THE

# RĀMĀYAṆA

TRANSLATED INTO GUJARATI PROSE FROM THE
ORIGINAL SANSKRIT OF

*ĀDIKAVI*

## VĀLMIKI

BY

**ITCHĀRĀM SURYĀRĀM DESAI**

Editor of the 'Gujarati,' Author of 'Hind and Britania,' 'Chandrakanta,' &c. &c.,
Compiler of the Brihat Kavya Dohanas &c. &c. &c.

**REVISED THIRD EDITION**

Fervency, freedom, fluency of thought,
Harmony, strength, words exquisitely sought;
Fancy, that from the bow that spans the sky,
Brings colours dipped in heaven, that never die,
A Soul exalted above earth, a mind
Skilled in the characters that form mankind.

*Cowper.*

**BOMBAY:**

A. D. 1914 SAMVAT 1970.

**PRICE Rs. 6.**

### આદિકવિ શ્રી વાલ્મીકિ વિરચિત

# રામાયણ


ભાષાંતરકર્ત્તા

**ઈચ્છારામ સૂર્યરામ દેશાઈ,**

'ગુજરાતી'ના અધિપતિ; 'હિન્દ અને બ્રિટાનિયા',
'ચન્દ્રકાન્ત' ઈ. ઈ.ના કર્તા; 'બૃહત્ કાવ્ય
દોહન' ઈ. ઈ.ના સંગ્રહકર્ત્તા.


[સુધારેલી આવૃત્તિ ત્રીજી]

भास्वद्वंशवतंसकीर्तिरमणीरङ्गप्रसङ्गस्तवन-
द्वादित्रप्रशस्तिर्विजयते वल्मीकजन्मा मुनिः ॥
पीत्वा यद्वदनेन्दुमंडलगलत्काव्यामृताब्धेः किम-
प्याकल्पं कविनूतनाम्बुदमयी कादम्बिनी वर्षति ॥ १ ॥

'प्रसन्नराघव' प्र. अङ्क.


મુંબઈ:
ઈ. સ. ૧૯૧૪. સંવત ૧૯૭૦.

કિંમત રૂ. ૬.

પ્રથમાવૃત્તિ ૧૮૯૩
દ્વિતીયાવૃત્તિ ૧૯૦૬
તૃતીયાવૃત્તિ ૧૯૧૪




સૂર્યવંશના અવતંસ(રામ)ની કીર્ત્તિરૂપી રમણીને રંગ પ્રસંગ આવતાં, વાગતાં વાદિત્રના પ્રથમ ધ્વનિરૂપ (અને) કવિરૂપ નૂતન મેઘમાળા, જેના મુખચંદ્રમંડળમાંથી ઝરતાં કાવ્યામૃતસાગરમાંથી કિંચિત્ પાન કરીને કલ્પ પર્યંત વર્ષે છે, એવા વાલ્મીકિ મુનિનો વિજય છે.

"ગુજરાતી" છાપાખાનામાં
મણિલાલ ઈચ્છારામ દેસાઈએ છાપી પ્રકટ કીધું.
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ.

RAO SAHEB,

# HARIDAS VIHARIDAS DESAI,

Dewan of Junagadh.

SIR,

To be born in a high family or to possess the advantages of wealth from the cradle are matters of luck, but the acquisition of noble qualities is a matter depending on human exertions only. Man can become GREAT by dint of fortune, but he can not become GOOD by that means. Goodness is attained by one's own efforts only.

You are both GREAT and GOOD. By improving the condition of four Native States successively, you have displayed high administrative skill and won the regard of both the rulers and the ruled. Your efforts in this direction are blessed with complete success. In addition to this you cherish a genuine love of learning, and literary men receive true welcome at your hands; at the same time, you look upon all with an impartial eye. Western thinkers and political philosophers say that, "honesty is impossible in the domain of politics," but *Honesty* is a prominent trait of your character.

In application of all this, I beg to dedicate to you this translation of the *Adikavya Ramayan*, a work composed by MAHARSI VALMIKI and universally admired in this country, which you will kindly accept.

Yours truly,

Bombay, *19th March, 1893.*

*ITCHARAM S. DESAI.*

आदौ रामतपोवनाधिगमनं हत्वा मृगं कांचनं ।
वैदेहीहरणं जटायुमरणं सुग्रीवसंभाषणम् ॥
वालीनिर्दलनं समुद्रतरणं लंकापुरीदाहनं ।
पश्चाद्रावणकुंभकर्णहननमेतद्धि रामायणम् ॥ १ ॥

રાવ સાહેબ,

# હરિદાસ વિહારીદાસ દેશાઈ

જુનાગઢના દિવાનસાહેબ.

સાહેબ,

ઉત્તમ કુળમાં જન્મવું અને ગર્ભશ્રીમંત હોવું એ દૈવાધીન છે, પણ ઉત્તમ ગુણો સંપાદન કરવા તે તો માત્ર પુરુષપ્રયત્ન છે. મનુષ્ય દૈવયોગે મહાન્ થઈ શકે છે, પણ દૈવયોગે ભદ્ર થઈ શકતો નથી. ભદ્ર થવામાં પુરુષપ્રયત્નજ બળવાન્ છે.

પુરુષપ્રયત્નથી તમો ભદ્રશાળી છો, અને દૈવબળથી તમો મહાન્ પણ છો. તમે ઉત્તરોત્તર ચાર દેશી રાજ્યોને સારી સ્થિતિમાં આણી રાજ્યનૈપુણ્ય દર્શાવ્યું છે, અને રાજા-પ્રજા ઉભયની સમાન પ્રીતિ સંપાદન કીધી છે; એ તમારો પ્રયત્ન પૂર્ણ યશાળો છે. વળી તમો વિદ્યાના વિલાસી અને વિદ્વાનોનો યોગ્ય સત્કાર કરનારા છો; અને સર્વપ્રતિ સમાન દૃષ્ટિ રાખનારા છો. પાશ્ચાત્ય વિદ્વાનો અને રાજનીતિવેત્તા કહે છે કે, "રાજ-કારભારમાં પ્રામાણિકપણું હોય જ નહિ;" પણ "પ્રામાણિકપણા"માં તો તમે અગ્રપદ ધરાવો છો.

આ સર્વના સ્મરણાર્થે, ભારતવર્ષનો સર્વમાન્ય ગ્રંથ, મહર્ષિ વાલ્મીકિવિરચિત આદિ-કાવ્ય રામાયણનું આ ભાષાંતર આપને હું અર્પણ કરું છું તે આપ સ્વીકારશો.

તમારો ઇત્યાદિ

મુંબઈ, ગુડીપડવો, સંવત ૧૯૪૯.

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ.

# આલોચન

આદિકવિ[1] મહર્ષિ વાલ્મીકિ[2] પ્રણીત આદિકાવ્ય રામાયણ,[3] પ્રાચીન સ્થિતિનિદર્શન,[4] નીતિ, ધર્મ અને સદ્વર્તન દર્શાવનારો બોધક,[5] દિવ્યપાત્રોથી[6] અલંકૃત, રાજ્યનીતિ અને ગૃહરાજ્યનીતિ[7] નો અદ્ભુત ભંડાર, કરૂણરસથી[8] પ્રપૂર્ણ, જનમનરંજન કરનારો, સર્વમાન્ય આર્યપ્રજાનો પરમ પવિત્ર[9] ગ્રંથ છે. રામરાજ્યનો યશ અવિચળ અખંડિત શોહે છે.

૧

વિદ્વાન્ અને શોધક પુરુષો જણાવી ગયા છે કે, "ઇતિહાસના જે ગ્રંથો પવિત્ર હોય તેઓનાં પૂર્વ ચરિતનો કાળનિર્ણય થવો ઘણો વિકટ છે, અને તે ગ્રંથો જાણે અનાદિ કાળના જ હોય તેમ મનાયલા છે; પછી તે ગ્રંથોનો સમય નિર્માણ હો કિંવા નએ હો."* આર્યપ્રજાના પુરાણપ્રસિદ્ધ ધર્મસમ્બન્ધી અનેક ગ્રંથો કિયા કાળમાં થયા છે, તેને માટે એક નિશ્ચયનો પૂર્ણતાથી ભરપૂર સપ્રમાણ લેખ મળવો દુર્લભ છે; અને તેથી જ પાશ્ચાત્ય વિદ્વાનો અનેક પ્રકારના તર્કવિતર્કથી, મનસ્વી અનુમાનથી ને કંઇક પ્રમાણથી એમ જણાવવા લાગ્યા છે કે, આ ગ્રંથોને આર્યપ્રજા જેટલા પ્રાચીન માને છે, તેટલા તે પ્રાચીન નથી. પુરાણ, ભારત અને રામાયણ માટે પણ એમ જ કહે છે. પંડિત ડા. બ્યુલ્હર પોતાના એક લેખમાં વેદસમ્બન્ધે લખે છે કે, "જેને દેવભૂમિ કહે છે તે પંજાબમાં જ્યારે આર્યપ્રજા વસતી હતી, ને જે કાળમાં વેદ (છન્દ) પ્રકટ થયા, તે કાળ ઈ. સ. પૂ. ૧૨૦૦ થી ૧૦૦૦ નો છે;" અર્થાત્ પંડિત બ્યુલ્હરના લખવા પ્રમાણે આજથી ત્રણ હજાર વર્ષપર વેદ પ્રકટ થયા છે. આ લેખ એટલો અપૂર્ણતાથી ભરપૂર છે, ને તેને માટે જે જે પ્રમાણો આપ્યાં છે તે એટલાં બધાં વાંધાવાળાં મનાયાં છે કે, તે માટે ઘણા વિદ્વાનો તકરાર ઉઠાવે છે. પંડિત બ્યુલ્હર તો એટલે લગણ કહેવાની હામ ભીડે છે કે, વેદના "ધર્મકાર્યમાં ઉપયોગી મંત્રના ગ્રંથો ઇ. સ. પૂ. ૧૦૦૦ થી ૮૦૦ સુધીમાં, અને ક્રિયમાણના ગ્રંથ બ્રાહ્મણ ઇ. સ. પૂ. ૮૦૦ થી ૬૦૦ સુધીમાં, અને સૂત્રો ૬૦૦ થી ૨૦૦ સુધીમાં રચાયાં છે." આ સ્થળે અમે વેદકાળનો નિર્ણય કરવા બેઠા નથી કે વેદકાળ નિર્ણય કરીએ; પણ પાશ્ચાત્ય વિદ્વાનો, પોતાના તરંગોમાં આવે તે પ્રમાણે ઠોક્યા જવામાં પાછી પેની કરતા નથી, તેનું આ એક ઉદાહરણ છે. મૅક્ષમૂલર ભટ્ટ, કે જેણે વેદના અર્થ કરવામાં અનેક ગોટાળા વાળ્યા છે તે, વેદની રચનાનો કાળ ઇ. સ. પૂ. ૩૦૦૦ વર્ષ કહે છે. પણ આર્યપ્રજા, વેદાદિ ગ્રંથો ને લેખો માટે પરંપરાથી એમ જણાવતી આવી છે કે, વેદ અનાદિ છે, અને તે હજારો વર્ષપર રચાયલા નહિ, પણ જગતની ઉત્પત્તિ સાથે જ પ્રકટ થયા છે. ઋગ્વેદભાષ્યની ભૂમિકામાં, સાયનાચાર્ય પણ તેવા જ વિચાર આપે છે. વેદકાળના નિર્ણય માટે પંડિત સત્યવત સામશ્રમી તો નિધડક, પાશ્ચાત્ય વિદ્વાનોને તોડી નાંખીને જણાવે છે કે, આર્યપ્રજાના માન્ય ગ્રંથોપર, પંડિત ગોલ્ડસ્ટુકર વિના બીજાના લેખો બહુ સંશયી છે. આ સર્વ પરથી એક વાતનો આપણે નિર્ણય કરી શકીશું કે, આર્યપ્રજાના પ્રાચીન ગ્રંથોનો કાળનિર્ણય કરવો ઘણો કઠિન છે, અને જે કાળનિર્ણયો થયા છે તે જોઇએ તેટલા સબળ, સપ્રમાણ, માન્ય કે વાંધા વિનાના નથી.

પ્રાચીન કાવ્યોમાં સૌથી પ્રથમ કાવ્ય, આર્યવિદ્વાનો રામાયણને ગણે છે. રામાયણ, મહાભારત અને ભાગવત એ ત્રણ ગ્રંથ, આર્યપ્રજામાં બહુમાન્ય અને વિષ્ણુની ઉપાસનાના ગ્રંથો ગણાય છે. એ ત્રણે ગ્રંથપ્રતિ, પ્રત્યેક આર્ય વિદ્વાન્ પૂર્ણ પ્રેમભાવથી દૃષ્ટિ નાંખે છે. પાશ્ચાત્ય વિદ્વાનો, રામાયણને કાવ્યગ્રંથ ગણે છે, તથાપિ તેને ઇતિહાસ–લોકાચાર–વિષયમાં પણ એક માન્ય ગ્રંથ ગણેલો છે. ભારતવર્ષના નિર્મળ આકાશમાં, વાસ્તવિક રીતે ગ્રંથોની શોધખોળ કરીશું તો, ઇતિહાસચન્દ્રનાં દર્શન દુર્લભ થઈ પડ્યાં છે; કેમકે પ્રાચીન વિદ્યાના લોપ સાથે ઇતિહાસનો પણ લોપ થઈ ગયો છે. એક મુખ્ય વાત તો એ છે કે, શૃંખલાબદ્ધ ઇતિહાસ લખવાનો ચાલ આર્યપ્રજામાં નહોતો, ને જે કંઈ પણ હતો તો, તેવા ગ્રંથો, બૌદ્ધ, જૈન અને મ્લેચ્છરાજ્યના કરાલ કાળમાં ચાલ્યા ગયા છે. જૈનોએ વેદોક્ત ગ્રંથોનો નાશ કીધો ને બ્રાહ્મણોએ જૈન ગ્રંથોનો નાશ કીધો; એટલે ઇતિહાસ વિષયમાં ઘણું થોડું જાણવામાં આવે છે. જે જાણવા યોગ્ય ગ્રંથો છે તેમાં રામાયણ, મહાભારત, અને રાજતરંગિણી જ છે. રામાયણમાંનો ઐતિહાસિક ભાગ કેટલે અંશે સત્ય છે, તે કહેવું મુશ્કેલ થઈ પડે છે. ઇતિહાસ વિષયમાં તો એ ગ્રંથમાં યત્કિંચિત્ જ સાર આપણે કાઢી શકીએ છિયે; પણ તે સપ્રમાણ કેટલે અંશે છે, તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે.

આર્યજનના માન્ય ગ્રંથો, કે જેમાંથી ઐતિહાસિક વૃત્તાન્ત મળી આવે છે તેમાં જળપ્રલયનું વર્ણન કરેલું છે. આ જળપ્રલય થયાને અંગ્રેજ વિદ્વાનો પાંચ હજાર વર્ષ કહે છે, પણ આર્યવિદ્વાનો જે કહે છે તે જોકે સાધાર નથી, તથાપિ ભૂસ્તરવિદ્યાના શોધકો જે જણાવે છે તેપર પણ વિચાર કરીએ, તો અલબતાં ઘણાં વર્ષ થઈ ગયાં હોવાં જોઇએ. એ પ્રલય પછી, આર્યાવર્તમાં રાજ્યની સ્થાપના થઈ છે. પ્રથમ

* કોલરીજકૃત 'ધી ફ્રેન્ડ.'

અયોધ્યામાં ઇક્ષ્વાકુ રાજા થયો ને તેના કુલમાં ૩૧ મો રાજા આહુક થયો હતો. એ વંશમાં થયેલા માન્ધાતા, મુચકુંદ, ને હરિશ્ચન્દ્ર પ્રસિદ્ધ છે. આ એકત્રીશ રાજાઓ સત્યયુગમાં થયેલા જણાવવામાં આવે છે. તે પછી દ્વાપરયુગ ચાલેલો ઇતિહાસમાંથી મળે છે. એ યુગનો પ્રથમ રાજા સગર કહેવાય છે, ને સૂર્યવંશમાં ૫૭ મો* રાજા દશરથ થયેલો ગણ્યો છે. દશરથના પિતા અજ અને તેના પિતા રઘુ હતા. એ રઘુથી રઘુવંશ ચાલ્યો હતો. દશરથરાયના પાટવીકુંવર રામ હતા, જેને પરબ્રહ્મનો અંશાવતાર ઋષિઓએ ભણ્યો છે. આ ગ્રંથમાં તેનું પૂર્ણ વર્ણન કરેલું છે; અને તે સમ્બન્ધે જ ઇક્ષ્વાકુકુળના રાજાઓનું વર્ણન કંઈકંઈ ત્યાંસાં દૃષ્ટિએ પડે છે. રામાયણને અતિ ઉત્તમ ગ્રંથમાં ગણવામાં આવ્યો છે, ને પંડિત ગોલ્ડસ્ટુકર એ માટે લખે છે કે, "આર્યોના ગ્રંથોમાંના કોઇમાંથી પણ પ્રાચીન ઇતિહાસનો કંઈ પણ ભાગ જો મળી આવે છે, તો તે આ રામાયણ છે. સૂર્યવંશી રાજાઓનું તેમાં તુટકતુટક વર્ણન આપેલું છે, જોકે તેનો ઐતિહાસિક તંત્ર મેળવતાં ઘણો શ્રમ પડે છે; અને તેની સત્યતા માટે પ્રમાણ નથી."

આદિકવિ વાલ્મીકિએ આ ગ્રંથ રચ્યો છે, ને તે પ્રથમ જ કાવ્ય મનાયું છે. અહિંયાં પ્રશ્ન થાય છે, કે રામાયણને આદિ કાવ્યમાં કેમ ગણ્યું? તથા વાલ્મીકિ આદિકવિ કેમ ગણાયો? શું વાલ્મીકિ પૂર્વે છંદરચના નહોતી? વેદ તરફ આપણે દૃષ્ટિ કરીશું તો, તુરત જણાશે કે અનુષ્ટુપાદિ છંદો વેદમાં છે, તો પછી અનુષ્ટુપ્‌વૃત્તમાં લખાયલા કાવ્યને આદિકાવ્ય ગણવામાં આવે છે તેનું કારણ, અને અનુષ્ટુપ્‌વૃત્ત રચવાનું પ્રથમ માન વાલ્મીકિને આપવામાં આવે છે તેનું કારણ, કંઈ સાધાર અનુમાની શકાતું નથી. ટાલબોય વ્હીલર, "ભારતખંડના પ્રાચીન ઇતિહાસ" નામક ગ્રન્થમાં એવું અનુમાન કરે છે, કે રામાયણ પૂર્વે ભારત રચાયું છે. પણ જો એ લેખને સત્ય માનીએ તો આર્યવિદ્વાનો પરંપરાથી રામાયણને આદિકાવ્ય માને નહિ ને તેથી એ તેનું લખવું ખોટું ઠરે છે. આદિકાવ્ય તો રામાયણ જ છે; અને રામાયણને આદિકાવ્ય ને વાલ્મીકિને આદિકવિ માનવાનું મુખ્ય કારણ આ જ છે કે, રામાયણ રચાયા પૂર્વે કાવ્ય લખવાનો રવૈયો નહિ હોય; જોકે છંદો તો વેદપ્રસિદ્ધ છે, તથાપિ કાવ્ય રચાયું હોય ને તે છંદોબદ્ધ હોય તો તે આ રામાયણ જ પ્રથમ છે. તે પૂર્વે કાવ્યરચના નહોતી ને તેથી જ રામાયણને આદિ કાવ્યમાં ગણ્યું છે. રામાયણની રચના પૂર્વે સૂત્રકાળ હતો, ને ગદ્યમાં પણ લખાતું હતું. પંડિત સામશ્રમી ભટ્ટાચાર્ય કહે છે કે, પાણિનિ પછી કેટલેક સમયે વાલ્મીકિએ રામાયણ લખ્યું છે; કેમકે પાણિનિ પૂર્વે છંદોબદ્ધ કાવ્ય લખવાનો રવૈયો જ નહોતો; જો તેવો રવૈયો હોત તો પાણિનિ, સૂત્રમાં લેખ લખત નહિ, કદાચ કાવ્યમાં લખત. જોકે પાણિનિ પછી રામાયણ રચાયું હશે તેમ માનવાને આ એક પ્રમાણ છે, તથાપિ એટલું જ પ્રમાણ સબળ નથી કેમકે વાલ્મીકિના રામાયણ પછી પણ, કેટલાક ગ્રંથો સૂત્રમાં લખાયા છે; કેટલાક ગદ્યમાં પણ લખાયા છે. એપરથી આમ માનવું ઉચિત છે કે, કાવ્યગ્રંથ છંદોબદ્ધ જે પ્રથમ લખાયો છે, તે રામાયણ છે. વેદ તો ઈશ્વરકૃત છે; અને રામાયણ મનુષ્યકૃત છે. મનુષ્યકૃતમાં રામાયણ આદિકાવ્ય છે.

## (૨)

વાલ્મીકિને માટે રામાયણ અને બીજા ગ્રંથોમાંથી ઘણું સંક્ષિપ્ત વૃત્તાંત મળી આવે છે. એના સંબંધમાં રામાયણના બીજા સર્ગમાં થોડોઘણો ઉલ્લેખ છે. વાલ્મીકિ મુનિ એ પ્રચેતાનો પુત્ર હતો. પ્રચેતાનું બીજું નામ વરુણ પણ છે, ને વાલ્મીકિને ભાર્ગવ પણ કહ્યો છે. એ જાતે બ્રાહ્મણ છતાં, કુસંગતના યોગે લુટારાનો ધંધો કરતો હતો, અને વનમાં જે કોઈ મળતું તેને લૂટી લેતો હતો. એક પ્રસંગે નારદ મુનિ તેના વનમાં આવ્યા, એટલે તેને તેણે લૂટવા માંડ્યા. ત્યારે નારદે એવો ઉપદેશ કર્યો કે, જે વાલ્મીકિના હૃદયમાં સચોટ પેઠો. વાલ્મીકિ નારદને શરણે આવ્યો ને દીનભાવથી પોતાના પાપકર્મમાંથી નિકળવાનો માર્ગ પૂછ્યો. નારદે રામનું સ્મરણ કરી, પોતાનાં પાપ ધોવાનો તેને બોધ કર્યો. વાલ્મીકિ કેવળ જંગલી હતો, તેને કશું પણ જ્ઞાન નહોતું, તેથી રામ શબ્દ જ તેને મુખે ચઢ્યો નહિ. પછી નારદે કહ્યું કે, તું 'મરા,' 'મરા' 'મરા' એમ પાઠ કર. વાલ્મીકિ 'મરા,' 'મરા' શબ્દનો પાઠ કરતો હતો. અને એક વૃક્ષની પ્રદક્ષિણા ફરતો હતો. તે એક વૃક્ષની પ્રદક્ષિણા ફરતાં તેણે એવું ઉગ્ર તપ કર્યું કે, જમીનમાં એક તીરવા-

* રાજાવલિ નામનો જ્યોતિષનો એક ગ્રંથ છે. તે ગ્રંથ કોઈ "રાજાધિરાજ માધવાચાર્યે ટીકાયામુક્તં!"—અર્થાત્ માધવાચાર્યની ટીકાપરથી ઉપજાવેલો છે. રામરાજ્ય ત્રેતાયુગમાં હતું, અને તે યુગમાં સૂર્યવંશના રાજાઓ રાજ્ય કરતા હતા તેની તેમાં વંશાવલિ આપી છે. સત્યયુગમાં ઇક્ષ્વાકુકુળના રાજાઓમાં છેલ્લો આહુક થયો; જે ૩૧ મો હતો. રામાયણમાં દશરથને સૂર્યવંશમાં ૫૭ મો ગણ્યો છે. ત્રેતાયુગમાં પણ સૂર્યવંશ જ ભરતખંડમાં પ્રબળ હતો; પણ જે વંશાવલિ એ ગ્રંથમાં આપી છે, તે પ્રમાણે તપાસતાં દશરથ ૬૬ મો આવે છે. ત્રેતાયુગમાં પ્રથમ રાજા કકુ[૧], પુરુરવા[૨], પ્રોષધ[૩], વેણ્ય[૪], નૈષધ[૫], ત્રિશૃંગ[૬], મરીચિ[૭], ઈક્ષ[૮], મનુ[૯], દિલીપ[૧૦], રઘુ[૧૧], ત્રિશંકુ[૧૨], હરિશ્ચન્દ્ર[૧૩], રોહિતાશ્વ[૧૪], ધુન્ધુમાર[૧૫], જહ્નુ[૧૬], સગર,[૧૭] ભગીરથ[૧૮], વેણુ[૧૯], વત્સ[૨૦], ભૂપાલ[૨૧], અજ[૨૨], અતિથિ[૨૩], નલ[૨૪], નીલ[૨૫], નાભ[૨૬], પુણ્ડરીક[૨૭], ક્ષેમક[૨૮], શતધન્વા[૨૯], શતાનીક[૩૦], પારિજાતક[૩૧], દલનાભ[૩૨], પુષ્પસેન[૩૩], અજપાલ[૩૪], દશરથ[૩૫], રામ[૩૬], લવકુશ[૩૭], અંગસ્વામિ[૩૮] ને અગ્નિવર્ણ[૩૯].

પૂર ખાડો પડી ગયો; ને પાઠ કરતાં કરતાં, ધૂનમાં ને ધૂનમાં તેના મુખમાંથી 'મરા' ત્વરાથી નિકળતો જવાથી, મરાને બદલે શુદ્ધ રામનામની લેહ લાગી ગઈ; પાછળથી તે રામમાં એટલો લીન થઈ ગયો કે, બીજું કંઈ તેને ભાન જ રહ્યું નહિ. રામમાં તેને પૂર્ણ લેહ લાગી અને પરમ પવિત્ર થયો તેટલામાં, પુનઃ નારદનો તેને સમાગમ થયો. તેને નિષ્પાપ જેઈ નારદે, મુનિને રામાયણ રચવાની આજ્ઞા આપી હતી. એ પ્રસંગ આ ગ્રંથના પ્રથમ સર્ગમાં દર્શાવ્યો છે, અને અહિંયાંથી રામાયણનો પ્રારંભ થાય છે. રામાયણ રચવાની નારદમુનિએ આજ્ઞા આપ્યા પછી, શિષ્યસહ મુનિ ગંગામાં સ્નાન માટે સિધાર્યા. ત્યાં એક વિચિત્ર પ્રસંગ બન્યો. કોઈ પારધીએ ક્રૌંચ પક્ષીનાં જેડાંનો ઘાત કર્યો. તેને શાપ દેતાં વાલ્મીકિના મુખમાંથી અકસ્માત્ આ શ્લોક નિકળી પડ્યોઃ-

मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥

આ શ્લોક જ તેમનું આદિ પદ્ય છે ને એ જ શ્લોકપરથી વાલ્મીકિ મહાકવિ થયા છે. હું નથી સમજી શકતો કે, આ શ્લોકમાં તે એવું શું તત્ત્વ રહ્યું છે કે, જેથી વાલ્મીકિ મહાકવિ થયા; અને એમાં તે શુભ ચિહ્ન શું હતું કે, દેવો પણ રંજિત થયા. કદાચ એ પ્રથમ જ અનુષ્ટુપ્ હોવાથી એ મહિમા ગવાયો હોય! પછી નિષાદને દીધેલા શાપથી ઋષિને ઘણો પરિતાપ થયો છે, પણ તેટલામાં તેમના આશ્રમમાં બ્રહ્મા પધાર્યા, અને બ્રહ્માએ તેમને આજ્ઞા કરી કે, તમો રામચરિત્ર રચો, અને એ શ્લોકમાં સમાયલા અક્ષર પ્રમાણે કાવ્ય રચી, એ શ્લોકને યશરૂપ કરો. તે પછી પ્રથમ અનુક્રમણિકા કરી વાલ્મીકિએ આ કાવ્ય રચ્યું, અને તે પોતાના શિષ્ય લવકુશ જે રામના પુત્રો હતા તેમને, સંગીતના સર્વ નિયમ સહિત ભણાવ્યું; અને તેઓએ રામસભામાં ગાયું, ત્યારથી રામાયણ લોકપ્રસિદ્ધ થયું.

વાલ્મીકિ કયારે થયા, તેના નિર્ણય માટે શ્રમ કરવો, એ કેવળ નિરર્થક છે; કેમકે આપણા દેશમાં મહાપુરુષોના જીવનકાળ માટે કોઈ પણ પ્રમાણગ્રંથો મળતા નથી. આ રામાયણમાં તો એમ જણાવ્યું છે કે, વાલ્મીકિ, રામના કાળમાં, એટલે દ્વાપરયુગમાં હતા. એ યુગની સંખ્યા જે ગણાવવામાં આવે છે, તેને સાંપ્રતમાં તો પૂર્વ ને પશ્ચિમના પંડિતો હસી કાઢે છે. કદાચ તે હસી કાઢવા યોગ્ય પણ હોય; તોપણ સંશયાત્મક તો છે જ, કેમકે બુદ્ધગયામાં એક સૂર્યનું મંદિર છે તેનાપર જે લેખ કોતરાયો છે,* તે તરફ વિચાર કરતાં આમ તો નિધડક કોઈ પણ કહી શકશે નહિ કે, દ્વાપરયુગ જેવું કંઈ જ નહોતું. બુદ્ધગયાના લેખમાં જે કોઈ પણ પ્રકારના સત્યે વાસ કીધો છે એમ માનવામાં આવે તો આટલું તો કહ્યા વિના ચાલે તેમ નથી, કે વાલ્મીકિમુનિ બહુ પ્રાચીન કાળમાં થયો હતો. પણ તેને માટે સાધાર પ્રમાણ મળવું જેઇએ. વાલ્મીકિ, રામરાજ્યના સમયમાં જીવિત ધારણ કરતો હતો એવો, રામાયણ વિના, પ્રમાણ ગણવાજેગ, આપણી પાસે કોઈ પણ પ્રકારનો સબળ આધાર નથી; માત્ર વ્યાસકૃત મહાભારતના વનપર્વમાં, યુધિષ્ઠિરને રામચરિત્ર સુણાવ્યું તે જ એક આધાર છે કે, વાલ્મીકિએ રામાયણ રચ્યું છે. એ ચરિત્રમાં જેમ જેઇએ છિયે, તેમ રામાયણના જ શબ્દ વિશેષ આવેલા છે.† પણ પંડિત સત્યવ્રત સામશ્રમી નિરુક્તાલોચનમાં એટલે સુધી કહે છે કે, સાંપ્રત મહાભારત વ્યાસકૃત નથી; કારણ કે પતંજલિએ મહાભાષ્યમાં ઉદાહરણરૂપે ભારતના શ્લોકની પ્રતીક લીધી છે. તે પ્રતીક‡ વા આખ્યાન, આજના ૮૪૦૦૦ શ્લોકવાળા મહાભારતમાં દૃષ્ટિગોચર થતું નથી; એટલે સાંપ્રત મહાભારત, મહાભાષ્ય રચાયા પછી રચાયું છે એવું તે અનુમાન કરે છે. આ બહુ ગુંચવાડો ઉભું કરનારું છે, એમાં તો સંદેહ નથી.

---

* ત્રેતાયુગ ચાલ્યો હતો કે નહિ, તેને માટે સંશય ઉત્પન્ન કરવામાં આવે છે, પણ બુદ્ધગયામાં સૂર્યનું એક દેવાલય છે, તેનાપર એક ઘણો પ્રાચીન લેખ છે, તેપરથી જણાય છે કે, ત્રેતાયુગ, આર્યાવર્તમાં એકવાર મનાતો હતો જ. એ લેખ આ પ્રમાણે છેઃ-

शून्यव्योमनभोरसेंदुकरभे हीने द्वितीये युगे ।
माघे बाणतिथौ सिते गुरुदिने देवो दिनेशालयम् ।
प्रारंभे दृषदां चये रचयितुं सौम्यादिलायां भवो ।
यस्यासीत्स नराधिपः प्रभुतया लोको विशोको भुवि ॥

અર્થઃ-બીજો યુગ-ત્રેતાયુગના ૧૨૧૬૦૦૦ વર્ષ વીત્યાં ત્યારે, માઘ શુક્લ પંચમી ને ગુરુવારને દિવસે બુદ્ધને ઇલાથી ઉત્પન્ન થયેલો ઐલ પુરૂરવા (રાજા) હતો. તેણે પાષાણાદિકનું દિનેશ એટલે સૂર્યનું એક મંદિર બંધાવવાનો પ્રારંભ કીધો છે. જ્યારે તે રાજ્ય કરતો હતો ત્યારે તેની પ્રભુતાથી સમસ્ત પ્રજા ભૂમિપર સુખી હતી.

† મહાભારતનાં આખ્યાનોપરથી પંડિત સત્યવ્રત સામશ્રમી લખે છે કે, વ્યાસ કલિયુગનાં ૭૦૦ વર્ષ વીત્યા પછી થયા છે. રાજતરંગિણીમાં પણ તેમ જ જણાવ્યું છે. રાજાવલિકાર લખે છે કે, વ્યાસ કલિયુગની પૂર્વે ૨૯૪ વર્ષપર હતા.

‡ પતંજલિ ભગવાન્ મહાભાષ્યમાં ઉદાહરણરૂપે મહાભારતમાંથી જે ચરણ લે છે, તે સામ્પ્રત મહાભારતમાં નથી. એ ચરણ આ છેઃ-"धर्मेण स्म कुरवो युध्यन्ते ૨ પા. ૨ આ. બીજું આ ચરણ મહાભાષ્યમાં જણાય છે તે પણ નથીઃ-वृद्धकुमारीन्द्रेणोक्ता वरं वृणीष्वेति। सा वरमवृणीत। 'पुत्रा मे मधुक्षीरघृतमोदनं कांस्यपात्र्यां भुञ्जीरन्।'-इति। न च तावदस्याः पतिर्भवति! कुतः पुत्राः? कुतो गावः? कुतो धान्यम्? तत्रानया एकेन वाक्येन पतिः पुत्रा गावो धान्यमिति सर्वं संगृहीतं भवति (૮ અ० ૨ પા. ૧ આ०)"-इति ॥ આ વૃદ્ધકુમારીનું આખ્યાન પણ હાલના મહાભારતમાં દૃષ્ટિએ પડતું નથી. તેથી પ્રશ્ન ઉઠે છે કે, પતંજલિના સમયનું મહાભારત તે કિયું? શું વ્યાસકૃત બીજું મહાભારત હશે? અને હાલનું મહાભારત બીજા કોઇનું રચેલું છે? કે હાલના મહાભારતમાં ગલતી થઈ છે?

વાલ્મીકિના નિવાસ માટે પણ એકનિશ્ચય થયો નથી. ગ્રિફિથ્સ, રામાયણની પ્રસ્તાવનામાં જણાવે છે કે, વાલ્મીકિનું નિવાસસ્થાન વાયવ્ય પ્રાંતમાં હતું. રામાયણમાં લખ્યું છે કે, ગંગાને દક્ષિણતટે ને ચિત્રકૂટની તળેટીમાં હતું. રામે જાનકીને વનમાં મોકલી ત્યારે તે એ મુનિના આશ્રમમાં જઈ રહી હતી; અને તે સ્થળ અયોધ્યાથી ઘણું દૂર જણાતું નથી; કેમકે લક્ષ્મણ, જાનકીને વનમાં એકલવાઈ છોડીને, રામના આશ્વાસન માટે ઘણો ત્વરાથી અયોધ્યામાં પાછો આવ્યો છે, ને તેમાં ઘણો સમય વહી ગયો દેખાતો નથી, માત્ર બે દિવસ જ. ચિત્રકૂટ, બુંદેલખંડમાં આવ્યો છે, ને નકશામાં દૃષ્ટિ કરતાં તે ગંગાના દક્ષિણ ભાગમાં જણાય છે.

(૩)

વાલ્મીકિએ રામાયણ ક્યારે રચેલું ને તે ક્યારે થયો, તેને માટે ઘણાઘણા વિદ્વાનોએ પોતાના વિચારો આપેલા છે; પણ હજી યથાર્થ કાળનિર્ણય કોઈ પણ કરી શક્યું નથી. ગોરીસિયો નામનો ઇટાલિયન પંડિત, જેણે સાર્ડિનીયાના રાજા ચાર્લ્સ આલ્બર્ટના આશ્રયથી ઇટાલિયન ભાષામાં રામાયણનું ભાષાંતર કર્યું છે તે, પોતાની પ્રસ્તાવનામાં લખે છે કે, વાલ્મીકિએ આ રામાયણ રચવામાં પૂર્વે ચાલતી જનવાર્તાનો પણ કદાચ ઉપયોગ કીધો હશે, અર્થાત્ લોકોમાં જે કથા–કાવ્ય–પ્રસંગ–પ્રચલિત હશે તેનો માત્ર સંગ્રહ જ કીધો છે; અને જેમ હોમરનો સમય નિર્માણ કરવો કઠિન છે તેમ જ વાલ્મીકિનો સમય પણ નિર્માણ કરવો કઠિન છે, એમ તે કહે છે. આ શંકા વજનદાર ગણી શકાશે નહિ; કેમકે પશ્ચિમના વિદ્વાનોની આ એક ટેવ જ છે કે, જ્યારે તેઓને કંઈ સબળ પ્રમાણ મળશે નહિ, ત્યારે તેઓ એકાદ ગોળો એવો ફેંકશે કે, તેમાં મોટમોટાઓ પણ ગુંચવાયા કરશે. હોમરને માટે પણ દેશદેશના પંડિતો આ જ પ્રમાણે કહે છે. અત્યારે આ પ્રશ્ન ઘણો અગત્યનો થઈ પડે છે કે, હોમર અને વાલ્મીકિએ જાતે જ, સ્વકલ્પનાથી ઉત્પન્ન કરીને આ કાવ્યો કેમ નહિ લખ્યાં હોય? એટલી દૈવી શક્તિવાળા મનુષ્યો નહિ હોય શું? વાલ્મીકિ, વ્યાસ પૂર્વે થઈ ગયેલો હોવો જોઈયે, કેમકે મહાભારતના વનપર્વમાં વ્યાસ રામની જે કથા વર્ણવે છે તત્સંબંધે ગોરીસિયો જણાવે છે કે, વાલ્મીકિએ રચેલા કાવ્યપરથી તે આ રામાયણ ગાય છે. વળી અહિયાં ગુંચવાડો ઘણો મોટો છે. મહાભાષ્યમાં ભારતની પ્રતીકો હોવાથી પતંજલિના કાળમાં વ્યાસ પ્રસિદ્ધ હતા, પણ વાલ્મીકિ ન હતા; કારણ કે તત્સંબંધે કંઈ જોવામાં આવતું નથી.

સર વિલ્યમ જોન્સ જણાવે છે કે, રામાયણની રચના ઇ૦ સ૦ પૂર્વે ૨૦૨૯ વર્ષપર થઈ છે. ટૉડ કહે છે કે ૧૧૦૦, બેન્ટલી કહે છે કે ૯૫૦, અને ગોરીસિયો કહે છે કે ૧૩૦૦. આમ જૂદાજૂદા વિદ્વાનો રામાયણની રચનાનો કાળનિર્ણય કરે છે. બર્લિન પાઠશાળાનો અધ્યાપક પંડિત વેબર લખે છે કે, રામાયણ, હોમરની ઈલિયડ રચાયા પછી રચાયું છે, ને ઇલિયડમાંથી અનુકરણ કરેલું છે. પંડિત પ્રાણનાથ, એમ. એ., રૉયલ એશિયાટિક સોસાયટીના જર્નલમાં* જણાવે છે કે, રામાયણ ઇ૦ સ૦ પૂર્વે પાંચમા સૈકામાં રચાયું છે. કર્નલ સૈકસ શંકા કરે છે કે, ઇ૦ સ૦ ના ચોથા સૈકામાં ચીનાઈ બુદ્ધિષ્ટ ફાહીન, આ દેશમાં બૌદ્ધધર્મ સંબંધી શોધખોળ કરવા આવ્યો હતો, તેના જાણવામાં રામ, રામાયણ કે અયોધ્યા, એમાંનું કશું પણ હતું નહિ; અર્થાત્ ઇ૦ સ૦ ના ચોથા સૈકા પછી આ રામાયણ રચાયું છે એમ તે અનુમાન કરે છે. પણ પંડિત ગોરીસિયો જણાવે છે કે, કદાચ કર્નલ સૈકસે તેમ લખ્યું તો ભલે, પણ તે જે શંકા કરે છે તે પ્રમાણ નથી; કેમકે ફાહીન કંઈ બીજી શોધ માટે આવ્યો નહોતો; પણ તેને તો બૌદ્ધની વાર્તા, બૌદ્ધની કથા, બૌદ્ધનાં મંદિરો, બૌદ્ધના સ્તુપો અને બૌદ્ધનું જ સર્વસ્વ જાણવાની ઇચ્છા હતી, તો તેને બીજું જાણવાની જિજ્ઞાસા પણ કેમ થાય? વેસ્ટમિન્સ્ટર રિવ્યુના પાંચમા વાલ્યમમાં ગોરીસિયોના રામાયણપર ટીકા કરતાં, એક વિદ્વાન્ વાર્તિકકાર લખે છે કે, હોમર, વાલ્મીકિના ત્રણચાર સૈકા પછી થયો હશે; તો પછી હોમરમાંથી આ વાલ્મીકિનું કાવ્ય ચોરી લીધું હોય, એવું પંડિત વેબરનું બોલવું સાવ હસવા જોગ થઈ પડે છે.

ભટ્ટાચાર્ય સામશ્રમીનો એક લેખ અગત્યનો છે. તે અનેક સૂત્ર પ્રમાણો આપીને જણાવે છે કે, પાણિનિ વ્યાકરણાચાર્ય પોતાના સૂત્રોમાં, અર્જુન, યુધિષ્ઠિર, વાસુદેવ અને જનમેજયનાં નામો જણાવે છે. અષ્ટાધ્યાયી સૂત્રપાઠમાં પાણિનિ લખે છે કે गवि युधिभ्यां स्थिरः वासुदेवार्जुनाभ्यां वुञ् ॥ તેમ જ एजेः खश् એવું પણ સૂત્ર છે. एजेः खश् સૂત્રપરથી જનમેજય શબ્દ સિદ્ધ થાય છે. જનમેજયના પુત્ર શતાનીકાદિ રાજાઓનું નામ તે વાર્તિકકાર નિરૂપણ કરતો નથી. તેથી એમ માનવામાં આવે છે કે, પાણિનિ, જનમેજયના કાળમાં થયો હશે. જનમેજય, અથવા કહો કે પાંડવકૌરવ ક્યારે થયા, તે માટે કાળનિર્ણય ઘણો કઠિન છે. પણ આપણે રાજતરંગિણીને એક પ્રમાણ અને ઇતિહાસમાં એક સહાયક માનીએ છિયે તે ગ્રંથના પ્રથમ તરંગમાં આ શ્લોક છેઃ–

शतेषु षट्सु सार्धेषु त्र्यधिकेषु च भूतले ।
कलेर्गतेषु वर्षाणामभवन् कुरुपांडवाः ॥

"કલિયુગનાં ૬૫૩ વર્ષ ગયાં ત્યારે, આ પૃથ્વીપર કૌરવ-પાંડવ હતા," અર્થાત્ કલિયુગનાં એટલાં વર્ષ વીત્યાં ત્યારે અર્જુન અવશ્ય હતો. અર્જુનનો પુત્ર અભિમન્યુ, તેનો પુત્ર પરીક્ષિત, અને તેનો પુત્ર જનમેજય થાય છે. જો પરીક્ષિતના રાજ્યનાં ૩૦ વર્ષ ઉમેરીએ તો ૬૮૩ માં જનમેજય

* ૧૮૭૨.

રાજ્યાસને બેઠા ગણી શકાશે ને તે પ્રમાણે સાતમી સદીમાં જ જનમેજય પણ હતો, અને તેજ કાળમાં પાણિનિ પણ હોય, એમ ધારવામાં આવે છે; એટલે કલિયુગનાં ૭૦૦ વર્ષની પૂર્તિમાં પાણિનિ થયો છે.

પાણિનિએ પોતાના સૂત્રગ્રંથમાં અનેક વિદ્વાનો, જે પોતાની પૂર્વમાં થઈ ગયા હતા, તેમનાં નામો લખ્યાં છે, પણ તેમાં વાલ્મીકિનું કે શુકનું નામ જણાતું નથી. જે વિદ્વાને વ્યાસનું નામ લખ્યું છે તે વિદ્વાન્ વાલ્મીકિ અને શુકને વિસરી જાય, એ નહિ સંભવતું છે. જો પાણિનિના કાળમાં વાલ્મીકિ તથા શુક હોત તો ઉદાહરણરૂપે તેઓનાં નામો સૂત્રપાઠમાં હોત, પરંતુ સૂત્રપાઠમાં તેનાં નામ દૃષ્ટિએ પડતાં નથી. વ્યાસપુત્ર શુકનો વાચક. વૈયાસકિ શબ્દ સાધવા માટે માત્ર વ્યાસવરુણ એવું વાર્તિક દૃષ્ટિએ પડે છે, એપરથી આપણે આટલું સિદ્ધ કરવાને શક્તિમાન્ થઈએ છિયે કે, પાણિનિ વૈયાસકિને અને વાલ્મીકિને જાણતો નહોતો, ને તે કાળે શુકનું નામ, જે આજે આટલું બધું જગવિખ્યાત છે તે પણ તેના જાણવામાં નહોતું; તેમ જ વાલ્મીકિનું નામ પણ નહોતું. પાણિનિના કાળમાં વ્યાસ હશે, કે કદાચ તેનાથી પૂર્વે પણ થયા હોય, તથાપિ વાલ્મીકિ, રામાયણ તથા ભાગવત પ્રસિદ્ધ થયાં તે પૂર્વે, પાણિનિનાં સૂત્ર રચાયાં છે; અને તેના પછી રામાયણ ને ભાગવત રચાયાં હશે. જો વાલ્મીકિ ને શુકાદિ હોત તો તેનાં નામો પણ પાણિનિ પોતાના સૂત્રપાઠમાં રચત, એ એક અનુમાન છે.*

ઉપરના લેખપરથી જણાય છે કે, પાણિનિ કલિયુગના ૬૫૦ થી તે ૭૦૦ વર્ષ ગયા પછી થયો છે. આજે કલિયુગનાં ૪૯૯૩ વર્ષ થયાં છે; એટલે લગભગ ઇ૦ સ૦ પૂર્વે ૨૪૦૦ વર્ષપર પાણિનિ હૈયાત હતો, ને પાણિનિ પછી જ આ

---

* રાજાવલિ ગ્રંથ, જે સંવત્ ૧૮૧૬ માં રચાયો છે, તેમાં કાળનિર્ણય માટે એક લેખ છે. તે જો કે સપ્રમાણ હોય તેમ માનવા જોગ નથી; તથાપિ વિચારવા જોગ તો છે જ. પશ્ચિમના વિદ્વાનો હાલની સૃષ્ટિ રચાયાને પાંચ હજાર વર્ષ કહે છે; પણ આ લેખ જેને કોઈ બીજો સબળ લેખ સહાયક નહિ થાય, ત્યાંસૂધી તો એમની ગણત્રી કેવળ હસી કાઢવા જોગ જ ગણાશે. કેમકે પાંચ હજાર વર્ષ કરતાં વધારે સમયનાં પ્રાચીન પ્રમાણો અમેરિકાથી મળતાં જાય છે, એટલે જે જળપ્રલયપર પશ્ચિમના વિદ્વાનો આધાર રાખીને ગણત્રી કરે છે, તે કેવળ કલ્પના જ ગણી શકાય છે. એક અમેરિકન પત્રમાં એવું વાંચવામાં આવ્યું હતું કે, "દક્ષિણ અમેરિકાના કાલિફોર્નિયા પ્રદેશની નદીમાં આવેલા એક ખડકમાંથી હાડપિંજર મળ્યું છે, જે કેવળ રાક્ષસી છે; અને તે હાડપિંજરપરથી ભૂસ્તરવિદ્યાના અને બીજા શોધકો એમ સિદ્ધ કરે છે કે, તે પાંચ હજાર વર્ષ પહેલાંના મનુષ્યોનું હોવું જોઇએ." તેજ પત્રવાળો વિશેષ એમ જણાવે છે કે, "આ એક તકરારી, પણ મહત્વવાળો વિષય છે." જ્યારે આ પ્રમાણે આ હાલના જગતની ઉત્પત્તિ માટે ભિન્નભિન્ન મતો પડેલા છે ત્યારે પ્રાચીનવિદ્યાશોધકો, આર્યની પ્રાચીન બાબતો સંબંધે કહે છે કે તે અપ્રમાણ જ છે, તેમ માનતાં ઘણો સંકોચ ઉત્પન્ન થાય છે. રાજાવલિ ગ્રંથમાં જણાવ્યું છે કે, કૃષ્ણદ્વૈપાયન વ્યાસને થયાંને ૫૧૫૪ વર્ષ થયાં છે. આ ગણત્રીને કંઈ આધાર મળતો નથી. કૃષ્ણાવતાર દ્વાપરની સંધ્યામાં થયો છે; અને કલિયુગ બેઠો તે સમયે કૃષ્ણ સધામ ગયા હતા. પંડિત સામશ્રમીના લખવા પ્રમાણે કલિના ૭ મા સૈકામાં પાંડવકૌરવ હતા, ને તેજ કાળે કૃષ્ણ પણ હતા. એ સમયે આર્યાવર્તમાં ત્રણ રાજ્યો હતાં; સૂર્યવંશ, ચન્દ્રવંશ. ને જરાસંધવંશ. યુધિષ્ઠિરના વંશનો છેલ્લો રાજા ક્ષેમક હતો, ઇક્ષ્વાકુવંશનો છેલ્લો રાજા સુમિત્ર હતો, ને જરાસંધવંશનો છેલ્લો રાજા રિપુંજય હતો. ('કથાસરિત્સાગર'માં જે ઐતિહાસિક ભાગ છે, તેને જો ઐતિહાસિક ગણીએ તો વત્સરાજના પુત્ર નરવાહનદત્ત પછી ચન્દ્રવંશની સમાપ્તિ થઈ છે. પણ જે પ્રાચીન લેખો મળે છે તે જોતાં નરવાહનદત્ત એ માત્ર કવિકલ્પનાનું જ નામ ગણી શકાશે કારણ ચન્દ્રવંશમાં એ નામનો કોઈ રાજા જ થયો નથી). રાજાવલિકાર એમ જણાવે છે કે, ઉપલા ત્રણે વંશનો કલિયુગના ૧૦૦૦ વર્ષ પછી લોપ થયો હતો. તે ગ્રંથકાર જે વંશાવળી આપે છે તે આ પ્રમાણે છેઃ-

| | |
|---|---|
| સૂર્ય, ચન્દ્ર, ને જરાસંધવંશ ... ... ... | ૧૦૧૦ |
| પ્રદ્યોતવંશ ... ... ... ... ... | ૧૩૮ |
| શિશુનાગવંશ (શુદ્રક્ષત્રી)... ... ... | ૩૬૨ |
| નન્દાદિકનો વંશ (સંકર ક્ષત્રી) ... ... | ૧૩૭ |
| કણ્વવંશ ... ... ... ... ... | ૫૫૭ |
| આન્ધ્રરાજવંશ... ... ... ... | ૪૫૬ |
| આભીરવંશ (સાત રાજા) અને ગર્દભીભવંશ (દશ રાજા)... | ૩૯૪ |
| કલિયુગ બેઠાને વર્ષ... | ૩૦૪૪ |

એ પછી વિક્રમ સંવત્ શરૂ થયો તે ગણે છે.

| | |
|---|---|
| વિક્રમરાજ્ય ... ... ... ... ... | ૧૩૫ |
| શાલિવાહનવંશ.. ... ... ... ... | ૧૫૫ |
| શેષપુત્રવંશ ... ... ... ... ... | ૧૩૯ |
| કુમારવંશ ... ... ... ... ... | ૧૧૪ |
| શૂદ્રવંશ ... ... ... ... ... | ૯૫ |
| ઇન્દુકિરીટી ... ... ... ... ... | ૪૮ |
| તોમર ... ... ... ... ... | ૩૩ |
| ચિન્તામણિ ... ... ... ... ... | ૩૪ |
| રામ... ... ... ... ... ... | ૩૦ |
| હેમાદ્રિ ... ... ... ... ... | ૩૬ |
| (એ સમય પછી મુસલમાન લોક આવવા લાગ્યા હતા.) | |
| ચાલુકયવંશ. ... ... ... ... ... | ૪૪૪ |
| પલ્લોમદત્ત ... ... ... ... ... | ૫૪ |
| ગૌડરાજ ... ... ... ... ... | ૨૦ |
| ભિલ્લરાજ ... ... ... ... ... | ૫૦ |
| યાદવવંશ ... ... ... ... ... | ૨૨૭ |

એ યાદવવંશનો છેલ્લો રાજા રામદેવ હતો, ને તે શાકે ૧૨૩૩ માં હતો એમ તે જણાવે છે. તેની રાજધાની દેવગિરિ હતી રામદેવે ૫૬ વર્ષ રાજ્ય કીધા પછી અલ્લાઉદ્દીન ખીલજીએ તેના પર ચઢાઈ કીધી ને આર્યરાજ્યનો અંત આણ્યો. અહીંયાં રાજાવલિકારના લેખની ગણત્રી ખોટી જણાય છે; કેમ કે અલ્લાઉદ્દીને રામદેવપર ઇ. સ. ૧૩૦૮, સંવત્ ૧૩૬૪ માં ચઢાઈ કરી હતી

રામાયણ રચાયલું માનવું જોઇએ. તે માટે સર વિલ્યમ જોન્સનો મત વધારે માનવા જોગ છે. સર વિલ્યમના લેખને રાજતરંગિણીથી ટેકો મળે છે. કાશ્મીરના બીજા રાજા દામોદરને, કોઈ કારણસર શાપ થયો હતો; તે શાપના મોચનનો વિધિ એવો જણાવવામાં આવ્યો હતો કે, તે રાજા એક જ દિવસમાં રામાયણની કથા શ્રવણ કરે તો તેનો શાપ મટે. મી૦ તિલાંગ જણાવે છે તેમ, આટલું તો સત્ય છે કે, રાજતરંગિણીના રચનાર કહ્લણ કવિને, સામ્પ્રતકાળના મનસ્વી અનુમાનિકો સાથે કંઈ પણ સંબંધ ન હતો, એટલે તેણે જે લેખ લખ્યો છે તેપર, વિના આધાર શંકા કરવી જેવું નથી. એ દામોદરરાય જાતે શૈવધર્મી હતો, ને તેણે શૈવધર્મનો મોટો પ્રચાર કીધો હતો. તેને કંઈ પણ સંતાન નહોતું, અને તેની ગાદી યવન લોકોએ યુદ્ધ કરીને છીનવી લીધી હતી. મુસલ્માન લેખકોના જણાવ્યા પ્રમાણે એ બીજો દામોદર, ઇ. સ. પૂર્વે ૧૩૦૨ માં થયો હતો ને કલિનાં ૧૮૮૨ થી ૮૯ વર્ષ વીત્યાં ત્યારે તે જીવિત ધારણ કરતો હતો. ટ્રૂાયર, કનિંધામ, તથા વિલ્સન સાહેબ, આ દામોદરને માટે વર્ષનું કશું પણ પ્રમાણ આપતા નથી; પણ તેના પછી પાંચમો રાજા ત્રીજો ગોનર્દ થયો, તેને માટે ટ્રૂાયર લખે છે કે, તે ઇ. સ. પૂર્વે ૧૧૮૨ માં રાજ્ય કરતો હતો. એને વિલ્સન સંમતિ આપે છે—જો કે કનિંધામ ઇ. સ. ૫૩ લખે છે, પ્રીન્સેપ ઇ. સ. પૂર્વે ૧૦૮ લખે છે, અને વિલ્ફર્ડ ઇ. સ. પૂર્વે ૩૮૮ લખે છે. સામશ્રમી પંડિતના વિચારને અનુસરતાં, ટ્રૂાયરનો મત સ્વીકારવો અવસ્યનો છે, એટલે ગોનર્દ ત્રીજો ઇ. સ. પૂર્વે ૧૧૮૨ માં થયો માનવો અવસ્યનો છે. તેની પૂર્વે પાંચમો રાજા દામોદરરાય થયો હતો. એ દામોદરના રાજકાળનું પ્રમાણ કહ્લણ ૨૫ વર્ષ આપે છે, ને ત્રણ તુર્કોના રાજકાળનું પ્રમાણ ૬૦ આપે છે. તે પછી અભિમન્યુના રાજકાળનું પ્રમાણ ૩૫ વર્ષ આપેલું છે; એટલે એ ચાર રાજાના રાજ્યમાં ૧૨૦ વર્ષ પૂર્વે દામોદર હતો. આ ચારેના રાજકીયકાળનાં વર્ષ ૧૧૮૨ માં ઉમેરતાં ૧૩૦૨ માં દામોદર રાજગાદીએ હતો, એમ સ્વીકારવું જરૂરનું છે. જ્યારે દામોદરના શાપદોષમોચન માટે રામાયણનું આટલું બધું પ્રતિમ માહાત્મ્ય, રાજતરંગિણીમાં દર્શાવ્યા પ્રમાણે, લોકપ્રસિદ્ધ હતું; ત્યારે આટલું તો આપણે અવસ્ય માનવા જોગ છે કે, રામાયણ, દેશદેશાંતરમાં તે કાળે ઘણું પ્રસિદ્ધ થયલું હશે. તેમાં ઈશ્વરના અંશાવતારનું ચરિત્ર છે એમ પણ મનાતું હશે, ને ગ્રંથ પવિત્ર પણ ગણાતો હશે. તે વગર ગ્રંથનું નામ મુનિઓ સૂચવતે નહિ; અને રાજા તે પ્રમાણે વર્તતે નહિ. અને જ્યારે તે ઘણું પ્રસિદ્ધ થયું હશે ત્યારે તેને થોડાં વર્ષ તો થયાં નહિ જ હોય; કંઈ નહિ તો હજાર આઠસો વર્ષ ધારી શકીએ. એટલે સર વિલ્યમના લખવા પ્રમાણે રામાયણ ઇ. સ. પૂર્વે. ૨૦૦૦ વર્ષપર, પાણિનિ પછી કે તે લગભગમાં, રચાયું હશે.

હવે વાલ્મીકિપ્રણીત રામાયણ કેટલું, એ આ ગ્રંથના સંબંધમાં સંશય ઉઠાવવા જોગ પ્રશ્ન છે, ને તે સંશય કારણવશાત્ છે. વાલ્મીકિરામાયણમાં સાત કાણ્ડ છે, પ્રાકૃત રામાયણ—તુલસીદાસાદિકમાં—આઠ કાણ્ડ જોવામાં આવે છે. છેલ્લો કાણ્ડ લવકુશ કાણ્ડ છે. પંડિત પ્રાણનાથ એમ. એ. પોતાના નિબંધમાં ટીકા કરતાં જણાવે છે કે, વાલ્મીકિપ્રણીત તો માત્ર છ જ કાણ્ડ છે. સાતમો ઉત્તરકાણ્ડ, વાલ્મીકિપ્રણીત નથી, પણ પાછળથી થયેલા કોઈ કવિની રચના છે. ગોરીસિયો પણ આ જ મત ધરાવે છે, ને ટેલબૉય વ્હીલર પણ એમ જ શંકા કરે છે. પંડિત વેબર લખે છે કે, "ઉત્તરકાણ્ડની રચના છેક ઇ. સ. ના સાતમા આઠમા સૈકામાં થઈ હોય તેવી તેની ભાષા છે." ડા. બ્યુલ્હર જણાવે છે કે, "પંડિત વેબર કહે છે તેમ તો છે નહિ, પણ રામાયણના ઉત્તરકાણ્ડની રચના કવિ કાલિદાસના પૂર્વાપર થયેલી હોવી જોઇયે; કેમકે પંડિત વેબરના વિચારને અનુસરતાં મોટો દોષ એ આવે છે કે, રઘુવંશમાં જે સીતાવનવાસ વર્ણવેલો છે, તે વાલ્મીકિના રામાયણનો જ એક ભાગ છે; ને સાતમા—કે તેમ નહિ ગણતાં ચોથા—સૈકામાં પણ ઉત્તરકાણ્ડ રચાયલો માનીએ તો, કાલિદાસનો કાળનિર્ણય ઘણો કઠિન થઈ પડે. પણ તેનાથી વધારે માન્ય રાખવા જોગ 'બૃહત્કથા' છે, કે જેમાં ઋષ્યમૂક પર્વત, રામ અને સીતાનું હરણ આદિ જે વૃત્તાંત કવિવર ગુણાઢ્યે દર્શાવ્યું છે, તેના કાળનિર્ણયમાં પણ ઘણો વાંધો ઉઠે. * * * ઉત્તરકાણ્ડ પાછળથી લખાયલો છે એમાં સંશય નથી, પણ તે ઇ. સ. પૂર્વે જ લખાયલો માન્ય રાખવો જોઇયે." વળી પંડિત બ્યુલ્હર જણાવે છે કે, "ઉત્તરકાણ્ડમાં એક જનની કૃતિ નથી, પણ બે ત્રણ હાથનું સંમિલન થયેલું છે. પ્રક્ષિપ્ત સર્ગો તો પાછળથી જ ઘુસાડેલા છે, ને તે ક્યારે ને કોણે ઘુસાડ્યા, તે માટે વાદવિવાદ કરવો મિથ્યા છે. પણ અગસ્ત્યમુનિએ રામને કહેલો રાવણનો દિગ્વિજય જે ભાષામાં રચાયલો છે, તેનાથી કેવળ જ નિરાળી ભાષા સીતાવનવાસની છે. પ્રક્ષિપ્ત સર્ગો તો, જેને જે રુચતા આવ્યા તે તેણે ઘુસાડ્યા છે, પણ તે વીણી કાઢવામાં સંસ્કૃત વિદ્વાનો (Scholar) ને દુર્ઘટ કાર્ય નથી." પંડિત પ્રાણનાથ જણાવે છે કે, "હનૂમાનનું ચરિત્ર વાલ્મીકિરામાયણમાં આપ્યું છે, તે કેવળ જ આધુનિક છે, તે વ્યાડિનો સંગ્રહ, પાણિનિની અષ્ટાધ્યાયી ને પતંજલિકૃત મહાભાષ્યનો લોકોમાં સારી પેઠે પ્રચાર થયા પછી જ આ લેખ લખાયલો આપણે માનવા જોગ છે.'

ઉત્તરકાણ્ડ એ રામાયણના ૭ કાણ્ડ લખાયા પછી લખાયો છે એ તો સ્પષ્ટ છે. તેની ભાષા, વિચાર, પુરાતન

લોકાચાર, ઐતિહાસિક વિષય, તે કાલમાં ચાલતી રીત-ભાત, એ સર્વ ઉપરથી જ નહિ, પણ ગ્રંથના અંતમાં લખાયલો છેલ્લો સર્ગ જ તેને માટે પૂર્ણ સંશય ઉત્પન્ન કરનારો છે. મોટા ગ્રંથોમાં ભાગ્યે જ બબ્બે સ્થળે ગ્રંથનું માહાત્મ્ય વર્ણવેલું જોવામાં આવે છે. વાલ્મીકિએ યુદ્ધકાણ્ડ સૂધી જ લખેલું હશે, એમ માનવાનું સપ્રમાણ કારણ તો યુદ્ધકાણ્ડને અંતે આપેલું માહાત્મ્ય, અને ઉત્તરકાણ્ડને અંતે આપેલું ગ્રંથફળ, જે સંપૂર્ણ સંશયી છે, તેપરથી માનવાજોગ લાગે છે. "कृत्वा प्राचेतसः पुत्रः। પ્રચેતાના પુત્ર મહર્ષિ વાલ્મીકિએ રચ્યું છે." અને

एतावदेतदाख्यानं सोत्तरं ब्रह्मपूजितम्।
रामायणमिति ख्यातं मुख्यं वाल्मीकिना कृतम्॥

એ વગેરે વાકયોથી વિશેષ સંશય ઉત્પન્ન થાય છે. એપરથી એવું અનુમાન નિકળે છે, ને તે કેવળ આધાર વિનાનું નથી, કે ઉત્તરકાણ્ડનો લેખક, પોતે જ પોતાના કાવ્યને માટે સંશયવાળો હતો. તેનું મન ઢચુપચું હતું કે, વાલ્મીકિને નામે ઘુસાડેલો લેખ પંડિતો માનશે નહિ, તથા પ્રજા અને વિદ્વાનો સંશય ઉઠાવશે; માટે તેમ ધારીને જ એ કાણ્ડ પણ વાલ્મીકિનો જ છે, એમ મનાવવાને માટે તેણે આગ્રહ કરેલો સ્પષ્ટ જણાય છે.

ઉત્તરકાણ્ડના ૯૪ મા સર્ગમાં લવ–કુશ, રાજા રામને કહે છે કે, "જેણે આપના સમગ્ર ચરિત્રનું વર્ણન કર્યું છે, તે કાવ્યના રચનાર ભગવાન્ વાલ્મીકિ મહર્ષિ છે; અને અહુણા તે મહર્ષિ આપના યજ્ઞવાટની પડોશમાં જ વસે છે. તે ભાર્ગવ મુનિએ આ કાવ્યના ચોવીસ હજાર શ્લોક રચ્યા છે; પહેલેથી તે છેલ્લે સૂધીના ૭ કાણ્ડ છે; તેમાં સો ઉપાખ્યાન છે; અને હે રાજન્, તેમાં પાંચસો સર્ગ છે ને સાતમો કાણ્ડ ઉત્તર છે." આ શ્લોકમાં જ સંશયે વાસ કીધેલો જણાય છે. "પહેલેથી તે છેલ્લે સૂધીના ૭ કાણ્ડ છે;" અને "પાંચસો સર્ગ" એ બેને નિરાળા બતાવ્યા પછી, "સાતમો કાણ્ડ ઉત્તર" તેને નિરાળો પાડવાનું મુખ્ય કારણ લક્ષમાં ઉતરવું કઠિન છે.* એમ શંકા કરવામાં આવે છે કે, કાવ્યની જુક્તિ માટે કવિએ એ પ્રમાણે રચના કરી હશે. એ શંકા માનવા જોગ છે ખરી, પરંતુ એ જ પ્રમાણે બાલકાણ્ડના ચોથા સર્ગનો બીજો શ્લોક પણ છે.† તેમાં પણ ૨૪૦૦૦ શ્લોક, અને ૫૦૦ સર્ગ ગણાવ્યા છે, તથા ઉત્તરકાણ્ડને જૂદો દર્શાવીને ૭ કાણ્ડ ગણાવ્યા છે. ટીકાકાર રામ, પોતાની ટીકામાં, આ સંબંધે સ્પષ્ટીકરણ કરે છે કે, આ શ્લોકમાં ૫૦૦ સર્ગનો સંબંધ ૭ કાણ્ડ સાથે છે, ને ૨૪૦૦૦ શ્લોક સાતે કાણ્ડ સાથે સંબંધ ધરાવે છે. પણ એમ કરવાનું મુખ્ય કારણ શું, તે દર્શાવવાને તે અસમર્થ છે. સંસ્કૃત ટીકાકારોની આ એક ખાસ ખૂબી જોવામાં આવે છે કે, જ્યાં તેઓ સંશયાત્મક હોય છે ત્યાં એમ ને એમ જ ગાડું ગબડાવ્યા જાય છે. તથાપિ ટીકાકાર રામ આ સંબંધે આટલું તો લખે છે જ કે, "(ઉપર) કહેલી સંખ્યા કરતાં છત્રીસ સર્ગ વિશેષ (૭ કાણ્ડમાં) જોવામાં આવે છે, અને ચોવીસ હજાર શ્લોક કરતાં શ્લોકસંખ્યા પણ અધિક છે, તથા ઉત્તરકાણ્ડના શ્લોકની સંખ્યા કહી નથી, તેથી કેટલાક અન્ય ટીકાકારો કહે છે કે, "આ શ્લોક પ્રક્ષિપ્ત છેઃ આર્ષ–ઋષિપ્રોક્ત નથી." અને ઋષિપ્રોક્ત નથી, તેથી જ ઉત્તરકાણ્ડના ૯૪ મા સર્ગમાં જે શ્લોક છે, તેને કોઈ પણ પ્રકારે પુષ્ટિ મળી શકતી નથી; અને એ કાણ્ડ સંબંધે સંશય ઉભો જ રહે છે."

હવે આપણે भार्गव સંબંધી વિચાર કરીએ. આપ્ટે પોતાના મોટા કોશમાં લખે છે કે, भार्गव એટલે भृगोरपत्यं अण् (ભૃગુના પુત્ર તે ભાર્ગવ) તથા તેના અર્થમાં, 'શુક્રનો તારો; દૈત્યગુરુ; પશુરામ; શિવનું બીજું નામ; ધનુર્ધારી; એક હાથી; જમદગ્નિનું બીજું નામ; માર્કેણ્ડેયનું નામ; પૂર્વનો એક દેશ;' એમ લખે છે. भार्गव શબ્દનો અર્થ વાલ્મીકિ, પ્રચેતાનો કે વરુણનો પુત્ર પ્રાચેતસ, કે એવો કોઈ પણ અર્થ તે આપતો નથી. માત્ર રામાયણનો ટીકાકાર રામ, પોતાની ટીકામાં भार्गव એટલે कवि–અર્થાત્ કાવ્યરચનામાં તેના સમાન; અથવા તે વાલ્મીકિને પણ પ્રચેતાનો અપત્ય હોવાથી भार्गव ગણે છે; કારણ કે મૃગુ એ વરુણપુત્ર કહેવાય છે. પુનઃ તે લખે છે કે, બીજાઓ કહે છે કે, મૃગુનો ભાઈ તે भार्गव. પરંતુ તે, સંશયમાંથી મુક્ત કરવાને નિઃસંશયપણાંથી જણાવતો નથી કે અત્રેનો લેખ વાલ્મીકિ માટે જ છે. વાલ્મીકિ જ भार्गव છે, તેને માટે બીજાં પ્રમાણો મળતાં નથી; અત્રે જ તેનો ઉપયોગ થએલો દૃષ્ટિએ પડે છે.

ત્રીજો સંશય વિશેષ સંશય ઉત્પન્ન કરનારો છે. સામ્પ્રત રામાયણ જ વાલ્મીકિકૃત છે, કે કોઈ બીજું રામાયણ હતું ? આ સંશય ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ મહાકવિ ભવભૂતિ આપે છે. ઉત્તર રામચરિત નાટકના છઠ્ઠા અંકમાં લવકુશ સંગે યુદ્ધ થયા પછી, રામ એ બાળકો સાથે વાતચિત કરે છે; તે પ્રસંગે રામ, એ બાળકોને પૂછે છે કે, હું ભગવાન્ વાલ્મીકિની સરસ્વતીમાંથી નિકળેલું રામાયણ સાંભળવા ચાહું છું.' તત્પ્રસંગે કુશ, આ નીચેનો બાલચરિત્રવાળો શ્લોક બાલકાણ્ડમાંથી ભણે છેઃ–

प्रकृत्यैव प्रिया सीता रामस्यासीन्महात्मनः।
प्रियाभावः स तु तथा सगुणैरेव वर्द्धितः॥
तथैव रामः सीतायाः प्राणेभ्योऽपि प्रियोऽभवत्।
हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्॥

---

* संनिबद्धं हि श्लोकानां चतुर्विंशत्सहस्रकम्।
उपाख्यानशतं चैव भार्गवेण तपस्विना॥२५॥
आदिप्रभृति वै राजन् पञ्चसर्गशतानि च।
काण्डानि षट् कृतानीह सोत्तराणि महात्मना॥२६॥

† चतुर्विंशत्सहस्राणि श्लोकानामुक्तवानृषिः।
तथा सर्गशतान्पञ्च षट् काण्डानि तथोत्तरम्॥२॥

અર્થ—મહાત્મા રામને સીતા સ્વભાવથી જ પ્રિય હતાં, અને સીતાએ પોતાના (વિનયાદિક) ગુણોવડે પતિભાવને (પતિપ્રેમને) વધાર્યો હતો. તેમ જ સીતાને રામ પણ પ્રાણ કરતાં પ્રિય હતા; હૃદય જ પરસ્પરના પ્રીતિયોગને જાણે છે.

તેમ જ, તે પછી પુન:પુન: કુશ નીચેનો શ્લોક ભણે છે, જે મન્દાકિની અને ચિત્રકૂટ વનમાં સીતા સંગે વિહાર કરતા રઘુપતિએ કહ્યો જણાવ્યો છે, અને તે અરણ્યકાણ્ડમાંનો જણાય છેઃ—

त्वदर्थमिव विन्यस्तः शिलापट्टोयमग्रतः ।
यस्यायमभितः पुष्पैः प्रवृष्ट इव केशरः ॥

અર્થ—આ શિલાપટ્ટ તમારે માટે હોય તેમ આગળ મૂકેલો છે. જે શિલાપટ્ટની ચોમેર પુષ્પો વર્ષાવતું હોય તેમ આ કેશર વૃક્ષ ઉભું છે.

ભવભૂતિ, આ ત્રણે શ્લોક વાલ્મીકિ વિરચિત રામાયણમાંના છે, એમ જણાવે છે. પણ આ ત્રણે શ્લોક સામ્પ્રત રામાયણમાં દૃષ્ટિએ પડતા નથી, તો ભવભૂતિએ બીજા કિયા વાલ્મીકિ રામાયણમાંથી આ શ્લોક લીધા હશે? આ સંબંધે એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે, મહાકવિ ભવભૂતિએ વાલ્મીકિના જે શ્લોકો કહ્યા છે, તે વાલ્મીકિવિરચિત રામાયણમાંના મૂળ શ્લોકનો માત્ર ભાવ જ હશે, અને કવિએ, પોતાની બાનકનું માધુર્ય દર્શાવવાને, મૂળ શ્લોકનો ભાવ રાખીને સ્વરચિત પદ્ય એ સ્થળે મૂક્યું હશે. એમ એક શંકાપર બે શંકા ઉત્પન્ન થાય છે. ભવભૂતિએ જ્યાં શ્લોકો લીધા છે ત્યાં સ્પષ્ટ લખ્યું છે કે—રામે, લવકુશને કહ્યું કે, ‘હે વત્સ ! મેં સાંભળ્યું છે કે, ભગવાન્ વાલ્મીકિની સરસ્વતીમાંથી પ્રકટ થયેલા રામાયણમાં સૂર્યવંશના રાજાઓની પ્રશંસા છે, તેમાં મને મોટું આશ્ચર્ય છે, તેથી તેમાંથી કંઇક સાંભળવા ચાહું છું.’ એપરથી સ્પષ્ટ જણાય છે કે, રામે વાલ્મીકિપ્રણીત રામાયણમાંથી જ ‘કંઇક સાંભળવા ચાહું છું,’ એમ કહેલું એટલે કવિ, સ્વરચિત પદ્ય તે સ્થળે અડાવી દે, એવો સંભવ નથી, અને કવિને વાલ્મીકિવિરચિતપદ્યનો અભાવ હોત તો, એ જ નાટકના બીજા અંકમાં વાસન્તીના પૂછવાથી આત્રેયી, વાલ્મીકિની કાવ્યશક્તિનું વર્ણન કરતાં જે આદિપદ્ય, એ મહર્ષિના મુખમાંથી નિકળી પડ્યું હતું, તેનું અવતરણ કરે છે તે કરત નહિ, અને જ્યારે આદિપદ્યનું અવતરણ કીધું ત્યારે આ ત્રણ શ્લોકો, મહર્ષિના નામથીજ અવતરણ કરેલા દર્શાવ્યા છે, તે અવતરણ કેમ નહિ હોય? બીજું આ તો એક પરંપરાનો નિયમ છે કે, ગદ્યમાં અવતરણ કરતાં ભાવનું અવલંબન કરી શકાય; પણ પદ્યમાં તેમ થઈ શકતું નથી, એટલે ભવભૂતિએ જે ઉક્ત શ્લોક અવતરણમાં લીધા છે, તે વાલ્મીકિપ્રણીત રામાયણમાંના જ છે, એમ સ્વીકારવું જોઇયે. પ્રાચીન અને મધ્યકાળના પણ્ડિતો ઈર્ષાળુ કે અન્ય માન્ય પણ્ડિતની કીર્તિના દ્વેષી કે નિંદક ન હતા. તેમાંએ ભવભૂતિ, કે જેણે વાલ્મીકિપ્રણીત રામાયણમાંથી સીતાવનવાસ વર્ણવવાનું ઉચિત ધાર્યું છે, તે જ વાલ્મીકિની વાણીનો આદર ન કરે એ સંભવતું નથી. ભવભૂતિ, ઈ. સ. ના સાતમા સૈકામાં થયો છે, તો શું તે કાળે કોઈ બીજું વાલ્મીકિ રામાયણ અસ્તિમાં હતું? નહિ. શંકા સમાધાન કરવા જોગ બીજું કંઈજ મળતું નથી; પણ આ ત્રણે શ્લોકોનો લોપ થયો હશે.

ચોથું—લવકુશ, રામને યુદ્ધકાણ્ડ સૂધીના ૫૦૦ સર્ગ જણાવે છે, પણ શ્લોકસંખ્યા તો ૨૪,૦૦૦ કહે છે, તેનું શું સમજવું? સાંપ્રત રામાયણમાં તે પ્રમાણે દૃષ્ટિગોચર થતું નથી. સાંપ્રત રામાયણમાં કુલ સર્ગ ૬૪૫ છે, તેમાં યુદ્ધકાણ્ડ સૂધીની સર્ગસંખ્યા ૫૩૪ થાય છે; અને શ્લોકસંખ્યા ૧૯૯૮૩ છે, તો આપણે ૨૪,૦૦૦ શ્લોકસંખ્યા રામાયણના યુદ્ધકાણ્ડ સૂધીની પ્રમાણ માનીએ તો રામાયણના જ લેખ પ્રમાણે ૪૦૧૭ શ્લોક ઓછા છે, અને સર્ગસંખ્યા ૩૪ વધારે છે.* આ સ્થળનો રામાયણનો લેખ ઘણો ગુંચવાડા ભર્યો છે, અને તેનું સ્પષ્ટીકરણ કોઈ પણ વિદ્વાને અદ્યાપિપર્યંત કરેલું જણાતું નથી. તેમ જ ટીકાકાર રામ, તિલક ટીકામાં, ચોથા સર્ગના બીજા શ્લોકપર ટીકા કરતાં લખે છે કે, યુદ્ધકાણ્ડ સૂધીના રામાયણમાં, તેના કાળમાં ૩૬ સર્ગ વધારે છે; સામ્પ્રત પ્રતમાં ૩૪ સર્ગ વધારે દૃષ્ટિએ પડે છે, એટલે તેની ટીકા રચાયા પછી પણ ૨ સર્ગ ઉડી ગયલા છે. આપણી સમક્ષ જેટલું—રામાયણ છે, તેપરથી આટલું સિદ્ધ કરી શકીશું કે, રામાયણમાં જે ચોવીસ હજાર શ્લોકનો લેખ છે, તે લેખ કાં તો પ્રક્ષિપ્ત હોવો જોઇયે—જે વધારે માનવા જોગ છે; અથવા તો સાતે કાણ્ડના ૨૪,૦૦૦ શ્લોકની સંખ્યા ગણેલી હોવી જોઇયે, જેમાંના ૬૧૮ શ્લોક, લેખકોના દોષથી નાશ પામ્યા હશે, અને તેમાં જ ભવભૂતિના અવતરણ કરેલા ત્રણ શ્લોકનો પણ લોપ થયો હશે; તથા ૭ કાણ્ડના જ ૫૦૩ સર્ગ કવિએ ગણેલા હશે.

રામાયણના પ્રારંભના ચાર સર્ગ વાલ્મીકિવિરચિત જણાતા નથી, પણ વાલ્મીકિવિરચિત ગ્રંથનો તો પાંચમા

* રામાયણમાં સર્ગ અને શ્લોકસંખ્યા આ પ્રમાણે છે.

| | | સર્ગ. | શ્લોક. | ક્ષેપક સર્ગ. | શ્લોક. |
|---|---|---|---|---|---|
| બાલકાણ્ડ... | ... | ૭૭ | ૨૨૬૭ | ૦ | ૦ |
| અયોધ્યાકાણ્ડ | ... | ૧૧૮ | ૪૨૮૪ | ૧ | ૫૭ |
| અરણ્યકાણ્ડ | ... | ૭૪ | ૨૪૪૧ | ૧ | ૨૬ |
| કિષ્કિન્ધાકાણ્ડ | ... | ૬૭ | ૨૪૫૫ | ૦ | ૦ |
| સુન્દરકાણ્ડ... | ... | ૬૮ | ૨૮૨૮ | ૦ | ૦ |
| યુદ્ધકાણ્ડ ... | ... | ૧૨૮ | ૫૭૦૮ | ૦ | ૦ |
| ઉત્તરકાણ્ડ... | ... | ૯૮ | ૩૩૯૯ | ૧૩ | ૬૨૧ |
| | | ૬૪૫ | ૨૩૩૮૨ | ૧૫ | ૭૦૪ |

સર્ગથી પ્રારંભ થાય છે. પ્રથમ સર્ગમાં નારદને વાલ્મીકિએ પૂછેલા પ્રશ્નનું નિરાકરણ કર્યું છે; પછી વાલ્મીકિને કેમ કાવ્યશક્તિ પ્રાપ્ત થઈ તેનું વર્ણન આપેલું છે, અને રામાયણ કેમ રચાયું ને વિસ્તાર પામ્યું તે ત્રીજા તથા ચોથા સર્ગમાં દર્શાવ્યું છે. વાલ્મીકિએ ગ્રન્થ લખ્યા પછી, આ ચારે સર્ગ પાછળથી તેના કોઈ શિષ્યે લખેલા હશે; અને જેમ મનુસંહિતા મનુના શિષ્ય ભૃગુએ; અને યાજ્ઞવલ્કય સ્મૃતિ તેના કોઈ શિષ્યે લખેલી છે એમ તેના ટીકાકાર જણાવે છે, તેમ જ વાલ્મીકિરામાયણ, વાલ્મીકિ પછી તેના કોઈ શિષ્યે લખેલું હશે, એમ ધારવું ખોટું નથી. તે શિષ્ય ભારદ્વાજ તો નહિ જ, કેમકે ભારદ્વાજ હોય તો તે પોતે પોતાને માટે તૃતીય પુરુષમાં લેખ લખે નહિ. એમ તો નિઃશંકપણાથી કહી શકાતું નથી કે વાલ્મીકિના કાળમાં જ, આ ચારે સર્ગ, જેને ટીકાકાર રામ ઉપોદ્‌ઘાત તરીકે દર્શાવે છે તે, લખાયા હશે. પ્રાચીન કાળમાં ગ્રન્થો લખવાનો પરિચય હતો, પણ ઘણો થોડો હતો; ગ્રન્થો કંઠસ્થ રાખવામાં આવતા હતા, ને એક બીજાને, બીજો ત્રીજાને એમ ઉત્તરોત્તર ભણાવતા હતા. પણ જ્યારે ગ્રન્થ લખવાનો પરિચય પડ્યો હશે ત્યારે પ્રથમ ગ્રન્થ લખનારે આ ઉપોદ્‌ઘાતના ચાર સર્ગો લખ્યા હશે, એ સંભવિત અનુમાન છે. અથવા તો પૂર્વે કથ્યા પ્રમાણે વાલ્મીકિના કોઈ શિષ્યે એ સર્ગો તેની આજ્ઞાથી રચ્યા હશે, અને પાછળથી તે ગ્રન્થમાં ભેળવી દીધા હશે. સામ્પ્રત રામાયણ એ ત્રીજી આવૃત્તિ છે. પ્રથમાવૃત્તિ વાલ્મીકિપ્રણીત, દ્વિતીયાવૃત્તિ લવકુશે રામસભામાં ગાયેલી, અને તૃતીયાવૃત્તિ પ્રથમના ઉપોદ્‌ઘાતના ચાર સર્ગ સાથની છે.

પંડિત વર્ગમાંથી એવો પણ એક પ્રશ્ન વારંવાર ઉઠાવવામાં આવે છે કે, રામાયણ રચવામાં વાલ્મીકિ મુનિનો હેતુ કંઈ હતો ખરો ? અને હતો તો શો હતો ? પંડિત વેબરે ૧૮૭૨ ના 'ઇંડિયન એન્ટીકવેરી' નામના પ્રાચીન વિદ્યાની શોધખોળ દર્શાવનારા મહાવારીમાં એક નિબંધ લખ્યો છે, ને જેનું ખંડન જસ્ટીસ મી૦ કાશીનાથ ત્ર્યંબક તિલાંગે, "સ્ટુડન્ટસ્ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાયટી "ની એક સભામાં કીધું છે, તેમાં તેઓ જણાવે છે કે, પંડિતોમાં વાદવિવાદ છે કે, 'રામાયણ રચવાનો હેતુ શો ?' એનો ઉત્તર, નિરનિરાળા જનો નિરનિરાળી રીતે આપે છે. કેટલાક એમ અનુમાન કરે છે કે, આ દેશના મૂળ વતની વિરુદ્ધ આર્યોના સુધારાની સ્થિતિદર્શનનું એ સાંકેતિક ફળ છે; બીજા કહે છે કે, બ્રાહ્મણ અને બુદ્ધધર્મી વચ્ચે જે યુદ્ધ ચાલતું હતું તેનું નિદર્શન છે; ત્રીજા કહે છે કે, કૃષિવિદ્યાની વૃદ્ધિના સંબંધમાં એ એક રૂપક છે. પ્રથમના લેખકો પોતાના લેખના સબળપણા માટે માત્ર એટલું જ કહે છે કે ગંગા નદીની દક્ષિણનો પ્રદેશ, રામના અથવા કહો કે વાલ્મીકિના કાળમાં વેરાન હતો. જેઓને રાક્ષસ કલ્પેલા છે તે બીજા કોઈ જ નહિ, પણ સંસ્કૃત ભાષાથી અજ્ઞાન, સંસ્કારી આર્ય વ્યવહાર રીતિથી અજાણ, માંસાહારી—કદાચ મનુષ્યમાંસભક્ષી, અરણ્યમાં પડી રહી કાળનો વ્યય કરનારા એવા, આર્યોને સંતાપનારા, કોઈ પણ પ્રકારના કર્મ વગરના, ધર્મથી બહિષ્કૃત, યજ્ઞયાગાદિ કર્મથી ભ્રષ્ટ તથા ઈશ્વરભક્તને અને વિદ્વાન(મુનિઓ)ને દુઃખ દેનારા એવા જે જંગલી તેઓને રાક્ષસ માનેલા છે. આ જંગલી કરતાં, તે કાળના આર્યોની સ્થિતિ કેવી ઉત્તમ હતી, તે દર્શાવવાને જ રામાયણની રચના થઈ છે; બાકી રામાયણનો કોઈ પાત્ર હતો નહિ. રામ થયો હોય, ને તેપરથી તેનું ચરિત્ર કથ્યું હોય, તેમ યુરોપી પંડિતો માનતા નથી. મ્યુર, સંસ્કૃત ટેકસ્ટમાં લખે છે કે, તે કાળે દક્ષિણમાં કેવળ જંગલીપણું વ્યાપેલું હતું તે, રામાયણમાં બહુ સારી રીતે દર્શાવ્યું છે; અને તે પરથી તે સિદ્ધ કરે છે કે, ભરતખંડમાં રામાયણ બહુ જ પ્રાચીન છે; તથા જંગલીપણા સામા સુધારાનું યુદ્ધ હતું, એમ પણ તે જણાવે છે.

બીજા વર્ગના પંડિતો કહે છે કે, બૌદ્ધ અને બ્રાહ્મણની વચ્ચે જે મહાઘોર યુદ્ધ ચાલતું હતું, તે દર્શાવવાને રામાયણ રચાયું છે. રાક્ષસો તે કોઈ નહિ, પણ વેદધર્મની આણમાંથી ખસેલા બૌદ્ધો; અને ગ્રંથના લેખક બ્રાહ્મણો—તેઓએ તિરસ્કારથી બૌદ્ધોને રાક્ષસો લખ્યા છે. વાંદર તે વનચર—વાનર—અર્દ્ધ નર—વિકલ્પ નર; નર નહિ તેવા, અને એ જ મુદ્દાપર લખનારા કહે છે કે, રામાયણ સ્વતઃ વાલ્મીકિના મસ્તકમાંથી ઉત્પન્ન થયેલું કાવ્ય નથી, પણ બૌદ્ધ ગ્રન્થોમાંથી અવતરણ કરેલું છે. ટેલબૉય વ્હીલર લખે છે કે, પ્રાચીન આર્યાવર્તમાં ત્રણ પ્રકારનો કાળ વર્તેલો છેઃ એક વૈદિકકાળ, બીજો બ્રાહ્મણકાળ, અને ત્રીજો સ્વતંત્રકાળ, વૈદિકકાળ સંપૂર્ણ રીતે જ્યાં સુધી બુદ્ધનો જન્મ થયો નહોતો. ત્યાં સુધી ચાલતો હતો; બુદ્ધનો જન્મ થયા પછી વૈદિકકાળ અવ્યવસ્થિત થઈ ગયો; પણ ધર્મયુદ્ધમાં બ્રાહ્મણો જ ફાવ્યા ને તેઓનો જય થયો. બ્રાહ્મણોનું બળ સંપૂર્ણ હોવાથી, બૌદ્ધની આણ, જે આર્યાવર્તમાં ફરતી હતી, તેનો પ્રતિબંધ થયો, ને કાળે કરીને સ્વસ્થ ચિત્તના બ્રાહ્મણોએ, સ્વબળથી બૌદ્ધોને ભરતખંડમાંથી નસાડ્યા. તેઓ લંકા, બ્રહ્મદેશ અને ભરતખંડના દક્ષિણ દેશમાં જઈને વસ્યા. રાવણ તે બૌદ્ધધર્મનો ઐશ્વર્યથી પૂર્ણ, પ્રભાવશ્રીથી પ્રબળ, મદોન્મત્ત, ઋષિઓને દમનારો, યજ્ઞયાગાદિનો શત્રુ, અને મહાપ્રતાપી ચક્રવર્તી રાજા હતો. બ્રાહ્મણ તથા બૌદ્ધના સિદ્ધાંતો વિપરીત હોવાથી બૌદ્ધધર્મીઓ વારંવાર બ્રાહ્મણધર્મીઓને કનડતા હતા, તેનું પ્રમાણ એ જ કે રાવણને મુનિઓના યજ્ઞાદિ કર્મનો નાશ કરનારો લખ્યો છે, ને બૌદ્ધધર્મમાં યજ્ઞાદિ કર્મનો પ્રતિબંધ છે. યજ્ઞાદિ કરવામાં અટકાવ કરનારો રાવણ હોવાથી, તેને તિરસ્કારમાં રાક્ષસ લખ્યો છે. ગ્રન્થો લખનારા બ્રાહ્મણ હોવાથી, બૌદ્ધના તિરસ્કાર માટે ગમે

તેવી ઉપમા આપે તો તેમને બાધકર્તા કોણુ? બૌદ્ધોપ્રતિથી આવતાં સંકટો બ્રાહ્મણોએ ખુંદ્યાં ખમ્યાં, તે ધર્મે કર્મકાણ્ડનો નાશ કીધો, વર્ણાશ્રમ ધર્મનો લોપ કીધો, ને બ્રાહ્મણુબળ તોડ્યું. પણુ પુનઃ જ્યારે બ્રાહ્મણુબળ સંપૂર્ણુ થયું, અને મહાપ્રતાપી રામનો જન્મ થયો, તથા બ્રાહ્મણોએ જાણ્યું કે, બૌદ્ધધર્મના પ્રતાપી રાજા રાવણુનો નાશ કરવાને રામ સમર્થ છે, ત્યારે રામને સર્વ યુદ્ધકળાથી પ્રપૂર્ણુ કરી યુદ્ધમાં પ્રેર્યો. રામ જે બ્રાહ્મણોને વશ હતો તે, તેઓના હિતાર્થે યુદ્ધે ચડ્યો, ને બૌદ્ધધર્મના પ્રબળ રાજાનું નિકંદન કરી, આર્યાવર્ત્તમાંથી બૌદ્ધધર્મ નિર્મૂળ કીધો તે દર્શાવવાને જ, આ રામાયણુની રચના થઈ છે. પંડિત વેબર લખે છે કે, 'દશરથજાતક' નામનો એક બૌદ્ધગ્રંથ છે તેપરથી, મોટા ફેરફાર સાથે વાલ્મીકિએ રામાયણુ રચેલું છે, વાલ્મીકિએ ચોરી કરી છે. ટેલબૉય વ્હેલર પણુ તે જ ભાવ જણુાવે છે. વેબર અને ટેલબૉય વ્હેલરનો આ લેખ, કેટલો અપ્રમાણુ છે તે સહેજ સમજાય છે. એના ઉત્તરમાં જ સ્હેરીંગે, પોતાના ગ્રંથ 'બિનારસ'માં લખ્યું છે કે, બૌદ્ધગ્રંથકારોએ ઘણાક વિષય, બ્રાહ્મણુ ગ્રંથોપરથી ચોરી કરી રચ્યા છે; પણુ બ્રાહ્મણોએ તેમ કર્યું નથી, એ સત્ય જ છે. બૌદ્ધપરથી બ્રાહ્મણોએ ગ્રંથરચના કીધી હોય એમ માનવાનો કોઈ પણુ આધાર છે નહિ; પણુ બૌદ્ધોએ બ્રાહ્મણોમાંથી ચોરી લીધું છે તેના ઘણા આધારો મળે છે. 'દશરથજાતક' ગ્રંથપરથી રામાયણુની રચના થયાનો કલ્પનાશ્વ વેબરે દોડાવ્યો છે, પણુ તે ગ્રંથમાં, જે સંકલનાથી વિષયને ઘુંટ્યો છે ને જે વર્ણુન આપવામાં આવ્યું છે, તે કેવળ અસંબદ્ધ છે. તેમાં નથી રાવણુપર ચઢાઈ વર્ણુવી, નથી લંકાના ઘેરાનું વર્ણુન, નથી સીતાહરણુનો પ્રસંગ, એમાંનું કંઈ જ નથી. પરંતુ એ 'દશરથજાતક'માં સીતાને મુખ્ય પાત્રની, પ્રથમ બહેન ને પછી ધણિયાણી વર્ણુવી છે. એ પ્રસંગ, કેવળ જ અનાર્યતા દર્શાવનારો છે, અને તેવા ગ્રંથમાંથી અવતરણુ કરવાને કોઈ પણુ બ્રાહ્મણુબુદ્ધિ તત્પર થાય નહિ જ. પ્રાચીનકાળમાં બ્રાહ્મણુબુદ્ધિ સ્વતઃ પ્રકાશિત હતી, ને પોતાના તેજઃપુંજથી વધેલી હતી. તેથી આ જ સત્ય તો માનવા જોગ છે કે, 'દશરથજાતક' ગ્રન્થ, એ રામાયણુમાંથી ચોરેલો છે; અને બૌદ્ધધર્મીઓએ પોતાના વિષયને અનુસરતી નકલ કીધી છે. બ્રાહ્મણોએ બૌદ્ધમાંથી ચોરી કીધી નથી, પણુ સર્વ બૌદ્ધધર્મીઓએ પ્રસંગોપાત્ત બ્રાહ્મણુગ્રન્થોમાંથી ચોરી કરેલી છે, તેનાં પ્રત્યક્ષ પ્રમાણો અનેક છે. જાતક ગ્રન્થોમાં જે લેખ લખાયા છે તે માટે, 'જાતક' ગ્રન્થોપર વિચાર દર્શાવનાર વી. ફૉસબોલ (Fausboll) સ્પષ્ટ લખે છે કે, આ જાતક ગ્રન્થોમાંની સર્વ વાર્તા બ્રાહ્મણોમાંથી ચોરી લીધેલી છે;* તો પછી જાતક ગ્રન્થોના લેખપર વજન મૂકવું, એ પ્રમાણુ કેમ ગણી શકાશે? રામાયણુ, બુદ્ધદેવના જન્મ પછી રચાયું, તેને માટે એક બીજું પ્રમાણુ, એ આપવામાં આવે છે કે, બાલકાણ્ડમાં અયોધ્યાનું વર્ણુન કરતાં, નાસ્તિકો હતા તેમ જણુાવવામાં આવ્યું છે; અને જાબાલિ મુનિએ રામને જે ઉપદેશ આપ્યો હતો તે પણુ બૌદ્ધમતાનુસાર હતો. આ બેમાં દેખીતો કંઈ મુદ્દો જણુાશે, પણુ નાસ્તિકમતવાદી, તે બૌદ્ધધર્મી જ હતા, તેમ કેમ કહી શકાય? પ્રાચીનકાળમાં આર્યલોકમાં પણુ અનેક વિચારવાળા હતા એમ આપણે જાણીએ છીએ; ને તેમાંના એક જાબાલિ મુનિ પણુ હશે; અને તે બ્રાહ્મણુ છતાં અર્થવાદી પણુ હશે. કાર્યાર્થે, તેણે, રામને નાસ્તિક વિચાર દર્શાવ્યા હોય, અથવા તો રામ, પિતૃવચન પર આસ્થા રાખનાર કેવો સુદઢ છે તેની પરીક્ષા અર્થે જ, ધર્મથી વિરુદ્ધ વચનો કેમ કહ્યાં નહિ હોય? તેમ ન હોત, તો રામ અને દશરથની રાજસભા જે ધર્મસભા હતી તેમાં તેને સ્થાન મળે, એ સંભવતું જ નથી, ને જાબાલિ દશરથનો પરમ મિત્ર પણુ હોત નહિ. દશરથ પૂર્ણુ સત્યવાદી ને વેદોક્ત ધર્મની આણુમાં હતો.

ત્રીજા મુદ્દાના સંબંધમાં થોડા સમય ઉપર થિયોસોફીસ્ટમાં એક લેખ લખવામાં આવ્યો હતો. આ મુદ્દાને માટે કોઈ પણુ પ્રકારનાં પ્રમાણો નથી; પ્રમાણુ હોય તો માત્ર સંસ્કૃત વિદ્યાની ખુબી-શક્તિનાં છે. ઋગ્વેદમાં એક સ્થળે સીતા શબ્દનો અર્થ 'ખેડાયલી ભૂમિ' થાય છે તેપરથી, પશ્ચિમના વિદ્વાનો આ રામાયણુને કૃષિવિદ્યાની ઉન્નતિપર એક રૂપક કલ્પે છે. સીતા એટલે 'હલરેષા'-અથવા 'હલવડે ખેડાયલી ભૂમિ.' કુમારસંભવના ૫ મા સર્ગના ૧૬ મા શ્લોકમાં વૃષેવ સીતા તદવગ્રહક્ષતાં એવો અર્થ કવિરત્ન કાલિદાસે કર્યો છે; તેમ જ એક સ્થળે સીતા દ્રવ્ય એવો પણુ લેખ છે. આ પરથી યુરોપીઅન પંડિતો એવું અનુમાન કરે છે કે, 'સીતા એટલે 'ખેડાયલી ભૂમિ,' અને રામ એટલે 'ખેડુત.' 'ખેડુતે ભૂમિ ખેડી' એટલો જ અર્થ રામાયણુમાંથી સ્પષ્ટ નિકળે છે; ને તે અર્થે જ આ રામાયણુ એક રૂપક તરીકે લખાયલું તેઓ માને છે. એક નાનકડી વાતનું ઘણું ભયંકર રૂપક! આ સર્વ અનુમાનો-મનના તરંગો-પર દષ્ટિ કરતાં, આર્ય પંડિતોને એક પ્રકારનો આનંદ થાય છે કે, વાલ્મીકિ એવો પણુ પંડિત હતો કે જેના કાવ્યમાંથી નૂતનનૂતન પદાર્થોનું દર્શન થાય છે! એ કવિની, ભાષાની, અને કવિની બાનીની બલિહારી છે.

* ૧૮૭૧ ના અકટોબર માસના ઇંગ્લંડમાં પ્રકટ થતા 'એકેડેમી'માં 'મોં. ફૉસબોલના જાતકો'પર વિવેચન કરતાં, મી૦ ચાર્લ્સ નામનો વિદ્વાન, ગ્રન્થકારનાજ લેખનું અવતરણુ કરે છે કેઃ- Nearly all the tales of the Jataka books are old folklore in common for all India without regard to religion, and many of pre-Buddhistic Brahminical affairs, and have been made Buddhistic in their application only.

જ્યારે પશ્ચિમના પંડિતો રામાયણ માટે અનેક વિચાર દર્શાવે છે ત્યારે આર્ય વિદ્વાનો અને ગ્રન્થો રામાયણ માટે શો વિચાર દર્શાવે છે, તે આપણે તપાસવું જોઇએ. પશ્ચિમના પંડિતો સમગ્ર અને આર્ય પંડિતોમાં નવા વિચારવાળા એમ જણાવે છે કે, આર્યના પ્રાચીન ગ્રન્થો સંબંધે, ધર્મપરાયણ વર્ત્તનારા આર્ય પંડિતો જે શ્રદ્ધાથી કહે છે, તેને માટે શબ્દપ્રમાણ વિના, અન્ય પ્રમાણ તેઓ પાસથી મળવાનાં નથી; અને તેથી જ ધર્મપરાયણ વર્ત્તનારા આર્ય પંડિતો અને ધર્માચાર્યો, જે જે લેખો લખી ગયા છે, તે તે લેખોને શબ્દપ્રમાણ વિના અન્ય આધાર નથી. ધાર્મિકવૃત્તિવાળા આર્યો, રામાયણને માટે જે કંઈ પણ કહે છે, બોલે છે, તેને અર્વાચીન વિદ્વાનો માન્ય ગણતા નથી. પણ અવનવાં અનુમાનો કાઢનારા અર્વાચીન પુરુષો જેટલી દઢતાથી લેખ લખે છે, અને પ્રાચીન વિચારના પંડિતોને માન્ય ગણતા નથી; ને સમયપરત્વે તેમના લેખને હસી કાઢે છે; તેટલી દઢતાથી હું પ્રાચીન વિચારને અનુસરનારા પંડિતોના વિચારોને તથા તેઓના લેખોને હસી કાઢવાને તત્પર થતો નથી. તેઓના લેખોમાં કાં સત્ય સમાયલું નહિ હોય? ઈશ્વરી સૃષ્ટિ અનેક ચમત્કૃતિથી ભરપૂર છે, તો તેવી ચમત્કૃતિથી અર્વાચીન વિદ્વાનો મોહવશ કેમ નહિ થયા હોય? અને પ્રાચીન કાળનું સર્વસ્વ આધાર વિનાનું છે એવું સામ્પ્રતકાળે જ્યાં બુદ્ધિવાદ જ અગ્રે છે ત્યાં, ભૂલથી કેમ નહિ બોલાતું હોય? આર્ય પંડિતોના વિચારો જાણવા ને વિચારવા યોગ્ય છે જ. પશ્ચિમના વિદ્વાનો પ્રપૂર્ણ છે એમ નથી જ. તેઓ પણ ભૂલમાં ગોથાં ખાય જ.

આર્ય પંડિતો રામાયણાદિ અનેક ગ્રંથોને માટે, અનેક સ્થળે લખી ગયા છે. પુરાણો તો આવા ઇતિહાસનો એક સંગ્રહ જ છે. તેમાંથી ઘણું જાણવા યોગ્ય મળી આવે છે. આર્ય પંડિતો, રામાયણ, વાલ્મીકિ અને રામને માટે લખે છે કે, તે બહુ પ્રાચીન કથા છે. આર્યોના ગ્રંથોમાં લખ્યું છે કે, જ્યારેજ્યારે આ પૃથિવીપર અધર્મ પ્રવર્ત્તે છે, ત્યારેત્યારે ઈશ્વર, મનુષ્યાદિ કોઈ પણ રૂપે પ્રકટીને અધર્મપ્રવર્ત્તકનો નાશ કરીને, ભૂમંડળમાં ધર્મ પ્રવર્ત્તાવે છે. હિરણ્યાક્ષ ને હિરણ્યકશિપુ નામના બે દૈત્યો મહામદોન્મત્ત થયા, ત્યારે વરાહ અને નૃસિંહ સ્વરૂપે, પરમાત્મા અંશાવતારે પ્રગટ થયા હતા. તેમ જ જ્યારે ભૂમંડળમાં રાવણે અનેક પ્રકારે અધર્મ પ્રવર્ત્તાવ્યો, ઋષિમુનિઓ કે જેઓ પ્રાણીમાત્રનું હિત ઇચ્છનારા હતા, સર્વ જગતના સુખ માટે ઈશ્વરપ્રાર્થના કરતા હતા 'તેઓ પ્રતિ' રાવણે અધર્મ ચલાવ્યો, તેઓના યજ્ઞાદિ કર્મનો ધ્વંસ કીધો, અન્ય સ્ત્રીઓપર બળાત્કાર કીધો, પરસ્ત્રીનું હરણ કીધું, જગતમાં ત્રાહિ ત્રાહિ પોકાર થઈ રહ્યો, ઋષિઓ અને અરણ્યવાસી ઋષિઓ કે જેઓનું ધન તપોધન જ હતું તેઓ પાસથી કર માંગ્યો, ત્યારે જગતના સંરક્ષણાર્થે, પરમાત્માનો જન્મ થયો ને તે રામસ્વરૂપે પ્રકટ થયા. રામનો જન્મ ત્રેતાયુગના મધ્યમાં થયેલો આર્ય પંડિતો માને છે; એટલે લગભગ આજથી ચૌદથી સોળ લક્ષ વર્ષપર રામનો જન્મ થયો જણાવે છે. તેવો જ લેખ આર્ય ગ્રંથોમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે.

વાલ્મીકિમુનિ રામના રાજ્યકાળમાં હતા, ને તે મુનિ ત્રિકાળજ્ઞાની હતા, એટલે રામનું ચરિત્ર તેઓએ રામના જન્મ પૂર્વે જ રચ્યું હતું. એ મુનિ દીર્ઘાયુષી હતા, ને અનેક સો વર્ષ વીતી ગયાં ત્યારે દેહ તજ્યો હતો. એનો લેખ કોઈ પણ ગ્રંથમાં નથી, પણ માત્ર કર્ણ પરંપરાથી કહે છે. ભટ્ટાચાર્ય સોમેશ્વરે, જ્યારે પંડિત વેબરે ઇંડિયન એન્ટિકવેરીમાં માત્ર કપોળકલ્પનાથી લેખ લખ્યો ત્યારે તેના પ્રત્યુત્તરમાં "પ્રાચીન ગ્રન્થોનો એક ઇતિહાસ" નામનું સંસ્કૃતમાં એક પુસ્તક પ્રકટ કર્યું છે. તેમાં તેઓ જણાવે છે કે, "આર્યગ્રન્થોપર આક્ષેપ કરવાનું કારણ પશ્ચિમના પંડિતોને છે જ, ને તે એ જ કે, આર્ય ગ્રન્થો પ્રાચીન ઠરે, તો તેઓની શોધક બુદ્ધિએ જે કંઈ નવીનતા દર્શાવી હોય તેનો લોપ થાય છે, ને તેથી જ આર્યગ્રન્થોનું પ્રાચીનપણું સ્વીકારતાં પશ્ચિમના વિદ્વાનો અટકે છે." એ પંડિત, રામાયણ એક અતિઘણો પ્રાચીન, લાખો વર્ષ પૂર્વે રચાયલો ગ્રન્થ છે એમ લખે છે; અને રામ, ત્રેતાયુગના મધ્યકાળમાં જન્મ્યા હતા એમ જણાવે છે ને માને પણ છે. તે કાળના મનુષ્યનું આયુષ્ય, આજની પ્રજાના ક્ષીણાયુષ જેવું નહોતું, ને તપવડે તેઓ વર્ષોનાં વર્ષો સુધી જીવિત ધારણ કરી શકતા હતા. એ જ પંડિત આગળ વધતાં લખે છે કે, 'વાલ્મીકિ મુનિ ત્રિકાળજ્ઞાની, મહર્ષિ, તપોધનવડે પ્રપૂર્ણ, ને દેવાંશી હતા. તેઓએ રામાયણ સોળ લાખ કરતાં વધારે વર્ષો પૂર્વે રચ્યું છે.'

ભટ્ટાચાર્ય સોમેશ્વર, બહુ ધર્મશીલ પુરુષ છે, ને તે આર્યગ્રન્થોપર પૂર્ણ શ્રદ્ધાળુ છે. ધર્મના આવેશવાળા મનુષ્યો, ધર્મ કે ધર્મગ્રન્થ બહારની વાર્તાને હસી કાઢે છે, એટલું જ નહિ, પણ તેવાની વાણી સાંભળવાને પણ ના પાડે છે. તેમાંના જ સોમેશ્વર ભટ્ટ એક છે, પણ તે ધર્માંધ તો નથી. આટલું તો સત્ય છે કે, પ્રાચીન કાળના મહર્ષિઓ–લેખકો, અર્વાચીન કાળના લેખકો જેવા ધૂર્ત, માનેચ્છુ, પ્રપંચી, પ્રવૃત્તિના લાલચુ જીવડા નહોતા, પણ નિવૃત્તિપરાયણ સાધુ–મહાત્મા હતા; અને તેથી આર્ય વિદ્વાનો કહે છે કે, સામ્પ્રતમાં જેમ કુતર્કે કરીને અસત્ય લેખો લખવામાં આવે છે, તેમ પ્રાચીનમાં થતું ન હોતું. ઋષિઓ તો કેવળ સત્ય વદતા અને સત્યે વર્તતા હતા,

ભટ્ટાચાર્ય સોમેશ્વર, એક પ્રશ્ન પૂછે છે કે પશ્ચિમના વિદ્વાનોએ રામાયણનો સમય નિર્માણ કરવાને માટે ફાંફાં માર્યાં છે, પણ કેમ કોઇએ રામનો સમય નિર્માણ કરવાનો

પ્રયત્ન કીધો નથી? એનું ઉત્તર એ જ પંડિત આપે છે કે, "તે નિર્ણય કરવાને માટે તેઓની બુદ્ધિ કુંઠિત થઈ જાય છે; ને તેમ નિર્ણય કરે તો આર્યના સર્વ ગ્રન્થો પ્રમાણ માનવા પડે. રામાયણ, વાલ્મીકિ, ને રામ એ ત્રણે એક જ સમયમાં હતા, ને તે સમય સામ્પ્રતના અનેક ઇ. સ. વહી ગયા તેની પૂર્વેનો હતો. યોગને જો આપણે સત્ય માનીએ છીએ તો, તે વિદ્યાને યોગે, મનુષ્યનું આયુષ્ય સેંકડો વર્ષનું થઈ શકે છે. યોગની પ્રક્રિયાથી મનુષ્ય, રાક્ષસ, કે દેવ ચિરંજીવ થઈ શકે છે, ને તેવા જ યોગથી વિભીષણ ચિરંજીવ હતો; તથા તેવા જ કોઈ યોગથી દશરથરાયનું આયુષ્ય સાઠ હજાર વર્ષનું હતું ને રાજા રામે અગિયાર હજાર વર્ષ સુધી જીવિત ધારણ કીધું હતું! જેટલું જીવિત રામભદ્રનું હતું તેટલું જ શત્રુઘ્ન, ભરત, ને લક્ષ્મણનું પણ હતું. અર્વાચીન પંડિતોના મનમાં આટલો પણ ખટકો થતો નથી કે પ્રાચીનકાળના મહર્ષિને અસત્ય લેખ લખવાનું પ્રયોજન શું? પણ સામ્પ્રતકાળ જ એવો છે કે, જે બુદ્ધિમાં ન ઉતરે તે સર્વ અસત્ય!"

એ જ પંડિત ઉત્તરકાણ્ડ સંબંધે કેટલુંક વિવેચન કરીને જણાવે છે કે, તે વાલ્મીકિપ્રણીત જ છે, પરંતુ જે અનંત પુરાવાઓ, ઉત્તરકાણ્ડ વાલ્મીકિપ્રણીત નથી તે માટે મળ્યા છે તે પ્રતિ દૃષ્ટિ કરતાં, ભટ્ટાચાર્યના મુદ્દાઓ મારા મનમાં ઠસતા નથી. કદાચ તે લખે છે તેમ જ હોય કે–'સીતાવનવાસ સુધીનું ચરિત્ર ઋષિપ્રોક્ત છે એમ તો કેટલાક વિદ્વાનો સ્વીકારે છે'–તે માન્ય કરીએ; પણ એ કાણ્ડમાં પાછળના વિદ્વાનોએ, ઘણી ઘાલમેલ કીધી છે, તેને માટે સંશય રહેશે નહિ. હું તો એમ જ માનું છું કે, રામાયણનું લક્ષપૂર્વક અવલોકન કરનારી આર્યપ્રજા, આ કાવ્ય બહુ પ્રાચીન કાળમાં, તે બે હજાર, ચાર હજાર કે તેથી પણ વધારે વર્ષપર, રચાયું માને છે, તેમાં ભૂલ કરતી નથી. એ કાવ્યનો હેતુ બીજો કોઈ જ નહોતો અને નથી; પણ એ જ હતો ને છે કે, ત્રેતાયુગમાં થયેલા પરમાત્માના અંશાવતારી ભગવાન્ રામનું સમગ્ર ચરિત્ર–એક વચન, એક બાણ, એક પત્નીવ્રત, પ્રજા પ્રત્યે પ્રેમ, નીતિનું સંરક્ષણ, અધર્મી ને મદોન્મત્તનો કેમ નાશ થાય છે તેનું દર્શન, આજ્ઞાપાલકતા, ઋષિધર્મનું માહાત્મ્ય,–એ સર્વનું આર્ય પ્રજાને દર્શન કરાવવું; અને એ અંશાવતારી ભગવાનનું ચિંતન કરી આર્ય પ્રજા પાપરહિત થાય, તેવો ભક્તિભાવ વધારવો. આ જ હેતુ સિદ્ધ છે, મેં આર્યપ્રજા ઘણા કાળથી તેમ જ માનતી આવી છે. સાંપ્રત સમયમાં આટલી પણ ધારણા બાંધી શકાય છે કે, અનેક સો વર્ષ વીતી જશે તોપણ, લોકો વાલ્મીકિને એટલું જ માન આપશે કે, તેણે આર્યોના કલ્યાણ માટે જ રામાયણ રચ્યું છે, પોતાના આત્માને કૃતકાર્ય કરવાને ગ્રન્થ ગુંથ્યો છે, ને સત્ય ગાયું છે; અને એ પવિત્ર ગ્રન્થના વસ્તુનું બીજ અને વૃક્ષનું સ્થાન, બ્રાહ્મણ મસ્તકમાં જ હતું; અન્યમાં નહિ.

આ ગ્રન્થની મહત્તાનો સ્વીકાર તો, ગમે તેમ તેના પુરાતનપણાને માટે શંકા છતાં પણ, એકમતથી સર્વ પંડિતો કરતા આવ્યા છે. સર વિલ્યમ જોન્સ, રામાયણને માટે લખે છે કે, "રામાયણ એ મહાકાવ્ય છે; તેની રચના સર્વ રસથી ભરપૂર છે; તથા સેંકડો વર્ષ થયા છતાં પણ આર્યપ્રજા રામાયણ અને તેના મુખ્ય પાત્ર રામપ્રતિ સર્વ પ્રકારનો ભક્તિભાવ દર્શાવે છે." ગોલ્ડસ્ટુકર લખે છે કે, "રામાયણની રચના પાણિનિના પછી જ થઈ છે, તથાપિ એ ગ્રન્થ પાણિનિની અષ્ટાધ્યાયી પૂર્વે રચાયલો છે, એમ આર્યપ્રજા તેને માન આપે છે. * * * * રામાયણ અતિ અદ્ભુત ગ્રન્થ છે, ને તેમાં આર્યપ્રજાની પ્રાચીન રીતિનું દર્શન થાય છે." ગોરીસિયો લખે છે કે, "બીજા દેશોનાં મહાકાવ્ય કરતાં રામાયણ મહાકાવ્ય સર્વોપરિ છે. * * * * રામને આર્ય–પ્રજા એક ઈશ્વર તરીકે માને છે, અને જે અદ્ભુત સદ્ગુણોનું વર્ણન વાલ્મીકિએ આ ગ્રન્થમાં દર્શાવ્યું છે તે પ્રતિ લક્ષ દેતાં, પોતાના કાળમાં રામ જેવો તો શું, પણ તે પછીના અનેક સૈકા વીત્યા છતાં, સત્યવ્રતપરાયણ કોઈ પણ રાજકુળમાં કોઈ પણ રાજા થયો નથી, એ પાત્ર (રામ) સકળગુણસંપન્ન અને પ્રજાપ્રીતિ સંપાદન કરવામાં અદ્ભુત રાજા હતો. * * * * વાલ્મીકિનું કાવ્ય આદિકાવ્યના સ્થાનને યોગ્ય છે, ને સર્વ રસથી ભરપૂર છે." પંડિત વેબરને પણ આ ગ્રન્થની પ્રશંસા કર્યા વિના છૂટકો થયો નથી કે, "હોમરના કાવ્યમાં જે રસ છે, તેના કરતાં રામાયણમાં વિશેષ રસ છે." રાલ્ફ ગ્રિફિથ્સ લખે છે કે, "જગતના મહાકાવ્યમાં રામાયણ પ્રથમ પદે છે." લૉસન લખે છે કે, "રામાયણ સૌથી પ્રખ્યાત છે અને તે અદ્ભુત કાવ્ય છે." આર્ય ગ્રન્થકારોએ તો રામાયણને માટે અને વાલ્મીકિને માટે અનેક પ્રકારે સ્તુતિવચનો કહ્યાં છે. કાલિદાસ જેવો મહાકવિ, વાલ્મીકિના વહેતા નિર્મળ ઝરામાંથી પાણી પી, તૃપ્તિ પામ્યો નથી; ભવભૂતિએ પણ એમાંથી પાન કીધું છે; અને બીજા પ્રાકૃત કવિઓ તો અનેક છે. કવિ કાલિદાસ પૂર્વે ઘણા કવિઓ થયા હોય તેવું આજે થોડું જ આપણે જાણીએ છીએ, ને જે કવિઓ કાવ્યશક્તિમાં પ્રથમ પદે વિરાજે છે તે પણ આપણી દૃષ્ટિબહાર નથી, તેમ છતાં કવિ કાલિદાસ, પૂર્વના કવિઓપર તુષ્ટમાન થતાં, તેઓનું વંદન કરીને પોતાના ગ્રન્થનો પ્રારંભ કરે છે; અને ભવભૂતિ ઉત્તરરામચરિત નાટકને અંતે મુનિની સ્તુતિ કરી ગ્રન્થ સમાપ્ત કરે છે, એ પણ વાલ્મીકિની મહત્તા, તેનું પ્રાચીનપણું, ને તેનાં કાવ્યના અદ્ભુત ગુણોનું આશ્ચર્યકારક સ્મરણ કરાવે છે.

વાલ્મીકિએ આ ગ્રન્થમાં દક્ષિણ વિભાગનું વર્ણન આપ્યું છે તે બહુ વિવાદિત છે, અનિર્ણીત છે, પણ તે છેક જ નઠારું નથી. ઈ૦સ૦ના પ્રારંભમાં રચાયલા કેટલાક ગ્રન્થોમાં ભૂગોલનું જે વર્ણન આપ્યું છે, ને તેમાં જે જે

દેશોનાં નામો આપ્યાં છે, તે તે દેશોનાં ઘણાં નામોમાં આજે ફેર પડી ગયો છે, તો રામાયણ કાવ્યગ્રન્થમાં ફેરફાર હોય તેમાં આશ્ચર્ય શું છે? ભૂગોળના સંબંધે વાલ્મીકિનું જ્ઞાન કંઈક ઓછું હોય, તેમ પણ માનવા જોગ છે, ને તેથી કેટલેક સ્થળે ગુંચવાડો ઉત્પન્ન કર્યો છે. વાલ્મીકિના કાળમાં આર્યાવર્ત્તની સીમા ઘણી નાની ધારવામાં આવે છે. ગંગાના દક્ષિણના ભાગમાં જેમ જેમ વધારે આગળ જતા જઈએ તેમ તેમ કેવળ અરણ્યવાસીને વસવા યોગ્ય ભૂમિ હતી; ને તેવા ભાગની શોધ તે કાળે નહિ થયેલી હોવાથી વાલ્મીકિએ સહજ ભૂલો કીધી છે. કિષ્કિન્ધાકાણ્ડમાં દક્ષિણ દિશાની શોધખોળ કરવા ગયેલા વાંદરો, પુનઃ નર્મદાની ખીણોમાં તથા વિન્ધ્ય પર્વતમાં શોધ કરે છે; જે દક્ષિણ દિશાની સરહદમાં સંશય કરાવે છે. સુન્દરકાણ્ડમાં, ભરતખંડના આ કિનારાપર જેવો મહેન્દ્રગિરિ વર્ણવ્યો છે, તેવો જ ગિરિ લંકામાં પણ કલ્પ્યો છે. પણ એ સહજ ભૂલ છે; અને તેપર રામાયણના ટીકાકારો પણ ગુંચવાયા જણાય છે. દેશસીમા વાલ્મીકિના કાળમાં પરિપૂર્ણ નહિ જણાઈ હોય. દંડકારણ્ય તે અરણ્ય જ હશે, અને ત્યાં કેવળ જ જંગલી મનુષ્યભક્ષી વસતા હશે; કિષ્કિંધા આદિ સ્થળોમાં જંગલી, પણ કંઈક સુધરેલી સ્થિતિના રહેતા હશે, ને ઠેઠ દક્ષિણમાં—ભરતખંડના કિનારાપર, કેવળ જ અધર્મીઓનો વાસ હશે. ગોરીસિયો લખે છે કે, રામે જે પોતાનું સૈન્ય એકઠું કરેલું, તે વિન્ધ્ય પર્વતપર વસતા વનવાસીઓનું હશે, ને આર્યના સુધરેલા રીતરિવાજ, આચાર વ્યવહાર, જ્ઞાન, ધર્મ, કર્મ એ આદિથી કેવળ જ અજ્ઞાન હોવાથી, તેઓને વાલ્મીકિએ વાનર કહ્યા હશે. રાક્ષસ શબ્દ પણ તિરસ્કારને લીધે વાપરેલો હશે. આ એક તર્ક છે, અને તેને બીજા આધારોની જરૂર છે. આ બધા વિવાદિત વિષયને માટે અદ્યાપિ પર્યંત કશા પણ નિર્ણય વગર પંડિતજનો વિવાદ કર્યા જ કરે છે, ને કદાચ બીજાં સેંકડો વર્ષ જશે તોપણ એ વિવાદનો અંત આવશે નહિ; અને પંડિત લૉસન લખે છે તેમ, "રામાયણના ટીકાકારો સંશયથી મુક્ત થનારા નથી."

વાલ્મીકિરામાયણ ઘણું પ્રાચીન છે, ને લોકશ્રદ્ધા તેના પર અપૂર્વ છે. વાલ્મીકિએ, રામ જેવા ઉત્તમ—રે સર્વોત્તમ—પાત્રને એવા તો અપૂર્વ દર્શાવ્યા છે, અને તેના ચરિત્રમાં એવી તો અદ્‌ભુત ખૂબી મૂકી છે કે, તેના પછી, બીજા અનેક વિદ્વાનોએ આ જ રામાયણનો આધાર લઈને, સંસ્કૃત અને પ્રાકૃતમાં અનેક બીજાં રામાયણો રચેલાં દૃષ્ટિગોચર થાય છે. કેટલાકમાં તો મોટાનાં નામો, મુખ્યત્વે કરી અડાવી દીધેલાં જોવામાં આવે છે. અત્યાર સુધીમાં કંઈ નહિ તો ૮૬* રામાયણ સંસ્કૃતમાં રચાયાં છે. રામ એ આર્યાવર્ત્તનો એવો તો ઉત્તમ નાયક છે કે, તેનું ચરિત્ર વાંચતાં કોઈ પણ પ્રકારની જાણે તૃપ્તિ થતી નહિ હોય, તેમ અદ્યાપિપર્યંત વિદ્વાનો નૂતન પ્રકારે લખ્યા જ જાય છે. પ્રાકૃતમાં ઘણાં રામાયણ છે, પણ તે સર્વમાં ભક્તજન તુલસીદાસકૃત રામાયણ સર્વોત્તમ છે, અને ઉત્તર હિંદુસ્થાનના રહેવાસીઓની તેનાપર એટલી બધી તો પ્રીતિ ચોંટેલી છે કે, કોઈ પણ ગામ ને કોઈ પણ ઘર એ રામાયણ વિના ખાલી નહિ હોય. તુલસીદાસકૃત રામાયણમાં જે કેટલોક વર્ણનભાગ છે તે સંસ્કૃત વાલ્મીકિ કરતાં બહુ રસિક છે, પણ તેમાં અને બીજા રામાયણોમાં જે વર્ણનોનો સમાવેશ કીધો છે, તે વર્ણનો શા આધારે આપ્યાં છે, તેનો નિર્ણય કરવો ઘણો દુર્ઘટ છે. વાલ્મીકિરામાયણપરથી સંસ્કૃતમાં નાટકો પણ પુષ્કળ રચાયલાં છે, ને તેનાપર પણ લોકશ્રદ્ધા તેટલી જ છે. જો આર્યાવર્ત્તમાં રામ અને કૃષ્ણ નહિ હોત તો આર્ય પ્રજાના વિદ્વાનો માટે, કાવ્યશાસ્ત્રના ગ્રન્થો ગુંથવાને કોઈ પણ બીજો ઉત્તમ નાયક જ નહોતો.

વિદ્વાનો લખો, ભાષણો કરો, વિવાદ કરો, પરંતુ આ સંશયાત્મક વિષયનો છેડો આવનારો નથી જ, કે રામાયણ ક્યારે રચાયું છે; છતાં વાલ્મીકિએ રચેલું મહાકાવ્ય રામાયણ ચિરકાલ યશ પ્રવર્ત્તાવશે, એ તો નિઃસંદેહ વાર્તા છે. તેમ જ રામાયણપરથી આ પણ નિઃસંશય છે કે, બૌદ્ધ શાક્યમુનિના જન્મ્યા પૂર્વે ઘણા વર્ષ અગાઉ રામાયણ હતું; અને રામાયણની પૂર્વે મનુની સંહિતા† તથા પાણિનિનું વ્યાકરણ હતું.

પાણિનિની અષ્ટાધ્યાયી પછી વાલ્મીકિકૃત રામાયણ રચાયું છે, એવો સંશય પંડિતવર્ગ પ્રતિથી કરવામાં આવ્યો છે તેમાં કદાચ સત્ય હશે; પણ રામાયણમાં જે પ્રાચીન રીતિનું નિદર્શન કરાવ્યું છે, તે પરથી વિદ્વાનો આ તો સિદ્ધ

---

* વાલ્મીકિના આદિકાવ્ય રામાયણના રચાયા પછી, નીચે પ્રમાણેનાં બીજાં રામાયણો સંસ્કૃતમાં રચાયાં છે. પ્રાકૃતમાં રચાયલાં રામાયણની સંખ્યા તો આના કરતાં પણ વધારે છે. સંસ્કૃતમાં નીચે પ્રમાણે ૮૬ રામાયણ રચાયલાં છે, અને એ વિનાનાં બીજાં પણ રામાયણો રચાયાં હશે, પણ તે જાણબહાર છે.

વા. રા. ભરત, કૂર્મ, કલિ, પદ્મ, મારુતિ,
યોગવા. જૈમિનિ, સ્કંદ, કાલિકા, પારાશર, મુદ્‌ગલ,
અધ્યાત્મ, શ્વેતકેતુ, અરુણ, કુમાર, બકદાલભ્ય, લિંગ,
હનુમદ્, જટાયુ, પદ્મ, ગણેશ, બ્રહ્મવૈવર્ત્ત, વરદ,
નારદ, રવિ, ધન્ન, ગરુડ, બ્રહ્માંડ, વરુણ,
લઘુ, પૌલસ્તિ, આશ્ચર્ય, ચંપુ, ભવિષ્યોત્તર, વાસિષ્ઠ,
બૃહત્, દેવી, અદ્‌ભુત, જૈન, ભાગવત, વાયુ,
અગસ્તિ, ગુહ્યક, અત્રિ, જાંબુવત્, ભાર્ગવ, વિષ્ણુ,
સાર, મંગલ, અંબિકા, દુર્વાસસ્, ભારત, શ્રીરંગ,
દેહ, વિશ્વામિત્ર, અવધૂત, નંદી, મૈન્દ, સનત્કુમાર,
વૃત્ત, વ્યાસોક્ત, આચાર્ય, નલ, મરીચિ, વામન,
બ્રહ્મ, શુક્ર, ઔશનસ્, નાટક, માહેશ્વર, સ્કન્દ,
ભારદ્વાજ, શેષ, ઈશ્વર, નીલ, માનવ, સૂર્ય અને
શિવ, આગમ, કપિલ, નરસિંહ, માર્કંડેય, હરિવંશીય.
ક્રૌંચ,

† કિષ્કિન્ધાકાણ્ડનો ૧૮ મો સર્ગ જુઓ.

કરે છે જ કે, એ ગ્રંથ બહુ પુરાણો છે. વાલ્મીકિના સમયમાં આર્યાવર્તમાં કેવીકેવી રીતિ ચાલતી હતી, તે સંબંધે આ ગ્રંથમાંથી અનેક કથનો મળી આવે છે. ધર્મનીતિ માટે તો આ ગ્રંથમાં સ્થળેસ્થળે સ્પષ્ટ અને ગર્ભિત બોધ આપ્યો છે; અને તે સમયમાં ચાલતી નીતિરીતિનું દર્શન પણ સ્થળેસ્થળે કરાવ્યું છે. બાલકાણ્ડના ૫ મા સર્ગના ૧૦ મા શ્લોકમાં અયોધ્યા નગરીનું વર્ણન કરતાં કવિ જણાવે છે કે, "તેના કિલ્લા ઉપર ચારે તરફ નાના પ્રકારનાં યંત્ર તથા આયુધો, તેના સંરક્ષણાર્થે ગોઠવી તૈયાર રાખેલાં છે." મી૦ ગ્રીફીથ્સ, યંત્રનો અર્થ Weapon લખે છે, જેમાં આયુધનો પણ સમાવેશ કીધો છે. મી૦ દત્ત વિશેષ સ્પષ્ટ લખે છેઃ–and it containad all kinds of *instruments and arms*. અને સંસ્કૃત કોશમાં યંત્ર તથા આયુધને, એમ જ નિરનિરાળાં દર્શાવ્યાં છે. પ્રાચીન કાળમાં દેશના સંરક્ષણ માટે યંત્ર આદિ લઢાઈનાં આયુધો રાખવાનો ચાલ હતો, એમ સ્પષ્ટ સમજાય છે. ગમે તે પ્રકારના યંત્રવડે દેશપર થતા હલ્લાથી, રાજાઓ નગરીનું રક્ષણ કરતા હતા. એ યંત્ર કેવા પ્રકારનું હતું, અને તે શસ્ત્ર હતું કે અસ્ત્ર હતું, તેને માટે કશાં પ્રમાણ મળતાં નથી. શ્રીમદ્ ભગવદ્ગીતામાં અધ્યાય ૧૮ માનો શ્લોક ૬૧ મો છે, તેમાં લખ્યું છે કે, હે

"ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

અર્જુન! સમસ્ત પ્રાણીઓના હૃદય દેશને વિષે ઈશ્વર (અંતર્યામી) રહે છે, (તે) યંત્રપર ચઢેલા સર્વ જીવને પોતાની માયા શક્તિએ ભ્રમણ કરાવે છે." આમાં યંત્ર શબ્દનો એવો અર્થ- ભાવ દર્શાવ્યો છે કે, જે વસ્તુ ચક્રપેરે ભ્રમણ કર્યા કરે તે. યંત્રનો અર્થ કળ પણ થાય છે, અને કલ-પ્રેરણેમાંથી ઉત્પન્ન થઈ છે, એવો અર્થ શબ્દકલ્પદ્રુમ કોશમાં આપ્યો છે. આ યંત્ર કોઈ એવી વસ્તુ હોવી જોઇયે, કે જે પોતે સ્વતઃ ચાલે અને બીજાને ચલાવે. એ જ સર્ગમાં શતઘ્ની શબ્દ આપ્યો છે. મી૦ દત્ત એમ જણાવે છે કે, તે લોહમય શસ્ત્ર હશે, જેથી હજારો શિલા ઉરાડી શકાય, અને એ શસ્ત્રના મારાથી, જેમ ફ્રેન્ચોએ બનાવેલી મેટ્રીલીયર ફોડવાથી હજારો ગોળીઓ નિકળે છે, તેમ તેમાંથી પત્થરો નિકળતા હશે, ને એથી હજારો માંણસો મારી શકાતાં હશે. શબ્દકલ્પદ્રુમમાં સર રાજા રાધાકાન્તદેવ બહાદુર એનો અર્થ કરતાં લખે છે કે, 'એ શસ્ત્રથી શિલા તથા લોઢાના પણ કટકા થઈ જાય છે અને અનેક પ્રાણીઓના પ્રાણ હરી શકાય છે.' એનું બીજું નામ વૃશ્ચિકાલી છે. શતઘ્ની એ કેવું આયુધ હતું, તેનો નિશ્ચય કરવો, સામ્પ્રત વિદ્વાનોને દુર્ઘટ થઈ પડ્યો છે. કેટલાકો એને તોપ જેવું શસ્ત્ર કહે છે; પણ બીજા પ્રાચીન ગ્રંથોમાંથી કોઈપણ સ્થળેથી એવું પ્રમાણ મળતું નથી કે, આ શતઘ્ની અગ્નિબળથી કાર્ય કરતી હોય. કેટલાકો કહે છે કે, એ જમ્હીરા નામનું શસ્ત્ર હશે; કેમકે ભરતખંડના ઇતિહાસમાં મહમુદ કાસિમની લડાઈમાં આવા પ્રકારના એક શસ્ત્રનું વર્ણન કરવામાં આવ્યું છે–જે શસ્ત્રથી હજારો પથરા નિકળીને શત્રુના પ્રાણ હરતા હતા;* અને તેમાં જે શસ્ત્રનું વર્ણન કરવામાં આવ્યું છે, તે શસ્ત્રને શતઘ્ની ઘણા પ્રકારે મળતું જણાય છે. પણ એમાં એક સંદેહ ઉત્પન્ન કરવા જોગ એ છે કે, સુંદરકાણ્ડમાં ભાંગેલાં વૃક્ષોને, વાલ્મીકિ, શતઘ્નીની ઉપમા આપે છે; અને તેથી એ તોપ જ હશે, એમ ભાસ થાય છે. પુરાણોમાં પણ કિલ્લાના સંરક્ષણાર્થ શતઘ્ની ગોઠવેલી જણાવવામાં આવે છે.† તોપ જેમ સુરંગ ઉડાવે છે, તેમ જ શતઘ્ની પણ કાર્ય કરતી પુરાણમાં જણાવે છે. પ્રાચીનવિદ્યા શોધકોને માટે ત્રીજી વસ્તુ છઠ્ઠા સર્ગમાંથી મળે છે. અયોધ્યાનું જ વર્ણન કરતાં કવિ લખે છે કે, અયોધ્યામાં 'પરલોક નથી એવી નાસ્તિક બુદ્ધિવાળો' કોઈ નહોતો, અર્થાત્ બૌદ્ધ કે જીનમતાનુયાયી તે નગરમાં કોઈ પણ નહોતો. એ પરથી એમ સિદ્ધ કરી શકીશું કે, આવા મતવાળાઓ તે કાળમાં હતા તો ખરા, પણ તે અયોધ્યાની બહાર હશે. એ નગરી તો કેવળ ધર્મશીલ જ હતી. ૧૪ મા સર્ગમાં દશરથના યજ્ઞમાં દેવી કૌસલ્યાએ યજ્ઞાશ્વનું ત્રણ ખડ્ગ વડે છેદન કર્યું હતું, તે પરથી એમ સિદ્ધ થાય છે કે, તે કાળમાં સ્ત્રીઓ અસ્ત્રશસ્ત્ર વિદ્યામાં કુશળ હતી, ને સ્ત્રીઓને તેવી શિક્ષા પણ આપવામાં આવતી હતી. રામાયણના કાળમાં નારાયણ માટે વાસુદેવ શબ્દ વપરાતો હતો. ૪૦ મા સર્ગમાં, બીજા શ્લોકમાં પરબ્રહ્મ માટે ॥ वासुदेवस्य ॥ એ પદમાં વાસુદેવ શબ્દ વાપર્યો છે, અને ૨૫ મા શ્લોકમાં કપિલદેવને વાસુદેવનો અવતાર ગણ્યો છે. એ કાળમાં પરબ્રહ્મ નારાયણ–કૃષ્ણને માટે વાસુદેવ શબ્દ વપરાતો હતો. રૉયલ એશિયાટિક સોસૈટીની બંગાલાની શાખાના એક જર્નલમાં પંડિત પ્રાણનાથ આ કથન નિર્મૂળ કરતાં એમ જણાવે છે કે, વરાહમિહિરના કાળમાં કૃષ્ણ ઈશ્વર તરીકે મનાતા નહોતા; પણ રામાયણ, જે વરાહમિહિરથી ઘણું પ્રાચીન છે, તેમાં વાસુદેવ શબ્દ કપિલને માટે વપરાયો છે જ. વાસુદેવ–એ કૃષ્ણનું નામ પ્રસિદ્ધ જ છે, એટલે કૃષ્ણ રામાયણના કાળમાં ઈશ્વર તરીકે મનાતા નહોતા, એમ બોલવામાં પંડિત પ્રાણનાથ પોતાની અજ્ઞાનતા જ જણાવે છે;

---

* જુઓ સર હેન્રિ ઇલિયટનો ઇતિહાસ, વાલ્યમ ૨ જું.

† મત્સ્યપુરાણમાં રાજધર્મમાં લખે છે કેઃ–

दुर्गे यन्त्राः प्रकर्त्तव्या नानाप्रहरणान्विताः ।
सहस्रघातिनो राजंस्तु रक्षा विधीयते ॥

दुर्गैश्च परिखोपेतं वप्राट्टालसंयुतम् ।
शतघ्नीयंत्रमुख्यैश्च शताश्वैश्च समावृतम् ॥

આમાં પ્રથમ શ્લોકમાં સહસ્રઘાતિ શબ્દ છે, ને બીજા શ્લોકમાં શતઘ્ની છે. ભારતના આદિપર્વ, અધ્યાય ૩, શ્લોક ૬૭૮ મો, તેમ જ બીજા સ્થાનમાં સુરંગ ઉડાવવાનો પણ લેખ મળે છે.

કેમકે રામાયણ જે વરાહમિહિરથી ઘણું પ્રાચીન છે, તેમાં વાસુદેવ કપિલને ઈશ્વરાવતાર માન્યા છે, અને ભારતમાં તો સ્થળેસ્થળે કૃષ્ણને પરબ્રહ્મ કહ્યા છે.* ભારત એ પણ ઘણો પ્રાચીન ગ્રન્થ છે, તો પછી વરાહમિહિરના કાળમાં, કે બૌદ્ધના કાળમાં નારાયણ અવતાર ધારણ કરતા નહોતા, તથા પરબ્રહ્મ તરિકે કૃષ્ણ પૂજાતા નહોતા, એ શંકા નિરાધાર ગણી શકાશે.

જેમ બાળકાણ્ડમાંથી પ્રાચીનકાળનું કેટલુંક વૃત્તાંત મળે છે, તેમ જ અયોધ્યાકાણ્ડમાંથી પણ મળી આવે છે. ૩૦ મા સર્ગના ૨૯ મા શ્લોકમાં ગૌલોકનું વર્ણન આપ્યું છે. વેદમાં બ્રહ્મધામનું વર્ણન કરતાં લખે છે કે, ત્યાં ગાયોનો વાસ છે, એટલે ગોલોક, બ્રહ્મલોક આદિ નામો, જે કેટલાક વિદ્વાનો—મુખ્યત્વે કરીને પાશ્ચાત્ય વિદ્વાનો—જણાવે છે કે, 'ગોલોક' આદિનાં વર્ણનો તો પુરાણ કાળમાં થયાં છે, તે પૂર્વે નહિ, એ વચનો, રામાયણના લેખથી મિથ્યા ઠરે છે. પ્રાચીન કાળથી આર્ય પ્રજાના પંડિતો, મુનિઓ, ઋષિઓ આદિ નિવેદન કરતા ગયા છે કે, ગોલોક છે. ૩૨ મા સર્ગમાં તૈત્તરિયશાખાના આચાર્ય, વેદાધ્યયન કરનાર, અને કઠકલાપ નામની વેદની શાખાનું અધ્યયન કરનારનાં નામો આવે છે; તેપરથી સ્પષ્ટ જણાય છે કે, તે કાળે વેદ દશે દિશામાં પ્રવૃત્તમાન થયા હતા. રામ વનવાસ જવાને માટે અયોધ્યામાંથી જે માર્ગે નિકળ્યા, તે માર્ગવર્ણનમાંથી કેટલુંક જાણવા યોગ્ય પ્રાપ્ત થાય છે. રામ અયોધ્યામાંથી નિકળી તમસા (ટોંસનદી), વેદશ્રુતિ (વેદશા નામની નદી, જે ગોમતીને મળે છે તે), ગોમતી, સ્યન્દિકા (સઈ), અને ગંગા નદી ઉતરીને પાંચમે દિવસે ચિત્રકૂટપર આવ્યા છે. રામાયણમાં ચિત્રકૂટને અયોધ્યાથી દશ કોશ લખ્યો છે. અહિયાં સંશય સહજ થાય છે કે, તે ચિત્રકૂટની શ્રેણી કે પર્વત? હું ધારું છું કે, ચિત્રકૂટની શ્રેણી હશે; અને તે કાળના કોશની લંબાઈ સામ્પ્રત કરતાં મોટી—ઘણી મોટી હશે. વળી શૃંગવેરપુરથી સુમન્ત સારથિ, બે દિવસમાં અયોધ્યામાં પાછો આવ્યો હતો; તેપરથી એમ માની શકાય છે કે, દશરથરાજાના રાજ્યસમયમાં સડક ઇત્યાદિ બંધાવી માર્ગ સ્વચ્છ રાખતા હતા, નહિતર શૃંગવેરપુર જે આજે ૫૦ મૈલ દૂર છે, ત્યાંથી અયોધ્યામાં બે દિવસમાં શી રીતે આવી શકાય?

કેકય દેશ તે કિયો, તે નિર્માણ કરવું મુશ્કેલ છે. પૂરવણીમાં ગાન્ધાર, કંદહાર આદિ જણાવ્યું છે; બાબુ રાજેન્દ્રલાલમિત્ર ગક્કર દેશ કહે છે, જે કદાચ સક્કર હશે. જ્યારે ભરતને કૈકેયીએ પોતાના પિતાને ત્યાંથી તેડાવ્યો અને તેની માતામહે વિદાય કર્યો ત્યારે તે ગધેડા (ખચ્ચર?) ના રથમાં બેસી આવ્યો હતો; જે ગધેડા ત્વરિત ચાલતા હતા, તેમ તેના સંરક્ષણ માટે કેટલાક બળવાન્ કુતરાઓ પણ આપ્યા હતા. એપરથી એમ માનવા જોગ પણ છે કે, તે કાળે કેકય દેશમાં ખરો ને શ્વાનો ઘણા ઉત્તમ પ્રકારના થતા હશે. તેમ જ ભરત, કેકય દેશમાંથી આવ્યો તે સિન્ધુ નદી ઓલંઘીને આવ્યો હતો, એટલે તે વખતે સિન્ધુ નદીના બહાર પ્રદેશના રાજાઓ સાથે, આર્યાવર્ત્તના રાજાઓ સૌ પ્રકારનો વ્યવહાર રાખતા હતા, ને સિન્ધુ ઉલ્લંઘવામાં આર્યોને અડચણ નહોતી.†

વળી જ્યારે રાજા દશરથ મરણ પામ્યા ત્યારે, કૌસલ્યાદિ કોઈ પણ સ્ત્રીનું તેની પાછળ સતી થવાનું જણાવ્યું નથી, તેથી તે કાળમાં સતી થવાની રૂઢિનો પ્રચાર નહિ જ હોય, અને એ રૂઢિ પાછળથી પ્રવર્તેલી હશે. રામાયણના કાળમાં પાણીપર લડવાની વિદ્યા પણ પ્રવર્તમાન હતી, કેમકે જ્યારે રામ ગંગાતટ ઉતર્યા તે પ્રસંગે નિષાદોએ નૌકા વગેરે કાર્યમાં કુશળતા જણાવી હતી, ને તેઓ જમીન પ્રમાણે પાણીપર લડવાની વિદ્યા પણ જાણતા હતા, એમ વાલ્મીકિ લખે છે. ૧૦૮ અને ૧૦૯ મો સર્ગ ઘણા અગત્યના ગણાય છે; અને તે પરથી જ યૂરોપીઅન વિદ્વાનો એમ નિશ્ચય કરતા હોવા જોઈએ કે, રામાયણ એ બૌદ્ધ મતાનુયાયી સામા બ્રાહ્મણ મતનો ઉત્કર્ષ દાખવનારો કલ્પિત ગ્રન્થ છે. જ્યારે ભરતે રામને રાજ્યાભિષેક માટે વિનતિ કરી ને રામે ના પાડી, ત્યારે જાબાલિ મુનિએ જે વચનો કહ્યાં, તે કેવળ આ લોકની સુખેચ્છાની લાલસાવાળા ચાર્વાકોનો મત છે, અને ટીકાકર રામે, ચાર્વાક મતનું નામ પણ પાડ્યું છે. રામાયણના કાળમાં બૌદ્ધમત પ્રવર્તેલો હતો કે બૌદ્ધનો જન્મ થયો હતો, તેને માટે કશો પણ આધાર મળતો નથી, એટલે રામાયણના સમયમાં બૌદ્ધ કે ચાર્વાક ક્યાં હોય? પરંતુ આટલું તો નિશ્ચયથી માનવા જોગ છે કે, વેદ કાળમાં પણ નાસ્તિક મતના જાણનારા, માનનારા ને આ લોકના સુખની લાલસાવાળા મુનિઓ પણ હતા જ. પૂર્વે હું કહી ગયો છું કે, અયોધ્યા નગરીમાં સર્વ ધર્મશીલ જ વસતા હતા, તો આ જાબાલિ મુનિ દશરથની સભામાં ક્યાંથી? એ શંકા સહજ છે, અને તેનું સમાધાન પણ સહજ છે. સૃષ્ટિના મંડાણ સાથે જ દૈવી ને આસુરી બુદ્ધિ જગકર્ત્તાએ પ્રેરેલી છે, અને તે જ પ્રમાણે વિચાર દર્શાવનારા પણ ઉત્પન્ન કીધા છે. આવા વિચારનો અંશ જાબાલિ મુનિમાં હતો, ને તેમણે રામને પ્રાકૃત બુદ્ધિના જાણીને અસત્ય વિચાર દર્શાવ્યો હતો. જાબાલિ એ બ્રાહ્મણ હતા, તેથી જ દશરથના મંત્રીમંડળમાં તેમને આસન મળ્યું હતું. જો તે પ્રકટ નાસ્તિકવાદી હોત તો દશરથરાયની

* જુઓ ભારતના આદિપર્વના શ્લોક ૨૪૭ થી ૨૫૩ ને ૨૪૨૭, ૨૪૩૨. કૃષ્ણ પરબ્રહ્મ છે, એવો લેખ ભારતમાં અનેક સ્થળે છે.

† અટકનદીથી બહાર નહિ જવું, એવું જે સામ્પ્રતમાં મનાયલું છે, તે આપરથી મિથ્યા જણાય છે, ને એ વહેમ સામ્પ્રતનો જ છે.

સભામાં તેમને આસન મળત નહિ. આજે પણ એવા પુરુષો અનેક પડેલા છે કે, જેઓ પ્રત્યક્ષમાં વેદધર્મનો સ્વીકાર કરે છે, પણ પરોક્ષમાં કેવળ જ નાસ્તિક હોય છે; તે કાળે પણ તેમ જ હશે. ચાર્વાકનો મત એ જ નાસ્તિક મત છે, ને તે રામાયણના કાળમાં થોડે અંશે પ્રવર્તેલો જણાય છે.

અરણ્યકાણ્ડમાંથી વિશેષ પુરાતન વાતો મળી આવતી નથી. એમાંથી એટલું જ નિકળી શકે છે કે, ગંગા નદીના દક્ષિણ ભાગમાં ને વિન્ધ્યના ઉત્તર ભાગ વચ્ચે તે કાળે ઋષિઓ–એકાંતવાસીઓ વસતા હતા; અને વિન્ધ્યના દક્ષિણ ભાગમાં વનચર રાક્ષસ વગેરે અનાર્ય પ્રજા વસતી હતી. ચોથા સર્ગમાં લખ્યું છે કે, રાક્ષસો પોતાનાં મુડદાં દાટતા હતા. આ રાક્ષસો તે અનાર્યો–અરણ્યવાસીઓ હશે. પ્રાચીનકાળથી જ, જેઓ આર્ય નહિ તેઓમાં પોતાનાં મુડદાંને અગ્નિસંસ્કાર કરવાનો ચાલ નહોતો. અનાર્યો પોતાના શબને દાટતા કે સમુદ્રમાં નાંખતા હતા. પણ અહિયાં એક સંશય થશે–કે જો તેમ જ હતું તો રાવણને અગ્નિસંસ્કાર કેમ થયો? તેનું કારણ બીજું નહિ, પણ વિભીષણ અનાર્ય રીતનો નહોતો, તેથી રામનો પ્રસંગ પડવાથી ને રામની આજ્ઞાથી તેણે રાવણને અગ્નિસંસ્કાર કર્યો હતો.

કિષ્કિન્ધાકાણ્ડના ૬૨ મા સર્ગમાં ૩ જો શ્લોક છે, તેમાં પુરાણનું નામ આપેલું છે. ઉત્તરકાણ્ડમાં આ પુરાણોના સમ્બન્ધમાં એમ જણાવ્યું છે કે, તે ક્ષેપક ભાગ હશે, અથવા તો પુરાણ એટલે જૂનું, એ ઉદ્દેશીને દાખલ કર્યું હશે. અત્રે તેનો સંશય રહેતો નથી. એમ માનવાને કારણ મળે છે કે, રામાયણની રચનાના કાળમાં પુરાણોની કથાઓ મુનિઓને કંઠાગ્રે હશે, ને જૂદા જૂદા મુનિઓ તેનું વ્યાખ્યાન અને શ્રવણ કરતા હશે; ને તે જ પુરાણોમાં સાંભળેલું નિશાકર મુનિએ કથન કથેલું છે, એમ કહેવાનો ભાવાર્થ સ્પષ્ટ છે. પણ એપરથી બીજો સિદ્ધાંત એ થાય છે કે, સામ્પ્રતકાળના વિદ્વાનો, જે એમ જ ઠોકી બેસાડે છે કે, પુરાણો તો હજાર પાંચસો વર્ષપર રચાયાં છે, તે કથા નિર્મૂળ જણાય છે. તેમ જ આ કાણ્ડમાં વાલિને ભગવાન્ રામે, મનુના બે શ્લોક કહ્યા છે, જેપરથી બે વાત જાણવા જોગ થઈ પડે છે: એક તો એ કે તે કાળે મનુસ્મૃતિ પ્રસિદ્ધ હતી, અને બીજું મનુસ્મૃતિમાં જે શ્લોકો લખાયલા છે તે શ્લોકો પ્રાચીનકાળમાં લોકવંદનામાં પ્રસિદ્ધ હતા.

સુન્દરકાણ્ડના ૩ જા સર્ગના ૧૮ મા શ્લોકમાં કિલ્લાપરના યંત્રગૃહોનું વર્ણન કરતાં લખ્યું છે કે, તેમાં યંત્રો એવા પ્રકારે ગોઠવેલા હતા કે, જાણે ભૂષિત કરેલી પ્રમદા હોય, અથવા દીપક હોય. આ યંત્રો તે તોપના જેવા કોઈ હશે, ને તે ઘણા પ્રકાશમાન હશે, તેમ તે એવી રચનાથી ગોઠવેલા હશે કે, કોઈ પણ સ્થળેથી શત્રુ ચઢી આવે તો દૂરથી જ તેને જવાબ દઈ શકાય. ચોથા સર્ગમાં પુનઃ શતઘ્નીનું નામ આવે છે; અને એ જ સર્ગમાં, સંગીતવિદ્યા તે કાળે સર્વની જાણમાં હતી અને અનાર્યો પણ સંગીતવિદ્યાના જાણકાર હતા, તેમ પણ જણાવ્યું છે. ૫ મા સર્ગના ૩ જા શ્લોકમાં જણાવ્યું છે કે, "સૂર્યના તેજવડે સર્વને પ્રકાશિત કરતો ચંદ્રમા છે." એ શ્લોકપરથી જણાય છે કે, જ્યોતિષ વિદ્યા તે કાળે આર્યલોકો સારીપેઠે જાણતા હતા. ૯ મા સર્ગમાં પુષ્પક વિમાનનું વર્ણન આપ્યું છે. આ વિમાન સર્વ સુખસંપન્ન સાધનોથી ભરપૂર હતું, ને તેમાં બેસનારની ઇચ્છાનુસાર તે ગતિ કરતું હતું. સામ્પ્રત બલુન એરોપ્લેન હજી એવી અવસ્થાએ પહોંચ્યું નથી. જ્યારે આર્યોના બીજા અનેક ગ્રંથોમાં વિમાનનું વર્ણન છે, ત્યારે તો માનવાને કારણ રહે છે કે, તે કાળે સર્વકળાપૂર્ણ કોઈ પણ પ્રકારનાં વિમાન બનતાં હશે. એ જ સર્ગમાં અગાડી રાવણના મંદિરમાં ગાલીચાઓનું વર્ણન આવે છે, ને તેમાં પૃથ્વીના નિરનિરાળા ખંડોનાં ચિત્રો પાડેલાં જણાવવામાં આવે છે. બહુ શોચજનક વાર્તા તો આ છે કે, આર્યસ્થાનમાં શા શા પદાર્થો પૂર્વ કાળમાં બનતા હતા, તે આજે આપણે જાણી શકતા પણ નથી. રાવણના ભોજનગૃહમાં પણ અનેક પ્રકારનાં મણિ અને કાચનાં પાત્રો, ચમચા, કાંટા વગેરેનું વર્ણન કર્યું છે; અને યૂરોપીઅન કળાએ જે પાત્રો ને ભૂષણો ઉત્પન્ન કરેલાં સામ્પ્રતમાં જણાવાય છે, તે સર્વ પદાર્થો રાવણરાયના મંદિરમાં ૪૦૦૦ વર્ષપર હતા, એમ વાલ્મીકિ વર્ણવે છે. આ જ કાણ્ડમાં અશોકવનમાં શિંશપા વૃક્ષ નીચે જાનકીને ઉભેલી વર્ણવી છે. શિંશપા વૃક્ષ પ્રાચીન ગ્રંથોમાં અનેક સ્થળે વર્ણવેલું દૃષ્ટિગોચર થાય છે, પણ એ વૃક્ષ કિયું, તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. કથાસરિત્સાગરમાં એ શબ્દ સમ્બન્ધે પૃષ્ઠ ૧૧૧૬ માં મેં લખ્યું છે કે, શિંશપા એટલે અશોક વૃક્ષ, પણ તેને પ્રમાણ મળતું નથી. કોઈ સીતાફળને ને કોઈ સીસમને શિંશપા વૃક્ષ કહે છે. શિંશપા તે સીસમ તો નહિ જ હોય. કેમકે ભારતના આદિપર્વમાં આ શ્લોક છે કેઃ—

> आस्तीकवचनं श्रुत्वा यः सर्पो न निवर्तते ।
> शतधा भिद्यते मूर्ध्नि शिंशवृक्षफलं यथा ॥

"આસ્તિકનું કહેવું સાંભળીને જે સર્પ પાછો ફરશે નહિ તેનું મસ્તક શિંશિવૃક્ષના ફળની પેઠે (સીતાફળની પેઠે) શતધા ભેદાશે." એમાં શિંશિવૃક્ષ કહ્યું છે તે ને શિંશપા એક જ છે. સીસમના વૃક્ષને કાંઈ એવાં ફળ નથી થતાં કે, જેના સો કટકા હોય, પણ સીતાફળમાં તો તેવા સો કટકાનાં સ્થાનો પ્રત્યક્ષ છે. ૧૮ મા સર્ગમાં ગુલાબના અત્તરનું નામ આવે છે; ને ૩૦ મા સર્ગમાં પ્રાચીન કાળમાં સંસ્કૃત વિદ્યા કોણ કોણ બોલતા હતા ને કોણ કોણ નહોતા બોલતા, તેનું દર્શન કરાવ્યું છે. પ્રાચીનકાળમાં સંસ્કૃત વિદ્યા, આર્યોમાં પૂર્ણ પ્રસરેલી હતી, તેનું એ દર્શન છે. ૬૨

મા સર્ગમાં ૨૪ મા શ્લોકમાં લખ્યું છે કે, હનૂમાનજી રાક્ષસોનાં મસ્તક એવા પ્રકારે ઉરાડતા હતા કે, જેવા યંત્રમાંથી પથરા ઉડે. એ પરથી જણાય છે કે, યંત્ર એ એવી કોઈ વસ્તુ હશે કે, જેમાંથી તોપપેરે ગોળી કે પથરા ઉડતા હશે. સર્ગ ૧૮ માં લખ્યું છે કે ષડંગ જાણનારા રાક્ષસો પણ હતા, ને રાક્ષસો પણ વેદ ભણતા હતા. અર્વાચીન બ્રાહ્મણો જે એમ કહે છે કે, વેદનો અધિકાર બ્રાહ્મણ વિના અન્યને નથી, તે કહેવું મિથ્યા છે એમ વાલ્મીકિનો લેખ જણાવે છે. સર્ગ ૨૮ ના શ્લોક છઠ્ઠાથી જણાય છે કે, શસ્ત્રવિદ્યા આર્યવૈદકમાં હતી ને આર્યપ્રજા તે જાણતી હતી એટલું જ નહિ; પરંતુ કાવ્યશાસ્ત્રના જાણનાર પણ તે વિષય સમજતા હતા, એટલી વૈદકવિદ્યા ખેડાયલી હતી.

પુનઃ લંકાકાણ્ડમાં યંત્રનું વર્ણન સ્થળેસ્થળે દેખા દે છે. સર્ગ ૩ જો શ્લોક ૧૨ મો, ૧૩ મો, ૧૬ મો, ૧૭ મો; સર્ગ ૬૦ મો શ્લોક ૫૪ મો; ૬૧ મો સર્ગ ૩૨ મો શ્લોક; ૭૬ મો સર્ગ ૬૭ મો શ્લોક; ૮૬ મો સર્ગ ૨૨ મો શ્લોક—એ સર્ગોમાં યન્ત્ર અને શતઘ્નીનું જૂદાજૂદા પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે અને યન્ત્ર તથા શતઘ્ની, રામાયણના સમયમાં કેવાકેવા પ્રકારે વપરાસમાં હતાં, તે દર્શાવ્યું છે. વાંચનારને આ બંનો વસ્તુ કેવી હતી, તેનું યથાર્થ દર્શન કરાવવાને હું અશક્ત છું. મોટા મોટા પથ્થરો ઊંચકવાની કળા વાલ્મીકિના સમયમાં લોકપ્રસિદ્ધ હતી, ને યન્ત્રની ગતિવડે, જેમ સામ્પ્રતમાં દ્વાર બંધઉઘાડ કરવામાં આવે છે તે સર્વ કળા, તે કાળે જાણવામાં હતી. યંત્ર ઘણા ઊંચા અને વિશાળ પણ હતા, કેમકે કુંભકર્ણને ઊંચા યંત્રની ઉપમા આપવામાં આવી છે. અને શતઘ્ની એવી પણ બનતી હતી કે, જે સમરાંગણમાં લઈ જવાતી હતી. મહાભારતની ટીકામાં નીલકંઠ ચતુર્ધરે યંત્રનો અર્થ અગ્નિયંત્ર કર્યો છે; અને સર રાજા રાધાકાન્તે અગ્નિયંત્ર અથવા અગ્ન્યાસ્ત્રનો અર્થ બંદુક લખ્યો છે, ને દારુયંત્રનો અર્થ કળ લખ્યો છે. નથી સમજાતું કે, યંત્ર એ કેવી વસ્તુ હતી. પણ મહાભારતમાં એક સ્થળે યંત્ર માટે આવો પણ શ્લોક છેઃ—"હે મધુસૂદન!

> यंत्रस्थगुणदोषौ न विचार्यौ मधुसूदन ।
> अहं यंत्रो भवान् यंत्री न मे दोषो न मे गुणः ॥

તમારે યંત્રમાં રહેલા ગુણદોષનો વિચાર કરવો નહિ. હું યંત્ર છું અને તમે યંત્રી (ચલાવનારા) છો, મને દોષ નથી ને અવગુણ નથી." વળી વિજયરક્ષિત ગ્રંથમાં લખ્યું છે કે, अयःकंटकसंच्छन्ना शतघ्नी महती शिला । 'લોઢાના કાંટાથી ઢંકાયલી મોટી શિલા તે શતઘ્ની." અને મેદિની કોશમાં શતઘ્નીનું નામ કરંજ લખ્યું છે. શતઘ્ની એ કોઈ એવું યંત્ર હશે કે, જે યુદ્ધમાં લાખો પ્રાણીઓનો નાશ કરી શકતું હશે. સર્ગ ૧૧૩ ના ૪૨ મા શ્લોકમાં જે કથાભાગ આપ્યો છે તે ઉપરથી કથાસરિત્સાગરમાં અને ભોજ રાજા અને તેના પુત્રના સંબંધમાં, સિંહ ને રિંછને નામે જે કથા પ્રસિદ્ધ છે, તેનું મૂળ આ ગ્રંથમાં છે, એમ જણાય છે. ૧૧૭ મા સર્ગના ૨૭ મા શ્લોકમાં બ્રહ્માજીએ સ્તુતિ કરતાં શ્રીરામને સ્પષ્ટ કહ્યું છે કે, તમે કૃષ્ણ છો ને આ સીતાજી તે લક્ષ્મીજી છે. ૧૨૭ મા સર્ગના ત્રીજા શ્લોકમાં પુરાણોનું નામ નિવેદન કરેલું જણાય છે. ૧૨૮ મા સર્ગપરથી અનેક વાત દષ્ટિએ પડે છે. રાજાઓને જ્યારે પટ્ટાભિષેકની ક્રિયા કરતા હતા, ત્યારે અર્વાચીનકાળમાં જેમ નઝરાણાં ધરવામાં આવે છે તેમ તે કાળે પણ ધરવામાં આવતાં હતાં; અને પટ્ટાભિષેકની મંગળ ક્રિયા, અર્વાચીન રીતિ પ્રમાણે જ થતી હતી. એ જ સર્ગમાં पुरा वाल्मीकिना कृतम् શબ્દોથી જ સંશય ઉઠે છે કે, આ રામાયણ વાલ્મીકિના કોઈ શિષ્યે પ્રાચીન કાવ્યના સંગ્રહપરથી કીધું હશે. એ જ સર્ગમાં છેવટના ભાગના શ્લોકપરથી જણાય છે કે, વાલ્મીકિના સમયમાં ગ્રંથો લખવાનો રિવાજ હતો; ये लिखन्तीह च नरा ઇત્યાદિ.

ઉત્તરકાણ્ડમાં પણ પ્રાચીનકાળની સ્થિતિનું ઉત્તમ પ્રકારે દર્શન થાય છે, પરંતુ તે ભાગ વાલ્મીકિના સમયનો ગણાતો નથી, તથાપિ એ કાણ્ડ પુરાતન તો છે જ. સર્ગ ૩૧ ના ૪૨--૪૩ મા શ્લોકમાં રાવણ, મહાદેવજીના લિંગનું પૂજન કરતો હતો તે દર્શાવ્યું છે, ને તે સમયમાં એટલે ૩૫૦૦ વર્ષના આસરાપર મૂર્ત્તિપૂજન હતું, એમ સ્પષ્ટ જણાય છે. ૩૭ મા સર્ગના ૧૧ મા શ્લોકમાં નારાયણ, શેષપર શયન કરે છે તે દર્શાવ્યું છે; અને ૨૪ મા શ્લોકમાં પુરાણ જાણનારા ઋષિઓનું નામ નિવેદન કર્યું છે. ૫૩ મા સર્ગના ૨૦, ૨૧ ને ૨૨ મા શ્લોકમાં શ્રી કૃષ્ણાવતારનું વર્ણન કર્યું છે ને વાસુદેવ શબ્દ સ્પષ્ટ રીતે શ્રી કૃષ્ણને માટે વપરાયલો છે, ને એ જ શ્રી કૃષ્ણને નારાયણ અને અર્જુનને નર વર્ણવેલો છે. ૯૪ મા સર્ગના ૮ મા શ્લોકમાં छन्दोविदः पुराणज्ञान् એવું વાક્ય છે, ને તેમાં પુરાણનું વર્ણન પુનઃ દષ્ટિએ પડે છે; અને બીજે એક સ્થળે पुराणश्चैव महात्मभिः ઇત્યાદિપરથી જણાય છે કે, પુરાણ રચાયા પછી આ ઉત્તરકાણ્ડ રચાયો છે. પુરાણો સંબંધે હવે તો ઘણી શંકા કાળક્રમથી નિકળી ગઈ છે; અને જે પુરાણોને પાશ્ચિમાત્ય પંડિતો પાંચસોસાતસો વર્ષનાં કહે છે, તે પુરાણોની ૮૦૦ વર્ષની તો જૂની પ્રતો મળે છે. એ જ કાણ્ડમાંથી એક વાર્તા એ જણાય છે કે, રામાયણના કાળમાં ત્રણ મુખ્ય રાજ્યો આર્યાવર્ત્તમાં હતાં; અયોધ્યા, કાશી ને પ્રયાગ તથા માંડળિક રાજાઓ ત્રણસેં હતા.

આ પ્રમાણે રામાયણની રચનાના કાળમાં આર્યાવર્ત્તનો પ્રાચીન ઇતિહાસ દૃષ્ટિએ પડે છે, ને તેમાં કેટલીક તો એવી અપ્રતિમ વાતો વર્ણવી છે કે, જેને માટે આજે યુરોપના વિદ્વાનો પોતાની શોધનો દાવો કરે છે તે સર્વ શોધો, તેમના જ લખવા પ્રમાણે ૪૦૦૦ વર્ષપર આર્યાવર્ત્તની પ્રજા જાણતી હતી.

(૫)

આર્યજનના ધર્મ સંબંધી ગ્રંથો રચવામાં પ્રાચીનકાળના ઋષિમુનિઓનો પ્રાધાન્ય હેતુ આ જ હતો કે, સંસારમાં સરસો રહેલો મનુષ્ય, ધર્મ, અર્થ, કામ અને છેલ્લો મોક્ષ અર્થ સાધે, ને પરમાત્માનું ચિંતન કરતો થકો જગતના વ્યવહારકાર્યમાં પ્રવર્તે, ને અંતે પરમપદ—નિર્વાણુ—કૈવલ્યને પામી શાંતિમાં વિરામે. પ્રપંચવૃત્તિ અને વ્યવહારનીતિ, મહાત્માઓએ ગૌણુ ગણેલી છે, ને તેના ગ્રંથો તો પાછળથી રચાયલા છે. પ્રાચીનકાળમાં રચાયલા ગ્રન્થો, રામાયણુ, મહાભારત, ભાગવત, પુરાણો, સ્મૃતિઓ ને શ્રુતિઓમાં આજ હેતુ સિદ્ધ છે કે, નીતિ જાળવવી, વ્યવહાર શુદ્ધ રાખવો, સત્ય વાણી વદવી, ને એકવચને રહેવું. પ્રાણુ જાય તો ભલે, પરંતુ અસત્યતાનો દોષ લાગવો જોઇએ નહિ. તે જ પ્રમાણે રામાયણુમાં પણુ ઉપદેશ છે. નીતિથી ધર્મ, ધર્મથી ભક્તિ, ભક્તિથી જ્ઞાન, ને જ્ઞાનથી યોગ—તે જ મોક્ષ છે; માટે પ્રથમ નીતિનો ઉપદેશ આર્ય ગ્રંથકારોએ મુખ્ય કહેલો છે. જનજનને માટે નીતિ છે. એમ જ રામાયણુમાં નીતિ, સદ્દ્વર્તન ને ધર્મનો અર્થ, સારી રીતે વાલ્મીકિ મુનિએ સાચવી કાવ્ય કર્યું છે. પ્રારંભમાં જ, પ્રશ્ન કરતાં નારદ મુનિને વાલ્મીકિએ પૂછ્યું હતું કે, સકળગુણુસંપન્ન પુરુષ કોણુ? એ પ્રશ્ન પૂછવાનું તાત્પર્ય એ જ કે, સકળગુણુસંપન્ન પુરુષનું ચરિત્ર મનુષ્યનું હ્રદય શુદ્ધ કરે છે, ને તેના પરના ભક્તિભાવથી પ્રાણીનું કલ્યાણુ થાય છે. અને બીજો હેતુ એ પણુ ખરો કે, સકળગુણુસંપન્ન માત્ર પરમાત્મા જ હોય છે. જે ષોડષ ગુણુવાળો પુરુષ વાલ્મીકિએ જાણુવા ઇચ્છા કરી, તેવા ગુણુવાળો અન્ય પ્રાણી ન હોય, પણુ તે ભગવાન જ હોય, ને તેનું ચરિત્ર જાણુવું, સાંભળવું બહુ શ્રેયસ્કર છે. નારદસૂત્રમાં લખ્યું છે કે, ભગવાનને જાણુવા, એ જ પરમ ધર્મ છે. તેવો ધર્મ જાણુવાની વાલ્મીકિએ ઇચ્છા કરી છે. વાલ્મીકિ નિષાદને શાપ દીધા પછી પરિતાપને પામ્યા. તે પરથી નીતિ લેવાની કે વિના કારણે મુનિજનો પણુ શાપ દેતા નહોતા, અને કારણુ હોય તો પણુ શાપ દેવો, એ વેદધર્મીનું કર્તવ્ય નથી જ. સંતાન વગર સુખ નહિ, તે માટે દશરથ રાજાનો શોચ છે. ધર્મશાસ્ત્રમાં સ્થળેસ્થળે દર્શાવ્યું છે કે, પિતૃઋણુ અદા કરવા માટે મનુષ્યે પરણુવું અને સંતાન ઉત્પન્ન કરવાં, એ તેનો મુખ્ય ધર્મ છે. સામ્પ્રતકાળના રાજાઓ પોતાના પુત્રોને સર્વ વિદ્યાથી અભણુ રાખે છે, ને કુંવરને લાડકવાયા કરીને સ્વાત્મનું ને પ્રજાનું અકલ્યાણુ વહોરે છે, પણુ દશરથ જેવા ચક્રવર્તી રાજાના ચારે કુંવરો સકળવિદ્યાજાણુ હતા, ને તે એટલે સુધી કે પંદર વર્ષની કિશોરવયમાં રામ અને લક્ષ્મણુને, વિશ્વામિત્રના યજ્ઞરક્ષણાર્થે દશરથ રાજાએ વનમાં મોકલ્યા હતા. સંગ્રામમાં અધર્મે વર્તતી સ્ત્રીનું પણુ રક્ષણુ થતું નહોતું, અને તેવી સ્ત્રીના વધથી સ્ત્રીહત્યા લાગતી નથી તે અર્થે તાટિકા વધનું આખ્યાન છે. સૌથી મોટું અદ્દ્ભુત તો અહલ્યાચરિત્ર છે. સ્ત્રીનો પરમ ધર્મ ને શ્રેયસ્કર ધર્મ કોઈ પણુ હોય તો તે સ્વામીસેવા છે, રે સ્વામી જ છે. શિયલવ્રત સાચવવામાં જ તેનું પરમ ભૂષણુ સમાયલું છે. અહલ્યા, સોળ સતીમાંની એક છે, ને પાંચ સતીમાં પણુ તે પ્રમુખ છે. આર્ય સ્ત્રીઓ પ્રભાતમાં, પોતાના કલ્યાણુ માટે પંચસતીનાં નામનું સ્મરણુ કરે છે, એમાં મુખ્ય અહલ્યા છે. અહલ્યા અની-

अहल्या द्रौपदी सीता तारा मंदोदरी तथा ।
पंचकन्याः स्मरेन्नित्यं महापातकनाशिनीः ।

તિમાન્ થઈ છે, તે છતે એ સતી કેમ? એ અહલ્યા જો કે છેતરાઇને ઇંદ્રના દુષ્ટ વિકારને વશ થઈ હતી, તોપણુ તે પોતાના શિયળથી ચલાયમાન થયેલી ગણી શકાતી નથી. ઇંદ્ર સાથે સંગ કીધો તે તેને ગૌતમપતિ સમજીને જ. છતાં તેને તેનાં અવિચારી કર્મને માટે અનેક વર્ષ સુધી શલ્યા થઈ પાપનું ફળ ભોગવવું પડ્યું છે. તે છતાં એ સતી? હા; કેમકે તે મનસા, વાચા, ને કર્મણુા સ્વપતિને જ ભજતી હતી, ને ક્ષણુ માત્ર પણુ પતિને હ્રદયથી વેગળો ન કરવાને લીધે જ સતી કહેવાય છે, ને આર્યાવર્ત્તની પ્રજા તેને માન આપે છે. આજે પણુ એ સતીના સંબન્ધમાં આર્ય સ્ત્રીઓ ગર્વ ધરે છે; ને પ્રજામાં તો તેનાં નામ સ્મરણાર્થે અહલ્યાસાગર, અહલ્યાપતિ, અહલ્યાતીર્થ, અહલ્યાનંદન (પુત્રવતી) એવી સંજ્ઞાથી તેનું સ્મરણુ કરે છે. આર્યસ્ત્રીઓનો બાહ્યાંતર ધર્મ, પરંપરાથી આજ ચાલ્યો આવ્યો છે કે, સદોદિત પતિમાં જ ભક્તિભાવ ધરવો ને પતિપ્રેમ વધારવો, પતિ એ જ પરમ તેજ ને પરમ સ્વરૂપ છે, અને પતિ એ જ પ્રભુ છે. ત્રણુ કાળમાં, ત્રણુ અવસ્થામાં, અને ત્રણુ સ્થિતિમાં પતિને જ જે અનુરક્ત છે તે જ સ્ત્રી સતી છે. નહિ કે હાલમાં જેમ કેટલીક વિદ્વાનો મનસા અને વાચાથી સંપૂર્ણ રીતે ચલિત થયલી પણુ માત્ર કર્મથી કંઇક બચેલી સ્ત્રી સતીપદને યોગ્ય છે. તેવી સ્ત્રીને જો સતી કહેવામાં આવે તો આજે દુનિયામાં તેની કંઈ ખોટ નથી. વિકારી દૃષ્ટિએ બારણુંમાંની કુંચીમાંથી જોનાર સતીઓનાં તો ઝુંડનાં ઝુંડ છે. સતી અહલ્યાના કથાપ્રસંગમાંથી નીતિ એ જ લેવાની છે કે, પાપકર્મ કરતાં ઇંદ્ર જેવાને અંગે પણુ સો છિદ્રો પડ્યાં હતાં, ને તે નપુંસક થઈ ગયો હતો. તેમાં સહાયકર્તા ગમે તેવો હોય તોપણુ તે પાપકર્મનો ભોક્તા જ થાય છે—તેમ જ ચંદ્રને હંમેશનો ક્ષીણુ કળાવાન્ કર્યો છે, આ સર્વ બહુ અદ્દ્ભુત ચરિત્ર છે, ને તેમાં આર્ય સ્ત્રીઓની પરમ શુચિ જણાય છે. તપોધન મુનિઓના ધર્મકાર્યનું સંરક્ષણુ કરવાને માટે રાજા ધર્મથી જ બંધાયલો છે, ને તેવી વેળાએ પોતાના ધન, ધાન્ય કે સ્ત્રી પુત્રાદિક કશાની પણુ તે પરવા કરતો નથી. દશરથે, વિશ્વામિત્રના યજ્ઞનું સંરક્ષણુ કરવાને માટે પંડે જવાનું કહી, તથા રામને તેની સાથે મોકલીને

રાજશિક્ષા દર્શાવી છે. લગ્ન, એ આર્ય ધર્મવેત્તાઓ શ્રેષ્ઠ ને આ લોકના સુખનું જ નહિ, પણ પરલોકના સુખનું પણ એક મુખ્ય સાધન માને છે, તે કિશોરવયમાં રામે લગ્ન કરીને કામ સાધ્યો હતો, તેપરથી સમજાય છે. આર્ય પ્રજા ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠ ગણુતી આવી છે. રામ અને પરશુરામ વચ્ચે થયેલા સંવાદપરથી આર્યજનો માને છે કે, કોઈનો પણ ગર્વ ટકી રહ્યો નથી, તેમ જ પરશુરામ જેવા અંશાવતારીએ, જ્યારે મદમાતા ક્ષત્રિઓનો સંહાર કર્યો, ને એમ માન્યું કે, તેમના તેજબળનો સમોવડીઓ કોઈ નથી, ત્યારે રામે ત્ર્યંબકી ધનુષ તોડીને તેમનો ગર્વ ગાળ્યો છે, ને દર્શાવ્યું છે કે, પ્રાણી માત્રે ગર્વરહિત રહેવું.

આર્યભૂમિમાં રામ ને કૃષ્ણ, એ બે મહાત્મા ન હોત તો, હું માનું છું કે, આર્યાવર્ત્તના પ્રાણીનો મનખો એળે જ ગયો હતો. રામ એ સાક્ષાત્ સત્યધર્મની મૂર્ત્તિ હતા. પિતાના માત્ર એક વચનને કારણે, તેણે ચૌદ વર્ષ રાજ્ય ત્યાગ કીધો, એટલું જ નહિ, પરંતુ દંડકારણ્ય, કે જ્યાં અનેક સંકટોનો જ વાસ હતો, જ્યાં વનપશુ અને આરણ્યક જાત વસતી હતી ત્યાં જઈ રહેવાનું સ્વીકાર્યું, અને તે કેવી રીતે? પૂર્ણ ઉત્સાહ, પૂર્ણ પ્રેમ, પૂર્ણ પિતૃભક્તિ, કિંચિત્ પણ સાવકી માતા કે સાવકા બંધુપર અભાવ વગર, ઉલટું તેના પ્રતિ પૂર્ણ ભક્તિભાવથી માતાના, બંધુના, મંત્રીમંડળના, મુનિજનના, નગરજનના, આગ્રહ છતાં કે, તમે જ રાજ્ય ગ્રહણ કરો; અને હજી તો પિતાના મુખમાંથી વચન નિકળ્યું નથી કે 'તું વને વસ,' પણ માત્ર પિતાના પ્રતિનિધિ તરિકે અપરમાતાનું વેણ જ સાંભળીને, પિતાજી પ્રેમને લીધે વચન કહેતાં સંકોચ પામતા હશે, ને રખેને પિતાએ આપેલા વચનનો ભંગ થાય તેથી સભય કંપિત હૃદયે વિચાર્યું કે, હું વને જઇશ તો પિતાને શાંતી મળશે, વચન પળશે, ને ઇક્ષ્વાકુકુળનો યશ ચિરંજીવ રહેશે, એવા ધર્મયુક્ત વિચારને વશ થઈ, ચક્રવર્તી મહારાજાના યુવરાજપદનો ત્યાગ કરીને, જે દિવસે યુવરાજપદે અભિષેક થવાનો છે તેજ દિવસે ખરા મધ્યાન્હે, સુકુમાર કોમળ અંગવાળા છતાં, સર્વ ઐશ્વર્યનો ત્યાગ કરી, વલ્કલ પહેરી, પિતૃવચન પાળ્યું ને પળાવ્યું, એ અદ્ભુત ચરિત્રનું આર્ય વિના કોઇ પ્રજામાં અનુકરણ પણ થયું છે? રામ એ શુદ્ધ સાક્ષાત્ ધર્મમૂર્ત્તિ હતા; તેની ભાર્યા, ધર્મશ્રદ્ધા હતી; તેનો બન્ધુ, સત્યવેણ હતો; તેનો સહોદર, એકવચન હતો; તેની માતા, ત્યાગબુદ્ધિ હતી; અને તેનો મંત્રી વેદોક્તવચનાનુસારવર્ત્તન હતું. પિતાએ વચન તો કહ્યું નથી, પણ તેનું મનસા વચનં પણ જાય? હર! હર! સૂર્યવંશનું નાક જશે, અધર્મ પ્રવર્તશે, ભવિષ્યની પ્રજા વચનપાળક નહિ થશે, તથા પિતૃઆજ્ઞા શ્રદ્ધાપૂર્વક માનશે નહિ, એ સર્વ વિચારો તત્ક્ષણે રામના હૃદયમાં સ્ફુરાયમાન થયા હતા, ને એક વચનને કારણે રાજ્ય ત્યજ્યું હતું. પિતાપર તેઓનો પ્રેમ એટલો તો સુદૃઢ હતો કે, પિતાને જરા જેટલું પણ સંકટ થાય, પીડા આવે, તે સહન કરવા રામ અશક્ત હતા. ભરતને ગાદી મળે તેમાં શું? એ પણ આપણો બાંધવ જ છે કેની? રાજગાદી અવિચળ કોને રહી છે, અને રાજગાદીના લોભને વશ થઈ, અધર્મ પ્રવર્તાવું, કુળાંગાર ઠરું, પિતૃઆજ્ઞાનો ભંગ કરી કુપુત્ર કહેવડાવું, દૈવના નિર્માણ કરેલા લેખનું ઉલ્લંઘન કરું, અપરમાતા જે એમ કહે છે કે, રામ પ્રપંચી છે તે વાક્યની વ્યર્થ સિદ્ધિ કરી આપું, તે સર્વ કરતાં વનવાસ શું ખોટો છે? આવા વિચાર કોણ કરશે? કોણ એટલી શ્રદ્ધાથી પિતૃવચન માનશે? સુખભોગ દેહના છે, રાજ્યનો પણ નાશ છે, વિલાસવૈભવ મનના માની લીધેલા છે! નાશવંત પદાર્થ માટે લાલસા શી? એક અલ્પ સ્વાર્થને માટે પણ આમ કોણ વિચારે છે? રામને કદાચ આવા વિચાર આવ્યા હો કિંવા નહિ, પણ પિતૃવચન માટે અને પોતાનાં વચન માટે પણ, સત્યવચન કરવા, એકવચનની કીર્ત્તિ જગમાં ફેલાવવાને માટે રામે વનવાસ વેઠ્યો છે, એમાં ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ એમ સર્વ કાર્ય સામટાં સાધ્યાં છે. 'શું તું, આ દીન અને દુઃખિની માનું કહ્યું નહિ જ માને?' શોચંતી ને વિલપંતી કૌસલ્યાની આવી ગદ્ગદિત કંઠની, અશ્રુ પાડતી, કરુણાળ વાણી સાંભળીને, જે નરવર બોલે છે કે, 'મારા પિતાની સેવા કરો ને મને વનમાં જવાની આજ્ઞા આપો,' એ પિતૃવચનપરની દૃઢભક્તિભાવનું રહસ્ય, વિરલા જનો જ જાણે છે, એ ધર્મની પરિસીમા છે. ખૂબી તો એ છે કે શ્રી રામે અપર માતા કે પિતા કોઇનો પણ દોષ સ્વમુખે જણાવ્યો નથી તેમ બીજાને કહેવા દીધો નથી. રામના સર્વ કર્તવ્યમાં વિશિષ્ટ અપૌરુષી ગુણ બહાર પડતો છે, અને સત્ય વચન માટે તો પ્રમુખસ્થાન જ લીધું છે. સત્યને માટે તો ભગવાન્ રામભદ્ર એમ જ સમજાવે છે કે,

अश्वमेघसहस्रेभ्यः सत्यमेवातिरिच्यत–विशिष्यते ।

હજારો અશ્વમેધ યજ્ઞથી સત્ય વિશિષ્ટ છે, અને તેવા સત્યનો જ ઉત્કર્ષ રામે દાખવ્યો છે. એ અલૌકિક ગુણથી વિશેષ ભગવાનમાં શું હોય છે? ભગવાન્ રામભદ્રના કર્તવ્ય પ્રતિ માનુષિક દૃષ્ટિથી વિચાર કરીએ તો, અલૌકિક સ્વહિતૈષી દૃષ્ટિમાં, રામ જેવો કોઈ જ નથી. આપણે પરદોષ સહન કરનાર હોઇએ તો તે એટલા જ માટે કે, પરલોકમાં ઉત્તમસ્થાન મળે, અને આ લોકમાં મહાશય કહેવાઇએ; કોઈ મમતાળુ હોય છે; કારણ કે તેને મમતામાં જ આનંદ મળે છે; મહાશય 'કર્તવ્ય'(Duty)માં તત્પર છે, કારણ કે, કર્તવ્યમાં જ તે મગ્નમસ્ત છે, આનંદી છે, અને કર્તવ્યત્યાગમાં તે દુઃખ માને છે. ધર્મનીતિવંત વત્સલને ધર્મનીતિ; ક્રૂરને ક્રૂરતા; વિષયીને વિષય; એ સર્વને પોતપોતાના કાર્યમાં આનંદ છે. એ સર્વ સ્વહિતૈષી તો ખરા જ, પછી તે સારા

કે નરસા ગમે તેવા ગુણુથી. આ તો સૃષ્ટિનો નિયમ છે કે સર્વ સ્વહિતૈષી છે. પરંતુ રામભદ્રનું સ્વહિતૈષીપણું એવું છે કે, તેમાં પરહિત આપોઆપ પ્રમુખે આવે છે; અને પ્રભુમાં આપણે શું વિશેષ જોઇયે છિયે ? સત્ય ને ધર્મમાં જ રામને આનંદ હતો. તે ભગવાનના સકળ ગુણોથી સંપૂર્ણ હતા.

વ્યાવહારિક ધર્મ પાળવામાં જ્યારે કૈકેયી ભોળી છે, હઠીલી છે, સ્રીહઠનો ભાવ પૂર્ણ રીતે દર્શાવે છે, પતિને સત્યસ્વરૂપે પૂજ્ય ગણતી નથી, ત્યારે સીતા તેથી પ્રતિકૂળ વિચાર ઉત્પન્ન કરે છે. અનેક સ્રી કરવાથી પ્રસંગોપાત્ત કેવાં સંકટો આવી પડે છે તેનું ઉદાહરણ કૈકેયીની દુષ્ટભાવના છે; અને પતિ એ જ પરમ ધન, ઐશ્વર્યનું કારણ, સૌભાગ્યનો શણગાર, ધર્મનું ધામ, પ્રેમનું ઠામ, વૈભવની વિભૂતિ છે એમ સીતા જાણે છે, માને છે, મનાવે છે, ને તેમ જ વર્તે છે. જ્યાં સ્વામીનો વિયોગ, ત્યાં રાજ્યસુખેચ્છા, વૈભવેચ્છા કેવી ? તે સ્વામીને સુખે સુખિની, ને દુઃખે દુઃખિની છે. સ્વામી સંગે રહ્યાં તો સૌ રુડાં વાનાં છે એવું સમજીને, સીતા, રામસંગે વનમાં સંચરે છે. એવે પ્રસંગે વડીલોની આમન્યા તેણે લોપી છે, પણ તે શા માટે ? ધર્મ માટે જ, વ્યવહારનીતિ માટે જ, પતિપ્રેમ માટે જ. દશરથરાય, સીતાને વલ્કલ પહેરેલી જોઇને કંપે છે, પણ સીતા, પ્રથમ ઉદ્વેગી થઇને, પછી પ્રેમથી રાજ્યવૈભવનો ત્યાગ કરી દે છે ને વલ્કલ પહેરે છે, તથા ઉત્સાહ સહિત વનમાં વિહાર કરે છે. તેણે રામને એક પણ વેણ રાજ્યત્યાગ સંબંધે કહ્યું નથી, એ સ્રીધર્મનું સત્યસ્વરૂપ દર્શાવ્યું છે. જ્યાં ધણી ત્યાં ધણીયાણી, એ નીતિવચનની ઘડનાર સીતા જ હોવી જોઇએ. સ્રીનો મુખ્ય ધર્મ પતિપરાયણા છે. પતિનું સેવન, પતિનું પૂજન, પતિની ભક્તિ, પતિપર પ્રેમ, પતિમાં આનંદ, પતિવચનપાલન અને પતિસુખવૃદ્ધિ માટે ધર્મયુક્ત વર્તન, એ જ આર્ય સ્રીનો સનાતન ધર્મ છે, ને તેને અનુસરીને સીતાએ પોતાનું ઉદાહરણ, આર્ય સ્રીઓને અલૌકિક રીતે આપ્યું છે. અનેક સંકટો વેઠી, સુખ વૈભવનો ત્યાગ કરી, શિયળનું સંરક્ષણ કરી, મનસા, વાચા ને કર્મણા ત્રણે સ્વરૂપે પતિને ભજી, ભૂત, ભવિષ્ય ને વર્તમાનમાં પતિનું જ ધ્યાન ધરીને, વનમાં કે નગરમાં, સુખમાં કે, દુઃખમાં, રાજગૃહમાં કે પર્ણકુટીમાં, વાલ્મીકિના આશ્રમમાં કે રાવણના મંદિરમાં, પતિને જ સતીએ ભજ્યો છે. એ જ સ્રીનો સતત સનાતન ધર્મ છે; એ જ આર્યસ્રીનો પરમ ધર્મ છે, અને જ માટે સીતાનો જન્મ હતો. સ્રીધર્મદર્શનાર્થે સીતા વિના આર્યસ્રીને બીજું દૃષ્ટાંત ઉપલબ્ધ નથી. દ્રૌપદીએ તો, પોતાના પતિઓને સમયપરત્વે વિવેકમાં રહીને પણ કઠણ શબ્દ કહ્યા છે, ખારીલો ને હઠીલો સ્વભાવ દર્શાવ્યો છે, તે રીસાઇને છણકો કરતાં ડરી નથી, તથા સ્રીસ્વભાવનો ભાવ કંઈકંઈ દર્શાવ્યો છે; પણ સીતાએ, રાજપુત્રી ને રાજપત્ની છતાં પણ, સ્રીધર્મને વશ વર્તીને પતિને જ પૂજ્ય ગણ્યો છે.

રાજકુટુંબમાં હંમેશાં વેહેરાવંચા હોય છે, ને ઓરમાન માતાના પુત્રો, એકબીજાનો શિરચ્છેદ કરવામાં, અને તેઓનું જડમૂળ કાઢવામાં સદા તત્પર રહે છે. અર્વાચીનકાળના ઇતિહાસમાં દૃષ્ટિ કરીએ છીએ તો સ્થળેસ્થળે રાજ્યલોભ, કુલસંહાર અને અધર્મનો વાસ, એ રાજકુટુંબમાં સાહજિક દોષ દેખાય છે. પ્રાચીનકાળમાં ધર્મ જ સર્વથી સબળ સાથી હતો, ને ધર્મનું અવલંબન, ગમે તેવા સ્વાર્થ છતાં પણ, રાજકુળમાં થતું નહિ. ભરત–રામાનુજ ભરત, એના સદ્‌ગુણની પ્રશંસા કરવાને મારી પાસે શબ્દો પણ નથી. કૈકેયીએ, પુત્રહિતાર્થે રાજ્યની માંગણી કીધી; પોતાનો પુત્ર નિર્વિઘ્ને રાજ્યઐશ્વર્ય ભોગવે, અને પોતે રાજ્યમાં કરતીકારવતી થાય એવા હેતુથી, સ્વવશપતિને પૂર્વના વચનનું સ્મરણ કરાવીને સાંણસામાં લીધા; રામને વનવાસ અપાવ્યો; પ્રજાનો તિરસ્કાર, કુટુંબનો કલેશ, અધર્મ, મંત્રીમંડળની અપ્રીતિ, મુનિઓનો અનાદર સર્વ સહન કરીને રાજ્ય મેળવ્યું; પરંતુ તે રાજ્યસુખનો ક્ષણભર પણ વિચાર નહિ કરતાં, રાજ્યને યોગ્ય ને હકદાર તો યુવરાજ જ હોય, અન્ય કુંવર રાજ્યને યોગ્ય નહિ જ, એમ માનીને મોટા રાજ્યનો ત્યાગ કર્યો એ ભરતનું વિરલ કર્મ, અદ્‌ભુતાશ્ચર્યમાં તલ્લીન કરી નાંખે છે; તથા જે માતા, ધર્મનો વિચાર નહિ કરતાં અધર્મનો જ વિચાર કરીને સ્વાર્થપરાયણ વર્તી હતી તેનો પ્રકટ તિરસ્કાર કરીને ધર્મ પ્રમાણે જે રાજ્યને પાત્ર છે તેને શરણે ગયો, ને માતાના અપરાધ માટે ક્ષમા માગી, તેને જ રાજ્ય ગ્રહણ કરવાને પુનઃપુનઃ વિનતિ કરી જણાવ્યું કે, માતાના અધર્મ કૃત્યનો તેણે લેશ પણ સંકલ્પ કીધો નથી, તેમાં તે સહાયક નથી, એ તેની મહાશયતાનો યશ અવિચળ રહ્યો છે. તેણે ધર્મવચન બોલતાં રામને જે કહ્યું કે, ઇક્ષ્વાકુકુળનું ભૂષણ એ જ છે કે, પાછા જ્યેષ્ઠ પુત્ર જ ગાદીએ બેસે, માટે તમો (રામ) પાછા પધારો, રાજ્ય કરો, મારાપરનો અપવાદ મટાડો, એ ઉદારવૃત્તિની પ્રશંસા થઈ શકે તેમ નથી જ. બંધુપર જ ભરતનો અખંડિત પ્રેમ હતો, અને જન્મથી તે જરા સૂધી બંધુને અનુસરતો જ તે રહ્યો છે. તેણે રાજ્યસુખનો ત્યાગ કીધો, તે એટલા જ માટે નહિ કે, મેં રાજ્યની ના પાડી છે છતાં હવે ગાદીપર બેસીશ તો રામને રાજ્ય લેવા મેં જે વિનતિ કરી તે આડમ્બર હતો, ભરત ધૂર્ત હતો એવો સંકલ્પ રામને આવશે; પણ ધર્મયુક્ત વિચારે જોતાં, ઇક્ષ્વાકુકુળના ઐશ્વર્ય પ્રતિ દૃષ્ટિ કરીને, તથા બંધુપરના પ્રેમને લીધે તેણે રાજ્યનો સમૂળગો ત્યાગ કીધો છે, અને જટિલ વેશે નંદીગ્રામમાં ચૌદ વર્ષ વસી પોતે પણ વનવાસ વેઠ્યો છે. ભરતે રામની આણ, પાદુકાથી વર્તાવી એક પ્રતિનિધિ તરીકે રાજ્ય કીધું; બંધુની પાદુકા મસ્તકપર ચઢાવી, અને વડીલ બંધુ તે પિતા

સમાન જ છે, એમ જગતમાં પ્રકટ કીધું; તથા અધર્મે મળતા ઐશ્વર્યમાં સુખ નથી અને જે માતાએ અધર્મે વર્તીને રાજ્ય મેળવ્યું, તેના પાપપશ્ચાત્તાપ માટે, ભરતે યોગ્ય શિક્ષા એ જ ધારી કે, તેની સર્વ આશા નષ્ટભ્રષ્ટ કરવી. તેણે તેમ જ કીધું, અને વડીલો પ્રતિનો પૂજ્યભાવ દર્શાવ્યો, એ કથાનું રહસ્ય અવર્ણનીય છે. આર્યધર્મમાં ગુરુ પ્રતિ પૂજ્યબુદ્ધિ, અને સદ્‌ગુણ પાળવા પળાવવાનો જેવો આદેશ છે તેવો અન્ય ધર્મમાં નથી. બુદ્ધિમાન્, સદ્‌ભાવ વિષે તત્પર, ધ્યાનપરાયણ, નિત્યયોગવૃત્તિવાળા, સત્યવાદી, જિતેન્દ્રિય, જ્ઞાનવંત, નિર્લોભી, ક્રોધજિત, પ્રસન્નમનવાળા, ધીર, મમતારહિત, તેમ જેઓ અલંકાર રહિત હોય છે, તેઓ અજ્ઞાનમાં લુબ્ધ થતા નથી, પણ મહત્ મદવી માટે અનેક પ્રકારનાં સંકટ શોષે છે. ભરતે આમાંનું શું નથી કીધું? તેણે 'હું' અને 'મારું' તો જાણ્યું જ નથી, પણ આત્મવિદ્‌દ્રિષ્ઠ હોઇને અવ્યક્ત સુખનો લહાવો લીધો, ને નિઃસંગ રહી સમયને સાધ્યો ને પ્રેમમાં પૂજાયો.

મોહવશ અને સ્ત્રીના સૌંદર્યમાં આસક્ત મનુષ્યથી, સમયપરત્વે ઘણા અધર્મ થાય છે, તેના દૃષ્ટાંતમાં દશરથ, રામ, ને કૈકેયીનો પ્રસંગ છે. જો દશરથરાય સ્ત્રીના સૌંદર્યમાં લીન નહિ હોત તો, વગર વિચારે વચન આપત નહિ. પણ વચન આપ્યું તો પ્રાણાંતે પણ પાળ્યું, તે વચન તે વચન જ છે, એમ દર્શાવ્યું. એ પ્રસંગમાંથી એક આ પણ બોધ લેવાનો છે કે, કોઈપણ કાર્ય પ્રસંગે વચન આપતાં ઘણા સાવધ રહેવું. સ્વાર્થ સિદ્ધિ અર્થે ધર્મથી ઉલટાં વચન, ગુરુજનનાં પણ નહિ માનવાં, તે દર્શાવવાને રામ જેવા શાંત પ્રકૃતિના મહાત્માએ પણ જાબાલિ મુનિનાં વચનો સાંભળ્યાં નથી, ને જણાવ્યું છે કે, ધર્મથી પ્રતિકૂળ વચન બોલનાર તિરસ્કારને પાત્ર છે.

સીતાહરણના પ્રસંગમાં નીતિનો બોધ લેવા લાયક ઘણું છે. જ્યારે દૈવનું પ્રેરિત સંકટ આવવાનું હોય છે ત્યારે મનુષ્યમાં અસ્વાભાવિક મનોરથનું સ્ફુરણ થાય છે. મનુષ્ય સૃષ્ટિમાં બ્રહ્માએ સુવર્ણમૃગ ઉત્પન્ન કર્યો નથી એવી રામની પ્રજ્ઞા છતાં, સીતાને સુવર્ણમૃગ મેળવવાની ઇચ્છા થઈ. રામ મૃગ પકડવા ગયા. પછી કારમી ચીસ સાંભળી, સીતા ગભરાઈ—રખેને રામ ભય સંકટમાં આવ્યા હોય એવો તેને, ભ્રમ ઉત્પન્ન થયો. સ્ત્રીસ્વભાવ જ ક્ષણક્ષણમાં ગભરાઈજનારો છે, ને સંકટમાં અસહનશીલ, વિચારશૂન્ય થાય છે. સીતા ગમે તેવી હતી તોપણ ઘાડા ધૈર્ય વિનાની અને ગભરામણમાં મુઝાતી હતી. તેમ જ આ પ્રસંગે પતિના રક્ષણાર્થે તેના અદ્‌ભુત બળનો પ્રસંગ જાણ્યા છતાં, ભ્રમથી વિસ્મૃતિમાં પડી, ગભરાઈ રોઈ પડી, દિયરને વિનવ્યા, ને સત્યથી જ પ્રતિપાલક લક્ષ્મણે સમજાવી ત્યારે તે અધીરી બની ગઈ, ને સ્ત્રીજાતીય સ્વભાવને વશ થઈ ગઈ; દિયરને ઓળખ્યો નહિ, તેને કટુ વચન કહ્યાં. સંરક્ષણ વિના એકલવાઈ સ્ત્રીનું સંરક્ષણ થતું નથી, વળી સ્ત્રી સ્વભાવે જ અબલ છે એમ જાણીને લક્ષ્મણે સીતાને વીલાં મૂકવાની ના પાડી, ત્યારે સ્ત્રીસ્વભાવને અનુસરીને સીતાએ કઠણ, રે અયોગ્ય—વચનો પણ કહ્યાં, જેનું પરિણામ એ આવ્યું કે, આશ્રમ નિર્જન જોઇને રાવણે સીતાનું હરણ કર્યું, અને તે પ્રસંગે સીતાને પોતાના કૃતકાર્યનું વિપરીત પરિણામ ઘણા સંકટથી શોષવું પડ્યું.

કામીજન અપમાન પામે છે, અને અંગ રહિત થાય છે, એ નીતિ, શૂર્પણખા લક્ષ્મણપર મોહિત થઈ તેથી જણાય છે. મિત્રનું કે તેના કુટુંબીનું રક્ષણ કરવા જતાં પ્રાણ જાય તો ભલે, પણ રક્ષણ કરવું એ માટેનું ઉદાહરણ ઉદારચિત્ત જટાયુ ને રાવણનું યુદ્ધ છે. બંધુ સાથે સહજ કારણથી વૈર કરવું એ પરિણામે દુઃખકર છે એ પ્રસંગ, વાલિ અને સુગ્રીવના વૈરથી દૃષ્ટિએ પડે છે. ધૈર્ય ને ઉત્સાહથી જે કામ કરવામાં આવે છે તે અંતે પાર જ પડે છે, એમાં હનૂમાનાદિ દક્ષિણ દિશામાં શોધે ગયા, સંકટ શોષ્યાં પણ સીતાને શોધ્યાં, તેપરથી જણાય છે. શત્રુનું બળાબળ જાણ્યા વિના તેનો નાશ કરવા જવાથી કેવું પરિણામ આવેછે, તે હનૂમાનના પુચ્છદહ નથી થયેલો લંકાદહન જણાવે છે. મોટું કાર્ય પણ મંડ્યા રહેવાથી પૂર્ણ થાય છે, તે માટે સેતુબંધનો ઇતિહાસ પ્રસિદ્ધ છે. અને અધર્મે ચાલનાર, ગમે તેવો પણ હોય, પણ તેનો સંગ નહિ જ કરવો તેનું ઉદાહરણ, વિભીષણનાં રાવણ પ્રતિ વચન છે. વિભીષણે રાવણનો ત્યાગ કર્યો તેમાં તેણે ભૂલ કીધી હતી, એમ અર્વાચીન વિદ્વાનોનો મત છે; પણ જે બંધુજન અધર્મે વર્તે, ન્યાય—અન્યાયનો વિચાર નહિ કરતાં, પ્રતિપક્ષીના બળાબળનો વિચાર નહિ કરતાં, ધર્મનો જ નાશ કરે, તેનો સંસર્ગ કરવો એ જ અધર્મ છે, એવો આર્યધર્મશાસ્ત્રનો આદેશ છે; અને તેથી શાંત વૃત્તિવાળા સાધુ પુરુષ વિભીષણે અધર્મી ભાઈનો ત્યાગ કરી, જગતમાં અવિચળ કીર્ત્તિ સંપાદન કરી, ચિરંજીવી પદ પ્રાપ્ત કરી દર્શાવ્યું કે ધર્મ ત્યાં જ જય છેઃ यतो धर्मस्ततो जयः। ભલે દેશનો, ભલે કુળનો, ભલે ઐશ્વર્યનો, ભલે માતાપિતા, બંધુ, પુત્રપરિવારનો, અને ભલે પંડનો નાશ થાઓ; પરંતુ સત્ય સ્વરૂપ ધર્મ અખંડિત રહે, તે સિદ્ધાંતને અનુસરીને અધર્મી બંધુથી વિરુદ્ધ થઇને વિભીષણે, ધર્મવૃત્તિવાળા રામનું શરણું લીધું હતું; એ ધર્મબુદ્ધિનો યશ અવિચળ જ છે.

રાવણનો અને તેના કુળકુટુંબનો સંહાર થયો, તે તેના અધર્મિષ્ઠ આચરણથી થયો છે, ને ભગવાનને ધર્મ જ પ્રિય છે, એ સર્વ રાવણના ચરિત્રપરથી સ્પષ્ટ દર્શાય છે. અધર્મીને કોઈ શરણું આપતું નથી. તેનું તપોબળ જ્યાંસુધી તપતું હોય ત્યાંસુધી તેને કોઈ છંછેડી શકતા નથી, એ સત્ય છે, તથા જેમ क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति। પુણ્ય ક્ષીણ થવાથી, સ્વર્ગે વસતો પણ મૃત્યુલોકમાં પડે છે, તેમ જ્યારે ઐશ્વર્ય મદથી પૂર અધર્મીપર સંકટ આવ્યું કે, તેને તેના સર્વ ઐશ્વર્ય-

માંથી ઢોળી પાડવામાં સૌ સહાય કરે છે. તે ટાણે ભાઈ, સ્ત્રી, મિત્ર કે આશ્રિત કોઈ પણ સહાય કરતા નથી. અધર્મીની સહાયક સ્ત્રી પણ નથી. રાવણ પડ્યો કે મંદોદરી રામની આજ્ઞાથી વિભીષણને વરી હતી. ધર્મિષ્ઠ સર્વ ઐશ્વર્યનો ભોક્તા થાય છે, તેનું દૃષ્ટાંત વિભીષણ છે; રાવણ પડ્યો કે, તે લંકેશ થયો, મંદોદરીનો સ્વામી થયો. પરસ્ત્રીપ્રતિ પ્રીતિ એ મોતનું જ મૂળ છે, તે પણ રાવણનાં ચરિત્રપરથી દર્શાય છે. મારો પરાજય કોઈ કરી શકે તેમ નથી, એવાં ગર્વનાં વેણ બોલનારાએ શિક્ષા લેવાની છે કે, સર્વ ઐશ્વર્યથી મદમાતો રાવણ, પોતે જે મનુષ્યને પોતાનો ભક્ષ ગણતો હતો, તેને જ હાથ મરણશરણ થયો છે. રામ સાથના રાવણના યુદ્ધ પ્રસંગમાંથી, રાવણે જે આગ્રહથી રામને નમણું આપ્યું નથી એ આગ્રહ, રાજાની દૃઢતાનો ઉત્તમોત્તમ નમુનો છે. જય કે પરાજય તો છે જ, પણ એક વાર કાર્ય ઉઠાવ્યું તો તેનાં પરિણામ દુઃખકર કે સુખકર જે હોય તે વેઠવાં, એવો રાવણનો આગ્રહ, આગ્રહની સીમાબહારનો હતો.

ધર્મ સાથે નીતિબોધ, રામાયણમાંથી સ્થળેસ્થળે મળે છે; અને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પ્રાણીમાત્રનું કલ્યાણ ઇચ્છીને જ મહર્ષિ વાલ્મીકિએ ગ્રંથરચના કરી છે. પ્રાચીન કાળના મહર્ષિઓ, એક કથા પ્રસંગ કહેતા, તેમાં અનેક પ્રકારે ધર્મનો, વ્યવહારનો અને નીતિનો બોધ આપતા હતા, ને તેને અનુસરીને કથાપ્રસંગમાં જ વાલ્મીકિએ ધર્મ, અર્થ ને કામ દર્શાવીને, તેથી પ્રાપ્ત થતો જે મોક્ષ છે તેના માર્ગપર મનુષ્યને પ્રવર્તાવ્યા છે. આર્ય મુનિઓની આ ખૂબી છે, આર્ય પંડિતોનો એ ઉજ્વલ યશ છે. આર્ય પંડિતો ધર્મજ્ઞાન વિષયમાં, નીતિશાસ્ત્રમાં, વ્યવહારજ્ઞાનમાં, અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં નિપુણ હતા; ને તે નિપુણતા ધર્મગ્રંથોદ્વારા દર્શાવવામાં આવી છે. તેમ જ જ્ઞાનપ્રધાન ત્રેતાયુગમાં, પ્રજારંગ ને રાજ્યરંગ કેવો ઉત્કર્ષ ને સત્ય ધર્મવાળો હતો, તેનું પણ દર્શન કરાવ્યું છે.

(૬)

હવે આપણે રામાયણનાં પાત્રો પ્રતિ દૃષ્ટિ કરીએ. રામાયણનાં મુખ્ય પાત્રોમાં રામ, સીતા, લક્ષ્મણ, ભરત, દશરથ, કૈકેયી, હનૂમાન્, સુગ્રીવ, અંગદ, રાવણ, કુંભકરણ, વિભીષણ, અને ઇન્દ્રજિત્ છે. એમાં કેટલાંક પ્રધાન પાત્રો છે, ને કેટલાંક ગૌણ છે. રામ એ મુખ્ય પાત્ર છે, ને રામાયણના સાતે કાણ્ડમાં સર્વત્ર રામ વ્યાપી રહ્યો છે. રામ એ કેવો પાત્ર હતો? રામ એ પૂર્ણ વિવેકી અને સકળગુણસંપન્ન, કેવળ જ ધર્મવિવેકવીર હતો. બાળપણથી જ ઋષિઓનો સહવાસ—રે ઋષિઓમાં જ તે ઉછર્યો છે. વિશ્વામિત્ર જેવો તપોધન અસ્ત્રવિદ્યાગુરુ, વસિષ્ઠ જેવા મહા ધર્મ ઉપદેશક મળે, અને ઋષિઓમાં વસવું ને તેઓની સંગતિમાં શૈશવ ને કિશોરવય ગાળેલું હોવાથી, વ્યવહારમાં રહ્યે છતે ઋષિવૃત્તિનો તે રાજા હોય તેમાં આશ્ચર્ય નથી. જેણે ઋષિઓનાં સર્વ કાર્ય કરી ઉજ્વલ યશ સંપાદન કર્યો, જે ઋષિઓનાં સ્તુતિવચન સાંભળી આનંદમાં તર્યો, જેણે પુરુષાર્થ કરીને મહદદ્ભુત કાર્ય કર્યાં; જનમંડળમાં પંકાયો, તેનો ઉજ્વલ યશ સતેજ, અખંડિત અને અવિચળ હોવો જોઇએ; અને તેવો રામનો હતો ને છે. રામમાં ઋષિઓના સામાન્ય સર્વ ગુણો હતા. ધર્મ એ તેનો પ્રધાન હેતુ હતો. સત્ય, સદાચાર, સરળ હૃદય, ઉદાર વૃત્તિ, તથા આગ્રહપૂર્વક કાર્ય કરવાની ઇચ્છા, એ બહાર પડતા ગુણો હતા. સર્વથી વિશેષ તો પ્રજાને પ્રસન્ન રાખવાની રાજનીતિ, એ તેનો અદ્ભુત ગુણ હતો, કે જેની તુલના થઈ શકે તેમ નથી. રામ સદા શાંત છતાં, પ્રસંગે વિવેકને વટાવીને પણ ક્રોધી જણાય છે, છતાં ક્ષમાગુણ અને ઉદારવૃત્તિ તે રામનાં જ છે. જ્યારે વિભીષણે, રાવણની નિંદા કરી ત્યારે, મૃત રાવપર આક્ષેપ નહિ કરતાં, રાવણના પ્રતાપની તેણે પ્રશંસા કરી, એ તેની ક્ષમા અને ઉદારવૃત્તિને ધન્ય છે. ક્ષત્રિય રાજપુત્રનો જે ધર્મ કે રણસંગ્રામમાં ઘૂમવું ને રણયશ ઇચ્છવો, તેમાં રામ અગ્રે છે, અને દુષ્ટને દંડવામાં, શરણાગત પ્રતિ વાત્સલ્ય દર્શાવવામાં, કુળ મોટમ રાખવામાં રાજા રામે, પોતાનો નિત્યનો ધર્મ માન્યો છે. રણમાં ચતુર, ધીટ, ધીર, સાવધ, નિપુણ, અચળ અને સદા ઉત્સાહી તે જણાય છે; તેમ રાજકાર્યમાં ને પ્રજાપ્રેમ સંપાદન કરવામાં બહુ આગ્રહી દિસે છે. એક પ્રેમી પતિ તરીકે બહારથી રામ પ્રેમવિવેક વિનાનો જણાય છે, ને સીતાપ્રતિ તેની મમતા—પ્રીતિ ઘણી છતે ન્યૂન જણાય છે; કેમકે રામ વિલાસવૈભવમાં ઠાવકો—ધીરલલિત હતો. તેનાં પ્રત્યેક કાર્યમાં તે આત્મશિક્ષણ આપે છે, ને જનસમૂહમાં જાણે આત્મપરીક્ષા કરાવતો હોય તેવો જણાય છે. હું અને મારા સંબન્ધથી ઉત્પન્ન થતી રીતભાત તે સર્વને મનગમતી થઈ પડવી જોઇયે, તે માટે જે વર્તણુકે આત્મશિક્ષણ દીધું છે તે કાર્ય અતિ કઠિન તપઃફળ છે. મનુસ્મૃતિમાં કહેલા રાજધર્મનાં સર્વ અંગોથી રામ પ્રપૂર્ણ હતો; તથા પ્રજાનીતિપર માઠી અસર થાય નહિ તે માટે તે બહુ સાવધ રાજા હતો. જનમંડળમાં પોતા સંબંધે યત્કિંચિત્ પણ નરસો વિચાર પ્રવેશ થવા પામે નહિ, એ વિવેકની પરિસીમાએ પહોંચતાં, સીતાને કઠોર વચન કહી અગ્નિપ્રવેશ કરાવ્યો, ને જગ માત્રને જણાવ્યું કે, સીતા શુદ્ધ સાધ્વી સતી છે, તેથી જ અંગીકાર કરું છું; પણ જ્યારે પ્રજાજનમંડળમાં પોતા વિષે અને સતી સીતા વિષે નરસો વિચાર પ્રવૃત્ત થાય છે એમ જાણ્યું ત્યારે—તત્ક્ષણે જ, ગર્ભવતી છતાં પ્રાણાત્મા જાનકીને તેણે વને વસાવી છે; એ તેના પ્રેમવિવેકમાં ખાંપણ છે. શુદ્ર જાત ધોબી રાજાનો દોષ લવ્યો, બહુ નરસું! એ વિચારે, જનમત શુદ્ધ સબળ રાખવાને જ પ્રિય સ્ત્રીનો રામે ત્યાગ કર્યો છે. રખેને રાજાના દોષ

પ્રજામાં ઉતરવા પામે ને પ્રજા લમ્પટ થાય. સીતાનો ત્યાગ કીધો ને કટુવચનથી અગ્નિપ્રવેશ કરાવ્યો તે માટે, ઘણા પંડિતો રામને પ્રેમહીન કહે છે; પણ તેનું હૃદય કોમળ હતું, વિવેકથી હૃદયઘટ પ્રેમપૂર્ણ હતો, અને તેનામાં વિવેકની તો પરિસીમા જ હતી; અને એ જ વિવેકે તેના પ્રેમ ને ઉત્સાહ મંદ દાખવ્યા છે. તેણે ન થાય તેવાં દુર્ઘટ કાર્ય કર્યાં છે, પણ કળેવળે, યુક્તિપ્રયુક્તિથી, તેનો યશ સૂર્યકાંતિ જેવો તેજસ્વી નહિ, પણ પૂર્ણ ચંદ્રની કાંતિ જેવો પ્રકાશે છે.

રામના જેવો ધૈર્યવાળો, સત્યવ્રત, ધર્મવ્રત, નીતિવ્રત, ને વિવેકવ્રત રાજા આર્યભૂમિમાં થયો નથી. તેનાં સર્વ કાર્યમાં ધર્મ પ્રમુખસ્થાને જણાય છે; અને તેનું જીવન કંઈ અદ્ભુતાશ્ચર્યમય જણાય છે. દુઃખ વિના બીજા કશાનો ભોક્તા રામ જણાતો નથી. ભવભૂતિ લખે છે કેઃ–દુઃખસંવેદનાયૈવ રામે ચૈતન્યમર્પિતમ્ । દુઃખનો અનુભવ કરવા માટે જ રામમાં ચૈતન્ય અર્પણ થયલું છે. બાળપણમાં વનવાસ વેઠ્યો, વનમાં જતાં જ પિતાનું મૃત્યુ થયું, વનમાં અનેક સંકટો શોષ્યાં, રાવણ જેવો મદમાતો, મહાસમર્થ ચક્રવર્તી રાજા ભાર્યાને હરી ગયો, તે માટે ઘોર યુદ્ધ કરવું પડ્યું, રાજ્યમાં પણ ન્યાયપરાયણ વર્તતાં ધર્મ સંભાળવાને દુઃખ શોષ્યું, જનવાયકાએ અપવાદિત કીધો માટે સતીનો ત્યાગ કરી, નિર્જન વનમાં વસાવી, અને મિલાપ સમયે જ સતીએ ભૂમિપ્રવેશ કર્યો, એ ઉપરાઉપરી આવતાં દુઃખોએ તેનું કોમળ હૃદય, અંતે મહત્ દુઃખનું સ્થાન થઈ પડયું હતું. રામ એ પૂર્ણ પ્રતાપી વીર હતો. તેનામાં અનેક સદ્ગુણો હતા તેપર વારી જઈ, આર્ય પ્રજાનો મોટો ભાગ એ મહાત્માને એક સરખા પ્રેમથી પૂજે છે, સ્તવે છે, વંદે છે; અને તેનાં યશકાર્યોનું સ્મરણ હજારો વર્ષ થયાં તોપણ તેવાં ને તેવાં જ સતેજ શોહે છે. રામબાણ, રામરાજ્ય, એકવચન, એકપત્નીવ્રત એ સર્વ ભગવાન્ રામભદ્રનાં ઉપનામો આર્યપ્રજામાં સેંકડો વર્ષ થયાં એક કહેણીરૂપ થઈ પડ્યાં છે.

લક્ષ્મણ અને ભરતે, સૂર્યકુળના ભૂષણોના સાહસ, ભોગત્યાગ, આત્માર્પણ, ઉત્તમ આચરણ પાળવાની ઉલટ ને ધૈર્ય રાખી કેવળ સાત્વિક શુદ્ધભાવથી, અચળ, ઉત્સાહિત ને દૃઢ બન્ધુભક્તિ દર્શાવી છે. તેની પ્રશંસા થઈ શકે તેમ નથી. સમાન વયના રામ અને લક્ષ્મણ છતાં, લક્ષ્મણે, રામને વડિલ, પૂજ્ય, ભક્તિપાત્ર માન્યા છે, ને રાજ્યના વિલાસવૈભવ ને સ્ત્રીના પ્રેમને પણ ન ગણાકરી વને વસી, રામની આજ્ઞામાં રહી, દાસત્વ કરવામાં શ્રેય માન્યું, એ સ્વાત્માર્પણની સ્તુતિ યુગેયુગ ગવાઈ છે ને ગવાશે. રામ અને સીતાપ્રતિ લક્ષ્મણની ભક્તિ શી! પંચવટીમાં વસતાં, માત્ર નિદ્રામાં જ જાનકીના અંગનો સ્પર્શ થયો, તે માટે દ્વાદશ વર્ષ પર્યંત આહારનિદ્રાનો ત્યાગ કરી, પૂર્ણ બ્રહ્મચર્યવ્રત પાળ્યું છે, એ તેના સદ્ગુણ સાહસની સીમા છે. તેનામાં રણશૌર્ય રામથી શ્રેષ્ઠ હતું; બાણ યોજવાની કળામાં તે પ્રથમ પદે હતો. જે ઇન્દ્રજિત્ કોઈના બાણે તથા રામના બાણે પણ મરવો મુશ્કેલ હતો, તેને ઉપરાઉપરી બાણો યોજી ગભરાવી મૃત્યુવશ કીધો. તેની વૃત્તિ સાહસિક અને સ્વભાવ ક્રોધી–ઉચ્છૃંખલ હતો, જે સમયપરત્વે બહાર નિસરી આવતો હતો, ને તેથી જ તેણે ચિત્રકૂટપર ભરતપ્રતિ દોષદષ્ટિ કરી હતી. આટલું છતે તે રામનો કહ્યાગરો ને બન્ધુવચનના બંધનમાં જકડાયલો સદા રહ્યો છે. લક્ષ્મણે રામ કે સીતાની આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન કીધું નથી, એ તેના બન્ધુપ્રેમવતે આ ભવના કષ્ટસાધ્ય પ્રવાસમાં સુખસાધ્ય બનાવી, ઉજ્જ્વળ કીર્તિ અપાવી છે.

અને ભરત–પૂર્વના લેખની અનુપૂર્તિમાં કહું છું કે–જે માતાએ અનેક પ્રકારના અપવાદો સહન કરીને રાજ્ય–મોટું રાજ્ય મેળવ્યું, તે માતાની સર્વ આશાનો નાશ કરી, રાજ્યત્યાગ કરી, જ્યાં સુધી રામ નગરમાં નહિ આવ્યા ત્યાં સુધી–ચૌદ વર્ષ–યોગીપણે નગર બહાર વસી, કંદમૂળપર નિર્વાહ કર્યો, એ તેની બંધુભક્તિ ને કુલીનતાના વિવેકથી, સંસાર વ્યવહારયશમાં તેનો સ્મરણલેખ કોતરાયો છે કે–'ભાઈ તે ભરત જ!' એ તેની કીર્તિ યાવત્ રહેનારી છે.

મહારાજા દશરથ, પ્રૌઢ પ્રભાવશ્રીથી તપતો, રણશૌર્યમાં નિપુણ, વયોવૃદ્ધ, અને સ્ત્રીમાં આસક્ત ચક્રવર્તી રાજા હતો. વૃદ્ધવયમાં પણ પુત્રસુખ નહિ, એથી તે મુઝાતો હતો; અને મૃગયા રમી કાળ નિર્ગમન કરતો હતો. ત્યાં વૈશ્ય તપસ્વીનો શાપ થયો, તે શાપને અનુગ્રહ માની, પુત્રેચ્છા માટે યજ્ઞ કીધો. પુત્રો તેનો આનંદ હતા, અને પાટવીકુંવર રામ સકલગુણસંપન્ન હોવાથી તેનામાં તે પૂર્ણ અત્યાસક્ત હતો. રામ તેના નેત્રનું જીવિત હતું; તેનું તન, મન ને ધન તે રામ જ હતું; તેને જ્યારે વનવાસ મોકલવાની માંગણી થઈ ત્યારે પછી તે જીવિત કેમ ધારણ કરી શકે? વિશ્વામિત્રના યજ્ઞ રક્ષણ માટે, માત્ર થોડો સમય પણ પ્રિયપુત્ર નેત્રમણિને દૂર કરવાને જે સંકોચ પામ્યો, તે ચૌદ વર્ષ સુધી પુત્રદર્શનથી વિમુખ રહેવાને શક્તિમાન્ કેમ થાય? સરળ હૃદયનો રાજા, પ્રેમી ને વિલાસી, સ્ત્રીજાતિના સહજ ગુણદોષ જાણ્યા વિના, વચન આપી બેઠો એટલે તે નિરુપાય થઈ ગયો. સાંણસામાં સપડાયલા રાજાને કોઈ બીજો માર્ગ જડ્યો નહિ; એક તરફ તેનું વચન હતું અને બીજી તરફ તેનો પુત્રપ્રેમ હતો; પણ સૂર્યકુળનું ભૂષણ સત્યવેણ છે એમ માનીને, અને મારા અકર્તવ્યથી–અસત્યવેણથી પ્રજા અસત્યવાદી ને અધર્મી થશે, એ ભયથી ડરી, સત્ય જ પરમ ધર્મ છે એમ વિચારી, પુત્રપ્રેમ કરતાં વચનને શ્રેષ્ઠ ગણ્યું, અને કાળ અવધિથી ઋષિના શાપ નિમિત્તે દેહ તજ્યો, ને પુત્રપ્રેમમાં સર્વથી પ્રથમપદે પૂજાયો!*

* યશોદાનો પુત્રપ્રેમ સર્વોત્તમ મનાયો છે, પણ દશરથનો પુત્રપ્રેમ તેથી વિશેષ છે. કૃષ્ણ, જ્યારે કાલિંદીમાં કાલિનાગને નાથવાને પડ્યા, ત્યારે યશોદા પ્રાણ દેવા તત્પર થઈ હતી, પણ ગોપીએ

સ્ત્રીજાતિનો શણગાર તથા આર્યસ્ત્રીના શુદ્ધ સ્વરૂપની કીર્તિરૂપ સીતા છે; અને આર્યસ્ત્રીઓ દુઃખિની સીતાના કરુણામય સ્વરૂપપર વારી જાય છે. સીતાના જેવી શુદ્ધ, પ્રેમી, ને પતિપરાયણા અન્ય સ્ત્રી થઈ નથી ને થશે પણ નહિ. સીતાનું નામ તે આર્યસ્ત્રીઓનું ભૂષણ જ છે. ઇતિહાસના પૃષ્ઠપ્રતિ લક્ષ દેતાં, કોઈ પણ પ્રજામાં એક સીતાના જેવી સુઘડ, સહનશીલ, વ્રતશીલ, આચારશીલ, પતિવ્રતા સ્ત્રી થઈ નથી.* વૈદેહરાજની તનયા, સૂર્યકુળની પુત્રવધૂ, રામની અર્ધાંગના, રાજપત્ની ને રાજવંશીમાં કુલીનતા ને સુઘડતા હોય તેમાં આશ્ચર્ય કંઈ નથી; પરંતુ જે દુઃખમાં સીતાએ આયુષ્ય નિર્ગમન કર્યું છે તેવી દુઃખમય સ્થિતિમાં આર્યસ્ત્રી જ હોઈ શકે. કૌમારાવસ્થામાં, પિતા જનકનું પણ પૂર્ણ કરતાં રામને, સ્વયંવરે† વરી, સાસરે ગઈ, થોડો સમય સંસાર ભોગવ્યો, વને વસી, ત્યાં અનેક પ્રકારની વનલીલાનો લહાવો લેતાં, સુવર્ણમૃગના ચર્મપર આસન કરવાની ઇચ્છા થઈ. પતિને આગ્રહ કીધો ને મૃગ પકડવા પ્રેર્યો. પ્રપંચીના કપટી ભાવને ન સમજતાં ભોળવાઇને દિયરને પતિને સહાય કરવા મોકલ્યો. યોગીજનપ્રતિ શ્રદ્ધા હોવાથી ભોળપણે ભોળવાઈ દાન દેવા જતાં સંકટમાં પડી. સીતા ભોળી હતી, ને સંસારના પ્રપંચોથી અજ્ઞાત

તેને વારી ને તે કાલિંદીમાં પડી નહિ. દશરથ તો જીવિત જ ધરી શક્યો નથી, તેણે તો દેહ તજ્યો છે. લોકવાયકા એમ પણ છે કે, સત્યયુગાદિમાં માતાપિતા પૂર્વે પુત્રમૃત્યુ થતું નહોતું (જુઓ ઉત્તર કાણ્ડમાં બ્રાહ્મણપુત્રમૃત્યુ); પણ પુત્ર મૃત્યુ પામ્યો છે, એવો ભય છતાં યશોદાએ પ્રાણ તજ્યો નહિ, તે દિવસથી માતાપિતાની પ્રથમ પુત્રમૃત્યુ થાય છે. આ શું સત્ય છે?

* જગતના ઇતિહાસમાં સ્ત્રીને નિમિત્તે ત્રણ મોટા ફેરફાર ને ત્રણ મહાભારત યુદ્ધ જૂદાજૂદા ત્રણ દેશોમાં થયાં છે; આર્યાવર્ત, ગ્રીસ, અને રોમ. આ ત્રણે યુદ્ધપ્રસંગની તુલના યથાર્થ થઈ શકવી અશક્ય છે. પણ તેપરથી સ્ત્રીજાતિની નીતિનું સર્વને યથાર્થ દર્શન થાય છે. રાવણ સીતાને હરી ગયો હતો, પણ તે તેને વશ થઈ નહોતી; અને જ્યારે તે પવિત્ર છે એવી ખાત્રી થઈ ત્યારે જ રામે તેનો અંગીકાર કીધો. સીતાએ, પૂર્ણ પ્રેમના બળે રાવણના ક્રોધની, તેનાં ઐશ્વર્યસમૃદ્ધિની લેશ પણ પરવા કીધી નથી. રામે યુદ્ધમાં રાવણને પરાભવ પમાડીને, આર્યાવર્તવાસી ઋષિ, મુનિ, ને પ્રજાજનનાં દુઃખનો અંત આણ્યો હતો. ગ્રીસમાં ટ્રોજન રણરંગ છે. પારિસ હેલનને હરી ગયો હતો, ને તે તેને પ્રેમથી ભજતી હતી. પારિસ યુદ્ધમાં પડ્યો ત્યારે તે તેના બંધુને પણ પ્રેમથી જ વરી, ને યુદ્ધ પત્યું ત્યારે પુનઃ પ્રેમથી જ, શંકા વિના મેનીલેઅસ પાસે ગઈ, અને તેણે યત્કિંચિત્ પણ સંકોચ વિના હેલનનો અંગીકાર કીધો. મેનીલેઅસ ને રામનો મુકાબલો થઈ શકે તેમ નથી જ. રોમમાં લ્યુક્રેશિયા નિમિત્તે રણરંગ થયો હતો. એ એક સૌંદર્યસંપન્ન સ્ત્રી હતી, ને બળાત્કારે પણ રાજકુંવરને વશ થઈ હતી; પછી પેટમાં કટાર મારી મરી ગઈ હતી. આ ત્રણે પ્રસંગમાં આવેલી સ્ત્રીની નીતિનાં વખાણ થાય છે.

† ઐતિહાસિક-કાવ્ય ગ્રંથોમાંથી સ્વયંવરનાં લક્ષણ નૂતનનૂતન પ્રકારનાં દેખાય છે. રામાયણમાં સીતાનો સ્વયંવર, મહાભારતમાં દ્રૌપદીનો સ્વયંવર, રઘુવંશમાં ઇન્દુમતીનો, અને નૈષધ કાવ્યમાં દમયંતીનો એમ ચારે સ્વયંવરની રીતિ જૂદી જ છે. સ્વયંવર એટલે ઇચ્છાવર. વડીલના નિમંત્રણથી ભેગા મળેલા રાજપુરુષોમાંથી કન્યા, પોતાની ઇચ્છામાં આવે તેવા પુરુષની પસંદગી કરી વરમાળ આરોપે, પછી તે પુરુષ ગમે તેવો હોય તોપણ કન્યાએ પસંદ કીધો એટલે તેની જ સાથે લગ્ન કરવાં તે સ્વયંવર. સીતાસ્વયંવરને સ્વયંવર કહી શકાશે નહિ. શૈશવાવસ્થામાં સીતાએ રમત માત્રમાં, કોઇથી ઉંચકી કે ખસેડી શકાય નહિ તેવું ત્ર્યંબકી ધનુષ્ય દૂર ખસેડ્યું તે જોઇને, જનકને ચિંતા થઈ કે આવી અનુપમ બળવાળી કન્યા, કોઈ કાતરને કેમ પરણાવી શકાશે? તેણે પણ લીધું કે, જે નરવર આ ત્ર્યંબકી ધનુષનું અનુસંધાન કરે તેને જ સીતા વરે. આમાં સીતાની ઇચ્છિત વરપ્રાપ્તિની ઇચ્છાને અવકાશ મળતો નથી. વાત સત્ય છે કે, રામનું દર્શન કરતાં સીતાને, જનકને, અને અન્ય રાજમંડળને પણ મોહ લાગ્યો હતો. રઘુવંશના ૧૧મા સર્ગનો ૩૮ મો શ્લોક છે કે:-

तस्य वीक्ष्य ललितं वपुः शिशोः पार्थिवः प्रथितवंशजन्मनः ।
स्वं विचिन्त्य च धनुर्दुरानमं पीडितो दुहितृशुल्कसंस्थया ॥

રામનું લાલિત્ય જોઇને જ જનકને પોતાના પણ માટે પશ્ચાત્તાપ થયો છે. સીતા રામનાં મુખદર્શન પછી તેના જ પ્રતિ અનુરાગવાળી બની હતી. તેની પ્રાર્થના રામ પતિ મળે તે માટે જ હતી; પણ જો રામથી ત્ર્યંબકી ધનુષનું અનુસંધાન થયું નો'ત તો સીતા રામને વરી શકત નહિ; અને રામને ન વરી શકત તો સ્વયંવરનો જે હેતુ હતો તે સાર્થક થાત નહિ. આ સ્વયંવર એવા પ્રકારનો કહી શકાય કે રાજાનું પણ પૂર્ણ કરે તે કન્યાને પરણી શકે. કન્યા ઇચ્છાવર વરી શકે તેવો સ્વયંવર સીતાસ્વયંવર નહોતો. દ્રૌપદીનો સ્વયંવર સીતાસ્વયંવરથી શ્રેષ્ઠ છે. પણ પૂર્ણ કરે તોપણ 'એ સૂતપુત્રને હું નહિ વરું' એવું દ્રૌપદીએ સ્વયંવર મંડપમાં કહ્યું છે; અર્થાત્ પિતાનું પણ અને કન્યાની ઇચ્છા બંનો એમાં સમાયલાં છે. દમયંતીના સ્વયંવરમાં પૂર્વાનુરાગ હતો. જ્યારે દેવતાઓએ નળનું સ્વરૂપ ધારણ કરી, દમયંતીને છળવાનો વિચાર કીધો ત્યારે દમયંતીએ કહ્યું છે કે, 'જે નળ હશે તેને જ હું વરમાળ આરોપીશ, અન્યને નહિ,' એટલે દમયંતીના સ્વયંવરમાં પક્ષપાત હતો. કન્યાની ઇચ્છાનો વાસ એક સ્થળે જ જોડેલો હતો. તે સ્વયંવરમાં નળથી શ્રેષ્ઠ કોઈ રાજવી હોત તોપણ તેને દમયંતી વરમાળ આરોપત નહિ. સત્ય સ્વયંવરનું વર્ણન તો કવિરત્ન કાલિદાસે, રઘુવંશના છઠ્ઠા સર્ગમાં, ઇન્દુમતીના સ્વયંવર પ્રસંગે કીધું છે. સ્વયંવરમંડપમાં દેશદેશાંતરના રાજાઓ પધારેલા છે; હાથમાં વરમાળ લઇને ઇન્દુમતી સ્વયંવરમંડપમાં આવી છે; સાથે ચતુર, સર્વ સુજાણ, લક્ષણવંતી, માર્મિક શબ્દરચનામાં કુશળ એવી સખી સુનન્દા છે; મંડપમાં ફરતાં સુનન્દા સર્વે રાજાઓના, માર્મિક શબ્દોમાં ગુણાવગુણનું વર્ણન કરી, ઇન્દુમતીને રાજાઓની યોગ્યતા સમજાવે છે, ઇન્દુમતી કટાણું મ્હોં કરીને નાપસંદગી દર્શાવી ચાલી જાય છે, તે જ્યારે ફરતીફરતી અજરાજા પાસે આવી ત્યાં સુનન્દાએ તેની પ્રશંસા કરી, ગુણો જણાવ્યા, ને ઇન્દુમતીએ તેની કાંતિ, લાલિત્ય, પ્રભાવશ્રી જોયાં કે ઇચ્છાવર વરી, ઇચ્છિતવર એ જ છે એમ માની તેના કંઠમાં વરમાળા આરોપી. એ જ સ્વયંવર-ઇચ્છાવર વરવાની રીતિ સર્વોત્તમ ગણી શકાશે.

હોવાથી જ 'અહા લક્ષ્મણ, અહા સીતા!' એવા કૃત્રિમ વેણુથી ભ્રમમાં પડી કે પ્રિય પતિ સંકટમાં છે. જો કે લક્ષ્મણે તેની મુઝવણુ ભાંગવાનો પ્રયત્ન કર્યો ખરો, પણ સ્ત્રીસ્વભાવને તે કેવળ વશ થઈ ગઈ; અને દિયર પણ કપટ રચે છે એમ માનીને સ્ત્રીજાતપર જઈ કટુવેણુ કહ્યાં; ભોળપણુમાં ભોળવાઈ, લેવાઈ અને સાધુવેશમાં આવેલા રાવણુને હાથે હરાઈ, સંકટમાં સંમોહબદ્ધ થઈ. સીતામાં ક્ષણેક્ષણે સ્ત્રીભાવ પ્રકાશિત જણાય છે, પણ તેનો પ્રાધાન્ય ગુણુ પતિપ્રતિ પૂર્ણ પ્રેમ છે. તેણે પતિ વિના અન્યની સુખેચ્છા જ કીધી નથી તથા પતિ સંગે રહેવા માટે, રાજમંદિરના વૈભવ કરતાં વનવાસનાં દુઃખોને સુખકર માન્યાં છે. રાવણુ હરી ગયો ત્યારે લંકાનું ઐશ્વર્ય, સુખ અને રાવણુની પ્રાર્થનાનો ક્રોધથી તિરસ્કાર કીધો, એ તેની વીરતાનું દર્શન છે; પતિપ્રેમની બલિહારી છે; શિયળવ્રતની સીમા છે; પાતિવ્રત્યનો અદ્ભુત પ્રભાવ છે. સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે ગભરામણુ, શંકા, દીનતા, રુદન એ સીતામાં પ્રસંગોપાત બહુવાર દષ્ટિએ પડે છે. પણ અહા! સીતા, રામમાં જ અનુરક્ત હતી, રામમાં જ દઢ પ્રેમીલી હતી, અને પ્રેમ એટલો બધો તો બલાઢ્ય હતો કે, તે બલવડે જ, સ્વભાવે રાક્ષસ, મદોન્મત્ત ને સકળ ઐશ્વર્યથી પૂર્ણ રાવણુનાં વિકાળપણાંને હડધૂત કરતી, તથા પરાધીન અને એકલવાઈ, નિરાધાર અબળા છતાં, ઉલટો ક્રોધ દાખવતી ને રાવણુને મુઝવતી હતી. સીતાનો પ્રેમ શુદ્ધ ને સાચો હતો. છતાં જ્યારે રામે શંકા આણીને કડવાં વેણુ કહ્યાં ત્યારે તે ઘણી ક્રોધાયમાન થઈ ગઈ—કે, રામ પ્રેમમાં શું નિષ્ઠુર છે? પણ વળી રામપ્રેમમાં લીન હોવાથી, ને રામ જ પ્રાણુ છે તેથી તેની સંગે રહેવા માટે અગ્નિપ્રવેશ કરી, પોતાનું સતીપણું દર્શાવ્યું છે. ગર્ભવતી સ્થિતિમાં રામે સીતાને વનવાસ કરાવ્યો ત્યારે અનેક પ્રકારનાં દુઃખો છતાં પણ રામને માટે સીતાએ એક પણ નિંદક વચન કહ્યું નથી. સીતાનાં ચરિત્ર પ્રતિ દષ્ટિ કરતાં તેણે સંસારસુખનો કશો પણ લહાવો લીધો નથી; અને રામ પેઠે જ એનું જીવિત પણ દુઃખમય ગયું છે. રામપરનો તેનો પ્રેમ શુદ્ધ, અખંડિત સતેજ જ રહ્યો હતો. સ્ત્રીમંડળમાં સાધારણુ કહેણુ છે કે, સીતા બાપડી દુઃખિણી હતી, તેણે શું સુખ જોયું છે? રામ જેવા પ્રેમહીન પતિ સંગે, બાર વર્ષ રહી, ચૌદ વર્ષ વનમાં ગઈ, થોડા દિવસ પાછી રાજમંદિરમાં રહી; ચાર દહાડાનું ચાંદરણું ને પાછી ઘોર અંધારી રાત, તેમ મૂવા લોકે નિર્લજ્જ વચને વગોવી કલંકિની કીધી, પાછી એકલી વનમાં ગઈ, ને ત્યાં ઋષિપત્નીઓમાં વસી; પુત્ર જન્મ્યા, પણ પરાયે ઘેર, નહિ દુંદુભિ વાગ્યાં ને નહિ ઉત્સવ થયા; પતિએ તજી તેને સૌએ તજી! બાઇ, બાપડી સીતાનું દુઃખ તે જેવું તેવું છે? યજ્ઞ કીધો ત્યારે પણ એ બાપડી પાસે નહિ; અને પતિએ જ્યારે અંગીકાર કરવાને હા પાડી, ત્યારે લોકો વાંકડા થઈ બેઠા, એટલે આ પાપી પ્રપંચી દુનિયાનો ત્યાગ કરી, સ્વમાતાના ઉદરમાં જ પાછી ભરાઈ ગઈ! કેવું સંકટ! પણ રાજકુંવરી શુદ્ધ પ્રેમલડી, રામરંગમાં નિત્ય શોહી.

કૈકેયી રાજપુત્રી ને રાજપત્ની છતાં સ્વભાવે હઠીલી, ઈર્ષાળુ ને રૂપગર્વિતા હતી; અને લોકનિંદા કે સ્વજનનું હિત અણુહિત એ કશાનો વિચાર જ કરતી નહિ. એનું હૃદય મલમય નહોતું, પણ કોઈ ફૂલકણી બનાવે તો, પતિ પ્રેમઘેલડો હોવાથી ન કરવાનું પણ કાર્ય કરતી. જ્યારે તે જાતિસ્વભાવપર જતી ત્યારે દોષાદોષનો, વિવેક અવિવેકનો કશોએ વિચાર કરતી નહિ. ભરતને માટે રાજપદ મેળવવાને પોતાના રૂપને આગળ કીધું, અને સપડાયલા પતિના મરણુનો પણ ભય ન ગણુકારતાં, વૈધવ્ય કરતાં પુત્રને રાજ્યપ્રાપ્તિ એ મોટો મનોરથ માન્યો! એ તેનો ગુણુ, સદાકાળ નિંદાપાત્ર ગણાયો છે. લોકમાં વિના પ્રયોજને કલહકારિણી સ્ત્રીને કૈકેયીની જ ઉપમા અપાય છે, આ તેનાં અપયશનું પણ સ્મરણુ છે.

રામના સર્વે કાર્યમાં સુંદર દર્શન કરાવતો, ને સાહસ, પરાક્રમ, ને બળમાં વીરત્વ દર્શાવતો હનૂમાન્ છે. હનૂમાન્વીરે જે જે કાર્ય કર્યાં છે તે કોઇથી નહિ થઈ શકે તેવાં અદ્ભુત છે, તેથી એ વીરનું નામસ્મરણુ, પોતાના સ્વામીસંગે આજે સર્વ સ્થળે ગવાય છે; "રામ લક્ષ્મણુ જાનકી, જે બોલો હનૂમાનકી!" હનૂમાન્ બજરંગ—વજ્રઅંગે જેવાં મહદદ્ભુત કાર્ય કર્યાં છે તેવાં કાર્ય કરવાને માનવ, વાનર, કે રાક્ષસમાં કોઈ પણ સમર્થ જણાતો નથી. રામપ્રતિ તેની ભક્તિ એટલી બધી તો સુદઢ સતેજ હતી કે, દાસરૂપે રહીને હોંસભેર પરાક્રમ કરી મહાપરાક્રમી સેનાનીમાં તેણે વિખ્યાતિ મેળવી છે. હનૂમાન્ ઘણો બુદ્ધિમાન્ હતો; તેમ રંગીલો, ફક્કડ, પ્રસંગ જાણુનારો એકનિષ્ઠ બ્રહ્મચારી પણ હતો. હનૂમાન્ જેવું બ્રહ્મચર્ય અન્યનું નહિ જ. તેણે રામ સાથે સુગ્રીવને મૈત્રી કરાવવામાં કાર્યદક્ષતા વાપરી છે; સમુદ્ર ઉલ્લંઘન સમયે અલૌકિક અદ્ભુત પરાક્રમ કીધું છે; રાવણુ સભામાં, પર્વત ઉંચકવામાં, મહીરાવણુના નગરમાં, ઇંદ્રજિતના યજ્ઞમાં, અશોકવાટિકામાં, કોઇથી ન થાય તેવું તેણે પરાક્રમ કીધું છે. રામસીતાપ્રતિ તેના ભક્તિભાવનું તો તોલ થાય તેમ નથી. જેમાં રામ નહિ તેમાં હનૂમાનને આનંદ જ નહિ, એ ભક્તિભાવના જયરંગથી ચિરંજીવ થઈ મોહિત કરતો સદા દીપ્યો છે!

સુગ્રીવ અને અંગદ પણ બળપરાક્રમમાં સર્વ શ્રેષ્ઠ હતા. સુગ્રીવને રાજનો ગર્વ હતો, ને તેની મોટમ રાખનારો હતો; મને સૌએ માન આપવું જોઇએ એમ તે માનતો હતો. સ્ત્રીના વિલાસમાં અને મદિરાના મદમાં તે બીજાથી વધારે મસ્ત હતો, અને રાજા છતાં પણ તે રાજનીતિના નિયમથી

અજાણ્યુ હતો. તેથી સમયપરત્વે તે ઉદ્ધત ને ધુંદી દેખાય છે. અંગદ તરુણ છતે પરાક્રમમાં માત્ર હનૂમાનથી જ હેઠો, બાકી સૌથી શ્રેષ્ઠ ને ઠરેલ, પુખ્ત ને બુદ્ધિમાન્, કાર્યસાધક ને સમજુક, તથા પરને મોહ પમાડે તેવો હતો. રાવણસભામાં વિષ્ટિનીતિનો જાણ, રામે અંગદને જ માન્યો છે; તે તેની વિવેકબુદ્ધિ, કાર્યકુશળતા તથા પરાક્રમની દૃઢતા બતાવે છે. યુવરાજ છતે એ કદીકદી સંકોચમાં રહેતો, તેનું કારણ કાકા સુગ્રીવની કૃપાઅવકૃપા હતી. રાજકુંવર રંગીલો, પરાક્રમે કુદતો, ને રણમાં ઝુઝતો.

દેવ, દાનવ, ને માનવ, યક્ષ, રાક્ષસ, ને નાગ એમ ત્રિલોકને જિતી સર્વને કંપાયમાન કર્યાં હતા, એવા દશકંધનાં બળ, પરાક્રમ ને સાહસની પ્રશંસા થઈ શકે તેમ નથી. રાવણ તે રાવણ જ! એના જેવો શારીરબળી ને તપોબળી, બુદ્ધિમંત ને ઐશ્વર્યવાન્, આગ્રહી ને ઉત્સાહી, ત્રાસદાયી મદોન્મત્ત રાજા 'ન ભૂતો ન ભવિષ્યતિ' છે. પોતાના પરાક્રમથી ઈંદ્રને દબાવ્યો, દેવોને નસાડ્યા, બ્રહ્મા ને શિવને વશ કીધા, પછી ત્રિલોકનો એકચક્રી રાજા કહેવડાવવાના કોડનો તેણે મોટો લોભ રાખ્યો, ને તે લોભને વશ વર્તી, નિઃશંક થઈ ત્રણલોકમાં ઘોર ત્રાસ વર્તાવ્યો, અનેક સુંદરીઓ હરી, વશ કીધી, મોટમોટા રાજાઓ ને દેવોને પણ આણ્યા; મનુષ્યો તો ભક્ષ્ય છે, એમ ગણી તેનો અનાદર કીધો; મારે કુંભકરણ જેવો બળિયો ભાઈ, ઈંદ્રજિત્ જેવો પરાક્રમી પુત્ર, વિભીષણ જેવો યોગ્ય સલાહકાર, રાક્ષસોનો સમુદાય એ સર્વથી સ્વસમૂહાભિમાની થઈ કોઈ પણ કાર્યમાં તે મદમસ્ત થયો હતો. જેના સર્વ સુખસમૃદ્ધિથી પૂર્ણ વૈભવમાં મણા નહિ, તેના મોંઢા આગળ સીતા જેવી લાવણ્યવતી સુંદરીની પ્રશંસા થાય તો તે કામાંધ કેમ નહિ થાય? વિષયાસક્તપણું, નિર્દયતા, ઉન્મત્તતા ને અત્યભિમાન તેની રગેરગમાં વ્યાપેલાં હતાં, અને બ્રહ્માના વરદાનથી તે એમ જ માનતો હતો કે, કાળના મસ્તકપર મારો પગ છે. તેને જ્યારે યુદ્ધ પ્રસંગ નહિ રહ્યા, ને ત્રણ લોક વશ થયા ત્યારે કેમ સખણા બેસાય? રાવણે પાપાચરણમાં કમીના કીધી નથી, ને તેમાં પરસ્ત્રીનાં હરણ કરવાથી, અનેક સ્ત્રીઓનાં ઐશ્વર્યસુખનો નાશ કરાવવાથી તે ઘણો નિંદાયો છે, ને પ્રજાએ મૂર્ખ ને બ્રાહ્મણ પુત્ર છતાં તેને રાક્ષસ કહ્યો છે! અનીતિથી કુટુંબમાં કલહ પેઠો, એટલે દુર્દશાને પામે એમાં પણ આશ્ચર્ય શું છે? પણ જે કામ એ હાથમાં લેતો તેને હઠથી પાર પાડતો હતો, એટલે એવા નિડર ને ઉદ્ધતને ડર કોનો હોય? એની હાકથી ઈંદ્ર પણ થરથર કંપતો હતો, તો પછી મનુષ્ય તે શા લેખામાં? તેથી રામ તે કોણ, એમ માની સીતાનું હરણ કર્યું, ને મરણશરણ થયો.

છતાં રાવણ જેવો પ્રતાપી ને રણચતુર યોદ્ધો બીજો નહિ જ. રામ અને રાવણનું યુદ્ધ તે રામ અને રાવણનું જ યુદ્ધ છે. रामरावणयोर्युद्धं रामरावणयोरिव। રામ વિવેકવીર હતો, ને રાવણ ઉદ્ધત વીર હતો; પરિણામે વિવેક જ જય પામે છે, તેથી રામ જય પામ્યા; બાકી રણચતુર અને પ્રતાપી સેનાની રાવણ, રામ કરતાં કોઈ પણ પ્રકારે ઉતરતી પંક્તિનો નહોતો. રામ પાસે જેવો લક્ષ્મણ હતો, તેવો રાવણ પાસે વિભીષણ હતો, અને જો વિભીષણ રાવણને સહાયક હોત તો, રામને જય મુસ્કેલ હતો; પણ જેને નીતિનો વિચાર જ નહિ ને મદનો છાક ચઢેલો તેના દોષ તે શા બોલવા? તે પુખ્ત ને રણમાં અનેક ઘા ખમીને ઘડાયલો, બળવાન્ છતે પણ સર્વ કૃપાથી પૂર્ણ રામને હાથે પરાભવ પામ્યો ને રણમાં પડ્યો. યુદ્ધકૌશલ્યમાં રાવણે રામથી વિશેષ અદ્‌ભુત પરાક્રમ બતાવ્યું છે. એ એક વિદ્વાન્ પણ હતો, ને કેટલાક ગ્રન્થો પણ લખેલા છે, ખાસ કરીને ચાર વેદપર તેણે ભાષ્ય કરેલું કહેવાય છે, તથાપિ અત્યભિમાનને યોગે ને અનેક દિગ્વિજયમાં જય પામેલો હોવાથી, મદમસ્ત થયો હતો એટલે તેને કાર્યાકાર્યનો વિચાર જ નહોતો; અને જેની નીતિ નિર્મળી નહિ, તેને અંતે પણ કરણીનાં ફળ ભોગવવાં જ પડે.

રાવણ, કુંભકરણ, અને વિભીષણ એ ત્રણે ભાઈઓ બ્રાહ્મણ છતાં રાક્ષસમાં ગણાયા છે. કુંભકરણ કેવળ જ જડ જણાય છે, અને તેના પ્રત્યેક કાર્યમાં રાક્ષસપણું બહાર પડતું છે. જડ કુંભકરણ અને ચંચળ સુગ્રીવના યુદ્ધ પ્રસંગથી કુંભકરણની જડતા જોઇને વાચકવૃન્દને આનંદ થાય છે. એની બુદ્ધિ પણ જડ જ હતી. ઈંદ્રાસન માંગતાં તેનાથી નિદ્રાસન મંગાઈ ગયું હતું; ને નિરંતરની નિદ્રામાં પડ્યો હતો. વિભીષણ કેવળ જ ધર્મવ્રત હતો. તેના પ્રત્યેક કાર્યમાં ધાર્મિકપણું પ્રમુખ છે. રાવણનાં નિર્દય કૃત્યો જોઇને તે વારેવારે તેને સમજાવતો હતો, ને તે પાપીની દુષ્ટ ભાવનાને ધિક્કારતો હતો. ભરી સભામાં તેણે રાવણને કટુવચન કહ્યાં ત્યારે રાવણ ક્રોધે ભરાયો ને તેને નગર બહાર જવાનો હુકમ કીધો. તે ધર્મવત્સલ રામને શરણે ગયો ને મોટા યુદ્ધમાં બહુબહુ પ્રકારે સહાયતા આપી રામને જયી કીધા છે. રાવણ પડ્યા પછી લંકાનો સ્વામી ને મંદોદરીનો પતિ તે થયો છે, એ તેના સદાચરણનું ફળ છે. વિભીષણનો આ તો નિયમ જ હતો કે, ધર્મવત્સલ રહેવું. જ્યારે તેને રાવણનાં પાપી કર્મ રુચ્યાં નહિ, ત્યારે પાપીનું અન્ન ને પાપીનું નગર પણ તેને અભાવતું થઈ પડ્યું. ધર્મવત્સલને બીજી રુચિ હોય જ નહિ. માત્ર ધર્મ! વિભીષણમાં રણશૌર્ય જોઇયે તેવું નહોતું, પરંતુ તે કાર્ય કરવામાં વિદુર પેરે વારેવાર ધર્મયુક્ત સલાહ આપતો હતો. તેણે સમયપરત્વે રણશૌર્ય બતાવ્યું છે, પણ તે ઝાંખું છે. તેની ધર્મબુદ્ધિથી જ તે ચિરંજીવ છે.

રાવણપુત્ર ઇન્દ્રજિત્ તો રણચાતુર્યમાં સૌથી શ્રેષ્ઠ છે, ને લક્ષ્મણની સરખી જોડી છે. તેની બાણ યોજવાની કળા એવી તો અદ્‌ભુત હતી કે, રામલક્ષ્મણ પણ તેને પહોંચી વળ્યા

નહિ. યુદ્ધમાં જ્યારે જય થવો અશક્ય ભાસ્યો ત્યારે એણે કેટલીક બાળચેષ્ટા પણ કરી છે. ઈન્દ્રજિત્ અભિમાની છતાં ચપલ ને તેજસ્વી, આજ્ઞાંકિત પુત્ર, અને કોડીલો સ્વામી હતો. તેણે પરાક્રમે કરીને ઈન્દ્રને જિતી, મેઘનાદ નામ પલટાવી ઈન્દ્રજિત્ પદ મેળવ્યું હતું. એ કુટુંબનો લાડકો ને પ્રજાજનનો ભાવતો, કોડીલો, રંગીલો રાજકુંવર સર્વ કળાથી પ્રપૂર્ણ હતો.

(૭)

પ્રતાપી મહાન્ પદવીના પુરુષોનાં વર્તનની સારી કિંવા માઠી અસર તેમના પછીની આવતી પ્રજા ઉપર કેવી થાય છે, અને એવા પુરુષોનાં ચારિત્ર્યને ચરિત્રોમાંથી સારાં કે માઠાં પરિણામોનો કેટલો બોધ થાય છે, તે તેમના જીવન કાર્યના ગ્રંથોમાંથી મળી આવે છે. વસ્તુમાત્ર આવે છે અને જાય છે, સ્થિતિમાં ક્ષણેક્ષણે ફેરફાર થાય છે, તેમ યુગેયુગે પણ ફેરફાર થાય છે. મનુષ્યનું કૃત્ય ને જગતની સ્થિતિ એક સરખી રહેતી નથી ને રહેવાનીએ નથી. લાભ ને હાનિ, સારું ને માઠું, સંકટ ને આનંદ એ થયા જ કરે છે. કાળ એ એવો છે કે, અનેક પ્રકારના ફેરફાર કરી મૂકે છે. એ કાળનું સ્વરૂપ પુરાણોમાં રુડી રીતે દર્શાવ્યું છે. હજારો, લાખો, કરોડો વર્ષ વહી ગયાં છે, કાળનું ચક્રમંડળ અનેક ફેરા ફરી ગયું છે, ને કંઇકંઇ નવાજૂની થઈ ગઈ છે. પરંતુ એ કાળના વહીવંચા સાથે, તેના અનેક પ્રકારના આવર્જનવિસર્જન થયા છતાં પણ—પ્રસંગો હતા—ન હતા થઈ ગયા છે, છતાં પ્રાચીન ગ્રંથો, કાળ કાળની સ્થિતિનું તાદૃશ્ય દર્પણ છે. નાશવંત જીવતરમાં શું શું બન્યું છે, અનંત શક્તિના પ્રભુએ શું શું બતાવ્યું છે, તે પ્રાચીન ગ્રંથો બતાવે છે. નીતિ, રીતિ, કૃતિ, વૃત્તિ એ કાળના કાળનું પરિણામ, ગ્રંથોપરથી જણાય છે. રામાયણમાંથી નીતિરીતિનું કેવું દર્શન થાય છે, તે હવે જોઇએ.

રામરાજ્યના સમયમાં રાજ્ય અને ગૃહરાજ્યની નીતિ ઉત્તમ હતી, ને રઘુકુળમાં કોઇએ પણ રામના જેવો, રાજ્ય સંબન્ધે પણ યશ મેળવ્યો નથી. પ્રજા સર્વ પ્રકારે સંતુષ્ટ હતી ને રાજમંદિરમાં કોઈ પણ પ્રકારનો કલહ થાય તો તેમાં ભાગ લેતી હતી; તથા પ્રજાનો તેમ જ રાજાનો અન્યોન્ય ભક્તિભાવ એક સરખો હતો. રાજાને દુઃખે પ્રજા દુઃખિણી થતી હતી, તેનું સ્વરૂપ જ્યારે રામને વનવાસ મોકલવાનો નિશ્ચય થયો ત્યારે પ્રજાએ બતાવ્યું છે. અને રામની રાજનીતિ કેવી હતી ? અયોધ્યાકાણ્ડના ૧૦૦ મા સર્ગમાં ભરતને પૂછેલા પ્રશ્નપરથી રામની રાજનીતિનો બોધ થાય છે. રાજાના માથાપર કેટલી જુમ્મેદારી છે, તે જણાવવાના જ રામે ભરતને પ્રશ્ન કર્યા છે. મંત્રિમંડળની વ્યવસ્થા, પ્રજાની સ્થિતિ, ન્યાયાધીશપ્રતિ દૃષ્ટિ, સ્વચ્છ ન્યાય, વેપાર, કૃષિકળા, ધર્મનું સંરક્ષણ, કોશસ્થિતિ, સેના ને સેનાની વ્યવસ્થા ઇત્યાદિ કાર્ય, રામરાજ્ય સમયમાં બહુ ઉત્તમ પ્રતિયે ચાલતું હતું, એ દર્શાવવાને જ આ સર્ગ છે. રામના રાજ્યસમયમાં અન્યાય દેનારો બ્રાહ્મણ હોય, અને અન્યાય થયેલો શ્વાન હોય, તેનો પણ ન્યાય થયો છે, તો અન્ય પ્રાણીના ન્યાયમાં રાજા અજ્ઞાત કે પ્રમાદી હોય, તેવો સંશય પણ વ્યર્થ છે. ધર્મશીલ રાજાના રાજ્યમાં પ્રજા સુખી ને સંતુષ્ટ જણાય છે. રામ પ્રમાદરહિત ને કાર્યમાં તત્પર, અને પ્રજાની નીતિ પૂર્ણ નિર્મળી પૂર્ણિમાના ચંદ્ર જેવી શાંત તેજસ્વી હતી. પ્રજા નિડર, પોતાના વિચાર જણાવવે નિધડક હતી, અને રાજા તો પ્રજાના વિચારને જ અનુસરતો હતો. પ્રત્યેક રાજ્યકાર્યમાં, રાજા સ્વેચ્છાથી વર્તતો નહિ, પણ મંડળનો, શિષ્ટજનોનો, નગરવાસીઓનો અભિપ્રાય લેતો હતો. વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, ઇત્યાદિ શિષ્ટ બ્રાહ્મણો રાજ્યમાં પ્રમુખ હતા, ને તેઓ યોગ્ય સલાહ આપતા હતા; તથા સિદ્ધાર્થ ને સુમંત્ર જેવા ક્ષત્રિય મંત્રી, પ્રત્યેક કાર્યમાં યોગ્ય નિવેડો આણવામાં સહાયભૂત હતા. રાજાને જન્મતઃ શુદ્ધ ને સબળ રાખવાને, તેને નીતિઅનીતિનો બોધ કરવાને શિષ્ટજનો, નિધડક ઠોક મારનારા હતા; તેમ રાજાને, પ્રજાને વશ વર્તવાની આવશ્યકતા પણ હતી. રાજાથી, પ્રજાનીતિપર પૂર્ણ અંકુશ રાખવા માટે, અધર્મનું કૃત્ય તો થતું જ નહિ, એવું રામરાજ્ય સુન્દર, સુઘડ, સ્વચ્છ, સતેજ, સર્વોત્તમ સુખદાયી હતું; ને તેથી જ સેંકડો વર્ષો થયાં તોપણ રામરાજ્યની પ્રશંસા આર્ય પ્રજામાં ગવાય છે.

રાજવર્ગની તેમ પ્રજાવર્ગની સ્ત્રીઓ બહુ અંશે સ્વતંત્ર હતી. કૌસલ્યા ને કૈકેયી ઇત્યાદિ સ્ત્રીઓ, રાજમંડળના મનુષ્યો સાથે વ્યવહાર રાખી શકતી હતી; સ્ત્રીઓનાં યોગ્યાયોગ્ય કૃત્યપ્રતિ નગરજનો છડેચોક ટીકા કરી શકતા હતા. અર્વાચીન કાળમાં રાજમંદિરમાં સ્ત્રીઓને રણવાસ પળાવવામાં આવે છે તેવી રીતિ તે કાળે જણાતી નથી. જ્યારે સીતાને હનૂમાને રામ સમીપ આણી ત્યારે રણવાસની રીત પ્રમાણે તે ખુલ્લે મોંઢે આવતાં અચકાઈ, પણ રામે તેમાં કશી અડચણ જોઈ નથી. સ્ત્રીવર્ગનું પૂરેપૂરું માન હતું, તે મંદોદરીનાં સાંત્વન માટે જે વચનો કહ્યાં છે તેપરથી જણાય છે. સ્ત્રીઓ પ્રતિ, રાક્ષસ સ્ત્રીની પણ કૃપાદૃષ્ટિ હતી, ને સ્ત્રીઓનાં રુડાં માન માટે તેઓએ મેહેણાં પણ ખમ્યાં છે. પ્રજાવર્ગની સ્ત્રી ને પુરુષો, રાજ્યના સુખદુઃખમાં ભાગ લેતા હતા, ને રાજ્યમાં શું શું થાય છે તેથી સ્ત્રીવર્ગ અજ્ઞાત નહતો—તે માટે રામનો વનવાસ ને ભરતનો રાજ્યત્યાગ પ્રસંગ છે. મૂર્ખ અને કામવશ થયેલી સ્ત્રી પ્રતિ, શિષ્ટજનો પ્રથમ અનાદર કરતા નહોતા, પણ સામોપચારથી તેની મૂર્ખતા માટે સમજાવતા હતા, ને તે છતાં પણ જ્યારે નહિ સમજતી ત્યારે જ તેનો તિરસ્કાર થતો કે શાસન કરતા હતા (શૂર્પણખા પ્રસંગ). રાક્ષસો (અનાર્યો) પરાઈ સ્ત્રીઓપ્રતિ કુદૃષ્ટિથી જોતા ખરા, પણ તેને માન આપવામાં મોટમ સમજતા હતા (રાવણનો સ્ત્રીહરણ

પ્રસંગ). અને ગમે તેવો વિષયાંધ રાજા પણ સ્ત્રીઓપ્રતિ અનાદર દર્શાવતો નહિ, તે સીતા ને રાવણના પ્રસંગપરથી સમજાય છે. કોઈ પણ કાર્યમાં સ્ત્રીઓ પોતાની યોગ્ય મતિ આપતી ને તે પતિ સ્વીકારતો હતો, તે માટે વાલિ ને તારાનો પ્રસંગ, વિભીષણ ને તેની સ્ત્રીનો પ્રસંગ, તથા રાવણ અને મંદોદરીની પ્રસંગોપાત અપાતી સલાહપરથી સમજાય છે. ગુરુજન સમીપ સ્ત્રીઓ જતી તેમાં બાધ લેવાતો જણાતો નથી (સીતા ને દશરથ પ્રસંગ); તેમ જ ગુરુજન સમીપ છતાં, પતિ સાથે વાતચિત કરવામાં પણ બાધ લેવામાં આવતો નહોતો. સ્ત્રીની નીતિ શુદ્ધ ને સબળ રાખવાને રાજા જેવાને પણ જરૂર પડતી, તેમ અનીતિવાન્ સ્ત્રીઓનો સંગ શૂદ્રવર્ણ પણ કરવો અનુચિત માનતો હતો; ને તેથી દાખલો ખોટો બેસે, ન્યાતજાતમાં નિંદા થાય તેવો ભય સૌને હતો. (શૂદ્ર જાત ધોબીએ રાત્રિના પરઘેર રહેલી, સ્વસ્ત્રીને કાઢી મૂકી હતી. આ પ્રસંગ વાલ્મીકિ રામાયણમાં નથી, પણ અન્ય ગ્રન્થમાં છે.) રાજાની નીતિપર પ્રજાની નીતિનો આધાર હતો, અને તેથી જનવાયકા ચાલી કે, રાવણને મંદિરે રહેલી એકલી એવી સીતાનો રામે અંગીકાર કીધો તો હવે "આપણી સ્ત્રીઓનાં એવાં ચારિત્ર્ય મુશ્કેલીએ પણ સહન કરવાં પડશે;" એ પ્રજાની નીતિ, રાજાની નીતિપર આક્ષેપ કરનારી પૂર્ણ સ્વતંત્ર છે. પ્રજા, સ્ત્રીનીતિને માટે બહુ જ કાળજીવાળી હતી, અને ધર્માધર્મનો પૂર્ણ વિચાર કરનારી હતી. સ્ત્રી એકાંતમાં, અન્ય સ્થળમાં વસે તેવો રીવાજ તે કાળે જણાતો નથી. સ્ત્રીનું અપમાન તો થતું જ નહિ. ગૃહકાર્યમાં સર્વ પ્રકારની યોજના સ્ત્રી કરતી હતી. માંસાદિ ભક્ષણનો પ્રચાર હતો (રામ વનમાં જાય છે ત્યાં કૈકેયી કહે છે કે, તું મુનિપેરે વનફળનો આહાર કરજે); પણ બ્રાહ્મણોને માંસભક્ષણ (યજ્ઞાદિ પ્રસંગ વિના) ત્યાજ્ય હતું. રાવણના મંદિરમાં પાકશાળાની વ્યવસ્થા, સ્ત્રીને સ્વાધીન હતી. સંગીતકળા સ્ત્રીઓ પુરુષો પેરે જ જાણતી હતી. ભોજનશાળામાં જાતજાતનાં પકવાનો કરવામાં આવતાં, ને સ્ત્રીઓ તેમાં જાણ હતી. સ્ત્રીપ્રતિ સ્ત્રીનું માન હતું. સંકટમાં સ્ત્રી સ્ત્રીને સહાય થતી હતી. ઋષિ અને રાજા અને પ્રજા સૌ ધર્મ આણમાં વર્તનારાં હતાં. રામરાજ્યમાં ધર્મની આણમાંથી પ્રજા ખસી નથી, પ્રજા સમાન હતી અને ધર્મમાં પ્રવૃત્ત હતી, છતાં શૂદ્ર જાતિને તપશ્ચર્યાનો અધિકાર નહોતો. પાકશાસ્ત્ર વિધિ તે કાળે કેવી ઉત્તમ હતી, તેનું દર્શન રાવણના મંદિરમાં થાય છે. રામાયણ રાજ્યનીતિમાં તો સૌથી વિશેષતા દર્શાવે છે, અને ગૃહરાજ્યનું સુખદાયી દર્શન કરાવે છે; તે એટલે સૂધી કે, પ્રજામત સબળ, સ્ત્રીઓની મોટાઈ, સ્વેચ્છિત લગ્ન, (અનાર્ય–ધર્મથી બહિષ્કૃત–પ્રજાને પુનર્વિવાહની છૂટ), અને વેદોક્ત ધર્મની આણમાં વસતી પ્રજાને કર્મકાંડપર અતિ રુચિ હતી.

વાલ્મીકીનો સમય, રામનો સમય, રામ–સીતાના ગુણદોષ એ વગેરે મુદ્દાઓપર આધુનિક તેમ જ શોધક દૃષ્ટિએ ઘણું લખાયું છે અને હજી ઘણું લખાશે એવું મારું માનવું છે. રામના સમયમાં રાજનીતિ, શહેર અને ગ્રામ્યોની સ્થિતિ અને વ્યવસ્થા, વાણિજ્ય, શિલ્પકળા, લલિતકળા, વસ્ત્ર અને પોષાક, શિક્ષણ અને સાહિત્ય, આભૂષણોના ઘાટ અને રચના, ખેતીવાડી, યાત્રાને માટે અવરજવરનાં સાધનો, નેહેર, નૌકાકળા, યુદ્ધકળા અને યુદ્ધસામગ્રી, લોકોની સ્થિતિ અને રીતિરિવાજ અને વ્યવહાર, અન્ન અને રાંધણકળા એવાએવા ઘણા મુદ્દાઓપર બારીક અવલોકનથી લખવાનું બાકી છે. આપણા આધુનિક વિચારોનું આરોપણ કરીને ઉપરોક્ત પ્રાચીન પ્રગતિનો વિચાર કરવાનો નથી, પ્રથમ તો તે રીતિએ શોધન જ કરવાનું છે. આધુનિક નીતિરીતિ અને વ્યવહારની દૃષ્ટિએ ઘણા વિદ્વાનો પ્રાચીન ગ્રન્થોમાં નજર દોડાવે છે. મારા માનવા પ્રમાણે એ એક ભૂલ છે. કારણ કે તેથી કરીને જે વસ્તુ આપણી નજરે પડે છે તેનાપર પ્રકાશ આધુનિક સમયનો હોય છે, ત્યારે શોધકનો ખરો હેતુ, તે અસલ કેવું હશે તે શોધવાનો અને જાણવાનો છે. દાખલા તરિકે વિશ્વામિત્ર એક ક્ષત્રી હતા, એક રાજા હતા તે રાજર્ષિ થયા અને બ્રહ્મર્ષિ થયા માટે આજના જમાનામાં, વિશ્વામિત્રની શક્તિ આપણામાં હોય કે નહિ તેનો વિચાર કર્યા વિના, સર્વને સમાન પંક્તિએ મૂકવાનો હાસ્યજનક પ્રયાસ થતો જોવામાં આવે છે. અત્રે વિદ્વાનો જે ભૂલ કરે છે તે એ છે કે, એકપરથી અનેકને અમુક નિયમ લાગુ પાડવામાં આવે છે, પરંતુ જગતમાં અપવાદ જેવું હોય છે તે તદ્દન ભૂલી જવામાં આવે છે. વસ્તુતઃ મનુષ્યે એકપરથી અનેકને અને અનેકપરથી એકને અમુક નિયમ લાગુ પાડતાં ઘણો વિચાર કરવો ઘટે છે. જેમજેમ મેં રામાયણની આવૃત્તિ કરી છે તેમતેમ મારી દૃષ્ટિએ રામાયણમાં નવનવું જોવામાં આવેલું છે. મારો વિચાર તે સર્વ ગુજરાતી વાંચકસમાજ આગળ રજુ કરવાનો હતો, પરંતુ તબિયતની નાદરુસ્તીને લીધે હાલ તેમ કરી શક્તો નથી. છતાં મેં જેટલું નોંધ કરેલું છે તેમાંથી એક બે મુદ્દાઓ મેં આ આવૃત્તિમાં ઉમેરવા યોગ્ય ધાર્યા છે.

સ્ત્રીપુરુષનો અરસપરસનો વ્યવહાર એ એક એવો વિષય છે કે, જેમાં ઘણાં માણસો રસભર્યો ભાગ લે છે. પાશ્ચાત્ય સમાજનું જોઇને આપણા સમાજમાં સ્ત્રીપુરુષના વ્યવહારમાં પરિવર્તન–કહો કે વિપ્લવ–કરવાનો ઉપદેશ થાય છે, પણ પૂર્વે ત્યાં કેવી સ્થિતિ હતી અને હાલમાં જે રીતિ ચાલુ છે તેની નીતિપર અને સમાજપર કેવી અસર થઈ છે, તે વિષેનું યથાર્થ જ્ઞાન યત્કિંચિત્ પણ ઉપદેશકોમાં જોવામાં આવતું નથી. પ્રાચીન આર્યોમાં અને હાલના આર્યોમાં રીતરિવાજનો ઘણો ફેર પડી ગયો છે. કેટલોક ફેર તો એવો જોવામાં આવે છે કે જે, આપણે જે વિચારો આજે

રને જે જાતનો ગૂઢ આનંદ થાય છે, તે અતકર્ય છે. કોઈક તે ઝીલે છે, કોઇક તેમાં તરે છે ને કોઈક તો ડૂબી જાય છે! આ આખા કાવ્યમાં આ રસ કંહીકંહી મંદ, કંહીકંહી ઉછળતો, અને કંહીકંહી સ્થિર જણાય છે. દશરથનો પ્રાણત્યાગ, ભરતશોક, સીતાહરણથી ઉત્પન્ન થતો શોક, સીતાવિલાપ, મન્દોદરીવિલાપ, સીતાવનવાસ, એ સર્વ પ્રસંગો ઉછળતા કરુણરસની ટોચે છે; છતાં તેમાંના આનંદના નિસાની લહેરો રસજ્ઞને આનંદમાં નચાવે છે. વાંચનાર તેમાં એકતાર થઈ જાય છે. આખું આર્યાવર્ત આ કરુણાત્મકકાવ્યમાં લીન થઈ ગયું છે. વાલ્મીકિએ કરુણ-રસની લહેઝત એવી તો ચખાડી છે કે, અનેક શ્રોતાઓને તેમનાં નેત્ર, રામકથા અનેક વાર શ્રવણ કરતાં, પ્રત્યેક પ્રસંગે અશ્રુપૂર્ણ થવા છતાં, એક નહિ પણ અનેક વાર આ કાવ્યના રસનો સ્વાદ ચાખવા પુનઃપુનઃ ઉત્કંઠિત કરે છે. કરુણરસનાં અનેક કાવ્યો—શ્રાવ્ય ને દૃશ્ય—છે, પણ રામાયણના કરુણરસને કોઈ કાવ્ય પહોંચી વળે તેમ નથી.

## (૮)

સમયસમયના નિવૃત્તિપ્રવૃત્તિના ધર્મોને સતેજ રાખવાને આર્યધર્માત્મા ઋષિ મુનિ, અને ગ્રંથકારોએ પ્રયત્ન કર્યો છે. એવા વિચારના—ધર્મ, બોધ અને શિક્ષણીય ધર્મ-ગ્રંથો આર્યપ્રજાએ પવિત્ર માન્યા છે. આર્યધર્મગ્રંથો ત્રણ પ્રકારના છેઃ એક તો કેવળ સ્તુતિના (વેદાદિ); બીજા આચાર, વ્યવહાર ને ધર્મકાર્યના (સ્મૃત્યાદિ); અને ત્રીજા મહાશય પુરુષોના ચરિત્રોના (પુરાણો) છે. રામાયણ ત્રીજા પ્રકારનો ગ્રંથ છે; અને એ ગ્રંથને આર્યપ્રજા પરમપવિત્ર માનતી આવી છે. મલ્લિનાથ એક સ્થળે ટીકામાં લખે છે કે,—"રામાયણની વાણી પવિત્ર છે;" અને પંડિતરાજ જગન્નાથ લખે છે કે, "સૌ પ્રાણીનું કલ્યાણ કરનારો રામચરિત્રનો ગ્રંથ છે;" અને આર્યપ્રજાનો પ્રત્યેક જન રામાયણને પરમપવિત્ર ગણીને, ભક્તિભાવથી તેનું પૂજન, અધ્યયન, શ્રવણ અને દાન કરે છે. વાલ્મીકિ એને 'વેદતુલ્ય' ગણે છે; શ્રીમદ્ વલ્લભાચાર્ય 'શ્રેયઃસાધનનું સ્થાન' ગણે છે; શ્રીમદ્ શંકરાચાર્ય 'પરલોકના સુખસાધન માટે રામનું ચરિત્ર શ્રવણ કરવા યોગ્ય' માને છે; માર્કંડેય કહે છે કે, "રામાયણ પરમ શુભ ફળદાયી ગ્રંથ છે; અને જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક એ ગ્રંથનું દાન, વેદ જાણનારા બ્રાહ્મણને કરે છે, તેને સો ગાયના દાનનું ફળ મળે છે." આ પ્રમાણે અનેક મુનિઓ ને વિદ્વાનોએ તથા ધર્માચાર્યોએ રામાયણને પવિત્ર ગણ્યો છે. તે તેવો જ છે. રામાનુજ સંપ્રદાયવાળા, રામાનન્દી પંથવાળા, ને રામદાસી પંથવાળાઓએ તો આ ગ્રંથનું માહાત્મ્ય કથવામાં કશી પણ કચાસ રાખી નથી. આર્ય લોકોમાં આ ગ્રંથપ્રતિ એટલી તો શ્રદ્ધા ને પવિત્રતા મનાઈ છે કે, જ્યાં આ પવિત્ર ગ્રંથની કથા થતી હોય ત્યાં હજારો લોકોનાં ટોળેટોળાં સાંભળવાને ભેગાં મળે છે, અને એ ગ્રન્થના શ્રવણથી પોતાનું કલ્યાણ થયેલું માને છે.

એનું કારણ છે. રામ એ અંશાવતારી ભગવાન્ મનાયલા છે, અને તેમનું ચરિત્ર એ ગ્રંથમાં, આદિકવિએ લખ્યું છે. રામભદ્રને, રામપંથીઓ પૂર્ણ પ્રભુ માને છે અને બીજા ધર્મ માનનારાઓ અંશાવતારી માને છે. માત્ર કૃષ્ણાવતારથી રામાવતાર ઉતરતો પુરાણોમાં ગાયો છે. રામ શ્રી ભગવાનના સર્વ ગુણોથી પૂર્ણ હતા, પણ રાજા રામે પ્રસંગવશાત્ ધર્મબોધ કર્યો નથી, અને જેવું જ્ઞાન કૃષ્ણે, અર્જુનને, ઉદ્ધવને, વિદુરને, નંદને કહ્યું છે, તેવું રામે કહ્યું નથી, તેથી જ કદાચ રામને પૂર્ણ પરમાત્મા ગણ્યા નહિ હોય! તથાપિ એ પ્રભુનું માહાત્મ્ય પુરાણોમાં ઓછું ગાયુંગવાયું નથી. મરણ કાળે મનુષ્યના કલ્યાણનું સાધન રામ શબ્દ મનાયો છે—કૃષ્ણ નહિ. વેદધર્મની આણવાળામાં તો શું, પણ બૌદ્ધ કે જિન મતાનુયાયીના મરણ સમયે પણ રામ શબ્દ જ કલ્યાણકારી ગણાય છે.* કંઈ સેંકડો વર્ષ થયાં રામનું નામ આર્યોએ, મરણ ટાંણે કલ્યાણકારી ગણ્યું છે, ને જેના કર્ણમાં રામનામનો અક્ષર મરણટાંણે પડ્યો નહિ, તેનું જીવતર નિરર્થક ગયું એમ ગણે છે. એવા પવિત્ર રામ કેવા છે? તે ભગવાનના ગુણોથી સંપૂર્ણ† ધર્મવીર,

* ભરતખંડના એક છેડાથી તે બીજા છેડા સુધી રામ શબ્દ, મરણકાલે મનુષ્યના કર્ણમાં મૂકવામાં આવે છે. કોઈ 'રામરામ,' કોઈ 'સતરામ,' 'ભાઇરામ,' 'રામ નામ સત હૈ,' 'રામ કહો રામ,' 'શ્રી રામ,' 'સીતા રામ,' 'બોલો રામ;' 'રામ કહો ભાઈ રામ, કહો,' ઇત્યાદિ રીતે, આર્યાવર્તની સર્વ જાતોમાં બોલવામાં આવે છે. જૈનધર્મીઓનો વેદપ્રતિ દ્વેષ છતાં, મરણ ટાણે તેઓ પણ રામનામનું જ ઉચ્ચારણ કરે છે, અને એ ધર્મમાં રામનું ચરિત્ર પણ જિનધર્મના તત્ત્વ પ્રમાણે લખાયું છે.

† ભગવાનમાં ૬૪ ગુણો વસે છે, તે આ પ્રમાણે છેઃ—૧ સુરમ્યાંગ, ૨સર્વસલ્લક્ષણાન્વિત, ૩રુચિર, ૪તેજોયુક્ત, ૫બલિ, ૬વયોયુક્ત ૭વિવિધાદ્ભુતભાષાવિત્, ૮સત્યવાક્ય,૯પ્રિયમ્વદ, ૧૦વાવદૂક, ૧૧પંડિત, ૧૨બુદ્ધિમાન્, ૧૩પ્રતિભાવાન્વિત, ૧૪વિદગ્ધ, ૧૫ચતુર, ૧૬દક્ષ, ૧૭કૃતજ્ઞ, ૧૮દૃઢવ્રત, ૧૯દેશકાળપાત્રજ્ઞ, ૨૦શાસ્ત્રચક્ષુ, ૨૧પવિત્ર, ૨૨વશી, ૨૩સ્થિર, ૨૪દાન્ત, ૨૫ક્ષમાશીલ, ૨૬ગમ્ભીર, ૨૭ધૃતમાન, ૨૮સમ, ૨૯વદાન્ય, ૩૦ધાર્મિક, ૩૧શૂર, ૩૨કરુણ, ૩૩માનદાયક, ૩૪દક્ષિણ, ૩૫વિનયી, ૩૬લજ્જાયમાન, ૩૭શરણાગતપાલક, ૩૮સુખી, ૩૯ભક્તસુહૃદ્, ૪૦પ્રેમવશ્ય, ૪૧સર્વશુભંકર, ૪૨પ્રતાપી, ૪૩કીર્તિમાન્, ૪૪લોકપ્રિય, ૪૫સાધુસમાશ્રય, ૪૬નારીમનોહર, ૪૭સર્વારાધ્ય, ૪૮સમૃદ્ધિમાન્, ૪૯શ્રેષ્ઠ, ૫૦ઈશ્વર, ૫૧નિત્યસુંદર, ૫૨સર્વજ્ઞ, ૫૩સચ્ચિદાનંદઘન, ૫૪સર્વસિદ્ધિસંયુક્ત, ૫૫અવિચિંત્ય, ૫૬મહાશક્તિ, ૫૭અનેકકોટીબ્રહ્માંડવિગ્રહ, ૫૮અવતારાવલિબીજ, ૫૯હતારિગતિદાયક, ૬૦આત્મારામ, ગુણાકર્ષિ, ૬૧અત્યંત અદ્ભુત ને ચમત્કારલીલાના સાગર, ૬૨અતુલ્ય મધુર પ્રેમપ્રિય મંડળથી મંડિત, ૬૩મુરલીવાદનથી સર્વમનાકર્ષી, ૬૪અત્યંત અલૌકિક ઉજ્જ્વળ અદ્ભુત તથા ઉદ્ધતરૂપ શ્રીથી સચરાચરના મોહન. આમાં પ્રથમ ૫૦ ગુણ સહજ છે, ૬૦ સુધીના ગુણો અદ્ભુત ને બાકીના ૪ અસાધારણ છે. આ સર્વ ગુણો શ્રીકૃષ્ણચંદ્રમાં પૂર્ણ હોવાથી તે પૂર્ણાવતારી છે.

સ્વાત્માર્પણવીર, યુદ્ધવીર, દાનવીર, ભક્તવત્સલ, અને પ્રજાજનનું કલ્યાણ કરનારા છે. રામભદ્ર દયાવીર એવા હતા કે, તે પોતાના આમજનને કદી પણ સંકટ પડવા દેતા નહિ. તેમની દૃષ્ટિ પ્રેમભરી અને નિર્મળી, છાયા કલ્યાણકારી, નામસ્મરણ સર્વદા પાપહર્તા, દર્શન સુખાનંદી, અને ચરિત્રશ્રવણ ગદ્‌ગદિત હૃદય કરનારું છે. રામને આર્યો ઈશ્વર માને છે, તેને પૂજે છે, વન્દે છે, ગાય છે, ને ધ્યાનમાં ધરે છે. તે પરમોદાર છે, જગદ્‌ગુરુ છે, ધર્માત્મા છે; એ ભાગ્ય છે, સુખદ છે, અહોભાગ્ય છે. રામ આર્યોના તારણ દેવ છે. જીવતરની વિકૃતિ–સમકૃતિમાં રામરૂપ અધિષ્ઠાતા પ્રભુ આર્યોના કલ્યાણમાં તત્પર છે. ત્યાગી, પ્રેમી, પવિત્ર, સદાચરણનું ધામ, સૌ સુખનું ઠામ, પ્રવૃત્તિના ધર્મે નિવૃત્તિવાળી, ઘર–ગ્રામ–નગર–દેશ–ખંડ–વિશ્વ–એ સર્વત્ર જેણે પ્રભુતાની કીર્તન કીર્તિ કરાવી તથા જેણે ધર્મ સંરક્ષ્યો, તેને હું પ્રણમું-સ્તવું–તેમાં જ લીન થાઉં છું. એ લીલારહસ્યની બલિહારી ગાવા અંતર્યામી પ્રભુ સમર્થ કરો.

---

હવે આ ભાષાંતર સંબંધી થોડુંક બોલી આ આલોચના સમાપ્ત કરીશ. આદિકવિ વાલ્મીકિ જેવા મહર્ષિપ્રણીત રામાયણ જેવા મહાકાવ્યમાં ગણાતા ગ્રન્થનું ભાષાંતર કરવું, એ મારી બોબડીતોતડી વાણીની શક્તિ બહારનું કાર્ય છે; છતાં તે કાર્ય આજે પૂર્ણ ઉત્સાહથી દૈવકૃપાએ પૂર્ણ કરીને ગુર્જરવર્ગ સમીપ ધરું છું. આ ભાષાંતર સંસ્કૃતને પ્રાધાન્ય રાખી ભાવને અનુસરી કર્યું છેઃ સંસ્કૃતમાં મી૰ મણિલાલ છબારામે સહાય કીધી છે. કાવ્યનાં ભાષાંતર કેવા પ્રકારનાં હોવાં જોઇએ, તેને માટે મારું મત કથાસરિત્સાગરમાં મેં દર્શાવ્યું છે જ. મૂળ ગ્રન્થકારનો રસ જાળવીને કાવ્યનાં ભાષાંતર થવાં જોઇએ, એ મારો નિયમ છે. તદનુસાર આ ભાષાંતર પૂર્ણ રસભરી રીતે કરવાનો પ્રયત્ન કીધો છે. હવે તે વાંચક વર્ગને કેટલે અંશે પસંદ પડે છે, તે જોવાનું છે. ગ્રન્થ ઘણો મોટો હોવાથી વિલક્ષણ ધૈર્ય રાખવાની આવશ્યકતા હતી, ને પ્રજાને પસંદ પડતું, ને વાંચનારને રસમય કરતું કરવાની લાલસાથી ભાષાંતર પૂર્ણ કરતાં ઘણો સમય વ્યતીત થઈ ગયો છે. શુભ કાર્યમાં પરાકાષ્ઠાએ સંકલ્પ સિદ્ધ કરવાને મથન કરવાથી કાર્ય પૂર્ણ થાય છે, તેમ જ આ કાર્ય પૂર્ણ થયું છે. તેમાં સર્વ યશ પરમાત્મા શ્રી રામનો જ છે.

ભૂલો હશે, સમજણદોષ પણ હશે, રસમય ગ્રન્થ કરવા જતાં, આદિકવિની વાકયરચના પલટાવી પણ નાંખી હશે; તથાપિ રામાયણના રસને લેશ પણ આંચ આવવા નહિ દેવાની પ્રયત્નપૂર્વક સંભાળ રાખી છે. વાલ્મીકિનો રસ નહિ પણ સચવાયો હશે, એમ પણ મને સંશય છે. તથાપિ મેં કંઈ કીધું છે, એ જાણીને સંતોષ માનું છું. પંડિતો સમક્ષ, હું એક અલ્પ પ્રાણી છું, અજ્ઞાનનો ભંડાર છું, તેઓ મારા દોષપ્રતિ દયાદૃષ્ટિથી જોશે, ને વિચારશે કે કયાં વાલ્મીકિ મહર્ષિની અદ્‌ભુત વાણી અને કયાં એક ગુર્જર લેખકની તોતડી વાણી! એ બેનો મુકાબલો જ નિરર્થક છે. શ્રીરામનું ચરિત્ર ગુર્જરમંડળમાં ઘણાઘણાએ ગાયું છે, તેવા મહામતિમાનોની બુદ્ધિના પ્રભાવ આગળ, કાલિદાસ કવિ લખે છે તેમ, એક વામન (ઉંચા) આંબાના ફળની ઇચ્છા કરે તેવો હું છું.

જે ભગવાને આ ભૂમંડલમાં એક વચન અને એક પત્નીવ્રતની કીર્તિ દશે દિશામાં ગજાવી મૂકી છે, તેવા રાજપુરુષ શ્રીરામનું સ્મરણ કરતાં એ જ પ્રાર્થના કરું છું કે, એવી જ સન્મતિ તે સૌના હૃદયમાં પ્રેરો અને ધર્મનીતિમાન્ તે મહાશય રાજપુરુષ મહાવિજયવડે કોમળ હૃદયમાં સદા સ્મરણીય રહો! સ્થિર ઠરો! યશ વિસ્તરો! પ્રેમ ભરો!

**सत्यं सा बहुरूपिणी समभवत्सिद्धिस्वरूपाभवत्कीर्तिः श्रीरघुवंशरत्नविमला जागर्ति विश्वोदरे।**
**क्षमापारे रिपुमन्दिरे नृपपुरे रत्नाकरे निर्झरे कान्तारे गिरिशेखरे विषधरागारे तथैवाम्बरे ॥**

શ્રી મુંબઈ, દેશાઈવાડી,
સં. ૧૯૪૯ વૈશાખ સુદ ૧૧.

**ઈચ્છારામ સૂ. દેશાઇ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આદિકવિ, કવિકુલચૂડામણિ, મહર્ષિ વાલ્મીકિપ્રણીત, આદિકાવ્ય રામાયણની બીજી આવૃત્તિને પ્રસ્તાવનાની ખાસ જરૂર નથી. રામાયણની પ્રથમ આવૃત્તિ પ્રસંગે, એ ગ્રંથના સૌંદર્યની, ઓજસની, માધુર્યની, અને લાલિત્યની ઝાંખી વાંચનારને કરાવેલી છે જ. રામરસાયણથી ભરપૂર આહ્લાદજનક રામાયણ, વર્ષોનાં વર્ષો વહી ગયા છતાં, એક સરખું, પ્રજામાં અત્યંત પ્રીતિપાત્ર થઈ પડ્યું છે. એ દેવાંશી પુરુષોત્તમના માનવ જીવિતનું શ્રવણ, મનન, દર્શન, તાદશ્ય છબીપેરે, ભારતવર્ષની પ્રજામાં આજે હજારો વર્ષ થયાં થતું રહ્યું છે ને રહેશે જ. એ પરમ કલ્યાણકારી પુરુષોત્તમનું, પરમ કલ્યાણકારી ચરિત્ર દર્શાવનારું આદિકાવ્ય રામાયણનું સૌંદર્ય, આર્યપ્રજામાં એટલી મોટી ખૂબીથી સચોટપણે વસેલું છે કે, એ કાવ્ય તે એક જ છે, એવું આ દેશના જ નહિ, પણ પરદેશના વિદ્વાનોના મનમાં પણ વસી રહેલું છે. જગન્નિયંતાએ મનુષ્યની દૃષ્ટિ સમીપ દેવાંશી અને માનવી ચરિત્રો મૂકયાં છે. જે અપરોક્ષ દૃષ્ટાંતો મૂકયાં છે તે બે પ્રકારનાં છેઃ મહાત્મા પુરુષોનાં દૃષ્ટાંત, અને સુચરિત્રશાળી પુરુષોનાં દૃષ્ટાંત અર્થાત્ દેવાંશી પુરુષોનાં દૃષ્ટાંત અને સાધુ પુરુષોનાં દૃષ્ટાંત. એ બે પ્રકૃતિમાંથી ઘણું-ઘણું શિખવાનું મળે છે. એવા મહાત્મા પુરુષોનાં સદ્વર્તનની અસર ભવિષ્યની પ્રજાપર કેટલી અને કેવી થઈ પડી છે તે, તેમના પ્રતિના ભક્તિભાવથી જણાય છે; અને તેમના વર્તનથી નવી–આવતી પ્રજાપર સારી કે માઠી જે અસર થઈ હોય, તેપરથી તે પુરુષનાં ચારિત્ર્યની તુલના થઈ શકે છે. પ્રત્યેક મહાત્મા અને સચ્ચરિત્રશાળી ભદ્રજીવની રહેણી અને કહેણી ઉપર નવી પ્રજા લક્ષપૂર્વક ધ્યાન આપે છે, અને તેમાંથી ગ્રહણ કરવા લાયક અને સ્વજીવિતના પ્રવાસમાં કયા, વર્તનના ગ્રહણથી ઉન્નતિના સ્થાનમાં જઈ શકાય છે, તેનું પ્રેમપૂર્વક ગ્રહણ કરે છે. યથા રાજા તથા પ્રજા, જેવા ગુરુ તેવા ચેલા, જેવા ઠાકર તેવા ચાકર, જેવા સ્વામી તેવા સેવક, એ નિયમાનુસાર મહાત્મા પુરુષોનાં ચરિત્રની છાપ નવીન પ્રજા ઉપર પડે છે; તેના આશ્રિતો તેનું અનુકરણ કરે છે; તેના સેવકો તેનો જયજયકાર બોલાવે છે, તે પુરુષને વન્દે છે, પૂજે છે, તારક માને છે. એ જ તારક! સર્વ પાપમાંથી બચાવનાર ભગવાન્. સદ્વર્તનની આ અલૌકિક ખૂબી છે–એનું માહાત્મ્ય અવર્ણનીય છે.

ધર્માવતાર રામભદ્રનું ચારિત્ર્ય–ચરિત્ર–ચિત્ર વાલ્મીકિ મુનિએ એવી નિપુણતાથી આલેખ્યું છે કે, હજારો વર્ષ વીતી ગયાં છતાં, એ દેવાંશી ભદ્રશાળી પુરુષનું નામસ્મરણ, પાપી માત્રને પાવન કરવાને સમર્થ થઈ પડ્યું છે. આ તો સ્પષ્ટ વાત છે કે, મહાત્મા પુરુષોના અને દેવાંશી જીવોના આચરણ ઉપર વિશેષ કરીને જગતની પ્રજાનું આચરણ આધાર રાખે છે. ભરતખંડની સમગ્ર પ્રજા રામભદ્રને સદ્વર્તનના દૃષ્ટાંતોમાં એટલી ઉચ્ચ કોટીમાં મૂકે છે કે, સ્વાર્થનો ત્યાગ કરનાર ઉદારચિત્ત, પિતાના વચનને માન્ય કરી વનવાસ વેઠનાર, જગતની પ્રજાની નિર્મળ નીતિ રખાવવા માટે સ્વભાર્યાને વનમાં વસાવનાર, ધર્માધર્મનો બહુ જ ઉદારપણાથી સ્વીકાર કરનાર, માતા અને અપરમાતા પ્રતિ સમાન ભાવે વર્તનાર, જો રામભદ્ર એક માનવી હોય તો, તે ખરેખર એક અલૌકિક માનવી હતા, દેવાંશી જીવ હતા અને ક્ષાત્રધર્મ પ્રમાણે યથાર્થ વર્તનાર મહાપુરુષ હતા. એ મહાત્મા-પ્રભુકોટી પરમાત્માનો અંશ હતો. રામ ભગવાન્, પ્રજાનું રક્ષણ કરવામાં તત્પર હતા; દાન આપવામાં ઉદાર હતા; યજ્ઞ કરવામાં ઉમંગી હતા; ભણવામાં ઉત્સાહવાન્ હતા અને સંસારના ભોગ વિલાસના ત્યાગમાં સાહસિક હતા. એવો મહાપુરુષ આ જગતના અલ્પ કે શ્રેષ્ઠ–સર્વ જીવોમાં પ્રભુપદને પામ્યા છે, તારણ કરનાર મનાયા છે, અને પ્રજામાં પ્રેમથી પૂજન કરવા યોગ્ય ગણાયા છે, એમાં આશ્ચર્ય શું? જગન્નિયંતાએ જે માનવસૃષ્ટિ રચી છે, તેમાં જન્મતા મહાત્મા સંસ્કારી જીવો, શુદ્ધ નિર્મળ સ્વવર્તનથી જ સદાકાળ ઈશ્વરી અવતાર તરીકે પૂજાય છે, અને તેમના સ્વવર્તન ઉપર મોહિત થઈ, તેમના આચરણ ઉપર તુષ્ટમાન થઈ, તેનું નામ માત્ર જ, ત્રણે કાળમાં પોતાનું કલ્યાણ કરનાર મનાય છે. જેમનું ચારિત્ર્ય શુદ્ધ દર્પણ જેવું નિર્મળ છે, તે જ પ્રભુ, તે જ પરમાત્મા, અને તે જ પતિતને પાવન કરનાર ભગવાન્ છે. તેનો જયજયકાર હો!

ભારતવર્ષની સકળ પ્રજા શ્રીરામભદ્રને પરમાત્માના અવતાર તરિકે પૂજે છે અને એ જ મહાત્માને આ જગતનું તારણ કરનાર માને છે–એ તેના શુદ્ધ, નિર્મળ ચારિત્ર્યનો પ્રભાવ છે. ભારતવર્ષનું એક પણ પ્રાણી એવું નહિ હશે કે, જેણે દિવસમાં એક ક્ષણ પણ શ્રીરામભદ્રનું સ્મરણ કીધું નહિ હોય. એક આર્યજન સુખમાં કે દુઃખમાં, કોઈ પણ ક્ષણે, એ પ્રભુને અઘમોદ્ધારણ, દુઃખનિવારણ, કષ્ટહારક, સુખદાયક

માની, આ મોહથી લચીપચી રહેલા જગતમાંથી તારનાર ગણી, નામસ્મરણ કરે છે. એવા દિવ્ય પુરુષના ચરિત્ર-વાળો આ પવિત્ર ગ્રન્થ આર્યપ્રજામાં સર્વમાન્ય ગણાયો છે. ગુજરાતી પ્રજા પણ તેના પ્રતિ પ્રેમથી જુવે છે, અને ઉત્તર હિંદુસ્તાનની પ્રજા તો કવિકુલકંઠાભરણ ભક્તશિરોમણિ તુલસીદાસજીના રામાયણ ઉપર વારી ગઈ છે.

ગુજરાતી પ્રેસમાંથી છપાયલા આ રામાયણની બીજી આવૃત્તિમાં મૂળ રામાયણ સાથે મેળવીને જે ભૂલો પ્રથમાવૃત્તિમાં થઈ ગઈ હતી, તે સુધારવામાં આવી છે.* ખાસ જર્મનીથી કરાવી મંગાવેલાં અને ગુજરાતી પ્રેસમાં છાપેલાં ચિત્રો આપી ગ્રન્થની શોભામાં વધારો કીધો છે. સાથેસાથે આ આવૃત્તિની કિંમત ઘટાડવામાં આવી છે. મને આશા છે કે, મહર્ષિ વાલ્મીકિપ્રણીત આ આદિકાવ્ય ગુર્જરપ્રજામાં વધારે સત્કાર પાત્ર થઈ પડશે, અને મારી એ જ પ્રાર્થના છે કે, એ ભદ્રશાળી પુરુષનું વર્તન ગુર્જર પ્રજાના ક્ષુલ્લક જીવોને કલ્યાણકારી થાવ; અને

कल्याणानां निधानं कलिमलमथनं पावनं पावनानां
पाथेयं यन्मुमुक्षोः सपदि परपदप्राप्तये प्रस्थितस्य ॥
विश्रामस्थानमेकं कविवरवचसां जीवनं सज्जनानां,
वीजं धर्मद्रुमस्य प्रभवतु भवतां भूतये रामनाम ॥

અંબિકા જયંતી,
સંવત ૧૯૬૨

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ.

---

* વળી આ ત્રીજી આવૃત્તિમાં આગલી આવૃત્તિઓમાં જે શ્લોકની સંખ્યા ન હતી, તે મૂકી મૂળ સંસ્કૃતની સાથે આ રામાયણ વધારે બંધ બેસતું કર્યું છે.

# શ્રી રામાયણની કથાકુંચી.



## બાલકાણ્ડ.

## વિદાયગીરી.



# અયોધ્યાકાણ્ડ.

## યુવરાજપદે રામના અભિષેકનો વિચાર.



## અયોધ્યામાં શોક.



## અનુગામીઓનો ત્યાગ.



## ચિત્રકૂટપ્રતિ ગમન.



## દશરથ પ્રાણત્યાગ.



## અરણ્યકાણ્ડ.

## કિષ્કિંધાકાણ્ડ.

## સુન્દરકાણ્ડ

### સીતા શોધ.



### સીતા સંકટ.



### લંકા દહન.



### વાનરમિલાપ.

## ઉત્તરકાણ્ડ.

# ચિત્રોનું સાંકળીયું

श्री

આદિ કવિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત

# રામાયણ

## बालकाण्ड



## ઉપોદ્‌ઘાત

### પ્રથમ સર્ગ.

### વાલ્મીકિનો નારદ પ્રતિ પ્રશ્ન.

**શ્લોક:-तपःस्वाध्यायनिरतं तपस्वी वाग्विदां वरम्।**
**नारदं परिपप्रच्छ वाल्मीकिर्मुनिपुंगवम् ॥**

તપ અને સ્વાધ્યાયમાં તત્પર, વાણી જાણનારાઓમાં શ્રેષ્ઠ, તથા મુનિઓમાં ઉત્તમ એવા નારદ મુનિને તપસ્વી વાલ્મીકિ મુનિએ પૂછ્યું કે,[1] "હે મહર્ષિ ! આ લોકમાં સામ્પ્રત સમયમાં ગુણવાન્, વીર્યવાન્, ધર્મજ્ઞ, કૃતજ્ઞ, સત્ય બોલનાર, દૃઢ વ્રતવાળો, ચરિત્રવાળો, પ્રાણી માત્રનું હિત કરનાર, વિદ્વાન્, સમર્થ, સુંદર આકૃતિવાન્, મનને વશ રાખનાર, ક્રોધને જિતનાર, કાન્તિમાન્, અસૂયા રહિત અને સંગ્રામમાં જેને કુપિત થયલો જોઈ, દેવતાઓ પણ ભય પામે એવો પુરુષ કોણ છે?[2-4] હે મુનિ! એવા પુરુષને જાણવાને માટે તમે સમર્થ છો, માટે તમે મને કહેો. કારણ કે, તેવા પુરુષનું ચરિત્ર સાંભળવાને માટે હું બહુ ઉત્સુક છું."[5] વાલ્મીકિનાં આવાં વચન સાંભળી, ત્રણ લોકને જાણનાર નારદ મુનિ પ્રસન્ન થઇને બોલ્યા કે, "હે મુનિ ! તમે જે ગુણો ગણાવ્યા, તે તો ઘણા દુર્લભ છે, તોપણ એવા ગુણવાળો પુરુષ કોણ છે, તે હું તમને કહું છું તે તમે સાંભળો."[6-7]

### રામરૂપગુણવર્ણન.

ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા, લોકમાં પ્રસિદ્ધ રામ નામે એક જ પુરુષ સર્વગુણસંપન્ન છે. તે રામ આત્માને નિયમમાં રાખનાર, મહા વીર્યવાન્, કાન્તિમાન્, ધૈર્યવાન્ તથા જિતેન્દ્રિય છે.[૮] તે ઘણા બુદ્ધિશાળી, નીતિમાન્, વક્તા, શ્રીમાન્ અને શત્રુઓનો સંહાર કરનારા છે. તેઓ વિશાળ ખભાવાળા છે, મોટા બાહુવાળા છે, શંખના જેવી તેમની ડોક છે અને તેમના લમણા પણ માંસથી ભરપૂર છે.[૯] તે વિશાળ વક્ષઃસ્થળવાળા, મોટું ધનુષ્ ધરનારા, ગૂઢ જત્રુ–હાંસડીવાળા અને શત્રુઓનું દમન કરનારા છે. ઢીંચણ સૂધી લાંબા તેમના હાથ છે અને સુંદર માથું તથા રેખાવાળું વિશાળ તેમનું લલાટ છે, તેમની ચાલ મનોહર છે,[૧૦] અવયવો જોઈએ તેવા ઘાટિલા છે, શરીર ઇંદ્રનીલમણિ જેવું છે અને છાતી પણ ભરાયલી છે; વિશાળ–મોટાં નેત્રવાળા, લક્ષ્મીવાન્, શુભ લક્ષણવાન્,[૧૧] પ્રતાપી, ધર્મજ્ઞ અને સત્ય પ્રતિજ્ઞાવાળા રામ, નિરંતર પ્રજાના હિતમાં જ તત્પર રહે છે. વળી તે જ્ઞાનસંપન્ન, યશસ્વી, પવિત્ર, જિતેન્દ્રિય, સમાધિમાન્, પ્રજાપતિ સમાન, લક્ષ્મીવાન્, વિધાતા સમાન અને શત્રુઓનો સંહાર કરનારા છે. તે સર્વ જીવલોકનું રક્ષણ કરે છે અને ધર્મનું પણ પોષણ કરનારા છે.[૧૨-૧૩] વળી તે પોતાના ધર્મના અને સ્વજનના રક્ષણકર્તા છે અને તે વેદ ને વેદનાં અંગો, એ સર્વનાં તત્ત્વ જાણનારા છે તથા ધનુર્વેદમાં બહુ જ કુશળ છે.[૧૪] સર્વ શાસ્ત્રના અર્થને તથા તત્ત્વને જાણનારા, સ્મૃતિમાન્ તથા યોગ્યાયોગ્યને સમજનારા રામ, સાધુ ચરિત્રવાળા, ઉદાર મનવાળા અને વિચક્ષણ હોવાથી જગતને પણ અત્યંત પ્રિય છે.[૧૫] નદીઓ જેમ સમુદ્રનું સેવન કરે છે, તેમ નિરંતર એ પણ સાધુ પુરુષોથી સેવાય છે. તે આર્ય, સર્વમાં સમાન દૃષ્ટિવાળા, સુંદર આકૃતિવાળા તથા સર્વ ગુણયુક્ત અને કૌશલ્યાના આનન્દને વધારનારા છે. તે રામ ગાંભીર્યમાં સમુદ્ર સમાન છે, ધૈર્યમાં હિમવાન્ સરખા છે, પરાક્રમમાં વિષ્ણુ જેવા છે, ચંદ્રની સમાન આહ્લાદજનક દર્શનવાળા છે, ક્રોધમાં કાળાગ્નિ જેવા છે, ક્ષમામાં પૃથ્વી જેવા છે, દાનમાં કુબેર જેવા છે તથા સત્યમાં જાણે બીજો ધર્મ હોય તેવા છે.

### રામકથાસાર.

સર્વગુણસંપન્ન, સત્ય પરાક્રમવાળા, સારા ગુણવાન્, પ્રજાના હિતમાં તત્પર રહેનારા તથા સર્વમાં શ્રેષ્ઠ જ્યેષ્ઠ પુત્ર રામને પ્રજાનું હિત કરવાને માટે દશરથ રાજાએ યુવરાજપદે સ્થાપવાની ઇચ્છા કરી. રામના રાજ્યાભિષેકની તૈયારીઓ જોઈને, દશરથ રાજાની સ્ત્રી કૈકેયીએ, પોતાને પૂર્વે આપેલાં વરદાનો દશરથ રાજા પાસે માગ્યાં અને કહ્યું: 'મારા ભરતને રાજ્યાભિષેક કરો અને રામને વનવાસ કહાડો!'[૧૬-૨૨] તેનાં આવાં વચન સાંભળીને, ધર્મના પાશથી બંધાયલા દશરથ રાજાએ, પોતાનું વચન પાળવા માટે, સૌથી પ્રિય પુત્ર રામને વનવાસ જવા માટે રજા આપી.[૨૩] પોતાના પિતાનું વચન પાળવાને તથા કૈકેયીનું પ્રિય કરવાને માટે, શૌર્યવાન્ રામ, પિતાની પ્રતિજ્ઞા પ્રમાણે વનમાં જવાને તૈયાર થયા.[૨૪] તે વનમાં જવા નિકળ્યા ત્યારે સુમિત્રાના આનંદને વધારનાર ને વિનયવાન્ લક્ષ્મણ, ભ્રાતૃસ્નેહથી પોતાનું બંધુત્વ દર્શાવવા માટે, તેમની સાથે જવા તત્પર થયા.[૨૫] વળી જનકના કુળમાં ઉત્પન્ન થયેલી સાક્ષાત્ દેવમાયા જેવી, સર્વ સુલક્ષણવાળી તથા સર્વે સ્ત્રીઓમાં શ્રેષ્ઠ, સ્વામીના હિતમાં સર્વદા તત્પર રહેનારી અને રામને પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય, વિદેહ રાજાની પુત્રી સીતા પણ, ચંદ્રની પાછળ જેમ રોહિણી જાય તેમ, રામની સાથે વનમાં ગઈ.

રામ જવા નિકળ્યા ત્યારે દશરથ રાજા અને નગરના લોકો કેટલેક સૂધી તેમની પાછળ ગયા.[૨૬-૨૮] પછી ગંગા નદીના કિનારા ઉપર આવેલું શૃંગવેરપુર આવ્યું ત્યારે, પોતાને પ્રિય નિષાદપતિ ગૂહને મળીને, ધર્માત્મા રામે પોતાના રથને પાછો વાળી, આગળ ચાલવા માંડ્યું.[૨૯] રામચંદ્રજી, ગૂહ રાજા, લક્ષ્મણ અને સીતાની સાથે, મહા જળવાળી નદીઓને ઉતરી, એક વન છોડી બીજાં વનમાં ગયા.[૩૦] એમ કરતાં કરતાં, ભરદ્વાજના કહેવાથી, તેઓ ચિત્રકૂટમાં આવી પહોંચ્યા. ત્યાં આવી સુંદર પર્ણશાળા રચી. દેવ અને ગંધર્વની માફક, તે ત્રણે જણાં નાના પ્રકારની રમતો રમતાં, ત્યાં સુખથી રહેવા લાગ્યાં. રામના ચિત્રકૂટ જવા પછી, પુત્રશોકથી આકુળ થયેલા દશરથ રાજાએ, રામનું નામ રટતાં રટતાં જ સ્વર્ગવાસ કીધો. દશરથ રાજાના મરણ પછી વસિષ્ઠ આદિ બ્રાહ્મણોએ ભરતને રાજ્યાભિષેક કરવા માંડ્યો, પરંતુ રાજ્યની ઇચ્છા ન કરતાં મહા બળવાન્ ભરત, રામને પ્રસન્ન કરવા માટે વનમાં ગયો.[૩૧-૩૪] વનમાં જઈ આર્ય ભાવવાળા ભરતે, મહાત્મા અને સત્ય પરાક્રમવાળા પોતાના ભાઈ રામને કહ્યું:[૩૫] "હે ધર્મજ્ઞ! તમે જ રાજ્ય ધારણ કરો એ યોગ્ય છે." ભરતનાં વચન સાંભળી, પરમ ઉદાર, સુંદર મુખવાળા અને મહાયશસ્વી રામે, પિતાની આજ્ઞા પ્રમાણે રાજ્યને ન ઇચ્છતાં, પોતાની પાદુકા ભરતને

આપી અને કહ્યું કે, " આ પાદુકા રાજ્ય ગાદી ઉપર મૂકજો. "૩૬-૩૭

આ પ્રમાણે સમજાવી, રામે ભરતને પાછા વાળ્યા. પોતાની ઇચ્છા પ્રમાણે રામે રાજગાદી ન સ્વીકારી, તેથી ભરતે રામના ચરણારવિંદમાં મસ્તક મૂકી, નન્દીગ્રામમાં આવીને રાજ્ય ચલાવવા માંડ્યું; તથા નિરંતર રામના આગમનની વાટ જોવા લાગ્યા. ભરતના ગયા પછી સત્યપ્રતિજ્ઞાવાળા, શ્રીમાન્ તથા જિતેન્દ્રિય રામે, ' નગરના લોક વગેરે અત્રે આવશે, તેમને સમજાવી વારંવાર પાછા કહાડવા પડે' એમ ધારી, એકાંતવાસ કરવા માટે દંડકારણ્યમાં પ્રવેશ કર્યો.૩૮-૪૦ દંડકારણ્યમાં પેઠા પછી, પદ્મના જેવાં લોચનવાળા રામે વિરાધ રાક્ષસનો વધ કરી, શરભંગ, અગસ્ત્ય, સુતીક્ષ્ણ અને અગસ્ત્યના ભાઈની મુલાકાતો લીધી. અગસ્ત્યના વચનથી ઇન્દ્રનું ધનુષ્, ખડ્ગ અને અક્ષય ભાથાનો સ્વીકાર કરી, રામ અત્યંત પ્રસન્ન થયા. વનચરોની સાથે વનમાં રહેલા રામ પાસે ઘણા ઋષિઓ આવતા અને તે સૌ રાક્ષસોનો વધ કરવા તેમને પ્રેરતા હતા. અગ્નિના સમાન તેજસ્વી તે સર્વે દંડકારણ્યના મુનિઓની સમક્ષ રામે પ્રતિજ્ઞા કરીઃ "હું યુદ્ધમાં સર્વે રાક્ષસોનો નાશ કરીશ."૪૧-૪૫ પછી નિરંતર વનમાં વસતા રામચન્દ્રે, જનસ્થાનમાં રહેનારી તથા ઇચ્છામાં આવે તેવું રૂપ ધરનારી શૂર્પણખા નામની રાક્ષસીનાં નાક કાન છેદી નાંખ્યાં.૪૬ વળી શૂર્પણખાની વહારે આવનાર ખર, ત્રિશિરા અને દૂષણ ઇત્યાદિ રાક્ષસોને તથા જનસ્થાનમાં રહેનારા બીજા ચૌદ હજાર રાક્ષસોને ઘોર યુદ્ધ કરીને મારી નાંખ્યા. રામે કરેલો પોતાની જ્ઞાતિનો વધ સાંભળી રાવણને ઘણો ક્રોધ ચઢ્યો;૪૭-૪૯ તેથી તેણે મારીચની સહાય માગી. તે વેળાએ મારીચે રાવણને ઘણી વાર વાર્યો અને કહ્યું; 'બળવાનની સાથે વૈર કરવામાં સાર નથી. પરંતુ કાળે જ પ્રેર્યો હોય તેવા રાવણે તેનાં હિત વચન માન્યાં નહિ;૫૦-૫૧ અને મારીચને પોતાની સાથે લઇને તે રામને આશ્રમે ગયો. ત્યાં આગળ તેની પાસે માયા કરાવી, રામ તથા લક્ષ્મણને આશ્રમથી ઘણે દૂર કહાડી, રાવણે સીતાનું હરણ કર્યું, અને માર્ગમાં જટાયુ (પક્ષી)નો વધ કર્યો.

પછી ગૃધ્રને મારેલો જોઈ તથા સીતાનું હરણ થયેલું સાંભળી, શોક કરતા તથા વ્યાકુળ ઇન્દ્રિયોવાળા રામભદ્રે વિલાપ કરવા માંડ્યો. ત્યારપછી શોકાવસ્થામાં જટાયુને અગ્નિસંસ્કાર કરી રામ, સીતાની શોધ કરવા માટે વનમાં ફરવા લાગ્યા. માર્ગમાં માથા વગરનો તથા ભયંકર દર્શનવાળો કબંધ નામનો રાક્ષસ મળ્યો.૫૨-૫૫ તેનો વધ કરી રામે તેને પણ અગ્નિસંસ્કાર કર્યો અને તે સ્વર્ગમાં ગયો. સ્વર્ગમાં જતાં કબંધે રામને ધર્માચરણવાળી શ્રમણા નામની શબરીને આશ્રમે જવાનું કહ્યું. તે સાંભળી મહાતેજસ્વી તથા શત્રુનો નાશ કરનાર રામ, તેણીને આશ્રમે ગયા.૫૬-૫૭ શબરીએ દશરથના પુત્ર રામનો સારી રીતે સત્કાર કર્યો. પછી આગળ ચાલતાં પંપા સરોવર આવ્યું; ત્યાં આગળ રામને હનુમાનનો સમાગમ થયો.૫૮ હનુમાને રામને સુગ્રીવની સાથે મૈત્રી કરાવી, ત્યારે મહાબળવાન્ રામે અથથી તે ઇતિ સૂધી તેને સીતા સંબંધી સર્વ વૃત્તાન્ત કહ્યું. તે સાંભળી સુગ્રીવે અગ્નિની સમક્ષ રામની પરમ મૈત્રી બાંધી. પછી રામે સુગ્રીવને વાલિની સાથે વૈર થવાનું કારણ પૂછ્યું, ત્યારે દુઃખી થયેલા સુગ્રીવે સ્નેહથી સઘળું વૃત્તાન્ત રામને કહી સંભળાવ્યું. પછી રામે વાલિને મારવાની પ્રતિજ્ઞા કરી, ત્યારે સુગ્રીવે વાલિનું બળ કેટલું છે, તે રામને કહી સંભળાવ્યું. સુગ્રીવને રામના બળને માટે ઘણી શંકા રહેતી હતી,૫૯-૬૩ તેથી તેમની પરીક્ષા કરવાને માટે તેણે એક દિવસ દુંદુભિ નામના રાક્ષસનું મોટા પર્વતના શિખર જેવું શરીર પડેલું દેખાડીને, તેમને તે ખસેડવાનું કહ્યું.૬૪ મહાબળવાન્ રામચંદ્રજીએ જરા હાસ્ય કરી, તે શબ સામું જોયું, અને પોતાના અંગુષ્ઠવડે તેને દશ યોજન દૂર ફેંકી દીધું.૬૫ રામે મોટા બાણથી સાત વૃક્ષને, ગિરિને અને રસાતળને ભેદી નાંખ્યાં, ત્યારે જ સુગ્રીવને ખાતરી થઇ કે, આ વાલિને મારી શકશે.૬૬ આથી પ્રસન્ન થઈ, વિશ્વાસ પામેલો તથા સુવર્ણનાં જેવા પીળા વર્ણવાળો સુગ્રીવ, રામને લઇ કિષ્કિંધા ગયો, અને ગુહા આગળ આવી મહા ગર્જના કરી. તે નાદ સાંભળી, વાલિ સુગ્રીવની સાથે યુદ્ધ કરવાને માટે તત્પર થયો. તે વખતે તારાએ, વાલિને રામની સાથે સુગ્રીવને મૈત્રી થવાથી, યુદ્ધ કરવા જવાને ના કહી; પરન્તુ તેનું કહ્યું ન માનતાં, તેના મનનું સમાધાન કરી, વાલિ યુદ્ધ કરવા આવ્યો, અને રામે માત્ર એક જ બાણથી તેનો વધ કર્યો.૬૭-૬૯

આ પ્રમાણે સુગ્રીવના કહેવાથી વાલિને મારી રામે વાલિની ગાદી ઉપર સુગ્રીવને બેસાડ્યો.૭૦ પછી વાનરોમાં શ્રેષ્ઠ એવા સુગ્રીવે, સર્વે વાનરોને બોલાવી સીતાની શોધ કરવાને માટે તેમને ચારે દિશાએ મોકલ્યા.૭૧ ગૃધ્ર (સમ્પાતી)ના કહેવાથી બળવાન્ હનુમાને સો યોજન વિસ્તારવાળો સમુદ્ર ઓળંગી, રાવણથી રક્ષિત

થયેલી લંકાપુરીમાં પ્રવેશ કર્યો. પછી તે અશોક વાટિકામાં રામનું ધ્યાન ધરતી સીતાને મળ્યો.[૭૨–૭૪] શ્રીમાન્ હનુમાને સીતાને રામના કુશળ સમાચાર કહ્યા અને વિશ્વાસ બેસાડવાને માટે રામની મુદ્રિકા દેખાડી. પછી સીતાનું આશ્વાસન કરી, હનુમાને અશોક વનના દરવાજા તોડી નાંખ્યા,[૭૪] પાંચ સેનાપતિઓને મારી નાંખ્યા, સાત પ્રધાન પુત્રોનો વધ કર્યો અને અક્ષયકુમારને પણ મારી નાંખ્યો. પછી ઇન્દ્રજિતના પાશથી હનુમાન્ બંધાયો.[૭૫] તે બ્રહ્મદત્ત પાશથી જ હનુમાન્ બંધાયો અને તેમાં તેનો એવો પણ આશય હતો કે, 'જો આ રીતે રાવણ પાસે જવાશે તો બીજા રાક્ષસોનો પણ વધ કરવાની તક મળશે.' રાવણની પાસે આવ્યા પછી હનુમાન્ પાશમાંથી છૂટી ગયો અને સીતાને હરકત ન થાય તેવી રીતે તેણે લંકાને બાળી. પછી રામને તેમની પ્રિયાનો સંદેશો કહેવાને માટે હનુમાન્ લંકામાંથી ચાલી નિકળ્યો.[૭૬–૭૭]

શ્રીમાન્ હનુમાન્, જ્યાં રામ હતા ત્યાં આવી, તેમની પ્રદક્ષિણા કરી, હાથ જોડીને બોલ્યાઃ "મહારાજ! સીતાને મેં લંકામાં જોઇ છે."[૭૮] આ સાંભળી રામ, સુગ્રીવાદિ વાનરોને લઇ સમુદ્ર તીરે આવ્યા, અને સૂર્ય જેવાં બાણો મૂકી સમુદ્રને ક્ષુભિત કર્યો.[૭૯] રામના બાણથી ક્ષુભિત થયેલા સમુદ્રે પ્રત્યક્ષ દર્શન આપી, કહ્યું કે તમે નીલ વાનર પાસે મારા ઉપર સેતુ–પાજ બંધાવો.[૮૦] રામે સમુદ્રના કહેવા પ્રમાણે સેતુ બંધાવી લંકામાં પ્રવેશ કર્યો અને રાવણનો વધ કર્યો. પછી સીતાને સ્વીકારતાં રામ લોકાપવાદથી ઘણી લજ્જા પામ્યા અને સહુ કપિઓની સમક્ષ મર્મસ્થાનને ભેદી નાંખે એવાં વચનો સીતાને કહેવા લાગ્યા. એ વચનો નહિ સહન થવાથી સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો.[૮૧–૮૨] પછી અગ્નિનાં વચનથી દોષરહિત સીતાનો રામે સ્વીકાર કર્યો. મહાત્મા રાઘવનું એવું કાર્ય જોઈ, દેવ, ઋષિ અને સચરાચર ત્રણે લોક સંતુષ્ટ થયા. સર્વે દેવોએ પ્રસન્ન થયેલા રામની પૂજા કરી. વિભીષણને લંકાનું રાજ્ય આપી કૃતકૃત્ય થયેલા તથા ચિન્તારહિત થયેલા રામ ઘણો હર્ષ પામ્યા.[૮૩–૮૫] પછી દેવતાઓ પાસેથી વરદાન પામીને તથા સંગ્રામમાં મરણ પામેલા વાનરોને સજીવન કરીને, રામ પોતાના સુહૃદવર્ગ સહવર્તમાન પુષ્પક વિમાનમાં બેસીને અયોધ્યા તરફ ચાલ્યા.[૮૬] પાછા આવતાં ભરદ્વાજના આશ્રમ આગળ આવ્યા, ત્યારે રામે પુષ્પક વિમાનમાંથી ઉતરી, હનુમાનને ભરતજી પાસે મોકલ્યા અને સુગ્રીવની સાથે વિવિધ પ્રકારની વાર્તાઓ કરતા પુનઃ પુષ્પકમાં બેસી, નંદીગ્રામ તરફ ચાલ્યા.[૮૭–૮૮] નંદીગ્રામમાં આવીને રામે જટાનો ત્યાગ કર્યો, બંધુજનને મળ્યા અને સીતાની સાથે પુનઃ પોતાના રાજ્યનો અંગીકાર કર્યો.[૮૯]

હવે લોક રામના રાજ્યમાં ઘણો હર્ષ પામશે, પ્રજા ધર્મથી વર્તશે, રોગનો નાશ થશે, દુકાળ અને ભય આવી પડશે નહિ, કોઇ પુરુષ પોતાના પુત્રનું મરણ જોશે નહિ, સ્ત્રીઓ પતિવ્રતા થશે અને વિધવા પણ નહિ થાય.[૯૦–૯૧] કોઇ પ્રાણીને જળ, અગ્નિ, વાયુ અથવા જ્વરથી પીડા થશે નહિ.[૯૨] વળી લોક ભુખે મરશે નહિ, ચોરનો ઉપદ્રવ થશે નહિ, નગરમાં અને આખા રાજ્યમાં ધન ધાન્ય સંપત્તિ સારી રહેશે અને સર્વ પ્રજા સત્યયુગની માફક નિરંતર આનંદમાં રહેશે. રામ પણ સુવર્ણનાં જેમાં દાન અપાય છે એવા સો અશ્વમેધ યજ્ઞ કરશે અને વિદ્વાનોને વિધિ પૂર્વક ગૌદાન દેશે. મહાયશસ્વી રામ બ્રાહ્મણોને અપાર ધન આપશે. રાજની વૃદ્ધિ થતાં રાઘવ બીજાં ઘણાં રાજ્યો સ્થાપશે; અને ચારે વર્ણના લોકોને પોતપોતાના ધર્મમાં પ્રવૃત્ત કરશે, તથા અગિયાર હજાર વર્ષ સૂધી રાજ્ય ભોગવી, બ્રહ્મલોકમાં જશે.[૯૩–૯૭]

### કથાફળ.

પાપને નાશ કરનારું, પવિત્ર તથા વેદતુલ્ય આ રામાયણ જે માણસ ભણશે, તે સર્વ પાપમાંથી મુક્ત થશે.[૯૮] વળી આયુષ્યને આપનાર આ રામાયણનું જે પઠન કરશે, તે માણસ પુત્ર પૌત્રાદિ સાથે સ્વર્ગ લોકમાં સુખ માણશે.[૯૯] આ રામાયણ ભણવાથી બ્રાહ્મણ શબ્દબ્રહ્મના પારને પામશે, ક્ષત્રિયને રાજ્યપ્રાપ્તિ થશે, વૈશ્યને વ્યાપાર લાભ થશે અને શૂદ્રનું મહત્વ વધશે.[૧૦૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ બાલકાણ્ડમાં પ્રથમ સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨ જો.

## વાલ્મીકિ મુનિ અને રામાયણની રચના.

નારદજીનાં એવાં વચન સાંભળી, વ્યાકરણ તથા સંસ્કારાદિ ગ્રંથોના વિચિત્ર અર્થયુક્ત વાણીવાળા અને ધર્માત્મા શિષ્ય સહિત તે વાલ્મીકિએ તેમનાં વચનોનો યથાર્થ ઉત્તર આપવા રૂપ, તે મહામુનિનું પૂજન કર્યું.[૧] વાલ્મીકિએ કરેલી યોગ્ય પૂજાથી સંતુષ્ટ થઈ, નારદજીએ ત્યાંથી જવાની આજ્ઞા માગી એટલે, "આપની

ઇચ્છા હોય ત્યાં પધારો;" એમ વાલ્મીકિના કહેવાથી નારદ સ્વર્ગ પ્રત્યે ગયા.[૨]

નારદમુનિના ગયા પછી એએક ઘડી પોતાના આશ્રમમાં બેસી રહ્યા. પછી વાલ્મીકિ, ગંગાની પડોસમાં વહેતી તમસા નામની નદીને કિનારે ગયા.[૩] ત્યાં જઈ કાદવ વગરના તે તીર્થને જોઈ પાસે ઉભેલા પોતાના શિષ્યને તેમણે કહ્યું:[૪] "હે ભરદ્વાજ! આ કીચક આદિ મલિનતા વગરના રમણીય અને સત્પુરુષના મન સરખું પ્રસન્ન જળવાળું તીર્થ તું જો![૫] હું આ ઉત્તમ તીર્થમાં સ્નાન કરીશ, માટે તારી પાસેનો કળશ હેઠો મૂકીને તું મને વસ્ત્ર આપ."[૬] મહાત્મા વાલ્મીકિનાં એવાં વચન સાંભળી તેમની સેવામાં પરાયણ એવા ભરદ્વાજે પોતાના ગુરુને વસ્ત્ર આપ્યું.[૭] તે જિતેન્દ્રિય મુનિ શિષ્યના હાથમાંથી વસ્ત્ર લઈ, અનુષ્ઠાન કરવા યોગ્ય એકાંત સ્થળ શોધતા, તે તીર્થના કિનારાપરના વિશાળ વનમાં આમ તેમ ફરવા લાગ્યા.[૮] એવામાં તે મહાસમર્થ મુનિએ ઘાટા વનમાં ફરતું, આધિ વ્યાધિ વગરનું અને સુંદર સ્વરવાળું એક ક્રૌંચ પક્ષીનું જોડું વિહાર કરતું જોયું.[૯] તે સમયે તેમના જોતાં છતાં, તેમને ન ગણકારીને જીવહિંસા કરવારૂપ પાપનિશ્ચયવાળા અને નિરપરાધી ઉપર વિના કારણે વૈર કરનારા કોઈ નિષાદે (પારધીએ), તે જોડામાંના પુરુષ પક્ષીને માર્યું;[૧૦] ત્યારે કુક્કુટાદિ પક્ષીની પેઠે લાલ મસ્તકવાળી, મદોન્મત્ત, સંભોગ વખતે પોતાની પાંખોનો વિસ્તાર કરનારી તથા રાત દિવસ પતિની સાથે જ મળીને રહેનારી તથા પોતાના પતિથી છૂટી પડેલી સ્ત્રી–ક્રૌંચી, લોહીથી ખરડાયલાં શરીરવાળા ને બાણ વાગવાથી પૃથ્વીપર પડી તરફડતા તે ક્રૌંચ પતિને જોઇને, દીનવાણીથી રુદન કરવા લાગી.[૧૧–૧૨] અને કામભોગને વશ થયેલા તે ક્રૌંચ પક્ષીને, તે સમયે નિષાદે પાડેલો જોઇ, ધર્માત્મા વાલ્મીકિ ઋષિને દયા ઉપજી.[૧૩] કામમોહિત પક્ષીનો વધ કરવો, એ મોટો અધર્મ છે એમ ધારી, તથા ક્રૌંચીનાં દયા ઉપજાવે એવાં રુદનથી દ્રવિત થઇ, તેઓ અકસ્માત્ આ પ્રમાણે બોલ્યાઃ[૧૪]

"मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम्॥"

"હે પારધિ! તેં જોડામાંના કામાસક્ત એક ક્રૌંચ પક્ષીને માર્યું, તેથી તું પણ લાંબો સમય પ્રતિષ્ઠાને પામીશ નહિ, અર્થાત્ હવે ઘણીવાર જીવીશ નહિ!"[૧૫] આ પ્રમાણે અનુષ્ટુપ્ છંદોબદ્ધ વાણી એકાએક પોતાના મુખમાંથી નિકળી જવાથી, આશ્ચર્ય પામતા તથા ક્રૌંચના શોકથી પીડાયલા તે ઋષિના મનમાં, 'અરે! એ નિષાદને મેં આ શું કહ્યું? રે એથી મને પ્રાયશ્ચિત્ત લાગ્યું,' એ પ્રકારની ચિંતા થઈ.[૧૬] વળી 'અરે મારાથી મોટો અપયશ આપે એવું કર્મ થયું,' એમ ચિંતન કરતાં તેનો જ નિશ્ચય કરી, મહાબુદ્ધિમાન્ તથા મુનિઓમાં શ્રેષ્ઠ વાલ્મીકિએ પોતાના શિષ્ય ભરદ્વાજને કહ્યું:[૧૭] "હે વત્સ! મેં શોકને લીધે નિષાદને શાપ દીધો, એ અઘટિત થયું. પણ તે યશરૂપ થાય, એવી રીતે પ્રવૃત્ત થયલો, આઠ અક્ષરના પાદથી રચાયલો અનુષ્ટુપ્ છંદ શાસ્ત્રમાં કહેલા ગુરુ, લઘુ અક્ષરની વિષમતા વિનાનો, અને વીણા, તાળ, મૃદંગ, વેણુ તથા હસ્ત ઇત્યાદિવડે એક વખતે જ વિરામયુક્ત ગાવા યોગ્ય મારા મુખમાંથી નિકળેલો શ્લોક, યશરૂપ થાઓ, પણ અપયશરૂપ મા થાઓ."[૧૮] એ પ્રમાણે મુનિના અત્યુત્તમ વાક્યને તેમના પ્રસન્ન મુખવાળા શિષ્ય ભરદ્વાજે "એ શ્લોક આપની ઇચ્છા પ્રમાણે યશરૂપ થાઓ," એમ કહી માન આપ્યું, તેથી વાલ્મીકિ તેના ઉપર પ્રસન્ન થયા.[૧૯]

પછી તમસા નદીને તીરે મધ્યાહ્ન સમયનું પોતાનું નિત્ય કર્મ કરીને, તે મહર્ષિ, "મારો થયલો અપયશ યશરૂપ થાય" એમ ચિન્તન કરતાં ત્યાંથી પોતાના આશ્રમે જવા સારુ ચાલી નિકળ્યા.[૨૦] તેમની પાછળ તેમના બહુશ્રુત અને નમ્રતાવાળા શિષ્ય ભરદ્વાજે પણ જળનો કળશ ભરી લઈ ચાલવા માંડ્યું.[૨૧] આશ્રમમાં પહોંચ્યા પછી, પણ મનમાં 'નિષાદને દીધેલો શાપ યશરૂપ કેમ થાય' તેનો જ વિચાર કરતાં તે બીજી વાતો કરવા લાગ્યા.[૨૨]

*આ પ્રમાણે વાર્તા ચાલી રહી હતી, તેવામાં અખિલ લોકના કર્તા, પિતામહ, મહાતેજસ્વી ને ચતુર્મુખ બ્રહ્મા, તે આશ્રમમાં ઋષિઓમાં શ્રેષ્ઠ વાલ્મીકિની પાસે પ્રકટ થયા.[૨૩] તેમને એકાએક પ્રકટ થયેલા જોઇ, અતિ વિસ્મય પામી વાલ્મીકિ મુનિ, ભ્રમને વશ થઈ, કંઇ બોલી શક્યા નહિ; પણ એકાએક ઊભા થઈ, હાથ જોડી નમ્રતાથી તેમની આગળ ઊભા રહ્યા.[૨૪] પછી ધીરે ધીરે આત્માને સ્થિર કરીને, તેમણે બ્રહ્મદેવને કુશળ પૂછ્યું તથા પાદ્ય, અર્ઘ્ય, આસન, સ્તુતિ, પ્રણામ આદિ ઉપચારોથી તેમની પૂજા કરી. બ્રહ્મદેવે પણ તેમના તપ વગેરેનું કુશળ પૂછ્યું, ને પોતાને માટે આણેલા આસનપર પોતે બેસીને વાલ્મીકિને પણ સામેના આસનપર બેસવાની આજ્ઞા કરી. બ્રહ્મદેવને આસનપર બેઠેલા જોઈ, તેમણે આપેલી આજ્ઞાથી પોતે પણ બેઠા.[૨૫–૨૭] પરંતુ તે સમયે પણ

* આવો જ પ્રસંગ મહાભારતની શરૂઆતમાં પણ છે.

ક્રૌંચ પક્ષીમાં તેમનું મન ગયું હતું; અને "પાપી અંતઃકરણવાળા તથા નિર્દોષ પ્રાણીપર મિથ્યા વેર લેવાની દુષ્ટ બુદ્ધિવાળા તે વ્યાધે એ કષ્ટરૂપ કામ કર્યું. કારણ સુંદર શબ્દવાળા, ને વળી કામવશ થયેલા તે નિર્દોષ પક્ષીને, વગર કારણે માર્યું. વળી મેં તે પારધીને શાપ દીધો, એ પણ કષ્ટરૂપ જ કર્યું"—એવા વિચારમાં તલ્લીન થઈ ગયેલા અને શોકમાં ડૂબેલા વાલ્મીકિએ, ક્રૌંચી સંબંધી શોચ કરતાં ફરી તે જ વાત મનમાં આણી. પારધીને શાપ દેતી વેળાએ જે શ્લોક પોતે કહ્યો હતો, તે જ પાછો બ્રહ્મદેવની આગળ તેઓ બોલ્યા. તે સાંભળી હસીને બ્રહ્મદેવે મુનિવર વાલ્મીકિને કહ્યું કે;[૨૮–૩૦] "હે બ્રહ્મન્! તમારો અકસ્માત્ કહેલો આ શ્લોક યશરૂપ થશે, એમાં તમારે કંઈ પણ સંશય રાખવો નહિ. એ તો મારી ઇચ્છાથી અને પ્રેરણાથી જ તમારામાં સરસ્વતી પ્રવૃત્ત થઈ છે.[૩૧] માટે હે ઋષિવર ! તમે મારી આજ્ઞાથી ધર્માત્મા, ભગવાન્, અખિલ લોકને વિષે રમણ કરનાર તથા મહા બુદ્ધિમાન્ રામનું, સમગ્ર ચરિત્ર રચો.[૩૨] વળી તે ધીર અને બુદ્ધિમાન્ રામનું જે વૃત્તાંત તમે નારદજી પાસેથી સાંભળ્યું છે તે, અને તે ઉપરાંત બીજું જે કંઈ ગુહ્ય અથવા પ્રસિદ્ધ હોય, તે પણ તમે રચી પ્રકટ કરો.[૩૩] સુમિત્રાના પુત્ર લક્ષ્મણ સહિત રામનું, સર્વ રાક્ષસોનું તથા સીતાનું, ગુપ્ત અથવા પ્રકટ, જે જે વૃત્તાંત તમારા જાણવામાં નહિ હોય, તે સર્વ મારી કૃપાથી તમારા જાણવામાં આવશે, તેમ જ રામનું જેમાં ચરિત્ર છે એવાં આ કાવ્યને વિષે તમારી વાણી અસત્ય થશે નહિ.[૩૪–૩૫] માટે તમે શ્લોકબદ્ધ, મનને આનંદ આપનારી તથા પુણ્યરૂપ રામકથા કરો. તે રામચરિત્રની કથા, પૃથ્વી ઉપર જ્યાંસૂધી પર્વતો તથા નદીઓ રહેશે, ત્યાંસૂધી સર્વ લોકોને વિષે પ્રસરશે. વળી જ્યાંસૂધી તમોએ રચેલી તે રામકથા લોકોમાં વિદ્યમાન રહેશે, ત્યાંસૂધી તમે મારી ઉપરના તથા નીચેના સર્વ લોકોને વિષે સુખેથી વસશો." એ પ્રમાણે મહાસમર્થ બ્રહ્મદેવ વાલ્મીકિ મુનિને આજ્ઞા કરી, પોતે ત્યાંના ત્યાં જ અદૃશ્ય થઇ ગયા.

આ સઘળો પ્રકાર જોઈને તથા બ્રહ્મદેવનાં વચન સાંભળીને, ઋષિવર વાલ્મીકિ તથા તેમના શિષ્યો આદિ સહુ અતિ વિસ્મિત થયા.[૩૬–૩૮] પછી તે સર્વ શિષ્યો, વાલ્મીકિ ઋષિ વ્યાધને શાપ આપતાં જે બોલ્યા હતા, તે શ્લોક વારંવાર ગાવા લાગ્યા; ને આનંદ પામી તથા અત્યંત વિસ્મય થઇ, પરસ્પર કહેવા લાગ્યાઃ[૩૯] "આપણા ગુરુ મહર્ષિ વાલ્મીકિ, નિષાદને શાપ આપતાં સમ અક્ષરવાળાં તથા ઉદાર ચરિત્રનું બોધ કરનારાં પદોવડે જે શ્લોક બોલ્યા હતા, તે તેમના ફરી ફરીને બોલવાને લીધે તેને 'શોકરૂપ' થયો હતો, પણ તે પાછો શ્લોક 'યશરૂપ' થયો, એમ આપણે માનીએ છીએ."[૪૦] ત્યારપછી "હું શ્લોકોથી પરિપૂર્ણ શ્રીરામાયણ નામનું કાવ્ય રચીશ," એમ તે જિતેંદ્રિય મહર્ષિ વાલ્મીકિને મતિ ઉપજી.[૪૧] ભવ્ય અને તેજસ્વી તે મહર્ષિએ, મનને અતિ આનંદ આપનાર તથા ઉદાર ચરિત્રવાળા અર્થોનો જે વડે બોધ થાય તેવાં પદ તથા સમાન અક્ષરવાળા શ્લોકથી ભરેલું, તેમ જ યશ પ્રાપ્ત કરનારું, 'શ્રીરામનું કાવ્ય રચ્યું.[૪૨]

હે સુજનો ! જેમાં સમાસ, સંધિ તથા યોગ એ વગેરે વ્યાકરણ તથા અલંકાર શાસ્ત્રની મર્યાદા છે, જે સમ, મધુર તથા પ્રસન્નતાથી પ્રાપ્ત થનાર અર્થનો બોધ કરનારાં વાકયોથી બાંધેલું છે, અને જે વાલ્મીકિ મુનીએ ઈશ્વરેચ્છાથી કહેલું છે, તે રઘુવંશમાં શ્રેષ્ઠ શ્રીરામભદ્રનું ચરિત્ર તથા દશ મસ્તકવાળા રાવણનો વધ, હર્ષથી શ્રવણ કરો.[૪૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્-રામાયણવિષે બાલકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ.**

—⊞⊞⊞⊞⊞⊞⊞—

## સર્ગ ૩ જો.

## રામાયણની રચના.

હવે નારદમુનિ પાસેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પદાર્થ આપનાર કાવ્યના વિષયવાળી સમગ્ર રામચરિત્રરૂપ વાર્તા સાંભળીને તથા તેમને બ્રહ્માજીએ પણ આજ્ઞા કરી હતી કે, 'તમે પ્રકટ અને ગુહ્ય સઘળું રામચરિત્ર કરો,' એ બ્રહ્માનાં વચન પણ સંભારીને, ઋષિ વાલ્મીકિ, જેમ સર્વને યથાર્થ જાણવામાં આવે તેવી રીતે, મહાબુદ્ધિમાન્ રામભદ્રજીનું ચરિત્ર રચવાનો ઉદ્યોગ કરવા લાગ્યા.[૧]

પછી પૂર્વ દિશા તરફ મુખ કરી, પવિત્ર મનથી દર્ભાસન ઉપર બેસી, આચમન કરી, બે હાથ જોડી, યોગાભ્યાસે કરી, વા બ્રહ્મદેવની કૃપાના પ્રસાદે કરી મહર્ષિ વાલ્મીકિ,પોતાના અંતઃકરણમાં અતિ યત્નવડે રામાદિનાં ચરિત્રરૂપ ગતિને વિચારવા લાગ્યા.[૨] તે સમયે કૌસલ્યાદિ સ્ત્રીઓને તથા સર્વ દેશ સહિત દશરથ રાજાને, તત્ત્વથી રામ, લક્ષ્મણ તથા સીતા સાથે પ્રાપ્ત થયેલો સંબંધ, હાસ્ય, ભાષણ તથા ગતિ ઇત્યાદિ જે પ્રાપ્ત થયાં તે, તેમ જ પ્રથમતઃ અયોધ્યામાં રહેતી વેળાનાં તેમનાં

સર્વ ચરિત્રોને વાલ્મીકિએ યોગબળે કરી, પોતાના હૃદયમાં જોયાં.[૩-૪] વળી એક પોતે, બીજા લક્ષ્મણ, અને ત્રીજાં સીતા જેમની સાથે હતાં, એવા સત્યવાદી રામચંદ્રને વનમાં ફરતાં જે જે પ્રાપ્ત થયું, તે પણ સર્વ તેમણે હૃદયમાં જોયું.[૫] એ પછી યોગાભ્યાસી ધર્માત્મા વાલ્મીકિએ, હાથમાં રહેલી કોઇપણ વસ્તુ જેમ પ્રત્યક્ષ જોઈ શકાય, તેમ પ્રથમ, ભવિષ્યમાં થનાર રામચંદ્રજીનું સર્વ વૃત્તાંત સમાધિને વિષે જોઈ, યોગબળે કરી સર્વ યથાર્થ રામચરિત્રનાં કાવ્યને હૃદયમાં ધારી લીધું.[૬-૭] પછી શ્રીરામભદ્ર કે જે આનંદ આપનાર, કામ પુરુષાર્થથી યુક્ત, તેમ જ ધર્મ અને અર્થ એ બે પુરુષાર્થને વિસ્તારનાર, તથા જેમ સમુદ્ર રત્નયુક્ત છે તેમ તેઓ પણ કાવ્યના ગુણ, અલંકાર તથા વ્યંગાદિયુક્ત છે અને વેદોના સારભૂત જે ઉપનિષદો તેના અર્થનું પ્રતિપાદન કરનાર હોવાથી, મોક્ષને પણ આપનારું તેનું ચરિત્ર, કાવ્યરૂપે રચવા એ મહામુનિ તૈયાર થયા; અને પૂર્વે મહામતિમાન્ નારદ મુનિએ તેમને જેવી રીતે સંભળાવ્યું હતું, તેવી જ રીતે રઘુવંશમાં અવતાર ધરનાર શ્રીરામભદ્રનું ચરિત્ર તેમાં વર્ણવ્યું.[૮-૯] પ્રથમ શ્રીરામભદ્રજીનો જન્મ, કોઇથી નાશ ન પામે એવું હોય, તેનો પણ પરાભવ કરનારું તેમનું અદ્ભુત સામર્થ્ય, સર્વને વિષે તેમની અનુકૂળતા, સર્વ લોકની તેમનાપર પ્રીતિ, કોઇએ કઠણ વચન કહ્યાં હોય તોપણ તેને સહન કરવાં એવી તેમની શાંતિ, સૌ પ્રત્યે તેમની અક્રૂરતા તથા સત્યશીલતા, એ સર્વ ગુણો તેમાં વર્ણન કર્યા.[૧૦]તેમ જ તેઓ વિશ્વામિત્ર સાથે ગયા, તે વેળાની બીજી નાના પ્રકારની વિચિત્ર કથાઓ, જનકરાજાને ત્યાં સીતા સ્વયંવર સમયે તેમણે કરેલો ધનુષનો ભંગ,[૧૧] જાનકી સાથે તેમનો વિવાહ, પરશુરામ સાથે થયલો વિવાદ, નમ્રતા તથા વિજયરૂપ તેમના ગુણ, તેમને કરવામાં આવનાર યુવરાજ્યાભિષેક, તે વેળા કૈકેયીને થયલી દુષ્ટ ભાવના,[૧૨] તેથી જ તેમના અભિષેકમાં થયલું વિઘ્ન તથા તે પછી તેમનું વનમાં સિધાવવું, એ સર્વનું મધુરી વાણીમાં વર્ણન કર્યું.

વળી તેમના વનવાસ જવાથી દશરથને થયેલો શોક; તેણે કરેલો વિલાપ તથા તેનું પરલોકગમન,[૧૩] પ્રજામાં વ્યાપેલો શોક, પ્રજા રામભદ્રને તેડવા ગઈ ને રામભદ્રના આશ્વાસન પછી પાછી અયોધ્યા આવી, તે સર્વનું મંજુલ વાણીમાં વર્ણન કર્યું છે. ત્યાં અગાડી નિષાદોના અધિપતિ ગૂહરાજ સાથે થયેલો રામભદ્રનો સંવાદ, સારથિને પાછો અયોધ્યામાં મોકલવો,[૧૪] રામચંદ્રજીનું નાવમાં બેસી ગંગા ઉતરવું, તેમને થયેલું ભરદ્વાજ ઋષિનું દર્શન, તેમની આજ્ઞાથી રામભદ્રજીનું ચિત્રકૂટગિરિ વિષે ગમન,[૧૫] ત્યાં પર્ણશાળા બાંધીને તેમાં તેમણે કરેલો નિવાસ, ત્યાં તેમની પાસે પ્રજાસહ ભરતનું આવવું, તેણે કરેલી રામની પ્રાર્થના, તેમણે (રામે) પોતાના પિતા દશરથને સદ્ગતિ અર્થે આપેલું ઉદકદાન,[૧૬] રામપાદુકાને ભરતે કીધેલો અભિષેક અને નંદીગ્રામને વિષે સર્વ પ્રજાસહિત ભરતનો નિવાસ, એ સર્વ વર્ણન કર્યું. પછી રામભદ્રનું ચિત્રકૂટપરથી દંડકારણ્યને વિષે જવું, ત્યાં કરેલો વિરાધનો વધ,[૧૭] શરભંગ ઋષિનું દર્શન, સુતીક્ષ્ણ સાથે થયેલો સમાગમ, અનસૂયા સાથે સીતાનો સહવાસ તથા તેમણે કરેલું તેમને ચંદનાર્પણ,[૧૮] અગસ્ત્ય ઋષિનું દર્શન, ત્યાંથી તેમને થયેલી ઐન્દ્ર ધનુષની પ્રાપ્તિ, શૂર્પનખા સાથેનો સંવાદ, તેમ જ લક્ષ્મણે કરેલું તેનું વિરૂપપણું,[૧૯] ખર તથા ત્રિશિરાદિ રાક્ષસોનો વધ, રાવણે કરેલો સીતાહરણનો ઉદ્યોગ, તે સંબંધે મૃગરૂપધારી મારીચનો વધ, રાવણે કરેલું સીતાનું હરણ,[૨૦] તેથી રામભદ્રે કરેલો વિલાપ, જટાયુ નામના ગૃધ્ર પક્ષીને તેમણે કરેલો અગ્નિસંસ્કાર, કબંધ દર્શન, શબરીનો મેળાપ, તેણે આપેલાં ફળમૂળનું ભોજન, રામભદ્રે કરેલો પ્રલાપ, પંપાતીરે હનુમાનનો સમાગમ,[૨૧-૨૨] ત્યાંથી ઋષ્યમૂક પર્વત પ્રત્યે જવું, ત્યાં સુગ્રીવ સાથે તેમનો સમાગમ, શાલવૃક્ષોને ભેદીને તેમણે સુગ્રીવને ઉપજાવેલો વિશ્વાસ, તેની સાથે કરેલી મૈત્રી, વાલિ તથા સુગ્રીવનો વિગ્રહ,[૨૩] એ સંબંધે રામે કરેલો વાલિનો વધ, એ જોઈ તારાએ કરેલો અતિ વિલાપ, સુગ્રીવને રાજ્યપ્રાપ્તિ, રામભદ્ર તથા સુગ્રીવનો એક વિચાર, વર્ષાકાળમાં ત્યાં નિવાસ કરવાનો નિશ્ચય,[૨૪] રામભદ્રનો કોપ, વાનરસૈન્યને એકઠું કરવું, વાનરોને સુગ્રીવે કહેલું પૃથ્વીનું વર્ણન, વાનર સૈન્યને સીતાની શોધ સારુ જૂદી જૂદી દિશાઓ પ્રત્યે મોકલવું,[૨૫](સીતાને વિશ્વાસ ઉપજવા સારુ) રામે હનુમાનને પોતાની નામમુદ્રાવાળી અંગુઠીનું આપવું, ઋક્ષના બિલનું દર્શન, સીતાની શોધમાં ગયેલા વાનરોનું સમુદ્ર કિનારે અનશન વ્રત ધરવું, ત્યાં તેઓને સંપાતી નામના ગૃધ્ર પક્ષીનો મિલાપ,[૨૬] હનુમાને પર્વત ઉપર ચઢીને કરેલું સમુદ્રનું ઉલ્લંઘન, સમુદ્રની આજ્ઞાથી મૈનાક પર્વતે ઉંચા વધીને હનુમાનને આપેલું દર્શન,[૨૭] રાક્ષસીઓએ કરેલો અવરોધ, છાયાગ્રહનું દર્શન, સિંહિકા રાક્ષસીનું મરણ, હનુમાને લંકા તથા મલયપર્વતનું

કરેલું દર્શન,[૨૮] રાત્રિ સમયે હનુમાને કરેલો લંકામાં પ્રવેશ, શું કરવું તે માટે હનુમાને કરેલો વિચાર ને અપાન ભૂમિમાં જવું, એ સર્વે વાલ્મીકિ મુનિએ હૃદયમાં વિચારી મહારામાયણમાં વર્ણવ્યું.

પછી હનુમાનનું રાવણના અંતઃપુરમાં જવું, રાવણને તથા પુષ્પકવિમાનને જોવું, અશોક વનમાં જવું, ત્યાં થયેલું સીતાનું દર્શન,[૨૯-૩૦] રામે આપેલી મુદ્રિકા સીતાને આપવી, તેની સાથે હનુમાનનું સંભાષણ, રાક્ષસીઓએ સીતાનેભય બતાવવો, ત્રિજટા સ્વપ્નદર્શન, સીતાએ આપેલો ચૂડામણિ હનુમાને લીધો, તેમણે કીધેલો અશોક વનમાંનાં વૃક્ષોનો ભંગ, રાક્ષસીઓનું નાસવું, હનુમાને કરેલો રાવણના સેવકોનો વિનાશ,[૩૧-૩૨] ઇંદ્રજિતના બ્રહ્માસ્ત્રે કરી હનુમાનનું બંધાવું, તેણે કરેલું લંકાદહન, તેની ભયંકર ગર્જનાથી ને લંકાના બળવાથી રાક્ષસોએ કરેલો રડારોળ, ફરીને હનુમાને કીધેલું સમુદ્રનું ઉલ્લંઘન, મધુવનમાંના મધનું ( વાનરોએ ) લૂંટવું,[૩૩] રાઘવની આશ્વાસના, સીતાએ આપેલો ચૂડામણિ હનુમંતે રામભદ્રને આપ્યો, સૈન્યસહિત રામભદ્રનો સમુદ્ર સાથે સમાગમ, નળ વાનરે બાંધેલી સમુદ્રપાજ,[૩૪] સેનાસહિત રામભદ્રનું સમુદ્રપાર ઉતરવું, રાત્રિને વિષે લંકાને ચોતરફથી ઘેરી લેવી, રામ વિભીષણ સમાગમ, વિભીષણે કહેલો રાવણના વધનો ઉપાય,[૩૫] કુંભકર્ણ, મેઘનાદ, તથા રાવણાદિનો વિનાશ, શત્રુ રાવણના શહેરમાંથી શ્રીરામભદ્રને સીતાની પ્રાપ્તિ,[૩૬] વિભીષણને રામભદ્રે કરેલો લંકાનો રાજ્યાભિષેક, તેમણે કરેલું પુષ્પક વિમાનનું અવલોકન, લંકાથી અયોધ્યા પ્રત્યે ગમન, માર્ગમાં ભરદ્વાજ મુનિનો સમાગમ,[૩૭] હનુમાન સાથે ભરતને કહાવી મોકલેલી ખબર, ભરત રામભદ્ર સમાગમ, રામરાજ્યાભિષેક થવારૂપ અભ્યુદય, વાનર સૈન્યનું વિસર્જન, ઉત્તમ રાજનીતિથી રામે કરેલું પ્રજાપાલન, છેવટે તેમણે કરેલો સીતાનો ત્યાગ, એ સર્વનું વર્ણન આ રામાયણમાં કર્યું ને તે ઉપરાંત પણ આ પૃથ્વી વિષે રામભદ્રનું જે કંઈ ચરિત્ર હતું, તે મહાસમર્થ વાલ્મીકિ ઋષિએ સર્વથી શ્રેષ્ઠ આ રામાયણ નામના કાવ્યને વિષે વર્ણવ્યું છે.[૩૮-૩૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે બાલકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

—:::::::—

## સર્ગ ૪ થો.

## રામાયણની રચના.

મહાસમર્થ વાલ્મીકિ ઋષિએ રાજ્યપદ પામેલા શ્રીરામભદ્રના ચરિત્રરૂપ અને પદના વિચિત્ર અર્થવાળું કાવ્ય રચ્યું.[૧] તેમાં ચોવીશ હજાર શ્લોક, પાંચસો સર્ગ તથા ઉત્તરકાંડ સહિત સાત કાંડની રચના કરી છે.[૨] એ પ્રમાણે ભવિષ્યસહિત ઉત્તર ચરિત્રવાળું તે રામાયણ નામનું કાવ્ય કરીને, તે શુદ્ધ અંતઃકરણવાળા મહા બુદ્ધિમાન્ વાલ્મીકિ મહર્ષિ, મનમાં એમ વિચાર કરવા લાગ્યા કે, 'આ કાવ્યને કયો સમર્થ પુરુષ સભામાં જઇને વાંચી સંભળાવશે?' તે એમ ચિંતન કરતા હતા, તે જ વેળા મુનિ સરખા વેશવાળા કુશ તથા લવ ત્યાં આવ્યા, ને તે મુનિનું ચરણવંદન કરીને બોલ્યા: "હે મહારાજ! આપના કૃપાપ્રસાદથી રામચરિત્ર કાવ્ય સભાને વિષે અમે ગાઇશું."[૩-૪] એ સાંભળી તે સુંદર સ્વરવાળા, યશવાન્, ધર્મને જાણનાર, આશ્રમમાં રહેનારા, ધારણા બુદ્ધિવાળા અને વેદ ભણવામાં કુશળ રાજપુત્રો—કુશ તથા લવ—એ બંને બંધુઓ તરફ કૃપાદૃષ્ટિથી જોઇ, વ્રતાચરણ કરનાર મહા સમર્થ વાલ્મીકિએ ધાર્યું કે, સીતાના મહત્ ચરિત્રવાળું તથા જેમાં રાવણનો વધ વર્ણવેલો છે, એવાં રામાયણ કાવ્યને ગ્રહણ કરવાને આ બાળકો યોગ્ય છે,[૫-૭] અને તેઓનાથી આ વેદાર્થ તુલ્ય કાવ્યનો લોકોમાં વિસ્તાર થશે, એવું જાણી, તેમને તે ભણાવ્યું. પછી તે કુશ અને લવ બન્ને ભાઇઓ, કે જેઓ સંગીતના તત્ત્વને જાણનાર, સ્થાન તથા મૂર્છનાને વિષે ચતુર, સુંદર સ્વરવાળા, ગંધર્વ સરખા રૂપવાળા, શુભ લક્ષણ સંપન્ન, મધુર વાણીથી ભાષણ કરનાર અને સૂર્યમાંથી જેમ પ્રતિબિંબ ઉત્પન્ન થાય તેમ રામભદ્રના દેહથી જાણે બીજા રામભદ્ર જ ઉત્પન્ન-થયેલા હોયની શું, એવા હતા તેમણે, પાઠ કરવાથી તથા ગાવાથી કાને મધુરું લાગતું, ઉચ્ચ, મધ્યમ તથા નીચે સ્વરે ગાવાના ત્રણ પ્રમાણવાળું, સપ્ત સ્વરવાળું અને શૃંગાર, કરુણા, હાસ્ય, રૌદ્ર, ભયાનક, વીર ઇત્યાદિ નવ રસમય આ કાવ્ય, ગાવા માંડ્યું; અને ત્યાર પછી પણ તે અનિંદિત, તત્ત્વને જાણનાર તેમ જ સદૈવ સ્થિર ચિત્તવાળા રાજપુત્રો કુશ અને લવ, આ ધર્મરૂપ, ઉત્તમ અને મુખપાઠ કરવા યોગ્ય આખું કાવ્ય મોઢે કરીને વારંવાર ઋષિ, બ્રાહ્મણ, તેમ જ સાધુ પુરુષ વગેરેનો સમાગમ થવાથી તેઓ આગળ, ગુરુએ શિખવ્યા પ્રમાણે ગાતા હતા.[૮-૧૩]

કોઈ સમયે મોટા ભાગ્યવાળા, તેમ જ સામુદ્રિક શાસ્ત્રમાં વર્ણવેલા ગુણોવાળા, આ કુશ તથા લવ બંને બંધુઓ, એકત્ર થયેલા મહર્ષિઓની સભામાં જઈ ચઢ્યા. ત્યાં તેમણે આ રામાયણ કાવ્યનું ગાન કરવા માંડ્યું. તે સાંભળીને પ્રસન્ન મનવાળા સર્વ મુનિઓ, બહુ વિસ્મય પામ્યા; અને ગાયનના હર્ષને લીધે તેમનાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા માંડ્યાં. આથી તે ધર્મવત્સલ ઋષિઓ બહુ પ્રસન્ન થયા ને "વાહ ! વાહ ! એમને ધન્ય છે, ધન્ય છે ! અહો ! એમના ગાયનમાં ને શ્લોકોમાં કેવી મધુરતા છે !" એમ પ્રશંસા કરવા લાગ્યા.[૧૪-૧૭] એ પ્રમાણે તપશ્ચર્યા કરવાથી સ્તુતિ કરવા યોગ્ય થયલા મહર્ષિઓએ પોતાનાં વખાણ કર્યાં, તે સાંભળી બહુ હર્ષ પામીને એ બંને બંધુ, આ કાવ્ય, કે પૂર્વે જેની કોઇને ખબર નહિ છતાં વાલ્મીકિ ઋષિએ રચીને પ્રત્યક્ષ કીધેલું, પાઠ કરવાથી તથા ગાવાથી મધુર લાગે એવું, પ્રીતિજનક, સ્વરભેદરૂપ સમૃદ્ધિવાળું તથા જેમાં અન્તે રાવણનો વધ છે તે, સાંભળનારને જેમ રસ ઉપજે તેમ અતિ ઉંચા સ્વરથી ને મધુરતાથી પુનઃ પુનઃ ગાવા લાગ્યા. એથી ત્યાં બેઠેલા મુનિઓએ અત્યંત પ્રસન્ન થઈ કોઇએ તે બાળકોને કળશ આપ્યો, તો કોઇએ વસ્ત્ર આપ્યું; કોઇએ કાળું મૃગચર્મ, તો કોઇએ ઉપવીત; કોઇએ કમંડળુ, તો કોઇ મહામુનિએ કટીમેખલા; કોઇએ દર્ભાસન, તો કોઇએ લંગોટી; કોઇએ કુઠાર, તો કોઇએ ભગવું વસ્ત્ર; કોઇએ જટા બાંધવા સારુ કાષ્ઠછાલની દોરી, તો કોઇએ યજ્ઞપાત્ર; કોઇએ કાષ્ઠનો ભારો, તો કોઇએ ઉમરાના ઝાડની છાલની સાદડી આપી; અને કેટલાકોએ આશીર્વાદ દીધા કે, "તમારું કલ્યાણ થાઓ;" કેટલાકોએ બહુ હર્ષ પામવાથી વરદાન આપ્યું કે, "તમારું આયુષ્ય લાંબું થાઓ !"[૧૮-૨૫] આ રીતે તે સર્વ સત્યવાદી મુનિઓએ તેમને આશીર્વાદ આપી, તેમની પ્રશંસા કરીને કહ્યું, "હે સર્વ ગાયન કરવામાં કુશળ બાળકો ! આ આશ્ચર્યરૂપ તથા ગાવા યોગ્ય આખ્યાન, કે જે વાલ્મીકિ મુનિએ પ્રકટ કીધું છે ને કવિઓને અત્યંત આધારરૂપ છે; વળી આયુષ્ય આપનારું છે; સાંભળનાર તથા ગાનારનો ઉદય કરનારું છે; તેમ જ કાન તથા મનને હરણ કરનારું છે, તે તમે આદિથી તે અન્ત પર્યંત સારી રીતે ગાઇને સમાપ્ત કર્યું."

એ પ્રમાણે સર્વ સ્થળે વખણાયેલા ને ગાન કરનાર કુશ તથા લવ, એક સમયે અયોધ્યા નગરીમાં જઈ ચઢ્યા. તે શહેરની ગલીકુંચીઓમાં તેમ જ રાજમાર્ગોમાં આ રામચરિત્રનું ગાન કરતા કરતા તેઓ ફરતા હતા, તેવામાં ભરતજીના વડીલ બંધુ શ્રીરામભદ્રે તેમને જોયા, એટલે તે તેમને સ્નેહથી પોતાને ઘેર તેડી ગયા;[૨૬-૨૯] અને ત્યાં જઈ સમર્થ, શત્રુઓનો નાશ કરનાર, સુવર્ણના દિવ્ય સિંહાસને વિરાજેલા અને પોતાની સમીપ બેઠેલા પ્રધાન તથા બાંધવોયુક્ત શ્રીરામભદ્રે, આદર કરવા યોગ્ય તે બાળકોનો રુડો સત્કાર કર્યો. પછી શ્રેષ્ઠ રૂપવાળા તથા નમ્રતાવાળા એ બે ભાઇઓ પ્રત્યે, પ્રેમદૃષ્ટિએ જોઈ, તેમને તે સુંદર ગાયન કરવાની આજ્ઞા કરી અને લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્નને કહ્યું, "હે બાંધવો ! આ દેવતાતુલ્ય કાંતિમાન્ બે બાળકોના મુખથી, વિચિત્ર અર્થ તથા પદવાળું આખ્યાન સારી રીતે શ્રવણ કરો." એ સાંભળી સૌ સભાજનો તે શ્રવણ કરવાને ઉત્સુક અને સજ્જ થયા; એટલે તે બંને ભાઇઓએ ગાયનનો પ્રારમ્ભ કર્યો; ને સર્વનાં ગાત્ર તથા હૃદયને હર્ષ ઉપજાવે એવું મધુર, પ્રીતિજનક, પોતાના તથા સાંભળનારના ચિત્તને અનુકૂળ તથા સાંભળતાં જ જેનો અર્થ સમજી શકાય એવા રામાયણ (મહા) કાવ્યનું વીણા સરખા સ્વરે કરી અત્યંત મધુરું ગાન કરવા માંડ્યું. તે વેળાએ કાનને અતિ સુખદ તે ગાયન, રામભદ્રની સભામાં બહુ વખણાવા લાગ્યું.[૩૦-૩૪] પુનઃ રામભદ્રે સાનંદાશ્ચર્ય પામી લક્ષ્મણાદિ પ્રત્યે કહ્યું, "મુનિ તથા પાર્થિવ સમાન લક્ષણવાળા, તેમ જ મહા તપસ્વી આ કુશ તથા લવ ગાય છે, તે ચરિત્ર આદરયુક્ત એકાગ્રચિત્તે શ્રવણ કરો, કે જે ચરિત્ર મને પણ *આલોક તથા પરલોક વિષે અભ્યુદિત કરનાર તથા મોટા પ્રભાવવાળું છે."[૩૫] એવાં રામભદ્રનાં સ્તુતિવચનો સાંભળી, આજ્ઞા પામવાથી, અતિ હર્ષથી ઉભરાઈ જતા, તે બંને ભાઇઓ, સંસ્કૃત વાણીરૂપ સામગ્રીએ કરી ગાવા લાગ્યા, કે જેનું શ્રવણ કરવા સભામાં વિરાજેલા રામભદ્ર પણ અતિ આસક્ત થયા, એવી ઇચ્છાથી કે, હું શ્રવણ કરીશ તો ઉત્તરોત્તર (રાજા પ્રજા) સર્વ શ્રવણ કરશે.†[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ બાલકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

* અહીં "મને પણ" એ શબ્દોથી એમ જણાય છે કે, મારો (પ્રભુનો) પણ અભ્યુદય કરનાર તે ચરિત્ર છે, પણ ભગવાને પોતાનો અભ્યુદય ઇચ્છવો, એ દેખીતું બાધકારક છે, માટે અત્રે એ શબ્દો એમ સૂચવે છે કે, કવિકૃત ચરિત્ર રાજાએ અવશ્ય સાંભળવું, કે જેથી તેનો અભ્યુદય થાય છે.

† સચ્ચરિત્ર શ્રવણ કરવાં, એ રાજા પ્રજા સૌને અતિ લાભકારક અને સન્માર્ગ પ્રવર્તક છે એ હેતુથી, અને મહાન

# સૂર્યવંશ-દશરથરાયનું ચરિત્ર.

## સર્ગ ૫ મો.

### કુશ લવે કરેલી પ્રસ્તાવના.

[એ પ્રમાણે ઉપરના ચાર સર્ગોથી ઉપોદ્‌ઘાતવડે વસ્તુ નિર્દેશ કર્યો. હવે આ પાંચમા સર્ગથી કુશ તથા લવે રામભદ્ર આગળ ગાયનરૂપે કહેલું તેમનું ચરિત્ર શરુ થાય છે.]

પૂર્વે વૈવસ્વત મનુથી આરંભીને, અનુક્રમે જય મેળવવાથી યશસ્વી જે જે રાજાઓ થઇ ગયા, તેઓની આ પૃથ્વી, કે જેમાં આલોક તથા પરલોકનાં સર્વ અપૂર્વ સાધન જેવી રીતે બની શકે તેવી રીતની હતી;[૧] તેમના વંશમાં સગર નામે (મહા પ્રતાપી) રાજા થયો હતો. એ સગરે સમુદ્રને ખોદ્યો છે. તેના યજ્ઞના અશ્વશોધન સારુ જતા તેના સાઠ હજાર પુત્રોને વાર્યા, પણ તેઓ ઉચ્છ્રંખળ બની, પાતાળમાં ગયા; જ્યાં તેઓ કપિલ મુનિની દૃષ્ટિથી બળી ભસ્મ થઈ ગયા હતા. તેઓના ઉદ્ધાર માટે સાક્ષાત્ જગત્પાવિની ગંગાને, તેમના વંશજોએ સ્વર્ગથી ઉતારી, તે દ્વારા તેમનો મોક્ષ કીધો હતો. તે ઇક્ષ્વાકુ વંશમાંના મહાત્મા રાજાઓના વંશવિષે આ રામાયણ નામનું મહદ્ આખ્યાન થયું છે.[૨-૩] તે આખ્યાન ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને આપનાર છે, કે જેને અમે આદિથી તે અંતપર્યંત સઘળું ગાઇશું, તે ઈર્ષારહિત પુરુષોએ શ્રવણ કરવું.[૪]

### અયોધ્યા વર્ણન.

સદા આનંદિત રહેનારા ભૂપતિઓએ ધર્મવડે પાલન કરવાથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામેલો, સરયૂ નદીના તટપર આવેલો, અત્યંત ધનધાન્યથી ભરપૂર કોશલ નામે દેશ છે.[૫] તેમાં મનુષ્યોના રાજા વૈવસ્વત મનુએ પોતે જ વસાવેલી ને સર્વ લોકમાં પ્રસિદ્ધ અયોધ્યા નામે નગરી છે.[૬] તે મહાનગરી વિસ્તારમાં બાર યોજન લાંબી તથા ત્રણ યોજન પહોળી છે. તેની બહારના મોટા મોટા માર્ગો સારી રીતે સમાંતર વિભાગો કરીને પાડેલા છે.[૭] વળી તે નગરીની માંહેના રાજમાર્ગો પણ ઘણા મોટા છે. તે રાજમાર્ગો, જળના ખૂબ છંટકાવથી તથા તેની બે બાજૂએ શોભી રહેલાં સુંદર વૃક્ષોપરથી પોતાની મેળે ખરી પડેલાં સુગંધીવાળાં પુષ્પોથી આચ્છાદિત થઈ, અત્યંત શોભા આપનારા છે.[૮] એવી સમૃદ્ધિવાળી સુશોભિત પુરીને, સ્વર્ગમાં જેમ દેવોના પતિ ઇંદ્રે પોતાની અમરાવતીને અતિ વિસ્તારવાળી કરી હતી, તેમ એ મહાન્ દેશને વધારનાર દશરથ રાજાએ અત્યંત વસ્તીવાળી બનાવી છે.[૯]

તે પુરીમાંના પ્રત્યેક મહેલો ને હવેલીઓના દ્વારોપર સુંદર અને શુભ ચિહ્નદર્શક તોરણો બાંધેલાં છે. તેની અંદર જોઇએ તો સરખે ભાગે વહેંચાઇ ગયલાં ને એક સરખાં સુશોભિત બજારો આવી રહેલાં છે. તેના કિલ્લા ઉપર ચારે તરફ નાના પ્રકારનાં યંત્રો અને આયુધો, તેના સંરક્ષણાર્થે, ગોઠવી તૈયાર રાખેલાં છે. તે નગરીમાં શિલ્પ શાસ્ત્રીઓ પણ નિવાસ કરી રહ્યા છે.[૧૦] ત્યાં સ્તુતિપાઠક અથવા મોટાઇનાં વખાણ કરનારા સૂતો અને વંશાવળી કહેનારા માગધો વસે છે. વળી એ નગરી શ્રીમતી તથા અતુલ કાંતિવાળી છે. તેની અટારીઓ ઉપર અનેક પ્રકારની ઉંચી ધ્વજાઓ ફરફરી રહે છે. તેના કિલ્લાના રક્ષણ માટે સેંકડો શતઘ્નીઓ (તોપો) તેના બુરજોપર રાખેલીછે.[૧૧] તેમાં સ્ત્રીઓને ક્રીડા કરવામાટેનાં અનેક સ્થળો છે. તેને ચોતરફ ફરતી ક્રીડા કરવા યોગ્ય અનેક સુશોભિત પુષ્પવાટિકાઓ છે; ને જ્યાં ત્યાં આવી રહેલાં આમ્રવૃક્ષોથી સુશોભિત ને બહુ મોટી છે. તેની આસપાસ શાલ વૃક્ષોના વનરૂપ મજબૂત કિલ્લો છે ને અગાધ જળથી ભરેલી ખાઇઓરૂપ મેખળાઓથી તે વિંટાઈ વળેલી છે. જેમાં મિત્ર પણ દુઃખે કરી પ્રવેશ કરી શકે, તો પછી શત્રુઓથી તો તેની સમીપમાં પણ કેમ જઈ શકાય? તેમાં ઘોડા, હાથી, બળદ, ઊંટ તથા ખર વગેરે ઉપયોગી પશુઓ ઘણાં છે.[૧૨-૧૩] ચોમેરના રાજસમૂહો તેમાં આવી રહેલા છે; અનેક બળિકર્મો (હોમ હવન ઇત્યાદિ) તેમાં થયા કરે છે; અનેક દેશના વેપારીઓ આવી વેપાર માટે વસેલા હોવાથી તે અત્યંત શોભે છે.[૧૪] નાના પ્રકારનાં રત્નોવડે રચેલા પર્વત જેવડા ઉંચા પ્રાસાદો તેમાં શોભી રહ્યા છે. સ્ત્રીઓને ક્રીડા કરવાનાં સુંદર ઘરો તેમાં આવી રહેલાં છે; તેમ જ શ્રેષ્ઠ સ્ત્રીગણોથી ભરપૂર હોવાથી તે પુરી ઇંદ્રની અમરાવતી જેવી વિચિત્ર રમણીય શોભે છે. વળી તે નાના પ્રકારનાં રત્નોથી ભરપૂર ને વિમાનોને રાખવાનાં ઘરોવડે શોભે છે.[૧૫-૧૬] ગૃહસ્થ જનોના સામસામા આવી રહેલા અવાસોથી સાંકડી લાગતી, ફાલતુ પડી રહેલી જમીન વગરની, તેમ જ સર્વત્ર એક સરખી સપાટીપર તે નગરી આવી રહેલી છે. શાળના ચોખાથી ભરેલા કોઠારો અને

પુરુષો કરી ગયા હોય તેમ કરવું, એ અનુકરણ સ્તુતિપાત્ર ગણાતું આવ્યાથી, પોતે કરેલા સત્કાર્યનું અનુકરણ રાજા પ્રજા કરશે એટલે તેઓ સારી સ્થિતિમાં રહેશે, એ હેતુથી પોતે શ્રવણ કરવા આસક્ત મનવાળા થયા, એમ જાણવું.

શેરડીના રસ જેવાં મીઠા પાણીનાં જળાશયો જ્યાં ત્યાં આવી રહ્યાં છે.[૧૭] ઠામેઠામે થઈ રહેલા દુંદુભિ, મૃદંગ, વીણા, પણવ આદિ વાદિત્રોના મનોહર નાદોથી તે નગરી ગાજી રહી છે. તેમાંના પ્રત્યેક ઘરની પરસાળો તથા આંગણાં સ્વચ્છ, તેમ જ નાના પ્રકારની રંગવલ્લિકાઓથી શોભી રહ્યાં છે. આવી અનુપમ શોભાવાળી તથા ઘણા ઉત્તમ પુરુષોના વસવાટથી સાંકડી લાગતી, ને જાણે ઘણી તપશ્ચર્યાના ફળથી આકાશમાં પ્રાપ્ત થયેલા સિદ્ધ પુરુષના વિમાન સરખી જ હોયની, તેમ પૃથ્વીને વિષે એ નગરી શોભે છે.[૧૮-૧૯] જે પોતાના પક્ષમાંથી છૂટો પડેલો—સહાય વિનાનો—હોય, તેમ જે પિતા પુત્રત્વહીન હોય, અર્થાત્ જેનો કોઈ સગોવહાલો ન થતો હોય ને જે કુવચનો કહેવાથી વધ કરવા યોગ્ય થયેલો હોય, પરંતુ જો યુદ્ધ કરવા સામો આવી પાછો ભય પામી પલાયન કરી જતો હોય તો એવો પુરુષ જો કે મારવો સહેલો છે, છતાં તેવાને પારકો તથા પોતાનો ભેદ મૂકી દઈ જેઓ બાણે કરી હણતા નથી; તથા જેઓ શીઘ્રવેગી છતાં અસ્ત્રશસ્ત્રના સર્વ પ્રયોગોમાં સમર્થ છે; અને વનમાં ભયંકર શબ્દ કરતા મહામદોન્મત્ત સિંહ, વ્યાઘ્ર તથા વરાહોને તો બલાત્કારે મલ્લયુદ્ધ કરી, કિંવા તીક્ષ્ણ અસ્ત્રોથી જેઓ હણી નાંખે છે, એવા હજારો મહારથી પુરુષોના વસવાથી તે નગરી પરિપૂર્ણ દેદીપ્યમાન થઈ રહી છે.[૨૦-૨૨]

એ અયોધ્યા નગરી, કે જે અગ્નિહોત્રી, શમદમાદિ ગુણવાળા, અંગોસહિત સંપૂર્ણ વેદ ભણેલા, અનેક દાન આપનારા, સત્ય બોલવામાં પ્રીતિવાળા, મોટા મહર્ષિ સરખા, મહાત્મા તથા મંત્રવિદ્યામાં કુશળ ઇત્યાદિ ઉત્તમ બ્રાહ્મણોથી ભરેલી હતી. તેને દશરથ રાજાએ ઉત્તરોત્તર વસ્તિથી પરિપૂર્ણ કીધી છે.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ.**

—∗∗∗∗∗∗∗∗∗∗∗∗∗∗—

## સર્ગ ૬ ઠ્ઠો.

## અયોધ્યાની પ્રજા.

એવી અયોધ્યા નગરીમાં, વેદ જાણનારા, સર્વ સંગ્રહ કરનારા, લાંબા વિચારવાળા, મહાતેજસ્વી, નગરની તેમ જ આખા દેશની પ્રજાને પ્રિય,[૧] ઇક્ષ્વાકુવંશમાં અતિરથી,* યજ્ઞ કરનાર, ધર્મપરાયણ, સ્વાધીન, મહર્ષિસમાન, રાજર્ષિ, ત્રણે લોકમાં વિખ્યાત,[૨] બળવાન્, સમસ્ત શત્રુવર્ગનો નાશ કરનાર, મિત્રવાન્, જિતેંદ્રિય, ધનધાન્યાદિ વસ્તુનો સંચય કરવામાં ઇંદ્ર તથા કુબેર સમાન,[૩] અને વૈવસ્વત મનુની પેઠે સર્વ લોકનું રક્ષણ કરનારા રાજા દશરથ રહેતા હતા.[૪] તે મહારાજા સત્ય પ્રતિજ્ઞાવાળા, તેમ જ ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ સાધનો પ્રાપ્ત કરવા માટે પૂરેપૂરો યત્ન કરનારા હતા. ઇંદ્ર જેમ અમરાવતીનું રક્ષણ કરે, તેમ એ શ્રેષ્ઠ પુરીનું તેણે રક્ષણ કર્યું હતું.[૫]

તે ઉત્તમ પુરીને વિષે સદા આનંદમાં રહેનારા, ધર્માત્મા, બહુશ્રુત, પોતપોતાના ધનથી જ સંતુષ્ટ, લોભ વગરના તથા સત્યવાદી પુરુષો રહેતા હતા.[૬] પણ તેથી ઉલટું, પોતાની પાસે ધનનો સંચય થોડો હોવાથી પોતાનો કોઇ મનોરથ પાર ન પડતો હોય તેવો, તેમ જ ગાયો, ઘોડા, ધન તથા ધાન્ય એ વગરનો કોઇ પણ કુટુંબી પુરુષ તે શ્રેષ્ઠ નગરમાં હતો નહિ.[૭] વળી તે અયોધ્યામાં કોઇ કામી, કદર્ય,* ક્રૂર, અવિદ્વાન્ તથા નાસ્તિક પુરુષ તો નજરે પણ પડતો ન હતો.[૮] તેમાં વસતાં સર્વ સ્ત્રીપુરુષો ધર્મશીલ, જિતેંદ્રિય, પોતાના ઉત્તમ આચરણોથી આનંદમગ્ન અને મહર્ષિ સરખાં પવિત્ર હતાં.[૯] વળી જેણે કુંડળ, મુકુટ, હાર, બાજુબંધ, પહોંચી, મુદ્રિકા વગેરે સર્વે અંગોના અલંકારો ધારણ કરેલા ન હોય તથા ચંદનાદિ બીજા સુગંધી પદાર્થો જેને શરીરે ન બહેકી રહ્યા હોય, વા જેણે કંઠે પુષ્પમાળા ધારણ કરી ન હોય, તેમ જ ભોજન સમયે મિષ્ટ પદાર્થો જેને ન મળી શકતા હોય, અર્થાત્ એ સહુ પદાર્થોથી ભાગ્યહીન હોવાને લીધે જે અલ્પભોગી હોય, તેમ જ જે અપવિત્ર, અદાતા ને પોતાનું મન વશ કરવા અશક્ત હોય, એવો કોઇપણ પુરુષ એ અયોધ્યા નગરીમાં દૃષ્ટે પડતો નહોતો.[૧૦-૧૧] વળી તેવી જ રીતે અગ્નિહોત્ર તથા સોમયાગ રહિત, થોડી વિદ્યા તથા થોડા ઐશ્વર્યવાળો, ચોરી કરનાર, સ્વધર્મભ્રષ્ટ અને જાર કર્મથી ઉત્પન્ન થયેલો વર્ણસંકર—એવો પણ કોઇ તે નગરીમાં ન હોતો.[૧૨] તે પુરીમાંના બ્રાહ્મણો પ્રતિદિન પોતાના નિત્યકર્મોમાં કુશળ હતા; જિતેંદ્રિય, દાન દેવું લેવું તથા અધ્યયન કરવું કરાવવું વગેરે લક્ષ-

---

* દશ હજાર મહારથી યોધાઓને સ્વાધીન લઈ યુદ્ધ કરી શકે તેવો યોધો.

* आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयेत्।
लोभाढ्यः पितरौ भ्रातॄन्स कदर्य इति स्मृतः॥

અર્થ—પોતાના આત્માને, ધર્મકૃત્યને, પુત્રને, સ્ત્રીને, માબાપને અને ભાઇઓને જે લોભને વશ થઈ પીડા કરે છે, તેને કદર્ય જાણવો.

ણુવાળા હતા; છતાં તેઓ ધર્મશાસ્ત્રમાં જે નિષિદ્ધ દાન કહ્યાં છે, તે ન લેનારા હતા.[૧૩] વળી 'પરલોક નથી' એવી નાસ્તિક બુદ્ધિવાળો, અસત્ય બોલનાર, ઘણાં શાસ્ત્રોનું શ્રવણ કર્યા વગરનો, કોઇએ ગુણ કર્યો હોય તેનો ઉલટો દોષ કાઢનાર, આલોક તથા પરલોકનું સાધન કરવામાં અસમર્થ, અવિદ્વાન્, વેદોનાં છ અંગ ન ભણેલો, (એકાદશી આદિ) વ્રત ન કરનાર, દીન, હણાયલા ચિત્તવાળો અને આધિવ્યાધિથી પીડિત પણ કોઇ તે નગરીમાં વસતો ન હતો.[૧૪-૧૫] તેમ જ શોભા, સૌન્દર્ય તથા દશરથ રાજાવિષે ભક્તિભાવ વિનાનાં પણ કોઇ સ્ત્રી કે પુરુષ અયોધ્યામાં દૃષ્ટિગોચર થતાં ન હતાં.[૧૬] વળી એ અયોધ્યાને વિષે બ્રાહ્મણને મુખ્ય ગણી ચારે વર્ણના સર્વ પુરુષો, દેવતા તથા અતિથિની પૂજા કરનારા હતા; કોઇએ કરેલા ઉપકારને જાણનારા હતા; શૂરવીર, પરાક્રમી, મોટા આયુષ્યવાળા, ધર્મ તથા સત્યનો દૃઢ આશ્રય કરનારા હતા; અને સ્ત્રી તથા પુત્ર પૌત્રાદિ સંતતિવાળા હતા.[૧૭-૧૮] તે પુરી, કે જેમાં બ્રાહ્મણની આજ્ઞા પ્રમાણે ચાલનારા ક્ષત્રિયો, ક્ષત્રિયોની આજ્ઞા પ્રમાણે વર્તનારા વૈશ્યો, અને બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણે વર્ણની સેવા કરનાર તથા પોતાના કર્મમાં કુશળ શૂદ્રો વસતા હતા.[૧૯] તે નગરીનું રક્ષણ જેમ પૂર્વે મનુષ્યોના રાજા બુદ્ધિમાન્ વૈવસ્વત મનુએ કર્યું હતું, તેવી જ રીતે ઇક્ષ્વાકુ વંશના દશરથ રાજા રક્ષણ કરતા હતા.[૨૦] જેમ કેસરી સિંહોના ટોળાંથી કોઇ ભયંકર ગુફા ભરેલી હોય, તેમ અતિ શૌર્યવાન્, કુટિલતા રહિત, કોઇએ કરેલા પરાભવને ન સહન કરનારા તથા શસ્ત્રાસ્ત્ર વિદ્યાનો સંપૂર્ણ અભ્યાસ કરેલા યોધાઓના સમૂહથી એ નગરી ભરપૂર હતી.[૨૧] તેમ જ તે પુરી કાંબોજ, બાહ્લિક, વનાયુ તથા સિંધુ નદી સમીપના દેશમાં ઉત્પન્ન થયેલા ને ઉચ્ચૈઃશ્રવા સમાન ઉત્તમ અશ્વોથી પરિપૂર્ણ હતી.[૨૨] તે પુરીમાં વિંધ્યાચલ ને હિમાદ્રિ પર્વતને વિષે ઉત્પન્ન થયેલા મદોન્મત્ત, અતિ બળવાન્, પર્વત સરખા પ્રૌઢ દેહવાળા, ઐરાવત તથા મહાપદ્મ નામના હસ્તીઓના કુળમાં ઉત્પન્ન થયેલા, ને અંજનગારી તથા વામન નામના હાથીઓ કરતાં ઘણા શ્યામ વર્ણવાળા ને બટુકડા, બહુ ઉત્તમ હાથીઓ હતા.[૨૩-૨૪] હિમ, વિન્ધ્ય તથા સહ્ય નામના પર્વતો વિષે ઉત્પન્ન થયેલા અનુક્રમે ભદ્ર, મન્દ્ર તથા મૃગ એ ત્રણ જાતિના હાથીઓથી એ નગરી ભરપૂર હતી. તેમ જ એ ત્રણે જાતિના સ્વભાવવાળા, ભદ્ર તથા મન્દ્ર જાતિના સ્વભાવવાળા, ભદ્ર તથા મૃગ જાતિના સ્વભાવવાળા તથા મૃગ અને મન્દ્ર વગેરે મિશ્ર જાતિના સ્વભાવથી યુક્ત ને પ્રતિદિન ઝરતા મદથી ઉન્મત્ત હાથીઓવડે પણ તે નગરી ભરપૂર હતી.[૨૫]

એવી ઉત્તમ પ્રજાથી ભરપૂર, અતિ રમણીય અયોધ્યા નગરીના મધ્ય ભાગમાં આવેલી દશરથ રાજાને રહેવાના મૂળ સ્થાનરૂપ 'સત્યા' નામની, બે યોજનના વિસ્તારવાળા રાજમહેલથી ઝળહળી રહેલી તે નગરી શોભી રહી છે.[૨૬] તે સ્થિર તોરણ અને મજબૂત ભોગળવાળી તથા વિચિત્ર મહેલોથી અત્યંત શોભતી, કલ્યાણમય અને હજારો મનુષ્યના રહેવાથી સાંકડી જણાતી, 'સત્યનામા' રાજપુરી સહિત અયોધ્યા નગરીનું, શત્રુઓનો નાશ કરનારો ઇંદ્ર જેમ અમરાવતીનું પાલન કરે છે, તેમ મહાપ્રતાપી રાજા દશરથ પાલન કરતો હતો.[૨૭-૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭ મો.

### મંત્રિમંડળ.

તે અયોધ્યાનગરીમાં રાજ્ય કરતાં ઇક્ષ્વાકુ કુલદીપક મહાત્મા દશરથ રાજાએ, પોતાની પાસે પોતાના રાજ્યકાર્યનો વિચાર કરનાર, તેમ જ શત્રુઓના (ગુપ્ત) અભિપ્રાય જાણનારા ઉત્તમ અમાત્યો નિમ્યા હતા. તેઓ નિરંતર તેનું પ્રિય તથા હિત કરવામાં તત્પર રહેતા હતા.[૧] પ્રધાનોમાં જે જે ગુણો હોવા જોઇએ, તે સર્વ ગુણોયુક્ત આ મંત્રિમંડળ હતું. તેઓ વાણીદ્રોહ કરવાનું મનસા, વાચા કે કર્મણાએ ઇચ્છી અપવિત્ર થતા ન હોતા. તેઓ નિરંતર રાજાના કાર્યમાં તત્પર રહેતા હતા. સર્વ મળી આઠ મંત્રી હતા. તેમને હસ્તક સર્વ દેશોનો કાર્યભાર' સોંપેલો હતો.[૨] તેમનાં નામઃ ધૃષ્ટિ, જયંત, વિજય, સુરાષ્ટ્ર, રાષ્ટ્રવર્ધન, અકોપ, ધર્મપાળ તથા સર્વ કાર્ય જાણનાર સુમંત્ર.[૩] એ સિવાય ઋષિઓમાં ઉત્તમ એવા વસિષ્ઠ તથા વામદેવ બે ઇષ્ટ ઋત્વિજો હતા. તે ઉપરાંત પણ બીજા વંશપરંપરાથી ચાલતા આવેલા સુયજ્ઞ, જાબાલિ, કાશ્યપ, ગૌતમ, દીર્ઘાયુષ્યવાળા માર્કંડેય તથા કાત્યાયન, એ મંત્રીઓ હતા.[૪-૫] એ બ્રાહ્મણો રાજ્યસંબંધી ધર્મવ્યવહાર જોનાર તથા બતાવનાર મંત્રીમંડળમાં હતા. તે સર્વ મંત્રીઓ વિદ્યા તથા વિનયથી યુક્ત, લજ્જાવાન્, સર્વ કાર્યોમાં પાવરધા, જિતેંદ્રિય, દ્રવ્યવાન્, મહાત્મા, ધનુર્વેદ જાણ-

નારા, દૃઢ પરાક્રમી, કીર્તિવાન્, સર્વ રાજકાજ વિષે સાવધ, રાજાજ્ઞા પ્રમાણે વર્તનારા, તેજસ્વી, ક્ષમાવાન્, યશસ્વી, હાસ્યપૂર્વક ભાષણ કરનારા અને ક્રોધથી કિંવા કામ તથા દ્રવ્યને લીધે પણ કદી અસત્ય વચન ન બોલનારા એવા હતા.[૬-૮] વળી દેશાવરોમાં તેમણે ફરતા રાખેલા દૂતોદ્વારા, મિત્રો તથા શત્રુઓ માટે જે કંઇ કરવાનું તથા કરેલું, તેમ જ તેઓએ પોતા વિષે જે કંઇ કાર્ય કરવા ઇચ્છેલું હોય, તે વગેરે કશું પણ તેમનાથી અજાણ્યું નહોતું.[૯] આ મંત્રીઓ સર્વ વ્યવહારોમાં કુશળ છતાં, 'પોતાનાપર તેમનો સાચો સ્નેહ છે કે નહિં?' એ વિષે ગુપ્ત રીતે રાજાએ પરીક્ષા કર્યા પછી જ સર્વેને પદવીપર નીમેલા હતા. ન્યાય કરવામાં આ મંત્રીઓ એવા તો નિષ્પક્ષપાતી હતા કે, અપરાધી કદાચ પોતાનો પુત્ર હોય, છતાં પણ તેને યોગ્ય શિક્ષા કરવા વગર કદી છોડતા નહિ![૧૦] તેમ જ ન્યાયથી સત્ય રીતે નિરપરાધી ઠરેલા પોતાના હડહડતા શત્રુને પણ તેઓ કોઇ રીતે દંડ દેતા નહિ! તેઓ રાજાના ભંડાર તથા તેનું સૈન્ય વધારવામાં સદોદિત ઉદ્યોગી હતા;[૧૧] શૂરવીર ને નિયમિત ઉત્સાહવાળા હતા; પોતાના દેશમાં વસનાર પવિત્ર પુરુષો કે જેઓ ચોરી કરવી તથા ખોટું બોલવું ઇત્યાદિ દોષોથી રહિત હોય, તેમની નિરંતર રક્ષા કરનારા હતા; તેમ જ અપરાધી પુરુષોના અપરાધનું તારતમ્ય સમજી તેમને યથાયોગ્ય શાસન આપનારા હતા. વળી રાજ્યકાર્યમાં કુશળ એવા આ મંત્રીઓ, બ્રાહ્મણ તથા ક્ષત્રિયોને પીડા ન કરતાં, અર્થાત્ કર વગેરેની ઉઘરાણી કર્યા વગર, રાજાના ભંડારને ધનથી ભરી નાંખતા હતા. તેઓ પવિત્ર, પરસ્પર એક બુદ્ધિવાળા (અન્યોન્ય વિરોધ વગરના) હતા. નગર તથા દેશના વૃત્તાંત સંબંધે વિચાર કરનારા આ મંત્રીઓને, તપાસ કરી જોતાં જણાતું કે, કોઇ પણ પુરુષ મિથ્યા બોલનાર, દુષ્ટ કે પરસ્ત્રીલંપટ નહોતો. પણ ઉલટું ઉત્તમ નીતિને લીધે સર્વ પ્રજા કોઇ પણ પ્રકારનાં દુઃખ વગરની અને પરમ શાંતિ સુખમાં વસેલી જણાતી હતી.[૧૨-૧૫] વળી આ પ્રધાનો સુંદર વસ્ત્ર ધારણ કરનારા ને સુંદર છતાં સાદાઇમાં પૂર્ણ હતા. તેઓ ઉત્તમ વ્રત નિયમોનાં આચરણ કરતા હતા. રાજાનું હિત કરવું એ જ તેમનું મુખ્ય કર્તવ્ય હતું. ન્યાયરૂપ દૃષ્ટિએ કરી તેઓ સદા જાગતા જ હતા.[૧૬] અને વિશેષમાં, પોતપોતાના આચાર્યોએ તથા રાજાએ, સર્વે મંત્રીઓ ગુણવાન્ હોવાથી તેમને માન્ય કરેલા હતા. તેઓ સ્વપરાક્રમે કરી એટલી બધી ખ્યાતિ પામેલા હતા કે, પારકા દેશોમાં પણ તેમની કીર્તિ વિસ્તારને પામી હતી.[૧૭] તેઓ તીક્ષ્ણ બુદ્ધિવાળા અને મહા ગુણવાન્ હોવાને લીધે નીતિશાસ્ત્રના સંધિ* તથા વિગ્રહ† આદિ વિષયોના તત્ત્વને જાણી લેનારા હતા. વળી તેઓ ત્રણ પ્રકારની સત્વ, રજ તથા તમ એ ત્રણ ગુણવાળી સંપદાવાળા‡ હતા.§[૧૮] સર્વે મંત્રીઓ, કરેલા મંત્રને હરેક રીતે ગુપ્ત રાખવામાં સમર્થ હતા, અને અનેક પ્રકારના વિચારો કરવામાં પોતાની બુદ્ધિ કામે લગાડવા તત્પર હતા, તથા નીતિશાસ્ત્રના સર્વ તત્ત્વોને જાણનારા અને નિરંતર પ્રિય બોલનારા હતા.[૧૯]

એ પ્રમાણેના સર્વગુણસંપન્ન, ઉપર કહેલા આઠ મંત્રીઓ તથા વસિષ્ઠાદિ આઠ ઋત્વિજ મંત્રીઓ સહિત, દશરથ રાજા અયોધ્યા નગરીમાં રાજ્ય કરતા હતા.[૨૦] એ દશરથ રાજા પોતે નિષ્પાપ, ત્રણે લોકમાં વિખ્યાત, ચતુર, સંગ્રામમાં સત્ય પ્રતિજ્ઞાવાળા, પુરુષ માત્રમાં સિંહ સમાન અને મિત્રોવાળા હતા. તે પોતાના, તેમ જ પારકા દેશોના જાણવા લાયક સર્વ વૃત્તાંતો, નિરંતર દૂતોદ્વારા જાણી લેતા હતા. પ્રતાપી દશરથરાયે પૃથ્વીપરના સર્વ રાજાઓને નમાવી દીધા હતા. તેમણે પોતાના પ્રતાપથી ચોર અને શત્રુઓનો જડમૂળથી નાશ કીધો હતો. અધર્મનો સર્વથા ત્યાગ કરી સદ્ધર્મવડે, જેમ દેવોનો પતિ ઇંદ્ર સ્વર્ગનું પાલન કરે છે, તેમ મહાપ્રતાપી દશરથ રાજા, આ પૃથ્વીનું પાલન કરતા હતા. તેમનાં બળ પરાક્રમ સમાન કોઇપણ શત્રુ નહોતો, તો પછી પોતાના કરતાં અધિક તો ક્યાંથી જ હોય?[૨૧-૨૩]

એવી રીતે અનેક કાર્યોના વિચાર કરવામાં, તેમ જ તેવડે થનારું હિત કરવામાં તત્પર, સૌ વાતે કુશળ, મહાસમર્થ અને રાજાપર પ્રીતિવાળા ઉપર વર્ણવેલા મંત્રીઓથી પ્રતિદિન વિંટાઇ સભામાં બેસતા રાજા દશરથ, જેમ તેજોમય કિરણો સહિત ઉદય થયેલો સૂર્ય ઉદયાચળપર પ્રકાશ પામે છે, તેમ રાજસભાની મધ્યે પ્રકાશી રહેતા હતા.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સાતમો સર્ગ સંપૂર્ણ.**

---

* રાજાઓએ યુદ્ધ કરવાનો વિચાર છોડી દઈ પરસ્પર સંપ કરી મળી જવું તે. † યુદ્ધ જારી રાખવું-વધારવું તે. ‡ સુખ સંપત્તિ-વૈભવ. § જેમ કે શિષ્ટ જનોનું પાલન કરતી વખતે સાત્વિક સંપત્તિ, દુષ્ટોને દંડ દેતી વેળાએ તામસી, અને નાના પ્રકારના વૈભવો ભોગવતી વેળાએ રાજસી સંપત્તિનો ઉપયોગ કરતા હતા.

# ઋષ્યશૃંગાખ્યાન.

## સર્ગ ૮ મો.

### અશ્વમેધ યજ્ઞનો વિચાર.

એવા પ્રભાવવાળા મહાત્મા દશરથ રાજાએ પુત્ર પ્રાપ્તિ માટે ઘણુંક તપ કર્યાં છતાં પણ તેમને વંશવૃદ્ધિ કરનાર પુત્ર થયો નહિ.[1] વારંવાર ચિંતન કરતાં તેમના મનમાં એમ વિચાર થયો કે, 'રે, પુત્ર પ્રાપ્તિ માટે બીજાં ફાંફાં મારવા કરતાં અશ્વમેધ યજ્ઞ જ હું કાં કરતો નથી?'[2] એમ વિચારી પોતાના સર્વ પ્રધાનો સાથે તેમ કરવાનો નિશ્ચય કર્યો; અને પછી સર્વ મંત્રીઓમાં મુખ્ય ગણાતા સુમંત્ર મંત્રીને ઉદ્દેશીને દશરથ રાજેંદ્રે કહ્યું, "સુમંત્ર! આપણે હવે એ વાતની ઢીલ કરવી જોઇતી નથી. માટે તું સત્વર આપણા સર્વે પુરોહિતોને તથા રાજ્યગુરુને અહીં તેડી લાવ."[3–4] આ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી સુમંત્ર મંત્રી ઋષિમંડળમાં ગયો, અને ત્યાંથી સુયજ્ઞ, વામદેવ, જાબાલિ, કાશ્યપ તથા રાજગુરુ વસિષ્ઠજી વગેરે વેદના પારને જાણનારા બ્રહ્મર્ષિઓને બોલાવી લાવ્યો.[5] ઋષિઓ રાજસભામાં આવ્યા પછી રાજાએ સિંહાસનપરથી ઉભા થઈ તેમને સાદર માન આપ્યું; અને તેમનું યથાવિધિ પૂજન કરી, આસનો આપી, તેઓ પ્રત્યે ધર્મ તથા અર્થ સહિત મંજુલ વાણીથી આ પ્રમાણે કહ્યું;[6–7] "હે ઋષિવરો! આપ જેવા મહાત્માઓની કૃપાથી મને રાજ્યવૈભવાદિ સંપૂર્ણ સુખ છે; પરંતુ એકપણ પુત્રરત્ન ન હોવાથી તે માટે વારંવાર વિલાપ કરતાં મને રાજ્યાદિકથી કશું સુખ પ્રાપ્ત થતું નથી. માટે હે મુનિવરો! એ કારણથી મારી મતિ એવી થઈ છે કે, પુત્રપ્રાપ્તિ અર્થે અશ્વમેધ યજ્ઞ કરું.[8] હે મુનિશ્રેષ્ઠો! હું શાસ્ત્રવિધિવડે તે યજ્ઞ કરવા ઇચ્છું છું; તો કહો મને કે, હું કેવા આચરણે કરી મારી તે કામના સફળ કરી શકીશ?"[9]

રાજાનાં એ પ્રમાણેનાં વચન સાંભળી, વસિષ્ઠાદિ સર્વ મહર્ષિઓએ તેને ધન્યવાદ આપ્યો, ને તેનાં વચનો માન્ય કરી તે પ્રત્યે કહ્યું; "હે રાજા દશરથ! ધન્ય છે તને, કે તારા મનમાં આવી ધર્મિષ્ઠ બુદ્ધિ ઉત્પન્ન થઈ છે; કારણ કે એથી અવશ્ય તું મહા ગુણવાન્ પુત્રને પામશે. તું સરયૂ નદીને તીરે યજ્ઞભૂમિ તૈયાર કરાવ, યજ્ઞને માટે એકવીશ યૂપાદિ સાહિત્યો તૈયાર કરાવ, તેમ જ યજ્ઞના અશ્વને પૃથ્વીમાં અટણ કરવા છૂટો મૂકી દે!"[10–12] એ પ્રમાણેનાં યોગ્ય, તેમ જ પોતાના મતને પુષ્ટિ આપનારાં ઋષિઓનાં વચન સાંભળી રાજા બહુ સંતોષ પામ્યો,[13] ને હર્ષવ્યાકુલલોચનથી તુરત પોતાના અમાત્યોને આજ્ઞા કરતાં જણાવ્યું કે; "મારા ગુરુઓની આજ્ઞા થઈ છે, માટે હવે આળસ ન કરતાં તમે સૌ યજ્ઞમાં જોઇતાં સર્વ સાહિત્યો તૈયાર કરાવો; ને રક્ષા કરવા માટે ચારસો સમર્થ રાજપુત્રો (ક્ષત્રિય યોદ્ધાઓ) તથા પ્રધાનો સહિત યજ્ઞાશ્વને પૃથ્વીપર ફરવા મૂકી દ્યો. વળી સરયૂ નદીના ઉત્તર તટપર યજ્ઞશાળા તૈયાર કરાવો; વળી વિઘ્નને દૂર કરે એવા ક્રમે તથા શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે શાંતિકર્મ કરાવો. જો આ ઉત્તમ અશ્વમેધ યજ્ઞમાં કોઈ જાતનો અપરાધ ન થાય, અર્થાત્ તેમાં કરવાના વિધિ કે ક્રિયાનો લોપ ન થાય, તો તો તે સૌએ કરવો સુલભ છે. પણ તેમ બની શકવું મુશ્કેલ છે. કેમકે યજ્ઞતંત્રને સારી રીતે જાણનારા બ્રહ્મરાક્ષસો* વિદ્વાન્ હોવાથી, યજ્ઞમાં થતી ભૂલચૂક સદંતર ખોળ્યા જ કરે છે;[14–17] અને લગાર પણ ભૂલ થતી તેમના જોવામાં આવી તો તેઓ ફાવી જાય છે, ને લાગલા જ તેમાં પ્રવેશ કરી તેની વૃદ્ધિ કરે છે, ને તેથી તે યજ્ઞ ભ્રષ્ટ થયા વગર રહેતો નથી; માટે જ કોઇથી તે યજ્ઞ સંપૂર્ણ થઈ શક્તો નથી. વળી એમ વિધિ રહિત યજ્ઞ કરનાર પણ તુરત નાશ પામે છે. માટે જેમ અને તેમ આપણો યજ્ઞ વિધિપૂર્વક સમાપ્ત થાય તેમ તમે સૌ અંતઃકરણપૂર્વક યત્ન કરો. કારણ કે તેમ કરવા માટે તમો સૌ સમર્થ છો."[18–19]

રાજાનું એવું વચન સાંભળી સર્વ પ્રધાનોએ તે ઘણા આદરથી માન્ય કર્યું, અને તેમ કરવા માટે બહુ ઉત્સાહ પ્રદર્શિત કીધો. પછી રાજાએ તેડાવેલા તે સર્વ ધર્મવેત્તા મહર્ષિઓ તેને આશીર્વાદ આપી તથા તેની આજ્ઞા લઈ પોતપોતાનાં સ્થાન પ્રત્યે ગયા. તે પછી પાસે બેઠેલા સચિવને પુનઃ યજ્ઞ કાર્ય માટે સારી સૂચનાથી પ્રેરણા કરી, તેને પણ જવાની આજ્ઞા આપી. પછી સભા વિસર્જન કરીને મહામતિ દશરથ રાજાએ પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[20–23]

રણવાસમાં જઈ દશરથે પોતાની સર્વ રાણીઓને કહ્યું; "હું પુત્રપ્રાપ્તિ માટે અશ્વમેધ યજ્ઞ કરું છું, માટે તમે સૌ યજ્ઞની દીક્ષા લેવાને તત્પર થાઓ." એવાં દશરથરાયનાં હૃદયને હર્ષ ઉપજાવે તેવાં વચન સાંભળીને, પુત્રની ઇચ્છાવાળી તે સર્વ સુંદરીઓનાં વદન,

---

* રાક્ષસપણાને પામેલા બ્રાહ્મણો; અર્થાત્ યજ્ઞાદિક કર્મકાંડ ન જાણનારા બ્રાહ્મણો.

વસંતઋતુના કમળની પેઠે પ્રફુલ્લિત થઇ બહુ શોભવા લાગ્યાં.[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં આઠમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૯ મો.

### ઋષ્યશૃંગ જન્મકથા.

દશરથ રાજાનો પુત્રપ્રાપ્તિ માટે અશ્વમેધ યજ્ઞ કરવાનો નિશ્ચય જોઈ સુમંત્ર નામના સૂતે* તેને કહ્યું; "મહારાજાધિરાજ! આ સંબંધે મેં પુરાણોમાંનો એક જૂનો ઇતિહાસ સાંભળ્યો છે, જે હું આપને સંભળાવું છું, તે સાંભળો.–[૧] ઋત્વિજોએ અશ્વમેધ યજ્ઞ કરવારૂપ પુત્ર પ્રાપ્ત થવાનો ઉપાય તમને કહ્યો. તે સંબંધે મેં કંઈ વિશેષે સાંભળ્યું છે. પૂર્વે તે ઋષિઓપ્રતિ સનત્કુમારે તમને પુત્રપ્રાપ્તિ થવા માટેનું ભવિષ્ય વૃત્તાંત આ પ્રમાણે કહ્યું હતું.[૨–૩]

"કાશ્યપ ઋષિના પુત્ર વિભાંડક ઋષિ છે. તેમને ઋષ્યશૃંગ નામે પુત્ર થશે. તે મુનિ વનમાં જ વૃદ્ધિ પામી નિરંતર ત્યાં જ ફર્યા કરશે.[૪] તે પિતાની સાથે સદા વનમાં જ રહેવાથી સંસારમાંનું બીજું કશું પણ જાણી શકશે નહિ. વળી તે, લોકોમાં પ્રસિદ્ધ, તેમ જ બ્રાહ્મણોએ કહેલાં બે પ્રકારનાં બ્રહ્મચર્યવ્રત પાળશે. તેમાંનું મેખલા તથા મૃગચર્મ ધારણ કરવા રૂપ એક, ને ઋતુકાળ વગર સ્ત્રીનું ગમન ન કરવું એ બીજું.[૫] એ પ્રમાણે વર્તતાં તેને પોતાના હોત્રના અગ્નિની તથા પોતાના પિતાની નિત્ય શુશ્રૂષા કરતાં વનમાં જ કેટલોક સમય વહી જશે. તેવામાં અંગ દેશને વિશે પ્રતાપી ને જગપ્રસિદ્ધ રોમપાદ નામે બળવાન્ રાજા થશે. તેના ચિત્તમાં કોઈ સમયે ધર્મનો અનાદર થવાથી તે અંગ દેશમાં અનાવૃષ્ટિ થવાને લીધે લોકોને પીડાકારી મોટો દુકાળ પડશે.[૬–૮] તેથી સર્વ પ્રજાને દુ:ખી થતી જોઈ તે રોમપાદ રાજાને બહુ ખેદ થશે; ને તેથી તે, વેદાધ્યયન, કરતાં જ વૃદ્ધ થયેલા બ્રાહ્મણોને બોલાવી પૂછશે કે; 'હે ઋષિઓ! તમોએ મારા દેશમાં અનાવૃષ્ટિ થવાનાં કારણરૂપ કંઈ મારો દોષ સાંભળ્યો હશે, કારણ કે, તમે સર્વ લોકવ્યવહારમાં કુશળ છો;[૯–૧૦] ને જો તેમ હોય તો તે મારો દોષ નિવારણ થવા માટે મને પ્રાયશ્ચિત્ત કે નિયમરૂપ ઉપાય દર્શાવો.' ત્યારે તે બ્રાહ્મણો સર્વ તેને કહેશે કે; 'હે રાજન્! વેદના પારને પામેલા વિભાંડક ઋષિનો પુત્ર ઋષ્યશૃંગ નામે છે, જે જન્મથી જ બ્રહ્મચારી વેશે વનમાં વિચરે છે, તેને જો હરકોઇ ઉપાયથી અહીં બોલાવીને તારી શાન્તા નામની કન્યા વિધિપૂર્વક પરણાવશે તો તારા દેશમાં વૃષ્ટિ થશે.'*

"બ્રાહ્મણોનાં એવાં વચન સાંભળવાથી રાજાને તેમ કરવાનો નિશ્ચય થશે.[૧૧–૧૩] પણ જિતેંદ્રિય, તેમ જ વિદ્યા, વ્રત ને તપ વગેરે બળવાળા ઋષ્યશૃંગને કેવી રીતે અહીં બોલાવી લાવવો, એમ તેને ચિંતા થશે.[૧૪] પછી તે રાજા પોતાના પુરોહિત તથા અમાત્યોને બોલાવી તેમનો સત્કાર કરી, તેઓને તે ઋષિપુત્રને તેડી લાવવાનું કહેશે.[૧૫] ત્યારે તેઓ તેના કહેવા પ્રમાણે કાર્ય બનવું અશક્ય હોવાથી ખેદ પામી નીચાં મુખ કરીને તેને કહેશે કે, 'હે મહારાજ! ઋષ્યશૃંગના પિતા વિભાંડકનો અમને બહુ ભય છે, તેથી અમે પોતે એ કાર્ય કરી શકીએ તેમ નથી, માટે અમારા તે અપરાધને આપ ક્ષમા કરશો.[૧૬] પણ એક બીજો ઉપાય છે, તે યોજવાથી આપણો મનોરથ સફળ થશે. તે એ કે, એ મુનિ સંસારસુખથી તદ્દન અજાણ્યા છે; પણ બ્રહ્મચર્યવ્રત પાળનાર ઋષિપુત્રને સ્ત્રીઓથી મોહ પમાડી ભોળવીશું, તો તે અહીં આવશે. માટે આપણા પુરમાંથી ઉત્તમ હાવભાવ દર્શાવનારી, લાવણ્યસંપન્ન વેશ્યાઓને અમે વનમાં મોકલીશું. તેઓ તેને મોહપાશમાં નાંખી જરૂર અહીં લઇ આવશે.' પ્રધાનોનાં એવાં વચન સાંભળી, રાજા, ગણિકાઓને મોકલી ઋષ્યશૃંગને પોતાના પુરમાં બોલાવી લેશે, ને પોતાની કન્યા તેને પરણાવશે; એટલે ઇંદ્ર તેના દેશમાં વૃષ્ટિ કરશે."[૧૭–૧૮]

"હે મહારાજ! એ પ્રમાણે પૂર્વે સનત્કુમારે કહેલી કથા મેં તમને કહી. એ રોમપાદ રાજા તમારા મિત્ર છે, ને તેમના જમાઈ તે તમારા જમાઈ જેવા જ છે. માટે તેમને અહીં બોલાવો, એટલે તે તમને પુત્રપ્રાપ્તિ અર્થે યજ્ઞ કરાવશે."[૧૯] એ પ્રમાણે સુમંત્રનું કહેવું સાંભળીને દશરથને બહુ હર્ષ થયો, ને તેણે સુમંત્રને કહ્યું; "કેવી રીતે રોમપાદ રાજા ઋષ્યશૃંગને પોતાને ત્યાં લાવ્યો, તે સર્વ ઇતિહાસ તું મને વિસ્તારથી ફરી કહી સંભળાવ."[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં નવમો સર્ગ સંપૂર્ણ.**

---

* એ સુમંત્ર, રાજાના બંને કાર્યોમાં આવતો હતો–મંત્રીપણું પણ કરતો, અને સૂતપણું કરી ખાસ રાજાનો રથ પણ હાંકતો હતો. માટે જ એને 'સુત' એમ કહેલો છે.

* એમ કહેવાનું કારણ એ કે શુદ્ધ બ્રહ્મચર્ય જેણે પાળ્યું હોય, તેને કન્યા આપવાથી એ દોષનું નિવારણ થાય છે.

## સર્ગ ૧૦ મો.

## ઋષ્યશૃંગ ને શાન્તાનાં લગ્ન.

એ પ્રમાણે દશરથ રાજાની આજ્ઞા થવાથી સુમંત્રે ઋષ્યશૃંગનું આખ્યાન આ પ્રમાણે કહેવા માંડ્યું.–

"રોમપાદ રાજાના પ્રધાનો ઋષ્યશૃંગને જે ઉપાય સાધી પોતાના નગરમાં લાવ્યા, તે મેં આપને સંક્ષેપ માત્રમાં જ કહ્યું છે. પણ હવે આપ, અને આ સર્વ પ્રધાનોને તે સઘળું વિસ્તારપૂર્વક હું કહું છું તે શ્રવણ કરો. રોમપાદ રાજાએ પોતાના ધર્મનો લોપ કરવાથી થયેલા દોષનું પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણોને બોલાવી પૂછ્યું, ને તેઓ ઋષ્યશૃંગને પોતાના નગરમાં બોલાવી, પોતાની કન્યા આપવા માટે રોમપાદને ભલામણ કરી વિદાય થયા. ત્યાર પછી તેણે પોતાના સર્વ પ્રધાનો તથા પુરોહિતોને એકત્ર કરીને કહ્યું; 'આપણે ઋષ્યશૃંગને અહીં લાવવા સંબંધી જે વિચાર કર્યો તે મિથ્યા છે. કારણ કે તે ઋષિ સદા વનમાં જ ફરનાર, તપસ્વી, વેદ ભણનાર અને સ્ત્રી સંબંધી વિષય સુખથી કેવળ અજાણ છે.'[૧-૪] એ સાંભળી પ્રધાનો બોલ્યા; 'પ્રાણીમાત્ર જેની ઇચ્છા કરે છે, તથા જેથી પુરુષનું ચિત્ત મોહ પામી વશ થાય છે એવા ઇંદ્રિયોના વિષયો, દિવ્ય ગાયનાદિક, તેમ જ મિષ્ટ ખાનપાનાદિકથી અમે તે ઋષિકુમારને પુર પ્રત્યે તેડી લાવીશું;[૪] માટે એક ઉપાય કરવાનો આપ સત્વર યત્ન કરો! તે ઉપાય આ છે કે, આપણા નગરમાં લાવણ્યવતી, શ્રેષ્ઠ અલંકાર તથા વિચિત્ર વસ્ત્રો ધારણ કરનારી અને સર્વ કળા કૌશલ્ય, તેમ જ ગાયનાદિકમાં કુશળ ગણિકાઓ છે, કે જેમનો આપ વારંવાર અલંકારો ને અન્નપાનાદિકના પદાર્થોથી સત્કાર કરતા આવ્યા છો, તેમને વિભાંડકના આશ્રમ વિષે મોકલો; કારણ કે તે અબળાઓ અનેક પ્રકારના ઉપાયથી–હાવભાવથી મોહ પમાડી, તે ઋષિકુમારને અહીં (છળી) લાવશે!'[૫]

"એ સાંભળી રોમપાદે એ કાર્યવિષે પોતાના મુખ્ય પુરોહિત (રાજગુરુ)ની સંમતિ લીધી. તે સંમત થતાં જ તેણે પ્રધાનોને તેમ કરવાની આજ્ઞા આપી.[૬] પ્રધાનોએ વેશ્યાઓને એકત્ર કરી, તેમને સઘળી વાતથી જાણીતી કર્યા પછી કહ્યું; 'તમે શૃંગવેર નામના નગરથી થોડેક દૂર આવેલા અરણ્યમાં વિભાંડક ઋષિના આશ્રમ પ્રત્યે જાઓ, કે જ્યાં તે ઋષિના પુત્ર ઋષ્યશૃંગ વસે છે. ત્યાં તમારી ગાયનાદિક કળાઓનો યથાર્થ ઉપયોગ કરી તે ઋષિકુમારને ભોળવી આપણા નગરમાં લઈ આવો.'

'પછી તે સર્વ વેશ્યાઓ, પ્રધાનોની આજ્ઞાને મસ્તકપર ચઢાવી શૃંગવેર નગરના અરણ્યમાં ગઈ, ને ત્યાં આવેલા વિભાંડક ઋષિના આશ્રમની નજીક જ એક વાડીમાં મુકામ કર્યો. ત્યાં રહી તેઓ તે ધીર, વિદ્વાન્, તથા નિત્ય આશ્રમમાં જ રહેનારા ઋષિપુત્રને નજરે જોવા સારુ ઘણો યત્ન કરવા માંડી, પણ તે મિથ્યા.[૭] તે ઋષિપુત્ર પોતાના પિતાના ઘણા સ્નેહથી તથા તેમણે લડાવેલા ઘણા લાડથી આશ્રમની બહાર ક્યાંય પણ જતો નહોતો.[૮] વળી તેણે જન્મ્યા પછી અદ્યાપિ સૂધી કોઇ દિવસ સ્ત્રી કે પુરુષ વગેરે ગ્રામ્ય અથવા નાગરિક મનુષ્ય, કે હાથી, ઘોડા, ઊંટ ઇત્યાદિ પશુઓ પણ જોયાં નહતાં, તેથી તેવું કદાચ તેના જોવામાં આવતું, તો તેને બહુ નવાઇ લાગતી, અને તે પરમ હર્ષથી તેનું એકચિત્તે અવલોકન કરતો હતો.[૯]

"એક દિવસે તેના પિતા તેને આશ્રમમાં મૂકી કંઇ કાર્ય સારુ વનમાં ગયા. તે પોતે એકલો હોવાથી આશ્રમમાંનાં પુષ્પવૃક્ષોને નિહાળતો નિહાળતો આમ તેમ ફરવા લાગ્યો. નાના પ્રકારનાં ખીલેલાં પુષ્પો હાથમાં લઈ સુગંધ લેતો લેતો તે આશ્રમથી થોડેક બહાર આવ્યો ને વનની દિવ્ય રચના અવલોકન કરવામાં ગુંથાયો. તેવામાં તેના કાનને અત્યંત મીઠા લાગતા ગાયનના સુસ્વરનો ધ્વનિ, પોતાની નજીકમાં જ થતો હોય તેમ સંભળાયો. એથી ચકિત થઇ તેણે આમતેમ નજર ફેરવવા માંડી, ને જેણી ગમથી તે હૃદય પીગળાવતો મધુર મંજુલ સ્વર આવતો હતો, તે બાજુએ જવા માંડ્યું. જ્યાં તે થોડેક દૂર જાય છે, ત્યાં તો એક સુંદર વાડી, કે જ્યાંથી તે મધુર સ્વર આવતો હતો, ત્યાંના કુમળાં વૃક્ષોના સમૂહની શીતળ છાયા નીચે, અનેક પ્રકારના વિચિત્ર વસ્ત્રાલંકારોથી સુશોભિત કેટલીક સ્ત્રીઓનું ટોળું તેના જોવામાં આવ્યું. તેને જોતાં જ તે આશ્ચર્યચકિત થઈ ગયો. ઉત્સાહભેર તેણે તે ટોળા સમીપ જવા માંડ્યું. ત્યાં નજીક જઈ જુવે છે તો તે સ્ત્રીઓ, કે જે રોમપાદ રાજાએ મોકલેલી ગણિકાઓ હતી તેઓ, ઘણા હાવભાવથી ગાન કરતી તેના સામી ગઈ અને મીઠાં મીઠાં મધુરાં વચનો કહીને તેને પોતાના નિવાસસ્થાનમાં લઈ આવી. તેઓએ તેને બહુ વિનયયુક્ત હૃદયભેદક શબ્દોથી આદર આપી પૂછ્યું;[૧૦-૧૧] 'હે બ્રહ્મન્! આપ કોણ છો? શી જ્ઞાતિ છો? કોના પુત્ર છો? આપનું નામ શું છે? વળી નાના પ્રકારના વૈભવ તથા રૂપાદિ વિષયોવાળાં ગામ, નગર ઇત્યાદિથી દૂર આ મનુષ્ય વગરના અરણ્યમાં એકલા રહી

આપ શું કરો છો? તે અમે સાંભળવા ઇચ્છીએ છીએ, માટે કૃપા કરી અમને કહો.'૧૨

"ગણિકાઓનાં એવાં મધુર વચન સાંભળી ઋષ્યશૃંગ, કે જેણે પૂર્વે વનમાં આવી શ્રેષ્ઠ સૌન્દર્યવતી સ્ત્રીઓને કદી જોઇ નહોતી, તેથી તેમને જોવા માત્રમાં જ જેને સ્નેહ ઉત્પન્ન થયો હતો, તે સ્નેહને લીધે તેને તેઓ પ્રત્યે સંભાષણ કરવાની ઉત્કંઠા થઈ.૧૩ ઋષ્યશૃંગ બોલ્યો; 'મારા પિતાનું નામ વિભાંડક છે, ને તેમનો હું ઔરસ* પુત્ર છું; ઋષ્યશૃંગ મારું નામ છે તથા જગતમાં પ્રસિદ્ધ કાર્ય જે તપશ્ચર્યા એ મારું કર્મ છે.૧૪ અને હે શ્રેષ્ઠ દેખાવવાળાઓ!† આ સમીપ દેખાય છે, તે મારે રહેવાનો આશ્રમ છે; માટે તમે સર્વે ત્યાં ચાલો. હું તમારું સર્વનું વિધિયુક્ત પૂજન કરીશ.'૧૫

"આ સાંભળી તે સર્વ અંગનાઓ જેને ઇચ્છતી હતી, તે ઋષ્યશૃંગ જ આપોઆપ અહીં પધારેલો છે, અને તેને જોવાનો, તેમ જ તેની સાથે ભાષણાદિ કરવાનો તેમનો હેતુ આપોઆપ જ સિદ્ધિને પામ્યો છે એમ જાણી, તેઓ અંતઃકરણમાં ઘણો આનંદ પામી; તથા તે ઋષિપુત્રના આગ્રહથી તેનો આશ્રમ જોવાની ઇચ્છા થતાં, સઘળી તેની જોડે તેના આશ્રમ પ્રત્યે ગઈ.૧૬ પોતાના આશ્રમમાં આવે તેનું આદરાતિથ્ય કરવું એ વિવેકને લીધે, ઋષ્યશૃંગે તે સઘળી ગણિકાઓની પૂજા કરી તથા વનમાંથી આણેલાં સુંદર પકવ ફળો તથા જળ વગેરે તેમના આગળ મૂકીને તે તેમને ખાવાનું કહ્યું.૧૭ ઋષ્યશૃંગે કરેલા તેમના પૂજાદિ આદરસત્કારનો તેમણે સ્વીકાર કર્યો; અને ઋષિપુત્રનાં આવાં નિર્દોષપણાંને જોઈ તેઓ બહુ સાનંદાશ્ચર્ય પામી. પણ તેમના મનમાં ભય માત્ર એ જ ખટકી રહ્યો હતો કે, રખેને વિભાંડક ઋષિ આપણને દેખે; ને તેમ થશે તો આપણું સત્યાનાશ વાળી નાંખશે. માટે હવે અહીં વધારે સમય ગાળવામાં માલ નથી, એમ ધારી તેમણે ત્યાંથી ઝટ્પટ નીકળી જવાનો નિશ્ચય કીધો,૧૮ ને તુરત તે ઋષિપુત્રને ગાઢ આલિંગન કરી, પોતાની પાસેથી અનેક પ્રકારના સ્વાદવાળા ને નાના પ્રકારનાં વસાણાંઓની સુગંધથી મઘમઘી રહેલા મોદક કાઢીને આપ્યા, ને તે સાથે કહ્યું કે, 'હે દ્વિજ! હે નિર્દોષ ઋષિપુત્ર! તમારું કલ્યાણ થાઓ, ને આ અમારાં પણ સ્વાદિષ્ઠ ફળ છે તે તમે લઈ, વિલંબ કર્યા વગર આરોગો.'૧૯

"ઋષ્યશૃંગે ખરેખર એ મોદકને ફળ જ માની ગ્રહણ કીધા, ને તે ખાઇ પોતે તો શું, પણ વનમાં રહેનારા કોઇએ પણ કદી આવાં સ્વાદિષ્ઠ ફળ ચાખ્યાં નહિ હોય, એમ ધારી તેને બહુ સાનંદાશ્ચર્ય થયું. હવે પોતાનો પેચ લાગુ પડ્યો જાણી આનંદ પામી તે સર્વ નાયિકાઓએ વિભાંડક ઋષિના ભયને લીધે ત્યાંથી જવા માટે ઋષિપુત્રની આજ્ઞા માગી, અને 'અમારે પણ કોઈ વ્રતનું આચરણ કરવું છે તેથી જઈએ છીએ' એમ તેને સમજાવી ત્યાંથી ચાલી નીકળી, સત્વર પોતાના નિવાસસ્થાન પ્રત્યે આવી પહોંચી.૨૦-૨૨

"એ પ્રમાણે પોતાની પાસેથી એ વિચિત્ર વેશવાળી નવયૌવનાઓ જતી રહેવાથી ઋષ્યશૃંગને બહુ ખેદ થયો. તેનું મન બહુ અસ્વસ્થ થઈ ગયું.૨૩ તેને સતત ચિંતન થવા માંડ્યું કે; 'અહો! મારે ત્યાં આવનાર અતિથિઓ કેવા સુંદર કાંતિમાન્ અને વિચિત્ર, તેમ જ નાજુક વેશવાળા હતા! અરે! તેઓ કેમ જતા રહ્યા? ફરી મને તેઓ ક્યારે મળશે?' આવી રીતે બહુ વ્યાકુળ થવાથી તે ત્યાંથી ઉઠીને આમ તેમ ફાંફાં મારતો આશ્રમમાંથી બહાર જ્યાં જાય છે, એવામાં પોતાના પિતાને વનમાંથી આવતા જોઈ, તે સઘળું ભૂલી જઈ પાછો આશ્રમમાં આવી બેઠો.

"બીજે દિવસે પોતાના પિતાના બહાર જવા પછી ઋષ્યશૃંગને પૂર્વ દિવસના સર્વ વૃત્તાંતનું સ્મરણ થયું. તે ગણિકાઓનાં દર્શનસ્પર્શાદિ કરવાની મનમાં ઉત્કંઠા થવાને લીધે, તથા વારંવાર તેઓનું જ હૃદયમાં ચિંતન થવાને લીધે તે ત્યાંથી ઉઠ્યો, ને આશ્રમમાંથી બહાર આવી, પૂર્વ દિવસે તેણે જે ઠેકાણે પરપુરુષનાં મનને જાણનારી તથા હરણ કરનારી ને ઉત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરનારી તે નાયિકાઓનું ટોળું જોયું હતું, તે તરફ જવા માંડ્યું. તેને ત્યાં આવતો જોઈ ગણિકાઓ બહુ હર્ષ પામી. તુરત વિનયથી તેના સામી જઈ રુડા હાવભાવથી તેને પોતાના સ્થાનમાં તેડી લાવી. ત્યાં ઋષિપુત્રને ઉત્તમ આસન આપી બેસાડ્યો ને તે સઘળી અનેક તરેહના મુગ્ધ કામોદ્દીપન ભાવો દર્શાવતી તેના શરીરને પોતાના કોમળ અંગોનો સ્પર્શ કરી કરીને વિંટાઈ વળી. પછી પૂર્વ દિવસની પેઠે નાના પ્રકારના મોદક આદિ પદાર્થો તેના આગળ લાવી મૂક્યા, ને વળી કહ્યું; 'હે દ્વિજવર! આ ભાત ભાતનાં સ્વાદિષ્ઠ ફળોનું આપ ભક્ષણ કરો: પણ હે ઋષિપુત્ર, આ તો શું! પણ આપ જો

* વિવાહથી પરણેલી સ્ત્રીનાં સંતાનો ઔરસ કહેવાય છે. વગર પરણેલીનાં સંતાન તે અનૌરસ.

† એ સ્ત્રીઓ છે એમ જ્ઞાન ન હોવાને લીધે તેમને વિચિત્ર અલંકારો ધારણ કરેલા ઋષિપુત્રો કિંવા કંઈ વિલક્ષણ વસ્તુઓ સમજીને એમ મોઘમ જ—"હે શ્રેષ્ઠ દેખાવવાળાઓ!" એમ કહે છે.

અમારા મૂળ નિવાસસ્થાન પ્રત્યે પધારો તો આના કરતાં બીજાં અનેક પ્રકારનાં સ્વાદિષ્ઠ ફળ મૂળાદિ તમને પ્રતિ દિવસે ભક્ષણ કરવા સારુ અવશ્ય મળી શકશે.'૨૪-૨૭

"એ પ્રમાણે હૃદયને અત્યંત પ્રિય લાગતાં તે નગરનારીઓનાં વચન સાંભળીને ઋષ્યશૃંગને બહુ આનંદ થયો, ને તેનું મન તેઓનો મુખ્ય આશ્રમ જોવા માટે ઉત્કંઠિત થયું. તેથી તેણે કહ્યું; 'તમારું મુખ્ય નિવાસસ્થાન મને દેખાડો. હું તે જોવા આવીશ.' આથી તે નગરસુંદરીઓ ઘણી રાજી થઈ ને કંઈ પણ વિલંબ ન કરતાં ઋષિપુત્રને સંગે લઈ ત્યાંથી ચાલવા માંડ્યું. અમુક સમયે તેઓ રોમપાદના નગર સમીપ આવી પહોંચી.૨૮ ઋષ્યશૃંગનાં પવિત્ર પગલાં રોમપાદના નગરમાં થતાં જ ત્યાં ઇંદ્રે આખા જગતને હર્ષ ઉપજાવતાં પુષ્કળ વૃષ્ટિ કરી. ઘણા કાળથી જળવિના તલસતી ભૂમિને શાંત કીધી, તેથી સર્વત્ર આનંદ વર્તાઈ રહ્યો.૨૯

"વૃષ્ટિ સહિત આવેલા તે તપસ્વી ઋષિપુત્રને જોઈ, રાજા સામૈયું લઇ ઋષ્યશૃંગની સામે ગયો, ને તેને જોતાં જ અતિ નમ્રતાયુક્ત થઈ દંડવત્ નમસ્કાર કર્યા.૩૦ પછી અર્ધ્યપાદ્યઆદિથી વિધિયુક્ત તેનું પૂજન કરી, સ્તુતિ કરતાં કહ્યું; 'હે દ્વિજોત્તમ-હે ઋષિપુત્ર ! હું તમારો અપરાધી છું, પણ દયા કરી મારાપર પ્રસન્ન થાઓ. વળી બીજું હું એ માગું છું કે, તમારા પિતા વિભાંડકનો મારાપર ક્રોધ મા થાઓ.'૩૧ આ સાંભળી ઋષિપુત્ર પ્રસન્ન થયો, એટલે રાજાએ તેને પોતાના ગૃહ પ્રત્યે તેડી જવાની ઇચ્છા દર્શાવી. ઋષિપુત્રને લઈ આનંદથી રોમપાદ પોતાના રાજગૃહમાં આવ્યો, ને ઘણી ધામધુમ સાથે લગ્નનો સમારંભ માંડ્યો; તથા શાસ્ત્રમાં કહેલી વિવાહની સર્વ ક્રિયાઓને અનુસરીને રોમપાદે બહુ હર્ષથી પોતાની પુત્રી શાન્તાનાં લગ્ન ઋષ્યશૃંગ સાથે કીધાં.૩૨

"મહારાજ દશરથરાય ! એ પ્રમાણે રોમપાદ રાજાએ સર્વ વૈભવોવડે સત્કાર કરેલા તે મહાતેજસ્વી ઋષ્યશૃંગ, પોતાની શાન્તા નામની સ્ત્રી સહિત તે રાજાના નગરમાં નિવાસ કરી રહ્યા છે."૩૩

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં દશમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૧૧ મો.

## અયોધ્યામાં ઋષ્યશૃંગનું પધારવું.

સુમંત્ર બોલ્યો; "હે રાજેંદ્ર ! વળી પણ એક ભવિષ્યવાણી બુદ્ધિમાન્ સનત્કુમારે કહેલી મારા સાંભળવામાં આવી છે, જે હું આપને કહું છું:૧

"ઇક્ષ્વાકુના કુળમાં નિરંતર ધાર્મિક, શ્રીમાન્ તથા સત્ય પ્રતિજ્ઞાવાળો દશરથ નામે રાજા થશે.૨ તેને અંગદેશના અધિપતિ રોમપાદ સાથે મિત્રતા થશે, કે જે રોમપાદને શાન્તા નામની મહાભાગ્યશાળી કન્યા થશે.૩ તે કન્યાને પરમ બ્રહ્મચારી ઋષ્યશૃંગ પોતાની અર્ધાંગના કરશે. પછી કોઇ સમયે તે અંગરાજાના પુત્ર રોમપાદ પાસે જઇ મહાયશસ્વી દશરથરાય કહેશે કે,૪ 'હે ધર્માત્મા રોમપાદ ! હું નિઃસંતાન છું, તેથી કુળની તેમ જ ધર્મની વૃદ્ધિ થવા માટે, અશ્વમેધ યજ્ઞ કરવા ઇચ્છું છું. તે યજ્ઞ કરાવવામાં તારો જમાઈ ઋષ્યશૃંગ સમર્થ છે, તેથી જો તું તેને મારે ત્યાં આવવાની આજ્ઞા આપે તો તે આવીને મને સંપૂર્ણ યજ્ઞ કરાવે.'૫ એવા દશરથનાં વચન સાંભળી રોમપાદ વિચાર કરશે કે, મિત્રનું કાર્ય કરવું આવશ્યક છે; તેથી શાન્તા તથા તેણે પ્રસવેલા પુત્ર કૃષ્ણકેશ સહિત ઋષ્યશૃંગને દશરથ સાથે મોકલશે.૬ ત્યારે ધર્મજ્ઞ અને યશની કામનાવાળા નરેન્દ્ર દશરથ, તેઓને લઇ પોતાના પુરમાં આવશે. પછી પુત્ર, તેમ જ સ્વર્ગની પ્રાપ્તિ સારુ યજ્ઞનો આરંભ કરશે, ને તેમાં તે ઋષિવર ઋષ્યશૃંગનું વિનયપૂર્વક વરુણ કરશે.૭-૮ એ ઋષિવરની કૃપાથી તે પોતાની ઇચ્છિત કામનાઓ પામશે, ને તેને વંશનો વિસ્તાર કરનાર મહાપરાક્રમી તેમ જ સર્વ ભૂત પ્રાણીના આશ્રયરૂપ પ્રસિદ્ધ ચાર પુત્રો થશે.'૯-૧૦ હે નૃપતિ દશરથ ! એ પ્રમાણે પૂર્વે સત્યયુગ વિષે આ ભાવી વૃત્તાંત સનત્કુમારે કહેલું છે.૧૧ માટે હે પુરુષશાર્દૂલ ! આપ સૈન્ય તથા વાહનોસહિત જઇ રોમપાદને ત્યાંથી ઋષ્યશૃંગને સત્કારપૂર્વક અહીં તેડી લાવો."૧૨

એ પ્રમાણે વયોવૃદ્ધ,* બોલવામાં ચતુર સુમંત્રનાં વચન સાંભળી, દશરથને બહુ આનંદ થયો, ને તેમ કરવા માટે પોતાના ગુરુ વસિષ્ઠ ઋષિની સંમતિ લીધી.૧૩ પછી અંતઃપુરમાંથી પોતાની રાણીઓ, પ્રધાનો તથા બ્રાહ્મણોને સાથે લઇ કેટલાંક સૈન્ય સહિત દશરથ રાજા

* એ સુમંત્ર નામનો દશરથરાયનો પ્રધાન અનેક યુગોથી વિદ્યમાન હતો. રામાયણતિલક નામની વ્યાખ્યામાં अनेकयुगवृद्धो सुमंत्रः એ વચન પ્રસિદ્ધ છે.

ઋષ્યશૃંગને તેડવા જવા માટે તૈયાર થયા, ને ધીમે ધીમે માર્ગમાંનાં અનેક વન તથા નદીઓને એક પછી એક જોતા તથા પાછળ મૂકતા અંગદેશ પ્રત્યે જઇ પહોંચ્યા.[૧૪-૧૫] દશરથરાયના આગમનની ખબર પડવાથી, રોમપાદ પોતાના મિત્રને સામૈયે ગયો. તેને રુડી રીતે તેમનો સત્કાર કરી નગરમાં આણ્યા. પોતાના પ્રિય સખાની ભેટ થવાથી અતિ આનંદ પ્રાપ્ત થવાને લીધે બહુ આદરયુક્ત તેમની યથાયોગ્ય પૂજા કરી. ત્યાં રોમપાદની સભામાં તેની સમીપ વિરાજેલા અગ્નિ સમાન તેજસ્વી ઋષ્યશૃંગનાં દશરથે દર્શન કીધાં. તે વખતે રોમપાદે પોતાનું દશરથ સાથેનું ગાઢ સખાપણું તેમ જ સંબંધ, ઋષ્યશૃંગ મુનિને જણાવ્યો, તેથી તેણે પણ દશરથ રાજાનું શુભ વચનોથી સન્માન કર્યું.[૧૬-૧૮]

એ પ્રમાણે રોમપાદ રાજાથી સત્કાર પામી, દશરથ રાજા તેને ત્યાં સાત અથવા આઠ દિવસ રહ્યા. પછી જે કાર્ય માટે આવ્યા છીએ તે સાધી, સત્વર ઘેર જઇ યજ્ઞારંભ કરવો જોઇએ, એવા વિચારથી તેણે રોમપાદને પુત્રપ્રાપ્તિ માટેના સઘળા વૃત્તાંતથી જાણીતો કરી કહ્યું; "હે પૃથ્વીપતિ! હે પ્રિય સખા! તારી પુત્રી શાન્તાને તેના પતિ ઋષ્યશૃંગ સહિત મારી સાથે મારા નગર પ્રત્યે આવવાનું કહે; કારણ કે મારું અશ્વમેધ યજ્ઞ કરવાનું મહત્કાર્ય તેમનાથી જ સિદ્ધ થાય તેમ છે." રોમપાદે એ વાત બહુ આદરયુક્ત માન્ય કરી, ને ઋષિપુત્રને મોકલવાનો નિશ્ચય કીધો.[૧૯-૨૦] પછી તેણે ઋષ્યશૃંગને કહ્યું; "હે ઋષિપુત્ર! તારા કુટુંબસહિત તું આ મારા મિત્ર દશરથ રાજા સાથે તેમના પુર પ્રત્યે પધાર." પોતાના સસરાનું એ વચન ઋષિપુત્રે માન્ય કર્યું, એટલે દશરથે પોતાનાં સૈન્ય વગેરેને સજ્જ કરી, પ્રયાણ કરવાની તૈયારી કરી. વિદાય સમયે બંને મિત્રો પરસ્પર હાથ જોડી, તેમ જ એકમેકના હૃદય સાથે હૃદય ભીડી, ખૂબ હર્ષથી ભેટ્યા. પછી દશરથે જવાની આજ્ઞા માંગી. ત્યાર પછી ઋષ્યશૃંગ તથા રાજપુત્રી શાન્તાએ પણ પોતાના પુત્ર સહિત રોમપાદને મળી, પ્રયાણ કરવાની આજ્ઞા માંગી. રાજા તેમનાથી છૂટો પડતાં સ્નેહને લીધે ગળગળો થઇ ગયો ને તે આખા સાથને ઘણેક દૂર સુધી વળાવી પાછો વળ્યો.[૨૧-૨૩]

દશરથે ઋષિપુત્રના કુટુંબને નાના પ્રકારનાં સુંદર વાહનોમાં બેસાર્યાં, અને માર્ગમાં અનેક પ્રકારના સૃષ્ટિસૌન્દર્યને નિહાળતાં સૈન્ય સહિત હર્ષભેર પ્રયાણ કરવા માંડ્યું. પછી ત્યાંથી અતિશીઘ્ર ચાલનાર પોતાના દૂતોને દશરથે આગળથી અયોધ્યા પ્રત્યે મોકલ્યા અને તેમની સાથે કહાવ્યું કે, આખું નગર ઘણાં શુભ ચિહ્નોથી શણગારી, રસ્તાઓમાં જળ છંટાવી, ધૂપઆદિ સુગંધ કરી અને તોરણો બંધાવી, તેમ જ સર્વત્ર પતાકાઓ લટકાવી સુશોભિત કરાવજો.[૨૪-૨૬] અયોધ્યાની સર્વ પ્રજાએ, દૂતોને મોઢેથી રાજાએ કહાવેલાં વચન સાંભળી, ઘણા હર્ષથી તે પ્રમાણે કર્યું. એટલામાં દશરથ રાજા પણ નગર સમીપ આવી પહોંચ્યા; ને શંખ, દુંદુભિ, વેણુ ઇત્યાદિ નાના પ્રકારનાં શુભ વાજિંત્રોના ઘોષ થતાં તથા જયજયકારના શબ્દો થતાં, ઋષિવર ઋષ્યશૃંગને મુખ્ય કરી, તેમણે તે સુશોભિત અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો.[૨૭] તે સમયે દશરથ રાજા, કે જેમણે પૂર્વે ઇંદ્રને સહાયાર્થે મોટું પરાક્રમ કર્યું હતું, તે આ ઋષ્યશૃંગને મોટા સત્કારપૂર્વક અયોધ્યામાં પ્રવેશ કરાવતા હતા, તે જોઈ સૌ પ્રજાને આશ્ચર્ય થયું; ને જેમ પૂર્વે ઇંદ્રે કશ્યપ ઋષિના પુત્ર વામનજીને સ્વર્ગમાં પ્રવેશ કરાવ્યો, તે જોઈ સર્વ દેવતાઓને જેટલો આનંદ થયો હતો, તેવો જ આ વખતે સર્વ અયોધ્યાવાસી જનોને આનંદ પ્રાપ્ત થયો.[૨૮] પછી દશરથરાજાએ ઋષ્યશૃંગને પ્રથમ અંતઃપુરમાં લઇ જઈ તેમની શાસ્ત્રવિધિવડે પૂજા કરી અને તેમને પોતાના નગરમાં તેડી લાવ્યા; એથી પોતાના આત્માને કૃતાર્થ થયેલો માન્યો.[૨૯] તેવી જ રીતે અંતઃપુરનિવાસી સર્વ સ્ત્રીઓ પણ વિશાળ નેત્રવાળી ઋષ્યશૃંગની સ્ત્રી શાન્તાને જોઈ, તેપર અતિ પ્રીતિભાવ ઉત્પન્ન થવાને લીધે બહુ આનંદ પામી.[૩૦] એ પ્રમાણે રાજા તથા રાણીઓથી બહુ આદરમાન પામી, શાન્તા, ઋષ્યશૃંગ તથા તેમનો પુત્ર એ સહુ ત્યાં કેટલોક સમય સુખેથી રહ્યાં.[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્ રામાયણવિષે બાલકાણ્ડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ.**

# અશ્વમેધ યજ્ઞ.

## સર્ગ ૧૨ મો.

### યજ્ઞસામગ્રી.

ઋષ્યશૃંગને અયોધ્યામાં આવ્યાને કેટલાક દિવસ વીતી ગયા. શાસ્ત્રમાં શ્રેષ્ઠ ગણેલો, તેમ જ દોષ વગરનો વસંતઋતુ પણ સૃષ્ટિમાં ચોમેર પોતાનું રાજ્ય પ્રવર્તાવવા મંડ્યો. ઉચિત સમય જોઈ રાજા દશરથે યજ્ઞનું ચિંતવન કર્યું.[૧] દેવ સમાન તેજસ્વી ઋષ્યશૃંગને

પ્રણામ કરી તેને કહ્યું; "મહારાજ! હવે યજ્ઞ સમારંભની તૈયારી કરાવવી જોઇએ. આપણને ઉત્તમ સમય પ્રાપ્ત થયેલો છે, માટે કુળની વૃદ્ધિ કરનાર યજ્ઞ માટે વિલંબ કરવો જોઇતો નથી."[૨] દશરથરાયનાં એવાં વચન સાંભળી, ઋષ્યશૃંગ તેને માન્ય કરી બોલ્યા; "હે રાજન્! એ સત્ય છે; માટે સત્વર યજ્ઞસાહિત્યો તૈયાર કરાવ, અશ્વને ભૂમિ ઉપર ફરવા મૂકવો ને યજ્ઞશાળા માટે સરયૂના તીરપર ભૂમિનું સંશોધન કરી ત્વરાથી મંડપ રચાવવો જોઇએ."[૩-૪] એ સાંભળી દશરથે તેમાં સંમત થવાને, પૂર્વે બોલાવેલા વામદેવ, જાબાલી, કાશ્યપ આદિ ઋત્વિજ,[૫] પુરોહિત વસિષ્ઠ અને બ્રહ્મવાદી મુનિઓને બોલાવવા માટે સુમંત્રને કહ્યું. સુમંત્રના બોલાવવાથી થોડીવારમાં ઋષિમંડળ પધાર્યું; એટલે પૂજન અર્ચનાદિથી તેમનો સત્કાર કરી, બે હાથ જોડી, વિનયપૂર્વક રાજા બોલ્યા;[૬-૭] "હે મુનિવરો! મેં આપને પૂર્વે વિદિત કીધેલું છે, તેથી વારંવાર તેનો ઉપોદ્ઘાત કરવાની જરૂર નથી; છતાં એટલું જણાવું છું કે, અપુત્રતાને લીધે થતો તાપ અસહ્ય હોવાથી, પુત્રપ્રાપ્તિ માટે યજન કરવારૂપ અશ્વમેધ યજ્ઞ કરવાની મારી ઇચ્છાને આપે સંમતિ આપી હતી, તો તેને અનુસરી મેં વિભાંડક મુનિના પુત્ર ઋષ્યશૃંગને અહીં આણ્યા છે, કે જેમના મહાન્ પ્રભાવથી હું ઇચ્છિત કામનાઓ પામીશ." રાજાનાં એવાં રુડાં વાક્યને ઋષ્યશૃંગાદિ સર્વ ઋષિઓએ માન્ય કર્યું અને કહ્યું;[૮-૧૧] "હે રાજન્! તને પુત્રપ્રાપ્તિ થવા માટે આવી ધાર્મિક બુદ્ધિ સૂઝી છે, તેથી તારું કલ્યાણ થશે, અને અવશ્ય તને સુંદર તેમ જ મહાપરાક્રમી ચાર પુત્રો થશે. માટે હવે તું નિર્વિલંબે પ્રથમ અશ્વને શૃંગારી, દેશાંતરોમાં અટણ કરવા માટે મોકલ ને પછી સરયૂ ગંગાની ઉત્તર તીરે પવિત્ર સ્થળે, જ્યાં વિશાળ મેદાનો છે ત્યાં યજ્ઞભૂમિની યોજના કરાવ, ને તે સાથે યજ્ઞના અંગે જોઇતાં બીજાં સાહિત્યોની પણ તૈયારી કર."[૧૨-૧૩]

દ્વિજોનું આ કહેવું સાંભળી, પ્રસન્ન થઈ, રાજાએ પોતાના મંત્રીઓને ઉદ્દેશી, ઋષિઓનું કહેલું સર્વ જણાવ્યું,[૧૪] ને યજ્ઞને માટે સરયૂને ઉત્તર તીરે યજ્ઞભૂમિ નક્કી કરવાને યજ્ઞનો સમારંભ યથાવિધિ કરવા,[૧૫-૧૬] અને તે કાર્યમાં કોઇ પણ ભૂલચૂક ન થાય માટે તેમને બહુ કાળજી રાખવા તાકીદ કીધી. કેમ કે એમાં વિધિનો લોપ થવારૂપ કંઈ અપરાધ થઈ ગયો, તો મંત્રશાસ્ત્રવેત્તા બ્રહ્મરાક્ષસો યજ્ઞમાં વિઘ્ન નાંખી, તેને પૂરો થવા દેતા નથી, ને તેથી તે વિધિથી ભ્રષ્ટ—અપૂર્ણ યજ્ઞના કરાવનારનો વિનાશ થાય છે.[૧૭-૧૮] વળી ફરીથી તેઓને કહ્યું; "મારા પ્રિય મંત્રીઓ! તમે સર્વ વાતે સમર્થ છો, ને તમને કંઈ કહેવું પડે તેમ નથી; માટે સર્વ બાબત ધ્યાનમાં લઈ એવા સાવધપણાંથી વિધિપૂર્વક સઘળો પ્રયોગ કરો કે, જેથી કરી કોઈપણ વાતની ખામી વગર આપણો આ યજ્ઞ યથાર્થ પૂર્ણ થાય."[૧૯] આવાં દશરથરાયનાં વચનોને ઘણા હર્ષથી માન્ય કરી, સર્વ પ્રધાનો તેની આજ્ઞાનુસાર યજ્ઞસામગ્રી તૈયાર કરવા લાગ્યા.[૨૦]

અને તે પછી તે બ્રાહ્મણો રાજા દશરથની કેટલીક પ્રશંસા કરી, પોતપોતાને સ્થાનકે ગયા.[૨૧] તેઓના ગયા પછી દશરથરાજાએ સુમંત્રાદિ મંત્રીઓને સન્માનપૂર્વક જવાની આજ્ઞા આપી સભા વિસર્જન કરી; ને પોતે અંતઃપુરમાં પધાર્યા.[૨૨]

[ હવે અશ્વને ઘણા સમર્થ યોધાઓ તથા ઉપાધ્યાયોના રક્ષણ નીચે, શુભ દિવસ જોઈ, ફરવા મૂક્યો, યજ્ઞમંડપ રચાવા માંડ્યો, ને ચારે તરફથી બીજી સઘળી તૈયારીઓ ધમધોકાર ચાલુ થઈ.]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં બારમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૩ મો.

### યજ્ઞદીક્ષા.

કામકાજનો આરંભ કરવાને એક વર્ષ વીતી ગયું, ને ફરી પાછી વસંતઋતુ આવી. અશ્વમેધની ઘણીખરી તૈયારીઓ થયેલી જોઈ, દશરથરાયને બહુ આનંદ થયો.[૧] રાજા પોતે રાજગુરુ વસિષ્ઠ પાસે ગયા અને વિધિપૂર્વક તેમનું પૂજન કરી, બહુ વિનયયુક્ત મંજુલ વાણીથી તેમને કહ્યું; "હે ઋષિવર! હે ગુરુ! યજન કરવા માટેનો પૃથ્વીપર ફરવા મૂકેલો યજ્ઞાશ્વ સર્વત્ર ફરી વિજય કરી પાછો અત્રે આવ્યો છે, તેથી હવે યજ્ઞનો આરંભ થઇ ચૂક્યો ગણાય. તેમ જ વળી સાહિત્ય પણ સઘળું તૈયાર થઇ રહેવા આવ્યું છે. મારી આપને વિનતિ એ છે કે, આપ મારા અતિ સ્નેહી, ગુરુ અને સર્વથા માન્ય છો, તેથી મારાપર અનુગ્રહ કરી, મારા આ યજ્ઞ સંબંધી સઘળો ભાર ધારણ કરો તથા દુષ્ટ બ્રહ્મરાક્ષસો કોઇ પણ રીતે યજ્ઞમાં વિઘ્ન ન કરી શકે, તેવી રીતે શાસ્ત્રવિધિપૂર્વક મને યજ્ઞ કરાવો."[૨-૪]

એ સાંભળી વસિષ્ઠ મુનિએ દશરથરાય પ્રત્યે કહ્યું; "હે રાજન્! એ વાતે તું નિશ્ચિન્ત રહે. હું તે સર્વ

યોજના યથાર્થ રીતે કરીશ; પણ હવે તું બીજાં કાર્યોમાં મંડ." એમ કહી તેમણે સર્વ તૈયારી કરવા માંડી.[૫] પછી સર્વ યજ્ઞનાં કાર્યોમાં કુશળ એવા વૃદ્ધ બ્રાહ્મણોને બોલાવ્યા; અને તે પછી પરમ ધાર્મિક, તેમ જ વૃદ્ધ અને રથાદિ વાહનો રચવામાં કુશળ એવા નરોને, યજ્ઞના આરંભથી તે સમાપ્તિ પર્યંત કામકાજ કરનાર ચાકરોને, ચિતારા, સુથાર, કડિયા વગેરે શિલ્પકારોને, ગણિતમાં કુશળ જ્યોતિષીઓને, ચર્મકાર, સૂત્રધાર (નટ), નૃત્ય કરનાર આદિ પુરુષોને તથા બહુશ્રુત અને શાસ્ત્રવેત્તાઓ આદિ બીજા પવિત્ર પુરુષોને, વસિષ્ઠ મુનિએ પોતાની આગળ બોલાવ્યા. તેઓમાં પ્રથમ કારીગરો પ્રત્યે મધુર વચનોથી બોલ્યા, "હે સુજ્ઞ પુરુષો! આપણાં સૌનાં ધન્યભાગ્ય છે, કે આપણા રાજ્યપિતા દશરથરાય અશ્વમેધ યજ્ઞ કરે છે, ને તેથી મેં તમને તેમની આજ્ઞાથી યજ્ઞકાર્યમાં કામે લાગવાને નિમંત્રણ કર્યું છેઃ તો તમો સર્વેએ અંતઃકરણપૂર્વક રાજસેવા બજાવવી.[૬-૮] પ્રથમ મારું કહેવું એ જ છે કે, તમે મજુરો પાસે જોઇએ તેટલી સંખ્યાબંધ ઈંટો, ચૂનો વગેરે પદાર્થો મંગાવી, નિમંત્રેલા રાજાઓને રહેવા સારુ ઉત્તમ બાંધણીનાં ઘરો તૈયાર કરો, ને યજ્ઞમાં આવનારાઓને માટે જોઇતા ખાનપાનાદિક પદાર્થો પણ ભરાવી તૈયાર કરી રાખો. તેમ જ યજ્ઞમાં આવનાર બ્રાહ્મણોના નિવાસ સારુ પણ વર્ષાદ, વાયુ, તડકા વગેરેનો કશી વાતે ઉપદ્રવ ન થઈ શકે તેવાં શ્રેષ્ઠ ગૃહો રચી, તે પણ અન્નપાનાદિથી પરિપૂર્ણ કરી મૂકો.[૯-૧૦] વળી તેવી જ રીતે દૂર દેશથી આવનાર રાજાઓ, નાગરિકો, તેમ જ રાંક મનુષ્યો વગેરે સૌને માટે ભિન્ન ભિન્ન, ને તેમને જોઇ સાહિત્યોથી પરિપૂર્ણ નિવાસસ્થાનો નિર્માણ કરો. એ પ્રમાણે પરદેશના, તેમ જ આ દેશમાં રહેનારા અધિકારીઓ, સૂબાઓ, સેનાપતિઓ અને યજ્ઞપ્રસંગમાં આવેલાં અહીંનાં તેમ જ વિદેશમાંનાં સર્વ જનોને માટે ઇચ્છિત પદાર્થોયુક્ત રહેવાનાં ને સુવાનાં જૂદાં જૂદાં સુશોભિત ઘરો, તેમ જ તે આવનારાઓ સાથેના, હાથી, ઘોડા ઇત્યાદિ પશુઓ બાંધવાને માટે જૂદી જૂદી શાળાઓ બાંધો."[૧૧-૧૩]

એ પ્રમાણે મુનિશ્રેષ્ઠ બ્રહ્મઋષિ વસિષ્ઠે, પ્રિય વચનોથી તેમને ઉમંગભેર કામે લગાડ્યા પછી, આવેલા ત્રણ બ્રાહ્મણો પ્રત્યે કહ્યું; "તમારે સૌની સરભરા કરવાની છે, માટે તમોને એટલું કહેવાનું છે કે, યજ્ઞપ્રસંગે આવેલા ચારે વર્ણમાંનો હરકોઈ મનુષ્ય હોય, પણ તે રાજી થાય તેમ, શાસ્ત્રવિધિ પ્રમાણે તેનો પૂજાદિ આદરસત્કાર કરી, તેને યથેચ્છ ભોજન કરાવવું, પણ કોઈ વાતે તેનું મન દુભાય તેમ, કામ ક્રોધાદિથી તેની અવજ્ઞા કરવી નહિ. વળી યજ્ઞ સંબંધી કાર્ય કરવામાં ઉત્સાહવાળા ને આળસ વગરના પુરુષો હોય તેમનો તથા શિલ્પી પુરુષોનો તો વિશેષે કરી રુડી રીતે સત્કાર કરજો, કે જેથી તેઓ ઉમંગભેર કામ કરે. આ જે મેં કહ્યું, તેમાં કંઈ પણ ન્યૂનતા ન રાખતાં તમે સૌએ સઘળાં કામકાજ ખૂબ પ્રીતિપૂર્વક કરવાં."[૧૪-૧૭]

વસિષ્ઠ મુનિનાં એ પ્રમાણેનાં વચન સાંભળી, તે વૃદ્ધ બ્રાહ્મણો વગેરેએ કહ્યું; "હે ઋષિવર! યજ્ઞ સંબંધી કાર્યમાં જે જે વાતની તૈયારી કરવી જોઇએ, તે સર્વ તમે યથાર્થ કહ્યું છે અને તે સર્વે અમે બરાબર લક્ષમાં રાખી, તેમ કરવામાં કશી ઉણપ રાખીશું નહિ." એમ કહી નમન કરી સૌ પોતપોતાના કામમાં લાગ્યાં. પછી વસિષ્ઠ મુનિએ સુમંત્રને બોલાવ્યો, ને તેને પૃથ્વીપરના ધર્મિષ્ઠ મહીપતિઓ, અસંખ્ય વિદ્વાન્ બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો તથા વર્ણસંકર જાતિના મનુષ્યો વગેરેને પણ નિમંત્રણ કરવા માટે આજ્ઞા કરી, ને વળી કહ્યું; "હે સુમંત્ર! પવિત્ર બ્રાહ્મણોના હાથથી લખાવી શુભ વૃત્તાંતથી ભરેલી કુંકુમપત્રિકાઓ સર્વ સ્થળે મોકલી, આપણા સખા, સહાયક ને આશ્રિત રાજાઓ, એ સર્વેને નિમંત્રણ કર; ને આટલે સ્થળે તો તું પોતે જ જાઃ મિથિલ દેશાધિપતિ શૂરવીર, સત્યવાદી તથા મહાભાગ્યવાન્ જનકરાજા, કે જે દશરથરાયના પ્રથમ સંબંધી છે, તેમને બોલાવી લાવવા માટે હું પહેલી ભલામણ કરું છું.[૧૮-૨૨] પછી નિરંતર પ્રિય બોલનાર, સદાચરણી ને દેવતા સરખી કાંતિવાળા કાશિરાજા, કે જે દશરથરાયના સ્નેહી છે, તેને તેડી લાવવા.[૨૩] ત્યારપછી પરમ ધર્મિષ્ઠ ને વૃદ્ધ થયેલા કેકય રાજા, કે જે રાજસિંહ દશરથના સસરા થાય છે, તેને તેમના પુત્ર પરિવાર સહિત બોલાવી લાવ.[૨૪] વળી મોટા ધનુષવાળા અંગપતિ રોમપાદ, કે જે દશરથરાયના પરમ મિત્ર છે, તેને તેના પુત્ર સહિત ઘણા સત્કારપૂર્વક તેડી લાવ.[૨૫] તેમ જ કોસલ દેશના પતિ ભાનુમંતને તથા મહા શૂરવીર સર્વશાસ્ત્રમાં કુશળ, પરમ ઉદાર તેમ જ પુરુષોમાં શ્રેષ્ઠ મગધદેશના પતિ પ્રાપ્તિજ્ઞને પણ તું પોતે જ જઈ સત્કારપૂર્વક તેડી લાવ.[૨૬] વળી હે વીર! એ સિવાય બીજા પૂર્વ દેશોમાંના, સિંધુ, સૌવીર તથા સૌરાષ્ટ્ર વગેરે પશ્ચિમ દેશોના, તેમ જ દક્ષિણ દેશના અને બીજા પણ પૃથ્વીમાંના જે જે રાજાઓ દશરથ રાયપર પ્રીતિવાળા હોય, તે સૌને બુદ્ધિમાન્ શ્રેષ્ઠ દૂતો

સાથે, કુંકુમપત્રિકાઓ મોકલી અત્રે તેડાવ."[૨૭-૨૯] ઋષિવરનાં આવાં વચન સાંભળી તેમને સાષ્ટાંગ દંડવત્ કરી, સુમંત્ર ત્યાંથી ચાલ્યો ને તેમની આજ્ઞા પ્રમાણે દૂતોને શીઘ્રતાથી રવાને કરી, પોતે પણ સજ્જ થઈ, રાજાઓના નિમંત્રણાર્થે પ્રયાણ કીધું.[૩૦-૩૧]

હવે યજ્ઞ સંબંધી સર્વ સાહિત્યો તૈયાર કરવાને ઋષિએ જે જે લોકોને આજ્ઞા કરી હતી, તેઓએ પણ સત્વર પોતપોતાનાં કામો ચાલાકીથી પૂરાં કરી, ઋષિને નિવેદિત કીધાં.[૩૨] તેથી પ્રસન્ન થઈ ઋષિએ તેમને ધન્યવાદ આપ્યો; ને પછી કહ્યું; "હે સુજ્ઞજનો! તમારે મુખ્યત્વે કરી આ ધ્યાનમાં રાખવાનું છે કે, યજ્ઞમાં આવેલા મનુષ્યને કંઈ પણ પદાર્થ અનાદર કિંવા અશ્રદ્ધાથી આપવો નહિ; કારણ એવી રીતે આપેલા પદાર્થ સન્માર્ગે ન લાગતાં ઉલટા દાતા પુરુષનો નાશ કરે છે. માટે સર્વ પ્રત્યે સમાનતા, ને પ્રેમ રાખી તેઓની શુશ્રૂષા કરજો, કે જેથી કોઇને પણ કચવાવાનું કારણ ન મળે."[૩૩-૩૪]

આ વાતને ઘણાક દિવસો વીતી ગયા પછી એક પછી એક, નિમંત્રણ કરેલા રાજાઓ, દશરથરાયને આપવાની ઉત્તમ રત્નોની ભેટો લઇ આવવા લાગ્યા. તેઓનો ઘણા હર્ષયુક્ત વસિષ્ઠઋષિએ રુડી રીતે સત્કાર કરયો.[૩૫] પ્રત્યેકને યોગ્ય સ્થળે ઉતારા આપ્યા પછી દશરથ પ્રત્યે જણાવ્યું કે; "હે નરવ્યાઘ્ર! તારી આજ્ઞાથી નિમંત્રણ કરેલા સર્વ મહીપતિઓ આવ્યા છે, તેનો યથાયોગ્ય સત્કાર પણ કર્યો છે, તેમ જ સ્થિર મનના કુશળ પુરુષોએ યજ્ઞસાહિત્યો પણ તૈયાર કીધાં છે; માટે હવે યજ્ઞના આરંભનો સમય નજદીક આવ્યો; તેથી તું યજ્ઞસ્થાન પ્રત્યે પધારી, યજ્ઞમંડપ તથા બીજી સર્વ સામગ્રીનું અવલોકન કર."[૩૬-૩૭]

પોતાના ગુરુનાં એ પ્રમાણેનાં વચન સાંભળી, દશરથ રાજા સાવધ થયા, ને ગુરુનાં તથા ઋષ્યશૃંગ મુનિનાં વચનથી જે દિને શુભ નક્ષત્ર હતું તેવું મુહૂર્ત સાધી, કુટુંબ સહિત, મનને આનંદ આપનારા વાજિંત્રોના ઘોષ સહિત યજ્ઞ કરવા સારુ ચાલ્યા.[૩૮-૩૯] ત્યાં જઈ જુવે છે તો, સરયૂ ગંગાના પવિત્ર કિનારાપર ઘણી જ વિસ્તીર્ણ જગ્યામાં, મહા શોભાયમાન યજ્ઞમંડપ રચ્યો હતો. તેમાંના દરેક સુવર્ણસ્તંભોમાં જડેલાં મણિ માણિકયોથી સર્વત્ર ઝળહળાટ થઇ રહ્યો હતો. બહારથી જોઇએ તો તેની ચારે બાજુએ શુભચિહ્નદર્શક મોટી મોટી ધ્વજાઓ તથા પતાકાઓ ફરફરી રહી હતી. તેની ચારે બાજુ ઉત્તમ કારીગરીનાં સાચાં ભરતથી ભરેલાં, તેમ જ આસોપાલવ, આંબા વગેરેનાં પલ્લવોની લતાઓ તથા પુષ્પોથી બનાવેલાં નાનાં પ્રકારનાં તોરણો આવી રહ્યાં હતાં. ચારેકોર જમીન સરખી કરી, જે માર્ગો બનાવ્યા હતા, તેપર વારંવાર જળ છંટાવી અબીલ ગુલાલ વગેરે પદાર્થોથી સાથીઆ પૂરવામાં આવ્યા હતા, ને તેપર રંગબેરંગી પુષ્પો વેરેલાં હતાં; તેથી એમ લાગતું હતું કે, જાણે કે આ યજ્ઞ પ્રસંગે ભૂદેવીની પૂજા જ કરી ન હોય! મંડપની અંદર ગયા તો ત્યાંની શોભાનો તો પાર જ નહોતો. મંડપની બરોબર મધ્યમાં, શાસ્ત્રમાં કહેલા પ્રમાણયુક્ત તેમ જ કુશળ શિલ્પીઓએ તૈયાર કરેલો મોટો અગ્નિકુંડ હતો. તેની આસપાસ નાના પ્રકારનાં યજ્ઞપાત્રો, સમિધો, પુષ્પો, ફળો, તેમ જ ઘૃત, અન્ન આદિ નાના પ્રકારના હોમવાના પદાર્થો તથા પૂજન અર્ચનાદિની સામગ્રી તૈયાર કરી રાખેલી હતી. વળી યજ્ઞમાં મુખ્ય ઋષિઓને તથા સ્ત્રી સહિત યજમાનને* બેસવાનાં સુંદર આસનો તથા યજ્ઞભાગ સારુ આવનાર દેવતાઓનાં પણ આસનો નિર્માણ કરી મૂકયાં હતાં. બાકી રહેલા ભાગમાં એક બાજુએ યજ્ઞપ્રસંગે આવનાર ઋષિઓ, બીજી બાજુએ રાજાઓ ને ત્રીજી બાજુએ બીજી પ્રજાને માટે યોગ્ય આસનો બનાવી રાખ્યાં હતાં.

આ સઘળી રચના જોઈ, દશરથ રાજાને અત્યન્ત આનંદ પ્રાપ્ત થયો. પછી ત્યાં ગયેલા વસિષ્ઠાદિ ઋષિઓએ ઋષ્યશૃંગને મુખ્ય કરી, કલ્પ તથા સૂત્રાદિ શાસ્ત્રના વિધિ પ્રમાણે યજ્ઞકર્મનો આરંભ કર્યો; ને સ્ત્રીઓ સહિત દશરથરાજાએ પવિત્ર મનથી યજ્ઞ કરવાની દીક્ષા લીધી.†[૪૦-૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં તેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૪ મો.

### યજ્ઞકૃત્ય વર્ણન.

યજ્ઞ સ્થળમાં નાના પ્રકારના શુભ શણગારો સજીને આવેલી સુહાગણો મીઠા સ્વરથી મંગળ ગીત ગાતી હતી; વાજિંત્રોના નાદ થઈ રહ્યા હતા; ને બંદીજનો જય જય કારના શબ્દો ઉચ્ચારી રહ્યા હતા. તેવે સમયે ઇક્ષ્વાકુકુલદીપક દશરથરાયનો આ અશ્વમેધ યજ્ઞ શરુ થયો. (દિગ્વિજય માટે) યજ્ઞાશ્વ પણ ફરવા મૂકયાંને વર્ષ પૂરું

---

* યજ્ઞ કરાવનાર રાજા કે ઋષિ-જેનો યજ્ઞ હોય તે.

† ૪૦-૪૧ શ્લોકો ટીકાનુસાર વિસ્તારેલા છે.

થઈ જવાથી વિજય કરી તે પાછો આવી ગયો હતો, સરયૂના ઉત્તર તટપર મંડપાદિ સર્વ રચના પણ સંપૂર્ણપણે થઈ રહેલી છે, યજ્ઞારંભનું શુભ મુહૂર્ત આવી પહોંચવાથી રાજા દીક્ષા લઈને પણ તૈયાર બેઠા છે, એ જોઈ તે સમયે વેદના પારને પામેલા તથા યજન કરાવવામાં કુશળ, શ્રેષ્ઠ ઋષિઓએ, ઋષ્યશૃંગને મુખ્ય કરીને મહાત્મા દશરથ રાજાના અશ્વમેધ નામના મહાયજ્ઞનું કર્મ આરંભ્યું.[૧-૨] તેમાં તેઓ શાસ્ત્રમાં કહેલા પોતપોતાની ક્રિયાના કાળનું કિંચિત્ પણ વિસ્મરણ ન કરતાં, તેમ જ કલ્પ, સૂત્ર, શ્રુતિ તથા પૂર્વ મિમાંસાના ક્રમનો ત્યાગ કોઈ રીતે ન થાય એવા વિધિપૂર્વક સર્વ કર્મ કરવા લાગ્યા.[૩]

રાજા તરફથી બ્રાહ્મણોનો સારો સત્કાર કરવામાં આવ્યો હતો, તેથી તે કર્મમાં કુશળ બ્રાહ્મણો ઘણા રાજી થયા હતા. પ્રથમ શાસ્ત્ર વિધિએ કરી ઉપકારક નામનું કર્મ તથા ઉપસદ નામની ઈષ્ટિ કરીને પછી શાસ્ત્રમાં કહેવા કરતાં પણ જેમ અધિક થાય તેવી રીતે યજ્ઞ સંબંધી સર્વ કર્મ વિધિપૂર્વક કરાવવા માંડ્યાં.[૪] કર્મોના આરંભમાં પ્રથમ, તે તે કર્મના અંગભૂત દેવતાઓનાં યથાવિધિ પૂજન કર્યાં. તે પછી 'પ્રાતઃસવન' નામના કર્મને મુખ્ય કરી, બીજાં સર્વ કર્મો અનુક્રમે ચલાવ્યાં.[૫] પછી યજ્ઞના હવિર્ભાગ (બલિદાન) આપતી વખતે, પ્રથમ તેમણે દેવતાઓના પતિ ઇંદ્રને યજ્ઞભાગ તથા પાષાણયંત્રથી કાઢેલો સોમલતાનો રસ આપ્યો, ને ક્રમપૂર્વક મધ્યાહ્નસવન કર્મ ચાલુ કર્યું. એ કર્મ પૂરું થયા બાદ લાગલું સાયાહ્નસવન તૃતીયસવન કર્મ આરંભ્યું, ને તે થઈ રહ્યા પછી ઋષ્યશૃંગાદિ યજ્ઞકર્ત્તા મુનિઓ સ્વર તથા શુદ્ધ વર્ણોચ્ચારયુક્ત વેદમંત્રો ભણીને ઇંદ્રાદિ દેવતાઓનું આવાહન કરવા લાગ્યા.[૬-૮] આ વખતે હોતા બ્રાહ્મણો, કે જેઓ આહુતિઓ હોમતા હતા, તેઓ સામવેદના આવાહન કરવાના મધુર ને રસિક મંત્રોવડે, આવાહિત કરેલા દેવતાઓને, હવિષનો ભાગ આપવા લાગ્યા.[૯]

એ પ્રમાણે દશરથ રાજાના આ મહાયજ્ઞમાં વૃથા હોમ થતો નહતો, કે કોઇપણ કર્મનો અજાણથી લોપ પણ થતો નહતો. સર્વ કૃત્ય વેદના મંત્ર પ્રમાણે જ થયેલું જણાતું હતું; કારણ કે યજ્ઞકાર્યમાં નિમાયેલા સર્વ બ્રાહ્મણો કૃત્યમાં ઘણા કુશળ હતા તથા તેઓ ઘણા સાવધ હોવાથી સઘળું કાર્ય વિધિના લોપરહિત કર્યું હતું.[૧૦] તેમાં વળી મોટા હર્ષની વાત તો એ હતી કે, તે યજ્ઞ કરાવનારા બ્રાહ્મણોમાં, પોતે સ્વીકાર કરેલાં કર્મ કરવામાં અશક્ત, ક્ષુધાતુર, અવિદ્વાન્ તથા પોતાની પાસે સો સેવકો વગરનો કોઇ પણ હતો નહિ![૧૧]

એક બાજુએ યજ્ઞમંડપમાં એ પ્રકારે સમિધની આહુતિઓનું હોમકર્મ ચાલી રહ્યું હતું અને બીજી બાજુએ યજ્ઞ પ્રસંગે આવેલા સર્વ મનુષ્યોના જઠરાગ્નિમાં નાના પ્રકારના પકવાન્નોનો હોમ ચાલી રહ્યો હતો. બ્રાહ્મણો, દાસો–ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વગેરે, તાપસો–બ્રહ્મચારી વગેરે, અને શ્રમણો–સંન્યાસી વગેરે નિત્ય ભોજન કરે છે.[૧૨] વળી વૃદ્ધો, રોગીષ્ઠો, સ્ત્રીઓ તથા બાળકો ઇત્યાદિ સર્વ જનો, ઇલાયદા બાંધેલા મંડપોમાં પંક્તિબંધ બેસી ભોજન કરે છે. તે ભોજન રસમય તથા સ્વાદિષ્ઠ હોવાને લીધે તેમનાં મનને (ખાતાં) તૃપ્તિ જ થતી નથી.[૧૩] વળી એક બાજુએ 'આપો આપો' એવી રાજાની આજ્ઞાથી નાના પ્રકારનાં અન્ન ને વસ્ત્રો કેટલાક પુરુષોને અપાતાં જાય છે.[૧૪]

દિનદિન પ્રત્યે સૂપશાસ્ત્ર (પાક–રસોઇનું શાસ્ત્ર)ની વિધિ પ્રમાણે તૈયાર થયેલા અન્નના મોટા પર્વતો દેખાતા હતા.[૧૫] મહાત્મા દશરથના આ યજ્ઞને વિષે અનેક દેશાંતરથી આવેલાં સર્વ સ્ત્રી પુરુષો અન્ન પાનાદિકે કરી, અતિ તૃપ્ત થયાં હતાં.[૧૬] શ્રેષ્ઠ બ્રાહ્મણો જમતી વખતે સૂપશાસ્ત્રની વિધિથી રાંધેલાં નાના પ્રકારનાં સ્વાદિષ્ઠ પકવાન્નોની બહુ પ્રશંસા કરતા હતા; અને 'હે રાજા! તમારું કલ્યાણ થાઓ! કલ્યાણ થાઓ! અમે તૃપ્ત થયા છીએ!' એમ ઘણા હર્ષથી કહેતા હતા; ને તે વાક્યો રઘુકુળમાં ઉત્પન્ન થયેલા ભાગ્યશાળી દશરથ રાજા સાંભળી, ઘણા હર્ષિત થતા હતા.[૧૭] નાના પ્રકારના સુવર્ણ તથા મણિના અલંકારોથી યુક્ત સુંદર પુરુષો, બ્રાહ્મણોની પંક્તિમાં પકવાન્ન પીરસતા હતા; ને તેવા જ મણિજડિત કુંડલાદિ અલંકારોથી શોભાયમાન વીરો તે પીરસનારાઓને ભંડારમાંથી અન્ન લાવી આપતા હતા. આ પ્રમાણે તે મહાયજ્ઞની સાથે ભોજનયજ્ઞનો ઠઠારો પણ ચાલી રહ્યો હતો.[૧૮]

તે સમયે યજ્ઞમાં પ્રથમસદનકર્મ પૂર્ણ થયા પછીથી તે બીજા સદનકર્મના આરંભ કરવા સૂધીની વચમાંનો જે વિશ્રાંતિનો સમય મળે, તેમાં તે ધૈર્યવાન્ ને વાણીચાતુર્યવાળા બ્રાહ્મણો, વિનોદને અર્થે એક બીજાઓને જિતવાની ઇચ્છાથી પરસ્પર અનેક પ્રકારના શાસ્ત્રાર્થોનાં વાદવાક્ય બોલતા હતા; અને પાછો સમય થતાં શાસ્ત્રવેત્તા બ્રાહ્મણોએ આજ્ઞા આપવાથી, તે કર્મકુશળ બ્રાહ્મણો પાછા યજ્ઞકૃત્યમાં પ્રવૃત્ત થતા હતા. એ પ્રમાણે પ્રતિ દિવસે યથાર્થ રીતે કૃત્ય ચાલતું હતું.[૧૯-૨૦] એ

યજ્ઞ ચાલતાં, તેમાં થતાં પ્રત્યેક કર્મોના વિધિની તપાસ રાખનારા બ્રાહ્મણો એવા હતા કે, તેઓમાં વેદનાં છ અંગને નહિ જાણનારો, વ્રત વગરનો, અનેક શાસ્ત્રોનું શ્રવણ ન કરયું હોય એવો, તેમ જ શાસ્ત્રાર્થ સંબંધે વાદ કરવામાં સમર્થ ન હોય તેવો, કોઇપણ બ્રાહ્મણ હતો જ નહિ.[૨૧]

એ પ્રમાણે યજ્ઞના પ્રારંભનાં સર્વ કર્મ થઇ રહ્યા બાદ, ત્યાં યજ્ઞયૂપ* રોપવાનો સમય આવ્યો. તુરત યૂપો રોપવામાં આવ્યા. તેમાં છ બીલીના લાકડાના, ને તે દરેકની પાસે એકેક ખાખરાનો, એ પ્રમાણે છ ખાખરાના, અને બીજા છ ખેરના લાકડાના યૂપો હતા.[૨૨] એમાં એક યૂપ રજ્જુદાલ નામના વૃક્ષના કાષ્ઠનો હતો, તે એક એક વામના વિસ્તારવાળો હતો, ને બે યૂપ દેવદારુના કાષ્ઠના હતા.[૨૩] એ પ્રમાણે બધા મળી એકવીશ યૂપો ઉભા કીધા હતા. એ યૂપોને યજ્ઞ કર્મને જાણનારા શિલ્પી પુરુષોએ ઘડી તૈયાર કર્યા હતા તેથી, તથા અશ્વમેધ યજ્ઞની શોભાને માટે સુવર્ણ વગેરેથી મઢીને અલંકૃત કીધા હતા તેથી, તે બહુ શોભતા હતા. તે દરેક યૂપ પાંચસો ને ચાર અંગુળના વિસ્તારવાળો હતો, ને તે દરેકને જૂદાં જૂદાં એકવીશ વસ્ત્રોથી શણગારવામાં આવ્યા હતા. આઠ આઠ ખૂણાવાળા પ્રત્યેક યૂપને શાસ્ત્રવિધિથી શિલ્પીનરોએ દૃઢપણે સ્થાપિત કર્યા હતા; અને વસ્ત્રો, અલંકારો, ચંદન, પુષ્પ વગેરેથી તેઓની પૂજા કરી હતી, તેથી આકાશમાં જેમ કાંતિમાન્ સપ્તર્ષિઓ શોભે છે, તેવા તે યૂપો શોભતા હતા.[૨૪–૨૭]

શિલ્પકર્મમાં કુશળ બ્રાહ્મણોએ જ્યાં સૂત્રોમાં કહેવા પ્રમાણે યથાવિધિથી અર્ધ ઇષ્ટકાનું મંડળ તથા આખી ઇષ્ટકાવડે અગ્નિસ્થાપન કરવાનું સ્થાન (અગ્નિકુંડ) બાંધ્યું હતું ત્યાં, યજ્ઞ કરાવનાર બ્રાહ્મણોએ દશરથ રાજાના† અગ્નિનું સ્થાપન કરયું.[૨૮] તે અગ્નિ દશરથને ત્યાં ગરુડના સ્થાન વિષે રહેનાર, વિસ્તારવાળો તથા ચિતી નામના અઢાર કર્મો જેનાથી થઇ શકે એવો હતો; તે અગ્નિને યજ્ઞના આરંભ સમયે, સુવર્ણની એક હજાર શળીઓવડે લાવીને યજ્ઞકુંડની સામેની બાજુમાં મૂકયો હતો. તેને ત્યાંથી વિધિવડે યજ્ઞકુંડમાં પધરાવી પ્રજ્વલિત કર્યો.[૨૯] પછી ઋષિઓએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તે તે કર્મોના અંગભૂત તે તે દેવતાઓને ઉદ્દેશીને, તે તે સ્થળે પશુ, સર્પ તથા પક્ષીઓને યોજ્યાં.[૩૦] તેમ જ તે યજ્ઞસ્થાન વિષે મારણકર્મની અંદર અવશ્ય જોઇતાં અશ્વ તથા જલચર પ્રાણીઓને યોજ્યાં.[૩૧] વળી યૂપોને વિષે ત્રણસો પશુઓને તથા દશરથ રાજાના અશ્વોમાં રત્નતુલ્ય યજ્ઞાશ્વ વગેરેને બાંધ્યા.[૩૨] પછી દશરથરાયની પટ્ટરાણી કૌસલ્યાએ, તે યજ્ઞાશ્વની પ્રદક્ષિણા કરી, પ્રોક્ષણાદિથી પૂજા સંસ્કારો કરીને, હાથમાં વિદ્યુત્સમાન ચળકતાં ત્રણ ખડ્ગો લઇ તેની સામે ઉભાં રહ્યાં; ને પરમ હર્ષવડે તે યજ્ઞાશ્વનો છેદ કરયો.[૩૩] પછી ધર્મની કામનાને લીધે સ્થિરચિત્ત રાખીને તે પાંખવાળા અથવા ગરુડ સરખા વેગવાળા યજ્ઞાશ્વની સાથે એક રાત્ર પર્યંત તે મહારાણી કૌસલ્યા રહ્યાં.[૩૪]

પછી હોતા, અધ્વર્યુ તથા ઉદ્ગાતા થયેલા બ્રાહ્મણોએ રાજાની પટ્ટરાણીઓ* તથા રાજભોગથી દૂર થયેલી રાણીઓને, તેમ જ રાજાને પ્રિય બીજી રાણીઓને, તે અશ્વની સાથે યોજી (રાખી).[૩૫] પછી ઇંદ્રિયનિગ્રહવાળા તથા શ્રૌતકર્મના પ્રયોગમાં ચતુર ઋત્વિજે, તે પાંખવાળા અશ્વના શરીરમાંથી શાસ્ત્ર વિધિપૂર્વક ચંદ્ર નામના મેદને કાઢી અગ્નિમાં હોમ્યો.[૩૬] તે વખતે અગ્નિમાં હોમવાથી તેના ધૂમ્રની સાથે નિકળતો, તે મેદનો વિચિત્રગંધ પોતાનાં પાતક નાશ કરવા દશરથ રાજાએ યથાકાળ ને યથાન્યાયે કરી સુંઘ્યો.[૩૭] એ પછી બાકી રહેલાં તે અશ્વનાં અંગોને સમસ્ત સોળ બ્રાહ્મણોએ શાસ્ત્રવિધિ પ્રમાણે યથાક્રમે અગ્નિમાં હોમ્યાં.[૩૮] બીજા યજ્ઞમાં યજ્ઞાશ્વને ખાખરાના યૂપે બાંધીને તેના શરીરમાંથી હોમવા માટે મેદ કઢાય છે; પણ આ અશ્વમેધમાં તો રજ્જુદાલ કાષ્ઠના યૂપ સાથે તેને બાંધી, હુતદ્રવ્યરૂપ મેદ કાઢવો કહ્યો છે, માટે દશરથરાજાના આ સર્વોત્તમ યજ્ઞમાં તે પ્રમાણે જ કરવામાં આવ્યું હતું.[૩૯] અશ્વમેધ યજ્ઞવિષે ત્રણ દિવસ સુધી સોમવલ્લીનું પાન કરી સેવનકર્મ કરવું, એમ કલ્પ તથા સૂત્રમાં કહેલું છે; તો તે પ્રમાણે પણ ઋત્વિજોએ કરયું, ને પછી અગ્નિષ્ટોમ નામના કર્મનો આરંભ કરયો.[૪૦]

---

* યજ્ઞનાં પશુઓને જૂદાં જૂદાં બાંધવા માટેના લાકડાના સ્તંભને યૂપ કહે છે.

† દશરથ રાજાનો અગ્નિ કહેવાનું કારણ એ જ કે, પૂર્વે આપણા આચાર્યો પોતાના ઘરમાં હોત્ર રાખી, અગ્નિસેવા કરતા હતા; અને તેમાં શાસ્ત્રવિધિથી વેદમંત્રોવડે પ્રતિ સમયે હોમ કરી અગ્નિને સદાકાળ જાગ્રત અને સંતુષ્ટ રાખતા હતા. હવે યજ્ઞ સમયે યજમાનનાં ઘરમાંનો જ અગ્નિ યજ્ઞકુંડમાં સ્થાપન કરવામાં આવે છે, બહારનો નહિ. માટે આ વખતે દશરથ રાજાના અગ્નિહોત્રનો અગ્નિ યજ્ઞમાં આણવામાં આવ્યો હતો.

* રાજાની સાથે જેઓનો પટ્ટાભિષેક થયેલો હોય તેવી બીજી માનીતી રાણીઓ.

તે કર્મ પૂરું થયા પછી ઉક્થ્ય કર્મ તથા તે પછી અતિરાત્ર નામનું કર્મ કર્યું. એ અતિરાત્ર કર્મ, કે જેના જ્યોતિષ્ટોમ અને આયુષ્ટોમ એવા બે પ્રકારના પ્રયોગો છે તે તથા અભિજિત્, વિશ્વજિત્ અને આપ્તોર્યામાદિ શાસ્ત્રમાં કહેલા મહાયજ્ઞો બ્રાહ્મણોએ દશરથરાયને કરાવ્યા.[૪૧-૪૨]

જ્યારે બ્રાહ્મણોને દક્ષિણા આપવાનો સમય આવ્યો, ત્યારે સ્વકુળની વૃદ્ધિ કરનાર દશરથ રાજાએ, પૂર્વે બ્રહ્માએ ભવિષ્યરૂપે કહેલા આ અશ્વમેધ યજ્ઞમાં, શાસ્ત્ર વિધિ પ્રમાણે દક્ષિણા આપી. તે એવી રીતે કે-જે ઋષિએ યજ્ઞમાં હોતાનું પદ લીધું હતું તેમને પૂર્વ દિશા, અધ્વર્યુને પશ્ચિમ દિશા, જે ઋષિ બ્રહ્મા થયા હતા તેમને દક્ષિણ દિશા તથા ઉદ્ગાતાને ઉત્તર દિશાની પૃથ્વી આપી.[૪૩-૪૪] એ પ્રમાણે પુરુષોમાં શ્રેષ્ઠ, કુળની વૃદ્ધિ કરનાર તથા ઈક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા મહારાજા દશરથરાયને, યજ્ઞ નિર્વિઘ્ન સમાપ્ત થયો જોઈ, તેમ જ બ્રાહ્મણોને યથાયોગ્ય ભૂમિદાન અપાયલું જોઈ, બહુ હર્ષ પ્રાપ્ત થયો. ત્યારે તે સર્વ બ્રાહ્મણોએ એ નિષ્પાપ રાજેન્દ્રને ઉદ્દેશી કહ્યું;[૪૫-૪૬] "હે રાજન્ આ સર્વ પૃથ્વીની રક્ષા કરવા યોગ્ય તો માત્ર એક તું જ છે; અમને પૃથ્વીનું પ્રયોજન નથી, તેમ અમે તેનું પાલન કરવા સમર્થ પણ નથી. અમે તો માત્ર વેદાધ્યયન કરવામાં જ નિત્ય કુશળ છીએ; માટે હે મહીપાળ! અમને દક્ષિણામાં અર્પણ કરેલી પૃથ્વીના બદલામાં અમોને મણિ, રત્ન, સુવર્ણ, ગાયો અથવા વસ્ત્રો ઈત્યાદિ જે કંઈ આપની ઈચ્છામાં આવે, તે પદાર્થો તું અમને આપ."[૪૭-૪૯]

બ્રાહ્મણોનું આવું પ્રમાણયુક્ત બોલવું સાંભળી, રાજા બહુ સંતુષ્ટ થયો. પછી તે વેદના પારને પામેલા ઋષિઓને દશ લાખ ગાયો, એક અબ્જ ને સાઠ કરોડ માસા સુવર્ણ તથા છ અબ્જ ને ચાળીશ કરોડ માસા રૂપું, એટલું દ્રવ્ય દક્ષિણામાં આપ્યું. રાજા પાસેથી પ્રાપ્ત થયેલું એ સર્વ દ્રવ્ય તે બ્રાહ્મણોએ, બુદ્ધિમાન્ ઋષ્યશૃંગ, તથા વસિષ્ઠ મુનિને નિવેદિત કર્યું; ત્યારે તેમણે તેના યથાયોગ્ય વિભાગ કરી, તે સૌને વહેંચી આપ્યું.[૫૦-૫૨] આવી રીતે આ અપાર દ્રવ્ય પ્રાપ્ત થવાથી અત્યંત પ્રસન્ન થયેલા તે સુબ્રાહ્મણો મોટા સ્વરથી રાજા પ્રત્યે પોતાને થયેલો આનંદ પ્રદર્શિત કરવા લાગ્યા.

પછી રઘુકુલોત્પન્ન સ્થિર ચિત્તવાળા દશરથ રાજાએ બીજા અભ્યાગતોને પણ અસંખ્ય જાંબુનદ સુવર્ણ આપ્યું.



દશરથ રાજાની આ સમયે દાન દેવા વિષે એટલી બધી ઉદારતા હતી કે, એ સૌ બ્રાહ્મણો તથા અભ્યાગતો વગેરેને દાન અપાઈ રહ્યા પછી, સઘળી વસ્તુ સૌ સૌને ઠેકાણે થઈ ગઈ હતી, ને રાજા બેઠા હતા તેવામાં એક દરિદ્રી ભિક્ષુક બ્રાહ્મણ ત્યાં આવી, રાજા પાસે દાન માંગવા લાગ્યો. ત્યારે ત્યાં આગળ બીજું કશું તૈયાર ન હોવાથી, પોતાના હાથનાં સુવર્ણનાં અમુલ્ય આભરણો તત્ક્ષણે ઉતારી તેને દાનમાં આપી દીધાં!

એ પ્રમાણે દક્ષિણા મળવાથી સર્વે બ્રાહ્મણો વગેરેને અત્યંત પ્રસન્ન થયેલા જોયા, ત્યારે બ્રાહ્મણોપર અતિ દયાવાન્ તથા હર્ષથી વ્યાકુળ થયેલા રાજાએ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.આવી રીતે પૃથ્વી ઉપર પડી પ્રણામ કરતા, ઉદાર તથા સર્વ રાજાઓમાં શૂરવીર દશરથ રાજાને તે વેળા બ્રાહ્મણોએ અનેક આશીર્વાદ આપ્યા.[૫૩-૫૬] હવે આ ઉત્તમ અશ્વમેધ યજ્ઞ, કે જે પાપનો નાશ કરનાર, સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર ને પ્રાકૃત (સાધારણ) રાજાઓથી જેની સમાપ્તિ ન કરી શકાય એવો છે, તેને નિર્વિઘ્ન પાર ઉતરેલો જોઈ, બહુ પ્રસન્ન થઈને દશરથરાયે ઋષ્યશૃંગની બહુ સ્તુતિ કરી, તથા તેમને વિનયયુક્ત વચનોથી કહ્યું;[૫૭-૫૮] "હે બ્રહ્મન્! શ્રેષ્ઠ વ્રતોનું આચરણ કરનાર! મારા આ અશ્વમેધ યજ્ઞની અંગભૂત આવશ્યક ક્રિયાઓ તમામ સંપૂર્ણ થઈ છે, તો હવે મારા કુળની વૃદ્ધિ થવા સારુ, તું ઈષ્ટિ આદિ કર્મો કરાવવા યોગ્ય છો, તે કરાવ."

એવાં દશરથરાયનાં વચન સાંભળી,ઋષ્યશૃંગ બોલ્યા; "હે રાજન્! તમારું કહેવું યોગ્ય છે. એ કર્મ કરવાને હવે હું પ્રવૃત્ત જ છું. એના પ્રભાવથી તમારા કુળની વૃદ્ધિ કરે, એવા ચાર પુત્રો તમને થશે."[૫૯] તેનાં એવાં મધુર વચન સાંભળી, પ્રસન્ન થયેલા તે મહાત્મા નૃપેન્દ્રે, તે ઋષિને પ્રણામ કર્યા ને ફરીથી પણ પુત્રપ્રાપ્તિ કરનારાં કર્મો કરવાને તેમણે વિનતિ કરી.[૬૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ચૌદમો સર્ગ સંપૂર્ણ.**



# રામજન્મ પ્રસંગ.

## સર્ગ ૧૫ મો.

### ભગવાન્ પ્રત્યે દેવતાઓની પ્રાર્થના.

મહાબુદ્ધિમાન્ તેમ જ વેદ જાણનાર ઋષ્યશૃંગે, પુત્રેષ્ટિ માટે ક્યાં કર્મો કરવાં જોઇએ, તેનો વિચાર

કરવા માંડ્યો; ને તેથી તેમાં અમુક કર્મો જ કરવાં યોગ્ય છે, એવો તેમના મનને નિશ્ચય થવાથી પોતે દશરથરાય પ્રત્યે વિનય સહિત બોલ્યા;[૧] "હે રાજન્! તમને પુત્રપ્રાપ્તિ માટે હું અથર્વવેદના મંત્રોએ કરી, પુત્રેષ્ટિ કરાવીશ, કે જેને માટે કલ્પસૂત્ર નામના ગ્રંથોમાં તેમ કરવા માટે કહેલું છે."[૨] એમ કહ્યા પછી તેમણે પુત્રકામેષ્ટિ કરવા માંડી; ને કલ્પસૂત્રના મંત્રોમાં કહેલાં કર્મોવડે અગ્નિમાં આહુતિ આપી.[૩] તે આહુતિઓ યથાયોગ્ય ગ્રહણ કરવા સારુ દેવતા, ગંધર્વ, સિદ્ધ તથા શ્રેષ્ઠ ઋષિઓ વગેરે ત્યાં આવ્યા ને પોતપોતાનો યજ્ઞ-ભાગ ગ્રહણ કરી દશરથરાયની રાજસભામાં સર્વ એકત્ર થયા.[૪] આ સમયે તે સભામાં બ્રહ્મદેવ પણ મહાન્ ઋષિમંડળ સહિત વિરાજેલા હતા; ઇંદ્રાદ્રિ લોકપાળો પણ ત્યાં આવી મળેલા હતા. આવો અત્યુત્તમ પ્રસંગ જોઇ, સર્વ દેવતાઓએ બ્રહ્મદેવની ઘણી સ્તુતિ કરી ને પછી પોતાનું દુઃખ નિવેદન કરવાનો આવો સમય ફરીને સહજ પ્રાપ્ત થવો મુશ્કેલ છે, એમ ધારી તેઓ પિતામહ* પ્રત્યે ઘણી દીન વાણીથી આ પ્રમાણે કહેવા લાગ્યા.[૫]

"હે પિતામહ! હે ભગવન્! આપની મહત્કૃપાનો પાત્ર થવાથી, રાવણ નામનો દુષ્ટ રાક્ષસ અમને સર્વને મોટો પીડાકારક થઇ પડ્યો છે. તે એટલો બધો ત્રાસ આપે છે કે, જે સહન કરવાને પણ અમે સમર્થ નથી, તો પછી તેનું શાસન કરવાને તો ક્યાં-થી જ સમર્થ હોઇએ ?[૬] હે પ્રભુ! એ એટલો બધો મદોન્મત્ત થવાનું કારણ માત્ર આપનું વરદાન જ છે; અને અમે એ આપના વરદાનને માન આપવાથી જ એ દુષ્ટનું સર્વ સહન કરીએ છીએ.[૭] તે દુષ્ટમતિ રાવણ માત્ર અમને જ નહિ, પણ ત્રણે લોકને પીડા પમાડે છે; તથા જેઓને સમૃદ્ધિ આદિથી પોતાના કરતાં અધિક દેખે છે, તેઓનો તો એ બહુ જ દ્વેષી છે. દેવ-તાઓના રાજા ઇંદ્રનો પણ એ પરાભવ કરવા ઇચ્છે છે.[૮] વળી આપના વરદાનથી મોહિત થયેલો એ દુર્ધર્ષ રાવણ, ઋષિ, યક્ષ, ગંધર્વ, બ્રાહ્મણ તથા અસુરોને પણ અતિ પીડા કરે છે.[૯] એ દુષ્ટને સૂર્ય તપાવતો નથી, વાયુ પોતાનું પ્રાબલ્ય દેખાડી તેની આગળ વાઇ શકતો નથી, તેમ ચલાયમાન લહરોવાળો સમુદ્ર પણ તેને જોઇને કંપારવ પણ કરી શકતો નથી—અર્થાત્ સ્થિર થઇ જાય છે.[૧૦] માટે હે ભગવન્! તે ભયંકર રૂપવાળા રાક્ષસ રાવણથી અમને મોટું ભય રહે છે, તો અમો દીન જનોપર કૃપા કરી, તે દુષ્ટના વધ સારુ આપે કોઈ પણ ઉપાય કરવો જોઇએ."[૧૧]

દેવતાઓની એવી સ્તુતિ સાંભળી, દયાળુ બ્રહ્મદેવે વિચાર કરી તેઓને કહ્યું; "ધીરજ રાખો. રાવણ અતિ દુષ્ટ થયો છે એ હું જાણું છું. તેમ જ એ દુરા-ત્માના મરણનો ઉપાય પણ મેં જાણ્યો છે.[૧૨] પૂર્વે રાવણને જ્યારે હું વરદાન આપવા ગયો, ત્યારે તેણે મારી પાસે એવું વરદાન માગ્યું હતું કે, 'ગંધર્વ, યક્ષ, દેવતા તથા રાક્ષસો મને મારી શકે નહિ,' એ સાંભળી મેં પણ તેને તેમ જ થવાનું કહ્યું.[૧૩] પણ એ અભિ-માની રાવણ, મનુષ્યોને તો પોતાના મનમાં કંઈ લેખ-વતો જ નહતો, તેથી તેઓની અવજ્ઞાને લીધે મારી પાસે વર માગતાં 'મનુષ્યોથી પણ મારું મૃત્યુ ન થાય' એમ બોલ્યો નથી. માટે તેનો વધ મનુષ્ય દેહધારીથી જ થશે, બીજાથી થઇ શકશે નહિ."[૧૪]

બ્રહ્મદેવે કહેલાં એવાં પ્રિય વચન સાંભળી, દેવતાઓ તથા મહર્ષિઓ સર્વેને અત્યંત હર્ષ થયો.[૧૫] એ પછી થોડીકવારે તેઓ સઘળા અન્યોન્ય વાતો કરતા, તેમ જ 'મનુષ્ય દેહ ધરીને રાવણનો વધ કરવાને કોણ સમર્થ છે,' એનો વિચાર કરતા બેઠા હતા, તેવામાં સર્વના આશ્ચર્ય વચ્ચે પોતાની મહા તેજોમય કાંતિથી સર્વને પ્રકાશિત કરતા જગત્પતિ વિષ્ણુ ત્યાં પધાર્યા. તે સમયે શ્રીહરિએ ચતુર્ભુજ રૂપ ધારણ કરી, શંખ, ચક્ર, ગદા આદિ આયુધો ધારણ કીધાં હતાં; દિવ્ય પીતાંબર પહેર્યું હતું; કાનમાં કુંડળ, તેમ જ ભુજાઓ વિષે હાટક નામના સુવર્ણના બાજુબંધ શોભી રહ્યા હતા. એ સર્વની શોભાને ઢાંકી નાંખનારો કૌસ્તુ-ભમણિ તેમના હૃદયસ્થળમાં વિરાજી રહ્યો હતો. એવી મનોહર છટાથી ગરુડારૂઢ થઈ પ્રભુ પધારતા હતા, તે વખતે જાણે મેઘનું વાહન કરી સૂર્ય જ આ ભૂમિ ઉપર આવતા હોયની શું, તેમ લાગતું હતું. ભગ-વાનને ત્યાં આવતા જોઇ, બ્રહ્મદેવ, ઇંદ્ર, તેમ જ સભા-માંના સર્વ સુરમુનિઓ એકે સાથે ઉભા થયા, ને વેદ-વાણીથી તેમની ઘણી સ્તુતિ કરી પ્રણામ કર્યા.[૧૬–૧૭] પછી એક અત્યંત શોભાયમાન, રત્નજડિત દિવ્ય સિંહા-સનપર વિરાજવાને સર્વેએ પ્રભુને વિનતિ કરી, એટલે તેપર પ્રભુ વિરાજ્યા. પછી સર્વ જન પોતપોતાને આસને બેઠા. પછી ષોડશોપચારથી હરિનું પૂજન કરી, બ્રહ્માદિ દેવતાઓએ પુનઃ ભગવાનનું સ્તવન આરંભ્યું. સ્તુતિથી તેમને પ્રસન્ન કરીને પોતાનો હેતુ તેમની આગળ પ્રગટ કીધો:–[૧૮]

* બ્રહ્મદેવ.

તેઓ બોલ્યા; "હે વિષ્ણો! હે સચરાચર વ્યાપી પ્રભો! અમે તને આખા જગતના કલ્યાણને માટે વિનવીએ છીએ કે, ધર્મ જાણનાર, વદાન્ય, મહર્ષિ સરખો તેજસ્વી આ અયોધ્યાપતિ દશરથરાયની હ્રી, શ્રી તથા કીર્તિ સમાન ત્રણ સ્ત્રીઓ છે.[૧૯-૨૦] તેને વિષે તું જૂદા જૂદા ચાર અંશરૂપે પુત્રપણાંને પામી, મનુષ્ય સ્વરૂપ ધારણ કરી, આખા જગતને કંટકરૂપ થઇ પડેલો રાવણ, જેનો અમારાથી કોઇપણ પ્રકારે પરાભવ કરી શકાય તેમ નથી, તેનો યુદ્ધમાં નિપાત કર. હે ભગવન્! એ મૂર્ખ રાક્ષસ રાવણ પોતાનામાં ઘણું જ બળ હોવાથી, દેવતાઓ, ગંધર્વો, સિદ્ધો, તેમ જ શ્રેષ્ઠ ઋષિઓને પણ ઘણો પીડાકારી થઇ પડ્યો છે. એને શું કરવું જોઇએ ને શું ન કરવું જોઇએ, એનો જરા પણ વિચાર નથી. એણે નંદનવનમાં ક્રીડા કરતા ઘણાક ઋષિ, ગંધર્વ તથા અપ્સરાઓનો નાશ કર્યો છે. હે દયાળુ પ્રભુ! એનાં દુષ્ટ કૃત્યોનું અમો શું વર્ણન કરીએ? હે નિયંતા! તે રાક્ષસના વધની પ્રાર્થના કરી, આ સિદ્ધ, ગંધર્વ તથા યક્ષગણો સહિત અમે તથા આ મુનિઓ તારે શરણે આવ્યા છીએ. કારણ કે અમારા સર્વની પરમ ગતિ તું જ છો;[૨૧-૨૫] માટે અમો સર્વના શત્રુરૂપ રાક્ષસનો વધ કરવા સારુ મનુષ્ય લોકમાં અવતાર લેવાનું તું મન કર."

એ પ્રમાણે સર્વેએ ઘણીક નમ્રતાપૂર્વક સ્તુતિ અને પ્રણામ કરવાથી, દેવોના પણ દેવ વિષ્ણુ પ્રસન્ન થયા, ને ત્યાં મળેલા બ્રહ્મા આદિ સર્વ દેવતાઓ પ્રત્યે તેણે મહા ગંભીર વાણીથી કહ્યું;[૨૬-૨૭] "હે ભદ્રો! તમે ભયનો ત્યાગ કરો, તમારું કલ્યાણ થશે. હું તમારું હિત કરવા માટે આ પૃથ્વીવિષે અવતાર ધારણ કરીશ; અને પુત્ર પૌત્રાદિ કુટુંબ, તેમ જ પ્રધાનો, સલાહકારો, નાતિલાઓ તથા બાંધવો સહિત એ ક્રૂર, દુરાધર્ષ અને દેવતા તથા ઋષિઓને ભય આપનાર રાવણનો નાશ કરીશ. પછી અગિયાર સહસ્ર વર્ષ પર્યંત આ પૃથ્વીનું પાલન કરતો થકો મનુષ્ય લોકને વિષે રહીશ."

એ પ્રમાણે દેવતાઓને વરદાન આપ્યું.[૨૮-૨૯] પછી સર્વના આત્મારૂપ તથા કમળ સરખાં નેત્રવાળા ભગવાન્ "મારે કયે સ્થળે જન્મ લેવો?" એમ જાણે વિચાર કરતા હોય તેવા દેખાયા. પણ પછી થોડીકવારે, "હું દશરથ રાજાને ત્યાં ચાર પુત્રરૂપે અવતાર લઇશ" એમ ઇચ્છા દર્શાવી. એ જોઇ રુદ્ર તથા અપ્સરાઓ સહિત સર્વ દેવતા, ઋષિ અને ગંધર્વો વગેરે પોતાનું દુઃખ નાશ પામવાનો સમય નજીક આવ્યો જાણી, ઘણો હર્ષ પામ્યા, ને દિવ્ય વાણીથી ભગવાન્ મધુસૂદનની* પરમ સ્તુતિ કરવા લાગ્યા.[૩૦-૩૨]

"હે નારાયણ! હે પરાત્પર પુરુષોત્તમ! તારું આ સ્થળે પધારવું, એ અમારા પરમ અનુગ્રહરૂપ થયું છે. હે દીનબંધુ! રાવણ, કે જે ઉદ્ધત, ઉગ્ર તેજસ્વી, પ્રતિદિન વધતા જતા અભિમાનવાળો, દેવતાઓનો દ્વેષ કરનાર, સાધુ તથા તપસ્વીઓને કંટકરૂપ અને સર્વને ભય ઉપજાવનાર છે, તેનો તું સમૂળો નાશ કર.[૩૩] હે પ્રભુ! વિશેષે કરી ત્રણ લોકને ત્રાહે ત્રાહે પોકરાવનાર તથા ઉગ્ર પરાક્રમવાળા એ દુષ્ટનો બાંધવ અને સેના સહિત નાશ કરીને પાછો તાપ રહિત થઈ, તેં જ રક્ષણ કરેલા, રાગાદિક દોષ વગરના વૈકુંઠલોક પ્રત્યે તું પધાર."[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૬ મો.

## રાણીઓને રહેલો ગર્ભ.

એ પ્રમાણે દેવતાઓએ પ્રાર્થના કરી, એટલે નારાયણ-વિષ્ણુ ભગવાન્, જો કે પોતે સઘળું જાણે જ છે, તો પણ તેઓને પૂછવા લાગ્યા:[૧] "હે દેવતાઓ! એ રાક્ષસોના અધિપતિ રાવણનો નાશ કરવાનો શો ઉપાય છે કે જે વડે હું, ઋષિઓને કંટકરૂપ થઈ પડેલા એ દુષ્ટનો વધ કરી શકું?"[૨] એ સાંભળી દેવતાઓ તેને નમન કરી કહેવા લાગ્યા; "હે ભગવન્! આપ મનુષ્ય સ્વરૂપ ધારણ કરીને સંગ્રામમાં રાવણનો નાશ કરો;[૩] કારણ કે પૂર્વે એણે ઘણા કાળ સૂધી તીવ્ર તપ કર્યું હતું, તેથી તેનાપર પ્રસન્ન થઈ, બ્રહ્મા કે જેમણે સર્વથી પહેલાં ઉત્પન્ન થઇને પછી સર્વને ઉત્પન્ન કર્યા છે તેમણે, તેને એવું વરદાન આપ્યું છે કે, 'મનુષ્ય વગર બીજા અનેક પ્રકારના ભૂત પ્રાણીથી તને ભય નથી.'[૪-૫] કારણ કે, વરદાન માગતી વેળાએ તેણે મનુષ્યોને તો ગણકાર્યા જ ન હોતા. હવે હે પ્રભુ! એ પ્રમાણે બ્રહ્મદેવના વરદાનથી અતિ ગર્વિષ્ઠ થયેલો રાવણ, ત્રણે લોકને સંકટ આપે છે, તથા સ્ત્રીઓનું હરણ કરે છે; માટે મનુષ્યથી જ તેનું મરણ થશે એમ અમે નિશ્ચય કર્યો છે."[૬-૭] દેવોનાં એવાં વચન સાંભળી, સ્થિરચિત્તવાળા વિષ્ણુએ, દશરથરાજાને ત્યાં જ અવતાર લેવાનો નિશ્ચય કર્યો;[૮] આ વેળા પુત્રહીન, મહા કાંતિમાન્ તથા શત્રુઓનો નાશ કરનારા દશરથ

* મધુ નામના દૈત્યને હણનાર.

રાજા યજ્ઞને વિષે પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી પુત્રકામેષ્ટિ નામનું કર્મ કરતા હતા,[૯] ત્યારે તેમને ત્યાં જ અવતરવું એમ નિશ્ચય કરી ભગવાન્ જવાને તૈયાર થયા; એટલે બ્રહ્માદિ દેવતાઓ તથા ઋષિઓએ તેમનું પરમ હર્ષથી પૂજન કર્યું. પછી તેમની રજા લઈ જયજયકારનો મંગળ ધ્વનિ થતાં ભગવાન્ અંતર્ધાન થઈ ગયા![૧૦]

[આણીગમ દશરથરાય પુત્રેષ્ટિ યજન કરતા હતા ત્યાં સૌ ઋષિ મુનિ આવ્યા. યજ્ઞકુંડમાં નાના પ્રકારના સૌગંધિક પદાર્થો હોમાતા હતા, તેને લીધે મનને આનંદમાં તલ્લીન કરી નાંખે એવો પરિમળ ભરેલો યજ્ઞધૂમ્ર ચોમેર ફેલાઈ રહ્યો હતો. બ્રાહ્મણો, સ્વરસહિત શુદ્ધોચ્ચારથી ચારે વેદના મંત્રો ભણતા હતા, ને તે સાંભળીને હોતાઓ* સ્વાહા સ્વાહાના શબ્દોનો ઘોષ કરી રહ્યા હતા. હવિ† લેવાને આવતા, તેમ જ તે ગ્રહણ કરીને પોતપોતાને માટે નિર્માણ કરી રાખેલાં આસનોપર બેસતા દેવતાઓ, પોતાના અત્યંત રૂપ સૌંદર્યથી, તેમ જ તેમણે પહેરેલા દિવ્ય વસ્ત્રાલંકારોથી, સૌને સાનંદાશ્ચર્ય પમાડી રહ્યા હતા. યજ્ઞમાં હોમાતા ઘૃતનો ઘોઘ તો મનને કંઈ જૂદી જ પ્રકારે આશ્ચર્યમાં ગરકાવ કરતો હતો. યજ્ઞકુંડમાંનો અગ્નિ, તેમાં નાના પ્રકારની આહુતિઓના હોમાવાથી, ક્ષણમાં ગુમ થઈ જતો, તો ક્ષણમાં તેમાંથી મહાદીર્ઘ જ્વાળાઓ નીકળતી હતી. આ વેળાની યજ્ઞની આવી શોભાને નિરખવાને ભાગ્યશાળી થયેલા સહસ્રાવધિ લોકોના દેખતાં] પુત્રેષ્ટિ યજ્ઞકુંડમાંથી એક અત્યંત મોટી જ્વાળા પ્રગટી. તેના મધ્ય ભાગમાંથી દુંદુભિના જેવો ઘોર શબ્દ કરતો ને મહા ભવ્યાકૃતિવાળો એક તેજસ્વી પુરુષ પ્રકટ થયો. પર્વત જેવડા મોટા દેહવાળો એ પુરુષ, અતુલ કાંતિમાન્, મહાવીર્યવાન્, મહાબળવાન્ ને કૃષ્ણવર્ણ હોવાથી સાક્ષાત્ વિષ્ણુરૂપ જ હતો. તેણે રક્તવસ્ત્રો ધારણ કરેલાં હતાં; તેનું મુખારવિંદ પણ રક્તવર્ણ જ હતું; તેના મસ્તકના તથા દાઢીમૂછના કેશ સિંહના સરખા મજબૂત અને ચીકણા હતા.[૧૧-૧૨] તેણે દિવ્ય અલંકારો ધારણ કરેલા હતા તેથી, તેમ જ બીજાં સર્વ શુભ લક્ષણસંપન્ન હોવાથી તે બહુ શોભાયમાન લાગતો હતો. તે મદોન્મત્ત સિંહ સમાન પરાક્રમી તથા અગ્નિશિખા સમાન તેજસ્વી હોવાથી જાણે બીજો સૂર્ય જ હોયની, તેમ લાગતું હતું. તેણે પોતાના બંને હાથમાં, જાંબુનદ સુવર્ણની દિવ્ય દુધપાકથી ભરેલી થાળી, પ્રિય સ્ત્રીની પેઠે ગ્રહણ કરેલી હતી. આવા દિવ્ય સ્વરૂપે પ્રકટ થનાર પ્રતાપી પુરુષ બીજો કોઈ નહિ, પણ એ મહાયજ્ઞનો મૂર્તિમાન્ દેવતા–સાક્ષાત્ અગ્નિદેવ જ હતો. તેનું આ ઠેકાણે પ્રકટ થવું, એ દશરથ રાજાના આ મહાન્ કાર્યના ઉત્કૃષ્ટ ફળરૂપ હતું.[૧૩-૧૫] સર્વ દેવગણો તથા મનુષ્ય ગણોને આવી રીતે આશ્ચર્ય પમાડતાં, અગ્નિકુંડમાંથી પ્રકટ થતાં જ રાજાને સંબોધીને તે બોલ્યા; "હે નૃપ! હું વિષ્ણુરૂપ જ અહીં આવેલો છું, એમ તું જાણ."[૧૬] આ પ્રમાણે એકાએક આશ્ચર્યરૂપ તેમનું પ્રકટ થવું જોઈને તથા તે જ પ્રમાણે તેનું વચન સાંભળીને, સર્વજનો સહિત રાજાને અતિ સાનંદાશ્ચર્ય પ્રાપ્ત થયું; ને તુરત ઉભા થઇ, તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી સ્થિર થઇને દશરથરાયે તેને કહ્યું; "હે ભગવન્! આપ ભલે પધાર્યા! અહો! મારું મહાભાગ્ય ઉદય થયું, કે જેથી આપ સાક્ષાત્ વિષ્ણુરૂપ પ્રજાપતિનાં દર્શન થયાં. હે પ્રભુ! હું આપનું શું પ્રિય કરું!"[૧૭]

આ પ્રમાણેનાં દશરથરાયનાં વચન સાંભળી, સંતુષ્ટ થઈ અગ્નિદેવે પુનઃ રાજાને કહ્યું; "હે રાજસિંહ! તહેં અશ્વમેધ યજ્ઞ કરી, સર્વ દેવતાઓનું પૂજન કર્યું, એ મારું જ પ્રિય કરેલું છે; માટે હું તને આ દિવ્ય પાયસાન્ન આપું છું તે ગ્રહણ કર. એ દિવ્ય પાયસાન્ન, કે જેને પ્રજાપતિએ આ યજ્ઞના ફળરૂપ નિર્માણ કરેલું છે, તે અતિ પ્રશસ્ત, આરોગ્યને વધારનાર તથા ઉત્તમ પ્રજાની ઉત્પત્તિ કરનાર છે.[૧૮-૧૯] માટે એ ગ્રહણ કરી, સકલ ગુણસંપન્ન સ્ત્રીઓને આપ. કારણ તેઓએ એનું ભોજન કરવાથી જે અર્થે તું યજ્ઞ કરે છે, તે વસ્તુ (પુત્ર)ને અવશ્ય પામશે."[૨૦]

એ વચન સાંભળી દશરથરાય ઘણો જ પ્રસન્ન થયો તથા ઘણી નમ્રતાપૂર્વક તે અગ્નિદેવના બોલવાનો સ્વીકાર કરી, તે દૈવનિર્મિત પાયસાન્નથી ભરેલી સુવર્ણની થાળી, અત્યંત આદર અને હર્ષ સાથે ગ્રહણ કરી.[૨૧] પછી તે પ્રિય દેખાવવાળા તથા અદ્‌ભુત રીતે અગ્નિકુંડમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિદેવને નમસ્કાર કરી, વારંવાર તેની પ્રદક્ષિણા કરી.[૨૨] મહા નિર્ધન પુરુષને એકાએક પુષ્કળ ધન પ્રાપ્ત થવાથી જેટલો આનંદ થાય, તેવો જ આનંદ આ સમયે દિવ્ય પાયસાન્ન પ્રાપ્ત થવાથી દશરથ રાજાને થયો હતો.[૨૩]

એ પાયસાન્ન રાજાએ ગ્રહણ કર્યો કે, તુરત તે મૂર્તિમાન્ અગ્નિ, અદ્‌ભુતાકાર તથા અત્યંત પ્રકાશમાન પાયસાન્ન દશરથ રાજાને અર્પણ કરવારૂપ કર્મ સમાપ્ત કરીને, જોતજોતામાં અગ્નિકુંડમાં જ અંતર્ધાન થઇ ગયા.[૨૪]

* આહુતિ આપનારા. † આહુતિ.

આ દ્રિવ્ય ચરુ, કે જેના ભક્ષણ કરવાથી સ્ત્રીઓને નિશ્ચય ગર્ભ રહે એવો છે, તે દશરથરાયને પ્રાપ્ત થયો જાણી, તેમના અંતઃપુરની રાણીઓને અપાર આનંદ પ્રાપ્ત થયો; અને જેમ સર્વ લોકને હર્ષ પમાડનારાં શરદ્ ઋતુના ચંદ્રનાં કિરણોથી સઘળું આકાશ ઝળહળી રહે છે, તેમ આખું અંતઃપુર હર્ષનાં કિરણોથી ઝળહળી રહ્યું.[૨૫] પછી રાજા દશરથ તે ચરુ લઇને ત્યાં ગયો અને પ્રથમ પોતાનાં મોટાં પટ્ટરાણી કૌશલ્યાને તેમાંનો અર્ધ ભાગ આપી કહ્યું; "આથી તને નિઃશંક પુત્રની પ્રાપ્તિ થશે, માટે પવિત્ર થઇને તું એનું પ્રાશન કર."[૨૬] પછી બાકી રહેલા અર્ધ ભાગમાંથી બે ભાગ કરી, એક રાણી સુમિત્રાને આપ્યો,[૨૭] અને બીજો જે ભાગ બાકી રહ્યો હતો, તેના ફરી બે ભાગ કરી, તેમાંનો એક પુત્રપ્રાપ્તિને માટે કૈકેયીને આપ્યો, ને બીજો ભાગ, કે જે અમૃતતુલ્ય પાયસાન્ન અષ્ટમાંશ હતો, તે પુનઃ સુમિત્રાને આપ્યો. એ રીતે તેમણે દિવ્ય ચરુના પોતાની સ્ત્રીઓને યોગ્યતા પ્રમાણે જૂદા જૂદા વિભાગ કરી આપ્યા. તે લેતાં એ સર્વે રાણીઓને ઘણો હર્ષ થયો, તેમ જ પોતાનું બહુ સન્માન થયું એમ પણ તેઓએ માન્યું.[૨૮-૩૦]

હવે પોતપોતાને મળેલા તે ઉત્તમ પાયસાન્ન પ્રાશન કરવાથી મહીપતિ દશરથની તે ઉત્તમ રાણીઓએ થોડા જ સમયમાં અગ્નિ તથા સૂર્ય સરખા તેજસ્વી ગર્ભોને ધારણ કર્યા.[૩૧]

આમ પોતાનો ઇચ્છિત મનોરથ સફળ થવાથી, અર્થાત્ પોતાની રાણીઓને ગર્ભવતી થયેલી જોઇને, સ્વર્ગમાં સિદ્ધપુરુષો તથા ઋષિગણોએ પૂજેલો રાજા દશરથ, સ્વર્ગને વિષે જેમ ઇંદ્ર હર્ષ પામે, તેમ હર્ષ પામતો હવો.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સોળમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૭ મો.

## વાનરાદિની ઉત્પત્તિ.

મહાત્મા દશરથરાયના પુત્રપણાને પામવા સારુ, તેમની રાણીઓને વિષે, પૂર્વે નિશ્ચય કર્યા પ્રમાણે સાક્ષાત્ વિષ્ણુ જ ગર્ભરૂપે રહ્યા ત્યારે સ્વયંભૂ ભગવાને, સમગ્ર દેવતાઓને બોલાવીને કહ્યું;[૧] "જુઓ, તમારા સૌના દુઃખના નાશનો અને સુખની પ્રાપ્તિનો સમય નજીક આવ્યો છે; કારણ કે નિરંતર આપણું હિત ઇચ્છનાર, સત્યવાદી તથા શૂરવીર વિષ્ણુ, પૃથ્વીપર અવતરવા માટે દશરથ રાજાની રાણીઓના ગર્ભરૂપે રહ્યા છે.[૨] તેમની સહાયતા કરવા સારુ તમે, મુખ્ય અપ્સરા, ગંધર્વી, યક્ષિણી, યક્ષ, નાગકન્યા, વિદ્યાધરી, કિન્નરી, રીંછડી તથા વાનરી ઇત્યાદિ સ્ત્રીઓને વિષે પોતાના સરખા પરાક્રમી પણ વાનરરૂપ પુત્રોને ઉત્પન્ન કરો. એ વાનરપુત્રો એવા હોવા જોઇએ કે, જેઓ મહા બળવાન્, ઇચ્છિત રૂપ ધરવાવાળા, માયાવી, પરાક્રમી, વાયુ સમાન ગતિવાળા, નીતિમાન્, બુદ્ધિમાન વિષ્ણુ સરખા વિરલા, શત્રુથી પરાભવ ન પામે એવા, યુદ્ધના સર્વ ઉપાય જાણનારા, ઉગ્ર, તેમ જ દૃઢ શરીરવાળા તથા શત્રુએ મૂકેલાં સર્વ અસ્ત્રોને પાછાં વારી શકે એવા દેવતાઓના ગુણથી સંપન્ન હોય.[૩-૬] વળી હે દેવો! મેં પણ પૂર્વે રીંછોમાં શ્રેષ્ઠ એક જાંબુવાન્ નામના પુત્રને ઉત્પન્ન કર્યો છે; જે બગાસું ખાતી વખતે મારા મ્હોંમાંથી ઉત્પન્ન થયો હતો."[૭]

એ પ્રમાણેનાં બ્રહ્માનાં વચન સાંભળીને, તેમની તે આજ્ઞાને માન્ય કરી, દેવતાઓએ વાનરોની સૃષ્ટિ પેદા કરવા માંડી;[૮] તેમ જ મહાત્મા ઋષિઓ, સિદ્ધો, વિદ્યાધરો, નાગો તથા ચારણો વગેરે સૌએ મહા શૂરવીર અને વનમાં ફરનાર વાનર પુત્રોને ઉત્પન્ન કરવા માંડ્યા.[૯] પ્રથમ ઇંદ્રે મહેંદ્રગિરિ સરખી કાંતિવાળા તથા સર્વ વાનરના રાજા વાલી* નામના પુત્રને ઉત્પન્ન કર્યો; અને તપનાર-તેજસ્વીઓમાં શ્રેષ્ઠ સૂર્યે, સુગ્રીવને જન્મ આપ્યો.[૧૦] બૃહસ્પતિએ સર્વ વાનરોના મુખીઓમાં શ્રેષ્ઠ અને બુદ્ધિમાન્ મહાકપિ તારને ઉત્પન્ન કર્યો;[૧૧] કુબેરે શોભાયમાન ગંધમાદન નામના વાનરપુત્રને ઉત્પન્ન કર્યો; વિશ્વકર્માએ મહાકપિ નલને ને અગ્નિએ શ્રીમાન્ તથા પોતાના સરખી કાન્તિવાળા નીલવાનરને ઉત્પન્ન કર્યો, કે જે વિર્યવાન્, તેજ, યશ અને બળમાં પિતા કરતાં અધિક થયો.[૧૨-૧૩] પોતાના સૌંદર્યરૂપ જ દ્રવ્યવાળા, તેમ જ રૂપવડે સર્વ લોકમાં માન્ય ગણાતા અશ્વિનીકુમારોએ મૈંદ તથા દ્વિવિદ નામના બે વાનરોને ઉત્પન્ન કર્યા;[૧૪] વરુણે સુષેણ વાનરને ઉત્પન્ન કીધો. મહાબળવાન્ મેઘે શરભ વાનરને તથા વાયુએ વજ્ર

* આ સર્વ વાનરાદિકનું અવતરવું રામભદ્રની સહાયને અર્થે જ છે. પણ આ વાલીનો તો તેમણે પોતે જ વધ કર્યો હતો, તો તેના અવતારનું અહીં શું પ્રયોજન હતું, એમ કેટલેક સ્થળે શંકા કરવામાં આવે છે. વાલીના પુત્ર અંગદદ્વારા ભગવાનને પૂર્ણ સહાય મળી. એણે પોતે પણ દુંદુભિ આદિ રાક્ષસોને મારી ભગવાનનું સહાય જ કીધેલું છે એટલે તેનો અવતાર સહાયરૂપ થયો છે.

સરખા દેહવાળા, ગરુડ સમાન વેગવાળા અને સર્વ વાનરાધિપતિઓમાં બુદ્ધિમાન્ તથા બળવાન્ શ્રીમાન્ વજ્રાંગ હનુમાનને જન્મ આપ્યો.[૧૫-૧૬]

આ રીતે દેવતાઓથી ઉત્પન્ન થયેલા રાવણનો વધ કરવા માટે ઉદ્યોગી, અતુલ બળવાળા, શૂરવીર, પરાક્રમી, ઇચ્છિત રૂપવાળા ને હાથી તથા પર્વત જેવડા દેહવાળા હજારો રીંછો, વાનરો તથા ગોપુચ્છવાનરો* શીઘ્ર જ ઉત્પન્ન થયા. જે દેવતાનાં જેવાં વર્ણ, વેશ તથા પરાક્રમ હતાં, તેણે તેવા જ વર્ણ, વેશ તથા પરાક્રમવાળા જૂદા જૂદા વાનરપુત્રો ઉત્પન્ન કર્યા. જેઓ ગોલાંગૂલી,† રીંછડી તથા કિન્નરીને વિષે ઉત્પન્ન થયા, તેઓમાંના કેટલાક તો પોતાના જન્મ આપનાર દેવતા કરતાં પણ અધિક પરાક્રમી નીકળ્યા.[૧૭-૨૦] આવી રીતે હર્ષ પામેલા દેવો, મહર્ષિઓ, ગંધર્વો, ગરુડો, યશસ્વી યક્ષો, સર્પો, કિંપુરુષો, સિદ્ધો, વિદ્યાધરો તથા ચારણ વગેરેએ, અપ્સરાઓ, વિદ્યાધરીઓ, નાગકન્યાઓ અને ગંધર્વીઓને વિષે, વનમાં ફરનારા અને મોટા શરીરવાળા અસંખ્ય વાનરોને ઉત્પન્ન કીધા.[૨૧-૨૪] એ પ્રતાપી પુરુષોથી જન્મ પામનાર સર્વ વાનરો ઇચ્છિત રૂપ ધરનારા, બળવાન્ તથા પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા, સિંહ તથા વ્યાઘ્ર પેરે ગર્વથી ભરેલા, મોટી શિલાઓ તથા પર્વતોથી યુદ્ધ કરનારા,[૨૫] તીક્ષ્ણ દારુણ નખો અને દાઢોરૂપ શસ્ત્રવાળા, વળી સર્વ અસ્ત્રવિદ્યામાં પણ કુશળ, મોટા પર્વતોને પણ પોતાના બળથી ધમધમાવી-ડગાવી નાંખનારા, મહાદૃઢ અને સ્થિર વૃક્ષોને પણ ઉખેડી નાંખનારા, નદીઓના પતિ સમુદ્રને પણ વેગે કરી ક્ષોભ પમાડનારા, પગપ્રહારમાત્રથી પૃથ્વીને પણ ધણધણાવી ભેદી નાંખનારા, મહા સમુદ્રનું ઉલ્લંઘન કરનારા,[૨૬-૨૭] આકાશમાં ઉડનારા, ગગનમાં ચઢેલા મેઘને પણ પકડી રાખે એવા, વનમાં પોતાની ઇચ્છા પ્રમાણે ફરતા મદોન્મત્ત હાથીઓને પણ પકડી અટકાવનારા,[૨૮] ઘોર શબ્દ કરનારા, તેમ જ આકાશમાં ભમતા મહાનૂ પક્ષીઓને એક હાકોટાથી જ થરકાવીને ત્યાંથી નીચે પાડી નાંખે એવા પરાક્રમી થયા.[૨૯] એ પ્રમાણે કરોડ વાનરો, ઇચ્છિતરૂપ લેનારા, મહાત્મા તથા બીજા વાનરોના યૂથોને પાલન કરનારા થયા અને તેઓના પણ ઉપરી અર્થાત્ તેમનું પાલન કરનારા પ્રધાનો તે આગળ કહેલા તાર આદિ વાનરો થયા; અને તેઓએ વળી વાનરોના સમૂહને પાલન કરનારાઓમાં શ્રેષ્ઠ તેમ જ મહા શૂરવીર બીજા કપિઓને ઉત્પન્ન કીધા. એ સઘળામાંના કેટલાકોએ ઋક્ષવાન્ પર્વતની તળેટીમાં નિવાસ કીધો ને બાકીનાઓ બીજાં વનો તથા પર્વતોમાં જઇ રહ્યા.

સર્વ વાનરોના સમૂહનું પાલન કરનાર પ્રધાનોએ સૂર્યપુત્ર સુગ્રીવ, ઇંદ્રપુત્ર વાલી, નલ, નીલ, વાયુપુત્ર હનુમાન્ તથા બીજા શ્રેષ્ઠ કપિવીરોનો આશ્રય કર્યો.[૩૦-૩૩] તે ગરુડ સરખા બળવાન્ તથા યુદ્ધમાં કુશળ વાનરો મોટાં વનોમાં નિર્ભયપણે વિચરવા લાગ્યા, કે જેમને જોઇ ત્યાં વસનારા સિંહ, વાઘ તથા મહાસર્પો વગેરે ભયંકર પ્રાણીઓને પણ ત્રાસ ઉત્પન્ન થવા લાગ્યો.[૩૪] મહા બળવાન્ વાલી, કે જે અતિ પરાક્રમી તથા મહાબાહુ હતો, તે પોતાના ભુજબળે કરી રીંછ, ગોપુચ્છ તથા બીજા વાનરોનું રક્ષણ કરતો હતો.[૩૫] એ સર્વ શૂરવીર વાનરોથી, તેમ જ તેમને વસવાનાં અનેક પ્રકારનાં ભેદ ભરેલાં વિવિધ સ્થાનકોથી, પર્વત, વન તથા સમુદ્રસહિત આખી પૃથ્વી ખીચોખીચ ભરેલી દેખાતી હતી. શ્રીરામભદ્રની સહાય કરવાના હેતુથી પ્રકટ થયેલા પર્વતના શિખર સમાન અથવા આકાશમાં ઉપરાઉપરી ખરકાયલાં ઘોર વાદળાં સરખા, ભયંકર શરીરવાળા મહા બળવાન્ વાનરો તથા તેઓના મંડળનું પાલન કરનારા અધિપતિઓ વગેરેથી સર્વ ભૂમિ ખીચોખીચ ભરાઇ ગઈ હતી.[૩૬-૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે બાલકાણ્ડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૮ મો.

## દશરથને ઘેર પુત્રોનો જન્મ.

પ્રાસંગિક દેવતારૂપ વાનરોના અવતારોનું વર્ણન કર્યું. હવે પ્રાધનાવતાર વર્ણવે છે;-મહાત્મા દશરથરાયનો અશ્વમેધ અને પુત્રેષ્ટિ યજ્ઞ સંપૂર્ણ થયો, એટલે ભૂપે લીધેલી યજ્ઞદીક્ષા તથા બીજા સર્વ નિયમો પણ તે સાથે સમાપ્ત થયા. યજ્ઞપ્રસંગે નિમંત્રણથી આવેલા વિદેશી જનોને તથા રાજાઓ વગેરેને વિદાય કરવાનો પણ સમય સમીપ આવ્યો. પ્રથમ યજ્ઞના અંગભૂત આવેલા સર્વ દેવતાઓ, કે જેઓ પોતપોતાનો હવિર્ભાગ પામીને પરમ સંતુષ્ટ થયા હતા, તેઓ બહુ હર્ષ પામતાં દશરથરાયની આજ્ઞા લઇ સ્વસ્થાનકો પ્રત્યે જવાને સ્વર્ગમાર્ગે વિદાય થઇ ગયા; પછી દેશદેશાંતરના ભૂપતિઓને વિદાય કરવાની તૈયારીઓ ચાલી. તે સૌ સૌની યોગ્યતા

* ગોપુચ્છ=ગાયના જેવા પુંછડેથી વાળવાળા વાનરની એક જાત છે. † લાંબા પૂછડાવાળી વાનરની માદા-વાનરી.

પ્રમાણે સૌની, રુડા આદર સત્કારથી અયોધ્યાપતિએ પૂજા કીધી, ને તેમની સાથેના અધિકારીઓ, તેમ જ સેનાના યોધાઓ તથા વાહનો વગેરે સર્વને પોતાની તરફથી નાના પ્રકારનાં સુશોભિત વસ્ત્રો તથા આભરણોથી શણગારી દીધાં. પછી સૌ મહીપતિઓ પોતપોતાનાં સૈન્ય સજ્જ કરી, ઘણા પ્રેમથી દશરથને ભેટ્યા અને તેમની આજ્ઞા લઈ, મુનીશ્વર વસિષ્ઠ તથા ઋષ્યશૃંગને નમસ્કાર કરીને પોતપોતાના દેશપ્રત્યે પ્રયાણ કરવા લાગ્યા. આ સમયે એક બીજાથી છૂટા પડતા, તેમ જ પૃથક્ પૃથક્ માર્ગે વેરાતા પ્રત્યેક રાજાઓનાં સૈન્યો, દશરથરાયે આપેલાં વસ્ત્રાભરણાદિથી ચિત્રવિચિત્ર બની, અત્યંત શોભા આપતાં હતાં. આ મહા સંગમમાં આવેલા મહાન્ ઋષિઓ, બ્રાહ્મણો અને અન્ય વિદેશી જનો પણ દશરથ તરફથી પૂર્ણ સત્કાર પામી, સૌ સૌના દેશપ્રત્યે વિદાય થઈ, જૂદા જૂદા માર્ગે રાજાના યજ્ઞનાં વખાણ કરતા ચાલ્યા જતા હતા.[૧-૪]

એ પ્રમાણે સૌ સૌને માર્ગે પડી ગયા પછી, પોતાનાં સ્ત્રીગણ, ભૃત્ય, સેના તથા વાહનો આદિ સર્વ રસાલા સહિત મહારાજા દશરથે પુરપ્રવેશ કરવાની તૈયારી કરી. શુભ સમય જોઇ, વસિષ્ઠાદિ ઋષિઓને મુખ્ય કરીને સૌભાગ્યવતી સ્ત્રીઓનાં મંગળગીત તથા નાના પ્રકારનાં મનને હર્ષ પમાડનાર વાદિત્રોના ઘોષ વચ્ચે, તેમણે, રઘુકુલદીપકોથી વૃદ્ધિ પામેલી પરમ સૌભાગ્યવતી અયોધ્યાનગરીમાં પ્રવેશ કીધો.[૫] પછી પોતે જે અર્થે આવ્યા હતા, તે યજ્ઞકાર્ય પૂરું થયું તેથી, ઋષ્યશૃંગ પણ જવાને તૈયાર થયા. ત્યારે, દશરથરાયે તેમની બહુ આદરભાવથી પૂજા કરી, ને દક્ષિણા-ભેટ ઇત્યાદિથી ઘણા સંતુષ્ટ કીધા. પછી મુનિ ઋષ્યશૃંગ પોતાની સ્ત્રી શાન્તા તથા પુત્રને લઈ પોતાના નિવાસસ્થાન પ્રત્યે વિદાય થયા. કેટલાક સેવકો સહિત દશરથ રાજા તેમને થોડેક સૂધી જઇ વળાવી આવ્યા.[૬] એ પ્રમાણે સર્વ વાતે સંતુષ્ટ થયલા મનવાળા દશરથ રાજાએ વસિષ્ઠાદિ મુનિઓને પણ સૌ સૌના ગૃહ પ્રત્યે વળાવ્યા, ને પછી માત્ર પુત્રના જન્મનું જ ચિંતન કરતા પોતાના રાજગૃહને વિષે સુખે કરી વસવા લાગ્યા.[૭]

અશ્વમેધ યજ્ઞની સમાપ્તિને છ ઋતુ-અર્થાત્ બાર માસ વીતી ગયા. રુડી વસંત ઋતુના શોભાયમાન દિવસો ચાલતા હતા; એવામાં મહારાણી કૌસલ્યાને પ્રસવ થવાના દિવસો નજીક આવ્યા. અતિ પવિત્ર ચૈત્ર માસ બેઠો હતો, શુકલ પક્ષ હતું, તિથિ નવમી હતી ને ઉત્તમ પુનર્વસુ નક્ષત્ર હતું. એ વખતે રવિ, મંગળ, શનિ, ગુરુ તથા શુક્ર એ પાંચ ગ્રહ; મેષ, મકર, તુલા, કર્ક તથા મીન એ પાંચ રાશિરૂપ ઉચ્ચ સ્થાનને વિષે અનુક્રમે આવી રહેલા હતા. લગ્ન પણ કર્ક હતું અને કર્ક રાશિને વિષે જ ચંદ્ર તથા બૃહસ્પતિ ઉદય પામ્યા હતા.[૮-૯] આવો અત્યંત પવિત્ર, તેમ જ ઈશ્વરવિના અન્યને કોઇપણ રીતે પ્રાપ્ત થઇ શકે નહિ તેવો સમય આવેલો હતો. આકાશ નિર્મળ થઇ ગયું હતું, પૃથ્વી ઘણી પુણ્યવાન્ અને સ્વચ્છ શોભતી હતી, વાયુ સુગંધમય અને મંદમંદ વાતો હતો, ખરા મધ્યાહ્ન થવાથી સ્વચ્છ અને પવિત્ર જળાશયોમાંનાં કમળો સઘળાં ખીલી નીકળેલાં હતાં. એકંદર રીતે આખી સૃષ્ટિ મંગળમય લાગતી હતી. તેવે પુણ્યકાળે સૌભાગ્યવતી મહારાણી કૌસલ્યાએ, જગતના નાથ, સર્વ લોકે નમસ્કાર કરવા યોગ્ય, દિવ્ય લક્ષણયુક્ત વિષ્ણુના અર્ધ અર્થાત્ કંઇક ન્યૂન અંશવાળા, મહાભાગ્યવાન્ પુત્રને જન્મ આપ્યો. રક્ત નેત્ર, તેમ જ રક્ત ઓષ્ઠવાળા, દુંદુભિ સરખા ગંભીર શબ્દવાળા, મહાબાહુ અને અમિત તેજસ્વી પુત્રને પ્રસવવાથી, કૌસલ્યાજી, વજ્ર ધારણ કરનાર દેવોમાં શ્રેષ્ઠ ઇંદ્રવડે અદિતિ જેમ શોભે, તેમ અત્યંત શોભતાં હતાં.[૧૦-૧૨]

પછી દશરથરાયની બીજી પટ્ટરાણીઓ કૈકેયી તથા સુમિત્રાને પણ પ્રસૂતી થઈ. કૈકેયીએ વિષ્ણુના ચતુર્થાંશ અથવા તેથી કંઇક ન્યૂન અંશવાળા, વિષ્ણુના સર્વ ગુણયુક્ત તથા સત્ય પરાક્રમવાળા, સાક્ષાત્ ભરતને જન્મ આપ્યો. સુમિત્રાએ વિષ્ણુ (રામભદ્ર)ના કરતાં અર્ધા અંશવાળા, શૂરવીર તથા સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ લક્ષ્મણ તથા શત્રુઘ્નને જન્મ આપ્યો.[૧૩-૧૪] પ્રસન્ન બુદ્ધિવાળા ભરતનો જન્મ પુષ્ય નક્ષત્ર તથા મીન લગ્નના સમયમાં થયો હતો; લક્ષ્મણ તથા શત્રુઘ્ન આશ્લેષા નક્ષત્રમાં કર્ક લગ્ન આવ્યું ત્યારે જન્મ પામ્યા હતા.[૧૫]

મહાત્મા દશરથરાયને ત્યાં મહાગુણવાન્, સુંદર સ્વરૂપવાન્ તથા પૂર્વાભાદ્રપદ અને ઉત્તરાભાદ્રપદ નામના તારાઓ સમાન કાંતિવાળા ચાર પુત્રોનો જન્મ થયો.[૧૬] તે સમયના આનંદનું શું પૂછવું? આકાશમાં ગંધર્વો સુંદર ગાયન કરવા લાગ્યા, અપ્સરાઓ હર્ષભેર નૃત્ય કરવા લાગી, દેવતાઓ દુંદુભિના તથા જયજયકારના ધ્વનિ કરવા લાગ્યા તથા ગગનમંડળમાંથી દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી.[૧૭] એ સમયે અયોધ્યાવાસી જનોના આનંદનો તો પાર જ ન હતો. શેહેરના રથમાર્ગો, (રાજમાર્ગો) તેમ જ ગલીકુંચીના રસ્તાઓ તો, નટો તથા નર્તકોના સમુદાયથી ખીચોખીચ ભરાઈ ગયા

હતા.[૧૮] રાજાના પુત્રોની વધાઈ ગાનાર, હર્ષના પોકારો કરનાર તથા વાજિત્ર વગાડનારાઓની ત્યાં જે ભીડ થઇ હતી તેથી તથા તેઓના ઉપર મનુષ્યોએ વરસાવેલાં રત્નો, પૃથ્વીપર પડવાથી, એ માર્ગો અત્યંત રમણીય લાગતા હતા.[૧૯] દશરથરાયે પણ પુત્રપ્રાપ્તિના આનંદમાં સૂતો, માગધો તથા બંદીજનોને દેવા લાયક અનેક પદાર્થો આપી સંતોષ્યા તથા બ્રાહ્મણોને પણ પુષ્કળ દ્રવ્ય તથા અનેક સવત્સી ગાયો દાનમાં આપી.[૨૦]

ભાગ્યશાળી દશરથરાયના પુત્રોનો જન્મ થયાંને અગીયાર દિવસ થઈ ગયા. આજે બારમો દિવસ છે. તે દિવસે મહાત્મા વસિષ્ઠ ઋષિ ત્યાં પધાર્યા, ને તે મહાતેજસ્વી તથા સૌન્દર્યવાન્ પુત્રોને જોઈ અત્યંત પ્રસન્ન થયા. પછી તેણે તે પુત્રોનો નામકરણ સંસ્કાર કીધો. સર્વથી મોટા ને મહાત્મા પુત્રનું નામ રામ, કૈકેયીના પુત્રનું ભરત તથા સુમિત્રાના એક પુત્રનું લક્ષ્મણ અને બીજાનું શત્રુઘ્ન એવી રીતે નામ પાડ્યાં.[૨૧-૨૨] એ દિવસે દશરથરાયે પોતાના દેશનાં, તેમ જ નગરનાં મનુષ્યોને ભોજન કરાવ્યું, ને બ્રાહ્મણોને ભોજન કરાવી, અનેક નિર્મળ રત્નોનાં દાન આપ્યાં.[૨૩] રત્ન સમાન એ ચારે પુત્રો દિવસે દિવસે જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ તેઓને જન્મથી માંડીને ઉપનયન (જનોઈ) પર્યંત સર્વ સંસ્કારો અનુક્રમે દશરથરાયે વસિષ્ઠ મુનિ પાસે કરાવ્યા. ચારેમાં સૌથી મોટા, ધ્વજ સરખા, પિતાને પ્રીતિ ઉપજાવનાર તથા બ્રહ્મા સમાન સર્વ શક્તિવાળા રામભદ્ર, સર્વ ભૂતપ્રાણીને સંમત થયા.[૨૪-૨૫] દશરથરાયે તે ચારેને ગુરુ પાસે સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરાવ્યો, તેથી તે સર્વે પુત્રો વેદ જાણનાર, શૂરવીર, સર્વના હિતમાં તત્પર, જ્ઞાની તથા શ્રેષ્ઠ ગુણવાન્ થયા. તેમાં મહાતેજસ્વી, સત્ય પરાક્રમી, સર્વને ઘણા પ્યારા, ચંદ્ર સરખા નિર્મળ, હસ્તી તથા અશ્વની સ્વારી કરવામાં બહુ કુશળ, રથમાં બેસી ગતિ કરનાર, સૌ મનુષ્યોને પરમ માન્ય, ધનુર્વેદને સંપૂર્ણ રીતે જાણનાર તથા પિતાની સેવા કરવામાં પ્રીતિમાન્ રામભદ્ર થયા. તેમના નાના ભાઇ લક્ષ્મણ કે જે લક્ષ્મીને વધારનાર, સર્વને હર્ષ ઉપજાવનાર તથા મોટા ભાઇનું નિરંતર પ્રિય કરનારા હતા, તેની રામભદ્રપર જન્મથી જ અત્યંત સુદૃઢ પ્રીતિ હતી.[૨૬-૨૯] તેમ રામભદ્રને પણ લક્ષ્મણ પોતાના શરીર કરતાં પણ વિશેષ પ્યારા અર્થાત્ બાહેર ફરતા જાણે પોતાના બીજા પ્રાણ હોયની, એવા વહાલા હતા.[૩૦] તેમના વગર પુરુષોત્તમ રામભદ્રજી પ્રાપ્ત થયેલા મિષ્ટાન્નનું ભોજન તો શું, પરંતુ સહજ પ્રાપ્ત થનારી નિદ્રા પણ કરતા નહતા.[૩૧] જ્યારે રાઘવ અશ્વપર બેસીને મૃગયા કરવા જતા, ત્યારે તેમનું રક્ષણ કરવા સારુ લક્ષ્મણ હાથમાં ધનુષ ધારણ કરીને તેની પાછળ ચાલતા હતા.[૩૨] આવી રીતે રામ અને લક્ષ્મણને જેમ પરસ્પર અતિશય પ્રીતિ હતી, તેવી જ રીતે તે બંનેથી અનુક્રમે નાના ભરત અને શત્રુઘ્ન પણ એક બીજાને પરસ્પર પ્રાણ કરતાં પણ વધારે પ્રિય હતા.[૩૩] બ્રહ્મદેવ જેમ વસુ, રુદ્ર, આદિત્ય અને વિશ્વેદેવાને જોઈ પ્રસન્ન થાય છે, તેમ દશરથ રાજા પોતાના આ મહાભાગ્યશાળી તથા બહુ પ્રિય ચાર પુત્રોને જોઈ આનંદથી છલકાઈ જતા હતા.[૩૪] મનુષ્યોમાં સિંહ સરખા એ ચારે પુત્રો, જ્ઞાનસંપન્ન, ગુણવાન્, લજ્જાવાન્, કીર્તિમાન્, સર્વજ્ઞ, દીર્ઘદર્શી, વેદ ભણવામાં તથા પિતાની સેવા કરવામાં પ્રીતિમાન્ અને ધનુર્વેદમાં કુશળ તથા દેદીપ્યમાન તેજવાળા હતા. તેમને જોઇને લોકોના અધિપતિ બ્રહ્મા સમાન તેમના પિતા દશરથ દિનપ્રતિદિન હર્ષના સાગરમાં કલ્લોલ કરવા લાગ્યા.[૩૫-૩૭]

પુત્રોને સકળગુણસંપન્ન થયેલા તેમ જ યૌવનમાં આવતા જોઈ, મહાત્મા દશરથ રાજા પોતાના ઉપાધ્યાય, મંત્રી તથા બંધુજન સહિત તેઓના વિવાહ સંબંધી વિચાર કરવા લાગ્યા. એ જ વિચારમાં તેઓ એક દિવસે બેઠા હતા, તેવામાં દશરથ રાજાને મળવાની ઇચ્છાવાળા ગાધિપુત્ર વિશ્વામિત્ર આવી દ્વારપાળને કહ્યું;—હું ગાધિપુત્ર વિશ્વામિત્ર આવ્યો છું, એ વાત તમે રાજાને જલદી કહો.[૩૮-૪૦] આવાં તે વચન સાંભળી સંભ્રમયુક્ત ચિત્તવાળા દ્વારપાળો ભયભીત થઈ ગયા; અને રાજમહેલમાં દોડી ગયા.[૪૧] તેઓએ રાજમહેલમાં આવી જણાવ્યું કે; "ગોબ્રાહ્મણ પ્રતિપાળક મહારાજાધિરાજનો જયજયકાર થાઓ! કોઇએક મહાતેજસ્વી મુનીશ્વર આપને મળવાની ઇચ્છાથી રાજદ્વારપર આવેલા છે, ને તેમણે કહાવી મોકલ્યું છે કે, 'હું કુશિક ગોત્રમાં ઉત્પન્ન થયેલો ગાધિ રાજાનો પુત્ર વિશ્વામિત્ર છું; ને મારે ઇક્ષ્વાકુકુલોત્પન્ન દશરથરાયને મળવાની આકાંક્ષા છે.'"[૪૨]

પ્રતિહારનાં એવાં વચનો સાંભળી સ્થિર ચિત્તવાળા દશરથ રાજા પરમ હર્ષિત થયા. તેઓ તત્ક્ષણે આસનપરથી ઉભા થઈ, ઇંદ્ર જેમ બૃહસ્પતિની સામે જાય તેમ, પોતાના પુરોહિત, ઋષિની સામે જઈ તેમને રાજગૃહ પ્રત્યે તેડી લાવ્યા. કાંતિએ કરી પ્રકાશિત, તપસ્વી તથા ઉગ્ર નિયમવાળા વિશ્વામિત્રનાં દર્શનથી હર્ષ પામેલા

દશરથરાયે, તેમને અર્ઘ્યપ્રદાન કર્યું તથા બીજા ઘણી રીતના પૂજન અર્ચનાદિકથી સત્કાર કર્યો. એ સઘળું વિધિપૂર્વક માન્ય કરીને તે ધાર્મિક ઋષિએ રાજાને, તેના નગર, દેશ, ભંડાર, બાંધવ તથા મિત્રો વગેરે સંબંધીની કુશળતા પૂછી.[૪૩-૪૫] પછી બીજી રાજપ્રકરણી બાબતો સંબંધે વાતચિત કરતાં કૌશિક કુળના વિશ્વામિત્રે પૂછ્યું: "હે રાજન્! તારા સર્વ સામન્તરૂપ શત્રુઓ કે જેઓને તેં જિતેલા છે, તેઓ હવે તારી સાથે નમ્રપણે વર્તે છે કે?[૪૬] વળી તારું, હોમ તથા દેવાર્ચનરૂપ દૈવકર્મ અને સામવેદાદિક મનુષ્ય કર્મોનું અનુષ્ઠાન સારી રીતે ચાલુ છે કે?" એ પ્રમાણે દશરથરાયને કુશળ પૂછી, વિશ્વામિત્ર વસિષ્ઠ ઋષિને મળ્યા.[૪૭] તેમને તથા બીજા ઋષિઓને સારી રીતે કુશળતા પૂછી. પછી દશરથરાયે પૂજા કરવાથી પરમ હર્ષ પામેલા વિશ્વામિત્ર ઋષિ, રાજાની સાથે રંગમહાલયમાં જઈ બેઠા. ઋષિ આવ્યા ત્યારથી જ મનમાં બહુ રાજી થયેલા મહાદાનેશ્વરી દશરથરાયે હર્ષથી, મુનિ વિશ્વામિત્રને સન્માન કરતાં કહ્યું: "હે મુનીશ્વર વિશ્વામિત્ર! અહો! આજ મોટા આનંદની વાત છે કે, તારા જેવા પવિત્ર મુનિનાં પગલાં મારે ઘેર થયાં છે. જેમ મનુષ્યને અમૃત પ્રાપ્ત થવાથી, નિર્જળ દેશમાં વૃષ્ટિ થવાથી, પુરુષને પોતાની જાતિ, વય, રૂપ તથા ગુણે કરી યોગ્ય સ્ત્રી મળવાથી, વાંઝીઆને ત્યાં પુત્ર જન્મ થવાથી ને નિર્ધનને દ્રવ્યનો લાભ થવાથી જેટલો હર્ષ થાય, તેટલો હર્ષ તારા પધારવાથી મને થયો છે.[૪૮-૫૧] અત્રે તારું પધારવું ભલે થયું. હે પ્રભો! તારી શી ઇચ્છા છે? હું તારી શી સેવા કરવા તત્પર થાઉં?[૫૨] હે બ્રહ્મન્! મારે તો તારી સર્વ સેવા કરવી યોગ્ય છે. મને મારા અદૃષ્ટના યોગથી જ આજ તારી પ્રાપ્તિ તથા દર્શન થયાં છે; આજ મારો જન્મ સફળ થયો છે; મારું જીવવું પણ સાર્થક થયું છે.[૫૩] તેમ આજની રાત્રિ, મારે સારા પ્રભાતવાળી થઇ. હે દ્વિજોત્તમ! તું પૂર્વે ભૂપતિ છતાં મહાતપશ્ચર્યાના બળવડે 'રાજર્ષિ' પદને પામ્યો, ને ત્યારપછી પણ તપના જ બળવડે બ્રહ્મર્ષિપણાંને પામ્યો છે; માટે મારે તો તું રાજર્ષિ તથા બ્રહ્મર્ષિ બંનેરૂપે પૂજવા યોગ્ય છે. હે સમર્થ વિપ્ર! તારું પવિત્ર આગમન મારે ત્યાં થયું, એ મને બહુ આનંદ ઉત્પન્ન કરે છે તથા તારું દર્શન થવાથી મારો દેહ નિષ્પાપ-શુભ થયો છે. મારી પ્રાર્થના છે કે, તને અત્રે પધારવાનું જે પ્રયોજન હોય તે કહે.[૫૪-૫૬] હે પવિત્ર વ્રતવાળા! તું કંઇ પણ કાર્ય અર્થે જ અહીં પધારેલો છે, ને એ મારા ઉપર મોટો અનુગ્રહ કર્યો છે; તો હું તે તારું કાર્ય કરીશ-એમાં તારે કંઇ પણ શંકા રાખવી નહિ.[૫૭] હે દ્વિજ! હું નિશ્ચય તારું સર્વ કાર્ય કરીશ; કારણ કે તું મારું પરમ દૈવત છે. તારા પધારવાથી આજે મારો મહાન્ અભ્યુદય થયો, તેમ જ સમગ્ર ધર્મો પણ મને પ્રાપ્ત થયા, એમ હું માનું છું."[૫૮]

એ પ્રમાણે પોતાને આધીન થયેલા દશરથ રાજાએ, હૃદય તથા કાનને સુખ ઉપજાવનારાં ઘણાં નમ્ર વાક્યો કહ્યાં. તે સાંભળી પ્રસિદ્ધ ગુણ તથા યશવાળા તેમ જ શમદમાદિ નિયમોવાળા ઋષિશ્રેષ્ઠ વિશ્વામિત્રને અપાર હર્ષ પ્રાપ્ત થયો.[૫૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ.**

-✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲-

# વિશ્વામિત્રનો યજ્ઞ.

## સર્ગ ૧૯ મો.

### વિશ્વામિત્ર અને દશરથરાય.

રાજસિંહ દશરથરાયનાં એવાં અદ્ભુત વિસ્તારવાળાં વચનો સાંભળીને, બહુ આનંદ પામેલા મહાતેજસ્વી વિશ્વામિત્ર ઋષિ આ પ્રમાણે પોતાનો હેતુ પ્રગટ કરવા લાગ્યા.-[૧]

વિશ્વામિત્રે કહ્યું:-"હે રાજાઓમાં સિંહસમાન દશરથ! તારા સમાન આ પૃથ્વીમાં બીજો કોઈ નથી; કારણ કે તું મોટા વંશમાં જન્મેલો, તેમ જ મહામુનિ વસિષ્ઠની આજ્ઞાનુસાર વર્તનારો છે.[૨] હે રાજન્! તેં મારું કાર્ય કરવાને માટે પરમ ઉદાર વચનો કહ્યાં, એ તને યોગ્ય જ છે. માટે પ્રથમ મારા મનમાંનું કાર્ય કરવાનો નિશ્ચય કરી પ્રતિજ્ઞા લે, ને પછી મારા કહેવા પ્રમાણે તે કાર્ય કરીને તારી પ્રતિજ્ઞા સત્ય કર."[૩] એ સાંભળી દશરથરાયે વિશ્વામિત્ર ઋષિ, જે કહે તે કરવાને પ્રતિજ્ઞા લીધી; એટલે ઋષિએ પોતાની ઈચ્છા સ્પષ્ટ રીતે દર્શાવી:-

"હે પુરુષમાં શ્રેષ્ઠ દશરથ! મેં હાલમાં એક યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો છે, ને તેટલા માટે તે યજ્ઞની દીક્ષા પણ મેં લીધેલી છે. પણ એ યજ્ઞ પૂરો કરવો, તે કામ મને મહા સંકટકારક થઇ પડ્યું છે. કારણ કે મારીચ અને સુબાહુ નામના બળવાન્ તેમ જ ઇચ્છિત રૂપ ધારણ કરનારા બે દુષ્ટ રાક્ષસો વારંવાર એ યજ્ઞકાર્યમાં વિઘ્ન કરે છે. હે પાર્થિવ! હું યજ્ઞકૃત્ય સંબંધે બહુ બહુ સંકટો

વેઠી, અનેક પ્રકારનાં વ્રતોનું આચરણ કરું છું. પછી જ્યારે યજ્ઞ સમાપ્ત કરવાનો સમય આવ્યો કે, લાગલા જ તે સારી રીતે યુદ્ધવિદ્યા શીખેલા બે રાક્ષસો, કોણ જાણે ક્યાંયથી ત્યાં આવી પહોંચે છે, ને યજ્ઞની વેદીમાં રુધિર આદિ અપવિત્ર વસ્તુની વૃષ્ટિ કરી, તેનો ધ્વંસ કરી નાંખે છે. એ પ્રમાણે વારંવાર તેઓ મારા યજ્ઞરૂપ વ્રતસંકલ્પનો નાશ કરે છે; ને તેથી મેં કરેલો છેવટ લગીનો સર્વ શ્રમ મિથ્યા થઈ જાય છે. એ કારણથી ઉત્સાહ રહિત થઈને હું અહીં તારી પાસે આવ્યો છું. હે રાજન્! એ દુષ્ટોને હું કૃતાંજલિ કરી સહજમાં નાશ પમાડી શકું, પરંતુ તેઓને શાપ દેવાની મારી મતિ નથી;[૪-૭] કેમકે મારો એ યજ્ઞ એવા પ્રકારનો છે, કે તેમાં ક્રોધ કરીને કોઇને પણ શાપ દેવાય જ નહિ. હે રાજશાર્દૂલ! તારો રામ, કે જે સત્ય પરાક્રમવાળો, ને કાકપક્ષ* ધારણ કરનારો શૂરવીર, જ્યેષ્ઠ પુત્ર છે, તેને મારે સ્વાધીન કર. એ પોતાના દિવ્ય તેજવડે તે બે દૈત્યોને, તેમ જ તેઓ સાથે વિઘ્નમાં સામેલ થનારા બીજા રાક્ષસોને પણ નાશ કરવાને સમર્થ છે; કારણ કે હું એની સર્વ વાતે રક્ષા કરીશ. હું તે તારા પુત્ર રામને નિઃસંદેહ અનેક પ્રકારનાં શ્રેય આપીશ,[૮-૧૦] કે જેથી તે ત્રણે લોકમાં વિખ્યાતિ પામશે. હે રાજન્! મારીચ અને સુબાહુ એ બે રાક્ષસો, રામના સપાટામાં આવી કદી જીવતા રહે, એમ નથી જ.[૧૧] તેમ રામભદ્ર વગર બીજો કોઈ પણ પુરુષ એ પાપી તથા કાળપાશને વશ થયેલા દુષ્ટોનો વધ કરવાનો ઉત્સાહ કરી શકે એમ પણ નથી જ; કારણ કે અતિ પરાક્રમના મદથી તેઓ બહુ છકી ગયેલા છે.[૧૨] હે રાજશાર્દૂલ! તે બે દૈત્યો કોઈ પણ રીતે મહાત્મા રામભદ્ર સમાન વીર્યવાન્ નથી; તેમ તું પણ એ ગહન ગતિવાળા રામભદ્રને પોતાનો પુત્ર માની તેમાં સ્નેહ કરે એ યોગ્ય નથી.[૧૩] હું તારા પુત્રના અલૌકિક બળ પરાક્રમને જાણું છું; માટે તારે પણ એ રાક્ષસો, રામભદ્રની આગળ મુવા જ પડેલા છે એમ જાણવું.[૧૪] હે પાર્થિવ! માત્ર હું એકલો જ રામભદ્રને મહાત્મા તથા સત્ય પરાક્રમી જાણું છું એટલુંજ નહિ, પણ મહાતેજસ્વી વસિષ્ઠ તથા આ બીજા તપસ્વીઓ પણ તે સારી રીતે જાણે છે. માટે હે રાજેન્દ્ર! જો તું ધર્મના લાભને ઇચ્છતો હો, તેમ જ પૃથ્વી વિષે પોતાનો પવિત્ર યશ સ્થિર થાય એવી આકાંક્ષા રાખતો હો, તો મારા યજ્ઞની રક્ષા કરવા સારુ, રામભદ્રને મારી સાથે મોકલ. હે ચક્રવર્તી રાજેન્દ્ર! માત્ર મારા એકલાના કહેવાથી જ નહિ, પણ જો તારા વસિષ્ઠાદિ સર્વ મંત્રીઓ તને સંમતિ આપતા હોય તો તું તે પ્રમાણે કર.[૧૫-૧૬] હે રઘુકુલોત્પન્ન દશરથ! કમળપત્ર સરખા સુંદર નેત્રવાળા રામ, કે જેને પોતાની બાલ્યાવસ્થા પૂરી થવાને લીધે તારી આસક્તિ ઓછી થયેલી છે, તે મને અતિ ઇષ્ટ* હોવાથી તેને, તું મારી સાથે મોકલવા યોગ્ય છે. હું એને વધારે દિવસ રોકીશ નહિ; કારણ કે મારે એ યજ્ઞ સંબંધે માત્ર દશ રાત્રિનું જ કામ છે. માટે જેમ બને તેમ મારા યજ્ઞનો કાળ વહી ન જાય તેમ શીઘ્ર જ તેને મારી સાથે મોકલ;[૧૭-૧૮] ને એથી તું કોઈ પણ વાતે કશો શોક કરતો નહિ. તારું કલ્યાણ થાઓ."

એ પ્રમાણે ધર્મ તથા અર્થયુક્ત વાક્યો કહી, તે મહાતેજસ્વી અને મહામતિ વિશ્વામિત્ર વિરામ્યા. પણ તે સર્વ અણધાર્યાં અને અણગમતાં વચનો દશરથરાયને તીક્ષ્ણ બાણ જેવાં લાગ્યાં ને તે મહાશોકયુક્ત થઈ ગયા.[૧૯-૨૦] તેમની મુખમુદ્રા લાગલી જ મ્લાન થઇ ગઇ, ને આખું શરીર કંપાયમાન થઇ ગયું. આમ મોહિત થઇ જવાથી બેબાકળા થઇ એકદમ તે ઉઠવા ગયા ને વળી ભયભીત થઇ પાછા બેસી ગયા.[૨૧] આ પ્રમાણે હૃદય સહિત મનને વિદારણ કરી નાંખે એવાં વિશ્વામિત્રનાં વચનો સાંભળી, રામભદ્રપર અત્યંત પ્રેમાળુ દશરથ રાજાને પાછી મૂર્છા આવી ગઇ ને તરત આસનપરથી લથડી હેઠા આવી પડ્યા.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ઓગણીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૦ મો.

## વિશ્વામિત્ર કોપ.

એ રીતે લગભગ બે ઘડી સૂધી દશરથ રાજા ભાન ભૂલી જઇ શુદ્ધિ વગરના જ રહ્યા. પણ મંત્રી વગેરેએ ઉપરાચાપરી સારા ઉપાયો કરવાથી થોડીકવારે તેમની મૂર્છા વળી. તે જરાક શાંત થયા. પછી વિશ્વામિત્ર ઋષિપ્રત્યે તેઓએ આ પ્રમાણે વચનો કહેવા માંડ્યાં:[૧]

"હે ઋષિવર! મારા કમળપત્ર સમાન નેત્રવાળા રામને હજુ સોળ વર્ષ પૂરાં થયાં નથી, ને તેથી બળવાન્ રાક્ષસોની સામે યુદ્ધ કરવા માટે એની યોગ્યતા થઇ હોય,

* કિશોરવયમાં બાળકોને બંને લમણાંઓપર ઢળતા જે કેશો રખાવવામાં આવે છે તે-કાનછેરિયાં.

* જરૂરપણે પ્રીતિપૂર્વક કાર્ય સાધનાર.

એમ મને લાગતું નથી.[૨] માટે આ મારી અક્ષૌહિણી* સેના કે જેનો હું પાલન કરનાર તથા ધણી છું, તે સહિત આવી હું જ તે રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ.[૩] હે મહારાજ! એ મારી સેનાના સર્વ યોધાઓ શૂરવીર, પરાક્રમી, અસ્ત્રવિદ્યામાં કુશળ તથા રાક્ષસગણો સાથે યુદ્ધ કરવા સમર્થ છે, તો પછી તારે સુકુમાર રામને જ શા માટે લઈ જવો જોઇએ?[૪] હું પોતે ધનુષ ધારણ કરીને તારા યજ્ઞની રક્ષા કરીશ; તેમ જ તે અર્થે મારા શરીરમાં જ્યાંસૂધી પ્રાણ હશે ત્યાંસૂધી તે રાક્ષસો સાથે યુદ્ધ કરીશ.[૫] અને એ પ્રમાણે સારી રીતે રક્ષા કરવાથી તારો યજ્ઞ નિર્વિઘ્ન પાર પડશે. માટે હું જ તારા યજ્ઞસ્થાન પ્રત્યે આવીશ–રામને ત્યાં લઈ જવાની કંઈ જરૂર નથી.[૬] રામ તો હજુ બાળક છે; તેણે પૂરો અસ્ત્રવિદ્યાનો અભ્યાસ પણ કર્યો નથી; યુદ્ધમાં શત્રુનું બલાબલ જાણતો નથી, અસ્ત્રના બળ વિનાનો છે. એકંદર રીતે યુદ્ધ કરવામાં કોઇપણ વાતે હજુ સૂધી તે કુશળ નથી.[૭] તો પછી તે રાક્ષસો, કે જેઓ કપટકળાથી યુદ્ધ કરનારા છે, તેઓની સાથે લડવાને તો તે કેમ જ યોગ્ય હોય? વળી હે મુનીશ્વર! રામથી હું જૂદો પડું તો તેના સ્નેહને લીધે એક મુહૂર્ત પણ મારાથી જીવી શકાય તેમ નથી[૮] તો એ કારણથી પણ તું રામને લઈ જાય, એ અયોગ્ય જ છે. હે શ્રેષ્ઠ વ્રતવાળા! જો તું રામને લઈ જવા ઇચ્છો છો,[૯] તો તેને એકલાને નહિ, પણ હું તથા મારી ચતુરંગિણી સેના એ સર્વે સહિત આવીશું. હે કુશિકવંશોત્પન્ન! મારી સાઠ હજાર વર્ષની અવસ્થા થઈ,[૧૦] ત્યારે માત્ર હમણાં મહામહા પરિશ્રમે, યજ્ઞ આદિ અનેક વ્રતોનાં અનુષ્ઠાનો કરી આ પુત્ર ઉત્પન્ન કર્યો છે, તો મારા નિર્ધનના ધનરૂપ એ પુત્રને તારે લઇ જવો યોગ્ય નથી. મારે એ સહિત ચાર પુત્રો છે; તેમાં મોટો એ હોવાથી, તેમ જ પ્રજાપાલન કરવાનો મુખ્ય ધર્મ એને વિષે હોવાથી એનાપર મારી અધિક પ્રીતિ છે; તો તેથી પણ તારે રામને લઇ જવો યોગ્ય નથી. હે મુનિવર!, તે વીર્યવાન્ અને ગર્વિષ્ઠ રાક્ષસો કોણ અને કોના પુત્ર છે?[૧૧–૧૨] તેઓ કેવા પરાક્રમી અને કેવાં દીર્ઘ શરીરવાળા છે? ભય સમયે તેઓની રક્ષા કોણ કરે છે? વળી હે બ્રહ્મન્! રામે, મારા સૈન્યે અથવા મારે, તે કપટથી યુદ્ધ કરનારા દુષ્ટોનો સંહાર કેવી રીતે કરવો? તેમ તે ક્રૂર અંતઃકરણવાળાઓની સામે યુદ્ધમાં મારે કેવી રીતે ઉભા રહેવું? એ સર્વ તું મને કૃપા કરી યથાર્થ જણાવ."

એ સાંભળી વિશ્વામિત્રે કહ્યું;[૧૩–૧૫] "હે દશરથ! પૌલસ્ત્ય વંશમાં જન્મેલો ને બ્રહ્મદેવનો વર પામેલો રાવણ નામનો રાક્ષસ, કે જે કુબેરનો સગો ભાઈ અને વિશ્રવાનો પુત્ર છે, ને જે અતુલ બળવાન્ તથા પરાક્રમી છે, સાથે ઘણા રાક્ષસોથી વિંટાયલો સંભળાય છે તે, એ મારીચ તથા સુબાહુનું રક્ષણ કરનારો છે. પોતાની મોટાઇને લીધે સર્વ પ્રાણીને તુચ્છ માનનારો, અભિમાની રાવણ પોતે તો અનાદરને લીધે મારો યજ્ઞ નાશ કરવા ઇચ્છતો નથી, પણ મારીચ તથા સુબાહુને તેમ કરવાને તે પ્રેરે છે, તેથી તેઓ આવી તેમાં વિઘ્ન કરે છે." [૧૬–૧૯]

વિશ્વામિત્રનાં એવાં વચન સાંભળતાં જ દશરથરાય એકાએક ચમકયા. તે ભયભીત જેવા થઈ ઋષિપ્રત્યે બોલ્યા: "શું? એ રાક્ષસો દુષ્ટાત્મા રાવણની સાથે સંબંધ ધરાવનારા છે? અરે! તેની સાથે તો હું પણ સંગ્રામમાં ઉભો રહેવાને સમર્થ નથી, તો મારો પુત્ર રામ તો કયાંથી જ હોય?[૨૦] માટે હે ધર્મજ્ઞ! રામને માટે તો તું હવે કૃપા જ કર; કારણ મારા જેવા અલ્પભાગ્યવાનનો તું પરમ દૈવત તથા ગુરુ છે.[૨૧] હે ઋષિ! યુદ્ધ સમયે એ રાવણનું બળ સહન કરવાને દેવતાઓ, દૈત્યો, ગંધર્વો, યક્ષો, પક્ષીઓ તથા સર્પો પણ સમર્થ નથી, તો પછી મનુષ્યો તે શી ગણતીમાં?[૨૨] એમ છતાં પણ કોઈ બળવાન્ પુરુષ તેની સામે કદાચ યુદ્ધ કરવા ગયો, તો તે તેના બળને હરણ કરી લે છે; માટે તેની સાથે તો શું, પણ તેની સેનામાંના એક યોધાની સાથે પણ યુદ્ધ કરવાને હું સમર્થ નથી.[૨૩] તેમ તું પણ આ મારું આખું સૈન્ય તથા મારા સર્વે પુત્રોસહિત તે સાથે યુદ્ધ કરી શકે તેમ નથી; ત્યારે એકલો રામ તો કયાંથી જ કરી શકે?[૨૪] હે બ્રહ્મન્! એ મારો દેવતા સરખો સ્વરૂપવાન્ તથા બાળક પુત્ર રામ, કે જે યુદ્ધવિદ્યામાં ચતુર નથી, તેને આપવા માટે મારો જીવ કેમ ચાલે? માટે તારા યજ્ઞમાં વિઘ્ન કરનારા મારીચ અને સુબાહુ, કે જેઓ સુંદ અને ઉપસુંદના પુત્ર છે,*

---

* એ અક્ષૌહિણી સેનાની ગણના નીચેના કોષ્ટકપરથી સમજાશેઃ– ૧ રથ, ૧ હાથી, ૩ ઘોડા અને ૫ પ્યાદા–એટલી સંખ્યા મળીને ૧ પત્તિ થાય છે. એવા.

| | | | |
|---|---|---|---|
| ૩ પત્તિનો | ૧ સેનામુખ. | ૩ વાહિનીની | ૧ પૃતના. |
| ૩ સેનામુખનો | ૧ ગુલ્મ. | ૩ પૃતનાની | ૧ ચમૂ. |
| ૩ ગુલ્મનો | ૧ ગણ. | ૩ ચમૂની | ૧ અનીકિની. |
| ૩ ગણની | ૧ વાહિની. | ૧૦ અનીકિની | ૧ અક્ષૌહિણી. |

* સુંદ ઉપસુંદના પુત્ર મારીચ અને સુબાહુ યક્ષ કન્યાના શાપથી રાક્ષસ થયા હતા.

તે કાળ સરખા વીર્યવાન્ અને ઉત્તમ પ્રકારે યુદ્ધવિદ્યા શીખેલા છે, તેમની સામે યુદ્ધ કરવાને હું રામચંદ્રને સર્વથા નહિ મોકલું."

એમ કહી દશરથરાય ગળગળા થઈને બોલ્યા: "હે ઋષિ! જો કદાચ આપના કાર્યાર્થે મારા પ્રિયજનો સાથે હું આવું, તોપણ બીજા દૈત્યો સાથે યુદ્ધ કરવું હોય તો જ; પરંતુ મારીચ અને સુબાહુની સામે તો નહીં જ; તેમ મારો પ્રિય પુત્ર રામ પણ આવશે નહિ!"૨૫–૨૭

એટલું કહી દશરથરાય શ્વાસે ભરાતા વિરામ પામ્યા. છેવટ સૂધી તેમનું સઘળું બોલવું એકેચિત્તે સાંભળી રહ્યા પછી દ્વિજેન્દ્ર કુશિકપુત્ર વિશ્વામિત્રને અત્યંત ક્રોધ ચડ્યો, ને તેથી જેમ યજ્ઞમાં સૂકી સમિધો હોમ્યાથી તાજા થયલા અગ્નિમાં ઘી હોમાતાં તે અતિ પ્રજ્વલિત થાય, તેમ એ મહર્ષિરૂપ અગ્નિ પ્રજ્વલિત થયો.૨૮

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં વીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૧ મો.

### વસિષ્ઠની ભલામણ.

રામપરના અતિ સ્નેહને લીધે ગદ્‌ગદ્ કંઠે બોલાયેલાં દશરથરાયનાં વચનો સાંભળી, બહુ કોપાયમાન થયેલા વિશ્વામિત્રે તેને આ પ્રમાણે કઠણ વચન કહ્યાં:૧

"હે રાજા! પ્રથમ મારા કહેવા પ્રમાણે કરવાને તેં પ્રતિજ્ઞા લીધી છે ને હવે તેનો ત્યાગ કરવા ઇચ્છે છે, એ વાત પવિત્ર રઘુકુળના વંશજોને કેવળ અયોગ્ય છે; ને એમ કરવાથી તો તે કુળનો વિનાશ જ થશે.૨ માટે હે ચક્રવર્તી રાજા! જો તું પોતાની પ્રતિજ્ઞા મિથ્યા કરીને તેથી પોતાના કુળનો નાશ કરવો એ વાતને યોગ્ય માનતો હો, તો બેલાશક હું જેવો આવ્યો તેવો જ પાછો જાઉં; ને મિથ્યા પ્રતિજ્ઞા કરનાર તું પોતાના સુહૃજ્જનોથી વિંટાઇ ભલે સુખી થા!"૩

એ પ્રમાણે અત્યંત ક્રોધયુક્ત વચનો કહી તે બુદ્ધિમાન્ ઋષિ બોલતા બંધ રહ્યા, પણ તેના અંતઃકરણમાંનો ક્રોધ ક્યાંય સમાવ્યો સમાય નહિ. ચક્ષુ લાલ થઇ ગયાં, રુવાં ઉભાં થઈ ગયાં ને મુખમુદ્રા વિકરાળ બની ગઇ! આમ તેમના ક્રોધાયમાન થવાથી આખી પૃથ્વી જાણે ધ્રૂજતી હોય તેમ લાગવા માંડ્યું. દેવતાઓ પણ બહુ ભયભીત થઈ ગયા તથા ત્રણે લોક મહા ત્રાસને પામ્યા.૪ એ જોઇ સુંદર વ્રતવાન્ તથા ધૈર્યવાન્ ઋષિવર વસિષ્ઠને બહુ ચિંતા થઇ, તેથી તેમણે દશરથને વારીને ઠપકો આપ્યો ને આ પ્રમાણે વચનોથી તેમને સમજ પાડી.૫

મુનિ વસિષ્ઠે કહ્યું, "હે દશરથ! ધૈર્યવાન્, શ્રેષ્ઠ વ્રતાચરણ કરનાર તથા શ્રીમાન્ એવો જે તું, જે ઇક્ષ્વાકુવંશમાં સાક્ષાત્ ધર્મના અવતારરૂપ ઉત્પન્ન થયેલો છે, તેને પ્રતિજ્ઞાપાલન કરવારૂપ ધર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી.૬ તું મહાધર્માત્મા છે, એમ ત્રણે લોકમાં સૌ કોઇ જાણે છે; માટે અધર્મને તજી દઈ, પ્રતિજ્ઞા પાળવારૂપ ધર્મનું પાલન કર.૭ એકવાર 'ફલાણું હું કરીશ' એમ પ્રતિજ્ઞા લઇ, પછી જે પુરુષ પોતાના બોલ્યા પ્રમાણે નથી વર્તતો, તેના કરેલા અશ્વમેધાદિ યજ્ઞ તથા સદાવર્ત આદિ ધર્મનાં કામો વગેરે સર્વે ફળનો નાશ થાય છે. માટે વિશ્વામિત્રની સાથે રામને નિઃશંક થઈ મોકલ.૮ હે રાજા! જોકે રામ ગમે તો અસ્ત્રવિદ્યા ભણેલો છે કે નથી ભણેલો, તોપણ જેમ અગ્નિએ રક્ષણ કરેલા અમૃતને પરાભવ કરવા કોઇ સમર્થ નથી, તેમ વિશ્વામિત્રે રક્ષા કરવાથી તારા પુત્ર રામને પણ તે રાક્ષસો પરાભવ પમાડી શકે તેમ નથી.૯ વળી એ રામ તો સાક્ષાત્ દેહધારી ધર્મ જ છે; સર્વ પરાક્રમીઓમાં શ્રેષ્ઠ છે; આખા જગતમાં સર્વથી અધિક વિદ્યા જાણનાર છે; તેનું મનન વગેરે કરનારને પ્રાપ્ય છે;૧૦ તેમ તેની રક્ષા કરનાર વિશ્વામિત્ર પણ તપસ્વી છતાં સર્વ અસ્ત્રવિદ્યામાં કુશળ છે. વળી ત્રણે લોકમાંના અવિદ્યાયુક્ત–પુરુષો, દેવો, ઋષિઓ, રાક્ષસો, ગંધર્વો, શ્રેષ્ઠ યક્ષો, કિન્નરો તથા મોટા નાગો પણ એ તારા પુત્ર રામના પારને જાણતા નથી ને જાણી શકે પણ નહિ; તેમ જ આ અસ્ત્રવિદ્યા જાણનાર વિશ્વામિત્રના ગુહ્ય પરાક્રમને પણ દેવતાદિ કોઈ જાણી શકે તેમ નથી."૧૧–૧૨

પુનઃ મુનિએ કહ્યું: "હે રાજા! આ વિશ્વામિત્ર માત્ર અસ્ત્રવિદ્યા જાણે છે એટલું જ નહિ, પણ પૂર્વે જ્યારે તે રાજ્ય કરતા હતા, ત્યારે તેમને કૃશાશ્વના* પરમ ધર્મિષ્ઠ અને સર્વ અસ્ત્રરૂપ પુત્રો મહાદેવ પાસેથી મળ્યા છે, જે મહાવીર્યવાન્, કાંતિમાન્ અને જય અપાવનારા છે.૧૩–૧૪ પૂર્વે કૃશાશ્વની શ્રેષ્ઠરૂપવાળી બે સ્ત્રીઓ–જયા અને સુપ્રભા, જે દક્ષ પ્રજાપતિની પુત્રીઓ છે, તેણે શત્રુને નાશ કરે એવાં પ્રકાશમાન સો શસ્ત્ર તથા અસ્ત્રોને જન્મ આપ્યો છે.૧૫ તેમાં અસુરસેનાનો નાશ કરવા સારુ કોઇથી છેદી ન શકાય, તેમ જ કોઇને

* કૃશાશ્વ–એક પ્રજાપતિ–ઋષિ.

તેમનાં રૂપ જોવામાં ન આવે એવા પચાસ પુત્રોને વરદાન પામેલી જયા પ્રસૂત થઇ.[૧૬] સુપ્રભાએ પણ તેવા જ પચાસ પુત્રોને જન્મ આપ્યો છે. તેઓ પણ મહાબળવાન્, શત્રુઓથી સહન નહિ થાય તેવા ને સંહારક નામે પ્રસિદ્ધ તથા સંહાર કરનારા નિવડ્યા છે.[૧૭] તે સર્વ પુત્રો, કે જેઓ શસ્ત્ર* તથા અસ્ત્ર† રૂપે જ જન્મેલા છે, તેઓને આ વિશ્વામિત્ર ઋષિ યથાર્થ જાણે છે. એટલું જ નહિ, પણ તે ઉપરાંત બીજાં પણ ઘણાં શસ્ત્રાસ્ત્રોને ઉત્પન્ન કરવા તે સમર્થ છે.[૧૮] હે રાઘવ! આ ધર્મ જાણનાર, મહાત્મા તથા સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ વિશ્વામિત્રને ભૂત, ભવિષ્ય કશું અજાણ્યું નથી.[૧૯] તેમ જ તે મહાતેજસ્વી, પરમ યશવાન્ તથા અતિ પરાક્રમી છે, માટે એની સાથે રામને જવા વિષે તારે કશી પણ શંકા કરવી જોઇતી નથી.[૨૦] એ કુશિકવંશમાં ઉત્પન્ન થયેલા વિશ્વામિત્ર પોતે, તે સર્વ રાક્ષસોનો વિનાશ કરવા સમર્થ જ છે, પરંતુ તારા પુત્રના હિત માટે જ અહીં તારી કને આવી, તેની યાચના કરે છે."[૨૧]

એ પ્રમાણે શંકાને દૂર કરનારા વસિષ્ઠ મુનિનાં વચન સાંભળી, વિસ્તાર પામેલા યશવાળા ને રઘુકુળમાં વૃષભરૂપ દશરથ રાજાનું ચિત્ત પ્રસન્ન થયું; ને એ વાત પોતાના મનમાં રુચવાથી વિશ્વામિત્રની સાથે રામભદ્રને મોકલવાની તેમની મતિ થઈ.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં એકવીસમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૨૨ મો.

## રામ લક્ષ્મણ વિશ્વામિત્ર સાથે ગયા.

વસિષ્ઠ મુનિએ એ પ્રમાણે સમજાવવાથી, દશરથરાયે મોટા હર્ષની સાથે રામને મોકલવાનો નિશ્ચય કર્યો. તુરત રામને બોલાવવા માટે મંત્રીને આજ્ઞા કરી ને થોડીવારે રામ તથા લક્ષ્મણ બંને બંધુ, પિતા પાસે, આવી, નમન કરી ઉભા રહ્યા.[૧] મુનિની સાથે મોકલવા માટેનું સર્વ વૃત્તાંત તેમને જણાવવામાં આવ્યું ત્યારે ઘણા હર્ષથી પિતાની આજ્ઞાને માન્ય કરી, તે બંને ભાઇઓએ જવા માટે પોતાની ઇચ્છા દર્શાવી. માતા તથા પિતાએ તેમને સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરાવ્યાં ને બીજાં ઘણાં મંગળ—શુભસૂચક ચિહ્નોથી સુશોભિત કર્યા. પુરોહિત વસિષ્ઠે પણ નાના પ્રકારના મંગળસૂચક મંત્રોવડે અભિમંત્રિત કરીને ઉત્તમ પ્રકારનો બોધ કરયો, એટલે પોતાનાં શસ્ત્ર અસ્ત્રાદિ સાહિત્યો લઈ બંને ભાઈ તૈયાર થયા.[૨] દશથરાયે તેમને પોતાના હૃદય સાથે ચાંપી, તેમનાં મસ્તક સુંઘી, પ્રસન્ન મનથી, વિશ્વામિત્ર ઋષિને અર્પણ કર્યા.*[૩] આમ કમળ સરખાં નેત્રવાળા રામ, વિશ્વામિત્રને પ્રાપ્ત થયા, તે સમયે નિર્મળ અને સુખરૂપ વાયુ વાવા લાગ્યો. તે સિવાય બીજાં ઘણાં આનંદનાં ચિહ્નો થવા લાગ્યાં. પછી ત્યાંથી જ્યારે વિશ્વામિત્ર રાજીવલોચન રામ સહિત ચાલવાને તૈયાર થયા ત્યારે તો આકાશમાર્ગથી દેવતાઓએ શુભ પુષ્પોની પુષ્કળ વૃષ્ટિ કરી † તથા દુંદુભિ, શંખ આદિ વાજીત્રોના મોટા ઘોષ કરવા લાગ્યા.[૪-૫] વિશ્વામિત્ર આગળ થયા, મધ્યમાં ધનુષ્ય ધારણ કરીને કાકપક્ષવાળા મહા યશસ્વી રામ ચાલતા થયા, ને પછવાડે ભ્રાતૃપ્રેમી લક્ષ્મણે ચાલવા માંડ્યું.[૬] તે બંને ભાઇઓએ પોતાના બંને ખભે ભાથા બાંધ્યા હતા, હાથમાં ઉત્તમ ધનુષ્યો ધારણ કરેલાં હતાં. વચમાં પોતાનું મસ્તક, ને બંને બાજુએ ઊંચી આવી રહેલી બંને ભાથાની પુંખોથી, તે બંને બંધુઓની મૂર્તિઓ જોનારને જાણે તે ત્રણ ત્રણ ફણાંવાળા નાગ હોયની, તેવી લાગતી હતી.[૭] અતિરૂપવાન્ તથા વીર્યવાન્ રામ લક્ષ્મણ ચાલતા ચાલતા દશે દિશાઓને શોભાવતા હતા; ને જેમ બ્રહ્મદેવની વાંસે બંને અશ્વિનીકુમારો જતા હોય; તેમ મહાત્મા વિશ્વામિત્રની પછવાડે જતા તેઓ શોભી રહ્યા હતા.[૮] તેઓ શ્રેષ્ઠ શરીરવાળા હતા. તેમની મુખશ્રી અત્યંત પ્રકાશિત થઈ રહી હતી. તેઓએ હાથમાં ઘોના ચર્મનાં મોજાં તથા શરીરે બીજા અલંકારો ધારણ કરેલા હોવાથી તે દીર્ઘ કાંતિવાળા ને તેમની પ્રભાવશ્રીથી દેદીપ્યમાન જણાતા હતા.[૯] તે અનિંદિત તથા

* શસ્ત્ર—હાથમાં પકડીને યુદ્ધ કરવાનું હથિયાર. † અસ્ત્ર—દૂરથી ફેંકીને ઘાત કરવાનું હથિયાર (જાવો કળાવિલાસ).

* વિશ્વામિત્રે તો માત્ર રામની જ માગણી કરી હતી ને આ તો બંને ભાઇઓ તૈયાર થયા; તેનું કારણ એજ કે, રામ અને લક્ષ્મણને પરસ્પર અત્યંત સ્નેહ હોવાથી તેઓ એક બીજાથી છૂટા રહી શકે તેમ નહોતું. તેથી લક્ષ્મણ પરાણે રામની સાથે તૈયાર થયો હતો; અને 'એ બાવીશને ભારે' એ નીતિને અનુસરી, દશરથે પણ સંમતિ આપી.

† રામપર પ્રીતિ ધરાવનારા સર્વજનોને તો તેમને મુનિની સાથે જતા જોઈ ખેદ થતો હતો, ને દેવોએ તો પુષ્પવૃષ્ટિ કરી. કારણ કે, તેઓ સારી રીતે રામને ઓળખતા હતા ને જાણતા હતા કે, તેઓ ઋષિની સાથે જવાથી હવે ઘણાક દૈત્યોનો ઘાણ વળી જશે; માટે તેની ખુશાલીમાં તેઓએ રામભદ્રપર પુષ્પવૃષ્ટિ કરી હતી.

શોભાયમાન બંને બંધુઓ–રામ અને લક્ષ્મણ–કુશિક-પુત્ર વિશ્વામિત્રને શોભાવતા તેની પાછળ પાછળ ચાલ્યા જતા હતા. તે વખતે મહાદેવની પાછળ કાર્તિકેય તથા વિશાખા જતા હોયની શું, તેમ લાગતું હતું.

આ પ્રમાણે ચાલતાં કેટલીક વારે તેઓ અયોધ્યાથી દોઢેક યોજન દૂર નીકળી ગયા ને સરયૂ ગંગાનો દક્ષિણ કિનારો નજીક દેખાયો. ત્યાં તો સાંજ પડી.[૧૦–૧૧] વિશ્વામિત્રે વિચાર કીધો, "આ બાળકોને શ્રમ થવાથી ક્ષુધા બાધ કરશે, માટે તેનો ઉપાય મારે અગાઉથીજ કરવો જોઇએ." એવા વિચારથી તેણે રામને ઉદ્દેશીને મંજુલ સ્વરથી કહ્યું: "હે વત્સ! સમય વ્યતીત ન કરતાં તું શુદ્ધાચમન કર ને બળા તથા અતિબળા નામની બે ચમત્કારિક વિદ્યાઓનો હું ઉપદેશ કરું તે ગ્રહણ કર. એ વિદ્યાના મંત્રસમૂહોનો ઉપદેશ લેવાથી અને તેનો જપ કરવાથી તને બહુ દૂર ચાલવા વગેરેથી શ્રમ લાગશે નહિ, જ્વર આવશે નહિ, કાંતિ ક્ષીણ થશે નહિ, (ક્ષુધા તૃષા પીડશે નહિ;)[૧૨–૧૩] તેમ જ સુતા છતાં, કિંવા અસાવધપણામાં પણ રાક્ષસો તારો પરાભવ કરી શકશે નહિ. હે રામ! હમણાં પણ તારા બાહુબળ સમાન કોઇ વીર્યવાન્ નથી; ને વળી મેં આપેલી બળા તથા અતિબળા નામની બે વિદ્યાઓ, કે જે સર્વ જ્ઞાનની માતાઓ છે, તેનો પાઠ કરવાથી તો ત્રણ લોકમાં પણ તારા સમાન પરાક્રમી કોઈ થશે નહિ.[૧૪–૧૫] એ વિદ્યાઓ તને પ્રાપ્ત થશે, એટલે સૌભાગ્ય, ડહાપણ, તત્ત્વજ્ઞાન, સાંસારિક કાર્ય સંબંધે બુદ્ધિ, ઉત્તર દેવો તથા પ્રતિપક્ષી સામે બોલવું ઇત્યાદિ બાબતોમાં પણ તારા સમાન કોઈ થઈ શકશે નહિ.[૧૬–૧૭] હે નરોત્તમ રાઘવ! બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલી તે બે વિદ્યાઓનો પાઠ–અભ્યાસ કરવાથી તને ક્ષુધા અને તૃષા તો ઉત્પન્ન જ થશે નહિ, તેમ આખી પૃથ્વીને વિષે તારો યશ પ્રસરશે.[૧૮–૧૯] હે રામ! એ બે વિદ્યાઓ, કે જે મને મારા તપના પ્રભાવથી પ્રાપ્ત થઈ છે, તે, શાસ્ત્રમાં કહેલું પૂરેપૂરું અથવા એથી પણ વધારે ફળ આપનારી છે, તે તને આપવાની મારી બુદ્ધિ થઈ છે, તેનું કારણ એ જ કે, સર્વ ઇપ્સિત ગુણો તારે વિષે હોવાથી તે લેવાને તુંજ પાત્ર છે."[૨૦]

વિશ્વામિત્રનાં એવાં વચનો સાંભળી, રામને બહુ હર્ષ પ્રાપ્ત થયો. તુરત સરયૂમાં જઇ, હાથ પગ શુદ્ધ કરી, જળનાં આચમન કર્યાં; એટલે તે મોટા પ્રભાવવાળા મહર્ષિએ તેમને ઉપદેશ કર્યો. એ મહાવિદ્યાઓ ગ્રહણ કરવાથી ભયંકર પરાક્રમી રામ, શરદૃઋતુના સૂર્ય સમાન શોભાવાળા થઈ રહ્યા. એ પછી વિશ્વામિત્રે તેને, 'ગુરુના ઉઠવા પહેલું ઉઠવું, બેઠા પછી બેસવું, સૂતા પછી સૂવું,' ઇત્યાદિ ઘણોક શિષ્યધર્મનો ઉપદેશ કર્યો. એમ કરતાં સંધ્યાકાળ થયો, એટલે તે ત્રણેએ આગળ ચાલવું બંધ રાખી, તે દિવસની રાત્રિ ત્યાં–સરયૂને કિનારેજ ગાળવાનો નિશ્ચય કર્યો.[૨૧–૨૩] પછી રાજપુત્રોને અયોગ્ય, તેમ જ અસંભવિત, ઘાસનાં તરણાંની પથારીઓ એકઠી કરી, ત્રણે જણે સાથે શયન કર્યું, છતાં વિશ્વામિત્રના મધુર વાક્યોએ લાડ લડાવવાથી, દશરથરાયના શ્રેષ્ઠ પુત્રો રામ તથા લક્ષ્મણે તે રાત્રિ ઘણાં સુખમાં નિર્ગમન કીધી.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં બાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૩ મો.

### રુદ્રાશ્રમમાં રાતવાસો.

હવે રાત્રિ પૂરી થઈ. પ્રાતઃકાળ થયો. મહર્ષિ વિશ્વામિત્રે, ઘાસ પાંદડાંની શય્યાપર સૂતેલા તે બંને ભાઇઓને ઉદ્દેશીને કહ્યું:[૧] "હે કૌસલ્યાની શ્રેષ્ઠ પ્રજા! હે મનુષ્યોમાં સિંહરૂપ રામ! પ્રાતઃસંધ્યાનો સમય પ્રવૃત્ત થયો છે, માટે ઉઠ, જાગ્રત થા અને આહ્નિક કર્મ તથા ઇષ્ટદેવનું ધ્યાન કર."[૨] ઋષિનાં એવાં પરમ ઉદાર વચનો સાંભળી, પુરુષોમાં ઉત્તમ રામ તથા લક્ષ્મણ બંને જાગ્રત થયા; ને ઉઠી, શૌચ સ્નાન વગેરે કરી, સૂર્યનારાયણને અર્ઘ આપીને ગાયત્રીનો જપ કર્યો.[૩] આહ્નિક કર્મ પૂરું થયા બાદ, અતિ હર્ષ પામેલા તે બંને બંધુઓ વસ્ત્ર વગેરે પહેરી તૈયાર થયા; ને તપશ્ચર્યારૂપ ધનવાળા વિશ્વામિત્ર ઋષિને નમસ્કાર કરીને ત્યાંથી આગળ ચાલવાં માટે ઉત્સુક્તા દર્શાવી.[૪] વિશ્વામિત્ર ઋષિ પણ પોતાનાં આહ્નિક કર્મો કરી પરવાર્યા હતા, તેથી આ બંને ભાઇને તૈયાર થયેલા જોઇ, તેઓ સાથે ઘણા હર્ષ ભેર ચાલવા માંડ્યું. સરયૂના પવિત્ર તટપર થઈ, નાના પ્રકારનું સૃષ્ટિસૌન્દર્ય નિરખતી આ મંડળી ચાલી જાય છે, એવામાં ઘણોક માર્ગ કપાયા પછી, જ્યાં ભાગીરથી અને સરયૂનો સંગમ થાય છે ત્યાં આગળ તેઓ આવી પહોંચ્યા.[૫] સર્વ પાપોને નાશ કરનાર બંને સરિતાના શુભ સંગમનાં, બેઉ બાંધવોને ઋષિએ દર્શન કરાવ્યાં. તેના અમૃત સમાન જળનું પ્રાશન કરી, તેઓ ત્યાંથી આગળ ચાલ્યા. સંગમથી લાંબે અંતરે તેઓ

પહોંચ્યા નહિ, એટલામાં ઘણાંક સુંદર વૃક્ષોથી વિંટાયલો એક પવિત્ર આશ્રમ દૃષ્ટિએ પડ્યો, જેમાં આત્મસ્વરૂપ જાણનારા અને તપ કરતાં ઘણાંક વર્ષો જેને વીતી ગયાં છે તેવા મહર્ષિઓનો નિવાસ હતો.[૬] રસ્તે ચાલતાં એ આશ્રમની બાહ્ય શોભાને નિહાળી, અતિ પ્રસન્ન થઈ, રામ લક્ષ્મણે મહાત્મા વિશ્વામિત્રને પૂછ્યું:[૭] "હે ભગવન્! અતિ પવિત્ર દેખાતો આ આશ્રમ કોનો છે? એમાં કોણ મહાત્મા વસે છે? તે તું કૃપા કરી અમને કહે. કારણ અમોને એ જોઇ ઘણું આશ્ચર્ય ઉપજ્યું છે."[૮] બંને ભાઇઓનાં એવાં પ્રિય વચનો સાંભળી, પ્રસન્નચિત્તે વિશ્વામિત્રે આ આશ્રમનો ઇતિહાસ તેઓને કહેવા માંડ્યો.[૯]

વિશ્વામિત્રે કહ્યું:–હે રામ! આ રુદ્રાશ્રમ છે અને તેનું નામ રુદ્ર (શિવ)ના નામપરથી જ પડેલું છે. એની કથા આ પ્રમાણે છે: પૂર્વે આ પવિત્ર આશ્રમને વિષે દેવોના દેવ સ્થાણુ ઘણા કાળપર્યંત સ્થિર ચિત્તથી નિયમપૂર્વક તપ કરતા હતા. તેવામાં યોગ્ય સમય આવી પહોંચવાથી તેમને પોતાના વિલાસસ્થાન (કૈલાસ) પ્રત્યે જવાની ઇચ્છા થઇ. તેથી તે તપ સમ્પૂર્ણ કરી, સમાધિ ઉતારીને ઓગણપચાસ વાયુગણ સહિત ત્યાંથી જવાને તૈયાર થયા. તેવામાં કંદર્પ કે જેને બુદ્ધિમાન્ પુરુષો કામદેવ કહે છે, ને જે પૂર્વે શરીરયુક્ત હતો તેણે, શંકરના ચિત્તને વિષે કામ ઉત્પન્ન કરી મોટો વિકાર કર્યો. પોતાના મનને એકાએક જ વિષયનો વિકાર થવાથી શંકરે નિશ્ચય કર્યો કે, આ કાર્ય દુષ્ટાત્મા કામદેવનું જ હોવું જોઇએ. તેથી તેમણે હુંકાર કરી અત્યંત ક્રોધયુક્ત દૃષ્ટિથી તેની સામું જોયું. રુદ્રની મહાક્રોધરૂપ દૃષ્ટિના અગ્નિથી દુર્મતિ કામદેવના શરીરનાં સર્વ ગાત્ર છૂટાં પડ્યાં, ને તે સર્વાંગે બળી ભસ્મ થઈ, આ જ ઠેકાણે નાશ પામ્યો છે![૧૦-૧૩] હે રાઘવ! એ પ્રમાણે દેવોના દેવ રુદ્રે, ક્રોધવડે કામદેવને શરીર વગરનો કર્યો, ત્યારથી તે 'અનંગ'* એવી વિખ્યાતિને પામ્યો છે; ને તેણે જે દેશમાં અંગનો ત્યાગ કર્યો, તે શ્રીમાન્ દેશનું નામ 'અંગદેશ' પડ્યું છે.[૧૪]

"હે વત્સ! તે રુદ્રનો આ પવિત્ર આશ્રમ છે, ને તેમાં વસનારા આ સર્વ મુનિઓ તેમના શિષ્યો છે; કે જેઓ ધર્મપરાયણ† હોવાથી નિષ્પાપ–પાપ વગરના છે.[૧૫] માટે હે શુભદર્શન!‡ મારો એવો વિચાર છે કે, આજની રાત્રિ આપણે આ ગંગા અને સરયૂના પવિત્ર સંગમ સમીપ જ રહીએ ને કાલે નદી ઉતરી પેલે પાર જઇશું.[૧૬] ચાલો, સ્નાન વગેરે કરી, શુદ્ધ થઇને આપણે તે પવિત્ર આશ્રમમાં જઇએ. એમાં થોડીક વાર પણ નિવાસ કરવાથી બહુ શાંતિ મળે છે, માટે આપણે પણ ત્યાં જઈ, સ્નાન કરી, જપ, હોમ વગેરે કરીને આજની રાત્રિ સુખેથી વસીએ."

આ રીતે સંગમ આગળથી પરસ્પર વાતો કરતા તેઓ આશ્રમ પ્રત્યે આવતા હતા, તેમને તે આશ્રમમાંના મુનિઓએ, જો કે આવતા જોયા નહોતા, છતાં પોતાની તપશ્ચર્યાના પ્રભાવથી આવતા જાણીને તે સર્વે, પ્રીતિથી હર્ષિત થયા; ને તુરત ઉઠી આશ્રમમાંથી તેમની સામા ગયા. ત્યાં જઈ તે સર્વ ઋષિઓએ અનુક્રમે વિશ્વામિત્ર, રામ તથા લક્ષ્મણ, એ ત્રણેને અર્ઘ્ય, પાદ્ય, તેમ જ બીજું ઘણું આદરાતિથ્ય કર્યું, ને આશ્રમમાં તેડી લાવી, આસન વગેરે આપીને તેમનો રુડો સત્કાર કર્યો. પછી કેટલીકવાર સૂધી તેમણે પરસ્પર કુશળ વાર્તા કરી, ને નાના પ્રકારની રંજન કરનારી કથાઓથી થોડોક કાળ વ્યતીત કીધો.[૧૭-૨૦] એટલામાં સંધ્યાસમય થયો. તુરત સૌએ ઉઠવા માંડ્યું, ને કાલાતિક્રમ* ન થાય, તેમ સંધ્યાવંદન કર્યું. રાત્રિનો અમલ થયો. સર્વ મુનિઓ, તેમ જ તેમના અતિથિ વિશ્વામિત્ર અને રામ લક્ષ્મણ, કે જેમને તેઓ રુદ્રાશ્રમપ્રત્યે તેડી લાવ્યા છે, તે સર્વ ત્યાં સુખે કરી રહ્યા. પછી ધર્માત્મા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે રામ લક્ષ્મણના મનને આનંદ આપે એવી અનેક વાર્તાઓ કહીને, નિદ્રાનો સમય થતાં સૂધી હર્ષ પમાડ્યો.[૨૧-૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ત્રેવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૪ મો.

### તાટકાનો ત્રાસ.

રાત્રી વીતી અને નિર્મળ પ્રભાત થયું, ત્યારે ત્વરાથી ઉઠી વિશ્વામિત્ર તથા રામ લક્ષ્મણે પોતાનાં આહ્નિક કર્મ આટોપી લીધાં અને પછી પંથે પડવા માટે નદી કિનારે આવ્યા.[૧] તે વખતે રુદ્રાશ્રમનિવાસી સર્વ ઋષિમંડળ તેમને વળાવવાને આવ્યું હતું. તેમણે એક ઉત્તમ નાવ આણી આપ્યું. વિશ્વામિત્ર તથા બંને રાજપુત્રોને તેમાં બેસાડી, તેઓને માર્ગ પ્રત્યે વિલંબ ન કરતાં કુશળતાથી જવાને ઘણીક ભલામણ કરી.[૨-૩]

* અન+અંગ=અનંગ–અંગ વગરનો.

† ધર્મને આશ્રયી–ધર્મને વળગી રહેલા. ‡ શ્રેષ્ઠ દેખાવવાળા.

* વખત વીતી જવો તે.

આ મુનિઓનાં સર્વ હિત વચનોને સ્વીકારી, પરસ્પર નમન કરીને રામ લક્ષ્મણ સહિત વિશ્વામિત્રે નાવને હંકરાવ્યું. સમુદ્રને મળનારી સરયૂના સુશોભિત જળતરંગોની સપાટી ઉપર તેઓ પ્રયાણ કરવા લાગ્યા.[૪] સપાટાબંધ પાણી કાપતાં નાવ કિનારેથી લગભગ નદીની મધ્યમાં આવ્યું, ત્યારે કોઇ પ્રકારનો ઘમઘમાટ કરતો ગંભીર શબ્દ સંભળાવા માંડ્યો.[૫] એ જળના વેગને લીધે ઉત્પન્ન થતા મહાન્ શબ્દથી આશ્ચર્ય પામી, બંને રાજપુત્રો કુતૂહલથી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને પૂછવા લાગ્યા:[૬] "હે મહામુનિ! આ પરસ્પર જળના પ્રવાહોના અથડાવાથી જે મોટો શબ્દ થાય છે તે શું છે?" આ રીતનાં આશ્ચર્યયુક્ત વચનો સાંભળી વિશ્વામિત્રે કહ્યું, "હે નરશાર્દૂલ રામ! જ્યાં એ ગંભીર જળનો શબ્દ થાય છે, એ બ્રહ્માનું માનસ સર (સરોવર) છે. એ સરોવરને પહેલાં કૈલાસ પર્વતને વિષે બ્રહ્મદેવે પોતાના મન થકી ઉત્પન્ન કીધેલું છે, તેથી તે માનસ સર કહેવાય છે. આખી અયોધ્યાપુરી, કે જે એ માનસ સરથી વિંટાયલી છે, તેમાં પણ અહીં થતો જળપ્રવાહનો શબ્દ સંભળાય છે. એ બ્રહ્માના માનસ સરના પ્રવાહથી અળગી પડીને, આ નદી જૂદી થયેલી છે, તેથી તેનું 'સરયૂ'* એવું નામ પડ્યું છે. અહીં આગળ સરયૂ નદી સાથે ગંગા આવી મળે છે.[૭-૧૦] તેથી તે બંને નદીઓનાં જોરમાં ભેગાં થતાં જળ, એક બીજા સાથે અથડાવાથી મોટો શબ્દ થાય છે. માટે હે રામ! એ પવિત્ર સ્થળને સ્થિર ચિત્તથી તું વંદન કર." વિશ્વામિત્ર ઋષિનાં એવાં વચન સાંભળી, અતિ ધાર્મિક રામ લક્ષ્મણે તે સંગમને નમસ્કાર કર્યા.[૧૧] પછી જળના પ્રવાહની મનોહર લહરીઓને જોતાં જોતાં તેઓ નદીને ઓળંગીને તેના દક્ષિણ તટપર આવી પહોંચ્યા.

નાવમાંથી ઉતરી તેમણે પાછો પોતાનો પંથ પકડ્યો. આ માર્ગ એક ભયંકર વનમાં થઇને નીકળતો હતો.[૧૨] આગળ ચાલતાં સઘન વન આવવા માંડ્યું, ને બીજાં સુંદર વનો કરતાં આમાં તો કંઈ વિલક્ષણ જ પ્રકાર નજરે પડવા માંડ્યો. ઋષિવર વિશ્વામિત્ર, કે જે માર્ગમાં દશરથાત્મજથી જરા પણ દૂર રહેતા નહોતા, તેમને મનુષ્યોમાં શ્રેષ્ઠ રામે આશ્ચર્ય સાથે પૂછ્યું: "હે મહર્ષિ! આ મોટા વિસ્તારવાળું વન, કે જે ભયંકર મૃગો, તમરાંઓના સમૂહો, દારુણ શબ્દ કરનારાં ગીધો, તેમ જ બીજાં અનેક પ્રકારના ભયંકર શબ્દ કરનારાં પક્ષીઓથી ભરેલું છે;[૧૩-૧૪] તથા જે સિંહ, વ્યાઘ્ર, વરાહ તથા હસ્તી વગેરે વનને શોભાવનારાં પશુઓથી, તેમ જ ધાવડા, સાગ, અર્જુન, સાદડા, બીલી, ટેંભરણી, પાટલ અને બોરડી વગેરેનાં વૃક્ષોથી ખીચોખીચ ભરેલું છે, તે શોભાયમાન લાગવાને બદલે ભયંકર કેમ દિસે છે?" એ સાંભળી મહામુનિ વિશ્વામિત્રે કહ્યું;[૧૫-૧૬] "હે રામ! જેને લીધે આ વન મહાદારુણ અને ભયંકર લાગે છે, તેનો સઘળો વૃત્તાંત હું તને કહું છું.

"હે મનુષ્યોમાં ઉત્તમ રામ! આ બંને લગોલગ આવેલા મલદ તથા કરુષ નામના સમૃદ્ધિવાળા દેશો છે અને પૂર્વે દેવતાઓથી એ સરજાયલા છે.[૧૭-૧૮] વૃત્રાસુર નામના બ્રહ્મરાક્ષસને યુદ્ધમાં મારવાથી ઇંદ્રને પાપ લાગ્યું, તેથી બ્રહ્મહત્યાએ તેને ભક્ષ કરવાની ઇચ્છાથી તેના શરીરમાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે બ્રહ્મહત્યા લાગવાને લીધે અતિ મલિન થયેલા ઇન્દ્રને તેનો મળ નિવૃત્ત કરવા સારુ દેવતાઓ તથા મહાતપસ્વી ઋષિઓએ ગંગાજળથી ભરેલા કળશવડે સ્નાન કરાવ્યું.[૧૯-૨૦] તેના પ્રભાવથી ઇન્દ્રના શરીરના મળ તથા કારુષ (પાપો) દૂર થઈ ગયાં, અને તે તેનો અહીં ત્યાગ થવાથી દેવો અને ઋષિઓ પરમ હર્ષને પામ્યા. એવી રીતે પોતે નિર્મળ તેમ જ કારુષ વગરનો–પાપ રહિત શુદ્ધ થવાથી ઇન્દ્ર બહુ પ્રસન્ન થયો,[૨૧] તેથી આ દેશોને તેણે વરદાન આપ્યું. તેણે કહ્યું: 'મારા અંગના મળ તથા કારુષને ધારણ કરનારા આ દેશો, મલદ તથા કરુષ એવે નામે જગતમાં વિખ્યાત થશે.' એવું વરદાન આપી, તેણે આ દેશોની પૂજા કરી, જે જોઇ સર્વ દેવતાઓએ પોતપોતાની સંમતિપૂર્વક હર્ષ દર્શાવ્યો.[૨૨-૨૩] હે શત્રુઓને દમનાર! એ પ્રમાણે મલદ તથા કરુષ એવાં નામ પામેલા આ મોટા વિસ્તારવાળા દેશો, એ વાત બન્યા પછી ઘણા કાળપર્યંત ધન ધાન્યવડે ભરપૂર અને પ્રફુલ્લિત હતા. પરંતુ સઘળો કાળ કોઇને સરખો જતો નથી. પાછળના કાળમાં તે દેશોની પરમ શત્રુરૂપ તાટકા નામે એક યક્ષિણી પેદા થઈ. એ યક્ષિણી માયાવી હોવાને લીધે, પોતાની ઇચ્છામાં આવે તેવાં સ્વરૂપ ધારણ કરી શકે છે; એટલું જ નહિ, પણ પોતાના અંગમાં એક હજાર હાથીઓના જેટલું બળ ધરાવે છે. હે ભદ્ર! સુંદ નામના બુદ્ધિમાન્ રાક્ષસની તે સ્ત્રી છે,[૨૪-૨૬] ને તેનાથી એને મહા ભયંકર આકૃતિવાળો મારીચ નામે પુત્ર થયેલો છે. એ મારીચ, ઇંદ્ર સરખો પરાક્રમી છે. તેનાં મસ્તક, મુખ અને આખા શરીરના સઘળા અવયવો પ્રચંડ અને

* સર–સરોવર; યુ–નીકળવું–જૂદું પડવું.

ભવ્ય છે, તેની ભુજાઓ ગોળ અને (વેલણ જેવી) ચઢીઆતી છે,[૨૭] અને તે એવો બળવાન્ હોવાથી એ દુષ્ટાત્મા નિરંતર સર્વ પ્રજાને ત્રાસ ઉપજાવે છે. હે રાઘવ! એ દુષ્ટ આચરણ કરનારી મારીચની મા તાટકા, આ મલદ તથા કરુષ, બંને દેશોને મહા પીડાકારી થઈ પડી છે. આ પ્રદેશમાં રહેનારાઓનો એ દુષ્ટા વારંવાર નાશ કરે છે, ને આ વનને વિષે જ તે રહે છે. અહીંથી આગળ જતાં અર્ધાક યોજન ઉપર આ જ માર્ગને રુંધીને તેણે પોતાનું નિવાસસ્થાન રાખ્યું છે.[૨૮-૨૯] આપણે પણ હવે ત્યાં જ જવું છે; માટે હે વત્સ! તું મારી આજ્ઞા માન્ય કરીને, પોતાની ભુજાના બળના આશ્રયવડે તે દુષ્ટાચારિણીનો નાશ કરી, આ દેશોને નિષ્કંટક કર; કારણ કે, એનું બળ કોઇથી સહન નહિ થવાને લીધે તથા આ દેશોને તે ભયંકર દેખાવવાળી દુષ્ટાએ તદ્દન રંજાડી નાંખવાને લીધે, કોઇ પણ મનુષ્ય અહીં આવવાને હિમ્મત કરી શકતું નથી."[૩૦-૩૧]

એટલું કહી વળી તેણે કહ્યું, "હે રામ! આ દારુણ દેખાતું વન, કે જેને તે યક્ષિણીએ અત્યંત બાધિત કર્યું છે, છતાં પણ તેમાં પૂર્વથી રહેતા આવેલા મનુષ્યાદિ પ્રાણીઓ પોતાનું વતન માનીને અદ્યાપિ પર્યંત જેને છોડી જતા નથી, તે વિષેનું સઘળું વૃત્તાંત મેં તને કહ્યું."[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકી મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ચોવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૫ મો.

### તાટકાનું જન્મવૃત્તાંત.

ગૂઢ પ્રભાવવાળા વિશ્વામિત્ર ઋષિનાં એ પ્રમાણેનાં ઉત્તમ વચનો સાંભળી, પુરુષોમાં સિંહરૂપ રામે તેને નમ્ર વચનોથી કહ્યું:[૧] "હે મુનિપુંગવ! તે તાટકા યક્ષિણી તો અલ્પ વીર્યવાળી સંભળાય છે, ને તું કહે છે, કે તેનામાં એક હજાર હસ્તીનું બળ છે, એ કેવી રીતે?"[૨]

રાઘવનું આવું પ્રશ્ન સાંભળી, મહાતેજસ્વી વિશ્વામિત્રે અરિદમન તે બંને ભાઇઓને હર્ષ ઉપજાવતાં કહ્યું: "હે રામ! સાંભળ. પોતાના શરીરના બળને લીધે મદોન્મત્ત થયેલી અબલા તાટકા બ્રહ્માના વરદાનને લીધે એક હજાર હાથીના બળવાળી થઈ છે, તેની કથા આ પ્રમાણે છે.[૩-૪] પૂર્વે મહા પરાક્રમી અને શુભ આચારવાળો સુકેતુ નામે એક યક્ષ હતો. સંતાન વગરનો હોવાને લીધે પુત્રપ્રાપ્તિ માટે બ્રહ્માનું તેણે ઉગ્ર તપ કર્યું.[૫] કેટલેક કાળે બ્રહ્મા પ્રસન્ન થઈને ત્યાં આવ્યો, ને વરદાનમાં તેને પુત્ર ન આપતાં તાટકા નામે એક સુંદર કન્યારત્ન આપ્યું;[૬] તથા તે કન્યાને એક હજાર હાથીનું બળ આપ્યું. પણ 'જો તેને પુત્ર આપીશ તો તે પ્રજાને મહા દુ:ખકારી થઈ પડશે,' આવી શંકાથી બ્રહ્મદેવે તે યક્ષને પુત્ર આપ્યો નહિ.[૭] તે કન્યા તાટકા પ્રતિદિવસ રૂપે અને શરીરે વૃદ્ધિ પામવા લાગી, ને કાળે કરીને યુવાન્ થઈ, એટલે બળ તથા પરાક્રમવડે અત્યંત શોભવા લાગી. પુત્રીને વર યોગ્ય થયેલી જોઈ, તેના પિતા સુકેતુએ તેને જમ્ભ નામના રાક્ષસના પુત્ર સુન્દ વેરે પરણાવી.[૮] પછી કેટલેક કાળે તાટકાને મારીચ નામનો દુર્ધર્ષ પુત્ર ઉત્પન્ન થયો, કે જે આગળ જતાં અગસ્તિ ઋષિના શાપથી રાક્ષસ થઈ ગયો.[૯] તાટકાના પતિ સુન્દનાં દુષ્ટાચરણોથી ત્રાસ પામી, અગસ્તિ ઋષિએ શાપ દઈ, તેનો નાશ કર્યો; ત્યારે પોતાના પતિનું મરણ થવાથી અત્યંત ક્રોધાતુર થયેલી તાટકા તે ઋષિનો પરાભવ ઇચ્છવા લાગી;[૧૦] તથા પોતાના પુત્ર મારીચ સહિત મોટી ગર્જના કરીને તે ઋષિને ભક્ષ કરવા માટે તેની સામે ધસી ગઈ. આ જોઈ ભગવાન્ અગસ્ત્ય ઋષિને અત્યંત ક્રોધ ચઢ્યો. ક્રોધાવેશમાંજ તેણે મારીચને શાપ દીધો: "હે દુષ્ટ! તું રાક્ષસપણું પામ!" એમ મારીચને કહી, તેની મા તાટકાને પણ કહ્યું: "હે દુષ્ટે યક્ષિણી! તારું આ યક્ષિણીનું સ્વરૂપ બદલાઈ મહાદારુણ અને ભયંકર દેખાવવાળું, તેમ જ વિકરાળ મુખવાળું રાક્ષસીનું રૂપ થાઓ!"[૧૧-૧૩] એ શાપ થતાંજ તે મા દીકરાનાં સ્વરૂપો બદલાઈ જઈ, રાક્ષસોના જેવાં વિકરાળ રૂપ થઇ ગયાં છે, ને તેમનો સ્વભાવ પણ બહુ ક્રૂર થઈ ગયો છે.

"શાપ થયા પછી તાટકા ક્રોધ મૂર્છિત થઈ ઋષિપર બહુ જ દ્વેષ રાખવા લાગી ને તેને લીધે તે ઋષિના આશ્રમની આસપાસના આ દેશોનો તેણે તદ્દન નાશ કરી નાંખ્યો છે અને અદ્યાપિપર્યંત તેમજ કરી જાય છે; જેથી આ વન તથા દેશ સઘળાં વેરાન અને ભયંકર થઈ પડ્યાં છે.[૧૪] માટે હે રાઘવ! તે દુષ્ટાચરણી તથા દુષ્ટ પરાક્રમવાળી તેમ જ અત્યંત દારુણ રૂપવાળી યક્ષિણી તાટકાનો ગાયો તથા બ્રાહ્મણોના હિત માટે તું નાશ કર![૧૫] કારણ કે અગસ્તિના શાપથી ભયંકર થઈ પડેલી એ દુષ્ટાનો નાશ કરવા માટે ત્રણેલોકમાં તારા વગર કોઇ પણ પુરુષ ઉત્સાહ ધરી શકતો નથી, હે રઘુનન્દન!"[૧૬]

એટલું કહી વિશ્વામિત્ર ફરીને રામને સંબોધીને બોલ્યા; "હે નરોત્તમ! એ તાટકા અબળા જાતિ છે, એમ જાણી તેને મારવા માટે તારે કંઇ પણ દયા કરવી નહિ; કારણ કે, પ્રજાનું રક્ષણ તથા ચારે વર્ણનું હિત કરવા સારુ રાજાએ ગમે તેવું નિન્દિત કિંવા અનિન્દિત કાર્ય બેલાશક કરવું.[૧૭] વળી જે રાજપુત્રના ઉપર રાજ્યનો ભાર હોય, તેણે તો પ્રજાના રક્ષણ માટે વિશેષે કરીને નિર્દોષ અગર દોષવાળું કાર્ય કરતાં સંકોચાવું નહિ; કારણ કે કોઇ પણ રીતે પ્રજાનું રક્ષણ કરવું, એ તેનો સનાતન ધર્મ છે. માટે હે કાકુત્સ્થ! એ તાટકા, કે જે કેવળ અધર્મી છે, તેનો તું કશા પણ સંકોચ વગર નિશ્ચે નાશ કર.[૧૮-૧૯] પૂર્વે વિરોચનની પુત્રી મન્થરા, જે આખી પૃથ્વીનો નાશ કરવા ઇચ્છતી હતી, તેનો ઇંદ્રે નાશ કર્યો હતો.[૨૦] તેમ જ વિષ્ણુએ પણ ભૃગુ ઋષિની પતિવ્રતા પત્ની, કે જે શુક્રાચાર્યની મા થાય ને જે ઇંદ્રનો નાશ ઇચ્છતી હતી તેનો, સ્ત્રીહત્યાનો કશો બાધ ન ગણતાં નાશ કરેલો છે; અને એ વિના પણ બીજા ઘણા મહાત્મા તથા ઉત્તમ રાજપુત્રોએ, અધર્મી સ્ત્રીઓનો નાશ કીધેલો છે, માટે હે રાજા રામચંદ્ર! તું મારી આજ્ઞાથી દયા તજી દઇને એ તાટકા રાક્ષસીનો વધ કર."[૨૧-૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પચ્ચીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૬ મો.

### તાટકા વધ.

એ પ્રમાણે તે તાટકાને મારવાને માટે વિશ્વામિત્ર ઋષિને નિશ્ચયપૂર્વક આજ્ઞા કરતા જોઈ, દૃઢ વ્રતવાન્ નરવરાત્મજ રાઘવે, બહુ વિનયપૂર્વક હાથ જોડી ઋષિને નમસ્કાર કર્યા, ને પછી કહ્યું:[૧] "હે ઋષિરાજ! જો કે એ કાર્ય યોગ્ય, કિંવા અયોગ્ય ગમે તેવું હશે, તે છતાં તારી આજ્ઞા પ્રમાણે સર્વથા વર્તવું એવો મારો નિશ્ચય છે, તેથી તેં કહેલું મારે સર્વથા માન્યં છે. વળી અયોધ્યામાં મારા પિતા ધર્માત્મા દશરથરાયે પણ મને 'તારી આજ્ઞા પ્રમાણે શંકારહિત થઇ વર્તવું, તેમ જ કોઇપણ દિવસે તારાં વાક્યનું ઉલ્લંઘન કરવું નહિ' એવું, મહામુનિ વસિષ્ઠ તથા વામદેવાદિ સમક્ષ મને રુડી રીતે સમજાવેલું છે; તો તેની આજ્ઞાને સર્વથા અનુસરીને પણ મારે તારું કહેવું અવશ્ય કરવુંજ જોઇએ. તેથી હે મુનિવર! તારી પવિત્ર આજ્ઞાને લીધે, તેમ જ ગાયો, બ્રાહ્મણો અને એકંદર રીતે આખા દેશના હિતને અર્થે તારા જેવા અતુલિત બળવાન્ પુરુષની આજ્ઞાને માથે ચઢાવી, નિઃસંશય હું તે તાટકાનો વધ કરીશ."[૨-૫]

એટલું કહીને જ માત્ર રામ અબોલ રહ્યા નહિ, પણ તુરત તેણે પોતાના ખભાપરથી ધનુષ હાથમાં લીધું, ને લાગલી જ તેની પ્રત્યંચા *ચઢાવી તૈયાર કીધું. બાણનો મારો સચોટ કરી શકાય, એટલી કરડી પ્રત્યંચા ચઢી છે કે નહિ, તે જાણવાને તેણે તેપર બાણ ચઢાવ્યા વગર જ તેને ખેંચી જોઈ, તો તેથી તડતડાટ કરતો મહા તીવ્ર શબ્દ થયો, કે જેનો ધ્વનિ વનની સઘળી દિશાઓમાં ઘોર ગર્જના કરી રહ્યો.[૬] પ્રત્યંચાના શબ્દથી તે વનમાં રહેનાર પ્રાણી માત્રનાં મન ભયભીત થયાં અને તે ભયંકર રાક્ષસી તાટકાનું ચિત્ત પણ એ શબ્દ સાંભળી, બહુ વ્યાકુળ થયું.[૭] "અરે! મને પણ ડરાવી નાંખે એવો ધનુષનો ટંકારવ કરનાર આ વનમાં કોણ આવ્યું છે?" એવા વિચારથી તે દુષ્ટાને બહુ ક્રોધ ચઢ્યો. તે જાણે મૂર્છિતની પેઠે બેબાકળી બની ગઈ હોય, તેમ ઉભી થઈ, ને જેણી ગમથી તે શબ્દ આવ્યો હતો, તે દિશા તરફ ક્રોધભેર દોડી.[૮]

પહાડ જેવડા મોટા શરીર અને ભયંકર મ્હોંવાળી તથા ક્રોધને લીધે વધારે વિકરાળ બની ગયેલી તાટકાને પોતાની તરફ આવતી જોઇને, રામે પોતાના નાના બંધુને ઘણા આશ્ચર્ય સાથે કહ્યું:[૯] "હે લક્ષ્મણ! જો તો ખરો! જેને મારવા માટે ઋષિજીએ આજ્ઞા કરી છે, તેજ આપણા સામી દોડી આવે છે! અહો! તેનું શરીર કેટલું ભયંકર અને દારુણ છે! પ્રિય બાંધવ! તે એવી ક્રૂર અને માયારૂપ બળવાળી છે, કે જેને જોવા માત્રથી જ ભીરુ પુરુષોનાં અંતઃકરણ તો ભેદાઇજ જાય.[૧૦] ભાઈ! જો કે એ એવી છે, તે છતાં હું સહજમાં તેનાં કાન તથા નાક માત્ર જ છેદીને અહીંથી નસાડી મૂકત, પણ ઋષિએ આજ્ઞા કરી છે, માટે એનામાં જે બીજાઓને પરાભવ કરવાની શક્તિ તથા આકાશાદિ સ્થળોમાં ગમન કરવાની ગતિ છે, તેનો પણ નાશ કરીશ, એવો મારો વિચાર છે."[૧૧-૧૨]

આમ લક્ષ્મણની સાથે રામ વાત કરે છે, એટલામાં તો તે અત્યંત ક્રોધે ભરાયેલી રાક્ષસી પોતાના હાથ પસારતી તથા ઘોર ગર્જના કરતી તેની સમીપ દોડી આવી.[૧૩] એ જોઇ બ્રહ્મર્ષિ વિશ્વામિત્રે હુંકારો કરી તેને તરછોડી મૂકી, ને પછી, "રઘુકુળમાં ઉત્પન્ન

---

* ધનુષની પણછ.

થયેલા રામ લક્ષ્મણનું કલ્યાણ થાઓ! તેમનો જય થાઓ!" એવાં આશીર્વચન બોલ્યા.[૧૪] એ સમયે તાટકાએ અત્યંત ધૂળ ઉરાડીને ઘોર અંધકાર કરી મૂકયો, કે જેથી એક મુહૂર્તપર્યંત રામ અને લક્ષ્મણ બન્ને તેમાં ગુંગળાઇ રહ્યા.[૧૫] ઉડતી રજમાંથી તેઓ સાવધ થઈ નિકળી જાય, એટલામાં તો તે યક્ષિણીએ માયા રચી, ને તે બંને ભાઇઓ ઉપર પત્થરોનો વરસાદ વરસાવવા માંડયો. આ જોઇ રામને ઘણો ક્રોધ ચઢયો.[૧૬] હવે તેણે, તે સ્ત્રી જાત છતાં પણ તેનાપર ધનુષ બાણનો ઉપયોગ કરવો યોગ્ય ધાર્યો. તેણીએ વરસાવેલા પત્થરોને, તેણે પોતાના બાણોના વરસાદવડે ચૂરેચૂરા કરી નાંખ્યા, ને તે પછી બીજાં બાણોવડે તે દુષ્ટાના, ઝાડની શાખાઓ જેવડા બંને ભયંકર હાથ છેદી નાંખ્યા.[૧૭] આ વખતે લક્ષ્મણ પણ કંઈ શાન્ત થઈને જ ઉભો રહ્યો નહોતો. તેમણે પણ અત્યંત ક્રોધયુક્ત થઈ, હાથ કપાયાને લીધે રુધિર ઝરતી અને ભયંકર ગર્જના કરતી, સામે ધસી આવતી તે રાક્ષસીના કાન તથા નાક છેદી, તેણીને વિરૂપ કરી મૂકી.[૧૮] આટલું છતાં પણ ઇચ્છિતરૂપ ધારણ કરનારી તે યક્ષિણી કંઈ જંપી નહિ. તેણી ક્ષણમાં અનેક રૂપ ધારણ કરે તથા ક્ષણમાં અલોપ થઈ જાય; એમ પોતાની માયાવડે કરીને તે બંને ભાઇઓને મોહ પમાડી ભૂલાવવા લાગી.[૧૯] અને તેઓપર ફરીને પાછી ભયંકર પત્થરોની વૃષ્ટિ ચાલુ કરી. ચારે તરફથી રામ તથા લક્ષ્મણપર પત્થરો આવી પડતા જોઈ, મહર્ષિ ગાધિપુત્ર વિશ્વામિત્રે કહ્યું: " રામ! હવે કયાં સૂધી વિચાર કર્યા કરીશ? હવે તું આ ખરેખરી પાપરૂપ, દુષ્ટ આચરણ કરનારી, ને યજ્ઞોમાં વિઘ્ન નાંખનારી રાક્ષસી ઉપર દયા ન કરઃ સાયંકાળ થતાં પૂર્વે તે દુષ્ટાનો નાશ કર. કારણ કે, સંધ્યાકાળ થયા પછી પોતાની માયાવડે તેનું બળ વૃદ્ધિ પામશે. પછી તેને મારવી ઘણી અશક્ય થઈ પડશે.[૨૦–૨૨] એ સમયને વિષે, અર્થાત્ સાંજ પછીના વખતમાં રાક્ષસોનું બળ વધીને કોઇથી પરાભવ ન, પમાડી શકાય એવું થાય છે."

વિશ્વામિત્ર ઋષિની એ ચેતવણી સાંભળી, તુરત સાવધાન થઈ, રામે પોતાનું શબ્દવેધીપણું ઉપયોગમાં લીધું ને આકાશમાં રહી જેણી ગમથી તે પત્થરનો વર્ષાદ વરસાવતી હતી, તે દિશા લક્ષમાં લઈ, તેમણે અસ્ત્રનો મારો ચલાવ્યો. ક્ષણવારમાં તેને અસંખ્ય બાણોવડે ચારે તરફથી રુંધી લીધી. આમ બાણોના મોટા સમૂહવડે રુંધાયલી તાટકા, તેને ન ગણકારતાં મોટા વેગથી તે બંને ભાઇઓને મારવા માટે પૂર જોસથી તેમની સામે દોડી.[૨૩–૨૫] તેને, મહા ભયંકરરૂપે આવતી જોઈ, રામે મહા કોપ કરયો; ને ભાથામાંથી અગ્નિ સમાન પ્રકાશ કરતું મહા ભયંકર અને નાશકારક એક* બાણ કાઢયું; તથા તેનું ધનુષપર સંધાન કરી, મારણ મંત્રવડે તે દુષ્ટાપર યોજ્યું. મનના સમાન વેગ કરતું ને તેજવડે ચારે દિશાઓને દીપાવતું તે દિવ્ય અસ્ત્ર, વિજળી જેમ ઝબકારો કરી એકાએક વાદળમાં પેશી જાય તેમ, તે યક્ષિણીના હૃદયસ્થળમાં પેઠું. તુરત તે વિકરાળ તાટકા એક મહાભયંકર, પણ નિરુપાયની ચીસ પાડી, મોટા ધડાકા સાથે કડકડાટ કરતી ચત્તીપાટ પૃથ્વીપર પડી, ને તુરત કાળને સ્વાધીન થઈ!

આ પ્રમાણે તે મહાભયંકર તાટકાનો દેહ પ્રાણરહિત થયો જોઈ, ઇંદ્રાદિ દેવતાઓએ તુરત રામચંદ્રજી ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી, ને જયજયકારના શબ્દોનો ઘોષ કર્યો. પછી તે વનને નિર્જન જાણી, તેઓ સર્વ ભૂમિ ઉપર ઉતરી આવ્યા, ને નાના પ્રકારના દિવ્ય ઉપચારોવડે રામની પૂજા કરી બહુ સ્તવન કર્યું. પછી અત્યંત પ્રીતિમાન્ થયેલા સહસ્રાક્ષ–ઇંદ્ર તથા દેવતાઓએ વિશ્વામિત્રને કહ્યું: "હે કુશિકવંશોત્પન્ન મુનિવર વિશ્વામિત્ર! તારું કલ્યાણ થાઓ.[૨૬–૨૮] અમે ઇંદ્ર તથા વાયુગણો સહિત સર્વ દેવતાઓ આ રામના હાથે તાટકાને મરાવવારૂપ તારા કાર્યથી બહુ સંતોષ પામ્યા છીએ; તેથી હે મુનિવર! અમારી તારા પ્રત્યે એક વિનતિ છે કે, તું કે જે તપ તથા બળથી સમ્પૂર્ણ છે, તે આ રામને પોતાના જ શિષ્ય સમાન ગણશે; ને તેવા જ સ્નેહપૂર્વક તેને તારી પાસેના કૃશાશ્વ પ્રજાપતિના શસ્ત્રાસ્ત્રરૂપ સત્ય પરાક્રમી પુત્રો આપશે; કારણ કે, એ રામ તે શસ્ત્ર તથા અસ્ત્રોને ગ્રહણ કરવાને પાત્ર છે. એટલું જ નહિ, પણ ગુરુભાવથી તારી શુશ્રૂષા કરવામાં પણ દૃઢ નિશ્ચયવાળો છે."[૨૯–૩૦] એટલું કહી રામ પ્રત્યે તેઓ બોલ્યાઃ "હે રઘુવર! હે ભગવન્! તું પણ એ શસ્ત્રાસ્ત્રો ગ્રહણ કરી અમારું–દેવતાઓનું આ મોટું કાર્ય કરશે, એવી અમારી પ્રાર્થના છે." એ પ્રમાણે કહીને હર્ષ પામેલા તે સર્વ દેવતાઓ, વિશ્વામિત્ર, રામ તથા લક્ષ્મણની સ્તુતિ અને જયજયકાર કરતા આકાશ માર્ગે ચાલ્યા ગયા.[૩૧]

---

* રામ એવો પ્રતાપી અને પરાક્રમી હતો કે, યુદ્ધ સમયે તેનું એક પણ અસ્ત્ર નિષ્ફળ જતું જ નહિ. વળી તે જેને મારતો, તેને માત્ર એક જ બાણથી પરલોક પહોંચાડી દેતો હતો, એ તેની સર્વોપરી ધન્યતા હતી.

સંધ્યા સમય થયો અને વન પણ ભય વગરનું થયું. એ જોઇ વિશ્વામિત્ર ઋષિને પરમાનંદ થયો. તેથી તેણે અતિ હર્ષપૂર્વક રામને પોતાના હૃદય સરસો ચાંપી, તેનું મસ્તક સુંઘી ઘણું જ દીર્ઘાયુષ્ય ઇચ્છ્યું; ને પછી કહ્યું: "હે શુભદર્શન રામ! હવે રાત્રિ થવા આવી છે, ને તમે બંને ભાઇઓને શ્રમ પણ પુષ્કળ લાગ્યો છે, માટે મારો વિચાર છે કે, આપણે આજે આગળ નહિ ચાલતાં અહિં જ—આ તાટકાવનમાં જ રહીએ ને કાલે સવારે મારા આશ્રમ પ્રત્યે જઇશું." વિશ્વામત્રનાં એવાં વચન સાંભળી પ્રસન્ન થયેલા રામે ચાલવાનો વિચાર બંધ રાખ્યો. તે રાત્રે તેઓ આનંદથી તાટકા વનમાં જ રહ્યા. હવે જે વન અદ્યાપિ પર્યંત મહા દારુણ અને ભયંકર લાગતું હતું તે, જ્યારે રામે તાટકાનો નાશ કરી તેને યક્ષિણી વગરનું કર્યું, તેજ સમયથી જાણે સ્વર્ગનું ચૈત્રરથ વન હોયની શું, તેવું રમણીય દિસવા લાગ્યું.[૩૨-૩૫]

એવી રીતે યક્ષપુત્રી તાટકાનો વધ કરવાથી દેવતાઓ તથા સિદ્ધોના સમૂહોથી વખણાયલા રામે, પોતાના પ્રિય બાંધવ લક્ષ્મણ તથા વિશ્વામિત્ર ઋષિ સહિત તે વનમાં કોઈ સુંદર અને પવિત્ર સ્થળ શોધી ત્યાં આસનો કર્યાં, ને પ્રાંતઃકાળપર્યંત સુખેથી નિદ્રા લઈ વિશ્રાંતિ પામ્યા.[૩૬]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે બાલકાણ્ડમાં છવીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૭ મો.

## દિવ્ય અસ્ત્રોની પ્રાપ્તિ.

[પ્રાતઃકાળ થયો. વનમાંનાં પશુપક્ષીઓ સૌ હવે નિર્ભયતાથી પોતપોતાના ઉદ્યમે વળગી ગયાં. અરુણોદયનું ઝળઝળું મટી સૂર્યનારાયણ ઉદય પામ્યા. દિવાકરને જોઇ સુંદર અને વિશાળ જળાશયોમાંનાં કમળો પણ ધીરે ધીરે એક પછી એક ખીલવા લાગ્યાં, તેમ જ વનમાંનાં બીજાં અનેક સુમન વૃક્ષોનાં સુંદર પુષ્પો ખીલતાં થવાથી તેના ઉત્તમ પરિમળથી ભરેલો ઠંડો પવન ધીમે ધીમે વાવા લાગ્યો. તેવે સમયે તે વનમાં] રાતવાસો રહેલા રઘુકુળદીપક બંને રાજપુત્રોને, મહર્ષિ વિશ્વામિત્રે ઘણાં જ મધુર વચનોથી હર્ષયુક્ત કરી જગાડ્યા. તુરત રામ લક્ષ્મણ બંને ભાઇઓ જાગ્રત થઈ, ઋષિજીને સાષ્ટાંગ નમસ્કાર કરીને, આનંદભેર પોતાના સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મ કરી તત્પર થયા. એટલે ફરીને મહાયશસ્વી વિશ્વામિત્ર ઋષિએ હસીને રામને સંબોધી આ પ્રમાણે મધુર સ્વરવાળું ઉદાર વાક્ય કહ્યું.[૧]

"હે રાજપુત્ર! હે મહા યશવાન્ રામ! તારું કલ્યાણ થાઓ; હું તારા પર આજે અત્યંત પ્રસન્ન થયો છું. હે વત્સ! તું હવે મારી ખરેખરી પ્રીતિને, તેમ જ અસ્ત્રવિદ્યા ગ્રહણ કરવાને પાત્ર થયો છે. તેથી તારા ઉપર ઉત્પન્ન થયેલી તે અત્યંત પ્રીતિને લીધે હું તને આજે સર્વ અસ્ત્રોનો મંત્રસમૂહ આપીશ.[૨] એ અસ્ત્રો એવાં છે કે, જેનાવડે તું આ પૃથ્વીમાંનાં તારા ગમે તેવા બળવાન્ શત્રુને; અર્થાત્ તે જો ગંધર્વ, સર્પ, દેવતા કિંવા અસુર હોય તો તેને પણ બલાત્કારથી વશ કરી જિતી લઇશ.[૩] તને હું શિખવનાર છું, તે મહા પ્રતાપી દિવ્ય અસ્ત્રો આ છે. "પ્રથમ તેમાં જૂદાં જૂદાં દિવ્ય ચક્રો છે; દંડચક્ર, ધર્મચક્ર, કાળચક્ર, વિષ્ણુચક્ર અને અતિ ઉગ્ર પ્રભાવવાળું ઇન્દ્રચક્ર.[૪-૫] પછી બીજાં અસ્ત્રો જેવાં કે, વજ્રાસ્ત્ર, શંકરનું શૂલવરાસ્ત્ર, બ્રહ્મશિરાસ્ત્ર, ઐષિકાસ્ત્ર, વરુણાસ્ત્ર તથા સર્વ અસ્ત્રોમાં ઉત્તમ બ્રહ્માસ્ત્ર; પછી મોદકી અને શિખરી નામની બે શ્રેષ્ઠ તથા પ્રદીપ્ત ગદાઓરૂપ* અસ્ત્રો;[૬-૭] વળી શત્રુના પ્રાણ ન લેતાં માત્ર તેને બંધન કરનારાં અસ્ત્રો જેવાં કે ધર્મપાશ, કાલપાશ, વરુણપાશ; પછી શુષ્ક તથા આર્દ્ર એ બે અશની અસ્ત્રો;[૮-૯] તે ઉપરાંત પૈનાકાસ્ત્ર, નારાયણાસ્ત્ર, અગ્ન્યસ્ત્ર, હયશિરાસ્ત્ર, ક્રૌંચાસ્ત્ર તથા સર્વ અસ્ત્રોમાં મુખ્ય વાયવ્યાસ્ત્ર†;[૧૦-૧૧] બે પ્રકારની શક્તિઓ (સાંગો) તથા અસુરોને ધારણ કરવાનાં અતિ ભયંકર કંકાલ, મુસલ, કાપાલ તથા કિંકિણી નામનાં અસ્ત્રો,[૧૨] કે જે દૈત્યોનો વધ કરવામાં અતિ ઉપયોગી છે તે પણ હું તને આપીશ. વળી હે રાઘવ! એ ઉપરાંત જેમાંથી ખડ્ગ ઉત્પન્ન થાય એવું વિદ્યાધરોનું નંદનાસ્ત્ર,[૧૩] એવું જે અસિરત્ન, હે મહાબાહો! તે હું આપીશ. તથા ગંધર્વોને ઘણાં પ્રિયકર મોહનાસ્ત્ર ને માનવાસ્ત્ર આપીશ.[૧૪] તે શસ્ત્ર શત્રુપર છોડવાથી તેઓને સહજમાં નિદ્રા પમાડે છે અને તેઓના ક્રોધને શાંત કરી દે છે, તેમની શક્તિને ખેંચી લે છે અને તેઓમાં સંતાપ તથા ખેદનો વધારો કરી મૂકે છે.[૧૫] વળી હે રાજશાર્દૂલ! મહાયશસ્વિ રાજપુત્ર! બીજું ગાન્ધર્વોનું માનવાસ્ત્ર કે જે પિશાચોનું, તેમ જ કામદેવનું અસ્ત્ર છે ને જે શત્રુઓને મોહિત કરી મદ ઉપજાવનારું છે, તે (વાપ-

---

* ગદા એ અસ્ત્ર છે, તેમ શસ્ત્ર પણ છે. કેમ કે, તે ફેંકાય છે, તેમ હાથમાં ઝાલી દ્વંદ્વ યુદ્ધ પણ કરી શકાય છે.

† એ વાયવસ્ત્ર પણ કહેવાય છે.

રવાની વિદ્યા) તને શીખવીશ.[૧૬–૧૭] વળી તામસાસ્ત્ર, મહા બળવાન્ સૌમનાસ્ત્ર, અતિ દુર્ઘર્ષ સંવર્તાસ્ત્ર, મૌસલાસ્ત્ર, સત્યાસ્ત્ર, માયામયાસ્ત્ર, શત્રુના તેજને હરણ કરનારું સૂર્યનારાયણનું તેજઃપ્રભાસ્ત્ર,[૧૮–૧૯] ચંદ્રનું સોમાસ્ત્ર, ત્વષ્ટાનું દારુણાસ્ત્ર તથા મહા ભયંકર તેમજ શત્રુઓમાં માન–જય અપાવનારું ભગ દેવતાનું શીતેષુ નામનું અસ્ત્ર;[૨૦] ઇત્યાદિ ઘણાંજ ઉત્તમ દિવ્ય અસ્ત્રોનો મારે તને ઉપદેશ કરવો છે. માટે હે રાજપુત્ર! હે મોટી ભુજાવાળા રામ! તમે બંને ભાઇ આચમન પ્રાણાયામ કરી એકાગ્રચિત્તથી સિદ્ધાસન કરીને બેસો ને મારી પાસેથી મેં કહેલાં એ કામરૂપ, મહા બળવાન્ તથા અતિ ઉદાર અસ્ત્રો ગ્રહણ કરો."[૨૧]

એ પ્રમાણે મહા પવિત્ર મુનિ વિશ્વામિત્ર પૂર્વાભિમુખે બેઠા અને અતિ પ્રસન્નતાથી તેણે રામ તથા લક્ષ્મણને એક પછી એક તે સર્વ અસ્ત્રોને સાધ્ય કરવાના શ્રેષ્ઠ મન્ત્રોનો ઉપદેશ કર્યો;[૨૨] કે જે દિવ્ય અસ્ત્રોનો સંગ્રહ મોટા દેવતાઓની પાસે હોવો પણ દુર્લભ છે! મંત્રો આપ્યા પછી તે અસ્ત્રોનું બળ બંને જણને પ્રાપ્ત થવા સારુ ઋષિ તે મન્ત્રોનો જપ કરવા લાગ્યા. તેના પ્રભાવથી તે સર્વ અલૌકિક અસ્ત્રો મૂર્તિમાન્ થઈ ઋષિની પાસે આવીને ઉભાં, એટલે તેણે તેઓને તે બંને રાજપુત્રો પાસે જવાની તથા તેની ઇચ્છા પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી.[૨૩–૨૪] એ ઉપરથી તે સર્વ અસ્ત્રોના હર્ષ પામેલા દેવતાઓએ* રામ પાસે આવી હાથ જોડીને તેને કહ્યું; "હે અતિ ઉદાર રામ! આ અસ્ત્રો તારા દાસ છે, માટે તારી આજ્ઞા પ્રમાણે તેઓ તારી સર્વ ઇચ્છિત સેવા બજાવશે." એ સાંભળી રામ અતિ પ્રસન્ન થયા; ને તે સર્વ અસ્ત્રોને લઈ પોતાના હાથથી સ્પર્શ કરીને તેમને આજ્ઞા આપી કે, "હે અસ્ત્રો! તમો સર્વ મારા મનને વિષે સ્થિર થાઓ ને હું જ્યારે સ્મરણ કરું ત્યારે પ્રત્યક્ષ સ્વરૂપ ધરી મને સહાય થજો."[૨૫–૨૭]

તુરત તે સર્વ અસ્ત્રો તેની આજ્ઞાને અનુસરી, અદૃશ્ય થઇ ગયાં, એટલે લક્ષ્મણસહ રામ, મહામુનિ વિશ્વામિત્રને નમસ્કાર કરીને ત્યાંથી આગળ ચાલવા માટે તત્પર થયા.[૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સત્યાવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

* અસ્ત્રોના દેવતાઓ એટલે એ અસ્ત્રો–હથિયારોની જે દિવ્ય સંહારશક્તિ છે, તેના અધિપતિ દેવતાઓ સ્વર્ગમાં મૂર્તિમાન્ રૂપે રહે છે તે.

# સર્ગ ૨૮ મો.

## સંહારક અસ્ત્રની પ્રાપ્તિ.

તે સર્વ દિવ્ય અસ્ત્રો હાસ્યવદનવાળા તથા પવિત્ર રામને પ્રાપ્ત થયાં, એટલે ઋષિસહ તેઓ ત્યાંથી આગળ ચાલવાની તૈયારીમાં હતા, એટલામાં રામે વિશ્વામિત્રને નમ્રતાપૂર્વક કહ્યું કે,[૧] "હે મુનિવર! મેં આપની પાસેથી એ સર્વ અસ્ત્રો ગ્રહણ કર્યાં, ને તેવડે હવે હું મોટા દેવતાઓને પણ અજિત થઇ પડ્યો; પરંતુ તે સર્વમાંનું કોઇ પણ અસ્ત્ર શત્રુ તરફથી મારી ઉપર આવતું હોય તો તેનો સંહાર (નાશ) કેવી રીતે કરવો? તેમ જ મેં યોજેલું તેમાંનું કોઈ પણ અસ્ત્ર મારે પાછું વાળવું હોય તો કેમ વાળી લેવું, તે વિદ્યા હું જાણવાને ઇચ્છું છું."[૨] એવું અગમચેતીવાળું રામનું વચન સાંભળી, મહાતપસ્વી વિશ્વામિત્ર અત્યંત પ્રસન્ન થયા, તેથી તેણે રામને એ અસ્ત્રો વાળી લેવાની તથા સંહારવાની વિદ્યાનો ત્યાં ઉપદેશ કરવા ઉપરાંત પોતાની પાસેનાં બીજાં અસ્ત્રો પણ તેને આપવાનો નિશ્ચય કીધો.[૩] તેણે કહ્યું: "હે વત્સ રામ! તારું કલ્યાણ થાઓ. તું હવે મારા શિષ્યપણાને પૂર્ણ પાત્ર થયો છે, તેથી મારી પાસેનાં સત્યવંત, સત્યકીર્તિ, ધૃષ્ટ, રભસ, પ્રતિહારતર, પરાઙ્મુખ ને અવાઙ્મુખ,[૪] લક્ષ્ય, અલક્ષ્ય, દૃઢનાભ, સુનાભ[૫] દશાક્ષ, શતવક્ત્ર, દશશીર્ષ ને શતોદર, પદ્મનાભ, મહાનાભ, દુન્દુનાભ, સ્વનાભ, જ્યોતિષ, શકુન, નૈરાસ્ય ને વિમલ, દૈત્યોનો નાશ કરનારાં યૌગંધર તથા વિનિદ્ર, શુચિબાહુ, મહાબાહુ, નિષ્કલિ ને વિરુચ;[૬] સાર્ચિમાલી, ધૃતિમાલી, વૃત્તિમાન્ ને રુચિર;[૭] પિત્ર્ય, સૌમનસ, વિધૂત, મકર, પરવીર, રતિ, ધન ને ધાન્ય;[૮] કામરૂપ, કામરુચિ, મોહ, આવરણ, જૃમ્ભક, સર્પનાથ, પંથન તથા વરુણ આદિ કૃશાશ્વપ્રજાપતિની પ્રજારૂપ ઇચ્છિત રૂપવાળાં દિવ્ય અસ્ત્રો પણ તું ગ્રહણ કર!"[૯–૧૦]

જ્યારે રામે અત્યંત હર્ષપૂર્વક એ દિવ્ય અસ્ત્રોને ગ્રહણ કર્યાં ત્યારે તેઓમાંનાં કેટલાંક અંગારા સરખાં તેજસ્વી, કેટલાંક ધૂમ્રવર્ણાં, કેટલાંક સૂર્ય તથા ચંદ્ર સરખાં કાંતિમાન્ દેખાતાં મૂર્તિમાન્ થઇ, હાથ જોડીને રામની આગળ આવી ઉભાં રહ્યાં; ને બહુ નમ્રતાથી મધુર વાક્યોવડે તેની સ્તુતિ કરી કહેવા લાગ્યાં; "હે નરશાર્દૂલ! અમે તારે આધીન છીયે, માટે અમને આજ્ઞા કર કે અમે તમારું શું હિત કરીએ?"[૧૧–૧૩] એ સાંભળી રામે આનંદયુક્ત વદને તેઓને આજ્ઞા

કરીઃ "હે પ્રતાપી દેવતાઓ (અસ્ત્રો)! અત્યારે તો તમે સૌ તમારી ઈચ્છા હોય ત્યાં પધારો; પણ જ્યારે કાર્ય પડે ત્યારે મારા મનમાં રહી, મારી સહાયતા કરજો!"[૧૪] એવી આજ્ઞા થવાથી તે માન્ય કરીને સર્વ અસ્ત્રો રામની પ્રદક્ષિણા કરી, સ્તુતિ કરતાં કરતાં સ્વસ્થાન પ્રત્યે ચાલ્યાં ગયાં.[૧૫]

હવે એ પ્રમાણે વિશ્વામિત્રે ઉપદેશ કરેલાં તે સર્વ અસ્ત્રોને રામે યથાર્થ રીતે જાણી લીધાં, એટલે ઋષિ સહવર્તમાન તે બંને રાજપુત્રો માર્ગે ચાલતા થયા. કેટલેક આગળ જતાં તેમને, થોડેક દૂર એક પર્વતની નજીકમાં વૃક્ષોની સુંદર ઘટાથી વિંટાયેલું સ્થળ દેખાવા લાગ્યું. તેની શોભાથી આશ્ચર્ય પામી, રામે ઋષિને પૂછ્યુંઃ[૧૬] "મહારાજ! પેલું અંધારેલા મેઘની ઘટા જેવું વૃક્ષોથી વિંટાયેલું સ્થળ શું છે? એ શું વન જ છે, કે કોઈ મહાત્માનો આશ્રમ છે?[૧૭] અત્રેથી જ એ વન મૃગોથી ભરેલું, અતિ મનોહર, સુંદર શબ્દ કરનારું, અનેક પક્ષીઓથી શોભાયમાન અને અવલોકન કરવા યોગ્ય લાગે છે.[૧૮] હે મુનિવર! તાટકાએ ઉજ્જડ કરી નાંખવાથી, રુવાં ઉભાં કરી નાંખે એવા આ ભયંકર વનમાંથી આપણે નીકળ્યા છીએ, ને તે સ્થળની તરફ જઈએ છીએ, તેથી એ સ્થળે કોનો આશ્રમ છે? તે હું સુખરૂપે જાણવા ઈચ્છું છું. વળી હે મહામુનિ! તારા યજ્ઞમાં વિઘ્ન કરવા સારુ, મહા પાપી તથા બ્રહ્મહત્યાદિક નીચ કર્મ કરનારા દુષ્ટાત્મા રાક્ષસો જ્યાં આગળ આવે છે, અર્થાત્ જ્યાં તારી યજ્ઞક્રિયા થાય છે, તે તારો આશ્રમ હવે કેટલે દૂર છે? તે કેવો છે? એ પણ કૃપા કરી મને કહે. કારણ કે, મારે એ દુષ્ટ રાક્ષસોનો નાશ કરી, તારા યજ્ઞની રક્ષા કરવી છે, તેથી જ હું એ સઘળું તને પૂછું છું."[૧૯-૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં અઠ્ઠાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૯ મો.

### સિદ્ધાશ્રમનો પૂર્વવૃત્તાંત.

એ પ્રમાણે રામનું પ્રશ્ન સાંભળી, તેથી સંતુષ્ટ થયેલો મહા તેજસ્વી વિશ્વામિત્ર, તેની પ્રશંસા કરીને, તે પ્રશ્નનું આ પ્રમાણે પ્રત્યુત્તર આપવા લાગ્યો.[૧]

તે બોલ્યોઃ 'હે મહાબાહો રામ! પૂર્વે એ સ્થળે વિષ્ણુ, કે જે સમગ્ર દેવતાઓને નમવા યોગ્ય તથા તેઓના ઈશ્વર છે તેણે, પોતાનાં આચરણો જોઈ લોકો તે પ્રમાણે સન્માર્ગે પ્રવર્તે, એટલા સારુ લામ્બા કાળપર્યંત તપ આચર્યું હતું-જે તપ કરતાં તેને સેંકડો યુગોના યુગો તથા અસંખ્ય વર્ષો ચાલ્યાં ગયાં હતાં. તે પછી કેટલોક કાળ વીતતાં, તેણે 'વામન' નામે અવતાર ધારણ કર્યો હતો.[૨-૩] એ મહાત્મા વિષ્ણુનો પૂર્વાશ્રમ છે ને તેનું નામ સિદ્ધાશ્રમ છે. કારણ કે, એ સ્થળે એ મહાતપસ્વી, સિદ્ધિને પામ્યા હતા. જે વેળા ત્યાં વિષ્ણુ તપશ્ચર્યા કરતા હતા, તે વેળાએ વિરોચન રાક્ષસનો પુત્ર બલિરાજા મહા ઉન્મત્ત અને પરાક્રમી થયો.[૪] તેણે ઇંદ્ર તથા ઓગણપચાસ મરુદ્‌ગણ સહિત સર્વ દેવગણોને જિતી લીધા અને પાતાળ તથા મૃત્યુલોક વગેરે સર્વે સ્થળે પોતાની હાક વગાડી પ્રસિદ્ધ થયો.[૫] ઇંદ્રાસનપરથી ઇંદ્રને પદભ્રષ્ટ કરી, ત્યાં પોતાના દૈત્યોદ્વારા રાજ્ય કરવા લાગ્યો, ને પોતાના પરાક્રમવડે હાથ કરેલું ઈન્દ્રાસન ચિરકાળ હવે પોતાની પાસે જ રહે, એ ઇચ્છાથી તેણે એક મહાયજ્ઞ આરંભ્યો. આ જોઈ તેના ત્રાસથી જ્યાં ત્યાં નાસી ભરાયેલા સર્વ દેવતાઓ એકઠા થયા ને વિચારવા લાગ્યા કે, જો કદાચ બલિરાજા આ મહાન્ યજ્ઞ સમ્પૂર્ણ કરશે, તો પછી સદાને માટે આપણે આપણાં સ્થાનકો ખોઈ બેસીશું ને ત્રૈલોક્યની પ્રજામાત્ર મહાસંકટમાં આવી પડશે. માટે, આપણે એના યજ્ઞમાં સત્વર વિઘ્ન નાંખી, તેને સંકલ્પભ્રષ્ટ કરવો જોઇએ. એવા વિચારથી અગ્નિને મુખ્ય કરી, તે સર્વે દેવતાઓ આ આશ્રમમાં તપ કરનારા વિષ્ણુની પાસે આવ્યા; ને તેની રુડી રીતે સ્તુતિ કરી, તેની આગળ પોતાનો હેતુ પ્રકટ કરવા લાગ્યા.[૬]

"તેઓ બોલ્યાઃ 'હે ભગવન્! અમો સર્વ તારા છીએ; હે વિષ્ણુ! અમોને જે સંકટ આવી પડ્યું છે, તેથી તું કંઈ અજાણ્યો નથી; ને તેથી અમો સર્વ તારે શરણે આવ્યા છીએ. હે પ્રભો! બલિરાજાએ હમણાં જે મહા ઉત્તમ યજ્ઞ કરવા માંડ્યો છે, તેનાથી અમોને મહા ભય થાય છે. કારણ કે એ યજ્ઞના પ્રભાવથી તે ઉન્મત્ત રાક્ષસ ઈન્દ્રાસનનો અધિકારી થશે, એટલે પછી તેનો પરાભવ કરવાને કોઇનો પણ ઉપાય ચાલશે નહિ. માટે એ યજ્ઞ પૂરો થયો નથી, તે પૂર્વે તું અમારું દેવતાઓનું કાર્ય સાધવા માટે કૃપાળું થા![૭] હે સચરાચરવ્યાપી પ્રભો! એને છળવા માટે એક ઉપાય અમારા જાણવામાં આવ્યો છે. એણે એવી પ્રતિજ્ઞા લીધી છે કે, તેના યજ્ઞમાં દેશ દેશાન્તરથી જે કોઇ યાચકો આવે, તેને તેની ઇચ્છા પ્રમાણે જે

વસ્તુ તે માંગે, તે અવશ્ય આપવી.[૮] માટે તું આ સમગ્ર દેવતાઓ તથા પ્રજાના હિતને સારુ માયા-યોગનો આશ્રય કરી, છળવડે વામનત્વ ધારણ કરી, બલિરાજાની તે મહાન્ પ્રતિજ્ઞાનો ભંગ કર, કે જેથી તેનો યજ્ઞ સંપૂર્ણ થવા પામે નહિ.'[૯]

"જ્યારે અહીં દેવતાઓ પોતાના સંકટનિવારણાર્થ પ્રભુની પ્રાર્થના કરવા આવેલા છે, ત્યારે તે અરસામાં આણીગમ મહાતેજસ્વી કશ્યપ ઋષિ, (જે એ સિદ્ધાશ્રમમાં જ રહેતો હતો, તે) પોતાની સ્ત્રી અદિતિ સહિત દેવતાઓનાં એક હજાર વર્ષનું લામ્બું વિષ્ણુનું તીક્ષ્ણ વ્રત સમાપ્ત કરી રહ્યો હતો; ને તેથી વરદાન આપનાર તથા મધુ નામના દૈત્યનો નાશ કરનાર વિષ્ણુની સ્તુતિ કરતો હતો.[૧૦-૧૧] તેણે પ્રભુનું ધ્યાન કરી એવી સ્તુતિ કરીઃ 'હે ભગવન્! તું કે જે અદ્વૈતમૂર્તિ, જ્ઞાનસ્વરૂપવાળો, પુરુષોત્તમ અને અનેક તપશ્ચર્યા કરનાર ને ઇચ્છિત વરદાન આપનારો છે, તેનાં હું મારી તપશ્ચર્યાવડે દર્શન કરું છું તથા તારા શરીરને વિષે આખા જગતને જોઉં છું! માટે હે અનાદિ પુરુષ! હું તારે શરણે પડ્યો છું.'[૧૨-૧૩] શ્રીહરિ, કે જે સર્વના અંતર્યામી છે, તેણે દેવતાઓનો તથા ઋષિનો એક જ હેતુ જાણી લીધો; તેથી ઋષિની આગળ તે પ્રત્યક્ષ થયો, ને પ્રસન્ન થઇને તે નિષ્પાપ કશ્યપ ઋષિને કહ્યુંઃ 'હે કશ્યપ! તારું કલ્યાણ થશે! તું વરદાન માંગ; કારણ કે એક હજાર વર્ષ મારું તપ કરીને તું ઇચ્છિત ફળ પામવા યોગ્ય થયો છે.'[૧૪] શ્રીહરિનાં વચન સાંભળીને, મરીચિ ઋષિના પુત્ર કશ્યપે, પ્રભુને અતિ પ્રેમપૂર્વક નમસ્કાર કરી કહ્યુંઃ 'હે સર્વ સમર્થ! તું શ્રેષ્ઠ આચરણવાન્, નિષ્પાપ તથા વરદાન આપનારો છે, ને હું દીન જનપર તું પ્રસન્ન થયો છે, તો આ મારી સ્ત્રી અદિતિ, દેવતાઓ તથા હું સર્વે મળી જે વરદાન માગીએ, તે કૃપા કરી નિશ્ચે આપ.[૧૫] હે અસુરહન્તા! તું મારા તથા અદિતિના પુત્રપણાંને પામ—અર્થાત્ ઇંદ્રનો નાનો ભાઈ થા! ને શોકે કરી પીડા પામેલા દેવતાઓની, (બલિરાજાને છળીને) સહાયતા કર![૧૬-૧૭] હે દેવતાઓના ઈશ! મને તેમ જ દેવતાઓને તું તપોમય પ્રભુ પ્રસન્ન થયો, તેથી અમારું કાર્ય સિદ્ધિને પામશે ને એટલા જ માટે તારી કૃપાથી આ આશ્રમનું નામ 'સિદ્ધાશ્રમ' એવી રીતે સર્વત્ર પ્રસિદ્ધ થશે. માટે હવે હે પ્રભો! તારું આ તપરૂપ કર્મ સમાપ્ત કરીને શીઘ્રતાથી દેવતાઓનું કાર્ય કરવા માટે અહીંથી પધારવા તત્પર થા!'[૧૮]

"કશ્યપ ઋષિની એવી માંગણીથી મહાતેજસ્વી વિષ્ણુ અદિતિને ઉદરે ઉત્પન્ન થયા ને વામનરૂપ ધારણ કરીને વિરોચનના પુત્ર બલિરાજાની પાસે ભિક્ષાર્થે ગયા.[૧૯] ત્યાં જઈ સર્વે લોકના હિતમાં જ પોતાનું કર્ત્તવ્ય માનનારા વામને, રાજા પાસે ત્રણ પગલાં પૃથ્વીની ભિક્ષા માંગી, ને તે ત્રણ જ પગલાંમાં તેણે સર્વ લોકને આક્રમણ કરી, આખી પૃથ્વીને ગ્રહણ કરી લીધી.[૨૦] પછી બલિને પાશથી બાંધીને તેણે જિતેલું સ્વર્ગ પાછું ઇન્દ્રને આપી, પુનઃ ત્રણે લોક ઇન્દ્રને સ્વાધીન કર્યા.[૨૧] એ પ્રમાણે આ આશ્રમ વામનાવતાર ધારણ કરનારા વિષ્ણુનો શ્રમ નાશ કરનાર છે; ને એ વામનમાં ભક્તિને લીધે જ હું પણ તે આશ્રમમાં આનંદથી વસું છું!"[૨૨]

પુનઃ વિશ્વામિત્રે કહ્યુંઃ—"હે પુરુષોમાં સિંહરૂપ રામ! એ જ મારો આશ્રમ ને એમાં જ તે યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસો આવે છે. માટે ત્યાંજ તારે તે દુષ્ટાચરણ કરનારાઓનો નાશ કરવાનો છે.[૨૩] હે વત્સ! જેમ એ સિદ્ધાશ્રમ મારો છે, તેમ જ તારો પણ છે; કારણ કે આપણે હવે ત્યાં જ જઇએ છીએ."[૨૪]

એમ વાતચિત કરતા તેઓ ચાલ્યા જતા હતા, એટલામાં સિદ્ધાશ્રમ આગળ તેઓ આવી પહોંચ્યા. તેમાં તે બંને રાજપુત્રો સાથે વિશ્વામિત્ર ઋષિએ પ્રવેશ કર્યો. તેઓ એ આશ્રમની અંદર જવા માટે ઝાડોની ઘાડી ઘટામાં પેઠા. તે સમયે એવા શોભતા હતા કે, જાણે પુનર્વસુ નક્ષત્રના બંને તેજસ્વી તારાઓ સહિત નિર્મળ ચંદ્રમા અભ્રઘટામાં પ્રવેશ કરતો હોય![૨૫] બુદ્ધિમાન્ વિશ્વામિત્ર ઋષિને રાજપુત્રો સહિત આવતા જોઈ, તે સિદ્ધાશ્રમમાંના સર્વ મુનિઓ પરમ હર્ષ પામતા તેની સામે આવ્યા, ને તેની યથાયોગ્ય પૂજા કરી; રામ લક્ષ્મણનું પણ બહુ આદરાતિથ્ય કર્યું.[૨૬-૨૭] પછી એએક ઘડી વિરામ લઇને, શત્રુઓને દમન કરનાર તે બંને રાજપુત્રો—રામ અને લક્ષ્મણ ઉભા થયા, ને બન્ને હાથ જોડી નમ્રતાપૂર્વક વિશ્વામિત્ર ઋષિને કહેવા લાગ્યા કે,[૨૮] "હે મુનિવર! તારું કલ્યાણ થાઓ! આપણને આજે માર્ગ ટુંકો હોવાથી ચાલવામાં કંઈ પણ શ્રમ પહોંચ્યો નથી, તેમ સમય પણ પુષ્કળ છે, તો હવે કશો વિલમ્બ ન કરતાં તું આજે જ યજ્ઞ કરવાની દીક્ષા ગ્રહણ કર; આ સિદ્ધાશ્રમ છે, માટે તારી ઇચ્છા પૂર્ણ થઇ કાર્ય નિશ્ચે સિદ્ધ જ થશે."[૨૯]

રામનાં આવાં વચન સાંભળી, મહાતેજસ્વી વિશ્વામિત્ર, કે જેણે પોતાની ઇન્દ્રિયો તથા અંતઃકરણને

નિયમમાં રાખ્યાં હતાં, તેણે તુરત પવિત્ર થઇ યજ્ઞની દીક્ષા લીધી, ને યજ્ઞને ચાલુ કરયો.[30] એમ કરતાં રાત પડી. ફરી પ્રાતઃકાળ થયો ત્યારે તે બન્ને રાજકુમારોએ જાગ્રત થઇને સંધ્યાવન્દન તથા નિયમ પ્રમાણે નિત્ય કર્મ આટોપી, જપ વગેરે કર્યા (પછી પવિત્ર વસ્ત્રો તથા મુકુટાદિ અલંકારો ધારણ કરી હર્ષ પામતા તે) બંને કુમારો યજ્ઞસ્થાન પ્રત્યે ગયા, ને ત્યાં હોમ કરવાથી પ્રજ્વલિત થયેલા અગ્નિહોત્ર આગળ બેઠેલા વિશ્વામિત્રને નમસ્કાર કરી ઉભા રહ્યા.[31-32]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ઓગણત્રીસમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૩૦ મો.

## મારીચ અને સુબાહુવધ.

દેશકાળને જાણનારા, તેમ જ દેશકાળને વિષે બોલવાનાં યોગ્ય વાક્યોને પણ જાણનારા તથા શત્રુઓને દમનારા રાજપુત્ર રામ લક્ષ્મણને આવેલા જોઇ, વિશ્વામિત્ર ઋષિએ તેમને આશીર્વાદ દીધો. પછી પ્રસન્નતાથી તેઓએ ઋષિને હાથ જોડી પૂછ્યું;[1] "હે ભગવન્! અમે તારી સાથે અત્રે જે કાર્યને માટે આવેલા છીએ, તેનાથી અમોને સમ્પૂર્ણ રીતે વાકેફ કર. અમારે હવે શી શી વાતે સાવધ રહેવાનું છે? વળી યજ્ઞભંગ કરનારા નિશાચરો કયે સમયે અહીં આવે છે? તથા તેઓ કેવી રીતે વર્તે છે? તેથી પણ કૃપા કરીને વિદિત કર."[2] એ પ્રમાણે રાક્ષસો જોડે યુદ્ધ કરવા માટે ઉતાવળા થઇ રહેલા કાકુત્સ્થનાં વચન સાંભળી, તે યજ્ઞશાળામાં બેઠેલા સર્વ મુનિઓ બહુ પ્રસન્ન થયા તથા તેમની પ્રશંસા કરીને કહેવા લાગ્યાઃ[3] "હે રાજકુમારો! વિશ્વામિત્ર ઋષિએ તો યજ્ઞની દીક્ષા લીધેલી છે, માટે આજથી છ રાત્રિ સૂધી તે કોઇની સાથે ન બોલતાં મૌનવ્રત રાખશે; ને એટલામાં આ યજ્ઞ પણ સમાપ્ત થશે. માટે તમો ત્યાં સૂધી (છ દિવસ) સાવધ રહી યજ્ઞની રક્ષા કરો.[4] યજ્ઞનો ભંગ કરનારા રાક્ષસો જ્યારે યજ્ઞ પૂરો થવા આવે છે, ત્યારે જ તેમાં વિઘ્ન કરે છે." એ સાંભળી યશસ્વી રામ લક્ષ્મણ બંને સજ્જ થયા. બંને ભાઇઓએ સ્કંધે ધનુષ તથા ભાથા ભરાવ્યાં, કવચો ધર્યાં, કમરો કશી લીધી, ને જાણે હમણાં જ યુદ્ધમાં ઉતરવું હોય તેમ તૈયાર થઇ રહ્યા. એ પ્રમાણે તત્પર રહી શૂરવીર બંને બાંધવો છ દિવસ તથા છ રાત્રિ સૂધી નિદ્રાનો ત્યાગ કરીને વિશ્વામિત્રની તથા યજ્ઞની રક્ષા કરવા લાગ્યા.[5] સંધ્યાસમય થાય ત્યારથી, આખી રાત્રિ પર્યંત તેઓ યજ્ઞશાળાની ચારે કોર ચોકી રાખતા હતા, ઋષિઓને વારંવાર અભય કરનારાં વચનોથી શાંતિ આપતા હતા.[6]

એમ કરતાં પાંચ દિવસો વીતી ગયા. છઠ્ઠે દિવસે રામે લક્ષ્મણને સમ્બોધીને કહ્યું; "હે સૌમિત્રિ! હવે દુષ્ટ રાક્ષસોને આવવાનો સમય નજીક આવ્યો છે, માટે એકાગ્રચિત્ત કરી સજ્જ થા!"[7] એટલામાં યજ્ઞશાળામાં પણ રાક્ષસોના આગમનથી ઉત્પાતનાં ચિહ્નો થવા લાગ્યાં. યજ્ઞના બ્રહ્મા, ઉપાધ્યાય, ઋત્વિજ તથા વિશ્વામિત્ર ઋષિ આદિ બ્રાહ્મણો; તેમ જ દર્ભ, ચમસ નામનાં યજ્ઞપાત્રો, સમિધો, પુષ્પો, સ્રુક્ અને યજ્ઞની વેદી, એમ આખી યજ્ઞશાળા એકાએક પ્રદીપ્ત થઇ.[8-9] અગ્નિ અતિ પ્રજ્વલિત થયો ને યજ્ઞમાંની સર્વ વસ્તુ ઉત્પાતમય લાગવા માંડી. તોપણ વિશ્વામિત્ર ઋષિ મન્ત્ર પ્રમાણે યથાયોગ્ય યજ્ઞક્રિયા કરતા અટક્યા નહિ. તેણે આહુતિ ચાલુ જ રાખી. એવામાં આકાશમાં મોટો ભયાનક શબ્દ થયો.[10] વર્ષાઋતુની પેઠે ચારે તરફથી આકાશને ઘેરીને મેઘ ચઢતો હોય, એમ દેખાવા લાગ્યું. ગર્જનાઓ ને કડાકાઓ સાથે વીજળીના જેવા ચમકારા થવા લાગ્યા ને થોડીકવારમાં સર્વ આકાશ અંધકારથી છવાઈ ગયું. આ સઘળું બીજું કંઇ જ નહિ, પણ દુષ્ટ રાક્ષસોની માયાનો ચમત્કાર હતો. પણ તેનાથી પરાક્રમી તથા શૂરવીર રામ લક્ષ્મણને લગાર પણ ભય થયો નહિ. તેઓ નિર્ભયપણે આ સઘળો પ્રકાર જોતા હતા, એટલામાં સુબાહુ તથા મારીચ, તેમ જ તેમના અનુચર બીજા રાક્ષસો આકાશમાં ચારે તરફ દોડાદોડી કરવા લાગ્યા. થોડીક વારે તે ભયંકર દેખાવવાળા દુષ્ટો યજ્ઞશાળાપર રુધિર વર્ષાવવા લાગ્યા.[11-12] આમ યજ્ઞવેદીપર રક્ત (લોહી) નો વરસાદ થતો જોઈ, રામ ભયરહિત થઈ આકાશ તરફ નજર કરી, તો સુબાહુ તથા મારીચ નામના મોટા ભયંકર શરીરવાળા રાક્ષસોને પોતાની તરફ ધસી આવતા જોયા. તુરત કમળનેત્ર રામે લક્ષ્મણને કહ્યું:[13-14] "હે લક્ષ્મણ બાંધવ! પેલા દુષ્ટ આચરણવાળા તથા માંસ રુધિરાદિ નીચ વસ્તુનું જ ભક્ષણ કરનારા રાક્ષસોને તું જો. અહો! એ પાપીઓ માયાબળથી કેટલા બધા વૃદ્ધિ પામેલા છે! જો કે એ એટલા બધા છે, તોપણ જેમ વાયુ વાદળાંને વિખેરી નાંખે છે, તેમ હું એક માનવાસ્ત્રવડે કરીને જ તેઓને નસાડી મૂકીશ;[15] કારણ કે, એ નીચોને મારવામાં હું કંઇ મહત્વ ધારતો

નથી.” એમ વાત કરતામાં તો મારીચ નામનો દૈત્ય, તેમની થોડેક દૂર વિકરાળ મ્હોં કરી ધસી આવ્યો. તુરત રઘુકુલોત્પન્ન રામે ક્રોધ કરી ધનુષને મન્ત્ર ભણી સજ્જ કરી, તેપર અત્યન્ત વેગવાળું તથા વિદ્યુત્ સમાન પ્રકાશિત, માનવ નામનું અસ્ત્ર સાંધી, મરિચની તરફ છોડ્યું.[૧૬–૧૭] વાયુ સમાન વેગવાળું તથા સુસવાટા મારતું તે અસ્ત્ર, મારીચના હૃદયસ્થળમાં જઇ ચોંટ્યું; ને જેમ પારધીનું મહાવેગવાળું બાણ એક ક્ષુલ્લક પક્ષીને વીંધીને પોતાના વેગથી ઘણે દૂર ખેંચી લઇ જાય, તેમ તે રાક્ષસને ત્યાંથી સો યોજન દૂર સમુદ્રમાં જઇને પટક્યો.[૧૮] આ વખતે, શીતેષુ નામના માનવાસ્ત્રથી પીડાતા ને ચેતન રહિત, તેમ જ બળ રહિત થઇ તરફ્ડતા અને અસ્ત્રના મારથી ઉડીને અતિ દૂર ઘસડાઈ ગયેલા મારીચને જોઇને, રામે લક્ષ્મણને કહ્યું:[૧૯] “હે ભ્રાત! જો આ શીતેષુ માનવાસ્ત્રનો પ્રભાવ, કે જેને પૂર્વે મનુએ ઉત્પન્ન કરેલું છે, કે તે મારીચ સરખા પરાક્રમી, અને દીર્ઘદેહી દૈત્યને પણ મોહ પમાડી દૂર ઘસડી જાય છે, પણ પ્રાણ રહિત કરતું નથી.”[૨૦] પુનઃ રામે કહ્યું.“હે સુમિત્રાપુત્ર! આ બાકી રહેલા નિર્દય, દુષ્ટાચારી, પાપ કર્મ કરવા તત્પર થયેલા, લજ્જા રહિત, યજ્ઞનો નાશ કરનારા તથા રુધિરનું ભક્ષણ કરનારા સર્વ દુષ્ટાચારી રાક્ષસોનો હવે હું નાશ કરું છું, તે તું જો!”[૨૧]

એટલું કહીને તુરત રઘુનન્દને, પોતાના ધનુષનો ભયંકર તડતડિત શબ્દ કરી તે રાક્ષસોને ચમકાવ્યા ને પોતાનું હસ્તચાપલ્ય લક્ષ્મણને બતાવી, ફરી એક આગ્નેયાસ્ત્ર નામનું શર ગ્રહણ કરી, ધનુષ સાથે સાંધી, સુબાહુ દૈત્ય તરફ છોડ્યું. કાળ સમાન ભયંકર જણાતું તે તીક્ષ્ણ અસ્ત્ર સડસડાટ કરતું ચાલ્યું ગયું ને સુબાહુના હૃદયને વીંધી આરપાર નિકળી ગયું. એથી ભયંકર ચીસ પાડી, સુબાહુ પૃથ્વીપર પડ્યો. ક્ષણવારમાં તે મરણ પામ્યો. એ પછી બાકીના સર્વ રાક્ષસોનો મહા યશસ્વી રામે, મુનિઓને આનંદ પમાડતાં વાયવ્યાસ્ત્રવડે નાશ કર્યો.[૨૨–૨૩] એ જોઈ, આકાશમાંથી દેવતાઓએ તથા યજ્ઞશાળામાંથી મુનિઓએ, એકે સાથે મોટો જયઘોષ કર્યો, ને ગગનમાંથી રામ ઉપર પુષ્પવૃષ્ટિ થઈ.

એ પ્રમાણે રઘુકુળમાં ઉત્પન્ન થયેલા રામે, યજ્ઞમાં વિઘ્ન કરનાર સર્વ રાક્ષસોનો નાશ કર્યો, ને પૂર્વે જેમ વૃત્રાસુરનો વધ કરી જય પામેલા ઇંદ્રની સુરમુનિઓએ પૂજા કીધી હતી, તેમ આ સમયે સર્વ ઋષિ મુનિઓએ રામની પૂજા કરી.[૨૪] વિશ્વામિત્ર મહામુનિનો યજ્ઞ નિર્વિઘ્ન સમાપ્ત થયો, આકાશ નિર્મળ થયું, ને સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો. વિશ્વામિત્રે સર્વ દિશાઓને સુખરૂપ થયેલી જોઇ હર્ષથી રામને આશીર્વાદ દેતાં કહ્યું:[૨૫] “હે મોટી ભુજાવાળા! હે શૂરવીર! હે મહાયશસ્વી! આજે હું કૃતાર્થ થયો; કારણ કે, તેં મારા શિષ્ય થઈ મારી આજ્ઞા પ્રમાણે યથાર્થ, તારા ગુરુની (મારી) સેવા બજાવી ને આ આશ્રમનું નામ સિદ્ધાશ્રમ છે, તે પણ સત્ય કર્યું!”

આ રીતે રામની બહુ પ્રશંસા કીધી. પછી સાયંકાળ થયલો હોવાથી વિશ્વામિત્ર મહર્ષિએ, રામ લક્ષ્મણ સહિત આનંદે સંધ્યાવંદન કરવું.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

# રામલક્ષ્મણનો પ્રવાસ.

## સર્ગ ૩૧ મો.

## સિદ્ધાશ્રમમાંથી વિદાય.

કૃતાર્થ થયેલા રામ લક્ષ્મણ અને સૌએ, નિશ્ચિંતપણે, પ્રસન્ન અંતઃકરણથી તે રાત્રિ નિદ્રા લઈ વ્યતીત કીધી.[૧] પ્રાતઃકાળ થયે સૌ ઋષિ મુનિઓ શ્રીરામના અદ્ભુત ગુણોનું વર્ણન કરતા જાગ્રત થયા. સિદ્ધાશ્રમની સુંદર વૃક્ષલતાઓ ઉપર હંસ, શુક, કોકિલા ઇત્યાદિ ઉત્તમ પક્ષીઓ રામના જ ગુણની બલિહારી જાણે ગાતાં હોયની શું, તેમ મધુર શબ્દો કરવા લાગ્યાં. વૃક્ષોની કુમળી ડાળીઓ ઉપરની સુંદર કળીઓ પણ, પુષ્પરૂપે ખીલીને આશ્રમને શોભા આપવા લાગી. તત્સમયપર દશરથરાયના બંને શૂરવીર કુંવરો પણ નિદ્રા તજી જાગ્રત થયા. તુરત પોતાનાં પ્રાતઃસંધ્યાદિ સર્વ નિત્ય કર્મો બંને ભાઇઓએ કરી લીધાં. પછી વસ્ત્રાલંકારો સજી તૈયાર થઇ વિશ્વામિત્રાદિ સર્વ ઋષિઓનું મંડળ જ્યાં બેઠું હતું ત્યાં ગયા;[૨] અને અગ્નિ સરખી કાંતિવાળા વિશ્વામિત્ર ઋષિને દંડવત્ નમસ્કાર કરચા. તે પછી આખા ઋષિમંડળને તેમણે નમન કરચું. તે પછી પરમ મધુર વાણીથી વિશ્વામિત્રને મહા ઉદાર વચનો કહેવા લાગ્યા:[૩] “હે મુનિવર! અમે બંને ભાઇઓ, કે જે તારા સેવક છીએ, તે તારી સેવા કરવાને તારી આગળ આવી ઉભા છીએ, માટે હવે કૃપા કરીને કહે કે, અમને શી આજ્ઞા છે?”[૪] આવી અતિ નમ્ર વાણી સાંભળી, આખું ઋષિમંડળ અતિશય આનંદ પામ્યું; તે બંને ભાઈનાં ઘણાં વખાણ કરીને વિશ્વામિત્ર સહ સર્વ મુનિઓ રામને ઉદ્દેશી આ પ્રમાણે કહેવા લાગ્યા:–[૫]

"હે નરશાર્દૂલ રામ! હમણાં મૈથિલના વંશમાં ઉત્પન્ન થયેલાં જનકરાજા, પરમ ધર્મયુક્ત યજ્ઞ કરનાર છે, ને તેટલા સારુ, યજ્ઞ પ્રસંગે આવવાને તેણે અત્રે સર્વ ઋષિઓને નિમંત્રણ કરેલું છે; તેથી અમારો સર્વનો ત્યાં જવાનો વિચાર છે.[૬] એ યજ્ઞમાં તું આવે તો બહુ સારું; કારણ કે, ત્યાં એ યજ્ઞ ઉપરાંત બીજી પણ એક ઘણી અદ્દભુત વાર્તા તારા જોવામાં આવશે. તેએ કે, ત્રણે લોકમાં કોઇ સ્થળે જેનાં દર્શન પણ દુર્લભ છે, એવું એક મહા અદ્દભુત ધનુષ છે, તે સર્વ ધનુષોમાં રત્નરૂપ છે, ને તેના બળનું કોઇનાથી પ્રમાણ થઇ શકતું નથી. તે ધનુષ મહાભયંકર અને પ્રકાશમાન છે, તે આપણે ત્યાં જતાં જોઇશું.[૭–૮] એ ચાપ એટલું બધું પ્રબળ અને ઘોર છે કે, તેને ધારણ કરવું તો શું, પણ માત્ર તેની પ્રત્યંચા જ ચઢાવવાને મોટા દેવતા, ગંધર્વો, અસુરો તથા રાક્ષસો એ કોઈ પણ સમર્થ થતા નથી તો મનુષ્યની તો વાત જ શી![૯] તેમ તે ધનુષના વીર્યને જાણવાની ઇચ્છાવાળા પૃથ્વીપતિ મહા બળવાન્ રાજપુત્રો પણ તેની પ્રત્યંચા ચઢાવવાને આજ દીન સૂધી સમર્થ થયા નથી.[૧૦] એ ચાપ પૂર્વે દેવરાત નામના જનકે,* પોતે કરેલા યજ્ઞના ફળના બદલામાં દેવતાઓ પાસે માગ્યું હતું, ત્યારે તેનાપર સંતુષ્ટ થઈ, મહાદેવ વગેરે સર્વ દેવોએ તે તેને અર્પણ કરયું હતું. માટે હે મનુષ્યોમાં વ્યાઘ્રરૂપ રાજપુત્રો! અમારી સાથે આવવાથી તમે મૈથિલના પરમ અદ્દભુત યજ્ઞનાં, તેમ જ એ ચમત્કારિક ધનુષનાં દર્શન કરશો. હે રાઘવ! એ દેવતાઓ પાસેથી પ્રાપ્ત થયેલા ધનુષની મૈથિલ રાજા, પ્રતિદિન અગર, ચંદન, કેસર, ધૂપ, દીપ ઇત્યાદિથી પૂજા કરે છે ને ઘણી શોભાયુક્ત ઠાઠમાઠથી પોતાનાં ગૃહ પ્રત્યે તેને રાખે છે."[૧૧–૧૩]

સર્વ ઋષિઓનાં એવાં વચનો સાંભળી, આ બંને કાકુત્સ્થો તેમની સાથે જવાને ઘણા ઉત્સુક થયા; કારણ કે એક તો તેઓ દેશાટન કરી, અનેક તરેહનાં સ્થળો, શહેરો, યોધાઓ ને ચમત્કારો વગેરે જોવા ઇચ્છતા હતા, ને બીજું વિશ્વામિત્ર ઋષિ, કે જે તેમના અસ્ત્રવિદ્યાગુરુ હતા, તેમની આજ્ઞાનુસાર અનુવર્તન કરવું તેમાં જ પોતાનું હિત સમાયેલું છે એમ તેઓ ધારતા હતા. પછી ઋષિઓ ત્યાંથી પ્રસ્થાન કરવા લાગ્યા. પોતપોતાનાં નિત્યકર્મોનાં સાહિત્યો, આસનો–મૃગછાલાઓ, દંડો, કમંડળો, વસ્ત્રો, માળાઓ તથા અગ્નિસેવાનાં સાહિત્યો લઈ, સર્વ મુનિઓ સજ્જ થયા. સર્વ ઋષિમંડળ તથા રામ લક્ષ્મણ સહિત વિશ્વામિત્રે ત્યાંથી પ્રસ્થાન કર્યું. પ્રથમ તેમણે સિદ્ધાશ્રમના વનદેવતાઓની આજ્ઞા લીધી ને તેમને આશીર્વાદ દીધો કે, "તમારું કલ્યાણ થાઓ, તમે સદા નવપલ્લવિત રહો. તમારા આશ્રયે કરીને મારા યજ્ઞરૂપ કાર્યની સિદ્ધિ પામેલો હું આ સિદ્ધાશ્રમથી હવે જાહ્નવીના ઉત્તર તટને વિષે આવેલા હિમવાન્ પર્વત ભણી જઇશ."[૧૪–૧૫]

સિદ્ધાશ્રમની મહાપવિત્ર ભૂમિને નમસ્કાર કરી, તપશ્ચર્યારૂપ ધનવાળા વિશ્વામિત્ર ઋષિ સૌ સાથે ઉત્તરદિશાનો ઉદ્દેશ કરી, પ્રયાણ કરવા લાગ્યા.[૧૬] કુશિકવંશોત્પન્ન વિશ્વામિત્ર ઋષિ, કે જેમના વસવાથી સિદ્ધાશ્રમનિવાસી ઋષિઓ તો શું, પણ ત્યાંનાં પશુ પક્ષીઓને પણ પરમ શાંતિ, સુખ અને ધર્મની પ્રાપ્તિ અહર્નિશ થતી હતી, તેથી તે સૌ, ઋષિના જવાથી ઉદાસ થઈ ગયાં અને ટોળે ટોળાં મળી, તેની સાથે વળાવાને ચાલ્યાં. જો કે મૃગ વગેરે પશુપક્ષીઓ અવાચક હતાં, છતાં સર્વ ઋષિઓ સહિત વિશ્વામિત્ર પોતાનો અગ્નિહોત્રના સાહિત્યનો લગભગ સો શકટ (ગાડાં) ભરી, અર્થાત્ સર્વે સરસામાન લઈ, સિદ્ધાશ્રમને સૂનોસટ જેવો કરી ચાલ્યો, ત્યારે તેઓ સર્વ બહુ નિરાશ થઇ ગયાં ને ઋષિઓ સાથે ચાલી નીકળ્યાં![૧૭–૧૮]

આશ્રમ મૂકી ઋષિઓ ઘણેક દૂર નીકળી ગયા. સૂર્યનારાયણ પણ અસ્ત થવાની તૈયારીમાં હતો, છતાં આશ્રમનાં મૃગાદિ પશુઓ તથા હંસાદિ પક્ષીઓ હજુ તેમની પૂઠે જ આવતાં હતાં. તે જોઈ સૌ ત્યાં ઊભા રહ્યા, ને તેમની આટલી બધી પ્રીતિ જોઈ ગળગળા થઈ ગયા. પછી અનેક પ્રિય વાક્યોથી પ્રમોદ દઇને અને ઘણાં વાનાં કરીને તેમને મહા મહેનતે ત્યાંથી પાછાં વાળ્યાં.[૧૯] સાયંકાળ નજીક હતો, એટલે સર્વ ઋષિઓ ત્યાંથી થોડેક દૂર દેખાતી ગિરિવ્રજ નગરી પાસેના શોણ નદના કિનારા ઉપર આવેલી રમણીય જગાપર ગયા. ત્યાં ઉતારો કીધો. સાયંકાળ થયો. સૌએ સ્નાન કરી, પોતાનાં સંધ્યાદિ નિત્યકર્મ કરી, અગ્નિમાં આહુતિ આપી. સૌ પરવારી સ્વસ્થ થયા, એટલે તેઓ વિશ્વામિત્ર ઋષિની આસપાસ આવી બેઠા અને અનેક પ્રકારની ધર્મચર્ચા કરવા લાગ્યા. તે સમયે સુમિત્રાપુત્ર લક્ષ્મણસહિત

* જનક રાજાના સર્વ વંશજો, જો કે તેમનાં મૂળ નામ બીજાં હતાં છતાં ઉપનામે જનક જ કહેવાતા આવ્યા છે. આ ધનુષનો પ્રસંગ દેવરાત નામના જનકના સમયમાં બન્યો છે.

રામે, તે સર્વ ઋષિગણોની પૂજા કરી અને વિનયપૂર્વક નમસ્કાર કર્યા.[૨૦-૨૧] પછી તે બંને ભાઇ, બુદ્ધિમાન્ વિશ્વામિત્રની પાસે બેઠા. તેજસ્વી રામે સૌને બહુ પ્રિય લાગે એવી મધુરી વાણીથી વિશ્વામિત્ર ઋષિને હાથ જોડી પૂછ્યું: "હે ભગવન્! આ ઉત્તમ પ્રદેશ, કે જેની ભૂમિ ઘણી પવિત્ર અને પરમ રસાળ દેખાય છે તથા વનસ્પતિથી ભરપૂર છે, જે સુંદર વૃક્ષો, ફળ તથા પુષ્પોરૂપ સમૃદ્ધિથી ભરપૂર છે, જેની ભૂમિપર મહાશોણ નામનો આ નદ વહી રહ્યો છે, તે કયો દેશ છે? તેનું સઘળું વૃત્તાંત હું તારી પાસેથી જાણવા ઇચ્છું છું, માટે કૃપા કરી મને યથાર્થ સંભળાવ." એ પ્રમાણે રામનાં વાક્યોથી પ્રેરાયેલા મહાતપસ્વી વિશ્વામિત્ર, સૌ સાંભળતાં તે દેશનો સર્વ વૃત્તાંત કહેવા લાગ્યા.[૨૨-૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં એકત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૨ મો.

## વિશ્વામિત્ર કુલવર્ણન-૧ કુશ નામની કન્યાઓ.

વિશ્વામિત્ર ઋષિએ કહ્યું;-"હે રામ! તેં ઘણો રુડો પ્રશ્ન પૂછ્યો. આ દેશ તો મારી જન્મભૂમિ છે અને તેનું વર્ણન કરતાં મારા આખા કુળનું વર્ણન પણ તારા સાંભળવામાં આવી જશે, માટે સાંભળ.

પૂર્વે આ દેશને વિષે મહા તપસ્વી, જેમાં કલેશ ન થાય એવાં વ્રતો આચરનારા, ધર્મના સારી રીતે જાણનારા તથા સજ્જનોનું માન રાખનારા 'કુશ' નામે એક શ્રેષ્ઠ ઋષિ* થઈ ગયા છે.[૧] તે મહાત્માને વૈદર્ભી નામે મહાકુલીન તથા સ્ત્રીના સમગ્ર પવિત્ર ગુણોવાળી પતિવ્રતા સ્ત્રી હતી. એ સ્ત્રીને વિષે તેણે ક્ષત્રિય ધર્મની વૃદ્ધિ માટે મહાબળવાન્, સુંદર કાંતિમાન્ અને મોટા ઉત્સાહવાળો પોતાના સમાન ચાર પુત્રો અનુક્રમે ઉત્પન્ન કર્યા.[૨] સૌથી મોટો કુશામ્બ, બીજો કુશનાભ, ત્રીજો અસૂર્તરજસ અને ચોથો વસુ. એ ચારે પુત્રો વિદ્યા ભણી સર્વ વાતે કુશળ તેમજ અવસ્થાએ પણ મોટા થયા, ત્યારે તે ધર્મિષ્ઠ તથા સત્યવાદી ચારે પુત્રોને, તેના પિતા કુશે કહ્યું: "હે પુત્રો! હવે તમે યોગ્ય થયા છો, માટે સર્વ પ્રજાનું પાલન કરો; જેથી તમને બહુ ધર્મ પ્રાપ્ત થશે."[૩-૪]

પિતાની પ્રજાપાલન કરવા માટે થયેલી આજ્ઞાથી, તે ચારે ભાઈઓ પોતાને ઇચ્છિત સ્થળે ચાલી નીકળ્યા, ને ઉન્મત્ત પ્રજાને વશ કરી, સુંદર નગરો વસાવી તેમાં રહેવા લાગ્યા.[૫] મહાતેજસ્વી શામ્બે, કૌશામ્બી નામની સુંદર નગરી વસાવી; ધર્માત્મા કુશનાભે મહોદય નામે પુર નિર્માણ કીધું;[૬] મહામતિ અસૂર્તરજસે ધર્મારણ્ય નામે નગર વસાવ્યું અને વસુએ ગિરિવ્રજ અથવા વસુમતિ નામની નગરી નિર્માણ કીધી.[૭] તે મહાત્મા વસુની આ વસુમતિ નામે પુરી છે. આ પુરી, ચારે કોર ફરતા પાંચ પર્વતોથી ઘણી શોભી રહી છે.[૮] વળી હે રામ! આ નદી, કે જે પૂર્વે શોણા નામે પ્રસિદ્ધ હતી, તે હાલ માગધી એવે નામે પ્રસિદ્ધ છે; કારણ કે તે મગધ દેશમાં થઇ અહીં આવી છે. તે નદી આ પાંચે પર્વતોને વિંટાઈ વળી, માળાની પેઠે શોભે છે.[૯] તે પૂર્વ દિશા તરફ મહા વેગ કરતી વહી જાય છે; તેના બંને કિનારા ઉપર સુંદર ક્ષેત્રો આવી રહેલાં છે; અને બંને બાજુએ ઉગેલી વનસ્પતિથી તે બહુ રમણીય દેખાય છે.[૧૦]

હે રઘુનન્દન! એ મહોદય નગરના અધિપતિ રાજર્ષિ કુશનાભે, ઘૃતાચી નામની અપ્સરા સાથે ક્રીડા કરી, તેનાથી તેને ઘણી જ રૂપસૌન્દર્યવાન્ સો કન્યાઓ એકેક કરતાં ઉત્તમ કાન્તિવાળી અને કોમળાંગી થઇ.[૧૧] જ્યારે તે યુવાવસ્થામાં આવી ત્યારે તો તેઓ ઘણી જ શોભવા લાગી. નાના પ્રકારના ચિત્રવિચિત્ર અલંકારો ધારણ કરી, તેઓ સૌ જનોનું મન આકર્ષણ કરતી અને સુંદર વાટિકાઓમાં ક્રીડા કરવા માટે જતી હતી. એવી જ રીતે એક દિવસે તે સઘળી કન્યાઓ સુંદર વસ્ત્રાલંકારો સજી, ચોમાસામાં જેમ ઘણા વર્ષાદને લીધે સેંકડો નદીઓ વહેતી હોય તેવી દેખાતી, પોતાના પિતાનું એક ઉત્તમ ઉદ્યાન હતું તેમાં રમવા માટે ગઇ.[૧૨] બગીચામાં જઇને તેઓ ઉત્તમ પ્રકારે મધુર સ્વરથી ગાવા તથા નૃત્ય કરવા લાગી. તેમાંની કેટલીક તેમાં તાળ મેળવી, સુન્દર વાજિંત્રો વગાડવા લાગી. એ પ્રમાણે તે સુન્દર અંગવાળી બાળાઓ સમાન તે કાળે પૃથ્વીપર બીજી કોઇ પણ કન્યા વધારે સ્વરૂપવાન્ હોય, એ અશક્ય હતું. તેઓ, મનમાં આવે તેમ આનંદ મગ્ન થઈ, ગાઈ તથા નાચીને પૂર્ણ સંતોષ પામી. પછી તેઓ સુન્દર વાટિકામાં આમ તેમ ચારે તરફ વૃક્ષલતાઓમાં ફરવા

* આ સ્થળે કુશને કદાચ બ્રહ્મવીર્યથી ઉત્પન્ન થયેલો હોવાને લીધે અથવા બ્રાહ્મણધર્મ ઉત્તમપણે પાળતો હોવાને લીધે ઋષિ (બ્રાહ્મણ) કહ્યો છે, પરંતુ તે ખરી રીતે વિજયકુલોત્પન્ન અજક રાજાનો પુત્ર થાય છે (અર્થાત્ ક્ષત્રિય છે). એનું નામ કુશ અથવા કુશિક પણ છે.

લાગી. તે સમે તે એવી શોભતી હતી કે, જેમ આકાશમાં છુટાં છવાયેલાં વાદળામાં તેજસ્વી નક્ષત્રોના તારા ઝળકી રહ્યા હોય![૧૩-૧૪] આ વખતે તે સર્વ ગુણસમ્પન્ન, સ્વરૂપ તથા યુવાવસ્થાએ કરી પરીપૂર્ણ શોભતી સોએ કન્યાઓને જોઇ, ગમે તેવા ધીર પુરુષનું ચિત્ત પણ કામવાસનાથી ચલાયમાન થયા વગર રહે એમ નહતું. તેથી સર્વત્ર વ્યાપી રહેલો વાયુ, તે બાળાઓને જોઈ બહુ મોહ પામ્યો, અને અતિ વિહ્વલ થઇ જવાને લીધે પ્રત્યક્ષ દર્શન દઈ, તેણે તેઓને કહ્યું:[૧૫] "હે સુન્દરીઓ! તમારાપર અત્યન્ત પ્રીતિ ઉત્પન્ન થવાને લીધે, હું તમને સર્વને ઇચ્છું છું; માટે જો તમે મારી ભાર્યાઓ થશો, તો તમને ઘણું લામ્બું આયુષ્ય પ્રાપ્ત થશે; તે ઉપરાંત મારા અંગીકાર માત્રમાં, મારી વિલક્ષણ શક્તિના પ્રભાવથી તમે મનુષ્યભાવનો પણ ત્યાગ કરશો, અર્થાત્ દેવરૂપ જ થઈ જશો.[૧૬] વળી મનુષ્યોને તો આ યૌવન નાશવન્ત છે (અર્થાત્ તમે મનુષ્ય છો માટે ઘણા કાળ સૂધી આવી જુવાન રહેશો નહિ, પણ વૃદ્ધ થશો, એટલે આવાં ઉત્તમ શરીર જર્જરિત થઈ જશે), પણ જો તમે મારી સાથે સમ્બન્ધ કરશો, તો કોઈ દિવસે નાશ ન થાય એવી યુવાવસ્થા તમારે અંગે રહેશે અને તમે અમર થશો."[૧૭]

ક્લેશરહિત કર્મવાળા વાયુનાં આ રીતનાં વચન સાંભળી, તે સર્વ બાળાઓ ખડખડાટ હસી પડી અને તેનું અપમાન કર્યું. એટલું જ નહિ, પણ વળી તેને ચીડવવાને તેઓએ કહ્યું કે:[૧૮] "હે દેવોમાં શ્રેષ્ઠ વાયુ દેવ! અમે સર્વ તારા પ્રભાવને જાણીએ છીએ કે, તું સર્વ ભૂત પ્રાણીમાં વિચરે છે; તો પછી તું અમારું અપમાન શા માટે કરે છે?[૧૯] હે દેવ! અમે સૌ કુશનાભની પુત્રીઓ છીએ અને તારા આ બોલવા માટે અમે જો ક્રોધ કરીએ તો શાપ દઇ તને તારા સ્થાનકથી ભ્રષ્ટ કરવા સમર્થ છીએ. પણ તેમ કરતાં અમે અટકીએ છીએ; કારણ તેમ કરવાથી અમારો પ્રભાવ વિનાશ પામે.[૨૦] વળી હે દુષ્ટબુદ્ધિવાળા વાયો! અમારા સત્યવાદી પિતા કુશનાભને અપમાન પહોંચાડીને, વિષયકામનાને લીધે સ્વતન્ત્ર થઇ જઈ, અમે પોતે ઇચ્છિત વર વરીએ, એવો સમય પણ અમને પ્રભુ કોઈ દિવસ મા આપો![૨૧] અમારો પિતા કુશનાભ એ અમારો સર્વનો પ્રભુ તથા પરમ દૈવત છે; માટે તે જે પુરુષની સાથે અમને પરણાવશે, તે પુરુષ જ અમારો પતિ થશે. (માટે તારી ઈચ્છા હોય તો તેની પાસે જઈ તું અમારી યાચના કર.)"[૨૨]

એ રીતનાં તે સોએ કન્યાઓનાં, પોતાની અવજ્ઞા-અપમાન થાય એવાં વચનો સાંભળી, વાયુને અતિ ક્રોધ ચઢયો; અને તેના આવેશમાં જ તેણે તુરત પોતાના સૂક્ષ્મરૂપે તે સોએ કન્યાના શરીરોમાં પ્રવેશ કરી, તેઓનાં સર્વ ગાત્ર ભાંગી નાંખ્યાં, જેથી તેઓ શરીરે તદ્દન કુરૂપ અને કુબડીઓ થઇ ગઇ.[૨૩] પરસ્પર એકેકના સામું જોતાં કુબડી અને કુરૂપા લાગવાથી એકેકનાથી બહુ લજવાવાને લીધે તથા જોબનથી ખીલી રહેલાં હૃદય આદિ અવયવોને વાયુએ ભાંગી શિથિલ કરી નાંખવાને લીધે, તે સઘળી કન્યા ઘણી દીન થઇ ગઈ. તે રડવા લાગી. જેમ કોઇ મનુષ્યનું સર્વસ્વ ધનાદિ લુંટાઈ જવાથી, તેની જેવી દશા થાય તેવી જ રીતે, આ બાળાઓનું પરમ ધનરૂપ નવયૌવન તથા સ્વરૂપ એકાએક નાશ થઈ જવાથી, તે બેબાકળી અને ભ્રમિત ચિત્તવાળી થઈ ગઈ. તેની આંખોમાંથી ચોધારાં આંસુ વહેવા લાગ્યાં; મોઢે નિરાશાને લીધે ઘણાજ નિઃસાસા નાંખવા લાગી. પછી એવી જ અવસ્થામાં, મનમાં ઘણી જ લજવાતી છતાં, તે સર્વે પોતાના પિતૃગૃહમાં ગઈ. તેને જોઇ અત્યંત રુદન કરવા લાગી. આથી કુશનાભ, કે જેને એ સોએ કન્યાઓ પ્રાણસમાન વહાલી હતી તથા જે પૂર્વે અતિ શોભાયમાન શરીરવાળી હતી, છતાં, હમણાં જેનાં સઘળાં રૂપ સૌંદર્યનો નાશ થવાથી, દીન સરખી થઇ ગયેલી છે, તેઓને જોઇ ભ્રાંતિથી તેમને પૂછયું:[૨૪-૨૫] "હે બાળાઓ! મને કહો કે, આ તમને શું થયું? અરે, તમારે વિષે આવો બલાત્કાર કરવા કોણ દુષ્ટ ઇચ્છે છે? તમને સર્વેને આવી કુબ્જાઓ કોણે કરી નાંખી? મારી વહાલી દીકરીઓ! તમે રડતી રહી મને તમારું દુઃખ કહો; જેથી તમને દુઃખ દેનારને હું તરત શાસન કરું." એમ બહુ નિઃસાસા નાખતાં પોતાની પુત્રીઓને પૂછી, પાછો તેઓનું પ્રત્યુત્તર સાંભળવાને કુશનાભ બહુ આતુર થઇ રહ્યો.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં બત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૩ મો.

## વિશ્વામિત્ર કુલવર્ણન–૨ સો કન્યાનાં લગ્ન.

એ પ્રમાણે બુદ્ધિમાન્ કુશનાભનાં વચનો સાંભળી, તે સોએ બ્હેનોએ પોતાનાં મસ્તકો પિતાના ચરણમાં મૂકીને નમ્ર વચનથી કહ્યું:[૧] "હે પિતા! આ અમારા

શરીરોની આવી દશા કરનાર, સર્વમાં વ્યાપી રહેલો વાયુદેવ છે. તે અમારો બલાત્કારથી પરાભવ કરવા ઇચ્છે છે, પણ ધર્માધર્મ જોતો નથી.[૨] એણે જ્યારે પોતાની દુષ્ટ ઇચ્છા અમારી આગળ પ્રકટ કરી, ત્યારે અમોએ તેને કહ્યું: 'હે દેવ! તારું કલ્યાણ થાઓ; પરન્તુ તારી ઇચ્છા પ્રમાણે તને વશ થવાને અમે પોતે સ્વતન્ત્ર નથી. કારણ કે અમારા પિતા કુશનાભ વિદ્યમાન છે; માટે તું તેની પાસે જા અને અમારી માંગણી કર. જો તે અમને તને આપશે તો અમે તને સ્રીરૂપે પ્રાપ્ત થઇશું.'[૩] હે પિતા! એ અમારાં વાક્યોથી તો તે ઉલટો ક્રોધે ભરાયો, ને પાપરૂપબુદ્ધિથી તેણે અમારાં સર્વ અંગો અત્યન્ત ભાંગી નાંખ્યાં છે."[૪]

પોતાની દીકરીઓનાં એ વચન સાંભળી, મહાપ્રતાપી કુશનાભ રાજાને જો કે અત્યન્ત ખેદ થયો ખરો, પરંતુ એક બાજુ તે તેમના કાર્યથી ઘણો સન્તુષ્ટ થઇ તેમની પ્રશંસા કરી બોલ્યો:[૫] "હે મારી પ્યારી પુત્રીઓ! તમારું સર્વદા કલ્યાણ થશે, તમને ધન્ય છે. વાયુએ કરેલા એવા મોટા અપરાધને તમે સહન કર્યો, એ મહાત્મા ક્ષમાવાન્ પુરુષોનું કર્તવ્ય તમે બજાવ્યું છે. ક્ષમાવંત જનોનું કર્તવ્ય એ જ છે કે, કોઇએ કરેલા અપરાધને સહન કરવો. વળી તમે સૌ એક વિચારવાળી થઈને કામના વેગને સહન કરી મારા કુલધર્મને સાચવ્યો છે, એ પણ ઘણુંજ ઉત્તમ કામ કીધું છે.[૬] હે બાળાઓ! જેમ પુરુષને ક્ષમા એ પરમ અલંકારરૂપ છે, તેમ સ્રીઓને કામના વેગને સહન કરવો અને ક્ષમા ધરવી, એ પણ પરમ ભૂષણરૂપ છે. માટે તમોએ દુઃસહ કામદેવનો વેગ, અને તે પણ વળી દેવતા તરફથી થયેલો કઠિન કામનો વેગ સહન કર્યો, એ તો અત્યન્ત દુષ્કર કાર્ય તમે કીધું છે.[૭] હે પુત્રીઓ! હું એથી બહુ સંતુષ્ટ થયો છું ને ઇચ્છું છું કે, તમારા સૌમાં જેવી ક્ષમા છે, તેવી ક્ષમા મારા આખા કુળને વિષે સર્વમાં રહે; કારણ કે ક્ષમા એ દાન છે, ક્ષમા એ સત્ય છે, ક્ષમા એ યજ્ઞ છે, ક્ષમા એ જ યશ છે તથા ક્ષમા ધર્મ છે ને આખું જગત્ પણ ક્ષમામાં જ રહ્યું છે."

આ રીતનાં ઉદાર વચનોથી તેમને સંતોષ પમાડી તથા તેમના કલેશને દૂર કરી, તે સો બ્હેનોને તેમના દેવ સરખા પરાક્રમી પિતા કુશનાભે, તેમના મ્હેલ પ્રત્યે જવાની આજ્ઞા દઈ, વિદાય કરી દીધી.[૮-૯] પણ તે દિવસથી તેને પોતાની દીકરીઓ હવે વર યોગ્ય થયેલી છે, માટે તેમને સત્વર પરણાવી દેવી, એવો નિત્ય વિચાર થવા લાગ્યો. તેથી પોતાના મન્ત્રીઓની સાથે મળીને, પોતાના સમાન કુળવાન્ તથા પરાક્રમી હોય તેવા વરને કન્યાઓ આપવા સંબંધી તથા દેશકાળને અનુસરી, પોતાનું એ કર્તવ્ય સાધવા સંબંધી વિચાર કરવા લાગ્યો.[૧૦]

હે રામ! ઇશ્વર કે જે આ જગતનો રચનાર અને સર્વમાં વ્યાપક છે, તે તો સઘળી તૈયારીઓ અગાઉથી જ કરી મૂકે છે. આ કુશનાભ જેમ ચિંતવન કરતો હતો, તેમ તેની પુત્રીઓના ભવિષ્યમાં થનાર વરને પ્રભુએ આગળથી જ નિર્માણ કરી મૂક્યો હતો.

એક ચૂલિ નામના કોઈ મુનિ, મન તથા સર્વ ઇંદ્રિયોને એકાગ્ર કરીને બ્રહ્મને વિષે ચિત્તને દૃઢતાથી આરોપણ કરી, ઉત્તમ તપ કરતા હતા.[૧૧] આ સમયમાં જ તેજસ્વી કાંતિવાળા, પરમ બ્રહ્મચારી તથા શુભ આચારવાળા ચૂલિ ઋષિને અરણ્યમાં તપ કરતા જોઇ, ઉર્મિલા નામની ગંધર્વીની પુત્રી સોમદા પોતાના મનમાં કંઈ અભિલાષ ધરી તેની કને આવી, અને તેની ઉત્તમ પ્રકારે સેવા કરવા માંડી.[૧૨] કોઇ પણ વાતની ખામી ન આવવા દેતાં પ્રતિદિન તે ઋષિને બહુ સંતુષ્ટ રાખતી હતી, ને 'મારાપર અનુગ્રહ કરો' એટલી જ માત્ર તેની પ્રાર્થના કરતી હતી. હે રઘુકુળદીપક! એવી રીતે તે મહા ધર્મિષ્ઠ અને સેવા કરવામાં પરાયણ સોમદા નમ્રપણે, ઘણા કાળ સૂધી ચૂલિ ઋષિની પાસે રહી. એમ કરતાં ઋષિનું તપ સંપૂર્ણ થયું, ત્યારે પોતાના તપમાં સહાયભૂત થયેલી સોમદા પ્રત્યે તે પ્રસન્ન થઈ કહેવા લાગ્યા; "હે કલ્યાણિ! તારું કલ્યાણ થાઓ. તારી ધીરજને તથા પવિત્ર મતિને ધન્ય છે. તારી સેવાથી હું પ્રસન્ન થયો છું, માટે તને જે પ્રિય હોય, તે વરદાન મારી કને માંગ."[૧૩-૧૪]

ચૂલિ ઋષિનાં વચન સાંભળી, તેને પ્રસન્ન થયેલા જાણીને, બીજાએ બોલેલા વાક્યને સારી રીતે સમજી લેનારી સોમદા પરમ હર્ષ પામી. પછી તે વાક્ચતુર ઋષિને મધુર વાણીથી આનંદ પમાડતી બોલી:[૧૫] "હે પ્રભુ! હું તારા જ જેવા બ્રહ્મ તેજવાળો તથા બ્રહ્મને વિષે એકાગ્રતારૂપે તપવાળો અથવા વેદાધ્યયનરૂપી તપવાળો ધર્મિષ્ઠ પુત્ર ઇચ્છું છું![૧૬] વળી હે મુનિવર! હું અદ્યાપિ પતિ વગરની છું, અને કોઇની સ્રી થવા ઇચ્છતી પણ નથી; છતાં તારાં દાસીપણાને પામી છું, તેથી મને તારા બ્રહ્મ સંબંધી તપના બળવડે હરેક ઉપાયે કરી તું પુત્ર આપવા યોગ્ય છે."[૧૭] એવું તે ગંધર્વી સોમદાનું વચન સાંભળી, ચૂલિ ઋષિ

બહુ પ્રસન્ન થયા ને તેને પુત્ર આપવાનો નિશ્ચય કર્યો. પરંતુ સોમદા સદા કુમારી હોવાને લીધે તેને પેટે પુત્ર ઉત્પન્ન કરી શકાય એવું ન હોતું; તેથી તેણે તપોબળ-વડે પોતાના મનથી જ એક માનસ પુત્ર ઉત્પન્ન કર્યો, ને (બ્રહ્મ-ભગવંતની કૃપાથી પ્રગટ્યો, માટે) બ્રહ્મદત્ત એવું તેનું નામ પાડ્યું.[૧૮] પછી તેને સંસ્કારયુક્ત કરી, સોમદાને અર્પણ કર્યો. તે મહાતેજસ્વી, સ્વરૂપવાન્ તથા પ્રતાપી પુત્રને લઇને સોમદા અત્યંત હર્ષ પામી. તે બ્રહ્મદત્ત થોડા જ કાળમાં સર્વ વિદ્યા તથા ગુણથી સંપન્ન થયો ને જેમ ઇંદ્ર સ્વર્ગમાં નિવાસ કરે છે, તેવી રીતે કમ્પિલે વસાવેલી કામ્પિલી નામની સુંદર નગ-રીમાં તે આનંદયુક્ત રાજ્ય કરવા લાગ્યો.[૧૯]

હે કાકુત્સ્થ! કુશનાભ રાજા પોતાની પુત્રીઓને પર-ણાવવાના વિચારમાં જ હતો. તેણે આ બ્રહ્મદત્તની કીર્તિ સાંભળી. 'બ્રહ્મદત્ત, મહાપ્રતાપી અને ઋષિતપના પ્રભા-વથી ઉત્પન્ન થયેલો છે, માટે મારી સોએ કન્યા તેને જ પરણાવું,' એવો કુશનાભે વિચાર કીધો; અને અનુચરો તથા મંત્રીઓ મોકલી, મોટા માન સાથે તેને પોતાના નગરમાં તેડાવ્યો ને મોટા સમારંભથી વિધિયુક્ત તે સોએ બાળાઓના બ્રહ્મદત્ત જોડે લગ્ન કીધાં.[૨૦-૨૧] તે સમયે હે રામ! ઇંદ્ર સરખો પ્રતાપી મહીપતિ બ્રહ્મ-દત્ત, અનુક્રમે તે કન્યાઓનું પાણિગ્રહણ કરતો ગયો, તેમ તેમ તેના પાણિના સ્પર્શ માત્રમાં તે કન્યાઓ કુબ્જાપણાંમાંથી મુક્ત થઈ, તથા પૂર્વે જેવી હતી તે કરતાં પણ વિશેષ કાંતિમાન્ દેખાવા લાગી ને સોએ નવયૌ-વના બની સંતાપ વગરની થઈ રહી.[૨૨-૨૩] આવો ચમ-ત્કાર જોઇ, અર્થાત્ વાયુએ કરેલા વાતરોગથી પોતાની સર્વ કન્યાઓ મુક્ત થયેલી જોઇ, કુશનાભને ઘણો જ હર્ષ થયો અને તેઓ પ્રત્યે પૂર્ણ પ્રીતિ ઉત્પન્ન થઈ.[૨૪] પછી ઘણાક દિવસ પર્યંત બ્રહ્મદત્તને પોતાને ત્યાં આનં-દમાં રાખ્યો. જ્યારે તે પોતાના દેશ પ્રત્યે જવાનો આગ્રહ કરવા લાગ્યો, ત્યારે પુષ્કળ ધન તથા દાસદા-સીઓ સહિત તેની સોએ સ્ત્રીઓ અને તેના ઉપાધ્યાયો વગેરે સહિત, મોટા આડંબર સાથે તેની કામ્પિલીપુરી પ્રત્યે વિદાય કર્યો.[૨૫]

બ્રહ્મદત્તને યથાન્યાય પ્રાપ્ત થયેલી તે સો સ્ત્રીઓને લઇ ઘેર આવેલો જોઈ, તેની મા સોમદા પરમ હર્ષને પામી; અને 'એ સ્ત્રીઓ તને યોગ્ય છે, તેથી તેઓ પરમ સૌભાગ્યવતી હજો,' એમ આશીર્વાદ દઈ, આનં-દથી વિચાર કરવા લાગી: અહો! મને આવી રૂપ-ગુણવાન્ સો સો વહુવારુઓ પ્રાપ્ત થઇ, માટે મારાં ભાગ્યનો પણ કંઇ પાર નથી,' એમ આનંદ માનતી તથા તે કુશનાભની કન્યાઓને વારંવાર બહુ પ્રીતિથી હાથે કરી સ્પર્શ કરતી તથા લાડ લડાવતી, તેમ જ 'જે રાજાને આવી કન્યાઓ છે, તેને પણ ધન્ય છે,' એમ કુશનાભનાં વખાણ કરતી, તે ગંધર્વી કેટલોક કાળ ત્યાં રહી સંતોષ પામી; ને પછી ત્યાંથી પોતાના લોક પ્રત્યે ચાલી ગઈ.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામા-યણવિષે બાલકાણ્ડમાં તેત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

—*********—

# સર્ગ ૩૪ મો.

## વિશ્વામિત્ર કુલવર્ણન-૩ ગાધિ અને સત્યવતીનો જન્મ.

વિશ્વામિત્રે કહ્યું; હે રાઘવ! લગ્ન થયા પછી, બ્રહ્મ-દત્ત રાજા જ્યારે પોતાના દેશ પ્રત્યે ગયો અને પોતાની સોએ પુત્રીઓને તેની સાથે વળાવી. તે પછી કુશનાભ બહુ ઉદાસ થઇ ગયો. કારણ કે તેને પુત્ર ન હોતો, અને આ પુત્રીઓનું જ લાલનપાલન કરી આનંદ માનતો હતો. કન્યાઓના ગયા પછી તેને સઘળું સૂનું સૂનું લાગવા માંડ્યું. વારંવાર પુત્ર પુત્ર જ ઝંખવા લાગ્યો. પુત્રપ્રાપ્તિને માટે તેણે ઘણા ઘણા ઉપાયો કર્યા. પણ તે કોઈ કામે ન લાગવાથી આખરે 'પુત્રેષ્ટિ' નામનો યજ્ઞ કરવા માંડ્યો.[૧] એ મહા ધર્મદાયક યજ્ઞનું કાર્ય ચાલતું હતું, તે વેળા પરમ ઉદાર કુશ રાજર્ષિ-કે જે કુશનાભના પિતા થાય તે ત્યાં આગળ આવ્યા ને તે યજ્ઞ જોઈ આનંદ પામીને કુશનાભ પ્રત્યે કહ્યું:[૨] "હે પુત્ર! તું આ પરમ ધર્મનું કાર્ય કરે છે, તેથી તારું કલ્યાણ થશે ને તેના પ્રભાવથી તું તારા સરખા ધર્મિષ્ઠ ગાધિ નામના પુત્રને તથા ત્રણ લોકમાં શાશ્વતી કીર્તિને પામીશ."[૩] એટલું કહી, હે રામ! કુશ પોતાના આશ્રમ પ્રત્યે ગયો ને ત્યાં યોગમાર્ગવડે પોતાનો દેહ તજી, આકાશરૂપ થઇને બ્રહ્મલોક, કે જે પરમ સના-તન ધામ છે, ત્યાં ચાલ્યો ગયો! (અર્થાત્ મુક્તિને પામ્યો.)[૪]

કુશનાભ રાજાનો યજ્ઞ પૂર્ણ થયા પછી, કેટલોક કાળ વહી ગયા કેડે તેને ત્યાં મહા પરાક્રમી અને ધર્મિષ્ઠ ગાધિ નામના પુત્રનો જન્મ થયો. એ ગાધિ-રાજા મારા પિતા થાય છે.[૫] હે રઘુકુલાનન્દ! હે પૃથ્વી-પતિ રામ! એ પ્રમાણે હું મહાત્મા કુશના વંશમાં ઉત્પન્ન થયેલો છું, તેથી કૌશિક કહેવાઉં છું.[૬] મારાથી

આગળ જન્મેલી મારી બ્હેન સત્યવતી છે. તે સુંદર વ્રત આચરનારી ને પવિત્ર હોવાથી મારા પિતાએ ઋચિક ઋષિ સાથે પરણાવી છે.૭ તે પતિવ્રતા ધર્મ પાળી, પોતાના પતિ સાથે માનુષિક શરીરથી સ્વર્ગ પ્રત્યે ગઇ છે, ને પછી ત્યાંથી લોકનું હિત કરવા સારુ પરમ દિવ્ય તથા પુણ્ય જળવાળી અને રમ્ય તટવાળી નદી થઇને, હિમાદ્રિ પર્વત પ્રત્યે વહી રહી છે. તે પણ અમારા પૂર્વજ કુશના વંશમાં ઉત્પન્ન થવાને લીધે કૌશિકી એવે નામે પ્રખ્યાત છે.૮-૯ અને મારી તે બ્હેન કૌશિકી પરના અતિ સ્નેહને લીધે, હું હિમાદ્રિ પર્વત પાસે આવેલા તેના પવિત્ર કિનારાને વિષે નિત્ય સુખથી વસું છું.૧૦ હે રઘુનન્દન! એ પ્રમાણે બહુ પવિત્ર, સત્ય ધર્મમાં રહેલી, પતિવ્રતા તથા મોટા ભાગ્યવાળી તે મારી બ્હેન સત્યવતી, નદીઓમાં શ્રેષ્ઠ કૌશિકી નામે નદી તથા દેવતા* થયેલી છે.૧૧ હે રઘુનન્દન! જો કે હું વસું છું તો કૌશિકીના કિનારાપર જ, પણ જ્યારે મને યજ્ઞ કરવાની ઇચ્છા થઇ, ત્યારે હું તે કરવા માટે પવિત્ર સિદ્ધાશ્રમ પ્રત્યે આવ્યો હતો; અને ત્યાં તારાં તેજ અને પ્રભાવથી મારો એ યજ્ઞ પરિપૂર્ણ અને સિદ્ધ થયો છે.૧૨

હે દીર્ઘબાહુ રામ! એ પ્રમાણે તારા પૂછવાથી મેં આ દેશનું વર્ણન કર્યું તથા અંતર્ગત મારી તથા મારા વંશની ઉત્પત્તિ પણ મેં તને કહી સંભળાવી.૧૩ હે કાકુત્સ્થ! આપણને આ વાતો કરતાં હવે અર્ધી રાત્રિ વીતી ગઈ છે. પાછલી રાત્રિનો અમલ થયો છે, તેથી ધીમે ધીમે રાત્રિ ગળવાને લીધે, વૃક્ષો ઉપર ઝાકળ પડવાથી, તે પરનાં પાણીનાં ટીપાં જમીનપર ટપકે છે; પક્ષીઓ તથા વનના મૃગ આદિ પશુઓ પોતપોતાના સ્થાનકમાં શાન્ત થઈ સુતાં છે; અને હે રઘુનન્દન! રાત્રિના અંધકારથી સર્વ દિશાઓ વ્યાપ્ત થઈ છે;૧૪-૧૫ જેમ ઇંદ્ર પોતાના આખા શરીરે આવી રહેલાં હજાર નેત્રોવડે વિંટાયેલો છે, તેમ આ ગહન આકાશ પણ, નક્ષત્રો અને તારાઓવડે વિંટાયેલું છે, ને તેના કિરણોએ કરી પ્રકાશે છે. વળી સર્વ લોકનો અંધકાર નાશ કરનાર તથા આખો દિવસ તપેલા પ્રાણીઓને પોતાનાં ચંડા કિરણોથી શાન્ત કરનાર ચન્દ્રમા પણ પોતાની કાંતિથી સર્વ જીવોનાં મનને હર્ષ ઉપજાવતો, ધીરે ધીરે ઉદય પામે છે.૧૬-૧૭ વળી રાત્રિને વિષે જ પ્રકટપણે વિચરનારા અને માંસ ભક્ષણ કરનારા ભયંકર પ્રાણીઓ, જેવા કે યક્ષો, રાક્ષસો, પિશાચો વગેરેના સમૂહ ચારે તરફ ફરે છે;૧૮ તેમ જ સંધ્યા કરવા યોગ્ય ગૌણકાળ રહિત હજી દોઢ પ્રહર રાત્રિ બાકી છે; માટે હે કાકુત્સ્થ! હવે તું નિદ્રા કર; કારણ જો નિદ્રા ન લેતાં ઉજાગરો થશે તો પ્રભાતે આપણે અહીંથી આગળ ચાલવું છે, તેથી પંથ થઈ શકશે નહિ."

એ પ્રમાણે કહી, મહાતેજસ્વી મુનિવર વિશ્વામિત્ર વિરામ પામ્યા; ત્યારે તે સર્વ મુનિઓ બહુ રાજી થઇ, તેનાં વખાણ કરવા લાગ્યાઃ,૧૯ "અહો! આ કુશિકોનો આખો વંશ સદૈવ મહાન્ ધર્મપરાયણ છે; ને તેમાં જન્મ પામેલા મહાત્મા પુરુષો સાક્ષાત્ બ્રહ્મર્ષિ સરખા જ થતા આવ્યા છે.૨૦ તેમાં પણ હે મહાન્ યશસ્વી વિશ્વામિત્ર! તું તો ઘણું કરીને બ્રહ્મર્ષિ જ છે, ને નદી માત્રમાં શ્રેષ્ઠ તારી ભગિની કૌશિકી પણ, તારા કુળને, તેમ જ લોકને ઉદ્ધાર કરનારી છે."૨૧

એવી રીતે મુનિઓએ સ્તુતિ કર્યા પછી, કુશિક વંશોત્પન્ન મહર્ષિ વિશ્વામિત્ર, જેમ સૂર્ય ઝળહળી રહી અસ્ત પામે છે તેમ હર્ષિત થતો આસનપર સૂઈ ગયો.૨૨ અને આ વૃત્તાંત સાંભળવાથી કંઇક વિસ્મય થયેલા રાજપુત્ર રામ લક્ષ્મણ પણ મુનિઓમાં સિંહરૂપ વિશ્વામિત્રની પ્રશંસા કરી, સર્વ તાપસગણો સાથે નિદ્રાવશ થયા.૨૩

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ચોત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૫ મો.

## ગંગા તથા પાર્વતીની ઉત્પત્તિ.

બાકી રહેલી રાત્રિનો સમય, શોણ નદના તટપર, નિદ્રામાં જ નિર્ગમન કરી, પ્રાતઃકાળ થતાં સર્વ મહર્ષિ સહિત વિશ્વામિત્ર જાગ્રત થયા. બંને રાજપુત્રોને પણ તેણે પ્રિય વાણી કહી જગાડ્યા. મુનિએ તેમને કહ્યું; "હે દશરથનન્દન! હે પ્યારા રામચન્દ્ર! તારું કલ્યાણ થાઓ; હવે નિશા પૂર્ણ થઇ છે અને પ્રાતઃકાળની સંધ્યાનો સમય થયો છે, માટે ઉઠ! ઉઠ! કારણ કે આપણે હવે પાછો પ્રયાણ કરવાનો સમય થયો છે."૧-૨

વિશ્વામિત્ર ઋષિનાં આવાં પ્રિય વચન સાંભળી, રામ લક્ષ્મણ બન્ને ભાઇઓ તુરત જાગ્રત થયા ને પ્રાતઃસ્નાન તથા સંધ્યાવંદનાદિ નિત્યકર્મ આટોપીને, ચાલવા માટે

* ત્રણે લોકમાં દૃષ્ટ તથા અદૃષ્ટ પદાર્થો, જેવા કે અગ્નિ, વરુણ, સૂર્યાદિગ્રહ, પર્વત, વન, નદીઓ વગેરેના અધિષ્ઠાતા દેવતાઓ હોય છે, જેઓ મૂર્તિમાન્ હોઈ, આકાશ (સ્વર્ગ) માર્ગે વસે છે.

તૈયાર થઈને ઋષિને નમસ્કાર કરી કહેવા લાગ્યા.[૩] "હે મહારાજ! આ બંને તટો ઉપર ઉગેલી લીલોતરીથી અતિ શોભતા પવિત્ર શોણુ નદને આપણે ઉતરીને પેલે પાર જવું છે, પરંતુ આપણને તે ઉતરવો ક્યાં આગળ સુગમ પડશે? કારણ અહીં આગળ તો જળ અગાધ ઉંડું જણાય છે."[૪] આ પ્રમાણે રામની વાણી સાંભળી, વિશ્વામિત્રે ઉત્તર દીધુંઃ "જે રસ્તાથી આ સર્વ મુનિઓ જાય છે, તે રસ્તો મેં બતાવેલો છે, તેથી આપણને કોઈ વાતે અડચણ આવશે નહિ."[૫]

સૌ ઋષિઓ પણ પ્રયાણ કરવાને માટે તૈયાર જ થઇ રહ્યા હતા, એટલે તુરત જ ત્યાંથી તે સૌએ આગળ ચાલવા માંડ્યું. હવે કેટલેક દૂર જઈ, જ્યાં આગળ તે શોણ નદનો પટ પહોળો હોવાથી પાણી થોડું ઉંડું હતું, ત્યાં થઈ સૌ નિર્ભયપણે પાર ઉતર્યા; અને પછી નાના પ્રકારની વનશોભા નિરખતા નિરખતા, આનંદથી માર્ગ કાપવા લાગ્યા. ઘણેક દૂર નીકળી ગયા, તેટલામાં મધ્યાહ્ન કાળ થયો. કોઈ જળાશયપર વિશ્રામ કરવો, એમ સૌના મનમાં હતું, એટલામાં તો તેમના માર્ગની નજીકમાં જ સુંદર વૃક્ષોથી ઢંકાયેલા અને સંસારના તાપથી તપેલ જનોને પરમ વિશ્રાંતિ આપનાર મહાનદી જાહ્નવી–ગંગાના રમણીય તટનાં તેમને દર્શન થયાં. સર્વ ઋષિઓ તે તરફ વળ્યા. ત્યાં જઇ કલ્પતરુ જેવાં પવિત્ર વૃક્ષોની છાયામાં પૃથ્વી સ્વચ્છ કરી, પોતપોતાનાં આસનો કર્યાં. એ સમયે એ મહા પવિત્ર જળવાળી તથા મહા તપસ્વી મુનિવરોએ, તેમ જ હંસ, સારસ ઇત્યાદિ અનેક પક્ષીગણોએ સેવેલી તે ગંગા નદીને જોઇ, રાઘવ સહિત સર્વ મુનિઓ બહુ હર્ષ પામ્યા.[૬–૭] પછી તે પાપને નાશ કરનારી સરિતામાં સ્નાન કરી, પોતપોતાના પિતૃ તથા દેવતાઓનાં તર્પણ કર્યાં અને અગ્નિમાં આહુતિ આપી. પછી હોમ કરતાં બાકી રહેલાં અમૃતરૂપ હવિષ્યાન્નનું પ્રાશન કરી, તે સર્વ પ્રસન્ન મનવાળા મુનિઓ વિશ્રાંતિને પામ્યા.[૮–૯]

સૌ પોતપોતાનાં ભોજનાદિ કાર્યથી પરવારી, દરેક ઋષિ એક પછી એક મહાત્મા વિશ્વામિત્ર ઋષિની આસપાસ વીંટાઇ વળીને બેઠા. રામ લક્ષ્મણ પણ પોતાના ગુરુની શુશ્રુષાર્થે તેની સન્મુખ જઈ, સુંદર દર્ભાસનપર બેઠા. [ જ્યાં સર્વ સત્પુરુષો એકત્ર થાય છે, ત્યાં તો શ્રીહરિના ગુણોનું જ વર્ણન થાય છે; તેઓને અન્ય વાત રુચતી નથી. તે પ્રમાણે આ ઋષિમંડળમાં નાના પ્રકારના શાસ્ત્રાર્થો થઇ રહ્યા હતા; તેવામાં ] શ્રીરામે, કે જેની ચંચળ દૃષ્ટિ પાપનાશિની જાહ્નવી ગંગાના તટની તથા તેના નિર્મળ જળપ્રવાહની શોભા નિરખવામાં ગુંથાયલી હતી, તેણે અતિ હર્ષયુક્ત થઇ, વિશ્વામિત્ર ઋષિને નમન કરી પૂછ્યુંઃ[૧૦] "હે ભગવન્! હે ગુરુજી! ત્રિપથગા–સ્વર્ગ, પૃથ્વી અને પાતાળ એ ત્રણે લોકમાં ગતિ કરનારી આ ગંગા, કે જે ત્રણે લોકમાં પ્રસરી, ત્યાંનાં પ્રાણીઓનો ઉદ્ધાર કરતી, નદ તથા નદીઓના પતિ સમુદ્રમાં જઈને મળે છે, તે આ સ્થિતિને કેવી રીતે પામી, તે હું શ્રવણ કરવા ઇચ્છું છું."[૧૧] આ પ્રમાણે રામનાં વાક્યોથી પ્રેરાયલા મહામુનિ વિશ્વામિત્ર, હવે તે ઋષિમંડળને વિષે રામને ઉદ્દેશી ગંગાનો જન્મ તથા વિસ્તાર કહેવા લાગ્યા.[૧૨]

વિશ્વામિત્રે કહ્યું; "હે રામ! જેમાં સુવર્ણથી માંડીને કથીર સૂધી સર્વે ધાતુઓની ખાણો આવેલી છે તથા જે સર્વે પર્વતોનો રાજા ગણાય છે, તે હિમાચળ પર્વતને ત્યાં, તેની પ્રિય પત્ની મેના, જે મેરુ પર્વતની દુહિતા થાય છે–તેને પેટે અનુક્રમે બે સુંદર કન્યા જન્મી છે. એ કન્યાઓનાં સૌંદર્યનાં હું શું વખાણ કરું! હે રામ! માત્ર એટલું જ કહેવું યથાર્થ છે કે, તેઓના સરખી સ્વરૂપવતી કન્યાઓ આખા ભૂમંડળમાં કોઇ સ્થળે છે નહિ.[૧૩–૧૪] હે રાઘવ! હિમાચળની એ બંને કન્યાઓમાં આ મોટીનું નામ ગંગા તથા નાનીનું નામ ઉમા (પાર્વતી) છે.[૧૫] બંને કન્યાઓ વયે આવતાં તેઓની શરીરસૌન્દર્યતા ખીલવા માંડી. તે પતિયોગ્ય થઇ. એવામાં સમગ્ર દેવતાઓએ પોતાના કોઇ કાર્યને અર્થે હિમાચળ પર્વત પાસે આવી, તે કાર્ય સિદ્ધ થવા સારુ, તેની ત્રિપથગા–ગંગા નામની પુત્રીની યાચના કરી.[૧૬] આપોઆપ જ આ સારો લાગ આવેલો ધારી, હિમાચળે ત્રણે લોકના હિતને અર્થે, સર્વ લોકને પાવન કરનારી તથા યથેચ્છ માર્ગે ગતિ કરનારી પોતાની પુત્રી ગંગાનું દેવતાઓને કન્યાદાન કર્યું.[૧૭] (દેવતાઓને ગંગા પરણાવી), એટલે તે ત્રણલોકના હિતેચ્છુ દેવતાઓ ત્રૈલોક્ય અર્થે ગંગા દેવીને લઇને પોતાને કૃતાર્થ માનતા બ્રહ્મલોક પ્રત્યે ગયા.[૧૮]

હવે હિમાચલની બીજી કન્યા પાર્વતી, શ્રેષ્ઠ વ્રત ધારણ કરીને, શિવનું ધ્યાન ધરતી ઉગ્ર તપ કરવા લાગી.[૧૯] સર્વ લોકને નમન કરવા યોગ્ય મહા તપસ્વિની ઉમાને, તેના સમાન રૂપ તથા ગુણવાળા (રુદ્ર) શિવ સાથે પરણાવી.[૨૦] એમ હે રાઘવ! એ શૈલરાજ* હિમાચળની સર્વ લોક નમસ્કૃત† બે પુત્રીઓમાં,

---

* પર્વતોનો રાજા. † સર્વે લોકે નમસ્કાર કરવા યોગ્ય.

એક શ્રેષ્ઠ ગંગા તથા બીજી દેવીરૂપ ઉમા થઇ.[૨૧] હવે હે ગતિમંતાવર!* તે સર્વ પાપને નાશ કરનારી ગંગા જેવી રીતે ત્રિપથગા† કહેવાઇ છે—અર્થાત્ પ્રથમ આકાશ માર્ગે ગઇ, પછી દેવલોકમાં ગઇ, ત્યાંથી હે વત્સ! જળના પ્રવાહરૂપે આ ભૂલોકમાં ઉતરી આવી છે, તે સંબંધી સર્વ ઇતિહાસ મેં તને કહી સંભળાવ્યો.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પાંત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૬ મો.

## શિવવીર્યનો પ્રભાવ.

એ પ્રમાણે મુનિપુંગવ વિશ્વામિત્રે કહ્યું તે સાંભળી, રામ લક્ષ્મણે તેમની પ્રશંસા કરીને તેમને કહ્યું:[૧] "હે બ્રહ્મન્! તેં આ માહાત્મ્યવાળી નીતિયુક્ત કથા કહી છે, પણ હવે શૈલરાજ હિમાચલની જ્યેષ્ઠ કુંવરી ગંગાનો પ્રભાવ તથા સ્વર્ગમાંથી આ મનુષ્ય લોકમાં આવવું, વગેરે સર્વ કથા વિસ્તારથી સંભળાવ; કારણ તે સર્વ વિસ્તારને તું જાણે છે.[૨] હે પ્રભુ! એ ત્રણલોકને પાવન કરનારી ગંગા, ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્ગલોકના માર્ગમાં શા કારણે પ્રસરી? તે ત્રિપથગા કેવી રીતે કહેવાઇ? તથા ત્રણે લોકમાં તે નદીશ્રેષ્ઠ ગંગાનાં શાં શાં ચરિત્રો પ્રસિદ્ધ છે, તે કહે." આ સાંભળી તે તપોધન ઋષિ વિશ્વામિત્રે સર્વ ઋષિસમૂહ વચ્ચે કાકુત્સ્થ કુળદીપકોને, ગંગાજીની સમગ્ર કથા કહેવા માંડી:[૩-૪]

તેણે કહ્યું: હે રામ! પૂર્વે શૈલરાજકુંવરી (દેવતાઓએ સેનાપતિ મેળવવા માટે તેની પ્રાર્થના કરી હતી તેથી) પાર્વતીનાં મહાદેવની સાથે લગ્ન થયાં. પછી મહાદેવ તેની સાથે મૈથુન માટે પ્રવૃત્ત થયા. હે રામ! એ રતિક્રીડા કરતાં બુદ્ધિમાન્ નીલકંઠને‡ દેવતાઓનાં સો વર્ષ વીતી ગયા છતાં, પાર્વતીને કશું સંતાન થયું નહિ. એ જોઈ બ્રહ્માદિ સર્વ દેવતાઓએ વિચાર કર્યો કે, શંકરનું વીર્ય અત્યંત બળવાન્ છે, તો તે કદાચ ઘણે કાળે પણ પાર્વતીને વિષે ઉત્પન્ન થયું તો સે વીર્યરૂપ તેજને કોણ સહન કરી શકશે? માટે આપણે શંકરને આ કામથી અટકાવવા જોઇએ." આમ ધારી તેઓ શંકર પાસે આવી, તેમને નમસ્કાર કરી કહેવા લાગ્યા:[૫-૮] 'હે દેવાધિદેવ! આ સર્વ લોકના હિતને અર્થે, કૃપા કરી આપ અમારી વિનતિ સાંભળો. હે પ્રભુ! પાર્વતીને વિષે ઉત્પન્ન થનાર આપના વીર્યરૂપ તેજને કોઈ ધારણ કરી શકશે નહિ; માટે આપ પરમાત્મ સ્વરૂપમાં ચિત્તારોપણ કરી, પાર્વતી સહિત તપશ્ચર્યા કરો; ને ત્રૈલોક્યના હિતને અર્થે, વિર્યને તેજને વિષે ધારણ કરી, સર્વ લોકની રક્ષા કરો, પણ જગતના વિનાશનો પ્રસંગ મા આણો."[૯-૧૧] આવી દેવતાઓની પ્રાર્થના સાંભળી, શંકરે તે માન્ય કરી કહ્યું: 'તથાસ્તુ.' પુનઃ તે કહેવા લાગ્યા:[૧૨] "હે દેવતાઓ! જો કે પાર્વતી સહિત હું મારાં વીર્યને ધારણ કરીશ ને તેથી ભલે સૌલોક સહિત તમે સુખી થાઓ; તથાપિ જો મારું ઉત્તમ વીર્ય કદાચ સ્થાનથી ભ્રષ્ટ થઈ સ્ખલિત થશે, તો પછી તેને કોણ ધારણ કરશે તે કહો."[૧૩-૧૪] ત્યારે દેવતાઓએ જણાવ્યું: "હે પ્રભો! કદી તેમ થયું તો તે આપના વીર્યરૂપ તેજને આ ધરાદેવી* ધારણ કરશે."[૧૫] આ સાંભળી શંકરે સ્થાનથી ભ્રષ્ટ થયેલા પોતાના વીર્યનો ત્યાગ કર્યો. જેને ધારણ કરવાથી ધરાદેવી પર્વત તથા વનસહિત સર્વત્ર વ્યાસમાન થઈ ગઈ![૧૬] આ જોઈ સર્વ દેવોએ અગ્નિને કહ્યું: "હે મહાતેજસ્વી હુતાશન! આખી પૃથ્વીમાં પ્રસરી જતા, આ રુદ્રના વીર્યને વિષે વાયુ સહિત તું પ્રવેશ કર."[૧૭] પછી અગ્નિએ તેમાં પ્રવેશ કર્યો. એટલે તો તે સર્વ વીર્ય, સૂર્ય તથા અગ્નિ સરખા તેજસ્વી શ્વેત પર્વત જેવા આકારમાં એકઠું થઈ ગયું! ને જ્યાં એ પ્રસર્યું હતું, તે ભૂમિ ઉપર સઘળે બહુ પ્રકાશિત શરવણ (સરખડ—જેના સાંઠાના તીર અને મુંજ થાય છે તે ઘાસ) નામનું ઘાસ ઊગ્યું.[૧૮] હે રામ! એ વીર્યમાંથી આગળ જતાં કેટલેક કાળે મહાતેજસ્વી કાર્તિકસ્વામી જન્મ પામ્યા.

હવે હે રાઘવ! શંકરે આવું લોકહિતાર્થ કાર્ય કરયું જોઈ, અતિ પ્રસન્ન થયેલા ઋષિગણ સહિત દેવતાઓએ ઉમામહેશ્વરની પ્રસન્ન મનથી સ્તુતિ કરી. પરંતુ હે રામ! શૈલસુતા ઉમાને આ સમયે બહુ ક્રોધ ઉત્પન્ન થયો; કારણ કે પોતાને પુત્રપ્રાપ્તિમાં દેવોએ વિઘ્ન નાંખ્યું હતું, તેથી ક્રોપને લીધે અતિ લાલ નેત્ર કરી, તેણે દેવોને કહ્યું: "હે દેવો! હું પુત્રની કામનાને લીધે શિવને પ્રાપ્ત થઈ, છતાં તમોએ મને તેમ કરવામાં રોકી; તેથી તમોને શાપ આપું છું કે, 'તમો તમારી સ્ત્રીઓને વિષે પુત્રોત્પત્તિ કરવાને સમર્થ નહિ થાઓ! પણ હું કહું છું કે, આજથી તમારી સ્ત્રીઓ અપ્રજા† થાઓ!"[૧૯-૨૨]

---

* ગતિ કરનારા—ચાલનારા મનુષ્યાદિમાં શ્રેષ્ઠ. † ત્રણ પથે ચાલનારી; આકાશ, પાતાળ અને મૃત્યુ લોક એ ત્રણે સ્થળે વહેનારી. ‡ મહાદેવ.

* પૃથ્વી—એનામાં સઘળું ધારણ કરવાની શક્તિ છે.

† પ્રજા—સંતાન વગરની.

આમ દેવતાઓને શાપ આપી, પૃથ્વી ઉપર પણ ચીઢાઇને તેણે કહ્યું: "હે અવનિ! તું પણ ઘણાઓની (રાજાઓએ ભોગવેલી) સ્ત્રી થજે; કેમકે તેં મારી અવજ્ઞા કરનાર દેવતાઓની ઇચ્છાનુસાર આ શિવવીર્યનું ધારણ કરીને તેનાં કાર્યમાં સહાયતા આપી છે. અને વળી હે *નૈકારૂપા! મારે પુત્ર ન થાય એમ ઇચ્છી, તેં દેવતાઓના કાર્યમાં સહાય કરી; માટે મારા કોપથી મલીન થવાને લીધે તારાં પુત્રસુખનો પણ નાશ થશે;† ને આ વીર્યમાંથી ઉત્પન્ન થનાર પુત્ર જો કે તેં ધારણ કર્યો છે ને તે તારો કહેવાય, છતાં તું મારી વૈરિણી થઈ તેથી તું પુત્રસંબંધી સુખને પ્રાપ્ત થશે નહિ." એ પ્રમાણે ઉમાના શાપથી પીડિત થયેલા સર્વ દેવતાઓને જોઈ, શંકર ત્યાંથી વરુણે પાલન કરેલી પશ્ચિમ દિશા ભણી ચાલ્યા; ને ત્યાંથી પાર્વતી સહિત હિમાચળ પર્વત પ્રત્યે જઈ, તેની ઉત્તર ભણીના હિમવત્પ્રભવ નામના શિખરને વિષે તપ કરવા લાગ્યા.[૨૩-૨૬]

હે રામ! આ મેં તને હિમાચળની પુત્રી પાર્વતીનો વિસ્તાર કહી સંભળાવ્યો; ને હવે લક્ષ્મણ સહિત તું ગંગાનો પ્રભાવ શ્રવણ કર.[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં છત્રીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૩૭ મો.

### કાર્તિકેયનો જન્મ.

હે ઘનશ્યામ સુંદર રામ! એ પ્રમાણે મહાદેવના તપશ્ચરણ માટે જવાથી, ઇંદ્ર તથા અગ્નિસહિત દેવતાઓ, સેનાપતિ વગરના હોવાથી, તેની પ્રાપ્તિને માટે બ્રહ્મદેવ પાસે ગયા[૧-૨] ને તેની સ્તુતિ કરીને કહ્યું કે, "હે પિતામહ! પૂર્વે મહાસમર્થ શંકરે જે અમોને બીજરૂપ સેનાપતિ આપ્યો હતો, પણ તે તો તેવે રૂપે જ હમણાં મૌન ગ્રહણ કરીને તપ કરે છે (અર્થાત્ તે વીર્યરૂપ જ છે; તેમાંથી પુત્ર થતો નથી). માટે તું કર્તવ્યને જાણનાર હોવાથી, જગતના કલ્યાણાર્થે તેનું જે કરવાનું હોય તે કર. (અર્થાત્ તેમાંથી પુત્રની ઉત્પત્તિ થાય-તે પુત્રરૂપે થાય એમ કર). કારણ તું જ અમારી ઉત્તમ ગતિ છે."[૩-૪] એવાં દેવતાઓનાં વચન સાંભળી, સર્વ લોકોના પિતામહે તેમની સાંત્વના કરી, મધુર વાક્યવડે કહ્યું:[૫] "હે અમરગણો! પાર્વતીએ તમને શાપ દીધો છે કે, 'તમારી સ્ત્રીઓ વાંઝણી રહેશે,' તે સત્ય થશે, એમાં કાંઇ પણ સંદેહ નથી; કેમકે એ શૈલપુત્રીનાં વચન અમોઘ છે.[૬] પણ એ શંકરના વીર્યને ધારણ કરનાર અગ્નિ, આ આકાશગંગાને* વિષે તમારા સેનાપતિરૂપ, અને શત્રુઓને દમન કરનાર પુત્રને ઉત્પન્ન કરશે અને તે શૈલેન્દ્રદુહિતા તથા ગંગા બંનેને બહુ માન્ય થશે, એમાં સંદેહ નથી."[૭-૮]

એ સાંભળી કૃતાર્થ થયેલા દેવતાઓએ બ્રહ્મદેવને નમસ્કાર કરી, હે રઘુકુળદીપક! તેમની રુડી રીતે પૂજા કરી.[૯] હે રામ! પછી સૌ એકત્ર થઈ, ત્યાંથી અનેક ધાતુઓવાળા ઉત્કૃષ્ટ કૈલાસ પર્વત પ્રત્યે આવ્યા, (જ્યાં શંકરના વીર્યમાં પ્રવેશ કરી અગ્નિ રહેલો હતો.)[૧૦] અહીં કૈલાસપર આવી, દેવોએ અગ્નિને કહ્યું: "હે મહાતેજસ્વી હુતાશન! આપણા સર્વ કાર્યને અર્થે તું હિમાચળની પુત્રી ગંગાને વિષે તારા સર્વ દૈવતમય (શંકરના) વીર્યરૂપ તેજનો ત્યાગ કરી, દિવ્ય પુત્ર ઉત્પન્ન કર, કે જે આપણો સેનાપતિ થાય."[૧૧] એવાં દેવતાઓનાં વચન સાંભળી, તેમના કહેવા પ્રમાણે કરવાની પ્રતિજ્ઞા લઈને, પાવક તુરત ગંગા પાસે આવ્યો ને તેને પ્રસન્ન કરી, તેની સાથે સંગની યાચના કરી કહ્યું: "હે દેવિ! તું મારા સંગથી દેવતાઓનું પ્રિય કરનારો ગર્ભ ધારણ કર."[૧૨] ગંગા તો પુત્રની ઇચ્છા કરતી જ હતી; તેથી તે અગ્નિનાં એવાં વચન સાંભળી, બહુ આનંદ પામી. તેણે તુરત દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું, જેથી પ્રસન્ન થઈ અગ્નિ તેનો સંગ કરવા પ્રવૃત્ત થયો. ગંગાના અતુલ પ્રભાવને જોઇ, અગ્નિ તેને વિષે પોતાના વીર્યરૂપ તેજને (શંકરના વીર્યરૂપ તેજને) ત્યાગ કરવા લાગ્યો; ને ચોમેરથી સઘળું વીર્ય તેનામાં સિંચન કર્યું, જેથી ગંગાની સર્વ નાડીઓ પરિપૂર્ણ થઇ.[૧૩-૧૪] પરંતુ એ દિવ્ય વીર્યનો તાપ ન સહન થવાથી, ગંગાએ અગ્નિને કહ્યું: "હે સ્વામિન્! હે અગ્નિદેવ! તારા વૃદ્ધિ પામેલા વીર્ય તેજને હું ધારણ કરી શકતી નથી: કેમકે તે અગ્નિરૂપ હોવાથી હું બળું છું ને મારા ચિત્તને વિષે બહુ વ્યથા થાય છે."[૧૫-૧૬] એ સાંભળી અગ્નિએ તેને ઉપાય બતાવ્યો: "દેવિ ગંગા! તું એ ગર્ભને ધારણ ન કરી શકતી હોય તો તેને આ હિમવાન્ પર્વતની તળેટીમાં રાખ; જ્યાં તે આપોઆપ વૃદ્ધિ

---

* અનેક પ્રકારનાં ફળ બીજ ઉત્પન્ન કરવાવાળી. † પૃથ્વીને વરાહ ભગવંતથી થયેલો નરકાસુર નામનો પુત્ર હતો. તે કૃષ્ણાવતારમાં શ્રીકૃષ્ણે હણ્યો-એમ પાર્વતીનો શાપ સફલ થયો.

* એ ગંગા જ, પરંતુ તેને આકાશગંગા કેમ કહી, તે જણાતું નથી.

પામશે." અગ્નિદેવનાં એ વચન સાંભળી, ગંગાએ પોતાના સર્વ પ્રવાહથી તે ગર્ભને આકર્ષી, એ પર્વતની તળેટીમાં સ્થાપિત કર્યો; જે તેના શરીરમાંથી બહાર જન્મ પામતાંજ તપાવેલાં સુવર્ણ સરખો તેજસ્વી દેખાવા લાગ્યો ![૧૭-૧૮] ને જે સ્થળને તેનો બરોબર સ્પર્શ થયો, તે ભૂમિ પણ અતુલ કાંતિવાળી સ્વર્ણમય થઈ ગઈ! વળી જે ભૂમિને તેના ગંધનો જ માત્ર સ્પર્શ થયો ત્યાં રૂપું થયું, ને અતિ સૂક્ષ્મ સ્પર્શ (તે ગર્ભના તેજનો સ્પર્શ) થવાથી આસપાસનાં સ્થળ તામ્રમય તથા લોહમય થયાં.[૧૯] તેમ જ તેનો મળ સ્પર્શ જેમાં થયો હતો, એવાં સ્થળોમાં સીસું તથા કલાઈ થયાં. એ પ્રમાણે હે પુરુષોમાં સિંહરૂપ રામ ! ગંગાના તે ગર્ભના સ્પર્શથી જ તે પૃથ્વીને વિષે અનેક પ્રકારની ધાતુ ઉત્પન્ન થઇ.[૨૦] અને ગર્ભત્યાગ થયો તે જ વખતે તેના તેજથી આખું હિમવાન્ પર્વતનું વન સુવર્ણમય થયું તથા તે અગ્નિ સરખા પ્રકાશિત સુવર્ણનું નામ પણ તે દિવસથી જાતરૂપ સ્વર્ણ પડ્યું.[૨૧-૨૨]

હવે એ ગર્ભથી ઉત્પન્ન થયેલા અતિ તેજસ્વી બાળકને જોઈ, ઇંદ્ર તથા વાયુગણ સહિત સર્વ દેવતાઓ બહુ હર્ષ પામ્યા; તથા તેને પયઃપાન કરાવવા માટે કૃત્તિકાઓને (કૃત્તિકા નક્ષત્રના તારાઓને) આજ્ઞા કરી.[૨૩] ત્યારે કૃત્તિકાઓએ "અમે એને પયઃપાન કરાવીએ, માટે એ બાળક અમારો પુત્ર થાય," એવું દેવો પાસેથી વચન માંગી લીધું.[૨૪] તે વચન સાંભળી દેવતાઓએ કહ્યું; "હે કૃત્તિકાઓ! એ પુત્ર તમારો થવાથી 'કાર્તિકેય' એવે નામે ત્રણ લોકમાં વિખ્યાતિ પામશે, એમાં સંશય નથી."[૨૫] એવું સાંભળી કૃત્તિકાઓએ, હે કાકુત્સ્થ! પ્રથમ ઈશ્વર* તથા પાર્વતીથી સ્ખલિત થયેલા અને પછી અગ્નિએ ધારણ કરી, ગંગાના ગર્ભથી ઉત્પન્ન કરેલા, તે અતિ શોભાયમાન અને અગ્નિસમાન તેજસ્વી બાળકને સ્નાન કરાવ્યું, ત્યારે સર્વ દેવતાઓએ મળી, તે મહાબાહુ કુમાર કાર્તિકેયને સ્કંદ એવું નામાભિધાન આપ્યું.[૨૬-૨૭] પછી તેને પયઃપાન કરાવવાની તૈયારી કરી, એટલે તે છએ કૃત્તિકાઓના સ્તનમાંથી ઉત્તમ દૂધની ધારા વહેવા માંડી; જે જોઈ તે પ્રતાપી બાળક તુરત છ મુખવાળો થઇ ગયો ને અતિ આશ્ચર્ય ભરેલી રીતે છએ કૃત્તિકાઓના સ્તનથી એકે વખતે તેણે પયઃપાન કર્યું ![૨૮] આવી રીતે એ સુકુમાર શરીરવાળા મહાસમર્થ કાર્તિકેયે તે છ કૃત્તિકાઓના સ્તનનું દૂધ માત્ર એક જ દિવસ પીધું; પરંતુ તેથી એ સુંદર આકૃતિવાળો તથા મહાવીર્યવાન્ થયો; ને વૃદ્ધિ પામીને પોતાના પરાક્રમે કરી, અનેક દૈત્યસૈન્યોનો તેણે પરાજય કર્યો ![૨૯] આથી બહુ સંતોષ પામી, અગ્નિ સહિત સર્વ દેવતાઓ એકઠા મળ્યા, ને એ દિવ્ય કાંતિવાળા કાર્તિકેયને પોતાની સેનાના અધિપતિપણાનો અભિષેક કર્યો.[૩૦]

હે વત્સ રામ! આ મેં તને તરણતારિણી ગંગાનો વિસ્તાર તથા ધન્ય અને પુણ્યરૂપ કાર્તિકેયનો જન્મ કહ્યો.[૩૧] હે કાકુત્સ્થ! પૃથ્વીને વિષે જે મનુષ્ય એ કાર્તિકેયનો ભક્ત થશે, તે મોટા આયુષ્યવાળો અને પુત્રપૌત્રાદિ સંતતિવાળો થઈ સુખી થશે ને અંતે સ્કંદ-કાર્તિકેયના લોકને પામશે.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સાડત્રીશમો સર્ગ સંપૂર્ણ.**



# ગંગા આખ્યાન.

## સર્ગ ૩૮ મો.

## સગરરાજાને ત્યાં પુત્રોત્પત્તિ.

એ પ્રમાણે કુશિકવંશોત્પન્ન વિશ્વામિત્રે રામને મધુરાક્ષરવાળી કથા કહીને, વળી તે કાકુત્સ્થ પ્રત્યે કહેવા લાગ્યાઃ[૧] "હે શૂરવીર! હવે ગંગા કેવી રીતે આ ભૂતળ ઉપર ઉતરી, તે કથા સવિસ્તર સાંભળઃ—

પૂર્વે અયોધ્યા નગરીને વિષે મનુષ્યોના ઈશ, ધર્માત્મા સગર નામે રાજા રાજ્ય કરતો હતો. તેને વૈદર્ભરાજાની પુત્રી કેશિની નામની પટ્ટરાણી હતી અને બીજી રાણીનું નામ સુમતિ હતું, જે અરિષ્ટનેમિની પુત્રી અને ગરુડની બહેન થતી હતી. તે બંને અપ્રજ હતી.[૨-૪] તેથી પુત્રની કામનાને લીધે તે બંને સ્ત્રીઓ સહિત પોતે હિમાચળ પર્વતપર જઇને, ભૃગુ ઋષિએ સેવેલા ભૃગુપ્રવાહવાળા વનગિરિ ઉપર બેસી, એકાગ્રચિત્તે ભૃગુઋષિની આરાધના કરવા લાગ્યો.[૫] ત્યાં તપ કરતાં મહારાજા સગરને સો વર્ષ વીતી ગયાં, ત્યારે એ મહા ઉગ્ર તપથી અતિ સંતુષ્ટ થઈ, સત્યવાદી ભૃગુ પ્રકટ થયા ને રાજાને વરદાન આપતાં કહ્યુંઃ[૬] "હે અનઘ!* હે નરશ્રેષ્ઠ સગર! તને ઘણા પુત્રની પ્રાપ્તિ થશે તથા તું આ જગતમાં અપ્રતિમ કીર્તિવાન્ થઇશ.[૭] વળી હે વત્સ! આ તારી બે સ્ત્રીઓમાંથી એક, તારા વંશને

* શંકર.

* પાપ વગરના.

વધારે તેવા એક પુત્રને જન્મ આપશે તથા બીજી, સાઠ હજાર પુત્રોને પ્રસવશે."[૮] મહર્ષિની એવી વાણી સાંભળવાથી, રાજી થયેલી બંને રાજપત્નીઓએ ઋષિને પ્રસન્ન કરી, કરજોડીને કહ્યું:[૯] "હે બ્રહ્મન્! તેં કહેલું વચન સત્ય થાઓ; પરંતુ અમારા બેમાંથી કઇને એક અને કઇને સાઠ હજાર પુત્રો થશે, તે અમે જાણવા ઇચ્છીએ છીએ."[૧૦] ત્યારે પરમ ધાર્મિક ભૃગુઋષિએ તેઓને જણાવ્યું: "જેને જેવી ઇચ્છા હોય તેવું તેણે માંગી લેવું, કેમકે જે એક પુત્ર થશે, તે પોતાના વંશનો વિસ્તાર કરનારો થશે; અને ઘણા થશે તે મહાબળવાન્, કીર્તિમાન્ તથા મહોત્સાહી થશે."[૧૧-૧૨] હે રઘુનન્દન! એવાં મુનિનાં વચન શ્રવણ કરી, સગરરાજાની મોટી સ્ત્રી કેશિનીએ રાજાસાન્નિધ્ય તે ઋષિ પાસે પોતાને, વંશ વિસ્તાર કરનાર એક પુત્ર થવાનું વરદાન માગ્યું; ત્યારે ગરુડની બ્હેન સુમતિએ, કીર્તિમાન્ તથા મોટા ઉત્સાહવાળા સાઠ હજાર પુત્ર માંગી લીધા.[૧૩-૧૪] એમ યથેચ્છ વર મળ્યા બાદ, સગરરાજા, ભૃગુ ઋષિને પ્રદક્ષિણા તથા સાષ્ટાંગ નમસ્કાર કરી, પોતાની સ્ત્રીઓ સહિત પોતાના નગર પ્રત્યે પધાર્યા.[૧૫]

પછી હે રાઘવ! કેટલોક કાળ જતાં, સગરરાજાની મોટી સ્ત્રી કેશિનીએ અસમંજ નામના પુત્રને જન્મ આપ્યો; ને સુમતિને એક ગર્ભતુંબનો* પ્રસવ થયો, જેનો ભેદ થતાં અંદરથી સાઠ હજાર પુત્ર નીકળ્યા![૧૬-૧૭] એ સાઠે હજાર પુત્રોને તેમની ધાવે ઘૃતથી ભરેલા કુંભોમાં ઉછેરી, મોટા કરવા માંડ્યા, જેથી ઘણે કાળે તેઓ યુવાવસ્થાને પામ્યા. જ્યારે તે મોટા થયા, ત્યારે તો રૂપ તથા યૌવનવડે તેઓ બહુ શોભવા લાગ્યા.[૧૮-૧૯]

હે નરેંદ્ર! સગરરાજાનો જ્યેષ્ઠ પુત્ર અસમંજ મોટો થઈ રાજકાજ કરવા યોગ્ય થયો, ત્યારે ઉલટાં અયોગ્ય આચરણ કરવા લાગ્યો: નગરવાસી પ્રજાનાં બાળકોને રમાડવાને મિશે તે સરયૂ કિનારે લઈ જઈ, વહેતા જળમાં ઓચિંતાં નાંખી દેતો[૨૦] ને પછી તેને ડૂબતાં જોઇ, કાંઠે ઉભો ઉભો હસતો હતો. આવાં પાપાચરણ કરનાર, સજ્જન પ્રતિબાધક,† પુરવાસી પ્રજાનું અહિત કરનાર અસમંજને તેના પિતાએ નગરમાંથી દેશવટો દીધો.‡ આ વેળા તેને (અસમંજને) એક મહાપરાક્રમી અંશુમાન્ નામનો પુત્ર હતો, જે સર્વ લોકને સંમત તથા સૌ પ્રત્યે પ્રિય વચન બોલનાર હતો.[૨૧-૨૩]

ત્યાર પછી હે નરશ્રેષ્ઠ રઘુવીર! કેટલેક કાળે સગર રાજાને યજ્ઞ કરવાની મતિ થઈ, જેથી તે વેદ જાણનાર પોતાના ઉપાધ્યાયો સહિત નિશ્ચયપૂર્વક યજ્ઞકર્મ કરવા લાગ્યો.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં આડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૯ મો.

### સગરયજ્ઞ.

ઋષિવર વિશ્વામિત્રનાં વચન સાંભળી, અતિ પ્રીતિમાન્ થયેલા રઘુનન્દને કથાને અંતે તેજસ્વી ઋષિને કહ્યું:[૧] "હે બ્રહ્મન્! હે કલ્યાણરૂપ! એ સગર રાજા તો અમારો પૂર્વજ હતો! માટે એણે કેવી રીતે યજ્ઞ કર્યો, તે હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું; તું કહે."[૨] ત્યારે કૌતૂહલથી જાણે હસતો હોય તેમ વિશ્વામિત્ર તેને કહેવા લાગ્યો:[૩] "હે પુરુષોત્તમ રામ! મહાત્મા સગરરાજાના યજ્ઞનો વિસ્તાર સાંભળ. શંકરનો સસરો હિમાચળ તથા બીજી બાજુ આવેલો વિંધ્યાચળ એ બંને પર્વતો અતિ ઉંચા હોવાને લીધે પોત પોતાના સ્થાનથી એક બીજાને જોયા કરે છે.[૪-૫] તે બે પર્વતના મધ્ય પ્રદેશને વિષે§ યજન કરવું ઉચિત હોવાથી સગરરાજા

---

* તુંબડાના આકારનો ગર્ભનો ગોળો. † સજ્જનોને બાધ-પીડા કરનાર. ‡ એ અસમંજ પૂર્વજન્મનો મહાયોગી હતો, પરંતુ યોગથી સહજ ભ્રષ્ટ થવાને લીધે તેને સગરને ત્યાં અવતરવું પડ્યું હતું. તેને પોતાના પૂર્વજન્મનું જ્ઞાન હોવાથી, આ પ્રપંચમાંથી તે નીકળવા ચાહતો હતો, માટે જાણી જોઇને ઉન્મત્ત થઈ, તેણે નગરનાં બાળકોને નદીમાં ફેંકી દઇ, રાજાની અપ્રીતિ મેળવી. પ્રજાનાં ઘણાક બાળકોની હાનિ થવાથી આખા નગરમાં હાહાકાર વર્તાઇ રહ્યો. તે રાજાના સાંભળવામાં આવ્યાથી, અતિ ક્રોધાયમાન થઈ તેણે અસમંજને નગર ત્યાગ કરી જવાની આજ્ઞા કરી. આથી તે ઘણો રાજી થયો, પણ તેણે વિચાર કીધો કે લોકોને કંઇક ચમત્કાર દેખાડવો. તેથી નગરમાંથી જતી વખતે તેણે સરયૂ કિનારે ઉભો રહી, નદીમાં નાંખેલાં સર્વે બાળકો પાછાં કાઢી સજીવન કીધાં, ને સૌ સૌને ઘેર મોકલી, પોતે અરણ્યમાં ચાલી નીકળ્યો. મૂવેલાં બાળક પાછાં આવ્યાં જોઇ, પ્રજાને બહુ સાનંદાશ્ચર્ય થયું, ને રાજાને પોતાનો આવો પ્રતાપી પુત્ર ગયો તેથી, તથા પોતે તેનો પ્રભાવ જાણ્યો નહિ તેથી, બહુ ખેદ થયો. પરંતુ પ્રજાને હાનિ કરનાર પોતાનો પાટવી કુમાર હતો, છતાં તેને પણ સગરે ત્યાગ કરતાં વાર કરી નહિ એવા પૂર્વના રાજાઓ ન્યાયી અને પ્રજાપાલનતત્પર હતા!

§ આર્યાવર્તને વિષે. કેમકે आर्यावर्ते पुण्यभूमिर्मध्यर्विंध्यहिमालयोः હિમાલય અને વિંધ્યાચળની વચ્ચેનો પ્રદેશ આર્યાવર્ત પૂણ્યભૂમિ છે, એ વચનથી.

ત્યાં યજ્ઞ કરતો હતો; ને તેની આજ્ઞાને અનુસરનાર તેનો પૌત્ર–દઢ ધનુષવાળો મહારથી અંશુમાન્, તે યજ્ઞના અશ્વની રક્ષા કરતો હતો. તેવામાં હે કાકુત્સ્થ! તેની યજ્ઞ-પર્વણીને વિષે* ઇંદ્ર રાક્ષસરૂપ ધરીને તે યજ્ઞાશ્વનું હરણ કર્યું. યજ્ઞાશ્વ ગયો જોઇ, સર્વ ઉપાધ્યાયોએ યજમાન સગરરાજાને કહ્યું: "હે રાજન્! તારા યજ્ઞના અશ્વનું પર્વણીને દિને હરણ થયું,[૬-૯] માટે તે હરણ કરનારનો નાશ કરી શીઘ્રતાથી અશ્વને પાછો આણ; કારણ તે પાછો ન આવે તો યજ્ઞમાં વિઘ્ન થયું એમ કહેવાય ને તેથી આપણુ સર્વનું અકલ્યાણ થશે.[૧૦] તેથી જેમ બને તેમ યજ્ઞ નિર્વિઘ્ન પૂર્ણ થાય તેવો યત્ન કર." એ સાંભળી રાજા તુરત ઉભો થયો,[૧૧] ને સભામાં બેઠેલા પોતાના સાઠ હજાર પુત્રોને સંબોધી કહ્યું: "હે નરશ્રેષ્ઠ પુત્રો! મંત્રશાસ્ત્રમાં કુશળ તથા મોટા ભાગ્યવાળા બ્રાહ્મણોએ આ મહાયજ્ઞ પ્રવૃત્ત કરયો છે, છતાં તેમાં રાક્ષસી માયાથી અશ્વનું હરણુ થવારૂપ વિઘ્ન થયું, તેથી મારા આત્માની ગતિ થાય એમ મને લાગતું નથી. તો હે નરશ્રેષ્ઠો! હે પુત્રો! તે વિઘ્નને નિવારવા સારુ તમે સૌ મળી, સમુદ્રરૂપી કટિમેખળાવાળી પૃથ્વીમાં ફરી શોધ કરો. પુત્રો! તમારું કલ્યાણ થાઓ. તમારે તે અશ્વની એવી રીતે શોધ કરવી કે, પ્રથમ પૃથ્વીપરનાં સઘળાં ગુફા ગહ્વરો શોધી જોવાં ને તેમાંથી અશ્વ ન મળ્યો તો પાતાળમાં સંતાડેલો હશે; માટે મારી આજ્ઞાને માન્ય કરી, જ્યાં સૂધી અશ્વને ન દેખો ત્યાં સૂધી તમારે પ્રત્યેક જણે એકેક યોજન પૃથ્વીને ખોદવી. એમ કરી તમે જ્યાં સૂધી અશ્વને શોધી લાવશો, ત્યાં સૂધી હું યજ્ઞ દીક્ષા લીધેલો હોવાથી ઉપાધ્યાયો તથા મારા પૌત્ર અંશુમાન્ સહિત આ યજ્ઞસ્થાન પ્રત્યે રહીશ."[૧૨-૧૬]

એ પ્રમાણે હે રામ! પિતા સગરની આજ્ઞા થવાથી, તે મહાબળવાન્ સાઠે હજાર રાજપુત્રો, હર્ષયુક્ત થઈ, પૃથ્વીમાં અશ્વની શોધ કરવા સારુ નીકળ્યા.[૧૭] તેઓએ ભૂતળમાં સર્વ સ્થળે શોધ કરી, પણ અશ્વ ન જડ્યો; એટલે પિતાની આજ્ઞા પ્રમાણે પૃથ્વીને ખોદવી શરુ કરી. હે રઘુનન્દન! હે મહાવિજયી! જ્યારે તેઓ પોતાની વજ્ર સમાન ભુજાઓવડે એકેક યોજન પૃથ્વી ખોદવા લાગ્યા, ત્યારે વજ્ર સરખાં ત્રિશૂળ તથા દારુણ હળોવડે ભેદાતી પૃથ્વી મોટો ઘોર નાદ કરવા લાગી; તેમ જ ખોદાતી વેળા મરતા સર્પ, અસુર, રાક્ષસ તથા અનેક પ્રકારનાં બીજાં પ્રાણીઓના પણ બહુ દુરાધર્ષ શબ્દ થવા લાગ્યા.[૧૮-૨૦] એમ સગરપુત્રોએ જાણે રસાતળમાં જઈ, અશ્વની શોધ કરવી હોય તેમ, થોડા સમયમાં સાઠ હજાર યોજન પૃથ્વી ખોદી નાંખી![૨૧] વળી પણ સગરરાજ પુત્રો, અનેક પર્વતોવાળા જંબુદ્વીપને ખોદતા ચોમેર ફરવા લાગ્યા.[૨૨] તેમના આ ભયંકર કર્મથી અતિ ત્રાસ પામી ગંધર્વ, અસુર તથા નાગ સહિત સર્વ દેવતાઓ બ્રહ્મદેવ પાસે ગયા;[૨૩] ને મહાત્મા પિતામહને સ્તુતિ વગેરેથી પ્રસન્ન કરી કહ્યું: "હે ભગવન્! સગર રાજાના પુત્રો, આખી પૃથ્વીને ખોદે છે, જેથી ઘણાક મહાત્માઓ, સિદ્ધો, ગંધર્વો ને બીજાં જળચર વગેરે પ્રાણીઓ નાશ પામે છે. તે સગરપુત્રો જેને જૂએ છે તેને એમ જ જાણે છે કે, 'આ અમારા યજ્ઞાશ્વનું હરણ કરનાર છે' ને તેથી નિઃશંકપણે સર્વ પ્રાણીઓનો તેઓ સંહાર કરે છે."[૨૪-૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે બાલકાણ્ડમાં ઓગણચાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૦ મો.

## કપિલ દેવનો શાપ.

એવી રીતે સગરપુત્રોના કૃતાંત સરખા બળથી મોહ પામેલા તથા ત્રાસેલા દેવતાઓની સ્તુતિ સાંભળી, બ્રહ્માએ તેમને કહ્યું:[૧] "હે દેવતાઓ! તમે ચિન્તા કરો મા. કેમકે અતિ ભયંકર છતાં મૂર્ખપણાના કામમાં પ્રવૃત્ત થયેલાઓ આપોઆપ વિનાશ પામે છે. આ સમગ્ર પૃથ્વીના પતિ બુદ્ધિમાન્ વાસુદેવ, હમણાં કપિલદેવનું રૂપ ધારણ કરી તપ કરે છે. તે પોતાના યોગબળવડે નિરંતર પૃથ્વીનું ધારણ પણ કરી રહ્યો છે. તેના ક્રોધાગ્નિએ કરી, એ સગર રાજાના સર્વ પુત્રો બળી ભસ્મ થશે એમ જાણો.[૨-૩] કેમકે તેમણે કરેલો પૃથ્વીનો ભેદ તથા તેને લીધે તેમનો થનારો વિનાશ, એ સર્વ મેં પ્રથમથી જાણ્યું છે."[૪] આવાં બ્રહ્માનાં વચન સાંભળી, તેત્રીશે* દેવતાઓ હર્ષ પામીને ત્યાંથી સ્વર્ગ પ્રત્યે વિદાય થયા.[૫]

હવે હે પ્રિય વત્સ રામ! એ સગરપુત્રોએ ખોદતાં પૃથ્વી બહુ ભેદાઇ ગઇ, ત્યારે તેણે વૃજાના સમાન ભયંકર

* (યજ્ઞને વિષે ત્રણ દિન સુધી ઉકથ્ય કર્મ કરવાનું કહેલું છે, તે પ્રથમ દિવસે ચાલતું હતું, ને બીજે દિવસે યજ્ઞાશ્વને હણી, તેનો હોમ કરવાનો સમય હતો. પણ તે અશ્વને હણ્યો નહતો, તે પહેલાં જ.)

* આઠ વસુ, એકાદશ રુદ્ર, બાર આદિત્ય તથા બે અશ્વિનીકુમાર, એ તેત્રીશ દેવતાઓ.

શબ્દ કરચો.[૬] ક્યાંઇ અશ્વ હાથ આવ્યો નહિ, એટલે તેઓ પૃથ્વીની ચોમેર પ્રદક્ષિણા કરવાથી થાકી જઇ, પાછા પોતાના પિતા સગર પાસે આવ્યા; અને પ્રણિપત કરી કહેવા લાગ્યા:[૭] "પિતાજી! અમે આખી પૃથ્વીને વિષે ફરી વળ્યા; ને તેમ કરતાં અમારા જોવામાં આવેલા અનેક બળવાન્ દેવતાઓ, દાનવો, રાક્ષસો, પિશાચો, સર્પો તથા નાગોમાંના ઘણાકનો અમે નાશ કરચો; છતાં આપણા યજ્ઞના અશ્વને કે તેનું હરણ કરનારને અમે દીઠો નહિ; માટે એ સંબંધે હવે શું કરવું, તેનો વિચાર તું કર."[૮-૯] આવાં નિરાશી ભરેલાં પોતાના પુત્રોનાં વચન સાંભળી, તે નરશ્રેષ્ઠ સગરને અતિ કોપ ચઢયો. તેણે તેઓને અશ્વ શોધી લાવવાની દૃઢ આજ્ઞા કરતાં, હે રાઘવ! આમ કહ્યું:[૧૦] "તમે ફરીથી પૃથ્વીને ખોદો, ને જોઇએ તો આખા ભૂતળનો ભેદ કરીને પણ અશ્વના હરણ કરનારને ખોળી કાઢી, કૃતાર્થ થઈ મારી પાસે આવો."[૧૧]

મહાત્મા સગરની આવી સખ્ત આજ્ઞા થવાથી, તે સાઠે હજાર બાંધવો પાછા પૃથ્વીને ખોદવા લાગ્યા; ને પૂર્વ દિશા ભણી જઈ રસાતળને પણ ભેદી, સાઠ હજાર યોજનથી પણ અધિક પૃથ્વીને ખોદતાં નીચે ઉતરતા ગયા! હે રઘુનન્દન! અહીં આગળ તેઓને મોટા પર્વત જેવડા શરીરવાળા દિગ્ગજનું* દર્શન થયું! એ વિરૂપાક્ષ નામનો મહાગજ કે જે નિરંતર ધરાને ધારણ કરી રહ્યો છે, તે આ વેળા પૃથ્વીને પોતાના મસ્તકપર ધારણ કરી ઉભેલો હતો. હે રાઘવ! એ દિશાગજ, મસ્તકપરના ભારથી કંટાળી, વિશ્રાંતિ લેવા સારુ જ્યારે પોતાના મસ્તકને કોઈ પર્વને દિવસે હલાવે છે, ત્યારે ધરતીકંપ થાય છે.[૧૨-૧૫] અહિંયાં પણ કોઈ સ્થળે પોતાના ચોરને ન જોયો, ત્યારે સગરપુત્રો, તે પૂર્વ દિશાનું પાલન કરનારા મહાગજ વિરૂપાક્ષની પ્રદક્ષિણા કરી તેને માન આપી, ત્યાંથી રસાતળને ખોદતાં દક્ષિણ દિશા ભણી ચાલ્યા.[૧૬] ત્યાં પણ રસાતળનો ભેદ થતાં તેમણે દક્ષિણ દિશાનું પાલન કરનાર, મોટા પર્વત સમાન દેહવાળા મહાપદ્મ નામના દિગ્ગજને, મસ્તકપર પૃથ્વી ધારણ કરી ઉભેલો જોયો! એથી બહુ વિસ્મય થઇ, તેની પ્રદક્ષિણા કરીને સગરપુત્રો પૃથ્વી ખોદતા પશ્ચિમ દિશા ભણી ચાલ્યા.[૧૭-૧૯] ત્યાં તે બળવાન્ રાજપુત્રોને આગળના જેવો જ મોટા શરીરવાળો સૌમનસ નામનો દિગ્ગજ દેખાયો.[૨૦] તેની પણ પ્રદક્ષિણા કરી, તેને ક્ષેમ પૂછીને ખોદતાં ખોદતાં તેઓ ઉત્તર દિશા પ્રત્યે આવ્યા; ને હે રઘુવર! તે દિશાને વિષે તેમણે હીમ સરખા પાંડુર વર્ણવાળા તથા પોતાને શરીરપર પૃથ્વીને ધારણ કરી ઉભેલા ભદ્ર નામના શ્રેષ્ઠ દિગ્ગજનાં દર્શન કીધાં.[૨૧-૨૨] પણ ત્યાંએ પોતાનો શત્રુ ન દેખાવાથી તે ભદ્ર હસ્તીને હાથેવતી સ્પર્શ કરી તથા તેની પ્રદક્ષિણા કરીને, સગરના સાઠ હજાર પુત્રો, પૃથ્વીને ખોદતા ખોદતા, સર્વ કર્મ કરવા યોગ્ય ઇશાન કોણ સૂધી પહોંચી ગયા. ત્યાં તે મહાત્માઓએ ભયંકર વેગથી પૃથ્વીને ખોદવા માંડી.[૨૩-૨૪] તે પવિત્ર ઇશાન દિશામાં ધ્યાન કરી બેઠેલા સનાતન વાસુદેવ કપિલ મહા મુનીશ્વરને તથા તેમના આશ્રમની સમીપ ફરતા પોતાના યજ્ઞાશ્વને જોઇ, સાગરના પુત્રો બહુ હર્ષ પામ્યા.[૨૫-૨૬] ત્યાં અશ્વને જોઇ તેઓએ નિશ્ચય કીધો કે, આપણા અશ્વનું હરણ કરનાર ને યજ્ઞમાં વિઘ્ન નાંખનાર આ કપિલદેવ છે! ક્રોધવડે તે સર્વેનાં નેત્ર લાલ થઈ ગયાં અને પોતાના હાથોમાં ખોદવાનાં હળ, ત્રિશૂળ ઇત્યાદિ સાહિત્યો, નાનાં પ્રકારનાં વૃક્ષો અને શિલાઓ લઇ તેઓ ક્રોધથી, 'ઉભો રહે! ઉભો રહે!' એમ પોકારતા કપિલદેવ ઉપર ધસ્યા; અને કહેવા લાગ્યા: "રે દુષ્ટ બુદ્ધિવાળા કપિલ! તેં જ અમારા યજ્ઞાશ્વનું હરણ કરી, યજ્ઞમાં વિઘ્ન નાખ્યું છે.[૨૭-૨૮] પણ તારા કાળરૂપ અમે સગર રાજાના પુત્રો અહીં આવેલા છીએ, તેને તું જાણતો નથી?" હે રઘુનન્દન! આવાં તેઓનાં દુષ્ટ વચનોથી અતિ ક્રોધાવિષ્ટ થઈ, અપ્રમેય મહાત્મા કપિલદેવે મોટો હુંકાર શબ્દ કરચો; જેથી તેમના ક્રોધાગ્નિવડે તે સાઠે હજાર સગરપુત્રો તત્ક્ષણે બળી, ભસ્મનો ઢગલો થઈ પડ્યા.[૨૯-૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ચાલીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૧ મો.

## સગર પુત્રોની શોધ.

વિશ્વામિત્ર કહે છે: હે રઘુનન્દન! હવે અહીં સગર રાજાને, પોતાના પુત્રોને અશ્વ શોધવા સારુ ગયાંને ઘણો કાળ વીતી ગયો, તેથી બહુ ચિંતા થવા લાગી. માટે તેણે પોતાના તેજસ્વી પૌત્ર અંશુમાનને કહ્યું: "પુત્ર! હું સારી રીતે જાણું છું કે, તું શૂરવીર, વિદ્વાન્ તથા તારા પૂર્વજ કાકાઓના સરખો તેજસ્વી છે. માટે

* દિશામાં રહેલો ગણ-હાથી. પૃથ્વીની ચારે દિશાઓમાં મહાસમર્થ અને દીર્ઘ શરીરવાળા ચાર દિગ્ગજો છે, જેઓ પૃથ્વીના આધારરૂપ પુરાણમાં કહેલા છે.

તું પૃથ્વીની માંહેથી ઉત્પન્ન થનારાં બળવાન્ તથા પ્રૌઢ શરીરવાળાં પ્રાણીઓને હણવા માટે, ખડ્ગ અને ધનુષ્યાદિ આયુધો ધારણ કરી, તારા પિતૃઓ (કાકાઓ)ની શી ગતિ થઈ તેની તથા યજ્ઞાશ્વ કોણે હરણ કર્યો છે તેની શોધ કર.[૧-૩] વળી માર્ગમાં તને વિઘ્ન કરનાર હોય તેનો નાશ કરજે તથા વંદ્યને વંદન કરજે; જેથી કોઈ વાતના અપાયમાં પડીશ નહિ. પણ હે પૌત્ર! તું હવે શીઘ્રતાથી અશ્વને શોધી લાવવાનું કાર્ય સિદ્ધ કરી પાછો આવ, એટલે મારો યજ્ઞ પૂર્ણ થાય."[૪]

આમ રુડી રીતે મહાત્મા સગર રાજાએ શિખામણ દેવાથી, અંશુમાન્ ખડ્ગ ધનુષાદિ આયુધો ધારણ કરી ચાલી નિકળ્યો અને પોતાના કાકાઓએ ભૂમિની અંદર જે માર્ગ ખોદ્યો હતો, તેને આધારે તેણે શોધ કરવા માંડી.[૫-૬] માર્ગમાં પ્રથમ તે તેજસ્વી દેવતાઓ, દાનવો, રાક્ષસો, પિશાચો, પક્ષીઓ તથા સર્પો ઇત્યાદિ સૌએ પૂજેલા પૂર્વ દિશાના દિગ્ગજને મળ્યો[૭] ને તેની કુશળતા પૂછી, પોતાના પિતૃઓની હકીકત તથા અશ્વનું હરણ કરનાર કોણ છે વગેરે સમાચાર પૂછ્યા.[૮] ત્યારે તે દિગ્ગજે જણાવ્યું કે, "હે આસમંજ*, તું કૃતાર્થ થઈ અશ્વસહિત શીઘ્ર આવીશ!"[૯] એ સાંભળી તે ત્યાંથી યથાક્રમે ચારે દિશાના હસ્તીઓ પાસે ગયો, પણ તે વાક્યને, સમય તથા સ્થળને જાણનાર હસ્તીઓએ તેને માત્ર "તું અશ્વ સહિત પિતામહના યજ્ઞસ્થાન પ્રત્યે આવીશ" એટલું જ જણાવ્યું.[૧૦-૧૧] આથી અસંતોષ પામી તે પરાક્રમી અંશુમાન્ ઇશાનકોણમાં, જ્યાં પોતાના પિતૃઓ બળી ભસ્મનો ઢગલો થઈ પડ્યા હતા ત્યાં આવ્યો, ને તેઓનો નાશ થયો જાણી મહાદુઃખને લીધે તે બહુ કલ્પાંત કરવા લાગ્યો.[૧૨-૧૩] પણ શોકને લીધે અતિ આકુળ થયેલા, પુરુષમાં સિંહરૂપ અંશુમાને, ત્યાં સમીપ ચરતા પિતામહના યજ્ઞાશ્વને જોયો, તેથી તેને બહુ ધીરજ આવી.[૧૪]

એ તેજસ્વી અંશુમાને વિચાર કીધો કે, મારે મારા આ અપમૃત્યુ પામેલા પિતૃઓની સદ્ગતિ માટે તેમને જળદાન† આપવું જોઇએ. તેથી તેણે ત્યાં આગળ કોઈ પવિત્ર જળનું સ્થાન શોધવા માંડ્યું. પણ ત્યાં તે મળ્યું નહિ,[૧૫] આથી તેણે પોતાથી અતિ દૂર રહેલા પદાર્થને પણ જોઈ શકવાની શક્તિ કામે લગાડીને, તીવ્ર દૃષ્ટિથી જોયું તો તેને સગરપુત્રોના મામા તથા વાયુ સરખા વેગવાળા પક્ષીરાજ ગરુડ, ઘણેક દૂર દૃષ્ટિએ પડ્યા.[૧૬] પછી તેની પાસે જઈ, અંશુમાને સઘળી વિગત જણાવતાં વનિતાપુત્રે કહ્યું: "હે નરવ્યાઘ્ર! તું કંઈ શોચ મા કર; કેમકે તારા પિતૃઓનો વધ લોકસંમત થયો છે, ને તેઓને ભગવાન્ કપિલદેવે બાળી ભસ્મ કરયા છે. તું તેમને જળદાન આપવા ઇચ્છે છે એ ઘણું ઉત્તમ છે; પરંતુ હે બુદ્ધિમાન્! સગર પુત્રોની ક્રિયા લૌકિક જળવડે કરવી યોગ્ય નથી.[૧૭-૧૮] હે નરશ્રેષ્ઠ! હિમવાન્ પર્વતની જ્યેષ્ઠ પુત્રી ગંગાના પવિત્ર જળ વિષે તારા પિતૃઓની જળદાન ક્રિયા કર; કારણ તે સર્વ લોકને પવિત્ર કરનારી ગંગા, એ સાઠે હજાર સગર પુત્રોની ભસ્મને પોતાના જળથી સેંચન કરશે, ને તેના સ્પર્શથી તે સર્વને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થશે.[૧૯-૨૦] પણ હે મહાભાગ! પ્રથમ તું આ તારા પિતામહના યજ્ઞાશ્વને લઇને ઘેર જા ને યજ્ઞને સમાપ્ત કરાવ."[૨૧]

હે રઘુવીર! ગુરુડનાં એવાં વચન સાંભળી, સ્વધર્મતત્પર અંશુમાન્, તે અશ્વને લઈ ઉતાવળથી પોતાના પુર પ્રત્યે આવ્યો,[૨૨] ને યજ્ઞદીક્ષા લીધેલા પિતામહ સગરની પાસે જઈ અશ્વને સોંપ્યો. પછી મહારાજા સગરને તેના સાઠે હજાર પુત્રો કપિલદેવની દૃષ્ટિથી બળી ભસ્મ થયા તે, તથા તેના ઉદ્ધારને માટે ગરુડે જે વચન કહ્યાં તે, સર્વે વૃત્તાંત ઇત્થંભૂત કહી સંભળાવ્યું.[૨૩] પછી અંશુમાનના મુખથી પોતાના પુત્રોના વિનાશરૂપ ઘોર સમાચાર સાંભળી, બહુ ખેદ પામતાં સગરરાજાએ શાસ્ત્રવિધિ પ્રમાણે યજ્ઞ સમાપ્ત કર્યો.[૨૪] પછી યજ્ઞકાર્યથી નિવૃત્ત થઇ નગરમાં આવી તેણે પુત્રોના ઉદ્ધાર માટે ગંગાને સ્વર્ગલોકથી પૃથ્વીપર લાવવા સંબંધે વિચાર કરવા માંડ્યો. ઘણા કાળપર્યંત તે વાતનું ચિંતન કરવા છતાં તેને કશો ઉપાય સૂઝ્યો નહિ, ત્યારે તે જ કાર્યના મોટા વિચારમાં ને વિચારમાં, ત્રીશ હજાર વર્ષપર્યંત રાજ કરી, મહારાજા સગર અંતે સ્વર્ગલોક પ્રત્યે ગયો.[૨૫-૨૬]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં એકતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

* અસમંજનો પુત્ર. † ઉત્તર ક્રિયા-તર્પણાદિ કરવું; વા તેમની ભસ્મને જળમાં નાંખવી.

## સર્ગ ૪૨ મો.

### સગરના વંશજોનો યત્ન.

મહામુનિ વિશ્વામિત્રે કહ્યું:–હે રામ! સગરરાજા કાળને વશ થયા પછી તેના ખાલી પડેલા રાજ્યાસનપર તેના પૌત્ર અંશુમાનને, સર્વ પ્રધાનોએ મળી પટ્ટાભિષેક કરયો.[૧] એ સુધાર્મિક અંશુમાન્ મોટો

સમર્થ નિવડ્યો. તેને દિલીપ નામે એક પ્રખ્યાત પુત્ર થયો.[૧] પોતાના પિતૃવ્યકો* હવે ક્યારે ઉદ્ધારને પામે, ને તેમને ગંગા ક્યારે પાવન કરે, એવા વિચારમાં નિરંતર મગ્ન રહેનારા અંશુમાને પોતાનો પુત્ર યોગ્ય વયે આવ્યો, એટલે તુરત તેને રાજ્યભાર સોંપી પોતે ગંગાવતરણાર્થ હિમાચળના શિખર ઉપર જઈ, મહાદારુણ તપ કરવા માંડ્યું.[૩] તે મહાયશસ્વીને એમ તપ કરતાં એક લક્ષ અને બત્રીસ હજાર વર્ષ વીતી ગયાં. છતાં તેનો હેતુ સિદ્ધ થયો નહિ. આયુષ્ય પૂરું થવાથી, તે પણ દેહ તજી સ્વર્ગ પ્રત્યે ગયો.[૪] એના પછી મહાતેજસ્વી દિલીપ પણ પિતાએ હાથ ધરેલું કાર્ય પાર પાડવાનું ચિંતન કરવા લાગ્યો. પોતાના સાઠ હજાર પૂર્વજોનાં અપમૃત્યુને સંભારી, તેથી થતા અતિ દુઃખને લીધે તેની બુદ્ધિ નાશ પામી. ગંગા પૃથ્વીને વિષે કેમ ઉતરે? પિતૃઓની ગંગાના જળવડે જળદાન ક્રિયા કેમ થાય? હું તેઓનો કેમ ઉદ્ધાર કરું? એવા વિચારો કરવા છતાં તેને કંઈ ઉપાય સૂઝ્યો નહિ, તેથી તેને ચિંતારૂપી મહાવ્યાધિ પ્રાપ્ત થયો.[૫-૬] હે રામ! ધર્મવડે આત્મતત્ત્વ જાણનારા એ દિલીપને ભગીરથ નામનો પરમ ધાર્મિક પુત્ર થયો.[૭] દિલીપે ત્રીશ હજાર વર્ષપર્યંત પૃથ્વીનું પાલન કરતાં પોતાના પિતામહોના ઉદ્ધારાર્થે અનેક યજ્ઞો કરી, નારાયણનું યજન કર્યું, છતાં તેમની સદ્‌ગતિ થવા સંબંધી કશો સંતોષ ન થવાથી તે વ્યાધિગ્રસ્ત થયો, ને મરણ સમયે પોતાના પુત્ર ભગીરથને રાજ્યાભિષેક કરી, પોતે કરેલાં પુણ્ય કર્મોના યોગે, ઇન્દ્રલોકમાં ગયો.[૮-૧૦] પણ હે રઘુનન્દન! એના ધર્મિષ્ઠ પુત્ર ભગીરથે એ ગંગાવતરણનો યત્ન સિદ્ધ કર્યો, ને પોતાના પૂર્વજોની સદ્‌ગતિ કરી. તે અદ્‌ભુત કથા તું સાંભળ.

સગરથી માંડીને એટલે સગર, અંશુમાન્ તથા પોતાના પિતા દિલીપ સૂધી, ત્રણે પુરુષોનો યત્ન નિષ્ફળ ગયો છે, ને પોતાના સાઠ હજાર પૂર્વજોની હજુ સૂધી સદ્‌ગતિ થઇ શકી નહિ, આ વાત ભગીરથના અંતઃકરણમાં નિરંતર ખટક્યા કરતી હતી. પરંતુ મારે એકાદો પુત્ર થાય તો તેને રાજ્ય સોંપી હું તે સંબંધે યત્ન કરું, એવા વિચારમાં કેટલોક સમય તેણે રાજ્ય કર્યું; આખરે સંતતિ ન થવાથી તેણે પ્રજા તથા રાજ્ય પોતાના મંત્રીઓને સોંપ્યું, ને ગંગાને પૃથ્વીપર લાવવા માટેના મોટા આગ્રહથી તે ગોકર્ણતીર્થ† પ્રત્યે જઇ તપશ્ચર્યા કરવા બેઠો.[૧૧-૧૨] હે મહાબાહુ રઘુવીર! એનું તપ કંઇ સાધારણ નહોતું. તે નિરંતર ઉંચા હાથ રાખી, પોતાની આસપાસ બળતા પંચાગ્નિ મધ્યે બેસતો. પ્રતિ દિન ઉપવાસ કરી છેક માસે માસે પારણું કરતો, ને સર્વ ઇંદ્રિયોને જિતી એકાગ્ર મને તપશ્ચરણ કરતો હતો. આવું મહા ઉગ્ર તપ કરતાં કરતાં તે મહાત્માને પૂર્ણ એક હજાર વર્ષ વીતી ગયાં.[૧૩] એથી અતિ પ્રસન્ન થઇ, સર્વ પ્રજાના પ્રભુ બ્રહ્મદેવ, સર્વ દેવતાઓ સહિત તેની આગળ પ્રગટ થયા ને તેનું સાંત્વન કરી કહ્યું: "હે જનાધિપ ભગીરથ! તારી રુડા પ્રકારની તપશ્ચર્યાથી હું બહુ પ્રસન્ન થયો છું; માટે તું મારી પાસે યથેચ્છ વરદાન માગ."[૧૪-૧૬]

પિતામહ બ્રહ્માનાં એવાં વચન સાંભળી મહાબાહુ ભગીરથ ઉભો થઇ, તેમને પ્રણામ કરીને અતિ વિનયવડે બોલ્યો:[૧૭] "હે ભગવન્! જો આપ મારા તપવડે પ્રસન્ન થયા હો ને તેનું ફળ આપવા ઇચ્છતા હો તો મારા પૂર્વજો—સગર રાજાના સાઠ હજાર પુત્રો, મારે હાથે ગંગાજળનું દાન પામો![૧૮] ને તે મહાત્મા સગરપુત્રોનાં શરીરની ભસ્મને ગંગાજળનો સ્પર્શ થાઓ; તથા તેવડે મારા તે સર્વ પ્રપિતામહો અવિનાશી સ્વર્ગને પામો.[૧૯] વળી હે દેવ! બીજું વરદાન હું એ માગું છું કે, હું સંતતિ વગરનો છું, માટે મારે સંતતિ થાય. એટલું જ નહિ, પણ મારા આખા ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થનાર કોઇ પુરુષ સંતતિ વિનાનો રહે નહિ."[૨૦] ભગીરથનું એવું વચન સાંભળી પિતામહ બ્રહ્મદેવ તેને પરમ મધુર વાણીથી પ્રત્યુત્તર આપતા કહેવા લાગ્યા:[૨૧] "હે ઇક્ષ્વાકુકુલવર્ધન! તારું કલ્યાણ થશે, ને તારો આ મોટો મનોરથ સિદ્ધ થશે.[૨૨] હે વત્સ! હિમાચળની જ્યેષ્ઠ પુત્રી ગંગા તારે અર્થે આ ભૂલોકમાં ઉતરશે. પણ તેના પ્રવાહના વેગને આકાશથી પડતો પૃથ્વી ઝીલી શકશે નહિ; માટે તે ધોધને ધારણ કરવા—ઝીલવા માટે તું શંકરની પ્રાર્થના કર; કેમકે ગંગાના અતિ બળવાન્ વેગને એ જટાધારી વગર બીજો કોઇ પણ ધારણ કરી શકે એમ હું ધારતો નથી."[૨૩-૨૪] એટલું કહી સર્વ લોકના કર્તા બ્રહ્માએ, પોતાની સાથે આવેલી દેવી ગંગાને* પણ કહ્યું: "તું આ

* કાકાઓ. † એ ગોકર્ણતીર્થ હિમાચળની તળેટીમાં છે તે, દક્ષિણનું નહિ.

* આ ગંગા કે જે બ્રહ્મદેવાદિ દેવો સાથે ભગીરથને વરદાન આપવા આવી હતી. તે પ્રવાહરૂપે નહિ, પણ એ પ્રવાહની મૂર્તિમાન્ દેવીરૂપે હતી. જેમ સર્વ પદાર્થના અધિપતિ દેવતાઓ હોય છે તેમ નદી સમુદ્ર આદિ જળસૃષ્ટિના પણ અધિપતિ દેવતાઓ મૂર્તિરૂપે જુદા જ હોય છે, જેમની સત્તા તે તે સ્થળપર ચાલે છે.

ભગીરથ કહે તે સમયે, તેના કહેવાને અનુસરજે," એવી આજ્ઞા કરી. તે પછી પોતાની સાથે આવેલા મરુદ્ગણાદિ સર્વ દેવતાઓ સહિત તે બ્રહ્મલોક પ્રત્યે ગયા.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં બેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૩ મો.

## સગર પુત્રોનો ઉદ્ધાર.

હે વત્સ રામ! યત્ન સફળ થવાથી આનંદ પામેલા ભગીરથે, બ્રહ્મદેવના ગયા પછી તુરત જ શંકરને પ્રસન્ન કરવા માટે તપ આરંભ્યું. માત્ર એક જ પગના અંગુઠાવડે ઉભો રહી તે પશુપતિની ઉપાસના કરવા લાગ્યો.[૧] એમ તીવ્ર તપ કરતાં એક વર્ષ થયું, ત્યારે ભક્તવત્સલ પાર્વતીપતિ પ્રસન્ન થઇ ત્યાં પધાર્યા ને તેને આનંદ પમાડતાં કહ્યું:[૨] "હે નરશ્રેષ્ઠ ભગીરથ! હું તારાપર પ્રસન્ન થયો છું, માટે તારું પ્રિય કરવા અર્થે શૈલરાજ હિમાચળની જ્યેષ્ઠ પુત્રી ગંગાના પ્રવાહને મારા મસ્તકપર ધારણ કરીશ!"[૩] હે રામ! એ સાંભળી, પરમ હર્ષથી ભગીરથે ગંગાને પ્રવાહયુક્ત થવા માટે પ્રાર્થના કરી. તુરત સર્વ લોકોને નમવા યોગ્ય હિમવાનની જ્યેષ્ઠ પુત્રી ગંગાએ, સ્વર્ગમાંથી પોતાનો અતુલ પ્રવાહ ચાલુ કરયો ને મોટા વેગવડે કરી તે કલ્યાણરૂપ શંકરના મસ્તક ઉપર ઉતરવા માંડી. આ વેળાએ તેણે પોતાના મનમાં એવો ગર્વ કરયો કે, "હું મારા વેગના જોરથી શંકરને પણ ઘસડીને રસાતળમાં પેસી જઇશ." પણ અંતર્યામી શંકરે તેનો તે વિચાર તુરત જાણી લીધો; તેથી અતિ કોપાયમાન થઈ, તેણે નિશ્ચય કર્યો, "અરે! મારા પ્રભાવને નહિ જાણનારી એ ગંગાએ ગર્વ કરયો! વારુ, જોઉં કે એ કેવી રીતે મારા જટામુકુટમાંથી બહાર નિકળી શકે છે!" પછી ગંગા, પોતાના પુણ્યરૂપ અને પ્રબળ વેગવડે, હિમાદ્રિ પર્વત સરખા ગહ્વર જટામંડળવાળા શંકરના પવિત્ર મસ્તક વિષે પડી. ત્યાંથી પૃથ્વી ઉપર ઉતરવાને તેણે ઘણોય યત્ન કરયો, પરંતુ એક લેશ માત્ર પણ તેનાથી બહાર નિકળી શકાયું નહિ.[૪-૮] એમ ઘણાંક વર્ષ સૂધી આમથી તેમ જટામંડળમાં ભ્રમણ કરવા છતાં ગંગા ભૂમિપર ઉતરવા પામી નહિ, ત્યારે ખેદ પામી ભગીરથે વળી તેને મુક્ત કરવા માટે ઉત્કૃષ્ટ તપ કરી શંકરને પ્રસન્ન કરયા; જેથી તેણે પોતાની જટામાંથી હિમાલયપર આવેલા બિંદુસર* ઉપર તેને મુક્ત કરી.

એવી રીતે હે પુરુષોત્તમ! મહેશ્વરે ગંગાને પોતાની જટામાંથી જ્યારે મુક્ત કરી, ત્યારે પૃથ્વીપર પડતાં તેના જૂદા જૂદા સાત પ્રવાહ થયા.[૯-૧૧] તેમાં કલ્યાણરૂપ જળવાળી હ્લાદિની, પાવની તથા નલિની, એ ત્રણ પ્રવાહો પૂર્વ દિશામાં ગયા; સુચક્ષુ, સીતા અને મહાનદી સિંધુ, એ ત્રણ શુભ પ્રવાહો પશ્ચિમ દિશાએ પરવરયા,[૧૨-૧૩] તથા સાતમો ભાગીરથી નામનો મહાપ્રવાહ, ભગીરથની પૂઠે જવા લાગ્યો.† એ સમયે મહા તેજસ્વી રાજર્ષિ ભગીરથ, દિવ્ય રથમાં બેસી આગળ ચાલ્યો ને તેને પગલે મહાતેજસ્વી ગંગા તેની પાછળ જવા લાગી. એ પ્રમાણે આકાશથી શિવના મસ્તકપર; ને ત્યાંથી પૃથ્વી ઉપર અનુક્રમે ઉતરી આવેલી ગંગાનું જળ ખળખળાટ શબ્દ કરતું ભૂમિ ઉપર પ્રસરયું. તે સમયે જળની સાથે આકાશમાંથી પડતા મત્સ્ય, કાચબા અને શિશુમાર‡ વગેરે જળચર પ્રાણીઓથી પૃથ્વી બહુ શોભવા લાગી.[૧૪-૧૬] હે રઘુનંદન! આવી રીતે આકાશમાંથી ગંગાનું ઉત્તમ અવતરણ થયું, તે જાણી આખા જગતમાં બહુ અદ્ભુત આશ્ચર્ય વર્તાઇ રહ્યું. તેને શિવની જટામાંથી વસુંધરાપર વહેતી થતી જોવાને બળવાન્ દેવતા, ઋષિ, ગંધર્વ, યક્ષ તથા સિદ્ધોના સમૂહો, મોટાં શહેર જેવાં વિમાનો, હસ્તીઓ, અશ્વો તથા પાલખીઓ વગેરે નાના પ્રકારનાં દિવ્ય વાહનોમાં બેસી, ત્યાં ઉતરવા લાગ્યા.[૧૭-૧૯] આ વેળા વળી કંઇ જૂદી જ શોભા બની રહી. તે ગંગાપ્રવાહ જોવા માટે આવતા દેવતાઓથી તથા તેઓએ ધારણ કરેલાં તેજસ્વી આભરણોથી, નિર્મળ આકાશમાં જાણે સેંકડો સૂર્યો ઉદય પામ્યા હોય, એમ દેખાવા લાગ્યું. વળી વિજળીની પેઠે જળમાં ઉતરી આવતા શિશુમાર, સર્પ, મત્સ્ય તથા હંસોના સમૂહથી અને વાયુના યોગથી જલના અસંખ્ય તરંગોનો ફેલાવો થવાને લીધે તેનાપર બહુ સફેત ફીણ આવી રહ્યાં હતાં જેથી, આખું આકાશ, જેમ શરદ્ઋતુમાં ધોળાં અને ચકચકિત વાદળાંઓથી ઘેરાયલું શોભે, તેમ શોભતું હતું. એમ એ નિર્મળ અને પાપનાશક ગંગાનું જળ કોઇ સ્થળે ઉતાવળથી, કોઇ સ્થળે વાંકુંચૂકું, કોઇ સ્થળે વિસ્તીર્ણતાથી, કોઇ સ્થળે સંકોચથી, ક્યાંક (પાષાણાદિકને લીધે)

* હિમાલયપર એ સરોવર આવેલું છે ને તેમાંથી ગંગાનો પ્રવાહ વહે છે. † ભગીરથે ત્રણવાર તપ કર્યું તેથી ગંગા ત્રણ માર્ગે વહી, ને ત્રિપથા કહેવાઈ. ‡ વાનરના આકારનાં જળચર પ્રાણી.

ઉંચું ઉડતું ને ક્યાંક ધીમે ધીમેથી વહેવા લાગ્યું. કોઇ ઠેકાણે નીચાણવાળી જગોમાં, જળ સાથે જળ અથડાઇ ભૂમિપર પડતું અને ક્યાંક પૃથ્વીપર પડતું હતું.[૨૦-૨૫] સ્વર્ગથી શંકરના મસ્તકપર અને ત્યાંથી પૃથ્વીપર પડેલા એ પવિત્ર જળ પ્રવાહ વિષે ભૂતળનિવાસી અનેક ઋષિગણો તથા ગંધર્વોએ અતિ હર્ષપૂર્વક સ્નાન કર્યાં; ને પૂર્વે કોઇના શાપ વગેરેને લીધે સ્વર્ગાદિ સ્થળોમાંથી પૃથ્વીપર આવી પડેલા જીવો પણ તેમાં સ્નાન કરતાં પાપરહિત અને પુણ્યવાળા થઇ પાછા સ્વર્ગાદિ લોકને વિષે ચાલ્યા ગયા.[૨૬-૨૯] ગંગાના અવતરણથી આનંદ પામેલા મનુષ્યો પણ તેના સ્વચ્છ જળમાં સ્નાન કરવાથી પાપરહિત થઇ અતિ હર્ષને પામ્યા.[૩૦]

હવે હે રઘુવીર! ભગીરથ મહારાજા દિવ્ય રથમાં બેસી આગળ થયો, ને તેની પૂઠે પાપનાશિની ગંગા જવા લાગી, ત્યારે ઋષિગણ સહિત દેવો, દૈત્યો, દાનવો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો, મોટા નાગો, સર્પો તથા અપ્સરાઓ, એ સહુ પણ ભગીરથની પાછળ ચાલતા સર્વ જલચરોને તાણીને, યશસ્વિની ગંગા જતી હતી તેની સાથે સાથે ચાલ્યાં.[૩૧-૩૩] એમ ચાલતાં ઘણોક માર્ગ કાપ્યો, તેવામાં એક મહાત્મા તથા અદ્ભુત કર્મવાળા જહ્નુ રાજાના યજ્ઞસ્થાન આગળ તેઓ જઇ પહોંચ્યાં. ત્યાંથી ગંગા, માર્ગ ન બદલતાં, તે જહ્નુ રાજાના આખા યજ્ઞસ્થાનને જળમાં ડૂબાવી દઇ આગળ વહેવા લાગી, ત્યારે હે રાઘવ! જહ્નુ રાજાને ગંગાના આવા ગર્વથી બહુ જ ક્રોધ ચઢયો,[૩૪-૩૫] જેથી તુરત તેણે અદ્ભુત શક્તિવડે ગંગાના સર્વ જળનું પાન કરી લીધું. આ જોઇ અત્યંત વિસ્મય પામેલા ગંધર્વાદિસહિત દેવો તથા ઋષિઓએ અનેક સ્તોત્રોવડે તે પુરુષમાં ઉત્તમ જહ્નુ રાજાની સ્તુતિ કરીને વિનયપૂર્વક કહ્યું: "હે રાજન્! તને ધન્ય છે. તું સર્વ લોકને પાવન કરનારી એ ગંગાનું પાન કરી ગયો, એ અત્યન્ત અદ્ભુત કર્મથી અમે બહુ જ વિસ્મય થયા છીએ. પણ હે મહારાજ! હવે મર્ત્ય લોકના તથા સગરપુત્રોના કલ્યાણાર્થ એને પૃથ્વીપર મુક્ત કર, જેથી એ ગંગા તારી પુત્રી કહેવાશે."[૩૬-૩૭] આથી પ્રસન્ન થઇ મહાતેજસ્વી તથા સમર્થ મહારાજા જહ્નુએ, પોતાના કર્ણદ્વારાએ તે પુણ્ય પ્રવાહને મુક્ત કરયો. એથી ગંગા જગતમાં જહ્નુપુત્રી 'જાહ્નવી' નામે પ્રસિદ્ધ થઇ.[૩૮]

ત્યાંથી મુક્ત થયેલી ગંગા, વળી ભગીરથના રથ પાછળ ચાલી ને તે જેમ ચાલ્યો તેમ ગંગા પણ સાગર તરફ વહી ગઈ.[૩૯] ત્યાંથી રાજાના કાર્ય માટે રસાતળમાં ગઈ. ત્યાં જઈ રાજર્ષિ ભગીરથે, કપિલ મુનિના ક્રોધાગ્નિથી બળી ભસ્મ થઇ પડેલા પોતાના પિતામહોને જોયા (તેમનાં શરીરોની ભસ્મને જોઇ); એટલે તે ઉભો રહ્યો. ત્યારે પવિત્ર ગંગાના જળ પ્રવાહે આવી, તે ભસ્મના ઢગલાને સિંચન કરયું. જેથી તત્કાળ પાપરહિત થઇ ભગીરથના સર્વ પૂર્વજો સ્વર્ગ (સદ્ગતિ)ને પામ્યા.[૪૦-૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં તેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

# સર્ગ ૪૪ મો.

## ગંગાવતરણ.

હે પ્રિય રાજપુત્ર! એ પ્રમાણે ગંગાને રસાતળમાં લઇ જઇ, તેના જળવડે ભગીરથે પોતાના બળી મૂએલા પૂર્વજોની ભસ્મને સિંચન કરયું.[૧] તેના આ મહા પ્રયત્નથી* અત્યંત પ્રસન્ન થઇ, સર્વ લોકના પ્રભુ બ્રહ્મા તેની આગળ પધાર્યા, ને તેને ધન્યવાદ આપી આ પ્રમાણે તેની પ્રશંસા કરવા લાગ્યા:[૨]

"હે નરશાર્દૂલ! કલ્યાણ! કલ્યાણ! તેં મહાત્મા સગર રાજાના સાઠ હજાર† પુત્રોને તાર્યા ને તે સર્વે દેવતાઓની પેઠે સ્વર્ગ લોક પ્રત્યે પણ ગયા.[૩] હે ભગીરથ! આ જગતમાં જ્યાંસૂધી સમુદ્રનું જળ વિદ્યમાન રહેશે, ત્યાંસૂધી એ સાઠે હજાર સગરપુત્રો દેવતાઓની પેઠે સ્વર્ગમાં નિવાસ કરશે.[૪] હે રાજન્! સ્વર્ગ, પૃથ્વી તથા પાતાળ, એ ત્રણે લોકમાં વહન કરનારી હોવાથી ત્રિપથગા થયેલી આ દિવ્ય ગંગા, તારી જ્યેષ્ઠ પુત્રી કહેવાશે, ને તારા નામપરથી ભાગીરથી એવે નામે આ લોકમાં તે પ્રસિદ્ધ થઈ રહેશે.[૫-૬] માટે હે મનુજાધિપ! હવે તું યથેષ્ટપણે તારા પિતામહોને જલદાન આપવાની ક્રિયા કરીને તારી પ્રતિજ્ઞા નિવૃત્ત કર.[૭] હે મહાભાગ્યશાળી ભગીરથ રાજા! તારા પૂર્વજો જેવા કે અતિ યશસ્વી તથા ધર્મિષ્ઠવર સગર રાજા પણ આ ગંગાને લાવવાનો મનોરથ સિદ્ધ કરી શકયો નહિ;[૮] અને હે વત્સ! અપ્રતિમ તેજસ્વી અંશુમાન્ પણ ગંગાને લાવવામાં નિષ્ફળ થયો છે; અને વળી હે સદ્ધર્મપ્રતિપાળક! મહર્ષિ જેવો તપસ્વી, મારા સરખો તપ કરનાર, ગુણવાન્ તથા ક્ષત્રિય ધર્મપાળક તારો પિતા

* આજ પણ એવા લાંબા તથા ન બની શકે એવા પ્રયત્નને લોકો 'ભગીરથ' પ્રયત્ન કરીને કહે છે.

† અંગ્રેજી ભાષાંતરકારક મી૦ ઘોસ આ સ્થળે ત્રેસઠ હજાર પુત્રો લખે છે, પણ તે તેની ભૂલ જણાય છે.

દિલીપ, એ સઘળાઓએ ગંગાને પૃથ્વીને વિષે આણવા સારુ તેની પ્રાર્થના કરી, ઘણાં ઉગ્ર તપ કર્યાં ને અત્યંત યત્ન કર્યા છતાં તેઓ તેને અહીં લાવવાનો મનોરથ પૂર્ણ કરી શક્યા નહિ.[૯-૧૧] તે મહા મનોરથને પ્રાપ્ત કરીને, તે સઘળાઓની મોટી પ્રતિજ્ઞા આજે તેં પૂર્ણ કરી છે. માટે સર્વ લોકમાં અતિ માન્ય એવા સર્વોત્કૃષ્ટ યશને તું પામ્યો છે. એટલું જ નહિ, પણ તેથી તું, મહા ધર્મિષ્ઠ પુરુષોને પ્રાપ્ત થવા યોગ્ય બ્રહ્મલોકરૂપી મહાસ્થાનને પામીશ.[૧૨-૧૩] હે પુરુષશ્રેષ્ઠ! હવે તું આ ગંગામાં સ્નાન કરી, પવિત્ર તથા પુણ્ય ફળવાળો થા![૧૪] હે રાજન્! તારા પિતામહોની ઉત્તર ક્રિયા કરી, સુખેથી તારા દેશ પ્રત્યે જા ને હું મારા લોક પ્રત્યે જાઉં છું. તારું કલ્યાણ થાઓ!"[૧૫]

એટલું કહી સર્વ લોકના પિતામહ દેવેશ બ્રહ્મદેવ અંતર્ધાન થઈ પોતાના બ્રહ્મલોક પ્રત્યે ચાલ્યા ગયા.[૧૬] પછી મહા યશવાન્ રાજર્ષિ ભગીરથ, પાપનાશિની અને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવનારી ગંગાના જળને વિષે સ્નાન કરી પવિત્ર થયો, ને પોતાના પૂર્વજોની ક્રિયા કરી સિદ્ધાર્થ થઈ, આનંદપૂર્વક પોતાના નગરને વિષે જઈ, રાજ્ય કરવા લાગ્યો.[૧૭-૧૮] તેને કાર્ય સિદ્ધ કરી શહેરને વિષે આવ્યો જોઈ, તેની સર્વ પ્રજા, ઘણા કાળે પોતાના પ્રિય રાજકર્ત્તાનાં દર્શન થવાથી શોક તથા તાપને તજી બહુ હર્ષ પામી તથા ભગીરથ રાજેન્દ્ર ઉત્તમ પ્રકારે રાજ્યનું પાલન કરવા લાગ્યો.[૧૯]

હે રામ! આ મેં તને ગંગા અવતરણની કથા કહી. પ્રિય વત્સ! તારું કલ્યાણ થાઓ. પણ અહો! આ તરણતારિણી ગંગાના ગુણનું કથન કરતાં તો આખી રાત્રિ પણ સહજમાં વીતી ગઈ, ને પ્રાતઃ સંધ્યાનો સમય પણ વહી જવા આવ્યો છે, એવું પુણ્યમય તેનું રસિક આખ્યાન છે.[૨૦] હે મહાભાગ! આ ધન, યશ, આયુષ્ય, સંતતિ તથા સ્વર્ગ ઇત્યાદિની પ્રાપ્તિ કરાવનારું ગંગા આવરણ જે કોઈ મનુષ્ય, બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ વર્ણોને સંભળાવે છે, તેના ઉપર પિતૃઓ તથા દેવતાઓ પ્રસન્ન થાય છે; તેમ જ, હે કાકુત્સ્થ! શ્રવણ માત્રથી મનુષ્યોનાં પાપ નાશ કરી આયુષ્ય તથા કીર્તિને વધારનારું ગંગાવતરણ આખ્યાન શ્રદ્ધાથી સાંભળે છે, તે પણ સર્વ કામનાને પામે છે.[૨૧-૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ચુમાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

# વિશ્વામિત્રનો પ્રવાસ (ચાલુ)

## સર્ગ ૪૫ મો.

## વિશાલાપુરીનું પૂર્વ વૃત્તાંત.

એ પ્રમાણે મહર્ષિ વિશ્વામિત્રનાં વચન સાંભળી, રાઘવ અને લક્ષ્મણ અતિ વિસ્મિત થયા; ને હર્ષ પામી તેમને કહેવા લાગ્યાઃ[૧] "હે બ્રહ્મન્! તેં જે અમને આ અતિ અદ્ભુત, ઉત્કૃષ્ટ તથા પુણ્યરૂપ ગંગાની ઉત્પત્તિ તથા તેના પવિત્ર જળપ્રવાહથી પૂર્ણ સાગરનું વર્ણન અમને કહી સંભળાવ્યું;[૨] તેમાં હે કલેશનાશક મહાત્મા! આજની આખી રાત્રિ અમને એક ક્ષણ સમાન લાગી. તેં મહાત્માએ કહેલી આ શુભ સમગ્ર કથાનું, આ સૌમિત્રીય સહિત, કથા રહસ્યનું ચિંતન કરતાં કરતાં આ રાત્રિ સહજમાં નિવૃત્ત પણ થઈ ગઈ!" એમ કહી સૌ થોડીક વાર શાંત રહ્યા.[૩-૪]

એટલામાં નિર્મળ પ્રભાત થયું. સૌ શીઘ્રતાથી પોતપોતાનાં આહ્નિક કર્મ કરવાને વળગી ગયા. શત્રુઓને નાશ કરનાર રાઘવ પણ પ્રાતઃકાળનું નિત્ય કર્મ આટોપી લઇ, વસ્ત્રાલંકારો સજી તત્પર થયા ને વિશ્વામિત્રને નમન કરી કહેવા લાગ્યાઃ[૫] "હે ગુરુદેવ! રાત વીતી ગઇ છે, ને પ્રભાત થયું છે. તને, મહા પવિત્ર કર્મવાળા ઋષિઓ સહિત અત્રે પધારેલા જાણી, નાવિકોએ તારી સેવાનો લાભ લેવો ધારીને, ગંગા ઉતરવા માટે સુંદર નાવ કિનારાપર આણી તૈયાર કીધી છે અને તેમાં તારે માટે સુંદર આસનો વગેરે બિછાવી સજ્જ કીધાં છે. માટે હવે આપણે શીઘ્રતાથી ત્યાં જઇ, નદીઓને વિષે શ્રેષ્ઠ, પવિત્ર તથા સ્વર્ગ, પૃથ્વી અને પાતાળમાં ગતિ કરનારી આ ગંગાને તરીને પેલે પાર ચાલો; અને અમો તારા પવિત્ર મુખથી વિશેષ અદ્ભુત કથા સાંભળવાને ઉત્સુક છીએ."[૬-૭]

મહાત્મા રામનાં એવાં વચન સાંભળી, સર્વ ઋષિગણો સહિત વિશ્વામિત્ર તૈયાર થયા; ને નૌકારૂઢ થઇ, સર્વ સાથે ભાગીરથીને તરી, પેલે પાર ઉતરી પડ્યા. ગંગાના આ ઉત્તર તટ ઉપર પણ ઘણાક મહર્ષિઓ આશ્રમ કરી તપશ્ચર્યા કરતા હતા. ત્યાં આવી વિશ્વામિત્રે તે સર્વની પ્રીતિપૂર્વક પૂજા કરી અને પોતાની સાથેના ઋષિગણસહિત કેટલીક વાર ત્યાં બેઠા. આ સ્થળેથી થોડેક દૂર ચારે બાજૂએ આવી રહેલાં ગગનચુંબિત વૃક્ષોવાળાં ઉપવનોથી વિંટાયલી, 'વિશાલા'

નામની પુરી દેખાતી હતી.[૮-૯] એ નગરી આ ઋષિ-સમૂહના પ્રયાણ માર્ગમાં જ આવવાની હતી, માટે તેને જોવાની આકાંક્ષાથી વિશ્વામિત્રસહ સર્વ મુનિઓ, રાઘવોને સાથે લઇ, તુર્ત ત્યાંથી માર્ગસ્થ થયા.

સ્વર્ગની ઉપમા અપાય એવી, શ્રીમતી વિશાલાપુરી પ્રત્યે જતાં, માર્ગમાં મહા બુદ્ધિમાન્ રામ, હાથ જોડી મહામુનિ વિશ્વામિત્રને તે પુરી સંબંધી સર્વ વૃત્તાંત જાણવા માટે પૂછ્યું.[૧૦-૧૧] "હે મહર્ષિ! આ નગરીમાં ક્યા રાજાનો વંશ રાજ્ય કરે છે? હું એ નગરી સંબંધી સર્વ વૃત્તાંત, મારી જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે જાણવા ઇચ્છું છું."[૧૨] રામે, જ્યારે ભૂત તથા વર્ત્તમાન સમયનો સર્વ વૃત્તાંત જાણવાની ઇચ્છા દર્શાવી ત્યારે વિશ્વામિત્રે તે વિશાલાપુરીને વસ્યા પહેલાંનું તથા ત્યાર પછીનું સર્વ વૃત્તાંત તેને કહેવાનો આરંભ કરચો.[૧૩]

મુનિ બોલ્યાઃ "સાંભળ; હે રઘુકુલોત્પન્ન રામ! પૂર્વે ઇંદ્રે આ વિશાલા પુરીને વૈભવ પ્રાપ્ત થયાની કથા કહી હતી. તે મેં સાંભળી છે, માટે તે તથા તે પછી આ દેશને વિષે જે વૃત્તાંત બન્યું છે તે સર્વ, હું તને સંભળાવું છું.[૧૪] હે રામ! પૂર્વે કૃતયુગમાં મહાબળ-વાન્ દૈત્યો (દિતિના પુત્રો) તથા મહાભાગ્યશાળી, મહા-વીર્યવાન્ તથા સુધાર્મિક અદિતિપુત્રોને-દેવતાઓને એવી બુદ્ધિ ઉત્પન્ન થઇ કે, આપણે સર્વે વૃદ્ધાવસ્થા તથા રોગ વગરના અને અમર કેમ કરીને થઇએ.[૧૫-૧૬] સર્વ વાતે નિપુણ અને મહાત્મા દેવતાઓ તથા દૈત્યો, અહર્નિશ એજ વાતનું ચિંતન કરતા હતા. તેવામાં તેમને ક્ષિરસાગરનું મથન કરી તેમાંથી અમૃતરૂપ રસા-યણને ઉત્પન્ન કરીને, પાન કરવાનો વિચાર થયો.[૧૭] પછી અતુલ બળવાન્ દેવો તથા દૈત્યોએ સમુદ્રમથન કરવાનો નિશ્ચય કર્યો. મંથન કરવા માટે મંથાન (રવઇયો) મંદરાચળ પર્વતને કર્યો; તથા વેત્ર (નેતરું) વાસુકિ નામના અતિ લાંબા સર્પનું કરી, તે સઘળા મળી, સાગરને વલોવવા લાગ્યા.[૧૮]

વલોવતાં વલોવતાં તેઓને ત્યાં એક હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે તે વેત્ર (નેતરાં)રૂપ વાસુકિ નાગ અત્યંત અકળાયેલો હોવાથી, તેની સર્વ ફણામાંથી હળાહળ (વિષ)નું વમન થવા લાગ્યું અને તેના શરીરની સર્વ નાડીઓ વારંવાર પર્વત સાથે વિંટાઇ વિંટાઇને અશક્ત થઇ ગઇ. તેથી તે ત્રાસ પામી, પર્વતને ફરતો અટકા-વવા જતો હોય, તેમ તેની શિલાઓને પોતાના કરાળ અને ઝેરી દાંતોથી બહુ ડંશ કરવા લાગ્યો.[૧૯] આથી સમુદ્રમાં, અગ્નિની જ્વાળા સમાન દાહ કરનારું મહા હળાહળ (વિષ) ઉત્પન્ન થયું ને તેની જ્વાળાને લીધે તે મંથન કરવા મંડેલા દેવો તથા દૈત્યો, મનુષ્યો અને આખું જગત્ બળવા માંડ્યું.[૨૦] એથી ભય પામી, સર્વ દેવતાઓ* મહાદેવ શંકરને શરણે ગયા, ને ત્યાં તેની પશુપતિ, રુદ્ર, શંકર, મહાદેવ ઇત્યાદિ અનેક નામોથી સ્તુતિ કરીને કહ્યું: 'રક્ષણ કરો, રક્ષણ કરો.'[૨૧] સ્તુતિ સાંભળીને દેવોના દેવ મહાસમર્થ શંકર તેઓની સમીપ આવ્યા. નિરંતર દેવતાઓને સહાય કરનારા, શંખ ચક્રાદિ દિવ્ય આયુધોને ધારણ કરનારા, શ્રીહરિ પણ ત્યાં તુરત પધાર્યા.[૨૨] વિષ્ણુ ભગવાન્, કે જે સર્વથા દેવતાઓના હિતમાં જ તત્પર છે, તેણે મંદ હાસ્યથી દેવતાઓની વતી ત્રિશૂળધર રુદ્રને કહ્યું: "હે સુરવર! હે કલ્યાણરૂપ! આ દેવતાઓએ સમુદ્ર મંથન કરચું, તેમાંથી પ્રથમ વિષ ઉત્પન્ન થયું છે, તે તેઓ તને શ્રેષ્ઠ માની, અગ્રપૂજારૂપે અર્પણ કરે છે; માટે તું તેનો સ્વીકાર કરી, તે ગ્રહણ કર!"[૨૩-૨૪] એટલું કહીને શ્રીહરિ ત્યાંજ અંતર્ધાન થઇ ગયા. હવે આ દેવ-તાઓને, વિષ ઉત્પન્ન થવાથી ઉપજેલા ભયને લીધે દીન થયેલા જોઈ તથા સાર્ઙ્ગધર† હરિનાં, દેવોના હિતરૂપ વચનો સાંભળી, મહા સમર્થ હરે (મહાદેવે) તે વિષનું અમૃતની પેઠે પાન કરચું. એ વિષપાનવડે ઉત્પન્ન થયેલી મહાપીડાના નિવારણાર્થે સર્વ દેવતાઓનો ત્યાં જ ત્યાગ કરી, શંકર ત્યાંથી અમૃતકુંડ પ્રત્યે ગયા.[૨૫-૨૬]

અને તે પછી, હે રઘુનન્દન! દેવતાઓ તથા અસુ-રોએ મળીને વળી પાછું સમુદ્રનું મંથન કરવા માંડ્યું. કેટલોક સમય વલોવતાં તે પર્વતરૂપ રવૈયો, અતિ-શય ભાર તથા સુર અસુરોના એકત્ર બળના દબાણને લીધે પાતાળમાં પેસી ગયો.[૨૭] આથી પણ તેઓનું મંથન કાર્ય અટકી પડ્યું. ત્યારે ગંધર્વોસહિત સર્વ દેવ-તાઓ, પાછા મધુસૂદન‡ ભગવાનની બહુ સ્તુતિ કરી, સહાય માંગવા લાગ્યા. સર્વે, આકાશ સામાં મુખ કરી હાથ જોડી વિનવવા લાગ્યાઃ "હે હરિ! હે મહાબાહો! તું સર્વ ભૂત પ્રાણીની ગતિરૂપ છે; ને તેમાં પણ અમારા—દેવતાઓના તો વિશેષે કરી (ગતિરૂપ) છે.[૨૮] માટે સમુદ્રમાં ઉંડા ઉતરી ગયેલા પર્વતનો ઉદ્ધાર કરી,

* ભય તો દૈત્યો, દેવો, મનુષ્યો તથા આખા જગતને થયો અને શરણે માત્ર દેવતાઓ જ ગયા તે કેમ? કારણ કે જે વડીલ તથા વિવેકી હોય તે તો સર્વના ભલાને અર્થે યત્ન કરે છે, માટે દેવતાઓ સુશીલ, વિવેકી, ધર્માત્મા તથા સર્વના હિતચિન્તક હોવાથી, તેઓ શિવને શરણે ગયા. † સાર્ઙ્ગ નામના ધનુ-ષ્યને ધારણ કરનાર. ‡ મધુ નામના દૈત્યનો નાશ કરનાર.

અમારી સહાયતા કર." એવાં દેવોનાં સ્તુતિવચન સાંભળી, પરમ દયાળુ શ્રીહરિએ તુરત કચ્છપરૂપ ધારણ કર્યું.[૨૯] અને સમુદ્રમાં પ્રવેશ કરી, પોતાની પીઠપર પર્વતને ધારણ કરી લીધો. આથી પર્વત ઘણો ઉંચો આવી, ડામાડોળ થવા લાગ્યો. ત્યારે શ્રીહરિ પાછા ચતુર્ભુજરૂપે પ્રકટ થઈ, તેણે પર્વતના શિખરને સ્વહસ્તે કરીને થોભાવી રાખ્યું, ને પોતે સમુદ્રમાં ઉભા રહી, દેવતાઓ સાથે નેતરું ઝાલી મથન પણ કરવા લાગ્યા.

એ પ્રમાણે જગદાત્મા વિષ્ણુ સહિત સર્વ સુર અસુરોને મથન કરતાં જ્યારે એક સહસ્ર વર્ષ વીતી ગયાં, ત્યારે સમુદ્રમાંથી સાક્ષાત્ આયુર્વેદરૂપ, સુધર્માત્મા તથા દંડ કમંડલુ ધારણ કરેલો ધન્વંતરિ નામે પુરુષ (વૈદ્ય) ઉત્પન્ન થયો; ને તેની સાથે અતિશય શ્રેષ્ઠ કાંતિવાળી રંભા નામે અપ્સરા ઉત્પન્ન થઇ.[૩૦-૩૨] હે મનુજશ્રેષ્ઠ રામ! એ મથન કરેલા સમુદ્રના જળના સાર રૂપ ઉત્પન્ન થઈ, માટે આગળ કહેલી તે રંભા તથા તે સાથે ઉત્પન્ન થનાર સાઠ કોટી શ્રેષ્ઠ સ્ત્રી "અપ્સરાઓ" એવે નામે કહેવાઇ.* અને તે શ્રેષ્ઠ સુંદરીઓ સાથે બીજી તેમની અસંખ્ય દાસીઓ ઉત્પન્ન થઈ.[૩૩-૩૪] હે કાકુત્સ્થ! પ્રથમ ઉત્પન્ન થનારી અપ્સરાઓને પોતે અંગીકાર કરેલી છે, એટલે આ દાસીઓ તેની જોડે હોવાથી તેઓ પણ પોતાની જ છે, એમ જાણી દેવો તથા દૈત્યોએ તેમને ગ્રહણ (અંગીકાર) કરી નહિ; તેથી એ સર્વે (દાસીઓ) સાધારણ સ્ત્રીઓ કહેવાણી.[૩૫] ત્યાર પછી હે રાઘવ! વળી સમુદ્રમાંથી મહાભાગ્યશાળી વરુણપુત્રી વારુણી નામે કન્યા ઉત્પન્ન થઇ. તે અત્યંત સૌંદર્યવાન્ તેમજ ગુણોથી ભરપૂર હોવાને લીધે, પોતાને યોગ્ય વર શોધતી કોને વરવું? એમ વિચાર કરવા લાગી.[૩૬] જ્યારે તે નિન્દા વગરની સુંદરીને દિતિપુત્રોએ સ્વીકારી નહીં, ત્યારે અદિતિપુત્રોએ તેને ગ્રહણ કરી લીધી![૩૭] એ જોઇ દૈત્યોને બહુ વિમાસણ થયું. (સુરાને ન ગ્રહણ કરવાથી) તેઓ અસુર કહેવાયા ને અદિતિના પુત્ર (સુરાગ્રહણ કરવાથી) સુર કહેવાયા ને તેઓ હર્ષથી આનંદમાં આવી ગયા.[૩૮] એ પછી સાગરમાંથી મથતાં મથતાં ઉચ્ચૈઃશ્રવા નામનો શ્રેષ્ઠ અશ્વ, મણિમાત્રમાં રત્નરૂપ કૌસ્તુભમણિ અને સમગ્ર ઔષધિરૂપ ઉત્તમ અમૃત, એ વસ્તુઓ નીકળી.[૩૯] હે રામ! જેને માટે મુખ્યત્વે કરીને આ સમુદ્ર મથનનું કાર્ય આરંભાયું હતું, તે અમૃત જ્યારે ઉત્પન્ન થયું, ત્યારે તો હવે તેને ગ્રહણ કરવાને દૈત્યો, તેમજ દેવતાઓને સરખો જ આગ્રહ હતો; માટે તે નિમિત્તે દેવો તથા દૈત્યોનું યુદ્ધ થઈ, પરસ્પર મોટો કુલક્ષય થયો.[૪૦] એ સમયે દિતિપુત્રોએ પોતાના પક્ષમાં રાક્ષસોને લીધા, ને એમ બળની વૃદ્ધિ થવાથી તો ત્રણે લોકમાં ત્રાસ ઉપજાવે, એવું સંગ્રામ મચ્યું.[૪૧] હે વીર! લડતાં લડતાં બંને પક્ષમાં જ્યારે યોધાઓનો મોટો ક્ષય થયો, ત્યારે તેમને એમ લડી મરતા અટકાવી, સમાધાન કરવાને પરમાત્મા વિષ્ણુ પોતાની માયાવડે મોહિનીરૂપ ધારણ કરી, ત્યાં પ્રકટ થયા અને તુરત તે અમૃતનું પાત્ર પોતાની કને લઇ લીધું.[૪૨] આમ પરસ્પરના વિરોધને લીધે હાથ આવેલું અમૃત, પારકા હાથમાં ગયું જાણી, તે પાછું ખેંચી લેવા માટે દેવતા કે દૈત્યોમાંના જે કોઇ ભગવાનની સામા થયા, તેનો તેણે (મોહિનીએ) યુદ્ધથી નાશ કર્યો, ને તે અમૃત યુક્તિવડે સર્વ દેવતાઓને જ પાયું.*

હે રામ! એવી રીતે ભગવત્કૃપાથી અમૃત પામીને બળવાન્ થઈ, દેવતાઓએ દૈત્યોનો, અંતિ માર મારી નાશ કીધો; ને પછી એ નિષ્કંટક રાજ્ય તથા અમૃતની પ્રાપ્તિ થવાથી ઇંદ્ર, અતિ હર્ષપૂર્વક ઋષિ સમૂહ તથા ચારણાદિ સહિત, સર્વ લોકનું પાલન કરવા લાગ્યો.[૪૩-૪૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પીસતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૬ મો.

## મારુતગણોની ઉત્પત્તિ-૧

વિશ્વામિત્રે કહ્યું:-હે કાકુત્સ્થ! એ પ્રમાણે પરસ્પર યુદ્ધ થયું, તેમાં દૈત્યો માર્યા ગયા એ વાતની જાણ થતાં તેઓની મા દિતિ અત્યંત દુઃખ પામી કલ્પાંત કરવા લાગી. અને વળી તેઓનો નાશ પોતાની શોકયના† પુત્રોએ કીધો, એ જોઇને તો તેના મનમાં મહા દ્વેષ ઉત્પન્ન થયો. [તેણે પોતાના પુત્રોના વૈરી દેવતાઓનું સત્યાનાશ કાઢવાનો નિશ્ચય કર્યો. તેમ કરવા માટે શો ઉપાય યોજવો? તેનો તે વિચાર કરવા લાગી. તે જાણતી હતી કે, દેવતાઓનું બળ કંઈ સાધા-

* પાણી વલોવવાથી ઉત્પન્ન થઇ, તે માટે અપ્સરા.

* આ કથાપ્રસંગ શ્રીમદ્ ભાગવતના ૮ મા સ્કંધના ૭-૧૦ અધ્યાયોમાં છે. 'ગુજરાતી' પ્રેસના ભાગવતનાં પૃષ્ઠ ૧૯૧ માંથી જોવું.

† દક્ષપ્રજાપતિએ પોતાની તેર દિકરીઓ કશ્યપમુનિને પરણાવી હતી. તેમાં આ દેવતાઓની મા અદિતિ અને દાનવોની મા દિતિ એ બન્ને પણ હોવાથી દેવો તથા દૈત્યો એક બાપના પુત્ર તથા મસીઆઈ ભાઈ થતા હતા.

રણ નથી; અને વળી હાલમાં તો તેઓ અમૃતપાન કરવાથી અમર થયા છે; માટે તેઓનો નાશ કરવા માટે કંઈ સાધારણ ઉપાય કામ લાગશે નહિ, તેથી તેઓની સામે લડવાને કોઈ પરમ બળવાળો પુરુષ ઉત્પન્ન કરવાનું તેણે ધાર્યું. આવા વિચારમાં જ તે તલ્લીન થઇ બેઠી. ] એટલામાં મહામુનિ મારિચ કશ્યપ ઘેર આવ્યા.[1] [ દિતિને અતિ ક્રોધયુક્ત વિચારમાં નિમગ્ન થયેલી જોઇ તેણે પૂછયું: "પ્રિયે ! તું શા વિચારમાં બેઠી છે? તારું મુખ આમ ઉતરી ગયેલું શોકાતુર કેમ દેખાય છે? તે મને કહે." ત્યારે તેણે આંખમાં ઝળઝળીઆં લાવી કહ્યું: "હે સ્વામીનાથ! તારાથી કશું અજાણ્યું નથી. તારા જેવો મહાત્મા આટલો મોટો અન્યાય જોઇ, આંખ આડા કાન કરે, એ કેટલું બધું શોચનીય છે? હે પૂજ્યવર! અદિતિપુત્રો તથા મારા પુત્રો જો કે તારા જ અંશ છે, છતાં તેઓ વચ્ચે તને કેટલો બધો ભિન્નભાવ રાખતા હું જોઉં છું! તારા પુત્રોએ મારા પુત્રોને હણ્યા. સૌએ સાથે મળી ઉત્પન્ન કરેલા અમૃતના તેઓ ધણી થઇ બેસીને, મારા પુત્ર દાનવોનો સમૂળો નાશ કરી નાંખ્યો, એ શું તારા જાણવામાં નથી?"

એમ બોલતી તે મુનિના કંઠને વિષે વળગી રડવા લાગી. ઋષિએ ઘણીક વાતે સમજાવી, છતાં પુત્રશોકને લીધે તેનું હૃદય અત્યંત ભરાઈ આવવાથી, ઉલટું વધારે રડવા માંડ્યું. આથી કશ્યપ મુનિએ દયા લાવી, તેને આલિંગન દઈ કહ્યું: "હે સ્ત્રી! આ જગતમાં સૌ પોતપોતાના પ્રારબ્ધથી જ સુખદુ:ખના ભોગવનારા થાય છે; એમાં કોઇને દોષ દેવા જેવું નથી. માટે તું એ શોકનો ત્યાગ કરી, મને કહે કે, હું તારું શું પ્રિય કરું?" એ સાંભળી તે બોલી, ] "હે નાથ! હું તારી પાસેથી એટલું જ ઇચ્છું છું કે, મને પુત્ર વગરની કરનાર–મારા પુત્રોના વૈરી શક્રનો રણમાં સમૂળો નાશ કરે, એવો પ્રતાપી પુત્ર આપ.[2] હું તેને માટે તપ કરીશ, કે જેના જન્મથી શક્રનો નાશ થાય!" એ સાંભળી ઋષિ મનમાં બહુ ક્ષોભ પામ્યા. તે વિચાર કરવા લાગ્યા: "અરે! હવે મારે શું કરવું? કારણ કે આણે તો ઇંદ્રનો નાશ કરવા ધાર્યો છે. પણ સર્વ લોકનું અહિત થાય, એવું વચન હું તેને કેમ આપું? માટે કંઇ એવી યુક્તિ કરું, કે જેથી મારું વચન ન જતાં તેનો હેતુ પાર પડે નહિ." પછી તેણે દિતિને કહ્યું:[3-4] "પ્રિયે! અસ્તુ, સાવધ થા, પવિત્ર થા! હે સાધ્વિ! ઇંદ્રને મારવો, એ બહુ દુર્લભ છતાં તું જો એક હજાર વર્ષ પર્યંત પવિત્ર રહી, મારાથી રહેલા ગર્ભને ધારણ કરીશ તો તને સંગ્રામમાં ત્રણ લોકના અધિપતિ ઇંદ્રને મારે તેવો પુત્ર થશે."[5-6] એ પ્રમાણે સમાધાન કરી, તેને ઋતુદાન દઇ મુનિ 'દૈવ!' એમ કહી તપોવનમાં સિધાવ્યા.[7] અને હે નરશાર્દૂલ! દિતિ આનંદ પામીને એકાગ્રચિત્તે આ કુશપ્લવ "વિશાળ" નગરના તપોવનમાં તપ કરવા લાગી.[8]

આ વાતની ઇંદ્રને જાણ થઇ કે, તેણે તુરત પાણી પહેલી પાળ બાંધવાનો વિચાર કીધો. દિતિ જ્યાં તપ કરતી હતી ત્યાં આવી તે ઘણી જ નમ્રતાપૂર્વક સતત તેની સેવા કરવા લાગ્યો.[9] તે ત્યાં રહી દિતિને અગ્નિ, કાષ્ઠ, દર્ભ, જળ, ફળ, મૂળ વગેરે જોઇએ તે વસ્તુ આણી આપતો હતો;[10] તેમ જ તેના હાથ પગ વગેરે અંગો ચાંપી, તપ કરતાં થયેલા શ્રમની નિવૃત્તિ કરતો હતો. એમ કરતાં લગભગ હજાર વર્ષ પૂરાં થવા આવ્યાં, તોપણ ઇંદ્રને એ જ પ્રમાણે પોતાની સેવા કરતો જોઈ, દિતિ બહુ સંતોષ પામી; તેથી તેને કહ્યું: "હે સહસ્રાક્ષ! તારું કલ્યાણ થાઓ! મારું તપ પૂર્ણ થવાને દશ વર્ષ બાકી છે, તે જ્યારે પૂરાં થશે ત્યારે તું મારાથી ઉત્પન્ન થયેલા તારા ભાઇને જોઇશ.[11-13] મેં તારા પિતા પાસેથી તને મારે એવો પુત્ર માંગ્યો છે, પરંતુ હવે તે ઉલટો તારો સ્નેહી થાય એમ હું કરીશ; ને તેની સાથે રહી તાપ વગરનો થઇ, તું આ ત્રૈલોક્યનું નિષ્કંટક રાજ્ય ભોગવીશ.[14-15]

દિતિએ એ પ્રમાણે કહ્યું, અને તે જો કે સાચું જ હતું, છતાં ઇંદ્ર તેથી ભોળવાયો નહિ; પણ તે તો ઉલટો પોતાના ભવિષ્યના વેરીનો નાશ કરવાની બારીઓ ઘણી જ બારીકીથી શોધવા લાગ્યો. એવામાં એક દિવસે એમ બન્યું કે, ખરા મધ્યાહ્ન થયા હતા ને દિતિ પોતાના ધ્યાનમાં બેઠી હતી, તેવામાં ઉંઘને લીધે તેનું શરીર ભારે થઇ આવ્યું, એટલે તે જ્યાં બેઠી હતી ત્યાંની ત્યાં ઢળી પડી; તેથી જે દિશામાં ઓસીકું કરી સૂવું જોઇએ, તે દિશામાં પગ કરી ઉલટી શય્યાએ સૂતી.[16] એમ તેના વ્રતમાં ખાંપણ આવવાથી, તેને અપવિત્ર થયેલી જોઈ, ઇંદ્રે પોતાનો લાગ સાધ્યો. તે, હે રામ! આનંદ પામ્યો. તુરત તેણે સૂક્ષ્મરૂપ ધરી, ગુહ્યદ્વારાએ તેના ઉદરમાં પ્રવેશ કર્યો અને અંદરના ગર્ભના, પોતાના વજ્રવડે સાત ટુકડા કરી નાંખ્યા.[17-18] જ્યારે ગર્ભ, સો ઘા કરવાથી, કપાઈ ગયો ને ઝીણા સ્વરવડે રુદન કરવા લાગ્યો, ત્યારે તે સાંભળી દિતિ જાગી ઉઠી.[19] એટલે ભય પામી, ઇંદ્રે ગર્ભને "રડ મા, રડ મા," એમ કહી તે ગર્ભ હજી રડે છે તોપણ વાસવે, તે દરેક ટુકડાના આગળની પેઠે સાત સાત કટકા કરી

નાંખ્યા.[૨૦] એટલામાં, "હે ઇન્દ્ર! તું મારા ગર્ભને મારીશ નહિ, મારીશ નહિ," એમ દિતિએ કહ્યું. પોતાની માતા પ્રત્યેના પૂર્ણ માનાર્થે, ઇન્દ્ર વજ્ર સહિત તુરત પેટમાંથી બહાર નીકળી આવી ઉભો ને હાથ જોડી દિતિની વિનતિ કરવા લાગ્યોઃ "હે મા! હે દેવિ! તને ઉલટી શય્યાપર સુવાથી અપવિત્ર થયેલી જોઈ, તારી તે ભૂલનો લાભ લઈને, મને ભવિષ્યમાં મારનાર ગર્ભનો મેં ભેદ કરી સાત કટકા કરી નાંખ્યા છે; તો હે પૂજ્ય! એ અપરાધ મારી પૂર્વની સેવાનું સ્મરણ કરી ક્ષમા કર".[૨૧-૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં છેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૪૭ મો.

## મારુતગણોની ઉત્પત્તિ-૨.

એમ આટલાં બધાં વર્ષથી જાળવી રાખેલા ગર્ભને આખરે ઇન્દ્રે છિન્નભિન્ન કરી નાંખ્યો ને સાત કટકા કીધા, એથી દિતિને અત્યંત ખેદ થયો ખરો, પણ એ પોતાની જ ભૂલ થઈ છે એમ જાણી, તે ક્રોધ ન કરતાં નમ્રતાથી સહસ્રાક્ષ પ્રત્યે બોલીઃ[૧] "મારા પ્રમાદને લીધે તેં ગર્ભનો ભેદ કરયો અને તેના સાત (ને તે સાતના સાત) કટકા કીધા, એમાં તારો કશો અપરાધ હું ગણુતી નથી. પણ હે દેવેશ! તારાં અને મારાં અદૃષ્ટ યોગથીજ એમ બન્યું છે.[૨] તો એ એકમાંથી થયેલા ઓગણપચાસે પુત્રોનું ભલું થાય, એમ હું ઇચ્છું છું. એ ગર્ભના સાતે કટકા મારુતગણ થાઓ;" એમ કહી દિતિએ તે ગર્ભને જન્મ આપ્યો, ત્યારે તે ઓગણપચાસે દિવ્ય સ્વરૂપવાળા તેજસ્વી પુત્રો ઉદરમાંથી સામે આવી ઉભા રહ્યા. દિતિએ તેમને આશીર્વાદ દઈને કહ્યું: "પુત્રો! તમારું કલ્યાણ થાઓ! હું તમોને તમારા મોટા ભાઇ ઇન્દ્રને સોંપું છું, માટે સર્વે તેને આધીન થઈ, વાતખંડના અધિપતિરૂપે સર્વ લોકનું રક્ષણ કરનારા થાઓ.[૩-૪] વળી હે પુત્રો! ઇન્દ્રે તમને મારતી વેળાએ 'मा रुदः मा रुदः' (મા રડો, મા રડો) એમ કહેવાથી તમે સર્વે મારુત એવે નામે પ્રખ્યાત થશો. માટે સાત સાતનો એક, એમ ઓગણપચાસના સાત ગણો થઈ, એક દિવ્ય વાયુરૂપે ઉપરના લોકોમાં સદૈવ વિચારો, એક ગણ બ્રહ્મ લોકમાં, એક રુદ્ર લોકમાં, ને બાકીના ચાર ઇન્દ્રની આજ્ઞાથી ચારે દિશાઓમાં વિચરજો."[૫-૬] એ પ્રમાણેનાં દિતિનાં વચન સાંભળી ઇન્દ્રે કહ્યું: "હે માતુશ્રી!" તેં કહ્યું તેમજ એ સર્વ પુત્રો દેવતારૂપ થઈ સર્વ સ્થળે પોતાનો અમલ ચલાવશે, એમાં સંશય નથી."[૭-૮] એમ પરસ્પરનું સમાધાન કરી, દિતિ તથા ઇન્દ્ર બંને, વાયુગણો સહિત સ્વર્ગમાં ગયાં.

હે કાકુત્સ્થ! એ મારુતગણો જે સ્થળે જન્મ પામ્યા, તે જ આ દેશ છે. અહિંયાં જ ઇન્દ્ર દિતિની સેવા કરવા આવ્યો હતો; અને હે નરશાર્દૂલ! અલંબુષા નામની અપ્સરાને પેટે જન્મેલા ઇક્ષ્વાકુ રાજાના પુત્ર વિશાલે, અહીં જે નગરી વસાવી હતી તે જ આ સામે દેખાતી 'વિશાલા' પુરી છે. તેમાં વિશાલ રાજાના જ વંશજો અદ્યાપિ પર્યંત રાજ્ય કરે છે.[૯-૧૨] એ વિશાલને હેમચન્દ્ર નામે પુત્ર થયો. હેમચન્દ્રનો પુત્ર સુચન્દ્ર, તેનો ધૂમ્રાશ્વ, તેનો સૃંજય, તેનો પ્રતાપી શ્રીમાન સહદેવ, તેનો પરમધાર્મિક કુશાશ્વ, તેનો પ્રતાપી ને મહા તેજસ્વી સોમદત્ત, તેનો પુત્ર કાકુત્સ્થ હતો. એ કાકુત્સ્થને અજિત્ય અને તૈજસ્વી સુમતિ નામે પુત્ર થયો, જે હાલમાં આ વિશાલાપુરીમાં રાજ્ય કરે છે.[૧૩-૧૭] એઓના મૂળ પુરુષ ઇક્ષ્વાકુના પ્રતાપથી તે સર્વે રાજાઓ ઉત્તરોત્તર મોટા આયુષ્યવાન્, મહાત્મા, વીર્યવાન્ તથા ધર્મિષ્ઠ થતા આવ્યા છે.[૧૮] માટે હે પુરુષોત્તમ! આજ આપણે આ વિશાલાપુરીમાં રાત વાસો રહી, કાલે સવારે જનકપુર પ્રત્યે જઈશું."[૧૯]

એમ તેઓ વાત કરે છે, એટલામાં તેમને આવેલા જાણી, સુમતિ રાજા પોતાના પ્રધાનો તથા બંધુજનો સહિત સામો આવ્યો;[૨૦] ને ઘણા સત્કારથી તેમને ભેટી પરસ્પર કુશળતા પૂછી અને બે હાથ જોડી કહ્યું:[૨૧] "હે મહામુનિ! આજ હું કૃતકૃત્ય થયો કે, તારા ચરણથી મારું ઘર પાવન થશે. હે તપોધન! તારાં દર્શન થવાથી હું અધિક ધન્યપણાંને પામ્યો છું;" એમ કહી, તે સર્વેને નગરમાં તેડી ગયો.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સુડતાલીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૪૮ મો.

## અહલ્યાચરિત્ર.

સુમતિએ ઋષિસમૂહને એક અતિ સુંદર મહેલમાં ઉતારો આપ્યો. પછી રુડી રીતે તેમની પૂજા કરીને ભોજન કરાવી સંતુષ્ટ કીધા. પછી તે હાથ જોડી વિશ્વામિત્ર ઋષિને કહેવા લાગ્યોઃ હે મુનીશ્વર! તારા જેવા મહાત્માઓએ મારે ઘેર પધારી, આજ મને પાવન

કીધો છે. મારા ઉપર તેં આવો મોટો અનુગ્રહ કરવાથી હું મારા ભાગ્યને બહુ ધન્ય ધન્ય માનું છું![1] વળી હે બ્રહ્મન્! આ દેવ સરખા પરાક્રમી, સિંહ સમાન ગતિવાળા, શૂરવીર, શાર્દૂલ તથા વૃષભની ઉપમા અપાય એવા, કમળપત્ર સરખા વિશાળ નેત્રવાળા, ખડ્ગ તથા ધનુષ્ય ઇત્યાદિ આયુધો ધારણ કરેલા, અશ્વિનીકુમાર સરખા સ્વરૂપવાન્, યૌવનસંપન્ન અને સ્વર્ગમાંથી પોતાની ઈચ્છાથી પૃથ્વીપર આવેલા દેવતાઓ સરખા એ કુમારો, પગે ચાલીને શા માટે તારી સાથે આવ્યા છે? તે કોના પુત્રો છે?[૨-૪] જેમ સૂર્ય અને ચંદ્ર આકાશને શોભાવે છે, તેમ પોતાના તેજથી આ દેશને શોભાવનાર એ બંને કુંવરોને આ દુર્ગમ માર્ગે શા માટે ચાલવું પડ્યું છે? તે હું યથાર્થ સાંભળવા ઈચ્છું છું."[૫-૬] એવી સુમતિની મંજુલ વાણી સાંભળી, રામ લક્ષ્મણ સંબંધી સર્વ વૃત્તાંત ઋષિએ તેને કહી સંભળાવ્યું.[૭] દશરથરાયના એ પુત્રો પોતાને ત્યાં અતિથિ આવ્યા જાણી, અત્યંત પ્રસન્ન થઈ, તેણે તે બંને રાજપુત્રોની ઘણા સત્કારથી પૂજા કરી.[૮]

એ પ્રમાણે સુમતિ રાજાથી સત્કાર પામેલા દશરથપુત્રોએ તે રાત્રિ વિશાલા પુરીમાં ગાળી. બીજે દિવસે સવારે નિત્ય કર્મથી પરવારી, તે સહુ મિથિલા નગરી પ્રત્યે ચાલી નીકળ્યા.[૯] માર્ગમાં અનેક પ્રકારની વનશોભા નિરખતા, કેટલેક વખતે તેઓ એ નગરીના ઉપવનમાં જઈ પહોંચ્યા. મિથિલાપુરી દૃષ્ટિગોચર થતાં સર્વેએ કહ્યું, "ધન્ય, ધન્ય." પછી આગળ ચાલતાં ત્યાં એક અતિ રમણીય, પણ મનુષ્ય વગરનો આશ્રમ નજરે પડ્યો. તેને જોઇ રાઘવે, અતિ આશ્ચર્ય પામી, વિશ્વામિત્રને પૂછ્યું:[૧૦-૧૧] "હે મુનિપુંગવ! આ આવો રમ્ય છતાં નિર્જન-સૂનો પડેલો કોનો આશ્રમ છે? એની રચના જોતાં તેમાં પૂર્વે કોઇ મહર્ષિ રહેતો હશે, એમ લાગે છે. માટે એ સંબંધે કંઇ જાણવા જોગ વૃત્તાંત હોય, તો મને કૃપા કરી સંભળાવ."[૧૨]

મહા તેજસ્વી વિશ્વામિત્રે રાઘવનાં વચન સાંભળી કહ્યું: "પ્રિય રાજકુમાર! સાંભળ. દેવતાઓએ પૂજવા લાયક આ આશ્રમ પૂર્વે નરશ્રેષ્ઠ મહાત્મા ગૌતમ ઋષિનો હતો-જે મહા પ્રતાપી મુનિએ ક્રોધવશ થઇ પોતાની સ્ત્રીને શાપ દીધો હતો. તે ઋષિ ઘણો વખત સુધી આ આશ્રમમાં રહી, પોતાની સ્ત્રી અહલ્યાસહિત સુખેથી ધર્મ માર્ગે પ્રવર્તતા તપ કરતા હતા.[૧૩-૧૬] હે રઘુનન્દન! એ અહલ્યાના સ્વરૂપની હું શી પ્રશંસા કરું? તેના અત્યંત સૌંદર્યને લીધે આ ભૂમંડળના સર્વ મહાન્ પુરુષો તો શું, પણ અમરપુરનિવાસી દેવતાઓ તથા તેનો અધિપતિ ઇન્દ્ર પણ તેનાપર મોહિત થઈ ગયેલો હતો. શચિપતિને અહર્નિશ તેનું સ્મરણ રહેતું હતું ને તેની સાથે સંભોગ કરવાની ઇચ્છાએ તેને ઘેલો કરી મૂક્યો હતો. આવી રીતે કામવાસનાથી પીડાતો ઇન્દ્ર, પ્રતિદિન તેનો મેળાપ કરવાની વાટ જોયા કરતો હતો, તેવામાં એક દિવસે ઇન્દ્રનો લાગ ફાવ્યો. ગૌતમ ઋષિ દર્ભ, સમિધ, વનફળ ઇત્યાદિ લેવાને વનમાં ગયા હતા તે તક સાંધી તે ગૌતમ ઋષિનું સ્વરૂપ લઇને તેના આશ્રમમાં પેઠો. [અને અહલ્યા પાસે જઈ, પોતાની ઇચ્છા દર્શાવી. ઇન્દ્રના મનમાં પ્રથમથી શંકા હતી કે, ગૌતમ ઋષિ તો જ્ઞાની હોવાથી ઋતુકાળ આવે ત્યારે જ સ્રીસંગ કરનાર છે અને હું તો કવખતનો આવ્યો છું, માટે જો કે મેં ઋષિનું રૂપ ધારણ કરયું છે છતાં, એ દોષ ઉપરથી તેની સ્રી મને ઓળખી કાઢશે. માટે આગળથી જ] તે બોલ્યો: "હે સુમધ્યમે! કામાર્થી પુરુષો અતિ સુંદર સ્રીને વિષે ઋતુકાળની વાટ જોતા નથી; માટે હે પ્રિયે! આ સમયે હું તારો સંગ કરવા ઇચ્છું છું."[૧૭-૧૮] ઇન્દ્રે આવી યુક્તિ વાપરી ખરી, પરંતુ અહલ્યા તેને તુરત ઓળખી ગઈ; છતાં એથી તેનું કંઇ બગડ્યું નહિ. કારણ કે, એ દુષ્ટ બુદ્ધિવાળી અહલ્યા તો તેને ઓળખી પોતાના મનમાં ઉલટો આનંદ અને કુતૂહલ માનવા લાગી કે, "અહો! આજે દેવતાઓનો પતિ મારા સંગને ઇચ્છે છે. અરે, આજ મને મારા સંપૂર્ણ તપનું ફળ પ્રાપ્ત થયું, કે જેથી મને ઇન્દ્ર સરખા દિવ્ય પુરુષનો લાભ થયો."[૧૯] તેણે ઇન્દ્રને કહ્યું: "હે દેવેશ! તારા આવવાથી આજે હું કૃતાર્થ છું, માટે તારું કાર્ય સિદ્ધ કરી, શીઘ્રતાથી ચાલ્યો જા.[૨૦] નહિ તો મારા પતિને એ વાતની ખબર પડતાં, તે તને અને મને બંનેને શાપ દઈ શિક્ષા કરશે." આવું અણધાર્યું-પ્રીતિ ભરેલું બોલવું સાંભળી, ઇન્દ્ર અત્યંત સંતોષ પામ્યો. તેણે અહલ્યાને કહ્યું:[૨૧] "હે કૃશ કટીવાળી! તું ગભરા મા, તારાં વચનથી હું સંતોષ પામ્યો છું; ને મારું કાર્ય કરી હું શિઘ્ર પલાયન કરી જઇશ." પછી તુરત બાથમાં લઇ તેણીને આલિંગન દઇ, ઇન્દ્ર રતિસંગ્રામમાં પ્રવૃત્ત થયો.

મનમાં ઋષિની બીક હતી, તેથી ધારેલું કાર્ય સિદ્ધ કરી, સંતોષ પામ્યો કે તુરત અહલ્યાની રજા લઇ પર્ણકુટીમાંથી ઇંદ્ર ચાલી નીકળ્યો.[૨૨] પણ જેવો તે ઝડપભેર આશ્રમની બહાર નીકળવા જાય છે, તેવા જ હાથમાં સમિધ, દર્ભ, વગેરે લઇ, દેવ અને દાનવ સર્વે જેનાથી થરથર કાંપતાં, તેવો અગ્નિસમાન મહાતેજસ્વી તાપસ

પુરુષ તેની સામે આવ્યો. આ પુરુષ તે જ હતો, કે જેની સ્ત્રી સંગાથે ઇંદ્રે દુષ્કર્મ કર્યું હતું ને જેના ભયને લીધે તે આશ્રમની બહાર તાપસના વેશમાં શીઘ્રતાથી નીકળી જવા ઇચ્છતો હતો. પણ એ પુરુષને જોતાં જ, "અરે! આ તો ગૌતમ ઋષિ!"[૨૩-૨૫] એમ પોતાના મનમાં મોટો ધ્રાસકો પડવા સાથે બોલી, ઇંદ્ર નાસવા જતો હતો તેવા જ, ઋષિએ મહાક્રોધથી બુમ મારી: "ઊભો રહે દુષ્ટ! ષંઢ! મારો વેશ ધરી, નીચ કર્મ કરી નિર્ભયપણે નાસી જવા માંગે છે કે? જા, તારા કર્મનાં ફળ તું ભોગવીશ." એમ "ષંઢ" એવું વિશેષણ લગાડી મુનિએ હાંક મારતાંવેત જ ઇંદ્રનાં વૃષણો* તૂટી પૃથ્વીપર પડ્યાં, તેથી તે પુરુષત્વ હીન થઇ અત્યંત ખેદ પામી લજવાતો લજવાતો ત્યાંથી સ્વર્ગ પ્રત્યે ગયો.[૨૬-૨૮]

પછી ઘી હોમાયલા અગ્નિની પેઠે ક્રોધથી ધગધગતા અને જોનારા ત્રાસ પામે એવા ભયંકર સ્વરૂપથી ઋષિ આશ્રમમાં ગયો. ત્યાં અહલ્યા શરમાઈ નીચું મુખ ઘાલીને બેઠેલી હતી. તેને જોઈ તે બોલ્યો: "હે દુષ્ટાચારિણી! આવી લજ્જા તને પ્રથમ કાં ન આવી? હે પાપિણી! જે દુષ્કર્મ કરતાં તને ધર્મનો કે પરમાત્માનો ભય લાગ્યો નહિ, ને પત્થર સમાન જડ અંતઃકરણથી તેં પરપુરુષ ભોગવ્યો, તેને માટે તું આ આશ્રમને વિષે ભસ્મના ઢગમાં પત્થરની શિલા થઇ પડ! અને નિરાહાર રહી,હજારો વર્ષ સુધી વારંવાર ટાઢ, તડકા તથા વરસાદને સહન કરી, અનેક પરિતાપ ભોગવ!"[૨૯-૩૦] [ આવો દુઃસહ શાપ સાંભળી, અહલ્યા થરથર ધ્રુજવા માંડી. તે ઘણી દીન બની નમ્ર વાણીથી હાથજોડી વિનતિ કરવા લાગી: "હે સ્વામીનાથ! હું પાપિણી, હું દુષ્ટા, હું કામને વશ થઈ શિયળનો અને પાતિવ્રત્યનો ભંગ કરનારી અને નીચ નારી સરખી નીચ બુદ્ધિવાળી બની, કોઈ જન્મના પાપ કર્મયોગે કરી, આ મહા અનુચિત કાર્ય કરવાથી તારા, કદી ક્ષમા ન થાય એવા અપરાધમાં આવી ગઇ છું; પરંતુ તારી આ અપરાધણ દાસીને તારી પવિત્ર સેવામાંથી સદાને માટે ત્યાગ ન કરતાં દયા કરી, મને કીધેલી શિક્ષાની અમુક અવધિ કરી, શાપનો અનુગ્રહ કર, કે જેથી કોઈ પણ કાળે હું તારા ચરણને પ્રાપ્ત થઇ શકું. હે પ્રભુ! ગમે તેવા દુષ્ટને પણ એકવાર અપરાધની ક્ષમા મળે છે!" આટલું કહી, "મને ક્ષમા કર! ક્ષમા કર!" એવા પોકારથી અહલ્યા ગૌતમ ઋષિના ચરણમાં પડી. તે મહાત્માને દયા આવવાથી શાપનું નિવારણ કરતાં બોલ્યા:- ] "હે વ્યભિચારિણિ! તું મારા ચરણમાં પડી છે, તો તને કહું છું કે, આ ભયંકર વનમાં જ્યારે દશરથપુત્ર રામ પધારશે, ત્યારે તું તેના ચરણસ્પર્શથી પવિત્ર થઈ શાપથી મુક્ત થઈ, તારા આ પૂર્વ સ્વરૂપને પામો, મને ભજીશ."[૩૧-૩૨] એટલું કહી મુનિ કોરે ખસ્યા કે, તુરત અહલ્યા જ્યાં ઉભી હતી ત્યાં જ પોતાનું સુંદરીરૂપ ગુમાવી, પાષાણની શિલારૂપ થઇ પડી. પછી ગૌતમ ઋષિ મનમાં ખેદ પામી, તે આશ્રમનો ત્યાગ કરીને, સિદ્ધો અને ચારણોએ સેવિત હીમવાન્ પર્વતના રમ્ય શિખર પ્રત્યે તપ કરવા ચાલી નીકળ્યા.[૩૩]

[ એટલું વૃત્તાંત કહી, વિશ્વામિત્ર મૌન રહ્યા, ત્યારે રામે આનંદ પામી કહ્યું: "ગુરુદેવ! વ્યભિચાર કરનારી સ્ત્રીને તો એવી શિક્ષા યોગ્ય જ ગણાય; માટે ગૌતમ મુનિએ એવો શાપ દીધો એ ઠીક જ કીધું અને મહારાજ ઇંદ્રને પણ મુનિએ શાપ આપ્યો હતો, તોપછી તેનું શું થયું?" ]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં અડતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૯ મો.

## અહલ્યા શાપમોચન.

વિશ્વામિત્ર બોલ્યા: હે રઘુનન્દન! વૃષણ તૂટી પડવાથી ષંઢ (હીજડો) થયેલો ઇંદ્ર, અત્યંત ત્રાસ તેમ જ લજ્જા પામી સ્વર્ગમાં ગયો ને અગ્નિને મુખ્ય કરી, સિદ્ધ, ગાંધર્વ ને ચારણ સહિત સર્વ દેવતાઓને કહ્યું:[૧] "હે દેવો! હવે હું દેવના અધિપતિપણાને અયોગ્ય ઠર્યો છું, કેમ કે મને ગૌતમે શાપ્યો છે. મેં તેના તપમાં વિઘ્ન કરવાથી તેણે મારા અંડનો પણ નાશ કીધો ને અહલ્યાને પણ શાપ દીધો છે. તેણે પોતાના શાપબળથી મને ષંઢ કીધો છે. તો હે દેવો! હવે હું દેવેંદ્ર પદને યોગ્ય ઠરું તેમ મહર્ષિઓ સહિત તમો સર્વે મને સફલ કરો, અંડ આપો."[૨-૪] એમ બોલી ગૌતમઋષિની સાથે વૈર બાંધવાના સર્વ વૃત્તાંતથી તેઓને જાણીતા કરી, પછી પોતાની ગયેલી ઇંદ્રિય પાછી મેળવવા માટે તેમને કહ્યું ત્યારે વાયુ, અગ્નિ ઇત્યાદિ સર્વ દેવતાઓ મળી, પિતૃદેવની પાસે ગયા.[૫] તેમને અગ્નિએ આ વાત નિવેદન કરી, પિતૃદેવને કહ્યું: "આ મેંઢાનાં વૃષણ ઇંદ્રને વળગાડો, એટલે તેનું કાર્ય થશે અને આ મેષના વૃષણ જવા છતાં તે સંયોગ કરી શકશે; અને જે કોઇ આવા મેષનું યજ્ઞમાં તને બલિદાન દેશે, તે અક્ષયને અપાર

* અંડકોષ.

ફળ પામશે."૬-૭ આવું અગ્નિનું વચન સાંભળી, તેણે એક મેષ ( મેંઢા ) ના વૃષણ કાપીને ઇંદ્રને અનુસંધાન કીધા;૮ તેથી પ્રસન્ન થઇ, ઇંદ્રે તે દિવસથી પિતૃદેવને યજ્ઞ સમયે વૃષણ વગરનો મેષ, બળિદાનમાં આપવો એવું ઠરાવ્યું. ત્યારથી હે વત્સ ! પિતૃદેવને પ્રસન્ન કરવા માટે યજ્ઞમાં મેષનું બળિદાન અપાય છે; અને હે રાઘવ ! મહાત્મા ગૌતમના તપના પ્રભાવથી તે દિવસથી ઇંદ્ર મેષવૃષણ કહેવાય છે.૯-૧૦

ઉપરનો સર્વ વૃત્તાંત સાંભળીને સર્વ ઋષિઓ તથા રામલક્ષ્મણને તે આશ્રમ જોવાની ઇચ્છા થઈ. વિશ્વામિત્રે કહ્યું: "ચાલો, આપણે તે આશ્રમમાં જઇએ ને તું મહાભાગ્યવતીદેવરૂપિણી અહલ્યાને શાપમાંથી મુક્ત કર."૧૧ મુનિનાં એવાં વચન સાંભળી રામ, લક્ષ્મણ સહિત સઘળા આશ્રમમાં પેઠા.૧૨ ગૌતમ મુનિને આશ્રમ છોડી તપ કરવા ગયે ઘણાં વર્ષો થઇ ગયાં હતાં, તેથી જો કે તેમાં સઘળું અવ્યવસ્થિત થઇ ગયું હતું, છતાં સ્વાભાવિક લીલા, પૂર્ણપણે તેમાં પોતાનું રાજ્ય ચલાવી રહી હતી. સર્વત્ર સુંદર વૃક્ષલતાઓથી આશ્રમ ગુંથાઇ ગયો હતો; જીવજંતુઓએ જ્યાં ત્યાં પોતાનાં રહેઠાણો કરી દીધાં હતાં, ને માર્ગોપર, બેઠકોમાં અને જળાશયોમાં જ્યાં ત્યાં ખાડા ટેકરા, ઘાસના જાળાં તથા વૃક્ષો ઊગી સઘળું વિરૂપ થઈ રહ્યું હતું. તેથી સંભાળથી ચાલતા અને વળી વચ્ચે વચ્ચે વૃક્ષોપર બેઠેલાં સુંદર પક્ષીઓના મધુર શબ્દો સાંભળવાની ઇચ્છાથી ઉંચે જોઈ પગલાં ભરતા, સૌ રાજકુંવરોની સાથે ચાલતા હતા. એવામાં એક આશ્ચર્ય થયું. જેનાં ફળ ફૂલોનો કોઈ પણ મનુષ્ય ઉપભોગ કરતું નથી તથા જેનાપર કોઇપણ રખવાળ નથી, એવાં સ્વાભાવિક સુંદર વૃક્ષોપર રહી, ઇચ્છામાં આવે તેવાં મીઠાં ફળોનો આહાર કરી, આનંદમાં રહેનારી મસ્તાની કોકિલાએ એક ઉંચા આંબાના ઝાડપર બેસી ઘણા હર્ષભેર ટહુકો કર્યો. જે સાંભળી પ્રભુ પુરુષોત્તમ રામનું ચિત્ત તેની તરફ ખેંચાયું ને "અહો ! આ કોયલનો સ્વર કેવો મનોહર છે ?" એમ બોલી ઊંચી દૃષ્ટિ કરી ચાલવા ગયા, તેવો જ તેમનો પગ માર્ગની બાજુએ ભસ્મના ઢગલામાં પડેલી એક પથ્થરની શિલા સાથે અથડાયો. એથી તરત ખંચાઇને તે આઘા ખસી માર્ગપર આવવા જાય છે, એટલામાં તો તે શિલા એકાએક ઊભી થવાથી ચારે કોર રાખના ગોટેગોટ ઊડી અંધારા સરખું થઈ રહ્યું. ગૌતમ મુનિનાં વચનનું સ્મરણ કરતી, તેમાંથી, બ્રહ્માએ ઘણા પ્રયત્નથી ઉત્પન્ન કરેલી એવી એક અત્યંત રૂપનિધાન પૂર્ણ ચંદ્ર સમાન કાંતિવાળી તેજસ્વી સ્ત્રી પ્રકટ થઇ, ને "મને ધન્ય છે, હું કૃતાર્થ છું, કે આજે હું મનુષ્યવેશે પધારેલા રાઘવનાં દર્શન તથા ચરણસ્પર્શને પામી," એમ પરમ હર્ષયુક્ત મંજુલ સ્વરે બોલતી હાથ જોડી, રામનાં ચરણમાં પડી.૧૩-૧૭

આ જોઇ સર્વ આશ્ચર્યચકિત થઇ ગયા. સર્વ એકી ટસે તેણી તરફ જોવા લાગ્યા કે આ સ્ત્રી તે કોણ અને ક્યાંથી આવી? એટલામાં આકાશમાં જયજયકારનો ઘોસ થવા લાગ્યો, દુંદુભિ વાગવા લાગ્યાં ને શ્રીહરિ ( રામ ) ઉપર દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થઈ; ગંધર્વ તથા અપ્સરાઓ ગાન કરવા લાગ્યાં.૧૮-૧૯ હજુ સૂધી સર્વના મનમાં અચંબો જ હતો, કે આ તે કોણ હશે? પણ પછી વિશ્વામિત્રે તે સ્ત્રીને કહ્યું: "હે સાધ્વિ ! હે ઋષિપત્ની અહલ્યા ! તારું કલ્યાણ થાઓ; હવે તું ભગવાનનાં ચરણસ્પર્શને લીધે દારુણ શાપથી છૂટી છે;" ત્યારે સૌ જાણી ગયા કે, આ સ્ત્રી તે ગૌતમ ઋષિના શાપથી શિલા થઇ પડેલી અહલ્યા જ છે. આવી રીતે તેઓ સૌ આશ્ચર્યમગ્ન થઇ ઉભા છે, એટલામાં યોગબળવડે કરીને પોતાના આશ્રમમાં ભગવાનનું પધારવું જાણી, ગૌતમ મુનિ પણ તપમાંથી ઉઠી ત્યાં આવ્યા. એટલે ઘણા કાળની વિયોગી અહલ્યા તેમને અતિ પ્રેમ સહિત મળી. બંને પતિપત્નીએ સાથે મળી, ઘણાક દિવ્ય ઉપચારોથી રામની પૂજા કરી સત્કાર કીધો. પછી થોડીક વારે આ પ્રવાસી ઋષિમંડળ ગૌતમ મુનિની આજ્ઞા લઇ રામ સહિત ત્યાંથી મિથિલા પુરી પ્રત્યે ચાલી નીકળ્યું.૨૦-૨૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ.**

# સીતાસ્વયંવર.

## સર્ગ ૫૦ મો.

### જનકપુરમાં પ્રવેશ.

ગૌતમ મુનિના આશ્રમથી બહાર નીકળ્યા તો ઇશાન કોણ ભણી થોડેક દૂર જનકપુર દેખાતું હતું. તે [તરફ સર્વે એક સામટા આનંદથી જોવા મંડી ગયા. તે આખી નગરી કંઈ વિલક્ષણ પ્રકારે શણગારેલી દેખાતી હતી. આકાશની સાથે વાત કરતાં હોય તેવાં ઉંચા, નગરમાંના સર્વ મંદિરોના શિખરોપર આવી રહેલા સુવર્ણના કળશો, બીજા અનેક સૂર્યોદય થયા હોય તેવા પ્રકાશ મારતા હતા. તે પ્રત્યેક મંદિરો ઉપર તેમ જ કિલ્લાના સઘળા બુરજો અને પ્રત્યેક માર્ગો ઉપર રોપેલી ભાત-

ભાતની રંગેબેરંગી ધ્વજાઓ તથા પતાકાઓ ફરફરી રહી હતી. જેમ જેમ તેઓ નજીક જતા ગયા, તેમ તેમ અનેક દેશાંતરોથી જનકના યજ્ઞપ્રસંગે આવતા રાજાઓ પોતાનાં સૈન્યો તથા વાહનો સાથે નગરમાં પ્રવેશ કરતા હતા. તેના ભભકા ભરેલા શબ્દોનો કોલાહલ સંભળાતો હતો. નગરમાંનાં સર્વ દેવાલયો તેમ જ કિલ્લાના નાના મોટા સર્વ દરવાજાઓ ઉપર આવેલાં કડકડ ઝાંઘડધીં, કડકડ ઝાંઘડધીં થતાં નગારખાંનાંઓ તથા કોશોના કોશો સૂધી સંભળાતા લાંબા તથા મનોહર શબ્દોવાળી નોબતો, વગેરે જનકરાયના નિર્મળ યશ ગાઈ રહી હતી. યજ્ઞપ્રસંગે આવેલા અનેક દેશાંતરનિવાસી બ્રાહ્મણોના અગ્નિહોત્રોમાં હોમાયેલી આહૂતિઓનો તથા નગરમાં સર્વ સ્થળે કરેલા નાના પ્રકારના સૌગંધિક ધૂપોનો ધૂમાડો આકાશમાં વાદળાંની પેઠે છવાઇ રહ્યો હતો.] એવી અનેક પ્રકારની અપ્રતિમ શોભા નિરખતાં વિશ્વામિત્રે સર્વ ઋષિમંડળ તથા રામ લક્ષ્મણ સહિત આનંદપૂર્વક મિથિલા પુરીમાં પ્રવેશ કર્યો.[૧]

રામ તથા લક્ષ્મણે મુનિ વિશ્વામિત્ર પ્રત્યે કહ્યું: "હે બ્રહ્મન્! જનકરાયના યજ્ઞનો સમારંભ ઘણો દબદબાવાળો છે;[૨] અને નિરનિરાળા દેશોમાં વસતા અનેક બ્રાહ્મણો જે જૂદા જૂદા વેદો જાણે છે, તેઓ પણ આ યજ્ઞ પ્રત્યે આવ્યા છે;[૩] અને તપસ્વીઓને માટે હજારો રથો જાય છે. હે બ્રહ્મદેવ! તું કોઇ એકાંતિક સ્થળે ઉતારાની ગોઠવણ કર."[૪] વિદેશોમાંથી આવનાર પરોણાઓને યોગ્ય આવકાર આપી, તેમને ઘટે તેવા ઉતારા આપવા માટે રાજાના કાર્યભારીઓ નગરદ્વાર (પોળ) આગળ ઉભેલા જ હતા. તેણે આ પુણ્યસમૂહને મોટા જયઘોષથી વધાવી લીધો ને લાગલા ત્યાંથી એક સુંદર જલાશય તથા ઉત્તમ વૃક્ષોવાળી એકાંત વાટિકામાં લઇ જઈ, તેમાંના મહેલમાં તેમને ઉતારો આપ્યો.[૫] જનકરાયને વિશ્વામિત્ર પધાર્યા છે એમ જાણ થવાથી, તુરત તે વિવિધ પ્રકારની પૂજા સામગ્રી લઈ પોતાના પુરોહિત શતાનંદ સાથે ત્યાં આવ્યો[૬] ને રાજા જનકે વિશ્વામિત્ર આદિ સર્વ ઋષિઓની અર્ઘ્યપાદ્યાદિકથી યથાવિધિ પૂજા કરી,[૭] પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા. પછી તેમની સાથેનાં અગ્નિહોત્રોનાં સાહિત્યો વગેરે સરસામાનને ઠેકાણાસર મૂકાવી, એ સર્વે મુનિઓને લઇને જનકરાય પોતાના યજ્ઞવાટમાં,* જ્યાં યજ્ઞનો મંડપ રચેલો હતો ત્યાં ગયા.[૮] મંડપની અનુપમ રચના નિરખી આનંદ પામતા સૌ અંદર પેઠા. ત્યાં એક વિશાળ સભાસ્થાન રચેલું હતું. તેના મધ્ય ભાગમાં સ્થાપેલા ભવ્ય સિંહાસનપર જનયકરાયે વિશ્વામિત્ર ઋષિને બેસાડ્યા અને બાકીના સર્વ ઋષિઓ તેમ જ રાજા અને તેના સઘળા પુરોહિતો, એ વગેરે સૌ વિશ્વામિત્રના સિહાસનની ફરતા યોગ્ય આસનોપર બેસી ગયા.[૯-૧૨] પરંતુ પેલી સૂર્ય ચંદ્રસમાન તેજસ્વી બંને ભાઈઓની પ્રેમી જોડી તો સદાની પેઠે વિશ્વામિત્ર ઋષિના સિંહાસનની બંને બાજુએ વેંહેંચાઈ, તેની સેવામાં તત્પર થઈ ઉભી જ રહી. પછી જનકરાયે કૃતાંજલિ કરી વિશ્વામિત્રને કહ્યું: "હે ઋષિરાજ! આ સર્વ મુનિગણસહિત તેં મારા યજ્ઞસ્થાન પ્રત્યે પધારીને મને કૃતાર્થ કીધો છે; તથા મારી યજ્ઞસમૃદ્ધિને સફળ કરી છે.[૧૩] તેં આવડો મોટો અનુગ્રહ કરી મને દર્શન આપી પાવન કીધો છે, તેથી મારાં ભાગ્યને હું ધન્યવાદ આપું છું. હે મુનીશ્વર! મેં યજ્ઞની દીક્ષા લીધી છે ને હવે બાર દિવસ પછી યજ્ઞારંભ થશે, એટલે તેમાં બળિદાન લેવા સારુ આવનારા સર્વ દેવતાઓને તું જોશે."[૧૪-૧૫]

એમ કેટલીક વાતચિત થયા પછી વિશ્વામિત્રે પોતાની સાથેના ઋષિઓની જનકને ઓળખાણ કરાવી; તે વખતે તેની બંને બાજુએ ઉભેલી ગૌર શ્યામ મૂર્તિઓ, કે જેની છટાથી મોહિત થઈ તે કોણ છે, તે જાણવાને માટે જનક ક્યારનો આતુર થઇ રહ્યો હતો, તેની તરફ આંગળી કરી તેણે વિશ્વામિત્રને પૂછ્યું: "હે ભગવન્! એ તો સઘળું મેં તારી કૃપાથી જાણ્યું, પરંતુ આ તારી બંને બાજુએ ઉભેલા દેવતા સરખા પરાક્રમી,[૧૬-૧૭] અશ્વિનીકુમારો સરખા સ્વરૂપવાન્ અને નવયૌવન, ગજ સરખી ગતિવાળા, સિંહ કે વૃષભની ઉપમા જેવા શૂરવીર,[૧૮] મહાતેજસ્વી, અને અનેક પ્રકારનાં આયુધો ધારણ કરેલાં હોવાથી, જાણે ખરેખર દેવતાઓ જ સ્વર્ગમાંથી પૃથ્વીપર ઉતરી આવ્યા હોયની શું એવા લાગે છે તે સૂર્ય તથા ચંદ્ર સમાન સુન્દર કુમારો, કોણ છે? તેઓ કયાં ભાગ્યશાળી માતાપિતાનાં સંતાન છે? અહીં શા કારણે તેમનું આવવું થયું છે? તે બંને વીરો કે જે રૂપમાં, શીલમાં તથા પ્રમાણમાં સમાન છે, તેનું ચરિત્ર યથાર્થ મને કહે."[૧૯-૨૧] એ સાંભળી ઋષિએ પ્રત્યુત્તર દીધું: "હે રાજન્! આ બંને રાજકુમારો, જે મને પ્રાણ કરતાં પણ અધિક પ્યારા છે, તેઓ સૂર્યવંશી મહાત્મા દશરથરાયના પુત્ર છે;[૨૨] ને મારા શિષ્યો હોવાથી મારી સાથે આ તારો ધનુર્યાગ જોવા માટે હુ તેમને અહીં તેડી લાવ્યો છું." પછી પોતે

---

* યજ્ઞ માટે રોકવામાં આવેલો વાડો.

તેમને દશરથ પાસેથી યજ્ઞરક્ષણ માટે સિદ્ધાશ્રમમાં તેડી લાવ્યા. માર્ગમાં રામે તાટકા તથા બીજા ઘણાક રાક્ષસોનો વધ કરચો, અને વિશાળાપુરી થઈને ગૌતમ મુનિના આશ્રમે આવી અહલ્યાનો ઉદ્ધાર કરચો, એ વગેરે રામભદ્ર સંબંધી સર્વ વૃત્તાંત જનકરાયને કહી મહામુનિ વિશ્વામિત્ર વિરામ પામ્યો.૨૩-૨૫

[આમ પરસ્પર સૌ વાતચિત કરી રહ્યા છે, એવામાં ત્યાં બેઠેલા વિશ્વામિત્ર આદિ મુનિઓ અને રામ લક્ષ્મણ વગેરેની દૃષ્ટિએ યજ્ઞમંડપની સામી બાજુએ આવેલો એક ઘણો જ વિસ્તીર્ણ મંડપ દેખાયો. ત્યારે તેઓ માંહોમાંહે કહેવા લાગ્યાઃ "આમ જુઓ તો ખરા, પેલું શું દેખાય છે? એ મોટી મોટી સોનેરી ધ્વજાઓ તથા તોરણોવાળું ભવ્ય સ્થાન શાને માટે હશે?" આમ તેઓને એક બીજાસાથે પૂછતા સાંભળી, જનકે કહ્યું: "હે ઋષિઓ! એ તમોને દેખાય છે, તે એક વિશાળ મંડપ છે; જે મેં, તમારી પ્રિય પુત્રી સીતાના સ્વયંવર માટે તૈયાર કરાવ્યો છે. આ મારો યજ્ઞ સંપૂર્ણ થઇ રહ્યા બાદ, ત્યાં આગળ સર્વ દેશના રાજાઓ એકત્ર થશે ને તેઓમાંથી જે પરાક્રમી વીર મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરશે, તેને હું મારી પુત્રી પરણાવીશ. મારે ત્યાં મારા પૂર્વજોના વખતનું એક અદ્ભુત પરાક્રમવાળું ધનુષ છે, કે જેને પૃથ્વીપરથી ઉપાડી ઉંચું કરવું, ને તેનામાં કેટલું વજન છે, એની માત્ર તુલના જ કરવી, એ ગમે તેવા વિરલા પુરુષથી પણ ન થઈ શકે તેવું છે. છતાં એ ધનુષને ઉપાડી તેની પ્રત્યંચા પોતાને હાથે ચઢાવીને જે પુરુષ તેને યુદ્ધ વખતે બાણ મારવા માટે ઉપયોગમાં લઇ શકે, તેને મારે સીતા પરણાવવી, એવી મારી પ્રતિજ્ઞા છે. કારણ કે, દેવપૂજાના સ્થાનમાં પડેલા એ કોદંડની સીતા પૂજા કરે છે, ત્યારે એક હાથે તેને ઉંચકી, ગંધ પુષ્પાદિ ઉપચારોથી સુશોભિત કરીને કંઇ પણ શ્રમ વગર જ્યાંનું ત્યાં પાછું મૂકી દે છે. માટે એ કન્યાનો પતિએ ચાપને આરોહણ કરી શકે, એવો વીર્યવાન્ પુરુષ જ હોવો જોઇએ, એમ ધારીને મેં એનો સ્વયંવર કરવાની પ્રતિજ્ઞા લીધી છે." એટલું કહી જનકરાય છાના રહ્યા, એટલે તુરત વિશ્વામિત્ર ઉભા થયા ને સભા વિસર્જન કરીને જનકરાયની આજ્ઞા લઈ ઋષિસમૂહ સાથે ઉતારા ભણી ગયા.]

### જનકપુર અવલોકન. *

બીજે દિવસે પ્રાતઃકાળે સર્વે પોતપોતાનાં નિત્ય કર્મ કરી રહ્યા, ત્યારે રામ લક્ષ્મણ બે ભ્રાતાઓએ પણ સ્નાન સંધ્યાદિ કરી, પવિત્ર થઈ, ઉત્તમ પ્રકારના વસ્ત્રાલંકારો ધારણ કીધા, ને વિશ્વામિત્રને નમન કરી જણાવ્યું: "ગુરુદેવ! આપની આજ્ઞા હોય તો આ ધર્મપુરી સમાન કહેવાતી મિથિલાપુરી જોવાની અમારી ઇચ્છા છે, તે જોઈ આવીએ." ત્યારે ઋષિએ કહ્યું: "એ વાતે હું પ્રસન્ન છું. પરંતુ તમો અજાણ્યા છો, માટે તમને ફરીને આખા નગરની રચના દેખાડવા સારુ હું રાજપુરોહિતને બોલાવું છું, તેની સાથે જાઓ."

રાજાના અનુચરો મુનિને ઉતારે તેની આગતાસ્વાગતા માટે તૈયાર જ હતા; તેમાંના કોઇની સાથે ઋષિએ કહાવી મોકલવાથી, રાજાએ પોતાના શતાનન્દ નામના પુરોહિતને મોકલ્યો. ગુરુની આજ્ઞા લઈ તેની સાથે બંને કામસમાન ફૂટડા રાજકુમારો નગર જોવા માટે ચાલ્યા. એક તો યજ્ઞસમારંભ અને બીજો મહાદેવી સીતાનો સ્વયંવર એ બંને બાબતો એકઠી મળવાથી નગરની શોભાનું શું કહેવું? જે જે શેરી કે પોળની અંદર થઈ તેઓ નીકળે છે, તે તે શેરીનાં સામસામાં આવી રહેલાં ઇંદ્રભવન સમાન પ્રત્યેક મંદિરો, ભોંયતળીએથી તે છેક સાતમા માળ સૂધી એક સરખી રીતે શણગારેલાં છે; તેની ચારે બાજુએ સુંદર પુષ્પવાટિકાઓ આવી રહેલી છે; આંગણામાં સુંદરીઓએ નાના પ્રકારની રંગોળીઓ પૂરેલી છે; દ્વારોપર સુંદર જરીનાં ભરેલાં, તેમ જ આસોપાલવ વગેરે વનસ્પતિનાં મંગળતોરણો લટકી રહ્યાં છે; ઝરુખાઓમાં, તેમ જ બારી અટારીઓમાં નવયૌવન સ્ત્રી પુરુષો ભાત ભાતના શોભતા શણગાર સજી આનંદમગ્ન થઈ જનકરાયની કીર્તિ ગાઈ રહ્યાં છે ને ઠારોઠાર મંગળ ધૂપો બેહેકી રહ્યા છે. વળી માર્ગોપર જળનો છંટકાવ, તેની બંને કોરણોપર આવેલાં વૃક્ષોનાં આપોઆપ ખરી પડેલાં પુષ્પોનો ગરકાવ, બે બાજુએ ફરકી રહેલી રંગબેરંગી પાતાકાઓનો લેહેકાવ, એ વગેરેથી માર્ગો બહુ જ શોભી રહ્યા છે. વળી તેપર હર્ષભેર ચાલતાં અને સુંદર વસ્ત્રાલંકારો, ચંદન, પુષ્પની માળાઓ વગેરે ધારણ કરેલાં તેજસ્વી સ્ત્રી પુરુષોથી, સુવર્ણના સાજવાળા હાથી અને ઘોડાઓથી તથા મ્યાના, પાલખી ને રથ ઇત્યાદિ વાહનોથી, તે માર્ગો બહુ સાંકડા લાગવા છતાં અત્યંત શોભિતા દેખાય છે.

એ સઘળી રચના જોતાં જોતાં ગલી કુંચીઓ, રાજમાર્ગો અને ચૌટાઓમાં થઈ રામ લક્ષ્મણ શતાનંદની સાથે ચાલ્યા જાય છે. તે વખતે માર્ગોમાં, તેમ જ ચકલે ચકલે સ્ત્રી પુરુષનાં ટોળેટોળાં મળી સીતાના સ્વયંવરની જ વાર્તા કરી રહ્યાં છે. કોઈ કહે છેઃ રાજાએ તો કેવળ અશક્ય વાતનું પણ લીધું છેઃ એ શિવધનુષને આરોપણ કરવાને આજ કોણ સમર્થ છે? ઘણાક બળવાન્ રાજાઓ અત્યાર સૂધીમાં પોતાની મામ મૂકી ચાલ્યા ગયા છે." ત્યારે કોઈ કહે છે: "અરે, શું પૃથ્વી નિર્વીર થઈ છે કે? કોઈ ને કોઈ પરાક્રમી નર નીકળી આવશે." ત્યારે વળી કોઈ કોઈ એમ પણ કહી રહ્યા છે: "જોઇએ તો

* આ વર્ણન વાલ્મીકિ રામાયણમાં નથી. ક્ષેપક છે.

ખરા, કે સાક્ષાત્ મહાલક્ષ્મી સ્વરૂપ સીતાએ આરોપેલી વિજયમાળા પહેરવાને કયો નર ભાગ્યશાળી થાય છે?" આમ જ્યાં જ્યાં વાતો થઈ રહી હોય છે, ત્યાં ત્યાં રઘુકુળદીપક રામ ને લક્ષ્મણ ફરતા ફરતા જઈ પહોંચે છે, એટલે લોકો સર્વ વાત પડતી મૂકી એકાએક સાનન્દાશ્ચર્યથી તેની તરફ જ નિહાળવા મંડી જાય છે. કોઈ કોઈ સખીઓ તો રામને જોઈ માંહોમાંહે એમ જ બોલવા લાગી જાય છે કે, "બ્હેન! જો તો ખરી, આ શ્યામ સુંદર મનમોહન સ્વરૂપવાળા કુંવરો કોના હશે? આપણી સીતાને તો એ શ્યામસુંદર વર જ જોઇએ. રાજાને શી મતિ સૂઝી, કે તેણે સીતાનો સ્વયંવર કરવાનું પણ લીધું! અરે! આ બાળકોનું સ્વરૂપ તો જુઓ! અહો! કામદેવને પણ લજાવે તેવાં તેમનાં મુખારવિન્દ કેવાં પ્રકાશી રહ્યાં છે! વાહ! કેવી લટકંતી તેની ચાલ છે. સખિ! મારી ઉમ્મરમાં તો મેં આવી મનોહર છબી કદી નિરખી નથી. ધન્ય છે એમની ભાગ્યવતી માતાને, કે જેણે આવાં અનુપમ પુત્રરત્નોને જન્મ આપ્યો છે. બહેન! હું તો ભગવંતને એ જ પ્રાર્થના કરું છું કે, આપણી રાજપુત્રી સીતાને આ સુંદર વરની સાથે જ પરણાવવાની જનકરાયની મતિ હજો."

આવા અનેક હર્ષોત્કંઠના ઉદ્ગારો સાંભળતા, નવી નવી રચના જોતા રામલક્ષ્મણ ચાલ્યા જાય છે, તે વખતે ઝરુખાઓમાંથી સ્ત્રીઓ મોહિત થઈ પુષ્પના ખોબલાઓથી તેમને વધાવે છે. તેઓ ચાલ્યા જતા, જ્યાંસૂધી નજરે પડે છે ત્યાંસૂધી, સ્ત્રી પુરુષો હર્ષભેર બારીઓમાંથી ડોકાં કાઢી એકી નજરે જોયા કરે છે. એવી રીતે માર્ગમાં જે જે મહાલયો, મંદિરો વગેરે આવતાં જાય છે, તેની ઓળખાણ આપતા શતાનંદ રુડે પ્રકારે રાઘવોને તેનું અવલોકન કરાવે છે.

એમ જોતાં જોતાં નગરમાંનાં અનેક ચૌટાંઓ, રાજમાર્ગો, મહેલો, સભાસ્થાનો, વિલાસમંદિરો, ધર્મસ્થાનો, વિદ્યાશાળાઓ, યજ્ઞશાળાઓ, અગ્નિહોત્રસ્થાનો, અશ્વ, ગજ વગેરે વાહનશાળાઓ ઇત્યાદિ ઘણાંક સ્થળોનું અવલોકન કરતા, તેઓ શહેરના મધ્ય ભાગ આગળ જઈ પહોંચ્યા. વચ્ચોવચ એક વિશાળ ચોગાન આવેલું હતું, જેની દશે દિશાએથી અનેક મોટા રાજમાર્ગો નીકળતા હતા. તેની બરોબર મધ્યમાં જાણે કોઈ મોટો પહાડ હોયની; તેવું એક ઉત્તમ પ્રકારનાં રત્નોથી શણગારેલું સુવર્ણમય મંદિર તેમણે જોયું. આ મંદિરની શોભા વર્ણવવી જ દુર્લભ છે. અને ઉપરાઉપરી અગિયાર માળ હોવાથી તે એટલું બધું ઉંચું હતું કે, તેના ઝરુખા અને બારીઓમાંથી આખા જનકપુરની રચના દૃષ્ટિએ પડતી હતી. તેની આસપાસ ચારે દિશાએ એક અતિ સુંદર બગીચો આવી રહેલો હતો, જેની અંદર ભાતભાતનાં પુષ્પવૃક્ષો, ફુવારાઓ ને ચારેકોર ફરતી સુવર્ણની બેઠકો રચેલી હતી. પ્રાતઃકાળના ચાલતા હોવાથી રાજપુત્રોને શ્રમ થયો હશે એમ જાણી, શતાનન્દ તેમને તે બગીચામાં લઈ ગયો; અને એક સુંદર દ્રાક્ષના મંડપ નીચે જઈ, વિશ્રામાર્થે તેઓ તે અદ્દ્ભુત મંદિરની રચના જોતા બેઠા. થોડીકવાર થઈ નહિ, એટલામાં ત્યાં એક કૌતુક બન્યું. તેમની બેઠકની બરોબર સામે જ તે મંદિરના ત્રીજા માળનો એક ઉત્તમ ઝરુખો આવ્યો હતો, જેમાં એક અતિ અદ્દ્ભુત સૌન્દર્યવાળી નવયૌવન બાળા, પોતાની બે ત્રણ સખીઓ સાથે બગીચામાં નજર કરતી ઉભી હતી. તેની દૃષ્ટિએ રામની મદન મોહનમૂર્ત્તિ પડી. તુરત જ એનું નવીન કમળ સમાન મુખ, જાણે રામરૂપ સૂર્યને જોઈ હર્ષ અને પ્રેમથી વિકાશ પામ્યું હોય તેવું થઈ રહ્યું. તે પોતાની સખીઓને આ સુંદર મૂર્ત્તિ દેખાડતી, લજવાતી, પણ ગુપ્તપણે શ્રદ્ધાપૂર્વક તેનાં વખાણ કરતી ઊભી હતી. એવામાં રામની દૃષ્ટિ તે ઝરુખાપર પડી. લક્ષ્મી ને વિષ્ણુની નજર એકત્ર થઈ. કોટિ કામદેવને પણ મોહ પમાડનાર રામભદ્રનો નયન કટાક્ષ પડતાં એ બાળા તુરત શુદ્ધિહીન થઈ પડી. એ જોઈ તેની સખીઓ, આ શું આશ્ચર્ય! બાઈ બાઈ! આ તમને શું થઈ ગયું? એમ બોલતી તેને અંદરના ભાગમાં લઈ ગઈ. આ વાતની લક્ષ્મણ તથા શતાનંદને કશી ખબર પડી નહિ; કેમ કે તેમની નજર બીજી શોભા નિરખવામાં હતી.

મધ્યાહ્ન થવા આવ્યા હતા ને ભોજન સમય થવાની તૈયારી હતી તેથી તેઓ ત્યાંથી તુરત ઉઠ્યા, ને શહેર જોવું બીજા દિવસપર મુલતવી રાખી ઉતારા ભણી ચાલવા માંડ્યું. માર્ગમાં રામભદ્રે પૂછ્યું: "હે દ્વિજવર શતાનંદ! એ અતિ ભવ્ય મંદિર કોનું હતું?" "એ તો રાજમહાલય છે, રાજતનય!" શતાનંદે કહ્યું. "અને ત્યાં નિરંતર જનકરાયનું આખું કુટુંબ રહે છે." એ સાંભળી રામભદ્ર, ઉપરના કૌતુકનો ભેદ સમજી ગયો. તે વિચાર કરવા લાગ્યો કે, એ ઝરુખામાંથી જોનાર નવયૌવના તે રાજકુમારી સીતા જ હશે. પછી બંને કુંવરોને વિશ્વામિત્ર ઋષિ પાસે મૂકી શતાનંદ ઘેર ગયા.

બીજે દિવસે પ્રાતઃકાળે તૈયાર થઈ, કુંવરો શતાનંદની વાટ જોઈ ગુરુસેવા કરવા બેઠા હતા, એટલામાં શતાનંદ ત્યાં આવ્યો. પછી ગુરુની આજ્ઞા લઈ, એ ત્રણ જણે તથા કેટલીક ઋષિમંડલી મળી નગર નિરખવા ચાલ્યા.(કારણ કે, રામે ઉતારે આવી, નગરની સોભાનું વર્ણન કરવાથી સૌની તે નગર જોવાની ઇચ્છા થઈ હતી). પૂર્વ દિવસે ગયા, તે જ માર્ગે રાજમંદિર આગળ થઈ તેઓ નીકળ્યા, ને બાકી રહેલી નગરી જોતા જોતા છેક શહેર બહાર આવેલી સુંદર વાટિકાઓ આગળ આવી પહોંચ્યા. પૂર્વ દિવસનો ચટકો મનમાં લાગી જ રહેલો હતો, તેથી આજ પણ રાજકુમારી તે શ્યામમૂર્ત્તિનાં દર્શન કરવાની લાલસાથી તે માર્ગપર દૃષ્ટિ કરી ઝરુખામાં ટાંપી જ રહી હતી. જનક કન્યાએ, રામને ત્યાં થઈ નીકળતા જોયા; એટલે આજે તે ક્યાં જાય છે, તે જોવા માટે તેણે, છેક ઉપરને માળે ચઢી, ઘણી વાર સૂધી જોયા કીધું. તેઓ રાજાની વિલાસવાટિકાઓ આગળ જઈ પહોંચ્યા, અને હવે

ત્યાં ત્રીજી વાર રોકાશે (કારણ કે, ત્યાંથી આગળ તો ઉપવન જ હતું, એટલે કંઈ જોવા જેવું ન હોતું) એમ ધારી, સીતાએ તુરત પોતાની ધણીક સખીઓને તૈયાર કીધી; ને સુખપાલોમાં બેસી, સ્નાનાદિ કરવાને તથા રમવાને બહાને માતુશ્રી પાસેથી આજ્ઞા લઈ તે વાડીઓ તરફ ચાલવા માંડ્યું.

તે સુંદર વાટિકાઓની અંદરનાં અપ્રતિમ શોભાવાળાં વૃક્ષો તથા લતાઓ, સ્વચ્છ જળથી ભરેલાં સરોવરો, તેમાં ખીલી નીકળેલાં કમળો, તેપર ગુંજારવ કરતા ભ્રમરો અને કિનારે કલ્લોલ કરી રહેલા રાજહંસ, સારસ ઇત્યાદિ વિહંગમો, એ વગેરેની અનુપમ શોભા નિરખતા ઋષિમંડળ સહિત રાજકુમારો ફરતા હતા, એટલામાં એક શીતળ વૃક્ષની ઘટા નીચે સહુ વિશ્રામ લેવા બેઠા. પરંતુ રામ તો નાનાપ્રકારનાં સૌગન્ધિક પુષ્પો વીણતો આમ તેમ લતાઓમાં આનંદભેર વિચરતો હતો. ફરતાં ફરતાં તે પોતાની મંડળીથી દૂર નીકળી ગયો, કે જ્યાં તે રાજકુમારી પોતાની સખીઓ સહિત આવી ક્રીડા કરતી હતી. છેટેથી બાળાઓનો સમૂહ જોઇ રામ ત્યાંથી પાછો ફરી ગયો ખરો, પરંતુ બીજી કોઇ કન્યાની નજરે ન પડતાં, રાજપુત્રીએ તેનો મુકુટ દેખ્યો અને મનમાં એ જ ચિન્તવન કરવા લાગી કે સ્વયંવર સાથમાં એ દિવ્ય રાજકુંવરને ધનુષની પણુચ ચઢાવવાની શક્તિ ઇશ્વર આપે; અને પછી વિવેક ધરી સખી મંડળમાં ભળી રાજભવનમાં ચાલી ગઈ.

લક્ષ્મી તથા ભગવાનનો આ રીતનો દૃષ્ટિમિલાપ–તારા મૈત્રક પૂરો થતાંજ વિવેકીઓ છૂટા પડ્યાં અને રામ પણ તુરતજ પોતાની મંડળીને આવી મળ્યો. સૌએ ઉતારા તરફ ચાલવા માંડ્યું. માર્ગમાં સૌ જૂદા જૂદા વિષયોપર વાતો કરતા ચાલ્યા આવતા હતા, એવામાં કંઇ પ્રસંગોપાત વાત નીકળી તેમાં શતાનંદે કહ્યું: "હે દશરથપુત્ર રામ! તું પૂર્ણ ભાગ્યશાળી છે કે જેથી વિશ્વામિત્ર જેવા મહર્ષિ તારા ગુરુ, તેમ જ સહાયકારી છે. અહો! ધન્ય છે એ વિશ્વામિત્રને કે જે પૂર્વે એક પ્રતાપી રાજકર્ત્તા છતાં સ્વપરાક્રમથી મેળવેલા સર્વોત્કૃષ્ટ બ્રહ્મત્વને પામી આજે મહાન્ બ્રહ્મર્ષિ થયા છે. એ સાંભળી રામને બહુ આશ્ચર્ય થવાથી તે બોલી ઉઠયો: "હેં! એ તમે શું કહ્યું? શું વિશ્વામિત્ર ઋષિ પૂર્વાશ્રમમાં રાજા હતા? તે વળી કેવી રીતે? એ અમને કૃપા કરી કહી સંભળાવ." "રાજપુત્ર!" શતાનંદે કહ્યું. "એ ઇતિહાસ ઘણો લાંબો છે, ને આજે તો આપણને સમય થઈ ગયો છે, માટે આવતી કાલે રાજસભામાં એ હું તને સવિસ્તર સભળાવીશ." એટલામાં ઉતારો આવી ગયો તેથી શતાનંદ પુરોહિત ત્યાંથી છૂટો પડી પોતાને ઘેર ગયો અને રામ લક્ષ્મણ ગુરુ સેવામાં દાખલ થયા.

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પચાસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૧ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર ૧

[બીજે દિવસ પ્રાતઃકાળે રાજાના અનુચરો, બોલાવવા આવ્યાથી સર્વ મુનિમંડળ સહિત વિશ્વામિત્ર રાજસભામાં ગયા. ત્યાં જનકરાય એક વિશાળ મહેલમાં પોતાના મંત્રીઓ, પુરોહિતો, કારભારીઓ અને પ્રજામાંના ઘણાક સંભાવિત ગૃહસ્થોની એક વિશાળ સભા ભરી બેઠો હતો. ઋષિને આવતા જોઈ સર્વ સભા ઉભી થઇ. તે સર્વ ઋષિઓ યોગ્ય આસનોપર બેઠા બાદ સૌ બેસી ગયા. જનકરાયે અર્ઘ્ય પાદ્યાદિથી તેમની પૂજા કરી, હાથ જોડી પૂછ્યું: "હે ઋષિરાજ! હવે યજ્ઞારંભના દિવસો ટુંકડા આવતા જાય છે, માટે તેની અંદર જોઇતા બ્રાહ્મણો તથા તેઓને આપવાનાં બ્રહ્મા, ઋત્વિજ, હોતા, ઉદ્ગાતા વગેરે યોગ્ય પદો, અને એ સિવાય આરંભની તૈયારીઓ માટે આપ યોગ્ય સૂચના કરો." એ સાંભળી વિશ્વામિત્રે તે સર્વ બાબતો માટે રાજાનું સમાધાન કર્યું. તેથી રાજી થઇ સૌ બીજી આડી અવળી વાર્તામાં ગુંથાયા હતા.] ગૌતમ મુનિનો જ્યેષ્ઠ પુત્ર, શતાનંદ જે બહુ બુદ્ધિમાન્ હતો, મહા તપસ્વી હતો, ને પોતાના તપપ્રભાવથી જે મહા તેજસ્વી દીપતો હતો, તે પોતાની માતાનો શાપોદ્ધાર જાણી, પ્રસન્ન ચિત્તે રામની મૂર્તિ જોઈ છક થઈ ગયો;[૧-૨] અને જોયું કે, દાશરથી રામ લક્ષ્મણ મહામુનિ વિશ્વામિત્રના સિંહાસનની આસપાસ બેઠા હતા, તેને જોઇ, વિશ્વામિત્રને સંબોધી બોલ્યો:[૩] "હે મુનિશ્રેષ્ઠ! તને આ શિષ્યસહિત અત્રે પધારેલો જોઇ, અમારાં અંતઃકરણ હર્ષથી ઉભરાઈ જાય છે. કારણ કે, તારા પધારવાથી મારા ભાગ્યનો ઉદય થયો! મારી યશસ્વિની માતા મહત્ દુઃખમાંથી ઉદ્ધાર પામી, ને મારાં માતપિતા ગૌતમ અહલ્યાનો ઘણા કાળનો વિયોગ માત્ર રામનાં ચરણસ્પર્શથી જ મટી ગયો.[૪] પરંતુ મુનિ! એ સઘળો ઉપકાર કરવાનું માન તને ઘટે છે. અચલિત પ્રભાવવાળા, મહા તેજસ્વી, જેના કર્મનું કોઇથી ચિંતન પણ થઈ શકતું નથી એવા તથા સ્વાભાવિક રીતે જ સર્વનું હિત કરનારા રામને હું સારી રીતે જાણું છું અને હે મહાપ્રતાપી મુનિ! મારી માતાના, ઇંદ્ર સાથે થયેલા સમાગમની કથા તેં આ રામને કહી છે! અને હે કૌશિક! તારું કલ્યાણ થાઓ, મારી માતા, રામનાં દર્શન કરીશું મારા પિતાને મળી? મારા પિતાએ શ્રીરામનો સત્કાર કીધો? ને ત્યારપછી શું રામ અત્રે પધાર્યા છે? હે કુશિકપુત્ર! મારા

શાંત ચિત્તવાળા પિતાએ રામ જ્યારે ત્યાં હતા ત્યારે, તેનો સત્કાર કીધો હતો?"[૫-૯] બોલવામાં કુશળ શતાનંદનું આ રીતનું વિવેકયુક્ત બોલવું સાંભળી, મુનિ વિશ્વામિત્રે કહ્યું:[૧૦] "હે તપસ્વીમાં શ્રેષ્ઠ શતાનંદ! મેં જે કંઇ કીધું છે તે યથાર્થ નેમથી સ્મૃતિમાં હતું તે સર્વ કીધું છે; અને જેમ રેણુકા ને જમદગ્નિનો મિલાપ યશસ્વી છે, તેમ જ તારી માતા અહલ્યા ને ગૌતમનો મિલાપ યશસ્વી છે."[૧૧] મુનિનાં આવાં વચન સાંભળી શતાનંદે રામભદ્રને ઉદ્દેશી કહ્યું:[૧૨] "હે રાઘવેન્દ્ર! તારો જય જય! આ મારું મોટું ભાગ્ય છે કે, તું મહર્ષિ વિશ્વામિત્ર સાથે પધાર્યો.[૧૩] હે રામ! આ બ્રહ્મર્ષિ એવા મહામુનિ વિશ્વામિત્ર, અપ્રતિમ તપસ્વી છે. એ અચિન્ત્યકર્મા મુનિને તું જાણવા ઇચ્છે છે?[૧૪] ઓ રામ! એનું આ પૃથ્વીપર પધારવું, એ મારા ભાગ્યોદયનું કારણ છે. તારા રક્ષક મુનિ કુશિકપુત્રના તપનું બળ તથા તેને થયેલી બ્રહ્મર્ષિપણાની પ્રાપ્તિ, આજે હું તને કહું છું, તે તું સાંભળ."[૧૫-૧૬] આ ભાષણ સાંભળી આખી સભા વિશ્વામિત્રનું ચરિત્ર શ્રવણ કરવા માટે ઉત્સુક થઈ શાંત બની ગઈ.

શતાનન્દે કહ્યું-હે દશરથપુત્ર! પૂર્વે ઘણાક કાળ ઉપર આ ધર્માત્મા વિશ્વામિત્ર એક પ્રતાપી રાજ્યકર્ત્તા હતો; જેમણે શત્રુ માત્રને દમન કરી તથા પ્રજાના હિતમાં તત્પર રહી, તેનું પુત્રની પેરે પાલન કરતાં અનેક સહસ્ર વર્ષ પર્યંત, આ પૃથ્વીનું નિષ્કંટક રાજ્ય ભોગવ્યું હતું.[૧૭] એનો મૂળ પુરુષ પૃથ્વીપતિ કુશ અથવા કુશિક, કે જે પ્રજાપતિના પુત્ર હતો. તેનાથી ચોથો પુરુષ આ વિશ્વામિત્ર છે. કુશનો પુત્ર કુશનાભ, ને તેનો પુત્ર જગપ્રસિદ્ધ ગાધિરાજા: તે આ મહર્ષિના પિતા થાય.[૧૮-૧૯] રાજાએ વર્ષે, બે વર્ષે, કે ત્રણ વર્ષે, એકવાર પોતાના આખા રાજ્યમાં ફરી પ્રજાની સંભાળ લેવી જોઈએ. તે નિયમાનુસાર મહારાજા વિશ્વામિત્ર 'કોઇ સમયે હાથી, ઘોડા, રથ વગેરે વાહનોવાળી અક્ષૌહિણી' સેના સાથે લઇ, રાજ્યમાં ફરવા નીકળ્યો.[૨૦-૨૧] અનેક વન, દેશ, શહેર, નદીઓ, પર્વતો તથા ઘણાક ઋષિઓના આશ્રમોનું અનુક્રમે અવલોકન કરતો તે એક મહા વનને વિષે જઇ ચઢયો.[૨૨] [પાછળ સેના અને આગળ પોતે, એમ તે વનમાં તે ચાલ્યો જતો હતો, એવામાં તેના માર્ગની બાજુમાં એક અત્યંત સુંદર અને બહુ વિસ્તારવાળો આશ્રમ તેની દૃષ્ટિએ પડયો. આવો અનુપમ આશ્રમ કોનો હશે! ચાલો જોઇએ તો ખરા! એમ ધારી, પોતાની છડી અશ્વારી સાથે, વિશ્વામિત્ર તે આશ્રમ તરફ વળ્યો. આશ્રમ આગળ જઈ, ત્યાં કેટલાંક ઋષિનાં બાળકો રમતાં હશે, તેને પૂછવાથી માલૂમ પડ્યું કે, આ આશ્રમ મહાત્મા બ્રહ્મપુત્ર વસિષ્ઠઋષિનો છે; ત્યારે તો તેમનાં દર્શન કરવાની વિશ્વામિત્રને બહુ ઉત્કંઠા થઇ.] તે વશિષ્ઠના આશ્રમમાં ગયો. ત્યાં બહારના કરતાં ઘણી જ અપ્રતિમ શોભા તેણે જોઇ. અનેક પ્રકારનાં પુષ્પોવાળી લતાઓ તથા વૃક્ષો તેમાં આવી રહ્યાં છે, અનેક કાળીયાર મૃગો તથા હરિણો તેમાં આમથી તેમ દોડી આનંદ કરી રહ્યાં છે તથા અનેક પક્ષીગણો વૃક્ષોપર રહી મનોહર શબ્દ કરી રહ્યા છે. વળી તે આશ્રમસ્થાન અનેક સિદ્ધો, ચારણો, દેવતાઓ, દાનવો, ગંધર્વો તથા કિન્નરો વગેરેએ સેવવાથી બહુ શોભી રહ્યું છે.[૨૩-૨૪] ઘણાક બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ તથા વૈખાનસ નામના ઋષિઓનો તેમાં નિવાસ છે. વળી વાલખિલ્ય નામના મહા તપસ્વી ઋષિઓ, કે જેઓ તપશ્ચર્યાએ કરીને સિદ્ધિ પામેલા, અગ્નિ સરખા તેજસ્વી, બ્રહ્મા સરખા મહાત્મા, જળ, વાયુ, ખરી પડેલાં સૂકાં પાંદડાં તથા ફળ મૂળનો જ આહાર કરનારા, શુદ્ધ અંતઃકરણવાળા, કામક્રોધાદિ દોષને જિતેલા, જિતેન્દ્રિય અને જપ તથા હોમ કરવામાં નિરન્તર પરાયણ રહેનારા છે, તેઓના વસવાથી ચોમેર અતિ શોભતો અને જાણે બીજું બ્રહ્મલોક જ હોય એવો પવિત્ર તે વસિષ્ઠ મુનિનો આશ્રમ જોઇ, વિશ્વામિત્ર બહુ જ હર્ષ પામ્યો.[૨૫-૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં એકાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ પર મો.

## વિશ્વામિત્ર ચરિત્ર ૨

આશ્રમની અતિ સુંદર શોભા નિરખતા ને મંત્રોના ગાન સુણતા વિશ્વામિત્ર છેક અંદર ગયો, તો બહુ સુશોભિત વૃક્ષઘટાથી વિંટાયલા વસિષ્ઠ મુનિના મઠનાં દર્શન થયાં. તુરત અશ્વપરથી ઉતરી, તેને વૃક્ષને થડે બાંધી પોતે મઠમાં પ્રવેશ કરયો. ત્યાં ઘણાક તેજસ્વી મહર્ષિઓ અને ગુરુસેવા પરાયણ શિષ્યોની મધ્યમાં વિરાજેલા મહામુનિ વસિષ્ઠને જોયો.[૧] તુરત અતિ નમ્રતાથી સાષ્ટાંગ પ્રણામ કરી, વિશ્વામિત્ર તેના ચરણમાં પડ્યો. એ જોઇ, "અહો આજે મહારાજા વિશ્વામિત્ર ક્યાંથી?" એમ આશ્ચર્ય થતાં પ્રીતિથી આદરસત્કાર કરી, પોતાના શિષ્ય પાસે વસિષ્ઠે તેને આસન

અપાવી બેસાડ્યો.[૨] પછી નાના પ્રકારનાં વનફળ, કંદ, મૂળ વગેરે અર્પણ કરી, પરસ્પર કુશળ પૂછવા લાગ્યા. વિશ્વામિત્રે પૂછ્યુંઃ "હે મુનીશ્વર! તારું આખા જગતનું કલ્યાણ કરનારું તપ તથા અગ્નિહોત્રાદિ ક્રિયાઓ નિર્વિઘ્નપણે ચાલે છે? તથા તારો સમગ્ર આશ્રમ, અર્થાત્ તેમાંની વનસ્પતિઓ, ઋષિઓ, તારા શિષ્યો અને કુટુંબ સહિત તું સર્વ વાતે કુશળ તો છોની?"[૩-૫] એ સાંભળી બ્રહ્મપુત્ર ઉગ્ર તપસ્વી વસિષ્ઠે, પોતાની સર્વ વાતે કુશળતા જણાવી, પ્રતિપ્રશ્ન કીધુંઃ "હે રાજન્ વિશ્વામિત્ર! તારું સર્વ વાતે કુશળ છે ની? તું ધર્મે કરી પ્રજાને રાજી રાખી, રાજવૃત્તિથી તેનું પાલન કરે છે કે?[૬-૭] સદ્‌ગુણ સંપન્ન, તારા સર્વ નોકરો પોતાને પેટપૂર પગાર મળવાથી તારે સ્વાધીન થઇ, તારી આજ્ઞામાં રહે છે કે? હે શત્રુ મર્દન! તારા શત્રુઓને તેં વશ કીધા છે કે?[૮] હે શત્રુનિગ્રહકારી! તારી સેના, મિત્રો, પુત્રપૌત્રાદિ સંતતિ તથા સર્વ કુટુંબ કુશળ છે કે? તારો દ્રવ્ય ભંડાર પરિપૂર્ણ છે કે?"[૯] ત્યારે એ સર્વ વાતે વિશ્વામિત્રે પોતાનું કુશળ જણાવી, પરસ્પર બંને પ્રસન્ન થયા.[૧૦-૧૧] પછી વિશ્વામિત્રે ઋષિની આજ્ઞા લઈ ચાલવા માંડયું, ત્યારે તેને ઊભો રાખી, વસિષ્ઠે પ્રેમપુરઃસર મંદ હસીને કહ્યું:[૧૨] "હે મહાબળવાન્! આજે ઘણે દિવસે તું મારે આશ્રમે આવ્યો છે, માટે હું તારું તથા તારી સર્વ સેનાનું આતિથ્ય (પરોણાગત) કરવા ઇચ્છું છું; કારણ કે, તારા જેવો પ્રયત્નથી આવકાર દેવા જોગ પરોણો મારે ત્યાં ફરી ફરી કયાંથી આવે?"[૧૩-૧૪] એવાં વસિષ્ઠ મુનિનાં વચન સાંભળીઃ "હે મહારાજ! તેં મને કહ્યું એટલે જ મારું આતિથ્ય થઇ ચૂકયું," એમ વિશ્વામિત્રે કહ્યું,[૧૫] ને પુનઃ કહ્યું: "હે તપોધન! કારણ કે, અમો (હું આદિ સર્વ રાજાઓ) જે કંઇ સૌભાગ્ય સંપત્તિ ભોગવીએ છીએ, તે સર્વ તારી-મહર્ષિઓની કૃપાથી જ છે. એ ઉપરાંત વળી તારાં દર્શનનો મને લાભ થયો અને તારા પ્રસાદરૂપ ફળ, મૂળ, આચમનીય વગેરે પામી હું કૃતાર્થ થયો છું. હે મહા મુને! સર્વ પ્રકારે તું મારું આતિથ્ય કરી ચૂકયો છો, હવે હું આજ્ઞા માંગું છું. માટે કૃપા કરી મને આજ્ઞા આપ, ને મને તારા મિત્ર પ્રમાણે ગણ."[૧૬-૧૭] એમ કહેવા છતાં વસિષ્ઠ મુનિએ બહુ બહુ આગ્રહ કરી તેને વારંવાર આતિથ્ય કરવાનું કહ્યું; એટલે આખરે તે માન્ય રાખી, "તારી ઇચ્છામાં આવે તેમ કર;" એવું કહી વિશ્વામિત્ર પોતાના સૈન્યમાં ગયો, ને આશ્રમથી થોડેક છેટે પડાવ નાંખ્યો.[૧૮-૧૯]

ત્યાર પછી મંત્ર ભણવામાં કુશળ ઋષિએ, પોતાની વિચિત્ર વર્ણવાળી હોમધેનુને* બોલાવી કહ્યું: "હે શબલા! (તે ગાયનું નામ છે) તું અહિં આવ, ને મારાં વચન સાંભળ. હું આજે આખા સૈન્ય સહિત વિશ્વામિત્ર રાજાને છ રસમય ભોજન કરાવી, તેનો સત્કાર કરવા ઇચ્છું છું, તો તું મારી તે ઇચ્છા પૂર્ણ કર.[૨૦-૨૧] હે કામદુઘે!† સર્વને જમાડવા માટે મારે લીધે તારે છએ પ્રકારના રસ, અન્ન, પાન, લેહ્ય તથા ચોષ્ય વગેરે સર્વે જાતના પદાર્થોના સમૂહો શીઘ્રતાથી ઉત્પન્ન કરવા જોઇએ."[૨૨-૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૩ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર ૩

શતાનન્દ કહે છેઃ હે શત્રુમર્દન રામ! વસિષ્ઠ મુનિનાં એવાં વચન સાંભળી, કામદુઘા શબલા, સર્વને ઇચ્છિત પદાર્થ ઉત્પન્ન કરવા લાગી, ને જોતજોતામાં તેણે પોતાની દિવ્ય શક્તિથી સઘળી વસ્તુ તૈયાર કરી દીધી.[૧] શેરડીનો રસ, ઉત્તમ પ્રકારનું મધ, ભાતભાતનાં મદ્ય અને સ્વાદિષ્ઠ મરિઆસવ‡, એ વગેરે પાનીય (પીવાના) પદાર્થો; પછી શ્રેષ્ઠ કમોદના ભાતના પર્વત જેવડા કોટ, લાપસી, અનેક પ્રકારના ખાંડના, સાકરના અને ગોળના લાડુ, ભાત ભાતનો શીરો, ઘેવર, ખાજાં, જલેબી, પૂરી, ઘારી, વેડમી, માલપૂડા, દુધના પાકો-દુધપાક, શ્રીખંડ, બાસુંદી, પેંડા, બરફી ઇત્યાદિ પકવાન્નો; તેમ જ વડાં, ભજીયાં, ભાતભાતનાં શાક, અથાણાં એ વગેરે વિવિધ રસયુક્ત ભોજ્ય (ખાવાના) પદાર્થો; પછી અનેક ભાતનાં રાયતાં, દાળ, કઢી વગેરે લેહ્ય (ચાટવાના) પદાર્થો; અને આંબાનાં પકવ ફળો આદિ ચોષ્ય (ચૂસવાના પદાર્થો) ઈત્યાદિથી ભરેલાં સુવર્ણનાં હજારો પાત્રો પોતાની દિવ્ય શક્તિથી શબલાએ તૈયાર કરી દીધાં.[૨-૪] હે રામ! ઋષિએ સૈન્યમાં કહાવી મોકલવાથી વિશ્વામિત્ર, પોતાની સર્વ સેના, પોતા સાથેના બીજા શ્રેષ્ઠ પુરુષો, બ્રાહ્મણો, પુરોહિતો, અમાત્યો, મંત્રીઓ તથા નોકર ચાકરો અને સ્ત્રી વર્ગ સહિત જમવાને માટે તૈયાર થઈ ત્યાં આવ્યો.[૫] ઋષિએ બહુ

* યજ્ઞનાં સર્વ સાહિત્ય પૂરાં પાડનારી ગાય.
† ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરાવનારી ગાય.
‡ દ્રાક્ષ ખજૂર વગેરે પદાર્થોના માદક અર્કરૂપ રસ.

માનપૂર્વક સહુને, શબલાએ ઉત્પન્ન કરેલાં સુશોભિત સુવર્ણનાં આસનોપર બેસાડી, જેમ ભાવે તેમ સર્વને ઇચ્છિત પદાર્થોથી જમાડી બહુ તૃપ્ત કીધા.[૬]

આવાં અતિ સ્વાદિષ્ટ ભોજનોથી, અમાત્ય ને મન્ત્રી સહિત વિશ્વામિત્ર સૌ હૃષ્ટપુષ્ટ થઈ, પરમ હર્ષને પામ્યા. [પરંતુ વિશ્વામિત્રને મોટું આશ્ચર્ય થવા લાગ્યું: "અહો! ઋષિએ એટલી વારમાં આ શું કરી દીધું! પોતે તો વિરક્ત જેવા છે અને એટલી વારમાં આ અન્ન સામગ્રી ક્યાંથી તૈયાર કરી દીધી! હું જોઉં તો ખરો કે આ પાક કોણે અને કેવી રીતે તૈયાર કીધો છે! નિશ્ચે આ તો કંઈ ચમત્કાર છે." એમ વિચાર કરતો પોતે ઋષિના ભંડાર આગળ ગયો. ત્યાં એક દિવ્ય તેજસ્વી ગાય બાંધેલી હતી અને તેને દોહન કરવા માત્રમાં જે જોઈએ તે સર્વ વસ્તુઓ ઉત્પન્ન થતી હતી. આથી વિસ્મય થઈ તેણે વિચાર કર્યો, 'આ તો કામદુઘા હશે. અહા! આ દિવ્યધેનુ જેને ત્યાં છે, તેને શાની ખામી હોય? પણ અરણ્યમાં વાસ કરનાર ઋષિને ત્યાં હોવા કરતાં, એ ગાય મારા જેવા એક રાજાને ત્યાં હોય તો કેવું સારું?" એમ ધારી] પછી ઋષિ પાસે આવી વિશ્વામિત્રે કહ્યું;[૭] "બ્રહ્મદેવ! તેં મારી યોગ્યતા કરતાં પણ અધિક સત્કાર કીધો છે; ને એથી મારા સૈન્ય સહિત હું બહુ સંતોષ પામ્યો છું. પરંતુ મારે એક વિનતિ કરવાની છે, તે તું સાંભળ.[૮] તારી પાસે જે આ શબલા નામની ધેનુ છે, તે મને આપે, તો તેના બદલામાં હું તને એક લક્ષ ગાયો જેટલું મૂલ્ય આપીશ. એ શબલા સર્વ ગાયોમાં રત્નરૂપ છે; અને રાજાઓ તો રત્નના હરણ કરનારા જ હોય છે;[૯] તેથી હે દ્વિજોત્તમ! એ મને આપ."

રાજાનાં એવાં વચન સાંભળી, વસિષ્ઠમુનિએ કહ્યું:[૧૦] "વિશ્વામિત્ર! એ તું શું બોલ્યો? તેં શબલાને આપવાનું અને વળી મૂલ્ય લઈને, વિક્રયરૂપે આપવાનું કહ્યું! તું એક લક્ષ ગાય આપવાનું કહે છે, પરંતુ સો લક્ષ,સો કરોડ, કિંવા દશ અબ્જ ગાયો અથવા સુવર્ણના ઢગલાઓ લઈને પણ હું એ ધેનુ તને આપી શકું નહિ; કેમ કે મારાથી એનો ક્ષણભર પણ ત્યાગ કરી શકાય તેમ નથી.[૧૧–૧૨] હે શત્રુઓને દમનાર રાજા! રાજયોગવાળાઓની કીર્તિ જેમ તેના વિદ્યા પરાક્રમ વગેરેથી પ્રાપ્ત થાય છે, તેમ મારી અખંડ કીર્ત્તિ તે માત્ર એ શબલાથી જ ઉત્પન્ન થયેલી છે, અને હે રાજર્ષિ! મારા દેહનો નિર્વાહ, હવ્ય–દેવકર્મ, કવ્ય–પિતૃકર્મ, અગ્નિહોત્ર, બલિદાન, વૈશ્વદેવાદિ યજ્ઞ, સ્વાહાકાર તથા વષટ્કારવાળા સાધ્ય યજ્ઞો અને અનેક પ્રકારની વિદ્યા, એ સર્વ આ શબલાને આધીન છે! અર્થાત્ મારાથી શબલાને લીધે જ એ સર્વ બની શકે છે.[૧૩–૧૪] અને મેં જે આખા સૈન્યસહિત તારું આતિથ્ય કર્યું, તે પણ એ શબલાએ જ ઉત્પન્ન કરેલા પદાર્થોથી કર્યું છે. માટે હું શપથ (સોગન) પૂર્વક કહું છું કે, મારું સર્વસ્વ એ કામદુઘા શબલા જ છે; ને પોતાનાં શુભદર્શનવડે નિરંતર સંતોષ કરનારી પણ તે જ છે.[૧૫] માટે હે રાજા! એવાં અનેક કારણોને લીધે હું તને મારી શબલા ગાય આપીશ નહિ."

એવાં વસિષ્ઠ મુનિનાં વચન સાંભળી, બોલવામાં કુશળ વિશ્વામિત્રે કહ્યું:[૧૬] "હે દ્વિજોત્તમ! હું તને એના બદલામાં રત્નજડિત સુવર્ણનાં સાજવાળા, સુવર્ણના અંકુશવાળા તથા ગળામાં સોનાની સાંકળો અને ઘંટાઓવાળા ચૌદ હજાર હાથી આપું; વળી ચાર અશ્વ જોડેલા અને સુવર્ણની ઘુઘરીઓથી ઘમકી રહેલા આઠસો સોનાના રથ આપું; અને હે તપ કરવામાં શ્રેષ્ઠ! બાહ્લિકાદિ દેશમાં જન્મેલા તથા ઉચ્ચૈઃશ્રવાના કુળના પવનવેગી દશ હજાર ઘોડા આપું અને એક કરોડ, ઘણી સુંદર યુવાન્ ગાયો આપું. તે ઉપરાંત પણ તું જેટલું ચાહે તેટલું સુવર્ણ તથા રત્નો હું તને આપું, પરંતુ તારી શબલા ગાય મને આપ."[૧૭–૨૧]

મુનિ હસીને ફરી તેને સમજાવતાં બોલ્યા: "રાજા! તું ઘેલો થયો છે શું? અરે કેવળ સ્વાર્થી! જેના હાથમાં પારસમણિ હોય, (કે જેના સ્પર્શથી લોઢું પણ સુવર્ણ થઈ જાય છે) તે પુરુષ હજારો રત્ન તથા સુવર્ણના ઢગલાઓથી કેમ લોભાય? તું અનેક પ્રકારની સમૃદ્ધિ આપવાને કહે છે, પરંતુ તને ખબર નથી કે, એ મારું શ્રેષ્ઠ રત્ન છે, ધન છે, જીવિત છે તથા એકંદર રીતે મારું સર્વસ્વ એ શબલા જ છે.[૨૨–૨૩] અને વળી આ મારા દર્શ,* પૌર્ણમાસ તથા જેમાં દેવતાઓ બલિદાન પામી સંતુષ્ટ થાય, એવા સર્વ પ્રકારના દક્ષિણા સહિત યજ્ઞો પણ એ જ છે. હે રાજા! એવી રીતે મારી સર્વ ક્રિયાનું મૂળ આ ગાય જ છે, એમાં કંઈ પણ સંશય નથી.[૨૪] માટે, વધારે કહેવરાવવાથી શો લાભ છે? કોઈપણ રીતે હું ઇચ્છિત પદાર્થ આપનારી શબલા તને આપી શકતો નથી."[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ત્રેપનમો સર્ગ સંપૂર્ણ.**

---

* અગ્નિહોત્ર કર્મ કરવામાં પ્રત્યેક માસની અમાસની ઇષ્ટિ કરવી જોઇએ છીએ તેને દર્શ, અને પૂર્ણિમાનાં ઇષ્ટિકર્મને પૌર્ણમાસ કહેવામાં આવે છે.

## સર્ગ ૫૪ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર–૪ શબલા હરણ

હે રામભદ્ર! વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય પડ્યો, સ્વભાવે ક્રોધી અને વળી રાજ્યસમૃદ્ધિનો મદ એટલે અહંકારને લીધે ન્યાય અન્યાયનો વિચાર કેમ રહે! પોતાનો આટલો સત્કાર કર્યો, છતાં વસિષ્ઠ મુનિએ જ્યારે શબલા આપવાની ના પાડી ત્યારે વિશ્વામિત્રે, બળાત્કારથી તે ગાયને હરણ કરવાનો નિશ્ચય કર્યો. તુરત યોધાઓને આજ્ઞા કરવાથી તેઓ શબલાને ચારે તરફથી ઘેરી ને ગળેથી બાંધી, જોરથી ખેંચીને સૈન્ય તરફ ઘસડી ચાલ્યા.[૧] શબલા, કે જે ઇચ્છામાં આવે તેવા પદાર્થો આપનારી હોવાથી, કામદુઘા કહેવાતી હતી, તે કંઈ ઇતર સાધારણ પશુઓ જેવી નહોતી. આ વખતે તે પોતાના મનમાં અત્યંત દુઃખી થઇ, મોટા બરાડા પાડીને રુદન કરવા લાગી; અને ચિંતન કરવા લાગીઃ "શું મહાત્મા વસિષ્ઠે મારો ત્યાગ કર્યો હશે! કે જેથી આ વિશ્વામિત્રના અનુચરો મને બળાત્કારે લઇ જાય છે! મારાથી શું મહર્ષિ વસિષ્ઠનો કંઇ અપરાધ થયો છે? કારણ કે, તે મહાધર્મિષ્ઠ પુરુષ હોવાથી, વિના અપરાધે મારો કદી ત્યાગ કરે નહિ. પરંતુ તે વાતનો નિશ્ચય કર્યા વગર, આ યમદૂત સરખા યોધાઓ સાથે હું કેમ જાઉં?" એ પ્રમાણે ચિંતવતી ને વારંવાર નિઃશ્વાસ મૂકતી શબલા, વેગથી બળ કરી પોતાના સ્વામી વસિષ્ઠ પાસે જવા માટે પાછી ફરી,[૨–૫] ને આંચકો મારી વિશ્વામિત્રના સેંકડો બલિષ્ઠ યોધાઓને તરછોડીને વાયુ સરખા વેગથી તેણી મહાત્મા વસિષ્ઠનાં ચરણ સમીપ જઇ ઊભી રહી.[૬] પછી મોટેથી ભાંભરતી ને રુદન કરતી, મેઘ સરખી વાણીથી* તે તેને કહેવા લાગીઃ[૭] "હે મહા સમર્થ! હે બ્રહ્મપુત્ર વસિષ્ઠ! શું મારા કોઇ અપરાધને લીધે તું મારો ત્યાગ કરે છે, કે જેથી આ વિશ્વામિત્રના સૈનિક પુરુષો મને તારી સમીપેથી લઇ જાય છે?"[૮] પોતાની પાસે શોકથી ગાભરી થઈ, શ્વાસભેર દોડતી આવેલી શબલાનું આ પ્રમાણેનું કહેવું સાંભળી, વસિષ્ઠ મુનિએ તેનું આશ્વાસન કરતાં કહ્યુંઃ[૯] "હે શબલે! હે વત્સે! હું તારો ત્યાગ કરતો નથી; ને તેં મારો કશોએ અપરાધ પણ કર્યો નથી; પરંતુ બળે કરી મદોન્મત્ત થયેલો આ વિશ્વામિત્ર રાજા તારું પરાણે હરણ કરી જાય છે.[૧૦] હું એને વારી શકતો નથી; કેમકે એના સરખું મારું બળ નથી. એ મારા કરતાં અધિક બળવાન્ છે. એટલું જ નહિ, પણ વળી ક્ષત્રિય છે, તેમ પૃથ્વીનો પતિ પણ છે.[૧૧] આ હય, ગજ, રથ અને પદાતિવાળી અક્ષૌહિણી સેના તેના સ્વાધીનમાં છે. તો હે વત્સે! બલવત્તર પુરુષ ન્યૂન બળવાળા પાસેથી અમૂલ્ય રત્ન ખેંચી લે, તેમાં શું આશ્ચર્ય?"[૧૨]

આથી તો વિસ્મય થઈ વાક્યનો મર્મ જાણનારી શબલાએ તે બ્રહ્મર્ષિને નમ્રતાથી કહ્યુંઃ[૧૩] "અહો બ્રહ્મન્! અતુલ પ્રભાવવાળા છતાં તું એ શું કહે છે? બુદ્ધિમાન્ પુરુષો વારંવાર ક્ષત્રિયબળ કરતાં બ્રહ્મબળને અધિક ગણતા આવ્યા છે. બ્રહ્મબળ પરમ દિવ્ય છે. તેથી તારા અગણિત બળ કરતાં વિશ્વામિત્રનું બળ ક્યાંથી વિશેષ હોય? જો કે વિશ્વામિત્ર મહા વીર્યવાન્ છે, પરંતુ તેના કરતાંએ અધિક વીર્યવાન્ તું છે.[૧૪–૧૫] ક્ષત્રિયથી દુઃખે કરીને પણ તારું તેજ સહન થઈ શકે નહિ તેવું છે. તો હે પ્રભુ! જો કદાચ તારી ઇચ્છા સ્વતઃ તેને શિક્ષા કરવાની ન હોય તો તારા પ્રતાપથી હું પણ બ્રહ્મબળવાળી છું, તેથી મને વિશ્વામિત્રના સામે થવાની આજ્ઞા આપ; હું એ દુષ્ટાત્માનાં બળ, ગર્વ તથા યત્ન, એ સૌનો નાશ કરીશ."[૧૬]

હે રામ! વસિષ્ઠ મહામુનિ પોતે માત્ર એક વચનના જ પ્રહારથી વિશ્વામિત્ર સરખા અનેક મહિપતિઓનો પરાજય કરવા શક્તિમાન્ છે; છતાં અપરાધી ઉપર પણ ક્રોધ ન કરતાં, સત્વગુણશીળ રહેવું, એમાં જ પોતે મહત્તા માનતા હોવાને લીધે, તેણે શબલાનાં વચન સાંભળી તેને કહ્યુંઃ "હે વત્સે! તારી ઇચ્છામાં આવે, તેમ શત્રુના બળનો નાશ કર."[૧૭]

[ આમ તેઓ વાતચિત કરે છે, એટલામાં તો વિશ્વામિત્રના સૈનિક (અરે! એક ગાય જેવું પ્રાણી આપણા સેંકડો જણના હાથમાંથી છૂટી ગયું, એમ લજ્જા પામતા ) જોરભેર દોડતા શબલાની પછવાડે આવ્યા ને ફરી તેણીને પકડી હાંકી જવાનો યત્ન કરવા લાગ્યા.] પણ એટલામાં તો એક મહદાશ્ચર્ય થયું. તે પછવાડે આવનારાઓનો તો શું, પણ વિશ્વામિત્રના આખા સૈન્યનો સમૂળો નાશ થવા વખત આવ્યો. ઋષિનાં વચન સાંભળી, સુરભિ શબલાએ, જેવા સૈનિકો તેને પકડવા જાય છે, તેવી જ [ શબલાએ એકાએક ઘુમરી

* શબલા એક ગાય જાતિનું પશુ, છતાં મનુષ્ય જેવી વાણી કેમ બોલી શકી, એવી શંકાથી આ વાલ્મીકિ મુનિનું વાક્ય વાંચનારને અતિશયોક્તિ ભરેલું કિંવા મિથ્યા લાગે, પણ શબલા કામદુઘા પશુ હોવાથી સાધારણ પશુ નથી. તે સાક્ષાત્ દૈવી માયા જ છે; અને માત્ર પરોપકારાર્થે જ એ દિવ્યશક્તિ પરમાત્માએ ગૌરૂપે ઉત્પન્ન કીધેલી છે.

ખાઇ, પૂછ ઉંચું કરીને, તેમને ક્રોરે હઠાડી દીધા ને જોત જોતામાં તેનું રૂપ મહાવિકરાળ થઈ ગયું. સિંહ જેમ ક્રોધમાં આવતાં પોતાની યાળ (કેશવાળી) ને ભયંકર રીતે ચારે બાજુથી ઊભી કરી દે છે, અથવા શાહુડી, પોતાના અંગપરનાં સિસોળીયાંને પથરાવી જેમ ટટાર કરી દે છે, તેમ શબલા તાડુકો કરી, થરથર ધ્રુજવા લાગી ને તેના અંગનાં રોમેરોમ વજ્રસમાન ઊભાં થઈ ગયાં.] તેણે હુંભાઃ એવી મોટેથી ગર્જના કરતાંજ મહાવિકરાળ પહ્લવ નામના સેંકડો યોધાઓ ઉત્પન્ન કીધા.[૧૮] તેઓ શસ્ત્રાસ્ત્ર યુક્ત હોવાથી, "મારો, મારો," કરતા તે સૈનિકોની પછવાડે દોડ્યા. સૈનિકો સૈન્યની નજીક જાય, એટલામાં તો તેમને પહોંચી વળી વિશ્વામિત્રના દેખતાંજ, પહ્લવોએ તેમાંના એકેએકનો વધ કર્યો, ને પછી બાકીના સૈન્યપર તૂટી પડ્યા. આવું જોતાં વિશ્વામિત્રના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં ને સૈન્યને લલકારી, ભયંકર શસ્ત્રાસ્ત્રોવડે પહ્લવોનો નાશ કરવા માંડ્યો. એ જોઈ શબલા ભય પમાડે એવા હુંભાઃ હુંભાઃ શબ્દથી ઉંચું જોઈ, જાણે બીજા યોધાઓને બોલાવતી હોય તેમ ઉભી રહી. એટલામાં તો આકાશમાંથી જાણે વરસાદનાં બુંદ પડતાં હોય, તેમ બીજા અસંખ્ય શક તથા યવન યોધાઓ ઉત્પન્ન થયા, જેના સામું જોતાંજ મહાભય લાગે તેવા તેજસ્વી, મહાવીર્યવાન્, સુવર્ણ સરખા વર્ણવાળા, પીત વસ્ત્ર ધારણ કરેલા અને અતિ તીક્ષ્ણ ખડ્ગ, પટ્ટિશ ઇત્યાદિ આયુધો ધારણ કરેલા હતા. તે પુરુષોએ વિશ્વામિત્રનાં ઘણાંક સૈન્યને, અગ્નિ જેમ વનને બાળે તેમ બાળી ભસ્મ કરી દીધું. ત્યારે વિશ્વામિત્રે અત્યંત ક્રોધાવિષ્ટ થઈ, પોતાના જ હાથે તે શક યવનાદિ સર્વ યોધાઓને અનેક અસ્ત્રો મૂકી, વ્યાકુલ કીધા.[૧૯-૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ચોપનનો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૫૫ મો.

### વિશ્વામિત્ર ચરિત્ર-૫. તપ।

હે રઘુનંદન! એ પ્રમાણે વિશ્વામિત્રે અસ્ત્રવડે યવનાદિ યોધાઓને મોહ પમાડ્યા જોઈ, વસિષ્ઠે કામદુઘાને બીજું સૈન્ય ઉત્પન્ન કરવાની પ્રેરણા કરી.[૧] ત્યારે શબલાએ આગળની પેઠે હુંભાઃ શબ્દથી ફરીને તેવા જ બલકે તે કરતાં વધારે બળ ને તેજવાળા કાંબોજ તથા સ્તનમાંથી બર્બરો ઉપજાવ્યા; યોનિ મધ્યેથી યવનો, ગુદામાંથી શકો તથા રુંવાટાંથી મ્લેચ્છ, હારિત અને કિરાત ઇત્યાદિ શસ્ત્રધારી યોધાઓને ઉત્પન્ન કીધા;[૨-૩] જેઓએ નિર્વિલંબે એકાએક તૂટી પડી, વિશ્વામિત્રનું હસ્તી, રથ, અશ્વ અને પદાતિ (પાળા)વાળું સર્વ સૈન્ય નાશ પમાડ્યું.[૪] આ જોઈ વિશ્વામિત્રના સો પુત્રો (એ કામધેનુમાં આટલું બળ હોવાનું કારણ એ ઋષિ જ છે, એમ ધારીને) અનેક પ્રકારનાં આયુધ ધારણ કરી, જપ કરનારમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ મુનિ ઉપર ધસ્યા. પણ તેમને માત્ર હુંકાર શબ્દવડે જ ઋષિએ તેમના રથ અશ્વસહિત બાળી ભસ્મ કીધા.[૫-૭]

એ પ્રમાણે હે દાશરથી! વિશ્વામિત્રનું આખું અક્ષૌહિણી સૈન્ય અને સો પુત્રોનો નાશ, એ માત્ર થોડા જ સમયમાં બન્યું. પરંતુ એથી હવે મહાયશસ્વી વિશ્વામિત્ર અતિ લજ્જાયુક્ત થઈ ચિંતા કરવા લાગ્યો ને મુહૂર્ત માત્રમાં પોતાનું સર્વસ્વ નાશ થવાથી તે વેગ વિનાનો સમુદ્ર હોય તેમ શાંત થયો ને દાંત પડી ગયલા નિર્વિષ સર્પ જેવો, ગર્વ રહિત, રાહુએ ઢાંકેલા સૂર્ય સરખો નિસ્તેજ અને પાંખો તૂટી ગયેલા પક્ષી સરખો દીન થઇ ગયો, તથા સામટી રીતે પોતાનું શરીર, સૈન્યાદિ બળ તથા એ સૌથી ઉત્પન્ન થતો ઉત્સાહ, ટળી જવાને લીધે તેના ખેદનો પાર રહ્યો નહિ.[૮-૧૦] પછી ઘેર આવી તેણે જીવતા રહેલા એક પુત્રને ક્ષત્રિય ધર્મે કરી, પૃથ્વીનું પાલન કરવાની શિક્ષા દઇ, પટ્ટાભિષેક કરી, રાજસિંહાસનપર સ્થાપિત કર્યો ને પોતે મનમાં ઉત્પન્ન થયેલા આવેશને લીધે, તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યો.[૧૧] તે હિમવત્ પર્વતની તળેટીમાં આવેલા કિન્નર તથા ઉરગોએ સેવેલા રમણીય તપોવનમાં જઇ, શંકરને પ્રસન્ન કરવા માટે તપશ્ચર્યા કરવા લાગ્યો.[૧૨]

ઘણાક કાળ સૂધી ઉગ્ર તપ કરવાથી દેવેશ્વર સદાશિવ પ્રસન્ન થયા; ને રાજર્ષિ વિશ્વામિત્રને દર્શન આપી બોલ્યાઃ[૧૩] "હે રાજન્! તું શા અર્થે તપ કરે છે? હું તારા આ તપથી સંતુષ્ટ થયો છું, માટે તારી ઇચ્છા હોય તે વરદાન માગ, હું વરદાન દેનારો છું."[૧૪] ત્યારે મહા તપસ્વી વિશ્વામિત્રે શંકરને નમસ્કાર કરી કહ્યું:[૧૫] "હે પ્રભો! જો તું પ્રસન્ન થયો હો તો મને અંગ, ઉપાંગ, મંત્ર તથા રહસ્ય સહિત ધનુર્વેદ આપ;[૧૬] અને તારી કૃપાથી દેવ, દાનવ, મહર્ષિ, ગંધર્વ, યક્ષ તથા રાક્ષસોનાં જે અસ્ત્રો, તે પણ સર્વ મને પ્રાપ્ત થઈ મારા હૃદયમાં સ્ફુરાયમાન થાઓ! હે દેવોના દેવ! મારી એ ઇચ્છા પૂર્ણ કર." એ સાંભળી "અસ્તુ! તે

તારી ઇચ્છા પ્રમાણે થાઓ !" એટલું કહી શંકર અદૃશ્ય થઈ ગયા.[૧૭-૧૮]

મહાદેવ પાસેથી સમગ્ર અસ્ત્રોની પ્રાપ્તિ થવાથી તો, મૂળે જ ગર્વી એવા વિશ્વામિત્રનો ગર્વ ત્રણ લોકમાં પણ ન સમાવા લાગ્યો.[૧૯] હે રામ! પર્વણીને દિવસે જેમ સમુદ્ર વૃદ્ધિ પામે (ભરતી આવે),તેમ બળથી વૃદ્ધિ પામવાને લીધે તે એમજ માનવા લાગ્યો કે, 'હું હવે ઋષિવર વસિષ્ઠને સર્વથા જિતી ચૂક્યો છું.'[૨૦] પણ તે એમ નહોતો જાણતો કે, એ મહામુનિનો અધિકાર અને પ્રતાપ કેવડો મોટો છે! તપોવનથી નીકળી પોતાના નગરમાં પણ ન જતાં વિશ્વામિત્ર પરબારો વસિષ્ઠ મુનિના આશ્રમ આગળ ગયો ને અનેક અસ્ત્રો મૂકી, તેનું આખું તપોવન બાળી મૂક્યું.[૨૧] એથી ભય પામી આશ્રમમાં વસનારા શતાવધિ મુનિઓ, વસિષ્ઠ મુનિના શિષ્યો અને હજારો મૃગો તથા પક્ષીઓ દશે દિશામાં નાસવા માંડ્યાં.[૨૨-૨૩] 'અરે, તમે કોઇ પણ વાતે ભય ધરશો નહિ. જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે તેમ હું એ ગાધિપુત્ર વિશ્વામિત્રના બળનો નાશ કરીશ!' એમ વારંવાર વસિષ્ઠ મુનિ કહેતા હતા, છતાં તે સૌ પ્રાણીઓ પલાયન કરી જવાથી તે આશ્રમ કેવળ શૂન્ય થઇ ગયો. તે આશ્રમ તદ્દન નિર્જન તેમ જ પશુઓ અને વૃક્ષો વગરનો ઉજ્જડ થવાથી એક મુહૂર્ત સુધી તો તેમાં કોઇ પણ જાતનો શબ્દ થવા પામ્યો નહિ.[૨૪-૨૫] આથી ક્રોધાવિષ્ટ થઇ, વસિષ્ઠ મુનિએ બહાર આવી વિશ્વામિત્રને આ પ્રમાણે કહ્યું:[૨૬] "હે દુરાચારી મૂઢ! ઘણા કાળ સૂધી રક્ષા કરી, વૃદ્ધિ પમાડેલા મારા આશ્રમનો તું નાશ કરે છે, માટે તારો પણ નાશ જ થવા બેઠો છે.[૨૭] હે અવિચારી! તારા મનમાં જો યુદ્ધ જ કરવાનું છે, તો લે હવે તત્પર થા." એટલું કહી ધૂમ્ર વગરના કાલાગ્નિ સરખો મહર્ષિ, ક્રોધ કરી પોતાના હાથમાંનો બ્રહ્મદંડ,* વિશ્વામિત્ર સામે ઉગામી ઉભો રહ્યો.[૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૬ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર-૯. બ્રહ્મદંડની શ્રેષ્ઠતા.

વસિષ્ઠ મુનિનાં એવાં સક્રોધ વચન સાંભળી વિશ્વામિત્ર તૈયાર થયો. પોતાના ધનુષમાં આગ્નેયાસ્ત્ર યોજીને ઋષિને, "ઉભો રહે, ઉભો રહે," એમ ગર્જના કરીને કહ્યું.[૧] મુનિ તો તે સમયે કાલદંડ સરખા બ્રહ્મદંડને ગ્રહણ કરી ઉભો જ હતો. તે ફરી ક્રોધથી બોલ્યો:[૨] "હે ક્ષત્રિયોમાં અધમ ગાધિપુત્ર! હું તો ઉભેલો જ છું. નિ:શંકપણે તારૂં જેટલું બળ હોય તેટલું મારી ઉપર અજમાવ. આજે હું તારાં અસ્ત્રોનો તેમ જ શંકર પાસેથી થયેલી અસ્ત્રપ્રાપ્તિથી તને ઉપજેલા ગર્વનો સમૂળ નાશ કરીશ.[૩] વળી ક્ષત્રિયબળ અને બ્રહ્મબળને સરખાં જ માનવાની તારી ટૂંકી મતિને આજે બ્રહ્મબળની અધિકતાથી ચકિત અને વ્યગ્ર કરીશ;અને તને, તેમ જ તારા સરખા બીજાઓ,જેઓ બ્રહ્મબળનો પ્રતાપ નથીજાણતા, તેને દિવ્ય બ્રહ્મબળના તેજવડે અંજાવી નાંખીશ."[૪]

[આ મહા પરાક્રમી વિશ્વામિત્ર અને બ્રહ્મર્ષિ વસિષ્ઠનો પ્રસંગ જોવાને, અનેક ઋષિગણો તેમ જ આકાશમાં ગંધર્વ ચારણ સહિત સર્વ દેવતાઓ એકઠા થયા. તેઓ, બ્રહ્મબળ તથા ક્ષત્રિયબળની તુલના કરવાની અમૂલ્ય તક જોઈ, બહુ ઉત્કંઠિત થઈ ઉભા રહ્યા. વસિષ્ઠ મહામુનિના હાથમાં તો માત્ર એક ખાખરાનો બ્રહ્મદંડ હતો. આથી સૌને આશ્ચર્ય થતું હતું કે, જોઇએ શું થાય છે, ને કોણ જિતે છે!] પોતે યોજી રાખેલું ભયંકર અગ્ન્યસ્ત્ર વિશ્વામિત્રે છોડ્યું. તે સુસવાટ કરતું વેગભેર ઋષિ તરફ ગયું ખરું; પરંતુ સરોવરમાં ફેંકેલો ધગધગતો અંગારો તેમાં પડતાં જ જેમ એકાએક શાંત થઈ જાય, તેમ સર્વના આશ્ચર્ય વચ્ચે તે અસ્ત્ર મુનિના દંડ આગળ આવતાં જ નમન કરી તદ્દન શાંત થઈ ગયું.[૫] [આથી વિશ્વામિત્ર અતિશય ખીજવાઇ ગયો. અગ્ન્યાસ્ત્ર જેવું ભયંકર બાણ શાંત થયાથી એક પછી એક બીજાં અનેક અસ્ત્રો તેણે ઋષિ ઉપર મૂક્યાં. પરંતુ તે સર્વેની એ જ ગતિ થઇ.] ગાધિરાજપુત્રે, અનુક્રમે વારુણ, રૌદ્ર, ઐંદ્ર, પાશુપત, ઐષિક, માનવ, મોહન, ગાંધર્વ; સ્વાપન, જૃંભણ, સંતાપન, વિલાપન, શોષણ, દારણ, સુદુર્જય અને વજ્ર વગેરે અસ્ત્રો છોડ્યાં, બ્રહ્મપાશ, કાલપાશ, વરુણપાશ, શિવપ્રિયપિનાક, શુષ્ક તથા આર્દ્ર નામની બે અશની, દંડાસ્ત્ર, પૈશાચ તથા ક્રૌંચ વગેરે છોડ્યાં; અને ધર્મચક્ર, કાલચક્ર, વિષ્ણુચક્ર, વાયવ્ય, મથન, હયશિર, યુગલશક્તિ, કંકાલ, મુશલ, મહાવિદ્યાધરાસ્ત્ર, દારુણ કાલાસ્ત્ર, મહાભયંકર ત્રિશૂલાસ્ત્ર, કાપાલાસ્ત્ર, કંકણાસ્ત્ર અને એ ઉપરાંત બીજાં પણ સર્વ અસ્ત્રો વિશ્વામિત્રે મૂક્યાં. પણ તે સર્વેને બ્રહ્મપુત્ર વસિષ્ઠે માત્ર એક બ્રહ્મદંડ ઉગામીને નિવારણ કરી દીધાં.[૬-૧૩] આ જોઈ સર્વ લોક પરમ આશ્ચર્યચકિત

* યજ્ઞોપવીત સંસ્કાર વખતે બ્રાહ્મણને આપવામાં આવે છે તેવો ખાખરાનો દંડ.

થઈ ગયા. હે રાઘવ! એ જોઇ, વિશ્વામિત્રના ખેદનો પાર રહ્યો નહિ. પોતાનાં સર્વ અસ્ત્ર શાંત થયાં, ત્યારે નિરૂપાયે તેણે પોતાના ધનુષમાં મંત્ર ભણી, બ્રહ્માસ્ત્ર નામનું બાણ ચોજ્યું, કે જે અસ્ત્ર મૂકવાથી આખા બ્રહ્માંડનો લય થઈ જવાનો મોટા ધનુર્ધારીઓને પણ સદા ભય રહે છે! એના તેજથી સર્વ દિશાઓ ભયંકર થઈ ગઈ; અગ્નિ આદિ સર્વ દેવતાઓ, દેવર્ષિઓ, ગંધર્વો, તથા મોટા ઉરગો (નાગો) સહિત ત્રણે લોક ત્રાસ પામવા લાગ્યું.૧૪-૧૫ હે રામ! આ વખતે મહાત્મા વસિષ્ઠનું પણ ત્રણે લોકને મોહ પમાડે એવું અતિ દારુણ ભયંકર રૂપ થયું. તેમનાં રોમછિદ્રોમાંથી ધૂમ્રસહિત અગ્નિની જ્વાળાઓ અને તણખા નીકળવા લાગ્યા, ને તેમના હાથમાંનો દંડ પણ કાલાગ્નિ સમાન પ્રજ્વલિત થઈ ગયો.૧૬-૧૯ વિશ્વામિત્રના ધનુષમાંથી છૂટેલું બ્રહ્માસ્ત્ર, હે રાઘવ! આખા બ્રહ્માંડને દીપાવતું, ને વિદ્યુત્ સમાન વેગ કરતું ઋષિ તરફ સડસડાટ આવ્યું. પણ સમીપ આવતાં, જેમ અગ્નિમાં અગ્નિ એકરૂપ થઇ જાય પણ તેને બાળી શકે નહિ, તેમ તે ઋષિના જાજ્વલ્યમાન બ્રહ્મદંડમાં સમાઇ ગયું અને તેથી ઋષિનું તેજ દ્વિગુણ વૃદ્ધિ પામ્યું, ને વિશ્વામિત્ર આદિ મહા ભય પામવા લાગ્યા. પછી આકાશમાંથી દેવતાઓના અને ભૂમિપરથી ઋષિઓના એકે સામટા જય જયકારના પોકારો થવા લાગ્યાઃ "હે મુનીશ્વર! તને ધન્યછે;તારું બ્રહ્મબળ અમોઘ છેઃ તારા બ્રહ્મબળની તુળનાએ કોઇ પણ બળ આવે તેમ નથી; તેં, મહા બળવાન્ વિશ્વામિત્રને તેના બ્રહ્માસ્ત્રનો ગ્રાસ કરી, નષ્ટસામર્થ્યવાન્ કીધો છે; માટે હવે ક્ષમા કર, ને કૃપાળુ થઇ તારા ભયંકર સ્વરૂપને શમાવી દે." એમ સર્વેએ વસિષ્ઠ મુનિની પ્રાર્થના કરી; ને વસિષ્ઠે પોતાનું પ્રથમ સ્વરૂપ ધારણ કર્યું.૨૦-૨૧

હે રઘુનંદન! પોતાનું સમગ્ર બળ નાશ પામેલું જોઇ, વિશ્વામિત્રના મનની સ્થિતિ નિસ્તેજ થઈ ગઈ. તેનો સર્વ ગર્વ સમૂળ શાંત થઇ ગયો. તે નિઃશ્વાસ પર નિઃશ્વાસ નાંખતા તે સૌ સાંભળતાં મોટેથી કહેવા લાગ્યા કેઃ૨૨ "અહો! ધિક્ છે આ ક્ષત્રિયનાં નિર્બળ બળને; બ્રહ્મતેજરૂપ બળ જ પ્રશંસાપાત્ર છે. માત્ર એક બ્રહ્મદંડે, મારાં ત્રૈલોક્યને પણ ક્ષણમાં ભસ્મ કરી નાંખે એવાં સર્વ દિવ્યાસ્ત્રોનો નાશ કર્યો!૨૩ તો એ બ્રહ્મત્વ જ મુખ્ય છે, તેથી તે મેળવવાને માટે હવે હું મારી ઇંદ્રિયો તથા મનને પ્રસન્નપણે એકાગ્ર કરીને મોટું તપ આચરીશ."૨૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં છપ્પનનો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૭ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર—૭. ત્રિશંકુની કામના.

હે રાઘવ! એ પ્રમાણે વસિષ્ઠ મુનિસાથે વિશ્વામિત્રે ત્યારથી વૈર બાંધ્યું. અપમાન થવારૂપ તાપને લીધે વ્યગ્ર અંતઃકરણવાળા વિશ્વામિત્ર પોતાના થયેલા પરાજયને સંભારી, વારંવાર નિઃશ્વાસ મૂકવા લાગ્યો.૧ પછી પોતાની સ્ત્રી સહિત દક્ષિણ દિશા પ્રત્યે આવેલા અરણ્યમાં જઈ, ફળ તથા મૂળનો આહાર કરી, અતિ ઘોર તપનો આરંભ કર્યો. ત્યાં આગળ તેને હવિષ્પન્દ, મધુષ્પન્દ, દૃઢનેત્ર અને મહારથ* નામે ચાર પુત્રો થયા, જેઓ પરમ સત્ય તથા ધર્મમાં પરાયણ અને પરાક્રમમાં અપૂર્વ હતા. આ ઉગ્ર તપશ્ચર્યા કરતાં વિશ્વમિત્રને પૂર્ણ એક સહસ્ર વર્ષ થઇ ગયાં, ત્યારે સર્વ લોકના પિતામહ બ્રહ્મા એમના પર પ્રસન્ન થયા.૨-૪ પ્રત્યક્ષ થઇ તેણે મધુર સ્વરથી કહ્યુંઃ "હે રાજર્ષિ! હે કુશિકપુત્ર વિશ્વામિત્ર! તેં ઉગ્ર તપ કર્યું, ને તેના પ્રભાવથી સર્વ લોકને તું જિતી ચૂક્યો છે.૫ વળી તારા તે તપે કરી તું રાજર્ષિ થયો છે, માટે હવે તપ સમાપ્ત કર!"

એટલું કહી બ્રહ્મદેવ સત્ય લોકમાં ગયા, ત્યારે વિશ્વામિત્રને એથી બહુ ખોટું લાગ્યું, ને લજ્જાથી નીચું મુખ કરી ક્રોધ ઉત્પન્ન થવાને લીધે કહેવા લાગ્યોઃ "અરે! મેં દીર્ઘ તપ કર્યું, છતાં દેવતાઓ તથા ઋષિગણ સહિત બ્રહ્મદેવ મને હજુ રાજર્ષિ જ જાણે છે; માટે એ તપનું ફળ મને કંઇ મળ્યું નહિ. હવે મારે બ્રહ્મર્ષિપણાની પ્રાપ્તિને માટે અધિક તપ કરવું જોઇએ." એવો નિશ્ચય કરીને મહા ધૈર્યવાન્ ધર્માત્મા તપસ્વી વિશ્વામિત્ર, ફરીને દૃઢ અંતઃકરણથી મહા કઠિણ તપ કરવા લાગ્યા.૬-૯

હે કાકુસ્થ! એ નિશ્ચયથી તેણે હજારો વર્ષો સૂધી મહા તીવ્ર તપશ્ચર્યા કરી અને હે રાઘવ! તે બ્રહ્મર્ષિપણું પામવાને યોગ્ય થયા; પરંતુ તેની પ્રાપ્તિ થવા પહેલાં તો તેમણે એ તપોબળનો જૂદો જ ઉપયોગ કીધો. અયોધ્યા નગરીને વિષે ઇક્ષ્વાકુ રાજાના કુળમાં ત્રિશંકુ નામનો પરમ સત્યવાદી તથા જિતેંદ્રિય રાજા રાજ્ય કરતો હતો. તેને કોઇ વખતે એવી ઇચ્છા ઉત્પન્ન થઈ કે, "હું અતિ શ્રેષ્ઠ યજ્ઞ કરું,૧૦-૧૧ અને તેના પુણ્ય બળથી સશરીરે (આ દેહે જ) સ્વર્ગે જાઉં." આ પોતાનો વિચાર તેણે પોતાના પુરોહિત વસિષ્ઠ મુનિપ્રત્યે કહી સંભળાવ્યો.૧૨ તે સાંભળી વસિષ્ઠે કહ્યુંઃ "હે ત્રિશંકુ!

* કેટલીક પ્રતમાં 'મહોદધર' એવું નામ છે.

તારી આ ઇચ્છા સફળ થવી તદ્દન અશકય છે; માટે તું તેને માટે મિથ્યા પ્રયત્ન કરીશ નહિ."[13] એથી અસંતોષ માની, ત્રિશંકુએ પોતાની ઇચ્છા સંપૂર્ણ થવી જ જોઇએ; કેમ કે પુરુષપ્રયત્નથી સઘળું સિદ્ધ થાય છે, એ વિચારથી વસિષ્ઠ મુનિના પુત્રો પાસે જવાનો તેણે વિચાર કર્યો. તે દક્ષિણ દિશા પ્રત્યે, જ્યાં તે ઋષિના મોટી કાંતિવાળા સો પુત્રો તપ કરતા હતા ત્યાં ગયો. ત્યાં તે મહા મનસ્વીઓની પાસે જઇ, સર્વેને યથાક્રમ નમસ્કાર કરી, કરજોડીને વિનતિરૂપે તેણે કહ્યું: "હે ગુરુપુત્રો! તમારું કલ્યાણ થાઓ. તમે મારા ગુરુના પુત્રો હોવાથી ગુરુતુલ્ય જ છો, માટે હું તમારે શરણે આવ્યો છું.[14-17] મને આ દેહે જ સ્વર્ગમાં જવાની ઇચ્છા છે; ને તેને માટે તે ઇચ્છા પરિપૂર્ણ થાય, એવો મહાયજ્ઞ કરાવવા સારુ હું મહાત્મા ગુરુ વસિષ્ઠની પાસે ગયો હતો, પરંતુ તેણે તેમ કરવાની મને ના કહી, તેથી હું અહીં આવ્યો છું.[18] તો તમે તે યજ્ઞ કરાવવાનું મનપર લઇ, મને યજ્ઞ સાહિત્યો તૈયાર કરવાની આજ્ઞા આપો. હે સર્વમાન્ય! હે તપસ્વીઓ! હું તમને વારંવાર પ્રણામ કરી, તમારી પાસે યાચના કરું છું કે, જેમ કરતાં હું સદેહે સ્વર્ગ પ્રત્યે જાઉં, તેવી રીતે તમે સર્વ સ્થિરચિત્ત થઇને મને યજ્ઞ કરાવો.[19-20] કારણ કે ગુરુએ ના કહી તો ગુરુપુત્ર વગર હું બીજા કોની પાસે જાઉં?[21] અમારા ઇક્ષ્વાકુ કુળની પરમ ગતિ અને દૈવત પુરોહિત જ છે અને તમે મારા દૈવતરૂપ છો."[22]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૫૮ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર–૮. ત્રિશંકુને શાપ.

હે રાઘવ! ત્રિશંકુનાં આ રીતનાં વચન સાંભળી વસિષ્ઠ પુત્રોએ તેને બહુ ક્રોધ કરી કહ્યું:[1] "હે દુર્બુદ્ધિ! સત્યવાદી ગુરુ વસિષ્ઠે તને ના કહી છતાં, શા માટે તું તેને તજી અમારી પાસે આવ્યો?[2] ઇક્ષ્વાકુવંશીઓના પુરોહિત વસિષ્ઠ જ છે, માટે તારે તેનાં વચન ઉલ્લંઘવાં, એ કેવળ અયોગ્ય છે.[3] જે યજ્ઞ કરાવવાની અમારા પિતાએ ના કહી, તે કરાવવાને અમે કોઇ પણ રીતે કેમ સમર્થ થઇએ?[4] હે નરશ્રેષ્ઠ ત્રિશંકુ! સ્વર્ગ તો શું, પણ ત્રણે ઉત્તમ લોકની જેથી પ્રાપ્તિ થાય, એવો યજ્ઞ કરાવવાને મહામુનિ વસિષ્ઠ જ સમર્થ છે; છતાં તેણે તને ના કહી ત્યારે તું ગુરુવાકયને ન ગણકારતાં અમારી કને કેમ આવ્યો?[5] અને તેથી શું અમે તને યજ્ઞ કરાવીને, અમારા પિતા તથા ગુરુ, મહાત્મા વસિષ્ઠને અપમાન પહોંચાડવા સમર્થ થઇએ એમ હતું? માટે મિથ્યા માથાકુટ છોડી દઇ, બાળકની પેઠે અજ્ઞાની ન થતાં, તું તારા પુર પ્રત્યે પાછો જા." આ વચન સાંભળીને પણ કંઈ ત્રિશંકુ મનભંગ થયો નહિ.[6] તેણે ફરીને તે સર્વેને કહ્યું: "ગુરુપુત્રો! તમે, તેમ જ તમારા પિતાએ મને યજ્ઞ કરાવવાની ના કહી, તો તેથી હવે મારે કોઇ અન્ય પુરોહિત (યજ્ઞ કરાવનાર)નો આશ્રય લેવો પડશે. તમારું કલ્યાણ થાઓ; ને તમે સુખેથી તપ કરો." એ પ્રમાણે કુળગુરુનું અતિક્રમણ* કરવારૂપ ત્રિશંકુનાં વચન સાંભળી, વસિષ્ઠપુત્રોને અતિશય ક્રોધ ચઢયો. તેને લીધે તેઓએ તેને શાપ દીધો: "હે દુષ્ટ! તું તારી દુર્બુદ્ધિને લીધે ચંડાળપણું પામીશ: માટે અહીંથી શીઘ્ર ચાલ્યો જા."

[હે રામ! ગુરુકુળનું અપમાન કરનારની એવી જ ગતિ થાય છે. જૂઓ, તેની શી ઇચ્છા હતી ને શું થયું!] તે મહાત્માઓ–વસિષ્ઠ પુત્રો, આ પ્રમાણે શાપ દઈ, પોતાના સ્થાન પ્રત્યે ગયા.[7-9] તે રાત્રિ વ્યતીત થતાં ત્રિશંકુ, જે નરોમાં વ્યાઘ્રરૂપ રાજા હતો, તે ચાંડાલપણાને પામ્યો. તેનો વર્ણ શ્યામ તથા નિસ્તેજ લૂખો થઈ ગયો; કેશ પાંખાળા અને કઠિન થઇ ગયા;[10] કાળાં વસ્ત્ર તેમ જ સ્મશાનની અંદર ઉત્પન્ન થયેલા પુષ્પ, ચંદન, લોઢાના અલંકાર અને ભસ્મ ધારણ કરવાથી તે મહા અમંગલ થઇ રહ્યો. તે રાજાના મનમાં આવો વેશ જોતાં અત્યંત ખેદ થયો. [ખરેખર તે ખેદ પામે તેવું જ થયું–લેવા ગયો સદેહે સ્વર્ગ, તો મળ્યું ચાંડાલપણું. પણ એથી કંઇ તે પોતાના સંકલ્પથી પાછો હઠયો નહિ. તેણે તો સદેહે સ્વર્ગે જવાની ઇચ્છા પૂર્ણ કરવા માટે હઠ જ પકડી.] આવા રૂપે તે પોતાના નગરમાં ગયો, તો ત્યાંના સર્વ પુરવાસીઓ તેમ જ તેના મંત્રીઓ અને કુટુંબ, એ સહુ તેનાથી દૂર નાસવા લાગ્યાં.[11] તુરત તે નગરમાંથી નીકળી ચાલ્યો ને અત્યંત પરિતાપ પામતો તથા પોતાને સહાય થઈ શકે તેવા પ્રતાપી પુરુષની ખોળ કરતો સર્વત્ર ભ્રમણ કરવા લાગ્યો.[12] કેટલેક કાળે તે મહાધૈર્યવાન્ ત્રિશંકુ, રાત્રિદિવસ મહા દુઃખી થતો, તપોધન વિશ્વામિત્રની પાસે જઇ ચઢયો. ત્યારે, વસિષ્ઠ તથા તેમના પુત્રોએ આ લોક તેમ જ પરલોકથી ભ્રષ્ટ કરેલા અને ચાંડાળના

* અવગણના.

રૂપને પામેલા રાજાને જોતાં જ વિશ્વામિત્રે તેને ઓળખ્યો; ને તેના આવા દીનપણાપર બહુ દયા લાવી તેને પૂછ્યું: "હે શૂરવીર રાજપુત્ર ! હે મહાબળવંત અયોધ્યાપતિ ! તું ચાંડાળપણું પામ્યો છતાં અહીં શા કાર્ય અર્થે આવ્યો છે ? મેં તને ઓળખ્યો છે; માટે તારે જે કહેવું હોય, તે નિઃશંક થઇ મને જણાવ."૧૫-૧૬

આવાં આશ્ચર્યભૂત વચન સાંભળી અતિ દીનતાથી હાથ જોડી ત્રિશંકુએ તેને કહ્યું: "હે શુભદર્શન વિશ્વામિત્ર ! મેં સશરીરે સ્વર્ગ પ્રત્યે જવાની કામનાને લીધે મારા ગુરુ વસિષ્ઠને તથા તેના પુત્રોને યજ્ઞ કરાવવા માટે વિનતિ કરી;૧૭ પણ તેમણે તે વિશે ના કહેવાથી હું મારી તે ઇચ્છિત કામનાને તો ન પામ્યો, પણ ઉલટું આ વિપરીત રૂપ–ચાંડાળપણું પામ્યો છું. હે સૌમ્ય ! મેં સદેહે સ્વર્ગ પ્રત્યે જવા સારુ સો યજ્ઞો કર્યા, પણ તેથી મને ઇચ્છિત ફળ મળ્યું નહિ. વળી એ વિષે હું મારા ક્ષત્રિય ધર્મના શપથ લઇ કહું છું; (કારણ કે મને આવું વિરૂપ પ્રાપ્ત થવાથી હું ખોટું બોલતો હોઇશ એમ તું ધારતો હો તો તેમ નથી. કેમકે મહા કષ્ટ પ્રાપ્તિની વેળાએ પણ હું કદી અનૃત બોલ્યો નથી, ને બોલીશ પણ નહિ.) કે મેં અનેક યજ્ઞો કરી યજન કર્યું, ધર્મવડે પ્રજાનું પાલન કર્યું તથા સદ્‌ગુણ સદાચારે કરી મહાત્મા ગુરુઓને સંતોષ્યા છે. અને હવે પણ ધર્મ વિષે પ્રયત્નવાન્ થઇ તે મહાયજ્ઞ કરવા ઇચ્છું છું, છતાં તે કરાવવાને ગુરુઓ મારાપર પ્રસન્ન થતા નથી. માટે હે મુનિવર વિશ્વામિત્ર ! હું હવે આ અનુભવથી એમ માનું છું કે, પુરુષાર્થ* એ ખરેજ નિષ્ફળ અને દૈવ જ† સદા પ્રબળ છે;૧૮-૨૨ કારણ દૈવે કરીને જ સર્વને પરાભૂત કરી શકાય છે અને દૈવ જ સર્વની પરમ ગતિ છે. તોપણ હું, કે જે અત્યંત પીડા પામેલો, ને દૈવે નાશ કરેલા કર્મવાળો હોવાથી, તારી કૃપાને ઇચ્છું છું, તેનાપર જરૂર તું કૃપા કર.૨૩ હું તને છોડીને હવે બીજા કોઇને શરણ નહિ જાઉં; કારણ કે તારા વિના મારે અન્ય શરણસ્થાન છે જ નહિ; તો તું, દેહ સહિત સ્વર્ગે ન જવાય એવાં મારાં દુર્દૈવને, પુરુષપ્રયત્ને કરી નિવૃત્ત કર.૨૪ "

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

* ઉદ્યમ. † પ્રારબ્ધ કર્મ.

## સર્ગ ૫૯ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર–૯. તપનો નાશ.

હે રામ ! આ પ્રમાણે ત્રિશંકુની નમ્ર વિનતિ સાંભળી કુશિકપુત્ર વિશ્વામિત્રે દયાને લીધે તેને મધુર વચન કહ્યાં:૧ "હે ઇક્ષ્વાકુવંશતિલક ! હે રાજાઓમાં શ્રેષ્ઠ ત્રિશંકુ ! તું ભલે આવ્યો. તું અતિ ધર્મિષ્ઠ છે તે હું જાણું છું, હું તને શરણે રાખીશ. તું કંઇ પણ ભય ધરીશ નહિ.૨ હે રાજા ! હું તારા અર્થે પુણ્યકર્મવાળા યજ્ઞમાં સહાયતા કરે એવા સર્વ મહર્ષિઓને આમંત્રણ કરીશ. તેમના હાથે તું પરમ નિવૃત્તિથી યજ્ઞ કરજે;૩ ને તેના પુણ્ય પ્રભાવવડે, તારા ગુરુએ શાપ આપીને જે આ તારું અતિ અમંગળ સ્વરૂપ કર્યું છે, (કે જેના વડે કોઈ સમયે સ્વર્ગમાં તો શું, પણ કોઈ શુભ કાર્યમાં પણ પ્રવૃત્ત થવાય તેમ નથી) તેજ સ્વરૂપવડે તું સશરીરે સ્વર્ગ પ્રત્યે જઇશ.૪ હે નરાધિપ ! હવે તને સ્વર્ગ પ્રાપ્ત થયું જ સમજ; કેમકે તું કુશિકવંશના શરણાગતનું રક્ષણ કરનારને શરણે આવ્યો છે."૫

એ પ્રમાણે ત્રિશંકુની સાંત્વના કર્યા પછી, તુરત જ વિશ્વામિત્રે પોતાના ધર્મિષ્ઠ, તેમ જ મહાજ્ઞાની પુત્રોને યજ્ઞસાહિત્યો તૈયાર કરવાની આજ્ઞા કરી;૬ ને પોતાના સર્વ શિષ્યોને બોલાવીને, વસિષ્ઠ પુત્રોસહિત સર્વ ઋષિઓ તથા ઋત્વિજો સહિત સર્વ સુહૃદોને પોતાના આમંત્રણથી બોલાવી લાવવાનું કહ્યું. વળી તેઓને ભલામણ કરી: "હે શિષ્યો ! તમે જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં એક વાત ધ્યાનમાં રાખજો કે, મારું આમંત્રણ સાંભળી, કોઇ પણ ઋષિ, વિશ્વામિત્ર ચાંડાળને યજન કરાવે છે, એવું નિંદિત વાક્ય કહે તો તે સ્મરણમાં રાખી મને જણાવજો." ગુરુ આજ્ઞા થવાથી સર્વ શિષ્યો દશે દિશા પ્રત્યે જઇ,૭-૯ બ્રહ્મવાદી ઋષિઓને થોડા જ દિવસમાં તેડી લાવ્યા. અહીં આગળ યજ્ઞ સાહિત્ય પણ તૈયાર થયું. શિષ્યોએ આવી વિશ્વામિત્ર મુનિને કહ્યું: "ગુરુ ! આપનું આમંત્રણ સાંભળીને એક મહોદય નામના ઋષિ તથા વસિષ્ઠના સો પુત્રો સિવાયના બાકી સર્વ બ્રાહ્મણો સર્વ સ્થળેથી આવ્યા છે અને હે મુનિપુંગવ ! તે મહોદય તથા વસિષ્ઠ પુત્રોએ નિમંત્રણ સાંભળી તમારા પ્રત્યે જે ક્રોધ વચનો કહ્યાં છે, તે અમારા મુખથી અમે કહી પણ શકતા નથી. કારણ કે અમારા ગુરુની નિંદાવાળાં દુષ્ટ વચનો શ્રવણ કરતાં જ અમને ક્રોધ ઉત્પન્ન થાય છે, તો પછી અમે સ્વતઃ તેનો કેમ જ ઉચ્ચાર કરીએ ? પરંતુ આપની આજ્ઞા છે તો

સાંભળો: 'અરે! યજ્ઞ કરનાર ચાંડાલ છે, ને યજ્ઞ કરાવનાર ક્ષત્રિય વિશ્વામિત્ર છે,[૧૦-૧૩] તો તે ચાંડાલની સભામાં આવી હુતદ્રવ્યને દેવતાઓ કેમ ગ્રહણ કરશે? તેમ જ ઋષિઓ તથા બ્રાહ્મણો તે યજ્ઞાવશિષ્ટનું* કેમ ભોજન કરશે?[૧૪] વળી મહાત્મા બ્રાહ્મણો ચાંડાળના અન્નનું ભોજન કરશે ને વિશ્વામિત્રે પાલન કરેલો તે કેમ સ્વર્ગ પ્રત્યે જઈ શકશે?' આમ તેઓએ કહ્યું છે."

હે રઘુવર! એ પ્રકારનાં પોતાના શિષ્યોનાં વચન સાંભળી, તે મહામુનિનાં નેત્ર મહા ક્રોધને લીધે રક્ત થઇ ગયાં; ને ભડભડતા અગ્નિની પેઠે પ્રજ્વલિત થઇ, સર્વ ઋષિસમૂહ વચ્ચે ઉભા રહી તે આ પ્રમાણે બોલ્યો: "અરે, એ દુષ્ટાત્મા વસિષ્ઠ પુત્રો, કંઇ પણ દૂષણ વગરની તપશ્ચર્યા કરનાર જે હું, તેને દૂષણ આપે છે,[૧૫-૧૭] તેથી તેઓ બળી ભસ્મ થશે એમાં સંશય નથી. વળી તેઓ યમલોકમાં જઇ અત્યંત નરક પીડા પામશે; ને પછી સાતસેં જન્મ સૂધી શ્વાનમાંસનું ભક્ષણ કરનાર મૂષ્ટિક નામના ભયંકર આકૃતિવાળા તથા શબવસ્ત્રાદિ હરણ કરવા રૂપ ઉલટા વ્યાપારવાળા ચાંડાલો થશે. વળી હે શિષ્યો! દુષ્ટ બુદ્ધિવાળા મહોદયે પણ મને દૂષણ આપ્યું છે, માટે તે પણ સર્વ લોકમાં દૂષિત થઇ, ઘણા કાળ સૂધી નિષાદપણાને પામી, નિર્દયપણે પ્રાણીહિંસા કરનારો થશે." એ પ્રમાણે કહી તાપસ વિશ્વામિત્ર વિરામ પામ્યા;[૧૮-૨૨] પણ હે રઘુનંદન! આથી તેણે પોતાના કલ્યાણમાં બહુ જ હાનિ કરી; કેમકે ક્ષત્રિય છતાં યજ્ઞ કરાવવા, ને તે પણ વળી શાપદૂષિત ચાંડાલને યજ્ઞ કરાવવા પ્રવૃત્ત થયો; તેમ જ શાપ દઇ બ્રાહ્મણો (વસિષ્ઠપુત્રો)નો વધ કરવારૂપ મહાપાપ કર્મ કરયું. એ સઘળાથી તેને તો માત્ર એજ લાભ થયો કે, અદ્યાપિ પર્યંત દીર્ઘ કાળથી બ્રહ્મત્વ પ્રાપ્તિને માટે અતિશય કષ્ટ વેઠી સંપાદન કીધેલું તપ ઘણે અંશે નાશ પામ્યું; કારણ કે, ક્રોધ સત્કર્મનાશક છે.]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬૦ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર-૧૦. નવી સૃષ્ટિ.

પછી પોતાના શાપવડે હણાયેલા મહોદય તથા વાસિષ્ઠોને યોગબળથી જાણી લઇ, વિશ્વામિત્ર સર્વ ઋષિઓ પ્રત્યે બોલ્યો:[૧] "હે ઋષિવરો! આ ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો ત્રિશંકુ રાજા, પરમ ધર્મિષ્ઠ તથા વંદનયોગ્ય છે. તે શરીર સહિત સ્વર્ગ પ્રત્યે જવાની કામનાથી મારે શરણે આવ્યો છે.[૨] માટે જેવી રીતે એ સદેહે દેવલોક પ્રત્યે જાય તેવી રીતે મારા સહિત તમે સૌ યજ્ઞ ચાલતો કરો.' એ સાંભળી પરસ્પર સૌ ઋષિઓ કહેવા લાગ્યા:[૩-૪] "આ વિશ્વામિત્ર મુનિ મહાક્રોધી છે, માટે એણે જેમ કહ્યું છે, તેવી જ રીતે કંઇ પણ સંશય ન કરતાં આપણે કરવું જોઇએ;[૫] નહિ તો તે સમર્થ છતાં અજિતેંદ્રિય (ક્રોધ, મોહ ઇત્યાદિને નહિ જિતેલા) હોવાથી આપણને શાપ દેશે.[૬] માટે તેના પ્રભાવથી આ ઇક્ષ્વાકુ કુલોત્પન્ન ત્રિશંકુ રાજા નિશ્ચે સશરીરે સ્વર્ગે જાય, તેવી રીતે આપણાં જૂદાં જૂદાં કર્મોનો આરંભ કરી, આપણે યજ્ઞ પ્રવૃત્ત કરો." આવો નિશ્ચય કરી, તે સર્વ મહર્ષિઓ યજ્ઞસંબંધી ક્રિયાઓ કરવા લાગ્યા.[૭-૮] તે સમયે તેજસ્વી વિશ્વામિત્ર યાજક (અધ્વર્યુ—યજ્ઞ કરાવનાર પ્રમુખ) થયા ને બીજા મંત્રશાસ્ત્રકુશળ ઋષિઓ ઋત્વિજ થયા પછી શાસ્ત્રવિધિ પ્રમાણે યજ્ઞ ચાલુ થયો.[૯]

પછી ઘણેક કાળે જ્યારે બલિદાન આપવાનો સમય આવ્યો, ત્યારે વિશ્વામિત્રે યજ્ઞભાગ લેવા સર્વ દેવતાઓનું આવાહન કર્યું; પણ કોઈ દેવતા ત્યાં યજ્ઞભાગ લેવા આવ્યા નહિ.[૧૦-૧૧] આ વેળાએ તો વિશ્વામિત્રના ક્રોધરૂપ અગ્નિમાં સારી પેઠે ઘી હોમાયું. આવાહન કર્યા છતાં હવિર્ભાગ લેવા સારુ કોઇ દેવતા આવ્યા નહિ, એટલે વિશ્વામિત્ર તેઓને દંડ આપતા હોય તેમ અતિશય ક્રોધથી પોતાના હાથમાંના સ્રુવને આકાશમાં ફેંકી, ત્રિશંકુ પ્રત્યે કહ્યું:[૧૨] "હે નરેશ્વર! કંઇ ચિંતા ન કર. દેવતાઓ પણ મારી સાથે વૈર બાંધવાની ઇચ્છા કરતા જણાય છે, તો હવે તું મારા તપોબળને જો. આ હું બલાત્કારથી તારા શરીરસહિત તને સ્વર્ગની પ્રાપ્તિ કરાવું છું.[૧૩] હે રાજા! આ જીવને શરીર સહિત સ્વર્ગની પ્રાપ્તિ દુર્લભ જ છે; તો પણ મેં કંઇએક તપશ્ચર્યાનું ફળ મેળવેલું છે, માટે તેના પ્રભાવથી તું સશરીરે સ્વર્ગ પ્રત્યે જા."[૧૪] હે કાકુત્સ્થ! એ પ્રમાણે વિશ્વામિત્રે કહેતાં જ, સર્વ મુનિઓના દેખતાં ત્રિશંકુના શરીરમાં વ્યોમગતિ પ્રાપ્ત થઇ, ને લાગલો જ તે ત્યાંથી પવનવેગે આકાશ માર્ગે થઈ અમરપુરીમાં ચાલ્યો ગયો. [અહો! કેટલો બધો વિશ્વામિત્રના તપોબળનો પ્રભાવ!]

પરંતુ એટલેથી જ કંઈ પત્યું નહિ. તેને સ્વર્ગ લોક પ્રત્યે આવેલો જોઈ, સર્વ સુરગણ સહિત ઇંદ્રે સક્રોધા-

* યજ્ઞ કરતાં વધેલાં હુતદ્રવ્યરૂપ યજ્ઞની પ્રસાદી.

શ્ચર્ય પામી કહ્યું: "હે મૂઢ ત્રિશંકુ! તું વિશ્વામિત્રના તપોબળથી અહીં આવી શક્યો ખરો, પરંતુ ક્યા સ્થાનને વિષે રહીશ? તારે માટે રહેવાને અત્રે કોઇ સ્થાન જ નથી.૧૫-૧૭ [કેમકે પોતાના પુણ્યકર્મવડે જેઓને સ્વર્ગપ્રાપ્તિ થાય છે, તેઓને તો અહીં વસવાને માટે તેમના પુણ્યપ્રભાવથી સ્થાનો તૈયાર હોય છે; પણ તું તેવા મનુષ્યો સરખો નથી; એટલું જ નહિ, પણ વળી] તું તારા ગુરુના શાપે કરી સર્વથા હણાયેલો છે, માટે અહીં વસવાનો તને કોઇ વાતે અધિકાર નથી, તેથી તું પાછો અધો મુખે પૃથ્વીપર પડ!" એટલું કહેતાં જ, હે રઘુવર! થોડીક વારમાં સૌના દેખતાં, "ત્રાહિ! ત્રાહિ! હે વિશ્વામિત્ર! રક્ષણ કર, રક્ષણ કર;" એમ પોકારતો ત્રિશંકુ જેવો ગયો હતો, તેવો જ આકાશમાંથી પડવા લાગ્યો; જેને જોઈ વિશ્વામિત્ર સહિત સર્વે મુનિઓ સ્તબ્ધ બની ગયા.૧૮-૧૯ અને જેમ દાવાનળ સળગી ઊઠે તેવું વિશ્વામિત્રનું સ્વરૂપ ક્રોધને લીધે થઇ રહ્યું, ને "ઉભો રહે! ઉભો રહે! કંઇ ચિંતા નહિ!" એવી રીતે ત્રિશંકુને બોલાવી સર્વ મુનિઓની વચ્ચે દક્ષિણ દિશા ભણી મ્હોં કરી તે બેઠા. પછી જેમ બીજા પ્રજાપતિ જ હોયની, તેવા પ્રતાપી વિશ્વામિત્રે, ત્રિશંકુને માટે નવો સ્વર્ગલોક સરજવાનો સંકલ્પ કીધો ને કૃતાંજલિ કરી આ પ્રમાણે તેમણે નવી સૃષ્ટિ રચી.

તે બોલ્યા: "હે મહર્ષિઓ. જુઓ: જેમ ઉત્તર દિશાને વિષે ઉત્તરધ્રુવ અચળ છે, તેમ દક્ષિણ દિશામાં આ ત્રિશંકુ દક્ષિણ ધ્રુવરૂપે અચળ રહો,—ને ધ્રુવને ફરતું જેમ સપ્તર્ષિનું મંડળ છે, તેમ આને પણ થાઓ." એટલું કહેતામાં જ દક્ષિણ દિશામાં તેમની અતુલ દૈવી શક્તિથી ધ્રુવાદિ સૃષ્ટિ આપોઆપ ઉત્પન્ન થઇ. ત્યારે ફરીને તે સપ્તર્ષિ મંડળની આસપાસ બીજાં સપ્તર્ષિમંડળને, સત્તાવીશ નક્ષત્રમાળાને તથા બીજા નક્ષત્ર (તારા) ગણોને ઉત્પન્ન કીધા.૨૦-૨૨ આટલું છતાં તેનો ક્રોધ શમ્યો નહિ. "મારી સ્વર્ગની નવી સૃષ્ટિના અધિપતિમાટે હું બીજો ઇંદ્ર કરીશ અથવા મેં સર્જેલો સ્વર્ગલોક ભલે ઇંદ્ર વિનાનો રહે; અથવા તેમાં આ ત્રિશંકુ જ ઇંદ્ર થાઓ!" એમ માનીને તે મહાક્રોધને લીધે સર્વ દેવતાઓ પણ નવા જ સરજવા તત્પર થયા.૨૩

ત્યારે તો ત્રણે લોકમાં હાહાકાર વર્તાઇ રહ્યો, ને ઋષિસમૂહ સહિત દેવતાઓ તથા અસુરો ભયને લીધે અતિસંભ્રાંત થઈ, મહાત્મા વિશ્વામિત્રની પાસે આવી, અતિ નમ્રપણે વિનતિ કરવા લાગ્યા:૨૪ "હે તપોધન વિશ્વામિત્ર! તને ધન્ય છે; તારા તપોબળની પ્રશંસા સહસ્રમુખ શેષથી પણ થઈ શકે તેમ નથી. તેં કોઇથી પણ ન બને તેવું અત્યંત અદ્ભુત પરાક્રમ કરી, નવીન સૃષ્ટિ ઉત્પન્ન કીધી; પરંતુ આ ત્રિશંકુ ગુરુના શાપથી ચાંડાલપણાંને પામ્યો છે, માટે બ્રહ્માએ અથવા તેં સર્જેલા સ્વર્ગ પ્રત્યે સશરીરે જવા યોગ્ય નથી."૨૫

એવી સુરગણોની સ્તુતિ સાંભળી, મુનિગપુંવ વિશ્વામિત્રે સર્વ દેવતાઓને મહત્ વાક્ય કહ્યાં:૨૬ "હે દેવતાઓ! તમારું કલ્યાણ થાઓ. પણ મેં આ ત્રિશંકુને, સશરીરે સ્વર્ગારોહણ થવા માટે પ્રતિજ્ઞા લીધેલી છે, તો તે મિથ્યા કરવા ઇચ્છતો નથી.૨૭ પણ પુનઃ પુનઃ કહું છું કે, એ ત્રિશંકુને મારા રચેલા નાશરહિત સ્વર્ગનો—સ્વર્ગ કરતાં પણ વિશેષ સુખનો—અનુભવ થાઓ! તેમ મેં સૃજેલા મારાં નક્ષત્ર વગેરે પણ અવિનાશી થાઓ! ને જ્યાંસૂધી ભૂર્લોકથી માંડી સત્યલોક સૂધીના લોક સ્થિર રહે ત્યાં સૂધી મારા સૃજેલા સર્વ નક્ષત્રાદિક લોક રહો; હે દેવતાઓ! તમો પણ એ વિષે અનુજ્ઞા આપો."૨૮-૨૯ એવાં મહાઉગ્ર વાક્ય સાંભળી સમગ્ર દેવતાઓ તે માન્ય કરી બોલ્યા "હે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર! તારું કલ્યાણ થાઓ, ને તેં ઉત્પન્ન કરેલાં નક્ષત્રાદિ લોકો ભલે અવિનાશી થાઓ; પરંતુ બ્રહ્મદેવે સૃજેલા જાજ્વલ્યમાન જ્યોતિશ્ચક્રના* માર્ગથી બહાર આકાશમાં સ્થિર રહો,૩૦-૩૧ ને દેવતા સરખો આ ત્રિશંકુ તારાં સૃજેલાં નક્ષત્રો મધ્યે આવાં દુઃસ્વરૂપને તજી અતિ પ્રકાશિત થઈ અવાક્શિરે (ઉંધે માથે)† દેવસમાન સુખથી રહો તથા ત્યાં તે કીર્તિમાન્ તથા કૃતાર્થ થયેલા રાજાઓમાં શ્રેષ્ઠ ત્રિશંકુની વાંસે સર્વ નક્ષત્રગણમાળા નિયમપૂર્વક ગતિ કરો."૩૨ એ પ્રમાણે કહીને સર્વ દેવતાઓએ સ્તુતિ કરી ત્યારે મહાતેજસ્વી વિશ્વામિત્રે ઘણા આનંદપૂર્વક સર્વ ઋષિગણની વચ્ચે ઉભા રહી, "હે સુરગણો! એ સર્વ તમારા કહેવા પ્રમાણે થાઓ," એમ કહ્યું. તુરત ત્રિશંકુ, પરમદિવ્ય સ્વરૂપ થઇ સર્વને આશ્ચર્ય પમાડતો પોતાના નવીન સ્વર્ગ પ્રત્યે નિવાસ કરવા ચાલ્યો ગયો.

* આકાશની અંદર ગ્રહ, નક્ષત્ર, તારા ઇત્યાદિની તેજસ્વી સૃષ્ટિ, જે ચક્ર જેવી ગોળાકાર ગતિમાં (સૂર્યની આસપાસ અને) ધ્રુવની આસપાસ ગતિ કરે છે, તે ચક્રને જ્યોતિશ્ચક્ર કહે છે.

† દક્ષિણ ધ્રુવ પ્રત્યે રહેનારા આપણને ઉંધે માથે જ લાગે; ને આપણે તેમને ઉંધે માથે લાગીએ, પરંતુ સૌ સૌના સ્થાનમાં સૌ યથાસ્થિત જ છે.

[હે નરશાર્દૂલ! મહામુનિ વિશ્વામિત્રના તપોબળનો કેટલો અતુલિત પ્રભાવ! ધન્ય છે, ધન્ય છે એને! આ ભૂતળવિષે એવો તાપસ ન ભૂતો ન ભવિષ્યતિ. હવે એ ત્રિશંકુના યજ્ઞમાં આવેલા તે સર્વે દેવો તથા તપોધન મહર્ષિઓ, વિશ્વામિત્રના તપોબળના ગુણ ગાતા ને પ્રશંસા કરતા તથા આશ્ચર્યથી ઉભરાઇ જતા અંતઃકરણે ત્યાંથી સ્વસ્થાનો પ્રત્યે જવા માટે તૈયાર થયા.][૩૩-૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દરામાયણવિષે બાલકાણ્ડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૧ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર-૧૧. શુનઃશેપની પિતૃભક્તિ.

શતાનંદ કહે છેઃ-હે નરશાર્દૂલ રામ! ત્રિશંકુનો યજ્ઞ સમાપ્ત કરી, તેને નવી સૃષ્ટિનો અધિપતિ સ્થાપી વિશ્વામિત્ર શાંત થયા, એટલે તે યજ્ઞ પ્રસંગે આવેલા સર્વ ઋષિઓએ જવા માટે તેની આજ્ઞા માગી. ત્યારે તેણે તેઓને કહ્યુંઃ[૧] "હે મહાત્મા ઋષિઓ! હું પણ આ દક્ષિણ દિશામાં રહેવું ઉચિત ધારતો નથી. કારણ કે, આખી દક્ષિણ દિશામાં વ્યાપી રહેલો ગ્રહરૂપ ત્રિશંકુ તેની છાયાએ કરી આપણા તપમાં વિઘ્નકારક થઈ પડશે, માટે કોઈ બીજી દિશા તરફ ચાલો." પછી સર્વે ઋષિસમૂહને સાથે લઇને વિશ્વામિત્ર ત્યાંથી પશ્ચિમ પ્રદેશમાં આવેલા પુષ્કર નામના પવિત્ર તીર્થના વિશાળ તપોવનમાં જઈ વસ્યા ને ત્યાં માત્ર ફળ કિંવા મૂળ વગેરે પદાર્થોનો જ આહાર કરી, મહા ઉગ્ર તપ કરવા લાગ્યા.[૨-૪]

[અહીં પણ મહા તીવ્ર તપ કરતાં વિશ્વામિત્રનો ઘણોક કાળ વીતી ગયો. એવામાં વળી એક પ્રસંગ તેમના તપનાં ફળને ક્ષીણ કરનાર પ્રાપ્ત થયો.] કેટલેક કાળે અયોધ્યાનો અધિપતિ અંબરીષ રાજા યજ્ઞ કરવા તૈયાર થયો,[૫] ત્યારે ઇંદ્રે તેના યજ્ઞપશુનું હરણ કર્યું, તેથી રાજાના પુરોહિતે તેને જણાવ્યુંઃ[૬] "હે અંબરીષ! તારા યજ્ઞમાં આણેલો યજ્ઞપશુ કાં તો તારા પાપને લીધે અથવા તો તેની રક્ષા કરનારના પ્રમાદને લીધે ખોવાઈ નાશ પામ્યો, એ તને મોટો દોષ પ્રાપ્ત થયો છે; કેમકે પ્રજાની રક્ષા ન કરનાર નરેશ્વર દોષપાત્ર થાય છે, ને તે દોષ તેનો નાશ કરે છે.[૭] માટે યજ્ઞપશુ હરણ થવારૂપ તને લાગેલો દોષ તારા નાશનું કારણ થઈ પડશે; તેથી તું યજ્ઞકર્મનો આરંભ થયા પહેલાં શીઘ્રતાથી તે યજ્ઞપશુને લાવ. અથવા તેને બદલે કોઈ દ્રવ્ય આપી નરપશુ (મનુષ્યરૂપ પશુ) ને લઇ આવ."[૮]

આવું ઉપાધ્યાયનું કહેવું સાંભળી, બુદ્ધિમંત અંબરીષ રાજાએ, ચાહે તો હજારો ગાયો જેટલું મૂલ્ય બેસે તો તે આપીને નરપશુજ લાવવાનો નિશ્ચય કીધો;[૯] અને તેને લીધે પોતે તેની શોધ કરતાં અનેક દેશ, શહેર, વન તથા ઘણાંક પવિત્ર આશ્રમોને વિષે ફરતો ભૃગુતુંગ પર્વતના શિખરપર સ્ત્રી તથા પુત્રો સહિત નિવાસ કરનારા ઋચીક નામના ઋષિ આગળ જઇ ચઢ્યો. તે ઋષિને ત્રણ ગુણવાન્ પુત્રો હતા.[૧૦-૧૧] રાજાએ દંડવત્નમસ્કાર કરી, ઘણીજ દીનવાણીથી ઋષિની સ્તુતિ કરી;[૧૨] ત્યારે ઋષિએ પ્રસન્ન થઈ, તેને કહ્યુંઃ "હે રાજન્! તારું કલ્યાણ થાઓ; તને શું સંકટ છે તે મને શીઘ્ર જણાવ. તારા ઉપર હું પ્રસન્ન થયો છું, માટે તારાં ગમે તેવાં દુઃખને હું દૂર કરીશ." આ પ્રમાણે ઋષિનું વરદાનરૂપ વચન પ્રાપ્ત થવાથી રાજાએ ઋષિને જણાવ્યુંઃ "ભૃગુકુલોત્પન્ન ઋષિવર ઋચીક! જો આપ મારી પાસેથી એક લક્ષ ગાયોનું મૂલ્ય લઇને પણ ત્રણમાંથી આપનો એક પુત્ર મને વેચાતો આપો તો હું કૃતાર્થ થાઉં; કારણ કે મારા યજ્ઞનો પશુ હરાઈ ગયો છે, તે ઘણીક શોધ કર્યા છતાં મળતો નથી, તો તે તમારો પુત્ર યજ્ઞપશુ અર્થે મારે કામ આવે." આવું સાંભળીને તો ઋષિ અત્યંત વિમાસણમાં પડી ગયા; ને શોકમાં લીન થઇ કહેવા લાગ્યાઃ[૧૩-૧૫] "હે નૃપ! હું મારું વચન મિથ્યા કરવા ઇચ્છતો નથી અને વળી યજ્ઞ, એ પરમાર્થ સાધનરૂપ કાર્ય હોવાથી યજ્ઞપશુરૂપે મારો પુત્ર કામે લાગશે, એ સર્વ લોકનો મોટો ઉપકાર થશે. તું મારા એક પુત્રને લઈ જા; પરંતુ ત્રણેમાંથી કયો બાળક તને આપવો, એ મને સૂઝતું નથી. કેમ કે એ ત્રણે પુત્રો મને એકેક કરતાં અધિક પ્રિયકર છે. જ્યેષ્ઠ પુત્રને હું આપી શકું નહિ, કેમકે પિતાની પછવાડે તેનો (પિતાનો) સર્વ અધિકાર જ્યેષ્ઠ પુત્રને પ્રાપ્ત થાય છે."

આવી રીતે ઋષિ રાજાને કહે છે એટલામાં, તે સઘળું સાંભળી રહેલી તેમની સ્ત્રી આતુરતાથી વચમાં રાજા અંબરીષ પ્રત્યે બોલીઃ "અરે રાજા! જ્યારે પૂજ્ય ભૃગુના પુત્રે જ્યેષ્ઠ પુત્રને પ્રિય ગણી, ના કહી છે,[૧૬-૧૭] તો મારા કનિષ્ઠ (સૌથી નાના) પુત્રને પણ હું કદી આપવા દઇશ નહિ. કેમકે માતાઓને નાનો પુત્ર અતિ પ્રિય

હોય છે, તેથી શુનક મને વહાલો છે.[૧૮] હે નરશ્રેષ્ઠ! બહુધા એવો નિયમ જ છે કે, જ્યેષ્ઠ પુત્ર પિતાને વહાલો હોય છે, ને કનિષ્ઠ પુત્ર માતાને પ્રિય હોય છે, માટે કનિષ્ઠ પુત્રને હું આપવા દઇશ નહિ."[૧૯] હે રામ! આ વખતે ઋચીકના ત્રણે પુત્રો પાસે જ હતા. તે આ સઘળો સંવાદ સાંભળતા હતા. સૌથી મોટો ને સૌથી નાનો એમ બંને પુત્રને પોતાનાં માતાપિતા રાજાને હાથ આપવા રાજી નથી, એમ જાણી તેનો વચેટ પુત્ર શુનઃશેપ નામે હતો, તેણે વિચાર કીધોઃ "મારાં માતપિતાને આ ધર્મસંકટ પ્રાપ્ત થયું છે. પરંતુ તેમના પરસ્પરના બોલવાપરથી જણાય છે કે, હું રાજાને અર્પણ થઇ શકું; છતાં મારાપરની પ્રીતિને લીધે તેઓ મને કહી શકતાં નથી. તો પિતાને હરકોઇ રીતે સહાય થવું, એ પુત્રનો સ્તુત્ય ધર્મ હોવાથી હું પોતે જ રાજા સાથે યજ્ઞપશુરૂપે જઇશ." આવો મનમાં નિશ્ચય કરી, શુનઃશેપ રાજા પ્રત્યે બોલ્યોઃ[૨૦] "હે રાજર્ષિ અંબરીષ! પિતા જ્યેષ્ઠપુત્રને તથા માતા કનિષ્ઠપુત્રને આપવાની ના કહે છે, તો આપવા યોગ્ય વચેટ પુત્ર છે એમ હું માનું છું; માટે તું મને યજ્ઞપશુ અર્થે લઇ જા."[૨૧]

હે રઘુનંદન! શુનઃશેપનાં એવાં ધર્મયુક્ત વચન સાંભળી, તેનાં માતા પિતા તથા રાજા, એ સૌ બહુ હર્ષને પામ્યાં, ને ઋષિએ તેને હૃદય સાથે ચાંપી ઘણા ઘણા આશીર્વાદ દઈ રાજા સાથે જવાની આજ્ઞા આપી. ઋષિ જો કે તેનું મૂલ્ય લેવાને કોઈ વાતે ખુશી નહતા, છતાં રાજાએ તેને મૂલ્ય નહિ, પણ દક્ષિણારૂપે અસંખ્ય હિરણ્ય તથા સુવર્ણની મુદ્રાઓ, અનેક રત્નો[૨૨] તથા લક્ષ ગાયો અર્પણ કરી; ને શુનઃશેપને રથમાં બેસાડી અતિ પ્રીતિ સહિત મહાત્મા અંબરીષ પોતાના પુર પ્રત્યે જવા ચાલી નીકળ્યો. ધન્ય છે શુનઃશેપને, કે જે પિતાનું વચન રાખવા અર્થે પોતાના પ્રાણને પણ અળખામણો કરી રાજા સાથે ગયો.[૨૩-૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૨ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર-૧૨. શુનઃશેપની રક્ષા.

હે રઘુનંદન! પછી શુનઃશેપને લઇને અંબરીષે મધ્યાહ્ન સમયે પુષ્કરમાં આવી બપોરો કર્યો.[૧] અહીં વસનારા સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ વિશ્વામિત્ર શુનઃશેપના મામા થતા હતા, તેથી ત્યાં જતાંજ મહા યશસ્વી અને તૃષા, ખેદ તથા શ્રમથી દીન થયલો શુનઃશેપ વિશ્વામિત્રને જોઈ તેના ખોળામાં પડ્યો, ને પોતાની સર્વ વિગત જણાવી તેને કહેવા લાગ્યો "હે મુનિપુંગવ! અહીં મારાં માતા પિતા કિંવા સગાં નાતિલાં કોઈ પણ ન હોવાથી, એ સૌમાં તું છે;[૨-૫] તો ધર્મને જાણનારો તું મારી રક્ષા કર. હે શ્રેષ્ઠ! હું અનાથ છું, તેનો નાથ થા. કારણ કે તું સર્વ કાર્ય કરી ચૂકેલો રાજા હોવાથી સર્વનું રક્ષણ કરનારો, તથા સર્વના હિત અને ઇષ્ટકર્ત્તા છે. હે ધર્માત્મા! જેમ પિતા પુત્રની રક્ષા કરે, તેમ મને પ્રાપ્ત થયેલી વિપત્તિથી તું મારી રક્ષા કર. આ અંબરીષ રાજા મને પશુને ઠેકાણે યજ્ઞમાં હોમશે, તેથી મારા આત્માને વિપત્તિ થશે, એટલું જ નહિ, પણ તેથી મારી અસદ્ગતિ થશે. તો એ સર્વેથી મને બચાવી, હું દીર્ઘ આયુષ્યને તથા ધર્મલોપરહિતપણાંને તથા તપ કરીને સર્વ લોકથી શ્રેષ્ઠપણાંને પામું, એવી કૃપા કર."[૬-૭]

શુનઃશેપનાં આવાં દયામણાં વચન સાંભળીને, વિશ્વામિત્રે બહુ પ્રકારે તેની સાંત્વના કરી; ને પછી પોતાના મધુચ્છંદાદિ પુત્રોને કહ્યું:[૮] "હે પુત્રો! જે પરલોકહિતાર્થે પિતાઓ પુત્રને ઇચ્છે છે, તે પિતાની આજ્ઞા પાળવારૂપ કાર્ય સંપાદન કરવાનો તમારે સમય આવ્યો છે;[૯] આ ઋચીક ઋષિનું બાળક શુનઃશેપ મારું શરણ ઇચ્છે છે; તો તે જીવતો રહે એમ કરી તમે, હે પુત્રો! મારું પ્રિય કરો.[૧૦] તમે સર્વ સુકૃત કરનાર તથા ધર્મપરાયણ છો; તેથી અંબરીષના પશુરૂપ થઈ, તેના યજ્ઞને વિષે અગ્નિને સંતુષ્ટ કરો.[૧૧] હે પુત્રો! આ શુનઃશેપનું રક્ષણ થાય, રાજાનો યજ્ઞ નિર્વિઘ્ને પૂર્ણ થાય, દેવતાઓ તૃપ્ત થાય તથા મારું વચન પણ સત્ય થાય તેમ કરો."[૧૨] એવું સાંભળી મધુચ્છંદાદિ પુત્રોએ સાભિમાન ને સપરિહાસથી કહ્યું: "હે સમર્થ પિતા! તું તારા પોતાના પુત્રોનો ત્યાગ કરી, બીજાના પુત્રની રક્ષા કેમ કરે છે! આ તારું કાર્ય ભોજનમાં શ્વાનમાંસ પ્રાપ્ત થવા જેવું અકાર્ય ( અયોગ્ય ) છે, એમ અમો જોઇએ છીએ."[૧૩-૧૪] પિતાની આજ્ઞા પાળવી તો એક બાજુએ રહી, પણ ઉલટું આવું પ્રત્યુત્તર આપ્યું તે સાંભળી, વિશ્વામિત્રને બહુ ક્રોધ ચઢયો ને લાલચોળ નેત્ર કરી, તે બોલ્યોઃ "હે દુષ્ટો! તમે મારાં વાક્યનું ઉલ્લંઘન કરી, પિતાનો ભય ન રાખતાં ધર્મથી વિરુદ્ધ અને મારાં રોમાંચિત ઉભાં થવા જેવું દારુણ વાક્ય કહ્યું, તેથી તમે સર્વે વસિષ્ઠના પુત્રોની પેઠે મુષ્ટિક જાતિના

(શ્વાનમાંસભક્ષી) ચાંડાળ થઇ, એક સહસ્ર વર્ષપર્યંત પૃથ્વીમાં વસો."[૧૫-૧૭] પુત્રોને એ પ્રમાણે શાપ આપી, પછી શુનઃશેપને પોતાની પાસે બોલાવી વિશ્વામિત્રે બહુ ધીરજ આપી ને ઇંદ્ર તથા ઉપેંદ્રની બે ગાથાનો ઉપદેશ કર્યો.[૧૮] પછી તેને કહ્યું: "હે શુનઃશેપ! તું યજ્ઞને વિષે માળા પહેર્યા પછી, તથા ચંદન ચર્ચ્યા પછી, વૈષ્ણવી પવિત્ર યૂપે બંધાય, ત્યારે વેદમંત્રવડે અગ્નિની સ્તુતિ કરજે,[૧૯] ને મેં ઉપદેશ કરેલી બે ગાથાઓ ગાઇને, હે મુનિપુત્ર! ઇંદ્ર તથા ઉપેંદ્રની પણ પ્રાર્થના કરી તેમને સંતુષ્ટ કરજે; તે બળિદાન લેનારા દેવોના આશીર્વાદથી તું દીર્ઘાયુષી થઇશ."

વિશ્વામિત્રથી પોતાનાં સર્વ દુઃખનો નાશ કરનારી બે ગાથા ગ્રહણ કરી, રક્ષા પામીને શુનઃશેપ તુરત અંબરીષ પાસે જઈ તેને કહેવા લાગ્યો:[૨૦-૨૧] "હે રાજસિંહ! હવે તું શીઘ્રતાથી યજ્ઞસ્થાન પ્રત્યે ચાલ, ને ત્યાં જઇ તું યજ્ઞદીક્ષા લઈ યજ્ઞનો આરંભ કર."[૨૨] તુરત તેનાં આવાં આનંદ ઉપજાવનારાં વાક્યો સાંભળી, બન્ને રથારૂઢ થયા, ને યજ્ઞસ્થાન પ્રત્યે જઇ, રાજાએ પુરોહિતને નરપશુ નિવેદન કીધો. એટલે સદસ્યોના અનુમતથી દર્ભની દોરીવતી બાંધી, પશુરૂપે કલ્પના કરેલા તથા રક્ત વસ્ત્ર પહેરેલા શુનઃશેપને, વિષ્ણુ નામના યૂપ સાથે બાંધ્યો.[૨૩-૨૪] યજ્ઞ ચાલતો થયો કે, તુરત તેણે બીજા કોઇને ખબર ન પડે તેવી રીતે પવિત્ર વેદ વાણીથી અગ્નિનું સ્તવન કરીને, વિશ્વામિત્રે આપેલી ગાથાઓથી ઇંદ્ર તથા ઉપેંદ્રની પ્રાર્થના કરી.[૨૫] એથી બહુ પ્રસન્ન થઇ ઇંદ્રે તેને દીર્ઘાયુષી કીધો ને અંબરીષ રાજાનો યજ્ઞ પણ રુડી રીતે સમાપ્ત થયો.[૨૬]

એક વખતે આગળ વિશ્વામિત્રે વસિષ્ઠ પુત્રો વગેરેને ક્રોધથી શાપ આપીને પોતાના ઘણાક તપોબળનો નાશ કીધો હતો; તેથી "હવે હું ક્રોધ નહિ કરું," એમ નિશ્ચય કરીને તેમણે પુનઃ તપ માંડ્યું હતું. પણ પુનઃ પોતાના મધુચ્છંદાદિ પુત્રોને ક્રોધને લીધે શાપ દીધો, તેથી તે તપ પણ નિષ્ફળ થયું એમ માની, એ ધર્માત્મા તથા મહા તપસ્વી વિશ્વામિત્ર પુષ્કર તીર્થમાં વળી એક હજાર વર્ષનો સંકલ્પ કરી પુનઃ તપ કરવા લાગ્યા.[૨૭-૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ.**

—————

## સર્ગ ૬૩ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર–૧૩. મેનકા વિલાસ.

(શતાનંદ કહે છેઃ–) હે રામભદ્ર! એ તપ કરતાં વિશ્વામિત્રને એક હજાર વર્ષ પૂરાં થયાં, ત્યારે વ્રત પૂર્ણ કરી તે મહા મુનિ સ્વસ્થ થયા. એટલે તે તપનું ફળ આપવા તેમની આગળ સર્વ દેવતાઓ સહિત બ્રહ્માએ આવી[૧] તેને કહ્યું: "હે વિશ્વામિત્ર! તારું કલ્યાણ થાઓ. તું આ તપાચરણવડે ઋષિ (રાજર્ષિ, પણ બ્રહ્મર્ષિ નહિ) થયો છે:"[૨] આટલું કહી બ્રહ્મા સત્ય લોકમાં ગયા. ત્યારે વિશ્વામિત્રે વિચાર કીધો કે: "અરે મને બ્રહ્મદેવે માત્ર ઋષિ (રાજર્ષિ) જ કહ્યો, પણ બ્રહ્મર્ષિ કહ્યો નહિ, માટે હું હજી બ્રહ્મત્વ યોગ્ય થયો નથી." આમ ધારી તેણે પુનઃ ઉગ્ર તપ કરવા માંડ્યું.[૩]

આ તપ કરતાં તેને ઘણો કાળ વીતી ગયો, એવામાં વળી તેના તપમાં એક મહાવિઘ્ન નડ્યું. કોઇએક દિવસે તે પુષ્કર તીર્થના રમ્ય સરસીમાં મેનકા નામની અપ્સરા જળક્રીડા કરવા અર્થે આવીને તેમાં સ્નાન કરવા માંડી.[૪] આ સમયે અપ્રતિમ સૌંદર્યનો ભંડાર મેનકા, જેમ આકાશમાં વીજળી ઝબકે તેમ તે સ્થાનને વિષે ઝબકી રહી હતી.[૫] એને ત્યાં સ્નાન કરતી જોઇ, વિશ્વામિત્ર કામને વશ થઇ ગયા ને કન્દર્પ દર્પ–કામવ્યથા નહિ સહન થવાથી તેણે તે અપ્સરાને પોતાની પાસે બોલાવી કહ્યું: "હે મોહિની! તારું કલ્યાણ હો. તું મારા આશ્રમમાં વાસ કર.[૬] જો તું મારાપર સંતુષ્ટ થશે તો તારું કલ્યાણ થશે. હું મદનથી વ્યથિત થયો છું, તો તું મારો મદનતાપ શાંત કર." એ સાંભળી, હે રાઘવ! તે મહામુનિનાં વચનને માન્ય કરી, મેનકા તેના આશ્રમમાં રહી, ને તેની સાથે યથેચ્છ ક્રીડા કરવા લાગી.[૭] એમ કરતાં ત્યાં તો સુખેથી દશ વર્ષ વહી ગયાં, ત્યારે પોતાના તપમાં વિક્ષેપ પડવાથી વિશ્વામિત્રને વિચાર થઈ આવ્યો; માટે અતિ શોકવાન્ થઈ તે ચિંતા કરવા લાગ્યો: "અરે, મેં આ શું કર્યું? શું મેં કામને વશ થઇ ઘણા કાળનું અમૂલ્ય તપ ગુમાવ્યું? ધિક્ ધિક્! પણ મને અપ્સરાનો સંગ થયો, એ કર્મ મારા તપને નાશ કરવા સારુ દેવતાઓએ જ કર્યું છે. તો મારે હવે શું કરવું? અહો! મોહને વશ થવાથી સહજમાં મારાં દશ વર્ષ વીતી ગયાં, ને હું તપથી ભ્રષ્ટ થયો."[૮-૧૧]

આવા પશ્ચાત્તાપથી તે વારંવાર દુઃખી થઈ નિઃશ્વાસ મૂકવા લાગ્યો. તે જોઇ ભયથી થરથર કાંપતી મેનકા

હાથજોડી તેની સ્તુતિ કરવા લાગી, એટલે ક્રોધ ન કરતાં તેણે મધુર વચનથી તેને સ્વર્ગ પ્રત્યે જવાની આજ્ઞા આપી.[૧૨-૧૩]

પછી કામને જિતવાની ઇચ્છાવાળા યશસ્વી વિશ્વામિત્ર વ્યગ્ર ચિત્ત થવાને લીધે તે સ્થાન છોડી ત્યાંથી ઉત્તર પર્વત પ્રત્યે આવેલી કૌશિકી નદીના તટપર ગયા ને બ્રહ્મચર્યવ્રત ધરી મહા દુ:સહ તપનો આરંભ કર્યો. હે રામ! ત્યાં આગળ અતિ તીવ્ર તપ કરતાં, તેમને વળી એક સહસ્ર વર્ષ વીતી ગયાં,[૧૪-૧૫] ત્યારે તેને લીધે દેવતાઓને મહા ભય ઉત્પન્ન થયું, તેથી તેઓ સર્વે બ્રહ્મદેવ આગળ જઈ પ્રાર્થના કરવા લાગ્યા:[૧૬] "હે દેવ! હવે આ વિશ્વામિત્રને આપ મહર્ષિ કહી છૂટકો કરો. કારણ કે એનું તપ અમને બહુ પીડાકારી થઇ પડે છે. હવે એ ભલે બ્રહ્મર્ષિ કહેવાય." એવી દેવતાઓની સ્તુતિથી સર્વ લોકના પિતામહે, વિશ્વામિત્ર આગળ આવી કહ્યું:[૧૭] "હે તપોધન કુશિકપુત્ર! હું તારા તપથી સંતુષ્ટ થવાને લીધે તને મહર્ષિ પદ આપું છું, પરંતુ તું હજુ સૂધી કામ તથા ક્રોધને વશ થઈ જતો હોવાથી અજિતેંદ્રિય છે, તેથી જિતેંદ્રિય થવાનો યત્ન કર, એટલે પૂરેપૂરો બ્રહ્મર્ષિ કહેવાઇશ."

એટલું કહી દેવતાઓ સહિત બ્રહ્મા સ્વર્ગે ગયા.[૧૮-૨૧] પછી તપોધન વિશ્વામિત્રે વળી નિરંતર વાયુનું જ ભક્ષણ કરતાં બ્રહ્મત્વ પ્રાપ્તિના ઉદ્યમરૂપ તપ કરવાનો આરંભ કર્યો.[૨૨] આ સમયનું તેનું તપ પાછલાં સર્વ તપો કરતાં ઘણું ભયંકર હતું. સૂર્યોપસ્થાન કરતા હોય, તેની પેઠે ઊંચા હાથ કરી, ગ્રીષ્મ ઋતુમાં તે પંચાગ્નિ મધ્યે, વર્ષા ઋતુમાં માત્ર આકાશરૂપ છત્રનો જ છાયો કરીને, તથા શિશિર ઋતુમાં રાત્રિ દિવસ જળ મધ્યે રહીને ઘોર તપ કરતા હતા. હે રામ! એ પ્રમાણે તે મહામુનિને તપ કરતાં સહસ્ર વર્ષ વીતી ગયાં,[૨૩-૨૪] ત્યારે વળી દેવતાઓને તથા ઇંદ્રને મોટો સંતાપ ઉત્પન્ન થયો. તેથી તેઓએ મરુદ્દગણો સહિત એકત્ર થઈ મુનિના તપમાં વિઘ્ન નાંખવાનો ઉપાય કરવા માટે રંભા નામની અપ્સરાને બોલાવી, સમજાવવા માંડી.[૨૫-૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દરામાયણવિષે બાલકાણ્ડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૪ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર-૧૪. રંભા.

ઇંદ્રે કહ્યું: "હે રંભા! તું મારી આજ્ઞાથી મૃત્યુ લોકમાં જઇ કામના મોહન મંત્રવડે વિશ્વમિત્ર મુનિના તપમાં વિઘ્ન કર."[૧] હે રામ! વિશ્વામિત્રનો ક્રોધ ત્રણે લોકમાં પ્રખ્યાત હતો, માટે સહસ્રાક્ષનું વચન સાંભળી રંભાએ હાથજોડી લજ્જાયુક્ત થઈ કહ્યું:[૨] "હે સુરપતિ! તું જાણે જ છે કે, મહામુનિ વિશ્વામિત્ર ઘોર ક્રોધી છે. માટે જો કે, તારી આજ્ઞા પ્રમાણે કાર્ય કરીશ, તો તે મારી ઉપર અવશ્ય ભયંકર કોપ કરી મને શાપ દેશે.[૩] તેનાથી હું બીહું છું, તો મારી ઉપર તું કૃપા કર. (અર્થાત્ મુનિને છલન કરવાની આજ્ઞા મુને આપશો નહિ.)" એ પ્રમાણે રંભાને ભય પામતી તથા થરથર કાંપતી જોઈ ઇંદ્રે કહ્યું: "હે સુંદરિ! તું નિર્ભય થઈ મારી આજ્ઞા પ્રમાણે કર;[૪-૫] કારણ કે હું કામદેવ સહિત કોકિલ પક્ષીનું સ્વરૂપ લઈ, આ વસંત ઋતુના દિવસો છે, માટે સુશોભિત વૃક્ષો વિષે રહીશ ને નાના પ્રકારના સુગંધી વાયુ તથા મીઠા શબ્દોવડે મુનિનાં ચિત્તને હરણ કરીશ.[૬] તે સમયે તું અતિ સૌંદર્ય તથા હાવભાવવાળા કટાક્ષના મારથી તેને કામોત્પાદન કરજે. જેથી તપસ્વી વિશ્વામિત્ર સહજ તપથી ચલાયમાન થશે."[૭]

હે રાઘવ! એ પ્રમાણે ઇંદ્રની આજ્ઞા થવાથી હાસ્યમુખી રંભા પોતાનું અતિ લલિત લાલિત્યમય સૌંદર્ય દર્શાવતી વિશ્વામિત્ર આગળ આવી, તેને લોભાવવા નાના પ્રકારના સુંદર આલાપ કરવા લાગી.[૮] ઇંદ્રે પણ ત્યાં આવી પોતાનું કાર્ય સાધ્યું. મનોહર વાણીથી કોકિલા ટૌકા કરી રહી છે, સુગંધમય વાયુ વાઈ રહ્યો છે; ને વૃક્ષોપરથી વસંત પુષ્પો આપોઆપ ખરી પડે છે. એ બધાથી હર્ષ પામી વિશ્વામિત્ર નેત્ર ઉઘાડી જૂએ છે તો તેણે પોતાની સામે રંભા અપ્સરાને ઊભેલી જોઈ.[૯] એકાએક થયેલો આ કોકિલ શબ્દ તથા રંભાનું ગાન, એ બધાથી મુનિ અતિ હર્ષિત થયા ખરા, પરંતુ તેને એક સંદેહ ઉત્પન્ન થયો:[૧૦] 'શું આ રંભા યદૃચ્છાથી જ અત્રે આવી છે, કે મારા તપનો ભંગ કરવા ઇન્દ્રે મોકલી છે?" તેણે સમાધિ ચઢાવીને જોયું તો માલમ પડ્યું કે, આ સર્વ કાર્ય ઇંદ્રની પ્રેરણાનું જ છે. તુરત તેને મહા ક્રોધ ચઢ્યો ને કૃતાંજલિ કરી રંભાને શાપ આપ્યો:[૧૧] "હે દુર્ભાગિણી અપ્સરા! તું કામ તથા ક્રોધને જિતવાની ઇચ્છાવાળા મને મોહ પમાડે છે, માટે દશ હજાર વર્ષ સૂધી શિલારૂપ થઈ મહા દુ:ખ ભોગવીશ.[૧૨] તે પછી તને તપશ્ચર્યારૂપ બળવાળા ઋષિવર વસિષ્ઠ* મારા શાપથી મુક્ત કરશે."[૧૩] આ પ્રમાણે મહા મુનિ વિશ્વામિત્રે રંભાને કહ્યું ખરું, પરંતુ તેને શાપ

---

* મૂળમાં કોઇક બ્રાહ્મણ શબ્દ છે.

આપવા માટે કરેલા ક્રોધથી પોતાના તપમાં મોટો ભંગ થયો, એ જાણી તેને અસહ્ય સંતાપ અને પશ્ચાત્તાપ થવા લાગ્યો.[૧૪] તેના મહત્ શાપને લીધે રંભા તુરત ત્યાં જ શિલા થઈ પડી. એ જોઈ વૃક્ષોની અંદર પક્ષી-રૂપે સંતાઈ રહેલો ઇંદ્ર તથા કામદેવ બહુ ભય પામી પલાયન કરી ગયા.[૧૫]

હે રઘુવર! એવી રીતે કામ તથા ક્રોધે તપનું હરણ કર્યું, તેથી વિશ્વામિત્રના મનમાં મોટી ચિંતા ઉત્પન્ન થઈ. તેને લીધે પોતાના જ આત્મા ઉપર અત્યંત ખાર કરી તેણે નિશ્ચય કર્યો કે, "હવે હું આવી રીતે કદી ક્રોધ કરીશ નહિ, કોઇ સાથે ભાષણ કરીશ નહિ, શતાવધિ વર્ષો સુધી શ્વાસને નીચો બેસાડીશ નહિ, ને એવી રીતે શરીરને શોષવી, ઇંદ્રિયોનું દમન કરીશ.[૧૬-૧૮] અને જ્યાં સુધી મને તપવડે બ્રહ્મત્વની પ્રાપ્તિ થશે નહિ, વળી શ્વાસને ન મૂકતાં, તેમ જ ભોજન ન કરતાં તપ આચરવાથી મારા અવયવો નાશ પામશે નહિ, ત્યાં સુધી એ પ્રમાણે કરીશ." પછી એ પ્રમાણે અતિ કઠિન દીક્ષા લઇ, મુનિવર વિશ્વામિત્રે જગતમાં કોઇથી પણ ન બને એવું તપ કરવાની પ્રતિજ્ઞા કીધી.[૧૯-૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૫ મો.

## વિશ્વામિત્ર ચરિત્ર-૧૫. બ્રહ્મત્વની પ્રાપ્તિ.

હે રઘુનંદન! એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી, મહામુનિ વિશ્વામિત્રે તે ઉત્તર દિશાનો ત્યાગ કરી, પૂર્વ પ્રદેશમાં પ્રયાણ કર્યું, ને ત્યાં આવી પ્રતિજ્ઞાપૂર્વક સર્વ નિયમો ધારણ કરી, મૌનવ્રત સહિત કોઇથી ન બને એવું મહા દુષ્કર તપ કરવા માંડ્યું.[૧-૨] એ પ્રમાણે તપ કરતાં હજાર વર્ષ પૂરાં થતાં થતાં તો તેનું શરીર સૂકા કાષ્ઠ સમાન થઈ ગયું, અને અનેક વિઘ્નોએ આકુળ-વ્યાકુળ કરવા છતાં પણ તેણે પોતાના અંતઃકરણમાં ક્રોધનો પ્રવેશ થવા દીધો નહિ.[૩] કેમકે ગમે તેમ થાય તોપણ ક્રોધ ન કરવો, એવા નિશ્ચયથી જ તેણે તપ આરંભ્યું હતું. હે રામ! પછી જ્યારે એક હજાર વર્ષનું વ્રત પૂર્ણ થયું. પારણા કરવાને અન્નના મહાવ્રતી વિશ્વામિત્રે ભોજનની તૈયારી કરી. રસોઇ સિદ્ધ થઈ, ને હવે પોતે જમવા બેસે છે, એટલામાં, ઇન્દ્ર દ્વિજનું રૂપ લઈ, ત્યાં આવી भिक्षां देहि કરી તેમની આગળ ઉભો રહ્યો.[૪-૫] ભોજન સમયે કોઈ પણ ક્ષુધાર્થી અતિથિને અન્ન આપવું જ જોઇએ અને આ તો વળી બ્રાહ્મણ અવશ્ય છે, તેથી મહા સમર્થ વિશ્વામિત્રે તેને સઘળું અન્ન જમાડી દીધું અને પછવાડે પોતાને જમવા સારુ કંઈ પણ રહ્યું નહિ, તેથી માત્ર જળનું આચમન કરી, પુનઃ તે એક હજાર વર્ષના તપમાં બેસી ગયો![૬]

હે રામ! વિશ્વામિત્રની કેવી દૃઢતા અને કેવું ધર્મ-નિષ્ઠપણું! ધન્ય છે એના આત્માને કે હજાર વર્ષ સૂધી કરેલા ઉપવાસને અંતે પારણું કરવા વખતે પોતે ઉપવાસી રહીને પણ બીજાને અન્નદાન કરતાં પાછી પાની કરી નહિ, ને ફરી તપ ચાલુ કીધું! વળી ઓછામાં પૂરું તે અન્ન માગનાર બ્રાહ્મણ, તે ખરેખરો બ્રાહ્મણ (અન્નાર્થી ભિક્ષુક) નહિ, પણ વિપ્રવેશધારી ઇંદ્ર હતો, એવું તેમને માલમ પડવા છતાં પણ અન્ન-દાન કરતી વખતે તેણે મન ચોર્યું નહિ ને તેના છળવેષ ધરવાપર તેણે ક્રોધ પણ કર્યો નહિ. હવે તો તેમના તપથી હદ થઈ હતી. આ છેલ્લા તપ વખતે, શ્વાસવાયુનું નિરંતર રુંધન કરનાર મહા મુનિના મસ્તકમાંથી એકાએક અગ્નિ પ્રકટ થયો;[૭-૮] જેને લીધે આખું ત્રૈલોક્ય મહા પરિતાપ પામવા લાગ્યું. સર્વ દેવતા, ઋષિ, ગંધર્વ, નાગ, સર્પ તથા રાક્ષસો વગેરે મોહ પામી, ક્ષીણ તેજવાળા તથા મહા દુઃખયુક્ત થઈ સત્યલોકમાં નાસી ગયા ને અત્યંત દીન વાણીથી બ્રહ્માની પ્રાર્થના કરવા લાગ્યાઃ[૯-૧૦] "હે બ્રહ્મદેવ! અમે મહામુનિ વિશ્વામિત્રને ઘણા ઉપાયો-વડે ક્રોધ તથા મોહ પમાડવાનું કર્યું, પણ તેથી તે કંઈ પણ ચલાયમાન થયા નહિ, પણ ઉલટા તપે કરી વૃદ્ધિ પામ્યા જાય છે;[૧૧] ને હવે કોઈ પણ રીતે તેમ-નામાં કામ તથા ક્રોધાદિ લેશ પણ દોષ અમને દેખાતો નથી. માટે હવે જો તું એનું ઇચ્છિત (બ્રહ્મર્ષિપણું) નહિ આપે તો એ મહામુનિ ઉગ્ર તપશ્ચર્યાએ કરી, સ્થાવર તથા જંગમ સહિત ત્રણે લોકનો નાશ કરશે. હે દેવેશ! એ વિશ્વામિત્રના તપના પ્રભાવથી સર્વ દિશાઓ નિસ્તેજ અને વ્યાકુળ થઈ છે,[૧૨-૧૩] સમુદ્ર ક્ષોભ પામ્યો છે, પર્વતો કાઠિન્ય મૂકી ભેદ પામે છે, પૃથ્વી કંપે છે, વાયુ ઘોર વાય છે,[૧૪] મનુષ્યો કર્મ નહિ થવાને લીધે મૂઢ થઈ નાસ્તિકપણાંને પામ્યા છે અને ત્રિલોક વ્યાકુળ થઈ ગયું છે.[૧૫] તે ઋષિના તેજે કરી સૂર્ય પણ ઝાંખો થઈ ગયો છે. તો આપ, એ મોટી કાંતિવાળા અગ્નિરૂપ વિશ્વામિત્રે, જ્યાં સૂધી ત્રૈલો-ક્યને નાશ કરવાની બુદ્ધિ કરી નથી, તે પહેલાં તેને પ્રસન્ન કરો. કેમકે એ ઋષિ કાલાગ્નિની પેઠે

પોતાના તેજથી ત્રિલોકને બાળી ભસ્મ કરી શકે એમ છે.[૧૭] માટે બ્રહ્મત્વ ઉપરાંત પણ એનું દેવરાજ્ય આદિ જે કંઈ ઇચ્છિત હોય, તે તું કૃપા કરી આપ."

હે રામ! એ પ્રમાણે સર્વ દેવો બ્રહ્માને કહી, તેને સાથે લઈને વિશ્વામિત્રની પાસે આવ્યા.[૧૮] ત્યાં આવી જુએ છે તો કોઈની પણ સ્પૃહા નહિ રાખનારા મહાતપસ્વી વિશ્વામિત્ર એકાગ્રચિત્તે ધ્યાનમાં બેઠેલા છે, તેને સંબોધી મધુર વાણીથી બ્રહ્મદેવે કહ્યું: "હે બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર! તારું કલ્યાણ થાઓ. તારા તપથી અમે બહુ સંતોષ પામ્યા છીએ.[૧૯] ઉગ્ર તપના પ્રભાવથી તું હવે બ્રહ્મર્ષિપણાને પામ્યો, એટલું જ નહિ, પણ આ સર્વ મરુત્‌ગણો સહિત હું તને અતિ દીર્ઘ આયુષ્ય પણ આપું છું.[૨૦] હવે તું સંપૂર્ણ સુખ પામ ને તપથી નિવૃત્ત થઈ યથેચ્છ સ્થળે વિચર."

સર્વ દેવ સહિત બ્રહ્માનું આવું વરદાન સાંભળી વિશ્વામિત્ર બહુ હર્ષ પામ્યો,[૨૧] ને તે સર્વેને પ્રણામ કરી,તેઓ પ્રત્યે બોલ્યો: "હે સમગ્ર દેવતાઓ! જો તમારાથી મને બ્રહ્મર્ષિપણાની, તેમ જ દીર્ઘાયુષ્યની પ્રાપ્તિ થઇ તો તે ઉપરાંત બ્રહ્મજ્ઞાનનું સાધન ૐકાર, યજ્ઞનું સાધન વષટ્કાર તથા યજ્ઞના અંગ ઉપાંગાદિ પ્રતિપાદક વેદ, એ વસ્તુઓ જેમ વસિષ્ઠાદિ બ્રહ્મર્ષિઓને સહજ પ્રાપ્ત છે, તેમ મને પણ પ્રાપ્ત થાઓ. વળી યજ્ઞમાં મારું વરણ થાય, હું વેદાદિકનું અધ્યાપન કરાવું, તેમ યજ્ઞ પણ કરાવું, એ સૌ વાતે આપ સર્વની અનુમતિ મળવાથી હું કૃતાર્થ થાઉં, પછી આપ ભલે પધારો."[૨૨-૨૪]

ત્યારે એ પણ બ્રહ્માદિ દેવતાઓએ,'અસ્તુ (એ પ્રમાણે થાઓ)' એમ કહ્યું. પુનઃ મુનિ બોલ્યો: "હે અમર ગણો! જો કે પિતામહ બ્રહ્મા આદે લઈ તમારા સૌના અનુગ્રહથી મને બ્રાહ્મણ્ય, ૐકાર, વષટ્કાર, યજ્ઞમાં વરણ, અધ્યાપકપણું તથા યાજકપણું, એ વગેરેની પ્રાપ્તિ થઈ; પરંતુ તે જો આ બ્રહ્મદેવના માનસ પુત્ર બ્રહ્મર્ષિ મહાત્મા વસિષ્ઠ, કે જે ક્ષત્રિય વેદ (ધનુર્વેદ) અને બ્રહ્મવેદ જાણનારાઓમાં પણ સર્વોત્તમ છે, તે તમારા કહેવા પ્રમાણે માન્ય કરે, તો જ તમોએ મારું ઇચ્છિત સફળ કર્યું, એમ હું માનું. પણ જો વસિષ્ઠ માન્ય કરશે નહિ, તો વળી હું તપ કરીશ." એ સાંભળી સર્વ દેવતાઓ બ્રહ્મર્ષિ વસિષ્ઠ પાસે આવી, તેણે બ્રાહ્મણ્યપ્રાપ્તિમાં અનુમતિ અપાવવા માટે વસિષ્ઠને પ્રસન્ન કર્યા, ત્યારે તેમણે દેવતાઓને જણાવ્યું: "હે અમરગણો! વિશ્વામિત્ર, કામ, ક્રોધ, ગર્વ ઇત્યાદિ રાજસ ગુણોને તજવાને લીધે હવે સાક્ષાત્ બ્રહ્મર્ષિ જ છે; અને તેનું તપોબળ અપાર છે; માટે નિઃશંકપણે મારી સંમતિથી તમે સૌ એમને બ્રહ્મર્ષિ કહીને બોલાવો." આ સાંભળી સર્વ દેવતાઓએ એકે અવાજે વિશ્વામિત્ર પ્રત્યે આવી કહ્યું: "હે બ્રહ્મર્ષિ! તું આજથી પૂર્ણ બ્રહ્મર્ષિ જ છે અને બ્રાહ્મણના સર્વ અધિકારો પણ તને પ્રાપ્ત થયા છે." એટલું કહી સર્વ દેવો સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા.

હે રામ! પછી મહર્ષિ વિશ્વામિત્રે પરમ હર્ષ અને નિર્મત્સરપણાંથી બ્રહ્મપુત્ર વસિષ્ઠની પૂજા કરી. તે બંને મહર્ષિઓમાં હવે પરમ સખ્ય થયું.[૨૫-૨૬] પછી ઇચ્છિત કામના સંપાદન કરવાથી પરમ પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર તપશ્ચર્યારૂપ સ્વધર્મમાં રહી, સર્વત્ર વિચરવા લાગ્યા. માટે હે રઘુવર! એવી રીતે બ્રાહ્મણ્ય સંપાદન કરનાર આ મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર હજુ પણ તેવા જ વિગ્રહવાન્, તપસ્વી, શ્રેષ્ઠધર્મરૂપ અને વીર્યના પરમ સ્થાનરૂપ છે.[૨૭-૨૯]

એવી રીતે જનકરાયની સર્વ સભા સાંભળતાં, રામ તથા લક્ષ્મણને સંબોધી, ગૌતમ પુત્ર શતાનંદ મહામુનિ વિશ્વામિત્રનું ચરિત્ર, રામને કહી, નિવૃત્તિ પામ્યો. ત્યારે તે સર્વ ચરિત્ર, એક ચિત્તે સાંભળી રહેલા જનકરાયે ઉભા થઈ, બંને હાથ જોડી વિશ્વામિત્રની સ્તુતિ કરવા માંડી: "હે મુનિશ્રેષ્ઠ કૌશિક! આ રામ તથા લક્ષ્મણ સહિત તું મારા યજ્ઞમાં પધાર્યો, એથી હું કૃતકૃત્ય થયો છું.[૩૦-૩૧] હે બ્રહ્મન્! તારા દર્શનથી હું પવિત્ર થયો. એટલું જ નહિ, પણ એથી તારાં કર્મ તથા જ્ઞાનના શ્રેષ્ઠપણાવાળા અનેક ગુણો પણ મારા જાણવામાં આવ્યા. હે પ્રભુ! આ શતાનંદે વિસ્તારથી કહેલું તારું તપરૂપી ચરિત્ર મેં, મહાત્મા રામે તથા આ સભામાં બેઠેલા સૌએ સાંભળ્યું; તેથી હું માનું છું કે તારું તપ, બળ તથા ગુણો અદ્યાપિ પણ અપ્રમેય છે, કે જેનું આશ્ચર્યરૂપ વર્ણન સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. હે ઋષિવર!. હવે મધ્યાહ્નોત્તર સૂર્ય થવા આવ્યો છે, તેથી યજ્ઞસંબંધી કર્મ કરવાનો કાળ વહી જાય છે, તો તે કરવા વિષે તું મને આજ્ઞા આપશે; ને આવતી પ્રભાતે કૃપા કરી દર્શન દેજે.[૩૨-૩૭] એવી જનકરાયની સ્તુતિથી સંતુષ્ટ થઈ, વિશ્વામિત્રે તેનાં બહુ વખાણ કરી, પ્રસન્ન મનથી યજ્ઞકર્મ કરવાની આજ્ઞા આપી, ત્યારે પોતાના ઉપાધ્યાય તથા બાંધવજન સહિત વિદેહ મિથિલાધિપે તેની પ્રદક્ષિણા કરી, ને તરત સર્વ સભા

વિસર્જન થતાં, રામ લક્ષ્મણ તથા ઋષિગણ સહિત વિશ્વામિત્ર પોતાના ઉતારા ભણી ચાલ્યા.[૩૮-૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુલિપે બાલકાણ્ડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૬ મો.

## શિવ ધનુષનો પૂર્વ વૃત્તાંત.

બીજે દિવસે નિર્મળ પ્રાતઃકાળ થયું ને જનકરાય પોતાનું નિત્ય કર્મ કરી પરવાર્યા. તરત તેણે રામચંદ્ર સહિત મહાત્મા વિશ્વામિત્રને આમંત્રણ કર્યું.[૧] તેઓ આવતાં જ ધર્મયુક્ત અંતઃકરણવાળા રાજાએ અર્ઘ્ય, પાદ્ય, ઇત્યાદિથી શાસ્ત્રવિધિ પ્રમાણે પ્રથમ મહર્ષિ વિશ્વામિત્રની અને પછી અનુક્રમે રામ લક્ષ્મણની પૂજા કરી; ને રુડાં આસનોપર બેસારી, વિનયથી કહ્યું:[૨] "હે નિષ્પાપ! હે મહા સમર્થ વિશ્વામિત્ર! તું ભલે પધાર્યો; હવે હું તારી શી સેવા કરું તે કહે. કારણ કે તું મને આજ્ઞા આપવા યોગ્ય અને હું તેને માન્ય કરવા યોગ્ય છું."[૩] આ પ્રમાણે મહાત્મા જનકરાયનું કહેવું સાંભળી, વાક્ચતુર મુનિવર વિશ્વામિત્ર બોલ્યો: "હે રાજન્! તારું કલ્યાણ થાઓ; આ કુલીન ક્ષત્રિય દશરથરાયના પુત્રો રામ અને લક્ષ્મણ, કે જેઓ જગતમાં પ્રસિદ્ધ અને પ્રાપ્ત થયેલી સર્વ કામનાવાળા છે, તેઓને તારી પાસેનું ધનુષ્ જોવાની ઇચ્છા છે, માટે તે તું અમને દેખાડ."[૪-૬] ત્યારે જનકરાયે કહ્યું: "ઘણું સારું, મુનિવર! પણ તું જાણતો નહિ હો કે, એ મહાધનુષ અત્રે શા માટે રાખેલું છે. જો તું સાંભળે તો હું કહું.[૭]

"હે ભગવન્! પૂર્વે નિમિના* જ્યેષ્ઠ પુત્ર દેવરાત નામક જનકના હાથમાં, દેવતાઓએ મહાત્મા શિવનું ધનુષ પૂજા કરવાને તથા તેવડે શત્રુઓનો નાશ કરવાને આપ્યું હતું; તે જ એ શિવચાપ, કે જે હાલ મારે ત્યાં દેવપૂજાના સ્થાનમાં છે. હે મુનિ! એ ધનુષરત્ન મારા પૂર્વજને પ્રાપ્ત થવાનું કારણ એમ છે કે, પૂર્વે દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં આવેલા સર્વ દેવતાઓ પ્રત્યે, ક્રોધથી મહાવીર્યવાન્ શંકરે કહ્યું:[૮-૯] 'હે દેવતાઓ! મને નિમંત્રણ ન છતાં, તમે આ યજ્ઞમાં આવ્યા છો, ને મારો યજ્ઞભાગ કલ્પ્યા વગર જ તમે યજ્ઞના સ્વિષ્ટકૃત્ આદિ બલિદાનો ગ્રહણ કરવાની હામ કરી છે, તો કંઈ ચિંતા નહિ; તમે તમારાં કૃત્યનું ફળ ચાખો—હું તમારાં પૂજા કરવા યોગ્ય મસ્તકો મારા આ મહત્ ધનુષથી ઉડાડી મૂકીશ."[૧૦] શિવનું આવું વચન સાંભળી સર્વ દેવતાઓ બહુ ભય પામી, વ્યાકુળ થવાથી તેમણે તે દેવેશ્વર (શંકર)ની ઘણીક પ્રાર્થના કરી; જેથી શંકર પોતાનો કોપ શમાવી તેમનાપર પ્રસન્ન થયા,[૧૧] ને અતિ પ્રીતિ ઉપજવાથી, તેણે પોતાનું તે મહા કોદંડ, દેવતાઓને ભેટ આપ્યું. પણ તે એક જ ધનુષને સર્વ મળી કેવી રીતે વાપરે, માટે શંકરની સંમતિથી તેમણે તે (ચાપ) ઉપર કહ્યા પ્રમાણે શત્રુઓનો નાશ કરવા માટે, તેમ જ પૂજનાર્થે અમારા પૂર્વજ દેવરાતને અર્પણ કીધેલું છે.

"હવે હે મુનિવર વિશ્વામિત્ર! એક સમયે મેં યજ્ઞ અર્થે યજ્ઞસ્થાનરૂપ ક્ષેત્રની ભૂમિ શુદ્ધ કરવા માટે-હળવડે પૃથ્વીને ખેડવા માંડી. તે વેળા મારા હળની અણીવતી ભૂતળમાંથી સીતા નામની એક બાળા મને પ્રાપ્ત થઈ. તે ભૂમિમાંથી નીકળી, એટલે મેં તેનું પુત્રી પ્રમાણે પાલન પોષણ કીધું, જે હમણાં રુડી રીતે વયે આવી છે.[૧૨-૧૪] હે મહારાજ! કોઇ વેળા પ્રસંગોપાત મેં મારી એ વૃદ્ધિ પામેલી અયોનિજા કન્યાને તે મહાધનુષને પરિચાલિત કરતી જોઇ, ત્યારથી તેને અદ્ભુત વીર્યવાળી જાણી, મેં નિશ્ચય કર્યો કે, જે વીર્યવાન્ પુરુષ મારે ત્યાં રહેલા આ શિવધનુષને ગ્રહણ કરી સજ્જ કરે, તેને એ કન્યા પરણાવવી.[૧૫] એવામાં એ ભૂતળમાંથી જન્મ પામેલી મારી પુત્રીને મોટી થયલી જાણી, ઘણાક પૃથ્વીપતિઓએ અત્રે આવી, તેનાં માગાં કરવા માંડ્યાં. મેં તેઓને જણાવ્યું કે, 'મારી પાસેના શિવધનુષને ગ્રહણ કરી જે વીર્યવાન્ રાજા સજ્જ કરશે, તેને જ હું મારી પુત્રી પરણાવીશ–બીજાને આપીશ નહિ.' તેથી બહુ આશ્ચર્ય પામી, એ ધનુષના વીર્યને જાણવાની ઇચ્છાથી તે સર્વ રાજાઓ આ મિથિલા નગરીમાં એકઠા થયા;[૧૬-૧૮] ત્યારે મેં પણ તેમના અભિપ્રાયને જાણી, તે શિવધનુષ તેઓના આગળ લાવી મૂક્યું. પરંતુ તેઓમાંથી કોઇપણ એને ગ્રહણ કરવાને કે એમાં કેટલું વજન છે તે જાણવા કે તેને ચલાયમાન કરવાને પણ શક્તિમાન્ થયો નહિ. ત્યારે હે મહામુનિ! તે વીર્યવાન્ ગણાતા સર્વ રાજાઓ અલ્પ વીર્યવાન્ છે, એમ જાણીને મેં તેઓમાંના કોઇને મારી પુત્રી પરણાવી નહિ. આથી તેઓ સાથે મારે વૈર બંધાયું. બીજો કોઈ પણ મનુષ્ય એ કોદંડને આરોપણ કરી શકે એમ નથી. (અર્થાત્ કોદંડ પણ મનુષ્ય આરોપણ કરી શકે, એ સર્વથા અશક્ય જ છે.)

* જનકોનો મૂળ પુરુષ કે જે વૈદેહ થયો હતો.

છતાં એ અશક્ય પ્રસંગ આપણા આગળ લાવી, જનકરાજાએ તે ધનુષ આરોપણ કરવા નિમિત્તે આપણો તિરસ્કાર કર્યો; માટે આપણે બળાત્કારથી તેની કન્યાને ગ્રહણ કરીશું, એમ માની, તે મોટા રાજાઓએ મહા ક્રોધ કરી,[૧૯-૨૦] મારી મિથિલાપુરીને ચોમેરથી ઘેરી લીધી ને ઘણા પ્રકારે પીડિત કરી. ત્યારે મેં તેઓ સાથે વિગ્રહ આરંભ્યો. જેમાં યુદ્ધ કરતાં કરતાં એક વર્ષ વીતી ગયું, ત્યારે મારા દુર્ગની રક્ષા કરવાનાં, તેમ યુદ્ધ કરવાનાં સર્વ સાધનો નાશ પામ્યાં.[૨૧-૨૨] આવી રીતે નિરુપાય થવાથી દુઃખ પામી, મેં તપ કરવા માંડ્યું, ને તે વડે સર્વ દેવતાઓને પ્રસન્ન કર્યા;[૨૩] જેથી તેઓએ મને હય,ગજ,રથ તથા પદાતિવાળી ચતુરંગિણી સેના આપી. એ સૈન્યના બળવડે મેં, જેઓ અવીર્ય છતાં, અતિ વીર્યવાન્ છીએ એવું અભિમાન ધરાવનારા, તેમ જ પાપ કર્મ કરનારા તે સર્વે રાજાઓને હરાવી દીધા; જેથી તેઓ પોતપોતાના રહેલા સૈન્ય તથા અમાત્યો સહિત દશેદિશ નાસી ગયા. માટે હે મુનિશાર્દૂલ! હે શ્રેષ્ઠ વ્રતવાન્! એવું પરમ પ્રકાશમાન ધનુષ,[૨૪-૨૫] કે જેને કોઇ પણ રાજા આરોપણ કરી શક્યો નથી, તે હું આપની આજ્ઞાથી રામલક્ષ્મણને દેખાડીશ; ને તેને માટે જ મેં આ સ્વયંવર આરંભ્યો છે, જેમાં આવેલા સર્વ રાજાઓ, તેમ જ આ રામ લક્ષ્મણ ઇત્યાદિમાંથી જે કોઇ એ ધનુષને આરોપણ કરશે, તેને હું મારી અયોનિજા કન્યા સીતા પરણાવીશ. તે રાજાઓનાં તો બળ પરાક્રમ મેં જોયેલાં છે, પણ આ દશરથપુત્ર કદાચ તેને આરોપણ કરે, એમ મને લાગે છે."[૨૬]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ.**

—□□□□□□□□□□—

## સર્ગ ૬૭ મો.

### ધનુર્ભંગ.

જનકરાયનું આવું ભાષણ સાંભળી, મહામુનિ વિશ્વામિત્રે તેમને ધન્યવાદ આપતાં જણાવ્યું: "હે રાજન્! તે ધનુષ હવે રામચંદ્રને દેખાડ."[૧] એ સાંભળી રાજા જનકે તુરત પોતાના બળવાન્ સચિવોને આજ્ઞા આપી: "તમે દેવપૂજાના સ્થાનમાં જઈ, ત્યાંથી ગંધ તથા પુષ્પોવડે પૂજેલું દિવ્ય ધનુષ અહીં લઇ આવો."[૨] જનકની આજ્ઞાથી સચિવો યજ્ઞવાટથી ચાલ્યા ને ધનુષ લઈ આવવાના ઉદ્દેશથી તેઓએ નગરમાં પ્રવેશ કીધો.

[અહીં યજ્ઞવાટમાં આવેલા અતિ શણગારેલા સ્વયંવર મંડપમાં નાના પ્રકારનાં સુશોભિત આસનોપર અનેક દેશાધિપતિ હજારો રાજાઓ બેઠેલા હતા. ચારે બાજુએ ફરતાં આવેલાં તેમનાં આસનોની વચ્ચે એક મોટો ખુલ્લો ચોક બહુ શોભી રહ્યો હતો. આ સર્વ રાજાઓની એક બાજુએ વિશ્વામિત્રાદિ સર્વ બેઠેલા હતા. જનકરાય તથા વિશ્વામિત્ર મુનિની વાતચિત સાંભળી રહેલા, સહુકોને એ ધનુષ જોવાની આકાંક્ષા લાગી રહી હતી. તેઓમાંના કેટલાકો જેઓ એ ધનુષથી અગાઉ માનભંગ થઇ ચૂકેલા હતા, તેમને તો એવીજ ખાત્રી હતી કે, જનકરાયનો આ સ્વયંવરશ્રમ કેવળ મિથ્યા છે. વળી કેટલાક અજાણ્યા ગર્વિષ્ઠ ભૂપતિઓને એમ પણ વિચાર થતો હતો કે, "એઃ ધનુષ! ધનુષને માત્ર સજ્જ કરવું, એટલું જ પણ છેની!" એટલામાં એ મંડપના દ્વાર આગળ] મહા દીર્ઘ શરીરવાળા ઋષ્ટપુષ્ટ પાંચ હજાર યોધાઓ એક સાથે વળગી એક મોટી આઠ ચક્ર (પૈડાં)વાળી લોઢાંની પેટીને બહુ પ્રયત્નથી ખેંચી લાવ્યા. તેની સાથેના સચિવોએ તેમને તે પેટી મંડપની મધ્યમાં લાવવાનું કહી, દેવતા સરખા જનકરાયને જણાવ્યું કે, હે રાજન્! સર્વ રાજાઓએ પૂજા કરેલું આ શ્રેષ્ઠ ધનુષ અમે લાવ્યા છીએ. હે નૃપેન્દ્ર! હે મિથિલાધિપતિ! તું જેને દેખાડવા ઇચ્છતો હો, તેને દેખાડ."[૩-૬]

આ સાંભળી મહારાજા જનક મંડપ વચ્ચે ઊભા રહી, સર્વ રાજાઓના સમક્ષ મુનિ વિશ્વામિત્રને કૃતાંજલિપૂર્વક કહેવા લાગ્યા કેઃ હે બ્રહ્મન્! મેં જે માટે આ કાર્યનો પ્રારંભ કર્યો છે, તે આ સ્વયંવરધનુષ તું જો. તેના ગુરુત્વ તથા મહત્વવિષે તો સહુ કોઇના જાણવામાં જ છે. મારી એવી પ્રતિજ્ઞા છે કે, 'જે વીર પુરુષ એ મહત્ ધનુષને આરોપણ કરી શકશે, તેને મારી અયોનિજા કન્યા સીતા હું પરણાવીશ." પછી એકઠા મળેલા સર્વે રાજાઓને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો: "હે ઉત્તમ ક્ષત્રિયો! આ ધનુષને આરોપણ કરવા—સજ્જ કરવા સંબંધે કોઈપણ ક્ષત્રિયપુત્રે પોતાના વીર્ય પરાક્રમને છૂપાવવું નહિ."

[આટલું કહી મહારાજા શાંત થયા અને ચાપને મંડપની વચ્ચે લાવવામાં આવ્યું. પરંતુ જે ધનુષને અહીંથી તહીં ફેરવવાને જ માત્ર પાંચ હજાર પુરુષોનું બળ જોઇએ, તે જોઇને તો સર્વ રાજાઓ તદ્દન ઠરી જ ગયા. સૌ એકમેકના સામું ટગર ટગર જોવા લાગ્યા. કેટલાકોએ (જેઓ મહાવીર્યવાન્ ગણાતા હતા તેઓએ)

તો શરમાઈને નીચાં મોઢાં ઘાલ્યાં, ને કેટલાક ઉભા થઈ નજર કરી બેસી ગયા! પરંતુ કોઇ રાજા ધનુષની નજીક આવ્યો નહિ. અરે ધનુષને સ્પર્શ કરવો તો રહ્યો, પણ પેટી ઉઘાડી તેનું અવલોકન કરવાની પણ કોઇની હામ ચાલી નહિ! આવો પ્રકાર જોઇ મહારાજા જનકે મોટો નિઃશ્વાસ નાંખ્યો ને "અરે, શું ક્ષત્રિયવીર્યનો લોપ થયો!" એમ બોલતાં રામ લક્ષ્મણને તે ધનુષ દેખાડવાના ઉદ્દેશથી મંડપમાંના સર્વ જનો–રાજાઓ સાંભળે તેમ દીર્ઘસ્વરથી વિશ્વામિત્ર મુનિને વિનતિ કરી કહ્યું:] "હે બ્રહ્મન્! અમારા વંશમાં મહારાજા દેવરાતની પછી ઉત્પન્ન થયેલા મહાપરાક્રમી સર્વ જનકોએ, તેમ જ તેને આરોપણ કરવાને અશક્ત થયેલા બીજાઓએ પૂજેલું આ શ્રેષ્ઠ ધનુષ આવ્યું! હે મહર્ષિ! આ દિવ્ય ધનુષને કર્ણપર્યંત ખેંચવું, સજ્જ કરવું, તેમાં બાણ યોજવાં, અથવા તેની પ્રત્યંચાનો શબ્દ કરવો, એ તો ઘણું દૂર રહ્યું, પણ માત્ર એને હાથમાં લઈ તેનું વજન કરવા માટે પણ મોટા સુરગણ, અસુર, રાક્ષસ, ગંધર્વ, યક્ષ, કિન્નર તથા મોટા ઉરગો વગેરે કોઇપણ સમર્થ થયા નથી, તો પછી મનુષ્યની તો વાત જ શી! હે મુનિવર! જેને કોઈ ઉપાડી પણ શક્યું નથી અને આ મંડપમાંનો કોઇપણ ક્ષત્રિય પુત્ર જેને માત્ર અવલોકન કરવાને પણ સમર્થ થયો નથી, એવા તે ધનુષને મારા પ્રધાનો, હજારો યોધાઓ પાસે ખેંચાવી અહિં લાવ્યા છે, માટે તું આ રાજપુત્રો રામ તથા લક્ષ્મણને તે દેખાડ."૭–૧૧

[મહારાજા જનકના મનમાં મોટી ચિન્તા ઉત્પન્ન થઈ કે, "કોઇપણ ક્ષત્રિય પુત્રે મારી પ્રતિજ્ઞા પાળી નહિ, તેથી શું મારી પુત્રીને યોગ્ય વર નહિ જ મળે? શું મારે પ્રતિજ્ઞાનો ભંગ કરવો પડશે? પણ આ શ્યામ સુંદર મૂર્ત્તિ રામ અને લક્ષ્મણ બંને રાજકુમારો એ ધનુષને જોવા માટે ઉત્કંઠિત થઈ રહ્યા છે, તો શું તેઓ કંઈ એ અદ્દભુત પરાક્રમ કરી શકશે? શું અતિ કાંતિમાન્ અને મહા વીર્યવાન્ દેખાતા દાશરથી રામ એ ધનુષને આરોપણ કરી શકશે? શું ભક્તવત્સલ શ્રીહરિ મારું પણ સત્ય કરવારૂપ મારી લજ્જા રાખશે નહિ?" જનકરાય આ પ્રમાણે ચિંતા કરતા હતા, એટલામાં તેમની વિનતિથી પ્રેરાયેલા] વિશ્વામિત્ર મુનિએ પોતાની પાસે બેઠેલા રાઘવ તરફ દૃષ્ટિ કરી કહ્યું: "વત્સ રામ! ઊઠ, ને યથેચ્છપણે તે ધનુષનું અવલોકન કરી, તારી જિજ્ઞાસા તૃપ્ત કર."૧૨ આવાં મહર્ષિનાં વચન સાંભળી, ગુરુઆજ્ઞાને આધીન રહેનાર રઘુવીર ચટપ લઈને ઊભા થયા, ને મહર્ષિના ચરણમાં વારંવાર નમન કરી, મંડપ મધ્યે રહેલી ધનુષની પેટી ભણી મહા ગંભીરપણે ચાલ્યા. [આખી સભાના એકેએક મનુષ્યની દૃષ્ટિ તેની તરફ ખેંચાઈ. તેની ગજગતિ સમાન ગંભીર ચાલ તથા મનમોહક લટકથી સૌ આશ્ચર્યચકિત થઈ ગયા! સડસડાટ તે લોહની પેટી આગળ જઈ ઉભો રહ્યો, ને સૌના દેખતાં તેને પોતાને હાથે ઊઘાડી.] પછી તેમાં પડેલા મહા ભવ્ય શરાસનને જોતાં જ સૌ સાંભળતાં તે બોલ્યો:૧૩ "અહો! હું આ દિવ્ય શ્રેષ્ઠ ધનુષને જોવાને ભાગ્યશાળી થયો છું, તો હું ધારું છું કે, તેને હાથે કરી સ્પર્શ કરીશ,–ને હું તેને ઊપાડી તેના ગુરુત્વની તુલના કરવાનો, તેમ જ કર્ણપર્યંત ખેંચવાનો યત્ન કરીશ."૧૪

આવું રામનું બોલવું સાંભળી, મહારાજા જનકે તથા વિશ્વામિત્ર મુનિએ ઘણો હર્ષ પ્રદર્શિત કીધો, ને તેને તેમ કરવા માટે સંમતિ આપી કહ્યું: "ઘણું ઉત્તમ." પોતાના ગુરુ મહર્ષિ વિશ્વામિત્રની આજ્ઞા થતાં જ ધર્માત્મા, મનુષ્યમાં શ્રેષ્ઠ તથા મહાયશસ્વી રામે, લીલા માત્રમાં તે ધનુષને મધ્ય ભાગમાંથી ગ્રહણ કરી, પેટીમાંથી બહાર કાઢ્યું, જેને જોતાં સર્વ રાજાઓ અને સભાસદો આશ્ચર્ય પામ્યા; અને હવે આ સુંદર છતાં, અતિ સુકુમાર દેખાતો રામ શું કરશે, તે જાણવાની ઉત્કંઠાથી તેઓ એકી દૃષ્ટે તેની ભણી જોતા બેઠા. તુરત રામ ધનુષના એક છેડાને પોતાના ચરણારવિન્દના અંગુઠા તળે દબાવી, મહા તડતડિત શબ્દ સાથે, તેની પ્રત્યંચા ચઢાવી તથા શબ્દ કરવા માટે બંને હસ્તમાં પકડી, કર્ણ પર્યંત ખેંચવા જાય છે, તેટલામાં તો કડડડડડ કરતો વીજળીના કડાકા સરખો મહા તીવ્ર શબ્દ થયો; તથા મધ્યભાગમાંથી ધનુષના બે કટકા થઈ ગયા!૧૫–૧૭ આ વેળા આ ધનુષ ભાંગવાના ભયંકર શબ્દને લીધે પર્વતના ફાટવાથી જેવો શબ્દ થાય તેવો ઘોર શબ્દ થયો ને મોટો ધરતીકંપ થયો, ને વિશ્વામિત્ર, જનક તથા રામ લક્ષ્મણ વગર બીજા સર્વ મનુષ્યો મૂર્છિત થઈ પૃથ્વી ઉપર પડી ગયા!૧૮–૧૯

શ્રી રામના આ અદ્દભુત પરાક્રમને લીધે, મહદાશ્ચર્યમાં ડૂબી ગયેલા તે સર્વ મનુષ્યો થોડી વારે સ્વસ્થ થયા, ત્યારે બોલવાના વાક્યને જાણનાર રાજા જનક, કે જેની, "શું રામ ધનુષને આરોપણ કરશે? શું મારી સીતાને યોગ્ય વર મળશે?" વગેરે ચિંતા તદ્દન નિવૃત્ત થઈ હતી, તેણે હાથ જોડીને મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને



સીતા સ્વયંવર.

પૃષ્ઠ ૯૮.

કહ્યું:[૨૦] "અહો ભગવન્! મેં દશરથ રાજાના પુત્ર રામનું અદ્ભુત, ચિંતવનમાં આવી શકે નહિ એવું તથા જેનો તર્ક પણ કરી શકાય નહિ એવું, આ ધનુષને આરોપણ કરવારૂપ પરાક્રમ જોયું.[૨૧] હવે મારી પુત્રી સીતા, દશરથપુત્ર રામ જેવા ભર્તારને પામી, મારા કુળની કીર્તિની વૃદ્ધિ કરશે.[૨૨] હે કૌશિક! 'જે રાજા શિવધનુષને ગ્રહણ કરી આરોપણ કરે, તેને મારે સીતા આપવી' એવી જે મારી પ્રતિજ્ઞા હતી તે શ્રીહરિના પ્રતાપે આજે સફળ થઈ. માટે તારી અનુમતિથી મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય સીતા, હું રામને આપીશ.[૨૩] હવે તારી આજ્ઞા હોય તો શીઘ્રજ મારા મંત્રીઓને રથ જોડાવી, અયોધ્યા પ્રત્યે મોકલું; કે જેથી તેઓ દશરથરાજા પાસે જઈ, તેને અહીં બનેલું સર્વ વૃત્તાંત, મારે રામને સીતા આપવી છે, એ વાર્તા તથા આપ જેવા મહામુનિએ રક્ષણ કરેલા રામ લક્ષ્મણના કુશળ સમાચાર કહી, તે આનંદિત થયેલા મહારાજાને અહીં તેડી લાવે."[૨૪–૨૬]

આવાં જનકરાયનાં વચન સાંભળી, વિશ્વામિત્રે "ભલે એમ કર!" એ રીતે આનંદપૂર્વક સંમતિ આપી. તે ધર્માત્મા રાજાએ તેજ સમયે પોતાના મંત્રીઓને બોલાવ્યા, ને તેમને સીતાના વિવાહ સંબંધી કુંકુમપત્રો આપી, દશરથરાયને, સીતા, રામ સાથે પરણાવવાનો વૃત્તાંત કહેવાને તથા તેને જાન લેઈ મિથિલા પ્રત્યે તેડી લાવવાને અયોધ્યા પ્રત્યે મોકલ્યા.[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે બાલકાણ્ડમાં શડસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૮ મો.

### કંકોત્રી.

જનકરાયની આજ્ઞા થતાં, તેના મંત્રીઓએ રથ, અશ્વ વગેરે વાહનો લઈ પ્રયાણ કર્યું. તેઓ માત્ર ત્રણ રાત્રીમાં સઘળો પંથ કાપી, ચોથે દિવસે સુખરૂપ અયોધ્યાપુરીમાં પહોંચી ગયા.[૧] પુરદ્વારમાં પેસતાંજ પોતાની સર્વ વિગતથી જાણીતા કરવાને લીધે દ્વારપાળે તેમને અયોધ્યાપતિ દશરથરાયના રાજગૃહમાં પ્રવેશ કરાવ્યો. દેવતુલ્ય વૃદ્ધ મહારાજા દશરથનાં તેઓને દર્શન થયાં.[૨] મહારાજા દશરથે તેમનો રુડો સત્કાર કીધો; એટલે ભયરહિત જનકરાજાના દૂતોએ સભામધ્યે વિરાજેલા, અયોધ્યાપતિને જોઈ, તેના પ્રત્યે કરજોડી નમ્રતાપૂર્વક મધુરી વાણીથી કહ્યું:[૩] "હે સમર્થ મહારાજ! અગ્નિહોત્રને મુખ્ય માનનારા પોતાના મંત્રીઓ વગેરે સહિત મિથિલદેશાધિપતિ વિદેહી જનકરાજાએ, તારા ઉપાધ્યાય, પુરોહિત તથા ભૃત્યવર્ગ સહિત તારું કુશળ પૂછાવ્યું છે. તે ઉપરાંત મહર્ષિ વિશ્વામિત્રના અનુમતથી, આ કુંકુમ પત્રિકા તને મોકલી (પત્ર હાથમાં આપીને કહ્યું), આ પ્રમાણે કહાવ્યું છે.[૪–૬]

"મહારાજા દશરથરાયને વિદિત થાય કે–'જે રાજા ધનુષને આરોપણ કરે, તેને મારે મારી કન્યા સીતા આપવી,' એવી જે મારી પ્રતિજ્ઞા હતી તે તથા એ નિમિત્તે સીતાને વરવાની ઇચ્છા કરનાર ક્રોધ પામેલા વીર્યહીન રાજાઓને મેં વિમુખ કર્યા, (સીતા ન આપી પાછા કાઢ્યા) તે સૌ વાત અગાઉથી જ તારા જાણવામાં છે.[૭] હે મહારાજા દશરથ! વીર્યરૂપ મૂલ્યથી જ વિવાહિત થઈ શકે, એવી મારી પુત્રી સીતાને કોઈ પણ રાજા, મારે ત્યાંના દૈવી ધનુષ્યને આરોપણ કરી જિતી શકયો નથી. તે સીતાને વિશ્વામિત્ર ઋષિ સાથે યદૃચ્છાથી મારે ત્યાં આવેલા તારા પુત્રે જિતી છે.[૮] હે દીર્ઘબાહુ દશરથ! તારા મહાપરાક્રમી પુત્ર રામે અતિ અદ્ભુત પરાક્રમ કર્યું છે. તેણે મહાવિશાલ જનસભાની મધ્યમાં, નિમિષ માત્રમાં, રત્નરૂપ મારે ત્યાંના દિવ્ય શિવ ધનુષને મધ્યભાગથી ભાંગી નાંખ્યું![૯] માટે હું મહાત્મા રામને મારી પુત્રી સીતા આપીને મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ઇચ્છું છું; તો તું મને તેમ કરવાની આજ્ઞા આપશે.[૧૦] હે મહારાજ! તારું કલ્યાણ થાઓ; તું, તારા ઉપાધ્યાય તથા પુરોહિતાદિ સહિત જાનને શણગારી, શીઘ્રતાથી મારી મિથિલા નગરી પ્રત્યે પધાર; ને અત્રે પરમકુશળપણે વસેલા તારા પ્રિયપુત્રો રામલક્ષ્મણને નિરખ; કારણ અત્રે એ રામ તથા લક્ષ્મણના વિવાહ થશે, તેથી તું પરમ હર્ષ પામશે. માટે હે રાજેંદ્ર! તું અહીં પધારી, મારી પ્રતિજ્ઞાને નિવૃત્ત કરવા કૃપા કર.'[૧૧–૧૨] એ પ્રમાણે, હે દશરથરાય! શતાનંદને અનુસરનાર જનકરાજાએ, વિશ્વામિત્રની આજ્ઞાથી તારી ઉપર એવી રીતનો મંગળ સંદેશો કહાવ્યો છે; જે અમે તને જણાવ્યો."[૧૩]

આ પ્રમાણે જનકરાયના દૂતોનાં વચન સાંભળી, દશરથરાજાને પરમ હર્ષ પ્રાપ્ત થયો. તેણે વસિષ્ઠ તથા વામદેવાદિ સર્વ મંત્રીઓને કહ્યું:"[૧૪] "ગુરુદેવ! આ આનંદપ્રદ સમાચાર સાંભળ્યા? કૌશલ્યાના આનંદની વૃદ્ધિ કરનાર તથા વિશ્વામિત્રે રક્ષા કરેલા રામ, પોતાના ભાઈ લક્ષ્મણ સહિત વિદેહ રાજાની નગરીમાં વસે છે![૧૫] વળી ત્યાં મહાત્મા જનકે આપણા રામનું

પરાક્રમ જોયું ને તેથી તે પોતાની પુત્રી સીતા તેને આપવા ઇચ્છે છે.[૧૬] માટે હે સર્વ મંત્રીઓ! તમો સર્વને એ કાર્ય યોગ્ય લાગતું હોય તો આપણે નિર્વિલંબે મહાત્મા જનકની મિથિલાપુરી પ્રત્યે જઇએ."[૧૭] દશરથરાયનું કહેવું સાંભળી, સર્વ મંત્રીઓએ ઘણા આનંદપૂર્વક 'અતિરુડું' એમ બોલી સંમતિ આપી ને બહુ હર્ષ પ્રદર્શિત કર્યો. બીજે જ દિવસે જનકપુર જવાનો નિશ્ચય કરી, રાજાએ તેમને ( મંત્રીઓને ) સૌ વાતની તૈયારી કરવાની આજ્ઞા કરી.[૧૮] પછી દશરથરાજાના મંત્રીઓ વગેરેએ, ઉત્તમ પ્રકારનો સત્કાર કરવાથી, હર્ષ પામેલા સર્વગુણસંપન્ન જનકદૂતો તે દિવસે સુખેથી ત્યાં રહ્યા.[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં અડસઠમો સર્ગ સંપૂર્ણ.**

**************

## સર્ગ ૬૯ મો.

## દશરથરાયનું મિથિલાગમન.

તે દિવસની રાત વીતી ને પ્રાતઃકાળ થયો-તુરત હર્ષભેર ઊઠી, નિત્યકર્મથી પરવારી, દશરથરાયે ઉપાધ્યાય તથા બાંધવાદિ કુટુંબજનને એકત્ર કીધાં ને મુખ્ય પ્રધાન સુમંત્રને કહ્યું:[૧] "પ્રિય સચિવ! હવે તું ઉતાવળ કર, ને આપણા ધનના ભંડારની રક્ષા કરનારા અધિકારી પુરુષોને સૌ પ્રકારે સુરક્ષિત કરી, અનેક પ્રકારનાં રત્નો લઈ, આગળથી ચાલતા કર.[૨] વળી આપણી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હસ્તી, રથ, અશ્વ તથા પાળાઓવાળી ચતુરંગિણી સેનાને પરિપૂર્ણ શણગારી, આગળ શીઘ્રપણે તત્પર કર; આપણા ગુરુ વસિષ્ઠ આદિ મહર્ષિઓ માટે ઉત્તમ પ્રકારનાં મ્યાના, શિબિકા ઇત્યાદિ યાન તથા અશ્વો સજ્જ કરાવ; તથા વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કશ્યપ, દીર્ઘાયુ માર્કંડેય તથા કાત્યાયન આદિ ઋષિવરોને યોગ્ય વાહનોમાં બેસાડ. વળી હે સુમંત્ર! આપણા યુવરાજ રામના વિવાહોત્સવમાં ભાગ લેવાની અવધપુરીમાંથી જે કોઇની ઇચ્છા હોય તે સૌને સજ્જ કરી, સૈન્ય સાથે આગળથી રવાના કર ને પછી મારો રથ ઉતાવળથી જોડ; કેમ કે જનકરાયના દૂતો હવે બહુ ઉતાવળ કરે છે."[૩-૫]

આ પ્રમાણે મહારાજા દશરથની આજ્ઞા સાંભળી, સુમંત્રે સર્વ વાતની તૈયારી ઘણી ઝડપથી કરાવી ને સૌને રવાના કર્યા. પછી જ્યારે વસિષ્ઠાદિ ઋષિઓ સહિત દશરથરાય રવાને થયા, ત્યારે તેમની પાછળ તેમનું ચતુરંગ સૈન્ય પણ ચાલતું થયું.[૬] માર્ગમાં અનેક શહેરો તથા વનોને સુશોભિત કરતા, ને યોગ્ય સ્થળે વિશ્રામ કરતા, શ્રીમાન્ મહારાજા દશરથ, પાંચમે દિવસે વિદેહનગરી પ્રત્યે પહોંચ્યા. વૃદ્ધ મહીપતિનું મોટી જાનસહિત પધારવું જાણી, જનકરાયને પરમ આનંદ થયો; ને દશરથરાયનાં દર્શન થતાં તેને, અતિ હર્ષપૂર્વક પૂજાદિ સત્કાર કરી, સંતુષ્ટ કીધા.[૭-૮] પછી તે મનુષ્યમાં શ્રેષ્ઠ અયોધ્યાપતિને જનકે વિનયવડે કહ્યું: "હે નરશ્રેષ્ઠ દશરથ! તું ભલે પધાર્યો; મને આજે તારી ભેટ થઈ, એ ઘણું જ અભિનંદનીય થયું.[૯] અત્રે શૌર્યથી સંપાદન કરેલી તારા બંને પુત્ર રામ અને લક્ષ્મણના વિવાહથી ઉપજનારી પ્રીતિને તું પામશે. વળી હે રઘુકુલોત્પન્ન! જેમ દેવો સહિત ઇંદ્ર આવે તેમ, આ બ્રાહ્મણોમાં ઉત્તમ ગણાતા ઋષિઓસહિત મહા તેજસ્વી તથા અતુલ સામર્થ્યવાન્ વસિષ્ઠજી તારી સાથે અત્રે પધાર્યા છે, એ જોઇને પણ મને બહુ આનંદ થાય છે. વળી હે રાઘવ! તું, કે જે વીર્યે કરી સર્વ કરતાં શ્રેષ્ઠ છે, તેણે મારી સાથેનો સંબંધ સ્વીકારી, મારા કુળને મોટું કર્યું તથા કન્યાદાન વિષેના સર્વ પ્રતિબંધને ટાળ્યા, એ પણ ઘણું જ રુડું થયું છે. હે નરેંદ્ર! આ મારો યજ્ઞ સમાપ્ત થયા પછી એટલે આવતી કાલે તું આ વસિષ્ઠાદિ ઋષિઓ સહિત વિવાહ કાર્યનો આરંભ કરજે."[૧૦-૧૨]

જનકરાયનાં આ છેલ્લાં વાકયને સાંભળતાં જ ઋષિમંડળ મધ્યે બિરાજેલાં વાક્ચાતુરોમાં શ્રેષ્ઠ દશરથ રાજા બોલી ઊઠ્યો: "હે ધર્મજ્ઞ મિથિલાધિપ! પ્રતિગ્રહ તે દાતાને વશ છે (દાન આપવું એ તેના આપનારના અખત્યારમાં છે) એમ મેં પૂર્વે સાંભળેલું છે.[૧૩-૧૪] તો તું જેમ કહેશે તેમ અમે કરીશું." આવું સત્યવાદી દશરથરાયનું ધર્મ તથા યશયુક્ત વાક્ય સાંભળી જનકરાજા પરમ વિસ્મય પામ્યા! [પછી સૈન્ય સહિત દશરથ રાજાને અર્થે નિર્માણ કરી રાખેલાં ઉત્તમ અને શણગારેલાં નિવાસસ્થાનો (જાનીવાસાઓ) પ્રત્યે તેમને ઉતારવામાં આવ્યા. જ્યાં આગળ,] જનકરાયને ત્યાં વસતા અનેક મુનિવરો આવવાથી પરસ્પર મુનિગણોનો સમાગમ થયો;[૧૫-૧૬] તેથી હર્ષયુક્ત થઈ સૌ કોઇએ તે રાત્રી ત્યાં સુખેથી નિર્ગમન કીધી. અહીં આગળ રામ તથા લક્ષ્મણ પણ પરમ હર્ષિત થયેલા પોતાના પિતા દશરથરાયને અતિ પ્રીતિથી ભેટ્યા ને જનકે સૌનો પૂજાદિથી રુડો સત્કાર કરવાને લીધે, તેણે આપેલા તે ઉતારામાં વસતાં સૌ કોને બહુ સુખ પ્રાપ્ત થયું.[૧૭]

પછી તત્ત્વને જાણનારા મહાતેજસ્વી જનકરાજાએ પણ ધર્મવડે સર્વ યજ્ઞક્રિયાઓ તથા પોતાની દીકરીઓ (સીતા તથા ઉર્મિલા)ના વિવાહ સંબંધી ક્રિયાઓ કરીને તે અહોરાત્ર નિર્ગમન કીધી.[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં ઓગણોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૦ મો.

## દશરથ કુળવર્ણન.

બીજે દિવસે પ્રાતઃકાળે નિત્ય કર્મથી પરવારી, વાક્ચતુર જનકરાજા ઋષિઓ સહિત એકત્ર થઈ બેઠા ને પોતાના મુખ્ય પુરોહિતને કહ્યું:[૧] "હે શતાનંદ! મારો પ્રિય બાંધવ કુશધ્વજ, કે જે પોતે અતિ ધાર્મિક તથા વીર્યવાન્ છતાં સ્વર્ગ અથવા પુષ્પકવિમાન સરખી સાંકાશ્યા નામની પૂરીમાં, તેના કિલ્લાની ચોમેર વહેતી ઈક્ષુમતી નદીના જળનું પાન કરતો વસે છે; અને ત્યાં રહીને મારા યજ્ઞનાં સાહિત્યો પૂરાં પાડે છે, તેને હું અત્રે જોવા ઇચ્છું છું; કારણ કે મહાતેજસ્વી તે અહીં આવી મારી સાથે સીતાવિવાહોત્સવના મંગળ કાર્યમાં રુડો ભાગ લે."[૨-૪] એવી રીતે જનકરાય કહેતા હતા, એવામાં તેના કેટલાક સમર્થ સેવકોએ આવી નમન કર્યું; તેને જોઈ, "આ પુરુષોને કુશધ્વજને તેડી લાવવા સાંકાશ્યાપૂરી મધ્યે મોકલ," એમ શતાનંદને જણાવ્યું. રાજાના કહેવાથી શતાનંદે તે દૂતોને આજ્ઞા આપી; એટલે લાગલા જ તેઓએ વેગવાળા અશ્વો સજ્જ કર્યા ને જેમ ઇંદ્રની આજ્ઞાથી દેવતાઓ વિષ્ણુને તેડવા જાય, તેમ તેઓ મનુષ્યોમાં સિંહરૂપ કુશધ્વજને તેડવા સારુ ચાલ્યા.[૫-૬] સાંકાશ્યા નગરીમાં જઈ તેઓ કુશધ્વજને મળ્યા ને મિથિલાનગરીનો સર્વ વૃત્તાંત તથા જનકરાયની ઇચ્છા, એ સૌ તેને કહી સંભળાવ્યું.[૭] આ મહા વેગવાન્ દૂતોના મુખથી સીતાના વિવાહ સંબંધે સર્વ વૃત્તાંત સાંભળીને કુશધ્વજને બહુ હર્ષ થયો; ને પોતાના વડીલબંધુ નરેન્દ્ર જનકની આજ્ઞાથી નિર્વિલંબે તે મિથિલા પ્રત્યે ચાલ્યો.[૮] જનકપુરમાં આવી કુશધ્વજે મહાત્મા તથા ધર્મવત્સલ જનકરાયના દરબારમાં પ્રવેશ કરતાં, શતાનંદને તથા પોતાના ભ્રાતાને હર્ષપૂર્વક ભેટી નમસ્કાર કર્યો; ને પરસ્પર કુશળ પૂછી, બંને ભાઈ બહુ આનંદ પામ્યા.[૯]

પછી રાજાને બેસવા યોગ્ય દિવ્ય આસનપર બેઠેલા તથા મહાકાંતિવાળા તે બંને ભાઈ—જનકે તથા કુશધ્વજે, પોતાના મુખ્ય મંત્રીને બોલાવી કહ્યું: "હે સુદામન્! (એ મંત્રીનું નામ છે) તું શીઘ્રપણે ઈક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલા અતિ કાંતિમાન્ દશરથ રાજા પાસે જઈ, પુત્રો તથા મંત્રીઓ સહિત તેને અહીં બોલાવી લાવ."[૧૦-૧૧] તુરત જ સુદામને દશરથરાયને ઉતારે જઈ, તે મહારાજાને નમસ્કાર કરી કહ્યું: "હે અયોધ્યાપતિ! હે મહાશૂરવીર દશરથરાય! મિથિલાપતિ જનકરાજા, પુરોહિત તથા ઉપાધ્યાય સહિત તારાં દર્શન કરવા તત્પર થઈ બેઠા છે." આવું નિમંત્રણ આવવાથી વસિષ્ઠાદિ ઋષિમંડળ તથા બાંધવજન સહિત દશરથરાજા જનકરાય આગળ આવ્યા; ને મંત્રી, ઉપાધ્યાય તથા બાંધવજન સૌ સાથે યથાયોગ્ય આસનોપર બેઠા.[૧૨-૧૫] પછી વક્તાઓમાં શ્રેષ્ઠ દશરથરાજાએ જનકને કહ્યું: "હે મહારાજ! તારા જાણવામાં જ છે કે, ઈક્ષ્વાકુ કુલનું પરમ દૈવત તથા સર્વ કૃત્ય વિષે બોલનાર પુરોહિત વસિષ્ઠજ છે. તે ધર્માત્મા ઋષિ, સર્વ મહર્ષિઓ સહિત વિશ્વામિત્રે જાણવા માંગેલું અમારાં કુળનું યથાક્રમ વર્ણન તને કહેશે."[૧૬-૧૭] એમ કહી તેણે વસિષ્ઠજી સામું જોયું. ત્યારે તુરત જ તે વાક્ચતુર મહાસમર્થ વસિષ્ઠ ઋષિએ સર્વ સાંભળતાં જનકરાય તથા તેના સભ્યજનો પ્રત્યે, દશરથકુળનું આ પ્રમાણે વર્ણન કરવા માંડ્યું:-

તે બોલ્યા: "હે મહારાજ જનક! અવ્યક્ત બ્રહ્મથી પ્રથમ શાશ્વત, નિત્ય તથા અવ્યય એવા બ્રહ્મા ઉત્પન્ન થયો.[૧૮-૧૯] બ્રહ્માથી મરીચિ ઋષિ ને તેનાથી કશ્યપ થયો. તે કશ્યપ ઋષિથી સૂર્ય, સૂર્યનો મનુપ્રજાપતિ, ને મનુનો પુત્ર ઈક્ષ્વાકુ રાજા, કે જે અયોધ્યાપુરીનો આદિ રાજકર્ત્તા થયો. તેને આ દશરથરાયના મૂળ પુરુષ જાણો.[૨૦-૨૧] એ ઈક્ષ્વાકુનો શ્રીમાન્ કુક્ષિ, તેનો વિકુક્ષિ, તેનો મહા તેજસ્વી તથા પ્રતાપી બાણ, તેનો વીર્યવાન્ ને ઉત્સાહી અનરણ્ય, તેનો પૃથુ, તેનો ત્રિશંકુ, તેનો મહાયશસ્વી ધુંધુમાર, તેનો મહારથી યુવનાશ્વ, તેનો પૃથ્વીપતિ માંધાતા અને તેનો મહા કાંતિવાળો સુસંધિ નામે પુત્ર થયો; જેને ધ્રુવસંધિ તથા પ્રસેનજિત્ નામે બે પુત્ર થયા હતા.[૨૨-૨૬] એમાં ધ્રુવસંધિનો યશસ્વી ભરત ને તેને મહાતેજસ્વી અસિત નામે પુત્ર થયો.[૨૭] એ અસિતને હૈહય, તાલજંઘ તથા શશબિંદુ નામના તેના શત્રુ રાજાઓએ યુદ્ધ કરી નસાડી મૂકવાથી, તે પોતાની બે સ્ત્રીઓ સહિત હિમવાન્ પર્વત પ્રત્યે જઈ ક્ષીણ પરાક્રમ થવાને લીધે મરણ પામ્યો. હે શ્રેષ્ઠ રાજા જનક! એવી પુરાતન કથા સાંભળવામાં છે કે, જે વખતે

તે અસિત રાજા મૃત્યુ પામ્યો,તે સમયે તેની બંને સ્ત્રીઓ ગર્ભવતી હતી:૨૮–૩૦ તેમાંની એકે બીજીને (પોતાની શોક્યને) તેનો ગર્ભ નાશ કરવા સારુ કપટથી ઝેર ખવરાવ્યું હતું. તે વેળાએ ભૃગુવંશમાં ઉત્પન્ન થયેલા દેવતા સરખી કાંતિવાળા ચ્યવન ઋષિ તે રમ્ય હિમવાન્ પર્વતમાં રહેતા હતા. તેની પાસે તે અસિત રાજાની સ્ત્રી, જેને પોતાની શોક્યે ઝેર આપ્યું હતું, તે મહાભાગ્યવતી કાલિંદી, ઉત્તમ પુત્ર પ્રાપ્ત થવાની ઇચ્છાથી શરણે આવી અને તેને નમસ્કાર કરી, રુડી રીતે શુશ્રૂષા કરવા લાગી. ત્યારે ચ્યવન ઋષિએ તેને કહ્યું: "હે મહાભાગ્યવતિ! હે કમલ સરખાં નેત્રવાળી કાલિંદી! તું કંઇપણ શોચ મા કર; કેમકે તારા ઉદરમાં શ્રેષ્ઠ પુત્ર છે; ને તે મહા બળવાન્, મહાવીર્યવાન તથા મહાતેજસ્વી પુત્રને તું ગર (ઝેર) સહિત થોડા સમયમાં જન્મ આપીશ.૩૧–૩૫

"એ સાંભળીને, ઋષિને વારંવાર નમસ્કાર કરતી પતિવ્રતા રાજપુત્રી ધર્મવાળી, છતાં પતિ રહિત થયેલી તે દેવીરૂપ કાલિંદીએ, તે ઋષિની કૃપાથી સુંદર પુત્રને જન્મ આપ્યો.૩૬ જો કે તેની સપત્નીએ (શોક્યે) તેના ગર્ભને નાશ કરવા સારુ ઝેર દીધું હતું, તોપણ ન મરતાં ઉલટો તે ગર્ભ ઝેર સહિત જન્મ્યો, તેથી તેનું સગર* એવું નામ પાડ્યું.૩૭ એ મહાપ્રતાપી સગર રાજાનો અસમંજ, તેનો અંશુમાન્, તેનો દિલીપ, તેનો ભગીરથ, તેનો કકુત્સ્થ, તેનો રઘુ અને રઘુને પ્રવૃદ્ધ નામે પુત્ર થયો. પ્રવૃદ્ધ મનુષ્યનું ભક્ષણ કરનાર રાક્ષસ થયો હતો અને વળી તેનું કલ્માષપાદ એવું નામ પણ હતું.† પ્રવૃદ્ધનો પુત્ર શંખણ, તેનો સુદર્શન, તેનો અગ્નિવર્ણ, તેનો શીઘ્રગ, તેનો મરુ, તેનો પ્રશુશ્રુક અને તેનો અંબરીષ નામે પુત્ર થયો.૩૮–૪૧ અંબરીષનો નહુષ, તેનો યયાતિ, તેનો નાભાગ, તેનો અજ ને તેનો પુત્ર આ દશરથ છે; જેને ત્યાં તેના કુળને દીપાવનાર આ રામ તથા લક્ષ્મણ બંને કુંવરો ઉત્પન્ન થયા છે.૪૨–૪૩

"એ પ્રમાણે બ્રહ્મદેવથી આરંભીને અદ્યાપિ સૂધી વંશે કરી શુદ્ધ, પરમ ધર્મિષ્ઠ, શૂરવીર, સત્યવાદી તથા ઇક્ષ્વાકુના કુળમાં ઉત્પન્ન થયેલા રામ તથા લક્ષ્મણને માટે અમે તારી સીતા અને ઉર્મિલા એ કન્યાઓની માંગણી* કરીએ છીએ. માટે હે નરશ્રેષ્ઠ! તું એ સમાનગુણવાળાઓને તેવી જ સમાનગુણવાળી તારી બે કન્યાઓ દેવા યોગ્ય છે."૪૪–૪૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સીત્તેરમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૭૧ મો.

## વિદેહ કુળવર્ણન.

એ પ્રમાણે કહી શાંત થયેલા વસિષ્ઠ ઋષિને હાથ જોડીને જનક રાજાએ કહ્યું: "હે ઋષિરાય! તારું કલ્યાણ થાઓ; ને હવે હું મારું કુળ કહું તે સાંભળ.૧ કેમ કે સત્કુળમાં ઉત્પન્ન થયેલા દાતા પુરુષે કન્યાદાનને પ્રસંગે પોતાનું કુળવર્ણન કરવું જ જોઇએ.૨ હે મુનિશ્રેષ્ઠ! હે મહાબુદ્ધિમાન્ વસિષ્ઠ ઋષિ! પૂર્વે ત્રણે લોકમાં પોતાનાં કર્મોવડે પ્રસિદ્ધ થયેલો, ધર્માત્મા તથા પરાક્રમીઓમાં શ્રેષ્ઠ, નિમિ નામે રાજા થયો,૩ ને તેને મિથિ નામે પુત્ર થયો. એ મિથિનો જનક,† તેનો ઉદાવસુ, તેનો ધર્માત્મા નંદિવર્ધન, તેનો મહાશૂરવીર સુકેતુ, તેનો મહાબળવાન્ દેવરાત; રાજર્ષિ દેવરાતનો બૃહદ્રથ, તેનો શૂરવીર તથા પ્રતાપી મહાવીર, તેનો બુદ્ધિમાન્ તથા સત્ય પરાક્રમી સુધૃતિ, તેનો સુધાર્મિક રાજર્ષિ ધૃષ્ટકેતુ અને તેનો હર્યશ્વ નામે પ્રખ્યાત પુત્ર થયો.૪–૮ હર્યશ્વનો મરુ, તેનો પ્રતીન્ધક, તેનો ધર્માત્મા કીર્તિરથ, તેનો દેવમીઢ, તેનો વિબુધ, તેનો મહિધ્રક, તેનો મહાબળી કીર્તિરાત, તેનો મહારોમા, તેનો ધર્મયુક્ત અંતઃકરણવાળો સ્વર્ણરોમા અને તેનો હ્રસ્વરોમા નામે પુત્ર થયો.૯–૧૨ એ ધર્મજ્ઞ મહાત્મા હ્રસ્વરોમાને બે પુત્રો થયા; તેમાં જ્યેષ્ઠ હું

---

* સગર–ગરસહિત. ઝેર સહિત જન્મ્યો માટે સગર.

† એ પ્રવૃદ્ધને આ જનક રાજા આગળ દશરથ કુળનું વર્ણન કરનાર વસિષ્ઠ ઋષિએ જ પ્રથમ શાપ આપ્યો હતો, જેથી તે રાક્ષસ થયો. આથી ક્રોધે ભરાઇ તેણે પણ વસિષ્ઠ ઋષિને સામો શાપ આપવા સારુ હાથમાં જળ લીધું. પણ એ મહા પુરુષને શાપ આપવાથી મોટો અનર્થ થશે, એમ વિચારી તેની સ્ત્રીએ તેને તેમ કરતાં વાર્યો, એટલે તે હાથમાં લીધેલું જળ તેણે પોતાના જ પગ ઉપર નાંખી દીધું, (કારણ કે જો બીજે સ્થળે નાંખે તો જેનાપર નાંખે તેનો સર્વથા નાશ જ થાય.) તેથી તેના પગ તુરત કાળા થઇ ગયા; એટલે તેનું કલ્માષપાદ (કાળા પગવાળો) એવું નામ પડ્યું.

* સીતાને તો શ્રી રામે સ્વયંવરમાં જ જિતી હતી; પરંતુ વિવાહની રૂઢિને અનુસરીને માંગણી કરવી જોઇએ, માટે વસિષ્ઠ મુનિએ આ વેળા માંગણી કરી. વળી બીજું કારણ એ કે, સીતા તો અમારી થઈ જ છે, પણ તારી બીજી પુત્રી ઉર્મિલા પણ લક્ષ્મણ અર્થે અમોને આપ, એમ ધારી માંગણી કીધી હોવી જોઇએ. † તેના નામપરથી જ આ જનકપુર નામ મિથિલા પડ્યું.

(જનક)* ને કનિષ્ઠ આ મારો શૂરવીર બાંધવ કુશધ્વજ છે.[૧૩]

"હવે હે વસિષ્ઠ! અમારા વૃદ્ધ પિતા હ્રસ્વરોમા મને રાજ્યાભિષેક કરી રાજ્યનો તથા આ કુશધ્વજાદિ કુટુંબનું ભરણપોષણ કરવાનો ભાર મારાપર નાંખી વનમાં ગયા ને ત્યાં તપાચરણ કરી દેવલોક પામ્યા.[૧૪] તેના ગયા પછીહું મારા દેવતા સરખા કનિષ્ઠ બંધુ કુશધ્વજનું પરમ સ્નેહથી પાલન કરતાં રાજ્યભારને વહન કરતો હતો. એવામાં એક સમયે સાંકાશ્યા નામે નગરીનો મહાપરાક્રમી સુધન્વા નામે રાજા મારી મિથિલાપુરીપર ચઢી આવ્યો. તેણે દૂતને મોકલી મને કહાવ્યું "જનકને માલમ થાય જે, તારે તારી પાસેનું અત્યુત્તમ શિવધનુષ તથા કમળ સરખાં નેત્રવાળી તારી કન્યા સીતા મને આપવી; અને નહિ તો યુદ્ધ માટે તત્પર થવું."[૧૫-૧૭] હે ઋષિરાય! એ પ્રમાણે સુધન્વાએ મને કહાવ્યા છતાં, મેં તેને ધનુષ તથા કન્યા આપ્યાં નહિ. તેથી અમારે પરસ્પર મોટું યુદ્ધ થયું; જેમાં મેં તે વિમુખ થયેલા સુધન્વાનો નાશ કરી, તેની સાંકાશ્યાપુરીને સ્વાધીન લીધી, તથા મહાશૂરવીર કુશધ્વજનો ત્યાં રાજ્યાભિષેક કર્યો.[૧૮-૧૯] હે મહામુનિ! એ આ કુશધ્વજ મારો નાનો ભાઈ છે, ને હું તેનો વડીલ બંધુ છું. મારું બોલવું સમાપ્ત કરું છું કે, હું અતિ પ્રીતિયુક્ત થઈ, મારી સીતા તથા ઉર્મિલા નામની બે કન્યાઓ તમારે ત્યાં દઈશ; તેમાં દેવકન્યા સમાન, વીર્યશુલ્કા સીતા રામને, અને ઉર્મિલા લક્ષ્મણને વધૂરૂપે આપીશ, એમ નિશ્ચયને માટે ત્રીજી વખત કહું છું.[૨૦-૨૨]

એ પ્રમાણે વસિષ્ઠ મુનિને કહી, જનકરાય દશરથ પ્રત્યે બોલ્યો: "હે રાજન્! હવે તું રામ લક્ષ્મણને વિવાહની અગાઉ કરવાનાં ગોદાનાદિ કર્મ તથા કલ્યાણકારક પિતૃકાર્ય (નાન્દિશ્રાદ્ધાદિ) કરાવ; અને તે પછી વિવાહકાર્યમાં પ્રવૃત્ત થા.[૨૩] કેમકે આજે, તું આવ્યા તેને, અથવા મારો યજ્ઞ સમાપ્ત થયાને ત્રણ દિવસ થયા. વળી નક્ષત્ર મઘા ચાલે છે; માટે તે ઉતર્યા બાદ ત્રીજે દિવસે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં વિવાહ કરીએ. તેથી હે મહાબાહુ! હવે તું રામ લક્ષ્મણને અર્થે સુખોદય કરનારાં (ગાય, ભૂમિ, તિલ, હિરણ્ય ઈત્યાદિ) દાન કર."[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં એકોતેરમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

* પણ કયો જનક, તે નામ આપ્યું નથી.

## સર્ગ ૭૨ મો.

## ભરત શત્રુઘ્નના વિવાહ.

વિદેહ જનકરાય બોલી રહ્યા પછી, વસિષ્ઠ સહિત વિશ્વામિત્ર તે શૂરવીર રાજાને કહેવા લાગ્યો:[૧] "હે નરશ્રેષ્ઠ જનક! ઈક્ષ્વાકુ તથા વિદેહ એ બંને રાજર્ષિઓનાં કુલ અતિ ઉત્તમ તથા જેના બળાદિનું પ્રમાણ જ ન થાય એવાં છે. તેના સમાન બીજું કોઈનું કુળ આવી શકે તેમ નથી.[૨] માટે તારો તથા દશરથરાયનો આ ધર્મરૂપ સંબંધ થયો, એ બહુ રુડું થયું. તેમ જ દશરથપુત્રો રામ, લક્ષ્મણ તથા તારી પુત્રીઓ સીતા અને ઉર્મિલા એ પણ પરસ્પર રૂપાદિ સંપત્તિએ યોગ્ય છે. પણ હે ધર્મજ્ઞ, મારે વળી તને કંઈક કહેવાનું છે તે સાંભળ:–

"હે રાજન્! આ તારો નહાનો ભાઈ ધર્મજ્ઞ કુશધ્વજ રાજા છે, તેની અતિ રૂપવતી બે કન્યાઓ–જેના સમાન રૂપવતી આખી પૃથ્વીમાં પણ કોઈ બાળા નથી તેની, દશરથરાયના કુંવરો મહાત્મા ભરત તથા બુદ્ધિમાન્ શત્રુઘ્ન એઓને માટે અમે તારી પાસે માંગણી કરીએ છીએ.[૩-૬] હે રાજેન્દ્ર! દશરથરાયના ચારે પુત્રો, રૂપે તથા યુવાવસ્થાએ સુશોભિત, લોકપાલો સમાન દેખાવડા તથા દેવતાઓ જેવા પરાક્રમી છે.[૭] માટે તમો બંને ભાઈ ઈક્ષ્વાકુ કુળની સાથે સંબંધ બાંધો, ને તેમ કરવું એ તારા બન્નેના ચિત્તને રુચતું થાઓ."[૮] એ પ્રમાણે વસિષ્ઠની અનુમતિથી વિશ્વામિત્રે કહેલાં વાક્ય સાંભળી, હાથ જોડી જનકરાયે તે બન્ને મુનિવરોને આ પ્રમાણે કહ્યું:–[૯]

"હે શ્રેષ્ઠ ઋષિઓ! મુનિઓમાં શ્રેષ્ઠ એવા તમે બંને મળી અમને આવી રીતની આજ્ઞા આપો છો, તેથી હું મારા કુળને બહુ ધન્ય માનું છું; અને મારા તથા દશરથના કુળનો પરસ્પર સંબંધ પણ બહુ યોગ્ય છે.[૧૦] માટે આપ જેમ આજ્ઞા કરો છો, તેમ ભરત તથા શત્રુઘ્ન સાથે કુશધ્વજની બે પુત્રીઓનાં લગ્ન ભલે થાય; અને હું ઇચ્છું છું કે, એ રામાદિ મહા બળવાન્ ચારે રાજપુત્રો, સીતાદિ ચારે રાજપુત્રીઓનાં પાણિગ્રહણ પણ એક જ દિવસે કરે.[૧૧-૧૨] માટે હે બ્રહ્મન્! કાલે પૂર્વાફાલ્ગુની ઉપરાંત ભગદેવતાના સ્વામીપણાવાળું ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર છે, કે જેને બુદ્ધિમાન્ પુરુષો વિવાહકાર્યને માટે બહુ જ શ્રેષ્ઠ ગણે છે."[૧૩] એટલું કહીને વળી હાથ જોડી તે બોલ્યો: "હે મુનિપુંગવ! તેં મને કન્યાદાન કરવારૂપ પરમ ધર્મનો ઉપદેશ કર્યો, તેથી જેમ દશરથ તારો શિષ્ય છે, તેમ હું તથા મારો

ભાઈ કુશધ્વજ પણ તારા શિષ્ય છીએ. તું મુખ્ય આસનોપર વિરાજ; કારણ અમારો પરસ્પર સંબંધ થવાને લીધે જેમ દશરથ મારી મિથિલાનું પ્રભુત્વ કરી શકે ને હું એની અયોધ્યા નગરીનું પ્રભુત્વ કરી શકું; તેમ તું પણ અત્રે નિઃસંદેહ પ્રભુત્વ કરવા યોગ્ય છે."[૧૪-૧૬] આવું જનકનું ભાષણ સાંભળી, બહુ હર્ષ પામેલો રઘુકુલોત્પન્ન દશરથ તેને કહેવા લાગ્યો:[૧૭] "હે મિથિલાધિપ! તમે બન્ને બાંધવો અગણિત ગુણવાળા છો; ને તમારી તરફથી નિરંતર ઋષિઓ તથા રાજસમૂહને માન મળેલું છે.*[૧૮] માટે તમારું કલ્યાણ થાઓ—તમારું શ્રેય થાઓ. હવે અમે અમારા ઉતારા પ્રત્યે જઈશું ને ત્યાં વિધિયુક્ત શ્રાદ્ધાદિ કર્મ કરીશું."[૧૯]

એ પ્રમાણે કહેતાં વસિષ્ઠ તથા વિશ્વામિત્રાદિ મુનિઓ સહિત તે ઉભો થયો, ને જનકની આજ્ઞા લઈ ઉતારા ભણી ચાલ્યો.[૨૦] ત્યાં જઈ તેણે યથાવિધિ શ્રાદ્ધ કર્મ કર્યું. બીજે દિવસે પ્રભાતે ઉઠી, પ્રાતઃકાળે કરવાનું ગોદાન કર્મ કરવા માંડ્યું:[૨૧] તેમાં પ્રત્યેક પુત્રના વિવાહનો ઉદ્દેશ કરી ધર્માર્થે એક એક લક્ષ ગાયો વિપ્રોને દાનમાં આપી.[૨૨] આવી રીતે પુત્રવત્સલ દશરથરાયે ચારે પુત્રનાં લગ્ન નિમિત્તે સુવર્ણના શૃંગવાળી, વાછડાંઓવાળી તથા દોહવાનાં કાંસ્યપાત્ર સહિત ચાર લક્ષ ગાયો બ્રાહ્મણોને આપી. ગોદાન કર્મના ઉદ્દેશથી બીજું પણ ઘણુંક દ્રવ્ય બ્રાહ્મણોને આપ્યું.[૨૩-૨૪] પછી તે દાનાદિ કર્મથી નિવૃત્તિ પામેલા શ્રેષ્ઠ રાજા દશરથ, પોતાના પુત્રોથી વીંટાઇ બેઠો, ત્યારે જેમ લોકપાલોની મધ્યે પ્રજાપતિ શોભે, તેમ શોભવા લાગ્યો.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં બોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭૩ મો.

## વિવાહોત્સવ.

દશરથ ગોદાનથી નિવૃત્તિ પામ્યો, તે દિવસે મહાશૂરવીર રાજપુત્ર યુધાજિત્ ત્યાં (જનકપુરમાં) તેને આવી મળ્યો.[૧] એ યુધાજિત્ તે કેકય દેશના અધિપતિ કેકય રાજાનો પુત્ર અને ભરતનો માતુલ (મામો) થાય. એણે આવી દશરથને યથાયોગ્ય પ્રણામ કર્યા ને સર્વનું કુશળક્ષેમ પૂછી કહ્યું:[૨] "હે રાજેંદ્ર! મારા પિતા કેકયરાજાએ તારું કુશળ પૂછાવ્યું છે ને તું જેનું કુશળ ઇચ્છે છે, એવા મારા સર્વ કુટુંબનું નિરંતર આરોગ્ય તથા કુશળ તને સ્નેહપૂર્વક કહાવ્યું છે.[૩] હે દશરથ! મારા પિતા કેકયરાય ઘણો સમય થયાં મારી બહેનના પુત્ર ભરતને મળવાને ઝંખી રહ્યા છે, તેટલા માટે તેને મારા પિતા પાસે તેડી જવા સારુ હું અયોધ્યા ગયો હતો.[૪] ત્યાં સાંભળ્યું કે, દશરથ સહિત તેના સર્વ પુત્રો વિવાહ સારુ મિથિલા પ્રત્યે ગયેલા છે,[૫] એથી આનંદ પામી મારા ભાણેજ ભરતને મળવાની કામનાને લીધે હું શીઘ્રતાથી અત્રે આવ્યો છું." આમ આવે રુડે પ્રસંગે પોતાનો પ્રિય પરોણો આવ્યો જોઇ, દશરથ બહુ ઉમંગથી તેને—પોતાના સાળાને ભેટયો, ને તેની બહુ સત્કારપૂર્વક પૂજા કરી.[૬]

પછી બીજે દિવસે પ્રભાતે ઉઠી, નિત્યકર્મથી પરવારી, દશરથરાયે સર્વ સમાજને સજ્જ કર્યો ને રામ સહિત ચારે કુંવરો પણ મંગળ કરી, સર્વ પ્રકારનાં ઉત્તમ વસ્ત્રાભરણો સજી તત્પર થયા. એટલે શુભ લગ્ન ઇત્યાદિ સમયવાળા 'વિજય' મુહૂર્તમાં વસિષ્ઠાદિ મહર્ષિઓને મુખ્ય કરી, નાનાં પ્રકારનાં સુસ્વર વાજિત્રોના તથા સૌભાગ્યવતી સુંદરીઓના હર્ષાલાપથી ગવાતાં મંગળગીતોના ઘોષ સાથે, સૌકો જાનીવાસેથી જનકરાયના મંડપ ભણી ચાલ્યા. યજ્ઞશાળા કે જ્યાં વિવાહનો અતિ સુશોભિત મંડપ રચેલો હતો, તેના દ્વાર આગળ આવી તેઓ ઉભા રહ્યા.[૭-૯] વસિષ્ઠ ઋષિએ યજ્ઞશાળામાં જઈ વિદેહ જનકરાયને જણાવ્યું "હે રાજન્! મંગળકૃત્ય કરેલા પોતાના ચારે પુત્રો સહિત નરશ્રેષ્ઠ દશરથરાજા દ્વાર આગળ આવી ઉભેલા છે, ને યજ્ઞશાળામાં પ્રવેશ કરવા માટે તમારી આજ્ઞાની (કન્યાદાન આપનાર છો માટે) અપેક્ષા રાખે છે; કારણ દાતા તથા દાન લેનાર એ બેઉના એક મતથી જ દાનધર્મ થાય છે. માટે તમે વિવાહ સંબંધી લૌકિક તથા અલૌકિક કર્મ કરીને અમોને યજ્ઞશાળામાં પ્રવેશ કરવાનું કહેવરાવશો, ત્યાં સૂધી અમે દ્વારપ્રત્યે ઉભા રહીશું."[૧૦-૧૨]

એવું મહાત્મા વસિષ્ઠ મુનિનું કહેવું સાંભળી, પરમ ઉદાર, મહાતેજસ્વી તથા પરમધર્મજ્ઞ જનકરાયે તેમને પ્રત્યુત્તર આપ્યો કે,[૧૩] "મુનીશ્વર! આજ્ઞા? દશરથ રાજા યજ્ઞશાળામાં આવવા માટે કોની આજ્ઞાની વાટ જુવે છે? તેમને આવતાં અટકાવે એવો પ્રતિહાર કોણ છે? પોતાના ગૃહમાં પ્રવેશ કરવા માટે શો વિચાર હોય?

* સંસ્કૃત ટીકાકાર અત્રે જૂદો અર્થ કરે છે. "તમારા રાજ્યવંશને માન મળે છે," આ ખોટું છે.

આ રાજ્ય મારું છે, તેમ તમારું ને દશરથરાયનું પણ છે![૧૪] હે મુનિ શ્રેષ્ઠ! વિવાહ સંબંધી સમગ્ર મંગળપ્રદ ક્રિયાઓ કરેલી અને પ્રદીપ્ત અગ્નિની શિખાઓ સરખી મારી સર્વ કન્યાઓ વેદિની સમીપ આવેલી છે,[૧૫] ને હું હવે માત્ર તારી આવવાની જ વાટ જોઈ રહ્યો છું; તો તું યજ્ઞશાળાની બહાર ઊભો રહી શા માટે વિલંબ કરો છો? અંદર આવી શીઘ્ર વિવાહ કર્મનો પ્રારંભ કર."[૧૬] એ પ્રમાણે જનકનું કહેવું વસિષ્ઠના મુખથી સાંભળી, તુરત દશરથરાયે પોતાના પુત્રો સહિત સર્વ ઋષિગણને યજ્ઞશાળામાં પ્રવેશ કરાવ્યો; ત્યારે ચારે રાજકુમારોને મંગળ ઉપચારોથી વધાવી લેવામાં આવ્યા તથા સર્વ સમાજ યોગ્ય આસનોપર બેસી ગયો.[૧૭]

પછી જનકરાયે મુનિ વસિષ્ઠને કહ્યું: "હે મુનિ! હે મહાત્મા! તું સર્વે મુનિમંડળસહિત, રામ જે સર્વને પ્રિય છે, તેનું વિવાહકર્મ ચાલું કર." એવાં વિદેહનાં વચનપરથી સમર્થ વસિષ્ઠ ઋષિ, વિશ્વામિત્ર તથા શતાનંદને મુખ્ય કરી, સર્વ લોકને પ્રિય લાગતા દશરથરાયના ચારે પુત્રોની વિવાહ સંબંધી ક્રિયા કરાવવા લાગ્યા. પ્રથમ તેમણે યજ્ઞશાળા મધ્યે વિધિપૂર્વક વેદિ રચી;[૧૮-૨૦] ને તેને ગંધ, પુષ્પ, સુવર્ણપાલિકા, જુવારા સહિત સુવર્ણપાત્ર, નાના પ્રકારના ચિત્રવિચિત્ર સ્વર્ણકુંભ, દૂર્વાપાત્ર, ધૂપપાત્ર, શંખપાત્ર, સ્રુવા, સ્રુક, પૂજન કરેલાં અર્ઘ્યપાત્ર, શાળથી ભરેલાં પૂર્ણપાત્ર, હરિદ્રાવાળા અક્ષત તથા ચારે કોર આવેલા સરખા પ્રમાણવાળા દર્ભ, એ વગેરે સાહિત્યોથી અલંકૃત કરી.[૨૧-૨૩] પછી મહર્ષિ વસિષ્ઠે તે વેદિમાં વિધિયુક્ત મન્ત્રવડે અગ્નિનું સ્થાપન કર્યું, ને વિધિપૂર્વક મન્ત્ર ભણી તેમાં હોમ કર્યો.[૨૪] વેદિનો અગ્નિ પ્રદીપ્ત થયો, સુંદરીઓ મંગળ ગીતો ગાવા લાગી, વાજિંત્રો વાગવા લાગ્યાં, ઋષિઓ વેદમન્ત્રનો ઘોષ કરવા લાગ્યા, ને લક્ષ્મી તથા નારાયણનો અવતાર સીતા તથા રામનો લગ્ન સમારંભ જોવાને આનંદ પામતા દેવતાઓ અંતરિક્ષમાં એકત્ર થયા. તે સમયે જનકરાયે સર્વ આભરણ ભૂષિત શોભાયમાન લક્ષ્મીસ્વરૂપ સીતાને અગ્નિની સમક્ષ રાઘવેંદ્રની સામે બેસાડી;[૨૫] ને પછી કૌસલ્યાના આનંદની વૃદ્ધિ કરનાર રામને કહ્યું: "હે રાઘવ! હે રામ! આ મારી પ્રિય પુત્રી સીતા હું તને અર્પણ કરું છું, માટે આજથી તે તારી સહધર્મચારિણી—તારી સાથે ધર્મ આચરનારી થઈ. અર્થાત્ તારે જે કંઈ કરવું તે એના સહિત જ કરવું.[૨૬] માટે તું સ્વહસ્તે કરી એનું પાણિગ્રહણ કર. એ મહાભાગ્યવાળી, પતિવ્રતધર્મ પાળનારી તથા છાયાની પેઠે નિરંતર તને અનુસરનારી થશે."[૨૭] એવું કહીને જનક રાજાએ, મન્ત્ર કરી પવિત્ર થયેલું કન્યાદાનના સંકલ્પનું જળ રામજીના હાથમાં મૂક્યું. આ વેળા જયજયકારનો મોટો શબ્દ થયો ને દેવતા તથા ઋષિઓએ, "ધન્ય! ધન્ય!" એવો ઘોષ કર્યો.[૨૮] વાજિંત્રો જોરભેર વાગવા લાગ્યાં, આકાશમાં દેવતાઓએ પણ દુંદુભિના નાદ કરવા માંડ્યા ને માંગલિક પુષ્પોની મોટી વૃષ્ટિ થઈ.

એ પ્રમાણે મન્ત્ર તથા ઉદક સહિત સીતા, રામને અર્પણ કરી.[૨૯] હર્ષથી પરિપૂર્ણ થયેલા જનક રાજાએ પછી લક્ષ્મણને કહ્યું: "હે સૌમિત્રેય! તારું કલ્યાણ થાઓ; ને મેં તને અર્પણ કરવા માટે સંકલ્પેલી મારી પુત્રી ઉર્મિલાને[૩૦] વરવાની ઇચ્છા કરી, તેનું નિર્વિલંબે પાણિગ્રહણ કર." એ જ રીતે તેણે ભરતને કહ્યું:[૩૧] "હે રઘુકુલોત્પન્ન ભરત! માણ્ડવી નામની મારા ભાઇની પુત્રીનું તું હર્ષથી પાણિગ્રહણ કર." પછી શત્રુઘ્નને પણ મિથિલેશ્વરે કહ્યું:[૩૨] "હે મહાબાહુ શત્રુઘ્ન! તું સ્વહસ્તે કરી મારા બાંધવની કન્યા શ્રુતકીર્તિનું પાણિગ્રહણ કર. તમે ચારે બાંધવો શ્રેષ્ઠ તથા બ્રહ્મચર્યાદિ વ્રતાચરણ કરનારા છો; માટે કાલાતિક્રમણ ન કરતાં સઘળા સ્ત્રીઓવાળા થાઓ." આ પ્રમાણે જનકરાયનાં વચન સાંભળીને વસિષ્ઠને અનુસરનારા રામાદિ ચારે રાજપુત્રોએ પોતપોતાની સ્ત્રીઓના હસ્ત પોતાના હસ્તવડે ગ્રહણ કર્યા. (પાણિગ્રહણ કર્યાં—હથેવાળા મેળવ્યા.) પછી તે રઘુકુળમાં જન્મેલા મહાત્મા રામાદિ ચારે બાંધવોએ પોતાની સ્ત્રીઓ સહિત ઉભા થઈ અગ્નિ, વિવાહની વેદિ, જનક રાજા તથા વસિષ્ઠને પ્રદક્ષિણા કરી. એટલે વસિષ્ઠ મુનિએ વિવાહને અંગે બાકી રહેલું હોમાદિ કૃત્ય કરીને શાસ્ત્રમાં કહેલા વિધિપૂર્વક વિવાહકર્માંતર પૂર્ણ કર્યું.[૩૩-૩૬]

એવી રીતે રઘુકુળના દીપકસમાન રામ લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્નનાં લગ્ન થયાં. તે વેળા અંતરિક્ષમાંથી પુષ્પોની મહાવૃષ્ટિ થઈ, દેવોનાં દુંદુભિ ગડગડવા લાગ્યાં, બંને પક્ષની સૌભાગ્યવતી યુવતીઓ નાના પ્રકારનાં ધવલમંગળ ગાવા લાગી; ને તૂરી, ભેરી, પટહ, તાલ, મૃદંગ, ઇત્યાદિ અનેક વાદ્યો પણ બહુ આનંદભેર એકે સાથે વાગવા લાગ્યાં.[૩૭] વળી તે સમયે શણગારેલા દિવ્ય મંડપોમાં અપ્સરાના સમૂહો નૃત્ય કરી રહ્યા હતા; ગંધર્વો સુસ્વરે ગાયનના આલાપ કરતા હતા; યાચકો, ચારણો ઇત્યાદિ બંદીજનો બંને પક્ષની કીર્તિ વખાણી રહ્યા હતા; ને સર્વ પ્રજા જયજયકારનો

ઘોષ મચાવી રહી હતી.[૩૮] પછી મહાબળવાન્ રામાદિ ચારે રાજકુમારો ફરીને ઉભા થયા ને પોતાની સ્ત્રીઓ સહિત પ્રદીપ્ત થયેલા વિવાહાગ્નિને ત્રણ મંગળપરિક્રમાઓ ફરી, આસનોપર વિરાજ્યા.[૩૯] આવી રીતે મંગળ વર્તાઈને આનંદપૂર્વક વિવાહકર્મ સંપૂર્ણ થયા બાદ દશરથરાય, પોતાના પ્રતાપી ચારે આર્યપુત્રો તથા તેમની સ્ત્રીઓ સહિત ઋષિસંઘ તથા બાંધવજન આદિ સર્વ સમાજ સાથે ઉભા થયા ને વર વહુના સંબંધરૂપ કલ્યાણને જોઈ આનંદ પામતા, ઉત્તમ પ્રકારના ગીતવાદ્યના ઘોષ વચ્ચે પોતાના ઉતારા પ્રત્યે ચાલ્યા.[૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં તાતેરમો સર્ગ સંપૂર્ણ.**

# વિદાયગીરી.

## સર્ગ ૭૪ મો.

### પરશુરામાગમન.

તે રાત્રિ સહુએ આનંદમાં વ્યતીત કીધી. બીજે દિવસે મહામુનિ વિશ્વામિત્ર, પોતાની સાથેના સર્વ ઋષિઓ સહિત જવાને તૈયાર થયા ને દશરથ તથા જનક રાજાની આજ્ઞા લઇ તેણે (કૌશિકી નદીના તટપર આવેલા ઉત્તર પર્વત પ્રત્યે ગમન કીધું.[૧] તેજસ્વી વિશ્વામિત્રના ગયા પછી દશરથ રાજાએ પણ મિથિલાપતિની આજ્ઞા લઇ, અયોધ્યાપુરી પ્રત્યે જવાની તૈયારી કરવા માંડી.[૨] ત્યારે જનકરાયે તેને કેટલાક દિવસ રહેવા માટે આગ્રહ કરી, પછી સર્વને પહેરામણી આપી. પ્રથમ જનકરાયે વિવાહ સમયે કન્યાઓને આપવાનું અઢળક ધન આપ્યું. એ ઉપરાંત એક લક્ષ ગાયો,[૩] (નેપાલમાં બનતા) અતિ ઉત્તમ ઉર્ણ વસ્ત્રો, કોટિ રેશમી વસ્ત્રો, નાના પ્રકારનાં અલંકારોથી શણગારેલા અનેક હસ્તી, અશ્વ, રથ તથા પાળાઓ,[૪] પ્રત્યેક કન્યાની સાથે તેની સખીપણાંને માટે સો સો ઉત્તમ કન્યાઓ, અને તે ઉપરાંત અનેક દાસ તથા દાસીઓ પહેરામણીમાં આપ્યાં. વળી યોગ્ય સંબંધ થવાથી અત્યંત હર્ષ પામેલા જનક રાજાએ પ્રત્યેક કન્યાને એક એક કોટિ સોનામોહોર, રૌપ્યમુદ્રા, મુક્તાફળ તથા વિદ્રુમ–મણિઓ આપ્યાં.[૫] આ પ્રમાણે પ્રત્યેક કન્યાને અમૂલ્ય દાયજો આપી, જનકરાય દશરથ રાજાને પગે લાગ્યા. દિકરીઓને તેમના સાસરામાં વિવેક અને સદાચરણથી વર્તવાની શિખામણ દઇ જાનને વિદાય દીધી. મોટા આડંબર અને આનંદ સાથે પુત્રવધૂઓ સહિત શણગારેલી જાનને લઈ દશરથરાયે, જનકપુરમાંથી પ્રયાણ કીધું, ત્યારે જનરાજા તેને ઘણેક દૂર સુધી પ્રેમ સહિત વળાવી મિથિલાપુરીમાં પાછો વળ્યો.[૬–૭]

અયોધ્યાપતિ દશરથ રાજા પણ પોતાના રામાદિ પુત્રો, સકળ બાંધવજન તથા વસિષ્ઠાદિ સર્વ ઋષિઓને મુખ્ય કરી, ચતુરંગિણી સેના સાથે વાજિત્રો તથા દુંદુભિના નાદ થતાં ચાલતો થયો.[૮] રસ્તે ચાલતાં નરવ્યાઘ્ર દશરથરાયને ચોમેરથી ઘણાંક અપશુકન થવા લાગ્યા. કાગડા, ગીધ, ઇત્યાદિ પક્ષીઓ ઘોર શબ્દ કરવા લાગ્યા ને પૃથ્વીપરનાં મૃગ દક્ષિણ દિશા ભણી ઉતરવા લાગ્યાં. એ આશ્ચર્ય જોઈ રાજસિંહ દશરથે વસિષ્ઠને પૂછ્યું: "ગુરુદેવ! અમંગળ પક્ષીઓ ઘોર શબ્દ કરે છે; ને તેમાં વળી મૃગો જમણી બાજૂ ઉતરે છે; તો એ શુભ તથા અશુભ સૂચક ચિહ્નો દેખાય છે તે શું હશે? એથી મારા હૃદયમાં કંપ થઈ મારું મન ખેદ પામે છે."

આ સાંભળી મહર્ષિ વસિષ્ઠ મધુર વાણી બોલ્યા:[૯–૧૧] "હે રાજન્! એ અશુભ તથા શુભસૂચક શુકનોનું તાત્પર્ય એમ હોવું જોઇએ કે, આકાશમાં પક્ષીઓ શબ્દ કરે છે, તેથી આપણને કોઈ દારુણ ભય પ્રાપ્ત થવાની તૈયારી હોય એમ લાગે છે.[૧૨] પણ પાછાં મૃગો જમણી બાજુ ઉતર્યાં, એ ઘણું શુભસૂચક છે, તેથી તે પ્રાપ્ત થયેલો ભય પાછો શાંત થશે એમાં સંશય નથી, માટે એ સંબંધે તારે કશો ખેદ કરવો નહિ."

એ પ્રમાણે વસિષ્ઠ મુનિ તથા દશરથરાય વાતચિત કરતા હતા, એટલામાં જ આખી પૃથ્વીને પણ કંપાયમાન કરનાર મહા પ્રબળ વાયુ વાવા લાગ્યો;[૧૩] મોટાં મોટાં વૃક્ષો પણ ઊથલી પડવા લાગ્યાં; ચોમેરથી મોટા મોટા કાંકરા સાથે અત્યંત ધૂળ ઉડવા લાગી; સર્વત્ર અંધકાર થઈ જવાને લીધે સૂર્ય પણ ઢંકાઈ ગયો, દિશાઓ પણ કોઇને સૂઝવા ન માંડી ને તે ઉડતી અત્યંત રજને લીધે પુત્ર સહિત દશરથને તેનું આખું સૈન્ય ગુંગળાઈ જઈ દિગ્મૂઢ સરખું થઈ રહ્યું. આવી રીતે અંધકાર તથા રજથી ઢંકાઈ જવાને લીધે આખી સેના તદ્દન શૂન્ય અને ભાન વગરની થઈ રહી. તે વેળા માત્ર પોતાના પુત્રો સહિત મહારાજા દશરથ તથા વસિષ્ઠાદિ સર્વ ઋષિઓ એ વગેરેને જ ભાન રહ્યું હતું.[૧૪–૧૬] એકાએક આવો પ્રકાર બનવાથી બહુ આશ્ચર્ય ચકિત થઈ દશરથ રાજા આમ તેમ દૃષ્ટિ કરી જોતા હતા, એટલામાં તેને કંઇક તેજનો આભાસ માલમ પડ્યો ને તેની વચ્ચે

આવી ઊભેલા એક મહાભયંકર દેખાવના પુરુષને તેણે જોયો. તે પુરુષ, મસ્તકપર જટામંડલ ધારણ કરેલો, કૈલાસ પર્વતની પેઠે દુર્ધર્ષ, કાલાગ્નિ સમાન દુ:સહ, પોતાના તેજે કરી પ્રકાશિત તથા પામર મનુષ્યો તો જેના સામું પણ જોઈ શકે નહિ એવો હતો. તેણે ત્રિપુરનો નાશ કરનારા શંકરની પેઠે સ્કંધ ઉપર ફરસી તથા વીજળી સમાન તેજસ્વી ધનુષને ધારણ કરેલું હતું; તેના હસ્તમાં એક મહા ઉગ્ર અને તીવ્ર બાણ ઝળકી રહ્યું હતું. તેને જોઇ દશરથરાય બહુ ભયાકુળ થયા. કારણ તેણે તુરત જોયું કે એ અદ્‌ભુત પુરુષ તે જમદગ્નિ ઋષિના પુત્ર ભાર્ગવ પરશુરામ છે.[૧૭–૧૯] એ ભયંકર આકૃતિવાળા તથા પ્રજ્વલિત અગ્નિ સરખા પ્રકાશમાન પરશુરામને જોઈને જપ તથા હોમમાં કુશળ એવા વસિષ્ઠાદિ ઋષિઓ પણ બહુ ભય પામ્યા,[૨૦] ને એકઠા મળી પરસ્પર કહેવા લાગ્યા: "આ પરશુરામ અહીં ક્યાંથી? તે અહીં શાને માટે આવ્યો હશે? શું સહસ્રાર્જુને તેના (પરશુરામના) પિતાનો વધ કરવાથી ક્રોધિત થયેલો એ મહર્ષિ, હવે ક્ષત્રિયકુળનો નાશ તો નહિ કરે? ક્ષત્રિયોનો વધ તો તેણે પૂર્વે કર્યો છે, ને હવે તો તે ક્રોધ તથા તાપ વગરનો થયેલો છે; માટે ફરીથી એને ક્ષત્રિયોનો નાશ કરવાની ઇચ્છા તો નહિ હોય?"[૨૧–૨૨] એમ તર્કવિતર્ક કરતા તે ઋષિઓએ તુરત ઉત્તમ અર્ઘ્ય તૈયાર કર્યો, ને તે એ ભયંકર દેખાવવાળા ભાર્ગવને અર્પણ કરી, 'અહો રામ! હે રામ!' એવાં મધુર વાક્યથી બોલાવી તેની પૂજા કરી.[૨૩] ત્યારે તે ઋષિઓની પૂજા ગ્રહણ કરી મહા પ્રતાપી જામદગ્ન્ય* રામ, દાશરથી રામ પ્રત્યે આ પ્રમાણે બોલવા લાગ્યો.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે બાલકાણ્ડમાં ચુમ્મોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭૫ મો.

## પરશુરામનો આક્ષેપ.

પરશુરામ કહે છે: "હે દાશરથી રામ! તારું જે કંઈ સમગ્ર અદ્‌ભુત પરાક્રમ સંભળાય છે (તાટિકા, સુબાહુ ઇત્યાદિનો વધ કર્યો એ વગેરે) તે તથા તેં કરેલો શિવ ધનુષનો ભંગ એ સૌ મેં સાંભળ્યું.[૧] ને તેથી તેં કરેલા તે અતિ અદ્‌ભુત તથા અચિંત્ય† શિવધનુર્ભંગને સાંભળીને આશ્ચર્યને લીધે, તેના કરતાં પણ શ્રેષ્ઠ આ બીજું ધનુષ લઈ હું તારી પાસે આવ્યો છું:[૨] આ મહાભયંકર મારાં ધનુષને ગ્રહણ કરી તેમાં બાણ ચડાવીને તું મને તારું બળ દેખાડ, કે જેથી આ ધનુષને આરોપિત કરવા માટેનું તારું બળ જોઇ, હું તને શૂરવીર પુરુષોએ પ્રશંસા કરવા યોગ્ય દ્વંદ્વયુદ્ધ આપીશ."[૩–૪]

આવો પરશુરામનો અણચિંતવ્યો આક્ષેપ સાંભળી, દશરથરાયને બહુ ખેદ થયો; ને ભયને લીધે અતિ દીન જેવો થઈ તેણે હાથ જોડી પરશુરામને કહ્યું:[૫] "હે જમદગ્નિપુત્ર! હે પરશુરામ! તું અમારા ઉપર દયા કર. હે મહાતપસ્વી! હે બ્રહ્મન્! સર્વત્ર પ્રસિદ્ધ છે કે, હવે તું ક્ષત્રિયો ઉપરના ક્રોધથી શાંત થયો છે: માત્ર શાંતપણે તપાચરણ જ કરે છે. માટે મારી પ્રાર્થના છે કે, મારા બાળક રામને તું અભય આપ.[૬] વેદનું અધ્યયન તથા વ્રતોનાં આચરણ કરવારૂપ જ શીલવાળા ભાર્ગવોના કુળમાં ઉત્પન્ન થયેલા તેં ઇંદ્રની આગળ 'શસ્ત્ર ધારણ કરવાં નહિ,' એવી પ્રતિજ્ઞા લઇને શસ્ત્રોનો ત્યાગ કર્યો છે;[૭] અને તેં ધર્મપરાયણ થઈ સમગ્ર પૃથ્વી કશ્યપને દાનમાં આપીને તપ કરવા સારુ વનમાં વસી, મહેંદ્ર પર્વતને વિષે રહેવાનું સ્થાન કર્યું છે;[૮] એમ છતાં હે મહામુનિ પરશુરામ! શું મારા સર્વસ્વનો વિનાશ કરવા સારુ તું અહીં આવ્યો છે? જો એક રામ નાશ પામે, તો અમે કોઇ પણ જીવી શકીએ નહિ; માટે તું દયા કર."[૯] આ પ્રમાણે દશરથરાયે ઘણીક વિનતિ કરી; છતાં તેનાપર પરશુરામે કંઈ પણ લક્ષ ન આપતાં ફરી મહા ઉગ્રપણે શ્રી રામ પ્રત્યે આ પ્રમાણે કહેવા માંડ્યું:[૧૦]

"હે રામ! વિશ્વકર્માએ અથાક યત્નથી નિર્માણ કરેલું, દિવ્ય, ત્રણે લોકે પૂજેલું, અતિ દૃઢ, બળવાનોમાં મુખ્ય અને ધનુષ માત્રમાં શ્રેષ્ઠ આ બે ધનુષ જગતમાં પ્રસિદ્ધ છે.[૧૧] તેમાંનું એક, જેનો તેં ભંગ કર્યો તે દેવતાઓએ ત્રિપુરાસુરનો નાશ કરવા સારુ યુદ્ધની ઇચ્છા કરનારા ત્ર્યંબકને આપ્યું (જેનું નામ ત્ર્યંબક ધનુષ પણ કહેવાય છે);[૧૨] ને બીજું આ દુર્ધર્ષ ધનુષ તેણે (દેવોએ જ) વિષ્ણુને આપ્યું હતું. હે કાકુત્સ્થ! તે જ આ શત્રુના પુરને જિતનારું વૈષ્ણવ ધનુષ ત્ર્યંબક ધનુષના જેટલું જ સત્વવાળું છે. હવે જ્યારે એ બંને ધનુષમાંથી દેવતાઓએ એક શિવને અને બીજું વિષ્ણુને આપ્યું, તે સમયે તે સર્વેએ બ્રહ્મા

---

* જમદગ્નિના પુત્ર–પરશુરામ. † બીજાઓ જેનું ચિંતવન પણ ન કરી શકે એવું.

આગળ આવી તે બંને દેવનાં બળાબળ જાણવાની ઇચ્છા જણાવી. ત્યારે પિતામહે દેવતાઓનો અભિપ્રાય જાણી, શિવ તથા વિષ્ણુમાં પરસ્પર વિરોધ કરાવ્યો; જેને લીધે તે પરસ્પર જયની ઇચ્છા કરવાવાળા બંને ઈશ્વરો (એક ઈશ્વરનાં બંને વિભૂતિ સ્વરૂપો)નું મહારોમહર્ષણ યુદ્ધ થયું. તે મહાયુદ્ધમાં વિષ્ણુએ ભયંકર પરાક્રમવાળાં ત્ર્યંબક ધનુષને શિથિલ કર્યું;[૧૩-૧૭] તેમ જ ત્રિલોચન શંકરને પણ હુંકાર શબ્દવડે સ્તંભિત કર્યા. આમ વિષ્ણુના પરાક્રમથી શૈવ ધનુષને શિથિલ થયું જોઈ, મુનિગણ તથા ચારણો સહિત દેવતાઓએ શિવ તથા વિષ્ણુની તે યુદ્ધથી નિવૃત્તિ થવા માટે પ્રાર્થના કરી; જેથી તેમણે યુદ્ધ સમાપ્ત કર્યું.[૧૮-૧૯] હવે વિષ્ણુનું પરાક્રમ અધિક જોવાથી દેવો તથા ઋષિગણોએ શિવ કરતાં વિષ્ણુને અધિક પૂજ્ય માન્યા.

“પછી પોતાનું ધનુષ શિથિલ થવાથી ક્રોધ પામેલા શંકરે તે ધનુષ, બાણ સહિત વિદેહ વંશમાં જન્મેલા મહાયશસ્વી દેવરાત જનકને આપી દીધું; ત્યારે વિષ્ણુએ આ પરપુરંજય પોતાનું ઉત્તમ ધનુષ ભૃગુ-પુત્ર ઋચીકને અર્પણ કર્યું. અપ્રતિકર્મા ઋચીકે તે ધનુષ તેના પુત્ર જમદગ્નિ ઋષિ, કે જે મારા પિતા થાય, તેને આપ્યું. જ્યારે તપરૂપી બળવાળા મારા પિતાએ શસ્ત્રનો ત્યાગ કર્યો (શસ્ત્ર ધારણ કરવાં નહિ એવો નિશ્ચય કર્યો), ત્યારે કેવળ પ્રાકૃત બુદ્ધિનો આશ્રય કરનાર સહસ્રાર્જુને મારા પિતૃચરણનો વધ કર્યો; જે અયોગ્ય તથા દારુણ પિતૃવધ સાંભળીને, મને અત્યંત રોષ ઉત્પન્ન થયો. એથી મેં સહસ્રાર્જુન તો શું, પણ આખા ક્ષત્રિય વર્ગનો નાશ કરવો ધાર્યો, ને જેમ જેમ ક્ષત્રિયો ઉત્પન્ન થતા ગયા, તેમ તેમ આ દિવ્ય ધનુષવડે તે સર્વનો હું મહાકોપથી નાશ જ કરતો ગયો;[૨૦-૨૪] જેને લીધે નિઃક્ષત્રિય થયેલી સમગ્ર પૃથ્વી મને પ્રાપ્ત થઈ. પછી મેં યજ્ઞ કરીને, તે યજ્ઞપુણ્યની પ્રાપ્તિ થવા માટે, મને પ્રાપ્ત થયેલી સમગ્ર પૃથ્વી યજ્ઞના અંતમાં કશ્યપ મુનિને દક્ષિણામાં આપી; ને હું તપશ્ચર્યારૂપ બળનો આશ્રય કરી, મહેંદ્ર પર્વત પ્રત્યે જઇ ત્યાં નિવાસ કરી રહ્યો હતો. પણ હે રામ! તેં કરેલા શૈવ ધનુષના ભંગને સાંભળવાથી આશ્ચર્ય પામી હું શીઘ્રતાથી અહીં આવ્યો છું.[૨૫-૨૬] માટે હે રામ! પિતૃપિતામહના ક્રમથી મને પ્રાપ્ત થયેલું આ વૈષ્ણવ ધનુષ, કે જેને મેં ક્ષત્રિય ધર્મવડે અંગીકૃત કરેલું છે, તેને તું ગ્રહણ કર;[૨૭] ને જો તારી શક્તિ હોય તો તેમાં શત્રુના પૂરને જિતે એવું બાણ યોજ, તો પછી હું તને દ્વંદ્વ યુદ્ધ આપીશ અને હે કાકુત્સ્થ! તેમ કરવા સમર્થ ન હોય તો મને શરણ થા.”[૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં પંચોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭૬ મો.

## પરશુરામના તેજનું આકર્ષણ.

એ પ્રમાણે જામદગ્ન્ય પરશુરામનાં વાક્ય શ્રવણ કરીને, દાશરથી રામને જો કે ઘણો જ ક્રોધ ચઢ્યો હતો; છતાં પોતાના પિતા પાસે છે, માટે શાંત રહીને નિયમિત કથન કરવું જોઇએ, એવા નિશ્ચયથી તેણે પરમ ગંભીરપણે પરશુરામને કહ્યું:[૧] “હે ભાર્ગવ! મેં ત્ર્યંબક ધનુષનો ભંગ કર્યો વગેરે જે કર્મ તેં સાંભળ્યું તે, તથા તેં તારા પિતાના વધ કરનારના વૈર માટે ક્ષત્રિયોનો એકવીશ વાર વધ કર્યો, એ સર્વ મને માન્ય છે.[૨] શૂરવીરે અવશ્ય વૈરશુદ્ધિ કરવી. પણ હે બ્રહ્મન્! હું કે જે ક્ષત્રિય ધર્મયુક્ત છું, છતાં મને પરાક્રમ રહિત પુરુષના જેવો અશક્ત માની, તેં મારી અવજ્ઞા કરી, તે હું માન્ય કરતો નથી. માટે આજ તું મારાં તેજ તથા પરાક્રમને જો!”[૩] એમ કહેતાં જ અત્યંત ક્રોધાન્વિષ્ટ થયેલા રામે, પરશુરામના હાથમાંથી તે શ્રેષ્ઠ ધનુષ ઝડપ લઇને ગ્રહણ કર્યું ને પેલા શૈવ ધનુષની પેઠે જ આની પણ લીલામાત્રમાં પ્રત્યંચા ચઢાવી દીધી![૪] પછી તે પ્રત્યંચાને ખેંચીને ત્રૈલોક્યને ચમકાવી નાંખે, એવો તેનો મહા તડતડિત શબ્દ કરી, પરશુરામના હાથમાંનું બાણ લઈ, તેમાં યોજતી વેળા ક્રોધથી કહ્યું કેઃ “હે રામ (પરશુરામ)! તું જમદગ્નિનો પુત્ર હોવાથી બ્રાહ્મણ છે; ને વળી વિશ્વામિત્રની ભગિનીનો પૌત્ર છે, માટે મારે બંને તરફથી પૂજ્ય છે; તેથી હું તારા પ્રાણને હણે, એવું બાણ તારા ઉપર મૂકી શકતો નથી.[૫-૬] પણ હે રામ! બાણવડે તારી ગતિને પ્રત્યક્ષ સિદ્ધ ચાલવારૂપ ગતિનું સાધન તારા પગને, અથવા તારી આકાશમાં ગમન કરવાની શક્તિરૂપ દિવ્ય ગતિને અથવા તપશ્ચર્યાના બળથી તને પ્રાપ્ત થનારા જે સ્વર્ગાદિ ઉત્તમ લોક છે તેને (અર્થાત્ તે ઉત્તમ લોક પમાડનારું તારા તપનું ફળ છે તેનો) હું નાશ કરીશ, એમ મારી મતિ છે.[૭] પોતાના વીર્યથી શત્રુઓના બળજન્ય ગર્વને નાશ કરનારું આ દિવ્ય વૈષ્ણવ શર, ધનુષપર ચઢ્યા પછી કદી વ્યર્થ જશે નહિ.”[૮]

આ અદ્‌ભુત પ્રસંગ જોવા માટે, (એટલે સર્વથી શ્રેષ્ઠ વૈષ્ણવ ધનુષ કે જેને વિષ્ણુ વિના બીજું કોઈ ધારણ કરી શકે નહિ તેને રામે ધારણ કર્યું ને હવે તે શું કરશે એ જોવા માટે) બ્રહ્મા આદિ સર્વ દેવતાઓ તથા ઋષિગણ, ગંધર્વ, અપ્સરા, સિદ્ધ, ચારણ, કિન્નર, યક્ષ, રાક્ષસ તથા નાગલોક વગેરે સૌ ત્યાં આવી મળ્યા.[૯-૧૦] આ સમયે પરશુરામ કેવળ શિથિલ અને જડ જેવો સ્તબ્ધ બની ગયો! કારણ કે રામે તેનામાંથી ઐશ્વર્ય આકર્ષણ કરવા માંડ્યું. આમ તેજાક્રમણ થતું હોવાથી, તદ્દન જડભૂત અને વીર્યહીન થઈ તેણે રામ સામું જોયું, તો એક અદ્‌ભુત ચમત્કાર બન્યો. તે સમયે આવેલા સર્વ દેવતાઓ અને ઋષિગણો વગેરે સૌના દેખતાં જામદગ્ન્ય પરશુરામના શરીરમાંથી એક મોટો ઝળહળાટ કરતો તેજનો પ્રકાશ નીકળ્યો ને જેમ ઓલાઈ જતા દીવાનો પ્રકાશ આકાશમાં મળી જાય છે, તેમ સમસમાટ કરતો તે પ્રકાશ રામના શરીરમાં પ્રવેશ કરી ગયો; ને પરશુરામ તદ્દન નિસ્તેજ તથા શાંત થઈ રહ્યા! આ જોઈ સર્વ દેવતાઓ વગેરેને બહુ જ આશ્ચર્ય થયું. તેઓએ જાણ્યું કે, શ્રીરામ સાક્ષાત્ ભગવદવતાર છે અને આ પરશુરામની અંદર રહેલું વૈષ્ણવ તેજ (વિષ્ણુ ભગવાનના અંશરૂપ તેજ) તેણે હમણાં પોતામાં આકર્ષી લીધું!

રામે તેજનું આકર્ષણ કરી લેવાથી, નિઃસત્વ થયેલો પરશુરામ, કમલપત્ર સરખાં નેત્રવાળા રામને, મંદમંદ સ્વરથી કહેવા લાગ્યો:[૧૧-૧૨] [હે રામ! મેં તને ઓળખ્યો; હે ભગવન્! હવે મેં જાણ્યું કે, ભગવદવતાર થયો; માટે હું અત્રેથી જાઉં છું.] "પૂર્વે મેં જ્યારે સમગ્ર વસુંધરા કશ્યપને આપી, ત્યારે તેણે મને કહ્યું, 'હવે તારે આ મારી પોતાની થયેલી ભૂમિપર વસવું નહિ.'[૧૩] મેં પણ તેના આગળ તેમ કરવાની પ્રતિજ્ઞા લીધી. હે કાકુત્સ્થ! તેથી ગુરુનાં વચન માન્ય કરવા માટે, તે દિવસથી હું આ પૃથ્વીને વિષે કોઇપણ સ્થળે એક રાત્રી પર્યંત રહેતો નથી.[૧૪] હે રાઘવેંદ્ર! હે શૂરવીર! જો તું મારી ગતિને (ચાલવાનું સાધન—મારા પગ) તથા આકાશમાં ગમન કરવાથી શક્તિને નાશ નહિ કરે તો હું મારા મનસમાન વેગવાળા પગે ચાલી, રાત્રિ પડતાં પૂર્વે શ્રેષ્ઠગિરિ મહેંદ્ર પ્રત્યે જઇશ; કેમકે કશ્યપે તથા સમુદ્રે મને ત્યાં વસવા માટે આજ્ઞા આપેલી છે.[૧૫] પણ હે રામ! મેં યજ્ઞાદિ કર્મવડે સંપાદન કરેલા ઉત્તમ લોકનો તો તું આ દિવ્ય બાણે કરી નિર્વિલંબે નાશ કર.[૧૬] હે પરંતપ! તેં મારા હસ્તમાંથી આ વૈષ્ણવ ધનુષ આકર્ષણ કરી, તેમાં બાણ યોજ્યું, તે ઉપરથી મને નિશ્ચય થયો કે, તું સાક્ષાત્ મધુસૂદન, સર્વ દેવતાઓનો પણ પ્રભુ અને આદિ તથા અંતરહિત હોવાથી કોઈથી પણ પરાજિત ન જ થઈ શકે, એવો છે. તારું કલ્યાણ થાઓ![૧૭] [હે લક્ષ્મીપતિ નારાયણ!] યુદ્ધમાં જેની સામે ઉભો રહેવાને પણ કોઈ સમર્થ નથી તથા જેના સરખો કોઇપણ પુરુષ અદ્‌ભુત કર્મ કરનાર (પરાક્રમી) નથી જ, એવા તારાં આ સર્વ દેવતાઓ દર્શન કરે છે.[૧૮] હે કાકુત્સ્થ! હે ત્રણ લોકના નાથ! તેં મને અશક્ત અને નિસ્તેજ કર્યો (મારામાં રહેલા ભગવદંશને, મારાથી અધિક ભગવદંશવાળા તેં પોતાનામાં આકર્ષણ કરી લીધું), એ કાર્ય મને કંઇપણ લજ્જાસ્પદ મા થાઓ.[૧૯] પણ હે દેવાધિદેવ! હે શ્રેષ્ઠ વ્રતવાન્ રામ! સમય વ્યતીત થાય છે, માટે તે અપ્રતિમ બાણ મારાપર મૂક, એટલે હું જીવન્મુક્ત* થઇ, શ્રેષ્ઠ મહેંદ્ર પર્વત પ્રત્યે ચાલ્યો જાઉં."[૨૦]

બહુ નમ્રપણે બોલતા પ્રતાપી જમદગ્નિપુત્ર વિરમ્યા, ત્યારે તુરત શ્રીમાન્ દશરથપુત્ર રામે ધનુષમાં સાંધેલું તે ઉત્તમ બાણ છોડ્યું,[૨૧] જે થકી પરશુરામે તપ કરીને મેળવેલા ઉત્તમ લોકો નાશ પામ્યા અર્થાત્ તેને તે લોકોની પ્રાપ્તિ ન થાય એમ થયું.[૨૨] આ સમયે સર્વ દિશા તથા ખૂણાઓ અંધકાર રહિત અને પ્રકાશિત થઈ ગયાં; તથા અંતરિક્ષમાં ઉભેલા ઋષિગણ સહિત સર્વ દેવતાઓએ દિવ્ય શબ્દોવડે જયજયકાર બોલાવી, ધનુષ ધારણ કરેલા રામની બહુ બહુ પ્રશંસા કરી તથા મંગળ સુમનોનો વરસાદ વરસાવ્યો.[૨૩] પછી શ્રી ભગવાન્ રામે પરશુરામ બ્રાહ્મણ હોવાથી પોતાને પૂજ્ય છે, એમ માની તેની પૂજા કરીઃ જેથી તે અતિ સતુષ્ટ થઈ, શ્રી હરિની પ્રદક્ષિણા કરીને જીવન્મુક્ત (તત્ત્વજ્ઞાની)

---

* બાણ મૂકવાથી જીવન્મુક્ત એવી રીતે થયા કે બાણવડે પોતે મેળવેલાં સર્વ પુણ્ય-ઉત્તમ લોક વગેરે નાશ પામ્યા, ને પોતે જે તપ કર્યું તેવડે સર્વ પાપ નાશ પામ્યું. એટલે પાપ તથા પુણ્ય જેનામાં મૂળે જ ન હોય તે પુરુષને પછી કશું સંસારબંધન નથી, એટલે તે જીવતો છતો મુક્ત જ છે, અને દેહાંતે નિર્વાણગતિ જ પામે છે. જ્ઞાનનો હેતુ પણ પ્રારબ્ધ કર્મ (પુણ્ય પાપ) નો સમૂળો નાશ થવો એ જ છે, કે જેથી નિષ્કર્મ થઇ જીવન્મુક્ત થવાય.

થયો થકો આનંદપૂર્વક પોતાના સ્થાન મહેંદ્રપર્વત તરફ ચાલ્યો ગયો.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં છોતેરમો સર્ગ સંપૂર્ણ.**

—✻✻✻✻✻✻✻✻—

## સર્ગ ૭૭ મો.

## અવધપુરીમાં પ્રવેશ.

મહાત્મા પરશુરામ ગયા, ત્યારે પ્રશાંત અંતઃકરણવાળા તથા મહાયશસ્વી શ્રીરામે તે વૈષ્ણવ ધનુષ, આકાશમાં ઉભેલા અતુલ બળશાળી વરુણને આપ્યું.[૧] તે જોઇ બહુ આશ્ચર્ય પામી, "આ રામ નિશ્ચય પુરુષોત્તમ ભગવાનનો અવતાર છે ને તે કૃપાળુ પ્રભુ નિશ્ચય રાવણાદિ દુષ્ટ કંટકોનો નાશ કરી, આપણને સુખી કરશે," એમ વાતો કરતા તથા રામના વારંવાર જયજયકાર બોલતા સર્વે દેવતાઓ સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા! પછી રામે, પ્રથમ વસિષ્ઠાદિ ઋષિઓને અભિવંદન કર્યું ને પછી પરશુરામના ભયથી વ્યાકુળ થયેલા પોતાના પિતા સામે જોઈ કહ્યું:[૨] "હે પિતા! તું ભય પામ નહિ; જમદગ્નિપુત્ર પરશુરામ ગયો: હવે તું પરિપાલન કરેલી ચતુરંગિણી સેનાને સાંતરી લઈ, અયોધ્યા ભણી ચાલવાની આજ્ઞા આપ."[૩] પુત્રનું પરાક્રમ જોઇ આશ્ચર્યમાં અતિ મગ્ન થયેલા દશરથરાયે રામનાં વચન સાંભળતાં જ અતિ આનંદથી લાંબી ભુજાઓ પસારી, તેને પોતાની પાસે લઇ લીધો, ને હૃદય સાથે ચાંપી બહુ બહુ આશીર્વાદ દેતાં, તેનું મસ્તક સૂંઘ્યું.[૪] પછી "પ્રિય પુત્ર! આજ તારો તથા અમારો સહુનો પુનઃ જન્મ થયો, એમ હું માનું છું." એમ બોલતાં પરશુરામ ગયો, એ વચન સાંભળી હર્ષયુક્ત થયેલા દશરથરાયે સર્વ સેનાને ચાલતી કરી.[૫]

માર્ગમાં આવતાં અનેક વનો, પર્વતો તથા શહેરોને પછવાડે મૂકતા તથા અનેક સુચરિત્રો કરતા રામ સર્વ કુટુંબજન, ઋષિગણ તથા સૈન્ય સંગાથે અયોધ્યાપુરીની સમીપ આવી પહોંચ્યા. તેને આવ્યા જાણી અયોધ્યાવાસી બાળ, યૌવન તથા વૃદ્ધ સ્ત્રીપુરુષો અને સર્વ સંભાવિત શિષ્ટજનો વગેરે સર્વ પ્રજા, ઉત્તમ પ્રકારે શણગારાઇ, અનેક પ્રકારનાં મંગળ વાજિંત્રોના ઘોષ કરતી, ઘણે દૂર તેમના સામૈયે આવી; ને તેમને પુષ્પો, મુક્તાફળો ઇત્યાદિ ઘણાક મંગળ દ્રવ્યવડે વધાવી લીધા.

પછી સૌને મળી ભેટી સર્વ જન તથા સામે આવેલી પ્રજા સહિત દશરથરાયે, અનેક સુંદરીઓનાં ગીતો, અનેક વાજિંત્રોના સ્વરો તથા અનેક બંદીજનોના યશોગાન અને સર્વ પ્રજાના આશીર્વાદોના મોટા ઘોષને સાંભળતાં નગરીમાં પ્રવેશ કર્યો. આ સમયે સૌભાગ્યવતી અયોધ્યાપુરીમાં સર્વ સ્થળે નાના પ્રકારની રંગબેરંગી પતાકાઓ ઉંચા દંડોપર ફરફરી રહી હતી. જ્યાં ત્યાં તૂર્યાદિ વાજિંત્રોના તથા મંગળગીતોના મોટા શબ્દો થઈ રહ્યા હતા. સઘળા રાજમાર્ગોપર જળનો છંટકાવ થયો હતો. માર્ગપર સ્થળે સ્થળે હરિદ્રા, કુંકુમ, અબીર, ગુલાલ ઇત્યાદિ સૌભાગ્ય દ્રવ્યોવડે સાથીઆ પૂરેલા હતા, તેમ જ સર્વ માર્ગોપર પુષ્પો વેરાયલાં હતાં. સર્વ પ્રજાજન પણ અતિ આનંદથી પરિપૂરિત તથા સઘળા શૃંગારોથી સજેલાં અને રાજકુંવરો પરણી આવ્યા તેના આનંદમાં તેમને વધાવવાને શ્રીફળાદિ મંગળ પદાર્થો હાથમાં લઈ, ફરતાં દૃષ્ટિએ પડતાં હતાં. આવી રમ્યપુરીમાં પ્રવેશ કરી દશરથરાયે, અયોધ્યાનિવાસી બ્રાહ્મણો (જે ઋષિઓ વગેરે પોતા સાથે હતા તે) તથા શોભાયમાન પોતાના ચાર પુત્રો સહિત હિમવાન્ પર્વત સરખા પોતાના રાજમહાલયમાં પ્રવેશ કીધો.*[૬-૯] આ વેળા સ્વજનોએ ચંદન પુષ્પાદિકે કરી, પૂજા કરવાથી દશરથરાય અતિ હર્ષાનંદ પામ્યા. પછી પુત્રવધૂઓને ગૃહપ્રવેશ કરાવવા નિમિત્તે રુડો હોમ કરી, કૌસલ્યા, સુમિત્રા, કૈકેયી અને બીજી પણ દશરથરાયની રાણીઓએ ક્ષૌમવસ્ત્ર ધારણ કરીને, મહાભાગ્યવતી સીતા, યશવાળી ઉર્મિલા તથા કુશધ્વજની બે પુત્રીઓ, એમ ચારે વહુવારુઓને મંગલાચરણપૂર્વક અવલોકન કરી; તથા આશીર્વાદ દઇ ગ્રહણ કરી, ગૃહપ્રવેશ કરાવ્યો.[૧૦-૧૨] પછી તે વહુવારુઓ–સીતાદિ ચારે રાજપુત્રીઓએ, સાસરિયામાં જે જે યોગ્ય હતાં તેમને પગે લાગણ તથા પ્રણામ વગેરે કર્યા, ત્યારે દશરથરાયની રાણીઓએ તેમને ગૃહ તથા નગરમાંના સર્વપૂજ્ય દેવતાઓને નમસ્કાર કરાવ્યા.[૧૩] પછી જનક તથા કુશધ્વજની, સીતાદિ ચાર રાજપુત્રીઓ એકાંતમાં પોતાના પતિઓની સાથે નિરંતર આનંદયુક્ત રહેવા લાગી. તેમ જ વિવાહિત થયેલા, અસ્ત્રવિદ્યા શીખેલા, ધનવાન્, સુહૃજ્જનોવાળા તથા મનુષ્યોમાં શ્રેષ્ઠ રામાદિ ચારે ભાઇઓ પણ નિરંતર પોતાના પિતાની શુશ્રૂષા કરતા, તેમની આજ્ઞા પ્રમાણે અનુવર્ત્તન કરતા હતા.[૧૪-૧૫]

---

* ટીકાનુસાર ૬ થી ૯ સુધીના શ્લોકોનો વિસ્તાર કીધો છે.

સઘળું યથાસ્થિત થયા પછી, એક દિવસે સુમંત્રે કૈકેયીપુત્ર ભરતને, તેનો મામો યુધાજિત્ મોસાળ તેડી જવા માટે આવેલો છે, એ વાત જણાવવાથી, દશરથરાયે ભરતને કહ્યું: "હે વત્સ! આ તારો મામો યુધાજિત્ તને તેડવા આવ્યો છે, માટે તેની સાથે જા."[૧૬-૧૭] આવાં પિતાનાં વચન સાંભળી, ભરત, પોતાના નહાના ભાઈ શત્રુઘ્નસહિત પોતાના પિતા, રામ તથા કૈકેયીઆદિ માતાઓની આજ્ઞા લઈ, મોસાળ જવા વિદાય થયો.[૧૮] પછી અતિ હર્ષપૂર્વક પોતાના બંને ભાણેજ ભરત તથા શત્રુઘ્નને લઇને યુધાજિત્ પોતાને ઘેર ગયો, ત્યારે પોતાના દૌહિત્રોને આવેલા જોઈ તથા તેઓ પરણ્યાના સમાચાર જાણી કેકયરાજા બહુ સંતોષ પામ્યો. તેમ એ ભરત અને શત્રુઘ્ન બંને ભ્રાતાઓ પોતાનાં સૌ મોસાળીઆંઓને આનંદ પમાડતા મામાને ઘેર રહ્યા.

ભરત, કેકયરાજાને ત્યાં ગયા પછી મહાબળવાન્ રામ તથા લક્ષ્મણ, નિત્ય પ્રત્યે પોતાના દેવસરખા પિતાની રુડી રીતે સેવા કરતા હતા; તથા પિતા વૃદ્ધ થવાથી તેની આજ્ઞા પ્રમાણે અયોધ્યામાં વસનારી સર્વ પ્રજાનાં હિતકાર્ય કરવાનું પણ રામે માથે લીધું.[૧૯-૨૧] તેમ જ શ્રુતિ તથા સ્મૃતિની મર્યાદાનું ઉલ્લંઘન ન કરતાં તેને સ્થાપન કરનાર રામ, પોતાની માતાઓના સ્નેહને લીધે, તેમનાં તથા ગુરુજનોનાં શુશ્રૂષાદિ કાર્ય કરી, તેમને પણ નિરંતર સંતુષ્ટ રાખવા લાગ્યો.[૨૨] આમ સમયે સમયે સૌનાં યથેષ્ટ કાર્ય કરતો હતો, તેથી રામ ઉપર દશરથ રાય, સર્વ બ્રાહ્મણો, વ્યાપારીઓ તથા એકંદર રીતે અયોધ્યાનિવાસી સર્વ પ્રજા તેનાં આચરણ તથા શીલથી નિરંતર પ્રસન્ન રહેવા લાગી અને મહારાજા દશરથના ચારે પુત્રોમાં સત્ય પરાક્રમી રામ, જગતને વિષે અતિ યશવાન્ થયો;[૨૩-૨૪] તથા સર્વ ભૂત પ્રાણીમાં તેના ગુણનો પ્રભાવ સાક્ષાત્ બ્રહ્મદેવ સરખો થયો. એવી રીતે પરમ આનંદ મૂર્ત્તિ તથા અનુકૂળ મનવાળો રામ પોતાના માતાપિતા તથા સુહૃજ્જનોને પરમ આહ્લાદ પમાડતો હતો; તથા તે પ્રિયા સીતા ઉપર નિરંતર પ્રેમથી જોતો ને તેની સંગે વસતો. રામની પ્યારી મહાસાધ્વી સતીશિરોમણિ સીતા પણ પોતાના હૃદયમાં નિરંતર રામનું જ સપ્રેમ ચિંતવન કરતી હતી. આવા મહાસુખમય ગૃહસ્થાશ્રમમાં જોડાઇ, રામે સીતાની સંગે બહુ ઋતુ પર્યંત વિહાર કર્યો.[૨૫-૨૬] પતિનું હિત કરવું તથા પતિવ્રત પાળવું ઇત્યાદિ માનસિક ગુણો ને સૌંદર્ય, લાવણ્ય ઇત્યાદિ દૃશ્ય ગુણો વગેરેને લીધે રામની સીતાપર નિત્ય પ્રત્યે અધિક જ પ્રીતિ થતી હતી, ત્યારે સીતાના હૃદયમાં રામપર તે કરતાં પણ દ્વિગુણ પ્રીતિ રહેતી હતી.[૨૭] વળી સાક્ષાત્ લક્ષ્મી સરખાં સ્વરૂપવાન્ જનકાત્મજા સીતા, રામના હૃદયના અભિપ્રાયને કહ્યા વગર આપોઆપ જ જાણી લેતાં હતાં, તેથી તે રામને અત્યંત પ્રિય થતાં હતાં. આ રીતે પતિની ઈચ્છા પ્રમાણે વર્તનારી ઉત્તમ રાજર્ષિકન્યા સીતા સહિત અતિ હર્ષ પામતા રામ શ્રીસહિત દેવેશ્વર વિષ્ણુ શોભે, તેમ શોભતો હતો.[૨૮-૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે બાલકાણ્ડમાં સીત્તોતેરમો સર્ગ સંપૂર્ણ.**



આદિ કવિ શ્રીવાલ્મીકિવિરચિત

શ્રી

# રામાયણ



## अयोध्याकाण्ड



શ્રી

આદિ કવિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત

# રામાયણ

## अयोध्याकाण्ड

## યુવરાજપદે રામના અભિષેકનો વિચાર



### સર્ગ ૧ લો

### રામગુણવર્ણન

શ્લોકઃ—गच्छता मातुलकुलं भरतेन तदानघः ।
शत्रुघ्नो नित्यशत्रुघ्नो नीतः प्रीतिपुरस्कृतः ॥ १ ॥

જ્યારે ભરત પોતાના મામા યુધાજિત્ સાથે મોસાળ ગયો, ત્યારે નિત્ય શત્રુઘ્ન (શત્રુઓને હણનાર) તથા નિષ્પાપ, પોતાના નાના ભાઈ શત્રુઘ્નને પ્રીતિથી સાથે તેડી ગયો હતો. તે બંને ભાઇઓને તેમના મામા અશ્વપતિએ પુત્રસમાન સ્નેહથી લાડ લડાવવાને લીધે, તેમ જ શ્રેષ્ઠ વસ્ત્ર, અલંકાર તથા ભોજનપાનાદિક ઇચ્છિત પદાર્થોથી સત્કાર પામવાને લીધે, બહુ સંતુષ્ટ રહેતા હતા છતાં, તે વીર બાંધવોને પોતાના વૃદ્ધ પિતા દશરથરાયનું નિત્ય સ્મરણ થતું હતું.[1-3] તેમ અહીં અયોધ્યામાં મહા તેજસ્વી રાજા દશરથ પણ કંઈ મોસાળ મોકલેલા પોતાના પ્રિય પુત્રો, જેને ઇંદ્ર તથા વરુણની ઉપમા અપાય એવા ભરત શત્રુઘ્નને, ભૂલી ગયો નહોતો.[4] મહારાજાને તો પોતાના ચારે પુત્રો અતિ પ્રિય હતા; ને તેમના શરીર થકી ઉત્પન્ન થયેલા તથા પુરુષોમાં શ્રેષ્ઠ એ રામ, લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્ન એમ ચારે પુત્રો જાણે પોતાની ચાર ભુજા જ હોય, એમ તે માનતો હતો.[5] એ ચારે બાંધવોમાં

સૌથી વડીલ રામ, પિતાને અતિ પ્રિય હતા. તે મહાતેજસ્વી તથા સર્વ પ્રાણીઓમાં બ્રહ્મદેવની પેઠે અતિ ગુણવાન્ હતા.[૬] તે પોતે પ્રાકૃત મનુષ્ય ન હતા, પણ સાક્ષાત્ શ્રીહરિ–સનાતન વિષ્ણુ ભગવાન્ હતા; ને મદોન્મત્ત રાવણના વધને અર્થે દેવતાઓએ પ્રાર્થના કરવાથી તેમણે મનુષ્યલોકમાં અવતાર લીધો હતો.[૭] અતિ કાંતિમાન્ રામને મીઠી દૃષ્ટિએ વારંવાર નિરખી, તેમની માતા થવાને ભાગ્યવંત થયેલી મહારાણી કૌસલ્યા બહુ જ આનંદ પામતી હતી; ને જેમ પોતાના પુત્ર ઇંદ્ર અથવા વામનજીને લીધે અદિતિ શોભે, તેમ તે રામને લીધે શોભતી હતી.[૮] અહો ! એ રામના અપ્રમેય ગુણોનું યથાર્થ વર્ણન કરી શકે એવું કોણ છે ? લાવણ્ય, સૌંદર્ય અને વીર્ય (બળ) એની તો તે સાક્ષાત્ મૂર્ત્તિ જ હતા. આખી પૃથ્વીમાં પણ તેમના સમાન કોઈ ગુણવાન્ નહોતું, છતાં બીજા કોઇના ગુણમાં તે કદી દોષારોપ કરતા નહિ. દશરથરાયના સર્વ ગુણો તેમનામાં પ્રદીપ્ત થયા હતા; તેમનું અંતઃકરણ નિત્ય અતિ શાંત હતું; તે અતિ મૃદુ ભાષણ કરતા હતા; ને કોઈ સ્વજન તેમને પરુષ* વાક્ય કહેતું તો પણ તેને કદી તેવાં પરુષ વાક્યથી પ્રત્યુત્તર મળતું નહિ.[૯-૧૦] પોતાનો એક પણ ઉપકાર કરનારના ઉપર તે નિત્ય સંતુષ્ટ રહેતા, પણ તેથી ઉલટું કોઇએ પોતાના અનેક અપકાર કર્યા હોય, છતાં પોતાના સ્વાધીન અંતઃકરણથી તેને કદી મનમાં લાવતા નહિ.[૧૧] વળી શીલવૃદ્ધ †, જ્ઞાનવૃદ્ધ ‡, તથા વયોવૃદ્ધ §, સજ્જનોની સાથે અસ્ત્રયોગ્ય કાળનો‖ વિષે પણ તે શાસ્ત્રસંમત વાણી જ બોલતા હતા.[૧૨] વળી તે રામ સંપૂર્ણ બુદ્ધિમાન્, મધુરભાષી, પ્રથમ બોલનાર અને પ્રિય બોલનાર હતા. પોતે મહા વીર્યવાન્ છતાં પોતાના અતિ વીર્યનો તેમને લગાર પણ ગર્વ નહોતો.[૧૩] કદી પણ અસત્ય ભાષણ ન જ કરવું, એવો તેમનો સ્વભાવ હતો. પોતે વિદ્વાન્, વૃદ્ધ જનોની પૂજા કરનાર તથા પ્રજાને પ્રીતિ ઉપજાવી, રાજી રાખવામાં કુશળ હોવાથી સર્વ પ્રજા તેમનાપર પ્રીતિમાન્ હતી.[૧૪] દયાળુ, જિતક્રોધ, બ્રાહ્મણોનું પૂજન કરનાર, દીનપ્રાણીઓપર દયા રાખનાર, ધર્મજ્ઞ, નિત્ય દુષ્ટજનોનો તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર અને પરમ પવિત્ર,[૧૫] કુલોચિત મતિવાળા, અને પોતાના ક્ષાત્ર ધર્મને જ પોતાને માટે અતિ માન્ય ગણી, 'અતિ પ્રીતિએ તે ધર્મ પાળવાથી જ મોટું સ્વર્ગફળ મળે છે,' એમ માનનાર હતા.[૧૬] અકલ્યાણ કરનારાં અને શાસ્ત્રમાં જેનો નિષેધ કરેલો હોય એવાં કર્મોમાં મૂળે જ તેમની પ્રીતિ નહોતી; તેમ જ આનંદ આપનારી છતાં ધર્મવિરુદ્ધ હોય તેવી કથામાં તે કદી રુચિ કરતા નહિ. ઉત્તરોત્તર યુક્તિપ્રયુક્તિવડે વક્તૃત્વ કરી, પોતાનું બોલેલું સિદ્ધ કરવામાં સાક્ષાત્ વાચસ્પતિ* સરખા,[૧૭] નિરોગી, તરુણ, બોલવામાં ચતુર, ઘણાં સત્વાદિ લક્ષણયુક્ત શરીરવાળા, દેશ તથા કાળને જાણનાર તથા પુરુષોમાં ધર્મિષ્ઠને અને અધર્મિષ્ઠને સારી રીતે જાણી લેનારા, ઇત્યાદિ સર્વ ગુણસંપન્ન સાધુરૂપ એક રામ જ પોતે નિર્માણ થયા હતા.[૧૮]

એવા શ્રેષ્ઠ ગુણયુક્ત હોવાથી તે દશરથપુત્ર રામ પ્રજાને જાણે બહાર વિચરનારા પોતાના પ્રાણ જ હોયની, એવા પ્રિય લાગતા હતા.[૧૯] એ ભરતાગ્રજે વિવાહ પૂર્વે બ્રહ્મચર્ય વ્રત પાળી, સર્વ વિદ્યા શીખીને સમાવર્તન કર્યું હતું તથા અંગો સહિત યથાર્થ વેદ અને મંત્ર વગરની તેમ જ મંત્રસાધ્ય અસ્ત્ર વિદ્યા ભણી, પોતાના પિતા કરતાં પણ તે શ્રેષ્ઠ થયા હતા.[૨૦] રામ કલ્યાણની તો સાક્ષાત્ જન્મભૂમિ જ હતા, તેમ જ તે મહા સાધુ પુરુષ હતા, ક્ષોભરહિત, કષ્ટકાળે પણ સત્ય બોલનાર, સરલ અને ધર્મ તથા અર્થદર્શી વૃદ્ધ દ્વિજોએ શિક્ષણ આપેલા હતા.[૨૧] ધર્મ, અર્થ અને કામનાં તત્ત્વને તેમણે સંપૂર્ણ જાણ્યું હતું. સ્મરણશક્તિ, પ્રત્યુત્તર દેવામાં સાવધપણું, વ્યવહારમાં સામર્થ્ય સંપાદન કરેલા તથા ધર્મમાં કુશળતાવાળા હતા.[૨૨] વળી તે નમ્ર, ગૂઢ અભિપ્રાયવાળા, છાના મંત્ર (રાજકીય વિચાર) વાળા, સહાયતાવાળા, જેનો ક્રોધ તથા હર્ષ કદી નિષ્ફળ ન જાય તેવા, સન્માર્ગે દ્રવ્ય ખરચવાના તથા ન્યાયથી દ્રવ્ય એકઠું કરવાના સમયને જાણનારા,[૨૩] (ગુરુ વર્ગમાં) દૃઢ ભક્તિભાવવાળા, સ્થિર બુદ્ધિવાળા અને અસદ્ વસ્તુને ગ્રહણ ન જ કરવી, એવા નિશ્ચયવાળા હતા. દુષ્ટ વચન તે કદી બોલતા નહિ. આળસ રહિત, સાવધાન તથા પોતાના અને પારકના દોષને સારી રીતે જાણનારા હતા.[૨૪] શાસ્ત્રજ્ઞ હતા. તે કોઇએ કરેલા જરા જેટલા ઉપકારને પણ વિસરતા નહિ. પુરુષ માત્રના અંતર અભિપ્રાયને જાણી લેવામાં, તેમ જ યથાન્યાય દંડ

---

* કઠોર. † રુડાં આચરણ હોવાને લીધે વૃદ્ધ. ‡ જ્ઞાને કરીને વૃદ્ધ–આત્મઅનાત્મ જાણવા રૂપી જ્ઞાન અથવા વેદવેદાર્થ જાણવારૂપી જ્ઞાનવાળા હોવાથી વૃદ્ધ. § અવસ્થાએ કરીને વૃદ્ધ. ‖ અસ્ત્ર યોગ્ય કાળ એટલે જેમાં વખતે અસ્ત્ર વા શસ્ત્રોનો ઉપયોગ કરવો પડે એવો સમય;–યુદ્ધનો સમય.

* બૃહસ્પતિ.

દેવામાં તથા અનુગ્રહ કરવામાં બહુ વિચક્ષણ હતા.[૨૫] સત્પુરુષોનો સ્વીકાર કરી તેમનું સપરિવાર પાલન કરવું અને દુષ્ટને દંડ દેવો વગેરે કાર્યના દેશકાળને જાણુનારા, પ્રજા પાસેથી કરવડે ધન લેવામાં પુષ્પોમાંથી સુગંધ લેનારા ભ્રમરા જેવા ચતુર અને ઉપજમાંથી ખર્ચ કરવા સમે શાસ્ત્રમાં કહેલા ખર્ચના નિયમથી જ* ચાલનારા હતા.[૨૬] અસ્ત્રસમૂહમાં (આયુધો વાપરવામાં) અને પ્રાકૃત વગેરે મિશ્રિત ભાષાવાળાં નાટક ચેટકમાં તેમણે પૂર્ણ નિપુણતા મેળવી હતી. દ્રવ્ય તથા ધર્મનું સંરક્ષણ કરતાં તે સુખ ભોગવતા અને કર્તવ્યમાં જરા પણ આળસ રાખતા નહિ.[૨૭] અનેક પ્રકારની રમતો કરનારા વગેરે વૈહારિકોના અને ગાયન, વાદ્ય, ચિત્ર ઇત્યાદિ શિલ્પીઓના ગુણો પણ પોતે જાણતા હતા. અર્થ વિભાગનો† રુડી રીતે જાણતા હતા તથા હાથી ઘોડા ઇત્યાદિ વાહનોપર આરોહણ (બેસવું) કરવામાં અને તેમને વિવિધ પ્રકારની ગતિ શિખવવામાં તે કુશળ બન્યા હતા.[૨૮] વળી પોતે ધનુર્વિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ, અતિરથી તરીકે સર્વ લોકોમાં માન્ય ગણાયલા, શત્રુની સેનાને સામે થનારા, શત્રુઓને પ્રહાર કરનારા, સેનાની વ્યૂહ રચના કરવામાં કુશળ તથા સંગ્રામમાં ગમે તેવા ક્રોધ પામેલા, સુર તથા અસુરો પણ જેનો પરાભવ કરી શકે નહિ એવા અજિત થયા હતા. આટલું છતાં પણ વળી મદોન્મત્તપણે બીજા કોઇની ઇર્ષા ન કરતાં વા કોઇની સમૃદ્ધિ જોઇ તેનો દ્વેષ ન કરતાં ક્રોધને તેમણે સંપૂર્ણપણે જિતેલો હતો.[૨૯–૩૦] સર્વ ભૂત પ્રાણીઓમાં કોઇ પણ તેમની અવજ્ઞા કરી શકે તેમ નહોતું. તેમ પોતે પણ પ્રાકૃત મનુષ્યની પેઠે કાળને વશ થઇ વર્તે એવા નહોતા. એ પ્રમાણે સમગ્ર ગુણોએ રાજપુત્ર રામચંદ્રમાં એક સામટો વાસ કર્યો હતો.[૩૧]એકંદર રીતે પ્રજાને ઇચ્છિત સર્વ શ્રેષ્ઠ ગુણયુક્ત તેમજ પૃથ્વીના જેવા ક્ષમાદિ સર્વ ગુણયુક્ત હોવાથી તે ત્રણે લોકમાં સંમત થયા; ને એમ એ બૃહસ્પતિતુલ્ય બુદ્ધિમાન્ તથા ઇંદ્રતુલ્ય વીર્યવાન્ થયેલા રામ, પ્રજાને ઇષ્ટ તથા પિતાને પ્રીતિકારક ગુણરૂપી કિરણોવડે, પ્રકાશમાન સૂર્યની પેઠે શોભવા લાગ્યા.[૩૨–૩૩] તે જોઇ પૃથ્વી તથા તેપર વસનારી સર્વ પ્રજા એવું ઇચ્છવા લાગી કે, એ સર્વ ગુણસંપન્ન તથા સર્વ લોક (સ્વર્ગાદિ)ના ઈશ્વર શ્રીરામ પોતાના નાથ (પતિ–રાજા) થાય તો સારું.[૩૪]

હવે દશરથરાયને પણ પોતાના આવા અનુપમ ગુણવાળા પુત્રને જોઇ અતિશય આનંદ થયો; ને તે બહુ કાળજીથી ઇચ્છિવા લાગ્યા કે: "હું જીવતાં રામ રાજા કેવી રીતે થાય? તથા ઘણું જીવવાથી વૃદ્ધ થયેલો હું રામને રાજ્યાસનપર વિરાજેલો જોઈ અત્યંત પ્રીતિ ક્યારે સંપાદન કરું? વળી મારા હૃદયમાં ઉત્પન્ન થયેલી રામને રાજ્યાભિષિક્ત થયેલો જોવાની અભિલાષા ક્યારે પૂરી થાય?[૩૫–૩૭] અહો! મારો પ્રિય પુત્ર રામ પ્રજાની વૃદ્ધિ ઇચ્છનાર, સર્વ પ્રાણીપર દયાળુ ને ઇચ્છિત વૃષ્ટિ કરનારા મેઘની પેઠે આખાં જગતને મારા કરતાં પણ અત્યંત પ્રિય, યમ તથા ઇંદ્ર સમાન પરાક્રમી, બૃહસ્પતિ જેવો મતિમાન્, શેષ સરખો ધૈર્યવાન્ તથા મારા કરતાં અતિ વિશેષ ગુણવાળો છે;[૩૮–૩૯] માટે હું આ મારી વૃદ્ધાવસ્થામાં મારે હાથે જ રાજ્યાભિષેક કરીને સમગ્ર પૃથ્વીનું રાજ્ય કરતો તેને જોઇશ; તે પછી યથાયોગ્ય સ્વર્ગ લોકને પામીશ."[૪૦] આવો વિચાર કરીને દશરથ રાજા બીજા રાજાઓને દુર્લભ એવા પોતાના સકલ ગુણસંપન્ન પુત્ર રામને યુવરાજપદે અભિષેક કરવા માટે મંત્રીઓ સહિત વિચાર કરવા લાગ્યો. એવામાં તેમના આ વિચારને પુષ્ટિ આપનારાં કેટલાંક કારણો બન્યાં.[૪૧–૪૨]સ્વર્ગમાં, અંતરિક્ષમાં તેમજ પૃથ્વી ઉપર મહાભયંકર ઉત્પાતો દેખાવા માંડ્યા;તેપરથી તેમના અંતઃકરણમાં મોટો ભય ઉત્પન્ન થયો કે, મારી પૂર્ણ વૃદ્ધાવસ્થા છે, ને આવાં અપશુકન થાય છે, માટે દેહનો ભરોંસો નથી; તેથી જેમ બને તેમ ત્વરાએ રામને રાજ્યાભિષેક કરી દેવો.' મંત્રીઓને તથા સકળ પ્રજાને તો આ વાત પૂરેપૂરી સંમત જ હતી; અને દશરથરાય પણ એમ જ ધારતો હતો કે, રામને રાજ્યાભિષેક કરવાથી પોતાને શોકની નિવૃત્તિ તથા પ્રજાને આનંદની પ્રાપ્તિ થશે. તેથી પોતાના તથા પ્રજાના શ્રેયને માટે આ રુડો સમય આવી મળ્યો જોઈ, પૂર્ણ ચંદ્રસમાન મુખવાળા રામને રાજ્યાભિષેક કરવા સંબંધી તૈયારી માટે મંત્રીઓને તેમણે ઉતાવળા થવાનું કહ્યું.[૪૩–૪૫] તુરતાતુરત જૂદા જૂદા અનેક શહેરોમાં વસનારા નામાંકિત પુરુષોને તથા જૂદા જૂદા દેશના રાજાઓને, દશરથરાયે પોતાના પ્રધાનોદ્વારા તેડાવી લીધા,[૪૬] ને તેઓને યોગ્ય સ્થળે ઉતારી ઉત્તમ આ-

* શાસ્ત્રમાં કહેલું છે કે, રાજાએ પોતાની ઉપજમાંથી ચોથો વા ઘણું તો ત્રીજો ભાગ ખર્ચ રાખવો. † ધર્મ માટે, યશ માટે, દ્રવ્ય મેળવવા માટે, પોતાને માટે તથા સ્વજનને માટે એમ પાંચ પ્રકારના અર્થ વિભાગ ધનના ભાગ પાડીને તે તે માર્ગે ખર્ચવું તે.

ભરણાદિથી તેમનો યથાયોગ્ય સત્કાર કીધો અને બ્રહ્મા જેમ પોતાની પ્રજાને જૂએ તેમ સત્કાર પામેલા તે સર્વ રાજાઓને દશરથરાયે જોયા.[૪૭] આ વખતે ઉતાવળને લીધે દશરથે કેકય રાજાને તથા જનકરાયને તેડું મોકલ્યું નહિ ને ધાર્યું કે તેઓ પછવાડેથી આ પ્રિય વાર્ત્તા સાંભળશે.[૪૮] શત્રુજિત્ દશરથરાજા પોતાની સભામાં આવી રાજ્યાસનપર વિરાજ્યાં, ત્યારે કેકય તથા જનક વગરના તે સર્વ લોક માન્ય રાજાઓએ તેમાં પ્રવેશ કર્યો[૪૯] ને પોતપોતાને માટે નિર્માણ કરેલાં યોગ્ય આસનોપર સર્વે દશરથરાયની સન્મુખ બેઠા.[૫૦] આ સમયે તે રાજસભાનો દેખાવ સાક્ષાત્ ઇંદ્રસભા જેવો જ થઈ રહ્યો; ને દશરથરાજા પણ, પોતાની સમીપ બેઠેલા અનેક દેશના માન પામેલા રાજાઓ, નામાંકિત પુરુષો તથા અયોધ્યાનિવાસી રાજસેવકો વગેરેથી વિંટાઈ દેવોથી વિંટાયલા સમર્થ ઇન્દ્ર સમાન શોભવા લાગ્યા.[૫૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ.**

—❋❋❋❋❋❋❋❋—

## સર્ગ ૨ જો.

## સભાસદોની સમ્મતિ.

સર્વ સભાસદો રાજસભામાં સ્થિરચિત્ત થઈ બેઠા ત્યારે પૃથ્વીપતિ દશરથરાયે તે સર્વ સભાસદોને સંબોધીને અતિ શ્રેયસ્કર તથા ઉત્કૃષ્ટ હર્ષજનક વાક્ય કહેવા માંડ્યાં.[૧] આ વેળાની તેમની વાણી દુંદુભિના શબ્દ સરખી પ્રૌઢ, ગંભીર પ્રતિધ્વનિવાળી, રાજલક્ષણ યુક્ત, અનુપમ, મધુર તથા અતિ રસયુક્ત હતી. આવી વાણીવડે મેઘની પેઠે સર્વ દિશાઓને ગજાવતાં તે રાજાઓ પ્રત્યે બોલ્યો:[૨-૩] "હે રાજવીરો! આ મારું ઉત્તમ રાજ્ય મારા રાજેંદ્ર પૂર્વજોએ પુત્રની પેઠે પાલન કરેલું છે, તે તમે સૌ સારી રીતે જાણો છો.[૪] તો તે ઇક્ષ્વાકુકુલોત્પન્ન નરેંદ્રોએ પાલન કરવાથી નિરંતર સુખી થયેલી આખી પૃથ્વી હું આજે (મારા પુત્ર રામને સોંપી) આગળ કરતાં પણ વિશેષ સુખી થયેલી જોવા ઇચ્છું છું.[૫] મારા પૂર્વજોએ આચરેલા માર્ગ પ્રમાણે ચાલતાં મારા પોતાના સુખની ઇચ્છા રહિત થઈ મેં આજપર્યંત મારી શક્તિ પ્રમાણે નિરંતર પ્રજાની રક્ષા કરી છે તથા સમગ્ર જગતનું હિત આચરતાં શ્વેત રાજ્યછત્રની છાયા નીચે આ શરીરને વૃદ્ધાવસ્થાએ પહોંચાડ્યું છે.[૬-૭] તો હવે સાઠ હજાર વર્ષનું લાંબું વય ભોગવી, અતિ જીર્ણ થયેલાં આ શરીરને પ્રજાપાલન કરવાની ચિન્તાથી નિવૃત્ત કરી, વિશ્રાંતિ આપવાની ઇચ્છિા રાખું છું.[૮] કેમકે રાજાઓનાં શૌર્યાદિ પ્રભાવવાળી મોટી ધર્મધોંસરી, કે જેને અજિતેંદ્રિય બહુ દુઃખે કરી વહન કરી શકે, તેને વહન કરવાથી હું બહુ શ્રમિત થયો છું.[૯] તો હું મારી સમિપમાં બેઠેલા શ્રેષ્ઠ દ્વિજવરોની અનુમતિથી મારા પુત્ર રામને પ્રજાના હિતને વિષે જોડી, વિશ્રાંતિ લેવા ઇચ્છું છું.[૧૦] હે નૃપતિઓ! મારો પુત્ર રામ સર્વ ગુણે કરી શ્રેષ્ઠ, મારા કરતાં પણ વિશેષ ગુણયુક્ત, ઇન્દ્ર સરખો પરાક્રમી, ધર્મિષ્ઠ પુરુષોમાં ઉત્તમ તથા શત્રુઓનાં નગરોને જિતનારો છે; માટે તમે યોગ્ય ધારતા હો તો હું પુષ્પ સહિત ચંદ્ર સમાન પુરુષ શ્રેઠ રામને આવતી પ્રભાતે યુવરાજ્યપદનો અભિષેક કરું.[૧૧-૧૨] હે સર્વ સભાસદો! હું ધારું છું કે, લક્ષ્મીવાન્ લક્ષ્મણનાં અગ્રજ રામ તમોને યોગ્ય રાજા છે; માટે જો એ રાજ્યપદનો અધિપતિ થશે, તો તેથી તમો એકલા જ નહિ, પણ આખું ત્રૈલોક્ય સનાથ થશે.[૧૩] રામને શીઘ્રતાથી રાજ્યાભિષેકદ્વારા સર્વ પૃથ્વી સ્વાધીન કરું; ને તેનું પાલન કરવાનો ભાર તેનાપર મૂકી હું કલેશ રહિત થાઉં.[૧૪] મારો આ વિચાર જો તમોને અનુકૂળ તથા યોગ્ય લાગતો હોય તો તમો તેમાં અનુમતિ આપો અને જો એ સંબંધે તમારો વિચાર મારાથી જૂદો હોય તો મને જણાવો કે મારે શું કરવું યોગ્ય છે?[૧૫] રામને રાજ્યાભિષેક કરવાનો વિચાર જો કે મને તો પ્રીતિદાયક જ છે, તો પણ એ ઉપરાંત તમે સૌ એવો વિચાર કરો, કે જેથી સર્વનું હિત થાય. કેમ કે, રાગદ્વેષાદિ રહિત મધ્યસ્થ પુરુષોએ પૂર્વાપર લક્ષ પહોંચાડી કરેલો વિચાર, અધિક અર્થોદય કરનારો થાય છે."[૧૬]

એ પ્રમાણે મહારાજા દશરથનાં વાક્ય શ્રવણ કરી, સભામાં બેઠેલા રાજાઓ આદિ સહુએ, વર્ષતા મેઘને જોઈ મધુરા શબ્દ કરતા મયૂરો જેમ હર્ષ પામે તેમ હર્ષ પામી, અતિ પ્રશંસાપૂર્વક તે અવધપતિનાં વાક્યો અંગીકૃત કીધાં.[૧૭] એ સમયે તે સૌની એકે સામટી હર્ષજન્ય વાણીથી આખું સભાસ્થાન ગાજી રહ્યું, ને તેનો પૃથ્વીને કંપાવે તેવો મોટો પ્રતિધ્વનિ થયો.[૧૮] પછી તે બ્રાહ્મણો, રાજાઓ અને દેશાંતરના પ્રસિદ્ધ પુરુષો, ધર્માર્થ કાર્યમાં ચતુર દશરથરાયના અભિપ્રાયને જાણી, રામને રાજ્યાભિષેક કરવા સારુ પરસ્પર વિચાર કરવા લાગ્યા, ને પૂર્વાપર વિચારથી નિશ્ચય કરી તે વૃદ્ધ મહારાજાને

કહેવા લાગ્યાઃ[૧૯-૨૦] "હે પૃથ્વીપતિ! તું હજારો વર્ષનો વૃદ્ધ છે, માટે યુવરાજપદના અધિકારી રાજા રામને રાજ્યાભિષેક કર.[૨૧] અમે સૌ તારા કહેવાથી જ તારા એ વિચારને બહુ માન્ય કરીએ છીએ એમ નહિ, પણ મહાબાહુ તથા અતિ બળવાન્ રઘુવીર ગજેંદ્ર ઉપર વિરાજ્યો હોય, ને રાજછત્રની છાયાથી તેમનું શ્રીમુખ ઢંકાયું હોય એમ જોવાને અમારાં અંતઃકરણમાં મોટી ઉત્કંઠા છે."[૨૨] આવાં આનંદ આપનારાં સભાસદોનાં વચનો સાંભળી, જો કે પોતાને એ વાત પ્રિય અને યોગ્ય લાગતી હતી, છતાં પ્રજાજનોના મુખથી જ તેનું વધારે સ્પષ્ટીકરણ કરાવવા માટે દશરથરાયે તેઓને અજાણ્યા થઈને પૂછ્યુંઃ[૨૩] "હે સભાજનો! એ સઘળું ખરું; પણ હું કે જે તમારો રાજા છું તેને એક સંશય ઉત્પન્ન થાય છે તે સાંભળોઃ અને તેનો યથાર્થ ઉત્તર આપોઃ હું સદ્ધર્મવડે પૃથ્વીનું પાલન કરું છું, ને સર્વ પ્રજા મારા રાજ્યમાં યથાયોગ્ય સુખ ભોગવે છે; છતાં તમે મહા બળવાન્ રામને રાજ્યાભિષેક થયેલો જોવા કેમ ઇચ્છો છો?"[૨૪-૨૫] મહાત્મા દશરથનાં આવાં માર્મિક વચનો સાંભળી સર્વ સભાસદો તેમને કહેવા લાગ્યા કેઃ "મહારાજાધિરાજ! તારા પુત્રમાં પ્રજાનું કલ્યાણ કરનારા અનેક ગુણો છે; જેને લીધે સમસ્ત પ્રજાવર્ગ એ દેવતા સમાન બુદ્ધિમાન્ રામને અત્યંત ચહાય છે. એના શત્રુઓને પણ પ્રિય તથા આનંદ ઉપજાવનારા શ્રેષ્ઠ ગુણો કયા કયા છે? તે તું જાણવા માગતો હો તો કૃપા કરી સાંભળઃ-[૨૬-૨૭]

"હે પૃથ્વીપતિ દશરથરાય! તારો પાટવી કુમાર રામ, ઇંદ્ર સમાન સત્યપરાક્રમી છે; અને બીજા ઘણાક દિવ્ય ગુણોથી ઇક્ષ્વાકુ વંશના સર્વ પુરુષો કરતાં અધિક છે;[૨૮] એટલું જ નહિ પણ રામ એ સર્વોત્તમ છે; જગતમાં એક પ્રસિદ્ધ સત્પુરુષ, સત્યવાદી તથા સત્યને જ પરાયણ છે; અને સમૃદ્ધિ સહિત ધર્મ જગતમાં તેનાથી જ સ્થાપિત થયેલો છે.[૨૯] પ્રજાને સુખ આપવામાં તે ચંદ્રસમાન, ક્ષમા રાખવામાં પૃથ્વીસમાન, બુદ્ધિમાં બૃહસ્પતિતુલ્ય અને પરાક્રમમાં સાક્ષાત્ ઇંદ્ર સમાન છે.[૩૦] વળી તે મહા ધર્મજ્ઞ, સત્ય પ્રતિજ્ઞાવાળો, શીલવાળો, ઈર્ષારહિત, ક્ષમાવાન્, દુઃખીજનનાં દુઃખ દૂર કરનાર, પ્રિય બોલનાર, કોઇએ કરેલા ઉપકારને જાણનાર, જિતેંદ્રિય, કોમળ, સ્થિર ચિત્તવાળો અર્થાત્ સંકટ વેળા પણ અંગીકાર કરેલાનો ત્યાગ ન કરનાર, સદૈવ ભવ્ય તથા પ્રાણી માત્રને પ્રિય તથા સત્ય વચન કહેનાર છે; અને બહુ શ્રુત વૃદ્ધ બ્રાહ્મણોની સેવા કરવાથી તેમનાં અતુલ કીર્તિ, યશ તથા તેજ નિત્ય વૃદ્ધિ પામે છે.[૩૧-૩૩] વળી હે ભરતાગ્રજ! રામચંદ્ર દેવ, અસુર તથા મનુષ્યોનાં સર્વ અસ્ત્રોમાં કુશળ છે. તેમણે રુડી રીતે બ્રહ્મચર્ય વ્રત આચરી સર્વ વિદ્યાનો સંપૂર્ણ અભ્યાસ કીધો છે. તે છ અંગ સહિત યથાર્થ વેદ ભણેલો છે, છતાં ગાંધર્વ વેદમાં તો વળી આખી પૃથ્વીમાં શ્રેષ્ઠ અને સર્વ કલ્યાણોના નિવાસસ્થાન સત્પુરુષ, અદીન તથા મહા મતિમાન્ છે.[૩૪-૩૫] વળી ધર્મ તથા અર્થના કાર્યમાં નિપુણ ઉત્તમ બ્રાહ્મણો પાસેથી તેમણે ઉપદેશ લીધેલો છે. હે રાજાધિરાજ! એ તારો પુત્ર રામ, જ્યારે ગ્રામ અથવા શહેરની રક્ષા કરવા સારુ લક્ષ્મણને સાથે લઈ શત્રુની સામે યુદ્ધ કરવા જાય છે, ત્યારે તે જિત્યા વગર પાછો ફરતો નથી. અને સંગ્રામમાં વિજય કરીને જ્યારે નરશાર્દૂલ રામ અશ્વ વા હસ્તીની સ્વારીએ પાછો અયોધ્યામાં આવે છે ત્યારે, કોઇ આપ્ત જન પોતાનાં કુટુંબીઓની કુશળતા પૂછે અથવા પિતા પુત્રની સંભાળ લે, તેમ તે સર્વ પ્રજાની-તેમનાં પુત્ર, અગ્નિ, સ્ત્રીઓ, ઇષ્ટજન તથા શિષ્યગણ* સંબંધી કુશળતા પૂછી તેમની સંભાળ લે છે. નરશાર્દૂલ રામ નિત્ય બ્રાહ્મણોને પૂછે છે કે, 'આપના શિષ્યો નિત્ય આપની સેવા કરે છે'? ક્ષત્રિઓને પૂછે છે કે, "તમારા નોકરો નિરંતર શસ્ત્ર અસ્ત્ર ધારણ કરે છે?" વળી તે મહાદયાળુ હોવાથી અન્ય મનુષ્યોનું દુઃખ જોઇ દુઃખી થાય છે;[૩૬-૪૦] તેમજ સર્વને ઉત્સવ વગેરેનો આનંદ હોય ત્યારે પિતાની પેઠે પોતે સંતુષ્ટ થાય છે. તે મહાધનુર્ધારી, વૃદ્ધોની સેવા કરનાર, જિતેન્દ્રિય,[૪૧] સ્મિત હાસ્યપૂર્વક બોલનાર, સઘળી રીતે ધર્મનો જ આશ્રય કરનાર, જેથી શ્રેય પ્રાપ્ત થાય એવા રુડા માર્ગે સૌને લગાડનાર, નિન્દ્ય વાતમાં પ્રીતિ રહિત તથા ઉત્તરોત્તર બોલવામાં બૃહસ્પતિ સમાન વક્તા છે. તેના શ્રીમુખપર સ્વાભાવિક રીતે જ રાજતેજ પ્રકાશી રહ્યું છે. તેમનાં વિશાળ નેત્ર કંઇક લાલાસ મારતાં છતાં તેઓપર ધનુષાકાર શ્રેષ્ઠ ભ્રૂકુટી આવી રહેલી છે. રૂપ તથા સર્વ ગુણો જોતાં રામચંદ્ર સાક્ષાત્ વિષ્ણુરૂપ જ છે.[૪૨-૪૩] વળી હે મહારાજ! સર્વને કામદેવપેરે

* શિષ્યગણ સંબંધી કુશળતા બ્રાહ્મણોને પૂછે એટલે કે "તમારા શિષ્યો કુશળ છે? વિદ્યાભ્યાસ સારો કરે છે? તેઓ તમારી શુશ્રૂષા કરે છે? વગેરે. અને ચાકરનોકરો સંબંધી ક્ષત્રિયોને પૂછે કે "તમારા ચાકરનોકરો ખુશી છે? તેઓ તમારી આજ્ઞામાં છે?" વગેરે.

આનંદ આપનાર તમારાં પુત્ર રામચંદ્ર શૌર્ય,* વીર્ય,† તથા પરાક્રમ‡ ઇત્યાદિ પ્રજાપાલન કરવાના સર્વ ગુણથી પરિપૂર્ણ છે. તેમ વિષયની ઇચ્છા રહિત તથા જિતેંદ્રિય હોવાથી તે આખા ત્રૈલોક્યના રાજ્યને ભોગવવા સમર્થ છે, તો પછી એકલી પૃથ્વીનું જ રાજ્ય કરવું એ એમને કેમ જ ભારી પડે? વળી હે નૃપ! તેમનાં ક્રોધ કે કૃપા કદી પણ વ્યર્થ હોતાં નથી.[૪૪-૪૫] તે હણવા યોગ્ય અપરાધીઓને ન્યાયપૂર્વક હણે છે ને નિરપરાધીઓ ઉપર કોઇ દિવસ ક્રોધ કરતા નથી. પોતે જેનાપર પ્રસન્ન થાય છે, તેને યથેચ્છ વસ્તુની પ્રાપ્તિ કરી સંતુષ્ટ રાખે છે.[૪૬] એ પ્રમાણે પ્રકાશમાન સૂર્ય જેમ પોતાનાં કિરણોવડે શોભે, તેમ સર્વ પ્રજાને પ્રિય તથા મનુષ્યોને પ્રીતિજનક રામ પોતાના મનોનિગ્રહાદિ ગુણોવડે બહુ શોભે છે;[૪૭] અને તેથી જ પૃથ્વીવિષે વસનારી સર્વ પ્રજા, તે સર્વગુણસંપન્ન, સત્ય પરાક્રમી તથા લોકપાલ સમાન રામ અમારો રાજા થાય એમ ઇચ્છે છે.[૪૮] હે રઘુવંશી દશરથરાય! તારો પુત્ર રામચંદ્ર અમારાં ભાગ્યે પ્રજાપાલન કરવા સમર્થ થયો છે; ને મરીચિ પ્રજાપતિ જેમ કશ્યપ નામના પુત્રને પામ્યો હતો, તેમ તું પણ પોતાના ભાગ્યયોગથી મહા ગુણવાન્ પુત્રયુક્ત થયો તે બહુ રુડું થયું.[૪૯] હે પાર્થિવ! અતિ ગૂઢ અંતઃકરણવાળા રામચંદ્રને માત્ર અમે જ ઇચ્છિએ છીએ એમ નથી, પણ સ્વર્ગમાં વસનારા દેવો, અસુરો, ગંધર્વો અને નાગ લોકો સુદ્ધાં તેમનાં બળ, આરોગ્ય તથા આયુષ્યનું કથન કરે છે; તેમ જ દેશાવરોમાં તથા અયોધ્યામાં વસનારા તમારા સેવકજનો અને અન્ય સર્વ મનુષ્યો પણ તેમના એ સર્વોત્તમ ગુણો ગાય છે.[૫૦-૫૧] વળી વૃદ્ધ તથા યુવાન્ સર્વે સ્ત્રીઓ પણ રામને રાજ્યની પ્રાપ્તિ થાય તે સારુ સાંજ સવાર એકાગ્ર ચિત્તથી દેવતાઓની પ્રાર્થના કરે છે; માટે હે દેવ! તારી કૃપાવડે કરીને તેઓનું માંગવું સફળ થાઓ![૫૨] હે રાજેન્દ્ર! અમે સૌ તારા શ્યામ કમળ સરખા વર્ણવાળા તથા સર્વ શત્રુઓનો નાશ કરનારા શ્રેષ્ઠ પુત્ર રામને યુવરાજપદ ઉપર વિરાજેલો જોવા ઇચ્છીએ છીએ;[૫૩] માટે હે વરદ! છેવટે અમારી તારી પાસે એટલી જ માંગણી છે કે, તું વિષ્ણુ સમાન, સર્વ લોકનું હિત કરનાર, ઉદાર તથા સર્વ ગુણયુક્ત તારા કુમાર રામને અમારા હિત માટે શીઘ્રતાથી હર્ષપૂર્વક રાજ્યાભિષેક કરવાને યોગ્ય છે."[૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

## શ્રીરામને રાજ્યાભિષેકનું નિવેદન.

એ પ્રમાણે તે સર્વ સભાજનોએ કમલાકાર અંજલિ કરી, તેને મસ્તકપર લગાડી વાક્ય કહ્યાં, તે યથાયોગ્ય માન્ય કરી, દશરથરાજા તેઓ પ્રત્યે અતિ હિતરૂપ પ્રિય વચન બોલ્યોઃ[૧] "અહો સર્વ સભાસદો! હું અતિ પ્રસન્ન છું ને મારો મહિમા અપાર છે; કેમ કે તમે સર્વ એકમતે મારો પ્રિય જ્યેષ્ઠ પુત્ર રામ યુવરાજપદે વિરાજે એમ ઇચ્છો છો."[૨] એ પ્રમાણે સૌ સભાસદોનો સત્કાર કર્યા પછી તેમણે સૌ સાંભળતાં મહર્ષિઓ વસિષ્ઠ તથા વામદેવને કહ્યુંઃ[૩] "હે મુનિવરો! આપણા રામને યુવરાજપદે અભિષેક કરવા માટે આ સર્વ પ્રજાજનોનું ઐક્ય થયું છે, તે તમો જાણો છો. તો હવે હમણાં જ તેને રાજ્યાભિષેક કરવા સારુ સર્વ સાહિત્ય તત્પર કરાવો. કેમ કે આ ઋતુ પણ વનોને પુષ્પાદિ શૃંગાર આપનારો વસંત અને માસ પણ પુણ્યરૂપ તથા શ્રેષ્ઠ ચૈત્ર છે."[૪] રાજા દશરથનું વાક્ય પુરું થતાં જ સર્વ સભાજનોએ મોટો હર્ષગર્જિત શબ્દ કર્યો; ને તે શબ્દ ધીમે ધીમે શાંત થયો, એટલે વળી તે રાજા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠને કહેવા લાગ્યો કેઃ"હે ભગવન્! શુભ કાર્યને વિઘ્નો ઘણાં હોય છે; માટે રાજ્યાભિષેકનાં સર્વ સાહિત્યો તૈયાર કરવા માટે આજે જ સર્વ મંત્રીઓને તારે આજ્ઞા આપવી જોઇયે." એ સાંભળી ઋષિવર વસિષ્ઠે, રાજા પાસે હાથ જોડી ઉભેલા સાવધ મંત્રીઓને આજ્ઞા કરી કેઃ "હે સચિવો! તમે શીઘ્રતાથી આ પ્રમાણે સર્વ વસ્તુની તૈયારી કરો. સુવર્ણાદિ રત્નો, પૂજાના પદાર્થો, સર્વ ઔષધિ,[૫-૮] શ્વેત પુષ્પ, લીલા તાંદુલ, મધુપાત્ર, ઘૃતપાત્ર, તુરતનાં સાળપરથી ઉતરેલાં નવીન વસ્ત્ર, રથ, સર્વ જાતનાં આયુધો,[૯] ચતુરંગિણી સેના, શુભ લક્ષણવાળો હસ્તી, બે ચામર, ધ્વજ, શ્વેત છત્ર,[૧૦] અગ્નિ સમાન તેજસ્વી સો સ્વર્ણકુંભ, સુવર્ણનાં શીંગડાંવાળો બળદ, નખ સહિત અખંડ વ્યાઘ્રચર્મ અને તે ઉપરાંત પણ મેં ન કહેલાં તથા લોકોમાં પ્રસિદ્ધ આવશ્યકીય ગંધ પુષ્પ વગેરે સાહિત્યો કાલે પ્રાતઃકાળે દશરથરાયના અગ્નિહોત્ર ગૃહને વિષે તૈયાર

---

* યુદ્ધમાં નિર્ભયપણાથી પ્રવેશ કરવાનું સામર્થ્ય. † પોતાને કંઈ પણ વિકાર ન છતાં શત્રુને ભયાદિ વિકાર ઉપજાવવા. ‡ યુદ્ધમાં શસ્ત્રાસ્ત્ર વાપરવાની તથા તે સફળ થાય તેવી ઝડપથી–ચાતુરીથી યુદ્ધમાં વિચરવું તે.

કરાવી રાખો.[૧૧-૧૨] વળી અંતઃપુરના રાજગૃહના દ્વારની, તેમ જ સર્વ નગરનાં દ્વારોની ચંદન, પુષ્પ તથા સારા સૌગંધિક ધૂપે કરી પૂજા કરીને રુડાં તોરણો બાંધી તેને અલંકૃત કરો.[૧૩] પ્રાતઃકાળ થતાં જ દહીં તથા દૂધથી સિદ્ધ થયેલું ઉત્તમ અન્ન તૈયાર કરી, લક્ષ રુડા બ્રાહ્મણોને સત્કારપૂર્વક જમાડો; તથા તે ઉત્તમ બ્રાહ્મણોને પૂર્ણ સત્કારપૂર્વક ઘી, દહીં તથા લીલી ડાંગર, પુષ્કળ દક્ષિણા સહિત આપો;[૧૪-૧૫] કેમ કે સૂર્યોદય થતાં જ સ્વસ્તિવાચન થનાર છે. તે બ્રાહ્મણોને અત્યારથી નિમંત્રણ કરાવો ને તેઓને માટે આસનો પણ ગોઠવી રાખો.[૧૬] શહેરમાં ચોમેર પતાકા બંધાવો તથા રાજમાર્ગોપર જળ છંટાવો. અને અલંકાર ધારણ કરેલી સર્વ ગણિકાઓ તથા તેમના બજવૈયાઓને તૈયાર થઈ રાજગૃહની બીજી દોઢી તરફ આવી ઉભા રહેવાનું કહો. અને તમે, પ્રાતઃકાળ થતાં જ નગરનાં સર્વ દેવસ્થાનો તથા માર્ગોપરનાં વૃક્ષસ્થાનોપર જઇ તેતે સ્થાનના અધિકારી દેવતાઓનાં ગંધ પુષ્પાદિ પદાર્થોથી રુડી રીતે પૂજન કરો,તથા તેમને માટે દક્ષિણા સહિત ભાત,તેમ જ બીજા ભક્ષ કરવાના પદાર્થોનાં બલિદાન મૂકી, તથા બ્રાહ્મણોને ભોજન અને દક્ષિણા આપી તૃપ્ત કરો. અને તે સમયે મોટાં ખડ્ગો તથા બીજાં શસ્ત્રો ધારણ કરેલા તેમ જ સુશોભિત ચર્મનાં બખ્તરો અને શ્રેષ્ઠ વસ્ત્રાલંકારો ધારણ કરેલા શૂર પુરુષોને મહારાજાના મહોત્સવવાળા આંગણામાં આવી તત્પર રહેવાનું કહો.”

આ પ્રમાણે તે કામકાજ કરનારા સચિવોને આજ્ઞા કરીને એ બંને મહર્ષિઓએ પોતે પણ પોતાને (પુરોહિતોને) કરવાનાં જે કંઈ કાર્ય બાકી હતાં, તે રાજાને પૂછીને કરવા માંડ્યાં. સર્વ યથાસ્થિત કરી, દશરાયને તેમણે અતિ હર્ષપૂર્વક જણાવ્યું કે: ‘રાજન્! સઘળું તારા કહ્યા પ્રમાણે અમોએ કીધું છે, માટે તું હવે સર્વ વાતે તત્પર થા.’[૧૭-૨૧] એ પ્રસન્ન ચિત્તવાળા ઋષિઓનાં વચન સાંભળી દશરથરાયે પોતાના સુમંત્ર પ્રધાનને બોલાવીને આજ્ઞા કરી:[૨૨] ‘તું કૃતાત્મા* રામને શીઘ્ર મારી પાસેં તેડી લાવ.’ રાજાની આજ્ઞાને શિરસા વંદ્ય કરી, સુમંત્ર તુરત રથ જોડી શ્રીરામની પાસે ગયો, ને તેને રથમાં બેસાડી રાજસભા તરફ આવવા લાગ્યો. આ સમયે રાજગૃહના પ્રાસાદમાં† દશરથરાજા બેઠેલો હતો. તેની આસપાસ પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર દિશાઓના, તેમ જ મધ્ય દેશના આર્ય રાજાઓ તથા વનો અને પર્વતોની તળેટીવિષે રહેનારા મ્લેચ્છ રાજાઓ બેઠા હતા. તે તેની ઉપાસના કરી રહ્યા હતા. એથી જેમ સમગ્ર દેવતાઓ તથા વાયુગણોની મધ્યે વિરાજેલો ઇંદ્ર શોભે તેમ તે, તે સમયે શોભતો હતો.[૨૩-૨૬] તેણે તે પ્રાસાદ ઉપર બેઠાં બેઠાં, ગંધર્વરાજ સરખા સ્વરૂપવાન્ અને જેનું અપ્રતિમ પરાક્રમ લોકમાં વિખ્યાત હતું એવા પોતાના પુત્ર રામને પોતાની તરફ આવતો જોયો.[૨૭] મહાબાહુ, મહાસત્વશાળી, મહોન્મત્ત, હસ્તી સરખી ગતિવાળો, ચન્દ્રસમાન સુંદર મુખવાળો, પ્રિયદર્શી, પોતાનાં રૂપ અને ઉદારતા આદિ ગુણે કરી પુરુષોની દૃષ્ટિ અને મનને હરણ કરનાર, છતાં ગરમીથી તપેલાંને જેમ મેઘ હર્ષ ઉપજાવે છે તેમ હર્ષ ઉપજાવનારા રામની લટકાળી છબી દેખી, દશરથરાય બહુ જ હર્ષ પામ્યો.[૨૮-૨૯] વારંવાર તેની છબીનું અવલોકન કરતાં છતાં તેને તૃપ્તિ થઈ નહિ.

થોડીકવારમાં રામનો રથ રાજદ્વાર આગળ આવી પહોંચ્યો. સુમંત્રે રામને તેમાંથી ઉતારી મહાલયમાં પ્રવેશ કરાવ્યો. પિતાની સમીપે જવા માટે એક પછી એક માળ ચઢતાં, કૈલાસપર્વતના શિખર સમાન તે પ્રાસાદની ઉપર રામ ચઢવા લાગ્યો. તે સમયે પ્રધાન સુમંત્ર પણ હાથ જોડી તેની પાછળ ચાલતો હતો.[૩૦-૩૨] ઉપર પહોંચતાં જ રામે સભાદ્વાર આગળથી પિતાને પોતાનું નામ કહી સંભળાવ્યું. પછી પિતાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, તેનાં ચરણનું વંદન કરી, તે ઊભો રહ્યો.[૩૩] આ વેળા દશરથરાયને ધીરજ રહી નહિ. પોતાને પ્રણામ કરી ઊભેલા પોતાના પ્રિય પુત્રને જોતાં જ, રાજાએ બંને હાથ પસારી તેને (રામને) પોતાની પાસે ખેંચી લીધો ને અતિ ગાઢા પ્રેમથી હૃદય સાથે ચાંપી પોતાની સમીપ તૈયાર કરી રાખેલા મણિજડિત સુવર્ણના આસન ઉપર બેસવાને આજ્ઞા કરી. તુરત રામ તે શ્રેષ્ઠ આસનપર વિરાજમાન થયો,[૩૪-૩૫] ત્યારે નિર્મળ આકાશમાં ઉદય પામતો સૂર્ય જેમ પોતાની કાંતિથી મેરુ પર્વતને શોભાવે, તેમ તે દિવ્ય આસન તેની સુંદર કાંતિથી પ્રકાશવા લાગ્યું.[૩૬] તેમ જ તેના વિરાજવાથી એ આખી સભા પણ, શરદ્ ઋતુમાં ચંદ્રના પ્રકાશવડે જેમ તારાગણોવાળું આકાશ દીપે, તેમ દીપવા લાગી.[૩૭] અહો! આવે સમયે સંપૂર્ણ ભાગ્યશાળી દશરથ રાયને કેમ આનંદ ન થાય?] અને સંપૂર્ણ અલંકારોથી સુશોભિત કરેલું પોતાનું પ્રતિબિંબ જેમ સામે

* કૃતાત્મા-ધર્મ વિષે જેમણે બુદ્ધિ કરેલી છે તે.

† પ્રાસાદ-ગોપુર; મહેલના સૌથી ઊંચામાં ઊંચા માળપર (જ્યાંથી આખું નગર દૃષ્ટિએ પડે) રચેલી કચેરીની બેઠક.

પડેલા અરીસામાં દેખાય, તેમ સમીપ સિંહાસનપર વિરાજેલા પોતાના પ્રતિબિંબરૂપ રામને જોઇ તેને કેમ સંતોષ તથા હર્ષ ન ઉપજે?[૩૯] એમ આનંદ પામતા તથા પુત્રવાન્ પુરુષોમાં શ્રેષ્ઠ દશરથરાજાએ કશ્યપમુનિ જેમ ઇંદ્રને બોલાવે, તેમ આસનપર બેઠેલા પોતાના પુત્ર રામને સંબોધી કહ્યું: "હે રામ! હે વત્સ! મારી જ્યેષ્ઠ સ્ત્રીને વિષે તારા જેવો યોગ્ય પુત્ર ઉત્પન્ન થયો છે, તેથી મારું અંતઃકરણ અપાર હર્ષના ધરામાં ડૂબેલું છે. હે પ્યારા રામ! તું મારા કરતાં અધિક ગુણવાન્ હોવાથી મને અતિ પ્રિય છે; એટલું જ નહિ પણ તેં પોતાના ગુણેકરી સર્વ પ્રજાને રંજિત કરી છે.[૩૯-૪૦] માટે સર્વસંમત મારી ઇચ્છા છે કે, હવે તું આ પુષ્યયોગમાં યુવરાજપદને ગ્રહણ કર. હે પુત્ર! તું સ્વભાવથી જ ગુણવાન્ અને પ્રજાપાલન કરવાનાં સર્વ લક્ષણયુક્ત છે;[૪૧] છતાં પણ હું તારાપરના અતિસ્નેહને લીધે, હે પુત્ર! તને હિત વચન કહું છું: તું વિનયવાન્ છે છતાં તે કરતાં પણ અધિક વિનયવાળો થઇ નિત્ય જિતેન્દ્રિય થા;[૪૨] ને કામ તથા ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસનનો* ત્યાગ કર; ચારોના મુખની વાતો સાંભળી પોતાના તથા પારકા દેશો સંબંધી પરોક્ષ વિચારવાન્ થા અને સદૈવ સભામાં બેસી પ્રજાનો ન્યાય કરવા સંબંધી પ્રત્યક્ષ વૃત્તિવાળો થઈ, અમાત્યાદિ સર્વ પ્રજાને રંજિત કર. વળી હે પુત્ર! તું કોષ્ટાગાર–ધન, ધાન્યના ભંડાર, આયુધાગાર–આયુધ ભંડાર ઇત્યાદિ દ્રવ્ય (રત્નો, અલંકારો, વસ્ત્રો), ધાન્ય તથા આયુધોનો સંચય કરી પરિપૂર્ણ કર.[૪૩-૪૪] હે પુત્ર! જે રાજા પોતાની પ્રજાને રાજી રાખીને પૃથ્વીનું પાલન કરે છે, તેના સર્વ મિત્રો તેને જોઈ, અમૃતપ્રાપ્તિથી દેવતાઓ હર્ષ પામે તેમ હર્ષ પામે છે.[૪૫] માટે હે પુત્ર! તું મનને વશ કરી એમ રુડી રીતે આચરણ કર."

આવાં દશરથરાયનાં વચન સાંભળતાં જ રામના હિતકર્તા સુહૃજ્જનોએ અતિ ત્વરાથી કૌસલ્યા પાસે જઈ વધામણી કહી; અર્થાત્ રામને રાજ્યાભિષેક કરવા માટેનો દશરથરાયનો વિચાર તથા તે માટે તેણે રામને કરેલો ઉપદેશ એ સર્વ નિવેદન કીધું. ત્યારે પ્રમદાઓમાં ઉત્તમ મહારાણી કૌસલ્યાએ તે પ્રિય ખબર લાવનારાઓને અનેક ગાયો, હિરણ્ય તથા વિવિધ પ્રકારનાં રત્નો આપી સંતુષ્ટ કીધા. અહીં રાજસભામાં જનસમૂહથી સન્માન પામેલો રામ, પિતાને અભિવંદન કરીને ઉભો થયો ને તેની આજ્ઞા લઈ રથમાં વિરાજી પોતાના સુંદર વિલાસભવન પ્રત્યે સિધાવ્યો.[૪૬-૪૮] એ પછી સભામાંના સર્વ અયોધ્યાનિવાસીજનો, કે જેઓ દશરથરાયનાં રામ પ્રત્યેનાં વાક્યો સાંભળી, પોતાને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ હોય તેવા હર્ષિત થયા હતા તેઓ પણ, રાજાની આજ્ઞા લઇ પોતાના ઘર પ્રત્યે ગયા, ને રામને નિર્વિઘ્ને રાજ્યાભિષેક થાય તે સારુ પોતાના ઇષ્ટ દેવતાઓનું પૂજન કરવા લાગ્યા.[૪૯]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪ થો.

## શ્રીરામને રાજ્યાભિષેકનું નિવેદન–૨.

પ્રજાજનો તથા વિદેશવાસી સભાસદો વગેરે સર્વે, રાજાની આજ્ઞા થતાં વિદાય થયા, એટલે દેશ કાળના નિયમને જાણનાર દશરથે, પોતાના મંત્રીઓ સાથે વિચાર કરીને નિશ્ચય કર્યો કે:[૧] 'આવતી કાલે ઉત્તમ પુષ્ય યોગ છે, માટે યુવરાજ એવા મારા પુત્ર કમળપત્રાક્ષ રામને તે સમયે રાજ્યાભિષેક કરવો.'[૨] પછી પ્રાતઃકાળ થતામાં સર્વ કામકાજની તૈયારી કરવાની તે સૌને ભલામણ કરીને સભા વિસર્જન કરી, રાજા પોતે તુરત ત્યાંથી અંતઃપુરમાં ગયો. પણ ત્યાં જતાં જ તેણે સૂત* સુમંત્રને બોલાવ્યો ને કહ્યું: "તું પુનઃ રામને મારી પાસે બોલાવી લાવ."[૩] રાજાની આજ્ઞા માથે ચડાવી સુમંત્ર તુરત રામને તેડવા માટે તેના મહેલ આગળ આવી પહોંચ્યો,[૪] ને દ્વારપાળ સાથે પોતાનું આવવું જણાવ્યું; જે સાંભળી રામને બહુ શંકા ઉપજી; કેમકે 'હમણાં જ હું પિતા પાસેથી આવ્યો છું ને ફરી તેમણે મને કેમ બોલાવ્યો હશે?'[૫] તેથી દ્વારપાળને પોતે આજ્ઞા કરી કે: "સૂતને અંદર આવવા દે." તુરત સૂત અંદર ગયો. તેને જોતાં જ રામે ઉતાવળથી પૂછ્યું: "હે સુમંત્ર! તારું ફરીથી આવવું શા કારણે થયું? તે સર્વ વાત મને ત્વરાથી કહે."[૬] ત્યારે સૂતે કહ્યું: "હે પ્રભો! મહારાજા દશરથરાય તને જોવા ઇચ્છે છે; માટે આવવું કે ન આવવું, તે તારી ઇચ્છા પ્રમાણે કર."[૭] સૂતનાં એ વચન સાંભળી

* સ્ત્રી, દ્યૂત, મૃગયા તથા મદ્યસેવનાદિ વ્યસનો કામથી ઉત્પન્ન થનારાં છે. કટુવચન, ઉગ્રદંડ તથા અર્થદૂષણ વગેરે વ્યસનો ક્રોધથી ઉત્પન્ન થનારાં છે.

* એ સુમંત્રનેજ સૂતની સંજ્ઞા છે. વળી સારથિને પણ સૂત સંજ્ઞા છે; અને સુમંત્ર રાજાનો રથ હાંકતો, માટેજ કદાચ તેને સૂત કહ્યો હશે.

તુરત રામ પોતાને પિતાને મળવા માટે સૂતની સાથે રાજગૃહ પ્રત્યે આવ્યો; ત્યારે દ્વારપાળે અંદર જઈ જણાવવાથી દશરથરાયે તેને પોતાની પાસે મોકલવાની આજ્ઞા કરી;[૮-૯] જે સાંભળી શ્રીમાન્ રામે પિતાના ભવનમાં પ્રવેશ કર્યો ને ત્યાં બેઠેલા પિતાને દૂરથીજ જોઇ સાષ્ટાંગ પ્રણામ કર્યા.[૧૦] પ્રણામ કરતા પોતાના પુત્રને અતિ પ્રેમથી ઉઠાડી દશરથરાયે હૃદયસરસો ચાંપ્યો; ને સૂતને તથા રામને પાસે પડેલાં ઉત્તમ આસનોપર બેસવાની આજ્ઞા કરી. પછી રામને ઉદ્દેશીને તે બોલ્યો:[૧૧] "હે રામ! હું તારો પિતા હવે અતિ દીર્ઘ આયુષ્યવાળો તથા વૃદ્ધ થયો છું. મેં મારી અવસ્થામાં યથેષ્ટ ભોગો ભોગવ્યા છે, તેમ જ ઘણાં અન્ન તથા દક્ષિણા જેમાં અપાય એવા ઘણા યજ્ઞોએ કરી દેવતાઓનું યજન પણ યથેષ્ટપણે કર્યું છે.[૧૨] વળી તારા જેવો પ્રિય અને પૃથ્વીમાં જેની ઉપમા નથી એવો પુત્ર પણ મને પ્રાપ્ત થયો છે. વળી હે પુરુષોત્તમ! મેં ઇષ્ટ પદાર્થો આપી જનોને સંતુષ્ટ કીધા છે, વિદ્યાભ્યાસ કીધો છે,[૧૩] તેમ હે વીર! ઇચ્છિત સર્વ સુખોનો અનુભવ પણ કર્યો છે. વળી હું દેવ, ઋષિ, પિતૃ, બ્રાહ્મણ તથા સ્વાત્માના ઋણથી મુક્ત પણ થયો છું;*[૧૪] તો હવે મારે તને રાજ્યાભિષેક કરવા વગર બીજું કંઈ પણ કર્તવ્ય બાકી રહ્યું નથી. માટે હે પુત્ર! એ સંબંધે હું તને કહું, તે પ્રમાણે તારે વર્તવું યોગ્ય છે.[૧૫]

"હે વત્સ! આજ આપણી સર્વ પ્રજા તથા પ્રધાનમંડળ એ સૌ તું રાજા થાય એમ ઇચ્છે છે; માટે હું તને યુવરાજપદે અભિષેક કરીશ.[૧૬] પણ તેને માટે હવે વિલંબ કરવો યોગ્ય નથી. કેમ કે મને આજે ઘણાં અશુભ સ્વપ્નોનું દર્શન થાય છે. હું વીજળી સહિત તારાઓને મોટા શબ્દો કરતાં આકાશમાંથી પડતા જોઉં છું;[૧૭] તેમ જ દૈવજ્ઞ† પુરુષો મારા જન્મ નક્ષત્રને સૂર્ય, મંગળ તથા રાહુ, એ પાપ ગ્રહોથી પીડિત થયેલું જણાવે છે.[૧૮] માટે હે રાઘવ! જ્યારે એવાં અશુભ ચિહ્નો થાય ત્યારે ઘણું કરીને રાજા પ્રથમ ઘોર આપત્તિમાં આવી પડે છે ને પછી મૃત્યુને વશ થાય છે.[૧૯] તેથી જ્યાં સૂધી મારું ચિત્ત તને રાજ્યાભિષેક કરવા માટેના વિચારથી વિરુદ્ધ થયું નથી, તેની અગાઉ જ તું તારો રાજ્યાભિષેક કરાવ; કેમ કે પ્રાણીમાત્રની મતિ ચલાયમાન હોય છે, (તેથી તેનો વિશ્વાસ કરવો નહિ.)[૨૦] આજે પુનર્વસુ નક્ષત્રનો ચંદ્ર છે ને આવતી કાલે શુદ્ધ ગણિતથી પુષ્ય યોગ આવે છે, એવો દૈવચિન્તકો–જ્યોતિષીઓનો મત છે;[૨૧] તો એ ઉત્તમ યોગમાં તને રાજ્યાભિષેક થાય, એ માટે મારું મન બહુ ઉતાવળ કરી રહ્યું છે. તેથી હે શત્રુઓને તપાવનારા પુત્ર! હું કાલે જ તને રાજ્યાભિષેક કરીશ![૨૨] માટે આજ પ્રદોષને આરંભીને આખી રાત્રિ તારે તારી સ્ત્રી સહિત દર્ભની શય્યાપર શયન કરી નિયમપૂર્વક રહેવું.[૨૩] હે પુત્ર! આવા કાર્યને વિષે અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડે છે; માટે આજે તારા અંગરક્ષકો, કે જેઓ તારાપર પૂર્ણ સ્નેહ રાખતા હોય, તેઓને જ પ્રમાદ રહિત ચોતરફથી તારી રક્ષા કરવાને માટે તારે યોજવા.[૨૪] વળી હે રામ! ભરત હાલમાં અહીંથી પોતાને મોસાળ ગયો છે; તો તેના અહીં આવ્યા પહેલાં તને અભિષેક કરવો, એવો મારો મત છે.[૨૫] કારણ, જો કે ભરત સત્પુરુષોના વ્રતમાં રહેલો, ધર્માત્મા તથા જિતેંદ્રિય અને પોતાના સ્નેહીઓ, તેમ જ ભૃત્યવર્ગ સહિત પોતાના જ્યેષ્ઠ બંધુની (તારી) આજ્ઞામાં રહે છે; તોપણ મનુષ્યોનું ચિત્ત અનિત્ય* છે, એમ હું નિશ્ચયપૂર્વક ધારું છું; કેમ કે ગમે તેવા ધર્મિષ્ઠ પુરુષોના ચિત્તમાં પણ કોઇ કારણને લીધે રાગ દ્વેષાદિ ઉત્પન્ન થઇ આવે છે.[૨૬-૨૭] માટે, આવતી કાલે જ તારો રાજ્યાભિષેક થશે, એ જ મારે તને કહેવાનું હતું. તો હવે સુખેથી તું તારા ભવન પ્રત્યે ગમન કર."

આ પ્રમાણે કહી દશરથરાય નિવૃત્ત થયા. પછી તેની આજ્ઞા લઈ, રામ પોતાના ગૃહપ્રત્યે જઈ, ત્યાંથી લાગલોજ આ રુડા સમાચાર પોતાની માતુશ્રીને વિદિત કરવાને મહારાણી કૌસલ્યાના અંતઃપુર પ્રત્યે ગયો.[૨૮-૨૯] ત્યાં ગયો તો તેણે માતુશ્રી મહારાણી કૌસલ્યા ક્ષૌમવસ્ત્ર ધારણ કરી, વાણીને નિયમમાં રાખી અંતઃપુરના દેવમંદિરમાં, દેવતાઓનું આરાધન કરતી બેઠેલી હતી; અને "મારા પુત્ર રામને રાજ્યશ્રીની પ્રાપ્તિ થાઓ" એવી દેવતાઓની પ્રાર્થના કરતી દીઠી.[૩૦] વળી સુમિત્રા તથા લક્ષ્મણ પણ અગાઉથી ત્યાં આવી બેઠેલાં હતાં; તેમ જ રામના રાજ્યાભિષેક સંબંધી વધાઈ સાંભળીને માતુશ્રીએ સીતાને પોતાની પાસે બોલાવી હતી, માટે તે પણ અગાઉથી જ ત્યાં આવેલી હતી.[૩૧] એ સઘળાંઓ જેની સેવા કરે છે એવી કૌસલ્યા, કે જે નેત્ર મીંચી બેઠેલી અને પુષ્ય યોગમાં

* યજ્ઞ, અધ્યયન, સંતાન ઉત્પત્તિ, દાન ધર્મ અને વિલાસ, એ પાંચ ઋણ, દેવ, ઋષિ, પિત્રિ, વિપ્ર અને સ્વાત્માને આપવાનાં છે.
† જ્યોતિષ શાસ્ત્ર જાણનારાઓ.

* મનુષ્યનાં ચિત્તને પ્રસંગે વિકાર થવાનો સંભવ છે.

પોતાના પુત્રને રાજ્યાભિષેક થશે એ સાંભળી જનાર્દન પુરાણપુરુષનું પ્રાણાયામે કરી ધ્યાન કરતી હતી, તેની પાસે આવી, તેને પ્રણામ કરીને અતિ હર્ષ ઉપજાવતાં રામે કહ્યું:૩૨–૩૪ "હે અંબ! મારા પિતાએ મને પ્રજાપાલન કરવાના કાર્યમાં યોજ્યો છે; ને મારા પિતાની આજ્ઞા પ્રમાણે આવતી કાલે મને રાજ્યાભિષેક થશે.૩૫ વળી હે માતુશ્રી! ઉપાધ્યાયોના કહેવાથી મારા પિતાએ મને આજ્ઞા કરેલી છે, તેથી મારી સાથે સીતાને પણ આજની રાત્રિ દર્ભની શય્યાપર શયન કરી નિયમપૂર્વક રહેવાનું છે.૩૬ આવતી કાલે રાજ્યાભિષેક થશે તે સંબંધમાં, મને તથા વૈદેહી (સીતા)ને કરવાનાં જે જે મંગળ કાર્ય હોય, તે તે તું કરાવ."૩૭ આ પ્રમાણે અતિ પ્રિય અને ઘણાક કાળથી પોતાને જેની ઇચ્છિા હતી એવું રામનું વાક્ય સાંભળી, મહારાણી કૌસલ્યાને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. તે અતિ ગળગળિત થઇ તેણે રામને કહ્યું:૩૮ "હે વત્સ! હે પ્રિય પુત્ર રામ! તું ચિરંજીવ રહે! તારા સર્વ શત્રુ નાશ પામો! તું રાજ્યશ્રીયુક્ત થઇ પોતાના બંધુઓના, મારા તથા સુમિત્રાના આનંદમાં નિત્ય વૃદ્ધિ કર.૩૯ હે પુત્ર! મેં તને ભલે શુભ નક્ષત્રમાં જન્મ આપ્યો, કે જેથી તેં તારા શ્રેષ્ઠ ગુણોવડે તારા પિતા દશરથનું મન જિતી લીધું.૪૦ વળી મેં સર્વ કામનાઓનો ત્યાગ કરી, કમળનેત્ર પુરુષોત્તમ ઉપર પ્રીતિ રાખીને જે કંઈ વ્રત તથા ઉપવાસાદિ કીધાં, તે સર્વ આજે સફળ થયાં; કેમ કે જેને લીધે ઇક્ષ્વાકુ વંશની રાજ્યશ્રી આજે તારો આશ્રય કરશે."૪૧

એ પ્રમાણે માતા કૌસલ્યાનાં વચનથી આનંદ પામતો રામ, હાથ જોડી બેઠેલા પોતાના બંધુ લક્ષ્મણ ભણી ફર્યો ને સ્મિત હસ્ય કરતાં તેને કહ્યું:૪૨ "હે બાંધવ લક્ષ્મણ! મારા સહિત તું આ વસુંધરાનું પાલન કર. હે બંધુ! તું મારા બીજા આત્મારૂપ જ હોવાથી આ રાજ્યશ્રી તને જ પ્રાપ્ત થઇ એમ સમજ.૪૩ વળી હે લક્ષ્મણ! તું મને અત્યંત પ્રિય હોવાથી, હું મારું જીવિત તથા રાજ્ય એ સર્વ તારે અર્થે જ ઇચ્છું છું; માટે આ રાજ્યફળને પામી તું પોતાને ઇષ્ટ એવા નાના પ્રકારના ભોગ ભોગવ."૪૪ એવી રીતે કનિષ્ઠ બંધુ લક્ષ્મણને આનંદ પમાડી બંને માતાઓને નમસ્કાર કરી, સીતાને પોતાની સાથે આવવા માટે માતુશ્રીની આજ્ઞા અપાવી, રામ પોતાના ભવનપ્રત્યે પધાર્યો.૪૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫ મો.

### ઉપવાસ વ્રત.

હવે અહીં રાજગૃહમાં દશરથરાયે રામને "કાલે રાજ્યાભિષેક થશે, માટે આજ રાત્રિ નિયમપૂર્વક રહેવું," ઇત્યાદિ ભલામણ કરીને વિદાય કીધા બાદ પોતાના પુરોહિત વસિષ્ઠને બોલાવી જણાવ્યું:૧ "હે તપોધન!* હે યતવ્રત!† મેં રામને આજે નિયમપૂર્વક રહેવા માટે આજ્ઞા તો કરેલી છે; પરંતુ તું વળી તેની પાસે જઈ તેને નિર્વિઘ્નતાથી શ્રેયરૂપ રાજ્ય પ્રાપ્ત થાય, તે માટે સીતા સહિત સંકલ્પપૂર્વક ઉપવાસ કરાવ."૨ એ સાંભળી વેદજ્ઞ‡ પુરુષોમાં શ્રેષ્ઠ તથા વ્રતધારી સમર્થ વસિષ્ઠ ઋષિ, શ્રેષ્ઠ બ્રાહ્મરથમાં§ બેસી, મંત્રશાસ્ત્રમાં કુશળ તથા મહાશૂરવીર રામને ઉપવાસનું વ્રત કરાવવા સારુ તેના મંદિર પ્રત્યે ગયા.૩–૪ ઉપરાઉપરી ખડકાયલાં શ્વેત વાદળાં સરખી પ્રભાવાળા તે મહાલયના એક પછી એક ત્રણ દરવાજાઓ વટાવી ઋષિનો રથ અંદર ગયો.૫ રામને જાણ થઇ કે, મહર્ષિ વસિષ્ઠ પધારે છે; તેથી તે સંભ્રમપૂર્વક (કોણ જાણે ઋષિ કેમ આવ્યા હશે ઇત્યાદિ) એકાએક અંતર્મન્દિરમાંથી બહાર આવ્યા ને ઉતાવળથી રથના સામે જઈ પોતાના કોમળ હસ્તવડે મહર્ષિનો હાથ ઝાલી અતિ માનપૂર્વક તેને નીચે ઉતાર્યા.૬–૭ પછી બંને જણે સાથે મંદિરમાં પ્રવેશ કર્યો ને ઋષિને શ્રેષ્ઠ આસનપર વિરાજિત કીધા; ત્યારે રામની અત્યંત નમ્રતા જોઈ ઋષિએ તેમની અતિશય પ્રશંસા કરી ને અનેક પ્રિય વચનોથી હર્ષ ઉપજાવતાં તેને કહ્યું:૮ "હે રામ! તારા પિતા દશરથ તારાપર પ્રસન્ન છે, તેથી તું રાજ્ય પામીશ; ને જેમ પૂર્વે નહુષ રાજાએ યયાતિને રાજ્યાભિષેક કર્યો હતો, તેમ નરાધિપ દશરથ તને પ્રીતિ સહિત કાલે પ્રાતઃકાળે રાજ્યાભિષેક કરશે. તે માટે આજે સીતા સહિત તું ઉપવાસવ્રત આચર."૯–૧૦ એ સાંભળી રામે કહ્યું: "હે ભગવન્! આપની આજ્ઞાનુસાર અનુવર્તન કરવારને સેવક તત્પર જ છે." પછી તે બંને દંપતીને ઋષિએ મંત્રપૂર્વક ઉપવાસ વ્રતનો સંકલ્પ કરાવ્યો.૧૧ પછી રામે રાજગુરુની યથાયોગ્ય પૂજા કરી, એટલે આશીર્વાદ દઈ મહર્ષિ ઉઠ્યા ને તેની આજ્ઞા માગી ત્યાંથી વિદાય થયા.૧૨ પછી તે જ સ્થળે રામની તેના પ્રિયવાદી સુહૃજ્જનોએ પૂજા કરી, એટલે તે સૌની રજા લઈ, તેણે પોતાના અંતર્ગૃહમાં

* તપરૂપી ધનવાળા. † સ્થિર વ્રતવાળા. ‡ વેદ જાણનારા. § બ્રાહ્મણને બેસવા યોગ્ય.

પ્રવેશ કર્યો. આ વેળા તે મંદિરમાંનાં સમગ્ર નર તથા નારીઓને બહુ હર્ષ પ્રાપ્ત થયો; તથા તે મંદિર પણ જેમ મદોન્મત્ત પક્ષીઓથી વિંટાયલું અને ખીલેલાં કમળ પુષ્પોવાળું સરોવર શોભે તેમ શોભવા લાગ્યું.[૧૩-૧૪]

[બીજી બાજુએ] રાજભવન સરખા મહાલયમાંથી નીકળી વસિષ્ઠ મુનિ બહાર આવ્યા, ત્યાં તો માર્ગ અયોધ્યાના મનુષ્યોથી ભરપૂર દીઠો.[૧૫] કેમ કે રામને રાજ્યાભિષેક થવાની વાત સઘળે પ્રસરી રહી હતી; ને નગરને શણગારવાનું કામ પણ ખૂબ ત્વરાથી ચાલી રહ્યું હતું; તેથી તે જોવાના કુતૂહલને લીધે અયોધ્યાનિવાસી જનોનાં ટોળેટોળાં જ્યાં ત્યાં ભેળાં થયાં હતાં.[૧૬] લોકો પરસ્પર રામને યૌવરાજ્ય પ્રાપ્ત થવા માટે અતિ હર્ષ પ્રદર્શિત કરતા હતા; ને નગરની સુંદરીઓ, કે જેઓ વારંવાર રામ રાજ્યાસનપર વિરાજે એમ ઇચ્છતી હતી, તેઓનાં મુખમાંથી અનેક પ્રકારના આનંદના ઉદ્‌ગારો નીકળતા હતા—એ સઘળાંનો એક સામટો શબ્દસમૂહ સમુદ્રમાંથી નીકળતી ગંભીર લહરીઓની પેઠે ગર્જના કરી રહ્યો હતો.[૧૭] વળી તે સમયે આખી અયોધ્યાપુરીના રાજમાર્ગો શુદ્ધ કરી, સુગંધી જળથી છાંટેલા હતા, નગરની ચારેકોર, તેમ જ અંદર પણ દરેક બારણે મંગળ તોરણો બાંધેલાં હતાં તથા રાજમાર્ગોપર પતાકા અને પ્રત્યેક મન્દિર ઉપર ઉત્તમ ધ્વજાઓ આરોપણ કરી દીધી હતી.[૧૮] એ શિવાય બીજી પણ ઘણીક રીતે શણગારેલી સૌભાગ્યવતી અયોધ્યા નગરીમાં વસનારા સર્વ લોકો પણ રુડી રીતે શુભ અલંકારો ધારણ કરી, ઉપર કહ્યા પ્રમાણે રાજમાર્ગોપર એકત્ર થયા હતા; ને તેઓ તથા તે વિના પણ આખા નગરમાં વસનારાં સર્વ સ્ત્રી, બાળ તથા વૃદ્ધજનો રામાભિષેકરૂપ મહોત્સવને જોવા માટે એટલાં બધાં ઉત્સાહિત થયાં હતાં કે, ‘હવે ક્યારે સૂર્યોદય થાય? ને ક્યારે સર્વ પ્રજાના અલંકારરૂપ તથા સર્વાનંદકર રામને અભિષેક થતો આપણે જોઇએ,’ એવી રીતે તાલાવેલી તેઓને લાગી રહી હતી.[૧૯-૨૦]

એ પ્રમાણે જનસમૂહથી ભરેલા રાજમાર્ગપર થઈ મનુષ્યોના ઓઘને વારંવાર કોરે ખસેડતાં મહાત્મા વસિષ્ઠ ઋષિનો રથ ધીમે ધીમે દશરથરાયના મહેલ પ્રત્યે જઈ પહોંચ્યો.[૨૧] તુરત રથમાંથી ઉતરી ઋષિ, હિમાદ્રિ પર્વતના શિખર સરખા પ્રાસાદ ઉપર ચઢ્યો, ને જેમ બૃહસ્પતિ, ઇંદ્ર પાસે જાય તેમ દશરથરાયના રંગમહેલમાં તેણે પ્રવેશ કર્યો.[૨૨] એને આવેલો જોઈ, રાજા સહિત સર્વ સભાસદોએ આસનો પરથી ઉભા થઈ સન્માન આપ્યું, ને તેને શ્રેષ્ઠ આસનપર વિરાજમાન કીધા. ત્યાર બાદ દશરથરાયના પૂછવાથી, પોતે રામને ઉપવાસ વ્રતનો સંકલ્પ કરાવ્યો, એ તેને જણાવી સભા વિસર્જન કરવાની આજ્ઞા કરી. ત્યારે ગુરુઆજ્ઞાને માન્ય કરી સર્વ જનસમૂહને જવાની રજા આપીને દશરથરાય, જેમ સિંહ પોતાની ગુફા તરફ વળે, તેમ પોતાના અંતઃપુર ભણી ચાલ્યો;[૨૩-૨૫] ને તારાગણથી ભરેલા આકાશમાં જેમ ચંદ્ર પ્રવેશ કરે, તેમ ઉત્તમ વેશવાળી સુંદરીઓથી ભરેલા તથા ઇંદ્રભવન સરખા પોતાના ગૃહમાં પ્રવેશ કીધો.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬ ઠ્ઠો.

### પ્રજાહર્ષ.

સંધ્યાસમય થઈજવા આવ્યો હતો, ને અગ્નિમાં હોમ કરવાની તૈયારી થઈ હતી, માટે જેવા પુરોહિત મહા મુનિ વસિષ્ઠ ઉપવાસવ્રતનો સંકલ્પ કરાવીને ગયા કે તુરત જ સ્થિરચિત્તવાળા રામે, વિશાલ નેત્રવાળી સીતા સહિત સ્નાન કર્યું; ને અંતર્યામી નારાયણની ઉપાસના કરવા માંડી.[૧] કુંડમાંનો અગ્નિ પ્રજ્જવલિત કીધો, ને હુતદ્રવ્યના પાત્રને મસ્તકવડે નમસ્કાર કરી, દેવેશ્વર નારાયણને તે અગ્નિમાં વિધિપૂર્વક આહુતિ આપી.[૨] પછી પોતાનું પ્રિય* થવા માટે તે પ્રભુની પ્રાર્થના કરી, રામે બાકી રહેલા હુતદ્રવ્યનું પ્રાશન (ઉપવાસ હતો, માટે તેનું વંદન માત્ર જ સંભવે છે) કર્યું; ને પછી સીતા સહિત મન સ્થિર કરી, તેમ જ વાણી બંધ રાખી, પરમાત્મા નારાયણનું ધ્યાન કરતાં તે વિષ્ણુ મંદિરને વિષે દર્ભની શય્યાપર શયન કર્યું.[૩-૪] પછી જ્યારે પાછલી એક પ્રહર રાત્રી રહી ત્યારે રામ જાગ્રત્ થયા, ને તુરત શૌચ સ્નાનાદિ દેહકૃત્ય કરી, પોતાના ભવનને શુભ અલંકારોથી સુશોભિત કરાવ્યું.[૫] એટલામાં સૂત†, માગધ,‡ તથા બંદીજનોએ§ આવી નાના પ્રકારના માંગલિક શબ્દોથી

---

* રામ સાક્ષાત્ ભગવદવતાર હોવાથી પોતે જે કાર્યાર્થ ભૂતલપર પધારેલા હતા, તે સઘળું અંતર્યામીપણે જાણતા જ હતા; ને દેવતાઓનું કાર્ય શીઘ્રતાથી કરવા માટે તેના મનમાં નિરંતર સ્મરણ થયા કરતું હતું. માટે આ સમયે પોતાના આત્મસ્વરૂપ નારાયણને તેમણે એ પ્રાર્થના કરી કે, ‘રાવણવધાર્થ તથા દુષ્ટદલનાર્થ મારે વનમાં જવા માટેનો પ્રસંગ શીઘ્ર આવો.’ પણ જો કે દેખીતું તો તેમણે પોતાને નિર્વિઘ્ને રાજ્ય પ્રાપ્ત થવા માટે પ્રાર્થના કરી હશે, એમ લાગતું હતું, પણ એ ચૌદ લોકના અધિપતિને તે ક્ષુલ્લક યૌવરાજ્યપર શી પ્રીતિ હોય? † પૌરાણિક. ‡ વંશાવલી કહેનાર. § સ્તુતિ કરનારા.

રામના ગુણ ગાન કરવા માંડ્યું; અને બ્રાહ્મણોએ મંત્રગાન કીધું, જે સુખરૂપ વાક્યો સાંભળીને પ્રાતઃકાલ થવા આવ્યો જાણી, રામે તુરત પ્રાતઃસંધ્યા કીધી, ને પછી એકાગ્રચિત્તથી સાવિત્રી* મંત્રનો જપ કરવા માંડ્યો.[૬] પછી નાના પ્રકારના અમૂલ્ય અલંકારો તથા નિર્મળ ક્ષૌમવસ્ત્ર ધારણ કર્યાં ને મંદિરમાં જઈ, પોતાના સેવ્ય† મધુસૂદન ભગવાનને નમ્રતાથી પ્રણામ કરી, બ્રાહ્મણો પાસે આનંદપૂર્વક સ્વસ્તિવાચન તથા પુણ્યાહવાચન કરાવ્યું.[૭] એ સમયે તુરી, ભેરી આદિ અનેક પ્રકારનાં મધુરાં તથા દીર્ઘ સ્વરવાળાં વાજિત્રો વાગવા લાગ્યાં, ને તેઓનો તથા પુણ્યાહવાચનનો ગંભીર ઘોષ આખી અયોધ્યાપુરીમાં પ્રસરી ગયો.[૮]

આજે રામને રાજ્યાભિષેક થવાનો છે, ને તે માટે તેણે સીતા સહિત ઉપવાસ પણ કર્યો છે, એવું જાણી અયોધ્યાનિવાસી સર્વ જન અતિ હર્ષ પામ્યાં;[૯] ને રાત્રી નિવૃત્ત થવા આવી કે તુરત અતિ ત્વરાથી તેઓ નગરને શણગારવા મંડી પડ્યા.[૧૦] મોટા પર્વતના શિખર સરખાં દેવમંદિરો, ચૌટાં, નાના માર્ગો, યજ્ઞસ્થાનો, કિલ્લાપરનાં યુદ્ધસ્થાનો (બુરજો), વ્યાપારીઓનાં હાટો, કુટુંબીઓનાં સમૃદ્ધિવાળાં શોભાયમાન ભવનો, સભાસ્થાનો તથા અતિ ઉંચાં વૃક્ષો ઇત્યાદિ સ્થળોપર, સુચિહ્ન ધ્વજાઓ તથા ચિહ્ન વિનાની પતાકાઓ આરોપિત કીધી.[૧૧-૧૩] રુડી રીતે શુદ્ધ કરી, સૌગંધિક જળથી સિંચેલા રાજમાર્ગોને નાના પ્રકારની પુષ્પાવલિથી તથા ઉત્તમ ગંધવાળા ધૂપોથી સુવાસિત કીધા. સૂર્યોદય ન થયલો હોવાથી રાત્રી હોવાની શંકાને લીધે, પ્રકાશ થવા સારુ સર્વ ગલીઓ ઉપર ભભકતા દીવાઓનાં ઝાડ મૂકી દીધાં. એ પ્રમાણે નગરને અલંકૃત

* ગાયત્રીમંત્ર આખા વેદમાં સર્વોત્તમ મંત્ર છે. †શ્રીરામ સાક્ષાત્ ઈશ્વરાવતાર છે તથા તેને વારંવાર “જગત્પતિ, જગન્નાથ, ત્રૈલોક્યનાથ, પ્રભુ,” ઇત્યાદિ વિશેષણો પણ આપવામાં આવ્યાં છે, છતાં તેને વળી સેવ્ય કોણ હોય, ને તે કોનું પૂજન, નમન પ્રાર્થના ઇત્યાદિ કરે? એવી શંકા કદાચ સહજ થાય. પણ રામે ધર્મની સંસ્થાપના કરવાને અને મર્યાદા બાંધવાને અર્થે ભૂતળપર અવતાર ધારણ કર્યો હતો; માટે પોતે સર્વોત્કૃષ્ટ ગૃહસ્થ ધર્મ પ્રમાણે વર્તી લોકમાં તેનો પ્રકાશ પડે, ને પછવાડે સૌ તે મર્યાદાનું અનુકરણ કરે, એ માટે તેણે વારંવાર એવી મનુષ્યચેષ્ટાઓ કરી છે અને જ્ઞાનદૃષ્ટિએ જોતાં પણ એમ જ છે કે સર્વ જગત્ બ્રહ્મમય છે અને કર્તા તથા ભોક્તા તે પોતે જ છે; તે જ પૂજે છે, ને તે જ પૂજા ગ્રહણ કરે છે. માટે ભગવદવતાર શ્રીરામ ભગવન્મૂર્તિ પ્રભુ મધુસૂદન (વિષ્ણુ)નું પૂજન સ્મરણ કરે એમાં કંઇ આશ્ચર્ય નથી.

કરીને પુરવાસી સર્વ જનોએ રામને રાજ્યાભિષેક થાય, તેની આકાંક્ષા કરતા સભાઓમાં તથા ચૌટામાં ટોળે મળી તે જ સંબંધી વાતો કરવા માંડી.] નટ, નર્તક વગેરેના સુંદર શબ્દો મનુષ્યોના કર્ણગોચર થવા લાગ્યા. મિત્ર મિત્રને, સખિ સખિને, સગાં સગાંને તથા પ્રિયા પ્રિયને મળી પ્રાર્થનાપૂર્વક રામનો જયજયકાર ઇચ્છતાં હતાં, ને રામ હવે રાજ્યસિંહાસનારૂઢ થાય, તેની વાટ જોતાં તે સંબંધી આનંદવાર્તા કરતાં હતાં. ગલીઓમાં અને ઘરના આંગણાંમાં રમતાં બાળકોનાં વૃંદ પણ “રાજા રામનો જય હો! રામ આપણા રાજા થાઓ,” ઇત્યાદિ શબ્દો બોલતાં તથા રામને રાજ્યાભિષેક થવા સંબંધી જ વાતો કરતાં હતાં. વળી લોકો આ સંબંધે મહારાજા દશરથની પણ બહુ પ્રશંસા કરી રહ્યા હતા;[૧૪-૨૦] કોઇ બોલતા હતા કેઃ “અહો! ઇક્ષ્વાકુ કુળને દીપાવનાર મહાત્મા દશરથરાય પોતાનાં શરીરને વૃદ્ધ થયલું જાણી, રામને રાજ્યગાદીનો અભિષેક કરશે.”[૨૧] ત્યારે કોઈ તેને આશીર્વાદ આપતા કે, “અરે ભાઇ, ભલે એ નિષ્પાપ ધર્માત્મા રાજા ચિરંજીવ રહે; કેમ કે એની જ કૃપાથી આપણે રાજ્યાભિષિક્ત થયેલા રામનાં દર્શન કરીશું.” ત્યારે વળી કોઇ આનંદથી ઉભરાઇ જતા હોવાથી પ્રભુનો ઉપકાર માની કહેતા કે, “ભાઇઓ! ઈશ્વરે આપણાપર પૂર્ણ અનુગ્રહ કર્યો છે, જેથી પૂર્વાપર લોકતત્ત્વને* જાણનારા અનુદ્ધત† વિદ્વાન્, ધર્માત્મા તથા ભ્રાતૃવત્સલ,‡ પૃથ્વીપતિ રામ ઘણા કાળ પર્યંત આપણું રક્ષણ કરનારા થશે. ઈશ્વર પાસે આપણે એટલું જ માગીએ છીએ કે, રામ પોતાના બાંધવોપર જેવા સ્નેહવાન્ છે, તેવા જ આપણી ઉપર પણ કૃપાળુ અને સ્નેહવાળા થાય.”[૨૨-૨૪] સર્વત્ર આમ અનેક પ્રકારે બોલતા અવધવાસીઓના તે શબ્દો, રામાભિષેક જોવાસારુ આવેલા દેશાંતર નિવાસીજનો સાંભળી બહુ આનંદ પામતા હતા; ને રામપર પ્રજાની આવી અતુલ્ય પ્રીતિ જોઇ તેમને બહુ આશ્ચર્ય થતું હતું.[૨૫] વળી જેઓને પછવાડેથી જાણ થઈ હશે તેવા વિદેશવાસીઓના સમૂહ રામાભિષેક જોવાની અત્યુત્કંઠાને લીધે આ સમયે અયોધ્યામાં ચોમેરથી

* હમણાં લોકોની સ્થિતિ કેવી છે? આગળ કેવી હતી? તથા ચાલતી રાજ્યનીતિથી તેમની સ્થિતિ કેવી થશે? ઇત્યાદિ આગળ પાછળનો વિચાર જાણી પ્રજાપર અમલ કરવો, તે લોકતત્ત્વ. † મનને સ્વાધીન રાખી ઉદ્ધતપણે ન વર્તવું તેવા સ્વભાવવાળા. ‡ ભાઇઓ-કુટુંબીઓનું વાત્સલ્ય કરનારા.

પ્રવેશ કરતા હતા. તેઓનો ઘોષ તો મોટી ભરતી વખતે થતા સમુદ્રના ગડગડાટ સરખો થઇ રહ્યો હતો.[૨૬-૨૭] આ ટાણે સાક્ષાત્ ઇંદ્રની અમરાવતી સમાન શોભતું અવધપુર, એ પ્રમાણેના અનેક શબ્દોને લીધે તથા અવધનિવાસી, તેમ જ રામાભિષેક જોવા આવેલા અસંખ્ય વિદેશવાસી જન સમૂહોથી પરિપૂર્ણ ભરાવાને લીધે, ખરેખર સમુદ્રની જ ઉપમા અપાય એવું થઈ રહ્યું હતું.[૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અયોધ્યાકાણ્ડમાં ૬ ઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭ મો.

### મન્થરા.

[રામને રાજ્યાભિષેક થનાર જાણીને આખાં અયોધ્યાનગરમાં વિવાહ કરતાં પણ અધિક આનંદ વર્તાઈ રહ્યો હતો. પોતાના ઘણા કાળના ઈચ્છિત મનોરથ જાણે આજે એક સામટા જ પૂર્ણ થયા હોય તેમ મનુષ્ય પ્રાણી માત્ર રામાભિષેકજન્ય આનંદમાં ઝીલી રહ્યાં હતાં. ટુંકાણુમાં આખું અયોધ્યા નગર તે જાણે એક આનંદનગર જ હોયની એવું થઇ રહ્યું હતું. પરંતુ ઈશ્વરેચ્છા કંઈ નિરાળી જ હતી. પ્રભુને આ સંબંધે શું કર્તવ્ય હતું, તે એ સમયે કોઈપણ મનુષ્ય જાણવાને સમર્થ થઈ શકે એમ નહોતું. અસુરોના, તેમાં મુખ્યત્વે કરી રાવણાદિના અતિશય ત્રાસથી સંતપ્ત થયેલા દેવતાઓ હવે શીઘ્ર દુઃખમુક્ત થવાને હરિને વારંવાર વિનતિ કરતા હતા; તેમ જ રામ આપણા કાર્યમાં ક્યારે અને કેવી રીતે પ્રવૃત્ત થાય, તેનાં કારણો શોધ્યા કરતા હતા. રામાભિષેકથી તેમને તો આનંદને બદલે ઉલટી ચિંતા થતી હતી, કે જો રામ રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થશે તો લંકામાં પ્રવેશ કરી રાવણનો વધ કોણ કરશે? આથી તેમણે ગુપ્તપણે આ અભિષેકકાર્યમાં મહા વિઘ્ન નાખ્યું. ]

દશરથરાયની સર્વથી પ્રિય પટ્ટરાણી કૈકેયીનો ગગનચુંબિત સુંદર મહાલય, જે રાજસભાગૃહની સમીપ જ આવેલો હતો, તેના અતિ ઊંચા અને ચંદ્ર સમાન શુભ્ર પ્રકાશવાળા પ્રાસાદ ઉપર તે મહારાણીની એક મંથરા નામની પ્રિય દાસી, જે કૈકેયીના માતૃકુળની હોવાથી નિરંતર તેની સાથે જ રહેતી હતી, તે યદચ્છાએ ચઢી.[૧] [ દિવસો ઉષ્ણ કાળના અને સમય પાછલા પોહોરનો હોવાથી ગરમીને લીધે સહજ વ્યાકુળ થયેલી તે દાસી પ્રાસાદ ઉપર આવતાં, પવનથી આનંદ પામતી આમતેમ ફરવા લાગી.] એ સમયે અયોધ્યા નગરી કંઈ વિચિત્ર પ્રકારની શોભાથી સૌભાગ્યવતી થયેલી મન્થરાએ જોઇ.[૨] સમગ્ર રાજમાર્ગો ચન્દનયુક્ત જલથી છાંટેલા હતા, માર્ગોપર સઘળે કમળપુષ્પ વેરેલાં હતાં, શ્રેષ્ઠ પતાકા તથા ધ્વજાઓથી નગરીને અલંકૃત કરેલી હતી, ઉંચા નીચા કે ખડબચડા માર્ગોને સુધરાવી સરખા કરેલા હતા, લોકોને એક માર્ગથી બીજા માર્ગપર જવા આવવાને અડચણ ન પડે માટે ભીંતો વગેરેને તોડીને માર્ગો સપાટ કર્યા હતા તથા સઘળે ચંદનનાં સુગંધી જળના છંટકાવ થયેલા હતા.[૩] વળી તેમાં વસનારાં મનુષ્યોએ અભ્યંગ સ્નાન કરેલાં હતાં. દાનમાં મળેલાં પુષ્પ તથા મોદક વગેરે પદાર્થો લઈ આમતેમ જતા બ્રાહ્મણો જયજયકારની ગર્જના કરી રહ્યા હતા. દેવમંદિરનાં દ્વારો ચંદન વગેરે ઉપચારોથી પૂજા કરવાને લીધે શ્વેત શોભી રહેલાં હતાં. સર્વ પ્રકારનાં મંગળ વાજિંત્રોનો નાદ ચારે તરફથી સાંભળવામાં આવતો હતો.[૪] જનસમુદાય પરમ હર્ષિત દેખાતો હતો, જ્યાં ત્યાં વેદધ્વનિ થઈ રહ્યો હતો, શ્રેષ્ઠ હસ્તીઓ તથા અશ્વો પણ બહુ હર્ષ પામેલા ડોલતા હતા; ને વૃષભો આનંદથી મોટા નાદ ( તારૂકા ) કરી રહ્યા હતા.[૫] એવી રીતે આખું નગર જાણે નવ વિવાહિત સ્ત્રીની પેઠે સૌભાગ્યવાન્ થયેલું જણાતું હતું. એ જોઇ મન્થરા બહુ વિસ્મિત થઈ ગઈ.[૬] આનું કારણ શું હશે? એમ મન સાથે વિચાર કરતી ચારે તરફ આશ્ચર્યથી તે જોતી હતી, એટલામાં સામે આવેલા એક અતિ ઉંચા અને સુશોભિત પ્રાસાદ ઉપર તેણીની નજર ગઈ. આ પ્રાસાદ રામનો હતો ને તેપર તેની ધાત્રી ( ધાવ ) અતિ હર્ષને લીધે વિકાશ પામેલાં નેત્રથી આ શોભા જોતી હતી. તેણે શ્વેત ક્ષૌમવસ્ત્ર પહેર્યું હતું, તેમ જ શરીરે ચંદન અને પુષ્પમાળા ધારેલાં હતાં. કૈકેયીની દાસી મન્થરાએ છેટેથી એને જોઈ ત્યારે વધારે આશ્ચર્યથી તેણીને સાદ કરી પૂછ્યું: "અલિ ઓ ધાત્રિ! આજે આપણા નગરમાં શાનો ઉત્સવ છે? પોતાની સર્વ ઇચ્છિત કામનાઓ પ્રાપ્ત થઈ હોય તેવા અતિશય હર્ષથી મહારાણી કૌસલ્યા મનુષ્યોને શા કારણથી આજે ધન આપે છે?[૭-૮] ને અયોધ્યાવાસી સર્વ મનુષ્યો શામાટે આટલાં બધાં હર્ષ પામ્યાં છે? વળી મહારાજાધિરાજ દશરથરાય આજે પરમ હર્ષથી શું કરાવે છે?"[૯] એ સાંભળી રામાભિષેકજન્ય હર્ષથી કમળની પેઠે વિકસેલાં મુખવાળી રામની ધાત્રી બહુ આનંદભેર

તેણીને કહેવા લાગી: "અહો બાઇ મન્થરા! તને ખબર નથી શું? આપણા સૌથી વડીલ અને પ્રિય રાજપુત્ર રામ, કે જે ક્રોધને જિતેલા, તેમ જ ઇર્ષાદિ સર્વ દુર્ગુણોથી રહિત છે, તેમને આવતી કાલે પુષ્યયોગમાં મહારાજા દશરથ યુવરાજપદે અભિષેક કરે છે."[૧૦-૧૧] આટલું સાંભળતાં જ કુબ્જા* મન્થરાને અત્યંત ક્રોધ† ચઢચો. તુરત કૈલાસ પર્વતના શિખર જેવા પ્રાસાદથી હેઠી ઉતરી, નાના પ્રકારની ક્રોધ ચેષ્ટાઓ કરતી તથા નિંદિત વચનો ઉચ્ચારતી મહારાણી કૈકેયીના શયનગૃહમાં ગઈ.

ત્યાં પર્યંકપર કૈકેયીએ શયન કર્યું હતું. તેને ઝટપટ ઉઠાડી તથા રામને થનારા રાજ્યાભિષેકમાં કૈકેયીનું તથા ભરતનું અત્યંત અહિત સમાયલું છે, એમ દર્શાવતી તે કૈકેયી પ્રત્યે બોલી:[૧૨-૧૩] "હે મૂઢ! હે બુદ્ધિહીન કૈકેયી! ઉઠ, ઉઠ. તું અચેતનની પેઠે શું સૂતી છે? તારા ઉપર મોટું ભય આવી પડ્યું છે. રે, તારા નાશના-દુઃખના દિવસો સમીપ આવ્યા છે. અરે, તારો આત્મા હમણાં મહા દુઃખસાગરમાં આવી પડ્યો છે, છતાં તેની તને કેમ ખબર પડતી નથી?"[૧૪] આ ગડબડાટથી કૈકેયી ચમકીને એકાએક પલંગપર બેઠી થઇ. ત્યારે કુબ્જા મન્થરા ફરી બોલી: "અરે, તું કંઇ સમજતી નથી. તારો પતિ, કે જે માત્ર મોઢેથી બોલીને જ ભલું મનાવનારો પણ વસ્તુતઃ તારું અપ્રિય કરનારો છે, તેને તું પોતામાં અનુરક્ત સમજીને (અર્થાત્ તે તારી આજ્ઞામાં છે એમ જાણીને) તારા સૌભાગ્ય માટે તું વૃથા જ મહત્વ માને છે. તારું સૌભાગ્ય તો ઉનાળામાં ક્ષીણ થતા નદીના પ્રવાહની પેઠે ક્ષીણ થયેલું છે."[૧૫] આ પ્રમાણે મન્થરાનાં સક્રોધ અને પરુષ વાક્ય સાંભળી કૈકેયીને બહુ આશ્ચર્ય સહિત વિષાદ ઉત્પન્ન થયો;[૧૬] પરંતુ એકાએક ક્રોધ ન કરતાં તેણે મન્થરાને પૂછ્યું: "અલિ મન્થરા! આ તું શું કહે છે? રે, હું તને અત્યારે બહુ ખિન્ન થયલી કેમ જોઉં છું? શું મારું હમણાં ક્ષેમ નથી?"[૧૭] કૈકેયીની આવી મધુર વાણી સાંભળીને બોલવામાં કુશળ કુબ્જા ઉલટી વધારે ખેદ પામી; ને ક્રોધથી બળી જઇને તે કૈકેયીના રામ પ્રત્યેના પુત્ર સ્નેહનો ભેદ કરતી, તેમ જ કૈકેયીનું જ જાણે ખરું હિત ઇચ્છતી હોય એવી રીતે તેને ખેદ ઉપજાવતી કહેવા લાગી:[૧૮-૧૯] "હે દેવિ! જેનું નિવારણ થવું અશક્ય છે, એવું તારા સૌભાગ્યના નાશનું મહત્ કારણ હમણાં પ્રવૃત્ત થયેલું છે: તે એ કે, દશરથ રાજા કૌસલ્યાપુત્ર રામને કાલે યુવરાજપદનો અભિષેક કરનાર છે.[૨૦] એ વાત મારા સાંભળવામાં આવી છે; ત્યારથી હું મહા દુઃખ શોક તથા ભયરૂપ સમુદ્રમાં ડૂબેલી છું; ને એ ભય અગ્નિની જવાળાની પેઠે મને દાહ કરે છે; કેમ કે જો તું સુખી હોય તો જ હું સુખી અને તારાં દુઃખે હું દુઃખી છું, એ નિઃસંશય છે. તેથી કરીને તારું હિત થાય, તે સારુ તને બોધ કરવા હું તારી પાસે આવી છું.[૨૧-૨૨] તો હે બાળા! તું રાજકુળમાં ઉત્પન્ન થયેલી અને રાજેંદ્રની સ્ત્રી છતાં રાજનીતિનાં વિલક્ષણપણાંને કેમ જાણતી નથી?[૨૩] તારો ભર્તા દશરથ, કે જેને તું શુદ્ધભાવવાળો જાણે છે, તે તો માત્ર બોલવામાં ધર્મિષ્ઠ અને ઉપર ઉપરથી જ હસમુખો તથા મધુરભાષી છે, પણ ખરું જોતાં તો તે ઇર્ષા તથા ક્રૂરતાનો ભંડાર છે, ને તેણે જ સર્વથા તારો છળ કરેલો છે.[૨૪] તારા સ્વામીનાં નિરર્થક પ્રિય વચનોથી તું આનંદ માને છે, કેમ કે તે તો કૌસલ્યાના અર્થનું સાધન કરવામાં તત્પર છે; ને તેથી તેણે રામને યુવરાજપદપર અભિષેક કરવાનો પ્રારંભ કર્યો છે.[૨૫] અરે! તે કેવો દુષ્ટાત્મા કે તારી સાથે આટલો બધો ઘાડો પ્રેમ દેખાડવા છતાં, તારા પુત્ર ભરતને તેને મોસાળ-તારે પીયર કાઢી મૂકયો; અને પછવાડેથી આવો સમય ફરી હાથ ન આવે, માટે ઉતાવળથી કૌસલ્યાપુત્ર રામને તે નિષ્કંટક રાજ્યપર સ્થાપિત કરે છે.[૨૬] અરે શ્રીમતિ કૈકેયી! તું કેટલી બધી અજાણ છે કે, તેં ભોજનાદિકથી માતાની પેઠે પોષેલો અને પતિરૂપે ધારણ કરેલો સર્પ સમાન દશરથ રાજા, તારો ખરેખરો શત્રુ થઇ પડ્યો છે, છતાં તેની તને ખબર પડતી નથી. પણ રે, તેણે તો ઉપેક્ષા કરેલો શત્રુ અથવા સર્પ જેવી રીતે ઉપેક્ષા કરનારની સામે વર્તે, તેવી વર્તણુક તારી તથા તારા પુત્રની સાથે ચલાવી છે.[૨૭-૨૮] હે બાળા! તું, કે જે નિત્ય સુખ ભોગવવા યોગ્ય છે, તેને એ રામાભિષેક માટે ઉદ્યોગી થયેલા તારા પાપી પતિએ પુત્રાદિ વર્ગ સહિત ખરેખર હણી છે-નિર્ભાગ્ય કરી નાંખી છે.[૨૯] માટે હે વિસ્મય

---

* તે કૂબડી હતી માટે.

† એને ક્રોધ ચઢવાનું કારણ સ્વાભાવિક તો એટલું જ કે રામને રાજ્યાભિષેક થાય છે, માટે તેની દાસીઓએ શુભાલંકારો ધારણ કર્યા છે, તથા તે રાણીઓ જેવી થઇ આનંદમાં મહાલે છે, ને વળી વિશેષ મહાલશે. આથી તેને ઇર્ષા થઇ કે, જો મારી રાણીના પુત્ર ભરતને રાજ્યાભિષેક થાય તો હું તેની મુખ્ય દાસી છું માટે તેઓ કરતાં હું વધારે સુખ ભોગવું. પણ એ ઉપરાંત બીજું કારણ એ હતું કે, દેવતાઓએ શ્રીરામને વનવાસ થાય માટે અભિષેકમાં વિઘ્ન નાખવા સારુ તેણીને પ્રેરણા કરી હતી, તેથી તે તત્કાળ ક્રોધ પામી.

દર્શન (વિસ્મય પામેલીના જેવા દેખાવવાળી)! આ સઘળાં કારણથી હું બહુ ભય પામી, તને કહું છું કે, તું જેમ બને તેમ ઉતાવળથી તારું હિત થાય એવો ઉપાય કરીને, તારી,તારા પુત્રની અને મારી રક્ષા કર."૩૦

મન્થરાનું આટલું બધું કહેવું છતાં પણ કૈકેયીને તેની કશી અસર થઈ નહિ. તે તો ઉલટી કૌસલ્યાની પેઠે અતિ સંતુષ્ટ અને હર્ષ દર્શાવવા લાગી તથા રામને રાજ્ય મળવાના વિસ્મયાનંદને લીધે તેનું શરદ્ઋતુના ચંદ્રસમાન નિર્મળ મુખારવિન્દ વિકસિત થઈ રહ્યું.૩૧ તેણીએ તુરત પોતાના કંઠમાંથી એક શ્રેષ્ઠ દિવ્ય આભરણ ઉતારી, તે કુબડી મન્થરાને આ શુભ આનંદદાયક સમાચારની વધામણીમાં આપ્યું ને કહ્યું કેઃ૩૨-૩૩ "અલિ મન્થરે! તેં રામને રાજ્યાભિષેક થવા સંબંધી અતિ પ્રિય વાર્તા મને કહી, માટે તારું કલ્યાણ થાઓ. એ વાત મને અતિ પ્રિય છે ને તે માટે હું તારાપર અતિ પ્રસન્ન થઇ છું; તેથી તું કહે, કે આ એક આભરણ ઉપરાંત હવે તને હું બીજું શું આપું?૩૪ હું, રામ કે ભરતમાં કંઇ ન્યૂનાધિકપણું જોતી નથી; માટે મહારાજા કાલે રામને યુવરાજપદે અભિષેક કરશે, એ સાંભળી મારા મનમાં બહુ સંતોષાનંદ થાય છે.૩૫ એટલું જ નહિ, પણ એ ઉપરાંત મને બીજું કશું પ્રિય નથી તો આવી અમૃત સમાન પ્રિય વધામણી લાવવાના બદલામાં તને જે કંઈ શ્રેષ્ઠ વસ્તુની ઇચ્છા હોય, તે તું મારી પાસે માંગ."૩૬

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દરામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સાતમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૮ મો.

## મન્થરાએ કરેલો દુર્બોધ ૧.

[મન્થરા-કુબ્જા મન્થરા, કૈકેયીના માતૃકુળની દાસી હતી. કેકય રાજાએ કન્યાદાન વખતે પોતાને ત્યાંથી એ મન્થરાને કૈકેયીની દાસીરૂપે આપી હતી. તે બાળપણથી જ તેની સેવામાં રહેનારી હોવાથી બીજી સર્વ દાસીઓ કરતાં કૈકેયીને તે વધારે પ્રિય હતી અને તે જે કહેતી, તે કૈકેયી માનતી હતી. પરંતુ આજે પોતાનું કહેલું સઘળું નિષ્ફળ ગયું, એ જોઇને તો મંથરા ક્રોધને લીધે બહુ દુઃખી થઇ.] કૈકેયીએ આપેલું ઉત્તમ આભરણ તરત મન્થરાએ દૂર ફેંકી દીધું ને ભ્રુકુટી ચઢાવીને ક્રોધથી તેને કહેવા લાગી કેઃ૧ "હે મૂઢા! તું શોક કરવાના સમયે ઉલટો હર્ષ કેમ પામે છે? અરેરે! તું દુઃખના સમુદ્રમાં ડુબતા પોતાના આત્માને જાણી શકતી નથી.૨ અરે! તારે માથે તો મોટી આપત્તિ આવી પડી છે, છતાં તને શા કારણથી હર્ષ થાય છે, તે હું સમજી શકતી નથી. રે, પોતાની શત્રુ શોક્યના પુત્રની વૃદ્ધિ, કે જે મૃત્યુ કરતાં પણ વધારે છે, તેને જોઇને બુદ્ધિશાળી કયી સ્ત્રી હર્ષ પામે!૩-૪ તું વિચાર કર કે, તારાપરની અતિ પ્રીતિને લીધે રાજા કદાચ ભરતને રાજ્ય આપે, તો તેથી રામને અવશ્ય ભય રહે કે નહિ? કેમકે તેના હાથમાં મુખ્ય નહિ, પણ માત્ર સાધારણ રાજ્યવૈભવ આવે. માટે તું નિશ્ચય સમજ કે, રામ આદિ સૌના ધારવામાં પણ રાજા ભરતને જ રાજ્ય આપશે એમ છે, કેમકે તારાપર તેની અતિશય પ્રીતિ છે, એ તેઓ સર્વે સારી રીતે જાણે છે અને તેથી તેઓના અંતરમાં ભરતનો છૂપો ભય છે જ. તો હવે તે ભય પામેલાના જ હાથમાં જ્યારે રાજ્યનો અધિકાર આવ્યો, ત્યારે તેથી ભરતનો વિનાશ થવાનો ભય કેમ ન હોય? આવા વિચારથી હું બહુ જ ખેદ પામું છું, ત્યારે તને કંઇ જ થતું નથી!૫ તું કદાચ એમ જાણતી હોઇશ કે, રાજાને તો ચાર પુત્ર છે, તેમાં ફક્ત ભરતને જ રામ તરફના ભયનું શું કારણ છે? તો એમ નથી. મહાબાહુ લક્ષ્મણ તો રામની સાથે મન, વાણી તથા કાયાના વ્યાપારે કરી ઐક્ય પામેલો છે; અર્થાત્ તેઓને પરસ્પર અત્યંત સ્નેહ છે; તેથી તેનાથી રામને કશો ભય નથી; પણ માત્ર ભરતનો જ છે. કારણ કે, જન્મના ક્રમવડે રામ પછી ભરતનો જ રાજ્યનો હક છે. વળી શત્રુઘ્નનો પણ ભય નથી; કેમ કે જેમ લક્ષ્મણ રામને અનુગત છે, તેમ તે ભરતને અનુગત છે; તેથી ભરતના નાશથી જ શત્રુઘ્નનો નાશ છે. વળી હે ભામિની! જેવી રીતે એ સર્વશાસ્ત્રજ્ઞ,* ક્ષાત્રચારિત્રમાં,† કાલોચિત‡ અર્થસિદ્ધિ કરવામાં પ્રાજ્ઞ એવા રામને રાજ્ય મળવાથી તારા પુત્ર ભરતને ભય છે, તેમ તું પણ મહા ભયમાં છે; અને તેનો વિચાર કરતાં મારા શરીરમાં કંપ ઉત્પન્ન થાય છે.૬-૮ કાલે પુષ્યયોગમાં બ્રાહ્મણો રામને મહાન્ યુવરાજપદનો અભિષેક કરશે; એથી કૌસલ્યા અવશ્ય સૌભાગ્યવતી થશે; ને તું કે જે તેની શોક્યરૂપ શત્રુ છે, તે નાશ પામ્યા સરખી થઇને અમો (તારા દાસીવર્ગ) સહિત, તે પ્રસિદ્ધિ પામેલી કૌસલ્યાની આગળ, નિત્ય હાથ જોડી દાસીની પેઠે તેની આજ્ઞા ઉઠાવનારી થઇશ; ને તે

* સર્વ શાસ્ત્રો જાણનાર. † બળ (સૈન્ય) સંપાદન કરવામાં અથવા સંધિ વિગ્રહના પ્રયોગોમાં. ‡ સમયને અનુસરતું.

પ્રમાણે તારો પુત્ર ભરત પોતાના દાસ વર્ગસહિત રામની આજ્ઞા ઉઠાવનાર થશે. ૯-૧૧ અરે! ભરતનો પ્રભાવ નષ્ટ થવાથી વળી તારી વહુવારુઓ (ભરતની સ્ત્રીઓ ) ની પણ એજ દશા થવાની છે અને તેથી સીતા તથા તેની સખીઓ વગેરે રામની સ્ત્રીઓની આગળ તારી વધૂઓ, હર્ષ રહિત થઈ ( દાસીની પેઠે ) ઉભી રહેશે."૧૨

મન્થરાની આવી ઈર્ષાથી ભરેલી વાણી સાંભળી, કૈકેયી તેનું આશ્વાસન કરતી તથા રામના ગુણોની પ્રશંસા કરતી બોલી:૧૩ "મારી વહાલી સખિ મન્થરા! તું જાણતી નથી કે, રામ તો પરમ ધર્મજ્ઞ, ગુણવાન્, જિતેન્દ્રિય, કૃતજ્ઞ, સત્યવાદી તથા પવિત્ર છે; અને તે વળી દશરથરાયનો જ્યેષ્ઠ પુત્ર છે, ને તેથી તે યુવરાજ-પદ પામવા યોગ્ય છે.૧૪ માટે એ દીર્ઘાયુષી રામ રાજા થશે ત્યારે તો ઉલટો વિશેષ ગુણવાન્ થઈ, પોતાના બાંધવો તથા ભૃત્યોને પુત્રની પેઠે પાળશે. એવા રામને રાજ્યાભિષેક થવાનું સાંભળી, તું આટલી બધી કેમ તાપ પામે છે?૧૫ વળી પિતૃ પિતામહની પરંપરાથી પ્રાપ્ત થયલાં રામના રાજ્યમાંથી સો વર્ષ પછી ભરતને રાજ્ય (વિભાગ*) મળશે; ને હમણાં જેમ રામને અભિષેક થાય છે, તેમ કાળે કરીને ભરતને પણ થશે જ.૧૬ માટે રામને રાજ્યાભિષેક થાય, એ તો મોટા હર્ષની વાત છે; ( કેમ કે રામને રાજ્ય મળ્યા પછીજ ભરતને અભિષેક થશે ) ને એથી તો આજ મોટા ઉત્સવનો સમય પ્રાપ્ત થયો છે, તો અલિ મન્થરા! એ પ્રસંગે તને મિથ્યા તાપ પામવાનું કંઈ કારણ નથી.૧૭ વળી હે કુબ્જા! મને જેટલો ભરત માન્ય છે, તે કરતાં પણ રામ અધિક માન્ય છે; કેમકે તે કૌસલ્યા કરતાં પણ મારી અધિક શુશ્રૂષા કરે છે.૧૮ વળી જો રામનું રાજ્ય થયું તો તે ભરતનું જ છે, કેમ કે રામ પોતાના ત્રણે ભાઈઓને પોતાના આત્મારૂપ જ માને છે."૧૯

પોતે આટઆટલો દુર્બોધ કરવા છતાં પણ કૈકેયીને રામ ઉપર જરા પણ દોષબુદ્ધિ થતી નથી, એવું જોઇને તો ( દેવોએ પ્રેરેલી ) મન્થરા દારુણ ક્રોધ પામી; ને નિસાસાપર નિસાસા નાંખતી અતિશય ખેદથી કૈકેયીને કહેવા લાગી:૨૦ "અરે અનર્થદર્શિની! તું તારી મૂર્ખતાને લીધે શોક અને દુઃખના વિસ્તીર્ણ સમુદ્રમાં બૂડતા પોતાના આત્માને જાણી શકતી નથી.૨૧ એ રાજપુત્રી! રાજવંશાનુસારે રામ રાજા થશે, ને તેના પછવાડે તેનો જે પુત્ર હશે તે રાજા થશે, એ નિયમ છે. તેથી ભરત તો રાજવંશમાંથી બાતલ થશે!૨૨ રાજાના સર્વ પુત્રો કંઈ રાજ્યગાદી પામતા નથી; કારણ જો તેમ થાય તો તેઓમાં પરસ્પર ઈર્ષાને લીધે પ્રજાને પીડા થવા રૂપ મહાન્ અન્યાય થાય;૨૩ અને તેટલા જ માટે રાજાઓ પોતાના જેષ્ઠ પુત્રને જ સર્વ રાજ્યતંત્ર અર્પણ કરે છે. કદાચ એમ પણ બની શકે ખરું, કે પોતાના જ્યેષ્ઠ પુત્ર કરતાં કનિષ્ઠ ગુણવાન્ હોય, તો રાજા તેને સર્વ રાજ્યભાર અર્પણ કરી શકે; પણ અહીં તેમાંનું કશું નથી.૨૪ માટે હે કેકયનંદિનિ! રાજ્ય ન મળવાને લીધે તારો પુત્ર ભરત, અનાથની પેઠે સર્વ સુખથી, તેમ જ રાજવંશીપણાંથી સર્વથા હીન થશે.૨૫ અહો! કેવું આશ્ચર્ય! કે તારા પુત્રને રાજ્યથી ભ્રષ્ટ થવાનો સમય આવેલો જોઇ, તેના નિવારણાર્થે હું તારી પાસે આવી, છતાં તું પોતાના અર્થમાં અલુબ્ધ હોવાથી મારું કહેવું નથી સાંભળતી કે નથી સમજતી; પરંતુ ઉલટી આવા શોકયની વૃદ્ધિના સમયમાં મને પારિતોષિક આપે છે! પણ એ અજ્ઞાનરૂપી નિદ્રામાં પડેલી કૈકેયિ! તું નિશ્ચે જાણ કે, રામ નિષ્કંટક રાજ્યને પામ્યો, કે તુરત ભરતને દેશાંતર પ્રત્યે વા લોકાંતર* પ્રત્યે મોકલશે.૨૬-૨૭ રે કૈકેયિ! ભરત, હજી બાળક છે ને તેં ભરતને મોશાળ મોકલ્યો છે, એ પણ તારા અનર્થનું મોટું કારણ થયું છે. કેમકે જો તે અહીં હોત તો દશરથરાજાને તેનાપર કંઇપણ સ્નેહ ઉપજત ને તેને રાજ્યવિભાગ આપત; કેમકે પાસે પાસે વસેલાં ગુલ્મ, લતા, વૃક્ષ, ઇત્યાદિને પણ પરસ્પર સ્નેહ ઉપજે છે.૨૮ તેમ વળી જો શત્રુઘ્ન અહીં હોત, તોપણ ભરતના કાર્યનો નાશ થાત નહિ. કહ્યું છે કેઃ—

श्रूयते हि द्रुमः कश्चिच्छेत्तव्यो वनजीवनैः ।
संनिकर्षादिषीकाभिर्मोचितः परमाद्भयात् ॥

"મેં સાંભળ્યું છે કે, વન ઉપર આજીવિકા કરનારા કઠિયારાઓ ઝાડને કાપી નાંખે છે; પરંતુ સમીપમાં વાડ તરિકે રહેનારાં ઘાસો—ઝાંખરાં, તે ઝાડને, છેદન કરનારાના મોટા ભયમાંથી બચાવે છે—ઝાડની આસપાસ આચ્છાદન થઇને કાપનારા કઠિયારાનું કંઈ પણ ફાવવા દેતાં નથી. તો તેવી રીતે શત્રુઘ્ન, ભરતનો અતિ સ્નેહી અને નિકટવર્તી હોવાથી તેને રાજ્યભયથી મૂકાવત; પરંતુ તે પણ તેની સાથે ગયેલો છે. વળી હે શ્રેષ્ઠાંગિ! રામ લક્ષ્મણ બંને એક બીજાની રક્ષા કરનારા છે, ને

* રાજ્ય મળશે એવો અર્થ ટીકાકારે કરેલો છે, પણ રામ ગાદીપર છે, ને આર્ય ધર્મશાસ્ત્ર વડિલ પુત્રને રાજ્યાભિષેક કરવો ઠરાવે છે, ત્યારે ભરતને ભાયાત તરીકે વિભાગ જ મળવો જોઇયે: રાજ્ય નહીં.

* પરલોકમાં મોકલશે અર્થાત્ મારી નાંખશે.

તેઓનો ભ્રાતૃસ્નેહ અશ્વિનીકુમાર સરખો સર્વત્ર પ્રસિદ્ધ છે; માટે રામને રાજ્ય મળવાથી લક્ષ્મણને કશો ભય નથી; કેમકે તેનો વધ રામ કદી કરશે નહિ. પણ ભરતરૂપી કંટકને તો એ તુરત છેદી નાંખશે, એમાં સંશય નથી.[૨૯–૩૨] માટે હે દયામણી સ્થિતિમાં આવી પડેલી કૈકેયિ! મને એમ ભાસે છે કે, ભરત અહીં ન આવતાં તેના મોસાળથી પરબારો જ વનમાં જઇ વસે તો વધારે સારું, કેમકે અહીં આવશે તો રામ હરકોઈ ઉપાયે તેનો વધ કરશે, ને તારે તે એક જ પુત્ર હોવાથી તું અપુત્રા થઇશ. એમાં બે વાત છેઃ એક તો મેં કહ્યું તેમ ભરત વનમાં જઇ ઉગરે તો તારું તથા તારાં આશ્રયી જે અમે તેનું હિત થાય, અથવા તો પિતાના રાજ્યને ભરત પામે તો આપણું હિત થાય.[૩૩–૩૪] પણ અહીં આવી, સહજરિપુ* રામને વશ થઇને સુખમાં ઉછરેલો ભરત કદી જીવી શકે નહિ. માટે હે દેવિ! વનમાંથી સિંહે ભય ઉપજાવી નસાડી મૂકેલા હસ્તીનું જેમ કોઇ રક્ષણ કરે (પાળે), તેમ રાજા થનાર રામે (રાજ્ય પામવા રૂપે) પરાભવ પમાડેલા ભરતનું, રામને પ્રાપ્ત થતા રાજ્યનો અવરોધ કરીને તું રક્ષણ કર. હે કૈકેયિ! વળી બીજી એક વાત મને યાદ આવી છે. પૂર્વે તેં તારો પતિ પોતાને વશ છે, એમ માનવાથી ગર્વ કરીને રામની માતા કૌસલ્યાનો તિરસ્કાર કર્યો છે, તે તારી શોક્ય હવે રામને રાજ્ય મળ્યા પછી તને પોતાની દાસી કરી પોતાના આગલા વૈરની શુદ્ધિ કેમ નહિ કરે?[૩૫–૩૭] માટે તું ચેત, સાવધ થા; નહિ તો જે સમયે રામ, રત્નસમૂહોવાળા સમુદ્રો તથા પર્વતોવાળી પૃથ્વીના રાજ્યને પામશે, ત્યારે ભરત અવશ્ય નાશ પામશે, ને તું અતિ દીન થઈ દાસત્વની અશુભ સ્થિતિને પામીશ.[૩૮] એથી હે ભામિનિ! હું તને વારંવાર કહું છું કે, આ તારી બાળકબુદ્ધિને તજી દઇ, જેમ ભરતને રાજ્ય મળે, ને રામને વિવાસ (વનવાસ) મળે, એવો ઉપાય સત્વર યોજ."[૩૯]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં આઠમો સર્ગ સંપૂર્ણ.**

✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲

* સહજરિપુ એટલે સ્વાભાવિક શત્રુ. રાજ્યમાં બાંધવો પણ સ્નેહવાળા હોય તોપણ તે રાજ્યના લોભથી, સહેજમાં શત્રુ થઇ પડે છે. માટે રામ ભરતને સહજરિપુ, ને ભરત રામને સહજરિપુ.

## સર્ગ ૯ મો.

## મન્થરાએ કરેલો દુર્બોધ–૨.

આ પ્રમાણે દાસીનું બોલવું એકચિત્તે સાંભળી રહેલી કૈકેયી, છંછેડાયલી સાપણની પેઠે ક્રોધને લીધે બળતી ને ફુંફાડા મારતી–મોટા ઉષ્ણ નિઃસાસા નાંખતી બોલીઃ[૧] "પ્રિય મન્થરા! ખરેખર હું કંઇ સમજતી નહોતી. રે, આ સંબંધે મને કશુંએ જ્ઞાન નહોતું. પણ તેં જ મને આ મહાભયમાંથી સાવધ કરી છે. તો હવે મારે આજે અતિશય ત્વરાથી રામને વનવાસ મોકલવાનો તથા ભરતને યુવરાજપદનો અભિષેક કરાવવાનો યત્ન કરવો જોઇએ.[૨] પણ અલિ! આટલા થોડા સમયમાં તે હું એનો શો ઉપાય કરી શકું? મને કંઇ સૂઝતું નથી! હવે તો ચિન્તાને લીધે મારો આત્મા ઉલટો ગભરાટમાં પડી ગયો છે. હવે મારે શો ઉપાય કરવો, તેનો પણ તું જ વિચાર કર, કે જેથી ભરતને રાજ્ય ને રામને વનવાસ મળે."[૩] આ પ્રમાણેનું કૈકેયીનું બોલવું સાંભળી, મન્થરા પોતાનો હેતુ ઘણે અંશે પાર પડેલો જોઇ મનમાં બહુ હર્ષ પામી ને જાણે કંઇક વિચાર કરતી ને સંભારતી હોય તેમ થોડીકવાર સૂધી સ્તબ્ધ ઉભી રહી. પછી બોલીઃ[૪] "હે બાળા! હે કૈકેયિ! સાંભળ, વિચારઃ આપણા રાજકુંવર ભરતને જ કેવળ રાજ્ય મળે એવો ઉપાય હું તે શું બતાવીશ, પણ શું તું તે નથી જાણતી? અથવા તને યાદ છે છતાં મારાથી ગુપ્ત રાખે છે? એનો જે શ્રેષ્ઠ ઉપાય છે; અર્થાત્ આ કાર્યમાં અર્થ આવે, એવી એક જૂની વાત છે. તે તેં જ પૂર્વે મને કહેલી છે, તો પણ મારા મુખથી જ તારે સાંભળવાની ઈચ્છા હોય તો હું કહું તે સાંભળ. અને પછી હું કહું તે પ્રમાણે કર.[૫–૭]" મન્થરાનાં એવાં વાક્ય સાંભળી, કૈકેયી પોતાના પલંગપર જરા બેઠી થઇને કહેવા લાગીઃ[૮] "બહેન! મારા પુત્રને રાજ્ય મળે ને રામને વનવાસ મળે તેવો ઉપાય તું મને જલદી બતાવ. એ સાંભળી તે પાપદર્શિની* મન્થરા–પૂર્વે કૈકેયીએ પોતાને કહેલા ઈતિહાસના સારનું તેને સ્મરણ કરાવવા લાગી.[૯–૧૦]

તે બોલીઃ "હે સુભગે! પૂર્વે દેવો અને દૈત્યોના યુદ્ધ પ્રસંગે તારો પતિ મહારાજા દશરથ, તને સાથે લઇને, બીજા અનેક રાજાઓ સહિત, ઇંદ્રને સહાય કરવા ગયો હતો, તે તને યાદ હશે.[૧૧] તે દક્ષિણમાં આવેલા દંડકાજંનની રાજધાની વૈજયંતપુર પ્રત્યે ગયો હતો. એ

* પાપ દૃષ્ટિવાળી.

નગરમાં તિમિધ્વજ નામે રાજા રાજ્ય કરતો હતો,[૧૨] જે શતાવધી રાક્ષસી માયાઓ જાણતો હોવાથી, "શંબરાસુર,' એવે નામે જગતમાં પ્રસિદ્ધ થયો હતો. તેનામાં બળની અતિશય વૃદ્ધિ થવાથી, ગર્વે કરી તેણે ઇંદ્ર સહિત સર્વ દેવતાઓને પોતાની સાથે યુદ્ધ કરવા માટે બોલાવ્યા હતા.[૧૩] હવે એ મહા દારુણ સંગ્રામમાં રાક્ષસોએ બહુ અનર્થ કરવા માંડ્યો ને દિવસે શસ્ત્રાસ્ત્રોવડે છેદાયલા અને શ્રમિત થયેલા હોવાથી રાત્રિએ કિંચિત્ વિશ્રામ માટે સૂતેલા ઘણાક દેવપક્ષના પુરુષોને તેઓ (અસુરો) મારી નાંખવા લાગ્યા.[૧૪] આ અન્યાયથી ક્રોધે ભરાઈ મહાબાહુ દશરથે તે વેળા અસુરો સાથે મોટું દારુણ યુદ્ધ કર્યું; તે એટલે સૂધી કે, દૈત્યોનાં શસ્ત્રથી પોતાનાં સર્વ અંગ વિંધાઈ ગયાં, ને તે અચેત થઇ રથમાં પડ્યા! એ સમયે તેના રથના સારથિ તરિકે તું હતી. જ્યારે તેં તારા સ્વામીને મૂર્છિત થયેલા જોયો, ત્યારે તારા સારથિપણાંના ચાતુર્યથી તું રથને સમરાંગણથી દૂર લઇ ગઇ. પરંતુ ત્યાં પણ તે બળવાન્ અસુરોનાં અસ્ત્રો પ્રહાર કરવા માંડ્યાં; છતાં તું ન ગભરાતાં ત્યાંથી પણ રથને ઘણે દૂર અને નિર્ભય સ્થળે લઈ જઈ તેની તેં રક્ષા કરી.[૧૫-૧૬] તેં ઘણીક રીતે આશ્વાસન કીધાથી તારો પતિ સાવધ થયો ત્યારે, 'મારા આત્માની તેં ઘણી ચતુરાઇથી રક્ષા કીધી છે,' એવું જોઇ તે તારાપર બહુ પ્રસન્ન થયો; ને તને તારી ઇચ્છામાં આવે એવા બે વર માંગવાને કહ્યું. ત્યારે તેં તુરત તે વર ન માગતાં તેને કહ્યું કે, 'મને જ્યારે ઇચ્છા થશે, ત્યારે એ વરદાન હું તારી પાસેથી માંગીશ, હમણાં નહિ.' એ સાંભળી તેણે તે માન્ય રાખ્યું.

"એ પ્રમાણે તેં પોતે મને કહ્યું હતું, જે તારા સ્નેહને લીધે મેં સ્મરણમાં રાખ્યું છે. તો હે દેવિ કૈકેયિ! એવી રીતનાં તારાં બે વરદાન દશરથ રાજા પાસે લહેણાં છે; જે તારે આ વખતે અત્યંત ઉપયોગી થઇ પડશે. માટે હવે એ વરદાનોરૂપ બંધનથી તું રાજાને વશ કરી, રામને અભિષેક માટે થતી તૈયારી નિવૃત્ત કર; ને એક વરદાનમાં ભરતને રાજ્ય તથા બીજાંમાં રામને ચૌદ વર્ષ વનવાસ એવું રાજા પાસેથી તું માંગ.[૧૭-૨૦] રામ ચૌદ વર્ષ વનમાં રહેશે, એટલી મુદતમાં તો તેપરથી પ્રજાનો સ્નેહ નષ્ટ થશે ને ભરતનું રાજ્ય સ્થિર પણ થઈ જશે.[૨૧]"

આ વૃત્તાંતનું સ્મરણ થવાથી તો કૈકેયી બહુ રાજી થઇ ને મન્થરાને ધન્યવાદ આપવા મંડી. પછી તેણે પૂછ્યું: "ત્યારે મન્થરા! એ વરદાનો મારે રાજા પાસે કેવી રીતે માગવાં?" ત્યારે તે કુબ્જા બોલી: "હે શુભ વિલાસિની! હે અશ્વપતિ કન્યા! એ માટે હું કહું તેમ કર. રાજાને આવવાનો સમય થયો છે, માટે હમણાંજ તું તારા સર્વ શણગાર તજી દઇ, મલીન વસ્ત્રો પહેરીને ક્રોધાગારમાં* જા, ને ત્યાં ક્રોધ પામેલા જેવી થઈ ભૂમિપર જ શયન કર.[૨૨] પછી જ્યારે રાજા તારી પાસે આવે ત્યારે તું રુદન કરવા માંડજે; પણ તેની સામું જોતીએ નહિ ને ભાષણે કરતી નહિ. તારે નિશ્ચય જાણવું કે, તારા લાવણ્યને લીધે દશરથ રાજા તારાપર સદૈવ અતિ લુબ્ધ છે, માટે તારે અર્થે તે અગ્નિમાં પ્રવેશ કરવાને પણ સંકોચાય તેમ નથી; કેમ કે એ તને ક્રોધ પમાડવા તો શું, પણ ક્રોધ પામેલી જોવા સુદ્ધાં સમર્થ નથી. તારું પ્રિય થવા સારુ તે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરે, એમ હું ધારું છું.[૨૩-૨૫] એથી હે મંદ સ્વભાવવાળી! તે મહીપતિ તારાં કહેલાં વાક્યને ઉલ્લંન કરી શકશે નહિ. વળી હું તને ચેતાવું છું કે, તને ક્રોધાવિષ્ટ જોઇ પ્રસન્ન કરવા સારુ દશરથરાજા અનેક મણિ, મોતી, સુવર્ણ તથા વિવિધ પ્રકારનાં રત્નો વગેરે આપવા માંડે, તોપણ તેથી તું લોભાતી નહિ;[૨૬-૨૭] પણ સંગ્રામ સમે તેણે આપેલા વરદાનોથી જ તારો પોતાનો અર્થ (રામને વનવાસ તથા ભરતને રાજ્ય) સિદ્ધ કરજે.[૨૮] વળી એ સત્યવાદી રાજા તારી આશ્વાસના કરી તને ઉઠાડીને વરદાન આપવા તૈયાર થાય, ત્યારે એકદમ તું તે પ્રકાશ કરતી નહિ; પણ પ્રથમ તેની પાસે તારા માંગવા પ્રમાણે કરવાની શપથપૂર્વક પ્રતિજ્ઞા લેવરાવીને પછી વરદાન માગજે.[૨૯] તેમાં ભરતને સકળ પૃથ્વીનું રાજ્ય અને રામને ચૌદ વર્ષ વનવાસ, એ માગતાં કદી ચૂકતી નહિ.[૩૦] કારણ, રામ ચૌદ વર્ષ વનમાં રહેશે, એટલામાં ભરતના રાજ્યનાં મૂળ દૃઢ થઇ, સૈન્યાદિ રાજસંપત્તિ તેને વશ થશે; ને તેના સર્વ અર્થ સિદ્ધ થશે.[૩૧-૩૨] વળી ચૌદ વર્ષ વનમાં રહેવાથી રામ ઘણું કરીને અરામ† થઈ જશે; એટલે ભરત સુખેથી શત્રુ વગરનું રાજ્ય ભોગવશે.[૩૩] કદાચ વનમાં ચૌદ વર્ષ પૂર્ણ થયા પછી રામ પાછો આવશે, તો પણ તેનું કંઈ ચાલશે નહિ; કેમકે એટલા લાંબા સમયમાં તો ભરતના (રાજ્યનાં) મૂળ સર્વત્ર દૃઢ થશે, ને પ્રકૃતિવર્ગનો તેની સાથે પાકો સ્નેહ બંધાશે;[૩૪] તેમ જ રુડી રીતે પાલન કરવાથી પ્રજા તથા સુહૃદ્વર્ગ

* ક્રોધ પામેલી સ્ત્રીને શયન કરવાનું સ્થાન.

† લોકોને રંજન કરવા સમર્થ.

પણ તેનાપર સંતુષ્ટ અને પ્રસન્ન રહેશે. માટે હે કેકય-કન્યા! આ સમયે દશરથરાજાને શપથવડે બાંધી લઇને વરદાન માગતાં તેનો રામાભિષેકનો સંકલ્પ વૃથા કર."

આવું અનર્થરૂપ મન્થરાનું ભાષણ, ભ્રમણતાએ ચઢેલી કૈકેયીએ અર્થરૂપે સ્વીકાર્યું ને એ પ્રમાણે કરવાનો નિશ્ચય કરી, તે બહુ હર્ષ પામી. અહો! એ દુષ્ટા-નીચ દાસીનાં વાક્યથી કેટલો બધો અનર્થ થવા બેઠો! કૈકેયી જેવી સદ્ગુણી રાણી પણ કૂબડીના વાક્યથી કેટલે બધે અવળે માર્ગે દોરાઇ! આરૂઢ થયલા (ચાબુક સહિત) સ્વારને આધીન છતાં અશ્વિની જેમ માર્ગ મૂકી પોતાના વછેરાની પાસે જાય, તેમ કૈકેયી મહારાજા દશરથને આધીન છતાં, ભરત સારુ આ દુષ્ટાના વાક્યથી ઉન્માર્ગે પ્રવૃત્ત* થઈ.[૩૫-૩૭] હું કંઈ જ જાણતી નહોતી, એવું મારા હિતનું કારણ આ દાસીએ કેવી રીતે શોધી કાઢ્યું?" એવા વિચારથી અતિ વિસ્મય થઇને દુષ્ટ કુબ્જાને તે કહેવા લાગી: "પ્રિય કુબ્જા મન્થરા! તું આવી ચતુર અને શ્રેષ્ઠ ભાષણ કરનારી છે, એમ હું નહોતી જાણતી.[૩૮] તું તો દશરથ રાજાની સર્વ દાસીઓમાં પરમ બુદ્ધિમતી છે; એટલું જ નહિ, પણ મારું જ હિત ઇચ્છનારી તથા મારા જ અર્થમાં તત્પર રહેનારી છે.[૩૯] દશરથ રાજાનું, ભરતને મોસાળ મોકલી દઈ, રામને ગાદી આપવાનું વિપરીતં કાર્ય, જે હું બિલકુલ નહોતી જાણતી, તે તેં જણાવી મને વેળાસર સાવધ કીધી છે. હે પ્રિયંવદા મન્થરા! તને હવે હું કુબ્જા કેમ કહું? કેમકે દુષ્ટ અવયવોવાળી વાંકી તથા પાપરૂપ દેખાવવાળી કુબ્જા દાસીઓ તો મારે ત્યાં ઘણીએ છે, પરંતુ તેમાં કોઈપણ તારા જેવી નથી.[૪૦] તું તો વાંકી ખુંધને લીધે વાયુથી નમેલા કમળના જેવાં નમેલાં અંગવાળી છતાં પ્રિયદર્શિની છે. તારું વક્ષઃસ્થળ† સ્કંધપર્યંત ઉંચું છે, તેથી તેની નીચે આવેલું શ્રેષ્ઠ નાભિવાળું સૂક્ષ્મ ઉદર તે વક્ષઃસ્થળની ઉન્નતાઇને જોઇને જાણે લજ્જા પામતું હોયની, તેમ કૃશ થયેલું દેખાય છે! તારી જંઘાઓ રોમ રહિત અને વિસ્તીર્ણ છે, પયોધર બંને સમાન તથા સ્થૂલ છે.[૪૧-૪૨] ને તારું મુખ જાણે ચંદ્રના સરખું શુદ્ધ તથા સુશોભિત છે. કટિમાં આવેલી સુવર્ણમેખલા તથા તેને લટકતી ઘંટિકાઓ (ઘુઘરીઓ)થી તારી જંઘાઓ શબ્દાયમાન થઈ રહેલી છે. તારા પગ બંને પહોળા, ઘુંટણ સુંદર તથા પીઠના બંને ભાગ વિશાળ હોવાથી સર્વ લોકને વખાણવા યોગ્ય એવી તું ક્ષૌમવસ્ત્ર ધારણ કરી, મારી આગળ રાજહંસિની પેઠે શોભે છે! વળી હે મન્થરા! અસુરેશ શંબરાસુરની હજારો માયાઓ તેમ જ બીજી પણ સહસ્રાવધિ માયાઓ તારા હૃદયમાં હોવાથી જ તારું હૃદય અતિ વિશાળ છે;[૪૩-૪૬] કેમ કે તેમાં તત્કાળ કાર્યની સ્ફુર્તિ થાય, એવી બુદ્ધિ તથા રાજનીતિ ભરી છે! રામને વનવાસ મળશે અને મારા ભરતને જ્યારે રાજ્યાભિષેક થશે, ત્યારે તારા તે વિશાળ હૃદયને રત્નજડિત સુવર્ણની ઉત્તમ માળા તથા બીજાં અનેક અલંકારોથી અલંકૃત કરી ઢાંકી દઈશ, તથા તને ચંદનથી ચર્ચિત કરીશ, ને તારા સુભગ લલાટમાં સુંદર તિલક કરીશ! વળી એ ઉપરાંત પણ તું જે કંઈ આભરણ કે વસ્ત્રની ઇચ્છા કરશે, તે હું તને આપીશ, જેથી સાક્ષાત્ દેવાંગના જેવી થઈ, તું નિત્ય વિચરીશ.[૪૭-૫૦] મારી માનીતી થવાથી ચંદ્રની સ્પર્ધા કરનારાં મુખવાળી તથા સર્વ સ્ત્રીઓમાં ઉત્તમ તું, શત્રુવર્ગમાં પણ મદમાતી થઇને, મારી સર્વ દાસીઓમાં શ્રેષ્ઠ થઈશ; એટલે જેમ તું મારી શુશ્રૂષા કરે છે, તેમ તે સર્વ દાસીઓ તારી શુશ્રૂષા કરશે."[૫૧-૫૨]

એ પ્રમાણે કૈકેયીએ બહુ પ્રશંસા કરવાથી, હર્ષ પામેલી મન્થરા, વેદીપરની અગ્નિશિખાની પેઠે શુભ્ર શય્યાપર બેઠેલી કૈકેયી પ્રત્યે બોલી:[૫૩] "હે કલ્યાણિ! પાણી વહી ગયા પછી પાળ બાંધી શા કામની! માટે હમણાં જ તું ઉઠ, ને ક્રોધાગારમાં જઈ ભૂમિપર શયન કર."[૫૪] આ સાંભળી તુરત તે પ્રમાણે કરવાનો ઉત્સાહ ધરીને, સૌભાગ્યમદથી ગર્વ પામેલી કૈકેયી, પર્યંકપરથી નીચે ઉતરી, મન્થરાને સાથે લઈ ક્રોધાગારમાં ગઈ.[૫૫] તેણે પોતાના શરીરપરનાં સર્વ આભરણો ઉતારી નાંખ્યાં. પછી મલીન વસ્ત્રો ધારણ કરી જમીનપર બેસીને તેણે તે કુબ્જાને કહ્યું: "પ્રિય સખી મન્થરા! આ ક્રોધાગારને વિષે આવેલી હું કાં તો મૃત્યુ પામીશ, અથવા રામ વનમાં જવાથી ભરત રાજ્ય પામશે, એવો મારો દૃઢ નિશ્ચય તું જાણજે.[૫૬-૫૮] ભરતને રાજ્ય ન મળે તો મને સુવર્ણ, રત્નો કે ભોજન એમાંનું કશું પ્રિય નથી; ને જો કદાચ રામને જ રાજ્ય મળ્યું તો પછી મારા

* આનું કારણ આમ કહેવામાં આવે છે કે, કૈકેયી જ્યારે કૌમાર અવસ્થામાં તેના પિતા કેકય રાજાને ત્યાં હતી, ત્યારે ત્યાં આવેલા કોઈ કુરૂપ બ્રાહ્મણની તેણે બહુ હાંસી તથા નિન્દા કરી હતી. આથી ક્રોધે ભરાઈ બ્રાહ્મણે તેને શાપ આપ્યો હતો કે, "હે રાજપુત્રિ! તું અતિશય રૂપાળી હોવાથી તારા રૂપના મદમાં આંધળી (ગર્વિષ્ઠ) થઇ મારા કુરૂપ શરીરની નિન્દા અને હાંસી કરે છે, તેથી તું પણ જગતમાં અતિકુત્સિત નિન્દાને પામીશ." આને લીધે તે શાપને દૈવયોગે અનુસરીને કેકેયી ઘણી સુજ્ઞ છતાં મન્થરાનાં દુષ્ટ વચનોને આધીન થઈ હતી.

† છાતીનો ભાગ.

દેહનો અંત જ આવ્યો એમ જાણજે."[૫૯] એ સાંભળી દુષ્ટ મન્થરા વળી તેનું દૃઢીકરણ કરતી ભરતના હિત માટે તથા રામના અહિત માટે ક્રૂરપણે કહેવા લાગી:[૬૦] "કૈકેયિ! જો રામને રાજ્ય મળશે તો તારે તથા ભરતે ત્રૈલોક્યમાંએ સુખની આશા રાખવી નહિ; માટે હું તને છેલ્લો અક્ષર કહું છું કે, જેવી રીતે ભરતને અવશ્ય રાજ્યાભિષેક થાય તેવો યત્ન તું કરજે."[૬૧] આવી રીતે તે પાપિણી કુબ્જાએ વાક્યરૂપી બાણોથી વારંવાર તાડન કરવાને લીધે વિંધાયલી, તેમ જ, "અરે! રાજાએ મારો આવો છળ કર્યો!" એમ માની વારંવાર વિસ્મય પામેલી કૈકેયી, ક્રોધને લીધે વળી કુબ્જા પ્રત્યે બોલી:[૬૨] "મન્થરા! તું શું મને કાચી કે અસ્થિર મતિની સમજે છે કે? તું નિશ્ચ સમજ કે કાંતો મારા મરણ પામ્યાના સમાચાર તું મારા પતિને આપીશ એવો સમય આવશે, ને કાંતો રામ વનમાં જવાથી રાજ્ય સમૃદ્ધિ પામેલા ભરતપર છાઈ રહેલું શ્વેત રાજછત્ર જોવાનો સમય આવશે.[૬૩] જો રામ વનમાં ન જાય તો શય્યા, પુષ્પમાળા, ચંદન, અંજન, પાન અને ભોજન વગેરે ભોગ્ય પદાર્થોને તો શું, પણ મારા આ જીવિત સુદ્ધાંને હું ધારણ કરવા ઇચ્છતી નથી."[૬૪]

એ પ્રમાણે મન્થરાને પોતાનો દારુણ નિશ્ચય જણાવીને શરીરપરનાં સર્વ આભરણો, પુષ્પો તથા સુવસ્ત્રો વગેરે સર્વ સૌભાગ્ય ચિહ્નનો ત્યાગ કરવાથી, તેમ જ તે સમયના ઉત્કટ ક્રોધને લીધે મુખપર છવાઈ રહેલી અતિશય શ્યામતાથી, અસ્ત પામેલા તારાઓવાળું ઝાંખું આકાશ દેખાય તેવી દેખાતી નરેંદ્રપત્ની કૈકેયી, [પુણ્ય ક્ષય થવાથી પૃથ્વીપર પતન પામેલી કિન્નરીની પેઠે] સૂઈ રહી.[૬૫-૬૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૯ મો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૦ મો.

## ક્રોધાગારમાં કૈકેયી.

આ રીતે દુષ્ટ મન્થરાએ પોતાનું પરમ કૌટિલ્ય દર્શાવ્યાથી, પરમ ચતુર અને ઉદાર વૃત્તિની દેવી વિકારને વશ થઈ ગઈ; ને જે પ્રમાણે તે કુબડી મન્થરાએ ઉપદેશ આપ્યો હતો, તે પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરી, જેમ કોઈ કિન્નરી વિષબાણથી વિંધાઇ પૃથ્વીપર પડે તેમ લાંબી થઇને સુતી.[૧] પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી, 'તેં જે કહ્યું તે સત્ય છે' એમ ધીમે સ્વરે તેને કહ્યું;[૨] અને મન્થરાના દુર્બોધથી ને ઇર્ષાથી બળી બળી થઇ રહી, અને જેમ કોઇ નાગરાજકન્યા ઉષ્ણ દીર્ઘ શ્વાસોચ્છ્વાસ મૂકે તેમ મૂકવા લાગી,[૩] ને હવે ભવિષ્યમાં સુખ મેળવવાનો એ જ માર્ગ છે, તે જ વિચારને વશ થઈ ગઈ. તેનો આવો દૃઢ નિશ્ચય જોઈ તેની સખિ અને શુભચિંતક મન્થરા, પોતાનો જય થયો તે જોઇ, જેમ કોઈ સિદ્ધિ મેળવી હોય તેમ પરમ આનંદ પામી.[૪-૫] કૈકેયીએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કીધો, પછી તે ભ્રુકુટીભંગ કરી, ભૂમિપર સૂતી. કૈકેયીએ જેમ તેમ ફેંકેલાં આભરણોથી ભૂમિ સર્વ તરફથી આચ્છાદિત થઈ રહી હતી, તે જાણે તારાઓથી આકાશ છવાઈ રહ્યું હોય તેમ શોભતું હતું. અને કોઇ ક્ષીણ બળવાળી કિન્નરીપેરે કૈકેયી મલિન વસ્ત્ર પહેરી,[૬-૯] જેમતેમ વેણીનો ઝુડો બાંધી ક્રોધાગારમાં સુતી હતી.

રાજસભામાં મહારાજા દશરથે, રામને યુવરાજપટ્ટાભિષેકનો નિશ્ચય કરવાથી આખી સભા હર્ષથી ગર્જિત થઈ હતી, ને સર્વ ગુણસંપન્ન રાજકુમાર રામ આપણો રાજા થશે, એવા વિચારથી સર્વ સભાસદોનો મનોગત આનન્દ તેમની મુખશ્રી ઉપર પ્રકાશી નીકળ્યો હતો. હવે મંત્રીઓ, પુરોહિતો વગેરેને અભિષેક માટે સાહિત્ય તૈયાર કરવાની આજ્ઞા આપીને દશરથરાય, તે સર્વ સભાસદોની આજ્ઞા લઇ, અંતઃપુરમાં જવા માટે તત્પર થયા. સભા વિસર્જન થઇ.[૯-૧૦] [દશરથરાયે વિચાર્યું કે, 'કાલે જ રામને અભિષેક કરવાનો મેં નિશ્ચય કર્યો છે, એ કૈકેયીને ખબર નથી; માટે આ પ્રિય સમાચાર પ્રથમ તેને જણાવવા.' આવા ઉદ્દેશથી] તે પોતાના અંતઃપુરને વિષે આવેલા અતિ સુશોભિત અને બરફથી ઢંકાયલા પર્વતના શિખર જેવા મહારાણી કૈકેયીના મહાલય આગળ ગયો, ને શ્વેત વાદળાંવાળા તથા રાહુયુક્ત આકાશમાં જેમ ચંદ્રમા પ્રવેશ કરે તેમ તેમણે તેમાં પ્રવેશ કર્યો. [એ વિસ્તીર્ણ મહાલય એવો સુંદર હતો કે, તેમાં પ્રવેશ કરતાં જ મનુષ્યનાં સર્વ દુઃખ વિસારે પડી જાય. તેની આસપાસ તથા ચારે બાજુનાં આંગણાંઓમાં ચંપા, અશોક તથા બીજાં અનેક સુંદર પુષ્પવૃક્ષો આવી રહ્યાં હતાં; આસપાસ આવેલી પુષ્પવાટિકામાં નાનાં નાનાં સુંદર સરોવરો, વાપિકાઓ તથા બીજાં અનેક જલાશયો, નિત્ય પુષ્પ તથા ફલ આપનારાં વૃક્ષોથી વિંટાઇ રહ્યાં હતાં; અંદરની બાજુએ આવેલાં દ્વાર, વેદીઓ (ઓટલા), સ્તંભો તથા બેઠકો ઇત્યાદિ સુવર્ણનાં, રૂપાનાં કે હાથીદાંતનાં નિર્માણ કરેલાં હતાં;] સ્થળે

સ્થળે મેનાં, પોપટ ઇત્યાદિ પક્ષીઓનાં સુવર્ણનાં પીંજરાં બાંધેલાં હતાં; મયૂર, કોકિલા, ક્રૌંચ, રાજહંસ ઇત્યાદિ પક્ષીઓ તો અનેક પ્રકારના મનહર શબ્દો કરતાં વાટિકામાં અને ગૃહમાં આમતેમ ફરી આનંદ કરી રહ્યાં હતાં; પ્રત્યેક દ્વારમાંથી અને માળની બારીઓમાંથી સુંદર આલાપના, તેમ જ અનેક પ્રકારનાં વાજિત્રોના શબ્દો મનને બહુ જ આનંદ પમાડતા હતા. વળી જે જોઇએ તે સમૃદ્ધિથી તે ભવન ભરેલું હતું. જાતજાતનાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય તથા ચોષ્ય, એ ચારે પ્રકારનાં પકવાન્નો, તેમ જ પાન કરવાના પદાર્થોથી ભરેલા અનેક ભંડારો તેમાં હતા; અનેક કુબ્જા તથા વામનિકા દાસીઓ તેમાં રાજસેવા માટે તત્પર હતી;* ને એ પ્રમાણે સર્વ પ્રકારનાં દિવ્ય ભૂષણો, રચનાઓ તથા સમૃદ્ધિથી એ મહાલય સ્વર્ગતુલ્ય શોભા આપી રહ્યો હતો.

યુવરાજપટ્ટાભિષેકના સમાચાર કહેવાને ઉતાવળા થયલા દશરથરાયે આનંદભેર તેમાં પ્રવેશ કર્યો.[૧૧-૧૬] પાધરોજ તે વિલાસભવનમાં પેઠો. પણ આજે ત્યાં જવાથી તેને ઉલટો ખેદ થયો ને જેમ કોઈ તૃષાતુર ધસમસ્યો સરોવરપર જાય, પણ સરોવરને તદ્દન સુકાયલું જોઈ તેની જે અવસ્થા થાય, તેવી જ અવસ્થા આ વખતે તેની થઈ રહી. કૈકેયીની સુંવાળી શય્યા તેણે આ સમયે સૂની જોઈ. કોઈ સમયે પૂર્વે નહિ બનેલો આ બનાવ હતો. આજ દિન સુધીમાં કદી પણ કૈકેયીએ તેના આવવાના સમયનું ઉલ્લંઘન નહોતું કર્યું, ને તેના વગરના શૂન્યગૃહમાં પોતે કદી પ્રવેશ પણ નહોતો કર્યો. આથી કામવાસનાને લીધે અતિ વિહ્વળ થઈ મહારાજા દશરથે બારણા આગળ આવીને પ્રતિહારીને પૂછ્યું,[૧૭-૧૯] ત્યારે તેણીએ મનમાં ત્રાસ પામી, હાથ જોડીને જણાવ્યું: "પ્રભુ! મહારાણી કૈકેયી તો આજે બહુ ક્રોપાયમાન થયલાં હોવાથી ક્રોધાગારમાં જઇને સૂતાં છે." આવું પ્રતિહારીનું વચન સાંભળીને તો તે ઉલટા વધારે ખેદ પામ્યા,[૨૦-૨૧] ને તેની સર્વ ઇંદ્રિયો તાપને લીધે વ્યાકુળ થવાથી મન અતિશય ચંચળ થયું તથા શરીરપર પ્રસ્વેદ આવી ગયો. પછી લાગલો જ ત્યાંથી તે ક્રોધાગાર તરફ વળ્યો. અંદર જઇ નજર કરે છે તો કેવળ વિલક્ષણ સ્થિતિમાં પડેલી કૈકેયીને તેણે જોઈ.[૨૨] તેણે ત્યાગ કરેલાં તેજસ્વી આભરણો, જે ચારે બાજુ ફેલાઈ આમતેમ પડ્યાં હતાં, તે તારાઓ જેમ આકાશને શોભાવે, તેમ ક્રોધાગારને શોભાવતાં હતાં ને ચારે કોર પડેલાં તેનાં શુભ્ર ક્ષૌમવસ્ત્રો આકાશમાં અભ્રસમૂહ શોભે તેમ શોભતાં હતાં. પરંતુ આ સઘળા કરતાં સ્વતઃ કૈકેયીનો દેખાવ રાજાને બહુ ખિન્ન કરતો હતો. તેણે સાવ મલીન વસ્ત્ર પોતાના અંગપર ધારણ કર્યું હતું. મસ્તકની ગુંથેલી વેણીને છોડી નાંખીને જેમ તેમ ઝુડો કરી એકઠી જ બાંધી લીધી હતી. તેણે નીચે કશું બિછાવેલું નહોતું. ક્રોધને લીધે તેણે પોતાની ભ્રુકુટિ ચઢાવેલી હતી, ને નેત્ર મીચેલાં હતાં, છતાં તેમાંથી અશ્રુધારા વહી જતી હતી. આવી રીતે પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય અને કપાઈ પડેલી લતા જેવી અથવા પાપવશ થયેલી કિન્નરી સ્વર્ગમાંથી પૃથ્વીપર પડે તેવી, અથવા સ્વર્ગમાંથી પડેલી અપ્સરાની પેઠે અથવા ભૂમિપર પડેલી હરિણીની પેઠે, અથવા પારધિથી વનમાં હણાયલી હાથિણી પેઠે ભૂમિપર પડેલી કૈકેયીને જોઇ રાજા આશ્ચર્યચકિત થઇ ગયો. પોતે આવીને અંદર ઉભેલો છતાં, હરિણીની પેઠે મૌન ધારણ કરી રહેલી, શત્રુને મોહિત કરવા પ્રેરેલી માયા જેમ અનાવરણે રહે, તેમ ભવનની મધ્યમાં જ પડેલી અને વિષ બાણોથી વિંધેલી હસ્તિની જેવી પોતાની પત્નીને જોઇ, વૃદ્ધ છતાં કામી દશરથરાય ધીરજ ધરી શકયો નહિ. તેણે તુરત નીચે બેસી તેણીના કોમળ અંગોનો પોતાના હાથવતી સ્પર્શ કર્યો; ને અતિ મધુર વાણીથી તેણીની આશ્વાસના કરતાં તે બોલ્યો:[૨૩-૨૭] "પ્યારી! આજે હું તારી કદી નહિ જોયલી એવી વિલક્ષણ ચેષ્ટા કેમ જોઉં છું? શું તું મારાપર કોપાયમાન થઇ છે? મારી તરફથી તને ક્રોધે ભરાવાનું કિંચિત્ પણ કારણ કદી મળે એવું સ્વપ્નમાં પણ બનવું અશક્ય છે; ત્યારે પ્રિયા! શું કોઇએ તારો પરાભવ કર્યો છે? વા તારી નિંદા કરી છે?[૨૮] હે કલ્યાણિ! હું, મન, વાણી અને કાયાએ કરી તારી સાથે પ્રેમાસક્ત છું, એ તું નિશ્ચયપૂર્વક જાણે છે; છતાં મારાપર ક્રોધ કરી આમ ભૂત ભરાયાની પેઠે પૃથ્વીપર શાને માટે સૂતી છે?[૨૯] શું તારા શરીરમાં કંઈ વ્યાધિ થઇ આવ્યો છે? જો તેમ હોય તો તારે આમ દુઃખી થવાનું કારણ નથી; કેમકે સર્વ પ્રકારના વ્યાધિઓને નાશ કરનાર મારા કુશળ વૈદ્યો જેઓ વારંવાર મારી તરફથી સત્કાર પામે છે, તેઓ,

---

* અંતઃપુરમાં સ્વરૂપવતી દાસીઓ રાખવામાં આવતી નથી, કારણ કે, દાસી રૂપાળી હોય તો સમયે તેનાપર રાજાની કામવાસના થવાનો સંભવ છે; ને તેમ થવાથી તે દાસી છતાં પોતાની શોક્ય થઈ પડે, માટે રાણીઓ કુબ્જા જેવી ખોડવાળી દાસીઓને જ સેવામાં રાખતી હતી.

ક્ષણવારમાં તારા ગમે તેવા વ્યાધિને દૂર કરી તને સુખી કરશે."

આટઆટલું કહેવા છતાં પણ રાણી બોલી નહિ ત્યારે રાજા ફરીને કહેવા લાગ્યો, "હે સુંદરી! ત્યારે તારે શું કોઇનું પ્રિય કરવું છે? વા તારું કોઇએ અપ્રિય કર્યું છે? હે ચતુરા! શું તું તારી તરફથી કોઇને સંતુષ્ટ કરવા અથવા કોઇનો પરાભવ કરવા ઇચ્છે છે? હે પ્રિયંવદા! મારી સાથે ક્યારની તું કેમ મૌન ધરી રહી છે? એવું તે શું તારા મનમાં છે? તું પોતાના મનની વાત ગુપ્ત રાખી શરીરનું શોષણ કર મા." આવા કાલાવાલા કરવા છતાં પણ કૈકેયીએ પોતાની આંખ સુદ્ધાં ઉઘાડી નહિ, ત્યારે રાજાની વિહ્વળતાનો પાર ન રહ્યો. તે, તેણીના ક્રોધાકુલ હોવાથી કરમાયલા કમળ સરખા મુખપર વારંવાર હાથ ફેરવવા લાગ્યો, ને વળી અનેક પ્રકારે તેને બોલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો:૩૦-૩૨

"હે રાણી! હે પ્રિયા! હે કેકયકન્યા! શું તારાથી કોઇએ વિરોધ કર્યો છે? ને તેથી તે અવધ્ય છતાં તું તેનો વધ કરવા ઇચ્છે છે? વા હણી નાંખવા યોગ્ય એવા કોઇ મનુષ્યને તારે વધથી મુક્ત કરાવવો છે? હે પ્રિયદર્શિનિ? શું તારે ધનદાન કરી કોઇનું દ્રારિદ્રય દૂર કરવું છે? વા કોઇ ધનાઢ્યની સંપત્તિને હરણ કરવી છે!૩૩ હે બાળા! એ વિના પણ જે કંઇ તારી ઇચ્છા હોય તે મારા આગળ પ્રકાશ કર ને એક વખત હાસ્યવદન કરી મધુરતાથી મારી સાથે બોલ. હે પ્રિયા! હું તથા મારા સર્વ સેવકો તારે આધીન છીએ, એ શું તું નથી જાણતી? તારો અભિપ્રાય છોડાવવાને હું કંઇ પણ ઉત્સાહ રાખતો નથી.૩૪ હે દેવિ! હું મારા પોતાના જીવનનો સુદ્ધાં ત્યાગ કરીને તારું ઇચ્છિત કરું એમ છે; કેમકે એવો પરાકાષ્ઠાનો મને તારાપર પ્રેમ છે. માટે હું તારા કહેવા પ્રમાણે કરીશ કે નહિ કરું, એવી લગાર પણ શંકા રાખ્યા વગર તારા મનમાં જે કંઇ હોય તે મને યથાર્થ કહે.૩૫ મારા સુકૃતના શપથ લઇને કહું છું કે, તારી ઇચ્છા હું પૂર્ણ કરીશ; પણ તું તારા ક્રોધનો ત્યાગ કર. હે લાવણ્યવતિ! એકે વખતે સૂર્ય પોતાના કિરણોથી જેટલી પ્રકાશિત કરી શકે છે એટલી સર્વ પૃથ્વી, કે જેમાં દ્રાવિડ, સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર, દક્ષિણ દેશ, વંગ, અંગ, મગધ, મત્સ્ય, સમૃદ્ધિવાળા કાશી તથા કોસલ ઇત્યાદિ મુખ્ય દેશો આવેલા છે, તે, તથા તેઓમાં ઉત્પન્ન થતાં ધન, ધાન્ય, રત્નો તથા ઊર્ણવસ્ત્રાદિ સર્વ દ્રવ્ય મારે સ્વાધીન છે; માટે એમાંથી કંઈ પણ તારે જોઇતું હોય તો તે હું તને આપવા તૈયાર છું.૩૬-૩૮ હે સુંદરાંગી સુંદરિ! ઊઠ, ઊઠ, ને આ અતિ પરિશ્રમનો મારે માટે ત્યાગ કર. હે દેવિ! એ શિવાય પણ તને કોઇનાથી કશું ભય પ્રાપ્ત થયું હોય તો તે મને કહે; એટલે સૂર્ય જેમ ઝાકળને નિવૃત્ત કરે, તેમ હું તેને નિવૃત્ત કરી દઉં."૩૯

આમ ઘણી ઘણી પ્રકારે તેની આશ્વસના કરતો દશરથરાય છેક ગળગળો થઈ ગયો, ત્યારે કૈકેયીએ કિંચિત્ નેત્ર ઉઘાડ્યાં ને કંઇક બોલવાનો વિચાર કરતી હોય તેવી તે જણાઇ. આથી રાજા બહુ હર્ષ પામ્યો,–પણ તેમને એમ ખબર નહોતી કે, જ્યારે તેણી બોલશે ત્યારે તે પોતાને અનિવાર દુઃખનું કારણ થઇ પડશે!૪૦

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં દશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૧ મો.
## કૈકેયીની માંગણી.

"તે શું બોલે છે? કોણ જાણે મારી ક્રોધિત પ્રિયા શું બોલશે?" એવી આતુરતાથી મન્મથના શરથી વિંધાયલો મહારાજા દશરથ, કૈકેયીના સામું જોઇ રહ્યો હતો, એટલામાં શ્વાસ લેતી ને ડસકાં ખાતી તે બોલી:૧ "એ પૂજ્ય પુરુષ! મારા જેવી અપ્રિય સ્ત્રીની સાથે આટઆટલા મિથ્યા પ્રેમથી બોલવાનો શ્રમ શાને માટે લેવો જોઇએ? શું હવે હું તેવા ઉપરઉપરના બોલવાથી લોભાવાની હતી? મેં તને સારી રીતે ઓળખ્યો છે, ને તારા કપટી અંતઃકરણને જાણ્યું છે. હવે ખોટાં લાડ શા માટે કરે છે?" આ સાંભળી કામબાણથી વિંધાયલો રાજા દશરથ ઉલટો વધારે વિહ્વળ થયો ને અતિ પ્રેમથી આશ્વાસના કરતાં તેણીનું મસ્તક પોતાનાં ખોળામાં લઇ તેપર હાથ ફેરવતો બોલ્યો: "પ્રિયે! શું મારો પ્રેમ તું કૃત્રિમ સમજે છે? હું તને કદી દૂભવી શકું એમ નથી, એટલું જ નહિ, પણ ગમે તેવા મારા પ્રિય મનુષ્યે તારું મન દૂભવ્યું હોય તો હું તેનો નાશ કરતાં અચકાઉં એમ નથી. માટે, તને મારા સમ છે કે, જેની તરફથી તને દુઃખી થવાનું કારણ મળ્યું હોય, તે મને શીઘ્રતાથી જણાવ." કૈકેયી બોલી: "હે દેવ! તારા શિવાય મારું પ્રિય વા અપ્રિય બીજું કોણ કરી શકે એમ છે? મારું કોઇએ અપ્રિય કે અપમાન કર્યું નથી; પણ મારા મનમાં જે કંઇ અભિપ્રાય છે–એક ઇચ્છા છે, કે જેનાથી મારું મન દૂભાય છે, તે તું કરે

એમ હોય તો હું તને કહું.[૨] માટે પ્રથમ તું મારું ઇચ્છિત પરિપૂર્ણ કરશે, એવી દૃઢ પ્રતિજ્ઞા કર, એટલે મારું મનોગત હું તને વિદિત કરું."[૩] એ સાંભળી અતિ ઉત્સાહ પામેલા દશરથ રાજાએ તેના મસ્તકપર હાથ મૂકી તેને કહ્યું: "હે કૈકેયી! તું શુદ્ધ મનથી જાણે છે કે, સ્ત્રી મધ્યે તું અને પુરુષ મધ્યે વ્યાઘ્ર રામ સિવાય બીજું કોઇ પણ વધારે પ્રિય નથી. તો તે મારા જીવિત-રૂપ પ્રિય મહાત્મા રાઘવના તારા આગળ શપથ લઇને કહું છું કે, હું તારું ઇચ્છિત પૂર્ણ કરીશ.[૪-૬] તને એટ-લાથી વિશ્વાસ ન આવતો હોય તો ફરી કહું છું કે, જેને જોયા વગર હું એક મુહૂર્ત પણ જીવી શકું નહીં, એવા રામના મને શપથ છે કે, જો હું તારા કહેવા પ્રમાણે ન કરું.[૭] હે કૈકેયી! એ રામ મારા આત્મા સમાન છે; ને મારા બીજા સર્વ પુત્રો કરતાં હું તેને અધિક માનું છું. હે મધુરભાષિણી! વળી એ નરશ્રેષ્ઠના શપથ લઇને પણ કહું છું કે, હું અવશ્ય તારા કહેવા પ્રમાણે કરીશ.[૮] હે કલ્યાણિ! મારું હૃદય તારું પ્રિય કરવામાં નમ્ર છે, તેનો વિચાર કરીને તું આ દુ:ખથી મારો ઉદ્ધાર કર; ને રામ મને અત્યંત પ્રિય છે તે ઉપર દૃષ્ટિ રાખીને જે સારું માનતી હોય તે કહે. તાત્પર્ય કે એ રામના સંબંધ સિવાય તારે જે માંગવું હોય તે માંગ.[૯] હું તારી પ્રીતિને વશ હોવાથી તારા કહેવા પ્રમાણે અવશ્ય કરું એમ છે, એવી તારી બળવાન્ સત્તા તરફ અવલોકન કરી, મને તારો પ્રિય મનોરથ જણાવવા માટે કશી પણ શંકા કરીશ નહિ. હું મારા સુકૃતની પ્રતિજ્ઞા કરી કહું છું કે, હું તારા કહેવા પ્રમાણે કરીશ જ."[૧૦]

એ પ્રમાણે ઉપરાઉપરી ત્રણ વાર ઘણી મોટી પ્રતિજ્ઞા કરી, દશરથરાયે તેના કહેવા પ્રમાણે કરવા માટે રામના શપથ લીધા. એટલે દાસીએ ભમાવેલી કૈકેયી, પુત્રપક્ષપાતને લીધે બહુ હર્ષ પામી; ને હવે મારો મનોરથ સિદ્ધ થયો એમ ધારી, શત્રુ પણ ન કહી શકે એવું દુષ્ટ અને જાણે (દશરથરાયના) કાળ સરખું ઘોર વચન કહેવા માટે તેણી દશરથરાયની પ્રતિ-જ્ઞાનું વિશેષ દૃઢીકરણ કરવા લાગી. તે બોલી:[૧૧-૧૨] "હે પતિ! તેં મને ઇચ્છિત વર આપવા માટે તારા પ્રિયપુત્ર રામના તથા સુકૃતના શપથ લીધા છે, તો તારી તે પ્રતિજ્ઞાને ઇંદ્રાદિ તેત્રીશે દેવતાઓ, ચંદ્ર સૂર્યાદિ સર્વે ગ્રહો, આકાશ, રાત્રિ દિવસ, સર્વ દિશાઓ, સ્વર્ગના અને પૃથ્વીના સર્વ દેવતાઓ, ગંધર્વો, રાક્ષસો, નિશાચરો, વાસ્તુ દેવતાઓ તથા બીજા પણ જે કોઇ ભૂતો હોય તે સાંભળો, ને જાણો!"[૧૩-૧૫] એમ કહીને વળી તેણે તે અદૃશ્ય રહેલા સર્વ દેવતાઓને પુન: કહ્યું: "હે દેવો! આ સત્ય પ્રતિજ્ઞાવાળા, મહાતેજસ્વી, ધર્મજ્ઞ, સત્યવાદી તથા શુદ્ધ અંત:કરણવાળા દશરથ-રાજા મને વરદાન આપે છે, તે તમે સાંભળો."[૧૬] એ પ્રમાણે કોઇ રીતે પોતાના વચનથી દશરથરાય ચલા-યમાન ન થઇ શકે, એમ દૃઢ કરી, તેની પ્રશંસા કરતી કૈકેયી તેને કહેવા લાગી:[૧૭] "હે મહારાજ! હવે મારું ઇચ્છિત સાંભળ:–પૂર્વે થયેલા દેવાસુર યુદ્ધનું વૃત્તાંત તને સ્મરણમાં છે? એમાં રાત્રિના યુદ્ધ સમયે તારા શત્રુ શંબરાસુરે પોતાની માયાથી તને મૂર્છિત કર્યો હતો, તે વાતનું સ્મરણ કર.[૧૮] તે સમયે હું જાગ્રત હતી, તેથી મેં અત્યંત યત્નથી તારી રક્ષા કરી. એ ઉપરથી તું મારાપર અતિ પ્રસન્ન થયો ને મને બે વર માંગવાનું કહ્યું.[૧૯] ત્યારે તે સમયે મેં તે વરદાન ન માગતાં તારાપર લેહેણાં રાખ્યાં હતાં; જે આજે તું આપવા તૈયાર થયેલો હોવાથી, હું તારી પાસે તે માંગવાનો વિચાર કરું છું.[૨૦] હે રઘુકુલોત્તમ! મારા કહેવા પ્રમાણે કરવાને તેં ધર્મની પ્રતિજ્ઞા કરી છે, પણ હવે જો મારા માંગવા પ્રમાણે મને વરદાન નહિ આપે તો તેં મારું અપમાન કર્યું, એમ માનીને હું આજે જ મારા જીવિતનો ત્યાગ કરીશ."[૨૧] આવી રીતે વાણીરૂપી બંધનથી વશ કરીને, જેમ મૃગલો જાળમાં ફસાય છે, તેમ તેણે તે કામમોહિત મહિપ-તિને કહ્યું: "હે સ્વામિન્! પ્રથમ વર હું જે માગું છું તે તું સાંભળ:[૨૨-૨૩] 'તેં રામને યુવરાજ પટ્ટા-ભિષેક કરવાનો સમારંભ કર્યો છે, એજ સાહિ-ત્યવડે મારા પુત્ર ભરતને તારા સમગ્ર રાજ્યનો અભિષેક કર;' ને દેવાસુર સંગ્રામમાં તેં મને આપવા કહેલો બીજા વરથી એવું ઇચ્છું છું કે,[૨૪-૨૫] 'ધીર એવો તારો પ્રિય પુત્ર રામ, ચીર તથા મૃગચર્મ ધારણ કરી ચૌદ વર્ષ પર્યંત દંડકારણ્ય નામના વનનો આશ્રય કરી તપસ્વી થાય ને ભરત આજે જ નિષ્કંટક યુવરાજપદને પામે.'[૨૬-૨૭] હે મહારાજ! પૂર્વે તેં મને વર માંગવાનું કહેલું છે, માટે જ મેં મારાં ઇચ્છિત વરદાન તારી આગળ માંગ્યાં છે, તો આજે જ તું નિર્વિલંબે રામને વનમાં મોકલે એમ હું ઇચ્છું છું.[૨૮] હે રાજેંદ્ર! તું મારાં માંગેલાં વરદાન આપી સત્યવાદી થા; ને પોતાના કુળ, શીલ તથા જન્મ ધર્મનું રક્ષણ કર, કેમ કે પર-લોકને વિષે પણ મનુષ્યને પોતાનું સત્ય વચ-

ન જ હિતકારક તથા ઉત્તમ છે, એમ તપોધન પુરુષો કહે છે."[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ.**

—✡✡✡✡✡✡✡✡—

## સર્ગ ૧૨ મો.

### દશરથ અને કૈકેયી.

કૈકેયીનાં મહાદારુણ વચન સાંભળતાં જ, દશરથરાય, "અહો! આ શો ઉત્પાત!! શું મારો નાશ પાસે આવ્યો?' એટલું બોલી કેવળ સ્તબ્ધ સરખો થઈ ગયો. તેના મનમાં ચિન્તા અને સંતાપરૂપ અગ્નિનો મોટો દાવાનળ પ્રગટ્યો.[૧] ને તે મન સાથે વિચાર કરવા લાગ્યો કે, "અરે દૈવ! આજે આ હું શું વિપરીત જોઉં છું. અરે! આ તો અમૃતની આશે સુશોભિત સુવર્ણ કળશ મોઢે માંડતાં અંદરથી વિષની જ્વાળા પ્રગટી. પણ રે, આ મને દિવસે સ્વપ્ન તો નથી થયું? કે મારા ચિત્તને કંઈ મોહ તો નથી થયો? શું હું કોઈ ભૂત વા પિશાચના ઉપદ્રવમાં તો નથી આવી પડ્યો?"[૨] આમ વિચાર કરતાં તેને અધિકાધિક દુઃખ થવા માંડ્યું. તે સંજ્ઞા વગરનો થઈ રહ્યો. કૈકેયીનાં નિષ્ઠૂર વાક્યોથી અત્યંત ત્રાસ પામેલો દશરથ મહા શોકવાન્ થઈ, ક્રોધાગારની વગર પાથરેલી જમીનપર જ, શિથિલ ગાત્રે બેસી ગયો; ને જેમ સિંહણના શબ્દથી મૃગ દીન થઈ જાય અથવા મહા વિષવાન્ ફણીધર સર્પ જેમ ગમે તેટલો બળવાન્ છતાં મંત્રે કરી વશ કરવાથી યંત્રમંડળમાં રોધ પામે, તેવી દશા આ સમે મહારાજાની થઈ રહી. જરા સાવધ થયો ત્યારે ઉપરાઉપરી મોટા ઉષ્ણ નિઃશ્વાસ મૂકવા માંડ્યા તથા અત્યંત ક્રોધને લીધે, "અહો! ધિક્કાર છે, ધિક્કાર છે," એમ બોલતાં તે વળી પાછો બેશુદ્ધ થઈ ગયો. આ સઘળું કૈકેયી જોઇ જ રહી હતી, પણ પુત્રના અર્થમાં લોભાયેલી હોવાથી આ વેળા તેણે પતિની આવી અવસ્થાની કશી દરકાર જ કરી નહિ. આખરે ઘણીકવારે જ્યારે દશરથરાય પોતાની મેળે જ સાવધ થયો, ત્યારે પાશમાં સપડાયલો સિંહ જેમ મોટા ફુંફાડા નાંખે, તેમ ક્રોધયુક્ત થઈ તેણે કૈકેયીને આ પ્રમાણે કહ્યું:–

"હે ક્રૂર! હે દુષ્ટાચારિણી! અયે કુલક્ષયકારિણી! હે પાપિણી![૩-૭] રામે તારું શું અનિષ્ટ કર્યું છે? અથવા મેં તારું શું અનિષ્ટ કર્યું છે? અરેરે! મારો પ્રિય પુત્ર રામ સદૈવ તારામાં માતા સરખી વૃત્તિ રાખી, તારી શુશ્રૂષા કરે છે;[૮] છતાં તું તેનું આવું અનિષ્ટ કરવા કેમ તૈયાર થઇ? હે દુષ્ટા! ધિક્કાર છે તને ખરેખર, જેમ કોઈ પુરુષ અજાણ્યે પોતાના વિનાશને માટે મહા ઝેરી સાપણને ઘરમાં ઘાલે, તેમ મેં પણ તને રાજપુત્રી જાણીને સુખ મેળવવાની ભ્રાંતિથી મારા ઘરમાં ઘાલી, અને છેવટ સાપણની પેઠે જ તું મારા વિનાશનું કારણ થઈ પડી. રે કૈકેયી! જે રામના અનુપમ ગુણોનું સર્વ જીવલોક સ્તવન કરે છે, તેને તું કીયા અપરાધના ઉદ્દેશથી ત્યાગ કરવાનું કહે છે? ઓ અવિચારિણી! તારા કહેવાથી અથવા એવા કોઈ કારણને લીધે હું કૌસલ્યા, સુમિત્રા, આખું રાજ્ય અથવા મારા જીવિતનો સુદ્ધાં કદાચ ત્યાગ કરું, પણ પિતૃવત્સલ રામને મારી નજર આગળથી કદી પરો કરી શકું નહિ જ. કેમ કે એના ઉપર મારી એટલી ઉત્કૃષ્ટ પ્રીતિ છે કે, કદાચ હું એક ક્ષણ પણ એને ન જોઉં તો મારું સર્વ ચૈતન્ય ઉડી જાય. અરે! સૂર્ય વગર લોક (જગત્) રહી શકે, અથવા જળ વગર જળચરો કદાચ કેટલોક સમય રહી શકે,[૯-૧૩] પણ રામ વિના તો મારો દેહ ક્ષણ પણ રહી શકે નહિ, એથી તને અવશ્ય વૈધવ્ય જ પ્રાપ્ત થશે. માટે હે પાપનિશ્ચયા! આ તેં મને કહ્યું એટલું જ પૂર્ણ (બસ) છે; પણ હવે તારા એ નિશ્ચયનો તું ત્યાગ કર.[૧૪] હે પાપિણી! તારી ઇચ્છા હોય તો મારા મસ્તકે કરી તારો ચરણ સ્પર્શ કરવા જેવું અઘટિત કાર્ય પણ હું કરું; પરંતુ તું મારાપર દયા કરી તારા એ દુર્નિશ્ચયનો ત્યાગ કર. અરે! તેં શા કારણથી આવો દારુણ વિચાર કર્યો છે?[૧૫] તેં મને (બહુવાર) પૂછ્યું કે હું ભરતને ચાહું છું કે નહીં? ભરતનું પ્રિય તથા અપ્રિય થવા માટે મારી કેવી લાગણી છે, એ તું સારી રીતે જાણે છે. તેં તેને રાજ્ય પ્રાપ્તિ માટે વર માગ્યો હશે, તેની કંઈ ચિંતા નહિ. તારી ઇચ્છા એમ છે તો ભલે તેને રાજ્ય મળો. પણ રામને વનમાં મોકલવાની તું જે ઇચ્છા કરે છે, તે તને બિલકુલ છાજતી નથી.[૧૬] પૂર્વે ઘણીકવાર તેં પોતાને મુખે એનાં ઉત્તમ ગુણોનાં વખાણ કરેલાં છે. સર્વ મનુષ્યોને જેમ ધર્મ મુખ્ય છે, તેમ મારે મારો પ્રિયપુત્ર શ્રીમાન્ રામ સર્વ વાતે મુખ્ય છે. તેના અપૂર્વ ગુણો તું મારી આગળ વારંવાર વર્ણવતી આવી છે, તે તેનાપરની તારી પ્રીતિને લીધે હશે એમ હું જાણતો હતો. પણ હવે મને નિશ્ચય થયો કે, તું માત્ર ઉપર ઉપરથી મને ભલું મનાવવાને જ તેમ કરતી હતી. કેમ કે જે રામને રાજ્યાભિષેક થવાની વાત સાંભળી સર્વ ભૂતપ્રાણી અત્યંત હર્ષ

પામ્યાં છે, ત્યારે તું તેથી ઉલટી સંતાપ પામી છે. એટલુંજ નહિ, પણ મારી પાસે વરદાન માગી તેને રાજ્યથી નિર્મુખ કરવા ધારે છે; જેને લીધે મારા સંતાપને પણ વૃદ્ધિ કરે છે. પણ હે સ્ત્રી! આમાં મને બહુ આશ્ચર્ય લાગે છે. કેમ કે, તેં કોઈ દિવસે મારું અયુક્ત કે અપ્રિય કર્યું નથી; માટે રામને વનમાં મોકલવાનો તારો પોતાનો જ અભિપ્રાય હોય એમ હું માનતો નથી. પણ મને ખરેખર એમ લાગે છે કે, તું હમણાં મનુષ્ય વગરના શૂન્ય ગૃહમાં રહી છે, તેથી તારા ચિત્તમાં કંઈ ભૂત ભરાયું છે અથવા તેવી દુષ્ટ મતિના માનવીના ભંભેરવાથી તારી આવી અવળી મતિ થઈ છે, કે જેથી ઇક્ષ્વાકુવંશમાં, 'જ્યેષ્ઠ પુત્રને જ રાજ્યાભિષેક થવો જોઇએ' એવા પરાપૂર્વથી ચાલતા આવેલા ધર્મનો ભંગ થવા આજે વખત આવ્યો."૧૭-૨૦

આટલું છતાં કૈકેયીએ તેના વચનને કંઈ માન આપ્યું નહિ. ત્યારે પુનઃ મહારાજા બોલ્યાઃ "હે વિશાલાક્ષિ! તને ભરતના જેટલો જ ધર્માત્મા રામ પ્રિય છે ને તેના યશ તથા ગુણનાં ઘણાં ઉદાહરણો તેં મને આપ્યાં છે,૨૧ છતાં આજ તું તેને ચૌદ વર્ષના વનવાસે કાઢવાનું કેમ યોગ્ય ગણે છે?૨૨ અરે! અત્યંત સુકુમાર તથા ધર્મિષ્ઠ રામને વનવાસ પ્રાપ્તિ થાય, એ વાત તને કેમ રુચે છે?૨૩ હે વામલોચને! સર્વને આનંદ આપનાર તથા નિરંતર તારી શુશ્રૂષા કરનાર રામને વનવાસ કાઢવામાં તારું શું પ્રિય થાય એવું છે?૨૪ અરે! ભરત કરતાં પણ રામ તારી સદૈવ વિશેષ સેવા કરનારો છે. તેના કરતાં ભરત કંઈ તારું વિશેષ માન રાખતો હોય એમ મને લાગતું નથી. તે તારી સેવા કરે છે, તારું બહુ માન રાખે છે, તને પ્રણામ કરે છે ને તારી આજ્ઞા ઉઠાવવાને કિંચિત્ પણ વિલંબ કરતો નથી; છતાં તેને વનવાસ મોકલવા ઇચ્છે છે એથી તારું કેટલું બધું નિષ્ઠુરપણું જણાઈ આવે છે?૨૫-૨૬ અરે! મારે ત્યાં હજારો સ્ત્રીઓ (રાણીઓ, દાસીઓ વગેરે) તથા સેવકજનો છે, પણ તેમાંથી કોઇએ પણ રામને વિષે સમૂળ વા નિર્મૂળ અપવાદનું આરોપણ કર્યું નથી.૨૭ તે, મનુષ્યોમાં સિંહરૂપ રામ, પોતાના શુદ્ધ ચિત્તવડે સર્વભૂત પ્રાણીની સાંત્વના કરે છે તથા સૌને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરી પોતાને વશ કરે છે.૨૮ વળી તે, બળવડે સર્વ લોકને, દાનાદિથી બ્રાહ્મણોને; સેવાવડે ગુરુજનને તથા યુદ્ધમાં ધનુષ્યવડે શત્રુઓને પોતાને વશ કરે છે.૨૯ અરે! સત્ય*, દાન†, તપ‡, ત્યાગ§, મિત્રતા‖, શૌચ¶, આર્જવ$, વિદ્યા**, તથા ગુરુજનની શુશ્રૂષા†† એટલા ગુણો તો રામમાં નિત્ય પ્રત્યે સ્થિર થઈ રહેલા છે.૩૦ છતાં એવા આર્જવ સંપન્ન, દેવતુલ્ય તથા મહર્ષિ સમાન તેજસ્વી રઘુવીરને વનમાં કાઢવા માટે કેમ યત્ન તું કરે છે? એથી તો તને પણ મહાપાપ તથા સંતાપ ઉત્પન્ન થાય તેમ છે.૩૧ હે દેવિ! મને સાંભરતું નથી કે એ પ્રિયવાદી રામે કોઇ દિવસે પણ કોઈને અપ્રિય વચન કહ્યું હોય; તો પછી માત્ર તારે લીધે જ હું એને 'વનમાં જા' એવું મહા અપ્રિય વચન કેમ કહું?૩૨ અરે! ક્ષમા, તપ, ત્યાગ, સત્ય, ધર્મ, કૃતજ્ઞતા તથા અહિંસા આદિ શ્રેષ્ઠ ગુણોનો ભંડાર મારો પુત્ર રામ, જ્યારે વનમાં જાય ત્યારે તેના વગર મારી શી ગતિ થાય?૩૩ માટે હે કૈકેયી! તારે વિચાર કરવો જોઇએ. હું વૃદ્ધ છું, મારી અવસ્થા છેક છેલ્લી તેમ જ શોચ કરવા જેવી છે; તારી પ્રીતિના બંધનથી તારા આગળ દીનની પેઠે બોલું છું, છતાં મારા ઉપર નિર્દય થઈ આવા સંકટમાં નાંખવા તારે યત્ન કરવો યોગ્ય નથી.૩૪ હે વિચાર વગરની! હું નિશ્ચયપૂર્વક કહું છું કે, તારો આ દુષ્ટ વિચાર તને ભવિષ્યમાં મહાપશ્ચાત્તાપનું મૂળ થઈ પડશે. અરે! જો તારી ઇચ્છા હોય તો સમુદ્રપર્યંતની સમગ્ર પૃથ્વીને વિષે જે કંઈ મારું છે, તે સર્વ હું તને આપું; પણ તું મને આ મૃત્યુ પ્રાપ્ત કરે એવા અનિષ્ટ વિચારમાં પ્રવેશ કરવા કહીશ નહિ.૩૫ અરે કૈકેયી! હું તુને હાથ જોડું છું. રે! હું તારા ચરણને સ્પર્શ કરું છું; પણ તું આ મહા અધર્મથી‡‡ મને ઉદ્ધારી મારી તથા રામની રક્ષા કર."૩૬

દશરથરાયનું આ ભાષણ સાંભળી ક્રોધથી ભયાનક વિરૂપ થયેલી કૈકેયી, દુઃખશોકથી અતિ સંતાપ પામેલા ને ભાનરહિત થયેલા અને પુનઃ પુનઃ શોકસાગરમાં પ્રવેશ કરતા મહારાજા પ્રત્યે અતિદારુણ વચન કહેવા લાગી:૩૭-૩૮ "હે શૂરવીર! હે રાજન્! "પ્રથમ મને વર માગવાનું કહીને હવે તે આપવા માટે તું અશક્ત કાં થઇ જાય છે? જો તારી પ્રતિજ્ઞા ખોટી કરશે તો જગતમાં ધર્મિષ્ઠ કેમ કરીને કહેવાશે?૩૯

---

* સત્ય વચન બોલવું તે. † પરલોક સાધનનો ઉપદેશ કરવો તે. ‡ સ્વધર્માનુષ્ઠાન. § આલોકમાં પ્રયોજનવાળી વસ્તુ આપવી તે. ‖ સત્પુરુષો સાથે સ્નેહ. ¶ બાહ્ય અને અંતરમાં શુદ્ધ રહેવાપણું. $ છળરહિતપણું. **સદ્વિદ્યા; બ્રહ્મવિદ્યા. ††વડીલોની સેવા. ‡‡ જ્યેષ્ઠ પુત્ર છતાં કનિષ્ઠ પુત્રને રાજ્યાભિષેક કરવો તથા નિરપરાધીનો ત્યાગ કરવો એ રૂપ અધર્મ.

હે ધર્મજ્ઞ! જ્યારે ઘણા રાજર્ષિઓના સમાજમાં તું જશે, ને ત્યાં તેઓ તને આ વરદાનાદિની વાતો પૂછશે, ત્યારે તેઓને શો ઉત્તર આપશે?[૪૦] શું ત્યાં આગળ તું એમ કહેશે કે, 'મારી સ્ત્રી, કે જેણે શંબરાસુર સાથે યુદ્ધ કરતી વેળા મારો રથ દૂર લઈ જઈ મારી રક્ષા કીધી હતી ને જેના પ્રતાપથી હજી હું જીવું છું, તે કૈકેયીને વર માંગવા માટે આપેલું વચન મેં મિથ્યા કીધું છે?[૪૧] હે નરાધિપ! ખરેખર એથી તું, પોતાના વંશમાં થઈ ગયેલા નરેન્દ્રોના યશને ઝાંખપ લગાડશે; કેમકે મને ઇચ્છિત વર આપવાની પ્રતિજ્ઞા કરીને, તે હું માગું છું એટલે તું આવાં બીજાં જ વાક્ય બોલે છે.[૪૨] તું જાણે જ છે કે પૂર્વે થઈ ગયેલા સત્યવાદી શૈબ્ય* રાજાએ, બાજ તથા કપોત પક્ષીના પ્રસંગમાં પોતાના શરીરનું સર્વ માંસ આપીને પણ પોતાનું વચન સત્ય કર્યું છે. તેમ જ અલર્કરાજા† પ્રતિજ્ઞા સત્ય કરવા માટે પોતાનાં નેત્ર આપી ઉત્તમ ગતિને પામ્યો છે.[૪૩] સમુદ્ર પણ પૂર્વે પ્રતિજ્ઞા લીધેલી હોવાથી પોતાની લેહેરને મર્યાદાથી વધારતો નથી.* માટે તું પણ તે પૂર્વજોનાં ચરિત્રને સંભારીને તારી પ્રતિજ્ઞાને પૂર્ણ કર.[૪૪] શું તારી દુર્મતિ થઇ છે, કે જેથી પોતાની પ્રતિજ્ઞા પાળવારૂપ ધર્મનો ત્યાગ કરી મને આળપંપાળ વચનો કહે છે? શું રામને રાજ્યપદ અર્પણ કરી તું નિત્ય પ્રત્યે કૌસલ્યા સાથે રમણ કરવા ઇચ્છે છે?[૪૫] શું વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવાથી તારી મતિ ભ્રષ્ટ અને અધર્મવાળી થઈ છે? વારુ, તે ગમે તેમ હોય, પણ આ વખતે મારાં માગેલાં ઇચ્છિત વરદાન તારે મને આપવાં જ પડશે અને રામને વનવાસ તથા ભરતને રાજ્ય, એ જે મેં માગ્યું, તે ચાહે ધર્મ હો વા અધર્મ હો, પણ તેમ કરવાનું તેં, સત્યપણાથી વા મિથ્યાપણાથી કબૂલ કરેલું છે, માટે તે કર્યા વગર કદી ચાલશે નહિ.[૪૬] જો કદાચ રામને રાજ્યાભિષેક થશે તો હું આજે તારા દેખતાં મહાવિષપાન કરી દેહ ત્યાગ કરીશ.[૪૭] રામની માતા રાજ્યમાતા થાય અને લોકો તેને પ્રણામ કરે, એવું હું એક દિવસ પણ જોવા ખુશી નથી, પણ તે કરતાં મારું મૃત્યુ જ હું શ્રેયસ્કર ગણું છું.[૪૮] માટે હે મનુજાધિપ! હું મારા પુત્ર ભરતના તથા તારા શપથ લઇ કહું છું કે, રામને વનવાસ પ્રાપ્ત થયા વગર બીજા કશા ઉપાયથી મને સંતોષ થાય એમ નથી."[૪૯]

એટલું કહીને કૈકેયી વિરામ પામી. તેને સમજાવવા માટે અતિશય કરુણા ઉપજે એવી રીતે અનેક વાક્યો દશરથ કહેવા લાગ્યો, છતાં ક્રોધને લીધે તેની સાથે એક શબ્દ પણ કૈકેયી બોલી નહિ.[૫૦] આ સમયે દશરથરાયની અવસ્થા બહુ શોચનીય થઇ રહી. કૈકેયીનાં મહા અશોભન વાક્ય સાંભળી તેની સર્વ ઇંદ્રિયો વ્યાકુળ થઇ, તેને અત્યંત ક્રોધ ચઢ્યો, ને શરીરનાં સર્વ ગાત્રો શિથિલ થઇ જવાથી એક મુહૂર્ત પર્યંત–નિમિષ માત્ર પણ હાલ્યા ચાલ્યા વગર, અને દુષ્ટાચારિણીની સાથે એક શબ્દ પણ બોલ્યા વગર, સ્તબ્ધ થઇ બેસી રહ્યો. એનાં વજ્ર સમાન વચનોથી તેને અધિકાધિક દુઃખ થવા માંડ્યું; તથા રામને વનવાસ પ્રાપ્તિના નિશ્ચયથી નહિ ફરવા માટે તેણે ભરતના સમ ખાધા હતા, એ વાત સંભારીને તો દશરથ, "હે રામ! હા રામ!" એવા પોકાર કરતો, ને નિઃશ્વાસ મૂકતો, કપાયલા વૃક્ષની પેઠે મૂર્છિત થઇ પૃથ્વીપર

---

*એ શૈબ્ય રાજા સત્યવક્તા અને અત્યંત ઉદાર હતો. તેની ઉદારતાની પરીક્ષા કરવા સારુ સ્વર્ગમાંથી ઇંદ્ર તથા અગ્નિ અનુક્રમે બાજ તથા કબૂતરનાં સ્વરૂપ લઈ અર્થાત્ ભક્ષ્ય (ખાવાનું) અને ભક્ષક (ખાનાર) રૂપે થઇ તે રાજા પાસે આવ્યા. કબૂતર ઊડતો ઊડતો આવી, બાજથી પોતાની રક્ષા થવા માટે રાજાના ખોળામાં જઇ બેઠો એટલે ભયથી ધ્રૂજતા કપોત (કબૂતર)ને રાજાએ પંપાળી કહ્યું: "હે પક્ષી! તું ડરીશ નહિ; નિર્ભયપણે રહે." એટલામાં બાજ પક્ષીએ પછવાડેથી આવી તેનાપર ઝપટ મારી; ત્યારે રાજાએ કહ્યું: "રે દુષ્ટ પક્ષી! મેં જેને અભય આપેલું છે, એવા નિર્દોષ પક્ષીપર તું તરાપ મારવા કેમ આવે છે?" એ સાંભળી બાજ બોલ્યો: "અરે રાજા! તે કબૂતર તો દેવતાઓએ મારે માટે નિર્માણ કરેલો ભક્ષ્ય છે, માટે તું એને છોડી દે અથવા તેના બારોબાર માંસ આપ." રાજાને ધર્મસંકટ પડ્યું: કબૂતરને છોડાય નહિ ને માંસ માટે બીજા જીવની પોતાથી હિંસા થાય નહિ. એથી તેણે બાજને પોતાના શરીરનું માંસ આપવા માંડ્યું. આ કબૂતરને એક તુલા (તાજવા)માં રાખ્યો, ને તેના બારોબાર પોતાના શરીરમાંથી માંસ કાઢીને આપવા માંડ્યું. આખા શરીરનું માંસ તેણે તુલામાં મૂક્યું તો પણ કપોત જેટલું વજનમાં થયું નહિ, એટલે રાજા આખો ને આખો તુલામાં બેઠો; અર્થાત્ પોતે આપેલાં અભયવચનને માટે પોતાનો દેહ પણ સમર્પણ કીધો. આવી ઉદારતા જોઇ, તે બે પક્ષીઓએ પોતાનાં ખરાં રૂપ (ઇંદ્ર ને અગ્નિ) પ્રકટ કીધાં ને તેના ઔદાર્યની સ્તુતિ કરી, તેનો દેહ પૂર્વવત્ કરીને સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા.

†અલર્ક રાજાએ પોતાને યાચવા આવેલા અંધ બ્રાહ્મણને ઇચ્છિત વરદાન આપવાનું કહ્યું હતું; તેથી તે બ્રાહ્મણે તેનાં નેત્ર માગ્યાં હતાં, જે તેણે કશી પણ આનાકાની વગર બ્રાહ્મણને અર્પણ કીધાં હતાં. જો કે પોતે અંધ થયો, પણ પોતાનું વચન સત્ય કર્યું હતું.

* દેવોએ પ્રાર્થના કરવાથી સમુદ્રે તેઓને વચન આપ્યું હતું; માટે તે, તેમણે બાંધી આપેલી મર્યાદાથી કદી આગળ વધતો નથી.

પડ્યો.[૫૧–૫૪] ઉન્મત્તની પેઠે તેનું ચિત્ત નષ્ટ થયા સરખું થયું, સન્નિપાત થયેલા મનુષ્યની પેઠે તેની પ્રકૃતિ વિપરીત થઇ ગઇ, ને જેનું તેજ (મંત્રૌષધિથી) હણાઇ ગયું છે એવા સર્પની પેઠે, તેની સર્વ ચેષ્ટા બદલાઇ ગઇ.[૫૫] પછી કેટલીક વારે જરાક સાવધ થઇ, દીન તથા આતુર સરખી, વાણીથી તેણે, પડ્યાં પડ્યાં જ તે સર્પિણી કૈકેયીને કહ્યું: "હે પાપિણી! તને આવા અનર્થનો અર્થરૂપે કોણે ઉપદેશ કર્યો છે;[૫૬] કે જેથી પરવશ થઇને નષ્ટ મતિની પેઠે તું મારી સાથે આવું બોલતાં કંઈ લજવાતી પણ નથી? પૂર્વે તેં કદી વિવેકનો ત્યાગ કર્યો હોય એમ મને ખબર નથી,[૫૭] છતાં હમણાં એકાએક તારી આવી દુ:શીલવૃત્તિ થઇ ગઇ છે, એનું કારણ શું? તને શા નિમિત્તને લીધે રામથી ભય થાય એમ ભાસે છે, કે જેથી તું આવું વિપરીત વરદાન માગે છે?[૫૮] હે કૈકેયી! જો તારે તારા પતિનું (મારું), સર્વ લોકનું તથા ભરતનું ભલું કરવાની જ ઇચ્છા હોય તો તું આ અનૃતરૂપ નિશ્ચયનો ત્યાગ કર. હે ક્ષુદ્રા! હે પાપરૂપ સંકલ્પવાળી, હે દુષ્કૃત કરનારી કૈકેયી! શું તને મારામાં તથા રામમાં દુ:ખ અને દોષ જ દેખાય છે? તારી મતિ કેટલી બધી વિપરીત અને દોષવાળી થઇ છે? પણ હે સ્ત્રી! તું નિશ્ચયથી માનજે કે, રામ વગર ભરત કદી પણ રાજ્યાસનપર બેસશે નહિ;[૫૯–૬૧] કેમ કે રામ કરતાં પણ મને એ વિશેષ ધર્મિષ્ઠ લાગે છે; અને હું તારા કહ્યા પ્રમાણે કરવાનું કહીશ, છતાં તું રામને તેમ કરવા કહી શકીશ નહિ, કેમ કે તને રામ અત્યંત પ્રિય છે."[૬૨] જરાક વિરામ પામીને વળી તે શ્વાસ લેતાં બોલ્યો: "અરે! રામ જેવી પ્રિય મૂર્ત્તિ જ્યારે વનમાં જશે, ત્યારે મારી શી અવસ્થા થશે? રે! જ્યારે હું તેને કહીશ કે, 'તું વનવાસ કર,' ત્યારે રામનું મુખારવિન્દ રાંહુએ ગ્રાસેલા ચંદ્ર પેરે મ્લાન થઇ જશે, તેને હું આદર્શમાં કેમ કરીને જોઇ શકીશ? અહો! મેં સ્નેહી જન સહિત રામને રાજ્યાભિષેક કરવાની શ્રેષ્ઠ બુદ્ધિ કરી છે તેને શત્રુએ હણેલી સેનાની પેઠે પરાભવ પામેલો હું કેમ કરીને જોઇ શકીશ? વળી અનેક દેશદેશાવરથી આવેલા રાજાઓની આગળ હું કેટલો બધો નિંદાપાત્ર થઇશ? ખરેખર, તેઓ એમ જ કહેશે કે, 'આ ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલો દશરથ રાજા, કેવળ બાળક સરખો છે. તેણે આટલો લાંબો કાળ કેમ કરીને રાજ્ય કર્યું હશે? વળી ગુણવાન્ તથા બહુશ્રુત એવા મારા રાજ્યના સર્વ વૃદ્ધ પુરુષો, 'રામ ક્યાં છે?' એમ મને પૂછશે ત્યારે, હું તેમને શું કહીશ? ને તેઓ મને કેવો નીચ જાણશે? ખરેખર તેઓ મને સ્ત્રૈણ (સ્ત્રીવશ) ગણશે; ને 'કૈકેયીએ માંગેલા વચનને લીધે મારું ન ચાલતાં અતિ ક્લેશ પામીને મેં રામને વનમાં મોકલ્યો છે,' એમ હું તેમને સાચે સાચું કહીશ તોપણ, તેઓ તે ન માનતાં, 'મેં કૈકેયી સાથે કામવાસનાથી લપટાઇને રામને વનમાં મોકલ્યો છે, એમ જ્યારે માનશે ત્યારે તેઓ શું વિચારશે? જ્યારે રામ વનમાં જશે ત્યારે તેની માતા કૌસલ્યાના મનમાં પણ નાના પ્રકારની શંકાઓ થશે.[૬૩–૬૭] તે મને પ્રત્યક્ષમાં પણ પૂછશે કે, "સ્વામિન્! મેં તથા મારા પુત્રે તારો શો અપરાધ કર્યો છે, જેથી તેં રામને વનમાં મોકલ્યો?", ત્યારે આવું શત્રુ પણ ન કરે તેવું અનિષ્ટ કરીને હું કયે મોઢે તેને ઉત્તર આપી શકીશ? અરેરે! એને તો મારાથી મુખ પણ દેખાડી શકાશે નહિ. અહો! ધિક્કાર છે મને કે એ કૌસલ્યા જેવી સુશીળ સુંદરીના અપૂર્વ ગુણોનો બદલો વાળવાને બદલે, ઉલટું તેનું અપ્રિય કરવાનો આજ સમય આવ્યો! એ કૌસલ્યા, અરે શ્રેષ્ઠ પુત્ર રામની માતા કૌસલ્યા! રે મારાથી અત્યંત સત્કાર પામવા યોગ્ય કૌસલ્યા! કે જે નિરંતર રતિ સમયે દાસીની પેઠે, એકાંત કરવામાં સખીની પેઠે,[૬૮] ધર્માચરણમાં સ્ત્રીની પેઠે, હિત વાક્ય કહેવામાં ભગિનીની પેઠે તથા ભોજન કરાવવામાં માતાની પેઠે મારી સેવા કરે છે, તે કૌસલ્યાના તેવા ઉત્તમ ગુણોપર મેં આજ દિન સૂધી કંઇ જ લક્ષ ન આપ્યું; ને તેનો અનાદર કરી માત્ર તારી જ પ્રીતિમાં હું લોભાયો. તે તારી પ્રીતિ, આજ મને કુપથ્ય ભોજનની પેઠે તાપ પમાડે છે.* અરે! રામને રાજ્યાભિષેકને ઠેકાણે વનવાસપ્રાપ્તિ જોઈ,[૬૯–૭૧] સુમિત્રાનો પણ પોતાના પુત્ર સંબંધે મારાપરથી વિશ્વાસ ઉઠી જશે; અને અહો! ધિક્કાર! ધિક્કાર! વૈદેહીની શી અવસ્થા થશે? અહો! તે મહા પતિવ્રતા સુંદરી તો રામનો વનવાસ તથા તેને લીધે થયેલું મારું મરણ, એ બે વાતના શોકસાગરમાં ડૂબી, હિમાલયના પ્રદેશમાં કિન્નરથી વિખૂટી પડેલી કિંનરીની પેઠે, નિશ્ચય પોતાના પ્રાણનો ત્યાગ કરશે.[૭૨–૭૪] અરે! તે સુકુમારી પોતાના પતિ સુકુમાર રામનો વિયોગ કેમ સહન કરી

---

* કુપથ્ય ભોજન ખાતાં તો સ્વાદિષ્ટ લાગે, પણ પછવાડેથી મહા અવગુણકારી થઈ પડેછે. ને તેને લીધે શરીરને રોગાદિ અનેક તાપ ભોગવવા પડે. તેવી રીતે કૈકેયીની પ્રીતિ આજે દશરથરાયને તાપ પમાડનારી થઈ પડી.

શકશે? રે! પ્રથમ તો હું જ, રામને વન જતી વેળા રુદન કરતી જનકપુત્રીને જોઈ કેમ જીવતો રહીશ? એ સઘળાં કારણોથી ખરેખર હું મરણ પામીશ; એટલે પછી વિધવા થઈને તું નિરાંતે તારા પુત્રસહિત રાજ્ય કરજે.૭૫ અહો! ઉપરથી સારી દેખાતી વસ્તુઓ પણ અંદરથી કેવી નાશકારક નીવડે છે? તું પણ એવી જ નીવડી. જેમ મનુષ્યો પ્રથમ પોતાની આંખને પ્રિય લાગવાથી લોભાઈ મદિરાનું પાન કરે છે, પણ પીધા પછી થતી વ્યથાથી તેનો વિષ જેવો દુર્ગુણ તેના ધ્યાનમાં આવે છે; તેમ મેં પણ તને પ્રથમ સતી જાણીને તારી સાથે પ્રીતિ કરી; પણ અરે, તું તો ખરેખર પોતાના પતિને મારી નાંખનારી કૃત્યા જ નીવડી.૭૬ અરે! રાગમોહિત મૃગ પારાધીની જાળમાં ફસાઇ મૃત્યુને વશ થાય છે, તેમ હું પણ તારી મિથ્યા વાણીમાં મોહ પામી મૃત્યુવશ થઇશ.૭૭ હે નિર્લજ્જ! જેમ આર્ય પુરુષો મદિરા પીનાર બ્રાહ્મણની નિંદા કરે, તેમ અયોધ્યાપુરનિવાસીઓ મારી નિંદા કરશે. તેઓ રાજમાર્ગોપર અથવા જ્યાં જ્યાં એકઠા મળશે, ત્યાં ત્યાં પરસ્પર કહેશે કે, 'જૂઓ! જૂઓ! દશરથ રાજા કેવો અનાર્ય પાપી છે! તેણે એક ક્ષુલ્લક સ્ત્રીને વશ થઈ, તેની પાસેથી સ્ત્રીસુખ મેળવવા માટે, પોતાના વહાલા પુત્રને વનમાં મોકલવારૂપ દ્રવ્ય આપીને તેને રાજી કરી!'૭૮ અહો! મારા જેવા કીર્તિમંત રાજાને એ કેટલું બધું દુઃખ! અહા! બીજું કંઈ નહિ, પણ આ રામને વનમાં મોકલવારૂપ મહાકષ્ટ મને પૂર્વજન્મે કરેલાં પાપોને લીધે જ પ્રાપ્ત થયું છે."૭૯

[થોડીક વાર સૂધી કૈકેયીના પ્રત્યુત્તરની વાટ જોયા પછી, વળી દશરથ બોલ્યોઃ] "અરે પાપિણી! ખરેખર, જેમ મનુષ્ય પોતાના ગળામાં રહેલી ફાંસીની દોરડીનું અજ્ઞાનથી રક્ષણ કરે છે, તેમ મેં પાપીએ અજ્ઞાનથી જ અદ્યાપિ સૂધી તારી રક્ષા કરી છે.૮૦ જેમ એકાંતમાં રમતો બાળક અજ્ઞાનપણાંથી કાળા સર્પનો સ્પર્શ કરે, તેવી જ રીતે એકાંતમાં રમણ કરતાં મેં તારો ઝેરી સાપણીનો સ્પર્શ કર્યો; પણ તું આવી રીતે મારું મૃત્યુ આણનારી થઈશ, એમ મેં જાણ્યું નહિ!૮૧ અરે! હું દુષ્ટાત્મા! મારા પિતાએ મને આપેલા રાજ્યથી (અધિકારી છતાં) રામને રહિત કરું છું, તેથી હું છડેચોક સભામાં કેમ બેસી શકીશ? સર્વ મનુષ્યો પ્રત્યક્ષ મારી નિંદા કરશે કે, 'વિષયાત્મા દશરથરાજા અવશ્ય મૂર્ખ છે. તેણે સ્ત્રીને લીધે પોતાના પ્રિય પુત્ર રામને વનમાં મોકલ્યો છે!'૮૨-૮૩ અરે! વિવિધ પ્રકારના રાજભોગોનો અનુભવ કરનાર રામ, વનમાં રહી નિરંતર વેદાધ્યયન, બ્રહ્મચર્ય તથા ગુરુજનોની સેવા ઇત્યાદિથી શરીરે બહુ શુષ્ક થઈને કષ્ટ પામશે.૮૪ હું જ્યારે ધર્મિષ્ઠ રામને વનમાં જવાની આજ્ઞા કરીશ, ત્યારે તે બીજો કશું પણ પ્રત્યુત્તર ન આપતાં તુરત મારી આજ્ઞાને માન્ય કરશે જ.૮૫ પણ મેં વનમાં જવાની આજ્ઞા કરવા છતાં તે મારા કહેવા પ્રમાણે ન કરે (વનમાં ન જાય) તો તો બહુ જ ઉત્તમ થાય (કેમકે તે નિરંતર મારી નજર–દૃષ્ટિ સમીપ રહે). પણ તે કદી તેમ કરશે નહિ.૮૬ હે નિર્દય કૈકેયી! જ્યારે મારો વહાલો રામ ઘોર વનમાં જશે, ત્યારે નિશ્ચય મૃત્યુ મારા આત્માને યમલોક પ્રત્યે લઇ જશે;૮૭ ને તેમ થશે ત્યારે પછવાડેથી તું તારા આવા ક્રૂર સ્વભાવને લીધે આ મારી પાછળ રહેલાં કૌસલ્યાદિ ઇષ્ટ જનોને બહુ દુઃખી કરીશ.૮૮ પણ રે! તેઓ તારી આગળ રહેશે જ ક્યાંથી? મારું તથા રામના વિયોગનું દુઃખ દેવી કૌસલ્યાથી સહન થઈ શકશે નહિ. તે જરૂર મરણ પામી મારી સાથે (પરલોકમાં) આવશે.૮૯ તેમ જ લક્ષ્મણ, રામ સાથે અત્યંત ઐક્ય હોવાથી વનમાં જશે, એટલે શત્રુઘ્ન પણ ભ્રાતૃસ્નેહને લીધે તે બંને ભાઈઓ સાથે વનમાં જશે; ત્યારે તે બંને પુત્ર તથા ભર્તારના વિયોગથી સુમિત્રા, પોતાનો દેહ ધારણ કરી શકશે નહિ; તે પણ મને જ અનુસરશે. એટલે પછી હે કુલક્ષયા! તું, રામ, લક્ષ્મણ તથા શત્રુઘ્ન એ ત્રણે પુત્રો, અને કૌસલ્યા તથા સુમિત્રા બંને સ્ત્રીઓ સહિત મને દુર્ગતિમાં (નરકમાં) નાંખી, ભલે સુખ ભોગવજે;૯૦ તથા મેં અને રામે ત્યાગ કરવાથી આકુળ થયેલા ઇક્ષ્વાકુકુળનું પણ સુખેથી પાલન કરજે.૯૧ વળી જો રામનું વન જવું, ભરતને પ્રિય હોય તો હું કહું છું કે, તે મારો પુત્ર જ નહિ! (મારા પુત્રમાં એવી અન્યાય બુદ્ધિ હોય જ નહિ). ને તેથી તેણે મારા પછવાડે મારી પ્રેતક્રિયા કરવી નહિ.૯૨ હે દુષ્ટા! રામ વનમાં જશે, ને હું મરણ પામીશ એટલે પછી વિધવા થયલી તું, સ્વામિહત્યારી, કુળનાશક, તારા પુત્ર સહિત ભલે રાજ્ય કરજે.૯૩ અહા! મારા પૂર્ણ દુર્દૈવને લીધે જ તું પાપિણી રાજપુત્રીરૂપે અવતરીને મારા ઘરમાં આવી રહી છે, કે જેને લીધે મારા મરણ પછી પણ લોકોમાં મારો અપયશ, ધિક્કાર અને અવજ્ઞા ગવાશે."૯૪

[આવાં અનેક બોધ અને ધિક્કારનાં વાક્યો કહેવા છતાં પણ હઠીલી કૈકેયી પોતાના નિશ્ચયથી ડગી નહિ, ત્યારે દશરથરાય વળી વિલાપ કરતો હોય તેવી રીતે

કહેવા લાગ્યો:] "અરે પ્રભુ! નિરંતર રથ, ગજ તથા અશ્વાદિ વાહનોથી ગતિ કરનારો મારો સુકુમાર રામ, મહાઅરણ્યમાં અડવાણે પગે કેમ કરી ચાલશે?[૯૫] રે! જેના ભોજન સમયે કુંડલાદિ અલંકારો ધારણ કરેલા પાકશાસ્ત્રીઓ (રસોઇયાઓ), તેના મુખને ભાવે તેવાં ભોજન તથા પાનાદિકના પદાર્થો તૈયાર કરી 'હુ પહેલો, હું પહેલો' એમ કહી પીરસે છે,[૯૬] તે મારો વત્સ રામ, વનમાંનાં ખાટાં, કડવાં તથા તીખાં ફળ અને કંદમૂળ ખાઇને કેમ રહી શકશે?[૯૭] હા દૈવ! નિરંતર સુખ ભોગવવા યોગ્ય અને અમૂલ્ય વસ્ત્ર ધારણ કરનાર રામ, શું હવે કાષાય વસ્ત્રો પહેરનારો થશે?[૯૮] અરેરે! રામને વનવાસ અને ભરતને રાજ્યાભિષેક, એ દારુણ વચન બીજા કોઇએ નહિ, પણ મારા દુષ્ટ કર્મે જ પ્રેર્યું છે!" [હજુ પણ શઠ કૈકેયીએ કંઈ પ્રત્યુત્તર ન આપ્યો; ત્યારે તે કોઇ બીજાની આગળ કહેતો હોય તેમ બોલ્યો:] "અહા! સ્ત્રી એ નામને જ ધિક્કાર છે, તે શઠ તથા સ્વાર્થને પરાયણ હોય છે. પણ રે! એમ કંઈ હું કૌસલ્યાદિ સર્વ સ્ત્રીઓને નથી કહેતો; હું તો કેવળ આ દુષ્ટા-ભરતની માતાને જ કહું છું."[૯૯-૧૦૦] [પછી કૈકેયીને સંબોધીને બોલ્યો:] "હે જગદનર્થકારિણી! હે સ્વાર્થપરાયણી! હે નૃશંસ કૈકેયી! શું ઈશ્વરે મને તાપ પમાડવા સારુ જ મારા ઘરમાં તને પ્રાપ્ત કરી છે કે? તને મારામાં અને સર્વ લોકનું હિત કરનાર રામમાં, તારું અપ્રિય થવાનું અથવા ભય પામવાનું શું કારણ દેખાય છે?[૧૦૧] ઓ ટુંકી મતિની કૈકેયી! વનવાસદુ:ખમાં મગ્ન થયેલા રામને જોઈ તારાથી અમે એકલા જ નહિ, પણ આખું જગત્ વિપરીત થશે; ને તેના ઉપર અતિ સ્નેહ હોવાથી બાળ, તરુણ અને વૃદ્ધ સ્ત્રી પુરુષો પોતાનાં પતિ પુત્રાદિકનો ત્યાગ કરી, તેની સાથે વનમાં જશે.[૧૦૨] અહો! દેવકુમાર સરખો સ્વરૂપવાન્ તથા દિવ્ય અલંકાર ધારણ કરનાર કાંતિમાન્ રામ, કે જેને મારી પાસે આવતો સાંભળીને, હું તેને પ્રત્યક્ષ જોવા સરખો હર્ષ પામું છું, તે જ્યારે મારી પાસે આવે છે ત્યારે તેને જોઇને હું અંત:કરણથી તથા બહારથી હૃષ્ટપુષ્ટ થઈ, યુવાન્ સરખો થઈ જાઉં છું,[૧૦૩] તે રામ, અહા! તે રઘુવીર, શું આજે વનમાં જશે? રે! સૂર્ય વિના વા ઇંદ્રે વૃષ્ટિ કર્યા વિના કદાચ જગત્ રહી શકે, પણ અયોધ્યાથી વનમાં જતા રામને જોઈ, ખરેખર હું જીવી શકીશ નહિ![૧૦૪] હે દુષ્ટા! રે મારા વિનાશની કામનાવાળી! હે મારું અહિત કરનારી તથા પૂર્વ જન્મની વેરણ કૈકેયી! ખરેખર, તને મારા મૃત્યુ માટે જ મેં અદ્યાપિ સૂધી મારા ઘરમાં રાખી! ને તારા સરખી મહા ઝેરી સાપણને ઘણા કાળ સૂધી અજ્ઞાનથી ઉત્સંગમાં રમાડી. તેથી જ હું હણાયો![૧૦૫] હે કૃત્યા! મારાથી તથા રામ લક્ષ્મણથી રહિત થયલો ભરત, પોતાના બાંધવ જનને હણીને પછી ભલે તારી સાથે રહી પુરનું તથા દેશનું રાજ્ય કરે ને તેથી ભલે મારા શત્રુઓ હર્ષ પામે.[૧૦૬] ઓ, મને પુત્ર વિયોગરૂપ પ્રહાર કરનારી! તારા રાક્ષસી જેવા દાંત આ વેળા ભેદ પામી, તારા મોંમાંથી નીકળી કેમ નથી પડતા;[૧૦૭] કે જેથી તું પતિપત્ની ભાવનો ત્યાગ કરીને મારી સાથે સ્વપ્નમાં પણ ન બોલવા જેવું ક્રૂર વચન મને કહે નહીં? અરે નિર્લજ્જ! વારંવાર તું મને એમ કહેતી આવી છે કે, 'રામ કદી કોઇને પણ અહિત કે અપ્રિય વચન કહેતો નથી, ને પરુષવાક્ય કહેવું, એ તો તેને માલમ સુદ્ધાં નથી, પણ ઉલટો પોતાના ગુણોવડે તે સર્વને અતિ આનંદ આપે છે;' ને આજે તું તેને જટા તથા ચીર વસ્ત્ર ધારણ કરી વનમાં જવાનું દોષિત વાક્ય કહે છે, તેથી તને લજ્જા નથી આવતી?[૧૦૮] રે શ્યામવદના! જોઇએ તો તું મૂર્છા ખાઇ પડી મર, ચાહે તો અગ્નિમાં બળી મર, અથવા જીવતા જીવત ભોંયમાં દટાઈ મર, પણ હું તારા કહેવા પ્રમાણે દારુણ કાર્ય કદી કરીશ નહિ.[૧૦૯] કેમ કે, હે તીક્ષ્ણ અને દુષ્ટ હૃદયવાળી! હે વૃથા પ્રિયવાદિની! રે સ્વકુલઘાતિની! ઓ પ્રાણસહિત મારા હૃદયને દહન કરનારી! હવે હું તને કોઇ રીતે જીવાડવા ઉત્સાહ રાખતો નથી."[૧૧૦] [આ પ્રમાણે તેને ભય ઉપજાવનારાં વાક્યો કહીને વળી આર્જવથી કહ્યું કે,] "અરે! પુત્ર રામ વગર હું જીવી શકું એમ નથી જ, તો પછી તેના વગર મને સુખ તે ક્યાંથી જ હોય? હે દેવિ! હરકોઇ રીતે પણ તું મારું અહિત કરવા યોગ્ય નથી, હવે ઘણી થઈ; કહે તો હું તારે પગે પડું, પણ તું મારા ઉપર પ્રસન્ન થા!"[૧૧૧]

એ પ્રમાણે દીન તથા અનાથની પેઠે કરગરતા દશરથરાજા, મર્યાદા મૂકી ગયેલી કૈકેયીના સૌંદર્યવશ થયેલા હોવાથી, તેના ચરણનો સ્પર્શ કરવા સારુ સમીપ જવા લાગ્યા. પણ "રે, આ શો વિપરીત સમય!" એમ વિચારતાં પુન: મુર્છા ખાઈ, કૈકેયીએ લાંબા કરેલા એ પગની મધ્યમાંજ તે ચત્તોપાટ થઈ પડી ગયો![૧૧૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં બારમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૧૩ મો.

## દશરથશોક.

[અહો ! સ્ત્રીનું અંતઃકરણ કેટલું કઠિણ અને નિર્દય હોય છે! તેનામાં કેટલી બધી શઠતા તથા હઠતા વસી રહેલી હોય છે! ને તેની બુદ્ધિ કેટલી બધી ક્ષુદ્ર હોય છે!] સ્ત્રીને કદી પ્રણામ કરવા યોગ્ય નહિ, એવા મહારાજા દશરથ કે જેનાં ચરણ પણ ઉઘાડી પૃથ્વીને ભાગ્યે જ સ્પર્શ કરતાં હશે, તે આ પ્રમાણે મૂર્છા ખાઈ કૈકેયીના પગમાં પડયા છે, છતાં કૈકેયી, લોકાપવાદને અને પતિની અવજ્ઞા કરવાના અપાર દોષને પણ ન ગણકારતાં, ઉલટી ભય દર્શાવતી તેના પ્રત્યે નિર્દયપણાંથી બોલીઃ[૧-૨] "મહારાજ! દૃઢવ્રત અને સત્યવાદીપણાંને માટે તું નિત્ય તારી શ્લાઘા કરે છે; ને આજે ખરેખરો સમય આવ્યો ત્યારે તો અનેક શપથો અને પ્રતિજ્ઞાઓ કરવા છતાં પણ મારું માગેલું વરદાન આપવાને ના કહે છે, એ કેવો અધર્મ કહેવાય ?"[૩] કૈકેયીના આ શબ્દો રાજાના અંતઃકરણમાં તીક્ષ્ણ બાણની પેઠે સોંસરા પેશી ગયા, ને એક મુહૂર્તપર્યંત તેનાથી વ્યાકુળતાને લીધે કશું બોલી શકાયું નહિ. તેણે નિશ્ચય કીધો કે, કોઇપણ ઉપાયે આ દુષ્ટા પોતાની હઠ મૂકશે નહિ; ત્યારે અત્યંત ક્રોધ પામી તેમણે તેને કહ્યું:[૪] "હે અનાર્યે! હે મારી શત્રુ! ભલે ત્યારે હું મરણ પામું ને નરશ્રેષ્ઠ રામ વનમાં જાય, એટલે પછી તારી પોતાની ઈષ્ટ કામનાને પામીને તું સુખી થજે."[૫] (સ્વગત) "અરેરે! હું મરણ પામી સ્વર્ગમાં જઇશ, તો ત્યાં પણ દેવતાઓ મને રામના કુશળ સમાચાર પૂછશે, ત્યારે હું તેને શો ઉત્તર આપીશ? મારી આજ્ઞાથી રામ વનમાં ગયો છે." એમ હું તેઓને કહીશ, તો ઉલટા તેઓ મને ઠપકો આપશે, ને એવા શ્રેષ્ઠ ગુણવાન્ પુત્રને વનમાં મોકલવા માટે મારો તિરસ્કાર કરશે, તે હું કેમ સહન કરીશ?[૬] 'કૈકેયીના વચનમાં બંધાવાથી મેં તેમ કીધું છે' એવું હું ખરું કહીશ, તો પણ દેવતાઓ તે અસત્ય માનશે.[૭] અરે! પ્રથમ હું ઘણા કાળસૂધી અપુત્ર હતો, ને મહા પરિશ્રમથી મહા તેજસ્વી રામ જેવા પુત્રને પામ્યો તો હવે તેનો શું મારે ત્યાગ કરવા વખત આવ્યો?[૮] રે! એ શૂરવીર, વિદ્વાન્, જિતક્રોધ, ક્ષમાવાન્ તથા કમલનયન રામને મારાથી, વિના અપરાધે વનમાં કેમ જ મોકલાય?[૯] અહો! એ શ્યામકમલવર્ણ, દીર્ઘબાહુ, મહાબળવાન્ તથા સર્વને આનંદ આપનાર રામને હું શું દંડકારણ્ય પ્રત્યે જવાનું પ્રસ્થાન કરાવીશ?[૧૦] રે! અનેક પ્રકારનાં સુખો જ ભોગવવા યોગ્ય રામનો, વનમાં જતી વેળાનો દુઃખરૂપ દેખાવ હું કેમ કરી જોઇ શકીશ?[૧૧] તેવો સમય આવતાં પહેલાં જ મારો આત્મા સ્વર્ગ પ્રત્યે ચાલ્યો જાય તો હું સુખી થાઉં; કે જેથી તે દુઃખને યોગ નહિ એવા રામના દુઃખરૂપ અનર્થને મારે જોવો ન પડે![૧૨] હે પાપસંકલ્પે! હે નૃશંસ કૈકેયી! ધિક્કાર છે તને, કે તું સત્યપરાક્રમી રામનું અને તારા ભર્તાનું જ અપ્રિય કરવા તત્પર થઇ છે![૧૩] રે! તારા કહેવા પ્રમાણે કરવાથી, થનારી અપકીર્તિ, જગતમાં પ્રસરેલી મારી મોટી કીર્તિનો પરાભવ કરશે."

આ પ્રમાણે વિલાપ કરતાં દશરથ રાજાનું ચિત્ત કેવળ ભ્રમિત થઇ ગયું.[૧૪] સૂર્યાસ્ત પછી તુરત જ તે અહીં (કૈકેયીના અંતઃપુરમાં) આવ્યો હતો ત્યારથી તે અત્યાર સૂધીમાં તો (ક્રોધાગારમાં) છેક ત્રણ પ્રહર રાત્રિ વીતી ગઈ, તોપણ કૈકેયી એકની બે થઇ નહિ. રાત્રિ ચંદ્રપ્રકાશને લીધે અતિ સુંદર ખીલી રહી હતી, ને ઋતુ વસંત હોવાથી ચંદ્રનાં નિર્મળ તથા શીતળ કીરણો મનુષ્યના મનને બહુ આનંદ પમાડતાં હતાં; પણ તેથી વૃદ્ધ દશરથરાયને કશું સુખ થાય એમ ન હતું.[૧૫-૧૬] તે આકાશની સામે જોઇ આર્ત જનની પેઠે મોટા ઉષ્ણ નિઃશ્વાસ નાંખતો વિલાપ કરતો રાત્રિને સંબોધી બોલ્યોઃ "હે નિર્મળ રાત્રિ! હે નક્ષત્રોના ઉદયથી શોભતી નિશા! હું તને હાથ જોડી પ્રાર્થના કરું છું કે, તું મારાપર દયા કરીને શીઘ્ર નિવૃત્ત ન થતાં જેવી ને તેવી જ રહે; કેમકે તારા સમાપ્ત થવા પછી આવનાર પ્રાતઃકાળને હું કદી જોવા ઇચ્છતો નથી. અથવા હે કલ્યાણિ! કદાચ તું ભલે નિવૃત્તિ પામ, કારણ કે આ નૃશંસ કૈકેયી, કે જેણે મને આવું મહત્ સંકટ પ્રાપ્ત કર્યું છે, તેને હું હવે જોવા ઇચ્છતો નથી." એ પ્રમાણે રાત્રિને કહી વળી તે ધર્મજ્ઞ મહારાજા, કૈકેયીને પ્રસન્ન કરવા માટે હાથ જોડી કહેવા લાગ્યાઃ "હે દેવિ! હું, કે જે શ્રેષ્ઠ આચરણવાળો છું, વળી વૃદ્ધ છું, વળી પૃથ્વીપતિ રાજા છું તે, દીન થઇ તારે વશ થયેલો છું. છતાં તું મારાપર કેમ કૃપા કરતી નથી?[૧૭-૨૦] હે શ્રેષ્ઠ બાલે! દુઃખને લીધે બોલાવા ન બોલવાના વિવેક વગર મેં તને તારા માંગવા પ્રમાણે વરદાન આપવાનું કહ્યું છે ખરું, પણ તું નિષ્કપટ અંતઃકરણવાળી છે, તેથી તારે આવી રીતે મારો છળ કરવો યોગ્ય નથી. વળી તેમ કરતાંય હું તારા વચનને અનુસરું, પણ રામને રાજ્યા-

ભિષેક કરવાનો નિશ્ચય આખી સભાની મધ્યમાં કર્યો છે, કંઈ મેં એકલાએ કર્યો નથી;[૨૧-૨૨] તેથી તું મારાપર કૃપા કરી સભ્ય પુરુષોમાં મારું ઉપહાસ ન થાય તેમ કર. વળી હે શ્રેષ્ઠ મુખ તથા દૃષ્ટિવાળી કૈકેયી! તેં મારી પાસે વરદાનમાં આખું અવિનાશી રાજ્ય માંગી પોતાને સ્વાધીન કરેલું જ છે, તો તે હવે તું કૃપા કરી પાછું પોતાના હાથથી રામને અર્પણ કર; જેથી આખા જગતમાં તું ઉત્કૃષ્ટ યશને પામીશ. એટલું જ નહિ, પણ એમ કરવાથી રામનું, સર્વ લોકનું, ગુરુજનોનું, મારું તથા તારું અને ભરતનું પણ તેં અત્યંત પ્રિય કર્યું કહેવાશે."[૨૩] આ પ્રમાણે તે શુદ્ધ ભાવવાળા નૃપતિએ દીનની પેઠે વિલાપ કરતાં ને ચોધારા આંસૂએ રડતાં અનેક વચનો કહ્યાં. પણ તેથી તે દુષ્ટ ભાવવાળી કૈકેયીને કશી અસર થઈ નહિ. ત્યારે પોતાની પ્રિયા, કે જે સર્વથા પોતાને અધીન જ હતી, તે આજે આવી નઠોર અને નિર્લજ્જ થઈ, પોતાનું ન માનતાં આવું પ્રતિકૂળ ભાષણ કરે છે એ જોઈ, તેમ જ રામને વનમાં મોકલવાથી ભવિષ્યમાં પોતાને થનારાં દુઃખને જોઈ, દશરથરાય તુરત સંજ્ઞારહિત (મૂર્છિત) થઈ પૃથ્વી ઉપર પડ્યા;[૨૪-૨૫] ને એમ વ્યથાને લીધે મોટા ઉષ્ણ નિઃશ્વાસ નાંખતાં બાકી રહેલી તે સઘળી રાત્રિ ગાળી કાઢી. નિયમ પ્રમાણે સૂતો તથા માગધો ત્યાં આવી તેમને જગાડવા માટે વાજિત્રો સાથે સુસ્વર ગાયન કરવા લાગ્યા. પણ આ વેળા તેમને એમાંનું કશું રુચે તેમ નહોતું. તેથી જાગ્રત થઇ તેમણે દુઃખને લીધે તે ગાયનાદિકનું નિવારણ કર્યું (બંધ કરાવ્યું).[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૧૩ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૪ મો.

## કૈકેયીની હઠ-મુહૂર્ત સમય.

એ પ્રમાણે પુત્રશોકની પીડાને લીધે સંજ્ઞારહિત થયેલા ઇક્ષ્વાકુ કુળદીપક દશરથરાયને પૃથ્વી ઉપર તરફડતાં જ આખી રાત્રિ વીતી ગઈ, તોપણ હઠીલી અને નિર્દય કૈકેયીનું મન યત્કિંચિત્ પણ ભેદ પામ્યું નહિ. તે દશરથરાયને કહેવા લાગી:[૧] "રાજેંદ્ર! પ્રથમ તમે મારા માગવા પ્રમાણે વરદાન આપવાનું કબૂલ કર્યું, ને હવે જાણે પોતાથી મોટું પાપ થઈ ગયું હોય એવા શોકવાન્ થઈ પૃથ્વી ઉપર કેમ પડી રહ્યા છો? સત્વર ઉઠો ને પોતાના સત્યનું પાલન કરવારૂપ મર્યાદાનું રક્ષણ કરો.[૨] ધર્મજ્ઞ પુરુષો પોતાના સત્યનું પાલન કરવું, એને જ પરમ ધર્મ કહે છે. મેં પણ પ્રથમ સત્ય ધર્મનો ઉદ્દેશ કરીને જ તમને વરદાન આપવા માટે પ્રેર્યા છે,[૩] તેથી જો તે નહિ આપો તો તમને મહા અધર્મની પ્રાપ્તિ થશે ને પરલોકમાં તમે દુર્ગતિ પામશો. તમે જાણો જ છો કે, પૂર્વે શૈબ્ય રાજા, શ્યેન પક્ષીને (રક્ષણ કરવાનું) વચન આપ્યા પછી પોતાના શરીરનું માંસ આપી ઉત્તમ ગતિ પામ્યો છે;[૪] મહા તેજસ્વી અલર્ક રાજાએ પોતાનું વચન પાળવા અર્થે જ બ્રાહ્મણને પોતાનાં નેત્ર આપ્યાં છે; ને નદીપતિ સમુદ્ર પણ દેવતાઓ આગળ વચને બંધાવાને લીધે જ પર્વણી સમયે (ભરતી વેળા) પણ કિનારાનું ઉલ્લંઘન કરતો નથી.[૫-૬] સત્ય છે તે સાક્ષાત્ પરબ્રહ્મરૂપ ૐકાર છે, સત્યમાં ધર્મ છે, પ્રતિષ્ઠા છે, સત્યમાં અક્ષય વેદ છે, સત્યમાં અવિનાશી પરમાત્માનો નિવાસ છે.[૭] માટે હે મહારાજ! હે નરેંદ્ર! જો તમારી મતિ ધર્મમાં પ્રવર્તેલી હોય તો સત્યનો ત્યાગ ન કરતાં રામને વનવાસ થવાનું મારું માગેલું વરદાન સફળ કરો.[૮] વળી હે આર્ય! હું તમને નિશ્ચયપૂર્વક પુનઃ પુનઃ ત્રણ વાર કહું છું કે, તમે ધર્મની કામના માટે તથા મારા વચનમાં બંધાવાને લીધે તમારા પુત્ર રામને વનમાં મોકલો.[૯] જો તેમ નહિ કરીને મારો તિરસ્કાર કરશો તો નિશ્ચય હું તમારા સમીપમાં જ મારા જીવિતનો ત્યાગ કરીશ."[૧૦] આ પ્રમાણે નિઃશંક તથા નિર્ભયપણે કૈકેયીએ અતિ કઠોર વચન કહ્યાં ત્યારે, દશરથરાયની અવસ્થા બહુ દુઃખકારક થઈ પડી. તેણે આ મહા દુઃખથી છૂટવાનો એકે માર્ગ જોયો નહિ; કેમ કે તેને નિશ્ચય થયો કે, આ દુષ્ટ સ્ત્રી પોતાની હઠ કોઈ કાળે મૂકવાની નથી. હવે તો તે ઈંદ્રે પ્રેરેલા વામનજીના વચનમાં બંધાયલા બલિરાજાની પેઠે, પૂરેપૂરા તેણીના વચનપાશમાં બંધાયો;[૧૧] જેથી તેના હૃદયની સ્થિતિ ચક્રના મધ્યમાં રહેનારી ધરીના જેવી અસ્થિર થઈ રહી. લાગલો જ તેના મુખનો વર્ણ વિવર્ણ થઈ ગયો.[૧૨] પણ પછી પોતાનાં વિકળ ચિત્તને જેમ તેમ સ્થિર કરી, વિકળ નેત્રે જોતાં તેણે કૈકેયીને કહ્યું:[૧૩] ["હે પાપિણિ! હે દુષ્ટા કૈકેયી! તારી આવી દુર્બુદ્ધિને માટે હું તને જેટલી શિક્ષા કરું તેટલી થોડી છે, પણ શું કરું? તારા વચનમાં બંધાયલો હોવાથી તેમ થઈ શકે તેવું નથી. પણ હે કૃત્યા!] મેં અગ્નિની સમક્ષ મંત્રપૂર્વક જે તારું પાણિગ્રહણ કર્યું છે, તે વ્યવહારને

તથા મારાથી ઉત્પન્ન થયેલા પુત્ર ભરતને પણ આ માટે હું ત્યાગ કરીશ.[૧૪] રજની ગઇ છે ને પ્રભાત થયું છે, માટે ગુરુજનો મને અભિષેક કરવાની ઉતાવળ કરશે ને હું પણ અવશ્ય રામને રાજ્યાભિષેક કરીશ; એટલે તું તેનું નિવારણ કરનારી હોવાથી નિશ્ચય મારાપર રીસાઇશ. ભલે, એ વાતની હું કંઈ પરવા કરતો નથી.[૧૫] પણ એટલું કહું છું કે, તેમ થાય તો મારા મરણ પછી મારી જલદાન ક્રિયા તારે કે તારા પુત્ર ભરતે કરવી નહિ, તે તો રામ જ કરશે. રે દુષ્ટા! તને લજ્જા આવતી નથી? જેમ કરવાથી અવશ્ય મારું મૃત્યુ થાય એમ છે, તેવા કાર્યમાં શું તું મને આવી રીતે પ્રેરે છે? અરે! જે રામનું મેં વારંવાર ઊંચું અને કમળ સરખું વિકસિત મુખ જોયું છે, તેને હું વનમાં જવાની આજ્ઞા કરીશ, તે વેળા તેનું હર્ષ રહિત, કરમાયલું તથા જનસમૂહમાં નીચું થયેલું મુખ હું કેમ કરીને જોઈ શકીશ? તેમ થવા કરતાં તો મને મરણ પ્રાપ્ત થાય, એને જ હું વધારે શ્રેષ્ઠ ગણું છું."[૧૬-૧૮]

ચન્દ્રની નક્ષત્રમાળા જતા સૂધી ને ઉજ્જવળ પ્રભાત થતાં સૂધી રાજાએ આમ ઘણી ઘણી રીતે સમજાવ્યા, છતાં ક્રોધ મૂર્છિત તથા પાપીના સરખાં આચરણવાળી કૈકેયી, રાજા ઊઠવા લાગ્યો ત્યારે પુનઃ આ પ્રમાણે પરુષ વાક્ય બોલી;[૧૯-૨૦] "તું મને મારાં માગેલાં વરદાન આપીને જ ઊઠ. હે રાજા! ઝેર ખાધાથી મનુષ્યને જેવી વ્યથા થાય તેવી વ્યથા ઉપજાવનારાં વચન તું મારી પ્રત્યે કેમ બોલે છે? તું સર્વ પરિતાપ મૂકી દઈ ઝટપટ શૌચાદિ કૃત્ય કરીને મારા પુત્ર ભરતને રાજ્યાસનપર બેસાડ, રામને વનમાં મોકલ ને મને શત્રુ વગરની કર; ત્યારે જ તું કૃતકૃત્ય થશે."[૨૧-૨૨] દશરથરાય પરમ ધર્મિષ્ઠ રાજા હતો ને તેનું પોતાનું વચન તેના પોતાથી કદી મિથ્યા થાય એમ નહોતું. પરંતુ રામ વનમાં જાય એ કાર્ય કેવળ અયોગ્ય હોવાથી કોઈ પણ રીતે તેનું નિવારણ થાય, એ માટે તે યત્ન કરતો હતો ને તે માટે જ તેમણે કૈકેયીને સામ, દામ, ભેદ, દંડાદિ સર્વ પ્રકારે સમજાવવા છતાં તેણીએ પોતાની દુષ્ટ હઠ છોડી નહિ; ત્યારે આ ઉપરના તેણીના બોલવાથી તેણે નિશ્ચય કર્યો કે, "હવે હું જે કંઈ યત્ન કરીશ તે વ્યર્થ જ છે, ને મારે ધર્મને અનુસરીને તેણે માગેલું વરદાન આપવું જ પડશે." આવા વિચારથી દશરથ જેમ ચાબુકના મારથી ઉત્તમ અશ્વ તેના સ્વારને આધીન થાય, તેમ પોતે કૈકેયીના વચનને આધીન થઈ બોલ્યો:[૨૩]

"અહો અવિચારિણી! શું કરું, હું ધર્મરૂપ બંધનવડે બંધાયલો છું ને મારો વિનાશકાળ પાસે આવેલો હોવાથી મારી બુદ્ધિ પણ નાશ પામી છે. પણ તને કોઈ વાતે ગ્લાનિ કે દયા આવતી નથી,તો ભલે, તારું કર્યું તું ભોગવ, ને જેમ તને ઇષ્ટ લાગે તેમ કર; પણ હવે એક વાર હું મારા ધર્મિષ્ઠ જ્યેષ્ઠ પુત્ર રામને નયન ભરી જોવા ઇચ્છું છું, તેથી દયા લાવી એટલું તો મારું પ્રિય થવા દે." એટલું કહી દશરથરાય મૂર્છિતની પેઠે પૃથ્વીપર પડ્યો પડ્યો પોતાના દુઃખશોકનો વિચાર કરવા લાગ્યો.[૨૪]

રાત્રિ નિવૃત્ત થઈ, નિર્મળ પ્રભાત થયું, સૂર્યનારાયણે પોતાનો કોમળ પ્રકાશ ગૃહોનાં તથા દેવાલયોનાં શિખરોપર પ્રસારી દીધો. પુણ્યરૂપ પુષ્ય નક્ષત્રનો યોગ તથા શ્રેષ્ઠ મુહૂર્ત પ્રાપ્ત થયું હતું.[૨૫] આગળ વર્ણવ્યા પ્રમાણે નગરના સર્વ માર્ગો વાળી ઝાડીને ચંદનાદિથી છાંટી સુશોભિત કરી મૂકેલા હતા; મંદ મંદ પવનલહરીથી આખા શેહેરમાંની ધ્વજા તથા પતાકાઓ હળવે હળવે ફરકી રહી હતી, માર્ગોપર તથા સર્વત્ર વિચરતાં મનુષ્યો અતિ હર્ષિત થયેલાં હતાં, વ્યાપારીઓએ આજ ઉત્સવનો દિવસ હોવાથી વેહેલા ઉઠી, અનેક પ્રકારની સમૃદ્ધિવાળા વિક્રય પદાર્થોથી સજેલી પોતાની દુકાનો શણગારી દીધી હતી ને સર્વત્ર ચંદન તથા અગરુના ધૂપો થયેલા હોવાથી આખું નગર બહેક બહેક થઇ રહ્યું હતું. તે વેળા પોતાના શિષ્યો સહિત સર્વગુણસંપન્ન વસિષ્ઠ ઋષિએ દર્ભાદિ સાહિત્ય સાથે પોતાના આશ્રમથી* આવી, તે ઇંદ્રપુરી સમાન સૌભાગ્યવતી અવધપુરીમાં પ્રવેશ કર્યો.[૨૬-૨૯] શ્રીમાન્ વસિષ્ઠ મહામુનિ રાજમંદિર આગળ આવ્યા તો (જોયું તો જણાયું કે મહાલયપર) તેનાપર અનેક પ્રકારની અમૂલ્ય ધ્વજાઓ આરોપણ કરેલી હતી. રાજ્યાભિષેક જોવા માટે નગરના તથા દેશના લોકો ત્યાં ઠઠબંધ એકઠા થયેલા હતા. આગળ ગયા તો ઠારોઠાર ઘણાક બ્રાહ્મણો તથા હિરણ્યના સુશોભિત દંડો ધારણ કરેલા રાજસેવકો ઉભેલા હતા. શણગારેલા શ્રેષ્ઠ અશ્વોથી ચારેકોર વેષ્ટિત થયેલું અંતઃપુર બહુ શોભાયમાન દેખાતું હતું.[૩૦] અંતઃપુરની બહાર ઉભેલા આ સર્વ સમૂહને ઉલ્લંઘન કરી પરમ પ્રીતિમાન્ વસિષ્ઠ ઋષિએ પોતાની સાથેના સર્વ શ્રેષ્ઠ ઋષિઓ સહિત અંદર

* વસિષ્ઠ મુનિ દશરથરાયના પુરોહિત હતા ખરા, પરંતુ તે નગરમાં ન વસતાં પોતાના અરણ્યમાં આવેલા આશ્રમમાં જ વસતા હતા.

(રાજગૃહમાં) પ્રવેશ કર્યો.[31] તે દ્વારમાં પેસતાંજ તેમને મહારાજા દશરથનો સારથિ સચિવ સુમંત્ર અંતઃપુરમાંથી બહાર આવતો હતો તે મળ્યો. તેને જોઈ વસિષ્ઠ ઋષિએ કહ્યું: "હે પ્રિયદર્શન સુમંત્ર![32] તું ઉતાવળથી મારું આગમન દશરથરાયને જણાવી રામને અભિષેક કરવા માટેનાં સર્વ સાહિત્ય તૈયાર થયેલાં છે, તે વિદિત કર.[33]હે સૂત! અભિષેક કાર્યમાં મુખ્યત્વે જોઇતા પદાર્થ જેવા કે, ગંગા તથા સમુદ્રના જળથી ભરેલા સુવર્ણકુંભ, ઉમરાના કાષ્ઠનો ભદ્રપીઠ,[34] સર્વ ઔષધિ, સૌગંધિક પદાર્થો, વિવિધ પ્રકારનાં રત્નો, મધુ, દહીં, ઘૃત, શાળ, દર્ભ, પુષ્પ, દૂધ,[35] આઠ કુંવારી કન્યાઓ, મદોન્મત્ત શ્રેષ્ઠ હસ્તી, ચાર અશ્વો જોડેલો શ્રેષ્ઠ રથ, ખડ્ગ, ઉત્તમ ધનુષ્ય,[36] ઉંચકનારા સહિત પાલખી, ચંદ્રસમાન કાંતિવાળું શ્વેત છત્ર, બે શ્વેત ચામરો, સુવર્ણની ઝારી,[37] સુવર્ણની સાંકળથી બાંધેલો તથા શ્રેષ્ઠ કાંધવાળો શ્વેત બળદ, ચાર દાઢવાળો મહાબળવાન્ કેસરી સિંહ, અશ્વોમાં શ્રેષ્ઠ અશ્વ,[38] સિંહાસન, વ્યાઘ્રચર્મ, સમિધ અને અગ્નિ એ સર્વ સાહિત્ય તૈયાર છે. વળી સર્વ પ્રકારનાં વાદિત્રો,[39] અલંકાર ધારણ કરેલી સૌભાગ્યવતી સ્ત્રીઓ, વેશ્યાઓ, આચાર્યો, બ્રાહ્મણો, ગાયો, પવિત્ર મૃગો તથા પક્ષીઓ, અયોધ્યાના તથા દેશાંતરના શ્રેષ્ઠ પુરુષો, પોતાના ભૃત્યો સાહિત્ય વ્યાપારીઓ,[40] અને બીજા પણ પ્રિયવાદી મનુષ્યો સહિત પરદેશી રાજાઓ રામને થનારા રાજ્યાભિષેકને માટે રાજદ્વાર આગળ આવી ઉભા છે.[41] વળી સઘળા શુભ યોગો પણ પ્રવર્ત થઈ ચૂક્યા છે; માટે હે સૂત! તું શીઘ્રતાથી દશરથરાય પાસે જઇને રામને અભિષેક કરવાની શુભ વેળા વહી ન જાય, તેને માટે ઉતાવળ કરાવ."[42] રાજગુરુનાં આવાં વચન સાંભળી, સુમંત્ર તુરત ત્યાંથી પાછો વળ્યો, ને દશરથરાયનું સ્તવન કરતો તેમના અંતઃપુરમાં ચાલ્યો.[43]

સર્વ દ્વારપાળોને પ્રથમથીજ દશરથરાયની આજ્ઞા થયેલી હોવાથી સુમંત્રને અંતઃપુરમાં જતાં કોઇએ અટકાવ્યો નહિ.[44] તે એકદમ જ્યાં મહારાજા હતા ત્યાં ગયો. તેની સ્થિતિ આ સમયે કેવી થયેલી છે, એ જાણ્યા વગરજ પરમ મધુર વાણીથી તે તેની સ્તુતિ કરવા લાગ્યો.[45] તે દ્વાર આગળ ઉભો રહી બન્ને હાથ જોડી બોલ્યો: "મહારાજાધિરાજ! જેમ સૂર્યોદય વેળાએ સમુદ્ર તેજસ્વી થઇને મનુષ્યોને હર્ષ પમાડે છે, તેમ આપ પ્રસન્નપણે ઉઠી પોતાના પ્રીતિયુક્ત મનવડે અમને (સર્વ પ્રજાને) આનંદ પમાડો.[46–47] હે પ્રભુ! પૂર્વે માતલી નામના સારથિએ આ વેળાએ (પ્રભાત સમયે) ઇંદ્રની સ્તુતિ કરી હતી, જેથી તેણે સર્વ દાનવોને જિત્યા હતા. તેમ હું તારી (શત્રુ વિજયરૂપ ફળ આપનારી) સ્તુતિ કરું છું.[48] વળી હે રાજેંદ્ર! જેમ અંગ સહિત વેદો તથા વિદ્યાઓ, બ્રહ્માને સૃષ્ટિ કરવા સારુ બોધ કરે છે, તથા સૂર્ય અને ચંદ્ર જેમ પોતાના ઉદયથી પૃથ્વીમાં વસનાર પ્રાણીઓને તેનાં કાર્યો માટે બોધ કરે છે, તેમ હું તને[49–50] સ્વકાર્યમાં પ્રસન્નપણે તત્પર થવા માટે સ્તુતિબોધ કરું છું. તેથી તું ઉઠ, સ્નાનાદિ કર્મ કરી મંગલ વસ્ત્રાલંકારો ધારણ કર; ને મેરુ પર્વતપર ઉદય પામતા સૂર્યની પેઠે સ્વતેજે કરી ઉદય પામ.[51] હે રાજેશ્વર! રામને રાજ્યાભિષેક કરવા સારુ જોઇતાં સર્વ સાહિત્યો સિદ્ધ થયાં છે; અયોધ્યાપુરીના તેમ જ દેશાંતરોના મનુષ્યો હાથ જોડી દ્વાર પ્રત્યે આવી ઉભા છે[52] તથા મહાસમર્થ વસિષ્ઠ ઋષિ પણ બ્રાહ્મણો સહિત અભિષેકકાર્ય માટે સાવધ થઈ, અંતઃપુરના દ્વાર આગળ પધારેલા છે, માટે એ સર્વને તું શુભ મુહૂર્ત વટી જતા પહેલાં રામાભિષેક કરવાની આજ્ઞા આપ.[53] કેમ કે નાયક વગરની સેના, પાલનકરનાર વગરનાં પશુ, ચંદ્ર વિનાની રાત્રિ તથા વૃષભ વિનાની ગાય[54] એ વગેરે જેમ સૂનાં લાગે છે તેમ રાજા વગરનું રાજ્ય, સૂનું લાગે છે." આવાં અર્થયુક્ત સાંત્વના ભરેલાં સુમંત્રનાં વચન સાંભળીને,[55] દશરથરાયને ઉલટો વધારે શોક ઉત્પન્ન થયો. જેથી આંખમાં આંસુ ભરાઇ જતાં તે બોલ્યા: "હે સુમંત્ર![56] તેં મારી સ્થિતિને જાણી નથી, તેથી આ કૈકેયીનાં કઠોર વચનોવડે વિંધાયલા મારાં મર્મસ્થાનને તું સ્તુતિનાં વાક્યોવડે વધારે વિંધે છે!"[57] આ પ્રમાણે દીન તથા કરુણા ભરેલાં દશરથરાયનાં વચન સાંભળી, સુમત્ર કાંઇક ભ્રાંતિ પામી જરાક પાછો હઠ્યો, ને હવે પછી મહારાજા શું કહે છે તેની વાટ જોતો હાથ જોડી ઉભો રહ્યો; પણ દીનતાને લીધે દશરથરાય જ્યારે તેની સાથે કશું વધારે બોલી શક્યા નહિ, ત્યારે બોલવામાં કુશળ કૈકેયી બોલી ઉઠી:[58–59] "સુમત્ર! શું તને ખબર નથી? મહારાજા તો રામને રાજ્યાભિષેક કરવાના અતિ હર્ષોત્સાહને લીધે આજની આખી રાત્રિ જાગ્યા છે, તેથી શ્રાન્ત થઈ તે હમણાં નિદ્રાવશ થયા છે, માટે તું ઝટપટ કાંઇ વિચાર કર્યા વગર મહાયશસ્વી રાજપુત્ર રામને જ તેમની આગળ

તેડી લાવ; એટલે તેને જોઇ પોતે તુરત જાગ્રત થશે."[૬૦-૬૧] ત્યારે સુમન્ત્રે કહ્યું: "હે મહાદેવિ! તેં કહ્યું તે ખરું હશે, પણ રાજાનાં વચન સાંભળ્યા વિના હું કેમ જાઉં?" આ સાંભળી સુમન્ત્રના પોતા તરફનાં આજ્ઞાનુવર્તીપણાં માટે મનમાં પ્રશંસા કરતો દશરથરાય બોલ્યો:[૬૨] "આહા હા સુમન્ત્ર! હું શ્યામ સુંદર રામનું મુખાવલોકન કરવા ઇચ્છું છું, માટે તું ઉતાવળથી તેને અહીં બોલાવી લાવ." એમ મહારાજાની આજ્ઞા થઈ, એટલે સુમન્ત્ર બહુ હર્ષ પામી, તુરત ત્યાંથી રામને બોલાવવા માટે ચાલ્યો. ત્યાં તો વળી કૈકેયીએ રામને નિર્વિલંબે તેડી લાવવા માટે કહ્યું, ત્યારે સુમન્ત્ર વિચાર કરવા લાગ્યો કે,[૬૩-૬૪] "અહો! મહારાજા કાંઇ બોલતા નથી, ને કૈકેયી રામને રાજ્યાભિષેક કરવાની આટલી ઉતાવળ કરે છે, એ શું? હું ધારું છું કે, જાગરણના શ્રમને લીધે મહારાજા કંઇ કહેતા નથી, ને તેથી તે હમણાં બહાર પણ આવશે નહિ. પણ ઠીક છે, હું રામને અહીં તેડી લાવીશ, એટલે તેને જોવાની પ્રીતિને લીધે આપોઆપ સાવધ થઇ અભિષેકકાર્યમાં પ્રવૃત્ત થશે." આવો વિચાર કરતો તથા રામનાં દર્શન કરવા માટે હર્ષ પામતો સુમન્ત્ર, *સમુદ્રના ધરાસમાન દશરથરાયના અંતઃપુરમાંથી બહાર નીકળવા લાગ્યો.[૬૫-૬૬] તે વેળા રાજદ્વારની અંદર આવી ઉભેલા અધિકારીઓ તથા બહાર એકઠા મળેલા શ્રીમાન્ મહાજનોને રાજ્યાભિષેકની વાટ જોતા તેણે જોયા.[૬૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ચઉદમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૧૫ મો.

## સુમન્ત્રનું પ્રત્યાગમન.

આગળ કહેવામાં આવી જ ગયું કે, રામને રાજ્યાભિષેક કરવા માટે દશરથરાયે પ્રેરેલા બ્રાહ્મણો, રાજાના ગોર, રાજાનો અમાત્ય વર્ગ (પ્રધાન મંડળ), સેનામાંના મુખ્ય પુરુષો ને મુખ્ય મુખ્ય સદ્દગૃહસ્થો તથા વ્યાપારીઓનો સમૂહ, પ્રાતઃકાળ સમે રાજદ્વાર આગળ આવી એકત્ર થયો છે.[૧-૨] નિર્મળ સૂર્યોદય થયો, તે વેળા પુષ્ય નક્ષત્રનો યોગ અને રામના જન્મકાળનું કર્કલગ્ન પ્રાપ્ત થયું,[૩] ત્યારે વસિષ્ઠાદિ દ્વિજેંદ્રોએ, રામને રાજ્યાભિષેક કરવા સારુ સુવર્ણના કળશો, ભદ્રપીઠ, વ્યાઘ્રચર્મથી મઢેલો રથ, ગંગા યમુનાના સંગમનું પવિત્ર જળ, બીજી પણ પવિત્ર નદીઓનાં જળ, કૂવાનાં જળ, સરોવરનાં જળ, પૂર્વ દિશા ભણી વહેતી નદીઓનાં, ઉત્તર તરફ વહેનારી નદીઓનાં તથા સર્વ સમુદ્રનાં જળ, પાણીથી ભરેલા પલ્લવો સહિત સોના રૂપાના કુંભો, મધ, દહીં, ઘૃત, શાળ, દર્ભ, પુષ્પ, દુધ,[૪-૭] સારાં આચરણોવાળી તથા આભૂષણોવાળી વારાંગનાઓ, ચન્દ્રની કિરણો સમાન કાંતિવાળું, રત્નજડિત સોનાની ડાંડીવાળું ચામર, ચન્દ્રના મંડળ જેવું શ્વેત છત્ર વગેરે અભિષેકમાં ઉપયોગી સાહિત્યો તથા સુંદર આઠ કુમારિકાઓ, મદોન્મત્ત શ્રેષ્ઠ હસ્તી,[૮-૧૧] શ્વેત વૃષભ, શ્વેત અશ્વ, સર્વ જાતનાં વાદિત્રો, સ્તુતિ કરનારા બદિજનો ઇત્યાદિ સર્વ સાહિત્ય પણ સિદ્ધ કર્યાં ને ઈક્ષ્વાકુ વંશમાં પરંપરાથી રાજ્યાભિષેક માટે તૈયાર કરવામાં આવતી સઘળી તૈયારીઓ કરીને રાજાના પુરોહિતો વગેરે રાજદ્વાર આગળ આવીને ઉભા.[૧૨-૧૩] પણ હજુ સુધી રાજાને અંતઃપુરથી બહાર નહિ આવેલા જોઇ, તેઓ પરસ્પર કહેવા લાગ્યા; "ભાઇઓ! આપણે અહીં આવેલા છીએ એવી રાજાને કોણ ખબર આપશે? રાજ્યાભિષેકનો સમય થઇ ચૂકયો છે ને આપણે પણ સર્વ સાહિત્યો સાથે તૈયાર છીએ, છતાં મહારાજા હજુ બહાર પધાર્યા નથી."[૧૪-૧૫] આ વેળા સુમન્ત્ર રામને તેડવા સારુ જતો હતો, તેણે લોકોનું આવું બોલવું સાંભળી તેઓ પ્રત્યે વિનયથી કહ્યું: "હે સર્વ ઋષિઓ તથા રાજાઓ સહિત સદ્દગૃહસ્થો! હું હમણાં મહારાજાની આજ્ઞાથી રામને બોલાવી લાવવા સારુ જાઉં છું.[૧૬-૧૭] પણ તમે સૌ મહારાજાને તથા રામને અત્યંત માન્ય છો, તો તમારા કહેવાથી હું પ્રથમ અંતઃપુરમાં જઈ મહારાજાને તમારા સમાચાર નિવેદન કરીશ." એમ કહી સુમન્ત્ર તુરત પાછો વળી અંતઃપુરમાં આવ્યો.[૧૮] દ્વારમાં પ્રવેશ કરી દશરથરાયના વંશની સ્તુતિ કરતો છેક રાજાના શયનગૃહ પ્રત્યે જઈ, શયન સ્થાનના પડદા આગળ ઉભો રહીને[૧૯-૨૦] અનેક આશીર્વાદયુક્ત મધુર વચનોથી રાજાની સ્તુતિ કરવા લાગ્યો: "હે કાકુત્સ્થ! સૂર્ય, ચંદ્ર, શંકર, કુબેર, વરુણ, અગ્નિ તથા ઇંદ્રાદિ દેવો તને વિજયની પ્રાપ્તિ કરો. હે રાજન્! શોભાયમાન રાત્રિ નિવૃત્ત થઇને કલ્યાણરૂપ પ્રભાત થયું છે,[૨૧-૨૨] માટે આપ હવે જાગ્રત થાઓ, અતિ ઉત્સાહી કર્તવ્યમાં પ્રવૃત્તિ પામો. કેમકે બ્રાહ્મણો,

* સમુદ્ર જેમ ગંભીર હોય છે, તેમ રાજાઓનાં અંતઃપુર પણ અનેક ભેદોથી ભરેલાં તથા કોઇથી કળી ન શકાય તેવાં હોય છે.



દશરથ પ્રાણત્યાગ. પૃષ્ઠ ૧૮૧.

સેનાના નાયકો તથા સદ્‌ગૃહસ્થો આદિ સૌ પ્રજા હવે આપનાં દર્શનની ઇચ્છાથી દ્વારપ્રત્યે ઉત્કંઠિત થઈ ઊભી છે."[૨૩] રાજકાજના સર્વ ગુપ્ત વિચારો કરવામાં કુશળ સુમન્ત્રનાં આવાં સ્તુતિ વચન સાંભળી, અંદરથી દશરથરાયે કહ્યું:[૨૪] "સુમંત્ર! મેં તને રામને બોલાવી લાવવા માટે કહ્યું છે, છતાં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી તું પાછો કેમ આવ્યો? મેં કંઈ નિદ્રાવશપણે તને આજ્ઞા કરી નથી. માટે હમણાંને હમણાં તું જા ને ઉતાવળથી રામને અહીં બોલાવી લાવ."[૨૫-૨૬] આ વચન સાંભળી સુમન્ત્ર તુરત ત્યાંથી બહાર નીકળ્યો, ને દ્વાર આગળ ઉભેલાઓને "રાજાજી જાગ્રત થયા છે," એમ જણાવી, ધ્વજાઓ આદિ અલંકારોથી સુશોભિત કરેલા રાજમાર્ગપર તેણે પોતાનો રથ હાંકયો.[૨૭-૨૮] આ સમયે માર્ગોપર એકઠા થયેલા મનુષ્યો રામાભિષેકના ઉત્સાહને લીધે અનેક હિત વાર્તાઓ કરતા હતા, તે સાંભળવાથી આનંદ પામતા સુમન્ત્રે દૂરથી રામના અતિ સુશોભિત મંદિરને જોયું!

કૈલાસગિરિ સમાન પ્રૌઢ રામમંદિર ઘણે દૂરથી મનુષ્યોના જોવામાં આવતું હતું.[૨૯-૩૦] તે જાણે સાક્ષાત્ અમરાપુરીમાંનું ઇંદ્રભવન હોયની તેવું દેદિપ્યમાન હતું. આ સમયે તેનાં મોટાં દ્વારો બંધ હતાં. તેના મોખરાના ભાગપર નીચેથી તે છેક ગોપુરના દશમા માળ સૂધી નાના પ્રકારની સુવર્ણની પ્રતિમાઓ આવી રહેલી હતી. જેની ચારે બાજૂઓમાં ઉત્તમ રત્ન જડિત સ્તંભોવાળી સુવર્ણની વેદીઓ (ઓટલા) આવી રહેલી હતી. જેના મુખ્ય દ્વારને વિષે મણિ તથા વિદ્રુમનાં તોરણો લટકી રહ્યાં હતાં. આખું મંદિર ઘણા ઊંચા સ્ફટિકની જાતના પાષાણનું રચેલું હોવાથી શરદ્‌ઋતુનાં મધ્યાહ્ન સમે ચળકતાં શુભ્ર વાદળાં જેવી તેની પ્રભા પડતી હતી. અંદરથી તો જાણે સુમેરુ પર્વતની કોઈ મહા ગુફા હોય તેવું તે વિસ્તીર્ણ હતું.[૩૧-૩૨] અંદરના સ્તંભો, ચંદ્રવા તથા તેઓની બાજૂએ પડતી ઝુલોમાં અલંકારરૂપે વચ્ચે આવેલી પુષ્પ તથા સુવર્ણની માળાઓમાંના હીરા તથા મણિઓથી પ્રત્યેક સ્થળ અતિ સુશોભિત લાગતું હતું. ઠારોઠાર બારી, બારણાં, આસનો, બેઠકો અને બીજી પ્રત્યેક જગ્યાઓ સઘળી મણિ અને મુક્તાફળોથી જ અલંકૃત કરેલી હતી.[૩૩] સઘળે અગરુ ચંદનવડે ભૂષિત કરેલું હોવાથી મલયગરની પેઠે નિરંતર મનને હર્ષ ઉપજાવે એવા સુગંધથી તે સુવાસિત થઈ રહેલું હતું. સારસ, મયૂર આદિ અનેક પ્રકારનાં પક્ષીઓ મધુર શબ્દો કરતાં આમતેમ ફરી બહુ શોભા આપી રહ્યાં હતાં.[૩૪] ઉત્તમ શિલ્પીએ, રામપરની અતિ પ્રીતિને લીધે પોતાની સર્વોત્કૃષ્ટ કળાનો ઉપયોગ કરી સોનેરી, રૂપેરી તથા બીજા સર્વ જાતના સુંદર રંગોવડે ચારે કોર ચીતરેલાં તથા કોતરેલાં અનેક પ્રકારનાં ચિત્રો બહુ જ શોભા આપી રહ્યાં હતાં ને એ સિવાય બીજી અતિશય શોભાને લીધે, ભૂત પ્રાણીનાં નેત્ર તથા મનને તે બહુ આકર્ષણ કરતું હતું.[૩૫] ચન્દ્ર ને સૂર્ય સમાન ઝળહળતા અને સર્વ પ્રકારે કુબેરના ભવન સમાન, અથવા મહેન્દ્રધામની ઉપમા અપાય એવા તે સુંદર ભવનને દૂરથી નેત્ર ભરી નિરખતો સુમન્ત્ર, પોતાના અશ્વ જોડેલા અને છત્રીવાળા સુશોભિત રથમાં બેસીને શીઘ્ર તેની સમીપ આવી પહોંચ્યો. આ વેળા રામાભિષેક સંબંધી કાર્યમાં અતિ ઉત્સુક તથા હાથમાં નાના પ્રકારની ભેટો લઇ રામને નમસ્કાર કરવા સારુ આવી ઉભેલા અત્યંત લોકોની ત્યાં ભીડ થયેલી હતી. અનેક દાસદાસીઓ ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરી અભિષેક કાર્ય માટે આમથી તેમ હરફર કરી રહ્યાં હતાં.[૩૬-૩૯] અનેક દેશાવરના સભ્ય લોકો રામનાં દર્શનની ઇચ્છાથી વાહનો તજી, દ્વાર આગળ ઉત્કંઠિત થઇ ઉભા હતા.[૪૦] તે સૌને વટાવી સુમન્ત્ર રામગૃહના મહાદ્વારમાં થઈ તેમના અંતઃપુરની સાન્નિધ્ય આવ્યો. ત્યાં તેણે રામાભિષેક સંબંધી કર્મ કરતા મનુષ્યોએ ઉચ્ચારેલી પ્રહૃષ્ટ વાણી સાંભળી તથા તે અંતઃપુરના દ્વાર આગળ ઝુલી રહેલા રામને સ્વારી કરવાના શત્રુંજય નામના મુખ્ય હસ્તીને જોયો—જે હસ્તી મોટા પર્વત સમાન પ્રૌઢ શરીરવાળો, અંકુશને પણ ન ગણકારે એવો, મહામદોન્મત્ત, અનેક પ્રકારના રત્નાદિ અલંકારો તથા સુવર્ણ ઘંટા આદિથી ભૂષિત અને ખરેખર શત્રુંજય (શત્રુને જિતનાર) એ નામને યોગ્ય જ હતો.[૪૧-૪૬] ત્યાંથી આગળ ગયો એટલે સુમન્ત્રે, દશરથ રાજાના પ્રિય પ્રધાનોને અશ્વ, ગજ તથા રથારૂઢ થઈ રામગૃહ પ્રત્યે આવી ઉભેલા જોયા. પછી એ સૌને પણ વટાવી અતિ હર્ષ પામતો સુમન્ત્ર દ્વારપાળો વગેરેના નિવારણ રહિત આગળ ચાલ્યો ને રત્નોથી ભરેલા સમુદ્રમાં જેમ યથેચ્છપણે મત્સ્ય પ્રવેશ કરે, તેમ ગિરિશિખર સમાન ઉંચાં તથા અતિ સુશોભિત બીજાં અંતર્ગૃહોને નિહાળતાં મહાસમૃદ્ધિવાળાં રામનાં અંતઃપુરને વિષે તેણે પ્રવેશ કર્યો.[૪૭-૪૮]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૬ મો.

## રામ અને સુમન્ત્ર.

એ પ્રમાણે જનસમૂહથી વેષ્ટિત થયેલા અંતઃપુરના પ્રથમ દ્વારને ઉલ્લંઘન કરી, જૂની વાતો જાણનાર સુમન્ત્ર અંદરના દરવાજા આગળ ગયો.[1] ત્યાં તેણે રામના યુવાન્ અને પ્રમાદરહિત સેવકોને જોયાઃ જેમણે પ્રાસ, ધનુષ્ય ઇત્યાદિ આયુધો તથા કુંડળાદિ અલંકારો ધારણ કરેલાં હતાં. વળી તેઓ ઘણા ચપલ, એકાગ્રચિત્તવાળા, તેમ જ પરસ્પર બહુ પ્રીતિથી વર્તનારા હતા.[2] આ દ્વારના રક્ષણ માટે કાષાય-કસુંબી (લાલ) વસ્ત્રવાળા અને કુંડલાદિ અલંકારો ધારણ કરેલા અને સ્થિર ચિત્તવાન્ ત્રણ વૃદ્ધ દ્વારપાળો બેઠા હતા.[3] તેઓ સુમન્ત્રને આવતો જોઈ સંભ્રમને લીધે પોતાની છડીઓ સાથે એકાએક ઉભા થયા.[4] તેની પાસે જઇ સુમન્ત્રે નમ્રતાથી કહ્યું: "હે દ્વારરક્ષકો! તમે રામ પાસે જઈ તેને ઝટ મારા આગમનની ખબર આપો."[5] એ સાંભળી રામનું પ્રિય કરવાની ઈચ્છાવાળા તેઓએ અંદર જઈ સીતા સહિત વિરાજમાન થયેલા રામને સુમન્ત્ર આવવાના સમાચાર તુરત જણાવ્યા, ત્યારે રામે પોતાના પિતાના અંતરંગ પ્રધાન સુમન્ત્રને પોતાની પાસે બોલાવી લાવવાની આજ્ઞા કરી.[6-7] તુરત સુમન્ત્ર તે ઇંદ્રભવન સરખા મન્દિરમાં ગયો. ત્યાં [હંસનાં પીછાંની] ગાદીથી બિછાવેલી અમૂલ્ય રત્નજડિત સ્વર્ણશય્યાપર સ્વધર્મનિષ્ઠ રામ વિરાજેલો હતો.[8] વરાહના રુધિર સરખું લાલ અને પવિત્ર સુગંધી ચંદન તેમના શરીરપર ચર્ચેલું હતું;[9] સર્વાંગે શ્રેષ્ઠ અલંકારો ધારણ કરેલા હતા; ને સૂર્યની પેઠે સ્વતેજથી તે પ્રકાશી રહ્યો હતો. વળી ચંદ્રની પાસે જેમ ચિત્રા હોય તેમ સતીશિરોમણિ સીતા પોતાના હાથમાં પંખો લઇ વ્યંજન કરતી વિરાજેલી હતી.[10] ભક્તજને પોતાના હૃદયમાં ધ્યાન કરવા યોગ્ય રામની સુંદર છબીનું વારંવાર અવલોકન કરતાં સુમન્ત્રે પૂર્ણ પ્રેમથી તેમને દંડવન્નમસ્કાર કર્યા; ને પછી ઉભો થઈ કૃતાંજલિપૂર્વક વિનતિ કરવા લાગ્યોઃ[11-12] "હે કૌસલ્યાની શ્રેષ્ઠ પ્રજા! હે જગદાનંદકર રામ! મહાદેવી કૈકેયી સહિત વીરાજમાન દશરથરાજા તારાં દર્શન ઇચ્છે છે, જેથી તું નિર્વિલંબે મારી સાથે ત્યાં પધાર."[13] મનુષ્યોમાં સિંહરૂપ રામે, અતિ હર્ષપૂર્વક સુમન્ત્રનાં વાક્યનો સ્વીકાર કરીને સીતા પ્રત્યે કહ્યું:[14] "દેવિ! મારાં માતાપિતા દશરથ તથા કૈકેયી મને મળવાની ઉતાવળ કરે છે, તેથી હું ધારું છું કે, તેઓ રાજ્યાભિષેક સંબંધી કંઇક અવશ્યનો વિચાર કરતાં હશે.[15] મારી માતા કૈકેયી, કે જે નિરંતર મારા પિતાનું પ્રિય ઇચ્છનારી, સમર્થ, પતિને વશ થઈ રહેવામાં જ શિયલ માનનારી અને મારી પરમ હિતેચ્છુ છે, તે મને રાજ્યાભિષેક કરવાનો મારા પિતાનો અભિપ્રાય જાણી બહુ હર્ષ પામી હશે; તેથી જ હું માનું છું કે તે મારે માટે ઉતાવળ કરતી હશે.[16-17] ને તેથી જ પોતાની પ્રિય રાણી કૈકેયી સહવર્તમાન મહારાજા દશરથે મારું ઇચ્છિત કાર્ય કરનાર સુમન્ત્રને દૂતરૂપે મારી પાસે મોકલ્યો છે.[18] રાજાના અંતઃપુરમાં જેમ પરિષત્-સભા મારા અર્થને પરાયણ છે, તેવો જ આ દૂત પણ છે; માટે નિશ્ચય મારા પિતા મને આજે જ રાજ્યાભિષેક કરશે.[19] તેથી હું શીઘ્ર તેની પાસે જઇને પિતા દશરથરાયનાં દર્શન કરું, ને તું અહીં રહી તારી સખીઓ સાથે યથેચ્છ ક્રીડા કર."[20]*

એ પ્રમાણે પતિ સંમાનિતા સીતાને કહીને, રામ તુરત ઉભો થઈ સુમન્ત્રની સાથે ચાલ્યો; ત્યારે સીતા પણ છેક અંતઃપુરના દ્વાર સૂધી તેની સાથે આવી, ને જૂદાં પડતી વખતે માંગલિક વાક્યો કહેવા લાગીઃ[21] "હે પ્રભુ–રાજા આજ તને યુવરાજ્યપદનો અભિષેક કરે છે, તો કાલાંતરે રાજસૂય (મહારાજ્યનો) અભિષેક પણ કરશે.[22] જે વખતે રાજસૂય પદની દીક્ષા તું ધારણ કરશે, તે વખતે તારાં વ્રતસંપન્ન અને શ્રેષ્ઠ મૃગચર્મ તથા હરિણશૃંગ ધારણ કરેલાં પવિત્રરૂપનું હું ભજન કરીશ![23] હે વલ્લભ! પૂર્વ દિશામાં વજ્ર ધારણ કરનાર ઇંદ્ર, દક્ષિણે યમ, પશ્ચિમે વરુણ અને ઉત્તરે કુબેર તારી નિરંતર રક્ષા કરે†."[24]

---

* આ પ્રમાણે બોલવામાં તેમનો ગર્ભિત હેતુ જૂદો હતો. પોતાનો અવતાર આ ભૂમંડળ ઉપર જે કારણ માટે હતો, તે કારણ હવે સિદ્ધ થવાનો સમય નજીક આવ્યો છે; અર્થાત્ રાવણ વગેરેના વધ માટે વનરાજ્યનો અભિષેક મને આજે રાજા કરશે, માટે હવે હું પિતા પાસે જાઉં છું. કેમકે મારી માતા કૈકેયી મને વનરાજ્યનો અભિષેક કરવા માટે (વન મોકલવા માટે) બહુ ઉતાવળ કરે છે. વળી મારાં માતાપિતા બન્ને હવે વનરાજ્યના અભિષેક માટે નિશ્ચય કંઈ વિચાર કરે છે; માટે મારે ત્યાં જવું જોઇએ જ.

† આદિ માયા સીતાજીએ પણ એ પ્રમાણે મંગળ કરવામાં ઘણો ગૂઢ ભાવાર્થ હતો. તું રાજસૂય પદની દીક્ષા લેશે, એટલે કે વનમાં પધારશે ત્યારે મૃગચર્મ મૃગશૃંગ વગેરે ધારણ કરેલા તપસ્વી જેવા તારા સ્વરૂપનું હું સેવન કરીશ. અર્થાત્ તારી સાથે વનમાં આવીશ. ને ત્યાં જવાનું તું અત્યારે જ પ્રસ્થાન કરે છે, માટે હું તને મંગળ કરું છું કે ઇંદ્રાદિ દેવતાઓ સર્વત્ર તારું રક્ષણ કરો ઇત્યાદિ.

આવી રીતે અભિષેક કાર્ય માટે જતા રામનું સીતાએ મંગળ કર્યું, એટલે તેની આજ્ઞા લઈ તે સુમન્ત્રની સાથે, જેમ કોઇ સિંહ પોતાની ગુફામાંથી નીકળે, તેમ અંતઃપુરમાંથી બહાર નીકળ્યો. અહીં રામનો પ્રિય બાંધવ લક્ષ્મણ ક્યારનો તેની વાટ જોઇ રહ્યો હતો.[૨૫-૨૬] તેને સાથે લઈ રામ મધ્ય દરવાજા આગળ આવ્યો; ને ત્યાં તેના દર્શનાર્થે ઊભેલા મનુષ્યોને મધુર વાણીવડે હર્ષ ઉપજાવી, તૈયાર ઉભેલા અગ્નિ સમ પ્રકાશમાન સુવર્ણના રથમાં વિરાજ્યો. આ, મેરુ પર્વત સરખી કાંતિવાળો ને મેઘનાદ સમ ગડગડાટ કરતો પ્રૌઢ રથ, અમૂલ્ય મણિઓથી જડેલો હોવાને લીધે સર્વનાં નેત્રનું આકર્ષણ કરતો હતો. તેમાં શ્રેષ્ઠ વ્યાઘ્રચર્મ બિછાવેલું હતું ને હાથીનાં બચ્ચાં સરખા પ્રચંડ શરીરવાળા અશ્વો જોડેલા હતા. વળી ચાલતી વેળા મોટા મેઘના જેવી તે રથની ગર્જના થતી હતી.[૨૭-૩૦] એવા શ્રેષ્ઠ રથમાં વિરાજી રામ, વાદળામાંથી ચંદ્રમા જેમ બહાર નીકળે, તેમ ઘમઘમાટ કરતા રથશબ્દવડે સર્વ દિશાઓને ગર્જાવતા પોતાના ભવનમાંથી બહાર નીકળ્યા. આ સમયે લક્ષ્મણ પોતાના હાથમાં વિચિત્ર દાંડીવાળું ચામર લઈ, રામની પછવાડે બેસી, તેને વ્યંજન કરતો હતો. રામને મંદિરમાંથી બહાર નીકળતાં જ એકઠા થયેલા લોકોએ મહા હર્ષ સાથે જયજયકારનો ઘોષ મચાવી દીધો; ને રથ જ્યારે ચાલતો થયો ત્યારે તેની આગળ અનેક આયુધો તથા ચંદનાદિ શુભ ઉપચારો ધારણ કરેલા યોધાઓ, રામાભિષેક સંબંધી કલ્યાણ વાક્યો બોલતા ચાલવા લાગ્યા. તેમ પછવાડે પણ ઉત્તમ અશ્વો તથા હસ્તીઓપર આરૂઢ થયેલા હજારો અધિકારીઓ ચાલવા લાગ્યા.[૩૧-૩૫] આ સમયે માર્ગોપર ચોમેર વાદિત્રો, સ્તુતિપાઠકો તથા ખડ્ગ અને ધનુષને ધારણ કરનારા શૂરવીર પુરુષોના એકે સામટા હર્ષિત શબ્દો થવા લાગ્યા, ને બારીઓ તથા અટારીઓમાં બેઠેલી સુંદરીઓ, શત્રુઓને દમન કરનાર રઘુવીર ઉપર ચારે તરફથી પુષ્પોનો વરસાદ વરસાવવા લાગી. વળી તેઓ તથા બીજી માર્ગપર આવી ઉભેલી યુવતીઓ રામને પ્રસન્ન કરવા સારુ અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગીઃ "હે રાઘવ! હે માતાને આનંદ આપનાર રામ! મહાભાગ્યવતી મહારાણી કૌસલ્યાને ધન્ય છે, કે જેણે તારા જેવા પુત્રને જન્મ આપ્યો છે. આજે તેના હર્ષનો પાર નથી.[૩૬-૩૯] વળી સર્વ સુંદરીઓમાં શ્રેષ્ઠ એવી જનકનંદિની સીતાને પણ હજારો વાર ધન્ય છે, કે જે તારા જેવા પોતાના પતિને આજે યૌવરાજ્યપર વિરાજતા જૂવે છે.[૪૦] અહો! એ સીતાનાં ભાગ્યનો તો પાર જ નથી. એણે પૂર્વે મહા તપ આચર્યું હશે કે, જેથી ચંદ્ર સાથે રોહિણી શોભે, તેમ તે હવે તારી સાથે વિરાજી શોભા પામશે." આ પ્રમાણે અટારીઓપર બેઠેલી સુંદરીઓએ ગાયેલી પ્રિય વાણીને સાંભળતા રામ રાજમાર્ગપર જતો હતો.[૪૧-૪૨] તે વેળા માર્ગપરના લોકો પણ અતિ હર્ષને લીધે તેના સંબંધે અનેક પ્રકારની પ્રિય વાણી બોલતા હતાઃ[૪૩] "અહો! આપણે ધન્ય ભાગ્ય છીએ કે, આજે રામ, દશરથરાયની કૃપાથી વિપુલ રાજ્યશ્રીનો પતિ થઇ આપણો રાજા થશે. હવે આપણી સર્વ કામનાઓ વૃદ્ધિ પામશે; ને તે સર્વ લોકનો અધિપતિ થશે, એટલે આપણને કોઇને કદાપિ દુઃખ કે ખેદ થવાનું કશું કારણ રહેશે નહિ."[૪૪-૪૫] વળી આગળ ચાલતાં પાળાઓ તથા હાથીઓ અને અશ્વોપર સવાર થયેલા પુરુષો, વારંવાર જયજયકારના શબ્દો બોલતા હતા; સૂત, માગધાદિઓ અનેક સ્તુતિ વાક્યો બોલતા હતા; હાથીઓ, હાથણીઓ, રથો તથા અશ્વોના પણ અનેક પ્રકારના શબ્દો થઇ રહ્યા હતા; ને એ સઘળાંના એકત્ર થવાથી રાજમાર્ગ બહુ સાંકડો લાગતો હતો.[૪૬] વળી માર્ગમાં ઠારોઠાર આવેલા સુશોભિત ચોતરાઓ પણ રામનાં દર્શન માટે આવી બેઠેલા મહાજનોથી ભરચક થયેલા હતા; તેમ વ્યાપારીઓએ સર્વ પ્રકારના વેચવાના પદાર્થોનાં પ્રદર્શન કીધેલાં હોવાથી રાજમાર્ગ અતિ શોભા આપતો હતો. આ સઘળો પ્રકાર જોતો ને કુબેર સમાન રામ સર્વને આનંદ આપતો સુમન્ત્ર સાથે પોતાના પિતાના અન્તઃપુર ભણી ચાલ્યો.[૪૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સોળમો સર્ગ સંપૂર્ણ.**

**************

## સર્ગ ૧૭ મો.

### પ્રજાહર્ષ.

આગળ વર્ણવ્યા પ્રમાણે ધ્વજા, પતાકા, અગરુના ધૂપ, દહીં, ચંદન, અક્ષત, પુષ્પ, શાળ, હુતદ્રવ્ય ઇત્યાદિ ઉપચારોથી પરિપૂજિત કરેલા ચૌટાઓ તથા રાજમાર્ગો શોભી રહ્યા હતા. જેની બંને બાજુએ શરદ ઋતુનાં વાદળાં સરખાં શ્વેત ભવનો આવી રહ્યાં હતાં, માર્ગો અનેક પ્રકારના દેશી વિદેશી મનુષ્યોથી સંકીર્ણ થયેલા હતા, બંને બાજુએ આવેલાં ગૃહો તથા હાટો

અમૂલ્ય અગરુ ધૂપવડે સુવાસિત થયલાં, તેમ જ હરિચંદન, અગરુ, ઉત્તમ સુગંધી પદાર્થો, સૂત્રવસ્ત્રો, ક્ષૌમ' વસ્ત્રો, વીંધેલાં ને વીંધ્યા વગરનાં મુક્તાફળો, ઉત્તમ સ્ફટિક મણિ તથા બીજા અનેક ઉત્તમ પદાર્થોથી સંચિત થયેલાં હતાં. એવી રીતનાં અતિ શોભાયમાન વિશાળ તથા વિવિધ પ્રકારનાં પુષ્પ અને ભક્ષ્ય પદાર્થોથી ભરેલા રાજમાર્ગપર થઇને રામ ઉપર જણાવેલા ઠાઠ સાથે રથમાં બેસી, મિત્રો તથા સ્નેહીઓને આનંદ ઉપજાવતો ઇંદ્ર જેમ સ્વર્ગમાં જાય, તેમ પિતાને ઘેર જતો હતો. આ વેળા તેના સુહૃજ્જનો તથા સર્વ મનુષ્યો આશીર્વચનોયુક્ત તેની પ્રશંસા કરતા હતા કે, "રામ પોતાના પિતાની કૃપાથી રાજ્યસિંહાસનપર વિરાજીને, તેના પૂર્વજોએ આચરેલા સન્માર્ગોનું ઘણા કાળપર્યંત પાલન કરો. આહ! તેના પિતાએ તથા પિતામહોએ પાલન પોષણ કરવાથી આપણે જેટલા સુખી છીએ, તે કરતાં પણ રામના પાલનથી વધારે સુખી થઇશું.[૧-૯] જે સમયે રામને રાજ્યાભિષેકની ક્રિયા કરીને, રાજભવનથી બહાર નિકળતો આપણે જોઇશું, તે સમયે આપણે આ લોકનાં તથા સ્વર્ગનાં સર્વ સુખોને પામીજ ચૂક્યા એમ જાણીશું;[૧૦] કેમ કે જેવો એ મહા તેજસ્વી રામને થનાર રાજ્યાભિષેક આપણને પ્રિય છે, તેવું બીજું કંઈ પણ પ્રિય નથી."[૧૧] એ આદિ બીજી ઘણીક પ્રશંસા તથા આશીર્વાદનાં વચનો શ્રવણ કરતા રામ રાજમાર્ગ ઉપર આગળ ચાલ્યો જતો હતો, ત્યારે માર્ગે ઉભેલા સર્વ લોકો તેનાં દર્શનની લાલસાથી ઘણે દૂર સૂધી તેની પછવાડે તાકી તાકીને જોતા હતા. તેઓ પોતાની દૃષ્ટિને પાછી ખેંચી શક્યા નહિ.[૧૨-૧૩] આ વેળાનું પિતૃગૃહપ્રત્યે જતા રામનું જેણે દર્શન કર્યું નહિ, ને જેના પ્રત્યે રામે દૃષ્ટિ કરી નહીં, તે મનુષ્યો આ લોકમાં પોતાનું આગમન વ્યર્થ જ માની, પોતાને બહુ ધિક્કારવા લાગ્યા.[૧૪] કેમ કે ધર્માત્મા રામ સર્વ વર્ણના મનુષ્યોપર અવસ્થાનુસારે યથાયોગ્ય દયા તથા પ્રીતિ રાખતો હતો ને તેથી સર્વ પ્રજા મન, વાણી તથા કાયાએ કરી નિરંતર રામમાંજ પરાયણ રહેતી હતી.[૧૫] એવી રીતે માર્ગમાં આવતાં ચૌટાં, દેવમંદિર, ચૈત્યગૃહ અને પવિત્ર તથા બીજાં પણ શ્રેષ્ઠ સ્થાનોને જમણાં રાખી ચાલતા રામ કૈલાસગિરિ સમાન દેખાતા મહારાજાના રાજમંદિર આગળ આવી પહોંચ્યો.[૧૬-૧૭] આ રાજમંદિરની અંદરના અતિશય ઉંચા પ્રાસાદોનાં ગગનચુંબિત શિખરો ખરેખર કોઈ મોટા પર્વતનાં શિખરો સમાન જ લાગતાં હતાં! આખું મંદિર મોતી પેરે પોતાની શ્વેત આભાથી પ્રકાશી રહ્યું હતું. આક્રમણ કરી રહેલાં, સ્ફટિક સમાન શુભ્ર મહા વિમાનોની પેઠે મંદિરની ચોમેર આક્રમણ કરી રહેલાં અનેક રત્નોથી સુશોભિત ક્રીડાભવનો આવી રહેલાં હતાં.[૧૮] ટુંકામાં આખી પૃથ્વીમાં જેની સમાન બીજું કોઇ ભવન નહિ હોવાથી સાક્ષાત્ ઇંદ્રભવનની જ જેને ઉપમા અપાય એવા તે રાજમંદિરના મુખ્યદ્વારમાં થઈ રામ, પોતાની સાથેના અનુવર્તીઓ સહિત છેક ત્રણ દરવાજા વટાવી અંદર ગયો; પ્રત્યેક દ્વારની, ધનુષધારી શૂરવીર પુરુષો રક્ષા કરતા હતા. પછી રથમાંથી ઉતરી ત્યાં રથને ઉભો રાખી, બાકીના બંને દરવાજા પોતે પગે ચાલીને ઉલ્લંઘન કર્યા, ને છેલ્લા પાંચમા દરવાજા આગળ પોતાની સાથેના સર્વ જનોને ઉભા રાખી તેણે પિતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૧૯-૨૧] એવી રીતે રામ પિતા પાસે ગયો, ત્યારે સમુદ્ર જેમ ચંદ્રના આગમન (ઉદય)ની ઇચ્છા કરે, તેમ તે બહાર ઉભેલા સર્વ માણસો રામના બહાર આવવાની વાટ જોઈ રહ્યા હતા.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૮ મો.

### કૈકેયી અને રામ.

[રામ હર્ષભેર પિતાની પાસે ગયો તો ખરો, પણ ત્યાં તો કંઈ વિલક્ષણ જ પ્રકાર તેના જોવામાં આવ્યો.] શયનગૃહમાં હોવો જોઇએ, તેને ઠેકાણે મહારાજા ક્રોધાગારમાં જોવામાં આવ્યા; ને સુંદર શય્યાપર પોઢવાને બદલે કૈકેયી પાસે એક (સાદા) પલંગપર પડેલો હતો. તેની મુખમુદ્રા દીન અને શોચનાથી ભરપૂર જણાતી હતી. એ જોઇને રામને બહુ આશ્ચર્ય લાગ્યું.[૧] પણ રામે તો નિયમ પ્રમાણે ત્યાં જતાંવેંત પ્રથમ પોતાના પિતાના ચરણમાં અભિવંદન કર્યું. પછી પ્રસન્ન ચિત્તથી કૈકેયીના ચરણમાં પણ (જગતના હિતનું કાર્ય કરવાની તેને મતિ સૂઝી તેથી) વંદન કર્યું.[૨] પછી હાથ જોડીને પિતાની સામે તે ઉભો રહ્યો. ત્યારે દુઃખી દશરથરાય આંખમાં અપાર આંસુ આવવાથી અત્યંત દીનપણે "હે રામ!" એ શબ્દો ઉપરાંત બીજું કશું ન બોલી શકવાથી, તેના સામું પણ જોયા વગર જેમનો તેમ પડી રહ્યો.[૩] રામ

જેમ સર્પપર પગ પડ્યો હોય તેમ ચમક્યો, ને પૂર્વે કોઇ પણ વખતે જોવામાં ન આવેલી પોતાના પિતાની આવી ભયંકર સ્થિતિ જોઇ તેને અનિવાર્ય આશ્ચર્ય થયું.[૪] રાજા દશરથ શોક ને પશ્ચાત્તાપથી નંખાઇ ગયો હતો. તે શોકસાગરમાં ડૂબેલો હતો, મોટા નિઃશ્વાસ મૂકતો હતો તથા રાહુગ્રહસ્ત સૂર્યના સરખો નિસ્તેજ થયેલો હતો અને જેમ કોઇ સત્યવાદી સાધુ અસત્ય બોલવાથી દુઃખી થાય, તેમ દુઃખી થતો હતો.[૫-૬] આવી સ્થિતિમાં પિતાને જોઈ તે બહુ ભય પામ્યો. આનું કારણ શું હશે? એ સંબંધે વિચાર કરતાં તેને મોટો ક્ષોભ થયો. તે પોતાના મનમાં કહેવા લાગ્યોઃ-"અરે! આજે પિતા મારી સાથે કેમ હર્ષથી બોલતા નથી?[૭-૮] અરે તે કદાચ કોઇપર ક્રોધાયમાન થયા હોય છે, તોપણ મને જોતાં વેંત જરૂર પ્રસન્ન થાય છે. પણ આજે તો ઉલટા મને જોઈ વધારે ખેદ પામે છે, તેનું કારણ શું![૯] હું મારી માતા કૈકેયીને પૂછી જોઉં." આવો વિચાર કરી, દીન તથા શોકને લીધે ઉતરી ગયેલે મુખે, તેણે કૈકેયીને નમસ્કાર કરીને પૂછ્યું:[૧૦] "હે મા! મેં અજ્ઞાનથી મારા પિતાનો કંઈ પણ અપરાધ તો નથી કર્યો, કે જેથી તે મારાપર ક્રોધ પામ્યા છે? જો તેમ જ હોય તો તું તેની શાંતિ કરી, તેને પ્રસન્ન કર.[૧૧] મારો પિતા સદૈવ મારાપર દયાળુ છે. તે કોઈ કારણને લીધે કદાચ ખેદ પામ્યો હોય, તો પણ મારી સાથે તો ભાષણ કરે જ છે, ત્યારે આજે અપ્રસન્ન થઈને મૌન ધરી પડ્યો રહ્યો છે, તેનું શું કારણ?[૧૨] તેનાં શરીરને કોઈ જાતનો વ્યાધિ અથવા માનસિક સંતાપ તો નથી થયો? કેમકે મનુષ્યને સદૈવ સુખ દુર્લભ હોય છે."[૧૩] આનું કૈકેયીએ કશું પ્રત્યુત્તર ન આપ્યું, ત્યારે તે ફરી બોલ્યોઃ "હે માતુશ્રી! શું મારો પિતા, મારા પ્રિયદર્શન બાંધવ ભરતના, મહા પરાક્રમી શત્રુઘ્નના, કે મારી માતાઓના કોઈ અપરાધને લીધે ક્રોધે ભરાયો છે?[૧૪] તે જ્યારે ક્રોધ પામે, ત્યારે તેને પ્રસન્ન કર્યા વગર વા તેની આજ્ઞા પ્રમાણે કર્યા વગર એક મુહૂર્ત પણ જીવવાની હું ઇચ્છા રાખતો નથી.[૧૫] પુત્રનો ધર્મ છે કે, તેણે અવશ્ય પિતાને અનુકૂલ થઈને જ વર્તવું ને પ્રભુતુલ્ય માન આપવું.[૧૬] હે મા! ત્યારે શું તેં તો કંઇ અભિમાન અથવા ક્રોધને લીધે પરુષ વચનો કહી મારા પિતાને ખેદ પમાડ્યો નથી? કે જેથી, કદી નહિ થયલો એવો વિકાર તેના ચિત્તને થયો છે? હે દેવિ! મારા પિતાને આ ખેદ પ્રાપ્ત થવાનું જે કંઈ કારણ હોય, તે મને કૃપા કરી યથાર્થ જણાવ."[૧૭-૧૮]

આવી રીતે વિનયપૂર્વક મહાત્મા રામે પૂછ્યું, ત્યારે નિર્લજ્જ કૈકેયી ધીટપણે આ પ્રમાણે પોતાનાં હિતનાં વચન કહેવા લાગીઃ-[૧૯]"હે રામ! તારા પિતાને કંઈ દુઃખ પણ નથી, તેમ તે કોઇનાપર ક્રોધ પણ પામ્યો નથી. પરંતુ એના મનમાં કંઇક (તારું અપ્રિય કરવા વિષેનો) વિચાર છે, પણ તારા ભયને લીધે તે બોલી શકતો નથી.[૨૦] વળી તું એને અતિશય પ્રિય છે, તેથી તારી સાથે અપ્રિય વચન બોલવા માટે તેની વાણી કેમ પ્રવર્તે? પણ રામ! તું જો પિતૃભક્તિમાન્ હોય તો એણે જેમ કરવાની મારા આગળ પ્રતિજ્ઞા લીધી છે, તે કાર્ય કદાચ તને અપ્રિય હોય, તોપણ તારે અવશ્ય કરવું જોઇએ.[૨૧] તારા પિતાએ પ્રથમ મને પ્રતિજ્ઞાપૂર્વક બે વરદાન આપ્યાં છેઃ-'તું જે માંગશે તે આપીશ.' એવો વર આપ્યા પછી, એ વિશાંપતિ, હવે પ્રાકૃત મનુષ્યની પેઠે પશ્ચાત્તાપ પામે છે ને જળ વહી ગયા પછી પાજ બાંધવાની પેઠે નિરર્થક ખેદ કરે છે.[૨૨-૨૩] પણ એમ કરવું, એ તેને યોગ્ય નથી. ધર્મનું મૂળ સત્ય જ છે, એમ સત્પુરુષોએ કહેલું છે. માટે હે રામ! તારે લીધે મારાપર ક્રોધ પામેલા આ રાજા, હવે જે રીતે પોતાનાં સત્યવાદીપણાનો ત્યાગ ન કરે, એમ તું કર.[૨૪] વળી મહારાજા તને શુભ અથવા અશુભ જે કંઈ કહેવાના છે, તે જો તું કરે એમ હોય તો જ હું તને કહી સંભળાવું. પણ નિશ્ચયને માટે ફરી કહું છું કે, રાજાની અનુમતિથી હું જે કહું, તે વ્યર્થ ન જાય એમ હોય, તો જ તને કહું. કેમ કે તારા પિતા તારી આગળ બોલી શકશે નહિ."[૨૫-૨૬]

આવું ભેદયુક્ત કૈકેયીનું ભાષણ સાંભળી રઘુવીરના મનમાં બહુ વ્યથા ઉત્પન્ન થઈ, તેથી તેણે પિતાની સમક્ષ કૈકેયીને કહ્યું:[૨૭] "અહા ધિક્કાર છે મને. હે દેવિ! હું મારા પિતાની આજ્ઞાથી અગ્નિમાં પણ પડું એમ છું, છતાં તેની અનુમતિવાળું તારું વાક્ય હું કદાચ નહિ પાળું, એવી શંકાથી મને કહેવાને કાં અચકાયા છે?[૨૮] હે મા! વધારે તો શું, પણ એ મારા ગુરુ, હિત ઇચ્છનારા પિતા, વળી રાજા છે, તેની આજ્ઞાથી, મહા દારુણ વિષનું પાન કરવાને અથવા સમુદ્રમાં પડવાને પણ હું કદી અચકાઉં એમ નથી,[૨૯] માટે મહારાજનું જે કંઇ ઇચ્છિત હોય, તે તું મને નિઃશંકપણે જણાવ; હે મા! હું તે પ્રમાણે નિશ્ચયપૂર્વક કરીશ. આ રામ કદી બેવચની થતો નથી, એમ તું માન. વળી ન માનતી હો તો મારાં સુકૃતાદિના સાક્ષીપણાથી કહું છું કે, હું મારા પિતાની આજ્ઞા પ્રમાણે વર્તીશ."[૩૦]

પિતૃભક્ત રઘુવીરની પાસે પણ પ્રથમ આવી પ્રતિજ્ઞા કરાવીને પછી તે અનાર્ય કૈકેયી, આંખમાં જરા પણ લજ્જા ન રાખતાં, તે સત્યવાદી રાજપુત્રપ્રત્યે, અત્યંત દારુણ શબ્દો બોલી:[૩૧] 'હે રઘુકુલોત્પન્ન! જો એમ છે તો સાંભળ: પૂર્વે દેવદૈત્યોના સંગ્રામમાં તારા પિતાનું મેં બાણોની વ્યથામાંથી રક્ષણ કર્યું હતું, માટે તેણે મને બે વરદાન આપ્યાં હતાં; જે મેં આજે માગ્યાં છે. તેમાં એકથી ભરતને રાજ્યાભિષેક તથા બીજાથી તારે આજજ દંડકારણ્યમાં જવું, એ બે વાનાંની માગણી કરી છે, હે રાઘવ![૩૨-૩૩] માટે હે નરશ્રેષ્ઠ! જો તું તારી તથા તારા પિતાની પ્રતિજ્ઞા સત્ય કરવા ઇચ્છતો હોય તો મારું વચન સાંભળ અને તે પ્રમાણે અનુસર.[૩૪] તારા પિતાએ મને વચન આપ્યું છે, તે પ્રમાણે તું આજથી ચૌદ વર્ષ સૂધી વનમાં જઇ રહે ને તને અભિષેક કરવા માટે રાજાએ જે સાહિત્ય તૈયાર કર્યું છે, તેવડે ભરતને રાજ્યાભિષેક થાઓ; અર્થાત્ તું પોતાને થતા રાજ્યાભિષેકનો ત્યાગ કરીને વલ્કલ તથા જટા ધારણ કરી ચૌદ વર્ષ દંડકારણ્યમાં જઇ વાસ કર;[૩૫-૩૭] ને ભરત અનેક પ્રકારનાં રત્નો, અશ્વો તથા રથાદિ સમૃદ્ધિવાળી દશરથરાયની પૃથ્વી કૌસલપુરીનું પાલન કરો.[૩૮] હે રઘુનંદન! એટલા માટે જ આ નરેંદ્ર શોક તથા કલેશ પામી તારી સામે બોલી કે જોઇ શકતો નથી.[૩૯] તું, મેં કહ્યા પ્રમાણે રાજાની પ્રતિજ્ઞાનું પાલન કરી તેને તાર."[૪૦] [અહો! શો રઘુવીરનો ઉત્તમ સ્વભાવ! ને શું તેમનું અદ્ભુત ધૈર્ય!] આવાં પરમ શત્રુત્વ દાખવનારાં કૈકેયીનાં પરુષ વચનો સાંભળીને, તેમના અંતઃકરણને યત્કિંચિત્ પણ શોકસૂચિત વિકાર થયો નહિ; પણ મહાનુભાવ દશરથરાજા તો ભાવી પુત્રવિયોગના દુઃખને લીધે અત્યંત સંતાપને પામ્યો.[૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૧૮ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૯ મો.

### વનવાસ માટે પ્રતિજ્ઞા—મહાનુભાવ રામ.

લોકદષ્ટિથી ખરેખર મરણ સમાં કૈકેયીનાં તે કઠોર વચન સાંભળી રામને કંઈ વ્યથા તો નજ થઇ, પણ ઉલટો તે વિનયપૂર્વક કૈકેયી પ્રત્યે કહેવા લાગ્યો:[૧] 'હે જનનિ! ભલે તારા કહેવા પ્રમાણે થાઓ! જટા તથા વલ્કલ વસ્ત્રને ધારણ કરી હું મારા પિતાની આજ્ઞાનું પાલન કરવા સારુ વનમાં વસવા માટે અહીંથી જઇશ.[૨] પણ હું જાણવા ઇચ્છું છું કે, હજુ સૂધી શત્રુઓને દમન કરનારા મારા પૃથ્વીપતિ પિતા, આનંદપૂર્વક મારી સાથે પૂર્વપેરે કેમ બોલતા નથી?[૩] હે મા! હવે તારે કંઇ પણ શંકા રાખવી નહિ; તને પ્રસન્ન કરવા અર્થે વલ્કલ જટા ધારણ કરી, હું નિશ્ચે વનમાં જઇશ.[૪] મારું હિત ઇચ્છનારા, કૃતજ્ઞ તથા ગુરુસમાન પિતા અને મહારાજાએ યોજના કરવા છતાં, હું તમારું, (કે જેઓએ સંકટ સમયે મારા પિતાના પ્રાણની રક્ષા કરી છે તેનું) પ્રિય કેમ ન કરું?[૫] પણ મારા પિતા-મારે ભરતને રાજ્યાભિષેક કરવો છે, એમ સ્વમુખે મને કેમ કહેતા નથી, તે મારા હૃદયને બહુ બાળે છે.[૬] હે માતા! માત્ર તારા જ કહેવાથી હું સીતા, રાજ્ય, ઇષ્ટ, ધન તથા મારા પ્રાણ સૂદ્ધાં સર્વસ્વ મારા બાંધવ ભરતને આપી દઉં એમ છું;[૭] તો પછી સ્વતઃ મારા મનુજેન્દ્ર પિતાએ આજ્ઞા કરવાથી, હું તારી પ્રિય કામના પૂર્ણ કરવા માટે ભરતને રાજ્ય આપી દઉં, તેમાં શું આશ્ચર્ય?[૮] પણ મારા પિતા, કે જે મને વનમાં જવાની આજ્ઞા આપતાં સંકોચ પામે છે ને શોકને લીધે નેત્રમાંથી વહેતી અશ્રુધારાને અટકાવી શકતા નથી, તેની તું આશ્વાસના કર[૯] તથા તેની આજ્ઞાથી શીઘ્ર ગતિવાળા અશ્વારૂઢ દૂતોને મોકલી હમણાં જ મોસાળથી ભરતને તેડાવી મંગાવ;[૧૦] ને હું પણ પિતાની આજ્ઞાને યુક્તાયુક્ત વિચાર કર્યા વગર ચૌદ વર્ષ નિવાસ કરવા સારુ નિર્વિલંબે દંડકારણ્યમાં જાઉં છું."[૧૧]

રઘુવીરનાં આવાં વચન સાંભળી, તે હઠીલી રાણી બહુ હર્ષ પામી ને હવે તેમને ત્વરાથી વનમાં જવા માટે પ્રસ્થાન કરાવતી કહેવા લાગી:[૧૨] "હે રામ! તારા કહેવા પ્રમાણે ભરતને તેડવા માટે દૂતો ઉતાવળથી જશે; પણ હું ધારું છું કે, તારે હવે વનમાં જવા માટે કિંચિત્ પણ વિલંબ કરવો યોગ્ય નથી. કેમ કે તું તેમ કરવામાં ઉત્સાહી છે, માટે સત્વર પ્રયાણ કર.[૧૩-૧૪] હે નરશ્રેષ્ઠ! પોતાની સત્યતા પાર પડશે નહિ, એવી શંકાથી લજ્જાને લીધે રાજા તારી સાથે બોલી શકતો નથી; ને તું નિર્વિલંબે વનમાં નહિ જાય એવી ધારણાથી તેને ક્રોધ વ્યાપ્યો છે; માટે તું શીઘ્ર વન પ્રત્યે ચાલતો થઇ તેની શંકા તથા દીનતાને નિવૃત્ત કર.[૧૫] હે રામ! જ્યાંસૂધી તું ઉતાવળ કરીને અયોધ્યાપુરીની બહાર નીકળી વનનો માર્ગ પકડીશ નહિ, ત્યાંસૂધી તારા પિતા સ્નાન તથા ભોજન, એમાંનું કશું કરશે નહિ."[૧૬]

[ પોતાના સ્વાર્થમાં આંધળી થયેલી કૈકેયીનાં આવાં વક્રોક્તિ ભરેલાં અસત્ય તથા મહા ક્લેશદાયી વાક્ય સાંભળીને દશરથરાયે,] "હા કષ્ટ ! હા દુઃખ ! અહો ! ધિક્કાર છે, ધિક્કાર છે, આ ચાંડાલણીને !" આવો પોકાર કરતાં ઉછળીને એક મોટી પછાડ ખાધી ને મરણ સમયના આતુર મનુષ્યની પેઠે વિકલ અવયવોથી તે શય્યાપર મૂર્છિત થઇ પડ્યો.[૧૭] પિતાની આવી અવસ્થાથી અતિ દુઃખ પામી રામે તેને જાળવીને બેઠા કીધો, ને ચાબુક મારવાથી જેમ ઉત્તમ અશ્વ ચાલવાની ઉતાવળ કરે, તેમ કૈકેયીનાં વચનરૂપી ચાબુકથી તે હવે વનમાં જવાની ઉતાવળ કરવા લાગ્યો.[૧૮] આ સમયે તેણે જરા પણ શોક કે નિરાશા બતાવ્યા વગર કૈકેયીને તેનું પ્રિય થવા માટે કહ્યું:[૧૯] "હે દેવિ! તું મને, નિર્મળ ધર્મનો આશ્રય કરેલા ઋષિ સમાન જાણ; કેમ કે હું કોઇ વાતે રાજ્યાદિ ધનને પરાયણ નથી, અથવા અયોધ્યામાં એક ઘટિકા પણ રહેવાને ઉત્સાહ પામનારો નથી.[૨૦] મારે, મારા પૂજ્ય પિતાનું જે કંઇ પ્રિય કરવાનું છે, તે મેં પ્રાણનો પણ ત્યાગ કરીને કર્યું જ છે, એમ તારે સમજવું.[૨૧] પિતાની શુશ્રૂષા કરવી અથવા તેની આજ્ઞા પ્રમાણે વર્તવું, એ ઉપરાંત બીજું કંઇ પણ મોટું ધર્માચરણ હું જોતો નથી.[૨૨] જો કે મને મારા પૂજ્ય પિતાએ તો હજુ કહ્યું નથી, છતાં માત્ર તારા કહેવાથી જ હું ચૌદ વર્ષ પર્યંત ઉજ્જડ વનમાં જઇ વસીશ.[૨૩] મારા ઈશ્વર કરતાં પણ વધારે માન્ય, હે સતિ! તેં મારા પિતા આગળ મારા ઘણાક ગુણોની પ્રશંસા કરી છે, પણ હજુ પિતાની સ્ત્રીઓની આજ્ઞા પાલન કરવાના મારા મુખ્ય ગુણને તું જાણતી નથી. માટે નિશ્ચય માન કે, દંડક નામનો ક્ષત્રિયોનો દેશ, જે શાપને લીધે દંડક નામનું અરણ્ય થયો છે, ત્યાં જવા માટે હું આજ ને આજ વિદાય થઇશ. પણ મારી મા કૌસલ્યાની આજ્ઞા લઈ, સીતાને ધૈર્ય આપું, તેટલા વિલંબ માટે તું મને ક્ષમા કર.[૨૪–૨૫] વળી તારી પ્રત્યે મારી એક છેલ્લી વિનતિ છે કે, જેવી રીતે ભરત ન્યાયયુક્ત રાજ્ય પાલન કરી પિતાની નિરંતર શુશ્રૂષા કરે, તેવી યોજના તારે કરવી; કારણ કે, એ જ સનાતન ધર્મ છે."[૨૬] આવાં અદ્ભુત નીતિવાળાં તથા શત્રુના મનને પણ પ્રીતિ ઉપજાવે એવાં રામનાં, કૈકેયી પ્રત્યેનાં મધુર વચનો સાંભળી, અત્યંત દુઃખ પામેલા દશરથરાયે શોકને લીધે બોલી ન શકવાથી, મોટા શબ્દવડે રુદન કર્યું; ને વળી પાછો તે મૂર્છિત થઇ ગયો.[૨૭]

આ સઘળો પ્રકાર લક્ષ્મણ એક બાજુએ ઉભો ઉભો જોઇ રહ્યો હતો, તેથી તેને ઘણું જ માઠું લાગ્યું. તેની આંખમાંથી શોકને લીધે ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. પણ જ્યેષ્ઠ બાંધવ રામની આજ્ઞા વિના તેનાથી કશું બોલાય તેમ નહોતું. હવે સંજ્ઞારહિત થયેલા પિતા દશરથ તથા અનાર્ય કૈકેયીનાં ચરણવંદન કરી, તેની પ્રદક્ષિણા કરીને રામ ત્યાંથી બહાર ચાલ્યો.[૨૮]

પિતાના અંતઃપુરથી, અતિ ક્રોધ પામેલા તથા બાષ્પબિંદુથી પરિપૂર્ણ આંખવાળા સુમિત્રાનેત્રાનંદ વર્ધન લક્ષ્મણની સાથે રઘુવીર બહાર નીકળ્યો, ત્યારે ત્યાં તેની વાટ જોઇ ઉભેલાં પોતાનાં સુહૃજ્જનોને તેણે જોયાં.[૨૯–૩૦] ત્યાંથી આગળ આવતી અભિષેકશાળા, કે જ્યાં અભિષેક માટેનાં સર્વ ઉપકરણ તૈયાર કરી રાખેલાં હતાં, ત્યાં આવી લોકોને પોતાના મનનો અભિપ્રાય (વનમાં જવાનો) જણાઇ ન આવે તેવી રીતે, તે શાળાની પ્રદક્ષિણા કરી, તેની સામી દૃષ્ટિ કરીને ધીરે ધીરે તે આગળ ચાલ્યો.[૩૧] આ વેળા પોતાનું આ રાજ્યનાશરૂપ મોટું અપ્રિય થયું હતું, છતાં તેના ચંદ્રસમાન શોભાયમાન સ્વરૂપની કળામાં કિંચિત્ પણ ફેર પડ્યો નહોતો; તેમ તેના ચિત્તને પણ એથી કોઈ જાતનો વિકાર થયેલો જોવામાં આવતો નહોતો.[૩૨–૩૩] એવો ધૈર્યવાન્ રામ, શ્રેષ્ઠ છત્ર તથા રત્નજડિત દાંડીવાળાં ચામરોનો પ્રતિષેધ કરી, સ્વજન, તેમ જ રથ તથા અયોધ્યાવાસીજનોનું પણ વિસર્જન કરી, પોતાના વનમાં જવાના સમાચાર માતા કૌસલ્યાને વિદિત કરવા સારુ ચાલ્યો. આ વેળાએ રાજ્ય ન મળવાથી ઉત્પન્ન થયેલા દુઃખને (જે હતું જ નહીં તેને) તેણે પોતાના મનમાં જ દબાવી રાખ્યું. તેણે બહાર મનુષ્યોના જાણવામાં ન આવે એવી રીતે પોતાની ઇંદ્રિયોને આકર્ષી લીધી. તેથી રામાભિષેક પ્રસંગે શ્રેષ્ઠ વસ્ત્રાલંકારો ધારણ કરી ઉભેલા સર્વ મનુષ્યોમાં કોઇને પણ સત્યવાદી રામના મુખપર રાજ્ય ન મળવાનું કશું પણ ચિહ્ન જોવામાં આવતું નહોતું. વળી જેમ ઉદય પામેલાં કિરણોવાળો શરદૃતુનો ચંદ્ર પોતાના તેજનો કિંચિત્ પણ ત્યાગ કરે નહિ, તેમ એ સ્થિર અંતઃકરણવાળા મહાબાહુ રામનું તેજ, સહજ સત્વગુણ યોગ્ય પોતામાંના હર્ષને લીધે જેવું ને તેવું પ્રકાશી રહ્યું હતું ! વળી આ ઉપરાંત પોતાના મનના સર્વ આવેશોને પૂરેપૂરા દબાવીને, મહા યશસ્વી રામ, માર્ગમાં ઉભેલા સર્વ મનુષ્યોને પોતાની મધુર વાણીવડે સન્માન કરતો જતો હતો.[૩૪–૩૮] [ આ વેળા ગુણે

કરી તેના સમાનપણાને પામેલા અતિ પરાક્રમી સુમિત્રાપુત્ર લક્ષ્મણ પણ, રામને રાજ્ય ન મળવાથી પોતાને થયેલું દુઃખ પોતાના મનમાં જ દબાવી તેની પાછળ પાછળ જતો હતો.[૩૯] એવી રીતે તે બંને બાંધવની જોડી છેક કૌસલ્યાના અંતઃપુર આગળ પહોંચી, ત્યાં સુધી બીજા કોઇને પણ આ શોકસૂચિત સમાચારની તેમણે ખબર પડવા દીધી નહિ.] જ્યારે માતાના અતિ ઘણા હર્ષથી પરિપૂર્ણ ગૃહમાં તેઓ પ્રવેશ કરવા લાગ્યા, ત્યારે ત્યાં સર્વત્ર આનંદ પ્રસરી રહેલો જોઈ, રામનું અંતઃકરણ જરાક ભરાઇ આવ્યું ને પોતે વનમાં જવાથી પોતાનાં સુહૃજ્જન, કૌસલ્યા તથા દશરથાદિના પ્રાણુપર આવી પડનાર આપત્તિસંબંધી તેને મહા ચિંતા પ્રાપ્ત થઇ; પરંતુ પોતાના રાજ્યભ્રંશ માટે તો એ વેળાએ પણ તેનું મન કશો વિકાર કે ખેદ પામ્યું નહિ![૩૯-૪૦]

---

## સર્ગ ૨૦ મો.

## કૌસલ્યાની વિહ્વલાવસ્થા.

જ્યારે કૈકેયી બહુ ઉતાવળ કરવા લાગી, ત્યારે પોતાનું ભાષણ સમાપ્ત કરી રામ તેના અંતઃપુરથી શીઘ્ર બહાર નીકળીને, માતાના ઘરપ્રતિ ચાલ્યા. તે સમયે ત્યાં દશરથરાયની બીજી સ્ત્રીઓએ શોકને લીધે મોટો કોલાહલ કરવા માંડ્યો.[૧] તેઓ અતિ ખેદ પામી પરસ્પર કહેવા લાગીઃ "અરે! જે રામ પિતાની આજ્ઞાની પણ વાટ ન જોતાં આપણાં સર્વના કાર્યમાં પ્રવર્ત્તે છે, એટલું જ નહિ પણ અંતઃપુરનાં સર્વ જનોને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરનાર તથા સર્વની રક્ષા કરનાર છે, તે શું આજ વનમાં જશે?[૨] અરે! જન્મથી જ પોતાની જનની કૌસલ્યા સમાન આપણને જાણીને જે આપણી સેવામાં તત્પર રહે છે;[૩] વળી પોતાને કોઇ કઠણ વચન કહે, તોપણ ક્રોધ પામતો નથી, સૌપર દયાને લીધે કોઇને પણ ક્રોધ ઉપજે એવું વચન કહેતો નથી તથા ક્રોધ પામેલાં મનુષ્યોને ઉત્તમ વચનો કહી જે નિરંતર પ્રસન્ન કરે છે, એવી ગુણમૂર્તિ રામ શું નિરપરાધે આજ વનમાં જશે?[૪] અરરરર! મોટા ખેદની વાત છે કે, મહારાજા દશરથ, સર્વ ભૂત પ્રાણીની ગતિરૂપ પોતાના પુત્ર રઘુવીરનો ત્યાગ કરે છે.[૫] અરે! રાજાને આજે શી કુબુદ્ધિ થઈ આવી છે, કે રાજ્યાભિષેક માટે યોજેલા પોતાના રત્ન સમાન પુત્રને વનમાં મોકલે છે? અહા! આથી તો સર્વ પ્રજાનો નાશ કર્યા સરખું થશે." એ પ્રમાણે સર્વ સ્ત્રીઓ વાછડા રહિત થયેલી ગાયની પેઠે મોટા શબ્દે રુદન કરતી, પોતાના પતિ દશરથરાયની નિંદા કરવા લાગી. તે અતિ કરુણા ભરેલા સખેદ તથા ઘોર શબ્દને સાંભળી, પુત્રશોકને લીધે દશરથરાયને મહાસંતાપ થયો. પણ હવે કશો ઉપાય નહિ હોવાથી તે લજ્જિત મનુષ્યની પેઠે વસ્ત્રવડે પોતાના દેહને ઢાંકી મોઢું ફેરવીને રુદન કરતો સૂતો.[૬-૭]

[આગળ વર્ણવ્યા પ્રમાણે પોતાના વિયોગથી માતાપિતા તથા સર્વ પ્રજા વગેરેને થનારા દુઃખનો વિચાર કરતા, પોતાના મનને કબજે રાખી,] મનમાં શોકથી ભરેલા (સંબંધીઓનાં દુઃખથી) કેદ પડેલા હાથિની પેરે દીર્ઘ નિઃશ્વાસ મૂકતા રાઘવે, કનિષ્ઠ બાંધવ લક્ષ્મણ સહિત માતા કૌસલ્યાના અંતઃપુરમાં પ્રવેશ કીધો.[૮] તે સમયે તેના મુખ્ય દ્વારમાં બેઠેલો એક વૃદ્ધ દ્વારપાળ તથા બીજા ઘણાક પુરુષો, જેઓ રામાભિષેક માટે આનંદવાર્તા કરતા હતા તે સર્વે, રામને આવતો જોઈ જયજયકાર કરતા ઉભા થયા ને તે બંને ભાઇઓને અતિ સત્કારપૂર્વક અંદર પ્રવેશ કરાવ્યો.[૯-૧૦] ત્યાંથી આગળ ચાલ્યા તો બીજા દરવાજા ઉપર દશરથરાયે સત્કાર કરેલા વેદ જાણનારા વૃદ્ધ બ્રાહ્મણો ઉભેલા હતા; તેમને પ્રણામ કરી અંદરના ત્રીજા દરવાજા આગળ જઈ પહોંચ્યા.[૧૧] અહીં આગળ તો સૌભાગ્યવતી સ્ત્રીઓ, બાળાઓ તથા વૃદ્ધાઓ દ્વારનું રક્ષણ કરતી હતી; જેઓએ રામને આવતો જોઈ મોટો હર્ષિત શબ્દ કર્યો; ને 'કૌસલ્યાકુમારનો જય થાઓ,' એમ બોલતી કેટલીક સ્ત્રીઓએ અંદર જઈ કૌસલ્યામાતાને રામના આવવાના પ્રિય સમાચાર જણાવ્યા.[૧૨-૧૩] આજ્ઞા મળવા પછી બંને ભાઇઓએ માતાના અંતર્ભવનમાં પ્રવેશ કીધો. ત્યાં માતા કૌસલ્યા જે વિષ્ણુમંદિરની અંદર મંત્ર ભણી અગ્નિમાં આહુતિ આપતી હતી તેનાં દર્શન થયાં. આ સમયે પોતાના પુત્રનું હિત ઇચ્છી અત્યંત હર્ષને લીધે તે સૌભાગ્યવતી મહારાણીએ ક્ષૌમવસ્ત્રાદિ સર્વ સૌભાગ્યાલંકારો ધારણ કીધાં હતાં, ને પ્રભાત સમયે વહેલાં ઊઠી સ્નાનાદિ નિત્યકર્મથી પરવારીને વિષ્ણુ ભગવાનની ષોડશોપચાર પૂજા પણ કરી લીધી હતી. તેઓ સુંદર દર્ભાસનપર વિરાજેલાં હતાં ને તેમની આસપાસ દધિ, અક્ષત, ઘૃત, મોદક, સમિધ આદિ સર્વ પ્રકારનાં હુતદ્રવ્ય, શાળ, શ્વેત પુષ્પો, દૂધપાક, કેસર તથા જળથી ભરેલા શુદ્ધ સ્વર્ણકુંભો, એ વગેરે પૂજાનાં સાહિત્યો પડેલાં હતાં.[૧૪-૧૯] વ્રતાચર-

ણુમાં પરાયણ થઇ ઉપવાસ કરવાને લીધે તેનું શરીર કૃશ થયેલું હતું. ઘણીવારથી જેમે જોવાની ઇચ્છા હતી એવા પોતાને આનંદ આપનાર પુત્રને આવેલો જોઈ, અત્યંત હર્ષને લીધે કૌસલ્યા ઊભી થઈ, ને દેવગૃહમાંથી બહાર નીકળી તેની સામી ગઈ.[૧૯-૨૦] બંને ભાઇઓ દંડવત્ પ્રણામ કરી તેની સામે ઊભા રહ્યા, ત્યારે બે હાથ લાંબા કરી તેણે, શત્રુમર્દન રઘુવીરને પોતાના હૃદય તરફ તાણી, ખૂબ પ્રેમથી ચાંપ્યો, ને તેના મસ્તકના કેશ સુંઘી, પુત્રવાત્સલ્યને લીધે પોતે કહેવા લાગી:[૨૧-૨૨] "હે પુત્ર! તારું કલ્યાણ થાઓ ને તું વૃદ્ધ, ધર્મશીલ તથા મહાત્મા રાજર્ષિઓનાં જેવાં આયુષ્ય, કીર્તિ તથા કુલોચિત ધર્મને પામ.[૨૩] હે રાઘવ! હવે પુણ્યયોગ પ્રાપ્ત થઇ ચૂકયો છે, માટે તું ઉતાવળથી તારા સત્ય પ્રતિજ્ઞાવાન્ પિતાને જઇ મળ; કેમ કે તે તને યુવરાજપદનો અભિષેક કરવા માટે તારી વાટ જોતા હશે.[૨૪]

હે રામ! કાલનો તને ઉપવાસ છે, માટે પ્રથમ આ આસનપર બેસી લક્ષ્મણ સહિત તું યથેચ્છ ભોજન કરી લે."

[ માતુશ્રીનાં આવાં પ્રેમપૂર્ણ વચન સાંભળી, રામને અત્યંત કષ્ટ પ્રાપ્ત થયું. ગ્લાનિ પામવાથી નીચું મુખ કરી તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો: "અરે! આ મારી પ્રેમાળુ મા કે જેના સર્વસ્વમાં માત્ર હું જ છું, તેને જ્યારે મૂકીને હું વનમાં જઇશ ત્યારે તેની શી દશા થશે? રે! તેણીને હજુ (આ વિષયની) કશી ખબર નથી; પણ જ્યારે તે મારા મુખથી મારા વનમાં જવાના સમાચાર સાંભળશે, ત્યારે કેવું મહાદુ:ખ પામશે? પણ હશે; ગમે તેમ થાઓ, તદપિ આ વાત તેને જણાવ્યા વિના છૂટકો નથી." આવો વિચાર કરતા] થોડીક વારે લજ્જિતપણે લાંબા હાથ જોડી દંડકારણ્યમાં જવા સંબંધી વાત છેડી રાઘવે કહ્યું;–[૨૫-૨૬] "હે મારી દયાળુ મા! મારે આવા રત્નજડિત આસનને તથા આમિષ ભોજનને હવે શું કરવું છે? મને તો હવે મુનિઓ તથા તપસ્વીઓની પેઠે દર્ભાસન તથા કંદ, મૂળ અને ફળનો આહાર કરવાનો સમય પ્રાપ્ત થયો છે. તેમ તારા, સીતાના તથા લક્ષ્મણના મસ્તકપર પણ મહા દુ:ખકારક ભયચક્ર આવી પડ્યું છે, કે જેની તને કશી ખબર નથી.[૨૭-૨૯] હે મા! મારા પિતા મહારાજા દશરથરાય, ભરતને યુવરાજપદ આપનાર છે, (અને બહુ આનંદની વર્તા છે કે), મને તપસ્વી સરખાં આચરણ પાળવા માટે દંડકારણ્યમાં મોકલે છે.[૩૦] એ મનુષ્ય વગરના વનમાં જઇ હું આજથી તે ચૌદ વર્ષ લગી વાનપ્રસ્થ પુરુષના સરખી સ્થિતિથી ફળમૂળનું ભક્ષણ કરતો વસીશ."[૩૧] [ આહા હા! હવે શું બાકી રહ્યું. આથી પછી કેવું અપ્રિય? આથી બીજો કયો ઘાત?] રામના મુખમાંથી એ પ્રમાણેનાં વચન સાંભળતાં જ, જેમ કુવાડાથી કાપેલું સાળ વૃક્ષનું થડ, મૂળમાંથી એકદમ તૂટી પડે; અથવા પુણ્ય પૂરાં થવાને લીધે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઇ દેવાંગની પૃથ્વીપર આવી પડે, તેમ મહારાણી કૌસલ્યા એકદમ પૃથ્વીપર તૂટી પડી.[૩૨] ચેતન વગરની તથા અતિશય વિકળ થઇ પડેલી પોતાની માતુશ્રીને જોઇ, મહાત્મા રામના મનમાં અપાર દુ:ખ થયું, પણ તે સર્વ અંત:કરણમાં જ દબાવી રાખી, કેળ વૃક્ષપેરે નિરાધાર થઇ પડેલી કૌસલ્યાને હાથ ઝાલીને બેઠી કરી, ને તેના અંગપરની રજને ખંખેરી નાંખી.[૩૩-૩૪] નિરંતર સુખ જ ભોગવવા યોગ્ય મહારાણી કૌસલ્યા, આવી રીતે પરમ દીન તથા દુ:ખથી પીડિત થવાને લીધે થોડીકવાર સૂધી તો કશું બોલી શકી નહિ, પણ પછી અતિ આશ્ચર્ય પામ્યાની પેઠે પાસે ઊભેલા લક્ષ્મણના સાંભળતાં રામ પ્રત્યે બોલી:[૩૫] ["ઓ વત્સ! ઓ રાઘવ! તું આ શું કહે છે? શું આ સંભવિત વાત છે? અરે! કોઇ તારા પરમશત્રુએ પણ નહિ ચિંતવવા જેવા આ સમાચાર શું બનવા જોગ છે? હાય હાય! એટલી વારમાં આ શું થઇ ગયું? અહો! ત્રિકાળે પણ ન ચળનાર રાજાની મતિમાં એકાએક આ શો વિકાર થઇ આવ્યો? હે પુત્ર! એ સઘળું બીજું કંઈ નહિ, પણ મારું દુર્દૈવ જ છે. પાકનિષ્પત્તિ માટે જોઇતાં ઇંધન જેમ નિરંતર કાપવા સૂકાવા વગેરેનું કષ્ટ ભોગવી અંતે પણ અગ્નિમાં બળવા માટે જ નિર્માણ થયેલાં છે, તેમ આ મારો દેહ પણ નિરંતર દુ:ખ અને છેવટે આવું મહાદુ:ખ ભોગવાને જ સરજેલો છે.] હે રાઘવ! જો હું કેવળ વાંઝણી રહી હોત તો અત્યારે મારે આવું દુ:ખ દેખવું ન પડત; કેમ કે વંધ્યા સ્ત્રીઓને માત્ર એક જ દુ:ખ છે કે, 'મારે સન્તાન નથી,' એ વાતનો જ માનસિક શોક રહે છે, પણ બીજો કોઇ રીતનો સંતાપ રહેતો નથી.[૩૬-૩૭] અરે! પૂર્વે મેં કોઇ પણ દિવસે પતિને અનુરાગ (પ્રીતિ) અને તેને લીધે પતિથી પ્રાપ્ત થયેલાં ઇષ્ટ વસ્ત્રાભરણાદિના સૌભાગ્યસુખને જોયું નથી; પણ માત્ર તને જોઇને જ આનંદમાં દિવસો વ્યતીત કરતી, હું મારા જીવિતને ધારણ કરું છું; તે એવી આશાથી કે તું છે તો કોઇ દિવસે પણ મને

સૌભાગ્યસુખ પ્રાપ્ત થશે.[૩૮] એવી રીતે નિરંતર દુઃખ ભોગવતાં હું વૃદ્ધ થઇ, ને હવે આ છેલ્લી અવસ્થામાં તારા બળથી કંઇક ઉત્કૃષ્ટતા પામવાની આશા રાખતી હતી, પણ તેવાં ભાગ્ય મારાં નથી. મારે કર્મે તો જન્મ સુધી મારી નાની સપત્ની (શોક્ય કૈકેયી)નાં, હૃદયને ભેદી નાંખે એવાં અપ્રિય વચનો સાંભળવાનું જ લખેલું છે.[૩૯] હે કુમાર! સપત્નીનાં ધિક્કારયુક્ત વચન સાંભળવાં, એના જેવું સ્ત્રીને બીજું એકે દુઃખ નથી અને એ માટે મારા મનમાં જે શોક તથા વિલાપ ઉભરાઇ રહ્યા છે, તે મારી વાણીથી કહી શકાય એમ નથી.[૪૦] હે વત્સ! સર્વને અતિ પ્રિય એવો તું અહીં છે, છતાં તારી કનિષ્ઠ અપરમાતા (કૈકેયી) મારો તિરસ્કાર કરવા ચૂકતી નથી, તો જ્યારે તું વનમાં જઇશ ત્યારે તે મારી સાથે શી વાતની કમીના રાખશે? તેથી તો નિશ્ચય મારું મરણ જ થશે."[૪૧]

એ પ્રમાણે કહી ચોધાર આંસૂએ રડતી કૌસલ્યા, પુનઃ બોલીઃ "હે પ્રિય પુત્ર! ભર્તારને હું અપ્રિય હોવાથી તેને નિરંતર અમાન્ય છું ને એને લીધે કૈકેયીના દાસીગણ સમાન અથવા તો તે કરતાં પણ મારી ગણના અતિ ઉતરતી છે.[૪૨] જે મનુષ્યો મારી સેવા કરે છે અથવા મારા આશ્રયે રહેલાં છે, તેઓ પણ કૈકેયીના પુત્ર ભરતને (રાજ્યાસનપર પટાભિષેક થયેલો) જોઈ મને (માનથી) બોલાવી શકશે નહીં; તો પછી ઇતર મનુષ્યો આગળ મારું માન ક્યાંથી જળવાશે?[૪૩] હે રઘુવીર! માત્ર પોતાનાં દર્શનથી જ શત્રુઓનાં હૃદયને કંપાવનાર તું મારો પુત્ર અહીં પ્રત્યક્ષ છે, છતાં જ્યારે મારી અવસ્થા આવી દુર્બળ છે, ત્યારે તારા વનમાં ગયા પછી તો તે સંબંધે બાકી શું રહેશે? હે રાઘવ! તું વનમાં જવાથી મારી એવી દુર્દશા થયલી જોઈ બહુ હર્ષ પામતી કૈકેયી, વારંવાર ક્રોધ કરીને મને કઠણ વચનો સંભળાવશે. તે વેળાના તેના દુષ્ટ મુખને હું કેમ કરીને જોઈ શકીશ?[૪૪] હે પુત્ર! તું રાજાના સર્વ પુત્રોમાં જ્યેષ્ઠ છે, માટે તને રાજ્યાભિષેક થશે, એટલે હું મારા દુઃખથી મુક્ત થઇશ એવી આશાથી, તું આજ મોટો થાય, કાલ મોટો થાય, એમ કરતાં મેં ધીરજ રાખી છે. હે રાઘવ! મેં ઉપનયન સંસ્કાર પછી દશ અને સાત વરસ,* જેમ તેમ મહા કષ્ટે તથા શોકે દુઃખ વેઠતાં, તું રાજ્યાસને બેસશે, એ આશાએ કાઢ્યાં છે.[૪૫] પરંતુ આખરે તને પ્રાપ્ત થયેલા રાજ્યનો ભંગ થવાથી, મારા તે સપત્નીના તિરસ્કારના દુઃખનો અંત આવ્યો નહિ. એવી રીતે નિરન્તર દુઃખ, દુઃખ ને દુઃખ જ સહન કરતાં મારો દેહ જીર્ણ થયો છે, છતાં હજુ પણ મારે સપત્નીનો તિરસ્કાર સહન કરવો જ કપાળે રહ્યો.[૪૬] હે પ્રિય પુત્ર! વળી એ દુઃખ ઉપરાંત તારા પૂર્ણિમાના ચંદ્રસમાન મુખારવિન્દનો વિયોગ મને કેમ સહન થશે? અહો જગતમાં મારા સરખી ભાગ્યહીન સ્ત્રી કોણ હશે? કે મેં ઘણો ઘણો પરિશ્રમ કરી, અનેક પ્રકારના ઉપવાસ તથા વ્રતો અને દેવતાઓનાં પૂજનો કરવારૂપ દુઃખો વેઠી તને ઉછેરીને મોટો કર્યો; પણ આજે તારા વનમાં જવાથી તે સર્વે વ્યર્થ જશે.[૪૭–૪૮] અહો! મારું દુર્ભાગિણીનું હૃદય કેટલું બધું કઠિન છે કે, મારા આત્મારૂપ તું પોતાને વનમાં જવાની વાત કહે છે છતાં, જેમ વર્ષાઋતુમાં નવા જળથી ભરપૂર નદીના કીનારા ભેદાઈ જાય છે, તેમ તે ભેદ પામતું નથી.[૪૯] અરે! હજુ પણ મને મરણ કેમ આવતું નથી? શું યમલોકમાં પણ મારે માટે જગ્યા નથી? રુદન કરતી પણ, મૃગલીને, બળાત્કારથી સિંહ હરણ કરે છે, પણ તેમ, કાળ મને હરણ કરતો નથી![૫૦] ખરેખર નિર્ભાગ્ય અને દુઃખી મનુષ્યનો મરણ પણ તિરસ્કાર કરે છે. અહો!

* અહિંયાં રામાયણના ટીકાકારો રામના વયસંબંધે ભિન્ન ભિન્ન મત દર્શાવે છે. જાનકી સાથે રામનાં લગ્ન થયાં, તે સમયે રામનું વય સોળ વર્ષની અંદરનું એટલે પંદરનું જણાવવામાં આવે છે; બાર વર્ષ તેઓએ સીતા સાથે સંસારસુખ ભોગવ્યું; એમ પદ્મ પુરાણનું વચન છે. તે વેળાએ યુવરાજપદે અભિષેક કરવાની દશરથરાયે ઇચ્છા કીધી. એટલે આ વેળાએ રામનું વય સત્યાવિશ વર્ષનું હોવું જોઇએ. હવે ક્ષત્રિયોને મૌંજીબંધનનું જે કર્માંતર કરવામાં આવે છે તે કર્માંતર જો દશ વર્ષે ગણીએ તો, તે વેળાથી કૌસલ્યાનું પુત્ર સુખ ગયું ને માનિયે કે દશમે વર્ષે રામને ઉપવીત દેવામાં આવ્યું. પાંચ વર્ષ ગુરુ પાસે વિદ્યાભ્યાસ કીધો, ને બાર વર્ષ સીતા પાસે રહ્યા એટલે 'દશ સપ્ત ચ'નો જે લેખ મૂળ ગ્રંથમાં છે તે યથાર્થ છે. પણ રાવણ સાથે વાત કરતાં, સીતા રામનું વય પચ્ચીશ વર્ષનું જણાવે છે, તો એમાં મોટો સંદેહ થાય છે, કે રામનું લગ્નકાળે વય શું હતું? દશરથરાય પાસે વિશ્વામિત્ર મુનિ, તાટકાના વધ માટે રામને તેડવા ગયા, ત્યારે તેઓએ એમ કહ્યું છે કે, હજી એને સોળ વર્ષ પૂરાંએ નથી થયાં, અર્થાત્ સોળ વર્ષની વય, જે પુરુષ માટે યોગ્ય વય ગણાય તે પણ નથી થઇ, એવો ભાવાર્થ નીકળે છે. એ સોળ એટલે બાર અને સોળ મલી ૨૭–૨૮ હોય એમ એક ટીકાકાર લખે છે; અને તેથી સત્તર વર્ષથી કૌસલ્યાથી જૂદા પડવાનાં વેણ યથાર્થ છે. પણ સીતા વચનથી સંદેહ રહે છે. ૨૭ મે કે ૨૫ મે વનવાસે ગયા હોય તો રાવણ સાથે સીતાએ વાત કરી ત્યારે ૧૩ વર્ષ વનવાસના વીતેલા હોવાથી, તે વખતે રાઘવનું વય ૩૮ કે ૪૦ વર્ષનું હોવું જોઇએ.

આવાં દુઃખથી ઘેરાવા છતાં પણ મારો દેહ ભેદ પામી, પૃથ્વીપર ફાટી પડતો નથી, તેથી તે નિશ્ચે દુઃખ સહન કરવા માટે, લોહ અથવા વજ્રથી નિર્માણ થયલો છે.[૫૧] રે! પુત્રના શ્રેયની કામના અર્થે મેં જે અનેક વ્રત, દાન, નિયમ તથા તપ કર્યાં, તે સહુ ખારપાટ જમીનપર વાવેલાં બીજની પેઠે આજે નિષ્ફળ થયાં.[૫૨] અરે! જેમ મહા દુઃખોથી પીડાતો મનુષ્ય, યદૃચ્છાએ અકાળ મરણ પામીને તે દુઃખોથી મુક્ત થઇ સુખી થાય, તેમ મને પણ અકાળ મૃત્યુ પ્રાપ્ત થાય તો હું સુખી થાઉં. પરંતુ તેણે (અકાળ મૃત્યુએ) પણ મારો તિરસ્કાર કરેલો છે.[૫૩] હે વત્સ! હે ચંદ્ર સમાન કાંતિવાળા મારા રામ! મને મરણ કિંવા અકાળ મરણ પ્રાપ્ત થતું નથી, તેમ તારા વગર મારાથી એક પળ પણ જીવાય તેમ નથી; તેથી જેમ દુર્બળ ગાય વાત્સલ્યતાને લીધે પોતાના વત્સની વાંસે જાય, તેમ હું તારી પાછળ વનમાં આવીશ."[૫૪] આ પ્રમાણે બોલતી કૌસલ્યા, સપત્ની કૈકેયીએ પ્રાપ્ત કરેલાં મહાદુઃખને સહન કરવા પોતે અસમર્થ હોવાથી, સત્યપાશમાં બંધાયેલા પોતાના પુત્ર રાઘવને જોઇ કિન્નરીની પેઠે વિલાપ કરવા લાગી.[૫૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં વીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૧ મો.

## વનવાસ ન જવા માટે વિવાદ.

એ પ્રમાણે માતા કૌસલ્યાને, વિલાપ કરતી જોઈ, અતિ દીન થયેલા લક્ષ્મણે, તેના પ્રત્યે સમયને અનુસરીને આ પ્રમાણે કહ્યું:[૧] "હે મા! હે આર્ય કૌસલ્યા! મારા જ્યેષ્ઠ ભ્રાતા રામ રાજ્યશ્રીનો ત્યાગ કરીને વનમાં જાય એ તો મને પણ રુચતું નથી. સ્ત્રીનાં વચનને વશ થઇ, વિપરીતપણું પામેલા અમારા પિતા દશરથ રાજા, કે જે વૃદ્ધ છતાં પણ વિષયે કરી મોહિત થયેલા હોવાથી સ્ત્રીની પ્રેરણાને લીધે આવાં વ્યવહારથી અનુચિત વાક્ય બોલે છે, તે કદી યોગ્ય ગણી માન્ય રાખી શકાય તેમ નથી.[૨-૩] રામે પિતાનો કંઇ પણ અપરાધ કર્યો હોય અથવા પ્રજાવધાદિ પાતક કર્યું હોય તો તેને પિતા વનમાં મોકલે, એ શાસન યોગ્ય ગણાય; પણ તેમાંનું કશું મારા જોવામાં આવતું નથી. અરે! પિતા એને શા દોષથી વનમાં મોકલે છે?[૪] આલોકમાં રામે જેનો ત્યાગ કર્યો હશે, એવો શત્રુ પુરુષ પણ પછવાડે સુદ્ધાં તેના દોષ બોલતો હોય એવું કદી મારા જોવામાં કે જાણવામાં નથી.[૫] અરે! જે રામ સૌ પ્રત્યે અતિ સરલ તથા દેવતા સમાન સ્વરૂપવાન્ અને પરાક્રમી છે, જેણે ગુરુજનોથી ઉત્કૃષ્ટ પ્રકારનું શિક્ષણ સંપાદન કીધેલું છે, ને શત્રુઓપર પણ જે સ્વાભાવિક સ્નેહ રાખે છે, તેના જેવા પોતાના પુત્રને દશરથરાય વગર બીજો કયો ધર્મિષ્ઠ પુરુષ વગર અપરાધે ત્યાગ કરે?[૬] તેમ એવા બુદ્ધિભ્રષ્ટ થયેલા તથા કામને વશ થયેલા રાજાનાં આવાં વચનને, પૂર્વના રાજાઓનાં સુચરિત્ર જાણનારો કયો પુત્ર પોતાના હૃદયમાં માન્ય કરે?"[૭]

[એ પ્રમાણે માતા કૌસલ્યાને કહીને લક્ષ્મણ રામ પ્રત્યે કહેવા લાગ્યા:] "હે રામ! મારી એક વિનતિ સાંભળ! રાજા દશરથના અનુમતથી કૈકેયીએ તને વનમાં જવાની આજ્ઞા આપી છે, તેની કોઇને હજુ ખબર પડી નથી. માટે તે વાતની પ્રજામાં જાણ થયા પૂર્વે આ ચાલતા મુહૂર્તમાં તું પોતાને રાજ્યાભિષેક કરી લઈ રાજ્યને સ્વાધીન લે.[૮] વળી એ વાતે તારે કશો ભય રાખવો નહિ; કેમ કે હું હાથમાં ધનુષ્ય લઇ તારી રક્ષા કરવા ઉભેલો જ છું. જેમ પાસે આવી ઉભેલા કાળનું વિપરીત કરવા કોઈ સમર્થ નથી, તેમ તારું અને તારી સેવામાં ઉભેલા મારું વિપરીત કરવાને અથવા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરવાને કોઈ સમર્થ નથી.[૯] વળી હે મનુજશ્રેષ્ઠ! પ્રથમ તો કૈકેયી વિના બીજું કોઇ પણ મનુષ્ય આપની વિરુદ્ધ પક્ષમાં નથી જ; અને તેમ કરતાંએ કદાચ કોઈ વિપક્ષમાં તત્પર થઇ તેની સહાય કરશે, તો હું આ આખી અયોધ્યાપુરીને તીક્ષ્ણ બાણે કરી મનુષ્યવગરની કરી નાંખીશ.[૧૦] અને ભરતનો પક્ષ કરનાર તેના માતુલાદિ તથા તેના હિતેચ્છુ મિત્રનો, નિર્વિલંબે નાશ કરીશ; કેમ કે હમણાંનો કાળ આપણાપર ઘણો ભયંકર છે, માટે આ સમયે કોમળપણું રાખીશું તો તેથી આપણો જ પરાભવ થશે.[૧૧] હે નરસિંહ! આપણા પિતાને ખરેખર વિપરીત મતિ ઉપજી છે, ને તેથી તે કૈકેયીમાં આસક્ત થઈ તેની જ ઉશ્કેરણી ને પ્રેરણાને લીધે આવો અધર્મી થયો છે. માટે મારી સહાયતાથી તું રાજ્યાભિષેક કર. તે સમયે જો કદાચ પિતા, કૈકેયીની ઉશ્કેરણીથી આપણા શત્રુરૂપે સામો થાય, તો (પણ) નિર્વિલમ્બે બંધન અથવા તો વધને પ્રાપ્ત થશે.[૧૨] હે પ્રભુ! એમ કરવામાં આપણને કંઇ દોષ નથી; કેમ કે:-

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथं प्रतिपन्नस्य कार्यं भवति शासनम् ॥

પ્રત્યેક દૂષણોથી લેવાયલો, કરવા ન કરવાનાં કામને ન જાણનારો અને અવળે માર્ગે ચઢી દુરાચરણ કરનારો જો ગુરુ હોય તો તેને પણ શાસન કરવું એમ શાસ્ત્રમાં કહેલું છે.[૧૩] હે પુરુષોત્તમ! ન્યાયદૃષ્ટિથી જોતાં તો જ્યેષ્ઠ યુવરાજપદને યોગ્ય છે, છતાં મને કહે કે કીયા ધર્મશાસ્ત્રને અનુસરી અથવા કીયા કારણથી અથવા કયા બળનો આશ્રય કરીને દશરથરાય કૈકેયી-પુત્ર ભરતને રાજ્ય આપવા ઇચ્છે છે?[૧૪] અને વળી હે શત્રુને શિક્ષા કરનારા રામ! એ ગમે તેમ હો, પણ તારી તથા મારી સાથે મોટું વૈર કરીને તારું રાજ્ય ભરતને આપવાની તેને શી સત્તા છે?[૧૫] હે મહાત્મા! હું તો તારે શરણે છું, ને તારો આજ્ઞાંકિત છું."

[એ પ્રમાણે રામને કહી લક્ષ્મણ વળી માતા કૌસલ્યા પ્રત્યે બોલ્યો:] "હું તને મારા સત્ય, ધનુષ, દેવ તથા ઇષ્ટના શપથ લઇ કહું છું કે, મારું અંતઃકરણ સર્વ વાતે મારા વડીલ બાંધવ રામપર જ પ્રીતિમાન્ છે; ને તેથી મારા પ્રભુતુલ્ય રામચંદ્રને કદાચ અરણ્યમાં અથવા પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરવો પડે તો પણ મેં તેના અગાઉ તે પ્રમાણે કર્યું જ છે, એમ તારે નિશ્ચે જાણવું.[૧૬-૧૭] માટે હે મા! રામને વનમાં જવાની વાત સાંભળી તને જે દુઃખ પ્રાપ્ત થયું છે, તે જેમ, સૂર્ય અંધકારને હરણ કરે તેમ હું મારા વીર્યે કરી એક ક્ષણમાં હરણ કરીશ, તે જો![૧૮] ને કૈકેયીમાં આસક્તિ પામેલા તથા બાળક સમાન મતિહીન થયેલા એ વૃદ્ધને નિન્દ્ય પિતાનો તો હું હમણાં જ નાશ કરીશ."[૧૯]

આવાં મહાત્મા લક્ષ્મણનાં વાક્ય સાંભળી મહા શોકાવિષ્ટ થયેલી કૌસલ્યા રુદન કરતી કરતી રામને કહેવા લાગી:[૨૦] "હે પુત્ર! તેં આ તારા ભાઇ લક્ષ્મણનાં વચન સાંભળ્યાં? હવે તને જેમ રુચે તેમ કર.[૨૧] પણ હે વત્સ! સપત્નીનાં અધર્મ વાક્ય સાંભળી શોકે કરી તાપ પામેલી તારી વૃદ્ધ માનો ત્યાગ કરી વનમાં જવું, એ તને યોગ્ય નથી જ.[૨૨] હે ધર્મજ્ઞ! મારે કંઇ રાજ્યનું કામ નથી; પણ મારા મરણ પર્યંત તું મારી સમીપ રહે, એટલાથી જ હું કૃતાર્થ છું. માટે જો તું ધર્માચરણ કરવા ઇચ્છતો હોય તો રાજ્ય ભલે કૈકેયીને આપી દઇ તેને રાજી થવા દે; પણ તું અહીં મારી પાસે રહી મારી શુશ્રૂષા કરી, મહાન્ ધર્મની પ્રાપ્તિ કર.[૨૩] હે પુત્ર! પૂર્વે કશ્યપ મહા મુનિના પુત્ર ઇંદ્રે, ઘેર રહી પોતાની માતાની શુશ્રૂષા કરી હતી, માટે તે માતૃસેવારૂપ તપશ્ચર્યાને લીધે સર્વ લોકનું પ્રજાપતિપણું પામી સ્વર્ગપ્રત્યે જઈ વસ્યો છે.[૨૪] વળી હે પ્રિયપુત્ર! તને તારા પિતા જેટલા પૂજ્ય છે, તે કરતાં પણ હું તારી માતા હોવાથી તને અધિક* પૂજ્ય છું; માટે નિશ્ચય માનું છું કે, મને દુઃખી કરીને તું વનમાં જઇશ નહિ. પણ કદાચ તારો વનમાં જવા માટે નિશ્ચય જ હોય તો પણ હું તને કહું છું કે, મારી આજ્ઞાને અનુસરી તારે તેમ કરવું નહિ. કેમ કે તારા વિયોગથી મને સુખની તો આશા જ શી, પણ જીવવું એ જ અશક્ય છે. હે કુમાર! મારા સર્વસ્વમાં માત્ર તું જ છે, ને તારી સંગે રહેતાં મારે કદાચ તૃણનું પણ ભક્ષણ કરવું પડે (એવો કઠિન કાળ આવે), તોપણ તેમાં હું મોટું સુખ માનું છું.[૨૫-૨૬] તેથી જો તું મારો શોકાવિષ્ટનો ત્યાગ કરી વનમાં જઇશ તો હું એક ઘડી પણ જીવવા સમર્થ નથી ને એમ પોતાની માતાને મરણાંત દુઃખ આપીશ તો, નદીઓના પતિ, સમુદ્રની† પેઠે તું જગપ્રસિદ્ધ નરકતુલ્ય દુઃખને પામીશ."[૨૭-૨૮]

માતાનો એવો વિલાપ સાંભળી, ધર્માત્મા રામ તેને આશ્વાસના કરતો ધર્મયુક્ત વચન કહેવા લાગ્યો:[૨૯] "હે માતા! મને બે પ્રકારનું સંકટ પ્રાપ્ત થયું છે, પણ તેમાં ન્યૂનાધિકપણાનો વિચાર કર્યા વિના મારે ચાલે તેમ નથી. તને દુઃખ થાય છે, એ પણ મને મહાસંતાપકારી છે, ને પિતાનું વચન ભંગ થાય એ પણ મને મહા અધર્મ પ્રાપ્ત કરનાર છે. પિતાના વચન માટે મારું મસ્તક પણ અર્પણ કરવા જોગ છે. હું તેના વચનાનુસાર અરણ્યમાં જઇ વસીશ. માટે હે મા! હું તને વારંવાર નમન કરું છું કે, મારાપર પ્રસન્ન થા ને મને વનમાં જવાની આજ્ઞા આપ; કેમ કે, પિતાના વાક્યનું ઉલ્લંઘન કરવાની મારામાં શક્તિ નથી.[૩૦] તું જો કે, વનમાં રહેનાર કણ્ડુ ઋષિ પોતે મંત્રશાસ્ત્ર જાણતા હતા, છતાં પિતાના કહેવાથી તેણે પ્રત્યક્ષ અધર્મ જાણીને પણ ગૌહત્યા કરી હતી.[૩૧] તેમ આપણા કુળમાં ઉત્પન્ન થયેલા સગરપુત્રોએ, પિતાની આજ્ઞાથી અનેક મહાન્

* સ્મૃતિમાં કહ્યું છે કે,-पितुर्दशगुणं माता गौरवेणातिरिच्यते । અર્થાત્ પિતાના કરતાં માતા દશગણી પૂજ્ય છે.

† કોઈ કલ્પમાં સમુદ્રે પોતાની માતાને દુઃખ દીધું હતું તેથી પિપ્પલાદ નામના બ્રહ્મર્ષિએ તે અધર્મની શિક્ષા માટે તેની પછવાડે એક કૃત્યાને પ્રેરી હતી, જેથી તે મહાદુઃખ-નરકવાસ તુલ્ય દુઃખને પામ્યો હતો, એમ કોઇક પુરાણમાં કથા છે.

પ્રાણીઓનો વધ કરતાં, સઘળી પૃથ્વીને ખોદી હતી.[૩૨] વળી જમદગ્નિના પુત્ર પરશુરામે પણ પિતાની આજ્ઞાને લીધે પોતાની માતા રેણુકાનો પરશુવડે વધ કર્યો હતો;[૩૩] અને હે મા! પૂર્વે, એણે તથા બીજા સ્વર્ગવાસી દેવતાઓએ પણ પિતાની આજ્ઞા પ્રમાણે જ વર્તન કરેલું છે. માટે, હું પણ ક્ષોભ રહિત થઈ, પિતાની આજ્ઞાનું પાલન કરીશ.[૩૪] હે દેવિ! તારાથી પ્રતિકૂલ થઈને હું કંઈ આજે પિતાની આજ્ઞા પાળવાના નવીન ધર્મમાં પ્રવર્તતો નથી;[૩૫] પણ પૂર્વના મહાન્ પુરુષોએ પિતાની આજ્ઞા પાલન કરવાનો જે શ્રેષ્ઠ માર્ગ ચલાવ્યો છે, તેને મારું કર્તવ્ય સમજીને અનુસરું છું.[૩૬] ભૂલોકમાં પિતાની આજ્ઞાનું પાલન કરવું, એજ યોગ્ય અને પરમ ધર્મ છે."[૩૭]

એવી રીતે જનની કૌસલ્યાને કહીને, પછી વાક્ચતુર તથા ધનુર્ધરોમાં શ્રેષ્ઠ રામે, લક્ષ્મણને કહ્યું:[૩૮] "હે લક્ષ્મણ! મારાપરના તારા સર્વોત્કૃષ્ટ સ્નેહને, તેમ તારા અસહ્ય તેજ, સત્વ તથા પરાક્રમાદિને પણ હું સારી રીતે જાણું છું.[૩૯] પરંતુ હે સુલક્ષણ! તેં મારો અભિપ્રાય જાણ્યા વગર જ મારી માતાના વચન પ્રમાણે જ, તેં પણ વચન કહ્યાં, કે જે તત્ત્વજ્ઞાનથી જોતાં ઘણાં અયોગ્ય છે. તેમ હે બાંધવ! માતા કૌસલ્યાને પણ, મારા સત્ય તથા સમતાના અભિપ્રાયને નહિ જાણવાથી વર્ણવી શકાય નહિ એટલું બધું દુઃખ થાય છે. પરંતુ એમ કરવું યોગ્ય નથી.[૪૦]

**धर्मो हि परमः लोके धर्मे सत्यं प्रतिष्ठितम् ।**
**धर्मे संश्रितमप्येतत्पितुर्वचनमुत्तमम् ॥**

જગતમાં ધર્મજ સર્વોત્તમ છે; ધર્મમાંજ સત્ય રહ્યું છે; પિતાનું વચન એ પણ ઉત્તમ ધર્માશ્રિત છે.[૪૧] વળી ધર્મનો આશ્રય કરી રહેલા પુરુષે પિતા, માતા તથા બ્રાહ્મણનાં વાક્ય પ્રમાણે કરવાની પ્રતિજ્ઞા લઇને પછી તેને નિષ્ફળ કરવી નહિજ જોઇએ.[૪૨] તેથી હે વીર! સર્વ વાતે ધર્મ, ધર્મ અને ધર્મ જ પોતાનો સત્ય સાથી છે એમ જાણનારો હું, આપણા પિતાના કહેવાથી કૈકેયીએ મને આપેલી આજ્ઞાનું ઉલ્લંઘન કરવા સમર્થ નથી; તેમ તું પણ મારો અનુવર્તી છતાં, ધર્મનો આશ્રય મૂકી દઈ, આવી* ક્ષત્રિય ધર્મવાળી તીક્ષ્ણ અને નિંદિત મતિનો આશ્રય કરવાને યોગ્ય નથી. માટે મારા સત્ય વચનોને અંતઃકરણમાં દૃઢ કરી, મારા વિચારને મળતો થા."[૪૩–૪૪]

ભ્રાતૃસ્નેહને લીધે પોતાના કનિષ્ઠ બંધુ લક્ષ્મણને એવો ઉપદેશ કરી, રામ વળી જનની કૌસલ્યાપ્રત્યે હાથ જોડી બોલ્યો:[૪૫] "હે દેવિ! [હું સંપૂર્ણ રીતે જાણું છું કે, જગતમાં માતા સમાન કોઇનો સ્નેહ નથી ને તેને લીધે હું તને તરછોડવા કોઈ વાતે ઉદ્યુક્ત નથી, પણ શું કરું? મને ધર્મસંકટ આવી પડ્યું છે; માટે હવે મારે વનમાં ગયા વિના ચાલે તેમ નથી. તેથી] હું આપને મારા પ્રાણના શપથ દઇ કહું છું કે, મને વનમાં જવા માટે કોઇ વાતનું રોકાણ ન કરતાં, પ્રસ્થાન કરતી વેળા કરવાનાં જે કંઈ મંગળકૃત્ય હોય, તે તું કર.[૪૬] [હે મારી માયાળુ મા!] પૂર્વે જેમ રાજર્ષિ યયાતિ સ્વર્ગમાંથી ભૂમિપર પડ્યા પછી, પાછો દેવલોકમાં ગયો હતો, તેમ હું પિતાની આજ્ઞા પ્રમાણે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીને, અવધિ પૂરી થતાં તારી કૃપાએ સુખરૂપ અહીં પાછો આવીશ;[૪૭] તું કંઈ પણ શોચ કર નહિ. હું નિશ્ચયપૂર્વક કહું છું કે, પિતાની આજ્ઞા પ્રમાણે ચૌદ વર્ષ વનમાં રહી ત્યાંથી કુશળપણે પાછો તારી સેવા કરવાને હું અત્રે આવીશ.[૪૮] માટે હે અંબ! રાજાએ મને રાજ્યાભિષેક કરવા સારુ તૈયાર કરાવેલાં સાહિત્ય સંબંધી કશો પણ વિચાર ન કર. તું મારા વિયોગથી ઉત્પન્ન થનારાં દુઃખને હૃદયમાંથી નિવારણ કરીને મારા વનમાં જવાના વિચારને માન્ય કર; કેમકે, તારે, મારે, સીતાએ અને લક્ષ્મણે તથા સુમિત્રાએ, મારા પિતાની આજ્ઞામાં રહેવું, એજ સનાતન ધર્મ છે."[૪૯–૫૦]

રામે અતિ ધર્મયુક્ત વચનોવડે કૌસલ્યાને બહુ ધીરજ આપી. પણ એથી તો કૌસલ્યાને (નિશ્ચયજ થયો કે મારો પુત્ર વનમાં જશે એમ ધારી) ઉલટો અધિક સંતાપ થયો, ને તે મૂર્છિતની પેઠે ભાન વગરની થઈગઈ. પછી થોડીક વારે સાવધ થઈ રડતાં રડતાં તે બોલી:[૫૧] "હે વત્સ! હે મારા લાડકવાયા રામ! જેમ તને તારો પિતા પૂજ્ય છે, તેમ પાલનાદિ માતૃધર્મ તથા પિતા સમાન સ્નેહવાળી હોવાથી હું પણ પૂજ્ય છું; માટે હજુ પણ ધારું છું કે, તું મારો, નિરંતર દુઃખિણીનો ત્યાગ કરી વનમાં જઇશ નહિ. તેથી ફરીથી કહું છું કે, હે રામ! તું મારો ત્યાગ કરવા યોગ્ય નથી.[૫૨] મારે તો એક મુહૂર્ત પણ તારી સાન્નિધ્ય રહેવું, એજ શ્રેયસ્કર છે. તું ન હોય તો, ઇતર બંધુ જનથી, પિતૃપૂજનથી, દેવાર્ચનથી, મોક્ષનાં સાધન તત્ત્વજ્ઞાનથી, ને છેવટે સમગ્ર જીવલોકથી પણ મારે શું પ્રયોજન છે?"[૫૩] માતાનો આવો કરુણાયુક્ત વિલાપ સાંભળી, રામ

* પોતાને મળતા રાજ્યમાં વિઘ્નનો નાશ કરવો, તેમ કરનાર કદાચ પિતા અથવા ભાઈ વગેરે કોઈ પણ હોય તો તેનો પણ નિઃશંક ઘાત કરવો વગેરે ઉગ્ર ધર્મો ક્ષત્રિય સ્વભાવના છે.

અંધકારમાં ઊંબાડીઆંવતી દઝાડેલા હસ્તીની પેઠે અત્યંત તાપ પામ્યો; પરંતુ તેથી કિંચિત્ પણ ધર્મ ઉપરથી પોતાનો નિશ્ચય ન ખસેડતાં, પોતાની અતિ શોકાકુલ તથા સંજ્ઞા રહિત થયેલી માતાને તથા તેવીજ અવસ્થાવાળા કનિષ્ઠ બાંધવ લક્ષ્મણને, તે પુનઃ આ પ્રમાણે ધર્મયુક્ત બોધ કરવા લાગ્યોઃ-૫૪-૫૫

'હે વીર! માતા તથા તું, બંને મારો ધર્મમાં જ નિષ્ઠા રાખવાનો અભિપ્રાય જાણ્યા વિના, મને આમ વારંવાર પીડિત કરો છો, તે યોગ્ય નથી. તમારે જાણવું જોઇએ કે, જગતમાં ધર્મ સમાન કોઈ વસ્તુ નથી; અને આ અવતારમાં પુરુષને મળેલા ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ પુરુષાર્થો પણ પૂર્વે તેણે આચરેલાં ધર્મનાં જ ફળ છે. વળી જેમ અનુકૂળ, પ્રિય તથા પુત્રવાળી એક સ્ત્રીથી પુરુષને અતિથિપૂજનાદિ ધર્મ-સાધન, સુખ ભોગાદિ કામ સાધન તથા પરલોક ગમ-નરૂપ અર્થ સાધન થાય છે, તેમ માત્ર એક ધર્મથી પણ પૂર્વોક્ત ત્રણે સાધન પ્રાપ્ત થાય છે, એમાં મને કશો સંદેહ નથી.૫૬-૫૭ વળી શાસ્ત્રમાં કહ્યું છે કે;-

> यस्मिंस्तु सर्वे स्युरसंनिविष्टा धर्मो यतः स्यात्तदुपक्रमेत ।
> द्वेष्यो भवत्यर्थपरो हि लोके कामात्मता खल्वति न प्रशस्ता॥
> गुरुश्च राजा च पिता च वृद्धः क्रोधात्प्रहर्षादथवापि कामात्
> यद्व्यादिशेत्कार्यमवेक्ष्य धर्मं कस्तं न कुर्यादनृशंसवृत्तिः ॥

પુરુષે જે કામમાં ધર્માદિ ન હોય તેનો આરંભ જ કરવો નહિ; માત્ર જેનાથી ધર્મ સધાય એવાં જ કાર્ય કરવાં; કારણ કે, ધર્મથી વિરુદ્ધ એટલે કે કેવળ અર્થને જ પરાયણ હોય, એવો પુરુષ જગતમાં દ્વેષ-ભાવને પામે છે ને તેવી જ રીતે કેવળ કામપરાયણ પુરુષ અતિનિંદા પાત્ર છે.૫૮ માટે આપણને ધનુ-વિદ્યા શિખવનાર ગુરુ, વળી રાજા, વળી પિતા અને વળી વૃદ્ધ, એઓ ક્રોધથી, હર્ષથી અથવા કામથી, જે કંઈ કાર્ય કરવાની આજ્ઞા આપે, તે ધર્મ જાણીને કરવું, એમ શાસ્ત્રમાં કહેલું છે; તો પછી કયો અનૃશંસવૃત્તિ પુરુષ તે પ્રમાણે ન કરે?૫૯ માટે હે લક્ષ્મણ! હું પિતાની આ સમગ્ર પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન કરીશ. કારણ કે, તે આપણા બેઉના પિતા અને ગુરુ છે, તેથી આ-પણે અવશ્ય તેની આજ્ઞામાંજ રહેવું જોઇએ. તેમ આ-પણી માતાએ પણ તેની આજ્ઞામાં જ રહેવું જોઇએ; કેમ કે, સ્ત્રીને પોતાનો પતિ એ જ સહધર્મવાન્ હોવાથી પોતાની ગતિરૂપ છે.૬૦ વળી દેવી, મારાપર અતિ સ્નેહને લીધે વનમાં મારી સાથે આવવા માટે કહે છે; પણ જ્યાંસુધી પોતાના સત્ય વાક્યનું પાલન કરનાર ધર્મરાજ દશરથ વિદ્યમાન છે, ત્યાંસુધી આપણી માતા કૌસલ્યાએ પોતાના ઇષ્ટ પુત્રનો ત્યાગ કરીને પણ તેની સાથેજ વસવું યોગ્ય છે, પણ કોઈ વિધવા નારી પોતાના પુત્રને અનુસરે તેમ તેણે મારી સાથે રહેવું કે વનમાં આવવું યોગ્ય નથી."૬૧

આ પ્રમાણે લક્ષ્મણને કહીને, રઘુવીરે માને કહ્યું: "હે દેવિ! એટલા માટે મને વનમાં જવાની આજ્ઞા આપ, ને જેમ યયાતિ, સત્યતાને લીધે પાછો સ્વર્ગ પ્રત્યે ગયો હતો, તેમ ચૌદ વર્ષ પૂર્ણ થતાં હું પણ ક્ષેમકુશળ પાછો આવું, તે માટેનાં મને મંગળ-કૃત્ય કરી, વનગમનનું પ્રસ્થાન કરાવ.૬૨ હે મા! માત્ર એક રાજ્યપ્રાપ્તિમાં લોભાઇને, પિતાની આજ્ઞા પાળવાથી મળનાર મોટા યશનો, હું સહજમાં કેમ ત્યાગ કરું? જીવવું તો માત્ર ક્ષણભંગુર છે. હે મા, મને પિતૃઆજ્ઞા પાળવારૂપ પરમપુરુષાર્થથી તો અવિનાશી યશ પ્રાપ્ત થાય છે. માટે તે યશનો ત્યાગ કરી હું રાજ્યાદિક કોઇ પણ સુખને ઇચ્છતો નથી."૬૩

એ પ્રમાણે પોતાની જનની કૌસલ્યાનું આશ્વાસન કરીને તેની પ્રદક્ષિણા કરી, દંડકવનમાં જવાની ઇચ્છા-વાળા નરવૃષભ રઘુવીરે ઉદાસચિત્તે બેઠેલા પ્રિય બાંધવ લક્ષ્મણ સામે જોયું.૬૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાય-ણવિષે અયોધ્યાકાણ્ડમાં એકવીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૨ મો.

## દૈવપ્રભાવ.

રામનું આ રીતનું ભાષણ એક ચિત્તે સાંભળી રહેલા અને રઘુવીરના ઇષ્ટ જનોમાં સૌથી વિશેષ એવા લક્ષ્મણને આ રાજ્યહાનિ જોઈ બહુ ખેદ થવા લાગ્યો. રામને થનાર વનવાસની વાત પોતાથી ન સહન થવાથી, છેડાયલો મદોન્મત્ત હસ્તી જેમ ક્રોધ પામે, તેમ અત્યંત ક્રોધને લીધે, ઉગ્ર મુદ્રા કરીને તે બેઠેલો હતો. રોષને લીધે તેનાં નેત્ર વિકાશ પામેલાં હતાં.૧ તેને રામે અતિ પ્રેમયુક્ત પોતાની સામે બેસાડીને, ધીરજથી પોતાના ચિત્તનું નિર્વિકારીપણું બતાવવા માંડ્યું. તે બોલ્યો,૨ "હે પ્રિય બાંધવ! પ્રાકૃત મનુષ્યની પેઠે તારે આ વાતે નિરર્થક ખેદ કરવો યોગ્ય નથી. તું હવે મારું કહ્યું માનીને ધૈર્ય ધારણ કરી, તારા ક્રોધ તથા શોકને નિયમમાં રાખ. મને વનમાં જવારૂપ થયલા અપમાનને ગણકારીશ નહિ; પણ ઉલટો,

સત્યનું પાલન કરવાથી પિતાને મહાપવિત્ર લોકની પ્રાપ્તિ થશે, એ વાતનો વિચાર કરી મનમાં હર્ષ પામ;[૩] ને મને રાજ્યાભિષેક કરવા સારુ પિતાએ તૈયાર કરાવેલા સર્વ સાહિત્યોને નિવૃત્ત કરી, મારે વનમાં જવા માટેના અવિનાશી કાર્યની તૈયારી કર.[૪] હવે તો રાજ્યાભિષેક માટે થતી સઘળી તૈયારીઓ ઉતાવળે મારા વનવાસગમનમાં બદલાઇ જવી જોઇએ.[૫] ને તારે એવા પ્રકારે વર્તવું જોઇએ કે, જેથી આપણી માતા (કૈકેયી)-ની ઇચ્છા પૂર્ણ થાય. વળી હે સુમિત્રાનેત્રાનન્દ! મને રાજ્યાભિષેક ન થવાથી જેનું મન તાપ પામે છે એવાં આપણી મા કૌસલ્યા, કે જેઓ, 'મારો પુત્ર વનમાં કેમ રહી શકશે?' એવી શંકાથી અત્યંત દુઃખી થાય છે, તેના મનનું તું સમાધાન કર.[૬] કારણ કે તેના મનમાં ઉત્પન્ન થતા શંકામય દુઃખને હું એક મુહૂર્ત પણ સહન કરી શકું એમ નથી. તેમ મેં પિતાનું કે કૌસલ્યાદિ માતાઓનું જાણતાં કે અજાણતાં પણ કદી કંઈ પણ અપ્રિય કર્યું હોય, એમ મને સાંભરતું નથી.[૭-૮] વળી હે સૌમિત્રી! 'આજે રાજ્ય તજી રામ કદાચ વનમાં નહિ જાય તો મારું વચન મિથ્યા જશે, ને તેથી મારી દુર્ગતિ થશે,' એવી શંકાથી આપણા સત્યવાદી અને સત્ય પ્રતિજ્ઞાવાન્ પિતા બહુ ભય પામે છે, માટે તેના તે ભય નિવારણાર્થ, તું ત્વરાથી વનમાં જવા માટેની તૈયારી કરાવ.[૯] હે ભ્રાત! જો આપણે રાજ્યાભિષેકનાં સાહિત્યોનું વિસર્જન નહિ કરાવીએ તો પોતાના વચનભંગ થવાના ભયથી રાજા મહાતાપ પામશે, ને એથી પછી પિતાને તાપ પમાડનાર પુત્રનો જન્મ આ જગતમાં વ્યર્થ છે, એમ માનવાથી મને પણ મહા શોચ ઉત્પન્ન થશે.[૧૦] હે લક્ષ્મણ! તું તથા મા નિશ્ચય માનો કે, રાજ્યાભિષેકની સર્વ તૈયારીઓનો સત્વર સંહાર કરીને હું નિર્વિલંબે પ્રયાણ કરવા ઇચ્છું છું.[૧૧] વળી ચીર વસ્ત્ર, મૃગચર્મ તથા જટા વગેરે તાપસ ઉપચારો ધારણ કરી, હું વનમાં જઇશ, ત્યારે જ કૈકેયી પોતાનું કાર્ય સિદ્ધ થયલાં સમજશે ને ત્યારે જ તેના મનમાં સુખ ઉપજશે. માટે મારા વનમાં ગયા કેડે ભલે તે નિશ્ચિતપણે પોતાના પુત્ર ભરતને રાજ્યાભિષેક કરે."[૧૨-૧૩]

એટલું કહી પુનઃ તે બોલ્યો: "પ્રિયબંધુ! આ ઉપરથી તને એમ લાગતું હશે કે, મને રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનાર આપણા પિતા અથવા માતા કૈકેયી છે, પણ તેઓ વિષે તારે કંઈ પણ શંકા કરવી નહિ. કેમકે કૈકેયીને જેણે, મને વનમાં મોકલવા માટે બુદ્ધિ આપી તથા તેમાં જ તેણીના મનને સ્થિર કર્યું, એ વસ્તુ જૂદી જ છે, કે જેને હું કોઈ વાતે ક્લેશ પમાડવાની ઇચ્છા રાખતો નથી.*[૧૪] હે સુમિત્રાપુત્ર! એ વસ્તુ તે માત્ર મારું દૈવ જ (ભાગ્ય) સમજવું; કેમ કે તેમ ન હોય તો, પરમ સૌમ્ય પ્રકૃતિવાળી કૈકેયીની મને વન જવા સારુ આજ્ઞા કરવાની બુદ્ધિ જ કેમ થાય?[૧૫-૧૬] તું જાણે જ છે કે, જેમ મને કૌસલ્યાદિ માતાઓમાં કશું અંતર નથી, તેમ જ કૈકેયીને પણ મારામાં તથા ભરતમાં પૂર્વથી જ કશું અંતર નથી. પરંતુ આ સમયે માત્ર દૈવે જ તેને ભમાવી છે, કે જેથી તે મારી તરફ આટલા બધા વિષમ ભાવથી વર્તે છે. વળી હે બંધુ! જો કૈકેયીની મતિને ભ્રમિત કરનાર દૈવ જ ન હોય તો તે મને પ્રાપ્ત થતા રાજ્યની નિવૃત્તિ કરીને વનમાં મોકલવા માટેનાં ઉગ્ર વાક્ય કદી કહી શકે જ નહિ;[૧૭-૧૮] તથા પોતાના પતિની આજ્ઞામાં રહેવારૂપ શ્રેષ્ઠ સત્વ ગુણને તજી દઈ, પ્રાકૃત સ્ત્રીની પેઠે પોતાના ભર્ત્તારની સમક્ષ મને આવા પીડારૂપ માર્ગમાં પ્રવેશ કરવાની આજ્ઞા કરે જ નહિ![૧૯] માટે હું નિશ્ચયપૂર્વક કહું છું કે, દેશ, કાળ તથા વૃત્તિથી જેનું ચિંતવન થઈ શકતું નથી, એવું અચિંત્ય દૈવ, કે જે બ્રહ્માદિથી પણ ટળતું નથી, તેણે જ મારી તથા કૈકેયીની વચ્ચે આમ વિપર્યય પડાવ્યો છે.[૨૦] તો હે સૌમિત્રે! જેનો નાશ બીજા કોઈ ઉપાયે નહિ, પણ માત્ર તેનાં ફળ ભોગવવાથી જ થાય છે એવા દૈવની સાથે, યુદ્ધ કરવાનો (દૈવને બલાત્કારથી ટાળવાનો) કયો પુરુષ ઉત્સાહ ધરે?[૨૧] સર્વ વાતે દૈવ જ પ્રબળ છે ને પુરુષાર્થ તો काकतालीय (કાગનું બેસવું ને તાડનું પડવું) એ સમાન છે. એ માટે સાંભળ કે:–

"सुखदुःखे भयक्रोधौ लाभालाभौ भवाभवौ।
यस्य किंचित्तथाभूतं नतु दैवस्य कर्म तत् ॥

જીવ માત્રને સુખ, દુઃખ, ભય, ક્રોધ, લાભ, અલાભ, બંધ તથા મોક્ષ, એમાંથી જે કંઈ પ્રાપ્ત થાય છે, તે માત્ર દૈવ જ પ્રાપ્ત કરાવે છે.[૨૨] વળી–

* આમ કહેવામાં રામનો અંતર્હેતુ જૂદો જ હતો. રામને રાજ્યની નિવૃત્તિ તો ખરું જોતાં દેવતાઓની પ્રાર્થનાથી બ્રહ્માએ કરાવી હતી: બ્રહ્મા–વિધાતાની પ્રેરણાથી મન્થરાએ અનેક વાતે ઉલટું સમજાવીને કૈકેયીની મતિ ફેરવી હતી. ને દેવતાઓનું સંકટ દૂર કરવા માટે તો રામનો અવતાર જ હતો, માટે કૈકેયી કે મન્થરાને ક્લેશ પમાડવાની ઇચ્છા પોતે કેમ જ રાખે? કેમ કે રામ રાજ્યપર બેસે તો પછી વનમાં જઈ રાવણાદિનો વધ કોણ કરે? એટલે દેવતાઓ તેથી ક્લેશ જ પામે. માટે રામે લક્ષ્મણને કહ્યું કે, મારા રાજ્યાભિષેકમાં જે ભંગ કરનાર છે, તેને હું ક્લેશ પમાડવા ઇચ્છતો નથી.

**ऋषयोऽप्युग्रतपसो दैवेनाभिप्रचोदिताः।**
**उत्सृज्य नियमांस्तीव्रान्भ्रश्यन्ते काममन्युभिः।**

અતિ ઉગ્ર તપ કરનાર ઋષિઓ પણ દૈવની પ્રેરણાથી પોતાના તીવ્ર નિયમોનો ત્યાગ કરીને કામ ક્રોધાદિવડે પરાભવ પામે છે.[૨૩] તેમજ—

**असंकल्पितमेवेह यदकस्मात्प्रवर्तते।**
**निवर्त्यारब्धमारंभैनंनु दैवस्य कर्म तत्॥**

મોટા યત્ને કરી આરંભેલાં કાર્યને પણ એકાએક ફીટાડી નાંખી વચમાંજ કંઈ અણધારેલો અકસ્માત્ પ્રાણીને આવી પડે છે, તે પણ દૈવનુંજ કર્મ છે.[૨૪] માટે હે લક્ષ્મણ! તું આ મારા કહેલા તત્ત્વનો યથાર્થ બુદ્ધિવડે નિશ્ચય કરીને તારા અંતઃકરણને સ્થિર કર, એટલે પછી મારા રાજ્યભ્રંશ માટે તને કશો પરિતાપ થશે નહિ.[૨૫] અને હે બાપ! એ પ્રમાણે પરિતાપ હીન થઈ મારા વિચારને અનુસરીને* હવે ત્વરાથી અભિષેક સંબંધી ક્રિયાનો સંહાર (નિવારણ) કર.[૨૬] કેમ કે, મને રાજ્યાભિષેક કરવા માટે છત્ર, ચામર, અશ્વ, રથ, તીર્થોદક વગેરે એકઠાં કરેલાં સાહિત્યોનું મારે હવે શું પ્રયોજન છે? અભિષિંચન અર્થે આણેલાં તીર્થોદકથી મને અભિષેક સ્નાન નહિ, પણ હવે તો તપસ્વીનાં વ્રતાચરણ માટેના સંકલ્પનું સ્નાન થશે.[૨૭] અથવા તે જળનું પણ મારે કંઈ પ્રયોજન નથી; કેમ કે તપસ્વીને તો પોતાને હાથે ભરી લીધેલું જળ, સંકલ્પાદિ કાર્યના ઉપયોગમાં આવે છે; માટે મારા હાથે ભરી લીધેલું જળ જ મને વ્રતસંકલ્પનો અધિકાર પ્રાપ્ત કરશે. [૨૮] માટે તું તે સર્વ સાહિત્યને નિવારણ કરવા માટે ઉદ્યુક્ત થા; ને મને રાજ્ય મળતું હતું તે ન મળ્યું, એ સંબંધે કંઈ પણ સંતાપ કરીશ નહિ. કેમકે રાજ્ય તથા વનવાસ એ બેમાં મને વનવાસ વિશેષ કલ્યાણકારક છે.†[૨૯] તું દૈવની મહા અતુલિત શક્તિ યથાર્થ જાણે છે, અને તેથી તું માતા (કૈકેયી) તથા પિતા, જે દૈવના દોરવાયાં દોરાય છે, તેને ઠપકો આપ નહિ.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૨૨ મો સર્ગ સંપૂર્ણ.**

* આ શબ્દોથી રામે લક્ષ્મણને પણ પોતાની સાથે વનમાં આવવાનું ગૂઢપણે સૂચવ્યું. † કારણ, એથી એક તો પ્રજાનાં કૃત્ય તથા અકૃત્ય સંબંધી ચિંતા ટળે છે, ને બીજું પિતાના વાક્યનું પાલન થાય છે; અને ગર્ભિત રીતે પોતાનો મૂળ હેતુ પણ પાર પડે છે.

## સર્ગ ૨૩ મો.

### લક્ષ્મણનો ક્રોધ.

અત્યારસૂધી નીચું મુખ કરી બેઠેલા લક્ષ્મણનું મન, મહાવીર રામનાં આવાં વચન સાંભળીને હર્ષ તથા ખેદ, એ બેની વચ્ચે ડોલવા લાગ્યું.*[૧] તે નરર્ષભની સ્થિતિ ઘણી ભયંકર થઈ ગઈ. ક્રોધને લીધે તેનાં નેત્ર રક્ત થઈ ગયાં, ભ્રુકુટિ ઉંચી ચઢી ગઈ, મુખ પણ ક્રોધ પામેલા વિકરાળ સિંહના જેવું ભયંકર બની રહ્યું ને બીજાના દરમાં પેઠેલો મોટો સર્પ જેમ ફુંફાડા મારે, તેમ તેણે દીર્ઘ નિઃસાસા મૂકવા માંડ્યા.[૨-૩] વળી હાથી જેમ પોતાની શુંઢને હલાવે,તેમ અતિ ક્રોધને લીધે તે પોતાના બંને હાથ હલાવવા અને પછાડવા લાગ્યો, તેના લલાટપર પ્રસ્વેદનાં બુંદ આવી ગયાં, ને (અતિ ક્રોધથી) મસ્તક ધુણાવવાને લીધે તેના આંકડીઆળા મંજુલ કેશ ચારે બાજુ વિખરાઈ ગયા.[૪] આવી ભયંકર અવસ્થા જોઈ, રામે ચેતીને તેને શાંત કરવા માટે તેના બંને વિશાળ હસ્ત પોતાના હૃદય સાથે ચાંપ્યા, ને હવે વિશેષ શાંત્યર્થ કંઇક તે કહેવા જતો હતો, એટલામાં તો લક્ષ્મણ પોતે જ કટાક્ષથી આડી દૃષ્ટિ રાખી બોલી ઉઠ્યાઃ "અહો વડીલ બાંધવ! અહો રઘુકુલદીપક! મને આથી અત્યંત આશ્ચર્ય થાય છે. હું કદી ન હોતો જાણતો કે, તારી મતિ આવા કઠિન સમયે પણ આવી સરળ ધર્મપરાયણતાવાળી થઈ જશે. હે રઘુવીર! ખરેખર, તને વનમાં જવા માટેનો જે આ સંભ્રમ થયો છે, તે કેવળ અયોગ્ય, ધર્મથી વ્યતિરિક્ત, લોકોને શંકા ઉપજાવનારો અને ભ્રાંતિમૂલક છે; કારણ જો તેમ ન હોય તો, તું કે જે નિરંતર ભ્રાંતિ રહિત છે, તે ભ્રાંતિ પામીને અસમર્થ દૈવને પોતાના મુખથી સમર્થ કેમ જ કહે? હે મહાવીર! તું તો દૈવને ટાળવા સમર્થ તથા ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ છે, છતાં શું સમજીને કોઇ અસમર્થ કૃપણ પુરુષની પેઠે તેની (દૈવની) પ્રશંસા કરે છે?[૫-૭] વળી હે ધર્માત્મન્! પાપરૂપ કૈકેયી તથા દશરથને તું આ સમયે દૈવગ્રસ્ત (ભાગ્યે ભમાવેલાં) માને છે, પણ વાસ્તવિક તેમ નથી. તેઓ તો બહાર દેખાવા માત્ર જ ધર્મપરાયણ છે,પણ અંતઃકરણમાં સંપૂર્ણ રીતે પાપ કર્મવિષે આસક્ત છે ને તેને ધર્મથી વ્યતિરિક્ત વર્તતાં દોષ લાગવાની પણ કશી શંકા નથી.

* રામની ધર્મમાં આટલી બધી ધીરજ જોઇને હર્ષ થયો, પણ તેને મળતા રાજ્યમાં આમ ભંગ પડતો જોઇ, લક્ષ્મણના મનમાં બહુ ખેદ ઉપજ્યો.

હવે આમ છે ત્યારે તો તને પણ એ પ્રસંગે ધર્મની શંકા કરવી કેમ જ ઘટે? ધર્મમાં અત્યાસક્તિને લીધે તું જાણી શકતો નથી, પણ દશરથ તથા કૈકેયીનું આચરણ કેવળ સ્વાર્થવાળું છે, ને તેઓ અંતઃકરણમાંના છૂપા કપટથી જ તને વનમાં મોકલી તારો ત્યાગ કરવા ઇચ્છે છે. જો તેમ ન હોય તો પ્રથમ રાજ્યાભિષેકનો આરંભ કરીને હવે તેઓ તેમાં આવું મોટું વિઘ્ન કેમ કરે? વળી દશરથ તથા કૈકેયીનો વરદાન આપવા લેવાનો પ્રસંગ તો પૂર્વનો છે, માટે તને રાજ્યાભિષેક કરવાના આરંભ પહેલાં જ તેમણે તેણીને વરદાન આપ્યું હોત તો, ભરતને રાજ્યાભિષેક તથા તને વનવાસ ક્યારનોએ થયો હોત. પણ તેમાંનું કંઈ નથી.[૮-૯] વરદાનનું માત્ર બહાનું છે, ને ઉપર ઉપરથી તને રાજી રાખી, તેઓ પોતાનો સ્વાર્થ સાધવાનો યત્ન કરે છે. વળી હે શૂરવીર! એ સઘળું ગમે તેમ હો, તેઓ તને ભલે નિર્દોષ લાગતાં હોય, પણ તેઓએ જે પ્રત્યક્ષ લોકવ્યવહારથી તથા શાસ્ત્રથી વિરુદ્ધ–જ્યેષ્ઠ પુત્ર છતાં કનિષ્ઠ પુત્રને રાજ્યાભિષેક કરવાનો આરંભ કર્યો છે, તેને હું સહન કરી શકતો નથી. હે વડીલ! હે મહાત્મા! તારા વિષયમાં આમ પ્રત્યુત્તર આપવારૂપે હું તારો અપરાધ કરું છું, પણ તેને તું ક્ષમા કરશે.[૧૦] હે મહામતે! પિતાનાં વચન પ્રમાણે જ કરવું એવો ધર્મ, કે જેને લીધે મોહ પામીને તારી બુદ્ધિ એક છેડેથી બીજે છેડે પહોંચી ગઇ છે (પૂર્વે રાજ્ય ગ્રહણ કરવું એવી, ને હવે ત્યાગ કરવું એવી બે પ્રકારની), તે ધર્મનો હું દ્વેષ કરું છું, કેમ કે તે ધર્મ નહિ પણ ધર્માભાસ છે.[૧૧] કારણ દશરથ રાજા સ્ત્રીને વશ થઈ, કેવળ અધર્મરૂપ અને નિંદિત વાક્યો બોલે છે, તેને ધર્મ કેમ કહેવાય? અને તું કે જે અચિન્ત્ય વૈભવ સંપાદન કરવાને શક્તિમાન્ હોવાથી કર્તુમ્ અકર્તુમ્ અને અન્યથા કર્તુમ્ સમર્થ છે, તો એ પ્રમાણે કેમ કરશે?[૧૨] રે! તેઓએ વરદાનનું ખોટું બહાનું કાઢીને, રાજ્યાભિષેકમાં વિઘ્ન ઉપજાવેલું છે, કે જેથી મને અત્યંત કષ્ટ થાય છે; પરંતુ તું તો તેને જાણ્યા વગર, પિતાનાં વચન પ્રમાણે કરવું, એ જ ધર્મ માની તેમાં આસક્તિ રાખી બેઠો છે, પણ તે ખરેખર અતિ નિંદિત છે.[૧૩] હે પ્રભુ! તારા જેવો બીજો કોણ હોય, કે જે, પોતાના પુત્રનું અહિત કરનારાં તથા માતાપિતાને નામે શત્રુની ગરજ સારનારાં મનુષ્યોના મનોરથ પ્રમાણે આચરણ કરે?[૧૪] હે બંધુ! જો દશરથ તથા કૈકેયીને રાજ્યાભિષેક નિવૃત્ત કરવાની બુદ્ધિ દૈવે જ પ્રેરી એવો તારો મત હોય, તો તે તારા પ્રિય બાંધવ એવા મને અસંમત હોવાથી, તારે ત્યાગ કરવો જોઇએ; કેમકે અવળું કરનાર દૈવ, વીર પુરુષને કેમ રુચે?[૧૫] કેમકે–

**विक्लवो वीर्यहीनो यः स दैवमनुवर्तते ।**
**वीराः संभावितात्मानो न दैवं पर्युपासते ॥**

જે વિકળ તથા વીર્યહીન પુરુષ હોય તે કદાચ દૈવનો આશ્રય કરે, પણ શૂરવીર તથા સર્વત્ર પ્રસિદ્ધ પરાક્રમવાળો પુરુષ કદી તેમ કરે નહિ.[૧૬] પણ અહો! તારા જેવો પુરુષ, કે જે પોતાના પુરુષપ્રયત્ને કરી દૈવને પણ બાધ કરવા સમર્થ છે, તેના અર્થનો આજે દૈવ સમૂળો નાશ કરે છે, છતાં તે કશો ખેદ પામતો નથી, એ જોઇ મને બહુ આશ્ચર્ય થાય છે.[૧૭] પરંતુ હે ધર્મધુરંધર! દૈવ તથા પુરુષપ્રયત્નમાં વિશેષ પરાક્રમ કોનું છે, એ આજે સર્વ મનુષ્યોના જોવામાં આવશે. કેમકે મારાં પરાક્રમવડે હું તે સ્પષ્ટ કરી આપીશ ને જે મનુષ્યોએ હમણાં રાજ્યાભિષેકને દૈવથી હણાયલો જોયો છે, તેઓ મારાં પરાક્રમથી આજે દૈવને જ હણાયલું જોશે.[૧૮-૧૯] હે વીર! ઝરતા મદને લીધે અત્યંત ઉન્મત્ત થયેલા, તેમ જ સાંકળ અને અંકુશ રહિત હોવાથી નિર્ભયપણે સામે ધસી આવતા પ્રૌઢ હસ્તીના જેવા દુર્ધર્ષ દૈવને હું આજ મારાં પરાક્રમવડે જરૂર નિવૃત્ત કરીશ.''[૨૦]

આટલું કહી વળી લક્ષ્મણ આવેશમાં જ બોલ્યો: “હે પ્રિય બાંધવ રામ! આજે સમસ્ત લોકપાળો તથા આખું ત્રૈલોક્ય પણ તને થતો રાજ્યાભિષેક અટકાવવા સમર્થ નથી, તો દશરથ તથા કૈકેયી તે વાતે કેમ સમર્થ થશે?[૨૧] પણ તું નિશ્ચે માન કે જેઓએ તને વનમાં મોકલવાનો નિશ્ચય કર્યો છે, તેઓને જ હું ચૌદ વર્ષ પર્યંત નિર્જન વનમાં નિવાસ કરાવીશ તથા પિતા અને કૈકેયીની તને વનમાં મોકલી ભરતને રાજ્ય આપવાની આશાને હું સમૂળગી બાળી નાંખીશ.[૨૨-૨૩] રે, એમ કરવામાં જેમ મારું ઉગ્ર પરાક્રમ આપણા વિરુદ્ધ પક્ષીઓને દુઃખ કરનારું થઈ પડશે, તેમ દૈવને નિવૃત્ત કરવામાં પણ તે શક્તિમાન્ નહિ થઇ શકે શું?[૨૪] હે રાજા રામ! હમણાં તારા વિના આ પૃથ્વીનું રાજ્ય કરવા કોઈ સમર્થ નથી; એટલા માટે જ કંઈ તારે રાજ્યાસનપર બેસવું એમ નથી; પણ હજાર વર્ષ પર્યંત રાજ્ય ભોગવીને તારા પુત્રને રાજ્યભાર સોંપી (કલ્યાણ માટે તપ કરવા) વનમાં જશે, ત્યારે તારા વંશજોજ આ રાજ્યનું

પાલન કરશે; કેમકે જ્યેષ્ઠ અને પ્રજાના માન્યપણાને લીધે રાજ્યપર તારો સ્વતંત્ર હક છે. માટે હે બંધુ! તારે આપણા પૂર્વજ રાજર્ષિઓએ આચરેલા ધર્મ પ્રમાણે પોતાના પુત્રને રાજ્ય સોંપીને વનમાં જવું યોગ્ય છે, પણ રાજ્યપ્રાપ્તિ થયા પૂર્વે જ તેમ કરવું યોગ્ય નથી.[૨૫-૨૬] હે ધર્માત્મન્! દશરથ રાજાએ, પોતે વયોવૃદ્ધ થવા છતાં પણ કામવાસનાને લીધે આપણા પૂર્વજોએ આચરેલા વાનપ્રસ્થ ધર્મમાં ઇચ્છા કરી નથી. તેનું ચિત્ત વિહ્વલ થયું છે અને જો હમણાં તું રાજ્યગ્રહણ કરે તો, 'રાજાને રાજ્ય કરવાની ઈચ્છા છે, છતાં રામે તેની પાસેથી રાજ્ય લઈ લીધું,' એવી રીતે લોકોને ક્ષોભ થાય એ શંકાથી તું રાજ્ય તજીને વનમાં જવા ઇચ્છે છે? જો એમ જ હોય તો તે શંકાનો તું ત્યાગ કર; તને કોઇના પણ ક્ષોભને લીધે કશો પણ રાજ્યવિભ્રમ થશે નહિ, કેમકે હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, હું તારી તથા તારા રાજ્યની, કિનારો જેમ સમુદ્રની રક્ષા કરે છે તેમ રક્ષા કરીશ; જો તેમ ન કરું તો મને શૂર લોકોને મળતી સદ્ગતિની પ્રાપ્તિ મા થાઓ![૨૭-૨૮] માટે હવે કશો વિલંબ કર્યા વગર, તું મંગળપદાર્થોવડે વસિષ્ઠાદિની પાસે પોતાનાં શરીરનો રાજ્યાભિષેક કરાવ; જો તેમાં કોઈ પણ પ્રતિકૂળ થશે તો માત્ર હું એકલો જ મારાં બળવડે સર્વ ભૂપસમૂહને પણ નિવારણ કરવા સમર્થ છું.[૨૯] હે રઘુવીર! આ મારા બાહુ માત્ર શોભા માટે નથી, ધનુષ્યભૂષણ માટે નથી, ખડ્ગ માત્ર કમરે બાંધવા માટે નથી, ને બાણો ભાથામાં ખોશી રાખવા માટે નથી;[૩૦] પણ તે સઘળી વસ્તુઓ શત્રુઓને મથન કરવા માટે છે. શત્રુરૂપે મારી સામે આવી ઉભો રહેનાર યોધો, કદાચ ઇંદ્રસમાન હશે, તો પણ હું આ મારા વિજળી સમાન ચળકતા તીક્ષ્ણ ધારવાળા ખડ્ગથી તેના કડકે કડકા નહિ કરી નાંખું શું? અરે! મારા ખડ્ગના પ્રહારોવડે કરીને તો આ પૃથ્વીપર અગણિત હસ્તી, અશ્વો અને રથી પુરુષોનાં માથાં, ધડ અને હાથ કપાઈ મોટા ડુંગરો થઈ જશે, કે જેનાપર કોઇથી ચાલી પણ શકાશે નહિ.[૩૧-૩૩] અરે! આજે મારા ખડ્ગની તીક્ષ્ણ ધારવડે કપાયલા આપણા શત્રુઓ રુધિરથી રંગાઈ વિજળી સહિત મેઘની પેઠે પૃથ્વીપર પડશે.[૩૪] પણ હે બાંધવ! પ્રથમ તો ગોધાંગુલિત્રાણ* પહેરીને ધનુષ્ય બાણ લઈ હું તત્પર થઇશ, તે સમયે કયો શૂરત્વાભિમાની યોધો મારી સામે ઉભો રહેવાને સમર્થ થશે?[૩૫] હું અનેક બાણોવડે એકને, અને એક બાણવડે અનેક યોધાઓને પૃથ્વીપર પાડી દઇશ, ને પછી તે પડેલા પુરુષ, અશ્વ તથા હસ્તિઓનાં મર્મસ્થાનોને અનેક બાણોવડે ભેદી નાંખીશ.[૩૬] માટે આજ મારા અસ્ત્રસામર્થ્યનો પ્રભાવ, રાજા દશરથની અપ્રભુતા કરીને, તારું પ્રભુત્વ સ્થાપિત કરવામાં પ્રબળ થશે.[૩૭] હે રામ! મારા આ બંને હાથ કે જે ચંદન લેપન કરવા, બાજુબન્ધને ધારણ કરવા, પૃથ્વી આદિનાં દાન દેવા, સુહૃજ્જનોનું પાલન કરવા ને તારાં ચરણનું સેવન કરવા યોગ્ય છે, તે, તને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનારાઓને નાશ કરવાનું પોતાનું યોગ્ય કર્તવ્ય બજાવશે;[૩૮-૩૯] માટે મને હવે તું આજ્ઞા આપ કે હું તારા કયા શત્રુને તેના પ્રાણ, યશ તથા સુહૃજ્જનોથી વિખૂટો કરું, કે જેથી આ સમગ્ર પૃથ્વી તને સ્વાધીન થાય? તું જેમ આજ્ઞા આપે તેમ કરવાને હું તારો કિંકર તૈયાર છું."[૪૦]

આ રીતે અત્યંત ક્રોધાવેશમાં પોતાનું શૂરત્વ તથા રામ પ્રત્યેનું અનન્ય દાસત્વ દેખાડતાં નેત્રમાંથી ઉષ્ણ બિંદુ વહેતા લક્ષ્મણે, ભાષણ સમાપ્ત કરી હાથ જોડ્યા; ત્યારે રામે અતિ પ્રેમથી સ્વહસ્તે તેનાં નેત્ર લુછી અનેક સુવાક્યોવડે તેની સાંત્વના કરીને કહ્યું: "હે સૌમ્ય! તારે નિશ્ચે જાણવું કે, પુત્રે પિતાની આજ્ઞામાં રહેવું એ જ શ્રેષ્ઠ માર્ગ છે, ને તે માટે હું તેના કહેવા પ્રમાણે કરવામાંજ દૃઢપણે ઉદ્યુક્ત છું."[૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૨૩ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૪ મો.

## કૌસલ્યા અને રામ.

આ બેઉ ભાઇઓનો પરસ્પર વાદ વિવાદ મહારાણી કૌસલ્યા એકે ચિત્તે સાંભળી રહ્યાં હતાં, તેથી તેને રામની, પિતાની આજ્ઞા પાળવાની આવી નિશ્ચળ મતિ જોઈ (રામ હવે નિશ્ચે વનમાં જશે એમ ધારી) બહુ ખેદ ઉપજ્યો. તેનાં નેત્રોમાંથી ફરી ચોધારાં બાષ્પબિંદુ વરસવા લાગ્યાં, ને કંઠ છેક રુંધાઈ જવાથી સ્પષ્ટ રીતે બોલી પણ શકાયું નહિ. પછી ગદ્ગદ્ વચને પરાણે પરાણે તે બોલી:[૧] ["અહો! હે પુત્ર! ખરેખર તું વનમાં જઇશ જ? અરે! શું તું આ દીન અને દુઃખિણી માનું કહેવું નહિ જ માને?] હે ધર્મિષ્ઠ અંતઃકરણવાળા! હે સર્વ ભૂતપ્રત્યે પ્રિય વચન બોલનારા!

* ધનુષ્ય ઝાલવા માટે હાથમાં પહેરવાના ઘોના ચામડાનાં બનાવેલાં મોજાં.

અરે એ દશરથ નરેંદ્રથી મારે વિષે ઉત્પન્ન થયેલા મારા લાડકવાયા રામ! તેં તારી નજરે કદી પણ દુઃખ જોયું નથી. તે હવે વનમાં જઇ શિલોંચ્છવૃત્તિથી* કેમ રહી શકીશ ?[૨] રે! જેનો ભૃત્યવર્ગ પણ નિત્ય મિષ્ટાન્ન ભોજન કરે છે, એવો તું વનમાં મળતાં ફળ તથા મૂળનું ભક્ષણ કેમ કરી શકીશ?[૩] અરે! તારા જેવા ગુણવાન્ તથા પોતાને પ્રિય એવા પુત્રને રાજા વનમાં મોકલે છે, એ વાતને સાંભળીને તે કોણ સત્ય માનશે?[૪] હે રામ! જગતમાં પ્રાણીમાત્રને સુખ તેમ જ દુઃખને વિષે યોજનાર દૈવ જ બળવાન્ છે, એમ હું અવશ્ય માનું છું; કારણ કે આખા જગતને આનંદ આપનાર તું, દૈવને લીધે જ આજે વનમાં જવા ઇચ્છે છે.[૫] હે પ્રિય રામ! આ વિપરીત પ્રસંગથી મારા મનમાં શોકરૂપી મહાઅગ્નિ પ્રકટ થયો છે; જેને તારા અદર્શનરૂપી† વાયુ વૃદ્ધિ પમાડે છે. વળી તારી પછવાડે મને પડનાર અનેક દુઃખો તથા વિલાપોરૂપી ઇંધણાંથી જે નિરંતર પ્રજ્વલિત રહેવાનો છે, કે જેમાં અત્યારથી જ રુદન કરવાને લીધે નેત્રમાંથી પડતાં અશ્રુરૂપી આહુતિઓ હોમાય છે. વળી ચિંતાને લીધે નાક ને મુખમાંથી નિકળતા બાષ્પ(વરાળ)ના ગોટારૂપ જેનો ધુમાડો છે; ને નિઃશ્વાસરૂપ વાયુના વારંવાર લાગતા ઝપાટાઓથી જે વૃદ્ધિ પામી મહા અતુલ રૂપ પ્રકટી મારા શરીરને દહન કરી રહ્યો છે, તે, તું વનમાંથી પાછો આવીશ ત્યાંસૂધી, જેમ ગ્રીષ્મ-ઋતુમાં સૂર્ય અથવા અગ્નિ તાપ પમાડે, તેમ મને નિરંતર સંતાપ પમાડશે.[૬-૮] માટે હે વત્સ! જેમ ગાય વાત્સલ્ય ભાવને લીધે પોતાના વાછરડાની પાછળ પાછળ જાય, તેમ હું પણ તું જ્યાં જઇશ ત્યાં તારી પાછળ પાછળ જ આવીશ."[૯]

હજુ સૂધી તે દુઃખિણી માતાને, પોતાનું અંતઃકરણ શાંત ન થવાથી આમ વિલાપ કરતી જોઇ, નરશ્રેષ્ઠ રામ તેને કહેવા લાગ્યો:[૧૦] "હે પ્રેમાળુ જનની! હવે તો તું શાંત થા, ને કૃપા કરી મને વનમાં જવાની આજ્ઞા આપ. જો તું પણ, કૈકેયીએ આવો પ્રસંગ આણી દુઃખી કરેલા મારા પિતાને ત્યજી સાથે આવશે, તો મારા પિતા કદી જીવશે નહિ.[૧૧] વળી સ્ત્રીએ મનથી પણ પતિનો ત્યાગ કરવો, એ કાર્ય અતિ નિંદિત છે. માટે જ્યાંસૂધી મારા પિતા દશરથરાય જીવે છે, ત્યાંસૂધી તું તેની શુશ્રૂષા કરી તારો સ્ત્રીઓનો સનાતન ધર્મ પાળ."[૧૨-૧૩]

રામનાં આવી રીતનાં વચન સાંભળી કલ્યાણમૂર્તિ, પૂર્ણ કૃતાર્થ કૌસલ્યા, પોતાના શોકનો નાશ કરનાર રામ પ્રત્યે બોલી: "એ સત્ય છે."[૧૪] ત્યારે ધર્માત્મા પુરુષોમાં શ્રેષ્ઠ રામે, શોકદુઃખથી પીડિત પોતાની માતા પ્રત્યે પુનઃ આ પ્રમાણે કહ્યું:[૧૫] "સત્ય, સત્ય! હે મા! મારે તથા તારે, મારા પિતાના કહ્યામાં રહેવું જ જોઇએ. કારણ કે તે ભર્તા (ભરણપોષણ કરનાર) છે, ગુરુ છે, શ્રેષ્ઠ છે તથા રાજા હોવાથી સર્વ પ્રજાનો ઈશ્વર છે.[૧૬] હું મારા પિતાની આજ્ઞા પ્રમાણે ચૌદ વર્ષ વનમાં વિહાર કરીને જ્યારે પાછો આવીશ, ત્યારે મોટી પ્રીતિથી તારી આજ્ઞા પ્રમાણે વર્તીશ; પણ હમણાં મારે પિતાની આજ્ઞાને પરાયણ થવું, એ જ મારું મુખ્ય કર્તવ્ય છે."[૧૭] એ પ્રમાણે રામે કહ્યું, ત્યારે શોકપીડિત–પુત્ર વત્સલ માતુશ્રી અશ્રુથી ભરેલે મુખે બોલી:[૧૮] "હે પ્રિય પુત્ર! જો તેં તારા પિતાની આજ્ઞાથી વનમાં જવાનો નિશ્ચય જ કર્યો હોય, તો જેમ વનમાં ઉત્પન્ન થયેલી મૃગલીને તેનું બાળક પોતાની સાથે સઘન વનમાં લઈ જાય છે, તેમ હે કાકુત્સ્થ! તું પણ મને તારી સાથે વનમાં જ લઈ જા; કેમકે આ કૈકેયી જેવી સપત્નીઓ (શોકયો)માં રહેવું, એ મને અતિ અશકય તથા દુઃખકારક છે."[૧૯] એ સાંભળી પુનઃ તેને ધીરજ આપતો રામ, ધર્મ-વાક્ય બોલ્યો:[૨૦] "હે માતુશ્રી! સ્ત્રીનું દૈવત તથા પ્રભુ, એ તેનો સ્વામી જ છે. વળી તને તેમ જ મને પણ દંડાદિ આપવામાં રાજા દશરથ સમર્થ છે; કેમકે આપણે સૌએ તે બુદ્ધિમાન્ તથા સર્વ દેશાધિપતિ મહારાજાને લીધે સનાથ છીએ. માટે તેના છતાં અનાથ સ્ત્રીની પેઠે તને કોઈ પણ દુઃખ દેવાને સમર્થ થઈ શકશે નહિ.[૨૧] વળી સર્વ ભૂત પ્રાણીને પ્રિય વચન બોલનાર ભરત, તને અનુકૂળ થઈ વર્તશે, કેમકે તે સદૈવ ધર્મમાં જ પ્રીતિમાન્ છે.[૨૨] હે મા! હવે તો હું તને એટલી જ ભલામણ કરું છું કે, મારા વનમાં ગયા પછી મારા પિતા, પુત્રવિયોગજન્ય શોકવડે સંતાપ ન પામે ને અતિ દારુણ શોક તેનો નાશ ન કરી શકે, એવી રીતે પ્રમાદ રહિત થઇ, તું તેની શુશ્રૂષા કરજે.[૨૩-૨૪] વળી તું તારું ચિત્ત સ્થિર રાખીને, તે વૃદ્ધ રાજાનું નિરંતર હિત જ આચરજે; કારણ–

* ખેડૂત લોકો ખેતરમાંથી સઘળું અનાજ લઈ ગયા બાદ તેમાં કયાંક વેરાઈ પડેલા દાણા અથવા કણુસલાને વીણી લાવી, તે વડે પોતાનો નિર્વાહ કરવો તે. † હવે ઘણા કાળસૂધી રામનું દર્શન થવાનું નથી, એવો ભય લાગવાથી આ શોકાગ્નિ વૃદ્ધિ પામે છે.

व्रतोपवासनिरता या नारी परमोत्तमा।
भर्तारं नानुवर्तेत सा च पापगतिर्भवेत्॥

વ્રત તથા ઉપવાસાદિ કરવામાં તત્પર એવી ધર્મિષ્ઠ સ્ત્રી પણ જો પોતાના સ્વામીને અનુકૂળ થઈ ન વર્તે તો તે મહા અધમ ગતિને પામે છે.

अपि या निर्नमस्कारा निवृत्ता देवपूजनात्॥
भर्तुः शुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम्॥
शुश्रूषामेव कुर्वीत भर्तुः प्रियहिते रता।

દેવતાઓ વગેરેનાં પૂજન, અર્ચન તથા નમસ્કારાદિથી નિવૃત્ત થયલી (તે કશું ન કરનારી) સ્ત્રી પણ જો પોતાના ભર્તારની સેવામાં તત્પર રહે છે તો તેને ઉત્તમ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.[૨૫-૨૭] વેદની શ્રુતિ તથા સ્મૃતિઓમાં સ્પષ્ટપણે કહેલું છે કે, સ્ત્રીએ પોતાના પતિના જ પ્રિય તથા હિતમાં પ્રીતિ રાખી નિરંતર તેની શુશ્રૂષા કરવી, એ જ તેનો ધર્મ છે. માટે હે મા! તારે તારા પતિની સંમતિમાં તથા તેના અગ્નિકાર્ય (અગ્નિહોત્રાદિ કૃત્યો)માં તત્પર રહેવું.[૨૮] વળી મારા શ્રેયને અર્થે દેવતાઓ તથા સત્પાત્ર બ્રાહ્મણોની સત્કારપૂર્વક પૂજા કરવી, ને એ પ્રમાણે સતત સ્વધર્મે વર્તતાં મારા આવ્યાની વટા જોવી.[૨૯] હે મા! મારા આવવા સૂધીમાં જો ધર્મિષ્ઠ પુરુષોમાં શ્રેષ્ઠ એવો મારો પિતા વિદ્યમાન હશે તો હું જ્યારે વનમાંથી પાછો આવીશ ત્યારે તમે આ લોકનાં સર્વ સુખને પામશો."[૩૦]

આ રીતનાં સાંત્વનાભરેલાં વચનો સાંભળી, મહારાણી કૌસલ્યા આંસુ ભર્યે નેત્રે રઘુવીર પ્રત્યે બોલી. "હે ધર્મિષ્ઠ પુત્ર! હે પ્યારા પુત્ર! તેં વનમાં જવા દૃઢ મતિ કરી છે, તેને નિવૃત્ત કરવા માટે કોઈ વાતે હું શક્તિમાન્ થાઉં એમ નથી; કારણ હમણાંનો દુષ્ટકાળ મારા તથા તારા સંબંધમાં ઇષ્ટ જનોનો વિયોગ કરાવનારોજ છે. પણ હે સમર્થ પુત્ર! પિતાની આજ્ઞા પ્રમાણે કરવાની તારી એકાગ્ર મતિ જોઈ, મને બહુ સંતોષ થાય છે, ને તારા સમાન ધર્મિષ્ઠ પુત્રરત્ન મને સાંપડેલું હોવાથી હું મારી કૂખને અતિ પવિત્ર થયેલી માનું છું. હે સુત! જગતમાં ધર્મિષ્ઠ પુરુષોને માટે તેની માતાઓ ધન્યવાદ પામે છે. માટે હે તાત! તારા પિતાની આજ્ઞા પાળી, તું ભલે વનમાં જા, તારું સદૈવ કલ્યાણ થાઓ ને વ્રતાચરણ કરેલો, કૃતાર્થ તથા પિતાના ઋણથી મુક્ત થયેલો તું કુશળક્ષેમ અહીં પાછો આવ. પણ હે મહાભાગ્યવાન્! મારા મનને તો તારા જવાથી નિરંતર સંતાપ જ રહેશે; હું તો તને કુશળક્ષેમ પાછો આવેલો જોઇશ ત્યારે જ દુઃખ વગરની થઈ, પરમ સુખે શયન કરીશ.[૩૧-૩૫] પણ શું કરું? મારાં સર્વ વચનોને આચ્છાદિત કરી જેની ગતિ કોઇના જાણવામાં આવતી નથી એવો અગમ કાળ તને વનમાં જવાજ પ્રેરે છે.[૩૬] માટે હે મહાબાહો! હમણાં તું વનમાં જા ને જ્યારે કુશળતાથી પાછો આવીશ, ત્યારે નિર્મળ તથા મનોહર સાંત્વનાનાં વચનોવડે મને હર્ષ પમાડજે.[૩૭] હમણાં જેમ મને તારા વિયોગનો કાળ છે, તેમ વળી એવો કાળ પણ આવશે કે જેમાં તને જટા તથા વલ્કલ ધારણ કરી, વનમાંથી કુશળપણે પાછો આવેલો પણ હું જોઇશ."[૩૮] એવાં સમાધાનનાં વચનોવડે, વનમાં જવાના નિશ્ચયવાળા ધર્મશીલ રઘુવીરને આનંદ પમાડી, માતા કૌસલ્યા તેને મંગળરક્ષા કરવા માટે તત્પર થયાં.[૩૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૨૪ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૫ મો.

## રામને સ્વસ્તિવાચન.

પુત્રગમનના શોકને મનસ્વિની કૌસલ્યાએ પોતાના મનમાં દબાવી દઈ, તુરત જળવડે શુદ્ધાચમન કરી, પવિત્ર થઇને પોતે રામને આ પ્રમાણે મંગળ કરવા લાગીઃ—[૧] "હે રઘૂત્તમ! હું તને વનમાં જતાં નિવારી શકતી નથી, માટે તું ભલે જા; પણ ત્યાં નિરંતર સત્પુરુષોના માર્ગનું આચરણ કરી, પાછો કુશળતાથી વહેલો વળજે.[૨] પ્રીતિ તથા નિયમે કરી જે ધર્મનું તું પાલન કરે છે, તે ધર્મ, હે રાઘવ શાર્દૂલ! તારી રક્ષા કરો.[૩] હે વહાલા પુત્ર! મંદિરો વિષેના તથા બીજા અદૃશ્ય રહેલા જે દેવતાઓને તું નિત્ય નમસ્કાર કરે છે, તેઓ તથા સર્વ મહર્ષિઓ, વનમાં તારી સતત રક્ષા કરો.[૪] બુદ્ધિમાન્ વિશ્વામિત્રે તને આપેલાં સર્વ અસ્ત્રો પણ તારા સદ્ગુણથી નિત્ય તારી રક્ષા કરો.[૫] વળી પિતા તથા હું ને કૈકેયી, ઇત્યાદિ માતાઓની તેં કરેલી શુશ્રૂષા નિરંતર તારું રક્ષણ કરનારી થાઓ;ને તારા સત્યવડે કરી રક્ષા કરાયલો તું ચિરંજીવ રહેો."[૬] એટલું કહી માતા કૌસલ્યા વળી પરોક્ષ રહેલા દેવતાઓ વગેરેની સ્તુતિ કરતાં બોલીઃ "હે પુત્ર! સમિધ, દર્ભ, પવિત્રીઓ, યજ્ઞની વેદી, સર્વ સ્થળો, બ્રાહ્મણોનાં હોમ કરવાનાં સ્થંડિલો, પર્વતો, મોટાં વૃક્ષો, નાનાં વૃક્ષો, જલાશયો, પક્ષીઓ, સર્પો તથા સિંહો, એ સર્વે તારી રક્ષા કરો.[૭]

વળી સાધ્ય* દેવતાઓ, વિશ્વ† દેવતાઓ, ઓગણપચાસ મરુતો તથા મહર્ષિઓ તારી રક્ષા કરો! વિરાટ્‌રૂપ ધાતા, સૃષ્ટિ વિધાયક, વિધાતા, પૂષા,‡ ભગ,§ અર્યમા,‖ તથા ઈંદ્રાદિ સર્વે લોકપાળો, છ ઋતુ, બારમાસ, સંવત્સરો, રાત્રિ,૮-૯ દિવસ, સંધ્યાકાળ, મુહૂર્ત, ઘટિકા આદિ સર્વ કાળવિભાગો, નિરંતર તારી રક્ષા કરો [ અર્થાત્ એ ઉપર ગણાવેલાં સૌમાં તારું રક્ષણ થાઓ અથવા તે તે વસ્તુના અધિષ્ઠાતા દેવતાઓ તારું રક્ષણ કરો]; તેમ જ શ્રુતિ, સ્મૃતિ તથા ધર્મ તારી ચોમેરથી રક્ષા કરો.૧૦ વળી શિવપુત્ર સ્કંદ, ભગવાન્ સોમ, બૃહસ્પતિ, સપ્તર્ષિ, તથા મુનિશ્વર નારદ, સર્વ સ્થળે તારી રક્ષા કરો.૧૧એ આદિ મારાથી સ્તુતિ કરાયલા સિદ્ધ દેવતાઓ, તેમ જ પોતપોતાના અધિપતિ સહિત સર્વ દિશાઓ વગેરે વનને વિષે, હે પુત્ર! તારી નિત્ય અને સર્વત્ર રક્ષા કરો.૧૨ વળી સર્વ પર્વતો, સર્વ સમુદ્રો સાથે રાજા વરુણ, સ્વર્ગ, અંતરિક્ષ, પૃથ્વી, વાયુ, સચરાચર,૧૩ રેવતી આદિ નક્ષત્રોના અધિપતિ દેવતાઓ તથા સૂર્યાદિ અધિદૈવતા સહિત સર્વ ગ્રહો, દિવસ તથા રાત્રી, મહાવનમાં તારી રક્ષા કરો, તને સુખની પ્રાપ્તિ કરો.૧૪ છ ઋતુઓ, માસો, સંવત્સરો, કળા, કાષ્ઠા તથા જે દેખાય છે ને જે નથી દેખાતા તે સર્વ વનમાં તારી રક્ષા કરો.૧૫ તેમ જ સર્વ દેવતાઓ તથા દૈત્યો પણ, મુનિવેશ ધારણ કરનારા તથા મહાવનમાં વસતા તને સુખ આપનાર થાઓ.૧૬ હે પુત્ર! એ વનમાં વસનારા ક્રૂરકર્મી ભયંકર રાક્ષસો તથા પિશાચો, અને બીજા માંસ ભક્ષણ કરનારાં પ્રાણીમાત્રથી તને ભય મા થાઓ!૧૬-૧૭ વળી એ અરણ્યમાંનાં વીંછી, વનમક્ષિકા (મચ્છરો), મશક, જળજંતુ તથા કીટક ઇત્યાદિ ઝીણાં દંશવાળાં અને હસ્તી, સિંહ, વ્યાઘ્ર, રીંછ તથા વાનરાદિ બીજાં મોટી દાઢવાળાં પ્રાણીઓ, તને કદી સંકટ કરનાર મા થાઓ; તથા મોટાં શૃંગવાળા અતિ ભયંકર જંગલી પાડાઓ પણ કદી તારો દ્રોહ મા કરો!૧૮-૧૯ વળી હે પુત્ર! મનુષ્યના માંસનું ભક્ષણ કરનાર સર્વ ક્રૂર જાતિના ભયંકર પ્રાણીઓથી પણ તને કોઈ જાતનો ક્લેશ મા થાઓ.૨૦ વળી તને કુશળપણે પાછો આવવા માટે તારા સર્વ માર્ગો કલ્યાણરૂપ થાઓ; તારાં સર્વ પરાક્રમ સિદ્ધ થાઓ; વનમાંની સર્વ સંપત્તિ (કંદ મૂળ, ફળાદિ) તને અનુકૂળ થાઓ ને એ પ્રમાણે સર્વ વાતે તારું ગમન કલ્યાણકારક થાઓ.૨૧ સર્વે દિશાઓ, રાજાઓ, દેવતાઓ તથા જે કોઈ તારા શત્રુરૂપ હોય, તેઓથી પણ તારું સર્વથા કલ્યાણ થાઓ. વળી મેં વારંવાર પૂજા કરી પ્રસન્ન કરેલા શુક્ર, સોમ, સૂર્ય, કુબેર તથા યમરાજા દંડકારણ્યમાં તારી રક્ષા કરો.૨૨-૨૩ હે રામ! અગ્નિ, વાયુ, અગ્નિધૂમ, ઋષિઓના મુખથી નીકળેલા તથા તેં ગ્રહણ કરેલા મંત્રો, સર્વ ભૂતપ્રાણીના કર્તા તથા પ્રભુ બ્રહ્મદેવ, સમગ્ર ઋષિઓ અને બાકીના સર્વ દેવતાઓ વનવાસમાં તારું રક્ષણ કરો.”૨૪-૨૫

એ પ્રમાણે રઘુવીરને સ્વસ્તિવાચન કરીને મહાયશસ્વિની કૌસલ્યા, પુષ્પ, ચંદન તથા સ્તુતિ આદિથી સર્વ પરોક્ષ તથા અપરોક્ષ સુરગણોની પૂજા કરવા લાગ્યાં.૨૬ તે થઈ રહ્યા પછી તેણે ઘૃત, શ્વેત પુષ્પ, સમિધ તથા સર્ષપ (સરષવ) ઈત્યાદિ હોમવાની વસ્તુઓ સિદ્ધ કરી, પૂજન કરાવવા આવેલા તે રઘુવીરના મહાત્મા ઉપાધ્યાયની પાસે, તેના કુશળ કલ્યાણાર્થે પ્રજ્વલિત અગ્નિમાં વિધિપૂર્વક હોમ કરાવ્યો;૨૭-૨૮ ને હોમતાં અવશેષ રહેલા પદાર્થોવડે લોકપાલોને બળિદાન આપ્યું.૨૯ એ પ્રમાણે શાંતિ કરીને પુનઃ રઘુવીરને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવાના ઉદ્દેશથી માતાએ મધ, દહીં, અક્ષત તથા ઘૃત ઇત્યાદિ પદાર્થો તેને આપ્યા ને વેદ મંત્રોવડે તે ક્રિયા કરાવી.૩૦ પછી મહા યશસ્વિની રામમાતાએ, તે બ્રાહ્મણોને ઇચ્છિત દક્ષિણા આપીને રઘુવીર પ્રત્યે કહ્યું:૩૧ “હે પુત્ર! વૃત્રાસુરના નાશ વેળાએ સર્વ દેવતાઓ તરફથી દેવપતિ ઇન્દ્રને જે મંગળ પ્રાપ્ત થયું હતું, તે મંગળ તને પ્રાપ્ત થાઓ;૩૨ પૂર્વે દેવતાઓ પાસેથી અમૃત લઈ આવવા માટે તેઓને જિતવા જતી વખતે ગરુડને તેની માતા વિનતાએ જે મંગળ કર્યું હતું, તે મંગળ તને પ્રાપ્ત થાઓ;૩૩ સમુદ્રમાંથી અમૃત ઉત્પન્ન કર્યા પછી, તે પોતાને સ્વાધીન થવા માટે દૈત્યો સાથે યુદ્ધ કરવા જતાં ઇન્દ્રની, તેની માતા અદિતિએ જે વિધિ પ્રમાણે રક્ષા કરી હતી, તે મંગળરક્ષા તને પ્રાપ્ત થાઓ;૩૪ દેવતાઓના કાર્ય માટે ત્રણ પગલાં પૃથ્વીનું દાન માગી બળીરાજાને છળવા સારુ જતાં મહાવિષ્ણુ વામનજીને જે મંગળ પ્રાપ્ત થયું હતું, તે મંગળ તને પ્રાપ્ત થાઓ.૩૫ તે મંગળમાં સર્વ ઋષિઓ, સાગરો, દ્વીપો, વેદો, લોકો તથા દિશાઓ એ સૌ તને શુભ મંગળની પ્રાપ્તિ કરો.”૩૬ એવી ઘણી ઘણી રીતે મંગળરક્ષા કરીને

* ઉતરતી પંક્તિના દેવો અથવા વિદ્યાધરો ઇત્યાદિ. † એક વર્ગના દેવો છે, જે દશ ગણાવેલા છે. જેવા કે વસુ, સત્ય ઇત્યાદિ. ‡ સૂર્ય. § ચંદ્ર. ‖ પિતૃઓનો એક દેવ.

માતા કૌસલ્યાએ તે મંગળ કૃત્યના બાકી રહેલા અક્ષત રામના મસ્તકપર મૂક્યા. પછી તેના શરીરપર સુગંધી ચંદનનો લેપ કર્યો.૩૭ પછી મંત્રનો જપ કરી (મંત્રીને) રક્ષા કરવામાં સમર્થ કરેલી 'વિશલ્યકરણી' નામની ઔષધિને તેના બાહુએ બાંધી; ને પછી [ ખરા ભાવથી તો નહિ જ, પણ ઉપરથી] હર્ષ પામ્યા સરખાં થઈ, માતાએ રામના આખા અંગપર હાથ ફેરવતાં સર્વ શરીરની રક્ષા અર્થે તે ગુહ્ય મંત્રનો સ્પષ્ટપણે ઉચ્ચાર કર્યો.૩૮-૩૯ [ જો કે અંતરમાં તેના ખેદનો પાર નહોતો, પણ પુત્રને પ્રસ્થાન કરાવતી વેળા રુદનાદિ અમંગળ પ્રકાર ન બતાવવા જોઇએ, એને લીધે ઘણા યત્નથી કૌસલ્યા પોતાનાં મનને વારી રાખતી હતી. જે પુત્ર જે ક્ષણે, સકલ પૃથ્વીના અધિપતિપણાંને પામી, રાજ્યછત્ર નીચે વિરાજશે, એવા વિચારથી તેના મનને બે ઘડી પહેલાં અપાર આનંદ થતો હતો, તે પુત્ર તે જ ક્ષણે તપસ્વી થઈ વનમાં જાય છે, એ વાત તેના મનને સહન કરવી કેવળ અશક્ય જ હતી; છતાં તે માટેનું કશું અશુભ ચિહ્ન ન બતાવતાં] મહામહા પ્રયત્ને પોતાના અંતર શોકને દબાવી, તેણે રામને પોતાના હૃદય સાથે ગ્રહણ કરી લીધો ને તેનું મસ્તક સૂંઘી છેક બેસી ગયલી ગદ્દગદિત વાણીથી જ માત્ર (ભાવથી નહિ) તે બોલીઃ ["હે મારી વહાલી સંતતિ! હે મારા પ્રાણથી પણ અધિક પ્રિય રામ!] હવે તું સુખેથી વનમાં પ્રયાણ કર; તારા ઇચ્છિત અર્થો સર્વ સિદ્ધ થાઓ ને આરોગ્યે તથા નિર્વિઘ્ને તું અત્રે પાછો આવી, રાજછત્રથી ઢંકાયલું તારું શ્રીમુખ જોવાની મારી લાલસાને તૃપ્ત કર (અર્થાત્ તને રાજ્ય પ્રાપ્ત થાઓ.) વળી હે પુત્ર! વનમાંથી પાછો આવી, તું રાજાને યોગ્ય એવાં મંગળ-વસ્ત્રાભૂષણોથી સંપૂર્ણ થઇને, જાનકી વહુની તથા મારી ઇચ્છિત કામનાઓની વૃદ્ધિ કર. એવો સમય આપણને શીઘ્ર પ્રાપ્ત થાઓ૪૦-૪૨ ને મેં પૂજેલા શિવાદિ દેવગણો, મહર્ષિઓ, ભૂતગણો, ઉરગો તથા દિશાઓ, વનને વિષે તારું સર્વ કાળ હિત કરો."૪૩

આ પ્રમાણે અશ્રુથી પરિપૂર્ણ લોચને, માતુશ્રી કૌસલ્યાએ રામને સ્વસ્તિવાચન કરવાની ક્રિયા, વિધિપૂર્વક સમાપ્ત કીધી ને તેની પ્રદક્ષિણા કરી, વારંવાર તેના શ્રીમુખનું દર્શન કરતી અતિ પ્રેમથી તેને પોતાના હૃદય સાથે ચાંપ્યો-૪૪ ત્યારે તે મંગળ રક્ષાની શોભાને લીધે પ્રકાશિત થયેલો મહાયશવાન રામ, પુનઃ પુનઃ પોતાની માતાનાં ચરણને વંદન કરીને, ત્યાંથી વનમાં જવા માટે પ્રથમ સીતાની પાસે ગયો.૪૫

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૨૫ મો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૬ મો.

### રામ અને સીતા-૧. સીતાને શિખામણ.

માતાના ભવનથી નિકળી રાજપુત્ર રઘુવીર, અસંખ્ય જનોથી પરિપૂર્ણ ભરેલા રાજમાર્ગપર આવ્યો, તો તેને જોઇ તેની ગુણસત્તાને લીધે તે સર્વ મનુષ્યોને મોટો ક્ષોભ થયો. [ હજુ સુધી તેઓને વનમાં જવાની ખબર તો નહોતી પડી, પણ રથનો ત્યાગ કરી ઉઘાડે પગે અને અભિષેકનું મુહૂર્ત વીતી જવા આવ્યું હતું તોપણ, રામને આમ એકલો જ પોઉખ્યાદો ચાલતો જોઇ, "કોણ જાણે શું હશે? રાજા હજી તેને રાજ્યાભિષેક કાં કરતો નથી?" ઇત્યાદિ શંકાઓથી લોકોને ક્ષોભ થયો. ] માતાના મહેલમાંથી આગળ ચાલતાં લક્ષ્મણ સહિત રામે, અત્યંત શોભાયમાન તથા હર્ષિત જનોથી પરિપૂર્ણ થયલા પોતાના ભવનમાં પ્રવેશ કર્યો.૧-૨ હજુ સુધી સ્વધર્મનિષ્ઠ વિદેહપુત્રી સીતાને રામના વનગમન વિષેની કશી ખબર નહોતી; તેના હૃદયમાં તો રાજ્યાભિષેકનો જ આનંદ વ્યાપી રહ્યો હતો.૩ તેથી રાજ્યાભિષેકનું કાર્ય નિર્વિઘ્ને પાર પડે, તે સારુ તે દેવતાઓનું પૂજન કરી, પતિને રાજ્યાસને વિરાજવાના સમાચાર સાંભળવાની વાટ જોઈ રહી હતી.૪ પણ જ્યારે પોતાના રામને આવતો જોયો, ત્યારે તે પ્રથમ આસન પરથી ઝડપથી ઉઠી. પણ લજ્જાથી નીચું મુખ કરીને આવતા પતિને જોઇને, તેમના મનની અંદરના સર્વ ઉમંગનો જાણે અકસ્માત્ લય થઈ ગયો હોય, તેમ મૂખ વીલું પડી ગયું!૫-૬ રામ તે સુંદર ભવનમાં આવ્યો ત્યારે સીતાને જોઈ તેનાથી પોતાના મનનું દુઃખ દાબી શકાયું નહિ. શોકરૂપી તાપનો ઉછાળો તેના હૃદયની બહાર ઉભરાઈ આવ્યો ને ચિંતાને લીધે તેની સર્વ ઇંદ્રિયો વ્યાકુલ થઈ રહી.૭ તેનું સુંદર વદન અતિ વિવર્ણ થઈ ગયું, દુઃખને લીધે આખા શરીરપર પ્રસ્વેદની ધારાઓ છૂટવા લાગી, [ને રાજ્યત્યાગ કરી વનમાં પ્રયાણ કરવાનો તેનો અભિપ્રાય આમ તદ્દન સ્પષ્ટ થઇ ગયો! રામની આવી સ્થિતિ જોઇને તો રાજધર્મને પરિપૂર્ણ જાણનારાં જાનકી થરથર કાંપવા લાગ્યાં, ને દુઃખ તથા ભયને લીધે તેના

અંતઃકરણમાં બહુ જ સંતાપ ઉત્પન્ન થયો. [" અરે! કોણ જાણે આ શું હશે? રે! મારા સ્વામીનાથપર શો દુઃખદ પ્રસંગ આવી પડ્યો હશે?" ઇત્યાદિ] અનેક શંકાઓથી ધીરજ ન રહેવાને લીધે તેણે હાથ જોડીને રઘુવીરને પૂછ્યું: "હે પ્રભો, તું આમ શોકાવિષ્ટ કેમ થયો છે? હું તને આમ કેમ જોઉં છું?૮ આજે ઉત્તમ પુષ્ય નક્ષત્રપર ચન્દ્ર તથા બૃહસ્પતિ બંને શ્રેષ્ઠ ગ્રહો આવેલા છે, ને તે યોગમાં બુદ્ધિમાન્ ઋષિઓ તને રાજ્યાભિષેક કરવાનું કહે છે, છતાં તું આવા ઉદાસ મનવાળો કેમ દેખાય છે?૯ હજુ સૂધી વદનપર શત શલાકાવાળું રાજછત્ર કેમ વિરાજવા પામ્યું નથી?૧૦ તથા કમળ સરખાં નેત્રવાળા આ મનોહર મુખપર, ચંદ્ર અથવા હંસ સરખાં શ્વેત ચામરો કેમ ઢોળાતાં નથી?૧૧ હે મનુજશ્રેષ્ઠ! બોલવામાં ચતુર તથા હર્ષ પામેલા બંદિજનો, સૂતો અને માગધો મંગળરૂપ વાણીએ તારી સ્તુતિ કરતા કેમ દેખાતા નથી?૧૨ રે! વેદનો પાર પામેલા બ્રાહ્મણોએ તારા અભિષેક થયલા મૂર્ધ્નિ* ઉપર વેદવિધિથી મૂકેલા મધુ અને દધિ આદિ પદાર્થો કેમ જણાતા નથી?૧૩ વળી હે સ્વામિન્! આજે તો તારી સાથે શોભાયમાન પ્રધાન વર્ગ તથા સભામાં બેસનાર મુખ્ય પુરુષો હોવા જોઈએ; પણ તે કોઈ કેમ દેખાતા નથી? ને ઉલટું જાણે તું ક્યાંય જતો હોય, એમ ધારી આખા દેશના તથા નગરના લોકો તારી પાછળ આવવા તત્પર થયા હોય, એવા કેમ લાગે છે?૧૪ અરે! મહાવેગવાન્ તથા સુવર્ણનાં સાજથી સુશોભિત કરેલા સુંદર ચાર અશ્વો જેને જોડાય છે, એવો તારો પુષ્પરથ,†,આજે કેમ મારા જોવામાં આવતો નથી?૧૫ વળી જ્યારે જ્યારે તું ચાલે છે, ત્યારે ત્યારે તારો, મેઘ તથા કૃષ્ણ પર્વતના સરખી પ્રભાવાળો શ્રીમાન શત્રુંજય હસ્તી, નિત્ય તારી આગળ ચાલતો જ હોય છે. તે પણ આજે કેમ દેખાતો નથી?૧૬ હે પ્રિયદર્શન! હે શૂર! સુવર્ણ રત્નાદિકથી વિચિત્ર પ્રકારે સુશોભિત કરેલા ભદ્રાસનને ગ્રહણ કરીને તારી આગળ ચાલનારા સેવકજનો આજે કેમ મારા જોવામાં આવતા નથી?૧૭ વળી હે પ્રભો! આજે તો મહા હર્ષનો દિવસ છે, કેમકે તને રાજ્યાભિષેક કરવાની તૈયારી થઈ છે; તો આવે સમયે તને હર્ષ થવો જોઇએ તે તો રહ્યો, પણ ઉલટું પૂર્વે કોઈ પણ દિવસ નહિ જોવામાં આવેલો એવો તારા મુખનો વર્ણ ઉદાસી કેમ થઈ ગયેલો છે?"૧૮

આવી રીતે બહુ ફાળોટી અને દુઃખે કરી બોલતી પોતાની ધર્મપત્નીને જોઈ, રઘુનંદને કહ્યું: [" હે પ્રિયા! હમણાંનો કાળ મારા સંબંધમાં બહુ જ વિરુદ્ધ અને વિલક્ષણ છે! તો પછી તેં કહ્યા તે પ્રકારો મારી આગળ કેવી રીતે જોવામાં આવે? હે મોટા કુળમાં ઉત્પન્ન થયલી સીતે! તને ફાળ પડાવવાને મારું મન ઘણું અચકાય છે, કેમકે હમણાં મારા સંબંધમાં એવો પ્રકાર બન્યો છે કે, જેને તું કિંચિત્ પણ જાણતી નથી. પણ જે વાત તને જણાવ્યા વિના કોઈ પણ રીતે ચાલે તેમ નથી, તેને માટે વિલંબ કરવાથી શો લાભ છે? માટે હે ધર્મચારિણી જનકતનયા! સાંભળ, હું કહું છું." આટલું કહી પ્રભુ ગદ્ગદ કંઠે બોલ્યા–]"હે પ્રિયે! હે ધર્મજ્ઞ જાનકિ! તારો અને મારો ઘણા કાળ સૂધી વિયોગ થવાનો આજે સમય આવ્યો છે, કારણ મારા પૂજ્ય પિતા દશરથ, આજે મને વનમાં મોકલે છે; [ને રાજ્યાસનપર ભરતને બેસાડે છે!"] આટલાં વચન સાંભળતાં જ સતી સીતાના મુખ તથા શરીરપર એકાએક શ્યામતા છવાઈ ગઈ, ને તેનું તેજ તથા કાંતિ જાણે ક્યાંય ઉડી ગયાં, [એટલું જ નહિ, પણ "અહા! સ્વામીનાથ! આપ આ શું કહો છો?" એટલું બોલતાં બોલતાં] તે વિવર્ણ થઈ ગઈ! [સીતા કે જે રામનું અર્ધાંગ જ હતી, તેની આવી અવસ્થા જોઈ રામને ધીરજ રહી નહિ. તેણે અશ્રુગલિત મુખે, નાના પ્રકારનાં સપ્રેમ વચનોવડે તેની સાંત્વના કરવા માંડી, ને તેના મુખ તથા અંગપર હાથ ફેરવી હાથ ઝાલીને બેઠી કરી. પછી આ પ્રમાણે વનમાં જવાનું શું કારણ છે, તે સીતાએ પૂછ્યું, ત્યારે] રામે કહ્યું: "હે સુંદરી! જેથી મને આજે વનવાસની પ્રાપ્તિ થઈ, તે ક્રમ હું તને કહું તે તું સાંભળ.૧૯–૨૦પૂર્વે સત્ય પ્રતિજ્ઞાવાળા મારા પિતા દશરથરાયે, મારી અપરમાતા કૈકેયીને બે વરદાન માગવાનું કહ્યું હતું. તેણીએ તે તુરત ન માગતાં, તે લેણાં રાખ્યાં હતાં. તે આજ મને રાજ્યાભિષેક કરવાની તૈયારી થઈ, ત્યારે તેણે મારા પિતાને ધર્મ પ્રતિજ્ઞાથી વશ કરી, તેની પાસે માગ્યાં.૨૧–૨૨ જેથી તેણે એ બંને ઇચ્છિત વરદાનો આપ્યાંછે. હે રાજપુત્રિ! તેને લીધે મારે ચૌદ વર્ષ પર્યંત દંડકારણ્યમાં જઈ વસવું છે, ને યુવરાજપદ વિષે રાજાએ ભરતને યોજ્યો છે.૨૩ માટે, એ મનુષ્ય વગરના વનમાં પ્રયાણ કરવા જતાં પહેલાં હું તને મળવા સારુ અહીં આવ્યો છું.

* મસ્તક-કપાળ ઉપરનો ભાગ. † "પુષ્પરથ" એ રામના રથનું નામ છે.

"હે સીતે! મારું વનમાં ગમન થયા પછી તારે ઉત્તમ પ્રકારનું શિયળ વ્રત પાળી, આ સ્થળે રહેવું; તારે ભરતની આગળ કોઇ પણ દિવસે મારાં વખાણ કરવાં નહિ;[૨૪] કેમકે સમૃદ્ધિવાળા પુરુષો બીજાનાં વખાણ સહન કરી શકતા નથી, માટે મારા ગુણોનું તારે તેની આગળ કદી વર્ણન કરવું નહિ;[૨૫] તથા મારા સ્વરૂપનું તો વાર્તા પ્રસંગે સખિઓની આગળ પણ કદી તારે વર્ણન કરવું નહિ; કેમકે હવે તારે તેને અનુકૂલ થઇ રહેવાનો કાળ આવ્યો છે.[૨૬] દશરથરાયે સદાને માટે તેને યુવરાજ પદ સોંપ્યુ છે, તેથી તે હવે આપણો રાજા થયો, માટે તારે તેને પ્રસન્ન રાખવો.[૨૭] વળી હે કલ્યાણિ! પિતાની આજ્ઞા પાળવા માટે મુનિઓએ સેવેલા દંડકવન પ્રત્યે હું આજે જ જાઉં છું. તે હે મનસ્વિનિ! તું તારા ચિત્તને સ્થિર કર![૨૮] હે નિર્દોષ સીતા! મારા વનપ્રસ્થાન પછી તારે નિરંતર વ્રત તથા ઉપવાસને પરાયણ થઇ, મનોનિગ્રહ ધરીને રહેવું.[૨૯] નિત્ય પાછલી બે ઘટિકા રાત્રિ હોય ત્યારે ઉઠી વિધિયુક્ત દેવપૂજા કરવી, ને પછી મારા પિતા જનેશ્વર દશરથ તથા મારી વૃદ્ધ માતુશ્રી કૌસલ્યા-જે સંતાપને લીધે શરીરે શુષ્ક થઈ ગઈ હશે, તેમનું ધર્મબુદ્ધિથી તારે વંદન કરવું.[૩૦-૩૧] તેમજ કૌસલ્યા-વિના બીજી સર્વ માતાઓને પણ તારે નિત્ય વંદન કરવી, કેમ કે તે સૌ મારાપર જનની કરતાં પણ અધિક સ્નેહ રાખે છે.[૩૨] વળી હે પ્રિયે! મને પ્રાણ કરતાં પણ અતિ પ્રિય ભરત તથા શત્રુઘ્નને તારે નિત્ય ભ્રાતા તથા પુત્ર સમાન જોવા.[૩૩] ભરતનું કોઇ દિવસે અપ્રિય કરવું નહિ; કેમકે હવે તે આપણા કુળનો તથા આખા દેશનો રાજા થયો છે. તે મને પ્રાણથી પણ અધિક પ્રિય છે.[૩૪] હે વિદેહ પુત્રી! શ્રેષ્ઠ આચરણોવડે તથા અતિ પ્રયત્નવડે સેવન કરવાથી જ રાજાઓ પ્રસન્ન થાય છે, નહિ તો ક્રોધ પામે છે.[૩૫] કારણ કેઃ—

औरस्यानपि पुत्रान्हि त्यजन्त्यहितकारिणः।
समर्थान्संप्रगृह्णन्ति जनानपि नराधिपाः ॥

રાજાઓ પોતાનું અહિત કરનાર જો તેમનો ઔરસ પુત્ર હોય તોપણ તેનો ત્યાગ કરે છે, ને (પોતાના હિતમાં) સમર્થ પુરુષ પોતાને લેશ પણ સંબંધ વગરનો પ્રાકૃત મનુષ્ય હોય, તોપણ તેને ગ્રહણ કરે છે, અર્થાત્ પોતાનો કરે છે.[૩૬] માટે હે કલ્યાણિ! તારા પોતાના સત્યવ્રતનેવિષે પરાયણ રહેનારી તું, મારા ગયા પછી આપણા રાજા ભરતના ધર્મમાં પ્રીતિમાન્ થઈ તેને અનુસરજે.[૩૭] હે પ્રિયે! હું મહા વનમાં જઇશ અને તું અહિં જ રહે; અને હે ભામિની! જેમ તું હમેશાં મારું કહેવું માને છે, તેમ આ કાર્યમાં પણ હું કહું છું તેમ જ કર."[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં ૨૬ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૭ મો.

## રામ અને સીતા—૨. સીતાનાં ધર્મ વચન.

રામનાં આવાં વચન સાંભળી, પ્રિય વચન કહેવા યોગ્ય પ્રિયવાદિની વૈદેહી, પ્રણયથી કુપિત થઇને ભર્તાને કહેવા લાગીઃ[૧] "હે સ્વામિન્! તારાં આ વાક્ય સાંભળીને તો મને મરણ કરતાં પણ અધિક દુઃખ પ્રાપ્ત થાય છે. તારા રાજ્યભ્રંશને સાંભળવાથી મારા અંતઃકરણમાં પ્રકટેલા દુઃખરૂપી અગ્નિમાં આમ બોલી તું ઘૃત હોમે છે. હે પ્રભો! તું મને એટલી બધી ક્ષુદ્ર ધારીને કેમ બોલે છે? આથી તો હું માત્ર તારા શબ્દ સાંભળીને હસું છું. હે નરવરોત્તમ! શસ્ત્રાસ્ત્ર વિદ્યા જાણનારા શૂરવીર રાજપુત્રે બોલવા અયોગ્ય તથા જેનાથી અપયશ પ્રાપ્ત થાય, એવાં વચનો જે તેં કહ્યાં, તે હું સાંભળવા યોગ્ય નથી.[૨-૩] આર્યપુત્ર! માતા, પિતા, ભ્રાતા, પુત્ર તથા વહુવારુ એ સૌ પોતપોતાના ભાગ્યની જ ઉપાસના કરે છે, (અર્થાત્ તે સૌ પોતપોતાનાં કર્મો જ ભોગવે છે);[૪] પણ સ્ત્રી તો પોતાના પતિના ભાગ્ય પ્રમાણે કર્મફળો ભોગવવા માટે સહાધિકારિણી છે. સ્ત્રીને પિતા, પુત્ર, માતા, પોતાનું શરીર અથવા સખિજન, એમાંથી કોઇપણ આલોક કિંવા પરલોકમાં તેનું સાથી નથી, પણ કેવળ તેનો પતિ જ સદૈવ તેની ગતિરૂપ છે. માટે તારાં માતા પિતાએ તને વનવાસની આજ્ઞા આપી, તે સાથે મને પણ આપી જ![૫-૬] હે રાઘવ! જો તું તે દુર્ગમ વનપ્રત્યે પ્રયાણ કરશે, તો હું તારી આગળ, પગે ચાલી દર્ભ તથા કાંટાઓનું મર્દન કરતી પ્રયાણ કરીશ.[૭] માટે હે શૂરવીર! તારે મારે વિષેની ઈર્ષા તથા રોષનો ત્યાગ કરી, જેમ પીધા પછી બાકી રહેલા કમંડલુમાંના જળને પુરુષ પોતાની સાથે લે, તેમ નિઃશંકપણે મને તારી સાથે વનમાં તેડી જા. કારણ કે મારો ત્યાગ કરવા જેવો મેં તારો કશો અપરાધ કર્યો નથી.[૮] હે પ્રભો! સ્ત્રીને સુંદર પ્રાસાદ ઉપર ચઢવું, વિમાનમાં બેસી આકાશમાં ફરવું તથા અણિ-

માદિ આઠે સિદ્ધિઓના સુખનો અનુભવ કરવો, એ સર્વ કરતાં પણ પતિના ચરણની સેવા કરવી, એ અધિક છે.૯ એટલું જ નહિ, પરંતુ શ્રુતિ સ્મૃતિમાં કહેલા ધર્મનો ત્યાગ કરીને પણ તેણીએ કેવળ પતિની જ સેવા કરવી, એ પૂર્વોક્ત સર્વસુખો કરતાં અધિક છે. હે સ્વામીનાથ! આ હું કંઇ તે ઉપદેશ કરતી નથી, પણ મારાં માતપિતાએ મને શિખામણ આપેલી છે કે, 'તારો પતિ હરકોઇ અવસ્થામાં હોય, તો પણ તારે નિત્ય તેનો આશ્રય કરી રહેવું,' તે પ્રમાણે મારે વર્તવું જોઇએ, એ હું તને કહી દેખાડું છું.૧૦ માટે હું તારી સાથે એ અનેક પ્રકારના મૃગ તથા શાર્દુલના યૂથોએ સેવેલા નિર્જન વનમાં આવીશ ને પિતાના ઘરની પેઠે ત્યાં પરમ સુખથી નિવાસ કરીશ; કારણ હું મારા પાતિવ્રત્યને સાચવવા આગળ ત્રૈલોક્યનાં સુખને પણ તુચ્છ ગણું છું.૧૧-૧૨ હે રાઘવ! એ પુષ્પ સુગંધવડે સુવાસિત થયલા વનમાં હું તારી સાથે આવીને, તેં ઉપદેશેલા નિયમો પાળીશ, ને તારી સાથે તપશ્ચર્યા કરવામાં શિયળ વ્રતવાળી થઈ, તારી શુશ્રૂષા કરીશ; એથી વધુ મને હર્ષ પમાડનાર બીજી કઈ વસ્તુ થાય એમ છે? વળી હે માન દેનારા! તું, વનમાં રહી, બીજા પણ હજારો જનોનું પાલન કરવા સમર્થ છે, તો પછી મારું પાલન કરવા સમર્થ હો, એમાં તે શું આશ્ચર્ય?૧૩-૧૪ માટે હે મહાવીર! હું તારી સાથે આજે નિશ્ચે વનમાં આવીશ; ને સદૈવ તારી સાથે રહી, ફળ તથા મૂળનું નિત્ય ભોજન કરીશ તથા તને કોઇ જાતનું દુઃખ ઉપજાવીશ નહિ. આ મારો નિશ્ચય કોઇ પણ પ્રકારે ડગવાનો નથી.૧૫-૧૬ હું તારા જેવા બુદ્ધિમાન્ સ્વામીને લીધે સર્વત્ર નિર્ભય છું. હું તારી આગળ ચાલીશ. તેં ભોજન કર્યા પછી ભોજન કરીશ. વનમાંનાં નાનાં તથા મોટાં પર્વત તથા સરોવરો, તેમજ હંસ, કારંડવાદિ પક્ષીઓ તથા સુંદર કમળવાળી તળાવડીઓને જોઇશ.૧૭-૧૮ વળી તેમાં હું સ્નાન કરીશ ને નિત્ય તારી અનુકૂળતામાં રહી, પરમ આનંદપૂર્વક તારી સાથે રમણ કરીને કાળ નિર્ગમન કરીશ. અને હે વિશાલાક્ષ! એ પ્રમાણે તારી સાથે મારે સેંકડો કિંવા હજારો વર્ષો સૂધી રહેવું પડશે, તોપણ હું ઘણો હર્ષ પામીશ;૧૯-૨૦ પરંતુ એક ક્ષણ પણ તારો વિયોગ વેઠી શકીશ નહિ. કેમકે તારા વગર સ્વર્ગલોકની પ્રાપ્તિ પણ મને સર્વથા માન્ય નથી-ના, એ નરવ્યાઘ્ર! તેથી પણ મને સુખ થાય તેમ નથી.૨૧ માટે હે ભગવન્! તારી આજ્ઞા પ્રમાણે વર્તનારી જે હું, તે મહાદુર્ગમ વન, કે જે મૃગો, વાંદરાઓ અને હસ્તીઓથી ગાજી રહ્યું છે ત્યાં આવીશ, ને જેમ મારા પિતાના (કે સસરાના) ઘરમાં રહી જે સુખ ભોગવું, તેવા સુખથી તારાં ચરણનો આશ્રય કરી સુખી થઇશ.૨૨ તારાં વગર બીજી કોઇ પણ વસ્તુમાં જેનો કિંચિત્ ભાવ નથી, પણ તારામાં જ જેનું ચિત્ત પ્રીતિવાળું છે ને તારો વિયોગ થાય તો જેણે મરવાનો જ નિશ્ચય કર્યો છે, એવી આ રંક દાસીની વનમાં આવવાની યાચના માન્ય કર; કારણ એક હું તારી સાથે વનમાં આવીશ, તેથી તને કંઇ ભાર થશે નહિ."૨૩ નરશ્રેષ્ઠ રામે, આમ બોલતી ધર્મવત્સલ સીતાને, વનમાં લઇ જવાને ઇચ્છા કરી નહિ, પણ તેના નિશ્ચયમાંથી પાછી ફેરવવા માટે, વનમાં રહેવાનાં અનેક દુઃખો તેને કહેવા માંડ્યાં.૨૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સત્તાવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૮ મો.

## રામ અને સીતા-૩ વનવાસદુઃખ.

વનવાસનાં દુઃખનો વિચાર કરતા સદ્ગુણસંપન્ન તથા ધર્મવત્સલ રામે, સાથે આવવાનું કહેતી એવી ધર્મજ્ઞ સીતાને વનમાં તેડી જવાનું મન કર્યું નહિ;૧ પણ અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળાં ધર્મજ્ઞ સીતાને વનમાં નહિ આવવા માટે સાંત્વનાપૂર્વક આ પ્રમાણે કહ્યું:- "હે પ્રિયે! તું મહાકુળવાન્ તથા સદૈવ સ્વધર્મમાં કુશળ છે, માટે અહીં રહીને, મારા મનમાં સુખ થાય તેવી રીતે, વનમાંથી મારા પાછા આવવાનો ઉદ્દેશ રાખી, ધર્માચરણ કર.૨-૩ હે સીતે! હે અબલે! તું મારી આજ્ઞાને અનુસરીને તારી વનમાં આવવાની મતિનો ત્યાગ કર. કેમકે એ દુર્ગમ અરણ્યમાં તો મનુષ્યોને અનંત કલેશ થાય છે.૪ હે સુંદરી! હું તારા હિતને અર્થે આ વચન તને કહું છું, કે વનમાં સુખનું તો નામ જ નથી, પણ સદૈવ દુઃખ, દુઃખ ને દુઃખજ, ત્યાં વસનારને સહન કરવું પડે છે.૫-૬ હે બાલે! ત્યાં પર્વતોમાંથી નિકળતી મોટી મોટી નદીઓના પ્રવાહોની ગર્જનાઓ સાંભળી, મસ્ત થયલા, પર્વતની ગુફાઓમાં રહેનારા સિંહોના દુઃખજનક ભયંકર શબ્દો નિરંતર સાંભળવામાં આવે છે.૬-૭ વળી એ મનુષ્ય વગરના વનમાં, ક્રીડા કરતા મદોન્મત્ત મૃગો, મનુષ્યને જોઈ

નિઃશંકપણે તેની સામા ધસી આવે છેઃ વન એવું દુઃખમય છે.[૮] વળી ત્યાં મોટા વિસ્તારવાળી અને દુઃખે કરી તરી શકાય એવી ઘણીક નદીઓ હોય છે, કે જેમાં મોટા વિકરાળ મગર તથા શીશુમાર રહે છેઃ તે નદીઓ અત્યંત ગારાવાળી હોવાને લીધે મોટા મહોન્મત્ત હસ્તીઓ પણ મહા દુઃખે કરીને તરી શકે છે. વન એવું દુઃખમય છે.[૯] હે સતિ! ત્યાં અનેક પ્રકારના વેલા, કાંટા તથા લતા પલ્લવથી ઢંકાઇ ગયલા અને પાણી વગરના માર્ગો હોય છે, કે જેમાંથી ઘો, સર્પ, કાંકીડા ઇત્યાદિ અનેક જંતુઓના તીક્ષ્ણ શબ્દ સાંભળી બહુ ભય ઉપજે છેઃ વન એવું દુઃખમય છે.[૧૦] ત્યાં અનેક પ્રકારનાં કંટક વૃક્ષોની ઘણી ઘટ્ટ ઝાડીઓ હોય છે, કે જેમાં પાસે ઉભેલા મનુષ્યો એક બીજાને દેખી પણ શકતાં નથી. વળી ત્યાં રહેનારને આહાર કરવા સારુ વનફળો લઇ આવવાનો બહુ શ્રમ પડે છે ને પૃથ્વીપર પોતાની મેળે ખરી પડેલાં પાંદડાંની શય્યાપર જ દિવસના થાકથી વિશ્રામ પામવા માટે શયન કરવું પડે છેઃ વન એવું દુઃખમય છે.[૧૧] વળી નિયમિત અંતઃકરણવાળા વનવાસીઓને તો વૃક્ષોપરથી પોતાની મેળે જ ખરી પડેલાં ફળનો આહાર કરી, રાત્રિ દિવસ સંતોષ રાખવો પડે છે; તેથી હે જાનકિ! વન દુઃખમય છે.[૧૨] વળી હે મૈથિલી! વનમાં વસનાર મનુષ્યને વલ્કલ વસ્ત્રો ધારણ કરવાં પડે છે; મસ્તકપર જટાનો ભાર ધારણ કરવો જોઇએ છે;[૧૩] નિત્ય ત્રિકાળ સ્નાન કરવું પડે છે; દેવ, પિતૃ તથા અતિથિનું વિધિપૂર્વક પૂજન કરવું પડે છેઃ વન એવું દુઃખમય છે.[૧૪-૧૫] વનમાં પોતાની શક્તિ પ્રમાણે ઉપવાસ કરવા પડે છે, શીલોઞ્છ વૃત્તિ ધારણ કરી, પોતે આણેલા પુષ્પાદિવડે વેદી વિષે પૂજા કરવી પડે છેઃ વન એવું દુઃખમય છે.[૧૬] એમ (આહારવિહારાદિકમાં) અનેક પ્રકારથી દેહદમન કરવું પડે છે, તેથી વન અત્યંત દુઃખરૂપ છે.[૧૭]

"વળી હે સુંદરિ! એ અઘોર વનમાં નિરંતર વાયુ ઘણો ભયંકર વાય છે; ઉષ્ણકાળમાં અસહ્ય તાપ તથા શીતકાળમાં શરીરનું શોષણ કરી નાંખે એવી ટાઢ પડે છે; ચોમાસામાં થતી અપાર વૃષ્ટિને લીધે ત્યાં સર્વત્ર જળ જળ થઈ રહે છે; મેઘની ગર્જનાઓ, વિજળીના ચમકારા સાથે કડાકાઓ તથા એ સઘળાથી મદોન્મત્ત થઈ સિંહોએ કરેલા તાડુકાઓથી મનુષ્યનું અંતઃકરણ ભયને લીધે ફાટી જાય છેઃ વન એવું દુઃખમય છે.[૧૮] રાત્રિના ત્યાં સર્વત્ર મહા અંધકાર વ્યાપી રહે છે, ને તે સમયે પછી અનેક પ્રકારના ભય મનુષ્યને ચોમેરથી ઘેરી લે છેઃ વન એવું દુઃખમય છેઃ[૧૯] વળી હે ભામિનિ! ત્યાંની ભયંકર વેગવાળી નદીઓમાં રહેનારા તથા નદીના સરખી વાંકી ગતિવાળા જળ સર્પો, અને બીજા દરોમાં રહેનારા મહા ઝેરી સર્પો તથા અજગરો ગર્વયુક્ત થઈ માર્ગોમાં આડા પડી રહે છેઃ વન એવું દુઃખમય છે.[૨૦] તેમ જ અનેક જાતના મોટા વિંછીઓ, તણછ,* મચ્છરો† અને એવા બીજા ઘણાક ઝેરી જંતુઓ આખા વનને બાધ કરે છે. [જાત જાતનાં વિકરાળ રીંછો, વ્યાઘ્રો, વરુઓ, ચિત્તાઓ, બળવાન્ વાનરો અને એ શિવાય બીજાં અનેક નાશકારક અરણ્યવાસી પ્રાણીઓથી ત્યાં મનુષ્યને મહાભય રહે છે. વળી મહા ભયંકર પિશાચો, વિકરાળ રાક્ષસો અને એ શિવાય બીજાં ઘણાંક નિશાચર પ્રાણીઓ તો વળી મનુષ્યના શરીરનું ભક્ષણ કરવાને ત્યાં નિરંતર ભમતાં જ રહે છેઃ] એમ વનમાં સર્વત્ર દુઃખ જ છે.[૨૧] હે ભામિનિ! નગરમાં કે ગામમાં દેખાતી કશી વસ્તુ ત્યાં નથી, પણ તેથી સઘળું ઉલટું ને દુઃખદાયક જ ત્યાં છે.] ત્યાં મોટી વિશાળ અને વાંકી ચુકી શાખાઓવાળાં મહાન્ વૃક્ષો આવી રહેલાં હોય છે; ભૂમિ સર્વત્ર કાંટા, ગોખરુ, દર્ભ, કાસ અને કાંકરાથી વ્યાપ્ત હોય છે; શબ્દો, મનુષ્યના નહિ, પણ પશુ, પક્ષી અને વિકરાળ પ્રાણીઓના જ સાંભળવામાં આવે છે; નજરે ઊંચે જોઇએ તો આકાશ, ને આગળ પાછળ જોઇએ તો સર્વત્ર વૃક્ષો અને વૃક્ષો જ જોવામાં આવે છે; મનમાં અનેક પ્રકારના કલેશો વ્યાપી રહેલા હોય છે; જ્યાં ત્યાંથી ભય આવી પડવાની ઘણી બીક હોય છે ને એ પ્રમાણે બીજા પણ અનેક પ્રકારના મહા ભયને લીધે દંડકારણ્ય સદૈવ દુઃખરૂપ જ છે. વળી વનવાસીને ઘણીકવાર ક્ષુધા વેઠવી પડે છે, પોતાના ક્રોધ તથા લોભનો ત્યાગ કરીને સદા તપશ્ચર્યાપરાયણ થઈ પોતાને ભય પ્રાપ્ત થાય, તોપણ ભય પામ્યા વિના ત્યાં વસવું પડે છે.[૨૨-૨૪] એ ઉપરાંત પણ હે સીતે! હું ઘણો વિચાર કરી જોઉં છું તો મને તારે માટે વનવાસ અતિશય દુઃખરૂપ ભાસે છે. માટે જો તું મારી સાથે આવીશ તો ત્યાં તને કોઇ વાતનું સુખ પ્રાપ્ત થશે નહિ, તેથી હે બાળે! મારું કહ્યું માની તું તારા વનમાં આવવાના વિચારનો ત્યાગ કર."[૨૫] મહાત્મા રામે જ્યારે આ રીતે સીતાને વનમાં

* તણછ–સર્પની જાત છે જે ઉડે છે. † મચ્છર–પણ ઝેરી હોય છે. બ્રાઝીલના એક પરગણામાં એવા મચ્છર થાય છે કે ત્યાં ચાલતી ટ્રેનમાં પણ ધુમાડીયાં રાખીને તેને નસાડવા પડે છે.

લઈ જવાને મન જ ન કર્યું ત્યારે તેનું કહ્યું ન માનતાં, અત્યંત દુઃખિતા સીતા આ પ્રમાણે રામને કહેવા લાગી.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં અઠ્ઠાવિસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૯ મો.

## રામ અને સીતા–૪. સીતા નિશ્ચય.

મહાસતી સીતા, કે જે માત્ર રઘુવીરની ચરણસેવા કરવામાં જ આસક્ત હતી તે, રામનાં એ પ્રમાણેનાં વચન સાંભળી અતિ દુઃખી થઈ ગઈ, અને તેણે નેત્રમાં અશ્રુ સહિત રુદન કરતાં મન્દ સ્વરે આ પ્રમાણે કહ્યું:[૧] "હે ઘનશ્યામ! હે મારા આત્માના પતિ! વનમાં નિવાસ કરવા સંબંધી તેં જે જે દુઃખ કહ્યાં, તે સર્વ, સ્નેહને લીધે હું તારી સાથે આવવાથી મારા સંબંધમાં સુખરૂપ થશે, એમ તું જાણ.[૨] હે પ્રભુ! મૃગ, સિંહ, ગજ, કેસરી, શરભ*, ચમરી તથા શ્રીમરસ† ઇત્યાદિ વનચર પ્રાણીઓએ કદી તારું રૂપ જોયું નથી; પણ જ્યારે તેઓ તને જોશે ત્યારે ભય પામી તુરત પલાયન કરી જશે.[૩–૪] હે પ્રાણપતિ! ગુરુજનની આજ્ઞાને લીધે મારે અવશ્ય તારી સાથે વનમાં આવવું જોઇએ; ને જો તારો વિયોગ થાય તો મારા જીવિતનો ત્યાગ કરવો જોઇએ![૫] વળી તેં વનમાં વસવાથી અનેક પ્રકારના ભય બતાવ્યા, પણ તારી સાથે વસતાં મને દેવતાઓનો પતિ શક્ર‡ પણ કોઈ વાતે ભય પમાડવા સમર્થ થઈ શકે એમ નથી.[૬] હે નાથ! તેં મને ભરતને અનુકૂળ થઈ રહેવાની આજ્ઞા કરી, તે આજ્ઞા પતિવ્રતા સ્ત્રીને માટે યોગ્ય છે શું? હું તો કદી પણ તેમ ન કરતાં તારી સાથે જ આવીશ; કેમકે પતિનો વિયોગ પામેલી સ્ત્રી, કદી પણ જીવિત ધારણ કરી શકતી નથી.[૭] હે મહાબુદ્ધિમંત! લગ્ન થયા પહેલાં હું જ્યારે મારા પિતાને ઘેર હતી, ત્યારે એક સમયે ત્યાં મેં સામુદ્રિક શાસ્ત્ર જાણનાર બ્રાહ્મણનાં વચનો સાંભળ્યાં છે.[૮] તે બ્રાહ્મણનાં વચન સાંભળ્યા છે, તે દિવસથી જ આપણને વનવાસ પ્રાપ્ત થવાનું ભવિષ્ય હું જાણું છું; ને તે જ દિવસથી ઉત્સાહપૂર્વક આપણી સાથે વનમાં આવવાનો મેં દૃઢ નિશ્ચય કરેલો છે. માટે હે પ્રિય, હું અવશ્ય તારી સાથે વનમાં આવીશ.[૯–૧૦] તેથી તું મને સાથે આવવાની આજ્ઞા આપ, ને તે બ્રાહ્મણનાં વચન સત્ય થાઓ.[૧૧] હે શૂરવીર! અજિતેંદ્રિય પુરુષને સ્ત્રીસહિત વનમાં રહેવાથી ઘણું કરીને અનેક વિટંબણાઓ આવી પડે છે, પણ તારા સંબંધમાં તેમ બનવાનો કંઇ પણ સંભવ નથી; માટે કૃપા કરી તું મને સાથે આવવાની ના ન કહે.[૧૨] હે પ્રભો! કન્યાવસ્થામાં, પિતાને ત્યાં રહેતી હતી ત્યારે તે સામુદ્રિક જાણનાર દ્વિજે મારી માતાની સમક્ષ મને કહેલું છે કે, મને વનવાસ પ્રાપ્ત થશે, ને ત્યાં વસી હું તાપસી તથા મનોનિગ્રહાદિ આચરણવાળી થઇશ, અને એ વાત તને પણ પૂર્વે મેં ઘણીવાર કહેલી છે; માટે તારી સાથે વનમાં આવવું મારે ઇચ્છિત જ છે.[૧૩–૧૪] હે રાઘવેશ્વર! તારું કલ્યાણ થાઓ ને મારી વનમાં આવવાની ઇચ્છા સફળ થાઓ.[૧૫] હે નાથ! આત્મા જતો રહ્યા પછી જેમ શરીર ચૈતન્ય રહિત થાય છે, તેમ તું કે જે મારા આત્મારૂપ છે, તેનો વિયોગ થવાથી હું કેવળ નિસ્તે જ અને મૃતક તુલ્ય જ થઇ રહીશ. વળી તારાથી દૂર રહેવાને લીધે લોકો મારે વિષે અનેક પ્રકારના દોષોની શંકા કરશે. માટે પ્રેમભાવથી તારી સંગે આવીને હું દોષ વગરની થઇશ ને વનમાં વસી તારાં ચરણકમળની સેવા કરવાનું મારું કર્તવ્ય સાધીશ. હે સ્વામીન્, મારું પરમ દૈવત તું જ છે ને પરલોકને વિષે પણ મને તારો સંગમ થવો, એ જ દિવ્ય સુખ પ્રાપ્ત થવાનું સાફલ્ય છે. શ્રુતિમાં પણ કહ્યું છે કેઃ–[૧૬–૧૭]

> "इह लोके च पितृभिर्या स्त्री यस्य महाबल ।
> अद्भिर्दत्ता स्वधर्मेण प्रेत्यभावेऽपि तस्य सा ॥

'આ લોકમાં માતપિતાએ જળથી સંકલ્પ કરીને જે કન્યા જે પુરુષને આપી, તે કન્યા, મરણ પછી પરલોકમાં પણ પોતાના સ્વધર્મે કરી તે જ પુરુષની સ્ત્રી થાય છે.'[૧૮] હે મહાબલ! એવા શ્રુતિપ્રતિપાદિત ન્યાયથી પણ મારો ને તારો નિત્યનો સંબંધ છે; તો પછી તને, તારી સ્વકીયા, શ્રેષ્ઠ આચરણવાળી તથા પતિવ્રતા સ્ત્રીને સાથે લઈ જવાની શા કારણથી ઇચ્છા થતી નથી?[૧૯] હે કાકુત્સ્થ! હું વનમાં દુઃખ તથા સુખને સમાન ગણીને તારી ભક્તિ કરીશ. માટે તને

---

* શરભ–આ એક કલ્પિત પ્રાણી છે, જેને આઠ પગ હોય છે અને સિંહથી પણ જોરાવર હોય છે એમ મનાય છે; વળી તે શુંઢવડે કુવામાંથી પાણી ખેંચી કહાડે છે. शरभकुलमजिह्मं प्रोद्धरत्यम्बुकूपात् આ પ્રાણી હિમાલયમાં થાય છે એમ કહેવાય છે.

† એક જાતનાં હરણ.　‡ ઇંદ્ર.

ભજનારી તથા દીનની પ્રાર્થનાને તું માન્ય કર. હું નિશ્ચયપૂર્વક તને વિદિત કરું છું કે, તારા વિયોગનું દુઃખ ક્દાપિ મારાથી સહન થઇ શકશે નહિ.[૨૦] માટે જો તું મારો ત્યાગ કરી એકલો જ વનમાં જશે તો હું વિષપાન કરીને, કે અગ્નિમાં બળીને અથવા જળમાં પડીને, મરણ પામીશ."[૨૧]

હજી પણ વધારે કસોટીથી સીતાના હૃદ્ગત પ્રેમની પરીક્ષા કરવી, એવા વિચારથી જાનકીની એ પ્રમાણેની ઘણી ઘણી યાચનાઓને પણ રામે સ્વીકારી નહિ; પણ ઉલટું તે તેને વનમાં ન આવવા માટે અનેક પ્રકારે સાંત્વના કરવા લાગ્યો.[૨૨] એ જોઇને તો મૈથિલી પોતાના મનમાં અત્યંત ચિંતાગ્રસ્ત થઇ ને જાણે ઉંના ખળખળ વહેતા જળથી પૃથ્વીને સ્નાન કરાવતી હોય તેમ ચોધાર આંસુએ રુદન કરવા લાગી;[૨૩] અને પછી મનોનિગ્રહવાળા કાકુત્સ્થે ચિંતન કરતી તથા ક્રોધાવિષ્ટ થયેલી વૈદેહી, જે ક્રોધી અને શોકાવિષ્ટ થઈ ગઇ હતી, તેને નિવૃત્ત કરવાને માટે બહુ સાંત્વના કરી.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાયકાણ્ડમાં ૨૯ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૦ મો.

## રામ અને સીતા—૫. સીતા આગ્રહ.

બહુ પ્રકારે રામે સાંત્વના કર્યા છતાં, મૈથિલી—જનકરાયતનયા વનવાસનિમિત્તે રામને આક્ષેપ કરતી બોલીઃ "અરે ! શું, આટ આટલી વિનતિ કર્યા છતાં પણ તારી સાથે નહિજ લઈ જાય! ને મારે શું તારો વિયોગ વેઠવો જ પડશે? પણ રે! મારા શા દોષને લીધે એ મને સાથે લેતો નથી?" આવા વિચારથી ભય તથા ક્રોધ પામી રામની અનુમતિ સિદ્ધ થવા સારુ (પુનઃ) સીતાએ રાઘવને આ પ્રમાણે ડચકાં ખાઇને પ્રીતિયુક્ત અભિમાનનાં વાક્ય કહ્યાં:[૧-૨] "હે રઘુવીર ! મિથિલ દેશના અધિપતિ મારા પિતા જનકરાયને પણ ધન્ય છે કે, જેને તારા સરખી આકૃતિમાં પુરુષ, પણ સ્ત્રીના સરખા અંતઃકરણવાળા જમાઇરાજ મળ્યા છે! પરંતુ હે પુરુષોત્તમ! તારી સ્ત્રીના સરખી ક્રિયા છે, એમ પ્રથમથી જ તેણે જાણ્યું હોત તો તે મારું લગ્ન તારી સાથે કદી કરત નહિ![૩] વળી આ જોઇને મને મોટો ખેદ થાય છે કે, 'જે ઉત્કૃષ્ટ તેજ સીતાના પતિ રામને વિષે પ્રકાશી રહ્યું છે, તે સૂર્યને વિષે પણ નથી,' એમ જે સર્વ લોકનું કહેવું છે, તે કેવળ ખોટું પડે છે.[૪] હે રાઘવ! તું શા વિચારથી મનમાં ખેદ પામ્યો છે? ને તને કોનાથી ભય થવાનો સંભવ લાગે છે, કે હું તત્પરાયણ છતાં, તું મારો ત્યાગ કરવા ઇચ્છે છે?[૫] જેમ પૂર્વે મહાપતિવ્રતા સાવિત્રી, દ્યુમત્સેન રાજાના પુત્ર શૂરવીર સત્યવાનને અનુસરી હતી, તેવી જ રીતે હું પણ તારા આત્માને વશવર્તિની થઈ તને જ અનુસરેલી છું, એમ તું જાણ.[૬] હે નિષ્પાપ ! પોતાના આખા કુળને કાજળરૂપ કલંક લગાડનારી સ્ત્રી, અન્ય પુરુષને જુએ તેવી હું નથી; રે! મારા મનની અંદર પણ હું તારા વિના અન્ય પુરુષને જોતી નથી, માટે મને વનમાં સાથે લઈ જા![૭] હે નાથ! કુમારી અવસ્થામાં તને પરણેલી, ને ઘણો કાળ સૂધી તારા મંદિરિયામાં રહેલી ને સર્વોત્તમ પ્રીતિ તથા તારુણ્ય પામેલી સતી સ્ત્રીને શું તું એક સામાન્ય પુરુષપેરે શત્રુ (ભરત)ને સ્વાધીન કરવા ઇચ્છે છે?[૮] જેને નિમિત્તે તને થતો રાજ્યાભિષેક અટકયો, ને જેને લીધે તને વનવાસ પ્રાપ્તિ થઈ, એવા શત્રુરૂપ ભરતની ઇચ્છા પ્રમાણે વર્તવાને તું મને કહે છે, એ શું યોગ્ય છે? હું કદી તેની ઈચ્છા પ્રમાણે વર્તનારી થઇશ નહિ; તું પોતાના અર્ધા અંગ રૂપ મને ત્યાગ કરીને વનમાં જશે તો તે યોગ્ય કહેવાશે નહિ. કેમકે વનમાં જઈ તપશ્ચર્યાદિ કષ્ટ સહન કરવું, સ્વર્ગમાં જઈ દિવ્ય સુખ ભોગવવું, એ સઘળું મને, સંગે રાખીને જ ભોગવવાને તું (ધર્મથી) બંધાયલો છે, ને તે જ સર્વોત્તમ છે.[૯-૧૦] વળી તું મને કહે છે કે, વનમાં વસનારને અનેક દુઃખ પડે છે, પણ મારા સંબંધમાં તેમ નથી. મને તો તારી સાથે રહેવાને લીધે એ દુર્ગમ વનના માર્ગો વિહારશય્યાની પેઠે પરમ સુખ આપનારા થઈ પડશે;[૧૧] તથા તારા સહવાસથી તે માર્ગોમાંના કુશ, કાસ, ગોખરુ, કાંટા તથા બીજા સર્વ કઠોર અને દુઃખદ પદાર્થો, રુ અને મૃગચર્મ સરખા કોમળ સ્પર્શવાળા થશે.[૧૨] વળી વનમાં વાયુથી ઉડતી ધૂળ મને વિક્ષેપ કરશે તો પણ, હે મારા હૃદયને હરણ કરનારા! તારા પ્રેમને લીધે હું તેને અમૂલ્ય ચંદનરૂપ માનીશ.[૧૩] હે પ્રભુ! એ વનની અંદર ઉગેલા કોમળ ઘાસની ઉપર ધાબળી બિછાવીને હું તારા સાથે શયન કરીશ. તે સમય મને જે સુખ થશે, તેની તુલનામાં ત્રૈલોક્યનું સુખ પણ આવી શકશે નહિ![૧૪] હે સ્વામી! તું મને વનમાં, પત્ર, મૂળ અથવા ફળ જે કંઈ ઘણું કે થોડું આહાર કરવા સારુ લાવી આપશે,

તેને હું અમૃત સમાન માની, તારી સાથે રહી ભક્ષણ કરીશ;[૧૫] ને ત્યાં કોઈ દિવસે મારાં માતા, પિતા કે આ મંદિર પણ સંભારીશ નહિ. વળી મારે નિમિત્તે ત્યાં તને કશું દુઃખ કે શોક થશે નહિ; કેમ કે જેનું દુઃખે કરીને ભરણ પોષણ થઈ શકે છે, એવી પોતાના જ સુખને પરાયણ રહેનારી સ્ત્રી જેવી હું થઈશ નહિ![૧૬-૧૭] હે પ્રભુ! તારા વગર જો કે મને સ્વર્ગ-પ્રાપ્તિ થાય, તો પણ તે મહા નરકતુલ્ય છે, ને તારા સાથે હોઇને નરકવાસ થાય તોપણ તેને ઉત્કૃષ્ટ સ્વર્ગ સમાન હું માનું છું; માટે તારી સાથેની આ મારી અખંડ પ્રીતિને જાણીને તું મને વનમાં લઈ જા.[૧૮] હું વનમાંના કોઈ દોષને–દુઃખને ગણકારતી નથી, અને મને કોઈ પણ સુખની ઇચ્છા નથી. પણ નિશદિન માત્ર તારાં ચરણ સમીપ રહેવાને જ હું ઇચ્છું છું. માટે તું જો મને વનમાં નહિ લઈ જાય, તો આજે જ હું વિષપાન કરીશ, પણ ભરત આદિ શત્રુઓને આધીન થઈશ નહિ.[૧૯] વળી તારે નિશ્ચય સમજવું કે, તારા વનમાં ગયા પછી મારું જીવિત રહેવાનું નથી. તારા વિયોગ દુઃખને એક ક્ષણ પણ હું સહન કરી શકું એમ નથી, તો પછી ચૌદ વર્ષ મારાથી કેમ સહન થઇ શકે? માટે હે નાથ! મને અનાથની પેઠે રવડતી મૂકી, મરણના મુખમાં ન સોંપતાં દયા કરીને તારી સાથે લ્યે!"[૨૦-૨૧]

આ છેલ્લા શબ્દો બોલતાંજ, શોકગ્રસ્ત જાનકી અતિ કરુણામયસ્વરે વિલાપ કરતી રામને કંઠે વળગી પડી ને દયા ઉપજે એવા શબ્દોથી મોટો આક્રોષ કરી, અત્યંત રુદન કરવા લાગી.[૨૨] આ ચેળા, ઘણા કાળનું રોકી રાખેલું તેનાં અશ્રુનું સ્ફટિકમય જળ, તુરતના તોડેલા કમળમાંથી ઝરતા જળની પેઠે, તેના સુંદર નેત્રોમાંથી વહેવા લાગ્યું. તેનું વિશાળ નેત્રોવાળું તથા પૂર્ણિમાના ચંદ્ર સરખું મુખારવિંદ પણ અતિશય શોક તથા રુદનને લીધે જળ ખેંચી લીધેલા કમળની પેઠે સૂકાઈ ગયું![૨૩-૨૫] પ્રેમની આવી પરિસીમા જોતાં, રામને ધીરજ રહી નહિ. પોતાની અત્યંત પ્રેમાળુ તથા પતિવ્રતા પત્નીને હવે વધારે વાર દુઃખી કરવી, એ તેને યોગ્ય લાગ્યું નહિ. આથી "ધન્ય છે, ધન્ય છે, પ્રિયે! તારા સ્નેહી અંતઃકરણને!" એમ બોલતાં રામે બન્ને ભુજા પ્રસારી સતીને પોતાના હૃદય સાથે ચાંપી દીધાં ને તેના મુખપર પોતાનો કોમળ હાથ ફેરવી, અનેક પ્રકારે આશ્વાસન આપીને પોતાના હૃદયમાંનો વિચાર તેમણે આ પ્રમાણે તેમની આગળ નિવેદન કીધો.[૨૬]



રામે કહ્યું:–"હે દેવિ! મને તારો વિયોગ થયા પછી સ્વર્ગની પ્રાપ્તિ થાય, તોપણ હું તેનો કદી સ્વીકાર કરું એમ નથી. હે અંબુજવદને! જેમ બ્રહ્માને પોતાના રચેલા બ્રહ્માંડમાં સર્વત્ર કશો ભય નથી, તેમ મને કોઈ પણ સ્થળે કશો ભય નથી–અર્થાત્ હું સર્વત્ર તારી રક્ષા કરવા શક્તિમાન્ છું.[૨૭] તોપણ જ્યાં સૂધી આ તારો સર્વ અભિપ્રાય મેં જાણ્યો નહોતો, ત્યાંસૂધી તને વનમાં સાથે તેડી જવાનું મને રુચતું નહોતું.[૨૮] પણ હે મૈથિલ! તારો વનવાસ કરવાનો નિશ્ચય જોઈ હું બહુ પ્રસન્ન થયો છું. પણ હવે, જેમ આત્મજ્ઞાની પુરુષને દયા ત્યાગ કરવી અશક્ય છે, તેમ મને તારો ત્યાગ કરવો, એ બહુ જ અશક્ય છે.[૨૯] હે ગજનાસોરુ (હાથીની સુંઢસમાન ઉરુવાળી,) જાનકિ! પૂર્વે સત્પુરુષોએ જે ધર્મ આચર્યો છે, તે ધર્મ પ્રમાણે હું વર્તીશ-અર્થાત્ સ્ત્રી સહિત વનમાં વસવાના વાનપ્રસ્થ ધર્મનું હું આચરણ કરીશ. માટે શ્રેષ્ઠ કાંતિવાળી સંધ્યા જેમ સૂર્ય પ્રત્યે વર્તે છે, તેમ તું મારું અનુવર્તન કર.[૩૦] હે જનકનંદિની! હું અવશ્યવન પ્રત્યે જઈશ જ, કેમકે સત્યતાવાળું પિતાનું વાક્ય મને વનમાં લઈ જાય છે.[૩૧] પુત્રે પોતાનાં માતા પિતાને વશ થઈ રહેવું, એ જ તેનો ધર્મ છે, માટે હું તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જીવવાની પણ ઇચ્છા રાખતો નથી.[૩૨] વળી પોતાની પ્રત્યક્ષ રહેલાં માતા, પિતા તથા ગુરુ ઇત્યાદિ પરમ પૂજ્ય જનોનું આરાધન ન કરતાં, અપ્રત્યક્ષ–જેનાં પ્રત્યક્ષ દર્શન થતાં નથી, પણ માત્ર ભાવનાથી જ જેને માનવામાં આવે છે, એવા દૈવનું આરાધન કરવું, એ ધર્મજ્ઞ પુરુષનું કર્તવ્ય નથી.[૩૩] હે શુભ કટાક્ષવાળિ! જો મનુષ્ય પિતા, માતા તથા ગુરુનું આરાધન કરે, તો તેને ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થની પ્રાપ્તિ થાય; એટલું જ નહિ, પણ તેણે આખા ત્રૈલોક્યમાં વસતા સર્વ દેવતાઓનું આરાધન કર્યું એમ ગણાય; કેમકે પૃથ્વીને વિષે એ પિતાદિકનું આરાધન (સેવન) કરવા સમાન બીજું કંઇ પવિત્ર નથી ને તેટલા જ માટે મનુષ્ય તેમનું આરાધન કરે છે.[૩૪] હે સીતે! પરલોક સાધનમાં જેટલી પિતાની સેવા હિતકારક છે, તેટલાં સત્ય, દાન, તપ તથા ઘણી દક્ષિણાવાળા યજ્ઞો પણ હિતકારક નથી.[૩૫] વળીઃ–

**स्वर्गो धनं वा धान्यं वा विद्याः पुत्राः सुखानि च ।**
**गुरुवृत्त्यनुरोधेन न किंचिदपि दुर्लभम् ॥**

જો મનુષ્ય પિતાદિ ગુરુજનોની ઇચ્છા પ્રમાણે વર્તે તો તેને સ્વર્ગ, ધન, ધાન્ય, વિદ્યા, પુત્રો તથા અનેક પ્રકારનાં સુખો, એમાંનું કશું દુર્લભ નથી.[૩૬] તેમ જ—

देवगन्धर्वगोलोकान्ब्रह्मलोकांस्तथापरान् ।
प्राप्नुवन्ति महात्मानो मातापितृपरायणाः ॥

માતા પિતાદિને પરાયણ રહેનારા મહાત્મા પુરુષોને દેવલોક, ગંધર્વલોક, બ્રહ્મલોક, ગોલોક અને બીજા પણ ઇચ્છિત લોકોની પ્રાપ્તિ થાય છે એમાં સંદેહ નથી.[૩૭] માટે સત્યધર્મના માર્ગે વર્તનારા મારા પિતા મને જેવી રીતે આજ્ઞા આપે છે, તેવી જ રીતે હું વર્તવા ઇચ્છું છું; કારણ પુત્રનો એ જ સનાતન ધર્મ છે."[૩૮]

એટલું કહી પુનઃ તે બોલ્યો: "હે પ્રિયે! તને સાથે ન લઇ જતાં એકલા જ દંડકવનમાં જઇ વસવાનો મારો વિચાર હતો. પણ તારા સાથે આવવાના નિશ્ચયથી મારો સુદૃઢ નિશ્ચય કેવળ નિવૃત્ત થઇ ગયો છે. માટે હે મદિરેક્ષણે! હું મોટા હર્ષપૂર્વક તને મારી સાથે વનમાં આવવાની આજ્ઞા આપું છું; તું મારી સાથે ચાલ ને મારી સહધર્મચારિણી થા.[૩૯-૪૦] હે કાંતે! હે શુભશ્રોણી! મારી સાથે વનમાં આવવાનો નિશ્ચય કરીને તેં મારા તથા તારા પીયરના કુળને બહુ શોભાવ્યું છે;[૪૧] માટે હવે કશો વિલંબ ન કરતાં તું, વનમાં જતી વેળાની દાનાદિ ક્રિયા કર, હવે તારા વિના મને સ્વર્ગ પણ રુચે તેમ નથી.[૪૨] હે શોભને! હવે સમય ઘણો થઇ ગયો છે, માટે પ્રયાણ કરવાની ઉતાવળ કરી, બ્રાહ્મણોને રત્નાદિ ઉત્તમ વસ્તુઓ આપ તથા ભિક્ષુકોને અન્ન આપીને સંતોષ પમાડ.[૪૩] વળી અમૂલ્ય વસ્ત્રાભૂષણો, ક્રીડાનાં તથા શયનાદિનાં ઉત્તમ સાહિત્યો, રથાદિ વાહનો તથા એ ઉપરાંત પણ જે કંઈ આપણું હોય તે સર્વ સત્પાત્ર બ્રાહ્મણોને આપી દે, અને એમ કરતાં પણ જે કંઈ બાકી રહે, તે સર્વ આપણાં સેવકજનોને આપી સંતોષિત કર; હવે વિલંબનું કામ નથી."[૪૪-૪૫]

પતિ રામનું આ સર્વ ભાષણ સાંભળી, મહા સતી સીતાનો સર્વ શોક એકાએક નિવૃત્ત થઇ ગયો, ને જાણે પોતાના સર્વ મનોરથ સિદ્ધ થયા હોય તેમ તે અત્યંત હર્ષ પામી. તેણે રામની આજ્ઞા પ્રમાણે પોતાનું સર્વસ્વ દાન કરવાની તૈયારી કરી.[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અયોધ્યાકાણ્ડમાં ત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૧ મો.

### લક્ષ્મણનો નિશ્ચય.

પતિપત્નીનો એ સંવાદ શ્રવણ કરી રહેલો લક્ષ્મણ, જે રામની પાસે બેઠો બેઠો શોક કરતો હતો, તેના નેત્રમાંથી બાષ્પબિંદુ પડતાં હતાં, ને તે રામ સાથે વનમાં જવાનો વિચાર કરતો હતો. તેના મનમાં આ વેળા મોટી શંકા ઉત્પન્ન થઇ. [આ સંવાદ સાંભળી તેને એવો વિચાર આવ્યો: "અહો! પોતાની અર્ધાંગના સ્ત્રી–જેને પુરુષે પોતાની છાયાની પેઠે નિરંતર સાથે જ રાખવી યોગ્ય છે, તેને પણ–રે, તેવી મહા પતિવ્રતા સીતાને પણ, રઘુવીરે વનમાં સાથે લઇ જવા માટે આટલી બધી આનાકાની કરી, તો મને તે પોતાની સાથે કેમ જ લઈ જશે? અને ત્યારે તેના જેવા સદ્‌ગુણસાગર વડીલ બાંધવનો, સાક્ષાત્ ત્રૈલોક્યનાથને વિયોગ હું કેવી રીતે સહન કરી શકીશ? પણ લાવ, મારી માતુશ્રી સમાન ભોજાઇ સીતાને શરણે જાઉં; એટલે તે દયા કરી મને વનમાં સાથે લેવા માટે રામને વિનતિ કરશે." આવા વિચારથી પ્રથમ અતિયશસ્વિની સીતાને નમસ્કાર કરીને,][૧] પછી તેણે રઘુનન્દનના ચરણમાં મસ્તક મૂકી, વારંવાર વંદન કર્યું; ને તેની કૃપા સંપાદન કરવા માટે તે આ પ્રમાણે બોલ્યો.[૨] "હે પ્રભો! તેં એ ગજમૃગાદિ પશુઓવાળા મહાવનમાં જવાનો નિશ્ચય કર્યો છે, તો હું પણ હાથમાં ધનુષ્ય લઈ તારી આગળ ચાલનારા અનુચરની પેઠે તારી સાથે આવીશ;[૩] ને મારા સહિત, તું તે અનેક પક્ષીઓ તથા ભ્રમરોના મધુર શબ્દોવાળા રમ્ય વનમાં વિચર.[૪] હે બાંધવ! હું તારા વગર દેવલોકની પ્રાપ્તિ તો શું, પણ સ્વતઃ દેવતાપણાંની પ્રાપ્તિને, અથવા સર્વ લોકના પ્રભુપણાંને, કે આ જીવિતને પણ ઇચ્છતો નથી."[૫] લક્ષ્મણનો આવો નિશ્ચય જોઈ, રામે તેની ઘણીક સાંત્વના કરી ને તેને વનમાં આવવાનો નિષેધ કર્યો; તો પણ તે ન માનતાં લક્ષ્મણ પુનઃ હાથ જોડી કહેવા લાગ્યો:[૬] "હે શૂરશિરોમણિ! પહેલાં તેં મને આજ્ઞા કરી છે કે 'તું મારા વિચારને અનુસર' ને હવે તું શા કારણથી મારું નિવારણ કરે છે?[૭] અને હવે તારી સાથે વનમાં આવવાના મારા વિચારનો તું નિષેધ કરે છે, તેથી મને મોટો સંશય ઉત્પન્ન થાય છે."[૮] ત્યારે મહાતેજસ્વી રામે, બે કર જોડીને ઉભેલા લક્ષ્મણ પ્રત્યે કહ્યું:[૯] "હે સુમિત્રાનંદન! હે ધીર! તું નિરંતર ધર્મરત, સન્માર્ગે ચાલનાર, મારો દૃઢ સ્નેહી અને

મારા પ્રાણસમાન પ્રિય, મારો હિતકારી, વશવર્તી અને સખા છે.[૧૦] પરંતુ જ્યારે આજે તું મારી સાથે વનમાં આવીશ, ત્યારે પાછળથી આપણી માતાઓ—કૌસલ્યા તથા યશસ્વિની સુમિત્રાની સેવા કોણ કરશે?[૧૧] કેમકે તેમની ઈચ્છિત કામનાઓ પૂર્ણ કરનારા મહાતેજસ્વી આપણા પિતા તો આ પ્રમાણે કામપાશથી બંધાયલા છે. (કૈકેયીની પ્રીતિથી મોહ પામેલા છે).[૧૨] વળી રાજા અશ્વપતિની પુત્રી કૈકેયી, આ રાજ્ય સ્વાધીન કરીને પોતાની દુઃખી સપત્નીઓને કદી પણ સુખી થવા દેશે નહિ;[૧૩] તેમ તેનો પુત્ર ભરત પણ, તેને પરવશ થવાથી, રાજ્યાધિપતિ થઈને, આપણી માતાઓની સંભાળ લેશે નહિ![૧૪] માટે તું અહીં રહે, ને પિતાનો અનુગ્રહ સંપાદન કરીને અથવા સ્વપ્રયત્નવડે કરીને આપણી માતુશ્રીઓની ઈચ્છિત કામનાઓ પૂર્ણ કર.[૧૫] હે ધર્મજ્ઞ! આ પ્રમાણે કરવાથી મારા પ્રત્યેની તારી ભક્તિ પણ સુદર્શિત થશે, ને ગુરુજનની સેવાને લીધે તને મહા અતુલ ધર્મની પ્રાપ્તિ થશે.[૧૬] હે સૌમિત્રે! મારા વિયોગથી માતા કૌસલ્યાને મહા દુઃખ થશે, તેથી મારું કહ્યું માની તું એ પ્રમાણે કર."[૧૭]

રામનાં એવાં વચન સાંભળી, બોલવામાં નિપુણ લક્ષ્મણ, પુનઃ રામને વિનય વાણીથી કહેવા લાગ્યો:[૧૮] "હે શૂરવીર! આપણે વનમાં ગયા પછી ભરત આપના પ્રભાવને લીધે માતા કૌસલ્યા તથા સુમિત્રાનું પ્રયત્નથી સેવન કરશે, એમાં કંઇ સંશય નથી.[૧૯] તે જો કદાચ કૈકેયીને વશ થઈ દુષ્ટ માર્ગે ચાલશે, અથવા ઉત્તમ રાજ્ય પામીને ગર્વથી કે અવજ્ઞાથી આપણી માતાઓનું રક્ષણ નહિ કરે,[૨૦] તો હું તે ક્રૂર દુર્મતિનો, ને કદાચ તેને ત્રણ લોકનો આશ્રય હશે તોપણ તેની માતા આદિ તેના સર્વ પક્ષકારોનો નાશ કરીશ.[૨૧] વળી હે રાઘવેશ્વર! આર્ય માતા કૌસલ્યા મારા સરખા હજારો જણનું ભરણ પોષણ કરી શકે એમ છે, કેમકે સેવક જનો સહિત તેની ઉપજીવિકા અર્થે તેને એક હજાર ગામ મળેલાં છે.[૨૨] તેથી મારી માતા સુમિત્રાનું તેની પાસે રુડી રીતે પોષણ થશે, માટે તું મને પોતાનો અનુચર કરી કૃતાર્થ કર, એથી કશો અધર્મ થશે નહિ; પણ હું તારી પરિચર્યાર્થે વનમાંથી ફળ મૂળાદિ આણી આપીશ, તેથી એક પ્રકારનો પણ અર્થ સિદ્ધ થશે.[૨૩-૨૪] હે બાંધવ! અનેક પ્રકારનાં ખનિત્રો*, તથા ફળ મૂળાદિ રાખવાની વાંસની પેટી (કંડીઓ) ધારણ કરેલો હું, પ્રત્યંચા ચઢાવેલા ધનુષ્યને હાથમાં લઇને, વનના માર્ગમાં તારી આગળ આગળ માર્ગ બતાવતો ગમન કરીશ.[૨૫] વળી તારે સારુ હું વનમાંથી તપસ્વીઓને હોમ કરવા યોગ્ય પત્ર, પુષ્પ, ફળ તથા સમિધાદિ પદાર્થો પણ તને નિત્ય લાવી આપીશ.[૨૬] તને હું વનવાસ સંબંધી કશો પરિશ્રમ થવા દઇશ નહિ; તું નિશ્ચિંતપણે પર્વતની તળેટીમાં કિંવા તેના શિખર ઉપર સતી સીતા સહિત ક્રીડા કરતો હશે અથવા નિદ્રાવશ થયો હશે, તે વેળા હું નિરંતર જાગ્રત રહી તારાં સર્વ કાર્ય કરીશ."[૨૭]

લક્ષ્મણનો આવો અભિપ્રાય જાણી રામ અતિ પ્રસન્ન થઇ બોલ્યો, "હે પ્રિય બાંધવ! હે સુમિત્રાનન્દન! તારો નિશ્ચળ પ્રેમ જોઇ હું બહુ સંતોષ પામ્યો છું; ને તારા જેવા બાંધવનો વિયોગ મને પણ કિંચિત્ સુખ થવા દે તેમ નથી. માટે તું મારી સાથે વનમાં આવવાની સુહૃજ્જનોની આજ્ઞા લઇ આવ.[૨૮] વળી આપણા આચાર્ય મહર્ષિ વસિષ્ઠને ત્યાં જઇ, તેને ત્યાં રાખેલાં આપણાં આયુધોને પણ લેતો આવજે. એ આયુધો જનકરાયે જ્યારે યજ્ઞ કર્યો, ત્યારે વરુણે તેને પ્રસન્ન થઇને આપેલાં હતાં અને તે આપણાં લગ્ન સમયે જનકરાયે આપણને (પહેરામણીમાં) આપ્યાં છે. તે શસ્ત્રો તથા અસ્ત્રો મળી આટલાં આયુધો છેઃ—મહા ભયંકર દેખાવવાળાં બે ધનુષો, દિવ્ય તથા અભેદ્ય બે કવચ, બે અખૂટ બાણવાળા ભાથા તથા સૂર્ય સરખી નિર્મળ કાંતિવાળાં બે ખડ્ગો, જેની મૂઠો સુવર્ણની છે તે. હે લક્ષ્મણ! ગુરુજીને મારા પ્રણામ કહી, આ સર્વ શસ્ત્રો લઈ, જલદી અહીંયાં આવી પહોંચ.[૨૯-૩૧]

આ પ્રમાણે વનમાં સાથે જવાની રામની સંમતિ થવાથી હર્ષ પામી, તેની આજ્ઞા પ્રમાણે લક્ષ્મણ ત્યાંથી તુરત ચાલી નિકળ્યો. તેણે પ્રથમ પોતાની માતા આદિ સુહૃજ્જનોની વનમાં જવા માટે આજ્ઞા સંપાદન કરી. પછી ઇક્ષ્વાકુકુળના ગુરુ મહર્ષિ વસિષ્ઠને ત્યાં જઈ તેને ત્યાં રાખેલાં સર્વ આયુધો લીધાં, ને તેની આજ્ઞા લઇને ત્યાંથી નિર્વિલંબે પોતાના બાંધવ રઘુવીરની પાસે આવી, ચંદન પુષ્પાદિથી સુશોભિત કરેલાં તે આયુધો નિવેદન કર્યાં.[૩૨-૩૩] આ પ્રમાણે શીઘ્રતાથી લક્ષ્મણને પાછો આવેલો જોઇ રામ બહુ રાજી થઇને કહેવા લાગ્યોઃ "હે સ્વધર્મનિષ્ઠ! હવે આપણે કશો વિલંબ કરવો જોઇતો નથી. જે કંઇ આ મારું ધન છે, તે સર્વ હું મારી સમક્ષ તપસ્વી બ્રાહ્મણોને તથા મારા ઉપજીવી પુરુષોને આપી દેવા માગું છું.[૩૪-૩૫] ગુરુ

* કોદાળી પાવડાદિ શસ્ત્રો.

જનોને વિષે દૃઢ ભક્તિવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણો મારી સમીપ ઘણા વસે છે, તેઓને તથા આર્ય એવા દ્વિજશ્રેષ્ઠ વસિષ્ઠ ઋષિના પુત્ર આર્ય સુયજ્ઞને મારી પાસે બોલાવી લાવ; કેમકે તેના સહિત તે સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણોનું પૂજન કરીને હું વનમાં જઇશ."[૩૬-૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૨ મો.

### સર્વસ્વ દાન.

બંધુની આજ્ઞા થવાથી લક્ષ્મણ તુરત ગુરુપુત્ર સુયજ્ઞને ઘેર ગયો. ત્યાં જઇ અંદર પ્રવેશ કર્યો તો તે તેજસ્વી ઋષિ અગ્ન્યગારમાં બેઠેલો હતો. ગુરુપુત્ર લક્ષ્મણના સમાન વયનો જ હતો. રાજપુત્ર લક્ષ્મણે અંદર જઇ તેને પ્રણામપૂર્વક કહ્યું: "હે સખા! તું ઉતાવળથી મારી સાથે રામના ગૃહ પ્રત્યે ચાલ, ને તેના પ્રાપ્ત થતા રાજ્યનો ત્યાગ કરી વનમાં જવારૂપ દુષ્કર કૃત્યને જો!"[૧-૨] [ આ સાંભળતાં જ તે ઋષિપુત્ર એકાએક આશ્ચર્ય પામી બોલ્યો: "અરે! સખા લક્ષ્મણ ! આ તું શું કહે છે? શું રઘુવીર રાજ્ય તજી વનમાં જાય છે? આ તેને શું સૂઝ્યું? શું તે પોતાની મેળે જ એમ કરવા ઇચ્છે છે, કે કોઈ શત્રુએ તેના અર્થમાં વિક્ષેપ નાંખ્યો છે? અરરરર! આ કેવો અન્યાય?" એ સાંભળી લક્ષ્મણે સર્વ વિગત જણાવી ત્યારે બહુ ખેદ પામી, ઋષિપુત્ર તુરત લક્ષ્મણની સાથે રામના રમ્યભવન પ્રત્યે જવા તત્પર થયો. ] એ વેદ જાણનારા તથા હોમ કરવા સમયે પૂજન કરેલા અગ્નિ સમાન તેજસ્વી સુયજ્ઞે, લક્ષ્મણ સહિત મહાસમૃદ્ધિવાળા રામગૃહમાં પ્રવેશ કર્યો.[૩] તેને આવતો જોઇ સીતા સહિત રઘુવીર, ઉભા થઇ હાથ જોડી તેની સામે ગયા, ને તેને ઘરમાં તેડી લાવી સુવર્ણના શ્રેષ્ઠ બાજૂબંધ, શ્રેષ્ઠ કુંડળ, સુવર્ણે પરોવેલી મોતીની માળા, મણિમાળા, કડાં, વાંક તથા બીજાં અનેક રત્નો આપી તેની પૂજા કરી. [ આ જોઇ અતિ ખેદપૂર્વક તેણે રઘુવીરને કહ્યું, "હે રાજપુત્ર! હે મારા પ્રિય સખા! અન્ય સમયે તારી પાસેથી અનેક પદાર્થો લઇ હું આનંદ પામું છું. પણ આ સમયે તારા અર્થમાં વિઘ્ન થતું જોઈ, મને આથી કશો આનંદ થતો નથી! પણ હે ધર્મજ્ઞ! પિતાના વચનને માટે આવી રાજ્યશ્રીનો પણ ત્યાગ કરી વનમાં જવા માટેના તારા ધર્મનિષ્ઠ સાહસને જોઇ મને બહુ જ સંતોષ થાય છે. તને ધન્ય છે, તારું કલ્યાણ થાઓ, તારો સુયશ સર્વત્ર વિસ્તાર પામો; ને અવધિ પૂર્ણ થતાં આ અયોધ્યાનગરી તારા મંગલ દર્શનનો લાભ પામો." એ સાંભળી ] સીતાના કહેવાથી પ્રભુએ વળી સુયજ્ઞને કહ્યું;[૪-૬] "હે ગુરુપુત્ર! સીતા મારી સાથે વનમાં આવે છે, માટે તે પણ પોતાનાં ઉરોભૂષણ, મુક્તાહાર, હેમસૂત્ર વગેરે આભૂષણો તારી સ્ત્રીને આપવા ઇચ્છે છે, માટે તું તે લઇ જઇને સેવકદ્વારા તેને પહોંચાડ.[૭-૮] વૈદેહી, વળી આ અનેક પ્રકારનાં રત્નોથી જડેલી, તેમ જ ઉત્તમ આસ્તરણવાળી શય્યા પણ તને દાનમાં આપે છે, માટે તે તારે ઘેર પહોંચાડ અને વળી સીતા, તારી પત્નીની સખી, તારી પત્નીને રશનાનું–કટિમેખલાનું દાન દેવા ઇચ્છે છે, અને વનમાં જતી વેળાએ તે તારી પત્નીને બાજૂબંધ તથા ઉત્તમ કારીગીરીવાળાં રત્નજડિત કડાં આપવા કહે છે અને આ મારો શત્રુંજય હસ્તી, હે મહામુનિ! જે મારા મામાએ મને આપેલો છે, તે, આ સહસ્રનિષ્કની દક્ષિણા સહિત તું ગ્રહણ કર."[૯-૧૦] એ સાંભળી સુયજ્ઞે તે સર્વ વસ્તુ ગ્રહણ કરીને રામને, સીતાને તથા લક્ષ્મણને કલ્યાણરૂપ આશીર્વાદ દીધો.[૧૧]

પછી રામે, પ્રિય બોલનારા લક્ષ્મણને, જેમ દેવોને બ્રહ્મા આજ્ઞા કરે છે, તેમ આજ્ઞા કરતાં કહ્યું:[૧૨] "હે પ્રિય બાંધવ! સુમિત્રાનન્દન! તું હવે બ્રાહ્મણોમાં ઉત્તમ અગસ્ત્ય તથા કૌશિકને અહીં બોલાવી લાવ ને તેની પૂજા કરી, મેઘ જેમ તૃણને તૃપ્ત કરે છે, તેમ તેઓને તું અનેક રત્નો, એકેક હજાર ગાયો, મણિઓ, રૂપું, હિરણ્ય (સુવર્ણ) તથા એ વિના બીજું પણ ઘણું ધન આપી તૃપ્ત કર.[૧૩-૧૪] હે મહાબાહુ! એ કૌશિકઋષિ, જે આશીર્વાદ આપવારૂપે કૌસલ્યાનું નિત્ય સેવન કરનાર છે, તૈત્તિરીય શાખાના આચાર્ય છે, શ્લાઘા કરવા યોગ્ય છે, ગુણવાન્ તથા વેદ જાણનારા છે,[૧૫] તેને તું વાહનો, દાસીઓ તથા તે સંતોષ પામે તેટલાં કૌશેય વસ્ત્રો આપ.[-૧૬] વળી આપણો આર્ય સચીવ ચિત્રરથ, કે જે સૂત કાર્યમાં કુશળ તથા વૃદ્ધ છે, તેને અનેક વસ્ત્રો, અમૂલ્ય રત્નો, ધન, ધાન્ય,[૧૭] યજ્ઞ પશુઓ, મહિષી આદિ પશુઓ તથા એક સહસ્ર ગાયો આપી સંતુષ્ટ કર. પછી કઠકલાપ નામની વેદ શાખાનું અધ્યયન કરનારા દંડધારી,[૧૮] નિત્ય સ્વાધ્યાયશીલ, આળસ રહિત, ભિક્ષા સમયે પણ સ્વાદિષ્ઠ અન્નની ઇચ્છા ન કરનારા તથા મહત્ પુરુષોમાં પણ સંમત એવા જે

મારા આશ્રયી બ્રહ્મચારીઓ છે, તેને તું રત્નોથી લાદેલાં એંશી ઊંટ, ચણા તથા મગ વગેરે ધાન્યથી લાદેલા અસો પોઠીયા તથા દૂધ, દહીં, ઘી ઇત્યાદિની ઉત્પત્તિ માટે એક હજાર ગાયો આપ. વળી હે સૌમિત્રી! જે બ્રહ્મચારીઓનો સમૂહ પોતાના વિવાહ કરવા સારુ ધનની યાચના કરતો કૌસલ્યા આગળ ઊભો છે, તેમાંના પ્રત્યેકને એક એક હજાર સુવર્ણમુદ્રા[૧૯–૨૧] તથા બીજા પણ જે બ્રાહ્મણો ત્યાં ઊભા હોય, તેમને યથાયોગ્ય ધન આપી, તેની પૂજા કર, કે જેથી માતા કૌસલ્યા પ્રસન્ન થાય."[૨૨]

આજ્ઞા પ્રમાણે નરશ્રેષ્ઠ લક્ષ્મણે તે સર્વે બ્રાહ્મણોને કુબેરની પેઠે ધન આપી સંતુષ્ટ કીધા,[૨૩] ત્યારે રામે પોતાના સર્વ ચાકર વર્ગને પોતાની પાસે બોલાવ્યો. [રામ જેવા પોતાના ધણીને વનનું પ્રસ્થાન કરતા જોઈ, અત્યંત શોકને લીધે તેઓ ચોધાર આંસુએ રડતા હતા તેમના કંઠ રુંધાઈ ગયલા હતા. તે પ્રત્યેકને પ્રભુએ યથાયોગ્ય ધન આપવા માંડ્યું, ત્યારે ઘણા ખેદ સાથે તેઓ બોલ્યા કે, "હે પ્રભો! હે અમારા નાથ રામ! અમને એમાંનું કશું જોઇતું નથી, તારા વનમાં ગયા પછી અમારે અહિં રહી શું કરવું છે? અમે તો તારી સાથે એ દુર્ઘટ વનમાં આવીશું." આ સાંભળી રામે અનેક પ્રકારે તેઓનું સમાધાન કરી] તે પ્રત્યેકને આજીવિકા ચાલે તેટલું ધન આપ્યું. પછી કહ્યું, "હે મારાં માયાળુ દાસ્યજનો! અમો અવધ પુરી થતાં કુશળપણે અહીં આવી, તમારો મનોરથ પૂર્ણ કરીશું; માટે ત્યાં સૂધી તમારે અહિયાં જ રહી મારા તથા મારા ભાઇ લક્ષ્મણનાં ભવનોની રુડી રીતે રક્ષા કરવી."[૨૪–૨૫] તે પછી પોતાના ધનાધ્યક્ષને બોલાવી, ભંડારમાંનું સઘળું દ્રવ્ય રામે બહાર કઢાવ્યું.[૨૬] તેના મોટા ઢગલામાંથી પોતે તથા લક્ષ્મણ–બન્ને મળી અનેક બ્રાહ્મણોને, બાળ તથા વૃદ્ધ ભિક્ષુકોને અને કૃપણજનોને દાન દેવા લાગ્યા.

[આ વેળા વળી એક કૌતુક બન્યું.][૨૭–૨૮] રામનાં આ દાનકૃત્યની વાત સઘળે પ્રસરી ગઇ હતી; ને આખા નગરના ભિક્ષુકો દાન લેવા સારુ રામગૃહ પ્રત્યે આવતા હતા. આ વાત એક બ્રાહ્મણીને માલમ પડી. તેણે વિચાર કીધો કે, આવા વખતમાં રામને ત્યાંથી પુષ્કળ ધન મળશે તો મારા પતિની વૃદ્ધાવસ્થા છે, તેથી આ દ્રવ્ય બહુ કામ લાગશે.] તેણીનો પતિ, ગર્ગ ગોત્રમાં ઉત્પન્ન થયેલો હતો, શરીરે પિંગટવર્ણનો તથા કોદાળી પાવડો લઈ જમીનમાંથી કંદમૂળ ખોદી કાઢવાનું કામ કરનારો હતો તથા તેનું નામ ત્રિજટ હતું.[૨૯] તેનો પતિ વૃદ્ધ હતો, તે પોતે તરુણ હતી, તેને નાનાં નાનાં બાળકો હતાં. તે સ્ત્રીએ પતિને કહ્યું: "હે સ્વામિનાથ! સ્ત્રીનો દેવ તેનો પતિ જ છે,[૩૦] માટે હું તને આજ્ઞા કરતી નથી, પણ માત્ર પ્રીતિથી વિનતિ કરું છું કે, તું આ કોદાળી પાવડાનો ત્યાગ કરી, હું કહું તેમ કર. આજ ધર્મજ્ઞ રાજકુમાર રામ પોતાના પિતાના વચનથી રાજ્ય તજી વનમાં જાય છે. માટે તેણે પોતાનું સર્વ દ્રવ્ય બ્રાહ્મણાદિને આપી દેવા માંડ્યું છે. તેથી તું મને લઇને ત્યાં ચાલ, ને આપણાં આ કુટુંબ પોષણ માટે તે રાજકુમાર આગળ દ્રવ્યની યાચના કર."[૩૧] એ સાંભળી તે ત્રિજટ [બોલ્યો: "અરે સ્ત્રી, આ તું શું કહે છે? આજે તો એ ધર્મિષ્ઠ રામને રાજ્યાભિષેક થવાનો હતો ને એટલી વારમાં દશરથરાયની મતિ કેમ ફરી ગઈ? આ કાર્ય તો ખરેખર અનુચિત જ થાય છે. પણ એ રાજખટપટમાં આપણે શું જાણીએ? માટે ચાલ, તું કહે છે માટે આપણે રામ પાસે જઇએ." એમ કહી તેણે તુરત એક ફાટેલું વલ્કલ વસ્ત્ર પોતાની કમરે વીંટાળી લીધું, હાથમાં લાકડી લીધી,] સ્ત્રી તથા બાળકોનો સમૂહ સાથે લઇને તે રામગૃહ પ્રત્યે આવ્યો.[૩૨] આ ત્રિજટ નિષ્પાપ હોવાથી ભૃગુ તથા અંગિરા જેવા ઋષિઓ સમાન તેજસ્વી દેખાતો હતો. માટે અંતઃપુરમાં જતાં પાંચમી દોઢી સૂધી તેને કોઈ દ્વારપાળે અટકાવ્યો નહિ.[૩૩] તે રામ પ્રત્યે આવી બોલ્યો: "હે મહાબળ! હે રાજપુત્ર રામ! હું એક નિર્ધન છતાં બહોળા પુત્ર પરિવારવાળો બ્રાહ્મણ છું, ને તે કુટુંબના પોષણાર્થે મારે પૃથ્વીને ખોદીને મારી વૃત્તિ ચલાવવી પડે છે. માટે મારાપર કંઈક દયા કર!" બાળકોનાં ટોળાં વચ્ચે ઉભેલાં આ સ્ત્રીપુરુષને જોઈ, રામે વિનોદાર્થ કહ્યું:[૩૪–૩૫] "હે વિપ્ર! હે તેજસ્વી ત્રિજટ! હું તારી સ્થિતિ જાણું છું ને તેટલા માટે આગળથી જ મેં તને આપવાને એક હજાર ધેનુ તૈયાર કરી રાખેલી છે; પણ જ્યારે અત્યારે તેં સ્વતઃ મારી આગળ આવીને યાચના કરી, ત્યારે હું કહું તેમ કર. તારી પાસેની લાકડી અહીં ઉભા રહી જોરથી ફેંક; ને તે લાકડી જેટલે દૂર જઇને પડશે, તેટલી હદની અંદરમાં ઉભી રહી શકે એટલી બધી ગાયો હું તને આપીશ."[૩૬]

એ સાંભળીને તે બ્રાહ્મણે તુરત પોતાની કમર કશીને બાંધી, ને સૌના દેખતાં પોતાની લાકડી માથાની પાછળ ખૂબ ફેરવી પોતાનું સઘળું બળ એકઠું કરી, એટલા

જોરથી ફેંકી કે, તે મોટાં મોટાં મંદિરો ને આલયોને ઓળંગી છેક સરયૂ નદીને પેલે પાર, જ્યાં રામની હજારો ગાયોનાં ધણ ઉભાં હતાં ત્યાં જઇને પડી.[૩૭-૩૮] આ જોઇ બહુ રાજી થઈ રામે તે ત્રિજટની પૂજા કરી, ને સરયૂ પારની તે સઘળી ગાયો તેના આશ્રય પ્રત્યે મોકલાવી દીધી અને વળી તેને ધૈર્ય દેતાં કહ્યું: "હે કુટુંબ વત્સલ ત્રિજટ! તારું બળ જોવા માટે લાકડી ફેંકાવી, મેં તારું હાસ્ય કર્યું, એથી તું કશું માઠું લગાડતો નહિ; પણ એ ગાયો ઉપરાંત જે કંઈ અમૂલ્ય વસ્તુની તારે ઇચ્છા હોય તે નિઃશંક થઈ મારી આગળ માગ;[૩૯-૪૧] કારણ મારું જે કંઈ છે, તે સર્વ બ્રાહ્મણોને અર્થે જ છે, ને તે (બ્રાહ્મણ) ને આપવા સારુ જ મેળવેલું છે; માટે તે સર્વ બ્રાહ્મણોને અર્પણ થઈ, મારો સુયશ વધારનારું થાઓ;"[૪૨] રામનાં આવાં ઉદાર વચનો સાંભળી, ધર્મ પાળનારા મુનિ ત્રિજટે, ગાયો મળવાથી જ સંતોષ માનીને, પોતાની સ્ત્રી સહિત બહુ હર્ષ પામી, રામને યશ, બળ, પ્રીતિ તથા સુખની વૃદ્ધિ કરે એવી ઘણી આશિષ્ આપી, તેની આજ્ઞા લઈ, ત્યાંથી પોતાના આશ્રમ પ્રત્યે વિદાય થયો.[૪૩]

હવે બાકી રહેલું પોતાનું સઘળું ધર્મોપાર્જિત દ્રવ્ય રામે પોતાના સર્વ સુહૃજ્જનોને બહુ આદરમાન સહિત વહેંચી આપ્યું.[૪૪] આ પ્રમાણે યથાયોગ્ય સન્માનપૂર્વક દાન આપવાથી તે વેળા તે નગરના બ્રાહ્મણ, સુહૃજ્જન, દાસજનો તથા દરિદ્રી ભિક્ષુકો ઇત્યાદિમાંથી કોઈ પણ મનુષ્ય ધનથી તૃપ્ત ન થયું તેવું ન હતું.[૪૫]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૩૨ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૩ મો.

## પ્રજા શોક.

[આખા નગરમાં સઘળે રામ વનમાં જવાની વાત ફેલાઈ ગઈ હતી. જે સર્વ પ્રજા ઘડી પહેલાં રામને થતો રાજ્યાભિષેક જોવા માટે અત્યંત ઉત્સુક થઇ રહી હતી, તે સર્વ આ વાત સાંભળતાં અત્યંત આશ્ચર્ય તથા ખેદ પામી. સૌનાં મુખ શોકને લીધે તેજહીન થઈ રહ્યાં હતાં,] એટલામાં સીતાની સાથે રહી, પોતાનાં સર્વ દ્રવ્યાદિનું બ્રાહ્મણોને દાન દીધા પછી, લક્ષ્મણ તથા સીતા સહિત રામ, પિતા પાસે જવા માટે પોતાના ભવનમાંથી બહાર નિકળ્યો.[૧] [પોતાના સેવક વર્ગને મંદિરની ભલામણ કરી, જે વેળા તે ચાલ્યો, તે વેળા આખા મંદિરમાં સર્વ મનુષ્યો, પશુઓ તથા પક્ષીઓએ પણ મહા શોકસૂચિત હાહાકાર શબ્દ કર્યો. એ સર્વનું બને તેટલું સમાધાન કરતાં] સીતા સહિત તે બંને ભાઈઓની જોડી, ઉઘાડે પગે ચાલતી રાજમાર્ગપર આવી. ત્યાં એકત્ર થયલા નાગરિકોનો મહા કોલાહલ મચી રહ્યો. બંને ભાઈઓના ચંદન પુષ્પાદિથી પૂજેલાં શ્રેષ્ઠ ધનુષો લઈ, બે ચાકરો તેની આગળ ચાલતા હતા, ને સૌભાગ્યવતી જાનકી, રઘુવીર અને લક્ષ્મણ, એ ત્રણે જણાં, માર્ગ સામી દૃષ્ટિ કરી, કોઇના પણ સામું ન જોતાં, પિતાના અંતઃપુર ભણી ચાલ્યાં જતાં હતાં. આ વેળા તેમનાં દર્શન કરવાને અતિ ખેદ પામતી સર્વ પ્રજા રાજમાર્ગપર એકત્ર થઇ હતી ને ત્યાં માર્ગ ન હોવાથી બીજા શ્રીમંત ગૃહસ્થો પોતાનાં ત્રણ ત્રણ અથવા સાત સાત માળની ઊંચી મેડીઓવાળાં ઘરોમાં ચઢી, અતિ મ્લાન મુખે બારીએથી જોઇ રહ્યા હતા.[૨-૪] રામનો આવો શોકજનક દેખાવ જોઈ, તથા પગે ચાલતો રાજપુત્રને સીતાસહ જોઇ,* સર્વ પ્રજાજનોનાં ચિત્ત કેવળ હણાયલાં જેવાં થઇ ગયાં; ને આ અન્યાય ન સહન થઇ શકવાથી તેઓ આ પ્રમાણે પોતાનો ખેદ પ્રદર્શિત કરવા લાગ્યાં.[૫]

"અહો! રામ જ્યારે એકલો જ બહાર નિકળે ત્યારે તેની પછવાડે ચતુરંગિણી સેના ચાલતી હોય છે, તે આજે સીતાજી સહિત છે, છતાં તેની પછવાડે માત્ર એકલો લક્ષ્મણ જ છે.[૬] પણ અહો! આટલું છતાં પણ રામ પોતાના ધર્મગૌરવને લીધે તે કશાને ઇચ્છતો નથી; તેને તો પોતાના પિતાનું વચન સત્ય કરવાની જ મોટી જિજ્ઞાસા છે. અહા! તેની ધર્મજ્ઞતાની તુલના જ નથી.[૭] પણ અહો! દૈવગતિ કેટલી બધી વિચિત્ર છે, કે જે સીતાનું દર્શન આકાશ પ્રત્યે ગમન કરનાર પ્રાણીને પણ કેવળ અશક્ય છે, તે રત્નરૂપ જાનકીને આજે માર્ગમાં ઉભેલા હજારો અને લાખો મનુષ્યોનો સમૂહ જૂએ છે.[૮] વળી અંગરાગ તથા રક્તચંદનાદિ સુગંધી પદાર્થો સેવન કરનારી સુંદરીનું ચંદ્ર સમાન હસતું મુખારવિંદ, નેત્રોમાંથી વહેતાં ઉષ્ણ જળવડે એકદમ વિવર્ણ થઇ ગયું છે.[૯] પણ અહો! દશરથરાયને આ શું સૂઝ્યું હશે? ખરેખર તે કોઈ ભૂતપિશાચાદિને વશ થવાથી જ પ્રજાનાં લોચનરૂપ આ વહાલા રામને વનમાં મોકલે છે;[૧૦] નહિ તે

* બીજા પાઠમાં આ પ્રમાણે છેઃ—"રામને છત્ર વગર અડવાણે પગે ચાલતો જોઇ."

પોતાના ગુણહીન પુત્રને પણ કોઈ મનુષ્યથી વનમાં કાઢી મૂકાય નહિ, ત્યારે આવા ગુણનિધિ પુત્ર રામ, કે જેનાં ઉત્તમ ચરિત્રથી સર્વ લોક પોતાને વશ થયાં છે, તેને, 'તું વનમાં જા,' એમ મુખથી પણ કેમ બોલાય? રે! એ રઘુકુલોત્પન્ન નરશ્રેષ્ઠ રામમાં વાસ કરી રહેલા અહિંસા, દયા, શાસ્ત્રાધ્યયન, સત્સ્વભાવ, ઇંદ્રિયનિગ્રહ તથા મનોનિગ્રહ, એ છ ગુણો, કે જેઓ તેને શોભાવે છે, તેઓનાથી આજ તેને પોતાને તેમ જ સર્વ પ્રજાને આ મહા પીડા ઉત્પન્ન થઈ છે. અરે! રામ પોતે તો ધર્મ ગૌરવને લીધે આ દુઃખને ગણકારતો નહિ હોય, પણ આપણે સૌ પ્રજા તો તેના જવાથી ગ્રીષ્મ ઋતુમાં જળ સુકાઈ જવાને લીધે તેમાં વસનારાં જળચરો જેમ દુઃખી થાય, તેમ અત્યંત દુઃખી થઇશું.[૧૧-૧૩] અરે! આપણે તો શું, પણ આખું જગત્, આ જગત્પતિ રામના દુઃખથી મહા દુઃખી થશે. રે! થડમૂળથી કાપી નાંખેલાં વૃક્ષમાંનાં શાખા, પત્રો, પુષ્પો તથા ફળો વગેરે જેમ નિરાધાર થવાથી તાપ પામી સૂકાઈ જાય છે, તેમ આપણા મૂળરૂપ રામના જવાથી આપણે નિરાધાર થઈ મહા કષ્ટથી નાશ પામીશું.[૧૪] બેશક, દિવ્ય કાંતિમય અને ધર્મ સ્વરૂપ રામ, મનુષ્યમાત્રનું મૂળ છે અને આપણ સર્વજન, પુષ્પ, ફલ, લતા ને પાંદડાં છીએ (તો મૂળના જવા પછી એ પુષ્પ ફલાદિ કેમ રહી શકશે?)[૧૫] માટે, લક્ષ્મણની પેઠે આપણે સર્વ પણ અહીં ન રહેતાં સ્ત્રી કુટુંબ સહિત એ રાઘવની પાછળ જવું યોગ્ય છે.[૧૬] અરે! એ કૃપાળુ રામને સુખ હોય તો આપણને સુખ અને તેને દુઃખે સદા દુઃખ જ છેઃ તો પછી આપણે આ મંદિરો, વાડીઓ અને ક્ષેત્રોનું શું કામ છે? આપણે સર્વ સંપત્તિનો ત્યાગ કરીને તેની પાછળ વનમાં જઈ, સુખી થઇશું.[૧૭] અરે! આપણે આ અયોધ્યા પુરીને ઉજ્જડ કરીને રામ સાથે વનમાં જઇશું. આપણા સર્વ ધનભંડારો તથા પશ્વાદિ સમૃદ્ધિ પણ આપણી સાથે વનમાં લઇ જઇશું. આપણા ગયા પછી કોઈ પણ જાતનાં સાહિત્ય અથવા મનુષ્ય વગરનાં આપણાં ઘર, જીવ વગરના શરીર જેવાં સૂનાં થઇ જશે, તેની સર્વ શોભા નાશ પામશે, અંદર જોઇએ તેટલી ધૂળ તથા કચરા ભરાશે, વાળ્યા ચોળ્યા વગરનાં આંગણાં પણ ઉકરડા જેવાં થઇ જશે, કરોળીઆ ને ઉંદરો જ્યાં ત્યાં પોતાનાં દરો તથા રહેઠાણો કરશે,[૧૮-૧૯] અગ્નિહોત્રો તથા દેવપૂજનો તેમાં થશે નહિ, તેથી સર્વત્ર પિશાચો આવી વસશે. વળી કોઈ દિવસ એ ઘરોમાં, બલિકર્મ, યજ્ઞ, હોમ, વેદાધ્યયન તથા જપાદિ સત્કર્મો થશે નહિ, અંદર જળ તથા ધૂમ્ર પણ કદી જોવામાં આવશે નહિ. તેમ બાગ બગીચાઓ સૂકાઈ જશે, ને કાગડા તથા ગીધ વગેરે પક્ષીઓ કશું ભક્ષ્ય ન મળવાથી ત્યાં કોલાહલ કરી મૂકશે. વળી અંદર કિંવા બહાર આપણે ત્યાગ કરેલાં માટીનાં ભાગાં તૂટાં વાસણો વગર બીજું કશું જોવામાં આવશે નહિ. એમ, દુષ્કાળ સમે સ્થળ મૂકી નાશી ગયલા કે અન્ન વગરના નાશ પામેલા લોકોથી ઉજ્જડ થયલું ગામ જેમ ઘરો પડી જઇ ખંડેર થઈ રહે છે, તેમ આપણા ગયા પછી, ઉજ્જડ વેરાન અને ખંડેર જેવાં થયલાં નગરમાં પછી ભલે તે કૈકેયી રાજ્ય કરે.[૨૦-૨૧] ભલે, આપણા આત્મારૂપ રામ જ્યાં (વનમાં) જાય, ત્યાં સઘળું મંગળમય અને નગરરૂપ થઈ રહે, ને રામ સહિત આપણે ત્યાગ કીધેલું આ અયોધ્યા નગર, ભલે વનરૂપ થઇ રહે![૨૨] ભલે, આપણે સર્વ પ્રજા વનમાં જઇશું, ત્યારે ત્યાં વસનારાં સર્પો, મૃગો, પક્ષીઓ, સિંહો અને મદોન્મત્ત હસ્તીઓ પોતાનાં વનમાંનાં રહેઠાણો તજી દઈ, આપણે ત્યાગ કરેલા આ ઉજ્જડ દેશપ્રત્યે આવી વસે! ને તેને લીધે આ સ્થળ મહા વૃક્ષો, ગુફાઓ અને જાળાંવાળું દુષ્ટ વન થઈ જાય![૨૩-૨૪] એવા થયલા આ દેશને પછી ભલે તે ક્રૂર કૈકેયી, પોતાના પુત્ર તથા બાંધવજન સહિત ભોગવે. આપણે રામ સહિત વનમાં જઈ નિવૃત્તિ (સુખ)થી રહીશું."[૨૫]

આ પ્રમાણે તે પ્રજાજનોએ અત્યંત ખેદને લીધે ઉકળતા અંતઃકરણથી ઉચરેલી અનેક પ્રકારની વાણી સાંભળી, પણ રામના મનમાં કશો વિકાર ઉત્પન્ન થયો નહિ.[૨૬] પોતાની ચેષ્ટામાં કંઈ પણ ફેરફાર કર્યા વગર, ધર્માત્મા અને મદોન્મત્ત હસ્તી પેરે શોભતો રામ, કૈલાસગિરિ પેરે ઝગમગી રહેલા પોતાના પિતાના રાજગૃહ આગળ જઈ પહોંચ્યો.[૨૭] દ્વાર આગળ ગયો તો અત્યંત દીન સરખો થઈ ઉભેલો સુમંત્ર તથા રાજ્યાભિષેક જોવા માટે આવેલા સર્વ સભ્ય મનુષ્યોને, તેણે જોયા.[૨૮] આમ પોતાના હિતચિંતકોને દીન વદનના જોયા, તોપણ તેણે પોતાની મુખ મુદ્રાપર કશો ખેદ પ્રદર્શિત કીધો નહિ; પણ પ્રસન્ન ચિત્તે પિતાને પ્રણામ કરવાને પધાર્યો.[૨૯] દુઃખી રાજાએ તેડવા મોકલેલો સુમંત્ર, ઇક્ષ્વાકુ કુલદીપક દશરથરાયના યુવરાજ મહાત્મા રામને સાથે લઇને અંતર્ગૃહ પ્રત્યે ગયો. ચિત્તને જરા પણ ચલાયમાન ન કરતાં, પૂર્ણ ધૈર્ય ધરીને, પિતાની આજ્ઞા પાલન કરવા વનમાં જતી

વેળાએ પ્રણામ કરવા માટે, સુમંત્રને રામે કહ્યું: "તું જઇ પિતાને મારા આવ્યાના વર્તમાન નિવેદન કર."[૩૦-૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં ૩૩ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૪ મો.

## રામ દશરથનો સંવાદ.

કમળ સરખાં નેત્રવાળા, ઘનશ્યામ, સુંદર તથા અનુપમ રામે, સૂત સુમંત્રને કહ્યું: "મારા આવવાના વર્તમાન પિતાને નિવેદન કર."[૧] રામનાં આવાં વચન સાંભળી, સૂત સુમંત્રે અંતઃપુરમાં પ્રવેશ કીધો. ત્યાં પુત્રશોકને લીધે અતિ સંતપ્ત થયલા તથા વારંવાર નિસાસા નાંખતા ભૂપતિ દશરથરાયને તેણે જોયો-[૨] તે જાણે સૂર્યને રાહુએ ગ્રાસ્યો હોય, કે રાખોડીમાં અગ્નિ ઢંકાયો હોય, કે જળ વગરનું તળાવ હોય તેવો નિસ્તેજ થઈ ગયો હતો.[૩] પછી મહા બુદ્ધિમંત સુમંત્રે, રામને લીધે શોકમાં ડૂબેલા ને ઉદાસ થયેલા રાજા પ્રત્યે બે હાથ જોડી અતિ મંદ વાણીથી તેને આ પ્રમાણે કહ્યું:[૪] "હે નરેશ્વર! તારું કલ્યાણ થાઓ. હે રાજન્! પુરુષોમાં સિંહરૂપ તારો સત્ય પરાક્રમી પુત્ર રામ, પોતાનું સર્વ દ્રવ્ય બ્રાહ્મણોને તથા સેવક જનોને આપી દઈ, તેમ જ પોતાના સુહૃદ્વર્ગની વનમાં જવા માટેની આજ્ઞા લઈ, હવે તારા ગૃહના દ્વાર આગળ આવી ઉભો છે, ને તને મળવા ઇચ્છે છે.[૫-૭] હે ભૂપતિ! કિરણોવડે શોભતા સૂર્યની પેઠે, પોતાના રાજગુણોવડે શોભતો રામ, હવે અરણ્યમાં જવાની ઉતાવળ કરી રહ્યો છે. માટે તું તેને મળીને પ્રસ્થાન કરાવ."[૮] સુમંત્રનાં આવાં વચન સાંભળીને તે સત્ય-વાદી, ધર્માત્મા, સમુદ્ર સરખો ગંભીર તથા આકાશવત્ નિર્મળ અંતઃકરણવાળા નરેંદ્રે કહ્યું:[૯] "હે સુમંત્ર! પ્રથમ તું અંતઃપુરમાંની મારી સર્વ સ્ત્રીઓને અહીં બોલાવી લાવ; કેમકે તેઓ સર્વ સંગે હું મારા પ્રિય પુત્રને જોવા ઇચ્છું છું!"[૧૦] એ સાંભળી સુમંત્રે તુરત ત્યાંથી અંદરની બાજુએ આવેલા દશરથરાયની બીજી રાણીઓના મહેલમાં જઇ, તેઓને જણાવ્યું: "હે રાજપત્નીઓ! તમને મહારાજા દશરથ હમણાં પોતાની પાસે બોલાવે છે, માટે વિલંબ ન કરતાં તમે સૌ ત્યાં પધારો."[૧૧] સુમંત્રદ્વારા રાજાની આજ્ઞા સાંભળીને, દશરથરાયની ત્રણસેં પચાસ રાણીઓ, રામગમનના દુઃખથી રુદન કરવાથી લાલ લોચનવાળી હતી તે ઉભી થઈ, ને કૌસલ્યાની સાથે લઈ તેની પાછળ પાછળ ધીમે ધીમે, જ્યાં રાજા હતો, તે મહેલમાં આવી.[૧૨-૧૩] રાણીઓને આવેલી જોઇ, રાજાએ સુમંત્રદ્વારા રામને, અંદર તેડાવી મંગાવ્યો.[૧૪] રામને હાથ જોડી, મૈથિલી તથા લક્ષ્મણ સહિત પોતાની પાસે આવતો જોઈ, રાજા, રાણીઓસહિત તેના પ્રત્યે એકી ટસે જોઇ રહ્યા. પછી તેને મળવાને માટે આસનપરથી ઉઠી સ્ત્રીજન સહિત સામો દોડ્યો; પણ દુઃખથી પીડિત હોવાને લીધે તે વચમાં જ મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયો.[૧૫-૧૭] આ જોઇને મહારથી રામ લક્ષ્મણ બન્ને ભાઇઓ એકદમ દોડી, તેની પાસે આવ્યા, ને પિતાજી, પિતાજી," એમ બોલતાં તેની આશ્વાસના કરવા લાગ્યા.[૧૮] આવો બનાવ જોઈ આખા અંતઃપુરની સ્ત્રીઓ, પોતાનાં હૃદય તથા મસ્તક કૂટવા લાગી ને તેથી હાલતા ભૂષણોના એક બીજા સાથે અથડાવાથી નીકળતા નાદમિશ્ર "હા રામ! હા રામ!" એવા મહાશોક સૂચિત હજારો શબ્દોથી ત્યાં કોલાહલ મચી રહ્યો.[૧૯] જે દશરથરાયનું ભવન નિરંતર આનં-દનો આગાર હતું, તે આ વેળા શોકનો સાગર થઇ પડ્યું. રામ, સીતા તથા લક્ષ્મણે મળી ઘણીક આશ્વ-સના કરીને, રાજાને ત્યાંથી હાથે ઊંચકી શય્યાપર બેસાડ્યો.[૨૦] ઘણીકવાર સુધી વાયુ નાંખતાં, તે શોકસા-ગરમાં બૂડેલો રાજા જ્યારે કિંચિત્ સાવધ થયો, ત્યારે હાથ જોડી રામે તેને કહ્યું:[૨૧] "હે પિતા! તું અમારા સર્વનો ઈશ્વર છે, માટે તારી આજ્ઞા માન્ય કરી, હું દંડકારણ્યમાં જવા સારુ તત્પર થયો છું; ને આ લક્ષ્મણ તથા સીતા પણ મેં ઘણીક રીતે નિષેધ કર્યા છતાં મારી સાથે વનમાં આવવા તત્પર થયાં છે; તો તું મારાપર અનુગ્રહ કરીને હવે મને દંડકારણ્ય પ્રત્યે ગમન કરવાનું પ્રસ્થાન કરાવ.[૨૨-૨૩] હે તાત! હે સર્વને માન આપનાર નરેશ! તું હવે મારા વિયોગ સંબંધી શોકનો ત્યાગ કર; ને પૂર્વે બ્રહ્મદેવે જેમ તપ-શ્ચર્યા કરવા સારુ જતા પોતાના સનકાદિ પુત્રોને વનમાં જવાની આજ્ઞા આપી હતી, તેમ તું મને, લક્ષ્મણને તથા સીતાને વનમાં જવાની આજ્ઞા આપ."[૨૪]

આ પ્રમાણે લેશ માત્ર પણ ખેદ વગર વનમાં જવાની પ્રાર્થના કરતા, પોતાના ધીર પ્રિયપુત્ર રામને જોઇ, દશરથરાયે કહ્યું:[૨૫] ["હે ધર્મિષ્ઠ પુત્ર! હે રાઘવ! આવો પાપિષ્ઠ સમય મારા જેવા કોઇ રાજાને પૂર્વે પ્રાપ્ત થયો નહિ જ હોય, કે જેને તારા જેવા પ્રાણપ્રિય પુત્રને પોતાને હાથે વનમાં મોકલવાનું પ્રસ્થાન કરાવવું

પડ્યું હશે. અહો! હું કેવો દુર્ભાગી છું કે, મને આવા ધર્મ સંકટને લીધે હાથે કરીને મહા અધર્માચરણ કરવું પડે છે. કુમાર! મારી આટલી લાંબી ઉમર સૂધીમાં કદી મારું વચન મેં મિથ્યા કીધું નથી; ને અત્યારે પણ એ સદ્ધર્મને અનુસરીને જ આ અઘટિત બનાવ જોવાને હું (અસમર્થ છતાં પણ) સમર્થ થયો છું.] અરે! આ કુપાત્ર કૈકેયીના વરદાનથી હું મોહિત થયો છું; રે! શોકને લીધે મારી મતિ અતિ ભ્રષ્ટ થઇ ગઈ છે; પણ હે રાઘવ! તું આ અન્યાયને હજુ સૂધી કેમ સહન કરી રહ્યો છે? તું તારા ક્ષત્રિય ધર્મને અનુસર; ને મને ઝાલી, કેદ કરીને પોતાના બાહુબળથી તારા શરીરને લગાડવા તૈયાર પડેલાં સાહિત્યોવડે, રાજ્યાભિષેક કરી, અયોધ્યાપુરીનો રાજા થા."[૨૬] નૃપતિના આવાં વચનો સાંભળી, ભાષણ કરવામાં ચતુર, ધર્માત્મા રઘુવીર, હાથ જોડી બોલ્યો:[૨૭] "હે તાત! હું પોતાના ધર્મનો ત્યાગ કરી, રાજ્યની આકાંક્ષા રાખતો નથી; માટે ચૌદ વર્ષ પર્યંત વનમાં વિહાર કરી, તારી પ્રતિજ્ઞા પૂર્ણ થયા પછી પાછો અહીં આવી, તારાં ચરણવંદન કરીશ. હે નરાધિપ! તું હજાર વર્ષ પર્યંત સુખરૂપ રાજ્ય કર."[૨૮-૨૯] એ સાંભળી સત્ય પ્રતિજ્ઞાથી બંધાયલો, પુત્ર શોકથી મૂઢ બનેલો અને કૈકેયીએ એકાંતમાં રામને વનવાસ કરાવવાનું વચન માંગેલું તેવો રાજા દશરથ, રુદન કરતો બોલ્યો:[૩૦] "હે તાત! આ લોક અને પરલોકના હિતાર્થે અને તારા ભાગ્યોદય માટે, નિડર બની સુખરૂપ વનમાં પધાર, જેથી તું ભાગ્યોદય કરી સમયસર સુખે પાછો આવે; કેમ કે હે રઘુનન્દન તું જે દૃઢ ધર્મિષ્ઠ છે, તેની મતિ હું ફેરવી શકતો નથી. માટે તું વ્યગ્રતા રહિત થઈ, સર્વત્ર નિર્ભયપણે વિચરતો ભલે વનમાં જજે.[૩૧-૩૨] પણ આજની એક રાત્રિ તો મારી પાસે રહે; કે જેથી તેટલી ઘડી હું તને જોઈ મારા હૃદયમાં પરમ સુખ પામું.[૩૩] હે પુત્ર! તારી માતા કૌસલ્યાને તથા મને પ્રસન્ન કરવા આ એક રાત્રિ આંહી રહે, ને સર્વ કામનાઓ પૂર્ણ કરી, કાલે સુખેથી સિધાવ![૩૪] તું મારું પરલોક સંબંધી પ્રિય કરવા સારુ વનનો આશ્રય કરવા તત્પર થયો છે, એ તેં મહા દુષ્કર કાર્ય આદર્યું છે;[૩૫] પણ હે પ્રિય પુત્ર! હું સમ ખાઇ કહું છું કે, તું વનમાં જાય છે, એ મને સર્વથા રુચતું નથી; પરંતુ ભસ્મથી ઢંકાયલા અગ્નિ સરખી તથા ગુપ્ત ક્રૂર અભિપ્રાયવાળી આ કૈકેયીએ મને વચનમાં બાંધી લઈ, તને રાજ્યાભિષેક કરવાના મનોરથથી વિમુખ કીધો છે. છતાં તેની એ ક્રૂર છળતામાંથી મને પાર પમાડી, તારા પિતાનાં વાક્યને તું સત્ય કરવા ઇચ્છે છે, એમાં હું કંઇ આશ્ચર્ય પામતો નથી; કેમ કે, તું મારા સર્વ પુત્રોમાં જ્યેષ્ઠ અને સર્વગુણસંપન્ન છે."[૩૬-૩૮]

પિતાનાં આવાં આર્ત વચન સાંભળી, દીન થયલા રામે, લક્ષ્મણ સહિત કહ્યું:[૩૯] "હે પિતા! તું મને આજની રાત્રિ અત્રે રહેવા આગ્રહ કરે છે, પરંતુ આજે હું અહીં રહીને જે મિષ્ટાન્નાદિકથી સુખ પામીશ, તે આવતી કાલે મને કોણ આપશે? માટે સર્વથા આજે જ પ્રયાણ કરવાની હું તારી પાસે આજ્ઞા માગું છું.[૪૦] તું હવે આ દેશ તથા જનસમૂહવાળી અને ધન ધાન્યાદિકથી પરિપૂર્ણ મેં ત્યાગ કરેલી વસુધા ભરતને આપ.[૪૧] મેં વનમાં જઇ વસવાની બુદ્ધિ કરી છે, તે હવે કદી ચલાયમાન થશે નહિ. હે વરદ! (દાનવ સાથે થયેલા) યુદ્ધ પ્રસંગે મારી માતા કૈકેયીને જે વરદાન આપવા કબુલ્યું છે, તે સર્વ નિઃશંક થઈ આપ ને સત્યને અનુસર. વનમાં જઈ હું તારી આજ્ઞા પ્રમાણે સંપૂર્ણ ચૌદ વર્ષ સૂધી નિવાસ કરીશ; માટે કૈકેયીને આપેલાં વરદાનો પ્રમાણે આજે જ મને વનમાં જવાનું પ્રસ્થાન કરાવી, હે પાર્થિવ! તું સત્યવાદી થા ને નિઃસંદેહ થઇ, આ સમગ્ર પૃથ્વીનું રાજ્ય મારા કનિષ્ઠ બાંધવ ભરતને અર્પણ કર.[૪૨-૪૪] હું જેટલો તારી આજ્ઞા પ્રમાણે વર્તવાને ઉત્સાહી છું, તેટલો આ પૃથ્વીનું રાજ્ય કે સ્વર્ગનું સુખ ભોગવવાને પણ નથી;[૪૫] માટે મારા વનમાં જવાથી તું કશું દુઃખ ધારણ કરીશ નહિ. હે દુર્ધર્ષ! તું સમુદ્ર સમાન અક્ષોભ્ય હોવાથી શોક કરવાને યોગ્ય નથી.[૪૬] હે નરશ્રેષ્ઠ! તારી-પિતાની આજ્ઞા પાળવાના બદલામાં હું રાજ્ય, સુખ, પૃથ્વી, સર્વ કામનાઓ, સ્વર્ગ તથા છેવટે આ જીવતરને પણ ઇચ્છતો નથી:[૪૭] હે પુરુષર્ષભ! મારા સત્ય તથા સુકૃતના શપથ લઇ કહું છું કે, હવે એક ક્ષણ પણ અહીં રહેવાને હું સમર્થ નથી,[૪૮] તેમ વનમાં જવા સંબંધે મારે કોઇપણ વિપરીત વિચાર નથી! તેથી મારા વિયોગના શોકનું તું શમન કર![૪૯] હે પ્રભો! જ્યારે કૈકેયીએ મને કહ્યું: 'હે રાઘવ! તું વનમાં જઇશ?' ત્યારે મેં 'હું વનમાં જઇશ,' એમ કહેલું છે, માટે તે મારાં વાક્યને હું સત્ય કરીશ.[૫૦] વળી દેવતાઓનું પણ દૈવત પિતા જ છે, એમ કહેવાય છે. માટે હું મારા દૈવતરૂપ પિતાનાં વચન પ્રમાણે આચરણ કરીશ. તેથી હવે મારાં દર્શનાનંદની ઉત્કંઠાથી થતાં દુઃખનો તું ત્યાગ કર ને તું કોઇ પણ વાતનો સંતાપ ધર નહિ

કેમકે અમે ત્રણે જણ તે હરિણો તથા પક્ષીઓથી ભરેલા રમણીય વનમાં આનંદથી રહીશું,[૫૧-૫૨] ને ચૌદ વર્ષ પૂરાં થતાં જ કુશળપણે અમોને અત્રે પાછાં આવેલાં તું જોશે.[૫૩] હે સત્યવાદી પિતા! તારે તો આવે સમયે ઉલટી ધીરજ રાખી જોઇએ ને આ સર્વ રુદન કરતાં મનુષ્યોની સાંત્વના કરવી જોઇએ; છતાં તું પોતે જ વિકળ થઈ ખેદ પામે છે, એ કેટલું અયોગ્ય છે![૫૪] હે પિતા! હું તો હવે નિશ્ચયપૂર્વક તારી આજ્ઞાનું પાલન કરવા સારુ ઘણા કાળ સૂધી વનસેવન કરીશ; માટે રાજી થઇને તું ભરતને રાજ્યાસનપર બેસાડ.[૫૫] હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે, અયોધ્યાના ઉપવનોમાં રમણ કરતો ભરત, મેં ત્યાગ કરેલી, પર્વતોવડે ખંડરૂપે વિભાગ પામેલી, અને શહેરો તથા વનોવાળી આ પૃથ્વીનું ભલે રક્ષણ કરે, ને કૈકેયીને તેં આપેલાં વરદાન સત્ય થાઓ. હે મહારાજ! તેં જેમ કહ્યું છે તેમ ભલે થવા દે.[૫૬] હે નિષ્પાપ! મારું મન, શિષ્ટ પુરુષોને સંમત એવી તારી આજ્ઞાનું પાલન કરવા વિષે જોડાયું છે, તેવું ઘણી મોટી કામનાઓમાં કે પ્રિય પદાર્થોમાં પણ જોડાતું નથી; માટે મારે લીધે થતાં દુઃખને તું નિવૃત્ત કર.[૫૭] મારે માટે થતી તારી સર્વ ચિન્તા દૂર કરવા સારુ હું તારું વચન મિથ્યા કરવા ઇચ્છતો નથી; એટલુંજ નહિ, પણ હે નિર્દોષ પિતા! તને અસત્યભાષી કરીને તો હું આ અવિનાશી રાજ્ય, સર્વ કામનાઓ, પૃથ્વી તથા છેવટે આ મૈથિલીને પણ ઇચ્છતો નથી. આ મારું સત્ય વચન છે, ને તેમ જ તારું પણ વચન સત્ય થાઓ. [ સત્યનું પાલન કરવાથી તારા પરલોકનો નાશ થાય નહિ (અર્થાત્ મરણ થતાં તું ઉત્તમ ગતિ પામે.) માટે તમારાં વાક્ય સત્ય કરવાં, એ જ સૌથી ઉત્તમ માર્ગ છે.][૫૮] હે પિતા! હું વિચિત્ર વૃક્ષોવાળા વનમાં પ્રવેશ કરી, તેમાંનાં ફળ મૂળાદિકનું ભક્ષણ કરતાં પર્વતો, નદીઓ તથા સરોવરોનું અવલોકન કરી સુખી થઈશ; હવે તું તારા શોકને શાંત કર."[૫૯]

રામનાં આવાં ધર્મિષ્ઠ તથા નિશ્ચયવાળાં વચનો સાંભળી, અતિ દુઃખ પામેલો દશરથરાજા, તેને આલિંગન કરી, મોટે મોટે સાદે આક્રંદ કરતો પૃથ્વીપર પડી ગયો: મૂર્ચ્છિતની પેઠે તેને કશું ભાન રહ્યું નહિ.[૬૦] આ જોઈ કૈકેયી વગર, બાકીની રાજાની સર્વ રાણીઓ અત્યંત રુદન કરવા લાગી; અને બહુ આક્રંદ કરતો સુમંત્ર પણ મૂર્ચ્છિત થઈ ગયો ને એમ સેવક જનો વગેરેથી આખું અંતઃપુર અહાહા! ને હાય હાય! થી ગાજી રહ્યું.[૬૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૩૪ મો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૩૫ મો.

## કૈકેયીને સુમંત્રનો બોધ.

[ રાજ્યાભિષેક તો એક બાજુએ રહ્યો, પણ ઉલટું રામને, રાજા વનવાસ કેમ કરાવે છે એવા સખેદાશ્ચર્યથી હવે અંતઃપુરની બહાર ઉભેલા રાજાના પ્રધાનો, શિષ્ટજનો તથા રાજગુરુ વસિષ્ઠ ઇત્યાદિ પુરુષો, એક પછી એક અંતઃપુરમાં પ્રવેશ કરવા લાગ્યા. તેઓએ આ અન્યાય ન થવા દેવા માટે કૈકેયીને બહુ બહુ સમજાવવા માંડી. અંતઃપુરમાં કદી કોઈ કારણસર ન થયેલો એવો મહા અમંગળ હાહાકાર અને ફિટકાર થઈ રહ્યો, છતાં પણ કૈકેયીએ પોતાની ક્રૂર હઠનો ત્યાગ કર્યો નહિ. ] આ સર્વ પ્રકાર પ્રથમથી ઉભા રહીને જોતા એવા સુમંત્રે દશરથરાયની આવી મનદશા જ્યારે નિહાળી, ત્યારે તેનાથી છાનામાના રહી શકાયું નહિ. તે વૃદ્ધ સચિવ આથી અત્યંત ક્રોધ પામી, એકદમ પોતાનું શિર ધૂણાવવા લાગ્યો. ઉપરાઉપરી મોટા નિઃસાસા નાંખી, દાંત કકડાવવા ને હોઠ પીસવા લાગ્યો; મહાકોપને લીધે તેના મુખનો વર્ણ ફરી ગયો, નેત્ર લાલ થઈ ગયાં, ને એ પ્રમાણે આ કૈકેયીનો અન્યાય ન સહન થવાથી, સુમંત્ર પોતાના હાથ ઘસતો ને પછાડતો વજ્ર જેવાં વેણ તેણી પ્રત્યે બોલ્યો,[૧-૪] "અરેઃ ઓ રાણી કૈકેયી! રે પતિદ્રોહી રાજપુત્રી! આજે હું તારા રાજપત્નીપણાને કિંચિત્ પણ માન આપતો નથી. તેં આ સ્થાવર જંગમાદિ સર્વ જગતના પતિ મહારાજા દશરથ જેવા પોતાના પતિનો જ્યારે ત્યાગ કર્યો, ત્યારે બીજું કયું મહાદુષ્ટ કર્મ કરવાને તું અચકાય એમ છે? અરે! આ ધર્મિષ્ઠ દશરથરાજા, કે જે સાક્ષાત્ ઇંદ્ર જેવો અજેય, પર્વત સમાન અકંપ,* તથા મહોદધિના જેવો અક્ષોભ† છે, તેને તેં તારા ક્રૂર કર્મવડે સંતાપ્યો છેઃ ને રામ જેવા પુત્રને તું વનમાં મોકલવા ઇચ્છે છે, તેથી તું ખરેખર પોતાના પતિનો તથા આખા કુળનો ઘાત કરનારી છે, એમ હું માનું છું.[૫-૭] અરે! સ્ત્રીને પોતાના પતિ(ની ઇચ્છાનુસાર થવું,

* કંપાયમાન ન થનાર. † ક્ષોભ-ખેદ ન પામનાર.

એના) કરતાં બીજું કંઈ વધારે પ્રિય નથી; [ને પતિની અવજ્ઞા કરનારી સ્ત્રી ઘણા કાળ સુધી મહા રૌરવ નરકને પામે છે, તો પછી તું હાથે કરીને પોતાના પતિનો નાશ કરવા તૈયાર થઈ છે, તેથી તને યમરાજ કેવી શિક્ષા કરશે, એનો વિચાર પણ મારાથી થઈ શક્તો નથી. તારું વરદાન સત્ય કરવાથી, એમ ન થવું જોઇયે કે જેથી તારા પતિ દુઃખ પામે; કેમ કે સ્ત્રીને પતિ એ કોટી પુત્રથી પણ વિશેષ છે.[૮] અરે કેકય રાજપુત્રી! રાજાના મરણ પછી તેના સર્વ પુત્રોમાં, જે અવસ્થાએ મોટો હોય તેને જ રાજ્ય મળે, એવી અનાદિ રીતિ છે; પણ તેને તું ઇક્ષ્વાકુકુળદીપકના જીવતાં જ લોપ કરવા ઇચ્છે છે, એ કેવો મોટો અન્યાય છે![૯] પણ હજુ તું પોતાની દુષ્ટતા છોડતી નથી, તો અસ્તુ!* ભલે તારો પુત્ર ભરત રાજા થાય, ને રાજ્યનું રક્ષણ કરે; અમે તો સર્વે જ્યાં મહાત્મા રામ જશે ત્યાં જઇશું![૧૦] ભલે આ દેશ જ્યેષ્ઠ પુત્રને રાજ્ય ન મળવાના પાપકર્મથી મહા અધમ થઈ કોઈ પણ બ્રાહ્મણને વસવાને અયોગ્ય થાઓ. નિશ્ચય માનજે કે, જ્યાં રામ જશે ત્યાં અમે સર્વ જઇશું; અને હે દેવિ! જ્યારે તારા સ્નેહી બ્રાહ્મણો અને સાધુસંતો આ ભૂમિ છોડી ચાલ્યા જશે;[૧૧-૧૨] ત્યારે આવા (નિર્જન) રાજ્યથી તને શું ફળ મળશે? અને શું તું આવું અપકૃત્ય કરવામાં ખુબી માને છે?"[૧૩] અરે! મને આશ્ચર્ય થાય છે કે, તું આમ છેક મર્યાદા છોડી દઈ, રામને રાજ્યભ્રષ્ટ કરીને વનમાં મોકલવા જેવું મહા ઘોર આચરણ કેમ કરે છે; એથી આ પૃથ્વી પણ કેમ વિદીર્ણ થઈ જતી નથી![૧૪] પુનઃ મને આશ્ચર્ય થાય છે કે, સમર્થ બ્રહ્મર્ષિઓ ને પ્રજાવર્ગે કરેલો તિરસ્કારરૂપી દંડ રામને વનવાસ કરવાની તારી વિપરીત મતિ માટે તારાપર કેમ પડતો નથી! અરે! અગ્નિપેરે તને બાળીને ભસ્મ કેમ કરતો નથી!"[૧૫]

આટલું કહી પુનઃ સુમંત્ર બોલ્યોઃ "અરે કૈકેયી! આ (મારા દશરથ રાય વિના કૌસલ્યારૂપ) આમ્ર વૃક્ષને સૂકાતું મૂકી (તારા જેવા) લીમ્બડાના વૃક્ષનું કયો પુરુષ સેવન કરે! ગમે તો લીમ્બડાના મૂળમાં નિરંતર દૂધનું સિંચન થાય, તો પણ તે પોતાની કડવાસ મૂકીને કદાપિ મધૂર થવાનું હતું?[૧૬] તે કદી પોતાનો જાતિસ્વભાવ મૂકતું નથી! તેમ હે કૈકેયી! તારામાં પણ આ દુષ્ટતારૂપી ક્રૂરપણું ઓધે ઉતરી આવેલું છે. જો કે તું કુલીન છે, છતાં તારી માતાના સરખું જ આ તારું જાતિસ્વભાવિક આચરણ દેખાય છેઃ લોકોમાં કહેવત છે કે, न हि निम्बात्स्रवेत्क्षौद्रं લીમ્બડામાંથી કદી પણ મધ ઝરે નહીં.[૧૭] આ સમયે તારી માતાના મહા પાપ કર્મનું કોઇ વૃદ્ધ પુરુષથી સાંભળેલા કૃત્યનું મારે સ્મરણ કરવું પડે છે. મેં એમ સાંભળેલું છે કેઃ—

"તારા પિતા કેકય રાજાને કોઈ મહાન્ ઋષિએ એવું વરદાન આપ્યું હતું કે,[૧૮] જેવડે તે રાજા, સર્વ ભૂતપ્રાણી–જળચર તથા પશુ પક્ષી આદિ સ્થળચર વગેરેની સ્પષ્ટ અથવા અસ્પષ્ટ ભાષા તે સમજી શક્તો હતો.[૧૯] કોઈ દિવસે તે તારી માતા સહિત શય્યામાં સૂતો હતો, તે વેળા એક જૃંભ નામના પક્ષીએ કંઇક તેની ભાષામાં શબ્દ કર્યો. તે સાંભળી તારો પિતા તેનો વિલક્ષણ ભાવ સમજી જવાથી, અતિશય હસવા લાગ્યો.[૨૦] આ જોઇ ક્રોધી થયેલી અને મૃત્યુને તેડવાની ઇચ્છા ધરાવતી તારી માતાએ પૂછ્યું: 'હે સૌમ્ય! હું તને પૂછું છું કે, તું આટલું બધું હસ્યો તેનું શું કારણ?'[૨૧] ત્યારે તારા પિતાએ તેને કહ્યું: 'ઓ દેવિ! જો હું તને મારા હસવાનું કારણ (મને જે વરદાન મળ્યું છે તે) કહું તો નિશ્ચય મારું મરણ થાય એમ છે, માટે આ સંબંધે તારે કશો કેડો લેવો નહિ.'[૨૨] તોપણ તારી માતાએ પોતાની હઠ ન છોડતાં, પોતાના દુષ્ટ સ્વભાવને વશ થઈ કેકય રાજાને કહ્યું: 'તું ચાહે મરે અથવા જીવે, પણ શા કારણથી હસ્યો, તે મને કહે. એ જાણ્યા પછી પુનઃ તું મને હસશે નહિ.'[૨૩] સ્ત્રીની આવી હઠ જોઇને કેકય રાજા કંઇ ગભરાયો નહિ. તેણે આ વાત પોતાને વરદાન આપનારા સાધુ આગળ જઇને કહી.[૨૪] ત્યારે તેણે રાજાને ચોખ્ખું કહી દીધું કે; 'તારી સ્ત્રી મરણ પામે અથવા ગમે ત્યાં પડે, તોપણ હે રાજા! તારે આ વાત પ્રકટ કરવી નહિ.'[૨૫] તુરત કેકય રાજા પ્રસન્નચિત્તે ઘેર આવી, એ હઠીલી અને સહજ વાત માટે પતિના પણ મરણની દરકાર ન કરનારી તારી માતાનો સદાને માટે ત્યાગ કર્યો; ને (પોતે બીજી રાણીઓ સાથે) કૂબેર પેરે યથેચ્છપણે વિહાર કરવા લાગ્યો.[૨૬] હે પાપદર્શિની કૈકેયી! દુર્જન પ્રમાણે આચરણ કરનારી તું પણ તારી માની પેઠે ન ડરતાં, તારા ભર્તારને આ પ્રમાણે અસત્કાર્યમાં પ્રવૃત્ત કરવા ઉભી થઈ છે.[૨૭] દીકરાઓ પિતા સરખા ગુણવાળા થાય છે ને દીકરીઓ માતાના જેવી ગુણવાળી થાય છે, એવું જે લોકો પરાપૂર્વથી કહેતા આવ્યા છે, તે ખરેખર સત્ય જ છે એમ

* તેમ થાઓ.

આજે મારા જોવામાં આવે છે.*[૨૮] પણ હે રાજપુત્રી! તું તારી માતા સરખી ન થતાં આ પૃથ્વીપતિનું કહેવું માન; ને પોતાના પતિની ઇચ્છા પ્રમાણે વર્તનારી સુ-શીલા થઇ તારા સ્વામીને શરણ જા.[૨૯] ઇંદ્ર સરખા કાંતિમાન્ તથા પતિ દશરથરાયને પાપકર્મમાં યોજી તેમને સઘળે અધર્મી કહેવરાવીશ મા.[૩૦] હે દેવિ! આ નિષ્પાપ તથા કમલપત્ર સરખાં નેત્રવાળા શ્રીમાન્ મહીપતિ તારી પ્રતિજ્ઞા કદી મિથ્યા કરશે નહિ.[૩૧] માટે હજુ પણ તું આ મહાત્મા અને સ્વધર્મનિષ્ઠ જ્યેષ્ઠ પુત્ર રામને રાજ્યાભિષેક કરવાની અનુમતિ આપ.[૩૨] જો દશરથરાયનો ત્યાગ કરીને રામ વનમાં જશે, તો જગતમાં તારો મોટો અપવાદ વિસ્તાર પામશે, માટે તારી થનારી અપકીર્તિથી અને અધર્મથી ડરીને તું તાપ રહિત થઇ, અવસ્થાનુસારે પ્રાપ્ત થવા યોગ્ય રામનું રાજ્ય તેને સ્વાધીન કર; કારણ રામરહિત અયોધ્યાપુરીમાં વસીને બીજો કોઇ પુરુષ તારો સ્નેહી થશે નહિ.[૩૩-૩૪] અને જ્યારે રામનો યુવરાજપદે અભિષેક થશે, ત્યારે પ્રાચીન રીતિ પ્રમાણે તે મહાધનુર્ધારી-દશરથરાય વનમાં જશે."[૩૫] આ પ્રમાણે દશરથરાય સમક્ષ, તેને ક્ષોભ પમાડવા માટે કૃતાંજલિપૂર્વક સુમન્ત્રે ઘણાંક તીક્ષ્ણ અને સાંત્વનાનાં વાક્યો કહ્યાં;[૩૬] પણ એથી પોતાના મનમાં જરાપણ વિકાર કે ક્ષોભ ન પામતાં હઠીલી કૈકેયીએ પોતાની દુષ્ટ હઠ છોડી નહિ; અને તેની મુખાકૃતિ જરા પણ બદલાયા વગર જેવીને તેવી જ રહી.[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં ૩૫ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૬ મો.

## દશરથ ને કૈકેયી-ને બોધ.

આટઆટલું કહેવા છતાં પણ કૈકેયીએ સુમંત્રને કશું પ્રત્યુત્તર આપ્યું નહિ, ત્યારે પ્રતિજ્ઞાના દુઃખથી મોટા નિઃશ્વાસ સહિત રુદન કરતા ઇક્ષ્વાકુકુળદીપક દશરથરાજાએ, કૈકેયીને ઉદ્દેશીને સુમંત્ર પ્રત્યે આ પ્રમાણે કહ્યું;[૧] "હે સૂત! (એ દુષ્ટાસ્ત્રી કોઇ રીતે પોતાની હઠ છોડશે નહિ; માટે તેનું કાળું કરી) તું રામની સાથે જવા માટે મારી ચતુરંગિણી સેનાને ઉતાવળથી સજ્જ કરાવ,[૨] અને નગરના પ્રજાજનો જેવા કે અનેક પ્રકારનાં સાહિત્યોનો વ્યવહાર કરનારા ધનાઢ્ય વ્યાપારીઓથી તે છેક રૂપચાતુર્યાદિ ગુણ સંપન્ન તથા પરપુરુષના ચિત્તને આકર્ષણ કરનારી એવી વેશ્યાઓ સહિત સર્વ મનુષ્યોને, પોતપોતાની સમૃદ્ધિ સહિત રામ સાથે વનમાં જવાનું પ્રસ્થાન કરાવ.[૩] વળી જે મનુષ્યો મારા પુત્રનો આશ્રય કરી રહ્યાં છે તેઓ, તથા સઘળા મલ્લો કે જેઓની સાથે તેના બળની પરીક્ષા કરવા સારુ મારો પુત્ર રમે છે, તેને પણ સર્વ સમૃદ્ધિ સહિત રામની સાથે જવાની યોજના કર.[૪] વળી સૌ પુરવાસીઓને, તેના ગૃહની સામગ્રીઓ ગાડાંમાં ભરાવીને, તેમ જ સર્વ મુખ્ય આયુધોને તથા અરણ્યનો મર્મ જાણનારા સર્વ શિકારી પુરુષોને પણ, રામની સાથે વનમાં મોકલ;[૫] એટલે એ વનમાં તે મોટા કુંજરો તથા મૃગરાજોનો નાશ કરશે અને વનનાં ઉત્તમ મધુનું પાન કરશે તથા નાના પ્રકારની નદીઓને જોવાથી ત્યાં જ તે રુડી પ્રકારના રાજ્યનો ઉપભોગ કરશે, એટલે આ દેશની સ્થિતિનું તેને સ્મરણ પણ રહેશે નહિ.[૬] વળી હે સૂત! મારા ધન તથા ધાન્યના ભંડારો પણ આ નિર્દોષ રામની સાથે વનમાં મોકલ; કે જેથી તે વનમાંનાં અનેક પુણ્ય સ્થળોને વિષે મારો પુત્ર, ઋષિઓના સમાગમે રહી ઘણાક યજ્ઞો તથા બ્રાહ્મણોની દક્ષિણાદિથી પૂજા કરી સુખ પામે.[૭-૮] એ પ્રમાણે સર્વ કામનાનાં સાહિત્યો સહિત રામને તું પ્રસ્થાન કરાવ; પછી પછવાડે રહેલી ઉજ્જડ અયોધ્યાનું, મહાબાહુ ભરત તેની માતાની અનુમતિથી ભલે પાલન કરે."[૯]

જ્યારે કાકુત્સ્થકુલોત્પન્ન દશરથરાયે આવાં વચન કહ્યાં, તે સાંભળીને કૈકેયીને મહાભય પ્રાપ્ત થયું. તેનાં મુખ ઉપર કૃષ્ણવર્ણની છાયા આવી ગઈ. ખેદ તથા ત્રાસને લીધે તેના મુખમાં શેરડો પડવા લાગ્યો, તેનો કંઠ રુંધાઈ ગયો.[૧૦] તેને ઘણું વિમાસણ થઈ પડ્યું કે, રાજા ખરેખર અયોધ્યાને ઉજ્જડ કરી રામની પછવાડે મોકલશે તો પછી હું શું કરીશ! પરંતુ આટલાથી પણ તે કંઈ પોતાના નિશ્ચયમાંથી પાછી હઠી નહિ. તે તો ઉલટી સર્વેને સાંભળતાં રાજા પ્રત્યે બોલી:[૧૧] "હે ધર્માત્મા! તું એ પ્રમાણે કરવા ઇચ્છે છે તે યોગ્ય નથી; અને તેમ થવાથી-પીવાઇ ગયલા સત્વવાળી મદિરાની પેઠે, રસાસ્વાદ વગરની મદિરાને કોઈ અડકે નહીં તેમ, ધનાદિ રામની સાથે જવાથી બાકી રહેલું સત્વ વગરનું શૂન્ય રાજ્ય મારો પુત્ર ભરત ગ્રહણ કરશે નહિ."[૧૨] આ પ્રમાણે લજ્જા મૂકીને વિકસિત નેત્રવડે તેણે દારુણ વચન કહ્યાં. તે સાંભળી દશરથરાય તેને ક્રોધને લીધે આ પ્રમાણે કહેવા લાગ્યો:[૧૩]

* મા તેવી દીકરી ને ઠામ તેવી ઠીકરી, અને બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા, એ કહેતી ખરી છે.

"હે કલેશ ઉત્પન્ન કરનારી! હે દુષ્ટા! અયે નિર્લજ્જા! તેં મારે ગળે આવાં અધર્મ કાર્યની ધોંસરી નાંખી, [ભરતને રાજ્ય તથા રામને વનવાસ દેવારૂપ], ને સત્યને લીધે હું તેમ કરવાને તૈયાર થયો, છતાં તું શા માટે હવે આવાં દૂષિત વચનોથી મને વ્યથા પમાડે છે? હે અનાર્યા! અત્યારે તને સર્વ સાહિત્યસહિત રામનું વનમાં જવું પ્રતિબંધરૂપ થયું [અર્થાત્ રામની સાથે ધનધાન્યાદિ સમૃદ્ધિ વનમાં મોકલવી, એ વાત તને અત્યારે રુચતી નથી,] ત્યારે વરદાન માંગતી વેળાએ જ તેં એમ કેમ ન માગ્યું, કે સર્વ વસ્તુનો ત્યાગ કરી રામ વનમાં જાય? ] હવે રામની સાથે જતી વસ્તુઓને રોકવાની તને કંઈ પણ સત્તા નથી.]"[૧૪] રાજાનાં આવાં અપ્રતિમ ક્રોધવાળાં વચન સાંભળીને, તે સુંદરમુખી કૈકેયી, મહા ક્રોધાંધ બનીને રાજા પ્રત્યે બોલી![૧૫] "હું કહું છું કે હે રાજા! તારા જગપ્રસિદ્ધ પૂર્વજ સગર રાજાએ પોતાના જ્યેષ્ઠ પુત્ર અસમંજને જેમ રાજ્યભોગથી ભ્રષ્ટ કરી કાઢી મૂક્યો હતો, તેવી જ રીતે આ રામને તું વનમાં મોકલ."[૧૬] આ વચન કેવળ અન્યાયરૂપ હોવાથી દશરથરાય અત્યંત કોપાવિષ્ટ થઈ મોટા તાડૂકાથી બોલ્યોઃ "ધિક્! ધિક્! ચાંડાળણી! પાપિણી! તને હજારો વાર ધિક્કાર છે!" આ સાંભળી કૈકેયીનાં ત્યાં ઉભેલાં સર્વ સેવક જનોએ પણ બહુ જ લજ્જા પામી, હીણપતને લીધે નીચાં મુખ કરી દીધાં, પણ ક્રોધને લીધે કૈકેયીને તેમાંનું કશું લાગ્યું નહિ.[૧૭]

કૈકેયીની આવી દુષ્ટતા જોઈને, ત્યાં આવી ઉભેલો દશરથરાયનો માનીતો અને પવિત્ર સિદ્ધાર્થ નામનો પ્રધાન તેણીને કહેવા લાગ્યો:-[૧૮] "હે રાણી! રે અમારી સૌની માતા સમાન છતાં આ સમયે કટ્ટા શત્રુરૂપ થઇ પડેલી અન્યાયી કૈકેયી! શું તું તે અસમંજ અને રામને સરખા જ ગણે છે? એ અસમંજ તો પ્રજાનાં રમતાં બાળકોને પકડી પકડી સરયૂમાં ફેંકી દઈ, દેખીતો અન્યાય કરતો હતો; ને તે દુર્મતિ, તેમ કરી આનંદ માનતો હતો,[૧૯] ને તેથી સર્વ પ્રજાએ મળી રાજાને તેનો ત્યાગ કરવા માટે વિનતિ કરી હતી કે, 'હે રાજ્યશ્રેયચિંતક મહારાજ! જોઇએ તો તું પ્રજાનો ત્યાગ કર, જોઇએ તો અસમંજનો ત્યાગ કર.'[૨૦] ત્યારે રાજાએ પૂછ્યું: 'આ ભય પામવાનું કારણ શું છે?' રાજાએ આ પ્રમાણે પૂછ્યું ત્યારે પ્રજાએ કહ્યું:[૨૧] 'મહારાજ! તમારો આ નિર્લજ્જ પુત્ર, જ્ઞાનરહિત થઈ અમારાં બાળકોને સરયૂ નદીમાં ફેંકી દઇ તેમાં અત્યંત આનંદ માને છે.'[૨૨] હરકોઈ પ્રકારે પ્રજાને સુખ આપવું, એ જ રાજાનો ધર્મ છે અને દુઃખ દેનાર રાજા નાશ પામે છે. માટે પ્રજાનું હિત ઇચ્છી સગર રાજાએ અસમંજને રથમાં બેસાડી પોતાના મનુષ્યને કહ્યું: 'આ મૂર્ખને, જીવે ત્યાં સૂધી એની સ્ત્રીસહિત વનવાસ આપો,' એમ કહી, તેનો જીવિત પર્યંત ત્યાગ કરીને તેને વનમાં મોકલી દીધો હતો.[૨૩-૨૪] અસમંજ તો પાપી હતો, તેથી સગરે તેનો ત્યાગ કર્યો હતો, પણ આ રામે તેવું શું પાપ કર્યું છે કે જેથી તેના રાજ્યાભિષેકનો રોધ થાય છે?[૨૫-૨૬] અમે રામમાં કોઈ જાતનો દોષ કે વ્યસનાદિ અવગુણ જોતા નથી. જેમ ચન્દ્રમાં મલીનપણું હોવું દુર્લભ છે, તેમ જ એમનામાં કોઇ પણ જાતનું પાપકર્મ હોવું દુર્લભ જ છે.[૨૭] છતાં પણ રે કેકયપુત્રી! જો તેનામાં કશો દોષ તારા જોવામાં આવતો હોય તો અમને જણાવ, કે જેથી તેને વનમાં મોકલવામાં આવે.[૨૮] અરે! કોઈ પણ જાતના દોષથી રહિત અને સન્માર્ગે જ વર્તવાને પ્રીતિમાન એવા પુરુષોનો વિના કારણે ત્યાગ કરવો, એ ધર્મથી કેટલું બધું વિરુદ્ધ છે? રે! એવો અધર્મ તો મોટા ઇન્દ્ર સરખાની કાંતિને પણ બાળી ભસ્મ કરી નાંખે એમ છે.[૨૯] વળી હે દેવિ! એવો મોટો અધર્મ કરીને પણ રામને મળતા રાજ્યનો અટકાવ કરવાથી તને કશું ફળ મળે એમ નથી, ને તારો સર્વ પરિશ્રમ વૃથા થાય એમ છે; કારણ, જે ભરતને રાજ્યશ્રી પ્રાપ્ત થવા સારુ તું જે આટલો પરિશ્રમ કરે છે, તે તારો પુત્ર તારા આ કામમાં કદી અનુમતિ આપશે નહિ. સમજ, ને લોકમાં થનારી તારી અવિનાશી અપકીર્તિથી રક્ષણ કર, રક્ષણ."[૩૦]

સિદ્ધાર્થના આવા સૌમ્ય બોધથી પણ રાણીને કશી અસર થઇ નહિ, ત્યારે અતિ થાકી ગયલા સ્વરથી દશરથરાયે કહ્યું:[૩૧] "હે પાપપુતલી કૈકેયી! તારી પોતાની મેળે પણ તું પોતાનું કે મારું હિત સમજતી નથી, તેમ આવા સુજ્ઞ ધર્મિષ્ઠ પુરુષોના કહેવાથી પણ તને સન્માર્ગે વળવાની વૃત્તિ થતી નથી, તો નિશ્ચય તારું અકલ્યાણ જ થશે.[૩૨] હું રાજ્યનો ત્યાગ કરીશ, સુખ અને સંપત્તિનો ત્યાગ કરીશ અને રામની પાછળ વનમાં જઇશ. પછી ભરતની સાથે રહીને ભલે તું ઘણો કાળ સૂધી યથેચ્છ રાજ્યસુખ ભોગવ."[૩૩]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૩૬ મો સર્ગ સંપૂર્ણ.**

—✱✱✱✱✱✱✱✱✱—

## સર્ગ ૩૭ મો.

### વલ્કલ વસ્ત્ર પરિધાન.

[રામ ધીરોદાત્ત નાયક છે, તેથી] પ્રધાનનું ને દશરથનું એ પ્રમાણેનું ભાષણ સાંભળીને, મહા વિનયી રામ, અતિ નમ્રપણે પિતા પ્રત્યે કહેવા લાગ્યો:[1] "હે મહારાજ! મેં તારી આજ્ઞાથી સર્વ ભોગનો ત્યાગ કર્યો છે ને ચોમેરથી સર્વ સંગ પરિત્યાગ કરીને વનમાં ઉત્પન્ન થયલાં ફલાદિનું ભક્ષણ કરી નિર્વાહ કરવાની વૃત્તિ ધારણ કરી છે; તો પછી સૈન્ય તથા સમૃદ્ધિ વગેરેને સાથે લેવાનું મારે શું પ્રયોજન છે?[2] હે જગત્પતિ! જે પુરુષ પોતાનો શ્રેષ્ઠ હસ્તી બીજાને આપી દે, તે પછી તેને બાંધવાના દોરડામાં કેમ મન લગાડે? કારણ ઉત્તમ હસ્તીનો ત્યાગ કરીને પછી એ દોરડામાં પ્રીતિ કરવાથી શું વળે એમ હતું![3] તેવી જ રીતે હું આખા રાજ્યનો ત્યાગ કરીને વનમાં પ્રયાણ કરું છું, તો પછી એ સેનાનું મારે શું પ્રયોજન છે? હું સેના તથા સમૃદ્ધિ મારી માતા કૈકેયીને પ્રસન્ન કરવા સારુ ભરતને આપું છું. મારે માટે તો હવે માત્ર વનમાં પહેરવાનાં વલ્કલ વસ્ત્ર લાવ."[4] એટલું કહીને રામ, કૈકેયીની દાસીઓ પ્રત્યે ફરીને બોલ્યો: "હે દાસીઓ! તમે હવે ઉતાવળ કરો ને ચૌદ વર્ષ પર્યંત વનમાં રહી મારે નિર્વાહ કરવા માટે ફળ પાડવાનું શસ્ત્ર તથા વાંસની ટોપલી એ બે પદાર્થ લાવો."[5] રામ, દાસીઓને આટલું કહે છે, તેટલામાં તો નિર્લજ્જ કૈકેયીએ અંદરથી વલ્કલ વસ્ત્રો લાવી, સર્વ જન સમૂહના દેખતાં રામનાં હાથમાં આપીને કહ્યું: "હે રામ! ટોપલી તથા શસ્ત્ર દાસીઓ લાવે છે, તેટલી વારમાં તું આ વલ્કલ વસ્ત્ર ધારણ કર."[6] કૈકેયીની આવી ધીટતા—રે દુષ્ટતા ને નઠોરતા જોઇ, સર્વ મનુષ્યો કેવળ સ્તબ્ધ થઈ ગયાં; પણ રામે તુરત તેના હાથમાંથી મુનિને પહેરવા યોગ્ય વસ્ત્રો લઇ પરિધાન કીધાં, ને પ્રથમ ધારણ કીધેલાં સૂક્ષ્મ તથા અમૂલ્ય વસ્ત્રોનો ત્યાગ કર્યો.[7] તે વેળા લક્ષ્મણે પણ પોતાનાં શ્રેષ્ઠ વસ્ત્રોનો ત્યાગ કરીને તપસ્વીને પહેરવાનાં ચીર વસ્ત્રો, કૈકેયી પાસેથી લઇને રાજાના દેખતાં પહેર્યાં.[8] [પણ આ વેળા એક બનાવ મહા કષ્ટકારક બન્યો.] દેવાંગનાઓને પહેરવા યોગ્ય કૌશેય વસ્ત્રો ધારણ કરનારી જગન્માતા જાનકી, પોતાને પહેરવા માટે કૈકેયીએ લાવી આપેલાં ચીર વસ્ત્રો જોઇને, જેમ મૃગલી પારધીની જાળને જોઇ ત્રાસ પામે, તેમ મહા ત્રાસ પામી.[9] ધર્મજ્ઞ તથા ગંધર્વરાજની સ્ત્રી સમાન કાંતિવાળી શુભ લક્ષણવતી સીતા, કૈકેયીના હાથમાંથી ધ્રૂજતાં ધ્રૂજતાં પોતાને માટેનાં ચીર વસ્ત્રો લઈ, અત્યંત મનભંગ થઈ ગઈ, તેનાં કમળ સરખાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું; પછી બહુ લજ્જાવાન્ થઈ તેણે પોતાના સ્વામી ગંધર્વરાજસમાન રઘુવીરને તે વસ્ત્ર દેખાડી ધીમેસથી કહ્યું:[10-11] "હે સ્વામીનાથ! વનને વિષે વસનાર મુનિઓ આ ચીર વસ્ત્રને પોતાના શરીર ઉપર કેવી રીતે ધારણ કરતા હશે? હે પ્રભુ! તે મુનિઓની પત્નીઓ પણ આવાં વસ્ત્રો પહેરતી હશે?" આ પ્રમાણે કહી જેમણે તે ચીર વસ્ત્રને આગળ કદી જોયું પણ નહોતું એવી સીતા, તે વસ્ત્રને હાથમાં લઈ, ગળે નાંખીને વારંવાર મોહ પામી; તથા સર્વ જનસમૂહના દેખતાં એ વસ્ત્ર કેમ પહેરવું, તેથી અકુશળ જનકતનયા લજ્જાથી અત્યંત સંકોચાઇને, નીચું મુખ કરી ઉભી રહી.[12-13] [સીતાની આ અવસ્થા જોઇને ત્યાં ઉભેલાં સર્વ મનુષ્યોનાં નેત્રોમાંથી આંસૂની ધારાઓ વહેવા લાગી, ને કંઠ તદ્દન રુંધાઇ ગયા.] એ જોઇ મનુષ્યોમાં સર્વોત્તમ રામે વધારે વાર ન લગાડતાં, સીતા પાસે આવીને, તેણે ધારણ કરેલાં કૌશેય વસ્ત્ર ઉપરજ તે ચીર વસ્ત્રને જેમ તેમ ઓઢાડી ધારણ કરાવ્યું.[14] રામે, સીતાને આ રીતે વલ્કલ વસ્ત્ર પહેરાવ્યું, તે જોઇ અંતઃપુરમાંની સર્વ સ્ત્રીઓ અતિ કરુણસ્વરે રુદન કરતી પોકાર કરી ઉઠી કે,[15] "અરે રે! એ સીતા ચીર વસ્ત્ર ધારણ કરવા યોગ્ય નથી. રે! તે મનસ્વિની સુંદરી વનમાં જવા યોગ્ય નથી. હાયરે! આ ત્રાસ અમારી આંખે જોઇ શકાતો નથી.] હે વત્સ રામ! વનમાં જવાની પ્રેરણા તો માત્ર તનેજ છે, એ તારા પિતાની કોમલાંગી વધૂ મનસ્વિની એવી સીતાને નથી;[16] માટે હે ભાઈ! તું દયા કરી અમારું કહેવું માન ને તારા પાછા આવવા સૂધી સીતાનાં દર્શન કરવાની અમારી કામના સફળ કર.[17] હે પુત્ર! તું લક્ષ્મણને ભલે તારી સાથે વનમાં લઈ જા, પણ આ કલ્યાણી સીતાને તારી સાથે તપસ્વિની કરીશ નહિ.[18] હે ધર્માચારી! પિતાની આજ્ઞાને લીધે તું અહીં રહેવા ઇચ્છતો નથી તો ભલે, પણ અમે વારંવાર ખોળા પાથરીને તારી યાચના કરીએ છીએ કે, આ જનકપુત્રીને તો અમારી પાસે રાખ; એને તો તું એ ભયંકર વનનો માર્ગ દેખાડીશ નહિ."[19]

દશરથરાયની સર્વ રાણીઓના આવા હૃદયભેદક વિલાપો સાંભળવા છતાં પણ, મનમાં યત્કિંચિત્ ખેદ ન પામતાં શ્રીરામે, સીતાને પોતાસમાન ચીર વસ્ત્ર ધારણ કરાવ્યું.[20] જ્યારે સીતાએ સર્વ વનવસ્ત્ર

ધારણ કર્યાં, ત્યારે રાજગુરુ વસિષ્ઠ ઋષિના નેત્રમાં, સીતાની આ દયામણી સ્થિતિ નિહાળી, ધડધડાટ આંસુ આવી ગયાં, જેથી તે કૈકેયીને, ધિક્કાર કરતાં બોલ્યો:[૨૧] "હે મર્યાદા છાંડીને અધર્મ કરવામાં પ્રવૃત્ત થયેલી! અયે દુષ્ટબુદ્ધિવાળી! રે આખા કુળમાં કાજળરૂપ કૈકેયી! હે પતિદ્રોહ કરનારી! તને ધિક્કાર છે, કે તું તારા પતિને આવો છળ કરીને પણ હજુ આમ અપ્રમાણિક સ્ત્રીની પેઠે વર્તે છે.[૨૨] રે દુ:શીલા! આ મહાદેવીરૂપ સતી સીતા, વનમાં તો જશે નહિ જ, પણ તારી સમક્ષ અહીં રહીને રામને યોગ્ય રાજ્યાસન ઉપર વિરાજમાન થઈ, તે જ્યાંસુધી પાછો આવશે ત્યાંસુધી આ પૃથ્વીનું રાજ્ય કરશે.[૨૩] કેમ કે आत्मा हि दाराः सर्वेषां दारसंग्रहवर्तिनाम्। સર્વ ગૃહસ્થાશ્રમી પુરુષોને સ્ત્રી એ તેના આત્મારૂપ છે (અર્થાત્ પોતાના જેટલો જ પોતાની સ્ત્રીનો અધિકાર છે). એ વચન પ્રમાણે સીતા રામના આત્મારૂપ છે, માટે રાજ્યાસનપર બેસી સીતા રામને બદલે પૃથ્વીનું પાલન કરશે.[૨૪] અને કદાચ એ શાસ્ત્રાજ્ઞાને તું ઉલ્લંઘીને સીતાને વનમાં જવાનું સંકટ પ્રાપ્ત કરીશ, તો અમે સર્વ બ્રાહ્મણો તથા આખું અયોધ્યાપુર તને તજી તેની વાંસે જઈશું.[૨૫] વળી કોસલ દેશના સર્વ દંડાધિકારીઓ (પ્રજાને નિયમમાં રાખનાર રાજાના દેશ દેશાંતરપ્રત્યે રહેલા અધિકારી પુરુષો), અને પોતાનાં દાસ દાસીઓ તથા જીવિકાનાં સાધનો સહિત આખો કોસલ દેશ (દેશની પ્રજા), રામની પાછળ જશે.[૨૬] વળી હે દુષ્ટે! શત્રુઘ્ન સહિત તારો પુત્ર ભરત પણ ચીર વસ્ત્ર ધારણ કરી, જ્યાં પોતાનો જ્યેષ્ઠ બંધુ રામ જશે ત્યાં જઇ નિવાસ કરશે.[૨૭] પછી, સર્વ જન રામની સાથે વનમાં જવાને લીધે શૂન્ય થયલી પૃથ્વીનું, દુષ્ટવૃત્તિવાળી તથા પ્રજાનું અહિત કરનારી તું એકલી, વૃક્ષોની સાથે રાજ્ય કરજે.[૨૮] અરે! રામના રાજ્ય વગરનો આ દેશ વનરૂપ થશે, ને જે વનમાં રામ જશે, તે વન સમૃદ્ધિવાન્ દેશ જેવું થઇ રહેશે.[૨૯] રે! હું યથાર્થ કહું છું કે, જો ભરત આ દશરથ રાજાથી જ ઉત્પન્ન થયો હશે, તો પિતાએ ન આપેલી પૃથ્વીનું રાજ્ય કરવાની કદી ઇચ્છા પણ કરશે નહિ, તેમ તારી સાથે પુત્રભાવથી વર્તવાનું પણ તે યોગ્ય ગણશે નહિ.[૩૦] અરે! વધારે તો શું, પણ તું ગમે તો મરી પડીશ અથવા આકાશમાં ઉડીશ, તોપણ પિતૃના વંશચરિત્રને* જાણનાર ભરત કદી કુલધર્મથી અન્યથા કરશે નહિ.[૩૧] અરે! પોતાના પુત્રને રાજ્ય અપાવવાની અભિલાષાથી તે પુત્રનું પણ તેં અતિ અપ્રિય કર્યું; કેમકે આ જગતમાં રામના આશ્રય વિનાનું કોઇ પણ નથી, તો પછી ભરતને રામનો આશ્રય હોય, તેમાં શું આશ્ચર્ય છે! અને તેથી જ તેં જે આ તેના આશ્રયરૂપ રામનો દ્રોહ કર્યો છે, તે ભરતને પોતાના શિરચ્છેદ કરતાં પણ વધારે થઈ પડશે.[૩૨] હે કૈકેયી! આ દેશમાં રહેલાં સર્વ પશુ, વ્યાલ, મૃગ, પક્ષીઓ તથા વૃક્ષો* પણ તને વિમુખ કરીને આજે રામની સાથે વનમાં જશે.[૩૩] માટે તું તારા મનમાં કિંચિત્ પણ લજ્જા આણ, ને આ તારી વહુઆરુ સીતાને ચીર વસ્ત્ર ઉતરાવી બીજાં ઉત્તમ આભરણો આપ; કેમ કે એને તો ચીર વસ્ત્ર અપાયજ નહિ."[૩૪] [આ પ્રમાણે કહ્યા પછી મુનિવર વસિષ્ઠ પુન: બોલ્યો:] "તેં એકલા રામને જ વનવાસ કરાવવાનું વરદાન માગ્યું છે; તેથી સીતા વનમાં જવાને તારા વચનમાં બંધાયલી નથી, અને તેને વનમાં મોકલવાની તારી સત્તા પણ નથી. પરંતુ એ સતી પોતાના પતિની સેવા કરવામાંજ પોતાનું સાર્થક માનનારી હોવાથી સ્વેચ્છાથી જ રામની સાથે વનમાં જવા તૈયાર થઈ છે, તો એને, રે! એ કોમલાંગીને ચીર વસ્ત્ર પહેરાવવાની તને શી સત્તા છે?[૩૫] એ જનકપુત્રી તો શુભ વસ્ત્રાલંકારાદિથી સુશોભિત થઇને દાસ્યજનો તથા રથાદિ વાહનો સહિત તેના પતિની સાથે જશે. જ્યારે તેં વરદાન માગ્યું ત્યારે તારી માગણી સીતાને વનમાં જવાની નહોતી."[૩૬] એ પ્રમાણે સર્વોત્તમ પ્રભાવવાળા રાજગુરુ વસિષ્ઠે કૈકેયીને કહ્યું, તોપણ મહાસતી સીતા, કે જે પોતાના પ્રિય ભર્તારની અવસ્થા જેવીજ પોતાની અવસ્થા કરવાની કામના ધરાવતી હતી, તેણે (કૈકેયીના આપેલાં) ચીર વસ્ત્ર ઉતારવાની ઇચ્છા કીધી નહિ.[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સાડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૮ મો.

## સીતાનાં ચીર વસ્ત્ર.

આટલું છતાં પણ રામ જેવા નાથ(પતિ)વાળી સીતાએ, અનાથ સ્ત્રીની પેઠે ચીર વસ્ત્ર ધારણ કર્યું ત્યારે, ત્યાં ઉભેલા સર્વ જનોએ મોટો ત્રાસજનક પોકાર

* જ્યેષ્ઠ પુત્ર વિદ્યમાન છતાં કનિષ્ઠ પુત્રને રાજ્ય મળવું અયોગ્ય છે, એવી જે ઇક્ષ્વાકુ વંશની ઉત્તમ નીતિ છે, તે રૂપ ચરિત્રને જાણનારો.

* વૃક્ષો જવા અશક્ય છે, પણ ક્રોધને લીધે અતિશયોક્તિનો દોષ નથી.

કરી મૂકયો, ને કહ્યું કે, "અરે! કૈકેયી તો મહા પાપિણી છે જ, પણ આ દશરથ રાજાને પણ ધિક્કાર છે, કે તે આવો અનર્થ પોતાની આંખે જોઈ રહ્યો છે."[1] આ પોકાર સાંભળી અત્યંત દુઃખી થયલો પૃથિવીપતિ દશરથરાજા, જીવિત, નીતિ ને કીર્તિ પ્રત્યેનો પ્રેમ ત્યજી, મોટા ઉષ્ણ નિઃશ્વાસ મૂકતો તે કુભાર્યાપ્રતિ બોલ્યોઃ[2] "રે દુષ્ટ કૈકેયી! સીતા કુશ વસ્ત્ર પહેરી વનમાં જવા યોગ્ય નથી. સુકુમાર અંગવાળી બાળા તથા નિરંતર સુખ ભોગવવા યોગ્ય સીતા, વનમાં રહી શકે તેમ નથી. મારા ગુરુ વસિષ્ઠે કહ્યું, તે સત્ય છે.[3] રે! તેણે શો અપરાધ કર્યો છે કે તે એક મહારાજાની કન્યા, શ્રમણી–ભિક્ષુકીની પેઠે સર્વ સમક્ષ ચીર વસ્ત્ર પહેરી ઘોર વનમાં નિવાસ કરશે?[4] રે દુષ્ટા! એ જનકનંદિનીનાં ચીર વસ્ત્ર ઉતરાવી નાંખ, ને તેને શ્રેષ્ઠ વસ્ત્રો, આભરણો, રત્નો તથા દાસદાસીઓ આપીને તેના પતિની સાથે મોકલ. કેમકે તેં એને ચીર વસ્ત્ર પહેરીને વનમાં જવા માટેનું વરદાન પણ માગ્યું નથી, ને મેં તને તેવી અનુમતિ પણ આપી નથી.[5] રે! મરણ પથારીએ પડેલા મેં તો અજાણથી–છેતરાવાથી શપથપૂર્વક રામને વનમાં મોકલવાની મહા નિંદિત પ્રતિજ્ઞા કરી છે. [પણ તું તો જાણી જોઈને દ્વેષભાવથી, સીતાને ચીર વસ્ત્ર ધારણ કરાવવાનું પાપ કર્મ આરંભી બેઠી છે. તેમ કરવાની તને શી શક્તિ છે?] જેમ વાંસમાંથી ઉત્પન્ન થતો ફણગો પોતામાંથી ઉપજતા અગ્નિને લીધે તે વાંસને જ દહન કરે છે, (તેમ આ તારી ક્રૂર કર્મની પ્રવૃત્તિ તને જ નાશ કરનારી થવી જોઇએ.) પણ તેમ ન થતાં તે મને નાશ કરનારી થાઓ, [કે જેથી કરીને તને વિધવાપણું પ્રાપ્ત થાય, ને મારે ઘણા કાળ સુધી પુત્રવિયોગનું દુઃખ સહન કરવું ન પડે.][6] હે અધમા! હે પાપિણી! કદાચ તારો અપરાધ રામે કીધો છે, પણ વૈદેહીએ શો અપરાધ કીધો છે?[7] આ મૃગીના સરખાં વિકસિત નેત્રવાળી, કોમળ, શીયળવંતી તથા દીર્ઘ વિચારવાળી જનકપુત્રી સીતાએ તારો શો અપરાધ કર્યો છે, કે તું તેને ચીર વસ્ત્ર ધારણ કરાવી વનવાસ કાઢવા ઈચ્છે છે?[8] [હરહર! હે પાપિણિ! તને, યમરાજાને કેવી અઘોર યાતના દેવી પડશે!] અહા! આ રામને ચીરવસ્ત્ર ધારણ કરાવી વનમાં મોકલવાનું તારું દુષ્ટ કર્મ જ તને યમલોકમાંના સર્વ નરકનો અનુભવ કરાવવા માટે પૂરતું છે; તો પછી આ રાજપુત્રી સીતાને વનમાં મોકલવાના પાતકવડે તું કયા કયા ભયંકર નરકનો અનુભવ કરીશ, એ કહી શકાતું નથી.[9] હે કુલઘાતિની! હે પાપિણિ! રામને વનવાસ છે એ જ બસ છે. પોતાના અભિષેકને માટે અહીં આવેલા મારા નિરપરાધી રામ પ્રત્યે તું મારા સાંભળતાં જ જે વાકય બોલી, તે તારા વચનમાં બંધાયલો હોવાને લીધે મેં સહન કર્યાં;[10] પરંતુ એ વાકયોને પણ અતિક્રમણ કરી તું આગળ વધીને હવે આ સીતાને ભિખારણના જેવાં ચીરવસ્ત્ર પહેરાવી અરણ્યમાં મોકલવા ઇચ્છે છે, તો તે શું હવે હું સહન કરીશ નહિ!"[11] [આટલું કહેતાં જ મહા કોપને લીધે દશરથરાય એકદમ ઉભો થઈ ગયો, ને પોતાના હાથ પસારીને ચારે તરફ નજર ફેરવી બોલ્યો, "અરે કોઈ મારું તીક્ષ્ણ ખડ્ગ લાવી આપો. રે! મારું ધનુષ કયાં ગયું? અરે આ દુષ્ટા કૈકેયીને કોઈ ઝાલો. રે! હવે એ પાપિણીનો હું નિશ્ચે વધ કરી નાંખીશ. એ ચંડાલણીનો વધ કરવાથી મને કિંચિત્ પણ પાપ લાગશે નહિ. રે! મારું વચન ભલે મિથ્યા થાય; મારા પરલોકનો ભલે નાશ થાય; ને સર્વ લોકમાં ભલે મારી અપકીર્તિ વિસ્તાર પામે. તે વાતની મને કંઇ પણ દરકાર નથી; પરંતુ આ નજર આગળથી થતો અધર્મ મારાથી સહન થઈ શકતો નથી."]

એવી રીતના ક્રોધાવેશમાં જ દશરથરાય એકાએક કૈકેયીને ઝાલવાને દોડ્યા, ને કૈકેયી પણ ભયને લીધે ઊછળીને નાઠી. રામને આ વાત કર્તવ્ય નહોતી, તેને તો ચૌદ વર્ષ વનમાં રહી, દેવતાઓનાં કાર્ય કરવાં હતાં તથા ભક્તજનોનું રક્ષણ અને દુષ્ટોનો સંહાર કરવો હતો, માટે દશરથરાયને બેબાકળો દોડતો જોઇ રામે તુરત, "હાં, હાં, હાં, પિતા!," એમ બોલતાં તેને બાથમાં ઝાલી લીધો, ને અનેક પ્રકારે ધર્મનાં વચનો કહી તેનું મન શાંત કીધું. પછી આસનપર બેસાડી] એ પ્રમાણે બોલતા પોતાના પિતાને કહ્યું: "સત્ય મૂર્તિ પિતા! તું જાણે જ છે કે, તારા મુખમાંથી નિકળેલી આજ્ઞા યથાર્થ પાલન કર્યા સિવાય હું જીવવા પણ ઇચ્છતો નથી, તો પછી હવે આમ કરવાથી શું ફળ છે? હવે તો વનમાં જવું એ જ સાચું છે, માટે બીજું સર્વ તજી મને પ્રસ્થાન કરાવવાની ઉતાવળ કર.[12] પણ તે પહેલાં મારી એક વિનતિ છે કે, આ મારી મહાયશસ્વિની માતા કૌસલ્યા, કે જે અવસ્થાએ વૃદ્ધ તથા શ્રેષ્ઠ શિયળવતી છે, ને જે, તેં મને વનમાં જવાની આજ્ઞા આપી, તથા તે પ્રમાણે હું વનમાં જાઉં પણ છું, તોપણ તારી કશી નિંદા કરતી નથી, તે મારા ગયા પછી દુઃખી ન થાય, તેની તું સંભાળ રાખશે.[13] હે વરદાન

આપનાર પિતા ! આ કોઈ દિવસે દુઃખ ન પામેલી મારી માતા, મારા વિયોગને લીધે મોટા શોકરૂપી સમુદ્રમાં ડૂબી જશે; માટે મારી તને પ્રાર્થના એ જ છે કે, તે તારી જ્યેષ્ઠ પત્ની હોવાથી, તું તેનું અધિક સન્માન કરશે.[૧૪] હે પ્રભો ! હે ઇંદ્ર સમાન મહીપતિ ! મારા વનમાં જવાથી મારી માયાળુ માતુશ્રી શોકને લીધે શરીરે કૃશ થઈ જશે, ને લાંબો સમય શરીર ધારણ કરી શકશે નહિ; માટે એ કોઈ વાતે દુઃખી ન થતાં પોતાના જીવિતનો ત્યાગ કરી પરલોક પ્રત્યે ન જાય, તેવી રીતે તું તેની સંભાવના રાખશે."[૧૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં આડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૯ મો.

## દશરથ વિલાપ.

એ પ્રમાણેનાં રઘુવીરનાં વચન સાંભળીને તથા તેનો મુનિના સરખો તાપસ વેશ જોઇને, સર્વ રાજપત્નીઓ અને દશરથરાય સૌ ચેતન રહિત થઈ ગયાં.[૧] ઘણીક વાર સૂધી અચેત રહી, દુઃખિત દશરથરાય જરા સાવધ થયો ત્યારે પણ રામની સાથે બોલી શકયો કે તેમની સામું જોઇ શકયો નહિ.[૨] પછી મુહૂર્તભર દુઃખને લીધે ભાન વિનાનો થઈ પડ્યો રહ્યો. થોડીવારે ભાન આવ્યા પછી મહા નિરાશા ભરેલી વાણીથી તે મહાસમર્થ મહીપતિ વિલાપ કરતો બોલ્યોઃ[૩] "અહો ! મારા જેવો પાપી પુરુષ કોણ હશે ? ખરેખર, મેં પૂર્વે ઘણીક ગાયોને તેમનાં વાછરડાંથી વિખૂટી પાડી હશે, અથવા નિરપરાધી પ્રાણીઓની હિંસા કરી હશે કે તેથી મને મારા પ્રિય પુત્ર રામના વિયોગનું દુઃખ પ્રાપ્ત થયું છે.[૪] હાય ! કૈકેયીના આટઆટલા કલેશ છતાં પણ મને મૃત્યુ આવતું નથી.[૫] આથી હું એમ માનું છું કે, કાળ આવી પહોંચતાં પહેલાં જીવ દેહથી છૂટો પડતો નથી. અરે ! હું કેટલો પાપિષ્ઠ છું, કે પોતાનાં સૂક્ષ્મ વસ્ત્રોનો ત્યાગ કરીને તપસ્વીના જેવાં વસ્ત્રો પહેરી મારી પાસે ઉભેલા, અગ્નિસમાન તેજસ્વી મારા રામને હું જોઉં છું, છતાં મારું હૃદય ફાટતું નથી, અથવા મને કાળ ગ્રહણ કરતો નથી.[૬] પણ રે ! આ સઘળું પોતાના જ સ્વાર્થમાં પ્રયત્નવાળી દુષ્ટ કૈકેયીનું જ કુકર્મ છે ! તેણે જ—રે તેણે એકલીએ જ ઘોર કપટનો આશ્રય કરીને મારા રામને વલ્કલ ધારણ કરાવ્યાં છે ! તે દુષ્ટાને લીધે જ આજે સર્વ જનમંડળ દુઃખસાગરમાં ડૂબેલું છે."[૭] [ હા દૈવ ! એ સઘળાની વચ્ચે માત્ર એક મારો સત્ય ધર્મ જ આડો આવે છે, નહિ તો આવો અનર્થ કરવાની મારી આગળ દેવપતિ ઇંદ્રની પણ શક્તિ ચાલે તેમ નથી]. આમ કહીને શોકથી હણાયલી ઇંદ્રિયોવાળો રાજા દશરથ, આંખોમાં આંસુ લાવી, "હે રામ !" એ શબ્દ શિવાય બીજું કંઈ વધારે બોલી શકયો નહિ.[૮] થોડીક વારે વળી જરા સચેત થઈ પૃથિવીપતિ ઘાટું રુદન કરતો, સુમન્ત્રને જોઈ બોલ્યો,[૯] "હે સુમંત્ર ! હવે વિલંબ કરવાથી કશું ફળ નથી. માટે તું ઉતાવળથી એક સુંદર રથને ઉત્તમ અશ્વો જોડી અહિં લઈ આવ; ને આ મહાભાગ રામને તેમાં બેસાડી આ દેશથી દૂર દક્ષિણ દિશા પ્રત્યે લઇ જા.[૧૦] અરે ! આ સાધુ તથા શૂરવીર એવા રામનાં માતા પિતા તેને વનમાં મોકલે છે; માટે શું ગુણવાન્ પુરુષોના તે ઉત્તમ ગુણોનું ફળ આવો વનવાસ જ હશે ?"[૧૧]

મહારાજાની આજ્ઞા થતાં જ સુમન્ત્ર ઉતાવળથી એક સુવર્ણે મઢેલો રથ જોડી લાવ્યો. પછી તે સૂતે બે હાથ જોડી રામને કહ્યું: "અશ્વ જોડેલો રથ તૈયાર છે.[૧૨-૧૩] ત્યારે દેશકાલજ્ઞ તથા ઋણહીન દશરથરાયે પોતાના ધનાધ્યક્ષને આજ્ઞા કરી:[૧૪] "તું ભંડારમાંથી વૈદેહીને માટે ચૌદ વર્ષ સૂધી પહોંચે, એટલાં શ્રેષ્ઠ જનોને પહેરવા યોગ્ય વસ્ત્રો તથા ઉત્તમ આભરણો ઉતાવળથી લઈ આવ;"[૧૫] એટલે તે ધનાધ્યક્ષે પણ ઉતાવળથી મહારાજાની આજ્ઞા પ્રમાણે વસ્ત્રાલંકારો લાવી સીતાને આપ્યાં.[૧૬] [પ્રથમ તો એનો જગજ્જનની જાનકીએ ] સ્વીકાર કર્યો નહિ, પણ પતિની આજ્ઞા થવાથી એ અયોનિજાએ તે વિચિત્ર વસ્ત્રાલંકારોવડે, સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં શ્રેષ્ઠ ચિહ્નોવાળાં પોતાના ગાત્રને શોભાયમાન કર્યું.[૧૭] આ વેળા જેમ ચોમાસાના દિવસોમાં પ્રાતઃકાલે વરસતા વાદળાંને કોરે ખસેડી ઉદય પામતો સૂર્ય પોતાની પ્રભાવડે આકાશને શોભાવે, તેમ તે મહાસતી વૈદેહી વસ્ત્રાલંકારો ધારણ કરી સુશોભિત થયલી હોવાથી તેની પ્રભા, સર્વેના શોકાશ્રુરૂપી વરસાદને કોરે ખસેડી આખા અંતઃપુરને શોભાવવા લાગી.[૧૮] [વસ્ત્રાદિ ધારણ કર્યા પછી] સીતાએ પોતાની સાસુ કૌસલ્યાદેવીનાં ચરણમાં જઇ વંદન કર્યું. ત્યારે કૌસલ્યાએ ઉભાં થઈ તેને બંને હાથ પસારી પોતાના હૃદયમાં ગ્રહણ કરી લીધી; ને પૂર્ણ પ્રેમથી હૃદય સરસી ચાંપી તથા તેના મસ્તકના કેશ સૂંઘી તેને આ પ્રમાણે શિક્ષા વચનો કહેવા માંડ્યાં.[૧૯]

"હે મૈથિલી! જે સ્ત્રી, પોતાના સ્વામીને દુઃખ સમય સેવતી નથી, તે જો કે પ્રિયજનોમાં માન પામેલી હોય તો પણ આ લોક તથા પરલોકમાં અસતી (દુષ્ટ) સ્ત્રીની ગણનામાં આવે છે.[૨૦]

एष स्वभावो नारीणामनुभूय पुरा सुखम् ।
अल्पामप्यापदं प्राप्य दुष्यन्ति प्रजहत्यपि ॥

અસતી સ્ત્રીઓ પ્રથમ પોતે પતિથી સુખનો અનુભવ કરીને, જ્યારે પતિને રોગ અથવા દારિદ્રયાદિ આપત્તિ આવી પડે છે, ત્યારે તેના દુઃખમાં ભાગ ન લેતાં, ઉલટી તેને અનેક પ્રકારનાં દૂષિત વાક્યો કહે છે ને તેનો ત્યાગ કરે છે.[૨૧] એ દુષ્ટ સ્ત્રીઓ અસત્ય ભાષણને તો પોતાનું શિયળરૂપ ગણે છે; તેનાં નેત્રોનો વ્યાપાર ઘણી વિકૃતિ ભરેલો હોય છે; દુષ્ટ પરપુરુષની પાસે જવામાં તે મોટું સુખ માને છે; પોતાના પતિ ઉપર તેને સદા અભાવ હોય છે; જાર કર્મ કરવામાં તે કોઈ વાતે અચકાતી નથી અને અલ્પ નિમિત્તે પણ ક્ષણમાત્રમાં પોતાના પતિના સ્નેહનો નાશ કરી નાંખે છે.[૨૨]

न कुलं न कृतं विद्या न दत्तं नापि संग्रहः ।
स्त्रीणां गृह्णाति हृदयमनित्यहृदया हि ताः ॥

વળી એવી અસતી સ્ત્રીનું હૃદય સદા અસ્થિર જ રહે છે; તેનામાં ઉત્તમ કુળની લાજ, કોઇએ કરેલો ઉપકાર, ગુરુએ ઉપદેશેલો ધર્મ, પતિએ આપેલાં ઈચ્છિત વસ્ત્રાભૂષણો તથા તેણે કરેલા વ્યભિચારના અપરાધને ક્ષમા કરીને તેના પતિએ કરેલો તેનો સ્વીકાર,એટલી વસ્તુઓ પણ તેના અસ્થિર હૃદયને સ્થિર કરી શકતી નથી.[૨૩] એવી સ્ત્રીઓ યમરાજના કઠિન દંડને પાત્ર થાય છે. માટે હે સીતે! શ્રેષ્ઠ સ્ત્રીએ તેમ આચરવું યોગ્ય નથી. પતિવ્રતા સ્ત્રીઓ તો સૌથી પરમપવિત્ર સાધન પોતાના પતિને જ માને છે. તેનું ચરિત્ર અતિ શ્રેષ્ઠ હોય છે. સત્ય વચન બોલવામાં તથા સદાચરણ પાળવામાં જ તે પોતાનું ભૂષણ સમજે છે. ગુરુજનોએ કરેલા ઉપદેશની અને પોતાના શ્રેષ્ઠ કુલાચારની મર્યાદાનું તે કદી ઉલ્લંઘન કરતી નથી ને પતિને પ્રભુ માની, તેની નિરંતર સુખમાં અથવા દુઃખમાં સેવા કરવાનો જ તેનો સ્વભાવ હોય છે.[૨૪] હે બાલે! તેવી પતિવ્રતા સ્ત્રીએ, બીજાં સર્વ સાધનનો ત્યાગ કરી, પતિની અનુકૂળતામાં રહેવું, એ જ શ્રેષ્ઠ ધર્મ માને છે; માટે પિતાની આજ્ઞાથી અરણ્યવાસ કરનાર, દેવતા સમાન આ મારો પુત્ર, તારો પતિ છે. તે નિર્ધન હોય વા સધન હોય,સુખી વા દુઃખી, ગમે તેવી અવસ્થામાં હોય, તોપણ તારે કદાપિ તેની અવજ્ઞા કરવી નહિ; તે તારો પતિ છે ને પ્રભુતુલ્ય છે."[૨૫]

એ પ્રમાણે પોતાનાં સાસુનાં ધર્મ તથા અર્થયુક્ત વાક્યો સાંભળીને, તેની સામે કર જોડી ઉભી રહેલી સીતાએ તેને કહ્યું:[૨૬] "હે સાસુજી! આર્ય સ્ત્રીએ પતિસેવા કેવી નિષ્ઠાથી કરવી તે હું જાણું છું. એટલું જ નહિ, પણ મારાં માતપિતાએ પણ મને એ જ સ્ત્રીધર્મ કહેલો છે, તો તું કહે છે તેમ જ હું કરીશ.[૨૭] તું મને અસતી સ્ત્રીની સમાન ગણતી નહિ; કેમ કે, જેમ ચંદ્રની પ્રભા ચંદ્રથી ચલાયમાન થવા સમર્થ નથી, તેમ હું ધર્મથી ચલાયમાન થવા સમર્થ નથી.[૨૮] સ્ત્રીએ પતિના સંબંધમાં કેવી રીતે વર્તવું જોઇએ, તે હું યથાર્થ રીતે જાણું છું તથા મારાં માતપિતા પાસેથી પણ તે ધર્મો મેં સંપૂર્ણપણે જાણી લીધેલા છે. માટે તું જેમ આજ્ઞા કરે છે તેમ જ હું વર્તીશ. હે પૂજ્ય સાસુજી!

नातंत्री विद्यते वीणा नाचक्रो विद्यते रथः ।
नापतिः सुखमेधेत या स्यादपि शतात्मजा ॥ २९ ॥
मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः ।
अमितस्य तु दातारं भर्तारं का न पूजयेत् ॥ ३० ॥

જેમ વીણા તાર વગર શબ્દ કરવા સમર્થ નથી; રથ, ચક્ર વગર ગતિ કરવા સમર્થ નથી; તેમ સો પુત્ર છતાં પણ પતિ વગરની સ્ત્રી સુખ ભોગવવા સમર્થ નથી.[૨૯] વળી પિતા, ભ્રાતા તથા પુત્ર, એ આદિ સ્ત્રીને નિયમિત સુખ આપે છે, પણ પતિ તો તેના મોક્ષરૂપ અગાધ સુખનો દાતા છે; માટે એવી કોણ દુષ્ટા હોય, કે જે પોતાના પતિની સેવા ન કરે?[૩૦] હે આર્યે! સ્ત્રીને પતિ પરમપૂજ્ય છે, એમ હું સારી રીતે જાણું છું, અને તારાથી તથા મારી માતા આદિથી મેં પતિવ્રતા સ્ત્રીના સામાન્ય અને વિશેષ ધર્મો જાણેલા છે, તો પછી મારા પરમ દૈવત દીયર લક્ષ્મણના મોટા ભાઇની હું શું અવજ્ઞા કરીશ?"[૩૧] સ્ત્રીને પતિજ પરમેશ્વર છે, આવા સ્પષ્ટ ભાવવાળાં સીતાનાં વચન સાંભળી, શુદ્ધ ચિત્તવાળી કૌસલ્યા દુઃખ તથા હર્ષને લીધે નેત્રમાંથી અશ્રુવિસર્જન કરવા લાગી.[૩૨]

પછી અતિધર્માત્મા રામે સર્વ લોકનમસ્કૃત માતા કૌસલ્યાને હાથ જોડી કહ્યું:[૩૩] "હે અંબે! આ સમયે તારે શોકાકુલ થઇને મારા પિતાને દુઃખી કરવા જોઇતા નથી. હવે તું તારા મનમાંના સર્વ શોચનો ત્યાગ કર. આ મારા વનવાસનો ચૌદ વર્ષનો કાળ તને

સૂતેલાંની પેઠે ચૌદ ઘટિકા સમાન વહી જશે; ને સીતા અને લક્ષ્મણસહિત વનમાંથી અહીં પાછો આવેલો તથા સુહૃજ્જનોથી વિંટાયલો મને તું (ઘણો જલદી) જોશે."૩૪-૩૫ એ પ્રમાણે જનનીને કહીને, રામે પોતાની ત્રણસેં ને પચાસે માતાઓ, કે જેઓ રામના વનવાસથી કૌસલ્યાજીની પેઠે જ દુઃખ પામતી હતી, તેઓને હાથ જોડી કહ્યું:૩૬-૩૭ "હે માતુશ્રીઓ! તમારા સુપરિચયને લીધે તમને મેં કંઈ પણ પરુષ વચન કહ્યાં હોય અથવા અજ્ઞાનતાથી તમારું અપ્રિય કર્યું હોય તો તે માટે હું તમારી સૌની ક્ષમા માંગીને, હવે વનમાં જવાની આજ્ઞા માંગું છું."૩૮ રામનાં આવાં ધર્મયુક્ત ધીર વાક્ય સાંભળી, શોકવડે હણાઈ ગયલા ચિત્તવાળી દશરથરાયની તે સર્વ રાણીઓ, ક્રૌંચીની પેઠે મહાશોકયુક્ત વિલાપ કરવા લાગી; ને આખું અંતઃપુર, કે જે પૂર્વે પણવ તથા મુરજ અને મેઘ* વાદ્યોના ઘોષથી ગાજી રહેતું હતું, તે આ વેળા કૈકેયીના દુર્ગુણને પ્રતિપાદન કરનારાં-ઇષ્ટવિયોગીજનોનાં નિઃસાસાયુક્ત અનેક કુવાક્યોથી અને રુદન સહિત વિલાપોના પોકારોથી પરિપૂર્ણ થઈ રહ્યું.૩૯-૪૧

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૩૯ મો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૦ મો.

## રામ લક્ષ્મણ જાનકીનું પ્રયાણ.

[ આ પ્રમાણે વારંવાર પોતાનાં માતાપિતાને થતા શોકથી રામ હવે દીન સરખો થઈ ગયો. તેનું મહાધીર અંતઃકરણ પણ દ્રવિત થવાનો તેમને ભય લાગ્યો; તેથી પ્રયાણ કરવાની તેમણે તાકીદ કરવા માંડી. મધ્યાહ્ન છેક નમી ગયા હતા, ને રથ પણ તૈયાર થઈ ઉભેલો હતો, માટે કશી વાર ન કરતાં,] સીતા તથા લક્ષ્મણસહિત રામે, દશરથરાયના ચરણમાં પડી નમસ્કાર કર્યા ને પ્રદક્ષિણા કરી.૧ પિતાએ વનમાં જવા માટે આજ્ઞા આપ્યા પછી, માતાના દુઃખથી દુઃખી થયેલાં સીતા તથા રઘુવીરે શોક સમૂઢ કૌસલ્યાને પ્રણામ કર્યા.૨ લક્ષ્મણે પણ તેને તથા બીજી માતાઓને વારંવાર નમસ્કાર કરીને, પોતાની જનની સુમિત્રાના ચરણમાં વંદન કર્યું.૩ આ પ્રમાણે જ્યારે લક્ષ્મણ સુમિત્રાને વંદન કરતો હતો, ત્યારે તેને હૃદયમાં ગ્રહણ કરી, મસ્તકના કેશ સુંઘીને, બંને ભાઈઓનું સરખું હિત ઇચ્છનારાં સુમિત્રાએ રુદન કરતાં કહ્યું:૪ "હે પુત્ર લક્ષ્મણ! હું સારી રીતે જાણું છું કે, તું પોતાના સુહૃજ્જનને વિષે નિશ્ચળ પ્રીતિમાન્ છે, ને તેટલા માટે જ મેં તારા જ્યેષ્ઠ બાંધવ રાઘવની સાથે વનમાં જવાની તને અનુમતિ આપી છે, તો તેની સાથે તું કોઈ પણ દિવસે પ્રમાદ કરીશ નહિ.૫ હે નિષ્પાપ! આ રઘુવીર તારી ગતિરૂપ છે, માટે તે દુઃખી અથવા સુખી-ગમે તેવી અવસ્થામાં હોય, તોપણ તારે નિરંતર તેને અનુકૂળ થઇને જ રહેવું. કનિષ્ઠ ભ્રાતા જ્યેષ્ઠ બાંધવની આજ્ઞામાં રહે, એ જ જગતમાં શ્રેષ્ઠ ધર્મ છે.૬ હે પુત્ર! આ ઇક્ષ્વાકુકુળનું યોગ્ય-સનાતન આચરણ એ છે કે, પાત્રને દાન આપવું, યજ્ઞદીક્ષા લેવી (યજ્ઞો કરવા) તથા યુદ્ધ વિષે શરીર રહેવાની ઇચ્છા ન રાખી યુદ્ધ કરવું. માટે એવો કોઈ પણ પ્રસંગ તારે આવે, તો એ સનાતન ધર્મનો કદી ત્યાગ કરવો નહિ."૭ એટલું લક્ષ્મણને કહીને રઘુવીર પ્રત્યે શકુનસંપત્તિ અર્થે તે બોલી, "પ્રિયપુત્ર રાઘવ! હવે તમે સૌ વિલંબ ન કરતાં વનને વિષે સિધાવો; ને અવધિ પૂર્ણ થતાં કુશળપણે વહેલા આવો!"૮ વળી પાછું લક્ષ્મણને કહ્યું: "હે પુત્ર! વારંવાર હું તને શું કહું? છેલ્લી વખતે પણ એટલું જ કહું છું કે, હવે તું સુખે કરી બંધુની સાથે વનમાં સીધાવ; ને ત્યાં તે વનના માર્ગને અયોધ્યારૂપ ગણી, રામને તારા પિતા દશરથરૂપ ગણી તથા સીતાને મારા (માતા) રૂપ જાણી, તેની સેવા કરજે."૯

એ પ્રમાણે લક્ષ્મણ તથા સીતાસહિત રામ તત્પર થયા ત્યારે, જેમ માતલી ઇંદ્રને કહે તેમ, વિનયી સુમન્ત્રે હાથ જોડી તેને કહ્યું:૧૦ "હે મહા યશસ્વી રાજપુત્ર! તારું કલ્યાણ થાઓ. તારે માટે રથ તૈયાર છે, માટે તું હવે તેમાં વિરાજમાન્ થા. એટલે તું જ્યાં કહે ત્યાં આગળ હું તને પહોંચાડી દઉં.૧૧ વનવાસનાં ચૌદ વર્ષનો પ્રારંભ આજથી થશે. કારણ આજે જ આ મહાદેવીએ આજ્ઞા કરી છે!"૧૨ સુમન્ત્રનું કહેવું સાંભળી, રામ પોતાની આજ્ઞાની વાટ જોઈ રહેલાં જાનકીને કહ્યું; "હે ભામિનિ! મને મારી માતા કૈકેયીએ આજે જ વનમાં પ્રયાણ કરવાની આજ્ઞા કરી છે, ને ત્યાં જઈ ચૌદ વર્ષ પર્યંત નિવાસ કરવાને કહેલું છે; માટે આપણે હવે નિર્વિલંબે ચાલો; કેમ કે તે વર્ષોનો આરંભ આપણને આજથી જ થશે." એ સાંભળી ભાગ્યવતી સીતા મનમાં હર્ષ પામીને, તે સૂર્ય સરખા કાંતિમાન્ રથ આગળ જઈ ઉભી રહી; ને પોતાના સસરાએ તેને આપેલાં ચૌદ વર્ષ ચાલે તેટલાં

* એક વાજીંત્રનું નામ.

વસ્ત્રાલંકારો તથા રામ લક્ષ્મણ બંને ભાઈઓનાં સર્વ આયુધો, ખનિત્રો અને ચર્મથી મઢેલો વાંસનો કરંડીઓ, એ સર્વ વસ્તુઓને પોતાને હાથે રથના ઉપસ્થ ભાગમાં મૂકી, પોતે રથમાં બેઠી.[13-15] પછી બંને યુગલ મૂર્ત્તિ-રામ તથા લક્ષ્મણ પણ તે અગ્નિ સરખા તેજસ્વી સુવર્ણરથમાં વિરાજમાન થયા.[16] સીતા તથા લક્ષ્મણસહિત રઘુવીર રથમાં બેઠા પછી ફરી વાર ન લગાડતાં સુમન્ત્રે રથપર બેસી, તેના વાયુ વેગી અશ્વોને ડચકાર્યા કે ધમધમાટ રથ ચાલતો થયો.[17]

હવે તો પૂછવું જ શું? ઘણા કાળને માટે અયોધ્યાનો ત્યાગ કરી, રામ આ પ્રમાણે વનવાસ માટે વિદાય થયો, ત્યારે તો ત્યાં હાજર હતા તે સર્વ મનુષ્યોને, હસ્તીઓને, અશ્વોને અને પક્ષ્યાદિ પ્રાણીઓને પણ મૂર્છા પ્રાપ્ત થઈ.[18] આખું અયોધ્યાપુર કેવળ મૂઢ સરખું થઈ ગયું. સર્વ મનુષ્યો રામની પછવાડે જવા માટે વ્યાકુલ થઈ ત્વરાથી દોડમદોડા કરવા મંડી ગયાં, મદોન્મત્ત હસ્તીઓ રામના જવાથી મહાક્રોધ પામી, કિકિયારીઓ પાડતા બંધનો તોડી નાસવા લાગ્યા, દુ:ખી થયલા અશ્વોએ હણહણાટ કરી આખા નગરમાં મોટું રમખાણ મચાવી દીધું, ગાયો તથા બળદો આદિ પશુઓના અને પક્ષીઓના શોકજનિત શબ્દોનો મોટો શોર થઈ રહ્યો;[19] ને એ પ્રમાણે બાલ, વૃદ્ધ, સ્ત્રી પુરુષ આદિ સર્વ અયોધ્યાવાસીજન રામના વિયોગદુ:ખથી પીડિત થઈ, ગ્રીષ્મઋતુમાં જળવગર ત્રાસેલાં જલચરો જેમ જલાશય તરફ દોડે, તેમ તેઓ સૌ રામની પછવાડે દોડવા લાગ્યાં.[20] સૌનાં મુખ અશ્રુથી ભીજાયલાં હતાં, દૃષ્ટિ રામના સામી હતી, મુખમાંથી "હે રામ!" એવા શબ્દોની ધ્વનિ થઈ રહી હતી, દોડી દોડીને રથની આસપાસ તેઓ વિંટાઈ વળતા હતા, ઘણાંકને પોતાના શરીરનું પણ ભાન ન હોવાથી, એક બીજા સાથે અથડાઈ માર્ગમાંજ પડી જતાં ને બીજાં દોડતાં મનુષ્યોથી કચરાઈ જતાં હતાં, તથા વારંવાર મોટેથી બૂમો પાડતાં હતાં કે;[21] "હે સુમન્ત્ર! અમારા ઉપર કૃપા કરી, તું અશ્વોની લગામ ખેંચી રાખીને રથને ધીમે ધીમે હાંક. અમે મહાત્મા રામનાં મુખનું દર્શન કરીએ. કારણ હવે એ કૃપાળુ રામનાં દર્શન ઘણાં દૂર થશે. રે! હવે અમે ઘણા કાળ સૂધી તેની શ્યામ મુખશ્રી જોવા પામીશું નહિ.[22] અહો! એ રઘુવીરની માતા કૌસલ્યાનું હૃદય નિ:સંશય લોહનું છે; કેમકે આવો દેવગર્ભ (સ્કંદ) સમાન પોતાનો પુત્ર વનમાં જાય છે, તોપણ તે ભેદાઈ જતું નથી.[23] અરે! ધન્ય છે આ વૈદેહીને! પડછાયાની પેઠે પતિની સાથે રહેનારી એ વૈદેહપુત્રી સીતાજ કૃતકૃત્ય છે, કે જે મેરુ પર્વતને પ્રકાશ કરનારી સૂર્યપ્રભાની પેઠે પોતાના પતિનો ત્યાગ કરતી નથી.[24] અરે! આ લક્ષ્મણ પણ કૃતકૃત્ય જ છે; કેમ કે તે નિરંતર પોતાના પ્રિયવાદી તથા દેવસમાન કાંતિમાન બાંધવ રામની સેવા કરશે.[25] હે લક્ષ્મણ! તને ધન્ય છે. અહો! તારી બુદ્ધિ ઘણી શ્રેષ્ઠ છે, કે તું રઘુવીરની સાથે વનમાં જાય છે; ખરેખર એ જ આ લોકનો અભ્યુદય તથા સ્વર્ગ પ્રાપ્ત થવાનો માર્ગ છે."[26]

એ પ્રમાણે મહા અસહ્ય વિલાપસહિત રુદન કરતા અયોધ્યાવાસી જનો પોતાના પ્રિય રામની પછવાડે દોડવા લાગ્યા,[27] ત્યારે રામવિયોગવડે દીન થયલી સ્ત્રીઓથી વિંટાયલો મહા શોકગ્રસ્ત રાજા દશરથ, "હા રામ! હે રામ! હું તારી પછવાડે આવીશ. અરે પુત્ર! તારું દર્શન મને દુર્લભ થયું! અરે! કોઈ મારા પ્રિય પુત્રને દેખાડો. રે! મને તેની વાંસે જવા દ્યો," એ પ્રમાણે ઘાડે સ્વરે વિલાપ કરતો અંત:પુરથી બહાર નિકળી, રથની પછવાડે ચાલ્યો.[28] એ વેળા સર્વ સ્ત્રીઓએ, હાથીને બંધાયલો જોઈ, હાથિણીઓ જેમ ઝુરવા લાગે તેમ મહા કલ્પાંતથી રુદન કરવા માંડ્યું.[29] તે સાંભળી શ્રીમાન્ દશરથ અત્યંત ખિન્ન થઈ ગયો, ને ગ્રહણ સમયે રાહુએ ગ્રાસેલો પરિપૂર્ણ કળાવાન્ ચંદ્ર દેખાય તેવો નિસ્તેજ દેખાવા લાગ્યો.[30] પિતાને પછવાડે આવતો જોઈ, અપરિમેયાત્મા રામે, સારથિ સુમન્ત્રને રથ ઉતાવળો હાંકવા માટે આજ્ઞા કરી;[31] ને લોકો તો હજૂ તેને રથ ઉભો રાખવાને વિનતિ કરતા જ હતા, માટે આમ 'ચાલ' અને આમ 'થોભ'—એવી બે પ્રકારની આજ્ઞા થવાથી સુમન્ત્રને શું કરવું, તે સૂઝ્યું નહિ.[32] આ વેળા રામના રથના જવાથી ઉડતી ધૂળપર સર્વ અયોધ્યાવાસી જનોનાં નેત્રોમાંથી પડેલાં અશ્રુવડે છંટકાવ થઈ રહ્યો.[33] આખું અયોધ્યાપુર ચેતન વગરનું અને મહાપીડિત થઈ ગયું, સર્વ પ્રાણીઓના મનોગત ઉત્સાહ સમૂળ નાશ પામ્યા ને આખા પુરમાં ચોમેરથી હાહાકાર થવા લાગ્યો.[34] જેમ વર્ષા ઋતુમાં મત્સ્યોએ હલાવેલાં કમળોમાંથી વર્ષાદનું ભરાઈ રહેલું જળ સ્રવે,તેમ રામના વિયોગદુ:ખને લીધે અયોધ્યાવાસી સુંદરીઓનાં નેત્રકમળોમાંથી અશ્રુપ્રવાહ સ્રવવા લાગ્યો.[35] એવી રીતે આખા અયોધ્યાપુરને કેવળ રઘુવીરને માટે અત્યંત પીડિત થતું જોઈ, શ્રીમાન્

દશરથ થડમૂળથી કપાયલા વૃક્ષની પેઠે એકદમ પૃથ્વીપર મૂર્ચ્છિત થઈ પડ્યો અને તે વખતે તેને મૂર્ચ્છિત થયા જોઈ સર્વ જનોએ મોટો હાહાકાર કરવા માંડ્યો.[૩૬-૩૭] વળી એ વેળા કેટલાક જનો, "હા રામ!" ને કેટલાક "હા રામ માતા!" એવા પોકારોવડે વિલાપ કરવા લાગ્યા.[૩૮] સંજ્ઞા પામી રાજા દશરથ ઉભો થયો ને અંતઃપુરનાં મનુષ્યો સહિત અત્યંત રુદન કરતો આગળ ચાલ્યો; ત્યારે રામે રથમાંથી પાછું વાળી જોયું તો પોતાનાં શોકાકુલ અને ભ્રમિત ચિત્ત થયલાં માતા પિતા દશરથ તથા કૌસલ્યાને તેણે પોતાની પછવાડે આવતાં જોયાં.[૩૯] જેઓ નિરંતર સુખ ભોગવનારાં તથા રથાદિ વાહનોમાં જ બેસનારાં છે, એવા વૃદ્ધ માતા પિતા, તેઓને આમ અત્યંત દુઃખી થતાં, રુદન કરતાં અને પગે ચાલી પોતાની પછવાડે દોડતાં જોઈ, અતિશય ગ્લાનિ પામવાથી રામ તેને પ્રત્યક્ષ જોવા સમર્થ થયો નહિ. તેથી સુમંત્રને તેણે કહ્યું: "ત્વરાથી રથ દોડાવ."[૪૦-૪૧] જેમ અંકુશના પ્રહારથી પીડાતો હાથી પોતાની પાછળની વસ્તુને જોવા સમર્થ થઈ શકતો નથી, તેમ કૈકેયીનાં વચનરૂપી અંકુશથી પીડાયલો અને ધર્મબંધનથી બંધાયલો નરસિંહ રામ, જોઈને દુઃખ ઉપજે એવાં પોતાનાં માતા પિતાનાં દર્શનને સહન કરી શકયો નહિ.[૪૨] વત્સવિયોગિણી ધેનુ જેમ વત્સને જોતાં જ તેની તરફ દોડે છે, તેમ કૌસલ્યા, રામની ભણી હાહાકાર કરતી દોડી.[૪૩] "હા રામ! અરે રામ! હા સીતા! હા લક્ષ્મણ!" એમ મોટા શબ્દોથી રુદન કરતાં ને દોડતાં તેમને પૃથ્વીપર લથડીઆં આવી જતાં, તો પણ વળી બેઠી થઈ તે પુત્રની પછવાડે દોડતી હતી. આવો પ્રકાર જોવો પોતાના અંતઃકરણને ઘણો દુઃસહ થઈ પડવાથી રામે રથને વેગમાં લેવા માટે કહ્યું, ત્યારે પછવાડેથી દશરથ રાજા, "હે સુમન્ત્ર! ઉભો રહે! ઉભો રહે!" એમ મોટો પોકાર કરવા લાગ્યો. રામે કહ્યું–'ચલાવ, ચલાવ.' આ પ્રકારે બંને બાજુની અતિ માન્ય આજ્ઞાઓ થવાથી સુમન્ત્ર મહા દુઃખ પામ્યો; ને યુદ્ધ કરવા ઇચ્છતી બંને સેનાઓની વચ્ચે આવી ગયલા ઉદાસી પુરુષનું અંતઃકરણ જેમ વ્યગ્રતા પામે છે, તેમ તેનું અન્તઃકરણ અતિ વ્યગ્ર થઈ ગયું.[૪૪-૪૬] આ વેળા રામે તેનું સમાધાન કર્યું: ["હે સૂત! પુરુષથી એકે સમયે બે વાત બની શકતી નથી; માટે આવા ધર્મસંકટ સમયે બેમાંથી વધારે અગત્યની હોય, તે વાતપર તેણે લક્ષ આપવું.] મારા પિતાએ તને ઉભો રહેવાની આજ્ઞા કરી છે, પણ તેથી તો ઉલટું તેને વધારે દુઃખ થાય એમ છે, અને અમોને વનમાં જતાં વિલંબ થાય તો તેથી મહા પાપ થાય; માટે આ સમયે રથને ઉભો ન રાખતાં તારે તેથી પણ વધારે વેગમાં લેવો, એ જ શ્રેયસ્કર છે." [પાછા ફર્યા પછી તને મહારાજ ઠપકો આપે તો કહેજે કે, 'મેં આપનું બોલવું સાંભળ્યું નહીં,' પણ ઢીલ થશે તો મને ઘણો સંતાપ થશે.]"[૪૭]

એ સાંભળી રામની આજ્ઞા સ્વીકારી, સુમન્ત્રે પાછળ આવતા સર્વ જનોનું નિવારણ કરી, તેની રજા લઇને રામની આજ્ઞા પ્રમાણે અશ્વોને વેગથી ઉપાડ્યા,[૪૮] ત્યારે રથને પહોંચી વળવું કે સાથે ચાલવું અશકય થઈ પડવાથી સર્વ જનો પછવાડે દોડતા અટકયા, પણ તેઓનાં મન કંઈ રામની પાસેથી પાછાં વળ્યાં નહિ. ઘણાક મનુષ્યો તો હજુ પણ ન અટકતાં શ્વાસભેર દોડી રામ સાથે ચાલ્યાં.[૪૯] આ વખતે બુદ્ધિમાન્ વૃદ્ધ અમાત્યોએ દશરથરાયને કહ્યું: "હે મહારાજા! यमिच्छेत्पुनरायातं नैनं दूरमनुव्रजेत्। જે પુરુષને પાછો આવવા ઇચ્છતા હોઇએ, તેના પ્રયાણ સમયે તેની વાંસે ઘણે દૂર સૂધી જવું નહિ!"[૫૦] એ સાંભળી સર્વગુણસંપન્ન દશરથરાજા પ્રસ્વેદથી ભરેલા શરીરે અત્યંત ખેદ પામતો તથા રુદન કરતો પોતાની રાણીઓ સહિત રામ ભણી દૃષ્ટિ કરતો ઉભો જ રહ્યો.[૫૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ચાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

# અયોધ્યામાં શોક.

---

## સર્ગ ૪૧ મો.

### શોક.

એ પ્રમાણે નરશ્રેષ્ઠ રામ અયોધ્યાપુરીથી બહાર નિકળ્યો, ત્યારે અંતઃપુરમાં સ્ત્રીઓએ ઘણો વિલાપ કરવા માંડ્યો. તેના કરુણા ઉપજે એવા વિલાપથી આખા રાજગૃહમાં મહા શોર મચી રહ્યો.[૧] વારંવાર તેઓ, "હા રામ! હા રઘુવીર! હા અનાથ અયોધ્યાની ગતિરૂપ! હા પીડિત અયોધ્યાના શરણરૂપ! તું કયાં જાય છે?"[૨] એ પ્રમાણે બોલતી કહેવા લાગી: 'રે! પોતાનાપર કોઇએ મિથ્યા આરોપ કર્યો હોય છતાં તે ક્રોધ પામતો નથી એટલું જ નહિ, પણ પ્રજાને ક્રોધ ઉપજે એવું કોઇ પણ કારણ તેની પાસેથી મળી આવતું નથી. રે! તે તો ઉલટો ક્રોધ પામેલાઓને

તેમનું ઇચ્છિત કરી પ્રસન્ન કરે છે; ને પ્રજાના દુઃખથી પોતે દુઃખી થાય છે. હાય રે! એ શ્યામમૂર્ત્તિ ક્યાં જશે?[૩] અરે! એ રઘુવીર પોતાની માતા કૌસલ્યાની સાથે જેવી રીતે વર્તે છે, તેવા જ પ્રેમભાવથી આપણી સાથે વર્તે છે, તેનો શું આપણને આજે વિયોગ થયો?[૪] હાય! હાય! આપણી સપત્ની કૈકેયી આપણી શત્રુ થવા લાગી. અરેરે! એ કૈકેયીના ક્લેશને લીધે આપણા પતિએ તે મહાતેજસ્વીને આજે નિરપરાધે વનમાં કાઢયો. અહા હા! એ સત્યસંકલ્પી ધર્મરૂપ રામ તો આખા જગતની રક્ષા કરનારો છે.[૫] હા! તેના વિયોગથી આ સર્વ જીવલોકનો પણ ક્ષય થઈ જાય એમ છે, તો પણ ચેતન વગરના દશરથ રાજા તેને વનમાં જતો વારતો નથી. હવે આપણા પ્રાણ કેમ રહેશે? અરે! હવે આપણો પુત્રવત્સલ સ્વામી દશરથરાય, કેવી રીતે દેહ ધારણ કરી શકશે? રે! આપણું જીવન, આપણો પ્રાણ, આપણો આત્મા, રામ આજે નિરપરાધે વનમાં જાય છે!"[૬] એ પ્રમાણે સર્વ રાણીઓ, વત્સરહિત ગાયની પેઠે મહા આક્રોશસહિત અત્યંત રુદન કરવા લાગી, ને દોડી દોડી રામની પછવાડે જવા માટે બહાર નિકળવા લાગી, ત્યારે આખા અંતઃપુરમાં મહાશોકયુક્ત ઘોર શબ્દ થઈ રહ્યો.[૭] તે સાંભળી પુત્રશોકથી પીડિત થયેલો પૃથિવીપતિ, અત્યંત શોચ કરવા લાગ્યો.[૮] [દાસ,દાસીઓ,દ્વારપાળો, વૃદ્ધો અને બાળકો સૌ હાહાકાર કરી ઉઠ્યા! મેનાં, પોપટ, હંસ, ચાતક, મયૂર, કોકિલા ઇત્યાદિ અંતઃપુરમાંનાં સર્વ પક્ષીઓ પણ આ વેળા પોતાના શબ્દોનું માધુર્ય છોડી, ખેદ ઉપજે એવા શબ્દો ઉચ્ચારવા લાગ્યાં; ને વાંસ વગેરેના જાળામાં ભરાઈ રહેલા ચકલાંના ટોળામાંથી બાજ ઝપટ મારી એકાદને પકડી જાય ને પછી તેઓ જેવા કોલાહલ કરી મૂકે તેવો આક્રોશ રામના જવાથી કરવા લાગ્યાં. [શ્રીરામે વનમાં પ્રયાણ કીધું,તે વેળા આખી અયોધ્યા કેવળ વિપરીત દેખાવવાળી અને શૂન્ય થઈ રહી.] રામવિયોગને લીધે દુઃખી થયલા અગ્નિહોત્રીઓ અગ્નિમાં આહુતિ આપતા બંધ થઈ ગયા; અગ્નિ પણ જાણે નિસ્તેજ અને જવાળાઓનો ત્યાગ કરી ધૂમ્રવાળો થઈ ગયો; સૂર્ય પણ દિવસ ઘણો બાકી છતાં આથમેલા જેવો થઈ ગયો; ચોમેરે ધૂળ ઉડવા લાગી, ને આમથી આવશે કે આમથી, એમ સૌના હૃદયમાં મહા ભય વ્યાપ્ત થઈ ગયો; હસ્તીઓએ પોતાના ચર્વણના ગ્રાસ તજી દીધા; અશ્વો ઉન્મત્તતા છોડી પ્રાણ ખેંચી લીધેલા જેવા થઈ રહ્યા; ગાયોએ પોતાનાં પ્રિય વત્સને સ્તનપાન કરાવવું પણ મૂકી દીધું; ને સ્ત્રીઓએ પણ રામવિયોગને લીધે, વહાલાં બાળકોને ભૂખથી ટળવળતાં જોવા છતાં સ્તનપાન કરાવી છાનાં રાખવાની મતિ કરી નહિ.[૯]

વળી રામના જવાથી આકાશમાં પણ એવી જ શૂન્યતા દેખાવા લાગી. દક્ષિણ દિશામાં રહેલો ત્રિશંકુ, મંગળ, બુધ, ગુરુ, શનિ તથા શુક્રાદિ ગ્રહો રાત્રિને વિષે વક્રગતિએ ચંદ્રને પ્રાપ્ત થયા, ને મહા દારુણપણે અવ્યવસ્થિત થઈ આકાશમાં ભ્રમણ કરવા લાગ્યા.[૧૦] વક્રગતિ પામેલા શનિ વગેરે ગ્રહો તથા બીજા વિશાખા વગેરે નક્ષત્રો સ્વાભાવિક કાંતિનો ત્યાગ કરી નિસ્તેજ થઈ અને ધૂમાડાથી ઘેરાયલા દેખાવા લાગ્યા.[૧૧] આકાશમાં રહેલી મેઘની પંક્તિઓ વાયુને લીધે સમુદ્રની પેરે ઉછળવા લાગી તથા આ સઘળા ઉત્પાતોથી રામના વનવાસથી દુઃખી થયેલી અયોધ્યાપુરીમાં મોટો ધરતીકંપ થયો.[૧૨] ચોમેરથી આકુળ થયલી સર્વ દિશાઓ અંધકારથી પરિપૂર્ણ દેખાવા લાગી ને સર્વ ગ્રહો તથા નક્ષત્રો તે ટાણે જાણે અસ્ત જ પામ્યા હોયની, તેમ પ્રકાશહીન દેખાવા લાગ્યાં.[૧૩] આ વેળા અયોધ્યાપુરવાસી સર્વજનો અકસ્માત્ દીન થઈ ગયાં. તેઓએ આહારવિહારાદિ સર્વ કાર્ય તજી દીધાં.[૧૪] અને રામવિયોગજન્યશોકને લીધે વારંવાર સંતાપ પામી લાંબા ઉષ્ણ નિઃશ્વાસ મૂકતાં ને રુદન કરતાં ક્રોધે ભરાઈ ધર્મિષ્ઠ દશરથરાયની નિન્દા કરવા લાગ્યાં.[૧૫] વળી રઘુવીરની પછવાડે જવાના ઉદ્દેશથી તેઓ ઝરતે આંસુડે રાજમાર્ગોપર દોડાદોડ કરવા લાગ્યાં. એમ સર્વત્ર મહા ઉત્પાત તથા કોલાહલ મચી રહ્યો. સઘળાં મનુષ્યો શોકથી વ્યાપ્ત જણાતાં હતાં, પણ કોઈ હર્ષવાળું જણાતું ન હતું.[૧૬] એ સમયે પવન પણ ઘણો ઉષ્ણ અને વિપરીત વાહતો હતો; સૂર્ય, ચંદ્ર નિસ્તેજ તથા અશુભ દેખાતા હતા; સર્વનાં અંતઃકરણોમાં શોક અને દુઃખે નિવાસ કર્યો હતો, અને એમ આખું જગત્ દુઃખ પામતું હતું.[૧૭] એ વેળા પુત્રો માતાપિતાની, પતિ સ્ત્રીઓની, ને ભાઈ ભાઇની અપેક્ષા મૂકી, તેઓનો ત્યાગ કરીને કેવળ રામનું જ ચિંતન કરતાં હતાં.[૧૮] વળી રામનાં સુહૃજ્જનો તો આ સમયે શોકરૂપ ભારને લીધે કેવળ મૂઢ જ બની ગયાં; ને માત્ર "હે રામ! હા રામ!" એ વિના બીજો ઉચ્ચાર પણ તેઓએ કરવો મૂકી દીધો.[૧૯] [સેનાના સર્વ યોધાઓ, હસ્તીઓ અને અશ્વો પણ ભય તથા શોકને લીધે જાણે બળતા હોય તેમ મોટા ઘોર નાદ કરતા હતા. સરયૂ

ગંગાનું જળ પણ આ વેળા રામને જતો જોઈ જાણે ઉલટું વહેતું હોય તેવું તથા મલીન દેખાતું હતું. રાજમાર્ગોપરનાં તથા વાટિકાઓમાંનાં સુંદર વૃક્ષો પોતાનાં પુષ્પાદિ સૌભાગ્યને તજીને જાણે રામના શોકથી કરમાઈ જતાં હોય તેવાં થઈ ગયાં. સર્વત્ર 'હા રામ! હે રામ! ઈત્યાદિ પોકારો જ માત્ર કાને સંભળાતા હોવાથી ગમે તેવાં ધીર અંતઃકરણો પણ ધૈર્યહીન થઈ દ્રવિત થવા લાગ્યાં. ] એ પ્રમાણે મહાત્મા રઘુવીર વિના ભય ને શોકથી શૂન્ય થયલી અયોધ્યાપુરી, ઇંદ્ર વિના જેમ સુમેરુસહિત આખી પૃથ્વી ચલાયમાન થાય તેમ ચલાયમાન થઈ ગઈ.[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે અયોધ્યાકાણ્ડમાં એકતાલીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૪૨ મો.

### દશરથવિલાપ.

[ એ પ્રમાણે શાંતિરહિત ને શૂન્ય થયલી અયોધ્યાપુરીને શોકસાગરમાં ડૂબતી મૂકીને રામ નગરની ભાગોળ મૂકી ચાલી નીકળ્યો, ને રથને વેગમાં લીધો, ત્યારે દશરથરાયને તથા તેને ઘણું છેટું પડી ગયું. એ જાય, એ જાય, એમ કરતાં રથ ઘણે દૂર જવાથી અદૃશ્ય થઈ ગયો, ત્યારે અયોધ્યાવાસી જનોને તે રથ ચાલવાથી ઉડતી રજ માત્ર દેખાવા લાગી. [ રજરૂપે પણ પોતાના સદ્‌ગુણસંપન્ન પુત્ર રામનું દર્શન જ્યાં સૂધી થતું હતું, ત્યાં સૂધી દશરથરાયે તે જોવાથી પોતાની દૃષ્ટિને નિવૃત્ત કરી નહિ.[૧] અરે ! દશરથરાયના દેહમાં હવે પળ વાર પણ ઉભા રહેવા જેટલી શક્તિ નહોતી, પરંતુ એ રજદ્વારા પણ પોતાના પ્રિય પુત્રનાં દર્શન કરવાની લાલસાથી તેનો દેહ અત્યાર સૂધી ઉભો રહી શકયો હતો.[૨] પણ જ્યારે એમ કરતાં થોડી વારે તે રજ પણ દેખાતી બંધ થઈ, ત્યારે નિરાશ થયલો રાજા દશરથ મહા આક્રંદ કરી નદી કિનારાના વૃક્ષની પેઠે અંબળાઇને પૃથ્વીપર પડ્યો.[૩] [અહા! હવે કોને ધીરજ રહે એમ હતું ? નિરાશ થયલો સર્વ જનસમૂહ પણ આ બનાવ જોઈ મહાઘોર રુદન કરવા લાગ્યો, ને ઘણીકવાર સૂધી દશરથરાયની સંભાળ લેવાનું પણ કોઇને ભાન રહ્યું નહિ.સૌનાં મન પરવશ થઈ ગયાં,ને પોતે કયાં છે, તેની પણ કોઇના ચિત્તને શુદ્ધિ રહી નહિ; ત્યારે] શોકાર્ત કૌસલ્યાએ સાવધ થઈ, રાજાનો જમણો હાથ પકડી ઉઠાડવા માંડ્યો, એટલે દુઃખનું કારણ કૈકેયી, [કે જે રામને વિદાય કરવા સારુ રાજા સાથે ત્યાં આવી હતી, તેણે] તેનો ડાબો હાથ ઝાલ્યો.[૪] કૈકેયીએ પોતાના શરીરને સ્પર્શ કરેલો જોઇને, નીતિ, ધર્મ તથા વિનયસંપન્ન દશરથરાય અત્યંત વ્યથા પામી, ક્રોધ સહિત કહેવા લાગ્યો:[૫] "હે પાપનિશ્ચયે ! ખબડદાર ! તું મારા શરીરને સ્પર્શ કરતી નહિ. હે દુષ્ટે ! હું તને જોવા પણ ઇચ્છતો નથી; કારણ તું મારી સ્ત્રી નથી અથવા બાન્ધવી–દાસીરૂપ પણ નથી.[૬] ને જેઓ તારા આશ્રયી છે, તેનો હું સ્વામી નથી, ને તેઓ મારા સેવક નથી. તું કેવળ પોતાના અર્થનેજ પરાયણ તથા ધર્મથી ભ્રષ્ટ થયલી છે; માટે હું સર્વથા તારો ત્યાગ કરું છું ![૭] મેં જે તારું પાણિગ્રહણ કરી તને અગ્નિપ્રદક્ષિણા ( મંગળફેરા) કરાવી, અને તને સાથે રાખી અગ્નિહોત્ર સંબંધી કાર્ય કર્યું, તે સઘળું માત્ર તારી સાથે મેં પાણિગ્રહણ સંબંધી ક્રીડા જ કરી (રમત જ કરી), એમ તું સમજ. કેમ કે અગ્નિહોત્રથી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકને વિષે પણ તારા સંબંધનો હું ત્યાગ કરું છું ![૮] અરે ! તું તો શું, પણ તારો પુત્ર ભરત, જો તારા આપેલા અવિનાશી રાજ્યને ગ્રહણ કરી પ્રસન્ન થાય તો, મને પિતા જાણીને મારા પરલોક ગમન પછી, એ જે કંઇ મારી શ્રાદ્ધાદિ ક્રિયા કરે (જલાંજલિ આપે) તે મને પહોંચશે નહીં!"[૯] આ પ્રમાણે તિરસ્કાર કરવાથી અત્યંત લજાઇ શ્યામ વદન થઇને કૈકેયી કોરે ખસી ગઇ, ત્યારે શોકગ્રસ્ત દેવી કૌસલ્યાએ પૃથ્વીપર લોટવાથી રજે લપટાયેલા નરાધિપને ઉઠાડી બેઠો કીધો, ને તેને સાથે લઇને હવે તે વિલાપ કરતાં ઘર ભણી ચાલ્યા.[૧૦]

આ સમયે દશરથરાયની અવસ્થા ઘણી દુઃખરૂપ થઇ ગઇ હતી. જેમ કોઈ પુરુષ સ્વેચ્છાથી બ્રાહ્મણને હણીને કિંવા હાથે કરી અગ્નિમાં પડીને તાપ પામે, તેમ તે ધર્માત્મા રાજા પોતાના પ્રિયપુત્ર રાઘવનું ચિંતવન કરી સંતાપ પામવા લાગ્યો.[૧૧] રથમાર્ગને વિષે વારંવાર તે કલેશ પામતા ચાલતા હતા, ત્યારે જાણે રાહુએ ગ્રાસેલો સૂર્યજ હોયની તેવો તે નિસ્તેજ અને મલીન દેખાતો હતો.[૧૨] વળી દુઃખયુક્ત ચાલતાં ચાલતાં તે પાછા અયોધ્યા સમીપ આવ્યો, ને રામગમનથી સૌભાગ્યહીન થયલી તે નગરીને જ્યારે જોઇ, ત્યારે તો તેનો ત્યાગ કરીને ગયલા પોતાના પ્રિય પુત્રને પુનઃ પુનઃ સંભારીને તે અતિ ઘણો વિલાપ કરવા લાગ્યો. તે બોલ્યો:[૧૩] "રે! મારા પુત્રના રથે જોડેલા અશ્વોના પગ તો પૃથ્વીપર પડેલા દેખાય છે, પણ તે મારો મહાત્મા પુત્ર મારા જોવામાં આવતો નથી![૧૪] અહો!

જેના શરીરે નાના પ્રકારનાં સુગંધી ચંદનનો લેપ કરવામાં આવે છે, ને જે ઉત્તમ શય્યાઓને વિષે નરમને સુંવાળાં ઓસીકાંપર મસ્તક મૂકી પરમ સુખેથી શયન કરે છે, અને તે વેળા ઘણી સ્વરૂપવાન્ અને અલંકાર ધારણ કરેલી સૌભાગ્યવતી સ્ત્રીઓ જેને વ્યંજન કરે છે, તે મારો પુત્ર આજે નદીના કિનારાપર અથવા પર્વતની તળેટીમાં, ઝાડના થડનો આશ્રય કરીને કાષ્ઠ અથવા પાષાણને પોતાના મસ્તક નીચે રાખીને સૂશે![૧૫-૧૬] અરે! જેના ઉઠવા સમયે અનેક બંદીજનો નાના પ્રકારની માંગલિક સ્તુતિ કરે છે, તે મારો પુત્ર હવે પર્વતની સપાટ જમીનપરથી જાગી ઉઠતાં હાથીની પેઠે, રજે ખરડાયલે શરીરે એકલો જ કૃપણની પેરે નિઃશ્વાસ મૂકતો ઉઠશે.[૧૭] અહા! નિરંતર અમૂલ્ય વાહનોમાં બેસી ગતિ કરનારો મારો પ્રિય પુત્ર, હવે પ્રાતઃકાળે નિદ્રામાંથી ઉઠી અનાથની પેઠે ચાલતો વનચર પુરુષોના જોવામાં આવશે.[૧૮] અરે! સદૈવ સુખ ભોગવવા યોગ્ય જનક રાજાની પ્રિય પુત્રી સીતા હવે મહા દુઃખે પીડાતી ને કાંટાવાળી પૃથ્વીપર ચાલતી વનમાં ગમન કરશે.[૧૯] અરે! વનનાં દર્શન તો શું, પણ વનનું વર્ણન સુદ્ધાં કોઈ દિવસે તે કોમલાંગીએ સાંભળ્યું નહિ હોય, તે હવે વ્યાઘ્રાદિ વનપશુઓના અતિ ગંભીર અને રુવાડાં ઉભાં કરે એવા શબ્દો સાંભળી અવશ્ય ભય પામશે.[૨૦] અહા! હે નિર્દય કૈકેયિ! હવે તારી દુષ્ટ કામનાઓ પૂર્ણ થઈ! રે ક્રૂરકર્મિણિ! હવે વિધવા થઈને તું આ રાજ્યનું પાલન કર; કેમ કે, હું એ પુરુષવ્યાઘ્ર રામ વિના એક ક્ષણ પણ જીવિત ધારણ કરી શકીશ નહિ!"[૨૧]

આ પ્રમાણે વિલાપ કરતો રાજા દશરથ, જનસમૂહથી વીંટાઈ, મુવેલાં પાછળ સ્નાન કરેલા પુરુષની પેઠે, પોતાના રાજમંદિર આગળ આવી પહોંચ્યો.[૨૨] આ વેળાએ આખું અયોધ્યા નગર, મનુષ્યો વગર શૂન્ય થઈ ગયલું તેણે જોયું. સર્વ ચોતરાઓ, ઘરનાં આંગણાં તથા મોટા અને નાના સર્વે માર્ગો, મનુષ્ય વગરના શૂન્ય થઈ પડેલા હતા. સર્વ બજારોમાં વ્યાપારીઓએ હડતાળ પાડી હતી. દેવમંદિરો પણ સઘળાં બંધ જ હતાં. કોઈ સ્થળેથી કશો શબ્દ સંભળાતો નહોતો, અને કદાચ સંભળાતો તો 'હા અવધ વિયોગી રામ'! એટલો જ હતો.[૨૩] આવો દુઃખદ પ્રકાર જોઈ રામવિયોગથી અત્યંત પીડાતો રાજા દશરથ, માત્ર તેનું જ સ્મરણ કરતો ને નાના પ્રકારે વિલપંતો, સૂર્ય જેમ વાદળામાં પેસે તેમ પોતાના ગગનચુંબિત પણ શૂન્ય રાજગૃહમાં પેઠો.[૨૪] આ વેળાએ ખરેખર જાણે કોઈ દિવસે જેમાં ક્ષોભ ન થાય અને સુપર્ણે (ગરુડે) જેમાંથી સર્વ સર્પોનો નાશ કરેલો હોય, એવા મોટા હ્રદમાં કોઈ પુરુષ પ્રવેશ કરે, તેમ રામ, લક્ષ્મણ તથા સીતા વગરનાં પોતાનાં શૂન્ય ગૃહમાં (શત્રુઓ જેમાં નિર્ભયપણે પ્રવેશ કરી શકે એવા થયલા ઘરમાં) મહારાજા દશરથે પ્રવેશ કરીને મહા ગદ્ગદિત શબ્દોવડે વિલાપ કરવા માંડ્યો. અને જેનું તાત્પર્ય પણ બરોબર સમજી ન શકાય એવા કંઠના શુદ્ધ ધ્વનિરહિત મંદ ઉચ્ચારથી અતિ શોક પ્રદર્શિત કરતાં તેણે કહ્યું:[૨૫-૨૬] "રે! મને રામની માતા કૌસલ્યાના ગૃહ પ્રત્યે લઇ જાઓ, તેના વગર બીજે કોઇ સ્થળે મારા હૃદયનો ખેદ ટળે તેમ નથી! હવે આ કૈકેયીનું ઘર મને કોઇ પિશાચિણી વા રાક્ષસણીના ઘર જેવું દુઃખદ અને ભયંકર લાગે છે!"[૨૭]

મહારાજાની એવી આજ્ઞા સાંભળી, તેના છડીદારોએ અતિ નમ્રતાથી તેને મહારાણી કૌસલ્યાના મહાલયને વિષે લઇ જઇ, એક પર્યંકપર બેસાડ્યો. પ્રથમ તો અત્યંત ખેદને લીધે રાજા દશરથ નીચું મ્હોં કરી તેપર બેઠો; પણ પછી ચંદ્રહીન આકાશની પેઠે પોતાના રામ લક્ષ્મણ બે પુત્રો તથા સ્નુષા સીતા વગરના તે શૂન્ય ગૃહને જોઇને તે વીર્યવાન્ મહીપતિ એકદમ ઊંચો હાથ કરી મોટા સ્વરથી હાહાકાર કરવા લાગ્યો, ને "હે રામ! અરે રામ! રે! શું તું અમે તારાં માતા પિતા છીએ તેનો ત્યાગ કરીને ચાલ્યો ગયો! શું અમો ઘરડાંઓની તને દયા ન આવી! હે પ્રિય પુત્ર! હવે હું તારું મુખ ક્યારે જોઇશ![૨૮-૩૧] હે વહાલા! તું વનમાંથી પાછો આવીશ ત્યાંસૂધી જે ઉત્તમ પુરુષો જીવશે તેઓ જ ખરેખર કૃતકૃત્ય અને સુખી થશે; કેમકે તેઓ, વનમાંથી પાછા આવેલા તારું સુંદર મુખ જોઇ, તેમ જ તને હૃદયમાં ગ્રહણ કરી, મળી ભેટીને આનંદ પામશે."[૩૨] [ આવી રીતે ઘણો ઘણો વિલાપ કરતાં છેક રાત પડી, ત્યારે મહારાજાએ કૌસલ્યાને કહ્યું: "હે ધર્મપત્ની! હે શ્રેષ્ઠ શીયળવાળી કૌસલ્યે! આ નિશા (રાત્રી) હવે મને ખરેખર કાળરાત્રિ સમાન જ આજે પ્રાપ્ત થઇ છે, માટે તે કેમે કરી નિવૃત્ત થશે નહિ. અરે! આ રાત્રિ જ જ્યારે મને કાલરાત્રિ સમાન થઇ પડી છે, ત્યારે રામના આગમન સૂધી હું મારા જીવિતને કેમ જ ધારણ કરી શકીશ? અહો! હવે મારો કાળ આવી પહોંચ્યો છે!]" એમ નાના પ્રકારે વિલપંતો, છેક અર્ધ રાત્ર વીતી ગઇ

ત્યારે વળી ડૂબી ગયલી વાણીથી દશરથ બોલ્યોઃ "હે કૌસલ્યે! હવે મારો અંત નજીક આવ્યો છે, મારી સર્વ ઇન્દ્રિયો નિર્બળ થઇ ગઇ છે, જેથી મારી દૃષ્ટિ રામમાં જ લાગી છે, તે તેનાથી નિવૃત્તિ પામતી નથી! હવે હું તને દેખી શકતો નથી, તેથી તું તારા હાથે કરીને મને સ્પર્શ કર!"૩૩-૩૪ આવી રીતે કહી રામનું જ ચિંતન કરતો રાજા દશરથ, મોટો નિઃશ્વાસ મૂકી શય્યામાં અવાચક થઇ પડ્યો. તે જોઇ અત્યંત પીડા પામેલી કૌસલ્યા, શય્યા પાસે બેસી, તેના શરીરને સ્પર્શ કરીને આ પ્રમાણે મહા કષ્ટરૂપ વિલાપ કરવા લાગી! ૩૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં બેતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૪૩ મો.

## કૌસલ્યાનો શોક.

પુત્રવિયોગથી પીડિત થયલી મહારાણી કૌસલ્યા, શોકથી ખિન્ન થઇ પડેલા પાર્થિવ મહિપતિપ્રતિ બોલીઃ૧ "હે સ્વામિન્! હે નરશાર્દૂલ! સર્વને આ મહાસંકટ પ્રાપ્ત કરાવનાર માત્ર તમારી પ્રિય પત્ની કૈકેયી જ છે. અહો! તે સર્પિણી, સર્પ સરખી કુટિલ ગતિ-કુટીલ ચરિત્રવાવાળીએ તો કોઈથી પણ ન થાય, એવું નિર્દય કાર્ય કર્યું છે. તેણીએ પોતાનામાં કપટરૂપ વિષને મારા નિરપરાધી પુત્ર રાઘવ ઉપર ત્યાગ કીધું, અને સાપણ જેમ પોતાની કાંચળીને તજી દઇ યથેચ્છપણે વિચરે, તેમ હવે તેણી યથેચ્છ-પણે વિચરનારી થઇ.૨ અહો હે સ્વામિન્! પ્રથમ પણ તે તારી માનવંતી હોવાને લીધે મને ત્રાસ આપવામાં પાછી હઠતી નહતી, ત્યારે હવે તો પોતાનાં શ્રેષ્ઠ ભાગ્યને લીધે તેની ઇષ્ટ કામના પૂર્ણ થઇ ને રામને વનમાં મોકલીને તે નિર્ભય તથા સ્થિર ચિત્તવાળી થઇ; માટે હવે ઘરમાં રહેલા મહા વિષધર સર્પની પેઠે મને ત્રાસ આપવામાં તે શી બાકી રાખશે?૩ હે પાર્થિવ! ભરતને રાજ્ય પ્રાપ્ત થાય તે માટે મને કશો પણ દ્વેષ નથી; કારણ કે, રામમાં અને ભરતમાં હું કશું ન્યૂનાધિક જોતી નથી; પણ કૈકેયીએ રામને વનમાં મોકલવાનું ન માગતાં, પોતાનું દાસત્વ કરાવીને અથવા ભિક્ષા મંગાવીને પણ તેને અહીં નગ-રમાં જ રહેવાનું માગ્યું હોત તો તેણીએ મારું હિત કર્યું એમ હું માનત!૪ પરંતુ આ તો તેણીએ સ્વેચ્છા-નુસારે રામને રાજ્યપદથી ભ્રષ્ટ કર્યો; એટલું જ નહિ, પણ અગ્નિહોત્રી પુરુષ જેમ પર્વણીને દિવસે આહિતા-ગ્નિએ કરી રાક્ષસોના ભાગનો ત્યાગ કરે, તેમ રામને તેણીએ નગરમાંથી ને દેશમાંથી તો શું, પણ જન-સમૂહમાંથીએ સમૂળો ત્યાગ કરાવ્યો;૫ જેથી ગજ-રાજ સરખી ગતિવાળો, શૂરવીર, મહાબાહુ તથા ધનુ-ર્ધર રામ, પોતાની સ્ત્રી સીતા તથા બાંધવ લક્ષ્મણ સહિત, દીન જેવો થઇને, આ વેળાએ વનમાંનાં કોઇ દુઃખદ સ્થળને વિષે પડ્યો હશે.૬ અહા! વનનાં દુઃખ જેમણે સ્વપ્ને પણ જોયાં નથી એવાં રામ, સીતા તથા લક્ષ્મણને, તેં, કૈકેયીની અનુમતિથી ઘોર અરણ્યમાં વસવા સારુ મોકલ્યાં છે, તો તેઓની રાક્ષસોના ભક્ષ્ય શિવાય બીજી શી અવસ્થા થશે!૭ હાય! યુવાન્ તથા રાજ્યભોગ ભોગવવા યોગ્ય થયલાં તે ત્રણે, હવે ઉત્તમ વસ્તુઓથી રહિત થઇને ફળ મૂળનો આહાર કરી, કૃપણની પેઠે વનમાં કેવી રીતે વસી શકશે!૮ રે! પોતાની પત્ની તથા બાંધવ સહિત રાઘવને હું અહીં આવેલો જોઉં, એવો મારા શોકને નાશ કરનારો કલ્યાણરૂપ સમય મને પ્રાપ્ત થશે શું?૯ હે સ્વામિન્! રામ લક્ષ્મણને વનમાંથી પાછા આવેલા સાંભળી, આ મહાયશસ્વિની અયોધ્યાપુરી પાછી હર્ષિત જનોવાળી તથા ધ્વજાઓરૂપ અલંકારથી શણ-ગારેલી ક્યારે થશે?૧૦ અને તે નરસિંહ રાજપુત્રોને કુશળપણે પાછા આવેલા જોઈ, પર્વણીને વિષે ઉછળતા સમુદ્રની પેઠે આ અયોધ્યા નગરી આનંદમય થયલી ક્યારે દેખાશે?૧૧ રે! વૃષભ જેમ પોતાની પવિત્ર વધૂ ગાયને મુખ્ય કરી પુરમાં પ્રવેશ કરે, તેમ મારો મહાબાહુ શૂરવીર પુત્ર (જાનકી વહુને આગળ કરી) રથમાં બેસાડીને ક્યારે આ અવધપુરમાં પ્રવેશ કરશે?૧૨ અને મારા પુત્રો-રામ તથા લક્ષ્મણને-રાજમાર્ગોપર ઉભેલા હજારો લોકો અક્ષતની વૃષ્ટિથી ક્યારે વધાવી લેશે?૧૩ અહો! શ્રેષ્ઠ કુંડળ ધારણ કરેલા તથા ઉંચા ધનુષ અને ખડ્‌ગો ધારણ કરવાથી તેની અણીઓને લીધે તીક્ષ્ણ શિખરોવાળા પર્વતો સમાન શોભતા મારા બંને પુત્રોને, હું સૌભાગ્યવતી, અયોધ્યામાં પ્રવેશ કરતા ક્યારે નિરખીશ?૧૪ અને પવિત્ર કુમારિકાઓ મંગળ પુષ્પો તથા બ્રાહ્મણો, તેઓને રાજગૃહ પ્રત્યે જતા જોઈ, આશીર્વાદરૂપે ફળો ક્યારે અર્પણ કરશે? અને તેવડે હર્ષ પામેલા તે રાજપુત્રો સકળ પૌરજનોત્સવને માટે આ અવધપુરને ક્યારે પ્રદક્ષિણા કરશે?૧૫ રે

ત્રિવૃષ્ટિ* જેમ સમયસર વરસાદ કરી મનુષ્યોને હર્ષ ઉપજાવે છે, તેમ દેવસમાન યુવાન્ તથા જ્ઞાને કરી વૃદ્ધ એવો રામ, અહીં આવી પોતાનાં અમૃતરૂપ વચનોથી આ અવધપુરીને ક્યારે લાડ લડાવશે ? "૧૬

એમ વિલપંતી, પુનઃ તે દશરથરાય પ્રત્યે બોલીઃ "હે શૂરવીર! આમાં કોઈનો દોષ નથી, પણ માત્ર મારાં પૂર્વકૃત પાપોનો જ દોષ છે! ખરેખર પૂર્વ જન્મે મેં કદર્યપણે નિર્દય થઈને, ધાવતાં વાછડાંના મુખમાંથી તેની માતા ગાયોનાં સ્તન બળાત્કાર કરી મૂકાવ્યાં હશે,૧૭ કે જેથી સિંહ તથા સિંહણ જેમ પુત્રવત્સલા ધેનુને, પુત્ર–વત્સ વગરની કરે, તેમ તેં તથા કૈકેયીએ મને મારા પુત્ર વગરની કરી.૧૮ પણ હે સ્વામિન્! માત્ર એકના એક પુત્રવાળી હું, તે શ્રેષ્ઠ, ગુણવાન્ તથા સર્વશાસ્ત્રવિશારદ પુત્ર રામ વગર, હવે જીવવાનો ઉત્સાહ રાખતી નથી.૧૯ એ પ્રિય પુત્રો–રામ તથા લક્ષ્મણ–વિના તો મારું દૈવ પણ મને જીવાડવાને સમર્થ નથી, માટે ઉષ્ણ કાળમાં પોતાનાં કિરણોવડે સમર્થ સૂર્ય જેમ પૃથ્વીને તપાવે, તેમ મારા શરીરમાંથી શોકવડે ઉત્પન્ન થયલો અતિ અહિતરૂપ અગ્નિ આજે મને સંતાપે છે. "૨૦–૨૧

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અયોધ્યાકાણ્ડમાં ત્રેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૪૪ મો.

## સુમિત્રાની કૌસલ્યાને સાંત્વના.

એ પ્રમાણે વિલપન્તી કરતી સ્ત્રીઓમાં શ્રેષ્ઠ કૌસલ્યાને, લક્ષ્મણની માતા ધર્મજ્ઞ સુમિત્રાએ, અનેક ધર્મ વાક્યોવડે સાંત્વના કરવા માંડીઃ૧ "હે આર્યે! તારે શ્રીમાન્ રામ જેવો શ્રેષ્ઠ ગુણવાન્ તથા પુરુષોત્તમરૂપ પુત્ર છે, છતાં આવી રીતે વિલાપ કરવો તથા કૃપણની પેઠે રુદન કરવું, એ તને કેમ ઘટે ?૨ તમારા મહાબળવાન્ પુત્રે તો પોતાના સત્યવાદી ધર્માત્મા પિતાના સંકલ્પને સત્ય કરવા માટે વનમાં પ્રયાણ કરીને મહા ઉત્તમ ધર્મનું આચરણ કર્યું છે, કે જે ધર્મ નિરંતર મરણ પછી પણ તેના શ્રેષ્ઠ ફળનો તથા યશનો ઉદય કરનારો છે; અને તેટલા માટે તારે તેના સંબંધે કોઇ પણ દિવસે શોચ કરવો યોગ્ય નથી.૩–૪ નિષ્પાપ અને સર્વ ભૂત પ્રાણીને વિષે દયાળુ એવો લક્ષ્મણ, રામને પિતા સમાન ગણી તેની સાથે અતિ પ્રેમાળ વૃત્તિથી વર્તીને, તે મહાત્માની સુશ્રુષા કરે છે,૫ તેમ જ સુખ ભોગવવા યોગ્ય સીતા પણ જાણે વનનાં દુઃખોને લેખવતી જ ન હોય, તેમ પોતાના પાતિવ્રત્યને અનુસરીને એ ધર્માત્મા રઘુવીરની સાથે ગઈ છે, એ તે મહાત્માને વનને વિષે મોટા લાભરૂપ છે.૬ વળી હે કૌસલ્યા! જેની કીર્તિરૂપ પતાકાઓ આખા જગતની અંદર ફરકી રહી છે, તે તારા સત્યવ્રતપરાયણ સમર્થ પુત્રને કીયો શ્રેય પદાર્થ પ્રાપ્ત ન થાય એમ છે?૭ હે આર્યે! રામના પ્રભાવને આખું ત્રૈલોક્ય જાણે છે ને તેની પવિત્રતા, તેમ જ સર્વ જગતના નિયંતાપણાંને જાણી, પ્રતાપી સૂર્ય પણ પોતાના કિરણોવડે તેને તપાવવાને સમર્થ નથી, તો પછી બીજાનું શું સામર્થ્ય છે?૮ શીતળતા અને ઉષ્ણતા જેને સમાન છે એવો ઘડી પળે નિકળતો સુખરૂપ સ્પર્શવાળો વનનો કલ્યાણકારક વાયુ પણ રામનું સર્વકાળ સેવન કરશે.૯ તેમ જ, ગરમી–તાપને નાશ કરનાર શીતળ કિરણવાળો ચંદ્ર પણ, રાત્રીએ સૂતી વેળાએ તે નિર્દોષ રામને પોતાનાં શીતળ કિરણોવડે પિતાની પેઠે ઉત્તમ સુખ આપશે ને આનંદ પમાડશે.૧૦ વળી હે કૌસલ્યે! તિમિધ્વજ* નામના દાનવના પુત્રને તેણે માર્યો, એ જોઇ બ્રહ્મર્ષિ વિશ્વામિત્રે તેને જે દિવ્ય અસ્ત્રો આપ્યાં છે, તે તું જાણે છે; તો તેવડે પોતાના બાહુબળનો આશ્રય કરનાર શૂરવીર રામ, ઘરની પેઠે નિશ્ચિન્તપણે વનમાં વસશે.૧૧–૧૨ વળી જેનાં બાણમાર્ગને પામીને જ (જેના બાણોના પ્રહારો થવા પૂર્વે જ) સર્વ શત્રુઓ નાશ પામે, તેની આજ્ઞામાં આ સમગ્ર પૃથ્વીને વિષે વસનારા પ્રાણીઓ રહે તેમાં શું આશ્ચર્ય?૧૩ અરે વધારે તો શું, પણ તેના શરીરની શોભા; તેનું શૌર્ય તથા તેનું ધર્મબળ જોતાં એમ નિશ્ચય થાય છે કે, તે જ્યારે વનવાસથી પાછો આવશે ત્યારે તત્કાળ તો પોતાના સમગ્ર રાજ્યનો અધિપતિ થશે."૧૪

એટલું કહી વળી સુમિત્રાજી બોલી, ["હે આર્યે! હે મારી પ્રિય ભગિનિ કૌસલ્યા! તું શું શ્રીમાન્ રામને હજુ પ્રાકૃત મનુષ્ય સમાન જાણે છે? આપણા પુત્રેષ્ટિ યજ્ઞ સમયે આપણને યજ્ઞનારાયણે જે પ્રસાદરૂપે ચરુ આપ્યો હતો, તે સમયનો વૃત્તાંત તું વિસરી ગઈ? અરે! તે તો સાક્ષાત્ ઇશ્વર જ તારા પુત્રરૂપે આ

* 'ત્રિવૃષ્ટિ' એટલે ત્રણવાર વરસાદ પડી પાક આબાદ થાય છે, તે.

* તિમિધ્વજનો પુત્ર શંબર, ને તેનો પુત્ર સુબાહુ. તેને વિશ્વામિત્રના યજ્ઞ રક્ષણ વેળાએ માર્યો હતો.

જગતમાં અવતર્યો છે. આખા ત્રૈલોક્યમાં પણ કોઈ તેના સમાન નથી, એવા રામનું અદ્ભુત રૂપ, ગુણ બળ તથા ઐશ્વર્યને જોઈને જ આપણે અનુમાન કરવું જોઈએ કે, રામ પ્રાકૃત મનુષ્ય નથી.] અરે દેવિ! પ્રાકૃત મનુષ્ય તો શું, પરંતુ દેવતા સમાન ગણવાને પણ તે અયોગ્ય નથી. તે તો સૂર્યનો પણ સૂર્ય, અગ્નિનો પણ અગ્નિ, પ્રભુનો પણ પ્રભુ, શ્રીનો પણ શ્રી, કીર્તિનો પણ કીર્તિ, ક્ષમાનો પણ ક્ષમા,[૧૫] દૈવતાનું દૈવત તથા આખા જગતનો નિયંતા અને ભૂતપ્રાણી માત્રના આત્મા છે; તો પછી વનમાં અથવા પુરમાં કોઇ પણ સ્થળે તેને કીયા દુર્ગુણો દુઃખ દઇ શકે એમ છે?[૧૬] હે કૌસલ્યે! તું નિશ્ચય રાખ કે, થોડા કાળમાં સમગ્ર પૃથ્વી, વૈદેહી તથા વિજયશ્રી (રાજ્ય લક્ષ્મી) સહિત રામને વસિષ્ઠાદિ ઋષિઓ રાજ્યાભિષેક કરશે.[૧૭] [વળી અયોધ્યામાંથી તેને વનમાં જતા જોઈ શોકના વેગથી હતચિત્ત થયલાં આ] સકળ પુરવાસી-જનો હજુ સૂધી પણ સઘળે ચોધારા આંસૂથી રડ્યા કરે છે; જે ઉપરથી રામપરના તેમના અથાગ પ્રેમનો આપણને નિશ્ચય થાય છે. તેઓ તેને વનમાંથી કુશળપણે પાછો આવેલો જોઈ, રાજ્યપદપર સ્થાપન કર્યા વિના કેમ રહેશે?[૧૮] વળી હે આર્યે! દર્ભનાં ચીર વસ્ત્ર ધારણ કરેલો રઘુવીર, જેમ સાક્ષાત્ પ્રભુ છે, તેમ વનમાં સાથે ગયલી તેની પત્ની સીતા એ પણ સાક્ષાત્ લક્ષ્મી જ છે, તો હવે તેને વનને વિષે કયો પદાર્થ દુર્લભ છે?[૧૯] વળી ધનુષ્ય ધારણ કરવામાં અતિ નિપુણ તથા બાણ, ખડ્ગ અને બીજાં સર્વ અસ્ત્રો ધારણ કરનાર મહાબળી લક્ષ્મણ, જેની આગળ અનુચરની પેઠે ચાલે છે, તે રામને શો પદાર્થ દુર્લભ છે?[૨૦] [હે દેવિ! રામના સમગ્ર ગુણૈશ્વર્યનું વર્ણન કરવાને કોઈ સમર્થ નથી, માટે હુ તને માત્ર એટલું જ કહું છું કે, તે આ સર્વ જગતના પ્રભુ (મહા વિષ્ણુ) જ છે. જેથી એને કોઈ સ્થળે કશું ભય કે દુઃખ થાય એમ નથી જ.] અવધિ પૂરી થતાં જ તે કુશળપણે અત્રે પાછો આવશે તથા ઉદય પામેલા ચંદ્ર સરખો તે, પોતાના મસ્તકવડે તારા બંને ચરણમાં વંદન કરશે, એ જોઈ તું અત્યંત આનંદ પામીશ. માટે હે અનિંદિતે! હું તને સત્ય કહું છું કે, તારા સઘળા મોહ તથા શોકનો તું ત્યાગ કર.[૨૧-૨૨] રઘુવીર વનમાંથી પાછો આવ્યા પછી તેને રાજ્યાભિષેક થશે ને તે સમયે મહા શોભાયુક્ત તેને જોઇ તત્કાળ તારાં નેત્રમાંથી આનંદાશ્રુની વૃષ્ટિ થશે?[૨૩] વળી હે દેવિ! હું તને વારવાર કહું છું કે, રામનું, કોઇ સ્થળે કોઇનાથી પણ કશું ભુંડું અથવા અશુભ થાય એમ નથી; ને સીતા તથા લક્ષ્મણ સહિત થોડા કાળમાં તેને અત્રે આવેલો આપણે જોઇશું, માટે સર્વથા તું તારા શોકદુઃખનો ત્યાગ કર.[૨૪] હે નિષ્પાપ! તારે તો ઉલટું આ સમયે સર્વ અયોધ્યાવાસી જનોનું આશ્વાસ કરવું જોઇએ; તો પછી તું પોતે જ હૃદયમાં આટલો બધો ખેદ કરે છે, એ શું યોગ્ય કહેવાય?[૨૫] જેને રામ જેવો પુત્ર છે, તેને શું કદી પણ શોચ કરવો જોઇએ? અરે! એ રામ જેવો સન્માર્ગે વર્તનાર બીજો કોઈ પુરુષ આ જગતમાં નથી![૨૬] હે દેવિ! પુનરપિ હું તને સત્ય કહું છું કે, ઇષ્ટ વરદાન આપનાર તારો સત્ય પરાક્રમી પુત્ર થોડા કાળમાં વનમાંથી પાછો પોતાના સ્થૂલ, પણ કોમળ શ્રીહસ્તે કરી તારાં ચરણ-સ્પર્શ કરશે. જ્યારે પોતાના સુહૃદ્વર્ગ સહિત તને દંડવત્ પ્રણામ કરશે, એ જોઈ મેઘની પંક્તિ જેમ પોતાની વૃષ્ટિધારાવડે પર્વતને પ્રોક્ષણ કરે છે તેમ, તું તે વિજયી પુત્રને તારાં નેત્રની આનંદાશ્રુની વૃષ્ટિથી પ્રોક્ષણ કરશે."[૨૭-૨૯] એવી રીતે અનેક પ્રકારનાં વાકયોવડે આશ્વાસના કરી બોલવામાં કુશળ અને અનિંદિતા દેવી સુમિત્રા વિરામ પામી;[૩૦] ત્યારે અત્યાર સૂધી એકે ચિત્તે તેનાં વાકયો સાંભળી રહેલી મહારાણી કૌસલ્યાનો સર્વ શોક, શરદ્ઋતુ આવવાથી અલ્પ જળવાળા થઈ જતા મેઘની પેઠે તાત્કાળ નાશને પામ્યો.[૩૧]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ચુંવાળીસમો સર્ગ સંપૂર્ણ.**



# અનુગામીઓનો ત્યાગ.

## સર્ગ ૪૫ મો.

### અનુગામી વિપ્રોની પ્રાર્થના.

વનમાં નિવાસ કરવા સારુ જતા મહાત્મા રઘુવીર પ્રત્યે પરમ પ્રીતિ હોવાથી ઘણાક અયોધ્યાવાસી જનો તેની વાંસે ગયા હતા, તેઓનું શું થયું તે જોઇએઃ-[૧]

'જેને પાછા આવવા ઇચ્છતા હોઇએ, તેની વાંસે ઘણે દૂર સૂધી વળાવા જવું નહિ,' એ સુહૃદ્ધર્મને અનુસરીને રાજા દશરથ મહા દુઃખ પામી પાછો વળ્યો; પણ બીજા અયોધ્યાવાસી જનો રામના રથની વાંસે જ શ્વાસભેર દોડતા ચાલ્યા.[૨] [અહો! ધન્ય છે તે પુરવા-

સીઓના અથાગ પ્રેમને.] તેઓને સકળ ગુણસંપન્ન મહાયશસ્વી રામ, સોળે કળાથી પ્રકાશિત થયલા ચંદ્ર સમાન પ્રિય હતો.[૩] તેઓએ રથની પછવાડે દોડ્યા જતાં વારંવાર રામને ઘણી ઘણી વિનતિથી પાછો વળવાનું કહ્યું, પણ તેથી શું? પિતાને સત્યવાદી કરનારા ધર્મદૃઢ કાકુત્સ્થનું અંતઃકરણ કોઇ વાતે પોતાના સુનિશ્ચયથી ડગે એમ ન હોતું.[૪] પરંતુ પ્રકૃતિવર્ગની અતિ કરુણામય પ્રાર્થના સાંભળી તેને અત્યંત દયા આવી; જેથી રથમાંથી બહાર મુખ કાઢી પોતાના સ્વરૂપનું જાણે તેઓને પાન જ કરાવતો હોયની, તેમ તેમના સામી દૃષ્ટિ કરી, અત્યંત સ્નેહથી તેમને કહ્યું:[૫] "હે માયાળુ પુરવાસી જનો! મારાપરની તમારી અત્યંત પ્રીતિ તથા માન જોઇ, હું અતિશય હર્ષ પામું છું; પણ જો તમે મારું પ્રિય કરવા ઇચ્છતા હો—મને આનંદ પમાડવા ચાહતા હો, તો તે પ્રીતિ તથા માન હવે મારા બાંધવ ભરતનેવિષે ધારણ કરો.[૬] શુભ ચરિત્રવાળો તથા કૈકેયીને આનંદની વૃદ્ધિ કરનાર તે હવે, તમારો રાજા થયો છે; તે તમારું સર્વ પ્રકારે હિત કરશે.[૭] વળી હે પ્રજાજનો! ભરત જો કે અવસ્થાએ બાળક છે, પરંતુ તેણે ઉત્તમ વિદ્યા તથા જ્ઞાન સંપાદન કરેલાં હોવાથી તે વૃદ્ધ સમાન સ્થિર બુદ્ધિવાળો છે; તેમ જ સૌ પ્રત્યે અતિ મૃદુ છતાં મહા વીર્યવાન્ તથા રાજકાજને યોગ્ય છે, માટે તે તમારો સ્વામી થઇ, તમોને નિર્ભય કરશે.[૮] રાજામાં જોઇતા સર્વ ગુણોથી તે યુક્ત છે, તેમ જ દશરથરાયે તેને યુવરાજપદપર બેસાડવાનો નિશ્ચય કરેલો છે; માટે તમારે આજથી મારી પ્રીતિને અર્થે તેની આજ્ઞા પાળવી, ને મારા વનમાં જવા પછી મારા પિતા કોઈ વાતે દુઃખ પામે નહિ, તેવી રીતે વર્તી મારું પ્રિય કરવું."[૯–૧૦]

આવી રીતે રામ, જેમ જેમ વધારે ધર્માશ્રિત થતો ગયો, તેમ તેમ તો તે સર્વ પ્રકૃતિવર્ગ ઉલટો તેને પોતાનો રાજા કરવાની કામનાથી પાછો વાળવા માટે વધારે આતુર થતો ગયો.[૧૧] વારંવાર રુદન કરવાને લીધે શક્તિહીન થઇ ગયેલાં તેમનાં નેત્ર, રામનું આવું ધર્માશ્રિતપણું જોઈ વધારે અશ્રુ રેડવા લાગ્યાં, ને સુમિત્રાનંદન સાથે રામના ગુણરૂપ દોરીવડે બંધાયલા તે પુરવાસીઓ સુદૃઢપણે તેના પક્ષમાં ખેંચાવા લાગ્યા.[૧૨] તે પુરવાસીઓમાં બ્રાહ્મણો, કે જેઓમાં કેટલાક જ્ઞાનવૃદ્ધ, કેટલાક તપોવૃદ્ધ, કેટલાક યોગવૃદ્ધ તથા કેટલાક એ સઘળા ગુણોયુક્ત છતાં, વળી વયોવૃદ્ધ હતા, ને અવસ્થાને લીધે જેમનાં મસ્તક કંપતાં હતાં, તેઓએ ઘણે દૂર લઇ જવાથી રામના રથના અશ્વોને મોટેથી કહ્યું:[૧૩] "હે અશ્વો! રે મોટા વેગથી રામને વહન કરનાર જાતવાન્ તુરગો! તમે હવે થોભો, થોભો, દોડો નહીં, તમે હવે રઘુવીરને દૂર લઇ જશો નહિ. અમારી બ્રાહ્મણોની આજ્ઞા પ્રમાણે નહિ કરો તો તમારા સ્વામીનું અહિત થશે.[૧૪] હે અશ્વો! તમને તો વળી 'કર્ણવંત' એવું વિશેષણ છે (અર્થાત્ સર્વ પ્રાણી કરતાં તમારી–અશ્વોની કર્ણાદિ ઇંદ્રિયો વધારે તેજ હોય છે) માટે અમારી આ યાચના સાંભળીને તમે હવે ચાલવાથી નિવૃત્તિ પામો.[૧૫] તમારા સ્વામી રઘુવીર ધર્મને લીધે અતિ શુદ્ધ અંતઃકરણવાળો, શૂરવીર તથા શુભ વ્રતોનું દૃઢ આચરણ કરનારો છે. તેને અમારા કહેવાથી તમે હવે વનમાર્ગે ન લઈ જતાં પાછા અયોધ્યાને વિષે લઈ જાઓ!"[૧૬] વૃદ્ધ બ્રાહ્મણોનાં આવાં ગદ્ગદિત વાક્યો સાંભળી, સીતા તથા લક્ષ્મણ સહિત રઘુવીર રથમાંથી નીચે ઉતર્યા, ને તે વૃદ્ધ બ્રાહ્મણો પોતાને પહોંચી વળે તે સારુ ધીમે ધીમે પગે ચાલવા લાગ્યા.[૧૭–૧૮] [અહો! આવા વિનયી અને દયા દૃષ્ટિવાળા રઘુવીર પોતાનાં નિર્મળ ચરિત્રોથી સૌને પ્રિય થાય એમાં શું આશ્ચર્ય?] પૂજ્ય અને વૃદ્ધ દ્વિજમંડળ, પગે ચાલીને પોતાની પછવાડે ચાલી આવતું જોઈ, રામે રથમાં બેસીને ચાલવું, તેમ જ ઝડપથી ચાલી તેમનો ત્યાગ કરવો, એ યોગ્ય ધાર્યું નહિ![૧૯]

રામને પગે ચાલતો જોઇને તો તે સંતપ્ત થયલા બ્રાહ્મણોનાં મન ઉલટાં સંભ્રાંત થયાં, ત્યારે તે ફરી પ્રાર્થના કરવા લાગ્યા:[૨૦] "હે રઘુકુલોત્તમ! હે બ્રહ્મણ્ય! આ સમગ્ર બ્રાહ્મણોનો સમૂહ, તેમ જ તેઓના સ્કંધ ઉપર રહેલાં અગ્નિહોત્રનાં સાહિત્યો, પાત્રો તથા અગ્નિમથન કરવાની અરણી પણ તારી વાંસે આવે છે.[૨૧] વળી હે રઘુવીર! આ વાજપેય યજ્ઞ કરનાર બ્રાહ્મણોનાં શરદ્ઋતુના મેઘ સરખાં ઉજ્જ્વળ છત્રો પણ તારી વાંસે આવે છે; માટે હે ધર્મિષ્ઠ! વનની અંદર શિરપર ધારણ કરવાને તારી સાથે છત્ર નથી, તેથી સૂર્યનો તાપ મટાડવા માટે અમે આ (વાજપેય યજ્ઞનાં) છત્રો વડે તને છાયા કરીશું.[૨૨–૨૩] હે વત્સ રામ! અદ્યાપિપર્યંત અમારી બુદ્ધિ જે નિરંતર વેદાભ્યાસમાં જ અનુસરેલી હતી, તે આજે તારે લીધે તારી સાથે વનમાં આવવા માટે પ્રવૃત્ત થઈ છે.[૨૪] અમારું સર્વસ્વ જે વેદરૂપ ધન છે, તે અમારા હૃદયને વિષે રહેલું હોવાથી તે અમારી સાથે આવશે ને અમારી પત્નીઓ

પોતાનાં પાતિવ્રત્યવડે સુરક્ષિત થઈ ઘેર રહેશે.[૨૫] હે રાઘવ! અમે તો તારી સાથે વનમાં આવવાનો દૃઢ નિશ્ચય કીધો છે જ. [અર્થાત્ તું પાછો નહિ વળે તો અમે નિશ્ચયપૂર્વક તારી સાથે આવીશું જ. પણ કહેવાનું એટલું જ છે કે,] 'બ્રાહ્મણની આજ્ઞા સૌએ પાળવી જોઇએ,' એ ધર્મનો જ્યારે તું પોતે જ અનાદર કરીશ, ત્યારે બીજું કોણ તે પ્રમાણે વર્તશે?[૨૬] માટે હે નિશ્ચય ધર્માનુષ્ઠાની! અમે, કે જે હંસપક્ષીના જેવા શ્વેત કેશવાળા મસ્તકે કરી તને સાષ્ટાંગ પ્રણામ કરવા સારુ પૃથ્વીપર પડતાં, ધૂળવાળું શરીર થવાની પણ ચિંતા કરતા નથી, ને તારી યાચના કરીએ છીએ કે, તું વનમાં જવાથી નિવૃત્તિ પામ. કેમ કે જે બ્રાહ્મણો અહીં આવેલા છે, તેઓના વિસ્તાર પામેલા યજ્ઞો તારા વિયોગને લીધે અત્યારથી જ બંધ રહ્યા છે. માટે જો તું હવે પાછો નહિ વળે તો તે સર્વ યજ્ઞોમાં વિઘ્ન કરવાનો દોષ તારા શિરપર આવશે.[૨૭-૨૮] હે પ્રિય રાજપુત્ર! માત્ર અમે જ નહિ, પણ આ જગતમાંનાં સ્થાવર તથા જંગમ સર્વ પ્રાણી તારે વિષે ભક્તિમાન્ હોવાથી તને પાછા વળવાની યાચના કરે છે, તો વનમાં તું જવાનું માંડી વાળી, પોતાના ભક્તોને વિષે ભક્તિ દેખાડ.[૨૯] હે કાકુત્સ્થ! આ માર્ગોમાંનાં વૃક્ષો, કે જેઓ પોતાનાં મૂળ, પૃથ્વીની અંદર હોવાથી વેગરહિત અને તારી સાથે આવવાને કેવળ અશક્ત છે, તેઓ પણ વાયુવેગવડે ઉન્નત થઈ મોટા આક્રોશ સાથે તારી યાચના કરે છે;[૩૦] તેમ જ સર્વ પક્ષીઓ, કે જેઓને રહેવાનાં સ્થાન માત્ર એકલાં વૃક્ષો જ હોય છે, તેઓ પણ પોતાની સર્વ ચેષ્ટા, આહાર તથા વિહારનો ત્યાગ કરીને, દીનપણે, તને પાછો વળવા માટે તારી યાચના કરે છે; માટે અમારા સર્વ ભૂતપ્રાણીના ઉપર દયા કરીને, તું વનમાં જવાથી નિવૃત્તિ પામ."[૩૧]

એ પ્રમાણે રામને પાછા વાળવા નિમિત્તે મોટા શબ્દોથી પ્રાર્થના કરતા બ્રાહ્મણો સહિત સૌ પુરજનો, રાઘવની પછવાડે ચાલ્યા જતા હતા! એટલામાં, તે બ્રાહ્મણોના અનુગ્રહ માટે જાણે રાઘવને વનમાં જતાં નિવારણ જ કરતી હોયની, એવી આડી ગતિવાળી તમસા નદી તે સર્વેના જોવામાં આવી.[૩૨] કિનારો જોતાં જ અશ્વો ખમચાઈને ઉભા રહ્યા. સંધ્યાકાળ પણ થવા આવ્યો હતો, તેથી સુમંત્રે ત્યાં જ રથમાંથી અશ્વોને છોડી તેઓનો શ્રમ નિવારણ કરવાને ઉતાવળથી તેમનાપરનો સાજ ઉતારી નાંખ્યો; ને તેઓને નદીમાં લઈ જઈ જળપાન કરાવી, તેમ જ નવરાવીને કિનારાપર લાવી ચારો નીર્યો.[૩૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પીસ્તાળીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૬ મો.

## પુરવાસીઓનો છળ.

રાત્રી પડવા આવી. નાના પ્રકારનાં સુંદર વૃક્ષો તથા તરુવરોથી પરિપૂર્ણ દેખાતા તે તમસા નદીના રમ્ય કિનારા ઉપરજ સર્વ જન સહિત રામે પડાવ નાંખ્યો. આજની રાત અહીં જ નિવૃત્ત કરવી ધારીને તેણે સીતાને જોઇ લક્ષ્મણ પ્રત્યે કહ્યું:[૧] "હે સૌમિત્રે! તારું કલ્યાણ થાઓ. હે બાંધવ! દેશવટે નિકળેલા આપણને ચૌદ વર્ષના વનવાસની રાત્રીઓમાંની આ પહેલીજ રાત્રી પ્રાપ્ત થઇ છે, માટે હવે તું પોતાના મનમાં કુટુંબ તથા અયોધ્યા વગેરેને સંભારી દુઃખ પામીશ નહિ.[૨] હે ભ્રાત! જોની, આ શૂન્ય અરણ્ય પણ આપણને વનવાસે આવેલા જોઈ, જાણે ખેદજ પામ્યું હોય ને રડતું હોય તેમ તેમાં વસનારા મૃગ, પક્ષી આદિ પ્રાણીઓ નાના પ્રકારના શબ્દો સહિત પોતપોતાનાં સ્થાનો પ્રત્યે પ્રવેશ કરે છે, તેને લીધે શબ્દિત થઇ રહ્યું છે![૩] હે લક્ષ્મણ! અનેક સમૃદ્ધિવાળી આપણા પિતાની રાજધાની અયોધ્યામાં પણ ખરેખર આવો જ, કિંવા આ કરતાં પણ વિશેષ ખેદકારક બનાવ બન્યો હશે! આપણા વિયોગને લીધે આખા અયોધ્યાપુરમાં સ્ત્રી પુરુષો અત્યંત શોચ કરશે.[૪] હે પુરુષવ્યાઘ્ર! અયોધ્યાવાસીજનો આપણા સઘળા કુટુંબ ઉપર અનુરક્ત છે, તેથી માત્ર આપણે માટે નહિ, પણ આપણા પિતા દશરથ, આપણી માતાઓ તથા ભરત, શત્રુઘ્ન એ સૌની દુઃખી અવસ્થાને માટે તેઓ બહુ શોચ કરશે.[૫] વળી આપણા પિતા તથા માતા કૌસલ્યા તો આપણે માટે વારંવાર રુદન કરી નિશ્ચે આંધળાં થશે. હે બાંધવ! એ સંબંધે મને અતિશય શોચ થાય છે.[૬] પણ તેમ કરવાનું કંઇ કારણ નથી; કેમ કે ધર્માત્મા ભરતનું અક્રૂરપણું જોતાં મને નિશ્ચય થાય છે કે, તે આપણા માતાપિતાનું અનેક પ્રકારના વિનય ને પ્રીતિથી નિઃશંક આશ્વાસન કરશે."[૭-૮]

એટલું કહી વળી તે બોલ્યો; "હે નરસિંહ! મારી સાથે વનમાં આવવાનું તારું કર્તવ્ય તેં પૂરેપૂરું સાધ્યું

છે; પણ હવે મારે તને એટલું જ કહેવાનું છે કે, આપણા અરણ્યવાસમાં આ વિદેહપુત્રી સીતાના સંરક્ષણ માટે તારે મને નિરંતર સહાયતા કરવી.[૯] વળી હે સૌમિત્રે! અહીંઆથી (વનમાંથી) આહાર માટે આપણને વન ફળો વગેરે પુષ્કળ મળી શકે એમ છે; તોપણ મારો વિચાર છે કે, આપણા વનવાસનો આરંભ આજથી જ થઈ ચૂકયો છે, માટે આપણા એકભુક્તાદિ વ્રતોનો પણ આજથી જ આરંભ કરવો જોઇએ. અત્યારે હું માત્ર જળપાન કરીને જ આજની રાત્રિ નિર્ગમન કરીશ."[૧૦] એમ લક્ષ્મણને કહીને પછી સુમંત્રને રથના અશ્વોની સંભાળ રાખવા માટે કહ્યું.[૧૧] સૂર્યાસ્ત થતો હોવાથી સુમંત્ર તે અશ્વોને દોરી લાવી, પાસેના વૃક્ષને થડે બાંધી તેની આગળ ઘણું ઘાસ નાંખીને તે રામની આગળ આવી બેઠો.[૧૨] એમ કરતાં સંધ્યાકાળ થયો. રામ સહિત સહુએ તમસાને તીરે સાયં સંધ્યા કરી; ને પછી લક્ષ્મણ તથા સુમંત્રે મળી અનેક પ્રકારનાં વૃક્ષનાં કોમળ પત્રો તથા તૃણાંકુરોની રઘુવીરને માટે સ્વચ્છ છય્યા બિછાવી. ત્યારે સતી સહિત રામ તેપર વિરાજ્યા, ને કેટલીકવારે શયન કરી નિદ્રાને પામ્યા.[૧૩] [ લક્ષ્મણે વનમાં સાથે આવવાની આજ્ઞા માગતી વેળાએ જ રામને કહ્યું હતું કે, "જ્યારે સીતા સહિત તું નિદ્રાવશ થશે ત્યારે આખી રાત્રિભર હું તારી રક્ષા કરીશ; માટે કૃપા કરી મને વનમાં સાથે આવવાની આજ્ઞા આપ." તેથી રામને પત્નીસહ નિદ્રાવશ થયલો જોઇ,] લક્ષ્મણ તેમના રક્ષણાર્થે આજથી જ પોતાના જાગરણવ્રતને ધારણ કરીને આખી રાત્રિ જાગવા સારુ સાવધ થઈ બેઠો; ને રાત્રિ ખૂટે તે સારુ સુમંત્રને પાસે બેસાડી તેની આગળ રઘુવીરના અનેક ગુણોનું વર્ણન કરવા માંડ્યું.[૧૪-૧૫] એવી રીતે રામ પોતાની પછવાડે આવેલા પ્રકૃતિ વર્ગ સહિત, તે ગાયોના વાડાઓથી વ્યાપ્ત થયલા તમસા નદીના તટપર—તમસાતીર નિવાસી ઋષિઓના આશ્રમોથી ઘણે દૂર, તે દિવસની રાત્રિ રહ્યો.

લક્ષ્મણને સુમંત્રની આગળ રામ ગુણોનું વર્ણન કરતાં કરતાં આખી રાત્રિ વીતી ગઈ. અરુણોદય સમય થવા આવ્યો, ત્યારે રઘુવીર તુરત શય્યામાંથી જાગ્રત થયો, ને પ્રકૃતિ વર્ગને સૂતેલો જોઈ, તેણે પોતાના પુણ્યશાલી બાંધવ લક્ષ્મણને ધીમેથી કહ્યું:[૧૬-૧૮] "હે સૌમિત્રે! પોતાનાં ગૃહ કુટુંબાદિને પણ તજીને આપણી સાથે આવવાની ઇચ્છાવાળા આ અયોધ્યાવાસીઓને તેં જોયા! તેઓ બિચારા થાકી ગયલા હોવાથી અરુણોદય થવા આવ્યો, તોપણ હજુ ઝાડનાં થડોમાં સૂતેલા જ છે.[૧૯] તેઓ આપણને વનમાંથી પાછા વાળવા માટે યત્ન કરે છે, તે હું સારી રીતે જાણું છું. તેઓ પોતાના પ્રાણનો સુદ્ધાં ત્યાગ કરશે, પણ આપણને પાછા વાળવાનો અથવા પાછા ન વળીએ તો આપણી સાથે આવવાનો નિશ્ચય કદી મૂકી દેશે નહિ.[૨૦] માટે હે બાપ! તેઓ જ્યાં સૂધી જાગ્યા નથી, તે પહેલાં જ આપણે તેમને ખબર ન પડે તેમ ધીમેથી રથમાં બેસી અહિંથી વન માર્ગે ચાલી નિકળીએ તો વધારે સારુ.[૨૧] જો તેઓ જાગશે તો મારાપરની અત્યંત પ્રીતિને લીધે, તેઓ કદી આપણી સાથે આવ્યા વિના રહેશે નહિ. વળી આપણો—રાજપુત્રોનો ધર્મ છે કે, તેમણે પોતાના પિતાની પ્રજાને અનેક પ્રકારનાં દુઃખોથી મુક્ત કરવી, પણ પોતાને લીધે દુઃખી કરવી જોઇએ નહિ."[૨૨-૨૩] સાક્ષાત્ ધર્મરૂપ પોતાના વડીલ બાંધવનાં એવાં વચન સાંભળી લક્ષ્મણે તેને કહ્યું: "હે બુદ્ધિમંત! જેમ તું કહે છે તેમ જ મને પણ રુચે છે; માટે હવે કશો વિલંબ ન કરતાં તું રથમાં વિરાજમાન થા."[૨૪] એ સાંભળી, રામે સુમંત્રને રથ જોડવાની આજ્ઞા કરી. તુરત તેણે તે ઉત્તમ અશ્વોને છોડી લાવી રથને જોડી તૈયાર કર્યો ને હાથ જોડી રામને વિનતિ કરી:[૨૫-૨૬] "હે મહાબાહો! હે રથી પુરુષોમાં શ્રેષ્ઠ રામ! તારું કલ્યાણ થાઓ. હે પ્રભો! તારો રથ તૈયાર છે, માટે ત્વરાથી સીતા તથા લક્ષ્મણ સહિત તું તેમાં વિરાજમાન થા."[૨૭]

તુરત સતી જાનકી તથા બાંધવ લક્ષ્મણ સહિત રઘુવીર પોતાના ધનુષ કવચાદિ સાહિત્યો લઈ રથમાં ચઢી બેઠા, ને સડસડાટ મોટા વેગ તથા ભમરીઓવાળી તમસા નદી ઉતરી, સામા તટપર આવ્યા.[૨૮] સામા તટના નિષ્કંટક, તેમ જ નિર્ભય કલ્યાણરૂપ રાજમાર્ગપર રથ આવ્યો ત્યારે રામે સારથિને કહ્યું: "હે સુમંત્ર! હવે તું રથપર બેસ, ને તે સૂતેલા પુરવાસીઓને ભૂલાવવા માટે પ્રથમ રથને બે ઘડી સૂધી ઉત્તર દિશા ભણી શીઘ્ર ચલાવ; પછી ત્યાંથી એકદમ માર્ગ બદલી, દક્ષિણ દિશા ભણી હાંકજે. કાર્ય એવા પ્રકારે કરજે, કે પુરવાસીઓ સમજે નહીં."[૨૯-૩૧] રામની આજ્ઞા પ્રમાણે સુમંત્ર તુરત રથારૂઢ થયો, (આટલી ઘડી તે રથને દોરતો હતો) ને પછી મંગળ શકુનના અનુભવ માટે, તેમ જ રામે કીધેલી આજ્ઞા માટે તેણે એક મુહૂર્ત પર્યંત અશ્વોને વેગભેર ઉત્તર દિશા ભણી દોડાવ્યા. બાદ તે સૂતેલાઓ ઘણા ભૂલાવામાં પડે, ને રથ ક્યાં

ગયો તે એમને સૂઝે નહિ, તેવી રીતે રથને આડે માર્ગે લઈ દક્ષિણ દિશા તરફ તપોવનને માર્ગે તે વાળ્યો।૩૨-૩૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં છેતાલીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૭ મો.

## અનુગામીઓની ખેદાવસ્થા.

ઉદય થતા સૂર્યનો નિર્મળ પ્રકાશ તમસા નદીના રમણીય તટપર સર્વત્ર પ્રસરી ગયો, ત્યારે ઝાડીમાં સૂતેલા તે અયોધ્યાવાસીઓ એકાએક જાગ્રત થઈ ગયા. તેઓના મનમાં નિરંતર રઘુવીરનું જ સ્મરણ હતું, માટે જાગતાં જ તેમણે જોયું તો રામનો ઉતારો સૂનો પડેલો હતો, ને શય્યા ફેંદી નાંખેલી હતી. આવો પ્રકાર જોતાં જ તે સર્વજનો એકાએક શોકને લીધે મૂર્છિત થઈ ગયા ને પૃથ્વીપર પડી હાહાકાર કરવા લાગ્યા.૧ મહાશોકને લીધે તેઓનાં નેત્રોમાંથી ચોધારાં આંસુ વરસવા લાગ્યાં. [તેઓ કેવળ ગતિભંગ થયેલાની પેઠે ઉભા થઈ ચોમેર જોઈ, રઘુવીરને ન ભાળવાથી પૃથ્વીપર પડી જવા લાગ્યા, ને "હા રામ! હા રઘુવીર!" ઇત્યાદિ શબ્દોથી તેમણે મોટે સ્વરે રુદન કરવા માંડ્યું. વળી તેઓ ઉઠી દોડમદોડા કરી દશે દિશા જોવા લાગ્યા, પણ ક્યાંય રથની ઉડતી રજ પણ જોવામાં આવી નહિ, ત્યારે તો તેમના હૃદયમાં શોકને સમાવાને પણ માર્ગ ન રહ્યો.] બુદ્ધિમાન્ રાઘવના વિયોગને લીધે કૃપણ તથા અટૂલા થયલા તે પુરજનો નિરાશ થઈ અતિશય ખેદ પામીને આ પ્રમાણે મહા કરુણાજનક વિલાપ કરતા પરસ્પર કહેવા લાગ્યા:૨-૩ "અરે! આપણી અભાગિણી નિદ્રાને ધિક્કાર છે, કે જેને વશ થઈ આપણે આપણા રામ તથા પાલક મહાબાહુ રઘુવીરને ગુમાવી બેઠા.૪ અહો! શું દયાળુ અને સત્યપરાક્રમી રામે પોતાના ભક્તજનોનો (આપણો) ત્યાગ જ કર્યો! અરે! એ વિશાળ વક્ષઃસ્થળવાળા રઘુવીર, પિતા પુત્રનું પાલન કરે તેમ સદા આપણું પાલન કરે છે, છતાં આપણને આમ તરછોડીને આજે તપોવનમાં ચાલ્યા ગયા।૫-૬ હશે! ભલે તેણે આપણો ત્યાગ કરવો રુચ્યો હોય, પણ આપણે તો હવે અનશનવ્રત ધારણ કરી અહિંયાં જ મરણ પામીશું; કારણ તેના વગર જીવવાનું આપણને કશું પ્રયોજન નથી.૭ અથવા તેમ નહિ તો આ વનમાંથી સૂકાં કાષ્ઠ ઘણાં મળી આવશે, તે એકઠાં કરીને ચિતા સળગાવી તેમાં આપણે પ્રવેશ કરીશું; પણ રામ વગર અયોધ્યા ભણી ગમન કરીશું નહિ.૮ કેમકે નિરાશ થયેલા આપણે અયોધ્યામાં જઇએ, ત્યારે ત્યાં રહેલાં મનુષ્યો પૂછે તે વેળા શો પ્રત્યુત્તર દઇએ? શું એ મહાબાહુ, અનસૂય તથા પ્રિયંવદ રઘુવીરનો અમે ત્યાગ કર્યો? (અર્થાત્ તેમને વનમાં જવા દઇ અમે પાછા વળ્યા એમ કહીએ?) ના, તેમ કહેવાય નહિ. તો હવે શું કરવું?૯ અરે! રામ વગરના આપણને જોઇને જ સમગ્ર સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધજનોવાળી અયોધ્યાપુરી અવશ્ય નિરાશ તથા દીન થઈ જશે.૧૦ રે! મહાત્મા અને શૂરવીર રામની સાથે જે પુરીમાંથી આપણે નિકળ્યા, તે અયોધ્યાપુરીને રામ વિનાના પાછા જઇ આપણે કેમ કરી જોઇ શકીશું?૧૧ અહો! ધિક્કાર છે આપણા દુર્ભાગ્યને! પણ રે! આપણે આટલેથી જ નિરાશ કેમ થઇએ? રામની શોધ કરતા આપણે વનમાં જઈશું ને હરકોઇ સ્થળેથી તેને ભેટી મળીશું."

એવી રીતે સર્વ મનુષ્યો હરાઈ ગયેલા વત્સવાળી ગાયની પેઠે, દિશાઓ પ્રત્યે ઉંચાં મ્હોં કરી આક્રોશ કરતા ને ભુજાઓ લાંબી કરીને અનેક પ્રકારનાં સખેદ તથા કરુણાજનક વાક્યોથી વિલાપ કરતા, રામના રથને ચીલે ચીલે ચાલવા લાગ્યા! ["હે રામ! હે રઘુવીર! હે અમારા પ્રાણ! શું તેં અમારો ત્યાગ જ કર્યો!" એ પ્રમાણે] રુદન કરતા તેઓ નદી ઉતરી રાજમાર્ગે આવીને રથ ચાલ્યો હતો તે માર્ગે ચાલ્યા. કેટલેક દૂર જતાં રથ ચાલ્યાની નિશાની એકાએક ગુમ થયેલી જોઇ મહા નિરાશ થઇ ગયા।૧૨-૧૩ ઘણાં ઘણાં વળખાં મારી તથા માર્ગ ખોળવા માટે ઘણાં ફાંફાં મારી, છેવટે નિરુપાય થઇ તેઓ કહેવા લાગ્યા કે, "અહો! ખરેખર! પ્રભુએ આપણને છેતર્યા! રે! આપણા ભાગ્યે આપણો છળ કર્યો! અરે! આપણું સાથે જવું રામને રુચ્યું નહિ જ! આટલેથી હવે રથ ક્યાં ગયો તે આપણા જાણવામાં આવતું નથી, તો શું રામે રથ સહિત આકાશ માર્ગે થઇને ગતિ કરી હશે! હાય હાય! હવે આપણે શું કરીશું!"૧૪ એ પ્રમાણે વિલાપ કરતા તેઓ એકે માર્ગ નિશ્ચિત ન થવાથી પાછા વળ્યા ને ભયભીત થયલા કિંવા અપરાધીઓની પેઠે વ્યગ્ર ચિત્તે ચાલતા આવ્યા હતા, તે માર્ગે તેઓ (રામવિયોગથી) વ્યથા પામેલી અયોધ્યા નગરી પ્રત્યે વળ્યા.૧૫ નગરીની સમીપ આવ્યા ત્યારે શોક

વડે વ્યાપ્ત હોવાને લીધે તેમાંના કોઇએ તેમાં પ્રવેશ કરવાની હિંમત કરી નહિ. જેમ તેમ કરતાં અંદર પેઠા તો શોકપૂરિત નગરજનોને જોઈ તેઓ નિઃસાસા નાંખી કહેવા લાગ્યા કે, "અરે! જેમ સમગ્ર સર્પોનું અંદરથી ગરુડે હરણ કીધું હોય, તે વેળા જેવી મહા નદી ગંગા શૂન્ય દેખાય, અથવા ચંદ્ર વગર આકાશ દેખાય, કિંવા જળ વગર સમુદ્ર દેખાય છે તેમ આનંદ રહિત થયલી આ અયોધ્યાપુરી દેખાય છે.[૧૬-૧૮] પણ રે! શું આ અયોધ્યાપુરી જ આવી વિપરીત થઇ છે, કે આપણને એવો ભ્રમ થયો છે? આ ઘર આપણાં છે કે પારકાં? રે! તેમાં રહેનારાં આ મનુષ્યો આપણાં સ્વજન છે કે પરજન?" એવી રીતે વિવેક નાશ પામ્યાની પેઠે શંકાશીળ થયલા તે પુરુષોએ એક પછી એક પોતાના વિશાળ, ભવ્ય અને ધનાદિ મહાસમૃદ્ધિવાળાં, પરંતુ રામવિયોગથી શોકસદન જેવાં થયેલાં ઘરોમાં પ્રવેશ કર્યો.[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સુડતાળીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૮ મો.

### શોકાકુલા અયોધ્યા.

[ એ પ્રમાણે નિરાશ થઇ રડતા ને કકળતા તે અનુગામીજનો પાછા વળી અયોધ્યામાં આવ્યા, તે વેળા પ્રાણ રહિત થયલા દેહની પેઠે તેઓ નિસ્તેજ દેખાવા લાગ્યા. ] પોતાના ગૃહમાં જઇ તેમણે મ્હોં મૂકીને રુદન કરવા માંડ્યું. પોતાનાં સ્ત્રી તથા પુત્રાદિકની સાથે તેઓ કશું બોલી શક્યા નહિ. તેમને આવેલા રે રઘુવીર વિના નિરાશ થઇ પાછા આવેલા–જોઈ આખી અયોધ્યાપુરીમાં મોટો હાહાકાર થઇ રહ્યો! હજુ સૂધી નગરવાસીઓને કંઇક આશા હતી, કે સાથે ગયેલા મનુષ્યો અત્યાગ્રહથી રામને પાછો વાળી લાવશે; પણ તેઓને પાછા એકલા આવેલા જોઈ, તેમની સઘળી આશા નાશ પામી. હવે રામે જે વેળા પ્રયાણ કર્યું હતું, તે સમય કરતાં પણ સૌએ વધારે શોક તથા વિલાપ કરવા માંડ્યો. આ વેળાએ આખી અયોધ્યાનગરીમાં એવું એકે મનુષ્ય નહોતું કે જે ઉપર કે અંતઃકરણમાં કોઈ જાતનો કિંચિત્ પણ હર્ષ પામતું હોય. સર્વત્ર શોક અને શોક જ વ્યાપી રહ્યો. જ્યારથી રામે પ્રયાણ કર્યું, તે વેળાથી જ સર્વે બજારોમાં હડતાળ પડી હતી; વ્યાપારની તથા રાજમાર્ગોપરની સઘળી શોભા પણ નાશ પામી હતી. પણ આ વેળાએ તે સર્વ શોકમાં ચોગણો વધારો થઈ પડ્યો.[૧-૪] સર્વ મનુષ્યોએ પોતપોતાની સઘળી ક્રીયાઓ એકાએક બંધ કરી દીધી. વધારે તો શું, પણ પાકસ્થાનમાં રંધાતાં અન્ન પણ જેમનાં તેમ અપૂર્ણ જ રહ્યાં અને ઘણા કાળની ખોવાએલી પોતાની વહાલામાં વહાલી વસ્તુ અથવા નાશ પામેલું ધન જેઓને તે સમયે દૈવયોગથી વિનાશ્રમે પાછાં મળી આવ્યાં, તેઓને પણ તે સમયે કશો હર્ષ કે તે ગૃહણ કરવાની ઉત્કંઠા થઇ નહિ! તેમ જ ઘણા કાળથી જે સુંદરીઓ પુત્રપુત્ર ઝંખતી હશે, તેઓને તે સમયે પહેલવહેલો અને સુંદર કાંતિમાન્ પુત્રની પ્રાપ્તિ થઈ, છતાં તે જોઈ તેને કશો આનંદ થયો નહિ.[૫]

આખા નગરની શોકાકુલ સ્ત્રીઓ, રામ વગર પાછા આવેલા પોતાના પતિઓને જોઇ, અંકુશવડે જેમ હસ્તીને પ્રહાર કરવામાં આવે તેમ તેઓને થયેલો અતિશય ખેદ, કઠણ શબ્દમાં કહેવા લાગી.[૬] તેઓ બોલીઃ "રે! જેઓ રામને દૃષ્ટિથી જોતા નથી, અર્થાત્ જેઓને રઘુવીરનો વિયોગ થયો છે, તેઓને હવે ઘર શું, સ્ત્રી શું, ધન શું, પુત્ર શું તથા સુખ શું? તેનું શું પ્રયોજન છે?[૭] અહો! આ જગતને વિષે માત્ર એક લક્ષ્મણ અને શ્રીમતી સીતા એ બંને જ શ્રેષ્ઠ અને ભાગ્યવંત મનુષ્યો છે; કે જેઓ નિરંતર રામની સેવા કરવા અર્થે તેની સાથે વનમાં ગયાં છે.[૮] વળી એ વનમાંની પુણ્યવતી નદીઓ, તેમ જ ખીલેલાં કમળોવાળાં મોટ મોટાં સરોવરોના ભાગ્યનો પણ પાર નથી, કે જેના પવિત્ર જળમાં સ્નાન કરીને કાકુત્સ્થ ગમન કરશે.[૯] એ સર તથા સરિતાઓ આદિ જળાશયો તો શું, પણ વનમાંનો વૃક્ષસમૂહ, મૃગાદિ પ્રાણીઓ, તળેટીઓ સહિત પર્વતો તથા સઘળા વનના માર્ગો પણ મહાભાગ્યવાન જ છે કે, જેઓ રઘુવીરને પોતાની નાના પ્રકારની સ્વાભાવિક લીલાઓથી શોભાવવા રૂપે તેની પૂજા કરશે. ગુચ્છાદાર પુષ્પરૂપી વિચિત્ર શિરોભૂષણવાળાં વૃક્ષો, કે જેને વિષે ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હોય છે, તેઓ વનમાં ગયલા રઘુવીરને પોતાના દેહ દેખાડી કૃતાર્થ થશે; તેમ મોટા પર્વતો પણ એ વૃક્ષોદ્વારા પોતાના પ્રિય અતિથિ રામને, સ્નેહને લીધે પુષ્પો તથા ફળો અર્પણ કરી આનંદ પામશે.[૧૦-૧૧] વળી તેઓ તો રામને જોઈ પ્રેમાશ્રુ ઝરતા મનુષ્યની પેઠે પોતાના શરીરમાંથી અનેક પ્રકારનાં ઝરણોદ્વારા નિર્મળ જળને સ્રવશે ને તેમના અગ્ર ભાગમાં આવેલાં વૃક્ષો તો રામને માટે,

પોતાના મૂળમાં ખરી પડેલાં પત્રો તથા પુષ્પોની ઉત્તમ શય્યા રચીને તેપર તેમને વિરાજમાન કરી હર્ષ ઉપજાવશે ! જ્યાં રામનો વાસ હોય ત્યાં ભય નહિ અને ભય નહિ ત્યાં પરાભવ ક્યાંથી હોય ? અહો ! ત્યારે શું એ વનમાં રહેલા જડ અને સ્થાવર પદાર્થો કરતાં પણ આપણે ભાગ્યહીન જ છીએ ![૧૨-૧૫] નહિ, નહિ, આપણે રામનો વિયોગ સહન કરી શકીએ એમ નથી, માટે નિશ્ચયપૂર્વક તેની સમીપ જઇને વસીશું. સર્વગુણસંપન્ન મહાત્મા રઘુવીરની સેવા કરવી, એ જ આપણા સુખનું સાધન છે. એ મહાબાહુ છે, શૂરવીર છે, દશરથ પુત્ર છે."[૧૬]

[આ રીતે શોકથી વિલપંતી તે સ્ત્રીઓ વળી પોતપોતાના પતિને કહેવા લાગી:] "હે સ્વામી ! રામ સર્વ જનની ગતિ છે, સર્વની પ્રતિષ્ઠા છે, સર્વનો નાથ છે. માટે આપણે જરૂર રામની વાંસે જઇશું; અમે સ્ત્રીઓ સૌ સૌભાગ્યવતી સીતાની પરિચર્યા કરશું ને તમો (પુરુષ) જગત્પતિ રાઘવની સેવા કરજો.[૧૭-૧૮] રઘુવીર તમને તથા સીતા અમને (સ્ત્રીઓને) નિરંતર યોગક્ષેમની પ્રાપ્તિ કરશે.[૧૯] હવે આ દુઃખરૂપ તથા રામ વગર શૂન્ય અને જેમાંથી ચિત્ત ઉઠી ગયું છે એવી અયોધ્યાપુરીમાં રહેવાથી આપણને શું સુખ થાય એમ છે?[૨૦] રાજ્ય પણ જો કદાચ કૈકેયીનું થશે તો તે અનાથના સરખું અધર્મી થશે; તેમાં રહી સુખેથી જીવવાની પણ આશા શી ? સુખસંપત્તિ ક્યાં ? પુત્ર ક્યાં ?[૨૧] અરે ! જે કેકયકુળના કાજળરૂપ નિંદિત કૈકેયીએ-રાજ્યની ઐશ્વર્યતાને માટે પોતાના નિરપરાધી પુત્ર રામ તથા ઇંદ્રસમાન પતિ દશરથનો ત્યાગ કર્યો, તે બીજાઓનો ત્યાગ કરે, એમાં શું આશ્ચર્ય ![૨૨] હવે તો કદાચ એ કૈકેયી આપણને પુત્રની પેઠે પાલન કરવાનું વચન પણ આપે ને તે પ્રમાણે પાલન પણ કરે, તોએ આપણે તેના રાજ્યમાં કદી રહેવું નથી, એમ અમે અમારા પુત્રના સોગન ખાઇ કહીએ છીયે.[૨૩] જે નિર્દય સ્ત્રીએ પોતાને, માતા કરતાં પણ અધિક માનીને સેવા કરનાર રઘુવીરને, વિના અપરાધે વનમાં પ્રવાસ કરાવ્યો, તે લજ્જા રહિત અધર્મિણી તથા દુષ્ટાચારિણીનો હવે કોણ વિશ્વાસ રાખે ?[૨૪] રે ! કૈકેયીને લીધે ઉપદ્રવ પામેલું, યજ્ઞાદિ સત્કર્મો વગરનું તથા નાયક વિનાનું થયેલું આ આખું અયોધ્યાનગર, હવે થોડા કાળમાં વિનાશનેજ પામશે ![૨૫] તેમજ પુત્ર વિયોગને લીધે મહીપતિ દશરથ પણ ઘણો કાળ જીવી શકશે નહિ. અહો ! હે સ્વામિન્ ! આપણા ખરેખર દુર્ભાગ્ય હોવાને લીધે જ રામવિયોગ પામી દુઃખી થયાં છીએ ને આપણને કૈકેયી જેવી નિર્દય રાણીની સત્તા નીચે રહેવાનો સમય આવ્યો છે; માટે હે નાથ ! આપણે કાં તો વિષઘોળી પાન કરવું, અથવા રામની પાછળ જવું, કે જ્યાં ગયાથી એ દુષ્ટાનું નામ પણ કાને સાંભળવામાં ન આવશે ![૨૬-૨૭] અરે ! જેણે વરદાનનું ખોટું બહાનું કાઢીને પત્ની તથા બાંધવ સહિત મહાત્મા રઘુવીરને વનમાં મોકલ્યા, તે દુષ્ટાને વશ થઇ રહેનાર તેના પુત્ર ભરતની પાસે આપણે કેમ કરી રહી શકીશું ? શું, જેમ કોઇ યજ્ઞપશુ પોતાના મરણનો નિશ્ચય જાણીને પારધીની પાસે રહે, તેમ આપણે આપણા મરણ સારુ તેની સત્તામાં રહીશું ?[૨૮] અહો ! એ પૂર્ણચંદ્રાનન શ્યામસુંદર રઘુવીરનાં દર્શન આપણને ક્યારે થશે ! રે ! તે ગૂઢજત્રુવાળો*, આજાનુબાહુ†, પદ્માક્ષ‡ તથા અરિદમન§ લક્ષ્મણનો જ્યેષ્ઠ બંધુ રામ,[૨૯] પૂર્વાભિભાષી,‖ મધુરભાષી,¶ નિરંતર સત્યવાદી, મહાબળવાન્, સૌમ્ય, સર્વલોકમય, ચંદ્રસમાન પ્રિયદર્શી,[૩૦] પુરુષ માત્રમાં સિંહરૂપ, મદોન્મત્ત હસ્તી સરખો પરાક્રમી તથા મહારથી છે, તે આ ભાગ્યહીન અયોધ્યામાં ક્યાંથી રહે ? તે તો સુંદર અરણ્યોમાં ફરી તેને જ અનેક પ્રકારે શોભાયમાન કરશે !"[૩૧] એ પ્રમાણે વિલાપ કરતી, દુઃખતપ્ત નગરસુંદરીઓ જાણે મરકીનું ભય આવી પડ્યું હોયની, તેવી રીતે મહાઘોર શબ્દ કરવા લાગી ![૩૨]

આમ સ્ત્રીઓ સ્વગૃહે શોકાકુળ થતી હતી, એવામાં સૂર્ય અસ્ત થયો. રાત્રિ પ્રવૃત્ત થઇ.[૩૩] આ વેળા અયોધ્યાપુરીનો દેખાવ ઘણો ભયંકર થઇ પડ્યો. પાકાદિને માટે તો શું, પણ હોમાદિ યજ્ઞક્રિયાઓને અર્થે પણ કોઈ સ્થળે અગ્નિ પ્રજ્વલિત થયેલો નહોતો. વેદાદિ અધ્યયનો શાંત થયાં હતાં. પ્રભુ ગુણાનુવાદ કથન કરનારી સત્કથાઓ બંધ પડી હતી. એ પ્રમાણે સૌ વાતે જાણે ભય અને અંધકારવડે લિપાઇ ગયું હોય, એવું તે નગર દેખાતું હતું.[૩૪] કોઇ પણ જાતનો હર્ષ, કોઇ પણ જાતની ક્રિયા, કે રામપ્રાપ્તિ વિના બીજી કોઈ પણ જાતની કામના વગરનું તે નગર-રઘુકુળદીપકના

* ગૂઢજત્રુ-જેને ગળાની હાંસડી-કાંઠલો બિલકુલ દેખાતો નથી એવા સુંદર કંઠ પ્રદેશવાળો રઘુવીર. † ઘુંટણ સુધી લાંબા હાથવાળો. ‡ કમળ સમાન કોમળ તથા વિશાળ અને નિર્મળ નેત્રવાળો. § શત્રુદમન-શત્રુઓને દમન કરનાર; દુઃખી કરી હરાવનાર.

‖ સ્નેહ દેખાડવા સારુ અથવા બીજાઓના ભયની નિવૃત્તિ સારુ સઘળે પ્રથમ ભાષણ કરવાની ટેવવાળો. ¶ પ્રિય લાગે એવું બોલનાર.

આશ્રય રહિત હોવાથી-તારાઓ વગરના આકાશ જેવું શૂન્ય થઇ રહ્યું હતું.[૩૫] [નિરંતર ગાયન, ઉત્સવ, નૃત્ય, વાદિત્ર ઇત્યાદિના શબ્દો તથા અનેક પ્રકારનાં પુણ્યાદિ ઉદ્યમની ધામધુમથી ગર્જતા સમુદ્રની પેઠે આનંદમય થઇ રહેનારી અવધપુરીની આજે તે સઘળી ક્રિયાઓ તદ્દન શાંત થવાથી, જળ વિના ખાલી પડેલા સમુદ્ર જેવી શાંત અને શૂન્ય થઈ પડી હતી. આ પ્રકારથી સર્વ પુરુષો પણ અનેક પ્રકારના વિલાપ સાથે રુદન કરતા હતા; તેમ] આખા નગરની સુંદરીઓ, કે જેમણે અદ્યાપિપર્યંત કોઇ જાતનું દુઃખ અનુભવેલું નહોતું તેઓ, પોતાના પુત્રો અથવા ભ્રાતાઓને દેશવટો મળવાથી જેવો વિલાપ કરે, તેવી રીતે રામના વિયોગ નિમિત્તે મહાવિલાપયુક્ત રુદન કરતી હતી. કારણ પોતાના પુત્રો કરતાં રામ તેઓને અધિક પ્રિય હતો.[૩૬-૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં અડતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

# ચિત્રકૂટપ્રતિ ગમન.

## સર્ગ ૪૯ મો.

### તમસાથી આગળ પ્રયાણ.

[અનુગામી અયોધ્યાવાસીઓને તમસા નદીને કિનારે સૂતેલાં જ મૂકી રામ ત્યાંથી ચાલી નિકળ્યાથી તે પછી શું થયું, તે વૃત્તાંત હવે ચાલે છે.]

પિતાની આજ્ઞાનું સ્મરણ કરી, બ્રાહ્મણાદિ સૂતેલા પ્રકૃતિવર્ગને છળીને પુરુષવ્યાઘ્ર રામ અરુણોદય થયા પૂર્વે ત્યાંથી ચાલી નિકળ્યો. તે રથ, ઘણો શીઘ્ર ચલાવવાથી સૂર્યોદય થવા સમયે તો ઘણે દૂર નિકળી ગયો.[૧] દિવસ ઉગ્યો જોઇ કોઇ સુંદર જળાશયપર ઉતરી પડીને તેણે પ્રાતઃકાળની સંધ્યા કરી ને પાછા અનેક સ્થળોનું ઉલ્લંઘન કરતો તે આગળ ચાલ્યો.[૨] આ સમયે પ્રાતઃકાળનાં અતિ મૃદુ સૂર્ય કિરણો સર્વત્ર પ્રસરેલાં હોવાથી ખેડુતોએ અતિ યત્નવડે ખેડેલાં વિશાળ ક્ષેત્રો, સ્વર્ણભૂમિ સમાન લાગતાં હતાં. અનેક પ્રકારનાં સુશોભિત પુષ્પિત વૃક્ષોપરથી સુગંધમય પવન ચાલ્યો આવતો હતો ને માર્ગની બંને બાજૂએ કેટલેક દૂર સુંદર વૃક્ષોથી વિંટાયલાં નાનાં તથા મોટાં ગામો દેખાતાં હતાં. આવી અનેક પ્રકારની વનશોભા નિરખતા રઘુવીર, શ્રેષ્ઠ અશ્વોવાળા રથમાં બેશી, ઘણી શીઘ્રતાથી ચાલ્યો જતો હતો; પરંતુ અશ્વો ઘણા ચપળ હોવાને લીધે જાણે બહુ જ ધીમેથી ચાલતા હોયની, તેવા શાંત લાગતા હતા.[૩] જેમ જેમ સમય થતો ગયો ને માર્ગમાં આવતાં ગામોના લોકોને રામના વનવાસ વૃત્તાંતની ખબર પડતી ગઇ, તેમ તેમ તેઓ ટોળે ટોળાં મળી રામની વિનતિ કરતા, [તેમ જ દશરથ કૈકેયી આદિનો ધિક્કાર કરતા, રઘુવીરનાં દર્શનાર્થે, માર્ગમાં આવવા લાગ્યા. સ્ત્રીઓ તથા બાળકો સહિત તેઓ નયનભરી, પૂર્ણ ભક્તિભાવવડે રામનાં દર્શન કરીને આનંદ પામતા હતા. પણ આવા] રાજપુત્રોને દેશવટો થયલો જોઇ બહુ ખેદ ધરી તેઓ કહેતા હતા કે, 'અહો! કામને વશ થયેલા મહારાજા દશરથને ધિક્કાર છે![૪] રે! મોટા ખેદની વાત છે કે, તેની અતિ માનીતી અને સુશીલા ગણાયલી પટ્ટરાણી કૈકેયી, આજે પાપકર્મમાં પ્રીતિ કરીને ક્રૂર દેખાવવાળી, નિર્લજ્જ તથા ધર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરનારી થઈ, અતિ તીક્ષ્ણ કર્મને વિષે પ્રવૃત્ત થઈ છે.[૫] રે! તેણે દશરથરાયના આ ધર્મિષ્ઠ, મહાબુદ્ધિમાન્, દયાળુ તથા જિતેંદ્રિય પુત્ર રામને વિનાપરાધે વનપ્રવાસ કરાવ્યો, તે શું તેને કહેનાર કોઈ નહિ હોય કે?[૬] શું દશરથ રાજા પોતે પણ પોતાના આવા રત્ન સમાન પુત્રપર સ્નેહ વગરનો હશે? કે જેણે એક સ્ત્રીના કહેવા ઉપરથી પ્રજાને પ્રિય એવા નિષ્પાપ રામનો ત્યાગ કર્યો?"*[૭] એ પ્રમાણેનાં ગ્રામ્યજનોનાં સખેદ વાક્ય સાંભળી, તેમના આશ્વાસનાર્થે રથની બહાર મુખ કાઢી, સૌને દર્શન આપતો શ્યામસુંદર રઘુવીર, કોસલદેશની ભૂમિનું અતિક્રમણ કરતો આગળ ચાલ્યો.[૮]

એવામાં એમના માર્ગમાં કલ્યાણરૂપ પવિત્ર જળવાળી વેદશ્રુતિ નામની નદી આવી. તેને ઉતરીને રામે અગસ્ત્ય મુનિએ સેવેલી દક્ષિણ દિશા ભણી સીધું ગમન કીધું.[૯] ઘણીકવાર સૂધી ચાલ્યા બાદ વળી શીતળ તથા નિર્મળ જળને વહન કરનારી ગોમતી નામની સરિતા આવી. તેના સુખદાયક જળમાં વારંવાર ગાયોનાં ઘણાંક વૃંદો જળક્રીડા કરતાં હતાં. પુષ્પિત વૃક્ષોવડે આચ્છાદિત થયલા સુંદર તટોવાળી તે સરિતા સમુદ્રને જઈ મળતી હતી.[૧૦] ગોમતી ઉતરીને રઘુકુલોત્પન્ન રામ અતિ શીઘ્રપણે ગતિ કરનારા ઘોડાઓથી જોડેલા રથવડે સ્યંદિકા નામની પુણ્ય સરિતા આગળ આવ્યા. અનેક પ્રકારનાં વૃક્ષોથી સુશોભિત

* કોઈ મતમાં આ શ્લોક છેઃ-'શી રીતે આ પરમ સાધ્વી જનકતનયા, જે સદોદિત આનંદમાં કાળ વ્યતીત કરતી હતી, તે સંકટ સહન કરશે?'

દેખાતી એ સરિતાને મધુર શબ્દોવાળા હંસો તથા કારંડવ પક્ષીઓએ શબ્દાયમાન કરી મૂકી હતી.[૧૧] એના સુંદર જળનું આચમન કરી આગળ ચાલતાં એક સુંદર પ્રદેશ આવ્યો; જેને જોઇ રામે વૈદેહીને કહ્યું: "હે પ્રિયે! કોસલ દેશની સીમાની અંદર આવેલી આ શ્રેષ્ઠ પૃથ્વી, પૂર્વે મહારાજા મનુએ પોતાના જ્યેષ્ઠ પુત્ર ઇક્ષ્વાકુ–જે અમારો મૂળ પુરુષ થાય છે, તેને આપી હતી.[૧૨] અહો! એ પુણ્યવાન્ મહાત્મા પુરુષોએ સેવેલી ભૂમિ અદ્યાપિ પણ કેવી પુણ્યમય અને રમણીય લાગે છે! વાહ! આ ભૂમિપર જન્મ પામેલાં સુંદર વૃક્ષો તથા પશુ પક્ષીઓ પણ કેવાં તેજસ્વી અને પવિત્ર દેખાય છે!" એ પ્રમાણે કહેતા મદોન્મત્ત હંસના સરખા શબ્દવાળા પુરુષોત્તમ રામ, વળી સુમન્ત્ર પ્રત્યે બોલ્યો: "હે સૂત! હે મારા પ્રિય સારથિ! જો કે આ ઉપવનો ઘણાંક ઉત્તમ તથા આનંદ ઉપજાવનારાં છે; પરંતુ એ જોઇને મને વિશાળ પટવાળી સરયૂ તટપરનાં ઉપવનો જોવા જેટલો આનંદ થતો નથી. અહો! હું એ સરયૂ તટનાં રમણીય ઉપવનોનું ક્યારે પુનઃ અવલોકન કરીશ? ને વનમાંથી પાછો આવી પિતાનો સમાગમ પામીને હું તે સુંદર ઉપવનોમાં મૃગયા કરતો ક્યારે ફરીશ![૧૩–૧૪] અરે મૃગયા જેવું નિરર્થક પરપીડક* કાર્ય કરીને હું આનંદ પામવા ઇચ્છિતો નથી; કેમકે દયાળુ અને સમદર્શી† પુરુષનો એ ધર્મ નથી. પણ જગતમાં રાજર્ષિઓના ગણને યુદ્ધના અભ્યાસાર્થ વા ક્રીડાર્થ એ મૃગયાને વિષે અતુલ પ્રીતિ હોય છે.[૧૫] ધનુષ્યધારીઓ પોતાના બાણનો લક્ષ–અભ્યાસ વધારવાને લક્ષ્યરૂપે‡ પ્રાણીઓને વનમાં જઇ હણે છે. વળી મહાત્મા મનુના પુત્રોએ પણ શ્રાદ્ધાદિ કાળને વિષે (નિરર્થક માત્ર અભ્યાસ અથવા ક્રીડા–રમતને અર્થે જ નહિ, પણ શ્રાદ્ધમાં મૃગ માંસાદિ જોઇએ માટે) મૃગયા કરેલી છે. તોપણ હું તો કોઇ કારણને અનુસરીને પણ તેમ કરવા (મૃગયા કરવા) ઇચ્છતો નથી."[૧૬]

એ પ્રમાણે મધુરા વાક્યોવડે સુમન્ત્રાદિ સાથે વાતચિત કરતા ઇક્ષ્વાકુકુલોત્પન્ન રામ નાના પ્રકારની વનશોભા નિરખતા વન માર્ગ પ્રત્યે ચાલ્યા જતા હતા.[૧૭]

**ઇતિશ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ–વિષે અયોધ્યાકાણ્ડમાં ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ.**

* બીજાને વગર કારણે પીડા કરનારું. † સઘળે સરખી દૃષ્ટિથી જોનાર. પોતાને દુઃખ થાય છે તેમ જ બીજાને પણ થાય જ છે એવા વિચારથી સૌને સમાન જાણનારા. ‡ નિશાન દાખલ.

## સર્ગ ૫૦ મો.

## કોસલ* સીમાનું ઉલ્લંઘન.

એવી રીતે પ્રયાણ કરતો રામ વિશાળ અને અદ્ભુત કોસલ દેશની સીમા આગળ આવ્યો, ત્યારે રથને ઉભો રાખી, અયોધ્યાપુરી ભણી મુખ કરી, જાણે તેની પાસે વિદાયગીરી માગતો હોય તેમ હાથ જોડી તે પ્રત્યે કહેવા લાગ્યો:[૧] "હે દશરથે પરિપાલન કરેલી!† પુરિશ્રેષ્ઠે અયોધ્યા! હું તારી તથા તારે વિષે રહીને તારું રક્ષણ કરનારા સમગ્ર દેવતાઓની પ્રાર્થના કરું છું કે, પિતાના ઋણથી મુક્ત થઇ હું જ્યારે વનવાસથી પાછો આવીશ ત્યારે તને તથા મારાં માતપિતાને જોઇશ!"[૨–૩] [વળી પોતાનો પ્રભાવ તથા પુરુષોત્તમ સ્વરૂપને ગુપ્ત રાખવા માટે તે બોલ્યો:] "હે અયોધ્યાવાસી દેવતાઓ! વનમાંથી કુશળપણે હું પાછો આવું, એવી રીતે તમે નિરંતર મારું રક્ષણ કરજો!" [હવે રામને જતા જાણી માર્ગની આસપાસનાં નાનાં તથા મોટાં ગામોમાં રહેનારા કોસલ દેશના લોકો તેનાં દર્શન કરવા અર્થે વારંવાર એકઠા થઈ તેના રથની આસપાસ ચાલતા હતા. તેઓ પ્રત્યે–આખા કોસલ દેશવાસી મનુષ્યોને ઉદ્દેશીને રામે પોતાના ઇશ્વરભાવ ગુપ્ત કરવા માટે માનુષી લીલા કરી] અત્યંત દીન અને વિરહવાન્ થઈ, આંખમાં આંસુ લાવી, પોતાનો દક્ષિણ ભુજ લાંબો કરીને તેઓને કહ્યું: "અહો પ્રજાજનો! મને જેમ તમારા વિયોગથી થાય છે, તે કરતાં પણ અત્યંત દુઃખ તથા શોક તમને મારે માટે થાય છે, એ હું જાણું છું. પણ ચૌદ વર્ષ પર્યંત વનમાં વસવાનું મારું કર્તવ્ય મારે સાધવું જ જોઇએ; તો હવે ક્યાંસૂધી તમે આ શોક તથા કરુણાપણું ધારણ કરશો? હવે તમારાં શોક–દુઃખનો ત્યાગ કરી તમે સ્વસ્થાનો પ્રત્યે જાઓ ને હું મારો અર્થ સિદ્ધ કરવાને (પિતાની આજ્ઞા પાળવારૂપ અર્થ અથવા અવતાર ધરવાનું પ્રયોજન સિદ્ધ કરવારૂપ અર્થ સિદ્ધ કરવાને) વનમાં જઇશ."[૪–૫] એ પ્રમાણે કહી રામે રથને ચલાવવાની આજ્ઞા કરી. સર્વ પ્રજાજનો તેની પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને

* કોસલ દેશ–દશરથ રાયના રાજ્યનો મુખ્ય દેશ. જેની રાજધાની અયોધ્યા હતી તે દેશની સરહદને વટાવીને શ્રીરામનું આગળ પ્રયાણ. આ કોસલ દેશ પૂર્વકાળમાં ઘણા ભાગે વેહેંચાયલો હતો: ઈશાન કોસલ, અગ્નિ કોસલ, પૂર્વ કોસલ, મધ્ય કોસલ, ઇત્યાદિ. તેમાં ઇશાન કોસલ દેશના રાજાની પુત્રી કૌસલ્યા તે મધ્ય કોસલ દેશીય દશરથરાયને ઘેરે હતાં. † દશરથરાયે પાલન કરેલી; પુરી માત્રમાં શ્રેષ્ઠ અયોધ્યા.

રુદન કરતા બંને બાજૂએ ટોળે વળી ઉભા રહ્યા. સાયંકાળ સમયે સૂર્ય જેમ મનુષ્યોની દૃષ્ટિથી દૂર જાય, તેમ રામનો સૂર્ય સમાન રથ, તે ઉદાસ થઈ ગયલા મનુષ્યોની આતુર થયલી દૃષ્ટિથી 'આ જાય, આ જાય,' કરતાં ઘણે દૂર ચાલ્યો ગયો.[૬-૭]

એવી રીતે તે ધન ધાન્યાદિથી પરિપૂર્ણ એવો કોસલ દેશ કે જેમાં દાનશીલજનો વસતા હતા, વળી જે કલ્યાણરૂપ, નિર્ભય તથા રમણીય હતો, જેમાં સ્થળે સ્થળે અનેક દેવસ્થાનો આવેલાં હતાં;[૮] વૃક્ષો તથા અગ્નિમંથન કરવાના યૂપોવડે જે વેષ્ટિત હતો, જેમાં અનેક પ્રકારની શોભાવાળાં રમણીય ઉદ્યાનો તથા વાટિકાઓ આવી રહેલી હતી, સ્થળે સ્થળે આવેલાં મોટાં જળાશયોથી જે પવિત્ર દેખાતો હતો, મનુષ્યો પણ જેમાં સંતોષી તથા શરીરે હૃષ્ટપુષ્ટ વસતાં હતાં, ઘણાં દૂધવાળી સુશીલા ધેનુઓની વસ્તીથી તો જે ખરેખર સંકડાયલો હતો,[૯] જેમાંના પ્રત્યેક ગામ તથા શહેર ઘણી સમૃદ્ધિવાળાં હોવાથી નરેંદ્રોએ રુડી રીતે રક્ષણ કરવા યોગ્ય હતાં ને જે સર્વત્ર દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) ના વસવાથી નિરંતર થતા વેદના ઘોષવડે શબ્દાયમાન રહેતો હતો, એવા સુંદર કોસલ દેશને રથવડે ઉલ્લંઘન કરી, નરવ્યાઘ્ર રામે પોતાની આજ્ઞામાં રહેનારા બીજા રાજાઓની રાજ્યસીમામાં પ્રવેશ કર્યો. પ્રથમ સ્વચ્છ તથા રમ્ય ઉદ્યાનથી વેષ્ટિત અને હર્ષથી પરિપૂરિત એવા ભોજ્ય દેશની અંદર તે ધીમે ધીમે ગતિ કરવા લાગ્યો; કારણ એ પોતાનો જન્મ દેશ નહિ હોવાથી ત્યાં પોતાની પછવાડે પ્રજાને વિલાપ કરતી દોડવાની શંકા તેને મટી ગઈ હતી.[૧૦-૧૧]

અશ્વોને પણ કોઈ જાતનો ત્રાસ ન પડે એવી સૌમ્ય ગતિથી ચાલતો રામ કેટલેક સૂધી આગળ ચાલ્યો, એટલામાં દિવ્ય એવી ત્રિપથગા ભાગીરથી ગંગાનો મહાપ્રવાહ તેની દૃષ્ટિએ પડ્યો. એ શીતળ જળવાળી, અશૈવલા* તથા રમણીય જાહ્નવીને જોઇને લક્ષ્મણ, જાનકી તથા સુમન્ત્ર, એઓનું ચિત્ત પણ તેનાં દર્શન કરવાને ઘણું ઉત્કંઠિત થયું; તેથી રથની બહાર મુખ કરી તે ઋષિઓએ સેવન કરેલી સુરાપગાની અપ્રતિમ શોભા તેઓ નિરખવા લાગ્યાં.[૧૨]

એ પુણ્યમયી સરિતાના સુંદર તટો શ્રીમાન્ મહાત્મા ઋષિઓના પવિત્ર આશ્રમોથી શોભી રહ્યા હતા. અનેક પ્રકારનાં સુગંધી પુષ્પોવાળાં વૃક્ષોથી કિનારાની ભૂમિ ઢંકાયલી હતી. ક્રીડા સમયે તેના જળમાં એકાંત તટોપર અપ્સરાઓ તેનું હર્ષવડે સેવન કરતી હતી. દેવ, દાનવ, ગંધર્વ તથા કિન્નરાદિ વારંવાર તે કલ્યાણરૂપ સરિતાના ઉપવનોમાં વસતા હોવાથી તે બહુ શોભી રહી હતી. સ્થળે સ્થળે તેમાં જળથી ભરેલા ઘણાક હ્રદો આવી રહેલા હતા. નાગ તથા ગંધર્વોની સ્ત્રીઓ તેનું નિરંતર સેવન કરતી હતી.[૧૩-૧૪] બંને બાજૂએ આવેલી દેવતાઓની વાટિકાઓ તથા તેઓને ક્રીડા કરવા માટેનાં શતાવધિ સ્થાનોથી તે વિંટાયલી હતી. ભૂમિપર જન્મ્યા, છતાં દેવતાઓને અર્થે જ સ્વર્ગ પ્રત્યે ગયેલી અને નદીરૂપે તથા દેવપદ્મિનીને નામે જગતમાં વિખ્યાતિ પામેલી એ ગંગા,[૧૫] પ્રવાહમાં પડેલી શિલાઓ સાથે જળના પછડાવાથી થતા કડકડાટ ભરેલા શબ્દવડે અતિ ઉગ્રરૂપે દેખાતી હતી. જળપર આવેલાં ફીણથી જાણે હાસ્ય જ કરતી હોયની શું, એવી લાગતી તે સરિતા, બબ્બે અથવા ત્રણ ત્રણ પ્રવાહો એકઠા થવાને લીધે, જાણે ત્રણ લટથી ગુંથેલી સ્ત્રીની વેણી હોય એવી શોભતી હતી.[૧૬] કોઇ કોઈ સ્થળે તેમાં મોટી ભમરીઓ અને વમળો પડતાં હતાં, તો કોઈ સ્થળનો પ્રવાહ નિશ્ચળ અને ગંભીર દેખાતો હતો; કોઈ ઠેકાણે મહા વેગને લીધે તે આકુળ દેખાતી હતી, તો કોઇ ઠેકાણે તેના પ્રવાહનો ગંભીર ઘોષ થઈ રહ્યો હતો, તો કોઇ ઠેકાણે મોટા ભયંકર શબ્દો કરતી તે વહન કરતી હતી.[૧૭] દેવતાઓના સમૂહ તેમાં વારંવાર સ્નાન કરી તેને શોભાવતા હતા. ભાતભાતનાં નિર્મળ ખીલેલાં કમળોથી તેનું જળ છવાઇ રહેલું હતું. [કોઇ કોઈ ઠેકાણેના તેના સુંદર તટો અલોઠાં-કરાડાવાળા હોવાથી કોઇએ નહિ સેવન કરવાને લીધે સૂના પડેલા હતા. કોઈ ઠેકાણે નિત્ય કર્મ કરતા ઋષિઓ, જળ ભરતી ઋષિપત્નીઓ, સ્નાન કરતાં તથા રમણ કરતાં બાળકો, જળપાન કરતી ગાયો તથા બીજાં વન પશુઓ ઇત્યાદિથી ભરપૂર દેખાતી હતી.] કોઇક કિનારાપર નિર્મળ અને સુંવાળી રેતી પથરાયલી હતી.[૧૮] કોઈ તટપર હંસ, સારસ, ચક્રવાક અને એવાં બીજાં રંગીલાં પક્ષીઓ સુંદર શબ્દો કરી રહ્યાં હતાં. વળી એ અનિંદિત સરિતા કોઈ કોઇ સ્થળે સુગન્ધમય કમળોનાં વનથી વ્યાપ્ત થયેલી હતી, તો કોઈ સ્થળે તેમાં ખીલેલી કળીવાળાં કુમુદ પુષ્પો બહુ શોભી રહ્યાં હતાં.[૧૯-૨૦] અનેક પ્રકારનાં પુષ્પોના પરાગથી રજોટાવાને લીધે સુગંધમય થયેલી મદોન્મત્ત સ્ત્રી સરખી તે સરિતાએ પાપ સમૂહને દૂર કરેલો હોવાથી તે ઉત્તમ મણિ સરખી નિર્મળ દેખાતી હતી. મોટા

* શેવાળ વગરની.

દિગ્ગજો (વનગજો) તથા બીજા પણ ઘણા મદોન્મત્ત હસ્તીઓએ તેમાં ક્રીડા કરવા છતાં તેનું જળ વગર ડોહોળાએ નિર્મળ જ રહેતું હતું.[૨૧-૨૨] તેમાં વારંવાર ક્રીડા કરવા આવનારા દેવતાઓનાં વાહન–હસ્તીઓ, તટનાં ઉપવનોને શબ્દાયમાન કરી મૂકતાં હતાં. આવી તથા આ કરતાં પણ બીજી અનેક શોભાઓથી યુક્ત હોવાને લીધે તે સરિતા, કોઇ ઉત્તમ ભૂષણોથી ભૂષિત થયેલી સુંદરી હોયની શું, તેવી શોભાયમાન લાગતી હતી.[૨૩] ફૂળ, પુષ્પ, કોમળપત્ર, ગુચ્છ તથા પક્ષીઓ ઇત્યાદિવડે વેષ્ટિત થયલી અને વિષ્ણુ-ચરણથી ઉત્પન્ન થયલી હોવાને લીધે દિવ્ય, નિષ્પાપ તથા દર્શનથી જ પ્રાણીઓનાં પાપને નાશ કરનારી એ ગંગા, અત્યંત હર્ષ ઉપજાવતી હતી.[૨૪] વળી જેમાં ઘણાક શિશુમાર, ઝુડ તથા સર્પો વસતા હતા એવી તથા ભગીરથના તપને લીધે શંકરના જટા–કલાપમાંથી ઉતરેલી તથા સારસ અને ક્રૌંચ પક્ષીથી શબ્દાયમાન થયલી તે સમુદ્રની સ્ત્રી સરિતા ગંગા, ત્યાંથી થોડેક દૂર આવેલા શૃંગવેરપુર તરફ થઇને, સમુદ્રભણી ગમન કરતી હતી. ત્યાં મહાબાહુ રામ આવ્યા.[૨૫-૨૬]

આ શોભાયમાન સરિતાનાં દર્શન કરી, રામે પોતાના સારથિને કહ્યું: "હે સુમન્ત્ર! અહીંથી થોડેક દૂર આ પાપનાશિની ભાગીરથીના તટપર આવેલું પેલું ઘણાં પુષ્પ તથા અંકુરોવાળું ઇંગુદીનું વૃક્ષ દેખાય છે ત્યાં તું રથને લે; કારણ આજે આપણે અહીં જ, આ દેવ, મનુષ્ય, ગંધર્વ, મૃગ, પન્નગ તથા પક્ષીઓ આદિને અતિ માન્ય અને કલ્યાણરૂપ એવી સુર સરિતાના તટપર જ રાત્રિ નિર્ગમન કરીશું."[૨૭-૨૯] રામની આજ્ઞા થવાથી સુમન્ત્ર, ઇંગુદીના વૃક્ષ આગળ રથને લઇ ગયો, ત્યારે સીતા તથા લક્ષ્મણ સહિત રામ તેમાંથી ઉતરી પડ્યો ને સુમન્ત્ર પણ અશ્વોને છોડી તે વૃક્ષ નીચે વિરાજેલા રામ આગળ કર જોડીને બેઠો.[૩૦-૩૨]

દૂરથી દેખાતા શૃંગવેર પુરમાં ભિલ્લ જાતિનો ગુહ રાજા રાજ્ય કરતો હતો. એ રાજા સઘળા ભિલ્લોનો અધિપતિ અને મહા બળવાન્ હતો. તે ગંગાના તટની ભૂમિનો પાલન કરનાર હોવાથી ત્યાં વસતા દેવ, બ્રાહ્મણોની પૂજાને માટે તેની સર્વત્ર ખ્યાતિ પ્રસરેલી હતી. દશરથ રાયની આજ્ઞા તળે તે રાજ્ય કરતો હોવાથી રામ સાથે તેનું મોટું સખ્ય હતું.[૩૩] એણે પોતાના દેશમાં રામને પધારેલા જાણી, તેનાં દર્શનની તૈયારી કરીને વૃદ્ધ પ્રધાનો તથા નાતીલાઓને સાથે લઈ, ઘણાક ભક્ષ્યભોજ્યાદિ પદાર્થો સહિત, તે રામને મળવા સારુ આવ્યો.[૩૪] દૂરથી એ નિષાદપતિ ગુહને આવતો જોઈ લક્ષ્મણ સહિત રામ ઉભા થયા, ને કુશળતા પૂછી અતિ પ્રેમપૂર્વક પરસ્પર ભેટી પડ્યા.[૩૫] [રામનો આવો તપસ્વી સમાન વેશ જોઈ, આંખમાં આંસુ લાવીને] ગુહ બોલ્યો: ["અહો! સ્ત્રીઓ શું નથી કરી શકતી? આવા જગદાનંદકર રામને વનમાં મોકલી કૈકેયીએ કેવું નિર્દય કાર્ય કર્યું છે! અરે! કિરીટ કુંડલાદિ અલંકારો સહિત ઉત્તમ રાજસી વસ્ત્રો ધારણ કરનારા રામનો આવો વેશ જોઇ મને અત્યંત ખેદ થાય છે. પણ હશે!] હે રાઘવ! તેં અત્રે પધારી મને પાવન કર્યો, તેથી હું પોતાને બહુ ભાગ્યવાન્ માનું છું. તું જેવું અયોધ્યા તેવું જ આ મારું નગર પણ જાણ;[૩૬] માટે મને આજ્ઞા કર કે હું તારું શું પ્રિય કરું? તારા જેવા પ્રિય અતિથિને હું ફરી ફરી ક્યારે પામીશ?"]

આ પ્રમાણે કહી ગુહે અર્ઘ્યપાદ્યાદિથી રામની પૂજા કરીને પોતાની સાથેના ભક્ષ્ય, ભોજ્ય, પેય તથા લેહ્ય આદિ જમાવાના પદાર્થો, તેમ જ રામને શયન કરવા માટે ઉત્તમ પ્રકારની શય્યાઓ અને અશ્વોને માટે (રાતબ વગેરે) તૃણાદિ ભક્ષ્ય પદાર્થો અર્પણ કરી કહ્યું, "હે મહાબાહો! ભલે તારું પધારવું અત્રે થયું. આ સમગ્ર પૃથ્વી તારી જ છે; તેમ હું તારો આજ્ઞાવર્તી, ને તું અમારો સ્વામી છો, માટે, સેવકે આણેલા આ યત્કિંચિત્ પદાર્થોનો સ્વીકાર કર."[૩૭-૩૯] ગુહનો આવો ભક્તિભાવ જોઇ તેને પોતાના હૃદય સાથે દાબીને રામે કહ્યું: "હે પ્રિય સખા ગુહ! તારા આ સ્નેહથી મને અત્યંત હર્ષ થાય છે. આવાં પ્રેમાળ વાક્યોથી તું મારો સર્વ પ્રકારે સત્કાર કરી જ ચૂક્યો, એમ હું માનું છું.[૪૦] વળી હે ગુહરાજ! પોતાના બાંધવજન સહિત તને આરોગ્ય જોઈ મને મોટો સંતોષ થાય છે. પણ હે બાપ! તેવી જ રીતે તારા દેશની પ્રજામાં, તારા મિત્રોમાં અને વનમાં પણ સૌ કુશળ છે?[૪૧-૪૨] મારાપરની અત્યંત ભક્તિને લીધે જ તેં આ સમગ્ર પદાર્થો મને અર્પણ કર્યા છે, તે હું સારી રીતે જાણું છું; પણ હે ગુહરાજ! આ સમયે મારાથી તેનો સ્વીકાર થાય તેમ નથી. મને પિતાની કેવી આજ્ઞા થયલી છે તે તું જાણે જ છે; તો હું તે પિતુરાજ્ઞા પાળવાના ધર્મને વિષે સાવધપણે પ્રવૃત્ત થયલો હોવાથી, અવધિ પૂરી થયા પર્યંત શરીરપોષણ અર્થે માત્ર ફળ મૂળાદિ અને શરીર રક્ષણાર્થે દર્ભ વગેરેનાં ચીર વસ્ત્ર કિંવા

મૃગચર્મ ઇત્યાદિ પદાર્થોને ગ્રહણ કરી શકું એમ છે![૪૩-૪૪] માટે મારે અર્થે તો કશુંએ નહિ જ, પણ મારા પિતાના આ અશ્વોને માટે જે કંઈ પદાર્થ તું લાવ્યો હશે, તે હું મોટા આદરપૂર્વક ગ્રહણ કરીશ; ને તેથી તેં મારો સંપૂર્ણ સત્કાર કર્યો કહેવાશે. આ અશ્વો મારા પિતાને અત્યંત પ્રિય છે.” રામનાં એવાં વચન સાંભળી ગુહે તુરત પોતાના સેવકોને આજ્ઞા કરીને રામના અશ્વોને માટે ઉત્તમ પ્રકારનું તૃણ તથા તે ખાઇ રહ્યા પછી પીવા માટે દૂધ, અને ખાવા માટે ઘી સાકર ભેળેલો જવનો લોટ વગેરે પદાર્થો ત્વરાથી મંગાવી સુમન્ત્રને સ્વાધીન કર્યા.[૪૫-૪૭]

સાયંકાળ થયો, એટલે ચીરવસ્ત્ર ધરનાર રઘુવીરે ઊઠી ભાગીરથીના નિર્મળ તટપર જઇને સંધ્યા કરી. પછી સ્થાનપર આવ્યો. કેટલીકવારે લક્ષ્મણે આણેલા ગંગાજળનું જ માત્ર પાન કરીને પોતે ઇંગુદીના વૃક્ષની નીચે રચેલી તૃણ શય્યાપર સૂતો.[૪૮] સતી સીતા, પતિનાં ચરણનું પ્રક્ષાલન કરી તે ચરણોદકનું પાન કરીને સૂતાં. મહાત્મા લક્ષ્મણ, તેમના નજીક આવેલા એક બીજા વૃક્ષતળે જઇ બેઠો.[૪૯] એ જોઈ સુમન્ત્ર સહિત ગુહરાજ પણ હાથમાં ધનુષ્ય ધારણ કરી, લક્ષ્મણ આગળ જઇ બેઠો ને હમેશ સુખ પામવા યોગ્ય તથા જેણે દુઃખ કદી દીઠું નથી એવા યશસ્વી મહાત્મા દશરથપુત્ર રામની રક્ષા કરવા અર્થે રાત્રિભર સાવધપણે જાગરણ કરવાના ઉદ્દેશથી તેમણે પરસ્પર અનેક પ્રકારની વાતચિત કરવા માંડી.[૫૦-૫૧]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ૫૦ મો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૫૧ મો.

### લક્ષ્મણ કથિત સ્વજાગરણ કારણ.

સ્ત્રી સહિત રઘુવીરે ભૂમિપર શયન કર્યું છે ને મહાત્મા લક્ષ્મણ, દંભ રહિત, તેમ જ સત્ય પ્રીતિથી પોતાના જ્યેષ્ઠ બાંધવની રક્ષા કરવા સાવધ થઇ બેઠો છે, એ જોઈ ગુહને પોતાના મનમાં બહુ જ ખેદ થઈ આવ્યો. કોઈ પણ દિવસે જેણે દુઃખ દેખ્યું નથી અને જે નિરંતર સુખ જ ભોગવવા યોગ્ય છે એવા મહાયશસ્વી દશરથ પુત્ર રામની આવી દયામણી સ્થિતિ જોઈ, તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. પછી તે રઘુકુલોત્પન્ન લક્ષ્મણ પ્રત્યે હાથ જોડી બોલ્યો:[૧] “તાત! હે રાજપુત્ર લક્ષ્મણ! મહાત્મા રઘુવીર તો પિતાની આજ્ઞાને લીધે તપસ્વીપણાને પામ્યો છે, માટે કોઇ પણ ભોગ્ય પદાર્થને અંગીકાર કરતો નથી, પણ તને કંઈ તેમ કરવા પિતાની આજ્ઞા થયલી નથી, તો મારી વિનતિથી તું આ ખાનપાનાદિ પદાર્થોને ગ્રહણ કર.[૨] તું નિરંતર સુખ ભોગવવા યોગ્ય છે તથા રામ કરતાં નાહનો હોવાથી શરીરે કોમળ તથા સંકટ સહન કરવાને અશક્ત છે. માટે મારું કહ્યું માનીને, વધારે નહિ તો માત્ર આ સુખ શય્યાનો જ અંગીકાર કર, કે જેથી મારા મનને સંતોષ થાય. રાત્રિભર એ શય્યાને વિષે સુખેથી શયન કરી વિશ્રાંતિ લે! રામનું રક્ષણ કરવા માટેની ચિંતા તું શા માટે કરે છે? કારણ એની રક્ષા સારુ આયુધો ધારણ કરી અમે આખી રાત્રિ જાગરણ કરીશું.[૩] હું શપથપૂર્વક સત્ય કહું છું કે, મને આખી પૃથ્વીને વિષે રામ વિના બીજું કોઇ પણ અધિક પ્રિય નથી;[૪] ને એની જ કૃપાથી હું આ લોકમાં મોટો યશ, સંપૂર્ણ ધર્મપ્રાપ્તિ, પુષ્કળ દ્રવ્ય અને શ્રેષ્ઠ સુખ પામ્યો છું.[૫] માટે સ્ત્રી સહિત સૂતેલા મારા પ્રભુ જેવા રામની હું મારા બાંધવજન (ભિલ્લો) સાથે હાથમાં ધનુષ્ય ધારણ કરી, અવશ્ય રક્ષા કરીશ.[૬] આ વનમાં કશું મારાથી અજાણ્યું નથી, કારણ કે હું સદૈવ એમાં વિચરનારો છું. કદાચ કોઇની મોટી ચતુરંગિણી સેના મારી સામે આવે તો તેનો પણ યુદ્ધ કરી પરાભવ કરવા હું સમર્થ છું, માટે હું અવશ્ય રઘુવીરની રક્ષા કરીશ; તું સુખેથી શયન કર.”[૭]

આવી રીતનો ભિલ્લરાજ ગુહનો આગ્રહ જોઈ લક્ષ્મણે તેને આ પ્રમાણે કહ્યું:—“પ્રિયમિત્ર! હે નિષ્પાપ ભિલ્લપતિ! આ દેશમાં તારી રક્ષા તળે આવીને અમે બિલકુલ ભય પામતા નથી.[૮] પણ હે પ્રિય! મારી માતા સમાન સીતા સહિત રામ પૃથ્વીને વિષે સૂતેલા છતાં મારે સુખશય્યામાં નિદ્રા કરવી તથા જિહ્વાસ્વાદને, તેમ જ જીવનોપાયને અર્થે અન્નાદિ ગ્રહણ કરવાં એ શું યોગ્ય છે?[૯] રે! જે રામનો યુદ્ધને વિષે સર્વ દેવતાઓ ને અસુરો પણ પરાભવ કરી શકવાને શક્તિમાન્ નથી, તે આજે શ્રીમતી સીતા સહિત તૃણની શય્યાને વિષે સૂતો છે, ને મને તું સુખશય્યામાં શયન કરવાનું કહે છે, એ શું યોગ્ય છે?[૧૦] અરે! એ અનેક પ્રકારના વ્રત ઉપવાસાદિ તપ અને અશ્વમેધાદિ યજ્ઞ, તેમ જ ગાયત્રી પુરશ્ચરણાદિ અનુષ્ઠાન ઇત્યાદિવડે દશરથરાયને પ્રાપ્ત થયેલા તેના મુખ્ય (જ્યેષ્ઠ) પુત્ર, જે [સાક્ષાત્ પુરુષોત્તમ ભગવાન્ સમાન] સઘળાં લક્ષણોવાળો છે, ને જેના વનવા-

સથી આખી અયોધ્યા વિપરીતપણે વર્તી રહી છે, તેને તપસ્વી વેશે દુઃખ વેઠતો જોવા છતાં હું તેની પરિચર્યા છોડીને સુખભોગ અંગીકાર કરું, તો ખરેખર મને ધિક્કાર જ કહેવાય. હે ગુહરાજ! એનાથી વિયોગી થયલા અમારા પિતા હવે ઘણો કાળ જીવી શકશે નહિ, અર્થાત્ આ સમગ્ર મેદિની મહારાજા દશરથ રહિત થવાથી થોડા કાલમાં વિધવા થશે.[૧૧-૧૨] હે તાત! જે વેળા મારા જ્યેષ્ઠ બાંધવ વનમાર્ગે વિદાય થયા, તે વેળા અંતઃપુરની, તેમ જ નગરની સર્વ સ્ત્રીઓ મહાશોકને લીધે મોટા કોલાહલયુક્ત સખેદ શબ્દો કરતી હતી. પણ હવે થાકીને શાંત થઈ જશે; તેમ જ દશરથરાયનું રાજમંદિર તથા આખું અયોધ્યાપુર પણ હવે કંઇક શાંત થયાં હશે, એમ હું માનું છું; પણ દશરથરાય, કૌસલ્યા તથા મારી માતા સુમિત્રા, એ ત્રણ તો જીવતાં પણ હોય એમ હું માનતો નથી. કદાચ જીવતાં હશે તો અન્નજળનો ત્યાગ કરવાને લીધે માત્ર આજની રાત્રિ જીવી શકશે, એવું મહત્ કલ્પાંત તેમને થયું છે.[૧૩-૧૪] હજુ મારી માતા સુમિત્રા તો કદાચ શત્રુઘ્નને જોઇને વધારે જીવી શકશે, પણ જેને માત્ર શૂરવીર રામ એક જ પુત્ર છે, એવી કૌસલ્યા તો નિશ્ચે મરણ જ પામશે.[૧૫] અરે! હું તો ધારું છું કે, રામમાં અત્યંત પ્રીતિમાન્ તથા સૌ વાતે નિરંતર સુખ પામેલી અયોધ્યાપુરી, રામ વિયોગનો તથા દશરથ મરણનો, એમ બેવડો શોક આવી પડવાથી નિશ્ચે નાશ પામશે.[૧૬] રે! પોતાના માહાત્મા જ્યેષ્ઠ પુત્ર રઘુવીરના વિયોગથી દશરથરાય કદી તે પોતાના પ્રાણ ધારણ કરી શકશે નહિ.[૧૭] અને તે નાશ પામ્યા કે તત્કાળ માતા કૌસલ્યા ને તે પછી મારી જનની પણ પોતાના પ્રાણ તજી દેશે.[૧૮] અહો! અમારા પિતાને તો બેવડું દુઃખ પીડા કરતું હશે; એક તો રામનો વિયોગ અને બીજું તેનો રાજ્યાભિષેક કરવાનો નાશ પામેલો મનોરથ. માટે એ સંબંધે વારંવાર મોટા શબ્દોથી વિલાપ કરતા તે વૃદ્ધ રાજા વનમાંથી પાછા આવેલા રામને અભિષેક કર્યા પૂર્વે જ પરલોક પધારશે.[૧૯] રે! જે વેળા મહારાજા દશરથ મરણ પામશે, તે વેળા તેની પાસે રહેલા ભરત વગેરે જેઓ તેને પ્રેતકાર્યના સંસ્કારો કરશે, તેઓ જ ભાગ્યવાન્ થશે,[૨૦] ને તેને જ એ સામ્રાજ્યની પ્રાપ્તિ થશે તથા તેઓ જ અમારા પિતાની રાજધાની અયોધ્યાને વિષે સુખે કરી વિહાર કરશે. રમ્ય ચૌટાં તથા રુડી રીતે વિભાગ કરેલા રાજમાર્ગોવાળી ઠામઠામ આવેલી અટારીઓ તથા પ્રાસાદોથી ઘીચ; શ્રેષ્ઠ ગણિકાઓથી શોભાયમાન; રથ, અશ્વ, ગજવડે સંકડાતી; તુરીઆદિ વાદિત્રોના નાદથી શબ્દિત; સર્વ કલ્યાણથી પરિપૂર્ણ; હૃષ્ટપુષ્ટ જનોથી વ્યાપ્ત; વિદ્વાનો તથા રાજાઓને ક્રીડા કરવાનાં વનોથી વિંટાયલી અને અનેક પ્રકારના સમાજો તથા ઉત્સવોથી નિરંતર સુશોભિત એવી અયોધ્યાપુરી, તેઓને જ વશ્ય થઇને રહેશે.[૨૧-૨૩] રે! શું દશરથરાય જીવશે? શું વનવાસથી પાછા આવી અમે તે મહાત્માનાં દર્શન કરીશું? તેમ શું અમોને અમારો વનવાસ નિવૃત્ત થઇને સુવ્રત રામ સહિત રમણીય અયોધ્યાપુરીમાં પ્રવેશ કરવાનો સમય આવશે?[૨૪-૨૫]

એ પ્રમાણે કહી વળી લક્ષ્મણ બોલ્યો, "હે ગુહરાજ! આ પ્રકારના સંકટમાં આવી પડેલા મારા પ્રભુસમાન રઘુવીર, કે જેને માટે આખું જગત્ તલસે છે, તેને દુઃખી થવા દઈ હું સુખોપભોગ કરું, એ મને સ્વપ્નાંતરે પણ યોગ્ય નથી. મારે તો માત્ર તેની નિરંતર સેવા કરવી, એ જ મારું કર્તવ્ય છે. તેટલા માટે તેની રક્ષા કરવા અર્થે હું આખી રાત જાગરણ કરું છું. મને તેના સમાન આ જગતમાં કશું પ્રિય નથી. મારો આ દેહ તેનાં ચરણની સેવા અર્થે જ નિર્માણ થયલો છે, માટે આજ તો શું, પણ વનવાસ સમાપ્તિ પર્યંત હું રાત્રે જાગરણ કરીને નિરંતર સાવધ રહીને તેની રક્ષા કરીશ." આ પ્રમાણેનું વીર લક્ષ્મણનું ખેદયુક્ત સંપૂર્ણ ભાષણ સાંભળી, વ્યથાતુર હસ્તીની પેઠે તાપથી આતુર થયલા ગુહનું હૃદય ભરાઈ આવ્યું. તે અતિ પીડિતપણે રુદન કરવા લાગ્યો. એવી રીતે રામની રક્ષા કરવા નિમિત્તે તેઓને જાગરણ કરતાં તે રાત્રિ નિવૃત્ત થઈ.[૨૬-૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૨ મો.

## ગંગા ઉતરવાની તૈયારી.

[ નિદ્રાને લીધે રામને એ રાત્ર થોડા સમયની પેઠે સુખે કરી નિવૃત્ત થઈ. અરુણોદય સમયે બોલનારાં શુક કોકિલા ઈત્યાદિ પક્ષીઓ પોતાના મધુર શબ્દોવડે આનંદમય ગાયન કરવા લાગ્યાં. ભાગીરથીના પુષ્પિત ઉપવનોમાંથી સુગંધમય શીતળ પવન વાવા લાગ્યો ને તટપર સ્નાન કરવા આવેલા ઋષિઓ તથા ઋષિપત્નીઓના છેટેથી "ગંગે ભાગીરથી! તરણતા-

રિણી! પાપનાશિની!" ઇત્યાદિ મોટા શબ્દો સંભળાવા લાગ્યા, ત્યારે] મહા યશસ્વી રાઘવેંદ્ર જાગ્રત થઈ શુભ લક્ષણવંત સૌમિત્રાના પુત્ર લક્ષ્મણને કહેવા લાગ્યો:[1] "હે તાત લક્ષ્મણ! શ્રેષ્ઠ રાત્રિ નિવૃત્ત થઇને અરુણોદય થવા આવ્યો છે. કાળા વર્ણવાળો કોકિલપક્ષી મધુર શબ્દ કરે છે, તેમ જ વનને વિષે નાદ કરતા મયૂરોના આનંદી ટહુકાઓ સંભળાય છે: આપણે હવે તત્પર થાઓ, કે જેથી સૂર્યોદય થતામાં મોટા વેગવાળી સમુદ્રગામિની ગંગાને ઉતરી સામેપાર જઇએ."[2-3] રામનાં વચનોનું તાત્પર્ય સમજી લઇને મિત્રોને આનંદ આપનાર લક્ષ્મણે, ગુહ તથા સુમન્ત્રને ગંગા ઉતરવા સારુ નાવ મંગાવવા માટે ઇચ્છા જણાવી, અને તે રામની સન્મુખ ઉભા રહ્યા.[4] તુરત ગુહે રામને પ્રણામ કરીને તેને માટે યોગ્ય આસનવાળું, સુંદર, બહુ વેગવાળું અને દૃઢ નાવ, પ્રવીણ કર્ણધાર સહિત ગંગા ઉતરવાને બાંધેલા કિનારાપર, ઉતાવળથી લાવવા માટે પોતાના પ્રધાનને આજ્ઞા કરી.[5-6] થોડીક વારમાં ગુહના પ્રધાને એક વિશાળ તથા સુશોભિત નાવ આણી કિનારાપર સ્થિર કર્યું.[7] પછી ગુહે હાથ જોડી રામને વિનતિ કરી: "હે દેવ! આ નૌકા તો આવી; હવે તારી શી આજ્ઞા છે?"[8] હે દેવપુત્રતુલ્ય રામ! તને ભાગીરથીને સામેપાર જવા માટે તૈયાર કરેલા આ નાવમાં તું વિરાજ."[9] એ સાંભળી રામે તેને કહ્યું: "પ્રિય મિત્ર ગુહ! તેં મારું સર્વ કાર્ય કર્યું; તારું કલ્યાણ થાઓ. હવે રથમાં રહેલાં અમારાં ખનિત્રો, પિટક તથા સીતાના વસ્ત્રાલંકારાદિને નૌકામાં મૂકાવ એટલે થયું."[10]

એ પ્રમાણે ગુહને કહીને સીતા સહિત તે બંને રાજપુત્રો પોતાનાં ધનુષ, ભાથા, ખડ્ગાદિ આયુધોને ધારણ કરી, પગે ચાલીને નાવપર જવા માટે તત્પર થયા;[11] ત્યારે વૃદ્ધસૂત સુમન્ત્ર, જે અહીં સૂધી ઉત્તમ રથમાં બેસાડી રામને લાવ્યો હતો, તેણે હાથ જોડી ગદ્ગદ્ કંઠે તેને કહ્યું: "હે નાથ! હે રઘુકુલદીપક રામ, હવે મારી શી ગતિ? મારે હવે શું કરવું?"[12] એવાં સુમન્ત્રનાં મહા ઉદાસીનતાથી ભરેલાં વાક્ય સાંભળી, રામ પોતાના દક્ષિણ શ્રીહસ્તવડે તેને સ્પર્શ કરી બોલ્યો: "પ્રિય સુમન્ત્ર! હું અહીં સૂધી રથમાં બેસી આવ્યો, પણ હવે પગે ચાલીને વનમાં પ્રયાણ કરીશ; માટે તું મારી સાથે આવવાનો વિચાર ત્યજી દઈ પાછો અયોધ્યા પ્રત્યે જા, ને ત્યાં મારા ધાર્મિક પિતા પાસે અપ્રમત્તપણે રહે."[13-14] પોતાને આવી આજ્ઞા થઈ જોઈ સુમન્ત્ર મહા દુઃખ પામ્યો., તેનો કંઠ બેસી ગયો, ને નેત્ર આંસુથી ભરાઈ આવ્યાં. હવે શું કરવું? તે તેને સૂઝ્યું નહિ. પણ પછી ધીરજ રાખી તે ઇક્ષ્વાકુકુલોત્પન્ન રામ પ્રત્યે બોલ્યો:[15] "હે રાઘવેશ્વર! આ જગતમાં કોઈ પણ પુરુષ દૈવનું ઉલ્લંઘન કરી શકે એમ નથી. તને પ્રાકૃત પુરુષની પેઠે વનવાસ પ્રાપ્ત થયો, તે માત્ર દૈવનું જ કારણ છે. માટે દૈવ આગળ મોટા બ્રહ્મચર્ય, વેદાધ્યયન તથા વ્રત નિયમ વગેરેનાં ફળનો પણ ઉદય થઈ શકતો નથી, એમ હું માનું છું.[16-17] હે વીર! સીતા તથા લક્ષ્મણ સહિત વનમાં વસીને તું તો પિતાની આજ્ઞા પાલન કરવાના ધર્મને લીધે આખા ત્રૈલોક્યના રાજ્ય કરતાં પણ મોટા ઉત્કર્ષને પામશે; પરંતુ અમને (કેટલાક અયોધ્યાવાસીઓને તમસા કિનારે સૂતા મૂક્યા તે) તો આમ છળીને કિંવા બલાત્કાર કરીને નિર્ભાગ્ય જ કરશે કે? કારણ અમે સૌ નિરુપાયે કૈકેયીની સત્તામાં રહી નિરંતર દુઃખ જ ભોગવીશું."[18-19] આથી વધારે ન બોલી શકાવાથી, રામને અયોધ્યાનો ત્યાગ કરી અત્રે આવીને હવે પોતાનો પણ ત્યાગ કરતો જોઈ, સુમંત્રે ઘણીવાર સૂધી ઘાટું રુદન કર્યું.[20] અશ્રુ નિવૃત્ત પામ્યા કેડે જળવડે નેત્રાચમન કરી તે પવિત્ર થયો, ત્યારે બહુ મધુર વાણીવડે આશ્વાસન કરતાં રામે તેને કહ્યું:[21] "હે સુમન્ત્ર! હે પ્રિય! તું વૃદ્ધ તથા સુજાણ હોવાથી સઘળું જાણે જ છે, માટે તારા શોક નિવારણાર્થે કિંવા વનમાં આવવાની તારી ઇચ્છાને દૂર કરવા અર્થે હું તને કશું વધારે કહેતો નથી; પણ વિશેષે કરીને દશરથ રાજા મારા સંબંધી શોક કરે નહિ, એ માટેનો યત્ન કરવા તને ભલામણ કરું છું. કારણ અમારા સર્વ ઇક્ષ્વાકુવંશીઓનું હિત ઇચ્છિનાર તારા સમાન હું બીજો કોઈ પુરુષ જોતો નથી.[22] મહારાજા અતિ વૃદ્ધ તથા શોકવડે હતચિત્ત થયલા છે, માટે જ હું તેને વિષે વધારે સંભાળ રાખવાનું તને કહું છું.[23] વળી તે મહીપતિ કૈકેયીની ઇચ્છા પ્રમાણે ભરતને રાજ્યાભિષેક કરવા સંબંધી તને જે આજ્ઞા કરે તે, નિઃશંક થઇને અમારી તરફની કશી દાઝ મનમાં ન રાખતાં તારે કરવું, પણ તેમના મનને કિંચિત્ પણ દૂભવવું નહિ;[24] કારણ સર્વ કૃત્યોમાં અર્થાત્ કામ અથવા ક્રોધાદિ ગમે તેવી અવસ્થામાં પણ પોતાની ઇચ્છા પ્રમાણે સૌ વર્તે, એ માટે જ રાજાઓ નિરંતર રાજ્યોનું શાસન પાલન કરે છે.[25] તો હે સુમન્ત્ર! મારા પિતા મહારાજા દશરથ કોઇ પણ વાતે અપ્રિ-

યપણાને વા શોકાવિષ્ટપણાને પામે નહિ, એ પ્રમાણે તારે મુખ્ય રહીને કરવું.[૨૬] વૃદ્ધ, આર્ય, જિતેન્દ્રિય તથા જેણે કદી દુઃખ જોયું નથી એવા મહારાજાને અમારી તરફથી રુડી રીતે પ્રણામ કરી કહેજે કેઃ[૨૭] હે મહારાજાધિરાજ! અમો રાજ્ય તથા અયોધ્યાથી ભ્રષ્ટ થયા અને આવા દુર્ગમ વનમાં વસીએ છીએ, એવી કોઈ પણ વાતનો શોચ, રામ કિંવા લક્ષ્મણ કરતા નથી.[૨૮] ચૌદ વર્ષ પૂરાં થશે કે, લક્ષ્મણ તથા સીતા સહિત (રામ) પાછા આવી તને આનંદ પમાડશે, એમ પુનઃ પુનઃ કહે જે.'[૨૯] હે સુમન્ત્ર! દશરથરાયને એ પ્રમાણે કહીને વળી મારી જનની કૌસલ્યા, બીજી સર્વ માતાઓ તથા કૈકેયીને પણ પુનઃ પુનઃ મારું, સીતાનું તથા લક્ષ્મણનું આરોગ્ય જણાવી, અમારા દંડવત્ નિવેદન કરજે.[૩૦-૩૧] અને ભરતને તેના મોસાળથી તેડાવવાને અથવા તે આવ્યો હોય તો શીઘ્રપણે રાજ્યાસનપર બેસાડવાને મારા પિતાને તાકીદ કરજે.[૩૨] હું તને નિશ્ચયપૂર્વક કહું છું કે, ઘેર જઈને તું ભરતને મળીશ અને મહારાજાને કહી તેને યુવરાજપદે સ્થાપન કરીશ, તેથી અમારા વિયોગથી થતો સંતાપ ને દુઃખ તેનું ઓછું થઇ જશે.[૩૩] હે સુમન્ત્ર! મારી તરફથી ભરતને પણ તારે કહેવું કે, 'હે ભ્રાત! દશરથરાયની સાથે જેવી રીતે તું વર્તે છે, તેવી જ રીતે સર્વ માતાઓને વિષે પણ તારે સમાનપણું રાખીને વર્તવું.[૩૪] તને જેમ તારી માતા કૈકેયી તથા શત્રુઘ્નની માતા સુમિત્રા એ બંને સમાન છે, તેમ જ મારી જનની કૌસલ્યાને પણ તારે સમાન ગણવી.[૩૫] અને પિતાની પ્રીતિને લીધે યુવરાજનો અંગીકાર કરવાથી તું નિરંતર આલોક તથા પરલોકનાં સુખ ભોગવવાને શક્તિમાન્ થઈશ, માટે જેવી રીતે તે ઉભયલોકનાં સુખો નષ્ટ ન થતાં ઉલટાં વૃદ્ધિંગત થાય, એવી રીતે વર્તજે."[૩૬]

આવી રીતે સાંત્વનાયુક્ત કાકુત્સ્થ એવા રામે કહેલા સંદેશાઓને સાંભળી, સુમન્ત્ર અતિ સ્નેહને લીધે દ્રવિત કંઠે પુનઃ રામને કહેવા લાગ્યો કે,[૩૭] "હે નરોત્તમ! હું આ સમયે સ્વામી તથા સેવકને યોગ્ય હોય એવા સત્કારથી બોલી શકતો નથી; પણ સ્નેહ તથા દુઃખને લીધે અતિ વિકલવ વાકયો બોલું છું, તો તે તું મને પોતાનો ભક્ત જાણીને ક્ષમા કરજે.[૩૮] હે રામ! તેં મને આ સર્વ સંદેશો કહ્યો, ને વનમાં આવવાની મારી ઇચ્છા રહિત કરવાનો યત્ન કર્યો, પણ પુત્રવિયોગજન્ય શોકને લીધે જેમ કોઇ સ્ત્રી આતુર થાય, તેમ તારા વિયોગને લીધે અત્યંત આતુર થયલી અયોધ્યાપુરીને વિષે હું તારા વિના કેવી રીતે જઇ શકીશ?[૩૯] રે! અયોધ્યાવાસી જનો દૂરથી મારા રથને જોઇને મોટી આશા બાંધશે, ને રામ પાછો પધાર્યો છે, એમ જાણીને હર્ષ પામશે; પણ રથ જ્યારે તેમની સમીપ જશે, ત્યારે તેને તારા વગરનો ખાલી જોઇ, તેઓની દુર્દશામાં શી બાકી રહેશે? ખરેખર એથી તો આખા નગરને મોટો પ્રહાર થયા સરખું થશે![૪૦] જેમ કોઈ મહારથી યોધો યુદ્ધમાં નાશ પામે, ત્યારે તેના ખાલી પડેલા રથને હાંકી આવતા સારથિને જોઈ તેનું સૈન્ય અતિ શોક તથા દીનતા પામે છે, તેમ જ તારા વગરના શૂન્ય રથને જોઇ આખી અયોધ્યાપુરી અતિ નિરાશ તથા દીન થઇ જશે.[૪૧] હે રઘુવર! તું જો કે અયોધ્યાવાસીઓથી દૂર વસે છે, તો પણ તેઓનાં મન તારી પાસે હોવાથી તેઓ તને પોતાની સમીપ જ જાણે છે; પરંતુ જ્યારે હું તારા વગરનો ખાલી રથ લઇને જઇશ, ત્યારે તો તેમના ખેદનો પાર રહેશે નહિ, જેથી તેઓ મરણ પ્રાપ્ત કરવા માટે નિરાહાર રહેવાનો સંકલ્પ લઇ બેસશે.[૪૨] હે રામ! તું વનમાં આવવા માટે વિદાય થયો, તે વેળા તારા વિયોગને લીધે હતચિત્ત થયેલી પ્રજાની જે અવસ્થા થઇ હતી, ને તેઓએ જે મોટા પીડિત નાદ કર્યા હતા, તે શું તું નથી જાણતો?[૪૩] તું નિશ્ચય જાણ કે, આ સમયે તારા વગરનો રથ જોઈ તેઓ આગળ કરતાં સોગણો મુક્ત સ્વરે હૃદયભેદક વિલાપ કરશે."[૪૪]

એ પ્રમાણે કહી વળી સુમન્ત્ર રડતાં રડતાં બોલ્યોઃ "વળી તારા વગર અયોધ્યામાં જઈને હું દેવી કૌસલ્યાને શો પ્રત્યુત્તર આપીશ? શું, 'હું રામને તેના મોસાળમાં મૂકી આવ્યો છું માટે તું સંતાપ કરતી નહિ,' એમ કહું![૪૫] તેને પ્રિય મનાવવાનું એવું અસત્ય વચન બોલું? ના, એવું અસત્ય વચન હું કદી બોલું નહિ. ત્યારે શું મારા વહાલા રામને હું નિર્જન અરણ્યમાં મૂકી આવ્યો છું એમ કહીશ? એવું ઘાતક વચન સાંભળી જનની પોતાના પ્રાણને કેમ ધારણ કરી શકશે![૪૬] હે નરેશ્વર! મારી આજ્ઞામાં રહેનારા તથા તારા બંધુવર્ગને વહન કરનારા આ શ્રેષ્ઠ અશ્વો પણ તારા વગર ખાલી રથને કેમ વહન કરશે![૪૭] માટે કોઇ વાતે હું તારા વિના અયોધ્યાપ્રત્યે જવાને સમર્થ નથી, તેથી કૃપા કરી તું મને તારી સાથે વનવાસ કરવાની આજ્ઞા આપ.[૪૮] હે રામ! આવી રીતે યાચના કરવા છતાં પણ તું મારો ત્યાગ કરશે તો હું રથ સહિત અગ્નિમાં પ્રવેશ કરીશ

(બળી મરીશ).[૪૯] હે રાઘવ! તારી સાથે વનમાં રહીને હું નિરંતર તારી સેવા કરીશ, ને ત્યાં કદાચ કોઇ તારા તપમાં વિઘ્ન કરવાનો યત્ન કરશે તો તેને, રથારૂઢ થઇને મોટા રથી પુરુષની પેઠે હું યુદ્ધ કરી નાશ પમાડીશ.[૫૦] હે રાઘવેંદ્ર! જો કે હું દશરથ રાજાનો મન્ત્રી છું, તો પણ તારા અનુગ્રહરૂપ ફળની આશાથી (અર્થાત્ સારથિ થવાથી નિરંતર હું તારાં દર્શન પામું એટલું જ નહિ, પણ તારી સમીપ રહું, તારાં મધુર વચનો સાંભળી આનંદ પામું, ને છેવટે સૌ વાતે કલ્યાણ પામું એવી આશાથી) મેં આ સારથિપણું સ્વીકાર્યું છે, કે જેથી મને તારી પૂર્ણ કૃપારૂપ સુખ પ્રાપ્ત થયું છે અને એટલા જ માટે વનમાં આવી તારી સમીપ રહેવાનું સુખ પામવા માટે જ હું વારંવાર તને પ્રાર્થના કરું છું.[૫૧] હું વનમાં તને અનુકૂળ થઈ તારો સેવક થવા ઇચ્છું છું. માટે મારા ઉપર તું પ્રસન્ન થા; ને પ્રીતિ સહિત મને સાથે આવવાની આજ્ઞા આપ.[૫૨] હે વીર! આ અશ્વો પણ જો વનને વિષે વસી તારી પરિચર્યા કરશે તો જ પરમ ગતિને પામશે.[૫૩] હે નાથ! વનમાં વસતાં નિત્ય મસ્તકવડે તને નમસ્કાર કરવા તથા તારી શુશ્રૂષા કરવી, એમાં જ હું મારું સર્વોત્કૃષ્ટ હિત અને શ્રેય સમજું છું. માટે એટલું મને પ્રાપ્ત થશે તો હું અયોધ્યાપુરીનો તથા દેવલોકનો પણ સર્વથા ત્યાગ કરીશ. (તેની લેશ પણ ઇચ્છા રાખીશ નહિ).[૫૪] દુષ્કર્મ કરેલા પુરુષને ઇંદ્રની રાજધાનીમાં પ્રવેશ કરવો જેટલો અશક્ય છે, તેટલું જ મને તારા વગર અયોધ્યામાં જવું અશક્ય છે.[૫૫] હે કૌસલ્યાનંદન! મારા મનમાં એવો મનોરથ છે કે, નિરંતર હું તારી સેવા કરતાં વનમાં વસી, અવધિ પૂરી થયે આ જ રથમાં તને બેસાડીને પાછો અયોધ્યામાં પ્રવેશ કરાવીશ.[૫૬] હે રામ! વનને વિષે તારી સાથે વસતાં મને ચૌદ વર્ષનો કાળ ચૌદ ક્ષણરૂપે વહી જશે; પણ જો તારો વિયોગ થશે તો તે ચૌદ વર્ષ મને સેંકડો વર્ષો તુલ્ય થઈ પડશે, એમાં સંશય નથી.[૫૭] માટે હે ભૃત્યવત્સલ! હું કે જે તારા સર્વ ભૃત્યોમાં ભક્તિમાન્, સદૈવ ભૃત્યને યોગ્ય સ્થિતિમાં રહેનારો, તારા કાર્યવિષયમાં કોઈ સમયે કશા અપરાધમાં ન આવેલો તથા રાજપુત્રે અંગીકૃત કરેલા માર્ગમાં સેવકે જેવી રીતે રહેવું જોઇએ તેવી રીતે તારી સાથે રહેલો છું, તેનો તારે ત્યાગ કરવો યોગ્ય નથી."[૫૮]

આ પ્રમાણે દીનપણે સુમન્ત્રને વારંવાર યાચના કરતો જોઈ, પરમ કૃપાળુ રામનું હૃદય ભરાઇ આવ્યું. જેથી તે તેને હૃદય સાથે ચાંપી આશ્વાસન કરવા લાગ્યો:[૫૯] "હે ભર્તૃવત્સલ! હે મારા પ્રિય સચિવ સુમન્ત્ર! મારાપરની તારી અપ્રતિમ ભક્તિને હું જાણું છું, પણ તને વનમાં ન લઈ જતાં પાછો અયોધ્યા પ્રત્યે મોકલું છું, તેનું કારણ એટલું જ છે કે,[૬૦] તને અયોધ્યામાં ગયલો જોઈ મારી કનિષ્ઠ માતા કૈકયી, હું ખરેખરો વનમાં આવ્યો છું એમ જાણી આનંદ પામશે![૬૧] પણ જો તને પાછો ગયલો નહિ જુએ તો તે મારા ધર્મિષ્ઠ પિતાને મિથ્યાવાદી ગણીને મારા વનમાં જવા વિષે નાના પ્રકારની શંકાઓ કરશે.[૬૨] માટે હે સુમન્ત્ર! તું અયોધ્યામાં જઈ કૈકેયીના મનની ખાત્રી કર કે, તારો પુત્ર રામ વનમાં ગયો છે! એમ કરવાથી કૈકેયી મારા પિતાને અસત્યવાદી જાણીને સંતાપશે નહિ. એ પ્રયોજનથી જ તને હું મારો વિયોગી કરી અયોધ્યામાં મોકલું છું. વળી તને મોકલવાનું બીજું કારણ એ કે, કૈકેયીપુત્ર ભરતને તેના મોસાળથી બોલાવી લાવી રાજ્યસિંહાસનપર સ્થાપિત કરવા સારુ તારા વિના બીજો કોણ યત્ન કરે એમ છે?[૬૩] માટે હે પ્રિય સુમન્ત્ર! મારા તથા મારા પિતાના હિતને અર્થે તું અયોધ્યાપુરી પ્રત્યે જા, ને ત્યાં જઇ મારી તરફથી સૌને ધીરજ તથા શાંતિ આપી મારો સંદેશો કહી સંભળાવજે."[૬૪]

એવી રીતે અનેક સુવાક્યોવડે સુમન્ત્રનું વારંવાર સાંત્વન કરીને ઇક્ષ્વાકુ કુળદીપક રામ, હાથ જોડીને પોતાની સામે ઉભેલા ગુહ પ્રત્યે બોલ્યો:[૬૫] "હે ભિલ્લરાજ! હવે અમને મનુષ્યોમાં તો શું, પણ જ્યાં મનુષ્યો વસતાં હોય એવા વનમાં સુદ્ધાં વસવાનો સમય નથી; અમારે તો હવે કેવળ નિર્જન–જનપદ રહિત આશ્રમને વિષે નિવાસ કરવો યોગ્ય છે, તેથી તેવા વનાશ્રમોમાં વસનારા તપસ્વીઓની પેઠે અમારે જટાઓ ધારણ કરવા વગેરેનો વિધિ કરવો જોઇએ.[૬૬] માટે હે ગુહરાજ! હું હવે પિતાના હિત માટે સીતા તથા લક્ષ્મણની અનુમતિથી તપસ્વી જનના ભૂષણરૂપ જટા બાંધી, તેમ જ વનવાસમાં પાળવાના વાનપ્રસ્થાદિ ધર્મને ધારણ કરીને પછી અત્રેથી વિદાય થઇશ.[૬૭] તેથી મારે જટા બાંધવા સારુ તું ઉતાવળથી વડના ઝાડનું દૂધ મંગાવ." રામનાં એવાં વચન સાંભળી ગુહે તત્કાળ પાસેના ઉપવનમાંથી પોતાના સેવકો પાસે વડનું દૂધ મંગાવી આપ્યું,[૬૮] ત્યારે તે મહાબાહુએ પોતાના તથા લક્ષ્મણના સુંદર કેશમાં તે દૂધનું સિંચન કરી, તપસ્વી પુરુષોના સરખા બન્નેનાં મસ્તકપર આડ

બંધ બાંધીને જટિલપણું ધારણ કર્યું.૬૯ ચીર વસ્ત્ર તો તેમણે ધારણ કરેલાં જ હતાં, ને મસ્તકપર હવે જટાઓ બાંધી તેથી તે બન્ને તેજસ્વી બાંધવો એ વેળા સાક્ષાત્ ઋષિઓ સમાન શોભવા લાગ્યા.૭૦

ત્યારપછી વૈખાનસ–વાનપ્રસ્થાશ્રમીના ધર્મનું સેવન કરવાના નિશ્ચયથી તે બંને ભ્રાતાઓએ સંકલ્પપૂર્વક તે ધર્મનો અંગીકાર કર્યો. પછી ચાલવાની તૈયારી કરીને પોતાના પ્રિયસખા ગુહને ધૈર્યાર્થ કહ્યું:૭૧ "હે ગુહ-રાજ! તારી પ્રીતિ મને કદી વિસરે એમ નથી, માટે તને કહું છું કે, ધર્મપરાયણ થઇ એક નિષ્ઠાથી તારે મારા પિતાની આજ્ઞામાં રહીને તારી પ્રજાનું પાલન કરવું. રાજ્ય કરવું, એ સામાન્ય પુરુષનું કામ નથી; કારણ ઘણા દુઃખવડે કરીને તેનું (રાજ્યનું) પાલન તથા રક્ષણ થઇ શકે છે. માટે તું તારી સેના, ભંડાર, કિલ્લા તથા પ્રકૃતિ વર્ગને વિષે પ્રમાદ રહિત થઈ વર્તજે."૭૨

એ પ્રમાણે જટાદિ ધારણ કરી તથા ગુહને આજ્ઞા આપીને સીતા તથા લક્ષ્મણ સહિત ઈક્ષ્વાકુ નંદન શીઘ્રપણે નૌકા આગળ આવ્યો; ને ગંગાનાં દર્શન કરી, તે ઉતરવાની ઇચ્છાથી તેણે લક્ષ્મણને આજ્ઞા આપી કે,૭૩-૭૪ "હે નરવ્યાઘ્ર! હાથવતે નાવને ઝાલી ધીમેથી તેમાં સીતાને બેસારીને પછી તું બેસ."૭૫ મૈથિલી તથા લક્ષ્મણના બેઠા પછી મહા-તેજસ્વી રઘુવીર કિનારે ઉભેલા ગુહ તથા સુમન્ત્રાદિ સૌ જનોને આશ્વાસન આપતો ઉત્તમ નૌકામાં વિરા-જ્યો. તુરત ગુહે તરિવાહકોને નાવ ચલાવવાની આજ્ઞા આપી. નાવ ચાલતું થયું, એટલે મહાતેજસ્વી રઘુવીરે સીતા સહિત, ગંગાના જળનું આચમન કરીને બ્રાહ્મણ તથા ક્ષત્રિયને ઉચ્ચારણ કરવાના મંત્રોનો જપ કરી તે દેવી (ગંગા) ને નમસ્કાર કર્યા, ત્યારે મહારથી લક્ષ્મણે પણ તેમ કર્યું.૭૬-૭૯ પછી સુમન્ત્ર તથા પરિવાર સહિત ગુહની વિદાય માગી, રઘુવીરે નાવને વેગમાં લેવાની આજ્ઞા કરી.૮૦ તુરત કર્ણધારે સુકાનના યોગથી નાવને સજ્જ કર્યું, ત્યારે તે સડસડાટ ગંગાના પ્રવાહને કાપતું આગળ ચાલ્યું. થોડીકવારમાં તે નાવ લગભગ પ્રવાહના મધ્યભાગમાં પહોંચ્યું.૮૧ આ વેળાએ ભાગી-રથીના મધ્યભાગને વિષે આવીને સતી શિરોમણિ વૈદેહી સીતાએ કરજોડીને તે મહાદેવી (ગંગા)ની પ્રાર્થના કરવા માંડી:૮૨

"હે ગંગે! હું તને વિનતિ કરું છું કે, મારા સ્વામી આ રઘુવંશ દિનમણિ રામ, જે મહારાજાધિરાજ દશરથના પુત્ર છે, તે આજે પોતાના પિતાની આજ્ઞાને વશ થઈ, અમારા સહિત વનમાં સિધાવે છે, ત્યાં તારી કૃપાથી તેનું સદૈવ રક્ષણ થાઓ, ને પોતાના પિતાની આજ્ઞાને પાર પાડવાનો તેનો મનોરથ સિદ્ધિ પામો.૮૩ હે સુભગે! હે સર્વ કામસમૃદ્ધિની! અવ-ધિનાં ચૌદ વર્ષ પર્યંત વનમાં રહીને તેના ભાઇ લક્ષ્મણ તથા મારા સહિત રાઘવેંદ્ર કુશળપણે પાછા પધારશે, તો હું અત્યંત હર્ષપૂર્વક અત્રે આવી તારું રુડે પ્રકારે પૂજન કરીશ.૮૪-૮૫ હે ત્રિપથગામિની દેવિ! હે બ્રહ્મલોકનિવાસિની! હું તને વારંવાર વંદન કરી તારી સ્તુતિ કરું છું કે, જ્યારે આ નર-વ્યાઘ્ર રામ, વનથી ક્ષેમકુશળ પાછો આવી પૃથ્વીના રાજ્યને પામશે, ત્યારે હું તને પ્રસન્ન કરવા અર્થે બ્રાહ્મણોને એક લક્ષ ગાયો તથા અનેક સુવસ્ત્રો અને મિષ્ટાન્નો આપીશ.૮૬-૮૮ વળી વનમાંથી કુશળપણે આવી હું પોતે સુરાથી ભરેલા એક હજાર કળશ તથા માંસમિશ્રિત ભાતના બળિદાનવડે તારું યજન કરીશ; માટે હે દેવિ! અમારા ઉપર પ્રસન્ન થા.૮૯ વળી હે માતા! અમે કુશળ આવીશું તો તારા પવિત્ર તીરને વિષે જે દેવસ્થાન છે તે તથા પ્રયાગાદિ તીર્થ અને કાશીઆદિ ક્ષેત્રોનું પણ હું વિધિપૂર્વક યજન કરીશ;૯૦ માટે હે પાપહારિણી! આ નિષ્પાપ તથા મહાબાહુ રઘુવીર, મારા તથા તેના બાંધવ લક્ષ્મણ-સહિત તારી કૃપાવડે વનવાસથી નિર્વિઘ્નપણે પાછા આવી અયોધ્યામાં પ્રવેશ કરો."૯૧

એવી રીતે અનિંદિત વૈદેહીએ વારંવાર ગંગાને વિનતિ કરી, એટલામાં તો નાવ વેગભેર ચાલવાથી ગંગાના દક્ષિણ કિનારા ઉપર આવી પહોંચ્યું.૯૨ નાવિ-કોએ ઉતરવાના ઘાટ ઉપર તે સ્થિર કર્યું, ત્યારે તુરત તેમાંથી ઉતરી પડી ગંગાને નમસ્કાર કરીને વૈદેહી તથા લક્ષ્મણ સહિત રામ ત્યાંથી ચાલતો થયો.૯૩ પછી ચાલતાં પોતાના પ્રિયબંધુ સુમિત્રાનંદનને રામે કહ્યું: "હે સુમિત્રાનંદવર્ધન! હવે આપણે અનેક પ્રકારનાં વનોમાં પ્રવેશ કરવાનો સમય આવ્યો છે, માટે તું સજન તથા વિજન અરણ્યોમાં સીતાની રક્ષા કરવા માટે સાવધ થા. નિર્જન વનને વિષે મારા જેવાએ પણ સ્ત્રીનું રક્ષણ કરવું જોઇએ. એટલા માટે તું આગળ ચાલ, જાનકી તારી પાછળ ચાલશે, ને હું તમારા બંનેનું રક્ષણ કરતો તમારી પછવાડે ચાલીશ. હે નરશ્રેષ્ઠ! હવે આપણે બેઉએ સાવધ રહી પરસ્પર રક્ષા કરવી;૯૪-૯૬ કારણ આજપર્યંત

આપને કશી પણ દુષ્કર વેળા પ્રાપ્ત થઈ નથી, પણ આજથી આરંભીને સદૈવ તેવો સમય આવવાનો સંભવ છે. કોઈ દિવસે દુઃખનું વર્ણન સુદ્ધાં ન સાંભળનારી વૈદેહી પણ આજથી વનવાસનાં દુઃખોને અનુભવશે.[૯૭] હવે આપણે ઉત્તરોત્તર જનસમૂહ વગરનાં, ક્ષેત્રો તથા વાડીઓથી રહિત, કોઈ સ્થળે ઉંચા તો કોઈ સ્થળે નીચા એવા વિષમ માર્ગોવાળાં તથા ઘણા ખાડાઓ અને કોતરોવાળાં અરણ્યોમાં પ્રવેશ કરીશું."[૯૮] રામનાં એવાં વચન સાંભળી લક્ષ્મણ તુરત સીતાની આગળ થયો, ને સીતાને મધ્યમાં રાખી રઘુવીરે પાછળ ચાલવા માંડયું.[૯૯]

રામ જ્યારે નાવમાં બેસી ચાલતો થયો, તે વેળાનો સુમન્ત્ર તટપર ઉભો એકેદૃષ્ટે જોયા કરતો હતો, તે, રામ છેક ગંગા ઉતરચો, ને ત્યાંથી પોતાનાં વસ્ત્ર તથા આયુધાદિ સાહિત્યોને સાથે લઈ દક્ષિણ ભણી ચાલવા માંડ્યો ત્યાંસૂધી તે એ સ્થળે દિગ્મૂઢ જેવો ઉભો જ હતો. પણ ચાલતાં ચાલતાં રામ અતિ દૂર ગયા, ને અનુક્રમે લક્ષ્મણ, સીતા રઘુવીર, એ ત્રણે દેખાતાં બંધ થયાં, ત્યારે તે અતિ પીડિત થઈ મૂર્ચ્છિતની પેઠે નીચે પડી ગયો, ને ઘાડા સ્વરથી રુદન કરવા લાગ્યો. પછી ગુહ વગેરેએ ઘણી રીતે સમાધાન કરવાથી સાવધ થઈ તે રથ જોડી અત્યંત ખેદ સહિત રુદન કરતો અયોધ્યા ભણી ચાલ્યો.[૧૦૦]

લોકપાલ સરખા પ્રભાવવાળા, મહાત્મા તથા ઇષ્ટ-વરદ રઘુવીરે, મહાનદી ગંગાના દક્ષિણ તટપર આવીને થોડીક વારે મહા સમૃદ્ધિવાન્ તથા શ્રેષ્ઠ ધાન્યનાં ક્ષેત્રોથી પરિપૂર્ણ દેખાતા વત્સ નામના દેશની સીમાને વિષે પ્રવેશ કર્યો.[૧૦૧] પછી ઘણોક સમય સૂધી ચાલ્યા બાદ જ્યારે પાછલા બે ઉપવાસોને લીધે તેમને ક્ષુધા બાધ કરવા લાગી, ત્યારે તે બંને બાંધવોએ ધનુષ ચઢાવી, માર્ગના વનમાં મૃગયા કરવા માંડી; ને થોડીકવારમાં વરાહ, ઋશ્ય, પૃષત તથા મહારુરુ એ જાતના ચાર મૃગોનાં પવિત્ર માંસને ગ્રહણ કરી, તેઓ વિશ્રામ કરવા માટે એક સુંદર વૃક્ષ તરફ વળ્યા.[૧૦૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અયોધ્યાકાણ્ડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૫૩ મો.

## શ્રીરઘુવીરનો ગૃહ સંબંધે ખેદ.

તે વૃક્ષ તળે આવ્યા, એટલામાં તો સાયંકાળ થયો. સંધ્યાવંદન કરીને સીતાસહિત બંને બાંધવ, જગ્યા સ્વચ્છ કરી ત્યાં નિરાંતે બેઠા. પછી રમણ કરનારમાં શ્રેષ્ઠ રામે લક્ષ્મણને સંબોધી કહ્યું;[૧] "હે પ્રિય બંધુ! દૈવની ગતિ કેટલી બધી વિચિત્ર છે! અહો! આજથી માંડીને ચૌદ વર્ષ પર્યંત આપણે નિરંતર આવી અવસ્થામાં કાળ નિર્ગમન કરવો પડશે. હે લક્ષ્મણ! આપણો દેશ છોડ્યા પછી વનવાસ રાત્રિઓમાંની સુમન્ત્ર વિનાની આ પ્રથમ જ રાત્રિ આજની છે. આપણે એકલા હોવાથી તને હવે અયોધ્યા વગેરેનું સ્મરણ થતું હશે. પરંતુ તું સુજ્ઞ હોવાથી તેમ કરવાને યોગ્ય નથી.[૨] હે બંધુ! આજથી માંડીને હવે સર્વ રાત્રિઓ આપણે જાગવું જોઇએ. (આમ કહીને ગુહ્યપણે પોતે લક્ષ્મણને જાગરણ ધર્મનો બોધ કરે છે); કેમકે સીતાને યોગ તથા ક્ષેમની પ્રાપ્તિ આપણે લીધે જ થાય તેમ છે.[૩] આજની રાત્રિ તો આપણે જેમ તેમ નિવૃત્ત કરવી છે, માટે આટલામાંથી તૃણ તથા ઝાડના પાંદડાં વગેરે એકઠાં કરીને સમયાનુસાર શય્યા કરીએ."[૪] એ પ્રમાણે કહીને અમૂલ્ય શય્યા વિષે શયન કરવા યોગ્ય રઘુવીર પૃથ્વી ઉપર બેઠો, ને પોતાનો પ્રભાવ ગુપ્ત રાખવાને તેણે લક્ષ્મણ આગળ પોતાને થતો કુટુંબાદિક પ્રત્યેનો ખેદ પ્રદર્શિત કરવા માંડ્યો.[૫]

તે મોટો નિઃશ્વાસ નાંખીને બોલ્યોઃ "હે લક્ષ્મણ! આજે આપણા પિતા મહારાજા દશરથના આત્માને દુઃખનો પાર નહિ હોય; અને કૃતકામા કૈકેયી પોતાનો મનોરથ સિદ્ધ થયલો હોવાથી બહુ આનંદ પામતી હશે.[૬] મને મોટો ભય લાગે છે કે, એ કૈકેયી મોસાળથી આવેલા પોતાના પુત્ર ભરતને રાજ્યાભિષેક કરવા માટે આપણા પિતાને પ્રાણમુક્ત તો નહિ કરે? (મારી તો નહિ નાંખે!)[૭] અરે! એ અનાથ, વૃદ્ધ, મેં ત્યાગ કરેલા, કામમાં આસક્ત તથા કૈકેયીને વશ થયલા મહારાજા હવે શું કરશે?[૮] અહો! ખરેખર દશરથરાજાની મતિને વિભ્રમ કરે, એવા આ દુઃખને જોઇને મને નિશ્ચય લાગે છે કે, અર્થ તથા ધર્મથી કામ અતિ નિંદિત છે;[૯] કેમકે જેવી રીતે પિતાએ મારો ત્યાગ કર્યો, તેવી રીતે કોઈ અવિદ્વાન્ પુરુષ પણ સ્ત્રીને લીધે પોતાના વશવર્તી—આજ્ઞાંકિત પુત્રનો ત્યાગ કરી શકે નહિ![૧૦] અહો! કૈકેયી પુત્ર ભરત જ પોતાની સ્ત્રીસહિત સુખી કહેવાય. કેમકે હર્ષયુક્ત કોસલદેશના રાજને તે એકલો અધિરાજની પેઠે ભોગવશે.[૧૧] આપણા પિતાની અવસ્થા તો હવે પૂરી થઇ, ને મેં આમ વનનો આશ્રય કર્યો, તેથી તે (ભરત) એકલો હવે સમગ્ર રાજ્ય સુખને ભોગવશે.[૧૨] હે લક્ષ્મણ! તેં

જોયું? કે જે પુરુષ અર્થ તથા ધર્મનો ત્યાગ કરીને કેવળ કામને વિષે જ આસક્ત થાય છે, તે આપણા પિતાની પેઠે તત્કાળ દુઃખ પામે છે![૧૩] હે સૌમ્ય! તારે નિશ્ચય માનવું કે, પિતાના અંત માટે, મને વનમાં પ્રવાસ કરવા માટે, તથા ભરતને રાજ્ય પ્રાપ્તિ માટેનું મુખ્ય કારણ કૈકેયી જ છે.[૧૪] પણ હે ભ્રાત! મને એક મોટી ચિંતા થાય છે કે, સૌભાગ્ય મદવડે મોહિત થયલી કૈકેયી મને દુઃખી કરવાને નિમિત્તે પછવાડેથી હવે કૌસલ્યા તથા સુમિત્રાને તો કોઇ રીતે દુઃખ નહિ દે?"[૧૫]

એવી રીતે કહીને વળી રામ લક્ષ્મણના પોતાપરના પ્રેમની અતિ પરીક્ષાર્થે તે પ્રત્યે કહેવા લાગ્યોઃ "હે પ્રિયબાંધવ! એ કૈકેયીનો મને બહુ ભય લાગે છે. તે નિઃશંક પછવાડેથી આપણી માતાઓને દુઃખી કરશે. કૌસલ્યા તો દુઃખી છે જ, પણ તારી માતા સુમિત્રા પણ મારે માટે દુઃખ પામશે; માટે આજની રાત્રિ નિવૃત્ત થઈ, પ્રાતઃકાળ થાય એટલે હું સીતા સહિત દંડકારણ્યમાં જાઉં; અને તું પાછો અયોધ્યા પ્રત્યે ગમન કર; જેથી ત્યાં જઈ તું આપણી દુઃખી માતાઓનું રક્ષણ કરીશ.[૧૬-૧૭] એ કૈકેયી ક્ષુદ્ર કર્મ કરનારી છે, તેથી દ્વેષને લીધે તે અવશ્ય અન્યાયથી વર્તશે. વધારે તો શું, પણ તે નિર્દય સ્ત્રી મારી માતાને તો વખતે વિષ દેવા પણ ચૂકશે નહિ![૧૮] અહો! હે સૌમિત્રે! સ્ત્રીઓને મરણ પછી તો પોતાના પુત્રનો વિયોગ થાય છેજ, પણ મારી માતાને તો જીવતાં જ મારો વિયોગ થયો![૧૯] કૌસલ્યાએ ઘણાં ઘણાં દુઃખે કરી મને જે ઉછેરી મોટો કર્યો તથા રુડી રીતે પોષણ કરી શરીરે હ્રષ્ટપુષ્ટ કર્યો, તેના બદલામાં મેં તેને–પુત્રજન્ય સુખનો અનુભવ કરાવવા સમયે ઉલટી મારા વિયોગદુઃખમાં ડૂબાડી દીધી, માટે મને ધિઃક્કાર જ છે![૨૦] અરે ભ્રાત! આ જગતમાં કોઈ પણ સ્ત્રી મારા સરખા પુત્રને જણશો મા, કે જેથી તેઓને મારી માતાના જેવાં અપાર દુઃખો ભોગવવાનો સમય ન આવે.[૨૧] મારા કરતાં તો મારી માતાએ પાળેલી સારિકા ( મેના )ની પ્રીતિ પણ તેની ઉપર વિશેષ છે; કેમકે મારી માતાપરની પ્રીતિને લીધે તે સારિકા પોતાના પતિ પોપટને વારંવાર કહે છે કે, 'હે શુકરાજ! તું શત્રુને પગે (તારા શત્રુ બિલાડાંને પગે ડંશ કર. અથવા મારું પાલન કરનાર કૌસલ્યાના શત્રુને પગે ) ડંશ કર.'[૨૨] હે અરિંદમ! મારી અલ્પ ભાગ્યશાળી માતા, જે મારે લીધે મહાશોકસાગરમાં ડુબેલી છે, ને જેની કોઇ પણ પ્રકારે હું સેવા કરી શક્તો નથી, તેને મારા જેવા પુત્રથી શું પ્રયોજન?[૨૩] મારી માતા કૌસલ્યા, ખરેખર અલ્પ ભાગ્યશાળી જ છે; કેમકે અતિ દુઃખિત તથા શોકસમુદ્રમાં પડેલી તે મારા વિયોગને લીધે નિઃશ્વાસ નાંખતી અત્યારે સૂતી હશે![૨૪] હે લક્ષ્મણ! હું આટલા બધા સંકટને સહન કરું છું, તેથી તું કદાચ એમ જાણતો હશે કે, માત્ર એક જ બાણવડે કરીને આખી અયોધ્યા તથા સમગ્ર પૃથ્વીમાંના શત્રુઓનો નિગ્રહ કરવાનું જે મારામાં સામર્થ્ય છે, તે કંઈ ઉપયોગનું નથી. પણ ભાઈ, તેમ જાણીશ મા. કારણ આપણા પિતાની પ્રતિજ્ઞા ભંગ થવાથી થનારો અધર્મ અને તેથી થનારો પિતાનો પરલોકનો નાશ, એ બંનેને લીધે જ, માત્ર ભય પામીને મેં મારા શરીરને રાજ્યાભિષેક કર્યો નથી."[૨૫-૨૬]

આવી રીતે ઘણી ઘણી પ્રકારનો કરુણાજનક વિલાપ કરતાં રામ, અશ્રુપૂર્ણ નેત્રે, માનુષી લીલા કરીને તે નિર્જન વનમાં રાત્રિને વિષે દીનની પેઠે રુદન કરવા લાગ્યો.[૨૭] જવાળા રહિત અગ્નિ જેવો, વેગ વગરના સમુદ્ર જેવો રામ, વિલાપ કરતો બંધ પડ્યો ત્યારે તેમનું આશ્વાસન-કરતાં લક્ષ્મણે હાથ જોડી કહ્યું:[૨૮] "હે યુદ્ધ કરનાર પુરુષોમાં શ્રેષ્ઠ! હે વડીલ બાંધવ! એ સત્ય જ છે કે, જ્યારે તું વનમાર્ગે વિદાય થયો, ત્યારથી જ આખી અયોધ્યાપુરી, ચંદ્ર વિનાની શર્વરીપેઠે નિષ્પ્રભા* થઇ ગઈ હશે![૨૯] પણ તેથી તને આવી રીતે તાપ પામવો યોગ્ય નથી. કારણ, એ જોઈ આ સીતાને તથા મને અત્યંત ખેદ ઉપજે છે.[૩૦] વળી હે રાઘવ! તું મને પાછો વળવાનું કહે છે, પણ જળમાંથી બહાર કાઢેલા મત્સ્યની પેઠે સીતા જેમ તારા વિના રહી શકે નહિ, તેમ હું પણ તાર વિના એક મુહૂર્ત પણ દેહ ધારણ કરી શકું એમ નથી.[૩૧] હે રાઘવ! તારા વિના તો હું આપણા પિતાને, શત્રુઘ્નને, મારી જનની સુમિત્રાને અને છેવટે નિરંતર મળતા સ્વર્ગને પણ ઇચ્છતો નથી?"[૩૨] એ રીતે રામની સાંત્વનાપૂર્વક વિનતિ કરી, લક્ષ્મણે તેને માટે એક સુંદર પર્ણશય્યા કરી, ત્યારે ધર્મવત્સલ રઘુવીર તથા જાનકી બંને તે વટવૃક્ષના મૂળ આગળ કરેલી શય્યામાં જઈ સૂતાં.[૩૩] રામે લક્ષ્મણની પોતાપર એવી સુદ્રઢ પ્રીતિ જોઈ, તેને સદાકાળ પોતાની સાથે (વનમાં) વસવાની આજ્ઞા આપી.[૩૪] પર્વતની તળેટીમાં પ્રાપ્ત થયલા બે મદોન્મત્ત સિંહોની પેઠે એ મહા બળવાન

* કાંતિ વગરની.

તથા રઘુવંશવર્ધન રામ લક્ષ્મણે તે નિર્જન વનમાં વટવૃક્ષ નીચે સંભ્રમ રહિત–નિર્ભયપણે એ રાત્રિ નિર્ગમન કીધી.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ત્રેપનમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૫૪ મો.

## ભરદ્વાજાશ્રમે રામગમન.

રઘુવીર, સીતા તથા લક્ષ્મણ સહિત એ શુભ રાત્રિ તે મહા વૃક્ષની નીચે રહી, બીજે દીને અરુણોદય થતાં, ત્યાંથી વિદાય થયા.[૧] ગંગા તથા યમુનાનો જ્યાં સંગમ થાય છે, એવા પ્રયાગ દેશ પ્રત્યે જવાનો ઉદ્દેશ કરીને તેઓએ મહાવનનો માર્ગ લીધો.[૨] એ મહાવનને વિષે, તેમણે પૂર્વે કદી ન જોયેલા એવા રમણીય ભૂમિ પ્રદેશો આવતા હતા. અનેક પ્રકારનાં વિચિત્ર વૃક્ષો અને વનસ્પતિથી સુશોભિત થયલા પર્વતોમાંથી સુંદર ઝરણો વહી રહ્યાં હતાં. એ વગેરે સઘળી વન શોભા નિરખતાં, તે ત્રણે જણાં ચાલ્યાં જતાં હતાં.[૩] વચમાં સીતાને થાક લાગતો તો તેઓ કોઈ સુંદર વૃક્ષની છાયામાં બેસી વિશ્રામ લેતાં, ને વળી પાછાં ધીરે ધીરે માર્ગગામી થતાં હતાં. એમ કરતાં જ્યારે છેક સાયંકાળ થવા આવ્યો, ત્યારે રામે લક્ષ્મણને કહ્યું:[૪] "હે સુમિત્રાનંદન! હવે આપણે તીર્થરાજ પ્રયાગની સમીપમાં આવ્યા હોઇએ એમ લાગે છે. જો પેલો સામે ભગવાન્ અગ્નિદેવની ધ્વજારૂપ પવિત્ર ધૂમ આકાશ માર્ગે જતો દેખાય છે. વળી મહામુનિ ભરદ્વાજનો આશ્રમ પણ આપણને હવે દૂર નથી.[૫] આ ઘમઘમાટ ભરેલો, બે નદીનાં જળ એકઠાં થતાં હોય તેવો શબ્દ સંભળાય છે, તેથી હું જાણું છું કે, આપણે મહા નદી ગંગા તથા યમુનાના સંગમ નજીક આવી પહોંચ્યા છીએ.[૬] વળી વનજીવી પુરુષોએ કાપેલાં કાષ્ઠ તથા આશ્રમ અર્થે છેદાયલાં આ અનેક વૃક્ષો પણ દેખાય છે."[૭]

એમ વાતચિત કરતાં છેક સંધ્યાકાળ થયો ત્યારે તેઓ મહામુનિ ભરદ્વાજના આશ્રમ પ્રત્યે આવી પહોંચ્યા. તેઓએ પ્રથમ આશ્રમની ચારે કોરે પ્રદક્ષિણા કરી.[૮] પછી આશ્રમના મુખ આગળ (ઝાંપા આગળ) આવી અંદર ઋષિ સાવકાશ છે કે નહિ, તે એ આશ્રમમાંથી નિકળતા કોઈ શિષ્યદ્વારા જાણવા સારુ પોતે ઉભા રહ્યા; ને ઋષિ સાવકાશ છે, એમ જાણવાથી સીતા તથા લક્ષ્મણ સહિત રામે તેમાં પ્રવેશ કર્યો. પછી આશ્રમની અપ્રતિમ શોભા નિરખતાં, તેઓ છેક ઋષિની પર્ણશાળામાં ગયાં. ત્યાં મહાત્મા અને તીક્ષ્ણ વ્રતવાન્ ઋષિ ભરદ્વાજ, જે તપશ્ચર્યાના પ્રભાવથી જગતમાંના ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળનાં વૃત્તાંતને જાણનારા ને પરબ્રહ્મને વિષે સદૈવ એકાગ્રચિત્તવાળા હતા, તે પોતાના સેવ્ય અગ્નિમાં આહુતિ આપીને, થોડીકવાર થઇ શિષ્યમંડળથી વિંટાઇને બેઠા હતા. તેમને જોઇ તે ત્રણે જણે હાથ જોડી નમસ્કાર કર્યા.[૯-૧૨] પછી લક્ષ્મણના મોટાભાઇ રામે ફરી હાથ જોડી પોતાનું નામ સંભળાવતાં કહ્યું: "હે ભગવન્! અમે બે દશરથરાયના, રામ તથા લક્ષ્મણ નામે પુત્રો છીએ.[૧૩] આ કલ્યાણી જનકાત્મજા વૈદેહી મારી ધર્મપત્ની છે. હે પ્રભો! પિતાની આજ્ઞા થવાથી હું વનમાં નિવાસ કરવા સારુ નિકળ્યો છું ને આ વ્રત ધારણ કરનારો મારો બાંધવ તથા મારી સ્ત્રી પણ મારી સાથે આવ્યાં છે.[૧૪-૧૫] હે મુનીશ્વર! હવે અમે પિતાની આજ્ઞાનું પાલન કરવા અર્થે તપોવનમાં પ્રવેશ કરીશું ને ફળ તથા કંદનું ભોજન કરતાં નિરંતર વાનપ્રસ્થ ધર્મ આચરીશું!"[૧૬] આ પ્રમાણે બુદ્ધિમાન્ રાજપુત્ર રામનાં વચન સાંભળી, તે ધર્માત્મા ઋષિએ અનેક શ્રેષ્ઠ વચનોવડે, તેનો સત્કાર કરી, પાસે બેસાડ્યો, ને એક મધુપર્કનો વૃષભ,* અર્ઘ્ય[૧૭] તથા જળાદિ અર્પણ કરી, તેનું રુડી પ્રકારે આતિથ્ય કર્યું. પછી પોતાના શિષ્યો, મૃગો, પક્ષીઓ તથા બીજા અનેક ઋષિઓ સહિત મહર્ષિ ભરદ્વાજ, સ્વતેજવડે ધર્મ મર્યાદાનું રક્ષણ કરનારા રામની આસપાસ વિંટાઇને બેઠા, ને અતિ આદરયુક્ત તેણે રામને કુશળતા પૂછી, ધર્મયુક્ત વાક્ય કહ્યું:[૧૮-૨૦] "હે કાકુત્સ્થ! ઘણાં કાળનો તારા દર્શન કરવાનો મારો અભિલાષ આજે તેં મારાપર કૃપા કરી સફળ કર્યો. [હે નારા–" એટલું બોલતાં બોલતાં તો રામે ઋષિને સાન કરીને કોઈ ન જાણે તેમ સમજાવ્યા કે–"તું મારા એ પ્રભાવને મારી પ્રત્યક્ષમાં પ્રકાશિત કર ના! નહિ તો મને ઉપાધિ થશે, લોકો મને પ્રભુ જાણીને મારા વનવાસ વ્રતમાં ભંગ પડાવશે.' ત્યારે મુનિ રામના તે ભગવત્પ્રભાવને ગુપ્ત રાખી બોલ્યા,] "હે દશરથનંદન! વિનાકારણે તારે વન પ્રવેશ કરવો પડ્યો છે, એ મેં જાણ્યું. હવે ગંગા યમુનાના સંગમપરનું આ

* રાજાઓ કે રાજપુત્રોને આતિથ્ય વખતે એવો વૃષભ આપવાનો ચાલ હતો.

સ્થળ મહા પુણ્યરૂપ, રમણીય તથા એકાંત છે, તેથી તું અત્રે જ નિવાસ કર."૨૧-૨૨

ભરદ્વાજ મહર્ષિનાં આવાં વચન સાંભળી, સર્વ પ્રાણીમાત્રના હિતમાં પ્રીતિવાળો રામ હાથ જોડી બોલ્યો:૨૩ "હે ભગવન્! તેં આજ્ઞા કરી તે જો કે ઘણી યોગ્ય છે, પરંતુ મને અત્રે રહેલો જાણીને તારા આશ્રમની સમીપ આવેલાં શહેરો તથા ગ્રામોના લોકો વારંવાર સીતાનાં તથા મારાં દર્શન કરવાને અહીં આવી મને ઉપાધિ કરશે, માટે અહીં રહેવું હું યોગ્ય ગણતો નથી.૨૪-૨૫ તેથી તું મને કોઈ એવું રમ્ય તથા અતિ એકાંત પવિત્ર સ્થાન બતાવે, કે જ્યાં આ જનકાત્મજા વૈદેહી સુખેથી રહી, વિહાર કરી હર્ષ પામે!"૨૬ રામનાં અર્થયુક્ત વાક્યો સાંભળી મહા મુનિ ભરદ્વાજે, તેને કહ્યું:૨૭ "હે તાત! તારી એવી ઇચ્છા છે, તો અહીંથી દશ કોશ ઉપર ચિત્રકૂટ નામનો અતિ રમ્ય પર્વત આવેલો છે. તે અતિ પવિત્ર, શુભ દર્શન, ગોલાંગુલ નામના વાનર, રીંછ તથા બીજાં અનેક વનપશુઓ ી પરિપૂર્ણ, મહર્ષિઓથી સેવાયલો તથા ગંધમાદન પર્વત સમાન સુશોભિત છે.૨૮-૨૯ હે રામ! એ પવિત્ર ચિત્રકૂટ ગિરિનો પ્રભાવ જ એવો છે કે, મનુષ્ય દૂરથી માત્ર તેના રમ્ય શિખરોનું જ અવલોકન કરે, તો તત્કાળ તેને પોતાનું કલ્યાણ કરવાની ઇચ્છા થાય, ને સંસારનો મોહ વિસારે પડી જાય.૩૦ હે રઘુનંદન! એ પર્વત એટલો બધો પવિત્ર છે કે, તેમાં વસનારા અનેક વૃદ્ધ ઋષિઓ, લાંબા આયુષ્યને લીધે જેઓનાં મસ્તકના કેશ કેવળ રૂપા જેવા શ્વેત થઇ ગયલા હતા, તેઓ શતાવધિ વર્ષોપર્યંત એ ગિરિપર તપશ્ચર્યા કરવાના પ્રભાવથી સ્વર્ગલોક પ્રત્યે ગયા છે.૩૧ માટે તારા પણ સુખરૂપ એકાંતવાસને માટે હું એ પર્વતને યોગ્ય માનું છું. તારી ઇચ્છામાં આવે તો વનવાસ કરવા સારુ તું ત્યાં જઇ વસતિ કર, અથવા મારા આશ્રમને વિષે સુખેથી રહે."૩૨ એવી રીતે મુનિ ભરદ્વાજ સાથે ઘણીક વાર સૂધી અનેક પ્રકારની વાતો કરીને કેટલીક રાત્રિ વ્યતીત થઇ ત્યારે, થાકી ગયેલાં સીતા તથા લક્ષ્મણ સહિત રઘુવીર, મુનિએ આપેલા નિવાસસ્થાન પ્રત્યે ગયા, ને ત્યાં ફળમૂળાદિનું ભોજન કરી તેણે સુખેથી તે રાત્રિ ત્યાં ગાળી કાઢી.૩૩-૩૫

એમ એ પ્રયાગ ક્ષેત્રને વિષે તેમણે માત્ર એક રાત્રિ જ વાસો કર્યો. બીજા દિવસનું પરોઢિયું થયું કે, તુરત ઉઠી રામે ભરદ્વાજ મુનિ આગળ આવી કહ્યું:૩૬ "હે મહા તેજસ્વી! હે સત્યશીલવંત મુનિ ભરદ્વાજ! અમે આજની રાત્રિ પરમ સુખે કરીને તારા આશ્રમમાં રહ્યાં, પણ હવે ચિત્રકૂટ પર્વતને વિષે જવાની અમારી ઇચ્છા છે, માટે અમને આજ્ઞા આપ."૩૭ એ સાંભળી મહર્ષિ ભરદ્વાજે તેને કહ્યું: તારી ઇચ્છા છે તો ભલે તું હે મહાબળ રામ! એ પર્વત પ્રત્યે જા. એ પર્વ કિન્નરો, ઉરગો તથા શ્રેષ્ઠ હસ્તીઓથી સેવાયલો અને મયૂરોના નાદવડે પ્રીતિજનક હોવાથી તારે રહેવા યોગ્ય જ છે, એમ હું માનું છું.૩૮-૪૦ હે રાઘવ! તે પર્વત પુણ્યરૂપ, રમણીય, બહુ મૂળ તથા ફળ કંદરૂપી સમૃદ્ધિવાળો છે. એના વનોમાં સદૈવ હસ્તીઓનાં અને મૃગોનાં યૂથો ફર્યા કરે છે; તેની કરી ને કંદરાઓમાંથી સ્રવતા જળની નદીઓ ને પ્રવાહો અતિ સુશોભિત દેખાય છે; કોયષ્ટીક અને કોકિલા આદિ પક્ષીઓ નાના પ્રકારના મધુર શબ્દોથી શબ્દાયમાન તથા જાતજાતનાં હરિણો અને મદમત્ત મતંગજોની ચીસોના જેમાં પ્રતિઘોષ પડે છે, એવા કલ્યાણરૂપ ચિત્રકૂટ પર્વતને સીતા સહિત તું જોઇશ ત્યારે તારું મન બહુ હર્ષ પામશે; માટે નિઃશંક થઇ, એ રમ્ય ગિરિને વિષે જઈ, તું ઘણા કાળ પર્યંત નિવાસ કર."૪૧-૪૩

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૫ મો.

## ચિત્રકૂટ માર્ગક્રમણ.

એમ વાતચિત કરતાં છેક અરુણોદય થઇ ગયો ત્યારે રામ તે મહર્ષિને અભિવંદન કરીને ચિત્રકૂટ પર્વત પ્રત્યે વિદાય થવા માટે તત્પર થયો.૧ પ્રસ્થાન કરતા પોતાના પુત્રને પિતા જેમ મંગળ કરાવે, તેમ મહર્ષિ ભરદ્વાજે એ બંને રાજપુત્રોને મંગળ રક્ષા કીધી.૨ ચિત્રકૂટના માર્ગથી રામ અજાણ્યો છે, એમ જાણી તે મહર્ષિએ સત્ય પરાક્રમી રઘુવીર પ્રત્યે માર્ગક્રમ જણાવ્યો:૩ "હે મનુજશ્રેષ્ઠ! અહીંથી—આ ગંગા યમુનાના સંગમ પાસેથી—તું પશ્ચિમ દિશાથી વહેનારી યમુનાને કાંઠે કાંઠે ચાલ્યો જા. આગળ જતાં જ્યાં આગળ કાલિંદી બીજી દિશા તરફ વળે છે, ત્યાં આગળ હે રાઘવ! તું વટેમાર્ગુને ઉતરવા જેવો આરો જોશે. ત્યાં જઇને કંઇક તરવાનું સાધન કરી તેને સામે પાર જજે.૪-૫ ત્યાંથી દક્ષિણ ભણી આગળ ચાલશે ત્યારે તુરત જ એક સુંદર વન આવશે. તેમાં એક ઘણું જ મોટું લીલાં પત્રોવાળું (કોઇ પણ બાજૂથી સૂકાયલું

કે ખીચોખીચ ભરાયલાં પત્ર વગરનું ) ઘણુંક વૃક્ષોથી વિંટાયલું અને સિદ્ધ પુરુષોએ સેવેલું ‘શ્યામ’ નામનું વડનું વૃક્ષ આવશે,[૬] તેનું તું વંદન કરજે. ત્યાં સીતા, તારા કુશળપણે પાછા આવવા સંબંધી તેની પ્રાર્થના કરજે. જો સીતાની ઇચ્છા હોય તો ત્યાં રાતવાસો રહેજે, નહિ તો ભલે આગળ ચાલજે.[૭] યમુનાને દક્ષિણ કિનારે કિનારે ત્યાંથી આગળ એક કોશ સૂધી ચાલશો ત્યારે વળી યમુનાતટનું ‘નીલ’ નામનું વન આવશે. બીજાં અનેક વૃક્ષો ઉપરાંત તેમાં સલ્લકી તથા બોરડીનાં વૃક્ષો ઘણાં છે.[૮] એ વનને વટાવો આગળ ચાલશો, એટલે પછી ચિત્રકૂટ પર્વત પ્રત્યે જવાનો અતિ રમ્ય, સુંદર વેળુથી આચ્છાદિત થયલો, દવરહિત સુંદર માર્ગ આવશે. એ માર્ગે થઈ હું ઘણીવાર ચિત્રકૂટ ગયો છું.”[૯] એવી રીતે રામને ચિત્રકૂટ પ્રત્યે જવાનો માર્ગ જણાવી તથા તે ત્રણે જણને ઉત્તમ આશિષો દઇ, મહર્ષિ ભરદ્વાજ નિવૃત્ત થયા ત્યારે, રઘુવીરે તેને પાછો વળવા માટે વિનતિ કરી.[૧૦]

મહામુનિ ભરદ્વાજ પાછો વળ્યો એટલે, રામ તથા લક્ષ્મણ એ બંને મહા તેજસ્વી રાજપુત્રો, સીતાને પુરસ્કૃત કરી, મુનિએ બતાવેલા માર્ગે, કાલિંદી પ્રત્યે ચાલતા થયા.[૧૧-૧૨] [માર્ગમાં રામે કહ્યું: “હે લક્ષ્મણ! આપણે પૂર્ણ ભાગ્યશાળી છીએ, કે જેથી શ્રીમાન ભરદ્વાજ જેવા મહર્ષિ આપણાપર અતિ દયા રાખે છે. અહો! તે મહામુનિનો કેટલો બધો ઉત્તમ પ્રભાવ છે. તેના શિષ્યો પણ કેવા ધર્માત્મા તથા તેજસ્વી છે. હે ભ્રાત! એ મહર્ષિ જેવા પુરુષો જ આ જગતના તથા ધર્મના સ્તંભરૂપ છે. વધારે તો શું, પણ ગંગાદિ તીર્થોને પણ પાવન કરી શકે એવા એ પવિત્ર હોય છે.” આવી રીતની સંત પુરુષોની પ્રશંસા તથા બીજી અનેક વાતચિત કરતા તેઓ ચાલ્યા જતા હતા,] એટલામાં સૂર્યપુત્રી યમુના નદી આવી, ત્યારે તેને જોઇ એની પેલે તીરે કેવી રીતે જવું, એ સંબંધે બન્ને ભ્રાતાઓ વિચાર કરવા લાગ્યા.[૧૩] [કારણ કે ઘોર વન હોવાથી ત્યાં થઇને કોઇ મનુષ્યોનું જવું આવવું નહિ હોવાને લીધે, નાવ કે હોડી કશું ત્યાં જોવામાં આવ્યું નહિ.] તેમણે વિચાર કરી ઉભા ન રહેતાં તુરત આસપાસથી સૂકાં કાષ્ઠો એકઠાં કર્યાં, ને નેતરવડે તેઓને પરસ્પર બાંધીને એક મોટો ત્રાપો* બનાવ્યો. પછી તેપર સૂકાં પાંદડાં વગેરે પાથરી બેસવા યોગ્ય કરીને, યમુનામાં તેને તરતો મૂકયો.[૧૪] પ્રથમ મહાશૂરવીર લક્ષ્મણે તેપર બેસી નેતર તથા જાંબુના ઝાડની ડાળીઓ પાથરીને સીતાને બેસવા માટે તેમાં ઉત્તમ આસન બનાવ્યું.[૧૫] પછી રામે, સાક્ષાત્ લક્ષ્મી સમાન પોતાની પ્રિય સીતા, જે આવો કદી ન જોયેલો વિલક્ષણ પ્રકાર જોઇને જાણે લજ્જા પામતી હોય, તેવી દેખાતી હતી, તેને તે ત્રાપાપર બેસાડીને વૈદેહીના વસ્ત્રાલંકારો તથા ખનિત્રો, વાંસની પેટી વગેરે તેની પાસે મૂક્યાં. પછી પોતાનાં આયુધો વગેરેને સાવધપણે લઇ, એ લાંબી લાકડીઓ સાથે રઘુવીર તે ત્રાપાપર બેઠો. પછી બંને ભાઇએ તે હોડી જેવા ત્રાપાને ત્યાંથી ચાલતો કર્યો.[૧૬-૧૮] લાકડીઓરૂપી હલેસાંથી સાવધપણે ચલાવતાં ત્રાપો લગભગ મધ્ય ભાગમાં આવી પહોંચ્યો, ત્યારે એ મહા નદી યમુનાને નમસ્કાર કરી, સીતાએ તેની પ્રાર્થના કરવા માંડી.

તે બોલી; “હે કલ્યાણકારિણી! હે દેવિ યમુને! તારી કૃપાથી હું તને તરીને તારા દક્ષિણ તીરે જાઉં છું; માટે હે દેવિ! તું મારા પતિનાં ચૌદ વર્ષ વનવાસે રહેવાનાં વ્રતને કુશળપણે પૂર્ણ કરજે.[૧૯] હે સૂર્યસૂતે! જ્યારે અમારા સહિત મારા પ્રભુ રામ, ઇક્ષ્વાકુ વંશીઓએ પાલન કરેલી અયોધ્યાપુરી પ્રત્યે કુશળપણે પાછો આવશે, ત્યારે હું તારે નિમિત્તે એક સહસ્ર ગાયોનું બ્રાહ્મણોને દાન કરીશ તથા સો સુરા કલશોવડે તારું યજન કરીશ.”[૨૦] એમ પ્રાર્થના કરતાં કરતાં હોડી (તે ત્રાપો) સામે દેખાતાં વૃક્ષોની સરતે દક્ષિણ કિનારાપર આવી પહોંચી,[૨૧] ત્યારે તે શ્રેષ્ઠ વર્ણવાળા બંને બાંધવો સીતા સહિત કિનારે ઉતરી પડ્યા, ને ત્રાપાને બહાર કાઢી કિનારાપરનાં ઝાડોમાં મૂકી તેમણે ત્યાંથી ચાલવા માંડ્યું. થોડીકવારે તેઓ મુનિએ કહેલા શ્યામ વટ આગળ આવી પહોંચ્યા.[૨૨-૨૩] ત્યારે તેમણે તેનું વંદન કર્યું, ને સીતાએ સ્તુતિ કરી: “હે મહાવૃક્ષ! હું તને નમસ્કાર કરું છું. તું મારા પતિના વ્રતને પૂર્ણ કરજે;[૨૪] તથા શ્રીમતી કૌસલ્યા અને યશસ્વિની સુમિત્રાનાં અમે કુશળપણે આવી દર્શન કરીએ, એવો સમય અમને તારી કૃપાથી પુનઃ પ્રાપ્ત થજો!” એ પ્રમાણે મનસ્વિની સીતાએ પોતાના પતિના કુશળ ઉપરાંત બીજી કશી યાચના કર્યા વગર તે શ્યામ વટની પ્રાર્થના કરીને પ્રદક્ષિણા કરી. સીતાનું પોતાને વિષે આટલું બધું અનુકૂળપણું તથા પ્રેમ જોઈ, મનમાં હર્ષ પામીને રામે લક્ષ્મણને કહ્યું:[૨૫-૨૬] “હે ભરતાનુજ! પૂર્વની પેઠે હવે

* લાકડાં એકઠાં બાંધી તેપર બેસી પાણીમાં તરાય તેવું હોડકાંના આકારનું જે સાધન તે.

તું સીતાની આગળ ચાલ, ને હું પછવાડે ચાલીશ. વળી હે દ્વિપદાંવર! આ રમણીય વનમાં અનેક પ્રકારનાં નવીન પુષ્પો તથા ફળો આવશે, જે સીતાએ કદી ન જોયેલાં હોવાથી તેની ઇચ્છા થાય તો તે, તું તેને માર્ગનાં વૃક્ષોપરથી તોડી આપતો જજે.[૨૭-૨૮]

આવી રીતે વાતચિત કરતા તેઓ તે સુંદર વનમાં ચાલ્યા જતા હતા. માર્ગમાં આવતાં અનેક પ્રકારનાં વૃક્ષો, ગુલ્મો અને પુષ્પિત લતાઓને જોઇ, તેમાંનાં ઘણાંક પોતે ન જોયેલાં હોવાથી સીતા રામને હાથ જોડી પૂછતી:[૨૯] "નાથ! આ સુંદર પુષ્પોવાળું વૃક્ષ શાનું હશે? હે પ્રભો! આ રમણીય ઘટાવાળી કુંજો કયા વૃક્ષોની હશે? આ કળીઓવાળાં સુગંધી પુષ્પોને શું કહેતાં હશે?" એ સાંભળી લક્ષ્મણ તુરત તેને તે તે ઉત્તમ પુષ્પો લાવી આપતો હતો.[૩૦] એવી રીતે તેઓ તે હંસ સારસાદિ પક્ષીઓએ સેવેલી તથા વિચિત્ર જળ અને વિચિત્ર વાલુકાવાળી, મહાનદી કાલિંદીના ઉત્તમ વનને જોતાં તથા હર્ષ પામતાં તેને કિનારે કિનારે ચાલી, એક કોશ પર્યંત આગળ નિકળી ગયાં. પછી ત્યાં બંને રાજપુત્રોએ મૃગયા કરી. સમય થયો એટલે ભોજન કરી ઉત્તમ યમુના તટપર મયૂરાદિ પક્ષીઓના શબ્દો સાંભળતાં, હસ્તી, મૃગ તથા વાનરાદિ પ્રાણીઓવાળાં તે સુશોભિત વનમાં તેઓ વિહાર કરવા (ફરવા) લાગ્યાં. જ્યારે સંધ્યાકાળ થયો ત્યારે નિત્ય કર્મ કરી, ત્યાંથી યમુનાના ખાડા ખઓચિયા વગરના સરખા કિનારાપર આવી તેમણે રાત વાસો કર્યો.[૩૧-૩૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૬ મો.

## ચિત્રકૂટ પ્રવેશ.

યમુનાનાએ વનમાં તે રાત્રિ નિવૃત્ત થઇને અરુણોદય થયો, તે વેળા લક્ષ્મણ જો કે ઊંઘ્યો ન હોતો, પણ સૂતેલા જેવો લાગતો હતો, તેથી તેને ધીમેથી જગાડતાં રઘુપુંગવ રામે કહ્યું:[૧] "હે સૌમિત્રે! આ પક્ષીઓનાં મધુર કુજન સાભળ. હે શત્રુદમન! હવે આપણે અહીંથી પ્રસ્થાન કરવાનો સમય થયો, માટે સાવધ થા."[૨] આવાં રામનાં વચન સાંભળી, લક્ષ્મણ એકાએક ચમકી ઉઠ્યો-(ને મનમાં ગ્લાનિ પામી ચિન્તા કરવા લાગ્યો કે, "અહો! શું રામે મને નિદ્રાયુક્ત જાણ્યો? હવે મારે કોઈપણ દિવસે કિંચિત્ પણ વિશ્રામ લેવો જોઇતો નથી." એમ નિશ્ચય કરતો તે નિદ્રા તથા તંદ્રા-આલસ્ય તથા માર્ગપરિશ્રમનો ત્યાગ કરીને સાવધ થયો.[૩] પછી સીતા સહિત તે બંને ભ્રાતાઓએ યમુના તટપર જઈ, તેનાં પવિત્ર જળમાં સ્નાન તથા નિત્યકર્મ કર્યું. ત્યાંથી તેઓ તાપસોથી વસેલા ચિત્રકૂટ તરફ વિદાય થયા.[૪] એ દિવસો વસંત ઋતુના હોવાથી સર્વ પ્રકારે વનલીલા યથાર્થ ખીલી રહી હતી, તેથી માર્ગે જતાં પદ્મપત્ર સરખાં નેત્રવાળા રામે, વનની નાના પ્રકારની શોભા સીતાને દેખાડવા માંડી. તેણે કહ્યું:[૫] "હે વૈદેહિ! તું આ વસંત ઋતુની શોભા જો! અહો! આ પલાશવૃક્ષોનાં પુષ્પો એકે સામટાં કેવાં ખીલી નિકળ્યાં છે! પોતાનાં પુષ્પોવડે તે જાણે માળાઓવાળાં હોય તેવાં દીપી રહ્યાં છે.[૬] વાહ! આ ભીલામા તથા બીલીનાં વૃક્ષો પણ પોતાનાં નવીન અંકુરોવડે સુશોભિત થઈ રહ્યાં છે, પરંતુ તેનું સેવન કરનાર મનુષ્ય અહિં નથી. એ વિના આ મોગરા, ચંબેલી વિગેરે બીજાં પણ ઘણાંક પુષ્પવૃક્ષો કેવાં ખીલી રહ્યાં છે તે જો! હે પ્રિયે! આ વનમાં જીવવાનાં સાધનો-જેવાં કે ફળાદિ સંપત્તિ પુષ્કળ મળી આવે એમ છે, માટે આપણે અહીં-આ આગળ આવતા ચિત્રકૂટપર વસી સુખી થઇશું!"[૭] એ પ્રમાણે કહી તે લક્ષ્મણ પ્રત્યે બોલ્યો: "હે લક્ષ્મણ! જો આ મોટાં વૃક્ષો ઉપર મધુમક્ષિકાઓએ દ્રોણ* જેવા મોટા મધપૂડા બાંધ્યા છે! શું એ નાના જંતુનું ચાતુર્યબળ છે, કે લગભગ અધ અધમણ ભારના મધથી ભરેલા મધપુડાઓ ડાળોપર તેઓએ લટકાવી દીધા છે![૮] હે પ્રિય! આ પુષ્પિત ગુંફાવાળાં વૃક્ષોમાં દાત્યૂહ નામનો પક્ષી બોલે છે તેને તેં સાંભળ્યો? વાહ! તેનો શબ્દ સાંભળીને વળી મયૂરો તેની સામે મધુરા ટઉકા કરે છે![૯] હે વત્સ! જો આ રમણીય ચિત્રકૂટ પર્વત આવ્યો. અહો! એનાં રમણીય શિખરો કેટલાં વૃદ્ધિ પામ્યાં છે! એની ખીણોમાં ફરતા મત્ત માતંગોની ચીસો તથા વૃક્ષો અને જળાશયોપરના પક્ષી સમૂહોના મધુર શબ્દો, મનને કેવો આનંદ પમાડે છે.[૧૦] હે તાત! આપણે આ ચિત્રકૂટ પર્વતના સપાટ ભૂમિવાળા અને વૃક્ષ સમૂહોથી પરિપૂર્ણ રમ્ય વનમાં આનંદપૂર્વક નિવાસ કરીશું."[૧૧]

એમ વાતો કરતા ને પગે ચાલતા તેઓ સીતા સાથે મનને આનંદ ઉપજાવનારા ચિત્રકૂટ ઉપર આ પહોંચ્યા.[૧૨] ધીરે ધીરે તેમણે ઋ.૫ પાના અ.૩ના

* એ એક વજનનું નામ છે.

વિલોકતાં, તે પર્વતપર ચઢવા માંડ્યું. થોડીકવારે પક્ષી-ગણોથી વેષ્ટિત તથા ખીલેલાં કમળોથી સુશોભિત થયલા એક સરોવર આગળ આવી, રામે લક્ષ્મણને કહ્યું: "હે બંધુ! ખરેખર આ પર્વત મને હર્ષ ઉપજાવે એવો જ છે! કેમકે તેમાં અનેક વૃક્ષ, લતાઓ, સુંદર ફળો, કંદ, મૂળ અને જીવ માત્રને આજીવિકા ચલાવવાનાં સંપૂર્ણ સાધનો જોવામાં આવે છે.[૧૩-૧૪] વળી ઘણાક મહાત્મા ઋષિ મુનિઓ પણ અત્રે વસે છે, તેથી આ પર્વત આપણે સર્વ વાતે વસવા યોગ્ય છે."[૧૫] એમ પરસ્પર સંભાષણ કરતા, સીતાસહ તે બંને રાજપુત્રો નિવાસ કરવા યોગ્ય ઉત્તમ સ્થળ શોધવા માટે, તે પર્વતપર ભ્રમણ કરવા લાગ્યા. ફરતાં ફરતાં કોઈ વાલ્મીકિ* નામના ઋષિના આશ્રમ આગળ તેઓ જઈ ચઢ્યા, ત્યારે તેમાં બેઠેલા એ તેજઃપુંજ ઋષિને તેમણે હાથ જોડી નમસ્કાર કર્યા. રામે પોતાનું નામ કહી સંભાળ્યું કે; "હે ઋષિવર! હું દશરથ રાજાનો પુત્ર છું, ને પિતાની આજ્ઞાથી વનમાં આવ્યો છું!" તે વચન સાંભળી ધર્મજ્ઞ ઋષિએ બહુ હર્ષ પામી, તેનો ઘણા આદર સહિત પૂજાસત્કાર કર્યો ને "અહો! દશરથપુત્ર! હે મહા બાહુ રામ! તારું અત્રે આવવું ભલે થયું!" ઇત્યાદિ વચનો કહી, તેને બેસવાને આસનો આપ્યાં.[૧૬-૧૭]

પછી તે ઋષિના આશ્રમમાં બેસી, રામે લક્ષ્મણને આજ્ઞા કરી કે,[૧૮] "હે સૌમ્ય! તું આ વનમાંથી ઉત્તમ અને દૃઢ કાષ્ઠો લાવી, આ મહર્ષિના આશ્રમની સમીપમાં એક પર્ણશાળા નિર્માણ કર; કારણ કે, મારું મન અહીં રહેવા માટે પ્રીતિમાન્ થયું છે."[૧૯] તુરત સુમિત્રાપુત્ર લક્ષ્મણ, ત્યાંથી એક કુવાડો લઈ વનમાં ગયા, ને અનેક વૃક્ષોને કાપી લાવી, ત્યાં આગળ તેણે મોટી પર્ણશાળા રચી.[૨૦] બહારથી, અંદરથી અને મોભારેથી સઘળી રીતે મજબૂત બાંધી લીધેલી તે લાકડાંની ભીતોવાળી પર્ણકુટીને જોઈ, રામ, લક્ષ્મણની પોતાપરની એકાગ્ર ભક્તિથી પ્રસન્ન થયો. પછી તેણે કહ્યું:[૨૧] "હે લક્ષ્મણ! આપણે અહીં ઘણો સમય રહેવું છે, માટે આ પર્ણશાળાનું વાસ્તુશમન કરવું જોઇએ.[૨૨] તેથી તું ધર્મનું સ્મરણ કરી ઉતાવળથી એક પવિત્ર મૃગને હણી લાવ, કે જેના માંસથી આ શાળામાં આપણે યજન કરીએ. [હે વત્સ! જો કે ઉદરપોષણાર્થ અથવા ક્રીડાર્થ પશુવધ કરવો જોઇએ નહિ. યજન અર્થે પશુવધનો દોષ નથી. કેમકે શાસ્ત્રમાં કહેલો વિધિ અવશ્ય કર્તવ્ય છે."[૨૩] બંધુની એવી આજ્ઞા થવાથી લક્ષ્મણે તેમ કર્યું; ત્યારે ફરી રામ બોલ્યો;[૨૪] "એ ઐણેયને (મૃગમાંસને) તું અગ્નિવડે સિદ્ધ કર. એટલે આ શાળાના અધિષ્ઠાતા દેવોનું આપણે હમણાં જ યજન કરીએ; કેમકે આ મુહૂર્ત શ્રેષ્ઠ છે, તેમ આજનો દિવસ પણ ધ્રુવ છે."[૨૫] લક્ષ્મણે તે કૃષ્ણમૃગનાં માંસને અગ્નિથી સિદ્ધ કરી પુરુષવ્યાઘ્ર રામને વિદિત કર્યું; "હે દેવતુલ્ય પરાક્રમી ભ્રાતા! તારી આજ્ઞા પ્રમાણે સંપૂર્ણ અંગોવાળો આ કૃષ્ણ મૃગ સિદ્ધ કર્યો છે, તો તેનાવડે તું દેવોનું યજન કર. તું યજ્ઞકાર્યમાં કુશળ છો."[૨૬-૨૮] આ પ્રમાણે લક્ષ્મણે કહ્યું; ત્યારે રામે સ્નાન કરી, યાગ સમાપ્તિ પ્રયોજનના મંત્રોવડે તે ઐણેયનું બળિદાન આપી, વાસ્તુશાંતિ અર્થે સર્વ દેવતાઓનું યજન કીધું, ને પછી હર્ષપૂર્વક તે પર્ણશાળામાં પ્રવેશ કર્યો. બાદ વૈશ્વદેવબળિ, રુદ્રબળિ તથા વિષ્ણુબળિ કરીને તેણે વાસ્તુદોષનિવૃત્ત કરનારા મંગળપાઠ તથા જપો કર્યા,[૨૯-૩૧] ને પછી એકવાર ફરી તે પર્વતપર વહેતી માલ્યવતી નદીમાં સ્નાન કરીને પાપશમન કરનાર ઉત્તમ બળિ કર્યો. તે પછી તેણે યજન કરવાર્થે રચેલી યજ્ઞવેદિ પાસેના અષ્ટ દિગ્પાળોનું વિધાન કરીને, છેવટે આશ્રમીને આવશ્યક એવાં ગણપતિ, મહા વિષ્ણુ, ઇત્યાદિ દેવતાઓનાં આયતન સ્થાપિત કર્યાં.[૩૨-૩૩] આવી રીતે સઘળો વાસ્તુવિધિ થઇ રહ્યા બાદ તે પર્ણશાળા, કે જે ચોમેરથી સારા રીતે આચ્છાદન કરવાને લીધે, વાયુનો પણ અંદર પ્રવેશ થઇ શકે નહિ એવી, પાંદડાંથી છાયેલી અને મનને આનંદ ઉપજાવે એવી બનાવેલી હતી તેમાં, જેમ દેવતાઓ સુધર્મા* સભામાં પ્રવેશ કરે, તેવી રીતે મહા તેજસ્વી રામ, લક્ષ્મણ તથા સીતા એ ત્રણે જણે, હર્ષ સહિત તેમાં પ્રવેશ કર્યો.†[૩૪]

એ પ્રમાણે અતિ રમ્ય ચિત્રકૂટ પર્વતને વિષે આવી, તેના ઉત્તમ વનમાં વહેતી શ્રેષ્ઠ તીર્થરૂપ તથા મૃગો અને પક્ષીગણોએ સેવેલી માલ્યવતી નદીના તટપર, રામે આનંદપૂર્વક નિવાસ કર્યો ને ત્યાં વસતા અનેક

* ટીકાકાર રામ લખે છે કે વાલ્મીકિ રામ રાજ્ય પ્રાપ્તિ સમયે રહે છે. કેમકે રામ તમસા નદીના તટપર ગયા હતા તથા વનવાસ સમયે ચરિત્રકૂટપર હતા.

* સુધર્મા નામની દેવલોકની સભા છે. † અહીં એક પ્રતમાં 'પછી વનપુષ્પની માળાઓ, કંદ, ફળ અને માંસ ઇત્યાદિથી વેદમાં કહેલા વિધિએ વાસ્તુદેવનું પૂજન કરી રઘુકુળમાં શ્રેષ્ઠ એવા રામલક્ષ્મણે, સીતા સહિત તે પર્ણશાળામાં પ્રવેશ કર્યો,' આ પ્રમાણે પાઠ છે.

મહાત્મા મુનિજનોના સમાગમને લીધે તેણે અયોધ્યાપુરીના વિયોગ સંબંધી સર્વ દુઃખને વિસારી દીધું.૩૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ.**

# દશરથ પ્રાણત્યાગ.

## સર્ગ ૫૭ મો.

## સુમંત્રનું અયોધ્યામાં પાછું આવવું.

[ શ્રીરામે રમણીય ચિત્રકૂટ પર્વત વિષે આવી નિવાસ કર્યો; પણ તેનો સારથિ સુમન્ત્ર, કે જેને ગંગા કિનારેથીજ પાછો વાળ્યો હતો, તેનું શું થયું તે જોઇએ. ]

ગુહ તથા સુમંત્ર ઘણીવાર સૂધી રામના ગુણ સંબંધી વાતો કરીને જ્યારે તે ( રામભદ્ર ) ગંગાના દક્ષિણ તટપર વનમાં અદૃશ્ય થયા, ત્યારે તેના વિયોગથી અતિ દુઃખી થતા તેઓ તટપરથી પાછા વળ્યા.૧ વિલાપ કરતા સુમન્ત્રને ગુહ પોતાની સાથે પોતાને ઘેર-શૃંગવેરપુરમાં લઇ ગયો ને ત્યાંથી તેણે છાના ચારોને રામના ગમન સંબંધી ચર્ચા જોવા મોકલ્યા. તેઓ દ્વારા તેણે રઘુવીરનું, પ્રયાગમાં ભરદ્વાજને આશ્રમે જવું, ઋષિએ કરેલો તેનો સત્કાર, ત્યાંથી તેણે ચિત્રકૂટ પ્રત્યે કરેલું ગમન, ઇત્યાદિ સર્વ વર્તમાન જાણી લીધા.*૨ પછી સુમન્ત્ર ગુહની આજ્ઞા લઇ, ત્યાંથી રથ જોડીને ઉદાસ મને અયોધ્યા ભણી વિદાય થયો.૩ માર્ગમાં તે અનેક સુગંધી વનો, નદીઓ, સરોવર, નગરો તથા ગ્રામોનું અવલોકન કરતો ત્રીજે દહાડે સાયંકાળ સમયે આનંદરહિત થયલી અયોધ્યાપુરી સમીપ આવ્યો; ત્યારે તે શૂન્ય સરખી થયલી નગરીને જોઇ, પરમ દુર્મન તથા શોકાવિષ્ટ થઈ પોતાના મનમાં ચિન્તા કરવવા લાગ્યો કે;૪-૬ "અરે! આ હસ્તી, અશ્વો, જનો તથા જનાધિપ સહિત અયોધ્યા રામવિયોગાના શોકાનલથી દગ્ધ તો નથી થઈ ગઈ?"૭ આવી ચિંતા કરતો તે, થોડીક વારે છેક નગરના મુખ્ય દરવાજા આગળ આવ્યો, ને તેમાં જેવો પ્રવેશ કરે છે, તેટલામાં તો તેના રથને જોઈ, નગરમાંના સહસ્રાવધિ લોકો "રઘુવીર ક્યાં છે? સીતાપતિ ક્યાં છે?" એમ મોટેથી પૂછતા તેની પાસે દોડી આવવા લાગ્યા,૮-૯ ત્યારે તેણે તેઓને ધીમેથી માત્ર એટલું જ કહ્યું: "શૃંગવેરપુર આગળથી મને તે ધાર્મિકે વિદાય કરી, ગંગાના દક્ષિણ પ્રદેશ પ્રત્યે તે સિધાવી ગયો છે."૧૦ સુમન્ત્રનાં એવાં વચન સાંભળીને તો મોટો નિઃશ્વાસ મૂકી પુરજનો રુદન કરવા લાગ્યા, ને "હા રામ! હા રામ!" એમ રુદન કરતાં તેઓએ ઠારોઠાર ટોળે મળી વિલાપ કરવા માંડ્યો:૧૧ "અહો! હવે તો નિશ્ચય રામે આપણો સર્વથા ત્યાગ કર્યો. અરે! તેના રહિત થવાથી હવે આપણો નાશ સમિપમાં આવ્યો. રે! હવે તો આપણે દાન, યજ્ઞ, વિવાહ તથા મોટા સમારંભોમાં પણ તેનાં દર્શન પામીશું નહિ."૧૨-૧૩

પુરજનોનાં એવાં વચન સાંભળી, બહુ ખેદ સહિત સુમન્ત્ર અંદર ચાલ્યો જતો હતો ત્યારે, તે જેમ જેમ મનુષ્યોના જોવામાં આવતો હતો તેમ તેમ, રામે પુત્રની પેરે પાળેલું અયોધ્યાપુર તેના વિયોગને લીધે અતિ ચિંતાવડે વ્યાપ્ત થતું હતું.૧૪ એમ ચાલતો સુમન્ત્ર, બજારો અને રાજમાર્ગોપર આવ્યો, ત્યારે ગોખમાં ઉભેલી પુર સુંદરીઓ, રામવિયોગથી તપ્ત હોવાથી સખેદ વિલાપ કરવા લાગી.૧૫ આ સઘળાથી અતિશય ખેદ પામી, સુમન્ત્રે લજ્જાને લીધે પોતાના મ્હોપર (મસ્તકપર) વસ્ત્ર ઢાંકી દીધું ને પુરવાસીઓના અનેક વિલાપો સાંભળતો તે છેક રાજગૃહ પ્રત્યે આવ્યો.૧૬ પછી રથમાંથી ઉતરી રાજમંદિરમાં પ્રવેશ કરીને, સુમન્ત્ર મહાજનોથી પરિપૂર્ણ એક પછી એક એમ સાત દરવાજા ઉલ્લંઘન કરી અંદર ગયો.૧૭ આ વેળાએ ધનાઢ્યોની સાત માળની હવેલીઓપરથી નગરની સ્ત્રીઓ રામનાં દર્શન વિના શોકમાં વ્યાપ્ત થઈ એક બીજાની સામે જોવા લાગી. તેટલામાં તો સુમન્ત્રને એકલો આવેલો જોઇ, પ્રસાદો-રાજગૃહોપરથી ઉતરી આવેલી તથા રામવિયોગથી તાપ પામેલી સ્ત્રીઓના અનેક વિલાપો તેના સાંભળવામાં આવ્યા. ગદ્ગદિત કંઠે તેઓ પરસ્પર કહેતી હતી:૧૮-૨૦ "અહો! આ સૂત રામની સાથે વનમાં ગયો હતો, પણ અત્યારે તેમના

* રામના વનપ્રતિ પ્રયાણના છઠ્ઠા દિવસની અર્ધ રાત્રિએ 'હા રામ, હા સીતા, હા લક્ષ્મણ' એમ કહી દશરથ રાજાએ પ્રાણત્યાગ કર્યો. રામચંદ્ર બે દિવસમાં શૃંગવેરપુર આવ્યા. આ બીજા દિવસમાં તેઓ ગંગા ઉતરી સામે પાર ગયા. રામ નિકળ્યા ત્યારથી ત્રણ દિવસ સૂધી સુમંત્ર તેમની સાથે રહ્યો. ત્રીજા દિવસના બપોરે અયોધ્યાથી મોકલેલા દૂતો રામનું વૃત્તાંત મેલવી પાછા ફર્યા તથા જે દિવસે દૂતોએ અયોધ્યા જઈ રામના સમાચાર આપ્યા તેજ દિવસે અર્થાત્ છઠ્ઠે દિવસે બપોર પછી સુમંત્ર અયોધ્યા પહોંચ્યો તથા છઠ્ઠા દિવસની મધ્ય રાત્રિએ દશરથનું મરણ થયું.

વગર નિરાશપણે અત્રે પાછો આવ્યો છે, તે અતિ આક્રોશ કરતી કૌસલ્યાને શું ઉત્તર આપશે?[૨૧] અરે! આપણે રામવિયોગથી જીવવું દુઃખરૂપ માનીએ છીએ, પણ એ દુઃખરૂપ જીવિતનો ત્યાગ કરવો કંઈ સુલભ નથી; કેમ કે ન્યાયપ્રાપ્ત રાજ્યાભિષેકનો ત્યાગ કરીને રામ જેવો પુત્ર વનમાં ગયો, તોપણ હજુ 'કૌસલ્યા જીવે છે!'"[૨૨]

એવાં દશરથરાયની રાણીઓનાં સત્ય વચન સાંભળતો અતિ શોકતપ્ત થયલો સુમન્ત્ર ચાલ્યો ચાલ્યો અંતઃપુરનો આઠમો દરવાજો ઓળંગીને છેક જ્યાં મહારાજા દશરથ બેઠા હતા ત્યાં ગયો, ત્યારે તે શ્વેતગૃહને વિષે પુત્રશોકથી અતિ દીન તથા મ્લાન મુખ કરી બેઠેલા દશરથરાયને તેણે જોયા.[૨૩-૨૪] તેની આગળ જઇ દંડવન્નમસ્કાર કરીને, પછી તેને રામના સમાચાર નિવેદન કર્યા.[૨૫] તુરત મહારાજાનો ખેદ, ઘી હોમવાથી અગ્નિ જેમ પ્રજ્વલિત થાય, તેમ પ્રજ્વલિત થયો, ને કંઇ પણ ન બોલતાં મોટી ચીસ પાડી, તે પૃથ્વીપતિ આસનપરથી મૂર્ચ્છિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડ્યો.[૨૬] પૃથ્વીપતિને મૂર્ચ્છિત થયો જોઇ આખું અંતઃપુર મહાદુઃખને લીધે હણાયલા સરખું થયું. સર્વ મનુષ્યો બાહુ ઊંચા કરી, મોટો આક્રોશ કરવા લાગ્યાં.[૨૭] મહારાણી સુમિત્રા તથા કૌસલ્યાએ મહારાજાને સાવધ કરી બેઠા કર્યો, તોપણ તે કંઈ બોલી શકયો નહિ; ત્યારે કૌસલ્યાએ તેને કહ્યું:[૨૮] "હે મહાભાગ! હે સ્વામિન્! રાજ્યનો ત્યાગ કરી વનમાં જઈ વસવાનું દુષ્કર કૃત્ય કરનાર રામના વનવાસથી પાછા આવેલા આ દૂત પ્રત્યે તું કેમ બોલતો નથી?[૨૯] પોતાના પુત્રને વનમાં મોકલવાનો મોટો અન્યાય કરીને હવે શું તું લજ્જા પામે છે, કે જેથી સુમન્ત્ર સાથે કંઇ પણ ભાષણ કરતો નથી? હે નાથ! જે થયું તે થયું; તારા સત્યવાદીપણાનું પુણ્યફળ તને ભલે પ્રાપ્ત થાઓ. પણ હવે તું શોકનો ત્યાગ કર; કારણ જો તું નિરંતર શોક કરશે તો તારી સહાયતા કરનાર આ જનસમૂહ શોકને લીધે નાશ પામશે.[૩૦] હે દેવ! જેના ભયથી તું આ સુમન્ત્ર સાથે બોલવાને અચકાય છે, તે કૈકેયી અહીંઆં નથી, માટે નિઃશંક થઈ રામના સમાચાર પૂછ."[૩૧]

એવી રીતે પોતાના પતિ મહારાજાને કહીને, મહારાણી કૌસલ્યા, શોકને લીધે નેત્રમાં અશ્રુ આવવાથી ગદ્‌ગદ્ વાણીથી વિલાપ કરતી તત્કાળ પૃથ્વી ઉપર ઢળી પડી;[૩૨] તેને તથા મૂર્ચ્છિત થઇ પડેલા મહારાજા દશરથને જોઈને, તેની સર્વ રાણીઓ ચોમેરથી રુદન કરવા લાગી.[૩૩] અંતઃપુરમાં મોટો શોકનાદ થઈ રહ્યો, જે સાંભળીને નગરનાં બાળ, યૌવન તથા વૃદ્ધ સ્ત્રીપુરુષો પણ ચોમેરથી રુદન કરવા લાગ્યાં, ને એમ આખું અયોધ્યાપુર વળી બીજીવાર શોકથી વ્યાપ્ત થઈ ગયું.[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૫૮ મો.

## સુમન્ત્રે દશરથને કહેલો સંદેશો.

જ્યારે મનુષ્યોએ વાયુ વગેરે શીતળ ઉપચારોથી આશ્વાસના કરી દશરથરાયને સાવધ કર્યો, ત્યારે અત્યંત મોહનો ત્યાગ કરી, સર્વ સ્મૃતિ આણી, તેણે પ્રિયપુત્ર રામનું વૃત્તાંત જાણવા સારુ સુમન્ત્રને પોતાની પાસે બોલાવ્યો.[૧] રામને માટે શોક કરતો અને દીનની પેઠે રુદન કરતો સુમન્ત્ર, નવા પકડાયલા હસ્તીની પેઠે મોટા નિઃશ્વાસ મૂકતો, તેમજ ભ્રમિષ્ટ થઈ ગયલા મહારાજા પાસે જઇ હાથ જોડી ઊભો, ત્યારે અતિપીડિત પુરુષની પેઠે નૃપતિએ કહ્યું;[૨-૪] "હે મારા પ્રિય સૂત! વનમાં ફળ અને વૃક્ષો વગેરેનો આશ્રિત થઇ પડેલો મારો ધર્માત્મા રામ હવે ક્યાં હશે? અરેરે! જે નિરંતર સુખ ભોગવવા યોગ્ય છે, તે રામ એવાં અસંભવિત દુઃખને પામ્યો![૫] હે સુમન્ત્ર! જે નિત્ય શ્રેષ્ઠ શય્યામાં શયન કરવા યોગ્ય છે, તે રાજપુત્ર અનાથની પેઠે હવે પૃથ્વી ઉપર કેવી રીતે શયન કરશે?[૬] અહો! જે સહજવાર મંદિરથી બહાર નિકળતો, તો અનેક પાળા, રથ તથા ગજારૂઢ પુરુષો આધીનપણે જેની પાછળ ચાલતા હતા, તે રામ હવે વનનો આશ્રય કરીને, નિર્જન સ્થળોમાં કેવી રીતે રહી શકતો હશે?[૭] અરે! ભયંકર અજગરો, સિંહાદિ ક્રૂર પશુઓ અને કાળા સર્પોએ સેવેલાં ઘોર વનોમાં, સીતા સહિત મારા બંને કુમારો અનેક પ્રકારનાં ભય તથા દુઃખોથી કેટલો બધો ત્રાસ પામતાં હશે?[૮] અરે! હે સુમન્ત્ર! સ્વધર્મ પરાયણ કોમલાંગી સીતા સહિત રામ તથા લક્ષ્મણ મારા બંને કુમારોએ રથમાંથી ઉતરી પગે ચાલીને મહાવનમાં પ્રવેશ કર્યો હશે, તે સમયે તેને કેટલું દુઃખ થયું હશે?[૯] હે તાત! હે સૂત! માત્ર તું જ પૂર્ણ ભાગ્યશાળી છે, કે જેથી મંદરાચળની ગુફામાં પ્રવેશ કરતા

અશ્વિનીકુમારોની પેઠે મારા બંને કુમારોને વનપ્રવેશ કરતાં તેં જોયા![૧૦] હે સચિવ! વનમાં ગયા પછી મહાત્મા રામે, લક્ષ્મણે તથા સીતાએ તને શાં શાં વચનો કહ્યાં હતાં, તે મને જણાવ.[૧૧] અરે! હે સૂત! મારો આત્મારૂપ રામ ત્યાં શું ખાતો હતો? ક્યાં બેસતો હતો? કેવી રીતે શયન કરતો હતો? હે સુમન્ત્ર! તેના તે દુઃખરૂપ વ્યાપારો તેં જોયા હશે, માટે મને કહે. કારણ જેમ સ્વર્ગથી પડતા યયાતિની પ્રાર્થનાથી ઇન્દ્રે તેને સાધુ પુરુષોની વચ્ચે નાંખ્યો; કે જ્યાં તે એ સજ્જનોનાં મુખનાં શ્રેષ્ઠ વચનો સાંભળીને પોતાના સ્વર્ગથી ભ્રષ્ટ થઈ પડવાના દુઃખને વિસારી સુખેથી જીવ્યો હતો, તેમ હું પણ તારા મુખથી મારા રઘુવીરની વાતો સાંભળીને સુખેથી જીવીશ!"[૧૨]

આવું દશરથરાયનું ભાષણ સાંભળી, સુમન્ત્ર અતિ ગદ્ગદિત વાણીથી બોલ્યો:[૧૩] "હે મહારાજ! ધર્મનું પાલન કરનારા રામે જ્યારે મારો આગ્રહપૂર્વક ત્યાગ કર્યો, ત્યારે પ્રથમ તને, બંને હાથ જોડી નમસ્કાર કહ્યા અને બાકી જે કંઇ કહ્યું, તે સર્વ હું તેનાં વચનોમાં જ તને કહું છું. તે મારી પ્રત્યે બોલ્યો:[૧૪] 'હે સૂત, તારે પ્રથમ ધર્મિષ્ઠપણાંથી પ્રસિદ્ધ તથા સર્વને વંદ્ય એવા મહાત્મા મારા પિતા દશરથનાં ચરણને મારીવતી વંદન કરવું;[૧૫] બાદ અંતઃપુરવાસી સર્વ જનને મારીવતી કુશળ પૂછીને યથાયોગ્ય નમસ્કાર કહેવા અને મારી માતુશ્રી કૌસલ્યાને મારા દંડવત્ પ્રણામ કહીને ધર્મને વિષે મારું અપ્રમત્તપણું નિવેદન કરવું ને પછી તેને કહેવું:-[૧૬-૧૭] આર્યે! તારે નિત્ય ધર્મમાં, તેમ જ અગ્નિહોત્રના કાર્યમાં પરાયણ રહેવું; ને ભગવચ્ચરણારવિંદ સમાન પ્રભુરૂપ પતિના ચરણની નિત્ય સેવા કરવી.[૧૮] વળી મારી સર્વ અપરમાતાઓની સાથે, તું પટરાણી હોવાથી, તારે અભિમાન તથા માનનો ત્યાગ કરીને વર્તવું તથા દશરથરાજા જેને વશ છે એવી કૈકેયી સાથે કદી વિરોધ કરવો નહિ; પણ ઉલટી, હે અંબે! તે તારી શ્લાઘા (વખાણ) કરે એવી આર્યની ઉચિત રીતે તારે વર્તવું.[૧૯] વળી ભરતને વિષે તારે રાજા સમાન વૃત્તિ રાખવી; કારણ અવસ્થા નહાની હોય છતાં જેને રાજ્ય પ્રાપ્ત થયું, તે જ્યેષ્ઠ અને પૂજ્ય ગણાય, એવો રાજધર્મ છે.'[૨૦] હે મહારાજ! એમ કહીને રઘુવીરે વળી મને કહ્યું:-હે સૂત! તારે ભરતને પણ મારી તરફથી કુશળતા પૂછીને કહેવું કે, 'હે ભરત! તારે સર્વ માતાઓ પ્રત્યે યોગ્ય ન્યાયીપણે વર્તવું,[૨૧] ને યુવરાજપદને પામીને તારા રાજ્યાસનપર બેઠેલા આપણા પિતાને પાળવા.[૨૨] પિતાનું વય હવે ગયું છે, માટે રાજ્યપદથી ભ્રષ્ટ કરી તેને દુઃખી કરવા નહીં, પણ રાજ્યમાં તેમની જ આજ્ઞા પ્રવૃત્ત કરીને તારે તેને સંતોષ પમાડવો અને છેલ્લે, હે ભરત! પોતાના પુત્રની લાલસાવાળી મારી માતા કૌસલ્યાને તારે પોતાની માતા સમાન જાણવી.'[૨૩-૨૪]

["એ છેલ્લા શબ્દો બોલતાં બોલતાં તો, હે રાજન્! રઘુવીરનાં કમળ સમાન નેત્રોમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં, ને કંઠ રુંધાઇ જવાથી, ત્યાર પછી તે મારી સાથે કશું બોલી શક્યો નહિ;[૨૫] પણ તેની એવી દુઃખદ અવસ્થા જોઇ, ક્રોધ પામેલો લક્ષ્મણ, શોકાવિષ્ટપણે મોટો નિઃશ્વાસ મૂકતો આ પ્રમાણે બોલ્યો: 'અહો! આ મારા વડીલ બાંધવને ક્યા અપરાધને લીધે વનમાં મોકલવામાં આવ્યો છે?[૨૬] ખળ-પુત્રસુખલોભી કૈકેયીની અલ્પ આજ્ઞા સાંભળી, તુરત તેમ કરવાની પ્રતિજ્ઞા લઇને અમારા પિતા દશરથે આ ન કરવાનું કામ કર્યું છે, કે જેથી અમે આવી રીતે પીડિત થયાં છીએ![૨૭] રે! દશરથરાયે રામને આમ વનમાં મોકલ્યો, તે ચાહે તો તેણે કૈકેયીના લોભથી અથવા વરદાનના કારણથી કર્યું હોય; પણ સર્વ વાતે એ કાર્ય દૂષિત અને અયોગ્ય જ છે![૨૮] અરે! કોઈ કદાચ એમ કહે કે, રામને વનમાં મોકલવાનું કાર્ય દશરથરાયે ઈશ્વરપ્રેરણાથી કર્યું, કારણ તેની ઈચ્છાને કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી, તો અસ્તુ; પણ આ કાર્યનો આરંભ કરવા પહેલાં રામને વનમાં મોકલવા જેવા વિરુદ્ધ કાર્ય સંબંધે દશરથરાયે પોતાની બુદ્ધિના લાઘવથી કંઈ પણ યોગ્યાયોગ્ય વિચાર કર્યો નહિ, તેથી એ કાર્ય તેમને આલોક તથા પરલોકમાં મોટું દુઃખરૂપ થઇ પડશે.[૨૯-૩૦] અને એટલા માટે, હું મહારાજા દશરથને વિષે પિતૃભાવ રાખી શકતો નથી; મારા તો પિતા, ભ્રાતા, સ્વામી તથા સંબંધી જે ગણું તે આ રામ જ છે.[૩૧] પણ અરે! આ સર્વ લોકનું પ્રિય તથા હિત કરવામાં પ્રીતિમાન્ રામનો ત્યાગ કરવાના કર્મને જોઇને, સર્વ પ્રજા તે મહારાજાપર કેમ કરીને સ્નેહ રાખશે?[૩૨] અને સર્વ પ્રજાને આનંદ આપનારા ધર્મિષ્ઠ રામનો ત્યાગ કરવાથી સર્વના વિરોધી થઇને દશરથરાજા કેવી રીતે રાજ્યપદપર ટકી શકશે? માટે સુમન્ત્ર! આ મારાં સર્વ વચનો તું દશરથરાયને વિદિત કરજે.'[૩૩]

"હે મહારાજાધિરાજ! એ પ્રમાણે કહી લક્ષ્મણ નિવૃત્તિ પામ્યો, તે વેળા તપસ્વિની સીતા મોટે મોટે નિઃશ્વાસ મૂકવા લાગી ને ભૂતાવેશથી ભ્રમિત થયલી સ્ત્રીની પેઠે જાણે પોતાનાં સર્વ પ્રયોજનો ભૂલી ગઈ હોયની, તેવી દિગ્મૂઢ થઈ ઊભી જ રહી![૩૪] થોડીક વારે તે યશસ્વિની, જેણે પોતે કદી દુઃખ જોયેલું નહિ હોવાથી, વનવાસનાં મહા દુઃખોને લીધે કેવળ રુદન કરવા લાગી, પણ મારી સાથે કશુંએ બોલી શકી નહિ.[૩૫] રે! હું તેમનાથી જૂદો પડ્યો, તે વેળા મને પાછો વળતો જોઈ, તે સતીનું મુખારવિંદ સૂકાવા લાગ્યું. ને તે વારંવાર પોતાના પતિની તરફ તથા મારી તરફ જોવા લાગી. પણ જ્યારે મેં રથને ફેરવીને હાંકયો, ત્યારે રથની સામું જ જોઈ રહેલી જાનકીનાં નેત્રોમાંથી એકદમ અશ્રુની ધારાઓ વહેવા લ.ગી; જે જોઇને રાજકુમારો રામ તથા લક્ષ્મણે પણ ધીરજ મૂકી રુદન કરવા માંડ્યું."[૩૬-૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અયોધ્યાકાણ્ડમાં અઠાવનમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૫૯ મો.

## સુમન્ત્રે વર્ણવેલું અયોધ્યાનું વૈપરીત્ય.

"હવે હે રાજન્!" સુમન્ત્રે કહ્યું: "એ પ્રમાણે રામને વનમાં મૂકીને હું નિરાશ થઈ પાછો વળ્યો, ત્યારે મારું મન તો સર્વથા અયોધ્યા ભણી વળવાને રાજી નહોતું જ, પરંતુ મેં કેળવેલા મારા અશ્વો પણ રામવિયોગી થવાને કોઇ વાતે ઇચ્છતા નહોતા. રથ જોડી હું પાછો વળ્યો ત્યારે તેઓ ચોધારાં આંસુથી રડવા લાગ્યા, ને મેં ઘણો પ્રયત્ન કર્યો, છતાં તેઓ પાછું વાળી વાળીને રઘુવીરના સામું જોતા અટક્યા નહિ.[૧] જેમ તેમ કરી રામના વિયોગજન્ય દુઃખને મારા હૃદયમાં ધારણ કરીને, તેને બે હાથ જોડી નમસ્કાર કરીને, હું ખાલી રથમાં બેસી પાછો વળ્યો.[૨] અશ્વો વળી વળીને વનમાર્ગ પ્રત્યે રથને ફેરવી લઇ જવાનો યત્ન કરવા લાગ્યા, પણ મહા મહેનતે તેને સમજાવી હું ગુહની સાથે તેના શૃંગવેરપુરમાં ગયો. રામ, મારાપર દયા લાવી, કોઇ મનુષ્યને મોકલી, મને પાછો વનમાં બોલાવી લેશે, એવી આશાથી એક બે દિવસ વાટ જોઈ હું ત્યાં રહ્યો.[૩] [પણ મારી તે આશા નિષ્ફળ ગઈ, તેથી દીન અને નિરાશ થઈ આજે હું અહીં આવ્યો છું. હે મહારાજ! અહીં આવતાં તો આ સઘળો દેશ, અયોધ્યા અને પ્રજા એ સર્વે રઘુવીરના વિયોગથી મને કેવળ શૂન્ય તથા વિપરીત થયલાં લાગે છે, કે જેનું વર્ણન પણ મારાથી થઈ શકતું નથી."

એટલું કહી વળી સુમન્ત્ર બોલ્યો] "હે નરેશ્વર! રામવિયોગને લીધે મનુષ્યો તો શું, પણ વનનાં ઝાડ પણ સર્વ વાતે કલેશયુક્ત થઈ રહ્યાં છે! તેઓપર નવીન અંકુરો ફૂટતા નથી, ને પુષ્પો પ્રફુલ્લિત થતાં નથી; તેમ વન ઉપવનમાંનાં કોમળ વૃક્ષોનાં તો પત્ર પણ સૂકાઈ ગયા જેવાં થઈ ગયાં છે![૪] નદીઓ અને સરોવરોનાં જળ સૂકાઇ ગયાં છે; પ્રાણીઓ પણ સ્વેચ્છાથી ફરતાં બંધ થયાં છે-કુંજોમાં તેના શબ્દો સંભળાતા નથી. એવાં સર્વ વનો મારા જોવામાં આવે છે. અહો! રામના વિયોગશોકને લીધે તો આખું જગત્ જાણે પરાભવ પામ્યું હોયની, એવું થઇ રહ્યું છે![૫-૬] મોટી નદીઓનાં જળ ડોહોળાઇ ગયા જેવાં થઈ ગયાં છે. તેઓમાં ઉગેલાં કમળો તથા કુમુદપુષ્પો ખીલતાં નથી; વળી તેવા જ જળવાળી તળાવડીઓ પણ તેમાંનાં કમળ પુષ્પો ખીલતાં નહિ હોવાથી તથા અંદરનાં મત્સ્યો અને કિનારાપરનાં પક્ષીઓ છૂપાઇ ગયલાં હોવાથી શૂન્ય લાગે છે![૭-૮] વળી હે મનુજશ્રેષ્ઠ! રામના દર્શન ન થવાથી આ અયોધ્યાપુરની સમીપની વાટિકાઓ તથા આરામો પણ પક્ષીઓ સંતાઇ ગયલાં હોવાથી શૂન્ય જેવાં લાગે છે.[૯] અયોધ્યામાંનાં સર્વ મનુષ્યો વારંવાર મોટા નિઃશ્વાસો મૂકતાં જોવામાં આવે છે; અને હે રાજાધિરાજ! જે વેળા હું અયોધ્યામાં પેઠો, તે વેળાના પ્રજાજનોના ખેદને તો હું વર્ણવી શકતો પણ નથી.[૧૦] રામરહિત મારા રથને દૂરથી જોઇને તેઓ ચોધારે આંસુએ રુદન કરતાં રાજમાર્ગપર એકઠાં થઈ ગયાં,[૧૧] ને અનેક પ્રકારના વિલાપયુક્ત મને રઘુવીરની ખબર પૂછવા લાગ્યાં. ગગન ચુંબિત, હવેલીઓ, પ્રાસાદો, બારીઓ, અટારીઓ અને જરુખાઓ વગેરેમાં બેઠેલી સુંદરીઓએ, રામ વિનાના રથને જોઇને મોટો હાહાકાર મચાવી મૂકયો;[૧૨] ને અતિશય પીડિત થઇ તેઓ પોતાનાં વિશાળ નેત્રોમાંથી અશ્રુની વૃષ્ટિ કરવા લાગી![૧૩] હે મહારાજ! એમ મિત્રો, શત્રુઓ તથા ઉદાસીનો સર્વે, સમાન દુઃખવાળાં મારા જોવામાં આવ્યાં.[૧૪] સર્વ મનુષ્યો જ માત્ર શોકપૂરિત દેખાય છે એમ નહિ, પણ દીન સરખા થયલા હસ્તીઓ અને અશ્વો પણ રામવિયોગને લીધે મોટા ખેદપ્રદ નિઃશ્વાસો મૂકી રહ્યા છે.[૧૫] એવી રીતે હે મહારાજ! રામ વનમાં જવાથી, પુત્ર રહિત થયલી કૌસલ્યાની પેઠે, આ અયોધ્યાપુરી

આતુર તથા આનંદ વગરની થયેલી મારા જોવામાં આવે છે. તેમ હું પણ, રઘુવરના વિયોગને લીધે અતિ પીડિત અને શત્રુ, મિત્ર તથા ઉદાસીજન વિષેના ન્યૂનાધિકપણાના વિવેકરહિત થઈ ગયો છું."[૧૬]

એવાં સુમન્ત્રનાં વચનો સાંભળી, મહારાજા દશરથે અશ્રુ વર્ષાવતાં પરમદીનવાણીથી તેને આવી રીતે કહ્યું:[૧૭] "હે સૂત! પાપી કુળમાં અથવા પાપી દેશમાં ઉત્પન્ન થયલી અને પાપી અભિપ્રાયવાળી કૈકેયીએ રામને વનમાં મોકલવા માટે મને પ્રેરણા કરી, ત્યારે મેં મોહથી (ભૂલાવાથી) તેને અનુસરીને એકદમ આ કામ કર્યું; પણ રે! મનસૂબો—સલાહ આપવામાં કુશળ તથા શાસ્ત્ર જાણનાર વૃદ્ધ સંબંધી જનો અને અમાત્યોની સાથે મેં તે વાતનો કંઈ પણ વિચાર કર્યો નહિ.[૧૮-૧૯] અરે! ખરેખર મારા કુળના વિનાશને અર્થે યદૃચ્છાથી જ આ દૂષિત કાર્ય આપોઆપ થઈ ગયું![૨૦] પણ હે સુમન્ત્ર! હું તને હવે એટલું જ કહું છું કે, મેં તારું કોઈ દિવસ પણ સુકૃત કર્યું હોય તો તેને ખાતર, તું, મારું મરણ થવા પહેલાં મને ઉતાવળથી મારા રામની પાસે પહોંચાડ,[૨૧] અને કાંતો મારી આજ્ઞાથી રામને વનમાંથી પાછો બોલાવ. કારણ તેના વિના એક મુહૂર્ત પણ જીવવાને હું સમર્થ નથી![૨૨] અથવા કદાચ તે મહાબાહુ રામ વનમાં ઘણે દૂર નિકળી ગયો હોય તો મને રથમાં બેસાડી તેની પાસે લઇ જા.[૨૩] અહો! એ મોટાં ધનુષ્યવાળો કુન્દપુષ્પ,સમાન દંતવાળો, લક્ષ્મણાગ્રજ રામ અત્યારે કયાં હશે! હું વનમાં જઈ સીતા સહિત એને જોઉં, એટલીવાર જીવું તો પણ મારાં મોટાં ભાગ્ય![૨૪] રે! આવી મરણતુલ્ય અવસ્થા પ્રાપ્ત થઇ છે, છતાં પણ હું મારા પુત્ર રાઘવને મારી સમીપ જોતો નથી, એ શું મને થોડું દુઃખ છે? એ ઉપરાંત વધારે દુઃખ આ જગતમાં મને શું થવાનું હતું?"[૨૫] એટલું કહી પુનઃ દશરથરાય મોટેથી આક્રોશ કરી ઉઠયો: "હા રામ! હા રામાનુજ! હા! હા! તપસ્વિની વૈદેહી! હું કે જે તમારા વિયોગ દુઃખે કરી અનાથની પેઠે મરવા તત્પર થયેલો છું, તેને તમે જાણતાં નથી?[૨૬] અરે! હું તમારા વિયોગને લીધે મોટા શોકસમુદ્રમાં બૂડેલો છું. અહો! કૌસલ્યા! મારા હૃદ્ગત શોકને ખરેખર સાગરનું જ રૂપક આપી શકાય એમ છે.[૨૭] મારા પ્રિય પુત્ર રામના વિયોગજન્ય શોકરૂપી મહા વેગવાળા જળથી એ સાગર પરિપૂર્ણ ઉભરાઈ ગયેલો છે; રામની સાથે સુંદરી સીતા વનમાં ગઈ, એથી તો તે સાગરનો પાર (સામો કિનારો) પણ દેખાતો નથી, એવડો એ મોટો થઈ પડ્યો છે; મારા અને સર્વ મનુષ્યોના નિઃશ્વાસારૂપી એમાં મોટી લહેરો ને ચકરીઓ આવી રહી છે; નેત્રનાં ચોધારાં આંસુરૂપી અનેક નદીઓ તેમાં જઈ મળે છે;[૨૮] સર્વજનોના હાથ વારંવાર પરસ્પર ઘસાવા અને પછડાવાથી હાલે છે એ રૂપી તેમાં મોટા મત્સ્યો ફરી રહ્યા છે; સર્વ પ્રાણીના કોલાહલરૂપ તેમાં મોટા શબ્દો—ગર્જનાઓ થઇ રહી છે; સ્ત્રી પુરુષોના છૂટી ગયલા કેશરૂપ તેમાં સેવાળો દેખાય છે; કૈકેયી રૂપ તેમાં વડવાગ્નિ પ્રદીપ્ત થઇ રહ્યો છે;[૨૯] કુબ્જા મંથરારૂપ તેમાં મોટો ઝૂંડ વસે છે ને મેં નૃશંસ કૈકયીને વર આપ્યા, એ રૂપ તેના કિનારાઓ પ્રત્યે, રામે પ્રયાણ કર્યું એ રૂપ મોટા વિસ્તારવાળો મહાસાગર છે, જેમાં મારા રામના વિયોગથી હું બૂડી ગયો છું. હે દેવિ! જીવતાં સૂધીમાં તો આ સમુદ્ર મને દુસ્તર છે—અર્થાત્ હું તેને પાર પામી શકું તેમ નથી જ![૩૦-૩૧] અહો! મારા જેવો મહાપાપી જગતમાં કોણ હશે, કે જે આવી રીતે નિષ્કારણ પોતાના પુત્રો તથા પુત્રવધૂના ત્રાસદાયક વિયોગને પામ્યો હશે!" આવો દુઃખદ વિલાપ કરતો મહા યશસ્વી દશરથરાય મૂર્ચ્છિત થઈ શય્યા વિષે પડ્યો ત્યારે સૌની આંખમાં વળી આંસુ આવી ગયાં, ને તે કરુણ વચનો સાંભળી, રામજનની દેવી કૌસલ્યા અતિ ભયભીત થઈ વિલાપ કરવા લાગી![૩૨-૩૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અયોધ્યાકાણ્ડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૦ મો.

## સુમંત્રે કરેલું કૌસલ્યાનું સાંત્વન.

જાણે શરીરમાં ભૂતનો આવેશ થયો હોય તેમ, કાંપતાં મહારાણી કૌસલ્યા જીવ જતો હોય તેવી શોકવેદનાને લીધે પૃથ્વીપર પડી પડી ગદ્ગદ્ વાણીથી સુમન્ત્ર પ્રત્યે બોલી:[૧] "હે સૂત! હવે તો તું જ્યાં રામ, લક્ષ્મણ તથા સીતા હોય ત્યાં મને અતિ ત્વરાથી લઈ જા; કારણ તેઓ વિના હું ક્ષણ પણ જીવી શકીશ નહિ.[૨] તું જલદી રથ જોડ, ને મને પણ દંડક વનમાં લઈ જા; કારણ તેઓ પાસે નહિ જાઉં તો મારું હમણાં જ મૃત્યુ થશે, ને તેને લીધે હું યમલોકમાં જઇશ!"[૩] કૌસલ્યાનાં એવાં વાકય સાંભળી, સુમન્ત્ર, હણાયલી વાણીથી તેનું આશ્વાસન કરતાં બોલ્યો:[૪] "હે દેવિ! હવે તારે આ પ્રમાણે શોક કરવો યોગ્ય નથી; કારણ

મહાત્મા રામ શોકસંતાપનો ત્યાગ કરીને વનમાં વસશે, માટે તારે આ સઘળો શોક, મોહ તથા દુઃખથી ઉત્પન્ન થયલો સંભ્રમ ઇત્યાદિનો ત્યાગ કરવો જોઇએ.[૫] હે રાજમાતા! જેવી રીતે રામ વનવાસ માટે કશો ખેદ ધરતો નથી, તેવી જ રીતે ધર્મજ્ઞ તથા જિતેંદ્રિય લક્ષ્મણ પણ, રઘુવીરનાં ચરણનું સેવન કરી પરલોકની ગતિને સંપાદન કરે છે,[૬] તથા રામમાં જ એકાગ્ર મનવાળી જાનકી, કે જે પતિની સાન્નિધ્ય રહી, તેની સેવા કરવામાં જ પોતાને કૃતાર્થ માને છે, તે પણ એ મનુષ્ય વગરના વનને પોતાના નિત્ય વસવાના ઘર સમાન જાણી, પ્રીતિપૂર્વક નિર્ભયપણે રહે છે![૭] વળી સીતાને વનવાસને લીધે પોતાના અંતઃકરણમાં પણ કશું દૈન્ય કે ખેદ દેખાતાં નથી; માટે મને નિશ્ચય થાય છે કે, તે ત્યાં વસવામાં પ્રીતિમાન છે![૮] ને જેમ આ અયોધ્યાના ઉપવનોમાં નિઃશંક થઇ ક્રીડા કરે, તેવી જ રીતે એ નિર્જન વનમાં પણ તે નિરંતર રઘુવીર સહિત રમણ કરશે.[૯] હે કૌસલ્યે! હમણાં પણ એ ઉદાર અંતઃકરણવાળી સતી સીતા, પોતાના પૂર્ણચંદ્ર સમાન મુખવડે આનંદ પમાડતી રામરૂપી આરામને વિષે બાળાની પેઠે રમણ કરે છે.[૧૦] એ સતીનું મન કેવળ રામને વિષે જ છે, તેનું જીવવું પણ રામને જ અધીન છે; માટે તેના વિના તો સીતાને મન આ અયોધ્યાપુરી વન સમાન જ છે.[૧૧] હે મહારાણી! એ જનકપુત્રી માર્ગમાં આવતાં ગામ, નગર, નદીઓ તથા વિવિધ વૃક્ષોને જોઇને તે ઓળખવા માટે રામને અથવા લક્ષ્મણને પૂછે છે; ને જેમ અયોધ્યાપુરીના ઉપવનોમાં આનંદે વિહાર કરે તેમ તે દેવી એ નિર્જન વનમાં નિર્ભયપણે ક્રીડા કરે છે.[૧૨–૧૩] હે દેવી કૌસલ્યે! એ પ્રમાણે મેં જોયલી સીતાની ચેષ્ટાઓમાં જે મને સાંભરતી હતી, તે તને કહીઃ પણ તેમણે કૈકયી સંબંધે જે વચનો કહ્યાં હતાં, તે મને સાંભરતાં નથી!"[૧૪]

કૈકેયી પ્રત્યેનાં સીતાનાં વચન જો કે સુમન્ત્રને સાંભર્યાં, તો પણ એ કહેવાથી કૌસલ્યાજીને વધારે ખેદ ઉપજશે, એમ ધારી તેણે તેમને બીજા વ્યવહાર સંબંધી મધુર વચનો કહી, શાંત કરવા માંડી[૧૫] "હે રાજપત્ની! તારે સીતા સંબંધે કદી ખેદ કરવો નહિ; તેને ત્યાં પરમ સુખ છે. એ વનમાર્ગ વિષે ચાલવાનો શ્રમ, વાયુના વેગ તથા ઉષ્ણકાળના તડકા એ વગેરેને લીધે પણ તેમની ચંદ્ર કિરણ સરખી સુંદર કાંતિ જરાએ ઝાંખી થતી નથી.[૧૬] એ ધર્મિષ્ઠ વૈદેહીનું ખીલેલા કમળ સરખું અથવા પૂર્ણિમાના ચંદ્ર સરખું મુખ કદી મ્લાનપણાંને પામતું નથી.[૧૭] વળી મેંદીના રંગ વગર પણ લાખના રસ સરખી રક્તકાંતિવાળા તેનાં બે ચરણ અડવાણા છતાં હજુ પદ્મકોશ સમાન સુશોભિત છે,[૧૮] ને તેમાં ધારણ કરેલાં નૂપુરવડે, હંસની ગતિને પણ લજ્જા પમાડે એવી રીતે ચાલનાર એ વિદેહપુત્રી સીતા, કે જેણે રઘુવીરની પ્રીતિને માટે પોતાનાં આભૂષણોનો ત્યાગ કર્યો નથી, તે એ વનમાં પણ વિલાસપૂર્વક ગમન કરે છે.[૧૯] હે કૌસલ્યે! મોટા ધનુષને ધારણ કરનારા રામની ભુજાના આશ્રયથી એ સતી વનમાંનાં હસ્તી, વ્યાઘ્ર તથા સિંહાદિ પ્રાણીઓને જોઇને પણ ભય પામતી નથી.[૨૦] એટલા માટે હે દેવિ! તારે સીતા, રામ તથા લક્ષ્મણ સંબંધે, તેમ જ તારા પોતાના અને દશરથરાજા સંબંધે જરાએ શોચ કરવો નહિ. એ રઘુવીરનું અપ્રતિમ ચરિત્ર તો જગતમાં શાશ્વત રહેશે;[૨૧] કારણ તેણે શોકનો સમૂળો ત્યાગ કરીને, હર્ષિત મનવાળા મહર્ષિઓ જે શ્રેષ્ઠ માર્ગે ગતિ કરે છે, તે માર્ગનું અવલંબન કર્યું છે; અને વનને વિષે પ્રીતિમાન્ થઈ, લક્ષ્મણ તથા જાનકી સહિત વનફળોનો આહાર કરતા પોતે પિતાની આજ્ઞાનું યથાર્થ પરિપાલન કરે છે."[૨૨]

એમ ઘણી ઘણી રીતે સુમંત્રે મધુર વાક્યો કહીને શોકનું નિવારણ કર્યા છતાં પણ પુત્રવિયોગિણી દેવી કૌસલ્યા, "મારા લાડકવાયા પુત્ર! દીકરા રાઘવ!" ઇત્યાદિ ઉદ્‌ગારો સહિત વિલાપ કરતી અટકી નહિ.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૧ મો.

### દશરથ પ્રત્યે કૌસલ્યાનો ખેદ.

પછી લોકલોચનાનંદ અને ધર્મમાં પ્રીતિવાળો એવો પુત્ર રામ, તેના વિયોગનો શોક ઉભરાઇ જવાથી અત્યંત પીડા પામી રુદન કરતી દેવી કૌસલ્યા પોતાના પતિને કહેવા લાગીઃ[૧] "હે રાજન્! જો કે આખા ત્રૈલોક્યમાં પણ દશરથરાય અતિ દયાળુ, વંદવાયોગ્ય અને પ્રીયવાદી છે, એવો તારો મોટો યશ વિસ્તાર પામ્યો છે;[૨] છતાં આ નિરંતર સુખ ભોગવી મોટા થયલા–સીતા સહિત બે પુત્રો–રામ તથા લક્ષ્મણનો તેં કેમ ત્યાગ કર્યો? રે! તેઓ એ વનવાસદુઃખને કેવી રીતે સહન કરી શકશે?[૩] અહો! હે સ્વામિન્! વળી એ

અહર્નિશ સુખ ભોગવવા યોગ્ય તરુણી–શ્યામ–સુકુમારી મૈથિલી વનમાં ટાઢ તડકો ને વૃષ્ટિ કેમ કરીને સહન કરી શકશે?[૪] અને જે વિશાલાક્ષીએ પ્રતિદિન શાકાદિ અનેક સામગ્રી સહિત ઉત્તમ અન્નનું ભોજન કર્યું છે, તે હવે એ વનના ખડધાન્યોનું કેમ ભોજન કરી શકશે?[૫] વળી સર્વ શોભાયુક્ત સીતા, કે જેણે નિરંતર ગીત તથા વાદિત્રના ઘોષ સાંભળ્યા છે, તે હવે વનમાં માંસ ભક્ષણ કરનાર અને ક્રૂર સિંહાદિ પ્રાણીઓના ભયંકર શબ્દો કેમ સાંભળી શકશે?[૬] વળી હે નરેંદ્ર! શું મહેન્દ્રધ્વજ સમાન સર્વ લોકને આનંદ પમાડનાર મહાબાહુ રામ, પોતાના પરીઘ સમાન હસ્તને ઓસીકાને ઠેકાણે મસ્તક નીચે રાખીને સૂશે?[૭] અરે! પદ્મવર્ણ*, સુકેશાંત†, કમળગંધ જેવા નિઃશ્વાસવાળા અને કમળપત્ર સરખાં શ્રેષ્ઠ નેત્રવાળા રામને હું ક્યારે જોઇશ?[૮] નિઃસંશય, મારું હૃદય વજ્રસારનું બનેલું છે; કેમકે મારા લાડકવાયા રામનાં દર્શન ન થતાં તે સહસ્રધા ચિરાઈ જતું નથી![૯] હે ભૂપ! તેં વૃદ્ધ પુરુષોની સભામાં વિચાર કર્યા વગર જ, કૈકેયીને વરદાન આપવાનું અનુચિત કાર્ય કરી, મારા બાંધવરૂપ રામ, લક્ષ્મણ તથા સીતાને વનમાં કાઢી મૂક્યાં, કે જેથી તેઓ નિરંતર સુખ ભોગવનારાં છતાં પણ હવે દીન સરખાં થઇને ચોમેર ભટકતાં હશે!"[૧૦]

[રાજા દશરથ કૌસલ્યાને એમ કહે, 'તું રડ ના, રામ પાછો આવી તને ભેટશે,' તેના ઉત્તરરૂપ તે બોલીઃ]

"અરે! એ ચૌદ વર્ષ જેટલી મુદત પૂરી થતાં સૂધી, દારુણ વનને વિષે મારો રામ કેમ જીવી શકશે? પ્રથમ તો મને એવા ભયંકર સ્થળેથી રામ પાછો આવવાની આશા જ નથી, અને કદાચ દીર્ઘાયુષી હોવાથી તે કુશળપણે પંદરમે વર્ષે પાછો પણ આવે, તો પણ પછી ભરત, રાજ્ય તથા ભંડારનો ત્યાગ કરે એવો સંભવ નથી, અર્થાત્ રામ અહીં આવશે તોપણ તેને કંઇ રાજ્ય પ્રાપ્ત થશે નહિ![૧૧] કદી ભરત રાજ્યનો ત્યાગ કરશે, તો પણ એ ઉચ્છિષ્ટ થયલા રાજ્યને મારો પુત્ર ગ્રહણ કરશે નહિ. જેમ કે કોઈ પુરુષ શ્રાદ્ધને વિષે ઉત્તમ બ્રાહ્મણોને ભોજન કરવાનું નિમન્ત્રણ કરે, પણ તેઓને ભોજન કરાવ્યા પહેલાં, તેમનાથી અવસ્થા અને ગુણે કરી હીન એવા પોતાના બાંધવો અથવા સ્નેહી બ્રાહ્મણોને જમાડે, તો પછી પેલા નિમન્ત્રણ કરેલા બ્રાહ્મણો, કે જેઓ ઉત્તમ એટલે ગુણવાન્ તથા વિદ્વાન્ હોવાથી દેવ સરખા હોય છે તેઓ, બીજાઓએ ભોજન કરતાં અવશેષ રહેલું ગમે તો અમૃત હોય તો પણ ગ્રહણ કરતા–જમતા નથી.[૧૨–૧૩] વૃષભ પોતાનો શૃંગચ્છેદ સહન કરતો નથી તેમ ઉત્તમ બ્રાહ્મણો, પોતાના પહેલાં બીજાઓએ ભોજન કર્યું હોય તો તેને પોતાનું અપમાન ગણી સહન કરતા નથી; ને બાકી રહેલા ગમે તેવા શ્રેષ્ઠ અન્નને પણ ઉચ્છિષ્ટ ગણી, તેઓ અંગીકાર કરતા નથી;[૧૪] તેવી જ રીતે, હે પૃથ્વીપતિ દશરથરાય! અવસ્થાએ તથા ગુણે કરી શ્રેષ્ઠ રામ, પોતાના નાના ભાઈ ભરતે સેવન કરેલા રાજ્યને કદી પણ ગ્રહણ કરશે નહિ.[૧૫] જેમ બીજાએ આણેલા ભક્ષ્યનું વ્યાઘ્ર કદી ભક્ષણ કરતો નથી, તેમ નરવ્યાઘ્ર રામ પણ બીજાએ ભોગવેલા રાજ્યને ગ્રહણ કરશે નહિ.[૧૬] જેમ એકવાર ઉપયોગમાં આવી ગયલાં હુતદ્રવ્ય, ઘૃત, પુરોડાશ, દર્ભ તથા યૂપ ઇત્યાદિ વસ્તુઓને યાજ્ઞિક પુરુષો બીજા યજ્ઞમાં વાપરતા નથી;[૧૭] સારાંશ વિનાની (હરણ કરેલા સારવાળી) મદિરાને કોઈ ગ્રહણ કરતા નથી તથા જેમાંનો સોમવલ્લી નામનો હુતદ્રવ્ય આગળથી પ્રાશન કરવામાં આવ્યો હોય એવા યજ્ઞને દેવતાઓ માન્ય કરતા નથી; તેમજ ભરતે ભોગવેલા રાજ્યને રામ કદી માન્ય કરશે નહિ.[૧૮] જેમ સિંહ પોતાના પુચ્છને કોઈ સ્પર્શ કરે તો તે સહન કરી શકતો નથી, તેમ રામ પોતાના રાજ્યભ્રષ્ટ થવારૂપ અપમાનને સહન કરી શકશે નહિ.[૧૯] અસુરો તથા દેવતાઓ સહિત સર્વ લોક પણ તેની સાથે યુદ્ધમાં ઉભા રહેવાને સમર્થ નથી; તો શું એ મહાબલી રામ, પોતાના અપમાનનો બદલો નહિ વાળે કે? પણ અરે! હું ભૂલું છું; જે ધર્માત્મા રામ, અધર્મે પ્રવર્તેલા સર્વ લોકને ધર્મમાર્ગે યોજનાર છે, તે કદી એવો અધર્મ કરશે જ નહિ!"[૨૦]

[એમ કહી કૌસલ્યા બહુ વિકળ થઈ ગઈ. તે મોટા નિઃશ્વાસ સહિત રુદન કરતાં પુનઃ બોલીઃ]

"હે મહારાજાધિરાજ! હે નાથ! સુવર્ણના પુંખવાળાં બાણવડે યુગાંત સમયે સમુદ્રને પણ શોષણ કરી સર્વ ભૂત પ્રાણીને નાશ કરનાર ઈશ્વર સરખો પ્રતાપી રામ, કે જે મહાવીર્યવાન્, મહાભુજ, સિંહસમો બળવાન્, વૃષભાક્ષ તથા પુરુષ માત્રમાં શ્રેષ્ઠ છે, તેને જેમ

* કમળ સરખાં વર્ણ–રંગવાળા ને સુવાળા. † જેના કેશનો અંતર્ભાગ પણ ઘણો સુંદર છે એવું, અર્થાત્ સ્વાભાવિક રીતે કેશની ટોચ તેના મૂળ જેવી સ્નિગ્ધ હોતી નથી, પણ શ્રીરામની તો કેશની ટોચ પણ અતિ સ્નિગ્ધ અને છેડે ઉતાર હતી.

પોતાથી ઉત્પન્ન થયલાં મત્સ્યોને મોટો મત્સ્ય હણે, તેમ તમે પણ આવી રીતે હણ્યો જ છે![૨૧-૨૨] રે! શાસ્ત્રે કહેલા દ્વિજજાતિના સનાતન ધર્મનો તમે વિચાર કર્યા વગર જ ધર્મજ્ઞ પુત્રને વનમાં મોકલ્યો છે.[૨૩] અહો! હે નાથ! સ્ત્રીને પોતાનો પતિ, પુત્ર અને જ્ઞાતિ (કુટુંબ બાંધવજન) એ ત્રણ ઉપરાંત ચોથી ગતિ નથી—અર્થાત્ તેઓ ઉપરાંત અન્ય સ્થળેથી તેનું રક્ષણ થઈ શકે એમ નથી;[૨૪] તો તે દૃષ્ટિએ વિચાર કરતાં તમે સર્વથા મારો ઘાત કર્યા જેવું આ કામ કર્યું છે; કેમકે મારી પ્રથમ ગતિરૂપ તમે મારા પતિ છો, તે તો મારી સોકયને વશ હોવાથી મારા નથી; હવે મારી બીજી ગતિ મારો પુત્ર, તેને તમે વનમાં મોકલ્યો ને ત્રીજી ગતિ જ્ઞાતિ સગાં સબધી તે મારી સમીપ નથી.[૨૫] હે નરાધિપ! રામાદિ સહિત અમને એકલાંને જ નહિ, પણ તમે તો રાજ્ય સહિત આખા દેશને, મન્ત્રીઓ સહિત તમારી સર્વ સ્ત્રીઓને તથા આ અયોધ્યામાં વસનારાં મનુષ્યોને પણ નાશ કર્યા સરખાં કર્યાં છે. આ કાર્યથી તો માત્ર તમારો પુત્ર ભરત તથા તમારી સ્ત્રી કૈકેયી એ બન્નેને જ હર્ષ પામવા સરખું થયું છે."[૨૬] એવી રીતે કૌસલ્યાનું દારુણ શબ્દોવાળું ભાષણ સાંભળી, અતિ દુઃખી થયલા દશરથરાય વળી રામનું સ્મરણ કરતાં શોકાવિષ્ટ થઈ ગયો; ને 'મને આવો દુઃખદ સમય પ્રાપ્ત થવાનું શું કારણ હશે,' એવા વિચારથી, પોતાથી કદાચ કંઈ પાપકર્મ થઇ ગયું હોય તો તેને તે સંભારવા લાગ્યા.[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં એકસેઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૨ મો.

### દશરથ કાસલ્યાનું પરસ્પર સાંત્વન.

એ પ્રમાણે રામમાતા કૌસલ્યાના સક્રોધ, પણ શોકવાળાં વચન સાંભળી, દુઃખિયા દશરથને વિચાર થયો કે "અહો! આણે કહેલું સઘળું સત્ય જ છે;[૧] ને આ પુત્ર વિયોગરૂપ દુઃખ પ્રાપ્ત થવા માટેનું મૂળ કારણ પણ કોઈ મારું દુષ્કર્મ જ છે. એવું શું કુકર્મ મેં કર્યું હશે, કે જેથી મને આવું મહત્ સંકટ પ્રાપ્ત થયું?" આવી ચિંતા કરતાં કરતાં તે શબ્દવેધી મહીપતિને, પોતે પૂર્વે અજ્ઞાનથી કોઇ ભારી દુષ્કૃત કર્યું હશે, તે સાંભરી આવ્યું,[૨] એથી તેને બમણો શોક થવા લાગ્યો. (એક રામવિયોગનો અને બીજો એ કુકર્મનો.)[૩-૪] પછી બે પ્રકારના શોકાગ્નિથી દહન થતો દુઃખી દશરથ રાજા, શોકને લીધે થરથર કંપવા લાગ્યો ને કૌસલ્યા ભણી જોઇ તેના પ્રત્યે હાથ જોડીને નીચું મુખ કરી કહેવા લાગ્યો:[૫-૬] "હે દેવિ કૌસલ્યે! હું તને હાથ જોડીને પ્રસન્ન કરું છું. તું શત્રુઓ ઉપર પણ દયાળુ તથા ક્રૂરતા રહિત છે, તેથી મારી ઉપર તને ક્રોધ સંભવતો નથી.[૭] હે કૌસલ્યે! ભર્તા જો કે ગુણી હો વા નિર્ગુણી હો તો પણ ધર્મ જાણનારી સ્ત્રીઓને તો તે ઈશ્વરરૂપ જ છે.[૮] માટે હે પ્રિયે! તું કે જે ધર્મપરાયણ છતાં વારંવાર થતી લોકની ચઢતી પડતી જોતી આવેલી છે તેણે, પોતે દુઃખી છતાં પણ મારા જેવા અતિ દુઃખી પતિને અપ્રિય વચન કહેવાં, એ યોગ્ય નથી."[૯]

એવી રીતે અતિ દીન થયલા મહારાજા દશરથનાં મહાકરુણ વચનો સાંભળી, સતી શિરોમણિ કૌસલ્યા અત્યંત ખેદ પામી, ને પરનાળામાંથી વહેતા વરસાદના જળની પેઠે તેનાં નેત્રોમાંથી ખળખળાટ અશ્રુ વહેવા લાગ્યાં.[૧૦] તે રુદન કરતાં પોતાના મનમાં બહુ ભય પામી. ["અરે! શું હું પણ કૈકેયીની પેઠે પતિને કઠોર વાકયો કહી દુઃખ ઉપજાવનારી થઇ," એમ ધારી] પતિએ પોતા પ્રત્યે જોડેલા બંને હાથ પોતાના હાથમાં લઇ, કમળની પેઠે પોતાના મસ્તકપર ધારણ કરીને અતિ વિનયપૂર્વક સ્પષ્ટપણે મોટેથી તે દશરથરાય પ્રતિ બોલી:[૧૧] ["અરરર! હે નાથ! આટલું બધું અનૃત થાય છે! શું આપ મને હાથ જોડો છો!] ખરેખર મને ધિક્કાર છે! હે નાથ! હું આપને સાષ્ટાંગ પ્રણામ કરું છું; માટે મારાપર પ્રસન્ન થાઓ. [હે સ્વામી! આપના ચરણમાં મસ્તક ધરી હું પ્રાર્થના કરું છું કે, આપ મને ક્ષમા કરી પ્રસન્ન થાઓ.] મને હાથ જોડી પ્રસન્ન થવાને કહ્યું, એથી તો હું નિશ્ચે હણાઇ ગઇ! મારાં પાતિવ્રત્યને ડાઘ લાગ્યો, માટે તું મારી પાસે ક્ષમા ન માગતાં દાસીની પેઠે મને શિક્ષા (પ્રહાર) કર. હું તારાથી પ્રસન્ન કરાવા યોગ્ય નથી.[૧૨] જે સ્ત્રીને આલોક તથા પરલોકમાં સ્તુતિપાત્ર થયલા તેના બુદ્ધિમાન્ પતિને પ્રસન્ન કરવી પડી, તે સ્ત્રી, જગતમાં કદી કુલીન કહેવાય નહિ.[૧૩] હે ધર્મજ્ઞ-પતિ! હું પત્ની તથા પતિના પરસ્પર ધર્મોને જાણું છું; તેમ તું સત્યવાદી છે, તે પણ મને ખબર છે; પરંતુ પુત્રશોકની અતિ પીડાને લીધે અજ્ઞાનપણે મેં આપને જે કંઇ અયોગ્ય વચનો કહ્યાં, તે તું ક્ષમા કર.[૧૪] હે પાર્થિવ! શોક સમાન જગતમાં મનુષ્યોનો બીજો શત્રુ નથી; એ શોક તો મનુષ્યનાં ધૈર્ય, શાસ્ત્રોમાંથી

શ્રવણ કરેલાં જ્ઞાન તથા સર્વસ્વનો નાશ કરે છે. શોક એક પરમ શત્રુ છે.[૧૫] શત્રુના હાથથી થયલો પ્રહાર મનુષ્યથી સહન થાય છે, પરંતુ હરકોઇ કારણને લીધે પ્રાપ્ત થયલો થોડો પણ શોક સહન થઇ શકવો કઠિણ છે.[૧૬] માટે હે મહારાજાધિરાજ! રામને વનવાસ ગયે જો કે આજે પાંચ રાત્રિ ગઇ, પણ મહાશોકને લીધે મને તે પાંચ વર્ષ સમાન થઇ પડી છે![૧૭] નદીઓના જળવડે સમુદ્રનું મહાજળ ચંદ્રોદય વેળાએ જેમ વૃદ્ધિ પામે, તેમ પ્રિયપુત્ર રામનું ચિંતન કરવાથી મારા હૃદય વિષેનો શોક પ્રતિદિન વૃદ્ધિ પામે છે!”[૧૮]

એવી રીતે અતિ વિનયપૂર્વક મહારાણી કૌસલ્યા, પોતાના પતિ દશરથરાયની પ્રાર્થના કરતી હતી, એટલામાં સૂર્યનો અસ્ત થયો. રાત્રિ પ્રવૃત્ત થઇ ત્યારે તેનાં શુભ વચનોથી કિંચિત્ શાંત થયલા દશરથરાયને નિદ્રા આવી ગઈ![૧૯–૨૦]

**ઇતિશ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૬૩ મો.

## દશરથે કહેલું પોતાનું પાપકર્મ—એક *મુનિનું ઉપાખ્યાન.

તરુણાવસ્થામાં પોતે કરેલું પાપકર્મ યાદ આવવાથી, દશરથરાયના હૃદયમાં મોટી જ્વાળા પ્રગટ થઇ હતી; માટે કૌસલ્યાએ સાંત્વના કરવાથી તે તરત નિદ્રાવશ થઇ ગયો ખરો,[૧] પણ શોકના અજંપાને લીધે તેને ઝાઝીવાર નિદ્રા આવી નહિ. મુહૂર્ત એક પછી તે એકાએક ચમકયો હોય તેની પેઠે નિઃસાસા નાંખતો જાગી ઉઠયો, ને સીતા સહિત રામ લક્ષ્મણને વનવાસ મોકલ્યા તેનો, તથા પોતાનાં પૂર્વકૃત પાપકર્મનો શોક ઉભરાઇ જવાથી બહુ વ્યાકુળ થવા લાગ્યા. પછી જ્યારે છેક અર્ધી રાત્રિ ગઇ; (આ રાત્રિ એ શ્રીરામને વનમાં જવાની છઠ્ઠી રાત્રિ હતી,) ત્યારે એ સઘળો શોક પોતે મનમાં ન સમાવી શકવાથી શોકાર્ત કૌસલ્યા પ્રત્યે તે પ્રગટ કરવા લાગ્યો.[૨–૫]

કૌસલ્યાને સંબોધીને તેણે કહ્યુંઃ “હે કલ્યાણિ! હે પ્રિયપત્ની કૌસલ્યે! મારા અંતરના શોકને હું કોઈ ઉપાયે ધારણ કરી શકતો નથી. હે દેવિ! જે પુરુષ શુભ અથવા અશુભ—જેવાં કૃત્ય આચરે, તે તેનાં તેવાં ફળને નિશ્ચય પામે છે.[૬] તેમ જે પુરુષ આલોક તથા પરલોક સંબંધી કર્મનો આરંભ કરે, તે વેળા તેનાં નાનાં મોટાં કિંવા સારાં નરસાં ફળનો અથવા તે કર્મનાં દોષનો વિચાર કરી, તેને યથાર્થ જાણે નહિ, તે પુરુષ બાળક સમાન અજ્ઞાની કહેવાય છે.[૭] વળી હે દેવિ! જેમ કોઇ પુરુષ આંબાનાં વૃક્ષને કાપી નાંખી, ખાખરાનાં ઝાડને જળનું સિંચન કરે, ને તેનાપર ખીલેલાં મોટાં પુષ્પને જોઈ, તેને મોટાં ફળો બેસવાની આશા રાખે; પણ જ્યારે તેને ફળ આવે ત્યારે પોતે ધારેલાં મોટાં ફળનો અભાવ જોઇ નિરાશ થઇને પછી તે જેમ આંબાને કાપી નાંખવા માટેનો શોચ કરે, તેમ જે પુરુષ આલોક પરલોક સંબંધી પોતાનાં કર્તવ્યકર્મનાં ફળને જાણ્યા વગર તે કરવા દોડે, તે, ખાખરાનાં વૃક્ષનું સેવન કરનાર પુરુષની પેઠે તેના ફળોદય સમયે નિશ્ચય પશ્ચાત્તાપ પામે છે.[૮–૯] તેમ હે કલ્યાણિ! મેં પણ તેવી જ રીતે રામરૂપ આંબાનાં વૃક્ષનો (તેનો ત્યાગ કરવા રૂપે) છેદ કરીને, કૈકેયીનાં વચન પાળવારૂપ ખાખરાનાં વૃક્ષને સિંચન કર્યું છે, જેથી તેનાં ફળરૂપ આ મહા દુઃખને જોઇ, હું દુર્મતિ પાછળથી શોચ કરું છું.[૧૦]

“હે કૌસલ્યા! જ્યારે હું કુમાર અવસ્થામાં હતો, [ને મારાં માતાપિતા જીવતાં હતાં,] તે સમયમાં જ મેં ધનુષ ધારણ કરી બાણવિદ્યા સંપાદન કીધી હતી, ને થોડાક કાળમાં હું, શબ્દવેધી* એવે નામે જગતમાં પ્રખ્યાત થયો હતો. એવા સમયમાં એટલે બાલ્યાવસ્થામાં મારાથી એક મહા પાપકર્મ થઈ ગયું છે;[૧૧] તે જેમ અજ્ઞાનપણાથી બાળકે વિષ ખાધું હોય તો તેથી તેનું મરણ થયા વગર રહેતું નથી, તેમ મને પણ, હે દેવિ! અજ્ઞાનપણામાં કીધેલાં તે પાપકર્મનું ફળ આજે પ્રાપ્ત થયું, એમ હું નિશ્ચયપૂર્વક ધારું છું.[૧૨] હું જેમ કોઈ પ્રાકૃત પુરુષ, પલાશના પુષ્પને હિતકર—સુખાવહ જાણી મોહ પામે છે, તેમ હું શબ્દવેધી થયો, તેથી સર્વ લોકને પૂજ્ય થયો એમ જાણી હરખાવા લાગ્યો, પણ તેનાથી થનારાં આવાં ક્રૂર ફળને મેં જાણ્યું નહિ.[૧૩] તારો વિવાહ થયા અગાઉ, જ્યારે

* આ મુનિનું નામ શું? તે આ આખ્યાનમાં કોઈ સ્થળે જણાવેલું નથી. પણ આ આખ્યાનને બીજાં સર્વ રામાયણોમાં શ્રવણ મુનિનું આખ્યાન કહેલું છે. વળી કેટલેક સ્થળે શ્રવણાખ્યાન પણ કહેલું છે.

*પ્રત્યક્ષ વસ્તુને જોઇને નહિ, પણ માત્ર તેનો અવાજ સાંભળીને જ્યાંથી એ અવાજ આવ્યો, તેનો લક્ષ કરી, તે સ્થળે સચોટ બાણ મારવું, તે શબ્દવેધીપણું.

હું યુવરાજપણું* પામ્યો તેવામાં, કામની વૃદ્ધિ કરનારી વર્ષાઋતુના કાળમાં મારાથી એ પાપ થઇ ગયું હતું.[૧૪] હે આર્યે! એ વર્ષાઋતુ, કે જેમાં સૂર્ય પોતાનાં કિરણવડે પૃથ્વીમાંનો રસ ખેંચી લઈ જગતને તપાવીને દક્ષિણ દિશા ભણી ગમન કરે છે ને પછી ઉષ્ણતા શાંત થઈ આકાશમાં મેઘ ચઢે છે, ત્યારે તેને જોઇને મેડક, સારંગ તથા મયૂરો અત્યંત હર્ષ પામે છે;[૧૫-૧૬] એ ઋતુમાં પક્ષીઓની પાંખો તથા માળાઓ જળથી પલળી જાય છે, ને વરસાદ તથા વાયુના ઝપાટાથી વૃક્ષોની ટોચો નમી જવાને લીધે તેઓ તેવા ભીના માળાઓમાં પણ કષ્ટથી રહી શકે છે;[૧૭] એ ઋતુમાં પર્વતો પણ વિલક્ષણ શોભાયમાન દેખાય છે; વરસેલાં તથા વરસતાં પાણીથી તેઓ ઢંકાયલા હોવાને લીધે જળના સમૂહ જ હોયની એવા લાગે છે; તેમાંનાં ચાતક પક્ષીઓ વારંવાર શબ્દો કરી રહ્યાં હોય છે;[૧૮] વળી તેઓપર વર્ષતાં જળ, પ્રથમ જો કે સ્વચ્છ હોય છે, તો પણ વરસી રહીને વહેવા માંડે છે, ત્યારે તેમાંની અનેક ધાતુઓને લીધે રાતાં, ભૂરાં, સફેદ ઇત્યાદિ રંગવાળાં થઈ રાખોડીના યોગે સર્પાકૃતિરૂપે વહે છે;[૧૯]

"એવા અનેક શોભાવાળા સુખરૂપ વર્ષાઋતુના દિવસોમાં રાતને સમયે હાથમાં ધનુષ બાણ લઇને, અજિતેંદ્રિય જે હું, તે સરયૂના ઉપવનોમાં મૃગયા કરવા ફરતો હતો; ને કિનારાપર જળ પીવા આવનારા જંગલી મહિષ, હસ્તી, મૃગ અને બીજા વ્યાઘ્રાદિ બળવાન્ પશુઓનો શિકાર કરતો હતો.[૨૦-૨૧] એક રાત્રિએ ત્યાં જઇ હું એક વૃક્ષ તળે છૂપાઈ બેઠો હતો એવામાં, મારાથી કેટલેક છેટે, નેત્રથી ન દેખાય એવા સ્થાનમાં, જળથી ભરાતા ઘડાનો શબ્દ મેં સાંભળ્યો, જે શબ્દ પાણી પીતા હાથીના જેવો મને જણાયો.[૨૨] નિઃસંશય, એ અંધારામાં કોઇ હાથી જ પાણી પીવા આવ્યો હશે એમ ધારી, તુરત મેં ભાથામાંથી એક દેદીપ્યમાન અને વિષ જેવું ઝેરી બાણ કાઢી, મારા ધનુષપર યોજ્યું,[૨૩] અને જ્યાં આગળથી તે શબ્દ સાંભળવામાં આવ્યો હતો તે સ્થળનું બરોબર લક્ષ કરી, મેં તે બાણ માર્યું. બાણ ધનુષમાંથી છૂટતાં જ ત્યાં આગળથી કોઇ જળમાં પડતા વનવાસી મનુષ્યનો 'અરરરરર! હે હરિ!' એવો ભય તથા દયાજનક શબ્દ મારા સાંભળવામાં આવ્યો.[૨૪-૨૫] [એકાએક હું ચમકીને સ્તબ્ધ થઇ ઉભો, ને મારા હૃદયમાં મોટી ફાળ પડી, એટલામાં ત્યાં આગળ અંધારામાં વળી તે પ્રાણી 'હા હરિ!' એમ દયામણી ચીસ નાંખતો, નદીના જળમાં પડ્યો હોય, એવો અવાજ મેં ફરી સાંભળ્યો, ને મારા મનમાં વળી ધ્રાસકો પડ્યો કે, 'અરે! શું મારા હાથે કોઇ મનુષ્યનો વધ થઇ ગયો?' અને ફરીને સ્પષ્ટ વાણી મારા સાંભળવામાં આવી કે, 'અરે! મારા સરખા તપસ્વી ઉપર આજે શસ્ત્ર કેમ પડ્યું? રે! હું છેક પાછલી રાત્રે મનુષ્ય વગરના કિનારા પ્રત્યે જળ ભરવા આવ્યો, એટલામાં મને બાણ કોણે માર્યું? રે! મેં કોનો અપરાધ કર્યો છે? રે આ અન્યાય-આ મહા અન્યાય કોણે કર્યો? કારણ હું ઋષિ છું, મેં પરને પીડા કરવારૂપ અધર્મનો સમૂળો ત્યાગ કીધો છે, ને વનમાં રહી વન ફળાદિનો આહાર કરીને જ જીવું છું; છતાં મારો આજ શસ્ત્રે કરી કેમ વધ થાય? રે! મને મારનારનું મેં શું બગાડ્યું છે?[૨૬-૨૭] અરરર! વલ્કલ અને મૃગચર્માદિ વસ્ત્રો પહેરનારા જટાધારી એવા મને મારવાથી કોનો અર્થ સરે એમ છે. રે! મને બાણ મારનારાએ તો પોતાના આ લોક અને પરલોકના અર્થોનો વૃથા નાશ કર્યો.*[૨૮-૨૯] અરે! ગુરુપત્ની ગમનની પેઠે આ કાર્ય સર્વથા નિંદાપાત્ર કહેવાશે.' પછી વળી જરાક રહીને ઘણી ઉદાસી ભરેલો ધ્વનિ આવ્યો. 'રે! હું મારા પોતાના જીવિતનો શોચ કરતો નથી;[૩૦] પણ એક વૃદ્ધ જોડું, કે જેનું હું ઘણો કાળ થયાં પોષણ કરતો આવ્યો છું, ને મારો વધ સાંભળીને જે ઘણો જ સંતાપ પામે એમ છે, તેનો મને મહા શોચ થાય છે! રે! એ વૃદ્ધ જોડું બીજું કોઇ જ નહિ, પણ મારાં દયાળુ માતા પિતા છે, તે મારા મરણ થવા બાદ કેવી રીતે જીવી શકશે? ખરેખર હું એક બાણે કરી હણાયો, તેથી તેઓ પણ હણાયાં જ.[૩૧-૩૨] હે પ્રભો! અમારા જેવાં અવધ્યને હણનાર બાળક અજ્ઞાની અને અજિતેંદ્રિય પુરુષ કોણ હશે? હે દૈવ! આ અણધાર્યું મૃત્યુ મારાપર કેવી રીતે આવી પડ્યું?'

"હે કૌસલ્યે! એવી કરુણ વાણી સાંભળી, હું અત્યંત વ્યથા પામ્યો, મારાં ગાત્ર શિથિલ થઇ ગયાં.[૩૩]

---

* યુવરાજપણું એટલે પિતાએ-રાજકર્તા પિતાએ ગાદીનો વારસ ઠેરવી રાજકાજમાં સાથે રાખીને કાર્ય કરવામાં જે કુમારને યોગ્ય ગણ્યો હોય, તેનો અધિકાર. રાજકાજનો સઘળો અધિકાર સોંપ્યો હોય પણ ગાદીપર બેસાડ્યો ન હોય તે સમયનો જે અધિકારી, તે યુવરાજ ને તેનો અધિકાર, તે યુવરાજપણું.

* કારણ મનુષ્યનું માંસ તેના ઉપયોગમાં નહિ આવે માટે આ લોકના અર્થનો નાશ કર્યો, ને નિરપરાધી તપસ્વીને મારવાથી પરલોકનો પણ નાશ કર્યો.

ને શરીરે કંપ છૂટવાથી મારા હાથમાંથી બાણુ સહિત ધનુષ પૃથ્વીપર પડી ગયું. ['અરે! મેં શું પાપકર્મ કર્યું? શું મારા હાથે કોઈ ઋષિનો વધ થયો! હર! હર! હે પ્રભો! આ શો અકસ્માત્!' આવા શોકને લીધે] હું ચેતન રહિત અને ભ્રમિત જેવો થઇ રહ્યો. મારું અંતઃકરણુ અધર્મના ભયને લીધે દીન થઇ ગયું, ને મરનાર કોણુ છે? એની પૂરી તપાસ કરવાને તથા તેની પાસે પોતાના અપરાધની ક્ષમ માંગવાને પછી ત્યાંથી હું વ્યગ્ર ચિત્તે ચાલ્યો.૩૪–૩૫ આગળ જ્યાં સરયૂના તટપર ગયો, ત્યાં એક મહાતેજસ્વી તાપસ ચત્તો પાટ થઈ પડેલો મારા જોવામાં આવ્યો. છેક પાસે જઇને મેં જોયું તો તેની જટા વિખરાઈ ગઈ હતી, તેની પાસેના કળશનું જળ ઢળી ગયું હતું,૩૬ કાદવ તથા રુધિરથી તેનું શરીર ખરડાયલું હતું ને તેનાં મર્મ-સ્થાનને વિષે મારું ઘાતકી બાણુ ચોંટેલું હતું અને અસ્વ-સ્થ પડેલો હતો! [આવો બનાવ જોઈ હું અત્યંત ત્રાસ પામ્યો, ને હાથ જોડી અપરાધીની પેઠે તેની સામો ઉભો રહ્યો, ત્યારે] પોતાના તેજથી જાણે મને દગ્ધ કરતો હોય તેમ બંને નેત્રોવડે મારી સામું જોઈ તે આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–

તે બોલ્યો, "અરે રાજા! શું તેંજ મને બાણુ માર્યું છે રે! મેં વનવાસીએ તારો શો અપરાધ કર્યો છે?૩૭–૩૮ કે તેં, મારા ગુરુરૂપ માતાપિતા સારુ જળ લેવા આવેલા મને બાણુનો પ્રહાર કર્યો? તારા એક બાણુથી માત્ર મારો ઘાત થયો, એટલું જ નહિ, પણુ એથી તો મારાં અંધ અને વૃદ્ધ માતાપિતા પણુ હણાયાં; કારણુ, તેઓના સર્વસ્વમાં માત્ર હું જ છું. રે! એ મારાં દુર્બળ અને અંધ માતપિતા તરસ્યાં હોવાને લીધે અવશ્ય મારી વાટ જોતાં હશે કે, હમણાં પુત્ર જળ લાવશે."૩૯–૪૦ અરે! તેઓએ તથા મેં કરેલાં તપ, શાસ્ત્રાદિનું શ્રવણ એ વગેરેનું અમને કંઈ ફળ ન થયું; કેમકે, મારા પિતા મને આવી અવસ્થામાં પડેલો જાણુતા નથી; (અર્થાત્ તેઓનો વિછોહ થઇને મારો આમ મૃત્યુકાળ આવ્યો) અને તે જાણીને પણુ શું કરે? કેમ કે, જેમ ભેદ પામતા એક પર્વતની રક્ષા કરવાને બીજો પર્વત શક્તિમાન્ થઈ શકે નહિ, તેમ તેઓ અપંગ હોવાથી મારી રક્ષા કરી શકે એમ નથી. માટે હે રાજા! ઘણીવાર થશે તો મારા વધની આ-શંકાને લીધે મારા પિતા અત્યંત ક્રોધ પામશે ને એકા-એક શાપ દેશે, માટે તું જલદી જઇને આ વૃત્તાંત તેને જણાવ,૪૧–૪૩ જેથી તે તારું અજ્ઞાનપણું જોઈ, પોતા-ના ક્રોધથી તારો નાશ ન કરે. આ એક સાંકડો માર્ગ જે છે, તે સીધેસીધો મારા આશ્રમનો માર્ગ છે, કે જ્યાં થઇને માત્ર મારા આશ્રમે જ જવાય છે.૪૪ તું તેને આધારે મારા પિતા પાસે જઈ, તેઓ જેવી રીતે તારાપર ક્રોધ ન પામી તુંને શાપ આપે નહિ, તેવી રીતે તેને પ્રસન્ન કર. પણુ હે રાજકુમાર! પ્રથમ તું તારા આ બાણુને કહાડી લે; કારણુ જેમ જળનો પ્રવાહ રેતીના કોમળ કિનારાને ભેદી નાંખે છે, તેમ એ તીક્ષ્ણુ બાણુ મારા કોમળ હૃદયને મહા વ્યથા પમાડે છે.'૪૫

"હે દેવી કૌસલ્યે! એ પ્રમાણે એ તપસ્વીનાં વાક્ય સાંભળીને મને બહુ ચિંતા થવા લાગી. મેં વિચાર કીધો કે, જો હું એના મર્મસ્થાનમાંથી બાણુ પાછું ખેંચી લઇશ તો તુરત એ મરણુ પામશે, ને જો રહેવા દઇશ તો દુઃખ પામશે, માટે હવે કેમ કરું? આવી ચિંતાને લીધે હું અતિ શોકાતુર થઈ ઉભો, ત્યારે મારી એ ચિંતાને જાણી તે પરમાર્થ જાણુનાર ઋષિ મારો તાપ દૂર કરવા સારુ અતિ કષ્ટથી યત્ન કરવા લાગ્યો. પણુ રે! એ વેળા તેની છેક અંત્યાવસ્થા હતી, તે અત્યંત પીડાતો હતો, તેનાં નેત્ર ખુલ્લાં થઈ ગયાં હતાં, હાથ પગ આદિ અવયવો ચેષ્ટા રહિત થઈ પડ્યા હતા ને કોઈ વાતની શક્તિ તેનામાં રહી ન હતી? તો પણુ હે પ્રિયે! એવા સજ્જન પુરુષો કેવા દયાળુ હોય છે. રે! તેવા સાધુ જનોનાં અંતઃકરણુ કેટલાં બધાં કોમળ હોય છે, કે તેઓ અંતકાળ સમયે ને વળી પોતાનો ઘાત કરનારના મનનો તાપ નિવારવા માટે પણુ યત્ન કરવા ચૂકતા નથી. તે દયાળુ ઋષિએ મહા કષ્ટમાં ડૂબી ગયેલી વાણીથી મને ધીરજ આપતાં કહ્યું,૪૬–૪૯ હે રાજકુમાર! તેં પોતે બ્રહ્મહત્યા કરી, એમ ધારીને તું મહા ચિંતાતુર થયો છે, પણુ તારી તે ચિંતાને તું નિવૃત્ત કર. કારણ કે, હું બ્રાહ્મણુ નથી,૫૦ પણ શૂદ્રીને વિષે વૈશ્યથી ઉત્પન્ન થયેલો છું.' [એ ઉપરાંત તે કંઈ બોલવા જતો હતો, પણુ તેનાથી પછી કશું ન બોલી શકવાથી,] તે શિથિલ અને નાકૌવત થઇને પડ્યો. ત્યારે મેં તેના ભેદાયલા મર્મસ્થાનમાંથી તેને કોઈ રીતની વધારે ઈજા ન થાય એવી સંભાળથી તે બાણુ ખેંચી કાઢ્યું ને ક્રોધને લીધે તેને ભાંગી તોડી સરયૂના પ્રવાહમાં ફેંકી દીધું. બાણુ ખેંચી લીધાને થોડીક ક્ષણુ થઈ, એટલામાં તો તે તપસ્વીના શરીરની સર્વ ચેષ્ટા બંધ થઈ. જે અત્યાર સૂધી મારી ભણી ટગર ટગર જોઈ રહ્યો હતો, તેણે પોતાની દૃષ્ટિ નાસાગ્રે

કરીને ' નારાયણ ! નારાયણ ! નારાયણ ! ' એટલો જ માત્ર સ્પષ્ટ ઉચ્ચાર કરી, પોતાના પવિત્ર આત્માને દેહથી મુક્ત કીધો.[૫૧-૫૨] હે કલ્યાણિ ! એ સરયૂના જળવડે ભીના ગાત્રવાળા તથા મર્મસ્થાનને વિષે મહા કષ્ટરૂપ વ્રણ થવાથી મરણ પામી તટપર સૂતેલા તપસ્વીને જોઈ હું અત્યંત ખેદ પામ્યો."[૫૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં તેસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૪ મો.

## પુત્રમરણથી માતાપિતાનો શોક—દશરથમરણ.

પછી વળી પુત્રશોકથી ગદ્‌ગદિત થઈ ગયેલો દશરથરાય, નિઃશ્વાસ નાંખીને બોલ્યોઃ—"હે કૌસલ્યે ! એ પ્રમાણે અજ્ઞાનથી એ મહાત્માના વધ જેવું મહાપાપ કરીને મારી ઈંદ્રિયોને મોટો ક્ષોભ થયો ને અધર્મના ભયથી સંતાપ પામતો હું તે વેળા, તે નિર્જન અરણ્યમાં મારું શ્રેય થવા સંબંધી વિચાર કરવા લાગ્યો. [એ મુનિપુત્રનાં માતાપિતાને તેના મરણના સમાચાર જણાવવા માટે, મારા મનમાં મોટો ધ્રાસકો પડ્યો કે કોણ જાણે તેઓ મને શું કહેશે ? તે અપંગોના એકના એક પુત્રના મરણ સમાચાર, ને વળી તે પુત્રને મેં પોતે માર્યો એવા સમાચાર, હું તેઓને કેવી રીતે જણાવી શકીશ ! ને તેવા સમાચાર સાંભળતાં જ તેઓની કેવી અવસ્થા થશે ? હર ! હર ! મારા હાથે આજે કેવું ઘોર કર્મ બન્યું છે? અરે ! આવો મહા કરુણાજનક વધ મારા વગર બીજો કોણ કરે ? પણ હશે. હવે જે બને તે ખરું, પણ આ વાતની જાણ કર્યા વિના છૂટકો નથી.][૧-૨] એમ નિશ્ચય કરી તે મુનિપુત્રનું જ જળથી ભરેલું કમંડળ લઇને હું, તેણે કહેલા માર્ગ પ્રત્યે ચાલ્યો. થોડીક વારે એક પવિત્ર આશ્રમ આવ્યો, ત્યારે એ માર્ગ પણ આગળ ન ચાલતાં તે આશ્રમમાં ગયેલો હોવાથી એ આશ્રમ તે મુનિપુત્રનો જ હશે, એમ ધારીને હું તેમાં પેઠો.[૩] તેમાં બે દુર્બલ વૃદ્ધ મનુષ્ય ધીમે ધીમે પોતાના પુત્ર સંબંધી વાતો કરતાં મેં છેટેથી જોયાં. તેઓની ચેષ્ટા જોઈને તો મારા શોક તથા ખેદનો પાર રહ્યો નહિ. તે બંને સ્ત્રી પુરુષ શરીરે વૃદ્ધ તથા આંખે કેવળ અંધ હતાં, તેમનાં શરીરો સાવ દુર્બળ થઇ ગયલાં હતાં, તે અનાથની પેઠે દુઃખીતથા પાંખો વગરનાં પક્ષીની પેઠે નિરુપાય હતાં, પુત્ર હમણાં જળ લાવશે, એમ તેઓ ઝંખી રહ્યાં હતાં ને મારાં કરેલાં દુષ્કર્મને તેઓ બિલકુલ જાણતાં ન હોતાં.[૪-૬] અરેરે ! હે કૌસલ્યા ! હું આશ્રમમાં પેઠો ત્યારે મારા પગના અવાજને સાંભળી, અંદર બેઠેલો તે અંધમુનિ આશાભેર બોલ્યોઃ "હે પુત્ર ! તું વિલંબ કેમ કરે છે ? હે બાપ ! અમે ક્યારનાં તારી વાટ જોઇએ છીએ; ને તારી માતા તો ક્યારની તારી જળક્રીડાને માટે ચિંતા કરે છે, તેથી તું ઝટ આશ્રમમાં પ્રવેશ કર.[૭-૮] હે બેટા ! કદાચ મેં અથવા તારી માતાએ કંઇ તારું અપ્રિય કર્યું હોય તોપણ, તપસ્વી એવા તારે, તે, મનમાં લાવવું ન જોઇએ![૯] એટલું કહેવા છતાં હું કંઇ બોલ્યો નહિ; ત્યારે વધારે આતુરતાથી તે મુનિ બોલ્યો; "હે પુત્ર ! તું અમો ગતિહીનનો ગતિરૂપ અને અમ અંધની આંખ રૂપ છે; એટલું જ નહિ પણ અમારા પ્રાણ નિરંતર તારે વિષે જ રહ્યા છે, છતાં તું કેમ બોલતો નથી ?"[૧૦] આવી ગદ્‌ગદિત અને સ્પષ્ટ સમજાય નહિ એવી તે મુનિની વાણી સાંભળી, મારું અંતઃકરણ ખેદને લીધે ઉભરાઇ જવા માંડ્યું; તોપણ જેમ તેમ કરી અભયસાધ્ય વ્યવહારવડે મારા મનને નિર્ભય કરીને ધીરજથી હું બોલ્યો:[૧૧-૧૨] 'હે મુનિવર ! હું તો આપનો તપસ્વી પુત્ર નથી, પણ દશરથ નામે ક્ષત્રિય છું ને તમને તથા મને પ્રારબ્ધને લીધે જે કંઇ મહા નિંદિત દુઃખ પ્રાપ્ત થયું છે, તે જણાવવા સારુ અત્રે આવ્યો છું !'[૧૩] હે કૌસલ્યા ! મારું એ વાક્ય સાંભળી, તે બંને અંધ પતિપત્નીના મુખનો દેખાવ વિલક્ષણ થઈ રહ્યો. એકાએક તેઓ જાણે આશ્ચર્ય તથા શોકમિશ્રિત સમુદ્રમાં ડૂબી ગયાં હોય એવાં દેખાવા લાગ્યાં. પણ તેઓ કંઈ બોલવા જાય તે પહેલાંજ હું કંપતે કંપતો બોલ્યોઃ "હે ભગવન્ ! હું હાથમાં ધનુષ લઇને સરયૂતટે જળપાન કરવા સારુ આવતા હસ્તી, સિંહ તથા મૃગાદિને હણવાની ઇચ્છાથી કિનારાપરના ઉપવનમાં ભરાઈ બેઠેલો હતો;[૧૪] તેવામાં મેં જળથી ભરાતા કુંભનો શબ્દ સાંભળી, આ કોઈ હસ્તી પાણી પીએ છે, એમ માનીને, તેને બાણ માર્યું.[૧૫] પણ ત્યાંથી મનુષ્યના જેવી વાણી સાંભળવામાં આવ્યાથી હું કિનારાપર ગયો, તો ત્યાં મારા બાણથી ભેદ પામી, ગતઃપ્રાણ જેવો થઈ પડેલો એક તપસ્વી મારા જોવામાં આવ્યો.[૧૬] મને જોઈ તે તપસ્વી કુમાર પોતાનાં વૃદ્ધ માતાપિતારૂપ તમારો બહુ શોક કરવા લાગ્યો, ને પોતાના હૃદયમાંથી બાણ ખેંચી લેવાને તેણે મને કહ્યું. મેં તેની પાસે બેસી

બહુ સંભાળથી બાણ ખેંચી લીધું.[૧૭] પછી તુરત તે પોતાનાં અંધ માતાપિતા એવાં જે તમે, તેનો શોક કરતાં સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો ! [૧૮] હે મુનિ! એવી રીતે અજ્ઞાનથી મેં દુષ્ટે તમારી રક્ષા કરનારા તમારા પુત્રનો નાશ કર્યો, તેથી તે તો મરણ પામ્યો પણ હવે જે કર્તવ્ય હોય તે તું મારો અપરાધ ક્ષમા કરીને, પ્રસન્ન થઇને મને કહે, કારણ હું તારા પુત્રરૂપે તારું નિરંતર રક્ષણ કરીશ.'[૧૯]

"અરે! હે કૌસલ્યા! મારા જેવો દુષ્કર્મી કોણ હશે ? જે વખતે મેં એ વચનો કહ્યાં કે તુરત જ તે બંને પતિપત્નીના પ્રાણ બ્રહ્માંડે ચઢી ગયા, ને મૂર્છિત થઈ તેઓ પૃથ્વીપર પડ્યાં. [એ જોઈ મારા ગભરાટનો પાર રહ્યો નહિ; કારણ એક હત્યા તો હું કરી ચૂક્યો હતો, ને વળી આ બીજી બે હત્યાઓ મારે શિર ચોંટવાનો મને મહા ભય પ્રાપ્ત થયો.] મેં ઘણી ઘણી રીતે પ્રાર્થનાપૂર્વક તેમનું આશ્વાસન કર્યું; ત્યારે કેટલીકવારે તેઓ મોટા નિઃશ્વાસ સહિત રુદન કરતાં બેઠાં થયાં. આ સમયે તે ઋષિના કોપનો પાર નહોતો; પણ મેં અજ્ઞાનથી કરેલું પોતાનું પાપકર્મ ઘણી દૈન્યતાપૂર્વક પોતાની મેળે જ તેને જણાવીને ક્ષમા માંગી હતી, તેથી તે મને કોઇ જાતનો નાશકારક શાપ દેવા સમર્થ થયો નહિ, પરંતુ અતિશય શોકાવિષ્ટપણે રુદન કરતાં તે મારી પ્રત્યે કહેવા લાગ્યોઃ[૨૦–૨૧] 'હે રાજપુત્ર! જો તેં આ તારું અશુભ કર્મ મને કહ્યું નહોત, તો તારી કેવી અવદશા થઇ હોત તે હું કહી શકતો નથી. રે ! તારું મસ્તક હજારો પ્રકારે ભેદ પામત–અર્થાત્ તારા મસ્તકના તત્કાળ હજારો ટુકડા થઇ જાત ![૨૨] કારણ કે મારા વાનપ્રસ્થાશ્રમી પુત્રનો કોઇએ જાણીને વધ કર્યો હોય તો તેમ કરનાર ગમે તો વજ્રધર ઇંદ્ર કાં નથી હોતો, છતાં તેને પણ તેના સ્થાનથી, મારો અપંગનો ક્રોધ તત્કાળ પતન કરી દે, તો પછી તારા સરખાનો એથી નાશ થાય, એમાં શું આશ્ચર્ય ![૨૩] જે ક્ષત્રિય, મારા પુત્ર સરખા તપસ્વી તથા બ્રહ્મવાદી મુનિ ઉપર જાણીને બાણ મૂકે, તેનું મસ્તક અવશ્ય અનેક વિભાગે છેદ પામી, તત્કાળ પૃથ્વીપર પડે જ;[૨૪] પણ તેં આ કર્મ અજ્ઞાનથી કર્યું છે, માટે જ તું જીવે છે. જો એ કર્મ જાણીને કર્યું હોત તો તું એકલો જ નહિ, પણ તારો આખો રઘુવંશ વિનાશ પામત.[૨૫] હે નૃપ ! હવે જે પ્રારબ્ધાનુસારે બન્યું તે ખરું, પણ તું નિર્વિલંબે જ્યાં અમારો પુત્ર મરણ પામી પડ્યો છે ત્યાં આગળ અમને લઇ જા; કારણ તે પિતૃવિયોગી પુત્રને છેલ્લીવાર અમે જોવા ઇચ્છીએ છીએ.[૨૬] અરેરે ! શું મારો પુત્ર આજે મરણ પામી પડ્યો છે! હાય ! તેનું શરીર સઘળું રક્તથી ખરડાયું હશે. એ મૃગચર્મ ધારણ કરનાર મારો પુત્ર, શિથિલ થઇ પૃથ્વીપર સૂતો હશે, ને તેનો આત્મા તેના દેહને ભૂમિ ઉપર તજી દઇ ધર્મરાજને વશ થયો હશે."[૨૭]

"હે કૌસલ્યે ! એવાં એ વૃદ્ધ મુનિનાં વચન સાંભળી, મેં તે દંપતીને મારી સાથે દોરીને સરયૂતટપર તેમના મૃત પુત્ર આગળ લાવી બેસાડ્યાં, ત્યારે તેનો પોતાના હાથે સ્પર્શ કરતાં જ તે બંને સ્ત્રી પુરુષ અતિ વિકળ થઇ પૃથ્વીપર પડ્યાં, ને કાને સાંભળી પણ ન શકાય એવો કરુણાજનક વિલાપ કરવા લાગ્યાં. તે મુનિ બોલ્યો,[૨૮–૨૯] "હે વત્સ ! અરે ! તું આ જ મને વંદન કરતો નથી, મારી સાથે બોલતો પણ નથી, ને આમ મૌન ધારણ કરી પૃથ્વીપર કેમ સૂતો છે ! હે બાપ ! શું અમો રંક ઉપર તું કોપ પામ્યો છે ?[૩૦] હે બેટા ! હું કદાચ તને પ્રિય નહિ હોઉં, પણ તું આ તારી ધર્મિષ્ઠ માતા તરફ તો જો. અરેરે ! તું અમને આલિંગન કેમ કરતો નથી ? હે પ્રિય પુત્ર ! તું અમોને શાંતિ આપનારાં મધુર વચનો કેમ ઉચ્ચારતો નથી ?[૩૧] અરેરે ! તારા વિના હવે મને હૃદયને પ્રિય લાગે એવાં પુરાણાદિનાં મંગલ વાક્યો કોણ સંભળાવશે ?[૩૨] રે ! તારા વિના પોતાનું સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ કરયા બાદ અગ્નિમાં આહુતિ આપીને, મારી સેવામાં તત્પર થયલો કયો પુરુષ હવે અમને ચોળીને સ્નાન કરાવશે ![૩૩] હે બાપ ! હું, જે કન્દ, ફળ ઇત્યાદિ લાવીને કર્માનુષ્ઠાન કરવાને અસમર્થ છું, તેમ નિવારાદિ ( ખડધાન્ય )નો મારી પાસે સંગ્રહ નથી, એટલું જ નહિ પણ મારું પાલન કરનાર બીજું કોઇ નથી એવો હું, તારો પ્રિય અતિથિ છું, તેને હવે તારા વિના બીજું કોણ ભોજન કરાવશે ?[૩૪] વળી આ તારી પુત્રગર્ધિની માતા, કે જે અવસ્થાએ વૃદ્ધ, તપસ્વિની તથા અંધ છે, તેનું હું અંધ છતાં કેવી રીતે ભરણ પોષણ કરી શકીશ ?[૩૫] હે પુત્ર ! તું અમને અપંગોને મુકીને એકલો કેમ ચાલ્યો ? હે બાપ ! તારા વિના અમારી શી ગતિ થશે ? તું અમને સાથે લઇને યમલોક પ્રત્યે જા; કારણ તારા વિયોગને લીધે અમે ક્ષણવાર પણ અમારાં જીવિતને ધારણ કરી શકીશું નહિ."[૩૬–૩૭] પછી તે વૃદ્ધમુનિ જાણે શોકાવેશમાં પ્રત્યક્ષ યમરાજને કહેતો હોય તેમ બોલ્યોઃ "હે ધર્મરાજ ! મારા પૂર્વકૃત જે અપરાધને

લીધે આજે મારા પુત્રનો વિયોગ થયો હોય તે અપરાધને તું ક્ષમા કર અને અમને અમારો પુત્ર પાછો આપ. હે મહાયશ! હે ધર્માત્મા! હે સર્વ લોકના પાલનકર્તા! હું એક અનાથ અને અપંગ ઋષિ છું, તેના ઉપર દયા લાવી, તું મને મારો પુત્ર પાછો આપવારૂપ અભય દક્ષિણા આપ, તેમ મારો આ પુત્ર, કે જે શસ્ત્રઘાતવડે અકાળ મૃત્યુએ મરણ પામી, દુર્ગતિએ જવા યોગ્ય નથી તેને એ દુર્ગતિથી તારવારૂપ અભય દક્ષિણા આપ; કે જેથી તે પુત્ર અમારું અનાથોનું પાલન કરે!'[૩૮–૩૯]

"પછી પુનઃ તે પોતાના પુત્ર પ્રત્યે બોલ્યો: "હે વત્સ! આ પાપરૂપ ક્ષત્રિયને હાથે તારું મરણ થવારૂપે તારાં સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત થયું છે; માટે તું હવે નિષ્પાપ થયેલો હોવાથી, મારા સત્યવડે કરીને તને શસ્ત્રવડે યુદ્ધ કરનારાઓને જે ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે તે ગતિ પ્રાપ્ત થાઓ![૪૦] વળી હે વત્સ! સંગ્રામને વિષે પાછા નહિ હઠનારા શૂરવીર પુરુષો નાશ પામી જે લોકપ્રત્યે જાય છે, ત્યાં તારો અખંડ નિવાસ થાઓ![૪૧] જ્યાં આગળ સગર, શૈબ્ય, દિલીપ, જનમેજય, નહુષ તથા ધુંધુમાર આદિ મહા યશસ્વી નૃપતિઓ ઉત્તમ ગતિ પામીને અલૌકિક સુખોના ઉપભોગ કરતા વસે છે, ત્યાં તું ચિરકાળ નિવાસ કર![૪૨] વળી હે પ્રાણપ્રિય પુત્ર! વેદાધ્યયન કરનારાઓ, તપસ્વીઓ, પૃથ્વીનાં દાન આપનારાઓ, અગ્નિહોત્રીઓ, એકપત્ની વ્રતવાળાઓ, હજારો ગોદાન કરનારાઓ, માતપિતાદિ ગુરુજનોની સેવા કરનારાઓ તથા પરલોકપ્રાપ્તિ સારુ યોગાભ્યાસે કરી દેહત્યાગ કરનારાઓ આદિ સર્વ ભૂત પ્રાણીઓને જે ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે, તે ઉત્તમ ગતિ તને પ્રાપ્ત થાઓ.[૪૩–૪૪] હે પ્રિય વત્સ! નિરંતર તપસ્વી એવા મારા કુળનો (એટલે તપસ્વીના કુળનો) કોઇ પુરુષ અકુશલ નીચ ગતિને પામ્યો નથી; પરંતુ મારા બાંધવ મારી બેલ સરખા તને મારનારની તો તેવી જ ગતિ થશે!'[૪૫]

"હે કૌસલ્યા!" દશરથરાય બોલ્યો: "એવી રીતે ઘણી દયાદ્રવતાથી પોતાની સ્ત્રી સહિત વિલાપ કરતા તે મુનિએ પછી તે પુત્રને સંસ્કારપૂર્વક ઉદકક્રિયા કરવા માંડી.[૪૬] સર્વ ક્રિયા સમાપ્ત કરી, તેનું જળ તેના હાથમાં મૂકતી વેળાએ મુનિ બોલ્યો: 'હે પુત્ર! હવે તું મારા સત્યે કરી સ્વર્ગમાંના શ્રેષ્ઠ સ્થાન પ્રત્યે ગતિ કર!' મુનિના આ શબ્દો પૂરા થતાં જ તે મૃતપુત્રને સુંદર દિવ્ય સ્વરૂપ પ્રાપ્ત થયું, ને જોતજોતામાં આકાશમાર્ગેથી એક સુંદર અને વિશાલ વિમાન લઇ લોકપતિ શક્ર તેને તેડવાને નીચે ઊતરી આવ્યો![૪૭] ત્યારે એક મુહૂર્તપર્યંત પોતાનાં માતાપિતાની અનેક પ્રકારે આશ્વાસના કરીને તે મુનિપુત્રે, 'હે પિતા! હું તારા ચરણની સેવા કરવાને લીધે મહત્સ્થાનને પામ્યો છું, ને તું પણ મારાં માતા સહિત થોડાક કાળમાં તે સ્થાનપ્રત્યે—મારી સમીપ આવશે.' એમ કહીને શક્રસહિત તેણે દિવ્ય વિમાનમાં બેસી, તત્કાળ આકાશમાર્ગે ગમન કીધું.[૪૮–૫૦] ઉતાવળથી તેના શબને મુનિએ અગ્નિસંસ્કાર કીધા પછી, હું દીનપણે કરજોડી તેની સામે ઉભો રહ્યો, ત્યારે તેણે મને કહ્યું:[૫૧] "હે રાજા! તેં અમને એક પુત્રવાળાંને, તારા બાણે કરી પુત્ર વિનાનાં કર્યાં, માટે અમારો પણ તું તેવી જ રીતે અત્યારે નાશ કર; કારણ અમારું જીવિત હવે નકામું હોવાથી અમને મરણ માટે કશી વ્યથા થાય એમ નથી.[૫૨] વળી હે રાજકુમાર! તેં અજાણથી મારા બાળકનો નાશ કર્યો છે, તેથી હું તને પ્રત્યક્ષ બાળી ભસ્મ કરી શકતો નથી, પણ અતિ દુઃખરૂપ દારુણ શાપ દઉં છું કે, જેમ પુત્રના મરણરૂપ વિયોગ દુઃખથી મને મરણ પ્રાપ્ત થાય એવું દુઃખ પડ્યું છે, તેમ જ તું પણ પુત્રસંબંધી શોકવડે મરણ પામીશ![૫૩–૫૪] હે નરાધિપ! ક્ષત્રિય છતાં તેં અજાણથી મારા તપસ્વી પુત્રને માર્યો, માટે તને બ્રહ્મહત્યા સમાન પાપ તો લાગી શકતું નથી;[૫૫] પણ જેમ દાન કરનારને તેના દાનનું ફળ કોઇ અન્ય રીતે પ્રાપ્ત થાય છે, તેમ તને પણ મારી પેઠે પોતાના જીવિતનો અંત આણનાર ભયંકર કાળ, તારા પુત્રવિયોગે પ્રાપ્ત થશે!"[૫૬] હે કૌસલ્યા! એવી રીતે મને શાપ દઈ અત્યંત વિલાપ કરતાં તે પતિપત્ની મારી પાસે ચિતા ખડકાવી, તેમાં પ્રવેશ કરીને તત્કાળ સ્વર્ગમાં ચાલ્યાં ગયાં."[૫૭]

એ પ્રમાણે તે મુનિપુત્રના વધનો સંપૂર્ણ વૃત્તાંત મહારાણી કૌસલ્યાને કહી, મહારાજા દશરથ વળી કરુણાળ સ્વરે વિલાપ કરતો બોલ્યો: "હે દેવિ કૌસલ્યે! એવી રીતે મેં અજ્ઞાનાવસ્થામાં મહાપાપકર્મ કીધું હતું, તેનું મને આજે સ્મરણ થયું છે![૫૮] જેમ અપથ્ય ભોજન કરનારને પછવાડેથી મહાવ્યાધિ પ્રાપ્ત થાય છે, તેમ મને તે પાપકર્મના વિપાકરૂપે આ મરણ સમય પ્રાપ્ત થયો છે![૫૯] અરે! હે કલ્યાણિ! તે શ્રેષ્ઠ મુનિએ મને શાપ દેતાં જે વચન કહ્યાં હતાં, તે જ આજે મોઢા આગળ પ્રત્યક્ષ થયાં છે!" એટલું કહી દશરથરાય શાંત થયો નહિ; પણ હવે તો ક્ષણેક્ષણ

તેને મહાદુઃખની વ્યથા થવા માંડી. પોતાને પ્રાપ્ત થનાર મરણના ભયંકર ત્રાસથી તે વારંવાર રુદન કરવા લાગ્યો; ને ક્ષણેક્ષણે શ્રીરામનું સ્મરણ કરતાં મહારાણી કૌસલ્યા પ્રત્યે કહેવા લાગ્યોઃ૬૦ "હે આર્યે! અરે, હે ધર્મપત્ની કૌસલ્યે! હવે તું નિશ્ચય જાણ કે, પ્રિયપુત્ર રામના વિયોગથી મારા જીવિતનો આજે જ અંત આવશે. રે! મારો દેહ હવે વધારે ટકી શકશે નહિ. કારણ મને અત્યારથી જ તેનાં ચિહ્ન જોવામાં આવે છે. હું હવે મારી પાસે બેઠેલી તને જોઈ શકતો નથી; માટે તું મારા શરીરને હાથેવતી સ્પર્શ કર.૬૧ યમલોકને વિષે જનારાં મનુષ્યો પોતાના ઈષ્ટ જનોને જોઈ શકતા નથી. જો રામ એકવાર પણ મને હાથે કરીને સ્પર્શ કરે તો મારું મરણ થાય નહિ.૬૨ રામને ધન અને યુવરાજપદ મળે તો જ મારું મૃત્યુ થાય નહિ. પણ રે! તેમ કેવી રીતે બને? હે દેવિ! મેં રામને વનમાં મોકલવાનું જે દુષ્ટ કર્મ કર્યું, તે જો કે કેવળ અયોગ્ય હતું, છતાં પણ મારા વાક્યને માન્ય કરવાનો પોતાનો ધર્મ જાણી, તેણે તે પ્રમાણે કર્યું છે. એવા ધર્મિષ્ઠ પુત્રના વિયોગથી તેના પિતાનું મરણ ન થાય શું? અરે! એ તો શું, પણ ગમે તેવા દુષ્ટ વૃત્તિવાળા પુત્રને પણ મારી પેઠે ત્યાગ કરવાને કયો વિચક્ષણ પુરુષ સમર્થ થાય?૬૩-૬૪

[દશરથરાજાને એ પ્રમાણે વિલાપ કરતાં લગભગ અર્ધ રાત્રિ વીતી જવા આવી. અંતઃપુરમાં સર્વ મનુષ્યો નિદ્રાવશ હોવાને લીધે સઘળું શાંત હતું. કૌસલ્યાના ગૃહને વિષે પણ મહારાજાની આસપાસ ભરાઈ બેઠેલી સર્વ રાણીઓ આગલા દિવસના ઘણા ઉજાગરા હોવાથી, એક પછી એક એમ નિદ્રાવશ થઈ ગઈ હતી. ત્યારે માત્ર મહારાણી કૌસલ્યા અને સુમિત્રા, દુઃખને લીધે ઘણું જાગરણ છતાં પણ, મહારાજાની શય્યાની બન્ને બાજૂએ બેઠાં હતાં. મહારાજાની સ્થિતિ હવે ક્ષણેક્ષણ બદલાવા લાગી હતી. તેનો સાદ છેક બેસી ગયો હતો, શરીર સૌ વાતે ચલનવલન રહિત શિથિલ થઈ પડેલું હતું ને સ્મૃતિ પણ પળેપળ બદલાતી જતી હતી. આ વેળા આખા અંતઃપુરમાં માત્ર કૌસલ્યા અને સુમિત્રા, બંને જ અડધાં પડધાં જાગતાં હતાં. તેના ઉપર પણ નિદ્રાદેવીએ પોતાની સત્તા ચલાવી. હવે સઘળે શૂન્યકાર થઈ રહ્યું. થોડીકવારે ઊંડા, દુઃખથી ઘેરાયલા સ્વરવડે દશરથરાય બોલ્યોઃ] "પિતા પોતાને વનમાં કાઢી મૂકવા જેવું ઘાતકી કર્મ કરે, છતાં તેની અવજ્ઞા ન કરે, એવો પુત્ર પણ મારા રામ વગર બીજો કોણ હોય? હું તને નેત્રથી જોઈ શકતો નથી; મારી સ્મૃતિ નાશ પામતી જાય છે;૬૫ કારણ યમરાજના દૂતો મને યમલોક પ્રત્યે લઈ જવા માટે ઉતાવળ કરે છે.૬૬ અરે! મારા વહાલા રામ! મારી આવી વેળાએ તું મારાથી દૂર છે. અહો! મારા મરણ સમયે પણ હું મારા ધર્મજ્ઞ અને સત્ય પરાક્રમી પુત્ર રામને જોવા અશક્ત છું, [તો એથી પછી મને બીજું વિશેષ દુઃખ કીયું હતું?] રે! મારા મહા અપકાર છતાં પણ જેણે મારાપર અપકાર કરવાની બુદ્ધિ કરી નથી, એવા પુત્ર રામના વિયોગને લીધે ઉત્પન્ન થયલો આ શોક,૬૭ થોડા જળને સૂકવી નાંખનારા તડકાની પેઠે મારા પ્રાણને હવે શોષણ કરે છે. હે શ્રેષ્ઠ ભ્રુકુટિવાળી! ચૌદ વર્ષ પૂરાં થઈ પંદરમા વર્ષે જ્યારે રામ પાછો આવશે, તે વેળાએ જે મનુષ્યો તેના સુંદર કુંડળ સહિત મુખારવિંદનું અવલોકન કરવા ભાગ્યશાળી થશે, તે મનુષ્યો નહિ, પણ ખરેખર દેવતાઓ જ સમજવા. અહો! એ શરદૃઋતુના પૂર્ણ ચંદ્ર સમાન અથવા ખીલેલા કમળ સમાન, કમળપત્ર સરખાં સુંદર નેત્રોવાળા તથા સુંદર દંતપંક્તિ અને અતિ સુશોભિત નાસિકાવાળાં રાઘવનાં મુખારવિંદને જેઓ તેના અયોધ્યામાં આવ્યા પછી જોશે, તેઓને ખરેખર ધન્ય જ—અને હજારવાર ધન્ય જ છે. પણ રે! વક્રમાર્ગનો ત્યાગ કરીને પોતાના ઉચ્ચ માર્ગે પ્રવર્ત થયેલા શુક્રની પેઠે વનવાસનો ત્યાગ કરી, અયોધ્યારૂપ સ્વમાર્ગને વિષે પ્રાપ્ત થયલા રામને તો સુખી મનુષ્યો જ જોશે." એવી રીતે વારંવાર રામના મુખનું ધ્યાન અને સ્મરણ કરતાં દશરથરાય વળી ઘણા પરિશ્રમથી બોલ્યોઃ "રે કૌસલ્યે! અતિશય દુઃખને લીધે મારું હૃદય હવે અત્યંત ખેદ પામે છે.૬૮-૭૨ અરે! હવે હું મારી ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ તથા રસાદિ વિષયોને જાણી શકતો નથી; કારણ જેમાં ઘૃત આવી રહ્યું હોય એવા દીપકનાં લાલ કિરણો આપોઆપ નાશ પામે, તેમ ચિત્તનો નાશ થવાથી મારી સર્વ ઇંદ્રિયો આપોઆપ નાશ પામે છે.૭૩ રે! જેમ નદીનો વેગ તેના કિનારાને જ નાશ કરે, તેમ મારા પોતાથી ઉત્પન્ન થયેલો આ શોક, અનાથ તથા અચેતન થયલા મને પોતાના વેગથી નાશ કરે છે."૭૪

[આમ અનેક પ્રકારે વિલાપો કરતાં હવે તેનો અંતકાળ છેક પાસે આવી પહોંચ્યો. સમય બરોબર મધ્યરાત્રિનો થયો ને રાજગૃહના મુખ્ય દરવાજા ઉપર મધ્ય રાત્રની નોબત વાગવા માંડી, ત્યારે દશરથરાયનો આત્મા કરાલ કાલના પાશમાં પૂરેપૂરો ઘેરાયો. તેનું

અંગ છેક શિથિલ અને શીતળ થઇ ગયું, શરીરના સર્વ દેવતાઓ પોતપોતાનાં સ્થાન મૂકી ચાલ્યા ગયા; નાડીઓ નાસવા લાગી; ભાન ભૂલાઈ ગયું; ચક્ષુ તરડાઈ ગયાં; હૃદય દબાઈ ગયું; ને પ્રાણ કંઠે આવી રહ્યા! પણ વાસના માત્ર રામનાં મંગલ મુખારવિંદમાં જ સ્થિર થયલી હોવાથી, છેલ્લી ક્ષણે તેણે,] "હા રાઘવ! હા મહાબાહો! હા! મારા શ્રમનાશન! હા પિતૃપ્રિય! હા મારા નાથ! હા પુત્ર![75] હા કૌસલ્યે! હું તને જોતો નથી! અહા તપસ્વિનિ સુમિત્રે! હા મારી શત્રુ–કુલપાંસિનિ કૈકેયી![76] હા રઘુવીર! હા મારા વનવાસી પુત્ર! તું ગયો! રે! આ વેળા હું તને જોવા પામતો નથી. અહા!" એવી રીતે ધીમા પણ ઘણા કારી ઉદ્ગારો કાઢતાં, પોતાના આત્માને દેહ થકી પ્રતાપી ઇક્ષ્વાકુકુલોત્પન્ન દશરથરાયે, રામમાતા અને સુમિત્રા સમીપ મુક્ત કર્યો.[77]

એ પ્રમાણે પોતાને અતિ પ્રિય એવા પુત્ર રામને વનવાસ મોકલવાથી આતુર થયલો, દીન, અતિ દુઃખે કરી પીડિત તથા ઉદારદર્શન મહારાજા દશરથે, રામનું સ્મરણ કરતાં અર્ધરાત્ર સમયે પોતાના પ્રાણનો ત્યાગ કર્યો.[78]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૬૫ મો.

## રાણીઓનો વિલાપ.

એ રાત્રિ નિવૃત્ત થઇને બીજા દિવસનો પ્રાતઃકાળ થયો ત્યાંસુધી કોઇને (અંતઃપુરમાં અથવા બહાર) મહારાજાના દેહાંતની ખબર પડી નહોતી. અંતઃપુરમાં તો સૌ હજુ નિદ્રાવશ જ હતું. તે વેળા નિત્યના નિયમ પ્રમાણે બન્દિજનો, અનેક મંગલ વાદિત્ર સાથે મહારાજાને જગાડવા સારુ આવ્યા.[1] પ્રથમ બંદિજનો, વ્યાકરણાદિ તથા અલંકારાદિ શાસ્ત્રો ભણેલા સૂતો, વંશપરંપરાથી ઉત્તમ શાસ્ત્રો અને વાર્તાઓ શ્રવણ કરેલાં હોવાથી વંશાવળિનું કીર્તન કરનારા માગધો તથા વીણા આદિ તંતુ વાદ્યોના નાદવડે રાગરાગણીઓ ગાવા વગાડવામાં કુશળ એવા ગાયકો, પોતપોતાના ક્રમાનુસારે મહીપતિનું ઉત્થાન કરવા સારુ ઉંચે સ્વરે આશિષ તથા સ્તુતિ શબ્દો સહિત ગાયન કરવા લાગ્યા. ત્યારે તેમના તે શ્રેષ્ઠ ગાયનનો ધ્વનિ અંતઃપુરમાં છેક પ્રાસાદોનાં શિખરો સૂધી વિસ્તાર પામી ગયો.[2-3] વળી તે સાથે-ગાનારાઓના સ્વર સાથે તાલ તથા સ્વર મેળવી પાણિવાદ્ય વગાડનારાઓના વાજિંત્રોનો શબ્દ પણ સર્વત્ર પ્રસરી ગયો,[4] ત્યારે તે શબ્દ સાંભળી અંતઃપુરમાંના વૃક્ષોની શાખાપર રહેનારાં, તેમ જ પંજરોમાં રાખેલાં મેના, પોપટ, સારિકા ઇત્યાદિ પક્ષીઓ પણ જાગી, નાના પ્રકારના શબ્દો ઉચ્ચારવા લાગ્યાં.[5] પક્ષીઓના ને બન્દિઆદિના વિણાદિના પુણ્યમય શબ્દોથી આખું અંતઃપુર વ્યાપ્ત થઈ ગયું.[6] એટલામાં મહારાજાને સ્નાન કરાવવાના પદાર્થો સહિત ઘણાંક દાસદાસીઓ તથા ષંઢ પુરુષો વગેરે આવ્યાં.[7] તેમાં સ્નાનવિધિ જાણનારા સદાચારી પુરુષો, સમયાનુસાર હરિચંદન મિશ્રિત જળના સુવર્ણ કુંભો ભરી લાવ્યા હતા.[8] કેટલાકો ઉત્થાન સમયે મહારાજાને મંગળ સ્પર્શ કરવા સારુ શ્રેષ્ઠ કામદુઘા સરખી ગાયો લાવીને ઉભા રહ્યા હતા; કેટલાક દંતધાવન કર્યા પછી કોગળા કરવા સારુ જીરાનું તથા પ્રાશન કરવા સારુ નાલિયેરનું જળ લાવ્યા હતા. કેટલાકો ગંગાજળ લાવ્યા હતા. વળી કેટલીક પરમ સૌભાગ્યવતીઓ, જેઓ ઘણી કુમારિકાઓની માતાઓ હતી, તેઓ મહારાજાને સ્નાન થઈ રહ્યા પછી પહેરવા માટે સુંદર વસ્ત્રો, અલંકારો તથા અવલોકનાર્થે દર્પણ વગેરે પદાર્થો લાવી, અંતઃપુરગૃહના દ્વાર આગળ આવીને ઉભી રહી હતી.[9]

આ પ્રમાણે સર્વ દાસદાસીઓ મહારાજાના સ્નાનાદિ માટે સર્વ પ્રકારનાં સાહિત્યો લાવી, તેની વાટ જોતાં ઉભાં. સૂર્યોદય થયો તોપણ મહારાજા બહાર આવ્યા નહિ,ત્યારે અનેક પ્રકારની શંકાઓ કરવા લાગ્યાં.[10-11] સમય થયલો હોવાથી તેમ જ આખું અંતઃપુર શબ્દિત થઈ રહેલું હોવાથી, કોશલેન્દ્રની રાણીઓ એક પછી એક જાગ્રત થઈ, શય્યા આગળ આવીને પોતાના ભર્તાને સ્પર્શ કરી અતિ નમ્રતાવાળાં કોમળ વાકયોવડે જગાડવા લાગી.[12] કેટલીક રાણીઓ તો પોતાને રાજા સંબંધે ઘણાં ખોટાં સ્વપ્ન આવવાથી બેબાકળી ઉઠીને, એકદમ આવી રાજાની નાડી તથા શરીરની ચેષ્ટા જોવા લાગી; તો તેમાં કોઈ પણ જાતની જીવચેષ્ટા નહિ દેખાવાથી, તેઓને રાજાના પ્રાણત્યાગ માટે મોટી ફાળ પડી. વધારે સંદેહ ઉત્પન્ન થતાં તેમણે સૌ વાતે રાજાના શરીરની તપાસ કરી, તો અદ્યાપિ પર્યંત તેઓના મનમાં રાજાના મરણ વિષે જે મોટી શંકા હતી, તે ખરી પડેલી લાગી.[13-15] [રાજા મરણ પામ્યો, એવી પૂરી ખબર પડતાં તો પછી પૂછવું જ શું? કોઈ પછાડ ખાઈ પૃથ્વીપર પડી, કોઇએ

શિર ફૂટવા માંડ્યું, કોઈ પોતાના હૃદયપર પ્રહાર કરવા લાગી, કોઇએ ભૂમિપર હાથ પછાડવા માંડ્યા, એમ અનેક પ્રકારે મોટા આક્રોશ અને વિલાપવડે મહારાજાની સર્વ રાણીઓ રુદન કરવા લાગી.] પુત્રશોકે કરી પરાભવ પામેલી પટ્ટરાણીઓ કૌસલ્યા અને સુમિત્રા, કે જેઓ ઘણી રાત સૂધી જાગેલી હોવાથી રાજાના મરણ પહેલાંજ નિદ્રાવશ થઈ ગયેલી હતી, તેઓ આ બીજી રાણીઓનો મોટો કોલાહલ સાંભળીને જાગી ઉઠી.[૧૬] એકાએક આવી રડાફૂટ જોઈ, તેઓના ચિત્તને મોટો ભ્રમ થયો! શોકને લીધે પ્રથમથીજ તેઓ છેક કાંતિ વિનાની થઈ ગઈ હતી, ને તેમના મુખનો વર્ણ ફરી ગયો હતો; પણ આ વેળા નિદ્રામાંથી ઉઠતાં જ આવો પ્રકાર જોવાથી, તેઓ જાણે મોટા શોક અને ભ્રમના સાગરમાં ડૂબી ગયલી હોય, તેવી દેખાવા લાગી! તેમનું ચેતન એકાએક ઉડી ગયું, ને "હાય! આ શું થયું?" એમ પોકારતી તેઓ તુરત રાજાનું શરીર તપાસવા લાગી. પણ જ્યારે તેમણે અયોધ્યાપતિને મરણ પામેલો જોયો ત્યારે તો તેઓ, "હા સ્વામી! હા ભર્તા! હા નાથ!" એમ મોટો સાદ કરતી પૃથ્વીપર પડી ગઈ![૧૭-૨૨] એ પ્રમાણે ભૂમિપર તરફડતી અને આકાશમાંથી ખરી પડેલા તારા સરખી નિસ્તેજ દેખાતી મહારાણી કૌસલ્યાને જોઈને,[૨૩] મહારાજાની બીજી સર્વે રાણીઓ, શોકને લીધે મોટે મોટે મહા આક્રંદ કરતી પૃથ્વીપર પડી, વિલાપ કરવા લાગી.[૨૪] વળી જેમ જેમ ખબર પડતી ગઈ તેમ તેમ કૈકેયી આદિ બીજી રાણીઓ પણ રુદન કરતી અંતર્ગૃહમાં પ્રવેશ કરવા લાગી,[૨૫] ત્યારે તે સર્વેનો એકે સામટો આક્રોશિત શબ્દ આખા રાજમંદિરમાં ફેલાઈ ગયો![૨૬] ને તેમાંના સર્વ જન એથી અત્યંત સંભ્રમિત તથા આકુળ થઈ, પરિતાપને લીધે મહા ત્રાસજનક રુદન કરવા લાગ્યાં.[૨૭] પછી, મરણ પામેલા યશસ્વી રાજાઓમાં શ્રેષ્ઠ અને નરદેવ દશરથરાયના હસ્તને ગ્રહણ કરી, અતિ દુઃખી થયલી તેની સર્વ સ્ત્રીઓ તેને ચોમેરથી વિંટાઈ વળી, અનાથની પેઠે અતિ કરુણાયુક્ત સ્વરે વિલાપ કરવા લાગી.[૨૮-૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૬ મો.

## કૌસલ્યાનો વિલાપ.

અગ્નિની પેઠે શાન્ત થઈ ગયેલો, જળ રહિત સમુદ્ર જેવો, અને પ્રભા જતી રહી હોય એવા આદિત્ય જેવા સ્વર્ગમાં ચાલી ગયેલા ભૂપાળને જોઇ,[૧] અનેક પ્રકારના શોકવડે કર્ષિત થયેલી પતિના મસ્તકને પોતાના ખોળામાં લઈ, નેત્રમાંથી બાષ્પબિંદુ સારતી, દેવી કૌસલ્યા, કૈકેયીનો ધિક્કાર કરતાં આ પ્રમાણે કહેવા લાગી.[૨] "અરે! હે નૃશંસ કૈકેયી! રે દુષ્ટાચારિણી! લે, લે! હવે તારું દુષ્ટ અંતઃકરણ શાંત થયું? હવે તારી સર્વ પીડા ગઇ? રે! પુત્રને રાજ્ય મળવાની દૃઢ કામનાવાળી, હવે તારી સર્વ કામનાઓ સિદ્ધ થઈ, માટે નિઃશંક થઇ હવે તું શત્રુવગરના રાજ્યને ભોગવ.[૩] રે! મારો પુત્ર રામ મારો ત્યાગ કરી વનમાં ગયો, ને મારો ભર્તા દશરથરાજા આ પ્રમાણે સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો, ત્યારે હવે દુર્ગભવનમાં સથવારાથી વિખૂટી પડેલી સ્ત્રીની પેઠે આ જગતમાં મારે કોનો આશ્રય રહ્યો છે? રે! કોઇની પણ સહાય વિનાની થયલી હું હવે જીવવાની ઇચ્છા રાખતી નથી![૪] પોતાના દૈવતરૂપ પતિનો ત્યાગ કરીને સ્ત્રીના ધર્મથી ભ્રષ્ટ થયલી આ કૈકેયી વગર બીજી કયી સ્ત્રી હવે જીવવા ઇચ્છતી હશે?[૫] રે! જેમ કોઈ પુરુષ આત્મહત્યાનો દોષ ન ગણકારતાં, નિંબ અથવા કિંપાક નામનાં વિષનું ભક્ષણ કરે, કિંવા ધનના લોભને લીધે પરહત્યાથી ન ડરતાં કોઈ મનુષ્યને છેતરી, તેને વિષ આપે તેવી જ રીતે માત્ર એક કુબ્જાના કહેવાથી, રાજ્ય લોભે આ કૈકેયીએ આખા રઘુવંશીઓના કુળને હણ્યું છે![૬] હર! હર! તેના વગર આવું કુલનાશક કાર્ય બીજું કોણ કરે? રે! તેણે વરદાનના મિષથી અનુચિત માર્ગે યોજેલા દશરથરાયે, સીતા સહિત રામને વનમાં મોકલ્યો છે, એવું જ્યારે જનકરાય જાણશે, ત્યારે તેઓ ખરેખર મારા કરતાં પણ વધારે સંતાપ પામશે![૭] અરે! પણ શું એ ધર્મિષ્ઠ તથા હું જીવતાં જ મારાથી વિયોગી થયલો મારો કમલાક્ષ રામ, આ પ્રમાણે હું અનાથ અને વિધવા થઈ તે જાણતો હશે?[૮] રે! મારી વહાલી સ્નુષા સીતા, કે જે કેવળ પતિની સેવામાં જ પરાયણ રહેનારી તથા દુઃખ ભોગવવાને અયોગ્ય છે, તે એ મહાવનમાંનાં દુઃખોને જોઇ અતિ ઉદ્વેગ પામશે![૯] રાત્રિને વિષે ભયંકર શબ્દવાળા સિંહાદિની ગર્જનાઓ સાંભળી, ત્રાસ પામતી વૈદેહી રામની ગોદમાં સંતાઇ

જતી હશે!૧૦ અરે! તેના શોકને લીધે વૃદ્ધ તથા માત્ર કન્યારૂપ જ સંતતિવાળો રાજા જનક, અવશ્ય પોતાના જીવિતનો ત્યાગ કરશે!૧૧ પણ રે! આવી રીતે પુત્ર તથા પતિ વિનાની હું હવે કેવી રીતે જીવી શકીશ? રે! હુ પતિવ્રતા હોવાથી મારા પતિના દેહને આલિંગન કરીને અગ્નિપ્રવેશ કરી આજે જ મારા જીવિતનો અંત આણીશ!"૧૨ આવી રીતે વિલાપ કરતી મહાપતિવ્રતા કૌસલ્યા, સાચે જ દશરથરાયના શરીરને આલિંગન કરી મૂર્ચ્છિત થઇ પડી! ત્યારે ખરે જ તે રાજાની સાથે મરણ પામશે, એવા ભયથી અમાત્યોએ તેને રાજાથી દૂર લઇ જવા માટે જણાવ્યું. જેથી બીજી રાણીઓ રાજાનું આલિંગન છોડાવી, તેને ઉપાડીને બીજા ઓરડામાં લઇ ગઇ.૧૩

[જોતજોતામાં તો મહારાજાના મરણની વાત સઘળે પ્રસરી ગઈ. એક પછી એક સર્વ પ્રધાનો, મંત્રીઓ, અમાત્યો, અધિકારીઓ, રાજાના આપ્તજનો, ઋષિઓ તથા નગરમાંના સર્વ શિષ્ટજનો મહા કલ્પાંત કરતા મંદિરમાં આવ્યા.] વસિષ્ઠે આવી અમાત્યો સાથે નિશ્ચય કર્યો કે, એક પણ રાજપુત્ર આ વેળા ઘેર નથી, ને રાજાની ઉત્તર ક્રિયા તેના વગર કરવી ન જોઈએ, માટે] રાજાનું શબ બગડી ન જાય તે સારુ તેને તેલની અંદર ડૂબાડી રાખવું. તુરત પ્રધાનોએ એક મોટી તેલથી ભરેલી કઢામાં મહારાજાના શરીરને સાચવી રાખ્યું, ને રાજ્યમાં કોઇ સ્થળે દગો કે ઉન્માદ ન થાય, એ માટેની પાકી તાકીદ કરવા માંડી. કારણ એક ક્ષણ પણ જો રાજા વગર રાજ્ય સૂનું રહે, તો તેમાં અનેક ઉત્પાતો થવા માંડે છે.૧૪-૧૫

એ પ્રમાણે મહારાજાના શબને તેલમાં સુવાડેલું જોઈ ઘણીક રાણીઓ, "હા રાજન્! હા સ્વામી! હા નાથ!" એમ બુમો પાડતી મૂર્ચ્છિત થઇ પડી.૧૬ કેટલીક ઊંચા હાથ કરી કરી, શિર અને હૃદય કૂટવા લાગી, ને કેટલીકોએ અનેક પ્રકારના કરુણાળ વિલાપોથી મહામહા આક્રોશ કરવા માંડ્યો;૧૭ "હે મહારાજ! હે પાલક! નિરંતર પ્રિય અને સત્યવાદી રામની પેઠે તું પણ અમારો ત્યાગ કરી ચાલ્યો ગયો? હે નાથ! આ તને ઘટતું નથી. હે પ્રભો! હવે અમારું કોણ ધણી?૧૮ રે! આ દુષ્ટ કૈકેયીએ દુષ્ટ ભાવથી રામને વનવાસ અપાવ્યો, એથી શોકના તાબામાં અમને વિધવા કરેલી અમો સૌ કોના આશ્રયે રહીશું? રે!૧૯ જે ધૈર્યવાન્ તથા શ્રીમાન્ રામ અમારા તથા તારા જીવનરૂપ છે, તે તો રાજ્યશ્રીનો ત્યાગ કરી વનમાં ગયો છે, તો પછી તેના અને તારા બંનેના વિયોગથી અમારા દુઃખનો શો પાર રહેશે? રે!૨૦ પછી અમો રાજ્યમદમાં અંધ થયલી કૈકેયીના તિરસ્કારો કેમ સહન કરી શકીશું?૨૧ અહો! જે નિર્દય કૈકેયીએ પોતાના પતિ દશરથ, સીતા સહિત રામ તથા મહા બળવાન્ લક્ષ્મણનો ત્યાગ કર્યો, તે બીજા કોનો ત્યાગ ન કરે?"૨૨ એવી રીતના શોકથી ગદ્‌ગદિત થઇ મહારાજાની સર્વ રાણીઓ પૃથ્વીપર તરફડતી, ને ઘાડાં સ્વરે રુદન કરતી હતી.૨૩ તે વખત મહારાજા વિનાની આખી અયોધ્યા નગરી, નક્ષત્ર વિનાની રાત્રિ જેવી તથા સ્વામીએ ત્યાગ કરેલી સ્ત્રીના જેવી નિસ્તેજ થઈ ગઇ હતી.૨૪ બાળ, યૌવન અને વૃદ્ધ કુલાંગનાને પુરુષો મોટા હાહાકાર સહિત રુદન કરતાં હતાં. એ પ્રમાણે આખી અવધપુરી આગળની પેઠે પાછી શોક અને દુઃખમય થઈ રહી હતી.૨૫ આમ સર્વત્ર શોક પ્રસરી રહ્યો છે, રાજા દશરથ સ્વર્ગ પ્રત્યે સીધાવ્યો છે તથા રાણીઓ સર્વે પૃથ્વીપર પડી છે. સૂર્ય અસ્ત થયો ને મહા અંધકારવાળી રાત્રિ પ્રવૃત્ત થઈ,૨૬ તોપણ મહારાજાના મરણથી શોકાકુળ થઇ રુદન કરતા એકઠા મળેલા પુરજનો શાંત થયા નહિ અને પુત્ર વિના રાજાની દહનક્રિયા કરવાની તેઓએ ઇચ્છા કરી નહિ. તેથી તેઓએ રાજાનાં મૃત શરીરને તેલના પાત્રમાં રાખી મૂક્યું.૨૭ સૂર્ય વિનાનું આકાશ જેમ કાંતિ રહિત જણાય, નક્ષત્રો રહિત રાત્રિ જેમ શૂન્ય જણાય; તેમ સ્થળે સ્થળ ટોળે મળી મોટા નિઃશ્વાસયુક્ત રુદન કરતા પુરજનોથી વ્યાપ્ત થયેલા માર્ગોવાળી પુરી અયોધ્યા મહાત્મા દશરથરાય વિનાની શૂન્ય જણાતી હતી.૨૮ રામના વિયોગનું તથા દશરથરાયનાં મરણનું કારણ દુષ્ટા કૈકેયી હોવાથી, તેને એકઠાં મળેલાં સ્ત્રી પુરુષો અનેક પ્રકારે નિંદતાં અને ધિક્કારતાં હતાં.૨૯

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૬૭ મો.

## અરાજ્યમાં થતા અનર્થ-રાજાની આવશ્યકતા.

હવે અયોધ્યામાં એવી રીતે મહા દુઃખયુક્ત વિલાપ કરતાં તે આનંદ વગરની રાત્રિ નિવૃત્ત થઇ.૧ સૂર્યોદય થયો. રાજાના સમગ્ર કાર્ય કરનારા બ્રાહ્મણો એકઠા મળી સભા પ્રત્યે આવ્યા.૨ [થોડીકવારે જ્યારે અમા-

ત્યો વગેરે અધિકારીઓથી સભા પૂરી ભરાઇ, ત્યારે રાજગુરુ વસિષ્ઠ તેમાં મુખ્ય થઇ બેઠા, ને હવે કેમ કરવું, એ સંબંધે વિચાર ચલાવવા લાગ્યા.]

રાજાના પ્રધાનવર્ગમાંના મુખ્ય ઋષિયો, જેવા કે માર્કંડેય, મૌદ્‌ગલ્ય, વામદેવ, કશ્યપ, કાત્યાયન, ગૌતમ તથા મહાયશસ્વી જાબાલિ વગેરેએ[૩] ઉભા થઈ, સૌ સભા સાંભળતાં મહર્ષિ વસિષ્ઠને પોતાના વિચારો દર્શાવવા માંડ્યા. એક પછી એક તેઓ જૂદાં જૂદાં પ્રસ્થાનરૂપ વચનો કહેવા લાગ્યાઃ[૪] "અરે! રાજપુત્ર રામના વિયોગથી મહારાજા દશરથ પંચત્વને પામ્યા, તેથી આજની રાત્રિ સો વર્ષ જેટલા લાંબા સમયની પેઠે મહાદુઃખે કરીને નિવૃત્ત થઇ છે![૫] પણ રે! તે તો સહુનો ત્યાગ કરીને સ્વર્ગમાં ગયો, પરંતુ આપણે હવે શું કરવું? રઘુવીરે અરણ્યનો આશ્રય કર્યો છે, મહા તેજસ્વી લક્ષ્મણ પણ તેમની સાથે ગયા છે,[૬] ને સ્વધર્મનિષ્ઠ બંને બાંધવ–ભરત અને શત્રુઘ્ન–પોતાને મોસાળ કેકય દેશમાં ગયા છે.[૭] માટે ઇક્ષ્વાકુના કુળમાંથી કોઇને પણ આ સમયે રાજા કરવો જોઇએ; કેમ કે રાજા વિનાનો દેશ તત્કાળ વિનાશ પામે છે.[૮] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં અનર્થોનો પાર રહેતો નથી; સર્વત્ર અન્યાયનું અને ઉન્માદનું રાજ્ય પ્રવર્તી રહે છે; પ્રજામાં સર્વત્ર પાપ નિવાસ કરે છે, ને તેને લીધે સૃષ્ટિના જીવનરૂપ મેઘ પોતાનું દિવ્ય જળ પૃથ્વી ઉપર વર્ષાવતો નથી.[૯] જે દેશમાં રાજા ન હોય, તે દેશમાં ચૌરાદિનો ઉપદ્રવ વધી પડે છે; તેઓના ભયને લીધે લોકો પૃથ્વીપર અનેક પ્રકારનાં ધાન્ય વાવી કિંવા સંચય કરી શકતા નથી; ધનાદિ દ્રવ્યનો પણ તેવી જ રીતે અભાવ થાય છે; તેથી કોઈ પણ પુત્ર પિતાને, કિંવા પત્ની પતિને વશ થઇને રહેતાં નથી.[૧૦] જે દેશમાં રાજા ન હોય, તે દેશના મનુષ્યો પરસ્પર લજ્જા તથા વિવેક ધર્મનો ત્યાગ કરીને અહિત માર્ગે–ઇચ્છામાં આવે તેમ વર્તે છે. આવા આવા અધર્મ થાય ત્યાં પછી સત્યનું તો નામ જ ક્યાંથી હોય?[૧૧] રાજા વગરના દેશમાં કોઇ પણ પુરુષો હર્ષ પામીને ન્યાયનો વિચાર કરવા સારુ સભાઓ કરી શકતા નથી; કોઇની ગૃહ ઉદ્યાનાદિ શ્રેષ્ઠ સ્થાવર મિલકત હોય તેને, બળવાન્ હોય તે હરણ કરી લે છે; પુણ્ય થાય એવી ભાવનાથી વિદ્વાન્–સુશીલ બ્રાહ્મણોને માટે કોઇ આશ્રમસ્થાનો કરાવી આપતા નથી.[૧૨] રાજા વગરના દેશમાં, દ્વિજાતિ જનો (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) યજ્ઞાદિ સત્કર્મો કરવામાં શ્રદ્ધાળુ થતા નથી; ને કદાચ કોઈ યજ્ઞાદિનો આરંભ કરે તો તેમાં શુદ્ધ અંતઃકરણવાળા અને શ્રેષ્ઠ વ્રતવાળા બ્રાહ્મણો આવતા નથી.[૧૩] રાજા વગરના દેશમાં, ધનાઢ્ય પુરુષો પાસેથી મોટા યજ્ઞને વિષે પણ યજન કરાવનાર ઋત્વિજોને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે (પોતપોતાની યોગ્યતા મુજબ) દક્ષિણા મળતી નથી.[૧૪]

"રાજા વગરના દેશને વિષે નટનર્તકાદિ પુરુષો જેમાં આનંદ પામે એવા ઉત્સવો તથા દેશની વૃદ્ધિ કરે એવા સમાજો વૃદ્ધિ પામતા નથી.[૧૫] રાજા વગરના દેશમાં, વ્યાપારીઓ પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુના ભાવ લે છે; કથાશીલ પુરુષો પૌરાણિકાદિએ કહેલી ભગવદ્ ગુણાનુવાદરૂપ કથાઓથી પ્રસન્ન થતા નથી; કારણ કહેનાર અને સાંભળનાર બંનેનાં ચિત્ત અસ્વસ્થ હોય છે.[૧૬] રાજ્યકર્ત્તા વગરના દેશની અંદર સુવર્ણાભરણભૂષિત કુમારીકાઓ પણ યથેચ્છપણે ઉદ્યાનોમાં જઈ સંધ્યાકાળ સમયે ક્રીડા કરી શકે નહિ.[૧૭] રાજા વગરના દેશમાં, ખેતીનું તથા ગાયોનું રક્ષણ કરનારા ધનવંત પુરુષો સુરક્ષિતપણે પોતાનાં દ્વાર ખુલ્લાં મૂકી સુઇ શકતા નથી.[૧૮] રાજા વગરના દેશમાં, કામી પુરુષો ઇચ્છામાં આવે તેમ સ્ત્રીઓ સહિત વેગવાળાં વાહનોથી વિલાસાર્થે પુર તજી વનોમાં જઈ શકતા નથી.[૧૯] રાજા વગરના દેશમાં, ગળામાં બાંધેલી મોટી ઘંટાઓથી શણગારેલા ને લાંબા દાંતવાળા સાઠ સાઠ વર્ષના હાથીઓ રાજમાર્ગોપર વિચરતા જોવામાં આવતા નથી; (અર્થાત્ રાજા વગર સઘળે અવ્યવસ્થા હોય તેથી એવી મોટી સમૃદ્ધિઓ છાજતી નથી).[૨૦] રાજા વગરના દેશમાં, અસ્ત્રવિદ્યાના અભ્યાસને માટે નિરંતર બાણ ફેંકતા અભ્યાસીઓનાં ધનુષોની પ્રત્યંચાના શબ્દ સંભળાતા નથી–અર્થાત્ અવ્યવસ્થાને લીધે તેઓના અભ્યાસ બંધ પડે છે.[૨૧] રાજા વગરના દેશમાં, ગ્રામાંતરો તથા દેશાંતરો સાથે, વ્યવહાર કરનારા વ્યાપારીઓ અને કામકાજને અર્થે વિચરતા પ્રજાજનો, માર્ગોમાં કદી લૂંટાયા વગર રહેતા નથી.[૨૨] રાજા વગરના દેશમાં, સર્વત્ર એકાએકી જ ફરનારા જિતેંદ્રિય તથા જ્યાં સાયંકાળ થાય તેજ સ્થળને પોતાનું ઘર માનનારા મુનિજનો, કે જેઓ પોતાના મનમાં નિરંતર માત્ર એક પરબ્રહ્મનું જ ચિંતન કરે છે, તેઓ વિચરતા નથી.[૨૩] રાજા વગરના દેશમાં, યોગ અને ક્ષેમ બંનેનો નાશ થાય છે. રાજા વગર પ્રથમ તો સેના જ હોતી નથી, અને કદાચ રહેલી હોય છે તો શત્રુઓના બળને સહન કરી શકતી નથી.[૨૪] રાજા વગરના દેશમાં,

સમૃદ્ધિવાન્ તથા અલંકૃત પુરુષો, બળવાન્ અશ્વો અને રથાદિવાહનોથી મરજીમાં આવે તેમ સાહસપણે ગતિ કરી શકતા નથી.[૨૫] રાજા વગરના દેશમાં, શાસ્ત્રસંપન્ન સદાચારી પુરુષો વનો વા ઉપવનોમાં વસી, બીજાઓને સદુપદેશ કરી શકતા નથી.[૨૬] રાજા વગરના દેશમાં મનુષ્યો પુષ્પ, ચંદન, મોદક તથા દક્ષિણાઓ વગેરેથી દેવતાઓનાં પૂજન અર્ચન કરતા નથી.[૨૭] રાજા વગરના દેશમાં પ્રથમ તો રાજપુત્રો જ ટકી શકતા નથી અને કદાચ રહી શકયા તો શરીરે અગરુ ચંદનાદિ લેપન કર્યા છતાં પણ તેઓ વસંતઋતુમાં વાવેલી સાળના સરખા નિસ્તેજ અને નિર્માલ્ય દેખાય છે![૨૮] જેવી જળ વગરની નદી, જેવું તૃણ વગરનું વન તથા ગોવાળ વગરની જેવી ગાયો હોય છે, તેવો જ રાજા વગરનો દેશ પણ થાય છે.[૨૯] જેમ રથની નિશાની ધ્વજ, અને અગ્નિની નિશાની ધૂમ હોય છે, તેમ જ આપણી નિશાનીરૂપ ધ્વજ મહારાજા દશરથ હતો! તે તો સ્વર્ગ પ્રત્યે ગયો, માટે આપણને હવે કોણ નમશે?[૩૦] રે! આપણે પ્રવર્તાવેલા સદ્ધર્મ માર્ગે કોણ ચાલશે? રાજા વગરના દેશમાં કોઈ કોઈનું હોતું નથી; ને જેમ મત્સ્ય મત્સ્યનું પરસ્પર ભક્ષણ કરે છે, તેમ મનુષ્યો એક બીજાનો ભક્ષ કરનારા થઈ પડશે![૩૧] વળી રાજદંડે કરી વારંવાર પીડાતા નાસ્તિક પુરુષો, કે જેઓ અરાજ્ય થવાથી પોતાને રાજા દંડ દેશે એવી શંકા વગરના થાય છે, તેઓ પોતાની જાતિ તથા વર્ણાશ્રમ ધર્મની મર્યાદા ઉલ્લંઘન કરીને ઇચ્છામાં આવે તેવી મોટાઇથી વર્તે છે![૩૨] જેમ નેત્રો શરીરનું હિત કરવામાં અને અહિતની નિવૃત્તિ કરવામાં પ્રવર્તે છે, તેમજ રાજા એ પ્રજાનાં નેત્રરૂપ થઈ દેશમાં સત્ય તથા ધર્મની વૃદ્ધિ કરતો, નિરંતર પ્રજાના હિતમાં પ્રવર્તી અહિતનું નિવારણ કરે છે.[૩૩] જો રાજા હોય તો જ જગતમાં સત્ય, ધર્મ તથા કુલવંતોનાં કુળ વિદ્યમાન રહે છે; કારણ તે સર્વને પ્રવૃત્ત કરનાર તથા રક્ષણ કરનાર રાજા જ છે; તેમ સર્વ મનુષ્યોનો માતા, પિતા તથા હિતકર્તા પણ રાજા જ છે.[૩૪] રાજા યમ, કુબેર, ઇંદ્ર તથા વરુણ કરતાં પણ અધિક ગણાય છે; કેમ કે યમ તો પ્રજાને માત્ર દંડ જ આપે છે, કુબેર ધન જ આપે છે, ઇંદ્ર પાલન કરે છે અને વરુણ સદાચાર પ્રવર્તાવે છે; પણ રાજા તો એકલો તે ચારે ગુણોથી પ્રજાનું સંરક્ષણ કરે છે![૩૫] જગતને વિષે સાધુ અને અસાધુની વ્યવસ્થા રાજા જ કરે છે! તે ન હોય તો, સૂર્ય વિના અંધકારમાં જેમ કંઇ સૂઝતું નથી, તેમ તેના વગર, રાજ્ય સંબંધી કર્તવ્ય કે અકર્તવ્ય કંઈ સૂઝતું નથી."[૩૬]

એવી રીતે સર્વ સભાને કહી, તે મુનિઓ મહર્ષિ વસિષ્ઠને કહેવા લાગ્યાઃ "હે મહામુનિ! સમુદ્ર જેમ પોતાના કિનારાનું ઉલ્લંઘન કરતો નથી, તેમ અમે સૌએ, રાજા જીવતાં પણ તારાં વચન ઉલ્લંઘન કર્યાં નથી; અને હવે પણ અમ સર્વની ગતિ તું જ છે.[૩૭] હે દ્વિજવર્ય! રાજા વિના આ દેશ અરણ્યસમાન થઇ ગયો છે, તથા અમારાં સર્વ સત્કૃત્ય નાશ પામ્યાં છે, એ જોઇને તું ઈક્ષ્વાકુવંશમાંથી કુમાર ભરતને અથવા હરકોઇ બીજાને અહીં રાજારૂપે શીઘ્ર સ્થાપિત કર."[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સડસઠમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૬૮ મો.

## ભરતને તેડી લાવવા રાજગુરુની આજ્ઞા.

એ પ્રમાણે માર્કંડેયાદિ ઋષિઓનાં ન્યાયી વચન સાંભળીને, વસિષ્ઠ મુનિએ, સભામાં બેઠેલા સુમન્ત્રાદિ મિત્રો—અમાત્યજનો તથા તે ઋષિઓ વગેરેને કહ્યું:[૧] "પરમસુખી કુમાર ભરત, કે જે હમણાં શત્રુઘ્નસહિત હર્ષિત થઈ પોતાના માતુલકુલને વિષે વસે છે, તેને દશરથ રાજાએ કૈકેયીને વરદાન આપવારૂપે રાજ્ય આપેલું જ છે, તો તેને રાજ્યાસન ઉપર બેસાડવા માટે હવે શો યોગ્યાયોગ્ય વિચાર કરવો બાકી છે![૨] મારી મતિ એમ છે કે, બીજું કશું ન કરતાં પ્રથમ તે બંને શૂરવીર બાંધવોને ત્યાંથી બોલાવી લાવવા સારુ આપણે દૂતો મોકલવા. રાજાની ઉત્તરક્રિયા પણ ભરતના આવ્યા પછી જ થશે; કારણ રાજ્યાસનપર બેસે તેને જ રાજાનું ઔર્ધ્વદેહિક કર્મ કરવાનો અધિકાર છે."[૩] એ સાંભળી મંત્રીઓએ સિદ્ધાર્થ, વિજય, જયંત તથા અશોકનંદન એ ચાર દૂતોને શીઘ્ર ગતિવાળા અશ્વો સાથે કેકય દેશ પ્રત્યે જવા સારુ તૈયાર કીધા. ત્યારે વસિષ્ઠ મુનિએ તેઓને ભલામણ કરીઃ "હે દૂતો! તમો અત્રે બનેલો દુઃખદ વૃત્તાંત તો જાણો જ છો; માટે બને તેટલી ઉતાવળથી કેકય રાજાને ત્યાં જઇ, રાજકુમાર ભરતને અહીં તેડી લાવો. પણ જુઓ, તમારે ત્યાં જઈ કોઈ પણ વાતનો શોક પ્રદર્શિત કરવો નહિ; તેમ રામ વનમાં ગયો અને મહારાજા મરણ પામ્યા છે, એ વાત પણ કોઈ રીતે

ભરતને જણાવવી નહિ.[૪-૬] માત્ર તેને એટલું જ કહેવું કે, 'તારા પુરોહિત વસિષ્ઠે અને સર્વ મંત્રીઓએ તને કુશળપણું કહાવ્યું છે; અને તમે બંને ભાઇઓ ઘણી મુદ્દતથી અત્રે આવ્યા છો તેથી, તેમ જ ત્યાં રાજકાજમાં તમારું કંઈ આવશ્યક કામ પડ્યું છે તેથી, અમે તમને તેડવા આવ્યા છીએ: માટે વિલંબ ન કરતાં અહીંથી અયોધ્યા પ્રત્યે પધારો."[૭-૮] એ પ્રમાણે કહીને વસિષ્ઠે દૂતોને માર્ગમાં ખાવાના પદાર્થો, તેમ જ ભરતના માતામહ તથા મામાને સન્માનાર્થે આપવા યોગ્ય શ્રેષ્ઠ કૌશેય વસ્ત્રો તથા આભૂષણો વગેરે આપ્યાં. ત્યારે તુરત તે ચારે દૂતો શ્રેષ્ઠ અશ્વોપર બેસી પોતાનાં સ્ત્રી પુત્રાદિ કુટુંબની રજા લઈ, ત્યાંથી કેકય દેશ પ્રત્યે વિદાય થયા.[૯-૧૧]

અયોધ્યાના પશ્ચિમ દરવાજેથી બહાર નીકળી, તેઓ પશ્ચિમ ભણી રવાને થયા. ત્યારે પશ્ચિમ દિશામાંના અપરતાળ અને ઉત્તરમાંના પ્રલંબ એ બે દેશોની મધ્યમાં થઈ માલિની નદીને કંઇક દૂર મૂકીને આગળ ચાલતાં જરાક ઉત્તર ભણી દૂતો ચાલવા લાગ્યા.[૧૨] પ્રલંબ દેશના ઉત્તર ભાગની પશ્ચિમમાં રહેલો પાંચાળ દેશ આવ્યો. તેને પણ મૂકી હસ્તિનાપુરની નજીક અગ્નિ દિશામાં આવેલી ગંગાને ઉતરીને, તેઓ કુરુ તથા જાંગલ નામના દેશોને વટાવતા આગળ ચાલ્યા,[૧૩] ને કમળપુષ્પોવાળાં અનેક સરોવરો તથા સરિતાઓને જોતાં, કાર્ય પ્રસંગને લીધે અતિ શીઘ્ર ગતિવાળા તે દૂતોએ, પ્રસન્ન જળવાળી, તેમ જ અનેક પક્ષીગણોએ સેવેલી શરદંડા નદીને પણ પાછળ મૂકી દીધી.[૧૪-૧૫] પછી તેના પશ્ચિમ તટપર આવેલા સત્યોપયાચન નામના દિવ્ય નિષ્ફલ વૃક્ષને નમસ્કાર કરી, તેઓએ કુલિંગા નામની પુરીમાં પ્રવેશ કર્યો.[૧૬] પછી ત્યાંથી આગળ ચાલતાં અનુક્રમે અભિકાળ, તેજોભિભવ, ઇત્યાદિ નગરો તથા ગ્રામોને પાછળ મૂકતા તેઓ, ઇક્ષ્વાકુવંશીઓના પૂર્વજોએ સેવેલી ઇક્ષુમતી નદીને ઉતરી, જ્યાં મોટા વેદપારંગત બ્રાહ્મણો પણ પાત્ર વિના ખોબાએ કરી જળ પીએ છે, એવા અનાચારવાળા બાહ્લિક દેશમાં થઇને, સુદામન નામના પર્વત તરફ ચાલ્યા.[૧૭-૧૮] પછી તે પર્વતપરના વિષ્ણુપાદ તીર્થને તથા વિપાશા અને શાલ્મલી નદીઓને જોઇ, તેઓ બીજી પણ અનેક નદીઓ, સરોવરો, વાવો તથા અનેક પ્રકારના સિંહ, વ્યાઘ્ર, મૃગ, હાથી તથા પર્વતોવાળા મોટા વનોને નિરખતા મહામાર્ગે થઈ ચાલ્યા જતા હતા.[૧૯-૨૦] એમ કરતાં અયોધ્યાથી નીકળ્યાંને છેક સાત દિવસ થઈ ગયા, ત્યારે તેઓ તે ઉપદ્રવ રહિત માર્ગે કરી, કેકય રાજાની રાજધાની ગિરિવ્રજ નામની શ્રેષ્ઠ નગરી સમીપ જઇ પહોંચ્યા.[૨૧] સાત સાત દિવસ સૂધી એકસરખી ખેપ કરતાં તેઓ તથા તેમનાં વાહનો છેક થાકી ગયાં હતાં, પણ પ્રજાના હિત-રક્ષણ માટે, વસિષ્ઠઋષિની આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય તે માટે, તેમ જ દશરથરાયના વંશપરંપરાના રાજ્યને ભરત ગ્રહણ કરે એ માટે, તે દૂતોએ દડમજલ કાપતાં છેક રાત્રિ પડી ત્યારે, કેકય રાજાના નગરમાં પ્રવેશ કર્યો.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં અડસઠમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૬૯ મો.

## ભરતને દુઃસ્વપ્ન.

હવે જે રાત્રે દૂતોએ ગિરિવ્રજપુરમાં પ્રવેશ કર્યો, તે જ દિવસે પ્રાતઃકાળમાં—પરોઢીઆમાં ભરતને દુઃસ્વપ્ન લાધ્યું.[૧] તે પાછલી રાત્રિમાં લાધેલાં દુઃસ્વપ્નથી એકાએક શય્યામાંથી ઝબકી ઉઠ્યો, ને જાણે મહાભય પામ્યો હોય તેની પેઠે મોટા મોટા નિઃશ્વાસ નાંખી બહુ શોચ કરવા લાગ્યો.[૨] ત્યારે તેની પાસે સૂતેલા તેના પ્રિય મિત્રો તથા શત્રુઘ્ન વગેરે પણ જાગી ઉઠ્યા, ને ભરતને ઉદાસીનું કારણ પૂછવા લાગ્યા. પણ ભરતનું હૃદય ભરાઈ આવેલું હોવાથી તે તુરત કશું ન બોલી શકતાં રોઇ પડ્યો! ત્યારે તેના મનમાં કંઇ સહજ ઉદાસી ભરાઈ આવી હશે, એમ ધારી તેના સખાઓ તે ભૂલાવી દેવા માટે યત્ન કરવા લાગ્યા.[૩] તુરત સૌએ સાથે ઊઠી વિલાસવાટિકામાં જઇ સ્નાન કર્યાં, મન પ્રસન્ન થાય એવાં ચંદનો, પુષ્પો તથા વસ્ત્રાલંકારો ધારણ કર્યાં, નાના પ્રકારના સ્વાદિષ્ઠ પદાર્થો આણી આગળ મૂક્યા. પરંતુ એ કશાથી ભરતના મનને શાંતિ વળી નહિ. ત્યારે વળી તેઓએ નાના પ્રકારની શોભાવાળાં વિલાસભવનોમાં જઈ મનને રંજન કરી નાંખે, એવાં વિણા આદિ વાદ્યો વગાડવા માંડ્યાં, અનેક પ્રકારની મનોરંજક—હાસ્યરસયુક્ત વાર્તાઓ કરવા માંડી; તથા વારાંગનાઓએ આવી નૃત્ય સહિત મનોહર રાગરાગણી સાથે શ્રેષ્ઠ ગાયનો કરવા માંડ્યાં. તો પણ ભરતના મનનો ખેદ કંઇ ઓછો થયો નહિ.[૪-૫] એથી સખેદાશ્ચર્ય પામી તેના સખાઓમાંના કોઇએ તેને વિનયયુક્ત પૂછ્યું: "હે પ્રિય સખા! હે

ભરત! આ ગાયનાદિ અનેક પ્રકારના મનોરંજક પ્રકારોથી પણ તને કેમ આનંદ થતો નથી? તને આવી રીતનો ગંભીર શોચ થવાનું શું કારણ છે? તને શોચ કરતો જોઈ અમોને પણ કોઈ વાતે ચેન પડતું નથી. માટે તને ઉદાસ થવાનું જે કંઈ કારણ મળ્યું હોય તે અમને જણાવ!"[૬] એ સાંભળી ભરતે તેને કહ્યું: "હે મિત્રો! સાંભળ. મારા અંતઃકરણમાં આપોઆપ કંઇ દાહ થઈ અણધાર્યો શોચ ઉત્પન્ન થયો છે, પણ તેમ થવાનું મને કશું કારણ જણાતું નથી. મારું કોઇએ અપ્રિય કર્યું નથી, તેમ મને કોઇથી કશું ભય પ્રાપ્ત થાય એમ નથી; પરંતુ આજ રાત્રે મને એક અમંગળ સ્વપ્ન આવ્યું, ત્યારથી મારા હૃદયમાં આ ખેદરૂપ અગ્નિ પ્રજ્વલિત થયો છે; જે હું ઘણી ઘણી રીતે શાંત કરવા મથું છું, પણ શાંત થતો નથી."

એટલું કહી વળી ભરત તે સખાને ઉદ્દેશીને બોલ્યો: "હે પ્રિય મિત્ર! મેં આજે જે સ્વપ્ન જોયું તે ઘણું જ અમંગળ અને ભયંકર હતું. જાણે હું કોઇ અજાણ્યા શૂન્ય સ્થળને વિષે ઉભો હતો, એમાં મેં મારા પિતાને અતિ મલીનપણે, તેમજ મુકુટ રહિત છૂટા કેશે એક મોટા પર્વતના શિખરપરથી નીચે ગબડીને છાણ અને કાદવ વગેરેથી ભરેલા મોટા ખાડામાં પડતા જોયો![૭-૮] પછી તે ખાડામાં પડતાં જ જાણે પોતે ખડખડ હસવા લાગ્યો ને ખોબા ભરી ભરીને તેલ પીવા લાગ્યો![૯] વળી તે તેલના ખોબા ભરી ભરી વારંવાર પોતાના માથાપર અને શરીરપર ચોળવા લાગ્યો; ઘડીકમાં અંદર ડૂબી જઇને તથા ઘડીકમાં બહાર નીકળીને વારંવાર હસવા લાગ્યો, ને એવી એવી ઘણી કુચેષ્ટાઓ કરવા લાગ્યો![૧૦] આવો પ્રકાર જોઇ, હું સ્વપ્નમાં ને સ્વપ્નમાં ભ્રમણા સહિત આશ્ચર્ય પામું છું, એટલામાં મને વળી કંઇ બીજો જ પ્રકાર દેખાવા લાગ્યો. જાણે હું સમુદ્રના કિનારાપર ઉભો છું, એટલામાં સમુદ્ર કેવળ નિર્જળ સૂકો ખંખ થઇ ગયો! ચંદ્ર આકાશમાંથી પૃથ્વીપર આવી પડ્યો! આખી પૃથ્વી જાણે અંધકારથી વ્યાપ્ત થઇ ગઈ![૧૧] વળી તે (પૃથ્વી) ચોમેરથી વિદારણ થવા લાગી! પર્વતો પણ ભેદાઇ ગયલા અને ધુમાડાવાળા દેખાવા લાગ્યા! વળી દીપકો તથા યજ્ઞોના પ્રજ્વલિત અગ્નિ એકાએક ઓલવાઇ જવા લાગ્યા! આ સઘળાથી હું બહુ ભય પામવા લાગ્યો, એટલામાં વળી મારા પિતાનો મુખ્ય હાથી મારા જોવામાં આવ્યો; તેના જોતજોતામાં દંતુશળ ભાંગી પડ્યા![૧૨-૧૩] હસ્તીનું એવું વિરૂપ જોઇ મને ચિંતા થઈ. એટલામાં પુનઃ મેં મારા પિતાને ઘણા અમંગળ રૂપમાં જોયો! જાણે લોઢાના આસનપર કાળાં વસ્ત્ર પહેરી તે બેઠેલો છે, ને તેને કાળા તથા પીળા વર્ણવાળી સ્ત્રીઓ પ્રહાર કરે છે;[૧૪] હું તેમને મૂકાવવા જાઉં છું! એટલામાં જાણે ગર્દભો જોડેલો એક મલીન રથ મારા જોવામાં આવ્યો; ને તુરત મારા પિતા રક્તચંદન તથા રક્તપુષ્પના હાર ધારણ કરી તે રથમાં બેસીને દક્ષિણ દિશા ભણી ચાલવા લાગ્યો.[૧૫] ત્યારે માર્ગમાં રક્તવસ્ત્ર ધારણ કરેલી તથા ભયંકર મુખવાળી રાક્ષસીઓ જાણે હસતી હોય, તેમ સફેદ દાંત દેખાડતી ચારે તરફથી દોડી આવી, મારા પિતાને ખેંચવા ને હેરાન કરવા લાગી![૧૬] [આ મારાથી જાણે સહન થઈ શક્યું નહિ તેથી તેને છોડવવાને હું ઘણુંએ બળ કરીને દોડવાનો યત્ન કરવા લાગ્યો, પણ જાણે મારાપર હજારો મણનો બોજો પડ્યો હોય, તેમ મારાથી જરા પણ ખસી શકાયું નહિ! આ સઘળાથી ગભરાઈ હું બૂમ પાડું છું, એટલામાં તો એકદમ મારી આંખ ઉઘડી ગઈ, ને તે સઘળો ભયંકર દેખાવ તુરત અદૃશ્ય થઈ ગયો!

["હે સખા! આજની ભયંકર રાત્રિમાં મને એ પ્રમાણે મહા અમંગળ સ્વપ્નદર્શન થયું છે, ને ત્યારથી મારા અંતઃકરણમાં ચિન્તારૂપી મહા પ્રબળ દાવાનળ પ્રકટ થયો છે! આ સ્વપ્નનો ભાવ મને ઘણો જ દુષ્ટ લાગે છે!] આ મારું દુઃસ્વપ્ન કાં તો હું, રામ, દશરથરાય અથવા લક્ષ્મણ એ ચારેમાંથી ગમે તે મરણ પામશું એમ અરિષ્ટ સૂચવે છે.[૧૭] વળી હે સખા! જે મનુષ્ય સ્વપ્નમાં ગર્દભ જોડેલા રથમાં બેસી દક્ષિણ દિશાપ્રતિ ગમન કરતો જોવામાં આવે, તેના જીવનની આશા રહેતી નથી! પણ થોડા જ વખતમાં તેની ચિતાના ધૂમાડાને મનુષ્યો જુએ છે![૧૮] જ્યારથી મેં સ્વપ્ન જોયું ત્યારથી હું દીન થઇ ગયો છું; મને તમારાં સૌનાં વચન પ્રિય લાગતાં નથી; મારું મન સ્થિર રહેતું નથી; કંઠ સૂકાય છે, ને ઉપરથી હું રુદનને પરાણે દાબી રાખું છું, પણ મારું અતઃકરણ અંદરથી રડ્યા જ કરે છે![૧૯] રે! હું ભયના કારણને જોતો નથી; તોપણ મને રહી રહીને મહાભય લાગે છે, જેથી મારો સ્વર બદલાતો જાય છે ને કાંતિ હણાતી જાય છે! 'આ મારો જન્મ શા માટે થયો હશે! એમ હું આત્મનિંદા કરું છું, પણ તેમ થવાનું મને કારણ જણાતું નથી.[૨૦] વળી હે સખા! મેં આગળ કદી જેનો તર્ક પણ નહોતો કર્યો, એવા અનેક દુષ્ટ ગતિવાળા સ્વપ્નને સંભારું છું, ત્યારે મારા

પિતાનાં દર્શન માટે મને વારંવાર ચિંતા થાય છે ને તે ચિન્તારૂપી ભય મારા હૃદયમાંથી જતો નથી!"[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ઓગણોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૦ મો.

## કેકયને ત્યાંથી ભરતની વિદાયગીરી.

જે દિવસે ભરતે પોતાના સખાઓ આગળ સ્વપ્નની દુઃસહ વાર્તા કહી સંભળાવી, તેજ દિવસે જ્યારે રાત્રિ પડી ત્યારે જેનાં વાહનો થાકી ગયાં છે એવા અયોધ્યાથી આવેલા દૂતોએ તે ગિરિવ્રજ નગરીમાં પ્રવેશ કર્યો. એ નગરીના દુઃસહ તથા ચારે કોર ખડકી મૂકેલા યુદ્ધના યંત્રસમૂહોવાળા કિલ્લાની અંદર પ્રવેશ કરી, તેઓ કેકય રાજાના રમ્ય રાજમંદિર આગળ આવ્યા,[૧] ને દ્વારપાળો દ્વારા અંદરથી આજ્ઞા મંગાવી મંદિરમાં જઈ મહારાજા કેકય તથા તેના પુત્ર યુધાજિતને યથાયોગ્ય રીતે મળ્યા. પછી તેઓથી સત્કાર પામી તે દૂતો ભરત પાસે આવ્યા, ને તેને નમસ્કાર કરી કહેવા લાગ્યાઃ[૨] "હે દશરથપુત્ર! અયોધ્યાથી તમારા સર્વ કુટુંબે તથા પુરોહિત વસિષ્ઠે અને સર્વ મન્ત્રીઓએ તને કુશળતા પૂછાવી છે. વળી નિર્વિલંબે તને અયોધ્યા આવવાને પણ કહ્યું છે; કારણ એક તો તને અહીં આવ્યે ઘણા દિવસ થયા છે; અને બીજું ત્યાં કંઈ રાજકાજ સંબંધી તારું અવશ્યનું કામ આવી પડ્યું છે.[૩] ત્યાંથી આ અમૂલ્ય વસ્ત્રો તથા આભરણો તારા મામા તથા માતામહ બન્નેને આપવા સારુ મોકલેલાં છે; તેમાં આ વીશ કોટિ મૂલ્યનાં શ્રેષ્ઠ વસ્ત્રાભરણો તારા માતામહ કેકયને આપ ને બાકીનાં તેથી અર્ધી કીમતનાં એટલે દશ કોટીનાં છે તે તારા મામા યુધાજિતને આપી પ્રસન્ન કર."[૪-૫] દૂતોનું એવું વચન સાંભળી, દશરથપુત્ર ભરતે, તેની પાસેથી તે વસ્ત્રો વગેરે ગ્રહણ કરી, કેકય તથા યુધાજિતને આપ્યાં; ને તેઓને યોગ્ય સ્થળે ઉતારો આપી, ખાનપાનાદિથી સંતોષીને વાહનો સહિત શાંત કર્યા પછી, નિરાંતે તેમની પાસે બેસીને તે બોલ્યોઃ[૬] "હે દૂતો! મારો પિતા દશરથ ક્ષેમકુશળ છે? વડીલ બાંધવ રામ તથા મહાત્મા લક્ષ્મણ એ સૌ આરોગ્ય છે?[૭] બુદ્ધિમાન્ રામની માતા, કે જે પરમ આર્યા, ધર્મરતા,* ધર્મજ્ઞા†, ધર્મવાદિની‡ તથા સર્વ પુત્રોપર સમાન પ્રીતિ રાખનારી છે, તે કૌસલ્યા આરોગ્ય છે?[૮] તેમજ ધર્મજ્ઞા એવી લક્ષ્મણ તથા શત્રુઘ્નની માતા સુમિત્રા પણ કુશળ છે?[૯] અને હે દૂતો! પોતાનેજ સૌથી પ્રાજ્ઞ* માનીગર્વ કરનારી મારી માતા કૈકેયી, કે જે પોતાના સ્વાર્થની જ સગી ને સદૈવ ચંડીરૂપ ક્રોધી છે, તે પણ કુશળ છેની? શું તેણીએ મને કંઇ કહાવ્યું છે?"[૧૦] આવી રીતે પ્રતાપી ભરતે પૂછ્યું, ત્યારે બીજું વધારે ન બોલતાં દૂતોએ માત્ર તેના પ્રત્યુત્તરમાં નમ્રતાપૂર્વક એટલું જ કહ્યુંઃ[૧૧] "હે નરવ્યાઘ્ર! તું જેની કુશળતા ચાહે છે, તે સહુ કુશળ છે; તેમ અત્રે તું પણ કુશળ હોવાથી, કમળે ધારણ કરેલી લક્ષ્મીના સરખી તારી શોભા પ્રકાશી રહી છે; માટે હવે અયોધ્યા જવા સારુ રથ તૈયાર કરાવ. કારણ, પરોઢીયામાં વહેલા ઉઠી આપણે અહીંથી વિદાય થવું જોઇએ."[૧૨]

દૂતોની આવી ઉતાવળ જોઈ, ભરતે ત્યાંથી તુરત જવાની તૈયારી કરાવવા સારુ પોતાના મામા તથા માતામહની પાસે આવીને કહ્યુંઃ[૧૩-૧૪] "હે માતામહ! મારા પિતા દશરથે દૂતોની મારફત મને ત્યાં તેડ્યો છે; માટે આ વેળા તો હું તેની સાથે અયોધ્યા જઇશ; ને પછી તમે જ્યારે સ્મરણ કરશો ત્યારે પાછો અહીં આવીશ."[૧૫] એ સાંભળી કેકય રાજાએ તેના મસ્તકના કેશ સુંઘી, તેને છાતી સરસો ચાંપીને કલ્યાણવાચક શબ્દથી કહ્યુંઃ[૧૬] "હે પરંતપ! હે મારા દૌહિત્ર ભરત! તને 'જા' એમ કહેતાં મારી જીભ તો ઉપડતી નથી; પણ અવશ્ય તારે જવું જ પડે એમ છે, તો સુખેથી આ દૂતો સાથે તું પ્રાતઃકાળે પ્રયાણ કર અને ત્યાં જઇ તારી માતા કૈકેયી, તારા પિતા દશરથ, પુરોહિત વસિષ્ઠ, માર્કંડેયાદિ સર્વ ઋષિઓ તથા તારા મોટા ભાઇ ધનુર્ધર રામ તથા લક્ષ્મણ, એ સર્વને મારીવતી કુશળતા પૂછજે. હે બાપ! તારા જેવી સુપ્રજા પેટ પડવાથી મારી કૈકેયી પરમ ભાગ્યવતી છે."[૧૭-૧૮] એ પ્રમાણે કહી ભરતનો બહુ બહુ પ્રકારે સત્કાર કરીને, પ્રચંડ શરીરવાળા ઘણા શિકારી શ્વાનો, ઘણાક ઉત્તમ હાથીઓ, વિચિત્ર ઉર્ણ (ઉનનાં) વસ્ત્રો, સુંદર મૃગછાલાંઓ અને એ સિવાય બીજા ઘણાક ઉત્તમ પદાર્થો, કેકય રાજાએ ભરતને બક્ષીસ આપ્યા.[૧૯-૨૦] ભરતના મામા યુધાજિતે પણ તેને સુવર્ણના બે હજાર ઉરોભૂષણો (હારો), ઉત્તમ સોળસેં અશ્વો, ઐરાવતના કુળમાં ઉત્પન્ન થયલા તથા ઇંદ્રશિરા નામના દેશમાં જન્મેલા ઘણાક સુંદર હાથીઓ, શીઘ્ર ગતિ કરનારા ઉત્તમ ખચ્ચરો તથા ઘણુંક ધન એ

* ધર્મમાં પ્રીતિવાળી. † ધર્મ જાણનારી. ‡ ધર્મ યુક્ત જ બોલનારી.

* બુદ્ધિમતી.

વગેરે પદાર્થો આપ્યા.[૨૧-૨૩] પછી કેકય રાજાએ પોતાના ઘણા પ્રિય, વિશ્વાસુ તથા શ્રેષ્ઠ ગુણવાન્ અમાત્યોને, ભરતની સાથે, તેને અયોધ્યાસૂધી સુરક્ષિતપણે પહોંચાડવા સારુ તૈયાર કીધા. એમ કરતાં છેક પાછલી ચાર ઘટિકા રાત્રિ રહી; એટલે દૂતોએ ઉતાવળ કરવાને લીધે, પોતાના પ્રિય બાંધવ શત્રુઘ્ન સહિત તત્પર થયેલા ભરતને કેકય રાજાએ ઉપર ગણાવેલા ઉપરાંત પણ બીજા અમૂલ્ય પદાર્થો ભરતને આપ્યા. પરંતુ સ્વપ્નની ચિંતા તેના અંતરમાં ખટકયા કરતી હોવાથી, તે ભેટથી તેનું મન પ્રસન્ન થયું નહિ.[૨૪-૨૫] હવે દૂતો, કેકય રાજાના અધિકારીઓ તથા પોતાની સાથેનો સર્વ સમાજ તત્પર થયો એટલે શત્રુઘ્ન સહિત ભરતે, પોતાના માતામહ, મામા, દાદી, મામીઓ આદિ સંબંધી વર્ગ અને છેલ્લે પોતાના સખાઓ ઇત્યાદિ સૌને યથાયોગ્ય મળી, તેઓની આજ્ઞા લઇને રાજમંદિરમાંથી પ્રયાણ કર્યું અને અંતઃપુરથી બહાર આવી સુંદર રથમાં બેસીને નગરના અનેક રાજમાર્ગો ઉલ્લંઘતા તે બન્ને ભાઇઓ, અયોધ્યાને માર્ગે વિદાય થયા. એ પ્રમાણે પોતાના અત્યંત સેવકોનો સમૂહ, ઘણાક ઊંટો, બળદો, અશ્વો અને ખચ્ચરો વગેરેથી જોડેલા રથો, કેકય રાજાના કેટલાક સૈન્ય સહિત અમાત્યો તથા પોતાનું સૈન્ય એ આદિ સહિત શત્રુ રહિત ભરત, શત્રુઘ્નને સાથે લઈ પોતાના માતામહને ત્યાંથી ચાલ્યો, ત્યારે જાણે ઇંદ્રલોકથી કોઈ સિદ્ધ પ્રયાણ કરતો હોય તેવો તે દેખાવા લાગ્યો.[૨૬-૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સીતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૧ મો.

## ભરતનું અયોધ્યાગમન.

એવી રીતે વિદાય થઈ, ભરતે ત્યાંથી સીધો પૂર્વ દિશાનો માર્ગ પકડ્યો. તે માર્ગમાં સૌથી પ્રથમ આવતી સુદામા નામની સરિતાને ઉતરી ગયો.[૧] પછી પશ્ચિમ દિશામાં વહન કરનારી હ્રાદિની તથા શતદ્રૂ નામની મોટી નદીઓને ઈક્ષ્વાકુનંદને અનુક્રમે ઉલ્લંઘન કરી.[૨] પછી ઐલધાન ગામ આગળ આવેલી ઐલધાની નદીને ઉતરી, અપરપર્યટ અથવા અપરપર્વત નામના દેશમાં જઈ પહોંચ્યા. ત્યાંથી આગળ ચાલ્યા, ત્યારે આગ્નેય તથા શલ્યકર્ષણ નામના શહેરોની વચ્ચે આવેલી શિલા નદી આગળ આવ્યા.[૩] ત્યાં પોતે સ્નાનાદિકથી પવિત્ર થઈ, શિલાવહ, જે પોતાના નામ પ્રમાણે કાર્ય કરનારી હતી તે નદી વટાવી, મહા કૈલાસને ઉલ્લંઘન કરી ચૈત્રરથ નામના વનમાં આવી પહોંચ્યા.[૪] ત્યાંથી સરસ્વતી તથા ગંગાના સંગમ આગળ આવેલા વીરમત્સ્યદેશના ઉત્તર પ્રદેશમાં થઈ, તેઓ ભારુંડ વન,[૫] અને મહા વેગવાળી કુલિંગા તથા પર્વતોથી વિંટલાયલી હ્રાદિની આદિ નદીઓને ઉલ્લંઘીને, યમુના પ્રત્યે આવ્યા.[૬] ત્યાં મધ્યાહ્ન થયેલા હોવાથી સર્વ સૈન્ય સાથે ભરતે પડાવ કર્યો, ને થાકેલાં અશ્વાદિ વાહનોને નવરાવી, વૃક્ષોની છાયા નીચે ઘાસ ચંદી વગેરે ખવરાવીને પોતે તથા સૈન્યે પણ સ્નાનાદિ કરી ભોજન કર્યાં.[૭] થંડો સમય થયો ત્યારે યમુનાનું તીર્થોદક પોતાની સાથે ભરી લઇ તેઓ ત્યાંથી રથો તથા ભદ્ર જાતિના હસ્તિ આદિ વાહનોને આગળ કરી, મનુષ્ય વગરના મહારણ્યને ઉલ્લંઘીને ગંગા તટપર આવેલા અંશુધાન ગામ આગળ આવ્યા. પણ ત્યાં ગંગા મહા વેગને લીધે ઉતરી શકાય એવી નહિ હોવાથી આગળ આવતા પ્રાગવટ શહેર પ્રત્યે આવી.[૮-૯] સૈન્ય સહિત તેઓ ગંગાને ઉતર્યા;ને ત્યાંથી કુટિકોષ્ટિકા નદી આગળ આવી તે ઉતરીને, ધર્મવર્ધન ગામ આગળ થઈ, તોરણ ગામની દક્ષિણે આવેલા જંબૂપ્રસ્થ ગામને પણ પછવાડે મૂકી, વરુથ ગામ આગળ આવેલાં રમ્ય વનમાં આવ્યા.[૧૦-૧૧] ત્યાં આગળ વાસો કરી, તેને બીજે દિવસે પૂર્વ તરફનો માર્ગ પકડી ઉજ્જિહાનપુરીની રમ્યવાટિકાઓ,કે જેમાં પ્રિયક નામનાં વૃક્ષો હતાં, ત્યાં આવી, ભરતે પોતાની સાથેનાં સૈન્યોને પાછળથી ધીમે ધીમે આવવાની આજ્ઞા કરી, અને શત્રુઘ્ન સહિત પોતે પર્વતોમાં ઉત્પન્ન થયેલા અશ્વો જેમાં જોડેલા હતા, એવા રથમાં બેસી સૌથી આગળ ચાલ્યો.[૧૨-૧૩] શીઘ્રપણે ચાલતાં પ્રથમ તેણે સર્વતીર્થ નામની નદી આગળ નિવાસ કર્યો ને ત્યાંથી ઉત્તરગ નદીને ઉતરી બીજી અનેક નદીઓ અને પર્વતો ઉલ્લંઘતાં, હસ્તિપૃષ્ઠક ગામ આગળ થઇને, તે કુટિકા નદીને ઉતર્યો. પછી અનુક્રમે લોહિત્ય ગામ આગળની કપીવતી, એકસાલ ગ્રામ પાસેની સ્થાણુમતી અને વિનીતગ્રામ આગળની ગોમતી વગેરે નદીને ઉલ્લંઘી, કલિંગ નગર પાસેના સાલ વનને પણ મૂકીને તે આગળ ચાલ્યો.[૧૪-૧૬]

એમ માર્ગ વિષેનાં અનેક વનાદિકને અતિક્રમણ કરતો કરતો છેક સાતમી રાત્રિએ અરુણોદય સમયે ભરત અયોધ્યાની નજીકમાં આવી પહોંચ્યો. મહારાજ મનુએ નિર્માણ કરેલી તે નગરીને સમીપ દેખાતી જોઈ, ભરતે એકદમ નિઃશ્વાસ નાંખીને પોતાના

સારથિને કહ્યુંઃ “હે સૂત ! આ શ્રેષ્ઠ ઉદ્યાનોવાળી, મારી જગવિખ્યાત અયોધ્યાપુરી, આવી હર્ષ રહિત કેમ લાગે છે?[૧૭–૧૯] આ પુરી ઘણા ગુણસંપન્ન, વેદપારંગત અને યજ્ઞાયાગાદિ કરનારા બ્રાહ્મણોથી ભરપૂર છે તથા મારા ધર્મિષ્ઠ પિતા રુડી રીતે તેનું પાલન કરે છે, છતાં છેટેથી આવી પાણ્ડુમૃત્તિકા સરખી નિઃસત્વ કેમ દેખાય છે? પૂર્વે જ્યારે હું જરાક તેની બહાર નીકળતો, તો ચોમેરથી તેમાં વસનારાં હર્ષિત નરનારીઓના જે મોટા શબ્દ સંભળાતા, તેમાંનું આજે કંઇએ કેમ જણાતું નથી? આ તેની આસપાસ આવેલી વિલાસ વાટિકાઓ, કે જેઓમાં સંધ્યાકાળે નગરના વિલાસી લોક પ્રવેશ કરતાં, ને રાત્રિભર વિલાસ કરી પ્રાતઃકાળ થયે ઉતાવળથી પોતપોતાને ઘેર જવા સારુ નગરીમાં પ્રવેશ કરતાં, તે સમયે જેવી વાડીઓ શોભતી હતી, તે આજે કામી પુરુષોએ ત્યાગેલી જેવી અને મને જોઇને જાણે રુદન જ કરતી હોયની, એવી ઉજ્જડ સરખી કેમ જોવામાં આવે છે?[૨૦–૨૩] હે સારથિ! આજે આ અયોધ્યાપુરી મને અરણ્ય જેવી થયેલી લાગે છે! કારણ આગળ એમાં વસનારા શ્રેષ્ઠ પુરુષો વારંવાર રથ, હાથી તથા શણગારેલાં અશ્વાદિ વાહનોપર બેસી જતા આવતા હતા ને તેઓને લીધે ચાલવાનો માર્ગ પણ મળતો નહિ. તેમાંનું આજે કંઇ પણ મારા જોવામાં આવતું નથી![૨૪] વળી હર્ષવાળા મદોન્મત્ત ભ્રમરો તથા કોકિલાદિ પક્ષીઓથી ભરપૂર ઉદ્યાનો જે પૂર્વે જનોના રતિસંયોગકાળે અતિ અનુકૂળ દેખાતાં હતાં,[૨૫] તેઓને આજે ખરી પડેલાં પત્રોવાળાં અને ચોમેરથી સૂકાતાં તથા શબ્દ કરતાં વૃક્ષોને લીધે આનંદ વગરનાં હું જોઉં છું![૨૬] વારંવાર પ્રીતિજનક વાણી બોલનારાં મદોન્મત્ત મૃગો તથા પક્ષીઓ પણ સૂર્યોદય થયા છતાં આજે બોલતાં સંભળાતાં નથી![૨૭] અરે! પૂર્વે આ ઉપવનોમાં આવતાં જ નિર્મળ ચંદન તથા અગરુના ધૂપથી મિશ્રિત થયેલો સુંદર વાયુ વહતો હતો, તે પણ આજે કેમ વહતો નથી?[૨૮] વળી નગરની અંદરથી નિરંતર સંભળાતા ભેરી, તુર, મૃદંગ, વીણા આદિના શુભ શબ્દો પણ જાણે શાંત થયેલા હોય તેવા કેમ લાગે છે?[૨૯] ખરેખર, હે સારથિ! આ સઘળા પ્રકારો જોતાં મને મારા કુટુંબવર્ગમાં કુશળ હોય એમ લાગતું નથી; કારણ અણધારી ચિંતાથી મારું હૃદય દળાઇ જાય છે, તેમ જ મારું અશુભસૂચક વામ નેત્ર વારંવાર ફરકે છે!”[૩૦–૩૧]

આ પ્રમાણે અશુભ દેખાતી અયોધ્યા નગરીને જોઈ, પોતાના હૃદ્ગત ખેદને પુષ્ટિ મળવાથી મનમાં થતો ગભરાટ, ભરત પોતાના સારથિને કહી દેખાડતો હતો, એટલામાં તેનો રથ નગરના વૈજયંત નામના દરવાજા આગળ આવી પહોંચ્યો. ત્યારે દ્વારપાળોએ ઉઠી મોટા સન્માનપૂર્વક તેનો વિજય પૂછયો, ને નગરમાં પ્રવેશ કરાવી, તેઓ તેની સાથે રાજમંદિર ભણી ચાલવા લાગ્યા.[૩૨–૩૩] પણ ભરતે સત્કારપૂર્વક તેમને પાછા વાળીને વ્યાકુળ હૃદયથી પોતાના (કેકય રાજાના) સૂતને કહ્યુંઃ[૩૪] “અરે! હે નિષ્પાપ! આ દૂતો નિષ્કારણ મને ઉતાવળ કરી અહીં લાવ્યા! આ પુરીનો દેખાવ જોઇને તો મારા મનમાં અનેક અશુભ શંકાઓ ઊભી થાય છે, મારું ધૈર્ય ઊડી ગયું છે![૩૫] અરે! હે સારથિ! હું મારે મોંઢેથી કેમ કહી શકું; પણ રાજાનો વિનાશ થવાનો હોય ત્યારે તેના નગરમાં જેવાં અશુભ ચિહ્નો થવાનું, ઇષ્ટ જનોથી મેં સાંભળ્યું છે, તેવાં સર્વ દુશ્ચિહ્નો અત્રે મારા જોવામાં આવે છે![૩૬] અરે! જોની, આ સદ્ગૃહસ્થોને રહેવાનાં મંદિરો કેવાં નિસ્તેજ દેખાય છે, કે જાણે ઘણા દિવસથી માર્જન જ કર્યાં ન હોય! તેઓના માર્ગો પણ અપવિત્ર દેખાય છે, ચારે તરફથી તેમની શોભા નાશ પામી છે;[૩૭] તેઓમાં બળિકર્મ થતાં દેખાતાં નથી, ધૂપના સુવાસો બહેકતા નથી, અંદર રહેનારાં કુટુંબો જાણે ઉપવાસી હોય એવાં અને શોભા વગરનાં હોય એવાં જણાય છે.[૩૮] તેઓનાં પ્રસાદના શિખરોપર અવશ્ય હોવી જોઇતી તેવી વિચિત્ર ધ્વજા તથા પતાકાઓ ફરકતી નથી; દ્વારપરથી વિચિત્ર તોરણો ઉતારી લીધેલાં છે, ને જળ ચંદનના છંટકાવ તથા રંગોળી વિનાનાં આંગણાં કેવાં અશુભ લાગે છે![૩૯] અરે! સઘળાં દેવાલયો પણ કેવળ શૂન્ય અને શોભારહિત લાગે છે! વળી દેવ પ્રતિમાઓનાં પૂજન નિવૃત્ત થયેલાં છે; યજ્ઞશાળાઓ યજ્ઞરહિત જોવામાં આવે છે;[૪૦] પુષ્પની બજારો તથા ચૌટાંમાંના સર્વ વ્યાપારો બંધ થયલા દેખાય છે; વ્યાપારીઓ ઉદ્વેગથી દુકાનો બંધ કરીને બેઠેલા છે;[૪૧] પૌરજન દીન, મલીન, રુદન કરતાં તથા પોતાનું શું થશે એવા વિચારમાં જાણે ડૂબી ગયલાં હોયની એવાં થઇ રહેલાં છે; જેમાં રહેતાં મૃગ તથા પક્ષીઓ પણ દીન થયેલાં જેવાં જણાય છે.[૪૨] હે સારથિ! આ સઘળાં સ્ત્રી પુરુષો કૃશ તથા અત્યંત ઉદાસ જણાય છે. એવી રીતે આખી અયોધ્યામાં સર્વત્ર શોકનાં ચિહ્નો જ જોવામાં આવે છે!”[૪૩–૪૪]

એવી રીતે જે અયોધ્યાપુરી, પૂર્વે ઇંદ્રપુરી જેવી લાગતી હતી, તે આજે આવી સર્વ રીતે શોભમંદ થયેલી જોઈ, સારથિ આગળ ભરત અતિ દુઃખી થતો હતો! એટલામાં તેઓ રાજમંદિર આગળ આવી પહોંચ્યા! ત્યાં પણ મહારાજા જીવતાં જે જે શોભા થઇ રહેતી હતી, તે તે સર્વ મંદ થયેલી જોઈ મહાત્મા ભરતનો સર્વ હર્ષ તત્કાળ નાશ પામ્યો; તેનું મન દીન ગઇ ગયું; ને પોતાને જાણે શરમ લાગતી હોય તેમ મસ્તક નીચું ઘાલી તેણે પોતાના પિતાના મંદિરમાં પ્રવેશ કર્યો.૪૫-૪૬

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૨ મો.

## ભરતનો કૈકેયી સાથે મેળાપ-તેણીએ જણાવેલો સર્વ વૃત્તાંત.

રાજમંદિરમાં જઈ, રથમાંથી ઉતરી, ભરત પહેલવહેલો મહારાજા દશરથના મંદિરમાં ગયો. ત્યાં તેણે પોતાના પિતાને દીઠો નહિ, ત્યારે ત્યાંથી પોતાની માતા કૈકેયીને મળવા સારુ તે તેણીના અંતર્ગૃહમાં ગયો.૧ માતામહને ત્યાંથી ઘણે દિવસે આવેલા પોતાના પ્રિય, એવા પુત્રને દૂરથી જોઈ કૈકેયી અત્યંત હર્ષ પામી. તે એકદમ પોતાના સુવર્ણના આસનનો ત્યાગ કરીને તેની સામે આવી.૨ ધર્માત્મા ભરતે ઉતાવળથી તે શોભારહિત ગૃહમાં જઇને તેણીના ચરણમાં પડી વંદન કર્યું.૩ કૈકેયીએ તેને પોતાના હાથે બેઠો કરી, હૃદય સાથે ચાંપ્યો, ખોળામાં બેસાડી, મસ્તકના કેશ સુંઘીને પૂછ્યું:૪ "હે ભરત! હે પ્રિયપુત્ર! મામાને ઘેરથી નીકળ્યાં આજ તને કેટલી રાત્રિ થઈ? તને ઉતાવળથી આવતાં માર્ગમાં શ્રમ તો થયો હશે! પણ હે પુત્ર! અહીંથી ગયા પછી મોસાળમાં તો તને નિરંતર સુખ જ મળ્યું હશે.૫ તારા માતામહ કેકયરાય તથા મામા યુધાજિત્ સર્વ કુટુંબ સહિત કુશળ છેની?"૬ એવાં માતાનાં વચન સાંભળી, દશરથના પ્રિય પુત્ર કમલાક્ષ ભરતે તેણીને કહ્યું:૭ "હે માતુશ્રી! મોસાળ છોડ્યાંને આજ મને સાત રાત્રિ થઈ. ત્યાં મારા મામા યુધાજિત્ તથા તારા પિતા કેકયરાય, એ સૌ કુશળ છે!૮ તેણે મને જે ધન તથા રત્નાદિ આપ્યાં છે તે સર્વ, વાહનો થાકી જવાથી પછવાડે ધીરે ધીરે આવે છે; હું આગળથી આવ્યો છું.૯ હે અંબે! આપણા રાજ્યદૂતોએ બહુ ઉતાવળ કરવાથી હું તત્કાળ અહીં આવ્યો છું, તો હે મા! હું પૂછું છું તે મને કહો, કે શયન કરવા યોગ્ય તથા સુવર્ણથી ભૂષિત એવો આ તારો પર્યંક આજે મારા પિતા વિના શૂન્ય કેમ લાગે છે? આપણા ઇક્ષ્વાકુ કુળના સર્વ જનો આમ હર્ષ રહિત કેમ મારા જોવામાં આવે છે?૧૦-૧૧ પોતાના મંદિરમાં નહિ હોવાથી રાજા ઘણુંકરીને મારી માતાની પાસે હશે, એમ ધારીને હું તેને મળવા સારુ અહીં આવ્યો; તો અહીં પણ તેનાં દર્શન મને થયાં નહિ, માટે હે મા! શું મારા પિતા મહારાણી કૌસલ્યાના મહેલમાં પધાર્યા છે? તેઓ જ્યાં હોય તે સ્થળ મને બતાવ, કે જેથી ત્યાં જઈ હું તેનાં ચરણારવિંદમાં વંદન કરું."૧૨-૧૩

[મહાત્મા અને નિર્દોષ ભરતનાં આવાં વચનો સાંભળી કોના અંતરમાં દયા ઉત્પન્ન ન થાય? અને રાજાના મરણ સંબંધી ઘાતક વૃત્તાંત જણાવવાને એ વેળા કોણ હામ ધરે?] રાજ્યના લોભે મોહિત થયેલી કૈકેયી, જે પોતે કરેલાં કાર્યને માટે મનમાં ઘણી હરખાતી હતી, અને 'પુત્ર પણ એ વાત જાણવાથી પ્રસન્ન થશે' એમ જેણીએ ધાર્યું હતું, તે નિડરપણે હર્ષ પામતી તેને મહા ઘોર વાક્ય કહેવા લાગી:૧૪ "હે પુત્ર! સર્વભૂત પ્રાણીને તથા સત્પુરુષોને જે ગતિની પ્રાપ્તિ થાય છે, તે ગતિએ તારો તેજસ્વી તથા યજ્ઞશીલ મહાત્મા પિતા દશરથરાય સિધાવ્યો છે."૧૫ આ સાંભળતાંજ પિતા સંબંધી શોકના પ્રાબલ્યથી પીડિત થયેલો મહાબાહુ ભરત-"હા! હું હણાયો!" એવી બૂમ પાડી, પહોળા હાથ કરીને એકદમ પૃથ્વી ઉપર પડી ગયો.૧૬-૧૭ પિતાના મરણના શોકદુઃખથી, તેનું હૃદય અતિ આકુલિત થઈ ગયું. તેની બુદ્ધિ ખિન્ન થઈ ગઈ. પછી જરાક શુદ્ધિમાં આવીને તે પોતાના મુખપર વસ્ત્ર ઢાંકી વિલાપ કરવા લાગ્યો:૧૮ "અરે! મારા મનમાં આ ભયંકર શંકા ક્યારનીએ ઘોળાયા કરતી હતી, તે મારાં દુર્ભાગ્યે ખરી જ પડી! અહો! મારા પિતાનું શયનસ્થાન, જે પૂર્વે ચંદ્રપ્રકાશથી નિર્મળ આકાશ શોભે તેમ શોભતું હતું, તે આજ શુષ્ક થયેલા જળહીન સમુદ્ર જેવું તથા ચંદ્ર વિનાના આકાશ જેવું શૂન્ય દેખાય છે!૧૯-૨૦ રે પિતા! મને દુર્ભાગ્યશીલ પુત્રને આપનાં દર્શનનો પણ અધિકારી આપે ન ગણ્યો, કે જેથી મારો વિયોગ છતાંજ આપ સ્વર્ગ પ્રત્યે સિધાવી ગયા!" આવી રીતે વારંવાર પિતાને સંભારી રુદન કરતો, દુઃખપીડિત ભરત, કે જે દેવ સમાન શોભીતો તથા ચંદ્ર સૂર્ય સમાન તેજસ્વી હતો, ને

ફરસીવડે કાપેલા વનનાં સાલવૃક્ષની પેઠે પૃથ્વીપર પડી ગયેલો હતો, તેને ઉઠાડી કૈકેયી કહેવા લાગી:૨૧-૨૩ "હે મહા પ્રતાપી રાજાના કુમાર! તું ઉઠ, ઉઠ; સૂતો છે કેમ? તારા સરખા સભામાં સંમત તથા મોટા યશસ્વી પુરુષો શોચ કરતાજ નથી.૨૪ હે બુદ્ધિસંપન્ન! તારી પ્રજ્ઞા કંઇ સાધારણ નથી; પણ સૂર્યમંડળની અંદર વ્યાપી રહેલી સૂર્યની પ્રભા જેવી, દાન તથા યજ્ઞના અધિકારવાળી, તેમ શ્રેષ્ઠ આચરણમાં, શ્રુતિશ્રવણ કરવામાં અને ચાન્દ્રાયણાદિ વ્રતોમાં, પૂર્ણપણે પ્રવૃત્ત થયેલી છે."૨૫ એ વચન સાંભળી ઉલટો ભરત વધારે શોકાતુર થઈ ઘણીવાર સૂધી રુદન કરીને બોલ્યો:૨૬ "રે! દૂતો મને તેડવા આવ્યા, તેથી મારા પિતા કોઇ મોટો યજ્ઞ કરશે અથવા મારા વડિલ બાંધવ રામને રાજ્યાભિષેક કરશે, એમ ધારી હું બહુ હર્ષ પામ્યો હતો ને તે વાર્તા મેં મારા માતામહ કેકયરાયને પણ કહી હતી. પણ અરે! તે મારી ધારણા સઘળી વ્યર્થ ગઈ અહો! આ કેવી મહા ખેદની વાત છે! રે! મારા જેવો કોણ ભાગ્યહીન હશે, કે જે પ્રિય પિતાના મરણ સમયે પણ તેનાં દર્શન કરવા ને આશીર્વાદ લેવા પામ્યો નહિ હોય?૨૭-૨૮ અરે, હે માતુશ્રી! મારા પુણ્યવાન્ પિતાને શો વ્યાધિ થઇ આવ્યો, કે જેથી તે આમ મારા આવ્યા પહેલાંજ સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા? અહો! મારા રામાદિ ભ્રાતાઓનેજ ધન્ય છે કે, જેમણે પિતાને સ્વહસ્તે સંસ્કાર કરયો.૨૯ રે! એ કીર્તિમંત મહારાજા જો વિદ્યમાન હોય તો મને આવ્યો જાણી, ઘણા પ્રેમથી પોતાના હૃદય સાથે ચાંપે, ને મારા મસ્તકના કેશ સુંઘે. પણ એવાં ભાગ્ય હું કોનાં લાવું?૩૦ રે! તે દયાળુ પિતાનો વરદ હસ્ત ક્યાં ગયો? અરે! એ મારાં રજોટાયલાં શરીરને માર્જન કરી શુદ્ધ કરનારો તથા સુખસ્પર્શવાળો પુણ્યવાન્ હસ્ત હવે મને ક્યાં મળશે!" એ પ્રમાણે વિલાપ કરતાં વળી મહાત્મા ભરત બોલ્યો: "હે અંબે! મારા પિતા સ્વર્ગમાં સિધાવ્યા ત્યારે તેને ઠેકાણે મારે મારો વડિલ બાંધવ રામને ગણવો જોઇએ; કારણ, ધર્મ જાણનાર આર્ય પુરુષો જ્યેષ્ઠ બંધુને પિતા સમાન ગણતા આવ્યા છે. માટે તું ઉતાવળ કરીને મારા આવ્યાની ખબર પ્રથમ તેને પહોંચાડ, કે જેથી હું તેને મળી તેનાં ચરણમાં વંદન કરું. હવે મારી ગતિ, પિતા તથા શિરછત્ર, એ સર્વમાં રામજ છે.૩૧-૩૩ વળી હે શ્રેષ્ઠ માતા! પરમ ધર્મજ્ઞ, ધર્મશીલ, મહાભાગ, દૃઢવ્રત તથા સત્ય પરાક્રમી એવા મારા પિતા, મરણ સમયે શું બોલ્યા હતા? રે! અંતકાળ વેળાએ તેમણે શા શા સંદેશા કહ્યા હતા? તે મને કહે. હું તે છેલ્લો શુભ સંદેશો સાંભળવા ઇચ્છું છું."

એ સાંભળી કૈકેયી તેને કહેવા લાગી:૩૪-૩૫ "હે પ્રિયપુત્ર! ગતિમાન્ પુરુષોમાં શ્રેષ્ઠ તારા મહાત્મા પિતા, 'હે રામ! હે લક્ષ્મણ! હા સીતા!' એમ વિલાપ કરતા પરલોક પામ્યા હતા; પણ કંઇ સંદેશો તો તેણે કહ્યો નથી.૩૬ જેમ કોઇ હાથી, પાશવડે વ્યાપ્ત થાય (બંધાય), તેમ તારા પિતા કાળધર્મે કરી (કાળરૂપ પાશે કરી) વ્યાપ્ત થયા, ત્યારે તેણે છેવટે માત્ર એટલાંજ વચન કહ્યાં હતાં કે, 'રે! પોતાની સ્રી સીતા તથા બાંધવ લક્ષ્મણ સહિત પાછા આવેલા મારા રામને જેઓ જોશે, તેઓજ પૂર્ણ મનોરથવાળાં–કૃતાર્થ થશે!'"૩૭-૩૮ આ વળી બીજું અપ્રિય વૃત્તાંત સાંભળી, ભરત નીચે બેસી ગયો; ને સખેદાશ્ચર્ય પામી ફરીને પૂછવા લાગ્યો:૩૯ "હે માતા! તું આ શું બોલે છે? કૌસલ્યાનંદવર્ધન ધર્માત્મા રામ, પોતાના બાંધવ લક્ષ્મણ તથા સીતા સહિત ક્યાં ગયેલા છે?"૪૦ ત્યારે કૈકેયીએ ધાર્યું કે, મેં જે કર્યું છે, તે ભરત જાણશે ત્યારે પ્રસન્ન થશે, તેથી પોતે નિઃશંક થઇ કહેવા લાગી:૪૧ "દશરથપુત્ર રામ, વિદેહપુત્રી સીતા સહિત દંડક નામના મહા અરણ્યમાં ગયો છે! અને તેની પ્રીતિને લીધે લક્ષ્મણ પણ તેની સાથે ગયો છે!"૪૨ કૈકેયીનાં આ વચન સાંભળીને તો ભરત અનેક શંકાઓને લીધે ત્રાસ પામી, પુનઃ પુનઃ પૂછવા લાગ્યો: "અરે! શું આપણા કુળમાહાત્મ્યને લાંછન લાગ્યું? રે! શું મારો જ્યેષ્ઠ ભ્રાતા ધર્મથી ભ્રષ્ટ થયો? હે મા! રામભદ્રે કોઇ બ્રાહ્મણનું ધન તો હરણ ન હોતું કર્યું, કે જેથી તેમને વનવાસ જવું પડ્યું? તેણે કોઇ નિરપરાધી ધનાઢ્ય વા દરિદ્રીની હિંસા તો ન હોતી કરી?૪૩-૪૪ અથવા કોઇ પરસ્રીની ઇચ્છા તો તેને ન હોતી? એવા તે શા અપરાધને લીધે મારા ભ્રાતા રામને દંડકારણ્ય પ્રત્યે મોકલવામાં આવ્યો?"૪૫

એવી રીતનું યશસ્વી ભરતનું પ્રશ્ન સાંભળી તેની માતા કૈકેયી, સ્રીસ્વભાવને વશ થઈ, પોતે કરેલું કર્મ યથાર્થ પ્રગટ કરવા લાગી.૪૬ તેના મનમાં એવો ગર્વ હતો કે, 'માત્ર હું જ મોટી છું, ને મેં જે કર્યું છે, તે યોગ્યજ છે;' તેથી તે હર્ષ પામતી ભરત પ્રત્યે બોલી:૪૭ "હે પુત્ર! રામે કોઈ બ્રાહ્મણનું ધન હર્યું નથી, તેમ નિરપરાધી–ધનાઢ્ય અથવા દરિદ્રી પ્રજાની હિંસા કરી નથી; તથા પરસ્રીને તો તે પોતાનાં ચક્ષુએ કરીને જોતો પણ નથી;૪૮ પણ હે બાપ! તારા હિતને અર્થે મેં

એને એ ગતિએ પહોંચાડ્યો છે. તેને થતો રાજ્યાભિષેક સાંભળી, મેં તુરત રાજા પાસે માગ્યું કે, 'ભરતને રાજ્ય-પ્રાપ્તિ તથા રામને વનવાસપ્રાપ્તિ થાઓ.'[૪૯] ત્યારે તારા પિતા સત્યવાદી હોવાને લીધે, તેણે મારા માગવા પ્રમાણે તને રાજ્ય આપ્યું, ને લક્ષ્મણ તથા સીતા સહિત રામને વનમાં મોકલ્યો.[૫૦] પણ પછી પ્રિય પુત્ર રામના વિયોગથી, શોકને લીધે શરીરે ક્ષીણ થયેલો મહા યશસ્વી તારો પિતા, મહીપાલ દશરથરાય, મરણ પામ્યો.[૫૧] માટે હે ધર્મજ્ઞ! એવી રીતે એ રાજ્યધર્મ જાણનારા રામને મળતું રાજ્ય, મેં તારે અર્થે પ્રાપ્ત કરી રાખ્યું છે, તો તું હવે ઉતાવળથી તેને ગ્રહણ કર. હે પુત્ર! કેવળ તારે માટે જ મેં આવું દુષ્કર કાર્ય કર્યું છે![૫૨] તો તું પણ હવે શોક સંતાપને તજી દઈ, ધૈર્યનો આશ્રય કર; કેમ કે આ અયોધ્યા નગરી તથા ઉપદ્રવ વગરનું સમગ્ર રાજ્ય તારે આધીન છે.[૫૩] માટે હવે વિલંબ ન કરતાં, વિધિ જાણનારા વસિષ્ઠાદિ ઉત્તમ બ્રાહ્મણો સહિત, તું તારા પ્રસિદ્ધ પરાક્રમી પિતાના પ્રેતને વિધિપૂર્વક સંસ્કાર કરીને તને પોતાને સમગ્ર રાજ્યનો અભિષેક કરાવ."[૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં બોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૩ મો.

### ભરત શોક—આહ! કૈકેયી!

કદી સ્વપ્નમાં પણ પોતાને ન રુચે એવું પોતાની માતાના મુખથી પિતાનું મરણ તથા રામલક્ષ્મણને વનવાસરૂપ ભાષણ સાંભળી, ભરતના હૃદયમાં શોક, ખેદ તથા ક્રોધ, એ ત્રણે એકે સામટાં ઉભરાઇ આવ્યાં. મહા કોપાવિષ્ટ થવાથી તેનાં નેત્ર લાલ થઇ ગયાં, મુખ સિંહના જેવું વિકરાળ થઇ રહ્યું, ને હાથ ઉંચા કરી મોટા આક્રોશ સાથે તે કૈકેયી પ્રત્યે બોલ્યો:[૧] "અરે! આ કેટલું દુઃખ! રે! આ કેટલા બધા ખેદની વાત! હે દુષ્ટસ્વભાવા! તારા જેવી સંહારકારિણી માતા કોને હશે! રે! માતા તરીકે હું તારું માન હવે કેમ રાખી શકીશ? અહો! માતા સમાન જગતમાં હિતકર્ત્તા કોઇ નથી, પણ તેં તો તેથી ઉલટું મારું મહા અપ્રિય કરી નાંખ્યું. અરેરે! તેં અપાર દુઃખ પમાડેલા તથા શોચ કરતા મારા પિતાથી, તથા તેના સમાન મારા મોટા ભાઇ રામથી મને વિયોગ પડાવ્યો, તો પછી મારે તે રાજ્યનું શું પ્રયોજન છે?[૨] હે દુઃખદાયિની! જેમ કોઇ મનુષ્ય બીજાને થયેલા જખમ ઉપર ઉલટું ક્ષારચૂર્ણ લગાડી દુઃખ ઉત્પન્ન કરે છે, તેમ તેં પણ રાજાને મરણ પમાડી તથા રામને તપસ્વી કરીને મને દુઃખમાં દુઃખ ઉત્પન્ન કર્યું છે![૩] રે! તું ખરેખર આ કુળના વિનાશ માટે કાળરાત્રિરૂપે જ પ્રાપ્ત થઇ છે. રે! મારા પિતાએ કેવળ અજાણપણે જ, તું રૂપી અંગારનું આલિંગન કીધું![૪] હે પાપદૃષ્ટિવાળી! હે કુળમાં અધમ! તેં મારા પિતાને મૃત્યુ પમાડીને આખા કુળનાં સુખનો નાશ કર્યો; ને તારા પ્રસંગથી જ મારા સત્યવાદી તથા યશસ્વી પિતા અતિ દુઃખ તથા તાપ પામી આલોકથી રહિત થયા![૫-૬] રે! રે! તેં મારા ધર્મવત્સલ પિતાનો શા માટે નાશ કર્યો? તથા રામને કેમ વનમાં મોકલ્યો, ને માત્ર તારા જેવી કુળઘાતિનીના કહેવાથી તે વનમાં ગયા પણ કેમ?[૭] રે! પુત્ર સંબંધી શોકથી પીડિત થયેલાં માતા કૌસલ્યા તથા સુમિત્રા પણ હવે તારી સાથે રહી કેમ જીવી શકશે? કારણ તું તેઓના પણ મૃત્યુરૂપ જ છે.[૮] પૂજ્ય જનો પ્રત્યે કેમ વર્તવું જોઇએ, તે યથાર્થ જાણનારો ધર્મજ્ઞ રામ, પોતાની માતા કૌસલ્યા સમાન તને ગણીને તારી સાથે વર્તે છે, તેમ મારી જ્યેષ્ઠ માતા કૌસલ્યા પણ તારા ક્રૂર સ્વભાવને જાણી, તારા ચિત્તને અનુકૂળ થઇને જેમ પોતાની ભગિની સાથે વર્તે, તેમ તારી સાથે વર્તે છે;[૯-૧૦] છતાં પણ હે પાપિણી! આવી રીતની કૌસલ્યાના પુત્ર મહાત્મા રામને વલ્કલ ધારણ કરાવી વનમાં મોકલીને તું કેમ શોચ કરતી નથી?[૧૧] અપાપદર્શી, શૂરવીર, કૃતાત્મા તથા યશસ્વી રામને ચીરવસ્ત્ર ધારણ કરાવ્યાથી તને શું ફળ મળ્યું?[૧૨] અરે ઓ! રાજ્યલોભિણી! રામ પ્રત્યેની મારી ભક્તિ—પ્રીતિને શું તું જાણતી નહોતી, કે જેથી એક ક્ષુલ્લક રાજ્ય માટે તેં મારા મહાત્મા પિતાનો નાશ તથા જ્યેષ્ઠ બંધુનો વનવાસ કરાવી, મોટો અનર્થ સંપાદન કર્યો?[૧૩] અરે! હું, પુરુષોમાં વ્યાઘ્રરૂપ મારા બંને ભાઈ, રામ તથા લક્ષ્મણ વિના કેઇ શક્તિના પ્રભાવથી રાજ્ય ધારણ કરવાનો ઉત્સાહ રાખું?[૧૪] અહો! જેમ મેરુ પર્વતે પોતાના રક્ષણને માટે પોતાથી ઉત્પન્ન થયેલા વનનો આશ્રય કર્યો છે, તેમ મારા ધર્માત્મા પિતા—મહારાજા દશરથે, આલોક તથા પરલોકના અર્થની સિદ્ધિ માટે બળવાન્ અને મહાકાંતિમાન્ રામનો આશ્રય કર્યો હતો;[૧૫] તો એવા મહાભારવાહી પુરુષે ધારણ કરેલા રાજ્યરૂપ ભારને પામીને, નવા બળદની પેઠે હું રામ વગર કોના બળથી તે વહન કરી શકું?[૧૬] અને કદાચ મને યોગ-

બળ તથા બુદ્ધિબળવડે રાજ્ય ચલાવવાની મહાશક્તિ પ્રાપ્ત થાય,તોપણ તારી કામનાને (પોતાના પુત્રને રાજ્ય મળે એ કામના ) તો હું સફળ કરીશ નહિ ! (અર્થાત્ રાજ્ય ગ્રહણ કરીશ નહિ); કારણ, જો તેમ કરું તો હું પણ તારી પેઠે આલોકમાં દૂષિત થાઉં !૧૭"

[ભરતનો આવો અભિપ્રાય જોવા છતાં પણ કૈકેયી વળી તેને રાજ્ય ગ્રહણ કરવા માટે બોધ કરવા લાગી; ત્યારે તે અતિશય ક્રોધાવિષ્ટ થઇ બોલ્યોઃ] "અરે પાપિણી ! હજુ તને લજ્જા નથી ઉત્પન્ન થતી? રે! હું તારો સર્વથા ત્યાગ કરી દઉં ! પણ શું કરું, મારો બંધુ રામ, સદૈવ તારામાં માતૃભાવ રાખે છે-રે, તે તને 'માતુશ્રી' કહીને બોલાવે છે, તેથી તારો ત્યાગ કરવો મારે શક્ય નથી.૧૮ હે પાપદૃષ્ટિવાળી! રે સચ્ચરિત્રથી ભ્રષ્ટ થયલી ! મને આશ્ચર્ય થાય છે કે, અમારા પૂર્વજોએ નિન્દેલી-આં નાના પુત્રને રાજ્યાભિષેક કરવાની-બુદ્ધિ તને કેમ ઉત્પન્ન થઇ ?૧૯ રે! અમારા કુળમાં તો પરંપરાથી જે સૌ કરતાં જ્યેષ્ઠ પુત્ર હોય તેને રાજ્યાભિષેક થાય છે, ને તેનાથી બીજા જે નહાના ભાઇઓ હોય છે, તેઓ તેને આધીન થઈ પ્રવર્તે છે.૨૦ તેથી હે નૃશંસે ! હું ધારું છું કે રાજ્યધર્મને તથા તેના શાશ્વત ફળને તું લગાર પણ જાણુતી નથી.૨૧ 'રાજાના સર્વ પુત્રોમાં જે જ્યેષ્ઠહોય તેને જ રાજ્યાભિષેક થાય,' એવી સર્વ રાજાઓની રીતિ છે; પણ તેમાં ઇક્ષ્વાકુ વંશની તો વિશેષે કરીને એવી જ રીતિ-નીતિ છે.૨૨ પણ આહ ! તે ઇક્ષ્વાકુવંશીઓનો એવા સદાચરણ સંબંધી ગર્વ, કે જેનું માત્ર એક ધર્મે કરીને જ રક્ષણ થતું આવ્યું છે, ને જે શ્રેષ્ઠ ગર્વ, આખા કુળને સતત શોભા આપતો આવ્યો છે, તે આજ તારે લીધે છેક નાશ પામી ગયો !૨૩ પણ હે મહાભાગ્યવતી ! ને હે મોટા કુળમાં જન્મેલી ! તારે વિષે આવી નિન્દિત બુદ્ધિ કેમ ઉત્પન્ન થઈ?૨૪ તે ગમે તેમ હો, પણ હે પાપનિશ્ચયે! હું તારી ઇચ્છા પ્રમાણે કદી નહિ કરું; કારણ, તેં મારાં જીવિતનો અંત આણે એવું નાશકારક દુઃખ મારાપર આણી મૂક્યું છે.૨૫ હે પાપિણિ ! હે નિર્દયે ! તારી ઇચ્છા પ્રમાણે તો હું નહિ જ કરું, પણ ઉલટું તારું, અપ્રિય કરવા સારુ, સર્વ સ્વજનને પ્રિય તથા દેદીપ્યમાન તેજવાળા મારા ભાઈ રામને, હમણાં જ વનથી નિવૃત્ત કરીશ ને તેમ કરી સ્થિર અંતઃકરણથી દાસરૂપે રહી તેની પરિચર્યા કરીશ."૨૬-૨૭

એ પ્રમાણે દુઃખરૂપ વાકયસમૂહોવડે કૈકેયીને વીંધતાં, શોક પીડિત મહાત્મા ભરતે, મંદરપર્વતની ગુફામાં રહેલા સિંહની પેઠે મહા ક્રોધનાદ કર્યો; ત્યારે તેની પછવાડે આવી ઉભેલા સુમન્ત્રાદિ સર્વ પ્રધાનો તથા અધિકારીઓ, રામ પ્રત્યેનો ભરતનો પ્રેમ ભક્તિભાવ જોઈ આશ્ચર્ય પામ્યા; તથા તેના ધર્મિષ્ઠપણા વિષે પરસ્પર પ્રશંસા કરી તેને ધન્યવાદ આપવા લાગ્યા !૨૮

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં તોંતેરમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૭૪ મો.

## ભરત શોક-૧

આટલું છતાં પણ કૈકેયી કશું ન ગણુકારતાં, ભરતને રાજ્ય ગ્રહણ કરવા માટે સમજાવવા લાગી; ત્યારે ભરત અત્યંત ખીજવાઈ ગયો અને લાંબા હાથ કરી કરીને તે તેણી પ્રત્યે મોટેથી કહેવા લાગ્યોઃ૧ "અરે નૃશંસા ! હે દુષ્ટાચારિણિ ! તું રાજ્યથી ભ્રષ્ટ થઈ વનમાં ચાલી જા. તેં ધર્મનો ત્યાગ કરેલો છે, માટે વધારે તો શું, પણ મરણ પામેલા પતિ નિમિત્તે રુદન કરવાનો પણ તને અધિકાર નથી.૨ મહાત્મા રામે તથા અતિ ધર્મિષ્ઠ દશરથરાયે તારું શું બગાડ્યું હતું કે, જેથી એકને વનવાસ તથા એકને મરણ, એમ બેઉ એકદમ પ્રાપ્ત કરાવ્યાં ?૩ હવે હું તને માતા કિંવા જનની કહી શકતો નથી; પણ કહું છું કે, હે કૈકેયી ! ઉત્તમ ક્ષત્રિય મહારાજા દશરથરૂપ તારા પતિનો વધ તથા રામાદિ નિરપરાધીઓને વનવાસ, એ બંને મહા દૂષિત કાર્ય કરી તેં આખા કુળનો વિનાશ કર્યા સરખું કર્યું છે ને તેથી તું બ્રહ્મહત્યાના પાપની અધિકારિણી થઇ છે; માટે હવે નિર્વિલંબે તું ઘોર નરક પ્રત્યે પ્રયાણ કર; કારણ કે, મારા પિતાના સલોકપણાની પ્રાપ્તિ તને થવી જોઇતી નથી.૪ રે! તેં તો એ વર માગીને તારા પતિનું મરણ તથા રામને વનવાસ પ્રાપ્ત કરવા રૂપ મહા પાપ કર્મ કર્યું ! પણ સર્વને પ્રિય મારા જ્યેષ્ઠ બાંધવનો ત્યાગ કરાવીને તો મારાપર પણ મોટું ભય આણીને મૂક્યું છે. કારણ કે, 'રામનો ત્યાગ કરવાથી કૈકેયીપુત્ર ભરત પણ કૈકેયીના જેવો જ દુષ્ટાત્મા છે,' એમ લોકો મને કલંક ઓઢાડશે !૫ રે! તારે લીધે મારા પિતા સ્વર્ગવાસી થયા, રામે અરણ્યવાસ કર્યો, ને મને આ જીવલોકમાં મોટો અપયશ પ્રાપ્ત થયો !૬ માટે હે માતારૂપ શત્રુ ! હે નૃશંસે ! હે રાજ્યની કામનાવાળી ! હે દુષ્ટાચારિણી ! હે પતિઘાતિની ! તારે તો મારી સાથે ભાષણ કરવું પણ યોગ્ય નથી.૭ રે! કુળને દૂષણ આપનારી ! તારે લીધે તો

મારી કૌસલ્યા તથા સુમિત્રા આદિ બીજી માતાઓ પણ અત્યંત દુઃખી થતી હશે.”૮

વળી તે બોલ્યોઃ “અહો ! મને એક આશ્ચર્ય થાય છે કે, તું સાક્ષાત્ ધર્મરાજ બુદ્ધિમાન્ કેકય રાજાની પુત્રી છે, છતાં તેના કુળનો તો તને વાયુ પણ વાયો નથી. તું તો ઉલટી તેનાં કુળને પણ અપયશ પ્રાપ્ત કરનારી કોઇ રાક્ષસી પેદા થઇ છે.૯ હે દુષ્ટે! તું કે જે પાપપ્રધાનવાળી છે, તેણે સત્યપરાયણ ધર્મિષ્ઠ રામને વનમાં મોકલી તથા મારા પિતાને સ્વર્ગમાં મોકલી, તારા સમગ્ર પાપમાં મને પણ પૂરેપૂરો ઝબકોળી નાંખ્યો; કે જેથી તારે લીધે હું પિતા વગરનો થયો, રામ અને લક્ષ્મણ મારો ત્યાગ કરીને ચાલ્યા ગયા, ને સર્વ લોકની મારાપર સંપૂર્ણ અપ્રીતિ થઈ!૧૦-૧૧ અરે! પરમ ધર્મિષ્ઠ કૌસલ્યાને તેના પતિ તથા પુત્ર વગરની કરવાથી તને કોણ જાણે કયા મોટા ઘોર નરક પ્રત્યે વસવું પડશે!૧૨ હર હર! હે દુષ્ટે! તારા સરખું નિંદ્ય કર્મ તો પરમ શત્રુ હોય તે પણ કદી કરી શકે નહિ. અરે હે ક્રૂરે! કૌસલ્યાના ઔરસ પુત્ર રામ, કે જે અમારે સર્વ બંધુઓના આશ્રયભૂત, જયેષ્ઠ તથા પિતા સમાન છે, તે શું તું જાણતી નથી?૧૩ સ્ત્રીઓને તેમનાં અંગો અને પ્રત્યંગોથી* ઉત્પન્ન થયેલો પુત્ર ઔરસ કહેવાય છે; ને તે માટે (પોતાના અંગોઅંગથી ઉત્પન્ન થયો માટે) તે તેને અત્યંત પ્રિય હોય છે. તો પછી પોતાના એવા ઔરસ પુત્રનો વિયોગ થવાથી તે માતાને કેટલું દુઃખ થતું હશે, તેનો તને વિચાર નથી થતો?૧૪ રે! એ સંબંધે તને એક ઇતિહાસનો સાર કહું તે સાંભળઃ–”

“પૂર્વે એક સમયે શરદ્ઋતુનો સખ્ત તાપ પડતો હતો, તેવામાં મધ્યાહ્ન સમયે મહાત્મા ઇંદ્રના શરીર ઉપર ઉંના અને સુગંધમય જળનું એક સૂક્ષ્મબિંદુ પડ્યું. ત્યારે ‘આ સમયે જળબિંદુ ક્યાંથી?’ એમ આશ્ચર્ય પામી ઇંદ્ર આકાશમાં ચોમેર જોવા લાગ્યો, તો તેણે તે વેળા અંતરીક્ષમાં પોતાના પુત્રના સ્નેહને લીધે અતિ દુઃખી થઈ રુદન કરતી સુરભિને જોઈ. એ સુરભિ, કે જે સાક્ષાત્ કામધેનુ હતી, તેને એવી રીતે શોક કરતી જોઈ, વજ્રધર ઇંદ્ર બહુ ઉદ્વિગ્ન થઈ, હાથ જોડી તેણીને કહેવા લાગ્યોઃ૧૫-૧૯ ‘હે સર્વનું હિત ઇચ્છનારી સુરભિ! શા નિમિત્તે તને આવો ઉત્કટ શોક થાય છે? શું અમો દેવતાઓપર તો કોઈ મોટું ભય આવી પડેલું તને જણાતું નથી? વા તારું કોઇએ કંઈ અપ્રિય તો કીધું નથી? જે હોય તે, મને શીઘ્ર જણાવ.’૨૦ બુદ્ધિમાન્ સુરરાજનું એવું વિનયી પ્રશ્ન સાંભળી, વાક્ય બોલવામાં ચતુર કામધેનુએ તેને ઉત્તર આપ્યુંઃ૨૧ ‘હે અમરાધિપ! તારું કલ્યાણ થાઓ, તારું દેવતાઓનું (દુઃખજનક) પાપ તો શ્રીહરિની કૃપાથી શાંત થયું છે; હમણાં તે સંબંધે કશો ભય નથી. પણ હે અમરેશ્વર! પેલા વિષમસ્થાનને વિષે ઉભેલા, શરીરે કૃશ થયેલા, દીન, સૂર્યનાં કિરણના અતિશય તાપથી તપેલા તથા દુષ્ટાત્મા ખેડુતે નિષ્કારણ તાડન કરેલા મારા બે પુત્રો (બળદો) ને જોઇને હું શોચ કરું છું!૨૨-૨૩ રે! મારા શરીરથી ઉત્પન્ન થયેલા તથા ભાર વહન કરવાથી અતિ પીડિત એવા તે મારા બે પુત્રોને દુઃખી થતા જોઇને હું તાપ પામું છું; કારણ, સર્વ સ્ત્રી જાતિને પુત્ર સમાન કોઈ વસ્તુ પ્રિય નથી.’૨૪ એ સુરભિ, કે જેના હજારો પુત્રો (બળદો) વડે આખું જગત્ વ્યાપેલું છે, ને તેઓવડે મનુષ્યાદિ પ્રાણીઓ પોતાનું ઉપજીવન ચલાવે છે, તેને એમ રુદન કરતી જોઈ, મહાત્મા ઇંદ્રે ઘણી સાંત્વના કરી; અને પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, સ્ત્રીઓને પુત્રથી વધારે પ્રિય બીજું કંઇ જ નથી.૨૫ પછી તેના હિતાર્થે ફરી ઇન્દ્રે કહ્યુંઃ “હે કામધેનુ! જગતમાં તારા પુત્રની પાસે તેના બળ ઉપરાંત ભાર વહન કરાવનારા, તેની પાસે અશક્ય કામ કરાવનારા તથા તેને સંતાપી તથા તાડન કરીને કામ લેનારા ક્રૂર ખેડુતોને, હું નિરંતર શિક્ષા કરતો રહીશ. તેઓના કૃષિ આદિ વ્યાપારો સફળ થશે નહિ, તેમ આધિ તથા વ્યાધિથી તેઓ નિરંતર પીડિત જ રહેશે! પછી તે સુરભિના સુગંધમય અશ્રુબિંદુને જોઈ, આ સંસારમાં તેણીને સર્વોત્કૃષ્ટ માનીને ઇન્દ્રે તેણીને સ્વસ્થાન પ્રત્યે વિદાય કરી.૨૬

“તો હે કૈકેયી! એ કામધેનુ, કે જે સૌ પ્રત્યે સમાન ભાવે જોનારી, અપ્રતિમ–સર્વોત્તમ ચરિત્રવાળી, સર્વ લોકનું પોષણ કરનારી, ઐશ્વર્યશક્તિવાળી, મુખ્યત્વે કરી સાત્વિક ગુણવાળી, પોતાના સ્વભાવને અનુસરીને જ હરકોઈ ચેષ્ટા કરનારી તથા સહસ્રાવધિ પુત્રોની માતા છે, તે પણ પોતાના બે કલેશિત પુત્રોને જોઈ શોચ કરવા લાગી, ત્યારે માત્ર એકના એક પુત્રની માતા કૌસલ્યા, રામ વિયોગથી કેમ જીવી શકશે?૨૭-૨૮ રે! જેમ કોઈ, એક પુત્રવાળી તથા સાધ્વી ગાયને વત્સ વગરની કરે, તેમ જ, હે કૈકેયી! તેં સતી કૌસલ્યાને

* અંગો–મુખ, વક્ષઃસ્થળ, હસ્ત તથા ચરણાદિ અને પ્રત્યંગો–તે તે અંગની અંદરના વિભાગોઃ જેવા કે મુખની અંદર નાક, જીભ, ચક્ષુ, કર્ણ વગેરે તથા હસ્તાદિકમાં આંગળીઓ, હથેળી,પોંચા વગેરે.

રામ વગરની કરી છે! આ લોકમાં તેમ જ મરણ પછી પરલોકમાં જઇને પણ તું નિરંતર દુઃખ જ ભોગવીશ.[૨૯] તેં જો કે નિંદ્ય કર્મ કરી મને કલંક લગાડ્યું છે, પણ હું તેમાં ભાગ લઇશ નહિ. રે! હું તો મારા પિતાની સર્વ ઔર્ધ્વદૈહિક* ક્રિયા કરીને તથા મારા જ્યેષ્ઠ બંધુ રામની પૂજા કરીને મારા યશની વૃદ્ધિ કરીશ;[૩૦] તેમ મહાબાહુ કોસલેંદ્ર રામને અહીં અયોધ્યા પ્રત્યે વિરાજમાન કરીને, તેને બદલે હું પોતે મુનિઓએ સેવેલાં મહાવનમાં પ્રવેશ કરીશ;[૩૧] કારણ, અશ્રુવ્યાપ્ત કંઠવાળાં (રુદન કરતાં) પુરવાસી જનોને જોતાં, હું તારા કરેલા પાપને ધારણ કરવા સમર્થ નથી.[૩૨] પણ તું હવે અગ્નિમાં પ્રવેશ કર, દંડક વનમાં ચાલી જા, અથવા ફાંસો ખાઇને મર; કારણ, તારી એ સિવાય બીજી ગતિ નથી.[૩૩] રે! તારું કલંક કોઇ કાળે દૂર થવાનું નથી; અને હું તો સત્ય પરાક્રમી રઘુવીર, આ પૃથ્વીના રાજ્યને ગ્રહણ કરશે કે તુરત જ આપોઆપ કલંક રહિત તથા કૃતકૃત્ય થઇશ."[૩૪]

એવી રીતે વિલાપપૂર્વક તીવ્ર વાક્યબાણોથી વીંધતો, કૈકેયીને નિરાશ કરીને ક્રોધ પામેલો ભરત, સર્પની પેઠે મોટા નિઃશ્વાસ નાંખતો, અંકુશના તાડનથી ક્રોધ પામી, અંબળાઇ પડતા હસ્તીની પેઠે, દુઃખને લીધે મૂર્ચ્છિત થઇ, પૃથ્વીપર પડી ગયો.[૩૫] ક્રોધને લીધે તેનાં વિશાળ નેત્ર રક્ત થઇ ગયાં; વસ્ત્રનું ભાન રહ્યું નહિ; આભરણો અસ્તવ્યસ્ત થઇ ગયાં; ને તે સ્વધર્મપરાયણ નૃપાત્મજ પૃથ્વીપર ચત્તોપાટ થઈ પડેલો હોવાથી, ઉત્સવના વિધ્વંસ સમયે તૂટી પડેલા ઇંદ્રધ્વજ સરખો દેખાતો હતો.[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ચુમ્મોતેરમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૭૫ મો.

### ભરત શોક-૨

જ્યારે ઘણીકવારે સંજ્ઞા પામીને ભરત બેઠો થયો, ત્યારે પણ ઘાટું રુદન કરતાં કૈકેયી તરફ જોઇ, તેની નિન્દા કરતાં મોટેથી ત્યાં ઉભેલા સર્વે અમાત્યો પ્રત્યે તે કહેવા લાગ્યોઃ "અરે! મને રાજ્ય મળવા સંબંધી મેં મારી માતા કૈકેયીને કોઇ દિવસે પણ કહ્યું નથી, કારણ, હું રાજ્યની કામના રાખતો નથી![૧-૨] વળી મહારાજા દશરથે, રામને જે રાજ્યાભિષેક કરવાની તૈયારી કરી હતી, તેને પણ હું જરા જાણતો નથી; કારણ તમે સૌ જાણો જ છો કે, ઘણો સમય થયાં હું, શત્રુઘ્ન સહિત અહીંથી ઘણે દૂર આવેલા મારા મોસાળ પ્રત્યે ગયો હતો;[૩] તો પછી સુમિત્રાપુત્ર લક્ષ્મણ તથા જાનકી સહિત રામને થયેલા વનવાસવિષે હું ક્યાંથી જાણતો હોઇશ?"[૪] એવી રીતે વારંવાર મહાભાગ ભરત, મોટા આક્રોશ સહિત વિલાપ કરતો હતો, તેના વિલાપનો શબ્દ મહારાણી કૌસલ્યાએ પોતાના મહેલમાં રહ્યાં રહ્યાં સાંભળ્યો; ત્યારે તે લક્ષ્મણની માતા પ્રત્યે કહેવા લાગીઃ[૫] "હે સુમિત્રા! જો, આ શબ્દ મહાત્મા ભરતનો સંભળાય છે. હું ધારું છું કે, તે નિશ્ચય આજ આવી પહોંચ્યો હશે. માટે ચાલ, આપણે તેને મળીએ. જો કે એની માતા કૈકેયી ક્રૂર તથા પાપિણી છે, પરંતુ એ ભરતની બુદ્ધિ તેના જેવી નીચ નથી. તે તો આલોક તથા પરલોક સંબંધી કરેલાં કર્મોનાં સારાં નરસાં ફળને યથાર્થપણે જાણનારો છે."[૬] એ સાંભળી સુમિત્રા તૈયાર થઇ, ત્યારે કૌસલ્યા, કે જેના મુખનો વર્ણ ફરી ગયો હતો ને જે શરીરે કૃશ તથા હતાચિત્ત થયલી હતી, તે આસનપરથી ઊઠીને થરથર કાંપતાં ભરતને મળવા સારુ ચાલી.[૭] પણ એટલામાં તો ભરત પોતાના ભાઇ શત્રુઘ્ન સહિત તેને મળવાને આવતો જ હતો, તે માર્ગમાં સામો મળ્યો.[૮] આ વેળા સુમન્ત્રાદિ પ્રધાનવર્ગ પણ મહાત્મા ભરતની સાથે હતો. માતુશ્રી કૌસલ્યાને જોતાં જ ભરત તથા શત્રુઘ્ન બંને તેનાં ચરણમાં પડ્યા. તેમને સ્વહસ્તવડે ઉઠાડી બંનેને પોતાના હૃદયમાં ચાંપી, દુઃખને લીધે કૌસલ્યા રુદન કરતાં ભરતને કહેવા લાગીઃ[૯-૧૦] "હે પુત્ર ભરત! તારું કલ્યાણ થાઓ! નિરપરાધિ રામને એકાએક વનવાસ કરાવનારી કૈકેયીએ, મહારાજા પાસેથી મેળવેલાં શત્રુ વગરનાં રાજ્યને તું સુખેથી ભોગવ![૧૧] હે વત્સ! તું પણ મારો પુત્ર જ છે, તો તને રાજ્ય મળે તેમાં મને શાનું દુઃખ હતું? પણ તારી ક્રૂરકર્મા જનનીએ મારા પુત્રને વનવાસ કરાવ્યો, કે જેથી આખરે મહારાજાનું 'રામ રામ' કરતાં જ મરણ થયું! રામને એવી રીતે ચીર વસ્ત્ર પહેરાવીને વનમાં મોકલવામાં તેણીને શો લાભ જણાયો હશે, તે હું જાણી શકતી નથી.[૧૨] પણ રે! હવે તો તારી માતા મને પણ જ્યાં મારો યશસ્વી હિરણ્યનાભ રામ છે, ત્યાં પહોંચાડાવે તો સારું.[૧૩] જો તેમ નહિ તો હું પોતે જ સુમિત્રાને સાથે લઇ, અગ્નિહોત્ર સહિત, જ્યાંથી મારા પુત્રની પ્રાપ્તિ થાય, તે માર્ગ પ્રત્યે ગમન

* પ્રેતસંસ્કાર, શ્રાદ્ધાદિ ક્રિયા.

કરીશ અથવા જ્યાં રહી મારો રાઘવ સ્વધર્મનું પાલન કરે છે, ત્યાં હે પુત્ર ! તું જ મને આજે પહોંચાડ અને પછી આ વિસ્તીર્ણ રાજ્ય કે જે ધનધાન્યાદિથી વ્યાપ્ત અને હસ્તી, અશ્વ તથા રથાદિવડે પરિપૂર્ણ છે, તેને નિશ્ચિન્તપણે ભોગવ !"[૧૪-૧૬]

જેમ ઘણા દહાડાના ગુમડા ઉપર વળી ચીપીયાવડે કોઈ ચોંટીઆ ભરે, તેની પેઠે અનેક નિંદાયુક્ત વચનોથી કૌસલ્યાએ ભરતને પ્રબોધ્યો; ત્યારે તે અતિ વ્યથા પામી, સંભ્રાંત ચિત્તે સંજ્ઞારહિત થઈ, તેના ચરણમાં પડ્યો, ને અનેક રીતે વિલાપ કરવા લાગ્યો. પછી ઉભો થઈ, બંને કરજોડી, તે, અત્યંત શોકાવિષ્ટ થયલાં કૌસલ્યા પ્રત્યે બોલ્યો:[૧૭-૧૯] "હે માતા ! હે આર્ય કૌસલ્યે ! હું કે જે આ થયલા વૃત્તાંત વિષે કેવળ અજ્ઞાત અને નિષ્પાપ છું, તેને તું શા માટે નિંદે છે ? રે ! શું મારા હૃદયમાંની રામપરની વિપુલ પ્રીતિને તું જાણતી નથી, કે જેથી તું આ વેળા મને આમ કહે છે ?[૨૦] જો તું મને નિંદે છે તો હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જેના અનુમતથી સત્યવાદી તથા સત્પુરુષોમાં શ્રેષ્ઠ એવો મારો જ્યેષ્ઠ બંધુ રામ વનમાં ગયો હોય તેની બુદ્ધિ, ગુરુએ શીખવેલાં શ્રુતિ તથા સ્મૃતિ આદિના માર્ગને વિષે કોઈ કાળે પ્રવૃત્ત મા થાઓ.[૨૧] વળી જેના અનુમતથી મારા આર્ય ભ્રાતા વનમાં ગયો હોય, તેને પોતાના ભૃત્યો પાસે મોટું કામ કરાવી, તેનો રુડો બદલો ન આપતાં ઉલટો ચાકરીમાંથી બલાત્કારે કાઢી મૂકે, તેને જેટલો અધર્મ થાય તેટલો અધર્મ મને થાઓ. વળી તેને સૂર્ય સામે બેસી મૂત્રોત્સર્ગ કરવાનું તથા સૂતેલી ગાયને પદપ્રહાર (લાત મારવી) કરવા જેવું મહાપાપ થાઓ.[૨૨-૨૩] વળી જેની પ્રેરણાથી—જેના અનુમતથી મારા આર્ય બંધુ રામને વનમાં જવું પડ્યું હોય, તે દુષ્ટ મનુષ્યને પોતાના પુત્રની પેરે પાલન કરનારા રાજાનો દ્રોહ કરનારને જે પાપ થાય છે અને પ્રજા પાસેથી છઠ્ઠો ભાગ કરનો લઈને તેનું રક્ષણ ન કરનારા રાજાને જે અધર્મ થાય છે, તથા યજ્ઞને વિષે સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણને પોતે કબૂલેલી દક્ષિણા જે આપતો નથી, તેને જેવું પાપ થાય છે, તેવું પાપ તથા અધર્મ વળગો ![૨૪-૨૬] વળી જેમાં હસ્તી, અશ્વ તથા રથાદિ વાહનો અને યોધાઓ મોટા શસ્ત્રપાતથી વિદીર્ણ થઈ જતા જોવામાં આવે છે તેવા યુદ્ધ પ્રસંગે, સત્પુરુષોના સન્મુખ લડવા ઉભો રહ્યો છતાં, જે ભયને લીધે યુદ્ધ મૂકી પલાયન કરે છે, તેને જે પાપ થાય છે; તેમજ બુદ્ધિમાન્ આચાર્યે (ગુરુએ) યત્નથી ભણાવેલા તથા અતિ સૂક્ષ્મ અર્થવાળા વેદનો ત્યાગ કરનારને જે મહત્પાપ થાય છે, તે પાપ, જેની અનુમતિથી રામ વનમાં ગયા હોય તેને થાઓ.[૨૭-૨૮] વળી હે માતુશ્રી ! જેની ઇચ્છાથી મારા વડીલ બંધુ વનમાં ગયા હોય, તે મનુષ્ય, એ મહાબાહુ, મહાસ્કંધ તથા સૂર્યચંદ્રસમાન તેજસ્વી રામને પાછો આવી રાજ્યાસનપર વિરાજેલો મા જુઓ, અર્થાત્ રામ પાછો આવે ત્યાંસુધી તે મનુષ્ય જીવી ન શકો.[૨૯] વળી હે મા ! જે મહા નિર્દય તથા ગુરુની અવજ્ઞા કરનાર હોય છે; જે શ્રાદ્ધાદિ પર્વણી વિના તિલ, મગ અને ભાતથી મિશ્રિત અજામાંસનું ભક્ષણ કરે છે;[૩૦] જે ગાયને પગવતી સ્પર્શ કરે છે; જે ગુરુને પ્રતિકૂલ વાકયો કહે છે; જે મિત્રનો અત્યંત દ્રોહ કરે છે, તેમ જ જેઓ, કોઇએ વિશ્વાસથી કહેલી પારકી ગુપ્ત વાતને પ્રકટ કરનારા છે; જેઓ અકૃતજ્ઞ, સત્પુરુષોએ તજેલા તથા નિર્લજ્જ છે; અને જેઓ પોતાનાં સ્ત્રી, પુત્ર, દાસ્યજન ઇત્યાદિને તજીને એકલા જ મિષ્ટાન્નોનું ભોજન કરનારા છે, તેવા પાપીઓને તે કર્મોથી જેવાં મહા પાપ થાય છે, તેવાં પાપ મારા વડીલ બાંધવને વનમાં મોકલવાની અનુમતિ આપનારને પ્રાપ્ત થાઓ.[૩૧-૩૪] રે ! જેના અનુમતથી રામ વનમાં ગયો હોય, તેને પોતાના સમાન અને સદ્ગુણી સ્ત્રી મા પ્રાપ્ત થાઓ; (ને તેથી) તેની અગ્નિહોત્રાદિ ક્રિયાઓ નાશ પામો; ને તે સ્ત્રી વિનાનો હોવાથી સંતાન વિના જ મરણ પામો ! વળી તે મનુષ્ય, અતિશય દુઃખી થઈ, પોતાનું આયુષ્ય અધૂરું મૂકી, અકાળ મૃત્યુ પામો ! ને તેને, રાજા, સ્ત્રી, બાળક તથા વૃદ્ધાદિની હત્યાઓ કરવા જેટલું તથા ભૃત્યવર્ગનો ત્યાગ કરવા જેટલું પાપ થાઓ.[૩૫-૩૭] રે ! જેના કપટથી આર્યબંધુ વનમાં ગયો હોય, તેને લાખ, મદ્ય, માંસ, લોહ તથા વિષ વગેરે પાપ પદાર્થો વેચીને પોતાના કુટુંબનું પોષણ કરનારના જેટલું પાપ થાઓ.[૩૮] રે ! તે દુષ્ટ પુરુષ ભયંકર સંગ્રામમાં પોતાના વિકરાળ શત્રુઓથી ભયને લીધે નાસતાં પાપ ભાગી થઈ—નરકાધિકારી થઈ વિનાશ પામો.[૩૯] વળી તે વાયુરૂપ વસ્ત્ર ધારણ કરી અર્થાત્ નગ્ન અવસ્થામાં,હાથમાં મનુષ્યની ખોપરી લઈ, મદોન્મત્તની પેઠે નિરંતર પૃથ્વીમાં ભીખ માગતો ફરો;[૪૦] ને તે નિત્ય મદિરા, વેશ્યા તથા દ્યૂતમાં આસક્ત થઈ કામક્રોધાદિને લીધે વારંવાર પરાભવ પામો ![૪૧] રે માતા કૌસલ્યા ! જેની અનુમતિથી મારો અત્યંત પ્રિય બંધુ વનમાં પધાર્યો છે, તે દુષ્ટનું મન કદી પણ ધર્મને ન અનુ-

સરતાં નિરંતર અધર્મે જ પ્રવર્તો; તે નિરંતર અપાત્રોને જ દાન દ્યો;[૪૨] તેનાં સંચય કરેલાં સર્વ દ્રવ્યાદિને ચોર લૂટી જાઓ (ને તેના ત્યાગ ભોગની હાનિ થાઓ!)[૪૩] તેને બંને સંધ્યાઓ (સવાર-સાંજ)માં વારંવાર શયન કરવાનું મહા પાપ થાઓ;[૪૪] તેમ જ કોઇના ગૃહને અગ્નિ લગાડનારને; ગુરુપત્નીની ગમન કરનારને તથા મિત્રદ્રોહીને જે મોટાં પાપ થાય છે, તે સર્વ પાપ, એ કુલકજ્જલ પુરુષને, (રામને વનવાસ કરાવનારને) પ્રાપ્ત થાઓ![૪૫] વળી મારા આર્યબંધુને વનવાસ કરાવનાર પોતાના દેવતા, પિતૃ તથા માતાપિતાની સેવાથી વિમુખ થાઓ;[૪૬] તેમ જ સત્પુરુષોને પ્રાપ્ત થતા લોક, સત્પુરુષોએ વખાણેલી કીર્તિ તથા સત્પુરુષોએ સેવેલાં કર્મથી ભ્રષ્ટ થઇને તે દુષ્ટ, પોતાની માતાની શુશ્રૂષાનો ત્યાગ કરી, સ્ત્રીને વશ થઈ રહેવાના અનર્થને પામો![૪૭-૪૮] વળી તે નિરંતર દરિદ્રી અને ખાઉં ખાઉં કરી ભૂખે મરતી પુત્રાદિ ઘણી પ્રજાનો પિતા થઇ, જ્વરાદિ વ્યાધિઓવડે મહાકલેશને ભોગવો![૪૯] તથા તેને, ઘણાં દીન, સ્તુતિ કરતાં તથા આશાને લીધે દાતા સામું જોયા કરનારાં ભિક્ષુક જનોની આશાને નાશ કરવાનું મહાન્ પાતક થાઓ![૫૦] વળી તે દુષ્ટ પોતાની ક્રૂરતા તથા અપવિત્રતાને લીધે નિરંતર રાજાથી ભય પામતો તથા ઓઠાં લઈ સંતાતો જ રહો![૫૧] તેમ જ પોતાની ઋતુસ્નાત સ્ત્રીને ઋતુદાન સમયે ત્યાગ કરવાના મોટા પાપનો તે અધિકારી થાઓ.[૫૨] અરે! હે માતા કૌસલ્યા! પોતાનાં જ સંતાનોને ન ખવરાવતાં ભૂખે મારી નાશ કરનારને, બ્રાહ્મણોનું અવળું કરનારને, બ્રાહ્મણની પૂજામાં વિઘ્ન કરનારને, નાના વાછડાને ધાવવા સારુ તેની માના આંચળમાં દૂધ ન રાખતાં લોભને લીધે બધું દૂધ દોહી લેનારને, ધર્મનો ત્યાગ કરનારને તથા કામાંધ થઈ પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરી પરસ્ત્રીનું સેવન કરનારા મૂઢ દુષ્ટાત્માને જે મહાપાપ થાય છે, તે સમગ્ર પાપ મારા બંધુને વનમાં મોકલવાની અનુમતિ આપનારને થાઓ![૫૩-૫૫] તેમ જ હે માતા! પવિત્ર જળને દૂષિત કરવાથી, કોઇને છેતરીને વિષ દેવાથી, પોતાની પાસે જળ છતાં તરસ્યા માણસને નહિ પાવાથી તથા ભક્તિવડે ભગવત્ પ્રાપ્તિના હરકોઇ માર્ગનો આશ્રય કરી, તે કરતાં બીજા માર્ગો કનિષ્ઠ માનીને વાદ કરવાથી તેમ જ, તે વાદને પુષ્ટિ આપી (કલહ થતો) જોવાથી જે મહા પાપ થાય છે, તે સર્વ પાપ એકઠાં થઈ, મારા પ્રિય બાંધવને વનવાસ કરાવવામાં અનુમતિ આપનાર દુષ્ટ મનુષ્યને ઘેરી લ્યો!"[૫૬-૫૮]

એ રીતે ઉપરાઉપરી પ્રતિજ્ઞાપૂર્વક શપથ લઈ, પતિ તથા પુત્રથી વિયોગી થયેલી માતા કૌસલ્યાને આશ્વાસન કરતાં, દુઃખપીડિત ભરત તેના ચરણમાં પડી ગયો;[૫૯] ત્યારે તે ચૈતન્ય રહિત તથા શોક સંતપ્ત દશરથ પુત્રને પોતાના ખોળામાં બેસાડી, હૃદય સાથે ચાંપીને અતિ દુઃખમય રુદન કરતાં કૌસલ્યા કહેવા લાગી:[૬૦] "હે પુત્ર! તારો આવો નિર્મળ સ્વભાવ છતાં તને મેં દૂષિત વચનો કહ્યાં, તેથી મને અધિક દુઃખ થાય છે; માટે હવે તું વારંવાર શપથ લઈ મારા આત્માને પીડિત કર નહિ.[૬૧] હે વત્સ! તું પોતાના ધર્મથી ચલાયમાન થયો નહિ, એ તેં ઘણું ઉત્તમ કર્તવ્ય કીધું છે; ને તારું અંતઃકરણ શુભ લક્ષણવાળું હોવા ઉપરાંત તું સત્યપ્રતિજ્ઞાવાન્ છે, તેથી નિશ્ચય તને સત્પુરુષોના લોકની પ્રાપ્તિ થશે."[૬૨]

એ પ્રમાણે કૌસલ્યાએ સાંત્વન કરવાથી, દુઃખપીડિત મહાત્મા ભરતનું મન, જે અદ્યાપિપર્યંત ભ્રમણા તથા શોકને લીધે અતિશય ખેદ પામ્યું હતું, તે કંઇક શાંત થયું. પણ એમ ચેતન વગરનો થઇ કલ્પાંત કરતાં તેને આખો દિવસ વહી ગયો, પૃથ્વી ઉપર પડી વારંવાર નિઃશ્વાસયુક્ત વિલાપ કરતાં તેની બુદ્ધિ નાશ પામ્યા સરખી થઇ ગઈ અને શોકને લીધે વર્ષ સમાન થઇ પડેલી એ ઘોર રાત્રિ કેમે કરી નિવૃત્ત થઇ નહિ.[૬૩-૬૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પંચોતેરમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૭૬ મો.

## દશરથને અગ્નિસંસ્કાર.

બીજે દિવસે પ્રાતઃકાળે, માતુલ કુળથી ભરત આવ્યાની ખબર પડતાં, રાજગુરુ વસિષ્ઠ તેની પાસે આવી, તેનું સાંત્વન કરી, શ્રેષ્ઠ વાણીવડે કહેવા લાગ્યોઃ[૧] "હે મોટા યશવાળા! હે રાજપુત્ર ભરત! તારું કલ્યાણ થાઓ. હે વત્સ! હવે તું આ વિપુલ શોકનો ત્યાગ કરીને, ઉત્તમ રીતિએ પ્રેતનિર્હાર કરવા તૈયાર થા; કારણ તારા પિતાને દેહમુક્ત થયે આજ પંદર દિવસ થયા છે."[૨] એવાં મહર્ષિનાં વચન સાંભળી, તુરત તેના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કરીને, ધર્મજ્ઞ ભરતે પોતાના મંત્રીઓને પ્રેતકાર્ય કરવા વિષે પ્રેર્યા.[૩] ત્યારે તેઓએ મહારાજા દશરથનાં શરીરને તેલમાંથી બહાર કાઢી, પૃથ્વીપર મૂક્યું. તે શરીર ઘણા દિવસ તેલમાં રહેલું

હોવાથી પીતવર્ણ થઇ ગયું હતું ખરું, પણ કોઇ વાતે બગડવા પામ્યું નહોતું.[૪] પછી તેને અનેક રત્નોથી સુશોભિત કરેલી શય્યામાં મૂક્યું; ત્યારે અતિ દુઃખ-યુક્ત થયલો ભરત ધીરજ રાખી શકયો નહિ. જાણે દશરથ રાજા પ્રત્યક્ષ સુતો જ છે, એવો પ્રકાર જોઈ, ભરત મોટા આક્રોશથી વિલાપ કરવા લાગ્યો:[૫] "હે પિતા! આ તમને શું સૂઝ્યું? મને એકલો કયાં મૂકી જાય છે? હે તાત! હું દેશાંતરમાં ગયો હતો, ત્યાંથી પાછો આવ્યા પહેલાં, ધર્મજ્ઞ રામ તથા મહા-બળવાન્ લક્ષ્મણને વનમાં મોકલી, તેમ જ પુરુષવ્યાઘ્ર તથા અકિલષ્ટ કર્મા મારા જ્યેષ્ઠ બાંધવના વિયોગથી દુઃખી થતાં અયોધ્યાવાસીઓનો ત્યાગ કરીને, તું કેમ જાય છે?[૬-૭] હે પિતા! તું સ્વર્ગ પ્રત્યે ચાલ્યો, ને રામે વનનો આશ્રય કર્યો, ત્યારે હવે આ તારી પુત્રસમાન પ્રજાનાં યોગક્ષેમ કોણ વહન કરશે?[૮] હે મહારાજ! તારા જેવા પાલન કરનાર ભૂપતિ વિનાની આ પૃથ્વી કંઇ શોભતી નથી. રે! તારા વિના સૌભાગ્ય રહિત થયેલી ( રંડાયલી ) આ અયો-ધ્યાપુરી, ચંદ્ર વિનાની રાત્રિ સરખી મલીન દેખાય છે."[૯] એવી રીતે દીનત્વથી વિલાપ કરતા ભરતને વળી મહામુનિ વસિષ્ઠે કહ્યું:[૧૦] "હે રાજપુત્ર ભરત! તારા જેવા બુદ્ધિમાન્ પુરુષને વારંવાર કહેવું પડે એ ઠીક નહિ; તું આ પ્રમાણે વારંવાર પૂર્વના વૈભવોનો વિચાર કરી વિલાપ કરીશ તો શોકને લીધે તારું હૃદય મૂર્ચ્છિત થઇ જશે. માટે કશો વિચાર કર્યા વગર સમયને જ અનુસરીને મહારાજાનું જે પ્રેત સંસ્કાર કાર્ય કરવાનું છે, તેની ઉતાવળ કર."[૧૧]

રાજગુરુનાં એ વચન તુરત માન્ય કરીને ભરતે શાસ્ત્રમાં કહેલી પ્રેતક્રિયાને જાણનારા ઋત્વિજો, પુરો-હિતો તથા આચાર્યાદિને તે ક્રિયા ચાલુ કરવાની આજ્ઞા કરી.[૧૨] ત્યારે દશરથરાયના અગ્નિઓ, કે જે ઘરમાં શબ પડેલું હોવાને લીધે રાજા મરણ પામ્યો ત્યારથી અગ્નિહોત્રશાળાઓમાંથી બહાર રાખેલા હતા, તેઓમાં ઋત્વિજ, યાજક તથા ઉપદ્રષ્ટાઓ, પ્રેતશાંતિ સંબંધી યથાવિધિ હોમ કરવા લાગ્યા.[૧૩] પછી એ કૃત્ય થઈ રહ્યું કે, તુરત દશરથરાજાના સેવકો, કે જેઓના કંઠ, ગળતાં અશ્રુને લીધે ભીંજાઇ ગયા હતા, તેઓ શબને શિબિકામાં બેસાડી, ઉપાડીને ચાલતા થયા.[૧૪] તે સમયે કેટલાક જનો વસ્ત્રો તથા સોનાનાં અને રૂપાનાં ફૂલો માર્ગને વિષે ઉછાળતા આગળ ચાલવા લાગ્યા.[૧૫] ત્યાંથી અગ્નિસંસ્કાર કરવાના સ્થાન પ્રત્યે જઈ, શબને હેઠું ઉતારીને ઘણાક પુરુષોએ મળી પદ્મ અને દેવદારુનાં સૂકાં કાષ્ઠ, ચંદન, અગરુ, ગુગલ, (દેવદારુની જાતનાં) સરલ વૃક્ષનાં કાષ્ઠ, તથા ઘણાક ઊંચા તેમ જ હલકા સુગંધી પદાર્થોવડે એક મોટી ચિતા ખડકી, તેમાં રાજાના દેહને સ્થાપન કરી, ચિતાને અગ્નિથી પ્રક-ટાવીને ઋત્વિજો રાજાના પરલોકની સિદ્ધિને માટે પિતૃમેધિક મંત્રનો જપ કરવા લાગ્યા. બીજા કેટ-લાક સામવેદી બ્રાહ્મણોએ સામવેદના મંત્રોનો પાઠ ચાલું કર્યો.[૧૬-૧૮] એટલામાં વૃદ્ધ પુરુષોથી વિંટાયલી દશરથરાયની સર્વ રાણીઓ શિબિકાઓમાં બેસી ત્યાં આવી;[૧૯] ને ઋત્વિજોના કહ્યા પ્રમાણે કૌસલ્યાને મુખ્ય કરી, તેઓએ, તે અશ્વમેધ પર્યંતના મોટા મોટા યજ્ઞો કરનારા મહારાજાને અતિ શોક તથા તાપ પામતાં અપ્ર દક્ષિણા કરી (ચિતાની આસપાસ અપસવ્ય પ્રદક્ષિણા કરી).[૨૦] એ સમયે તે અતિ પીડિત થયેલી સર્વ સ્ત્રીઓના ક્રૌંચીના સરખા અતિ કરુણાયુક્ત આક્રોશથી અત્યંત ખેદ ઉપજવા લાગ્યો.[૨૧] અગ્નિ સંસ્કાર થઇ રહ્યો, ત્યાર-પછી ત્યાં આવેલા ભરતાદિ સર્વ પુરુષો સહિત તે સ્ત્રીઓ પાછી વાહનોમાં બેસી સરયૂ નદીના કિનારાપર આવી; ને ત્યાં મૃત સ્નાનાદિ કરી ભરત, મંત્રીઓ તથા પુરોહિતો સહિત સહુએ દશરથરાયને ઉદકદાન આપ્યું. પછી અશ્રુવ્યાપ્ત નેત્રવાળાં તે સર્વ મનુષ્યોએ અયોધ્યા-માં પ્રવેશ કરીને તે દિવસથી માંડી દશ રાત્રિપર્યંત* પૃથ્વીપર શયન કરતાં મરણા શૌચ પાળ્યું.[૨૨-૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં છોતેરમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૭૭ મો.

## દશરથરાયની ઉત્તર ક્રિયા.

પ્રેત સંસ્કાર કર્યાને દશ દિવસ વ્યતીત થઈ અ-ગિયારમો દિવસ થયો, ત્યારે દશરથપુત્ર ભરતે, કુટુંબ સહિત અશૌચ નિવૃત્ત કરી સ્નાન કર્યું; ને બારમે દિવસે દ્વાદશાંત-દ્વિતીય માસિકાદિ સપિંડી કરણાંત શ્રાદ્ધ કર્યું;[૧] અને દશરથરાયના પરલોક નિમિત્તે બ્રાહ્મણોને ધન, રત્ન, પુષ્કળ અન્ન, અજા, સુવર્ણ, અસંખ્ય ધેનુ, દાસીઓ, દાસ, રથાદિ વાહનો તથા રહેવા માટેનાં મોટાં ગૃહો દાનમાં આપ્યાં.[૨-૩] તેરમે દિવસે [ જ્યાં

* સ્મૃતિમાં એમ જણાવ્યું છે કે, રાજાના મરણ પાછળ બાર દિવસ સૂતક પાળવું, ને ક્ષત્રિય પાછળ સોળ. પરાશર મુનિ જણાવે છે કે, ક્ષત્રિય પાછળ દશ દિવસ પાળવું.

શબને અગ્નિસંસ્કાર કર્યો હોય ત્યાંથી ચિતાની રાખને ઉપાડી તે સ્થળને શુદ્ધ કરવું એવો ક્ષત્રિયોનો ધર્મ હોવાથી, તે દિવસે] પ્રભાતે ઉઠી ગદ્ગદ્ કંઠે રુદન કરતો પગપાળો થઈ, મહાબાહુ ભરત સ્મશાનમાં ગયો; ને ત્યાં ચિતા પાસે બેસીને પિતાને સંભારી, ઘાડા સ્વરથી વિલાપ કરવા લાગ્યો:૪-૫ "હા તાત! હા પિતુ! હે અયોધ્યાધીશ! તેં મને જેને સ્વાધીન કીધો હતો, તે મારો વડીલ બંધુ તો વનમાં ગયો છે, હવે તું કોને આધારે મારો ત્યાગ કરીને ગયો?૬ હે પ્રભો! અનાથ કૌસલ્યાના આધારરૂપ રામને તેં વનમાં મોકલ્યો છે, તો તે અમારી માતાનો ત્યાગ કરી તું ક્યાં ગયો?"૭ એવી રીતે શોક કરતાં ભરતનું હૃદય અતિશય ભરાઈ આવવાથી-તે ચિતાસ્થાન, કે જ્યાં તેના પિતાનું શરીર અતિ દાહને લીધે અસ્થિ સહિત બળીને ખાખ થઈ ગયું હતું અને ઘણા દાહને લીધે તે ભસ્મ પણ લાલ થઈ ગઈ હતી, ત્યાં આગળ તે ગળગળો થઇને બેસી ગયો.૮ તે શોકનિમગ્ન થઈ જવાથી-માણસો હાથ ઝાલીને ઉઠાડવા લાગ્યા તોપણ-યન્ત્રવડે ઉભા કરેલા ઇન્દ્રધ્વજની પેઠે તે ઉભો થઇ પૃથ્વીપર અંબળાઈ પડ્યો.૯ આવો પ્રકાર જોઈ, જેમ અંતકાળ સમે યયાતિ રાજાની પાસે ઋષિઓ આવ્યા હતા તેમ, ભરતની પાસે ત્યાંથી છેટે ઉભેલો તેનો સર્વ અમાત્યવર્ગ ચાલી આવી તેની આશ્વાસન કરવા લાગ્યો.૧૦ પણ એટલામાં તો શોકવ્યાપ્ત ભરતને જોઇને, મહાત્મા શત્રુઘ્ન પણ પોતાના પિતાનું સ્મરણ કરતાં સંજ્ઞારહિત થઈ પૃથ્વીપર પડી ગયો.૧૧ ઉન્મત્તની પેઠે અસ્થિર ચિત્તવડે તે શોક સાગરમાં ડૂબી, પિતાનાં લાડ સંભારી વિલાપ કરવા લાગ્યો:૧૨ "અહા! આ ભયંકર શોકસાગરનું મૂળ કારણ, કૈકેયી દ્વારા વિષધર સર્પના જેવી મંથરા છે, ને તેની પ્રેરણાથી ઉશ્કેરાયલી કૈકેયીએ વરદાન નિમિત્તે આ મહા કલેશ ઉત્પન્ન કીધો છે, ને અમને સંતાપ કરાવ્યો છે.૧૩ હે તાત! આ સુકુમાર બાળક, નિરંતર તેં લાડ લડાવેલાં તથા તારે લીધે વિલાપ કરતો એવો મારો બાંધવ ભરત, તે સહિત અમોને ત્યાગ કરીને તું ક્યાં ચાલી ગયો?૧૪ હે પિતા! અમને સર્વ ભાઇઓને પાસે બેસારીને તારા વિના હવે યથેચ્છ ભોજનના પદાર્થો, પેય પદાર્થો, વસ્ત્રો તથા આભરણો આદિ કોણ આપશે?૧૫ અરે હે ધર્મજ્ઞ પિતા! તારા જેવા પાલક મહાત્મા વિનાની થયેલી આ પૃથ્વીને ખરેખર ભેદ પામવાનો સમય પાસે આવ્યો છે, છતાં તે ભેદ પામતી નથી.૧૬ અહો! પિતા! તું સ્વર્ગ લોકમાં સિધાવ્યો, વડીલ બાંધવે અરણ્યવાસ કર્યો; ત્યારે શિરછત્ર રહિત થયેલા મને જીવવાનું હવે શું સામર્થ્ય છે? માટે હું તો અગ્નિમાં પ્રવેશ કરીશ;૧૭ કિંવા તપોવનમાં જઈ વસીશ; પણ પિતા તથા વડીલ ભ્રાતા વગરની શૂન્ય અયોધ્યાપુરીમાં પ્રવેશ કરીશ નહિ."૧૮

એવી રીતે અતિ ખેદને લીધે શ્રાંત થયેલા ભરત તથા શત્રુઘ્ન, ભાંગી ગએલાં શૃંગવાળા વૃષભોની પેઠે પૃથ્વી ઉપર પડી અતિ શોક તથા વિલાપ કરતા હતા. તે જોઈ તેમનો સેવક વર્ગ પણ શોકને લીધે અતિ પીડિત થઈ ગયો.૧૯-૨૦ ત્યારે સત્વ પ્રકૃતિવાન તથા સર્વજ્ઞ રાજગુરુ વસિષ્ઠે ભરતને ઉઠાડી સમજાવ્યો:૨૧ "હે સમર્થ! રાજપુત્ર ભરત! તારા પિતાને અગ્નિસંસ્કાર થયે આજ તેરમો દિવસ છે, ને અગ્નિદાહ પછી અશૌચમાંજ અસ્થિ સંચય કીધેલાં છે, તો ત્યાંથી ચિતા ભસ્મને શરયૂમાં નાખી તે સ્થાનને શુદ્ધ કરવું જોઇએ; તેનો તું કેમ વિચાર કરતો નથી? હવે વિલંબ કર મા.૨૨ તું તો જ્ઞાતા છે, (માટે ક્ષુધા તૃષા, શોક મોહ, જન્મ મરણ, સુખ દુઃખ અને લાભ અલાભ) એ ત્રિદ્વંદ્વો ઘણુંકરીને સર્વ ભૂત પ્રાણીને અનિવાર્ય છે, એમ તું જાણે છે, છતાં તારા પિતાના મરણ શોકથી તારે આમ પીડિત અને મોહિત કેમ થવું જોઇએ? માટે ઉઠ અને સાવધાન થા!"૨૩ એ પ્રમાણે વસિષ્ઠ મુનિએ મહાત્મા ભરતને સમજાવી બેઠો કર્યો, ત્યારે તત્ત્વજ્ઞ સુમંત્રે પણ શત્રુઘ્નને ઉઠાડી પ્રસન્ન કરીને, "સર્વ ભૂતપ્રાણીની પછવાડે જન્મ પછી મરણ લાગેલું જ છે," એમ ઘણી રીતે સમજાવી સાંત્વના કરી.૨૪ ત્યારે વૃષ્ટિ તથા સૂર્યના તાપથી મ્લાન થયલા ઇન્દ્રધ્વજ સરખા તે પુરુષવ્યાઘ્ર-યશસ્વી ભરત, શત્રુઘ્ન-બંને ભાઈ રડતાં રડતાં લાલ થઈ ગયેલાં નેત્રોને લૂછતા, તેમ જ દીન સરખાં ભાષણ કરતા ઉભા થયા, એટલે તેમના અમાત્યોએ તેમને ભસ્મોદ્ધારાદિ ક્રિયાનો ઉદ્દેશ કરીને બીજી પણ (ત્રયોદશાહ શ્રાદ્ધાદિ)અશેષ ક્રિયાઓ કરવા માટે ઉતાવળ કરાવી.૨૫-૨૬

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સીતોતેરમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૭૮ મો.
## મંથરાને તાડન.

ત્રયોદશાહ સંબંધી સર્વ ક્રિયા કરીને બંને ભાઇ ઘેર આવ્યા; ને રામને આપણે કેવી રીતે મળવું ? એ સંબંધે વાતો કરવા લાગ્યા. તે વેળા ભરત પ્રત્યે લક્ષ્મણનો લઘુ બાંધવ શત્રુઘ્ન બોલ્યો:[1] "અહો ! જે રઘુવીર સંકટ સમયે સ્મરણ કરવાથી સર્વ ભૂત-પ્રાણીઓનાં દુઃખોનો નાશ કરનારા છે, તે શું તેને પોતાને તથા આપણને પ્રાપ્ત થતાં સંકટોનું નિવારણ કરી ન શકે ? પણ રે ! તે પરાક્રમી નરે તેમ ન કરતાં ધર્મને વશ થઈ, કૈકેયીની પ્રેરણાથી વનમાં પ્રયાણ કર્યું, છતાં વિર્યવાન્ લક્ષ્મણે પણ પિતાને સમજાવી તેમનો નિરોધ કર્યો નહિ ![2-3] રે પ્રિય બંધુ ! શું મારો મોટો ભાઇ લક્ષ્મણ, તેણે પણ ન્યાયાન્યાયનો વિચાર કરીને રામને વનમાં જતો અટકાવ્યો નહિ, એ અનુચિત નથી કર્યું ? શું તેણે અન્યાય માર્ગે પ્રવર્તેલા, સ્ત્રીવશ દશરથરાયનો નિગ્રહ નહોતો કરવો જોઇતો ? યથાન્યાયે થતા રાજ્યાભિષેક માટે યોજેલા રામને એકાએક વનમાં મોકલવાના અન્યાય માટે દશરથ રાજા નિગ્રહ કરવા યોગ્ય જ હતો."[4]

એ પ્રમાણે આવેશમાં આવી શત્રુઘ્ન ભરત પ્રત્યે ભાષણ કરતો હતો, એવામાં જ્યાં તે ઉભો હતો તે જ દ્વાર આગળ યદૃચ્છાથી મોટા હર્ષમાં હોય તેવી રીતે શૃંગારાયલી કુબ્જા મંથરા આવી.[5] શરીરપર તેણે અનેક મંગળ આભરણો ધારણ કીધાં હતાં, સુગંધી ચંદન ચર્ચ્યું હતું, રાજાની સ્ત્રીને ધારણ કરવા યોગ્ય વસ્ત્રો પહેર્યાં હતાં, શરીરપર અનેક તરેહનાં રત્ન-જડિત ભૂષણો ઝળકી રહ્યાં હતાં,ને એમ કુબ્જા (કુરૂપા) છતાં પણ કૈકેયીની માનીતી હોવાને લીધે, કટિમેખલા આદિ ઘણાં વસ્ત્રાભૂષણોવડે શણગારાયલી હતી, તેથી જાણે દોરડાંથી બંધાયેલી વાનરી હોયની, તેવી તે લાગતી હતી.[6-7] [રામ વનમાં ગયો અને દશરથરાયનું મરણ થયું તેથી સર્વત્ર મહાશોક પ્રસરી રહ્યો હતો; પરંતુ એ કુબ્જાના મનમાં તેની કશી અસર થઇ હોય એમ દેખાતું નહોતું. તે તો જાણે પોતાનો કોઇ મોટો મનોરથ પૂર્ણ થયો હોય તેવા આનંદમાં હતી.] એ પાપિણી જેવી મલકાતી મલકાતી ત્યાં આગળ આવી ને વળી કંઇ ડહાપણ કરતી બોલવા લાગી કે તુરત જ, ત્યાં ઉભેલા એક દ્વારપાળે (અથવા કોઇ અન્ય પુરુષે) રીસથી તેણીને પકડીને શત્રુઘ્ન આગળ ઘસડી ઉભી કરી કહ્યું:[8] "હે રાજપુત્ર! હે કુમાર શત્રુઘ્ન! જેને લીધે રામને વનવાસ થયો, તથા જેને લીધે તારા પિતાના પ્રાણ ગયા, તેનાં મૂળ કારણ ભૂત આ પાપિણી નૃશંસ કુબ્જા જ છે; માટે યથેચ્છપણે હવે તેને તું શિક્ષા કર."[9] એ સાંભળી સર્વ અંતઃપુરવાસીજનોના સાંભળતાં શત્રુઘ્ન મોટેથી બોલ્યો:[10] "અરે! આ દુષ્ટા મંથરાએ જ મારા બાંધવોને તથા પિતાને તીવ્ર દુઃખ ઉત્પન્ન કર્યું છે; માટે તે પોતે કરેલાં કર્મનાં ફળ ભોગવશે જ !"[11] એમ કહેતાં જ તેણે તે પોતાની અનેક સખીઓની વચ્ચે ઉભેલી મંથરાને બલાત્કારથી પકડી એક બાજુ ખેંચી લીધી, ને કેશ ઝાલી હેઠી પાડી. પણ એટલામાં તો મન્થરાએ મોટી ચીસ નાંખીને આખા અંતઃપુરને ગજાવી મૂક્યું.[12] શત્રુઘ્નનો ક્રોધ જોઈ તેની સખીઓ ભય પામી ચોમેરથી નાસવા લાગી.[13] તેઓએ વિચાર કીધો કે "આ શત્રુઘ્ને હવે પરાક્રમ કરવાનો આરંભ કર્યો છે; તે કુબ્જાની સાથે આપણો પણ નાશ કર્યા વિના છોડશે નહિ, માટે ચાલો આપણે ઉતાવળથી પરમ દયાળુ તથા વદાન્ય એવાં ધર્મજ્ઞ યશસ્વિની કૌસલ્યાને શરણે જઇએ, કે જ્યાં આપણું અવશ્ય રક્ષણ થશે."[14-15] સખીઓ એ પ્રમાણે નાસી ગઈ ત્યારે એકલી રહેલી અને પૃથ્વીપર પડી પડી બરાડા પાડતી મંથરાને શોકાકુલ શત્રુઘ્ને ખૂબ લાત મુક્કિના પ્રહાર કરી, કેશ પકડી ચોમેર ઘસ-ડવા માંડી.[16] તેણીના વારંવાર ઘસડાવાથી, પછડા-વાથી તથા શોરબકોરથી આખું રાજગૃહ ગાજવા માંડ્યું; ને રાજગૃહમાં ચારે કોર ગોઠવી મૂકેલાં રત્નજડિત સોના રૂપાનાં વિચિત્ર પાત્રો જમીનપર વેરાઇ પડ્યાં.[17] એ સુંદર પાત્રોને લીધે રાજગૃહ જાણે શરદઋતુમાં શોભતા તારાગણોવાળું આકાશ હોય એવું શોભવા લાગ્યું.[18]

એ પ્રમાણે નરશ્રેષ્ઠ શત્રુઘ્ને, ક્રોધને લીધે બળાત્કારથી ચોટલો પકડીને કુબ્જા મંથરાને પૃથ્વીપર ઘસડવા તથા મારવા માંડી, ત્યારે કૈકેયીએ ત્યાં આવી તેને મૂકી દેવા માટે કહ્યું. પણ શત્રુઘ્ને તેણીને જોતાં જ તરછોડીને ક્રોધ સહિત અનેક ક્રૂર તથા પરુષ વાક્યો કહી ધિક્કારી કાઢી;[19] એટલે કૈકયી તે પરુષ વચનોથી દુઃખી થઈ, શત્રુઘ્નના ક્રોધથી, બહુ ભય પામીને કુબ્જાને છોડા-વવાને ભરતને શરણે જઈ ઉભી ![20] [ અંતઃપુરમાં સર્વત્ર હાહાકાર થઈ ગયો, ને કૈકેયીનાં દાસદાસી તો સૌ ભય પામી થરથર કંપવા તથા સંતાવા લાગ્યાં. કુબ્જા પણ પ્રહારને લીધે અતિશય ત્રાસ પામી, ત્રાહે ત્રાહે

પોકારવા લાગી. તેણીના મ્હોંપર ફીણ આવ્યું ને સૌ ગાત્ર વિકળ તથા શિથિલ થઇ ગયાં.] હવે એને જોઇએ તેટલી શિક્ષા થઈ છે એમ જાણી મહાત્મા ભરતે શત્રુઘ્ન પ્રત્યે કહ્યું: "હે ભ્રાત! સર્વ ભૂત પ્રાણીને સ્ત્રી સર્વથા અવધ્ય છે, માટે તું હવે ક્ષમા કર![21] જો સ્ત્રી અવધ્ય ન હોત તો આ પાપકર્મ કરનારી દુષ્ટા કૈકેયીને હું કદી જીવતી મૂકત નહિ. પણ શું કરું? જો એમ કરું તો રામ મને માતૃઘાતી જાણી મહાકોપાયમાન થાય![22] માટે હે બંધુ! તું પણ જો આ મંથરાનો વધ કરીશ, તો ધર્માત્મા રામ આપણને સ્ત્રી હત્યારા માની, કદી આપણી સાથે ભાષણ પણ કરશે નહિ!"[23] ભરતનાં એવાં શિક્ષાવચન સાંભળી, શત્રુઘ્ને તે દોષ મૂર્ચ્છિત કૂબડીને શિક્ષા કરવી મૂકી દીધી.[24] તે ત્યાંથી ઊઠી કૈકેયીના પગમાં જઈ પડી, ને મારને લીધે મોટા નિઃશ્વાસયુક્ત કરુણાજનક વિલાપ કરવા લાગી, જેથી જાણે જાળમાં ફસાયલી ક્રૌંચી હોય તેમ ભયાકુળ થયેલી કૈકેયીએ ધ્રુજતાં ધ્રુજતાં ધીમે રહી તેનું આશ્વાસન કર્યું![25-26]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ઇઠોતેરમો સર્ગ સંપૂર્ણ.**



# રામાનયન યાત્રા.



## સર્ગ ૭૯ મો.

### ભરતે કરેલો રાજ્યનો અસ્વીકાર.

મહારાજા દશરથની તેર દિવસ સૂધીની ઉત્તર ક્રિયા સર્વ સમાપ્ત થઇ. ચૌદમો દિવસ થયો. પ્રાતઃકાળે રાજ્યકારભાર કરનારા સર્વ અમાત્યાદિ પુરુષો એકત્ર થઇ ભરત પ્રત્યે આવી કહેવા લાગ્યા:[1] "હે મહાયશસ્વી રાજપુત્ર! અમારા પૂજ્યમાં પણ પૂજ્ય તથા ગુરુરૂપ રાજા દશરથ હતા, તે તો જ્યેષ્ઠ પુત્ર રામને તથા લક્ષ્મણને વનમાં મોકલી સ્વર્ગે સીધાવ્યો છે.[2] આ રાજ્ય હવે નાયક વિના સૂનું પડેલું છે; અમારી વિનતિનો સ્વીકાર કરી તું અમારો રાજા થા. રામ વનમાં પધાર્યો છે ને અનુક્રમે જોતાં તેનાથી નહાનો તું જ છે; [અર્થાત્ રામ પછી તુરત તારો જન્મ છે, ને તારા પછી લક્ષ્મણ શત્રુઘ્ન જન્મ્યા છે. તેથી ન્યાય સંગતિએ પણ રાજ્ય તને જ મળવું જોઈએ; વળી રાજાએ સત્ય પ્રતિજ્ઞાપૂર્વક તને આ રાજ્ય અર્પણ સુદ્ધાં કરેલું છે, માટે તે ગ્રહણ કરવામાં તને કશો દોષ નથી. તેથી હે રાજપુત્ર! રઘુવીરને અભિષેક કરવા સારુ તૈયાર કરેલાં સાહિત્યો લઇને મન્ત્રીઓ તથા અયોધ્યાવાસીજનો તારી વાટ જોઇ રહ્યા છે, માટે તું પોતાના શરીરને રાજ્યાભિષેક કરી, પિતૃપિતામહાદિના પરંપરાનુગત રાજ્યને સ્વાધીન લઇને અમારું રક્ષણ કર."[3-5]

અમાત્ય વર્ગનાં એવાં વચન સાંભળી તથા અભિષેકનાં સાહિત્યોને પ્રદક્ષિણા કરીને સુવ્રત ભરતે તે સર્વ જનોને કહ્યું:[6] "હે પ્રીતિમાન્ જનો! તમારે મને આ પ્રમાણે કહેવું યોગ્ય નથી; કારણ તમે સૌ જાણો જ છો કે, અમારા કુળમાં નિરંતર જ્યેષ્ઠ પુત્રને જ રાજ્ય પ્રાપ્ત થાય છે![7] માટે રાજ્યસિંહાસને તો મારો વડીલ બાંધવ રઘુવીર જ વિરાજશે, ને હું તો તેની વતી ચૌદ વર્ષ અરણ્યમાં જઇ વસીશ.[8] હું મારા પ્રિય બાંધવને વનમાંથી અહીં લાવીશ. માટે બીજી સર્વ વાર્તા મૂકી તમે ત્યાં જવા માટે મોટી બળવાન્ ચતુરંગ સેનાને તૈયાર કરો.[9] વળી આ રાજ્યાભિષેકનાં સાહિત્યો પણ તેની સાથે જ લ્યો, કે જેથી મારા જ્યેષ્ઠ બંધુને હું વનમાં જ રાજ્યાભિષેક કરીને, જેમ યાજ્ઞિક પુરુષો યજ્ઞમાંથી અગ્નિ લાવે, તેમ ત્યાંથી તેમને હું અયોધ્યા પ્રત્યે લાવીશ.[10-11] તમો નિશ્ચયપૂર્વક જાણજો કે, પુત્રને રાજ્ય પ્રાપ્ત થવાની લાલસાવાળી મારી માતા કૈકેયીની ઇચ્છાને હું કદી પણ પૂર્ણ થવા દઇશ નહિ. ! રાજ્ય રામ કરશે, ને આ ભરત વનવાસ કરશે.[12] માટે હે મારા પ્રિય સચિવો! મારું કહ્યું માની હવે તમે વનમાર્ગના ભોમિયા તથા ચૌરાદિથી રક્ષણ કરનારા પુરુષોને સાથે મોકલી, બળવાન્ ખનકો તથા શિલ્પિઓ પાસે વનના વિષમ માર્ગોને સરખો કરાવો."[13]

રામપરની ભરતની આવી અથાગ પ્રીતિ જોઇ, તે પ્રધાનાદિ જનો બહુ હર્ષ પામી, તેને કહેવા લાગ્યા:[14] "હે બુદ્ધિમાન્ રાજપુત્ર! સદ્ધર્મ ઉપર તારી આટલી બધી દૃઢ પ્રીતિ છે, તેમ પોતાને પ્રાપ્ત થયલું રાજ્ય તારા જ્યેષ્ઠ બાંધવને આપવા ઇચ્છે છે, માટે તારું કલ્યાણ થાઓ! તને લક્ષ્મીની પ્રાપ્તિ થાઓ."[15] એ પ્રમાણે પ્રધાનાદિનાં આશીર્વાદપૂર્વક વચન સાંભળી ભરતનાં નેત્રમાંથી હર્ષબિંદુ વહેવા લાગ્યાં.[16] તેનાં સદ્વાક્યોથી આનંદ પામી, શોક રહિત થયેલા તે સભાસદોએ રામને વિષે અતિશય ભક્તિમાન એવા રક્ષકો તથા શિલ્પિજનોને વનમાર્ગ

સરખા કરવાની આજ્ઞા આપી ને તે ભરતને નિવેદન કરી, સભા વિસર્જન કરી.[૧૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં ઓગણાએંશીમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૮૦ મો.

## વનમાર્ગની સુધારણા.

મંત્રીજનોએ આજ્ઞા કરવાથી સૈન્ય ઉપડ્યા પહેલાં, સર્વ શિલ્પિવર્ગ પોતપોતાનાં આયુધો સહિત વનમાર્ગને સુધારવા માટે પ્રવૃત્ત થયો. ભૂમિપ્રદેશજ્ઞો,* સૂત્રકર્મ વિશારદ,† શત્રુએ ઘેરી લીધેલી જગાએ પણ સમર્થપણે ભૂમિ ખોદવામાં તથા સુરંગો વગેરે પાડવામાં કુશળ એવા ખનકો, જળના પ્રવાહને યન્ત્રવડે દૂર સ્થાન પ્રત્યે લઈ જવામાં કુશળ યન્ત્રકો,[૧] મજુરી કરનારાઓ, રથાદિ વાહન નિર્માણ કરનારાઓ, પથરા વગેરેને દૂર ફેંકી દેનારા યન્ત્રકોવિદો, પ્રત્યેક સમયે સર્વની સાવધપણે રક્ષા કરનારા, માર્ગની વચ્ચે આવતાં વૃક્ષોને કાપનારા વૃક્ષતક્ષકો,[૨] રસોઈઆ, સુધાકાર-ઘાયલ મનુષ્યને તુરતાતુરત મલમપટી આદિથી સારવાર કરનાર તથા હાડ સાંધવામાં કુશળ એવા હાડવૈદ્ય, વાંસની ટટ્ટી, સાદડી, સૂપડાં, કંડિયા, ટોપલી ઇત્યાદિ બનાવનાર વાંસફોડા તથા ઘોડાઓનાં પલાણ તથા સાજ બનાવનારા, વનમાર્ગના ભોમીઆ તથા અજાણ્યા સ્થળોમાં પણ સરળ તેમ જ નિર્ભય માર્ગો અને પડાવ કરવાનાં સ્થળો શોધી કાઢવામાં સમર્થ એવા સર્વ પુરુષો, અયોધ્યાથી વનમાર્ગે વિદાય થયા.[૩] તે માર્ગ-સુધારકો માત્ર ભરતની આજ્ઞાથી જ નહિ, પણ, 'આ નિમિત્તે આપણને રામનાં દર્શન થશે' એવી લાલસાથી હર્ષપૂર્વક ઘણી ઝડપથી પોતપોતાના કામનાં ઓજારો લઈ ચાલ્યા. એ વખતે પર્વણીમાં જેમ સમુદ્ર ઉછળી રહે તેવો તેનો વેગ જણાતો હતો.[૪] તેઓ પોતપોતાના જથાઓમાં રહી વનને વિષે કામ કરવા લાગ્યા. વળી ભાંગ્યેતૂટ્યે તુરતાતુરત ખપમાં આવતાં હથિયારોથી ભરેલાં ગાડાં પણ તેમની આગળ રવાને થયાં હતાં.[૫] માર્ગમાં આડે આવતી વૃક્ષની શાખાઓ, વેલા, નીચી ઉંચી ઝાડી, જાળાં, ઝાંખરાં તથા હરકત કરતાં મોટાં વૃક્ષોને પણ કાપી નાંખતા, તેમ જ માર્ગમાંના પત્થરો વગેરેને કોરે કાઢી નાંખતા ચાલતા હતા.[૬] કેટલાકો વૃક્ષ વિનાની જગાઓપર વૃક્ષો રોપતા હતા, તો કેટલાકો કોદાળા, ચાંચવા, પાવડા આદિથી મોટા નાના ટેકરાઓ અને પત્થરોને તોડી નાંખી રસ્તો સાફ કરતા હતા.[૭] કેટલાકો તે ખોદાયેલી માટી, પથરા આદિથી ખાડા તથા વેહેળા પૂરતા હતા અને ઘાટાં મૂળવાળાં થૂંબડાંઓને હાથવતી ઉખેડી નાંખતા હતા.[૮] કેટલાકો માર્ગ વચ્ચે આવતા કૂવા તથા ખાડાઓને ધૂળથી પૂરી જમીન સરખી કરતા હતા. વળી માર્ગમાં જ્યાં જ્યાં ઉતરી ન શકાય એવા ઉંડા જળપ્રવાહો આવે ત્યાં પાજ્યો (પૂલો) બાંધવા માંડતા અને નિર્જળ સ્થળે મીઠા જળના કૂવા, વાવ, તળાવ ઇત્યાદિ સુશોભિત જલાશયો બાંધતા હતા. વળી અલ્પ જળના પ્રવાહોને બાંધી સમુદ્ર સરખા વિશાળ બનાવતા. કેટલાંક સુંદર જલાશયો, કે જે મધુર શબ્દ કરતાં પક્ષીઓને વસવાનાં અનેક સુવૃક્ષોની છાયાથી ઢંકાયેલાં હતાં, ત્યાં આગળ તે શિલ્પિઓએ ચુનાના તથા માટીના ચોતરા બાંધ્યા, ને તેઓપર પતાકાઓ આદિ રોપી વનમાર્ગ અત્યંત સુશોભિત કીધો.[૯–૧૨] સરખા થયલા માર્ગપર સુગંધી જળનો છંટકાવ, બંને બાજુએ આવેલાં વૃક્ષોપરથી સુગંધી પુષ્પોની વૃષ્ટિ, સ્થળે સ્થળે રોપેલી ધ્વજા તથા પતાકાઓ અને મજલ મજલને છેટે તૈયાર કરી રાખેલાં પડાવ કરવાનાં મુકામો, એ આદિથી ભરતની સેનાને જવાનો માર્ગ સાક્ષાત્ દેવમાર્ગ સમાન સુશોભિત થઇ રહ્યો.[૧૩–૧૪]

એવી રીતે, છૂપા ચારોથી મેળવેલી રામ સંબંધી ખબરો પ્રમાણે,માર્ગો સુધારતા સર્વે ચાલ્યા. માર્ગમાં જે જે સ્થળો, બહુ સ્વાદિષ્ઠ ફળવાળાં વૃક્ષોથી ભરપૂર અને રમણીય હતાં, તે તે સ્થળોપર ભરતની આજ્ઞા પ્રમાણે, છાવણી કરવા માટે વિશાળ અને સુંદર શિબિરો નાંખી તેમાં અનેક પ્રકારના ચંદરવા, શિખર ઉપર ઝળકતા સુવર્ણ કળશો, રત્નયુક્ત ફરકતી ધ્વજાઓ, ને એ આદિ બીજી અનેક શોભાઓથી તેઓને અતિશય સુશોભિત કીધા હતા.[૧૫–૧૬] સ્વતઃ ભરતને ઉતરવાના શ્રેષ્ઠ તંબુઓને તો, મુહૂર્ત જાણનારા પુરુષોએ ઉત્તમ નક્ષત્રોમાં સ્થાપન કીધા. તે તંબુઓની શોભાનો તો પાર જ નહોતો.[૧૭] નગરની આસપાસ હોય તેવી મોટી ખાઇઓ, એ વિશાળ તંબુઓની આસપાસ ખોદેલી હતી. તે ખાઇની ઉપર જાણે કિલ્લો હોય

* ભૂમિ ખોદવાથી જળ નીકળશે કે નહિ અને નીકળશે તો કેવું તે બરાબર જાણનારા.

† ડેરા તંબુ વગેરે નિર્માણ કરનારા ને માર્ગમાં આવતાં જળવાળા તથા નિર્જળ ઘણા ઉંડા વાવ કૂવા વગેરેનું માપ કરી શકનારા, અગાધ જળવાળાં વાવ કૂવા વગેરે જલાશયો નિર્માણ કરનારા.

તેવી મૃત્તિકાની પાળો બાંધી, તે પર જળનો છંટકાવ કરી, ઘણા દિવસથી ઉગી હોય તેવી દુર્વા તથા પુષ્પનાં ઝાડો રોપવામાં આવ્યાં હતાં. વળી તેની અંદર નાના પરપોટા સરખી, શ્વેત અને ઈંદ્રનીલમણિ સમાન ચળકતી પ્રતિમાઓ ચીતરીને સુશોભિત કરેલી ભીંત સરખી કનાતો ઉભી કરવામાં આવી હતી.[૧૮] તેની અંદર જવા આવવા માટે રચેલા નાના તથા મોટા માર્ગો બહુ શોભી રહ્યા હતા ને જાણે ઘણાક પ્રાસાદોવાળો કોઈ રાજમહેલ જ હોયની, તેવા ઊંચા તથા ચારે તરફથી ઊંચી ધ્વજા પતાકાઓવડે અલંકૃત થયેલા હોવાથી તે શિબિરો, ઘણે દૂરથી બહુ શોભાયમાન દેખાતા હતા.[૧૯] વળી તે તંબુઓ, અતિશય શ્વેત હોવાને લીધે તડકા વખતે તો તેજથી તેઓના સામું પણ જોઈ શકાતું નહોતું. છેટેથી મોટાં સાત સાત માળવાળાં મંદિરો કે જેના ઝરુખાઓમાં કપોત આદિ પક્ષીઓનાં પાંજરાં બાંધેલાં હોય છે તેવા દેખાતા તે તંબુઓ ઘણા ઊંચા હોવાને લીધે, જાણે આકાશમાં ગતિ કરનારાં દિવ્ય વિમાનો જ હોયની, કિંવા વનમાં નિર્માણ થયેલી (આકાશમાંથી ઉતરી આવેલી) ઇંદ્રપુરી જ હોયની, તેવા શોભાયમાન લાગતા હતા.[૨૦]

એવી રીતે અનેક પ્રકારનાં વૃક્ષોવાળાં કાનન તથા શીતળ અને અમળ જળવાળી તથા મોટા મગરમચ્છોથી વ્યાપ્ત જાહ્નવી ગંગાથી આરંભીને ક્રમથી સારા શિલ્પિઓએ રુડી રીતે નિર્માણ કરેલો તે નરેંદ્ર ભરતનો માર્ગ, રાત્રિને વિષે ચંદ્ર તથા તારાગણોથી મંડિત થયેલું નિર્મળ આકાશ શોભે, તેવી રીતે તે સમયે શોભી રહ્યો હતો.[૨૧-૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એંશીમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૮૧ મો.

## ભરતની સભાને આમંત્રણ.

એ પ્રમાણે રામને વનમાંથી પાછા લાવવા સારુ, જવા માટેના અભ્યુદયના આરંભમાં કરવી જોઇતી નાંદિમુખાદિ ક્રિયાઓ થવા પૂર્વની એ વર્તમાન રાત્રિ પૂરી થવા આવી એમ જાણીને, ઈચ્છિત કરતાં પણ વિશેષ સ્તુતિ કરી જાણનારા સૂતો તથા માગધો, ભરતના અંતર્મંદિર આગળ આવી, મંગળ સ્તવનોથી સ્તુતિ કરવા લાગ્યા.[૧] તે સાથે વળી સુવર્ણના ડંકાથી ગડગડતાં દુંદુભિ, સેંકડો શંખો, તેમ જ મોટા તથા ઝીણા સ્વરવાળાં બીજાં અનેક વાદ્યો વાગવા લાગ્યાં.[૨] તે સર્વનો એકઠો થયેલો મોટો તુર્યઘોષ આખા અંતઃપુરમાં પ્રસરી જઈ આકાશ સૂધી પહોંચી ગયો. તે ઘોષ શોકસંતપ્ત ભરતના અંતઃકરણને આનંદને બદલે ઉલટો વિશેષ ખેદ ઉપજાવવા લાગ્યો.[૩] પછી ભરતે એકાએક જાગી ઉઠી, ક્રોધે ભરાઇને, "અરે! હું રાજા નથી; આ વાદ્યો મારા આગળ શા માટે વાગવાં જોઇએ?" એમ બોલી તાત્કાળ તે બંધ કરાવી દીધાં; ને શત્રુઘ્નને સંબોધી તે મહાત્મા કહેવા લાગ્યો:[૪] "હે ભ્રાત! કૈકેયીને લીધે મારા સંબંધે ઉત્પન્ન થયેલું આ સ્તુતિકારોનું અનુચિત કર્મ તું જો! હર હર! આવું દુઃખકારક સંકટ મારે માથે નાંખીને દશરથ રાજા સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો.[૫] અરેરે! મહાત્મા દશરથરાય જેવા ધર્માત્મા નૃપતિની ધર્મમૂલક મહારાજ્યશ્રી અત્યારે જળમાં ભ્રમણ કરતા કર્ણધાર વગરના નાવની પેઠે ભ્રમણ કરે છે![૬] અહો! કેવી અવદશા! પિતા તો કાળધર્મને પામ્યો જ, પણ જે આપણો શિરછત્રરૂપ રઘુવીર હતો, તેને પણ આ મારી શત્રુરૂપ માતા કૈકેયીએ ધર્મનો ત્યાગ કરી વનમાં મોકલ્યો!"[૭] એવી રીતે વિલાપ કરતો ભરત, ચેતન રહિત શય્યાપર પડી ગયો, ત્યારે તે જોઈ કૃપણ સરખી થયેલી અંતઃપુરમાંની સર્વ સ્ત્રીઓ પણ કરુણ સ્વરથી રુદન કરવા લાગી.[૮]

અંતઃપુરમાં ભરતની આવી દશા હતી, ત્યારે આણીગમ રાજધર્મને જાણનારા મહાયશસ્વી વસિષ્ઠ મહામુનિ, પોતાના શિષ્યગણો સાથે રાજસભામાં પધાર્યા.[૯] અને ત્યાં સુવર્ણમય, મણિમય તથા સુધર્માસભા* જેવી રમણીય દશરથરાયની સભામાં પ્રવેશ કરી, શ્રેષ્ઠ રત્નજડિત સુંદર સ્વસ્તિકારના મંડળવાળા આસ્તરણથી સુશોભિત કરેલાં આસનપર વિરાજમાન થઇને, તેણે દૂતોને બોલાવી આજ્ઞા કરી:[૧૦-૧૧] "હે સેવકજનો! અમારે અવશ્યનું કાર્ય છે, માટે તમે, બ્રાહ્મણો, ક્ષત્રિયો, મુખ્ય યોદ્ધાઓ, સેનાના નાયકો, મહાત્મા ભરત તથા શત્રુઘ્નાદિ રાજપુત્રો, યુધાજિત, સુમન્ત્ર એ આદિ મન્ત્રીઓ અને બીજા પણ જે હિતેચ્છુ જનો હોય, તેઓને ઉતાવળથી અહીં બોલાવી લાવો."[૧૨-૧૩] મહામુનિની એવી આજ્ઞા થતાં વાર જ, સર્વ દૂતોએ સૌ સંભાવિત જનોને શીઘ્રતાથી આમન્ત્રણ કર્યું. એક પછી એક તે સભાસદો સુંદર રથ, અશ્વ તથા ગજાદિ વાહનોપર બેસીને સભાપ્રત્યે આવવા લાગ્યા. તે સમયે મહાન્

* એ નામ દેવસભાનું છે, જેનો અધિપતિ ઇંદ્ર છે.

કોલાહળ થવા લાગ્યો.[૧૪] છેલ્લે જ્યારે શત્રુઘ્ન સહિત યશસ્વી રાજપુત્ર ભરત સભાના દ્વાર આગળ આવ્યો ત્યારે, આવેલા સર્વ સભાસદો તેને મહારાજા દશરથ સમાન જ માની ઉભા થયા ને પરસ્પર બહુ હર્ષ પામવા લાગ્યા.[૧૫] ભરત, સભાના મુખ્ય આસન-પર વિરાજમાન થયો, ત્યારે તે મોટી વિસ્તીર્ણ સભા, ગંભીર સમુદ્રની ઉપમા અપાય એવી દેખાવા લાગી. મહામુનિ વસિષ્ઠરૂપી જાણે તેમાં જળ ભર્યું હતું, ભરત તથા શત્રુઘ્નરૂપી તેમાં મોટા મત્સ્ય તથા હાથીઓ અને જળસર્પો ફરી રહ્યા હતા અને અયોધ્યાવાસી જનો, દેશજનો તથા અમાત્યોરૂપી મોટા શંખો, મણિઓ અને રત્નો તેમાં દેખાતાં હતાં! એવી રીતની તે દશરથપુત્ર ભરતની સભા, પૂર્વે દશરથરાયના જીવતાં ભરાતી હતી તેવી જ, આ સમયે પણ પરિપૂર્ણ થઈ શોભવા લાગી.[૧૬]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં એકયાશીમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૮૨ મો.

## પુનઃરાજ્ય અનાદર–વનપ્રયાણની તૈયારી.

[એક વખત તો સર્વ અમાત્યવર્ગે રાજ્યગ્રહણ કરવા માટેની, ભરતની પૂરેપૂરી અપ્રીતિ જોઈ લીધી હતી; પણ રાજધર્મોને જાણનાર વસિષ્ઠ મુનિએ, તેના અંતઃકરણની પૂરી કસોટી કસવા સારુ, આ પ્રમાણે પુનઃ સભા બોલાવી.] વસિષ્ઠાદિ મહર્ષિઓ, વિદ્વજ્જનો તથા બીજા પણ સર્વ આર્ય પુરુષોથી ભરેલી તે સભા, યથા-યોગ્ય આસનોપર બેસતાં, સભાજનોનાં વસ્ત્રો, આભૂષણો તથા ચંદનાદિની પ્રભાથી પ્રકાશિત થઈ, નિર્મળ આકાશમાં સોળે કળાથી ઉદય પામેલા ચંદ્રવાળી રાત્રિ સરખી શોભવા લાગી. પછી ધર્મજ્ઞ પુરોહિત વસિષ્ઠે, સભામાં બેઠેલા તે સર્વ પ્રકૃતિવર્ગને પોતાના મતમાં મળતા કરી, ભરતને આ પ્રમાણે કહેવા માંડ્યું.[૧–૪]

વસિષ્ઠે કહ્યું–"હે ભરત! મહારાજા દશરથરાય સત્ય પ્રતિજ્ઞારૂપી સદ્ધર્મને વશ થઈ, આ ધનધાન્યાદિથી પરિપૂર્ણ સમગ્ર પૃથ્વી, પોતે જીવતાં જ તને અર્પણ કરી સ્વર્ગ પ્રત્યે ગયા છે;[૫] તેમ સત્ય બળવાન્ રામે પણ, સત્પુરુષોના ધર્મનું સ્મરણ કરી, ઉદય પામેલો ચંદ્ર જેમ પોતાની કાંતિનો કદી પણ ત્યાગ કરે નહિ, તેમ પિતાની આજ્ઞાનું તેણે યથાર્થ પરિપાલન કર્યું છે.[૬] માટે હવે તું આ તારા પિતા તથા ભ્રાતાએ આપેલા નિષ્કંટક રાજ્યને, તારા હર્ષિત અમાત્યવર્ગ સહિત ગ્રહણ કરી, તારા દેહને, નિર્વિલંબે અભિષિક્ત કર.[૭] હે બુદ્ધિમંત! તું સમગ્ર વસુંધરાનો પાળક થા; અને તને સકળ રાજ્ય સમૃદ્ધિની પ્રાપ્તિ થાઓ; તારા સર્વ શત્રુ નાશ પામો ને તારા જેવા શ્રેષ્ઠ રાજાને રાજ્યારૂઢ થયેલો જાણી, તારા આજ્ઞાકારી ઉત્તર, પૂર્વ, પશ્ચિમ તથા દક્ષિણાદિ દિશાઓમાંના, તેમજ સમુદ્રદ્વીપ-વાસી અનેક રાજાઓ, અનેક કોટિ રત્નોથી તારી પૂજા કરો."[૮]

આવી રીતનાં વસિષ્ઠ મુનિનાં વચન સાંભળી, શોક-વડે ભરપૂર થયેલા ધર્મજ્ઞ ભરત, ધર્માકાંક્ષાથી, જ્યેષ્ઠ બંધુને અનુવર્તી થઈ રહેવાના નિશ્ચયને પોતાના અંતઃ-કરણમાં દૃઢ કરવાના હેતુથી, પોતાના મનમાં રામનું સ્મરણ કરવા લાગ્યો.[૯] રઘુવીરનું સ્મરણ કરતાં તો તેનાં નેત્રોમાં આંસુ આવી ગયાં, તેનો કંઠ બેસી ગયો ને સ્મૃતિ વિસ્મૃતિ થઈ ગઈ. પછી યત્નપૂર્વક ધૈર્ય ધારણ કરી, તે યુવાન્ રાજકુમાર, કલહંસના સરખા સ્વરવડે સભા મધ્યે વિલાપ કરતો બોલ્યોઃ[૧૦] "[હે મુનિમાત્રમાં શ્રેષ્ઠ ગુરુ વસિષ્ઠ! આપ સર્વજ્ઞ છતાં મને આવા અયોગ્ય કાર્યવિષે પ્રેરો છો, એથી હું સખેદાશ્ચર્ય પામું છું! અરે! એ બ્રહ્મચર્યાદિ શ્રેષ્ઠ વ્રતો પાળી, વિદ્યા-સ્નાત* થયેલા બુદ્ધિમાન્ તથા પ્રયત્નપૂર્વક ધર્મ માર્ગે દૃઢપણે સ્થિત થયેલા રઘુવીરનાં રાજ્યને મારા સરખો કયો પુરુષ હરણ કરે ?[૧૧] રે રે! સમર્થ દશરથરાયના વીર્યથી ઉત્પન્ન થયેલો હોય તેવો પુત્ર, જ્યેષ્ઠ બંધુના રાજ્યને હરણ કરવા કેમજ પ્રવૃત્તમાન થાય? હે ઋષીશ્વર! હું રામના રાજ્યને કદી હરણ કરીશ નહિ; તેમ આપે મને તેમ કરવા ઉપદેશ પણ કરવો જોઈએ નહિ જ.[૧૨] રાજ્ય ભોગવવા યોગ્ય તો મારો જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, ધર્માત્મા, તેમ દિલીપ તથા નહુષાદિ મહા પુરુ-ષોની ઉપમા અપાય એવો કાકુત્સ્થ રઘુવીર જ છે.[૧૩] રે! અનાર્ય પુરુષોએ સેવેલું તથા સ્વર્ગપ્રાપ્તિનો નાશ કરે એવું–જ્યેષ્ઠ બંધુનું રાજ્યહરણ કરવારૂપ પાપ જો હું આચરું, તો શું મારા આખા ઇક્ષ્વાકુ કુળને કલંક ન લાગે ?[૧૪] મારી માતાએ, મારા પિતા પાસેથી મારે સારુ રાજ્ય માંગી લેવાનું કૃત્ય કર્યું, તે ખરેખર મહાપાપરૂપ જ છે! તેને હું સ્વપ્નામાં પણ પ્રિય

* સર્વ વિદ્યારૂપી જળથી જાણે પોતે સ્નાન જ કર્યું હોયની, તેમ સંપૂર્ણ વિદ્યાઓ જાણનારો; અથવા સર્વ વિદ્યા સંપાદન કર્યા પછી, વિદ્યા સંપાદન કરવા માટે ધારણ કરેલા વ્રતને સમાપ્ત કરતી વખતે કરેલા મંગળસ્નાન–વ્રતસ્નાનવાળો.

ગણુતો નથી. અરે! હું તો અહીં રહેલો છતાં પણ વનમાં રહેલા પ્રિય બાંધવ રઘુવરને નિત્ય નમસ્કાર કરું છું ને તેની પાસે વનમાં જઈશ ત્યારે પણ તેનો જ આશ્રય કરીને રહીશ; કારણુ રાજા થવાને તો એ નરશ્રેષ્ઠ જ યોગ્ય છે. આખા ત્રૈલોક્યનું રાજ્ય કરવાને તે સર્વથા યોગ્ય છે, તો પછી આ પૃથ્વીના રાજ્યની શી ગણુના!"૧૫-૧૬ એવી રીતની ભરતની ભ્રાતૃપ્રીતિ તથા સદ્ધર્મપર અચળતા જોઈ, રામપર અતિ સ્નેહવાળા જે સભાસદો હતા, તેમનાં નેત્રોમાંથી હર્ષાશ્રુની ધારા વહેવા લાગી.૧૭ એ સમયે પુનઃ ઉભો થઈ ભરત બોલ્યોઃ "મેં વનમાં જઇ મારા પ્રભુરૂપ રામને પાછા લાવવા નિશ્ચય કરેલો છે; પરંતુ કદાચ હું તેમ કરવા (પાછા વાળવા) શક્તિમાન્ થઇ શકયો નહિ, તો પછી આર્ય લક્ષ્મણની પેઠે તેની પાસે જ નિવાસ કરીશ!૧૮ બનશે ત્યાં સૂધી તો આ તમે સૌ સભાજનો તથા નગરના સર્વ આર્યજનોની સમક્ષ હું તે યશસ્વીને વનમાંથી પાછા વાળવા માટે બળાત્કારથી પણ સર્વ ઉપાયો યોજીશ. એ માટે આપણે સૌને જવા સારુ મેં પ્રથમથી જ માર્ગશોધક તથા વ્યવસ્થાપક પુરુષોને વનમાં મોકલ્યા છે."૧૯-૨૦

એ પ્રમાણે સૌ સભાજનોને કહીને પછી ભ્રાતૃવત્સલ ભરતે પોતાની પાસે બેઠેલા મંત્રી સુમંત્રીને આજ્ઞા કરીઃ૨૧ "કાલે પ્રભાતના રામની પાસે જવા માટે આપણે પ્રયાણ કરવાનું છે, માટે સર્વ નગરવાસીઓને, તેમ જ મારાં સૈન્યને ઉતાવળથી તૈયાર થવાની તાકીદ કર!"૨૨ 'જોઇતું હતું તે આવી મળ્યું' તેની પેઠે સુમંત્રે બહુ હર્ષ પામીને ભરતની આજ્ઞા તુરત સર્વત્ર પ્રસિદ્ધ કરી દીધી.૨૩ ત્યારે રામને તેડવા સારુ વનમાં જવા માટેની આજ્ઞા થયેલી જાણી, સર્વ પ્રકૃતિમંડળ, સેનાના નાયકો તથા નાગરિકો અત્યંત હર્ષ પામ્યા.૨૪ તેમજ યોદ્ધાઓની અંગનાઓ પણ, રઘુવીરનાં દર્શનનો મનોરથ પૂર્ણ થવાની આશાએ બહુ હર્ષ પામીને તૈયારી કરવા માટે ઘર ઘરમાં ઉતાવળ કરવા મંડી પડી.૨૫ સેનાના પુરુષોએ પોતાની સ્ત્રીઓ સહિત પ્રયાણ કરવા માટે મનવેગી અશ્વો, તેમ જ વૃષભો (બળદો) થી જોડેલાં માફાઓ અને રથો તૈયાર કરવા માંડ્યા.૨૬ પછી ભરતે વસિષ્ઠની સમક્ષ પોતાનો રથ પણ સજ્જ કરવાની સુમંત્રને આજ્ઞા કરી; કે તુરત તેણે શ્રેષ્ઠ ઘોડાઓથી જોડેલો રાજરથ હાજર કર્યો.૨૭-૨૮ પછી પ્રતાપી રાજપુત્ર ભરતે, સુમંત્રને આજ્ઞા કરતાં કહ્યું: "હે સૂત! તું પ્રાતઃકાળ થતા પહેલાં સર્વ સૈન્ય સજ્જ અને એકત્ર કરી તત્પર રહેવા માટે સર્વ યોદ્ધાઓને ભલામણ કરીને પુનઃ આખા નગરમાં મારી આજ્ઞા પ્રસિદ્ધ કર કે, 'જેને રામનાં દર્શનની ઇચ્છા હોય તે સૌએ અમારી સાથે આવવા માટે આજ રાત્રિની અંદર તૈયાર થઈ રહેવું; કારણ કાલે પ્રાતઃકાળ થતાં જ શુભ મુહૂર્તમાં, હું, વનમાં જઈ વસેલા રામને પ્રસન્ન કરી, સર્વ જગતના હિત માટે અહીં પાછા લાવવા સારુ પ્રયાણ કરવાની ઇચ્છા રાખું છું." એવી રીતનાં એ સત્યવાદી, ધૈર્યવાન્, પ્રતાપી તથા દૃઢ અને સત્ય પરાક્રમી ભરતનાં આનંદયુક્ત વચનો સાંભળી,૨૯-૩૦ વસિષ્ઠ મુનિ આદિ સર્વ સભા તેની પ્રશંસા કરતાં વિસર્જન થઈ. પછી અયોધ્યાપુરીમાં ઘરો ઘર પ્રત્યે,બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો ઉઠીને ઉત્તમ હાથીઓ, રથો, અશ્વો, ઊંટો તથા ખચ્ચરો આદિ વાહનોને તૈયાર કરવા લાગ્યા.૩૧-૩૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે અયોધ્યાકાણ્ડમાં બ્યાસીમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૮૩ મો.

## ભરતનું વનપ્રયાણ.

[પ્રાતઃકાળમાં પોતાનાં નિત્ય કર્માદિથી પરવારી,રાજપુત્ર ભરત તત્પર થયો, ત્યારે તેની આજ્ઞા પ્રમાણે ત્યાં સુમંત્રે શ્રેષ્ઠ અશ્વો જોડેલો રથ લાવી ઉભો કર્યો; અને જણાવ્યું: "સર્વ અંતઃપુરની સ્ત્રીઓ સહિત બાંધવજનો, મહર્ષિઓ, બ્રાહ્મણો, સૈન્ય સહિત સેનાધ્યક્ષો તથા નગરવાસી આદિ સૌ સજ્જ થઈ પ્રયાણ કરવાની વાટ જોઈ રહ્યાં છે."] પછી પોતાના કનિષ્ઠ બાંધવ શત્રુઘ્ન સહિત ભરત, સુંદર રથમાં બેસી, સર્વજનોને પોતાની પછવાડે ચાલવાની આજ્ઞા કરી, રામદર્શનની કામનાને લીધે (પૂર્ણ ઉમંગથી) વનમાર્ગે ચાલતો થયો.૧ એટલે પાછળ પાછળ તેના સર્વ મંત્રીઓ, પુરોહિત વસિષ્ઠ તથા બીજા અધિકારીઓ,સૂર્યરથ સમાન જોડેલા અશ્વોવાળા રથોમાં બેસી ચાલવા લાગ્યા.૨ અનેક રીતે શણગારેલા નવ હજાર હાથી, ઘણાક પ્રકારનાં આયુધો ધારણ કરી, શૂરવીર ધનુર્ધારી પુરુષો જેમાં બેઠા હતા, એવા સાઠ હજાર રથ તથા એક લાખ બળવાન્ ઘોડેસ્વારો યશસ્વી રાજપુત્ર ભરતની પછવાડે ચાલવા લાગ્યા.૩-૫ રામને વનમાંથી પાછા લાવવા સારુ પ્રવૃત્ત થયેલા ભરતને જોઈ હર્ષિત થયેલી કૈકેયી, સુમિત્રા તથા યશસ્વિની કૌસલ્યા પણ એકજ સુપ્રકાશિત રથમાં બેસીને સૈન્યની સાથે ચાલી નીકળી.૬ એ

પ્રમાણે અંતઃપુરમાંથી રાણીઓ, દાસજનો, રક્ષકો ઇત્યાદિ રવાને થયાં, ત્યારે નગરમાંથી પુરવાસી જનોનો સમૂહ, તૈયાર થઈ રામ સંબંધી જ અનેક વાતો કરતો, હર્ષ સહિત તેનાં દર્શનની લાલસાથી નિકળવા માંડ્યો.[૭] તેઓ ચાલતાં ચાલતાં અન્યોઅન્ય એવી વાતો કરતાં હતાં કે, "અહો! સાક્ષાત્ મેઘ સરખો શ્યામસ્વરૂપ, મહાબાહુ, સ્થિર પરાક્રમી, દૃઢવ્રત તથા સર્વ જગતના શોકને નાશ કરનાર એવો રઘુવીર, તેને આપણે ક્યારે જોઇશું?[૮] અહા! જેમ સૂર્ય ઉદય થતાં જ સર્વ લોકના અંધકારનો નાશ થાય છે, તેમ રામનાં દર્શન માત્રમાં જ આપણા સમગ્ર શોકનો નાશ થઈ જશે.[૯] મહાત્મા રાજપુત્ર ભરતનું કલ્યાણ થજો, કે જેના પ્રતાપથી આપણે રામનાં દર્શન પામીશું!" એવી રીતે હર્ષ પામતા અયોધ્યાના પ્રસિદ્ધજનો, વ્યાપારીઓ, તેમ જ કારીગરોનાં ટોળેટોળાં ભરતની સાથે ચાલ્યાં.[૧૦-૧૧] તેમાં કસોટી આદિથી મણિ વગેરેનો શોધ કરનાર તથા પાસા પાડનારા મણિકારો; મૃત્તિકા તથા ધાતુનાં પાત્ર બનાવનારા કુંભકારો (કંસારા તથા કુંભાર); નાના પ્રકારનાં વસ્ત્ર વણનારા વણકર (સાળવી); શસ્ત્રો બનાવીને તેવડે આજીવિકા ચલાવનારા લુહાર;[૧૨] મોરનાં પીછાંના પંખાઓ આદિ અનેક પ્રકારની મનહર વસ્તુઓ બનાવનારા, તેમ જ મયૂર, પોપટ ઇત્યાદિ પાળવા યોગ્ય પક્ષીઓને પકડનારા તથા ભણાવનારા માયૂરકો; કાષ્ઠાદિની કારીગરી કરનારા સુતારો—ક્રાકચિકો; મણિ તથા મોતી આદિને વીંધનારા વેધકો; કાચના આદર્શ, પાત્ર ઇત્યાદિ બનાવનારા રોચકો; હાથીદાંતના સામાન બનાવનારા દંતકારો (ચુડગરો); ઉત્તમ પ્રકારના સ્વાદિષ્ઠ રસ બનાવનારા સૂધાકારો (રસોયાઓ); (કિંવા ગૃહોમાં ચૂના આદિનું લેપન કરનારા કડિયાઓ;) સુગંધી પદાર્થ વેચનાર સરઈયાઓ;[૧૩] પ્રખ્યાત સ્વર્ણકારો (સોનીઓ); ઉનનાં વસ્ત્ર બનાવનારા કમ્બલકારો; ઉના જળથી મર્દન કરીસ્નાન કરાવનારા સ્નાપકો; રોગની ચિકિત્સા કરનારા વૈદ્યો; ધૂપના પદાર્થ બનાવનારા ધૂપકો; નાના પ્રકારનાં મદ્ય બનાવનારા શૌણિકો (કલાલો);[૧૪] વસ્ત્ર ધોનાર રજકો (ધોબીઓ); સોયવડે સીવનારા તુન્નવાઓ, (દરજીઓ); નગરમાં અને પરાંમાં રહેનારા સ્ત્રીઓસહિત નટો તથા કોળીઓ;ઇત્યાદિ સર્વ જાતિના મનુષ્યો રામદર્શનાર્થ ભરતની સાથે ચાલ્યા.[૧૫] તેમ જ પોતપોતાના ચરિત્રે કરી સંમત એવા હજારો વેદવિત્ બ્રાહ્મણો, પરસ્પર મળી શકટોમાં બેસી રવાના થવા લાગ્યા.[૧૬]

એવી રીતે ભ્રાતૃપ્રેમી ભરતની પાછળ, શુદ્ધ વસ્ત્રાલંકારો અને રક્તચંદનાદિ શ્રેષ્ઠ ઊપચારો ધારણ કરેલા તે સર્વ પુરુષો, ઉત્તમ વાહનોપર બેસી માર્ગે પડ્યા; તેમ જ શરીરે તથા મને કરી હર્ષ પામેલી ભ્રાતૃવત્સલ ભરતની સેના પણ, ભાઈને પાછા વાળવા જતા ભરતની પાછળ ચાલી.[૧૭-૧૮] એ પ્રકારે તે સર્વ રથ, અશ્વ તથા કુંજરાદિ વાહનોથી શીઘ્ર ગતિ કરતો એ સમાજ નમતે પહોરે છેક ગંગાતટે આવેલું શૃંગવેરપૂર, કે જે રામના સખા ભિલ્લરાજ ગુહની, જે પ્રમાદ વગર પોતાની પ્રજાનું પાલન કરતો હતો, તેની રાજધાનીનું નગર હતું, ત્યાં આગળ આવી પહોંચ્યો.[૧૯-૨૦] ભરતનું સર્વ સૈન્ય ભાગીરથીના ચક્રવાક પક્ષીઓથી શોભતા પુણ્ય તટ પ્રત્યે આવી ઊભું રહ્યું.[૨૧] એ જોઈ વાક્ય બોલવામાં કોવિદ ભરતે, પોતાના સચિવોને કહ્યું: "આપણે થાકી ગયા છીએ, માટે હવે સર્વનો અભિપ્રાય લઈ સૈન્યને આજે અહીં જ પડાવ કરાવો; આવતી કાલે આ સમુદ્રગામિની ભાગીરથી ઉતરી આપણે આગળ ચાલીશું.[૨૨-૨૩] વળી એટલામાં (બાકી જે દિવસ રહ્યો છે એટલામાં) હું આ પુણ્યમયી સરિતામાં સ્નાન કરી, તેના તીર્થરૂપ જળથી સ્વર્ગ પ્રત્યે ગયેલા મારા પિતાને, તેના પરલોકસુખ માટે નિવાપાંજલિ આપું—દશરથ રાજાનું તર્પણ કરું—એવી મારી ઇચ્છા છે!"[૨૪]

ભરતની એવી આજ્ઞા થવાથી સર્વ અમાત્યોએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે સેનાનો પૃથક્ પૃથક્ સ્થળે પડાવ નખાવ્યો.[૨૫] ત્યાં પૂર્વથી જ રચી રાખેલા શિબિરોમાં, બાંધવજન તથા સ્ત્રીજન સહિત સારી વ્યવસ્થાપૂર્વક ભરતે છાવણી કરી, ત્યારે એ સર્વ તેજસ્વી મનુષ્યો તથા વાહનો, તેમ જ માર્ગમાં આવેલા અનેક સાહિત્યોથી, ગંગા કિનારે ઉતરેલી સેના, રામના પાછા આવવાનો વિચાર કરતી અત્યંત શોભવા લાગી.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ત્યાશીમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲—

## સર્ગ ૮૪ મો.

## ભરતને ગુહનો સમાગમ.

આવી રીતે ગંગા નદીના વિશાળ તટપર આશ્રમ કરી પડેલી આ વિસ્તીર્ણ સેનાને જોઇ, [શૃંગવેરપુરમાં અનેક શંકાયુક્ત વાતો ચાલવા લાગી. ભિલ્લરાજ ગુહને એ વાતની ખબર પડી કે, તુરત તેણે છૂપી તપાસ

કરાવીને ખબર મંગાવી ત્યારે માલમ પડ્યું કે, એ સૈન્ય રઘુવીરના કનિષ્ઠ બાંધવ ભરતનું છે. ત્યારે તે ઉલટો વધારે શંકાશીલ થયો. કારણ ભરતના કારણને લીધે રઘુવીરને વનવાસ પ્રાપ્ત થયેલો હોવાથી તેણે જાણ્યું કે, હજુ પણ ભરત વળી તેને સંતાપવા ધારે છે કે શું?] આથી તેણે (ગુહે) તુરત પોતાના, જ્ઞાતિબંધુ ભિલ્લોને એકત્ર કરી એક સભા ભરીને જણાવ્યું:[1] "ભાઇઓ! આપણા નગરની નજીકમાં આ જે સમુદ્ર જેવી મોટી સેના ઉતરી છે, તેના વિસ્તારનો કોઇ વાતે થાગ લાગતો નથી.[2] એ વિસ્તીર્ણ સેના, મહાત્મા દશરથપુત્ર રામના નાનાભાઈ ભરતની છે. હું ધારું છું કે, એ મોટા શરીરવાળો દુર્બુદ્ધિ ભરત, કે જેના રથધ્વજને વિષે સુવર્ણ વૃક્ષનું ચિહ્ન છે તે, રામને પીડા કરવા સારુ પ્રવૃત્ત થઇ વનમાં જાય છે; ને આજે અહીં છાવણી કરી પડ્યો છે. ખરે-ખર, એટલા સારુ જ તે જતો હશે તો આપણને પણ રઘુવીરના અનુયાયી જાણીને, પોતાના અમાત્યોની પાસે બંધાવશે વા મારી નાંખશે; અને તે પછી વનમાં જઈ રઘુવીરનો વધ કરશે.[3-4] રામ વિદ્યમાન છતાં એ દુર્બુદ્ધિને રાજ્યસમૃદ્ધિ પ્રાપ્ત થવી દુર્લભ છે, માટે જ તે તેને હણવા સારુ તેની પાછળ જાય છે.[5] તો હે બાંધવજનો! એ દશરથ પુત્ર રામ, આપણો ભર્તા તથા સખા છે, માટે તેની પાસે ભરત જઈ શકે નહિ, એ સારુ તમે સહુ એકમત થઇ કવચાદિ ધારણ કરીને ગંગાના કિનારાઓને ઘેરી સજ્જ થઈ ઉભા રહો![6] અને ગંગા નદીનું રક્ષણ કરનારા તથા માંસ, મૂળ, ફળ આદિનો આહાર કરનારા મારા મહાબળવાન્ સેવકો પણ તમારી સાથે આવી ઉભા રહેશે![7] વળી બીજા દૃઢ અને યુદ્ધ સમયે ઉપયોગમાં આવે તેવા પાંચસો મોટાં નાવ સજ્જ કરી, તે પ્રત્યેકમાં શસ્ત્ર તથા કવચધારી સો સો યુવાન્ યોધાઓ બેસીને નદીને વિષે તરતા રહો.[8] આવી રીતે ઉતાવળથી આપણે માત્ર સજ્જ થઇને જ રહેવું, પણ યુદ્ધની ત્વરા કરવી નહિ; કારણ જો ભરતના મનમાં રામપર શત્રુભાવ નહિ હોય ને તે પ્રસન્ન મનથી પ્રીતિપૂર્વક તેને મળવા જતો હશે તો સર્વ સૈન્યને આપણે નિર્વિઘ્નતાથી પેલે પાર ઉતારી દઈશું."[9]

ગુહની આજ્ઞા પ્રમાણે સર્વ ભિલ્લો તત્પર થઈ ગયા. પછી નિષાદનો અધિપતિ ગુહ, કેટલુંક મત્સ્યમાંસ તથા મદિરા આદિની ભેટ લઇને ભરતને મળવા ગયો.[10] પોતાના હજારેક ભિલ્લોથી વિંટાઈ તે છાવણી આગળ પહોંચ્યો, ત્યારે તેને આવતો જોઈ, સમય જાણનાર પ્રતાપી સુમન્ત્રે ભરત પાસે આવી વિનયપૂર્વક પૂછ્યું:[11] "હે રાજપુત્ર! આ વનરાજ્ય દંડકારણ્યની રાજધાની શૃંગવેરપુરમાં વસનારો સમગ્ર ભિલ્લોનો રાજા ગુહ, કે જે દંડકારણ્યમાં વસનારાં સર્વ કોઇને શિક્ષા કિંવા અનુગ્રહ કરવા માટે વૃદ્ધ છતાં સમર્થ છે; તેમજ જે તારા વડીલ બાંધવ રઘુવીરનો પરમ મિત્ર અને તેના વનવાસ સંબંધી સર્વ હકીકત જાણનારો છે, તે તને મળવા સારુ અહીં આવવા ઇચ્છે છે, તો તેને અંદર પ્રવેશ કરાવું."[12-13] 'રામનો સખા,' એ શબ્દો સાંભળતાંજ પરમ આનંદ પામી ભરતે ત્વરાથી ગુહને પોતાની પાસે તેડી લાવવાની આજ્ઞા કરી.[14] ત્યારે સુમન્ત્રદ્વારા આજ્ઞા પામી પોતાના જ્ઞાતિજનો સહિત તુરત ગુહરાજ, સેનાની મધ્યમાં થઈ ભરતના તંબુમાં દાખલ થયો. ભરતે આદરસહિત તેને અંદર દાખલ કીધો, એટલે તેણે અંદર જઇ, નમનપૂર્વક વિનતિ કરી:[15] "હે કોસલેંદ્રસુત! હે રાજપુત્ર ભરત! આ મારો સર્વ દેશ તારા પોતાના ઘર સમાન છે, છતાં મને તેં, તારા આવવા સંબંધી પૂર્વથી ખબર ન આપી એ શું કર્યું? પરંતુ હવે હું આ મારું રાજ્ય તને અર્પણ કરું છું, માટે સેવકના ગૃહ પ્રત્યે આવી ત્યાં નિવાસ કર;[16] ને યથાશક્તિવડે હું જે વનધાન્યો, કંદ, મૂળ, ફળ તથા આર્દ્ર અને શુષ્કમાંસાદિ સામગ્રી અર્પણ કરવારૂપે તારી સેવા કરું, તેનો અંગી-કાર કરી, આજની રાત્રિ સર્વ સૈન્ય સાથે અહિં વસીને, આવતી કાલે ભલે અહિંયાથી વિદાય થજે."[17-18]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ચોરાશીમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૮૫ મો.

### ભરત તથા ગુહ વચ્ચે વાતચિત.

એવી રીતની નિષાદાધિપતિ ગુહની વિનતિ સાંભળી, બુદ્ધિમાન્ ભરતે તેને આ પ્રમાણે સકારણ વચનો કહ્યાં:[1] "હે મારા ગુરુ રામના સખા! તું મારી આવી મોટી સેનાની આગતાસ્વાગતા કરવા ઇચ્છે છે, તેટલાથી જ તેં મારો મોટો સત્કાર કર્યો.[2] પણ હે ગુહ-રાજ! અમારે અહીંથી મહામુનિ ભરદ્વાજના આશ્રમ પ્રત્યે જવું છે, તો તે અત્યંત ગહન પ્રદેશમાં આ ભાગી-રથી ગંગાના અગાધ જળને ઉતરી કેવી રીતે જવા-શે?"[3-4] એ સાંભળી વનરૂપી ગહનદેશનો અધિપતિ બુદ્ધિમાન્ ગુહ, હાથ જોડી બોલ્યો:[5] "હે મહાબળ-

વાન્ રાજકુમાર! મારા વિશ્વાસુ ભિલ્લો, કે જેઓ આ ગહનદેશના ભોમીઆ છે, તેઓ સહિત હું તારી સાથે આવીશ;[૬] પણ પ્રથમ મને તું એટલું જણાવ કે, અક્લિષ્ટકર્મા રઘુવીર સંબંધે દુષ્ટ ભાવનાથી તો તું જતો નથી ને? કારણ આ તારી મોટી સેનાને જોઈને મને શંકા ઉત્પન્ન થાય છે!"[૭] ગુહના એ શબ્દો સાંભળતાં જ આકાશ સરખા નિર્મળ અંતઃકરણવાળો ભરત, આતુરતાથી બોલ્યોઃ[૮] "અરે ઓ! ભિલ્લરાજ! તું એ શું બોલ્યો? મારે વિષે એવી શંકા કરવી તને યોગ્ય નથી. રે! તને શંકા થવા યોગ્ય કાળ કદી પ્રાપ્ત મા થાઓ; કારણ કે રાઘવેંદ્ર મારા પિતા સમાન છે; જ્યેષ્ઠ બંધુ છે.[૯] રે! હું તો મારા તે વનવાસી બાંધવને વનથી નિવૃત્ત કરવા સારુ જાઉં છું; એ ઉપરાંત મને બીજી કોઈ જ ઇચ્છા નથી, એ તું સત્ય જાણ."[૧૦] એવી રીતે ભરતે કહ્યું ત્યારે ગુહ અતિ હર્ષ પામી પુનઃ લળી લળી કહેવા લાગ્યોઃ[૧૧] "હે રાજકુમાર! તને ધન્ય છે, ને હજારોવાર ધન્ય છે; કારણ આવી રીતે યત્ન કર્યા વગર પ્રાપ્ત થતું રાજ્ય, ભ્રાતૃપ્રેમ માટે તારા વિના બીજો કયો પુરુષ છે કે જે ત્યાગ કરે?[૧૨] હે રાજપુત્ર! વળી દુઃખમાં આવી પડેલા રામને પાછા લાવવાની તું ઇચ્છા કરે છે; જેથી આવા અપ્રતિમ ગુણને માટે તારી કીર્તિ જગતમાં શાશ્વતપણે વિસ્તરશે!"[૧૩]

આવી રીતે ભરત અને ગૃહને વાતચિત કરતાં સૂર્ય અસ્ત થઈ રાત્રિ પડી;[૧૪] ત્યારે સંધ્યાવંદનાદિ નિત્ય કર્મથી પરવારી પોતાની સેનાને યથાયોગ્ય નિવાસ કરાવીને, શત્રુઘ્ન સહિત ભરત શયનશિબિર પ્રત્યે ગયો;ને તેની આજ્ઞાથી ગુહરાજ તથા તેના મુખ્ય સેવકો પણ તેની સાથે ગયા.[૧૫] [પરંતુ ત્યાં આગળ ભરતને નિદ્રા આવી નહિ.] તેના અંતઃકરણમાં પાછું રઘુવીરનું સ્મરણ થઈ આવ્યું; ને તેને પડતાં કષ્ટ સંબંધી વિચાર કરતાં તેને મહા ચિંતા થવા લાગી. એ ચિંતા અને શોકરૂપ અગ્નિ તેના અંતરમાં ક્ષણેક્ષણ વૃદ્ધિ પામવા લાગ્યો, ને દાવાનળથી બળેલાં વૃક્ષો જેમ કોતરમાં રહેલા ગૂઢ અગ્નિથી પાછાં સંતાપ પામે છે, તેમ આ શોકાગ્નિથી ભરતનું હૃદય સંતાપ પામવા લાગ્યું અને તેથી કરીને જેમ સૂર્યના તાપવડે હિમાલય ઉપરથી ચોમેર હીમ ગળવા માંડે, તેમ શોકાગ્નિવડે તેના શરીરમાંથી પ્રસ્વેદધારાઓ છૂટવા લાગી.[૧૬–૧૮] તેની આગળ આ વેળા જાણે મોટો દુઃખનો પર્વત ખડો થયો હોય તેમ તેને લાગ્યું! [ખરેખર, એના એ દુઃખને ભયંકર પર્વતનું રૂપ આપી શકાય;] રામનું વારંવાર ધ્યાન કરવારૂપી વિદારણ ન થઈ શકે એવી કઠણ શિલાઓ, વારંવાર નિઃશ્વાસ મૂકવારૂપ ગેરુઆદિ ધાતુઓ, દૈન્ય પ્રાપ્ત થવાથી થયેલી ઇંદ્રિયોની શિથિલતા રૂપ વૃક્ષો, શોકનાં આયાસરૂપ શિખરો, મોહરૂપ તેમાં વસતાં અનંત પ્રાણીઓ તથા સંતાપરૂપ તેમાં ઉગેલાં વાંસ અને વનસ્પતિ એ આદિથી પરિપૂર્ણ થયેલાં તે શોકરૂપ પર્વતની અંદર, કૈકેયીપુત્ર ભરત બહુ પરિતાપ પામવા લાગ્યો.[૧૯–૨૦] તેની મતિ અતિશય મુંઝાઈ ગઈ ને આવી શોકાપત્તિને લીધે હૃદ્ગત સંતાપથી અતિ પીડાતો તે ધીર પુરુષ અતિ દુર્મન થઈ મોટા નિઃશ્વાસ નાંખવા લાગ્યો. તેમ જ પોતાના ટોળામાંથી છૂટા પડી ગયેલા વૃષભની પેઠે તેને મહા આકુળતા પ્રાપ્ત થઈ.[૨૧] તે મહાનુભાવને એવી રીતે ભાઈને માટે કષ્ટ પામતો જોઈ, અતિ ખેદ પામેલા ગુહરાજે તેને બહુ બહુ પ્રકારે આશ્વાસના કરી શાંત કર્યો.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પંચ્યાશીમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૮૬ મો.

### લક્ષ્મણનો સદ્ભાવ.

[ગુહે જ્યારે એ પ્રમાણે આશ્વાસના કરી, ત્યારે જરાક શાંત થઈ પુનઃ ભરત વિલાપ કરવા લાગ્યોઃ "રે! મારો જ્યેષ્ઠ બંધુ રઘુવીર એ ગહન અરણ્યોમાં કેવાં સંકટો ભોગવતો હશે? અરેરે! જે શયન કરતો ત્યારે જેનાં અંતઃપુરની આસપાસ અનેક અંગરક્ષકો રાત્રિભર આયુધો લઈ ચોકી કરતા હતા, તે હવે આવી ઘોર રાત્રિઓને વિષે, વનવૃક્ષ નીચે, વટેમાર્ગુઓની પેઠે સૂતા હશે, ત્યારે તેની રક્ષા કોણ કરતું હશે? રે! એવાં ભયંકર સ્થળો, કે જ્યાં રાત્રિને વિષે ઘણાક નિશાચરો, તેમજ ઘાતકી પશુઓનો ઉપદ્રવ હોય છે, ત્યાં મારી માતા સમાન ભોજાઈ સીતા સહિત તે સુખે કરી ક્યાંથી જ સૂતા હશે? વળી રે! તેને વનની અંદર સેવન કરવાના ફળ મૂળાદિ પદાર્થો, તેમજ જળ, સમિધ, પત્ર, પુષ્પો વગેરે લાવી આપી તેની પરિચર્યા કોણ કરતું હશે? હર! હર! જેની સેવા કરવાની ઇચ્છાથી હજારો ભક્તિમાન્ સેવકો માત્ર, તેની આજ્ઞાની જ વાટ જોઈ રહેતા હતા, તે રાઘવની હવે કેવી કરુણાજનક સ્થિતિ હશે?" આવી રીતે કહેતાં કહેતાં મહાત્મા ભરત રડી પડ્યો. ત્યારે વળી તેને ગુહે આશ્વાસન આપી કહ્યુંઃ "હે નરશ્રેષ્ઠ!

તારા જ્યેષ્ઠ બાંધવ રામ જેવા નરને વનવાસ થવો, એ કેવળ ન્યાયથી, ધર્મથી અને બુદ્ધિથી પણ ઉલટું છે. તેમ થવું કોઈ કાળે યોગ્ય જ નથી. પણ વનમાં એની પરિચર્યા કોણ કરતું હશે, એ સંબંધે તું જે ચિંતા કરે છે, તે કરવાનું કંઈ કારણ નથી. તારો બાંધવ મહાત્મા લક્ષ્મણ, કે જે રઘુવીરની સાથે છે, તે પોતાના આત્મા કરતાં પણ તેને અત્યંત પ્રિય ગણે છે. તેનું સર્વસ્વ રઘુવીર જ છે, ને તેટલા માટે તે પોતાનાં શરીરનાં કે આત્માનાં સર્વ સુખોનો ત્યાગ કરીને પણ તેમની પરિચર્યા કરવા માટે તત્પર રહે છે; તેનો એવો ઉત્તમ ભાવ, તેઓ અત્રે આવ્યા ત્યારે મેં પ્રત્યક્ષ જોઈ લીધો છે. એ સુશીલ તથા ગુણવંત લક્ષ્મણ, ઉત્તમ ધનુષ ધારણ કરી, રાત્રિને વિષે સાવધાનપણાથી પોતાના જ્યેષ્ઠ બંધુની રક્ષા કરવા સારુ જાગરણ કરે છે અને દિવસે પણ મન, વાણી અને શરીરવડે તે તેની સેવા કરવામાં જ પ્રવૃત્ત રહે છે.]

(પછી) ગુહે ચિંતા કરતા ભરતને કહ્યું: "હે રઘુકુલોત્પન્ન! હે ભરત! રઘુવર જ્યારે અત્રે પધાર્યો, ત્યારે મેં યથાશક્તિ પદાર્થો લાવી તેનું આતિથ્ય કરવા માટે ભોજન, શય્યા ઇત્યાદિ પદાર્થો અર્પણ કર્યા; પરંતુ અરણ્યવ્રત ધારણ કરેલું હોવાથી તેણે તેનો ઉપભોગ કર્યો નહિ. પછી રાત્રે તેણે શયન કીધા બાદ, ધનુષ બાણ લઈ સાવધપણે તેની રક્ષા કરવા સારુ લક્ષ્મણ ઉભો રહ્યો, ત્યારે આણેલા શય્યાદિ પદાર્થો દેખાડી તેને મેં કહ્યું:[૧-૨] 'હે બંધુ લક્ષ્મણ! આ સુખશય્યા તારે સારુ તૈયાર છે, માટે તું તેમાં સુખેથી વિશ્રાંતિ કર.[૩] તું સુખ ભોગવવા યોગ્ય છે, માટે જાગરણ શાને કરે છે? રામની રક્ષા કરવા સારુ તો હું તથા મારા સેવકો સારી રીતે જાગીશું.[૪] હું સત્ય કહું છું કે, મને પૃથ્વીપર રામથી બીજું અધિક પ્રિય કોઈ નથી.[૫] તેમની કૃપાથી જ આ જગતમાં હું યશ, ધર્મ, અર્થ અને કામાદિ પુરુષાર્થો પામ્યો છું.[૬] તેટલા માટે હું આ મારી જ્ઞાતિસહવર્તમાન ધનુષો લઈ, સીતા સહિત સૂતેલા મારા પ્રિયસખા રઘુવીરની અવશ્ય રક્ષા કરીશ; માટે તું અત્રે નિશ્ચિંતપણે શયન કર.[૭] વળી હે લક્ષ્મણ! સદૈવ આ વનમાં ફરનારા હોવાથી તેમાંનું અમોને કશું અજાણ્યું નથી. અત્રે કોઇનો ભય પ્રાપ્ત થાય તેમ નથી; ને તેમ કરતાંએ કદાચ કોઇનું મોટું ચતુરંગ સૈન્ય આવશે તોપણ અમે તેને યુદ્ધથી સહન કરીશું;[૮] માટે તારે કશી ચિંતા રાખવી નહિ." હે ભરત! મેં જ્યારે એ પ્રમાણે કહ્યું ત્યારે તે ધર્માત્માએ મને કેવું પ્રત્યુત્તર આપ્યું, તે સાંભળઃ-

તે અમને જાણે ઉપદેશ કરતો હોય, તેવી રીતે ધર્મ દર્શાવતાં બોલ્યોઃ[૯] 'રે! તું શું ધર્મ અધર્મને જાણી શકતો નથી? દશરથપુત્ર મહાત્મા રામ, સીતા સહિત પૃથ્વીપર સૂતો છે, તે છતાં મારે નિદ્રા કરવી અથવા બીજાં કોઈ પણ સુખ ભોગવવાં, એ કેમ જ શકય હોય?[૧૦] જે રામને યુદ્ધને સમયે દેવતા તથા અસુર પણ સહન કરવા સમર્થ નથી, તે પોતાની પત્ની સીતા સહિત આમ તૃણની શય્યાપર સૂતા છે, ને હે ગુહ! મને તું સુખ શય્યામાં સુવાનું કહે છે, એ શું આશ્ચર્ય નથી?'[૧૧] હે ભરત! એટલું કહીને વળી તે મહાત્મા તારા પિતાને સંભારી, તેને વિષે ચિંતા કરતો ને નિઃશ્વાસ નાંખતો બોલ્યોઃ 'અહો! ગુહરાજ! દશરથરાજા મોટી તપશ્ચર્યાથી તથા બીજા પણ યજ્ઞાદિ અનેક પરિશ્રમોથી રામ જેવા સર્વ શ્રેષ્ઠ લક્ષણસંપન્ન પુત્રને પામ્યો હતો; પણ તેને તેણે આ પ્રમાણે વનમાં મોકલ્યો, તેથી હવે તે મહારાજા ઘણો કાળ જીવતો રહી શકશે નહિ. ખરેખર આ પૃથ્વી, અલ્પ સમયમાં તેના જેવા રક્ષણકર્ત્તા વિના વિધવા થશે![૧૨-૧૩] રે! આજ રાજગૃહને વિષે સર્વ સ્ત્રીઓ દુઃખને લીધે મોટે મોટે આક્રોશ કરી કરીને થાકી ગઇ હશે.[૧૪] તેમ જ માતાઓ કૌસલ્યા તથા સુમિત્રા અને મહારાજા દશરથ, શોકને લીધે આજની રાત્રી પણ જીવી શકશે નહિ.[૧૫] હજી કદાચ મારા નાનાભાઇ શત્રુઘ્નને લીધે મારી માતા સુમિત્રા જીવિત ધારણ કરી શકશે; પણ આ રામરૂપ એક જ શૂરવીર પુત્રને પ્રસવનારી કૌસલ્યા તો, તેના વિયોગને લીધે અવશ્ય નાશ જ પામશે![૧૬] વળી હે ગુહ! મારા પિતાને તો રઘુવીરના વિયોગનું, અને તેને રાજ્યાભિષેક કરવાનો મનોરથ વ્યર્થ ગયો તેનું, એમ બેવડું દુઃખ ઉત્પન્ન થયું છે. તેથી તે તો સૌથી પહેલો વિનાશ પામશે.[૧૭] પણ રે! તેને એવી રીતે અંતકાળનો સમય પ્રાપ્ત થશે, તે વેળા તો જેઓ તેની પાસે હશે, અને તેને પ્રેતાદિ સંસ્કાર કરશે તેઓ જ કૃતાર્થ થશે; ને તેઓ જ મારા પિતાની સર્વ કલ્યાણમય સુંદર ચૌટાં તથા માર્ગોવાળી, મહેલો તથા મંદિરોથી ભરપૂર, સર્વે જાતનાં રત્નોથી સુશોભિત, હાથી, ઘોડા તથા રથવડે સંપૂર્ણ, વાદિત્રોના નાદથી ધ્વનિત થયેલી, હૃષ્ટપુષ્ટ મનુષ્યોવાળી તથા નિત્ય ઉત્સવવાળી રાજધાની અયોધ્યામાં સુખેથી વિચરશે.[૧૮-૨૧] કારણ અમે તો, મારા રામને વનમાં

રહેવાનાં ચૌદ વર્ષ કુશળપણે પૂરાં થશે ત્યારે જ તેના સહિત સુખી થઈ, તે હર્ષિત અયોધ્યાપુરીમાં પ્રવેશ કરીશું.'[૨૨]

"હે રાજકુમાર! એ પ્રમાણે સખેદ વાક્યો બોલતો, આખી રાત ઊભો રહી રક્ષણ કરતો તમારા ભાઈ લક્ષ્મણની, તે રાત્રિ એવી ને એવી જ રીતે નિવૃત્ત થઈ ગઈ.[૨૩] પ્રભાત સમયે રઘુવીર ઊઠ્યો. તે પછી તે બન્ને બાંધવે મસ્તકના કેશની જટા બાંધી; ને મેં તેને સુખે કરી આ ભાગીરથીને પેલે પાર પહોંચાડ્યો.[૨૪] પછી ત્યાંથી, વલ્કલ ધારણ કરેલા, બળવાન, હસ્તીઓના સમૂહનું પાલન કરનારા મોટા હસ્તીઓ સમાન, શ્રેષ્ઠ ધનુર્ધારી, જટાધારી, સ્વધર્મનિષ્ઠ તથા વનમાં જવા ઇચ્છતા એવા તે બંને રાજકુમારોએ, સીતા સહિત દક્ષિણ દિશાભણી ગમન કર્યું.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં છયાસીમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૮૭ મો.

## રામનો જટિલ વેશ જાણી ભરતની વ્યગ્રતા.

ગુહના મુખથી 'રામે જટા ધારણ કરી' એટલા શબ્દો સાંભળતાં જ, રામને વનમાંથી પાછા આણવાની ભરતની સઘળી આશા હેઠી બેસી ગઈ! તેનું મન એકાએક વ્યગ્ર થઈ ગયું; તે વારંવાર નિઃશ્વાસ નાંખી મોટી ચિંતા કરવા લાગ્યો:[૧] "અહો! એ સુકુમાર છતાં મહાપરાક્રમી રઘુવીરે શું મસ્તકપર જટા ધારણ કરી? અરે! એ સિંહ સરખી કાંધવાળા, મહાબાહુ રામે, ખરેખર વાનપ્રસ્થ ધર્મનો આશ્રય કરી જટિલ વેશ ધારણ કર્યો? રે! એ યુવાન્, પુણ્ડરીક-કમળપત્રાક્ષ તથા પ્રિયદર્શન રાઘવે, જ્યારે તાપસ વેશ ધારણ કર્યો છે, ત્યારે તો તેને પાછા વાળવાનો મારો પરિશ્રમ મિથ્યા જ છે! હાય! હવે તો તે ધર્માત્મા વનમાંથી નિવૃત્ત થવો સર્વથા અશક્યજ છે. હે પ્રભો! હવે મારે શું કરવું?" એવા ચિંતામગ્ન વિચારથી તેની આંખમાંથી ડળક ડળક આંસુ નિકળી પડ્યાં. ઘણોએ યત્ન કરી તેણે પોતાના હૃદયને શાંત કરવા માંડ્યું, પણ તેમ ન થતાં અંકુશે કરી વિંધાયલા હસ્તીની પેઠે તે મૂર્ચ્છિત થઈ પૃથ્વીપર પડી ગયો![૨-૩] એ જોઇને પાસે બેઠેલા ગુહ તથા શત્રુઘ્નાદિનાં મુખ ફીકાં પડી ગયાં. ભૂમિકંપ થવાથી ધ્રુજતાં વૃક્ષની પેઠે તેઓ કંપવા લાગ્યા.[૪] ભાઇને મૂર્ચ્છિત થયલો જોઈ શત્રુઘ્ન, શોકને લીધે જાણે ભાન વગરનો થઈ ગયો હોય, તેમ ભરતને આલિંગન કરી, ઊંચે સ્વરે રુદન કરવા લાગ્યો.[૫] તેના રુદનનો સાદ સાંભળી, અતિ દીન થઈ ગયેલી, તેમ જ પતિ વિયોગાદિના શોકથી અને ઉપવાસો કરવાથી શરીરે કૃશ થઈ ગયલી ભરતની સર્વ માતાઓ, તેના શિબિરમાં દોડી આવી,[૬] ને તેને ચોમેરથી વિંટાઇ વળી રુદન કરવા લાગી. પછી અતિ દુર્મન થયેલાં સ્વધર્મનિષ્ઠ કૌસલ્યાએ, રડતાં રડતાં ભરતનો હાથ ઝાલીને તેને બેઠો કર્યો; ને તેને પોતાના પુત્રની પેઠે હૃદયસંગાથે ચાંપીને તે પૂછવા લાગી:[૭-૮] "હે સુપુત્ર! હે ભરત! તને આ શું થયું? હે વહાલા! હે બાપ! તારા શરીરને કોઈ વ્યાધિ તો બાધ કરતો નથી? કારણ આ આખા રાજકુળનું જીવિત તારે આધીન છે.[૯] વત્સ! તારો વડીલ બંધુ રઘુવીર મહાત્મા લક્ષ્મણ સહિત વનમાં ગયો ને તારો પિતા સ્વર્ગમાં ગયો. માટે હું હવે તને જોઇને જ મારા જીવિતને ધારણ કરી રહી છું. કારણ અમારો સર્વનો પાલન કરનાર એક તું જ છે![૧૦] હે પુત્ર! તેં વનમાં ગયેલા સીતા સહિત રામ અથવા લક્ષ્મણ સંબંધે તો કશું અપ્રિય નથી સાંભળ્યું?"[૧૧] એ પ્રમાણે માતા કૌસલ્યાએ પૂછ્યું, ત્યારે મહાયશસ્વી ભરતે ઘણીકવારે સાવધ થઈ, સ્થિરતા રાખી કહ્યું: "હે માતા! જેમ તું કહે છે, તેમ તો મેં કંઈ સાંભળ્યું નથી. પણ 'રામ તથા લક્ષ્મણે પોતાના મસ્તકપર જટા ધારણ કરી,' એ વાત સાંભળી અતિ દુઃખને લીધે હું મૂર્ચ્છિત થઈ ગયો હતો!" પછી તેણે વળી ભિલ્લરાજ ગુહને પૂછ્યું:[૧૨] "હે સખા! હવે તો કૃપા કરી તું રઘુવીરની સઘળી વિગતનું વર્ણન કર. અહીં આવ્યા તે રાત્રિએ તેણે ક્યાં નિવાસ કર્યો હતો, શું ભોજન લીધું હતું, કઈ શય્યાને વિષે શયન કર્યું હતું તે મને કહે."[૧૩] એ સાંભળી ગુહે, ભરતને પણ રઘુવીરને વિષે લક્ષ્મણ સમાન ભક્તિમાન્ જોઈ, હર્ષ પામી, પોતાના પ્રિય તથા હિતરૂપ અતિથિ રામનો, તે પ્રસંગનો વ્યવહાર તેને આ પ્રમાણે કહી સંભળાવ્યો:-[૧૪]

ગુહ બોલ્યો: "હે રાજકુમાર! મેં ભોજનાદિને માટે આણેલા પદાર્થો-અન્ન, ફળ તથા શય્યાદિ રઘુવીરને અર્પણ કર્યા, ત્યારે મારા અનુગ્રહને માટે પ્રથમ તો તેણે તેનો સ્વીકાર કર્યો; પણ ક્ષત્રિયધર્મને અનુસરીને તેનો કશો ઉપભોગ ન લેતાં, તે સર્વ વસ્તુ મને તુરત પાછી આપીને જણાવ્યું:[૧૫-૧૬] 'હે સખા ગુહ! તારે મારો આવી રીતે સત્કાર કરવો, એ સદૈવ

યોગ્ય જ છે, પરંતુ મેં વ્રત ધારણ કરેલું હોવાને લીધે મારાથી તે ગ્રહણ થઈ શકે તેમ નથી !' એ પ્રમાણે કહીને, એ મહાત્માએ અમને સર્વ ભિલ્લોને પોતાના મતમાં મળતા કર્યા.[૧૭] એટલામાં લક્ષ્મણ ગંગાજળ લઈને આવ્યો, ત્યારે સીતાસહિત મહાત્મા રાઘવે ફળ-મૂળાદિક વસ્તુનું ભોજન ન કરતાં, માત્ર તે જળ પીને જ ઉપવાસ કર્યો,[૧૮] અને લક્ષ્મણે પણ બાકી રહેલાં જળનું પાન કરી ઉપોષણ કર્યું. પછી રઘુવીર, લક્ષ્મણ તથા સુમંત્રે, ચિત્ત સ્થિર કરી, વાણીને નિયમમાં રાખીને, સાયંકાળની સંધ્યા કરી.[૧૯] ત્યારબાદ સુમિત્રાપુત્ર લક્ષ્મણે દર્ભ, તૃણ, પત્ર ઇત્યાદિ વસ્તુ લાવીને આ ઇંગુદિના વૃક્ષ નીચે રાઘવને માટે એક સુંદર શય્યા રચી. તેનાપર સીતાસહિત રામ બેઠો, ત્યારે તે બેઉનાં ચરણ પ્રક્ષાલન કરીને લક્ષ્મણ અમોને તથા સુમન્ત્રને લઈ, પેલા સામેના દૂર વૃક્ષ પાસે જઇને ઉભો રહ્યો.[૨૦-૨૧] હે ભરત! જે ઇંગુદિ વૃક્ષ નીચે જે તૃણ શય્યા ઉપર તે રાત્રિએ રામ તથા સીતા સૂતાં હતાં, તે જ આ વૃક્ષ, તથા તે જ તૃણની શય્યા પણ હજુ જેમની તેમ જ છે![૨૨] પછી હે રાજપુત્ર! એ પ્રમાણે જ્યારે તે પતિપત્નીએ નિશ્ચિંતપણે શયન કર્યું, ત્યારે અંગુલિત્રાણ* પહેરી, સ્વધર્મનિષ્ઠ લક્ષ્મણે પોતાના બન્ને ખભે બાણથી ભરેલા બે ભાથા તથા હાથમાં મોટું સજ્જ ધનુષ ધારણ કરી, નિદ્રા રહિત થઈ, રામની રક્ષા કરવા સારુ ચોમેર ભ્રમણ કરતાં રાત્રિ પસાર કરી;[૨૩] ત્યારે ઉત્તમ શર તથા ચાપ ધારણ કરી હું પણ મારા આળસરહિત જ્ઞાતિબંધુઓ સહિત, ઇન્દ્ર સમાન રઘુવીરની રક્ષા કરતાં લક્ષ્મણની સાથે ફરવા લાગ્યો."[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સત્યાશીમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૮૮ મો.

## રામની તૃણશય્યા જોઈ ભરતનો ખેદ.

ગુહના મુખથી "તૃણશય્યા હજુ જેવીને તેવી જ છે," એવું સાંભળી ભરત તુરત ઉભો થઇને ગુહને કહેવા લાગ્યો: "હે ભ્રાત! ચાલ મને મારા વડીલ બાંધવની શય્યા દેખાડ." તુરત પોતાની સર્વ માતાઓ મન્ત્રીઓ વગેરેને સંગે લઈ, ભરત ગુહને લઈ તે ઇંગુદિ વૃક્ષ નીચે આવ્યો, તો તેના થડમાં એ શય્યા વિખરાયેલી પડી હતી. એને જોઈ તે આંખમાં આંસુ લાવી પોતાની સર્વ માતાઓ પ્રતિ બોલ્યો: "અહો! મારો બંધુ રામ એક રાત્રિ પૃથ્વીપર સૂતો હતો, તે સમયની આ શય્યા છે! રે! તે અંગપરિવર્તનને* લીધે દબાયલું આ તૃણ હજુ સૂધી જેવું ને તેવું જ પડેલું છે![૧-૨] અહો! મહાન્ રાજ્યકુળમાં ઉત્પન્ન થયેલો મારો બંધુ રામ કે જે મહાભાગ્યશાળી તથા બુદ્ધિમાન્ છે, તે શું આમ પૃથ્વીપર શયન કરવા યોગ્ય છે? નહિ.[૩] હર હર! જે પુરુષવ્યાઘ્ર રઘુવીર શિયાળાના દિવસોમાં મૃગચર્મ, હંસપિચ્છથી ભરેલી તળાઇઓ, નાના પ્રકારનાં ઉસીકાં તથા ઓછાડ, ઓઢવા માટેનાં હીરનાં તથા ઉનનાં ગરમ વસ્ત્રો ઇત્યાદિથી સજ્જ કરેલા રત્નજડિત પર્યંકપર સુખેથી શયન કરતો હતો, તેને આમ ભૂમિતલપર સૂવાનો સમય કેમ આવ્યો ?[૪] અરે! એ રઘુવીરને શયન કરવાની તેમના અંતઃપુરના સૌથી શ્રેષ્ઠ પ્રાસાદ ઉપર આવેલી સુંદર ચંદ્રશાળા, કે જે મેરુ પર્વતના શિખરની પેઠે આકાશની સાથે વાતો કરી રહી છે, જેની સર્વ ભીંતો સુવર્ણની તથા જમીન હિરણ્યની† બનેલી છે, જે વિમાન સરખી આકૃતિવાળા અતિ સુશોભિત પ્રાસાદની છેક ટોચ ઉપર આવેલી અગાસીની બરોબર મધ્યમાં શોભી રહી છે, જેમાં ઉત્તમ પ્રતિના ગાલીચાઓ બિછાવવામાં આવે છે, બહારથી જેનો પ્રકાશ પૂર્ણિમાના ચંદ્ર સરખો અથવા શરદ્ ઋતુનાં વાદળાં સરખો શ્વેત તેજસ્વી દેખાય છે, જે અતિ વિશાળ હોવા છતાં તેમાં રહેનારાં શુક મેનાં આદિ મધુર શબ્દ કરી રહેલાં પક્ષીઓથી સંકુલ દેખાય છે, જેમાં નાના પ્રકારનાં સ્નિગ્ધ બિછાનાંથી સુશોભિત કરેલા અનેક રત્નજડિત પર્યંકો, તેના જૂદા જૂદા ભાગો પ્રત્યે સજ્જ કરી રાખવામાં આવે છે, જે અનેક પ્રકારના પુષ્પસમૂહે કરીને પ્રતિદિન વિચિત્ર થઇ રહેલી હોય છે, જેમાં નિરંતર ચંદન, અગરુ ઇત્યાદિના સુગંધો વ્યાપી રહ્યા હોય છે, જે ઉષ્ણ કાળમાં શીતળ, સુગંધમય તથા શીતકાળમાં તે ઋતુને અનુસરતા કસ્તૂરી આદિ સુગંધી પદાર્થોથી સુગંધમય છતાં બીજા ગરમ ઉપચારોથી અલંકૃત થયેલી હોય છે, તેવી અનુપમ વલ્લભીની અંદર સર્વદા શયન કરનારા મારા વડિલ બંધુ રામને આવા વિષમસ્થાનને વિષે શયન કરવું, એ કેમ જ યોગ્ય હોય?[૫-૭] વળી એવા સુંદર સ્થાનને વિષે ગીત વાદિત્રના શબ્દોવડે, તેમ જ ઘરમાં ફરનારી દાસીઓએ ધારણ કરેલા નૂપુર આદિ શ્રેષ્ઠ આભરણોના રણકારયુક્ત મીઠા શબ્દોવડે તથા ઉત્તમ મૃદંગોના રણકારવડે સુખેથી

* ચામડાનાં હાથે પહેરવાનાં મોજાં.

* આળોટવું. † રૂપું.

જાગ્રત થનાર રઘુવીર, કે જેને જગાડતી વેળાએ અનેક બંદીજન, સૂત, માગધ આદિ સ્તુતિકારો ઉત્તમ પ્રકારે યથાયોગ્ય સ્તુતિ કરી વંદન કરે છે, તે મારા સ્વધર્મનિષ્ઠ બાંધવને આવી રીતે ખુલ્લી પૃથ્વીપર શયન કરવું સંભવિત છે શું?[૮-૯] રે! આ વાત મારે બિલકુલ શ્રદ્ધા રાખવા યોગ્ય નથી. ત્યારે શું આ સર્વ સુહૃજ્જનોની વચ્ચે ઉભો રહી, હું, ગુહના મુખથી રામની આવી ભૂમિશયનાદિ વિપરીત ગતિ સાંભળું છું, તેથી મને કોઈ જાતનો મોહ (ભૂલાવો) તો થયો નથી? અથવા હું કંઈ સ્વપ્ન તો જોતો નથી? (રે! કદાચ આ સ્વપ્ન હોય તો પણ તેમાં મારી શ્રદ્ધા રહે તેમ નથી; કારણ સ્વપ્નને વિષે પણ રામનું ભૂમિપર શયન કદી સંભવતું નથી.)[૧૦] અહો! સમય કેટલો બધો બળવાન્ છે? તેના કરતાં બીજું બળવાન્ દૈવત નથીજ; કારણ તેના યોગથી જ દશરથપુત્ર રામની હું આવી વિપરીત ગતિ સાંભળું છું[૧૧] રે! તેના યોગથી જ અતિ સુકુમારી કોમલાંગી જનકકુમારી સીતા કે જે મહારાજા દશરથની વહુવારુ છે, તે પણ આવી ભૂમિશયનરૂપ (કેવળ અઘટિત સ્થિતિને પામી.)[૧૨] હર હર! શું આ કઠિન ભૂમિતલપર મારા બાંધવ રામની શય્યા!! રે! તેણે અંગપરિવર્તન કરવાથી (પાસાં ફેરવવાથી) તેમાંનું તૃણ કોઇ કોઇ સ્થળે એકઠું થયેલું તો કોઈ સ્થળે વિખરાઇ ગયેલું દેખાય છે.[૧૩] રે! શુભદર્શિની જાનકીએ આભરણો સહિત આ શય્યામાં શયન કરેલું હશે એમ લાગે છે; કારણ તેમનાં આભરણોનાં સ્વર્ણબિંદુ તેમાં કોઇ કોઇ સ્થળે લાગેલાં જોવામાં આવે છે.[૧૪] વળી આ જુઓ; (પાસે ઉભેલાંઓને દેખાડીને કહે છે) અહીં આગળ વળગી ગયેલાં પોતાનાં ઉત્તરીય વસ્ત્રને સીતાએ ખેંચ્યું હશે; કારણ આ ઠેકાણે તેમનાં કૌશેય વસ્ત્રનાં તંતુઓ ચોંટી રહેલાં દેખાય છે.[૧૫] અહો સ્ત્રીઓને પોતાના સ્વામીની શય્યા ગમે તેવી દુઃખરૂપ–કઠણ અથવા કોમળ હોય, તોપણ તે નિશ્ચે સુખરૂપ થાય છે, એ સત્ય જ છે; કેમ કે, તપસ્વિની તથા સુકુમારી મિથિલેશબાળા સીતાને આ શય્યાને વિષે શયન કરવામાં કંઈપણ દુઃખ લાગ્યું હોય વા તેમના અંતરમાં કોઈ જાતનો કલેશ થયો હોય, તેમ જણાતું નથી."[૧૬]

(એ પ્રમાણે બોલ્યા પછી, વળી ભરત બોલ્યો:) "પણ રે હાય! એ સઘળું કોને લીધે છે? હર હર! હું જ ખરેખર અતિ ક્રૂર છું. રે! મારે લીધે જ શ્રી સહિત રાઘવને અનાથની પેઠે આવી શય્યામાં સૂવાનો વખત આવ્યો![૧૭] અરે રે! મારા જેવા દુષ્ટને લીધે જ એ ચક્રવર્તી રાજાના કુળમાં જન્મેલો રઘુવર રામ, કે જે સર્વ લોકને સુખ આપનાર, સર્વનું રુડું કરનાર, પ્રિયદર્શી, નીલકમળ સરખા શ્યામ, રક્ત નેત્રવાળો, નિરંતર સુખ ભોગવવા યોગ્ય તથા દુઃખ ભોગવવાને અયોગ્ય છે, તેમને, પ્રિય તથા ઉત્તમ રાજ્યનો ત્યાગ કરીને આમ પૃથ્વીપર શયન કરવું પડે છે.[૧૮-૧૯] રે! શુભ લક્ષણવાળા મહાભાગ લક્ષ્મણને ખરેખર જ ધન્ય છે કે, જે, સંકટ વેળાએ પણ પોતાના વડિલ ભ્રાતા રામનો આશ્રય કરીને વર્તે છે;[૨૦] ને તે જ પ્રમાણે ભાગ્યવતી વિદેહસુતા સીતા પણ કૃતાર્થ છે, કે જેણે ઘોર અરણ્યનાં દુઃખોને પણ કંઈ ન ગણકારતાં પોતાના પતિની સાથે પ્રયાણ કીધું છે. ભાગ્યહીન તો તેનાથી વિખૂટા પડેલા માત્ર અમે જ છીએ. તેમના સરખા ભાગ્યશાળી થવાને અમને મોટો સંશય છે.[૨૧] રે! મહારાજા દશરથ સ્વર્ગમાં ગયો ને રઘુવીરે અરણ્યનો આશ્રય કર્યો તેથી, કર્ણધાર વિનાની નૌકાની પેઠે, આ પૃથ્વી, કેવળ શૂન્ય થયેલી મારા જોવામાં આવે છે;[૨૨] પરંતુ વનમાં વસેલા મારા બાંધવ રઘુવીરના બાહુબળથી તથા પ્રતાપથી તેનું પરોક્ષપણે આપોઆપ રક્ષણ થાય છે; તેના બાહુબળને લીધે કોઈ પુરુષ આ રક્ષક વગરની પૃથ્વીને સ્વીકારવા ઇચ્છતો નથી.[૨૩] તેમ મારા પ્રતાપી પિતાની રાજધાની અયોધ્યા, કે જે અત્યારે આસપાસ કિલ્લાના રક્ષણ વગરની છે, જેમાંનાં હસ્તી તથા અશ્વાદિ વાહનો અનિયમિત થઈ ગયાં છે, જેના દરવાજાઓ ખુલ્લા રાખવામાં આવે છે, જેનાપર કોઈ અત્યારે રક્ષણકર્તા નથી,[૨૪] જેના સૈન્યનો સર્વ હર્ષ તથા ઉત્સાહ, શોકને લીધે શાંત થઈ ગયેલો છે ને એવી રીતે જે કેવળ શૂન્ય તથા સર્વ વાતે વિપરીત સ્થિતિમાં આવી પડેલી છે, છતાં તેને કોઈ અમારો કટ્ટો શત્રુ પણ જેમ વિષ ભેળવેલાં ભોજનને કોઇ સ્વીકારવા ઇચ્છે નહિ, તેમ સ્વીકારવા ઇચ્છતો નથી. કારણ કે, વનમાં રહેલા મારા વડિલ બાંધવનું બાહુબલ જગપ્રસિદ્ધ છે ને તેને લીધે શત્રુમાત્રનાં અંતઃકરણ કંપે છે.[૨૫] રે! એ બાંધવને હું ઘેર તેડી લાવી, રાજ્યાસનપર સ્થાપન કરીશ અને મારી વિનંતિ ન માનતાં તે કહેશે કે, 'ધારણ કરેલા વનવાસ વ્રતને હવે પાછું કેવી રીતે મૂકી દેવાય?' તો તેના બદલામાં તેના પ્રતિનિધિ તરીકે એ વ્રતને હું ધારણ કરીશ. આજથીજ હું નિત્ય ફળ તથા મૂળનો આહાર કરીશ, જટા તથા ચીરવસ્ત્ર ધારણ કરીશ

પૃથ્વી ઉપર તથા તૃણશય્યા ઉપર શયન કરીશ ને એ પ્રમાણે તેણે જે ચૌદ વર્ષ વનવાસ કરવાનો સંકલ્પ કર્યો છે, તેને ધારણ કરીને હું તેમની વતી સુખેથી વનમાં વસીશ; તેથી તે મારા આર્ય બાંધવની પ્રતિજ્ઞા મિથ્યા થશે નહિ.[૨૬-૨૭] વળી ભાઇની વતી હું વનમાં વસીશ ત્યારે શત્રુઘ્ન પણ મારો આશ્રય કરીને મારી સાથે વનવાસ કરશે ને બ્રાહ્મણો મારા આર્ય બંધુ રામને અયોધ્યાને વિષે રાજ્યાભિષેક કરશે, એટલે લક્ષ્મણ સહિત તે મારો આર્ય બાંધવ રામ રાજ્યનું પાલન કરશે, આવો મારો મનોરથ સર્વ દેવતાઓ સફલ કરો.[૨૮-૨૯] રે! હું મસ્તકવડે વારંવાર પ્રણામ કરીને વનથી નિવૃત્ત થવા માટે મારા બાંધવને પ્રસન્ન કરીશ; ને તેમ કરતાંએ જો તે પાછો વળશે નહિ, તો તેની પરિચર્યા કરતો હું વનમાં સાથે વસીશ; પછી ત્યાંથી તે, ભક્તવત્સલ હોવાને લીધે મારો ત્યાગ કરશે નહિ જ." એ પ્રમાણે ખેદ કરી, ભરતે અવશેષ રહેલી રાત્રિ નિદ્રામાં વ્યતીત કીધી.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં અઠ્યાશીમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૮૯ મો.

## સેના સહિત ભરતનું ગંગાતરણ.

ગંગાતટપર તે રાત્રિ પૂરી કરી, પ્રાતઃકાળ થયો ત્યારે રઘુકુલદીપક ભરતે ઉઠીને શત્રુઘ્નને કહ્યું:[૧] "હે બાપ શત્રુઘ્ન! તું હજી સૂધી શું સૂતો છે? ઉઠ, તત્પર થા ને ભિલ્લોના રાજા ગુહને શીઘ્ર બોલાવી લાવ; કે જે આપણી સેનાને નાવમાં બેસાડી ગંગા નદીને સામે પાર પહોંચાડે. તારું કલ્યાણ થાઓ!"[૨] એ સાંભળી સત્વર બેઠો થઈ શત્રુઘ્ન કહેવા લાગ્યોઃ "હે બાંધવ! હું સૂતો નથી; જેમ તું રામનું ચિંતન કરતાં જાગે છે, તેમ હું પણ તે આર્યનું ચિંતવન કરતો ક્યારનો જાગું છું: માટે આ ઉઠ્યો આજ્ઞા કર."[૩] એ પ્રમાણે તે બન્ને પુરુષસિંહો પરસ્પર વાતચિત કરતા હતા, એટલામાં નિષાદપતિ ગુહ પોતેજ આપોઆપ ત્યાં આવ્યો; ને હાથ જોડી સૈન્ય સહિત ભરતનું કુશળપણું પૂછવા લાગ્યોઃ[૪] "હે કાકુત્સ્થ! ગંગા નદીના તટપર રાત્રિ તો કેમ સુખમાં ગાળી કે? અને સૈન્ય સહિત તમો કુશળ તો છો નાં?"[૫] ત્યારે ભ્રાતૃપ્રેમી ભરતે ગુહનાં પ્રેમાળ વચન સાંભળીને તેને કહ્યું:[૬] 'હે બુદ્ધિમન્ નિષાદપતિ! ગઈ રાત્રિ અમને સુખરૂપ નિવૃત્ત થઈ ને તેં અમારું ઉત્તમ પ્રકારનું આતિથ્ય કર્યું; પણ હવે ઉતાવળ કર. આજે અમારે ગંગાને સામે પાર જવું જોઇએ; માટે તારા સેવક જનોને કહી અમોને ઉતારવાની તજવીજ કર."[૭] ભરતની આજ્ઞા થતાં જ, તેને નમન કરી ગુહે પોતાના નગરમાં જઇને સર્વ ભિલ્લોને એકઠા કર્યા ને તેઓને કહ્યું:[૮] "ગંગામાં પડેલાં સઘળાં નાવોને ઉતાવળથી કિનારાપર લાવી એકત્ર કરો. આપણે મહાત્મા ભરતની સેનાને સામે પાર ઉતારવી છે!"[૯] તે ભિલ્લોએ ગંગાપર આવી, રાજાની આજ્ઞા થતાં વેંત જ તેમાં આડાં અવળાં પડેલાં પાંચસો મોટાં મોટાં નાવોને ચોમેરથી ખેંચી લાવી કિનારાપર આણ્યાં;[૧૦] ને બીજી સ્વતઃ રાજાને બેસવા યોગ્ય એવી સ્વસ્તિક નામની ઘણીક સુશોભિત નૌકાઓ, કે જેઓ, અંદર બાંધેલી મોટી ઘણ્ટાઓથી, તેમજ સુવર્ણાદિનાં ચિત્રોથી શોભાયમાન, દૃઢ, ચલાવવાના ઘણા દંડો (હલેસાં)વાળી તથા જેને ચલાવવાને ઘણા તરિવાહકો* અંદર તત્પર થઈ ઉભા હતા એવી હતી, તેઓને પણ રાજકુટુંબને બેસવા માટે તટપર આણી ઉભી રાખી.[૧૧] અને એજ જાતની એક સૌ કરતાં અધિક અને વિલક્ષણ શોભાયમાન વિશાળ નૌકાને લઈ ગુહ પોતે આવી તત્પર થઇ ઉભો. એ નૌકાને ઠેકઠેકાણેથી પાંડુર રંગનાં ઉનનાં વસ્ત્રોથી મઢી લીધી હતી, જેમાં સોનેરી રંગના બુટ્ટાઓ શોભી રહ્યા હતા; નાના પ્રકારનાં બારી બારણાં તથા આસ્તરણવાળી બેઠકોથી તે રાજભવન જેવી લાગતી હતી અને તેના કઠોડાપર મંગળ વાદિત્રોનો ઘોષ થઈ રહ્યો હતો. એ કલ્યાણરૂપ નૌકા સેવકો પાસે હંકારાવી ગુહ કિનારા ઉપર આવ્યો, કે તુરત તેમાં ભરત, બળવાન્ શત્રુઘ્ન, કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયી આદિ મહારાણીઓ તથા બીજી પણ દશરથરાયની સર્વ રાણીઓ એ સર્વ બેઠાં.[૧૨-૧૩] રાજગુરુ વસિષ્ઠાદિ બીજા સર્વ બ્રાહ્મણોને તો ભરતે બીજાં શ્રેષ્ઠ નાવોમાં સૌ પહેલાં બેસાડ્યા હતા. પછી દશરથરાયના અધિકારી તથા કાર્યભારી વર્ગને, સ્ત્રીઓ સહિત બીજી ઉત્તમ નૌકાઓમાં બેસાડી, બાકીનાં ભારબરદારી નાવો ઉભાં હતાં, તેમાં શકટો, રથો અને વ્યાપારીઓને વેચવા વગેરેની સૈન્યના ખપની વસ્તુઓને રખાવી.[૧૪] પછી સૈન્યના યોધાઓ આદિ જે બાકી રહ્યા, તે, પોતપોતાની મેળે નાવોમાં બેસવા લાગ્યા. આ વેળા તેઓ પોતપોતાનાં વાસણ કુસણ સરસામાન આદિને લઈ પોતપોતાનાં નિવાસ-

* ખલાસીઓ. † સૈન્યના યોધાઓ છાવણીથી ઉપડી બીજી જગાએ જતી વેળા તે છાવણીમાંનાં પોતાનાં સ્થાનોને અગ્નિથી સળગાવીને પછી આગળ ચાલે છે, એવો સેનાનો ધર્મ છે.

સ્થાનોને જાગતાં કરીને† પરસ્પર ઉતાવળ કરતા નદી ઉતરવા માટે ઊપડવા લાગ્યા, ત્યારે તેઓનો મોટો કોલાહલ છેક આકાશ સૂધી વ્યાપી ગયો.[૧૫]

આખા સૈન્યે સંપૂર્ણપણે નૌકારોહણ કર્યું, ત્યારે તે વાવટાઓ વગેરેથી અલંકૃત કરેલી શીઘ્ર ચાલનારી સર્વ નૌકાઓ, અંદર બેઠેલા સર્વ જનસમૂહ સહિત ચાલતી થઇ.[૧૬] તેમાં કેટલીક નૌકાઓ સ્ત્રીસમૂહથી ભરેલી, કેટલીક અશ્વોથી ને કેટલીક શકટો, રથો, ખચ્ચરો, બળદો વગેરે સજીવ તથા નિર્જીવ પદાર્થોથી ભરેલી હતી.[૧૭] હવે તે સર્વ નૌકાઓ સામે કિનારે પહોંચી,એટલે તેમાંના સર્વ જનોને ઉતારી નાવિકો ધીમે ધીમે પોતાનાં નાવોને એક બાજૂએ લટાર મરાવવા લાગ્યા.[૧૮] પછવાડેથી સૈન્યના સર્વ હસ્તીઓ, કે જેઓ ગમે તેવા અગાધ જળમાં પણ તરવાને શક્તિમાન્ હતા, તેઓ પોતાના માવતો સહિત ગંગાના અગાધ જળને તરીને આવવા લાગ્યા; એથી જાણે પાંખવાળા પર્વતો જળપર તરતા હોયની, એમ શોભવા લાગ્યા.[૧૯] એ પછી કેટલાક યોધાઓ નાની હોડીઓમાં બેસીને, કેટલાક ત્રાપામાં બેસીને, કેટલાક નાના મોટા કુંભોવડે, તેમજ તુંબડાંવડે તરીને, કેટલાકો કશા પણ આધાર વગર પોતાના બે બાહુવડેજ તરીને એક પછી એક, એમ ભાગીરથીના વિસ્તીર્ણ પટને ઉતરવા લાગ્યા.[૨૦]

એવી રીતે બહુ સંભાળથી ભિલ્લોએ ગંગા નદી તરાવી, દક્ષિણ કિનારાપર આણેલી ભરતની પવિત્ર સેના, ત્યાંથી ચાલતી થઇ ને સૂર્યોદય પછી ત્રીજે મુહૂર્તે (છ ઘડી દિન ચઢ્યે) પ્રયાગના ઉત્તમ વનને વિષે આવી.[૨૧] અહીં મહાત્મા ભરતે પોતાની સેનાને આશ્વાસનાપૂર્વક યથાસુખ નિવાસ કરાવ્યો. પછી પોતાના ઋત્વિજ તથા સભાપતિઓને સાથે લઈ, ત્યાંથી થોડે છેટે આવેલા ઋષિવર ભરદ્વાજના આશ્રમ પ્રત્યે તેનાં દર્શન કરવા સારુ તે ચાલ્યો.[૨૨] તે ભરતે દેવતાઓના પુરોહિત તથા બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા તે મહાત્મા ઋષિના આશ્રમ નજીક જઈ, તેમની રમ્ય પર્ણશાળા પાસેનાં સુંદર વૃક્ષોવાળાં મોટાં વનને જોયું.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં નેવાશીમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯૦ મો.

### ભરત તથા ભરદ્વાજનો સમાગમ.

પછી મનુજશ્રેષ્ઠ ધર્મજ્ઞ ભરત, કે જેણે આ વેળા પોતાની સર્વ સેનાને કોશ એક દૂર રાખી હતી અને પોતે પણ સર્વ શસ્ત્ર તથા સાહિત્યાદિનો ત્યાગ કરી માત્ર બે ક્ષૌમ વસ્ત્ર જ શરીરપર ધારણ કર્યાં હતાં, તે પોતાના પુરોહિત વસિષ્ઠને આગળ કરી, મંત્રીઓ સહિત મહર્ષિ ભરદ્વાજનાં દર્શન કરવા માટે તેના આશ્રમ આગળ ગયો; ને ત્યાં આશ્રમદ્વાર આગળ મંત્રીઓને ઉભા રાખી, વસિષ્ઠ ઋષિની પાછળ પાછળ પોતે અંદર ગયો.[૧-૩] ત્યાં વસિષ્ઠ મુનિને આવેલા જોઈ મહા તપસ્વી ભરદ્વાજ મુનિ એકાએક આસનપરથી ઉભા થયા અને પોતાના શિષ્યોને અર્ઘ્યાદિ સામગ્રી તૈયાર કરવાનું કહી, ઉતાવળથી આસનનો ત્યાગ કરીને, ઋષિની સામા આવ્યા.[૪] પછી બંને મહર્ષિ પરસ્પર ભેટીને મળ્યા. ભરતે પણ મહામુનિ ભરદ્વાજને દંડવન્નમસ્કાર કરી ચરણવંદન કર્યું. પછી વસિષ્ઠ ઋષિએ તેની સાથે દશરથપુત્ર ભરતની ઓળખાણ કરાવી.[૫] પછી પર્ણશાળામાં લઇ જઈ, તેમને ભરદ્વાજે પાદ્ય, અર્ઘ્ય તથા ફળાદિ અર્પણ કરીને તેમનાં ગૃહ, અયોધ્યા, સેના, ભંડાર, મિત્રવર્ગ તથા મંત્રીવર્ગ ઇત્યાદિ સર્વવિષે કુશળપણું પૂછ્યું; પણ દશરથ રાજા મરણ પામ્યા છે, એમ તેના જાણવામાં આવેલું હોવાથી તેના નામનો તેણે ઉચ્ચાર કર્યો નહિ.[૬-૭] ભરતે તથા વસિષ્ઠે પણ પોતાની કુશળતા જણાવીને તેને તેના શરીર સંબંધે, તેમજ હોત્રના અગ્નિ, શિષ્યો, વૃક્ષો, મૃગો અને પક્ષીઓ આદિ સંબંધે આરોગ્ય પૂછ્યું;[૮] જે જણાવ્યા પછી મહાયશસ્વી ભરદ્વાજે, રામ ઉપર પોતાનો અત્યંત સ્નેહ હોવાને લીધે ભરતને સંબોધીને કહ્યું:[૯] "હે દશરથકુમાર! તું તો હવે રાજ્યકર્તા થયેલો છે, છતાં તારે અહીં વનમાં આવવાનું શું પ્રયોજન છે? હે ભરત! તારો મને વિશ્વાસ આવતો નથી, માટે તું મને સર્વ સત્યતાથી કહે કે શત્રુઓનો નાશ કરનાર તથા સર્વાનંદવર્ધન રામ ઉપર તને દ્વેષભાવ તો નથી?[૧૦] ને એ શત્રુહંતા રઘુવીર કે જેને ભાગ્યવતી કૌસલ્યાએ જન્મ આપ્યો છે, જેને સ્ત્રી તથા ભાઈ સહિત ચૌદ વર્ષ સૂધી વનમાં વસવાની, સ્ત્રીની પ્રેરણાથી દશરથરાયે આજ્ઞા આપી છે તથા જે કેવળ નિષ્પાપ તથા મહાયશસ્વી છે, તેને વિષે તથા તેના નાના ભાઇ લક્ષ્મણને વિષે નિષ્કંટક રાજ્ય

ભોગવવાની કામનાથી તું કંઇ અનિષ્ટ કરવા તો ઇચ્છતો નથી?[૧૧-૧૩] એવી રીતનાં ભરદ્વાજ મુનિનાં વચન સાંભળી, ભરતનાં નેત્રોમાંથી તત્કાળ ચોધારાં આંસુ વહેવા લાગ્યાં, ને સ્ખલિત વાણીથી તે, મુનિ પ્રત્યે હાથ જોડી કહેવા લાગ્યોઃ[૧૪] "હે મુનીશ્વર! તું સર્વજ્ઞ છતાં પણ મને એવો પાપાસક્ત માને છે, તેથી ખરેખર હું હતભાગ્ય જ છું. પણ હે પ્રભો! મારામાં રામ સંબંધે એવો કોઇ પણ દોષ હોવાની તું શંકા કરે છે, તેમજ મને આવાં કર્ણકઠોર વાક્યો કહે છે, એ યોગ્ય નથી.[૧૫] હે ઋષીશ્વર! મને રાજ્ય પ્રાપ્ત થવા માટે મારી માતાએ જે અન્યાય કર્યો, તે મને સર્વથા ઇષ્ટ નથી, હું તેથી પ્રસન્ન નથી અને તેને ગ્રહણ પણ કરતો નથી.[૧૬] રે! હું તો તે પુરુષવ્યાઘ્રને પ્રસન્ન કરવા, તેનાં ચરણવંદન કરવા તથા તેને વનમાંથી પાછો અયોધ્યાવિષે લઇ જવા સારુ અહીં આવ્યો છું.[૧૭] માટે હે ભગવન્! કેવળ ભ્રાતૃપ્રેમને લીધે મને અહીં આવ્યો જાણી, મારાપર શંકા ન કરતાં, પૃથ્વીપતિ મારો જ્યેષ્ઠ બંધુ રઘુવીર હમણાં ક્યાં વસે છે, તે જણાવવા કૃપા કર!"[૧૮] આવી રીતે ભરતે ઋષિને વિનતિ કરી, ત્યારે તેમની પછવાડેથી ત્યાં આવેલા તેના સૈન્યમાંના ઋષિઓએ પણ વસિષ્ઠ સહિત પ્રસન્ન થઈ ભરતના ભ્રાતૃપ્રેમ અને નિર્દોષપણાની પ્રશંસા કરી, તેનાપર ભરદ્વાજ ઋષિ પ્રસન્ન થાય એમ કર્યું. ત્યારે તે મહાસમર્થ ઋષિએ સંતુષ્ટ થઈ, કૈકેયીસુતને કહ્યું:[૧૯] "હે પુરુષવ્યાઘ્ર ભરત! રઘુકુળને વિષે ઉત્પન્ન થયેલા તારે વિષે ગુરુભક્તિ, ઇંદ્રિયનિગ્રહ તથા સાધુ જનોનો આશ્રય કરવો, એ ત્રણ શ્રેષ્ઠ ગુણો રહ્યા છે, તે યોગ્યજ છે.[૨૦] હે રાજપુત્ર! તારા મનમાં છે, તે હું જાણું છું; છતાં તેનું તારા અંતરમાં વિશેષ દૃઢીકરણ થવા માટે, તેમ જ તારી કીર્તિની વૃદ્ધિ થવા માટે, મેં આ રીતે પૂછીને તારો નિશ્ચય પ્રકટ કરાવ્યો છે.[૨૧] વળી સીતા તથા લક્ષ્મણ સહિત પરમ ધર્મજ્ઞ રામ હમણાં ક્યાં વસે છે, તે સર્વ હું જાણું છું. હે બાપ! હે શ્રેષ્ઠ બુદ્ધિમંત! તેઓ હાલમાં ચિત્રકૂટ નામના મહાગિરિને વિષે વસે છે, માટે હે કામાર્થકોવિદ!* ત્યાં તું આવતી કાલે જજે, ને આજે મારું કહ્યું માની મંત્રીઓ સહિત અહીં રહે."[૨૨-૨૩] મહામુનિ ભરદ્વાજનાં એવાં વચન સાંભળી, ઉદારચિત્ત રાજપુત્ર ભરતે 'જેવી આપની ઇચ્છા' એમ કહી તે માન્ય કરીને તે દિવસે એ મહદાશ્રમને વિષે રાત્રિ રહેવા માટે મતિ કરી.[૨૪]

* ઇચ્છિત વસ્તુ આપવા સમર્થ.

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં નેવુમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯૧ મો.

## ભરતનું અદ્‌ભુત આતિથ્ય.

ભરદ્વાજે રહેવાનું કહ્યું ત્યારે ભરત એમ સમજ્યો હતો કે, સેના જ્યાં પડી છે, ત્યાં જ રહેવા દઈ, આજનો દિવસ ઋષિના કહેવાથી આ વનમાં મુકામ કરી રહેવું; અને તેથી તેણે તેને હા કહી હતી, પણ ઋષિએ તેને પુનઃ આતિથ્ય કરવાનું નિમંત્રણ કર્યું,[૧] ત્યારે ભરતે તેને કહ્યું: "હે મુનીશ્વર! તેં પ્રથમ જ પાદ્ય, અર્ઘ્ય તથા વનમાં મળી શકે તેવાં વનફળ આદિથી મારું આતિથ્ય તો કર્યું છે."[૨] એવાં ભરતનાં વચન સાંભળી, ભરદ્વાજ, ભરતનું હાસ્ય કરીને બોલ્યાઃ "હે ભરત! હું તો તને યત્કિંચિત્—જે કંઈ આપું તેટલાથી જ તું સંતુષ્ટ થાય એમ છે, તે જાણું છું. કારણ કે મારાપર તું પ્રીતિમાન્ છે.[૩] પરંતુ હે મનુજશ્રેષ્ઠ! તને એકલાને જ નહિ, પણ તારી સાથેની આખી સેનાને હું તો ભોજન કરાવવા ઇચ્છું છું, તેથી મારી એ ઇચ્છાને તું પૂર્ણ કરવાને યોગ્ય છે.[૪] જ્યારે તારી સાથે સૈન્ય છે, ત્યારે તેને દૂર રાખી તું એકલો જ અહીં કેમ આવ્યો? હે પુરુષશ્રેષ્ઠ! સૈન્યને સાથે લઇને જ આવવું જોઇતું હતું."[૫] એ સાંભળી ભરતે, તપને જ ધન માનનારા તે મુનિને હાથ જોડી કહ્યું: "હે મુનિરાજ! તારા આશ્રમને પીડા થવાના ભયને લીધે હું સેનાસહિત અહીં આવ્યો નહિ, કારણ, કે હું જાણું છું કે, રાજાએ તથા રાજપુત્રે, તપસ્વીઓના આશ્રમસ્થાન વિષેનાં વૃક્ષો, જળાશયો તથા પ્રાણીઓ વગેરેને કોઈ જાતનો બાધ (પીડા) ન થાય તેવી રીતે વર્તવું જોઇએ.[૬-૭] મારી સાથે મારી સેનામાંના શ્રેષ્ઠ અશ્વો, મદોન્મત્ત હાથીઓ તથા ઘણાક યોદ્ધાઓ હોવા ઉપરાંત ઘણાક પુરવાસી જનો પણ છે; તેથી પૃથ્વીના અતિ વિશાલ માર્ગને આચ્છાદિત કરતા તેઓ આવેલ છે.[૮] તો તેઓ સૌ અત્રે આવવાથી આશ્રમનાં વૃક્ષો, જળાશયો વગેરેને કંઈ અડચણ પહોંચશે, એમ ધારી તેમને દૂર રાખીને હું એકલો આવ્યો છું."[૯] ત્યારે ઋષિએ તેને આજ્ઞા કરી કે; "એમાંનો કોઈ પણ મારા આશ્રમને બાધ કરી

શકે એમ નથી; માટે જા, તું તારા સમગ્ર સૈન્યાદિ સંઘને અત્રે લાવી નિવાસ કરાવ."

આજ્ઞા થવાથી ભરત તુરત પોતાના સૈન્યને બોલાવી લાવવા સારુ ચાલ્યો.[૧૦] ત્યારે પછવાડેથી ભરદ્વાજ ઋષિએ વિચાર કીધો કે, "આ રાજપુત્રને હજી તપસ્વીઓના તપોબળના પ્રભાવની ખબર નથી, માટે તેને ઈશ્વરી માયાનો ચમત્કાર દેખાડવો. તેથી લાવ આજે હું સર્વ દિવ્ય સામગ્રીથી તેના સૈન્યનું આતિથ્ય કરું." એવા વિચારથી તે ઋષિ, તુરત આસનપરથી ઊભા થઈ, પોતે એકલા જ પોતાની અગ્નિહોત્રશાળામાં ગયા, ને ત્યાં પવિત્ર આસનપર બેસી, જળનું આચમન તથા પરિમાર્જન* કરીને એકાગ્રચિત્તે પોતાનાં તપોબળવડે તેમણે વેદમંત્રથી વિશ્વકર્માનું† આવાહન કર્યું.[૧૧] તે પ્રથમ એવા અર્થવાળી ઋચા‡ બોલ્યા કેઃ "હું ત્વષ્ટા (વિશ્વકર્મા) આદિ લઈ યમ, વરુણ, કુબેર તથા ઇંદ્રાદિ લોકપાલો સહિત સર્વ દેવતાઓને આહ્વાન (આવાહન) કરું છું, તેથી તેઓ અત્રે આવી મારા આતિથ્યકાર્યની અંદર સર્વ ભોગ્ય પદાર્થોનું ઉતાવળથી સંપાદન કરો."[૧૨-૧૩] વળી બીજી ઋચાઓથી તે કહેવા લાગ્યાઃ "હવે હું પૂર્વ તરફ વહેનારી તથા પશ્ચિમ તરફ વહેનારી પૃથ્વીમાં તથા અંતરિક્ષમાં રહેલી ગંગા આદિ સરિતાઓનું આવાહન કરું છું, માટે તેઓ અહીં આવી આજે આતિથ્ય કાર્યમાં ઉપયોગી પડવા માટે અનેક પ્રકારનાં મૈરેય (મદ્ય), સુરા તથા શેરડીના રસ સમાન શીતળ અને મીઠાં જળને સ્રવો (એ વસ્તુઓ ઉત્પન્ન કરો).[૧૪-૧૫] વળી વિશ્વાવસુ, હાહા તથા હુહુ વગેરે દેવગંધર્વો તેમ જ ઘૃતાચી, વિશ્વાચી, મિશ્રકેશી, અલંબુષા, નાગદત્તા, હેમા, પર્વતવાસિની સોમા તથા ઇંદ્ર અને બ્રહ્માની પાસે નૃત્ય, ગાયન કરનારી જે સર્વ અપ્સરાઓ છે, તેઓ તથા તુંબરુ ગંધર્વ એ સર્વે અલંકારાદિ ધારણ કરી, નૃત્ય તથા ગાયનનાં સાહિત્યો સહિત અત્રે આવો.[૧૬-૧૮] વળી વસ્ત્ર તથા અલંકારરૂપ જેનાં વૃક્ષોનાં પત્ર છે તથા દિવ્ય સ્ત્રીઓરૂપી જેમાં ફળ છે, એવું ઉત્તર કુરુખંડમાંનું કૂબેરનું ચૈત્રરથ નામનું દિવ્ય વન, આ મારા વનને વિષે આવી વસો (અર્થાત્ તેની સર્વ શોભા અત્રે પ્રકટ થાઓ).[૧૯] વળી ભગવાન્ ચંદ્ર અત્રે આવી આ મારા આશ્રમ વન વિષે વિવિધ પ્રકારનાં ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય તથા લેહ્યાદિ શ્રેષ્ઠ સ્વાદિષ્ઠ પુષ્કળ અન્નોને નિર્માણ કરો.[૨૦] વૃક્ષોપર સુગન્ધમય વિચિત્ર પુષ્પોને ઉત્પન્ન કરો તથા પાન કરવાના મદિરાદિ પદાર્થો તથા ભક્ષણ કરવાના જાતજાતના માંસાદિ પદાર્થોને સિદ્ધ કરો."[૨૧]

એવી રીતે સમાધિયુક્ત થઈ, શ્રેષ્ઠ વ્રતધારી ભરદ્વાજ મુનિએ પોતાના અનુપમ તેજને લીધે વર્ણ તથા ઉચ્ચારનાં લક્ષણો સહિત, વ્યાકરણ શાસ્ત્રમાં કહેલા પ્રકૃતિ પ્રત્યયના સ્વરયુક્ત વાણીથી, તે સર્વ દેવતાઓનાં દૈવતોનું આવાહન કર્યું અને પૂર્વાભિમુખે બેઠેલા તે મુનિ, એ પ્રમાણે આવાહન કરી, હાથ જોડી તે તે દેવતાઓનું ધ્યાન કરવા લાગ્યા, ત્યારે તત્કાળ એક પછી એક તે સર્વ દેવોનાં દૈવતો, પૃથક્ પૃથક્ તેમના આશ્રમમાં આવી પોતપોતાનું કાર્ય કરવા મંડી પડ્યાં![૨૨-૨૩]

આ વેળા મહામુનિ ભરદ્વાજનો આશ્રમ જોતજોતામાં સાક્ષાત્ સ્વર્ગ સમાન સુશોભિત બની રહ્યો. આશ્રમની નજીકમાં જ જાણે ચંદનવૃક્ષવાળા મલય તથા દર્દુર નામના પર્વતો આવી વસ્યા હોય, તેમ તેઓને સ્પર્શ કરીને આવતો મંદ મંદ, સુગંધ તથા શીતળતાના યોગથી પ્રસ્વેદનો નાશ કરતો અતિ પ્રિય લાગતો કલ્યાણરૂપ વાયુ વાવા લાગ્યો.[૨૪] ત્યાર પછી મેઘો દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા; સર્વ દિશાઓમાં દેવ-દુંદુભિના ઘોષ સંભળાવા લાગ્યા;[૨૫] ઉત્તમ પવનો વાવા લાગ્યા; અપ્સરાના ગણોએ નૃત્ય કરવા માંડ્યું; દેવ ગંધર્વોનાં ગાયન સંભળાવા લાગ્યાં તથા વિણા આદિ વાદિત્રોમાંથી હલકા, ઉંચા, સમાન તાલના, પ્રમાણવાળા સુંદર તથા આકાશ, પૃથ્વી અને મનુષ્યોના કાન પર્યંત વ્યાપી જતા રાગરાગણીના સ્વરોની ધ્વન થવા લાગી.[૨૬-૨૭] આવી રીતે કાનને સુખ આપનારા દિવ્ય શબ્દો થઇ રહ્યા છે, તે વખતે ભરતની સેનાએ વિશ્વકર્માનો અદ્ભુત પ્રભાવ જોયો.[૨૮] વળી આશ્રમની ચોમેર પાંચ યોજન સૂધીની પૃથ્વી, સરખી તથા નીલવૈદૂર્યમણિ સરખાં કોમળ અને હરિત તૃણથી આચ્છાદિત થઈ રહી.[૨૯] તેની ઉપર ફળના ભારથી લચી ગયલાં બીલી, કોઠી, પનસ, બીજોરી, આમળી તથા આંબાનાં સુંદર ઘટાદાર વૃક્ષો ઝુંકી રહ્યાં.[૩૦] વળી ઉત્તર કુરુખંડથી, દિવ્ય ઉપભોગ્ય વસ્તુઓવાળું ચૈત્રરથ વન તથા કિનારાપર આવેલાં સુશોભિત વૃક્ષોથી વિંટાયલી અનેક સરિતાઓ ત્યાં આવી પ્રકટ થઇ વહેવા લાગી, તેથી સાક્ષાત્ ચૈત્રરથ વનના જેવી જ અનુપમ શોભા તે આશ્રમની-વનની થઇ

* વિધિયુક્ત આચમન કરી હોઠ લુછવા. † જગત્ ઉત્પન્ન કરનારી જે ક્રિયાશક્તિ, તેના અધિકારી દેવતાઓનો શિલ્પી.
‡ મંત્ર.

રહી.[૩૧] વળી તેમાં વિશ્વકર્માની રચનાથી ઠેકઠેકાણે અતિ સુપ્રકાશિત દિવ્ય મંદિરો, હસ્તી તથા અશ્વાદિની શાળાઓ, અતિશય ઉંચાં શિખરોવાળાં અટારી સહિત પ્રાસાદો અને ભવ્ય દરવાજાઓ ઉત્પન્ન થયાં.[૩૨] એ સઘળાં ગૃહો, મંદિરો ઇત્યાદિથી એક મોટાં નગર જેવો ત્યાં વિસ્તાર થઈ રહ્યો. વળી તેની મધ્યમાં એક અતિ સુશોભિત તથા વિશાળ રાજમંદિર ઉત્પન્ન થયું. એ રાજમંદિર ચુનાવડે ધોળેલું હોવાથી શ્વેત મેઘના જેવી પ્રભાથી પ્રકાશિત થઇ રહ્યું હતું, તેનાં શ્રેષ્ઠ દ્વારોપર સુશોભિત તોરણો બાંધ્યાં હતાં, શ્વેત ચંદન પુષ્પોથી તેની પૂજા કરેલી હતી, અંદરના માર્ગોપર અતિ સુંદર અને સુગંધી જળ છાંટી તેને પુષ્પ ચંદનથી અલંકૃત કર્યા હતા.[૩૩] તે ચાર ખૂણાઓવાળું તથા તેની અંદર અમૂલ્ય શય્યાઓ, આસનો તથા શિબીકાદિ વાહનો જ્યાં ત્યાં સજ્જ કરી મૂકેલાં હતાં. ઠારોઠાર દિવ્ય રસોનો સંચય કરી રાખેલો હતો. દિવ્ય ભોજનો તથા વસ્ત્રોથી તે ભરેલું હતું.[૩૪] એ મંદિરની અંદર સર્વ પ્રકારનાં અન્નો તથા માંજેલાં નિર્મળ પાત્રો મૂકેલાં હતાં તથા એક વિશાળ મણિમય સભાસ્થાન નિર્માણ કરેલું હતું; જેને વિષે એક રત્નજડિત સિંહાસન તથા તેની ઉપર ઝુકી રહેલું તેજસ્વી છત્ર, તેમ જ બંને બાજૂએ દિવ્ય ચામરો તથા વ્યજનો* તૈયાર કરી મૂકેલા હતા.[૩૫] આ સઘળી અલૌકિક શોભા તૈયાર થઈ રહી એટલામાં ભરત, સૈન્ય લઇને આશ્રમ આગળ આવી પહોંચ્યો. ભરતે આગળ આમાંનું કશું જોયું નહોતું, તેથી આશ્રમની આવી અપ્રતિમ અદ્ભુત શોભા નીહાળતાં જ તે અત્યંત આશ્ચર્ય ચકિત થઈ ગયો; ને હું ભૂલથી કોઈ અન્ય સ્થળે તો નથી આવી ચઢયો ? એવા વિચારથી તે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. ત્યારે સ્વતઃ ભરદ્વાજ મુનિએ આવી તેની ભ્રાંતિનું નિવારણ કરીને, "આ મારો આશ્રમ છે," એમ વારંવાર જણાવી તેમાં સૈન્ય સહિત તેને પ્રવેશ કરાવ્યો.[૩૬] આ વિશ્વકર્માની રચેલી અનેક અદ્ભુત રચનાને જોતી જોતી સેના છેક અંદર ગઈ, ત્યારે અનેક ગજશાળાઓ, અશ્વશાળાઓ આદિથી વિંટાયલું રાજમંદિર આવ્યું. તુરત હાથી, અશ્વો, ઊંટો વગેરે પશુઓને તેમની શાળાઓમાં બાંધી દઈ તથા નગરવાસીઓને અને સેનાને તેના નાયકો સહિત, ચારે કોર શોભી રહેલાં સુંદર મંદિરોમાં નિવાસ કરાવી, પોતાના મંત્રીઓ, ઋત્વિજો તથા પુરોહિત વસિષ્ઠાદિ તથા બીજા ઋષિઓ સહિત, કૈકેયીપુત્ર ભરતે ભરદ્વાજ મુનિની આજ્ઞાથી તે રાજમંદિરમાં પ્રવેશ કીધો.[૩૭] તેમાં બનેલાં વિવિધ પ્રકારનાં અંતઃપુરોની અંદર સર્વ રાજસ્ત્રીઓને નિવાસ કરાવી, સભા સહિત ભરતે સભાસ્થાનમાં પ્રવેશ કર્યો, તો તેના મધ્યમાં બનેલાં તે અદ્ભુત રાજ્યસિંહાસનને જોઈ સૌ કોઇ અત્યંત હર્ષાશ્ચર્ય પામ્યા. ત્યારે ભરતે સર્વ સભાજનો સહિત તે દિવ્ય છત્રસિંહાસનની પ્રદક્ષિણા કરી; ને તેના ઉપર રામચંદ્ર રાજરૂપે વિરાજેલા છે એવું ધ્યાન કરી, એ આસનાદિ તેમનાં છે, એવા નિશ્ચયથી તેની પૂજા કરી; અને પછી તેને સાષ્ટાંગ પ્રણામ કરી, તેની બાજૂએ મૂકેલા શ્રેષ્ઠ ચામરને લઇને મહાત્મા ભરત, રાજ્યાસનની જોડમાં—પ્રધાનને બેસવાના આસન ઉપર બેઠોઃ (અર્થાત્ રામચંદ્રપર તેની એટલી અપ્રતિમ અને નિશ્ચળ ભક્તિ હતી કે, અયોધ્યાની અંદર તો શું, પણ આવા આતિથ્યની અંદર પણ એક દિવસને માટે લીલારૂપ દેખાયલા સિંહાસનપર, સહજ ઉતારા દાખલ અને વિરામ દાખલ પણ તે બેઠો નહીં જ.)[૩૮–૩૯] એટલે સાથે રહેલો મંત્રીવર્ગ, પુરોહિત વર્ગ, સેનાપતિઓ, શિબિરરક્ષકો તથા બીજા સર્વ અધિકારીઓ વગેરે યથાયોગ્ય આસનોપર ક્રમવાર બેસી ગયા.[૪૦]

આ પ્રમાણે સૈન્ય વ્યવસ્થિતપણે ઉતરી ચૂક્યું, એટલે ભરદ્વાજ મુનિએ પ્રેરેલા સર્વ સેવકજનો, તે પરોણાઓની સેવા કરવાને તત્પર થયા. પ્રથમ દૂધપાકના કાદવવાળી અનેક નદીઓ, ભરદ્વાજ મુનિની આજ્ઞાથી ભરતની પાસે આવી, કે જેઓ આશ્રમમાં જૂદે જૂદે ઠેકાણે વહેતી હતી.[૪૧] ત્યાં તે નદીઓના બન્ને તટોપર તે ઋષિની કૃપાથી રમ્ય તથા દિવ્ય ચુનાથી ધોળેલાં ગૃહો બનેલાં હતાં.[૪૨] પછી તુરત જ બ્રહ્માએ મોકલેલી અતિ સ્વરૂપવતી વીશ હજાર અપ્સરાઓ દિવ્ય આભરણો ધારણ કરીને ત્યાં આવી;[૪૩] અને કૂબેરને ત્યાંથી, તેમ જ નંદનવનમાંથી જેની સાથે રમણ કરવાથી પુરુષો ઉન્માદગ્રસ્ત જેવા થઈ જાય, તેવી વીશ વીશ હજાર અપ્સરાઓનાં ટોળે ટોળાં, સુવર્ણ, મણિ, મુક્તા તથા પ્રવાળાંથી જડેલા દેદીપ્યમાન અલંકારો ધારણ કરીને ત્યાં આવી, ભરતની સેનાની ચાકરી કરવા માટે તત્પર થઇ ઉભી;[૪૪–૪૫] ત્યારે સૂર્ય સરખા કાંતિમાન્ નારદ, તુંબુરુ, તથા ગોપ એ સર્વ ગંધર્વરાજો ભરતની આગળ આવી ગાયન કરવા લાગ્યા;[૪૬] ને અલંબુષા, મિશ્રકેશી, પુંડરીકા તથા વામના નામની શ્રેષ્ઠ અપ્સરાઓ ભરદ્વાજની આજ્ઞાથી આવી, ભરતની આગળ નૃત્ય કરવા લાગી.[૪૭] હવે એ મુનિવરના પ્રભા-

* પંખા.

વથી તે પ્રયાગ ક્ષેત્ર માંહેલા આશ્રમની અંદર સર્વત્ર સ્વર્ગમાંનાં તથા ચૈત્રરથ વનમાંનાં અનેક પ્રકારનાં પુષ્પો પ્રફુલ્લિત દેખાવા લાગ્યાં.[૪૮] વળી ભરદ્વાજ મુનિના પ્રભાવવડે આશ્રમ આગળનાં વૃક્ષોએ, સુંદર સ્ત્રીઓ તથા દાસીઓનાં અને નાના પ્રકારના વાદિત્રોનાં સ્વરૂપ ધારણ કર્યાં! બીલીનાં વૃક્ષો, મીઠા સ્વરવાળાં મૃદંગો વગાડનારાં થયાં, બેહેડાંનાં વૃક્ષો શમી નામનાં તાળ વગાડનારા થયાં, ને અશ્વત્થવૃક્ષો નૃત્ય કરનારાં થયાં.[૪૯] પછી હર્ષ પામેલાં સરલ, તાડ, તિલક અને તમાલ ઈત્યાદિ વૃક્ષો, કુબ્જાઓ અને વામનિકાઓ રૂપે દાસીઓ થઇ![૫૦] તેમ જ શિંશપા, આમલકી તથા જંબૂ આદિ સ્ત્રીલિંગવાચક વૃક્ષો તથા વનમાંની મલ્લિકા, માલતી આદિ લતાઓ પણ સ્ત્રીઓનાં રૂપ ધારણ કરીને, સર્વ અન્નપાનાદિક પદાર્થો લઈ, આખા સૈન્યમાંનાં મનુષ્યોને આપવા લાગી તથા મુખેથી વિનયયુક્ત કહેવા લાગી કે, "મદિરા કોઇને જોઇએ છીએ, લ્યો મદિરા; દૂધપાક કોઇને? કોઇને પવિત્ર માંસ? જે ઇચ્છામાં આવે તે લ્યો; બીડાં લાડુ તમારે."[૫૧-૫૨]

વળી વિશાળ નેત્રવાળી તે અપ્સરાઓ આદિ-સ્ત્રીઓમાંથી સૈન્યમાંના પ્રત્યેક પુરુષની પછવાડે સાત કે આઠ જણીઓ વહેંચાઇ જઈ, તે તે પુરુષોને રમણીય નદીના કિનારાઓપર અથવા સ્નાનભવનોની અંદર ઉત્તમ પ્રકારે ચોળીને નવરાવવા લાગી.[૫૩] નવરાવી રહ્યા બાદ તેમનાં અંગોને ચાંપી સુવાળાં વસ્ત્રોવડે લુંછી શરીરપર ચંદનાદિ અનેક સુગંધી પદાર્થોનું લેપન કરી, તે ઉત્તમ અંગનાઓ સ્વાદિષ્ઠ મદિરાઓનું પાન કરાવવા લાગી.[૫૪] વળી ત્યાં (વનમાં) ઉત્પન્ન થયેલા ભરદ્વાજ ઋષિના અનુચરો, ભરતની સેનાના અશ્વો, ગજો, ખરો, ઉંટો, બળદો ઈત્યાદિ વાહનોની પણ ઉત્તમ પ્રકારે સેવા કરવા મંડી પડ્યા. તેઓને તેમણે રુડી રીતે જળથી સ્નાન કરાવ્યાં તથા ભક્ષણ કરાવવા માટેનાં ઉત્તમ તૃણ, શેરડી, મધ તથા શાળ ઇત્યાદિ પદાર્થો લાવી રુડી રીતે તે સર્વ વાહનોને ખવરાવી સંતુષ્ટ કીધાં.[૫૫-૫૬] વળી હસ્તીઓ તથા અશ્વોને તો મદિરાપાન કરાવવાથી તેઓ બેભાન સરખા થઈ મત્તપણે છૂટા થઈ, ડોલવા લાગ્યા અને એ પ્રમાણે શ્રેષ્ઠ સ્વાદિષ્ઠ મદિરાનું પાન કરવાથી તથા પુષ્પ, ચંદન અને સ્ત્રીઓ આદિના ઉપભોગથી અતિ હર્ષ પામેલી ભરતની આખી સેના, કાર્યાકાર્યના વિચાર રહિત થઇ આશ્રમમાં ફરવા લાગી.[૫૭] તે સમયે સર્વ કામનાઓથી તૃપ્ત થયેલા, તેમ જ રક્તચંદન ધારણ કરી અપ્સરાઓ સંગે વિહાર કરતા તે ભરતના સૈનિક પુરુષો પરસ્પર કહેવા લાગ્યાઃ[૫૮] "અહો! આવું સુખ મૂકીને આપણે હવે અયોધ્યામાં કે દંડકવનમાં નહિ જઇએ. મહાત્મા રાજપુત્ર ભરત કુશળ રહો, ને રઘુવીર પણ સુખી થાઓ."[૫૯] એવી રીતે ભરદ્વાજ ઋષિથી સત્કાર પામેલા, પાળાઓ, ઘોડેસ્વારો, હસ્તિસ્વારો વગેરે તે યોધાઓ જાણે માયાથી મોહ પામી સ્વતંત્ર હોયની? તેવાં વચનો બોલતા હતા, તેમ જ આપણે આ અલૌકિક સ્વર્ગમાં જ આવી ઉભેલા છીએ, એમ જાણતા ચોમેર આનંદપૂર્વક વિચરતા હતા.[૬૦-૬૧] તેઓએ દિવ્ય પુષ્પોની માળાઓ ધારણ કરી હતી, શરીરપર અનેક સુગંધી પદાર્થો (અત્તર આદિ) ચર્ચિત કીધા હતા, આમતેમ ફરતા હતા તથા શ્રેષ્ઠ સ્વચ્છ વસ્ત્રો તથા અલંકારો ધારણ કરવાથી તેઓ દેવતાઓ સમાન શોભતા હતા.[૬૨] અમૃત સમાન દિવ્ય અન્નોનું ભક્ષણ કરતાં છતાં વારંવાર તે ખાવાની ઇચ્છા કરતા હતા.[૬૩] વળી સૈન્યમાંનો સર્વ સ્ત્રીવર્ગ, દાસીવર્ગ અને સેવકવર્ગ પણ આ આતિથ્યથી તથા નવીન વસ્ત્રો ધારણ કરવાથી અતિ સંતુષ્ટ અને પ્રસન્ન થયેલો હતો.[૬૪] સૈન્યમાંના હસ્તિ, ખર, ઉંટ, બળદ, અશ્વ વગેરે સર્વ વાહનો તેમ જ મૃગપક્ષીઓ વગેરે સર્વે ઋષિએ આપેલા પદાર્થોથી પરમ તૃપ્તિ પામવાને લીધે બીજી વસ્તુની ઇચ્છા કરતા ન હતા.[૬૫] મુનિ ભરદ્વાજે કરેલાં આતિથ્યથી, તે સૈન્યમાં કોઈ ધોળાં શુદ્ધ વસ્ત્ર વિનાનો જણાતો નહતો, તેમ કોઈ ક્ષુધિત અથવા તો મલિન એવા શરીરવાળો જોવામાં આવતો નહતો, અથવા તો ધૂળથી વ્યાપ્ત કેશવાળો કોઈ પુરુષ જણાતો નહતો, અર્થાત્ તેઓનું સર્વ પ્રકારે આતિથ્ય કરવામાં આવ્યું હતું.[૬૬] [સૈન્યનાં મનુષ્યોને પોતાના અંતઃકરણમાંથી જે પદાર્થની ઇચ્છા થઈ આવે, તે તે પદાર્થો, વગર કહ્યે તુરત જ સેવકજનો લાવીને તેમના આગળ હાજર કરતા હતા; તેથી અતિ આશ્ચર્ય પામી તે, સર્વ સૈનિકોએ વિચાર કર્યો કે, "અહો! આ સર્વ અદ્ભુત પદાર્થો કયાં એકઠાં કરી મૂકયા હશે? ને કયાંથી આવતા હશે? માટે આપણે જોઇએ તો ખરા!" એમ ધારી તેઓ પરસ્પર ટોળેટોળાં મળી આનંદપૂર્વક આશ્રમની સર્વ અલૌકિક શોભાને અને ભોગ્યપદાર્થોના સંચયને અવલોકન કરવા સારુ ચોમેર ફરવા લાગ્યા.]

ઠારોઠાર તેઓ જોતા ચાલ્યા તો, આંબા વગેરેનાં ફળોના સુગંધી રસથી સિદ્ધ કરેલાં અજ તથા વરાહનાં માંસ, સોનાનાં પાત્રોમાં પડેલાં હતાં. વળી

રૂપાનાં પાત્રોમાં ભરેલી જાતજાતની સ્વાદિષ્ઠ કઢીઓ, વઘારેલા મગ, ચણા, વાલ, આદિ કઠોળ અને જેમાંથી મઘમઘાટ સુગંધ ચાલ્યો આવતો હતો એવા ભાતના મોટા ઢગલાના ઢગલા, હજારો સુવર્ણપાત્રોમાં પડેલા હતા.[૬૭-૬૮] વળી આશ્રમની આસપાસ છેક પાંચ પાંચ યોજન ફરતી આવેલી જમીનમાંની સર્વ વાવ્યો ઉત્તમ પ્રકારની મદિરાથી જ ભરેલી અને કૂવા દિવ્ય પાયસ (દૂધપાક)થી ભરેલા દેખાતા હતા. ગાયો સર્વે, કામદુઘારૂપ થઈ ઇચ્છિત પદાર્થો ઉત્પન્ન કરી આપતી હતી ને વૃક્ષો અનેક જાતના મધરૂપ રસોને સ્રવતાં હતાં;[૬૯] વળી સેનામાંના ક્રૂર સ્વભાવના બળવાન્ ( નીચી જાતિના) યોધાઓને અર્થે, મૃગ, મયૂર, કુક્કટ આદિ પ્રાણીઓનાં મિષ્ટ માંસો સિદ્ધ કરી રાખેલાં હતાં. એમ કોઇ સ્થળે સઘળી જાતનાં પકવાન્નો, શાકો, કઢીઓ આદિથી ભરેલાં સહસ્રાવધિ પાત્રો તૈયાર પડેલાં હતાં, તો કોઇ સ્થળે ભોજન કરવા માટેના સોનાના લાખો તેજસ્વી થાળ અને જમવાનાં, જળ પીવાનાં તથા હાથ ધોવાનાં લાખો ને કરોડો સુવર્ણપાત્રો ખડકી મૂકયાં હતાં.[૭૦-૭૧] આ સઘળાથી આશ્ચર્ય પામતા તેઓ આગળ ચાલ્યા તો ત્યાં ઉત્તમ પ્રકારનાં દહીંથી ભરેલી દધિમંથન કરવાની સોનાની ગોળીઓ, તેમ જ પ્રહર વાર અગાઉથી વલોવાઈ તૈયાર થયેલી ઘાટી છાસનાં સુવર્ણપાત્રો તેમણે જોયાં. એ અતિ સ્વાદિષ્ઠ છાસ કે જે કેશરને લીધે પીતવર્ણી દેખાતી હતી, તેમાં અનેક સુગંધી પદાર્થો સહિત થોડુંક જળ ભેળી, ઉપરથી જીરું, સુંઠ, મરી, પિપળી, એળચી, તમાલપત્ર, તજ વગેરે પદાર્થો નાંખેલા હતા. વળી કોઈ કોઈ સ્થળે તો ચાંદીના જેવાં સફેત મીઠાં દહીંના તથા તાજા દોહેલા દૂધના મોટા હ્રદના હ્રદ* ભરેલા હતા અને વિવિધ પ્રકારની સાકર તથા ગોળના તો ઠારોઠાર ઢગલે ઢગલા કરી મૂકેલા હતા.[૭૨-૭૩] વળી આમળાં વગેરેના કલ્ક, સુગંધી પદાર્થોનાં ચૂર્ણ તથા કષાયો અને સ્નાન કરવા માટેના ઉષ્ણ જળથી ભરેલા હજારો સુવર્ણ કુમ્ભોનો મોટો સંચય જોઈ તેઓ આગળ ચાલ્યા—તો વળી અગ્ર ભાગમાં કચરી કૂચો કરી રાખેલાં નિર્મળ અઘાડા તથા બીજી વનસ્પતિનાં દાતણ તૈયાર પડેલાં હતાં. વળી ત્યાંથી આગળ—સ્નાન કરી રહ્યા પછી ધારણ કરવાનાં સુગધ મિશ્રિત ઘસેલાં ચંદનોના સંપુટો, અક્ષત, દર્પણ તથા ભાતભાતનાં વસ્ત્રાલંકારો આદિનો ક્રમવાર સંચય પડેલો હતો. તેમ જ ભાતભાતની સુંદર પાદુકાઓ (ચાંખડીઓ) તથા ઉપાનહો (જોડા)ની જોડીઓ પણ એક બાજુએ હજારો પડેલી હતી.[૭૪-૭૬] વળી અંજનથી ભરેલા દાબડા, કાંસકીઓ, મૂછ તથા દાઢી ઓળવાના દાંતીઆ, તેમ જ સુશોભિત છત્રો, ધનુષો, વિચિત્ર કવચો, શય્યાઓ અને વિવિધ પ્રકારનાં આસનો આદિના મોટા સંચયો તે સૈનિક પુરુષોના જોવામાં આવ્યા.[૭૭] આ સઘળી રચના જોતા તેઓ આગળ ચાલ્યા તો વળી, જેનું પાન કરવાથી ભોજન કરેલા પદાર્થો પચી જાય એવા પાન કરવાના રસોથી ભરેલાં અનેક તળાવો તેમના જોવામાં આવ્યાં. વળી ગજ અશ્વાદિ વાહનો જેમાં સુખેથી ક્રીડા કરી શકે, તેમ જ મનુષ્યોથી પણ આનંદે સ્નાન કરી શકાય એવા નિર્મળ જળથી ભરેલાં તથા કમળપુષ્પોથી છવાઈ ગયેલાં અનેક મોટાં સરોવરો, તેમ જ તેઓની બાજુમાં પશુઓને ખાવાના અનેક પ્રકારના પૌષ્ટિક પદાર્થો, ઉપરાંત વૈદૂર્યમણિ સમાન લીલાં અને તાજાં ઘાસના કરી રાખેલા ઢગલાઓને જોઈ, આશ્ચર્ય પામીને, બીજી અનેક શોભા તથા સામગ્રી સંચયને નિરખતા તેઓ આશ્રમની અંદર ફરવા લાગ્યા. પછી, "ઋષિએ પોતાની યોગમાયાથી જ આ અદ્ભુત વસ્તુઓ ઉપજાવી હશે કે આપણને આ સ્વપ્ન આવતું હશે કે શું હશે ?" એમ વિસ્મય પામતા તથા નંદનવનમાં દેવો જેમ હર્ષ પામે તેમ હર્ષ પામતા, ભરતના સૈનિકોને એ પ્રમાણે એ આખો દિવસ તથા રાત્રિ પણ વિલાસમાં ને આનંદમાં જ વ્યતીત થઇ ગયાં.[૭૮-૮૧]

પ્રભાત થયું, ત્યારે પોતાનું કર્તવ્ય પૂરેપૂરું બજાવવાને લીધે ભરદ્વાજ ઋષિના આશીર્વાદને પાત્ર થયેલાં તે ગંધર્વો, અપ્સરાઓ, વિશ્વકર્મા આદિ દેવતાઓ અને આવેલાં સર્વ દેવોનાં દૈવતો, તે ઋષિની આજ્ઞા લઇને પોતપોતાના સ્થાનકો પ્રત્યે ચાલ્યાં ગયાં; (ત્યારે જોતજોતામાં, તે આશ્રમમાં બનેલી અપ્રતિમ શોભા તત્કાળ અદૃશ્ય થઇ ગઈ ને આશ્રમ જેવો પૂર્વે હતો તેવો જ થઈ રહ્યો. આ સઘળો પ્રકાર માત્ર એક દિવસની અંદર જ સ્વપ્નની પેઠે દૃશ્યમાન થઇ ગયો ખરો; પરંતુ એથી કંઇ ભરદ્વાજ મુનિએ એ આતિથ્ય માત્ર સ્વપ્નવત્ જ કર્યું, એમ તે સેનામાંના કોઇ પણ મનુષ્યથી કહી શકાય તેમ નહોતું. કારણ) તેઓમાંના સર્વ પુરુષો મદિરાનું પાન કરવાને લીધે ઘણેક દિવસ ચઢી ગયો ત્યાંસૂધી પ્રમત્ત થઈ પડેલા હતા, તેઓનાં શરીરોપર લેપન કરેલાં અગુરુ, ચંદનો તથા બીજા દિવ્ય સુગંધી પદાર્થો જેમના તેમ જ હતા અને ઠારોઠાર

* ખાડાઓ.

વેરાયલાં તેમ જ તેઓના ઉપભોગથી દબાયલી અનેક પ્રકારની દિવ્ય તથા ઉત્તમ પુષ્પોની માળાઓ જેવી ને તેવી જ ત્યાં આગળ પડેલી હતી.[૮૨–૮૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકાણુમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૯૨ મો.

### ભરદ્વાજાશ્રમથી ભરતની વિદાય.

બીજા દિવસનો પ્રાતઃકાળ થયો ત્યારે ભરત (ઘણીક વારે સભાજનો સહિત જાગ્યો. પૂર્વે દિવસમાંની કશી શોભા ત્યાં તેના જોવામાં આવી નહિ. આથી ઋષિની અદ્ભુતશક્તિ વિષે બહુ આશ્ચર્ય પામી તેની પ્રશંસા કરતાં સૌએ ઊઠી પોતપોતાનાં નિત્ય કૃત્ય કીધાં.) રામની પાસે જવા સારુ ભરદ્વાજ મુનિની વિદાય માગવાને ભરત, મંત્રીજનો સહિત હાથ જોડી તેની પર્ણશાળા આગળ ગયો.[૧] આ વેળાએ તે મહર્ષિ અગ્નિહોત્રમાં હોમ કરી ચૂક્યા હતા, તેથી ભરતને આવતો જોઈ ઉઠીને પર્ણશાળાની બહાર આવી બોલ્યાઃ[૨] "હે નિષ્પાપ ભરત! કેમ, તને મારા નિવાસસ્થાનને વિષે ગઇ રાત્રિ સુખેથી નિવૃત્ત થઇ? તારા સમગ્ર જનો મારા આતિથ્યવડે સંતુષ્ટ થયા?"[૩] એ સાંભળી ભરત ઉત્તમ તેજવાળા તે મુનિને બે હાથવડે નમન કરી કહેવા લાગ્યોઃ[૪] "હે ભગવન્! સમગ્ર સૈન્ય તથા વાહનો સહિત હું સુખેથી તારા સ્થાનને વિષે રહ્યો, ને તારા અદ્ભુત આતિથ્યવડે મને જન્મપર્યંત યાદ રહે એવી અતિશય તૃપ્તિ થઇ છે.[૫] હે સમર્થ ઋષિરાજ! ગ્લાનિ તથા સંતાપવગરના, તેમ જ ખાનપાનાદિ અને ઉત્તમ વસ્ત્રાલંકારાદિ પદાર્થો ઇચ્છા કરતાં પણ અધિક પ્રાપ્ત થવાથી અતિશય તૃપ્ત થયેલા અમે સર્વેએ, આ તારા આશ્રમસ્થાનની અંદર શ્રેષ્ઠ, સ્વર્ગના કરતાં પણ વિશેષ સુખ ભોગવ્યું છે.[૬] હે ભગવન્! તારા અપરિમિત પ્રભાવને યથાર્થપણે જાણી શકવાને કોઇ સમર્થ નથી; તેથી હે ઋષીશ્વર! હમણાં અમારાપર જેવી તારી કૃપાદૃષ્ટિ છે, તેવી જ સ્નિગ્ધ દૃષ્ટિથી તું નિરંતર અમોને જો, એવી જિજ્ઞાસાથી હું તને વિનતિ કરું છું; ને હવે અત્રેથી મારા વડિલ બંધુ રઘુવીરની પાસે જવા સારુ તારી આજ્ઞા માગું છું.[૭] હે ધર્મજ્ઞ! તે મહાત્મા રઘુવીરનો આશ્રમ ક્યાં હશે? તે અહીંથી કેટલેક દૂર હશે? વળી ત્યાં આગળ જવાને માટે કયો માર્ગ સુલભ પડશે? તે તું કૃપા કરી મને જણાવ![૮] ભ્રાતૃદર્શનની લાલસાવાળા ભરતનો એવો પ્રશ્ન સાંભળી મહા તેજસ્વી ભરદ્વાજ મુનિએ કહ્યુંઃ[૯] "હે રાજકુમાર ભરત! અહીંથી અઢી યોજન દૂર ચિત્રકૂટ નામનો પર્વત છે, તેમાં વિદીર્ણ પાષાણોવાળું રમ્ય વન છે;[૧૦] તે પર્વતની ઉત્તરાદિ દિશાને વીંટીને પુષ્પિત વૃક્ષોથી ઢંકાયલી મંદાકિની નામની સરિતા વહે છે. હે તાત! મને મળેલી ખબરો પ્રમાણે એ જ પર્વતના વનને વિષે પર્ણશાળા રચીને, તેમાં સીતા સહિત રામ લક્ષ્મણ બે ભાઇઓ વસે છે.[૧૧–૧૨] માટે હે મહાભાગ! ત્યાં જવા સારુ તું પ્રથમ યમુનાના દક્ષિણ કિનારા પ્રત્યે જા. ત્યાંથી કેટલેક દૂર જતાં બે મોટા ધોરી માર્ગ આવશે, તેમાંના જમણા હાથ ભણીના માર્ગપર તારી આ વિસ્તીર્ણ સેનાને ચલાવજે, જેથી આગળ જતાં તું રામનાં દર્શન પામીશ."

એવી રીતે તે મહર્ષિ, રઘુવીર પાસે જવાનો માર્ગક્રમ જણાવતા હતા, એટલામાં, શ્રેષ્ઠ વાહનોમાં બેસવા યોગ્ય દશરથરાયની સર્વ સ્ત્રીઓ પોતાનાં વાહનોનો ત્યાગ કરી, તે ઋષિની પાસે આવીને તેને નમસ્કાર કરવા સારુ વિંટીને ઉભી રહી. ત્યારે શરીરે શુષ્ક તથા દીન થયેલી મહારાણી કૌસલ્યાએ, સુમિત્રા સહિત કંપતાં કંપતાં તે ઋષિના ચરણમાં પડી, બે હાથવડે તેને વંદન કીધું. એટલે જેનો મનોરથ ભાંગી પડ્યો એવી અને સર્વ લોકે નિંદવાથી કેવળ દીન જેવી થયેલી કૈકેયી પણ તેમનાં ચરણવંદન કરીને લજ્જા યુક્ત થઈ, તે મુનિને પ્રદક્ષિણા કરીને ભરતની પાસે ઉભી રહી. આ પ્રકાર જોઈ મહામુનિ ભરદ્વાજે ભરતને પૂછ્યુંઃ[૧૩–૧૮] "હે રઘુવંશોત્પન્ન! હું આ તારી માતાઓનાં નામ જાણવા ઇચ્છું છું, માટે તેની સાથે મારી ઓળખાણ કરાવ." એ સાંભળી બોલવામાં ચતુર એવો ધર્મનિષ્ઠ ભરત, હાથજોડી ભરદ્વાજને કહેવા લાગ્યોઃ "હે ભગવન્! ઉપવાસને લીધે કૃશ થયેલી, દીન તથા દેવી સમાન દેખાતી આ મારા પિતાની જ્યેષ્ઠ સ્ત્રીને તું જૂએ છે. તે મહાત્મા તથા સિંહ સરખા પરાક્રમી રઘુવીરની મા કૌસલ્યા છે; કે જેણે ઉપેન્દ્રની માતા અદિતિની પેઠે મારા રઘુવરને જન્મ આપ્યો છે. એ કૌસલ્યાની વામ ભુજાને ગ્રહણ કરીને, કેવળ દુર્મન તથા જેનાં પુષ્પો ખરી પડ્યાં હોય એવી, કર્ણિકાર વૃક્ષની શાખાની પેઠે દુઃખથી પીડિત થતી દેવી સુમિત્રા ઉભી છે, તે મારા પિતા દશરથરાયની મધ્યમા સ્ત્રી છે.[૧૯–૨૩] અને તેણે દેવતા સમાન સ્વરૂપવાન્, શૂરવીર તથા સત્ય પરાક્રમી પુત્ર લક્ષ્મણ અને શત્રુઘ્નને જન્મ આપ્યો છે,[૨૪] ને હે ઋષીશ્વર! જેને લીધે

નરવ્યાઘ્ર રામ લક્ષ્મણ વનમાં ગયા, ને જીવનો વિનાશ થવા જેવી આપત્તિમાં આવી પડ્યા, તથા જેને લીધે પુત્રવિયોગી દશરથરાય સ્વર્ગે સિધાવ્યો;[૨૫] એવી દુર્બુદ્ધિ કૈકેયી, કે જે અતિ ગર્વિષ્ઠ, ક્રોધી, પોતાને જ અહો ભાગ્ય માનનારી, ઐશ્વર્ય પ્રાપ્તિની ઇચ્છામાં ડૂબી ગયેલી તથા જે અનાર્ય છતાં પણ સતી સરખી દેખાય છે,[૨૬] તે મહારાજા દશરથની કનિષ્ઠા પટ્ટરાણી અને મારી માતા છે! હે પ્રભો! એના પાપનિશ્ચયથી જ મને આ મહાદુઃખ પ્રાપ્ત થયું છે, એમ હું જાણું છું."[૨૭] એવી રીતે ગદ્દગદ્દ વાણીથી કહેતાં કહેતાં પુરુષસિંહ ભરતની આંખમાં આંસુ આવી ગયાં, ને કૈકેયીપરના ક્રોધને લીધે તેની આંખો લાલ થઈ ગઈ અને તે સર્પની પેઠે મોટો નિઃશ્વાસ મૂકવા લાગ્યો.[૨૮] ત્યારે વાક્યના તાત્પર્યને જાણનારા બુદ્ધિમંત મહર્ષિ ભરદ્વાજે તેનું આશ્વાસન કરતાં કહ્યું:[૨૯] "હે ભરત! તારે કૈકેયીનો દોષ જાણીને તેની અવજ્ઞા કરવી નહિ. કારણ, રામનું વનવાસગમન તો સમગ્ર દેવતાઓ તથા ઋષિઓને અતિ સુખ આપનારું થશે.[૩૦] હે બાપ! આ જગતમાંના પ્રાકૃતજનો, રામના પ્રભાવને જાણતા નથી; પણ તેના વનમાં જવાથી તો સ્થિર અંતઃકરણવાળા દેવતા, દાનવ તથા ઋષિઓનું પરમ હિત થયેલું છે.*[૩૧]

એ પ્રમાણે સાંત્વનાપૂર્વક મહર્ષિ ભરદ્વાજે તેને અનુગ્રહરૂપ અનેક આશીર્વાદો કહ્યા; ત્યારે તેમની પ્રદક્ષિણા કરી ભરતે, દંડવન્નમસ્કારપૂર્વક તેમની આજ્ઞા લઇને પોતાના સૈનિકોને, પ્રયાણ માટે તૈયારી કરવાનું કહ્યું; (ને પોતે તથા શત્રુઘ્ને મસ્તકના કેશની જટાઓ બાંધી, શરીરે ચીરવસ્ત્ર ધારણ કીધાં).[૩૨]

ભરતની આજ્ઞા થઈ કે, તુરત એકદમ ઉતાવળથી આખું સૈન્ય તૈયાર થઈ ગયું, ને યોધાઓ પોતપોતાનાં અશ્વાદિ વાહનો શણગારી, તેપર અસ્વાર થઇને અનુક્રમે ચાલવા લાગ્યા.[૩૩] કેટલાક મહારથીઓ પોતાના રથોમાં બેસીને ને કેટલાકો સોનાની અંબાડી તથા ઘંટાઓવાળા, વર્ષાઋતુના મેઘ સમાન હાથી અને હાથણીઓપર બેસીને ચાલતા થયા.[૩૪] એ સિવાય બીજાઓ પોતપોતાનાં નહાનાં મોટાં અમૂલ્ય વાહનોમાં બેસીને માર્ગે પડ્યા. પદાતિઓ પગે ચાલવા લાગ્યા;[૩૫] ને રામનાં દર્શન હવે જલદી થશે, એવી ઇચ્છાથી હર્ષ પામેલી કૌસલ્યાદિ સ્ત્રીઓ ઉત્તમ રથોમાં તથા મ્યાનાઓમાં બેસીને રવાને થઈ.[૩૬] ત્યારે સૌની પછવાડેથી, શ્રીમાન્ ભરત, સ્ફટિક તથા પદ્મરાગમણિથી જડેલી સૂર્ય સરખી પ્રભાવાળી અતિ સુંદર પાલખીમાં બેસી, પોતાના સૈન્યના મુખ્ય અધિકારીઓ સહિત ચાલ્યો.[૩૭] એ પ્રમાણે તે ગજ તથા અશ્વોથી સમાકુલ થયેલી મોટી સેના, ગંગા નદીના પશ્ચિમ કિનારાના વનમાંથી ઉપડી, માર્ગમાં આવતા પર્વત, નદીઓ તથા મૃગો અને પક્ષીઓથી ભરપૂર વનોને અતિક્રમણ કરીને, જેમ આકાશમાંનો મેઘ, દક્ષિણ દિશાને ઘેરી વળે છે, તેમ, યમુના નદીના દક્ષિણ માર્ગને ઘેરી લઈ ચાલતી થઈ.[૩૮-૩૯] એ સમયે તે હર્ષ પામેલાં વાહનો તથા યોધાઓવાળી બળવાન્ સેના, વનનાં પશુઓ તથા પક્ષીઓને ત્રાસ ઉપજાવતી તે મહાવનમાં ગતિ કરતી હતી ત્યારે અતિશય શોભતી હતી.[૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં બાણુમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯૩ મો.

## ભરતનું ચિત્રકૂટ સમીપે આગમન.

એવા ઠાઠથી જતી તે સેનાને જોઈ, વનમાંનાં મોટાં મદોન્મત્ત હિંસક પશુઓનાં જુથો પણ ભયને લીધે નાસાનાસ કરવા લાગ્યાં;[૧] અને તેને લીધે પર્વતો ને નદીઓમાં ફરતા રીંછો, પૃષત નામનાં મૃગો તથા રુરુ જાતિનાં મૃગો પણ અતિ ભયને લીધે પીડા પામવા લાગ્યાં. તેઓ પોતપોતાનાં રહેઠાણો તથા ક્રીડા સ્થાનો મૂકીને ઘાડાં વૃક્ષોની ઘટાઓમાં પલાયન કરવા લાગ્યાં;[૨] કેમ કે વર્ષાઋતુમાં જેમ મેઘ આકાશને આચ્છાદિત કરે છે, તેમ તે સમુદ્રના ઉછળતા મોજા સમાન ગર્જના કરતી દશરથપુત્ર ભરતની ચતુરંગિણી સેના, આખા વનની ભૂમિને આચ્છાદિત કરીને ચાલતી હતી.[૩-૪] હવે એ પ્રમાણે ભરદ્વાજાશ્રમથી ચાલેલી તે સેના મધ્યાહ્ન સમય થતાં સૂધીમાં તો ઘણો દૂર માર્ગ કાપી ગઈ ને ત્યાંથી જ્યારે દૂર રહેલી નાની નાની પર્વતોની હાર, તેઓપરથી વહેતાં નિર્મળ ઝરણો તથા અનેક પ્રકારનાં સુવૃક્ષોની ઘટાઓ દેખાવા લાગી, ત્યારે આનંદ પામી ભરતે, પોતાનાં મંત્રીમંડળમાં શ્રેષ્ઠ મહર્ષિ વસિષ્ઠને હાથ જોડી કહ્યું:[૫-૬] "હે ગુરુદેવ! મહામુનિ ભરદ્વાજે મારી આગળ ચિત્રકૂટ પ્રદેશનું જેવું વર્ણન કર્યું હતું, તેવો જ આ પ્રદેશ દેખાય છે; માટે હું ધારું છું કે,

* અર્થાત્ દેવતાઓએ મંથરાદ્વારા કૈકેયીની બુદ્ધિને મોહ કર્યો, ને તેથી જ રામનું વનમાં જવું થયું છે, માટે એમાં કૈકેયી કંઈ પણ દોષભાગિણી નથી એમ સમજ.

આપણે અવશ્ય તે પ્રદેશ પ્રત્યે આવી પહોંચ્યા છીએ.[૭] જો! આ પર્વતની હારની હાર દેખાય છે, માટે અહીંથી જ ચિત્રકૂટગિરિ શરુ થતો હશે. તેમ જ પેલી દૂર વહન કરતી સુંદર વનવાળી સરિતા દેખાય છે, તે ખરેખર મંદાકિની જ હશે. અહો ઋષિરાજ! આ શ્યામ મેઘસમાન વન કેવું સુંદર છે? વાહ! વાહ! તેની અંદરનાં વૃક્ષોપર પુષ્પો કેટલાં બધાં ખીલી નીકળેલાં છે![૮] પણ રે! મારા સૈન્યના પર્વત સમાન હસ્તીઓ આ ચિત્રકૂટની રમણિય તળેટીને પીડિત કરે છે;[૯] કેમ કે તેઓના અથડાવાને લીધે હાલેલાં વૃક્ષો તથા શાખાઓ, વર્ષાઋતુમાં જળ વર્ષાવતાં શ્યામ વાદળની પેઠે સુંદર પુષ્પોને વર્ષાવે છે."[૧૦]

એવી રીતે વસિષ્ઠ મુનિને કહીને ભરત પાછો શત્રુઘ્નને કહેવા લાગ્યો: "હે પ્રિય ભ્રાત શત્રુઘ્ન! મત્સ્યોથી ભરેલો સમુદ્ર હોય તેમ આપણા અશ્વગજોથી આકીર્ણ થયેલો આ ગિરિપ્રદેશ તેં જોયો![૧૧] અહો! જોને, શરદ્ઋતુને વિષે વાયુએ ચલાયમાન કરેલો મેઘ જેમ આકાશમાં શોભે, તેમ આપણી સેનાએ ચલાયમાન કરેલા શીઘ્ર ગતિવાળા મૃગગણો આ વનને વિષે શોભે છે.[૧૨] વળી જેમ દક્ષિણ દિશામાંના પુરુષો શસ્ત્રના ઘાથી બચાવે એવાં મેઘ સરખાં પ્રકાશમાન કવચોને ધારણ કરે છે, તેમ આપણા સૈનિક પુરુષો સુગંધી પુષ્પોનાં મુકૂટાદિ શિરોભૂષણ કરી, મસ્તકોને વિષે ધારણ કરે છે.[૧૩] હે બંધુ! પૂર્વે આ વન જનશબ્દરહિત હોવાથી ભયંકર દેખાતું હશે, પણ આપણા આવવાથી તે અત્યારે જાણે મનુષ્યોથી પરિપૂર્ણ ભરેલી અયોધ્યા સરખું મને દેખાય છે.[૧૪] અહો! આપણા વાહનોની ખરીઓથી ઉડતી રજ, છેક આકાશને આચ્છાદન કરે છે; પણ વાયુ જાણે મારું પ્રિય કરવા ઇચ્છતો હોય તેમ તે રજને દૂર લઇ જાય છે.[૧૫] હે બંધુ શત્રુઘ્ન! મુખ્ય સારથિઓવડે હંકાતા, સારા ઘોડાઓવાળા રથો શીઘ્રતાથી ચાલ્યા આવે છે તે જો![૧૬] વળી સૈન્યથી ત્રાસ પામેલા સુશોભિત મોરલાઓ સ્થળે સ્થળથી ઉડી ઉડીને પર્વતપર ચઢી જાય છે તે જો! હે નિષ્પાપ! આ દેશ અત્યુત્તમ તથા મનને હર્ષ આપે એવો મને જણાય છે, માટે અવશ્ય તે તપસ્વીઓને વસવા યોગ્ય સ્વર્ગપ્રદેશ છે.[૧૭-૧૮] વળી શરીરપર શ્વેત, કૃષ્ણ, પીત ઇત્યાદિ રંગોનાં બિંદુઓવાળાં પૃષત જાતિનાં મૃગો તથા મૃગલીઓ જાણે પુષ્પોવડે શણગારેલાં જ હોયની શું! એવાં દેખાતાં મનને હર્ષ પ્રાપ્ત કરે છે, માટે હે સાધુ! આપણે અવશ્ય ચિત્રકૂટ પર્વત પ્રત્યે આવી પહોંચ્યા છીએ; તેથી હવે અહીંથી આપણી સેનામાંના વિચક્ષણ પુરુષોને આગળ મોકલી વનની અંદર વસતા આપણા વડીલ બંધુ રામ તથા લક્ષ્મણની શોધ કરાવવી જોઇએ."[૧૯-૨૦] ભરતના કહેવાથી શત્રુઘ્ને તુરત કેટલાએક યોધાઓને આગળથી પર્વતપર તપાસ કરવાને મોકલ્યા; ત્યારે તેઓ વનમાં પ્રવેશ કરી ચોમેર જોઈ આવીને ભરતને કહેવા લાગ્યા: "હે રાજકુમાર! મનુષ્ય વગરનાં સ્થળને વિષે અગ્નિ હોય નહિ, પણ અમોને આ પર્વતપરના વનને વિષે અગ્નિનો ધૂમ દેખાયો, તેથી અત્રે અવશ્ય કરીને રઘુવીર હોવા જોઇએ;[૨૧-૨૨] ને કદી જો તેઓ નરવ્યાઘ્રો અત્રે ન હોય તો તેમના સરખા બીજા તપસ્વીઓ તો હશે જ; માટે તેમની પાસેથી આપણને રામના નિવાસસ્થાનની ભાળ મળશે."[૨૩] એવાં તે દૂતોનાં વચન સાંભળી શત્રુમર્દન ભરતે પોતાના સૈન્યને સાવધ થઈ કોલાહલ ન કરતાં પર્વતની તળેટી આગળ શાંતપણે ઉભું રહેવાની આજ્ઞા કરી; ને પોતે પોતાના સુમંત્ર તથા ધૃતિ* નામના મંત્રીઓને સાથે લઈ રામને શોધવા સારુ વનની અંદર જવાનો નિશ્ચય કરીને આકાશ માર્ગે જતી ધૂમાડાની ટોચો દેખાતી હતી તે ભણી દૃષ્ટિ કરવા લાગ્યો અને સેના ત્યાં આગળ ઉભી રહી.[૨૪-૨૬] આ સમયે ભરતે ઉભી રાખેલી સેના પણ પોતાના પ્રિય રઘુવીરનો મેળાપ શીઘ્ર થશે, એમ જાણી અતિ હર્ષ પામીને નિવાસ કરવા સારુ યોગ્ય સ્થળનો શોધ કરતી વાટ જોવા લાગી.[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં ત્રાણુમો સર્ગ સંપૂર્ણ.**



# ચિત્રકૂટ વૃત્ત.



## સર્ગ ૯૪ મો.

## ચિત્રકૂટ વર્ણન.

[હવે ભરત તો એ પ્રમાણે અયોધ્યાથી નીકળી માર્ગમાં અનેક સ્થળે નિવાસ કરતો છેક ચિત્રકૂટ પર્વત આગળ આવી પહોંચ્યો. પણ તેટલા કાળ પર્યંત રઘુવીર ચિત્રકૂટને વિષે શું કરતા હતા, તેનું અવલોકન કરીએ.]

ઘણા કાળ સુધી ચિત્રકૂટને વિષે રહેલા રઘુવીરને એ ગિરિવર અત્યંત પ્રિય થઈ પડ્યો હતો. દેવતા સમાન કાંતિમાન્ દશરથપુત્ર રામ, સીતા તથા લક્ષ્મણ સહિત જાણે અયોધ્યામાં વસતા હોય તેવી રીતે આનંદ સહિત

* અશોક નામના મંત્રીનું બીજું નામ.

તે ગિરિમાં વસતા હતા.[1] [લક્ષ્મણ નિરંતર તેની પરિચર્યા કરતાં તેને અગ્નિહોત્રકાર્યના પુષ્પ, દર્ભ, સમિધ ઇત્યાદિ પદાર્થો, તથા ભોજન સારુ ફળ, મૂળ, કંદ ઇત્યાદિ પદાર્થો લાવી આપતો; ને રાત્રીએ શસ્ત્રાસ્ત્ર ધારણ કરી, પર્ણશાળાની આસપાસ તેની રક્ષા સારુ સજ્જ થઈ ફરતો હતો. પર્ણશાળાની આસપાસ ભાતભાતનાં પુષ્પવૃક્ષોની એક સુંદર વાટિકા રચી હતી. તેની અંદર એક સ્થળે અગ્નિહોત્રશાળા તથા એક ઠેકાણે સભાસ્થાન રચેલું હતું. તેમાં પ્રતિદિન તે પર્વતની અંદર વસતા અનેક મહાન્ ઋષિઓ આવી વિજરાતા હતા અને રઘુવીરની આગળ નાનાપ્રકારના શાસ્ત્રાર્થો, વેદમંત્રનાં વ્યાખ્યાનો તથા સત્પુરુષોનાં ચરિત્રોનું ગાન કરતા હતા. તેમ રઘુવીર તેઓની યથાયોગ્ય પૂજા અર્ચા કરી વારંવાર તેમના આશીર્વાદ સંપાદન કરતા હતા.] કોઈ કોઈ સમયે ત્રીજો પ્રહર થતો ત્યારે, રઘુવીર પોતાની પ્રિયા સીતાને સાથે લઈ તે ચિત્રકૂટ પર્વતની શોભા જોવા નીકળતા ને કોઈ દિવસે પૂર્વ દિશાએ તો કોઈ દિવસ પશ્ચિમ દિશાએ, એમ ફરતી દિશાઓમાં જઈ તે અપ્રતિમ સૃષ્ટિસૌન્દર્યનું અવલોકન કરતા હતા. વનવાસને લીધે તેમનાં ચિત્તને કોઈ વાતનો ખેદ નહોતો. તેમ સતી સાથે વનમાં ફરતાં વનની આનંદદાયક શોભા નિરખવામાં આવતી ત્યારે અતિ હર્ષ પામી ઇંદ્ર જેમ શચિ પ્રત્યે કહે, તેમ તે સીતા પ્રત્યે કહેતા હતા કે,[2] "હે કલ્યાણિ ! જો કે હું રાજ્યથી ભ્રષ્ટ થયો છું તથા સંબંધી જનો વગરના સ્થાનને વિષે આવીને રહ્યો છું; છતાં, આ રમણીય ચિત્રકૂટ પર્વતને જોઈ મારા મનમાંનો સર્વ ખેદ નિવૃત્ત થઈ જાય છે."[3] એક દિવસે તે પર્વતની સુંદર શોભાથી બહુ હર્ષિત થઈ તેનું ઉપર ઉપરથી વર્ણન કરતાં વૈદેહી–જનકતનયા પ્રત્યે તેઓ બોલ્યા કેઃ–

"હે ભદ્રે ! આ અનેક પ્રકારનાં પક્ષીગણોથી ભરેલા તથા જાણે આકાશને વીંધતાં જ હોયની તેવા ઊંચા તેમજ વિવિધ પ્રકારની ધાતુઓવાળાં મોટાં શિખરોથી શોભતા ચિત્રકૂટ પર્વતને તું જો.[4] એનાં એ અનેક જાતનાં ધાતુઓવડે શોભતાં શિખરો તથા સ્થળો–કેટલાંક રૂપા સરખાં શ્વેત, કેટલાંક રક્તવર્ણાં, કેટલાંક પીળા રંગનાં, કેટલાંક મજીઠીયા રંગનાં, કેટલાંક શ્રેષ્ઠ મણિ સમાન કાંતિવાળાં,[5] કેટલાંક પુષ્પરાગ સરખાં, કેટલાંક સ્ફટિક સરખાં, કેટલાંક કેવડા સરખા વર્ણવાળાં, કેટલાંક નક્ષત્રના જેવાં તથા કેટલાંક પારદર્શક શોભે છે.[6] વળી હે પ્રિયે ! આ કેવું આશ્ચર્ય છે કે, આ મૃગગણોથી ભરેલા સ્થળોમાં થઈને પેલા મોટા વાઘો ચાલ્યા જાય છે, પણ તેમની હિંસા કરતા નથી. વળી એ સિવાય બીજા દીપડાઓ, વરાહો, રીંછો તથા નાના મોટા પક્ષીગણોનો અત્રે પાર નથી. હે પ્રિય કાંતા ! એમ સર્વ જાતિનાં વિચિત્ર પ્રાણીઓથી પરિપૂર્ણ આ પર્વત અતિ શોભા આપે છે;[7] વળી સુંદર પુષ્પો, ફળો અને શીતળ છાયા એ આદિથી પ્રાણી માત્રનો પરોપકાર કરનારાં મનોરમ તરુઓ જેવાં કે આંબા, જામ્બુ, અસન, લોધ્ર, પ્રિયાલ, ફણસ, ધાવડા, અંકોલ, અતિ પ્રૌઢ તમાલ, બીલી, ટેંભુરણી, વાંસ, શિવણી, નિંબ, વાવડીંગ, મહુડા, તિલક, બોરડી, આંબળી, કદંબ, વેત્ર, ઇંદ્રયવ તથા દાડિમી આદિથી પણ આ ચિત્રકૂટ પોતાની શોભાને અતિશય વૃદ્ધિ પમાડે છે.[8–10] વળી હે કલ્યાણિ ! પેલી સપાટ ભૂમિમાંનાં કામોત્પાદક સ્થળોપર સુંદર કિન્નરીઓ સહિત કિન્નરો રમણ કરી રહ્યા છે તથા વૃક્ષોની ડાળોપર તેઓમાંનાં કેટલાકનાં ઉત્તમ વસ્ત્રો તથા આયુધો લટકે છે, તે તારા જોવામાં આવ્યાં? વળી જો જો, તેઓથી કંઈ કંઈ અંતરે, મનોહર વૃક્ષોની ગુફાઓમાં વિદ્યાધરોની સ્ત્રીઓને ક્રીડા કરવાનાં સ્થાનો કેવાં શોભી રહ્યાં છે?[11–12] હે ભાગ્યવતી ! ઉચ્ચ સ્થળોમાંથી પડતાં જળને લીધે વિદીર્ણ થયેલાં કોઇ કોઇ સ્થાનોમાંથી પાણીના ઝરા સ્રવે છે, તેથી આ ચિત્રકૂટ પર્વત, કુંભસ્થળમાંથી મદ ઝરતા હાથી સરખો શોભે છે.[13] અહો ! આ પર્વતનાં ગુફા દ્વારોથી પ્રવૃત્ત થયેલો, ઘ્રાણેન્દ્રિયને તૃપ્ત કરનારો વાયુ, અનેક પ્રકારનાં પુષ્પોના સુગંધને ઘસડી લાવે છે, તેથી કયો પુરુષ હર્ષ ન પામે ?[14]

હે અનિંદિતે ! જો હું તારા તથા લક્ષ્મણના સહિત વર્ષોનાં વર્ષો સૂધી અહીં રહું, તોપણ મને કોઇ જાતનો શોક થાય નહિ.[15] કારણ આ અનેક પ્રકારનાં ફળ તથા પુષ્પોથી રમ્ય અને વિવિધ પક્ષીગણો તથા રમ્ય શિખરોવાળા પર્વતને વિષે મને અત્યંત પ્રીતિ ઉપજે છે.[16] વળી હે ભામિનિ ! આ વનવાસ સેવવાથી તો મને બે ફળ પ્રાપ્ત થયાં છેઃ એક તો પિતાનાં સત્ય વચન પાળવારૂપ ધર્મનું અવલંબન કરવાથી હું તેનો અનૃણી થયો છું ને બીજું નાના ભાઇ ભરતને રાજ્ય આપી તેનું પ્રિય કર્યું છે.[17] વળી મનુ આદિ મારા પ્રપિતામહોએ, તેમજ બીજા પણ મહાન્ રાજર્ષિઓએ, '(મરણ પછી) શિવ લોક તથા બ્રહ્મલોકાદિની પ્રાપ્તિ સારુ અથવા (મરણ પહેલાં) સંસારના

ક્લેશ નિવૃત્ત થવા સારુ મનુષ્યે નિયમયુક્ત થઈ વનમાં રહેવું, એ અમૃતરૂપ છે' એમ કહેલું છે; તો હે રાજ્ઞિ! હે વૈદેહિ! આ ચિત્રકૂટ પર્વતને વિષે મન તથા શરીરને સંમત એવા પદાર્થોનું અવલોકન–ઉપભોગ કરતાં મારી સાથે રહી તને હર્ષ થાય છે કે નહિ?[૧૮–૧૯] હે જાનકિ! આ પર્વતની–સેંકડો વિશાળ શિલાઓ, નીલ, પીત, સફેત તથા રાતી, એમ અનેક વર્ણોને લીધે શોભે છે.[૨૦] વળી આખા વનની અંદર સ્થળે સ્થળે ઉગેલી અને પોતાની કાંતિરૂપ શ્રી (લક્ષ્મી, શોભા અથવા શક્તિ) થી પ્રકાશતી હજારો ઔષધિઓ, રાત્રિને વિષે અગ્નિશિખા સરખી પ્રકાશે છે.[૨૧] હે ભામિનિ! જોની, આ પર્વતની અંદરનાં કેટલાંક સ્થળો તો જાણે મનુષ્યોને રહેવાના ઘર સરખાં, કેટલાંક સુંદર ઉદ્યાનો સરખાં, ને કેટલાંક તો એક્કી વખતે ઘણાંક મનુષ્યો બેસી શકે એવી ઘણીક વિસ્તીર્ણ શિલાઓથી પરિપૂર્ણ છે.[૨૨] વળી આ આખો પર્વત જાણે પૃથ્વીને ભેદીને નીકળ્યો હોય તેવો દેખાય છે; ને તેનો સર્વ અગ્ર-ભાગ ચારેકોરથી શોભાયમાન દેખાય છે.[૨૩] વળી હે સુંદરી! આ સ્થળે સ્થળે, વૃક્ષોની કુંજોમાં સૂનાં પડેલાં કામી પુરુષોનાં સુંદર આસ્તરણોને (શય્યાઓને) તો તું જો; કે જેઓ કુષ્ઠ*, સ્થગર;† નાગકેસર અને ભૂર્જ‡ વૃક્ષનાં ગુચ્છવાળાં પત્રોથી તેમ જ ચોમેર મૂકેલાં કમળનાં પુષ્પોથી બિછાવેલાં હોવાને લીધે અતિ સ્નિગ્ધ તથા શોભીતાં દેખાય છે.[૨૪] વળી હે વનિતે! આ જો! અહીં ઠામઠામ તે કામી પુરુષોએ મર્દન કરેલી તથા તોડી નાંખેલી કમળપુષ્પની માળાઓ તેમ જ ભક્ષણ કરેલાં વિવિધ પ્રકારનાં ફળો.[૨૫] ખરેખર, આ ચિત્રકૂટ પર્વત પોતાની અંદરનાં ઘણાં પુષ્પ, ફળ, મૂળ તથા જળાશયોને લીધે કુબેરપુરી, ઈન્દ્રપુરી તથા ઉત્તરખંડ એ આદિ કરતાં પણ અધિક શોભાયમાન હોય એમ હું માનું છું.[૨૬] માટે હે વનિતે! પોતાના શ્રેષ્ઠ નિયમો સહિત સત્પુરુષોના માર્ગવિષે રહેલો હું, જો તારા તથા લક્ષ્મણના સહિત ચૌદ વર્ષ પર્યંત અત્રે વિહાર કરતો વસીશ, તો છેવટે નિશ્ચે આપણા કુલધર્મની વૃદ્ધિ કરે, એવાં પરમ સુખને પામીશ."[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અયોધ્યાકાણ્ડમાં ચોરાણુમો સર્ગ સંપૂર્ણ.**



* કમલપત્ર. † પુત્રજીવક નામનાં વૃક્ષનાં પત્ર. ‡ ભોજપત્ર.

## સર્ગ ૯૫ મો.

### મંદાકિની વર્ણન.

એવી રીતે અવલોકન કરતાં કરતાં કોઈ દિવસે વળી કમળનેત્ર રામ પર્વતની ઉત્તર દિશાભણીથી બહાર આઘા નીકળી પડતા; તો ત્યાં અતિ રમ્ય તથા તળેટીની નજીકમાં વહન કરનારી મંદાકિનીના સુંદર તટોપર ફરતાં તેમણે આનંદ પામી જાનકીને કહ્યું:[૧–૨] "હે પ્રિયે! હે ચંદ્રમુખી! હે પ્રમદોત્તમા! જોની, આ સુંદર તથા વિચિત્ર કિનારાઓવાળી મંદાકિની સરિતા કેવી સુશોભિત લાગે છે! અહો! તેના રમ્ય તટોપર હંસ તથા સારસાદિ પક્ષીઓ નાના પ્રકારના શબ્દો કરી રહ્યા છે, તેની અંદર કમળપુષ્પો ખીલી રહ્યાં છે, બન્નો બાજુના કિનારાઓપર અનેક પ્રકારનાં પુષ્પોવાળાં તથા ફળોનાં ભારથી લચી ગયેલાં વૃક્ષોની ઘટા છાઈ રહી છે, ને એમ સર્વ રીતે આ સરિતા સાક્ષાત્ કુબે-રની સૌગંધિકા નામની સ્વર્ગસરિતા સમાન ચોમેરથી શોભા આપે છે.[૩–૪] હે જાનકિ! નિરંતર મૃગનાં ટોળાં જેનું પાન કરે છે એવું આ મંદાકિનીનું ડહોળાયલું જળ, તથા તે પ્રત્યે જવાના માર્ગો વગેરે મને બહુ પ્રીતિ ઉત્પન્ન કરે છે.[૫] વળી હે પ્રિયે! આ જટા તથા મૃગચર્મ ધારણ કરેલા, તેમ જ અંગવસ્ત્રને ઠેકાણે વલ્કલ ઓઢનારા ઋષિઓ, પ્રાતઃકાળ તથા સાયંકાળને સમયે આ મંદાકિનીમાં સ્નાન કરે છે તે જો.[૬] અહો! વિશાળ નેત્રવાળી જાનકિ! આ વેળા તે સ્થિર વ્રતવાળા ઋષિઓમાંના કેટલાક બેસી સંધ્યોપાસન કરે છે, કેટ-લાક ઊંચા હાથ રાખી મંત્ર ભણી સૂર્યનું ઉપસ્થાન કરે છે ને કેટલાક જપ કરતા જણાય છે.[૭] વળી આ પર્વ-તોપરનાં વૃક્ષોને કંપાવવા રૂપે જાણે તેને નૃત્ય કરાવતો હોય તેવો શીતળવાયુ, કિનારાપરનાં પુષ્પિત વૃક્ષોને પોતાના સપાટાઓથી ધ્રુજાવી, તેઓપરથી જાત જાતનાં પુષ્પો તથા પત્રોને ખેરવવારૂપે જાણે નિર્મળ મંદા-કિનીને પુષ્પાંજલિ જ કરતો હોયની, તેમ ચોમેરથી વાય છે.[૮] વળી હે વિદેહરાજપુત્રિ! આ સુંદર સરિતામાં કોઈ કોઈ સ્થળે સ્ફટિકની જમીન હોવાથી તેપર વહેતું જળ, મણિ સરખું દેખાય છે, કોઈ કોઈ સ્થળે તેના સુંદર કિનારાઓ પણ સ્ફટિકાદિ મણિઓના જેવા જ સુપ્રકાશિત દેખાય છે તથા બુદ્ધિમાન્ સિદ્ધો અને ચારણો, પોતાની સ્ત્રીઓ સહિત તેનાં નિર્મળ જળમાં વિહાર કરે છે તે જો![૯] હે શ્રેષ્ઠ કટિવાળી! આ વાયુના સપાટાઓથી ઉઘડેલાં તથા ખરી પડેલાં, વૃક્ષો-

પરનાં પુષ્પોનો સમૂહ, મંદાકિનીપર તરે છે તે તેં જોયો ?[१०] ને કિનારાપર બેઠેલા આનંદી ચક્રવાક પક્ષીઓ, તે તરતા પુષ્પોપર ઉડી ઉડીને ચાંચો મારી મધુર શબ્દો કરતાં ક્રીડાઓ કરે છે તે તેં જોયું ?[११] હે સુંદરિ! આ સર્વ કલ્યાણરૂપ પદાર્થોને જોવાથી ચિત્રકૂટ તથા મંદાકિનીનું દર્શન, મને અયોધ્યામાં રહેવા કરતાં પણ અધિક સુખપ્રદ થઈ પડશે; ને તેમાં વળી તારા સમાગમથી તો મને અતિશય સુખની પ્રાપ્તિ થશે, એમ હું માનું છું.[१२] માટે હે નિષ્પાપે! ચાલ, આ શમ, દમ તથા તપાદિ આચરણવાળા સિદ્ધ જનોએ સેવેલી મંદાકિનીમાં આપણે આજે સ્નાન કરીએ;[१३] ને તું આ શ્વેત તથા રક્ત, કમળપુષ્પો હાથમાં લઈ આ મંદાકિનીની સખીની પેઠે તેમાં ક્રીડા કર.[१४] હે પ્રિયે! આપણે પ્રતિદિન આવા એકાંત કિનારાઓપર જળક્રીડા કરવા સારુ આવશું. માટે તું હવે અહીં રહેલા આ સર્પાદિ પ્રાણીઓને અયોધ્યાવાસી જનો, ચિત્રકૂટને અયોધ્યા, તથા આ મંદાકિનીને સરયૂ સમાન જ ગણી સંતોષ માન.[१५] હે વૈદેહિ! ધર્માત્મા લક્ષ્મણ મારી આજ્ઞામાં રહ્યો છે, અને તું પણ પ્રીતિ ઉત્પન્ન કરતાં મને અનુકૂળ વર્તે છે.[१६] તેથી હે મનમોહને! તારા સમાગમને લીધે અર્થાત્ તારી સાથે આ મંદાકિનીમાં ત્રિકાળ સ્નાન કરી, મધુ, મૂળ તથા ફળાદિનું ભોજન કરવાને લીધે તો મને અયોધ્યાની કિંવા રાજ્યની પણ ઇચ્છા થતી નથી.[१७] અહો! આવી રમ્ય, હાથીના ટોળાએ ડહોળેલી, હાથી, સિંહ તથા વાનરાદિના જીવનરૂપ જળવાળી, અને સુંદર પુષ્પોથી નિરંતર અલંકૃત રહેનારી આ મંદાકિની નદીમાં સ્નાન કરીને કયો પુરુષ નિષ્પાપ, તેમ જ સુખી ન થાય ?"[१८]

એવી રીતે તે પુણ્યવાહિની સરિતા મંદાકિનીનું વર્ણન કરતાં, પ્રિયા સહાયવાન્ તથા રઘુવંશવર્ધન એવા શ્રીરામ, તે નેત્રમાં નાંખવાના અંજન સમાન શ્યામ પ્રભાવાળા રમ્ય ચિત્રકૂટ પર્વત પ્રત્યે ફરતા હતા.[१९]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં પંચાણુમો સર્ગ સંપૂર્ણ.**



## પ્રક્ષિપ્ત સર્ગ.*

## રઘુવીરનો વનવિલાસ–ઐષિકાસ્ત્રવડે કાગડાની ચક્ષુનો નાશ.

એ પ્રમાણે એ રમ્ય ચિત્રકૂટ વનને વિષે રામ પ્રતિદિન વિચરતા હતા, એવામાં એક દિવસે મહારાણી જાનકી સહિત ફરતા ફરતા ઉત્તર તરફના ઘાડાં વનમાં આઘા નીકળી ગયા.[१] પછી ત્યાં આવેલી અનેક વિચિત્ર શિલાઓ તથા ઘણીક જાતની ધાતુઓવાળી ગુફાઓને જોતાં તે જરાક બાજુએ વળ્યા તો પાછું મનોહર વન આવ્યું.[२] તે વન સુંદર પુષ્પોના ભારવડે ઝુકી રહેલાં વૃક્ષોથી આવૃત થઈ રહેલું હતું, વળી સ્થળે સ્થળે આવી રહેલી કુંજોને લીધે તે એકાંત સ્થાનરૂપ જ હતું. અનેક પક્ષીગણો તેમાં મધુર રવો કરી રહ્યા હતા, ને એકંદર રીતે સર્વ ભૂતપ્રાણીના મનને તથા દૃષ્ટિને હરણ કરે એવું તે વન શોભામય થઈ રહેલું હતું.[३] એ વનના એવા પ્રીતિકર દેખાવને જોઈ વિસ્મય પામેલા રઘુવીરે સીતાને કહ્યું: "હે વિદેહસુતા! ઘણીક ગુફાઓના મધ્યમાં આવેલાં આ સુંદર વનને તેં જોયું? અહો! તેનું દર્શન આપણાં નેત્રોને કેવો હર્ષ પમાડે છે![४] પણ હે કોમલાંગિ! આપણે આજે ઘણું ફર્યાં છીએ, તેથી તું શ્રમિત થઇ હોઇશ; માટે તારો શ્રમ નિવારણ કરવા સારુ તું અહીં બેસ. આ સુંવાળી અને સરખી શિલા તારે બેસવા માટે જ અહીં રહેલી છે.[५] ને તેની જોડમાં ઉભેલો આ પુષ્પિત વૃક્ષ પણ ખરેખર તને છાયા કરવા સારુ જ જાણે અહીં ઉગેલો છે." રઘુવીરનાં એવાં પ્રિય વચન સાંભળી સ્વાભાવિક શ્રેષ્ઠ લક્ષણોવાળી સીતાએ તેને સ્નેહથી ભીંજાયલી મધુર વાણીથી કહ્યું: "હે રઘુનંદન! હે મમપ્રાણપ્રિય! શું તારો મનોરથ એવો છે? મારે તારાં વચન અવશ્ય પાળવાં જોઇએ.[६-७] પરંતુ તું પણ બહુ ફરવાને લીધે શ્રમિત થયો હોઇશ, તેથી કૃપા કરી આ સુંદર શિલાપર વિરાજ. એટલે હું તારી વામ ભુજાનો આશ્રય કરી બેસીશ." એવી રીતે કહી, રામ શિલાપર વિરાજ્યા બાદ તેમની જોડે તે બેઠી ત્યારે વળી રામે કહ્યું:[८-९] "હે દેવિ! હવે તું સ્વસ્થ થઈ, આ અનેક પ્રાણીના મનોરથ પૂર્ણ કરનારાં રમણીય વનનું અવલોકન કર. જાની! આ અનેક સુંદર વૃક્ષોને, વારંવાર ફરતા હસ્તીઓનાં દંતૂશળો લાગવાથી તેમાં ક્ષત પડેલાં છે ને તેઓમાંથી રસરૂપે ગુંદર સ્રવી રહ્યો છે વળી એ વૃક્ષોમાં રહેનારાં તમરાનાં મોટા ગણગણાટને લીધે

* આ સર્ગ ક્ષેપક–પાછળથી ઉમેરવામાં આવેલો છે. રામાયણનું ઇંગ્લિશ ભાષાન્તર કરનાર બાબુ મન્મથનાથદત્તે આને બીલકુલ મૂકી દીધેલો છે, પણ સંસ્કૃત પુસ્તકમાં એ સર્ગ હોવાથી અમે, તેનું પણ અત્રે ભાષાન્તર આપ્યું છે.

આ આખી ગુફા જાણે રુદન કરતી હોયની તેવી લાગે છે.[૧૦-૧૧] વળી હે પદ્મિની! પૂર્વે અયોધ્યાને વિષે મારી માતા કૌસલ્યા મને બોલાવવા માટે જેમ મધુર તથા કરુણ વાક્યો બોલતી, તેમ આ સંતાનપર અતિશય પ્રીતિવાળી પક્ષિણી 'હે પુત્ર! હે પુત્ર!' એવાં વાક્યો બોલે છે.[૧૨] વળી પેલા શાલવૃક્ષની ડાળપર બેઠેલો ભૃંગરાજ પક્ષી તો જાણે ગાયન જ કરતો હોયની, તેમ પેલી કોકિલાની સાથે મધુરા ટઉકા કરે છે;[૧૩] અને તેથી મને શંકા થઈ આવે છે કે, શું તે પક્ષી કોકિલાનો બાળક તો નહિ હોય? કેમકે તે કોઈ વેળા કોકિલાના સરખી જ અને કોઈ વેળા ભાંગી તૂટી વાણી બોલે છે."[૧૪] હે પ્રમદોત્તમે સીતે! અત્યંત થાક લાગવાથી તું જેમ મારો આશ્રય કરે છે, તેમ પુષ્પના ભારથી લચી ગયેલી આ લતા મોટા વૃક્ષનો આશ્રય લઇને નમી ગઈ હોય, એમ મને જણાય છે.[૧૫] માટે હે પ્રિયે! તારો થાક દૂર કરવા સારુ તું મારા ઉત્સંગમાં બેસ." પછી દેવપુત્રી સમાન જાનકી, મદનવશ થયલા રઘુવીરનાં મનને હર્ષ પમાડતી તેમના અંકપર બેઠી, ત્યારે ત્યાં પડેલા ઘોયેલા મનશીલના ઢગલાપર પોતાની આંગળી ઘસીને રામે સતીના લલાટને વિષે સુંદર તિલક કર્યું.[૧૬-૧૮] તે વેળાએ ઉદય પામતા સૂર્ય સમાન લાલ રંગના તેજસ્વી તિલકને લીધે મહાભાગ્યવતી સીતા, જેમ સંધ્યાયુક્ત શુક્લ પક્ષની રાત્રી શોભે તેમ શોભવા લાગી.[૧૯] એ જોઈ વળી મનમાં અતિ પ્રીતિ ઉપજવાને લીધે રામે, પાસેના નાગચંપાના વૃક્ષપરથી સુંદર પુષ્પો તોડી, સતીના કેશની વેણી ગુંથી, ને પછી બહુ હર્ષ પામી તે શિલાપરથી ઉઠીને જનકસુતા સહિત પોતે આગળ ચાલ્યા.[૨૦-૨૧] એ વિચિત્ર મૃગોથી ભરેલાં વનમાં ફરતાં ફરતાં તેઓ કેટલાંક આગળ ગયાં એવામાં, તેમના માર્ગની બાજુએ બેઠેલા એક મોટા વાનરને સીતાએ જોયો. વાનરોનાં મોટા યૂથનું પાલન કરનારા તે ઉન્મત્ત વાનરને જોતાં જ, સુકુમાર જનકપુત્રી ભય પામી રઘુવીરને બાથ ભેરવી વળગી પડી, ત્યારે તેમને પોતાની ભુજાથી આલિંગન કરી, મહાબાહુ રાઘવેંદ્રે હોકાટાથી તે વાનરને તરછોડી સતીની સાંત્વના કરી.[૨૨-૨૩] રામની ગર્જનાથી બીહીને વાનર નાસી ગયો ત્યારે સતીએ નિર્ભય થઈ, કોરે ખસી રામનાં સામું જોયું તો તેમનાં વક્ષ:સ્થળને વિષે પોતાના લલાટમાંનું મનશીલનું તિલક આબેહુબ પડી રહેલું હતું, તે જોઈ સતી બહુ હસવા લાગી.[૨૪-૨૫] ચાલતાં ચાલતાં સીતાએ પોતાથી થોડેક દૂર સુંદર પુષ્પના ઝુમખાઓથી પ્રકાશમાન દેખાતાં એક અશોક વૃક્ષને દીઠું. ત્યારે અશોકપુષ્પની ઇચ્છાથી તેમણે તેવાં વૃક્ષોના સમૂહવાળા અશોક વનમાં જવા માટે રામને વિનતિ કરી કહ્યું: "હે ઇક્ષ્વાકુનંદન! તે વન પ્રત્યે આપણે જઇએ."[૨૬-૨૭] પોતાની પ્રિયાની ઇચ્છા જાણી તે તૃપ્ત કરવા સારુ રામે તે અશોક વનમાં પ્રવેશ કર્યો;[૨૮] ગૌરી સહિત શંકર જેમ હિમાદ્રિના વનમાં વિચરે છે, તેમ રામ સીતાસહિત તે ચિત્રકૂટના અશોકવનમાં રમણ કરવા લાગ્યા.[૨૯] એ કામી, શ્યામ તથા ગૌર (કિંચિત્ રક્ત) વર્ણવાળાં બંને પ્રેમી પતિપત્ની અશોકના પુષ્પોવડે એક બીજાને શણગારવા લાગ્યાં;[૩૦] પુષ્પોના નાના પ્રકારના ગજરા, હાર તથા મસ્તકપર ખોસવાના અવતંસ (છોગાં) બનાવી તેઓ પરસ્પર પહેરાવવા લાગ્યાં તથા પોતાના અપ્રતિમ તેજથી, સૌન્દર્યથી અને મંગળમય ક્રીડાથી તે ચિત્રકૂટને શોભાવવા લાગ્યાં.[૩૧]

થોડીકવાર સુધી એ અશોકવનમાં યથેચ્છ ક્રીડા કરી, તેમ જ બીજાં પણ વિવિધ રમ્ય સ્થળો સીતાને દેખાડીને રામ, આનંદમગ્ન થતા પોતાના પવિત્ર આશ્રમસ્થાન પ્રત્યે પધાર્યા.[૩૨] આજે તો રામ છેક પ્રાતઃકાળમાં પોતાનાં નિત્યકર્માદિ કરીને તુરત જ વનશોભા નીરખવા નિકળ્યા હતા, તેથી સર્વત્ર ફરીને પાછા આવ્યા ત્યારે મધ્યાહ્ન સમય થવા આવ્યો હતો. આશ્રમના દ્વાર આગળ રામને આવતા જોઈ ભ્રાતૃવત્સલ ધર્માત્મા લક્ષ્મણે, હાથ જોડી તેમના સામે આવીને વંદન કર્યું.[૩૩] રામ અંદર આવ્યા તો સૌમિત્રીએ ભોજનની સર્વ તૈયારી કરી મૂકેલી તેમના જોવામાં આવી. પોતાના શુદ્ધ બાણવડે તેમણે હણેલા દશ પવિત્ર કૃષ્ણમૃગો તથા બીજા પણ મૃગોનાં આમિષનો પકવ કરેલો ઢગલો એક બાજુ પડ્યો હતો અને બીજી બાજુ અનેક જાતનાં કંદ તથા મૂળ પરિપકવ કરી મૂકેલાં હતાં. વળી ઘણીક જાતનાં સ્વાદિષ્ઠ ફળો તથા પાકાં આમ્રફળોના રસથી ભરેલા દ્રોણ પણ પુષ્કળ તૈયાર કરી રાખેલા હતા, ને કેટલાક મૃત્તિકાદ્રોણોમાં તાજું મધુ ભરેલું હતું.[૩૪] બુદ્ધિમાન્ લક્ષ્મણની એવી સેવાથી અતિ પ્રસન્ન થઈ રામે, સીતાને ઉતાવળથી બલિકર્મ કરવાની આજ્ઞા કરી,[૩૫] ત્યારે તે શુભાંગી સીતાએ તુરત અગ્નિ આદિ પંચ મહાભૂતો તથા બીજા પણ ભૂતો વગેરેને બળિદાન આપીને પછી બન્ને ભાઈ રામ તથા લક્ષ્મણને એ મધુ, આમિષ તથા ફળમૂળાદિ પદાર્થો યથેચ્છપણે પીરસી જમાડીને સંતુષ્ટ કીધા અને પછી પતિવ્રતાના ધર્મ પ્રમાણે પછવાડેથી યથેચ્છપણે પોતે ભોજન કર્યું.[૩૬-૩૭]

ભોજન ક્રિયા પૂર્ણ થયા પછી સીતા બાકી વધેલું ભક્ષ્ય તથા આગળથી તૈયાર કરી રાખેલા કાક, પિપીલિકા વગેરેના બળિભાગ લઈ, તેની વ્યવસ્થા કરવા, પર્ણશાળાથી બહાર આવી. ત્યારે આમિષાદિ ભક્ષ્ય જોઈ ઘણાક કાકપક્ષીઓ એકદમ તેની તરફ ઉડી આવી, હાથમાંના દ્રોણ તથા પતરાવળાં ઝુટાવી લેવા મંડ્યા.[૩૮] એવામાં એ ટોળામાંનો એક

કાગડો, કે જે બધાઓ કરતાં વિલક્ષણ અને મોટો દેખાતો હતો, તે, શ્રીમતિ સીતાના વક્ષસ્થળપર ધાઈ આવવા માંડ્યો; ને પાંખોના ઝપાટાઓથી, તથા નખ અને ચાંચના તીવ્ર પ્રહારોથી, તેને વિકલ કરવા લાગ્યો. સીતાએ તેને વારંવાર નિવારણ કરવા છતાં અને હાથમાંનું સઘળું આમિષાદિ ભક્ષ્ય ગભરાઇને તેઓ વચ્ચે નાંખી દેવા છતાં, પણ તે કાગડો ત્યાંથી હઠ્યો નહિ, ત્યારે સીતાને અત્યંત ક્રોધ ચઢ્યો. આ પ્રકાર થોડેક દૂર એક વૃક્ષની શીતળ છાયા નીચે બેઠેલા રઘુવીરે પણ જોયો. પોતાની પ્રિયાને એક જંગલી કાગડા જેવા ક્ષુલ્લક પ્રાણીએ શ્રમિત કરી રુંધેલી જોઈ, તેમ જ એ વ્યથામાંથી મુક્ત થવા માટે તેણીએ સુંદર ભ્રુકુટિએ કરી પોતાને સૂચના કરેલી જોઈ, રઘુવીરે તુરત ઊંચા હાથ કરી, તે દુષ્ટ કાગડાનો પ્રતિષેધ કર્યો.[૩૭–૪૨] પરંતુ એ પ્રમાણે પ્રતિષેધ કરવા છતાં પણ તેને ન ગણકારી, એ કાગડો જાનકીના કોમળ અંગપર ધસી આવવા લાગ્યો; ત્યારે રામને અતિશય ક્રોધ ચઢ્યો,[૪૩] ને તેણે નિશ્ચય કીધો કે, 'આ પ્રાણી સાધારણ કાગડો નહિ, પણ કોઈ દુષ્ટ વેષધારી–માયાવી જ હોવો જોઇએ, માટે તેને તત્કાળ દૂર કરવો જોઇએ.' તુરત મહા કોપાયમાન થઈ રામે ધનુષ બાણના અભાવને લીધે પાસે પડેલી એક તૃણની શળી લઇને તેમાં મંત્રવડે ઐષિકાસ્ત્ર યોજી તે કાગડાપર મૂકી.[૪૪] પોતાની ઉપર મહાભયંકર અસ્ત્ર આવતાં જ તે કાગડો, કે જેને દેવતાઓએ વરદાન આપેલું હતું તે, પોતાનું* મૂળરૂપ (ગંધર્વનું રૂપ) નહિ ધારણ કરતાં, તેવા કાગડાના જ રૂપમાં ત્યાંથી અતિ ભય પામી ચીસો પાડતો નાઠો; ને અસ્ત્રના ભયથી છુટવાને નિર્ભય શરણસ્થાન શોધવા લાગ્યો.[૪૫] પરંતુ એ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં, પેલું ઐષિકાસ્ત્ર અગ્નિસમાન દાહ કરતું તેની પછવાડે ને પછવાડે જવા લાગ્યું. આથી મહા ત્રાસ પામીને આખા ત્રૈલોક્યમાં સર્વત્ર ફર્યો, પણ રામના એ અસ્ત્રથી બચાવનાર કોઈ પણ શરણ તેને મળ્યું નહિ. ફરતાં ફરતાં તે છેક સ્વર્ગમાં ઇન્દ્રાદિ દેવો તથા રુદ્રપતિ શંકરની આગળ ગયો. પરંતુ તેઓએ પણ તેને રઘુવીરના અસ્ત્રથી બચાવવાની હામ ધરી નહિ. અંતે થાકીને તે બ્રહ્મદેવ આગળ જઈ મહા રુદન કરવા લાગ્યો, ત્યારે દયા લાવી તેને બ્રહ્માએ કહ્યું: "રે દુષ્ટ! તું દેવયોનિમાં હોવા છતાં જગત્ ઉપર સાક્ષાત્ પુરુષોત્તમાવતાર થયો છે તેને જાણતો નથી? અને જગન્માતા (લક્ષ્મીનો અવતાર) સીતાને ન ઓળખતાં મહા દોષ ભરેલી કામી વાસનાથી તેં તેના સામું જોયું? તને આ કરતાં પણ વધારે શિક્ષા થવી જોઇએ; પરંતુ તું મારે શરણે આવ્યો છે, માટે ઉપાય બતાવું છું કે તું અત્રેથી પાછો ભૂર્લોકમાં (પૃથ્વીપર) જા; ને ત્યાં ચિત્રકૂટ પર્વતવિષે વિરાજેલા સીતાપતિ રઘુવીરને જ શરણે પડ. એ રામ દીનદયાળ છે, માટે તું તેનો અપરાધી છે, છતાં પણ શરણે જઇશ એટલે તારા સર્વ અપરાધને ક્ષમા કરી, તને અભયવર આપશે. એના અસ્ત્રથી રક્ષણ કરનાર કિંવા એનાકોપથી રક્ષણ કરનાર એના સિવાય ત્રિભુવનમાં બીજું કોઈ નથી."

આવાં શિક્ષણરૂપ વચનો સાંભળી, તે કાગડો તુરત બ્રહ્માને વંદન કરી ત્યાંથી ચાલતો થયો; ને પૃથ્વીપર આવી, રડતો રડતો રઘુવીરનાં ચરણકમળમાં પડ્યો.[૪૬] પછી તે મનુષ્યના સરખી વાણીથી સીતાના દેખતાં રામને વિનતિ કરવા લાગ્યો:[૪૭] "હે પ્રભો! હે રઘુવીર! હું તારે શરણે છું, માટે મારા ઉપર કૃપા કર, મારું રક્ષણ કર! રે! મારું જીવિત રહે તેમ કર. હે દીનબંધો! તારા આ તૃણની શળીરૂપ અસ્ત્રના પ્રભાવથી હું કયાંય પણ શરણસ્થાન મેળવી શકતો નથી."[૪૮] એવી દીનવાણી સાંભળી, તેમ જ મન, કાયા અને વાણીથી તેને પોતાને શરણે આવી ચરણમાં પડેલો જોઈ, રામને તેનાપર દયા ઉત્પન્ન થઈ. તેથી તેણે તેને કહ્યું:[૪૯] "હે કાક! સીતાને દુઃખી થતી જોઈ કોપાયમાન્ થયેલા મેં, તારા વધ માટે તૃણની શળીમાં અસ્ત્ર મંત્રીને તારા તરફ મોકલી છે,[૫૦] પણ તું મારે શરણે આવી પડ્યો, ત્યારે મને તારાપર દયા ઉત્પન્ન થાય છે. શરણાગતની રક્ષા અવશ્ય કરવી જ જોઇએ; એવો મારો ધર્મ છે;[૫૧] પણ હે પક્ષી! મારું મૂકેલું અસ્ત્ર કદી નિષ્ફળ થતું નથી, માટે તારા એકાદા અંગને પણ ઘાત કરશે, ત્યારે જ તે નિવૃત્ત થશે; તો કહે, તારા કયા અંગને એ વીંધે?[૫૨] હે પક્ષી! હું તારું આટલું પ્રિય કરું છું, કારણ કે મરવા કરતાં એકાદ અંગથી હીન પણ જીવવું શ્રેષ્ઠ છે."[૫૩] રામનું એવું ભાષણ સાંભળી, તે કાગડે વિનયવડે કહ્યું: "હે નાથ! એકાદ અંગનો ત્યાગ કરવાથી મરણ ટળતું હોય તો જે અંગ બેવડું હોય તેમાંનાં એકનો ત્યાગ કરવો, એમ પંડિતો કહે છે. માટે હું મારા નેત્રમાંના એકનો ત્યાગ કરીશ, ને તારા પ્રસાદથી બાકી બચેલાં એક નેત્રવડે જ જીવીશ."[૫૪–૫૫] એ સાંભળતાં જ રામે આજ્ઞા કરવાથી તે સ્તંભી રહેલાં ઐષિકાસ્ત્રે તે કાગડાની એક આંખમાં પ્રવેશ કરી તત્કાળ તેનો નાશ કર્યો. એ જોઈ સીતાને બહુ આશ્ચર્ય થયું.[૫૬] પછી રઘુવીરને સ્તુતિપૂર્વક મસ્તકવડે વારંવાર નમસ્કાર કરી, તેની આજ્ઞા લઇને તે કાક ત્યાંથી પોતાના સ્થાનપ્રત્યે ચાલતો થયો; એટલે લક્ષ્મણ સહિત રામ પોતાની યથેચ્છ ક્રિયાઓ કરવા લાગ્યા.[૫૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં અઠ્ઠાવીસમો સર્ગ સંપૂર્ણ.**

* એણે દેવતાઓને પ્રસન્ન કરી વરદાન માગ્યું હતું, એથી તે યથેચ્છ રૂપ ધારણ કરી શકતો હોવો જોઇએ. તે કામી હતો માટે સીતાના સ્વરૂપથી લોભાઇને આમ કુચેષ્ટા કરતો હતો.

## સર્ગ ૯૬ મો.

### ભરતવિષે લક્ષ્મણની દોષદૃષ્ટિ.

અતિ રમણીય ચિત્રકૂટગિરિને વિષે લીલા કરતાં રામને ઘણા દિવસ વીતી ગયા.[1] એક દિવસે લક્ષ્મણ તથા સતી સીતાસહિત રામ આશ્રમમાં બેઠા હતા,[2] તે સમયે એકાએક કોઈ મોટો ગંભીર શબ્દ તેમના સાંભળવામાં આવ્યો, તથા ઘણીક રજ ઉડતી જોવામાં આવી.[3] વળી હસ્તી, સૂકર, વ્યાઘ્ર, મૃગ ઈત્યાદિ નાનાં મોટાં વનપશુઓનાં ટોળેટોળાં ચોમેર નાસાનાસ કરવા લાગ્યાં.[4] એ જોઈ રઘુવીરે લક્ષ્મણને કહ્યું: "હે સુમિત્રાની સુપ્રજા! હે બાપ લક્ષ્મણ! આજે આ વનમાં મહાભયંકર શબ્દ શાનો સંભળાય છે? ને આટલો બધો ઉત્પાત શાને લીધે વર્તી રહ્યો છે? હે ભ્રાત! તું બહાર જઇ તપાસ કર, કે આજે કોઇ વિકરાળ સિંહના ભયથી સર્વ હસ્તીઓ તથા મૃગાદિ પશુઓ નાસે છે, કે મદોન્મત્ત હસ્તીઓનાં અથવા પાડાઓનાં યૂથો પરસ્પર યુદ્ધ કરે છે, કે કોઈ રાજા અથવા રાજપુત્ર વનમાં મૃગયા કરવા ફરે છે, કિંવા કોઇ દુષ્ટ પ્રાણીએ આખા વનને ક્ષોભિત કરી દીધું છે? શાથી આવો તુમુલ શબ્દ થઈ રહ્યો છે?[5-9] હે સૌમિત્રે! પક્ષી પણ પરાણે અંદર પ્રવેશ કરી શકે એવો અગમ્ય આ ચિત્રકૂટગિરિ છે; છતાં ઓચિતું આ શું થાય છે? તેની તું બરાબર તપાસ કર."[10] રામનાં એવાં વચન સાંભળતાં જ શૂરવીર લક્ષ્મણ તેને નમસ્કાર કરી, પર્ણશાળાની બહાર આવ્યો ને (દૂરની વસ્તુ દેખાવા સારુ) લાગલાં જ પાસેના એક પુષ્પિત શાલવૃક્ષપર ચઢી, ચોતરફ જોવા માટે પ્રથમ પૂર્વ દિશા તરફ તેણે દૃષ્ટિ કીધી.[11] પછી ઉત્તર દિશા તરફ નજર કરી તો, ત્યાં આગળ ઘણાક ગજો, અશ્વો, રથો તથા શસ્ત્ર ધારણ કરેલા પદાતિઓવાળી, મોટી સેના તેના જોવામાં આવી.[12] અશ્વ, રથ અને ધ્વજાઓવડે વિભૂષિત સેનાને જોઈ, તુરત તેણે રઘુવીરને જણાવ્યું કે;[13] "હે આર્ય! તું નિર્વિલંબે આપણા અગ્નિને કુંડમાં ભરી દઈ, જાનકીને કોઇ નિર્ભય ગુફામાં પ્રવેશ કરાવ, ને પછી ધનુષને સજ્જ કરી, બાણ તથા કવચને ધારણ કર."[14] એ સાંભળી નરશ્રેષ્ઠ રામે લક્ષ્મણને કહ્યું: "હે બાંધવ! તું જે સેના આપણને ભયના હેતુરૂપ ધારે છે, તે કોની છે, એનો જોઇને બરાબર નિશ્ચય કર."[15] ત્યારે અગ્નિની પેઠે જાણે તે સેનાને બાળશે કે શું! એવા ઉગ્ર ક્રોધથી તે તરફ નજર કરીને, પછી લક્ષ્મણે રઘુવીરને કહ્યું:[16] "હે વડીલ! એ સેનાને મેં ઓળખી છે. હું ધારું છું કે, પોતાને પ્રાપ્ત થયેલું રાજ્ય નિષ્કંટક થાય એવી ઇચ્છાથી કૈકેયીપુત્ર ભરત, આપણ બન્નેનો નાશ કરવા સારુ આવે છે.[17] પેલા મારી સામે દેખાતા ઘટાવાળા સુંદર વૃક્ષની નીચે મોટો તેજસ્વી રથ ઉભો છે, તેમાં મોટી કાંધવાળો ભરત બેઠો છે એમ હું ધારું છું; કેમ કે એ રથના ફરકતા ધ્વજની અંદર કોવિદાર વૃક્ષનું સુવર્ણ ચિહ્ન છે.[18] વળી હર્ષ પામેલા સ્વારો, શીઘ્રગામી હસ્તીઓ તથા અશ્વોપર બેસી, ચિત્રકૂટપર ચઢવાને ટાંપી રહ્યા છે.[19] માટે હે વીર! ચાલો, આ પર્વતપરની કોઇ નિર્ભય જગ્યાએ, મારી માતા સમાન સીતાને મૂકી આવી, આપણે કવચ પેહેરી, ધનુષ બાણ વગેરે આયુધોથી તત્પર થઈ, અહીં ઉભા રહીએ.[20] સંગ્રામમાં એ તરુધ્વજ ભરતને આપણે વશ કરીશું. રે! જેને લીધે આપણને વનવાસ દુઃખ પ્રાપ્ત થયું છે, તે ભરતને આપણે દૃષ્ટિથી જોઈશું.[21] હે રાઘવ! જેને લીધે પિતાની આજ્ઞાથી તું, રાજ્યભ્રષ્ટ થયો, ને જેને લીધે તને, સીતાને તથા મને, આ મહત્ દુઃખ પ્રાપ્ત થયું છે તે મારવા યોગ્ય આપણો શત્રુ ભરત આપોઆપ અહીં આવ્યો છે, તો તેને યુદ્ધ કરી હણવામાં હું કંઈ દોષ જોતો નથી.[22-23] કારણ, નિષ્કારણે પહેલાંથી ભુંડું કરનારાને મારવામાં કંઇ અધર્મ નથી, પણ આપણું અનિષ્ટ કરનાર ભરતને હણવો, એ આપણો ધર્મ જ છે.[24] હે રઘુત્તમ! મારું અંતઃકરણ ઇચ્છે છે કે, એ ભરત નાશ પામ્યા પછી તું સમગ્ર પૃથ્વીનું પાલન કર; ને રાજ્યની કામનાવાળી કૈકેયી, હસ્તીએ ભાંગેલા દ્રુમની પેઠે, મેં યુદ્ધમાં નાશ કરેલા પોતાના પુત્ર ભરતને જોઈ દુઃખી થાઓ.[25] હવે તો હું બાંધવજનો તથા મંથરા વગેરે સહિત એ કૈકેયીનો પણ નાશ કરીશ,[26] કે જેના મરવાથી આ પૃથ્વી મોટા પાપમાંથી મુક્ત થશે. હે માન આપનારા રાઘવ! આજ પર્યંત તો મેં મારા મહાક્રોધને નિયમમાં રાખ્યો, પણ હવે તો તે મારા ક્રોધને, તેમ જ કૈકેયીએ કરેલા આપણા અસત્કારને તૃણના ઢગલામાં અગ્નિ મૂકવાની પેઠે, શત્રુ (ભરત)ની સેનામાં છુટો મૂકીશ; અને મારાં તીક્ષ્ણ બાણે કરી, તારી સેવા બજાવવા માટે હું આજે આપણા સર્વ શત્રુઓનાં મસ્તક કાપી, આ ચિત્રકૂટ પર્વતનાં વનને લોહીલોહાણ કરીશ. તેમજ, મારાં બાણથી ભેદાયલા હૃદયવાળા કુંજરો તથા અશ્વોને, તેમ જ શૂરવીર યોદ્ધાઓને આ વનના

જંગલી શ્વાનો તથા વરુઓ ચોમેર ખેંચશે; ને એવી રીતે આ મહાવનને વિષે સૈન્ય સહિત ભરતનો નાશ કરીને હું મારા શર તથા ધનુષના ઋણથી મુક્ત થઇશ, એમાં કંઇ સંશય નથી."૨૭-૩૦

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં છન્નુમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૯૭ મો.

### લક્ષ્મણનું સાંત્વન.

એ પ્રમાણે ભરતની સામે અતિદોષ દૃષ્ટિથી યુદ્ધ કરવા સારુ આતુર થયેલા, ક્રોધમૂર્ચ્છિત લક્ષ્મણનાં એવાં દૂષિત વચનો સાંભળી, તેને સાંત્વન કરવા અર્થે રામ આ પ્રમાણે કહેવા લાગ્યાઃ૧

તે બોલ્યાઃ "હે ભ્રાત! મહાબળવાન્ ભરત, મોટા ઉત્સાહથી આપણી પાસે આવે છે, તે વેળા તારે ધનુષ તથા ઢાલ સહિત ખડ્ગને ગ્રહણ કરી શું કરવું છે?૨ હે લક્ષ્મણ! તું સદ્ધર્મને કેમ વીસરી જાય છે? પિતાનાં વચનનું પાલન કરવા માટે મેં પ્રતિજ્ઞા લીધેલી છે, તે તું જાણે છે; છતાં તેને નિષ્ફળ કરીને ભરત સાથે યુદ્ધ કરી અપવાદયુક્ત થયેલાં રાજ્યને તું સંપાદન કરવાને કેમ ઉત્સાહ ધરે છે?૩ અરે! જેમ વિષવાળાં ભોજનને કોઇ ગ્રહણ કરે નહિ, તેમ બાંધવ તથા મિત્રનો નાશ થયા પછી, રહેલાં તેમનાં ધનને હું કદાપિ અંગીકાર કરું જ નહિ.૪ હે લક્ષ્મણ! હું સત્યના તથા આયુધના શપથ લઇને કહું છું કે, ધર્મ, અર્થ, કામ અને આ પૃથ્વી, એ સઘળું હું માત્ર તમો- મારા સર્વ ભાઇઓને અર્થે જ ઇચ્છું છું અને કદાચ રાજ્યની ઇચ્છા રાખું તો તે પણ માત્ર તમારા પાલનને અને રાજકુટુંબના સુખને અર્થે જ. એ તારે નિશ્ચે જાણવું.૫-૬ એટલા માટે હે લક્ષ્મણ! સમુદ્રરૂપ વસ્ત્રોવાળી આ સમગ્ર પૃથ્વી મને દુર્લભ નથી, પણ અધર્મે કરીને હું તેને તો શું, પણ સ્વર્ગને સુદ્ધાં ઇચ્છતો નથી.૭ રે! ભરતના, શત્રુઘ્નના તથા તારા વગરનું જે સુખ ભોગવવું તેમાં અગ્નિ પડો!૮ હે લક્ષ્મણ! મારું અંતઃકરણ તો એમ જ કહે છે કે, મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય, ભ્રાતૃવત્સલ ભરત, માતુલકુળથી અયોધ્યામાં આવ્યો હશે, ને ત્યાં આપણ ત્રણે જણને જટા ચીર ધારણ કરાવી વનમાં કાઢી મૂકયા એમ સાંભળ્યું હશે; ત્યારે અત્યંત શોક કરી, તેમ જ પોતાની માતા કૈકેયીની ઉપર ક્રોધે ભરાઇ તેને કઠોર વચનો કહી, આપણને મળવા સારુ અત્રે આવ્યો હશે. હું ખરેખર કહું છું કે, એ શ્રીમાન્ પુરુષે આપણા પિતાને પ્રસન્ન કરવા સારુ તથા ધર્મનાં રક્ષણ સારુ રાજ્યને પણ ગ્રહણ કર્યું નહિ જ હોય; અને તે મને રાજ્ય અર્પણ કરવા સારુ જ અત્રે આવ્યો હશે.૯-૧૨ અરે! જેવો એ મહાત્મા ભરત વિશુદ્ધ છે, તેવું જ તેનું કર્તવ્ય પણ છે; માટે ખરેખર તે આપણાં દર્શન કરવાને જ અહિં આવે છે–અહિત આચરવાને નહિ જ.૧૩ હે લક્ષ્મણ! શું ભરતે પૂર્વે કોઈ કાળે પણ આપણું અપ્રિય કર્યું છે, કે જેથી તેના તરફથી આવા ભયની તું શંકા રાખે છે?૧૪ હે બંધુ! હું તને કહી મૂકું છું કે, ભરત અહીં આવે ત્યારે તારે તેને એક પણ કઠોર કે અપ્રિય વચન કહેવું નહિ; જો તેમ કરીશ તો તેં મારું અપ્રિય કર્યા સરખું થશે.૧૫ શું આપત્તિને વિષે પણ કોઈ પુત્ર પિતાને, કિંવા બાંધવ પોતાના પ્રાણપ્રિય બાંધવને સહજમાં હણી નાંખે કે?૧૬ જો તું મને રાજ્ય સારુ આવાં વચનો કહે છે, તો ભલે. ભરત આવશે ત્યારે સમગ્ર રાજ્ય તને અર્પણ કરવા માટે હું તેને ભલામણ કરીશ;૧૭ ને તેમ કરીશ ત્યારે તે પણ નિશ્ચે મારી આજ્ઞા પ્રમાણે વર્તવાને વિલંબ કરશે નહિ."૧૮

એ પ્રમાણે ધર્મશીલ રામે છેક પરાકાષ્ઠાનાં વચનો કહ્યાં ત્યારે તેના હિતમાં તત્પર રહેનાર લક્ષ્મણ, લજ્જાથી બહુ સંકોચ પામ્યો;૧૯ ને ક્ષમા માગી કહેવા લાગ્યોઃ "હે પ્રભો! ત્યારે શું મહાત્મા ભરતની સાથે આપણાં પિતા દશરથરાય પણ તારાં દર્શન માટે અહીં આવ્યાં હશે?"૨૦ આવી રીતે લજાઇને લક્ષ્મણે વાત ફેરવી, ત્યારે રાઘવે તેને પુનઃ કહ્યુંઃ "હા. હું એમ ધારું છું ખરો, કે સુખ ભોગવવા યોગ્ય આપણ ત્રણે જણને વનવાસ દુઃખ અસહ્ય લાગતું હશે એમ ધારી, મહાબાહુ આપણાં પુત્રવત્સલ પિતા આપણને પાછા વાળવાની ઇચ્છાથી અત્રે આવ્યા હશે; ને જો ખરેખર તે આવ્યા જ હશે, તો આપણને અયોધ્યા લઈ જવા માટે અનિવાર્ય આગ્રહ કરશે. અને આપણે પાછા નહિ વળીએ તો ભલે, પણ અત્યંત સુખ ભોગવવા યોગ્ય વિદેહપુત્રી સીતાને તો તે નિશ્ચે અયોધ્યા પ્રત્યે લઈ જશે."૨૧-૨૩ એ પ્રમાણે કહ્યા પછી રઘુવીર સૈન્ય તરફ દૃષ્ટિ કરી કહેવા લાગ્યાઃ "અહો! હે લક્ષ્મણ! પ્રખ્યાત કુળમાં જન્મેલા (જાતવાન્), મનોરમ, વાયુવેગી તથા બળવાન્ એવા પેલા બે, આપણા પિતાના વહાલા અશ્વો સેનામાં કેવા પ્રકાશી નીકળે છે!૨૪ આપણા પિતાનો વૃદ્ધ શત્રુંજય હાથી પણ સેનાની આગળ મોટા પર્વત સમાન ઉભો રહી ઝુલ્યા કરે

છે.[૨૫] પણ હે મહાભાગ લક્ષ્મણ! આપણા પિતાનું સર્વ લોકમાં પ્રખ્યાત, દિવ્ય શ્વેત છત્ર સેનામાં કેમ દેખાતું નથી? એથી મને આપણા પિતાના આવવા માટે શંકા રહે છે.[૨૬] હે લક્ષ્મણ! તું વૃક્ષપરથી નીચે ઉતર ને હું કહું તેમ કર." રઘુવીરની આજ્ઞાથી લક્ષ્મણ વૃક્ષપરથી નીચે ઉતરી પ્રભુ આગળ હાથ જોડી ઉભો રહ્યો.[૨૭-૨૮] ત્યારે અહીં આગળ ભરતે, સેનામાં જણાવ્યું કે, "સંભાળજો કે રામના આશ્રમમાં કંઈ દુઃખરૂપ ન થાય." સેનાએ પણ તેની આજ્ઞાથી પોતપોતાને નિવાસ કરવા સારુ સ્થાનો શોધવા માંડ્યાં; ને ભરતના રુડા શિક્ષણને લીધે શાંત થયેલી, તેમ જ હાથી, રથ તથા અશ્વાદિથી પરિપૂર્ણ દેખાતી તે ઇક્ષ્વાકુકુલદીપકની સેનાએ પર્વતની આસપાસ લગભગ દોઢ* યોજનના વિસ્તારમાં પોતાનો ઘેરાવો નાંખ્યો અને મહાત્મા ભરતે, 'રામે ચિત્રકૂટગિરિમાં નિવાસ કીધો છે, તે સ્થળ કેવું રમ્ય છે?' તે નિરખવા માંડ્યું.[૨૯-૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સત્તાણુમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૯૮ મો.

## પર્વતપર રામની શોધ.

[હવે આગળ શ્રીવાલ્મીકિ મુનિ કહી ગયા કે, દર્પરહિત ભરત પોતાના સૈન્ય સહિત ચિત્રકૂટ પર્વતની તળેટીમાં આવી ઉભો હતો; તો તેણે પછી ત્યાં શું કર્યું? અને રામનો મેળાપ કેવી રીતે કર્યો? તે હવે આ સર્ગમાં વર્ણન કરે છે.]

ભરદ્વાજ મુનિએ કહેલી વિગત પ્રમાણેનાં સર્વ ચિહ્ન દેખાયાં, ત્યારે ત્યાં તળેટી આગળ જ સર્વ સેનાને નિવાસ કરાવી, ચરપ્રાણીમાં શ્રેષ્ઠ ભરત, શત્રુઘ્ન સહિત રથથી નીચે ઉતરી કાકુત્સ્થને માન આપવા પગે ચાલીને પર્વતપર ચઢવા તત્પર થયો.[૧] ત્યારે તેની સાથે સમગ્ર ઋષિવર્ગ, પ્રધાનવર્ગ, પોતાના સેવકો સહિત ગુહ તથા બીજા પણ મુખ્ય મુખ્ય પુરુષો તૈયાર થયા. પછી ભરતે શત્રુઘ્નને કહ્યું:[૨] "હે સૌમ્ય! હવે વિલંબ ન કરતાં આ સૈન્ય તથા ભીલ્લો સહિત તું એક બાજુથી આપણા બાંધવોની શોધ કરવા માંડ,[૩] પોતાના સેવકો સહિત આ ગુહ બીજી બાજુએ ધનુષ બાણ તથા ખડ્ગ ધારણ કરી શોધ કરશે;[૪] ને આ પ્રધાનો, અવધવાસીઓ, ગુરુઓ તથા બ્રાહ્મણો સહિત હું પણ પગપ્યાદો એક બાજુએ આપણા પ્રભુતુલ્ય રઘુવીર તથા લક્ષ્મણને આ પર્વતને વિષે શોધીશ.[૫] હે શત્રુઘ્ન! જ્યાંસૂધી રામને, મહાબલ લક્ષ્મણને તથા મહાભાગ્યવતી સીતાને હું જોઇશ નહિ, ત્યાંસૂધી મને જરા પણ શાંતિ વળશે નહિ.[૬] રે! જ્યાંસૂધી ચંદ્રસમાન પ્રકાશમાન તથા કમળ સરખાં વિશાલ નેત્રવાળું રામનું, પદ્મ સરખું શુભ મુખ મારા જોવામાં આવશે નહિ, ત્યાંસૂધી મને શાંતિ વળશે નહિ.[૭] હે બંધુ! મહા કાંતિમાન્ લક્ષ્મણ અવશ્ય કૃતકૃત્ય છે, કે જે રામના ચંદ્રસમ નિર્મળ તથા કમળસમ નેત્રવાળાં સુંદર મુખનું નિરંતર અવલોકન કરે છે.[૮] રે! રાજચિહ્નથી અંકિત થયેલા મારા બાંધવ રઘુવીરનાં ચરણારવિંદને હું મસ્તકે કરી જ્યાં સૂધી પ્રણામ કરીશ નહિ, તેમ જ એ રાજ્ય પામવા યોગ્ય નરને રાજ્યાભિષેક થઇ, તેનાં જલથી ભીનાં અંગ સહિત પિતુપિતામહોના રાજ્યાસનપર વિરાજેલા જોઈશ નહિ, ત્યાંસૂધી મને કદી સુખ થવાનું નથી.[૯-૧૦] અહા! મહાભાગ્યવતી જનકપુત્રી સીતા પણ કૃતકૃત્ય જ છે; કારણ કે, સમગ્ર પૃથ્વીના ભર્ત્તા એવા પોતાના પતિ રામની સાથે તે ગતિ કરે છે.[૧૧] વળી હિમાદ્રી સમાન આ ચિત્રકૂટ પર્વતને પણ ધન્ય છે, કે જેને વિષે દશરથપુત્ર રામ, નંદનવનમાં વસતા યક્ષરાજ કુબેરની પેઠે આનંદપૂર્વક વસે છે.[૧૨] હે શત્રુઘ્ન! વધારે તો શું, પણ આ આખું વન કે જેમાં અતિ ક્રૂર પ્રાણીઓ વસે છે, તે પણ કૃતાર્થ જ છે કે, જ્યાં આવા શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ મહારાજા રામ વિરાજે છે."[૧૩]

આ પ્રમાણે રામનો વિરહ પ્રદર્શિત કરતાં મહાબાહુ ભરતે—અડવાણે પગે સર્વજનો સહિત તે વનની અંદર પ્રવેશ કર્યો.[૧૪] અંદર જતાં તેઓ પુષ્પોવાળાં વૃક્ષોની ઘટ્ટ ઝાડીમાં આવ્યા,[૧૫] ત્યારે એક ઘણું ઊંચું શાલવૃક્ષ આવ્યું. તુરત ભરત તે ઉચ્ચ વૃક્ષપર ચઢી ચોમેર નજર કરી જોવા લાગ્યો, તો પર્વતના મધ્ય ભાગપર રમણીય સ્થળમાં આવેલા એક આશ્રમમાં અગ્નિના ધ્વજરૂપી* ધુમાડો અને ત્યાં આગળના સાલ વૃક્ષપર રોપેલો ઉંચો કોવિદારધ્વજ તેના જોવામાં આવ્યો.[૧૬] એ ધ્વજ રઘુવીરનોજ છે, ને એ નિશાની ઉપરથી રઘુવીર પોતે પણ એ આશ્રમમાં જ વસતા હોવા જોઇએ, એમ ધારી શ્રીમાન્ ભરતને તે વેળા બહુ આનંદ થયો. પછી તુરત તે આશ્રમની દિશા ધ્યાનમાં રાખી, વૃક્ષપરથી નીચે ઉતરીને પોતાની સાથેના ગુહાદિ પ્રધાન જન સહિત મહાત્મા ભરત તે દિશા ભણી ચાલ્યો.[૧૭-૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં અઠ્ઠાણુમો સર્ગ સંપૂર્ણ.**

* અંગ્રેજીમાં અર્ધ યોજન છે.

# સર્ગ ૯૯ મો.

## રઘુવીર દર્શન.

એ પ્રમાણે રઘુવીરના આશ્રમ પ્રત્યે જવાના માર્ગનો નિશ્ચય થયો જોઈ ભરતે, પોતાની માતાઓને પણ સૈન્યમાંથી સાથે આવવા માટે, પોતાના ગુરુ વસિષ્ઠને વિનતિ કરી; અને પછી સૌની આગળ થઇ પોતે ચાલવા લાગ્યો.[૧-૨] એ સમય રામનાં દર્શન માટે જેવી ઇચ્છા ભરતને હતી, તેવી જ ઇચ્છા શત્રુઘ્ન તથા સુમન્ત્રને પણ હતી; તેથી તેઓ પણ પછવાડેથી દોડી ભરતની સાથે થઈ ગયા.[૩] માર્ગ પ્રત્યે જતાં, રામ લક્ષ્મણે, વારંવાર પોતાના આશ્રમમાંથી જવું આવવું પડે અને ઘટ્ટ ઝાડીમાં થઈ જતા માર્ગો ભૂલી જવાય નહિ, તે માટે વૃક્ષોપર અનેક પ્રકારનાં વસ્ત્રોના કકડાવડે ચિહ્ન કરેલાં હતાં, તે તથા ઇન્ધનને માટે ભાંગેલાં સૂકાં કાષ્ઠો તથા શીતનિવારણાર્થે,* એકઠાં કરેલાં મૃગો તથા પાડાઓના છાણનાં અડાયાં છાણાં અને વેરાઈ ગયેલાં પુષ્પો વગેરે તેઓના જોવામાં આવ્યાં, ત્યારે ભરતે પોતાની સાથેના જનોને કહ્યું:[૪-૮] "મુનિ ભરદ્વાજે જે સ્થાન આપણને માટે કહ્યું હતું, તે સ્થાન પ્રત્યે આપણે પહોંચી ગયા છીએ, એમ હું માનું છું; હવે આંહીથી મંદાકિની નદી દૂર નહિ હોય.[૯] અહો! આ ઉંચા વૃક્ષ વિષે બાંધેલાં ચીર વસ્ત્રો, તે જે વેળા માર્ગ સૂઝે નહિ, તે વેળા પણ જળ વગેરે લેવા જવું સુગમ પડે એમ ધારી, માર્ગના જ્ઞાન સારુ લક્ષ્મણે નિશાની દાખલ બાંધ્યાં હશે; કારણ આ શૈલપાર્શ્વને વિષેથી મંદાકિનીમાં ક્રીડા કરવા જતા મહા મદોન્મત્ત હાથીઓ, જ્યારે ત્યાંથી પરસ્પર ગર્જના કરતા અને દોડાદોડ કરતા પાછા વળતા હશે ત્યારે તેઓના ચાલવાને લીધે અસ્તવ્યસ્ત થઈ ગયેલા માર્ગનું ભાન રહેવું બહુ મુશ્કેલ પડતું હશે.[૧૦-૧૧] વળી તપસ્વીઓ નિરંતર–પ્રાતઃકાળ તથા સંધ્યાકાળે જેમાં હોમ કરે છે, તે અગ્નિનો આ સંકુલધુમ દેખાય છે,[૧૨] તેથી મને આશા છે કે, આજે મને અત્રે ગુરુજનનો સત્કાર કરનારા, પરમ હર્ષિત તથા મહર્ષિ સમાન આર્ય બંધુ નરવ્યાઘ્ર રામનાં દર્શન થશે."[૧૩]

એ પ્રમાણે વાતચિત કરતાં સુમારે એક મુહૂર્ત પર્યંત ચાલી તેઓ મંદાકિનીથી છેક પર્વતને મથાળે ગયા, ને ત્યાં એક પછી એક, તપસ્વીઓનાં ભવ્ય આશ્રમસ્થાનો તેઓની દૃષ્ટિએ પડવા માંડ્યાં, ત્યારે ભરત વળી પોતાના સાથીઓ પ્રત્યે શોચ કરતો બોલ્યો:[૧૪] "અહો! મારા જીવતને–રે મારા જન્મને પણ ધિક્કાર છે, કે જેને લીધે પુરુષ માત્રમાં સિંહરૂપ તથા સર્વ લોકના ઇન્દ્ર રઘુવીર, આવા નિર્જન અરણ્યને પામી યોગીજનોનાં આસનોપર પ્રીતિપૂર્વક વિરાજે છે.[૧૫] રે! એ સર્વ લોકનો નાથ, તથા મહાકાંતિમાન્ રાઘવેંદ્ર માત્ર મારે નિમિત્તે જ આવાં અપરિમિત દુઃખોને સહી, તેમ જ સર્વ કામનાઓનો ત્યાગ કરીને અહીં વસે છે.[૧૬] રે! લોકો પણ સર્વત્ર એમ જ અપશય બોલે છે કે, ભરતને નિમિત્તે રામને વનવાસ થયો. તો હશે; આજે તે અપયશ નિવૃત્ત કરવા સારુ હું તેને પ્રસન્ન કરીશ; ને અહીંથી જઈ તેના, સીતાના તથા લક્ષ્મણના ચરણમાં જઇ પડીશ."[૧૭]

એ પ્રમાણે વિલાપ કરતા ભરત સહિત સૌકો થોડા આગળ ચાલ્યા, ત્યારે છેટેથી રામના આશ્રમનો કોવિદારધ્વજ દેખાયો, ને તેની સુંદર પર્ણશાળા પણ ધીરે ધીરે દેખાવા લાગી.[૧૮] આશ્રમની લગભગ નજીક પહોંચ્યા ત્યારે તો રામ લક્ષ્મણે ઠારોઠાર કરેલી પુર્ણકુટિઓ, સીતાને એકાંત સમે બેસવાનાં, સ્નાન કરવાનાં, તથા શૃંગાર સમજવાનાંસ્થાનો, તથા તે સઘળાંની મધ્યે આવેલું મજબૂત કાષ્ઠોથી બાંધેલું મોટું ગૃહ, એ વગેરે રચના તેઓના જોવામાં આવી. આ સર્વ પર્ણકુટિઓ તથા ગૃહોની આસપાસ સુંદર વૃક્ષો તથા પુષ્પવેલીઓની ઘટાઓ છવાઈ રહેલી હતી. આ સઘળી રચના જોતો ભરત સૌ સાથે આશ્રમની અંદર પેઠો, તો તેના મધ્ય ભાગમાં, આગળ કહેલી દૃઢ તથા મૃગ જેમ સિંહની ગુફામાં જઇ શકે નહિ તેમ શત્રુઓથી પરાભવ ન કરી શકાય એવી તે પર્ણશાળા, તથા તેની ઇશાન બાજુમાં આવેલી વિશાળ, ઊંડી તથા પ્રજ્જ્વલિત અગ્નિને લીધે દેદીપ્યમાન જણાતી વેદી તેના જોવામાં આવી. વળી તે પર્ણશાળાની સામી ભીંતે ટાંગેલાં, શત્રુઓનો નાશ કરનારાં, અતિ વજનદાર, સૂર્ય સમાન પ્રકાશિત તથા સુવર્ણના મ્યાનવાળાં બે ભયંકર ખડ્ગો તેના જોવામાં આવ્યાં. એ ખડ્ગોની બાજુમાં વળી સુવર્ણના બિંદુઓથી વિચિત્ર દેખાતી બે મજબૂત અને મોટી ઢાલો ટાંગેલી હતી. તેની એક બાજુએ ઇન્દ્રના આયુધ સમાન, મોટાં કાર્ય સિદ્ધ કરનાર, સુવર્ણના પૃષ્ઠ ભાગવાળાં, અતિ ભારી, અને મોટાં તથા શત્રુઓને ત્રાસ પમાડનારાં બે ધનુષો અને

* રામ અયોધ્યામાંથી ચૈત્ર સુદ ૧૦ મે વનવાસ માટે ચાલી નીકળ્યા હતા; ને ભરત વૈશાખ વદમાં તેની પાસે આવ્યો હતો; તો તે વેળા પાછલી રાત્રીને વિષે વનમાં–વિશેષે કરીને પર્વતપરના વનમાં શીત–ઠંડી પડવાનો સંભવ છે જ. માટે તે નિવારણાર્થે સૂકાં છાણાં એકઠાં કરેલાં હશે.

સોનાની પુંખોવાળાં અગણિત બાણોથી ભરેલા બે ભાથાઓ વળગાડેલા હતા. વળી તેની જોડમાં જ સોનેરી રંગથી શણગારેલા (યુદ્ધ સમે) હાથે પહેરવાનાં ઘોનાં ચામડાનાં મોજાંની જોડીઓ પણ સંભાળીને બાંધેલી હતી.[૧૯-૨૩]

આ સઘળો પ્રકાર જોઈ જરૂર રઘુવીર જ આમાં વસે છે એવા નિશ્ચયથી ભરત ધસમસ્યો અંદર ચાલ્યો. અંદરની બાજુએ સિંહાસન સરખી એક મૃત્તિકાની બેઠક બનાવેલી હતી, ને તેનાપર કોમળ દર્ભનું આસન બીછાવેલું હતું, તેના ઉપર શ્રીમતિ સીતા તથા લક્ષ્મણ સહિત સર્વ લોકના ઈશ્વિર સમાન રઘુવીર વિરાજેલા તેમના જોવામાં આવ્યા.[૨૪-૨૫] આ વેળા રઘુવીરે મસ્તકપર જટામંડળ ધારણ કરેલું હતું, અંગપર કૃષ્ણાજીન તથા કટિપર વલ્કલ ને ચીર વસ્ત્ર ધારણ કરેલાં (પહેરેલાં) હતાં. તેમનું તેજ અગ્નિ સમાન પ્રકાશી રહ્યું હતું.[૨૬] સિંહ સમાન ભારી કાંધ અને હસ્તીની શુંઢ સરખા ચૂડીઉતાર વિશાળ બાહુથી તેમના શરીરની શોભા અતિ ભવ્ય બની રહેલી હતી. તેમની ગંભીર અને ચંદ્ર સમાન તેજસ્વી મુખ મુદ્રાપર કમળપત્ર સરખાં વિશાળ નેત્રો અતિશય શોભા આપી રહ્યાં હતાં. આવી રીતે હિરણ્યગર્ભ સમાન, સાગર પર્યન્ત સમગ્ર પૃથ્વીના પતિ રઘુવીર સીતા તથા સૌમિત્રી લક્ષ્મણ સહિત વિરાજ્યા હતા;[૨૭-૨૮] તેમને જોતાં જ ભરત અત્યંત આતુરની પેઠે, સાથેનાં સર્વ મનુષ્યોને પછવાડે મૂકી, એકદમ દોડ્યો,[૨૯] ને મોટેથી "હે બાંધવ! હે વડીલ! હે આર્ય! હે મારા પ્રભો!" એમ પોકારતો માર્ગમાં જ ઢળી પડ્યો. પછી જરા સાવધ થઈ ત્યાં પડ્યાં પડ્યાં જ કહેવા લાગ્યો: "અરે મારો જયેષ્ઠ બંધુ રામ, કે જે નિરંતર સભાને વિષે, પ્રકૃતિ વર્ગે ઉપાસના કરવા યોગ્ય છે, તેની આસપાસ આજે આ વનનાં મૃગો અને પક્ષીઓની જ વસ્તી છે![૩૦-૩૧] અહો! જે મહાત્મા સૌભાગ્યવતી અયોધ્યા પુરીને વિષે વસી નિત્ય અમૂલ્ય વસ્ત્રો ધારણ કરવા યોગ્ય છે, તે આજે પિતાનું વચન પાળવારૂપ ધર્મનું આચરણ કરી, તપસ્વીની પેઠે વનમાં વસતાં ચીરવસ્ત્ર અને મૃગચર્મ પહેરે છે![૩૨] હર હર! જે રઘુવીરે સદૈવ અનેક વિચિત્ર પુષ્પોનું સેવન કરેલું છે, તે આજે આ જટાનો ભાર સહન કેમ કરે છે![૩૩] અરે! જે સત્પુરુષ શાસ્ત્રમાં કહેલા યજ્ઞોવડે ધર્મ સંચય કરવા યોગ્ય છે, તે આજે પરમ કલેશે કરી પળાતા ધર્મનું સેવન કરે છે, એ કેટલું બધું અઘટિત છે![૩૪] જેનું અંગ નિરંતર અમૂલ્ય ચંદનોથી ચર્ચેલું હોવું જોઈએ, તે પુરુષના કોમલ અંગપર આ પ્રમાણે અરણ્યની ઉડતી રજનો જમાવ થવો એ શું મારાં અંતઃકરણને ભેદી નાંખે એવું નથી?[૩૫] પણ રે! સદૈવ સુખ પામવા યોગ્ય મારા આર્ય બંધુને આવાં અસહ્ય દુઃખો પ્રાપ્ત થવાનું કારણ હું જ છું. રે! મારે નિમિત્તે જ આ અઘટિત સંકટ રામને આવી પડેલું છે. માટે જગતમાં ખરેખર મારાં નિન્દિત અને નિર્લજ્જ જીવિતને જ ધિક્કાર છે."[૩૬]

એ પ્રમાણે આત્મનિંદા કરતા ભરતનું હૃદય ભરાઈ આવ્યું, શરીરપર સ્વેદના બુંદ છુટી આવ્યાં, ને કંઠ છેક રુંધાયા જેવો થઈ જવાથી તે છેવટે મોટેથી બોલ્યો: "હે આર્ય! હું અપરાધી તારે શરણે છું." એ ઉપરાંત કશું ન બોલી શકતાં રામના ચરણમાં જઈ પડ્યો.[૩૭-૩૯] ત્યારે શત્રુઘ્ને પણ રુદન કરતાં રામના ચરણારવિન્દમાં પ્રેમપૂર્વક દંડવન્નમસ્કાર કર્યો એટલે રઘુવીરે અતિ હર્ષપૂર્વક ઉભા થઈ તે બન્ને ભ્રાતાઓને સ્વહસ્તે ઉભા કરી, પોતાના હૃદય સાથે ચાંપી, પ્રેમ ગદ્ગદિત થઈ રુદન કરવા માંડ્યું.[૪૦] પછી આકાશમાં જેમ સૂર્ય તથા ચંદ્ર, શુક્ર અને બૃહસ્પતિને મળે, તેમ એ વનમાં રામ તથા લક્ષ્મણ, સુમંત્ર અને ગુહને તેમ જ બીજા પણ સર્વ અમાત્યાદિકોને મળી, પ્રેમથી રુદન કરવા લાગ્યા.[૪૧] ત્યારે તે મહાઅરણ્યને વિષે મળેલા ક્ષત્રિય—રામ, લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્નને જોઈને ત્યાં વસનારાં સર્વ પ્રાણીઓ પણ હર્ષનો ત્યાગ કરી રુદન કરવા લાગ્યાં.[૪૨]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં નવ્વાણુમો સર્ગ સંપૂર્ણ.**

# ભરતસમાગમ.

## સર્ગ ૧૦૦ મો.

## રાજનીતિ બોધ.

જટા ચીર ધારણ કરેલો ભરત, હાથ જોડી પોતાની સામે પડ્યો પડ્યો રુદન કરતો હતો, ને તેનું શરીર કૃશ તથા મુખ વિવર્ણ થઈ ગયું હતું ને જેવો અસ્ત થતો સૂર્ય જણાય, તેવો તે જણાતો હતો, એ જોઈ રામે તેને બેઠો કરી, તેના મસ્તકના કેશ સુંઘી, હૃદય સાથે ચાંપીને પ્રેમથી પોતાના ખોળામાં બેસાડ્યો; ને પછી આદર સહિત રામે આ પ્રમાણે પૂછ્યું:[૧-૩]

રામ બોલ્યાઃ "હે તાત ભરત! આપણા પિતા દશરથ રાજા હમણાં ક્યાં છે, કે જેથી તું તેમને મૂકીને અહીં વનમાં આવ્યો? કારણ, તેમના જીવતાં સુધી તેમની શુશ્રૂષા છોડીને અહીં આવવું એ તને યોગ્ય નથી.[૪] અહો! આજે તને તારા માતામહના દૂર દેશ પ્રત્યેથી ઘણે દિવસે અત્રે આવેલો જોઈ હું બહુ હર્ષ પામું છું; પણ તારું શરીર સૂકાઈ ગયું છે, મુખનો વર્ણ ફરી જવાને લીધે તું ઓળખાતો પણ નથી, ને આવો વિલક્ષણ વેશ કરી આવા સિંહ વ્યાઘ્રાદિકે સેવેલા ભયંકર વનમાં આવ્યો છે, તેનું કારણ શું?[૫] હે તાત! તને અહીં આવેલો જોઈ મને શંકા થાય છે, માટે પૂછું છું કે, મારા વનમાં આવવાને લીધે દીન થયેલા આપણા પિતા પ્રાણ ધારણ કરી રહ્યા છે કે લોકાંતરને પામ્યા છે?[૬] હે સત્ય પરાક્રમી! રાજસૂય તથા અશ્વમેધાદિ યજ્ઞ કરવામાં દૃઢ, આપણા સત્યવાદી પિતા કુશળ તો છેની? ને તું તેની યથાર્થ સેવા કરે છે ની?[૭-૮] વળી હે તાત! ઇક્ષ્વાકુકુળના ઉપાધ્યાય મહર્ષિ વસિષ્ઠ, કે જે મહા કાંતિમાન્, નિત્ય ધર્મિષ્ઠ તથા વિદ્વાન્ છે, તેમનું તારાથી યથાયોગ્ય પૂજન થાય છે કે?[૯] તેમ જ તે ઋષિનો પુત્ર કે જે અતિ વિનયસંપન્ન, મોટા કુળમાં ઉત્પન્ન થયેલો, શાસ્ત્રજ્ઞ, આલસ્ય રહિત, તારા હિતનું જ આચરણ કરનારો ને તારો પુરોહિત છે તથા નિરંતર તું જેનો સત્કાર કરતો આવ્યો છે, તે તારાપર સંતુષ્ટ છે ની? તથા તે મહામતિમાન્, સરલ, હોમના સકળ વિધિને જાણનાર અને અગ્નિકાર્યમાં યોજેલો ગુરુપુત્ર સુયજ્ઞ, તારા હોમવાના અગ્નિનું નિત્ય પૂજન યજન કરી સંતુષ્ટ અને પ્રજ્વલિત રાખે છે ની? વળી હે સૌમ્ય! માતા કૌસલ્યા તથા લક્ષ્મણ અને શત્રુઘ્નની જનની સુમિત્રા સુખી છે? તેમ જ આર્યા કૈકેયી પણ હર્ષ પામે છે ની?[૧૦-૧૨] વળી હે તાત! સમગ્ર દેવતાઓ, પિતૃઓ, પિતા સમાન ગુરુજનો, વૃદ્ધ તથા વિદ્વાન્ બ્રાહ્મણો, વૈદ્યો, ભૃત્યજનો તથા મન્ત્રરહિત તેમ જ મન્ત્રસહિત બાણના પ્રયોગોમાં કુશળ એવા રાજનીતિ શાસ્ત્રના પંડિત ધનુર્વેદાચાર્ય સુધન્વા વગેરે સત્પુરુષો તારાથી રુડી રીતે માન પામે છે કે?[૧૩-૧૪] હે તાત! શૂરવીર, બહુશ્રુત, જિતેન્દ્રિય, કુલીન તથા ઇચ્છિતને જાણનારા મન્ત્રીઓ તેં કર્યા છે કે?[૧૫] ને તેવા નીતિશાસ્ત્રજ્ઞ મુખ્ય મંત્રીઓથી તું સુરક્ષિત છે કે? કેમ કે, રાજાઓના વિજયનું મૂળ મન્ત્રી જ છે.[૧૬] હે બાપ! જાગવાના સમયે આળસ તજી જાગવું, પાછલી રાત્રીને વિષે દ્રવ્ય પ્રાપ્ત થવાના ઉપાયનું ચિંતન કરવું ઇત્યાદિ નિયમનો ત્યાગ કરીને અકાળે નિદ્રા તો કરતો નથી કે?[૧૭] તેમ કોઇ પણ કાર્યનો વિચાર અમુક નિમેલા મન્ત્રીઓ સાથે ન કરતાં પોતે એકલો જ અથવા ઘણા જણોની સાથે મળીને તો કરતો નથી કે? તથા તેં નિશ્ચય કરેલા કોઈ પણ કાર્યના વિચારની કોઇને ખબર તો પડી જતી નથી કે?[૧૮] હે રાઘવ! થોડા યત્નથી સિદ્ધ થાય એવાં મોટા ફળવાળાં કાર્યનો નિશ્ચય કરીને પછી તે કરવા માટે તું વિલંબ તો કરતો નથી કે?[૧૯] તેમ તેં નિશ્ચય કરેલાં કરવાનાં અથવા ન કરવાનાં કાર્યોને સમીપના રાજાઓ જાણી તો નથી જતા કે?[૨૦] તેં એકલાએ અથવા મન્ત્રીઓ સાથે કરેલા વિચારો તારા કે તારા મન્ત્રીઓના કહ્યા વગર જ તર્કથી કિંવા કોઈ પ્રકારની યુક્તિથી કોઈ જાણી શકતું તો નથી કે?[૨૧] તે જ પ્રમાણે તારા શત્રુઓના ગુપ્ત વિચારોને તું હરકોઈ યુક્તિથી જાણી શકે છે કે? વળી હે બાપ! તારે ત્યાં પંડિત (બુદ્ધિમાન્)જનને કદી અપમાન તો થતું નથી કે? સુજ્ઞજનો હજારો મૂર્ખો કરતાં એક પંડિતને વધારે ઇચ્છે છે, કેમ કે, તે ગમે તેવા અર્થસંકટ વેળાએ તેના ખરા નિસ્તારનો ઉપાય શોધી કાઢી મોટું શ્રેય કરે છે.[૨૨] કહ્યું છે કેઃ—

> सहस्राण्यपि मूर्खाणां यद्युपास्ते महीपतिः ।
> अथवाप्ययुतान्येव नास्ति तेषु सहायता ॥
> एकोऽप्यमात्यो मेधावी शूरो दक्षो विचक्षणः ।
> राजानं राजपुत्रं वा प्रापयेन्महतीं श्रियम् ॥

જો કે રાજા ગમે તો હજાર અથવા દશ હજાર મૂર્ખાઓને પોષી પોતાની પાસે રાખે, તો પણ માત્ર એક પંડિતના જેટલા પણ તેઓ કામમાં આવતા નથી, કેમ કે, તે રાજાને સહાય કરવાની તેમનામાં શક્તિ (બુદ્ધિ) જ હોતી નથી. પરંતુ તે જ પ્રમાણે જો બુદ્ધિમાન્, શૂર, દક્ષ તથા વિચક્ષણ એવો એક જ મન્ત્રી રાજા પાસે હોય તો તે રાજાને અથવા રાજપુત્રને મોટી સમૃદ્ધિ પ્રાપ્ત કરાવી શકે છે.[૨૩-૨૪] વળી હે તાત! તેં તારા સેવકોના દરજ્જાની યોગ્ય વ્યવસ્થા રાખી છે કે? (અર્થાત્ મોટા કાર્યમાં મોટા, મધ્યમ કાર્ય કરવા માટે મધ્યમ અને કનિષ્ઠ કાર્ય કરવાને વિષે કનિષ્ઠ એટલે હલકા દરજ્જાના સેવકોને યોજેલા છે કે?)[૨૫] ને તારા શ્રેષ્ઠ મન્ત્રીઓની પણ તેવી જ વ્યવસ્થા છે કે? તેમ તારા મન્ત્રીઓ પણ નિષ્પાપ અંતઃકરણવાળા, તારા શત્રુએ આપેલા દ્રવ્યને કદી ન સ્વીકારનારા, પિતુ પિતામહોના મન્ત્રીઓના વંશમાં જન્મેલા અને બાહ્યાભ્યંતર ઇંદ્રિયોને

વશ કરવાથી શુદ્ધ મનવાળા છે કે? ને તેઓને તું યોગ્ય શ્રેષ્ઠ કાર્યમાં યોજે છે કે?[२६] તેમ તે મંત્રીઓ તથા તારા ઉગ્ર દંડવડે અતિ ઉદ્વેગ પામેલી તારી પ્રજા એ આદિ તારા દેશવિષે તારું અપમાન તો કરતાં નથી કે?[२७] વળી યજન કરાવનાર પુરુષો તને પતિત ગણીને, હીન કુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીને ગ્રહણ કરનારા કામી પુરુષનું કુલીન સ્ત્રી અપમાન કરે તેની પેઠે, તારા પર કોઈ પણ પાપનો આરોપ મૂકી, 'તું યજ્ઞ કરવા યોગ્ય નથી,' એમ ગણી, તે યાજ્ઞિકો તારી અવજ્ઞા તો કરતા નથી કે? (એટલે તું તેવી અવજ્ઞાને પાત્ર તો થયો નથી કે?)[२८] "વળી હે બાપ! કહ્યું છે કે;–

उपायकुशलं वैद्यं भृत्यं संदूषणे रतम् ।
शूरमैश्वर्य कामं च यो न हन्ति स हन्यते ॥

રાજાના વિશ્વાસુ ચાકરને પણ સમજાવી ભેદ પમાડનાર, નિર્ભય તથા સમૃદ્ધિની ઇચ્છાવાળા એવા દુષ્ટ સેવકનો, રાજાની પાસેથી ઘણું દ્રવ્ય પ્રાપ્ત થાય એ સારુ કપટવડે રાજાના વ્યાધી વધારનાર વૈદ્યનો અને ઐશ્વર્યની કામનાવાળા શૂરવીરનો જે રાજા નાશ કરતો નથી, તે પોતે તેઓના હાથે નાશ પામે છે. [તો તેવા ચાકરો ને વૈદ્યોથી તું સાવધ રહે છે કે?][२९] હે ભરત! તારો સેનાપતિ, યોગ્ય ગુણવાન્ અર્થાત્ નિત્ય હર્ષિત, શૂરવીર, વિપત્તિ કાળે પણ ધીરજ ધરનાર, બુદ્ધિમાન્, જિતેન્દ્રિય, કુલીન, તારાપર પ્રીતિમાન્ તથા ચતુર છે કે?[३०] વળી તે સેનાપતિના હાથ નીચેના બળવાન્, યુદ્ધવિશારદ, શૂરવીર તથા બે ત્રણ વાર જેઓનું પરાક્રમ તારા જોવામાં આવ્યું હોય એવા મુખ્ય યોદ્ધાઓનું તું સત્કારપૂર્વક માન રાખે છે કે?[३१] તેમ સેનાને પણ નિત્ય આપવાનું યોગ્ય અન્ન તથા પ્રતિ માસે આપવાનું વેતન (પગાર) વગેરે વખતસર આપવામાં વિલંબ તો કરતો નથી કે?[३२] કારણ, સૈનિકોને નિત્ય આપવાનાં અન્ન તથા પગાર વગેરે આપવામાં કાલાતિક્રમ થાય તો ચાકરી ઉપર જીવનારા તે સૈનિકો પોતાના ધણી ઉપર કોપે છે, ને એથી મોટો અનર્થ થાય છે.[३३] વળી તારા સર્વ બાંધવો તથા પ્રધાનો સ્થિર ચિત્તવાળા, સંપીલા અને તારાપર સાચો સ્નેહ ધરાવનારા છે કે? ને તારા માટે તેઓ પોતાના પ્રાણનો ત્યાગ કરવા તત્પર છે કે?[३४] હે ભરત! તારા દેશની ખબરો મેળવવા માટેના બુદ્ધિમાન્ ચારો તથા વિદ્વાન્, દક્ષ, સ્મરણશક્તિવાળા, સર્વ શાસ્ત્રમાં કુશળ અને જેવી રીતે કહ્યું હોય તેવી જ રીતે બોલનારા એવા તારા ખાસ દૂતો તારાથી સંતુષ્ટ છે કે?[३५] વળી (કોઇ પક્ષે અઢાર અને કોઇ પક્ષે પંદર* એવા પરદેશમાં રહી તારાં રાજ્યનું રક્ષણ કરનારા અઢાર તીર્થો (તારા કામદારો)માંના દરેકની પાસે તારી તરફના છુપા ત્રણ ત્રણ ચારો રાખીને, તેઓ, પરદેશમાં રહીને તારું કામ બરોબર બજાવે છે કે કેમ,' તે તું જાણી લે છે કે?[३६] તેમ હે શત્રુમર્દન! તારા શત્રુઓના દેશમાંનાં તેવા તીર્થોની હીલચાલ પણ તું તારા ચારોવડે જાણી શકે છે કે? વળી તેં દેશમાંથી કાઢી મૂકેલા અને પાછા આવી દેશમાં વસેલા એવા તારા દુર્બળ શત્રુઓની પણ તું ઉપેક્ષા તો કરતો નથી કે? અર્થાત્ તેઓથી તું નિશ્ચિન્તપણે તો રહેતો નથી કે?[३७] કારણ, રાઈ જેટલો પણ શત્રુ સમયપર મહા નાશકારક થઈ પડે છે. વળી હે તાત! તું પ્રત્યક્ષવાદી લોકાયતિકોના† મત પ્રમાણે વર્તનારા બ્રાહ્મણોનું તો સેવન (સંગતિ) કરતો નથી કે? કેમ કે, તેઓ પરલોક સાધનને મિથ્યા માનનારા હોવાથી મહા અનર્થ કરનારા, પોતાને જ પંડિત માનનારા તથા બાળક સરખા મૂર્ખ હોય છે.[३८] તેમ જ હે બાપ! તું શુષ્ક તર્કવાદી બ્રાહ્મણોની સાથે તો પ્રસંગ રાખતો નથી કે? કારણ કે, તેઓ પણ પ્રમાણભૂત વિદ્યમાન્ ધર્મશાસ્ત્રને વિષે દુર્બુદ્ધિ કરી શુષ્ક તર્કવિદ્યાર્જનિત બુદ્ધિનું અવલંબન કરીને નિરર્થક વાદ કરે છે.[३९]

વળી હે તાત! આપણા શૂરવીર પૂર્વજોએ સેવેલી અયોધ્યા પુરી, કે જે દૃઢ દ્વારોવાળી, હાથી, અશ્વ તથા રથાદિથી સંકુલ, સદા પોતપોતાનાં કર્મમાં પ્રવર્ત રહેનારા, જિતેન્દ્રિય તથા મોટા ઉત્સાહવાળા હજારો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પ્રજાથી ભરેલી, અનેક પ્રકારના

* એ તીર્થો એટલે અધિકારીઓ અઢાર પ્રકારના છેઃ–૧ મંત્રી, ૨ પુરોહિત, ૩ યુવરાજ, ૪ સેનાપતિ, ૫ દ્વારપાળ, ૬ અંતઃપુરનો કંચુકી, ૭ બંદીખાનાનો અધિકારી, ૮ ધનાધ્યક્ષ, ૯ રાજાની આજ્ઞાથી આજ્ઞાધારીઓ પ્રત્યે બોલનાર, ૧૦ ન્યાયાધીશ, ૧૧ ધર્માસનાધિકારી, ૧૨ વ્યવહાર નિશ્ચય કરનાર, ૧૩ સેનાને જીવિકાવેતન આપનાર, ૧૪ વેરો ઉઘરાવનાર, ૧૫ નગરાધ્યક્ષ, ૧૬ સર્વ દેશની ફરીને ખબર રાખનાર આટવિક, ૧૭ દુષ્ટને દંડ આપનાર તથા ૧૮ જળ, ગિરિ, વન તથા સ્થળના દુર્ગોનું પાલન કરનાર અને કોઇ પક્ષે મંત્રી, પુરોહિત તથા યુવરાજ એ ત્રણ બાદ કરતાં પંદર તીર્થો છે. તો તેઓ પરદેશોમાં રહી રાજાનું કામ બરોબર બજાવે છે કે નહિ? તે માટે રાજા તે દરેક પ્રત્યે ગુપ્ત ત્રણ ત્રણ ચારો રાખે છે. મન્મથનાથ દત્ત જણાવે છે કે ૧૦ મો ન્યાયસભામાં કામ કરતો વકીલ, ૧૨ મો મંત્રી મંડળનો સભાજન, ૧૪ મો વૈતનિક (journey man), ૧૫ મો જસ્ટીસ ઓફ ધી પીસ અને ૧૬ મો સરહદ રક્ષક.

† આ પ્રશ્નપરથી આટલું સિદ્ધ થાય છે કે, રામાયણના કાળમાં પણ ચાર્વાક–લોકાયતિકો–અથવા જીન ધર્મવાદીઓ અયોધ્યામાં વસતા હતા.

સુંદર પ્રાસાદોથી આવૃત, વિદ્વજ્જનોનાં મુખ્ય ધામ રૂપ, પ્રસિદ્ધ થયેલી અને મહાસમૃદ્ધિવડે અતિ સૌભાગ્યવતી છે, તેનું તું રુડી રીતે રક્ષણ કરે છે કે?[૪૦-૪૨] તેમ જ આપણા મહાન્ પૂર્વજોએ રક્ષિત કરેલો આપણો સમૃદ્ધિમાન્ દેશ, કે જે અશ્વમેધાદિ યજ્ઞો કરવા યોગ્ય ભૂમિવાળો, અતિ પ્રતિષ્ઠિત જનોના રહેવાથી સંકુલ, દેવસ્થાનો તેમ જ નદી, સરોવર વગેરે જલાશયોથી સુશોભિત, જેની અંદર વસતી સ્રીપુરુષાદિ સર્વ પ્રજા નિરંતર હર્ષ પામે છે એવો, સમાજના ઉત્સવોવડે શોભતો, ઋતુપરત્વે ખેડુતોએ ખેડેલી સીમાવાળો, અનેક પશુઓથી પરિપૂર્ણ, હિંસારહિત, રમ્ય, હિંસક પ્રાણી વગરનો, સર્વ પ્રકારના ભયરહિત, સુવર્ણ તથા રત્નની ખાણોથી શોભાયમાન, નદીના જળવડે જેમાં ધાન્ય ઉત્પન્ન થાય છે એવો તથા પાપી મનુષ્યો જેમાં રહેવા પામતાં નથી એવો છે, તે તારા રક્ષણતળે સુખી છે કે?[૪૩-૪૬] વળી હે ભરત! કૃષિ તથા ગોરક્ષણ કરનારા સર્વ વૈશ્યોપર તું નિરંતર પ્રીતિ રાખે છે કે? ને તેથી મોટા વ્યાપારોવડે આપણો દેશ સુખ અને વૃદ્ધિ પામે છે કે?[૪૭] વળી તે કૃષિ વાણિજ્ય આદિ વ્યાપારોથી જીવનારા વણિકોના મનોરથો તું પૂર્ણ કરી તેમનું રુડી રીતે રક્ષણ પોષણ કરે છે કે? કેમ કે ધાર્મિક રાજાએ પોતાની પ્રજાની રક્ષા કરવી અવશ્યની છે[૪૮] અને હે બંધુ! સ્રી વર્ગનું કોઈ વાતે અપમાન થવા ન દેતાં તેમનું તું સાંત્વન કરે છે કે? તેઓ તારાથી સુરક્ષિત છે કે? તેમના બોલવા ઉપર તું શ્રદ્ધા તો રાખતો નથી ના! ને ગુપ્ત વાતો તેમને કહેતો તો નથી ને?[૪૯] વળી જેમાં હસ્તીઓ ઉત્પન્ન થાય છે એવું આપણા દેશનું વન સુરક્ષિત છે કે? તું અપાર ધેનુઓનું પાલન કરે છે કે? તેમ હસ્તી, હસ્તિણી તથા અશ્વાદિ વાહનો પણ, ઉત્તમ જાતવાળાં જોઈ સંગ્રહ કરવામાં કંટાળતો તો નથીની?[૫૦] તું નિત્ય પૂર્વાહ્નકાળમાં રાજમાર્ગપર પ્રજાને તથા સભામાં સભાસદોને, પોતાના સુશોભિત વપુનું દર્શન આપે છે કે?[૫૧] કારણ (કે પ્રજાને નિત્ય દર્શન આપવું) એ રાજાનો ધર્મ છે. તારા સર્વ કાર્યભારીઓ તારી અદબ (ભાર) ન રાખતાં નિઃશંકપણે તારા સમીપ આવીને કામકાજ તો કરતા નથી? તેમ તેઓનો તેં અતિ દૂર રાખી, ત્યાગ તો કીધો નથી? સેવકજનોને અતિ દૂર અને અતિ સમીપ ન રાખતાં મધ્યવર્તીપણે જ તેઓની પાસેથી કામ લેવાથી અર્થ સિદ્ધ થાય છે.[૫૨] તારા સર્વ કિલ્લાઓ ધન, ધાન્ય, આયુધ, જળ, યંત્ર, શિલ્પીઓ તથા ધનુષધારીઓથી ભરપૂર છે કે?[૫૩] હે રાઘવ! તારા રાજ્યની ઉપજ સારી રીતની છે? ને તેના પ્રમાણમાં ખર્ચ વધારે તો થતો નથી? કેમ કે રાજાએ પોતાની ઉપજ કરતાં ખર્ચ ઘણો ઓછો રાખવો જોઇએ. એ ખર્ચમાં નટ તથા ગાયકાદિ અપાત્રોને માટે તો નકામો ખર્ચ તો થતો નથી?[૫૪] રાજાએ પોતાની આયપત કરતાં ઘણો ઓછો ખર્ચ કરવો; અને તે પણ અગત્યની બાબતો જેવી કે, દેવ, પિતૃ, બ્રાહ્મણ તથા અભ્યાગતાદિનું પૂજન, યોધા તથા મિત્ર બાંધવાદિનું પોષણ અને પ્રજાના સુખનું સંરક્ષણ ઇત્યાદિમાં જ કરવો જોઇએ.[૫૫]

"હે ભરત! તારા રાજ્યના ન્યાયશાસ્રવિશારદ ન્યાયાધીશો, આર્ય તથા શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોપર જાણે કે અજાણે કદાચ નીચ કૃત્ય કરવાનો, ખરો કે ખોટો આરોપ આવ્યો હોય તો તેઓનો યથાર્થ ન્યાય કર્યા વગર, ધનના લોભે તેમને દંડ દે છે કે?[૫૬] તેમ તારા દેશની અંદરના ચોરો, કે જેઓને ધનના ધણીએ કિંવા તારા સેવકોએ પકડેલા હોય, જેઓ પૂછવાથી તથા ચોરેલી વસ્તુ (મુદ્દો) તેમની પાસેથી મળી આવવાથી પણ ચોર જણાયલા હોય, છતાં તેઓને ધનના લોભથી તારા દેશરક્ષકો છોડી તો દેતા નથી?[૫૭] વળી હે નરશ્રેષ્ઠ રાઘવ! તારા રાજ્યમાંના તારા બહુશ્રુત તથા નિર્લોભ અમાત્યો, ધનાઢ્ય તથા ગરીબના વાદમાં નિષ્પક્ષપાતપણે તેઓનો ન્યાય યથાર્થ-સત્ય કરે છે કે?[૫૮] અવિચારી રાજાના અન્યાયને લીધે ખોટો અપવાદ પામેલા પુરુષના નેત્રમાંથી જે દુઃખાશ્રુ પડે છે તે, તેવા અન્યાયી રાજાના પુત્ર તથા પશુઓનો નાશ કરે છે.[૫૯] હે ભ્રાત! તું વૃદ્ધ, બાળક તથા મુખ્ય સુશીલ વૈદ્યોની (ઇચ્છિત વસ્તુનું) દાન, (સ્નેહયુક્ત) મન તથા (સાંત્વના યુક્ત) વાણીથી સંભાવના કરે છે?[૬૦] તથા ગુરુ, વૃદ્ધ, તપસ્વી, દેવતા, અતિથિ, ચૈત્ય, તેમ જ વિદ્યાવ્રત, તપશ્ચર્યાવડે કૃતાર્થ થયેલા બ્રાહ્મણો વગેરેને તું નિત્ય નમસ્કાર કરે છે કે?[૬૧] હે પ્રિય બંધુ! પૂર્વાહ્નકાળ, ધર્માર્જન કરવા યોગ્ય છે ને મધ્યાહ્નકાળ અર્થ ઉપાર્જન કરવા યોગ્ય છે; પરંતુ તે નિયમનો ત્યાગ કરીને, ધર્મ સમયે અર્થ તથા અર્થ સમયે ધર્મ સાધવાનો યત્ન કરીને પરસ્પરને બાધ તો કરતો નથી?[૬૨] તેમ વળી પ્રીતિ, લોભ તથા કામે કરીને ધર્મ ને અર્થ બન્નેને વિસારી તો મૂકતો નથી? સમય જાણનાર પુરુષ ધર્મ, અર્થ અને કામને સેવન કરવાના યોગ્ય સમયે જ, યથાક્રમથી વિભાગ પાડીને તેમનું

સેવન કરે છે.[૬૩] હે સર્વ શાસ્ત્રાર્થકોવિદ! પુર તથા દેશમાં રહેનાર બ્રાહ્મણો સહિત તારી સર્વ પ્રજા તારા સુખની પ્રાર્થના કરે છે કે? (અર્થાત્ તેઓ તારા હિતમાં રાજી છે કે કેમ?)[૬૪] હે મહાબુદ્ધિમાન્ ભરત! [૧]નાસ્તિક્ય, [૨]અનૃત, [૩]ક્રોધ, [૪]પ્રમાદ, [૫]દીર્ઘસૂત્રીપણું, [૬]પંડિતનું અપમાન, [૭]નિત્ય કરવાનાં કૃત્યોને વિષે આળસુપણું, [૮]ચક્ષુ આદિ પાંચે ઇન્દ્રિયોને વશ થવું, [૯]રાજ્ય સંબંધી અર્થનો એકલાએ વિચાર કરવો, [૧૦]જેમનો વિચાર લેવા યોગ્ય ન હોય એવા વિપરીત દૃષ્ટિવાળાઓ સાથે વિચાર કરવો, [૧૧]મન્ત્રીઓ સાથે નિશ્ચય કરેલાં કાર્યનો આરંભ કરવામાં વિલંબ, [૧૨]નિશ્ચય કરેલા કાર્યને ગુપ્ત રાખવા માટે અસાવધપણું, [૧૩]પ્રાતઃકાળને વિષે નિત્ય કર્માનુષ્ઠાન કરવા માટે અનાસ્થા, [૧૪]સર્વ દિશાઓમાં રહેલા શત્રુઓપર એકદમ દંડનીતિ ન વાપરવી અથવા મહત્ પુરુષને આવતો જોઈ આસનપરથી ઉભું ન થવું; એ ચૌદ રાજાના દોષ કહેવાય છે, તેઓમાંના કોઈનો પણ તું આશ્રય તો કરતો નથી?[૬૫-૬૭]

"વળી હે રાઘવ! નીતિશાસ્ત્રનાં મૂળતત્ત્વો હું તને કહું તે સાંભળઃ—મૃગયા, દ્યુત, દિવસે નિદ્રા, નિંદા, સ્ત્રીસંગ, મદ, નૃત્ય (કરવું અથવા કરાવવું), ગાયન (કરવું અથવા કરાવવું), વાદ્ય (વગાડવાં અથવા વગડાવવાં) તથા વૃથા ફરવું, એ દશ વર્ગ; જળ સંબંધી, પર્વત સંબંધી, વૃક્ષ સંબંધી, સર્વ ધાન્ય વગરના પ્રદેશ સંબંધી અને ઉષ્ણકાળમાં રક્ષણ માટે જોઇતા દુર્ગો એ વગેરે પાંચ પ્રકારના દુર્ગોરૂપ પંચવર્ગ; સામ, દામ, ભેદ તથા દંડ એ ચતુર્વર્ગ; સ્વામી, અમાત્ય, દેશ, દુર્ગ, કોશ, સેના તથા સુહૃદ્વર્ગ, એઓમાં પરસ્પર કરવો જોઇતો ઉપકાર (સહાયતા), એ સપ્ત વર્ગ; પિશુનતા, સાહસ, દ્રોહ, ઈર્ષા, ગુણ ઉપર દોષારોપ, અર્થદૂષણ, વાણીરૂપ દંડ તથા કઠોર ભાષણ એ અષ્ટવર્ગ; ધર્મ, અર્થ તથા કામ એ ત્રિવર્ગ; વેદત્રયી, કૃષ્યાદિ વૃત્તિ, નીતિશાસ્ત્ર એ ત્રણ પ્રકારની વિદ્યા;[૬૮] બુદ્ધિવડે ઇન્દ્રિયો જિતવાના ઉપાય, સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ* તથા આશ્રય એ ષડ્વર્ગ; દૈવી અને માનુષી દુઃખો, જેને પગાર ન મળતા હોય એવા લોભી, અપમાન પામેલા માની, કોપ પમાડેલા ક્રોધી તથા અકસ્માત્ ભય પમાડેલા બિકણ એવા ચાર જાતના શત્રુપક્ષના મનુષ્યોને ફોડવા, એ રૂપ રાજાનું કૃત્ય; બાળક, વૃદ્ધ, ઘણા કાળના રોગી, જ્ઞાતિ બહિષ્કૃત, બીકણ, ભય ઉત્પન્ન કરનાર, લોભી, લોભી મનુષ્યોવાળો, વિરક્ત પ્રકૃતિવાળો, વિષયને વિષે અત્યાસક્ત, અનેક મનસુબા કરનારો, દેવ બ્રાહ્મણની નિંદા કરનારો, હતભાગ્ય, દૈવનું જ ચિંતન કરનાર, દુર્ભિક્ષના દુઃખમાં આવી પડેલો, સેના સંબંધે દુઃખી, અયોગ્ય દેશમાં વસનાર, ઘણા શત્રુવાળો, યુક્ત કાળવાળો અને સત્ય ધર્મમાં પ્રીતિમાન્, એ વીશ પ્રકારના પુરુષોનો વિંશતિ વર્ગ—કે જેઓ સાથે સંધિ કરવી અયોગ્ય છે તે તથા અમાત્ય, દેશ, દુર્ગ, કોશ અને દંડ, એ પ્રકૃતિ; શત્રુ, મિત્ર, શત્રુનો મિત્ર, મિત્રનો મિત્ર, મિત્રનો શત્રુ, મિત્રના શત્રુનો મિત્ર, પાર્ષ્ણિગ્રાહ, આક્રન્દ (સૈન્યમાંથી ભાગી જનારને અટકાવનાર), આસાર, વિજિગીષુ, તથા પ્રતિબંધકની સેના તથા ઉદાસીન, એ બાર પ્રકારનું રાજમંડળ, પાંચ પ્રકારની યાત્રા (ચઢાઇ); દંડવિધાન (સેનાની વ્યૂહરચનાના ભેદ); અને સંધિ તથા વિગ્રહ, એ આગળ કહેલા વર્ગોનાં મૂળ કારણો.

"હે ભ્રાત! એ જે મેં તને સઘળાં રાજનીતિનાં તત્ત્વ કહ્યાં, તેમાંનાં કેટલાંક ગ્રહણ કરવા યોગ્ય તથા કેટલાંક ત્યાગ કરવા યોગ્ય છે, તે સઘળાંના ભેદ તું સારી રીતે જાણે છે કે?[૬૯-૭૦] હે બુદ્ધિમાન્! નીતિશાસ્ત્ર વિશારદ પુરુષ તે શાસ્ત્રના માર્ગનું ઉલ્લંઘન ન કરતાં ચાર અથવા ત્રણ મંત્રીઓને સાથે રાખી, હરકોઇ (છૂપું) કાર્ય કરવાનો વિચાર કરે છે; અથવા તેઓનાં મન જાણવા સારુ તે પ્રત્યેકની સાથે જૂદે જૂદે વખતે મળી વિચાર કરી તે સઘળા ઉપરથી એક નિશ્ચય કરે છે, તે પ્રમાણે કરવામાં તું સાવધ છે કે?[૭૧] યજ્ઞાદિ કર્મની પ્રવૃત્તિને લીધે તને વેદ સફળ થાય છે કે? તારું રાજકાર્ય સફલ છે કે? ધર્મમાં તથા સંતતિમાં પ્રીતિ હોવાને લીધે તારી સ્ત્રીઓ તને સફળ—અનુકૂળ છે કે? વળી તેં શ્રવણ કરેલાં શાસ્ત્રો સફળ છે કે?[૭૨] તેમ જ જેવી રીતની મેં વર્ણન કરી તેવી એટલે આયુષ્ય, યશ તથા ધર્માર્થ કામની વૃદ્ધિ કરનારી સદ્બુદ્ધિનો તું આશ્રય કરે છે કે?[૭૩] વળી શિષ્ટ પુરુષોએ અનુસરેલા માર્ગવાળી જે વૃત્તિને વિષે આપણા પિતા વર્તે છે, તેમ જ પિતામહો વર્તતા હતા, તે શ્રેષ્ઠ વૃત્તિને તું અનુસરે છે કે?[૭૪] હે રાઘવ! પોતાના મિત્ર, બાંધવજન, એ વગેરેને આપ્યા વગર સ્વાદિષ્ઠ પદાર્થનું તું એકલો તો ભોજન કરતો નથી ને?[૭૫] હે કૈકેયીપુત્ર! હે બાંધવ ભરત! પ્રજાને યથાયોગ્ય દંડ આપનાર વિદ્વાન્ ક્ષત્રિય રાજા, ધર્મવડે પ્રજાનું પાલન કરવાથી સમગ્ર પૃથ્વીનું રાજ્ય પામીને અને દેહાંત

* શત્રુપક્ષમાં ફાટફુટ પડાવવી.

સમયે આલોકનો ત્યાગ કરી, રુડી રીતે સ્વર્ગ પ્રત્યે વિચરે છે."૭૧

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં સોમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૧૦૧ મો.

## રઘુવીરભરતસંભાષણ.

એવી રીતે અનેક પ્રકારની રાજનીતિ પૂછીને લક્ષ્મણ સહિત રઘુવીરે પુનઃ ભરતને પૂછ્યું;૧ "હે ભરત! ચીર વસ્ત્ર, જટા તથા મૃગચર્મ, એ વગેરેથી તપસ્વીના સરખો વેશ ધારણ કરીને તું અત્રે આવેલો છે, એટલે પછી હમણાં મેં પૂછેલા રાજકાજના સમાચાર હું તારી કનેથી સાંભળવાની શી ઇચ્છા રાખું!૨ એપરથી મને શંકા થાય છે, કે રાજ્યનો ત્યાગ કરી જટા ચીર ધારણ કરીને તું આ વનમાં શા માટે આવ્યો છે, તે મને યથાર્થ જણાવ."૩ એવો રઘુવીરનો પ્રશ્ન સાંભળી, કૈકેયીપુત્ર પોતાનાં મનમાંના બળવાન્ શોકને નિયમમાં રાખી, હાથ જોડીને કહેવા લાગ્યો:૪ "હે જ્યેષ્ઠ બંધુ! પુત્ર વિયોગશોકથી પીડા પામેલો તથા મારી માતા કૈકેયીએ પ્રેરેલો આપણો આર્ય તાત મહાબાહુ દશરથ, જ્યેષ્ઠ પુત્રનું રાજ્ય, કનિષ્ઠ પુત્રને આપવારૂપ અતિ નિંદ્ય કર્મ કરીને, અમારો સર્વનો તથા આલોકનો ત્યાગ કરી સ્વર્ગ પ્રત્યે ગયો છે૫" [એ ઉપરાંત ભરત આગળ બોલવા જતો હતો, પણ તેના ઉપરના શબ્દોથી પિતાના મરણ સંબંધી સમાચાર સાંભળી, રામ, લક્ષ્મણ તથા સીતા, એ ત્રણે જણાં, હાહાકાર કરતાં રુદન કરવા લાગ્યાં. તેમણે અનેક પ્રકારના વિલાપ કરવા માંડ્યા; શોકાકુલ હૃદયથી રામને મૂર્છા આવી ગઈ, લક્ષ્મણ અચેત થઈ પડ્યો ને સીતા સસરા દશરથરાયના અનેક ગુણો સંભારી આક્રંદ કરવા લાગી. પછી ભરતની સાથેના અમાત્યોએ ઘણી ઘણી રીતે સાવધ કરી તેમને શાંત કીધાં, ત્યારે ભરત વળી હાથ જોડી વિનયપૂર્વક રામ પ્રત્યે બોલ્યો:] "હે પ્રિય બંધો! મારી માતાએ, તેણીના પોતાના યશનો નાશ કનારું આ મહાપાપકર્મ કર્યું છે, કે જેને લીધે શોકકર્ષિત થયલી તે, રાજ્યના ફળને ન પામતાં ઉલટી વિધવા થઈ, ને વળી જ્યારે મરણ પામશે ત્યારે મહા ઘોર નરકને વિષે પડશે.૬-૭ પણ હે સ્વધર્મનિષ્ઠ! તે કૈકેયીનો હું પુત્ર છું, તેથી મને પણ જગતમાં મોટો અપવાદ પ્રાપ્ત થયો છે; પરંતુ હું તો તારો દાસ છું! તેથી આ દાસના ઉપર કૃપા કરી, તું ઇન્દ્ર પેઠે તારા પોતાના શરીરને રાજ્યાભિષેક કરાવ!૮ હે આર્ય! આ સર્વ પ્રકૃતિવર્ગ તથા આપણી સર્વ વિધવા માતાઓ પણ તને પ્રસન્ન કરવા સારુ અત્રે આવેલી છે. માટે અમારા સર્વના ઉપર તારે કૃપા કરવી જોઇએ.૯ હે સર્વમાનદ! આપણી કુલપરંપરાની રીતિ પ્રમાણે જ્યેષ્ઠ પુત્રને રાજ્ય મળવું જોઇએ એમ છે; ને તું તેજ પ્રમાણે જ્યેષ્ઠ પુત્ર તથા યુવરાજનાં લક્ષણથી યુક્ત છે, તેથી રાજ્યાભિષેક થવો તને જ યોગ્ય છે; માટે તું પરંપરાનુગત સદ્ધર્મે કરી રાજ્યને ગ્રહણ કરી, આ સર્વ સુહૃદ્વર્ગને કૃતાર્થ કર;૧૦ ને જેમ શરદ ઋતુની રાત્રિ નિર્મળ ચંદ્રના ઉદયથી સૌભાગ્યવતી થાય, તેમ આ સમગ્ર પૃથ્વી તારા જેવા પતિ (રાજા) ને પામીને વિધવા મટી, સૌભાગ્યવતી થાઓ!૧૧ હે પ્રભો! આ સર્વ મન્ત્રીમંડળ સહિત હું તારાં ચરણારવિંદમાં મસ્તક ધરી તારી યાચના કરું છું; તો હું, કે જે તારો બાંધવ, શિષ્ય તથા કિંકર છું, તેના ઉપર તારે અવશ્ય કૃપા કરવી જોઇએ.૧૨ વળી પરંપરાથી ચાલતા આવેલા આ આપણા પિતાના પ્રધાનમંડળની પ્રાર્થનાને આગળ તેં સદા સફળ કરેલી છે; તેથી હમણાં પણ તેઓની આ પ્રાર્થનાને તું ઉલ્લંઘન નહિ જ કર, એવી આશા છે!"૧૩ એવી રીતે રુદન કરતાં, ત્રિનતિ કરીને મહાબાહુ કૈકેયીપુત્ર ભરત મહોન્મત્ત હસ્તીની પેઠે મોટો નિઃશ્વાસ મૂકતો વારંવાર રામનાં ચરણકમળને પોતાના મસ્તકપર ધારણ કરવા લાગ્યો;૧૪ ત્યારે અતિ પ્રેમને લીધે દ્રવિત થઈ રામે તેને ગ્રહણ કરી પોતાના હૃદય સાથે ચાંપ્યો, ને તેની સાંત્વના અર્થે રામે રુદન કરતાં કરતાં આ પ્રમાણે ધર્મવચન કહ્યું:૧૫

"પ્રિય બંધુ ભરત! મારા સરખો કુલીન, પરાક્રમી, તેજસ્વી તથા વ્રતધારી પુરુષ રાજ્યમાટે પાપનું આચરણ કેમ કરે?૧૬ હે અરિંદમ! આ પ્રસંગે (મને વનવાસ થયો તે પ્રસંગે) તારામાં મને કશો દોષ જોવામાં આવતો નથી; તેમ તે સંબંધે અજ્ઞાનથી દોષિત ગણીને તારી માતાને પણ તારે જરાએ નિંદવી જોઇતી નથી!૧૭ વળી હે ધીમંત! પિતાને તથા પતિને અર્થાત્ પુરુષને—પોતાના પુત્રોને તથા સ્ત્રીઓને પોતાની ઇચ્છા પ્રમાણે આજ્ઞા આપવાને અધિકાર છે; કારણ સજ્જન પુરુષોએ સ્ત્રી, પુત્ર તથા શિષ્યને અનુક્રમે પતિ, પિતા તથા ગુરુની આજ્ઞાને વહન કરનારાં કહેલાં છે. એટલા માટે

અમે સર્વ પિતા દશરથની આજ્ઞાને વહન કરનારાં છીએ; જેથી તે વેળા મને ચીર તથા કૃષ્ણાજીન પહેરાવી વનમાં નિવાસ કરાવવા કિંવા પોતાના રાજ્યને વિષે વસાવવા દશરથરાય સમર્થ જ હતો.[૧૮-૨૦] વળી હે ધર્મજ્ઞ! સર્વસત્કૃત પિતાને, પોતાની ઇચ્છા પ્રમાણે પુત્રપ્રત્યે આજ્ઞા આપવાનો અધિકાર છે, તેટલો જ માતાને પણ છે.[૨૧] માટે ધર્મશીલ માતપિતા–દશરથરાય તથા કૈકેયીએ–વનમાં જવાની આજ્ઞા આપ્યા પછી હું તેથી ઉલટું આચરણ કેમ જ કરું?[૨૨] તેથી સર્વ વાત મૂકી દઈ, તારે લોકસત્કૃત રાજ્યને ગ્રહણ કરવું, ને મારે વલ્કલ વસ્ત્ર ધારણ કરી દંડકવનમાં વસવું એ જ યોગ્ય છે.[૨૩] વળી તારે અયોધ્યામાં રહી રાજ્ય કરવું, ને મારે દંડકવનમાં વસવું, એવી રીતે સર્વ લોકની સમક્ષ, શુદ્ધ વિભાગ પાડવારૂપ વચનો કહીને, મહારાજા સ્વર્ગપ્રત્યે ગયો છે.[૨૪] માટે તે ધર્માત્મા, સર્વ લોકનો ગુરુ અને રાજાધિરાજ એવા આપણા પિતા દશરથરાયનાં વચન પ્રમાણે જ આપણે બેઉએ વર્તવું જોઇએ.[૨૫] હે ધર્મિષ્ઠ! તું તે આપણા ઇન્દ્રસમાન પિતાએ આપેલા સમગ્ર રાજ્યરૂપ વિભાગને ભોગવવા યોગ્ય છે; ને હું સર્વ અવિનાશી લોકના ઇશ્વરપણાંને પણ ન ગણકારતાં, માત્ર તેણે કહેલાં વચનોને અનુસરવામાં જ મારું પરમ હિત માનું છું."[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસોએકમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૦૨ મો.

## ભરતની પુનર્વિનતિ.

એવાં રઘુવીરનાં વચન સાંભળી, ભરતે તેમને વિનયપૂર્વક પ્રત્યુત્તર આપ્યો કે: "હે રાઘવેશ્વર! હું તારાથી જન્મથી કનિષ્ઠ હોવાને લીધે રાજ્ય હક્ક રહિત છું, તો પછી મને રાજ્યધર્મથી શું પ્રયોજન હોય?[૧] જ્યેષ્ઠ પુત્ર છતાં કનિષ્ઠ પુત્રથી રાજા થવાય જ નહિ, એવો આપણા પૂર્વજોનો શાશ્વત ધર્મ છે![૨] માટે મારી વિનતિને માન્ય કરી તું મારી સાથે સૌભાગ્યવતી અયોધ્યાપુરી પ્રત્યે ચાલ ને આપણા કુળના તથા અમારા અભ્યુદયને અર્થે તારા શરીરને રાજ્યાભિષેક કર.[૩] જો કે સર્વ જનો રાજાને મનુષ્ય જાણે છે, પરંતુ હું તો તેને દેવ જ માનું છું; કારણ તેનું ધર્મ તથા અર્થ સંબંધી આચરણ મનુષ્યના સરખું નહિ, પણ દેવના સમાન જ હોય છે.[૪] હે બંધુ! પિતાએ આપણને વિભાગ કરી આપ્યા છે એમ તું કહે છે, પણ હું તો કેકયરાયને ત્યાં હતો, તને વનવાસ થયો તથા આપના વિયોગદુ:ખથી સત્પુરુષોએ માન્ય આપણો પિતા સ્વર્ગે સિધાવ્યો![૫] તું, સીતા લક્ષ્મણ સહિત વનપ્રત્યે ચાલ્યો, કે આપના વિયોગજન્ય દુ:ખથી પીડિત થયેલો પિતા સ્વર્ગે સિધાવ્યો છે.[૬] માટે તું હવે કૃપા કરી ઉઠ ને પિતાને ઉદકદાન આપી અયોધ્યા પ્રત્યે પધાર. પિતાનું સપિંડીકરણ પર્યંત સર્વ કૃત્ય મેં તથા શત્રુઘ્ને યથાયોગ્ય કરેલું તો છે જ; પરંતુ પ્રિયપુત્રે આપેલું ઉદકદાન પુરુષને પિતૃ લોક વિષે અક્ષયપણે પ્રાપ્ત થાય છે એમ સૌ કહે છે, માટે તું જ્યેષ્ઠ હોવાથી પિતાને પ્રિય છે, તેથી સ્વહસ્તે ઉદકદાન દઈ તેને સંતુષ્ટ કર.[૭-૮] અરેરે! એ તારાં દર્શનની ઇચ્છાવાળા તથા તારા વગરના થયેલા હોવાથી શોકદુ:ખે પીડિત આપણો પિતા, તારે વિષે આસક્ત થયેલી પોતાની બુદ્ધિને નિવૃત્ત ન કરી શકવાથી, તારો જ શોચ કરતો કરતો અને તારું જ વારંવાર સ્મરણ કરતો કરતો લોકાંતરને પામ્યો છે."[૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો બેમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૦૩ મો.

## પિંડદાન ક્રિયા.

એ છેલ્લું વાક્ય કહેતાં, ધીરજ નહિ રહેવાથી ભરત પિતાને સંભારી ધાકું રુદન કરવા લાગ્યો. અત્યાર સુધી રડતાં રડતાં જ તેની વાણીને સાંભળી રહેલા રઘુવીર, પિતાના મરણ સંબંધી એ વાત સાંભળતાં મોટો પોકાર કરી એકદમ ચેતના રહિત થઈ ગયાં; ને પોતાની ભુજાઓને ઉંચી કરીને એકેક સાથે અફાળી, જેમ કુવાડાથી કાપેલું પુષ્પિત વૃક્ષ ઢળી પડે, તેમ પૃથ્વી ઉપર ઢળી પડ્યો![૧-૩] ત્યારે અતિ શ્રમિત થયેલા હસ્તીની પેઠે શિથિલ થઈ પૃથ્વીપર પડેલા મહા ધનુર્ધર રઘુવીરને, ભરતાદિ સર્વ બાંધવો તથા જાનકી વગેરે મળી, જળનું સેચન કરવા ને પંખાથી સાવધ કરવા માંડ્યાં;[૪-૫] અને થોડીક વારે શુદ્ધિમાં આવી પિતાના શોકને લીધે અતિશય રુદન કરતાં તે કૃપણ વાક્યો બોલવા લાગ્યો:[૬-૭] "અહો! મારો તાત દૈવ ગતિએ સિધાવ્યો, ત્યારે હવે અયોધ્યાવિષે આવી હું શું કરવાનો હતો? રે! રાજાઓમાં શ્રેષ્ઠ એવા મારા પિતા દશરથ વિના સુની થયેલી અયોધ્યાનું હવે કોણ પાલન

કરશે ?૯ અરે ! મારો જન્મ તો ખરેખર વૃથા જ છે ! કારણ કે મારા જ શોકને લીધે મરણ પામ્યા, એવા મારા પિતાને મેં સંસ્કાર પણ કર્યો નહિ.૯ હે ભરત ! તું કૃતાર્થ છે ! રે તું જ ભાગ્યશાળી છે ! કે જેથી આપણા પિતાના પ્રેતકૃત્યાદિ સર્વ સંસ્કારો શત્રુઘ્ન સહિત તેં કીધા !૧૦ અરે ! મારા શોકને લીધે મહારાજા મરણ પામવાથી મેં જ તેમના વગરની કરેલી અયોધ્યા, કે જે અત્યારે પોતાના મુખ્ય પ્રતિપાલક રહિત હોવાથી અનેક નાયકોવાળી થઇ છે, તેને વિષે, મારો વનવાસ નિવૃત્ત થશે તોપણ હું જવાનો ઉત્સાહ રાખતો નથી.૧૧ પિતા લોકાંતર પામવાથી, કદી વનવાસ નિવૃત્ત થયા પછી પણ હું અયોધ્યામાં આવ્યો, તોપણ મને હિતાહિતની પ્રવૃત્તિ કોણ કરાવનાર હતું ?૧૨ રે ! પૂર્વે મારાં શ્રેષ્ઠ આચરણને જોઈને મને સાંત્વના કરતાં, કાનને સુખ પ્રાપ્ત કરે એવાં જે વચન પિતા કહેતા હતા તે વચનો હવે હું ક્યાંથી સાંભળીશ ?"૧૩

એવી રીતે ભરત પ્રત્યે વિલાપ કરી રઘુવીરે, પૂર્ણિમાના ચંદ્રસમાન મુખવાળી સીતા તથા મહાત્મા લક્ષ્મણની સામે જોઇ કહ્યું:૧૪ "હે સીતે ! તારા સસરાજી મરણ પામ્યા; હે લક્ષ્મણ ! આ આપણા બાંધવ ભરતનાં દુઃખિત વાક્ય સાંભળ્યાં ? આપણા પિતાને સ્વર્ગગતિ પ્રાપ્ત થઇ એમ તે કહે છે. માટે હવે આપણે શિરછત્ર વગરના થયા !"૧૫ આ વચનો સાંભળી દશરથરાયના તે સર્વે યશસ્વી પુત્રોના નેત્રમાં ચોધારાં અશ્રુ વેહેવા લાગ્યાં, ને સીતા પણ પોતાનાં નેત્ર અશ્રુપૂર્ણ હોવાથી પોતાના પ્રિય પતિની સામે પણ જોઇ શકી નહિ.૧૬ પછી સૌએ વારવાથી શાંત થઈ ભરતાદિ ત્રણે બાંધવે શોકગ્રસ્ત થયેલા રઘુવીરને ઘણીક આશ્વાસના કરીને, પૃથ્વીપતિ પિતાની ઉદકદાન ક્રિયા કરવા માટે વિનતિ કરી.૧૭-૧૮ ત્યારે તેણે રુદન કરતી સીતાનું સાંત્વન કરી, લક્ષ્મણને આજ્ઞા કરી:૧૯ "હે સૌમિત્રે ! તું સત્વર ઇંગુદિપિણ્યાક* તથા નવીન ચીર વસ્ત્ર લાવ એટલે હું મહાત્મા પિતા દશરથની જળક્રિયા કરવા સારુ જાઉં.૨૦ વળી તું અને સીતા પણ તત્પર થઇ મારી આગળ ચાલો; કારણ શોકસમયની ગતિ દારુણ હોય છે !"૨૧

એવી રીતે રામે લક્ષ્મણને આજ્ઞા કર્યા પછી, તે સૌ તૈયાર થયાં, ત્યારે રામના કુળપરંપરાનો સેવક સુમન્ત્ર, કે જેણે આત્મસ્વરૂપ જાણ્યું હતું, ને જે મહામતિમાન્, કોમળ, સ્વભાવશીલ, શુદ્ધ અંતઃકરણવાળો, શ્રેષ્ઠ સ્વરૂપવાન્ તથા રઘુવીરને વિષે દૃઢ ભક્તિમાન્ હતો, તે એ ચારે દશરથપુત્રોને, આશ્વાસન કરી, કલ્યાણરૂપ તથા પુષ્પિત વનોવાળી મંદાકિની નદીના તટપર તેડી લાવ્યો, ત્યારે સીતા સહિત એ સર્વેએ, તે શ્રેષ્ઠ તીર્થરૂપ, કર્દમ રહિત મંદાકિનીના તટપર આવી, સ્નાનાદિ કરીને, શાસ્ત્રમાં કહેલી વિધિયુક્ત, મહારાજા દશરથને જલાંજલિઓ અર્પણ કરવા માંડી. પ્રવાહની અંદર જઇ દક્ષિણ દિશાભણી મુખ કરી રામ ઉભા રહ્યા, ને પિતાનાં નામ ગોત્રાદિનો ઉચ્ચાર કરી, જળપૂરિત અંજલિ અર્પણ કરતી વેળા બોલ્યા: "હે રાજસિંહ પિતા દશરથ ! મેં આપેલું આ અક્ષય નિર્મળ જળ પિતૃલોકવિષે ગયલા તને પ્રાપ્ત થાઓ."૨૨-૨૭ એ પ્રમાણે વિધિયુક્ત તર્પણાદિ જળક્રિયા કરી, કિનારે આવીને રામ, પિતાની પિંડદાન ક્રિયા કરવા લાગ્યા.૨૮ ઈંગુદિના અને બોરના પિષ્ટના પિંડ વાળી, વેદીપર વેરેલા દર્ભ ઉપર તેને મૂકીને અતિ દુઃખયુક્ત મનથી રુદન કરતા તે બોલ્યા:૨૯ "હે મહારાજાધિરાજ દશરથ ! જેનું અમે ભોજન કરીએ છીએ, તેનો આ પિંડ હું તને અર્પણ કરું છું, માટે તું તેનું ભોજન કરી પ્રીતિમાન્ થા. કારણ यथा देहे तथा देवे એ વચન પ્રમાણે (यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवताः) પુરુષ જે અન્નનું ભોજન કરતો હોય, તે જ અન્નનું તેના દેવતાઓ પણ ભોજન કરે."૩૦

પિણ્ડદાનક્રિયા વિધિયુક્ત સમાપ્ત કરીને રઘુવીર, સર્વ સમાજ સાથે પર્વતપર ચઢી પોતાની પર્ણશાળા આગળ આવ્યા.૩૧ ત્યાં જગતના અધિપતિ રામે પોતાના હસ્તે કરી, લક્ષ્મણ તથા ભરતાદિ ભ્રાતાઓને પાસે તેડી, ઘાટે સ્વરે રુદન કરવા માંડ્યું; ત્યારે સીતા સહિત તે સર્વ ભ્રાતાઓ પણ ઉંચે સ્વરે આક્રન્દ કરતા રુદન કરવા લાગ્યા, જેનો પ્રતિધ્વનિ સિંહનાદની પેઠે આખા ચિત્રકૂટ પર્વતને વિષે વ્યાપી ગયો.૩૨-૩૩ પિતાની ક્રિયા કરીને મ્હોં મૂકી રુદન કરતા તે ચારે બાંધવોનો તુમુલ શબ્દ છેક પર્વતની તળેટી આગળ ઉભેલા ભરતના સૈન્ય સુધી પહોંચ્યો—જે સાંભળી સર્વ સૈનિક પુરુષો ત્રાસ પામ્યા !૩૪ ને "ભરત રઘુવીરની સાથે મળ્યો તથા રઘુવીરે પિતુમરણના સમાચાર જાણ્યા, માટે જ સૌ બાંધવો મળી આમ રુદન કરે છે, માટે આપણે નિઃશંક થઈ રામનાં દર્શન અર્થે ચાલો !" આ પ્રમાણે બોલતા તેઓ રઘુવીરપરની પ્રીતિને લીધે પોતાનાં વાહનોનો ત્યાગ કરી, જ્યાંથી રુદ-

* ઇંગુદિ-ઇંગોળીયા નામનું વૃક્ષ. ઇંગુદિપિણ્યાક એટલે તપસ્વીઓને ભક્ષણ કરવા સારુ તે ઇંગોળીયાનાં ફળનાં બીજને કૂટી ભૂકો કરવામાં આવે છે તે; ઇંગુદિના બીજનો આટો.

નનો શબ્દ આવતો હતો, તે દિશા ભણી ઉતાવળથી ચાલ્યા.[૩૫-૩૬] વળી સૈન્ય સિવાય બીજા પણ પુરુષો, જેઓ હજી સુધી વાહનોપરથી ઉતર્યા નહોતા તેઓ, અશ્વો, ગજો તથા રથાદિ વાહનોપર બેઠા હતા, પણ જાણે ઘણા જ સમયથી રામને જોયા ન હોય તેમ તેમના તેમ જ ચાલવા લાગ્યા.[૩૭-૩૮] આ સમયે તેઓ દોડાદોડ કરી પર્વતપર ચઢતા તેથી, આકાશમાં મેઘોના પરસ્પર અથડાવાથી જેમ મોટી ગર્જના થાય તેમ, વાહનોવાળા તથા પગે ચાલનારા સૈન્યને લીધે પૃથ્વી આક્રાંત થઈને મોટો શબ્દ કરવા લાગી; જેને લીધે ત્યાં વસનારા હાથણીઓ સહિત મોટા હાથીઓ પણ, અતિ ત્રાસ પામી, કુંભસ્થળમાંથી ઝરતા મદવડે વૃક્ષાદિને સુવાસિત કરતા બીજા વનોમાં નાસી ગયા![૩૯-૪૧] તેમ જ પૃષત, વરાહ, સ્રમર, ગોકર્ણ ઇત્યાદિ જાતનાં મૃગ તથા સિંહ, મહિષ, વ્યાઘ્ર, રોઝ આદિ પશુઓ અને ચક્રવાક, હંસ, જલકુકડા, બગલા, કારંડવ, કોકિલા, ક્રૌંચ આદિ પક્ષીઓ પણ ત્રાસ પામી, દિશે દિશામાં પલાયન કરી ગયાં.[૪૨-૪૩] એ વેળા એ શબ્દથી ત્રાસ પામી ઉડી ગયેલાં પક્ષીઓથી ઘેરાયલું આકાશ તથા મનુષ્યાદિથી ઘેરાયલી પૃથ્વી, એ બન્ને અતિશય શોભવા લાગ્યાં.[૪૪]

એ પ્રમાણે દોડાદોડ કરી દર્શનની આકાંક્ષાથી પર્વતપર ગયેલો તે જનસમૂહ, પર્ણશાળા આગળ પહોંચ્યો, ત્યારે ત્યાં આગળ મૃત્તિકાથી બનાવેલી સિંહાસન સરખી વેદી ઉપર, તપસ્વી વેશે વિરાજેલા રઘુવીરનાં તે સર્વ જનને દર્શન થયાં.[૪૫] રામનો આવો બહુ વિપરિત વેશ જોઈ, આ અવસ્થાના મૂળ કારણરૂપ મંથરા તથા કૈકેયીને નિંદતા તે સર્વ જન અતિ દુઃખને લીધે રુદન કરવા લાગ્યા.[૪૬] પછી સર્વે, પાસે જઇને રામના ચરણમાં પડ્યા, ત્યારે પરમ ધર્મજ્ઞ રઘુવીર, તે સર્વ જનોને જોઈ, અતિ દયા સહિત તેઓનું આશ્વાસન કરી, માતાપિતાની પેઠે યથાયોગ્ય રીતે મળ્યા; [અર્થાત્ રામ અંતર્યામી હોવાને લીધે તેઓના હૃદયગત પ્રેમને જાણી, જેવો જેનો પ્રેમ તે પ્રમાણે કોઇને હૃદયમાં ભીડીને, કોઇને અંકપર બેસાડીને, કોઈ વૃદ્ધ તથા યોગ્ય પુરુષને પોતે નમસ્કાર કરીને અને કોઇને પોતાના ચરણમાં પડી નમસ્કાર કરવા દઈને યોગ્યતા પ્રમાણે મળ્યા. એવી રીતે] અવસ્થા, જ્ઞાન,પ્રેમ તથા સંબંધ પ્રમાણે સહુનો રુડો સત્કાર કર્યો.[૪૭-૪૮] પરંતુ રામને પરસ્પર મળીને તે સર્વ જનો દુઃખને લીધે ઉલટા વધારે રુદન કરવા લાગ્યા; જેથી તે રુદનનો શબ્દ પૃથ્વી, આકાશ, પર્વતની ગુફાઓ તથા સર્વ દિશાઓમાં પ્રસરી જઈ મૃદંગની પેઠે ગર્જના કરવા લાગ્યો.[૪૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો ત્રણમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૦૪ મો.
## માતાઓનો મેળાપ.

[ભરતને રામના આશ્રમનો પત્તો મળ્યો એટલે તેણે પોતાની સર્વ માતાઓને તેડીને રામ પાસે લાવવા માટે વસિષ્ઠ મુનિને વિનતિ કરી હતી.] સૈનિક પુરુષોના જવા પછી રામની ઇચ્છાનુસાર રામનાં દર્શનની આકાંક્ષાવાળી સર્વ રાજસ્ત્રીઓને લઈને વસિષ્ઠ ઋષિ ચિત્રકૂટપર આવ્યા.[૧] આ વેળા કૌસલ્યાદિ સર્વ રાણીઓએ વાહનોનો ત્યાગ કર્યો, ને મંદ મંદ ગતિથી તેઓ અડવાણે પગે ચાલવા લાગી. ચાલતાં ચાલતાં તેઓ મંદાકિનીપર આવી, ત્યારે રામ લક્ષ્મણે સેવેલા તે નદીના નિર્મળ તટને જોઈ, માતા કૌસલ્યાએ અશ્રુથી ભરેલાં અને શોકથી શુષ્ક થયેલાં મુખવડે, દીન સુમિત્રા તથા બીજી સર્વ રાજસ્ત્રીઓ પ્રત્યે કહ્યું:[૨-૩] "અરે! જેઓને રાજ્યમાંથી કાઢી મૂક્યાં છે એવાં વનમાં વસનારાં મારાં રામ, લક્ષ્મણ તથા સીતા, કે જે કલેશ રહિત કર્મ કરનારાં હોવા છતાં પણ અનાથ જેવાં થઈ રહ્યાં છે, તેમનું આ કિલષ્ટ* તીર્થ છે![૪] હે સુમિત્રા! આલસ્ય વગરનો તારો પુત્ર લક્ષ્મણ, મારા પુત્રને માટે સદૈવ અહીંથી જળ લઈ જતો હશે.[૫] પણ હે કલ્યાણિ! એવી રીતે જળાદિ લાવી આપવારૂપ પરિચર્યા કરવાથી કંઈ તારા સુશીલ પુત્રને નીચપણું પ્રાપ્ત થાય છે, એમ તારે સમજવું નહિ. કારણ ગુરુજનો (વડીલો)ની પરિચર્યા કરવી એવો કનિષ્ઠોનો ધર્મ જ છે, માટે જ્યેષ્ઠ બાંધવ રામની, લક્ષ્મણ પરિચર્યા કરે છે, એ અયોગ્ય નથી; એથી તો તે ઉલટો લોકમાં મોટી ખ્યાતિ મેળવશે! વળી એના સંબંધમાં તો વળી સૌ કરતાં જૂદો જ પ્રકાર છે, કારણ એ બાંધવની પ્રીતિ કેટલી બધી વિલક્ષણ છે કે તેનું કોઇથી માપ થઈ શકે તેમ નથી![૬] પણ હે સત્પુત્રવતી સુમિત્રે! આજથી એવું યોગ્ય કાર્ય પણ કરવાને ભાગ્યવંત લક્ષ્મણને કલેશ ભોગવવો નહિ પડે [અર્થાત્ આપણે આટલે સૂધી આવ્યાં છીએ તેથી હવે એ બન્ને બાંધવોને ઘેર તેડી જઇશું

* દુઃખદાયક-કલેશકારક સ્થળ; જળ વગેરે લઈ આવવા માટેનું સ્થળ.

એટલે તેઓનાં વનવાસ દુઃખનો આજથી જ અંત આવશે.]"[૭]

એ પ્રમાણે શોચ કરતાં તે આગળ ચાલી, તો કિનારા ઉપર દક્ષિણ દિશા ભણી ટોચો રાખી પાથરેલા દર્ભપર ઇંગુદિપિણ્યાકના પિંડો મૂકેલા તેના જોવામાં આવ્યા. ત્યારે વળી તેણે આંખમાં આંસુ લાવી સૌ રાણીસમાજ પ્રત્યે કહ્યું:[૮–૯] "અહો! આ કેટલું અઘટિત છે? રે! ઇક્ષ્વાકુ કુળના નાથ એવા પોતાના મહાત્મા પિતાને રામે શાસ્ત્રવિધિ પ્રમાણે આ ઇંગુદિપિણ્યાકના પિંડ આપ્યા છે, તે તમે જુઓ![૧૦] અરે! જેણે સર્વ યથેચ્છ ભોગો ભોગવ્યા છે એવા સાક્ષાત્ દેવ સમાન દશરથરાયને શ્રાદ્ધ સમયે શું આ ઇંગુદિપિણ્યાકનું ભોજન કોઇ રીતે પણ યોગ્ય છે?[૧૧] આ તે શો સમય! કે ઇન્દ્ર સમાન ભૂપતિ દશરથ, જેણે ચાર સમુદ્ર પર્યંત સમગ્ર પૃથ્વીને ભોગવી, તેની ક્રિયા વેળા આ ઇંગુદિના બીજના પિંડ![૧૨] મહા સમૃદ્ધિવાન્ રામને પોતાના પિતાને ઇંગુદિપિષ્ટનો પિંડ આપવો પડ્યો, એ ઉપરાંત આ જગતમાં બીજું કયું મોટું કષ્ટ હોય?[૧૩] રે! આવું મહા દુઃખ જોઇ, મારું હૃદય હજારો રીતે વિદારણ થાય છે.[૧૪] અહો! 'પુરુષ જે અન્નનું કે વસ્તુનું ભોજન કરતો હોય, તેજ અન્ન તેના દેવતાઓને પણ મળે' એવી જે લોકપ્રસિદ્ધ વેદશ્રુતિ સંભળાય છે, તે સત્ય જ છે."[૧૫]

એવી રીતે પીડિતપણે શોક કરતી કૌસલ્યાનું ઘણી પ્રકારે આશ્વાસન કરી, સર્વ રાણીસમાજ પર્વતપર ચઢ્યો. ત્યાં સુંદર આશ્રમને વિષે જનસમૂહની વચ્ચે વિરાજેલા તથા સ્વર્ગથી ઉતરી આવેલા દેવ સમાન રઘુવીરને તેણે જોયા.[૧૬] જગતમાં માતા સમાન કોઇનો પ્રેમ નથી. રે! તેણીની સ્વાભાવિક પ્રીતિને તોલે કોઇની પ્રીતિ આવી શકે તેમ નથી. સર્વ પ્રકારના વૈભવોથી તજાયલા રામને પોતાની દૃષ્ટિવડે અવલોકન કરતાં જ દયાળુ કૌસલ્યા સહિત સર્વ માતાઓના નેત્રમાંથી ચોધારાં પ્રેમાશ્રુ વહેવા માંડ્યાં.[૧૭] રઘુવીરે પણ સર્વ જનસમૂહ વચ્ચેથી એકાએક ઉભા થઈ, દોટ મૂકીને પ્રેમથી તે સર્વનાં ચરણમાં પડી, વંદન કર્યું.[૧૮] તે સમયે વિશાલ નેત્રવાળી તે સર્વ માતાઓએ પોતાના સુખસ્પર્શવાળા શ્રેષ્ઠ કોમળ હસ્તોવડે રઘુવીરનાં શરીરને સ્પર્શ કરી—પંપાળી, તેમના વાંસાપરથી રજને લુછવા માંડી.[૧૯] રામ ચરણવંદન કરી રહ્યા કે, તુરત મહાત્મા લક્ષ્મણે પણ તે સર્વ માતાઓને અતિ સ્નેહપૂર્વક નમસ્કાર કર્યા;[૨૦] તેમ તે સર્વ દશરથપત્નીઓએ પણ રામના સરખી જ પ્રેમવૃત્તિ, સુશીલ લક્ષ્મણ પ્રત્યે પ્રકટ કીધી.[૨૧] પછી સાસુઓને જોઈ, અતિ હર્ષ પામેલી જનકસુતા, પ્રેમાશ્રુપૂરિત મુખ સહિત કૌસલ્યાદિ સર્વ સાસુઓનું ચરણવંદન કરી, તેમની પાસે ઉભી રહી.[૨૨] વિયોગી અને દુઃખપીડિત માતા, જેમ પોતાની પુત્રીને હૃદયમાં ઘાલી આશ્વાસન કરે, તેમ માતા કૌસલ્યા, વનવાસને લીધે દીન થયેલી પુત્રવધૂ જાનકીને પોતાના હૃદય સાથે ચાંપી કહેવા લાગી:[૨૩] "હે વિદેહરાજસુતા! હે સીતે! તું રામ જેવા પુરુષની સ્ત્રી અને દશરથરાય જેવા પૃથ્વીપતિની સ્નુષા* છતાં, આ નિર્જન અરણ્યને વિષે વસી અસહ્ય દુઃખ પામી, એ અઘટિત વાત મારા અંતઃકરણને ભેદી નાંખે છે.[૨૪] સૂર્યના તાપથી કરમાયેલાં રક્ત કમળ સમાન થયલું તારું મુખારવિંદ કે જે અરણ્યમાં વસવાને લીધે, રજથી મલીન થયેલાં સુવર્ણ સમાન અથવા મેઘના આવરણથી ઝાંખા થયેલા ચંદ્ર સમાન મ્લાન થયું છે, તે જોઈ અગ્નિ જેમ ઘરને બાળે તેમ મારા હૃદયમાંનો શોકાગ્નિ મને અતિશય દહન કરે છે."[૨૫–૨૬]

આમ સાસુવહુનો સમાગમ ચાલતો હતો, તે વેળાએ કૌસલ્યાદિને લઈ ત્યાં આવેલા ગુરુ મહારાજ વસિષ્ઠને જોતાં જ રઘુવીરે આસનનો ત્યાગ કરી, સ્વહસ્તે પવિત્ર કૃષ્ણાજિન બિછાવી, તેને વિરાજમાન કીધા, ને પોતે તેનાં ચરણ ગ્રહણ કરી, તેના ખોળામાં મસ્તક મુકીને બેઠા. ત્યારે જેમ દેવેન્દ્ર પોતાના ગુરુ બૃહસ્પતિના ચરણને ગ્રહણ કરીને બેસે, તેમ ગુરુચરણ ગ્રહી બેઠેલા રઘુવીરને જોઈ, તેની પછવાડે બેસનારા દશરથરાયના પ્રધાનો, મન્ત્રીઓ, સૈનિકો તથા ધર્મિષ્ઠ જનસમૂહ સહિત ભરત, તેની પાસે બેઠો.[૨૭–૨૯] પરાક્રમી તથા તપસ્વીના વેશવાળો ભરત, જ્યારે એ પ્રમાણે રઘુવીરની આગળ હાથ જોડી બેઠો, ત્યારે સૌ આર્યજનોની મોટી ઉત્કંઠા થઈ કે, 'હવે એ રઘુવીર પ્રત્યે શું કહેશે, ને રઘુવીર તેનું શું પ્રત્યુત્તર આપશે?' તેથી તેઓ સૌ મોટા કુતુહલથી ભરતના બોલવાની વાટ જોઈ રહ્યાં.[૩૦–૩૧] આ સમયે સુહૃદ્વર્ગથી વિંટાયલા સત્યધૃતિ રાઘવેન્દ્ર, મહાનુભાવ લક્ષ્મણ તથા ધર્મિષ્ઠ ભરત, એ ત્રણે તેજસ્વી બાંધવો, જાણે યજ્ઞને વિષે સભાસદોથી વિંટાયલા ત્રણ અગ્નિ હોય તેવા શોભતા હતા.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો ચારમો સર્ગ સંપૂર્ણ.**

---

* પુત્રવધૂ.

## સર્ગ ૧૦૫ મો.

### ભરત રઘુવીર સંવાદ.

સુહૃદ્વર્ગથી વિંટાઈ બેઠેલા તથા પિતુમરણનો શોચ કરતા તે રામાદિ બાંધવોને એ રાત્રિ દુઃખમાં જ નિવૃત્ત થઈ;[1] બીજા દિવસનું પ્રભાત થયું ત્યારે તેઓ સૌ મંદાકિની તીરે જઈ પ્રાતઃકાળનો હોમ તથા ગાયત્રી જપાદિ નિત્ય કૃત્ય કરી, આશ્રમ પ્રત્યે આવી બેઠા.[2] આગલા દિવસની પેઠે જ બીજી કશી વાત ન કરતાં અવાક્રહી પિતાનો શોક કરવા લાગ્યા. પછી સર્વ સંબંધીઓની વચમાં રઘુવીરનાં ચરણવંદન કરી, ભરત વિનયપૂર્વક તેને કહેવા લાગ્યોઃ[3] "આર્ય બંધુ! તું જ્યારે એમ કહે છે કે, આપણા બન્નેના માટે પિતા મરણ સમયે કાર્યના વિભાગ પાડી ગયા છે, ( ભરતને રાજ્ય કરવું, ને રામને વનમાં જવું એ ) તો હવે તેજ ન્યાયને અનુસરીને હું કહું છું કે, આપણા પિતાએ પોતાનું રાજ્ય આપી મારી માતા કૈકેયીને સંતુષ્ટ કીધી, ને તેણીને પ્રાપ્ત થયેલું રાજ્ય મને મળ્યું, તો તે રાજ્ય હવે હું મનસાવાચાથી તને અર્પણ કરું છું, માટે કૃપા કરી એ નિષ્કંટક રાજ્યને તું ગ્રહણ કરી ( પ્રજા ) પાલન કર. એમ કરવાથી તને પિતાની આજ્ઞા તોડવાનો દોષ બાધ કરી શકશે નહિ.[4] વળી હે પૃથ્વીપતિ! જેમ વર્ષાકાળમાં જળના મહાવેગથી મજબૂત પાજ તૂટી પડવાને લીધે વહી જતું જળ અટકાવવું અશક્ય છે, તેમ મોટા શત્રુના બળથી પરાભવ થતું આખા ભરતખંડ સંબંધી અયોધ્યાનું રાજ્ય, તારા વિના મારા એકલાથી સંભાળાવવું કેવળ અશક્ય છે.[5] કારણ, જેમ અશ્વની પાછળ દોડવાને ખરઃઅને ગરુડની પાછળ ગતિ કરવાને બીજાં પક્ષી સમર્થ નથી, તેમ જ તારી પેઠે રાજ્યપાલન કરવાની મારામાં શક્તિ નથી.[6] અને તેટલા માટે મારા જેવા પુરુષને બીજાએ કરેલા પોષણથી જીવવા કરતાં બીજાઓને પોતે પોષણ કરી જીવડાવવાનું મૌન ધારણ કરવામાં કશું સુખ નથી. માટે હે પ્રભો ! મારી વિનતિનો તું સ્વીકાર કર.[7] હે વડીલ ! તું મારા દીનનાં વાક્યને માનતો નથી, પણ જો કે-

यथा तु रोपितो वृक्षः पुरुषेण विवर्धितः ।
ह्रस्वकेन दुरारोहो रूढस्कन्धो महाद्रुमः ॥
स यदा पुष्पितो भूत्वा फलानि न विदर्शयेत् ।
स तां नानुभवेत्प्रीतिं यस्य हेतोः प्ररोपितः ॥

કોઈ પુરુષે ફળની ઈચ્છાથી પ્રથમ બીજ વાવીને ધીમે ધીમે ઉછેરી મોટું વૃક્ષ નીપજાવ્યું હોય, કે જે ઘણું ઊંચું તથા વિશાળ શાખાઓવાળું થવાથી વામનો-ઠીંગણો પુરુષ તેના ઉપર ચઢી શકે એમ પણ ન હોય, તે વૃક્ષને ઋતુ આવ્યે સુંદર પુષ્પો બેસે, પણ ઘણી આશા રાખવા છતાં અને ઋતુ વહી જવા છતાંએ ફળનું તો તેનાપર દર્શન પણ થાય નહિ, તો પછી તેના વાવનારને એ વૃક્ષપર શી પ્રીતિ ઉત્પન્ન થાય ? કેમકે જેની આશાથી ( ફળની આશાથી ) તેને ઉછેરીને મોટું કર્યું હોય, તે વસ્તુ તો તેને પ્રાપ્ત થાય નહિ.[૮-૯] હે મહારાજ ! તેવી જ રીતે મહારાજા દશરથે લોકરક્ષણ માટે તને ઉત્પન્ન કરી, ઉછેરી મોટો કર્યો; પણ સકળ ગુણસંપન્ન તથા પ્રજાપાલન કરવા સમર્થ થયેલો તું પાલન કરવાનો સમય આવ્યો ત્યારે તો અમો આદિ ભૃત્યજનોને સન્માર્ગે પ્રવર્તાવી, લોકનું પાલન કરવા તું ઈચ્છતો નથી; તો પછી પિતાએ તારે માટે કરેલો સર્વ પ્રયાસ મિથ્યા છે, એમજ માનવું જોઇએની ![૧૦] પણ એમ ન કરતાં શત્રુઓને મર્દન કરનાર તું રાજ્ય સિંહાસનારૂઢ થા ને છત્ર સિંહાસનાદિ રાજ્ય વૈભવોને અંગીકાર કરવાને લીધે, સૂર્યની પેઠે તપતા તને, તારા પ્રધાનો તથા સર્વ જાતિના મનુષ્યસમૂહો હર્ષ સહિત નિરખો;[૧૧] તારી પાછળ મહોન્મત્ત હસ્તીઓ નાદ કરતા ગતિ કરો ( ચાલો ); તથા અંતઃપુરની સ્થિરચિત્તવાળી સર્વ સ્ત્રીઓ તને નિરખી હર્ષ પામો."[૧૨]

ભરતે કરેલી રઘુવરની યોગ્ય પ્રાર્થના સાંભળી, પાસે બેઠેલા સર્વ પુરવાસી જનો બહુ હર્ષ પામ્યા ને બોલ્યાઃ "રુડું કહ્યું !"[૧૩] પછી મહા ધૈર્યવાન્ રઘુવીરે વારંવાર પિતાનો શોક કરતાં ભરતની આશ્વાસના કરતાં કહ્યું:[૧૪] "હે સુશીલ ! તેં કહ્યું તે સત્ય છે, પણ તું પિતા સંબંધી આટલો બધો શોક કરીશ નહિ; કેમકે જીવ પોતાની ઈચ્છા પ્રમાણે કશું પણ કરવા સમર્થ નથી. કારણ, પુરુષ, ઈશ્વરની પેઠે સ્વતંત્ર ન હોવાથી તેનો અંતર્યામી કાળ તેના કર્માનુસાર આ દેહ કિંવા બીજા દેહમાંથી અને આલોક કિંવા પરલોક, ગમે ત્યાંથી આકર્ષણ કરી, તેને ભોગ ભોગવવા માટે પ્રવૃત્ત કરે છે. એ જ નિયમને અનુસરીને, મને જે વનવાસ પ્રાપ્ત થયો, તેના કારણભૂત રાજા દશરથ કે કૈકેયી નથી, પણ મારું અદૃષ્ટ જ છે![૧૫] વળી હે બંધુ ! કહ્યું છે કેઃ-

सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः ।
संयोगा विप्रयोगान्ता मरणान्तं च जीवितम् ॥
यथा फलानां पक्वानां नान्यत्र पतनाद्भयम् ।
एवं नरस्य जातस्य नान्यत्र मरणाद्भयम् ॥

यथागारं दृढस्थूणं जीर्णं [illegible]त्वोपसीदति ।
तथावसीदन्ति नरा जरामृत्युवशं गताः ॥
अत्येति रजनी या तु सा न प्रतिनिवर्तते ।
यात्येव यमुना पूर्णं समुद्रमुदकार्णवम् ॥
अहोरात्राणि गच्छन्ति सर्वेषां प्राणिनामिह ।
आयूंषि क्षपयन्त्याशु ग्रीष्मे जलमिवांशवः ॥

જેમ સર્વ વસ્તુનો સંગ્રહ અંતે નાશવંત છે; વિદ્યા, ધન વગેરેથી થયલી ઉન્નતિ–ચઢતીને અંતે પાછી પડતી છે તથા સંયોગને અંતે નિશ્ચયપૂર્વક વિયોગ થાય જ છે, તેવી જ રીતે જીવિતને અંતે પણ નિશ્ચયપૂર્વક મરણ છે જ.[૧૬] જેમ પાકેલાં ફળને પડવા ઉપરાંત બીજું કશું ભય નથી, તેમ જન્મેલા મનુષ્યને મરણ ઉપરાંત કશો ભય નથી.[૧૭] જેમ દૃઢ થાંભલાવાળું તથા દૃઢ બાંધણીવાળું ગૃહ કાળાંતરે જીર્ણ થઇ પડે છે, તેમ જ જરા તથા મૃત્યુ આદિ અવસ્થાઓને વશ થયેલો મનુષ્ય પણ કાળાંતરે પડે છે જ (મરણ પામે છે જ).[૧૮] [માટે હે બંધુ! આમ વારંવાર તારે મરણ પામેલા પિતાનો શોચ કરવો યોગ્ય નથી. હે ભરત!] જેમ યમુના અથવા (હરકોઇ નદી)નું જે જળ સમુદ્રમાં ગયું તે પાછું આવતું નથી, તેમ જે રાત્રિ ગઇ તે પાછી આવતી નથી.[૧૯] વહેતા જળની પેઠે રાત્રિ દિવસ સદૈવ વહ્યાં જ જાય છે; ને તેમ કરી તેઓ ઉનાળામાં જળને સૂકવી ક્ષીણ કરતા સૂર્યકિરણોની પેઠે આલોક વિષેના સર્વ પ્રાણીનાં આયુષ્યને ક્ષીણ કરે છે.[૨૦] વળી એકલા આલોકમાં રહેલાનું જ નહિ, પણ આલોક તજી પરલોકમાં ગયેલા પ્રાણીનું સુદ્ધાં આયુષ્ય તો નિરંતર ક્ષીણ થતું જ જાય છે; કારણ એક સૂક્ષ્મ જંતુથી તે બ્રહ્મદેવ સૂધી સર્વને મૃત્યુ દુર્વાર્ય છે. માટે તું, આલોક તથા પરલોકમાં પોતાની શી ગતિ થશે તેનો વિચાર કર, પણ બીજાનો (દશરથરાયનો) શાનો શોચ કરે છે?[૨૧] મૃત્યુ પ્રાણીની સાથે જાય છે, સાથે બેસે છે, લાંબા માર્ગ પ્રત્યે પણ સાથે જ રહે છે, ને તે નિવૃત્ત પણ સાથે જ થાય છે; અર્થાત્ મૃત્યુ એ દેહધારીની સાથે જડેલું જ છે; તેથી તેનું કદી નિવારણ થાય તેમ નથી.[૨૨] તેમ જ–

गात्रेषु वलयः प्राप्ताः श्वेताश्चैव शिरोरुहाः ।
जरया पुरुषो जीर्णः किं हि कृत्वा प्रभावयेत् ॥
नन्दन्त्युदित आदित्ये नन्दन्त्यस्तमितेऽहनि ।
आत्मनोनावबुध्यन्ते मनुष्या जीवितक्षयम् ॥

જરા અવસ્થામાં શરીરે કરચલીઓ વળે છે, મસ્તકના કેશ સફેદ થઈ જાય છે, ને એમ શક્તિ વગેરે સૌ વાતે પુરુષ જીર્ણ થાય છે; પણ પછી તે અવસ્થાને નિવારણ કરવાનો કોઈ ઉપાય નથી, છતાં મૂઢ મનુષ્યો સૂર્યના ઉદય વેળા તથા અસ્ત વેળાએ હર્ષ પામે છે; પરંતુ પોતાનાં આયુષ્યનો ક્ષય થાય છે, તેને જાણતા નથી.[૨૩-૨૪] વળી ઘણીવાર આવી ગયલી ઋતુ પણ જ્યારે ફરીવાર આવે છે ત્યારે તે જાણે નવી જ આવી હોય, તેમ તેના પ્રારંભ સમયે મૂઢ મનુષ્ય હર્ષ પામે છે; પણ *પરિવર્તનવડે પોતાનાં આયુષ્યનો ક્ષય થાય છે, તેને તે જાણતો નથી.[૨૫] જેમ કાળના યોગથી મહા સમુદ્રમાં એક કાષ્ઠને બીજું કાષ્ઠ આવી મળે છે, ને વળી તુરત તેનો વિયોગ પણ થાય છે; તેવી જ રીતે એ કાળના યોગથી જગતમાં સ્ત્રી, પુત્ર, જ્ઞાતિ, ધન ઇત્યાદિ એકઠાં (પ્રાપ્ત) થાય છે, ને જૂદાં પણ પડે છે; કારણ જેનો સંયોગ તેનો વિયોગ અવશ્ય છે જ.[૨૬-૨૭] જન્મવું તથા મરવું એ જે સૃષ્ટિ સ્વભાવ છે, તેને આ સંસારમાં કોઇ પણ પ્રાણી ઉલ્લંઘન કરવા સમર્થ નથી. માટે મરણ પામેલા પ્રેતનો સુજ્ઞ પુરુષે શા માટે શોચ કરવો જોઇએ?[૨૮] કેમકે (ઉપર) કહેલા નિયમ પ્રમાણે તેવો પ્રેતભાવ પોતાને પ્રાપ્ત થનાર છે. જેમ કોઈ સંઘ રસ્તે ચાલ્યો જતો હોય તેને કોઇ રસ્તામાં ઉભેલો પુરુષ કહે છે કે, હું પણ તમારી પાછળ આવું છું; એવી જ રીતે પૂર્વે પિતા તથા પિતામહાદિ જે માર્ગે ગયેલા છે તે માર્ગે મનુષ્ય અવશ્ય જવાનો છે તેને નિવૃત્ત કરવાનું કોઇનામાં સામર્થ્ય છે નહિ. તો તેનો શોચ શા માટે કરવો જોઇએ?[૨૯-૩૦] હે બંધુ! કદી નહિ અટકનારા ગંગાના પ્રવાહની પેઠે ચાલ્યા જતા પોતાના આયુષ્યને જોઇને પુરુષે પોતાનાં અંતઃકરણને સુખના સાધનરૂપ સદ્ધર્મને વિષે યોજવું. કારણ સર્વ પ્રજા, સુખના સાધનની પ્રાપ્તિને અર્થે જ જન્મ લેનારી છે, એમ શાસ્ત્રમાં કહેલું છે.[૩૧] માટે હે બાંધવ! સત્પુરુષોને પણ પૂજ્ય એવા આપણા ધર્માત્મા પિતા, પોતે કરેલા ઘણી દક્ષિણાવાળા સમગ્ર શ્રેષ્ઠ યજ્ઞોના પ્રભાવથી સ્વર્ગ પ્રત્યે ગયા છે; તેથી આપણે તેમના સંબંધી શોક કરવો યોગ્ય નથી.[૩૨] અહો! આપણા પિતા તો પોતાના જીર્ણદેહનો ત્યાગ કરી બ્રહ્મલોક વિષેની દૈવી સમૃદ્ધિ પામીને વિહાર કરે છે.[૩૩] માટે તારા તથા મારા સરખા સુજ્ઞ અને બુદ્ધિમાન્ પુરુષ–કે જેણે આત્મવિદ્યાનું અધ્યયન કર્યું છે, તેને કદી તેમનો શોચ કરવો યોગ્ય નથી.[૩૪]

"હે ભરત! એમ જો જોવા જઇએ તો પિતાનું મરણ અને સુહૃજ્જનોના વિયોગાદિ શોક કરવાનાં

* વારંવાર આવવું તે.

સ્થાનો (અનેક) છે, કે જેને લીધે અવશ્ય વિલાપ તથા રુદન થાય જ; પણ બુદ્ધિમાન્ તથા ધીર પુરુષે સર્વાવસ્થામાં તેનો ત્યાગ જ કરવો જોઇએ.[૩૫] માટે હે વદતાંવર!* તું શોચનો ત્યાગ કરી અયોધ્યાપુરી પ્રત્યે જઈ વસ; કેમકે સત્યને આધીન રહેલા આપણા પિતાએ તને તેમ કરવાની આજ્ઞા આપેલી છે;[૩૬] ને હું પણ તે પુણ્યવંત પિતાએ જ્યાં વસવાની આજ્ઞા આપી છે ત્યાં (વનમાં) વસીને તેમની આજ્ઞાનું પાલન કરીશ.[૩૭] મારે તથા તારે તેમની આજ્ઞાનો ત્યાગ કરવો, એ ન્યાય નથી. કેમકે તે આપણને સદૈવ માન્ય તથા આપણું હિત ઇચ્છનારા હતા,[૩૮] અને એટલા માટે ધર્મિષ્ઠ પુરુષોને સંમત એવાં તેમનાં વાક્યોને હું વનવાસરૂપ કર્મે કરી યથાર્થ પાલન કરીશ;[૩૯] ને તું પણ તેમનાં શુભ આચરણો, કે જેણે કરી તે ઉત્તમ ગતિએ પહોંચ્યા, તેનું સ્મરણ કરીને ધર્મિષ્ઠ થઈ; આત્માની સદ્ગતિનું ચિંતન કર. પરલોકને જિતવાની (પ્રાપ્ત કરવાની) ઇચ્છાવાળા, ધર્મિષ્ઠ, અક્રૂર અને ગુરુજનાશ્રિત પુરુષે અવશ્ય પિતાની આજ્ઞાનું પાલન કરનારા થવું જોઇએ."[૪૦–૪૧]

એ પ્રમાણે એક મુહૂર્ત પર્યંત પોતાના કનિષ્ઠ બાંધવ ભરત પ્રત્યે પિતાની આજ્ઞાનું પાલન કરવા માટેનાં અર્થિત વાક્ય કહી રામ વિરામ પામ્યા.[૪૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો પાંચમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૦૬ ઠો.

## પુનઃ પ્રાર્થના.

દયાળુ રામનું ઉપર પ્રમાણેનું ભાષણ સાંભળી, ધર્મિષ્ઠ ભરત, મંદાકિનીના તટપર નાગરીકજનોના સમૂહ સમક્ષ તેમને વિચિત્ર ધર્મ વાક્યો કહેવા લાગ્યો: "હે અરિંદમ! આ લોકને વિષે તારા સમાન મહાત્મા બીજો કોણ થનાર છે?[૧–૨] તને દુઃખ, વ્યથા કરે તેમ નથી, તથા પ્રીતિ અથવા સુખ હર્ષ ઉપજાવે તેમ પણ નથી; કારણ તું સત્પુરુષોને સંમત છતાં પણ નાના પ્રકારના ધર્મવિષયક સંશયોની તેમને પ્રચ્છા કરે છે.[૩] હે પ્રિય બાંધવ! 'દેહ છતાં અને દેહ ત્યાગ કીધા પછી પણ દેહધારી આત્મા તો જેવો હોય છે તેવોને તેવો જ રહે છે,' એવો ઉત્તમ જ્ઞાનનો જેની બુદ્ધિને લાભ થયો હોય છે, તે પુરુષ કયા હેતુથી તાપ પામે? અર્થાત્ આત્મા નિરંતર અસંબદ્ધ* છે, એમ ખરી રીતે જાણી નિષ્કામ કર્મ કરનારા પુરુષો કદી સંસારમાં લેપાઈ કર્મબંધન પામે નહીં જ.[૪] હે મનુજાધિપ! તારી પેઠે જે પુરુષો પ્રપંચ સહિત આત્મતત્ત્વ જાણનારા હોય છે, તેઓ કદાચ દુઃખ પામે તોપણ તેથી ખેદ ધરતા નથી.[૫] તો પછી તું તો સાક્ષાત્ ઈશ્વર સમાન, શુદ્ધ, સત્વગુણી, મહાત્મા, સત્યવાદી, સર્વજ્ઞ, સર્વદર્શી, તથા સર્વની બુદ્ધિને પ્રવર્તાવનાર અંતર્યામી† છતાં સર્વ ભૂત પ્રાણીનાં ઉત્પત્તિ નાશને જાણનાર અને કાળપરત્વે સત્વાદિ બીજા ગુણોને પણ ધારણ કરી વર્તનાર છે, ત્યારે ગમે તેવું અસહ્ય દુઃખ પણ તને ખેદ કેમ જ પમાડી શકે?[૬–૭]

"વળી હે વીર! હું જ્યારે મારે મોસાળ ગયો, ત્યારે પછવાડેથી મારી માતાએ ક્ષુદ્ર સ્વભાવથી મને રાજ્ય પ્રાપ્ત થવા માટે જે અઘટિત કાર્ય કર્યું, તે કોઇ વાતે મને ઇષ્ટ‡ નથી; માટે રાજ્ય હું તને અર્પણ કરું છું, તે ગ્રહણ કરી મારા ઉપર પ્રસન્ન થા.[૮] હે પ્રભો! મારી માતાના આ પાપી કાર્યથી મારું મન બહુ ક્રોધ પામે છે, ને તેને લીધે મેં તેને સર્વથા નાશ કરી હોત; પણ રઘુકુલતિલક દશરથરાયથી હું ઉત્પન્ન થયેલો છું, ધર્મ તથા અધર્મને જાણું છું, તારા જેવા ધર્મિષ્ઠ પુરુષનો કનિષ્ઠ બાંધવ તથા અનુયાયી હોવાથી ધર્મરૂપ બંધનવડે બંધાયલો છું, તેથી જ તે તીવ્ર દંડને યોગ્ય હોવા છતાં તેણીને તીવ્ર દંડ દેતો નથી.[૯–૧૦] અનેક શ્રેષ્ઠ યજ્ઞો કરનાર આપણા ગુરુરૂપ વૃદ્ધ પિતા પણ પરલોક પામ્યા એટલે તેમના પછવાડેથી આ સભાની વચમાં બેસી હું તેમની નિંદા કરી શકતો નથી; કારણ, પુત્રનું પરમ દૈવત પિતા જ છે;[૧૧] પણ શું ધર્મજ્ઞ પુરુષ હોય તે પોતાની સ્ત્રીને રાજી રાખવાની ઇચ્છાથી, ધર્મ તથા અર્થનો ત્યાગ કરી, માત્ર કામને જ વશ થઇને આવું પાપકર્મ કરે કે?[૧૨] પરંતુ '**अंतकाले हि भूतानि मुह्यंति**–અંતકાળ સમયે પ્રાણીઓ વિપરીત બુદ્ધિને વશ થાય છે,' એવી જે પૂર્વની શ્રુતિ છે, તેને દશરથરાયે આવી રીતનું કર્મ કરીને લોકમાં પ્રત્યક્ષ સિદ્ધ કરી આપી છે.[૧૩] પણ હે રાઘવ! કૈકેયીનો ક્રોધ, તેણીના સંબંધી મોહ અને પોતાનું સાહસ એ વગેરેને લીધે આપણા પિતાથી જે આ વિપરીત કર્મ થઈ ગયું, તે વિષે તું સારાસાર વિચાર કરીને તેમના દોષને નિવૃત્ત કર![૧૪] કેમકે

* બોલનારાઓમાં શ્રેષ્ઠ.

* કોઈ જાતનું બંધન ન લાગે એવો. † આ વાક્યથી ભરતે રામનું ઈશ્વરત્વ ખુલ્લે ખુલ્લું પ્રગટ કીધું છે.

‡ પ્રીતિ ઉપજાવનારું–ઇચ્છાને અનુકૂળ.

અપત્યનો ધર્મ જ છે કે, પિતાએ ભૂલથી કંઇ વિપરીત આચરણ કર્યું હોય તો તેનું ઉત્થાપન કરી, જેવડે પિતાનું હિત થાય એવું આચરણ કરવું.[15] એમ કરનારને જ જગતમાં અપત્ય કહે છે; (કારણ અપત્ય શબ્દનો અર્થ જ એવો છે કે, अपतनहेतुत्वादपत्यशब्दवाच्यम (પિતાનું) પતન ન થવા દેવું–અર્થાત્ વિપરીત કર્મ કરી દુર્ગતિએ જતા પિતાનું તારણ કરે, તે અપત્ય કહેવાય;) માટે તું પણ પિતાનું શુભ વિચારી એવો અપત્ય થા; અને તેમના દુષ્કૃત્યને નિવારણ કર. કારણ, ધીર પુરુષોએ નિન્દેલું આ કાર્ય ધર્મના અતિક્રમથી પ્રવર્ત્યું છે.[16] હું વારંવાર વિનવું છું કે, તું આ મારાં વાક્યને માન્ય કરી, કૈકેયીને, મને, પિતાને, આપણાં સુહૃજ્જનોને, બાંધવોને તથા પુર અને દેશવાસી સર્વ પ્રજાને પરિપાલિત કર.[17]

"અરે! શું તું મસ્તકપર જટા ધારણ કરી વનમાં વસવા જેવું નિંદિત કર્મ કરવા યોગ્ય છે? અરણ્ય ક્યાં? ને ક્ષાત્ર ધર્મ ક્યાં? તેમ જ મસ્તકપર જટા ધરવી તે ક્યાં? ને પૃથ્વીનું પાલન કરવું તે ક્યાં? એ કાર્ય એક બીજાથી કેટલાં બધાં વિરુદ્ધ છે![18] હે મહાપ્રાજ્ઞ! ક્ષત્રિયનો તો રાજ્યાભિષેક એક પ્રથમ ધર્મ છે; કે જેણે કરીને પ્રજાનું પાલન કરી શકાય છે,[19] તો પછી એવા પ્રત્યક્ષ સુખનાં સાધનરૂપ પ્રજાપાલન કરવાના ધર્મનો ત્યાગ કરીને, સંશયી, દુઃખરૂપ, નિરંતર નહિ પણ માત્ર ઉત્તર વયે જ આશ્રય કરવા યોગ્ય એવા વાનપ્રસ્થાશ્રમ ધર્મનું કયો શ્રેષ્ઠ ક્ષત્રિય આચરણ કરે?[20] હે પ્રભો! કદી તું કલેશજન્ય ધર્મને આચરવા ઇચ્છતાં હો, તો ધર્મે કરી ચારે વર્ણની પ્રજાનું રુડી રીતે પાલન કર, એટલે તેમાં પણ કલેશ જ છે.[21] વળી હે ધર્મજ્ઞ! ધર્મ જાણનાર પુરુષોએ ચારે આશ્રમ કરતાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ કહેલો છે, તો તેને તું ત્યાગ કરવા કેમ ઇચ્છે છે?[22] હે રઘુવીર! તારી વિદ્યા, તારાં સ્થાન તથા તારો જન્મ, એ સૌ વાતે તારાથી હું બાળક અર્થાત્ અનધિકારી અને કનિષ્ઠ છું, તે તારા છતાં પૃથ્વીનું પાલન હું કેવી રીતે કરું?[23] કારણ તારાથી બુદ્ધિબળ પણ જેનું હીન, અને સ્થાનાદિનો અધિકાર પણ અતિ હીન એવો બાળક હું, તારા વિના જીવવાનો પણ ઉત્સાહ રાખતો નથી.[24] માટે સર્વ બાંધવજન સહિત થઈ, તું પિતાના સમગ્ર અને મુખ્ય એવા નિષ્કંટક રાજ્યનું પાલન કર.[25] હે મંત્રવિત્! હવે તો અયોધ્યા પ્રત્યે જવાની પણ વાટ જોવી નથી, માટે મંત્રશાસ્ત્ર જાણનાર વસિષ્ઠાદિ ઋત્વિજો અને સર્વ પ્રકૃતિવર્ગ તને અત્રે જ અભિષેક કરશે.[26] પછી અભિષિક્ત થયલો તું મરુદ્ગણો સહિત ઇંદ્રની પેઠે સર્વ શત્રુવર્ગને જિતી, અમારા સહિત સર્વ પ્રજાનું પાલન કરવા સારુ અયોધ્યા પધાર.[27] ને ત્યાં ત્રણે ઋણોને નિવૃત્ત કરી, દુષ્ટોનો નાશ તથા સુહૃજ્જનોની કામનાઓને પૂર્ણ કરતાં મને કિંકરને યથેચ્છ આજ્ઞા કરજે.[28] હે આર્ય! આજ તને અભિષેક થવાની મારી કામના પૂર્ણ થાઓ, તને અભિષેક થયેલો જોઈ સુહૃજ્જન હર્ષ પામો ને તને દુઃખ આપનાર સર્વે ભય પામી દિશોદિશ પલાયન કરો.[29] હે પુરુષોત્તમ! આજે તું આ લોકમાં થતી મારી માતાની નિંદાને નિવૃત્ત કરીને જ્યેષ્ઠ પુત્રને રાજ્યાભિષેક ન કરવાના પાપથી આપણા પિતાની રક્ષા કર.[30] હું તને ચરણે નમીને યાચના કરું છું કે, જેમ મહેશ્વર સર્વ ભૂતને વિષે દયા કરે છે, તેમ તું મારા, બાંધવોના તથા સર્વ ભૂત પ્રાણીના ઉપર દયાદૃષ્ટિ કર.[31] જો કદાચ મારી યાચનાને નહિ ગણકારી તું અહીંથી વનમાં જઇશ, તો હું પણ તારી સાથે જ આવીશ."[32]

એવી રીતે વારંવાર વિજ્ઞપ્તિ કરીને ભરતે રઘુવીરના ચરણમાં મસ્તક મૂકી વંદન કર્યું, તો પણ તે મહા પરાક્રમી તથા સર્વને આનંદ આપનાર પૃથ્વીપતિ રામે પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી અયોધ્યાપ્રત્યે જવાની ઇચ્છા દર્શાવી નહિ.[33] ભરતની વિનતિનો અનાદર થવાને લીધે દુઃખ પામેલા સર્વ જનો ચિંતાગ્રસ્ત છતાં પણ, તેમની પિતાવાક્ય પાલન કરવાની અપ્રતિમ સ્થિરતા જોઈ અતિ હર્ષ પામ્યા.[34] રામે અયોધ્યા પ્રત્યે આવવાની ચોખ્ખી ના કહી, તે વાત મનમાં આવવાને લીધે તેઓ તથા ઋત્વિજો અને કૌસલ્યા આદિ માતાઓ સર્વનો ઉમંગ ભંગ થઈ ગયો; ને તેઓ સૌ એકઠાં મળી ભરતની પ્રશંસા કરીને રઘુવીરને અયોધ્યાપ્રત્યે પધારવા માટે પ્રણામપૂર્વક યાચના કરવા લાગ્યાં.[35]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો છમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૧૦૭ મો.

## રામ વચન.

ભરતની યાચનાના પ્રત્યુત્તરમાં સુસત્કૃત રઘુવીરે સર્વના સાંભળતાં આ પ્રમાણે કહ્યું:[1] "હે ભરત! તું આવી રીતનાં વાક્ય કહે છે, તે તને યોગ્ય જ છે; કારણ,

સત્કુલ પ્રધાન રાજસત્તમ દશરથરાયથી કૈકેયીમાં ઉત્પન્ન થયેલા પુત્રના મુખમાંથી ધર્મવિરુદ્ધ વાક્યો કદી નીકળેજ નહિ.[૨] પણ હે ભ્રાત! હું કહું તે ઉપર લક્ષ આપ. આપણા પિતાએ તારી માતા કૈકેયીનું પાણિગ્રહણ કર્યું તે વેળા તારા માતામહ આગળ તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે, 'કૈકેયીને વિષે પુત્ર ઉત્પન્ન થશે તેને હું ઉત્તમ રાજ્ય આપીશ.'[૩] વળી પૂર્વે થયેલા દેવાસુર સંગ્રામ પ્રસંગે તારી માતાએ રુડી સેવા કરવાથી આપણા મહાત્મા પિતાએ હર્ષ પામી તેમને–તે મહાદેવીને–તારી માતાને, બે વરદાન માગવાનું કહ્યું હતું;[૪] જે વરદાન તેણીએ તેમને પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવીને, મને અભિષેક થતાં પહેલાં માગ્યાં.[૫] તેમાં એક વરથી તને રાજ્ય, ને બીજાથી મને વનવાસ આપવાનું તેણીએ માગ્યું; જે પોતે પ્રતિજ્ઞાથી બંધાયલા હોવાને લીધે દશરથરાયે આપી તેણીને સંતુષ્ટ કીધી.[૬] માટે હે નરશ્રેષ્ઠ! દશરથરાયે–કૈકેયીને વરદાન આપ્યા પ્રમાણે ચૌદ વર્ષ પર્યંત વનમાં વસવા માટે પ્રેરેલો એવો હું, પિતાનાં વાક્યને સત્ય કરવાને અર્થે સીતા તથા લક્ષ્મણસહિત આ નિર્જન વનમાં આવ્યો છું,[૭–૮] તો તે પ્રમાણે તારે પણ નિર્વિલંબે પોતાના શરીરને રાજ્યાભિષેક કરીને પિતાને સત્યવાદી કરવા જોઇએ.[૯] હે ધર્મજ્ઞ! તું તારે માટે નહિ, તો કેવળ મને પ્રસન્ન કરવા માટે તારાં શરીરને અભિષેક કરાવ અને સમર્થ દશરથરાયને કૈકેયીના ઋણથી મૂકાવ, ને માતાને હર્ષ પમાડ.[૧૦] હે તાત! પૂર્વે ગયાના પ્રદેશ વિષે યજન કરનારા યશસ્વી તથા બુદ્ધિમાન્ ગય રાજાએ પિતૃઓના ઉદ્દેશથી કહેલી ઉત્તમ શ્રુતિ સંભળાય છે કેઃ–[૧૧]

पुन्नाम्नो नरकाद्यस्मात्पितरं त्रायते सुतः ॥
तस्मात्पुत्र इति प्रोक्तः पितॄन्यः पाति सर्वतः ॥ १२ ॥

'સુત (ગયાશ્રાદ્ધ કરી), પિતાને પુત્ નામના નરકથી તારે છે તથા ચોમેરથી (પરલોક પ્રાપ્તિ–સ્થિતિ માટે) પિતૃઓની (સત્કર્મ કરીને) રક્ષા કરે છે માટે પુત્ર કહેવાય છે,'[૧૨] અને એટલા માટે જ માતાપિતા બહુશ્રુત તથા ગુણવાન્ એવા ઘણા પુત્રોને ઇચ્છે છે; કે તે એકઠા થયલા ઘણાઓમાંથી એકાદો પણ ગયા* પ્રત્યે જાય.[૧૩] હે રઘુનંદન! એવી રીતે સર્વ રાજર્ષિઓ, પિતૃઓના પરલોક સાધન માટે તત્પર થતા આવ્યા છે; માટે તું પિતાની આજ્ઞા પ્રમાણે કરી નરકથકી તેમની રક્ષા કર,[૧૪] ને શત્રુઘ્ન તથા દ્વિજાતિ* સહિત અયોધ્યા પ્રત્યે જઈ, પ્રકૃતિ વર્ગને રંજિત કર.[૧૫] હું હવે વિલંબ ન કરતાં લક્ષ્મણ તથા જાનકિ સહિત દંડકારણ્યમાં પ્રવેશ કરીશ.[૧૬] હે વીર! તું મનુષ્યોનો રાજા થા, ને હું વનચરોનો (મૃગાદિકોનો) રાજા થઇશ. તું અતિ પ્રસન્ન થઇ અયોધ્યાપ્રત્યે જા, ને હું પ્રસન્ન મનથી દંડકારણ્યમાં જઈશ.[૧૭] સૂર્યની કાંતિને બાધ કરનાર છત્ર તારા મસ્તકપર શીતળ છાયા કરશે, ને હું આ વનની અંદરનાં સુંદર વૃક્ષોની ઘટ્ટ છાયાનું સેવન કરીશ.[૧૮] વળી જેમ અતુલ મતિમાન્ શત્રુઘ્ન તને સહાય છે, તેમ સુશીલ સૌમિત્રી મારો પ્રધાન તથા મિત્ર છે; માટે આપણે ચારે શ્રેષ્ઠ પુત્રો મળી મહારાજા દશરથના સત્યનું પરિપાલન કરીશું, તેથી તારે કોઈ વાતનો ખેદ કરવો નહિ.[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસોસાતમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૦૮ મો.

### જાબાલિ મુનિનાં વચન.

[ભરતે ઘણી ઘણી પ્રકારે પ્રાર્થના કરયા છતાં તેમાંની કશી ન માનતાં, રામ તેનું ઉપર પ્રમાણેનાં વાક્યોથી સમાધાન કરવા લાગ્યા, ત્યારે તેની ધર્મપરની શ્રદ્ધાથી આશ્ચર્ય પામી, દશરથરાયના પ્રધાન વર્ગમાંના] મહર્ષિ જાબાલિ નામે ઉત્તમ બ્રાહ્મણે વિચાર કીધો કે, 'આવા સત્યપૂર્વક ધર્મવાદની રીતિએ તો રામને વનમાંથી નિવૃત્ત કરવા કોઈ સમર્થ નથી. માટે નાસ્તિક વાદથી તેનો નિશ્ચય દૂર કરવો જોઇએ. કારણ નાસ્તિક મત જો કે નિર્મૂળ–મિથ્યા છે, છતાં ગમે તેવા ધાર્મિષ્ઠ પુરુષનાં મનને સંશયી કરી દે છે,' એમ ધારી તે ઋષિ બોલ્યોઃ[૧] "હે રાઘવ! આર્ય બુદ્ધિવાળા તથા તપસ્વી એવા તને આવી પ્રાકૃત પુરુષના સરખી પિતાનાં વચન પાળવાની નિરર્થક બુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થઇ?[૨] અરે! આ જગતમાં કોણ કોનો બંધુ છે ને કોના સંબંધથી શું પ્રાપ્ત થાય છે? એક જ જંતુ ઉત્પન્ન થાય છે, ને તે એકલો જ નાશ પામે છે![૩] તેથી જે પુરુષ, 'આ મારી માતા તથા આ મારો પિતા' એમ જાણી તેઓમાં આસક્ત થાય છે, તેને ઉન્મત્ત સમાન જ જાણવો! નિશ્ચે કોઈ કોઇનું

* પિતૃઓના સ્વર્ગનું સાધન ગયા ક્ષેત્રનું શ્રાદ્ધ છે; માટે પુત્રે પિતૃઓનાં પરલોક સાધન માટે ગયા જઈ, ત્યાં અવશ્ય શ્રાદ્ધ કરવું જોઇએ. ગયાનો વૃત્તાંત "કથાસરિત્સાગર" માં વિસ્તારથી છે.

* બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય.

નથી.[૪] જેમ કોઈ પુરુષ દેશાંતરે જતાં માર્ગમાં કોઈ જગોએ ઉતારો કરે, ને બીજે દિવસ થાય ત્યારે તે ઉતારાનો ત્યાગ કરીને ચાલતો થાય,[૫] તેવી જ રીતે આ મનુષ્યોનાં માતા, પિતા, ગૃહ તથા દ્રવ્યાદિ સર્વ ઉતારારૂપ છે; માટે સજ્જન પુરુષો તેને વિષે આસક્ત થતા જ નથી.[૬] કદી માતા, પિતા, ગૃહ, દ્રવ્ય ઇત્યાદિનો સંબંધ સત્ય છે, એમ માનવામાં તું આસ્તિક હો, તો વિશેષે કરીને તારે પિતાના રાજ્યને તજી દઈ આવા દુઃખમય વિષમ વનમાર્ગનું સેવન ન કરવું જોઇએ.[૭] કારણ, જેમ પતિવિયોગિણી–એકવેણી* ધારણ કરનારી સ્ત્રી પોતાના પ્રિય સ્વામીની વાટ જૂએ, તેમ આખી અયોધ્યાપુરી તારી વાટ જૂએ છે.[૮] માટે તે સૌભાગ્યવતી નગરીને વિષે પધારી તારા શરીરને રાજ્યાભિષેક કરાવ; ને સ્વર્ગને વિષે વિહાર કરતા ઇન્દ્રની પેઠે અયોધ્યામાં વસી તું અતુલ્ય રાજસુખ ભોગવ.[૯]

"હે રાજપુત્ર! તને દશરથ સાથે કશો સંબંધ નથી; ને તેને તારી સાથે પણ કંઈ સંબંધ નથી. કારણ, તને જન્મ આપનાર દેહરૂપ જડ પિતાથી દશરથ રાજા જૂદો છે, ને તેવી જ રીતે દેહરૂપ જડ રામથી તું રામ જૂદો જ છો. તેથી હું કહું છું તેમ જ તું કર.[૧૦] વળી પુત્રના દેહની ઉત્પત્તિને માટે બીજ માત્રે કરી પિતા નિમિત્ત કારણ છે, તેમ જ ઋતુમાત્રે કરી માતા પણ નિમિત્ત કારણ છે. કારણ કે ઋતુસ્નાત સ્ત્રીને વિષે પુરુષ વીર્યસેચન કરે છે, ને પુરુષનું વીર્ય તથા સ્ત્રીનું રુધિર એકત્ર થવાથી પંચમહાભૂતનો સમૂહ એકઠો થાય છે. એથી જ પુરુષનો (જડદેહનો) જન્મ થાય છે.[૧૧] તો હવે એવા જડદેહરૂપ દશરથરાજા, જે પંચમહાભૂતના સમૂહથી બનેલો હતો, તે તેમાં મળી ગયો; તેવી જ રીતે બીજાં સર્વ ભૂત પ્રાણીઓની પણ ગતિ છે. માટે તું રાજ્ય કરવાના પુરુષાર્થને મિથ્યા જ હણે છે (ગુમાવે છે).[૧૨] હે રામ! જે જે આસ્તિક પુરુષો, પ્રાપ્ત થતા પ્રત્યક્ષ સિદ્ધ પુરુષાર્થોનો ત્યાગ કરી, પરોક્ષ એવા ધર્મને પરાયણ થાય છે, તેઓનો હું બહુ શોચ કરું છું; કારણ તેઓ આ લોકને વિષે ધર્મને માટે બહુ દુઃખ પામીને અંતે વિનાશ જ પામે છે.[૧૩] વળી અષ્ટકાદિ પિતૃનાં શ્રાદ્ધ કર્મોને સત્ય માની, તેવો ધર્મપરાયણ પુરુષ તે (શ્રાદ્ધ) કરવા પ્રવૃત્ત થાય છે, પણ તે, એ શ્રાદ્ધમાં વપરાતાં પોતાના ભોગરૂપ–સાધનરૂપ અન્નનો મિથ્યા વિનાશ જ કરે છે, એમ તારે માનવું. જે ધણી મૃત્યુને આધીન થયો, તે શું ખાવાનો હતો?[૧૪] વળી જો, આ લોકમાં કોઇએ ખાધેલું અન્ન બીજાના દેહમાં જતું હોય તો તો પ્રવાસ–મુસાફરી કરનારા મનુષ્યનો ઉદ્દેશ કરી તેઓને શ્રાદ્ધ આપવું, કે જેથી તેને પાથેય (ભાતું) લઈ જવું પડે નહિ! અને ભાર ઉપાડવાનો શ્રમ દૂર થાય! પણ તેમ થતું નથી.[૧૫] માટે હે રઘુવીર! વ્યાપાર વગેરે કરીને પોતાની આજીવિકા ચલાવવામાં બહુ કલેશ પડે છે, તેથી તેઓ કલેશ સહન કર્યા વગર, વિના શ્રમે પોતાનું જીવિત ચાલે તે અર્થે જ, કેટલાક બુદ્ધિમાન્ પુરુષોએ પામર જીવોને છળવા સારુ અને તેઓની સમૃદ્ધિને હરણ કરવા સારુ, દાનાદિ ધર્મો કરવાસંબંધે અનેક ગ્રન્થો રચ્યા છે, અને તે ગ્રન્થોમાં–'તું દેવતાઓની પૂજા કર, અન્નાદિનું દાન આપ, યજ્ઞ કરવા સારુ દીક્ષા લે, ચાંદ્રાયણાદિ તપ કર તથા સર્વસ્વ ત્યાગ કરી કિંવા બ્રાહ્મણ વગેરેને આપી દઈ ચાલ્યો જા!' એવી રીતનો મનુષ્યને ઉપદેશ કરેલો છે. એવા સ્વાર્થી ગ્રન્થો કંઈ પ્રમાણરૂપ નથી;[૧૬] તેથી હે મહાધીમંત! આ લોકનાં સુખ ઉપરાંત ધર્મથી કરીને પરલોકમાં કશું સુખ પ્રાપ્ત થતું નથી જ, એમ સત્ય માની, અનુમાનથી ધારવામાં આવે છે એવા પરોક્ષ સુખનો (પરલોક સુખનો) ત્યાગ કરીને જે પ્રત્યક્ષ છે, તેનું જ તું સેવન કર,[૧૭] અને સર્વ લોકને સંમત એવી પ્રત્યક્ષ સિદ્ધ વસ્તુ જ સત્ય છે, એમ કહેનારા સત્પુરુષોની બુદ્ધિને અનુસરી ભરતની પ્રાર્થના પ્રમાણે તું રાજ્યગ્રહણ કર."[૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસોઆઠમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૧૦૯ મો.

### સત્યપ્રશંસા.

એ પ્રમાણે જાબાલિ ઋષિનાં વચન સાંભળી, કિંચિત્ પણ તે નાસ્તિકમતને વશ ન થતાં તથા પોતાના મનમાં લેશ પણ સંશય ન આણતાં માત્ર સત્ય અને ધર્મને જ પ્રધાન ગણનારા રઘુવીર વેદવાણીનું અવલંબન કરી તેના પ્રત્યે કહેવા લાગ્યા:[૧] "હે ઋષિવર! તેં મારી પ્રિય કામનાને અર્થે જે વાક્યો કહ્યાં, તે જો કે પ્રમાણ તો નથી જ, પણ પ્રમાણનાં આભાસવાળાં હો-

* પતિ પાસે ન હોય ત્યારે સુંદર અંબોડા વાળી કેશને સુશોભિત ન કરતાં, માત્ર એકઠા કરી, ચૂડો બાંધી, વિરહિણી સ્ત્રીએ રહેવું, એવો શાસ્ત્રસંમત ધર્મ છે.

વાને લીધે સુખરૂપ લાગે છે ખરાં; પરંતુ ખરી રીતે પરમાર્થ દૃષ્ટિએ જોતાં તે કેવળ અકાર્ય (કરવાને અયોગ્ય) તથા અતિ દુઃખરૂપ છે.[૨] હે ઋષિ! વેદવિરુદ્ધ માર્ગમાં વર્તનાર, પાપાચરણ કરનાર, તથા સચ્છાસ્ત્રને મૂકી તેથી ઉલટાં (ચાર્વાક વગેરેનાં) કરેલાં શાસ્ત્રોમાં પ્રીતિ રાખનારો પુરુષ, સત્પુરુષોની અંદર કદી માન પામતો નથી.[૩] કુલીન, અકુલીન, શુચિ, અશુચિ તથા પોતાને શૂરવીર માનનાર અથવા તો મિથ્યાભિમાની વગેરે પુરુષો (માં કોણ કેવો છે તે)ને વેદમતનો આચાર જ પ્રસિદ્ધ કરે છે.[૪] નહિંતર તારા કહેલા મતનો અંગીકાર કરવાથી તો પુરુષ ગમે તેવો અનાર્ય છતાં આર્ય સરખો, અશુચિ છતાં શુચિ (પવિત્ર) સરખો, દુર્ગુણી છતાં સદ્‌ગુણી અને દુઃશીલ છતાં શીલવંત સરખો દેખાય.[૫] માટે જો હું આ તારા ઉપદેશેલા, લોકને ભ્રષ્ટ કરનારા અધર્મમાર્ગને, ધર્મિષ્ઠની પેઠે થઈ અનુસરું તો નિશ્ચે મારું અકલ્યાણ થાય; કારણ એ માર્ગને અનુસરવાથી, કલ્યાણ કરનારી—વેદ વિધિવડે થતી શુભ ક્રિયાઓ લોપાઈ જાય, ને કાર્યાકાર્ય જાણનારા વિચક્ષણ* બુદ્ધિમાન્ પુરુષો મને જગતમાં પરલોક નાશ કરનાર માર્ગનો અવલંબી તથા દુરાચારી માને![૬–૭] અરે! જો હું આ તેં ઉપદેશેલી મારી પ્રતિજ્ઞાને રહિત કરનારી વૃત્તિએ વર્તું, તો પછી ક્યા ઉપાયવડે મને સ્વર્ગપ્રાપ્તિ થાય ને કોના સરખાં આચરણ કરનારો હું કહેવાઉં ?[૮] અહો! તેમ કરવાથી તો પ્રથમ હું પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારો અર્થાત્ સ્વચ્છંદી થાઉં, ને મને જોઇને સર્વ લોક પણ તે પ્રમાણે જ વર્તે; કારણ 'यद्वृत्ताः सांति राजानस्तद्वृत्ताः सन्ति हि प्रजाः' જેવા આચારણવાળા રાજાઓ હોય તેવાં જ આચરણ કરનારી પ્રજા પણ થાય છે![૯] માટે રાજાનું આચરણ તો અનાદિ શાસ્ત્રોએ કહેલું છે તે પ્રમાણે, સર્વ ભૂતપર દયા, અને સત્ય, એ જ ખરું છે. રાજાનું આચરણ સત્યાત્મક હોવાને લીધે તેનું રાજ્ય તથા સર્વ લોક પણ સત્ય થકી જ પ્રતિષ્ઠિત છે.[૧૦] સર્વ ઋષિ તથા દેવતા પણ સત્યને જ માને છે ને આ લોકને વિષે જે સત્યવાદી હોય છે તે જ ઉત્કૃષ્ટ અવિનાશી અક્ષય લોકને પામે છે.[૧૧] અરે! સર્વ મનુષ્યો જેમ સર્પથી ત્રાસ પામે છે, તેમ જ અસત્યવાદી પુરુષથી ત્રાસ પામે છે. માટે મૂળ સત્યધર્મ જ છે.[૧૨] વળી આ લોકને વિષે ઈશ્વર પણ સત્યરૂપ જ (કહેવાય) છે, જેને વિષે સત્પુરુષોએ આચરવા યોગ્ય શ્રેષ્ઠ ધર્મ આશ્રય કરી રહ્યો છે. સર્વનું મૂળ સત્ય જ છે, ને તેના કરતાં બીજું ઉત્કૃષ્ટ પદ નથી.[૧૩] વળી આપેલું ઇષ્ટદાન, કરેલો હોમ તથા આચરેલું તપ એ વગેરેનું પ્રતિપાદન કરનાર જે વેદ, તે સત્યરૂપ ઈશ્વર થકી શ્વાસની પેઠે ઉત્પન્ન થયો છે, માટે પણ સત્યરૂપ જ છે. તેમાં કહ્યા પ્રમાણે સર્વ મનુષ્યોએ સત્યને જ પરાયણ થવું.[૧૪] હે જાબાલિ! આલોકમાં એક પુરુષ રાજ્યપાલન કરે છે, એક કેવળ પોતાના કુળનું જ પાલન કરી શકે છે, એક દુઃખ ભોગવે છે, તો એક પરમ સુખી હોવાથી હર્ષ પામે છે; એ સૌ, વેદે કહેલા ધર્મ તથા અધર્મનું જ ફળ છે![૧૫] માટે હું પિતાની આજ્ઞા શા માટે ન પાળું? એ સત્યવાદી મહારાજાએ પોતાનાં વાક્ય સત્ય કરવાને અર્થે મને સદાચારીને સત્યમાં જ પ્રેર્યો છે.[૧૬]

હે ઋષિવર! પૂર્વે પ્રતિજ્ઞા કરનાર હું, કદી તારાં વાક્યને લીધે અજ્ઞાની થઈ, શાસ્ત્રાદિને વિષે અશ્રદ્ધાવાન્ થાઉં, તોપણ રાજ્યના લોભથી, મોહથી અથવા અજ્ઞાનથી પણ મારા ગુરુરૂપ સત્યવાદી પિતાની મર્યાદાનો ભેદ કરું એમ નથી જ.[૧૭] એવા અસત્યવાદી તથા ચંચળ સ્વભાવવાળા અને અસ્થિર ચિત્તવાળા પુરુષનું તો દેવતાઓ તથા પિતૃઓ પણ હવ્ય કવ્યાદિ ગ્રહણ કરતા નથી, એમ મેં સાંભળેલું છે.[૧૮] જૂદા જૂદા શરીરવાળા જીવોનો ઉદ્દેશ કરીને પ્રવૃત્ત થયલો સત્યવચન પાળવારૂપ ધર્મ જ, સર્વ ધર્મોમાં મુખ્ય છે, એમ હું જોઉં છું; ને પૂર્વના સત્પુરુષોએ એ સત્યધર્મરૂપી ભારને વહન કર્યો (આચર્યો) છે; માટે જ આદરથી હું તેનું આચરણ કરું છું.[૧૯] ધર્મના ભાસવાળા, પણ ખરું જોતાં અધર્મરૂપ એવા ક્ષુદ્ર, નૃશંસ, લોભી અને પાપકર્મવાળા ક્ષાત્રધર્મનો હું સર્વથા ત્યાગ કરીશ; કારણ તે અધર્મને અનુસરવાથી પિતાની આજ્ઞાનો ભંગ થાય એ કદી યોગ્ય કહેવાય નહિ.[૨૦] વળી આ પાપ (પિતુ આજ્ઞાના ભંગરૂપ પાપ) કરવાથી તો મને કાયિક, વાચિક અને માનસિક એ ત્રણે પ્રકારનાં પાપ લાગે એમ છે.[૨૧] હે ઋષિ! ભૂમિ, કીર્તિ, યશ તથા લક્ષ્મી, એ સૌ સત્યવાદી પુરુષની જ પ્રાર્થના કરે છે. તેમ જ શિષ્ટ પુરુષો પણ સત્યનું જ પાલન કરે છે. એ માટે સર્વ મનુષ્યોએ સત્યનું જ ભજન (ચિંતન) કરવું.[૨૨] તેં યોગ્ય ધારીને, યુક્તિ ભરેલાં વાક્યવડે મને રાજ્ય ગ્રહણ કરવા માટે ઉપદેશ કર્યો; પણ જો હું તેમ કરું તો અનાર્ય કહેવાઉં નહિ શું?[૨૩] અને તે

* કાર્ય તથા અકાર્ય—કરવા તથા ન કરવા યોગ્ય કામનો વિચાર કરનારા.

માટે પિતાની પાસે પ્રથમ વનવાસ સંબંધે પ્રતિજ્ઞા લઈને, હવે તેમનાં વચનનો ત્યાગ કરી, ભરતના કહેવા પ્રમાણે કરું પણ ખરો કે ?[૨૪] વળી જ્યારે મેં પિતાની આગળ સ્થિર પ્રતિજ્ઞા લીધી, તે વેળા દેવી કૈકેયી બહુ હર્ષ પામી હતી. જેને પ્રથમ હર્ષ પમાડ્યો હોય, તેના હર્ષનો પછવાડેથી નાશ કરવો, એ પણ અયોગ્ય નથી શું?[૨૫] માટે પવિત્ર તથા નિયમિત ભોજન કરનાર હું, વનમાં વસીને પવિત્ર મૂળ, ફળ તથા પુષ્પે કરી પિતૃઓ તથા દેવતાઓને તૃપ્ત કરીશ;[૨૬] ને મૂળફળાદિથી મારા દેહને તૃપ્ત કરતાં કપટ રહિત તથા આસ્તિક એવો હું કાર્યાકાર્યવિચક્ષણ થઈ, પિતુવચન પાળવાના ધર્મવ્યવહારને જગતમાં પ્રવાહરૂપે પ્રવર્તાવીશ.[૨૭] આ કર્મભૂમિને પામીને મનુષ્યે જે કર્મ કરવું તે શુભ જ કરવું; કારણ અગ્નિ, વાયુ તથા સોમ એ તે કર્મોના ફળભાગી છે.[૨૮] વળી દેવતાઓનો રાજા ઇંદ્ર, સો યજ્ઞ કરવારૂપ શુભ કર્મ કરી સ્વર્ગપ્રત્યે ગયો છે, ને મહર્ષિઓ પણ ઉગ્ર તપરૂપ સત્કર્મને સેવીને સ્વર્ગ પ્રત્યે જઈ રહ્યા છે."[૨૯]

એ પ્રમાણે જાબાલિ ઋષિને કહેતાં કહેતાં, તેમનાં નાસ્તિક વચનોથી અંતરમાં બહુ ક્રોધ પામેલા ઉગ્ર તેજસ્વી રઘુવીર વળી, 'પરલોક નથી, ધર્મનું કામ નથી,' એવાં જાબાલિનાં નાસ્તિક વાકયોને નિંદતા કહેવા લાગ્યા:-[૩૦] "હે જાબાલિ!

**सत्यं च धर्मं च पराक्रमं च भूतानुकंपां प्रियवादितां च ।**
**द्विजातिदेवातिथिपूजनं च पन्थानमाहुस्त्रिदिवस्य सन्तः ॥**

સત્ય, ધર્મ, પરાક્રમ, સર્વ ભૂત પ્રાણી ઉપર દયા, પ્રિયવચન બોલવાપણું, અને દ્વિજ, દેવ, તથા અતિથિયોનું પૂજન, એ સ્વર્ગપ્રત્યે જવાના માર્ગ છે, એમ સત્પુરુષો કહે છે.[૩૧] માટે સત્પુરુષોનાં વચનોથી એ મુખ્ય ધર્મને જાણી, તેમ જ જાણ્યા પછી અનુકૂળ તર્કવડે તેનો નિર્ણય કરી, સાવધાન બ્રાહ્મણો તો સકળ ધર્મનું યથાર્થ આચરણ કરીને ઉત્તમ લોકની પ્રાપ્તિની ઇચ્છા કરે છે.[૩૨] હે ઋષિ જાબાલિ! તું, કે જે વેદમાર્ગનો ત્યાગ કરી દુષ્ટ માર્ગે પ્રવર્તેલો, પ્રત્યક્ષ પ્રમાણવાદી, નાસ્તિક મતને અનુસરેલી મતિવડે સર્વ લોકનો નાશ (ધર્મભ્રષ્ટ) કરવા સારુ, અતિ નાસ્તિક, તથા ધર્મથી ભ્રષ્ટ થયલો છતાં, ઉપરથી ઋષિ જેવો લાગનારો છે, તેવા તને મારા પિતા દશરથ રાજાએ યાજકરૂપે તથા પ્રધાનરૂપે ગ્રહણ કર્યો તેથી તેનાં તે કાર્યને હું ખરેખર નિંદું છું.[૩૩] રે! જેમ ચોર, પ્રજાના હિતને માટે બુદ્ધિમાન રાજાએ દંડવા યોગ્ય છે, તેમ જ બુદ્ધિમતાનુયાયી પણ દંડવા યોગ્ય જ છે; ને નાસ્તિક (ચાર્વાક) મતાનુસારી તો અતિશય જ શિક્ષાને પાત્ર છે. માટે શિક્ષાને અયોગ્ય બુધજનો—સુજ્ઞ બ્રાહ્મણો આમ તારી પેઠે નાસ્તિક મતના મુખી થતા નથી, તેમ તેવું ભાષણ કદી કરતા નથી.[૩૪] હે જાબાલિ! તારા વિના પૂર્વના બીજા શ્રેષ્ઠ દ્વિજાતિજનોએ આ લોક પરલોકનાં ફળની કામનાનો ત્યાગ કરીને અનેક શુભ કર્મો કર્યાં છે, તે માટે જ તેઓ 'દ્વિજ' એ નામને યોગ્ય છે; કારણ તેઓએ વેદે પ્રમાણ કરેલા અહિંસા, સત્ય, તપ, દાન, પરોપકાર તથા યજ્ઞાદિક શુભ કર્મોનું આચરણ કરેલું છે. વળી તેવા જ એટલે ધર્મરત, સત્પુરુષો સાથે જ સમાગમ કરનારા, તેજસ્વી, દાનગુણ પ્રધાન,* અહિંસક, અને નિષ્પાપ એવા વસિષ્ઠાદિ સરખા ઋષિઓ જ જગત્ વિષે પૂજ્ય થાય છે; તારા જેવા નહિ!"[૩૫-૩૬]

એ પ્રમાણે ક્રોધવડે ઋષિ જાબાલિને નાસ્તિક ગણી કાઢી, અદીનપરાક્રમી રઘુવીરે એવાં સદોષ વચનો કહ્યાં, ત્યારે તે સાંભળી અતિ લજ્જિત થયેલો જાબાલિ ઋષિ, ઘણી નમ્રતાથી તેને કહેવા લાગ્યો:[૩૭] "હે રઘુવીર! હે ધર્મિષ્ઠવર! તારી શ્રદ્ધા અને આસ્તિકતાને ધન્ય છે! અહો! તારા સત્યવાદીપણાને લીધે સાંપ્રતકાળમાં કોઈ પુરુષ તારા તુલ્ય થઈ શકે તેમ નથી. પણ હે કાકુત્સ્થ! તું મારાપર ક્રોધ કરીશ નહિ, કારણ હું નાસ્તિક નથી, તેમ સદા આવાં નાસ્તિક વચન બોલતો પણ નથી. જગતમાં પરલોક નથી એમ પણ મારું માનવું નથી. પ્રાણીને માટે પરલોક છેજ. પરંતુ હું સમય જોઇને આસ્તિક અને નાસ્તિક થાઉં છું.[૩૮] આ જે મેં તને નાસ્તિક વાણી કહી તે, તેવી રીતનો સમય પ્રાપ્ત થયો માટે જ; અર્થાત્ તને વનવાસથી નિવૃત્ત કરવા, જગતમાં તું પૂર્ણ ધર્મિષ્ઠ અને આસ્તિક છે એમ પ્રસિદ્ધિ થવા તથા તને પ્રસન્ન કરવા માટે જ કહી છે."[૩૯]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો નવમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૧૦ મો.

## રઘુવરવંશ વર્ણન.

જાબાલિના ઉપર રામને ક્રોધે ભરાયા જોઈ, વસિષ્ઠ મુનિ, તેમનું સાંત્વન કરવા સારુ અને અયોધ્યા

---

* ધર્મોપદેશ કરવારૂપી દાન કરવાનો જેઓમાં મુખ્ય ગુણ છે તેવા.

પ્રત્યે આવવાને પ્રવૃત્ત કરવા સારુ બોલ્યાઃ "હે રાઘવ! જીવને અત્રેથી પરલોકમાં જવું પડે છે અને ત્યાંથી પાછું આલોકમાં આવવું પડે છે, એ ઈશ્વરી નિયમ જાબાલિ સારી રીતે જાણે છે.[1] પરંતુ કેવળ તને વનવાસથી નિવૃત્ત કરવાની કામનાને લીધે જ [તેણે એવાં વાક્યો કહ્યાં, તો તે માટે તારે તેની ઉપર ક્રોધ કરવો જોઇતો નથી.] હે દાશરથિ! એ જાબાલિ, તારો કનિષ્ઠ બંધુ ભરત તથા આ સર્વ પ્રકૃતિવર્ગ તને અયોધ્યા વિષે આવવા માટે જે વિનતિ કરે છે તે યોગ્ય જ છે; માટે ત્યાં આવી તું રાજ્યાસનારૂઢ થા. [પરંપરાથી ઉત્તમ રાજર્ષિઓની નીતિ એ જ છે કે, જ્યેષ્ઠ પુત્રે પિતા પછવાડે રાજ્ય કરવું; માટે આ સૌનું કહેવું નિરર્થક નથી. વળી તારો પોતાનો શ્રેષ્ઠ વંશ, કે જે સૃષ્ટિના ઉત્પત્તિ કાળથી ચાલ્યો આવે છે, તેમાં પણ સનાતન એવી જ રીતિ છે; માટે તેનું લોકોત્પત્તિ સહિત વર્ણન હું કહું તે સાંભળ; એટલે તારો સંશય દૂર થાય.][2]

"હે લોકનાથ! પ્રથમ સર્વ જળમય હતું: પછી તેને વિષે હિરણ્યગર્ભાત્મા નારાયણે પૃથ્વી નિર્માણ કરી. ત્યાર પછી અગ્ન્યાદિ દેવતાઓ સહિત પોતે (નારાયણ) સ્વયંભૂ બ્રહ્મારૂપ થયા,[3] ને સૃષ્ટિ નિર્માણ કરવા સારુ પોતે જ પાછું વરાહરૂપ ધારણ કરીને પૃથ્વીને જળમાંથી બહાર કાઢી લાવ્યા. એ પ્રમાણે સાક્ષાત્ બ્રહ્મ (નારાયણ) થકી ઉત્પન્ન થયલા, શાશ્વત, નિત્ય તથા અવ્યય એવા બ્રહ્માએ પૃથ્વીને સ્થાપિત કરી, તે ઉપર સૃષ્ટિ નિર્માણ કરવા માંડી. પ્રથમ તેણે પોતાના મન થકી દક્ષ આદિ ઘણા પુત્રો ઉત્પન્ન કરી, તેઓને પોતાના અનુગ્રહથી સૃષ્ટિ કરવાની શક્તિ આપી. તે પુત્રોમાં મુખ્ય જે મરીચિ, તેને કશ્યપ નામે પુત્ર થયો; એ કશ્યપથી આખી સૃષ્ટિનો વિસ્તાર વૃદ્ધિ પામ્યો.[૪–૫] કશ્યપના પુત્ર વિવસ્વાન્,* અને તેનો પુત્ર વૈવસ્વત નામે મનુ થયો, જે આગળ પ્રજાપતિ થઈ ગયો છે. એ વૈવસ્વત મનુનો પુત્ર ઇક્ષ્વાકુ થયો.[6] તેને પિતાએ આ સર્વ સમૃદ્ધિવાળી પૃથ્વીનું રાજ્ય સોંપ્યું, ત્યારે તેણે અયોધ્યા નામની શ્રેષ્ઠ નગરી વસાવી, ત્યાં રાજધાની કરીને ધર્મરાજ્ય કરવા માંડ્યું.[7] તેનો શ્રીમાન્ તથા જગવિખ્યાત કુક્ષિ નામે પુત્ર થયો; ને તેનો શૂરવીર વિકુક્ષિ નામે પુત્ર થયો;[8] જેનો પુત્ર મહાતેજસ્વી બાણ અને બાણનો મહાબાહુ તથા મહાતપસ્વી અનરણ્ય નામે પુત્ર થયો.[9] એ અનરણ્યના રાજ્યને વિષે ઇચ્છિત વૃષ્ટિ થતી હતી, દુષ્કાળ કદી પડતો નહોતો, ને અન્યાયી તથા ચોર એવાનું તો ક્યાંય નામ પણ સાંભળવામાં આવતું નહોતું.[10] તે અનરણ્યનો પુત્ર પૃથુ, ને તેનો પુત્ર મહા તેજસ્વી ત્રિશંકુ,[11] કે જે શૂરવીર પોતાના સત્ય વચનથી સશરીરે સ્વર્ગપ્રત્યે ગયો છે. એ ત્રિશંકુને મહા યશસ્વી ધુંધુમાર, તેને મહા તેજસ્વી યુવનાશ્વ, તેને શ્રીમાન્ માંધાતા, અને તેને તેજસ્વી સુસંધિ નામે પુત્ર થયો. એ સુસંધિને ધ્રુવસંધિ તથા પ્રસેનજિત્ નામે બે પુત્રો થયા.[૧૨–૧૪] મોટો ધ્રુવસંધિ ગાદીએ બેઠો હતો, તેને યશસ્વી તથા અરિંદમ ભરત અને ભરતને મહાબાહુ અસિત નામે પુત્ર થયો.[15] એ અસિતના હૈહય, તાલજંઘ, તથા શશબિંદુ નામના શૂરવીર રાજાઓ શત્રુ હતા, તેઓની સામે તે યુદ્ધ કરવા ગયો. તે પોતાની સેનાની વ્યૂહ રચના કરીને તેઓની સામે યુદ્ધ કરવા ઊભો રહ્યો; પણ અવલોકન કરતાં, તે શત્રુઓ ઘણા દેખાવાથી તેમને જિતવા અશક્ય ધારી, અસિત સૈન્ય મૂકી નાસી ગયો, ને તેને જિતવાના ઉદ્દેશથી હિમાદ્રી પર્વતપર જઈ મૌન ધારણ કરી અતિ પ્રીતિથી તપ કરવા લાગ્યો.[૧૬–૧૭] તેની બે રાણીઓ પણ તેની સાથે જ હતી. ત્યાં તેઓ ગર્ભવતી થઈ એમ પ્રસિદ્ધ છે. એટલામાં અસિતનું લોકોત્તર થયું, ત્યારે તે ગર્ભવતીઓમાંની, તેની કાલિંદી નામની કમલ સરખાં નેત્રવાળી મહાભાગ્યવતી સ્ત્રીએ પોતાને ઉત્તમ પુત્ર થાય તે સારુ દેવસમાન ભાર્ગવ—ચ્યવૈન ઋષિની ઉપાસના કરી; પણ બીજી રાણીએ તેનો ગર્ભ નાશ થવા માટે તેણીને વિષ દીધું.[૧૮–૧૯]

"હવે હે રામ! એ ચ્યવન ઋષિ હિમાદ્રિ પર્વત ઉપર જ વસતા હતા ત્યાં તે અસિત રાજાની સ્ત્રી કાલિંદી પુત્રપ્રાપ્તિ અર્થે આવીને તેને ચરણે નમી.[20] ચ્યવને તેનો મનોભાવ જાણી, દયા કરીને તુરત વરદાન આપ્યું કે, 'હે દેવિ! તારે મહાત્મા, જગપ્રસિદ્ધ, ધર્મિષ્ઠ, સુભીમ, વંશવર્ધક, તથા શત્રુઓનો નાશ કરનાર પ્રતાપી પુત્ર થશે.'[૨૧–૨૨] [પોતાની સપત્નીએ ઝેર આપ્યું હતું, છતાં મહર્ષિનો આવો આશિર્વાદ થવાથી, વિષ પોતાનો પ્રભાવ ચલાવી શકશે નહિ. એમ ધારી કાલિંદી તે આશિર્વાદને માન્ય કરી બહુ હર્ષ પામતી ઋષિને નમન કરી પોતાના આશ્રમ પ્રત્યે આવી.] પછી થોડા જ સમયમાં તેણીએ પદ્મગર્ભ સમાન કાંતિમાન્ અને કમળ સરખાં નેત્રવાળા એક સુંદર પુત્રને જન્મ આપ્યો.[23] પણ તેને ગર્ભમાં ઝેર આપેલું હતું, માટે તે સમયના ઝેર સહિત

* સૂર્યનારાયણ.

જ એ બાળક જન્મ્યો તેથી તેનું નામ સગર પડ્યું.[૨૪] એ સગરે, પર્વણિને* વિષે યજ્ઞ કરવાની દીક્ષા લઈ, ખોવાયલા યજ્ઞાશ્વને શોધવા માટે, પૃથ્વી તથા સમુદ્રને પોતાના પુત્રો પાસે ખોદાવ્યાં.[૨૫] સગરને અસમંજ નામે પુત્ર થયો. તે પાપ કર્મ કરનાર હોવાથી સગરે તેને નગરમાંથી કાઢી મૂકયો.[૨૬] એ અસમંજને અંશુમાન્ નામે પુત્ર હતો. તે પરાક્રમી હોવાથી રાજ્યાસને બેઠો. તેને દિલીપ નામે પુત્ર થયો. દિલીપને ભગીરથ, ને તેને કકુત્સ્થ નામે પુત્ર થયો, કે જેના વંશમાં થનારા પુરુષો કાકુત્સ્થ કહેવાય છે. કાકુત્સ્થને રઘુ નામે પુત્ર થયો, ને તેના વંશજો સૌ રાઘવ કહેવાયા.[૧૭-૨૮] એ રઘુને મહા તેજસ્વી એક જ પુત્ર થયો, પરંતુ તેના પ્રવૃદ્ધ, પુરુષાદક, કલ્માષપાદ, તથા સૌદાસ એવાં ચાર નામ પૃથ્વીપર પ્રસિદ્ધ થયાં છે.[૨૯] તે પ્રવૃદ્ધ અથવા કલ્માષપાદને શંખણ નામે પુત્ર થયો; તે જો કે મહાપ્રસિદ્ધ પરાક્રમી હતો, છતાં દૈવયોગથી યુદ્ધ સમયે સૈન્ય સહિત એકદમ નાશ પામ્યો.†[૩૦] એ શંખણને શૂરવીર તથા શ્રીમાન્ સુદર્શન, તેને અગ્નિવર્ણ, તેને શીઘ્રગ, તેને મરુ, તેને પ્રશુશ્રુવ, અને તેને મહામતિ અંબરીષ નામે પુત્ર થયો.[૩૧-૩૨] અંબરીષને સત્ય પરાક્રમી નહુષ થયો, ને તેને મહાભાગ્યવાન્ નાભાગ નામે પુત્ર થયો.[૩૩] નાભાગને અજ તથા સુવ્રત નામે બે પુત્રો થયા; તેમાં અજનો ધર્માત્મા રાજા દશરથ પુત્ર થયો;[૩૪] જેના રાજ્ય વિભાગનો અધિકારી રામ નામે તું જ્યેષ્ઠ પુત્ર છે. માટે જગતની પૂર્વની રીતિ જોઈને તું તારું પોતાનું રાજ્ય ગ્રહણ કર.[૩૫] ઈક્ષ્વાકુવંશીઓમાં જે રાજપુત્ર સૌથી જ્યેષ્ઠ હોય છે, તે જ રાજા થાય છે; તેથી હે મહાયશસ્વી રઘુવીર! તું તારા રઘુવંશીઓના તથા પોતાના સનાતન કુળધર્મનો આ પ્રમાણે નાશ ન કરતાં, અનેક રત્નોથી ભરેલી તથા સમૃદ્ધિવાન્ દેશોવાળી સમગ્ર પૃથ્વીનું, પિતાની પેઠે પાલન કર."[૩૬-૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસોદશમો સર્ગ સંપૂર્ણ.**



* શુભ દિવસ. † એ શંખણનો બાપ કલ્માષપાદ, જે વસિષ્ઠ ઋષિના શાપથી રાક્ષસપણું પામ્યો હતો, તે રાક્ષસભાવને લીધે સૈન્ય સહિત શંખણનો ભક્ષણ કરી ગયો હતો, એવી પુરાણાંતરે કથા છે.



## સર્ગ ૧૧૧ મો.

## વસિષ્ઠ, રામ તથા ભરતનું પરસ્પર સંભાષણ.

એ ઉપરાંત વળી રાજપુરોહિત વસિષ્ઠ રઘુવીરને આ પ્રમાણે બીજાં ધર્મ વચનો કહેવા લાગ્યાઃ[૧] "હે રાઘવ! હે કાકુત્સ્થ! આ લોકમાં જન્મેલા પુરુષોને આચાર્ય તથા માતાપિતા એ સદૈવ પોતાનાં ગુરુરૂપ છે.[૨] હે મહાત્મા પિતા પુરુષને જન્મ આપે છે તેથી, ને આચાર્ય તેને ધર્મયુક્ત સદ્બુદ્ધિનું દાન કરે છે તેથી, તેના ગુરુ કહેવાય છે.[૩] હે પરંતપ! હું તારો તથા તારા પિતાનો આચાર્ય છું, તેથી મારાં વચન પ્રમાણે તું કરીશ, તો એથી તેં સત્પુરુષના માર્ગનો ભ્રંશ કર્યો કહેવાશે નહિ.[૪] તેમ આ તારા સભાસદો, બાંધવો તથા તારા સેવકરૂપ આ સહુ રાજાઓ વગેરેની રક્ષા કરવાના ધર્મનું આચરણ કરીશ, તેથી પણ તું કંઈ સત્પુરુષોએ આચરેલા માર્ગને ભંગ કરનારો થશે (કહેવાશે) નહિ.[૫] વળી આ તારી ધર્મશીલા વૃદ્ધ માતા કૌસલ્યાનાં વચનને ઉલ્લંઘન કરવાં એ તને યોગ્ય નથી. માટે, તેના કહેવા પ્રમાણે કરીશ, તોપણ સન્માર્ગ ભંગ કરનારો કહેવાઇશ નહિ.[૬] વળી હે સત્યધર્મપરાક્રમી! તને રાજ્ય પાછું આપી, વનથી નિવૃત્ત થવાની તારી યાચના કરતા, આ તારા બાંધવ ભરતના કહેવા પ્રમાણે કરીશ, તોપણ તેં સન્માર્ગભંગ કર્યો કહેવાશે નહિ."[૭]

મહામુનિ વસિષ્ઠનાં એવાં યોગ્ય વચન સાંભળનાર પુરુષશ્રેષ્ઠ રામે, તેને કરજોડી કહ્યું:[૮] "હે મહર્ષિવર્ય! માતા તથા પિતા, પુત્રપર જે સદૈવ ઉપકાર કરે છે, તેનો બદલો પુત્રથી વાળી શકાય તેમ નથીજ.[૯] પુત્રને પોતાની યથાશક્તિ પ્રીતિપૂર્વક ખાનપાનાદિક પદાર્થો આપી તેનું પોષણ કરવું, વસ્ત્રાભૂષણ તથા ઉદ્વર્તન આચ્છાદનાદિથી તેના શરીરની રક્ષા કરવી, તેને પ્રિય વચનથી રાજી રાખવો તથા એવી સર્વ વાતે ઉછેરીને મોટો કરવો, એ વગેરે પુત્રના ઉપર માતાપિતાના ઘણા જ ઉપકારો છે.[૧૦] મારું પણ તેવી જ રીતે પાલન કરનારા મારા જનક દશરથરાયે મને જે વાકય કહ્યાં છે, તે કદી મિથ્યા થઈ શકશે નહિ."[૧૧]

રઘુવીરનાં આ વચન સાંભળી, વિશાળ છાતીવાળા ભરતની આશા છેક જ ભંગ થઈ ગઈ. તેણે અતિ શોકગ્રસ્ત થઈ, સમીપ બેઠેલા પોતાના સારથિને કહ્યું:[૧૨] "હે

સુમન્ત્ર! તું ભૂમિ ઉપર દર્ભ પાથરી મારે માટે શય્યા બનાવ; એટલે જ્યાંસૂધી મારો આર્યબંધુ રઘુવીર મારાપર પ્રસન્ન થશે નહિ, ત્યાંસૂધી હું તેના ઉપદેશથી ભોજનનો ત્યાગ કરી, એક પડખાભર તે દર્ભશય્યાપર શયન કરીશ, ને જેમ અધમ ઋણને લીધે ધનહીન થયલો બ્રાહ્મણ, લેણીયાત પાસે તે ધન પાછું મેળવવા સારુ આહારનો, તેમ જ લોકલજ્જાનો પણ, ત્યાગ કરી તેના આંગણામાં શયન કરે છે, તેમ હું પણ રઘુવીર મારી વિનતિ માન્ય નહિ કરે ત્યાંસૂધી તેની આગળ આ પર્ણશાળાવિષે શયન કરીશ."૧૩-૧૪

ભરતની આવી વાણી સાંભળીને સુમન્ત્ર તેમ કરવા માટે, રઘુવીરની આજ્ઞાની વાટ જોવા લાગ્યો. એ જોઈ ભરત અતિ ખિન્ન મનથી ઉભો થયો, ને પોતાના હાથે જ જમીન ઉપર દર્ભ પાથરીને તેપર તેણે પ્રત્યુપવેશન* અનુષ્ઠાન આરંભ્યું!૧૫ ત્યારે રાજર્ષિવર્ય રામે, તેને સૌ સાંભળતાં કહ્યું: "પ્રિય બંધુ ભરત! શું તું મને અન્યાયી જાણીને—હું તારું કહ્યું નથી કરતો તેથી આ મેં અન્યાય કર્યો છે એમ જાણીને, પ્રત્યુપવેશન કરે છે?૧૬ પોતાનું દ્રવ્ય હરણ કરનારને રુંધવા સારુ માત્ર બ્રાહ્મણે જ એ પ્રત્યુપવેશનવિધિ આચરવો એ કદાચ યોગ્ય છે; પરંતુ (તે વિધિ) મસ્તકપર રાજ્યાભિષેક થયલા ક્ષત્રિયોને માટે નથી.૧૭ હે નરશાર્દૂલ! તું આ દારુણ વ્રતનો ત્યાગ કરીને, પુરી માત્રમાં શ્રેષ્ઠ એવી અયોધ્યાપ્રત્યે જા."૧૮

આવી રીતે રામે કહ્યું ત્યારે દર્ભાસનપર બેઠેલો ભરત, ચોમેર જોઇને ત્યાં બેઠેલા અયોધ્યાવાસી તથા દેશવાસી સર્વજનો પ્રત્યે બોલ્યો: "હે પ્રજાજનો! આ મારો આર્યબંધુ રઘુવીર હજુ કેમ સમજતો નથી!"૧૯ ત્યારે પ્રજાજનોએ તેને કહ્યું: "મહાત્મા ભરત! તું રામને યોગ્ય વચન કહે છે, તે અમે જાણીએ છીએ, પણ એમાં અમારો ઉપાય નથી; કારણ, એ મહાભાગ પિતાના વચનને વિષે જ દૃઢપણે રહેવા ઇચ્છે છે, તેથી અમે કોઈ વાતે તેને વનવાસથી નિવૃત્ત કરવા સમર્થ નથી."૨૦-૨૧

પ્રજાજનોનું એવું બોલવું સાંભળી, રામે વળી ભરતને કહેવા માંડ્યું: "હે ભ્રાત! ધર્મદૃષ્ટિવાળાં આ સંબંધિઓનાં વાક્ય તેં સાંભળ્યાં?૨૨ હે રઘુવંશના રત્ન! તારા તથા મારા સંબંધે તેઓએ કહેલાં વચનોપર તું સારી રીતે વિચાર કરીને, તારે શું કરવું જોઇએ તેનો નિશ્ચય કર; ને કદી તેમ કરવા અશક્ત હો, તો હું કહું તેમ કર. હે મહાબાહુ! આ સઘળો કલેશ છોડી દઈ, તું ત્યાંથી ઉઠ, ને મને સ્પર્શ કરી જળનું આચમન તથા સ્પર્શ કર."૨૩

ભરત તુરત ઉભો થઈ જળ સ્પર્શ કરી ચોમેર નજર કરીને બોલ્યો: "અરે સર્વ સભાસદો તથા સુજ્ઞ મન્ત્રીઓ! મારાં વાક્ય સાંભળો:૨૪ મેં પિતા પાસેથી રાજ્ય માગ્યું નથી તથા મારી માને મારા પિતા પાસે રાજ્ય માગવાનું શીખવ્યું નથી; અને ધર્મજ્ઞ રઘુવીર વનમાં ગયો તે વિષે હું કંઈ પણ જાણતો નથી.૨૫ પણ જો તેમ છતાંએ પિતાનાં વચન પાળવા સારુ રઘુવીરને આવશ્યક વનમાં વસવું હોય, તો તેના પ્રતિનિધિ તરીકે હું ચૌદ વર્ષ પર્યન્ત વનમાં વસીશ!"૨૬

પોતાના બાંધવની આવી અપ્રતિમ પ્રીતિ, આટલો બધો આગ્રહ અને આવું સદૃઢ સત્ય જોઈ, અતિ આશ્ચર્ય પામેલા રઘુવીરે, સર્વ પ્રજાજનો તરફ જોઈ કહ્યું:૨૭ "મારા પિતા દશરથરાયે દેવાસુર સંગ્રામને વિષે કૈકેયીએ કરેલાં તેનાં રક્ષણના બદલામાં, તેને પોતાનું સમગ્ર રાજ્ય આપેલું હોવાથી, તેને હું કે ભરત કોઈ પણ લોપ કરી શકીએ તેમ નથી.૨૮ વળી ભરત કહે છે તેમ, મારે વનવાસ માટે પ્રતિનિધિ કરવો, એ કાર્ય કેવળ અયોગ્ય છે. માટે અમારી માતા કૈકેયીએ જે કર્યું છે તે યોગ્ય જ કર્યું છે. તેમ પિતા દશરથ પણ તેણીને અનુસર્યાએ યોગ્ય કર્યું જ છે.૨૯ ગુરુજનોનો સત્કાર કરનાર ભરત પરમ શાંતશીળ છે તે હું જાણું છું; તેમ મને લાગે છે કે, એ સત્યવાદી તથા મહાત્માને વિષે રાજપાલન કરવારૂપ સકલ કલ્યાણોનો પણ નિવાસ છે.૩૦ હું તેના ભ્રાતૃ પ્રેમ અને ધાર્મિકપણાથી અત્યંત હર્ષ પામું છું, માટે તેનો અત્યાગ્રહ છે તો જ્યારે વનવાસથી હું પાછો આવીશ, ત્યારે ધર્મશીલ બાંધવના (ભરતના) સહિત પૃથ્વીનો શ્રેષ્ઠ પાલનકર્ત્તા થઇશ.૩૧ પણ હમણાં તો કૈકેયીના વર માગવા પ્રમાણે મારા મહાત્મા પિતાને અનૃતથી મુક્ત કરવાની ઇચ્છાથી તેણીનાં વચન પ્રમાણે મેં આદર્યું છે તે જ કરીશ."૩૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો અગ્યારમો સર્ગ સંપૂર્ણ.**

---

* લાંઘણ કરવાનો નિયમ કરી એક શય્યાએ પડી રહેવું તે.

# પાદુકા રાજ્ય.

## સર્ગ ૧૧૨ મો.

### ભરતની વિદાય.

[રામને તેડવા માટે અત્યંત આગ્રહ ધરી ભરત સૈન્ય સહિત ચિત્રકૂટપર આવ્યો, ત્યારે રઘુવીરના વનવાસમાં જ* પોતાનું હિત જોનારા સમગ્ર દેવતાઓને મોટી શંકા થઈ કે, "ભરતના અત્યંત પ્રેમાગ્રહથી રઘુવીર પાછા અયોધ્યાવિષે તો નહિ પધારે?" માટે નારદાદિ મુનિગણ સહિત તે સર્વ દેવતાઓ એકત્ર થઈ જ્યારે ભરત રઘુવીરનો સંવાદ શરુ થયો, તે વેળા તે શ્રેષ્ઠ સમાગમ જોવા સારુ અંતરિક્ષમાં આવી અદૃશ્યપણે ઉભા રહ્યા, ને એ બે ભાઇઓ પરસ્પર કેવાં વચનો ઉચ્ચારે છે, તેની આકાંક્ષા સહિત ઉત્તરોત્તર તે સંવાદ શ્રવણ કરવા લાગ્યા. પણ જ્યારે ઉપર પ્રમાણે] સર્વોત્તમ તેજસ્વી તે બે બાંધવોનો રુંવાડાને હર્ષ ઉપજાવે એવો સમાગમ સંપૂર્ણ થયો, ત્યારે તેને અથેતિ શ્રવણ કરી અતિ હર્ષાશ્ચર્ય પામેલા અંતરિક્ષમાંના દેવતાઓ, મુનિઓ તથા ત્યાં આગળ પ્રત્યક્ષ આવી ઉભેલા સર્વ મહર્ષિઓ વગેરેએ, મોટેથી રામના જયજયકારનો ધ્વનિ કર્યો, ને પછી ભરત સહિત એ મહાભાગ્યવંત કાકુત્સ્થની અતિ પ્રશંસા કરતા તેઓ દિવ્ય વાણીથી બોલ્યાઃ[૧-૨] "અહો! આ બન્ને રાજપુત્રોને ધન્ય છે! એમનાં ધર્મિષ્ઠપણાંને ધન્ય છે! એમનાં સત્યવાદીપણાંને ધન્ય છે! હે આર્યો! હે ધર્મજ્ઞ રાજપુત્રો! હે ધર્મપરાક્રમી રાજર્ષિઓ! તમારું બન્નેનું સંભાષણ સાંભળી અમે અતિ પ્રસન્ન થયા છીએ, ને હજુ પણ એ પ્રમાણેનું ભાષણ વારંવાર સાંભળવા ઇચ્છીએ છીએ."[૩] [એટલું કહી વળી રાવણના વધની શીઘ્ર ઇચ્છા થવાથી તેઓ બોલ્યાઃ]"હે ઉત્તમાચરણશીલ! હે શ્રેષ્ઠ કુલોત્પન્ન મહા બુદ્ધિમંત ભરત! મહાયશસ્વી એવો જે તું, તે પિતાને પરલોકમાં સુખની પ્રાપ્તિ થવી ઇચ્છતો હોય તો, તારે રામનાં વચન માન્ય કરવાં.[૪-૫] પોતે ધારણ કરેલા આ શ્રેષ્ઠ ધર્માનુષ્ઠાનવડે રઘુવીર પિતાના ઋણથી મુક્ત થાય એમ અમે ઇચ્છીએ છીએ; કારણ, કૈકેયીના ઋણથી મુક્ત થવાને લીધે રાજા દશરથ સ્વર્ગમાં વિરાજે છે!"[૬] આ પ્રમાણે ભરતને કહી તે મહર્ષિઓ, રાજર્ષિઓ અને ગન્ધર્વો સહિત સર્વ દેવતાઓ પોતપોતાના લોક પ્રત્યે જવા લાગ્યા;[૭] ત્યારે તેમનાં વચનોથી હર્ષ પામી પ્રફુલ્લિત થયેલા રઘુવીરે તેમની ઉત્તમ વાક્યોપચારોવડે પૂજા કરીને* તેમને વિદાય આપી.[૮]

એ વેળાએ ભરત અતિ ઉદ્વિગ્ન થઈ, કૃતાંજલિપૂર્વક તોતડી વાણીથી પુનઃ રઘુવીરને કહેવા લાગ્યોઃ[૯] "હે કાકુત્સ્થ! શું ત્યારે મારી વિનતિને તું માન્ય નહિ જ કરે? હે મહારાજ! સર્વ રાજાઓના કુળની સાથે જ્યેષ્ઠ પુત્રને રાજ્ય મળવારૂપ ધર્મ, દૃઢ બંધનથી બંધાયલો છે; તો તે વાત ધ્યાનમાં લઇ તારે મારી તથા માતા કૌસલ્યાની યાચનાને માન્ય કરવી જોઇએ.[૧૦] હે દેવ! સહાયતા વગરનો એકલો હું, મોટા રાજ્યની રક્ષા કરવાનો, તેમ જ તારાપર પ્રીતિમાન્ આખા રાજ્યની પ્રજાને રંજિત કરવાનો ઉત્સાહ રાખતો નથી; કારણ, જેમ ખેડુત વર્ષાદની વાટ જૂએ, તેમ આપણા જ્ઞાતિબંધુઓ, યોધાઓ તથા મિત્રો વગેરે તારી વાટ જોઈ રહ્યા છે.[૧૧-૧૨] હે મહાબુદ્ધિમાન્! એકવાર તું રાજ્યનો સ્વીકાર કર, ને પછી ગમે તો તારી ઇચ્છામાં આવે તેને તે આપજે. તું જેને રાજ્ય અર્પણ કરીશ, તે પુરુષ અવશ્ય આલોકનું પાલન કરવા શક્તિમાન્ થશે."[૧૩]

આ પ્રમાણે પ્રિય વચનો કહી ભરત, "હે રાઘવ! હે રઘુત્તમ! હે પ્રિય બાંધવ! મારાપર કૃપા કર કૃપા કર!" એ પ્રમાણે વિનતિ કરતો રામના ચરણારવિંદમાં લપટાઈ પડી, વારંવાર તેની પ્રાર્થના કરવા લાગ્યો.[૧૪] ત્યારે પોતાના પ્રિય બાંધવ કમળપત્રાક્ષ ભરતને ખોળામાં બેસાડીને, રઘુવીર, મદોન્મત્ત હંસ સરખા સુંદર સ્વરથી તેને કહેવા લાગ્યાઃ[૧૫] "હે પ્રિય ભરત! મારા વનવાસને અવરોધ કરનારી વિનયજન્ય બુદ્ધિ તને પ્રાપ્ત થઈ છે, તે સ્વાભાવિક જ છે, ને તે માત્ર તારા મારાપરના પ્રેમને લીધે અને ધર્મને લીધે જ છે; કારણ, આ પૃથ્વીનું પાલન કરવા વિષે તો તું સર્વથા અતિ સમર્થ છે, એ હું સારી રીતે જાણું છું.[૧૬] માટે રાજ્યારૂઢ થઈ તું અમાત્ય, સુહૃદ્વર્ગ તથા બુદ્ધિમાન્ મંત્રીઓની સાથે વિચાર કરીને રાજ્ય સંબંધી મોટાં મોટાં કાર્ય કરજે.[૧૭] [પરંતુ મારા આવવાની આશા રાખીશ નહિ.] ચન્દ્રમા શોભાનો ત્યાગ કરે, હિમાદ્રી પર્વત પોતામાંના હિમને તજી

* સર્વ દુષ્ટો અને દાનવોનો નાશ કરવા સારુ મંથરાને પ્રેરણા કરી દેવોએ રઘુવીરને વનવાસ કરાવ્યો હતો; માટે રામ વનમાં વસે તો જ રાક્ષસાદિનો નાશ થઈ દેવતાઓનું હિત થાય.

* "તમે ધર્મની રક્ષા કરી" એવાં વચનરૂપી ઉપચારોવડે.

દે, અને સમુદ્ર કદાચ પોતાની મર્યાદા પણ છાંડે તોપણ હું, પિતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરું એમ નથી.[૧૮] હવે તું મારી આજ્ઞા માની સર્વ સમાજ સાથે શિઘ્રતાથી અયોધ્યા પ્રત્યે જા; ને ત્યાં જઈ ઘણા દિવસથી સૂનાં પડેલાં રાજ્યને સ્વાધીન લઈ નિયમિત કર. વળી તારી માતા કૈકેયીએ તારા ઉપરના સ્નેહને લીધે અથવા રાજ્યલોભથી જે આ તારું અપ્રિય કર્યું તેને મનમાં ન આણતાં માતાની પેઠે તેની સેવા કરજે !"[૧૯]

એવાં નિશ્ચિત વચન સાંભળી ભરતે, વડીલબંધુની આજ્ઞામાં રહેવા સિવાય બીજો કોઈ ઉપાય જોયો નહિ, ત્યારે છેવટે મનને શાંત કરી તેણે વદ પ્રતિપદાના ચંદ્ર* સરખા કૌસલ્યાપુત્રને કહ્યું:[૨૦] "હે આર્ય ! જો કે, તું મારી વિનતિને સ્વીકારતો નથી જ, તેથી તારી આજ્ઞા માન્ય કરી હું અયોધ્યાને વિષે જઇશ, તોપણ તારા સિંહાસનપર કદી બેસવાનો નથી, માટે આ સામી પડેલી તારી હેમભૂષિત પાદુકાઓને ભદ્રાસન ઉપર રાખી તારા પ્રતિનિધિરૂપે બેસીશ ! કે જેથી તે પાદુકાઓ સર્વ લોકનું પાલન કરશે."[૨૧] આ વિનતિ માન્ય કરી રામે તે પાદુકાઓને ચરણમાં ધારણ કરીને તેને આપી, ત્યારે તેને ગ્રહણ કરી શિરસાવંદ્ય કરીને ભરત બોલ્યો: "હે શૂરવીર રાઘવ ! સર્વ રાજ્યકારભાર તારી પાદુકાઓને અર્પણ કરીને હું નગરની બહાર જ વસીશ; ને ચૌદ વર્ષ લગી જટા તથા ચીરવસ્ત્ર ધારણ કરીશ; તેમ જ ફળમૂળાદિનો આહાર કરીશ ને તારા આવવાની વાટ જોઈશ અને જે દિવસે તારે વનમાં વસવાનાં ચૌદ વર્ષ પૂરાં થશે, તે દિવસે જો મને તારું દર્શન થશે નહિ, તો હું અગ્નિમાં પ્રવેશ કરીશ !"

એવી ભરતની પ્રતિજ્ઞા સાંભળી, અતિશય પ્રેમથી તેને હૃદયમાં ગ્રહણ કરીને, રામે રુદન કરતાં તે પ્રમાણે પોતે પાછા આવવા માટે વચન આપ્યું;[૨૨–૨૬] ને પછી શત્રુઘ્નને પણ હૃદય સાથે ચાંપી, તેને પોતાના તથા જાનકીના શપથ દઈને, અક્રોધપૂર્વક માતા કૈકેયીની રક્ષા કરવા માટે ભલામણ કરી. પછી એ જ પ્રમાણે કૌસલ્યાદિ સર્વ માતાઓને પણ વારંવાર નમસ્કાર કરતાં, સ્વધર્મ પાલન કરવાની ભલામણ કરી, ભરતને ત્યાંથી વિદાય થવાની આજ્ઞા આપી.[૨૭–૨૮] ત્યારે ભરતે તેને દંડવત્ પ્રણામ કરી, પેલી પ્રજ્વલિત તથા અલંકૃત પાદુકાઓ પોતાના મસ્તકપર ધારણ કરીને, રઘુવીરની પ્રદક્ષિણા કર્યા બાદ, પોતાના શ્રેષ્ઠ હાથીના મસ્તકપર તે પાદુકાને સ્પર્શ કરાવ્યો.[૨૯] રાઘવેંદ્રને વારંવાર પ્રણામ કરી આંખમાં આંસુ લાવતા સર્વ જન ઉભા થયા, ત્યારે રામે તે સર્વ પ્રજાજનો, સુહૃજ્જનો, ગુરુ, મંત્રીઓ, પ્રકૃતિવર્ગ તથા પોતાના કનિષ્ઠ બંધુઓ–ભરત અને શત્રુઘ્ન–એ વગેરે સર્વનો યથાયોગ્ય વાણીથી સત્કાર કરીને, તેમને ત્યાંથી જવાની આજ્ઞા આપી. તે વખતે, દુઃખને લીધે રુદન કરવાથી સર્વ માતાઓના કંઠ રુંધાઈ ગયા, ને ચાલતી વેળાએ રામની આજ્ઞા લેવાને પણ તેઓ સમર્થ થઈ શકી નહિ. એ જોઈ રામ, વધારે માયામાં ગુંચવાવું એ યોગ્ય નથી, એમ ધારી જાણે રુદન કરતા હોય તેવી રીતે ઉદાસમુખથી તે માતાઓને મસ્તકવડે પ્રણામ કરીને પર્ણશાળામાં ગયા.[૩૦–૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો બારમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૧૩ મો.

## ભરતનો ભરદ્વાજ સાથે સમાગમ.

શ્રી રઘુવીરે આપેલી પાદુકાઓને મસ્તકપર ધારણ કરી હર્ષિત થયેલો ભરત, શત્રુઘ્ન સહિત રથારુઢ થયો,[૧] ને સર્વ સૈન્ય સાથે ત્યાંથી ચાલવા માંડ્યું, ત્યારે વસિષ્ઠ, વામદેવ, દૃઢ વ્રતવાન્ જાબાલિ, તથા મોટાં કાર્યોના વિચાર કરવામાં કુશળ સર્વ મંત્રીઓ તેની આગળ ચાલવા લાગ્યા.[૨] પછી અનેક પ્રકારની ધાતુઓનું અવલોકન કરતાં તેઓ ચિત્રકૂટ પર્વતની ઉત્તર દિશાએ વહન કરતી મંદાકિનીના તટપર આવી પહોંચ્યા; અને ત્યાંથી પૂર્વ ભણી થઇને જાણે પર્વતની પ્રદક્ષિણા કરતા હોય તેમ પોતાને માર્ગે પડ્યા. તડામાર ચાલતાં કેટલીકવારે પાછો મહામુનિ ભરદ્વાજનો આશ્રમ આવ્યો.[૩–૫] ત્યાં સૈન્યને ઉભું રાખી રથમાંથી ઉતરીને ભરતે તે આશ્રમમાં જઈ, ઋષિના ચરણમાં દંડવત્ પ્રણામ કર્યા.[૬] ભરતને આવ્યો જોઈ ભરદ્વાજ મુનિએ આનંદસહિત રામના સમાચાર પૂછવા માંડ્યા. ત્યારે હાથ જોડી ધર્મવત્સલ ભરતે તેને જણાવ્યું:[૭–૮] "હે ઋષિવર્ય ! ગુરુ વસિષ્ઠે, માતા કૌસલ્યાએ તથા મેં અયોધ્યાપ્રત્યે આવવા સંબંધે બહુ બહુ યાચના કરી, પરંતુ દૃઢ પરાક્રમી રામે, ગુરુ વસિષ્ઠ પ્રત્યે કહ્યું:[૯] 'મારે ચૌદ વર્ષ લગી વનમાં રહેવું, એવી જે મારા પિતાની

* જેમ કૃષ્ણ પક્ષની પ્રતિપદાથી ચંદ્ર નિત્ય ક્ષીણ–અદૃશ્ય થાય છે, તેમ અદૃશ્ય થનારા.

પ્રતિજ્ઞા છે તેનું હું અવશ્ય પાલન કરીશ.'૧૦ મેં તથા ગુરુ વસિષ્ઠે તેને છેવટે વિનતિ કરી કે, 'તારા પ્રતિનિધિરૂપે તારી પાદુકાઓ અમને આપ, ને એ રૂપે તું પ્રજાને યોગક્ષેમ પ્રાપ્ત કરનારો થા!૧૧-૧૨ એ સાંભળી રઘુવીરે મારામાં રાજ્ય પાલન કરવાની શક્તિ આવવા સારુ હેમભૂષિત આ બે પોતાની ચરણ-પાદુકાઓ આપીને, મને ઉતાવળથી અયોધ્યાપ્રત્યે જવાની આજ્ઞા કરી; ત્યારે તે લઈ હું ત્યાંથી પાછો વળ્યો, ને હવે અયોધ્યાપ્રત્યે જાઉં છું."૧૩-૧૪

મહાત્મા ભરતનાં એવાં શુભ વચન સાંભળી ભરદ્વાજ મુનિએ પણ તેને શુભ વચનોથી કહ્યું:૧૫ "હે ભરત! જેમ જળ નીચાણવાળા પ્રદેશમાં જ ચોતરફથી આવી એકઠું થાય છે, તેમ તું કે જે પુરુષોમાં વ્યાઘ્રરૂપ અને સદાચારી જનોમાં શ્રેષ્ઠ છે, તેનામાં આવો ધર્મભાવ તથા ભ્રાતૃપ્રેમ હોય એમાં કંઈ આશ્ચર્ય નથી!૧૬ હે બાપ! જે પિતાનો તું આવો ધર્મવત્સલ પુત્ર છે, તે મહાબાહુ દશરથરાય સર્વ ઋણથી મુક્ત થયો છે એમ જ જાણ."૧૭ એવી રીતે પ્રશંસા કરી ઋષિએ આશિર્વાદ આપ્યો, ત્યારે તેના ચરણનું વંદન કરી તથા હાથ જોડીને વારંવાર પ્રદક્ષિણા કરતાં શ્રીમાન્ ભરતે ઋષિની આજ્ઞા લીધી, ને પછી મન્ત્રીવર્ગ સહિત તે ત્યાંથી માર્ગે પડ્યો.૧૮-૧૯ થોડીવાર વિરામ પામેલી તેની સેના પણ અનેક પ્રકારનાં યાન, શકટ, અશ્વ તથા હાથીઓપર બેસી તેની પછવાડે ચાલી.૨૦ પછી માર્ગમાં આવતાં લહરીરૂપ માળાવાળી યમુના નદીને ઉતરીને તેઓ કલ્યાણરૂપ જળવાળી ગંગા નદીપર આવ્યા,૨૧ ને તેને તરીને સામે કિનારે આવેલા શૃંગવેરપુરમાં તેણે સૈન્યસહિત પ્રવેશ કર્યો.૨૨ ત્યાંથી પણ વિદાય થઈ સૈન્ય સહિત શિઘ્રગતિએ ચાલતાં ભરત અયોધ્યા સમીપ આવી પહોંચ્યો, ત્યારે પિતા દશરથ તથા ભ્રાતા રામ વગરની તે નગરીને જોઈ અતિ દુઃખ પામીને ભરતે સારથિ પ્રત્યે કહ્યું: "હે સૂત! સર્વ શોભા હણાઈ જવાને લીધે વિધવા સરખી થયેલી આ અયોધ્યાપુરીને તું જો! હર હર! તે આનંદરહિત, દીન તથા શૂન્ય થયેલી હોવાથી આપણને કેવો ખેદ ઉપજાવે છે!"૨૩-૨૪

**ઇતિ શ્રીવાલ્મીક મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો તેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૧૪ મો.

### ખેદપ્રદ અયોધ્યા.

સારથિ સાથે અયોધ્યાને નિહાળી ખેદ કરતો ભરત નગર સમીપે જઈ પહોંચ્યો, ત્યારે નગરીનો સર્વ દેખાવ કેવળ વિપરીત જોઈ તેનું મન બહુ ખેદાઈ ગયું. રામ સરખા સર્વજન પ્રિય પુરુષનો વનવાસ અને મહારાજા દશરથનું મરણ, એ બન્ને બાબતોથી સૌભાગ્યવતી અયોધ્યા પણ ખરેખર ખેદના સાગરરૂપ જ બની રહી હતી; ને તેને અનેક અમંગળ વસ્તુઓની ઉપમા અપાય એમ હતું.૧ તેમાં કેવળ બિલાડાં અને ઘુવડ પક્ષીઓનો સંચાર થઈ રહ્યો હતો. મનુષ્યોનાં ગૃહદ્વાર બંધ હતાં, ને સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો હોવાથી, કોઈ વસ્તુ દૃષ્ટિએ પણ પડતી નહોતી. આવા સઘળા પ્રકારથી એ આખી નગરી, પ્રકાશ વિનાની અંધારી રાત્રિના સરખી થઈ રહી હતી.૨ વળી પોતાની ઐશ્વર્યતાને લીધે પ્રકાશમાન્ તથા કાંતિવાળી ચંદ્રની પ્રિય સ્ત્રી રોહિણી, ગ્રહણ સમયે ચંદ્રને રાહુએ ઢાંકી દેવાને લીધે જેવી પીડિત તથા નિસ્તેજ દેખાય, તેવી તે અયોધ્યાપુરી દેખાતી હતી.૩ ઉષ્ણકાળ વિષે પર્વતપરની નદી, કે જેમાંનું જળ તાપને લીધે ગરમ થઈ ગયેલું તથા ડોહોળાઇ ગયેલું હોય છે, જેના તટપરનાં પક્ષીઓ ગરમીને લીધે આકુળ થયેલાં હોય છે, અંદરનાં મત્સ્ય, મગર તથા ગ્રુડ છૂપાઇ જાય છે, ને પોતે પણ જળ ક્ષીણ હોવાને લીધે સૂકાયલી જ હોય છે; તેના સરખી એ અયોધ્યા નગરી દેખાતી હતી.૪ જ્યારે રામ અયોધ્યા વિરાજતા હતા તે વેળા ધૂમ્ર વગરની અગ્નિશિખા સમાન જે અયોધ્યા પ્રકાશિત લાગતી હતી, તે તેના જવા પછી, દૂધ હોમવાથી શાંત થયેલી અગ્નિજવાળા સમાન થઈ રહી હતી.૫ મોટા સંગ્રામને વિષે હારેલી સેના, કે જેમાંના ગજ, અશ્વ, રથ તથા ધ્વજા આદિ નાશ પામ્યાં હોય છે; યોધાઓનાં કવચો ભેદાઇ ગયાં હોય છે, ને જેમાંના શૂર પુરુષો હણાઇને પડ્યા હોય છે, તેની જ ઉપમાને યોગ્ય એ અયોધ્યા બની રહી હતી.૬ જે અયોધ્યા રામ વિરાજતી વેળાએ પ્રબળ વાયુના જોરથી ઉઠેલી અનેક મોટી લહરીઓ, ગર્જનાઓ તથા ફીણવાળો સમુદ્ર હોય એવી લાગતી હતી, તે તેના વનમાં જવા પછી સુકાયલા તથા વાયુ શાંત હોવાને લીધે કેવળ સ્થિર થયેલા સમુદ્રની લહરી સરખી થઈ રહી હતી.૭ વળી યજ્ઞ કરવાની વેદી, કે જે યજ્ઞ સમાપ્ત થયા પછી પોતપોતાનાં સાહિત્યો

સહિત સર્વ યાજકો* ચાલ્યા જવાથી, તેમ જ તેમાંની અગ્નિજ્વાળાનો વેગ શાંત થવાથી જેવી નિસ્તેજ દેખાય છે, તેવી જ અયોધ્યા દેખાતી હતી.[૯] કામાવેશથી પોતે ઉત્સુક છતાં પણ તરુણ વૃષભે ત્યાગ કરવાને લીધે પીડિત થઈ નવીન તૃણનો ચારો ચરવો પણ મૂકી દઇને ઉદાસપણે ફરતી વ્રજભૂમિની ગાયના સરખી અયોધ્યા, સુવર્ણમાં જડેલી અતિ પ્રકાશિત પદ્મરાગાદિ મણિઓથી વિખૂટી પડેલી મુક્તામાળા સમાન જણાતી હતી.[૯-૧૦] અથવા પુણ્યનો ક્ષય થવાથી તેજહીન થએલા તથા આકાશમાંનાં પોતાનાં સ્થાનથી ભ્રષ્ટ થઇને પૃથ્વીપર ખરી પડેલા તારા સરખી થયેલી અયોધ્યા, જેવી પુષ્પથી ભરેલી તથા મદોન્મત્ત ભ્રમરોથી સેવાયલી શોભતી વનલતા, વસંતઋતુને અંતે દાવાગ્નિના દાહથી પીડિત થાય, તેવી પીડિત થઇ રહી હતી.[૧૧-૧૨] મનુષ્યો વગર તેના સર્વ માર્ગો શૂન્ય થઇ રહેલા હોવાને લીધે, તેમ જ વેચવા વગેરેના પદાર્થો આમ તેમ ફેંકી દીધેલા હોવાને લીધે, શૂન્ય થયેલી અયોધ્યા, અનેક વાદળથી ઢંકાયલા ચંદ્ર તથા નક્ષત્રવાળાં આકાશ સરખી થઇ ગઇ હતી.[૧૩] નાશ પામેલું મદ્યાગાર, કે જેમાંથી મદ્ય ખૂટી ગયું હોય, પીવાનાં વાસણો ભાંગીફૂટી આમ તેમ વેરાઈ ગયાં હોય, ને તે અસ્વચ્છ ભૂમિમાં, તેમાંનાં મદ્યપીઓ હણાયાની પેઠે બેશુદ્ધ થઈ પડ્યા હોય એવા મદ્યાગાર સમાન થયેલી અયોધ્યા, ઊંડાં ભેદાઈ ગયલાં ફૂટેલાં વાસણોથી ભરેલાં, ભાંગી પડેલાં તથા જળ વગરનાં ધર્માઉ નવાણુ સરખી બની રહી હતી.[૧૪-૧૫] બળવાન્ પુરુષનાં બાણથી કપાઈ ધનુષમાંથી છૂટીને પૃથ્વીપર પડેલી મોટી પ્રત્યંચા સરખી થયેલી અયોધ્યા, યુદ્ધકુશળ યોધાએ એકદમ ચલાવેલી, પણ સામા પક્ષના સૈનિકોએ હણી પાડેલી અશ્વિની સરખી દેખાતી હતી.[૧૬-૧૭]

એ પ્રમાણે વિપરીત થયેલી અયોધ્યાને વિષે પ્રવેશ કરતી વેળાએ, રથારૂઢ થયેલા ભરતે પોતાના સારથિપ્રત્યે કહ્યું:[૧૮] "હે સૂત! આપણે આજે આ શૂન્ય અયોધ્યામાં જઇને શું કરીશું? જો, એમાં આગળના સરખા ગીતવાદ્યાદિના મોટા ગંભીર શબ્દો સંભળાતા નથી;[૧૯] મદ ઉત્પન્ન કરનારો વારુણીના ગંધયુક્ત પુષ્પ, સુખડ તથા અગરુના સુગંધથી મિશ્રીત વાયુ ચોમેરથી વાતો નથી;[૨૦] રામ વનમાં ગયેલા હોવાથી શ્રેષ્ઠ મદોન્મત્ત હાથી, ઘોડા તથા રથાદિ વાહનના હર્ષિત શબ્દો સંભળાતા નથી; રામવિયોગથી સંતપ્ત થયેલાં તરુણ મનુષ્યો, ચંદન, અગરુ તથા અમૂલ્ય પુષ્પોને સેવતાં નથી; તેમ વિચિત્ર પુષ્પાલંકાર ધારણ કરનાર પુરુષો, નગર બહાર વિલાસયાત્રાએ જતા જણાતા નથી.[૨૧-૨૩] રે! આખી નગરીને વિષે કંઇપણ ઉત્સવ પ્રવર્તતો જ નથી, તેથી પુરની સમગ્ર શોભા, રઘુવીરની સાથે જ ગઈ હોય એમ હું માનું છું.[૨૪] રે! આપણે અયોધ્યામાં શા માટે જઇએ છીએ? રે! વૃષ્ટિની ધારાઓને લીધે નિસ્તેજ લાગતી શરદ્ પુનેમની રાત્રિની પેઠે, અયોધ્યા બિલકુલ શોભારહિત લાગે છે. અહો! ગ્રીષ્મઋતુને અંતે વરસીને આનંદ પમાડનારા મેઘની પેઠે, મારો બંધુ રામ, અયોધ્યાવિષે પધારી સર્વ મનુષ્યોને ક્યારે આનંદ પમાડશે? રે! હમણાં તો તેના વગર આખી અયોધ્યા ખેદપ્રદ લાગે છે, ને તેના મહામાર્ગો કંઈ પણ શોભતા નથી."

એવી રીતે સારથિને કહેતાં ભરતે અતિ ખેદ સાથે અયોધ્યામાં પ્રવેશ કરીને, સિંહ વગરની ગુફા સમાન નરેંદ્ર વિનાના પોતાનાં રાજગૃહની અંદર પ્રવેશ કીધો;[૨૫-૨૮] અને નાશ પામેલી કાંતિવાળા, તેમ જ સૂર્ય રહિત દિવસ સમાન શૂન્ય અને નિસ્તેજ અંતઃપુરને જોઈ, અતિ દુઃખને લીધે તેના નેત્રમાંથી અશ્રુ વહેવા લાગ્યાં.[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસોચૌદમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૧૫ મો.

## ભરતનો નંદિગ્રામ નિવાસ.

પોતાની સર્વ માતાઓને અંતઃપુરમાં નિવાસ કરાવીને, શોકવડે તાપ પામેલો, પણ દૃઢ વ્રતવાન્ ભરત, પોતાના ગુરુજનો પ્રત્યે કહેવા લાગ્યો:[૧] "રામરહિત થયેલો હું, હવે તમારી સર્વની રજા લઈ નંદિગ્રામ પ્રત્યે જાઉં છું. મારા વનવાસી વડિલ બાંધવના આવતાં સૂધી તેની વાટ જોતાં હું હવે ત્યાં જ રહીશ, ને પિતા તથા ભ્રાતાના વિયોગજન્ય દુઃખને સહન કરીશ.[૨] રે! હુ રાજા નથી. રાજા તો મારો યશસ્વી બાંધવ રઘુવીર જ છે. માટે તેના આવતાં સૂધી હું રાજધાનીમાં પણ પ્રવેશ કરીશ નહિ."[૩] મહાત્મા ભરતનાં આવાં વચન સાંભળી વસિષ્ઠાદિ પુરોહિતો તથા સર્વ મન્ત્રીઓ તેને ધન્યવાદ આપતા કહેવા લાગ્યા:[૪] "રાજપુત્ર! ભ્રાતૃપ્રેમને લીધે તેં જે અતિ પ્રશંસનીય વચનો કહ્યાં, તે બહુ યોગ્ય છે.[૫] હે ભરત! પોતાના

* યજ્ઞ કરાવનારા બ્રાહ્મણો.

બંધુઓનાં પરિપાલન માટે અતિ સ્પૃહાવાન ભ્રાતાઓપર અખંડ પ્રેમ ધરાવનાર તથા આર્યજનોના માર્ગને અનુસરનાર એવા તારા સમાન રાજપુત્રનાં વચનોને કયો પુરુષ માન્ય ન કરે ?"[૬]

મન્ત્રીઓનાં એવાં પ્રિય વચન સાંભળીને તુરત શ્રીમાન્ ભરતે કહ્યું: "સૂત! મારો રથ જોડ !"[૭] ને પછી હર્ષિત મુખથી સર્વ માતાઓની આજ્ઞા લઇને, શત્રુઘ્નસહિત તે રથમાં બેઠો. અતિ પ્રસન્ન થયેલા તે બન્ને ભ્રાતાઓ,સર્વ મન્ત્રીઓ તથા પુરોહિતો સહિત નંદિગ્રામ પ્રત્યે વિદાય થયા;[૮-૯] વસિષ્ઠ વગેરે ગુરુજનો નંદીગ્રામ જતા ભરતની આગળ ચાલ્યા, ત્યારે આખું સૈન્ય તથા અયોધ્યાવાસીજનો પણ વગર આમન્ત્રણ કર્યાં જ, તેઓની પછવાડે ચાલતાં થયાં.[૧૦-૧૧] મસ્તકપર ધારણ કરેલી પાદુકાઓ સહિત પ્રતાપી ભરત, થોડા સમયમાં નંદિગ્રામ* જઈ પહોંચ્યો.[૧૨] એ સુંદર તીર્થક્ષેત્રસમ રમણીય સ્થળોવાળાં ગ્રામને વિષે પ્રવેશ કરી, ત્યાં આગળ આવેલાં સુંદર મહાલયની અંદર એક રત્નજડિત સિંહાસન સ્થાપિત કર્યું. પછી તે વસિષ્ઠાદિ ગુરુઓ તથા પ્રકૃતિમંડળ પ્રત્યે બોલ્યો:[૧૩] "મારા બંધુ રામે મને આ ઉત્તમ રાજ્ય, થાપણરૂપે આપેલું છે; તે આ પાદુકાઓને આધીન છે; તેઓ આખાં રાજ્યને યોગક્ષેમ પ્રાપ્ત કરશે."[૧૪] આમ બોલી તે પાદુકાઓને પુનઃ પોતાના મસ્તકપર ધારણ કરી, ભરત પોતાનાં સર્વ પ્રકૃતિમંડળને કહેવા લાગ્યો:[૧૫] "તમે સર્વ મળી તેની ઉપર છત્ર ધરો; તેનો અભિષેક કરી આ સિંહાસનપર સ્થાપિત કરો; એની સત્તાને લીધે જ રાજ્યની અંદર ધર્મ સ્થિર થશે.[૧૬] મારા આર્ય બંધુએ સ્નેહને લીધે મને રાજ્યની થાપણ સોંપી છે; માટે જ્યાંસુધી તે પાછો આવશે ત્યાંસુધી હું તેનું પાલન કરીશ;[૧૭] ને તે પોતે થોડા વખતમાં કુશળરૂપે અત્રે પધારશે, ત્યારે આ બે પાદુકાઓ તેનાં ચરણને વિષે યોજી, તે મંગલ ચરણારવિંદને અવલોકન કરીશ,[૧૮] અને એવી રીતે આ રાજ્ય થાપણ, તેને સોંપી તે પાલન કરવાના ભારથી મુક્ત થયેલો હું, મારા પ્રભુરૂપ તે વડીલ બાંધવના ચિત્તને અનુકૂળ રહીને તેની શુશ્રૂષા કરીશ.[૧૯] રામે આપેલી પાદુકા, થાપણરૂપે સોંપેલું રાજ્ય તથા અયોધ્યા એ સર્વ તેને સોંપીને હું નિષ્પાપ થઇશ."[૨૦]

એ પ્રમાણે કહીને, બુદ્ધિમાન્ ભરત, કે જેણે જટા તથા વલ્કલ ધારણ કરી મુનિસમાન વેશ ધારણ કરેલો હતો, તેણે સર્વ સૈન્ય સહિત ત્યાં નિવાસ કર્યો.[૨૧] અને રાજ્ય સંબંધી સર્વ દંડ (સત્તા અધિકાર) તે પાદુકાને નિવેદન કરીને તેની ઉપર પોતે ચામર તથા વ્યંજન સહિત છત્ર ધારણ કર્યું.[૨૨] બાદ જ્યારે વિધિવડે તે પાદુકાને અભિષેક કરી, તેને આધીન રહીને ભરત સદૈવ રાજ્ય પાલન કરવા લાગ્યો, ત્યારે રાજ્યસંબંધી જે કંઇ કાર્ય આવતું તથા હરકોઇ અમૂલ્ય ભેટ આવતી તે સર્વ પ્રથમ પાદુકાને નિવેદન કરીને પછી પોતે તેની યથાયોગ્ય વ્યવસ્થા કરતો હતો.[૨૩-૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાંડમાં એકસો પંદરમો સર્ગ સંપૂર્ણ.**

# ચિત્રકૂટ ત્યાગ.

## સર્ગ ૧૧૬ મો.

## મુનિઓનું આશ્રમાંતર.

ભરતને ચિત્રકૂટથી વિદાય કર્યા પછી કેટલોક સમય વિત્યા બાદ રામને, ત્યાંના રમ્ય આશ્રમોમાં રહેનારા ઋષિઓની અંદર કંઇક ઉદ્વેગ ફેલાયલો સાંભળવામાં આવ્યો.[૧] તપાસ કર્યો તો તેને માલમ પડ્યું કે, એ સર્વ ઋષિઓ ચિત્રકૂટથી બીજા આશ્રમાંતરે જવા ઇચ્છે છે. એનું કારણ જોતાં એવું જણાયું કે, જે તપસ્વીઓ પૂર્વથી ચિત્રકૂટપર આશ્રમો કરી રહેતા આવ્યા છે, જે રઘુવીરના આશ્રયથી વળી અધિક સુખી તથા હર્ષિત થયેલા છે, તેઓ પરસ્પર વાતો કરે છે કે, "આ પર્વતપર વસતા રાક્ષસો, રામના સરખો વેશ લઇને આપણને બાધ કરે છે, તેથી આપણે અન્ય સ્થળે જઇ નિવાસ કરવો જોઇએ," આવું જાણીને રામને શંકા થઇ કે, "શું મારા કોઇ દોષને લીધે તો ઋષિઓ ચિત્રકૂટનો ત્યાગ કરતા તો નહિ હોય?" માટે તે સર્વ ઋષિ સમૂહના સ્વામી કોઈ વૃદ્ધ ઋષિ હતા, તેની આગળ જઇ, હાથ જોડીને રામે વિનતી કરી:[૨-૪] 'હે ભગવન્! આ સર્વ ઋષિઓ ઉદ્વિગ્ન થઈ આશ્રમાંતર કરે છે, તેથી તેઓને મારે વિષે કાંઇ બિભત્સ આચરણ તો દેખાતું નથી ને? તેમ મારો નહાનો ભાઈ લક્ષ્મણ તો કંઇ અયોગ્ય માર્ગે વર્તતો નથી ને?[૫-૬] અથવા અર્ઘ્યાદિવડે તમારી શુશ્રૂષા કરનાર આ સીતા તે તમારી શુશ્રૂષાને વિષે કશો પ્રમાદ કરતી નથી ને? હે મહારાજ! શા કારણથી આ સર્વ ઋષિઓ બીજા આશ્રમ પ્રત્યે જવા ઇચ્છે છે? તે કૃપા કરીને મને જણાવો."[૭]

* નંદિગ્રામ એ પૂર્વે અયોધ્યાથી એક કોશ દૂર આવેલું સુંદર ગામ હતું.

* આ પ્રકરણમાં રામ ચિત્રકૂટ પર્વતને છોડીને દંડકારણ્યને વિષે પધાર્યા એ સંબંધે કથન છે.

રઘુવીરનો એવો વિનીત પ્રશ્ન સાંભળી નિરંતર તપ કરતાં વૃદ્ધ થયેલા તે કુળપતિ ઋષિએ, અવસ્થાને લીધે કંપતે મસ્તકે તેને જણાવ્યું:[૮] "રામ! સદૈવ કલ્યાણને વિષે જ પ્રીતિમાન્ એવી આ કલ્યાણી સીતા કદી પોતાના ધર્મથી ચલાયમાન્ થાય નહિ, ત્યારે ઋષિઓની સેવાથી તે કેમજ વિમુખ થાય?[૯] પણ ઋષિઓને ચિત્રકૂટપરથી જવાના કારણરૂપ તું છે; તારા નિમિત્તે તેઓને રાક્ષસોથી ભય થાય છે.[૧૦] હે તાત! રાવણના પછી ઉત્પન્ન થયેલો મહોન્મત્ત, (તેનો નાનો ભાઈ) અનેક યુદ્ધ જિતેલો, નૃશંસ, પુરુષભક્ષી, અનેક દોષોથી ભરેલો તથા પાપરૂપ એવો ખર નામનો એક રાક્ષસ અહીં રહે છે. તે જનસ્થાનમાં વસનારા સર્વ તપસ્વીઓને દુઃખ દે છે, ને તને પણ ન ગણકારતાં પીડિત કરવા ઇચ્છે છે.[૧૧-૧૨] વળી બીજા પણ ઘણાક રાક્ષસો જ્યારથી તું અહિં આવીને રહ્યો છે ત્યારથી સૌ તપસ્વીને અનેક દુઃખો આપે છે.[૧૩] તેઓ અતિ નિન્દિત, ક્રૂર, ભયંકર, અનેક પ્રકારનાં વિરૂપ, તથા જોવાથી દુઃખ પ્રાપ્ત થાય એવાં રૂપો ધારણ કરીને ઋષિઓને બીવરાવે છે.[૧૪] વળી તે અનાર્યો ઘણા અપવિત્ર પદાર્થો નાખીને તપસ્વીઓને ભ્રષ્ટ કરે છે, ને નજીક રહેનારા કેટલાક કોમળ સ્વભાવના ઋષિઓને તેઓ પ્રહાર કરી પીડિત કરવા પણ ચૂકતા નથી.[૧૫] આશ્રમને વિષે ઋષિઓ સૂતા હોય તે વેળા તેઓના જાણવામાં ન આવે તેમ તે દુષ્ટો આવીને તેઓને આલિંગન કરે છે;ત્યારે તેનાં અમંગળ અને કંટક સમાન રૂપને જોઈ, ભયને લીધે ઋષિઓ એકાએક ચમકી જાય છે, ને તેઓનો નાશ કરી એ દુષ્ટ રાક્ષસો, બહુ હર્ષ પામે છે.[૧૬] એ ઉપરાંત, હે રાઘવ! દિવસે પણ તેઓ અમને જંપવા દેતા નથી. જ્યારે અમારું સૌ ઋષિઓનું હોમ કર્મ પ્રવૃત્ત થાય છે, ત્યારે તે રાક્ષસો હોમનાં શ્રુવ, સ્રુક્ ઇત્યાદિ સાહિત્યોને ફેંકી દે છે; અગ્નિને જળથી હોલવી નાંખે છે, ને જળપાત્રોને ફોડી નાંખે છે.[૧૭] એવી રીતે એ દુષ્ટાત્મા રાક્ષસોથી ત્રાસ પામેલા આ સર્વ ઋષિઓ આજે મને અહીંથી બીજા દેશ પ્રત્યે જવાનું સૂચવે છે.[૧૮] હે રામ! અમે તેઓના ત્રાસને જો વધારે દિવસ ખમીશું તો આગળ જતાં તેઓ સર્વ તપસ્વીઓનો ભક્ષ કરવામાં બાકી રાખશે નહિ. માટે જ્યાંસુધી તેમ થવા લાગ્યું નથી તે પહેલાંજ અમે આ આશ્રમસ્થાનનો ત્યાગ કરીશું,[૧૯] ને તે સર્વ ઋષિગણસહિત હું અહિંથી થોડેક દૂર આવેલાં અશ્વ નામનાં મહર્ષિનાં આશ્રમનો આશ્રય કરીશ—જે આશ્રમનાં વિચિત્ર વનોની અંદર તપસ્વીઓને ભક્ષણ કરવાના ફળ તથા મૂળ વગેરે પદાર્થો પુષ્કળ જથ્થામાં ઉત્પન્ન થાય છે.[૨૦] હે રામ! જો ઇચ્છા થતી હોય તો તું પણ અમારી સાથે ચાલ; કારણ, આગળ જતાં એ ખર રાક્ષસ તારી તરફ પણ અયોગ્ય કર્મ પ્રવર્તાવશે.[૨૧] હે રાઘવ! જો કે તું નિત્ય સાવધાન તથા રાક્ષસોનો નિગ્રહ કરવામાં સમર્થ છે, તો પણ કલત્ર* સહિત તારે અહિં નિવાસ કરવો સંદેહ ભરેલો છે; ને એથી તને અંતે દુઃખ જ થશે."[૨૨]

આવાં તે વૃદ્ધ ઋષિનાં વચન સાંભળી તે વેળા, "હું તે રાક્ષસોને નિવારણ કરીશ, માટે તમે અહિંથી જશો નહિ;" એવાં સાંત્વનાનાં વચનો કહેવા માટે રઘુવીર ઉત્સુક થયા નહિ; કારણ પોતાને પણ કાર્યવશાત્† ચિત્રકૂટ છોડી અન્ય સ્થળે જવાની ઇચ્છા હતી.[૨૩] પછી અનેક સ્તુતિવડે તેનું સમાધાન કરી, તેની ઇચ્છાથી એ કુળપતિ‡ ઋષિ પોતાના કુળસહિત ત્યાંથી વિદાય થયા.[૨૪] રામ તે ઋષિગણોને વિદાય કરવા કેટલેક સૂધી તેમની પછવાડે ગયા. તે વેળા પણ સૌ ઋષિઓએ તેને વારંવાર એ જ ઉપદેશ કર્યો કે, "તારે રાક્ષસોના ઉપદ્રવ વચ્ચે અત્ર વસવું એ યોગ્ય નથી." પછી સૌએ રામને પાછા વળવાનું કહ્યું,ત્યારે તે સર્વને તથા કુળપતિ ઋષિને નમસ્કાર કરી, રામ પોતાના આશ્રમ પ્રત્યે આવ્યા.[૨૫] હવે ઋષિઓ વિના સર્વ આશ્રમસ્થાન સૂનું થઈ પડ્યું, તેથી સમર્થ રાઘવ, સીતાના રક્ષણને ઉદ્દેશી, પોતાનો આશ્રમ મૂકી ક્યાંય ક્ષણ પણ જતા નહોતા, અને બીજા કેટલાક ઋષિઓ, કે જેઓએ તે ઋષિગણ સાથે ન જતાં પોતાની રક્ષા કરવાનો ભાર રામ ઉપર મૂકયો હતો, તેઓ પણ નિરંતર સાવધપણે તપશ્ચર્યા કરતા ત્યાં વસતા હતા.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસોસોળમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૧૭ મો.

## ચિત્રકૂટ ત્યાગ—અત્રિઋષિનો સમાગમ.

ઋષિસમૂહ ચિત્રકૂટ છોડી જવા પછી રામ કેટલોક સમય§ ચિત્રકૂટપર રહ્યો ખરો, પણ પછવાડેથી

* સ્ત્રી. † રાક્ષસોનો વધ, ભક્તોને અભય તથા ઋષિઓનાં દર્શન ઇત્યાદિ કાર્યવશાત્. ‡ પોતાના કુળમાં સૌથી વૃદ્ધ.

§ રામ ચિત્રકૂટપર કયાં સુધી વસ્યા? તેનું આવું પ્રમાણ છેઃ—ચૈત્ર શુદિ દશમીને દિવસે પુષ્યનક્ષત્રમાં રામનું વનપ્રસ્થાન; ત્યારપછી પૂર્ણિમાને દિવસે અર્ધરાત્રે દશરથ રાજાનું મરણ; પછી

અનેક કારણોને લીધે તેને એ પર્વતપર રહેવું પસંદ પડ્યું નહિ.[૧] તે વિચાર કરવા લાગ્યોઃ "અહો! હું વનવાસી થયા છતાં પણુ અત્ર મારા સ્નેહને લીધે આવેલા ભરત, શત્રુઘ્ન, સહુ માતાઓ તથા સર્વ જનસમૂહ સહિત સેના વગેરેને મેં જોયાં, તેથી વારંવાર તેઓનું સ્મરણુ થઈ આવી, તેઓના સંબંધે મને શોક થાય છે! આ ઠેકાણે ભરત ઉભો હતો, અહીં સર્વ સેના ઉતરી હતી, અહીં ઉભા રહીને સર્વ જનો મારી પ્રાર્થના કરતા રડતા હતા, આ ઠામે મારી માતાઓએ મારા શરીરપર તેમનો કોમળ હાથ ફેરવી મને શાંતિ આપી હતી, ને અહિં આગળ વસિષ્ઠાદિ ગુરુજનો મને અયોધ્યા આવવા માટે સમજાવતા હતા; ઇત્યાદિ વૃત્તાંત સાંભરી આવી, વારંવાર તે તે સ્થળોનું અવલોકન કરતાં મારો શોક બહુ વૃદ્ધિ પામે છે.[૨] વળી ભરતની સેનામાંના ગજ અશ્વાદિ વાહનોની લાદથી આ આશ્રમભૂમિ અપવિત્ર પણુ થઈ છે, માટે હવે મારે અહીં વસવું યોગ્ય નથી!"[૩] આવો વિચાર લક્ષ્મણુ તથા સીતાને જણાવીને રામે ચિત્રકૂટપરથી અન્ય સ્થળે જવાનો નિશ્ચય કર્યો.[૪]

પછી વિદેહપુત્રી સીતા તથા મહાત્મા સૌમિત્ર સહિત રઘુવંશપતિ રામ, એ રમણીય પર્વતને છોડી દક્ષિણુ માર્ગે વિદાય થયા. અનેક વનો, પર્વતો તથા સરસરિતાઓનું અવલોકન કરતા કેટલેક સમયે દક્ષિણુ દેશની સરહદપર આવેલા મહામુનિ અત્રિના આશ્રમ આગળ આવી પહોંચ્યા. ઋષિનાં દર્શનની ઇચ્છાથી રામે, આશ્રમની અંદર પ્રવેશ કર્યો. ત્યાં અગ્નિસમાન પ્રજ્વલિત અત્રિ ઋષિ, અજીનાસનપર* વિરાજેલા હતા. તેને ત્રણે જણે દંડવન્નમસ્કાર કર્યા. ત્યારે તે સમર્થ ઋષિએ પણુ પુત્રની પેઠે રઘુવીરને હૃદયમાં ચાંપી તેના મસ્તકના કેશ સુંઘ્યા.[૫] બાદ શિષ્યોએ તૈયાર કરેલું સર્વ આતિથ્ય રામને અર્પીને, ઋષિએ મહાભાગ્યવાન્ લક્ષ્મણુ તથા જાનકીભણી પરમ પ્રીતિથી દૃષ્ટિ કરી.[૬] તે વેળા તેની વૃદ્ધ પત્ની અનસૂયા, કે જે સર્વ ભૂતપ્રાણીના હિતમાં આસક્ત તથા સર્વ લોકમાં સત્કાર પામેલી હતી, તે પણુ ત્યાં આવી ઉભેલી હતી; તેને બોલાવીને ઋષિએ અતિ હર્ષથી સીતાને દેખાડી, તથા તેનો આદરસત્કાર કરવા માટે કહ્યું.[૭–૮] વળી ધર્માચરણુમાં તત્પર તાપસી અનસૂયાનો અધિકાર કેટલો મોટો છે, તે જણાવવા સારુ ઋષિએ રઘુવીરને કહ્યું: "હે રામ! આ મારી વૃદ્ધ પત્ની અનસૂયા, કે જે એવી તપસ્વિની છે કે, પૂર્વે જ્યારે સામટો દશ વર્ષ સૂધી વરસાદ ન થતાં મહા દુષ્કાળ પડ્યો હતો, ને સર્વ લોક અતિ સંતપ્ત થયાં હતાં, ત્યારે એણે ઋષિઓના જીવન માટે ફળ તથા મૂળ વગેરે ઉત્પન્ન કર્યાં હતાં; તથા તેઓને સ્નાનાદિ કરવા સારુ મંત્રસિદ્ધિના પ્રભાવે કરી જાહ્નવી ગંગાને પોતાના આશ્રમ પાસેથી વહેવડાવી હતી. વળી પોતાની તપશ્ચર્યા અતિ ઉગ્ર છતાં ઘણાં તીક્ષ્ણુ વ્રતો તથા નિયમો પાળવાથી તેણી બહુ કલ્યાણુરૂપે શોભે છે![૯–૧૦] એણે દશ હજાર વર્ષ સૂધી તપ કર્યું છે. વળી એણે વારંવાર પોતાના વ્રતે કરી ઋષિઓની તપશ્ચર્યામાં થતાં વિઘ્નોને દૂર કર્યાં છે;[૧૧] તેમ જ પૂર્વે દેવતાઓનાં કાર્ય નિમિત્તે દશ રાત્રિની એક રાત્રિ કરીને પોતાના તપનો અદ્ભુત પ્રભાવ પ્રસિદ્ધ કીધો છે.* એવી ત્રણે લોકમાં વિખ્યાત આ અનસૂયા તમારે માતાની પેઠે પૂજ્ય છે.[૧૨] વળી સર્વ ભૂત પ્રાણીએ નમસ્કાર કરવા યોગ્ય એ વૃદ્ધ તાપસી, સદૈવ ક્રોધ વગરની તથા વરદાયિની છે; માટે વિદેહપુત્રી સીતાને તમે તેની આગળ મોકલો."[૧૩]

વૃદ્ધ મહર્ષિ અત્રિનાં એવાં વચન સાંભળી રઘુવીરે ધર્મ જાણુનાર જાનકીપ્રત્યે કહ્યું:[૧૪] "હે રાજપુત્રિ! આ મહર્ષિનાં વચનો તે સાંભળ્યાં? પતિવ્રતાના વ્રતરૂપ શ્રેષ્ઠ કર્મે કરી 'અનસૂયા' એવે નામે લોકોમાં વિખ્યાતી પામેલાં, ક્રોધરહિત એ મુનિપત્ની સર્વ જગતને માતુશ્રીરૂપ છે, માટે તેની આગળ જઈ નિર્વિલંબે તું તેનાં ચરણુને વંદન કર!"[૧૫–૧૬] પતિની

---

એક પખવાડિયું વિતે ભરતનું મોસાળથી અયોધ્યામાં આવવું; તે પછી એક પખવાડિયું પૂરું થતાં સૂધી મહારાજા દશરથની ઔર્ધ્વદૈહિક ક્રિયા થઈ. એવી રીતે ચાંદ્રમાનથી વૈશાખ માસ ગયો. ત્યારપછી તુરત જ્યેષ્ઠમાં ભરતનું ચિત્રકૂટ પ્રત્યે પ્રસ્થાન; ત્યાંથી ભરતના અયોધ્યા જવાબાદ વર્ષાઋતુ સમીપ આવેલી હોવાથી આખું ચોમાસું ગાળી કાર્તિક માસ સૂધી ચિત્રકૂટપર રામનો નિવાસ હતો.

* મૃગ, વ્યાઘ્ર આદિનું પવિત્ર ચર્મ.

* પૂર્વે કોઈ ઋષિપત્ની, કે જે અનસૂયાની સખી થતી હતી, તેને માંડવ્ય ઋષિએ એવો શાપ આપ્યો હતો કે, "તું આવતી કાલે વિધવા થઇશ!" સખીને એવો શાપ થવાથી ક્રોધ પામેલી અનસૂયાએ ઋષિને સામે એવો શાપ આપ્યો કે, "હવે પ્રાતઃકાળ જ ન થાઓ!" તેથી ચાલતી રાત્રિ પૂરી થઇને દિવસ ઉગવાનો સમય આવ્યો જ નહિ, ને દશ દિવસ રાત્રિ જેટલો સમય એક રાત્રિમાં જ વહી ગયો. આમ થવાથી સૃષ્ટિ ક્રિયા ચાલતી બંધ થઇ, તેથી વ્યાકુળ થયેલા દેવતાઓએ અનસૂયા પાસે આવી તેની પ્રાર્થના કરી; જેથી તેણે દશ રાત્રિના કાળને એક રાત્રિ સમાન કરી દેવતાઓનું કાર્ય કર્યું તથા પોતાની સખીને પણુ માંડવ્ય ઋષિના શાપથી મુક્ત કરી.

આજ્ઞા થતાં જ યશસ્વિની મૈથિલી, માતા અનસૂયા આગળ ગઈ;[૧૭] ને તેને દંડવત્નમસ્કાર કરીને આનંદપૂર્વક પોતાનું નામ કહી સંભળાવ્યું. તે ઋષિપત્ની કે જે અતિ વૃદ્ધાવસ્થાએ પહોંચેલી હોવાથી તેના શરીરના સંધિબંધો શિથિલ થયેલા હતા; શરીરમાં ચામડીની કરચલીઓ વળી ગઈ હતી; મસ્તકના કેશ શ્વેત થઈ ગયા હતા ને વાયુના વેગથી જેમ કેળ કંપે તેમ કંપતી હતી. તેના ચરણારવિંદમાં વંદન કરીને વૈદેહી હાથ જોડી કુશળતા પૂછવા લાગી; ત્યારે પતિસમાન ધર્માચરણ કરનારી ભાગ્યવતી વિદેહપુત્રીને જોઇને અનસૂયા "अखंड सौभाग्यवती भव" એમ આશીર્વાદ દઈ, મસ્તકપર હાથ ફેરવીને બોલી:' "હે જનકપુત્રિ! તારું કલ્યાણ થાઓ. હે બાલે! તું દૈવયોગથી પ્રાપ્ત થતા સમયના ધર્મને જાણે છે એ બહુ પ્રશંસનીય વાર્તા છે.[૧૮-૨૧] ને 'હું રાજપુત્રી છું તે વનમાં કેમ જાઉં?' એવા બલિષ્ટ ગર્વનો ત્યાગ કરીને વડીલે વનમાં મોકલેલા તારા પતિની સાથે વનમાં આવી છે એ ઘણું યોગ્ય છે.[૨૨] હે જનકજા!*

नगरस्थो वनस्थो वा शुभो वा यदि वाशुभः ।
यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः ॥

પોતાનો પતિ નગરમાં રહેનારો હો કિંવા ઘોર અરણ્યમાં વસનારો હો, તેમ જ પોતાને અનુકૂળ હો વા ગમે તેવો પ્રતિકૂળ હો, તોપણ તેને પ્રભુ માનીને, જે સ્ત્રી તેને પ્રીતિવડે અનુકૂળ થઈ રહે છે, તેને આલોકમાં નિરંતર સુખની પ્રાપ્તિ થાય છે, એટલું જ નહિ, પણ દેહાંત પછીએ તેને અવિનાશી શુભલોકોની પ્રાપ્તિ થાય છે.[૨૩] પતિ દુ:શીલવંત હોય, અતિ કામી હોય, અથવા ધન રહિત હોય, તોપણ સ્તુત્ય સ્વભાવવાળી સ્ત્રીનું તે જ પરમ દૈવત છે.[૨૪] હે વિદેહપુત્રિ! સ્ત્રીએ અખંડ તપ કરવાની પેઠે, આલોક પરલોકનાં સુખ પ્રાપ્ત કરવા માટેનાં સર્વ સાધનોવડે, પોતાના પતિને જ ભજવો યોગ્ય છે. કારણ, ઘણીક રીતના અનુભવથી તથા પરાપૂર્વના વિચારથી મેં સિદ્ધ કીધું છે કે, તેનો પરમ હિતકર્તા, પતિ ઉપરાંત બીજો કોઈ નથી![૨૫] હે સીતે! લોકમાં નિંદાપાત્ર અસત્† સ્ત્રીઓ, કે જેઓનાં હૃદય માત્ર કામને જ વશ હોય છે, જેઓ પતિને આજ્ઞા કરવામાં શરમ આણતી નથી, વિષય સારુ પતિની યાચના કરે છે, ને સ્વતંત્ર થઈ ઇચ્છામાં આવે ત્યાં જવા અચકાતી નથી, તેઓ આમ તારી પેઠે પોતાના ગુણવાન્ કિંવા દોષવાન્ પતિની સાથે (વનમાં) જવાનું માન મેળવી શકતી નથી. એવી અયોગ્ય કાર્યને વશ થયેલી સ્ત્રીઓ, છેવટે અપયશયુક્ત તથા ધર્મભ્રષ્ટ જ થાય છે;[૨૬-૨૭] પણ તારા સરખી ગુણવતી તથા લોકપરાવર* જાણનારી સતી સ્ત્રીઓ, પુણ્ય કરનારની પેઠે સ્વર્ગને વિષે વિચરે છે.[૨૮] માટે હે વૈદેહિ! તું પરમ સદાચારિણી છે, તોપણ, વળી હું તને કહું છું કે, હે સતિ! તું વિશેષે કરીને તારા પતિની અનુવ્રતા†, પતિપ્રધાના‡, સમયાનુવર્તિની§ અને ભર્તારની સહધર્મચારિણી થા;‖ જેથી યશ તથા ધર્મને પામીશ."[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો સત્તરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૧૮ મો.

## અનસૂયાએ કરેલું પ્રીતિદાન.

એવી રીતે ગુણ ઉપર દોષારોપ નહિ કરનારી, તપસ્વિની અનસૂયાએ શ્રેષ્ઠ વચનો કહ્યાં, ત્યારે તેનાં વખાણ કરી સતી શિરોમણી સીતા, ધીમેથી તેની પ્રત્યે પૂજ્યભાવથી કહેવા લાગી:[૧] "હે માતા! તેં મને જે ઉત્તમ શિક્ષાવચનો કહ્યાં, તે તારા જેવી આર્યાના સંબંધમાં કંઈ આશ્ચર્યકારક નથી; તેં, 'સ્ત્રીનો સર્વ વાતે પતિ જ ગુરુ છે,' એમ જે ઉપદેશ કર્યો, તે મારા પણ જાણવામાં છે.[૨] પોતાનો પતિ જો કે શ્રેષ્ઠ આચરણરહિત અને વૃત્તિહીન હોય, તો પણ મારા જેવી સ્ત્રીએ પોતાની (પતિપત્નીરૂપ) જોડીમાં ભેદ ન પડે તેવી રીતે તેની સાથે અતિપ્રીતિસહિત વર્તવું જોઈએ,[૩] તો પછી ગુણશ્લાઘ્ય¶, દયાવાન્, જિતેન્દ્રિય, સ્થિરપ્રીતિમાન્, ધર્માત્મા તથા પ્રિયંકર$ પતિની સાથે શ્રેષ્ઠ આચારથી વર્તવું જોઈએ એમાં શું આશ્ચર્ય ?[૪] તેમ હે માતા! મહાબળવાન્ મારા પતિ રામ પણ એવા છે, કે તે પોતાની માતા કૌસલ્યા પ્રત્યે જેવી વૃત્તિથી વર્ત્તે છે, તેવી જ વૃત્તિથી દશરથરાયની સર્વ સ્ત્રીઓ પ્રત્યે તથા મારા વિનાની અન્ય સ્ત્રીઓ પ્રત્યે વર્તે છે.[૫] વળી તે શૂરવીર તથા પિતૃવત્સલ પુરુષ, પોતાની મહાપ્રભુતાનો ગર્વ અંતરમાં ન આણતાં, જેને

---

* જનકરાયની પુત્રી. † નબળી; નીચ અધર્મિણી; અયોગ્ય; દુષ્ટ ઇત્યાદિ.

* વારંવાર બદલાતી કિંવા ચાલી આવતી લોકની સ્થિતિ. † અનુસરીને વર્તનારી. ‡ પતિને જ સૌ વાતે મુખ્ય માનનારી. § આચાર પાળનારી. ‖ સાથે રહી ધર્માચરણ કરનારી. ¶ શ્રેષ્ઠ ગુણોને લીધે પ્રશંસા કરવા યોગ્ય. $ હિત કરનાર.

દશરથરાયે એકવાર પણ જોઇ હોય તેવી સ્ત્રીઓને વિષે માતા સમાન ભાવથી વર્તે છે, તો પછી એવા સર્વોત્તમ પતિની સાથે કયી દુષ્ટા સ્ત્રી પાતિવ્રત્યથી ન વર્તે?[૬] વળી હે તપસ્વિનિ! આ મનુષ્ય વગરનાં ભયંકર વનમાં, જે વેળા અમે પ્રયાણ કર્યું, તે વેળાએ મને મારાં સાસુએ તારા કહેવા પ્રમાણેનાં શિક્ષાવચનો કહ્યાં છે, તે મારા હૃદયમાં ચોંટી રહ્યાં છે.[૭] તેમ એ ઉપરાંત પણ પતિની શુશ્રૂષા કરવા વિષે, મારાં લગ્ન સમયે મારાં માતા આદિ બંધુ વર્ગે મને બોધ કર્યો છે, તે પણ હું ભૂલી ગઇ નથી; કે, હે ધર્મમાતુ! સ્ત્રીએ પતિની શુશ્રૂષા કરવા ઉપરાંત, અન્ય તપ કરવાનું છે જ નહિ;[૮-૯] કેમકે મહાસતી સાવિત્રી પોતાના પતિની શુશ્રૂષા કરીને જ સ્વર્ગવિષે રહી હર્ષ પામે છે; તેના સરખી વૃત્તિથી વર્તનારી તું પણ પતિની શુશ્રૂષા કરવાને લીધે જ સર્વ લોકમાં વિશ્રુત* તથા સ્વર્ગમાં ગયેલી (ગયા જેવી જ) છે; અર્થાત્ જ ઇશ જ અને સર્વ સ્ત્રીઓ વિષે શ્રેષ્ઠ તથા સ્વર્ગમાંની દેવતારૂપ રોહિણી પણ પોતાના પતિ ચંદ્રની સેવાને લીધે જ, તેનાથી એક મુહૂર્ત પણ વિખૂટી દેખાતી નથી.[૧૦-૧૧] વળી એવા પ્રકારનાં પતિસંબંધી દૃઢ વ્રતોવાળી [અરુંધતિ આદિ] બીજી શ્રેષ્ઠ સ્ત્રીઓ પણ, પતિસેવારૂપ પુણ્ય કર્મે કરી સ્વર્ગને વિષે હર્ષ પામે છે."[૧૨]

મિથિલેશપુત્રીનાં† એવાં ધર્મિષ્ઠ વચન સાંભળી, હર્ષિત થયેલી અનસૂયા, પ્રેમથી તેને પોતાના હૃદય સાથે ચાંપીને હર્ષ પમાડતી બોલી:[૧૩] "હે પવિત્ર વ્રતવાળી સીતા! અનેક પ્રકારના નિયમોથી જે મેં તપશ્ચર્યારૂપી મહાબળનો સંગ્રહ કીધો છે, તેનો આશ્રય કરી હું તને પ્રાર્થના કરું છું કે, તું મારી પાસેથી ઇચ્છિત વરદાન માગ.[૧૪] હે બાલે! તારાં શ્રેષ્ઠ તથા યોગ્ય વચનો સાંભળી, હું બહુ પ્રસન્ન થઇ છું, તેથી તારું પ્રિય કરવા ઇચ્છું છું!"[૧૫] અનસૂયાનાં એવા વચન સાંભળી, બહુ વિસ્મિત થયલી જાનકી મંદ હાસ્ય કરતી હાથ જોડી બોલી કે, "માતુ! તેં મારા ઉપર આ અનુગ્રહ કર્યો, તેથી જ મારું સર્વ પ્રિય થઇ ચૂક્યું એમ હું સમજું છું!"[૧૬] ત્યારે ધર્મજ્ઞ અનસૂયા બહુ રાજી થઈ પ્રીતિસહિત કહેવા લાગી: "હે જનકાત્મજા! તેં મને લોભરહિત વચનો કહ્યાં, તો હું પણ તારું તે નિર્લોભીપણું સફળ થઈ તને હર્ષની પ્રાપ્તિ થાય એમ કરીશ.[૧૭] હે રાજપુત્રિ! આ દિવ્ય તથા શ્રેષ્ઠ પુષ્પમાળા, તેવાં જ દિવ્ય અને શ્રેષ્ઠ વસ્ત્રો તથા આભરણો અને તેવું જ દિવ્ય આ અનુલેપન માટેનું અંગરાગ* હું તને આપું છું, તે તું પ્રીતિથી ગ્રહણ કર. એ સૌ તારાં શરીરને બહુ શોભાવશે, ને નિત્ય ઉપભોગમાં આવવા છતાં પણ, તે કદી અપવિત્ર કિંવા જીર્ણ થશે નહિ.[૧૮-૧૯] વળી આ દિવ્ય અંગરાગનું શરીરે લેપન કરવાથી, જેમ અવિનાશી વિષ્ણુને લક્ષ્મી શોભાવે છે, તેમ તું પોતાના ભર્તા રામને શોભાવીશ.[૨૦] હે જનકબાળા! આ પુષ્પમાળા છે, તે દિવ્ય હોવાથી–કદી ન કરમાતાં નિત્ય પ્રફુલ્લ–જેવી છે તેવીને તેવી જ રહેશે; તેમ આ વસ્ત્રો, આભરણો તથા અંગરાગ પણ તેજ પ્રમાણે જીર્ણ કે મલીન ન થતાં, નિત્યપ્રતિ નવીન જ રહેશે, માટે તું તેનો અંગીકાર કર!" એવી રીતે કહી અનસૂયાએ તે સર્વ પદાર્થો આપ્યા, ત્યારે સીતાએ અતિ આદરયુક્ત તેનો સ્વીકાર કર્યો.[૨૧]

એ પ્રમાણે અનસૂયાનાં પ્રીતિદાનને ગ્રહણ કરીને યશસ્વિની સીતા, કરજોડી તેની આગળ બેઠી,[૨૨] ત્યારે તપશ્ચર્યારૂપ ધનવાળી દૃઢવ્રતા અનસૂયા, કોઇ પણ પ્રિયવાર્તા સાંભળવાની ઇચ્છાથી તેને પૂછવા લાગી:[૨૩] "હે સીતા! તું આ રઘુવંશોત્પન્ન યશસ્વી રામને સ્વયંવરમાં પ્રાપ્ત થઇ છે, એમ મેં કાને સાંભળ્યું છે;[૨૪] પણ તે તારો વિવાહ કેવી રીતે થયો? તે હું પૂર્ણપણે જાણતી નથી. તો હે મૈથિલિ! પહેલેથી માંડી તારા વિવાહ સંબંધી સર્વ વાર્તા તું મને વિસ્તારપૂર્વક કહે."[૨૫]

ઋષિપત્નીની એવી ઇચ્છા જાણી, સીતા તેને કહેવા લાગી: "હે તપસ્વિની, સાંભળ![૨૬] મિથિલાપુરીનો અધિપતિ જનકરાજા–જે શૂરવીર, ધર્મજ્ઞ, ક્ષત્રિયધર્મમાં પ્રીતિમાન્ છતાં ન્યાયથી પૃથ્વીનું પાલન કરે છે,[૨૭] તેણે પોતાને ત્યાં યજ્ઞ આરંભ્યો, ત્યારે યજ્ઞને સારુ પૃથ્વીને પવિત્ર કરવા માટે પોતે, સુવર્ણના હળવડે ખેડવા લાગ્યો. તે વેળા હળવડે ભેદાતી પૃથ્વીમાંથી એકાએક હું નીકળી.[૨૮] ત્યારે ઔષધીની મુષ્ટિ ભરી પૃથ્વીપર વેરતો† તથા પૃથ્વીને ખેડતો મારો પિતા રજોટાયલાં શરીરવાળી મને, એકાએક પૃથ્વીનો ભેદ કરી નીકળી આવેલી સુંદર બાલિકારૂપે જોઈ, અતિ વિસ્મય પામ્યો.[૨૯] હે સતીશિરો-

* વિખ્યાત.　† સીતાનાં.

* કપૂર, અગરુ, કસ્તૂરી તથા કંકોલ ઇત્યાદિ (અલૌકિક) સુગંધી પદાર્થોને કલ્ક. એ પ્રસરવાથી પણ શરીરને શોભાવે એવા હોય છે. તથા કેસર મિશ્રિત ઉત્તમ ચન્દનથી ઉત્પન્ન થાય છે.

† જે સર્વ ઔષધી છે તે દેવતાઓ માટે જ છે, એવી રીતના અર્થવાળા મંત્રોમાં કહેલા પ્રકારે કરી, હાથની મુઠીમાં ઔષધી લઈ ખેડાતી પૃથ્વી ઉપર છાંટવામાં તત્પર થયલો જનક રાજા.

મણિ! એ વેળા મહારાજા જનકને કશું સંતાન નહોતું; તેથી મને જોતાં જ તેણે સ્નેહથી પાસે લઈ, પોતાના ખોળામાં બેસાડીને સૌ સાંભળે તેમ કહ્યું: "આ મારી પુત્રી છે અને મને નિઃસંતાનને પ્રભુએ જ દયા કરીને આ કન્યા આપી છે, એમ હું સમજું છું!"[૩૦] તે વેળા આકાશમાંથી પણ સાક્ષીરૂપે ગંભીર વાણી થઈ કે, 'હે નૃપતિ! તું કહે છે જે આ મારી પુત્રી છે, તે ખરેખર ધર્મથી તારી જ પુત્રી છે; કારણ, તારા યજ્ઞક્ષેત્રમાંથી તે ઉત્પન્ન થઇ છે!'[૩૧]

"એવી આકાશવાણી સાંભળીને મારા પિતા મિથિલાપતિને બહુ હર્ષ થયો, ને પોતાને વહાલામાં વહાલી વસ્તુ પ્રાપ્ત થઈ હોય તેવો આનંદમગ્ન થઈ તે મને લઈને રાજમહેલે ગયો.[૩૨] પછી તેણે મને પોતાની સર્વ રાણીઓમાં મોટી તથા પુણ્ય કર્મવાળી પટ્ટરાણીને, ઇષ્ટ વસ્તુની પેઠે પોષણ કરવા સારુ સોંપી. તે રાણીએ પણ અતિ આનંદથી મને ગ્રહણ કરી. મારાપર અતિ સ્નેહવાન્ થઈ માતા સમાન પ્રીતિથી, મને ઉછેરી મોટી કરવા માંડી.[૩૩] હું પ્રાપ્ત થવા પછી મારો પિતા, અનેક મોટી સમૃદ્ધિઓને પામ્યો, ને તેની સર્વ ઇષ્ટ કામનાઓ સિદ્ધ થઈ.* હું કે જે તદ્દન બાળિકારૂપે હતી, તે વર્ષોપર વર્ષો વીતતાં વૃદ્ધિ પામીને કન્યારૂપે થઈ. ત્યારે મને પરણવા યોગ્ય અવસ્થાએ આવેલી જોઈ, મારો પિતા જનક, દ્રવ્યરહિત થયલા નિર્ધન પુરુષની પેઠે, મહા ચિંતા કરવા લાગ્યો.[૩૪]

सदृशाच्चापकृष्टाच्च लोके कन्यापिता जनात् ।
प्रधर्षणमवाप्नोति शक्रेणापि समो भुवि ॥

"કન્યાનો પિતા, ચાહે તો ઇન્દ્ર સમાન હોય તોપણ તે પોતાના સમાન, હીન, કિંવા શ્રેષ્ઠ પક્ષના જનોથી અપમાનાદિ અનેક ક્લેશો પામે છે![૩૫] મારે લીધે વરપક્ષના જનોથી પોતાને થનારા અપમાનાદિ ક્લેશો થવાનો સમય સમિપમાં આવ્યો જાણી, મારો પિતા જનકરાજા ચિંતારૂપ સમુદ્રમાં મગ્ન થયો! ને શું કરવું તેની તેને સૂઝ પડી નહિ.[૩૬] વળી એક તેથી હું 'અયોનિજા,'† હતી, તે મારો પિતા જાણતો તો મારે યોગ્ય, કુળ તથા વિદ્યાદિવડે મારા સરખા વરની તે શોધ કરવા લાગ્યો, પણ તેવો વર કોઈ તેના ધ્યાનમાં આવ્યો નહિ.[૩૭] નિરંતર મારા સંબંધી જ ચિંતા કરતાં કરતાં, મારા સત્યવાદી પિતાને આપોઆપ મારો સ્વયંવર કરવાની બુદ્ધિ ઉત્પન્ન થઈ.[૩૮] તેણે સર્વ રાજાઓને બોલાવીને તેઓના સમાજની મધ્યમાં એક મોટું દિવ્ય ધનુષ લાવી મૂક્યું. એ શ્રેષ્ઠ ધનુષ્ય, પૂર્વે મારા પિતાના પૂર્વજ દેવરાતને, દક્ષયજ્ઞ સમયે મહાત્મા વરુણે અર્પણ કર્યું હતું. એ મહા મોટું ધનુષ વજનમાં એટલું બધું ભારી હતું કે, ઘણાક મનુષ્યો એકત્ર મળી યત્નથી પણ તેને ચલાયમાન કરી શકતા નહોતા; તેમ મહાબળવાન્ રાજાઓથી સ્વપ્નમાં પણ તેને નમાવી શકાય એમ નહોતું! વળી તેની સાથે અક્ષય્ય* બાણોના બે ભાથા હતા.[૩૯–૪૦] ધનુષમાત્રમાં ઉત્તમ શિવધનુષ તે સ્વયંવરમંડપની મધ્યમાં, સર્વ રાજાઓ આગળ મૂકી મારા પિતાએ સૌ સાંભળતાં કહ્યું:[૪૧] 'જે પુરુષ આ ધનુષને ઉપાડી સજ્જ કરશે, (પણછ ચઢાવશે) તે મારી પુત્રીનો પતિ થશે એમાં કંઈ સંશય નથી.'[૪૨] મારા પિતાનાં એ વચનો સાંભળી, તે સર્વ રાજાઓ સ્તબ્ધ થઇ ગયા, ને તે પર્વતપ્રાય ધનુષને હાથમાં લઈ, ત્યાંથી ખસેડવાને પણ અશક્ત હોવાથી તેઓ સર્વે, મારા પિતાને નમસ્કાર કરીને પોતપોતાના દેશપ્રત્યે વિદાય થયા.[૪૩]

"એવી રીતે સ્વયંવર અપૂર્ણ જ રહ્યો. તેને ઘણોક કાળ વીતિ ગયો. મારા પિતાએ પુનઃ યજ્ઞનો આરંભ કરી, તે વિષે દેશાંતરના મહાન્ મહાન્ રાજાઓને આમન્ત્રણ કર્યું. તે યજ્ઞને જોવા સારુ આ મહાકાંતિમાન્ સત્યપરાક્રમી દશરથપુત્ર, પોતાના ગુરુ વિશ્વામિત્ર તથા નાના ભાઈ લક્ષ્મણસહિત, મારા પિતાને ત્યાં પધાર્યા. મારા પિતાએ બન્ને રાઘવોસહિત વિશ્વામિત્રનો રુડી રીતે સત્કાર કર્યો.[૪૪–૪૫] યજ્ઞ પૂરો થયા પછી મહર્ષિ વિશ્વામિત્રે, મારા પિતાપ્રત્યે તે મહદ્ધનુષ, આ મારા પતિ રામને તથા લક્ષ્મણને દેખાડવા માટે કહ્યું. પછી મારા પિતાએ તે તેડાવેલા રાજાઓને સ્વયંવરમંડપમાં એકત્ર કરી, ત્યાં આગળ, પૂર્વે દેવતાઓએ આપેલું તે ધનુષ મંગાવીને રાજપુત્ર રામને દેખાડ્યું.[૪૬–૪૭] જેમ બાળક પોતાને નિત્ય રમવાની વસ્તુને એકાએક હાથમાં ઉપાડી લઈ રમવા માંડે, તેમ એ ધનુષ્યને જોતાં જ, મહાપરાક્રમી રાઘવેન્દ્રે તેને એક હાથે ઉપાડી ગ્રહણ કર્યું, ને જોતજોતામાં તેને

---

* પોતાના ઘરમાં કોઈ સુભાગ્યવંત બાળક જન્મે, ત્યારે બાપની જો કે અવદશા હોય, તોપણ તે વેળાથી તે તુરત બદલાઇને સૌ વાતે લીલાલ્હેર થઈ રહે છે. તેવી જ રીતે સાક્ષાત્ મહાલક્ષ્મી, કે જે સર્વ ભાગ્યનું, સર્વ શોભાનું તથા સર્વ સૌખ્યનું મૂળ છે, તે પોતે જ જેને ઘેર અવતાર લે, તેને ત્યાં ભાગ્યની સમૃદ્ધિની શી ખામી રહે?

† માતાના ઉદરમાંથી ન જન્મેલી; આપોઆપ પ્રગટ થયેલી.

* જેમાંથી બાણ કદી ખૂટે નહિ તેવા.

નમાવી તેની પ્રત્યંચા ચઢાવી દીધી![૪૮] આ જોઈ, બેઠેલા સર્વ રાજાઓ તથા મારો પિતા વગેરે સૌ અત્યંત આશ્ચર્ય મગ્ન થઈ રામનાં અદ્ભુત પરાક્રમમાટે, એક-બીજા સામું જોવા લાગ્યા, એટલામાં પ્રત્યંચા બરોબર ચઢી છે કે નહિ, એમ તપાસવા માટે તેને મોટા વેગથી બીજે હાથે રામ ખેંચે છે, તો તેના હસ્તના અતુલિત બળવાળા ખેંચાણથી, કડકડાટ કરતું તે ધનુષ મધ્યમાંથી ભાંગી બે ટુકડા થઈ ગયું. એ સમયે એ ધનુષને ભાંગવાનો મહા વજ્રપાતસમાન ભયંકર શબ્દ ત્રૈલોક્યમાં વ્યાપી ગયો, ને મંડપમાં બેઠેલા રાજાઓ મૂર્ચ્છિત થઈ પડ્યા.[૪૯]

"એ પ્રમાણે રામ સ્વયંવરમાં મને જિત્યા, ત્યારે મારો સત્યવાદી પિતા જનકરાય, હાથમાં જળપાત્ર ગ્રહણ કરી, સંકલ્પસહિત તે દશરથપુત્રના શ્રીહસ્તમાં મારું દાન કરવા તત્પર થયો.[૫૦] પરંતુ અયોધ્યાના અધિપતિ–પોતાના સમર્થ પિતા દશરથરાયનો એ સંબંધે અભિપ્રાય કેવો છે તે જાણ્યા વગર, અર્થાત્ પિતાની આજ્ઞા લીધા વગર, રઘુવીરે મારું પાણિગ્રહણ કરવાની ના પાડી.[૫૧] ત્યારે મારા પિતાએ, મારા વૃદ્ધ સસરાને સમાજસહિત જનકપુરમાં બોલાવી, તેની અનુમતિથી મને રઘુવીર સાથે મોટા હર્ષથી પરણાવી.[૫૨] તે સમયે, મારા પછી જન્મેલી મારી નાની બ્હેન સાધ્વી તથા શુભદર્શિની ઉર્મિલા પણ પરણાવા યોગ્ય થયેલી હતી, તેને પણ મારા પિતાએ પોતાની ઇચ્છાથી લક્ષ્મણને પરણાવી![૫૩] હવે હે માત અનસૂયા! એ પ્રમાણે તે સ્વયંવરમાં મને મારા પિતાએ જેવા ધર્મપ્રેમથી કરીને રામને અર્પણ કરી છે, તેવા જ ધર્મપ્રેમથી હું તે મહા વીર્યવાન્ પુરુષોત્તમ પ્રત્યે અનુરક્ત છું."[૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસો અઢારમો સર્ગ સંપૂર્ણ.**

—❋❋❋❋❋❋❋—

## સર્ગ ૧૧૯ મો.

## સંધ્યાકાળનું વર્ણન.

સતી શિરોમણિ સીતાના મુખથી એ સ્વયંવરસંબંધી મોટી કથા સાંભળીને, ધર્મ જાણનારી અનસૂયાએ અતિ સ્નેહથી તેને પોતાના હાથ લાંબા કરી હૃદય સાથે (પુનઃ) ચાંપી, ને મસ્તકના કેશ સુંઘીને કહ્યું:[૧] "હે સીતે! તેં તારા સ્વયંવરસંબંધી સર્વ સવિસ્તર અને આનંદદાયક વિચિત્ર કથા, મધુર વાણીથી કહી, તે આદ્યોપાંત સાંભળીને હું બહુ હર્ષ પામું છું. હે બાળે! તારું સદૈવ કલ્યાણ થાઓ; [ને આખા જગતમાં તું તારા પતિવ્રતા ધર્મથી સતીરૂપે વિખ્યાત થા. તારો ભર્તા દીર્ઘાયુષી થઈ સમગ્ર પૃથ્વીનું રાજ્ય પરિપાલન કરતાં તને અનેક સૌભાગ્યની પ્રાપ્તિ કરો.][૨] એ પ્રમાણે વાર્તા કરતાં છેક સંધ્યાકાળ થયો, ત્યારે સીતાને પોતાને ઉતારે (પતિની પાસે) જવાનું સૂચવતાં અનસૂયા બોલીઃ "હે દેવિ! હે મધુરભાષિણી! હું તારા મુખનાં શુદ્ધ અને મધુર વચનો સાંભળી બહુ હર્ષ પામું છું, પણ હવે સમય થઈ ગયો છે. રાત્રિ સમીપ આવવાથી શ્રીમાન્ સૂર્યનારાયણ અસ્ત થયા, તેથી દિવસે આહાર લઈ આવવાસારુ ચોમેર વિચરનાર પક્ષીઓ, સંધ્યાકાળ થયો જોઈ, પોતપોતાનાં સ્થાનોમાં પ્રવેશ કરે છે. તેમના આ ધ્વનિ સંભળાય છે.[૩-૪] વળી સરિતા ઉપર સ્નાન કરવા ગયેલા ઘણાક મુનિઓ, હાથમાં જળથી ભરેલા શુદ્ધ કળશો, ખભે ધોયેલાં વલ્કલ વસ્ત્રો સહિત ભીને અંગે, ટોળેટોળાં મળી પોતપોતાના આશ્રમો પ્રત્યે આવે છે.[૫] વળી આશ્રમોમાં રહેલા ઋષિઓએ અગ્નિને વિષે સાયંકાલનો હોમ કર્યો છે, તેનો પારેવાના કંઠ સરખો* રક્ત ધૂમ, વાયુએ ચોમેર પ્રસારી મૂકયો છે.[૬] [કેટલાક મુનિઓ સાયંસંધ્યા સમયનાં ઉપસ્થાનો ભણે છે, કેટલાક વિષ્ણુસૂક્ત, શિવસૂક્ત વગેરે પરમાત્માનાં સ્તોત્રો ભણે છે, તેઓનો આ પુણ્યરૂપ ધ્વનિ સંભળાય છે.] વળી થોડાં પાંદડાંવાળાં વૃક્ષો રાત્રિના અંધકારને લીધે પાંદડાં નહિ દેખાવાથી ચોમેર ઘનિભૂત† થયાં છે. દૃષ્ટિ મર્યાદાની પેલી મેર દિશાઓ પ્રકાશતી નથી.[૭] રાત્રિને વિષે વિચરનાર પ્રાણીઓ ધીમે ધીમે બહાર નીકળી ચોતરફ ફરવા માંડ્યાં છે; દિવસે વિચરનારાં મૃગાદિ પ્રાણીઓ નિદ્રાનો સમય થયાથી, આશ્રમપ્રદેશમાંનાં પોતાનાં રેહઠાણો પ્રત્યે આળોટે છે;[૮] ધીમે ધીમે રાત્રિ પણ પ્રવૃત્ત થઈ નક્ષત્રોરૂપ અલંકાર ધારણ કરે છે; તથા આકાશમાં ઉદય પામેલો ચંદ્ર પણ ધીમે ધીમે ઊંચે આવતો દેખાય છે.[૯] આવી રીતે કલ્યાણકારક સંધ્યાકાળ સમાપ્ત થઈને રાત્રિ પ્રવૃત્ત થવાનો સમય પ્રાપ્ત થયો છે. હે કલ્યાણિ! તું હવે તારા પતિની પાસે જા, ને તેની શુશ્રૂષામાં પ્રવૃત્ત થા. તારાં મધુર વચનથી હું પ્રસન્ન થઈ છું.[૧૦] પણ હે સીતા! પ્રથમ તું મારા દેખતાં પોતાના શરીરને અલંકૃત કરીને આ (મેં પોતે

* નહિ લાલ કે નહિ ભૂરો તેવો; કબુતરની ડોકના સરખો.

† નહિ દેખાવા જેવાં.

આપેલા) દિવ્ય અલંકારોથી સુશોભિત થઈ મને આનંદ પમાડ."[11]

સતી અનસૂયાનાં એ વચનોને માન્ય કરી, તુરત તેણે આપેલા દિવ્ય શૃંગારોથી દેવતા સમાન સતી સીતાએ પોતાનાં શરીરને અલંકૃત કર્યું, ને મહાદેવી અત્રિ-પત્નીના ચરણમાં વારંવાર વંદન કરી, તે રામ પાસે આવી.[12] બોલનાર પુરુષોમાં શ્રેષ્ઠ એવા રઘુવીર, પોતાની પ્રિયાને દિવ્ય અલંકારોથી ભૂષિત જોઈ, તે તપસ્વિનીના પ્રીતિદાનથી બહુ હર્ષ પામ્યા.[13] પછી રાત્રી પડેલી હોવાથી સીતાએ પોતાને પ્રાપ્ત થયેલાં તે અંગરાગ, વસ્ત્રાભરણ તથા પુષ્પમાળા વગેરે વડાં* કરી રામને નિવેદન કર્યાં;[14] ત્યારે મનુષ્યોને પ્રાપ્ત થવા દુર્લભ એવા અનસૂયાએ કરેલા સીતાના સત્કારને જોઈને રામ તથા લક્ષ્મણ વારંવાર હર્ષિત થવા લાગ્યા.[15]

ઋષિપત્નીએ અલંકૃત કરેલી ચંદ્રવદની જાનકીને જોઈ પ્રસન્ન થયલા, તથા સર્વ તપસ્વીઓથી સન્માન પામેલા રાઘવેન્દ્રે તે રાત્રી ત્યાં સુખેથી નિવાસ કર્યો.[16] પ્રાતઃકાળ થયો ત્યારે સ્નાનાદિ નિત્ય કર્મ કરી, બન્ને બાંધવો, એ વનમાં રહેનારા અત્રિ આદિ તપસ્વીઓની આજ્ઞા માંગવા લાગ્યા.[17] [એ વેળા તે સર્વ ધર્મિષ્ઠ ઋષિઓ કે જેમણે પ્રાતઃકાળની હોમાદિ ક્રિયાઓ કરી લીધી હતી તેઓ એકત્ર થઈ, અત્રિ ઋષિ આગળ આવ્યા.] આ રાજપુત્ર રામ તે કેવળ રાજપુત્ર નહિ, પણ દુષ્ટોનું નિકંદન તથા ભક્તોનું સંરક્ષણ કરી ધર્મનું સ્થાપન કરવા અર્થે, પ્રકટેલા સ્વયં ભગવાન જ છે, એમ જાણતા હોવાથી ઋષિયોએ પોતાને દુઃખ દેનારા રાક્ષસોના નાશઅર્થે, રામની ઘણી ઘણી સ્તુતિ કરીને ભલામણ કરી.[18] [તેઓ વારંવાર રામના ગુપ્ત ઈશ્વરી પ્રભાવને સ્પષ્ટ કરી કહેવા લાગ્યાઃ "હે રામ! હે પરાત્પર! હે જગન્નાયક! હે દેવાધિદેવ! હે રાઘવેન્દ્ર! તારી પ્રબળ માયાના આવરણથી જેઓનાં અંતઃકરણ ઢંકાયલાં છે, તે મૂર્ખજનો તને જાણતા કે ભજતા નથી. પણ ભક્તજનોનાં અંતઃકરણમાં તો તું નિરંતર પ્રકટરૂપે વિરાજે છે. હે જગત્પાલક! તારા ભક્તોનાં ચરણની રેણુ સર્વ દેવતાઓ મસ્તકપર ધારણ કરે છે, તો પછી તું, કે જે સર્વેશ્વર છે, તેના ચરણની રજ શિવ બ્રહ્માદિને પણ દુર્લભ હોય તેમાં શું આશ્ચર્ય? હે જગન્નાથ! આ દંડકવનનાં પણ પરમ ભાગ્ય છે કે, જે ચરણારવિન્દનું નિરંતર મહાલક્ષ્મી સેવન કરે છે, તે મહામંગલકારક ચરણકમલના સ્પર્શથી તેની સર્વ ભૂમિ તથા તૃણાંકુરો પાવન થયા છે. તેમ હે રઘુત્તમ! અમારા સરખું પણ કોઈ ભાગ્યશાળી નહિ જ હોય, કે જે સર્વેશ્વર મૂર્તિનાં દર્શન, શિવ વિરંચિને પણ દુર્લભ, તે દર્શન આજે અમે પ્રત્યક્ષ પામ્યા છીએ. નાથ! આપે ભક્તજનોનાં સંકટ નાશ કરવાને અર્થે જ આ માનુષી દેહ ધારણ કરી છે. માટે અમારાં રાક્ષસજન્ય સંકટોનો આજથી અંત આવ્યો એમ અમે સમજીએ છીએ.] હે મહાબલ! આ મહા અરણ્યને વિષે અનેક પ્રકારના ક્રૂર દેખાવવાળા, પુરુષભક્ષી રાક્ષસો તથા રુધિરનું પાન કરનારાં હિંસક પ્રાણીઓ વસે છે; અને તેઓ, આ અરણ્યમાં વસનારો કોઈ અશુચિ કિંવા ગાફલ સ્વભાવવાળો બ્રહ્મચર્યવાન્ તપસ્વી હોય, તેનું ભક્ષણ કરી જાય છે અને વનને વિષે ફળ, મૂળ, સમિધ, પુષ્પો ઇત્યાદિ લેવા જનારા ઋષિઓને પણ તેઓથી બહુ ભય થાય છે. માટે હે મહારાજ! દુઃખે કરી નિવાસ કરી શકાય એવા આ વનને, દુષ્ટોનું નિકંદન કરીને તું સુખરૂપ કર."[19-21]

[એવી સ્તુતિ તથા પૂજનથી સંતુષ્ટ થયેલા રઘુવીરે, તે સર્વ ઋષિઓને અભય આપી જણાવ્યુંઃ "રાક્ષસાદિના વધને માટે અને તમારા જેવા પવિત્ર ઋષિઓનાં દર્શનને અર્થે જ મારું આવવું આ અરણ્યને વિષે થયું છે. માટે હવે તમે નિશ્ચિત થઈ અમને દક્ષિણ દેશ પ્રત્યે જવાનો માર્ગ બતાવો." એ સાંભળી હાથ જોડી ઊભેલા] તે તપસ્વી ઋષિઓએ તેમને વેદમંત્રોવડે સ્વસ્તિવાચન કર્યું; ને ઘણેક દૂર સૂધી સાથે જઈ, એ મહાઅરણ્યમાં જવાનો માર્ગ બતાવ્યો. ત્યારે શત્રુને તપાવનારા રાઘવેશ્વરે અનસૂયા તથા અત્રિઆદિ સર્વ ઋષિઓને નમસ્કાર કરીને સીતા તથા લક્ષ્મણસહિત અભ્રમંડળમાં પેસતા સૂર્યની પેઠે, તે ઘાટા વનમાં પ્રવેશ કર્યો.[22]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અયોધ્યાકાણ્ડમાં એકસોઓગણિશમો સર્ગ સંપૂર્ણ.**



* ઉતારીને.

આદિ કવિ શ્રીવાલ્મીકિવિરચિત

શ્રી

# રામાયણ



## अरण्यकाण्ड

શ્રી

આદિ કવિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત

# રામાયણ

## अरण्यकाण्ड



## દંડકનિવાસ.*

### સર્ગ ૧ લો.

### તાપસાશ્રમ મંડળનું દર્શન.

શ્લોક:-प्रविश्य तु महारण्यं दंडकारण्यमात्मवान् ।
रामो ददर्श दुर्धर्षस्तापसाश्रममण्डलम् ॥ १ ॥

મહાપ્રતાપી અત્રિઋષિના આશ્રમથી તે ઋષિવરે બતાવેલા માર્ગે થઈ, રામે દંડક નામના મહાઅરણ્યમાં પ્રવેશ કર્યો. ત્યાં સાક્ષાત્ બ્રહ્મલોક સમાન પવિત્ર એવા તપસ્વીઓના આશ્રમપદનાં તેમને દર્શન થયાં.[1] આ આશ્રમમંડળ, કે જેમાં અનેક ઋષિઓના અતિ સુશોભિત આશ્રમો આવેલા હતા, તે આકાશમાં રહેલા દુર્દર્શ સૂર્યમંડળની પેઠે તપસ્વીઓની બ્રહ્મવિદ્યાના તેજને લીધે પ્રકાશી રહેલું હોવાથી રાક્ષસો વગેરેને દુર્દર્શ જ હતું. વળી તે દર્ભ તથા ચીરવસ્ત્રોથી વ્યાપ્ત થયેલું આશ્રમમંડળ સર્વ ભૂત પ્રાણીને વસવા તથા રક્ષણ કરવા યોગ્ય હતું.[2] તેની અંદરના પ્રત્યેક આશ્રમોનાં આંગણાં નાના પ્રકારનાં સુશોભિત પુષ્પવૃક્ષો, તુલસીવૃંદો તથા અનેક જાતની પુષ્પવેલીઓથી અલંકૃત કરેલાં હતાં. જાત જાતના મૃગો તથા પક્ષીઓના સમૂહો નિર્ભયપણે અહિં તહિં ફરી રહ્યા હતા,[3] ઋષિઓના પૂજનાર્થે નિત્ય આવતી

* આ પ્રકરણમાં રામ અત્રિઋષિના આશ્રમથી નિકળી દક્ષિણ પ્રદેશમાં વિચરતા છેક ગોદાવરી તીરે પહોંચ્યા ત્યાંસુધીનું કથન છે; એટલે વનવાસે નિકળ્યા પછી લગભગ બાર વર્ષ જેટલી મુદ્દત સુધી રામે દંડકારણ્યમાં કેવી રીતે વાસ કરયો ને ક્યાં ક્યાં વસ્યા, તેનું વર્ણન છે.

અપ્સરાઓ વારંવાર ત્યાં આવી નૃત્ય કરતી હતી ને પાસેનાં ઉપવનોમાંથી ગંધર્વોનાં સુસ્વર ગાયનો ત્યાં વારંવાર સાંભળવામાં આવતાં હતાં. પ્રત્યેક આશ્રમમાં વિશાળ અગ્નિહોત્ર માટે નિર્માણ કરેલાં ગૃહો, સ્રુવ, સ્રુક્ આદિ યજ્ઞોપસ્કરણો, મૃગચર્મ, દર્ભ, સમિધ, જલપૂરિત કળશો, ફલો તથા કંદમૂલ ઇત્યાદિ સમૃદ્ધિથી પરિપૂરિત હતાં. આખા આશ્રમમંડળની અંદર તથા આસપાસ જોઇએ તો તે પવિત્ર અને સ્વાદિષ્ઠ ફળવાળાં વૃક્ષોથી વ્યાપી રહ્યું હતું.[૪-૫] બલિહોમાદિ સમયે ઋષિઓએ કરેલા વેદઘોષની ગર્જના થઈ રહી હતી, ઠારે ઠાર વૈશ્વદેવ, હોમ તથા બળિદાન સાથે પૂજનો ચાલી રહ્યાં હતાં, ને ભૂમિપર જોઇએ તો વાયુને લીધે વૃક્ષોપરથી ખરી પડેલાં સુંદર પુષ્પો બહુ શોભા આપતાં હતાં.[૬] ઠામ ઠામ આવેલાં સરોવરાદિ સુંદર જળાશયોનો પાર નહોતો ને તેમાંનાં ઘણાંક સરોવરો તો તેમાં ખીલેલાં કમળફુલોથી છવાઈ ગયલાં દેખાતાં હતાં. સર્વત્ર સુગંધી વાયુ પ્રસરી રહ્યો હતો. તે ઉપરાંત વળી આશ્રમોમાંથી નિકળતો હોમના ધુમાડાનો પરિમળ તો કંઇક જૂદો જ આનંદ આપતો હતો. જ્યારે વસવાના આશ્રમોની આવી દિવ્ય [શોભા હતી, ત્યારે તેમાં વસનારા ઋષિઓ પરમ પવિત્ર હોય, તેમાં શું આશ્ચર્ય?] નિરંતર ફળ તથા કંદમૂળનું જ ભોજન કરી રહેનારા, જિતેંદ્રિય, ચીર તથા કૃષ્ણાજિનરૂપ વસ્ત્ર ધારણ કરનાર, સૂર્ય તથા અગ્નિ સમાન તેજસ્વી, નિયમિત આહાર વિહાર કરનારા, અતિ વૃદ્ધ, વેદના પારને પહોંચેલા ઋષિઓ, તેની અંદર વસતા હતા. તેને લીધે સાક્ષાત્ બ્રહ્મલોક સમાન તે આશ્રમમંડળ દીપી રહ્યું હતું.[૭-૮]

પરમ દયાળુ રઘુવીર બ્રહ્મજ્ઞ, પવિત્ર, મહાભાગ, ઉત્કૃષ્ટ ઋષિઓનું આવું સુશોભિત આશ્રમમંડળ જોઇ બહુ હર્ષિત થયા; ને તેણે તેમાંના સર્વ ઋષિઓનાં દર્શનની ઇચ્છાથી તેમાં પ્રવેશ કર્યો.[૯] આ વેળા તે આશ્રમમંડળમાંના મૃગાદિ વનપશુઓને ત્રાસ ન થાય, એટલા માટે તે બંને બાંધવે પોતાનાં ધનુષ્યોની પ્રત્યંચાઓ ઊતારી નાંખી, ને બાણ ભાથામાં ખોસી દીધાં. રામને અંદર આવતા જોતાં જ તેમાંના ઋષિઓને બહુ આશ્ચર્ય થયું કે, 'અહો ! આ બંને ગૌરશ્યામ દિવ્ય બાળકો તથા આ દેવાંગના સરખી સુંદરી કોણ હશે?'[૧૦] એમ સંભ્રમયુક્ત થઇ તે દિવ્ય જ્ઞાની મહર્ષિઓ તેની સામે ગયા ને ત્યા તે ત્રણે મંગળ મૂર્તિઓને જોઇ, આ, મહારાજા દશરથના પુત્રો તથા પુત્રવધૂ યશસ્વિની વૈદેહી છે, એમ જાણી અતિ પ્રસન્ન થયા. એ ઉદય પામતા સોમરાજ* સમાન પ્રિયદર્શી તથા ધર્મચારી રામ,[૧૧] મહાબળવાન્ લક્ષ્મણ અને યશસ્વિની સીતાને તે દૃઢવ્રતવાળા તપસ્વીઓએ અનેક શુભાશિર્વાદો આપીને પોતાના ઇષ્ટદેવ સમાન જાણી, ઘણા આદરથી આશ્રમ પ્રત્યે તેડી આણ્યાં.[૧૨] રામ અંદર આવ્યા ત્યારે તો તેના દર્શનાર્થ સર્વ ઋષિકુટુંબો તેની આગળ એકત્ર થયાં, ને પોતાના સ્વરૂપ તથા વસ્ત્રાલંકારાદિથી આશ્ચર્ય પમાડનાર સીતા, સ્વરૂપવાન્ લક્ષ્મણ તથા મનોહર કાંતિમાન્ રઘુવીરને જોઇ અતિ વિસ્મય પામ્યા.[૧૩] એ વેળા રામ, કે જેનું સુંદર અંગ વનવાસને લીધે કોઇ પણ જાતના અલંકાર વિનાનું હતું, છતાં પણ જાણે અનેક આભરણોથી ભૂષિત હોય એવું શોભતું હતું. તેના સાંધબંધ સઘળા દૃઢ તથા શ્રેષ્ઠ હતા. તેના સુંદર સ્વરૂપને ચરણથી તે મસ્તકના કેશ સૂધી વારંવાર નિહાળી નિહાળીને નિમેષોન્મેષ રહિત થઇ, સૌ કોઇ જોતા હતા, તોપણ તેમને તૃપ્તિ થતી ન હોતી. પછી સર્વભૂત પ્રાણીના હિતમાં તત્પર એવા તે ઋષિઓએ પરમ આનંદથી રામને એક સુંદર પર્ણશાળામાં નિવાસ કરાવ્યો ને રુડી રીતે તેમના આતિથ્યની તૈયારી કરવા માંડી; ["હે પ્રભો ! હે રામ ! હે જગત્પતે ! તારા દર્શનથી આજે અમે ધન્ય ધન્ય તથા કૃતકૃત્ય થયા છીએ, માટે અમારી યત્કિંચિત્ સેવાને ગ્રહણ કર."][૧૪-૧૫] એ પ્રમાણે વિનતિપૂર્વક પ્રિય વચન બોલતા તે અગ્નિ સમાન તેજસ્વી મહાભાગ્યવાન્ ઋષિઓ, તેની પૂજા કરવા સારુ જળાદિ સર્વ ઉપહાર સહિત અનેક પ્રકારનાં સ્વાદિષ્ઠ ફળો, પુષ્પ, કંદ, મૂળ તથા યજ્ઞશિષ્ટાન્નો† લાવ્યા, ને મોટી ભક્તિપૂર્વક તેની દેવતાની પેઠે પૂજા કરવા સારુ તેની આસપાસ વિંટાઇ વળી સૌ બેઠા.[૧૬-૧૭] [તે વેળાએ ઋષિપત્નીઓ તથા બાળકોના સમૂહ આશ્રમોમાંથી નિકળી રામનાં દર્શન માટે આવવા લાગ્યા. રામ લક્ષ્મણની મનોહર શ્યામસુંદર જોડીથી તથા શ્રીમતી સીતાના સ્વરૂપથી અતિ સાનંદાશ્ચર્ય પામેલી તે ઋષિપત્નીઓ, તેઓને વારંવાર અનેક પ્રકારની આશિષો આપવા લાગી; ને પતિની સાથે વનમાં આવેલી સીતાને જોઇ પરસ્પર કહેવા લાગીઃ "અહો ! આ રાજપુત્રીના પાતિવ્રત્યને ધન્ય છે, કે જે સર્વ રાજભોગનો ત્યાગ કરી, પતિને જ પોતાનું સર્વસ્વ માનીને તેની સાથે

* સોમરાજ—ચંદ્ર. † યજ્ઞ કરતાં વધેલું પ્રસાદરૂપ અન્ન.

આ ગહન વનમાં આવેલી છે. પણ બાઇ! એમાં શું આશ્ચર્ય? એ શું કંઇ સાધારણ મનુષ્ય છે? આપણા સ્વામીઓના મુખથી આપણે વારંવાર સાંભળતાં જ આવ્યાં છીએ કે, 'મહારાજા દશરથને ત્યાં જગત્પાલક પુરુષોત્તમ ભગવાનનો અવતાર થયલો છે!' તો તે જ પ્રભુ આ રામ, શેષ તે આ લક્ષ્મણ, ને આ સતી શિરોમણી સીતા, તે સાક્ષાત્ જગન્માતા લક્ષ્મી છે, ને આજે આપણા ધર્મિષ્ઠ પૂર્વજોના પુણ્યપ્રતાપથી આપણે તેમનાં પ્રત્યક્ષ દર્શન કરવા પામ્યાં છીએ."]

પછી તે સર્વ ઋષિઓ, પોતે જાણતા હતા કે, આપણા કુલદૈવત હરિનો આ અવતાર છે, માટે તેઓ રામને પૂજાદિ આતિથ્ય નિવેદન કરીને હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યાઃ "હે રાઘવેંદ્ર! હે મહા યશસ્વી! તું આ સર્વજનોનું ધર્મથી પાલન કરનારા તથા સર્વના શરણ્ય છે.[૧૮] વળી અમારી વેદબુદ્ધિથી જોતાં ઈશ્વરતુલ્ય પૂજ્ય છે, દુષ્ટને નિગ્રહ કરનારા રાજાની બુદ્ધિથી જોતાં સત્કાર કરવા યોગ્ય છે, અને પાલન કરનારની બુદ્ધિથી તું ગુરુને સર્વથા સત્કાર કરવા યોગ્ય છે. હે રઘુવીર! સમગ્ર યાગને વિષે જેનું પૂજન થાય છે એવો ઈન્દ્ર જેમ પરમાત્મા (વિષ્ણુ)નો ચતુર્થાંશ છે, તેમ રાજા પ્રજાનું રક્ષણ કરનાર હોવાથી પરમાત્માનો ચતુર્થાંશ છે; જેથી તે સર્વ શ્રેષ્ઠ ભોગ ભોગવે છે, તથા સર્વ લોક તેને નમસ્કાર કરે છે. તેથી રાજારૂપે જોઇએ, તોપણ તું આ લોકનો ચક્રવર્તી રાજા છે; માટે અમારે સર્વથા માન્ય છે; ને તારા રાજ્યમાં રહેનારા હોવાથી અમે તારે રક્ષા કરવા યોગ્ય છીએ. તું સર્વ લોકનો ઈશ્વર છે માટે, જો કે, નગરમાં રાજ્યાસનપર વિરાજેલો હો, અથવા વનમાં વસ્યો હો, તોપણ અમારો રાજા જ છે.[૧૯-૨૦] હે રાજન્, અમોએ દંડ* (શિક્ષા)નો ત્યાગ કરેલો છે, તથા ક્રોધ અને ઇંદ્રિયોને જિતેલી છે; તેથી જેમ ગર્ભમાંના જીવની રક્ષા માતા કરે છે, તેવી જ રીતે તપરૂપી ધનવાળો તું અમારું રક્ષણ કરવા યોગ્ય છે. માટે નિશ્શંક થઈ- બ્રાહ્મણની પૂજા ક્ષત્રિયે કેમ ગ્રહણ થાય, એ વાત મનમાંથી કાઢી નાંખી-તું અમારા આતિથ્યને ગ્રહણ કર."[૨૧]

એવી રીતની શાસ્ત્રસંમત સ્તુતિ કરીને તે ઋષિઓએ લક્ષ્મણ સહિત રામને વનમાં ઉત્પન્ન થતા ફળ મૂળ પુષ્પાદિ, ભોજન થતા, ભોજન કરવાના ઘણાક પદાર્થો સહિત તે આતિથ્ય સમર્પણ કર્યું.[૨૨] ખબર પડવાથી આવી પહોંચેલા બીજા પણ ઘણાક સંકલ્પ સિદ્ધિવાળા, અગ્નિસમ તેજસ્વી તથા ધર્માનુરુદ્ધ* ચરિત્રોવાળા તાપસોએ ઈશ્વર એવા રઘુવીરને યથાન્યાય †તૃપ્ત કર્યા.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ.



## સર્ગ ૨ જો.

## વિરાધે કરેલું સીતાગ્રહણ.

એ દિવસે તે આશ્રમમંડળમાંના મુનિઓનાં આતિથ્યનો સ્વીકાર કરી, રઘુવીર ત્યાંજ રહ્યા. બીજે દિવસે સૂર્યોદય થયો ત્યારે સર્વ મુનિઓની આજ્ઞા લઇ તેણે માર્ગસ્થ થઇ વનમાં પ્રવેશ કીધો.[૧] [સીતા તથા લક્ષ્મણ સહિત રામ આગળ ચાલ્યા. અંદર જતાં તે મધ્યભાગનું વન કંઇ વિલક્ષણ જ તેમના જોવામાં આવ્યું!] જાતજાતના મૃગસમૂહો, રિંછો તથા સિંહો તેમાં નાસાનાસ કરી રહ્યા હતા. તેમાંનાં વૃક્ષો, લતાઓ તથા ગુલ્મો જાણે નાશ પામ્યા સરખા થઇ ગયા હતા. કોઇ ઠેકાણે જળાશય તો નજરે પણ પડતું નહતું.[૨] કેટલાંક ક્રૂર જાતનાં પક્ષીઓ, મચ્છરો તથા તમરાં, તેમાં નાદ કરી રહ્યાં હતાં, ને દીપડાની વસ્તીથી તો જાણે તે ઘોર વન ભરેલું જ હતું. આવાં ભયંકર વનને જોઇને અનેક તર્કસહિત વાતો કરતાં તેઓ ચાલ્યાં જાય છે એવામાં, સીતા સહિત તેમણે, ત્યાં કંઇ ભયપ્રદ આશ્ચર્ય જોયું. રામ ચાલતો હતો તેજ માર્ગ ઉપર કેટલેક દૂર, એક મહા ભયંકર રાક્ષસ તેમના જોવામાં આવ્યો. એ પુરુષભક્ષી દૈત્યનું શરીર, મોટા પર્વતના શિખરસમાન પ્રચંડ હતું; ગર્જના, વિકરાળ સિંહના જેવી કરતો હતો; મોઢું અતિશય મોટું અને આંખો મોટા કૂવા હોય તેવી ઉંડી હતી; પેટ પણ મહા વિકટ હતું; દેહનો ઘાટ કેવળ કઢંગો અને બિભત્સ છતાં, કોઇ ઠેકાણે ખાડા ને કોઇ સ્થળે ટેકરાવાળો મોટો લાંબો પર્વત હોય તેવો લાગતો હતો; મોઢું ઉઘાડીને જાણે કાળ જ બેઠો હોયની, તેમ તે વિકાળ ડાચું ફાડી બેઠેલો હતો; તેના મસ્તકપર શિંગડાં હતાં; આખું શરીર માંસની અંદરના ચિકણા પ્રવાહીથી ખરડાયલું હતું ને

* અપરાધીને પોતે શિક્ષા કરવી નહિ એવું વ્રત ધારણ કરેલું છે. ઘણું કરીને ઋષિ-તપસ્વી માત્રનો દંડત્યાગ એ સાધારણ ધર્મ છે. દંડત્યાગ એટલે ક્ષમા.

* ધર્મનો રોધ ન થાય એવા.

† ઈશ્વરને પૂજવા યોગ્ય પદાર્થો અર્પણ કરીને.

એ પ્રમાણે સર્વ રીતે તે પ્રાણીમાત્રને ત્રાસ ઉપજાવે એવો તેનો વેશ ઘણો વિકૃત હતો. વસા* અને રુધિરથી ખરડાયલું વ્યાઘ્રાંબર તેણે કમરપર વિંટ્યું હતું;૩-૬ હાથમાં એક મોટું લોઢાનું ત્રિશૂળ ધારણ કર્યું હતું, ને તેનાં જૂદાં જૂદાં શૂળોની અંદર ત્રણ સિંહ, ચાર વાઘ, બે વરુ, દશ પૃષત† વગેરે પશુઓ તથા એક મોટા હાથીનું માથું, એ વગેરે, ભક્ષણ કરવા સારુ લટકાવી રાખેલાં હતાં.

આવા મહા ઘોર રૂપવાળા રાક્ષસને, દૂરથી અતિ ભયંકર નાદ કરતો જોઇ, રઘુવીર, લક્ષ્મણ તથા મૈથિલી બહુ આશ્ચર્ય પામ્યાં ને એ કોણ હશે?૭-૮ એ સંબંધે તેઓ પરસ્પર વાત કરે છે, એટલામાં તેમને જોઇ તે દુષ્ટ રાક્ષસે એકાએક દોટ મૂકી, ને પ્રજાની સામે જાણે સર્વનો અંત કરનાર કાળ દોડે, તેમ દોડતો ને પૃથ્વીને કંપાવતો ધમધમાટ કરતો તે રામની સામે ધસી આવ્યો.૯ તેણે નજીક આવતાં જ એકદમ વૈદેહીને કેડમાંથી પકડી, ઉપાડી લઇ, સામો જઇ તે ક્રોધયુક્ત બોલ્યો: "અરે! જટા તથા ચીર વસ્ત્ર ધારણ કરનારા! તમે ધનુષ, બાણ, ખડ્ગ ઇત્યાદિ આયુધો બાંધી સ્ત્રી સહિત આ દંડકારણ્યમાં કેમ આવ્યા છો? શું તમારું જીવિત પૂરું થવા આવ્યું છે કે? તમે તપસ્વી દેખાઓ છો, તે છતાં તમારે બન્નેને આ એક સ્ત્રી સાથે વાસ કેમ છે?૧૦-૧૧ રે! આવા અધર્મચારી, પાપી તથા મુનિઓને દૂષિત કરનારા તમે બેઉ કોણ છો? રે! નિર્ભયપણે આ વનમાં ફરો છો, તે શું મને જાણતાં નથી? હું વિરાધ નામે રાક્ષસ છું, ને હાથમાં આયુધ લઇ ઋષિઓનાં માંસનું ભક્ષણ કરતો નિત્ય આ વનરૂપી દુર્ગને વિષે વસું છું. અરે અલ્પ જીવિતવાળા મનુષ્યો! આ શ્રેષ્ઠ ગુણવાળી સ્ત્રી તમોને શોભે નહિ, માટે આજથી એ મારી ભાર્યા થશે!૧૨-૧૩ ને યુદ્ધ કરી તમારા બંને પાપીઓનાં રુધિરનું હું પાન કરીશ."

આવી રીતે દુરાત્મા વિરાધ રાક્ષસે બલાત્કારથી, એકદમ પોતાને ઉંચકી લઇ પોતાના પતિ પ્રત્યે આવાં ગર્વિષ્ઠ અને દુષ્ટ વચનો કહ્યાં, તે સાંભળી કોમલાંગી સીતાના મનમાં મહાભય ઉત્પન્ન થયો; ને તેને લીધે તે પ્રચંડ વાયુવડે કંપતી કદલીની પેઠે થરથર કંપવા લાગી.૧૪-૧૫ સીતાને વિરાધના હાથમાં સપડાયલી જોઇ, અતિ ઉદ્વિગ્ન થયલા રઘુવીરે, સૂકાતે મ્હોડે લક્ષ્મણને કહ્યું:૧૬ "હે સૌમ્ય! આપણને આ કેવો દુઃખદ સમય પ્રાપ્ત થયો છે તે જો! અરે! મારી પ્રિયપત્ની, કે જે મહારાજા જનકની પુત્રી અને શ્રેષ્ઠ આચરણવાળી છે, અત્યંત સુખ ભોગવીને વૃદ્ધિ પામેલી છે તથા મહા યશસ્વિની છે, તે આજે આ દુષ્ટ વિરાધ રાક્ષસના ખોળામાં જઈ પડી છે, એ કેટલું અઘટિત!૧૭-૧૮ અહો! હે લક્ષ્મણ, કૈકેયીને, આપણને વનમાં મોકલી આપણાપર જે કંઈ દુઃખો પાડવાની કામના હતી, તથા પોતાનાં મનનું ધાર્યું કરવાનું હતું, તે સઘળું આ તુરત જ સિદ્ધ થયું. રે! જે પોતાના પુત્રને રાજ્ય અપાવીને જ સંતોષ પામી નહિ, પણ સર્વ પ્રાણીને પ્રિય એવા મને વનવાસ કરાવ્યો ને જે મારી (આપણી) વચેટ માતા થાય છે તે કૈકેયીની આજે સર્વ કામનાઓ સિદ્ધ થઇ.૧૯-૨૦ હે ભ્રાત સુમિત્રાપુત્ર! પિતાના મરણથી તથા મને પ્રાપ્ત થતાં રાજ્યના વિભ્રંશથી પણ આ સીતાને જે પરનો સ્પર્શ થયો, તેનું અધિક દુઃખ થાય છે; કારણ, વીરપુરુષોને આથી બીજું દુઃખ નથી!"૨૧

કાકુત્સ્થનાં આવાં વાક્ય સાંભળી, ક્રોધ તથા શોક એકાએક ઉભરાઈ જવાને લીધે ગદ્દગદિત થઈ ગયલા લક્ષ્મણના નેત્રમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં ને તુરત રુંધાયલા સર્પની પેઠે નિઃશ્વાસ નાંખતો તે બોલ્યો: "હે કાકુત્સ્થ! તું, કે જે સર્વભૂત પ્રાણીની રક્ષા કરનારો છે, તેમ જ ઇંદ્ર સમાન પરાક્રમી છે, ને વળી તારો આજ્ઞાંકિત હું, તારી સેવામાં તત્પર ઉભો છું, છતાં આમ અનાથની પેઠે તું તાપ કેમ પામે છે?૨૨-૨૩ હે પ્રભો! આપની કૃપા છે તો મારા આગળ આ બિચારા વિરાધનો શો ભાર છે? માત્ર મારા એક જ બાણથી હણાઈ પડેલા એ રાક્ષસનાં રુધિરનું પાન કરી પૃથ્વી સંતોષ પામશે!૨૪ ને ઇંદ્ર જેમ પર્વતોપર વજ્ર મૂકે છે, તેમ રાજ્યની કામનાવાળા ભરત ઉપર મને જે ક્રોધ ઉત્પન્ન થયો હતો, તે સઘળો આજે હું આ વિરાધના ઉપર ખાલી કરીશ.૨૫ મારા ભુજબળના વેગે કરી, આ મારા હાથમાંનો દિવ્ય શર, એ રાક્ષસના ઉરસ્થળને ભેદી તેનાં જીવિતનો નાશ કરશે; ને તેથી મૂર્ચ્છિત થઇ એ દુષ્ટ પૃથ્વીપર પછડાશે!"૨૬

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ.**

---

* માંસની અંદરનો સ્નેહ-ચિકણો પ્રવાહી પદાર્થ.

† કાબરચિત્રાં અથવા ધોળાં બિંદુવાળાં મૃગો.

## સર્ગ ૩ જો.
## વિરાધ સાથે યુદ્ધ.

એવી* રીતે તે બંને ભાઇઓ પરસ્પર વાત કરે છે, એટલામાં વળી તે વિરાધ આખા વનને ગજાવતો બોલ્યોઃ "અરે વેશધારી તપસ્વીઓ! હું તમને ક્યારનો પૂછું છું કે, તમે કોણ છો ને ક્યાં જાઓ છો? તેનું ઉત્તર કેમ આપતા નથી?"[1] એ સાંભળી અતુલ તેજસ્વી રઘુવીરે તેને કહ્યું: "અમે ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયલા અને વનમાં વસનાર ક્ષત્રિય ધર્મસંપન્ન ક્ષત્રિયો છીએ!" પણ હે દુષ્ટ! આ દંડકવનમાં ફરનાર અધર્મી તું કોણ છે, તે અમે જાણવા ઇચ્છીએ છીએ."[૨-૩] ત્યારે વિરાધ પોતાનાં મુખમાંથી અગ્નિની જ્વાળાઓ કાઢતો સત્યપરાક્રમી રામપ્રત બોલ્યોઃ "અરે! રઘુરાજાના વંશમાં ઉત્પન્ન થયેલા રામ! તું પણ મારી ઉત્પત્તિ સાંભળઃ હું મહા બળવાન્ 'જવ' નામના રાક્ષસનો પુત્ર છું, શતહ્રદા મારી માતા છે, ને પૃથ્વીને વિષે સર્વ રાક્ષસો 'વિરાધ' એવે નામે મને બોલાવે છે.[૪-૫] વળી હું તપશ્ચર્યા કરી, બ્રહ્માની કૃપા મેળવીને તેની પાસેથી એવું વરદાન પામ્યો છું કે, આ લોકને વિષે શસ્ત્ર કિંવા અસ્ત્રથી મારું મૃત્યુ થાય તેમ નથી; તેમ મારું છેદન ભેદન કોઈથી થઈ શકે તેમ નથી.[૬] માટે તમે બંને જણા, આ સુંદર સ્ત્રીની તથા યુદ્ધ કરવાની આશા છોડી દઇ, અહીંથી નિર્વિલંબે પલાયન કરી જાઓ; તમારાપર દયા લાવી હું તમારા પ્રાણનું હરણ કરતો નથી, તેથી તમે ભાગ્યશાળી છો."[૭]

રાક્ષસનાં આવાં વચન સાંભળીને, રામને મહા ક્રોધ ઉત્પન્ન થયો. તેનાં નેત્ર અગ્નિસમાન લાલચોળ થઈ ગયાં; ભ્રૂકુટિ, ચઢાવેલા ધનુષ સમાન થઈ રહી, ને બાહુ એકાએક સ્ફુરિત થઇ જઇને ભાથાપર પડવા લાગ્યા.[૮] પછી તેણે તે ભયંકર દેખાવવાળા પાપિષ્ઠ રાક્ષસને પ્રત્યુત્તર આપતાં કહ્યું, "હે દુષ્ટ! રે ક્ષુદ્ર! હે પરસ્ત્રીને સ્પર્શ કરવારૂપ હીણ કર્મ કરનાર! તને હજારોવાર ધિક્કાર છે. રે! તું અવશ્ય પોતાના મૃત્યુને શોધી લે છે, માટે રણમાં ઉભો રહે; તું મારી આગળથી કદી પણ જીવતો જઈશ નહિ"[૯] એ પ્રમાણે બોલતાં બોલતાં રામે પોતાનાં ધનુષને સજ્જ કર્યું. તે દુષ્ટને ભય પમાડવાને પ્રત્યંચાનો અતિ તીક્ષ્ણ ટંકાર કર્યો, ને તત્ક્ષણે જ સુવર્ણથી શણગારેલા મયૂરપિચ્છનાં પુંખોવાળાં સાત બાણ ઉપરાઉપરી, તે ધનુષમાં ચઢાવી વિરાધને માર્યાં.[૧૦-૧૧] વાયુ સરખી ગતિ કરતાં તે અગ્નિસમાન તેજસ્વી બાણો, રાક્ષસના શરીરને ભેદી નાંખી તેના રુધિરથી રંગાઈને પૃથ્વીપર પડ્યાં. રામના બાણોથી વિંધાયલો તે દુષ્ટ, તુરત ક્રોધ પામી વૈદેહીને છોડી દઇ, હાથમાંનું ત્રિશૂળ ઉગામી, રામ તથા લક્ષ્મણની સામે દોડ્યો.[૧૨-૧૩] આ વેળા તેનું રૂપ ઘણું ભયંકર બન્યું હતું. જાણે તે બંને બાંધવોને ભક્ષ કરી જશે કે શું, એવી રીતે પોહોળું મુખ કરી તથા હાથમાં ઇંદ્રધ્વજ સમાન જાડું લાંબું ત્રિશૂળ લઈ, પોતાની વિકરાળ દાઢો દેખાડતો વિકરાળ કાળની પેઠે તે ધસ્યો આવ્યો.[૧૪] એ જોઈ રામ તથા લક્ષ્મણે તે દુષ્ટના ઉપર એકાએક બાણનો વરસાદ વર્ષાવવા માંડ્યો. પણ ખરેખર યમ સમાન દેખાતો તે વિરાધ, પોતાને મળેલાં વરદાનને લીધે, શસ્ત્રથી અવધ્ય માનતો હોવાથી તે બાણોના પ્રહારને કંઈ પણ ન લેખવતાં, જાણે ઉંઘમાં આવ્યો હોય, તેમ ઊભો ઊભો બગાસાં ખાવા લાગ્યો. ત્યારે રામ લક્ષ્મણે વળી અનેક તીક્ષ્ણ બાણો તેના મ્હોંમાં તથા શરીરમાં મૂક્યાં![૧૫-૧૬] આ સઘળાં વેગવાન્ બાણો, તેના શરીરને ભેદી આરપાર થઇને પૃથ્વીપર પડ્યાં, અને તેને લીધે તેના શરીરને અત્યંત પીડા થઈ, તોપણ વરદાનને લીધે મરણ ન પામતાં, વિરાધ હાથમાં ત્રિશૂળ ઝાલી, પાછો રાઘવની સામે દોડ્યો.[૧૭] એ વેળા શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ રઘુવીરે, તેના ઉગામેલા વજ્ર કિંવા અગ્નિ સમાન તેજસ્વી ત્રિશૂળ તરફ બે બાણો છોડ્યાં; જેથી તત્કાળ વજ્રવડે છેદાયલું મોટું શિલાતલ તૂટી પડે, તેમ તેના હાથમાંથી એ ત્રિશૂળ પૃથ્વીપર કડકા થઈ તૂટી પડ્યું.[૧૮-૧૯] હવે તે નિરૂપાય થયો, તેમ આ બે બાંધવોને પણ અધિક શૂર ચડ્યું. મહા ઝેરી કાળા સર્પની પેઠે, નાશ કરવા ઉદ્યુક્ત થયલા બંને ભ્રાતાઓ, વિદ્યુત્ સમાન કાંતિવાળા ખડ્ગોને મ્યાનમાંથી કાઢી તેના ઉપર ધસી ગયા; ને બલાત્કારથી સટોસટ પ્રહાર કરવા લાગ્યા.[૨૦] ચારે કોર ઘાયલ કરી નાંખવાથી તેનું શરીર છુંદાઈ જઇ, રુધિરે સ્નાન કર્યા જેવું થઈ રહ્યું; તોપણ કિંચિત્ કંપાયમાન ન થતાં મહાવિકરાળ મુખ કરી તથા બંને હાથ લાંબા કરી, પુરુષવ્યાઘ્ર રામ તથા લક્ષ્મણને તેણે ચટોચટ એકેક હાથમાં ઉંચકી લીધા; ને ત્યાંથી દૂર બીજા વનમાં જવા માટે તે તૈયાર થયો.[૨૧]

---

* અહીં બીજી સંસ્કૃત પ્રતમાં આ પ્રમાણે પાઠ છેઃ—

"આ પ્રમાણે કહ્યા પછી તે મહાત્મા લક્ષ્મણે વિરાધનું હાસ્ય કરતાં કહ્યું, તું કોણ છે? કે જે આ અરણ્યમાં આવી આનંદથી ઘૂમી રહ્યો છે."

રાક્ષસ આપણને ઉંચકી જાય છે, એમ જાણી રામે લક્ષ્મણને કહ્યું: "હે બાંધવ! આજે તો ભલું થયું. આપણે ચાલવાનો આજે મુદ્દલ શ્રમ નહિ કરવો પડે; કેમ કે આ વિરાધ આપણને જ્યાં લઈ જાય છે, તે આપણો માર્ગ જ છે. જ્યાં આપણે જવું છે, ત્યાં જ વિરાધ આપણને વહન કરી, વાહનની પેઠે લઈ જાય છે!"૨૨-૨૩ રામનું એવું નિર્ભયપણું જોઈ, તે ઉદ્ધત નિશાચર વિરાધને મનમાં ક્રોધ ઉપજ્યો; તેથી તુરત રામ તથા લક્ષ્મણ બંને બાંધવોને બાળકોની પેઠે બંને ખભાપર બેસાડી, મોટા ભયંકર નાદ કરતો, તે જેણીગમ ઉભો હતો, તે દિશા ભણી ચાલતો થયો.૨૪-૨૫ મોટા વેગથી ચાલતાં થોડીકવારમાં તેણે અનેક પ્રકારનાં મહા તરુવરોવાળાં, ઘણી જાતનાં વિચિત્ર પક્ષીઓ તથા શિયાળવાં, સર્પો અને હિંસક મૃગોથી ભરેલાં અંધરાયલા મેઘ સમાન ઘોર વનમાં પ્રવેશ કર્યો.૨૬

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪ થો.

## વિરાધ વધ.

રઘુકુલોત્પન્ન કાકુત્સ્થ રામ તથા લક્ષ્મણને ખાંધપર બેસાડી રાક્ષસ ચાલવા માંડ્યો, તે જોઈ એકલાં પડેલાં સીતાના તો પ્રાણ જ ઉડી ગયા. "રે! આ શું સંકટ! હવે મારી શી ગતિ થશે?" એમ વિચાર કરતાં તે પોતાના બે મહા ભુજને ઉંચા કરી, મોટા સ્વરથી હાહાકાર સહિત રુદન કરવા લાગ્યાં:૧ "અહા! રામ! અહા દશરથનંદન! આ દુષ્ટ ભયંકર રાક્ષસ સત્યવાદી રામને તથા લક્ષ્મણને હરણ કરી જાય છે.૨ અરે! મારા પતિ વિનાની થયલી હું હવે કેમ જીવીશ! રે! મને આ વનનાં રિછ, વાઘ તથા સિહાદિ પ્રાણીઓ ભક્ષણ કરશે. ઓ રાક્ષસ! અરે રાક્ષસોત્તમ વિરાધ! હું તને વારંવાર નમસ્કાર કરું છું, માટે તું મારાપર કૃપા કરીને એ બંને રાજપુત્રોને મૂકી દે; ને તું મનુષ્યનો ભક્ષ કરતો હોય તો, તેઓને બદલે મારું ભક્ષણ કર!"૩

એવી રીતે આક્રોશથી બોલતાં સીતાનું આક્રંદ સાંભળીને મહા શૂરવીર રામ તથા લક્ષ્મણે તે રાક્ષસ સાથે, હવે વધારે દૂર જવું યોગ્ય ધાર્યું નહિ. તેઓ તેનો વધ કરવાની ત્વરા કરવા લાગ્યા.૪ બંને બાંધવોના હાથમાં ખડ્ગો તો ઉઘાડાં હતાંજ, તેથી તુરત લાગ સાધી ખભાપર બેઠાં બેઠાં તે વિરાધનો, રામે જમણો તથા લક્ષ્મણે ડાબો, એમ બંનેએ એકેકો હાથ છેક બાહુમાંથી કાપી નાંખ્યો.૫ હવે વિરાધ છેક નિરુપાય થઈ ગયો. હસ્તરહિત થવાથી અતિ પીડિત થઈ, જેમ વજ્રથી ભેદાયલો પર્વત તૂટી પડે, તેમ મૂર્ચ્છિત થઈ માર્ગમાં જ મોટા ધડાકા સાથે પૃથ્વીપર તૂટી પડ્યો.૬ પછી બંને દશરથપુત્રો, તેને પૂરેપૂરો કાળના મુખમાં સોંપવાને વારંવાર ગડદા, પાટુ, ઘોંટણ વગેરેથી ખૂબ રગડવા લાગ્યા.૭ ઉપરા ઉપરી ખડ્ગના તથા બાણોના ઘાથી તેને છેક છૂંદી નાંખ્યો, ને છેવટે ઉપાડી ઉપાડીને ભૂમિપર પછાડ્યો. તોપણ તે મેઘ સરખા કાળા અને પર્વતસમાન દીર્ઘ શરીરવાળા વિરાધ રાક્ષસનું (વરદાનને લીધે) મૃત્યુ આવ્યું નહિ.૮ તેનાં આવાં અવધ્યપણાથી આશ્ચર્ય પામી, સ્મરણ કરનારને અભય આપનાર રઘુવીરે લક્ષ્મણને કહ્યું:૯ "હે બાંધવ! તપોબળથી વરદાન પામેલો આ રાક્ષસ, ખરેખર શસ્ત્રવડે મરવા અશક્યજ છે; માટે એના વધ માટે આપણે બીજી યુક્તિ કરવી પડશે. હે નરવ્યાઘ્ર! ભયંકર હાથીને પકડવા કે મરવા માટે જેમ ઉંડી ગર્ત (ખાડો) ખોદવામાં આવે છે, તેમ આને માટે પણ કરવું જોઈશે. તું ઉતાવળથી એક મોટી ગર્ત ખોદીને તૈયાર કર; ત્યાંસુધી આ દુષ્ટને હું ક્યાંય ખસવા દઇશ નહિ!"૧૦-૧૧

એ પ્રમાણે લક્ષ્મણને આજ્ઞા આપીને રામ, તે રાક્ષસના કંઠપર ચરણ દાબી ઉભો રહ્યો.૧૨ ત્યારે પડ્યાં પડ્યાં રામની આજ્ઞા સાંભળી રહેલો વિરાધ, બહુ અકળાઇને નમ્ર વાણીથી રામ પ્રત્યે કહેવા લાગ્યો:૧૩ "અહો! આજે મારાં ભાગ્યનો ઉદય થયો, ને મારાં કુકર્મોનો અંત આવ્યો. હે પ્રભો! હે પુરુષર્ષભ!* તેં ઇંદ્ર સમાન બળ વાપરી મને આજે હણ્યો. હે કૌસલ્યાની શ્રેષ્ઠ પ્રજા! હે તાત રામ! મેં અત્યાર સુધી મોહને લીધે તને ઓળખ્યાં નહોતો, પણ હવે તો પૂર્ણપણે આપને જાણી હું પાવન થયો. મહાભાગ્યવાળાં વિદેહરાજપુત્રી સીતાને તથા મહા યશસ્વી લક્ષ્મણને પણ મેં હવે ઓળખ્યાં!૧૪-૧૫ હે જગદીશ! હે રાઘવ! હું તુંબરુ નામે ગંધર્વ છું, ને પૂર્વે થયલા વૈશ્રવણ કુબેરના શાપથી આવા પાપિષ્ઠ રાક્ષસી દેહને પામ્યો છું.૧૬ કુબેરે પોતાની સેવા કરવા માટે, મને નિશ્ચિત કરી આપેલા સમયમાં મારાથી તેની સેવા ન થવાને લીધે, તેણે મને 'જા રાક્ષસ થઈ પડ!' એવો

---

* પુરુષોમાં શ્રેષ્ઠ.

શાપ દીધો હતો. તે ઘોર શાપ સાંભળી થરથર કંપતાં મેં કુબેરની અનેક પ્રકારે પ્રાર્થના કરી, ત્યારે તે યશસ્વીએ મારાપર અનુગ્રહ કર્યો કે, ભૂતળને વિષે મહારાજા દશરથના પુત્ર રામરૂપે શ્રીહરિ અવતાર ધારણ કરશે; તે જ્યારે પોતાના નાના ભાઈ લક્ષ્મણ તથા લક્ષ્મીરૂપ પત્ની સીતા સહિત દંડકવનમાં પધારી યુદ્ધમાં તારો વધ કરશે, ત્યારે તું પાછો પોતાના મૂળસ્વરૂપને પામી સ્વર્ગ પ્રત્યે જઈશ!૧૭-૧૮ હે રાઘવેંદ્ર! રંભા નામની અપ્સરા સાથે આસક્ત થવાને લીધે મારાથી યક્ષપતિ—કુબેરની નિયમિત રીતે સેવા નહિ થઈ શકવાથી, તેણે મને એ પ્રમાણે શાપ દીધો હતો.૧૯ તે આજે હું તારી કૃપાથી, તે શાપથી મુક્ત થઈશ; અને મારા લોક પ્રત્યે જઈશ. [હે નાથ! હું કૃતકૃત્ય છું. મહાત્મા ઇંદ્ર સરખાને પણ દુર્લભ એવાં તારાં દર્શનથી હું આજે મહાભાગ્યશાળી છું. હે ધર્માત્મા! હે દેવેશ્વર! તું અમારા દેવોના રક્ષણમાં નિરંતર તત્પર છે, અને તે માટે જ તેં માનુષી દેહ ધારણ કર્યો છે. તો હવે દુષ્ટોના નિકંદનાર્થ તું ત્વરા કરે, એવી આશાથી ઇંદ્રાદિ સર્વ દેવતાઓ વાટ જોઈ રહ્યા છે. હે મહારાજ! તું અત્રેથી છ કોશ દૂર આવેલા મહર્ષિ શરભંગના આશ્રમ પ્રત્યે પધાર; ત્યાં તે ધર્માત્મા ઋષિ તારાં દર્શનની વાટ જોઈ રહ્યા છે; તે તારું શ્રેય સંપાદન કરશે.૨૦-૨૧ એ મહર્ષિએ તારાં દર્શનની ઇચ્છાથી જ હજુ સૂધી દેહ ધારણ કરી રાખ્યો છે, માટે મને ગર્તમાં દાટીને ત્વરાથી તું તેના આશ્રમે પધાર. હે પ્રભો! તું મને ભૂમિમાં દાટે છે, એ ઘણું યોગ્ય છે; અને આ સમયને અનુસરીને હવેથી ગતઃપ્રાણ થયલા રાક્ષસોનો (કલિયુગમાં)* એજ સનાતન ધર્મ થશે; કેમકે જે ગર્તમાં દટાય, તેને સનાતન લોકની પ્રાપ્તિ થાય છે ને થશે પણ."

એ પ્રમાણે કાકુસ્થને વિનતિ કરી મહા બળવાન્ વિરાધ, શસ્ત્ર પીડાથી અશક્ત થવાને લીધે મરણ પામ્યા સરખો નિશ્ચેષ્ટ થઈ પડ્યો અને તરત સ્વર્ગમાં ચાલ્યો ગયો.૨૨-૨૩ મહા બળવાન્ વિરાધનાં એ વચન સાંભળી રાઘવે લક્ષ્મણને આજ્ઞા કરી કે, "હે લક્ષ્મણ! કુંજર જેવા ભયંકર આ રાક્ષસને માટે આ અરણ્યમાં મોટો ખાડો ખોદ.૨૪-૨૫ આ પ્રમાણે લક્ષ્મણને ખાડો ખોદવા માટે ઉતાવળ કરવાનું કહી તે વિરાધ રાક્ષસના ગળાપર પગ મૂકીને ઉભા રહ્યા.૨૬ રાક્ષસની વાણીથી અતિ આશ્ચર્ય પામી તે સાંભળવા માટે ઉભા રહેલા લક્ષ્મણ રામની બીજીવાર આજ્ઞા થતાં મહાત્મા વિરાધને તુરત પોતાની પાસેના ખનિત્રોથી એક મોટો હૃષ્ટપુષ્ટ હાથી પૂરાય તેવડો ખાડો ખોદી,૨૭ ને પછી બંને બાંધવો તે ભયંકર રાક્ષસને તેમાં નાંખવા માટે તૈયાર થયા. રઘુવીરે તેના કંઠપરથી ચરણ ઉઠાવી લીધો, ને બંને ભ્રાતાઓ તેને ઘસડીને ખાડ આગળ લઈ ગયા, ત્યારે શંકુ સરખા કઠિણ કર્ણવાળો તે યુદ્ધવિશારદ વિરાધ, મેઘ સરખી ગર્જનાથી, "હું ધન્ય છું, હું ધન્ય છું; હું અંતકાળે શ્રીહરિનાં દર્શન પામવાથી સર્વથા ધન્ય છું," એવી વાણી બોલતો નેત્ર ઉઘાડી શ્રીરઘુવીરની નખશિખાંત છબીને નિરખવા લાગ્યો;૨૮ ને વારંવાર અવલોકન કરી જાણે અંતરમાં તેનું ધ્યાન કરવા ઇચ્છતો હોય, તેમ તેણે પોતાનાં નેત્ર મીચ્યાં, એટલે લાગલો જ રામે ચરણપ્રહારથી તેને તે કૂપસમાન ઊંડા ખોદાયલા મોટા ખાડામાં હડસેલી દીધો; ને બંને ભાઇએ તુરત તેના ઉપર ધૂળ વાળી દીધી.૨૯

એવી રીતે એ વનચર વિરાધનો વધ થયો. રામને હાથે પોતાનું મરણ થવા તે ઇચ્છતો હતો, માટે 'મારો વધ શસ્ત્રવડે નહિ થાય,' એવું તેણે પ્રથમથી રામને નિવેદન કીધું, તો તે ઉપર વિચાર કરી રામે તેને ગર્તમાં દાટવાની મ[ત] કરી. એ પ્રમાણે મોટા ભયંકર શબ્દોથી આખા વનને ગજાવતો તે વિરાધ, રામને હાથે ગર્તમાં દટાઈ ઉત્તમ ગતિને પામ્યો; ત્યારે તેનો વધ કરી હર્ષ પામેલા નિર્ભય રાજપુત્રો, રામ તથા લક્ષ્મણ, આકાશમાં વસતા સૂર્ય ચન્દ્રની પેઠે તે મહાવનને વિષે ફરવા લાગ્યા.*૩૦-૩૩

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણાર્ણવે અરણ્યકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૫ મો.

## શરભંગ સમાગમ.

એ વનમાંના ભયંકર બળવાળા રાક્ષસ વિરાધનો વધ કરી, જરા વાર પણ ત્યાં આગળ ખોટી ન થતાં તે બંને બાંધવો પાછા વળીને સીતા પાસે આવ્યા ને તેને મળી આશ્વાસન દઇને ત્યાંથી આગળ ચાલવાનો વિચાર કીધો.૧ એ વેળા રઘુવીરે તેજસ્વી લક્ષ્મણ પ્રત્યે કહ્યું:

* કલિયુગના રાક્ષસો (યવનો); કે જેઓની હાલમાં એજ રીત છે.

* એક બીજી પ્રતમાં આ પ્રમાણે છે:—'આમ તે રાક્ષસનો નાશ કરી અને મિથિલેશ્વર કન્યાને સાથે લઈ, તેઓએ પોતાનાં બાણો સુવર્ણના ભાથામાં ખોસી હર્ષ પામતા, આકાશમાં વસતા સૂર્ય ચન્દ્ર પેઠે તે મહાવન વિષે ફરવા માંડ્યું.'

"હે ભ્રાત! આવું ભયંકર વન આપણે કોઈ દિવસ જોયું નથી; અને આ એક દુષ્ટનો નાશ થવા છતાં પણ હજી આમાં બીજા ઘણા ભય હશે:[૨] તેથી આપણે હવે નિર્વિલંબે અહીંથી શરભંગ ઋષિના આશ્રમે જવું જોઇએ!" [એ સાંભળી લક્ષ્મણ સર્વ (ખનિત્રાદિ) સાહિત્યો લઈ તત્પર થયો, ત્યારે તેના તથા સીતા સહિત રઘુવીરે ત્યાંથી ચાલવા માંડ્યું. કેટલીક વારે ચાલતાં ચાલતાં તેઓ દેવના સરખા પ્રભાવવાળા તથા મહા પુણ્યવાન્ શરભંગ ઋષિના આશ્રમની સમીપ આવી પહોંચ્યા; તો ત્યાં આગળ એક અતિ અદ્ભુત આશ્ચર્ય તેમના જોવામાં આવ્યું.[૩-૪]

અંતરિક્ષમાંથી કોઈ મહાતેજસ્વી દિવ્ય પુરુષ, રામે તે ઋષિના આશ્રમમાં ઉતરતો જોયો. સાક્ષાત્ સૂર્ય કિંવા અગ્નિ સરખી પ્રભાવાળો તે પુરુષ પોતાના શરીરના તેજે કરી દશે દિશાઓને દીપાવતો હતો. તેણે નિર્મળ દિવ્ય વસ્ત્રો ધારણ કરેલાં હતાં, ને મસ્તકપર રત્નજડિત મુકુટ, કાનોમાં અતિ સુંદર કુંડલ તથા બાહુમાં કવચાદિ આભરણો બહુ પ્રકાશતાં હોવાને લીધે તેના તેજમાં વળી અતિ ઘણો વધારો થતો હતો. એકાએક પોતાના દિવ્ય રથમાંથી નીચે ઉતરી આવનારો તે પુરુષ, જો કે પૃથ્વી ઉપર આવ્યો, તો પણ તેના પગ ભૂમિને અડ્યા નહિ.[૫-૬] તે અદ્ધર જ ઉભો રહ્યો. [આ સઘળો પ્રકાર છેટેથી જોઇ રામે આશ્ચર્ય પામીને ઉંચું જોયું તો ઋષિના આશ્રમની ઉપર અંતરિક્ષમાં વળી બીજું અદ્ભુત જોયું.] જાણે પ્રાતઃકાળનો સૂર્ય જ ઉદય થયો ન હોય, તેવા પ્રકાશમાન એક ભવ્ય રથ અંતરિક્ષમાં ઉભો હતો, તેને સુંદર શ્વેત અશ્વો જોડેલા હતા; તેની જોડમાં શ્વેત વાદળસમૂહની ઉપમા અપાય એવું ને ચંદ્રમંડળ સમાન નિર્મળ તથા વિચિત્ર પુષ્પમાળાઓથી શોભતું એક વિશાળ છત્ર ધરેલું હતું. વળી રથ ઉપર નીચે એ છત્ર ધરેલાં નિર્માણ કરેલાં શ્રેષ્ઠ આસનની બે બાજુએ અતિ સ્વરૂપવતી બે સ્ત્રીઓ, રત્નથી જડેલી સુવર્ણની દાંડીવાળાં બે અમૂલ્ય ચામરો તથા વ્યંજનો લઇને તે રથપર બેસનારા પુરુષને વાયુ ઢોળવાને તત્પર થઈ બેઠેલી હતી; ને તે રથની આસપાસ અંતરિક્ષમાં ઉભેલા અનેક ગંધર્વો, દેવતાઓ, સિદ્ધો તથા શ્રેષ્ઠ ઋષિસમૂહ તે પુરુષની ઉત્તમ વાણીથી સ્તુતિ કરતા હતા.[૭-૧૧]

એ પ્રમાણે શતક્રતુને જોઇ, આશ્ચર્ય પામી રામે હાથ લાંબા કરીને લક્ષ્મણને ચમત્કાર દેખાડવા સારુ કહ્યું: "હે ભ્રાત! આ અંતરિક્ષમાં શું દેખાય છે? તે તેં જોયું કે? ત્યાં ઉભેલા પેલા સૂર્ય સરખા કાંતિમાન્ રથને તેં જોયો કે? જોની, તે અદ્ભુત રથ કેવો પ્રકાશિત અને સુશોભિત છે? વળી તેને જોડેલા ઉત્તમ અશ્વોને તેં ઓળખ્યા? આપણે ઘણી વાર સાંભળ્યું છે, તે ઉપરથી તો એ દિવ્ય અશ્વો ઘણા યજ્ઞો કરનાર ઇંદ્રનાજ હોવા જોઇએ.[૧૨-૧૪] હે પુરુષવ્યાઘ્ર! લક્ષણો જોતાં આ દિવ્ય રથ પણ ઇંદ્રનો જ છે; સૌ કારણ તેની ચોમેર વિંટાઈ અંતરિક્ષમાં ઉભેલા સર્વ યોધાઓ ઇંદ્રના જ અનુચરો જેવા લાગે છે. તેઓનાં શરીરો દિવ્ય છે, પદ્મરાગ મણિનાં તેમણે દિવ્ય વસ્ત્રો પહેરેલાં છે; મસ્તકપર મુકુટ, કાનમાં કુંડલ તથા અગ્નિ સરખા પ્રજ્વલિત હાર તેમના ઉરસ્થળોપર આવી રહેલા છે. તેઓ સઘળા અતિ સ્વરૂપવાન્ છતાં માત્ર પચીશ વર્ષની એકસરખી યુવાવસ્થાવાળા દેખાય છે, વિદ્યુત્ સમાન ચળકતાં ખડ્ગો તેમણે હસ્તને વિષે ધારણ કરેલાં છે, તેમનાં ઉરસ્થળ અતિ વિપુલ-વિસ્તીર્ણ તથા ભુજાઓ પરીઘ સરખી લાંબી છે, અને યુદ્ધમાં જેની સામે કોઇથી ઉભું રહી શકાય નહિ એવા તેઓ બળવાન્ દેખાય છે. હે લક્ષ્મણ! આ સઘળી શોભા તો ત્રિલોકપતિ ઇંદ્રને જ છાજે છે; તેમ આવા પ્રિય દર્શનવાળા તથા નિરંતર સુશોભિત યુવાવસ્થાવાળા માત્ર દેવતાઓ જ હોય છે, તેથી આપણે જાણીએ છીએ કે, આ રથાદિ સઘળો સમાજ સ્વર્ગપતિ ઇંદ્રનો જ છે, ને અગાઉ એ રથમાંથી ઉતરી મુનિના આશ્રમમાં જનાર પુરુષ તે ખરેખર ઇંદ્ર જ છે. તોપણ નિશ્ચયપૂર્વક તે કોણ છે, એમ આપણાથી કહી શકાતું નથી. માટે હે બાંધવ! તું અને તારી ભોજાઇ વૈદેહી, એક મુહૂર્ત પર્યંત અહીં આગળ ઉભાં રહો; તેટલીવારમાં મુનિના આશ્રમમાં જઇ તેની ખબર લઈ આવું."[૧૫-૧૯]

એ પ્રમાણે સૌમિત્રિને આજ્ઞા કરી, રામ શરભંગ ઋષિના આશ્રમ તરફ ગયા,[૨૦] ત્યારે તેને આવતા જાણી, તે અંતરિક્ષમાંથી ઉતરનારો દિવ્ય પુરુષ, કે જે રઘુવીરની ધારણા પ્રમાણે ખરેખર શચીપતિ* ઇંદ્ર જ હતો, તેણે એકદમ ત્યાંથી જવા માટે તે મહર્ષિની આજ્ઞા લીધી, ને અંતરિક્ષમાં જઈ પોતાની સાથેના દેવતાઓને કહ્યું:[૨૧] ["કૃપાળુ રામ આપણી વિનતિને માન્ય કરી આપણે માટે જ ચિત્રકૂટનો ત્યાગ કર્યો છે, ને આ વનને વિષે વિચરતા તે આ ઋષિના

* 'શચી' એ ઇંદ્રની સ્ત્રી-ઇંદ્રાણીનું નામ છે.

આશ્રમે આવ્યો છે. માટે હવે આપણે અહીં ઉભા રહેવું જોઇએ નહિ.] ભક્તવત્સલ રામ, કે જેણે આપણે અર્થે વનવાસ અંગીકૃત કરી તપસ્વી વેશ ધારણ કર્યો છે, તેની આગળ આવા સમાજ અને ઠાઠસહિત મારે છતું થવું યોગ્ય નથી.[૨૨] હવે થોડા સમયની અંદર ગર્વિષ્ઠ રાવણને મારી તે જય મેળવી સર્વ જગતને આપત્તિથી મુક્ત કરશે, ને આપણે તેને, રાજ્યાસનપર વિરાજી સનાતન ધર્મનું સ્થાપન–રક્ષણ કરતા જોઇશું; પણ હમણાં તો કોઇથી ન થઇ શકે તેવાં રાક્ષસવધાદિ અનેક કાર્યો તેને કરવાનાં છે."[૨૩] આ પ્રમાણે સૂચવી, અંતરિક્ષ માર્ગેથી શરભંગ ઋષિની પૂજા કરીને, વજ્રધર ઇંદ્ર ત્વરાથી રથમાં બેઠો; અને તેના કહેવા ઉપરથી સર્વ દેવતાઓએ આશ્રમમાં જતા રામનાં પ્રેમપૂર્વક દર્શન કરી મનોમય સ્તુતિ તથા નમસ્કાર કર્યાં અને તુરત ત્યાંથી તેઓ સહિત ઇંદ્ર, સ્વર્ગ તરફ ચાલ્યો ગયો.[૨૪]

ઇંદ્રને એ પ્રમાણે સ્વર્ગપ્રત્યે જતો જોઈ, રામે નિશ્ચય કર્યો કે, એ ઇંદ્ર જ છે; માટે હવે ત્યાંથી પોતે એકલા આગળ ન જતાં, લક્ષ્મણ અને સીતાને પણ તેણે સાથે લીધાં. ત્રણે જણાંએ મળી દેવ સમાન ઋષિ શરભંગના આશ્રમમાં પ્રવેશ કર્યો.[૨૫] [શરભંગ ઋષિ રામનો પરમ ભક્ત હતો. ભક્તિપ્રભાવથી તેણે સારી રીતે જાણી લીધું હતું કે, રામ એ સાક્ષાત્ પુરુષોત્તમ છે.] રામને આશ્રમની અંદર આવેલા જોતાં જ તે હરખાતો હરખાતો સામો આવ્યો, ને ઘણો આદરસત્કાર કરી ત્રણે જણાંને પોતાની પર્ણશાળામાં પ્રવેશ કરાવી ભોજનાદિ અનેક પ્રકારનું અતિથ્ય અર્પણ કર્યું. સીતા તથા લક્ષ્મણસહિત રઘુવીર ઋષિની ભક્તિથી અતિ સંતોષ પામી તેનાં ચરણ વંદન કરી; કરજોડીને (પોતે ક્ષત્રિય માટે) તેની આગળ બેઠા.[૨૬] પરસ્પર અનેક કુશળ વાર્તા કર્યા પછી રામે તે મહર્ષિને, ઇંદ્રને ત્યાં આવવાનું કારણ પૂછ્યું. ઋષિ તેને સઘળું નિવેદન કરતો બોલ્યો કે; "હે પ્રભો! અપ્રતિમ ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક ભગવદુપાસના કર્યા વિના જેની કદી પ્રાપ્તિ થતી નથી, એવા સર્વોત્કૃષ્ટ બ્રહ્મલોક પ્રત્યે જવા માટે તારી સનાતન ભક્તિરૂપી ઉગ્ર તપશ્ચર્યાથી હું અધિકારી થયો છું, અને તેટલા માટે વરદાન આપનાર ઇંદ્ર હવે મને તે લોક પ્રત્યે લઈ જવા ઇચ્છે છે![૨૭–૨૮] આજે તે મને તેડવા સારુ જ અત્રે આવ્યો હતો; પણ જેનાં દર્શનને અર્થે યોગીઓ નિરંતર ધ્યાનસ્થ રહે છે; બ્રહ્માદિ દેવતાઓ આશામાં ને આશામાં કાળ નિર્ગમન કરે છે, તથા ભક્તજનો ચાતકની પેઠે તલસે છે, તે અવિનાશી પરમાત્મારૂપ મારો પ્રિય અતિથિ તું, મનુષ્ય દેહ ધરીને મને પાવન કરવા અર્થે મારી સમીપ પધારે છે એવું જાણ્યા છતાં, હું તારું દર્શન કર્યા વગર બ્રહ્મલોક પ્રત્યે કેમ જાઉં?[૨૯] હે નાથ! તું અનંત બ્રહ્મલોકનો અને બ્રહ્માંડોનો નાયક છે, ને ત્યાં વસવાથી પ્રાપ્ત થતાં સર્વ સુખો તારા ચરણકમળને વિષે નિવાસ કરી રહેલાં છે, તો તારાં દર્શન કરીને હું ઉત્તમ લોકમાં જઇશ. હે નરશાર્દૂલ! તપશ્ચર્યાવડે મેં અવિનાશી બ્રહ્મલોક તથા નાકપૃષ્ઠ* જિત્યા છે [અર્થાત્ ત્યાં અનંત કાળપર્યંત નિવાસ કરવાનો મને અધિકાર પ્રાપ્ત થયલો છે] તેથી તે મારા જ છે; પરંતુ હું તારો અનન્ય દાસ છું તો તું તે સર્વ લોકને ગ્રહણ કર."[૩૦–૩૧]

એવી રીતે પોતે જન્મપર્યંત કરેલું સર્વ કર્મ ઋષિએ ભગવદર્પણ કર્યું, ત્યારે સર્વશાસ્ત્રવિશારદ રામે તેને કહ્યું:[૩૨] "હે ઋષિવર! તારી ભક્તિથી હું અતિ પ્રસન્ન થયો છું; ને તેં સર્વ કર્મ મને અર્પણ કરી, તું મારા સમાન જ–નિત્ય મુક્ત થયો છે. માટે મારી કૃપાથી ભલે હવે તું સ્વર્ગાદિ લોકમાં નિવાસ કર. પણ તેમાં તને આસક્તિ નહિ હોવાથી તું કોઈ વાતે બંધન પામીશ નહિ. પણ હે મુનિ! અમે આ વનને વિષે નિવાસ કરવા ઇચ્છીએ છીએ, માટે તું અમને યોગ્ય સ્થાન બતાવ!"[૩૩] ઇંદ્ર સરખા પરાક્રમી રાઘવનાં એવાં વચન સાંભળી, મહાબુદ્ધિમાન્ શરભંગ ઋષિ બોલ્યો:[૩૪] "[હે સર્વેશ્વર! તારાથી શું અજાણ્યું છે? તું અંતર્યામી છે. પરંતુ પૂછે છે ત્યારે કહું છું કે] અહીંથી સમીપ આવેલા વનને વિષે મારી પેઠે જ તારાં દર્શનની વાટ જોઈ રહેલો એક મહા તેજસ્વી તથા ધર્મિષ્ઠ સુતીક્ષ્ણ નામે ઋષિ રહે છે. તે તારું સર્વ શ્રેય સંપાદન કરશે.[૩૫] આ વનની સમીપમાં આવેલી મંદાકિની નદી, કે જે પૂર્વ દિશાભણી વહે છે, તથા જેમાં પુષ્પ સમાન હલકી અનેક સુંદર હોડીઓ ચાલે છે, તેને કિનારે કિનારે થઈ તું પશ્ચિમ દિશાભણી જા, એટલે થોડેક દૂર જતાં એ સુતીક્ષ્ણ ઋષિનો આશ્રમ આવશે.[૩૬]

એ પ્રમાણે કહીને ઋષિ વળી હાથ જોડી બોલ્યો: ["પણ હે નરવ્યાઘ્ર! મને આવો સમય ફરીફરીને ક્યાંથી પ્રાપ્ત થશે? કેમકે મરણસમયે પ્રાણીને મુખે તારું મહામંગલકારી નામ જ આવવું દુર્લભ છે, તો

* સ્વર્ગ લોક.

પછી તારાં પ્રત્યક્ષ દર્શન, અંત સમયે કરવાને ભાગ્યશાળી કોણ થઇ શકે?] હે ભગવન્! જેમ સર્પ પોતાની કાંચળીનો ત્યાગ કરે, તેમ હું એક મુહૂર્ત માત્રમાં મારાં આ જીર્ણ શરીરનો ત્યાગ કરું, ત્યાંસુધી તું અત્રે ઉભો રહી મારી ભણી કૃપાકટાક્ષે કરી જો; જેથી હું કૃતકૃત્ય થાઉં!"[૩૭]

એમ કહીને તે મહાતેજસ્વી ઋષિએ તુરત ત્યાં આગળ પોતાના હોમના અગ્નિને કાષ્ઠાદિકથી ખૂબ પ્રજ્વલિત કરી, તેમાં મન્ત્રપૂર્વક ઘીની આહુતિ આપી ને રામના દેખતાં તે મહાજ્વાળાની મધ્યમાં પ્રવેશ કરીને રામની મંગલમૂર્ત્તિનું મેષોન્મેષરહિત દર્શન કરતો તે ઉભો રહ્યો.[૩૮] લક્ષ્મણ તથા સીતા આ આશ્ચર્ય જુએ છે એટલામાં તો અગ્નિજ્વાળાથી ઋષિનાં રોમ, કેશ, જીર્ણ ત્વચા, રુધિર, માંસ અને અસ્થિ, એ વગેરે સર્વ બળી અગ્નિરૂપ થઇ ગયાં; ને તુરત તે અગ્નિસમૂહમાંથી એક સાક્ષાત્ અગ્નિ સમાન તેજસ્વી દિવ્ય કુમાર બહાર આવી, રામને ચરણે નમ્યો.[૩૯–૪૦] [ત્યારે રામે કહ્યું: "હે શરભંગ મહર્ષિ! હે દિવ્ય દેહધારી શરભંગ! તારું કલ્યાણ થયું; હવે તારો દેહ બ્રહ્મલોકને વિષે વસવા યોગ્ય થયો, માટે યથેચ્છ તે લોક પ્રત્યે સિધાવ."]

[રામનાં એ વચન પૂરાં થતાં પહેલાં તો] ઝળઝળાટ કરતું અંતરિક્ષમાં એક વિમાન દેખાયું. તુરત તેમાં બેસી રામનો જયજયકાર બોલતો દિવ્ય દેહધારી ઋષિ શરભંગ અંતરિક્ષ માર્ગે ચાલ્યો; [ને અનુક્રમે, પિતૃલોક, ઋષિલોક (દેવલોક) તથા જનલોક આદિ સર્વ લોકને ઉલ્લંઘી સર્વથી ઉપર રહેલા બ્રહ્મલોકને વિષે ગયો.[૪૧] ત્યાં આગળ] સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવને અનુચરોસહિત વિરાજેલા જોઈ તેણે સાષ્ટાંગ નમસ્કાર કર્યા; ત્યારે અતિ હર્ષ પામી બ્રહ્મદેવે તેનો સત્કાર કર્યો ને કહ્યું: "કલ્યાણ."[૪૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૬ ઠ્ઠો.

## મુનિસમૂહની પ્રાર્થના.

[મહાત્મા શરભંગ ઋષિના સ્વર્ગે ગયા પછી રામ તેનો આશ્રમ છોડી આગળ ચાલવાની તૈયારી કરવા લાગ્યા; તેટલામાં] તે આશ્રમમંડળને વિષે શરભંગ ઋષિના સ્વર્ગવાસની ખબર પ્રસરી જવાથી ત્યાં રહેનારા સર્વ ઋષિઓ ઉતાવળથી એકત્ર થઈ, રામનાં દર્શન માટે આવ્યા.[૧] [એ આવનારા બ્રહ્મવિદ્યોપાસક ઋષિઓ, જેઓનાં ચિત્ત યોગાભ્યાસને વિષે એકાગ્રતા પામેલાં હતાં ને જેઓ પોતાનાં બ્રહ્મતેજને લીધે સાક્ષાત્ સવિતા* સમાન તેજસ્વી દેખાતા હતા.] તેઓમાં કેટલાક વૈખાનસ†, વાલખિલ્ય,‡ સંપ્રક્ષાલી,§ તથા મરીચિપા‖ નામના ઋષિઓ, કેટલાક અશ્મકુટ્ટ,¶ કેટલાક પત્રાહારી,$ કેટલાક દંતોલુખલી,** કેટલાક ઉનમજ્જક,†† કેટલાક ગાત્રશય્ય,‡‡ કેટલાક અશય્ય,§§ કેટલાક અનવકાશિક,‖‖ કેટલાક સલિલાહાર,¶¶ કેટલાક માત્ર વાયુભક્ષી, કેટલાક આકાશનિલય,$$ કેટલાક સ્થંડિલશાયી,***[૨–૪] કેટલાક ઉર્ધ્વવાસી,††† કેટલાક આર્દ્રપટવાસી‡‡‡ કેટલાક સદૈવ જપ કરવામાં જ પરાયણ, કેટલાક વેદાધ્યયનશીલ, અને કેટલાક ગ્રીષ્મ ઋતુને વિષે પંચાગ્નિ તાપનારા ઋષિઓ હતા.[૫] આ સઘળા ધર્મિષ્ઠ ઋષિઓનો સમૂહ, અતિ પ્રેમપૂર્વક રામનાં દર્શન કરવાને તથા પોતાનાં દુઃખો તેને નિવેદન કરવાને અર્થે ત્યાં આવી આસપાસ વીંટાઇ વળ્યો ને અનેક પ્રકારે સ્તુતિ કરીને કહેવા લાગ્યો:[૬–૭] "હે મહારથી! હે §§§ધર્મવતાંવર! હે રાઘવેંદ્ર! સર્વ દેવતાઓનો નાથ જેમ ઇન્દ્ર છે, તેમ સમગ્ર પૃથ્વીનો, તથા ત્રણે લોકનો નાથ ‖‖‖ તું ઇક્ષ્વાકુકુળદીપક છે. તું યશ તથા પરાક્રમવડે ત્રૈલોક્યમાં વિખ્યાત છે. વળી પિતુઆજ્ઞા પાલન કરવારૂપ ઉત્તમ વ્રત, સત્ય અને શ્રેષ્ઠ ધર્મે તારામાં નિવાસ કરેલો છે.[૮–૯] હે પ્રભો! તારા જેવા મહાત્મા તથા ધર્મવત્સલ રક્ષકને પામીને અમે અર્થીપણાને લીધે જે કંઇ વાક્યો કહીએ તે તું ક્ષમા કરશે.[૧૦] હે અમારા પાલનકર્તા રામ! જે રાજા, પ્રજા પાસેથી

---

* સૂર્ય. † પ્રજાપતિના નખથકી ઉત્પન્ન થયેલા. ‡ પ્રજાપતિના વાળથકી ઉત્પન્ન થયેલા. § ભગવાનના પાદપ્રક્ષાલનથી ઉપજેલા. ‖ સૂર્ય તથા ચંદ્રનાં કિરણે કરી જેમનું જીવન હોય છે એવા. ¶ કાચાં અન્નને પથ્થર વગેરેથી કૂટીને ખાનારા. $ પાંદડાંનો આહાર કરનારા. ** અન્નને રાંધીને કિંવા કૂટીને ન ખાતાં માત્ર દાંતથી ચાવીને જ ભોજન કરનારા. †† કંઠપર્યંત જળમાં બેસી તપ કરનારા. ‡‡ વગર બિછાવેલી ભૂમિ ઉપર શયન કરનારા. §§ નિદ્રાને જિતેલા. ‖‖ એક પગે ઉભા રહી તપ કરનારા. ¶¶ કેવળ જળનો જ આહાર કરનારા. $$ ઉઘાડી જમીન ઉપર જ વસનારા. *** સ્થંડિલ ઉપર શયન કરનારા. ††† પર્વતનાં શિખરો વગેરે ઉચ્ચ સ્થળો ઉપર વસનારા. ‡‡‡ નિત્ય ભીનાં વસ્ત્ર પહેરવાના નિયમવાળા. §§§ ધર્મિષ્ઠોમાં શ્રેષ્ઠ. ‖‖‖ પાલન કરનારા.

કરરૂપે ષષ્ઠાંશ દ્રવ્ય લેવા છતાં પોતાના પુત્રની પેઠે તેની રક્ષા કરતો નથી, ત્યારે તેને મહાન્ અધર્મ પ્રાપ્ત થાય છે;[૧૧] પણ જે નૃપતિ પ્રજાના રક્ષણ માટે જ સાવધપણાથી યત્ન કરી, પોતાના પ્રાણ કરતાં પોતાના દેશમાં વસનારી પ્રજાનું સદૈવ પ્રિયપુત્રપેરે રક્ષણ કરે છે, તે આ લોકમાં શાશ્વત* કીર્તિ સંપાદન કરી અંતે હર્ષ સહિત બ્રહ્મલોકને વિષે જઇ વસે છે.[૧૨-૧૩] વળી ધર્મવડે પુત્રવત્ પ્રજાનું રક્ષણ કરનાર રાજાને પ્રજા પાસેથી ષષ્ઠાંશ ભાગ પ્રાપ્ત થાય છે એટલું જ નહિ, પણ તેના દેશમાં વસનારા ફળમૂલભક્ષી† તપસ્વીઓ જે ધર્મ ઉપાર્જિત કરે છે, તેની અંદરથી ચોથો ભાગ તે રાજાને પ્રાપ્ત થાય છે.[૧૪] હે પ્રભુ! તેવી જ રીતે તારા દેશમાં-તારા રક્ષણતળે વસી ધર્માનુષ્ઠાન કરનારા અમે સૌ વાનપ્રસ્થાશ્રમી તપસ્વીઓ, કે જેઓ સૌ તારી પ્રજા છીએ, તે, દુષ્ટ રાક્ષસોના હાથથી વારંવાર હણાઇએ અને અનાથની પેઠે અનેક વિટંબણાઓ પામીએ છીએ એ કેટલું બધું અઘટિત છે?[૧૫] હે નાથ! રાક્ષસોએ અનેક પ્રકારે દુઃખ દઈ હણેલા એવા ઘણાક નિદિધ્યાસનવાન્ તથા મનનશીળ મહાત્મા ઋષિઓનાં શરીરો આ વનને વિષે ઘણેક સ્થળે પડેલાં છે, તેને તું જોઇશ, તો તને પણ મહા ત્રાસ ઉપજ્યા વિના રહેશે નહિ.[૧૬] હે દેવ! આ મહાઅરણ્ય વિષે આવેલાં શ્રેષ્ઠ અને પવિત્ર સ્થળો, જેવાં કે મંદાકિની, પંપા, એ વગેરે નદીઓના તટો, અને ચિત્રકૂટાદિ પર્વતો, ઇત્યાદિ સ્થળે વસનારા મહાત્મા તપસ્વીઓને ભયંકર કર્મ કરનારા રાક્ષસો ઘોર દુઃખો દે છે તથા મારી નાંખે છે, તેને હવે અમે કોઇ રીતે સહન કરી શકીએ તેમ નથી.[૧૭-૧૮] માટે હે રામ! હે રઘુવીર! એ દુષ્ટોથી અમારું રક્ષણ કરનાર તારા વિના બીજું કોણ છે? હે નૃપાત્મજ! અમે સર્વ તારે શરણે છીએ, માટે પાપી નિશાચરોના હાથથી હણાતા અમોને, તું રક્ષા કરી જીવિતદાન આપ; કારણ આ પૃથ્વીને વિષે તારા વિના અમારી બીજી કોઇ ગતિ નથી."[૧૯-૨૦]

તપશ્ચર્યારૂપી બળવાળા ઋષિઓની એવી પ્રાર્થના સાંભળી ધર્માત્મા રઘુવીરે તેઓને આશ્વાસન કરતાં કહ્યું:[૨૧] "હે ઋષિવરો! તમે મને આવી રીતે પ્રાર્થનાનાં વચનો કહેવા યોગ્ય નથી, પણ ઉલટા હરેક વાતે મને આજ્ઞા કરવા યોગ્ય-મારા પૂજ્ય છો. માટે હવે તમે સર્વથા ધીરજ રાખો; તમારા આ સંકટને અનુલક્ષીને જ મારું અત્રે આવવું થયું છે.[૨૨] જો કે ઉપરથી જોતાં મેં કેવળ મારા પોતાના કાર્યને માટે જ વનમાં પ્રવેશ કર્યો છે-કેમકે પિતાની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે-પણ અંદરથી જોતાં હું તમારા અર્થની સિદ્ધિ માટે જ યદૃચ્છાથી અહીં આવ્યો છું. તો મારું અત્રે આવવું એ તમોને રાક્ષસોથી થતાં દુઃખોના નિવારણ અર્થે થાઓ![૨૩-૨૪] હે તપસ્વીઓ! હું સંગ્રામને વિષે તમારા સર્વ શત્રુઓનો નાશ કરીશ; ને મારા તથા લક્ષ્મણના મહત્ વીર્યને તમે જોશો!"[૨૫]

[ એ પ્રમાણે રાક્ષસકુળનો વધ કરવા માટે રામે પ્રતિજ્ઞા કરી ત્યારે આનંદ પામી સર્વ ઋષિસમૂહે જયજયકારના ધ્વનિસહિત તેની ઉત્તમ પ્રકારનાં સાહિત્યોથી પૂજા કરી; ને વેદમંત્રોથી સ્વસ્તિવાચન કરીને તેને અનેક આશીર્વાદો આપ્યા. ] પછી રામ ત્યાંથી સુતીક્ષ્ણના આશ્રમે જવા તૈયાર થયા, ત્યારે તે સર્વ તપસ્વીઓએ પણ રામની સાથે જવાની ઇચ્છા કરી.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૭ મો.

## સુતીક્ષ્ણ સમાગમ.

બાંધવ લક્ષ્મણ તથા સતી સીતા સહિત સ્વધર્મવર્તી રાઘવ તે વાનપ્રસ્થાશ્રમી બ્રાહ્મણો સહિત મહર્ષિ સુતીક્ષ્ણના આશ્રમ પ્રત્યે ચાલ્યા.[૧] શરભંગના આશ્રમથી કેટલેક દૂર જઈ મહા જળવાળી મંદાકિની સરિતાને ઉતરીને તેણે માર્ગમાં આવતા મોટા મેરુ સમાન પર્વતને ઓળંગ્યો ને પુષ્પ તથા ફળના ભારથી લચેલાં અનેક વૃક્ષોથી ભરેલા વનમાં પ્રવેશ કર્યો.[૨-૩] એ વનના મધ્યમાં જતાં એકાંતને વિષે એક સુંદર આશ્રમ આવ્યો. તુરત જ ઋષિઓએ જણાવ્યું કે, "આ જ આશ્રમ મહાત્મા સુતીક્ષ્ણનો છે." પછી રામે આનંદ સાથે તેની અંદર પ્રવેશ કરી, મહર્ષિ સુતીક્ષ્ણનાં દર્શન કર્યાં.[૪] આ વેળા સુતીક્ષ્ણ ઋષિ સમાધિયોગવડે રામનું ધ્યાન ધરતો હતો, તેથી તેનાં નેત્ર મીચેલાં હતાં. આશ્રમમાં કોણ આવ્યું છે, તેની તેને ખબર પડી નહિ, ત્યારે રામે હાથ જોડી તેને હાંકો મારી કહ્યું: "હે ભગવન્! હે ધર્મજ્ઞ! હે મહર્ષિ! હે સત્ય પરાક્રમ!* હું દશરથ રાજાનો પુત્ર રામ, તારાં

* અવિનાશી. † ફળમૂળાદિનું ભક્ષણ કરનારા.

* સત્યરૂપ પરાક્રમવાળા.

દર્શન સારુ આવેલો છું, માટે મારી સાથે તું ભાષણ કર."૫-૬

['રામ' એવો શબ્દ કાને પડતાં જ ઋષિનાં નેત્ર ઉઘડી ગયાં ને સામે જૂએ છે તો ઘનશ્યામ સુંદર રામ, સતી સીતા તથા મહાત્મા લક્ષ્મણસહિત ઋષિસમૂહની વચ્ચે હાથ જોડીને ઉભેલા છે.] તુરત અપાર હર્ષ પામી આસન ઉપરથી ઋષિ ઉભો થયો; ને સામે ધાઈ બન્ને ભુજા પસારીને રામને પોતાના હૃદય સાથે ચાંપ્યા, પછી અતિ સ્નેહથી તે કહેવા લાગ્યો:[૭] "હે રઘુત્તમ! હે સત્યભૃતાંવર!* તું ભલે પધાર્યો. તારા આવવાથી આ આશ્રમ સનાથ થયો![૮] હે વીર! હે મહાયશસ્વી રામ! મારી ઘણા કાળથી ધારણ કીધેલી તારાં દર્શનની આશા આજે સફળ થઈ. તારા સમાગમની આશાએ જ હું દેહ ત્યાગ કરીને દેવલોકપ્રત્યે ગયો નથી;[૯] કારણ, મેં સાંભળ્યું હતું કે, તું રાજ્યનો ત્યાગ કરીને ચિત્રકૂટવિષે આવી વસેલો છે. હે કાકુત્સ્થ! દેવતાઓનો રાજા શતક્રતુ† મને લેવા માટે આવ્યો હતો. તેણે મને કહ્યું હતું કે 'તારા તપથી તેં સર્વ લોક જિત્યા છે.' તે મારા પુણ્યથી જિતેલા સર્વ લોક કે જ્યાં દેવતાઓ વસે છે, તે હું તને અર્પણ કરું છું, માટે લક્ષ્મણ તથા સીતાસહિત તું ત્યાં વસી અનંતકાળ પર્યંત વિહાર કર!"૧૦-૧૨

ઉગ્ર તપસ્વી, દીવ્ય કાંતિમાન્ તથા સત્યવાદી મહર્ષિ સુતીક્ષ્ણનાં એવાં વચન સાંભળી, સ્થિરાત્મા રઘુવીરે જેમ બ્રહ્મદેવને ઇન્દ્ર કહે તેમ કહ્યું:[૧૩] "હે મહામુનિ! તે સર્વ લોકને હું પોતાની મેળે જ પ્રાપ્ત કરીશ (અર્થાત્ તું પોતે જ નિષ્કામ થઈ અનંતકાળ ત્યાં વસજે). હમણાં આ વનમાં નિવાસ કરવાનો મારો વિચાર છે, તેથી વસવા યોગ્ય કોઈ શ્રેષ્ઠ સ્થળ મને બતાવ.[૧૪] સર્વત્ર તું કુશળ તથા સર્વ ભૂતપ્રાણીના હિતમાં તત્પર છે, એમ ગૌતમ ગોત્રમાં ઉત્પન્ન થયેલા મહાત્મા શરભંગ ઋષિએ મને કહેલું છે."[૧૫] એ સાંભળી, જગત્પ્રસિદ્ધ સુતીક્ષ્ણ ઋષિએ અતિ હર્ષથી રામપ્રત્યે મધુર વાણી કહી:[૧૬] "હે રાઘવ! આ મારો આશ્રમ અતિ શ્રેષ્ઠ અને ફલમૂલાદિથી ભરપૂર હોવાથી ઋષિસમૂહ તેનું સેવન કરે છે; તો તું પણ આનંદપૂર્વક અત્રે નિવાસ કર.[૧૭] અત્રે કોઈ જાતનું દુઃખ નથી, માત્ર મોટા બળવાન્ તથા નિર્ભય મૃગસંઘો‡ આવીને પોતાનાં સ્વરૂપાદિવડે આશ્રમવાસીઓની દૃષ્ટિને લોભ પમાડી, કોઈ પ્રાણીની હિંસા ન કરતાં પાછા જાય છે.[૧૮] એ ઉપરાંત વનચરો તરફનું અન્ય સંકટ સહન કરવું પડે તેમ નથી."

મહર્ષિનાં આ વચન સાંભળી બાણસહિત ધનુષ હાથમાં લઈ લક્ષ્મણના મોટા ભાઈ ધૈર્યવંત રામ કહેવા લાગ્યા: "અહો! વનચરોનો શો ભાર છે! હું મારાં તીક્ષ્ણ બાણવડે કરી તેઓનો સમૂળો નાશ કરીશ. પણ હું અત્રે ઘણો કાળ રહેવા ઇચ્છતો જ નથી; કારણ મૃગસંઘનો વધ કર્યા વિના મારાથી રહેવાય નહિ, ને વધ કરું તો તમે (દયાને લીધે,) બહુ પીડિત થાઓ."

આ પ્રમાણે પરસ્પર સંભાષણ કરતાં સંધ્યાકાળ પ્રાપ્ત થયો, એટલે ઋષિસમૂહસહિત રામ નદી તીરે સંધ્યોપાસન કરવા સારુ ગયા.[૧૯-૨૨] સંધ્યા કરીને આવ્યા એટલે સીતાસહ બંને ભાઇઓએ તે આશ્રમને વિષે એક પવિત્ર પર્ણશાળામાં ઉતારો કર્યો.[૨૩] સાયંકાળ વટી રાત્રિ પ્રવૃત્ત થઈ ત્યારે મહાત્મા સુતીક્ષ્ણ ઋષિએ તપસ્વીઓને યોગ્ય એવા ઉત્તમ અન્નથી રસોઈ કરી, ને મોટા આદર તથા પ્રેમથી સીતા તથા લક્ષ્મણ સહિત રામને ભોજન કરાવ્યું.[૨૪-૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સાતમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૮ મો.

## સુતીક્ષ્ણના આશ્રમથી વિદાય.

સુતીક્ષ્ણ મુનિથી સત્કાર પામી, લક્ષ્મણસહિત રામ તે રાત્રિ ત્યાં વસ્યા. પ્રભાત થયું ત્યારે સતી સીતા સહિત પોતે તે આશ્રમમાંનાં સુંદર સરોવરપર જઈ, તેના કમળપુષ્પની સુગંધવાળા શીતળ જળથી સ્નાન કર્યું.[૧-૨] પછી તે વનમાંથી સમયાનુસારે પ્રાપ્ત થતા સમિધાદિ દ્રવ્યવડે લક્ષ્મણ તથા સીતાસહિત તેણે અગ્નિ તથા દેવતાઓનું વિધિપૂર્વક અર્ચન કર્યું.[૩] સૂર્યોદય થયો ત્યારે સુતીક્ષ્ણ ઋષિ પાસે આવી, રામે નમન કરી કહ્યું:[૪] "હે ભગવન્! હે પૂજ્ય! તારાથી ઉત્તમ સત્કાર પામી, અમે ગઈ રાત્રી સુખેથી અત્રે રહ્યા; પણ હવે પ્રાતઃકાળ થયો છે, માટે પ્રયાણ કરવા સારુ તારી આજ્ઞા માંગીએ છીએ. અમારી સાથેના સર્વ મુનિઓ અત્રેથી વિદાય થવા માટે ઉતાવળ કરે છે.[૫] તેમ આ દંડકારણ્યવાસી પુણ્યશીલ ઋષિઓનાં સમગ્ર આશ્રમમંડળ જોવાની પણ અમોને બહુ ઉત્કંઠા છે.[૬] માટે આ સર્વ અમારી

* સત્ય ધારણ કરનારા પુરુષોમાં શ્રેષ્ઠ. † સો યજ્ઞ કરનાર–ઇંદ્ર.
‡ મૃગાદિ વનચરોના સમૂહો.

સાથેના મુનિઓ, કે જેઓ સર્વદા ધર્મસેવન કરનારા, તપના પ્રભાવથી અતિ પવિત્ર થયેલા તથા ધૂમરહિત અગ્નિ સમાન તેજસ્વી છે, તેના સહિત અમે તારી આજ્ઞા માગીએ છીએ.૭ વળી કોઇથી સહન ન થાય એવા ઉગ્ર તાપવાળો સૂર્ય, અન્યાય માર્ગથી લક્ષ્મી સંપાદન કરી ઉન્મત્ત થયેલા અકુલીન દુષ્ટ પુરુષની પેઠે અસહ્ય પ્રતાપવાન્ થયો નથી, (અર્થાત્ ઘણો ઉંચે ચઢી આવ્યો નથી), ત્યાર અગાઉ ટાઢે પહોરે અમે વિદાય થઇએ તો વધારે સારું."૮

એવી રીતે આજ્ઞા માગી લક્ષ્મણ તથા સીતાસહિત રઘુવીરે મહામુનિ સુતીક્ષ્ણનાં ચરણવંદન કર્યાં,૯ ત્યારે ઋષિએ તેને પોતાના ચરણમાંથી ઉઠાડી હૃદય સાથે ઘટ્ટ ભીડી-મળીને સ્નેહપૂર્વક કહ્યું:૧૦ "હે રામ! હે દશરથનંદન! સુમિત્રાપુત્ર લક્ષ્મણ તથા પડછાયાની પેઠે તને અનુવૃત્ત થયેલી સીતાસહિત તું ઉપદ્રવરહિત માર્ગપ્રત્યે વિચર; ને દંડકારણ્યવાસી તપસ્વીઓ, જેઓનાં અંતઃકરણ તપશ્ચર્યાને લીધે અતિ શુદ્ધ થયેલાં છે, તેઓનાં આશ્રમમંડળને જો.૧૧-૧૨ ત્યાં વિચરતાં ફળ, મૂળ તથા પુષ્પાદિ ઘણી સમૃદ્ધિથી ભરેલાં, તેમજ મૃગયૂથોથી અને શાંત પક્ષીઓથી વ્યાપ્ત એવાં વનો,૧૩ ઉઘડેલાં કમળોને લીધે ઢંકાઈ ગયેલાં નિર્મળ જળવાળાં અને કારંડવાદિ પક્ષીઓએ વીંટેલાં તડાગો તથા સરોવરો, જોવાથી દૃષ્ટિને રમ્ય લાગે એવા પર્વતોમાંથી વહેતાં ઝરણો, તથા મયૂરાદિ પક્ષીઓ જેમાં મધુર શબ્દ કરે છે એવાં બીજાં પણ અરણ્યો વગેરે તારા જોવામાં આવશે.૧૪-૧૫ હે સૌમિત્ર! હે વત્સ રામ! હે રાજપુત્રી જાનકિ! તમે અત્યારે ભલે પધારો; પણ તપસ્વીઓનાં આશ્રમમંડળો તથા અરણ્ય શોભા વગેરે જોઇને પાછા મારા આશ્રમપ્રત્યે આવજો."૧૬

મુનિની એ આજ્ઞા મસ્તકપર ધારણ કરીને તેની પ્રદક્ષિણા કરી, લક્ષ્મણસહિત રઘુવીર પ્રસ્થાન કરવા તત્પર થયા,૧૭ ત્યારે વિશાલાક્ષી જનકપુત્રીએ તે બંને બાંધવોને તેમના ભાથા સહિત ધનુષો તથા નિર્મળ ખડ્ગો આપ્યાં,૧૮ જેને યથાયોગ્ય ધારણ કરી ધનુષના ટંકારવ કરતાં, સર્વ મુનિસંઘ સાથે લક્ષ્મણ તથા રૂપસંપન્ન સીતા સાથે રાઘવે ત્યાંથી પ્રયાણ કર્યું.૧૯-૨૦

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં આઠમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૯ મો.

## શસ્ત્ર દોષ કથન.

સુતીક્ષ્ણ ઋષિના આશ્રમથી પ્રયાણ કરતી વેળાએ [રામે વારંવાર ધનુષ્યનો ટંકાર કર્યો, ત્યારે સતીશિરોમણિ જાનકીના મનમાં એમ થયું કે આ વનમાં વસનારા રાક્ષસાદિ વનચરો તથા હિંસક મૃગગણોને ત્રાસ ઉપજાવવાને તથા તેઓનો પોતે વધ કરવાના છે એમ સૂચવવાને આર્યપુત્ર આમ ટંકારવ કરે છે. આથી મનમાં દયા આવવાને લીધે-ચાલતાં કેટલેક દૂર નીકળી ગયા પછી] સતીશિરોમણિએ હૃદયને આહ્લાદ આપી, સ્નેહની વૃદ્ધિ કરે એવી મંજુલ વાણીથી પોતાના સ્વામી પ્રત્યે કરજોડી કહ્યું:૧ "આર્યપુત્ર! જો કે તું મહાન્ પુરુષ છે, છતાં અતિ દુર્બળ મૃગોનો વધ કરવાની પ્રતિજ્ઞા લઈ વનમાં પ્રવેશ કરે છે તેથી, અતિ સૂક્ષ્મ માર્ગે વિચાર કરીએ તો, તને અધર્મ પ્રાપ્ત થાય છે. માટે કામજન્ય વ્યસનનો ત્યાગ કરેલો હોવાથી તું આ અધર્મને નિવૃત્ત કરવા શક્તિમાન્ છે.૨ હે સ્વામિન્! આ લોકને વિષે પુરુષને ત્રણ પ્રકારનાં કામજન્ય વ્યસન વળગે છે. તેમાં પ્રથમ પોતાનો દેહ, સ્ત્રી તથા પુત્રાદિ વિષેની પ્રીતિને લીધે મિથ્યા ભાષણ કરવા રૂપ બહુ મોટું વ્યસન થાય છે.૩ તે ઉપરાંત બીજાં બે વ્યસન તો એ કરતાં પણ બહુ મોટાં થાય છે-એક પરસ્ત્રીગમન અને બીજું વૈર વિના ક્રોધ કરી પરદ્રોહ કરવો તે. હે રાઘવેંદ્ર! એ પ્રમાણે ત્રણ પ્રકારનાં વ્યસન પુરુષને થાય છે; તેમાં મિથ્યા ભાષણ તો તારાથી કોઈ કાળે થયું પણ નથી, ને થશે પણ નહિ,૪ તો પછી પરસ્ત્રીસ્પર્શ કરવાનું વ્યસન તારામાં ક્યાંથીજ હોય? તે પણ આજ દિવસ સૂધી તેં કદાપિ કર્યું નથી, ને હવે પછી કરનાર પણ નથી જ.૫ હું પૂર્ણ રીતે જાણું છું કે તારા મનમાં તો શું, પણ સ્વપ્નમાં સુદ્ધાં એ બે વ્યસનો (અસત્ય ભાષણ તથા પરસ્ત્રીની ઇચ્છા) તને બાધ કરી શક્યાં નથી; કારણ તું પોતાની સ્ત્રી વિષેજ (મારામાંજ) પ્રીતિમાન્, ધર્મિષ્ઠ, સત્યવાદી તથા પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનાર છે; ને સર્વ ધર્મો તથા સત્યો તારે વિષેજ નિવાસ કરી રહ્યાં છે.૬-૭ વળી હે મહાબાહો! હે સર્વ ભૂતપ્રિય! હે કાંત! એ બે વ્યસનો તારામાં સર્વથા નથી, એથી કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી; કારણ તું જિતેન્દ્રિય છે; ને જિતેન્દ્રિય પુરુષોને સત્યનું વહન કરવું તથા પાલન કરવું શક્ય છે.૮ પણ હે નરસિંહ! પુરુષને મોહને લીધે

પારકા પ્રાણુનો નાશ કરવારૂપ જે ભયંકર વ્યસન થાય છે, તે તો તને પ્રાપ્ત થયું છે.[૯] તેં દંડકારણ્યવાસી ઋષિઓના રક્ષણુ માટે રાક્ષસોનો વધ કરવાની પ્રતિજ્ઞા લીધી, ને એ જ નિમિત્તે ધનુષબાણુ ધારણુ કરી, પોતાના બાંધવસહિત તેં આ મહાવનમાં પ્રયાણુ પણુ કર્યું છે.[૧૦-૧૧] તને આલોક પરલોકનાં સુખ પ્રાપ્ત થવારૂપ હિતનું ચિંતન કરનારી હું, તારું દંડકવન વિષે પ્રસ્થાન તથા તેં લીધેલી પ્રતિજ્ઞાને જોઈ, ચિંતાને લીધે બહુ વ્યાકુળ થાઉં છું; કેમકે તારી પ્રતિજ્ઞા કદી મિથ્યા થનાર નથી.[૧૨] હે શૂરવીર! દંડકવનને વિષે વિચરવું મને રુચતું નથી, તેનું કારણુ એ જ કે શસ્ત્ર ધરેલા તમે બન્ને બાંધવ, વનમાંના રાક્ષસોને જોઈ તેઓપર અવશ્ય શરપાત કરશો.[૧૩-૧૪] અગ્નિની પાસે પડેલાં કાષ્ઠ જેમ અગ્નિના તેજ–બળને વૃદ્ધિ પમાડે છે, તેમ ક્ષત્રિયને પણુ પાસે આવેલું ધનુષ, તેનાં તેજ તથા બળને અધિક વૃદ્ધિ પમાડે છે.[૧૫] શસ્ત્ર શાંતને ક્રોધી બનાવે છે, ને મંદ પુરુષને વીર કરી મૂકે છે. શસ્ત્રના સંગથી પુણ્યવાન્ પુરુષ પણુ અધઃપતન* પામે છે. એ સંબંધે એક ઇતિહાસ કહું તે સાંભળઃ–

"પૂર્વે એક પવિત્ર અને શાંત વનને વિષે એક સત્યવાદી તપસ્વી રહેતો હતો.[૧૬] [એની તપશ્ચર્યાનું બળ એટલું વૃદ્ધિ પામ્યું કે જેને લીધે સમગ્ર દેવતાઓ બહુ અકળાવા લાગ્યા, અને વિચારવા લાગ્યા કે હજી પણુ તે તપસ્વી પોતાનું ઉગ્ર તપ ચાલુ રાખશે તો અપણામાંથી ગમે તે કોઈ મોટો અધિકાર સંપાદન કરી આપણો તિરસ્કાર–હેલના કરશે. માટે કોઈ પણુ પ્રકારે તેના તપમાં વિઘ્ન નાંખવાને તેણે ઇંદ્રને વિનંતિ કરી. દેવતાઓની વિનંતિથી] શચીપતિ ઇંદ્ર તુરત એક યોધાનું સ્વરૂપ લઈ હાથમાં ઉત્તમ ખડ્ગ ધારણુ કરીને તે તપસ્વી આગળ આવ્યો; ને તેને પોતાનું ખડ્ગ આપી, 'હું આવું ત્યાં સુધી કૃપા કરી આ મારું ખડ્ગ તું થાપણુરૂપે સાચવ,' એવી રીતે કહીને ત્યાંથી ચાલ્યો ગયો.[૧૭-૧૮] એ ખડ્ગ તપસ્વીના આશ્રમમાં રહ્યું, ને તપસ્વી વચને બંધાયલો હોવાથી તે (ખડ્ગરૂપી થાપણુ)ની મોટી કાળજીથી રક્ષા કરવા લાગ્યો.[૧૯] [આશ્રમમાં કોઈ આવીને લઈ જાય એવા ભયથી તે ખડ્ગને ઠેકાણે ન મૂકતાં,] વનમાં પોતે જ્યાં જાય ત્યાં તેને સાથે લઈ જાય. [સહજ ફળ, મૂળ, સમિધ વગેરે લેવા જાય, સ્નાન કરવા જાય, તો પણુ તેને સાથે લીધા વગર જાય નહિ.[૨૦] આવી રીતે તેને શસ્ત્રની સંગત લાગવાથી અનાયાસ જ કદી કદી તેનો પોતાથી ઉપયોગ થઈ જવા લાગ્યો, તે તપથી ભ્રષ્ટ થવા લાગ્યો ને ધીરે ધીરે વનસ્પતિ, વૃક્ષની ડાળીઓ, ઝાંખરા ઇત્યાદિ ઉપર તેને ચલાવતાં ચલાવતાં સહજ રીતે તેની બુદ્ધિ કઠોર થતી ગઈ![૨૧] [પછી તો તે ખડ્ગથી જ તેણે સઘળું કામ લેવા માંડ્યું; તેમ કરતાં વખતે કોઈ સાધારણુ પ્રાણીનો વધ થઈ જાય તો પણુ તે કંઈ લેખવતો નહિ. આથી ધીરે ધીરે પાપનો વધારો થતાં આપોઆપ] તેની બુદ્ધિ રૌદ્રપણાંને પામી; ને તે એ શસ્ત્રના સંબંધથી હિંસારૂપ મહા રૌદ્રકર્મ કરવા લાગ્યો. ધર્મનો ધ્વંસ કરી, દયા શાંતિને તજી દીધી, ને તપશ્ચર્યા છોડી અતિ મત્ત થઈ ઇચ્છામાં આવે તેમ વિચરવા લાગ્યો. આમ કરતાં છેવટે તેના સર્વ સત્કર્મોનો નાશ થવા ઉપરાંત તે અંત સમયે નરકવાસ પામ્યો.[૨૨] એવો શસ્ત્રસંગતિનો દુષ્પ્રતાપ છે, એમાં કંઈ આશ્ચર્ય પણુ નથી; કેમકે જેમ કાષ્ઠને અગ્નિના સંયોગથી વિકાર થાય છે, તેમ પુરુષને શસ્ત્રના સંયોગથી વિકાર થાય છે.[૨૩] માટે તું ક્ષાત્ર ધર્મને અનુસરીને ધનુષ ભલે ધારણુ કર, પણુ તેવડે તારે પ્રાણીઓની હિંસા કરવારૂપ રૌદ્રબુદ્ધિ ધારણુ કરવી જોઇતી નથી. આ સઘળું હું તને સ્નેહ તથા અતિ માનને લીધે સ્મરણુ કરાવું છું. ઉપદેશ આપતી નથી."[૨૪]

એટલું કહી વળી સતી બોલીઃ "હે નાથ! હે શૂરવીર! તું દંડકાશ્રિત* રાક્ષસોને વિના અપરાધે હણુશે તો તેથી લોકો એમ માનશે કે–તેં તેઓને પરમાર્થ સારુ નહિ, પણુ પોતાના કોઈ વૈરને સારુ હણ્યા છે.[૨૫] હે પ્રભો! ક્ષાત્ર ધર્મને યોગ્ય સ્થળે રહેલા, રાજ્યની રક્ષા કરવા માટે યુદ્ધ વગેરેમાં પ્રવૃત્તિવાળા અને નિયમિત અંતઃકરણુવાળા ક્ષત્રિએ તો ધનુષે કરી રાજ્યની તથા પીડિતની રક્ષા કરવી યોગ્ય છે; પણુ તું તો હમણાં વનમાં વસ્યો છે, માટે વનવાસ ક્યાં ને શસ્ત્ર ધારણુ કરવાં એ ક્યાં? તેમ જ તપશ્ચર્યા ક્યાં ને ક્ષત્રિય ધર્મ ક્યાં? એ પરસ્પર વિરુદ્ધ છે, માટે તું તપોવનના ધર્મનું સેવન કર.[૨૬-૨૭] શસ્ત્રના સેવનથી પુરુષને કૃપણુની પેઠે ધર્માનુષ્ઠાન કરવા વિષે વિરોધ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. તું જ્યારે પાછો અયોધ્યામાં પધારે ત્યારે ભલે ક્ષત્રિય ધર્મનું આચરણુ કરજે.[૨૮] જો કે હમણાં તેં રાજ્યધર્મનો ત્યાગ કરી મુનિવૃત્તિ† ધારણુ કરી છે, તેથી મારાં સાસુ સસરાને અક્ષય પ્રીતિ પ્રાપ્ત થશે![૨૯] હે નાથ!

* નરકમાં પડવું તે.

*દંડકવનનો આશ્રય કરી રહેનારા. †મુનિના સરખી વૃત્તિ.

જેમાં કોઇ પ્રાણીની હિંસા કરવી નહિ એ વાત મુખ્ય હોય, એવા ધર્મને અનુસરવાથી પુરુષને અર્થ તથા સુખ બંને પ્રાપ્ત થાય છે; કારણ અહિંસા એ પરમ ધર્મ છે, ને એવો ધર્મ જ જગતમાં સારરૂપ છે.[30] સમર્થ પુરુષને પ્રયત્નથી અનેક પ્રકારના નિયમે કરી સ્થૂલ દેહને કર્ષિત કરવાથી જ પરિણામે સુખના સાધનરૂપ ધર્મની પ્રાપ્તિ થાય છે; કાંઇ મળેલું સુખ ભોગવીને બેસી રહેવાથી થતી નથી.[31] ત્રણે લોકની પ્રજાને જેથી અર્થ તથા અનર્થ પ્રાપ્ત થાય છે, તે સર્વ કારણ તું યથાર્થ જાણે છે, માટે આ તપોવનમાં નિવાસ કરી પવિત્ર મતિમાન્ થઇ ધર્માચરણ કર.[32] હે સ્વામિનાથ! તને ધર્મનો ઉપદેશ કરવા કોણ સમર્થ છે? માટે કનિષ્ઠ બાંધવ લક્ષ્મણ સહિત યોગ્ય બુદ્ધિથી વિચાર કરીને તને જે રુચે તે જ તું કરીશ; પરંતુ સ્ત્રીચાપલ્યવડે મેં તને આ વાક્યો કહ્યાં, તે મને પોતાની હિતચિંતક દાસી જાણીને ક્ષમા કરશે, એવી મારી પ્રાર્થના છે."[33]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં નવમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૧૦ મો.

## રામનો પ્રત્યુત્તર.

વૈદેહીએ સ્વામીભક્તિથી કહેલાં એ વચનો સાંભળી ધર્મસંરક્ષક રઘુવીરે તેને કહ્યું:[1] "પ્રિયે! હે ધર્મજ્ઞે જનક સુતે! મારાપરના સ્નેહને લીધે તેં મને ક્ષાત્રકુલધર્મનો બોધ કરી હિતવચનો કહ્યાં, તેથી હું બહુ સંતોષ પામું છું.[2] પણ દેવિ! આ જગતને વિષે કોઇ પણ જાતનો (રે! હું દુઃખી છું, હું પીડિત છું; એવો) આર્ત શબ્દ સાંભળવામાં આવે નહિ (અર્થાત્ પોતાના રાજ્યમાં કોઇ દુઃખી રહે નહિ) એટલા માટે જ ક્ષત્રિયો ધનુષ ધારણ કરે છે, એમ તેં પોતે જ કહ્યું; તો હવે તે સંબંધે મારે તને શું કહેવાનું રહ્યું છે?[3] તું જાણે જ છે કે, આ દંડકારણ્યમાં વસનારા ફળમૂળભક્ષી તીક્ષ્ણ વ્રતવાળા તપસ્વી ઋષિઓ, ક્રૂર કર્મ કરનારા દુષ્ટ રાક્ષસોના હાથથી પીડાતા હોવાને લીધે મારે શરણે આવેલા છે.[4–5] નરમાંસભક્ષી તે ભયંકર રાક્ષસો તેમનું ભક્ષણ કરે છે, તેથી તેઓના ભક્ષ્ય થતા બચવાને તેઓએ પોતાના ઉપર અનુગ્રહ કરવા માટે શરભંગના આશ્રમમાં મને વિનતિ કરી હતી એ તું ભૂલી ગઈ?[6–7] એમણે એ વિનતિ કરી તે વેળા મેં તેઓની વચનથી સુશ્રૂષા-સાંત્વના કરીને મારાપર પ્રસન્ન થવા માટે કહ્યું; કારણ આપણને-ક્ષત્રિયને, તેઓ બ્રાહ્મણ થઈ નમસ્કાર કરે કિંવા અનુગ્રહ કરવા માટે કહે, એ આપણા જેવા ધાર્મિકને મોટું લજ્જાસ્પદ કહેવાય.[8] આવા જગત્વંદ્ય તપસ્વીઓ પાસે જે રાજા પોતાની ઉપાસના કરાવે, તેને મહા અધર્મ તથા અપકીર્તિ પ્રાપ્ત થાય. એથી ડરી મેં તેઓને મારાપર પ્રસન્ન થવા તથા કોઈ સેવા બતાવવા વિનતિ કરી ત્યારે તારા દેખતાં જ પોતાનું દુઃખ તેઓએ આપણા આગળ વર્ણવી બતાવ્યું કે, 'દંડક વનમાંના ઇચ્છિત રૂપો ધારણ કરનારા રાક્ષસોથી અમે બહુ પીડિત છીએ. રુધિરપાન કરનારા તે દુષ્ટો હોમની વેળાએ તથા દર્શ પૂર્ણમાસાદિ* ઇષ્ટિકાળે અમારો પરાભવ કરે છે ને સમય આવે નાશ કરવા પણ ચૂકતા નથી.[9–12] માટે અમારી ઉત્કૃષ્ટ ગતિ તું હોવાથી અમારું રક્ષણ કર.' વળી હે સીતે! તેઓએ મને કહ્યું કે; 'અમે તપના પ્રભાવથી રાક્ષસોનો યથેચ્છપણે નાશ કરવાને સમર્થ છીએ; પરંતુ ક્રોધ કરી, તેઓનો નાશ કરવાથી ઘણા કાળથી મેળવેલું અમારું ઉત્કૃષ્ટ તપ ખંડિત થાય. તપ એ કંઈ સહજ વસ્તુ નથી. એને ઘણાં ઘણાં વિઘ્નો આવી નડે છે, ને ઘણાં સંકટથી તેનું આચરણ કરી શકાય છે,[13–14] માટે જ રાક્ષસો અતિશય દુઃખ દે છે, તોપણ અમે તેમને શાપ આપતા નથી.' એવી રીતે કહીને તેઓએ રાક્ષસોથી પોતાની રક્ષા કરવા અર્થે વિનતિ કરી. ત્યારે મેં તે સમગ્ર તપસ્વીઓનાં વચન સાંભળીને મારો ધર્મ જાણી, દંડકારણ્યવાસી ઋષિઓનું રક્ષણ કરવા સારુ દૃઢ પ્રતિજ્ઞા લીધેલી છે; જેને જીવતાં લગી મૂકી દેવાને, કિંવા મુનિઓનું અન્યથા કરવાને હું સમર્થ નથી.[15–17] સત્યનું પાલન કરવું એ જ મારું ઇષ્ટ છે. હે જાનકિ! હું પોતાના જીવિતનો કિંવા લક્ષ્મણ સહિત તારો કદાચ ત્યાગ કરું, પરંતુ લીધેલી પ્રતિજ્ઞાનો-તેમાં વળી બ્રાહ્મણોની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાનો તો કદી પણ ત્યાગ કરું નહિ.[18–19] હે વૈદેહી! બ્રાહ્મણોએ કહ્યું ન હોય તો પણ મારે તેઓનું અવશ્ય પાલન કરવું જોઇએ; ત્યારે એક તો તેઓએ કહ્યું, ને વળી તે પ્રમાણે કરવાની મેં પ્રતિજ્ઞા લીધી, તો હવે તે મિથ્યા

---

* અગ્નિહોત્ર કરનાર દ્વિજો પ્રત્યેક માસની પૂર્ણિમા તથા અમાસને દિવસે યજ્ઞની ઇષ્ટિ (અગ્નિહોત્ર સંબંધી આવશ્યક ક્રિયા) કરે છે. તેમાં અમાસની ઇષ્ટિ તે દર્શ અને પૂર્ણિમાની ઇષ્ટિ તે પૌર્ણમાસ્ય કહેવાય છે.

કેમ જ થાય? હે પ્રિયે! તેં મને સ્નેહ તથા પ્રીતિને લીધે જે જે કહ્યું, તેથી હું અતિ સંતોષ પામ્યો; અંતઃકરણમાં સ્નેહ ન હોય તો આવી રીતનાં વચન કદી મુખમાંથી નીકળે જ નહિ. હે સુશોભને! હે સહધર્મચારિણી! આવાં સ્નેહયુક્ત વાક્યો કહીને તેં તારા પિતાના કુળને પણ શોભાવ્યું છે; ને આવાં ઉત્તમ શીલને લીધે તું મને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે."[૨૦-૨૧]

એ પ્રમાણે સીતાનું સમાધાન કરીને સર્વ સમાજ સહિત ધનુર્ધર રઘુવીર, મહર્ષિઓને વસવાનાં રમ્ય તપોવન પ્રત્યે ચાલતા થયા.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં દશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૧ મો.

## માંડકર્ણિ મુનિની કથા.

આગળ રામ, મધ્યે સુશોભના* જાનકિ, ને પાછળ ધનુર્ધર લક્ષ્મણ એ પ્રમાણે સર્વ મુનિસંઘ સાથે રામ, વનની અનેક રચનાનું અવલોકન કરતા ચાલ્યા જતા હતા.[૧] માર્ગમાં આવતાં અનેક પુષ્પવનો, વિવિધ પ્રકારના શૈલ પ્રદેશો, વિવિધ રમ્ય સરિતાઓ, વળી તેના સુંદર તટોપર ગતિ કરતાં સારસ, ચક્રવાકાદિ પક્ષીઓ, જળકુકડાં વગેરે પક્ષીઓ તથા કમળોથી ઢંકાયલાં જળવાળાં સરોવરો, પૃષતાદિ હરિણસમૂહો, જબરાં શૃંગવાળા મદોન્મત્ત મહિષો,† ભયંકર વરાહો તથા વૃક્ષોના શત્રુ મદમત્ત હાથીઓ વગેરેને જોતા, સીતા સહિત તે બન્ને રાજપુત્રો ઘણે દૂર નીકળી ગયા.[૨-૪] એટલામાં સંધ્યાકાળ થવા આવ્યો; ત્યારે કોઈ જળાશય ઉપર જઈ સંધ્યાવંદન કરવાનો તેમણે નિશ્ચય કર્યો. સાથેના મુનિઓએ જણાવ્યું કે, "આગળ એક વિશાળ સરોવર આવે છે, ત્યાં આપણે સૌ સંધ્યાવંદન કરીશું." તેથી થોડેક દૂર સુધી સૌ ચાલ્યા એટલામાં એક આશ્ચર્ય જોવામાં આવ્યું.

તેમના માર્ગ ઉપર જ સુમારે એક યોજનના ઘેરાવાનું મોટું સરોવર આવ્યું.[૫] આ સરોવરનું નિર્મળ જળ, રક્તકમળપુષ્પોથી છવાઈ રહેલું હતું; કિનારાઓપર કોઈ કોઈ સ્થળે ગજયૂથો ક્રીડા કરી રહ્યાં હતાં; કોઈ કોઈ સ્થળે રાજહંસ, કલહંસ તથા સારસાદિ પક્ષીઓ મધુર શબ્દો કરી રહ્યાં હતાં, ને બીજાં અનેક જળચર પ્રાણીઓથી આખું સરોવર વ્યાપ્ત હતું.[૬] સૌ સાથે રામ તેના કિનારાપર ગયા, ત્યારે તે સરોવરમાંથી અનેક પ્રકારનાં મનોહર ગાયનો અને વાદ્યોના શબ્દ સાંભળવામાં આવ્યા. ચારેમેર નજર કરી રઘુવીરે તથા લક્ષ્મણે જોયું, પણ ત્યાં આગળ કોઈ પણ તેમના જોવામાં આવ્યું નહિ.[૭] આવું મધુરું ગાયન ક્યાં થાય છે, તે માલમ ન પડવાથી તેઓને બહુ આશ્ચર્ય થવા લાગ્યું. આવા કુતૂહલને લીધે, તેણે સાથેના ઋષિઓમાંના એક 'ધર્મભૃત' નામના ઋષિને પૂછ્યું:[૮] "હે મહામુનિ! આ અત્યદ્ભુત વાદ્યમિશ્રિત ગાયન ક્યાં થતું હશે? એ જાણે આપણી સમીપમાં જ થતું હોય તેવું સ્પષ્ટ સંભળાય છે, છતાં અમારા જોવામાં કેમ (કોઇ) આવતું નથી?"[૯] એ સાંભળી તે ધર્માત્મા મુનિ કહેવા લાગ્યો: "હે કાકુત્સ્થ! સર્વ પ્રાણીને આશ્ચર્ય પમાડનારું આ અદૃશ્ય ગાયન આ સરોવરમાં જ થાય છે.[૧૦] આ વિશાળ સરોવરનું નામ પંચાપ્સર છે. એ સ્વાભાવિક રીતે નહિ, પણ માંડકર્ણિ નામના કોઇ મહર્ષિના તપોબળથી ઉત્પત્તિ પામ્યું છે.[૧૧] પૂર્વે માંડકર્ણિ મહામુનિએ વાયુનું ભક્ષણ કરતાં જળાશયમાં બેસી દશ હજાર વર્ષ લગી તીવ્ર તપ કર્યું હતું.[૧૨] તેનું ઉગ્ર તપ ચાલુ જ હતું, તે સમયમાં તેના તપના પ્રભાવથી અગ્નિ આદિ સર્વ દેવતાઓ વ્યથા પામવા લાગ્યા; ને તેઓ એકઠા મળીને વિચાર કરવા લાગ્યા કે, રખેને એ ઋષિ આવું તીવ્ર તપ કરીને આપણામાંના કોઇના સ્થાનની (દેવતાપણાના અધિકારની) ઇચ્છા રાખતો હોય; તેથી તેમણે તે ઋષિના તપનો ભંગ કરવા સારુ અતિ સુંદર અને વિદ્યુત્ સમ કાંતિમાન્ પાંચ મુખ્ય અપ્સરાઓને તેની પાસે મોકલી.[૧૩-૧૫] દેવતાઓની કાર્યસિદ્ધિ માટે આવેલી તે અપ્સરાઓએ અનેક ઉપાયોથી માંડકર્ણિ ઋષિને કામને વશ કર્યા.[૧૬] તે પાંચે અપ્સરાઓ તેની સ્ત્રીઓ થઈ રહી. અપ્સરા જેવી દિવ્ય સ્ત્રીઓ પામીને કંઈ તપસ્વી વેશે રહેવાય નહિ, માટે ઋષિએ તેઓ સાથે વિહાર કરવાને આ વિશાળ સરોવરની અંદર એક અદૃશ્ય વિલાસભવન નિર્માણ કર્યું,[૧૭] ને પોતે પણ તપોબળના પ્રભાવથી સુંદર યુવાન દેવકુમાર સરખો થયો, પછી તે પાંચે અપ્સરાઓ એ ઋષિની સાથે પ્રીતિમાન્ થઈ, તે અંતર્હિત વિલાસભવનને વિષે તેને રમણ કરાવવા લાગી.[૧૮] એ ઋષિનું તપોબળ એટલું બધું અક્ષય છે કે, તેના પ્રભાવથી પોતે ઘણા કાળથી અપ્સરાઓ સાથે સ્વર્ગ કરતાં પણ અધિક સુખ ભોગવે છે, પણ હજુ સુધી નિવૃત્તિ પામ્યો નથી. એ અપ્સરાઓ

* શ્રેષ્ઠ શોભાવાળી. † પાડાઓ.

આ વેળા ઋષિ સાથે ક્રીડા કરતી હશે; તેથી તેનાં વાદિત્ર તથા ભૂષણોના શબ્દથી મિશ્રિત આ મધુર ગાયનનો સ્વર સંભળાય છે."૧૯ એવી રીતે ધર્મભૃત્ મુનીએ કહેલો ઈતિહાસ સાંભળી સીતાસહિત રામ તથા લક્ષ્મણ બહુ સાનંદાશ્ચર્ય પામ્યા. પછી સૌએ તે સરોવરપર સંધ્યાવંદન કર્યું.૨૦

સંધ્યાકાળ થયો. કોઇ સ્થળે નિવાસ કરવો એમ ધારી સર્વ સમાજ સહિત રામ તે સરોવરથી થોડેક આગળ ગયા તો અનેક ચીરવસ્ત્રો તથા દર્ભ સમિધાદિથી પરિપૂર્ણ એવું કોઈ મહાન્ આશ્રમમંડળ જણાયું! આ આશ્રમમંડળ આગળ જોયેલા સર્વ આશ્રમમંડળોથી શ્રેષ્ઠ તથા તેમાં થતાં બ્રહ્મવિદ્યાનાં અનુષ્ઠાનોના તેજથી પરિપૂર્ણ સુશોભિત હતું.૨૧ સર્વ મુનિઓ સહિત, વૈદેહીની સાથે રામે તેમાં પ્રવેશ કર્યો, એટલે ત્યાં વસતા અનેક મહર્ષિ સામા આવી અત્યંત આદર અને ભક્તિભાવપૂર્વક આશ્રમમંડળમાં તેડી ગયા,૨૨ ને ત્યાં તેમની ઇચ્છાનુરૂપ એક ઋષિના સુંદર આશ્રમમાં નિવાસ કરાવ્યો.

અત્રે [ઋષિ સમૂહની અંદર તપસ્વી ધર્મનું આચરણ કરતાં, સુંદરી સીતા તથા લક્ષ્મણ સહિત] રામ કેટલોક સમય સૂધી આનંદથી વસ્યા, ત્યાંથી અનુક્રમે બીજા ઋષિઓના આશ્રમો પ્રત્યે ગયા. પ્રત્યેક આશ્રમે, રુચે તેટલો સમય રહેતા તથા અનેક ધર્માત્મા મુનિવરોનાં દર્શન કરતા મહાસ્ત્ર જાણનારા રામ પુનઃ ત્યાંથી પાછા વળીને પૂર્વે જ્યાં જ્યાં વસ્યા હતા તે તે ઋષિઓના આશ્રમો પ્રત્યે પધારતા; ને તેમની ભક્તિને લીધે કોઇને ત્યાં દશ માસ, કોઈ આશ્રમમાં બાર માસ, કોઈ કોઈ આશ્રમે ચાર, પાંચ કિંવા છ માસ, કોઈ સ્થળે ત્રણ તો કોઈ ઠેકાણે આઠ માસ, કોઈ આશ્રમને વિષે એક વર્ષથી પણ અધિક એકાદો માસ, તથા કોઈ રમણીય આશ્રમસ્થાન વિષે દોઢ વર્ષ સૂધી રામે નિવાસ કર્યો. એવી રીતે એક પછી એક મહર્ષિના આશ્રમોમાં વસતાં ને અનુકૂળતા પ્રમાણે રમણ કરતાં રામને વનમાં આવ્યાને દશ વર્ષ વીતિ ગયાં.૨૩–૨૭

પૂર્વે રામ, જ્યારે મહર્ષિ સુતીક્ષ્ણના આશ્રમથી નીકળ્યા, ત્યારે એક વખત પુનઃ તેને ત્યાં જવા માટે વચન આપ્યું હતું તેનું સ્મરણ થવાથી રામ પાછા ફરતાં ફરતાં ત્યાં પધાર્યા. સર્વ મુનિઓએ સત્કાર કરેલા તથા શત્રુઓને મર્દન કરનાર રામને પુનઃ ઘણે સમયે પધારેલા જોઈ સુતીક્ષ્ણ ઋષિ બહુ હર્ષ પામ્યા; ત્યાં તેમને ઘણા દિવસ સૂધી નિવાસ કરાવ્યો.૨૮

એક દિવસ મહર્ષિ સુતીક્ષ્ણની આગળ બેઠાં બેઠાં અરિદમન રામે પૂછ્યું: "ભગવન્! મેં ઘણાક ઋષિઓના મુખથી સાંભળ્યું છે કે, મુનિમાત્રમાં શ્રેષ્ઠ અગસ્ત્યમુનિ આ અરણ્યને વિષે જ વસે છે, પરંતુ આટલાં બધાં વનો અને આશ્રમો ફરવા છતાં, આ વનની ગહનતાને લીધે મને તે મહામુનિનાં દર્શન થયાં નથી.૨૯–૩૧ માટે તેમનો આશ્રમ ક્યાં આગળ હશે તે કૃપા કરી બતાવો. હે મુનિવર! મારા મનમાં એવો મનોરથ છે કે, સીતા તથા લક્ષ્મણ સહિત હું તે મુનિ શ્રેષ્ઠ અગસ્ત્યની શુશ્રૂષા કરું."૩૨–૩૩

ધર્માત્મા દશરથાત્મજ* રામનો એવો પ્રશ્ન સાંભળી, પ્રસન્ન થયેલા સુતીક્ષ્ણ ઋષિ તેના પ્રતિ બોલ્યાઃ "હે રાઘવ! હું તને અગસ્ત્ય ઋષિનાં દર્શન કરવા માટે કહેવાનો જ હતો, એટલામાં તેં પોતે જ એ વાર્તા સંભારી એ બહુ આનંદની વાત છે. અવશ્ય તારે એ મુનિશ્રેષ્ઠનાં દર્શન કરવાં જ જોઇએ.૩૪–૩૬ તે અહીંથી સુમારે પાંચેક યોજન દૂર વસે છે. હે તાત રામ! આ આશ્રમની દક્ષિણ દિશાભણી તું ચાર યોજન દૂર જશે, ત્યારે પીપળીના વનથી શોભીતો, ફળ પુષ્પથી ભરપૂર અને અનેક પક્ષીગણોએ નાદિત કરેલો રમણીય સપાટ પ્રદેશ તને દૃષ્ટિગોચર થશે.૩૭–૩૮ તે પ્રદેશને વિષે હંસ, કારંડવ અને સૌન્દર્યમય ચક્રવાકાદિ પક્ષીઓ તથા કમળોથી અલંકૃત થયેલાં અનેક સરોવરોની મધ્યમાં અગસ્ત્યમુનિના બાંધવ ઇધ્મવાહનો આશ્રમ છે.૩૯ ત્યાં એક રાત્રિ વિશ્રામ કરી, બીજે દિવસે વળી ત્યાંથી દક્ષિણ દિશા પ્રત્યે પ્રયાણ કરજે, ઇધ્મવાહના આશ્રમથી સુમારે એક યોજન દૂર મહામુનિ અગસ્ત્યનો આશ્રમ આવેલો છે.૪૦–૪૧ અનેક વૃક્ષોથી શોભતા એ રમણીય આશ્રમસ્થાનને વિષે વૈદેહપુત્રી સીતા લક્ષ્મણ તથા તું બહુ હર્ષ પામશો.૪૨ હે રઘુવર! જો તેં અગસ્ત્ય ઋષિનાં દર્શનની ઇચ્છા કરી છે, તો ભલે આજે જ પ્રયાણ કર. સમય ઘણો ઉત્તમ છે."૪૩

સુતીક્ષ્ણ ઋષિની આજ્ઞા થવાથી તેને વંદન કરી સીતા તથા લક્ષ્મણ સહિત રામે તેજ દિવસે ત્યાંથી પ્રયાણ કર્યું.૪૪ માર્ગમાં આવતાં વિચિત્ર વન, વાદળ સરખા વર્ણવાળા પર્વતો, અનેક સરોવરો તથા નિર્મળ જળવાળી સરિતાઓને જોતાં જોતાં સુતીક્ષ્ણે બતાવેલા માર્ગે, જ્યારે ત્રીજો પ્રહર થવા આવ્યો ત્યારે રામ, ઇધ્મવાહના આશ્રમની નજીક આવ્યા. ત્યાં આવતાં પ્રસન્નવદનથી રામે લક્ષ્મણને કહ્યું:૪૫–૪૬ "હે બાંધવ! હું

* દશરથનો પુત્ર.

ધારું છું કે, આપણે પુણ્યશીલ ઇધ્મવાહના આશ્રમની નજીક આવી પહોંચ્યા છીએ. કારણ સુતીક્ષ્ણ ઋષિના કહ્યા પ્રમાણે સર્વ ચિહ્નો અહીં જોવામાં આવે છે.[૪૭]પુષ્કળ પુષ્પો તથા ફળોના ભારથી લચી ગયેલાં વૃક્ષોવાળાં આ વનની પેલીમેર પેલું સામું પીપળીનું વન દેખાય છે, ને વાયુને લીધે આ તેનો કડવો ગંધ આપણી સામે ચાલ્યો આવે છે, તે જો.[૪૮–૪૯] વળી જો, આ ઠેકઠેકાણે કાષ્ઠના ઢગલા તથા વૈદૂર્યમણિ સરખા કાપેલા લીલા દર્ભ પડેલા છે.[૫૦] વળી ઊંચે જો, પેલો આશ્રમના અગ્નિનો પર્વતના શિખર સમાન નીલ વાદળ સરખો ધૂમાડો, આશ્રમની ઉપર છવાઈ રહ્યો છે.[૫૧] પુનઃ જો, પેલા પવિત્ર તીર્થોમાં સ્નાન કરી શુદ્ધ થયેલા મુનિઓ તથા મુનિપુત્રો, દેવપૂજા સારુ વૃક્ષોપરથી પુષ્પો તોડે છે તે.[૫૨] ને કેટલાકો દેવપૂજા કરે છે, તેનો આ સ્તુતિ સમયનો મંગળ વેદધ્વનિ સંભળાય છે, તે પણ સાંભળ. હે સૌમ્ય! જોની,આ ઠેકાણે સઘળું કેવું શાંત અને નિર્ભય દેખાય છે? અહિં હિંસક રાક્ષસોનો ભય નથી; કારણ તેઓ અત્રે વસતા નથી, અને વસે છે તો કેવળ શાંત થઇને. આ સઘળો પ્રતાપ આ ઇધ્મવાહના ભ્રાતા અગસ્ત્ય મુનિનો છે. તેણે સર્વ લોકના હિતને અર્થે ભયંકર મૃત્યુતુલ્ય દૈત્યોનો નાશ કરીને આખી દક્ષિણ દિશા મનુષ્યોને વસવા યોગ્ય નિર્ભય કરી છે."[૫૩–૫૪]

એટલું કહી રામ નિવૃત્તિ પામ્યા, ત્યારે મહાત્મા સુમિત્રાપુત્રે હાથ જોડી તેને પૂછ્યું: "હે બાંધવ! અગસ્ત્ય મુનિએ ક્યા ક્રૂર રાક્ષસોનો નાશ કર્યો ને કેવી રીતે આ અરણ્ય નિર્ભય થયું તે કૃપા કરી સંભળાવ." એ સાંભળી રઘુવીરે કહ્યું:

"હે સૌમિત્રે! પૂર્વે આ વનને વિષે બ્રાહ્મણોનો નાશ કરનારા અતિ ક્રૂર બે રાક્ષસો એકઠા વસતા હતા. તેઓ બંને પરસ્પર ભાઇઓ થતા હતા. એકનું નામ વાતાપિ અને બીજાનું નામ ઇલ્વલ હતું.[૫૫] તે દુષ્ટો પવિત્ર ઋષિઓને આ રીતે છેતરીને મારતા હતા. નિર્દય ઇલ્વલ બ્રાહ્મણનો વેશ લઇ ઋષિઓના આશ્રમમાં જતો, ને ત્યાં પવિત્ર બ્રાહ્મણની પેઠે શાંત તથા પ્રિય વચનોથી ઋષિઓને પોતાને ત્યાં શ્રાદ્ધની અંદર ભોજન કરવાનું નિમન્ત્રણ કરતો.[૫૬] પછી પર્વતની ગુફા આગળના પોતાના એકાંત રહેઠાણમાં આવી તે બ્રાહ્મણોને જમવા સારુ પાક તૈયાર કરતો. આ પાક નિપજાવવામાં તે એવું કપટ કરતો કે, જે સાંભળવાથી તને મોટું આશ્ચર્ય થશે! બ્રાહ્મણોને નોતરું દઈ, તે આશ્રમે આવે, તે પહેલાં, તેનો ભાઈ વાતાપિ એક હૃષ્ટપુષ્ટ મેષરૂપે* બની ઉભો રહેતો. ઇલ્વલ આવી તેનો વધ કરીને તેના શુદ્ધ માંસથી શ્રાદ્ધમાં ઉચિત એવું ભોજન તૈયાર કરતો.[૫૭] બ્રાહ્મણો આવે ત્યારે રુડી રીતે પૂજન કરી, શ્રાદ્ધમાં કહેલા વિધિથી તેમને તે ભોજન કરાવતો; ને જમી રહ્યા બાદ તેઓ મુખમાર્જન કરવા ઉઠે કે તુરત તેના સામો ઉભો રહી તે એકાએક એવી હાંક મારતો કે, 'હે વાતાપિ! હવે ઉતાવળ કર; બ્રાહ્મણો જમી રહ્યા છે, માટે બહાર નીકળી તેમને દક્ષિણા આપ.'[૫૮] તે દુષ્ટનો મોટો સ્વર સાંભળતાં જ બ્રાહ્મણોના ઉદરમાં ગયેલો વાતાપિ, અંદરથી ઉન્મત્ત મેષના સરખો નાદ કરી, વજ્ર સરખા તીક્ષ્ણ શીંગડાંવતી બ્રાહ્મણોનાં પેટ ચીરી નાંખીને બહાર નીકળતો હતો.[૫૯]

"એ પ્રમાણે ઇચ્છિત રૂપ ધારણ કરનાર ને રુધિર પાન કરનાર અસુરો વાતાપિ તથા ઇલ્વલે, એકત્ર થઈ હજારો તપસ્વી બ્રાહ્મણોનો નાશ કર્યો.[૬૦] આવો મહા અનર્થ જોઈ તે દુષ્ટોનો જડમૂળથી નાશ કરવા સારુ સમગ્ર દેવતાઓ તથા ઋષિઓએ મળી મહા સમર્થ અગસ્ત્ય મુનિની પ્રાર્થના કરી. [અગસ્ત્ય મુનિ તેઓનો વધ કરવાની પ્રતિજ્ઞા લઈ સમય આવવાની વાટ જોતા બેઠા. હવે આ દુષ્ટોનો તો એ ધંધો જ હતો કે, વારંવાર નિર્દોષ બ્રાહ્મણોને છેતરવા ને ઉપર પ્રમાણે મારી નાંખી ભક્ષણ કરવા.] એક દિવસે તેઓએ અગસ્ત્ય મુનિને શ્રાદ્ધ નિમિત્ત જમવા તેડ્યા; ને નિયમ પ્રમાણે પાક સામગ્રી તૈયાર કરી ભોજન કરાવ્યું. અગસ્ત્ય મુનિએ જાણી જોઇને યથેચ્છપણે ભોજન કર્યું; ને જમી રહ્યા એટલે પાચક મંત્રથી પેટપર હાથ ફેરવીને મોટો ઓડકાર ખાઈ નિરાંતે બેઠા.[૬૧] ભોજનને અંતે, 'મારું શ્રાદ્ધ સંપૂર્ણ થયું?' એમ કહીને ઋષિના હાથમાં જળ આપી હમ્મેશની રીત પ્રમાણે પોતાના ભાઈને ઇલ્વલે મોટેથી હાંક મારી કે, 'વાતાપિ! બહાર આવ.'[૬૨] ત્યારે તુરત અગસ્ત્ય મુનિ ખડખડાટ હસીને તે બ્રહ્મઘાતીને કહેવા લાગ્યા:[૬૩] 'રે ઇલ્વલ! મેં જઠરાગ્નિથી પચાવી યમલોક પ્રત્યે મોકલેલા વાતાપિમાં હવે બહાર નીકળવાની શક્તિ ક્યાંથી હોય?'[૬૪]

"પોતાના ભાઇનું મરણ સૂચવનારાં ઋષિનાં વચનો સાંભળી નિશાચર ઇલ્વલ મહા ક્રોધ પામી, ભાઇનું વેર વાળવા માટે અગસ્ત્ય ઋષિને મારવા ધસ્યો,[૬૫] ત્યારે અગસ્ત્ય મહા મુનિએ ઉભા થઈ, ક્રોધ કરી, તેના સામું જોતાંજ તેના ક્રોધાગ્નિથી તે બળી ભસ્મ થયો, ને ભાઇની સાથે તે પણ યમલોક પ્રત્યે પહોંચ્યો.[૬૬] હે

* મેંઢો.

લક્ષ્મણ! એવી રીતે જેણે પૂર્વે બ્રાહ્મણોપરની દયાને લીધે વાતાપિ તથા ઇલ્વલનો નાશ કરવારૂપ દુષ્કર કર્મ કર્યું હતું, તે અગસ્ત્ય મહામુનિના બંધુ ઇધ્મવાહનો આ રમણીય આશ્રમ છે."૬૭

એ પ્રમાણે વાતચિત કરતા રામ છેક આશ્રમની નજીકમાં આવી પહોંચ્યા. તે સમયે સૂર્યનો અસ્ત થઈ સંધ્યાકાળ થયો.૬૮ સરોવર ઉપર યથાવિધિ સાયંસંધ્યા કરીને સીતા તથા લક્ષ્મણ સહિત આશ્રમમાં પ્રવેશ કરી તેણે ઇધ્મવાહ ઋષિને નમસ્કાર કર્યા.૬૯ મુનિએ તેમનો રુડી રીતે સત્કાર કર્યો, ને ફળ મૂળાદિનું ભોજન કરાવી અતિ આદરથી તે રાત્રિ તેમને પોતાને ત્યાં રાખ્યાં.૭૦ બીજે દિવસે પ્રાતઃકાળે મુનિવર ઇધ્મવાહને રામે કહ્યું:૭૧ "હે મહાત્મન્! તને પ્રણામ કરું છું. ગઈ રાત્રી અમે સુખરૂપ કાઢી છે. તારા વડિલ બંધુ ને મારા ગુરુનાં દર્શન કરવા જવાની આજ્ઞા માગું છું."૭૨ મુનિએ કહ્યું: "ભલે જા," ને પછી સુતીક્ષ્ણે કહેલા માર્ગે થઈને રામ, સુંદર વનશોભાનું અવલોકન કરતા આગળ ચાલ્યા.૭૩

એ વનની અંદર અનેક જાતિનાં નવપલ્લવ પુષ્પિત વૃક્ષો, જેવાં કે જળકદંબ, પનસ, સાલ, અશોક, ધાવડો, કરંજ, મહુડા, બીલી, ટેંભુરણી તથા કાંતાર નામની એક જાતની શેરડીઓ વગેરેનાં પુષ્કળ વૃક્ષો–ખીચોખીચ આવી રહેલાં હતાં.૭૪–૭૫ તેનાપર અનેક જાતના પક્ષીગણો કલ્લોલ કરી રહ્યા હતા. હાથીઓએ સૂંઢવડે ભાંગી નાખેલાં વૃક્ષોવાળાં તે વનમાં વાનરોનાં ટોળેટોળાં કૂદાકુદ કરી આનંદથી ચેષ્ટાઓ કરી રહ્યાં હતાં; જેને લીધે તે વૃક્ષોપરનાં પુષ્પો નીચે ખરી પડી જાણે રામને આદર આપવા સારુ પૃથ્વીને અલંકૃત કરતાં હોય તેમ શોભી રહ્યાં હતાં.૭૬ આવી શોભા નિરખતા રામ ચાલ્યા જતા હતા, એવામાં દૂરથી મહામુનિ અગસ્ત્યનો આશ્રમ દૃષ્ટિએ પડ્યો. ત્યારે તેણે ભાગ્યવંત લક્ષ્મણને સંબોધીને કહ્યું: "હે લક્ષ્મીને વૃદ્ધિ પમાડનાર! હે સૌમ્ય! આપણે સાંભળ્યું હતું તે પ્રમાણે આ વનમાં સર્વ વૃક્ષો નવીન પત્રોવાળાં તથા મૃગાદિ પશુઓ અને પક્ષીગણો શાંત પ્રકૃતિવાળાં દેખાય છે; માટે હવે સ્થિર અંતઃકરણવાળા મહર્ષિ અગસ્ત્યનો આશ્રમ દૂર નથી.૭૭–૭૮ વિન્ધ્ય પર્વતને સ્તંભન કરવાના કાર્યને માટે 'અગસ્ત્ય' નામે પ્રસિદ્ધ થયેલા તે ઋષિનો–થાકેલા પુરુષના શ્રમને નાશ કરનારો આશ્રમ અતિ પવિત્ર છે; આપણે તેની લગોલગ આવી પહોંચ્યા છીએ.૭૯ આ જો, ચોમેર ઋષિઓએ સૂકવેલાં ચીરવસ્ત્રો દેખાય છે, તથા આશ્રમની અંદરથી નીકળતો અગ્નિહોત્ર, તેમ જ પાકસ્થાનનો ધૂમાડો આકાશમાં છવાઈ રહ્યો છે.૮૦ હે ભ્રાત! જ્યારથી પુણ્યકર્મા અગસ્ત્ય ઋષિએ વાતાપિ અને ઇલ્વલ રાક્ષસોને મારી દક્ષિણ દિશા નિષ્કંટક કરી છે, ત્યારથી તેમના મહા પ્રભાવને લીધે, ત્રાસ પામેલા બીજા સર્વ રજનીચર-રાક્ષસો આ દેશને વિષે વસતા નથી; અને કદાચ દૂર દૂર છૂટાછવાયા કોઈ વસે છે, તો તેઓ નિર્વૈર બની પ્રશાન્ત સ્વભાવે વસે છે.૮૧–૮૩ વળી તે મહા સમર્થ ઋષિના પ્રભાવથી ક્રૂર કર્મ કરનાર રાક્ષસો વગેરેથી કદી પરાભવ કરી ન શકાય એવી નિર્ભય થયેલી આ દક્ષિણ દિશા ત્રણે લોકમાં ખ્યાતિ પામી છે.૮૪

["હે બંધુ! એ અગસ્ત્ય મહામુનિના પ્રતાપનું હું શું વર્ણન કરું? તેણે પોતાના પરોપકારી સ્વભાવથી દેવતાઓની તથા ઋષિઓની ઘણીવાર સહાયતા કરી છે. આપણે જે મોટા વિસ્તીર્ણ પર્વત વિન્ધ્યાચળને ઓળંગીને આવ્યા, તે પર્વત પણ મહામુનિ અગસ્ત્યના પ્રતાપથી જ કંઇક કાળનો આમનો આમ આડો પડી રહ્યો છે.] એક સમયે તે વિન્ધ્યાચળ, મેરુ પર્વત સાથે સ્પર્ધા કરવા સારુ આકાશ તરફ ઉંચો વધવા લાગ્યો. અને વધતાં વધતાં તે એટલે સૂધી પહોંચ્યો કે, સૂર્યને ફરવાના માર્ગને પણ તેણે રુંધી લીધો. [આથી સર્વ લોકને મોટી પીડા થઈ. દેવતાઓએ આવી અગસ્ત્યમુનિની પ્રાર્થના કરી. અગસ્ત્યમુનિ તુરત વિન્ધ્યાચળ પાસે આવ્યા, ત્યારે વિંધ્ય અતિ આદરથી દંડવન્નમસ્કાર કરી તેના ચરણમાં પડ્યો. પર્વતને આડે પડેલો જોઈ ઋષિએ આજ્ઞા કરીઃ 'હે વિંધ્ય! હવે હું ફરીને તારી પાસે પાછો આવું, ત્યાં લગી તારે અહિંથી ઉઠવું કિંવા વૃદ્ધિ પામવું નહિ,' એમ કહી ઋષિ ત્યાંથી ચાલી નીકળીને આ દક્ષિણ પ્રદેશમાં આવી વસ્યા.] વિંધ્યાચળ તેમની આજ્ઞાનું પાલન કરતો આજ દિન સૂધી વૃદ્ધિ પામ્યા વગર તેમનો તેમ જ પડેલો છે.૮૫

"હે લક્ષ્મણ! એવા પ્રતાપી અને ઘણા મોટા આયુષ્યવાળા જગવિખ્યાત અગસ્ત્ય મુનિનો આ શોભાયમાન આશ્રમ છે.૮૬ સર્વ લોકે માન્ય કરેલા તથા સત્પુરુષોના હિતમાં તત્પર એ મહા સાધુવર્ય અગસ્ત્ય મુનિની પાસે જવાથી આપણું પરમ શ્રેય થશે, માટે આપણે મારા વનવાસનો શેષ કાળ તેના આશ્રમમાં રહી, તે મહામુનિનું આરાધન કરીશું૮૭–૮૮ નિયમિત આહાર કરનારા દેવ, ગંધર્વ, સિદ્ધ તથા મહામુનિ આદિ નિરંતર તેની ઉપાસના કર્યા કરે છે.૮૯ અહિં

તેના આશ્રમમાં તો શું, પણ આખા વનમાં સુદ્ધાં કોઈ મિથ્યા ભાષણ કરનાર, નિર્દય, શઠ, ઘાતકી તથા પાપ વૃત્તિવાળો પ્રાણી રહી કિંવા જીવી શકે તેમ નથી; કેમકે, એ પુણ્યવંત મુનિ દુષ્ટાચરણને સહન કરતા નથી.[૯૦] અહિં તો જેનાથી સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય એવા ધર્મનું આરાધન કરવાની ઇચ્છાવાળા નિયતાહારી દેવો, યક્ષો, ઉરગો તથા ગરુડાદિ પક્ષીઓ વસે છે.[૯૧] વળી આ આશ્રમસ્થાન વિષે તપશ્ચર્યા કરી સિદ્ધિ પામેલા કેટલાક મહાત્મા પરમર્ષિઓ, મનુષ્ય શરીર ત્યજી દિવ્ય દેહ પામીને સૂર્ય સરખા પ્રકાશમાન વિમાનોમાં બેસી સ્વર્ગાદિ લોક પ્રત્યે ગયેલા છે; ને વર્તમાન કાળમાં પણ જે શ્રેષ્ઠ પુરુષો અત્રે રહી દેવતાઓનું આરાધન કરે છે, તેમને આ શ્રેષ્ઠ આશ્રમનાં માહાત્મ્યને લીધે, દેવતાઓ સ્વલ્પ કાળમાં યક્ષપણું, અમરપણું તથા અનેક પ્રકારનાં રાજ્ય આપે છે.[૯૨-૯૩] માટે હે સૌમિત્ર! આપણે તે આશ્રમસ્થાન પ્રત્યે આવી પહોંચ્યા છીએ, તેથી તું આગળથી તેમાં પ્રવેશ કરી, સીતાસહિત મારા આવ્યાનું તેને નિવેદન કર!"[૯૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૧૨ મો.

### અગસ્ત્ય સમાગમ.

રઘુવીર બહાર ઉભા રહ્યા, ત્યારે લક્ષ્મણે તે અતિ વિશાળ આશ્રમમાં પ્રવેશ કરી અગસ્ત્ય મુનિના એક શિષ્યને મળીને જણાવ્યું:[૧] "હે દ્વિજવર! સમગ્ર પૃથ્વીના પતિ મહારાજા દશરથનો જ્યેષ્ઠ પુત્ર મહાબળવાન્ રામ, પોતાની સ્ત્રી સીતાસહિત અગસ્ત્ય મુનિનાં દર્શન કરવા સારુ આવ્યો છે.[૨] તેનું હિત કરનાર, તેનો અનુજ, તેમનો આજ્ઞાંકિત તથા તેને વિષે ભક્તિમાન્ એવો હું લક્ષ્મણ તેનો ભાઈ થાઉં છું, તે તારા સાંભળવામાં આવ્યું હશે.[૩] અમે સૌએ પિતાની આજ્ઞાથી ગહન વનમાં પ્રવેશ કર્યો છે; ને મહા સમર્થ અગસ્ત્ય મુનિનાં દર્શનની લાલસાથી અત્રે આવેલા છીએ; કૃપા કરી તે મહા મુનિને તું અમારા આવવાના વર્તમાન જણાવ."[૪]

લક્ષ્મણનાં એવાં વચન સાંભળી, તે તપોધન શિષ્ય, લક્ષ્મણને બહાર ઉભો રાખી, અગ્નિહોત્રશાળામાં—જ્યાં અગસ્ત્ય મુનિ અગ્નિ સેવા કરતા હતા, ત્યાં ગયો, ને બે હાથ જોડી તેને ખબર આપી:[૫] "હે ગુરુદેવ! દશરથરાયનો પુત્ર રામ, પોતાની પત્ની સીતા તથા બાંધવ લક્ષ્મણસહિત આપણા આશ્રમમાં પ્રવેશ કરવા ઇચ્છે છે. શત્રુમર્દન તે બન્ને બાંધવ તારાં દર્શન કરવા તથા શુશ્રૂષા કરવા સારુ અત્ર આવેલા છે; તો તેઓને તારી પાસે આવવા દેવા કે નહિ, તે વિષે કૃપા કરી મને આજ્ઞા કર."[૬-૮] શિષ્યના કહેવાથી, મહાભાગ્યવતી સીતા તથા લક્ષ્મણ સહિત રામને આવેલા જાણી, અગસ્ત્ય મુનિએ તેને કહ્યું: "અહો! શ્રીમદ્ રામ પધાર્યા? વનમાં આવ્યાને તો તેને ઘણો કાળ થયો, પરંતુ મને દર્શન આપવાને તેણે આજે કૃપા કરી, તેથી મારાં ભાગ્યનો ઉદય થયો.[૯-૧૦] મારે તેનાં દર્શનની આકાંક્ષા હતી, ને તે મને મળવા સારુ ઇચ્છતો હતો, તેથી આજ તે પોતે જ સિતા ને લક્ષ્મણસહિત મારા આશ્રમને પાવન કરવા પધાર્યો તેથી હું બહુ આનંદ પામું છું.[૧૧] પણ હે શિષ્ય, ત્રૈલોક્યનાથ રામને આશ્રમમાં પ્રવેશ કરાવવા માટે તેં મારી આજ્ઞાની વાટ જોઇ, એ શું કર્યું? રામ કોણ છે, એ તું જાણતો નથી? તું ઉતાવળથી તેની આગળ જા, ને આચાર ઉપચારાદિ સર્વ પ્રકારે ઉત્તમ સત્કાર કરી તે સર્વેને મારી સમક્ષ તેડી લાવ."

ગુરુની આજ્ઞા સાંભળી તેને નમન કરીને શિષ્ય યજ્ઞશાળાની બહાર આવ્યો, ને લક્ષ્મણને કહ્યું:[૧૨-૧૩] "હે રામાનુજ! પ્રભુ રામ ક્યાં છે ને તે ક્યાં ઉભા છે? તેમને નિવિલંબે આશ્રમમાં પ્રવેશ કરાવ." લક્ષ્મણે તે શિષ્યને સાથે લઇ જઈ[૧૪] આશ્રમની બહાર ઉભેલા રઘુવર તથા જનકાત્મજા સીતાને દેખાડ્યાં; ત્યારે શિષ્યે પોતાના ગુરુની આજ્ઞા પ્રમાણે અનેક શુભોપચારોથી રામને વધાવી લઈ, નાના પ્રકારનાં પ્રીતિ વાક્યો કહેતાં સીતા ને લક્ષ્મણ સહિત રામને આશ્રમમાં પ્રવેશ કરાવ્યો.[૧૫-૧૬] અંદર પ્રવેશ કર્યો તો અનેક શાંત હરણોથી તથા મહાત્મા મુનિજનોથી ભરેલા તે સુંદર આશ્રમને જોઈ તે બહુ હર્ષ પામ્યા. જરાક આગળ ગયા તો, અગસ્ત્ય મુનિએ પોતાને નિત્ય પૂજન કરવા સારુ કલ્પિત કરેલાં દેવતાઓનાં સ્થાનો, જેમાં બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇંદ્ર, સૂર્ય, ચંદ્ર, સ્થૂળ મંડલાભિમાની ભગ, કુબેર,[૧૭-૧૮] ધાતા, વિધાતા, વાયુ, પાશને ધારણ કરનાર મહાત્મા વરુણ,[૧૯] ગાયત્રી, સરસ્વતી, સાવિત્રી, અષ્ટ વસુઓ, નાગરાજ, શેષ, ગરુડ,[૨૦] કાર્તિકેય તથા ધર્મરાજ ઇત્યાદિ દેવતાઓનાં સ્થાપન કરેલાં હતાં, તે રામે જોયાં.[૨૧] "આ દેવતાઓનાં પૂજન કરવાં સર્વને આવશ્યક છે," એમ લક્ષ્મણે કહેતાં રામ આગળ વધ્યા

તેને આવતા જોઈ, પોતાના શિષ્યસમુદાય સહિત મહામુનિ અગસ્ત્ય ઉભા થઈ, સામા આવતા હતા ત્યારે રામે લક્ષ્મણને કહ્યું:[૨૨] "મહાસમર્થ મુનિવર અગસ્ત્ય આપણા સામે આવવાનો શ્રમ લે છે, એ આપણને ઉચિત નથી; માટે એ તપરૂપી ભંડારવાળા મહર્ષિ આગળ આપણે ઉતાવળથી જવું જોઈએ."[૨૩] એ પ્રમાણે કહી મહાબાહુ રામ તથા લક્ષ્મણ અત્યંત ઉદારતાથી ઋષિની આગળ જઈ પહોંચ્યા, ને ઘણા પ્રેમથી તેના ચરણનો સ્પર્શ કરી, વારંવાર દંડવત્નમસ્કાર કર્યા.[૨૪] ઋષિએ તેને હાથે ઝાલી ઉભા કરી પ્રિયપુત્રની પેઠે હૃદય સાથે ચાંપીને કુશળ સમાચાર પૂછ્યા; ને પર્ણશાળાની અંદર તેડી જઈ, આસન જળ વગેરે સત્કારના પદાર્થો આપી બેસાડ્યા.[૨૫-૨૬] મધ્યાહ્ન સમય થઈ ચૂકેલો હતો તેથી કાલાતિક્રમ ન કરતાં* અગ્નિમાં હોમ કરી, અગસ્ત્ય મુનિએ પોતાના અતિથિરૂપ રામ, લક્ષ્મણ તથા સીતાની અર્ઘ્યપ્રદાનપૂર્વક પૂજા કરી; ને વાનપ્રસ્થના ધર્મ પ્રમાણે તેને ઉત્તમ પ્રકારે ભોજન કરાવ્યું.[૨૭] ઋષિને આ પ્રમાણેનું પોતાનું આતિથ્ય તથા પૂજનાદિ કરતા જોઈ, રામ હાથ જોડી વિનતી કરવા લાગ્યા: "હે મુનીશ્વર! તું સર્વ જગતનો પૂજ્ય છતાં અમારું ક્ષત્રિયપુત્રોનું આવી રીતે પૂજન કરે છે, એ યોગ્ય નથી. એથી ઉલટા અમે દોષભાગી થઈએ છીએ." એ સાંભળી ઋષિએ તેને કહ્યું: "હે કાકુત્સ્થ! મેં જેમ અતિથિરૂપ તારું પૂજન કર્યું, તેમ જે તપસ્વી અતિથિની પૂજા ન કરે, તેને મહાદોષ લાગે છે; ને ખોટી સાક્ષિ પૂરનારની પેઠે તે તપસ્વીને પરલોકમાં પોતાના માંસનું ભક્ષણ કરવું પડે છે.[૨૮-૨૯] તપસ્વીનો ધર્મ જ છે કે, તેણે અતિથિપૂજન અવશ્ય કરવું. વળી તમારા જેવા અતિયોગ્ય તથા પ્રિય અતિથિ પણ અમને બીજા કોણ મળે એમ હતું? એક તો તું સર્વ લોકનો રાજા છે, તે ઉપરાંત શ્રેષ્ઠ ધર્મનું આચરણ કરનારો તથા મહારથી છે, [ને જ્ઞાનદૃષ્ટિથી જોઈએ તો આ જગતનો નિયંતા હોવાથી અમને] અતિ માન્ય, વંદ્ય, પૂજ્ય અને પ્રિય છે, તેથી અમારા જેવો મહાભાગ્યશાળી કોણ હશે, કે જેને ત્યાં તું સ્વતઃ અતિથિરૂપે પધાર્યો છે!"[૩૦]

આમ કહીને અગસ્ત્ય મહામુનિએ અતિ પ્રેમ ઉપજવાને લીધે વળી બીજીવાર રામની પૂજા આરંભી. અનેક જાતનાં સ્વાદિષ્ટ ફળ, મૂળ તથા પુષ્પાદિ ઉપચારો અર્પણ કરી છેલ્લે મહોપચાર† અર્પણ કરવારૂપે, ઉત્તમ શસ્ત્રોનો સમૂહ તેના આગળ મૂકીને ઋષિએ કહ્યું:[૩૧] "હે પુરુષવ્યાઘ્ર! હે દાશરથિ! આ દિવ્ય તથા અતિ દીર્ઘ વૈષ્ણવ ધનુષ, કે જેને વિશ્વકર્માએ નિર્માણ કીધેલું છે, ને જે સ્વર્ણ તથા વજ્રથી* ભૂષિત કરેલું છે તે,[૩૨] તથા મહેન્દ્રે મને આપેલો આ સૂર્ય સરખો પ્રકાશમાન સર્વોત્તમ અમોઘ શર† છે તે, તું ગ્રહણ કર. વળી એ સાથે આ બે અક્ષય્ય ભાથાઓ, કે જે ખૂટે નહિ એવા અને અગ્નિસરખાં પ્રકાશિત, તીક્ષ્ણ બાણોથી ભરેલા છે તે અને સુવર્ણના મીયાન તથા મૂઠવાળું આ ઉત્તમ ખડ્ગ વગેરે પણ છે તે તું લે.[૩૩-૩૪] હે રાઘવ! પૂર્વે ભગવાન્ વિષ્ણુએ આ ધનુષથી યુદ્ધમાં મહા અસુરોનો નાશ કરી તેની પાસેથી દેવતાઓની પ્રદીપ્ત સમૃદ્ધિ પાછી ગ્રહણ કરી છે.[૩૫] માટે તે ધનુષ, અક્ષય્ય ભાથા, બાણ તથા ખડ્ગને વજ્રધર ઇંદ્રની પેઠે તું જય સંપાદન કરવા સારુ ગ્રહણ કર."[૩૬]

એવી રીતે તે સર્વ શ્રેષ્ઠ આયુધો રામને અર્પણ કરીને વળી એ મહાતેજસ્વી ભગવાન્ અગસ્ત્ય મુનિ રામને આ પ્રમાણે કહેવા લાગ્યા.[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં બારમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૩ મો.

## પંચવટી પ્રત્યે વિદાય.

"હે રઘુવીર! હે વડીલ બન્ધુની સેવામાં તત્પર લક્ષ્મણ! સીતા સહિત તમોને અત્રે આવેલા જોઈ, મને અતિ પ્રીતિ ઉત્પન્ન થાય છે, ને તમારાપર હું અતિ સંતોષ પામ્યો છું.[૧] હે રાજપુત્રો! વનમાર્ગમાં ચાલવાના શ્રમને તમે સહન કરી શકો છો? આ જનકતનયાને તો માર્ગશ્રમ સહન કરવો ખરેખર અશક્ય જ છે![૨] તે સુકુમારી, ગહન વનોના વિષમ અને દુઃખપ્રદ માર્ગોમાં ચાલવા યોગ્ય નથી. હે રામ! ભર્તાપ્રતિના સ્નેહને લીધે અતિ દુઃખમય વનને વિષે આવેલી જાનકીને ખરેખર ધન્ય છે; [પણ એ સુકુમારી આજદિન સૂધી કોઈ જાતનાં દુઃખને લીધે પીડિત તો થઈ નથી કે?][૩] હે દાશરથિ! હવે તમે ઝાઝું અટન ન કરતાં અત્રે જ વસો; ને સીતા વિશ્રાંતિ લઈ હર્ષ પામે તેમ કરો. એણે તમારી સાથે વનમાં આવવામાં ઘણું કઠિન

* સમય વહી જવા ન દેતાં. † મોટો ઉપચાર.

* હીરા. † બાણ.

કાર્ય કર્યું છે.[૪] હે રઘુનન્દન ! આ જગતની સૃષ્ટિ થઈ છે, ત્યારથી સ્ત્રીઓની કંઈ એવી પ્રકૃતિ જ બંધાયલી છે કે, તેઓ જો પોતાનો પતિ ધનધાન્યાદિથી સુખી સ્થિતિમાં હોય તો તેની સાથે પ્રીતિ કરે છે, ને તે જો તેથી ઉલટી વિષમ અવસ્થામાં આવી પડ્યો, તો તેનો ત્યાગ કરતાં વાર લગાડતી નથી.[૫] વિજળી સરખી તે ચંચળ હોય છે, સ્નેહનો બંધ તોડવામાં શસ્ત્રની ધાર જેવી તીક્ષ્ણતા વાપરે છે, ને નિંદિત કાર્ય કરવા વિષે તેમનો વેગ, વાયુ કિંવા ગરુડપક્ષી સરખો હોય છે.[૬] પરંતુ આ જનકસુતા સીતા તો એ સર્વ દોષરહિતા, સત્પુરુષોએ શ્લાઘા કરવા યોગ્ય તથા દેવલોક પૂજ્ય મહાસતી અરુંધતીની પેઠે પતિવ્રતા સ્ત્રીઓમાં પ્રથમ ગણવા યોગ્ય છે."[૭]

એમ કહી વળી મુનિ બોલ્યા: "હે અરિંદમ ! માત્ર તારા પધારવાથી જ આ મારો આશ્રમદેશ અલંકૃત થયો, તો હવે લક્ષ્મણ તથા આ સીતા સહિત તું અત્રે નિવાસ કરશે તેથી તે અતિ શોભાયમાન્ થશે તેમાં શું આશ્ચર્ય !"[૮]

મુનિનાં એ વચન સાંભળી, કર જોડી અતિ નમ્રતાપૂર્વક રઘુવીર બોલ્યા: "મુનીશ્વર! લક્ષ્મણ તથા સીતા સહિત મારાં સદ્વર્તન, તેમ જ સદ્ગુણોને જોઈ, અમારા ગુરુરૂપ તથા મુનિઓમાં શ્રેષ્ઠ એવો જે તું, તે સંતોષ પામે છે, તેથી હું પોતાને ખરેખર ધન્ય માનું છું,[૯–૧૦] પણ હે મહારાજ ! મારી એક વિનતિ છે કે, અમો જ્યાં આશ્રમ કરી, પ્રસન્ન થઈને સુખેથી નિવાસ કરી શકીએ, એવો કોઈ જળવાળો તથા બહુ વનોથી શોભીતો દેશ બતાવ !"[૧૧] એ સાંભળી એક મુહૂર્તપર્યંત વિચાર કરીને મુનિ અગસ્ત્યે કહ્યું: "હે તાત ! અહીંથી બે યોજનને છેટે પુષ્કળ જળ, મૂળ, ફળ ઇત્યાદિ સમૃદ્ધિથી ભરેલો પંચવટી નામે બહુ સુંદર દેશ છે.[૧૨–૧૩] માટે ત્યાં જઈ આશ્રમ કરી, લક્ષ્મણ સહિત તું પિતાનાં વાક્યનું પાલન કરતાં રમણ કર.[૧૪] હે નિષ્પાપ રામ ! પિતાની આજ્ઞા પાળવા સારુ, તું વનમાં વસ્યો છે તથા કૈકેયીને વશ થવાથી તારા પિતા દશરથે પ્રાણનો ત્યાગ કીધો, એ વગેરે સર્વ વૃત્તાંત મેં મારા તપના પ્રભાવથી, તેમ જ તારાપરના સ્નેહથી (ભક્તિભાવથી) જાણી લીધું છે.[૧૫] વળી એ ઉપરાંત આ હમણાં જે તેં મારા તપોવનવિષે રહેવાની પ્રતિજ્ઞા લેવા છતાં, જે કારણને લીધે બીજે ઠેકાણે નિવાસ કરવા સારુ તું યોગ્ય સ્થાન પૂછે છે, તે કારણ પણ મેં મારા તપના પ્રભાવથી જાણ્યું છે.* માટે ભલે તું અન્ય સ્થળે વસ; અને હું કહું છું કે, તે માટે તું પંચવટીમાં જ જા. તે સુંદર વનપ્રદેશ અતિ રમ્ય હોવાથી, વૈદેહી ત્યાં વસી બહુ હર્ષ પામશે.[૧૬–૧૭] હે રાઘવ ! ત્યાં વસશે એટલે તું અમારી સમીપ જ છે. ગોદાવરીના તટપર આવેલો બહુ વખાણવા યોગ્ય પંચવટી પ્રદેશ કંઈ અતિ દૂર નથી. વળી તે ફળમૂલાદિથી ભરેલો પ્રદેશ, નાના પ્રકારના પક્ષીગણોએ સેવેલો, અતિ પવિત્ર અને એકાંત છે.[૧૮–૧૯] હે રામ ! તું ધર્મિષ્ઠ તથા તપસ્વીઓનું પાલન કરવા સમર્થ છે, માટે ત્યાં વસી રાક્ષસોનો વધ કરીને તપસ્વીઓની રક્ષા કરશે ![૨૦] હે શૂરવીર ! આ મધૂકોનું† વન દેખાય છે, તે માર્ગે થઈને જતાં એક વટવૃક્ષ આવશે; ત્યાંથી તમે ઉત્તર દિશા ભણી વળજો, એટલે કેટલેક સુધી બિલકુલ વન વગરનો‡ પ્રદેશ આવશે અને તેના પછી એક પર્વત આવશે. પર્વતને મૂકીને આગળ જશો કે તુરત, રમ્ય અને નિત્ય પુષ્પિત§ પંચવટી પ્રદેશમાં તમો પ્રવેશ કરશો."[૨૧–૨૨]

એ પ્રમાણે અગસ્ત્ય મુનિએ કહ્યું, તે સાંભળી બન્ને બાંધવો કમર કસી તત્પર થયા, ને એ સત્યવાદી ઋષિને પ્રણામ કરીને, વિદાય થવા માટે તેની આજ્ઞા લીધી.[૨૩] પછી તેને વારંવાર નમન તથા પ્રદક્ષિણા કરીને, યુદ્ધમાં પાછી પેની ન જ કરે એવા સ્થિરાત્મા, તે મનુજાધિપ દશરથરાયના પુત્રો રામ લક્ષ્મણ, ધનુષાદિ સર્વ આયુધો બાંધી, સૌભાગ્યવતી સીતાસહિત મહામુનિ અગસ્ત્યે બતાવેલા માર્ગે થઈ પંચવટી તરફ જવા વિદાય થયા.[૨૪–૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં તેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૪ મો.

### જટાયુ.

પંચવટી તરફ મહાપ્રતાપી રઘુનંદન ચાલતાં ચાલતાં સુમારે અર્ધેક માર્ગે પહોંચ્યા તેવામાં એક મોટું આશ્ચર્ય તેના જોવામાં આવ્યું. માર્ગની બાજુએ

---

* તે કારણ એ કે, જો રામ અગસ્ત્યાશ્રમે નિવાસ કરે, તો રાક્ષસોના વધ કરવાની તેની પ્રતિજ્ઞા સિદ્ધ થાય નહિ; કેમકે ત્યાં રાક્ષસોને આવવાનો સંભવ જ નહોતો. તે કારણને લીધે જ તેણે બીજે સ્થળે નિવાસ કરવો યોગ્ય ગણ્યો હતો.

† મહુડાનાં વૃક્ષો. ‡ ઝાડ બિડ વિનાનો. § નિરંતર પુષ્પવાળો.

એક મોટા તરુવરની પાસે જાણે કોઈ મોટો પર્વત જ હોયની તેવો કોઈ પ્રાણી બેઠેલો હતો. તેનાં પ્રૌઢ શરીર તરફ જોતાં જ અંતઃકરણમાં ભય ઉત્પન્ન થાય તેમ હતું. ચાલતાં ચાલતાં રામ તેની સમીપ પહોંચ્યા, ત્યારે માલૂમ પડ્યું કે, તે પ્રચંડ પ્રાણી ગૃધ્ર જાતિનો પક્ષી છે, તેથી તો તે ઉલટા વધારે આશ્ચર્ય પામ્યા. મોટા ગિરિસમાન તેનું શરીર હતું, વિશાળ વૃક્ષના થડ સરખા તેના પગ હતા, ગિરિના શિખર સમાન તેનું દીર્ઘ ચંચુવાળું મસ્તક હતું, અને પ્રદીપ્ત અગ્નિ સરખાં ચળકતાં નેત્રો હતાં, એ જોઈ લક્ષ્મણ સહિત રામે નિશ્ચય કીધો કે, આવો દીર્ઘરૂપવાળો સ્વાભાવિક પક્ષી હોવો અશક્ય છે, માટે રખેને કોઈ દુષ્ટ રાક્ષસ તો આપણને બાધ કરવાને આવું દુર્ધર્ષરૂપ ધારણ કરી બેઠો નહિ હોય? પછી નજીક જઈ તેને પૂછ્યું: "અરે વિલક્ષણ પ્રાણી! ભયંકર પક્ષીનું રૂપ ધારણ કરનાર તું કોણ છે?"[૧-૨] રામનું એવું પ્રશ્ન સાંભળીને તે ગૃધ્ર પક્ષી, એ ત્રણે જણને અત્યંત આશ્ચર્ય પમાડતો, મનુષ્ય સરખી મધુર વાણીથી જાણે તેઓને પ્રસન્ન કરતો હોય તેવી રીતે બોલ્યો:– "અહો! વત્સ રામ! આજે મારો જન્મ સફળ થયો. હે લક્ષ્મણ! હે જનકસુતા, તમે ભલે પધાર્યાં. હે રાઘવ! આપોઆપ દર્શન દઇને તેં મને કૃતાર્થ કર્યો છે. હે દશરથનંદન! હું તારા પિતા દશરથનો મિત્ર છું; ને મારા પ્રિયસખાની પવિત્ર સંતતિરૂપ તને જોઈને બહુ આનંદ પામ્યો છું!"[૩] એ ગૃધ્રનાં મનુષ્ય સરખાં વચન સાંભળીને તો ઉલટું વધારે આશ્ચર્ય થયું, તેથી રામ બોલ્યા: "દ્વિજવર!* તારા જેવો કોઈ પક્ષી અમે જોયો નથી. તેમાં વળી તું મનુષ્ય સરખી વાણી બોલે છે, ને અમારા પિતાનો સખા થાય છે, તેથી નમસ્કાર કરીને તને પૂછીએ છીએ કે તારું નામ શું? તારો કિયા કુળમાં જન્મ છે કે જેથી તું આવા પક્ષીપણાને પામ્યો છે?" એ પ્રમાણે પોતાનું નામ તથા કુળ જાણવા સંબંધે રામનું પ્રશ્ન સાંભળી તે ગૃધ્ર પક્ષી, પોતાનું નામ તથા કુળ કે જેમાં સર્વ ભૂતપ્રાણીની ઉત્પત્તિ છે તે કહેવા લાગ્યો.[૪-૫]

તે બોલ્યો: "હે મહાબાહુ રાઘવ! પ્રથમ આ સૃષ્ટિના આરંભ કાળમાં જે પ્રજાપતિઓ† થયા છે, તેને હું પહેલેથી ગણાવું તે તું સાંભળ.[૬] હે મહાબળ! સર્વ પ્રજાપતિમાં પ્રથમ કર્દમ, ત્યારપછી વિકૃત, પછી શેષ, સંશ્રય, વીર્યવાન્ બહુપુત્ર,[૭] સ્થાણુ, મરીચિ, અત્રિ, ક્રતુ, પુલસ્ત્ય, અંગિરા, પ્રચેતા, પુલહ,[૮] દક્ષ, વિવસ્વાન્, અરિષ્ટનેમિ, અને છેલ્લા મહાતેજસ્વી કશ્યપ. એ પ્રમાણે સર્વ મળી સત્તર પ્રજાપતિઓ થયા.[૯] તેમાં દક્ષ નામના પ્રજાપતિને, જગત્ પ્રસિદ્ધ યશસ્વિની સાઠ કન્યાઓ થઈ.[૧૦] એમાંથી સુમધ્યમા* અદિતિ, દિતિ, દનુ, કાલકા,† તામ્રા, ક્રોધવશા, મનુ તથા અનલા, એ આઠ‡ કન્યાઓને કશ્યપ પ્રજાપતિએ પ્રતિગ્રહણ કરી.§ પછી પ્રસન્ન થયેલા કશ્યપ ઋષિએ પ્રજોત્પત્તિ કરવા સારુ પોતાની સ્ત્રીઓને કહ્યું:[૧૧-૧૨] "તમે ત્રણે લોકને ભરણપોષણ કરે એવા મારા સરખા પુત્રોને પ્રસૂત થશો." ભર્તા કશ્યપનાં એવાં વચન સાંભળી અદિતિ, દિતિ, દનુ તથા કાલકા એ ચાર સ્ત્રીઓ, તેવા પુત્રો ઉત્પન્ન થવાની અભિલાષાથી બહુ આનંદ પામી, જેથી તેઓને પતિની કૃપાથી ઉત્તમ પુત્રો થયા. બાકીની ચાર જેઓને તેવા પુત્રોની કંઈ અભિલાષા નહોતી, તેઓને માત્ર કન્યાઓ જ ઉત્પન્ન થઈ. એ આઠે દક્ષકન્યાઓથી સંતતિ કેવી રીતે વૃદ્ધિ પામી તે સાંભળઃ–

"હે અરિંદમ! કશ્યપ પ્રજાપતિની પહેલી સ્ત્રી અદિતિથી બાર આદિત્ય, આઠ વસુ, અગિયાર રુદ્ર, ને બે અશ્વિનીકુમાર, એ નામના તેત્રીસ દેવતાઓ ઉત્પન્ન થયા. બીજી સ્ત્રી દિતિએ મોટા યશસ્વી દૈત્યોને જન્મ આપ્યો.[૧૩-૧૫] જેમના ઉત્પન્ન થયા પૂર્વે આ સર્વ પૃથ્વી, વન તથા સમુદ્રથી આચ્છાદિત હતી. ત્રીજી દનુએ અશ્વગ્રીવ (હયગ્રીવ) નામના પુત્રને જન્મ આપ્યો; ને ચોથી કાલકાએ નરક તથા કાલક નામના બે પુત્રોને જન્મ આપ્યો. બાકીની ચાર સ્ત્રીઓને કન્યાઓ પ્રસવી તેનો વિસ્તાર આ પ્રમાણે છે: "હે રામ! કશ્યપની પાંચમી સ્ત્રી તામ્રા–જગવિખ્યાત ક્રૌંચી, ભાસી, શ્યેની, ધૃતરાષ્ટ્રી તથા શુકી, એ પાંચ કન્યાઓને પ્રસૂત થઈ. તેમાં ક્રૌંચીને ઘુવડ પક્ષીરૂપ પુત્ર થયો; ભાસીએ ભાસ પક્ષીને પ્રસવ્યો;[૧૬-૧૮] શ્યેની, મહા તેજસ્વી શ્યેન તથા ગૃધ્ર પક્ષીની માતા‖ થઈ; ધૃતરાષ્ટ્રીએ હંસ, બક તથા ચક્રવાક નામના પક્ષીરૂપ પુત્રોને જન્મ આપ્યો; ને શુકીએ નતા

* પક્ષીઓમાં શ્રેષ્ઠ.

† પ્રજાને ઉત્પન્ન કરનારા મહાત્મા પુરુષો.

* સુંદર કટિવાળી.　　† એક પ્રતમાં કાલિકા છે.

‡ પુરાણો, ઇતિહાસો, વગેરેમાં દક્ષે કશ્યપને તેર કન્યાઓ આપી એમ વર્ણન કરેલું છે, પણ અહીં જટાયુએ માત્ર આઠ કન્યાઓનો વંશ કહેલો છે, તેમ જ સંતાનોત્પત્તિ કરવામાં એ આઠ વધારે ઉપયોગી થયેલી છે તેથી કશ્યપે આઠ કન્યાઓ ગ્રહણ કરી એમ વર્ણન આપ્યું છે.　　§ પરણ્યા.

‖ પ્રસવનારી માતા.

નામની પુત્રીને પ્રસવી, કે જે નતાએ વિનતા નામની પુત્રીને જન્મ આપ્યો."[૧૯-૨૦] કશ્યપની છઠ્ઠી સ્ત્રી ક્રોધવશાથી મૃગી, મૃગમંદા, હરી, ભદ્રમદા, માતંગી, શાર્દૂલી, શ્વેતા, સુરભી, સર્વ લક્ષણ સંપન્ન સુરસા તથા કદ્રુકા, એ દશ કન્યાઓ ઉત્પન્ન થઈ;[૨૧-૨૨] તેમાં હે નરવર! મૃગીના પુત્રો મૃગો થયા, ને મૃગમંદાને રીંછ, પુચ્છ વિષે શ્યામ કેશ હોય છે જેને એવા સૃમર, તથા પુચ્છના શ્વેત કેશવાળા ચમર નામના પુત્રો થયા.[૨૩] પછી ભદ્રમદાને ઈરાવતી નામની કન્યા થઈ; જેનાથી ઐરાવત નામનો લોકનાથ હસ્તી ઉત્પન્ન થયો.[૨૪] હરીથી સિંહ તથા તપસ્વી વાનરો ઉત્પન્ન થયા, ને શાર્દૂલીથી ગોલાંગુલ તથા વ્યાઘ્ર ઉત્પન્ન થયા.[૨૫] માતંગીથી માતંગો–હસ્તીઓ, શ્વેતાથી દિશાગજો, ને સુરભીથી યશસ્વિની રોહિણી તથા ગંધર્વી નામે બે પુત્રી ઉત્પન્ન થઈ. એ રોહિણીથી ગાયો તથા ગંધર્વીથી અશ્વરૂપ સંતાન ઉત્પન્ન થયાં. ક્રોધવશાની નવમી કન્યા સુરસાથી નાગ* અને દશમી કદ્રુથી પન્નગ† જન્મ્યા.[૨૬-૨૮]

"હે મનુજશ્રેષ્ઠ! મહાત્મા કશ્યપની સાતમી સ્ત્રી મનુથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચાર વર્ણના મનુષ્યો તેણીના મુખ, ઉરસ,‡ સાથળ, તથા પગથી અનુક્રમે ઉત્પત્તિ પામ્યા, એમ સાંભળવામાં છે.[૨૯-૩૦] આઠમી સ્ત્રી અનલા શ્રેષ્ઠ ફળવાળાં વૃક્ષોને પ્રસૂત થઇ છે. હે રામ! એ પ્રમાણે કશ્યપ પ્રજાપતિની આઠ સ્ત્રીઓનો વંશ મેં તને કહ્યો. હવે મારો વંશ સાંભળ: શુકીની પૌત્રી વિનતા તથા સુરસાની બેહેન કદ્રુ જે મેં પૂર્વે કહી, તેમાં કદ્રુ પૃથ્વીને ધારણ કરે એવા હજાર પન્નગની માતા થઈ, ને વિનતાએ ગરુડ તથા અરુણ નામના બે પુત્રોને જન્મ આપ્યો.[૩૧-૩૨] તેમાંના અરુણથી હું તથા મારો જ્યેષ્ઠ બાંધવ સંપાતિ ઉત્પન્ન થયા છીએ. અમારી માતાનું નામ શ્યેની,§ ને હું તેણીનો પુત્ર જટાયુ નામે છું, એમ તું જાણ.[૩૩]

"હે તાત રઘુવીર! તું પંચવટી પ્રત્યે નિવાસ કરવા માટે પધારે છે તે હું જાણું છું; માટે જો તારી ઇચ્છા હશે તો હું તારી સાથે આવીશ, ને ત્યાં સીતાની રક્ષા કરવામાં તને સહાય કરીશ. વળી લક્ષ્મણ સહિત તું નિવાસસ્થાનથી ક્યાંઈ દૂર ગયો હશે તે વેળા પણ તેની રક્ષા કરીશ."[૩૪] એવાં જટાયુનાં વચન સાંભળીને તથા તેને પોતાના પિતાનો સખા જાણીને, રામે અતિ નમ્ર થઈ તે બળવાન્ પક્ષીનો સત્કાર કર્યો; ને સીતાની રક્ષા કરવા માટે ભલામણ કરી તેને પોતાની સાથે લીધો.[૩૫] ત્યાંથી સીતા તથા લક્ષ્મણસહિત રઘુવીર, જટાયુને આગળ કરીને જાણે શત્રુઓને દહન કરવા, તેમજ વનોનું રક્ષણ કરવા સારુ જતા હોય, તેમ વિચરતાં કેટલીકવારે પંચવટી પ્રત્યે પહોંચ્યા.[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ચૌદમો સર્ગ સંપૂર્ણ.**

---

# પંચવટી નિવાસ.*

## સર્ગ ૧૫ મો.

### પંચવટીમાં આશ્રમ.

અનેક પ્રકારના સર્પો તથા મૃગાદિ પ્રાણીઓવાળા પંચવટી વનને વિષે પ્રવેશ કરીને રઘુવીરે સુપ્રકાશિત કાંતિમાન્ પોતાના બંધુ લક્ષ્મણને કહ્યું:[૧] "હે સૌમ્ય! અગસ્ત્ય મહામુનિએ કહેલા પુષ્પિત વનવાળા પંચવટી પ્રદેશમાં આપણે આવી પહોંચ્યા છીએ.[૨] આ વનમાંથી સીતાને પસંદ પડે તેવું, આપણે નિવાસ કરવા સારુ આશ્રમ નિર્માણ કરવાનું સ્થાન તું હવે શોધી કાઢ. તું એ વાતે નિપુણ છે, માટે હે બાપ! ચારે કોર ફરી જ્યાં વસવાથી સીતા સહિત તું અને હું આનંદ પામીએ, તેવું સુંદર સ્થાન પસંદ કર; કે જ્યાં આગળ રમણીય વન, આપણને નિત્ય જોઇતા પદાર્થો, જળાશય, સમિધ, પુષ્પ અને દર્ભાદિ, સમીપજ હોય.[૩-૫] રામની એવી આજ્ઞા સાંભળીને, તુરત હાથ જોડી સીતાના દેખતાં લક્ષ્મણે રઘુવીરને કહ્યું:[૬] "દેવ! પૂજ્ય! તું વિદ્યમાન્ છતાં હું સેંકડો વર્ષનો હોઉં તોપણ તારે આધીનજ ગણાઉં, મને સ્વતંત્રતા છેજ નહિ, તેથી તું સ્વતઃ કોઇ પણ પ્રિય સ્થાનનો વિચાર કરીને ત્યાં આગળ આશ્રમ નિર્માણ કરવા માટે મને સેવકને આજ્ઞા આપ."[૭] લક્ષ્મણના આવા પ્રત્યુત્તરથી અતિ પ્રસન્ન થઈ મહાકાંતિમાન્ રામ ઉભા થયા, ને કોઇ ઉચ્ચ સ્થળે જઈ વનમાં ચારેકોર દૃષ્ટિ કરીને એક

---

* વિષ વગરના તથા બહુ ફેણવાળા સર્પ તે નાગ.

† પન્નગ એટલે ઝેરી સર્પ. ‡ બાહુમધ્ય ભાગ.

§ પોતાની બેહેનની દીકરીની દીકરીનો દીકરો પોતાને પરણે એ સગપણ ઘણું વિલક્ષણ છે, પણ એ શ્યેની તે કશ્યપની પ્રત્યક્ષ પુત્રી ન છતાં તેણીની સંતાનપરંપરામાં જ જન્મેલી કોઇ બીજી શ્યેની હોવી જોઇએ.

* આ પ્રકરણમાં રામે જ્યાંસુધી પંચવટીમાં નિવાસ કર્યો ત્યાંસુધીમાં થયલો સર્વ વૃત્તાંત કથન કરેલો છે.

સર્વગુણસંપન્ન સ્થળ, નિવાસ કરવા સારુ પસંદ કર્યું.[૮] ત્યાંથી નીચે આવી અતિ પ્રેમથી લક્ષ્મણનો હાથ ઝાલીને રામ આશ્રમ માટે પસંદ કરેલી તે જગોએ જઈ કહેવા લાગ્યાઃ[૯] "હે ભ્રાત! આ સ્થળ એકસરખું શોભાયમાન્ છે, પુષ્પિત વૃક્ષોથી વિંટાયલું છે, માટે તું અહિંયાં જ યથાયોગ્ય રમ્ય આશ્રમ નિર્માણ કર.[૧૦] અહીંથી સૂર્ય સરખાં ઉજ્જ્વળ સુગંધી કમળોવાળી રમણીય તલાવડીઓ પણ સમીપજ દેખાય છે.[૧૧] ભાવિતાત્મા મુનિ અગસ્ત્યે કહેલો છે તેવો જ એ આશ્રમ છે. તેમ જ પુષ્પિત વૃક્ષોથી ઢંકાયલા કિનારાઓવાળી અને હંસ, કારંડવ, ચક્રવાક ઇત્યાદિ પક્ષીઓ તથા મૃગનાં ટોળાંઓએ સેવેલી પવિત્ર સરિતા ગોદાવરી પણ અહીંથી ઘણે દૂર નથી.[૧૨-૧૩] વળી મયૂરો જેના શિખરોપર બેસી મધુર શબ્દ કરે છે એવા રમ્ય, ઊંચા, ઘણી ગુફાઓવાળા તથા ખીલેલા પુષ્પોવાળા વૃક્ષોથી વિંટાયલા ગિરિ પણ અહિંથી નજીકમાંજ ચોમેર આવી રહેલા છે.[૧૪] હે લક્ષ્મણ! એ સર્વ પર્વતો ધાતુઓથી ભરેલા દેખાય છે; કેમ કે જેમ સોનું, રૂપું, તાંબું વગેરેથી અલંકૃત કરેલા ઝરુખાઓ શોભે, કિંવા લાલ, લીલા, પીળા, શ્વેત ઇત્યાદિ રંગોથી અલંકૃત કરેલા મોટા હાથીઓ શોભે તેવા તે પર્વતો દૂરથી શોભા આપી રહ્યા છે.[૧૫] વળી એ રમ્ય પર્વતોપર ખીચોખીચ ઉગેલાં પુષ્પના ગુચ્છ તથા લતાઓવાળાં વૃક્ષો, જેવાં કે સાલ, તાલ, તમાલ, ખજૂરી, પનસ, જલકદંબ, તગર, સોપારી, આમ્ર, અશોક, તીલક, કેતકી, ચંપક, તમર, ચંદન, કમળ, ઓંટ, ખેર, ખીજડી, ખાખરા તથા પાટલ ઇત્યાદિને લીધે આખું વન પવિત્ર, રમ્ય, સુશોભિત, સુગંધમય તથા ફલપુષ્પાદિ સમૃદ્ધિથી ભરેલું લાગે છે અને તેથી કરીને અત્રે વસનારાં આ પક્ષીઓ તથા પશુઓ પણ જોની, જાણે કોઈ ફલદ્રૂપ દેશના ધર્મિષ્ઠ રાજાની સુખશાંતિ ભોગવનારી રંગીલી પ્રજા હોય તેમ આનંદ પામતાં દેખાય છે, માટે હે શૂર સૌમિત્રે! આ પક્ષિરાજ જટાયુસહિત આપણે આ સ્થળેજ નિવાસ કરીશું."[૧૬-૧૯]

આ પ્રમાણે લક્ષ્મણને કહી, રામ સીતાસહિત એક સુંદર વૃક્ષની છાયાતળે વિરાજ્યા; એટલે મહાબલ લક્ષ્મણે નિર્વિલંબે વનમાંનાં કાષ્ઠાદિ સાહિત્યો એકઠાં કરી પર્ણશાળા બાંધવા માંડી.[૨૦] [આ વેળા જટાયુ પણ લક્ષ્મણને સહાયભૂત થયો, તેથી] જોતજોતામાં તેણે એક મજબૂત અને સુંદર પર્ણશાળા તૈયાર કરી. કાષ્ઠના મોટા અને મજબૂત સ્તંભોને આધારે લાંબા વાંસડાઓની મજબૂત તાટીઓથી પર્ણશાળાની ચારે કોરની ભીતો તૈયાર કરીને તેને માટીથી લીપી લીધી, શમી વૃક્ષની પાતળી પણ વળે એવી શાખાઓ તથા નેતરવડે મજબૂત બંધ બાંધી છાજ નાખવા માટે ઉપર વળીઓને ગોઠવી; પછી કુશ, કાશ તથા શર નામના તૃણથી તેનાપર આચ્છાદન-છાપરું કર્યું.[૨૧-૨૨] એ પ્રમાણે તૈયાર થયેલી બહુ વિશાળ પર્ણશાળાની અંદરની બાજુએ અગ્નિહોત્રગૃહ, શયનગૃહ, ભોજનગૃહ, સ્વાધ્યાયગૃહ ઇત્યાદિ જૂદા જૂદા ઓરડાઓ કરી, વાંસની તાટીઓથી તેને વાસવાનાં બારણાં તૈયાર કર્યાં. સર્વ રીતે પર્ણશાળા વસવાયોગ્ય થઈ ત્યારે તેની આસપાસ ફરતી વૃક્ષની ડાળીઓની વાડ કરી, જાણે કિલ્લો હોયની તેવો મોટો વિશાળ વાડો બાંધ્યો.[૨૩]

આવી રીતે સઘળું આશ્રમસ્થાન નિર્માણ થઈ રહ્યું. તે બાંધતાં કંઈ ઝાઝીવાર લાગી નહિ. તુરત રામને તેનું અવલોકન કરવા માટે કહી મહાબાહુ લક્ષ્મણ પાધરો ગોદાવરી તીરે ગયો, ને ત્યાં સ્નાન કરી જળ તથા કમળ પુષ્પો લઇને માર્ગમાંના વૃક્ષોપરથી સ્વાદિષ્ટ ફળો ઉતારી પાછો આશ્રમમાં આવ્યો.[૨૪] ત્યાં આગળ પુષ્પાદિ બીજાં પૂજાનાં સાહિત્યો એકઠાં કરી તે પર્ણશાળાની તેમણે વસ્તુ શાંતિ કર્યા બાદ તેમાં નિવાસમુહૂર્ત કરવા માટે રઘુવીરને વિનંતી કરી.[૨૫] ત્યારે અતિસુંદર બનેલા તે આશ્રમને જોઈ અતિપ્રસન્ન થઈને સીતાસહિત રઘુવીરે તેમાં પ્રવેશ કર્યો; ને અતિસ્નેહપૂર્વક લક્ષ્મણને પોતાના હૃદયમાં ગ્રહણ કરી તેને કહ્યું:[૨૬-૨૭] "હે પ્રિયબંધુ! હે ભ્રાત લક્ષ્મણ! થોડીક વારમાં નિર્માણ કરેલી આ સુંદર પર્ણશાળારૂપ તારું મહત્કર્મ જોઈ હું અતિ પ્રસન્ન થયો છું, ને તેના બદલામાં મારે તને કોઈ પ્રિય વસ્તુ આપવી ઘટે છે; પણ અત્યારે તે મારી પાસે ન હોવાથી હું તને હૃદય સાથે ચાંપી વારંવાર આલિંગન કરીશ, ને મનમાં આનંદ પામીશ.[૨૮] હે ભ્રાત! અભિપ્રાય, ઉપકાર તથા ધર્મ, એ ત્રણેને તું યથાર્થ જાણી શકે છે, તેથી આપણા ધર્મજ્ઞ પિતા હજુ વિદ્યમાન્ છે, એમજ હું માનું છું; કેમ કે, તેના સમાન જ તું મારી સંભાળ રાખે છે!"[૨૯] એ પ્રમાણે કહી, લક્ષ્મીને વૃદ્ધિ પમાડનાર રામે, સીતા તથા સૌમિત્રીસહિત તે ફલદ્રૂપ સ્થાનને વિષે સુખથી નિવાસ કર્યો.[૩૦] પછી મહાત્મા તથા ધર્માત્મા રઘુવીર, સ્વર્ગમાં વસતા ઇંદ્રની પેઠે તે સુંદર આશ્રમસ્થાનને વિષે વસી, આનંદપૂર્વક કાલનિર્ગમન કરવા લાગ્યા.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાંડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૧૬ મો.

### હેમંત ઋતુનું વર્ણન.

કલ્યાણકારિણી ગોદાવરી તીરે આવેલા પંચવટીના વનમાં મહાત્મા રાઘવ સુખે કરી વસતા હતા, એટલામાં શરદ્‌ઋતુ નિવૃત્ત થઇને હેમંતઋતુનો પ્રારંભ થયો.[1] તે (હેમંતઋતુના) દિવસોમાં કોઈ સમે મોટે પરોઢીએ ઉઠીને રઘુવીર ગોદાવરીમાં સ્નાન કરવા સારુ જતા હતા, ત્યારે મોટા હર્ષવાળો ને પરાક્રમી લક્ષ્મણ, હાથમાં કળશ લઈ સીતાસહિત રામની પાછળ ચાલતો હતો. માર્ગમાં જતાં અતિ ઠંડા પવનના સપાટા આવતા, તેમજ ટાઢને લીધે શરીર થરથરતું જોઈ, તેણે રામને કહ્યું:[૨–૩] "હે પ્રિયંવદ જ્યેષ્ઠબંધુ રઘુવીર! તને જે પ્રિય છે, તે હેમંતઋતુનો કાળ હવે પ્રાપ્ત થયો છે. આ ઋતુ, પાકેલાં અન્ન વગેરેની સંપત્તિથી અલંકૃત દેખાય છે, ને તેનાથી પ્રાણીમાત્રને આખું વર્ષ સુખમાં જાય છે.[૪] વળી આ હેમંતઋતુને વિષે અતિશય ટાઢ પડવાથી મનુષ્યોનાં શરીર રૂક્ષ તથા કઠિન થઈ જાય છે; પૃથ્વી અનેક જાતનાં તૃણથી ઢંકાઈ ગયલી હોય છે; અતિ શીતને લીધે ઝાઝું જળ સેવન કરવું ગમતું નથી, અને અગ્નિ સૌને વધારે પ્રિય થાય છે.[૫] અગ્રાયણના* અનુષ્ઠાન સમયે નવાં પાકેલાં અન્નોથી દેવતા તથા પિતૃઓનું પૂજન કરીને સંતપુરુષો નિષ્પાપ થાય છે.[૬] વળી નવીન ઉત્પન્ન થયેલાં ધાન્યોની પ્રાપ્તિ થવાથી વૃદ્ધિ પામેલી પ્રભાવાળા, તેમજ ગાય મહિષાદિથી પ્રાપ્ત થતાં ઘણાં દૂધને લીધે અતિ તૃપ્ત દેખાતા સમૃદ્ધિવાન્ દેશોને જિતી સ્વાધીન કરવાની ઇચ્છાથી, તેમ તેઓને જોવા સારુ પણ, પરદેશી રાજાઓ (પરદેશમાં) ફરે છે.[૭] વળી આ ઋતુને વિષે સૂર્યનારાયણ દક્ષિણ દિશાનું અવલંબન કરતો હોવાથી, ઉત્તર દિશા જાણે ચાંલ્લો કર્યા વગરની શૂન્ય કપાળવાળી સ્ત્રી સરખી દેખાય છે;[૮] ને પ્રકૃતિથી જ ઘનીભૂત હિમથી ઢંકાયલો હિમગિરિ, સૂર્ય દૂર હોવાથી ખરેખર પોતાનું હિમવાન્† નામ પ્રસિદ્ધ બતાવે છે.[૯] વળી આ ઋતુના દિવસોમાં મધ્યાહ્નકાળે તડકાનો સ્પર્શ થવાથી પ્રાણીઓ સુખેથી હરફર કરી શકે છે. વૃક્ષની છાયા અને જળને ઘણુંકરી કોઈ પ્રાણી સેવતું નથી.[૧૦] આ દિવસોમાં સૂર્ય મૃદુ લાગે છે, ઝાકળ તથા શીત ઘણાં જ પડે છે, અરણ્ય સ્થિર તથા શૂન્ય થઈ રહ્યાં હોય છે, ને ઘણી ટાઢને લીધે કમળો કરમાઈ નાશ પામે છે. વળી પુષ્યનક્ષત્રબોધિત‡ રાત્રિઓ ઘણી મોટી થાય છે, તેમાં બિછાવ્યા વિનાની પૃથ્વીપર સૂવાતું નથી, ને અતિશય થંડી, તેમ જ કપોત પક્ષીના રંગ સરખો ઝાકળનો ધુંમસ તો નિરંતર વરસ્યા જ કરે છે. વળી પોતાની સુંદરતા સૂર્યને વિષે ખેંચાઈ જવાથી, તેમ જ પોતે ઝાકળના ધુંમસને લીધે ઢંકાઈ જવાથી, હેમંત ઋતુનો ચંદ્રમા નિઃશ્વાસથી આંધળા થયેલા અરીસાની પેઠે પ્રકાશી શકતો નથી; ને તેને પૂર્ણ પ્રકાશિત થવાના પૂર્ણિમાના દિવસે પણ સૂર્યના તાપથી શ્યામ થયેલાં આ મારાં ભાભી સીતાની પેઠે–તે પોતાની કાંતિને શોભાવી શકતો નથી.[૧૧–૧૪] વળી પશ્ચિમ દિશાનો વાયુ, કે જે સ્વભાવથી જ શીતળ હોય છે, તે વળી આ ઋતુના હિમથી મિશ્રિત થયલો હોવાથી બમણો શીતળ થઈ પ્રાણીના શરીરને સ્હોરી નાંખે છે.[૧૫] આ સઘળું છતાં આ ઋતુમાં એટલી વિલક્ષણતા રહી છે કે, પ્રાતઃકાળ થતાં રાત્રિને વિષે કૂવાનાં જળ અને અરણ્ય એ બેમાં ઉષ્ણતા હોય છે. તેવી ઉષ્ણતાથી વ્યાપ્ત, અને જવ તથા ગોધૂમાદિના§ છોડવાપર, તેમ જ વૃક્ષોપર પડેલી ઝાકળથી ઢંકાયલાં અરણ્ય, નાદ કરતાં ક્રૌંચ અને સારસાદિ પક્ષીઓથી શોભે છે.[૧૬] વળી કનકપ્રભા સરખા પીળા દેખાતા શાળના છોડ, ખજુર તથા પુષ્પના સરખી આકૃતિવાળાં અને તંડુલથી ભરેલાં છોગલાં (ઉંબીયાં)વડે નમી રહ્યા છે.[૧૭]

"વળી હે વડીલ! આ ઋતુને વિષે દૂર ઉદય પામેલો સૂર્ય, હિમના બરફથી ઢંકાયલાં તથા વિસ્તાર પામતાં કિરણોને લીધે ચંદ્ર સરખો દેખાય છે.[૧૮] અને તેનો તડકો પૂર્વાહ્નકાળ‖ વિષે કંઇક ઉષ્ણ, અને મધ્યાહ્નકાળે ઘણો મીઠો (શરીરને ઘણો વહાલો), તથા પૃથ્વી સાથે સંલગ્ન થયલો હોવાથી કંઇક પાંડુરવર્ણો લાગે છે.[૧૯] પ્રભાત વેળાએ ઝાકળના કણોથી ભીંજેલા તૃણવાળી વનભૂમિ, ઉગતા સૂર્યના સોનેરી તડકાથી અત્યંત શોભા આપે છે.[૨૦] ઘણા તરસ્યા વનહસ્તીઓ, સરોવર કિંવા નદીમાં જળ પીવા જાય છે ખરા, પણ અંદર સુંઢ નાખતાં વેંત જ કમકમી ખાઇને પાછી સૂંઢને સંકોચી લે છે; કારણ આ ઋતુને વિષે જળ અતિ થંડું હોવાને લીધે દુઃસ્પર્શ

* ક્ષેત્રમાં પાકેલાં નવાં ધાન્યોને ઘેર લાવી તેથી પ્રથમ દેવતાઓનું તથા પિતરોનું અવશ્ય પૂજન કરવું જોઇએ તેને આગ્રાયણ કહે છે. † હિમવાળો; હિમાળો.

‡ એ રાત્રિમાં પુષ્ય નક્ષત્રના તારાપરથી રાત કેટલી ગઇ, ને કેટલી છે, તેનું પ્રમાણ થાય છે. § ઘઉં.

‖ બપોર પહેલાંનો વખત.

હોય છે; અને તેને લીધે આ સૌ પક્ષીઓ, કે જેઓ જળની અંદર જ ફરનારા તથા તેની સમીપ બેઠેલા છે, તેઓ પણ-જેમ અપ્રૌઢ યોધાઓ સંગ્રામમાં જવાની હામ ધરતા નથી, તેમ જળમાં પ્રવેશ કરવાની હામ ધરતા નથી.[૨૧-૨૨] વળી રાત્રીએ હિમથી તથા અંધકારથી વ્યાપેલી અને પ્રત્યૂષ-પરોઢીઆ વેળાએ ઝાકળના ધુંમસથી વિંટાયલી, પુષ્પ વગરનાં વૃક્ષોવાળી આ વનરાજી જાણે સૂતેલી જ હોયની એવી દેખાય છે.[૨૩] આ દિવસોમાં નદીઓનાં જળ પણ ઝાકળવડે ઢંકાયલાં હોય છે; કિનારાપર સારસ પક્ષીઓ શાંત થઈ બેઠાં હોય છે; તટપરની રેતી હિમથી ભીંજાયલી હોય છે; પર્વતો પણ ઝાકળથી ઢંકાયલા અને તેની ટોંચપરથી ઝરીને વેહેતું જળ પણ, સૂર્યનો તાપ તદ્દન મોળો તથા થંડી અતિશય હોવાને લીધે રસરૂપ થઈ જાય (જામી જઈ ગાઢું થઈ જાય) છે.[૨૪-૨૫] વળી હિમને લીધે પત્ર, કેસરાં તથા કર્ણિકાઓ ખરી પડવાથી નાલશેષ રહેલાં કમળો, શોભારહિત જણાય છે."[૨૬]

એ પ્રમાણે વર્ણન કરતાં કરતાં જાણે કંઈ સાંભરી આવ્યું હોય તેમ એકાએક નિઃશ્વાસ નાંખીને લક્ષ્મણ બોલ્યો, "પણ હે પુરુષવ્યાઘ્ર બંધુ રઘુવીર! આવા હેમંતઋતુના કાળમાં દુઃખયુક્ત ધર્માત્મા ભરત તો નગરમાં રહ્યો છતાં પણ તારાપરની ભક્તિને લીધે નિરંતર તપ જ કરતો હશે.[૨૭] વળી એ નિયમિત આહાર કરનાર તપસ્વી ભરત, રાજ્ય, માન તથા અનેક પ્રકારના ભોગોનો ત્યાગ કરીને આવા શીતળ કાળના વખતમાં પણ થંડા પૃથ્વીતળ ઉપર શયન કરતો હશે;[૨૮] ને આટલે પરોઢીએ ઉઠીને તે પણ આપણી પેઠે પ્રકૃતિવર્ગથી વિંટાઇને નિત્ય સરયૂપર સ્નાન કરવા જતો હશે.[૨૯] રે! અત્યંત સુખ ભોગવતાં મોટો થયેલો, અંગે અતિ કોમલ તથા આખી રાત્રિ ટાઢે ઠરી રહેલો ભરત, પરોઢીઆમાં સરયૂના હિમ સમાન જળને વિષે કેવી રીતે સ્નાન કરી શકતો હશે![૩૦] અહો! આપણો બાંધવ પદ્મપત્રાક્ષ શ્રીમાન્ ભરત, કે જે સદા નિરોગી, શ્રેષ્ઠ, ધર્મજ્ઞ, સત્યવાદી, લજ્જાને લીધે પરસ્ત્રીવિષે દૃષ્ટિ પણ ન કરનાર, જિતેંદ્રિય,[૩૧] સૌને પ્રિય, મધુરભાષી, મહાબાહુ અને શત્રુઓનો નિગ્રહ કરવામાં સમર્થ છે, તે સઘળાં વિવિધ સુખોનો ત્યાગ કરીને નિરંતર તારા સરખાંજ આચરણ પાળતો હશે.[૩૨] હે પ્રિય બાંધવ! તેણે (ભરતે) અવશ્ય સ્વર્ગને જિત્યું જ; કારણ તારા સરખાં આચરણ પાળીને તે (વનમાં વસેલા) તારી જ સેવા કરે છે.[૩૩] હે પ્રભો! જગતમાં મનુષ્યો પિતાના નહિ, પણ માતાના સ્વભાવને અનુસરે છે એમ લોકમાં કહેવાય છે; પણ તે વાતને ભરતે ઉલટી કરી; કેમકે માતાના સ્વભાવનો એક અંશ પણ તેનામાં ન છતાં, આપણા ધર્મિષ્ઠ પિતાના સ્વભાવ પ્રમાણે પૂરેપૂરી રીતે તે વર્તે છે.[૩૪] પણ ત્યારે હે બંધુ! મને એક આશ્ચર્ય થાય છે કે, મહાત્મા દશરથરાય સરખો જેને ભરતાર અને ભરત સમાન ધર્મિષ્ઠ જેને પુત્ર, એવી માતા કૈકેયી (આપણને વનમાં મોકલવા જેવું ક્રૂર કર્મ કરતાં પણ ન ડરી, એવા) નિષ્ઠુર સ્વભાવવાળી કેમ?"[૩૫]

[અહો! રામના ધર્મિષ્ઠપણાનું શું વખાણ કરીએ? ક્રૂર કૈકેયીને લીધે પોતે ઘણા વર્ષથી આવાં ગહન વનોમાં સંકટ વેઠતા ફરતા હતા, તોપણ] સદ્‌ગુણસંપન્ન લક્ષ્મણના મુખથી એ પ્રમાણે કૈકેયીસંબંધે નિંદિત વચન સાંભળી, માતૃનિંદા સહન ન થવાથી રાઘવ એકાએક બોલી ઉઠ્યા:[૩૬] "અરે ભ્રાત! તું એ શું બોલ્યો? આપણી મધ્યમ માતા કૈકેયીની તારે કોઈ વેળા પણ નિંદા કરવી નહિ. ઇક્ષ્વાકુનાથ ભરતમાટે તું જે કહે છે, તે યોગ્ય જ છે. ભરતના સ્નેહથી મારું હૃદય નિરંતર સંતપ્ત રહે છે; ને તેને લીધે મારી વનવાસ કરવાની દૃઢ-નિશ્ચિત બુદ્ધિ પણ કોઈ કોઈ વેળા ચંચળતાને પામે છે.[૩૭-૩૮] હે બાપ! ભરતનાં કહેલાં અતિ પ્રિય, મધુર તથા હૃદયને હર્ષ પમાડી આકર્ષિત કરનારાં અમૃતતુલ્ય વાક્યો મને વારંવાર સાંભરી આવે છે.[૩૯] અહો! તારા સહિત હું ધર્માત્મા ભરત, શત્રુઘ્ન ભેગો ક્યારે થઈશ?"[૪૦]

એ પ્રમાણે વિલાપ કરતાં ગોદાવરી નદી નજીક આવીને સીતા તથા લક્ષ્મણસહિત રામે સ્નાન કર્યું, ને ગોદાવરીના પવિત્ર જળે કરી પિતૃઓ, તેમ જ દેવતાઓનાં તર્પણ કરી, ઉદય પામતા સૂર્ય તથા દેવતાઓની સ્તુતિ કરી.[૪૧-૪૨] આવી રીતે સ્નાનાદિ નિત્ય કર્મ કરી, શુદ્ધ થયલા લક્ષ્મણસહિત સીતાપતિ રામ, પાર્વતી તથા નંદિસહવર્તમાન્ સ્નાન કરેલા સમર્થ ભગવાન્ રુદ્ર સમાન શોભતા હતા.[૪૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સોળમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૭ મો.

### શૂર્પણખા સમાગમ.

પછી સૌભાગ્યવતી સતીશિરોમણી સીતા તથા લક્ષ્મણસહિત રામ, ગોદાવરી તીરેથી આશ્રમ પ્રત્યે પધાર્યા ને ત્યાં બન્ને ભ્રાતાએ પ્રાતઃકાળનું સર્વ કૃત્ય કરી લઈ આનંદપૂર્વક પર્ણશાળામાં પ્રવેશ કર્યો. આ પ્રમાણે પ્રતિદિન હર્ષોત્સવ કરતા સીતાસહિત બન્ને બાંધવો ત્યાં વસતા હતા.[૧–૨] [સીતાએ વળી આશ્રમની અંદર અનેક પ્રકારનાં વિચિત્ર પુષ્પવૃક્ષોથી સુંદર વાડી રચી હતી. એ આશ્રમ જેમ જેમ જૂનો થતો ગયો તેમ તેમ અનેક સુંદર મયૂરાદિ પક્ષીઓ તથા મૃગાદિ પશુઓ પણ તેની સાથે હળી ગયાં. ઘણીક વેળા તો સીતા તે સુંદર પ્રાણીઓ સાથે રમવામાંજ પોતાનો નવરાસનો કાળ આનંદથી નિર્ગમન કરતી હતી.] જેમ જેમ ચોમેરના આશ્રમોમાં ખબર પડતી ગઈ તેમ તેમ ઘણા મહર્ષિઓ વારંવાર રામનાં દર્શનાર્થે આવતા હતા. ઘણીક વેળા રામ પોતે પણ જો રુચિ થાય તો લક્ષ્મણ તથા સીતાસહિત ફરતા ફરતા ઋષિઓના આશ્રમોમાં જતા હતા અને જેમ ચિત્રા નક્ષત્ર સાથે ચંદ્ર શોભે તેમ શોભતા પાછા પર્ણશાળામાં આવતા હતા અને તેઓના આદરસત્કારને ગ્રહણ કરતા હતા.

[આ પ્રમાણે સુખે કરી પંચવટીમાં વસતાં કેટલોક કાળ વ્યતીત થઈ ગયો.] એક દિવસે રામ પણ પર્ણશાળામાં બેસી સીતા તથા લક્ષ્મણની સાથે અનેક પ્રકારની વાતો કરતા હતા,[૩–૪] તે સમયે ત્યાં આગળ એકાએક કોઈ આવ્યું હોય એમ તેમને લાગ્યું; જેથી ચમકી તુરત ઉભા થઈ તેમણે જોયું તો પર્ણશાળાના દ્વાર આગળ એક વિકરાળ રાક્ષસી ઉભેલી હતી.[૫] ['એ સ્ત્રી જાતિ છે માટે આપણે એને શા માટે છેડવી જોઇએ ને તે આપણને શું કરવાની છે; વનમાં કંઈ ભક્ષ્ય મેળવવાને ફરતી ફરતી આવી ચઢી હશે, તો તે પોતાની મેળે ચાલી જશે, તેની સાથે આપણે વાત કરવાની શી જરૂર છે?' આમ ધારી રામ કંઈ પણ બોલ્યા વગર પાછા આસનપર બેસી ગયા, ને પૂર્વવત્ વાર્તાલાપ કરવા મંડ્યા. પરંતુ તે રાક્ષસી ત્યાંથી ખસી નહિ.] દશગ્રીવ જે રાવણ તેની બ્હેન એ હતી. તેનું નામ શૂર્પણખા હતું. રામ તેને જોવા માટે ઉભા થયા તે વેળા તેનું સર્વાંગ સૌન્દર્ય તેના જોવામાં આવ્યું હતું તેથી તેના ઉપર તે એકાએક મોહિત થઈને પુનઃ તે સ્વરૂપનું અવલોકન કરવા સારુ તેની સામે આવી ઉભી રહી.[૬] આ સમયે રઘુવીરની છબી પણ ખરેખર કોઈ દિવ્ય દેહધારી દેવતા જ હોયની તેવી મોહક બની રહેલી હતી. રાઘવનું પૂર્ણ ચંદ્રસમાન મુખારવિંદ ખરેખર ચંદ્રની પેઠેજ પ્રકાશી રહ્યું હતું, વિશાળ નેત્ર ખીલેલાં કમળની પાંખડીઓની પેઠે વિરાજી રહેલાં હતાં, બાહુ પ્રચંડ તથા હાથીની સૂંઢ સમાન ચૂડીઉતાર શોભતા હતા, મસ્તકપર જટામંડળ ધારણ કરેલું હતું,[૭] શરીરનો વર્ણ કમળ સરખો શ્યામ તથા દેખાવે પોતે મહા સત્વ છતાં સકુમાર લાગતા હતા, આખા અંગની શોભા જાણે બીજા કામદેવ જ હોયની તેવી દીસતી હતી,[૮] ને શરીરપર સઘળાં રાજચિહ્ન સંપૂર્ણપણે વિરાજી રહેલાં હતાં. અવસ્થાએ તે તરુણ હતા, સર્વ રીતે સાક્ષાત્ ઇંદ્રની જ જેને ઉપમા અપાય એવી તેની કાંતિ દીપતી હતી. કટિ, કેસરીસિંહ સમાન તથા તેના મુખમાંથી હંસના સરખો મધુર સ્વર નીકળતો હતો.

આ પ્રમાણે સર્વ વાતે પ્રિયદર્શી, દારુણતારહિત તથા ન્યાયવૃત્તિવાળા રઘુવીરનાં સ્વરૂપથી મોહી, દિગ્મૂઢની પેઠે તે રાક્ષસી સામી આવી ઉભી રહી.[૯] ત્યારે ફરીથી પોતે વાર્તાલાપ છોડી દઈ, નિહાળીને તેણીના સામું જોયું તો આગળ કરતાં તે કંઈ વિલક્ષણ રૂપમાં જ દેખાઈ. બળી ગયલા મોટા વૃક્ષનું જાણે થડ ઉભું હોય તેવું તેનું શરીર હતું, મુખ અતિ દુષ્ટ તથા પેટ પ્હોળું ને લાંબું હતું, નેત્ર પીળાં ને બીહામણાં, કેશ ભુખરા લાલ, શબ્દ ભયંકર, ભાષણ અતિ દુષ્ટ, વૃત્તિ પણ ઘણી દુષ્ટ, અવસ્થાએ વૃદ્ધ છતાં દારુણ, ને એ પ્રમાણે સૌ વાતે અતિ અપ્રિય તથા અશુભ દેખાવવાળી તે રાક્ષસીને જોઈ, તેણી શા માટે પોતાની સામે આવી ઉભી છે? એમ પૂછવા માટે રામ વિચાર કરતા હતા, એટલામાં તો અતિ કામાધીન થયેલી તે રાક્ષસી જ બોલી ઉઠીઃ "હે પુરુષ! હે મોટી જટાવાળા! તું કોણ છે? ને ધનુષબાણ ધારણ કરી સ્ત્રીસહિત અમારા–રાક્ષસોના વસવાના વનમાં શા અર્થે આવ્યો છે? તે મને યથાર્થ કહે."[૧૦–૧૩]

આવું તે શૂર્પણખા રાક્ષસીનું પ્રશ્ન સાંભળી, સ્વધર્મવર્તિ રામે તેને સરળ બુદ્ધિથી કહ્યું:[૧૪] "અયોધ્યાને વિષે દેવતા સમાન પરાક્રમી જે દશરથ નામે મહારાજા હતા, તેનો હું જગપ્રસિદ્ધ જ્યેષ્ઠ પુત્ર છું. મારું નામ રામ છે.[૧૫] આ મારો જ આશ્રયી લક્ષ્મણ, મારો કનિષ્ઠ બાંધવ છે; ને વિદેહરાજાની પુત્રી સીતા મારી ધર્મ-

પત્ની છે.[૧૬] પિતાની આજ્ઞા પાલન કરવામાટે બંધાયલો હું, સર્વ મનુષ્યોના રાજા મારા પિતા દશરથ તથા મારી માતા કૈકેયીની આજ્ઞાથી, તેમનાં વચનનું પરિપાલન કરવા સારુ-ધર્માર્થ ને ધર્મની આકાંક્ષાથી આ વનમાં નિવાસ કરવા સારુ આવેલો છું.[૧૭] પણ હે સ્ત્રી! તું કોણ, કોની પુત્રી તથા કોના વંશમાં ઉત્પન્ન થયેલી છે, તે હું જાણવા ઇચ્છું છું. તારાં આવાં કરાલ સ્વરૂપ ઉપરથી ભાસે છે કે, તું ખરેખર કોઈ કામરૂપ* ધારણ કરનારી રાક્ષસી છે;[૧૮] માટે અહીં શા નિમિત્તે આવી છે તે પણ મને યથાર્થ કહે."

રામનું એવું પ્રશ્નયુક્ત વચન સાંભળી, કામવેગથી પીડાયલી તે રાક્ષસી બોલીઃ[૧૯] "હે રામ! તારા પૂછવાથી યથાર્થ કહું છું કે, હું ઇચ્છિત રૂપ ધારણ કરનારી તથા સર્વને ભય ઉત્પન્ન કરનારી શૂર્પણખા નામે રાક્ષસી છું.[૨૦] આ વનને વિષે હું સર્વને ભય ઉપજાવતી એકલી વિચરું છું. મહાસમૃદ્ધિવાળી લંકાપુરીનો અધિપતિ રાવણ નામે મહારાજા છે, તે તારા સાંભળવામાં હશે, તે મારો ભાઈ થાય છે.[૨૧] તેમ સદૈવ અતિ વૃદ્ધિ પામેલી નિદ્રાવાળો મહાબળવાન્ કુંભકર્ણ તથા રાક્ષસની ચેષ્ટા વગરનો ધર્માત્મા વિભીષણ એ પણ મારા ભાઈ થાય છે. સંગ્રામને વિષે પ્રસિદ્ધ બળવાળા ખર તથા દૂષણ પણ મારા બાંધવ છે.[૨૨] વળી હે રામ! મારા એ રાવણાદિ બાંધવો કરતાં મારું પરાક્રમ અધિક છે, તેમ તારાથકી પણ મને કોઈ જાતનું ભય થતું નથી. પરંતુ તું, કે જે સર્વ જગતનો ભર્તા પુરુષોત્તમ છે, ને દેવતા આદિની અંદર પણ તારા જેવો રૂપવાન્ કોઈ પુરુષ જોવામાં આવતો નથી, એ જોઈ તારા ઉપર ઉત્પન્ન થયેલા ભાવને લીધે હું અહીં આવી છું. હે રાઘવ! હું ઇચ્છામાં આવે તેવું સુંદર સ્વરૂપ ધારણ કરી શકું છું, અને મનમાં આવે તે સ્થળે ગમન કરવાની મારી ગતિ છે, માટે હું ઇચ્છું છું કે, ચિરકાળપર્યંત તું મારો ભર્તા થા, આ વિકૃત-વિકારવાળી,† વિરૂપ,‡ સીતામાં તું શું આસક્ત થયો છે? એ તને યોગ્ય નથી-તારી સ્ત્રી થવાને તો §હુંજ યોગ્ય છું. માટે મને પત્નીરૂપે જો![૨૩-૨૫] સીતા તો કેવળ કુરૂપ, પાતિવ્રત્યહીન તથા કરાળ છે; તેનું પેટ ઘણું ઊંડું-ઉંચું ચઢી ગયલું છે, તેણીનું શરીર કેવળ ક્ષુદ્ર અને મનુષ્યરૂપ છે, તો તેથી તને શું સુખ થાય એમ છે? એ સીતા તથા તારા ભાઈ લક્ષ્મણને તો હું ભક્ષ કરી જઇશ; ને પછી આપણ બંને નિર્દ્વંદ્વ થઈ આનંદપૂર્વક, અનેક ગિરિશિખરો તથા ગુફાઓને અવલોકન કરતાં દંડકવનને વિષે વિચરશું."[૨૬-૨૭]

કામથી ઘેરાયલાં નેત્રવાળી રાક્ષસી શૂર્પણખાનાં એવાં વિલક્ષણ-આશ્ચર્યકારક વચન સાંભળી વાક્યવિશારદ* રામ ખડખડાટ હસી પડ્યા, ને તેના પ્રત્યુત્તરમાં તેને નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ[૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૧૮ મો.

## શૂર્પણખાનું વિરૂપ થવું.

રામ જાણે ઉપહાસ કરતા હોય તેમ કામપાશથી બંધાયલી તે રાક્ષસી શૂર્પણખાપ્રત્યે હસતાં હસતાં બોલ્યાઃ[૧] "હે શૂર્પણખે! આ સીતા તો મારી વિવાહિત પત્ની છે. તેમ એ મને અતિ પ્રિય છે અને મારી પાસે છે, એટલે એ તારી શોક્ય છતાં, તું જે મને વરવાની ઇચ્છા રાખે છે, તેથી તને શું સુખ પ્રાપ્ત થાય એમ છે? તારા સરખી સ્ત્રીને શોક્યની સાથે રહેવું નિરંતર દુઃખરૂપ જ છે;[૨] માટે જો તારે વરવાની જ ઇચ્છા હોય તો આ મારો નહાનો ભાઈ લક્ષ્મણ, અતિ પ્રિયદર્શી, શીલવાન, શ્રીમાન્ તથા વીર્યવાન્ છે; ને હમણાં તે સ્ત્રીરહિત છે, તેથી વનમાં નીકળ્યા ત્યારથી આજ દિવસ સૂધીમાં પરસ્ત્રીસુખનો અનુભવ મુદ્દલ લીધેલો નહિ હોવાને લીધે તેને (સ્વ) સ્ત્રીની ઇચ્છા હોય, તો તેની તું યાચના કર; તે તારાં રૂપને યોગ્ય ભર્તા થશે. તે તરુણ ને પ્રીયદર્શી પણ છે.[૩-૪] હે વિશાલ નેત્રવાળી શૂર્પણખા! જેમ સૂર્યની પ્રભા મેરુ પર્વતને સેવે છે, તેમ તું મારા ભાઈ પરાક્રમી લક્ષ્મણનું સેવન કર; જેથી તું શોક્ય વગરની થઇશ."[૫]

રામનાં આવાં વચન સાંભળી, તેનો મર્મ ન સમજતાં, કામમોહિત રાક્ષસી શૂર્પણખા, રામનો ત્યાગ કરીને તુરત લક્ષ્મણ સામી જઈ ઉભી રહી, ને તેને

* ઇચ્છામાં આવે તેવું રૂપ.

† સીતા એ સાક્ષાત્ માયા-આદિમાયા લક્ષ્મીનો અવતાર હોવાથી અંતરૂપ છે એમ કહ્યું. ‡ વળી માયાને અનુસરીને જગતમાં સર્વ ઉચ્ચ તથા નીચ કાર્યો થાય છે, તેથી તેમને વિરૂપ કહી. § હું યોગ્ય એટલા માટે કે સીતા તો સ્ત્રીરૂપે માત્ર એક જ માયા છે, ને હું બન્ને માયાની અધિકારિણી છું માટે.

* વાક્ચતુર.

કહેવા લાગી:[૬] "અલ્યા લક્ષ્મણ! આ હું તારા રૂપને યોગ્ય, તેમ જ શ્રેષ્ઠ દેખાવવાળી છું, માટે મને સ્ત્રી કર; એટલે મારા સહિત સર્વ દંડકવનમાં તું યથાસુખે વિચરીશ!"[૭] બોલવામાં અતિ ચતુર લક્ષ્મણ, રઘુવીરનો ને શૂર્પણખાનો સંવાદ સાંભળી મનમાં બહુ હસી જ રહ્યો હતો, તેમાં વળી શૂર્પણખા પોતાના જ સામી રહીને એ પ્રમાણે કહેવા લાગી, ત્યારે તેણે તેણીને મર્મથી હસતાં હસતાં કહ્યું:[૮] "હે રક્ત કમળ સરખાં વર્ણવાળી શૂર્પણખા! હું કે જે એક દાસ છું, તેની સ્ત્રી થઈને તું દાસી થવા કેમ ઇચ્છે છે? હું તો મારા આર્યબંધુ રામને વશ છું (તેનો દાસ છું),[૯] તેથી હે વિશાલાક્ષિ! નિત્ય વૃદ્ધિ પામેલા અર્થવાળા એ રઘુવીરને જ તું વર, ને તેની કનિષ્ઠ પત્ની થા; જેથી તારા સર્વ મનોરથ સિદ્ધ થવાથી તું હર્ષ પામીશ.[૧૦] વળી રામ પણ પોતાની વિરૂપ, અસતી,* કરાલ, કંઇક ઊંડા ને કંઇક ઊંચા પેટવાળી તથા (જ્ઞાન) વૃદ્ધ એવી સ્ત્રી સીતાનો ત્યાગ કરીને, નિરંતર તારું જ ભજન કરશે (તારામાં જ આસક્ત થઈ રહેશે.)[૧૧] હે શ્રેષ્ઠ વર્ણવાળી! આવાં તારાં શ્રેષ્ઠ સ્વરૂપનો ત્યાગ કરીને, કયો વિચક્ષણ પુરુષ મનુષ્ય જાતિની સ્ત્રીવિષે ભાવ કરે?"[૧૨] આવી રીતે કહી, પોતાથી રહેવાયું નહિ તેથી લક્ષ્મણ નીચું ઘાલી ખડખડાટ હસી પડ્યો; તોપણ તેનો મર્મ ન સમજતાં, એ દારુણ તથા મહોદરી† શૂર્પણખાએ તેનાં વાક્યોને સત્ય માન્યાં;[૧૩] અને પછી સીતાસહિત પર્ણશાલામાં બેઠેલા દુરાધર્ષ રામને કામમોહિત શૂર્પણખાએ આ પ્રમાણે કહ્યું:[૧૪] "એ રામ! આ વિરૂપ તથા (લક્ષ્મણે કહી તેવી) કદરૂપી ડોસી જેવી તારી ભાર્યા સીતાને લીધે જ, તું મને સ્ત્રી તરીકે માન્ય કરતો નથી;[૧૫] માટે આજ હું તારા દેખતાં જ એ સીતાનો ભક્ષ કરીશ, ને ત્યારપછી શોકરહિત થઈ તારા સહિત યથાસુખે વિચરીશ."[૧૬]

એ છેલ્લો બોલ બોલતાં બોલતાં જ, અતિ ક્રોધે ભરાઈ, ઉંબાડીયાં સરખાં નેત્રવાળી રાક્ષસી શૂર્પણખા, જેમ રોહિણીની સામે વિજળી જાય, તેમ હરિણાક્ષી સીતા ઉપર ધસી ગઈ.[૧૭] આવી રીતે તે મૃત્યુપાશ સમાન નિશાચરીને ધાઈઆવતી જોઈ, રામે કોપયુક્ત હુંકારવ કરી તુરત તેને અટકાવી ને લક્ષ્મણને કહ્યું:[૧૮] "હે બુદ્ધિમંત લક્ષ્મણ! આવાં ક્રૂર તથા અનાર્યની સાથે કોઈ દિવસ પણ પરિહાસ કરવું નહિ. હમણાં આપણે હાસ્ય કર્યું તેનું ફળ તું જો! આ દુષ્ટા રાક્ષસી, સુકોમળ વૈદેહીનો ભક્ષ કરવા ઇચ્છે છે; પણ તે પોતાના મનમાં સમજતી નથી કે મને સ્ત્રી જાતિ જાણીને જ દશરથરાયના પુત્રો જીવતી મૂકે છે.[૧૯] માટે હે ભ્રાત! આપણે એનો વધ તો કરવો નથી; પણ તું નિર્વિલંબે એનાં કર્ણનાસાદિ અવયવો છેદીને તેને વિરૂપ કર, એને એટલી જ શિક્ષા બસ છે."[૨૦]

રામની આજ્ઞા થતાં જ, ક્રોધ પામેલા મહા બળવાન્ લક્ષ્મણે મ્યાનમાંથી ખડ્ગ કાઢીને રઘુવીરના જોતાં તે ક્રૂર નિશાચરીના કેશ પકડી, તેણીનાં નાક તથા કાન કાપી નાંખ્યાં.[૨૧] એથી શૂર્પણખાના કુરૂપમાં બમણો વધારો થયો. નાકનાં મોટી ગુફાઓ જેવડાં બે છિદ્ર સામેથી જ દેખાવા લાગ્યાં, ને તેમાંથી ધડધડાટ રુધિરપ્રવાહ ચાલતો થયલો હોવાથી મુખ, હૃદય તથા આખું શરીર રંગાઈ ગયું. કાનની પણ એ જ દશા. પણ આમ થતાં જ તે રાક્ષસી, એ મહાબળવાન્ દશરથપુત્રોથી અતિ ભય પામી હોય તેમ, મોટી ચીસો પાડતી ને મહાઉન્માદ કરતી એકાએક ત્યાંથી નાસી ગઈ; ને પોતાનું માયાબળ પણ આ ઠેકાણે ચાલશે નહિ એમ ધારી તેણી ઉતાવળથી ઘોર ગર્જના કરતી પોતાના ઘોર વનને માર્ગે પડી.[૨૨–૨૪] કાન નાક રહિત થવાથી, અતિ ત્રાસ તથા દુઃખ પામતી હોવાને લીધે, ઊંચા હાથ કરી કરી મેઘના સરખી ભયંકર ગર્જનાઓ કરતી, અત્યંત રુદન કરતી અને નાક કાનમાંથી નીકળતાં રુધિરને હાથવતી લુંછી લુંછી માર્ગપર છાંટતી, તે છેક પોતાના નિવાસસ્થાન પ્રત્યે ગઈ; ને ત્યાં રાક્ષસોના સંઘથી વિંટાયલા પોતાના બંધુ ખરની આગળ જઈ, જેમ આકાશમાંથી વજ્ર પડે તેમ, તે મોટા ધડાકા સાથે પૃથ્વીપર તૂટી પડી.[૨૫–૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૯ મો.

## શૂર્પણખાની આશ્વાસના.

ભયંકર ચીસો પાડતી તેમ જ વિરૂપ થઈ રુધિરથી ખરડાયલી પોતાની બહેન શૂર્પણખાને પૃથ્વીપર પડી જોઈ, સખેદાશ્ચર્ય પામેલો ખર રાક્ષસ, એકાએક ક્રોધાવેશમાં આવી તેને પૂછવા લાગ્યો:[૧] "હે ભગિની! હે શૂર્પણખા! આ શું આશ્ચર્ય મારા જોવામાં આવે છે? રે! તારું શરીર આવું વિરૂપ થયલું હું આજે જોઉં છું,

* અસતી; પતિવ્રતા ધર્મરહિત. † મોટાં પેટવાળી.

એ શું? બ્હેન! તું મોહ તથા સંભ્રમનો ત્યાગ કરી બેઠી થા ને તને આવી વિરૂપ કોણે કરી, એ મને ઉતાવળથી સ્પષ્ટ કહે.[૨] પોતાની નજીકમાં જ વસનારા અપરાધ વગરના મહાઝેરી કૃષ્ણસર્પને જાણી જોઇને છેડવા સરખું આ કામ કોણે કર્યું![૩] બ્હેન! તને આવી રીતે વિરૂપ કરનાર પુરુષે ભૂલથી પોતાના ગળામાં ખરેખર કાળપાશ જ નાંખી દીધો છે, કે અજાણે હળાહળ વિષનું પાન કર્યા સરખું જ કીધું છે![૪] અરે! આ કોનું મરણ નિકટ આવ્યું છે, કે જેણે મહાપરાક્રમવાળી તથા ઇચ્છિત ગતિ કરનારી અને ઇચ્છિત રૂપ ધારણ કરનારી તને આવી અવસ્થાએ પહોંચાડી?[૫] રે! દેવ, ગંધર્વ, મહર્ષિ તથા ભૂતપ્રાણીમાત્રમાં કોણ એવો બળવાન્ છે, કે જેણે તને આમ વિરૂપ કરી છે?[૬] અરે! આ લોકને વિષે કે દેવલોકને વિષે હજાર આંખવાળો મહેન્દ્ર, જે પાક દૈત્યને હણનારો છે તે તથા બીજાઓમાંથી પણ મારું અપ્રિય કરનાર કોઇ મને દેખાતું નથી, ત્યારે તને વિરૂપ કરવાની હામ કોણે ધરી?[૭] તારા શત્રુના પ્રાણને આજે હું, તરસ્યો હંસ જળમાંના દૂધને ગ્રહણ કરે તેમ, મારા તીક્ષ્ણ બાણવતી આકર્ષણ કરીશ![૮] અરે! મેં યુદ્ધમાં નાશ કીધેલા—મારા બાણવડે જેનું મર્મસ્થાન ભેદાઈ ગયું હશે, એવા કયા પુરુષના ઉકળતા રુધિરનું પૃથ્વી પાન કરવા ઇચ્છે છે?[૯] ખરેખર, મેં નાશ કીધેલા તારા શત્રુના માંસને ગૃધ્ર પક્ષીઓ હર્ષ પામી, ભક્ષણ કરશે; કારણ, સંગ્રામમાં મેં આકર્ષિત કીધેલા કૃપણની, દેવતા, ગંધર્વ, પિશાચ કે રાક્ષસાદિ કોઈ પણ રક્ષા કરવા સમર્થ નથી.[૧૦-૧૧] હે બ્હેન! તું સાવધ થા, ને કયા અવિનયી પુરુષે તને વનને વિષે બળાત્કારથી જિતી, તે મને યથાર્થ કહે."[૧૨]

એવી રીતનાં—વિશેષ ક્રોધ પામેલા પોતાના ભાઈ ખરનાં આશ્વાસનાનાં વચન સાંભળી, શૂર્પણખા રુદન કરતી કરતી તેને કહેવા લાગી:—[૧૩] "હે ભ્રાત! ત્રણે લોકને વિષે તારું અપ્રિય કરનાર કોઈ નથી, એમ જે તું કહે છે તે વાત સત્ય છે; પણ મારા શત્રુસમાન પુરુષો તો તેં તારા જન્મમાં પણ જોયા નહિ હોય! તેઓ બંને તરુણ, રૂપસંપન્ન, સુકુમાર, મહાબળવાન્, કમળ પુષ્પ સરખા વિશાળ નેત્રવાળા, ચીર-કૃષ્ણાજિનાદિનાં વસ્ત્રો ધારણ કરનારા,[૧૪] ફળમૂળનું ભોજન કરનારા, ચતુર, તપસ્વી, ગંધર્વરાજસમાન રૂપવાન્, રાજચિહ્નયુક્ત અને બ્રહ્મચારી છે. તેઓ દેવતા છે કે દાનવ છે એનો હું તર્ક કરવા પણ સમર્થ નથી, પરંતુ તેઓ પોતાને અયોધ્યાપતિ મહારાજા દશરથના પુત્ર જણાવે છે. હાલ તેઓ ગોદાવરીતીરે પંચવટી આગળ આશ્રમ કરી રહેલા છે. તેઓમાંના એકનું નામ રામ તથા બીજાનું નામ લક્ષ્મણ છે. તેઓની સાથે વળી લાવણ્યવતી, તરુણ તથા સર્વાભરણભૂષિત એક સ્ત્રી પણ છે.[૧૫-૧૭] એ સ્ત્રીને નિમિત્તે જ તે બે પુરુષોમાંના એકે આજ્ઞા કરવાથી, બીજાએ મને અનાથ વ્યભિચારિણી સ્ત્રીની પેઠે આવી અવસ્થાએ પહોંચાડી છે.[૧૮] હે ખર! સંગ્રામમાં નાશ પામેલા તે બંને પુરુષનાં, તેમ જ અસત્‌વૃત્તિવાળી તે સ્ત્રીનાં ફીણ સહિત રુધિરનું હું પાન કરવા ઇચ્છું છું.[૧૯] હે ભ્રાત! આ મારું પ્રથમ કાર્ય છે. તે જો તું કરીશ, તો હું સંગ્રામમને વિષે તે ત્રણે જણના રુધિરનું પાન કરી બહુ હર્ષ પામીશ."[૨૦]

શૂર્પણખાનાં એ વાક્ય સાંભળી, અતિ ક્રોધ પામેલા ખરે, તેને ધીરજ આપી; અને તુરત, પોતાની આજ્ઞામાં રહેલા ચૌદ વિકરાળ રાક્ષસો, કે જેઓ કાળ સરખા નિર્દય તથા મહાબળવાન્ હતા તેઓને, પોતાની પાસે બોલાવી, આજ્ઞા કીધી:[૨૧] "હે યોદ્ધાઓ! તમે જાણતા નથી કે શસ્ત્ર ધારણ કરવા છતાં ચીર તથા મૃગચર્મરૂપ વસ્ત્ર પહેરનારા બે બળવાન્ પુરુષોએ, સ્ત્રીસહિત આ ઘોર દંડકારણ્યમાં પ્રવેશ કર્યો છે?[૨૨] તેઓ મહા પરાક્રમી છે, પણ તેથી શું થયું? તમે તે બંનેનો તથા તે દુષ્ટ વૃત્તિવાળી સ્ત્રીનો તમારા પરાક્રમથી ક્ષણવારમાં નાશ કરવા યોગ્ય છો. તેનો નાશ કરી અહીં લઈ આવો, એટલે આ મારી બ્હેન તેમના રુધિરનું પાન કરશે.[૨૩] હે બળવાન્ રાક્ષસો! મારી બ્હેન શૂર્પણખાનો એ ઇષ્ટ મનોરથ છે, તેથી તમે નિર્વિલંબે જઈ તમારા બળવડે તે બે પુરુષોનો વધ કરો.[૨૪] તે બન્ને ભાઇને સંગ્રામમાં તમે મારશો, ત્યારે આ મારી બ્હેન અત્યંત હર્ષ પામીને તેના રુધિરનું પાન કરશે."[૨૫]

એવી રીતે ખરે કરેલી આજ્ઞાને માન્ય કરી, તે ચૌદે રાક્ષસો શૂર્પણખાને સાથે લઇને, વાયુએ પ્રેરેલા મેઘની પેઠે શીઘ્રતાથી, રામની પર્ણશાળા તરફ ચાલ્યા.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ઓગણીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૦ મો.

## ખરપ્રેરિત રાક્ષસોનો વધ.

પંચવટીના આશ્રમ આગળ આવીને ઘોર શૂર્પણખાએ સીતાસહવર્તમાન પર્ણશાળામાં બેઠેલા બંને ભાઈ

રામ તથા લક્ષ્મણને તે રાક્ષસોને બતાવ્યા.[1] તે રાક્ષસો- એ તે સર્વેને જોયાં. રાક્ષસો રઘુવીરના સામા આવી ઉભા રહે, એટલામાં તો તેઓને જોઈ રામે લક્ષ્મણને કહ્યું: "હે સુમિત્રાપુત્ર! શૂર્પણખાનો પક્ષ કરી આપણો નાશ કરવા આવેલા આ રાક્ષસોને તેં જોયા? એક મુહૂર્તવા- રમાં હું તેઓનો નાશ કરું ત્યાં સૂધી તું સાવધ થઈ તારી ભાભીનું રક્ષણ કર."[૨-૪] આત્મજ્ઞાની રામનાં એવાં વચન સાંભળી લક્ષ્મણ તુરત શસ્ત્ર બાંધી પર્ણશાળાના દ્વાર આગળ સજ્જ થઈ ઉભો રહ્યો.[૫] પછી રામે પોતાનું સ્વર્ણભૂષિત ધનુષ સજ્જ કરી બહાર આવીને તે દૈત્યોને કહ્યું:[૬] "હે રાક્ષસો! અમે દશરથપુત્રો રામ લક્ષ્મણ બંને ભાઈ-સીતા સહિત આ દુર્ગમ દંડકવનમાં આવ્યા છીએ, એ તમારા જાણ્યામાં આવ્યું કે શું?[૭] ફળમૂળનું ભોજન કરનારા તથા શુદ્ધાંતઃકરણવાન્ તપ- સ્વી તથા બ્રહ્મચર્ય પાળી વનમાં વસેલા અમોને મારવા સારુ તમે આવેલા છો, કેમ?[૮] પણ અરે દુષ્ટો! તમે જાણતા નહિ હશો કે, ઋષિઓને પીડા કરનારા, તથા મહાપાપી એવા તમોને નાશ કરવા સારુ જ ધનુષબાણ ધારણ કરી હું આ વનમાં આવ્યો છું![૯] માટે જો યુદ્ધ કરવાની શક્તિ ધરાવતા હો તો ઊભા રહો; પણ જો તમને જીવતા રહેવાની ઇચ્છા હોય તો યુદ્ધના ઉદ્યો- ગથી નિવૃત્ત થઈ પલાયન થવું એ જ રુડું છે!"[૧૦]

રઘુવીરનું એ ભાષણ સાંભળી, અતિ ક્રોધથી લાલ- ચોળ આંખ ફાડીને ઉભેલા ઋષિહિંસક,* બ્રહ્મઘ્ન, પરુષ વચન બોલનારા, હૃષ્ટપુષ્ટ બનેલા રાક્ષસો રામનું અતુલ પરાક્રમ જાણ્યા વગર જ પોતાના હાથમાંના ત્રિશૂળાદિ આયુધો ઉગામી તેને કહેવા લાગ્યા:[૧૧-૧૨] "અરે! અમારા સ્વામી મહાબળવાન્ ખરને છેડ- વાથી તો તું પોતે જ સંગ્રામમાં પોતાના પ્રાણનો ત્યાગ કરીશ.[૧૩] રે! સંગ્રામમાં આવી ઉભેલા ઘણાઓની સામે તારી એકલાની શી શક્તિ છે? તેમાંએ વળી અમારી સામે યુદ્ધ કરવાની![૧૪] આ અમારા હાથ- માંથી છૂટેલાં પરીઘ, શૂળ તથા પટ્ટિશોના પ્રહારથી તું પોતાના પ્રાણ, વીર્ય તથા હાથમાંના ધનુષ સુદ્ધાંનો ત્યાગ કરીશ!"[૧૫]

આમ કહી તે ચૌદે ક્રૂર રાક્ષસો, પોતાનાં ખડ્ગ શૂળાદિ આયુધો ઉગામી, રામની ઉપર એકે સામટા ધસ્યા ને દુર્જય રામની ઉપર પ્રહારો પણ કરવા માંડ્યા.[૧૬-૧૭] ત્યારે રામે પોતાનાં સ્વર્ણભૂષિત ચૌદ બાણવડે તે ચૌદેનાં ત્રિશૂળાદિ આયુધોને છેદી નાંખ્યાં ને પછી અતિ ક્રોધ પામેલા મહાતેજસ્વી રઘુનાથે જરા પણ વિલંબ ન કરતાં, કસોટીપર ઘસી તીક્ષ્ણ કરેલાં સૂર્ય સમાન તેજસ્વી નારાચ નામનાં ચૌદ બાણો એકે સામટાં ધનુષની અંદર યોજી, ઇંદ્ર જેમ વજ્ર છોડે તેમ તે રાક્ષસોપર છોડ્યાં;[૧૮-૧૯] તે જોતજોતામાં, મોટા વેગથી તે ચૌદેના વક્ષઃસ્થળોને ભેદીને રુધિરથી ખર- ડાયલાં તે બાણ રાફડાઓમાંથી પોતાના ભક્ષને જોઈ એકદમ બહાર નીકળતા સર્પોની પેઠે બહાર નીકળી પૃથ્વીપર પડ્યાં અને તે બાણોએ હૃદયાદિ મર્મસ્થળો ભેદી મૂર્છિત કરેલા વિકરાળ રાક્ષસો પણ મૂળમાંથી કપાયલા વૃક્ષની પેઠે પ્રાણરહિત થઈ ધડોધડ પૃથ્વીપર પડ્યા![૨૦-૨૧] તેઓનાં શરીરોમાંથી, પર્વતપરથી વહેતા પાણીના ઝરાની પેઠે, રુધિરનો પ્રવાહ ચાલવા લાગ્યો.

આવો પ્રકાર જોઈ, અતિ ક્રોધવડે મૂર્છિત સરખી થયલી શૂર્પણખા, કે જેના કપાયલા કાનનાકનું લોહી હવે કંઈક સૂકાયું હતું, તે અતિ ભય પામી એકાએક જીવ લઈને ત્યાંથી નાઠી[૨૨] ને પુનઃ પોતાના ભાઈ ખરની પાસે જઈ ગુંદર* સહિત વેલી પડે તેમ પડી ને શોક તથા પીડાથી મોટા નાદ સહિત રુદન કરવા લાગી તથા તે સઘળા રાક્ષસોના વધની વાત પોતાના ભાઈ ખરને કહેવા લાગી.[૨૩-૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાય- ણવિષે અરણ્યકાણ્ડમાં વીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૨૧ મો.

## શૂર્પણખાએ ખરને ચઢાવેલું શૂર.

પોતાના કુળના વિનાશ માટે† પાછી આવી પડેલી શૂર્પણખાને જોઈને, ખરે ક્રોધથી વળી સ્પષ્ટ શબ્દોમાં કહ્યું:[૧] "હે શૂર્પણખા! હે ભગિની! મેં તારું પ્રિય કરવા સારુ હમણાં જ રુધિરપાન કરનાર મહા શૂર- વીર રાક્ષસોને મોકલ્યા છે, છતાં તું આ પ્રમાણે પુનઃ શા માટે રડે છે?[૨] તે રાક્ષસો મારામાં પૂર્ણ ભક્તિ- માન્ હોવાથી મને અતિ પ્રિય છે; તેથી મારી આજ્ઞાનું

* ઋષિઓની હિંસા કરનાર.

* નાક કાનનું લોહી જરાતરા સૂકાઈ ગુંદરની પેઠે ખરેટા વળ્યા હતા માટે એ ઉપમા આપી છે.

† શૂર્પણખાથી જ રાક્ષસોના કુળના નાશનું મૂળમંડાણ થયું. તેણીએ જ પ્રથમ વિગ્રહ ઉભો કીધો ને તેને લીધે છેક રાવણ સુધીનો કુળસહિત વધ થયો.

તેઓ ઉલ્લંઘન કરે એમ કદી બને એવું નથી; તેમ તેઓ ગમે તેવા બળવાન્ પુરુષથી પણ ગાંજ્યા જાય તેવા નથી.[૩] વળી તારા શિરપર હું જેવો રક્ષણ કરનારો છે, તેમ છતાં તું આમ સર્પની પેઠે પૃથ્વીપર તરફડતી તરફડતી, અનાથના સરખો વિલાપ શા કારણથી કરે છે? ઊઠ, ઊઠ; વિહ્વલતાનો ત્યાગ કર, ને સ્વસ્થ થા."[૪–૫] એવી રીતે ખરે સાંત્વના કરવાથી બેઠી થઈ, દુર્ધર્ષ શૂર્પણખા પોતાનાં આંસુ લુછીને પોતાના ભાઈ ખરને આ પ્રમાણે કહેવા લાગી:[૬]

"હે ભ્રાત! કાન નાક કપાયલી તથા રુધિરના ઓઘથી ભિંજાયલી હું ફરીને તારી પાસે આવી છું તેનું કારણ એ જ કે, તેં મારું પ્રિય કરવા અર્થે રામલક્ષ્મણનો નાશ કરવા સારુ જે શસ્ત્રધારી શૂરવીર ચૌદ રાક્ષસોને મારી સાથે મોકલ્યા હતા, તેઓને મહાબળવાન્ રાઘવે, રણસંગ્રામમાં તીક્ષ્ણ બાણોનો પ્રહાર કરી મારી નાંખ્યા છે![૭–૯] હે બાંધવ! અદ્‌ભુત પરાક્રમી રામને હાથે એક ક્ષણવારમાં નાશ પામી, લાંબા થઈ પૃથ્વીપર પડેલા તારા તે બળવાન્ સેવકોને જોઇ મને અતિશય ત્રાસ ઉપજ્યો છે; એટલું જ નહિ, પણ તેથી મારા અંતરમાં એટલો મોટો ધ્રાસકો પડ્યો છે કે, હજુ સૂધી મારું હૃદય કંપતું અટક્યું નથી, તેમ અહિ આવીને રામ મને મારશે, મને મારશે, એમ સર્વત્ર મને રામના જ ભણકારા વાગે છે ને તે ભય-ત્રાસ ન સહન થવાથી હું પાછી તારે શરણે આવી છું![૧૦–૧૧] માટે હે ખર! હું, કે જે ખેદરૂપ ગૂડવાળા, તેમ જ ત્રાસરૂપ લહરીથી ગાજી રહેલા મોટા શોકસાગરમાં ડુબેલી છું, તેની રક્ષા શું તું નહિ કરે?[૧૨] હે ભ્રાત! તેં મારું વૈર વાળવા માટે તારા સેવકોને મારી સહાયે મોકલ્યા, પણ સમર્થ રામના બળ આગળ તેઓનું શું ચાલી શકે? તેઓ બિચારા પ્રાણરહિત થઈ પડ્યા છે! માટે હવે જો તને મારાપર દયા હોય, તું પોતાના પુત્રાદિ કુટુંબની રક્ષા કરનારો હોય, તેમ જ એ રામની સાથે યુદ્ધ કરવાની તારામાં શક્તિ હોય તો આ દંડકવનમાં આવી વસેલા, ને રાક્ષસોના કંટકરૂપ રામનો નાશ કર.[૧૩–૧૫] અરે! રામે મારાં કર્ણનાસા છેદી, મને વિરૂપ કરી, છતાં તું મારી વહાર નહીં કરે તો પછી મારી લાજ ગઈ જ, અને તેથી તને નિશ્ચયપૂર્વક કહું છું કે, લજ્જારહિત થયેલી હું તારા દેખતાં જ મારા પ્રાણનો ત્યાગ કરીશ? રે! આમે મારે મરવું તો પડશે જ. કેમ કે જો તું કદાચ મારી સહાય કરવા જઇશ તોપણ મને ખાત્રી છે કે, બળવાન્ સેનાસહિત તું પણ એ રામની સામે યુદ્ધમાં ઉભો રહેવા સમર્થ થઈ શકીશ નહિ. રે! તું પોતાના મનમાં શૂરવીરતાનો ગર્વ રાખે છે, પણ તું શૂરવીર નથી.[૧૬–૧૭] માત્ર તેં તારા પોતાના વિષે પરાક્રમનો મિથ્યા આરોપ જ કરેલો છે, માટે હું તને કહું છું કે, જો તું ખરેખરો જ પરાક્રમી હો તો સંગ્રામમાં રામ તથા લક્ષ્મણનો નાશ કર; અને નહિ તો પોતાના બાંધવ વર્ગ સહિત નિર્વિલંબે આ જનસ્થાનથી દૂર દેશપ્રત્યે પલાયન કર.[૧૮] કારણ બળપરાક્રમ રહિત પુરુષે શત્રુને મ્હોં પણ ન દેખાડતાં, કંગાળની પેઠે નિંદિતપણે પડી રહેવું, તે કરતાં નાસી જવું, એ જ વધારે સારું છે.[૧૯] રે! રામના પ્રતાપથી પરાભવ પામેલો તું સત્વર નાશ પામીશ; કારણ, તે દશરથપુત્ર મહાબળવાન્ છે, તેમાં તેનો ભાઈ લક્ષ્મણ, કે જેણે મને વિરૂપ કરી, તે મહાવીર્યવાન્ છે."

એવી રીતે ખરને શૂર ચડે એવાં ઘણાં વિલાપવચનો કહીને, શોકપીડિત રાક્ષસી શૂર્પણખા તેના આગળ સંજ્ઞારહિત થઈ હાથેવતી પેટ કૂટવા તથા (મોટેથી) આક્રંદ કરવા લાગી.[૨૦–૨૨]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં એકવીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૨૨ મો.

## ખરની તૈયારી.

એ રીતે શૂર્પણખાએ ક્રોધથી, શૂરવીર ખરને અપમાન પમાડ્યો, ત્યારે અતિ રીસ ચઢાવી, રાક્ષસોની સભામાં ઉભો થઈ, તેણે અત્યંત તિક્ષ્ણતાથી શૂર્પણખા પ્રત્યે કહ્યું:[૧] "હે ભગિની! હવે મારા ક્રોધનો પાર નથી. જેમ દાઝ્યાપર ખારું પાણી છાંટવામાં આવે તેમ હવે તારાં વચનો હું સહન કરી શકતો નથી.[૨] [તું એ મશકરૂપ રામલક્ષ્મણના બળની શી મોટાઈ કરે છે? તું મને જાણતી નથી કે? તારા અપમાનજન્ય, મારા અતુલ ક્રોધને જગતમાં કોણ સહન કરી શકે એમ છે?] હું મારા પોતાના પરાક્રમને લીધે ક્ષીણ જીવિતવાળા મનુષ્યરૂપ રામને ગણકારતો નથી. અરે! એ તને વિરૂપ કરવાથી હણાયો તો છે જ; ને વળી યુદ્ધમાં મને જોશે કે તે જ સમયે પોતાના પ્રાણનો ત્યાગ કરશે.[૩] તારાં અશ્રુને હવે બંધ કર, ભયનો ત્યાગ કર; હું થોડા જ સમયમાં એ રામને તેના બાંધવ લક્ષ્મણ સહિત યમપૂરી પ્રત્યે મોકલીશ;[૪] ને મારી ફરશીથી

હણાઈ પ્રાણરહિત થઇને ભૂતળપર પડેલા રામના લાલ તથા ઉષ્ણ રુધિરનું તું પાન કરીશ !"[૫]

ભાઇનાં એવાં શૌર્યપ્રકાશક વચનો સાંભળી, મૂર્ખપણાને લીધે અતિ હર્ષ પામેલી શૂર્પણખા સર્વ રાક્ષસોની અંદર તેની પ્રશંસા કરવા લાગી;[૬] ત્યારે તેનાથી વળી અધિક ક્રૂલાઈ, તે પોતાના સેનાપતિ દૂષણને સંબોધી બોલ્યોઃ "હે દૂષણ! તારા હાથ નીચેના જે ભયંકર પરાક્રમી ચૌદ હજાર રાક્ષસો, કે જેઓ મારી ઈચ્છા પ્રમાણે વર્તનારા, યુદ્ધમાં અડગ, મેઘ સરખા શ્યામ વર્ણવાળા, તથા લોકોની હિંસા કરવારૂપ વિહારવાળા છે, તેઓને આયુધાદિ સામગ્રી આપી, તેની એક ચતુરંગ સેનાને તું સત્વર સજ્જ કર.[૭-૯] તેમ જ ઉત્તમ ધનુષ બાણ, વિચિત્ર ખડ્ગ, તથા વિવિધ પ્રકારનાં તીક્ષ્ણ શક્તિ વગેરે આયુધોથી પરિપૂર્ણ કરી મારો શ્રેષ્ઠ રથ પણ શીઘ્ર તૈયાર કર; કારણ આ પુલસ્ત્યવંશોત્પન્ન સર્વ મહાત્મા રાક્ષસોની પહેલાં મારે રામનો વધ કરવા સારુ તૈયાર થવું જોઇએ."[૧૦-૧૧]

ખરની આજ્ઞા થતાં જ દૂષણે તેને સારુ, તેને બેસવા યોગ્ય સૂર્ય સરખો પ્રકાશમાન્ મોટો રથ, વિચિત્ર અશ્વો જોડી સજ્જ કરી આણ્યો.[૧૨] મેરુ પર્વતના શિખર સમાન એ પ્રૌઢ રથ, અતિશય સુશોભિત હતો. તેની ધોંસરીથી તે શિખર સૂધી સર્વ ભાગ તપાવેલા શુદ્ધ સુવર્ણથી મઢેલા હતા, તેનાં પૈડાં પણ સુવર્ણનાં જ હતાં. વળી ઠેકઠેકાણે તેપર વૈદૂર્યમણિઓ જડેલા હતા,[૧૩] ઉપર અને આસપાસ તથા અંદર જડેલા હીરાઓ તો જાણે આકાશમાંની નક્ષત્રમાળાની પેઠે ઝળકી રહ્યા હતા. ઉપરની કમાનોમાં, ધોંસરી આગળ, સૂપડીએ અને ઠાંઠે, તળાવે અને પીંજણીએ સઘળે સુવર્ણની નાની નાની ઘંટડીઓ ખણખણી રહી હતી. શિખર ઉપર સુવર્ણના દંડે બાંધેલી અમૂલ્ય ધ્વજા ફરકી રહી હતી. અંદરથી જોઇએ તો ઘણા પુરુષો એક સાથે બેસી શકે એવડો તે રથ વિશાળ હતો. વળી અંદર તેમ જ બહારથી સુવર્ણનાં તથા ચંદ્રકાંત મણિનાં મત્સ્યો, પુષ્પો, વૃક્ષો, પર્વતો, માંગલ્ય પક્ષીઓ અને બીજી અનેક મનહર ચીજોનાં ચિત્રો પાડેલાં હતાં; ને ઉત્તમ પ્રકારનાં આસ્તરણોથી બિછાવી સુંદર બેઠકો અંદર બનાવેલી હતી. આવી શોભાવાળા—આયુધોથી ભરેલા—ઉત્તમ રથને જોતાં જ તેમાં ખર અતિ ક્રોધયુક્ત બેઠો; ને તુરત તેણે તથા સેનાપતિ દૂષણે, તત્પર થયેલા ચૌદ હજાર રાક્ષસોનાં રથ, અશ્વ, ઢાલ, આયુધ, ધ્વજા, આદિથી સજ્જ થયેલાં મોટાં સૈન્યને, ચાલવાની આજ્ઞા કરી.[૧૪-૧૬] સ્વામીની આજ્ઞા થતાં જ તે બળવાન્ સૈન્ય મહાનાદ કરતું વેગ સહિત જનસ્થાનમાંથી ચાલતું થયું.[૧૭] આ સમયે ખરની ઇચ્છાનુરૂપ વર્તનારી તે સેનાના ચૌદ સહસ્ર બળવાન્ રાક્ષસો, કે જેઓ રથ, હાથી, ઘોડા, ઇત્યાદિ વાહનોપર બેઠેલા હતા, તેણે મુદ્ગર, પટ્ટિશ, ત્રિશૂળ, તીક્ષ્ણ ધારવાળી ફરશીઓ, ખડ્ગો, પ્રકાશિત આઠ ધારાળાં તોમરો, શક્તિઓ, ભયંકર પરીઘો, મોટાં ધનુષો, ગદાઓ, મુશળો અને ભયંકર વજ્રાદિ આયુધો ધારણ કરેલાં હતાં ને તેઓ મોટા શબ્દો તથા ગર્જનાઓ કરી, દોડાદોડ કરી રહ્યા હતા. એવી રીતે સૈન્યને ચાલતું થયું જોઈ, ખરે પણ પોતાનો રથ સૈન્યથી આગળ લઈ ચાલવા માંડ્યું, ને અતિ ક્રોધ પામેલા તથા કાળની પેઠે શત્રુને નાશ કરવા સારુ ઉતાવળા થયેલા તથા પાષાણની વૃષ્ટિવાળા મેઘની પેઠે મોટા બળવાળા ખરે, દિશાઓ, ખુણાઓ તથા આકાશને પૂરી દે તેવા મોટા તીક્ષ્ણ સ્વરથી ગર્જના કરી, રથને વળી પણ ઉતાવળો ચલાવવા સારુ સારથિને આજ્ઞા કરી.[૧૮-૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં બાવીશમો સર્ગ સમ્પૂર્ણ.**

## સર્ગ ૨૩ મો.

## ખરને માર્ગમાં થયેલાં અપશુકન.

એવી રીતે ખરની ઘોર સેના ચાલતી થઈ, તે વેળા તેને માર્ગમાં ઘણા ઉત્પાતો થવા લાગ્યા. મહા ઘોર ધૂસર વર્ણવાળો મેઘ મોટી ગર્જનાઓ સાથે રુધિરરૂપ અપવિત્ર જળ વર્ષાવવા લાગ્યો.[૧] વળી ખરને રથે જોડેલા મહા વેગવાન્ અશ્વો, સપાટ તથા પુષ્પિત વૃક્ષોથી શોભી રહેલા રાજમાર્ગ સરખી ભૂમિપર પણ ચાલતાં ચાલતાં પડી જવા લાગ્યા.[૨] સૂર્ય રક્ત વર્ણનો દેખાવા લાગ્યો ને તેની આસપાસ કુંભારના ચાકની પેઠે ગોળ શ્યામ કુંડાળું થઈ રહ્યું.[૩] વળી મોટા શરીરવાળો અત્યંત દારુણ ગૃધ્ર પક્ષી તેના રથના સુવર્ણદંડવાળા ઉંચા ધ્વજપર આવીને બેઠો.[૪] તેમ માંસ ભક્ષણ કરનાર તીક્ષ્ણ સ્વરવાળાં સિંહાદિ પશુઓ તથા પક્ષીઓ, જનસ્થાન સમીપ ખરની સેનાને આક્રમણ કરીને, વિવિધ નાદ કરવા લાગ્યાં.[૫] ઘોર તથા મોટા શબ્દવાળાં શિયાળવાં, સૂર્ય સામે ઉભાં રહી રાક્ષસોનું અશુભ સૂચવનારા ભૈરવ* શબ્દો કરવા લાગ્યાં.[૬] મહોન્મત્ત હસ્તી

* ભયંકર.

સરખા તથા જળને ઠેકાણે રુધિરને ધારણ કરી ચડેલા ભયંકર મેઘે, આકાશને પ્રકાશ રહિત કર્યું; જેથી રોમહર્ષણ ઘોર અંધકાર થવાને લીધે દિશા પ્રદિશાઓ અદૃશ્ય થઈ રહી.[૭-૮] આકાશને વિષે વગર સમયે રક્તથી ભીંજેલા વસ્ત્રસમાન સંધ્યા પ્રવૃત્ત થઈ, ને ભવિષ્યમાં થનાર અશુભને સૂચવનાર કાગડા, શિયાળવાં તથા ગૃધ્રાદિ પ્રાણીઓ મહા ઘોર શબ્દો કરવા લાગ્યાં તથા નિત્ય અકલ્યાણ કરનાર તેમજ યુદ્ધમાં ભય સૂચવનાર શિયાળો ખરની સેના સામે ઉભી રહી મુખમાંથી નિકળતી અગ્નિજ્વાળા સહિત* ભયંકર શબ્દ કરવા લાગી. વળી સૂર્યમંડળની સામે પરીઘના† આકાર સરખો ધૂમકેતુ દેખાયો.[૯-૧૧] પર્વણિ વિનાજ રાહુ જાણે સૂર્યનો ગ્રાસ (ગ્રહણ) કરતો હોય તેવો દેખાયો, વાયુ પ્રચંડ વાવા લાગ્યો ને સૂર્ય કાંતિરહિત થઈ ગયો.[૧૨] રાત્રિ વિના જ પતંગીઆ સરખા પ્રકાશવાળા તારાઓ આકાશમાંથી પડવા લાગ્યા; સરોવરાદિ જળાશયોમાંનાં જળ જાણે એકાએક સૂકાઈ ગયેલાં હોવાથી તેમાંનાં મત્સ્યો તથા કિનારે રહેનારાં પક્ષીઓ સંતાઈ ગયાં; વૃક્ષો, પુષ્પ તથા ફળરહિત થઈ ગયાં; વિના વાયુએ અતિધૂસર રજ ઉડવા લાગી,[૧૩-૧૪] જનસ્થાનવિષે પાળેલાં શુકસારિકાદિ પક્ષીઓ મધુરને ઠેકાણે ઘોર કઠોર ચિચિયારી ભરેલા શબ્દો કરવા લાગ્યાં; ને મોટા કડાકા સહિત ભયંકર વિજળીઓ પડવા લાગી.[૧૫] એવા એવા ઉત્પાતોથી પર્વત, વન તથા વૃક્ષોસહિત પૃથ્વી ચલાયમાન થઈ.

વળી રથમાં બેઠાં બેઠાં મોટા નાદ કરતા બુદ્ધિમાન્ ખરની વામ ભુજા કંપવા લાગી; તેનો સ્વર બદલાઈ ગયો; ભ્રમિત સરખી દૃષ્ટિથી તે ચોમેર જોવા લાગ્યો; વગર ચિંતવ્યે તેની આંખ ગળવા લાગી તથા લલાટમાં તેને એકાએક કોઈ પ્રકારની વ્યથા થવા લાગી. આવી રીતે એકાએક મહારોમહર્ષણ કરે તેવા ઉત્પાતો દેખાવા લાગ્યા, તોપણ તે બળાભિમાની ખર રાક્ષસ, યુદ્ધે જવાથી નિવૃત્ત ન થતાં, પોતાની સાથેના રાક્ષસોને હસતાં હસતાં આ પ્રમાણે કહેવા લાગ્યોઃ—

"હે યોદ્ધાઓ! જેમ બળવાન્ પુરુષ નિર્બળને ગણકારતો નથી, તેમ હું મારા પરાક્રમને લીધે આ ઉત્પન્ન થયેલા ભયંકર ઉત્પાતને ગણકારતો નથી; કારણ મારા તીક્ષ્ણ બાણે કરીને આકાશમાં રહેલા સમગ્ર તારાને પણ હું પાડી શકું એવો છું.[૧૬-૨૦] અરે! હું ક્રોધ પામું તો મૃત્યુને પણ મરણ પમાડું એમ છે, તો એ મનુષ્યરૂપ રામ તથા લક્ષ્મણ, ગમે તેવા બળવાન્ હોય તોપણ તેનો શું હું નાશ કર્યા વગર કદી પાછો વળું કે? જે રામલક્ષ્મણનું મારી બ્હેન શૂર્પણખાપર ક્રૂરપણું કરવા નિમિત્તે આવળું થયું છે, તેઓ આજ નિશ્ચે મારે હાથે મરણ પામશેજ પામશે, ને તેના રુધિરનું પાન કરી મારી બ્હેન ખુશી થશે. હે રાક્ષસો! પૂર્વે કોઈ દિવસે સંગ્રામમાં મારો પરાજય થયો જ નથી,[૨૧-૨૩] એ તમારા પ્રત્યક્ષ જાણવામાંજ છે; તેથી આ મારું બોલવું કંઈ ખોટું કહેવાશે નહિ. જો હું ક્રોધ પામું તો, મદોન્મત્ત ઐરાવતપર* બેસી ગતિ કરનારા વજ્રધર ઇંદ્રનો પણ સહજમાં નાશ કરું એવો છું, તો પછી આ માનવી રામલક્ષ્મણનો નાશ કરું એમાં તે શું આશ્ચર્ય!" એ પ્રમાણેનાં ખરનાં આત્મશ્લાઘા† યુક્ત વચનો સાંભળી, મૃત્યુપાશથી બંધાયલી તે મોટી રાક્ષસસેના અત્યંત હર્ષ પામીને મોટા વેગભર ચાલવા લાગી.[૨૪-૨૫]

એ પ્રમાણે મહાબળવાન્ સેના સહિત, ખર શીઘ્ર ગતિથી ચાલ્યો જતો હતો, જેને જોઈ વનમાં પશુઓ તથા પક્ષીઓ ભય પામી નાસાનાસ કરતાં હતાં. તે વેળા આ કૌતૂહલ જોવાની ઇચ્છાથી પુણ્ય કર્મવાળા ઋષિઓ, દેવતાઓ, ગંધર્વો, ચારણો, સિદ્ધાદિ સર્વે એકઠા થયા ને પરસ્પર કહેવા લાગ્યાઃ "અહો! આ દારુણ રાક્ષસો કોણ જાણે શું કરશે? આજે તેઓ રામની સામે યુદ્ધ કરવા જાય છે, પણ રે! રામ સદા કુશળ રહો! સર્વ લોકોને સંમત એવી ગાયો તથા બ્રાહ્મણોનું કલ્યાણ થાઓ, ને ચક્રધર વિષ્ણુની પેઠે રામ સંગ્રામને વિષે આ પુલસ્ત્યવંશોત્પન્ન રજનીચરોનો પરાજય કરો!" એવી રીતે અનેક વાક્યો બોલતા તથા રઘુવીરને શુભાશીર્વાદો આપતા ઋષિઓ અને વિમાનમાં બેઠેલા દેવતાઓ આદિ અંતરિક્ષ માર્ગે, સેના સાથે યુદ્ધ જોવા સારુ ચાલવા લાગ્યા.[૨૬-૩૦]

ચાલતાં ચાલતાં પંચવટી થોડેક દૂર રહી ત્યારે, ખર સેનાને મોખરે ચાલવા લાગ્યો, ને તેની ચોમેર, મહા બળવાન્ બાર રાક્ષસો, જેવા કે શ્યેનગામી, પૃથુગ્રીવ, યજ્ઞશત્રુ, વિહંગમ, દુર્જય,[૩૧] કરવીરાક્ષ, પરુષ, કાલકાર્મુક, હેમમાલી, મહામાલી, સર્પાસ્ય અને

* શિયાળ સ્મશાનમાં ભયસૂચક શબ્દ કરે છે, ને તેના મુખમાંથી અગ્નિના ભડકા નીકળતા હોય એમ દેખાય છે; તે ફાલડી કહેવાય છે, એમ લોકો કહે છે.

† પરીઘ—એ નામનું આયુધ.

* ઇંદ્રનો સાત સુંઢવાળો હસ્તી.　　† પોતાની પ્રશંસા.

રુધિરાશન,[૩૨] એઓ ચાલવા લાગ્યા. તેની પછવાડે સેનાપતિ દૂષણનો રથ ચાલ્યો, ત્યારે તેની આસપાસ પણ મહાકપાલ, સ્થૂલાક્ષ, પ્રમાથી તથા ત્રિશિર, એ ચાર રાક્ષસો ચાલવા લાગ્યા, ને તેઓની પછવાડે આખું સૈન્ય ચાલ્યું.[૩૩] એ પ્રમાણે ભયંકર વેગવાળી તથા યુદ્ધ માટે ઉત્સુક થયેલી શૂરવીર ખરની મહા દારુણ સેના, જેમ ચંદ્ર તથા સૂર્યની સમીપ માળારૂપે સર્વ ગૃહો પ્રાપ્ત થાય તેમ રાજપુત્રો રામલક્ષ્મણ પ્રત્યે થોડા સમયમાં જઈ પહોંચી.[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ત્રેવીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૪ મો.

## ઉત્પાતોપરથી રઘુવીરનો ભાવી નિશ્ચય.

જ્યારે મહા પરાક્રમી ખર, જનસ્થાનથી યુદ્ધે ચઢ્યો, ને માર્ગમાં તેને આગળ કહ્યા પ્રમાણે મહા ઉત્પાતો દેખાયા, તે વેળા અહીં પંચવટીમાં પણ રામને તેવાં ઉત્પાતદર્શક તથા શુભદર્શક મિશ્ર ચિહ્નો દેખાવા લાગ્યાં.[૧] પ્રથમ જેનાથી પ્રજાનું અહિત થાય એવા મહા ઘોર ઉત્પાતોને જોઈ અત્યંત ક્રોધ પામેલા રઘુવીર, લક્ષ્મણપ્રત્યે બોલ્યાઃ[૨] "હે મહાબાહો! સર્વ ભૂત પ્રાણીનો સંહાર કરે એવા સર્વ રાક્ષસોનો નાશ કરવાની સૂચનાં કરનારા આ ભયંકર ઉત્પાત થાય છે, તેને તું જો.[૩] હે ભ્રાત! આ ભયંકર ગર્જના કરતા ધૂસરવર્ણો મેઘ, આકાશમાં ચઢી, રુધિરની ધારાઓ વર્ષાવે છે.[૪] મારાં બાણ, કે જે આ ઉત્પાતોને લીધે ધૂમાડાવાળાં થયેલાં દેખાય છે, તે જાણે યુદ્ધ માટે હર્ષ પામેલાં હોય તેમ પોતાની મેળે ભાથામાંથી બહાર નીકળે છે; તેમ જ સુવર્ણનાં પૃષ્ઠવાળાં ધનુષ પોતાની મેળે રણકો કરે છે.[૫] વળી હે લક્ષ્મણ! આ વનમાં ફરનારાં અનેક પક્ષીઓ જે અશુભ કુજન કરે છે, તે ઉપરથી જણાય છે કે, સમીપ* દેશકાળ વિષે આપણને ભય પ્રાપ્ત થયું છે.[૬] વળી અસુરોના જીવની તે હાનિ સૂચવે છે, તેમ જ મહાતુમુલ યુદ્ધ થવાનાં સઘળાં ચિહ્નો દેખાય છે. હે શૂરવીર! આ મારી જમણી ભુજા વારંવાર ફરકે છે, તેથી મને નિશ્ચય થાય છે કે. સમીપ કાળવિષે મારો જય અને મારા શત્રુ રાક્ષસોનો પરાજય થશે. વળી તારું મુખ મને આજે અતિ પ્રફુલ્લિત પ્રભાવાળું, તેમ જ પ્રસન્ન દેખાય છે, એ પણ મારા જયને જ સૂચવનારું છે.[૭-૮] કેમ કે, હે પ્રિયબાંધવ! યુદ્ધ માટે ઉદ્યુક્ત થયેલામાંના જેઓનાં મુખનો વર્ણ કાંતિ વગરનો થાય, તેઓનાં આયુષ્યનો ક્ષય પાસે આવ્યો એમ સમજવું."[૯]

એવી રીતે કહી વળી રઘુવીરે કહ્યું:-"હે બંધુ લક્ષ્મણ! આ જાણે આપણી નજીકમાં થતી હોય એવી ગર્જનાઓ તેં સાંભળી? આપણા ઉપર ચઢી આવનારા રાક્ષસોનાં સૈન્યનો એ મોટો ઘોષ સંભળાય છે. આ જો! હૃદયને ભેદી નાંખે એવા રણતૂરના નાદ તથા હૈત્યોએ જોરથી વગાડેલા ઢોલના ધ્વનિ, કેવા ભયંકર સંભળાય છે? હે બાપ! ખરેખર થોડા જ સમયમાં આપણાપર મોટી આપત્તિ આવી પડશે.[૧૦] માટે હે વીર!

अनागतविधानं तु कर्तव्यं शुभमिच्छता ।
आपदाशङ्कमानेन पुरुषेण विपश्चिता ॥

પોતાનું શુભ ઇચ્છનાર બુદ્ધિમાન્ પુરુષે, પોતાપર કોઈ પણ જાતની આપત્તિ આવી પડશે એમ જણાય કે તુરત, તે આપત્તિને આવ્યા પહેલાંથી જ તેની નિવૃત્તિના ઉપાયો યોજવા, એમ નીતિશાસ્ત્ર કહે છે.[૧૧] માટે ધનુષ્યબાણ ધારણ કરી, તું આ વૈદેહીને સાથે લઇને કોઇ પર્વતની ઘાડાં વૃક્ષોથી વિંટાયલી દુર્ગમ ગુફાનો આશ્રય કર; કે જ્યાં આગળ દુષ્ટ રાક્ષસોથી મહા કષ્ટે કરીને પણ આવી શકાય નહિ.[૧૨] હે વત્સ! આ હું કહું છું તે તારે અન્યથા* કરવું, કિંવા તેમાં ક્ષણભર પણ વિલંબ કરવો એ યોગ્ય નથી. માટે તારું કશું પણ બોલ્યું સાંભળવા વગર, હું તને મારા ચરણના શપથ આપી કહું છું કે, સીતાને લઇને તું બને તેટલી ઉતાવળથી કોઈ નિર્ભય ગુફા પ્રત્યે જા.[૧૩] તું શૂરવીર તથા બળવાન્ હોવાથી નિઃસંશય સર્વ નિશાચરોનો નાશ કરી શકે એમ છે; ને તેમ કરી તું મારી સેવા બજાવવા ઇચ્છતો હોઇશ; પણ આ વેળા તેમ ન કરતાં તારે મારી આજ્ઞાને જ આધીન થવું; કારણ કે, એ સર્વ દુષ્ટોને આજે હું મારે હાથે જ, નાશ કરવા ધારું છું."[૧૪]

રામની એવી આજ્ઞા થતાં જ બળવાન્ લક્ષ્મણે પોતાનાં ધનુષ બાણ વગેરે આયુધો ધારણ કરી લીધાં, ને સતી સીતાને સાથે લઈ, ત્યાંથી થોડેક દૂર આવેલી કોઇ દુર્ગમ ગુફાની અંદર જઈ પ્રવેશ કીધો.[૧૫]

---

* સમીપ દેશકાળ–દેશ પણ સમીપ અને કાળ પણ સમીપ. અર્થાત્ આપણને જે ભવિષ્યમાં ભય દેખાય છે, તેનો સમય પણ નજીક આવી પહોંચ્યો છે, ને જે સ્થળે આપણને ભય થનાર છે તે સ્થળ પણ નજદીક જ છે.

* મિથ્યા; એ કરતાં કંઇ બીજું.

બંને સ્થિર ભોજાઇને નિર્ભય સ્થળે ગયેલાં જોઈ, [ "મારા કહેવા પ્રમાણે લક્ષ્મણ ગયો, એ બહુ સારું થયું," એમ વિચારતાં રઘુવીર તુરત ઉભા થયા ને] ભીંતે લટકાવેલું કવચ ઉતારી પોતાને શરીરે ધારણ કીધું.[૧૬] એ વેળા અનેક પ્રકારનાં રત્નોની કાંતિને લીધે અગ્નિ સરખું પ્રકાશ મારતું કવચ પહેરવાથી, અંધકારને વિષે એકદમ પ્રકટ થયેલા અગ્નિ સમાન તે શોભવા લાગ્યા.[૧૭] પછી એ મહાવીર્યવંતે મોટું ધનુષ તથા પ્રદીપ્ત બાણો ગ્રહણ કરીને, બીજાં પણ યોગ્ય લાગ્યાં તેવાં આયુધો ધારણ કીધાં; ને પછી આશ્રમની બહાર આવી પ્રત્યંચાના શબ્દે કરી સર્વ દિશાઓને ગજાવતા તથા રાક્ષસોના આવવાની વાટ જોતા તે સ્થિર થઈ ઉભા રહ્યા.[૧૮]

આ વેળા યુદ્ધ જોવાની આકાંક્ષાવાળા મહાત્મા ગંધર્વો, દેવતાઓ, ચારણો, સિદ્ધો, ઉત્તમોત્તમ બ્રહ્મર્ષિઓ વગેરે અંતરિક્ષમાં આવી જોવા લાગ્યા તો મહા તેજઃપુંજ શ્યામસુંદર સુકુમાર મૂર્ત્તિ એકલી જ—એક પગ બીજા પગના આધારે વાંકો વાળી, ધનુષનો ટેકો દઈ ઉભેલી, તેઓની દૃષ્ટિએ પડી. આથી બહુ સાનંદાશ્ચર્ય પામી તેઓ પરસ્પર કહેવા લાગ્યાઃ[૧૯-૨૦] "અહો! આ ઘનશ્યામસુંદર રામ, કે જે નિષ્કપટતાથી યુદ્ધ કરનાર છે, તે તો એકલા જ છે; ને ભયંકર પરાક્રમી દૈત્યો તો ચૌદ હજાર છે. ત્યારે તેઓનું યુદ્ધ કેમ કરીને થશે? પણ રે! ગૌબ્રાહ્મણપ્રતિપાળ રઘુવીરના આગળ એ ચૌદ હજાર મશક સમાન છે. ગાયો, બ્રાહ્મણો તથા સર્વ લોકનું કલ્યાણ થાઓ, ને ચક્રધર ભગવાન્ વિષ્ણુની પેઠે, રામ એ પુલસ્ત્યવંશોત્પન્ન રજનીચરોને જિતો!"[૨૧-૨૩] એવી રીતે બોલતા તેઓ સર્વ રાજર્ષિઓ, વિદ્યાધરો વગેરે દશ દેવયોનિના ગણો સહિત દેવતાઓ, વિમાનોને સ્થિર રાખી, યુદ્ધકૌતૂહલ જોવાની ઇચ્છાએ અંતરિક્ષમાં ઉભા રહ્યા.[૨૪] આ સમયે સંગ્રામભૂમિ વિષે સ્થિર થઈ ઉભેલા રામ, કે જેના શરીરમાં શ્રીપતિ વિષ્ણુના, તેમ જ ક્ષત્રિયના તેજે પ્રવેશ કર્યો હતો, તેને જોઈને સર્વ ભૂતપ્રાણી ભયને લીધે અત્યંત વ્યથા પામવા લાગ્યાં;[૨૫] કારણ રાક્ષસોપરના કોપને લીધે તે અક્લિષ્ટ કર્મવાન્ મહાત્માનું સ્વરૂપ, ક્રોધ પામેલા રુદ્રના સરખું ભયંકર બની રહ્યું હતું.[૨૬]

ઉગ્રસ્વરૂપે રામ સજ્જ થઈ ઉભા, ને ગંધર્વો તથા ચારણો સહિત દેવતાઓ પણ રામને આશીર્વચનો બોલતા અંતરિક્ષે ઉભેલા હતા, તેટલામાં ભયંકર ઢાલો, ખડ્ગાદિ આયુધો, તથા ફરકતી ધ્વજાઓવાળું રાક્ષસસૈન્ય ગંભીર શબ્દ કરતું કરતું ત્યાં આવી પહોંચ્યું. ત્યાં આવતાં તેની અંદરના વીર યોધાઓ શૂર ચડે તેવા શબ્દો કરવા લાગ્યા. કેટલાકોએ એક બીજા પ્રત્યે—"આમ યુદ્ધ કરવું, આવી રીતે શસ્ત્રો વાપરવાં," વગેરે પ્રકારનો બોધ કરવા માંડ્યો. કેટલાકો ધનુષની પ્રત્યંચાના શબ્દો કરવા લાગ્યા, ને કેટલાકોએ દેહપરની મમતા છૂટી જઈ, યુદ્ધમાં પ્રવૃત્તિ થાય તે સારુ માદક પદાર્થોનું પાન કરવા માંડ્યું. દુંદુભિના રણતૂર તથા ઢોલ વગેરેના નાદો આકાશ લગી ગાજી રહ્યા ને રાક્ષસોના સૈન્યમાં મોટા મોટા હોકાટાઓથી મહા ઘોર શોર મચી રહ્યો.[૨૭-૨૯] એવી રીતના તે રાક્ષસસૈન્યના વિપુલ શબ્દે કરી, આખું મહાવન ગાજી રહ્યું, ને તેને લીધે અત્યંત ત્રાસ પામી ત્યાં વસનારાં વનચર પ્રાણી માત્ર,[૩૦] પાછું વાળી ન જોતાં દૂર વનપ્રદેશો પ્રત્યે નાસી ગયાં. એ મોટા વેગવાળું તથા નાના પ્રકારનાં આયુધોને ધારણ કરનારું બળવાન્ રાક્ષસસૈન્ય ભયંકર સમુદ્રની ભરતીની પેઠે રામની સામે આવી ઉભું રહ્યું, તે વેળા યુદ્ધ માટે સન્મુખ થઈ ઉભેલા સમરવિશારદ* રઘુવીરે તે સૈન્યની ચારેકોર નજર કરીને જોતાં જ ભયંકર ધનુષનો ટંકારવ કરી સર્વ દિશાઓને ગજાવી મૂકી; ને ભાથામાંથી તેજસ્વી બાણો કાઢી, રાક્ષસોનો વધ કરવા સારુ ચઢેલા ક્રોધને લીધે યુગાંત સમયના અગ્નિ સરખા તે પ્રકાશિત થઈ ઉભા.[૩૧-૩૪] એ વેળા વિષ્ણુ તથા ક્ષત્રિયના તેજયુક્ત રઘુવીરને જોઈ, સર્વ વનદેવતાઓને બહુ વ્યથા થવા લાગી; કારણ, એ સમયનું તેનું અતિ ક્રોધાવિષ્ટ સ્વરૂપ, દક્ષયજ્ઞનો વિધ્વંસ કરવા ઉદ્યુક્ત થયેલા પિનાકધર† સદાશિવના સરખું જ સર્વના જોવામાં આવતું હતું.[૩૫] આણીગમ જોઇએ તો રુધિરપાન કરનાર રાક્ષસસૈન્ય ધનુષ, આભરણ, રથ તથા અગ્નિ સમાન તેજસ્વી કવચો વગેરેને લીધે, સૂર્યોદય વેળાએ ચઢેલા શ્યામ મેઘસમૂહ સરખું દેખાતું હતું.[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ચોવીસમો સર્ગ સંપૂર્ણ.**

—※※※※※—

## સર્ગ ૨૫ મો.

## ખર સાથે યુદ્ધ.

શત્રુવિનાશક, કોપાકુલ રામ, ધનુષ ધરી ઉભા હતા, તે આશ્રમ આગળ સૈન્ય આવી ઉભું રહ્યું, ત્યારે

*યુદ્ધ કરવામાં કુશળ. †પિનાક નામનું આયુધ ધારણ કરનાર

તેમાંના મુખ્ય યોદ્ધાઓ સહિત ખર, સૈન્યને મોખરે આવી મોટી ગર્જના કરી બોલ્યોઃ "અરે! એ રામ ક્યાં ગયો? રે! જો જો, એ ભાગી જાય નહિ! રે! એ નાસી જાય નહિ. હે સૂત! જ્યાં આગળ એ મશકરૂપ રામ ઉભો છે, ત્યાં મારા રથને લઈ જા, પ્રથમ હું તેને જોઉં તો ખરો કે, એ વળી કેવોક છે?" સારથિએ તેનાં એવાં વચન સાંભળી જ્યાં આગળ શત્રુમર્દન મહાબાહુ રઘુવીર, અત્યંત ક્રોધાવિષ્ટપણે ધનુષનું અવલંબન કરી એકલા જ ઉભા હતા, તેણીગમ ખરના રથને ચલાવ્યો.[૧-૩] તુરત ખરના સર્વ રજનીચર સચિવોએ મોટી ગર્જના કરી, તેની સાથે ધસારો કીધો, ને ચોમેરથી તેને વિંટી ચાલવા લાગ્યા.[૪] આ વખતે રાક્ષસગણથી વિંટાયલો રથારૂઢ ખર રાક્ષસ, તારાગણોની મધ્યમાં આવેલા ઉદ્ધત મંગળ સરખો દેખાતો હતો.[૫] [રથ, રઘુવીરના સન્મુખ જતાં જ, તેની મોહક અને સુકુમાર શ્યામમૂર્ત્તિ જોઈ, "શું આણે જ મારી બ્હેનને વિરૂપ કરી ને મારા બળવાન્ સેવકોને હણ્યા કે? ખબરદાર, ભાર શો છે? સંભાળ રાખો, એ પલાયન કરે નહિ; હું હમણાં જ એને સોંય ભેગો કરી દઉં છું." એમ કહી] ખરે રામપર એકાએક બાણવૃષ્ટિ કરવા માંડી; ને જોતજોતાંમાં ઉપરાઉપરી એક સહસ્ર બાણો મૂકી, સમર્થ દાશરથિને વ્યાકુળ સરખા કરી દીધા.[૬] ખરે પહેલ કરેલી જોઈ તેની આસપાસ વિંટાઇ વળેલા તેના સચિવાદિ બીજા રાક્ષસોએ પણ એ ભયંકર ધનુર્ધર દુર્જય રામપર, અનેક પ્રકારનાં શસ્રો, જેવાં કે લોહ મુદ્દગર, ત્રિશૂળ, પ્રાસ, ખડ્ગ તથા ફરસી વગેરેના પ્રહારો કર્યા; તેમ જ રામને મારવાની ઇચ્છાવાળા તે મેઘવર્ણા ને દીર્ઘ શરીરી બળવાન્ રાક્ષસો, વળી પોતાનાં રથ, અશ્વ તથા પર્વત સમાન હાથી આદિ વાહનો સહિત, રઘુવીર તરફ ધસીને, પર્વતપર વર્ષતા મહામેઘની પેઠે તે શ્યામસુંદર ઉપર બાણની ધારાઓ છોડવા લાગ્યા.[૭-૧૦] એ વેળાએ એ સર્વ ક્રૂર રાક્ષસોની વચમાં ઉભેલા નિર્ભય રઘુનંદનની છબી, પ્રદોષ ટાણે પાર્ષદગણોથી આવૃત થયેલા સદાશિવ સરખી થઈ રહી. યાતુધાનોએ* મૂકેલાં અનહદ શસ્ત્રાસ્રો રામપર આવી પડ્યાં, ને તેમાંનાં કેટલાંક રામને સચોટ લાગવાથી તેમનું શરીર રુધિરે લિપ્ત† થઈ ગયું, છતાં તેથી રઘુવીર કંઇ પણ વ્યથા પામ્યા નહિ જ. તે તો જેમ અનેક વજ્રોના પ્રહાર સહન કરતો મહાગિરિ અચળ ઉભો રહે, તેમ એ શસ્ત્રાસ્રોથી કંઈપણ વ્યથિત* ન થતાં અચળપણે ઉભા રહી પોતાનું હસ્તલાઘવ વાપરતા જ રહ્યા, ને સમુદ્ર જેમ નદીઓના પ્રવાહોનો શોષ કરે, તેમ ક્ષણવારમાં તેણે પોતાના અચૂક અને અસંખ્ય બાણોવડે તે સર્વ શસ્ત્રાસ્રોનો શોષ કરી દીધો.[૧૧-૧૪]

એ સમયે ચૌદ હજાર યાતુધાનોથી ઘેરાયલા હોવાને લીધે-સંધ્યાકાળ સમેના વાદળસમૂહથી ઘેરાયલા સૂર્ય સમાન દેખાતા રઘુવીરને જોઈ, અંતરિક્ષમાંના દેવતાઓ, ગંધર્વો, ઋષિઓ, તથા સિદ્ધાદિ બહુ ખેદ પામવા લાગ્યા.[૧૫] [પછી તેણે ગુહ્યપણે રામની સ્તુતિ કરીઃ "હે પ્રભો! હે દશરથનંદન! તું લીલામાત્રમાં આખા બ્રહ્માંડનો નાશ કરી શકે એમ છે, ત્યારે આ પાપી રાક્ષસોનો શો ભાર છે? હે નાથ! તારા આગળ આ, મૂએલા જ પડ્યા છે, માટે કૃપા કરી અમારી વ્યથાનો શીઘ્ર નાશ કર. હવે ક્યાં સૂધી તેઓને રમાડશે?"]

[દેવતાઓની એવી ગુહ્ય પ્રાર્થના જાણી અંતર્યામી] રામ, દૈત્યકુળપર મહાક્રોધે ભરાયા, ને તુરત પોતાનાં ચાપને, મંડળાકાર ફેરવી તેમાં સહસ્રાવધિ તીક્ષ્ણ બાણોને યોજવા તત્પર થયા. તે બાણો કોઇથી સહન ન થાય તેવાં, કોઇથી પાછાં ન વળે તેવાં અને કાળના પાશ સમાન હતાં.[૧૬-૧૭] તુરત કંકપત્રવાળાં સ્વર્ણભૂષિત બાણો કાઢી ધનુષમાં તેનું અનુસંધાન કર્યું અને તે વેળાએ તેણે દીર્ઘ સ્વરથી કહ્યુંઃ "અરે રાક્ષસો! જેઓને જીવિતની ઇચ્છા હોય તેઓએ તુરત પલાયન કરવું, નહિ તો આ મારાં ભયંકર બાણો અત્રે ઉભેલાઓમાંના કોઇને જીવતા મૂકશે નહિ." રામના શબ્દો સાંભળી ઉન્મત્ત રાક્ષસો પરસ્પર હાસ્ય કરે છે, એટલામાં તો તેઓ ઉપર એકાએક અગ્નિસમાન તેજસ્વી બાણોનો વર્ષાદ થવા માંડ્યો, ને તેણે કરી ચટોચટ તેઓનાં મસ્તકો ઉડી પૃથ્વીપર પડવા લાગ્યાં. વળી કેટલાંક બાણો સૈન્યમાં આવી કોઇનાં કપાળ, કોઇનાં હૃદય તથા કોઇનાં કર્ણનાસાદિ છેદી રક્તથી રંગેલાં હોય તેવાં થઈ અંતરિક્ષમાં ભમવા લાગ્યાં; ત્યારે કેટલાંક અગ્નિતુલ્ય પ્રકાશિત બાણોએ આવી તે ઉગ્ર રાક્ષસોના પ્રાણોનું હરણ કરતાં તેઓનાં હજારો ધનુષો, ધ્વજાઓ, ઢાલો, કવચો, હસ્તાભરણસહિત બાહુઓ, તેમ જ હાથીની શુંઢ સમાન સાથળો વગેરેને છેદી નાંખ્યાં, કેટલાંક મહાતેજસ્વી બાણો વિદ્યુત્સમાન વેગથી રઘુવીરના ધનુષમાંથી છૂટી આવવા લાગ્યાં, કે

* રાક્ષસોએ. † લીંપાઈ ગયું.

* દુઃખી.

જે કેવળ લોહનાં જ બનેલાં હતાં, તેમ જ કૂણા આગળ અંકુશવાળાં હતાં, તેણે તો સૈન્યની અંદર મોટું ભંગાણ પાડી દીધું. મોટા સુસવાટા સહિત આવતાં તે બાણોએ, અનેક રથોના સારથિઓને, તેમ જ નિયમમાં રાખેલા અશ્વોને, માવત તથા યોધાઓ સહિત હાથીઓને, તેમ જ અશ્વો સહિત સ્વારોને છેદનભેદન કરી નાંખવા માંડ્યા; તથા પદાતિઓને નાશ કરી યમલોક પ્રત્યે મોકલવા માંડ્યા.[૧૮–૨૪] આ સમયે રામનાં તે વિવિધ જાતિનાં બાણોવડે કરીને છેદાયલા બળવાન્ રાક્ષસો મોટા ભયંકર અને પીડિત શબ્દો કરતા પૃથ્વીપર પડવા લાગ્યા;[૨૫] તથા હજુ પણ ચાલુ રહેલા બાણના વરસાદથી છિન્નભિન્ન થયેલું આખું રાક્ષસ-સૈન્ય, અગ્નિના મુખમાં આવી પડેલાં સૂકાં વનની પેઠે મહાપીડા પામવા લાગ્યું.[૨૬]

રામનું આવું અદ્ભુત પરાક્રમ જોઈ, કેટલાક ભયંકર બળવાળા શૂરવીર રાક્ષસો અતિ ક્રોધ પામ્યા, જેથી તેઓએ અનેક પ્રાસ, ત્રિશૂળ તથા ફરસી વગેરે શસ્ત્રો રઘુવીરપર ફેંક્યાં.[૨૭] પણ તેથી તેઓએ પોતાના જ પ્રાણને જોખમમાં નાંખ્યા. કારણ, મહાબાહુ દશરથ-પુત્રે પોતાનાં તીક્ષ્ણ બાણોવડે તે આવતાં સર્વ શસ્ત્રોને નિવારણ કરી, બીજાં એકેક બાણવડે તે રાક્ષસોનો શિરચ્છેદ કર્યો.[૨૮] અને પોતાની કપાયલી ઢાલો તથા ધનુષની પ્રત્યંચાઓ સહિત મસ્તક વગરના તે રાક્ષસો, ગરુડની પાંખના વાયુથી વિક્ષિપ્ત થયેલાં વૃક્ષો જેમ ભૂમિ ઉપર પડે તેમ પૃથ્વીપર પડ્યા.[૨૯]

આવી રીતે સૈન્યનો નાશ થતો જોઈ, સંગ્રામમાં બાકી બચેલા ઘણાક નિશાચરો, કે જેઓ પણ રઘુવીરનાં બાણોથી ઘાયલ તો થયા જ હતા, તેઓ અતિ ભયભીત થઈ 'ત્રાહિ ત્રાહિ' પોકારતા ખરને શરણે નાસી ગયા.[૩૦] આ વેળા ખરનો સેનાપતિ દૂષણ ત્યાં ઉભો ઉભો જે આ સઘળો પ્રકાર જોઈ આશ્ચર્ય ચકિત થયો હતો, તેણે તે રાક્ષસોને આશ્વાસન કરી ધીરજ આપી, ને પછી અતિશય ક્રોધે ભરાઈ, હાથમાં ભારી ધનુષ ગ્રહણ કરીને તે, કોપેલા કાળની પેઠે રઘુવીરતરફ ધસ્યો.[૩૧] અને દૂષણના આશ્રયથી નિર્ભય થયેલા તે સર્વ રાક્ષસો પણ હાથમાં સાલવૃક્ષો, તાલવૃક્ષો, શિલાઓ,[૩૨] ત્રિશૂળો, મુદ્ગરો તથા પાશ વગેરે આયુધોને લઈને, બુંબાણ કરતા રામપર ધસ્યા, ને ત્યાં જઈ હાથમાંનાં વૃક્ષો, શિલાઓ તથા શસ્ત્રાસ્ત્રોનો વર્ષાદ કરવા મંડી પડ્યા. આવી રીતે એકાએક તૂટી પડવાથી વળી તેઓ સાથે રઘુવીરનું મહાઅદ્ભુત–તુમુલ–રોમહર્ષણ તથા ઘોર યુદ્ધ થયું ને તે ક્રોધાવિષ્ટ થયેલા દૈત્યોએ વળી મહાત્મા દશરથપુત્રને પીડિત સરખા કરી મૂક્યા.[૩૩–૩૫]

આ સમયે બાણવૃષ્ટિથી ઘેરાયલા મહાધીર કૌસલ્યા-સુતે, સર્વ દિશાઓ રાક્ષસોનાં બાણોથી પરિપૂર્ણ થયેલી જોઈ, એક મહાભયંકર ગર્જના કરી, ને તે દુષ્ટોના પ્રાણોનું હરણ કરવા સારુ પોતાના ધનુષમાં પરમ પ્રકાશમાન ગાંધર્વ નામનું અસ્ત્ર સાંધ્યું.[૩૬–૩૭] આ ગાંધર્વ અસ્ત્ર આગળ હવે રાક્ષસોનું બળ ચાલે તેમ નહોતું. એનો પ્રભાવ તેઓ સહન કરી શકે તેમ નહોતા. તુરત મંત્ર પ્રભાવવડે રઘુવીરના ધનુષમંડળમાંથી એકેક સમયે હજારો શર છૂટવા લાગ્યાં. તેનાથી દશે દિશાઓ ઢંકાઈ ગઈ.[૩૮] ધડોધડ રાક્ષસોનાં મસ્તક ધડથી જૂદાં થઈ પૃથ્વીપર પડવા લાગ્યાં. સૂર્યપ્રકાશથી જેમ અંધકારના ઓઘ કોરે ખસી જાય તેમ રઘુવીરની આસપાસ વિંટાઇ વળેલા દાનવો, બાણોના મારથી એકાએક દૂર ખસી ગયા. એ સમયે રામના ધનુષમંડળમાંથી આશ્ચર્યકારક રીતે એટલાં બધાં બાણો છૂટતાં હતાં કે, તે પોતાના હસ્તચાપલ્યવડે કેવી રીતે ભાથામાંથી બાણ કાઢે છે, કેવી રીતે તેને ધનુષમાં યોજે છે, ને કેવી રીતે પ્રત્યંચા ખેંચી તેને છોડે છે એ વગેરે કશી ક્રિયા કોઇના જોવામાં આવી શકતી નહોતી.[૩૯–૪૦] તેનાં બાણોના અંધકારથી સૂર્ય સહિત આકાશ ઢંકાઈ ગયું; રાક્ષસો તથા વાહનો ચીસો અને બરાડા નાંખતાં નાસભાગ કરવા લાગ્યાં, ને ઉપરાઉપરી આવી આવીને વાગતાં શરોને લીધે હણાઈ પડેલા યોધાઓથી રણભૂમિ ઢંકાઈ ગઈ.[૪૧–૪૨] એ સમયે, બાણોવડે કપાયલાં રાક્ષસોનાં પાઘડીઓ સહિત ઉત્તમ શિર, અનેક પ્રકારનાં ભૂષણો સહિત બાહુ, ઉરુ, અનેક અશ્વો, હાથીઓ, ચૂર્ણ થએલા રથો, ચામરો, વ્યજનો, છત્રો, તેમ જ અનેક પ્રકારની ધ્વજાઓ તથા રામનાં બાણથી ભાંગી ગયેલાં પટ્ટિશો અને ત્રિશૂળાદિ આયુધોથી છવાઈ ગયેલી રણભૂમિ અતિશય ભયંકર દિસતી હતી.[૪૩–૪૫] આ પ્રમાણે દૂષણના હાથ નીચે ગયેલી સર્વ સેના ભય પામેલી જોઈ, અત્યંત આતુર થયેલા, તેમ જ રઘુવીરના ભયંકર પરાક્રમથી મનમાં ત્રાસ પામેલા બાકીના રાક્ષસો, એ શત્રુપુરનો જય કરનારા રામની સામે જવાને પણ સમર્થ થઈ શક્યા નહિ.[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં પચીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૬ મો.

## સૈન્ય ને સેનાપતિનો નાશ.

પોતાની સેનાનો સમૂળો નાશ થયેલો જોઈ મહાબાહુ દૂષણે, બીજા મહાવેગવાન્ પાંચ હજાર રાક્ષસો, કે જેઓ યુદ્ધમાંથી કદી પાછા ન હઠે એવા દુરાસદ હતા, તેઓને આજ્ઞા આપી. તેઓએ રઘુવીરપર ચોમેરથી ત્રિશૂળો, પટ્ટિશો, ખડ્ગો, શિલાઓ, વૃક્ષો[૧-૨] તથા બાણોનો ચોતરફ વર્ષાદ વર્ષાવ્યો. પણ તે સર્વને એ પુરુષવ્યાઘ્રે પોતાનાં તીક્ષ્ણ બાણોવડે ક્ષણવારમાં નિવારણ કરીને મેઘ સરખી ગર્જના કરી, તે પાંચે હજાર દૈત્યોને નાશ કરવા સારુ મહાક્રોધને લીધે પોતે પ્રદીપ્ત અગ્નિ સરખું દારુણ રૂપ ધારણ કર્યું.[૩-૫] પછી દૂષણ સહિત તે સઘળા સૈન્યપર તેણે અનેક બાણો મૂકવા માંડ્યાં. આગળની પેઠે પુનઃ સેનાનો નાશ થવાનો આરંભ થઈ ચૂકયો જોઈ, સેનાપતિ દૂષણ અતિક્રોધે ભરાયો ને વજ્ર સમાન બાણોએ કરી રામને નિવારણ કરવા લાગ્યો. પરંતુ એ શત્રુમર્દન આગળ તેનું ચાલે તેમ ન હતું. તુરત મોટી ગર્જના કરી રાઘવેંદ્રે પ્રથમ દૂષણનેજ મારવાની ઇચ્છા કરી. પહેલે ઝપાટે એક સજૈયા સરખી તીક્ષ્ણ ધારવાળું બાણ મૂકી તેના હાથમાંનાં પ્રૌઢ ધનુષના વચમાંથી બે કડકા કરી નાંખ્યા. પછી બીજાં ચાર તેજસ્વી બાણો મૂકી તેના ચાર અશ્વોનો નાશ કીધો, પછી અર્ધચંદ્રાકૃતિ એક બાણવડે તેના સારથિનું મસ્તક છેદી નાંખ્યું,[૬-૮] ને પછી ત્રણ પ્રતાપી બાણોવડે દૂષણને તેના વક્ષસ્થળમાં વિંધી નાંખ્યો. આવી રીતે ક્ષણવારમાં અશ્વો તથા સારથિ નાશ થવાને લીધે, વિરથ થયેલો ને ધનુષહીન દૂષણ,[૯] રથના ઉપસ્થ ભાગમાં પડેલી એક ગિરિશિખર સમાન પ્રૌઢ પરીઘને લઈ રથમાંથી નીચે કૂદી પડ્યો, ને મોટી ગર્જના કરી રઘુવીર સામે ધસ્યો. એ મોટા સર્પ સરખી પરીઘ, કે જે જોતાંજ રુંવાટાંને ઉભાં કરી નાંખે એવી ભયંકર, સુવર્ણના પાટાઓથી વેષ્ટિત, દેવતાઓનાં સૈન્યને મર્દન કરનારી,[૧૦] લોહના તીક્ષ્ણ શંકુઓથી વ્યાપ્ત, શત્રુઓનાં શરીરની ચરબીથી ખરડાયલી, જ્યાં પડે ત્યાં વજ્ર તથા વીજળીની પેઠે ભંગાણ પાડનારી તથા શત્રુઓના ઇંદ્રિયનગરને (શરીરને) વિદારણ કરનારી હતી,[૧૧] તેને ગ્રહણ કરી અતિ ઉન્મત્ત થયેલો નિશાચર દૂષણ, જેવો રામની સામે ધસી આવવા લાગ્યો કે તુરતજ રામે બે સચોટ બાણો મારી, હસ્તાભરણસહિત તેના બન્ને બાહુને પ્રથમ છેદી પાડ્યા.[૧૨-૧૩] જેનું સઘળું બાહુબળ એકાએક નષ્ટ થઈ ગયું છે એવો દૂષણ અતિ વિકળ થઈ મોટી ચીસ પાડી ટપ પૃથ્વીપર પડ્યો, અને તેના ઇંદ્રધ્વજ સરખા પરીઘ સહિત બાહુ પણ ક્યાંય દૂર જઈ પડ્યા.[૧૪] બન્ને હાથ કપાવાથી પ્રાણમુક્ત થયેલો દૂષણ,બન્ને દંતૂશળ ભાંગી પડવાથી મોટો મનસ્વી હાથી જેમ પૃથ્વીપર પટકાઈ પડે, તેમ રણભૂમિપર પડ્યો.[૧૫] એ જોઈ સર્વ ભૂતપ્રાણીએ રામને જયજયકાર વાણીથી વધાવી લીધા ને અંતરિક્ષમાં રહેલા દેવતાઓએ રામપર મંગળ પુષ્પની વૃષ્ટિ કરી.[૧૬]

આવી રીતે દૂષણને પડ્યો જોઈ અતિ ક્રોધ પામેલા મહાકપાલ, સ્થૂલાક્ષ તથા મહાબળવાન્પ્રમાથી નામના ત્રણ રાક્ષસો, કે જેઓ સૈન્યની અગાડી ચાલનારા હતા તેઓ, જાણે મૃત્યુપાશથી બંધાયલા જ હોયની તેમ પોતપોતાનાં આયુધો લઈ રઘુવીરપર ધસી આવ્યા.તેમાં મહાકપાલે મોટું ત્રિશૂળ ધારણ કર્યું હતું, સ્થૂલાક્ષે પટ્ટીશ અને પ્રમાથીએ પરશુ (ફરસી) વગેરે આયુધોને ગ્રહણ કર્યાં હતાં. તેઓને દોડી આવતા જોઈ, જેમ કોઈ ગૃહસ્થ પુરુષ પોતાને ઘેર આવતા અતિથિઓનો આદર કરે, તેમ રામે તેમનો તીક્ષ્ણ ધારવાળાં બાણોવડે આદર સત્કાર કર્યો; અર્થાત્ મહાકપાલનું તો એક જ બાણે કરી મસ્તક છેદી નાંખ્યું ![૧૭-૨૦] પ્રમાથીનો અસંખ્ય બાણના સમૂહવડે નાશ કીધો, ને સ્થૂલાક્ષનાં બન્ને મોટાં નેત્રોને બાણોથી પૂરી નાંખવાને લીધે તે પણ ઘણાં પત્રવાળા મહાવૃક્ષની પેઠે પૃથ્વીપર પડ્યો. એમ મુખ્ય યોધાઓનો નાશ કરી, અતિ ક્રોધ પામેલા રાઘવેશ્વરે એક ક્ષણમાં દૂષણના પાંચે હજાર અનુચરોને એકેક બાણવડે યમલોકપ્રત્યે વિદાય કીધા.

એ પ્રમાણે પાંચ હજાર યોધાઓ સહિત દૂષણ નાશ પામ્યો, એ સાંભળી અતિ ક્રોધ પામેલા રાક્ષસપતિ ખરે, બળવાન્ સેનાધ્યક્ષોને આજ્ઞા આપી કેઃ "હે દાનવો ! દૂષણ સમાન રણરત્ન નાશ પામ્યું છે, માટે હવે આપણે વિલંબ કરવો જોઈતો નથી. આ બાકી વધેલી મોટી સેના સહિત તમે સર્વે, એ કુમનુષ્ય રામ સાથે યુદ્ધ કરો ને અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોવડે તેનો નાશ કરો."[૨૧-૨૫] આમ કહી મોટા હાકોટા સાથે ખર પોતે પણ આયુધો લઈ ઉભો થયો. તે સમયે શ્યેનગામી, પૃથુગ્રીવ, યજ્ઞશત્રુ, વિહંગમ, દુર્જય, કરવીરાક્ષ, પરુષ, કાલકાર્મુક, હેમમાલી, મહામાલી, સર્પાસ્ય તથા રુધિરાશન,[૨૬-૨૭] એ બાર મહાપરાક્રમી બલાધ્યક્ષો ઉત્તમ

બાણોના પ્રહાર કરતા, સેનાસહિત રઘુવીર ભણી દોડ્યા.[૨૮] રામ તો તેની વાટ જોઈને જ ઉભા હતા, જેથી તેઓના પ્રહાર આવવા લાગ્યા કે; તુરત પોતે અગ્નિ સમાન પ્રજ્વલિત અને સુવર્ણ તથા વજ્રમણિથી ભૂષિત કરેલાં બાણોથી તે અવશેષ રહેલી સેનાપર મારો ચલાવવા લાગ્યા. તેનાં સુવર્ણની પુંખોવાળાં તથા ધૂમ સહિત અગ્નિ સરખાં તે બાણો, મોટા વૃક્ષોપર વાગતાં વજ્રની પેઠે સટોસટ રાક્ષસોનાં મર્મસ્થાનોમાં ચોંટવા લાગ્યાં; ને તેને લીધે દશ દશ, સો સો અથવા હજાર હજાર યોધાની ચઢી આવતી ટુકડીઓ, શતાવધિ અને સહસ્રાવધિ બાણોથી, જોતજોતામાં રણમાં નાશ પામવા લાગી.[૨૯-૩૧] આવું તુમુલ યુદ્ધ થોડીકવાર ચાલ્યું, એટલામાં તો રુધિરલિપ્ત શરીરવાળા તે આખી સેનાના નિશાચરો ગતઃપ્રાણ થઇ, ભેદ પામેલાં, તેમ જ છિન્નભિન્ન થયલાં બખ્તર, આભરણ તથા ધનુષો સહિત પૃથ્વીપર પડ્યા.[૩૨] એ સમયે તે છૂટા કેશવાળા તથા રુધિરે રંગાઈ ગયેલા રાક્ષસોથી ઢંકાયલી રણભૂમિ, દર્ભથી ઢંકાયલી અશ્વમેધાદિ યજ્ઞની વેદી સરખી દેખાતી હતી;[૩૩] તેમ જ હાથી ઘોડા વગેરે અસંખ્ય વાહનો સહિત કપાઇ પડેલા યોધાઓને લીધે, માંસ રુધિરના કર્દમથી ભરાઇ ગયેલું એ મહાઘોર વન, ખરેખર નરક સમાન જ બની રહ્યું હતું.[૩૪]

એ પ્રમાણે પદાતિ એવા માત્ર એક જ મનુષ્ય શરીરધારી રામે ભયંકર પરાક્રમી ચૌદ હજાર રાક્ષસોનો નાશ કર્યો.[૩૫] આ મહા યુદ્ધવિષે રાક્ષસસૈન્યમાં માત્ર સેનાધ્યક્ષ ત્રિશિરા* તથા રાક્ષસપતિ મહારથી ખર એ બે જણ જ અવશેષ રહ્યા, તેમ તેઓની સામે પણ યુદ્ધ કરનાર રિપુસૂદન રઘુવીર કુશળ જ હતા.[૩૬] પણ આ મહાયુદ્ધમાં બળવંત લક્ષ્મણના મોટા ભાઈ રાઘવેશ્વરે પરાક્રમે કરી પોતાના ભયંકર સૈન્યને નાશ કર્યું તે જોઈ, ખર પોતે મોટા રથમાં બેસી, વજ્રધર ઇંદ્રની પેઠે તેની સામે યુદ્ધ કરવા તત્પર થયો.[૩૭-૪૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં છવ્વીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૨૭ મો.

## ત્રિશિરાવધ.

રામની સામે યુદ્ધ કરવા ખરને તત્પર થયેલો જોઈ, તેના સેનાપતિ ત્રિશિરાએ ઉતાવળથી આવી તેને કહ્યું:[૧] "હે સ્વામિ! તું આ સાહસથી હાથ ઉઠાવ, ને એ બળવાન્ રામની સામે જવાની મને જ આજ્ઞા આપ; ને એક ક્ષણવારમાં, એ મહાબાહુને હું સંગ્રામમાં નાશ પમાડું તે તું જો.[૨] હું તારા સત્યને જાણું છું, તેથી આયુધનો સ્પર્શ કરી કહું છું કે, મારાથી જ્યાંસૂધી બનશે ત્યાંસૂધી રાક્ષસોએ હણવા યોગ્ય એ રામનો વધ કરવાનો હું પ્રયત્ન કરીશ.[૩] હે રાક્ષસના પતિ! સંગ્રામને વિષે કાંતો હું રામને હાથે મરણ પામીશ, અથવા તો તે મારે હાથે મૃત્યુ પામશે. માટે તું એક મુહૂર્તપર્યંત સંગ્રામ કરવાના ઉત્સાહથી નિવૃત્ત થઈ, મારા યુદ્ધનો સાક્ષી થા![૪] જો રામ નાશ પામશે તો તું હર્ષ પામી જનસ્થાન પ્રત્યે જઇશ ને હું નાશ પામીશ તો પછી તારે સંગ્રામમાં ઉતરવું પડશે જ."[૫] એવી રીતે ત્રિશિરાએ મૃત્યુજન્ય યુદ્ધના લોભથી પ્રસન્ન કરેલા ખરે રાજી થઈ, તેમ કરવાની તેને આજ્ઞા આપી. ત્રણ શિખરવાળા પર્વત જેવો ત્રિશિરા, અશ્વ જોડેલા ઝળહળતા રથમાં બેઠો અને રામ તરફ ધસ્યો, ને જળની ધારાઓ વર્ષાવતા મેઘની પેઠે તેના ઉપર અસંખ્ય બાણોની વૃષ્ટિ કરીને, તેણે પાણીથી ભીંજાયલી મોટી ભેરીના સરખો નાદ કર્યો.[૬-૮] તેને તથા તેનાં આવતાં બાણોને રઘુવીરે પોતાનાં તીક્ષ્ણ બાણોથી, તત્કાળ રોધન કરી, તેનાપર અસ્ત્રવૃષ્ટિ કરવા માંડી.[૯] એ પ્રમાણે થોડીકવાર સૂધી ત્રિશિરા સાથે રામનું-સિંહ તથા હસ્તીના સરખું મહાયુદ્ધ થયું.[૧૦] પછી છેવટે તે રાક્ષસે, રામના લલાટને વિષે ત્રણ બાણ માર્યાં; જેને ન સહન કરી શકવાથી અતિશય ક્રોધ પામી તેનો શીઘ્ર વધ કરવાના ઉદ્દેશથી રામે કહ્યું:[૧૧] "અહો! આ પરાક્રમી શૂરવીર રાક્ષસનું આવું બળ છે, કે જેના બાણોથી હું પુષ્પવડે વીંધાઉં, તે પ્રમાણે વીંધાઈ ગયો![૧૨] પણ વારુ ત્રિશિરા! હવે તું ધનુષમાંથી મુક્ત થયેલા મારાં બાણોને ગ્રહણ કર."

એ પ્રમાણે તેને ચેતાવી, અતિ ક્રોધ પામેલા રામે સર્પના વિષ સમાન ઝેરી,[૧૩] ચૌદ બાણ એકે વખતે તેના વક્ષઃસ્થળમાં માર્યાં, ને ચાર તીક્ષ્ણ બાણોથી તેના રથના ચારે અશ્વોને મારી નાંખી, એક બાણથી રથની ઉંચી ધ્વજાને તથા આઠ બાણોથી રથના ઉપલા ભાગમાં બેઠેલા સારથિને છેદી નાંખ્યો![૧૪-૧૫] એટલે તે નાશ પામેલા રથમાંથી નિશાચર ત્રિશિરા, ઘોર શબ્દ કરી નીચે કૂદી પડ્યો, અને જેવો તે કૂદી પડ્યો,[૧૬] તેવો જ અનેક બાણો ઉપરાઉપરી મારી રામે તેને ત્યાં જડીભૂત કરી દીધો; ને પછી બીજાં

* ત્રણ મસ્તકવાળો.

પ્રતાપી ત્રણ બાણ મારી, તે રાક્ષસનાં ત્રણે મસ્તકને છેદી પૃથ્વીપર પાડ્યાં. અપરિમિત બળવાન્ રઘુવીરનાં બાણોથી અત્યંત પીડા પામેલો, મસ્તકહીન ત્રિશિરા શરીરમાંથી વહેતા ઉષ્ણ રુધિરના પ્રવાહ સાથે ભૂમિપર પછડાઈ તત્કાળ કાળને વશ થયો, જેને જોઈ, હણાતાં થોડા ઘણા બાકી રહેલા રાક્ષસો પારધીથી ત્રાસ પામી મૃગો નાસે, તેમ રણભૂમિમાંથી જીવ લઈ નાસવા લાગ્યા. એ જોઈ તેઓને અનેક પ્રકારના આશ્વાસનથી પલાયન કરતા વારીને ક્રોધ પામેલો ખર, જેમ ચન્દ્રમાની સામે રાહુ જાય, તેમ રઘુવીર સામે જવા તૈયાર થયો.[૧૭–૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સત્યાવીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૨૮ મો.

### ખર સાથે ભયંકર યુદ્ધ.

ત્રિશિરા તથા દૂષણને સંગ્રામને વિષે નાશ પામેલા જોઈ, રામના અતુલ પરાક્રમને માટે ખરને સભય વિચાર થવા લાગ્યો, તથા મનમાં તે બહુ ત્રાસ પામવા લાગ્યો.[૧] એકલા રઘુવીરે, સહન પણ ન થઈ શકે એવાં બળવાન્ રાક્ષસસૈન્યને, દૂષણ તથા ત્રિશિરા જેવા સમર્થ સેનાપતિઓ સહિત, જોતજોતામાં નાશ કર્યું, એ જોઈ ખરને મહા ત્રાસ ઉપજે, એમાં કંઈ આશ્ચર્ય નથી. ખરની સાથે યુદ્ધે ચઢવાને પણ કોઈ બાકી રહ્યું નહિ; જે કંઈ ગણ્યાગાંઠ્યા યોદ્ધાઓ નાસભાગ કરતા બચવા પામ્યા હતા, તે તો નામના જ હતા. આ જોઈ અતિ ખેદ પામેલો રાક્ષસપતિ ખર, પછી મહાતેજસ્વી રથમાં બેસી, ઇંદ્રપર ચઢાઈ કરતા નમુચિ દૈત્યની પેઠે, રામ સામે ધસ્યો ને બળાત્કારથી ધનુષની પ્રત્યંચા ખેંચી, રુધિરપાન કરનાર ક્ષુધિત સર્પના જેવાં નારાચ નામનાં અસ્ત્રો તેણે રામની ઉપર મૂકવા માંડ્યાં.[૨–૪] તે મહારથી રાક્ષસ વારંવાર ધનુષ્યની દોરી ખેંચીખેંચી તેના શબ્દો કરવા લાગ્યો. ધનુર્વિદ્યાના અભ્યાસથી સાધ્ય થયેલાં અનેક શસ્ત્રોને તેણે રામને ભય પમાડવા સારુ દેખાડવા માંડ્યાં. યુદ્ધકૌશલ્ય* દાખવવા સારુ ભૂમિને વિષે અનેક પ્રકારના રથસંચારવડે તે ઘૂમવા લાગ્યો, ને એવી રીતે ચપળતાથી અસંખ્ય બાણો છોડી તેણે દિશા પ્રદિશાઓને છાઈ દીધી. એવું પરાક્રમ બતાવતા ખરને જોઈ, મહાધનુર્ધર રઘુવીરે પણ વૃષ્ટિ કરતા મેઘની પેઠે અગ્નિસમાન કાંતિવાળાં દુઃસહ બાણોથી આકાશને ઘેરી લીધું.[૫–૭] આમ બન્ને મહારથીઓએ છોડેલાં બાણોથી આકાશ એવી રીતે સંકુલ* થઇ રહ્યું કે, ઘણીકવાર સુધી ત્યાં આગળ સૂર્યદેવનાં પણ દર્શન થઇ શક્યાં નહિ. પછી જેમ માવત અંકુશે કરી મહાહસ્તીને પ્રહાર કરે, તેમ ખરે નાલિક, નારાચ તથા વિકર્ણિક નામનાં તીક્ષ્ણ અસ્ત્રોથી રાઘવને પ્રહાર કરવા માંડ્યો.[૮–૧૦] આ વેળાએ રણભૂમિ વિષે રથારૂઢ થઇ ઊભેલા ધનુર્ધર ખરનું સ્વરૂપ, મૃત્યુપાશ ધારણ કરી ઊભેલા કાળના સરખું સર્વને દેખાવા લાગ્યું.[૧૧] વળી પોતાના આવા ભયંકર રૂપથી અતિ મત્ત થયેલો ખર, એ વેળા પોતાના મનમાં એમ માનવા લાગ્યો કે, ‘સર્વ સૈન્યને હણનાર તથા પરાક્રમ કરવાના ઉદ્યોગમાં સાવધાન રઘુવીર હવે કેવળ થાકી ગયો છે, તથા મારાથી ભય પામે છે, તેથી હવે મારે તેનો નાશ કરવો કઠિન નથી!’ પરંતુ તેમ કંઇ નહોતું. સિંહ સમાન પરાક્રમી, તેમ જ કેસરીના સરખી કટિવાળા રઘુવીર, કોઇ ક્ષુદ્ર મૃગને જોઇ તેને હણવાને મહા બળવાન્ સિંહ જેમ તલપી રહે તેમ ખરને મારવાને તલપી રહ્યા હતા. ખરનું એ પરાક્રમ તથા ઘોર દર્શન તો રામના કંઇ લેખામાં પણ નહોતું.[૧૨–૧૩]

જેમ પતંગીઓ અગ્નિ સમીપ આવે, તેમ દૈત્યપતિ ખરે, સૂર્યસરખા પ્રકાશિત મોટા રથમાં બેસી, રામની છેક સમીપમાં ધસી જઈ, પોતાના હસ્તચાપલ્યથી એક સચોટ અસ્ત્ર મારીને તે મહાત્માનાં બાણ સહિત ધનુષ્યને પકડવાના સ્થાનમાંથી કાપી નાંખ્યું.[૧૪–૧૫] વળી વધુ ક્રોધ કરીને તેણે ઇંદ્રવજ્ર સમાન બીજાં સાત બાણ ગ્રહણ કરી, રામના કવચને છેદવાને અર્થે તેને બંધન કરવાની સંધિ આગળ માર્યાં; ને મોટી ભયંકર ગર્જના સાથે ઉપરાઉપરી બીજાં સહસ્ર બાણો મૂકી, તેણે અપ્રતિમ બળવાન્ રાઘવેંદ્રને, ક્ષણભર વ્યાકુળ કરી દીધા.[૧૬–૧૭] તુરત તેણે મૂકેલાં બાણોથી ભેદ પામેલું રામનું રવિપ્રકાશિત† કવચ પૃથ્વીપર પડ્યું,[૧૮] તેમ જ અસંખ્ય શરપ્રહારોથી સર્વ ગાત્રોને વિષે વીંધાયલા રાઘવ પણ, અતુલ ક્રોધને લીધે એ રણાંગણને વિષે ધૂમરહિત અગ્નિ સરખા દીપવા લાગ્યા.[૧૯]

આવું પરાક્રમ કરી ખર મનમાં આનંદ પામે છે, એટલામાં રામે તેનો નાશ કરવા સારુ તુરત જ ગંભીર

* યુદ્ધમાં કુશળતા.

* છવાઈ ગયું. † સૂર્ય જેવું પ્રકાશિત.

નાદવાળું વૈષ્ણવ નામનું બીજું ધનુષ્ય સજ્જ કર્યું; (કે જે તેને સમર્થ અગસ્ત્ય મહામુનિએ અર્પણ કીધું હતું.)[૨૦-૨૧] એ શ્રેષ્ઠ ધનુષ્યમાં સુવર્ણનાં પુંખવાળાં તીક્ષ્ણ બાણો યોજી, તેણે ખર ઉપર એકદમ ક્રોપાયમાન થઈ મારવા માંડ્યાં, ને તેથી પ્રથમ જ તેના રથ ઉપરના હેમદંડવાળા તથા દેવતાની આજ્ઞાથી પૃથ્વીપર આવતા સૂર્ય જેવા ઉત્તમ ધ્વજને છેદી પૃથ્વીપર પાડી દીધો.[૨૨-૨૩] એ જોઇ અતિ ક્રોધ પામેલા ને મર્મસ્થાન જાણનારા ખરે, ઉત્તમ ચાર બાણોથી રઘુવીરનું હૃદયસ્થળ વીંધ્યું;[૨૪] ત્યારે છાતીમાંથી નીકળતાં રક્તથી આખું શરીર ભીંજાઇ ગયેલું જોઈ, અત્યંત ક્રોધાવિષ્ટ થઈને રામે ખરના શરીરમાં તાકીને જૂદાં જૂદાં છ બાણ મૂકયાં: તેમાં એક બાણ તેના મસ્તકમાં, બે બાણ બે ભુજાઓમાં ને ત્રણ અર્ધચંદ્રાકાર બાણ વક્ષઃસ્થળમાં માર્યાં.[૨૫-૨૭] વળી એ ઉપરાંત તે મહાતેજસ્વીએ, અતિશય ક્રોધને લીધે પુનઃ ઉત્તમ તેર બાણો ધનુષ્યમાં ચઢાવ્યાં, જેમાંના એકવડે તે રથપતિના રથયુગને* છેદ્યો, ચાર બાણે ચાર અશ્વોનો નાશ કર્યો, એક બાણે સારથિનો શિરચ્છેદ કીધો, ત્રણ બાણે ત્રિવેણુને† છેદ્યું, બે બાણથી અક્ષને કાપી નાંખ્યો, એક બાણથી ખરના હાથમાંનું ધનુષ્ય છેદી નાંખ્યું, ને એક ઉગ્ર બાણ તેના હૃદયને વિષે જઇને ચોંટ્યું.[૨૮-૩૧]

આવી રીતે ધનુષ્ય ભાંગી પડ્યું, રથ છેદાઇને ચૂર્ણ થઈ ગયો, સારથિ તથા અશ્વો નાશ પામ્યા તેથી છેક નિરુપાય થયેલો ખર, હાથમાં એક ભારી ગદા લઇને રથમાંથી ઉતરી પડી, પૃથ્વીપર ઉભો. તે વેળાનાં પૂજ્ય રઘુવીરનાં એ અદ્ભુત કર્મને જોઈ, હર્ષ પામેલા દેવતાઓ તથા મહર્ષિઓએ વિમાનમાંથી નીચે ઉતરી આવી તેને નમસ્કાર કર્યા, ને હાથ જોડી અનેક સ્તવનોથી તેની ગુપ્ત રહી સ્તુતિ કરી.[૩૨-૩૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં અઠયાવીશમો સર્ગ સંપૂર્ણ.**

—※※※—

## સર્ગ ૨૯ મો.

## ખર સાથે ભાષણ.

રથહીન થવાને લીધે, હાથમાં ગદા લઇ ખર યુદ્ધ માટે તત્પર થઇ ઉભો રહ્યો, ત્યારે મહાતેજસ્વી રામે, પરુષપણાથી ભરેલાં, પણ ઉપરથી મૃદુ લાગે તેવાં વચનોથી ખરને કહ્યું:[૧] "હે ખર! હે રાક્ષસપતિ! આ તારા આશ્રય નીચે રહેલાં ચતુરંગ સૈન્યને તેં હાથે કરીને નાશ પમાડ્યું, એ તારું દારુણ કર્મ સર્વ લોકમાં નિંદાપાત્ર છે.[૨] સર્વભૂત પ્રાણીને ઉદ્વેગ કરનાર તથા તેઓનો ઘાત કરનાર જો કે ત્રણ લોકનો અધિપતિ હોય તોપણ એવાં પાપ કર્મને લીધે તે ઘણો કાળ જીવી શકે નહિ.[૩] કારણ કે, લોકવિરુદ્ધ તીક્ષ્ણ કર્મ આચરનારનો તો, સર્વજનો જ દુષ્ટ સર્પની પેઠે પ્રથમ નાશ કરે છે.[૪] જેમ રક્તપુચ્છિકા નામનું પ્રાણી, પોતાના અનર્થને ન જાણી કરાને ગળી જાય છે, તેથી તેનાં તે કર્મનું પરિણામ પોતાના વિનાશરૂપ આવે છે. તેમ જે પુરુષ લોભથી પાપકર્મ કરે છે તથા કામને વશ થઇ પાપ કર્મનાં ફળોને જાણતો નથી, તેનાં તે કર્મનું પરિણામ પણ તેનો વિનાશ જ કરે છે; અને તે જોઈ સર્વજનો હર્ષ પામે છે.[૫] તો હે રાક્ષસ! તું દંડકારણ્ય વિષે વસનારા ધર્મચારી મહાભાગ્યવંત તપસ્વીઓનો નાશ કરવાથી કોણ જાણે શું ભયંકર ફળ પામીશ?[૬] કારણ, જે પુરુષ પાપકર્મ કરનાર, ક્રૂર તથા લોકોમાં નિંદિત હોય છે, તે પૂર્વજન્મનાં પુણ્યે કરી કદાચ ઐશ્વર્ય પામ્યો હોય છે, તોપણ મૂળમાં સળો પેઠેલા વૃક્ષની પેઠે તે ઘણો કાળ ટકી શકતો નથી.[૭]

**अवश्यं लभते कर्ता फलं पापस्य कर्मणः ।**
**घोरं पर्यागते काले द्रुमः पुष्पमिवार्तवम् ॥**

જેમ વૃક્ષ, ઋતુપરત્વે પુષ્પને પામે છે, તેમ પાપ કરનાર પણ તે પાપનાં ફળરૂપ દુઃખને સમયપરત્વે અવશ્ય પામે છે.[૮] હે નિશાચર ખર! જેમ ભોજન કરેલાં ઝેરી અન્નનું ફળ તત્કાળ પ્રાપ્ત થાય છે (ખાનાર તુરત મરે છે), તેવી જ રીતે જગતમાં પાપકર્મનું ફળ પણ તત્કાળ જ પ્રાપ્ત થાય છે.[૯] માટે હે રાક્ષસ! તું નિશ્ચય સમજ કે, આજ દિન સૂધીનાં અનેક પાપકર્મોનાં ફળરૂપે હું તારી આગળ પ્રાપ્ત થયો છું. ઘોર પાપકર્મ કરનાર તથા લોકનું અહિત ઇચ્છનાર તારા જેવા અનેક દુષ્ટોના પ્રાણોનું હરણ કરવા સારુ મને-રાજાને ઋષિઓએ આજ્ઞા આપી છે; માટે જેમ સર્પ રાફડામાં પ્રવેશ કરે, તેમ મેં મૂકેલાં મારાં સ્વર્ણભૂષિત બાણો તારા દેહને ભેદી નાંખી તથા પૃથ્વીને પણ વિદારણ કરી પાતાળમાં પ્રવેશ કરશે.[૧૦-૧૧] હે ખર! આજ પર્યંત તેં દંડકારણ્યમાં જે ધર્મિષ્ઠ ઋષિઓને ભક્ષ કીધા છે, તેઓની પાસે આજે હું તને મોકલીશ![૧૨] મારાં બાણોથી નાશ

* રથનો ઉટડો. † રથનો એક ભાગ.

પામેલો તું નરકમાં જઈશ, ને ત્યાં તેની ઘોર યાતના ભોગવતાં તને, તેં પૂર્વે નાશ કીધેલા પરમ ઋષિઓ વિમાનોમાં બેસીને જોશે.[૧૩] હે અધમ કુળવાળા ખર! તું તારી ઈચ્છા પ્રમાણે મને પ્રહાર કર, ને આત્મરક્ષણનો યત્ન પણ જોઈએ તેટલો કર; પરંતુ હું આજે તાલફળની પેઠે તારાં મસ્તકને પાડી નાંખીશ જ."[૧૪]

શ્રીરાઘવેંદ્રે એવી રીતે અનેક વાક્યો કહ્યાં. તે સાંભળી ખરને ઘણો ક્રોધ ચઢ્યો, તેનાં નેત્ર રક્તવર્ણાં થઈ ગયાં. પણ ઉપરથી તે વચનને કંઈ ન ગણકારતો હોય તેમ હસતાં હસતાં તે બોલ્યો:[૧૫] "હે દશરથનંદન! તેં યુદ્ધને વિષે કેટલાક પ્રાકૃત* રાક્ષસોનો નાશ કર્યો તેટલામાંજ તું પોતાને મુખે પોતાની શ્લાઘા કરવા મંડી ગયો![૧૬] જે પ્રાકૃત અને પાપાચરણ કરનારા અધમ ક્ષત્રિયો હોય છે, તેજ તારી પેઠે આમ નિરર્થક બડાઈ કરે છે; પરંતુ પરાક્રમી, બળવાન્ તથા સ્વાત્મ તેજથી ગર્વિષ્ઠ શ્રેષ્ઠ પુરુષો આ પ્રમાણે કદી પોતાની શ્લાઘા કરતા નથી.[૧૭-૧૮] હે રામ! જેમાં મૃત્યુ થવાનો સંભવ છે એવા યુદ્ધકાળને વિષે તારી પેઠે વિના પ્રસ્તાવે પોતાના કુળને પ્રગટ કરતાં કયો શૂર પુરુષ પોતાની સ્તુતિનાં વાક્યો કહે?[૧૯] જેમ સુવર્ણને તપાવવાના પ્રદીપ્ત અગ્નિએ તપાવેલું પીતળ, સુવર્ણના સરખો દેખાવ ત્યાગ કરી ઉલટી શ્યામતા ધારણ કરે છે, તેમ તારાં ઉપરનાં વચનોથી તારામાં શૌર્ય નથી એમ તેં તારી પોતાની ઉલટી હલકાઈ બતાવી છે![૨૦] પણ રે! શું તું આ રણભૂમિવિષે શ્રેષ્ઠ ગદા ધારણ કરી અચળ પર્વત સમાન ઉભેલા મને જોતો નથી? હું અનેક પ્રકારના ધાતુઓવાળા પર્વત સદૃશ છું.[૨૧] રે! પાશ ધારણ કરી ઉભેલા કાળની પેઠે ગદા ધારણ કરી ઉભેલો હું એકલો જ તારા તથા આ ત્રૈલોક્યના પ્રાણનો નાશ કરવાને પૂરતો છું.[૨૨] મને તારા સંબંધે બોલવાનું ઘણું છે, પરંતુ આ વેળા હું કંઇ બોલતો નથી; કારણ સૂર્ય અસ્ત થવા આવ્યો છે, માટે યુદ્ધમાં વિઘ્ન થાય; તો પણ એટલું કહું છું કે, તેં મારા ચૌદ હજાર સેવકોનો નાશ કર્યો છે, માટે આજ તારો નાશ કરી, હું તેઓનાં અશ્રુનું પ્રમાર્જન કરીશ."[૨૩-૨૪]

એ પ્રમાણે કહી, અતિ ક્રોધ સહિત ખરે પોતાના હાથમાંની સુવર્ણના પાટાવાળી વિદ્યુત્ સમાન પ્રજ્વલિત ઉત્કૃષ્ટ ગદા રામપર ફેંકી.[૨૫] ખરના હાથમાંથી છૂટેલી તે ગદા માર્ગમાંનાં વૃક્ષ તથા ગુલ્મ વગેરેને બાળી ભસ્મ કરતી અંતરિક્ષ માર્ગે જોતજોતામાં પોતાની સમીપ આવી પહોંચેલી જોઈ,[૨૬] રઘુવીરે ધનુષ્યમાં સંધાન કરી રાખેલાં અનેક બાણોથી, છેદી ચૂર્ણવત્ કરી નાંખી તેથી વિશિર્ણ થઈ ભેદ પામેલી તે ગદા, મંત્ર તથા ઔષધિના બળથી પૃથ્વીપર પાડેલી સાપણની પેઠે ભૂમિતલ ઉપર પડી.[૨૭-૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ઓગણત્રીશમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૩૦ મો.

### ખર મૃત્યુ.

ખરની તે ગદાને બાણોથી નિષ્ફળ કરી, ક્રોધ પામેલા ધર્મવત્સલ રાઘવ, હસતાં હસતાં તેને કહેવા લાગ્યા:[૧] "હે ખર! તેં આ તારું સર્વ બળ દેખાડ્યુંની? હું માનું છું કે, તું અતિ શક્તિહીન છે ને વૃથા ગર્જના કરે છે.[૨] કારણ પોતાનાં નામે કરીને પ્રૌઢ એવા તારા શત્રુને (મને) નાશ કરવાના વિશ્વાસનો જેણે ભંગ કર્યો એવી આ તારી ગદા, મારાં બાણોથી ભેદાઈ પૃથ્વી ઉપર પડી છે. એ જ પ્રમાણે તું જે એમ કહે છે કે "નાશ પામેલા રાક્ષસોનું અશ્રુમાર્જન કરીશ" તે તારું વચન પણ મિથ્યા જ છે.[૩-૪] હે નીચ! હે શુદ્રશીલ! હે દુરાચારી રાક્ષસ! તું ઉતાવળો મા થા; જેમ ગરુડ અમૃતને હરણ કરે, તેમ હું તારા પ્રાણને હરણ કરીશ; ને આજે જ આ પૃથ્વી મારાં બાણથી ભેદ પામેલા તારા કંઠમાંથી વહેતાં ફીણ તથા પરપોટાવાળાં ઉષ્ણ રુધિરનું પાન કરશે.[૫-૬] વળી તારું સર્વ શરીર ધૂળની અંદર રગદોળાશે, તારી બન્ને ભુજાઓ શિથિલ થઈ ભૂમિપર પડશે, ને કોઈ દુર્લભ સ્ત્રીને આલિંગન કરવાની પેઠે તું પૃથ્વીને આલિંગન કરીને સૂઇશ![૭] હે રાક્ષસાધમ! એ પ્રમાણે લાંબી નિદ્રાવાળો થઈ તું સદાને માટે શયન કરીશ (મરણ પામીશ), ત્યારે જ આ દંડકારણ્ય સર્વજનોના શરણ્ય એવા મહાન્ તપસ્વીઓને સુખે કરીને વસવા યોગ્ય થશે.[૮-૯] વળી આજે મારા હાથે તારા પોતાના બાંધવજનો નાશ પામવાને લીધે, બીજાઓને ભય ઉપજાવનારી સર્વ રાક્ષસીઓનાં મુખ નેત્રાશ્રુવડે ભીંજાઈ જશે તથા મારા ભયને લીધે તેઓ જનસ્થાનમાંથી નાસી જશે.[૧૦] વળી તારા સરખા દુર્ગુણોથી ભરેલી તારી સર્વ સ્ત્રીઓ, કે જેઓનો તારા સરખો પાપિષ્ઠ ભર્તાર છે, ને તારા મરણને લીધે

* સાધારણ—અલ્પ બળવાળા.

જેઓના કામાદિ પુરુષાર્થો આજે નષ્ટ થનાર છે, તેઓ હવે શોચના રસને જાણનારી થશે ! ૧૧ તું બ્રાહ્મણોને સદા કંટકરૂપ થઈ પડેલો હોવાથી, તેઓ તારાથી શંકાયુક્ત થઈને હોમાદિ કાર્ય પણ નિર્ભયપણે કરી શકતા નથી; તેથી હું તારો સત્વર જ નાશ કરનાર છું."૧૨

રાઘવનાં આવાં ક્રોધયુક્ત વચન સાંભળી અતિ કોપાયમાન્ થયેલો ખર, તેને તરછોડીને આખાં વનને ગજાવે તેવા તીક્ષ્ણ સ્વરથી કહેવા લાગ્યો:૧૩ "રે ક્ષુલ્લક પ્રાણી ! મહાભયને વિષે પણ પોતાને નિર્ભય માનનારો તું ખરેખર કાળપાશથી દૃઢ બંધાયલો છે; તેથી જ બોલવા નહિ બોલવાના વિવેકને તું જાણતો નથી.૧૪ કારણ જે પુરુષો કાળના પાશથી બંધન-પામે છે અર્થાત્ જેઓનો મરણકાળ સમીપ આવેલો હોય છે તેઓ, પોતાની સ્વતંત્રતા અને શુદ્ધ બુદ્ધિ ઇંદ્રિયોએ વિનાશ કરેલી હોવાને લીધે, કાર્યઅકાર્યને જાણી શકતા નથી."૧૫

એવી રીતે કહીને કોપથી પોતાની ભ્રુકૂટી ચઢાવીને, તે નિશાચર આયુધને માટે ચોમેર દૃષ્ટિ કરવા લાગ્યો. એક મોટું સાલવૃક્ષ સમીપમાં ઉભેલું તેણે જોયું.૧૬ તુરત દાંતવડે હોઠ પીસી, દોટ મારીને તે વૃક્ષ તેણે ઉખેડી લીધું, ને બન્ને હાથે ફેરવી મોટી ગર્જના કરીને રામપર ફેંક્યું.૧૭-૧૮ પોતાની ભણી આવતાં આવતાં જ તે વૃક્ષને બાણસમૂહથી છેદી નાંખી, પ્રતાપી રાઘવે એ દુષ્ટ દૈત્યને મારવા સારુ તીવ્ર ક્રોધ ધારણ કર્યો.૧૯ તેના શરીરપર સઘળે પ્રસ્વેદનાં બુન્દ આવી ગયાં, નેત્રોમાં અગ્નિ સરખી લાલી છવાઈ ગઈ, મુખનો વર્ણ જાણે કોઇ કરાળ સિંહ હોય તેવો બની રહ્યો. પછી રુડી રીતે નમાવી સજ્જ કરેલાં ધનુષ્યથી, ક્ષણવારમાં ઉપરાઉપરી એક સહસ્ર બાણો મારીને રામે તે દુષ્ટના શરીરને સઘળેથી વીંધી નાંખ્યું, એટલે વાગેલાં બાણોના છિદ્રોમાંથી, પ્રસ્રવણ પર્વતમાંથી વહેતા જળપ્રવાહોની પેઠે અતિ ફીણવાળું રુધિર વહેવા લાગ્યું.૨૦-૨૧ આવી રીતે તેને અસ્રોથી છેક પરવશ કર્યો, છતાં ખર પોતાના અંગમાંથી નીકળતાં રુધિરના ગંધવડે મહોન્મત્ત થઈ રામની સામે ધસ્યો.૨૨ તેને રુધિરથી ખરડાયલે શરીરે પોતા તરફ ધસી આવતો જોઈ, શીઘ્ર પરાક્રમી રાઘવ જ્યાં ઉભા હતા ત્યાંથી બે ત્રણ ડગલાં પાછળ હઠી ગયા; ને તેનો સત્વર નાશ કરવા સારુ તે ધર્માત્માએ ભાથામાંથી એક અગ્નિસરખો પ્રકાશિત તથા બ્રહ્માસ્ર સરખો અમોઘ શર કાઢી ધનુષ્યમાં યોજ્યો, કે જે શર દેવતાઓના રાજા ઇન્દ્રે અગસ્ત્ય મુનિદ્વારા તેને આપ્યો હતો.૨૪-૨૫ એ શર જેવો ધનુષ્યમાંથી છૂટ્યો, તેવી જ સર્વ દિશાઓ તેના તેજને લીધે પ્રદીપ્ત થઈ ગઈ; વિજળીના સરખા કડાકાથી આખું વન ગાજી રહ્યું, ને આખાં ભૂમંડળને જાણે કંપાવતો હોય તેવા વેગથી તે ખરના હૃદય સ્થળને વિષે જઈ ચોંટ્યો.૨૬ એ વજ્રસમાન બાણ પોતાના ઉરને વિષે લાગતાંજ, ખરે મહા કારી ચીસ નાંખી; ને (જેમ કાવેરી તીરે આવેલા) શ્વેતારણ્યમાં શંકરે બાળી ભસ્મ કરવાથી અંધકાસુર* પ્રાણ રહિત થઈ પૃથ્વીપર પડ્યો હતો, તેમજ માર્કંડેય ઋષિ ઘણા કાળ પર્યંત ચિરંજીવ રહે તે સારુ તેમણે (શંકરે) હણેલો કાળ જેમ પૃથ્વીપર પડ્યો હતો, તેવી રીતે તે મોટા ધડાકા સાથે વિકળ થઈ પૃથ્વીપર પડ્યો;૨૭ જેમ પરમ શૈવ શ્વેત રાજર્ષિ કાલંજર પર્વતને વિષે તપ કરતો હતો, તેવામાં તેને નાશ કરવા આવેલા કાળને શિવે વામ પાદપ્રહારથી† હણી પાડ્યો હતો, તથા ઇન્દ્રના વજ્રથી નાશ પામેલા વૃત્ર તથા બલ અને સમુદ્રફીણથી હણાયલો નમુચિ, એઓ જેમ પૃથ્વીપર પડ્યા હતા, તેમ એ ખર શ્રીરામનાં વજ્રસમાન બાણથી હણાઈ ગતઃપ્રાણ થઈને ભૂમિપર પડ્યો.૨૮

આ સઘળો પ્રકાર જોઇને અત્યંત સાનંદાશ્ચર્ય પામેલા દેવતાઓએ અંતરિક્ષમાં દુંદુભિના મંગળ નાદ કરવા માંડ્યા૨૯ તથા રામના ઉપર જયજયકારના મહાઘોષ સાથે માંગલિક પુષ્પોની પુષ્કળ વૃષ્ટિ કરી.૩૦ રામે માત્ર દોઢ મુહૂર્ત જેટલા કાળમાં, સંગ્રામને વિષે તીવ્ર બાણોથી, ખર તથા દૂષણ આદિ, ઇચ્છિત રૂપ ધરનારા ચૌદ હજાર રાક્ષસોનો નાશ કર્યો,૩૧ તેને માટે રામનાં તે વૈષ્ણવી તેજ, વીર્ય, દૃઢતા તથા મહત્કર્મની વારંવાર સ્તુતિ કરવા લાગ્યા.૩૨ સર્વ દેવતાઓ, અગસ્ત્ય, ભૃગુ આદિ સર્વોત્તમ મહર્ષિઓ તથા નહુષાદિ રાજર્ષિઓએ અતિ હર્ષપૂર્વક ત્યાં આવી, રામની દિવ્યોપચારોથી પૂજા કીધી.૩૩ પછી હાથ જોડી અનેક વેદની ઋચાઓ ભણી, સ્તવન કરી કહ્યું: "હે ત્રૈલોક્યનાથ ! હે જગત્પાલક દશરથપુત્ર ! તેં સર્વ જગતના, તેમાં વિશેષે કરી અમારા, ગાયોના અને બ્રાહ્મણોના રક્ષણાર્થે આ માનવ દેહ ધારણ કર્યો છે, ને પિતૃવચનના મિષે કરી આ વનમાં પધારી લીલાવડે અનેક દુષ્ટ દૈત્યોનો વધ કર્યો છે. વળી રાક્ષસી શૂર્પણખાના નિમિત્તે કરી સમગ્ર

* એ નામનો રાક્ષસ.

† ડાબા પગની લાતથી.

રાક્ષસકુળનું નિકંદન કરવાનો તેં આરંભ કીધેલો છે, તેમાં આ દંડકારણ્યના કંટકરૂપ ખર, દૂષણ અને ત્રિશિરા સહિત ચૌદ હજાર રાક્ષસોનો લીલા માત્રમાં તેં આજે નાશ કરી, સમગ્ર ઋષિકુળને નિર્ભય કીધું છે. હે પ્રભો! મહા તેજસ્વી ઈન્દ્ર–પુરંદર પણ રાક્ષસોના વધ માટે જ શરભંગ ઋષિદ્વારા તને વિનતિ કરવાને તેના આશ્રમે આવ્યો હતો; ને મહર્ષિઓ પણ તને એટલા માટે જ અનેક ઉપાયે કરી અહીં લાવ્યા છે.[૩૪–૩૫] હે દશરથનંદન! આજે આ રાક્ષસોને નાશ કરવારૂપ કાર્ય કરી અમોને તેં કૃતાર્થ કીધા; જેથી હવે પછી સર્વ મહર્ષિઓ જનસ્થાનવિષે વસી સુખેથી સ્વધર્મનું આચરણ કરશે."

આવી રીતે અનેક પ્રકારે સ્તુતિ કરી સર્વ દેવતાઓ મહર્ષિઓ વગેરેએ રામની આજ્ઞા લઈ તેનો જય-જયકાર બોલતાં અંતરિક્ષ માર્ગે ગમન કીધું, ત્યારે અંતરિક્ષે થતો તે માંગલિક શબ્દ સાંભળી ગુફામાં રહેલી સતિશિરોમણિ જાનકી તથા લક્ષ્મણને સંગ્રામ નિર્વિઘ્ન થયો જાણી બહુ આનંદ થયો. તુરત તે બન્ને જણાં હર્ષપૂર્ણ થઈ ગુફામાંથી નીકળી, રામની પાસે આવ્યાં ને તેની અનેક શુભ ઉપચારોથી પૂજા કરી, તેના સહવર્તમાન્ તેમણે પર્ણશાળામાં પ્રવેશ કર્યો.

એ પ્રમાણે વિજય પામેલા, તથા શત્રુઓનો નાશ કરી મહર્ષિઓને સુખ પ્રાપ્ત કરનારા રાઘવેંદ્રે આશ્રમમાં પ્રવેશ કર્યો, ત્યારે સર્વોત્કૃષ્ટ પરાક્રમી પોતાના પતિને જોઈ, અતિ હર્ષ પામેલી વૈદેહીએ તેને હૃદય સાથે ચાંપ્યા;ને અતિ સંતોષ પામી,રામને સર્વાંગે પોતાનો કોમળ હસ્ત ફેરવી, તેમ જ શરીરપર ભરાયેલી રજને, રુધિરના ખરાંટાઓને તથા લોહીના છાંટાઓને ખંખેરીને તેનો યુદ્ધજન્ય શ્રમ નિવૃત્ત કર્યો.[૩૬–૪૦] પછી દૈત્યસંઘને મર્દન કરનાર, તેમ જ મહાહર્ષિત એવા મહાત્મા પુરુષોએ પૂજેલા રઘુવીરને વારંવાર મળી, આલિંગન કરીને પ્રસન્ન થયેલી જનકાત્મજા સીતા હર્ષની અંદર ડુબી ગઈ હોય, તેમ રામના અંગ સાથે લપટાઇને આનંદ વાર્તા કરતી બેઠી.[૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે અરણ્યકાણ્ડમાં ત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

# સીતાહરણ.

## સર્ગ ૩૧ મો.

### રાક્ષસ વધની રાવણને જાણ.

ખરના આ સંગ્રામમાં સર્વનો નાશ થયેલો જોઈ, ત્યાંથી નાસી છૂટેલો અકંપન નામનો એક રાક્ષસ, એ સમાચાર જણાવવાને તુરત લંકાપુરીમાં ગયો, ને ત્યાં જઈ તેના અધિપતિ રાજા રાવણને તેણે કહ્યું:[૧] "હે રાજન્! યુદ્ધમાં જનસ્થાનવિષે રહેનારા ઘણા રાક્ષસો, તેમના અધિપતિ ખર તથા દૂષણાદિસહિત નાશ પામ્યા છે! હું કેવળ યુદ્ધ જોવા ઉભો હતો, માટે ત્યાંથી ભાગી છૂટવા પામ્યો છું."[૨] અકંપનનાં એ વચન સાંભળતાં જ અતિ ક્રોધને લીધે રાવણનાં નેત્ર રક્ત થઈ ગયાં, ને જાણે પોતાના તેજે કરીને શત્રુને બાળતો જ હોયની શું! એવી મુખમુદ્રા કરી તે બોલ્યો:[૩] "અરે! શું દંડકારણ્યમાંના રાક્ષસો નાશ પામ્યા? રે! મારા ક્રોધથી મરવાની ઇચ્છાવાળા કયા પુરુષે સર્વ લોકને ભયપ્રદ એવા જનસ્થાનનો નાશ કર્યો? રે! આ ત્રણે લોકને વિષે કોની સ્થિતિનો નાશ થવા સમય આવ્યો છે?[૪] અરે! મારું અપ્રિય કરીને તો ઇંદ્રને, કુબેરને, યમને તથા વિષ્ણુને પણ સુખ પ્રાપ્ત થવું શક્ય નથી;[૫] કારણ કે, હું કાળનો પણ કાળ તથા અગ્નિનો પણ અગ્નિ (બાળી નાંખનાર) છું. રે! હું મૃત્યુને પણ મરણ ધર્મમાં યોજવા સમર્થ છું;[૬] તેમ જ વાયુના વેગને પણ હણી નાંખું એવો છું અને હું ક્રોધ પામું તો મારાં તેજવડે સૂર્યને પણ બાળી ભસ્મ કરી નાંખું એમાં કંઇ મોટી વાત નથી."[૭]

એવી રીતે ઉગ્રપણે કહેલાં દશગ્રીવ* રાવણનાં વચન સાંભળી, હાથ જોડી ઉભેલા અકંપને, ભયને લીધે લડથડતી વાણીથી તેની પ્રાર્થના કરીઃ "હું તે સઘળો વૃત્તાંત કહું, પણ મને તેથી કોઈ જાતનો ભય થવો જોઇએ નહિ."[૮] રાક્ષસોત્તમ રાવણે તેને અભય વચન આપ્યું, જેથી વિશ્વાસ પામેલો અકંપન સ્પષ્ટપણે તેને કહેવા લાગ્યો:[૯] "હે મહારાજા! જગવિખ્યાત દશરથ રાજાનો અતુલ પરાક્રમી રામ નામનો પુત્ર છે, તેણે જનસ્થાનવિષે દૂષણસહિત ખરને નાશ કર્યો છે. હે રાવણ! એ રામ યુવાન છતાં સિંહ સરખા દૃઢ અંગવાળો છે; મોટી કાંધવાળો છે; તેની

* દશ મસ્તકવાળો.

ભુજાઓ લાંબી તથા ગોળ છે; દેખાવે તે અતિ સુંદર સ્વરૂપવાન્ છે, ને અતુલિત બળવાન્, શ્રીમાન્ તથા મહાયશસ્વી છે."૧૦–૧૧

અકંપનના મુખથી રામનું નામ સાંભળતાં જ એકાએક મોટા હાથી પેરે નિઃશ્વાસ મૂકતો, રાવણ બોલ્યોઃ "અરે અકંપન! શું તે રામ ઇંદ્રાદિ દેવતાઓ સહિત જનસ્થાનવિષે આવ્યો છે કે?"૧૨–૧૩ ત્યારે અકંપને પુનઃ રામનાં બળપરાક્રમ વર્ણવતાં કહ્યું: "હે રાવણ! એ રામ પોતે યુદ્ધને વિષે મહા તેજસ્વી, સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ, તેમજ દિવ્ય અસ્ત્રો, વિદ્યા અને ગુણ એ સર્વથી સંપન્ન છે અને ઉત્કૃષ્ટ ધર્મને અનુસરનારો છે.૧૪–૧૫ તેની સાથે તેના જ સરખો રૂપવાન્, બળવાન્, રક્તનેત્રવાન્, દુંદુભિ સરખા સ્વરવાળો તથા પૂર્ણ ચંદ્ર સરખા મુખવાળો તેનો નાનો ભાઇ લક્ષ્મણ છે.૧૬ જેમ વાયુ અગ્નિ સાથે મળેલો હોય તેમ રામ, એ લક્ષ્મણ સાથે મળેલો છે, કે જે શ્રીમાને જનસ્થાનવાસી દૈત્યોનો નાશ કીધો છે!૧૭ હે રાજન્! તે મહાત્મા રામની સાથે દેવતાઓ તો મુદ્દલ છે જ નહિ, એ તારે સત્ય માનવું. તે રામ સ્વતઃ એવો બળવાન્ અને અદ્ભુત પરાક્રમી છે કે, તેણે મૂકેલાં સ્વર્ણના અગ્રવાળાં,* તેમ જ મોટા ફણાવાળાં બાણ, પંચમુખી સર્પ જેવાં થઇને સર્વ રાક્ષસોનો ભક્ષ કરે છે. રે! એ રામના ભયથી કર્ષિત થયેલા રાક્ષસો જે જે માર્ગે જાય છે, તે તે માર્ગે તેઓને તે સમીપમાં જ ઊભેલો જોવામાં આવે છે, જેથી નાસી છૂટવાનો પણ કોઇને અવકાશ મળતો નથી. હે નિર્દોષ રાજા! એવા પરાક્રમથી તેણે તારા જનસ્થાનનો નાશ કર્યો છે."૧૮–૨૦

અકંપનનાં એવાં વચન સાંભળી, રાવણે તેને કહ્યું: "રે! એ રામનો શો ભાર છે? હું સ્વતઃ જનસ્થાનમાં જઈ, ક્ષણવારમાં લક્ષ્મણસહિત રામને મરણાધીન કરીશ."૨૧ ત્યારે અકંપન તેને વારીને બોલ્યોઃ "હે દશગ્રીવ! પ્રથમ હું તને રામનું ચરિત્ર, બળ તથા પરાક્રમ યથાર્થ કહું તે સાંભળ;૨૨ કારણ કે ક્રોધ પામેલા મહાયશવાન્ રામને બ્રહ્માએ પણ પરાક્રમે કરીને નિવૃત્ત કરવો અસાધ્ય છે, કેમકે તેનાં બાણો જળથી પરિપૂર્ણ વહેતી નદીના વેગને પણ હરણ કરે તેવાં છે. રે! તેનાં બાણો ગ્રહ તથા નક્ષત્રવાળાં આકાશમાંથી તારાઓને પણ પાડે, પાતાળમાં ધસી જતી પૃથ્વીનો ઉદ્ધાર કરે, સમુદ્રની મર્યાદાને તોડી સર્વ લોકને બોળી નાંખે, સમુદ્ર તથા વાયુના વેગનો નાશ કરે તથા પોતાના પરાક્રમથી સર્વ લોકનો સંહાર કરી, પાછી સર્વ પ્રજાને સર્જીને સ્થાપિત પણ કરી શકે તેવાં છે. એવો સમર્થ શક્તિમાન્ તે શ્રેષ્ઠ પુરુષ રામ છે.૨૩–૨૬ માટે હે દશગ્રીવ! જેમ પાપીજનોથી સ્વર્ગ જિતાવું (પ્રાપ્ત કરવું) અશક્ય છે, તેમ સર્વ રાક્ષસોના સમૂહસહિત પણ તારાથી રામ જિતાવો અશક્ય છે.૨૭ સર્વે દેવતાઓ તથા અસુરો મળીને પણ તેનો વધ કરી શકે એમ હું માનતો નથી, પરંતુ હે રાવણ! તેને વધ કરવાનો એક બીજો ઉપાય હું તને કહું, તે તું એકાગ્ર મનથી સાંભળ.૨૮

"રામની સાથે તેની સીતા નામે સર્વોત્તમ ગુણવાળી લાવણ્યવતી સ્ત્રી છે. તે શુભદર્શિની, ત્રણે લોકને વિષે ઉત્તમ, શ્રેષ્ઠ મધ્યભાગવાળી, સમાન અંગ વિભાગવાળી, સ્ત્રી માત્રમાં રત્નરૂપ તથા રત્નનાં આભરણોથી ભૂષિત છે.૨૯ હે રાજા! એના સરખી દેવતા, ગંધર્વ કિંવા નાગલોકમાં પણ કોઇની સ્ત્રી અથવા અપ્સરા સુદ્ધાં નથી, તો પછી મનુષ્યલોકમાં તો ક્યાંથી જ હોય?૩૦ હે રાવણ! તું એ વનને વિષે કોઈ પણ ઉપાયથી (છેતરીને અથવા હરકોઈ કપટથી) રામને જિતી, તેની તે સ્ત્રીનું હરણ કર; એટલે પત્ની વગર થયેલો તે કદી જીવતો રહી શકશે નહિ."૩૧

અકંપનનાં એ વચન અતિ યોગ્ય અને હિતરૂપ માની, હર્ષ પામેલા રાક્ષસાધિપતિ મહાબાહુ રાવણે તેને પ્રિય વચનોથી બહુ રાજી કર્યો; અને પછી કહ્યું:૩૨ "રુડું કહ્યું, હું મારા સારથિ સાથે એકલો જઇશ અને આજે જ પ્રભાતના, પ્રફુલ્લિત હૃદયે તે વૈદેહીને આ સુંદર મહેલમાં આણીશ."૩૩ પ્રાતઃકાળ થયો કે તુરત રાવણ, સર્વ દિશાઓને પ્રકાશતાં,પોતાના સૂર્ય સમાન પ્રકાશિત, ગધેડાથી જોડેલા રથમાં બેસી લંકાથી વિદાય થયો; ને રથને અંતરિક્ષમાં નક્ષત્ર મંડળના માર્ગે લઈ જઈ, અત્યંત વેગથી તે ગતિ કરવા લાગ્યો. તે વેળા તેનો તે ઉત્તમ વિશાળ રથ, મેઘથી ઘેરાયલા આકાશમાં ઉદય પામેલા ચન્દ્ર સમાન શોભા આપતો હતો.૩૪–૩૫ એવી રીતે ચાલતો રાવણ, થોડીક વારમાં લંકાથી અતિ દૂર આવેલા તાટકા રાક્ષસીના પુત્ર મારીચના આશ્રમ આગળ આવી પહોંચ્યો. ત્યાં ઉતરી પડી, મારીચના આશ્રમમાં ગયો. તેને મારીચે શ્રેષ્ઠ આસનપર બેસાડી, મનુષ્યને અતિ દુર્લભ એવા ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોથી તેનો રુડો સત્કાર કર્યો.૩૬ તે પછી તેને પોતાને ત્યાં આવવાનું પ્રયોજન જાણવા સારુ પૂછ્યું: "હે રાક્ષસે-

* છેડાવાળાં.

શ્વર રાવણ! તું કુશળ તો છેની? તું આમ અણચિંતવ્યો ઉતાવળથી મારી પાસે આવ્યો, તેથી રાક્ષસકુળનું અકુશળપણું હોય એમ મને શંકા થાય છે; પણ તે શાને લીધે હશે, તેની કંઈ મને ખબર પડતી નથી."[૩૭-૩૮] એ પ્રમાણે મારીચે પૂછ્યું, ત્યારે વાક્ય બોલવામાં ચતુર રાવણે તેને જણાવ્યું:[૩૯] "હે તાત! હે મારીચ! દશરથ રાજાના પુત્ર રામને તું જાણે છે. તે અકિલષ્ટકારી રામે ઘણાક રાક્ષસોને મારી આખું જનસ્થાન ઉજ્જડ કરી દીધું છે.[૪૦] માટે એ મહાબળીને કોઈ પણ ઉપાયથી હણવો જોઈએ; તો તેમ કરવા માટે તેની સ્ત્રી સીતાનું હરણ કરવા સારુ તું મને પ્રધાનની પેઠે સહાય થા!"

રાક્ષસેંદ્ર રાવણનાં આ વચનો સાંભળતાં જ મારીચ અતિ ખેદ સાથે તેને કહેવા લાગ્યો:[૪૧] "હે રાક્ષસશાર્દૂલ! એવો તારો મિત્રરૂપ શત્રુ કોણ છે કે જેણે તને સીતાનું નામ આપ્યું? તેં દાન વગેરેથી સત્કાર કર્યાં છતાં કોણ તારાપર અપ્રસન્ન થયો છે?[૪૨] રે! તને સીતાનું હરણ કરી લાવવાનો ઉપદેશ કોણે કીધો? અરે! સર્વ રાક્ષસવર્ગના શિખરને (ઉન્નતાઈને) તોડી પાડવા કોણ ઇચ્છે છે?[૪૩] હે રાવણ! જેણે તને સીતાનું હરણ કરવા માટે ઉત્સાહિત કીધો છે, તે ખરેખર તારો શત્રુ જ છે, એમાં કંઇ સંશય નથી. રે! તેણે તારી પાસે ઝેરી સર્પના મુખમાંથી તેની વિષભરેલી દાઢ ખેંચી કઢાવવા સરખું કાર્ય કરાવવા ધાર્યું છે.[૪૪] હે રાજા રાવણ! તને આ કર્મ કરવાનો ઉપદેશ કરી કોણે મૃત્યુવશ કીધો ને સુખેથી સૂતેલા તારા મસ્તકપર કોણે વૃથા દુઃખ ઉત્પન્ન કીધું?[૪૫] હે રાવણ! તું એ રામના પરાક્રમને જાણતો નથી? શુદ્ધ વંશમાં જન્મવારૂપી શુંઢવાળા, પ્રતાપરૂપ મદવાળા અને શ્રેષ્ઠ સ્થાન વિષે રહેલી બે ભુજારૂપ દંતૂશળવાળા એ રામરૂપ મદોન્મત્ત હાથીની સામે પણ કદી કોઇથી જોઈ શકાય તેમ નથી, તો તેની સાથે યુદ્ધ કરવાને તો કોણ જ સમર્થ હોય?[૪૬] વળી બીજી ઉપમા આપું તો સંગ્રામની મધ્યભૂમિ વિષે સ્થિર રહેવારૂપ દૃઢ સંધિ તથા કેશવાળા, રણચતુર, રાક્ષસોરૂપી મૃગોનો નાશ કરનારા, બાણરૂપ અંગોથી પૂર્ણ, ચતુર તથા તીક્ષ્ણ ખડ્ગરૂપી દાઢોવાળા સૂતેલા રામરૂપ નરસિંહને જગાડવાને તું શક્તિમાન્ નથી.[૪૭] હે રાક્ષસરાજ! ધનુષરૂપી ઝૂડવાળો, ભુજાના વેગરૂપ કાદવવાળો તથા મોટા સંગ્રામરૂપ જળથી ભરેલો મહાસમુદ્ર, રામરૂપ પાતાળને વિષે સ્થિતિ કરી રહ્યો છે, તેના મુખરૂપ વડવાગ્નિમાં તું પડવા યોગ્ય નથી.[૪૮] માટે હે લંકેશ્વર! તું પ્રસન્ન થઈ લંકાપ્રત્યે પાછો જા ને આવો ભયંકર વિચાર મૂકી દઈ તારી પોતાની સ્ત્રીઓ સાથે યથેચ્છ રમણ કર; કારણ, વન વિષે રહી પોતાની ધર્મપત્ની સીતા સાથે રમણ કરતા રામને છેડવામાં તારું કદી કલ્યાણ નથી."[૪૯]

એવી રીતે મારીચે સમજાવ્યો, ત્યારે સીતાને હરણ કરવાના ઉદ્યોગથી નિવૃત્ત થઇને, દશગ્રીવ રાવણે પુનઃ લંકાપુરી પ્રત્યે જઈ પોતાના ઉત્તમ ગૃહમાં પ્રવેશ કીધો.[૫૦]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અરણ્યકાણ્ડમાં એકત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૨ મો.

### રાવણ.

ખરની સાથે રામનો જે મહાસંગ્રામ થયો ને તેણે જે વેળા ભયંકરકર્મવાળા ચૌદે હજાર રાક્ષસો સહિત ખર, દૂષણ અને ત્રિશિરાનો નાશ કર્યો, તે વેળા એક બાજુથી અકંપન મહા ભય પામીને લંકામાં રાવણની આગળ નાસી ગયો; ત્યારે બીજી બાજુથી ખરની બેહેન શૂર્પણખા, પોતાના ભાઇનો વધ થયેલો જોઈ, ઉદ્વેગને લીધે મોટો નિઃશ્વાસ નાંખતી તથા ભયંકર બૂમો પાડતી, ત્યાંથી લંકાપુરી પ્રત્યે દોડી ગઇ; ને આ સર્વ વૃત્તાંત જણાવવાને, તેમજ એ સંબંધે રાવણને ઉશ્કેરી રઘુવીર સાથેનું પોતાનું વૈર વાળવાને તેણીએ તુરત જ રાવણના રાજમંદિરમાં પ્રવેશ કીધો.[૧-૩] મોટા દેવતાઓને પણ દુર્લભ એવી અદ્ભુત શોભાવાળાં રાજમંદિરને અવલોકન કરતી તે છેક સભાસ્થાન આગળ ગઈ, તો ત્યાં જાણે વિમાનને વિષે મરુદ્ ગણોએ સેવેલો તેજસ્વી વાસવ બેઠો હોય તેમ સચિવોની મધ્યે બેઠેલા બળવાન્ રાવણને તેણે જોયો.[૪]

આ વખતે રાવણ, સૂર્ય સરખા પ્રકાશમાન્ સોનાના સિંહાસનપર બેઠેલો હતો, તેથી જાણે સુવર્ણની વેદીમાં ઘણું ઘૃત હોમવાથી પ્રદીપ્ત થયેલો અગ્નિ પ્રકાશે તેમ પ્રકાશતો હતો.[૫] સંગ્રામને વિષે તે દેવ, ગંધર્વ, ઋષિ તથા ભૂત પ્રાણી માત્રથી પણ ઉઘાડેલા મુખવાળા ભયંકર કાળની પેઠે અજિત હતો.[૬] દેવતાઓ સાથેના સંગ્રામ વખતે તેના શરીરપર ઇંદ્રના વજ્ર તથા વીજળીથી ઘણાં વ્રણ પડેલાં હતાં; તેમજ ઇંદ્રના ઐરાવતનાં દંતૂશળો વાગવાથી તેની છાતી પણ ચાઠારૂપ ચિહ્નોથી ભરાઇ ગયેલી હતી.[૭] તેને વીશ ભુજા તથા

દશ મસ્તક હતાં; તેના મસ્તકપર અતિ દર્શનીય છત્ર ધરેલું હતું; બંને બાજુ અત્યંત શ્રેષ્ઠ ચામરો ઢળી રહ્યાં હતાં ને શરીર, વિજળી જેવા અનેક અલંકારોથી પ્રકાશી રહ્યું હતું. તેનું વક્ષઃસ્થળ ઘણું વિશાળ હતું, ને તે મહા શૂરવીર તથા સર્વ રાજલક્ષણોથી યુક્ત હતો.૮ ભૂષણોમાં સ્થળે સ્થળે વૈડૂર્યમણિ ધારણ કરવાથી તેનું આખું શરીર મણિનાં સરખીજ પ્રભા ધારણ કરી રહ્યું હતું; શ્રેષ્ઠ તપાવેલા જાંબુનદ કાંચનનાં ભૂષણો તેણે ધારણ કીધાં હતાં. તેની ભુજાઓ સરખી અને શ્રેષ્ઠ હતી; દાંત શ્વેત હતા; મુખ બહુ મોટાં હતાં, ને આખું શરીર જાણે એક મોટા પર્વત સરખું પ્રૌઢ દેખાતું હતું.૯ દેવતાઓ સાથેના સંગ્રામમાં તેણે વિષ્ણુના ચક્રના, તેમ જ બીજા પણ અનેક શસ્ત્રાસ્ત્રોના અત્યંત પ્રબળ પ્રહારો સહન કીધા હતા.૧૦ સમગ્ર દેવતાઓનાં શસ્ત્રોથી પણ તેનું અંગ હણાયું નહોતું. અક્ષોભ્ય એવા સમુદ્રને પણ તે ક્ષોભ પમાડે એવો હતો.૧૧ તે અત્યંત સાહસ કરનાર, (યુદ્ધ વેળાએ) પર્વતના શિખરોને ઉપાડી ફેંકનાર, દેવતાઓનું પ્રમર્દન કરનાર, ધર્મનો ઉચ્છેદ તેણે કરનાર અને પારકી સ્ત્રીનો પરાભવ કરનાર હતો.૧૨ તેણે સર્વ દિવ્ય અસ્ત્રો ધારણ કરેલાં હતાં. તે યજ્ઞમાં વિઘ્ન કરનારો હતો. વળી તેણે પાતાળમાંની ભોગવતી નામની નગરીમાં જઇ, વાસુકી નાગને જિતી,૧૩ તક્ષકની પ્રિય સ્ત્રીને બલાત્કારથી હરણ કરી હતી; તથા કૈલાસ પર્વત પ્રત્યે જઈ નરવાહનને જિતી,૧૪ તેનાં ઇચ્છિત ગતિ કરનારાં પુષ્પક વિમાનને હરણ કર્યું હતું, એવો તે વીર્યવાન્ હતો. તે દેવતાઓપરના ક્રોધથી વારંવાર દિવ્ય ચૈત્રરથ વનપ્રત્યે જતો, અને તેમાંનાં સરોવરોનો, નંદનવનનો તથા વનિતાઓને રમણ કરવાના ઉદ્યાનોનો નાશ કરતો હતો. તે એવો વીર્યવાન હતો કે, તેના બે હાથે કરીને ઉદય પામતા સૂર્ય તથા ચંદ્રને પણ એકે વખતે શૈલશિખર પેઠે નિવારણ કરી શકે તેમ હતો. એણે પૂર્વે મહા વનને વિષે દશ હજાર વર્ષ લગી તપ કરીને,૧૫-૧૭ બ્રહ્માને પૂજા સામગ્રી રૂપે પોતાનાં મસ્તક અર્પણ કર્યાં હતાં. તેને યુદ્ધમાં મનુષ્યજાતિ વગર-કેમકે મનુષ્યથી તે અભય હતો-દેવતા, દાનવ, ગંધર્વ, પિશાચ, પક્ષી તથા સર્પો વગેરેથી પણ મૃત્યુનો ભય નહોતો. એ અદ્ભુતાકૃતિનો હતો; પૂર્ણ થયેલા યજ્ઞોનો ભંગ કરનાર હતો; બ્રહ્મઘ્ન* તથા મહા ક્રૂર કર્મ કરનાર હતો. બ્રાહ્મણોએ મન્ત્રોથી સ્તુતિ કરેલા પવિત્ર સોમનું, પાન કરવાને સ્થળે જ વારંવાર નાશ કરતો હતો.૧૮-૨૦ અતિ કર્કશ, નિર્દય, પ્રજાનાં અહિત વિષે પ્રીતિમાન્, સર્વ ભૂત પ્રાણીને આક્રોશનો શબ્દ કરાવનાર, સર્વ લોકને ભય ઉપજાવનાર તથા મહાબળવાન્ એવો રાવણ હતો.૨૧ એણે એ વેળા દિવ્ય વસ્ત્ર, દિવ્ય આભરણ તથા દિવ્ય પુષ્પમાળાથી પોતાનું અંગ ભૂષિત કીધું હતું. સુંદર આસનપર તે વિરાજેલો હતો. તેનો ઉદ્યોગ પ્રલય કરવાને તત્પર થયલા કાળ સરખો હતો.

એવી રીતના રૂપ તથા ગુણવાળા સર્વ રાક્ષસોના રાજા મહા ભાગ્યવાન્, પુલસ્ત્ય કુળને આનંદ આપનાર, શત્રુઓનો નાશ કરનાર અને મન્ત્રીઓથી વિંટાયલા પોતાના ભ્રાતા રાવણ પાસે આવીને, ભયથી વિહ્વલ થયલી શૂર્પણખા, મહાત્મા લક્ષ્મણે કરેલું પોતાનું વિરૂપપણું દેખાડીને સઘળો વૃત્તાંત કહેવા તૈયાર થઈ.૨૨-૨૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં બત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૩ મો.

## શૂર્પણખાનો આક્રોશ.

અતિ તીવ્ર ક્રોધ પામેલી રાક્ષસી શૂર્પણખા, પ્રધાનો વચ્ચે બેઠેલા દુષ્પરાક્રમી રાવણ પ્રત્યે આવાં કઠોર વાક્ય કહેવા લાગી:૧ "હે રાવણ! કામભોગને વિષે અત્યાસક્ત, સ્વેચ્છાચારી તથા નિરંકુશ એવો તું, પોતાપર પ્રાપ્ત થયલા જાણવા યોગ્ય ભયંકર પ્રસંગને પણ જાણતો નથી!૨ જેમ સ્મશાનના અગ્નિને કોઈ માન આપતું નથી, તેમ ભોગાસક્ત, કામવૃત્ત તથા અતિ લોભી એવા રાજાને પણ પ્રજા માન આપતી નથી.૩ વળી રાજા સમયપરત્વે પોતાને કરવાનાં કાર્ય કરતો નથી, તે તેવાં કાર્યને લીધે રાજ્ય સહિત નાશ પામે છે!૪ વળી જે રાજા રાજ્યમાંની સર્વ હકીકત જાણવાને અર્થે ચારોને યોજતો નથી, પ્રજા જેનું દર્શન કરવા પામતી નથી તથા જે પરસ્વાધીન હોય છે. તેનો, નદીના કાદવવાળા કિનારાને ત્યાગ કરતા હાથીની પેઠે મનુષ્યો દૂરથી જ ત્યાગ કરે છે.૫ જે રાજા પોતાના હાથમાંથી પરસ્વાધીન થયલા દેશને સ્વાધીન કરતો નથી, તે કદી પણ સમુદ્રમાંના પર્વતની પેઠે મહત્તા મેળવી પ્રકાશી શકતો નથી.૬ હે રાવણ! તું કે જે ચપલ તથા દેશાંતરોમાં યોજેલા ચારો વગરનો છે, તે આત્મજ્ઞાની એવા દેવ, ગંધર્વ અને દાનવોની સાથે

---

* બ્રાહ્મણને હણનાર.

વિશેષ કરીને કેમ ટકી શકીશ ?[७]એ બુદ્ધિહીન રાક્ષસરાજ સાવ બાળકના સરખો તારો સ્વભાવ કેમ છે ? તું અવશ્ય જાણવા યોગ્ય વાતને પણ જાણી શકતો નથી તો પછી રાજ્ય કેવી રીતે કરીશ ?[૮] હે જિતનારાઓમાં શ્રેષ્ઠ ! જે રાજાને ચાર, ભંડાર તથા ન્યાય સ્વાધીન નથી, તે રાજાને એક પ્રાકૃત મનુષ્ય સમાન જાણવો; કેમકે ચાર વડે રાજાઓ દૂર રહેલા અર્થને પણ જાણી શકે છે; અને તું તો એવા ચાર વગરનો જ છે એમ હું માનું છું! કારણ કે તારા સચિવો પ્રાકૃત હોવાથી હજુ સૂધી તું પોતાના જનોને રહેવાનું સ્થાન નાશ પામ્યું છે, તેને પણ જાણતો નથી ![૯–૧૧] રે ! એકલા રામે ભયંકર કર્મ કરનારા ચૌદ હજાર રાક્ષસોનો, ખરનો તથા દૂષણ સહિત ત્રિશિરાનો નાશ કીધો છે;[૧૨]ઋષિઓને અભય આપ્યું છે; દંડકવન કલ્યાણરૂપ કીધું; તથા જનસ્થાનનો પરાભવ કર્યો છે; છતાં, હે પ્રમાદી ! લોભી તથા પરાધીન એવો તું, પોતાના દેશપર આવી પડેલા એવા મોટા ભયને જાણતો નથી ?[૧૩–૧૪] હે રાવણ ! જે રાજા પોતાના પ્રધાનો વગેરેપર તીક્ષ્ણપણું વાપરે છે, જે પ્રમત્ત છે, જેના નોકરોને પૂરતો પગાર મળતો નથી એવો શઠ છે, જે ગુપ્ત રીતે અવળાં કાર્ય કરનારો હોય છે, તેવા રાજાને જ્યારે દુઃખ આવી પડે છે, ત્યારે તેના સેવકો કિંવા અમાત્યાદિ પ્રજામાંથી કોઈ પણ તેના રક્ષણ માટે યત્ન કરતું નથી.[૧૫] જે રાજા અતિ માની છે, સ્વજનોથી પણ જેની પાસે જઈ શકાય નહિ એવો અતડો છે, પોતાના મનથી જ ઉન્નતાઈ પામેલો તથા નહિ ક્રોધ કરવા ઠેકાણે ક્રોધ કરનારો હોય છે, તેનો દુઃખ વેળાએ તેનાં સ્વજનો પણ નાશ કરે છે.[૧૬] જેના અમાત્યો વગેરે પોતાને આધીન થઈ કાર્ય કરતા નથી તથા જે આવી પડેલા ભયને જોઇને પણ તેથી નિર્ભય રહે છે, તે થોડા જ સમયમાં રાજ્યથી ભ્રષ્ટ થઈ આ લોકમાં તૃણ સમાન દીન થાય છે;[૧૭] કારણ—

> शुष्ककाष्ठैर्भवेत्कार्यं लोष्टैरपि च पांसुभिः ।
> न तु स्थानात्परिभ्रष्टैः कार्यं स्याद्वसुधाधिपैः ॥ १८ ॥

સૂકાં કાષ્ઠથી, માટીના ઢેફાંથી તથા માર્ગપરની ધુળથી પણ કાર્ય બને છે (તે ખપમાં આવે છે), પરંતુ સ્થાનભ્રષ્ટ થયલા રાજાથી કંઈપણ બની શકતું નથી.[૧૮] વળી

> उपभुक्तं यथा वासः स्रजो वा मृदिता यथा ।
> एवं राज्यात्परिभ्रष्टः समर्थोऽपि निरर्थकः ॥ १९ ॥

રાજ્યભ્રષ્ટ થયલો રાજા, સમર્થ હોય તો પણ તે ઘણા દિવસ સૂધી પહેરાયલાં વસ્ત્ર તથા ચોળાઈ ગયલી પુષ્પમાળાની પેઠે નિરર્થક થઈ પડે છે ![૧૯] પરંતુ જે રાજા પ્રમાદ રહિત છે, પોતાના તથા શત્રુઓના સર્વ વૃત્તાંતોને જાણનારો છે, જિતેંદ્રિય, કોઇએ કરેલા ઉપકારને જાણનારો છે, તથા ધર્મશીલ હોય છે, તે જ ઘણો કાળ નભી શકે છે.[૨૦] તે નેત્રોવડે ભલે સૂતો હોય, પણ ન્યાયદૃષ્ટિથી જાગતો હોય તથા જેનો ક્રોધ તેમજ પ્રસાદ સ્પષ્ટ અને યોગ્ય હોય, તેવો રાજાજ સર્વ જનોમાં પૂજ્ય થાય છે.[૨૧] હે રાવણ ! દુર્બુદ્ધિ એવો તું તો એ સર્વ ગુણોથી રહિત છે; કેમકે તારા જાસુસો પણ હજુ રાક્ષસોના વધથી અજાણ્યા છે અને તેથી કરીને તું, કે જે શત્રુની કેવળ અવજ્ઞા કરી જાણનારો છે, પણ પાછો તેનો નાશ કરવા માટે ચિંતાથી પ્રયત્ન ન કરનારો વિષયી, દેશ કાળના તત્વને ન જાણનારો તથા ગુણદોષનો વિચાર કરવામાં અકુશળ છે તેથી, રાજ્યથી ભ્રષ્ટ થઈ થોડા સમયમાં દુઃખને વશ થઈશ."[૨૨–૨૩]

એ પ્રમાણે શૂર્પણખાએ વર્ણવેલા પોતાના દોષ સાંભળી સમૃદ્ધિ, ગર્વ તથા બળ વગેરેથી યુક્ત એવો રાક્ષસેશ્વર રાવણ, કંઈ પણ પ્રત્યુત્તર ન આપતાં ઘણીક્વાર સૂધી વિચારમાં લીન થઈ ગયો.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં તેત્રીશમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૩૪ મો.

### રાવણ શૂર્પણખા સંવાદ.

અમાત્યોની વચ્ચે બોલેલાં શૂર્પણખાનાં એ પરુષ વચનોથી અતિ ક્રોધે ભરાઈ રાવણ તેણી પ્રત્યે બોલ્યો:[૧] "હે બેહેન શૂર્પણખા ! તું આટલું બધું શાને અર્થે કહે છે ? એ જનસ્થાનનો નાશ કરનાર રામ કોણ છે? તે કેવા પરાક્રમવાળો છે? કેવે રૂપે છે, તેણે દુર્ગમ દંડકારણ્યમાં શા માટે પ્રવેશ કર્યો છે?[૨] તેનું આયુધ શું છે, કે જેથી તેણે એકલાએજ, સંગ્રામમાં ખર દૂષણ તથા ત્રિશિરા સહિત ચૌદ હજાર રાક્ષસો નાશ કર્યો?[૩] વળી હે મનને હર્ષ આપે એવાં શરીરવાળી શૂર્પણખા ! તને આમ વિરૂપ કોણે કરી?"

એ પ્રમાણે રાવણે પૂછ્યું, ત્યારે ક્રોધમૂર્ચ્છિત શૂર્પણખા[૪] તેની આગળ રામનું યથાયોગ્ય વર્ણન કરવા લાગી: "હે રાક્ષસરાજ! એ રામ અયોધ્યાના રાજા દશરથનો પુત્ર છે; મહાબાહુ તથા વિશાલાક્ષ દશરથ

પુત્ર કામદેવ સમાન રૂપાળો છે. તેણે ચીર તથા કૃષ્ણાજીનરૂપી વસ્ત્રો ધારણ કીધાં છે; તે ઇંદ્રધનુષ સરખા પોતાના સુવર્ણના પાટાવાળા ધનુષને આકર્ષણ કરીને સર્પ સમાન ઝેરી નારાચ નામનાં બાણો મૂકે છે. પણ હે રાવણ! તેની બાણ મૂકવાની હસ્તલાઘવતા અને મંત્રબળ એવાં અદ્ભુત છે કે, રાક્ષસો સાથેના સંગ્રામમાં તેણે બાણસમૂહની અગાધ વૃષ્ટિ કરવા માંડી તે વેળા તેનાં બાણોથી ક્ષણેક્ષણ સૈન્યનો નાશ થતો મેં જોયો ખરો, પણ એ શૂરવીર તે ઘોર બાણોને કેવી રીતે ગ્રહણ કરે છે, કેવી રીતે ધનુષમાં યોજે છે ને કેવી રીતે ધનુષને ખેંચી તેને છોડે છે, એ કશી ક્રિયા મારા જોવામાં આવી શકી નહિ.[૫-૮] હે વીર! જેમ ઇન્દ્ર પથ્થરની વૃષ્ટિ કરી વૃક્ષોનાં ફળનો નાશ કરે છે, તેમ પદાતિ એકલા રામે, તીક્ષ્ણ બાણોએ કરીને માત્ર દોઢ પ્રહરમાં ભયંકર પરાક્રમી ચૌદ હજાર રાક્ષસો સહિત ખર, દૂષણનો નાશ કર્યો છે ને ઋષિઓને નિર્ભય કરી દંડકવનને સુખરૂપ કરી દીધું છે.[૯-૧૦] વળી હે રાક્ષસેંદ્ર! એ રામ પરમધર્મિષ્ઠ તથા આત્મવેત્તા છતાં સ્ત્રી વધ કરવાના કાર્યને ઘણું અઘટિત સમજે છે; ને તેથી જ તે મહાત્માએ મને એકલીને માત્ર વિરૂપ કરીને છોડી મૂકી છે.[૧૧] તે રામની જોડે તેનો ભાઇ લક્ષ્મણ છે, જે મોટો તેજસ્વી તેમ જ પરાક્રમી છતાં તેના સરખોજ ગુણવાન્ છે.[૧૨] એ મહાબાહુ લક્ષ્મણ, જે રામની ઉપર અતિ પ્રીતિમાન્ તથા ભક્તિમાન્ છે, અને તેની જમણી ભુજારૂપ જ અથવા તેના બહાર વિચરનારા પ્રાણરૂપ જ છે તે મહા વીર્યવાન્, ક્રોધી, દુર્જય, શત્રુઓને જિતનાર, બુદ્ધિમાન્ તથા બળવાન્ છે."[૧૩]

એટલું કહી વળી તે બોલી: "હે રાવણ! રામની સાથે તેની અતિ પ્રિય ધર્મપત્ની સીતા નામે છે; જે વિદેહ રાજકન્યા છે. તે વિશાલાક્ષી, પોતાના ભર્તાના પ્રિય તથા હિતમાં સદા તત્પર, પૂર્ણિમાના ચંદ્ર સરખા સુશોભિત મુખવાળી,[૧૪] કેશ, નાસિકા, ઉરુ તથા સર્વ અંગો જેનાં અતિ સુંદર-કોમળ છે એવી મોટા યશવાળી તથા દંડકવનની જાણે દેવી જ હોયની, એવી છે.[૧૫] તેના શરીરની કાંતિ તપાવેલા સુવર્ણ સરખી છે, ઓષ્ઠ સુંદર પ્રવાળાં સરખા છે, નખ ઊંચા, રક્ત અને તેજસ્વી છે. એ પ્રમાણે આખા શરીરની શોભા તથા સૌંદર્ય જોતાં સાક્ષાત્ લક્ષ્મી વિના બીજી ઉપમા તેને આપી શકાય તેમ નથી.[૧૬] આ મહીતલમાં એ સીતા સરખી રૂપવતી કોઈ દેવી, ગંધર્વી, યક્ષિણી અથવા કિન્નરી પણ મેં કદી જોઇ નથી.[૧૭] રે રાવણ! હું તો ખરેખર એમ જ માનું છું કે, એ સીતા જેની સ્ત્રી થાય, ને જેને હર્ષથી આલિંગન કરે, તે પુરુષ ઇન્દ્ર કરતાં પણ સર્વલોકમાં અધિક ધન્યતાને પાત્ર ગણાય![૧૮] હે ભ્રાત! હું તો કહું છું કે, એ શ્રેષ્ઠ શીલવતી, પ્રશંસનીય શરીરવાળી તથા અપ્રતિમ રૂપવતી સીતા તને યોગ્ય સ્ત્રી છે, ને તું જ તેણીને યોગ્ય શ્રેષ્ઠ પતિ છે.[૧૯] વળી એવા વિચારથી જ (એટલે કે) તે વિસ્તીર્ણ જંઘાવાળી તથા ઊંચા પીન પયોધરવાળી સીતા તારી સ્ત્રી થાય, એ સારુ તેણીને અહીં લઈ આવવા હું ઉદ્યુક્ત થઈ, ત્યારે ક્રોધી લક્ષ્મણના હાથે મારે આમ વિરૂપ થવું પડ્યું! હે રાવણ! હું વધારે શું કહું. એ પૂર્ણિમાના ચંદ્ર સરખાં મુખવાળી વૈદેહી-સીતાનુ સૌંદર્ય એટલું બધું અપ્રતિમ છે કે, તેને જોતાં જ તું તો નિશ્ચે કામદેવના બાણથી મૂર્છિત થઈ પડે; માટે હે રાક્ષસેશ્વર! જો તે સીતા તારી સ્ત્રી થાય એવો તારો અભિપ્રાય હોય તો જય મેળવવા માટે હમણાં જ તું શુભ પગલાં ભર.[૨૦-૨૨] મારું આ કહેવું તને રુચતું હોય તો તેમ કરવાને માટે હવે કશી શંકા અથવા વિલંબ કરીશ નહિ.[૨૩] તું વિચાર કરી જો કે, રામાદિ રાજ્ય રહિત ને તું રાજ્યવાળો છે, તેમ જોતાં તારાથી તેઓ સૌ વાતે અશક્ત જ છે; જેથી અનિંદિત અંગવાળી સીતાને તારી સ્ત્રી કરવાનો તારો યત્ન સફળ થશે. વળી આ પ્રમાણે કરવામાં (વિગ્રહ ઉઠાવવામાં) તને અન્યાયનો દોષ નડે તેમ પણ નથી; કારણ પ્રથમ રામે નિષ્કપટતાથી ગતિ કરનારાં બાણો ફેંકી જનસ્થાન વિષેના તારા રાક્ષસોનો નાશ કીધો છે. તેઓનું તથા તારા બાંધવ ખર તથા દૂષણનું વૈર લેવું તારે અવશ્યનું છે. માટે હે રાક્ષસેંદ્ર! એ ઉપરથી કાર્યાકાર્યનો વિચાર કરી, તે પ્રમાણે તું વર્તવા યોગ્ય છે."[૨૪-૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ચોત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૫ મો.

## મારીચ પ્રતિ રાવણનું પુનરાગમન.

એ પ્રમાણેનાં શુર્પણખાનાં વિષાદ તથા કામ વિકાર ઉત્પન્ન કરનારાં વચનો સાંભળી, રાવણને પુનઃ સીતાના હરણ માટે ચટકો લાગ્યો. તુરત જ તેણે મંત્રીઓ સાથે તે કાર્ય કરવું કે ન કરવું તેનો તથા ગુણદોષનો તથા બળાબળનો વિચાર કરી, તેમ જ તે કાર્ય કરવા માટે શો ઉદ્યોગ કરવો? તેનો પાકો નિશ્ચય કરીને, મારીચની

પાસે જવાની તૈયારી કરી. પછી સ્થિરમતિ રાવણે તુરત પોતાની રમ્ય વાહનશાળામાં જઈ ગુપ્ત રીતે સારથિને પોતાનો રથ જોડવાની આજ્ઞા કરી.[૧-૪] સારથિએ તેની આજ્ઞા થવાથી એક ક્ષણમાં એક ઉત્તમ રથ જોડી તૈયાર કર્યો.[૫] એ રથ, કે જે રાવણને ઘણો પ્રિય, ઇચ્છા પ્રમાણે ગતિ કરનારો, રત્નાદિથી ભૂષિત, ઉત્તમ સુવર્ણનો બનાવેલો તથા સુવર્ણના સાજવાળા પિશાચમુખી અશ્વોથી જોડેલો હતો, તેમાં બેસીને કુબેરનો કનિષ્ઠ ભ્રાતા રાક્ષસાધિપ રાવણ, સમુદ્રના તટ ઉપર આવ્યો.[૬-૭] એ વેળાએ મેઘના સરખા શબ્દવાળા રથમાં બેઠેલો, દેવતાઓનો શત્રુ તથા મુનિઓની હિંસા કરનારો રાવણ, કે જેનાપર શ્વેત છત્ર તથા ચામર ઢળી રહ્યાં હતાં, શરીરનો વર્ણ વૈડૂર્યમણિ સરખો છતાં તેપર સુવર્ણનાં આભૂષણો શોભી રહ્યાં હતાં, જેને મસ્તક દશ તથા ભુજાઓ વીશ હોવાથી જાણે ઘણી ઝાડીથી વિટાયલો દશ શિખરવાળો પર્વત હોય તેવો, શોભતો હતો.[૮-૯] તેનું સર્વસાહિત્ય જોવા જેવું જ હતું. જેમ આકાશને વિષે બલાકા* તથા વિદ્યુલ્લતા સહિત મેઘ શોભે તેમ તે રાક્ષસરાજ શોભતો હતો.[૧૦] તેણે સમુદ્રના રમ્ય કિનારાનું અવલોકન કરતાં કરતાં શીઘ્રતાથી ગમન કરવા માંડ્યું.

એ સમુદ્રતટ અનેક પ્રકારનાં પુષ્પિત અને ફલિત વૃક્ષોથી પરિપૂર્ણ હતો.[૧૧] તેની ઉપર સ્થળેસ્થળ સુંદર શીતળ જળવાળાં સરોવરો આવી રહ્યાં હતાં. મધ્યે મધ્યે વેદીવાળા વિશાળ આશ્રમો હતા.[૧૨] ઠારોઠાર કેળનાં તથા નાળિયેરીનાં વનો શોભી રહ્યાં હતાં. સાલ, તાલ, તમાલાદિ વૃક્ષો, પુષ્પાવળીથી ભરપૂર થઈ રહ્યાં હતાં.[૧૩] તે આશ્રમોમાં નિયમિત આહાર કરનારા મહાન્ ઋષિઓ પોતાનાં તપાનુષ્ઠાનો કરી રહ્યા હતા. હજારો નાગ, ગરુડ, ગંધર્વ, કિન્નર, કામને જિતેલા સિદ્ધ, ચારણ તથા બ્રહ્માથી ઉત્પન્ન થયેલા વૈખાનસો, માષો, વાલખિલ્યો તથા મરીચિ આદિ મહર્ષિઓથી તે પવિત્ર સમુદ્રતટ અલંકૃત થયલો હતો.[૧૪-૧૫] દિવ્ય આભરણ તેમ જ દિવ્ય પુષ્પમાળા ધારણ કરનારી, દિવ્ય સ્વરૂપવતી તથા પુરુષને ક્રીડા વિષે આસક્ત કરવાના વિધિને જાણનારી હજારો અપ્સરાઓથી વ્યાપ્ત તે રમ્ય સાગરતટનું, શ્રીમતી દેવપત્નીઓ, અમૃતનું પાન કરનારા દેવતાઓ, દાનવો, હંસ, સારસ, ક્રૌંચ આદિ પક્ષીઓ તથા મંડૂકો, નિરંતર સેવન કરતાં હતાં. ઠારે ઠારે પથરાયલા વૈડૂર્યમણિ સરખા શ્યામ પાષાણો તથા સમુદ્રની લહેરોને લીધે વારંવાર ભીંજાતા શીતળ પર્વતો તો કંઈ જૂદા જ પ્રકારની શોભા આપતા હતા.[૧૬-૧૮]

આવી શોભાથી પરિપૂર્ણ સાગરતટપર થઈ શ્રીમાન્ રાવણ ચાલ્યો જતો હતો, તે વેળા તપશ્ચર્યાઓના પ્રભાવથી ઉત્તમલોકમાં જઈ વસનારા યશસ્વી પુરુષોનાં અંતરિક્ષમાં ગતિ કરનારાં મોટાં દિવ્ય વિમાનો તેના જોવામાં આવતાં હતાં. શ્વેતવર્ણનાં તથા ઇચ્છિત ગતિ કરનારાં વિમાનો, કે જેમાંથી દિવ્ય પુષ્પોની સુગંધ ચોમેર પ્રસરી રહી હતી, તથા વાદ્ય અને ગાયનના મધુર શબ્દો જેમાંથી નિકળી કાનને આનંદ આપી રહ્યા હતા, તેને તથા તેમાં બેઠેલાં ગંધર્વ અને અપ્સરાઓને જોતો રાવણ, પોતાના કાર્યની ત્વરા માટે ચાલ્યો જતો હતો.[૧૯-૨૦] માર્ગમાં ઘ્રાણેંદ્રિયને તૃપ્ત કરે એવાં તથા મૂળમાંથી સુંદર સ્રવનારાં ચંદન વૃક્ષો આવતાં હતાં તેને;[૨૧] અગરુનાં મુખ્ય વનો તથા ઉપવનોને, સુગંધી ફળવાન્ ઉત્તમ તકકોલ* વૃક્ષનાં વનોને,[૨૨] તમાલ પુષ્પ, તેમ જ મરીના ગુચ્છરાળ વનોને, કિનારાને લીધે સુકાઈ ગયેલા મોતીના સમૂહોને,[૨૩] શિલા સમૂહોને તથા શ્રેષ્ઠ પ્રવાળ સમૂહોને, સુવર્ણ તથા ચાંદીનાં શિખરો, તેમ જ મનને હર્ષ આપે એવા પ્રસન્ન અદ્ભુત જળના ઝરાઓને તથા ધન, ધાન્ય, રત્નરૂપ સ્ત્રીઓ; હાથી, ઘોડા અને રથાદિવડે પરિપૂર્ણ એવાં શ્રેષ્ઠ નગરોને જોતો જોતો તે અંતરિક્ષ માર્ગે થઈ ચાલતો હતો. આવી રીતે અનેક સૃષ્ટિ શોભાનું અવલોકન કરતો રાવણ તે સમુદ્ર તટને અનુસરીને જતો હતો, તેવામાં જ્યાં ચોમેરથી સ્નિગ્ધ-કોમળ સ્પર્શવાળો વાયુ વાતો હતો એવા તથા સ્વર્ગ સમાન શોભિતા સપાટ પ્રદેશમાં તે આવ્યો, ને ત્યાં આવેલા મેઘ સરખા વર્ણવાળા એક ગંભીર વટવૃક્ષને તેણે જોયું.[૨૪-૨૭] તે મહાવૃક્ષની શાખાઓ ચોમેર સો સો યોજન સુધી વિસ્તાર પામેલી હતી.

એ મહાવૃક્ષ સંબંધે ઇતિહાસ છે કે, પૂર્વે મહાબળવાન ગરુડ મોટાં શરીરવાળા હાથી તથા કાચબાને ગ્રહણ કરી ભક્ષ કરવા ઉડતો ઉડતો એ ન્યગ્રોધ† વૃક્ષપર આવી બેઠો. પણ ગરુડના પોતાના તથા તેણે પકડી આણેલા એ પ્રચંડ પ્રાણીઓના અતિશય ભારને લીધે તે વડની મોટી સો યોજન વિસ્તારની એક શાખા

---

* (Crane) બક.

* સુગંધી ફળવાળાં એક જાતનાં વૃક્ષો. † વડ.

ભાંગી પડી; જેની નીચે વૈખાનસ, માષ, વાલખિલ્ય, મરીચિપ તથા ધૂમ્ર નામના મહર્ષિઓ ચગદાવા માંડ્યા.[૨૮–૨૯] પોતે કીધેલા શાખાપાતને લીધે નીચે રહેલા ઘણાક મહર્ષિઓનો વધ થતો જોઇ, ગરુડે એકાએક તે પડતી શાખાને અદ્ધરથી જ એક પગવતી ઊંચકી લીધી, ને ત્યાંથી તે શાખા, હાથી તથા કાચબો, એ ત્રણેને લઇને પોતે અંતરિક્ષ માર્ગે ઉડ્યો. [અહાહા! શું ગરુડનું અદ્ભુત બળ તથા શું તેનું ધર્માત્માપણું.] એ પ્રમાણે તે ઋષિઓને બચાવી, ઉડતાં ઉડતાં અંતરિક્ષમાં જ તે બંને પ્રાણીઓનાં માંસનું તેણે ભક્ષણ કીધું;[૩૦–૩૨] ને વડની શાખાને પૃથ્વીપર પડતી મૂકી; જેની નીચે આખો નિષાદ નામનો દેશ દબાઇ નાશ પામ્યો.* આવી રીતે તે હજારો મહર્ષિઓને મરણથી મુક્ત કરી, હર્ષ પામેલા તથા દ્વિગુણ પરાક્રમી થયેલા મતિમાન્ ગરુડે, પછી સ્વર્ગમાંથી અમૃત લાવવાની ઇચ્છા કરી હતી ને ઇંદ્રભુવન પ્રત્યે જઈ લોહની જાળનો નાશ કરી, તેમ જ રત્નના શ્રેષ્ઠ મંદિરને ભેદીને ત્યાં આગળ ગુપ્તપણે રાખેલાં અમૃતનું તેણે હરણ કર્યું હતું.[૩૩–૩૫]

તે જ મહર્ષિગણે સેવેલા તથા ગરુડે જેની શાખા ભાંગી હતી એવા વડ આગળ થઇ, કુબેરનો નાનો ભાઈ રાવણ, તેણે રથને અંતરિક્ષમાં વેગથી ચલાવ્યો, ને નદીપતિ સમુદ્રની પેલી પાર જઇ, ત્યાં પવિત્ર તથા રમ્યવનાંતરમાં આવેલા મારીચના એકાંત આશ્રમમાં પ્રવેશ કીધો.[૩૬–૩૭] મિતાહારી મારીચ રાક્ષસ કૃષ્ણાજીનરૂપી વસ્ત્ર તથા જટામંડળ ધારણ કરી તપસ્વી વેશે બેઠેલો રાવણના જોવામાં આવ્યો.[૩૮] પોતાના આશ્રમ પ્રત્યે રાવણને આવેલો જોઇ મારીચે, મનુષ્યોને પ્રાપ્ત ન થઇ શકે એવી અનેક કામનાઓવડે તેનો રુડી રીતે સત્કાર કરી પૂછ્યું: "હે રાક્ષસેશ્વર! હે રાવણ! લંકાપ્રત્યે સૌ કુશળ છે? તું હમણાં ને હમણાં પાછો શા માટે આવ્યો? તને વિલંબ વગર પાછો આવેલો જોઇ મને શંકા થાય છે."[૩૯–૪૧] એવું મારીચનું પ્રશ્ન સાંભળી, બોલવામાં ચતુર મહાતેજસ્વી રાવણ, તેને આ પ્રમાણે કહેવા લાગ્યો.[૪૨]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં પાંત્રીશમો સર્ગ સંપૂર્ણ.**



* આ કથા મહાભારતના આદિ પર્વમાં વિસ્તારથી કહેલી છે.

## સર્ગ ૩૬ મો.

## મારીચ પ્રતિ રાવણોક્તિ.

રાવણ બોલ્યો: "હે તાત મારીચ! હું પીડિત છું, ને મારી પીડિતની પરમ ગતિ તું જ છે; માટે મારાં વચન સાંભળ.[૧] જ્યાં મારો ભાઇ ખર, મહાબાહુ દૂષણ, બેહેન શૂર્પણખા, રુધિરપાન કરનાર મહાબાહુ ત્રિશિરા તથા યુદ્ધના ઉત્સાહી બીજા પણ ઘણાક શૂરવીર નિશાચરો વસે છે, એ જનસ્થાનને તો તું જાણે છેની?[૨–૩] તે રાક્ષસો મારી આજ્ઞાથી મહારણ્યને વિષે ધર્માચરણી ઋષિઓને બાધ કરવા સારુ અનેક પ્રકારના ઉપદ્રવ કરતા એ જનસ્થાન વિષે રહે છે, તેની પણ તને ખબર છે.[૪] હે મારીચ! એ ભયંકર કર્મ કરનારા શૂરવીર, યુદ્ધોત્સાહી, મહાબળવાન્ તથા ખરની આજ્ઞાને અનુસરનારા ચૌદ હજાર નિશાચરોએ એકઠા મળી, આયુધો ધારણ કરીને રામની સાથે મોટું યુદ્ધ કર્યું.[૫–૬] તેમાં એમ થયું કે, પ્રથમ અનેક પ્રકારનાં શસ્ત્રાદિ યુદ્ધ સાહિત્યવાળા તે ખર પ્રમુખ એવા રાક્ષસોને જોઈ, ઉત્પન્ન થયલા ક્રોધને લીધે, મહાત્મા રામે તેઓને કંઈ પણ પરુષ વાક્ય ન કહેતાં, લાગલું પોતાનું મહદ્ધનુષ્ય, બાણ મૂકવાના વ્યાપારમાં યોજ્યું (બાણ મૂકવા માંડ્યાં), ને મનુષ્યરૂપ, તેમ જ પદાતિ એવા તેણે એકલાએ, પોતાના પ્રકાશિત શરોવડે કરીને ખર, દૂષણ તથા ત્રિશિરા સહિત તે ચૌદ હજાર રાક્ષસોનો નાશ કરી, તેમના ભયથી દંડકારણ્યવાસી મુનિઓને મુક્ત કીધા. વળી એ ખરનાં સૈન્યનો નાશ કરનાર, ક્ષીણ જીવિતવાન રામ, કે જેને તેના પિતાએ ક્રોધે ભરાઇ સ્ત્રી સહિત સ્વદેશમાંથી કાઢી મૂક્યો છે,[૭–૮] ને જે ક્ષત્રીઓમાં અધમ, અશીલ, સાહસિક, ઉગ્ર સ્વભાવવાળો, મૂર્ખ, લોભી, અજિતેંદ્રિય, ધર્મરહિત, અધર્માત્મા તથા ભૂત પ્રાણીના અહિતમાં પ્રીતિમાન્ છે, તેણે કેવળ પોતાના બળનો જ આશ્રય કરીને અરણ્ય વિષે કંઇ પણ વૈર વિના મારી બેહેન શૂર્પણખાને તેણીનાં કાન તથા નાક કાપીને વિરૂપ કરી છે. હે મારીચ! હવે શું એ રામ મારો વૈરી કહેવાય નહિ ને હવે મારે તેનું વૈર લેવા પગલાં ભરવાં જોઇતાં નથી કે? તું ગમે તે કહે, પણ હું તો તેની સ્ત્રી–દેવપુત્રી સમાન સીતાને પરાક્રમ કરી, જનસ્થાન વિષેથી લંકામાં લાવીશ, હે મહાબળ! માટે તેમાં તું મને સહાય થા.[૯–૧૪] મારી સહાયતા કરનાર તું તથા મારો ભાઇ કુંભકર્ણ વગેરે છે, તેથી

હું આ કામની અંદર સર્વ દેવતાઓને પણ ગણકારતો નથી. વળી હે રાક્ષસોત્તમ! સીતાનું હરણ કરવા માટેના કામમાં મને તુંજ સહાય કરવાને સમર્થ થશે, કારણ વીર્ય, યુદ્ધ તથા ગર્વ આદિમાં તારા સરખો કોઇ નથી, તેમજ સર્વ ઉપાયને વિષે તું મહાશૂરવીર છતાં અનેક પ્રકારની મોટી માયા કરવામાં ચતુર છે, ને એટલા માટે જ હું તારી પાસે આવ્યો છું."

આટલું કહી વળી તે બોલ્યો, "હે નિશાચર મારીચ! તારે મને જે સહાયતા કરવાની છે તેનો મેં આ પ્રમાણે નિશ્ચય કીધો છે, તે તું સાંભળ.[૯-૧૭] તું અતિશય રૂપવાન્ સુવર્ણ સરખા જ વર્ણવાળા ને રૌપ્યનાં બિંદુથી ચિત્રિત એવો સુંદર મૃગ બની જા અને રામના આશ્રમને વિષે જઈ સીતાની દૃષ્ટિ સમીપ ફર.[૧૮] મનુષ્ય પ્રાણીના જોવામાં કદી એવો મૃગ આવવો દુર્લભ છે, તેથી એ સુંદર સ્વર્ણમય મૃગરૂપ તને જોતાં જ, નિઃસંશય સીતાને અતિ પ્રીતિ ઉત્પન્ન થશે, જેને લીધે તને પોતાની પાસે પકડી આણવાને તેણી રામ તથા લક્ષ્મણને કહેશે.[૧૯] પછી તને પકડવા આવેલા રામ લક્ષ્મણને તું ઘણે દૂર લઈ જજે, એટલે પછવાડેથી હું તેના શૂન્ય પડેલા આશ્રમમાં જઈ, કોઇ રીતના અટકાવ વગર, સુખે કરી, જેમ રાહુ ચંદ્રપ્રભાનું હરણ કરે છે તેમ સીતાનું હરણ કરીશ.[૨૦] એ પ્રમાણે પોતાની પ્રિય સ્ત્રીનું હરણ થવાથી રામ અતિ કર્શિત* થશે, એટલે હું કૃતાર્થ અંતઃકરણવડે યથાસુખે તેનો સંહાર કરીશ."[૨૧]

એ પ્રમાણે રાવણના મુખથી રામ સંબંધી વૃત્તાંત સાંભળતાં જ મહાત્મા મારીચ, અત્યંત ત્રાસ પામ્યો. તેનું મુખ સૂકાવા લાગ્યું, જેથી તે સૂકાતા હોઠને વારંવાર ચાટવા લાગ્યો, ને અતિ પીડિત તથા મરણ પામેલા સરખો–મેષોન્મેષ રહિત થઇ તેણે ઘણીકવાર સૂધી રાવણની સામે જોયા જ કીધું.[૨૨-૨૩] પછી અતિ ત્રાસ તથા ખેદને લીધે ધ્રુજતો એવો મારીચ, કે જેણે પૂર્વે રામના પરાક્રમને સારી રીતે જાણ્યું હતું, તે વનને વિષે હાથ જોડી રાવણને તેનાં તથા પોતાનાં હિતરૂપ વચનો કહેવા તત્પર થયો.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં છત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

—※—

## સર્ગ ૩૭ મો.

## મારીચનો સદ્બોધ–૧.

રાક્ષસેન્દ્રના તે વાક્ય સાંભળી બોલવામાં ચતુર તેજસ્વી મારીચ, રાક્ષસેશ્વર રાવણ પ્રત્યે કહેવા લાગ્યો:[૧]

**सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः**

**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः**

"હે રાજા રાવણ! નિરંતર મીઠું મીઠું બોલી રીઝવનાર પુરુષો તો ઘણાય મળી આવે છે; પરંતુ સમય પરત્વે જો કે અપ્રિય હોય તોપણ પરિણામે અતિ ગુણરૂપ થઈ પડે, એવાં વચનો કહેનાર, તેમ જ તેને પોતાનું હિત ગણી તેને સાંભળનાર પુરુષ દુર્લભ છે.[૨] હે રાજન્! સમયાનુસાર દેશ વિદેશના વર્તમાન (સમાચાર) જાણવા સારુ તું ચાર પુરુષોને યોજતો નથી, તેને લીધે જ અસ્થિર બુદ્ધિવાળો તું, મહેન્દ્ર તથા વરુણ સમાન રામ, કે જે મહાવીર્ય, તેમ જ મહાગુણોને લીધે અતિ ઉન્નત છે તેને જાણતો નથી.[૩] અરે! એવા રામના પરાક્રમથી અજાણ્યો રહી તું આવો અનર્થ કરવા તત્પર થાય છે, તેથી શું સર્વ રાક્ષસકુલનું અકલ્યાણ તો નથી થવા બેઠું? કિંવા ક્રોધ પામેલા રામ આ લોકને રાક્ષસરહિત તો નહિ કરી નાંખે?[૪] રે! તારા પોતાના જ અંત માટે તો એ જનકતનયા નહિ ઉત્પન્ન થઇ હોય? કિંવા સીતા નિમિત્તે તો તને મોટું દુઃખ નહિ પ્રાપ્ત થાય?[૫] અરે! કામાસક્ત, તેમ જ નિરંકુશ તારા જેવા સ્વામિને પામીને રાક્ષસો તથા તું સહિત આ લંકાપુરી નાશ તો નહિ પામે?[૬] હર હર! ઓ રાવણ, આ કાર્ય કોઈ વાતે યોગ્ય નથી. રે! તારા સરખો કામાસક્ત, દુઃશીલ, પાપીષ્ઠ, મંત્રીઓ સાથે કાર્યના મનસુબા કરનાર તથા દુર્બુદ્ધિવાળો જે રાજા હોય છે, તે પોતાનાં શરીરનો, સ્વજનનો તથા સર્વ દેશનો પણ નાશ કરે છે.[૭] રે અજ્ઞાની! તારા કહેવા પ્રમાણે કૌશલ્યાનંદવર્ધન રામ, પિતાએ કાઢી મૂકેલો તથા મર્યાદા છાંડી ગએલો નથી, તેમ જ લોભી, દુઃશીલવંત અને ક્ષત્રીઓમાં અધમ પણ નથી;[૮] તેમ જ ધર્મરહિત, ક્રૂર સ્વભાવવાળો તથા સર્વભૂતપ્રાણીના અહિતમાં તત્પર પણ નથી. પરંતુ કૈકેયીએ છળેલા તેના પિતા દશરથને સત્યવાદી કરવાના વિચારથી, ધર્માત્મા રામે વનમાં પ્રયાણ કર્યું છે.[૯-૧૦] રે રાવણ! કેવળ કૈકેયીનું તથા પિતા દશરથનું પ્રિય કરવા સારુ જ, પરાક્રમી રામ રાજ્ય તથા ભોગનો ત્યાગ કરીને દંડકારણ્યવાસી થયો છે.[૧૧] તારા

* શોક, ચિંતા, હીણુપ વગેરેથી શોષાઈ નિર્બળ–નિસ્તેજ થશે.

કહેવા પ્રમાણે તે કર્કશ, અવિદ્વાન્ તથા અજિતેંદ્રિય નથી, તેનો કોઈ પણ અનૃત પ્રસંગ મેં કોઈ પણ કાળે સાંભળ્યો નથી; માટે તારે તેના દુર્ગુણોનું મિથ્યા કથન કરવું, એ યોગ્ય નથી.[૧૨] અરે! એ રામ તો સાક્ષાત્ દેહધારી ધર્મ જ છે; એટલું જ નહિ પણ મહાસાધુ, સત્ય પરાક્રમી તથા દેવતાઓના રાજા વાસવની પેઠે સર્વ લોકનો અધિપતિ-રાજા છે.[૧૩] છતાં હે અબુધ! તે રામની સ્ત્રી વિદેહપુત્રી સીતા, કે જે પોતાના પાતિવ્રત્યરૂપ તેજે કરી પૂર્ણ સુરક્ષિત છે, તેને તું બલાત્કારે હરણ કરવા કેમ ઇચ્છે છે? આ તારો વિચાર, જેમ કોઇ કુબુદ્ધિ પુરુષ બલાત્કારથી સૂર્યની પ્રભાનું હરણ કરવા ઇચ્છતો હોય તેવો છે.[૧૪] હે રાવણ! સંગ્રામને વિષે બાણરૂપ મોટી જવાળાઓવાળા, ધનુષ તથા ખડ્ગરૂપી ઇંધણાંવાળા અને અતિ અસહ્ય, તેમ જ પ્રદીપ્ત એવા રામરૂપ અગ્નિમાં જાણી જોઇને પડવું, એ તારે માટે તો યોગ્ય નથી જ.[૧૫] વળી એ ધનુર્ધારી રામ, કે જે ધનુષ્ય તથા બાણરૂપી જ્વાળાઓ સહિત ઉઘાડેલા મુખવાળા કાળની ઉપમા અપાય એવો છે, તે શત્રુઓને મારવામાં અતિ તીક્ષ્ણ તથા તેઓની સેનાનો નાશ કરનાર છે, તેની આગળ જઇ તું પોતાનાં રાજ્ય, સુખ તથા ઇષ્ટ જીવિતાદિનો પરાણે શા માટે નાશ કરાવવા ઇચ્છે છે?[૧૬-૧૭] હે તાત! જેનું તેજ કોઇના કળ્યામાં આવતું નથી એવા સમર્થ પતિના ધનુષના આશ્રયે રહેલી નિર્ભય સીતાનું હરણ કરવાને તું સમર્થ નથી.[૧૮] કારણ પતિને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય માનનારી જનકપુત્રી, નર માત્રમાં સિંહરૂપ તથા સિંહ સરખા ઉરસ્થળવાળા રામને ઘણી જ વહાલી છે.[૧૯] માટે હે રાવણ! એવા પરાક્રમી પુરુષની સ્ત્રી, પ્રજ્જ્વલિત અગ્નિ શિખાની પેઠે હરવી સર્વથા અશકય છે; તો પછી તું આ વૃથા ઉદ્યમ કરીને શું હિત પ્રાપ્ત કરીશ?[૨૦] હું તો એમ માનું છું કે, સંગ્રામમાં તું રામની દૃષ્ટિએ પડ્યો, કે ત્યાં જ તારા જીવિતનો અંત આવશે![૨૧] જીવિત, સુખ તથા રાજ્ય, એ આદિ વસ્તુ અતિ દુર્લભ હોવાથી આમ સહજમાં વિના કારણે ગુમાવી દેવી યોગ્ય નથી. તેથી તું પોતાના વિભીષણાદિ સર્વ ધર્મિષ્ઠ સચિવો સાથે સૌ વાતના દોષ, ગુણ તથા બળાબળનો વિચાર કરી, તેમ જ પોતાના તથા રામના બળને યથાર્થ જાણીને સ્વહિતનો નિશ્ચય કર; ત્યાર બાદ જે કરવું શક્ય તેમ જ યોગ્ય લાગે, તે કરવાને ઉદ્યુક્ત થા![૨૨-૨૪] હે નિશાચરાધિપ! કોશલ દેશના રાજા દશરથ પુત્ર રામની સાથે તારો યુદ્ધ સમાગમ હિતરૂપ નથી જ, એમ મારી ખાત્રી છે; તેથી પુનઃ તારાં હિતરૂપ ઉત્તમ વચનો હું કહું, તે તું સાંભળ."[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સાડત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૮ મો.

## મારીચનો સદ્બોધ-૨.

"હે રાવણ! પર્વત સમાન પ્રૌઢ શરીરવાળો હું, પૂર્વે મારા અંગમાં એક હજાર હાથીનું બળ ધરાવતો હતો.[૧] શરીરનો વર્ણ મેઘ સરખો શ્યામ, વળી તેપર ધારણ કરેલાં તપ્ત કાંચનના મુકુટ કુંડળાદિ આભરણો, હાથમાં પરીઘનું આયુધ, એ વગેરેથી અલંકૃત થએલો, તેમ જ અંગમાંના અતિ વીર્યને લીધે ઉન્મત્ત થયો હતો, તેથી ઋષિઓના માંસનું ભક્ષણ કરતાં દંડકારણ્ય વિષે નિર્ભયપણે ફરતો હતો. તેવામાં મારાથી ત્રાસ પામેલા ધર્માત્મા મહામુનિ વિશ્વામિત્રે, નરેંદ્ર દશરથની પાસે જઇને કહ્યું: 'હે નરેશ્વર! મારે યજ્ઞનો આરંભ કરવો છે, પણ તેનો ભંગ કરવા સંબંધે મારીચ નામના રાક્ષસનો મને મોટો ભય છે, તેથી યજ્ઞ ચાલતી વખતે તેની રક્ષા કરવા સારુ તારા સ્થિર ચિત્તવાન્ પુત્ર રામની હું યાચના કરું છું.'[૨-૪] મહાભાગ મુનીશ્વર વિશ્વામિત્રનાં એ વચન સાંભળી, ધર્માત્મા દશરથ રાજાએ તેને એવું ઉત્તર આપ્યું: 'હે મહામુનિ! રામને હજુ બાર વર્ષ પણ પૂરાં થયાં નથી, તેમ તે અસ્ત્રવિદ્યા પણ શીખ્યો નથી,[૫-૬] માટે તારું ઇષ્ટ કાર્ય કરવા સારુ મારાં પ્રબળ સૈન્ય સહિત હું પોતે આવીશ. હે મુનિશ્રેષ્ઠ! ચતુરંગ બળસહિત હું તારા શત્રુ-સ્વેચ્છાચારી મારીચનો ક્ષણવારમાં નાશ કરીશ!' ત્યારે મહામુનિ વિશ્વામિત્ર બોલ્યોઃ[૭-૮] 'હે સ્વધર્મનિષ્ઠ ભૂપતિ! તું સંગ્રામને વિષે દેવતાઓનું પણ ભયમાંથી રક્ષણ કરે એવો છે, ને તેં બતાવેલાં શ્રેષ્ઠ પરાક્રમોને આખું ત્રૈલોકય જાણે છે, પરંતુ એ મારીચ રાક્ષસના બળને પૂરો પડે એવો તો ત્રણે લોકમાં તારા પુત્ર રામ વિના બીજો કોઈ નથી. ત્યાં આગળ તારું મોટું સૈન્ય કશું પરાક્રમ કરી શકે એમ છે જ નહિ.[૯-૧૦] હે પરંતપ! આ મહાતેજસ્વી તારો પુત્ર રામ, જો કે દેખવામાં બાળક છે તોપણ તે રાક્ષસનો નિગ્રહ કરવા સમર્થ છે, માટે હું તેને જ લઇ જઇશ, તારું કલ્યાણ થાઓ!'[૧૧]

"એ પ્રમાણે દશરથ રાજાને કહી, રામને પોતાની સાથે લઈને મહર્ષિ વિશ્વામિત્ર, અતિ પ્રીતિમાન્ થઇ, પોતાના આશ્રમ પ્રત્યે ગયા.[૧૨] પછી દંડકારણ્યને વિષે દીક્ષા લઈ યજ્ઞનો આરંભ કર્યો. યજ્ઞ ચાલુ થયો ત્યારે બળવાન્ રામ તેની રક્ષા કરવા સારુ ધનુષની પ્રત્યંચાના તડતડિત શબ્દો કરતો ઉભો રહ્યો.[૧૩] અરે રાવણ! તને શું કહું, એ વેળા શ્રીમાન્ રામ ખરેખર બાળક જ–એટલે દાઢી, મૂછ વગેરે કોઇ પણ જાતના યુવાન્ પુરુષના જેવાં ચિહ્ન વગરનો હતો; તેનું અદ્દ્ભુત–કુમળું સ્વરૂપ ખીલી રહ્યું હતું; તેની શ્રેષ્ઠ–ચપળદૃષ્ટિ ગમે તેને મોહ પમાડી શકે એવી હતી; શરીરપર માત્ર એક સુંદર વસ્ત્ર પહેર્યું હતું, બંને લમણાઓપર કાકપક્ષના આકારના* સુંદર સુંવાળા કેશ આવી રહ્યા હતા; હૃદયપર સુવર્ણની માળા ઝળકી રહી હતી; ને પોતાના તેજવડે દંડક વનને શોભાવતા ઉદય પામતા બાળચંદ્ર સરખો તે હાથમાં ઉત્તમ ધનુષ ધારણ કરી ઉભો રહ્યો હતો.[૧૪–૧૫]

"પછી દેવતાઓથી પણ મારું મૃત્યુ ન થાય એવું બ્રહ્મદેવ પાસેથી વરદાન પામેલો, મેઘના સમાન વર્ણવાળો તથા કાનમાં તપ્ત સુવર્ણનાં કુંડળવાળો બળવાન્ હું, યજ્ઞ ચાલુ થયો જાણી તેનો વિધ્વંસ કરવા અર્થે ગર્વિષ્ઠપણે વિશ્વામિત્રના આશ્રમમાં ગયો.[૧૬] ત્યારે ઉગામેલા આયુધ સહિત મને અંદર પ્રવેશ કરતો જોતાં વેત જ, રામે કોઈ વાતે સંભ્રમ ન પામતાં, તુરત પોતાનાં ધનુષને સજ્જ કર્યું.[૧૭] પરંતુ આ તો બાળક છે, એમ માની તેને ન ગણકારતાં, તેમ જ અંતઃકરણમાં કોઈ જાતનો ભય ન ધરતાં, અતિ ત્વરાથી યજ્ઞની વેદી તરફ હું ધસ્યો.[૧૮] પણ હે રાવણ! એ રાઘવના યુદ્ધ ચાપલ્યનાં હું શાં વખાણ કરું? તેની અવજ્ઞા કરી મેં જેવી યજ્ઞ ભણી દોટ મૂકી, તેવું જ તેણે શત્રુનો નાશ કરનારું મહા ઉગ્ર–તીક્ષ્ણ એક જ બાણ મારા ભણી મૂક્યું, જેના તાડનથી હું સો યોજન દૂર સમુદ્રમાં જઇ પડ્યો![૧૯] અરે! એ તો વળી કંઈ મારું ભાગ્ય કે તેણે મને જીવથી ન મારતાં, મારી એ પ્રમાણે રક્ષા કરી; પણ તેના શરવેગને લીધે, પરાભવ પામેલો હું અતિ સંભ્રાંત–મૂર્છિત થઇ ગંભીર જળથી ભરેલા સમુદ્રમાં જઈ પડ્યો, ને પછી ઘણીકવારે શુદ્ધિમાં આવીને ત્યાંથી લજ્જિતપણે લંકાપુરીમાં ગયો.[૨૦–૨૧]

"હે રાવણ! એ પ્રમાણે બાળકપણામાં, જ્યારે પોતે અસ્ત્રવિદ્યા પણ શીખ્યો ન હતો, ત્યારે તે અકિલષ્ટકર્મા રામે મને જીવતો મૂક્યો તો જ હું બચવા પામ્યો છું, કેમ કે તે વેળા બીજા જે મારા સહાયભૂત રાક્ષસો હતા, તેઓને તો ત્યાં જ તેણે પૂરા કરી દીધા હતા.[૨૨] માટે, હું તને વારું છું તો પણ જો તું એ અદ્દ્ભુત પરાક્રમી રામની સાથે વિગ્રહ કરીશ તો નિશ્ચે ઘોર આપત્તિમાં પડી, થોડા કાળમાં નાશ પામીશ![૨૩] રે! તું પોતે નાશ પામીશ એટલું જ નહિ, પણ ક્રીડા તથા સંભોગની વિધિને જાણનારા, તેમ જ સામાજિક ઉત્સવો જોઈ આનંદ કરનારા બીજા સર્વ રાક્ષસોને પણ તું સંતાપ તથા મરણરૂપ અનર્થ ઉત્પન્ન કરનારો થઈ પડીશ.[૨૪] હે રાવણ! સીતાને લીધે તું અટારી તથા પ્રાસાદવાળી, અનેક પ્રકારનાં રત્નોવડે શોભિતી લંકાપુરીને નાશ પામેલી જોઇશ.[૨૫] હે બાપ!

अकुर्वन्तोऽपि पापानि शुचयः पापसंश्रयात् ।
परपापैर्विनश्यंति मत्स्या नागहृदे यथा ॥

"કોઈ દિવસે પાપ નહિ કરનારા પવિત્ર પુરુષો પણ નાગના હૃદમાં રહેનારાં માછલાંની પેઠે, પાપીના આશ્રયને લીધે, તેના પાપે કરીને નાશ પામે છે![૨૬] માટે શરીરને દિવ્ય ચંદનથી ચર્ચિત કરનારા, તેમ જ દિવ્ય આભરણો ધારણ કરનારા સર્વ નિર્દોષ રાક્ષસોને, તું તારા પોતાના દોષને લીધે નાશ પામીને પૃથ્વીપર પડેલા જોઇશ.[૨૭] રે! તારી અવળાઇને લીધે એવો દુઃપ્રસંગ આવશે કે, આખું રાક્ષસકુળ શત્રુના હાથે દળાઈ જશે ને કદાચ કોઈ રાક્ષસો નાશ પામતાં બચી જશે, તો તેઓ રક્ષણકર્તા વગરના થવાથી, કોઈ પોતાની સ્ત્રીઓને લઇને, તો કોઈ સ્ત્રી આદિ સર્વનો ત્યાગ કરીને, માત્ર પોતાના પ્રાણ જ લઇને દશે દિશાઓમાં પલાયન કરશે; જે તું તારી દૃષ્ટિએ જોઇશ.[૨૮] વળી એ સમયે ચોમેર બાણસમૂહ જેમાં પડ્યો હશે એવી, અગ્નિજ્વાળાથી વેષ્ટિત અને બળી ગયલાં ગૃહોવાળી લંકાપુરીને તારે નિઃશ્વાસ નાંખતા અંતઃકરણે જોવી પડશે, એ નિઃસંદેહ છે.[૨૯] હે રાવણ! પારકી સ્ત્રીનું અભિમર્ષણ કરવું એથી બીજું કોઈ પણ મોટું પાપ નથી; માટે તારા અંતઃપુરમાં તારી પોતાની હજારો રૂપવતી સ્ત્રીઓ છે, તેની સાથે તું જોઇએ તેટલો લંપટ થા, પણ આવો અનર્થ આદરી પોતાના કુળનો નાશ કરવા ઉદ્યુક્ત થા મા! હું તને વારંવાર કહું છું તે તું માન! ઉજાતાઈ, રાજ્ય, વહાલામાં વહાલું પોતાનું જીવિત, ઉત્તમ સ્ત્રીઓ, પુત્રો તથા મિત્રાદિને ઘણો કાળ ભોગવવા ઇચ્છતો હો તો રામનું અપ્રિય કર મા![૩૦–૩૨] અને આ પ્રમાણે તારા સ્નેહી

* કાનસીયા.

એવા મેં, અત્યંત વારવા છતાં પણ જો તું બળાત્કારથી સીતાનું હરણ કરીશ તો નિશ્ચે રામનાં બાણથી, બંધુવર્ગ સહિત તારા પોતાના જીવિતનો અસ્ત કરી, યમલોકમાં જઈ વસીશ!"૩૩

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં આડત્રિશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૯ મો.

## મારીચનો સદ્બોધ-૩.

એ પ્રમાણે ઘણું ઘણું સમજાવી, વળી મારીચ કહેવા લાગ્યોઃ-"હે રાવણ! મેં હમણાં કહ્યું, તે પ્રમાણે રામે વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરવા સમયે તો મને જતો મૂકયો, પણ હમણાં તેની પ્રૌઢાવસ્થામાં મારા સંબંધે તેનું મહા અસાધ્ય વૃત્તાંત જે બન્યું છે, તે તું સાંભળ.૧

"પૂર્વે રામે પ્રાણસંકટમાં નાંખેલો પણ તેથી નિર્વેદ ન પામેલો જે હું, તેણે બીજા બે રાક્ષસો સહિત મૃગોનાં રૂપ ધારણ કરી, દંડકારણ્યમાં પ્રવેશ કર્યો;૨ અને પ્રકાશિત જીભ, મોટી દાઢો, તીક્ષ્ણ શિગડાં તથા બીજા પણ વિકરાળ અવયવોવાળું પ્રૌઢ શરીર ધારણ કરી, માંસનું ભક્ષણ કરતાં મહામૃગરૂપે, હું દંડકારણ્યમાંના અગ્નિહોત્ર, તીર્થ તથા ચૈત્યવૃક્ષોને વિષે, હે રાવણ! તપસ્વીઓને ભય ઉપજાવતાં સર્વત્ર વિચરવા લાગ્યો.૩-૪ ત્યાં રહીને હું, એ ધર્મચારી તપસ્વીઓનો નાશ કરી, તેનાં માંસ તથા રુધિરનું જ ભક્ષણ કરવા લાગ્યો.૫ ઋષિઓના માંસાન્નથી અતિ ક્રૂર તથા ઉન્મત્ત થઈ ગયો તેથી, સર્વ વનચર પ્રાણીઓ પણ મને જોઈ અતિશય ત્રાસ પામવા લાગ્યાં.૬ એવી રીતે ધર્મને દૂષણ દેનારો એવો જે હું, દણ્ડક વનને વિષે ફરતો ફરતો એક વખતે તપશ્ચર્યારૂપ ધર્મનો આશ્રય કરી રહેલા રામ, મહાભાગા વિદેહપુત્રી તથા મહારથી લક્ષ્મણ જ્યાં વસતા હતા ત્યાં આગળ ગયો. મારાં પૂર્વનાં વૈરને સંભારી, આ રામ જે સર્વ ભૂતપ્રાણીના હિતમાં તત્પર છે, જે હમણા વનમાં વસેલો છે, મહા બળી છે, તેમજ તપસ્વી નિયમિત આહાર કરનારો છે, તેથી હું તેને જિતી શકીશ એમ ધારી વિચાર વગર જ, મેં૭-૯ મહાક્રોધ કરીને, મૃગના રૂપમાંજ, તેને મારવા સારુ દોટ દીધી, પરંતુ તેનું ફળ મને પૂરેપૂરું મળ્યું. તેના પૂર્વના પ્રહારને ભૂલી જઈ, તેના મહાબળનો વિચાર ન કરતાં મારી સાથના બે રાક્ષસો સહિત મેં જેવો એ રામ ભણી ધસારો કીધો, તેવો જ અમોને જોઇને કંઈ પણ બોલ્યા વગર તેણે પોતાનું ધનુષ ખેંચ્યું ને શત્રુનો નાશ કરનારાં તથા ગરુડ અથવા વાયુના સરખા વેગવાળાં ત્રણ તીક્ષ્ણ બાણો અમારી ઉપર મૂકયાં.૧૦-૧૧ એ અતિ ઘોર, રુધિરનું પાન કરનારાં તથા વજ્ર સરખાં બાણોને આવતાં જોઇને જ, હું શઠ, કે જે એકવાર રામના સપાટામાં આવી જવાથી તેનાં પરાક્રમને જાણતો હતો ને તેના સંબંધી ભય હજી સૂધી જેના મનમાંથી ઓછું થયું નહોતું, તે, ત્યાંથી તુરત નાશી છૂટયો, જેથી જીવતો રહ્યો; અને મારી સાથે જે પેલા બે મૃગરૂપ રાક્ષસો હતા, તે તત્કાળ મરણ પામ્યા.૧૨-૧૩

"હે રાવણ! એવી રીતે મહાપ્રયાસે રામનાં બાણથી મુક્ત થઈ હું જીવતો રહ્યો, તેથી મારી સમગ્ર દુષ્ટ વૃત્તિઓ મેં તજી દીધી છે, યોગાભ્યાસનું અવલંબન કરી અંતઃકરણને સ્થિર કીધું છે ને માત્ર તપોનિષ્ઠ થઈ, અહીં નિવાસ કર્યો છે, જેથી હું કંઇક શાંતિ પામ્યો ખરો;૧૪ પણ હજી સૂધી આ વનમાં પણ પ્રત્યેક વૃક્ષ આગળ, ચીર તથા કૃષ્ણાજિન ધારણ કરેલા ધનુષ્યધારી રામનો મને ભાસ થાય છે ને પાશધર કાળ સમાન તેનાથી અતિ ભય પામેલો હું, જ્યાં દૃષ્ટિ કરું છું ત્યાં હજારો રામને જ ભાળું છું. અરે! આ આખું વન મને રામરૂપ જ દેખાય છે.૧૫-૧૬ હે રાક્ષસેશ્વર! આ રામ રહિત વનને વિષે પણ મને રામનો ભાસ થાય છે, તેથી અતિશય ભયને લીધે સ્વપ્નની અંદર પણ મને તેનું ને તેનુંજ દર્શન થાય છે.૧૭ હે રાવણ! જે વેળા હું અચેત થઈ ઘણીકવાર અનેક પ્રકારનો પ્રલાપ કરું છું. વિશેષ હું તને શું કહું? પણ એ રામથકી ઉપજેલા ત્રાસને લીધે મને (રામમાં પ્રથમાક્ષર 'ર' છે તેવા 'ર'થી પ્રારંભાતા કોઈ પણ) રકારને આદિ લઈ બોલાતાં રત્ન, રથ ઇત્યાદિ નામો પણ મહાત્રાસ ઉપજાવે છે!૧૮ હું રામના પ્રભાવને પૂરી રીતે જાણું છું, તેથી કહું છું કે, રામની સાથે તું યુદ્ધ કરવા શક્તિમાન્ નથી; કારણ, એ રઘુનંદન, બળિ વા નમુચિ સરખાઓનો પણ નાશ કરે એવો સમર્થ છે.૧૯

"હે રાવણ! જોઇએ તો તું રામની સાથે યુદ્ધ કર અથવા ક્ષમા ધર, પણ મને જો જીવતો જોવા ઇચ્છતો હો તો મારી આગળ રામની વાત સુદ્ધાં તારે કરવી નહિ.૨૦ આ લોકને વિષે ધર્મનું અનુષ્ઠાન કરનારા તથા યોગનિષ્ઠ એવા ઘણા સાધુ પુરુષો, બીજાઓના અપરાધને લીધે કુટુંબ સહિત નાશ પામ્યા છે, તેવી જ રીતે મને પણ તારા અપરાધને લીધે નાશ પામ-

વાનો ભય લાગે છે. હે નિશાચરાધીશ! તું તારે જોઇએ તે કર, પણ હું તારા વિચારને મળતો થઇશ નહિ.[૨૧-૨૨] એ રામ, મહા તેજસ્વી, મહા સત્ત્વપરાક્રમી તથા મહા બળવાન્ છે, માટે નિઃશંક રાક્ષસ લોકનો તે અંત આણનાર થશે.[૨૩] હે રાવણ! તું તેને દોષિત ઠરાવે છે, પણ શૂર્પણખાની રક્ષા કરવા માટે ખરે પોતે જનસ્થાન વિષે રામની ઉપર ચઢાઈ કરી; ને ત્યારે જ તે અક્લિષ્ટકર્માએ તેનો નાશ કર્યો! તો તેમાં તેનો શો અપરાધ?[૨૪] હે રાજન્! તું મારો મિત્ર છે ને તેથી જ તારા હિતને અર્થે હું આ તને સત્ય વાક્ય કહું છું. તેનો જો તું અંગીકાર નહિ કરે, તો મને નિશ્ચય થાય છે કે, સંગ્રામને વિષે નિષ્કપટતાથી ગતિ કરનાર રામનાં બાણોવડે તું પોતાના બંધુજન સહિત હણાઇને જીવિતનો ત્યાગ કરીશ!"[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ઓગણચાળીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૦ મો.

## મારિચપ્રતિ રાવણોક્તિ.

એ પ્રમાણે રાવણને નિવૃત્ત કરવા સારુ મારીચે ઘણાંક કાલોચિત અને ન્યાયરૂપ વાક્યોથી ઉપદેશ કર્યો, પરંતુ મરણના મુખમાં પડેલો મનુષ્ય જેમ ઔષધને માન્ય કરે નહિ, તેમ તેનાં તે યોગ્ય વચનોને રાવણે ન ગણકારતાં ઉલટાં પરુષ વચનોથી તેનો ધિક્કાર કરી કહ્યું:[૧-૨] "હે દુષ્ટ કુલોત્પન્ન મારીચ! તું જો કે મારું હિત સમજીને આ પ્રમાણે કહે છે, પણ રાજા એવા મારા ચિત્તને તે કેવળ પ્રતિકૂલ હોવાથી અયુક્ત છે ને ઉખરભૂમિમાં વાવેલાં બીજની પેઠે નિષ્ફળ છે.[૩] રે! એ રામ, કે જે સંગ્રામને વિષે સ્ત્રી જાતિ તાટકાને મારવાથી ખરેખર પાપી અને મૂર્ખ છે અને વળી જાતે મનુષ્ય છે, તેની સ્ત્રી સીતાનું હરણ કરવા પ્રવૃત્ત થયેલા મને તું આમ વચનોવડે નિવૃત્ત કરવા સમર્થ નથી.[૪] અરે! જે કૈકેયી જે સ્ત્રીનાં કશા સાર વગરનાં વચન સાંભળીને તુરતજ પોતાનાં સુહૃદ્વર્ગ, રાજ્ય, માતા તથા પિતાનો ત્યાગ કરી વન પ્રત્યે ચાલી નિકળ્યો, તેનાં બુદ્ધિ તથા પરાક્રમનાં તે તું શાં વખાણ કરતો હોઇશ?[૫] હશે, તે ગમે તેમ હોય, પણ એણે રાક્ષસપતિ ખરનો નાશ કર્યો છે, માટે તેની પ્રાણપ્રિય સીતાને સમીપમાંજ મારે અવશ્ય હરણ કરવી,[૬] એવો મેં મારી બુદ્ધિથી, હે મારીચ! દૃઢ નિશ્ચય કર્યો છે; તો મને સર્વ દેવો સહિત ઇંદ્ર તથા અસુરોથી પણ નિવૃત્ત કરવો શક્ય નથી.[૭]

તારું આ બોલવું બીજી રીતે જોતાં પણ કેવળ અયોગ્ય છે. કેમ કે મેં તને સીતાનું હરણ કરવા માટેના કાર્યમાં શા ગુણદોષ છે? તેનો શો ઉપાય? અને શી બાબતે સાવધ રહેવા જેવું છે? એમ કંઈ પૂછ્યું નથી. માત્ર મેં તો તે કાર્ય કરવા વિષે તારી સહાય માગી છે. તો પછી તું આમ ઉપદેશ શાને અર્થે કરે છે?[૮] પોતાને સમૃદ્ધિની પ્રાપ્તિ થવા ઇચ્છતા સચિવો, કે જેઓ રાજાને નિરંતર સલાહ આપનારા છે, તેઓએ પણ રાજા પૂછે તો જ હાથ જોડી નમ્રતાથી તેને ઉત્તર આપવો જોઇએ, વગર પૂછે નહિ.[૯] અને તેમાંયે વળી તેઓએ વસુધાધિપને અપ્રતિકૂળ, શુભ, હિતરૂપ તથા રાજનીતિના માર્ગયુક્ત મૃદુ વાક્ય કહેવાં;[૧૦] પણ કાર્ય કરવાના ઉત્સાહમાં ભંગ પાડનારાં તથા હિતરૂપ વચનો પણ, રાજાનું માન રાખ્યા વગર બોલવાં નહિ. કેમકે, માનાર્થી રાજા અવજ્ઞાવાળાં તે વાક્યોને માન્ય કરતો નથી.[૧૧] હે મારીચ! દેવાંશી રાજાઓ, પોતાના શરીરમાં, અમિત તેજસ્વી અગ્નિ, ઇંદ્ર, ચંદ્ર, યમ તથા વરુણ, એ પાંચ દેવતાઓનું દૈવત ધારણ કરે છે. તેને લીધે અગ્નિ સમાન તીક્ષ્ણતા (તેજ), ઇંદ્રસમાન પરાક્રમ, ચંદ્ર સમાન સૌમ્યતા, યમ સમાન દંડ તથા વરુણ સરખી પ્રસન્નતા, એ ગુણો તેઓમાં પ્રત્યક્ષ પ્રકાશે છે.[૧૨-૧૩] સર્વ કાળને વિષે તેઓ માન્ય તથા પૂજ્ય છે. પણ તું તો રાજધર્મને જાણ્યા વિના, કેવળ મોહના આશ્રયથી જ દુરાત્માની પેઠે મને આવાં પરુષ વાક્યો કહે છે.[૧૪] હે અમિત વિક્રમ!* હું તને આ કાર્યને વિષે ગુણ, દોષ કિંવા વિનાશ વગેરે પૂછતો નથી; માત્ર એટલું જ કહું છું કે, આ કાર્યમાં મારી આજ્ઞાથી તું મને સહાય થા.[૧૫-૧૬] હે રાક્ષસ! સહાય કરવામાં તારે જે કાર્ય કરવાનું છે, તે એ કે તું રજતનાં† બિંદુથી ચિત્રિત સુવર્ણનો મૃગ થઇને, રામના આશ્રમને વિષે જઈ સીતાની સન્મુખ વિચર. પછી એ વિદેહપુત્રીને તારા સુંદર રૂપવડે લોભાવીને તું ત્યાંથી યથેચ્છપણે વનમાં દૂર ચાલ્યો જજે.[૧૭-૧૮] એટલે માયિક સ્વર્ણમૃગરૂપ તને જોઈ, અતિ વિસ્મય થયેલી મિથિલપુત્રી, નિશ્ચે પોતાના પતિ રામને વિનતિ કરશે કે, 'એ મૃગ મને આણી આપો.'[૧૯] ત્યારે રામ પણ નિશ્ચે તેની પ્રીતિને લીધે, તને પકડવા સારુ તારી પછવાડે આવશે.

---

* અપાર પરાક્રમવાળા. † રૂપાનાં.

જ્યારે તે તારી પાછળ આવતાં પોતાના આશ્રમથી ઘણેક છેટે આવી જાય, ત્યારે તું પોતાની માયાવડે ખરેખર તેના જ સરખી વાણીથી, 'હા સીતા, હા લક્ષ્મણ,' એવો મોટો પોકાર કરજે;[૨૦] જે સાંભળી પોતાનો ભાઈ સંકટમાં આવી પડ્યો છે, એમ માની સુમિત્રાપુત્ર લક્ષ્મણ પણ, સીતાની પ્રેરણાથી, તેને આશ્રમમાં મૂકીને રામની વાંસે આવશે.[૨૧] પછી એ પ્રમાણે રામ તથા લક્ષ્મણ બંને આશ્રમથી દૂર જશે, એટલે પછવાડેથી નિર્ભયપણે, ઇંદ્ર જેમ શચીનું હરણ કરે, તેમ હું વૈદેહીનું હરણ કરીશ.[૨૨] હે સુવ્રત* મારીચ! આ મારા કાર્યના બદલામાં હું તને મારું અર્ધું રાજ આપીશ; માટે એ નિશ્ચય કરેલા કાર્યની વૃદ્ધિને માટે, તું, નિર્વિલંબે શ્રેષ્ઠ તથા મનોહર મૃગનું રૂપ ધારણ કરી, શુભ માર્ગે પ્રસ્થાન કર. હું પણ રથમાં બેસી તારી સાથે જ દંડકારણ્ય પ્રત્યે આવું છું, માટે ત્યાં જઈ રાઘવને છળી, યુદ્ધ વગર જ સુંદરી સીતાને પ્રાપ્ત કરી, કૃતાર્થ થયેલો હું તને સાથે લઈ લંકા વિષે પ્રવેશ કરીશ."[૨૩-૨૫]

રાવણે આ પ્રમાણે કહ્યું, છતાં રામના પરાક્રમથી અતિશય ભય પામેલો મારીચ, એક શબ્દ પણ તેના સામે બોલ્યો નહિ; ત્યારે રાવણે વળી ક્રોધે ભરાઈ તેને કહ્યું: "હે મારીચ! જો તું મારા કહેવા પ્રમાણે મને સહાય નહિ કરે, તો હું તારો આજે જ નાશ કરીશ; માટે અવશ્ય બલાત્કારથી પણ તારે મારું કાર્ય કરવું પડશે. તું જાણે જ છે કે, રાજાને પ્રતિકૂળ થનાર પુરુષ, કદિ પણ સુખ પામતો નથી.[૨૬] હે મારીચ! રામની સમક્ષ જવા માટે તને, મરણનો ભય રહે છે ખરો, પણ મારાથી વિરુદ્ધ થવામાં તો અવશ્ય આજે જ મારે હાથે તારું મૃત્યુ થાય એમ છે; તો એ સંબંધે બુદ્ધિવડે યથાર્થ વિચાર કરી તને રુચે તે પ્રમાણે કર."[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ચાળીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૧ મો.

## મારીચનો પુનઃ સુબોધ.

એ પ્રમાણે રાજાની પેઠે રાવણે આજ્ઞા કરવા છતાં પણ, નિઃશંક મારીચ, આ પ્રમાણે નિધડક વચનો તે રાક્ષસેશ્વર પ્રત્યે કહેવા લાગ્યો:[૧] "હે નિશાચર! જેમ વર્તવાથી પુત્ર, રાજ્ય તથા અમાત્યો સહિત તારો વિનાશ થાય, એવો આ ઉપદેશ તને કોણે આપ્યો છે?[૨] તને સુખી જોઈ કોના અંતરમાં બળતરા થાય છે, કે જે પાપીએ સીતાનું હરણ કરવા નિમિત્તે, તારા મૃત્યુનો તને ઉપદેશ કર્યો છે?[૩] હે નિશાચર! તારા હીનવીર્ય (નિર્બળ) શત્રુઓ, તને તારા બળવાન્ શત્રુઓથી રુંધાઈ વિનાશ પામતો જોવા ઇચ્છે છે, એમાં કંઈ પણ સંશય નથી.[૪] અરે! કોઈ તારું અહિત ચિંતવનારા ક્ષુદ્ર પુરુષે જ તને આવો ઉપદેશ કર્યો છે, ને તેમ કરી પોતે બતાવેલા તારા વિનાશના ઉપાયથી તને નાશ પામતો જોવા ઇચ્છે છે![૫] રે રાવણ! તારા સચિવો, કે જેઓ પોતાના રાજાને આમ ઉન્માર્ગે ચાલતાં નિવારણ કરતા નથી, તેઓ ખરેખરા વધ કરવા યોગ્ય છે; છતાં શા કારણે તેઓને તું જીવતા મૂકે છે?[૬] અવળે માર્ગે ચઢેલા તથા કામને વિષે આસક્ત થયેલા રાજાને શ્રેષ્ઠ અમાત્યોએ વારવો, એમ નીતિશાસ્ત્રમાં કહેલું છે; ને તે માટે જ હું તને સીતાનું હરણ કરવારૂપ અવળે માર્ગે જતાં વારું છું; છતાં તું નિવૃત્તિ પામતો નથી, તો તારાં ભાગ્ય![૭] હે જિતનારાઓમાં શ્રેષ્ઠ! સચિવો સ્વામીના પ્રસાદથી ધર્મ, અર્થ, કામ તથા યશ વગેરે પદાર્થોને મેળવે છે;[૮] પણ સ્વામીના દુર્ગુણને લીધે તે સઘળું વ્યર્થ થઈ, ઉલટા તેઓ તથા બીજા સર્વ જનો પણ મોટા દુઃખમાં પડે છે.[૯] ધર્મ તથા યશનું મૂળ રાજા જ છે; જેથી પ્રધાનોએ સર્વ કાળ રાજાની સંભાળ રાખવી જોઇએ.[૧૦] હે નિશાચર! જે રાજા અતિ તીક્ષ્ણ સ્વભાવનો, સૌથી ઘણો પ્રતિકૂળ અને અનમ્ર હોય છે, તે રાજા રાજ્યનું પાલન કરી શકતો નથી.[૧૧] જેમ મંદમતિવાળા સારથિઓને હાથે હંકાતા રથ, વિષમમાર્ગોને વિષે તે સારથિઓ સહિત નાશ પામે છે, તેમ તીક્ષ્ણ ઉપાય બતાવનારા સચિવોના મત પ્રમાણે વર્તનાર રાજાઓ પણ તેઓના સહિત નાશ પામે છે.[૧૨] વળી જગતને વિષે યોગ્ય ધર્મનું અનુષ્ઠાન કરનારા ઘણા નીતિમાર્ગનિષ્ઠ પુરુષો, બીજાઓના અપરાધે કરીને પોતાના પરિવાર સહિત નાશ પામ્યા છે.[૧૩] વળી હે રાવણ! પ્રતિકૂળ તથા તીક્ષ્ણ દંડ દેનારા રાજાના રક્ષણ તળે રહેલી પ્રજા પણ, ગોમાયુ-મૃગઘાતક પ્રાણી (સિંહાદિ)ના રક્ષણમાં રહેનારા મૃગોની પેઠે વૃદ્ધિ પામી શકતી નથી.[૧૪] માટે તારી પ્રજારૂપ સર્વ રાક્ષસો, જેઓનો, તારા જેવો કર્કશ, દુર્બુદ્ધિ તથા અજિતેંદ્રિય રાજા છે, તેઓ અવશ્ય વિનાશ પામશે.[૧૫] હે રાક્ષસાધિપ!

---

* સદાચારી.

મને તારા કાકતાલીય પ્રસંગથી મરણરૂપ ઘોર દુઃખ પ્રાપ્ત થયું, તેનો હું શોચ કરતો નથી; પણ તારે પોતાને માટે મને બહુ શોચ થાય છે; કેમકે, આમ કરવાથી તું નિશ્ચે સૈન્ય સહિત વિનાશ પામીશ.[૧૬] રે નિશાચર! રામ પ્રથમ મને હણીને પછી બાંધવ સહિત તારો નાશ કરશે; પણ હું તો તેવા શત્રુના હાથે મરણ પામવાથી કૃતકૃત્ય જ થઇશ![૧૭] અરે! એ દેવરૂપ રામનાં દર્શન માત્રમાં જ મારો તો અંત છે; તેમ સીતાનું હરણ કરવાથી તું પણ બંધુવર્ગ સહિત નાશ પામેલો જ છે એમ સમજ.[૧૮] રે! એના આશ્રમમાંથી સીતાને હરણ કરવાથી તો તું, હું, લંકા અને સર્વ રાક્ષસો વગેરે કોઈ જ નથી (સૌ નાશ પામશે), એમ તારે જાણવું.[૧૯] હે નિશાચર! તારા હિતેચ્છુ એવા મેં નિવારણ કરવા છતાં પણ ઉલટી બુદ્ધિને લીધે તું મારાં હિત વચનોને ગ્રહણ કરતો નથી, તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી, કેમ કે,

परेतकल्पा हि गतायुषो नरा हितं न गृह्णन्ति सुहृद्भिरीरितम्॥

જેઓનું આયુષ્ય પૂરું થવા આવ્યું હોય, અર્થાત્ જેઓનો નાશ પાસે આવેલો હોય તેવા પુરુષો, સ્નેહીએ (મંત્રી ને મિત્રે) કહેલાં હિતરૂપ વચનોને ગ્રહણ કરતા નથી."[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં એકતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૨ મો.

### સ્વર્ણમૃગસ્વરૂપ.

બીજીવાર પણ રાવણને એ પ્રમાણે પરુષ વાક્યોથી પોતે પ્રતિબોધ કરવા છતાં, તે ખળે માન્યું નહિ, ત્યારે દીન એવા મારીચે પોતાના મનમાં એમ વિચાર કીધો કે "રાવણને હાથે આજ જ વિના કારણ મારું નિંદિત મૃત્યુ થાય, તે કરતાં મહાત્મા રામના હાથે મરવું, એ વધારે ઉત્તમ છે."[૧] એથી તેણે રાવણ પ્રત્યે કહ્યું: "હે ધીટ! હે રાક્ષસેશ્વર! આપણે બંનો ચાલો; તારે નિશ્ચે માનવું કે બાણ, ધનુષ તથા ખડ્ગને ધારણ કરનારા અને મારો વધ કરવાને ઉદ્યુક્ત થયેલો રામ, પુનઃ મને આવેલો જોશે કે, તુરત જ તારા તથા મારા જીવિતનો તે અંત આણશે;[૨] કારણ રામની સામે પરાક્રમ કરીને કોઈ જીવતો જાય તેમ નથી; અને યમદંડથી હણાયલા તને તો તે સાક્ષાત્ યમરૂપ જ છે.[૩] હે નિશાચર! શઠ અને દુષ્ટાત્મારૂપ તારી સાથે હું શું કરી શકું એમ છું? કેમ કે, શઠ પુરુષોને સાક્ષાત્ બ્રહ્મદેવનો ઉપદેશ પણ પત્થરપર પાણી સરખો છે. તેથી હે નિશાચર! તારું કલ્યાણ થાઓ; તું કહે તે પ્રમાણે કરવાને હું તત્પર જ છું."[૪]

એવાં મારીચનાં વચન સાંભળી, હર્ષ પામેલો રાવણ તેને હૃદય સાથે ચાપી કહેવા લાગ્યો:[૫] "હે મારા અભિપ્રાયને વશ થયેલા બળવંત મારીચ! હવે જ તારું વીર્ય યોગ્ય કહેવાય. હવે તું તારા પૂર્વના રાક્ષસપણાના સ્વભાવને પામ્યો ને ખરો મારીચ થયો;[૬] માટે ઉતાવળથી મારી સાથે પિશાચના જેવા મોંવાળા ગધેડા જોડેલા આ મારા રત્નભૂષિત આકાશગામી* રથમાં બેસ,[૭] અને દંડક વનપ્રત્યે જઈ વૈદેહીને લોભ પમાડ અને પછી સુખથી યથેચ્છ ગમન કર. પછી તેના શૂન્ય આશ્રમમાંથી હું મૈથિલીનું હરણ કરીશ."[૮]

તાટકા સુત મારીચે, રાવણનું એ કહેવું માન્ય કર્યું. તુરત જ તે બંને જણા વિમાન સરખા રથમાં બેઠા અને ત્યાંથી ચાલી નિકલ્યા.[૯] માર્ગને વિષે અનેક પ્રકારનાં નગરો, વનો, પર્વતો, નદીઓ, પ્રદેશો ને રાજનગરો જોતા કેટલેક સમયે તેઓ દંડકારણ્યપ્રત્યે આવી પહોંચ્યા ને ત્યાં ગોદાવરી તીરે આવેલો રઘુવંશોત્પન્ન રામચંદ્રના આશ્રમને તેમણે જોયો.[૧૦–૧૧] પછી તે રાક્ષસાધિપ રાવણ સ્વર્ણભૂષિત રથમાંથી નીચે ઉતરી, મારીચનો હાથ પકડીને બોલ્યો: "હે સખા મારીચ! આ કદલી વૃક્ષોથી વિંટાયલો રામનો આશ્રમ આવ્યો,[૧૨–૧૩] માટે હવે જે સારુ આપણે આવ્યા છીએ, તે કાર્ય તું ઉતાવળથી કર."

રાવણનાં વચન સાંભળી મારીચ રાક્ષસ ક્ષણ માત્રમાં અદ્ભુત મૃગરૂપ બની ગયો ને રામના આશ્રમદ્વાર ભણી તેણે ચાલવા માંડ્યું. એણે ધારણ કરેલાં અતિ વિચિત્ર રૂપથી ખરેખર આખું ત્રૈલોક્ય મોહ પામે એમ હતું.[૧૪–૧૫] તેનાં શિંગડાંની અણીઓ ઇંદ્રનીલમણી સરખી, ચળકી રહી હતી; કોઈ સ્થળે શ્વેત, કોઈ સ્થળે રક્ત કમળ સરખું અને કોઈ સ્થળે શ્યામ વર્ણા કમળ સરખું તેનું મુખ શોભી રહ્યું હતું; બહારથી ઇંદ્રનીલમણિ સરખા તથા અંદરની બાજુથી કમળની પાંખડી સરખા તેના સુંદર સકોમલ કાન શોભી રહ્યા હતા.[૧૬] ડોક લાંક સહિત કંઈક ઉંચી હતી; ઇંદ્રનીલમણિના વર્ણ સરખું ઉદર હતું, મહુડાના ફૂલના રંગ સરખાં સુંદર પડખાં હતા, કમળના પરાગ

* આકાશમાં ગતિ કરનારા.

સમાન તેના આખા શરીરનો વર્ણ હતો; વૈડૂર્યમણિ સરખી ચારે ખુરીઓ હતી, જંઘાઓ સૂક્ષ્મ તથા શરીરના સઘળા સાંધાઓ અતિ સુંદર અને દૃઢ હોવાથી તેનું શરીર અત્યંત શોભા આપતું હતું. વળી છેટેથી તેના શરીરપર પડતાં સૂર્યબિંબોને લીધે, તે વીજળી સમાન ચળકાટ મારતું હતું. પૂછડું સુશોભિત તથા ઉંચું (ઉંચકાયલું) હતું.[૧૭–૧૮] એ પ્રમાણે એક ક્ષણમાં રાક્ષસ સ્વરૂપ મટી જઈ, પરમશોભાયમાન અનેક પ્રકારના ધાતુઓથી તથા રત્નોથી જાણે મઢેલું હોય તેવું તેનું વિચિત્ર શોભામય મૃગ શરીર, અતિ સ્નિગ્ધ તથા મનોહર બની રહ્યું; જેને લીધે તે આખા વનમાં પ્રકાશ થઈ રહ્યો. વૈદેહીને લોભ પમાડવા માટે એવા વિચિત્ર મૃગનું રૂપ ધારણ કરી, મારીચ મૃગ, ભૂમિપર ઉગેલા કુમળા તૃણાંકુરોને ચરતો તથા દિશાઓ સહિત રઘુવીરના આશ્રમને દીપાવતો ત્યાં ફરવા લાગ્યો. વળી પોતાના પ્રિયજનોને હર્ષ પમાડનાર તથા સુવર્ણમય શરીરપર રૂપાનાં અનેક બિંદુઓથી ચિત્રિત થયેલો મૃગરૂપ મારીચ, આશ્રમની અંદર જઈ ઝાડવાંનાં કુમળાં પાંદડાંનું ભક્ષણ કરવા લાગ્યો.[૧૯–૨૨] ત્યાંથી ઘડીકમાં કેળવૃક્ષની વાડીમાં, ઘડીકમાં કરેણુ વગેરે પુષ્પવૃક્ષોની વાટિકામાં તથા ઘડીકમાં પર્ણકુટિના આંગણાંમાં જેમ પોતાને શ્રીમતી સીતા દેખે તેમ–લટકાં કરતો ફરવા લાગ્યો. ઘડીકમાં તે મંદમંદ ગતિથી ચાલીને, તો ઘડીકમાં નાના નાના થેકડા મારીને દૂર વાડીમાં જતો રહેતો હતો;[૨૩–૨૪] અને મુહૂર્તકમાં પાછો આવી આશ્રમની આસપાસ, આંગણામાં તથા પુષ્પવૃક્ષોમાં અને પર્ણશાળાના છેક દ્વારમાં પણ જઈ આવતો હતો.[૨૫] વળી ઘડીકમાં આંગણામાં આવીને બેસે, ઘડીકમાં રમે ને ઘડીકમાં ત્યાંથી છલંગ મારી આશ્રમમાં આવેલા બીજા મૃગોના ટોળામાં જતો રહેતો હતો, એમ નિર્દોષ મૃગના સરખી આનંદદાયક રમત કરતો હતો.[૨૬] સીતાને પોતાનું નૂતન સ્વરૂપ દર્શાવવાને ને લોભાવવાને આશ્રમ સમિપ આવી, એ જ્યારે જ્યારે દોડી દોડીને બીજા મૃગોનાં ટોળાંમાં ભેળાવવાને જતો ત્યારે ત્યારે તે મૃગો તેના વિચિત્ર રૂપથી સંભ્રમ પામી, તેના શરીરને સૂંઘીને તેનાથી ચોમેર દૂર દૂર નાસતાં હતાં.[૨૭–૨૮] પરંતુ એ મૃગરૂપ મારીચ, કે જે રાક્ષસ હોવાથી મૃગોની હિંસા કરવામાં સ્વાભાવિક રીતે પ્રીતિમાન્ હતો, તેણે એ વેળા પોતાના કાપટ્યને છૂપાવ્યું ને એ મૃગોને ભક્ષ ન કરતાં તેઓની સાથે હળીમળી જઈ તે ફરતો હતો.

આ વેળાએ શ્રેષ્ઠ, ઘેરાં નેત્રવાળાં, સુમુખી વૈદેહી પર્ણશાળામાંથી બહાર નિકળી,[૨૯–૩૦] પોતાની પુષ્પવાટિકામાંનાં સુંદર વૃક્ષોમાં ફરતાં હતાં તથા કરેણુ, અશોક, આમ્ર વગેરેનાં પુષ્પો વીણતાં હતાં.* તેમની દૃષ્ટિ તે મણિમુક્તાથી વિચિત્ર અંગવાળા મૃગ ઉપર પડી. કોઈ દિવસે જોવામાં નહિ આવેલો એવો–સુંદર દાંત હોઠ વગેરે સર્વ અંગોથી શોભાયમાન તથા રૂપાના બિંદુવાળો અદ્ભુત સ્વર્ણમૃગ નજરે જોતાં જ વનવાસને અયોગ્ય એવાં સીતાજી આશ્ચર્યને લીધે પુષ્પ વીણતાં અટકી પડ્યાં; ને અતિ સ્ફુરાયમાન મુખ કરી સ્નેહપૂર્વક તેના ભણી જોવા લાગ્યાં! ત્યારે તે વેળા માયાના બળથી મૃગરૂપ થયેલો એ મારીચ પણ, જગત્પતિ રાઘવેંદ્રની પ્રિયા સીતા ભણી જોતો, તે વનને શોભાવતો ત્યાં ફરવા લાગ્યો![૩૧–૩૪]

એવી રીતે તે માયાવી મારીચે અપૂર્વ અને અદ્ભુત મૃગરૂપ ધારણ કરી, જનકાત્મજા સીતાને અત્યંત વિસ્મય પમાડ્યાં.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં બેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

—❊❊❊—

## સર્ગ ૪૩ મો.
## સ્વર્ણમૃગ આપો.

સુવર્ણ તથા રજત સરખા વર્ણનાં બંને પાસાંથી શોભતા તે મૃગને જોઈ, હર્ષ પામેલાં સુશ્રોણી† સીતાજી પુષ્પ વીણતાં ત્યાં જ ઉભાં રહી, પોતાના સ્વામી રઘુવીરને તથા આયુધ ધારણ કરેલા લક્ષ્મણને બુમ પાડી,[૧–૨] ને એક મીટથી તે મૃગભણી જોતાં, રખેને તે નાસી જશે, એમ ધારી તેમ થવા પહેલાં એ આશ્ચર્ય બતાવવાને, તેમણે પુનઃ પુનઃ કનિષ્ઠ બંધુ સહિત આર્યપુત્ર રામને ઉતાવળથી પોતાની પાસે બોલાવ્યા.[૩] તે બંને ભાઇઓ પર્ણશાળામાંથી એકદમ બહાર નીકળી આવ્યા, તો ત્યાં એ અદ્ભુત મૃગને જોયો ત્યારે તેમને

---

* શશિર ઋતુને અંતે કરેણુ, અશોક તથા ચૂત કહેતાં આંબો, તેને ફૂલ આવે છે. એ શ્લોકપરથી જણાય છે કે સીતાનું રાવણે માઘ શુકલપક્ષમાં હરણ કર્યું હશે. ટીકાકાર રામ તિલક ટીકામાં લખે છે કે, તે તિથિ માઘ સુદ અષ્ટમી હતી ચૈત્રમાં પંપાસરપર રામ હતા. ચાતુર્માસ વીતી ગયા પછી, સીતાની શોધ કરવા વાનરો નિકળ્યા ને હનૂમાનને સીતાનાં દર્શન થયાં, ને દશ માસ પછી માર્ગશીર્ષે શુદ અષ્ટમી હતી, તે 'સુંદર કાણ્ડ'ના **વર્તતે દશમો માસો°** પરથી જણાય છે.

† કમરની પછવાડેનો ભાગ જેનો અતિ શ્રેષ્ઠ હોય તે.

પણ સીતાજીના જેટલું જ આશ્ચર્ય થયું![4] પણ તુરત બુદ્ધિમાન્ લક્ષ્મણ પોતાના જ્યેષ્ઠ બંધુ પ્રત્યે બોલી ઉઠયો કે, "આ આશ્ચર્યથી મને મોટી શંકા થાય છે; આ મૃગ કોઈ માયાવી રાક્ષસ જ હશે, એમ હું માનું છું, તેમ જ એ રાક્ષસ તે વળી તાટકાપુત્ર મારીચ જ હોવો જોઇએ;[5] કેમકે એ દુષ્ટે જ આવા કપટથી મૃગરૂપ ધારણ કરીને, હર્ષ સહિત વનમાં મૃગયા કરવા ફરતા અનેક રાજાઓનો નાશ કીધો છે![6] હે પુરુષવ્યાઘ્ર! એ માયાવી મારીચની આપણે જે અદ્‌ભુત માયા સાંભળી છે, તેથી એણે આ સુપ્રકાશિત અને ગંધર્વપુર સમાન રમણીય મૃગરૂપ ધારણ કર્યું હશે, એમ મને નિશ્ચય થાય છે;[7] કારણ કે હે જગન્નાથ રાઘવ! પૃથ્વીને વિષે આવો રત્નમય વિચિત્ર મૃગ હોવો જ અસંભવિત છે!"[8]

આવી રીતે લક્ષ્મણે સીતાની સમક્ષ રઘુવીર પ્રત્યે કહ્યું, પરંતુ અતિ હર્ષ પામેલાં શુચિસ્મિતા* જાનકીજી, કે જેનું ચિત્ત રાક્ષસી માયાને લીધે હરાઈ ગયું હતું, તે ઉલટાં લક્ષ્મણને વારીને તે વેળા રઘુવીરને કહેવા લાગ્યાં:[9] "હે માહાબાહુ આર્યપુત્ર! આ મૃગ મારું મન હરણ કરે છે, માટે તું કૃપા કરી એને પકડી આણુશે તો હું તેને આપણા આશ્રમમાં પાળી, તેની સાથે નિત્ય આનંદદાયક ક્રીડા કરીશ.[10] આપણા આશ્રમને વિષે ઘણા સુંદર પ્રાણીઓ જેવા કે, ચમર,† સૃમર,[11] રીંછ, પૃષત,‡ વાનર તથા અતિશય રૂપવાળા બળવાન્ કિન્નરો વગેરે છે, ને ચોમેર ફરે છે,[12] પરન્તુ હે રાજપુત્ર! આના જેવો વિચિત્રગામી§ સુંદર, દેખાવડો તથા સૌમ્ય સ્વભાવનો મૃગ કોઈ વખત મારા જોવામાં આવ્યો નથી.[13] અહો! એનું સર્વાંગ અનેક રંગવાળું છે; ના, તે રત્નમય જ છે. એ મૃગલો મારી સમક્ષ ક્રીડા કરે છે ને આ અરણ્યને દીપાવે છે; તે સાક્ષાત્ ચંદ્ર સમાન જ છે.[14] એનું રૂપ કેટલું બધું અપ્રતિમ છે? એની સ્વરસમૃદ્ધિ તો ખરેખર મારા ચિત્તને આકર્ષિત કરી નાંખે છે![15] માટે હે સ્વામિન્! આ અદ્‌ભુત મૃગ જો જીવતો જ આપના હાથમાં આવે તો તો ઘણો જ આનંદાશ્ચર્ય આપનાર થઈ પડે![16] વનવાસ પૂરો થવા પછી આપણે એને અયોધ્યાને વિષે લઈ જઇશું તો ત્યાં, અંતઃપુરમાં આ મૃગરત્ન અમો સ્ત્રીજનોને એક ઉત્તમ ભૂષણરૂપ થઈ પડશે.[17] હે પ્રભો! મારી સર્વ સાસુઓ તથા આર્ય ભરતને પણ આ દિવ્ય મૃગ બહુ વિસ્મય ઉત્પન્ન કરશે.[18] પણ હે નરશાર્દૂલ! એ કદાચ જીવતો તારા હાથમાં ન આવે તો છેવટે એને મારીને તેનું ચર્મ પણ મને તું આણી આપશે તો તેથી હું બહુ હર્ષ પામીશ; કેમકે તૃણની સાદડીપર તે ચર્મને બિછાવીને આપની સમીપ બેસવું, એ પણ મને મોટી પ્રીતિ ઉત્પન્ન કરશે.[19-20] હે પ્રભો! સ્ત્રીએ પોતાની ઇચ્છા પૂરી પાડવા માટેના કાર્યમાં પતિની યોજના કરવી, એ કર્મ ઘણું અયોગ્ય તથા ભયંકર છે; પરંતુ આ મૃગરૂપ પ્રાણીએ તો મને કેવળ ગાંડી જ કરી મૂકી છે, જેથી હું પ્રથમ તારી ક્ષમા માંગી, એને પકડી લાવવા માટે વિનતિ કરું છું."[21]

એવી રીતે સીતાજીએ કહ્યું, તે ઉપરથી રામે નિહાળીને એ મૃગને જોવા માંડ્યો, તો તે પણ તેની કાંચન સરખી રુંવાટી, મણિના જેવી ચળકતી તેના શિંગડાની અણી, ઉદય પામતા સૂર્ય સરખું તેજ અને નક્ષત્રમંડળ સમાન ચિત્રિત અંગો જોઈ અતિ વિસ્મય પામ્યા![22-23] પછી તેના સ્વરૂપથી લોભાઈ, અતિ હર્ષથી પોતે બાંધવ લક્ષ્મણને કહેવા લાગ્યા કે,[24] "હે ભ્રાત! આ વિદેહપુત્રીનો મૃગ માટેનો ઉત્સાહ તેં જોયો? એને અર્થે એ અદ્‌ભુત મૃગ આજે જીવતો રહેશે નહી![25] હે સુમિત્રાનંદન! નંદન તથા ચૈત્રરથાદિ વનો વિષે પણ આવો મૃગ નથી, તો પૃથ્વી વિષે તો કયાંથી જ હોય?[26] એના શરીરપર રોપ્યનાં બિંદુઓ સહિત પરસ્પર એકત્ર થયેલી શ્રેષ્ઠ રોમની પંક્તિઓ કેવી શોભે છે![27] હે લક્ષ્મણ! બગાસું ખાતી વેળા તેના મોઢાંમાંથી નીકળતી ઝળઝળતા અગ્નિની શિખાની ઉપમા યોગ્ય જીભ, કે જે મેઘમાંથી નીકળતી વિજળીની પેઠે પ્રકાશે છે, તેને તેં જોઈ![28] અહો! સાક્ષાત્ ઇંદ્રનીલમણિનો બનાવેલો સંપુટ જ હોયની, તેવું એનું મુખ છે; શંખ અથવા મોતીના સરખી કાંતિવાળું એનું સુંદર પેટ છે. એવો અવર્ણનીય રૂપવંત આ મૃગ કોના મનને લોભાવે નહિ! એનું દિવ્ય સ્વરૂપ ખરેખર ત્રૈલોકયને વિસ્મય પમાડે તેવું છે."[29-30]

[એ પ્રમાણે કહીને રામને મૃગને હણવા જવું હતું, માટે નિષ્કારણે નિરપરાધી મૃગની હિંસા કરવી એ અયોગ્ય છે, એમ કદાચ લક્ષ્મણ કહે તો તેને અર્થે રામ પ્રથમ જ કહેવા લાગ્યા; "વળી હે લક્ષ્મણ! ધનુષ્ધારી રાજાઓ માંસ માટે અથવા વિહારને માટે

* પવિત્ર હાસ્યવાળાં. † ચમર અર્થાત્ શુકલ પુચ્છવાળું મૃગ તથા સૃમર અર્થાત્ કૃષ્ણ પુચ્છવાળું મૃગ. ‡ એ નામનાં હરણ. § વિચિત્ર ગતિવાળો.

મહાવનોમાં મૃગયા કરી મૃગોનો નાશ કરે છે.[૩૧] વળી મૃગયાના ઉદ્યમે કરી તેઓ ધનને પણ પ્રાપ્ત કરે છે; કારણ વનને વિષે મણિ, રત્ન તથા સુવર્ણાદિ અનેક પ્રકારની ધાતુઓ હોય છે.[૩૨] એ પ્રમાણે પ્રાપ્ત થયેલું વનમાંનું કોશવૃદ્ધિ કરનારું ધન, બ્રહ્મલોકને પામેલા પુરુષને સંકલ્પ માત્રમાં પ્રાપ્ત થતી સકળભોગ્ય વસ્તુઓની પેઠે સર્વ (વિશેષ) કરતાં સારરૂપ છે.[૩૩] વળી હે ભ્રાત! અર્થશાસ્ત્ર જાણનાર પુરુષો જેને અર્થ કહે છે અને જે પ્રાપ્ત કરવાને અર્થે કશો વિચાર કર્યા વગર જ અર્થી પુરુષ જાય છે; તેવો જ આ પણ એક અર્થ જ છે, તેથી તેને લેવા જવા માટે જરાએ વિચાર કરવાની આવશ્યકતા નથી.*[૩૪] એ મૃગરત્નની† અમૂલ્ય ત્વચા ઉપર સુમધ્યમા વૈદેહી મારી જોડે બેસશે.[૩૫] એની ત્વચા એવી સ્પર્શ કરવામાં મંજુલ-સુંવાળી છે કે, શ્રેષ્ઠ જાતિની કદલી, પ્રિયકી, પ્રવેણી કે આવિકી આદિ મૃગોની ત્વચા પણ એની બરોબરી કરી શકે તેમ નથી, એમ હું ધારું છું.[૩૬] હે લક્ષ્મણ! જેવો આકાશમાં મૃગશિર નામનો નક્ષત્રરૂપ મૃગ શોભાયમાન છે, માટે એ તારામૃગ‡ અને આ મહીમૃગ§ બંને દિવ્ય જ છે![૩૭] વળી હે ભ્રાત! તું કહે છે તેમ કદાચ આ સઘળી મારીચ રાક્ષસની માયા હશે, તો તો બહુ સારું. મારે તેનો વધ અવશ્ય કર્તવ્ય છે; કેમ કે એ નૃશંસ અને દુષ્ટાત્માએ પૂર્વે વનમાંના અનેક સર્વોત્તમ મુનિઓનો નાશ કીધો છે![૩૮-૩૯] તેમ જ મૃગયા માટે વનમાં ફરતા, મોટાં ધનુષવાળા ઘણાક રાજાઓનો એણે ઉછળી ઉછળીને કપટથી નાશ કીધો છે, તેથી પણ એ અવશ્ય વધ કરવા યોગ્ય છે.[૪૦] હે લક્ષ્મણ! પૂર્વે આ દંડકારણ્યમાં વસતા વાતાપિ નામના રાક્ષસનો ઈતિહાસ તો તેં મારી પાસેથી સાંભળ્યો જ છે: એ દુષ્ટ પણ કપટથી તપસ્વી બ્રાહ્મણોને ભોળવી તેમનાં ઉદરમાં પ્રવેશ કરીને માતાનો નાશ કરતા કર્કટી અથવા વિંછણના ગર્ભની પેઠે તેઓનો નાશ કરતો હતો.[૪૧] એમ કરતાં એક સમયે તે, મહાતેજસ્વી અગસ્ત્ય મુનિના સપાટામાં આવી ગયો. તેને ભોળવી મારવાના હેતુથી ભક્ષ્યરૂપે તેના ઉદરમાં પેઠો.[૪૨] પણ અહિં તેનું કપટ ચાલી શક્યું નહિ! શ્રાદ્ધને અંતે ઉદરમાંથી પાછું રાક્ષસરૂપ લેવાનો તેણે ઘણોય યત્ન કર્યો, પણ તે વેળા સમર્થ અગસ્ત્ય ઋષિએ હસીને તેને કહ્યું:[૪૩] 'હે વાતાપિ! તેં પોતાના બળને લીધે આલોકને વિષે ઘણા બ્રાહ્મણોને ન ગણકારતાં નાશ કર્યા, માટે તે પાપને લીધે તું આજે મારા ઉદરમાં જીર્ણ થયો-પચી ગયો!'[૪૪] એવી રીતે એ મહામુનિએ વાતાપિનો વધ કર્યો હતો, માટે આ મારીચ પણ તેની પેઠે જ નાશ પામશે. કારણ મારા જેવા નિત્ય ધર્મિષ્ઠ તથા જિતેંદ્રિય પુરુષને તે અતિક્રમણ કરે છે.[૪૫] જેમ અગસ્ત્યે વાતાપિનો નાશ કર્યો, તેમ મારીચનો, બ્રાહ્મણોના સુખને માટે હું નાશ કરીશ. માટે હે ભ્રાત! હું તેને પકડીને અથવા નાશ કરીને પાછો આવું ત્યાં સુધી તું ધનુષ તથા કવચાદિ ધારણ કરી, આ મૈથિલીની રક્ષા કર; એની રક્ષા કરવી એ જ હે રઘુનન્દન લક્ષ્મણ! આપણું મુખ્ય કર્તવ્ય છે. જોની, એ મૃગની સર્વોત્તમ ત્વચાને માટે વૈદેહીને કેટલી બધી ઉત્કંઠા થઈ આવેલી છે![૪૬-૪૮] ખરેખર એ મૃગની ઉત્તમતા, તેનો પોતાનો જ આજ નાશ કરનારી થશે; કેમ કે, સીતાને અર્થે મારે તેને નિશ્ચે આજ મારવો પડશે.[૪૯]

"હે લક્ષ્મણ! એકજ બાણે હું તે ચિત્રવિચિત્ર મૃગને મારી, તેની ત્વચા લઇને શીઘ્ર અહિં આવું, ત્યાં સુધી પ્રતિક્ષણે સર્વ દિશાઓથી સશંકિત રહેતો તું, સાવધાન રહી, બુદ્ધિમાન્ જટાયુ પક્ષીની સાથે સામર્થ્યે અને બળથી મૈથિલીનું રક્ષણ કરજે.[૫૦-૫૧]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં તેતાળીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૪ મો.

## મારીચ વધ.

આ પ્રમાણે બાંધવ લક્ષ્મણને આજ્ઞા આપીને મહાતેજસ્વી રઘુનંદને જાંબૂનદ સ્વર્ણની મૂઠવાળું ખડ્ગ તથા મધ્ય ભાગે ત્રણ ઠેકાણેથી નમેલું એવું પોતાના શરીરને શોભાવનારું ભારી ધનુષ ધારણ કર્યું ને ખભે બે ભાથાં બાંધી, આશ્રમમાંથી નિકળીને તે મૃગભણી તેણે ચાલવા માંડ્યું.[૧-૨] પોતાની તરફ રામને આવતા જોઈ, વનના મૃગોનો રાજા, ત્રાસને લીધે પ્રથમ અંતરાઈ વૃક્ષઘટામાં અદશ્ય થઈ ગયો; પણ થોડીક વારે પાછો રામની દૃષ્ટિએ પડી નાસવા લાગ્યો.[૩] રઘુવીર પણ તેની ભણી હાથમાં ખડ્ગ લઈ ઉતાવળથી દોડ્યા,

* આ દ્વિઅર્થી શ્લોક છે. બીજી રીતે એમ જણાવ્યું કે જે કાર્યાર્થે વનમાં નિકળ્યા છીએ, તે અર્થ પણ એનાથી જ સિદ્ધ થશે.
† મૃગરત્ન-મૃગમાત્રમાં રત્નરૂપ. ‡ તારાઓરૂપ મૃગ.
§ પૃથ્વીપરનો મૃગ.

ને જોતજોતામાં તેની સમીપ જઈ પહોંચ્યા, એટલામાં વળી તે મૃગ ઝાડીમાં અદૃશ્ય થઈ ગયો.[૪] થોડીકવાર સુધી રામે વગર જોયાં જ તેની પછવાડે દોડ્યા કીધું, એટલામાં વળી ઘણેક દૂર તે દોડતો તેના જોવામાં આવ્યો. ફરી રામ, જોરથી દોટ મૂકી તેની લગભગ થઈ ગયા, ને જાણે હમણાં હાથ લાંબા કરી પકડશે, એટલામાં ફરી પાછો તે છલંગ મારી દૂર જતો રહ્યો. એવી રીતે એ મહા વનને વિષે તે મૃગ ઘડીકમાં દૂર થઈ જતો હતો, ઘડીકમાં ધીમે ધીમે તો ઘડીકમાં મોટી મોટી છલંગો મારી નાસતો હતો.[૫–૬] બાણ વાગવાના ભયને લીધે ઘડીકમાં પાછું વાળીને જોતો તો ઘડીકમાં જાણે આકાશમાં ઉડતો હોય તેવા વેગથી નાસતો હતો; અને છુટાંછવાયાં વાદળાંથી ઢંકાયલું ચંદ્રમંડળ જેમ ક્ષણેકમાં પાછું દેખાય, તેમ ક્ષણેકમાં તે દૃષ્ટિએ પડતો તો ક્ષણેકમાં ઝાડીની અંદર અદૃશ્ય થઈ જતો હતો, ત્યારે તેની પછવાડે ઉગ્ર પરાક્રમી રઘુવીર પણ તેટલા જ શીઘ્ર વેગથી દોડ્યા જતા હતા.[૭–૮]

[એવી રીતે મૃગરૂપ થયેલો મારીચ, રામને પોતાના સ્વરૂપથી લોભ પમાડીને તેના આશ્રમથી ઘણેક દૂર લઈ ગયો, પણ પકડાયો નહી, ત્યારે ] દોડી દોડીને અતિ શ્રમિત થવાને લીધે રામને ઘણો ક્રોધ ચઢ્યો, એટલે તેને પકડવાનો વિચાર મૂકી દઈ, તેનો વધ કરવાના નિશ્ચયથી પોતે એક વૃક્ષની છાયામાં કોમળ ઘાસ ઉપર ઉભા રહ્યા.[૯] ત્યારે તે મૃગ પણ બીજા મૃગોથી વીંટાઈ ઘણેક દૂર રહ્યો રહ્યો રામના ચિત્તને બહુ વિભ્રમ ઉપજાવવા લાગ્યો.[૧૦] આ જોઈ રઘુવીરે તેને પકડવાની ઇચ્છા કરી, ત્યારે ક્ષણમાં તે પાછો અંતર્ધાન થઈ ગયો.[૧૧] થોડીવારે રાઘવે જ્યારે વૃક્ષસમૂહમાં તેને જોયો ત્યારે અતિશય ક્રોધે ભરાઈ, તેને મારવાનો નિશ્ચય કર્યો,[૧૨] અને તુરત ભાથામાંથી એક સૂર્યકિરણ સરખો પ્રકાશિત બાણ કાઢી ધનુષમાં સાંધ્યો, ને અત્યંત બળથી ધનુષને આકર્ષી, મૃગનો લક્ષ કરીને તેની ઉપર મૂક્યો.[૧૩–૧૪] તે બાણ છૂટતાં જ, બ્રહ્માસ્ત્ર સરખા ભયંકર વેગથી એકદમ તે મૃગના શરીરને જઈ વાગ્યો ને તેના હૃદયને આરપાર ભેદી નાંખ્યું, જેથી અકસ્માત્ એક તાડવૃક્ષ જેટલો ઊંચે ઉછળી અત્યંત આતુર થઈને મોટો ભયંકર નાદ કરતો તે મૃગરૂપ રાક્ષસ પૃથ્વી ઉપર પડ્યો.[૧૫–૧૬]

પણ મરતી વેળા, માયાવડે ધારણ કરેલા તે કૃત્રિમ રૂપનો ત્યાગ કરતાં, તેને રાવણે કહેલાં વચનોનું સ્મરણ થયું; જેથી સીતા અવશ્ય લક્ષ્મણને વનમાં મોકલે ને પછવાડેથી એકાંત આશ્રમમાંથી રાવણ સીતાનું હરણ કરી શકે, એ સારુ રાઘવના સરખી વાણીથી તેણે "હા સીતા! હા લક્ષ્મણ!" એવો મોટો સાદ કર્યો[૧૭–૧૯] ઉત્તમ બ્રહ્માસ્ત્ર બાણથી વિંધાયલા મૃગરૂપ દેહનો ત્યાગ કરી, પોતાના રાક્ષસ દેહને પામીને વિકાળ સ્વરૂપવાળા મારીચે, એ પ્રમાણે સીતા તથા લક્ષ્મણને વિષાદ ઉત્પન્ન કરનારા શબ્દો કરતાં જીવિતનો ત્યાગ કર્યો. પૃથ્વીપર પડી રુધિરથી ખરડાયલે અંગે તરફડતા ભયંકર રાક્ષસરૂપ તેને (મારીચને) જોઈ, રઘુવીર લક્ષ્મણનાં વચનોને સંભારી તથા સીતાનું સ્મરણ કરી વિચાર કરવા લાગ્યો કે,[૨૦–૨૨] "અરે! પ્રથમ લક્ષ્મણે મને કહ્યું હતું, તે જ પ્રમાણે આ તો દુષ્ટ માયાવી રાક્ષસ મારીચ જ નિકળ્યો અને મેં પણ તેને કહ્યું હતું કે, 'જો તેમ હશે—આ મૃગ, મારીચની માયા હશે તો હું તેનો નાશ કરીશ, તે પણ તેમ જ થયું![૨૩] પણ રે! એ દુષ્ટ તો 'હા સીતા! હા લક્ષ્મણ!' એવા ભેદ ભરેલા લાંબા પોકારો કરતો નાશ પામ્યો છે, તેથી એ સાંભળી સીતા વખતે અધીરી થઈ લક્ષ્મણને મારી પાસે તો નહી મોકલે?[૨૪] રે! એ શબ્દો સાંભળીને મહાબાહુ લક્ષ્મણની મારે માટે કેવી અવસ્થા થશે? હર! હર! આ દુષ્ટ રાક્ષસે ખરેખર આજે મને છળ્યો લાગે છે. કેમ કે, પળે પળ રાક્ષસોના ભયવાળા આ વનમાં શંકિત થઈને લક્ષ્મણને મારી ભણી મોકલી, તે આશ્રમ વિષે એકલી રહેશે, તો નિશ્ચે આજે કંઇક ઉત્પાત થશે."

આવા વિચારથી ધર્માત્મા રામને તે વેળા અંતરમાં મોટો ધ્રાસકો પડ્યો. તેમનાં રોમે રોમ ખડાં થઈ ગયાં, ને એ મૃગરૂપ દુષ્ટ રાક્ષસના કૃત્રિમ શબ્દોમાં કોણ જાણે શું કપટ સમાયલું હશે? એનો વિચાર કરતાં તેને વિષાદને લીધે તીવ્ર ભય ઉત્પન્ન થયો.[૨૫–૨૬] પછી તેમણે ત્યાં આગળ વધારે વખત ન લગાડતાં, માંસાર્થે બીજા એક મૃગનો વધ કરી, અને તેટલી ઉતાવળથી જનસ્થાન વિષે આવેલા પોતાના આશ્રમ ભણી ચાલવા માંડ્યું.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં ચુમાલીશમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૪૫ મો.

## સીતા હઠ–મૂર્ખતા!

[ જ્યારે રઘુવીર ધનુષ બાણ લઈ મૃગને પકડવાને માટે ગયા ત્યારથી તે પાછા તેનો વધ કરી પોતે આશ્રમે

આવ્યા ત્યાં સૂધીમાં આશ્રમને વિષે શી હકીકત બની તે જોઈએ. રામ મૃગની પછવાડે ગયા પછી ઘણીક વારે જાણે તે કોઈ સંકટમાં આવી પડ્યા હોય અને કોઇની મદદ માંગતા હોય તેમ રામના સરખો જ "હા સીતા! હા લક્ષ્મણ!" એવો] પીડિત શબ્દ ઘણે દૂરથી સીતા તથા લક્ષ્મણના સાંભળવામાં આવ્યો! જેવો આ ભયંકર અને હૃદયને થડકાવનારો પોકાર સાંભળ્યો, તેવી જ સીતા એકદમ ચમકી ઉઠી. તે લક્ષ્મણની આગળ કહેવા લાગી: "દિયરજી! આ પીડિત શબ્દ ખરેખર તારા મોટા ભાઈના જ છે ને તે કોઈ મોટા સંકટમાં આવી પડ્યો હોય એમ લાગે છે; જેથી તારી સહાયને અર્થે તેણે આવો પોકાર કર્યો છે![1] માટે નિર્વિલંબે તું તેની પાસે જા ને જો કે, તે કુશળ છે કે કેમ? રઘુવીરનો આવો આક્રોશ સાંભળી મારો આત્મા સ્થિર રહેતો નથી, મારું હૃદય પાંદડાંની પેઠે કંપે છે. માટે વનને વિષે આક્રોશ કરતા તારા ભાઈ રામની તું રક્ષા કરવા સારુ જા.[૨–૩] જેમ કોઈ મોટો વૃષભ, સિંહના સપાટામાં આવે, તેમ તારો ભાઈ અવશ્ય રાક્ષસોના સપાટામાં આવી પડેલો છે, ને તેથી જ પોતે શરણ ઇચ્છે છે; માટે તેની સહાયે જવા સારુ તારે વિલંબ કરવો યોગ્ય નથી."[૪]

[લક્ષ્મણને પોતાને પણ પ્રથમ તો તે પોકાર સાંભળી મનમાં કંઇક ભ્રમ ઉત્પન્ન થયો, પણ તે બુદ્ધિમાને વિચારથી નિશ્ચય કીધો કે, 'મારા સમર્થ બાંધવને આવો શબ્દ કરવાની કશી આવશ્યકતા નથી. હું નિઃશંક માનું છું કે, એ પોકાર રાક્ષસનો જ છે!' આમ વિચારી તે પોતાના મનમાં નિશ્ચિંત થઈ બેઠો હતો; અને વળી રામે તેને સીતાનું રક્ષણ કરવાની આજ્ઞા કીધેલી હતી, તેથી સીતાનાં એ પ્રમાણેનાં વચન સાંભળી તેણે રામની પાસે જવાનું મન જ કીધું નહીં.] પોતે કહેવા છતાં પણ લક્ષ્મણ વનમાં જવા તૈયાર થયો નહિ, ત્યારે અતિ ક્રોધ પામી જનકપુત્રી, સ્ત્રી સ્વભાવને વશ થઈ, પુનઃ તેને કહેવા લાગી: "હે લક્ષ્મણ! તને આવો કઠણ હૃદયનો જોઈ હવે હું તારું માન રાખી શકતી નથી. રે! તું તારા ભાઇનો બંધુરૂપે શત્રુ જ છે![૫] નહિ તો આવી અવસ્થામાં તેની સહાયે ગયા વગર તું કદી રહે કે? રે! હું ધારું છું કે, તું મને ગ્રહણ કરવા સારુ રામ નાશ પામે એમ ઇચ્છે છે, ને મારી તરફ કામવાસનાને લીધે તેની સહાયે જતો નથી![૬] તારા ભાઇને વિષે તને સ્નેહ નથી ને રામને દુઃખ થાય તેમાં જ તું રાજી છે, એમ હું માનું છું;[૭] કેમકે એવા હેતુથી જ તે મહા કાંતિમાનને સંકટમાં પડ્યા જાણવા છતાં તું આમ નિશ્ચિંતપણે બેઠો છે. રે! રામની રક્ષા કરવાના મુખ્ય ઉદ્દેશથી તું વનમાં આવ્યો છે, છતાં જ્યારે તે આમ જીવિતના સંશયને પામ્યા છે, ત્યારે હવે તારા રક્ષણથી જીવવાની મારે શી જરૂર છે?"

લક્ષ્મણ જેવા મહા પવિત્ર પુરુષને અયોગ્ય એવાં અનેક પરુષ વાક્યો કહી, મૃગલીની પેઠે ત્રાસ પામેલી વૈદેહી, શોકને લીધે બહુ રુદન કરવા લાગી.[૮–૯] ત્યારે અતિ ખિન્ન હૃદયે લક્ષ્મણ તેને કહેવા લાગ્યો: "હે વિદેહ પુત્રી! તારા ભર્તાર રામને માટે આવો દુઃસંશય કરવો યોગ્ય નથી. કારણ તારા પતિ રામને, સમગ્ર નાગ, અસુર, ગંધર્વ, દેવ, દાનવ તથા રાક્ષસમાંથી કોઈ પણ પરાભવ પમાડી શકે તેમ નથી, એ નિઃસંશય છે.[૧૦–૧૧] હે દેવિ! હું ખરેખરું કહું છું કે, સંગ્રામને વિષે ઇન્દ્ર સમાન મારા વડીલ બંધુની સામે યુદ્ધ કરે એવો દેવતા, મનુષ્ય, ગંધર્વ, પક્ષી, રાક્ષસ, પિશાચ, કિન્નર, મૃગ તથા ઘોર દાનવોમાં પણ કોઈ જ નથી; કારણ મારો પૂજ્ય બાંધવ રામ સર્વથા અવધ્ય છે. માટે, તેના સંબંધે તારે આવી રીતનાં વાક્ય મને કહેવાં, એ યોગ્ય નથી.[૧૨–૧૩] વળી આ ભયંકર વનને વિષે રામ વિના હું તને એકલી મૂકવા ઇચ્છતો નથી; તેમ યુદ્ધ કરવા ઉદ્યુક્ત થયેલા ઇન્દ્રાદિ દેવતાઓ સહિત ત્રણે લોકમાંના સર્વ બળવંત પુરુષોથી પણ મારા બાંધવનું બળ નિવારણ થઈ શકે તેમ નથી. તેથી સંતાપનો ત્યાગ કરી તારા હૃદયને તું શાંત પાડ.[૧૪–૧૫] તારો ભર્તા, તે ઉત્તમ મૃગને મારી થોડી વારમાં જ અહીં આવશે. તેં જે આ ભયંકર પીડિત શબ્દ સાંભળ્યો, તે રામનો, કિંવા તેને સહાય કરવા ઇચ્છતા દેવતાઓનો પણ નથી; એ તો કેવળ તે દુષ્ટ મારીચ રાક્ષસની ગંધર્વનગર સમાન કૃત્રિમ માયા જ છે. વળી હે વૈદેહિ! મારા ભાઇએ તને થાપણરૂપે મારી આગળ સોંપેલી છે![૧૬–૧૭] માટે તેની આજ્ઞાનો ભંગ કરી, હે વરારોહ! હું તને એકલી મૂકી, જવાને ઇચ્છતો નથી. હે કલ્યાણિ! તું જાણે જ છે કે, આ રાક્ષસો સાથે અમારે પાકું વૈર બંધાયું છે.[૧૮] જે દિવસથી રામે ખર રાક્ષસને માર્યો, તે દિવસથી જનસ્થાનમાં રહેનારા એ હિંસારૂપ વિહારવાળા સર્વ રાક્ષસો, પોતાના રક્ષકનો નાશ થયેલો જોઈ, આ મહા વનને વિષે વૈરભાવથી ફરે છે ને અનેક પ્રકારની કપટયુક્ત વાણીઓ બોલે છે, માટે આ પીડિત પોકાર સંબંધી તારે કશી ચિંતા કરવી નહિ."

લક્ષ્મણનું આવું પ્રત્યુત્તર સાંભળીને તે સીતા ઉલટી વધારે કોપાયમાન થઈ ને લાલચોળ નેત્ર કરી,[૧૯-૨૦] પુનઃ તે સત્યવાદીને કટુ વચનોથી તિરસ્કાર કરી કહેવા લાગીઃ "હે અનાર્ય! કરુણાનો આરંભ કરનાર!* કુલપાંસન!† હે નૃશંસ!‡ મારા પતિને દુઃખ થાય,એ તને અત્યંત પ્રિય છે એમ હું માનું છું; કારણ હમણાં રામને સંકટ પ્રાપ્ત થયું જોઇને પણ તું આમ બોલે છે![૨૧-૨૨] અરે લક્ષ્મણ! તું નિરંતર દુષ્ટાત્મા છે, તો તારા સરખા નૃશંસ અને ગુપ્ત શત્રુઓના અંતરમાં પાપ હોય તેમાં આશ્ચર્ય શું?[૨૩] તું ક્રૂર ઇચ્છાવાળો રાક્ષસ છે, મારા પ્રત્યે કામવાસનાથી, ગુપ્ત શત્રુરૂપે, પોતાની મેળે અથવા ભરતના મોકલવાથી આ વનને વિષે એકલા રાઘવની સાથે આવેલો છે![૨૪] પણ હે સુમિત્રાપુત્ર! તારો તથા ભરતનો મને પ્રાપ્ત કરવાનો મનોરથ કદી સિદ્ધ થાય તેમ નથી; કેમકે ઇંદીવરશ્યામ સ્વરૂપ તથા કમળ સરખાં નેત્રવાળા રઘુવરનો આશ્રય કરીને હવે હું અન્ય પુરુષની ઇચ્છા કેમ જ કરીશ? રે! મારા પતિને અર્થે હું તારી સમક્ષ નિશ્ચે મારા પ્રાણનો ત્યાગ કરીશ;[૨૫-૨૬] કારણ તેના વિના એક ક્ષણ પણ આ ભૂતળ ઉપર હું જીવી શકું તેમ નથી."

એવી રીતનાં-રુંવાટાં ઉભાં કરે એવાં કઠોર વાક્યો સીતાએ કહ્યાં,[૨૭] ત્યારે જિતેંદ્રિય લક્ષ્મણ અત્યંત ખેદ પામી, ઉભો થઈ, બંને હાથ જોડી તેને કહેવા લાગ્યાઃ "હે દેવી જાનકિ! હે મારી માતુસ્વરૂપ! તું મારું દૈવત છે, તેથી હું તને ઉત્તર આપવા ઉત્સાહ રાખતો નથી.[૨૮] પણ એટલું તો મારાથી કહ્યા વિના રહેવાતું નથી કે, અત્યંત અનુચિત વાક્ય બોલવાં, એ સ્ત્રીઓના સંબંધમાં કાંઈ આશ્ચર્યકારક નથી! કેમકે, જગતમાં તેઓનો સ્વભાવ જ એવો હોય છે.[૨૯] આ લોકને વિષે સ્વાભાવિક રીતે જ સ્ત્રીઓ ધર્મરહિત, ચપલ, કુટિલ તથા ભાઇઓમાં અને પિતાપુત્રોમાં પરસ્પર ભેદ પડાવનારી હોય છે. હે જનકાત્મજા! હું તારાં આવાં વાક્યોને સહન કરી શકતો નથી.[૩૦] મારા બંને કાનમાં તારાં આ વચન ધગધગતાં નારાચ બાણની પેઠે ઘાત અને દાહ કરે છે. રે! ન્યાયવાદી§ એવા મને તેં જે પરુષ વાક્યો કહ્યાં તે, આ સર્વ વનદેવતાઓએ સાંભળ્યાં છે, માટે તેઓ મારા સાક્ષી થાઓ.[૩૧] હે વિદેહસુતા! હું કે જે જ્યેષ્ઠ બંધુની આજ્ઞા પ્રમાણે વર્તવામાં સદા તત્પર છું, તે વિષે તું આવી અતિ નીચ શંકા રાખે છે, તેથી તને ધિક્કાર છે ને આજે આવી વિપરીત મતિ થવાથી મને લાગે છે કે, તારો વિનાશ હવે પાસે આવ્યો છે.[૩૨] હે વરાનને! ભલે, તારી ઇચ્છામાં આવે તેમ કહે; તેમાં મને કશો ક્રોધ નથી. હું આ કાકુત્સ્થ પાસે ચાલ્યો.[૩૩] તારું કલ્યાણ થાઓ ને હે વિશાલાક્ષિ! સર્વ વનદેવતાઓ તારું રક્ષણ કરો. પણ રે! મને જે અતિ ઘોર દુષ્ટ શકુન થાય છે, તે ઉપરથી હું અતિ શંકા પામું છું કે, રામ સહિત મને પાછો આવતાં સૂધીમાં રખેને તું કોઈ મોટી પીડામાં આવી પડે."[૩૪]

એવાં લક્ષ્મણનાં વિનીત વચનોને કંઈ પણ ન ગણકારતાં, રુદન કરવાને લીધે તીવ્રના ઉષ્ણ અને અશ્રુથી ભીંજાયલે મુખે જનકરાયની પુત્રી તેને એમજ કહેવા લાગી કે,[૩૫] "હે લક્ષ્મણ! પતિ વગરની થયેલી હું કાં તો ગોદાવરીમાં ડુબી મરીશ, ફાંસો ખાઇશ, પર્વતપરથી પડતું મૂકીશ, વિષપાન કરીશ, વા અગ્નિમાં પ્રવેશ* કરીને મરીશ; પણ એ રાઘવેશ્વરના વિના

* અત્રે ટીકાકાર એવો અર્થ કરે છે કે, મારા પ્રત્યે જે તારી આવી કરુણા, રામના સંકટ સમય પણ થાય છે, માટે તું અનાર્ય છે. વાલ્મિકિનો શુદ્ધ ભાવ, સીતા પાસે આવાં વચનો બોલાવવાનો એવો જણાય છે કે, રામનું મરણ થાય અને સીતા તેને પ્રાપ્ત થાય માટે સીતા તરફ કરુણા દર્શાવે છે, તેવા હેતુથી લક્ષ્મણને સીતાએ અનાર્ય કહ્યા છે. † કુળમાં અંગારો. ‡ ક્રૂર. § ન્યાયયુક્ત બોલનારા.

* અત્રે ટીકાકાર વિશેષ વિવેચન કરે છે કે, સીતાએ લક્ષ્મણને ઉત્તર આપતાં જણાવ્યું કે, હું અગ્નિ પ્રવેશ કરીશ, પરંતુ પરપુરુષનો સ્પર્શ કદી કરીશ નહિ. 'અગ્નિ પ્રવેશ' શબ્દથી એવું સૂચન કર્યું કે, હું પોતે રાવણને ઘેર જઇશ નહિ; પરંતુ આ સ્નેહરૂપે અગ્નિમાં પ્રવેશ કરી, માયા સ્વરૂપે તેના હાથમાં જઇશ. એ માટે કૂર્મ પુરાણમાં આ પ્રમાણે વચન છેઃ-'રાક્ષસ રાજા રાવણ, કાળની પ્રેરણાથી રામની સુભગા, વિશાળનયના ભાર્યા સીતા ઉપર આસક્ત થયો; ત્યાર પછી તેણે માયાવી તાપસનો વેશ ધારણ કરી નિર્જન વનમાં વસતી રામપત્ની સીતાને હરણ કરવાનો વિચાર કર્યો. સીતા, રાવણના ભાવને (રાવણને લંકામાં કહેલા વિચાર-હું તાપસ થઈને સીતા હરણ કરીશ તે) સમજી ગઇ હતી. પછી પતિનું સ્મરણ કરી પવિત્ર હાસ્યવતી પ્રમદા, સાક્ષીભૂત, વિશ્વતોમુખ, આત્મસ્વરૂપ, તેજસ્વી શરીરવાળા, સર્વ પ્રાણીઓના હૃદયમાં વસતા આવસથ્ય અગ્નિને શરણે ગઈ અને ત્યાં આગળ અગ્ન્યાષ્ટકનો જપ કરી યશસ્વિની રામપત્ની નેત્ર ઉઘાડાં કરીને મનમાં રામનું ધ્યાન ધરતી ઉભી રહી. પછી ભગવાન્ મહેશ્વર ઝળઝળાટ તેજવાળા અગ્નિદેવ, તેજવડે બાળતા હોય તેમ પ્રગટ થયા; અને તેણે રાવણને નાશ કરવાની ઇચ્છાથી માયામયી સીતાને સરજી, રામની પ્રેમપાત્ર સાક્ષાત્ સીતાને સાથે લઇને અદૃશ્ય થયો. ત્યારપછી રામ લક્ષ્મણ સહિત રાવણનો વધ કરી, સીતાને લાવ્યા ત્યારે તે સીતાને માટે તેના મનમાં શંકા આવી. એટલે માયામયી સીતાએ મનુષ્યોને વિશ્વાસ બેસાડવા માટે, ફરીને બળતા અગ્નિમાં પ્રવેશ કર્યો અને અગ્નિએ તેને બાળી નાખ્યાં. પછી દેવપ્રિય, મહાતેજસ્વી અગ્નિદેવે રામને ખરાં સીતા બતાવ્યાં.'

બીજા પુરુષનો સ્પર્શ કરીશ નહિ!"૩૧-૩૭ એમ કહી શોકાવિષ્ટ થઈને પીડિતની પેઠે તે વધારે વધારે રુદન કરવા તથા હાથેવતી પેટને કુટવા લાગી*૩૮ એ જોઈ અતિ દુર્મન થયેલા સુમિત્રાના પુત્રે તેનું આશ્વાસન કરવા માંડ્યું; ત્યારે વળી ઉલટી વધારે ક્રોધાયમાન થઈ તે એમ માનવા લાગી કે, મને શાંત કરવાને બહાને લક્ષ્મણ જવા સારુ વિલંબ કરે છે, આથી અતિશય ખિન્ન થઈ સ્થિરાત્મા લક્ષ્મણ મૈથિલી પ્રતિ હાથ જોડી, કંઈક માનસિક તથા કંઈક કાયિક નમસ્કાર કરી, તેના તરફ દૃષ્ટિ કરતો, રામની પાસે જવાને ચાલતો થયો.૩૯-૪૦

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અરણ્યકાણ્ડમાં પીસતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૬ મો.

## સીતા અને રાવણ.

સીતાનાં કુવાક્યોથી ક્રોધ પામેલો રામાનુજ લક્ષ્મણ, અતિ શંકિત થઈ ઉતાવળથી રામભણી ચાલ્યો.[1] આ સંધિનો લાભ લઈ દશાનન, ત્રિદંડીનો વેશ ધરી, વૈદેહી તરફ આવ્યો.[2] જ્યારે તે કેટલોક નજીકમાં આવ્યો, ત્યારે સીતાને લાગ્યું કે, એ પુરુષ કોઈ યતિ-ત્રિદંડી સંન્યાસી છે. તેણે સૂક્ષ્મ કાષાયાંબર† પહેર્યું હતું, મસ્તકપર જટા તથા છત્ર ધારણ કરેલાં હતાં, પગમાં પાદુકા હતી તથા હાથમાં દંડ અને કમંડલુ ધારણ કરી, ભવ્ય રૂપે તે ત્રિદંડી સંન્યાસીની પેઠે, સૂર્ય ચંદ્ર વિનાની સંધ્યા પાસે મોટો અંધકાર આવતો હોય તેમ, એ મહાવનમાં, રામ લક્ષ્મણ વિનાની સીતાની તરફ આવવા લાગ્યો.૩-૫ ચંદ્ર વિનાનો રોહિણીને જેમ કેતુ અવલોકન કરે, તેમ એ મહાયશસ્વિની તથા ઉત્કૃષ્ટ રૂપવતી રાજપુત્રી સીતાને, દૂરથી અવલોકન કરતો કરતો તે જેમ જેમ અંદર આવતો ગયો, તેમ તેમ તેના ભયને લીધે અથવા કોણ જાણે તે શો ઉત્પાત કરશે, એવી શંકાને લીધે, એકાએક તે વનમાંનાં વૃક્ષો આપોઆપ હાલતાં રહી ગયાં; વાયુ વાતો બંધ થઈ ગયો; પશુ પક્ષી બોલતાં ને ફરતાં ચૂપ થઈ ગયાં તથા તેની લાલચોળ આંખ સીતા તરફ ફરી કે શીઘ્ર પ્રવાહિની ગોદાવરી પણ જાણે સ્થિર થવા ઇચ્છતી હોય, તેમ મંદ મંદ ગતિએ વહન કરવા લાગી.૬-૮ પછી દશાનન રાવણ સીતા તથા રામને વિખૂટાં જોવા ઇચ્છતો હોય અને તેવા સમયની વાટ જ જોઈ રહ્યો હોય તેમ, સમય આવ્યો કે તરત ભિક્ષુક વેશે, પતિનો શોચ કરતી વિદેહપુત્રી પાસે આવ્યો. આ યતિ જાણે વેશધારી જ હોય ને તૃણથી ઢંકાયલા કૂપની પેરે આવું પરમ શાંત રૂપ ધારણ કર્યું હોય તેવી રીતે, જેમ ચિત્રા નક્ષત્ર સમીપ શનિ આવતો હોય તેની પેઠે, પોતાના પતિનો શોચ કરતાં જાનકીની સમીપ આવ્યો.૯-૧૦ તે જાણે મહા-યશસ્વિની રામપત્ની વૈદેહીને જોઈ ખંચાતો હોય તેમ પર્ણશાળાના ઉમરાથી જરાક છેટે સંકોચાઈને ઉભો રહ્યો.[11] શાળામાં બેઠેલી, પૂર્ણ ચંદ્રમુખી સીતા, કે જેના દંત તથા ઓષ્ઠ અતિ સુંદર દેખાતા હતા, જેનાં કમળ સરખાં નેત્રોમાં અશ્રુ તથા મુખપર શોક છવાઈ રહ્યો હતો,[12] ને જેણે પીળું કૌશેય વસ્ત્ર પરિધાન કીધેલું હતું, તેને જોઈ, મનમાં અતિ હર્ષ પામ્યો હોય,[13] તથા કામવાસનામાં ડુબી ગયો હોય તેમ તે ભવ્ય ભિક્ષુક રાક્ષસાધિપ, છેક પર્ણશાળાના દ્વાર આગળ આવી નિશ્શંકપણે ઉભો રહ્યો ને નમ્રપણે વેદોચ્ચાર કરી, પદ્મરહિત થયેલી ત્રણે લોકની ઉત્તમ શ્રી (લક્ષ્મી) સમાન શોભતાં સીતાની પ્રશંસા કરવા લાગ્યો.૧૪-૧૫

તે બોલ્યો:-"હે ઉત્તમ કાંચનવર્ણની કાંતિવાળી! હે પીત કૌશેય વાસિની!* હે લક્ષ્મીની પેઠે કમલપુષ્પની માળા ધારણ કરનારી! હે શુભાનને!† હે સ્વૈરચારિણી!‡ આ વનને વિષે રહેલી તું, શું હ્રી, શ્રી,§ કીર્તિ અથવા

આ ઉપરથી એવો ધ્વનિ થયો કે, જાતિ ભ્રષ્ટાદિક આપત્તિમાં અગ્નિ પ્રવેશ કરવાથી સ્ત્રીઓને પાતક લાગતું નથી; પરંતુ સર્વ પાતકનું પ્રાયશ્ચિત્ત થાય છે. વળી સીતાએ કહ્યું છે કે, હું કદી પણ પરપુરુષને અડકતી નથી-પતિની ગેરહાજરીમાં. તે ઉપરથી વિરાધનો સ્પર્શ કરવામાં સીતાને હાનિ પહોંચતી નથી, કેમકે, તે વેળા રામ સમીપમાં હતા. તેમ જ વળી આ વખતે કદાચ પ્રત્યક્ષ સીતાને રાવણ અડકે તો તેનો પણ વિરાધની પેઠે નાશ થાય અને તેના નાશથી બીજા રાક્ષસોનો બચાવ થઈ જાય, માટે અગ્નિદેવે માયાવી સીતાની ઉત્પત્તિ કરી હતી. વળી એવી શંકા પણ કરવામાં આવે છે કે, રાવણે સર્વ દિગ્પાલો વશ કીધા હતા તો હનુમાનના પુચ્છાગ્નિએ લંકાનો દાહ કર્યો, તે કામ પણ અગ્નિદેવે કેમ કર્યું? એનું નિરાકરણ એમ કરવામાં આવે છે કે, જગજ્જનની સીતા અગ્નિમાં સમાયા પછી અગ્નિ સ્વતંત્ર હતો ને તેથી હનુમાને લંકા દહન કીધી ત્યારે રાવણની આજ્ઞા અગ્નિપર ચાલી શકી નહીં.

* વાસ્તવિક રીતે સીતાએ છાતી કુટી હતી, પણ વાલ્મીકિનો ભાવ પેટ કૂટવામાં એવો જણાય છે કે, જ્યાંસુધી સર્વ રાક્ષસોનો સંહાર વળશે નહિ, ત્યાંસુધી તે તૃપ્ત થશે નહિ, ને તેથી પેટ કૂટ્યું. † જીર્ણ ભગવું વસ્ત્ર.

* પીળું રેશમી વસ્ત્ર ધારણ કરનારી. † સુંદર મુખવાળી.
‡ પોતાની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારી.
§ હ્રી=ગારી; શ્રી=આશ્ચર્ય પ્રધાન્ય ભગવચ્છક્તિ.

શ્રેષ્ઠ લક્ષ્મી તો નથી? કિંવા શું તું કોઈ શ્રેષ્ઠ અપ્સરા, વા અણિમા વગેરે કોઇ સિદ્ધિ, વા કામપત્ની રતિ છે? તારું નિષ્કલંક સ્વરૂપ અતિશય ઉત્તમ છે.[૧૬–૧૭] અહો! તારી દંતપંક્તિ દાડિમની કળી જેવી યોગ્ય અણીવાળી સ્નિગ્ધ છે; સરખી તથા શ્વેત છે. તારાં નેત્ર અતિ વિશાળ તેમ જ રક્તપ્રાંત ભાગથી ઘેરાયલી શ્યામ કીકીવાળાં છે.[૧૮] તારી જંઘા પીન તથા વિશાળ છે; હાથીની શુંઢ જેવી તારી સાથળ છે; અને વૃદ્ધિ પામેલા, ગોળ, મૂળમાંથી પરસ્પર મળેલાં,[૧૯] આલિંગન ક્રિયા વિષે પ્રૌઢ, પીન, ઊંચાં મુખવાળાં, સુંદર, પાકેલાં તાડફળ સરખાં તથા શ્રેષ્ઠ મણિના આભરણથી ભૂષિત એવાં તારાં પયોધર છે.[૨૦] હે ચારુસ્મિતે!* હે ચારુદંતી! હે સુંદર નેત્રવાળી! જેમ નદી જળવડે કિનારાને હરણ કરે છે, તેમ તું મારા મનને હરણ કરે છે; કારણ, હે વિલાસિનિ! એક હાથમાં આવી શકે એવો સૂક્ષ્મ તથા લંકવાળો તારો કટિપ્રદેશ છે.[૨૧] હે સુકેશે!† મેં આજ દિનપર્યંત આ પૃથ્વીને વિષે તારા સરખી રૂપવાન્ કોઈ દેવી, ગંધર્વી, યક્ષિણી, કિન્નરી[૨૨] તથા મહીતલમાં મનુષ્ય જાતની સ્ત્રીને જોઈ નથી. આખા ત્રૈલોક્ય વિષે પણ સર્વોત્તમ એવું તારું રૂપ, સુકુમારપણું, વય અને વનમાં નિવાસ, એ ચાર વસ્તુ મારાં મનને વિકાર ઉત્પન્ન કરે છે. તારું કલ્યાણ થાઓ; પણ તું આ વનમાંથી નીકળી જા. તારે અહીં વસવું યોગ્ય નથી;[૨૩–૨૪] કારણ કે, આ નિવાસસ્થાન તો ઇચ્છિતરૂપ ધારણ કરનારા ઘોર રાક્ષસોનું છે ને તારે ઉપભોગ કરવા યોગ્ય તો રમ્યપ્રાસાદોપરનાં વિલાસભવનો, નગરો, ઉપવનો[૨૫] તથા સકળ સુગંધી પદાર્થો છે. હે અસિતેક્ષણે!‡ તારાં આવાં સૌંદર્યને લીધે તારો ભર્તાર અને તારા ઉપભોગમાં આવતાં પુષ્પ, ગંધ તથા શ્રેષ્ઠ વસ્ત્રાદિ, એ સૌ પણ ધન્ય છે. હે શુચિસ્મિતે! તું શું રુદ્રની, વાયુની[૨૬–૨૭] અથવા વસુની સ્ત્રી છે? હે વરારોહે§, મને તો ખરેખર તું કોઈ દેવપત્ની જ લાગે છે. પણ આ વન રાક્ષસોનું નિવાસસ્થાન હોવાને લીધે અત્રે દેવતા, કિન્નર, ગંધર્વ આદિ કોઈ આવતું નથી, ને તું કેમ આવી છે? હે વિલાસિનિ! આ વનમાં તો ઘણાક વાનર, સિંહ, દીપડા, વાઘ, મૃગ, વરુ, રીંછ,[૨૮–૨૯] જરખ અને કંક નામનાં વિકરાળ પક્ષીઓ વસે છે, તો તેઓથી તું બીહીતી નથી? હે વરાનને!‖ અત્રે વસતા મહામદોન્મત્ત, ભયંકર તથા મોટા વેગવાળા હસ્તીઓથી ભરેલા આ વનમાં તને એકલાં ભય થતો નથી, એ મોટું આશ્ચર્ય છે. ત્યારે હે કલ્યાણિ! તું કોણ? કોની વહુવારુ છે? કોની સ્ત્રી છે? કોની પુત્રી છે? તું ક્યાંથી આવી છે? રાક્ષસોથી સેવાતા ઘોર દંડકવનમાં શા નિમિત્તે એકલી ફરે છે?"

એવી રીતે ત્રિદંડી રૂપે ઉભેલો કામવાસનાવાળો રાવણ બોલી રહ્યો, ત્યારે વિદેહપુત્રી પોતાને આંગણે આવેલા તે સંન્યાસીરૂપ અતિથિનો રુડી રીતે આદર સત્કાર કરવા લાગી![૩૦–૩૩] પ્રથમ તેણે તેને આસન લાવી આપ્યું, પછી પાદ્ય, અર્ઘ્ય, આદિ અર્પણ કર્યાં, ને છેવટે સૌમ્ય તથા પક્વ એવું અન્ન લાવી આગળ મૂક્યું.[૩૪] બ્રાહ્મણના* વેશથી આવેલા કમંડલુ અને રક્તવસ્ત્ર ધારણ કરેલા, તથા વેદઘોષ કરનારા તેને જોઈ, તે બ્રાહ્મણ જ છે અને તેની ઉપેક્ષા કરવી અશક્ય છે, એમ ધારીને વૈદેહી, તેને સાક્ષાત્ બ્રાહ્મણ માની કહેવા લાગી:[૩૫] "હે બ્રાહ્મણ! આ દર્ભના આસન ઉપર યથેચ્છિત બેસ ને આ પાદ્યાદિ ઉપચાર ગ્રહણ કરી, વનમાંથી મળતા પદાર્થોનું, તારે અર્થે જ તૈયાર કરેલું આ ઉત્તમ અન્ન છે, તેનું અવ્યગ્ર ચિત્તે ભોજન કર."[૩૬]

આવી રીતે પ્રીતિભેર આમન્ત્રણ કરી, મનુષ્યોના રાજા રામની સ્ત્રી મૈથિલી ઉભી રહી, ત્યારે તે ત્રિદંડી જાણે અતિ મોહ પામી, પોતાના નાશને માટે તેને હરણ કરી લઈ જવાનો પોતાના મનમાં દૃઢ વિચાર કરી બેઠો હોય, તેવી રીતે તે એકી ટસે તેની સામું જોઈ રહ્યો.[૩૭] અને સીતા, કે જે મૃગયા સારુ ગયલા પોતાના પતિ રઘુવીર તથા લક્ષ્મણ ક્યારે આવે? એમ વાટ જોયા કરતી હતી, તેણે રામનાં દર્શનની ઇચ્છાથી આશ્રમદ્વાર ભણી જોયું, તો નીલવર્ણાં મોટાં વન સિવાય બીજું કંઈ તેના જોવામાં આવ્યું નહિ.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં છેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૭ મો.

## રાવણનો સીતાએ કરેલો તિરસ્કાર.

હવે એ ત્રિદંડી રાવણ, કે જે પોતાના મનમાં સીતાને હરણ કરી જવાનો વિચાર કરતો હતો, તેણે એ

---

* શ્રેષ્ઠ હાસ્યવાળી. † સુંદર કેશવાળી. ‡ શ્યામ નેત્રવાળી. § શ્રેષ્ઠ કટિ પ્રદેશવાળી. ‖ શ્રેષ્ઠ મુખવાળી.

* બ્રાહ્મણ અથવા ત્રિદંડી સંન્યાસીને એક જ ગણ્યા છે. કેમકે બ્રાહ્મણ વિના એવો સંન્યાસ કોઈ લઈ શકે નહિ, માટે તેને બ્રાહ્મણવેશ કહ્યો.

પ્રમાણે સીતાને અનેક પ્રશ્નો કર્યા હતા; માટે વૈદેહીએ પોતાના મનમાં ઘણીવાર સુધી વિચાર કર્યો કે;[1] આ બ્રાહ્મણ ને વળી અતિથિ છે, માટે જો હું તેના પૂછેલા પ્રશ્નોનો પ્રત્યુત્તર નહિ આપું તો તે મને શાપ દેશે, માટે મારો વૃત્તાંત એને કહ્યા વગર ચાલશે નહિ." તેથી તે બોલી;[2] "હે બ્રાહ્મણ! તમારું કલ્યાણ થાઓ. હે યતિ! સીતા નામે હું, મિથિલ દેશાધિપતિ મહાત્મા જનકરાયની પુત્રી ને રઘુવંશ દીપક રામની પ્રિય પત્ની છું.[3] વિવાહ થયા પછી હું સર્વ કામનાઓ તથા મનુષ્યોના સર્વ ભોગોનું સેવન કરતાં બાર વર્ષ લગી મારે સાસરે–ઇક્ષ્વાકુવંશોત્પન્ન દશરથરાયને ઘેર રહી.[4] ત્યાં રહેતાં મને તેરમું વર્ષ બેઠું, ત્યારે પોતાના મંત્રીઓ સાથે વિચાર કરી, દશરથરાયે મારા પતિને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો.[5] પણ જ્યારે અભિષેક કરવાની સર્વ તૈયારી થઈ ત્યારે મારી કૈકેયી નામની અપર સાસુએ તેમાં વિઘ્ન નાંખ્યું ને મારા સસરાજી દશરથને તેણે પ્રતિજ્ઞાવડે બાંધી લઈ તેની પાસે, મારા સ્વામી રામને વનવાસ તથા પોતાના પુત્ર ભરતને રાજ્યાસને બેસાડવાનું વરદાન માગ્યું.[૬–૭] વળી આ વરદાન પોતાને મળશે નહિ, એવી શંકાથી તેણે હઠ લઈ દશરથરાયને કહ્યું; 'જો ઉપરનાં બે વરદાન મને નહિ આપો તો આજથી હું ભોજન, શયન તથા જળાદિનો પણ ત્યાગ કરી મારા જીવિતનો અંત આણીશ!'[૮–૯] મારા સસરા દશરથે બહુ બહુ રીતે સમજાવીને તેની યાચના કીધી કે, 'તું જે ઇચ્છે તે ભોગ્ય વસ્તુ હું તને આપું, પણ રામના રાજ્યાભિષેકમાં તું વિઘ્ન કર મા.' પરંતુ તે હઠીલીએ બે વરદાન વિના બીજું કંઈ જ માગ્યું નહિ.'

"હવે હે બ્રાહ્મણ! સર્વ લોકપ્રસિદ્ધ મારા ભર્તા રામ, કે જે સત્યવાદી, સુશીલ, પવિત્ર, વિશાલાક્ષ, મહાબાહુ, સર્વ ભૂતપ્રાણીના હિતમાં પ્રીતિમાન્ તથા મહા તેજસ્વી છે, તેનું વય વનમાં પ્રયાણ કરતી વેળા પચ્ચીસ* વર્ષનું હતું ને મને અઢાર† વર્ષ પૂરાં થયાં હતાં. હવે કૈકેયીપરની આસક્તિને લીધે વશ થયેલા મહારાજા દશરથે તેને રાજી રાખવા સારુ મારા ભર્તા રામને રાજ્યાભિષેક કર્યો નહિ, પણ રાજ્યાભિષેકની ઇચ્છાથી પિતાની પાસે જઈ ઉભેલા મારા સ્વામી રામને, કૈકેયીએ ઉતાવળથી જણાવ્યું, 'હે રઘુવંશોત્પન્ન રામ! તારા પિતાએ મને એવી આજ્ઞા આપી છે કે, ભરતને આ નિષ્કંટક રાજ્ય આપવું, ને તારે ચૌદ વર્ષ લગી વનમાં નિવાસ કરવો;[૧૦–૧૫] માટે હે કાકુત્સ્થ! તું વનમાં જવા માટે પ્રસ્થાન કર, ને તારા પિતાને અનૃતથી મૂકાવ!' હે બ્રહ્મન્! કૈકેયીનાં એવાં વચન, દૃઢ વ્રતવાન્ રઘુવીરે અતિ આદરથી માન્ય કર્યાં, પણ અંતઃકરણમાં તે કોઈ જાતનો ભય કે વિષાદ પામ્યા નહિ. તુરત તેના કહેવા પ્રમાણે જ કર્યું; કારણ બીજાને અને તો કંઈક આપવું, પણ કોઈ પાસેથી કશો પ્રતિગ્રહ કરવો નહિ અને સદા સત્ય જ બોલવું, પણ અનૃત નહિ,[૧૬–૧૭] એવું તેણે શ્રેષ્ઠ વ્રત ધારણ કરેલું છે. પછી મારા સહિત તેમણે વનમાં પ્રયાણ કરવાની તૈયારી કરી, ત્યારે તેમની અપર માતાથી ઉત્પન્ન થયેલો તેનો કનિષ્ઠ બંધુ લક્ષ્મણ, કે જે પુરુષવ્યાઘ્ર, મહાવીર્યવાન્, શત્રુમર્દન, બ્રહ્મચારી તથા દૃઢવ્રતવાન્ છે તે, તેની સહાય કરવા સારુ ધનુષ બાણ ગ્રહણ કરી, તેની સાથે ચાલ્યો. એ પ્રમાણે ઘેરથી નિકળી, જટાધર, તપસ્વી સરખા વેશવાળા, નિત્ય ધર્મિષ્ઠ તથા દૃઢવ્રતવાન્ એવા મારા સ્વામીનાથે મારા અને લક્ષ્મણના સહિત દણ્ડક વનમાં પ્રવેશ કર્યો છે, ને કૈકેયીને લીધે રાજ્યથી ભ્રષ્ટ થયેલાં અમે ત્રણે,[૧૮–૨૧] આ ગંભીર વનમાં સ્વપરાક્રમાશ્રયથી વિચરીએ છીએ."

એવી રીતે સંક્ષેપમાં તે જટિલને પોતાનો વૃત્તાંત જણાવી, સતી વળી બોલ્યાં; "હે દ્વિજશ્રેષ્ઠ! જો તમે રહી શકો તેમ હોય તો એક મુહૂર્ત પર્યંત અત્રે વિશ્રાંતિ કરો, એટલામાં મારા ભર્તા ભોજન માટે રોઝ, મગર તથા વરાહાદિકનું ઘણુંક માંસ તેમ જ બીજાં પણ પુષ્કળ ફળમૂળ લઇને આવશે.[૨૨–૨૩] પણ હે દ્વિજ! મને કહે કે, તું આ દંડકારણ્યમાં એકલો શા માટે ફરે છે? ને તારાં કુળ, ગોત્ર વગેરે કેવાં છે?[૨૪]

મહા બળવાન્ રામની પત્ની સીતાનું એવું પ્રશ્ન સાંભળી, તે ત્રિદંડી રાક્ષસનો રાજા તેને આ પ્રમાણે નિષ્ઠુર વચન કહેવા લાગ્યો;[૨૫] "હે સીતા! જેણે દેવતા, અસુર તથા મનુષ્યો સહિત ત્રણે લોકને ત્રાસ ઉપજાવ્યો છે, તે હું સર્વ રાક્ષસગણનો ઈશ્વર રાવણ છું!"[૨૬] ["રાવણ" એવો શબ્દ સાંભળતાં જ

* બાલકાંડમાં જણાવ્યા પ્રમાણે વનપ્રસ્થાન વેળા રામને અઠ્ઠાવીશ વર્ષ થયાં હતાં, પણ અતિ તરુણાવસ્થામાં એમણે રાજ્યનો ત્યાગ કર્યો છે એમ વિશેષપણે જણાવવા સારુ સીતાએ પચ્ચીશ વર્ષ કહ્યાં હશે. વળી રામ એ સાધારણ મનુષ્ય નહિ, પણ ચોવીશ તત્ત્વો ઉપરાંત પચ્ચીશમું મહાતત્ત્વ તે ચૈતન્ય પરબ્રહ્મ તે જ એ પોતે છે, એમ જણાવવાને પણ તેણે પચ્ચીશ વર્ષ જણાવ્યાં હશે. † પોતાનાં, સીતાએ અઢાર વર્ષ જણાવ્યાં એ પણ વાસ્તવિક રીતે સત્ય નથી. પણ મર્મમાં જણાવ્યું કે પાંચ મહાભૂત, પાંચ તન્માત્રા, પાંચ જ્ઞાનેન્દ્રિય, અહંકાર, બુદ્ધિ અને મન, એ અઢાર પદાર્થો જે કાર્યે પ્રધાન ગણાય છે, તેઓનું મૂળ હું પ્રકૃતિ છું એમ સૂચવ્યું છે.

શ્રીમતી સીતાજી એકાએક મહા ત્રાસ પામી ગઈ! તેના અંતઃકરણમાં અકસ્માત્ મોટો ધ્રાસકો પડ્યો, તેની સર્વે ઇંદ્રિયો તદ્દન શિથિલ થઈ જવાથી તે કશું બોલી શકયાં નહિ ત્યારે તે વેશધારી દંડી, નિડરપણે પાછો બોલ્યો:] "હે અનિંદિતાંગી! સુવર્ણવર્ણી તથા કૌશેય વસ્ત્ર ધારણ કરેલી તને જોઇને હવે મારી પોતાની સ્ત્રીઓને વિષે મને પ્રીતિ ઉપજશે નહિ.[૨૭] હે સીતે! તારું કલ્યાણ થાઓ; પણ હું ઇચ્છું છું કે, મેં ચોમેરથી હરણ કરીને જે ઘણીક સુંદર સ્ત્રીઓને એકઠી કીધી છે, તે સર્વને વિષે તું મારી મુખ્ય પટ્ટરાણી થા![૨૮] સમુદ્રની મધ્યે પર્વતના શિખરપર આવેલી લંકા નામની મારી મોટી નગરી છે, તેને વિષે તથા તેનાં ઉપવનોને વિષે તું મારી સાથે વિહાર કરીશ, ત્યારે આ વન તને કદી સ્મરણમાં પણ આવશે નહિ![૨૯-૩૦] હે સીતા! જો તું મારી સ્ત્રી થઇશ, તો સર્વાભરણભૂષિત પાંચ હજાર ઉત્તમ દાસીઓ તારી સેવા કરશે."[૩૧]

આટલું કહી કપટી રાવણ રાક્ષસ તેનું પ્રત્યુત્તર સાંભળવાની ઇચ્છાથી મુંગો રહ્યો, ત્યારે મહા તીવ્ર ક્રોધે ભરાયલી સતી સીતા, તેનો તિરસ્કાર કરી, ભયથી આવૃત બનીને બોલી:[૩૨] ["અરે દુષ્ટ! શું તેં મને છળી? અરે! ધિક્કાર કરવા યોગ્ય જે તું તેનો મેં અતિથિ જાણીને સત્કાર કર્યો.] અરે નીચ રાક્ષસ! તું જાણ કે, મહાપર્વત સમાન, ધૈર્યવાન્ તથા મહેન્દ્ર સમાન અજેય મારો સ્વામી રઘુવર, કે જે સમુદ્ર સમાન ગંભીર, સર્વ લક્ષણસમ્પન્ન, વટવૃક્ષનીપેઠે સર્વને આશ્રયભૂત, સત્યવાદી, મહાબાહુ, મોટાં વક્ષઃસ્થળવાળો, સિંહની પેઠે સગર્વ ગતિ કરનારો, સિંહ સમાન પરાક્રમી, પુરુષ માત્રમાં સિંહરૂપ, પૂર્ણચંદ્ર સમાન મુખવાળો, રાજાઓ માત્રમાં શ્રેષ્ઠ, જિતેંદ્રિય અને સર્વત્ર જેની કીર્તિ વિસ્તરેલી છે, તેનો જ મેં આશ્રય કીધેલો છે.[૩૩-૩૬] રે! શિયાળ સમાન તું, અતિ દુર્લભ એવી સિંહણ સરખી મને ઇચ્છે છે, પણ જેમ સૂર્યની પ્રભાને તેનાથી છૂટી પાડી તેને સ્પર્શ કરવો કોઇએ શકય નથી, તેમ તારે મારો સ્પર્શ કરવો સર્વથા અશકય જ છે![૩૭] હે મંદભાગ્ય! સર્વ સમર્થ રાઘવની પ્રિય સ્ત્રી એવી મને ઇચ્છે છે, તેથી ખરેખર તું વૃક્ષોને સુવર્ણનાં દેખે છે. [તારો અંતકાળ પાસે જ આવેલો લાગે છે, કેમકે મરણ કાંઠે આવેલાં મનુષ્યને વૃક્ષ સુવર્ણમય દેખાય છે.][૩૮] રે મંદમતિ! શું તું ભૂખ્યા એવા મૃગશત્રુ–મહાવેગવાન્ સિંહના મ્હોંમાંથી, કિંવા વિષધર સર્પના મુખમાંથી, તેની દાઢને ખેંચી લેવા ચાહે છે?[૩૯] કિંવા પર્વત માત્રમાં શ્રેષ્ઠ એવા મંદરાચળને હાથથી ઉંચકી હરણ કરવા ઇચ્છે છે? કે મહા હલાહલ વિષનું પાન કરી કુશળ રહેવા ઇચ્છે છે?[૪૦] રે દુષ્ટ! તું રામની પ્રિય સ્ત્રી મને પામવા ઇચ્છે છે, તેથી શું નેત્રમાં શૂળ ઘાલીને કિંવા ધારદાર શસ્ત્રને જીભવડે ચાટીને કુશળ રહેવા ઇચ્છતા પુરુષની પેઠે કુશળ રહેવા ઇચ્છે છે?[૪૧] રે રાક્ષસાધમ! દાશરથીરામની પ્રિય સ્ત્રી એવી મને, પ્રધર્ષણ કરવા ઇચ્છનારો તું, અવશ્ય બુદ્ધિહીન, નીચ બાળકની પેઠે ગળામાં શિલા બાંધી સમુદ્ર તરવા તથા બંને હાથે કરી સૂર્ય ચંદ્રને ગ્રહણ કરવા સરખા વિનાશ પામવાના વિચારો કરે છે![૪૨] હે દુષ્ટાત્મા! જેમ કોઈ પ્રજ્જ્વલિત અગ્નિને વસ્ત્રમાં બાંધી મસ્તકપર ઉપાડીને કુશળપણે લઈ જવા ઇચ્છતો હોય, વા લોહનાં ધારદાર શૂળોથી જડેલી જમીનપર થઈ સુખથી ચાલવા ઇચ્છતો હોય, તેમ જ તું રઘુકુળદીપક રામની શ્રેષ્ઠ આચરણશીલ પત્ની એવી મને હરણ કરવા ઇચ્છે છે![૪૩-૪૪] પણ રે હીન! તું જાણતો નથી કે, જેમ વન વિષેનાં મહા મદોન્મત્ત સિંહમાં ને શિયાળમાં, ક્ષુદ્ર નદી અને સમુદ્રમાં તથા અમૃત અને કાંજીમાં જેટલો અંતર છે, તેટલો મોટો અંતર તારામાં અને સમર્થ રાઘવમાં છે.[૪૫] વળી જેટલો મહદંતર સોના તથા સીસા લોઢામાં, ચંદન અને કાદવમાં, હાથી અને બિલાડામાં, ગરુડ અને કાગડામાં, જળકૂકડી અને મયૂરમાં તથા હંસ અને ગૃધ્ર પક્ષીમાં છે, તેટલો જ મહદંતર દશરથસુત રામમાં ને તારામાં છે.[૪૬-૪૭] માટે હે દુર્બુદ્ધિ! ઇન્દ્ર સમાન પ્રભાવવાળો તથા ધનુષ બાણ ધારણ કરનારો રાઘવેશ્વર વિદ્યમાન છતાં કદાચ તું મને હરણ કરીશ, તો પણ હું જીર્ણાવસ્થા પામીશ નહિ (હું તને પચવાની નથી); પરંતુ ઉલટો તું, ઘૃત પાન કરનારી મક્ષિકાની પેઠે તત્કાળ મરણમુખમાં પડીશ!"[૪૮]

આવી રીતે તે નિશાચર રાવણને, ધિક્કાર વાકયો કહેતાં કહેતાં મહાસતી–અદુષ્ટભાવા સીતાનું હૃદય શ્વાસને લીધે ભરાઈ આવ્યું, ને પછી એક પણ શબ્દ બોલવાને તે શક્તિમાન્ થઈ નહિ; કારણ ભયને લીધે, મહા વાયુથી કંપતી કેળ સમાન તેનું અંગ કંપાયમાન થતું હતું, ને હવે કોણ જાણે શું થશે? તે વિચારમાં તેનાં મનને મૂકવાને પણ માર્ગ મળતો નહોતો.[૪૯] પણ આવી રીતે તેને ભયથી ધ્રુજતી જોઇને વળી વધારે ભય ઉપજાવવા માટે, મૃત્યુ સરખા

પ્રભાવવાળો રાવણ, તેની પ્રત્યે પોતાનાં નામ, કુળ, બળ તથા કર્તવ્યોનું વર્ણન કરવા તત્પર થયો.[૫૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સુડતાળીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૮ મો.

### રાવણકૃત સ્વાત્મપરાક્રમ.

સીતાએ એ પ્રમાણે તિરસ્કાર કરવાથી અતિ ક્રોધ પામેલો યતિરૂપ રાવણ, ભ્રુકુટિને છેક લલાટમાં ચઢાવી, કરડી નજરથી કહેવા લાગ્યો:[૧] "હે શુભાંગિ! તું આવી રીતે બોલે છે તો મને ઓળખતી નથી કે? હું મહાત્મા કુબેરનો સાપત્નબંધુ* છું; અને દશગ્રીવ પ્રતાપી રાવણ છું! તારું કલ્યાણ હો![૨] જેમ પ્રજા સદા મૃત્યુના ભયથી ત્રાસે છે, તેમ સકલ દેવ, ગંધર્વ, પિશાચ, પક્ષી તથા સર્પાદિકો સદા મારા ભયથી ત્રાસ પામી જ્યાં ત્યાં નાસતા ફરે છે.[૩] વળી એ મારા સાપત્નબંધુ વૈશ્રવણને કારણવશાત્ મેં યુદ્ધ કરી જિત્યો છે, જેથી મારા ભયને લીધે તે મહા સમૃદ્ધિવંત યોધો, પોતાના નિવાસસ્થાનનો ત્યાગ કરી, ગિરિવર કૈલાસ પ્રત્યે જઈને રહ્યો છે; ને તેનાં ઇચ્છિતગતિ કરનારાં પુષ્પક વિમાનને પરાક્રમથી પડાવી લઈ, તેમાં બેસી, હું આકાશમાં યથેચ્છપણે વિચરું છું.[૪–૬] હે કલ્યાણિ! હે મૈથિલિ! મારાં ક્રોધ પામેલાં મુખને જોઈ ત્રાસ પામેલા ઇંદ્રાદિ દેવતાઓ નાસાનાસ કરે છે.[૭] જ્યાં જ્યાં જઈ હું ઉભો રહું છું અથવા જે જે માર્ગે થઈને હું વિચરું છું ત્યાં આગળ વાયુ પણ શંકિતપણે (ડરીને) વાય છે, ને આકાશમાં વસનાર તીવ્ર કિરણવાળો સૂર્ય પણ મારા ભયથી ઠંડોગાર થઈ જાય છે.[૮] મને જોઈ વૃક્ષો કંપતાં રહી જાય છે ને નદીઓનાં જળ સ્તંભિત થઈ જાય છે. વળી હે કલ્યાણિ! સમુદ્રપાર આવેલી શ્રેષ્ઠ લંકા નામની પુરી, એ મારું વસવાનું સ્થાન છે. જેમ દેવતાઓથી ભરેલી ઇંદ્રની અમરાવતી છે, તેમ મારે લંકાપુરી છે. તે નગરી ભયંકર રાક્ષસોથી ભરેલી છે;[૯–૧૦] તેને ચોમેર ફરતા શ્વેત કિલ્લાઓ છે; સુવર્ણના કાંગરા છે; તેના દ્વારોપર વૈદૂર્યમણિનાં તોરણો બાંધ્યાં છે; હસ્તી, અશ્વ તથા રથાદિવડે તે ભરપૂર છે; તુરી આદિ વાદિત્રોથી સદા ગાજી રહી છે અને સર્વ પ્રકારનાં ઇચ્છિત ફળવાળાં વૃક્ષોના બગીચા તેમાં ઠામઠામ આવી રહેલા હોવાથી, તે બહુ શોભી રહી છે.[૧૧–૧૨] માટે હે રાજપુત્રિ! હે મનસ્વિનિ! ઓ સીતા! એવી રમણીય પુરીને વિષે તું મારી સાથે નિવાસ કર; જેથી મનુષ્ય સ્ત્રીઓ, તને કદી સાંભરશે પણ નહિ.[૧૩] ત્યાં રહેવાથી મનુષ્યોને દુર્લભ અનેક દિવ્યભોગ તારા વિલાસભવનમાં આવશે, તેથી ક્ષીણ આયુષ્યવાળા મનુષ્યરૂપ રામના ભોગોને તો તું તુચ્છજ ગણીશ.[૧૪] હે સીતે! રામ ખરેખર હીનવીર્ય હોવાથીજ દશરથ રાજાએ તેના બદલામાં પોતાના નાના પુત્રને રાજ્યાસને સ્થાપન કરી, તેને જ્યેષ્ઠ છતાં પણ વનમાં કાઢી મૂક્યો છે![૧૫] માટે હે વિશાલાક્ષી! રાજ્યભ્રષ્ટ થવાથી જેનું ચિત્ત હણાઈ ગયલું છે તથા પૂર્ણપણે તપસ્વીપણાનો અંગીકાર કર્યો છે, એવા ત્યાગી અને દુઃખી રામની સાથે રહી તું શું કરીશ?[૧૬] તું સમજ ને સર્વ રાક્ષસોનો રાજા જે હું, તે પોતાની મેળે હાલીચાલીને તારી પાસે આવ્યો છું. મારું કહ્યું માની, કામબાણથી વિંધાયલા મારી અવજ્ઞા કરીશ નહિ.[૧૭] હે કંપિત સુંદરી! કદી તું મને ના કહીશ તો ઉર્વશી અપ્સરા જેમ પુરુરવાને પાદપ્રહાર કરવાથી પશ્ચાત્તાપ પામી હતી, તે પ્રમાણે વિમાસણ કરીશ.[૧૮] રામ એક મનુષ્ય છે. તે યુદ્ધમાં મારી એક આંગળીના બળની સમાન પણ નથી, માટે હે સુંદર મુખી! તારાં ભાગ્યને લીધે જ અત્રે પ્રાપ્ત થયેલા મારું તું ભજન કર."[૧૯]

એવું રાવણનું ભાષણ સાંભળી, અતિ ક્રોધને લીધે વૈદેહીનાં નેત્ર લાલચોળ થઈ ગયાં, મુખ સૂકાઈ જવા લાગ્યું ને લલાટમાં પ્રસ્વેદનાં બિંદુ ભરાઈ આવ્યાં. તોપણ તે રામ લક્ષ્મણ વગરના શૂન્ય આશ્રમને વિષે, હૃદયને અતિ કઠણ કરીને પોતે તે રાક્ષસપતિ દુષ્ટને ધિક્કારથી વિરલ સ્રીપેરે કહેવા લાગી,[૨૦] "અરે અધમા! સર્વ દેવતાઓ જેને નમસ્કાર કરે છે, એવા દેવતારૂપ કુબેર તારા ભાઈ થાય છે એમ તું કહે છે, ત્યારે એ શ્રેષ્ઠ વંશને અયોગ્ય એવું અશુભ કાર્ય કરવા કેમ તું ઇચ્છે છે?[૨૧] હે રાવણ! જેઓનો તું આવો નિર્દય, દુર્બુદ્ધિ તથા અજિતેંદ્રિય રાજા છે, તે સર્વ રાક્ષસો અવશ્ય નાશ પામશે.[૨૨] રે! ઇંદ્રની સ્રી શચીનું હરણ કરી કદી કોઈ જીવી શકે, પણ રામની સ્રી એવી જે હું, તેને હરીને કોઇ સ્વસ્તિમાન્* થાય તેમ નથી.[૨૩] રે રાક્ષસ! જેના સરખી કોઇ સ્રી રૂપવતી નથી, એવી વજ્રધર ઇંદ્રની પત્નીનું હરણ કરનાર કદાચ કોઈ ઘણો કાળ જીવી શકે. પણ મારા સરખીનું હરણ કરવાથી

* ઓરમાન ભાઈ.

* ક્ષેમ કુશળ.

તો તેં કદી અમૃતનું પાન કર્યું હશે, તોપણ તું મૃત્યુથી ઉગરવા પામે તેમ નથી."૧૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં અડતાળીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૯ મો.
## સીતાહરણ.

આવાં વચનોપરથી પ્રતાપવાન્ રાવણે જાણ્યું કે, સીતાને સમજાવવાનો પોતાનો શ્રમ નિષ્ફળ છે. હવે બલાત્કાર કરવાનો તેણે નિશ્ચય કર્યો; ને એકાએક ક્રોધથી પોતાની બંને ભુજા પરસ્પર પીસી, ક્ષણવારમાં પ્રૌઢ પર્વત સરખો થઈ તે ઉભો રહ્યો.૧ પછી વચન બોલવામાં ચતુર એવો રાવણ, ભયંકર શરીરથી ડરાવતો, મૈથિલીને કહેવા લાગ્યોઃ "હે સીતા! હું માનું છું કે, તેં ઉન્મત્તપણાને લીધે મારાં વીર્ય તથા પરાક્રમ સાંભળ્યાં નહિ૨ પણ રે રૂપગર્વિતા!* તું મારાં ઇચ્છિત રૂપને જો. હું આકાશમાં ઉભો રહી બંને હાથે પૃથ્વીને (અદ્ધર) ઉપાડું, સમુદ્રનું પાન કરું, મૃત્યુનો પણ યુદ્ધમાં નાશ કરું, ને તીક્ષ્ણ બાણોવડે સૂર્ય તથા પૃથ્વીને પણ ભેદી નાખું એવો બળવાન્ છું."૩–૪

એવી રીતે બોલતાં બોલતાં વળી તેનું રૂપ બદલાવા માંડ્યું. ક્રોધને લીધે તેનાં બાણનાં ફૂળાં સરખાં નેત્ર, કીકી સુધી લાલ થઈ ગયાં;૫ દંડ કમંડલું આદિ ધારણ કરેલું ત્રિદંડી સ્વરૂપ મટી જઈ ભયંકર કાળના સરખું તેનું રૂપ બની ગયું.૬ કપટથી લીધેલું ત્રિદંડી સ્વરૂપ તેણે કેવી રીતે ત્યાગ કીધું, તેની કશી ખબર ન પડતાં જોતજોતામાં તેના પર્વત સમાન શરીરનો વર્ણ, મેઘ સરખો કાળો મેશ થઈ ગયો; મસ્તક દશ તથા ભુજાઓ વીશ દેખાવા લાગી; ને તેનાં સર્વ અંગો તપાવેલા કાંચનનાં રત્નવાળા આભરણોથી ભૂષિત બની રહ્યાં.૭–૮ પછી અતિ ક્રોધાવિષ્ટ થયેલો તથા રક્ત વસ્ત્ર ધારણ કરેલો શ્રીમાન્ રાવણ, પોતાનાં મૂળ સ્વરૂપને પામીને, સૂર્યપ્રભા સમાન કાંતિવાળી સુકેશી સીતાને કહેવા લાગ્યોઃ૯–૧૦ "હે વરારોહે! જો તું ત્રૈલોક્યને વિષે પ્રખ્યાતિ પામેલા પતિને ઇચ્છતી હો તો મારો આશ્રય કર; તારો યોગ્ય પતિ હું જ છું!૧૧ તું ઘણા કાળ સૂધી સુખ ભોગવવા સારુ મારું ભજન કર; ને મનુષ્ય એવા રામની સાથેના સ્નેહનો ત્યાગ કરી, મારી સાથે સ્નેહ જોડ, જેથી હું તારું કદી પણ અભદ્ર—અપ્રિય કરીશ નહિ.૧૨ રામ સાથના સ્નેહ બંધનો ત્યાગ કર અને મને ભજ! રે મૂઢ! હે પોતાને સમજુ માનનારી સીતા! રાજ્યથી ભ્રષ્ટ થયેલો, અર્થહીન, અલ્પાયુષી અને દુર્મતિ રામ, કે જે સ્ત્રી એવી કૈકયીનાં વચનમાત્રથી રાજ્ય, તેમ જ સ્વજન કુટુંબનો ત્યાગ કરીને આ સર્પોથી ભરેલાં વનમાં આવી વસ્યો છે, તેનાપર તું કયા ગુણને લીધે પ્રીતિમાન્ છે?"૧૩–૧૪

સદૈવ પ્રિય વચન જ સાંભળવા યોગ્ય એવાં પ્રિયંવદા સીતાને એ પ્રમાણે કહ્યા પછી દુષ્ટાત્મા રાવણ, કામમોહિત થઈ, એકદમ તેની પાસે ધસી આવ્યો ને આકાશમાં ચંદ્રપત્ની રોહિણીને જેમ બુધ ગ્રહણ* કરે તેમ ડાબો હાથ ચોટલા નીચે તથા જમણો બંને સાથળ નીચે રાખી, અકસ્માત્ તેણે પદ્માક્ષી સતીને ત્યાંથી ઉચકી લીધી.૧૫–૧૭ આ વેળા પર્વત શિખર સમાન શરીરવાળા, તીક્ષ્ણ દાઢોવાળા તથા પ્રચંડ ભુજાઓવાળા મૃત્યુ સમાન રાવણને અને તેના આવા બલાત્કારને જોઈ ભયથી પીડિત થયલા સર્વ વનદેવતાઓ ત્યાંથી પલાયન કરી ગયા.૧૮ એ પ્રમાણે બલાત્કારથી સીતાનું હરણ કરી રાવણ આશ્રમની બહાર આવ્યો, તો ત્યાં આગળ તેણે તેનો ગધેડાંઓથી જોડેલો માયાવી દિવ્ય સુવર્ણનો રથ ઉભેલો જોયો.૧૯ પછી સીતાને અનેક પ્રકારનાં કઠિન વાક્યબાણોથી પ્રહાર કરતાં પોતાના ખોળામાં બેસાડી, તે, એ રથની અંદર બેઠો.૨૦ એ વેળા આ રાક્ષસને, પોતાને હરણ કરી નિઃશંકપણે લઈ જતો જોઈને, મહાદુઃખમાં ડુબી ગયેલી મહાયશસ્વિની સીતા, દૂર વનમાં ગયલા પોતાના પતિ રઘુવીરને, "હા નાથ! હા સ્વામી!" એવા ધાડા સ્વરથી બૂમ પાડવા લાગી. પણ એટલામાં તો રાવણ સાથે જવાની ઇચ્છા વગરની તથા પોતાના દેહને છોડાવવા સારુ નાગણની પેઠે તરફડ્યાં મારતી તેને લઈ, કામપીડિત રાવણે પોતાના રથને એકદમ આકાશ માર્ગે ઉડાવ્યો.૨૧–૨૨

[હવે હદ થઈ રહી. દુષ્ટ રાક્ષસ પોતાને સૂના આશ્રમમાંથી હરણ કરી કુશળપણે ચાલ્યો. સીતાને તેનાથી પોતાને છોડાવનાર એ સમે કોઈ પણ જોવામાં આવ્યું નહિ.] રાવણ આકાશમાર્ગે ચાલતો થયો હોવાથી [પોતાને કોણ હરી ગયું? ક્યાં હરી ગયું? તે બાળ-

* રૂપને લીધે ગર્વ કરનારી.

* રોહિણી એ તો બુધની માતા થાય; માટે પોતાની માતાને કોઇ હરણ કરે નહિ. પરંતુ આ સીતા જે જગન્માતા થાય છે, તેમનું હરણ કરવું, એ પણ એટલું બધું ઉલટું જ છે, અને એ રાવણે પણ એ ન્યાયથી સાક્ષાત પોતાની માતુશ્રીરૂપ સીતાનું દુષ્ટભાવથી હરણ કર્યું, એમ અતિશય દુષ્ટપણું દેખાડવાને કવિએ રોહિણી તથા બુધની ઉપમા આપી છે.



સીતા હરણ.

વની પછવાંડેથી દશરથપુત્રોને (રામ લક્ષ્મણને) કોઈ ખબર કહેનાર પણ દેખાયું નહિ, કે જેથી કરીને તેઓ તેની શોધ કરવાને આવી શકે. આથી મહાસતી સીતા અતિશય શોક તથા દુઃખને લીધે એકાએક ભ્રમિત સરખી થઈ ગઈ. તેનું ચિત્ત હણાઈ ગયું, ને તેના આત્માને પગ મૂકવાનો પણ માર્ગ રહ્યો નહિ જેથી તે મહા વિકળપણે અતિ શોકાતુર થઈ, લાંબે સાદે આક્રંદ કરવા લાગી:૨૩ "હા મહાબાહો! હે જ્યેષ્ઠ બંધુના ચિત્તને પ્રસન્ન કરનાર લક્ષ્મણ! આ ઇચ્છિત-રૂપ ધારણ કરનાર રાક્ષસ મને હરી જાય છે, તે શું તું જાણતો નથી?૨૪ એ મહારથી લક્ષ્મણ! એ દિયરજી! તેં ધર્મને અર્થે જીવિત, સુખ તથા અર્થનો ત્યાગ કીધો છે, પણ આ અધર્મી રાવણે હરણ કરેલી મને જોઈ શકતો નથી?૨૫ હે સ્વધર્મવર્તી! તું અન-મ્રને શિક્ષા કરનાર છે, છતાં આ પાપિષ્ઠ રાવણને કેમ શિક્ષા કરતો નથી?૨૬ રે! આ સમયે તું ક્યાંથી જ હોય, કેમકે વાવેલું ધાન્ય જેમ તેનો સમય આવ્યે જ પાકે છે, તેમ અનમ્ર પુરુષને તેના અવિ-નયરૂપ કર્મનું ફળ સમય આવ્યે જ મળે છે!૨૭ અરે દુષ્ટાત્મા રાવણ! રે કાળને લીધે હતચિત્ત થયેલા રાક્ષસ! તારા જીવિતનો અંત લાવનારું આ કાર્ય તું કરે છે, તેથી તેના ફળરૂપે મારા સ્વામી રામના હાથે તું મહાદુઃખ પામીશ. હે દુષ્ટ! તે તને મોટી શિક્ષા કરશે."૨૮

આમ મહાકલ્પાંત કરતાં તે વળી આક્રોશથી બોલી: "હાયરે! આ દુષ્ટથી છોડાવવાને મારી સહાયે અત્યારે કોઈ નથી? રે! મારા સ્વામી રામને આ વૃત્તાંત કોણ જણાવશે? અહો! ધર્મની કામનાવાળા મહાયશસ્વી રામની ધર્મપત્ની હું હરાઉં છું, તેથી બંધુવર્ગે સહિત કૈકેયીની કામના આજે પૂર્ણ થઈ! રે! તેણી આ જાણી અત્યંત હર્ષ પામશે.૨૯ અરે! હે જનસ્થાન વિષેનાં પુષ્પિત વૃક્ષો! હું તમોને વિનતિ કરું છું કે, તમે સૌ, આ દુષ્ટ રાવણ મને હરણ કરે છે, તે ઉતાવળથી મારા સ્વામીને વિદિત કરો.૩૦ હે ગોદાવરી મા! હે હંસ સારસાદિ પક્ષીઓથી સેવાયલી સરિતા! આ દુષ્ટ રાક્ષસ મને હરણ કરી લઈ જાય છે, છતાં તું કેમ તેને વારતી નથી? રે! હું તને વારંવાર નમસ્કાર કરી કહું છું કે, મારા સ્વામી જ્યાં હોય ત્યાં આગળ, તેમને આ મારા હરણની વાત શીઘ્રતાથી જણાવ.૩૧ હે વિવિધ વૃક્ષોમાં વસનાર વનદેવતાઓ! હું રામપત્ની સીતા, અતિ દીનપણે તમને નમસ્કાર કરું છું કે, રાવણ મને હરણ કરી જાય છે, તે તમે ઉતાવળથી રાઘવને જણાવો.૩૨ રે આ વનના સર્વ પ્રાણીઓ તથા મૃગાદિ પશુઓ! [હું તમારે શરણે છું. રે! તમે આ વનમાં સર્વત્ર ફરનારા છો, માટે રાવણ મને હરી જાય છે, તે ઉતાવળથી મારા સ્વામીને જણાવો.૩૩ અહો સર્વ પક્ષીગણો! હું રામપત્ની દીન સીતા—આ દુષ્ટ રાક્ષસના હાથમાં સપડાયલી સીતા—તમારે શરણે છું ને વાર-વાર તમોને નમસ્કાર કરી કહું છું કે, તમે અંતરિક્ષમાં ગતિ કરનારા છો, માટે ઉતાવળથી મારા સ્વામી રઘુ-વર, જ્યાં હોય ત્યાં તેમને મારા હરણની વાત જણાવો.] [અરે! હે પંચવટી વનમાં નિરંતર વાતા નિર્મળ વાયુ! હું તારે શરણે છું, તું મહા શીઘ્ર ગતિ કરનાર હોવાથી મારાપર દયા કરી, મારા ભર્તાને ત્વરાથી જણાવ કે, તારી પ્રાણ કરતાં અધિક પ્રિયપત્ની જાનકીને પાપી રાવણ બળાત્કારથી હરણ કરી જાય છે.૩૪ રે! આ મારા હરણને તેઓ બીલકુલ જાણતા નથી. પણ જ્યારે ખબર પડશે ત્યારે મારા પતિ મહાબાહુ રામનો શત્રુ, ત્રૈલોક્યમાં પણ જીવતો રહે તેમ નથી. રે! આલોક અથવા પરલોકમાં ગમે ત્યાં વસનારા સમર્થ યમરાજે પણ મને હરણ કરી હશે, તો ત્યાંથી પણ સ્વપરાક્રમ વડે રાઘવ મને પાછી આણશે."૩૫

આવી રીતે અતિ કરુણા ઉપજાવે એવા અનેક પ્રકારે વિલપંતી ને બહુ દુઃખી થયેલી વિશાલાક્ષી સીતાએ, વૃક્ષોની છાયામાં સૂતેલા કોઈ પોતાના જાણીતા પક્ષીને જોયો.૩૬ આ પક્ષી તે રામની સાથે પંચવટીમાં આવી વસેલો જટાયુ જ હતો. એને જોતાં જ રાવણને વશ પડવાથી અતિ ભયભીત થયેલી સુશ્રોણી સીતા, દુઃખને લીધે ભાંગી તૂટી વાણીથી પોકાર કરતાં કહેવા લાગી: "હે આર્ય જટાયુ! આવી વેળાએ તું કેમ સૂતો છે? રાક્ષસોના રાજા પાપિષ્ઠ રાવણે મને અના-થની પેઠે હરણ કરી છે તે તું જો.૩૭–૩૮ રે! આ ક્રૂર દુર્મતિ મહા પરાક્રમી ને વિજયી થતા, શસ્ત્રવાળા નિશા-શાચરને તું વારી શકે તેમ નથી; પણ હે ગૃધ્ર! જટાયુ તારે આ મારા હરણનો સર્વ વૃત્તાંત રામ લક્ષ્મણને યથાર્થ જણાવવો."૩૯–૪૦

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અરણ્યકાણ્ડમાં ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૦ મો.

## જટાયુ ને રાવણ.

શ્રીમાન જટાયુ આ વેળા જો કે ભોજન કરી ગાઢ

નિદ્રામાં સૂતેલો હતો, તથાપિ સીતાના અતિ કરુણ સ્વરને સાંભળી એકાએક જાગી ઉઠ્યો અને વૈદેહીને લઈ ઉતાવળથી ચાલ્યા જતા રાવણને ભર વેગમાં જોઈ, તેના રથને તેણે એકદમ રોકીને ઉભો રાખ્યો; ને પ્રથમ રાવણને ક્રોધ ન ચડે એવાં શુભ વચનોથી ઉપદેશ કરવા લાગ્યો:[૧-૨] "હે દશગ્રીવ! હે ભ્રાત રાવણ! સત્ય પ્રતિજ્ઞાવાળો હું કે જે નિરંતર સનાતન ધર્મને વિષે રહેલો છું, તેના સમક્ષ તું કદી પણ આવું નિંદિત કર્મ કરવા યોગ્ય નથી.[૩] ઇંદ્ર તથા વરુણ સમાન બળવાન્, ગૃધ્રરાજ જટાયુ નામનો હું સર્વ પક્ષી લોકનો રાજા છું.[૪] વળી હે રાવણ! સર્વ લોકના નાથ દશરથ પુત્ર રામ, કે જે સર્વ લોકના હિતમાં તત્પર છે, તેની ધર્મપત્ની મહા યશસ્વિની વરારોહા સીતાનું તું હરણ કરવા ઇચ્છે છે? હર હર! ધર્મને વિષે રહેલો રાજા, પારકી સ્ત્રીની કેમ જ ચોરી કરે?[૫-૬] હે મહાબળવાન્! રાજાની સ્ત્રીઓ તો સૌએ રક્ષણ કરવા યોગ્ય છે, માટે પરદારાનું હરણ કરવાની આ નીચ ગતિથી તું નિવૃત્ત થા.[૭] જે કર્મને બીજા પુરુષો નિંદે, તે કર્મનું ધીર પુરુષો કદી આચરણ કરતા નથી. વળી પરપુરુષના સ્પર્શથી જેમ પોતાની સ્ત્રીની રક્ષા કરવી અવશ્ય છે; તેમ જ પારકી સ્ત્રીની પણ છે.[૮] હે પૌલસ્ત્યનંદન! જેવા રાજા તેવી જ પ્રજા થાય છે, અને તે ન્યાયથી મોટા શિષ્ટ પુરુષો પણ જેવા રાજાના આશ્રયતળે રહેતા હોય છે, તેવી જ રીતનાં શાસ્ત્રોક્ત અથવા શાસ્ત્ર વિરુદ્ધ ધર્માર્થ કામાદિ પદાર્થોને પામે છે. માટે રાજાએ અધર્મ માર્ગે પ્રવર્તવું કેવળ અનુચિત જ છે.[૯] વળી ધર્મ, અર્થ તથા કામાદિ સર્વ પદાર્થોનો નિધિ રાજા જ છે, માટે તેના શુભ અશુભ આચરણને અનુસરીને ધર્મ અથવા પાપ જગતમાં પ્રવર્તે છે.[૧૦] હે રાક્ષસ! આ સીતાને હરણ કરવાનું તારું આચરણ કેવળ અનુચિત-પાપરૂપ જ છે; માટે હે પાપસ્વભાવ! હે ચપલ! મને આશ્ચર્ય થાય છે કે, આવો પાપી છતાં તું આટલી મોટી ઐશ્વર્યતાને કેમ પામ્યો હોઇશ! ખરેખર, જેમ કોઈ કુકર્મી પુરુષને વિમાન પ્રાપ્ત થાય; તેમ જ તને આ સમૃદ્ધિ (રાજ્યરૂપે) પ્રાપ્ત થઈ છે.[૧૧] હે નિશાચર! જે પુરુષ અતિકામી હોય છે, તે પોતાના સ્વભાવને નિવૃત્ત કરી શકતો નથી; અને તે દુષ્ટાત્માના ગૃહને વિષે પૂર્વજન્મોપાર્જિત પુણ્ય ઘણો કાળ ટકતું નથી (પણ પાપને લીધે ધોવાઈ જાય છે.)[૧૨] હે રાવણ! મહાબળવાન્ ધર્માત્મા રામે તારા દેશમાં કે પુરમાં કશો અપરાધ કર્યો નથી, છતાં તું તેનો અપરાધ શા સારુ કરે છે?[૧૩] જો કે શૂર્પણખાનો પક્ષ કરી ખર પોતે જ સૈન્ય લઇને યુદ્ધ કરવા ગયો, તો તેનો અકિલષ્ટકર્મા રામે નાશ કર્યો, તેમાં તેનો શો અપરાધ, કે જેથી તું તે લોકનાથની સ્ત્રીને હરણ કરી લઈ જાય છે.[૧૪-૧૫] માટે હે રાક્ષસેશ્વર! આ વૈદેહીને તું મૂકી દે. ઇંદ્રના વજ્રથી બળેલા વૃત્રની પેઠે ઘોર અગ્નિ સમાન રામના ક્રોધમાં બળી મરવાનો યત્ન કરીશ મા![૧૬] રે! તું આ ઝેરી સર્પને વસ્ત્રમાં બાંધી લઈ જવા જેવું કર્મ કેમ કરે છે! આમ કરવાથી તારા હાથે તારા જ ગળામાં કાળપાશ પડે છે, તે તું જાણતો નથી![૧૭] હે રાવણ! જે ભાર પોતાને દુઃખ ન આપે તેને વહન કરવો; પણ જેથી પોતાનું મૃત્યુ થાય એવા ભારને તારી પેઠે કોણ વહન કરે? જેનું ભોજન કરવાથી પાચન ન થતાં શરીરમાં રોગ ઉત્પન્ન થાય તે અન્ન શા માટે જમવું?[૧૮] તેમ જ જે કર્મથી જગતમાં ધર્મ, કીર્તિ તથા અવિનાશી યશની પ્રાપ્તિ ન થતાં ઉલટો શરીરમાં ખેદ થાય, તે કર્મનું કોણ આચરણ કરે?"[૧૯]

[આવી રીતે સદ્બોધ કરવાથી રાવણે કંઈ પોતાને ગણકાર્યો નહિ, ત્યારે જટાયુ ક્રોધ કરી તેને કહેવા લાગ્યો:] "ઓ રાવણ! પિતા તથા પિતામહાદિના પરંપરાના રાજ્યને યોગ્ય રીતે પાળતાં હું સાઠ હજાર વર્ષનો વૃદ્ધ થયો છું, તોપણ મારા આગળથી યુવાન્, બળવાન્, ધનુષ્ય, બાણ તથા કવચ ધારણ કરનારો અને રથના સાહિત્યવાળો તું વૈદેહીને લઈ કુશળ જઈ શકીશ નહિ. જેમ ન્યાયશાસ્ત્રને આધારે તર્કવાદ કરનારો પુરુષ સનાતન એવા વેદશ્રુતિના અર્થોને હરણ કરવામાં (ખોટા-ઉલટા અર્થો કરવામાં) સમર્થ થઈ શકતો નથી, તેમ તું મારા જોતાં વૈદેહીને બલાત્કારે હરણ કરવા શક્તિમાન્ થઈ શકે તેમ નથી.[૨૦-૨૨] માટે જો શૂરવીર હો તો એક મુહૂર્તમાત્ર ઉભો રહે ને મારી સાથે યુદ્ધ કર, કે જેથી આગળ નાશ પામેલા ખરની પેઠે તું નાશ પામી પૃથ્વીપર (સુખે) સુવે![૨૩] ચીરવસ્ત્ર ધારણ કરનાર રામ, કે જે નિરંતર દૈત્યો તથા દાનવોનો નાશ કરતો આવ્યો છે, તે તારો અલ્પકાળમાં નાશ કરશે.[૨૪] રે નીચ! તું થોડા જ સમયમાં નાશ પામીશ, કેમકે તે રાજપુત્રોથી તું અવશ્ય ભય પામે છે; ને તેથી જ તેમને બહાર ગયેલા જાણી એકલવાઈ સીતાને હરણ કીધી છે.[૨૫] પણ રે! તેમનું અત્ર શું કામ છે? હું ક્યાં અશક્ત છું? મારા પ્રાણ જતાં પર્યંત, આ કમળાક્ષી તથા સદાચારિણી રામપત્ની સીતાને લઈ તને જીવતો જવા દઈશ નહિ.[૨૬] રે!

જીવિતપર્યંત મારે મહાત્મા રઘુવીરનું તથા પરલોકવાસી દશરથરાયનું અવશ્ય પ્રિય કરવું જોઇએ; માટે હે દશગ્રીવ! તું નાસ મા. રે દુષ્ટ! તું ચોરની પેઠે પલાયન કર મા. એક મુહૂર્ત માત્ર ઉભો રહે. જેમ કોઈ ડાંખળીમાંથી ફળને પાડે, તેમ આ રથમાંથી તને પાડીશ. હે નિશાચર! મારા બળ પ્રમાણે હું જરૂર તને યુદ્ધરૂપ આતિથ્ય આપીશ."[૨૭-૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં પચાસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૧ મો.

## રાવણ જટાયુનું મહાયુદ્ધ.

એવી રીતનાં પક્ષીરાજ જટાયુનાં વચન સાંભળી, ક્રોધને લીધે લાલચોળ નેત્ર થઈ ગયાં છે જેનાં એવો, સુવર્ણ કવચ ધારણ કરેલો રાવણ, એકદમ યુદ્ધ કરવાને તેની સામે ધસ્યો.[૧] જટાયુ તત્પર જ ઉભો હતો, જેથી એ વેળા તે બંને વીરોના, આકાશમાં વાયુએ પ્રેરેલા બે મહા મેઘના સરખા પરસ્પર અતિ ભયંકર પ્રહારોના પડછંદા થવા લાગ્યા; અને જેમ પાંખવાળા બે મોટા *માલ્યવાન્ પર્વતોનું પરસ્પર યુદ્ધ થાય, તેવું ગૃધ્ર તથા રાક્ષસનું અદ્ભુત યુદ્ધ આરંભાયું.[૨-૩] અજિત પરાક્રમી રાવણે નાલિક, નારાચ તથા વિકર્ણિ નામનાં તીક્ષ્ણ બાણો, મહા બળવાન્ ગૃધ્રરાજ ઉપર મૂકવા માંડ્યાં; ત્યારે જટાયુએ એકદમ ઉડી, તેનાં સઘળાં બાણોને પકડી લીધાં. પછી પોતાના નખોવડે રાવણના શરીરપર, તેના બાણો કરતાં પણ અધિક ત્રાસકારક નખોરિયાં ભર્યાં.[૪-૬] આથી ક્રોધ પામી, પરાક્રમી રાવણે તેનો નાશ કરવાની ઇચ્છાથી મૃત્યુદંડ સરખાં શિલી મુખ નામનાં દશ પ્રચંડ બાણ ગ્રહણ કર્યાં, ને કાનપર્યંત ધનુષને ખેંચી તે બાણોથી જટાયુનાં શરીરને ભેદી નાંખ્યું.[૭-૮] તે સમય રાવણના રથમાં બેસી અત્યંત અશ્રુપાત કરતાં જાનકીને જોઈ, તે બાણપ્રહારને કંઈ પણ ન લેખવતાં જટાયુ રાવણની ઉપર ધસ્યો;[૯] ને પોતાના બંને પગની લાતોથી તેનાં મણિમુક્તાથી શણગારેલાં ઉત્તમ બાણ સહિત ધનુષને ભાંગી નાંખ્યું![૧૦] વિશેષ ક્રોધે ભરાઈ રાવણે તુરત બીજું ધનુષ ગ્રહણ કરીને જટાયુપર ઉપરા ઉપરી સેંકડો ને હજારો બાણોની વૃષ્ટિ કરવા માંડી.[૧૧] બાણોમાં ગુંચવાઈ ગયેલો પક્ષીઓનો રાજા જટાયુ, થોડીકવાર તે વૃક્ષમાં ભરાઈ ગયેલા પક્ષી સમાન ઢંકાઈ ગયો, પણ ક્ષણવારમાં તે શરજાળનો પોતાની પાંખોવડે નાશ કરી, તેણે રાવણનાં બીજાં ધનુષને પણ ભાંગી નાંખ્યું, ને તેનાં અગ્નિ સરખાં પ્રકાશિત કવચને પણ તોડી નાંખ્યું.[૧૨-૧૪] વળી સુવર્ણના સાજવાળા રાવણના રથના પિશાચમુખા દિવ્ય ગધેડાઓ, કે જેઓ મહાવેગથી રથને ખેંચી જતા હતા, તેઓનો નાશ કરી, તેના ઇચ્છિત ગતિ કરનારા, અગ્નિસમ તેજસ્વી અને મણિનાં પગથિયાંથી વિચિત્ર એવા મોટા રથના પણ ભાંગીને ચૂરેચૂરા કરી નાંખ્યા.[૧૫-૧૬] પછી રાવણપર છવાયલાં પૂર્ણ ચંદ્ર સરખાં શ્વેત છત્રને, પંખાઓ સાથે, તેના ધરનારા રાક્ષસો સહિત ફીંકી નાંખી, ચાંચવતે સારથિનાં મોટાં મસ્તકને પણ તોડી પાડ્યું.[૧૭-૧૮]

આવી રીતે જટાયુએ અદ્ભુત પરાક્રમ કરી રાવણને એકદમ વાહન તથા આયુધ વગરનો નિરુપાય કરી દીધો. ત્યારે તે દુષ્ટ, સીતાને પોતાની કમ્મરપર લઈ નરમ ઘેંસ જેવો થઈ પૃથ્વીપર પડ્યો.[૧૯] રાવણને પૃથ્વિપર પડેલો જોઈ સર્વ ભૂતપ્રાણી બહુ આનંદ પામી જટાયુની ઘણી પ્રશંસા કરવા લાગ્યાં.[૨૦] પછી એકદમ ઘણો શ્રમ કરવાથી વૃદ્ધાવસ્થાને લીધે થાકી ગયલો ગૃધ્રરાજ જરાક શાંતપણે ઉભો રહ્યો, તેટલામાં તો તે સંધિનો લાભ લઈ સીતાને કમ્મરપર લઇને રાવણ આનંદથી પુનઃ આકાશમાં ઉડ્યો.[૨૧] આ વેળા તેની પાસે માત્ર એક ખડ્ગ જ રહ્યું હતું, બાકીનાં સર્વ આયુધો તથા યુદ્ધસાધનો જટાયુએ નાશ કરી દીધાં હતાં. આમ તેને નાશી જતો જોઈ, મહા તેજસ્વી જટાયુ પણ આકાશમાર્ગે ઉડી તેની સામે થયો, ને તેને અંતરિક્ષમાં જ રુંધી મોટા ધિક્કારથી કહેવા લાગ્યો:[૨૨-૨૩] "હે અલ્પબુદ્ધિ રાવણ! મહાસમર્થ રામ, કે જેનાં બાણોનો પ્રહાર, યોધાઓને વજ્રસમાન લાગે છે, તેની ધર્મપત્નીને તું સર્વ રાક્ષસોના વિનાશ માટે જ હરણ કરી જાય છે.[૨૪] જેમ તૃષાતુર પુરુષ જળનું પાન કરે, તેમ પોતાના મિત્ર, ભ્રાત, પ્રધાન, ચતુરંગ બળ અને દાસદાસીઓ સહિત તું આ સીતાનું હરણ કરવારૂપે હળાહળ વિષનું જ પાન કરે છે.[૨૫] પણ કરેલાં પાપનાં ફળને ન જાણનારા અજ્ઞાની પુરુષોની પેઠે તું આ પાપકર્મથી ઘણો જલદીથી નાશ પામીશ.[૨૬] જેમ જળમાં ઉપજેલો મત્સ્ય, માંસની લાલચે પોતાના મુખમાં લોહના તીક્ષ્ણ કાંટાને ગ્રહણ કરે છે, પણ આખરે તેની અણીમાં ટીંગાઈ તેના પ્રાણ જાય છે; તેમ

---

* મેરુની પૂર્વ તરફ આવેલા બે નાના પર્વતોની હાર.

આ સીતાનું હરણ કરવાથી રામરૂપ કાળપાશમાં બંધાયલો તું, કોઈ રીતે મૃત્યુથી છૂટે તેમ નથી.[૨૭] હે અધમ રાવણ! દુઃસહ એવા રાઘવ–રામ લક્ષ્મણ–તેં કરેલા આ તેમના પરાભવને કદી સહન કરશે નહિ.[૨૮] વળી હે હીજડા! તેં કરેલું આ લોકનિંદિત કર્મ ખરેખર એક હીનચોરનું જ કર્મ છે! શૂરવીરનું નથી. તું જો શૂરવીર હો તો એક મુહૂર્ત મારી સામે ઉભો રહી યુદ્ધ કર, જેથી તારા ભાઈ ખરની પેઠે જીવ વગરનો થઈ તું પૃથ્વીપર શયન કરીશ.[૨૯–૩૦] રે! જેમ મૃત્યુ સમયે કોઈ પુરુષ (નીચ) કર્મ કરે તે પોતાના વિનાશને માટે જ કરે છે, તેમ તું આ પોતાના વિનાશ માટે જ સીતાનું હરણ કરવાનો અધર્મ કરે છે.[૩૧] જે કર્મનું ફળ પાપરૂપ છે, તે કર્મ કોઈ પુરુષ-ઇંદ્ર તથા બ્રહ્મા પણ ન કરે. પણ તને તેનો વિચાર જ નથી. તેથી આ કર્મ થોડા સમયમાં તને પોતાનાં ફળ ચખાડશે."[૩૨] એવી રીતે બોધવાક્યો કહીને મહાવીર્યવાન્ જટાયુ એકદમ તે દશગ્રીવની પીઠ ઉપર તૂટી પડ્યો; ને દુષ્ટ હાથીપર બેઠેલો માવત, અંકુશવડે તેને વિદારણ કરે, તેમ પોતાના તીક્ષ્ણ નખોવડે રાવણનાં શરીરને ચોમેરથી વિદારણ કર્યું.[૩૩–૩૪] પછી ચાંચવડે મોટા મોટા પ્રહારો કરી, તેના મસ્તકપરથી કેશ ચુંટી લીધા. એવી રીતે, નખ, પાંખ તથા મુખરૂપ આયુધવાળા ગૃધરાજે, વારંવાર કલેશ પમાડવાથી રાવણ અતિ કંપવા લાગ્યો, ને ક્રોધને લીધે તેના હોઠ ફરકવા લાગ્યા.[૩૫–૩૬] પછી અત્યંત પીડાને લીધે ક્રોધમૂર્છિત થઈ તેણે તુરત વૈદેહીને પોતાની વામ અંકપર લઈ, મજબૂત દાબી રાખીને જટાયુને પોતાના હાથની ઝાપટ મારી, પણ તે પ્રહારને કંઈ પણ ન ગણકારતાં, શત્રુમર્દન દ્વિજરાજ જટાયુએ, ચાંચવડે રાવણના ડાબી બાજુના દશે હાથને તોડી પાડ્યા.[૩૭–૩૮] પરંતુ જોતજોતામાં મોટાં આશ્ચર્યની સાથે તેના તે દશે ભુજ રાફડામાંથી નિકળતા વિકરાળ સર્પોની પેઠે એકાએક જેવા હતા તેવા જ નવા ફૂટી નિકળ્યા.[૩૯] પછી સીતાને પૃથ્વીપર મૂકી, પરાક્રમી રાવણે, ક્રોધને લીધે જટાયુને મુઠ્ઠી તથા પગની લાતોથી મોટો પ્રહાર કર્યો,[૪૦] ત્યારે જટાયુ નખ, પાંખ તથા ચંચુના પ્રહારોવડે તેને ત્રાસ આપવા લાગ્યો. એવી રીતે એક મુહૂર્ત પર્યંત રાક્ષસોમાં મુખ્ય એવા અતુલ પરાક્રમી રાવણનું તથા પક્ષીરાજ જટાયુનું મહાયુદ્ધ થયું. પણ ઉભયમાંથી કોઈ હાર્યું નહિ.[૪૧] આમ પોતાને નાસવાને વાર થતી જોઈ રાવણ ઘણો અકળાઈ ગયો. તે શસ્ત્રને માટે ચારે કોર ફાંફાં મારવા લાગ્યો. એટલામાં જટાયુએ નાશ કરતાં બાકી રહી ગયેલું એક ખડ્ગ, જે તેની કમરે લટકતું હતું, તે તેના હાથમાં આવી ગયું. તુરત તેને મ્યાનમાંથી કાઢી, જટાયુની સામે દોડ્યો, ને રામને માટે પરાક્રમ કરતા એવા તે દ્વિજવરની બંને પાંખો, બંને પગો તથા બંને પડખાંને કાપી નાંખ્યાં. ત્યારે પક્ષહીન* થયેલો મહાગૃધ્રપક્ષી જટાયુ, અલ્પ જીવિતવાન્ થઈ એકદમ પૃથ્વીપર પડ્યો.[૪૨–૪૩]

આ વેળા શોકાર્ત વૈદેહી પાછાં આશાહીન થઈ દુઃખસાગરમાં ડુબી ગયાં, ને જટાયુને રુધિરથી ખરડાયલો તથા પોતાને અર્થે યુદ્ધ કરતાં નિરુપાય થઈ મરણના મુખમાં જઈ પડેલો જોઈને, પોતાના બંધુની પેઠે તેની પાસે દોડી આવી.[૪૪] એ પ્રમાણે શ્યામગિરિ સમાન શરીરવાળા, શ્વેત ઉરસ્થળવાન્, ઉદાર, પરાક્રમી તથા દાવાનલની પેઠે શાંત થયેલા જટાયુને પૃથ્વી ઉપર પાડી, લંકાપતિ રાવણ હર્ષ પામવા લાગ્યો;[૪૫] ત્યારે ચન્દ્રપ્રભામુખી જનકાત્મજા સીતા રાક્ષસના બળથી પીડિત થયેલા તે પક્ષીરાજને પોતાના બંને હાથે આલિંગન કરીને પુનઃ ઘોર રુદન કરવા લાગી.[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં એકાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૨ મો.

### સીતાસહ રાવણનું પુનઃ આકાશગમન.

રાવણે હણેલા પક્ષીરાજ જટાયુને કંઠે વળગી પડી, અતિ દુઃખાર્ત હૃદયે ચન્દ્રમુખી સીતા વિલાપ કરવા લાગી કે,[૧] "અહો! મનુષ્યોને ભવિષ્યમાં પ્રાપ્ત થનારાં સુખ દુઃખોને સૂચવનાર સ્વપ્ન, પક્ષીઓ વગેરેની ગતિ તથા તેના શબ્દ એ વગેરે શકુનો તો અદ્‌ભુત રીતે પ્રત્યક્ષ દેખાય છે.[૨] હે રામ! આ મૃગ તથા પક્ષીઓ, મારા હરણના ઉદ્દેશથી પરિણામે સુખ પ્રાપ્ત થાય એવાં શકુન સૂચવતાં દોડે છે; પણ હે સ્વામિન્! તેવડે સદ્ય તારા આત્માને થયેલા આ મોટા સંકટને તું જાણતો નથી.[૩] અહો! હે પ્રભો! હે મમ પ્રાણપતિ રઘુવીર! આ જટાયુ પક્ષી દયાને લીધે મારી રક્ષા કરવા આવ્યો, પણ તે મારાં દુર્ભાગ્યથી હણાઈ પૃથ્વીપર સૂતો છે!"[૪]

---

* પાંખ વગરના.

એવી રીતે વિલપંતાં વરાંગી જાનકી અતિશય ત્રાસને લીધે ભ્રમિષ્ટ સરખી થઈ રઘુવીર પાસે હોય ને સાંભળતા હોય તેમ કરુણ સ્વરથી "હા કાકુત્સ્થ! હા વીર લક્ષ્મણ! હે રઘુનાથ! રક્ષા કરો, મારી રક્ષા કરો!" એમ આક્રોશ કરવા લાગી.[૫] એ રીતે અનાથની પેઠે વિલપંતી સીતા, કે જેનાં આભરણ, વસ્ત્ર, પુષ્પમાળા વગેરે મર્દિત થઈ ગયાં હતાં, તેને ફરી ઉંચકી લેવા માટે રાક્ષસપતિ રાવણ દોડ્યો.[૬] રાવણથી છોડાવનાર કોઈ ન રહ્યું, તેથી [જગન્માતા] જાનકી આમથી આમ ને આમથી આમ દોડી આશ્રયને માટે કોમળ લતાની પેઠે વૃક્ષોને વળગી પડવા લાગી, ત્યારે ક્રૂર રાવણ "મૂકી દે, મૂકી દે," એમ બોલતો તેની પાસે આવ્યો;[૭] ને રામથી એકલી વિખુટી પડેલી તથા 'હા રામ! હા સ્વામિન્!" એમ આક્રોશ કરતી, સીતાને, પોતાના નાશને માટે તે કાળ સરખા રાવણે કેશ પકડી એકદમ ઉંચકી લીધી.[૮]

આ વેળાએ આ મહાત્રાસદાયક બનાવથી સ્થાવર જંગમાદિ સમગ્ર જગત્ અંતર્બાહ્ય અંધકારથી જાણે વ્યાપ્ત થઈ ગયું, સર્વ ભૂતપ્રાણી વિપરીત પ્રકૃતિવાળાં થઈ ગયાં ને જ્યાં રાવણે સીતાને ગ્રહણ કરી કે તત્ક્ષણે વાયુ ગતિરહિત તથા સૂર્ય કાંતિરહિત થઈ ગયા જેવું જણાવા લાગ્યું.[૯–૧૦] એ સમયે સત્યલોકને વિષે રહેલા બ્રહ્મદેવ પોતાની દિવ્ય દૃષ્ટિથી રાવણનું આ કર્મ જોઈ હર્ષ પામ્યા કે, "અહો! ભગવાને દેવતાઓનાં જે કાર્ય માટે રામાવતાર લીધો છે, તે કાર્ય આજે તેણે કર્યું!" વળી દંડકવનમાં વસનારા સર્વ મહર્ષિઓ પણ આ પ્રસંગ જાણી, હવે યદૃચ્છાથી રાવણનો નાશ સમીપ આવ્યો, એમ જાણી હર્ષ તથા સીતાનું હરણ થયું એમ જાણી ખેદ પામ્યા.[૧૧–૧૨]

"હા રાઘવેંદ્ર! હા લક્ષ્મણ!" એવા આક્રોશ સહિત રુદન કરતી દેવી સીતાને ગ્રહણ કરીને, દુષ્ટાત્મા રાવણ આકાશ માર્ગે ચાલતો થયો.[૧૩] તે વેળા, પીત કૌશેયધારિણી, તપ્તકાંચન વર્ણાંગી રાજપુત્રી સીતાની કાંતિ વિજળી અથવા રત્નોના સમૂહ સરખી દેખાતી હતી.[૧૪] તેનાં ઉડતાં પીત વસ્ત્રને લીધે રાવણ પણ અગ્નિથી દીપ્ત થયેલા પર્વતની પેઠે અધિક પ્રકાશતો હતો.[૧૫] વળી તે વેળા પરમ કલ્યાણી સીતાએ ધારણ કરેલાં સૌગંધિક રક્ત કમળની પાંખડીઓ ખરીખરીને રાવણના અંગ ઉપર પડતી હતી.[૧૬] અને સુવર્ણ જેવી કાંતિવાળું તેનું પીત કૌશેય વસ્ત્ર, આકાશને વિષે સૂર્યના તપ્ત કિરણોથી કંઈક લાલ દેખાતા વાદળ સમાન શોભતું હતું.[૧૭] પણ રાવણના અંકને વિષે પ્રાપ્ત થયેલું તેનું સુંદર મુખ, રઘુવીરથી વિયોગી થવાને લીધે, નાળ વગર કરમાતા કમળ સમાન ઝાંખપ મારતું હતું;[૧૮] અને એ સમયે તેનું પટીયાં પાડેલું, કમળના ગર્ભ સરખા વર્ણવાળું તથા તિલક વગરનું શ્રેષ્ઠ લલાટ, શ્યામ વાદળને ભેદી, તેના મધ્યમાંથી ઉદય પામેલા ચંદ્ર સમાન શોભતું હતું.[૧૯] એકંદર રીતે, સતીનું અતિ શોભાયમાન મુખારવિંદ, કે જે નિર્મળ પ્રભાવાળું, શ્રેષ્ઠ દંતપંક્તિથી અલંકૃત, શ્રેષ્ઠ નેત્રવાળું, સુંદર નાસિકાથી મંડિત, ચંદ્રસમાન પ્રિય દેખાવવાળું, રુદન કરવાથી મ્લાન, સુંદર રક્ત ઓષ્ઠવાળું તથા હાટક* સરખું કાંતિમાન્ હતું તે, રામ વિયોગી થઈ આકાશમાં રાવણના અંકને વિષે પ્રાપ્ત થયેલું, તેમ જ તે રાક્ષસેંદ્રે પોતાની સમીપ લેવા સારુ વારંવાર કંપાવેલું હોવાથી, દિવસે ઉદય પામેલા ચંદ્રસમાન સાવ નિસ્તેજ અને ખેદપ્રદ બની રહ્યું હતું![૨૦–૨૨] પણ એ સુવર્ણ સરખાં વર્ણવાળી મૈથિલીને ગ્રહણ કરવાથી રાવણ, સુવર્ણની સાંકળથી અલંકૃત કરેલા શ્યામ ગજેંદ્ર સમાન શોભતો હતો![૨૩] વળી પીત કમળ સરખું પોતાનું શરીર, તેપર પહેરેલું પીત વર્ણ, કૌશેય વસ્ત્ર તથા સુવર્ણનાં તેજસ્વી આભૂષણ એ વિગેરેથી અતિ તેજસ્વી થયેલી સીતા, રાવણને પ્રાપ્ત થયલી હોવાથી, વાદળમાં પેઠેલી વિજળી સરખી શોભતી હતી![૨૪] અને તેનાં આભૂષણોના શબ્દોથી રાવણ પણ શબ્દસહિત નિર્મળ કાળા મેઘ સરખો દેખાતો હતો.[૨૫] એ સમયે, રાવણ જેને હરી જતો હતો એવી સીતાના મસ્તકપરથી વેરાઈ પડતાં પુષ્પો, પૃથ્વીપર અને રાવણના શરીરપર વરસતાં હતાં, તેથી તે વરસતાં પુષ્પોની અવિચ્છિન્ન ધારા, જેમ સુમેરુ પર્વતપર પડતાં નિર્મળ નક્ષત્રમાળાનાં કિરણો શોભે, તેવી શોભતી હતી.[૨૬–૨૮] તેવામાં સીતાના પગમાંનું અતિ પ્રકાશમાન રત્નજડિત નૂપુર રાવણના વેગને લીધે નિકળી જઈ પૃથ્વીપર પડી ગયું.[૨૯] વૈદેહીના શરીરપરના કીસલયના જેવાં રાતા રંગવાળાં પુષ્પો, શ્યામ રંગી રાક્ષસના અંગપર પડતાં હતાં, તે જાણે હાથી ઉપર સુવર્ણનું આચ્છાદન હોય તેવું લાગતું હતું.[૩૦] વૈશ્રવણનો નાનો ભાઈ રાવણ, સીતાને લઈને આકાશમાંથી જતો હતો, ત્યારે સીતા જાણે આકાશમાં મહા તેજસ્વી ઉલ્કા હોય તેવી દીપતી હતી.[૩૧] જેમ જેમ રાવણ અતિશય વેગથી આકા-

* એ નામનું સુવર્ણ.

શમાં ઉડવા લાગ્યો, તેમ તેમ વૈદેહીના શરીરપરનાં અગ્નિ સરખાં પ્રકાશિત આભૂષણો, એક પછી એક ખરતા તારાઓની પેઠે પૃથ્વીપર પડવા લાગ્યાં. તે વેળા તેના હૃદય સ્થળે વિરાજેલો ચંદ્રસમાન પ્રકાશિત ઉત્તમ હાર પણ આચકાથી તૂટી ગયો, ને આકાશમાંથી પડતી ગંગાની પેઠે પૃથ્વીપર જઈ પડ્યો![૩૨–૩૩]

આ વેળાએ અનેક પક્ષીગણોથી ભરેલાં તે વનમાંનાં વૃક્ષો, કે જે ઉત્પાતવાયુથી અતિ ત્રાસ પામી કંપતાં હતાં, તે પોતાના ઘમઘમાટ ભરેલા શબ્દથી જાણે સીતાને નિર્ભય રહેવાનું કહેતાં હોય, તેમ ડોલતાં હતાં.[૩૪] કરમાઈ ગયેલાં કમળોવાળી તથા ત્રાસ પામેલાં મત્સ્યાદિ જળચર પ્રાણીવાળી તળાવડીઓ, ઉત્સાહ રહિત થયેલી સખીઓની પેઠે સીતાજીનો શોક કરતી હતી.[૩૫] રાવણપર ક્રોધ પામી ચોમેરથી એકઠા થયેલા સિંહ, વ્યાઘ્ર, મૃગ તથા પક્ષીઓ વગેરે, આકાશમાર્ગે હરાઈ જતાં જાનકીના પૃથ્વીપર પડતા પડછાયાની વાંસે દોડતાં હતાં![૩૬] એ વેળા વૈદેહીને હરાઈ જતાં જોઈ, વનમાંના પર્વતો, જળના ઝરણારૂપે જાણે અશ્રુપાત કરતા તથા શિખરો રૂપે જાણે ઉંચા હાથ કરી આક્રોશ જ કરતા હોયની એવા દેખાતા હતા![૩૭] શ્રીમાન્ સૂર્યનારાયણ પણ એ વેળા કાંતિરહિત પાણ્ડુ વર્ણનો થઈ ગયો હતો.[૩૮] ટોળેટોળે મળી સર્વ ભૂતપ્રાણી ખેદ કરતાં હતાં, કે 'રે રે! રામની સ્ત્રી સીતાનું જ જ્યારે રાવણ હરણ કરી જાય છે, ત્યારે હવે જગતમાં સત્ય, નિષ્કપટ, દયા અને ધર્મ એ કયાંથી જ હોય?' વળી આ (સીતાના હરણને) જોઇ સર્વ મૃગ બાળકો ત્રાસને લીધે દીન થઇને રુદન કરતાં હતાં.[૩૯–૪૦] અત્યંત દુઃખને લીધે મોટા શબ્દ કરતાં સીતાને જોઈ, રાવણના ભયથી ત્રાસ પામેલી વનદેવીઓ થરથર કંપતી હતી![૪૧] આ વેળા જનકપુત્રી સીતા, કે જેનું હરણ રાવણે પોતાના વિનાશ અર્થે જ કર્યું હતું, તે કરુણ સ્વરવડે, 'હા રામ! હા લક્ષ્મણ!' એવો ધીમો આક્રોશ કરતી હતી, ને પોતાના સ્વામી દૃષ્ટિએ પડે, એવી ઇચ્છાથી વારંવાર નમી નમી પૃથ્વી ભણી જોતી હતી. તેના કેશ ચોમેર વિંખાઈ ગયા હતા, લલાટમાંનું કુંકુમતિલક ભુંસાઈ ગયું હતું, ને રડતાં રડતાં તેનાં નેત્રોમાંથી અશ્રુજળ પણ ખૂટી જવા આવ્યું હતું![૪૨–૪૩] એવી રીતે દુષ્ટ રાવણે, સંબંધી જનથી વિયોગ પામેલી, ચારુ, શુચિ સ્મિત કરવાવાળી ને દુઃખી થયેલી વૈદેહી કોઈ રીતે પણ રાઘવ તથા લક્ષ્મણને જોઈ શકી નહિ, ત્યારે ભયને લીધે અતિ પીડિત થઈ, તેનાં મુખનો વર્ણ સાવ ફિક્કો પડી ગયો.[૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૩ મો.

## રાવણનો ધિક્કાર.

આકાશમાં ઉડતા એવા ભીમાક્ષ* રાવણને જોઈ, દુઃખી તથા ઉદ્વિગ્ન થયેલાં જનકાત્મજા મૈથિલી, કે જેને મહાભય વ્યાપી રહેલો હતો, ક્રોધથી તથા રુદન કરવાથી જેનાં નેત્રનો વર્ણ અગ્નિસમાન રાતો થઈ ગયો હતો, ને અતિ કરુણા ઉપજે એવું રુદન કરતી હતી, તે એ દુષ્ટને સંબોધી મોટા તિરસ્કારથી કહેવા લાગી:[૧–૨] "હે નીચ રાવણ! શું તું આવું અધમ કાર્ય કરી લજવાતો નથી, કે જેથી મને એકલી જાણી ચોરીને નાસે છે?[૩] હે દુષ્ટાત્મા! હે બીકણ! મને હરણ કરવાની ઇચ્છાથી અવશ્ય તું જ મૃગરૂપ માયાવડે મારા ભર્તાને આશ્રમમાંથી દૂર લઈ ગયો જણાય છે.[૪] રે રાક્ષસાધમ! જે વૃદ્ધ ગૃધ્રરાજ જટાયુ મારા શ્વશુરનો સખા થતો હતો, તે મારી રક્ષા કરવા ઉદ્યુક્ત થયો, તો તેને પણ તેં પાડ્યો; માટે અવશ્ય તારું બળ અતિ ઉત્કૃષ્ટ દેખાય છે! પણ રે! તેથી શું થયું? શસ્ત્રાસ્ત્ર વગરના એક વૃદ્ધ પક્ષીને શસ્ત્રથી હણ્યો, એમાં તેં શું પરાક્રમ કર્યું? તું પોતાનાં બળનો ગર્વ કરે છે, ને મને પણ પોતાને મુખે તેં તારાં નામ બળ વગેરે કહી બતાવ્યાં, પણ તેમાં શું તાત્પર્ય? આખરે તું મને ચોરીને જ નાઠો, કંઈ યુદ્ધ કરી જિતી નથી![૫–૬] રે નીચ! જેનો પતિ પાસે નહોતો એવી મને, આમ હરણ કરવા જેવું નિંદિત કર્મ કરીને તું કેમ લજવાતો નથી?[૭] ઓ શૂરવીરપણાંનો મિથ્યા ગર્વ કરનાર! તારા આ કર્મને જગતમાં પુરુષો અતિ કુત્સિત, નૃશંસ તથા અધર્મિષ્ઠજ કહેશે.[૮] અરે પાપિષ્ઠ! તેં મારું હરણ કર્યા પહેલાં જે પોતાનું બળ તથા પરાક્રમ કહ્યું. તેને ધિક્કાર છે; ને જગતમાં તારા કુળને તથા આવા નિંદા ઉપજાવનારા તારા આચરણને પણ ધિક્કાર છે![૯] અરે! તું આવા મોટા વેગથી નાસે છે, તેથી મારાથી શું બની શકે? જો શૂરવીર હોય તો ધીરે ચાલ, કિંવા મુહૂર્ત માત્ર ઉભો રહે![૧૦] પણ ઓ! તે પાર્થિવ પુત્રો–રામ લક્ષ્મણને દૃષ્ટિએ પડ્યા પછી સૈન્ય સહિત તું એક મુહૂર્ત પણ જીવવાને સમર્થ નથી![૧૧] હે દુષ્ટ રાક્ષસ!

---

* બયંકર નેત્રવાળા.

જેમ વનમાં પ્રગટેલા અગ્નિને પક્ષીઓ સહન કરી શકતાં નથી; તેમ રામ લક્ષ્મણના બાણસ્પર્શને તું કોઈ રીતે સહન કરવા શક્તિમાન્ નથી.[૧૨] હે બુદ્ધિહીન! તું પોતાના શ્રેયનો સારી રીતે વિચાર કર ને મારા હરણથી ક્રોધ પામેલા મારા પતિને પોતાના ભાઈ સહિત અહીં આવ્યા પહેલાં મને મૂકી દે; નહિ તો તે નિશ્ચે તારા વિનાશનો યત્ન કરશે. રે નીચ! તું જે વ્યવસાયને લીધે બળાત્કારથી મને હરણ કરે છે, તે તારો વ્યવસાય મિથ્યા જશે."[૧૩–૧૫]

એટલું કહી વળી તે બોલી: "રે! દેવસમાન મારા પતિ રઘુવીરથી વિખૂટી પડેલી હું, તારે-શત્રુને વશ પડવાથી મારા પ્રાણને ઝાઝીવાર ધારણ કરવા ઉત્સાહ રાખતી નથી.[૧૬] અહો! તું ખરેખર પોતાના શ્રેયનો વિચાર ન કરતાં મરણનાં મુખમાં પડી ચૂકેલા મનુષ્યનીપેઠે વિપરીત આચરણ કરે છે. પણ એમાં તારો કંઈ વાંક નથી, કેમકે મરવા તત્પર થયેલાઓને પોતાનું પથ્ય કદી રુચતું નથી.[૧૭] હે નિશાચર! તું આવા મહાભય ઉપજાવનારા કર્મથી પણ ભય પામતો નથી, તેથી મને લાગે છે કે, તું નિશ્ચે કાળપાશથી બંધાયલો છે![૧૮] તું અવશ્ય વૃક્ષોને સુવર્ણમય દેખે છે; ને રુધિરના ઓઘને વહન કરનારી મહાભયંકર વૈતરણી નદીનું તને દર્શન થાય છે (અર્થાત્ તારું મરણ નજીક આવ્યું છે).[૧૯] અરે રાવણ! તું નરકવિષેના ખડ્ગપત્ર* વનને તથા તપાવેલા સુવર્ણનાં પુષ્પો, શ્રેષ્ઠ વૈદૂર્યમણિ સરખાં પત્રો ને તીક્ષ્ણ લોહના કાંટાઓ વિગેરેથી નિર્માણ થયેલા શાલ્મલી† વૃક્ષને સમીપમાં જોતો હોય, એમ હું ધારું છું. રે નિર્દય! મહાત્મા રામચંદ્રનો અપરાધ કરીને તું હવે ક્યાં જઇશ? એથી તો વિષપાન કરનારની પેઠે તું કોઈ રીતે પણ પોતાના જીવિતને વધારે વાર ધારણ કરવા શકિતમાન્ થઇશ નહિ; એથી તો તું દુઃખવડે પણ નિવારણ ન કરી શકાય એવા કાળપાશથી બંધાયો છે.[૨૦–૨૨] અરે! મારા સ્વામીનો અપરાધ કરવા પછી હવે તને ક્યાંથી સુખ મળવાનું હતું? તેના બળને શું તું જાણતો નથી? પોતાના બંધુ લક્ષ્મણ વિના જેણે એકલાએ મેષોન્મેષ માત્રમાં ચૌદ હજાર રાક્ષસોનો નાશ કર્યો હતો, એવા તે મહા શૂરવીર, સર્વ શસ્ત્રાસ્ત્રવિદ્યામાં કુશળ તથા અતુલ બળવંત રામ, પોતાની ઇષ્ટ સ્ત્રીનું હરણ કરનાર, જે તું તેનો તીક્ષ્ણ બાણોથી નાશ કર્યા વિના કેમ જ રહેશે?"

એ પ્રમાણે રાવણને અનેક કઠોર-તિરસ્કારનાં વાક્યોથી તાડન કરીને, ભયશોકથી પીડાતી તથા તે દુષ્ટ દૈત્યની કટિપર બેઠેલી વૈદેહી, અત્યંત કરુણ સ્વરે વિલાપ કરવા લાગી.[૨૩–૨૫] તે વેળા તેના ભારને લીધે જેને કંપ છૂટતો હતો એવા પાપિષ્ઠ રાવણે, અતિ પીડિત થયેલી, અતિ કરુણ ભાષણથી વિલપંતી તથા તેના હાથમાંથી છૂટવા માટે તરફડતી તરુણી જાનકીને મજબૂત પકડી રાખી, વધારે વેગમાં ચાલવા માંડ્યું.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં તેપનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૪ મો.

### લંકાપ્રવેશ.

વૈદેહીને હરી લઈ જતો રાવણ લંકા તરફ ઘણેક દૂર નિકળી જવા પછી, માર્ગમાં વૈદેહીએ એક પર્વતના શિખર ઉપર પાંચ ઉત્તમ વાનરોને બેઠેલા જોયા; તેમ તે મહા કપિવરોએ પણ મોટા આક્રોશ કરતાં તેને જોયાં.[૧] તત્ક્ષણ તે વરારોહે ધાર્યું કે, વખતે દૈવયોગથી મારા સ્વામી મારી શોધ કરતા આ વાનરોની ભેગાં થાય તો તેઓ તેને મારી ખબર કહે, તેથી તેણે નિશાનીરૂપ પોતાનું શ્રેષ્ઠ ઉત્તરીય વસ્ત્ર તથા કર્ણાદિકનાં શુભ આભૂષણો ઉતારી, તે વાનરોની વચ્ચે નાંખ્યાં.[૨–૩] આ સમયે પિંગાક્ષ દશગ્રીવ જો કે વૈદેહીના સામું જ જોઈ ચાલ્યો જતો હતો, છતાં ચિત્તક્ષોભને લીધે તેણે તે વસ્ત્રાભૂષણોને નાંખતાં જોયાં નહિ![૪] પછી તે રાક્ષસેશ્વર, જેમ કોઈ તીક્ષ્ણ ડાઢવાળી મહા ઝેરી નાગણને ઉત્સંગમાં ગ્રહણ કરી લઈ જાય, તેમ હર્ષથી પોતાના મરણરૂપ સીતાજીને ગ્રહણ કરી, પંપા સરોવરને પણ મૂકી આગળ ચાલ્યો; ને ધનુષમાંથી છૂટેલા બાણની પેઠે, શીઘ્રગતિ કરતાં આકાશમાર્ગે થઈ, પૃથ્વીપરનાં અનેક વનો, નદીઓ, પર્વતો તથા સરોવરોને ઉલ્લંઘીને, મહા જળચરોના નિવાસસ્થાન તથા અવિનાશી વરુણાલયરૂપ સમુદ્રને પણ તેણે ઉલ્લંઘ્યો.[૫–૮] આ વેળાએ તેણે હરણ કરેલાં વૈદેહીને જોઈ, સમુદ્ર અતિ ક્ષોભ પામી શાંત થઈ ગયો ને તેની અંદર વસનારાં મત્સ્યાદિ સર્વ જળચરો છૂપાઈ ગયાં; તેમ અંતરિક્ષમાં ગતિ કરનારા સિદ્ધ, ચારણ અને

---

* ખડ્ગ સરખાં પાંદડાંવાળું નરકમાંનું વન.

† નરકમાં પાપીને શિક્ષા કરવાનું એ વૃક્ષ છે.

પુણ્યજનો પણ એ જોઈ "હે દશગ્રીવ! આ અઘટિત કર્મ તારો અંત આણનાર છે," એમ વાણી બોલવા લાગ્યા.[૯-૧૦] થોડીકવારે તેણે પોતાના મૃત્યુરૂપ અનેક પ્રકારે તડફડતી સીતાને પોતાના ઉત્સંગમાં ગ્રહણ કરીને, સુંદર લંકાપુરીમાં પ્રવેશ કર્યો![૧૧]

રૂડી રીતે વિભક્ત મહામાર્ગોવાળી તે પોતાની નગરીમાં પ્રવેશ કરીને[૧૨] રાવણે, શોકમોહથી ભ્રમિત થઈ ગયેલી સતી સીતાને ઘણા જનોથી ભરેલા દ્વારોવાળાં વિપુલ અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો;[૧૩] ને મયદાનવની આસુરી માયાની પેઠે તેને ત્યાં રાખી, તેની રખવાળીને માટે ભયંકર વદનાકૃતિવાળી રાક્ષસીઓને મૂકી દીધી. પછી તે રાક્ષસીઓને તેણે આજ્ઞા કરી કે,–"મારી ઇચ્છા કે આજ્ઞા વિના કોઈ પણ પુરુષ અથવા સ્ત્રી આ સીતાને દૃષ્ટિથી જોઈ પણ શકે નહિ, એવી સાવચેતીથી તમારે એની રક્ષા કરવી. એ મુક્તા, મણિ, સુવર્ણ, વસ્ત્ર તથા આભરણાદિ જે જે વસ્તુની ઇચ્છા કરે,[૧૪-૧૫] તે મારી આજ્ઞાથી તમારે તેને આપવી. વળી જાણીને વા અજાણથી વૈદેહી કંઈ પણ અપ્રિય વચન બોલે તો તેને તમારે સામાં અપ્રિય વચન કહેવાં નહિ; કારણ જેને પોતાનું જીવિત વહાલું નહિ હોય, તે જ એમ કરશે!"

એવી રીતે રાક્ષસીઓને ભલામણ કરીને,[૧૬-૧૭] બ્રહ્માના વરદાનથી મોહ પામેલો પ્રતાપી રાવણ હવે પછી શું કરવું, તેનો વિચાર કરતો અંતઃપુરમાંથી બહાર નિકળ્યો; ને પોતાની સભામાંના મહાપરાક્રમી રુધિર પીનારા એવા આઠ રાક્ષસોને બોલાવી, તેઓના બળ પરાક્રમનાં વખાણ કરીને કહેવા લાગ્યો કે,[૧૮-૧૯] "હે વીર યોધાઓ! પૂર્વે ખર રાક્ષસ જેમાં રહેતો, તે જનસ્થાન હમણાં ઉજ્જડ થયું છે. માટે અનેક પ્રકારનાં યુદ્ધ સાહિત્યો લઇને તમે તત્કાલ ત્યાં જાઓ ને રાક્ષસો નાશ પામવાથી શૂન્ય થયેલા તે દેશને વિષે પોતાનાં બળ પરાક્રમનો આશ્રય કરી નિર્ભય થઇને વસો![૨૦-૨૧] અરે યોધાઓ! મેં એ જનસ્થાન વિષે આગળ જે મોટું બળવાન્ સૈન્ય રાખ્યું હતું, તે તેના અધિપતિઓ ખર તથા દૂષણ સહિત રામની સાથેના યુદ્ધમાં નાશ પામ્યું છે;[૨૨] જેથી મારો અપૂર્વ ક્રોધ, ધૈર્યને દબાવી વૃદ્ધિ પામે છે; ને એ રામની સાથે થયલા મહા દારુણ વૈરનો બદલો લેવા ઇચ્છું છું, તેથી તેનો નાશ કર્યા વિના મને નિદ્રા આવશે નહિ.[૨૩-૨૪] રે! તેનો નાશ કરીશ ત્યારે તો જેમ અકસ્માત્ મહા ધન પામી, નિર્ધન સુખ પામે, તેમ હું મહા સુખ પામીશ.[૨૫] જનસ્થાનમાં વસી, તમારે નિરંતર રામનો સઘળો વૃત્તાંત યથાર્થ મને છૂપી રીતે પહોંચાડવો.[૨૬] તમારે સૌએ પ્રમાદ રહિત થઈ બહુ સાવધપણે ત્યાં રહેવું, ને સદૈવ એ રઘુવંશોત્પન્ન રામના વધ માટે યત્ન કરવો.[૨૭] મેં ઘણા સંગ્રામોમાં તમારું બળ જોયું છે, માટે જ તમને જનસ્થાન વિષે રહેવાની આજ્ઞા કરું છું."[૨૮]

એવી રીતનાં મોટા અર્થવાળાં રાવણનાં વચન સાંભળી, તેને નમસ્કાર કરીને તે આઠ રાક્ષસો અંતર્ધાન વિદ્યાથી જનસ્થાનભણી ચાલતા થયા અને રામ સાથે મોટું વૈર બાંધી, મિથિલેશપુત્રી સીતાને હરી લાવેલો રાવણ, મોહને લીધે હર્ષ પામવા લાગ્યો.[૨૯-૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૫ મો.
## રાવણનો રાજમહેલ.

એ આઠ બળવાન્ રાક્ષસોને જનસ્થાન તરફ મોકલી, વિપરીત મતિને લીધે રાવણ પોતાના આત્માને કૃતકૃત્ય માનવા લાગ્યો.[૧] વારંવાર વૈદેહીનું ચિંતન કરતાં કામબાણથી પીડિત થવાને લીધે, તેને જોવા સારુ તે ઉતાવળથી રમ્ય અંતઃપુર વિષે ચાલ્યો.[૨] તે અંદર ગયો તો ત્યાં રાક્ષસીઓ મધ્યે બેઠેલી ને દુઃખપરાયણ થયેલી જનકસુતા, અત્યંત દીન થઈ શોકસાગરમાં ડૂબેલી હતી; તેનું મુખ અશ્રુધારાથી ભીંજાઈ ગયેલું હતું, વાયુ થઈ જવાથી ભ્રમિત થઈ ગયેલા મનુષ્યની પેઠે તે મૂઢ સરખી થઇ, નીચું મુખ કરી બેઠેલી હતી, ને પોતાના યૂથથી વિખૂટી પડેલી તેમ જ ઘણાક શ્વાનોથી વિંટાયલી મૃગલીના સરખી તેની દશા થઈ રહેલી હતી.[૩-૫] પછી શોકવશ થવાથી દીન તથા પોતાને અધીન ન થયલી તથા રાક્ષસીઓના સમૂહની મધ્યે બેઠેલી સીતાની આગળ આવી તે રાક્ષસપતિ કહેવા લાગ્યો કે, "હે સુંદરી સીતા! આવા સુખસ્થાન વિષે આવીને હવે તું શાને ચિંતા કરે છે? તું મારા રમ્ય મંદિરની અવર્ણનીય શોભાનું અવલોકન કર, જેથી તારાં સઘળાં દુઃખો જતાં રહેશે." પણ સીતાએ કંઈ ઉંચું જોયું નહીં, ત્યારે બળાત્કારથી, તે નિશાચર રાક્ષસપતિ, દેવભુવન સરખું સુંદર મંદિર દેખાડવાને તેને ઉંચકી

ચાલ્યો. પછી અતિશય ઉંચા પ્રાસાદોવાળા, રમ્ય અને હજારો સ્ત્રીઓએ સેવેલા રંગભુવનપર સીતાને લઈને રાક્ષસાધિપ રાવણ ચઢવા લાગ્યો. તે મહેલમાં અનેક રત્નો, હાથી દાંત, સુવર્ણ, સ્ફટિક, રજત, વજ્રમણિ તથા વૈડૂર્યાદિ બીજાં મણિઓથી ચિત્રિત કરેલાં સ્થળો અને સ્તંભો, મન તથા દૃષ્ટિને પ્રીતિ પમાડી આકર્ષણ કરતાં હતાં; ઠારેઠાર મહાદ્વારોપર દિવ્ય દુંદુભિના નાદ થઈ રહ્યા હતા; અનેક પક્ષિગણો કલ્લોલ કરી રહ્યા હતાં. ત્યાંનાં સાહિત્યો સઘળાં રત્નથી જડેલાં સુવર્ણનાં જ જોવામાં આવતાં હતાં; ઉત્તમ સોપાનો પણ મણિ જડિત હતા.[૧-૯] સુવર્ણની ભીંતો, કઠેરા અને જાળીયાં વગેરે પણ વિચિત્ર સુવર્ણનાં બનાવેલાં હતાં. વળી કોઈ કોઈ ઠેકાણે હાથી દાંતના તથા ચાંદીનાં સુંદર જાળીઆં હતાં તથા પ્રાસાદના કાંગરાની પંક્તિઓ શ્રેષ્ઠ સુવર્ણની બનાવેલી હતી.[૧૦]

પછી દશગ્રીવે શોકપરાયણ મૈથિલીને, પોતાના ગૃહને વિષે ચોમેર ફરી, ચુનો, મણિ, સ્ફટિક વગેરેથી વિચિત્ર કરેલા ભૂમીભાગ,[૧૧] મનને આનંદ પમાડે એવા સુંદર બગીચા, અનેક પ્રકારની શોભાના સ્થાનરૂપ મોટી વાપિકાઓ તથા વિવિધ પુષ્પોથી આવૃત મોટી પુષ્કરિણીઓ* આદિ સર્વ સ્થળો દેખાડ્યાં,[૧૨] પરંતુ એથી શ્રીમતી વૈદેહીને મનમાં યત્કિંચિત્ પણ આનંદ થયો નહીં ત્યારે તે પાપાત્મા સીતાને લોભ પમાડવાની ઇચ્છાથી આ પ્રમાણે કહેવા લાગ્યો.[૧૩]

"હે વૈદેહી! હજુ તું મને જાણતી નથી, પણ વૃદ્ધો અને બાળકો વર્જ્ય કરતાં બાકીના ભયંકર પરાક્રમી બત્રીસ કોટી રજનીચરનો હું સ્વામી છું;[૧૪] ને પ્રત્યેક અદ્ભુત પરાક્રમ કરનારા રાક્ષસના હજાર હજાર સેવકો મારા કાર્યમાં તત્પર રહે છે.[૧૫] એવા પ્રકારનું મારું સર્વ રાજ્યતંત્ર તથા જીવિત તારે અધીન છે; કારણ તું મને મારા પ્રાણ કરતાં પણ અતિશય પ્રિય છે.[૧૬] હે સીતે! તું મારી સ્ત્રી થઈને મારા અંતઃપુરમાં વસનારી હજારો રાણીઓની ઈશ્વરી થા, એમાં જ તારું શ્રેય છે![૧૭] અવળી બુદ્ધિ કરવાથી તને શું ફળ છે? મારાં હિત વચનોને ધ્યાનમાં લઈ, કામથી તપ્ત થયેલા મારું ભજન કરી, મારાપર કૃપા દર્શાવ.[૧૮] સમુદ્ર મધ્યે આવેલી સો યોજન વિસ્તીર્ણ આ મારી લંકાપુરીને, ઇંદ્રસહ દેવતાઓ તથા અસુરો પણ પરાભવ કરવા સમર્થ નથી,[૧૯] તેમ મારા સરખો પરાક્રમી પણ આખા ત્રૈલોક્યમાં વસતા દેવતા, યક્ષ, ગંધર્વ તથા ઋષિઓ વગેરેમાં કોઇને હુ જોતો નથી.[૨૦] હે સીતે! રાજ્યભ્રષ્ટ થયેલા, દીન, તપસ્વી, પદાતિ તથા અલ્પ તેજસ્વી એવા રામની સાથે રહી, તું શું સુખ ભોગવીશ?[૨૧] તારે યોગ્ય પતિ તો હું જ છું, માટે મારું ભજન કર; ને મારી સાથે રમણ કરી આ ધ્રુવ યુવાવસ્થાનો લહાવો લે![૨૨] હે વરાનને!* હવે તું રાઘવનાં દર્શનની લાલસા રાખતી નહીં, કેમકે અહીંઆં મનોરથવડે પણ આવવાની તેનામાં શી શક્તિ છે? [ તે તો શું, પરંતુ તેનું મન સુદ્ધાં આ મારા અગમ્ય સ્થાન વિષે આવવાને શક્તિમાન્ નથી. ][૨૩] વળી તેમ કરતાં કોઈ ઉપાયથી કદાચ તે અહીં આવે, તોપણ જેમ આકાશમાંના મહાવેગવાન્ વાયુને દોરડાવડે બાંધવો અશક્ય છે તથા પ્રદીપ્ત અગ્નિની નિર્મળ શિખાને ગ્રહણ કરવી અશક્ય છે, તેમ મારા રક્ષણ તળે રહેલી તને અહીંથી પરાક્રમ કરી લઈ જાય, એવો ત્રૈલોક્યમાં પણ હું કોઇને જોતો નથી.[૨૪-૨૫] માટે તું નિશ્ચિંત થઈ આ લંકાનાં મહારાજ્યને પાલન કર ને અભિષેક જળવડે આર્દ્ર થઈ, સંતુષ્ટપણે રમણ કર; જેથી મારા સરખા સર્વ રાક્ષસો, દેવતાઓ તથા સ્થાવર જંગમાદિ આખું જગત્ તારી આજ્ઞા ઉઠાવનારું થશે. તારું પૂર્વ જન્મનું જે કંઈ દુષ્કૃત હશે, તે વનમાં વસવારૂપે નિવૃત્ત થયું છે,[૨૬-૨૭] અને હવે સુકૃતનાં ફળ ઉદય થવાથી, સુખ ભોગવવા સારુ જ તું અહીં આવી છે, માટે હે મૈથિલી! મનુષ્યોને દુર્લભ એવા અત્રેના ગંધ, પુષ્પ, વસ્ત્રાભરણ તથા ભોજનાદિ સર્વ દિવ્ય રાજભોગોને મારા સહિત સેવન કર. વળી હે સુશ્રોણિ! મારા બાંધવ વૈશ્રવણનું સૂર્ય સમાન પ્રકાશિત પવિત્ર પુષ્પક વિમાન, કે જે વિશાળ, રમણીય તથા મન સરખા વેગવાળું છે, ને જેને મેં યુદ્ધ કરી બળાત્કારથી હરી લીધું છે,[૨૮-૩૦] તેની અંદર મારા સહિત બેસી, તું યથાસ્થિત વિહાર કર. વળી હે સુમુખી! હવે શોકમાત્રનો ત્યાગ કર; તારું કમળ સરખું સુંદર અને નિર્મળ મુખ શોકાતુર હોવાથી શોભતું નથી."

રાવણનાં એ છેલ્લાં વચન સાંભળી, રામનું ચિંતવન થવાને લીધે પ્રમદોત્તમા સીતાનું હૃદય શોકથી ઉલટું ઉભરાઈ આવ્યું, ત્યારે ચંદ્ર સરખાં પોતાના મુખારવિંદને વસ્ત્રવડે ઢાંકીને તે મંદ મંદ અશ્રુ ખેરવવા લાગી. એ જોઈ અસ્વસ્થ ચિત્તવાળી તથા ચિંતાને લીધે હણાયલી કાંતિવાળાં તેને જોઇને,[૩૧-૩૩] તે વીર્યવાન્

* તળાવડીઓ.

* શ્રેષ્ઠ મુખવાળી.

રજનીચર, વળી કહેવા લાગ્યોઃ—"હે વિદેહપુત્રી! હવે બહુ થયું. હવે તારે સ્વપતિનો ત્યાગ અને પરપુરુષનો અંગીકાર કરવારૂપ ધર્મલોપની લજ્જા રાખવાની જરૂર નથી.[34] કારણ તને ઉદ્દેશીને મેં કરેલો આ સ્નેહસંબંધ શાસ્ત્રસંમત છે.* વળી હે દેવિ! હું તારો વશવર્તી દાસ છું ને મારાં દશે મસ્તકોવડે તારા સ્નેહાળ ચરણને સ્પર્શ કરું છું; માટે મારા ઉપર કૃપા કર. હે સીતા! તારે જાણવું કે, હું રાવણ કદી પણ કોઈ સ્ત્રીજાતિને પોતાનાં મસ્તકવડે નમન કરું નહીં જ; માટે કામપીડાને લીધે 'હું તારો દાસ છું' એવાં જે વચનો મેં તને કહ્યાં, તે હવે વૃથા ન થાય એમ તું કર."

એવી રીતે જનકપુત્રી મૈથિલીને કહી, કાળવશ થયેલો દશગ્રીવ મોહને લીધે તેને પોતાની સ્ત્રીરૂપ જ માનવા લાગ્યો.[35-37]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૫૬ મો.

## સીતાનો અશોક વનમાં વાસ.

[ અહો! મહાસતી-સતીશિરોમણિ-સીતાના અતિ સુદૃઢ પાતિવ્રત્યનું કોણ વર્ણન કરી શકે? તેની સર્વોત્કૃષ્ટ ધીરજની પૂર્ણ શ્લાઘા કરવાને કોણ સમર્થ થાય? તેનાં સત્યને અને સ્વભર્તાપરના નિશ્ચળ-અગાધ પ્રેમને ધન્ય! દશગ્રીવ રાવણે તેને પોતાને વશ કરવા સારુ આગળ વર્ણવ્યા પ્રમાણે અનેકવાર ઉપદેશો કીધા, ઘણા ઘણા ઉપાયોથી તેને ભોળવવાને યત્ન કર્યો ને સામ, દામ તથા દંડાદિ ઉપચારો પણ અનેક રીતે કામે લગાડ્યા, પરંતુ આ મહાસતીનું મન એથી કિંચિત્ પણ ચલાયમાન થયું નહીં. ]

રાવણનું ઉપર જણાવેલું ભાષણ સાંભળી શોકકર્ષિત થયેલી વૈદેહી, અતિ નિર્ભયપણે,† પોતાની તથા તેની વચમાં અંતરરૂપે એક તરણું રાખી, તે આ પ્રમાણે કહેવા લાગીઃ[1] "ધર્મના અચળ સેતુરૂપ, સત્યવાદી તથા સર્વત્ર પ્રસિદ્ધ એવા, દશરથ મહારાજા હતો, તેનો પુત્ર તે મારો પતિ રાઘવ છે.[2] તે રામ ધર્માત્મા, ત્રણે લોકમાં વિખ્યાત છે, મહાબાહુ છે, વિશાળ નેત્રવાળો છે.[3] સિંહ સરખા સ્કંધવાળો છે, તથા મહા કાંતિમાન્ છે. ઇક્ષ્વાકુ વંશોત્પન્ન તે રામ, પોતાના કનિષ્ઠ બાંધવ લક્ષ્મણ સહિત તારા પ્રાણનો નાશ કરશે![4] અરે બીકણ! જો તેના સમક્ષ તેં બલાત્કારથી મારું હરણ કર્યું હોત, તો તો તે જ સમયે તારા ભાઈ ખરની પેઠે તું નિષ્પ્રાણ થઈ, જનસ્થાન વિષે શયન કરત![5] વળી હે પામર! તેં જે ઘોર દેખાવવાળા મહા બળવાન્ રાક્ષસો કહ્યા, તે સર્વ ગરુડની આગળ ઉભેલા સર્પોની પેઠે, મારા સ્વામી રાઘવની આગળ નિર્બળ છે![6] હે રાવણ! તેના ધનુષની પ્રત્યંચામાંથી છૂટેલાં સ્વર્ણભૂષિત બાણ, કિનારાને ભેદી નાંખતાં, ગંગાના પૂરની પેઠે તારા શરીરને ભેદશે![7] હે રાવણ! જો કે તું અસુરો તથા દેવતાઓથી અવધ્ય છે, તોપણ મારા સ્વામીની સાથે વૈર કરીને તું કદી જીવતો રહીશ નહીં.[8] તારા અવશેષ રહેલાં જીવિતનો અંત કરનાર મહાબળવાન્ રાઘવેશ્વર રામ જ છે! જેમ યજ્ઞના યૂપમાં બંધાયેલા પશુને જીવવું દુર્લભ હોય છે, તેમ જ તારે પણ હવે જીવવું દુર્લભ જ સમજવું![9] ક્રોધરક્ત* નેત્રવડે મારા પતિ રઘુવીર તને જોશે, તેટલા માત્રમાં જ રુદ્રે જેમ મન્મથને બાળી દીધો હતો, તેમ તે તને બાળી ભસ્મ કરશે![10] રે! મારા પતિ રામ, કે જે આકાશમાં ઉદય પામેલા ચંદ્રને પૃથ્વીપર પાડવા તથા નાશ કરવા અને સમુદ્રનું શોષણ કરવા સમર્થ છે, તે અહીં રહેલી મને સત્વર જ તારી તરફના દુઃખમાંથી મૂકાવશે![11] તારી શ્રી, તારું બળ, તારી ઇંદ્રિયો તથા પ્રાણ એ વગેરે સૌ હવે ખરેખર નાશ જ પામ્યાં છે; ને તેને લીધે આ તારી લંકાપુરી વિધવા (પાલન કરનારસ્વામીવિનાની) થવા બેઠી છે, એમ સમજ![12] રે! ભાવ વગરની મને તું, મારા પતિની પુંઠ પાછળ, મને તું બલાત્કારે હરી લાવ્યો, એ તારું પાપ છે તે તને કેમ જ સુખી થવા દેશે![13] મારા સમર્થ પતિ રામ, કે જે મહાકાંતિમાન્ તથા નિર્ભય એવા મારા દિયેર લક્ષ્મણ સહિત સ્વવીર્યનો આશ્રય કરીને શૂન્ય દંડકારણ્યમાં વસ્યા છે તે,[14] સંગ્રામને વિષે અમોઘ બાણોના વરસાદવડે તારા ગાત્રમાંના વીર્ય, બળ, ગર્વ તથા અમર્યાદપણાંનો નાશ કરશે![15]

* સ્મૃતિઓમાં પ્રમાણ છે કે, બલાત્કારથી હરણ કરી વિવાહ કરવો, તેને રાક્ષસ વિવાહ કહે છે.

† નિર્ભય એટલા માટે હતી કે, જો રાવણ બલાત્કારથી પરસ્ત્રીનો ઉપભોગ કરવા જાય તો તુરત તેનું મૃત્યુ થાય એવો તેને અપ્સરાઓનો શાપ હતો. એ વાત સીતા જાણતી હતી માટે. વળી મને જો તે પરાણે સ્પર્શ કરવા આવશે તો હું મારી યોગમાયાથી અદૃશ્ય થઈ જઇશ, એવા વિચારથી પણ તેને નિર્ભય રહેવા સંભવ હતો.

* ક્રોધવડે લાલ.

"રે ! જ્યારે કાળે પ્રેરેલા પ્રાણીનો વિનાશ નજીક આવે છે ત્યારે કાળવશ થયેલો પુરુષ ઉચિત અનુચિત શું છે, તે કાર્ય વિષે વિપરીતપણું પામે છે.[૧૬] માટે, હે રાક્ષસોમાં અધમ એવા રાવણ ! તેં મારું હરણ કર્યું, તેથી તારા પોતાના સર્વ રાક્ષસોનો તથા તારા અંતઃપુરના વિનાશનો કાળ આપોઆપ આવી પહોંચ્યો છે, એમ જાણ.[૧૭] યજ્ઞની મધ્યે રહેલી, સ્રુકાદિ યજ્ઞપાત્રોથી મંડિત અને બ્રાહ્મણોએ મંત્રોવડે પવિત્ર કરેલી વેદીને જેમ ચાંડાળે સ્પર્શ કરવો શક્ય નથી;[૧૮] તેમ નિત્ય ધર્મમૂર્તિ રાઘવની દૃઢવ્રતા ધર્મપત્ની જે હું, તેનો તારા જેવા પાપી રાક્ષસાધમે, સ્પર્શ કરવો શક્ય નથી.[૧૯] જેમ કમળ સમૂહ વિષે રાજહંસ સહિત ક્રીડા કરતી હંસિની, જળમાંનાં તૃણની અંદર ફરતા જળકાકનું અવલોકન પણ કરે નહિ, તેમ રામ સાથે ક્રીડા કરનારી જે હું, તે તારું મોઢું પણ જોવાની ઇચ્છા રાખતી નથી.[૨૦] હે રાક્ષસ ! આ મારા જડ શરીરને તું જોઇએ તો બાંધ વા તેનો નાશ કર, કારણ શરીર તથા જીવિતની મારે રક્ષા કરવી નથી.[૨૧] હું માત્ર પાતિવ્રત્યને ઇચ્છું છું ને પૃથ્વીપર અસતીરૂપે મારી અકીર્તિ થાય, એ કરતાં મને મરણનો ભય વધારે નથી."

ક્રોધમાં આવી આ રીતનાં કટુ વચનો કહી વૈદેહી વિરામ પામી.[૨૨] રુવાટાંને ઉભાં કરે એવાં કટુ વચનો સાંભળી મહાક્રોધ કરીને દશગ્રીવ એકદમ ઉભો થયો;[૨૩] અને જાનકીને દૂર ખસેડી તેને ડરાવવાને અર્થે પુનઃ બોલ્યોઃ "હે મૈથિલી! સાંભળ,હું કહું છું તે. આ તારી ધીટતા ખરેખર તારો વિનાશ કરશે. પણ હશે, જા; હે સ્વર્ગ સુંદરી ! હે મધુર હાસ્યવદની ! હું તને દ્વાદશ માસની મુદત આપું છું. તેટલા સમયની અંદર જો તું પ્રીતિથી મારે આધીન થઇશ નહિ, તો પછી મારા પ્રાતઃભોજનને અર્થે મારા રસોઇયાઓ તારા શરીરના તિલ તિલ જેવડા ટુકડા કરશે."[૨૪–૨૫] આ પ્રમાણે સીતાને કહી, શત્રુઓને ત્રાસ ઉપજાવનાર રાવણશત્રુએ તુરત ઘણાં બીહામણાં રૂપવાળી તથા માંસ, રુધિરનું ભોજન કરનારી રાક્ષસીઓને પોતાની આગળ બોલાવી આજ્ઞા કરીઃ "તમે સર્વ મળી શીઘ્રતાથી સીતાનો ગર્વ ઉતારો."[૨૬–૨૭] જે સાંભળતાં જ એ સર્વ ઘોરદર્શિની પિશાચણીઓએ એકદમ સીતાને ઘેરી લીધી.[૨૮] પછી વધારે ક્રોધમાં આવી, પૃથ્વીને જાણે વિદારણ કરતો હોય તેમ તે બે ત્રણવાર પગ પછાડી રાક્ષસીઓને કહેવા લાગ્યોઃ "રે! આ ગર્વિણી સ્ત્રી મારા અંતઃપુરમાં રહેવા યોગ્ય નથી; માટે હે રાક્ષસીઓ! તમે એને અશોક વાટિકામાં લઈ જાઓ, ને ત્યાં ક્ષણ પણ તેને સૂની ન મૂકતાં, કોઈ પુરુષ જોઈ શકે નહિ, એ પ્રમાણે તેની રક્ષા કરો.[૨૯–૩૦] અને જેમ વનને વિષે હાથણીને અનેક પ્રકારે કરીને વશ કરવામાં આવે છે, તેમ આ મૈથિલીને અશોકવાટિકાને વિષે અનેક સાંત્વનાનાં વાક્યોથી, સુબોધથી અને છેવટે પ્રહારથી પણ મારે વશ કરો!"[૩૧]

રાવણની આજ્ઞા થવાથી તે સર્વ રાક્ષસીઓ મૈથિલીને લઇને અશોકવાટિકા પ્રત્યે ગઈ.[૩૨] એ વાટિકા, કે જે સર્વ કામના ફળીભૂત થાય એવાં વિવિધ પુષ્પ તથા ફળથી લચેલાં વૃક્ષોથી પરિપૂર્ણ હતી, ત્યાં સર્વ કાળ તેમાં મદથી ભરેલાં પક્ષીઓ આનંદ કરી રહેતાં હતાં.[૩૩] તેની અંદર શોકપીડિત જનકબાળા મૈથિલી, જેમ હરિણી વાઘણોને વશ થાય, તેમ તે રાક્ષસીઓને વશ થઈ રહી.[૩૪] હવે તેના ત્રાસનો પાર રહ્યો નહિ. શોકસાગરમાં તે ડૂબી ગઈ. પાશથી બંધાયલી મૃગલી સરખી તેની દશા થઈ પડી. સુખને અને તેને હજારો ગાઉનું છેટું પડી ગયું.[૩૫] વિરૂપ નેત્રવાળી ક્રૂર રાક્ષસીઓનાં કઠોર શબ્દોથી તે વારંવાર ભય શોકથી પીડિત અને ક્ષણે ક્ષણે પોતાના પ્રિયપતિ રઘુવીર તથા દિયર લક્ષ્મણનું સ્મરણ થવાથી તે અચેત થઈ જવા લાગી.[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અરણ્યકાણ્ડમાં છપનમો સર્ગ સંપૂર્ણ.**

---

# પ્રક્ષિપ્ત સર્ગ.

## શક્રાગમન–હવિષ્યાન્ન.

રાવણે સીતાને લંકામાં લઈ જઈ અશોક વાટિકાને વિષે પ્રવેશ કરાવ્યો, ત્યારે [ તેને અત્યંત દુઃખી થતી જાણી, સત્યલોકને વિષે રહેલા પિતામહ બ્રહ્મદેવને બહુ ખેદ થવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે, "આ જગન્માતા જાનકી, જો કે રાક્ષસ કુળના વિનાશને અર્થે જ હરણ થઈ છે, તો પણ સ્વપતિનો વિયોગ અને ઉપરથી પડતું આવું અત્યંત દુઃખ એને લીધે વખતે માનુષી સ્વભાવનો આશ્રય કરી, તે દેહત્યાગ તો નહીં કરે? તેણે રઘુવીરનાં દર્શન વિના અન્ન જળનો ત્યાગ કર્યો છે, તેથી રામને તેની શોધ કરતાં કરતાં લંકા સૂધી જવા જેટલી મુદતમાં નિશ્ચે તેનો દેહ પંચત્વ* પામશે, વા અતિશય પીડિત થશે." આવી ચિંતાથી તુરત ] પિતામહે, સીતાનું હરણ જોઈ, સંતુષ્ટ થયેલા શતક્રતુ† દેવેંદ્રને

---

* દેહનો લય થઈ તેમાંના પંચમહાભૂત પોતપોતાના સમૂહમાં મળી જાય તે પંચત્વ અર્થાત્ મરણ. † શતક્રતુ–સો યજ્ઞ કરનાર ઇન્દ્ર.

બોલાવ્યો ને કહ્યું:[1] "હે દેવેંદ્ર! દુરાત્મા રાવણે ત્રૈલોક્યના હિતાર્થે, તેમ જ રાક્ષસોના અહિતાર્થે સીતાને લંકા પ્રવેશ કરાવ્યો છે.[2] તે પતિવ્રતા, મહા ભાગ્યવંતી, નિત્ય સુખ ભોગવનારી, વૃદ્ધિ પામેલી તથા નિત્ય પોતાના પતિથી વિયોગી થયેલી જનકપુત્રી, સમુદ્રને કિનારે આવેલી લંકાપુરી વિષે, ભર્તારના દર્શનથી રહિત થયેલી ને વિકરાળ રાક્ષસીથી વિંટાઈ, ભર્તારના દર્શનની લાલસાથી મૂર્છિતની પેઠે બેઠેલી છે.[3–4] એ અનિંદિતા સીતા, કે જે હવે રામને પ્રાપ્ત થવાં બહુ દુર્લભ અને પોતાને પડેલાં તેમ જ પડતાં દુઃખોનું ચિંતન કરતી મહાશોકમાં બેઠેલાં છે, તે કયાં છે, એ રામ તથા લક્ષ્મણ કેવી રીતે જાણશે?[5] વળી હે શક્ર! એ આવા પ્રસંગને લીધે પોતાના પ્રાણનો નિર્વાહ કરવા ઇચ્છતી નથી (કશું ભોજન કરતી નથી). તેથી અવશ્ય જીવિતનો ત્યાગ કરશે. એ પણ એક મોટી ચિંતા મારા મનમાં ઉભી થઈ છે.[6] માટે તું અહીંથી શીઘ્ર જા ને લંકાને વિષે ગુપ્તપણે પ્રવેશ કરીને તે શુભાનનાને દિવ્ય હવિષ્યાન્નનું ભોજન કરાવ."[7]

દેવેન્દ્રને બ્રહ્માની એવી આજ્ઞા થતાંજ, પાક દૈત્યને મારનાર ભગવાન્ ઇન્દ્ર, નિદ્રાદેવીને* પોતાની સાથે લઈ રાવણે રક્ષેલી નગરીમાં ચાલ્યો.[8] માર્ગમાં આવતાં તેણે નિદ્રાને કહ્યું; "તું આગળથી લંકામાં જઈ સર્વ રાક્ષસોને મોહ પમાડ!" મઘવાનાં તે વચન સાંભળી, નિદ્રાદેવી બહુ હર્ષ પામી.[9] તે લંકા વિષે આવી, સર્વ દેવોની કાર્ય સિદ્ધિ માટે સર્વ લંકાવાસી સ્ત્રી પુરુષોને મહા ઘોર નિદ્રામાં મગ્ન કરી દીધાં. પછી શચીપતિ સહસ્રાક્ષ, ત્યાં આવી અશોકવાટિકામાં સીતા પાસે ગયો;[10] ને તેને સાષ્ટાંગ નમન કરીને તે બોલ્યો; "હે શુચિસ્મિતે! હે મહાસતી! તારું કલ્યાણ થાઓ. કંઈ પણ શોચ કરીશ મા. હું દેવતાઓનો રાજા ઈંદ્ર છું ને મહાત્મા રામભદ્રનાં કાર્યની સિદ્ધિને માટે તને સહાય કરવા આવ્યો છું.[11–12] હે દેવિ! તારો પતિ રાઘવ, મારા પ્રસાદથી, પોતાની સેના સહિત સમુદ્ર ઉતરીને અહીં આવી તને મળશે. હે સીતા! આ લંકાપુરી વિષેની રાક્ષસીઓને મેં મોહિત–નિદ્રાવશ કીધેલી છે.[13] આ ઉત્તમ હવિષ્યને લઈ નિદ્રા સહિત હું તારી પાસે આવ્યો છું.[14] માટે જો તું મારી પાસેનાં આ પવિત્ર હવિષ્ય–પાયસાન્નનું† ભોજન કરશે તો, હે રંભોરુ! દશ હજાર વર્ષ લગી ક્ષુધા કિંવા તૃષા તને બાધ કરશે નહિ."[15]

આ પ્રમાણે દેવેન્દ્રનું એકાએક આવવું તથા આવું ભાષણ સાંભળી, સીતાના મનમાં મોટી શંકા ઉભી થઈ કે, "રખેને રાક્ષસો તો મને ભૂલાવવાને આ પ્રમાણે માયા નહિ કરતા હોય?" તેથી તેણે ઇંદ્રને કહ્યું: "આ રાક્ષસોના પુરને વિષે તું શચિપતિ ઈંદ્ર છે, તે હું કેમ જાણી શકું?[16] હે દેવેન્દ્ર! મેં રામ લક્ષ્મણની સાન્નિધ્ય દેવતાઓનાં ચિહ્ન જોયાં છે, માટે તું ખરેખર દેવરાટ જ હોય તો તારાં ચિહ્ન દેખાડ!"[17] તે સાંભળી તેની શંકા દૂર કરવા સારુ શચીના પતિએ તુરત પોતાનું દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું, જેથી તે પૃથ્વીને સ્પર્શ કર્યા વિના અંતરિક્ષમાં અદ્દર ઉભો રહ્યો,[18] તેનું શરીર દિવ્ય હોવાથી છાયા રહિત હતું, નેત્ર મેષોન્મેષ રહિત હતાં, વસ્ત્રાભરણ દિવ્ય તેમ જ અતિ સ્વચ્છ દેખાતાં હતાં, ને શરીરપર ધારણ કરેલાં પુષ્પો દિવ્ય હોવાથી જાણે હમણાં જ પહેર્યાં હોય તેવાં નવીન અને વગર કરમાયલાં દેખાતાં હતાં.[19] આવી રીતનાં દેવતાઓના લક્ષણયુક્ત થયેલા ઈંદ્રને જોઈ સીતા અત્યંત હર્ષ પામી. પછી પોતાના મહા સમર્થ પતિ રઘુવીરનું સ્મરણ કરી, રુદન કરતી બોલી:"અહો! આજે પોતાના બંધુ લક્ષ્મણ સહિત મહાબાહુ રામ મારે કાને સાંભળવામાં આવ્યા, એ મારાં મહા ભાગ્યની વાત છે.[20] હે દેવેંદ્ર! હું તને મારા સસરા દશરથ અને પિતા જનકરાય સમાન જાણું છું; કારણ તારે લીધે મારા પતિ રઘુવીરને હું સનાથ માનું છું. હે શચીપતિ! તારી આજ્ઞાથી આ દૂધથી સિદ્ધ થયેલા હવિષ્યાન્નનું હું ભોજન કરીશ."[21–22]

એવી રીતે ઇન્દ્રને કહી તેના હાથમાંનો દિવ્ય દૂધપાક ગ્રહણ કરીને મહાસતી સીતાએ પતિવ્રતાના ધર્મ પ્રમાણે પ્રથમ પોતાના પતિને અને લક્ષ્મણને માનસિક રીતે પાયસાન્ન અર્પણ કર્યું. "ભ્રાતા લક્ષ્મણ સહિત મારા પતિ મહા બળવાન્ રાઘવ વિદ્યમાન છે, તેઓને આ દિવ્ય ભોજન પ્રાપ્ત થાઓ,"[23–24] એમ રામને નિવેદન કર્યા પછી પોતે તેનું ભોજન કરી, ક્ષુધાદિ દુઃખત્રાસનો ત્યાગ કર્યો તથા ઈંદ્રને મુખે રામ લક્ષ્મણની પ્રવૃત્તિ સાંભળવાથી તેનું મુખ પ્રસન્ન થયું.[25] સીતાની ક્ષુધા નિવૃત્ત કરી પ્રસન્ન થયેલો ઈંદ્ર તેની આજ્ઞા લઈ રઘુવીરનાં કાર્યની સિદ્ધિ માટે નિદ્રાદેવીને સાથે લઈ સ્વર્ગ પ્રત્યે ચાલતો થયો.[26]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં પ્રક્ષિપ્ત સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૫૭ મો.

## રઘુવીરની શંકા.

[સીતાનું હરણ થયું ને તે લંકાને વિષે અશોકવાડીમાં રાક્ષસી સમૂહ વચ્ચે નિરંતર રઘુવીરનું જ સ્મરણ કરતી મહા દુઃખમાં દિવસો નિર્ગમન કરવા લાગી. હવે અહીં દંડકારણ્યમાં–પંચવટી વનને વિષે શો પ્રકાર બન્યો, તેનું મુનિ વાલ્મીકિ આ પ્રમાણે વર્ણન કરે છે.]

મૃગરૂપે વિચરતા એવા માયાવી મારીચ રાક્ષસને હણીને રામભદ્ર તુરત જ આગળ વધતો બંધ થયો.[1] પણ જ્યારે તે રાક્ષસે મરતી વેળા મૃગરૂપનો

* નિદ્રાની અધિષ્ઠાતા દેવી, કે જે સર્વત્ર નિયમિત રીતે પ્રભુની આજ્ઞાથી નિદ્રાને પ્રવૃત્ત કરે છે તે. † દૂધપાકનું.

ત્યાગ કરી, પોતાનું રાક્ષસરૂપ ધારણ કર્યું, તેમ જ "હા સીતા! હા લક્ષ્મણ!" એવા પોકારો કીધા, તે ઉપરથી એકાએક શંકિત થઈ, રામ ઉતાવળથી પાછો ફરવાનો આરંભ કરે છે, એટલામાં તેની પછવાડે એક શિયાળે રુંવાંટાંને ઉભાં કરી દે એવો ક્રૂર શબ્દ કર્યો![૨] એ દારુણ શબ્દને સાંભળી, તેના મનમાં ચોગણી શંકા ઉભી થઈ. અકસ્માત્ ચમકી તે વિચાર કરવા લાગ્યો: "અરે! આ શિયાળ મારી ભણી જોઈ હૃદયને ભેદી નાંખે એવાં માનશુકન કેમ કરે છે?[૩] ખરેખર ભવિષ્યમાં કંઈ અશુભ થશે કે શું? શું સીતા રાક્ષસોનો ભક્ષ્ય ન થઈ પડતાં આજે કુશળ રહેશે?[૪] રે! મને માઠું લગાડવાના વિચારથી મૃગરૂપ મારીચે જે મારા સરખો પોકાર કર્યો, તે સાંભળીને લક્ષ્મણને સીતા નિશ્ચે મારી પાસે મોકલશે, અને તે પણ સીતાનો ત્યાગ કરીને અવશ્ય અહીં આવશે.[૫-૬] ઘણા રાક્ષસોએ એકઠા મળીને સીતાનો વધ કરવાનો જ વિચાર કર્યો હશે; કે જેથી સુવર્ણનો મૃગ થઈ મારીચ રાક્ષસ મને આશ્રમમાંથી આમ દૂર ખેંચી લાવ્યો;[૭] અને મરતી વખતે તેણે આખું વન સાંભળે, તેવી રીતે મારા સરખી વાણીથી, "હા લક્ષ્મણ! હું હણાયો!' એવો પોકાર કર્યો.[૮] શું મારા વગરનાં લક્ષ્મણ તથા સીતા હમણાં કુશળ હશે? આ જનસ્થાનમાં ઘણા રાક્ષસોનો નાશ કરવારૂપે મેં રાક્ષસ જાતિ સાથે વૈર બાંધ્યું છે;[૯] ને વળી આજે આ મહા ઘોર અપશુકનો હું જોઉં છું."

શિયાળના અશુભ શબ્દ ઉપરથી આવી રીતે વિચારવશ થયેલો રામ,[૧૦] ઉતાવળથી પોતાના આશ્રમ ભણી ચાલ્યો; પણ ક્ષણે ક્ષણે તેના મનમાં, મારીચ મૃગરૂપે પોતાને દૂર લઈ આવ્યો,[૧૧] એ વિચારની ઘડભાંજ થવા લાગી. વળી વનમાં પક્ષીઓ તથા મૃગો પણ વારંવાર રાઘવની ડાબી બાજુ ભણી જઈ માનશુકનના ઘોર શબ્દો કરવા લાગ્યા, એટલામાં મહાત્મા લક્ષ્મણને નાશ પામેલી કાંતિથી પોતાની ભણી દોડ્યો આવતો તેમણે જોયો.[૧૨-૧૪] લક્ષ્મણને પોતા ભણી ધસમસ્યો આવતો જોઈ, ઉલટો તેને વધારે ખેદ થવા લાગ્યો. રાક્ષસોએ સેવેલા નિર્જન વનમાં સીતાને એકલી છોડી પોતાની પાસે આવેલા લક્ષ્મણનો જમણો હાથ પકડીને રઘુનન્દને, પીડિતની પેઠે,[૧૫-૧૬] આ પ્રમાણે મધુરતા સહિત વિષમ વચનો કહેવા માંડ્યાં: "હે વહાલા લક્ષ્મણ! સીતાને એકલી મૂકી તું અહીં આવ્યો, એ તેં નિંદિત કર્મ કર્યું. રે વીર! શું એકલી સીતા કુશળ રહેશે? એ માટે મને સંશય છે.[૧૭-૧૮] અવશ્ય વનમાં ફરનારા રાક્ષસોએ, જનકસુતાને હરણ કરી હશે વા ભક્ષણ કરી હશે; કારણ હમણાં મને ઘણાંક અશુભસૂચક અપશુકન થાય છે.[૧૯] રે પુરુષવ્યાઘ્ર! શું આપણે આજે જાનકીને જીવતી રહેલી કિંવા હરણ થયા વગરની કુશળ જોઈશું?[૨૦] હે મહાબળ! આ મૃગસમૂહ, શિયાળવાં તથા પક્ષીઓ પૂર્વ દિશામાં સામે ઉભાં રહી ભયંકર શબ્દો કરે છે. આજે રાજપુત્રી સીતાનું કુશળપણું દુર્લભ છે![૨૧] પ્રથમ તો મને અહીંથી જ શંકા થાય છે કે, માયાએ કરી લોભાવી મને દૂર લાવનાર મૃગનો મેં ઘણા શ્રમથી નાશ કર્યો, ત્યારે મરતી વેળાએ તેણે પોતાનું મૂળ રાક્ષસરૂપ ધારણ કર્યું હતું.[૨૨] હે ભ્રાત! અત્યારે મારું મન દીન તથા હર્ષ રહિત થયું છે ને મારું ડાબું નેત્ર ફરકે છે, તેથી હું નિશ્ચયપૂર્વક ધારું છું કે, સીતા આ વેળા આશ્રમને વિષે નથી. કોઈએ હરણ કરી હશે, કાં નાશ કરી હશે વા માર્ગમાં ભટકતી હશે."[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૮ મો.

## રઘુવીરનો ખેદ.

અતિ દીન, ઉત્સાહ રહિત તથા સીતાના રક્ષણાર્થે જ જે દંડકારણ્યમાં આવ્યો હતો એવા લક્ષ્મણનો, એમ સીતા વિના એકલો આવેલો જોઈ માર્ગમાં ચાલતા રઘુવીર પુનઃ પૂછવા લાગ્યા, "ઓ લક્ષ્મણ! તું અહીં આવ્યો, પણ તે વિદેહસુતા ક્યાં છે?[૧-૨] અરે, રાજ્યભ્રષ્ટ થયેલો હું, કે જે દીનપણે ચોમેર દંડકવનમાં વિચરું છું, તેના દુઃખમાં સહાય કરનારી સુંદરી વિદેહપુત્રી ક્યાં ગઈ?[૩] હે વીર! જેના વગર હું એક મુહૂર્ત માત્ર પણ જીવવા ઉત્સાહ રાખતો નથી ને જે મારા પ્રાણની પરમ સહાયરૂપ છે, તે સુરસુતા—દેવપુત્રી સમાન સીતા ક્યાં છે?[૪] હે લક્ષ્મણ! હું એ સુવર્ણવર્ણી જાનકી વિના સુરોના પતિપણાને તથા સમગ્ર પૃથ્વીનાં રાજ્યને પણ ઇચ્છતો નથી.[૫] રે! મને મારા પ્રાણ કરતાં પણ પ્રિય એવી વૈદેહી જીવતી હશે શું? હે વીર! ચૌદ વર્ષ લગી વનમાં નિવાસ કરવા સંબંધે લીધેલું મારું વ્રત મિથ્યા તો નહિ થાય?[૬] સીતા જીવવાથી જ મારું જીવિત છે, નહિ તો હું નિશ્ચે મરણ પામીશ, માટે જો તેમ થાય

તો મારા વ્રતની હાનિ થાય જ. રે સૌમિત્રે! તને એકલો અયોધ્યામાં ગયલો જોઈ કૈકેયીને હર્ષ પામવાનો સમય આવ્યો કે શું? કેમ કે સીતાના વિયોગથી મારું જીવિત રહેશે નહિ.[7] અરે જો તેમ થશે તો પુત્રવતી તેમ જ રાજ્યપ્રાપ્તિને લીધે કૃતાર્થ થયેલી કૈકેયીની પાસે, નષ્ટ-પુત્રા* અને સ્વધર્મનિષ્ઠ સાધુ જેવી કૌશલ્યા, નમ્ર થઈ દીનની પેઠે ઉભી રહેશે.[8] હે લક્ષ્મણ! જો શ્રેષ્ઠ વ્રત-વાળી વૈદેહી જીવતી હશે, તો જ હું આશ્રમ પ્રત્યે આવીશ; નહિ તો પ્રાણત્યાગ કરીશ![9] હે લક્ષ્મણ! મારી આગળ જેનું મુખ નિરંતર હસતું જ રહે છે, એવી વૈદેહી હું આશ્રમમાં ગયા પછી મારી સાથે ભાષણ નહિ કરે તો હું તત્કાળ નાશ પામીશ.[10] હે લક્ષ્મણ! તપ-સ્વિની વૈદેહી જીવતી છે કે નહિ, તે તું મને ખરેખરું કહે. શું તારી ગાફલતાને લીધે રાક્ષસો તે તપસ્વિનીનો ભક્ષ તો નથી કરી ગયા?[11] રે! સુકુમારી, બાળા તથા નિત્ય મારા દુઃખમાં ભાગ લેનારી મારા વિયોગને લીધે એ વૈદેહી સર્વથા શોચ કરતી હશે.[12] અહો! 'હા લક્ષ્મણ!' એમ ઉંચે સ્વરે બોલી દુરાત્મા કપટી મારીચે, તને પણ ભય ઉત્પન્ન કર્યું;[13] વળી સી-તાએ પણ મારા સરખો મારીચનો શબ્દ સાંભળ્યો જ હશે, જેથી ત્રાસ પામીને તને શીઘ્રતાથી મારી પાસે આવવા સારુ પ્રેર્યો હશે.[14] પણ વનને વિષે તું સીતાનો ત્યાગ કરીને આવ્યો, એ મહા કષ્ટદાયક કર્યું; કારણ એથી નૃશંસ રાક્ષસોને મારું અપ્રિય કરવાનો અવકાશ મળ્યો છે![15] મેં ખર રાક્ષસનો વધ કર્યો છે, ત્યારથી રુધિરપાન કરનારા સર્વ રાક્ષસો બહુ દુઃખી છે; માટે મને શંકા થાય છે કે, આ સંધિ જોઈ તે દુષ્ટોએ નિશ્ચે સીતાનો નાશ કર્યો હશે[16] અને તેથી હે શત્રુમર્દન! હું સર્વથા દુઃખમાં ડુબ્યો છું. હવે શું કરું? મને લાગે છે કે, આ દુઃખનો મારે જરૂર અનુભવ કરવો પડશે."[17]

એવી રીતે વરારોહ એવી સીતાનું જ ચિંતન કરતા રાઘવેશ્વર, લક્ષ્મણ સહિત થોડીકવારમાં જનસ્થાનના પોતાના આશ્રમ તરફ ચાલવા લાગ્યા.[18] પછી દોડ-વાથી થયેલો શ્રમ, સમય થયાથી લાગેલી ક્ષુધા તૃષા અને શ્વાસોચ્છ્વાસથી પડેલો શોષ, એ વગેરેથી સૂકાઈ ગયેલે મુખે, કનિષ્ઠ બાંધવ લક્ષ્મણને નિંદતો એવો રઘુવીર, સીતાને જોવા માટે અધીરો થઈ ઉતાવળથી આશ્રમની અંદર પેઠો તો ત્યાં આગળ કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ.[19] સર્વ ધીરજ મૂકી દઈ, તેણે આસપાસની સઘળી પર્ણકુટિઓમાં ને વાડીઓમાં બનાવેલાં સીતાનાં રમણનાં સ્થાનોમાં ફરીને જોયું, પણ કોઈ સ્થળે સીતા જોવામાં આવી નહિ, ત્યારે મહા કષ્ટને લીધે તેનાં રોમેરોમ ઉભાં થઈ ગયાં ને ભાન વગરનો થઈ "હા સીતા!" એવો પોકાર કરતો તે પૃથ્વીપર ઢળી પડ્યો.[20]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામા-યણવિષે અરણ્યકાણ્ડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૯ મો.

### લક્ષ્મણે કહેલો યથાગત વૃત્તાંત.

સીતાના કહેવાથી પોતાની પાસે ધાઈ આવેલા લક્ષ્મ-ણને દુઃખને લીધે, રઘુનન્દે આશ્રમની બહાર નિકળી, સૌમિત્રાપુત્રને દુઃખથી રામે કહ્યું:[1] "હે લક્ષ્મણ! મેં તારા વિશ્વાસથી જેને વનને વિષે એકલી મૂકી હતી, એવી મિથિલરાજપુત્રી સીતાનો ત્યાગ કરીને તું શા માટે મારી પાસે આવ્યો?[2] હે ભ્રાત! જ્યારે મેં મારીચ રાક્ષસને માર્યો, ત્યારે તેણે જે મારા સરખી વાણીથી મોટો પીડિત પોકાર કર્યો હતો, અને તે સાંભ-ળીને મારું મન સીતાના હરણાદિ સંબંધી જે પાપ-શંકાવાળું થયું હતું, તે મારી શંકા તને આવેલો જોઈ, ખરી પડે એમ મને લાગે છે.[3] વળી સીતાને મૂકીને દૂર માર્ગ વિષે ચાલી આવેલા તને જોઈ, મારાં વામાંગો-જેવાં કે નેત્ર, બાહુ અને હૃદય, એ વગેરે ફરકે છે."[4] એ સાંભળી બન્ને બાજુનાં દુઃખથી પીડિત થયેલા શુભ લક્ષણવાન્ લક્ષ્મણ, દુઃખી રામ સન્મુખ હાથ જોડી કહેવા લાગ્યો:[5] "હે બાંધવ! હું મારી પોતાની ઇચ્છાથી સીતાનો ત્યાગ કરી આવ્યો નથી; પણ તેણે ઉગ્ર વચનો કહી પ્રેરણા કરવાથી જ મારે તારી પાસે આવવું પડ્યું છે.[6] હે આર્ય! અહીં આવીને તમે 'હા લક્ષ્મણ! તું મારી સહાય કર,' એવો જે ભયભીત પોકાર કર્યો, તે મિથિલ રાજબાળા સીતાને કાને પડતાં જ તેણે ભયથી એકાએક રુદન કરવા માંડ્યું;[7] અને તારો આર્ત સ્વર સાંભળી, તારા પ્રતિના સ્નેહને લીધે, અતિ વિક્લ થઈ મને તારી સહાયને માટે "જા, જા," એમ કહ્યું.[8] ઉપરાઉપરી ઘણીવાર જ્યારે વૈદેહીએ મને જવા માટે કહ્યું, ત્યારે તેને ધીરજ આપી, તેના મનનું સમાધાન કરવા સારુ મેં કહ્યું:[9] 'હે જાનકિ! મારા બાંધવને ભય ઉત્પન્ન કરે એવો કોઈ રાક્ષસ મેં જોયો નથી, માટે તું સ્વસ્થ થા. આ બીકણ સરખાં

* નાશ પામેલા પુત્રવાળી.

વાક્ય મારા બન્ધુ રામનાં નહીં, પણ કોઈ રાક્ષસે ઉચ્ચારેલાં છે![10] મારો આર્યબંધુ રઘુવીર, કે જે દેવતાઓની પણ રક્ષા કરે એવો છે, તે આમ પોતાની રક્ષા અર્થે સહાય કેમ જ માગે?[11] મારું નામ લઈને મારા વડીલ બંધુના જેવા સ્વરથી કોઈ રાક્ષસે જ કોઈ નિમિત્તને વા ત્રાસને લીધે રક્ષણ સારુ આ પોકાર કરેલો છે; માટે હે શોભને! કુમારિકા પેઠે તું આમ વ્યથા કરવા યોગ્ય નથી.[12-13] હે નિરુત્સુકે!* હવે બહુ થયું; વિકલવતા મૂકી તું સ્વસ્થ થા, કારણ સંગ્રામને વિષે રાઘવને જિતે એવો ત્રૈલોકયમાં કોઈ પણ નથી.[14] રે! તેને જિતે એવો કોઈ ઉત્પન્ન જ થયો નથી ને થનાર પણ નથી. કારણ તે ઇંદ્રાદિ દેવતાઓથી પણ અજિત્ય છે.'[15]

"હે પ્રભો! એ રીતે મેં તેને વિશ્વાસ આવવા સારુ અનેક વચનો કહ્યાં, ત્યારે તો ઉલટી વધારે ખેદ પામી. વિદેહસુતા ચોધાર આંસુએ રુદન કરતાં મને દારુણ વચનો કહેવા લાગી:[16] 'રે લક્ષ્મણ! તારો ભાઈ રામ નાશ પામ્યા પછી આ સીતા તને પ્રાપ્ત થાય, એવો દુષ્ટ ભાવ દૈવે તારા મનમાં ઉત્પન્ન કર્યો છે! પણ યાદ રાખ કે, હું તને પ્રાપ્ત થઈશ નહીં. તેના નાશ થવાથી તો હું પણ તત્કાળ નાશ જ પામીશ.[17] રે દુષ્ટાત્મા લક્ષ્મણ! રામ નાશ પામે એવો ભરતની સાથે સંકેત કરીને જ તું અમારી સાથે વનમાં આવ્યો છે; નહિ તો તારું નામ લઈ મોટા આક્રોશથી સહાયે બોલાવવા છતાં પણ તારા ભાઈની પાસે તું કેમ જાય નહિ?[18] અમારી સાથે ફરનારો તું ગુપ્ત શત્રુ છે, મારી પ્રાપ્તિને અર્થે જ વનમાં આવ્યો છે ને રામનો મને વિયોગ કરાવવા ઇચ્છે છે. પણ એ તારો મનોરથ કદી સિદ્ધ થવાનો નથી.'[19] હે પ્રભો! વૈદેહીનાં એવાં દુઃખદાયક વચનો સાંભળી, ક્રોધને લીધે અતિ વિકળ થયેલો હું, તેને પુનઃ સમજાવવા માટે યત્ન કરવા લાગ્યો, પણ હું, મારો હોઠ ફરકાવવા ઉપરાંત કશું બોલવા સમર્થ નહિ થઈ શકવાથી, શસ્ત્ર બાંધી આશ્રમમાંથી ચાલતો થયો!"[20]

લક્ષ્મણે એવી રીતે પોતાનું નિર્દોષપણું પ્રકટ કીધું, તોપણ સંતાપને લીધે મોહિત થઈ ગયલા રઘુવીરે તેને કહ્યું: "હે સૌમ્ય લક્ષ્મણ! ગમે તેમ પણ તું સીતાનો ત્યાગ કરી અહીં એકલો આવ્યો, એ બહુ ખોટું જ કર્યું![21] રાક્ષસોને નિવારણ કરવા હું સૌ વાતે સમર્થ છું, એમ તું સારી પેઠે જાણે છે, છતાં સીતાનાં એ ક્રોધ વાક્ય સાંભળી આશ્રમમાંથી કેમ નિકળી આવ્યો?[22] રે! ક્રોધ પામેલી સ્ત્રીનાં કટુ વચનો તેં શા માટે ગણકાર્યાં? માત્ર સીતાનાં દુર્વચનોથી ક્રોધ પામી તું તેને એકલી છોડીને અહીં આવ્યો, તેથી હું તારાપર પ્રસન્ન થતો નથી.[23] રે! સીતાનાં કઠોર વાક્યોને લીધે ક્રોધવશ થઈ તેં મારી આજ્ઞા ઉત્થાપન કરી, એ સર્વથા તારી અનમ્રતા કિંવા અનીતિ જ કહેવાય.[24] હે લક્ષ્મણ! તારે અહીં આવવાનું કશું કારણ નહોતું; કેમકે જે મૃગ મને આશ્રમથી દૂર લાવ્યો, તો તે મારા એક જ બાણથી નાશ પામી [રાક્ષસરૂપ થઈને જો પેલો] પૃથ્વીપર પડ્યો છે![25] મેં બાણ સાંધીને ધનુષની પ્રત્યંચા પૂરી ખેંચી પણ નહોતી; ને એવે અધૂરે બળે મારો શર તેને વાગ્યો કે, તરત તેનાથી વિલક્ષતા પામી, મૃગરૂપનો ત્યાગ કરીને મહાપીડિત શબ્દ કરતો તે કેયૂરધર* રાક્ષસ થઈને પડ્યો.[26] પણ રે! મારાં બાણથી હણાયલા તે દુષ્ટે મારા સ્વરનું અવલંબન કરીને, ઘણે દૂર સંભળાય એવો લાંબો અને પીડિત પોકાર કર્યો; જેને લીધે સીતાનો ત્યાગ કરી તારે અહીં આવવું પડ્યું."[27]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૦ મો.

### રામરુદન.

એ પ્રમાણે રઘુવીર લક્ષ્મણને કહેતો હતો, એવામાં તેના વામનેત્રનો નીચેનો ભાગ ફરકવા લાગ્યો, ત્યારે અત્યાર સૂધીની તેની સઘળી અશુભ ધારણાને જેથી પુષ્ટિ મળતી જોઈ, અતિશે ગભરાટને લીધે તેનાં શરીરે પ્રસ્વેદ છૂટ્યો, ને ગાત્ર ઢીલાં થઈ જવાથી તે [illegible]ોયાં ખાવા લાગ્યો.[1] આવાં સઘળાં અશુભ [illegible]શે તે વારંવાર, "રે! શું સીતા કુશળ હશે! અરે તેણીને હું નિર્વિઘ્નપણે જોવા પામીશ!" એમ વિલાપ કરવા લાગ્યો; ને અતિશય ઉતાવળથી ચાલી થોડીકવારમાં સીતાના દર્શનની આશાથી, આશ્રમ નજીક પાછો આવ્યો, તો તે સીતા વગરનો શૂન્ય આશ્રમ સ્વાભાવિક રીતે બહારથી જ જાણે આત્મા વગરના દેહ સરખો નિસ્તેજ જેવો જણાયો.[2-3] પછી વધુ ઉદ્વેગ પામી રઘુનન્દને દોટ મારીને આશ્રમમાં પ્રવેશ કીધો. તેની સર્વ ધારણા ખરી પડી. જરાપણ ધૈર્ય વગર પર્ણ-

* ઉત્સાહ વિનાની.

* બાજુબંધ પહેરેલો.

શાળાના સઘળા ભાગો જોઈ વળ્યો, તો હેમંતઋતુ પ્રાપ્ત થવાથી નાશ પામેલી કમલિનીના સરખી તે પર્ણશાળાને શૂન્ય થઈ પડેલી જોઈ, એટલે તેને તિલભાર પણ ધીરજ રહી નહિ.[૪–૫] [નિરાશ થવાને લીધે હાથ ખંખેરતો ને હાહાકાર કરતો રામ પર્ણશાળામાંથી બહાર આવ્યો અને આસપાસનાં સઘળાં સ્થળોમાં "સીતે! હા સીતે!" એમ પોકાર કરતો ફરવા લાગ્યો. કોઈ પણ સ્થળે તેને સીતાનું દર્શન થયું નહિ; પણ ઉલટો સઘળો આશ્રમ અતિ વિપરીત તથા ઉજ્જડ સરખો દેખાવા લાગ્યો.] પવન આવવાથી વૃક્ષો કંપતાં હતાં, ને તેમાંથી રું રું એવો સુસવાટા ભરેલો શબ્દ નિકળતો હતો, તેથી જાણે તેઓ સીતાને અર્થે રોતાં જ હોય, એમ સ્વાભાવિક ભાસ થતો હતો. વૃક્ષોપરનાં પુષ્પો તદ્દન કરમાઈ ગયેલાં તથા ખરી પડેલાં હતાં; મૃગો તથા પક્ષીઓ પણ જાણે કોઇનાથી મહા ભય પામી, નિઃસત્વ થઇને સંતાઈ ગયાં હોય તેમ જણાતાં હતાં [તથા કોઈ કોઈ બોલતાં હતાં, તો તે જાણે મહાશોક પ્રદર્શિત કરતાં હોય એમ લાગતું હતું.] આશ્રમમાંની સર્વ વાટિકાઓ, વૃક્ષો, વિહારસ્થાનો અને દેવતાઓ વગેરે સૌ શોભારહિત અને નાશ પામ્યા સરખાં થઈ રહ્યાં હતાં. વનદેવતાઓ પણ તેનો ત્યાગ કરી ગયેલા હતા,[૬] મૃગચર્મો તથા દર્ભ જ્યાં ત્યાં ચોમેર વેરાઈ પડ્યાં હતાં, વૃદ્ધ બ્રાહ્મણનાં ફાટાતૂટાં આસનોના કડકા વિખરાયેલા હતા. [એ પ્રમાણે સઘળી રીતે તે આશ્રમ ઉદ્ધ્વસ્તપણાને પામેલો હતો.] એ જોઈ રઘુવીરના શરીરને એકાએક કંપ છૂટ્યો, ને આશ્રમ મધ્યે ઉભા રહી, ["હા સીતા! હા જાનકિ! હા પ્રાણપ્રિયે! તું ક્યાં ગઈ?" એવી મોટી બૂમ પાડતો મૂર્ચ્છિત થઈ પડ્યો.

આ સ્થિતિ રામની જોઈ ધીર લક્ષ્મણના ચિત્તને મહા [illegible] થઈ, ને તેમના ગભરાટનો પાર રહ્યો [illegible] અનેક પ્રકારે રામને સાવધ કરવા લાગ્યો ને ઘણાં ઘણાં સાંત્વનાનાં વચનો કહી તેને બેઠો કર્યો. કેટલીક વારે શુદ્ધિમાં આવી] રામ પુનઃ પુનઃ વિલાપ કરવા લાગ્યો;[૭] "હા વૈદેહિ! હા જનકસુતે! શું તને કોઈ હરણ કરી ગયું, કે તું મરણને વશ થઈ; કે એ સીતા પોતાની યોગ શક્તિવડે સદાને માટે અદૃશ્ય થઈ ગઈ, કે તેને કોઈ ભક્ષ કરી ગયું? રે! શું તે કોઈ સ્થળે છૂપી રહી હશે, કે તેણે કોઈ વનનો આશ્રય કર્યો હશે![૮] હા! શું તેણી પુષ્પ અથવા ફળ વીણવા ગઈ હશે અથવા નદીએ જળ ભરવા ગઈ હશે કે ત્યાં કમળો લેવામાં રોકાઈ હશે?"[૯]

આવી રીતે વિલાપ કરી લક્ષ્મણ સહિત રામે તે તે સ્થળોને વિષે પ્રયત્નથી સીતાનો શોધ કર્યો. જ્યારે કોઈ ઠેકાણેથી તે મળી આવી નહિ, ત્યારે અતિશય શોકને લીધે રામનાં નેત્ર રક્ત થઈ ગયાં, તથા તે ઉન્મત્ત અને ભ્રમિત સરખો થઈ શોકરૂપી કાદવના સમુદ્રમાં ડૂબેલા એક વૃક્ષથી બીજા વૃક્ષે, નદીએ, સરોવરે ને પર્વતે પર્વતે ભ્રમણ કરવા લાગ્યો.[૧૦–૧૧] પછી અતિશય મોહને* લીધે, અજ્ઞાન બાળકની પેઠે તે વૃક્ષાદિપ્રત્યે સીતાની ભાળ પૂછવા લાગ્યો: "હે કદંબ! જેને તું અતિ પ્રિય છે એવી મારી પ્રિયાને તેં જોઈ છે? જો જાણતો હો તો મને કહીશ કે, તે શુભાનના ક્યાં છે?[૧૨] હે બિલ્વ! તારાં ફળ સમાન ગોળ સ્તનવાળી તથા સ્નિગ્ધ પલ્લવ સરખી કોમલાંગી સીતાને તેં જોઈ છે? હે ભ્રાત! તે પીતકૌશેયવાસિની ક્યાં છે?[૧૩] હે અર્જુનવૃક્ષ! શ્રેષ્ઠ શરીરવાળી મારી પ્રિયા જનકતનયા જીવતી છે કે નહિ, જે હોય તે જણાવ.[૧૪] કકુભ–અર્જુન વૃક્ષ, કકુભોરુ અર્થાત્ અર્જુન વૃક્ષના સરખી ઉરુવાળી મારી પ્રિયાને જાણતો હશે; કેમકે લતા, પત્ર, પુષ્પ ઇત્યાદિથી તે બહુ શોભી રહ્યો છે. એમ ધારી તેને પૂછ્યું, "હે કકુભ! હે ભ્રમરના ગાયનથી ગુંજી રહેલી શુભ વનસ્પતિ! મારી પ્રિયા મૈથિલીની તને ખબર હોય તો મને સત્વર જણાવ." પણ તેનાથી કશો પ્રત્યુત્તર મળ્યો નહિ ત્યારે તિલકવૃક્ષ પ્રત્યે જઈ, રામે જે તિલક જેવી પ્રિય છે એવી સીતાની ભાળ પૂછી.[૧૫–૧૬] પછી અશોકવૃક્ષ આગળ જઈ તે પૂછવા લાગ્યો: "હે અશોક! શોકથી હણાયલા મને મારી પ્રિયા દેખાડી, મારો શોક નાશ કરીને તારું નામ સાર્થક કર![૧૭] હે તાલ! તારાં પાકેલાં ફળ સમાન પયોધરવાળી વરારોહા જાનકીને તેં જોઈ હોય તો મારાપર દયા કરીને મને દેખાડ.[૧૮] હે જાંબુ! જાંબુનદ સુવર્ણ સરખી કાંતિવાળી મારી પ્રિયાને તેં જોઈ હોય વા તેની તને ખબર હોય તો નિઃશંક થઈ મને કહે.[૧૯] અહો કર્ણિકાર! આ સઘળાં વૃક્ષો તો દયા વગરનાં છે; પણ તું મારાપર દયા કરીશ કે નહિ? આજ તું પુષ્પોથી અતિશય શોભે છે, માટે તારાં સુંદર પુષ્પો જેને પ્રિય છે એવી મારી સાધ્વી પ્રિયાને તેં જોઇ હોય તો મને શીઘ્રતાથી જણાવ."[૨૦] પછી આંબા, કદંબ, મહાશાલ, પનસ, કુરર તથા દાડિમાદિ વૃક્ષોને પણ મહાયશસ્વી રાઘવે વિકળપણે દયામણા સ્વરથી પૂછ્યું: "જો તમે મારી પ્રિયાને જોઈ હોય વા તેની કંઇપણ

* ભૂલાવાને લીધે.

તમને ખબર હોય તો આ મહાદીનપર દયા કરી જણાવો ને મારા સંતાપને દૂર કરો.” પરંતુ ત્યાંથી કશો પ્રત્યુત્તર ન મળવાથી મહાયશ રામ, સંભ્રાંતપણે વળી બકુલ, સોપારી, ચંદન તથા કેતકી આદિ વૃક્ષોને પણ ઉન્મત્તની પેઠે પ્રશ્નો કરવા લાગ્યો.[૨૧-૨૨]

પછી વનને વિષે સર્વત્ર ફરતાં રામ મૃગાદિ પ્રાણીઓને પૂછવા લાગ્યાઃ “હે મૃગ! તારાં સરખાં વિમળ નેત્રવાળી મારી પ્રાણપ્રિયા મૈથિલીને તું જાણે છે? રે! મારી સ્ત્રી મૃગાક્ષી સીતા, શું તારી જાતની મૃગલીઓ સાથે ક્રીડા કરવા આવી છે?[૨૩] હે ગજશ્રેષ્ઠ! તારી શુંડ સરખી સાથળોવાળી મારી પ્રિયપત્નીને તું ઓળખતો હોઇશ, માટે જોઈ હોય તો દયા કરી મને શીઘ્ર જણાવ.[૨૪] હે શાર્દૂલ! મારી ચંદ્રમુખી પ્રિયાને તેં જોઈ હોય, ને કદાચ તું તેને ભક્ષ કરી ગયો હોય, તોપણ મારી ઉપર વિશ્વાસ રાખી મને યથાર્થ કહે; આ વેળા તને મારાથી કશો ભય નથી.”[૨૫]

[ એવી રીતે વનચર પ્રાણીઓને પૂછતાં પણ કશો પ્રત્યુત્તર ન મળવાથી, અતિ ખિન્ન તથા નિરાશ થઈ રામ વિલપંતો ને શોચંતો ભ્રમિતની પેઠે ચોમેર જોતો અને દોડતો જાણે સીતાને જોતો હોય, તેમ બોલવા લાગ્યોઃ ] “હે પ્રિયે! હે કમલાક્ષિ! તું શા માટે દોડે છે? મેં તને જોઈ છે. વૃક્ષોમાં પોતાનાં શરીરને છૂપાવીને તું કેમ અદશ્ય થવા ઇચ્છે છે? રે! તું કેમ મારી સાથે ભાષણ કરતી નથી?[૨૬] હે વરારોહે!* ઉભી રહે, ઉભી રહે; શું તને મારી દયા નથી આવતી? અત્યંત હાસ્ય કરવાનો તારો સ્વભાવ નથી, છતાં તું શાથી મારો ત્યાગ કરે છે?[૨૭] હે વરવર્ણિની!† તેં પહેરેલાં પીતકૌશેયથી મેં તને ઓળખી છે. રે! વૃક્ષોમાં દોડતી મેં તને જોઈ છે. હે પ્રિયે! જો મારે વિષે સ્નેહ હોય તો ઉભી રહે!”[૨૮]

[ એવી રીતે આશ્ચર્યવત્ વિલાપ કરતાં વળી તે જાણે સાવધ થયો હોય તેમ કહેવા લાગ્યોઃ “અરે! મેં જે સ્ત્રી જોઈ, તે તો સીતા નહિ, તે ચારુહાસિનીનો તો નિશ્શંક કોઇએ નાશ જ કર્યો છે; તે હોય તો મને આટલું કષ્ટ કદી પડવા દે નહિ.[૨૯] હાય! રુધિરપાની રાક્ષસો મારી વિયોગિણી પ્રિયાનાં સર્વ અંગોનાં વિભાગ કરી નિશ્ચે ભક્ષ કરી ગયા હશે.[૩૦] રે! શુભદંત, ઓષ્ઠ, નાસિકા તથા કુંડળવાળું તેણીનું પૂર્ણચંદ્ર સમાન મુખ, બેશક રાક્ષસોને હાથ જવાથી કાંતિહીન થઈ અસ્તપણું પામ્યું.[૩૧] અરેરે! વિલપંતી મારી પ્રિયાની ચંદન સરખી, તેમ જ કોમળ અને કંઠાભરણ સહિત સુંદર ગ્રીવા, નિશ્ચે કોઈ રાક્ષસે ભક્ષ કરી હશે.[૩૨] વળી દયામણી રીતે તરફડતા ને કંપતા એવા મારી પ્રિયાનાં ગદાદિ હસ્તાભરણ* સહિત બંને બાહુને પણ કોઈ દુષ્ટ રાક્ષસ અવશ્ય ભક્ષ કરી ગયો હશે, એમ હું માનું છું.[૩૩] અહા! સથવારાએ તજવાથી એકલી પડેલી સ્ત્રીની પેઠે બહુ બાંધવવાળી જાનકીને પણ મેં અવશ્ય રાક્ષસોના ભક્ષણ માટે જ મારાથી વિયોગી કરી.[૩૪] હા દૈવ! હવે મારે શું કરવું! હા લક્ષ્મણ! હા મહાબાહો! શું તારા જોવામાં ક્યાંય પણ સીતા આવે છે? હા પ્રિયે! હા ભદ્રે! તું ક્યાં ગઈ? હા સીતે! હા જાનકી! તારું શું થયું?”[૩૫]

આવો હૃદયભેદક વિલાપ કરતો રઘુવીર, સીતાની શોધ સારુ એક વનમાંથી બીજા વનમાં ચોમેર દોડતો હતો. [આ વેળા તેને દેહનું પણ ભાન રહ્યું નહિ.] કોઈ સ્થળે ઉંચી જગ્યાને ઠેકતો તો કોઈ સ્થળે વાયુની પેઠે બલાત્કારથી દોડતો હતો ને ઘડીકમાં ઉન્મત્ત સરખો થઈ જતો હતો. એવી રીતે જરા પણ વિશ્રામ ન લેતાં નદી, વન, પર્વત, તેમાંના ઝરા તથા વૃક્ષો પ્રત્યે સીતાને શોધવા સારુ રામ વારંવાર ફરવા લાગ્યો.[૩૬-૩૭] પછી આસપાસનાં મોટાં ઘાટાં વનોમાં જઇને પણ સર્વત્ર શોધ કર્યો. પરંતુ કોઈ પણ સ્થળપરથી સતી પ્રાપ્ત થવાની આશા સફળ થઈ નહિ, ત્યારે મહા ત્રાસ પામી, શોકતપ્ત રઘુવીરે પોતાની પ્રિયાની શોધ કરવા સારુ પુનઃ મહાન્ પરિશ્રમ કરવાની તૈયારી કરી.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૧ મો.

## રામનો સીતા માટે શોક.

એમ સર્વત્ર ફરતાં, કદાચ સીતા પર્ણશાળામાં આવી હોય, એમ ધારી દશરથનંદન રામ પાછો પર્ણશાળામાં આવ્યો ને ચોમેર ફરીને જોવા લાગ્યો; પણ તે આશ્રમને તો પૂર્વ જેવો જ શૂન્ય અને અસ્તવ્યસ્ત થઈ ગયેલો જોયો.[૧] પછી કેવળ નિરાશ થઈ, પોતાના બંને બાહુ ઉંચા કરી, રામ મોટે સ્વરે રુદન કરવા લાગ્યોઃ[૨] “હા મૈથિલી! હા કાંતા! તું ક્યાં ગઈ?

* શ્રેષ્ઠ કટીપ્રદેશવાળી. † શ્રેષ્ઠ રૂપવતી.

* બાજુબંધ.

હા લક્ષ્મણ! હા સૌમિત્રે! વૈદેહી ક્યાં છે? રે! તે અહીંથી ક્યાં ગઈ? હાય! તેને કોણે હરણ કરી? અરેરે! તેને કોણ ભક્ષ કરી ગયું?[૩] હે સીતે! જો તું વૃક્ષોમાં પોતાના દેહને છૂપાવીને મારું હાસ્ય કરવા ઇચ્છતી હો, તો હવે બહુ થયું! અત્યંત દુઃખી એવા મને તારે વધારે સંતાપવો યોગ્ય નથી.[૪] હે સીતે! નિરંતરના સહવાસને લીધે વિશ્વાસુ થઈ રહેલા મૃગો, કે જેની સાથે તું ક્રીડા કરતી હતી, તેઓ તારા વિયોગને લીધે આજ અશ્રુવિસર્જન કરતા તારું જ ધ્યાન ધરે છે.[૫] હા લક્ષ્મણ! સીતા રહિત થયેલો હું આ જીવિત ધારણ કરી શકીશ નહિ. પણ રે! સીતાના હરણથી દેહ ત્યાગ કરીને, હું પરલોકમાં આપણા પિતાની પાસે જઇશ, ત્યારે પિતા મને શું કહેશે? ખરેખર તે મને એમ જ કહેશેઃ 'રે પુત્ર! રે અનાર્ય! વિષયાસક્ત અને મૃષાવાદી! તને મેં ચૌદ વર્ષ લગી વનમાં રહેવાની આજ્ઞા આપી હતી, ને તેં તે પ્રતિજ્ઞાપૂર્વક માન્ય કીધી હતી, છતાં તેનો અવધિ પૂરો થયા વિના તું અહીં આવ્યો, માટે તને ધિક્કાર છે!' મારા સર્વે મનોરથ નષ્ટ થઈ ગયા છે અને શોકારણ્યમાં પડવાથી મારો મનોનિશ્ચય ડગમગે છે![૬-૯] હે વરારોહે! હે જાનકી! તારા વિયોગથી સ્વર્ગમાં ગયેલા મને નિશ્ચે મારા પિતા સ્પષ્ટપણે એવો ધિક્કાર કરશે. રે! તારા વિના હું પરવશ અને દીન થઈ ગયો છું, માટે સમર્થ પુરુષનો ત્યાગ કરી જતી કીર્તિની પેઠે તું મારો ત્યાગ કરી જવા યોગ્ય નથી. હે સુમધ્યમે! તું મારો ત્યાગ ન કર; તારા વિના હું સર્વથા મરણ પામીશ."

એવી રીતે વિલાપ કરતો અને સીતા દૃષ્ટિએ પડવાની લાલસાથી ચોમેર ફાંફાં મારતો[૧૦-૧૧] રઘુવીર, કે જે અતિ શોકને લીધે ઘણા કાદવમાં ખુંચેલા હસ્તીની પેઠે સીઝાતો હતો તેને, શોકાવિષ્ટ થયેલા મહાત્મા લક્ષ્મણે અનેક હિત વચનો કહેવા માંડ્યાં;[૧૨-૧૩] "હે મહાબુદ્ધિમાન્! તું આમ ખેદ ન કર; એમ કરવાથી શું વળ્યું? પેલો ઘણી કંદરાઓથી શોભીતો ગિરિવર દેખાય છે, તે તરફ ચાલ, આપણે બંને જણા ત્યાં જઈ, સીતાનો સારી રીતે શોધ કરીએ.[૧૪] હે શ્રેષ્ઠ વીર! સુશોભિત વનને જોઈ વારંવાર હર્ષ પામનારી મૈથિલી વનમાં ફરવાની હોંસને લીધે કદાચ ખીલેલાં કમળવાળી તળાવડીઓ તરફ વા જળમાં તરતાં વિચિત્ર મત્સ્યોને જોવા સારુ નદી તરફ ગઈ હશે. અથવા હે નરશ્રેષ્ઠ! આપણ બંને તેની શોધ કરવાને સમર્થ છીએ કે નહિ, એ જાણવાની વિનોદી ઇચ્છાથી તે કદાચ આસપાસના વનમાં છૂપાઈ ગઈ હશે![૧૫-૧૬] માટે હે પુરુષર્ષભ! જ્યાં જનકરાજાની પુત્રી હોય ત્યાંથી કોઈ પણ રીતે તેને શોધી કાઢવાં, એમ જો તું માનતો હો તો સર્વ શોકનો ત્યાગ કરી તત્પર થા."[૧૭-૧૮]

લક્ષ્મણનાં આવાં વચન સાંભળી, રામ કંઈક શાંત થયો ને મનને સ્થિર કરી લક્ષ્મણ સહિત સીતાનો શોધ કરવા લાગ્યો.[૧૯] પણ દશરથરાજાના પુત્રને વન, પર્વત, નદી, સરોવર, પર્વતની તળેટી, શિલાઓ તથા પર્વતનાં શિખરો વગેરે ઘણે સ્થળે ચોમેર શોધ કરવા છતાં, મૈથિલી પ્રાપ્ત થઈ નહિ, ત્યારે નિરાશ થઈ તેણે સૌમિત્રને કહ્યું, 'હે ભ્રાત! અહીં તો આપણે સર્વત્ર શોધી વળ્યા, પણ ક્યાંય વૈદેહી નથી, માટે હવે શું કરીશું?'[૨૦-૨૨] ત્યારે દંડકારણ્યમાં સર્વત્ર શોધી વળેલા ને દુઃખી થયેલા લક્ષ્મણે તેને હાથ જોડી કહ્યું: "હે મહાબુદ્ધે! તું ધૈર્ય ધારણ કર. જેમ મહાબાહુ વિષ્ણુ, વામનરૂપ ધરી બલિરાયને બાંધી પૃથ્વીને પામ્યો હતો, તેમ તું જનકતનયા સીતાને પામશે."[૨૩-૨૪] વીર લક્ષ્મણનાં એ વચન સાંભળી હતચિત્ત રઘુવીરે દીનવાણીથી તેમને કહ્યું:[૨૫] "હે મહાપ્રાજ્ઞ! હે વહાલા ભાઈ લક્ષ્મણ! સર્વ વન, પ્રફુલ્લિત પુષ્પોવાળી કમલિનીઓ* અને ઘણી કંદરાવાળા તેમ જ ઘણાં ઝરણોથી ભીંજેલા પર્વતોમાંથી પણ મારી પ્રાણ પ્રિયાને આપણે મેળવી શક્યા નહિ, ત્યારે હવે તે ક્યાંથી મળશે? હે બાંધવ! હવે મારા શોકનો હું નિગ્રહ કરી શકતો નથી; હવે મને ધીરજ રહેતી નથી."[૨૬] એવી રીતે વિલપંતો રામ, સીતાના હરણથી અતિ કર્ષિત અને દીન થઈ, મહા વિહ્વલ બની ગયો.[૨૭] પછી એક મુહૂર્ત પર્યંત લક્ષ્મણે અનેક ઉપચારોથી તેને શુદ્ધિમાં આણવા યત્ન કર્યો, ત્યારે ઘણીવારે જરાક સાવધ થઈ, જ્ઞાનશૂન્ય તેમ જ ચેષ્ટા રહિતની પેઠે દીનપણે બેઠેલા રામે, મોટો ઉષ્ણ નિઃશ્વાસ નાંખવા માંડ્યો, તેનાં કમળ સરખાં નેત્રોમાંથી ચોધારાં અશ્રુની વૃષ્ટિ થવા લાગી ને ગદ્ગદ કંઠે તે, "હા પ્રિયા! હા પ્રિયા!" એવી રીતનો મહા આક્રોશ કરવા લાગ્યો.[૨૮-૨૯] એ જોઈ શોકને લીધે ગભરાઈ ગયેલા, મહા વિનયવાન્ લક્ષ્મણે હાથ જોડી વારંવાર તેની સાંત્વના કરી;[૩૦] પણ લક્ષ્મણના ઓષ્ઠપુટમાંથી નિકળેલાં તે વાક્યોનો અનાદર કરી, સીતા વિયોગી રઘુવીર માત્ર, "હા પ્રિયે! હા સીતે!

* કમળવાળી તળાવડીઓ.

હા જાનકિ!" એમ જ પુનઃ પુનઃ ઉંચે સાદે પોકારવા લાગ્યો.[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં એકસેઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૨ મો.

## રામવિલાપ.

શોકને લીધે હણાયલે ચિત્તે, ધર્માત્મા, મહાબાહુ, કમળલોચન રામ,[૧] જાણે સીતાને જોતો જ હોયની, તેમ વળી પાછો મહા વિલાપ કરવા લાગ્યો કેઃ[૨] "હે શોકવિવર્ધિની! પુષ્પ કરતાં પણ મને અધિક પ્રિય તું, અશોકવૃક્ષની શાખાઓથી પોતાનાં શરીરને છૂપાવે છે, પણ હે દેવિ! કદલી સમાન તારી શ્રેષ્ઠ સાથળોને હું જોઉં છું, તેથી તું તારાં શરીરને છૂપાવવા સમર્થ નથી.[૩-૪] હે સુમુખી! મારું હાસ્ય કરવા સારુ તું કર્ણિકારના વનમાં સંતાઈ છે, પણ બસ, હવે ઘણું થયું; મને દુઃખ ઉપજાવનારું હાસ્ય કરીને તું શું કરીશ?[૫] આવું હાસ્ય કરવું, એ તો શાસ્ત્રમાં પણ નિંદિત છે ને આટલું બધું નિર્દય હાસ્ય કરવાનો તારો સ્વભાવ મેં પણ કદી જાણ્યો નથી.[૬] હે વિશાલાક્ષિ! હવે તું આવ, તારી પર્ણશાળા શૂન્ય છે."

એમ કહી પુનઃ રામ લક્ષ્મણ પ્રત્યે બોલ્યોઃ "હે ભાઈ! હું માનું છું કે, સીતાને રાક્ષસોએ ભક્ષ કરી વા હરણ કરી છે.[૭] કારણ કે તે આવી રીતે વિલાપ કરતો જે હું, તેથી જ મારી પાસે આવતી નથી. હે લક્ષ્મણ! આ આંસુથી ભરેલાં નેત્રવાળા મૃગો,[૮] દેવીને રજનીચરોએ ભક્ષ કરી, એમ સૂચવે છે. અરે! હે પ્રિયા! હે આર્યે! હે સાધ્વિ! હે વરવર્ણિની! તું ક્યાં ગઈ?[૯] હે લક્ષ્મણ! સીતા સહિત મેં અયોધ્યા છોડી છે, ને હવે શું તેના વગર જ મારે તેમાં પ્રવેશ કરવો પડશે? રે! મને સીતા વગર ઘેર આવેલો જોઈ, દેવી કૈકેયી પોતાને કૃતાર્થ માનશે.[૧૦] અહો! મારું અંતઃપુર સીતારૂપી સુંદરી વગરનું શૂન્ય થયું, તેમાં હું કેમ પ્રવેશ કરીશ? સર્વ લોક મને નિર્વીર્ય અને નિર્દય જ કહેશે.[૧૧] રે! સીતાના વિનાશથી જગતમાં મારી કાતરતા પ્રસિદ્ધિ પામશે. અહો! મારો વનવાસ નિવૃત્ત થવા પછી હું ઘેર જઇશ, ને મિથિલાધિપ જનકરાય મને કુશળ વાર્તા પૂછશે, ત્યારે હું તેની સામે પણ કેમ જોઈ શકીશ? અરે! સીતા વગરનો મને જોઈ પોતાની પુત્રીના વિનાશથી તાપ પામેલા વિદેહરાજ નિશ્ચય મોહવશ થશે. [અરે! મારા પિતા ખરેખર ભાગ્યવાન્ જ, કે જે આગળથી સ્વર્ગવાસી થયા છે; પણ મારી] માતુશ્રી કૌશલ્યા સરખી દુર્ભાગિણી કોઈ નહિ હોય, કારણ તેને જીવીને આવું દુઃખ જોવું પડશે! અથવા હે ભ્રાત! પ્રથમ તો હું ભરતે રક્ષેલી અયોધ્યા વિષે જઇશ જ નહિ; કારણ સીતા વિના પવિત્ર સ્વર્ગને પણ હું શૂન્ય જ લેખું છું. તેથી હે લક્ષ્મણ! મને આ વનમાં મૂકીને તું અયોધ્યા પ્રત્યે જા;[૧૨-૧૫] કેમકે સીતા વિના હું કોઈ રીતે જીવું એમ નથી. હે સૌમિત્રે! મારા કહેવાથી તારે ભરતને ગાઢ આલિંગન કરી રુડી રીતે પૃથ્વીનું પાલન કરવાને કહેવું. વળી માતા કૈકેયી, સુમિત્રા તથા કૌશલ્યાને યથાન્યાય અભિવંદન કરવું; ને મારી આજ્ઞા અંતરમાં રાખી શાસ્ત્ર પ્રમાણે ચાલનારો જે તું, તેણે માતા કૌશલ્યાની પ્રયત્નથી સંભાળ રાખવી.[૧૬-૧૮] હે શત્રુમર્દન! તું પણ મારે લીધે નિર્ભાગ્ય જ, કે તારે સીતાનો તથા મારો વિનાશ મારી માતાને નિવેદન કરવો પડશે."[૧૯]

એવી રીતે સુકેશા જાનકીથી વિયોગી થયેલા રાઘવેશ્વરને ઘોર વનને વિષે હૃદયભેદક વિલાપ કરતો જોઈ, મહાધીર લક્ષ્મણનું મન પણ અતિ વ્યગ્રચિત્ત થઈ ગયું. ભયને લીધે તેના મુખનો વર્ણ શ્યામતા પામી ગયો ને અતિશય આતુરતાને લીધે ધીરજ ન રહેવાથી તે પણ રુદન કરવા લાગ્યો.[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં બાસેઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૩ મો.

## રામવિલાપ.

આવી રીતે કનિષ્ઠ બાંધવ લક્ષ્મણને પણ મહાખેદ ઉપજાવી, ઇષ્ટજન વિયોગી રઘુવીર વળી તીવ્ર ખેદમાં નિમગ્ન થઈ ગયો.*[૧] આ સમયે અત્યંત શોકમગ્ન થયેલો રામ મોટો ઉષ્ણ નિઃશ્વાસ મૂકી રુદન કરવા લાગ્યો; ને દુઃખપ્રસંગને વિષે લોકોમાં ઉચિત ગણાય,

* અહો! આ કેવું આશ્ચર્ય! જે રઘુવીર સર્વ જગતના ઉત્પન્નકર્ત્તા, પાલનકર્ત્તા, તેમ જ લયકર્ત્તા એવો પુરુષોત્તમનો અવતાર છે, તેને આવો શોક કેમ જ સંભવે? પરંતુ આવી શંકા માત્ર અજ્ઞ કિંવા નાસ્તિક જનને જ થાય છે. પરમાત્મા કર્તું અકર્તું સર્વથા સમર્થ છે; અને તે સર્વાંતર્યામી હોવાથી તેનાથી કોઈ વાત અજાણી નથી જ. પરંતુ તેનો આ અવતાર જગતની મર્યાદા સ્પષ્ટ કરવાને અને લોક સ્વભાવનું દિગ્દર્શન કરી ધર્મની સંસ્થાપના કરવાને અર્થે છે, માટે જ નટની પેઠે રામે આ સઘળો માનુષી પ્રકાર દર્શાવ્યો છે.

એવાં સખેદવાક્ય શોકાવિષ્ટ થયેલા લક્ષ્મણ પ્રત્યે તે કહેવા લાગ્યો:[૨] "હે લક્ષ્મણ! મારા સરખો દુષ્કર્મી આ વસુંધરાને વિષે બીજો કોઈ જ નથી; કારણ મારા હૃદયને ભેદી નાંખનારા એક શોકમાં તો હું ડૂબેલો જ હોઉં છું, ને તે ઉપર અકસ્માત્ બીજો શોક આવી પડે છે. આવી શોકપરંપરાથી મારું હૃદય ભેદાઈ જાય છે.[૩] ખરેખર મેં પૂર્વે નિરંતર જાણી જોઇને અનેક પાપકર્મો કર્યાં છે, જેથી તેનો વિપાક મને આ ઉપરાઉપરી પડતાં દુઃખોરૂપે પ્રાપ્ત થાય છે.[૪] હે લક્ષ્મણ! મારાપર એક પછી એક પડેલાં દુઃખો, જેવાં કે રાજ્યવિનાશ, સ્વજનવિયોગ, પિતાનું મરણ, જનનીનો વિયોગ અને ઘોર અરણ્યોમાં નિવાસ, એ સર્વનું જો ચિંતન કરું છું તો અદ્યાપિ પણ તેઓ મને શોકના વેગથી પરિપૂર્ણ કરી મૂકે છે.[૫] રે! એ સર્વ દુઃખો વનમાં આવ્યા પછી કંઇક શાંત થયાં હતાં, પણ આ સીતાનો વિયોગ થવાથી તો સૂકાં કાષ્ઠોને લીધે અગ્નિ પ્રદીપ્ત થાય, તેમ તે પાછાં શોકરૂપ અગ્નિનો ભડકો લઈ ઉઠ્યાં છે.[૬] આપણે કોઈ સ્થળેથી વૈદેહીને પ્રાપ્ત કરી શક્યા નહિ, માટે હું ધારું છું કે, કોઈ દુષ્ટ રાક્ષસે આકાશમાર્ગે થઈ, તેણીને મહા વિકલવતાથી ઘાટું રુદન કરતી અને આક્રોશ કરતી હરણ કરી હશે![૭] અરેરે! મારી આર્યે પ્રિયાનાં, પ્રિયદર્શી તેમજ ઉત્તમ લોહિત ચંદન-હરિચન્દનને ધારણ કરવા યોગ્ય એ સ્તનને કોઈ રાક્ષસે ભક્ષણ કરવા સારુ છેદવાને લીધે, તે નિશ્ચે ચંદનને બદલે રુધિરના કાદવથી લેપાયાં હશે. [ રે! આવો દુઃસહ પ્રસંગ મારી મધુરભાષિણી કાંતાના ઉપર વીત્યો હશે, છતાં મારો હજુ દેહપાત થતો નથી.][૮] રે! રાક્ષસને વશ થયેલી પ્રિયા સીતાનું સુંદર મુખારવિંદ, કે જે સ્પષ્ટ અને કોમળ પ્રલાપ કરનારું, તેમ જ કુંચિત કેશભારથી અતિશય સુશોભિત છે, તે રાહુએ ઘેરેલા ચંદ્રની પેઠે અવશ્ય શોભાહીન થઈ ગયું હશે.[૯] હા દૈવ! મારી શ્રેષ્ઠવ્રતવાળી પ્રિયાના અમૂલ્યહાર પાશ* ધારણ કરવા યોગ્ય કોમળ કંઠને એકાંતને વિષે ભેદીને રુધિરપાની રાક્ષસોએ તેમાંના રક્તનું પાન કર્યું હશે[૧૦] અહા! તે સુંદર અને વિશાળ નેત્રવાળી મારી પ્રિયા સીતાને, આ નિર્જન વનમાં મારો વિયોગ થયો, તેથી મહા દુષ્ટ રાક્ષસો તેને ચોમેરથી ઘેરી લઈ, કોઈ શૂન્ય સ્થળમાં ખેંચી ગયા હશે, ને કુરરી પક્ષિણીની પેઠે દયામણી રીતે તેણી આક્રોશ કરતી હશે, તો પણ તે નીચ નિર્દયોએ અવશ્ય તેના રુધિરનું પાન કર્યું હશે.[૧૧] અહો! હે લક્ષ્મણ! એ તારી ઉદારશીલા પૂજ્ય ભોજાઈ, કે જે સુંદર અને સ્મિત હાસ્ય કરનારી છે, તે મારી જોડે આ ઉત્તમ શીલાપર બેસી, તને અનેક હાસ્યવાક્યો કહી, વિનોદ ઉપજાવતી હતી.[૧૨] રે! તેને નદી માત્રમાં શ્રેષ્ઠ એવી ગોદાવરી અતિ પ્રિય છે, તેથી શું એ ત્યાં ગઈ હશે? પણ નહિ; મારા વિના તે કદી એકલી જાય એવી નથી.[૧૩] ત્યારે શું એ કમલપત્રાક્ષી અને કમલમુખી શું મારે સારુ કમલપુષ્પો લેવા ગઈ હશે? કિંવા અનેક પ્રકારના પક્ષીગણોવાળાં કોઈ સુપુષ્પિત વનને વિષે ગઈ હશે? ના, ના, તે વિચાર પણ મારો અયોગ્ય જ છે. કારણ મારા વિના એ સ્થળોમાં એકલી જતાં તે ભય પામે છે."[૧૪-૧૫]

એવી રીતે લક્ષ્મણ પ્રતિ કહેતાં કહેતાં અતિ વિહ્વલ થયેલો રામચંદ્ર, સૂર્ય સામું જોઈ તેને કહેવા લાગ્યો: "હે લોકકૃતાકૃતજ્ઞ!* હે સત્ય અને અનૃતકર્મના સાક્ષિ! હે આદિત્ય! મારી પ્રિયા સીતા ક્યાં ગઈ? શું તેને કોઈ હરી ગયું? જે હોય તે તારા જાણવામાં હશે, માટે શોકવડે હંણાયલા મને તે યથાર્થ કહે."[૧૬] વળી વાયુ પ્રત્યે તે બોલ્યો: "હે મરુત! સર્વ લોકને વિષે જે કંઈ થાય છે, તેમાંનું કશું તારાથી અજાણ્યું નથી; માટે કુલધર્મનું પાલન કરનારી મારી પ્રિયાનું શું થયું? તેણી ક્યાંઇ વિદ્યમાન છે, કે કોઇએ હરણ કરી, કિંવા મરણ પામી? જે હોય તે મને જણાવ."[૧૭]

એવો વિલાપ કરતાં કરતાં મહાશોકને લીધે રામ સંજ્ઞારહિત થઈ ગયો, ત્યારે ન્યાર્યો તેમ જ ઉદારપરાક્રમી એવા સુમિત્રાના પુત્રે હાથ જોડી, તેને અનેક કાલોચિત† વચનો કહ્યાં,[૧૮] "હે આર્ય બંધુ! તું શોકનો ત્યાગ કરી ધીરજ ધારણ કર ને સીતાનો શોધ કરવા માટે ઉત્સાહવાળો થા. જગતમાં ઉત્સાહવંત પુરુષો અતિ દુષ્કર કાર્યને વિષે પણ કદી આ પ્રમાણે અકળાતા નથી."[૧૯] ઉગ્ર પરાક્રમી લક્ષ્મણનાં એ વચનોને રઘુવીરે કંઈ પણ ધ્યાનમાં લીધાં નહિ; પણ તે તો ઉલટો ધીરજનો ત્યાગ કરી, વધારે દુઃખપ્રદ વિલાપ કરવા લાગ્યો.[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

* હારરૂપી માળા.

* લોકે કરેલાં અને ન કરેલાં કૃત્યોને જાણનાર.

† સમયપરત્વે કહેવા યોગ્ય.

# શોધનપ્રસ્થાન.

## સર્ગ ૬૪ મો.

### રામ લક્ષ્મણનું શોધ માટે નિકળવું.

શોકથી દીન થયેલા રામે લક્ષ્મણને કહ્યું: "હે વીર લક્ષ્મણ! એમ હોય તો તું પોતે શીઘ્ર જઈ ગોદાવરી ઉપર જા;[૧] વખતે તે ગોદાવરી ઉપર કમળ પુષ્પો લેવા ગઈ પણ હોય!" રામની આજ્ઞા માથે ચઢાવી પુનઃ લક્ષ્મણ ગોદાવરી તરફ ગયો ને તેના બંને તટોપરનાં વનોમાં સારી રીતે સીતાનો શોધ કીધો; પણ આખરે નિષ્ફળ જ થયો ત્યારે પાછો આવી રઘુવીર પ્રત્યે કહેવા લાગ્યો:[૨-૩] "હે વડીલ! ગોદાવરી તીર્થપર તો કલેશ નાશ કરવાવાળી વૈદેહી કોઈ સ્થળે દેખાતી નથી. હું ઘણું ઘણું ફર્યો, ને ચોમેર મોટા મોટા શબ્દથી સાદ કર્યા, પણ કશો પત્તો લાગ્યો નહિ." એ સાંભળી મહા સંતાપને લીધે અતિ દીન ને મોહિત થયેલો રામ,[૪-૫] પોતે પાછો ગોદાવરી પ્રત્યે જઈ સર્વત્ર ફરીને, "હે સીતે! હે પ્રિયા! તું ક્યાં છે? કેમ બોલતી નથી?" એમ મોટે મોટે બૂમ પાડવા માંડી. પણ સીતા હોય તો બોલે કેની?[૬] આ વેળા ગોદાવરી નદી, સર્વ વનદેવતાઓ અને પ્રાણીમાત્ર, રાક્ષસેન્દ્ર રાવણે કરેલા સીતાના હરણ સંબંધી સર્વ વૃત્તાંત જાણતાં હતાં, પણ તે બળવાન્ રાક્ષસના ભયને લીધે રામને વિદિત કરી શક્યાં નહિ.[૭] તે સૌએ મળી વૈદેહીનું હરણ રઘુવીરને જણાવવા માટે ગોદાવરીને કહ્યું; પણ દુરાત્મા રાવણનાં ભયંકર ક્રૂર કર્મોથી ડરીને તેણીએ પણ તે જણાવ્યું નહિ.[૮-૯] એથી વિશેષ નિરાશ થઈ સીતાનાં દર્શનની આકાંક્ષાવાળો રામ, સૌમિત્રિને કહેવા લાગ્યો: "હે ભ્રાત! આ વનદેવતાઓ કિંવા શાંત ગોદાવરી, એ કોઈ મને સીતાના સમાચાર કહેતાં નથી; ત્યારે હવે હું જનકરાયને શો પ્રત્યુત્તર દઇશ?[૧૦-૧૧] તેમજ વૈદેહી વિના તેની માતાનું પણ કેવી રીતે હું સમાધાન કરી શકીશ? રે! રાજ્યભ્રષ્ટ થયેલો, તેમજ વન્ય પદાર્થોનું ભોજન કરી જીવિત નિર્ગમન કરતા એવા મારા સર્વ શોકને નિવૃત્ત કરનારી મારી પ્રિયા ક્યાં ગઈ હશે?[૧૨] અરે! જ્ઞાતિ વર્ગ રહિત થયેલો અને વૈદેહીના વિયોગને લીધે[૧૩] નિદ્રા રહિત એવા મને રાત્રીઓ કેમ વ્યતીત થશે? હે બાંધવ! આ મંદાકિની નદી, પ્રસ્રવણ પર્વત અને આખું જનસ્થાન ફરી શોધવાની હું ઇચ્છા રાખું છું. કારણ કે વખતે વૈદેહીની પ્રાપ્તિ થાય પણ ખરી."

[એ પ્રમાણે વિચાર કરી બંને બાંધવ ફરીને મોટા પ્રયત્નથી શોધ માટે તત્પર થયા.] સુંદર મૃગોનું એક યૂથ તેમના સામે બેઠેલું તેમણે જોયું. એથી રઘુવીર લક્ષ્મણ પ્રત્યે બોલ્યો: "હે સૌમ્ય! આ મૃગો વારંવાર મારી સામે જુએ છે,[૧૪-૧૫] તેથી હું ધારું છું કે, તેઓ મારી આગળ કંઈ બોલવાની તેમ જ સીતા સંબંધી પોતાનો વિચાર મને જણાવવાની ઇચ્છા ધરાવતાં હશે." આમ બોલતાં બોલતાં તે નરવ્યાઘ્ર રાઘવ,[૧૬] મૃગોપર પ્રીતિ ઉપજવાને લીધે તેમના સામું જોઈ, નેત્રમાં અશ્રુ ભરાઈ જવાથી ગદ્‌ગદિત કંઠે તેને નરેન્દ્ર રામે પૂછવા માંડ્યું: "હે પ્રિય મૃગો! હે નિર્દોષ અને પવિત્ર પશુઓ! મારી પ્રિયા સીતા ક્યાં છે? તે મને કહો."[૧૭] એ પ્રશ્ન સાંભળતાં જ આશ્ચર્યકારક રીતે તે યૂથમાંના સર્વ મૃગો ઉભા થઈ તુરત આકાશમાર્ગે મુખ ઊંચાં કરી જોવા લાગ્યા ને પછી દક્ષિણ દિશા તરફ ફરી, જે માર્ગે મૈથિલીનું હરણ થયું હતું,[૧૮] તે માર્ગે ચાલવા લાગ્યા. વળી દોડતાં દોડતાં મોટા શબ્દો કરી કરીને જાણે રામને સૂચવતા જ હોય, તેમ પાછું વાળી વાળીને નરાધિપને દક્ષિણ દિશા દેખાડવા માંડી તથા આકાશ ભણી જોવા માંડ્યું.[૧૯] તેમના અંગની આવી ચેષ્ટા જોઈ, ચતુરશિરોમણિ લક્ષ્મણે તેપર અનુમાન કર્યું: ખરેખર દૈવી ઇચ્છાથી આ મૃગો સીતાનું આકાશ માર્ગે થઈ દક્ષિણ દિશામાં હરણ થયેલું સૂચવે છે.'[૨૦] પછી લક્ષ્મણે રામને વિનતિપૂર્વક જણાવ્યું કે, "હે વડીલ બંધુ! તારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર આ મૃગોએ આપ્યો છે.[૨૧] એકદમ ઉઠીને આ મૃગો આકાશ તથા દક્ષિણ દિશા બતાવે છે, તેથી દક્ષિણ દિશામાં સતી ગયાં હોય એમ હું ધારું છું. આપણે દક્ષિણ દિશા ભણી ચાલો; ત્યાંથી તેની પ્રાપ્તિ થશે."[૨૨]

લક્ષ્મણનો એ વિચાર અતિ આદરથી માન્ય કરી, પર્ણશાળામાંથી પોતાનાં આયુધાદિ સર્વ સાહિત્ય લઇને રામ તત્પર થયા. પછી બંને રાજપુત્રોએ દક્ષિણ દિશા ભણી ચાલવા માંડ્યું.[૨૩] આશ્રમની બહાર આવી, વસુંધરા પ્રતિ દૃષ્ટિ રાખી, કાકુત્સ્થ, લક્ષ્મણ પુઠેપુઠે ચાલતા વાતો કરતાં કેટલેક દૂર પહોંચ્યા, તેવામાં માર્ગ વિષે વેરાઈ પડેલાં અને ચગદાઇને કરમાઈ ગયલાં પુષ્પો તેમના જોવામાં આવ્યાં.[૨૪-૨૫] પૃથ્વીપર પડેલી આ પુષ્પ વૃષ્ટિને જોઈ અતિ દુઃખી થયેલા લક્ષ્મણના જ્યેષ્ઠ બંધુએ, તેની તરફ નિઃસાસો નાંખી કહ્યું: "અહો ભ્રાત! આ વેરાયલા પુષ્પોના અભિજ્ઞાનથી મને નિશ્ચય થાય છે કે, મૃગોએ સૂચવેલો માર્ગ ખરો જ છે ને સીતા

નિશ્ચે આ જ માર્ગે ગઈ હોય એમ હું માનું છું;[૨૬] કેમ કે વનમાંથી વીણીને મેં આપેલાં સુંદર પુષ્પો, કે જે વૈદેહીએ પોતાના કેશબંધમાં ધારણ કરેલાં હતાં, તેજ અત્રે આ વેરાઈ પડેલાં છે, ને સૂર્ય, વાયુ તથા પૃથ્વીએ મારું પ્રિય કરવા સારુ,[૨૭] તેમજ સીતા અમુક માર્ગે ગઈ છે, તે દર્શાવવા સારુજ તેઓની અદ્યાપિ રક્ષા કરી છે." એ પ્રમાણે પુરુષર્ષભ રામે, મહાબાહુ લક્ષ્મણને કહ્યું.[૨૮] પછી ધર્માત્મા રામે, નજીકમાં રહેલા ઘણાં ઝરણવાળા પ્રસ્રવણગિરિ પ્રત્યે કહેવા લાગ્યા: "હે ગિરિરાજ! તેં તારા રમ્યવનોને વિષેની મારી વિયોગી પ્રિયા–સર્વાંગસુંદરી સીતાને જોઈ છે કે?"[૨૯] તેનાથી કશો પ્રત્યુત્તર ન મળવાને લીધે જેમ સિંહ ક્ષુદ્ર મૃગ ઉપર ક્રોધે ભરાય, તેમ કોપ કરી રામ વળી તેને કહેવા લાગ્યો:[૩૦] "હે પર્વત! મેં તારા શૃંગો તોડ્યા નથી તે પૂર્વે, હેમવર્ણી તથા હેમાંગી–સુંદર લાવણ્યવતી મારી પ્રિયાને તું બતાવ."[૩૧] મૈથિલી ક્યાં છે, તે જાણવાને એ પ્રમાણે પર્વતને પૂછ્યું, પણ તે તો જડ એટલે વાણી રહિત હોવાથી સીતા અમુક ઠેકાણે છે, એવું શી રીતે બતાવી શકે?[૩૨] પરંતુ શોકમગ્ન થયેલા રઘુવીરે તો એથી વધારે ક્રોધ કરી કહ્યું: "રે પર્વત! તું મારી અવજ્ઞા કરે છે, તેથી તું મારાં બાણરૂપ અગ્નિથી બળી ભસ્મ થઈશ[૩૩] ને જળ, તૃણ તથા વૃક્ષ વિનાનો થવાથી સર્વ પ્રાણીઓ તારો ત્યાગ કરશે."

પછી લક્ષ્મણને રામ કહેવા લાગ્યો, "હે ભ્રાત! હવે મારો ક્રોધ વશ રહેતો નથી, માટે જો આ ગોદાવરી મારી ચંદ્રમુખી પ્રિયાની ભાળ નહિ બતાવે તો હું તેનું શોષણ કરીશ." એ પ્રમાણે જાણે પોતાના નેત્રાગ્નિથી સર્વને બાળી ભસ્મ કરી દેતો હોય, એવા અત્યંત કોપાયમાન થયેલા રામે[૩૪–૩૫] ભૂમિ ઉપર પડેલા ને પાછા ઉપડી આવેલા રાક્ષસના સરખાં મોટાં મોટાં પગલાં, જોયાં અને એની જોડે ત્રાસ પામેલી અને જાણે છૂટવાને ચારે કોર નાસતી હોય એવી વૈદેહીના સરખાં સુંદર પગલાં પણ દેખાયાં! અહો! ખરેખર હવે મને નિશ્ચય થાય છે કે, સીતાને કોઈ દુષ્ટ રાક્ષસ જ હરણ કરી ગયો છે, ને તેના હાથમાં ન આવવા સારુ તેણીએ અનેક યત્નો તથા નાસભાગ કરવા માંડી છે, પણ તેણીનું તે દુષ્ટ આગળ કશું ચાલી શક્યું નથી."[૩૬–૩૭] એ પગલાંને જોઈ અનેક પ્રકારની ધારણાઓ કરતા બંને ભાઈ જરાક આગળ વધ્યા તો, વળી ભાંગી પડેલું મહા દૃઢ અને મોટું ધનુષ તેમના જોવામાં આવ્યું; તેની જોડે બાણથી ભરેલો ભાથો પણ પડેલો હતો વળી અનેક રીતે ભેદ પામી ચૂર્ણ થઈ ગયેલા એક વિશાળ સ્વર્ણમય રથ ટૂકડે ટૂકડા થઈ ત્યાં પડ્યો હતો અને બીજાં પણ ઘણાંક ચિહ્ન સીતાના હરણનું અભિજ્ઞાન આપતાં હતાં. આ જોઇ અતિઆશ્ચર્ય પામીને સંભ્રાતની પેઠે રામ પ્રિયબંધુ લક્ષ્મણને કહેવા લાગ્યો કે,[૩૮] "હે સૌમિત્રે! જો વૈદેહીએ ધારણ કરેલા અલંકારોમાંનાં આ કનકબિંદુઓ તથા પુષ્પો વેરાઈ પડ્યાં છે![૩૯] તું જોતો ખરો, આ તપ્તસુવર્ણનાં બિંદુ સરખાં રુધિર બિંદુઓથી આ સઘળી જમીન ભરાઈ ગઈ છે,[૪૦] તેથી મને એમ લાગે છે કે, આ સ્થળે અનેક ઇચ્છિતરૂપો ધારણ કરી શકનારા દુષ્ટ રાક્ષસોએ વૈદેહીને ભેદી, વિભાગ કરીને તેનું ભક્ષણ કર્યું હશે.[૪૧] વળી સીતા નિમિત્તે વાદ કરતાં [પૂર્વે જેમ સુંદ અને ઉપસુંદ વચ્ચે થયું હતું તેમ] એ રાક્ષસોનું અહીં ઘોર યુદ્ધ થયું હશે.[૪૨] કારણ મણિ, મુક્તા, વિભૂષિત વગેરેથી આ કોઈ યોધાનું અતિ રમણીય ધનુષ અહીં ભાંગી પડ્યું છે.[૪૩] તેમજ ઉદય પામતા સૂર્ય સરખું પ્રકાશિત આ વૈડૂર્ય મણિજડિત ભવ્ય કવચ કોઇ બળવાન્ યોધાનું ભાંગીને ભૂમિપર પડ્યું છે. રે સૌમ્ય! આ યુદ્ધ કરનાર–સીતાને હરણ કરી જનાર રાક્ષસો કે દેવતામાંથી કોણ હશે? રે આ દિવ્ય પુષ્પ માળાઓથી બાળસૂર્યના જેવું શોભતું વૈડુર્યમણિથી મઢેલું સો શળીયોવાળું, ભાંગી પડેલું વિશાળ છત્ર કોનું હશે?[૪૪–૪૫] વળી આ સુવર્ણના બખ્તરવાળા, મહાકાય અને ભયંકર પિશાચમુખા મહા પ્રૌઢ ગધેડા મરણ પામી પડેલા તેં જોયા? અરે! આવા ગધેડાને રથે જોડનાર તે કોણ હશે? વળી આ પ્રદીપ્ત અગ્નિ સરખો પ્રકાશમાન, ભાંગી પડેલો, સમરધ્વજ* અને છિન્નભિન્ન થઈ પડેલો રથ, તેમજ આ લગામ, ચાબુક સહિત મસ્તક વિનાનો થઈ પડેલો સારથિ, વગેરે કોનાં હશે?[૪૬–૪૮] હે લક્ષ્મણ! બાણોથી ભરેલા આ મોટા ભાથાઓ તો જો. અહો! તેની અંદર સૂર્ય સરખા પ્રકાશિત અને ચાર સો અંગુલની લંબાઇનાં તો ભયંકર બાણો ભરેલાં છે. વળી તેવાં જ સેંકડો બાણો આ ચોમેર ભાંગી, તેમજ વેરાઇને પડેલાં છે. ખરેખર આ સમૃદ્ધિ કોઈ ભયંકર રાક્ષસની જ છે, એમાં કંઈ સંદેહ નથી.[૪૯–૫૦] ને એ માટે સીતા નિમિત્તે રાક્ષસોના આખા વર્ગની સાથે આગળ કરતાં સોગણું આપણે વેર બંધાયું, એ પણ નિઃસંશય વાત છે. હે શ્રેષ્ઠ!

* યુદ્ધ સમયે રોપવાનો ધ્વજ.

અત્યંત નિર્દયાત્મા તેમ જ ઇચ્છિતરૂપ ધરનારા રાક્ષસોએ સ્વધર્મવર્તિની સીતાને જરૂર જ હરણ કરી વા ભક્ષણ કરી છે; ને એથી તે નાશ જ પામી હશે એમ જ જાણ. અરે! આ મહાવનને વિષે રાક્ષસોથી ભક્ષણ વા હરણ થતી તપસ્વિની સીતાની, ઉત્તમ ધર્મે પણ મારા જેવા પ્રતાપીથી રક્ષા કરી શકાઈ નહિ, ત્યારે જગતમાં બીજું તે કોણ તેણીનું રક્ષણ કરી મારું પ્રિય કરવા સમર્થ થાય?"[૫૧–૫૩]

[એ પ્રમાણે કહી અતિ ક્રોધને લીધે પોતાનો ઈશ્વર-ભાવ પ્રકટ કરતા રામ બોલ્યાઃ] "હે લક્ષ્મણ! મારા સરખા શૂર નરને આવાં કરુણ વાક્ય બોલવાં ઉચિત નથી. રે! હું કે જે ત્રણ લોકનો કર્તા હોવાથી સૌ વાતે સમર્થ છું, તે પોતે જ જ્યારે આવી દીનતાનો અંગીકાર કરું, ત્યારે મારો મૂળ ભાવ ન જાણનારાં સર્વ ભૂત પ્રાણીઓ મારી અવજ્ઞા જ કરે તો![૫૪] અરે સર્વ પ્રાણીઓ તો શું! પણ સર્વ દેવતાઓ સુદ્ધાં, જો હું મૃદુ સ્વભાવવાળો, તેમ જ સર્વ લોકના હિતમાં તત્પર છું, છતાં આવી કરુણતા પામું તો મને અવશ્ય લોકમાત્ર વીર્યરહિત માને.[૫૫] તે માટે હે ભ્રાત! તેમ ન કરતાં હવે હું મારા પૌરુષનું* અવલંબન કરું છું; તેથી મારામાંના દયાદિ ગુણો કેવા અનિષ્ટ માર્ગે, લોકોનો નાશ કરવા અર્થે પ્રવૃત્ત થાય છે તે તું જો. જેમ ચંદ્રની કાંતિને આચ્છાદિત કરી સૂર્યનું મહા તેજ પ્રકાશે, તેમ દયાદિ સૌમ્ય ગુણોને ઢાંકી દઈ મારું પ્રબળ તેજ સર્વભૂતો,† તેમાં વિશેષે કરી રાક્ષસોના વિનાશાર્થે પ્રકાશી નિકળે છે.[૫૬–૫૭] હવે યક્ષ, ગંધર્વ, પિશાચ, રાક્ષસ, કિન્નર વા મનુષ્ય કોઈ પણ, હે લક્ષ્મણ! સુખ પામશે નહિ.[૫૮] થોડા જ સમયમાં મારા અસ્ત્રમાંથી છૂટેલાં બાણોથી આકાશ છવાઈ રહેશે તે તું જોજે. આજ બાણોનાં આવરણથી ત્રણે લોકમાં વિચરનાર પ્રાણી માત્રને ક્રિયા રહિત કરી મૂકીશ;[૫૯] જેથી આખો ગ્રહ સમૂહ બાણજાળથી રુંધાઈ જશે, ચંદ્ર આચ્છાદિત થશે, અગ્નિ, વાયુ તથા સૂર્યાદિની કાંતિઓ નાશ પામશે, ને તેને લીધે ત્રણે લોક અંધકારથી વ્યાપ્ત થશે.[૬૦] જળાશયો શોષાઈ જશે; અને આ જગતનો પણ તેવી જ રીતે નાશ કરીશ. સર્વ પર્વતનાં શિખરો મારાં બાણથી ભેદાઈ જશે તથા વૃક્ષ, લતા, ગુલ્માદિ-વાળાં વનો અને સમુદ્રો વગેરે નાશ પામશે.[૬૧] એટલું છતાં વળી દેવતાઓ (તેઓ સર્વજ્ઞ છે માટે) મને જીવતી સીતા પ્રાપ્ત નહિ કરે તો પછી આખા ત્રૈલો-ક્યનો હું કાળકર્મથી અંત જ આણીશ.[૬૨] રે! આ મુહૂર્તને વિષે જ (હમણાં જ) સર્વ ભૂત મારું પરાક્રમ જોશે. હે ભ્રાત! મારા કર્ણ પર્યંત ખેંચાયલા ધનુષમાંથી છૂટેલાં બાણો, કે જેઓ કોઇથી પણ પાછાં વાળવાં દુષ્કર છે, તેનાથી આકુળવ્યાકુળ થયેલું આખું જગત્ મર્યાદા રહિત થશે તેને તું જોઇશ.[૬૩–૬૪] રે! મૈથિલીને માટે આખાં જગતને આજે હું રાક્ષસો તથા પિશાચો વગરનું કરીશ, ને મેં ક્રોધથી મૂકેલાં અતિ દૂર ગતિ કરનારાં મારાં બાણોનાં બળને દેવતાઓ જોશે. વળી મારા ક્રોધને લીધે આજે દેવો, દૈત્યો, પિશાચો તથા રાક્ષસો કોઈપણ રહેશે નહિ;[૬૫–૬૬] ને એમ ત્રણે લોક નાશ પામશે ત્યારે દેવ, દાનવ, યક્ષ તથા રાક્ષસાદિના અંત-રિક્ષમાં વસનારા લોક મારા બાણસમૂહોથી ટુકડે ટુકડા થઈ નીચે આવી પડશે.[૬૭–૬૮] હે લક્ષ્મણ! જગતમાં જેઓ ઈશ્વરપણું ધરાવે છે, તેઓ જો મને પૂર્વ સરખા રૂપવાળી વૈદેહી જ સીતા નહિ આણી આપે તો નિશ્ચે હું બાણોવડે સર્વ લોકને મર્યાદા રહિત કરીશ. રે! જ્યાંસૂધી સીતા મારી દૃષ્ટિએ પડશે નહિ, ત્યાંસૂધી બાણોવડે સ્થાવર જંગમાદિ સર્વ જગતને હું તાપ પમાડીશ!"[૬૯–૭૦]

એવી રીતે કહેતાં કહેતાં અતિ ક્રોધને લીધે રામનાં નેત્ર તામ્રવર્ણ–લાલ થઈ ગયાં, હોઠ ફરકવા લાગ્યા, ભ્રૂકુટિ લલાટને વિષે ચઢી ગઈ; વલ્કલ તથા મૃગ-ચર્માદિ યથાસ્થિત બાંધીને પોતે કમર કશી લીધી ને પછી જટામંડળ બાંધી લક્ષ્મણના હાથમાંથી ધનુષ લઈને પોતે સજ્જ થઈ ઉભા રહ્યા.[૭૧] આ સમયે એ બુદ્ધિમંત રઘુવીરનું શરીર ક્રોધને લીધે, પૂર્વે ત્રિપુરાસુ-રને હણવા તત્પર થયેલા મહારુદ્ર શંકરનું સ્વરૂપ હતું તેવું મહા ભયંકર દેખાવા લાગ્યું.[૭૨] પછી શત્રુના પુરને જિતનાર રામે ધનુષની પ્રત્યંચા ચઢાવીને તેમાં અતિ પ્રકાશમાન, ભયંકર તથા સર્પ સરખો ઝેરી શર સાંધ્યો;[૭૩] ને પ્રલયકાળના અગ્નિ સમાન ક્રોધ કરીને તે બોલ્યોઃ "હે લક્ષ્મણ! જેમ સર્વ પ્રાણી-ઓને પ્રાપ્ત થતાં જરા, મૃત્યુ, સમય ને દૈવ, એ અનિવાર્ય છે, તેમ જ ક્રોધ પામેલો હું અતિ અનિવાર્ય છું, એમાં સંશય નથી.[૭૪–૭૫] માટે જો સીતા અમુક પુરમાં છે એમ કોઈ નહિ બતાવે, વા પૂર્વ સરખા જ રૂપવાળી* તે ચારુદંતી મને નહિ આણી આપે, તો

* વીર્ય, બળ, સત્વ, પુરુષત્વ, પરાક્રમ ઇત્યાદિ. † પ્રાણીઓ.

* અર્થાત્ સ્થિત્યંતર કે દેહાંતર પામેલી નહિ.

હું દેવ, ગંધર્વ, મનુષ્ય, સર્પ તથા પર્વત સહિત આખા જગતનો નાશ કરીશ !"[૭૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૫ મો.

### લક્ષ્મણે કરેલું સાંત્વન-૧

એવી રીતે શોકતપ્ત થયલો, તેમજ સીતાના હરણુથી કર્શિત થઈ, સાંવર્તક નામના અગ્નિની પેઠે લોકના વિનાશ માટે ઉદ્યુક્ત થયેલો રઘુવીર,[૧] કે જે તે વેળાએ પુનઃપુનઃ મોટો નિઃશ્વાસ મૂકી, સજ્જ કરેલા ધનુષ ભણી જોયા કરતો હતો, ને જેમ યુગાન્તે શંકર સર્વ જગતને બાળવાની કામનાથી, આગળ કોઇએ કદી પણ જોયેલા નહિ એવા ક્રોધાવિષ્ટ થાય છે, તેવો ક્રોધાવિષ્ટ થયેલા રામને જોઈ, બંને હાથ જોડી, મહાત્મા લક્ષ્મણ સૂકાતે મુખે કહેવા લાગ્યોઃ[૨-૩] "હે બંધુ! તું, કે જે પૂર્વથીજ કોમળ, ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો તથા સર્વ પ્રાણીના હિતમાં તત્પર છે, તે હવે આવી રીતે ક્રોધવશ થઈ પોતાના સુસ્વભાવનો ત્યાગ કરે, એ યોગ્ય નથી.[૪] હે જ્યેષ્ઠ બંધુ! ચન્દ્રનો મુખ્ય ગુણ શોભા છે, સૂર્યનો પ્રકાશ છે, વાયુનો ગતિ છે અને પૃથ્વીનો ગુણ ક્ષમા છે; એ ચારે શ્રેષ્ઠ ગુણો સહિત પાંચમો ગુણ ઉત્તમ યશ તારે વિષે નિરંતરનો વસેલો છે;[૫] માટે કોઈ એકાદના અપરાધને લીધે, આખા જગતનો નાશ કરવો, એ તને યોગ્ય નથી. વળી સંગ્રામને વિષે અતિ યોગ્ય અને યુગ* તથા આયુધાદિ સાહિત્યો સહિત આ ભાંગી પડેલો રથ કોનો છે, તેમ કોણે અને શા કારણથી ભાંગ્યો છે, એ કંઈ આપણે જાણ્યું નથી. માત્ર પૃથ્વીપર પડેલી રથચક્રની નિશાનીઓ તથા રુધિરનાં અતિશય બિંદુઓ ઉપરથી અનુમાન કરી શકીએ છીએ કે,[૬-૮] આ સ્થળે કોઈ અતિ ઘોર સંગ્રામ થયેલો હશે. વળી એ રથીનું બીજા રથ વગરના સાથે યુદ્ધ થયું છે-બન્ને રથી હોય એમ દેખાતું નથી; તેમ મોટું સૈન્ય એકઠું થયું હોય, એવાં પણ કંઈ ચિહ્ન દેખાતાં નથી, તો પછી કોઈ એકાદ અપરાધીને લીધે સર્વ લોકનો નાશ કરવા તારે શા માટે તત્પર થવું જોઇયે?[૯] વસુધાધિપો સ્વભાવથી જ મૃદુ ને પ્રશાન્ત હોય છે અને અપરાધીને જ તેની યોગ્યતા પ્રમાણે દંડ દે છે. તું તો નિરંતર સર્વ ભૂતનું શરણ્ય અને પરમ ગતિરૂપ છે.[૧૦] હે રાઘવ! તારા જેવા સાધુ પુરુષની સ્ત્રીને નાશ કરવી, એ વાતને ત્રણે લોકમાં કોણ યોગ્ય માને! કારણ જેમ યજ્ઞની દિક્ષા લીધેલા યજમાનનું તેના ઋત્વિજો અપ્રિય કરવા સમર્થ નથી, તેમ સર્વ નદીઓ, સમુદ્રો, પર્વતો, દેવો, ગંધર્વો તથા દાનવો ઇત્યાદિમાં કોઈ પણ તમારું અપ્રિય કરવા સમર્થ નથી.[૧૧-૧૨] માટે હે રાજા રામ! હું બેલ જેની સાથે છું એવો તું, સહાયભૂત પરમર્ષિઓને સાથે લઈ સીતાને હરણ કરનારની શોધ કર. જ્યાંસુધી શત્રુ હાથમાં આવશે નહિ, ત્યાંસુધી સ્થિર ચિત્ત થઈ આપણે સમુદ્રો, પર્વતો, વનો, વિવિધ ઘોર ગુફાઓ, વિવિધ નલિનીઓ તથા દેવ ગંધર્વાદિકના લોકોને વિષે પણ સીતાનો શોધ કરીશું.[૧૩-૧૪] હે કૌશલેન્દ્ર! આપણને સર્વત્ર શોધ કરવા છતાં સીતાની પ્રાપ્તિ નહિ થાય અને સર્વજ્ઞ એવા દેવતાઓ 'સીતા અમુક ઠેકાણે છે,' એવી ખબર નહિ આપે, તો પછી તું કાળપરત્વે કરવું ઘટે તે કરજે.[૧૫] હે નરેન્દ્ર! જો તું સુચરિત્રથી, સાધુવાદથી,* નયથી† અને વિનય‡ ઇત્યાદિથી સીતાને ન પામે, તો પછી સુવર્ણ પુંખવાળાં ઇન્દ્રના વજ્ર સરખાં બાણોવડે ભલે સર્વનો વિનાશ કરજે."[૧૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૬ મો.

### લક્ષ્મણે કરેલું સાંત્વન-૨

આટલું કહ્યા છતાં શોકસંતપ્ત રઘુવીર, અતિશય મોહને લીધે, અનાથની પેઠે વિલાપ કરતો જ રહ્યો. તેનું ચિત્ત સ્વસ્થ થયું નહિ,[૧] ત્યારે મહાત્મા સૌમિત્રે તેને શાંત કરવા સારુ વળી પણ મુહૂર્તપર્યંત અનેક વચનો કહી તેના ચરણ ચાંપતાં ચાંપતાં, આ પ્રમાણે બોધ વચનો કહેવા માંડ્યાંઃ[૨] "હે પ્રિયબંધુ! હે પ્રભો રામ! તું જાણે જ છે કે, જેમ દેવતાઓ મહાશ્રમે અમૃતને પામ્યા હતા, તેમ આપણા પિતા અનેક તપ યજ્ઞાદિ કર્મો કરી તને પુત્રરૂપે પામ્યા છે.[૩] હવે તે પૃથ્વીપતિ પિતા તારા સદ્ગુણોથી બંધાયલા હોવાને લીધે, ભરતના કહેવા પ્રમાણે તારો વિયોગ થતાં જ દેવલોક પામ્યા છે; તેથી તેને ઠેકાણે અમારે સૌને હવે

* રથની ધુસરી.

* સૌમ્ય વચનો. † નય-નીતિ. ‡ વિનય-નમ્રતા.

તું જ છે.[૪] માટે હે કાકુત્સ્થ! આ સીતાનાં વિયોગ-દુઃખને તું સહન કરશે નહિ, ત્યારે બીજો પ્રાકૃત અલ્પપરાક્રમી કોણ સહન કરી શકશે?[૫] હે નર-શ્રેષ્ઠ! હે જયેષ્ઠ બંધુ! તું ઠંડો પડ. અગ્નિ સરખી દાહ કરનારી આપત્તિ કોનાપર નથી આવી પડતી? તે ક્ષણમાં આવી પણ પડે છે, ને ક્ષણમાં પાછી નિવૃત્ત પણ થઈ જાય છે.[૬] દેહધારીને દુઃખને અંતે સુખ અને સુખને અંતે દુઃખ સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થાય છે. નહુષનો પુત્ર યયાતિ પ્રથમ સ્વર્ગનું સુખ પામ્યો; પછી પોતાના અવિનયને લીધે ત્યાંથી ઇંદ્રે કાઢી મૂકવાથી પૃથ્વીપર આવવું પડ્યું, ને પાછો વળી દૌહિત્રના પુણ્ય-પ્રતાપે સ્વર્ગમાં જઈ વસ્યો હતો.[૭] આપણા પિતાના પુરોહિત મહર્ષિ વસિષ્ઠ એક દિવસે સો પુત્રોનું સુખ પણ પામ્યા, ને વળી વિશ્વામિત્રે તેઓનો એકે દિવસે નાશ પણ કર્યો.[૮] વળી હે કૌશલેંદ્ર! જગતની માતા તથા સર્વ લોકનમસ્કૃત એવી આ પૃથ્વી પણ ચલાય-માન જ છે, અર્થાત્ તેની પણ સ્થિતિ નિરંતર સરખી રહેતી નથી.[૯] જગતને વિષે સાક્ષાત્ ધર્મના પ્રવ-ર્તક, સર્વના નેત્રરૂપ, સર્વની પ્રતિષ્ઠા–સ્થિતિ–રૂપ ને મહાબળવાન્ સૂર્ય અને ચંદ્ર, તેને પણ ગ્રહણરૂપે દુઃખ પ્રાપ્ત થાય છે.[૧૦] હે પુરુષર્ષભ! જગતમાંના મહાન્ મહાન્ પ્રાણીઓ તથા દેવતાઓને પણ દૈવને વશ થવું પડે છે;[૧૧] ઇંદ્રાદિ દેવતાઓને પણ સુખ તથા દુઃખ ભોગવતા સાંભળીએ છીએ. માટે હે નર-શાર્દૂલ! આ દુઃખથી તું વ્યથા પામવા યોગ્ય નથી.[૧૨] હે રાઘવ! વધારે તો શું, પણ કદાચ વૈદેહી મરણ પામી હોય, વા કોઇએ તેનો નાશ કર્યો હોય તોપણ, હે નરવીર! બીજા પ્રાકૃત પુરુષની પેઠે તારે શોચ કરવો જોઇતો નથી;[૧૩] તારા સરખા સર્વદર્શી, ખેદ રહિત અને કૃત્યાકૃત્યનાં* તત્ત્વોને જાણ-નાર પુરુષો, મોટાં કષ્ટ પ્રાપ્ત થાય, તોપણ શોચ કરતા નથી.[૧૪] માટે હે નરશ્રેષ્ઠ! બુદ્ધિવડે કરવા યોગ્ય તેમજ ન કરવા યોગ્ય કાર્યનો ધીરજથી વિચાર કર; મહાબુદ્ધિમાન્ પુરુષો વિચારથી જ શુભ અને અશુભ વગેરે જાણે છે.[૧૫] જેના ગુણ દોષદૃષ્ટિથી નહિ, પણ કેવળ શાસ્ત્રથી જ જાણવામાં આવે છે એવાં કર્મો, કે જેનાં ફળ નાશવંત છે, તેની ક્રિયા પોતેજ કરેલી હોય છે; માટે પોતે કરેલાં કર્મનું ફળ, જે હાલમાં આપણને પ્રાપ્ત થયું છે, તે અવશ્ય સહન કરવું જ જોઇએ.[૧૬] હે પ્રભો! પૂર્વે જ્યારે હું ક્રોધવશ થતો, ત્યારે તું જ મને આ પ્રમાણેનાં અનેક બોધ વાક્યો કહેતો હતો; પણ અત્યારે તું પોતે જ ક્રોધવશ થાય છે, ત્યારે તને સદ્બોધ કરવાને કોણ સમર્થ થશે? સાક્ષાત્ બૃહસ્પતિની પણ તેવી શક્તિ નથી.[૧૭] હે પ્રિય બંધુ! દેવતાઓથી પણ તારી બુદ્ધિનું સામ્ય* થઈ શકે તેમ નથી; પણ હમણાં શોકને લીધે તારું જ્ઞાન સૂતું (શિથિલ થઈ ગયું) છે, માટે તેને હું જાગ્રત કરું છું![૧૮] હે ઇક્ષ્વાકુવૃષભ!† મારી એટલી જ પ્રાર્થના છે કે, તું તારાં પોતાનાં દેવોચિત અને મનુષ્યોચિત પરાક્રમનો વિચાર કરી, કેવળ સીતાનું હરણ કરનાર પાપી શત્રુનો શોધ કરી, તેના વધ વિષે જ યત્ન કર; હે પુરુષર્ષભ! વગર અપરાધે આખાં જગતનો વધ કરવાથી શું ફળ મળનાર છે?"[૧૯–૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે અરણ્યકાણ્ડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૭ મો.

## જટાયુદર્શન.

એ પ્રમાણેનાં લક્ષ્મણનાં સંયુક્તિક વાક્ય સાંભળી, સારગ્રાહી રાઘવે તે માન્ય કરી પોતાના વૃદ્ધિ પામેલા ક્રોધને તુરત સ્વાધીન રાખ્યો ને ધનુષ્યનું અવલંબન કરી તે મહાબાહુ પોતાના બાંધવપ્રતિ કહેવા લાગ્યો:[૧–૨] "હે વત્સ લક્ષ્મણ! હે બુદ્ધિમંત! તારું કહેવું યથાર્થ છે, પણ ત્યારે હવે આપણે શું કરીશું? કીયા ઉપાયથી સીતાને શોધીશું? તેનો તું જ વિચાર કર."[૩] ત્યારે લક્ષ્મણે શોકસંતપ્ત રામ તરફ બે હાથ જોડી કહ્યું: "હે જયેષ્ઠ બંધુ! ઘણા રાક્ષસો તેમ જ વૃક્ષો અને લતાઓ આદિથી ભરેલા આખા જનસ્થાનને આપણે ખોળવું જોઇએ. આ જનસ્થાન વિષે અનેક પર્વતરૂપ કિલ્લાઓ, તૂટી પડેલી શિલાઓ,[૪–૫] પહાડોમાં કોતરેલી તેમ જ કુદરતી રીતે બનેલી અનેક પ્રકારના મૃગગણથી પરિપૂરિત ઘોર ગુફાઓ, કિન્નરોને રહે-વાનાં સ્થાનો અને ગંધર્વોનાં ગૃહો છે;[૬] માટે આપણે બંને જણ સીતાને અર્થે તે પ્રત્યેક સ્થળને શોધી વળીશું; તું ધૈર્યનું અવલંબન કર.[૭] જેમ વાયુના બળથી પર્વત કંપે નહિ, તેમ તારા સરખા શ્રેષ્ઠ બુદ્ધિમાન્ મહાત્મા પુરુષો દુઃખના બળથી કંપાયમાન થતા નથી."[૮]

---

* કરવા યોગ્ય, તેમજ ન કરવા યોગ્ય.

* સરખાપણું. † ઇક્ષ્વાકુ વંશમાં વૃષભરૂપ.

એવી રીતે લક્ષ્મણના મુખનાં વચન સાંભળી, રામ ધનુષની અંદર અતિ તીક્ષ્ણ બાણ સાંધીને તત્પર થયા, એટલે બંને વીરોએ તે વનને વિષે ચારેમેર દૃષ્ટિ કરતાં ફરવા માંડ્યું. ફરતાં ફરતાં છેટેથી રામે ઘાડાં વૃક્ષોની ઓથમાં, મોટા પર્વત સરખા પ્રૌઢ શરીરવાળા તથા લોહીથી ખરડાયલા જટાયુ પક્ષીને ભૂમિપર પડેલો જોયો. ત્યારે તેણે લક્ષ્મણને કહ્યું:૯-૧૦ "હે ભ્રાત! જોતો ખરો પેલો ગૃધ્રપક્ષી સરખો પ્રાણી કોણ છે? એણે જ વિદેહ પુત્રીને ભક્ષ કરી છે, એમાં સંશય નથી. એ કોઈ રાક્ષસ જ એવું ગૃધ્રપક્ષીનું રૂપ ધરી આ વનમાં ફરે છે, ને તે નિર્દય જ વિશાલાક્ષી સીતાને ભક્ષ કરી નિરાંતે અહીં સૂતો છે, માટે આ સરળગામી અને સુપ્રકાશિત બાણથી હું તેનો નાશ કરીશ."૧૧-૧૨ એમ કહેતાં જ ધનુષ ખેંચીને જાણે સમુદ્ર પર્યંત આખી પૃથ્વીને ચલાયમાન કરવા ઇચ્છતો હોયની, તેવી દોટ મારી, રામ તે પડેલા પક્ષી આગળ દોડી ગયો; પણ પાસે જતાં જ તે ખંચાઇને ઉભો રહ્યો.૧૩ કારણ, તેને માલમ પડ્યું કે, તે પર્વત શિખર સરખા શરીરવાળો અને રુધિરથી ખરડાઈ પડેલો મહાભાગ્યવાન્ શ્રેષ્ઠ પક્ષી તો જટાયુ છે. [રામને ખંચાયા જોઈ, તે કંઇ પણ બોલવા જાય તે પૂર્વે લક્ષ્મણ પણ દોડીને તેની પાસે ગયા. એટલામાં તો શિથિલ થઈ પડેલો] તે જટાયુ પક્ષી પોતાના મુખમાંથી ફીણ સહિત રુધિર ઓકતો, દીન વાણીથી દશરથસુત રામને કહેવા લાગ્યો:૧૪ "હે આયુષ્મન્! તે દેવી, કે જેની ઔષધિ માફક આ મહા વનને વિષે તું શોધ કરે છે, તે સીતાનું તથા મારા પ્રાણનું રાક્ષસ રાવણ હરણ કરી ગયો છે!૧૫ તારા તથા લક્ષ્મણનાથી વિખૂટી પડેલી અને દુષ્ટ રાવણે હરણ કરેલી દેવી સીતાને મેં જોઈ,૧૬ ત્યારે તેની રક્ષા કરવાના ઉદ્દેશથી હું એકદમ રાવણની ઉપર ધસી ગયો. પ્રથમ તેના રથ છત્રને ભાંગી નાંખ્યું; જે માર્ગને વિષે પડેલું તમે જોયું જ હશે.૧૭ પછી અમારું બંનેનું દારુણ યુદ્ધ થયું; જે વેળા મેં રાવણનું ધનુષ, શ્રેષ્ઠ બાણોથી ભરેલા ભાથાઓ તથા સંગ્રામમાં યોગ્ય એવો તેનો રથ એ વગેરેને ભાંગી ચૂર્ણ કરીને, પછી મારી પાંખોવડે તેના સારથિનો, તેમ જ રથે જોડેલા દેવતાઈ ગધેડાઓનો પણ નાશ કીધો. આટલું કરતાં હું છેક થાકી ગયો, ને મારી પાંખો સાવ શિથિલ-નિર્બળ થઈ ગઈ, ત્યારે લાગ સાધી તે દુષ્ટે મારી બન્ને પાંખોને ખડ્ગવતી છેદી નાંખી,૧૮-૧૯ વૈદેહીને બગલમાં મારીને આકાશ માર્ગે ઉડી ચાલ્યો."

આટલું કહેતાં કહેતાં જટાયુ છેક કંઠપ્રાણ થઈ જવાથી વિશેષ કંઈ ન બોલી શકવાને લીધે, "હે જગત્-પતિ રામ!" જે રાક્ષસે મને હણ્યો છે, તેને તું મારવા યોગ્ય નથી. એટલા શબ્દો કહી પાછો પૃથ્વીપર પડ્યો.૨૦ અત્યાર સૂધી સ્તબ્ધની પેઠે તેના મુખથી સીતા સંબંધી પ્રિય સમાચાર સાંભળી રહેલા રઘુવીરે, ગૃધ્રરાજની અંત્યાવસ્થાથી અતિ ખિન્ન થઈ, પોતાના હાથમાંનું મોટું ધનુષ્ય પૃથ્વીપર નાંખી દીધું,૨૧ ને લક્ષ્મણ સહિત પોતે પૃથ્વીપર પડી ઘાડા સ્વરથી રુદન કરવા લાગ્યો. સીતા વિયોગ તથા જટાયુનો વધ, એ બંને વાતના શોકને લીધે રઘુવીરને ધીરજ રહી નહિ;૨૨ તેમાં પણ એ સહાયતા વગરના અને ઉંચે શ્વાસે નિઃસાસા મૂકતા જટાયુનાં કાર્યનો વિચાર કરતાં તો તે અતિશય તાપ ધરી લક્ષ્મણને કહેવા લાગ્યો:૨૩ "હે સૌમિત્રે! આ ઉપરાઉપરી પ્રાપ્ત થતાં સંકટોને તેં જોયાં! રાજ્યથી હું ભ્રષ્ટ થયો, વનવાસ થયો, મારી પ્રિય પત્ની સીતાનું હરણ થયું ને આ મહા બળવાન પક્ષી જટાયુ પણ મરણ પામ્યો. તારે જાણવું કે સાક્ષાત્ અગ્નિને પણ બાળે એવાં સર્વે એ દુષ્કર્મો મારાં છે.૨૪ રે! મારાં આ દુઃખો અને સંતાપની શાંતિ માટે હું મોટા સમુદ્રમાં જઈ પડું તો તે સરિતાપતિ પણ મારી અલક્ષ્મી (દુર્ભાગ્ય) ને લીધે સૂકાઈ જાય, એમ હું માનું છું.૨૫ અહો! નિશ્ચે સ્થાવર જંગમરૂપ આ જગતને વિષે મારા જેવો અભાગ્યવાન્ કોઈ જ નથી, કે જે અભાગ્યને લીધે મને આ મહાદુઃખરૂપ બંધનજાળ પ્રાપ્ત થઈ છે.૨૬ આ મારા પિતાનો સખા મહાબળી ગૃધ્રરાજ જટાયુ પણ મારા વિપરીત ભાગ્યને લીધે જ હણાઈ પૃથ્વીપર સૂતો છે!"૨૭

એવી રીતે વિલાપ કરી લક્ષ્મણ સહિત રાઘવે, પિતાના સરખા સ્નેહથી જટાયુને સ્પર્શ કર્યો,૨૮ ને પાંખો કપાવાને લીધે રુધિરથી ખરડાઈ પડેલા તે ગૃધ્રરાજને આલિંગન કરી રઘુકુલદીપક રામ, "મુજ પ્રાણ સમાન મિથિલપુત્રી ક્યાં ગઈ?" એવી વાણીથી રુદન કરતો પૃથ્વી ઉપર પડી ગયો.૨૯

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં સડસેઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૮ મો.

### જટાયુનું મરણ.

તમોગુણપ્રધાન* રાવણ રાક્ષસે પૃથ્વીપર પડેલા ગૃધ્રને જોઈ, રઘુવીર તેની મૈત્રી દર્શાવતાં સૌમિત્ર પ્રત્યે બોલ્યોઃ[૧] "હે ભ્રાત! માત્ર મારી સેવા બજાવતાં આ જટાયુ, રાવણે નાશ કરવાથી પોતાના પ્રાણનો ત્યાગ કરે છે.[૨] હે લક્ષ્મણ! હવે આ પક્ષીરાજના પ્રાણ અતિ કુંઠિત થઈ ગયા છે, તેનો સ્વર મંદ થવા આવ્યો છે, ને વિહ્વલ નેત્રોવડે તે મારી સામે જોયા કરે છે."[૩] વળી તે જટાયુને કહેવા લાગ્યોઃ-"હે જટાયુ! તારું કલ્યાણ થાઓ. જો તું કંઈ પણ બોલી શકવા સમર્થ હો તો મને સીતા સંબંધી સમાચાર જણાવ; ને તારો વધ કેવી રીતે થયો તે પણ યથાર્થ કહે.[૪] રાવણે શા નિમિત્તે મારી આર્ય પ્રિયા જાનકીનું હરણ કર્યું? મેં તેનો શો અપરાધ કર્યો છે?[૫] હે દ્વિજરાજ! જે વેળા રાવણે સીતાનું હરણ કર્યું, તે વેળા તેણીનું ચંદ્ર સમાન મનોહર સ્વરૂપ કેવું થઈ ગયું હતું, ને તેણી કેવાં વચન બોલતી હતી?[૬] વળી એ રાક્ષસ રાવણ કેવો પરાક્રમી છે? તેનાં રૂપ કર્મ વગેરે કેવાં છે? ને હે તાત! તેનું નિવાસસ્થાન ક્યાં આવેલું છે? તે તું મને કહે."[૭]

એવી રીતે અનાથવત્ વિલાપ કરતાં ધર્માત્મા રામે પૂછ્યું, ત્યારે જટાયુ, મહા કષ્ટે કેવળ મંદ થયેલી વાણીથી બોલ્યોઃ[૮] "હે રામ! રાક્ષસેંદ્ર એવા દુષ્ટાત્મા રાવણે વાયુ તથા દુર્દિન રૂપ વિપુલ માયાનો આશ્રય કરીને સીતાનું હરણ કર્યું છે.[૯] હે પ્રિય! તે નિશાચર મને મારી, મારી પાંખોને છેદી સીતા સહિત દક્ષિણાભિમુખ ગયો છે.[૧૦] હે રાઘવ! હવે મારા પ્રાણ રુંધાય છે, દૃષ્ટિ ભમી જાય છે, ને વૃક્ષોને હું સુવર્ણનાં જોઉં છું.[૧૧] હે રામ! જે મુહૂર્તમાં રાવણ સીતાને હરી ગયો છે, તે મુહૂર્તના દુષ્પ્રભાવથી તેનું ધન થોડા જ સમયમાં નાશ પામશે ને તેણે હરણ કરેલી સ્ત્રીને તેનો સ્વામી પામશે.[૧૨] હે કાકુત્સ્થ! જે વેળા રાવણે સીતાનું હરણ કર્યું, તે વેળા 'વિન્દ' નામે મુહૂર્ત હતું, જેની એને ખબર નથી; માટે સ્વાદને લીધે મોંઢામાં ગળનો કાંટો લઈ, માછલી જેમ નાશ પામે છે, તેમ તે વિનાશ પામશે.[૧૩] જનકપુત્રી સંબંધે તારે કંઈ પણ વેદના ધરવી નહિ; તું થોડા સમયમાં સંગ્રામને વિષે તે રાક્ષસનો નાશ કરી વૈદેહી સહિત હર્ષ પામશે."[૧૪]

એ પ્રમાણે મરણ સમયે પણ ચિત્તને સ્થિર રાખી રામને પ્રતિઉત્તર આપતાં, જટાયુના મુખમાંથી માંસ સહિત રુધિર વહેવા લાગ્યું;[૧૫] ત્યારે અતિશય વ્યગ્રપણે, હાથ જોડી રામ કહેવા લાગ્યોઃ "હે દ્વિજરાજ! હે ધર્માત્મન્! બોલ બોલ!" પણ તે ગૃધ્રરાજ તો માત્ર, "વિશ્રવાનો પુત્ર અને વૈશ્રવણનો* ભ્રાતા રાવણ" એટલું કહેતાં કહેતાં ચત્તોપાટ નિરાધાર ઢળી પડ્યો. તેનું મસ્તક ધરણીપર પડી ગયું, ને બંને પગ પહોળા કરી, "હે રામ! હે રામ! હે દાશરથે!" એવા શબ્દો ઉચ્ચારતાં તેણે પોતાના દુર્લભ પ્રાણનો ત્યાગ કર્યો.[૧૬-૧૮] તેના આત્માને આકાશમાર્ગે ચાલ્યો ગયેલો જોઈ, તેમ જ તપાવેલાં ત્રાંબા સરખાં લાલ નેત્રવાળા તથા પ્રાણ રહિત થઈ પડેલા તેના પર્વત સમાન દેહને જોઈ, રઘુવીરના શોકનો પાર રહ્યો નહિ. તેને પાછલાં સર્વ દુઃખો આ વેળાએ સાંભરી આવ્યાં, જેથી ઘાડે સ્વરે રુદન કરી તે દીનવાણીથી લક્ષ્મણને આ પ્રમાણે કહેવા લાગ્યોઃ[૧૯] "હે ભ્રાત! રાક્ષસોના નિવાસરૂપ આ દંડકારણ્યમાં ઘણાં વર્ષોથી સુખે કરી વસતો આ જટાયુ મરણ પામ્યો છે.[૨૦] રે! ઘણાંક વર્ષોનો વૃદ્ધ ગૃધ્રરાજ આજે મરણ પામી સૂતો; માટે આ ચાલતો કાળ ઘણો જ દુરતિક્રમ† અને દુઃખપ્રદ છે, એમ હું ધારું છું.[૨૧] હે લક્ષ્મણ! મારો ઉપકાર કરનાર તથા સીતાને મૂકાવવા સારુ પ્રવૃત્ત થયેલો આ ગૃધ્ર, આજે રાવણને હાથે હણાયો છે![૨૨] રે! આ પક્ષીરાજે પોતાના પિતા પિતામહાદિના પરંપરાના મોટા રાજ્યનો ત્યાગ કરી, કેવળ મારે માટે જ પ્રાણનો ત્યાગ કર્યો.[૨૩] અહો સુમિત્રા પુત્ર! પક્ષીની જાતિમાં પણ આ જટાયુ મહાસાધુ, ધર્માચારી, શૂરવીર તથા શરણે રહેવા યોગ્ય હતો. રે! એના જેવા પ્રાણીઓ તો સર્વ જાતિઓને વિષે અવશ્ય હોવા જોઈએ.[૨૪] અરે સૌમ્ય લક્ષ્મણ! મારે માટે નાશ પામેલા આ જટાયુના વિનાશથી મને જે દુઃખ થાય છે, તેવું સીતાના હરણથી પણ થતું નથી.[૨૫] કારણ મહા યશસ્વી શ્રીમાન્ દશરથરાય જેટલો જ આ પક્ષીઓનો રાજા પણ મને પૂજ્ય અને માન્ય હતો.[૨૬] તેથી હે સૌમિત્રે! તું કાષ્ઠ એકઠાં કર ને હું તેમાંથી મંથન કરી અગ્નિ ઉત્પન્ન કરું. કારણ મારે માટે મરણ પામેલા આ ગૃધ્રરાજને સદ્ગતિ પ્રાપ્ત થાય, તે સારુ હું તેને અગ્નિસંસ્કાર કરીશ."[૨૭]

ચિતા સિદ્ધ થઈ, એટલે રામને માટે રાક્ષસને હાથે

* જેનામાં મુખ્યત્વે કરી તમો ગુણ વિશેષ હોય તે.

* કુબેર. † દુઃખે કરીને પણ ઉલ્લંઘાય નહિ તેવો.

વિનાશ પામેલા જટાયુનાં શરીરને તેમાં મૂકી રામ બોલ્યો:[૨૮] "હે મહાપરાક્રમી ગૃધ્રરાજ જટાયુ! મારાથી સંસ્કાર પામેલો તું, મારી આજ્ઞાથી, જે ગતિ યજ્ઞશીલોને, અગ્નિહોત્રીઓને, રણુમાંથી પાછા ન હઠનારને તથા પૃથ્વીનું દાન દેનારને મળે છે, તે ગતિ તને મળો."[૨૯–૩૦] એમ કહી પછી દુઃખી થયેલા ધર્માત્મા રઘુવીરે, બંધુજનની પેઠે તેને અગ્નિસંસ્કાર કર્યો.[૩૧] પછી રામ, વિર્યવાન્ સૌમિત્ર સાથે વનમાં જઈ પુષ્કળ મૃગમાંસ લઈ આવ્યો; ને તેના પિણ્ડ કરી, પૃથ્વીપર લીલું તૃણુ પાથરીને જટાયુને ઉદ્દેશી તેપર પિણ્ડદાન આપ્યું.[૩૨–૩૩] પછી મરણુ પામેલા જીવને સ્વર્ગ પ્રાપ્તિ થવા સારુ બ્રાહ્મણો જે મન્ત્ર જપે છે, તે મન્ત્રનો જપ, રામે, જટાયુને તત્કાળ ઉત્તમ ગતિ પ્રાપ્ત થવા સારુ જપ્યો.[૩૪] બાદ પુરુષોત્તમ એવા બન્ને બંધુઓ, ગૃધ્રરાજ જટાયુને ઉદકદાન દેવા સારુ ગોદાવરી તીરે ગયા, ને ત્યાં શાસ્ત્રવિધિ પ્રમાણે સ્નાનાદિ કરીને તેમણે તેને ઉદકદાન* દીધું.[૩૫–૩૬] [ અહો! ધન્ય ભાગ્ય મહાત્મા જટાયુનાં, કે ] જે સંગ્રામને વિષે યશ વધારે એવું મહા તીવ્ર પરાક્રમ કરીને મરણુ પામ્યો; ને વળી મહર્ષિ સમાન રામે સ્વહસ્તે તેનો ઉત્તરસંસ્કાર કર્યો. રામના હાથે સંસ્કાર થવાથી જટાયુ સાક્ષાત્ આત્મજ્ઞાનીના સરખી મહા પવિત્ર ગતિને, અર્થાત્ પ્રભુના પદને જ પામ્યો.[૩૭]

પક્ષીમાત્રમાં શ્રેષ્ઠ એવા જટાયુની પિતૃસમાન સ્થિર ભાવથી ઉદકાદિ ઉત્તર ક્રિયા કરી, નિવૃત્ત થયેલા રાજપુત્રો રામ લક્ષ્મણુ, કે જેને સીતાના હરણુ સંબંધે જટાયુથી પાકી ખબર મળી હતી, તેઓ તે જગન્માતાના શોધને અર્થે, દેવેશ્વર વિષ્ણુ તથા ઇંદ્રની પેઠે ત્યાંથી વનને વિષે ચાલતા થયા.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે અરણ્યકાણ્ડમાં અડસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૯ મો.

## અયોમુખી વિરૂપકરણુ–કબંધ દર્શન.

જટાયુની ઉદકદાનાદિ ક્રિયા કરીને, રઘુવંશોત્પન્ન રાજપુત્રો રામ તથા લક્ષ્મણ સીતાના શોધને માટે, તેજ સમયે ત્યાંથી આગળ ચાલતા થયા; ને શરચાપાદિ આયુધો યથાસ્થિત બાંધી તેમણે નૈર્ઋત દિશા ભણીના માર્ગે પ્રયાણુ કીધું.[૧–૨]* પછી તે દિશામાં કેટલેક દૂર જતાં, જેમાં દુઃખે કરી પ્રવેશ થાય એવું, તેમ જ મનુષ્ય પ્રાણીઓની જા આવ નહિ હોવાથી ગુલ્મ, વૃક્ષ, લતાઓ વગેરેથી અતિશય ઘાટું થઈ રહેલું મહાભયંકર જંગલ આવ્યું.[૩] તેમાં અતિ સાવધપણે પ્રવેશ કરી તે બંને બાંધવોએ દક્ષિણુ દિશાનો માર્ગ પકડ્યો, ને અતિ ઝડપથી ચાલતાં થોડીકવારમાં તે મહાઅરણ્યને તેઓ ઉલ્લંઘી ગયા.[૪] ત્યાંથી કેટલુંક આગળ ચાલ્યા બાદ એટલે તે જનસ્થાન છોડી તેઓ ત્રણેક કોશ દૂર ગયા હશે, એટલામાં વળી બીજું ક્રૌંચ નામનું મહાઅરણ્ય આવ્યું. તેમાં તે મહાપરાક્રમી રાઘવોએ પ્રવેશ કર્યો.[૫] આ અરણ્ય એવું ઘાટું હતું કે, પાસે ઉભેલા મનુષ્યો પણુ એક બીજાને જોઈ શકે નહિ. છેટેથી તો જાણે, એકદમ ઘણા મેઘ આકાશમાં ચઢી આવ્યા હોયની, એવું તે શ્યામતા મારતું હતું. તેની અંદર ઉભાં ઉભાં સૂર્યનાં પણુ દર્શન થઈ શકતાં નહોતાં. એ વનની અંદર પ્રવેશ કર્યા પછી તો મનુષ્યને આનંદ ઉપજે એવું હતું. તે અનેક વર્ણનાં શુભ કુસુમો, પક્ષીઓ તથા મૃગગણોથી પરિપૂર્ણ હતું.[૬] તેની અંદર થઇને જતાં સીતાહરણથી દુઃખી થયેલા બાંધવો રામ લક્ષ્મણુ, ઠેકઠેકાણે ઉભા રહી વૈદેહીની શોધ કરતા હતા.[૭] પછી તે ક્રૌંચારણ્યને મૂકી તેઓ કેટલેક આગળ ગયા, ને ત્યાંથી થોડેક પૂર્વ દિશાભણી ત્રણેક કોશ ચાલ્યા, તેવામાં માર્ગની બાજુએ મતંગ નામના મહર્ષિનો આશ્રમ આવ્યો.[૮] તેને એક પડખે મૂકી ઘણાં ઘાટાં વૃક્ષો, સિંહ વ્યાઘ્રાદિ પશુઓ તથા પક્ષીઓથી ભરેલા તે ઘોર અરણ્યમાં થઈ રાઘવો આગળ ચાલ્યા,[૯] તો તેમના માર્ગની ઉપર જ એક પાતાળ સરખી ગંભીર અને મહા અંધકારથી ભરેલી પર્વતગુફા તેમના જોવામાં આવી.[૧૦] સીતાની શોધ સારુ તે ગુફાના દ્વાર આગળ બંને બંધુ આવ્યા. ત્યાં એક ભયંકર રાક્ષસીને બેઠેલી તેમણે જોઈ. એ નિર્બળ પ્રાણીઓને ભય ઉપજાવનારી પિશાચણીનું મુખ અતિ વિકરાળ હતું, શરીર અતિશય મોટું, ને દેખાવ અતિ નિંદિત તથા ભયંકર હતો. તેનું પેટ બહુ મોટું હતું, ડાઢો તીક્ષ્ણ–વિકરાળ હતી, ને શરીરની ખડબચડી ચામડીનો રંગ કાળો કોયલા જેવો હતો.[૧૧–૧૨] તે રાક્ષસી ઝાંખરાં સરખા માથાના કેશ છૂટા મૂકી, અનેક પ્રકારના ચાળા

---

* અત્રે ઉદકદાનાદિ ક્રમ ઉલટો વર્ણવેલો છે, પણુ શાસ્ત્રવિધિ પ્રમાણે પ્રથમ સ્નાન, પછી ઉદકદાન ને પછી પિણ્ડદાન કર્યું, એમ સમજવું.

* મૂળ શ્લોકમાં 'પશ્ચિમ' છે, પણુ તે પછીના શ્લોકમાં દક્ષિણુ ને ત્યાંથી પશ્ચિમમાં, એમ હોવાથી નૈર્ઋત લખી છે.

કરતી હતી. તે ભયંકર મૃગોનાં માંસનું ભક્ષણ કરતી હતી. બંને બાંધવો તેની આવી કુચેષ્ટા જોઈ આશ્ચર્ય પામ્યા.[૧૩] એટલામાં તો તેણે હાથમાંથી માંસ વગેરે પડતું મૂકી એકદમ ધસી આવીને રામની આગળ ઉભેલા લક્ષ્મણજીને પકડી લીધો; ને બાથમાં ઘાલીને કહ્યું: "હે સ્વરૂપવંત! બહુ રુડું થયું. ચાલ હવે આપણે સુખેથી રમણ કરીશું.[૧૪] અલ્યા શ્રેષ્ઠ પુરુષ! હું અયોમુખી નામે રાક્ષસી છું ને તું મને ઘણો પ્રિય છે. જેમ દ્રવ્યના ભંડારનો લાભ થાય તેમ તને મારો લાભ થયો છે.[૧૫] તેથી હે નાથ! હે શૂર! ઘણા દીર્ઘ આયુષ્યવાળો તું, આ પર્વતોમાંનાં દુર્ગમસ્થાન તથા નદીઓના રમ્ય તટોને વિષે મારી સાથે સુખેથી રમણ કર."[૧૬]

એવી રીતે અયોમુખી રાક્ષસી બોલતી હતી, તે વખતે તેની નજર ચૂકવી, અરિમર્દન લક્ષ્મણે ક્રોધ કરી મ્યાનમાંથી ખડ્ગ કાઢ્યું, ને તેનાં નાક, કાન અને સ્તન કાપી નાંખ્યાં![૧૭] આ રીતે નાક ને કાન કાપવાથી મહા ત્રાસ પામી, બાથમાંથી સૌમિત્રને છોડી દઇને તે રાક્ષસી મોટા ભયંકર શબ્દો કરતી, જેમ આવી હતી તેમ અરણ્યમાં નાસી ગઈ![૧૮]

અયોમુખીના ગયા કેડે, વેગથી ચાલતા તે બંને વીરો વળી એક મોટા અરણ્યની અંદર જઈ ચઢ્યા.[૧૯] તે વનમાં કેટલુંક ચાલ્યા પછી મહા તેજસ્વી, સત્યવાદી તથા સુશીલ એવા પવિત્ર લક્ષ્મણે હાથ જોડી પોતાના પ્રકાશિત કાંતિમાન્ વડીલ બંધુને વિનતિ કરી:[૨૦] "હે પ્રભો! મારી વામ ભુજા અત્યંત ફરકે છે, ને મારા મનમાં કંઈ અચિંતવ્યો જ ઉદ્વેગ થાય છે; તેથી હું ધારું છું કે, આ અપશુકનો કંઇક આપણું અનિષ્ટ સૂચવે છે.[૨૧] માટે હે આર્ય! તું સજ્જ થા ને મારા કહ્યા પ્રમાણે કર; કારણ આ અપશુકનોથી કોઈ પણ નિમિત્તે આપણને હમણાં જ કંઇક સંકટ આવી પડશે.[૨૨] પણ હે પ્રિય! આ મહા દારુણ વંચુલક પક્ષી શબ્દ કરે છે, તેપરથી તો આપણો યુદ્ધમાં જય થશે એમ મને લાગે છે![૨૩]

એવી રીતે પરસ્પર વાતો કરી બંને બાંધવો ઝડપથી તે વનમાં સીતાનો શોધ કરતા વિચરવા લાગ્યા. એટલામાં તે ઘોર વનનો જાણે નાશ થતો હોય તેવો પવનના પ્રચંડ સુસવાટા સાથે એક પછી એક મહાભયંકર શબ્દ સંભળાવા લાગ્યો.[૨૪-૨૫] એકાએક થયેલી આ ગર્જના ક્યાં અને કેમ થઈ તેનો એ ખડ્ગધારી બંને બાંધવો વિચાર કરતા હતા, એટલામાં પોતાની સન્મુખ આવતા એક મહાકાય, વિપુલ દેખાવના, રાક્ષસને તેમણે જોયો.[૨૬] આ રાક્ષસનું રૂપ તો કંઈ વિલક્ષણ જ હતું! તેનાં સર્વ અંગો કઢંગાં અને આડાં અવળાં, ગમે તેમ વૃદ્ધિ પામેલાં હતાં, તેનું માથું તથા ગળું તો બિલકુલ જોવામાં જ ન હોતાં આવતાં, તેનું ગધેડાના સરખું લાંબું મ્હોં છેક પેટમાં પેશી ગયેલું હતું,[૨૭] આડા ફાટેલા પર્વત સરખા તેના શરીરપર ચોમેર અણિયાળા રુંવાટાં છવાઈ રહેલાં હતાં, કાળા મેઘ સરખો તેનો ભયંકર વર્ણ હતો ને મેઘના ગડગડાટ સરખી તે ગર્જના કરતો હતો.[૨૮] તેનું પેટમાં પેશી ગયેલું મોઢું કંઈ અજબ ઢબે વાંકું રહેતું હતું, ને તેના લલાટની વચમાં ઉઘડેલાં અગ્નિ સરખું પ્રકાશિત માત્ર એક જ નેત્ર હતું, જે અતિશય લાંબું અને પહોળું હતું. તેની પાંપણો ઘણી લાંબી હતી. તે એવું વિલક્ષણ લાગતું હતું કે, તે જોઇને જ હરકોઇને ભય ઉપજ્યા વગર રહે નહિ. તેના મુખના બંને ખૂણાઓમાંથી મોટી લાંબી અને વાંકી તીણી દાઢો બંને બાજુએ નિકળી આવેલી હતી. લાલ તથા કાળી એવા વિલક્ષણ રંગની તેની મોટી જીભ મ્હોંમાંથી વારેવારે બહાર લપકા કરતી હતી.[૨૯-૩૦] મહા ઘોર સિંહ, રીંછ, મૃગ તથા પક્ષીઓ વગેરે તેનું ખાવાનું હતું. આસપાસ એક યોજન પહોંચે એટલા લાંબા તેના હાથ હતા, જેવડે એક સ્થળે બેઠાં બેઠાં જ એ વનમાંથી તે યથેચ્છ ખાવાનું આકર્ષી શક્તો હતો. હાથ પસારી જે કંઈ ભક્ષ્ય હાથમાં આવે, તેને આકર્ષી પોતાની સન્મુખ આણતો, ને તેમાંથી પોતાને ઠીક લાગે તેને ભક્ષી બાકીનાને છોડી દેતો હતો.[૩૧-૩૨] આવી વિલક્ષણ ચેષ્ટા તથા વિલક્ષણ દેખાવવાળો તે શિર વિનાનો કબંધ* જેવો રાક્ષસ, દશરથપુત્રોના માર્ગની વચ્ચે આવીને ઉભો, ને પોતાના બંને લાંબા હાથોથી તેણે માર્ગને રોકી દીધો. આ જોઈ, મનમાં ભય ન પામતાં તેની ભુજાઓથી રોકાયલા માર્ગને ચતુરાઇથી ઉલ્લંઘીને બંને બાંધવો લગભગ એક કોસ દૂર જઈ ઉભા રહ્યા.[૩૩-૩૪] પણ એટલામાં તે રાક્ષસ, પોતાના હાથ લાંબા કરી, ખડ્ગ ધનુષ્યાદિ ધારણ કરેલા રાઘવોને એકે સાથે પકડી, બળાત્કારથી આકર્ષી લઈ, પોતાના મુખ આગળ આણવા માંડ્યા.[૩૫]

આવી રીતે અતિશય બળવાન્ રાક્ષસના હાથમાં સપડાઈ, વિનાશપણું પામવાના ભયથી, ખડ્ગ ને ધનુર્ધારી મહાશૂર રઘુવીર તો ધૈર્યને લીધે કંઈ વ્યથા

* મસ્તક વગરનો.

પામ્યા નહિ, પણ બાળક ભાવને લીધે લક્ષ્મણને અતિ ભય ઉત્પન્ન થયો;[૩૬-૩૭] જેથી ખેદ પામી તે રઘુવીરને કહેવા લાગ્યોઃ "હે વીર! હવે મારી શી ગતિ? આ મહાભૂત સરખા રાક્ષસના હાથમાં હું પૂરેપૂરો સપડાયો છું, ને મને છૂટવાની આશા નથી; માટે તું તેને મારા શરીરનું બળિ આપી, તારું રક્ષણ કરી અહીંથી નાશી જા.[૩૮-૩૯] હું ધારું છું કે, તું થોડા દિવસમાં જ વૈદેહીને પામશે ને આપણા પિતુ પિતામહોની પૃથ્વીને પામી, રાજ્યાસનપર વિરાજીને મને સદૈવ સંભારશે." એ સાંભળી રામે તેને ધીરજ આપી કહ્યુંઃ[૪૦-૪૧] "હે વીર! આવે સમયે તું ફોકટમાંજ ત્રાસ કેમ પામે છે? તારા સરખા શૂર પુરુષો કદી ખેદ પામતા નથી."

આવી રીતે બંને બાંધવોને વાતો કરતા જોઈ દીર્ઘ ભુજાઓવાળો, દાનવોત્તમ ક્રૂર કબંધ, તેમને સિંહ સરખી ગર્જિત વાણીથી કહેવા લાગ્યોઃ "અરે એ વૃષભ સરખાં કાંધવાળાઓ! હે મોટા ખડ્ગ તથા ધનુષવાળાઓ! મારા દૈવથી મારી દૃષ્ટિ આગળ પ્રાપ્ત થયેલા તમે બંને કોણ છો? રે! આ ઘોર અરણ્યમાં શા કાર્ય માટે આવ્યા છો? તે મને કહો.[૪૨-૪૪] અરે! ધનુષ, બાણ તથા ખડ્ગાદિ ધારણ કરવાને લીધે તમે તીક્ષ્ણ શૃંગવાળા વૃષભ સમાન દેખાઓ છો,[૪૫] પણ અત્રે મારા ક્ષુધિતના દેશમાં આવેલા હોવાથી તમને જીવવું તો દુર્લભ છે."

દુષ્ટાત્મા કબંધનાં આ વચન સાંભળી,[૪૬] રામે, સુકાતે મુખે લક્ષ્મણને કહ્યું: "હે સત્ય પરાક્રમી! અહો! શ્રીમતી સીતાને પ્રાપ્ત કરવી તો કયાંય રહી, પણ આ તો વચમાં જ આપણા જીવિતનો અંત આણનારું મહા દારુણ દુઃખ પ્રાપ્ત થયું. અહો! જગતમાં કાળનું બળ સૌ કરતાં મોટું દેખાય છે, હે લક્ષ્મણ! કે જેણે આપણને અત્યારે મહા દુઃખમાં મોહિત કરી દીધા છે.[૪૭-૪૮] કાળને વશ થઇને તો મોટા, શૂરવીર, બળવાન્ તથા યુદ્ધમાં શસ્ત્ર પ્રયોગો કરનારા પુરુષો પણ રેતીની પાજની પેઠે ભેદાઈ નાશ પામી જાય છે."[૪૯-૫૦] એ પ્રમાણે બોલતા દૃઢ, સત્યવિક્રમ, મહાયશસ્વી, પ્રતાપી અને ઉત્કટ પરાક્રમી દાશરથી રામે, લક્ષ્મણ સામે જોઈને પોતાના મનવડે બુદ્ધિને સ્થિર કરી ધૈર્ય આણ્યું.[૫૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ઓગણોતેરમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૭૦ મો.

## કબંધ બાહુચ્છેદ.

પોતાના બાહુરૂપ પાશથી વિંટાઈ ઉભેલા રામ લક્ષ્મણને કબંધે કહ્યું:[૧] "ક્ષત્રિયમાં શ્રેષ્ઠ એવા તમે, મને ક્ષુધિતને જોઈને હવે ભય ધરો છો, તેમાં શું વળ્યું? તમને હતચિત્તોને* દૈવે જ મારા આહાર માટે અહીં આણ્યા છે."[૨] એ સાંભળી અતિ પીડિત થયેલો લક્ષ્મણ, કે જેણે હવે પરાક્રમ કરવાનો નિશ્ચય કીધો હતો, તે રામને સમયોચિત વચન કહેવા લાગ્યોઃ[૩] આ "રાક્ષસાધમ કબંધ પ્રથમ તને ને પછી મને ઉતાવળથી ભક્ષ કરવા ઇચ્છે છે; માટે આપણે ખડ્ગવતી એના મોટા બંને હાથ કાપી નાંખીએ, તો પછી એનું કશું બળ ચાલવાનું નથી;[૪] કેમકે ભુજાઓ એ જ એનું પરાક્રમ છે; જેને લીધે એ પ્રૌઢદેહી† સર્વ લોકનો પરાજય કરીને હવે આપણો પણ નાશ કરવા ઇચ્છે છે.[૫] વળી આપણે એનો વધ કરવો નથી; કારણ ચેષ્ટા રહિત પ્રાણીનો વધ કરવો એ, યજ્ઞમાં લાવેલા પશુનો રાજાએ વધ કરવા જેટલો કુત્સિત છે."[૬]

લક્ષ્મણની એ વાતને રામે સંમતિ આપી, ત્યારે તેનું ભાષણ સાંભળી, ક્રોધ પામેલો કબંધ, પોતાનાં ભયંકર મુખને ફાડી તેમનો ભક્ષ કરવા તત્પર થયો.[૭] પણ એ વેળાએ બેઉ રાઘવોએ સમયસૂચકતા વાપરી, સટોસટ પોતાનાં મ્યાનમાંથી ખડ્ગો ખેંચી કાઢ્યાં અને રઘુવીરે જમણો તથા વીર લક્ષ્મણે ડાબો, એમ તેના બન્ને હાથ, ખભાના મૂળમાંથી કાપી નાંખ્યા.[૮-૯] બાહુ કપાતાં જ એકદમ મેઘના સરખો મોટો ભયંકર પોકાર કરી, પૃથ્વી તથા આકાશને ગજાવતો પર્વત સમાન કબંધ રાક્ષસ, ભૂમિપર ઢળી પડ્યો.[૧૦] તેનાં બન્ને ખભામાંથી પર્વતના ઝરણાની પેઠે રુધિર વહેવા માંડ્યું, જેવડે આખે શરીરે તે નાહી વળ્યો. પણ એથી કંઈ વ્યથા ન પામતાં, સાવધની પેઠે તે દીનતાથી પૂછવા લાગ્યોઃ "હે વીરો! હે પરાક્રમી નરો! તમે બેઉ કોણ છો, એ મને જણાવો."[૧૧] ત્યારે શુભલક્ષણવંત સૌમિત્રિએ તેને કાકુત્સ્થની ઓળખાણ આપતાં મહા બળવાન્ કબંધને કહ્યું:[૧૨] "તું ઓળખતો હોય તો સર્વ લોકોએ સાંભળેલા આ દશરથપુત્ર રામને જો, ને તેમનો નહાનો ભાઈ હું લક્ષ્મણ છું એમ જાણ.[૧૩] માતુશ્રી કૈકેયીએ રાજ્યભ્રષ્ટ કરી વનમાં મોકલવાને લીધે આ મારો મોટાભાઈ રામ, મારા તથા તેની

* હણાયલા ચિત્તવાળા. † મોટા દેહવાળો.

પત્ની સીતા સહિત ઘાટા વનમાં આવી વસ્યો છે.[૧૪] નિર્જન વનમાં વસતાં એ દેવસમાન પ્રભાવવાળા રામની સ્ત્રી સીતાને કોઈ રાક્ષસે હરણ કરી છે, માટે તેને પાછી મેળવવાની ઇચ્છાથી અમે બેઉ અહીં આવ્યા છીએ.[૧૫] પણ રે! આ ભાંગી ગયેલી જંઘાવાળો તથા મસ્તક રહિત–કબંધ સરખો તું કોણ છે? અને હૃદયની અંદર પેસી ગયેલા પ્રદીપ્ત મુખવડે ચેષ્ટા કરતો આ વનમાં શા માટે વસ્યો છે?"[૧૬]

મહાવીર લક્ષ્મણનાં એ વાક્ય સાંભળી, પોતાને કંઈ પૂર્વની સ્મૃતિ થઈ આવી હોય તેમ સાનંદાશ્ચર્ય પામતો કે કબંધ પ્રસન્ન થઈ બોલ્યો[૧૭] "અહો! તમે ભલે પધાર્યા. મારા ભાગ્યનો ઉદય થયો! હું નમન કરું છું, વંદું છું! આજે ઇંદ્રનાં વચન સત્ય થયાં, કે જેથી નરવ્યાઘ્ર એવા તમારાં બંનેનાં હું દર્શન પામ્યો. તમે મારા બાહુઓને કાપ્યા, એ ઘણું જ સારું થયું.[૧૮] હે પુરુષોત્તમ! હે રામ! આ મારું વિરૂપપણું મને મારા અવિનયથી જ પ્રાપ્ત થયું છે, તે તું યથાર્થ સાંભળ."[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં સીતેરમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૭૧ મો.

## કબંધનો પૂર્વ વૃત્તાંત.

કબંધ બોલ્યો: "હે મહાબાહુ રામ! પૂર્વે મારું શરીર સાક્ષાત્ સૂર્ય, ચંદ્ર કિંવા ઇંદ્રના સરખું હતું; ને હું ત્રણે લોકમાં પ્રસિદ્ધ, મહા બળવાન્ તથા પરાક્રમવાળો અને અચિંત્ય* સ્વરૂપવાન્ હતો. પછી રૂપ તથા બળને લીધે મને ગર્વ ઉત્પન્ન થયો,[૧–૨] તેથી સર્વ લોકને ભય ઉપજાવે એવું મોટું રૂપ ધરીને વનમાં વસનારા ઋષિઓને હું ત્રાસ ઉપજાવવા લાગ્યો. એમ કરતાં એક દિવસે મારી કાંતિવડે મેં, અનેક વન્યપદાર્થો શોધતાં, સ્થૂલશિરા નામના ઋષિને ત્રાસ આપીને ક્રોધ પમાડ્યા. પછી મને શિક્ષા આપવા સારુ તે ઋષિએ શાપ આપ્યો કે:[૩–૪] 'હે દૈત્ય! જેને લીધે તું ગર્વ પામ્યો છે એવું આ તારું રૂપ, અતિ કુત્સિત અને નિંદવા યોગ્ય થાઓ.' સ્થૂલશિરા મુનિનો ક્રોધયુક્ત આવો શાપ સાંભળી, અતિશય દિલગીર થઈ મેં તેની પ્રાર્થના કરી કે, 'હે મુનિવર! તારો અપરાધી હું તારે શરણે છું, માટે ક્ષમા કરી તેં દીધેલા શાપનો અંત આવે એવી તું કૃપા કર.'[૫] ત્યારે મારી એ યાચનાથી દયા લાવી ઋષિ બોલ્યા: 'આગળ જ્યારે રામાવતાર થશે, ત્યારે વનવાસે પધારેલા રામ, નિર્જન અરણ્યને વિષે તારા બાહુ છેદી તને અગ્નિસંસ્કાર કરશે ત્યારે તું પાછું તારું શ્રેષ્ઠ અને પ્રૌઢ રૂપ પામીશ!' એવી રીતે સ્થૂલશિરા ઋષિથી શાપ તથા તેનો અનુગ્રહ પામેલો હું, દનુ રાક્ષસનો પુત્ર છું.[૬–૭] હવે એ ઋષિના શાપથી મારું રૂપ કેવી રીતે આવા કબંધપણાને પામ્યું, તે તું સાંભળ.

"પ્રથમ મેં મહા ઉગ્ર તપ કરીને બ્રહ્મદેવને સંતોષ્યા હતા, તેથી તેમણે મને ઘણું લાંબું આયુષ્ય તથા પૂર્વે કહ્યું તેવું ઉત્તમ સ્વરૂપ આપ્યું હતું. સુસ્વરૂપને લીધે ગર્વ તો મને થયો જ હતો, ને તેમાં વળી ઋષિના શાપે પ્રેરણા કરવાથી મને એવો વિચાર થયો કે, 'મારાં આવાં રૂપબળને લીધે હું ઇંદ્રને પણ જિતીશ; કારણ મારું આયુષ્ય બહુ લાંબું હોવાથી ઇંદ્ર મને કેમે કરી હણી શકશે નહીં.'[૮–૯] આવી કુબુદ્ધિથી મેં ઇંદ્રની સાથે યુદ્ધ આરંભ્યું, ને ઘણે અંશે તેનો પરાભવ કર્યો. તેથી ક્રોધે ભરાઈ તેણે મારાપર સો ધારવાળું વજ્ર મૂક્યું,[૧૦] જેના અમોઘ પ્રહારથી મારાં સાથળ, મુખ વગેરે અંગો શરીરની અંદર પેસી ગયાં. એ ઉપરાંત વળી તેણે બીજીવાર વજ્ર ઉપાડી મારો જડમૂળથી નાશ કરવાની ઇચ્છા કરી ત્યારે મેં વિનતિપૂર્વક તેની યાચના કરી કે,[૧૧] 'હે શક્ર! બ્રહ્મદેવે મને લાંબું આયુષ્ય આપેલું છે, માટે મારાં જીવિતનો તું અંત આણીશ નહિ.' એથી ઇંદ્રે મને યમલોકમાં ન મોકલતાં 'સૃષ્ટિ કર્તાનાં વાક્ય સત્ય થાઓ,' એમ કહીને જીવતો મૂકયો. ત્યારે મેં તેની પ્રાર્થના કરી કે, 'હે ઇંદ્ર! મારા સાથળ તથા મુખાદિ અવયવો ભાંગી ગયા હોવાથી હું આહાર વિના કેવી રીતે ઘણા કાળપર્યંત જીવી શકીશ?' એ સાંભળી તેણે પોતાની દિવ્ય શક્તિથી મને એકેક યોજન લાંબા હાથ[૧૨–૧૩] અને હૃદયને વિષે તીક્ષ્ણ દાઢોવાળું મોટું મુખ આપ્યું.

"એવી રીતે ઇંદ્રનાં વરદાનથી આવું વિલક્ષણરૂપ પામીને હું ઘણા કાળથી આ વનને વિષે રહ્યો છું. મારી લાંબી ભુજાઓવડે[૧૪] સિંહ, હાથી, મૃગ તથા વ્યાઘ્રાદિ પ્રાણીઓનું ચોમેરથી આકર્ષણ કરી ભક્ષણ કરું છું. વળી હે રામ! ઇંદ્રે પણ મને કહેલું છે કે, 'જ્યારે લક્ષ્મણ સહિત રામ[૧૫] તારા હાથ કાપશે, ત્યારે તું સ્વર્ગપ્રત્યે આવીશ.' માટે હે રાજાઓમાં શ્રેષ્ઠ! આ વનને વિષે હું ઘણા કાળથી તારા પધારવાની વાટ જોતો હતો, ને તું મારા હાથમાં આવે એવી આશાથી મારો

---

* કોઇથી ચિંતવી ન શકાય એવો.

ભક્ષ્ય ન હોય એવાં પ્રાણીઓને પણ હું મારી ભુજાઓથી વારંવાર આકર્ષણ કરતો હતો.[૧૬-૧૭] એ પ્રમાણે નિરંતર તારા જ સ્મરણથી અને તારાં દર્શનની લાલસાથી સર્વ પ્રાણીઓનું આકર્ષણ કરી દેહ નિર્વાહ કરતાં મને અત્રે બહુ વર્ષો વીતી ગયાં, ત્યારે આજે મારું જીવિત સફળ કરવાને તું રામ પોતે અત્રે પધાર્યો છે. હવે હું કૃતાર્થ થયો છું. તારું કલ્યાણ થાઓ. તું જ નિઃસંદેહ દશરથપુત્ર રામ છે; કારણ મહામુનિ સ્થૂલશિરાના કહ્યા પ્રમાણે તારા વિના બીજા કોઇને હાથે હું હણાવો શકય નથી. હે મનુજશ્રેષ્ઠ! તમો બંને વીરોના હાથે અગ્નિસંસ્કાર પામ્યા પછી હું મારી બુદ્ધિ પ્રમાણે તમને સલાહ આપીશ અને કોને મિત્ર કરવો તે પણ જણાવીશ.”

એવું તે કબંધરૂપ દનુ રાક્ષસનું ભાષણ સાંભળી, ધર્માત્મા રાઘવેંદ્ર તેને કહેવા લાગ્યોઃ[૧૮-૨૦] “હે નિશાચર! હું આ મારા નહાના ભાઈ લક્ષ્મણ સહિત જનસ્થાનથી દૂર ગયો ત્યારે પછવાડેથી રાવણ નામનો રાક્ષસ મારા આશ્રમમાં આવી મહાયશસ્વિની મારી સ્ત્રી સીતાનું હરણ કરી ગયો છે; પરંતુ અમે માત્ર તેનું નામ જાણીએ છીએ. પણ તે રાક્ષસના રૂપ, પ્રભાવ કે નિવાસસ્થાનની અમને કશી ખબર નથીઃ જેથી અતિ શોકને લીધે, અનાથ સરખા થઈ સીતાની શોધ કરવા સારુ અમે વનોવન ભટકીએ છીએ.[૨૧-૨૩] માટે હે દાનવ! મારી સ્ત્રીનું હરણ કરનારા મારા શત્રુનું રહેઠાણ બતાવી તું અમારાપર ઉપકાર કર; અગ્નિસંસ્કાર માટે તારે કશી ચિંતા રાખવી નહિ. હે વીર! હસ્તીઓએ ભાંગેલાં સૂકાં કાષ્ઠો એકઠાં કરી,[૨૪] મોટી ચિતા ખડકી એમાં તારો અગ્નિદાહ કરીશું. તું જાણતો હો તો યથાર્થ કહે કે સીતાને કોણે હરણ કરી? અને તે કયાં છે? એ વૃત્તાંત જણાવી તું અમારું કલ્યાણ કર.”

રઘુવરનાં એવાં વચન સાંભળી, બોલવામાં ચતુર દનુ રાક્ષસ બોલ્યો કે, “મહારાજ! મને દિવ્યજ્ઞાન નથી ને સીતાને હું જાણતો નથી;[૨૫-૨૭] પરંતુ તમોએ અગ્નિસંસ્કાર કર્યા પછી હું મારાં પૂર્વ સ્વરૂપને પામીશ, ત્યારે જે પુરુષ તારી સ્ત્રીનાં હરણ સંબંધી સઘળી વિગત જાણે છે, તે હું તને જણાવીશ.[૨૮] હે સમર્થ! તારાથી અગ્નિસંસ્કાર પામ્યા વગર, તારી પ્રિયા સીતાનું હરણ કરનારા મહાવીર્યવાન્ રાક્ષસને જાણી શકવાની શક્તિ મારામાં નથી;[૨૯] કારણ શાપદોષને લીધે મારું અગોચર જ્ઞાન સમૂળું નાશ પામ્યું છે, ને મારાં અનુચિત કર્માને લીધે હું આ લોકનિન્દિત રૂપને પામ્યો છું.[૩૦] માટે હે રાઘવ! થાકી ગયલા વાહનવાળો સૂર્ય અસ્ત થયો નથી, તે પહેલાં મને ચિતામાં હોમી યથાવિધિ અગ્નિસંસ્કાર કર.[૩૧] હે સમર્થ રાજા રામ! તેં ચિતાને વિષે મને હોમ્યા પછી ન્યાયપૂર્વક દગ્ધ કરેલો હું, પાપમુક્ત થઈશ, એટલે રાવણ સંબંધી સઘળી વિગત જાણનારો જે નર છે તે તને જણાવીશ.[૩૨] હે રાઘવ! હે પદાતિવીર! તેની સાથે તું શુદ્ધ ન્યાયથી સખાપણું કરજે; તે તારો સહાયતા કરશે.[૩૩] એનાથી ત્રણે લોકમાં હે રાઘવ! કશું અજાણ્યું નથી; કારણ કે પૂર્વે કોઇક કારણને લીધે તે સર્વ લોકમાં ફરેલો છે.”[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં એકોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭૨ મો.

### કબંધને દિવ્યદેહપ્રાપ્તિ.

કબંધનું એ ભાષણ સાંભળી નરેશ્વર રામ તથા લક્ષ્મણ તેને ઘસડીને એક પર્વતની ખો આગળ લઈ ગયા,[૧] ને ત્યાં ચિતા ખડકી કબંધને તેમાં નાંખીને ચોમેરથી લક્ષ્મણે લાકડામાં અગ્નિ ચેતાવી દીધો.[૨] ત્યારે ઘણા મેદથી પરિપૂર્ણ બનેલું કબંધનું અંગ ઘૃતના પિંડની પેઠે તે મહાઅગ્નિમાં પણ બહુ મંદપણે ગળવા માંડયું.[૩] જયારે તેના સર્વે અવયવો બળી ગયા ત્યારે, એકાએક તે મોટા ડુંગર સરખી ચિતાને વિખેરી નાંખી તેમાંથી ચમત્કારિક રીતે ધૂમાડા વગરના અગ્નિ સરખો એક તેજસ્વી પુરુષ નિકળી આવ્યો. તેણે નિર્મળ દિવ્ય વસ્ત્રાભૂષણો પહેરેલાં હતાં, ને તેના કંઠમાં દિવ્ય પુષ્પોની માળા શોભી રહી હતી.[૪] આ જોઈ રઘુવીરે લક્ષ્મણને કહ્યુંઃ “હે વીર! કબંધને પોતાનું પૂર્વનું દિવ્યસ્વરૂપ પ્રાપ્ત થયું તે તેં જોયું? હવે તે કેવો આનંદ પામે છે! તેનું નિર્મળ વસ્ત્રાલંકારોથી સુશોભિત થયેલું દિવ્ય શરીર કેવું પ્રકાશી રહ્યું છે!” એટલું રામ જયાં બોલે છે ત્યાં તો તે દિવ્યરૂપને પ્રાપ્ત થયેલો રાક્ષસ, એકદમ મોટા વેગથી ચિતાની બહાર નિકળ્યો;[૫] ને આકાશમાંથી તત્કાળ ઉતરી આવેલા હંસયુક્ત વિમાનમાં બેસી પોતાનાં તેજવડે સર્વ દિશાઓને ઝળકાવવા લાગ્યો.[૬] પછી અંતરિક્ષમાર્ગે વિમાનને અદ્ધર ઉભું રાખી, બંને કરજોડીને રામને વિનતિ કરવા લાગ્યોઃ [“હે અકળ સ્વરૂપ! હે અનાદ્યનંત! હે સર્વેશ્વર! સંસારદોષમાં પચેલા મૂઢ પ્રાણીઓ તારા પ્રભાવને જાણી શકતા નથી.

માત્ર તારા ભક્તજ તને જાણે છે. હે કૃપાસાગર! તેં દેવતાઓ, ઋષિઓ વગેરે સૌમ્ય સૃષ્ટિનાં કલ્યાણાર્થે આ અવતાર ધારણ કર્યો છે તેને મેં આજે જાણ્યો. તારાં દર્શનથી મારાં સર્વ પાપ નાશ થઈ હું દિવ્ય ગતિને પણ પામ્યો. હે પ્રભો! તું સર્વજ્ઞ છે, અને સર્વનો અંતર્યામી તેમ જ સર્વત્ર વ્યાપક છે; જેથી તને કશું અજાણ્યું નથી; પરંતુ નટની પેઠે માનુષી લીલા કરવા સારુ તું જગજ્જનની સીતાની શોધ માટે મને પૂછે છે, તો સાંભળ.] હે રાઘવ! જે ઉપાયથી સતી શિરોમણિ જાનકીની પ્રાપ્તિ થાય, તે ઉપાય હું કહું છું.[૭]

"હે જગન્નાથ! જેવડે ભ્રષ્ટ થયેલી વસ્તુ પાછી પ્રાપ્ત થાય એવી લોકોમાં છ નીતિ છે. દુર્દશાને લીધે અર્થભ્રષ્ટ થયેલા રાજાની જ્યારે દુર્દશાનો પરિપાક કાળ આવે છે, ત્યારે પાછો તે જ છ નીતિવડે ભ્રષ્ટ થયેલો રાજા અર્થોને પામી શકે છે.*[૮] માટે એ છમાંની છેલ્લી નીતિ જે મૈત્રી, તેનો તું આશ્રય કર. લક્ષ્મણ સહિત કેટલાક સમયથી તને દુર્દશા જ પ્રાપ્ત થઈ છે, જેને લીધે તું રાજ્યથી પણ ભ્રષ્ટ થયો ને સ્ત્રી હરણ થવારૂપ મહાકષ્ટ પણ તારાપર આવી પડ્યું; માટે હે રાઘવ! હવે તારે (બીજાની સહાય લેવારૂપ) મૈત્રી કરવાની યુક્તિનો અવશ્ય ઉપયોગ કરવો; કેમ કે હું વિચાર કરી જોઉં છું તો તેમ કર્યા વગર સિદ્ધિ થાય, એમ લાગતું નથી.[૯–૧૦]

"અહીંથી કેટલેક દૂર આવેલા ઋષ્યમૂક નામના સુશોભિત ગિરિને વિષે સુગ્રીવ નામના મહાશૂરવીર વાનરને તેના ક્રોધથી વડીલભાઈ–ઇંદ્રપુત્ર વાલિએ રાજ્ય માટે નગરમાંથી કાઢી મૂકેલો હોવાથી તે, બીજા ચાર વાનરો સહિત વસે છે.[૧૧–૧૨] એ વાનરેંદ્ર સુગ્રીવ, કે જે મહાવીર્યવાન્, તેજસ્વી, અતુલ કાંતિમાન્, સત્યવાદી, વિનીત, ધીર, મહામતિ,[૧૩] દક્ષ, પ્રૌઢ, દ્યુતિમાન્ તથા મહાબળવાન્ મહાત્માને તેને તેના ભાઈએ રાજ્યને કારણે હાંકી કાઢ્યો છે. પંપા સરોવરના તટથી શોભાયમાન એ રમણીય પર્વતને વિષે તે રહે છે.[૧૪] એ સુગ્રીવ તારો મિત્ર થઈ સીતાની શોધ કરવામાં તને સહાય થશે, માટે તું સમગ્ર શોકનો ત્યાગ કર.[૧૫] હે ઇક્ષ્વાકુવંશના સિંહ! ભાવીને ઉલટું કરવું શક્ય નથી; તેમ કાળનું કોઇથી અતિક્રમણ થાય તેમ નથી;[૧૬] હે રાઘવ! આજેજ તું અહીંથી શીઘ્ર જઈ મહાબળવાન્ વીર સુગ્રીવને મિત્ર કર.[૧૭] મૈત્રી બાંધતી વખતે, તમારામાં પરસ્પર કદી દ્રોહ ન થાય, તે સારુ અગ્નિને સાક્ષી રાખજે;ને મૈત્રી કર્યા પછી તું કદી તે વાનરાધિપ સુગ્રીવની અવજ્ઞા કરતો નહિ;[૧૮] કેમકે તે કૃતજ્ઞ–કોઇએ કરેલા ઉપકારને પૂરી રીતે જાણનારો, સહાયાર્થી, ઇચ્છિત રૂપ ધારણ કરનારો અને મહાવીર્યવાન્ છે. તું તેનું ઇચ્છિત કાર્ય કરવા સમર્થ છે.[૧૯] તે સહાયની ઇચ્છાવાળો છે; તું પણ સહાય ઇચ્છે છે; જ્યાં બેને ગરજ હોય ત્યાં મૈત્રી શીઘ્ર અને દૃઢ બંધાય છે.[૧૯] સુગ્રીવ એવો સત્યવાદી છે કે, મૈત્રી કર્યા પછી તું તેનું કાર્ય કરે વા નહિ કરે, તોપણ તે તારું કાર્ય અવશ્ય કરશે જ. એ ઋક્ષરાજ, વાનરની સ્ત્રીને વિષે સૂર્યથકી ઉત્પન્ન થયેલો ઔરસપુત્ર છે. એના મોટા ભાઈ વાલિની સાથે તેને મોટું વૈર છે ને તેના ભયને લીધે તે પંપાસર નજીક વસે છે.[૨૦–૨૧] વળી એ સૂર્યપુત્ર (સુગ્રીવ), સર્વ રાક્ષસોનાં સ્થાનો જાણે છે ને મનુષ્ય માંસ ભક્ષણ કરનારા રાક્ષસોના લોકોને વિષે સમુદ્ર ઉલ્લંઘી પોતાની ચતુરાઇથી જઈ શકે છે. હે રાઘવ! આ લોકને વિષે તેનાથી કંઈપણ અજાણ્યું નથી. માટે અગ્નિ અને આયુધોની સાક્ષીથી તું તે સાથે મૈત્રી કર.[૨૨–૨૩] હે સ્વધર્મવર્તી રઘુવીર! જ્યાંસૂધી સહસ્ર કિરણવાળા સૂર્યનો પ્રકાશ પડે છે, ત્યાંસૂધીની સર્વ ભૂમિપરનાં સ્થળો–જેવાં કે સરિતાઓ, પર્વતોના દુર્ગો, મોટા પહાડો તથા તેમાંની કંદરાઓ વગેરેને પોતાના વાનરો પાસે શોધાવીને સુગ્રીવ તને સીતા આણી આપશે. હે રાઘવ! તારા વિયોગને લીધે રાવણના મંદિરમાં શોચ કરતી સીતાની શોધ કરવા સારુ સુગ્રીવ મોટાં શરીરવાળા વાનરોને દશે દિશાઓમાં મોકલશે; જેઓ રાવણના ભુવન વિષે રહેલી વરારોહા મૈથિલીની ખબર લાવશે.[૨૪–૨૬] વળી તારી નિર્મળ* પ્રિયા સીતા, જો કે મેરુ પર્વતના શિખરપર વા પાતાળને વિષે રહેલી હશે, તોપણ કપિવર† સુગ્રીવ તે તે સ્થળે જઈ, સર્વ રાક્ષસોનો નાશ કરીને સીતાને પાછી આણી આપશે."[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે અરણ્યકાણ્ડમાં બોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

* "કામંદકીય નીતિસાર"માં છ નીતિ–યુક્તિ વર્ણવેલી છે; (૧) સંધિ, (૨) વિગ્રહ, (૩) યાન, (૪) આસન, (૫) દ્વૈધિભાવ, (૬) સંશ્રય.

* લાંછન વિનાની. † વાનરોમાં શ્રેષ્ઠ.

## સર્ગ ૭૩ મો.

## પંપાનો માર્ગ.

એ પ્રમાણે સીતાની શોધ કરવા માટેનો ઉપાય બતાવીને અર્થજ્ઞ કબંધ ઋષ્યમૂક પર્વત પ્રત્યે જવાનો માર્ગ બતાવતાં પુનઃ બોલ્યો:[1] "હે રામ! અહીંથી ઋષ્યમૂક પર્વતે જવા માટે પ્રથમ પશ્ચિમ દિશામાં આવેલા પેલા સુપુષ્પિત મનોહર વનને વિષેના શુભ માર્ગે થઈ વિચરજે.[2] એ વનમાં જાંબુ, પ્રિયાલ, પનસ, વડ, કર્ણિકાર, આંબો, ખાખરા, ટેંભુરણી, પીપળા, કોરણુ, નાગકેસર, તીલક, કરંજ, નીલઅશોક, કદંબ, ભીલામા,[3-4] રતાંજળી, અશોક, અને પુષ્પવાળાં મંદારાદિ વૃક્ષો છે. એ વૃક્ષોપર ચઢીને અથવા તેને બળથી પૃથ્વીપર પાડીને તેઓનાં અમૃત સમાન ફળોથી ક્ષુધા તૃપ્ત કરીને આગળ ચાલશે, એટલે સાક્ષાત્ નંદનવન સરખું એક બીજું વન આવશે. તેમાં ઘણુંક વૃક્ષો, મધ ઝરનારાં તથા ઘણુંક બારે માસ ફળ આપનારાં છે.[5-7] એ વનને વિષે ચૈત્રરથવનની પેઠે સર્વ ઋતુઓના ગુણ છે; ને ફળોના ભારથી લચી રહેલાં તથા મોટી શાખાઓવાળાં ઘટાદાર વૃક્ષો ચઢી આવેલા મેઘ અથવા મોટા પર્વતના સરખાં ઘેરાં દેખાય છે. તેપર ચઢીને વા તેની શાખાઓ નમાવીને તેનાં અમૃત સમાન સ્વાદિષ્ઠ ફળો લક્ષ્મણ ઉતારી આપશે, જેનું ભક્ષણ કરી તું બહુ આનંદ પામશે. ત્યાંથી એક પછી એક શ્રેષ્ઠ પર્વતો તથા વનોને ઉલ્લંઘતા તમે બંને વીર,[8-10] થોડા સમયમાં પંપા સરોવર નજીક પહોંચશો. એ પંપાસર ઘણું સુંદર છે. તેના જળમાં કે કિનારાઓપર જરાપણ કાદવ કે કાંકરા જોવામાં આવતા નથી.[11] તેમાં ઉતરવાના માર્ગ સરખા છે. તેની મધ્યે થઈને પંપા નામની પવિત્ર સરિતા વહે છે. તેની રેતી બહુ સુંદર છે. તેમાં જાતજાતનાં કમળપુષ્પો નિરંતર ખીલી રહેતાં હોવાથી તે બહુ રમણીય લાગે છે. તેના કિનારાઓપર ચોમેર ઘણીક જાતનાં સુંદર વૃક્ષો તથા કદલિવનો આવેલાં છે. તેના જળની અંદર હંસ, દાદુર, ક્રૌંચ અને કુરર* વગેરે પ્રાણીઓ કલરવ કરી રહ્યાં છે, ને મનુષ્યથી કશો ભય પામતાં નથી; કારણ આગળ કદી કોઇએ તેમનો વધ કરેલો નથી.[12-13] તે સરોવરમાંનાં ઘૃતપિંડ સમાન સ્થૂળ પ્રાણીઓ, જેવાં કે રોહિત, ચક્રતુંડ, તથા નલમીન નામના મત્સ્યોને સિદ્ધ કરી, ભક્ષણ માટે લક્ષ્મણ તને આપશે. તે પંપા તટે આવેલા પુષ્પિત વનમાં બેસી, યથેચ્છ ભોજન કર્યા બાદ લક્ષ્મણ તને તે સરોવરનું કમળ સરખા સુગંધવાળું કલ્યાણરૂપ જળ, કમળપત્રોમાં આણી આપશે. જે જળ પીતાં જ અતિ સુખ ઉપજાવનારું, શીતળ, નિરોગી, નિર્મળ અને રૌપ્ય અથવા સ્ફટિક સરખું સફેત હોવાથી બહુ હર્ષ પામશે.[14-18] તે પર્વતની ગુફામાં વસનારા સ્થૂલ દેહવાળા વાનરો સાયંકાળે, જળ પીવા સારુ પંપાસર ઉપર આવશે. ત્યારે જળ પી વૃષભની પેઠે નાદ કરતા તથા વૃક્ષની શાખાઓ અને પુષ્પોને ધારણ કરીને યથેચ્છપણે તારી પાસે આવતા તેને જોતાં જ તારા શોકનો નાશ થઈ જશે. વળી સુંદર પુષ્પોવાળાં તિલક વૃક્ષ, કરંજવૃક્ષ અને ઉપડેલાં કમળો, કે જેને ધારણ કરનાર ત્યાં કોઈ નથી, તેને જોઇને પણ તારો શોક દૂર થશે.[19-22] હે રાઘવ! તે પુષ્પો અન્ય સ્થળે જોતાં સામાન્ય પુષ્પો કરતાં ઘણાં ચમત્કારિક છે. તે કદી કરમાતાં કે વૃક્ષોપરથી ખરી પડતાં નથી. એ વનને વિષે મહામુનિ મતંગના સ્થિર ચિત્તવાળા શિષ્યો રહેતા હતા. તેઓ નિત્ય પોતાના ગુરુને માટે વનમાંનાં ફળ પુષ્પાદિ લાવતા ત્યારે માર્ગમાં તે ફળ વગેરેના ઘણા ભારથી અકળાવાને લીધે, તેઓના શરીરમાંથી છૂટેલા પ્રસ્વેદનાં બુંદ પૃથ્વી ઉપર પડતાં હતાં.[23-24] જેઓમાંથી એ મહર્ષિના શિષ્યોના તપના પ્રભાવે, એ પુષ્પવૃક્ષો ઉત્પન્ન થયાં છે, જેથી તેઓ કરમાતાં નથી.[25] હે કાકુત્સ્થ! તે મતંગ ઋષિના શિષ્યો તો ત્યાંથી પવિત્ર લોક પ્રત્યે વિદાય થયા છે. પણ તેમની શુશ્રૂષા કરનાર અને ચિરંજીવી એવી તાપસી શબરી ત્યાં તારાં દર્શનની ઇચ્છાથી હજુ વસે છે. સર્વભૂતનમસ્કૃત* એવાં તારાં દર્શન કરીને તે ધર્મવર્તિની સ્વર્ગ પ્રત્યે જશે.[26-27] હે દેવેશ્વર! પ્રથમ તું શબરીને મળવા સારુ પંપાના પશ્ચિમ તટપર આવેલા મતંગ ઋષિના ગુપ્ત આશ્રમ તરફ જજે;[28] કે જે આશ્રમવનને તે મહર્ષિના પ્રભાવથી મોટા હસ્તીઓ પણ આક્રમણ કરવા સમર્થ નથી.[29] હે રઘુનંદન! એ આખા વનનું નામ મતંગવન જ છે ને ખરેખર નંદનવન સરખું જ શોભાયમાન અને શ્રેષ્ઠ પક્ષીગણોથી ભરેલું છે."

"હે રઘુવર! એ મતંગાશ્રમની પેલી કોરે, સુગ્રીવનો ઋષ્યમૂક પર્વત છે.[30-31] અતિ દુર્ગમ એવો તે પર્વત, કે જેને પૂર્વે ઉદાર બ્રહ્મદેવે ઉત્પન્ન કીધો છે, તે ઘણાં પુષ્પિત વૃક્ષોથી ભરપૂર અને નહાના સર્પોથી સુરક્ષિત છે.[32] એ પર્વતમાં કંઈ એવો ચમત્કાર છે કે,

* ટીંટોડી.

* સર્વ ભૂતપ્રાણીએ નમન કરવા યોગ્ય.

તેની ઉપર સુતેલો પુરુષ સ્વપ્નને વિષે જે જે વૈભવ દ્રવ્યાદિ દેખે, તે તે વૈભવાદિક તેને જાગ્રત થયા પછી ખરેખરા જ પ્રાપ્ત થાય છે.[૩૩] વળી તેના ઉપર કોઈ પાપિષ્ઠ અને શાસ્ત્રવિરુદ્ધ આચરણ કરનારો પુરુષ ચઢે છે, તો તે જ્યારે નિદ્રાવશ થાય છે ત્યારે અકસ્માત્ ભયંકર રાક્ષસો આવી તેને માર મારે છે.[૩૪] વળી એ પર્વતપર રહ્યાં રહ્યાં, પંપાસરમાં ક્રીડા કરનારા મતંગવનવાસી હસ્તીઓનાં બચ્ચાંઓના મોટા શબ્દ સંભળાય છે.[૩૫] તેઓનાં કુંભસ્થળોમાંથી કંઈક રતાશવાળો મદ નિરંતર ઝરયા કરે છે. એવા ઘણાક વેગવાન્ મેઘવર્ણા હાથીઓનાં ટોળેટોળાં ત્યાં ભમ્યા કરે છે,[૩૬] ને પંપાસરનું વિમળ, ચારુ, સૌગંધિક, અત્યંત સુખદ, સ્વચ્છ ને મીઠું જળ પીને તેમાં ક્રીડા પણ કરે છે.[૩૭] વળી તે પર્વતપર નીલમણિ સમાન કોમળ કાંતિવાળા રીંછ, દીપડા અને મનુષ્યોને કોઈ જાતનો ભય ન કરનાર તથા તેઓથી પોતે પણ ભય ન પામનાર એવા રુરુઓને જોઈ, તારો સઘળો શોક નિવૃત્ત થઈ જશે. હે રામ! તે પર્વતની અંદર એક અતિ વિશાળ અને મોટી શિલાના ઢાંકણવાળી દુર્ગમ ગુફા છે;[૩૮-૩૯] જેના પૂર્વ દ્વાર આગળ શીતળ જળથી ભરેલો અને ફળમૂળાદિ સમૃદ્ધિવાળો ડુંગરોથી વિંટાયલો શિતળ જળથી ભરેલો એક રમ્ય હ્રદ* આવેલો છે.[૪૦] બહુ ફળ મૂળવાળી એ રમણીય ગુફાની અંદર ધર્માત્મા સુગ્રીવ કેટલાક બીજા વાનરો સહિત વસે છે[૪૧] ને કોઈ કોઈ વેળા એ પર્વતના શિખર ઉપર પણ આવીને બેસે છે."

એ પ્રમાણે રામ લક્ષ્મણને સઘળી વિગત જણાવી, સૂર્ય સરખી પ્રભાવાળો દિવ્યદેહી વીર્યવાન્ કબંધ અંતરિક્ષ માર્ગને વિષે અત્યંત શોભવા લાગ્યો.[૪૨] ત્યારે ઋષ્યમૂકવાસી સુગ્રીવની પાસે જવા સારુ તત્પર થયેલા બંને રાજપુત્રોએ, પોતાની સમીપ આકાશમાં ઉભેલા તે મહાભાગ્યવંત કબંધને પવિત્રલોક પ્રત્યે જવાની આજ્ઞા આપી,[૪૩] ત્યારે તેણે પણ, અતિ પ્રસન્ન થયેલા તે બંને વીરોને કાર્યની સિદ્ધિ માટે સીધાવવાને વિનતિ કરી, વારંવાર અતિ પ્રેમથી નમસ્કાર કરી, રામની મંગળમૂર્ત્તિ ધ્યાનમાં રાખી, તેની આજ્ઞા લઇને તે ત્યાંથી પવિત્ર લોક પ્રત્યે ચાલતો થયો.[૪૪-૪૫] પણ રઘુવીરના મહામંગળ સ્વરૂપનું દર્શન કરવાથી જાણે પોતાને તૃપ્તિ જ ન થતી હોય, તેમ થોડેક દૂર જઈ તે વળી આકાશમાં વિમાનને સ્થિર કરી ઉભો રહ્યો; ને હાથ લાંબો કરી રામને ઋષ્યમૂક પર્વત ભણી જવાનો માર્ગ દેખાડતાં સુગ્રીવ સાથે સખાપણું કરવાની પુનઃ ભલામણ દઈ, સ્વર્ગ તરફ સિધાવ્યો.[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં તોતેરમો સર્ગ સંપૂર્ણ.**

—※※※※※—

## સર્ગ ૭૪ મો.

## શબરી.

કબંધના સ્વર્ગ ગયા પછી આપણા નૃવરાત્મજોએ* પણ તેણે બતાવેલા પશ્ચિમ દિશા ભણીના માર્ગ તરફ પ્રયાણ કીધું.[૧] જેમ બને તેમ સુગ્રીવને શીઘ્ર મળવાની ઇચ્છાથી પર્વતોમાંનાં મધુસમાન ફળ પુષ્પોનું અવલોકન કરતા તેઓ ઉતાવળથી ચાલતા હતા.[૨] ઘણેક માર્ગ કાપ્યા પછી સંધ્યાકાળ થવાથી માર્ગમાંના એક પર્વતપર રાત રહીને, પ્રાતઃકાળે પુનઃ ચાલતાં કેટલેક સમયે તેઓ પંપાના પશ્ચિમ તટપર આવ્યા;[૩] કે જ્યાં મહા સાધ્વી શબરીનો અર્થાત્ મતંગઋષિનો આશ્રમ હતો. કબંધે કહેલાં સર્વ ચિહ્નોપરથી એ રમ્ય આશ્રમ શબરીનો જ છે, એમ જાણી લક્ષ્મણ સહિત રામે તેમાં પ્રવેશ કર્યો. ઋષિઓની સેવા કરવાથી મહાસિદ્ધિને પામેલી બુદ્ધિમતી શબરી જાણે દિવ્યજ્ઞાનથી રામ, પોતાના આશ્રમે અમુક સમયે જ પધારવાના છે, એવું જાણી ગઈ હોય, તેમ સર્વ પૂજાના ઉપચારો ગ્રહણ કરીને, તે રઘુવીરની વાટ જોતી ઉભી હતી.[૪-૫] આશ્રમદ્વાર આગળ આ ગૌર શ્યામ જોડીને આવેલી જોતાં જ, અતિશય પ્રેમથી શબરી તેની સામે દોડી આવી ને ભૂમિપર દંડવન્નમસ્કાર કરી, રઘુવીર તથા લક્ષ્મણનાં ચરણારવિંદમાં જઈ પડી.[૬] તેનાં નેત્રોમાંથી ઝરતાં પ્રેમાશ્રુવડે રામનાં ચરણ ભીંજાઈ ગયાં. પછી રામ, સ્વહસ્તે તેને ઉભી કરીને તેની સાથે આશ્રમને વિષે પધાર્યા. ત્યાં યથાવિધિ આચમન, પાદ્ય, ઇત્યાદિ ઉપચારોથી બંને ભાઇઓનું પૂજન કરી, શબરી કૃતાંજલિપૂર્વક સામે ઉભી રહી. એ પ્રમાણે ધર્મ વિહાર કરતી તે શબરીને રામે પૂછ્યું,[૭] "હે તપસ્વિની! હે સાધ્વિ! હે ચારુભાષિણી! તેં તપ વિષેનાં સર્વ વિઘ્ન જિત્યાં છે? [અર્થાત્ તારું તપ નિર્વિઘ્ને વૃદ્ધિ પામે છે?] તેં ક્રોધનો નિગ્રહ કીધો છે? તારો આહાર નિયમિત છે?[૮] હે નિષ્પાપે! તને સર્વ નિયમોની પ્રાપ્તિ થઈ છે? [અર્થાત્ તારાં સર્વ કાર્ય

* ધરો.-તીર્થ.

* નરશ્રેષ્ઠ દશરથરાયના પુત્રોએ.

નિયમિતપણે ચાલે છે?] તારું અંતઃકરણ સુખી છે? વળી હે ઋષિસેવાપરાયણે! તેં કરેલી તારા ગુરુની શુશ્રૂષા તને સફળ છે?"[૯] એ સાંભળી સિદ્ધ પુરુષોમાં સંમત એવી વૃદ્ધતાપસી શબરી રામને કહેવા લાગી:[૧૦] "હે પ્રભો! હે ભક્તપ્રતિપાલક! મને પામરને આજે તારાં દર્શન થયાં, એથી જ મારા સર્વ તપની સિદ્ધિ થઈ છે! હે અધમોદ્ધારક! આજે મારો જન્મ સફળ થયો ને ગુરુસેવા પણ સર્વ રીતે સફળ થઈ.[૧૧] હે પુરુષર્ષભ! સર્વના અંતરાત્મા એવો જે તું, તેની મેં આજે પૂજા કરી, તેથી અદ્યાપિ પર્યંત આચરેલાં મારાં તપાદિ સર્વ સત્કર્મો સફળ થયાં, કે જેને લીધે મને હવે બ્રહ્મલોકની પ્રાપ્તિ થશે![૧૨] હે માનદ! તારી સૌમ્યદૃષ્ટિવડે હું સર્વથા પવિત્ર થઈ; હું તારાં ચરણની કૃપાથી અવિનાશી લોક પ્રત્યે જઇશ.[૧૩] હે રઘુકુળદીપક! તું જ્યારે ચિત્રકૂટ પર્વત પ્રત્યે પધાર્યો, ત્યારે અત્રે વસનારા સર્વ ધર્મજ્ઞ ઋષિઓ, કે જેઓની હું શુશ્રૂષા કરતી હતી, તેઓ અતુલ પ્રભાવવાળાં વિમાનોમાં બેસીને બ્રહ્મલોક પ્રત્યે સિધાવી ગયા;[૧૪] અને જતી વખતે તે મહાભાગ્યવંત મહર્ષિઓએ મને કહ્યું કે, સર્વ બ્રહ્માંડોનો નિયંતા એવો પરમાત્મા રામ, કનિષ્ઠ બંધુ લક્ષ્મણ સહિત તારે આશ્રમે આવશે. તેનું તું આતિથ્ય કરજે: ને તેનાં દર્શન કરીને શ્રેષ્ઠ લોકપ્રત્યે આવજે.[૧૫-૧૬] હે પુરુષર્ષભ! એ ભાગ્યવાન્ ઋષિઓના કહેવાથી હું ઘણા કાળથી તારાં દર્શનની વાટ જોઈ રહી છું,[૧૭] ને તારું આતિથ્ય કરવા સારુ પંપાસરના વનમાંથી મેં આ ઘણાંક સ્વાદિષ્ટ ફળોનો, પરીક્ષા કરીને (ચાખી ચાખીને) સંચય કરી રાખ્યો છે, માટે કૃપા કરી યથેચ્છપણે તે તું આરોગ."

એવી રીતે કહી, અતિ પ્રેમભાવથી તે સંગ્રહ કરી રાખેલાં ફળો ધર્માત્મા શબરીએ રામની આગળ લાવી મૂક્યાં.[૧૮] પછી તે ફળોનો મોટા આદરથી અંગીકાર કરી, વારંવાર વખાણી વખાણીને લક્ષ્મણ સહિત રામ આરોગવા લાગ્યો. [શબરીએ લાવી આપેલાં પંપાના અતિ શ્રેષ્ઠ જળનું પાન કરી આનંદ પામીને,] બ્રહ્મવિદ્યાની અંદર મૈત્રેયાદિ ઋષિઓની સરખી અધિકારિણી એવી શબરીને રામ કહેવા લાગ્યો: "હે બ્રહ્મજ્ઞે! દનુ નામના દૈત્યથી મેં તારા મહાત્મા તપસ્વીઓનો પ્રભાવ સાંભળ્યો છે; પણ તારી ઇચ્છા હોય તો મારે તેઓનો અદ્‌ભુત પ્રભાવ પ્રત્યક્ષ જોવાની ઇચ્છા છે."[૧૯-૨૦] રામના મુખમાંથી નીકળેલાં એ વચનો સાંભળી શબરી તે બંને બાંધવોને સાથે લઇને સ્વર્ગમાં ગયેલા પોતાના ગુરુઓનું મોટું વન દેખાડવા લાગી.

તે બોલી: "હે રઘુનંદન! મેઘ સરખી ઘટાવાળાં વૃક્ષો તેમ જ વિચિત્ર મૃગો અને પક્ષીઓ વગેરેથી પરિપૂર્ણ એવું આ વન મતંગવનને નામે ઓળખાય છે. હે મહા કાંતિમાન્! તે નિયમિત અંતઃકરણવાળા મારા ગુરુઓ, ગાયત્રી મન્ત્રવડે પૂજન કરી, જેની અંદર મન્ત્રવડે નિરંતર હોમ કરતા હતા,[૨૧-૨૨] તે આ પ્રત્યક્સ્થલી નામની પવિત્ર યજ્ઞવેદી છે. તેને વિષે મારા અતિ પૂજ્ય મહર્ષિઓએ વૃદ્ધાવસ્થાને લીધે કંપતા હાથે કરી નિત્ય દેવતાઓને પુષ્પાંજલિઓ કરેલી છે.[૨૩] હે રઘૂત્તમ! તે મહર્ષિઓના તપપ્રભાવથી અતુલ તેજવાળી આ વેદી, પોતાની શોભાએ કરીને આજ દિવસ સુધી સર્વ દિશાઓને પ્રકાશ આપે છે, તે તું જો![૨૪] વળી આ સ્થળે સાતે સમુદ્રે આવી નિવાસ કર્યો છે, તે પણ જો. ઘણા ઉપવાસોને લીધે સમુદ્રપર્યંત જવાને અશક્ત થયેલા તે મહર્ષિઓએ, ચિંતન માત્રથી એ સાતે સાગરોને પોતાના અભિષેકતીર્થમાં આણેલા છે.[૨૫] વળી હે રઘુનન્દન! આ વનમાં વૃક્ષોપર ઠારોઠાર ભીનાં વલ્કલો નાંખેલાં છે, તે તેં જોયાં? એ વલ્કલો, સ્નાન કરીને મારા મહર્ષિઓએ સૂકાવા નાંખેલાં છે, કે જે તેમના તપના અને તીર્થના પ્રભાવથી અદ્યાપિપર્યંત સૂકાતાં નથી.[૨૬] વળી દેવકાર્ય (પૂજન) કરતા એવા તે ઋષિઓએ દેવતાઓને કમળાદિ પુષ્પો અર્પણ કરેલાં છે, જે પણ અદ્યાપિ કરમાતાં નથી."[૨૭]

એવી રીતના ઋષિઓના બીજા પણ અનેક ચમત્કારોથી ભરેલું તે વન, રુડી રીતે રામને દેખાડીને શબરી આશ્રમમાં આવી; ને બંને કરજોડી રામને વિનતિ કરવા લાગી: "હે અનંત બ્રહ્માંડ નાયક! તેં સમગ્ર વન જોયું ને ઋષિઓનાં અદ્‌ભુત કર્મો પણ સાંભળ્યાં; માટે હવે મને કૃપા કરી આજ્ઞા આપ, જેથી હું મારા આ મનુષ્યદેહનો ત્યાગ કરું![૨૮] કારણ જે આત્મજ્ઞાની મુનિઓનો આ આશ્રમ છે, ને જેની હું શુશ્રૂષા કરનારી દાસી છું, તેની આજ્ઞા હોવાને લીધે હું તેની સમીપ જઈ વસીશ."[૨૯] શબરીનાં એવાં ધર્મિષ્ઠ વચન સાંભળી લક્ષ્મણ સહિત રઘુવીર બહુ જ સાનંદાશ્ચર્ય પામી, તે સ્થિરવ્રતવાળી તપસ્વિનીને કહેવા લાગ્યો: "હે ભદ્રે! તને ધન્ય છે ને તારી શ્રદ્ધા તથા ભક્તિને પણ ધન્ય છે. તેં મારો સારી રીતે સત્કાર કર્યો. હવે તું ઇચ્છા પ્રમાણે પવિત્રલોકને વિષે નિવાસ

કર."[૩૦–૩૧] રામની એવી આજ્ઞા થતાં જ, ચીર તેમ જ કૃષ્ણાજિન પહેરનારી તથા જટાને ધારણ કરનારી શબરીએ, મહાઅગ્નિ પ્રદીપ્ત કરી, તેમાં પોતાના દેહને હોમ્યો.[૩૨] પ્રાકૃતદેહનો અગ્નિને વિષે લય થઈ જતાં જ, પ્રજ્જ્વલિત અગ્નિ સરખો દિવ્ય દેહ ધારણ કરી શબરી બહાર નિકળી. આ વેળાએ તેણે શરીરપર દિવ્ય આભરણો ધારણ કરેલાં હતાં; દિવ્ય ચંદનનો લેપ કર્યો હતો; કંઠમાં દિવ્ય પુષ્પોની માળા પહેરી હતી,[૩૩] દિવ્યાંબર ધારણ કર્યું હતું, ને એમ સર્વ દિવ્ય ઉપચારોને લીધે સાક્ષાત્ વીજળીની પ્રત્યક્ષ મૂર્ત્તિની પેઠે તે સ્થળને પ્રકાશિત કરતી તે શોભતી હતી.[૩૪] પછી રામનાં ચરણારવિંદમાં સાષ્ટાંગ પ્રણામ કરી, તેની મંગળ મૂર્ત્તિને ધ્યાનમાં રાખીને, રઘુવીરનો જય જય બોલતી શબરી અંતરિક્ષ માર્ગે ચાલી; ને જ્યાં તે પુણ્યાત્મા મહર્ષિઓ વિહાર કરે છે, એવા મહાપવિત્ર ધામ–બ્રહ્મલોક પ્રત્યે પહોંચી ગઈ.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં ચુમોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૫ મો.

## પંપાસર દર્શન.

શબરી પોતાની (ભક્તિરૂપ) તપશ્ચર્યાના પ્રભાવથી બ્રહ્મલોક પ્રત્યે ગયા પછી, લક્ષ્મણ સહિત રાઘવે, મહાત્મા ઋષિઓના અતુલ પ્રભાવનું ચિંતન કરતાં અત્યંત સાનંદાશ્ચર્ય પામી, તે ઋષિઓનાં તીર્થ વિષે સાત સમુદ્રનાં જળમાં સ્નાન કરીને, વિધિપૂર્વક તર્પણ કર્યું. પછી પોતાનું હિત કરનાર અને પોતાપર જ એકનિષ્ઠાથી પ્રીતિમાન્ લક્ષ્મણ પ્રત્યે રામ બોલ્યો:[૧–૨] "હે સૌમ્ય! આ આત્મસ્વરૂપને પામેલા મહર્ષિઓનું અતિ આશ્ચર્યકારક આશ્રમસ્થાન, કે જે પરસ્પર વિશ્વાસુ એવા સિંહાદિ પશુઓ અને વિવિધ પક્ષીગણોથી પરિપૂર્ણ છે, તે જોઈ મને બહુ આનંદ થાય છે.[૩] હે ભ્રાત! તે મહર્ષિઓના સાત સાગરવાળા તીર્થ વિષે આપણે સ્નાન તથા તર્પણ કરી, પિતૃઓને તૃપ્ત કર્યા, તેથી આપણું જે કંઈ અશુભ (દુર્ભાગ્ય) હતું, તે નિવૃત્ત થઈ કલ્યાણ સમીપ આવ્યું છે, તેથી મારું મન બહુ હર્ષ પામે છે.[૪–૫] હવે આપણાં સર્વ કાર્યો કલ્યાણરૂપ જ થશે, એમ હૃદયમાં જણાય છે. માટે ચાલ, આપણે અહીંથી પ્રિયદર્શિની પંપા પ્રત્યે જઇએ.[૬] પંપાના તટથી ઋષ્યમૂક પર્વત કંઈ ઘણો દૂર નથી. ત્યાં વસતા, વાલિના ભયથી ત્રાસ પામી પોતાના ચાર સચિવો સહિત રહેતા, ધર્માત્મા સૂર્યપુત્ર સુગ્રીવને મળવા મારું મન બહુ તલપાપડ થયું છે;[૭–૮] કારણ કબંધના કહેવા પ્રમાણે સીતાની શોધ સંબંધી આપણું સઘળું કાર્ય તેના જ સ્વાધીનમાં છે." રામનાં એવાં વચન સાંભળી, લક્ષ્મણ કહેવા લાગ્યો:[૯] "હે પ્રભો! મારું મન પણ વાનરોત્તમ સુગ્રીવને જોવા માટે બહુ ઉત્કંઠિત થઈ રહ્યું છે. માટે ચાલવા સારુ હું આપની આજ્ઞાની જ વાટ જોઈ રહ્યો છું."[૧૦]

એ પ્રમાણે પરસ્પર વાતો કરી, મહાસમર્થ દશરથપુત્રો, મતંગાશ્રમથી નિકળીને તે વનના પુષ્પિત વિપુલ દ્રુમને જોતા જોતા પંપાસર તરફ ગયા.[૧૧] કોયષ્ટિ, અર્જુન, શતપત્ર, વાંસ તથા બીજાં પણ ઘણાં પુષ્પિત વૃક્ષો અને સરોવરોથી સુશોભિત એવાં વનને જોતા, પંપા નદીના હ્રદ તરફ ચાલ્યા.[૧૨–૧૩] એ હ્રદ તે કબંધે બતાવેલો મતંગહ્રદ જ, કે જે ઋષ્યમૂક પર્વતની ગુફા આગળ આવેલો છે. પંપાસરમાં થઇને વહેતી પંપા-નદી આ હ્રદને પણ ચીરીને આગળ જતી હતી; માટે એ હ્રદે જવા સારુ રામે પંપા નદીને કિનારે કિનારે જવાનો વિચાર કીધો. પંપાસર આગળ થઇને તે બંને બાંધવો પંપા નદીના અતિ સુશોભિત કિનારાપર આવ્યા. તે નદીની અતિશય શોભા જોઈ, રામને સીતા સંબંધે ઘણો વિરહ ઉત્પન્ન થયો.[૧૪–૧૫] એના (પંપા નદીના) બંને રમ્ય કિનારાઓપર સુંદર કમળવનો, તિલક, અશોક, પુંનાગ, બકુલ તથા ગુંદી વગેરે અનેક સુંદર વૃક્ષો લહેકી રહ્યાં હતાં.[૧૬] મત્સ્યાદિ જળચરોએ હલાવેલું તેનું સ્ફટિકસમાન જળ અતિ પ્રકાશી રહ્યું હતું; તેના તટોપરની શ્વેત-સુંવાળી રેતી આંખને ઠંડક આપતી હતી. ઘણાક ઉછળતા મત્સ્યો તથા કાચબાઓ તેના સુંદર જળ વિષે આનંદથી ભ્રમણ કરી રહ્યા હતા; તીરે રહેલાં સુકોમળ વૃક્ષો તથા સખી સમાન લતાઓથી તેની બંને બાજુઓ વિંટાયલી હતી;[૧૭–૧૮] કિન્નર, ઉરગ, ગંધર્વ, યક્ષ તથા રાક્ષસો વગેરે તેનાં રમ્ય ઉપવનોમાં વારંવાર ક્રીડા કરતા હતા; તીરપરનાં વૃક્ષોને લીધે શીતળ અને સુગંધમય જળનો તે જાણે ભંડાર જ હતી;[૧૯] તેના જળપર ખીલી નિકળેલાં સર્વ જાતિનાં રક્ત, શ્વેત, નીલ અને પીતાદિ રંગનાં સૌગંધિક કમળ પુષ્પોથી તે છવાઈ ગયેલી હોવાને લીધે, જાણે તે હાથીપર નાંખવાની રંગબેરંગી ઝૂલ સરખી લાગતી હતી;[૨૦] [કિનારાઓપરનાં આમ્રવૃક્ષોનો મોર બહુ સુગંધ આપી રહ્યો હતો, ને મયૂરાદિ

પક્ષીઓ મોટેથી મધુર શબ્દો કરી રહ્યા હતા.] ઉપર ગણાવેલાં વૃક્ષો ઉપરાંત પંપાના ઉપવનોમાં આવેલાં ચંદન, બીજોરાં, વડ, લોધ્ર સુપુષ્પિત કરવીર, વંજુલ, માલતી, ડોલરગુચ્છ, ભંડીર નામનો વડ, વંજુલ, અશોક, સપ્તપર્ણ, કેતકી, માધવી લતા વગેરે વૃક્ષોથી એ પંપા નદી, સર્વ શૃંગાર સજેલી કોઈ અપ્સરા સરખી શોભતી હતી.

પંપાની એવી શોભા જોઈ, દશરથપુત્ર તેજસ્વી રામ સીતાના વિયોગથી બહુ વિલાપ કરી, મહાત્મા સૌમિત્રિ પ્રત્યે બોલ્યો: "હે ભ્રાત ! કબંધે કહ્યા પ્રમાણે આ પંપાના તીર વિષે જો પેલો અનેક ધાતુઓથી મંડિત[૨૧-૨૫] અને વિચિત્ર પુષ્પોવાળાં વૃક્ષોથી વિટાયલો પ્રસિદ્ધ ઋષ્યમૂક પર્વત દેખાય છે. એમાં ઋક્ષરાજ નામના વાનરનો પુત્ર મહા વીર્યવાન્ પ્રખ્યાત સુગ્રીવ વસે છે. તું હવે તેની પાસે જા."[૨૬-૨૭] એ પ્રમાણે ત્યારપછી પુનઃ તે સત્ય પરાક્રમી લક્ષ્મણ પ્રત્યે બોલ્યો: રે મારા વિના સીતા પોતાનાં જીવિતને કેમ કરીને ધારણ કરી શકશે?[૨૮] રે! શું તેણી મારા વિયોગને લીધે અદ્યાપિ પર્યંત જીવતી હશે? હા દૈવ! આ કેવું મહાકષ્ટ."

એવી રીતે વિલાપ કરતાં લક્ષ્મણને આજ્ઞા કરીને, મદનથી પીડિત થયેલો રામ, સીતાનું જ સ્મરણ કરતાં, મતંગસરથી થોડેક છેટે રહેલા અને કમલિનીઓથી સુશોભિત તથા અનેક પ્રકારનાં પક્ષીગણોથી ભરપૂર એવા પંપાના રમ્ય કિનારાને વિષે, એક સુંદર શિલા ઉપર વિરાજ્યો.[૨૯-૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે અરણ્યકાણ્ડમાં પચ્ચોતેરમો સર્ગ સંપૂર્ણ.

શ્રી

આદિ કવિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત

# રામાયણ

## किष्किंधाकाण्ड.



## વાનર મૈત્રી.



### સર્ગ ૧ લો.

### પંપા વર્ણન.

**શ્લોકઃ**—स तां पुष्करिणीं गत्वा पद्मोत्पलझषाकुलाम् ।
राम: सौमित्रिसहितो विललापाकुलेन्द्रिय: ॥ १ ॥

[ કબંધે કહ્યા પ્રમાણે રામ, સીતાના શોધનાર્થે સુગ્રીવ સાથે મૈત્રી કરવા સારુ છેક પંપા-સરોવરના તટપર આવી પહોંચ્યો. તેના સુંદર તટ ઉપર વિરાજમાન થઈ લક્ષ્મણને ઋષ્ય-મૂક પર્વતપર મોકલવાનો વિચાર કરવા લાગ્યો. ] જાતજાતનાં શ્યામ, શ્વેત, વિગેરે કમળો તથા વિચિત્ર મત્સ્યોથી સમાકુલ થયેલાં પંપાસરોવરને જોઈ, શોકને લીધે જેની ઇંદ્રિયો વિકળ થઈ ગઈ છે એવો રામ, સીતાનું સ્મરણ કરી તેના વિરહને લીધે કામવશની પેઠે ખેદ પામીને સૌમિત્રિ પ્રત્યે બોલ્યોઃ૧-૨ "અહો! હે સૌમિત્રિ! તું જો, આ અનેક પ્રકારનાં વૃક્ષોથી આવૃત્ત પંપાસરોવર કેવી શોભા આપે છે! પુનઃ નિહાળ. ઓ સુમિત્રાનંદન! વૈડૂર્યમણિ સરખું તેનું નિર્મળ જળ, તેપર ખીલી રહેલાં રંગબેરંગી કમળો, અને તેનાપર પરાગના લોભે ગુંજારવ સહિત ભ્રમણ કરતા ભ્રમરોને જોઈ, હરકોઈ મનુષ્યને સ્વાભાવિક રીતે જ આનંદ ઉપજે તેમ છે.૩ તેના તીર વિષેનાં સુંદર વનો, કે જેઓમાં પર્વતશિખર સમાન મહાદ્રુમો તથા શિખર-વાળા પર્વતો શોભી રહ્યા છે, તે પણ જોનારને આનંદમાં મગ્ન કરી દે તેવા છે;૪ પરંતુ હે ભ્રાત! શોકના તાપથી બળી રહેલા મને તો પંપાની એ શોભાથી ઉલટો વધારે તાપ ઉત્પન્ન થાય છે;

ને ભરતનું દુઃખ તથા સીતાનું હરણ એ બે વાતોનો દાહ પાછો પ્રજ્વલિત થઈ, મારા ચિત્તને મહાપીડા કરે છે; તથાપિ આ અતિ રમ્ય પંપા, જેના બંને કિનારાઓપર વિચિત્ર વનો આવી રહ્યાં છે, ને તેમાંનાં વૃક્ષોપરથી, વાયુને લીધે અનેક પ્રકારનાં પુષ્પો જેના પ્રવાહ ઉપર પડે છે અને જેનું શીતળ અને કલ્યાણકારક જળ ખીલેલાં પદ્મપુષ્પોવડે ઢંકાયલું હોવાથી અત્યંત શોભા આપે છે; સર્પો અને શ્વાપદો જેનું નિરંતર સેવન કરે છે તથા વિવિધ મૃગો અને પક્ષીઓથી જે સમાકુલ થઈ રહેલી છે તે મને શોકાર્તને પણ સુખી કરવા ઇચ્છતી હોય, તેવી લાગે છે.[૫–૭] તેના કિનારાઓપર આ વનપ્રદેશ પણ વિવિધ પુષ્પોથી ખીલી રહેલી લીલીપીળી હરિયાળીને લીધે બહુ દીપે છે. હે સૌમિત્રે! આ ચોમેરનાં સઘળાં વૃક્ષોની લતાઓ પુષ્પોના ભારથી વૃદ્ધિ પામેલી દેખાય છે. ફળો પણ તેટલા જ જથામાં વૃક્ષોપર લચી રહ્યાં છે.[૮–૯] જો જો, આ વાયુ પણ અતિ સુખરૂપ અને કામોદ્દીપકપણે વાય છે. માટે નિશ્ચે માન કે, હવે ચૈત્ર માસ બેઠો અને વસંતઋતુ આવી; જેથી મેઘ જેમ જળ વરસાવે, તેમ સર્વ વનવૃક્ષો સુંદર પુષ્પોને વરસાવી રહ્યાં છે.[૧૦–૧૧] અહો! જોની, વાયુના વેગથી ડોલતાં વનદ્રુમો પૃથ્વીપરની સપાટ શિલાઓપર પુષ્પોને કેવી રીતે વેરે છે![૧૨] હે લક્ષ્મણ! પ્રત્યેક ઋતુને તેના યથાર્થ સ્વરૂપમાં આણનાર મુખ્યત્વે કરીને તે તે ઋતુનો વાયુ છે. આ સમયે વસંતનો વાયુ કેવો આનંદ મચાવી રહ્યો છે, તે તું જો. અહો! તે જાણે વૃક્ષોપર રહેલાં, વૃક્ષોપરથી પડતાં, અને નીચે પડેલાં સુંદર પુષ્પો સાથે સર્વત્ર ક્રીડા જ કરતો હોયની, તેવો દેખાય છે.[૧૩] તે (વાયુ), પુષ્પોથી ભરેલી વૃક્ષની શાખાઓને વારંવાર કંપાવે છે. તેઓપરનાં પુષ્પોને પોતાના વેગથી હરણ કરે છે, ને તે વડે એ પુષ્પ, ગુચ્છોપરથી ઉડેલા ભ્રમરોની સાથે જાણે પોતાના સુસવાટા ભરેલા મંદ સ્વરથી ગાયન કરતો હોય, તેવો લાગે છે.[૧૪] વળી આ વાયુ, કે જે પર્વતની કંદરાઓમાંથી ચાલ્યો આવે છે, તેની જોડે આ કોકિલા તિણણો મધુર શબ્દ કરીને જાણે તેના ગાયનમાં મૃદંગરૂપે તાલ પૂરતી હોય, તેમ બોલે છે; તેથી તે વાયુ જાણે વૃક્ષોને કંપાવવારૂપે નૃત્ય શીખવતો હોય, ને જોડે પોતે ગાતો હોય, તેવો ભાસે છે. ચોમેરથી તે વૃક્ષોને ચલાયમાન કરે છે, તેથી એક બીજાં વૃક્ષોની શાખાઓ પરસ્પર મળી જવાથી, જાણે તેઓ પરસ્પર ગુંથાયલાં હોય, તેવાં દેખાય છે.[૧૫–૧૬]અહો! આ સુખ સ્પર્શવાળો વાયુ, ચંદન સમાન શીતળ તથા શ્રમને નિવૃત્ત કરનાર છે. તે આ વનમાંથી કેવા પવિત્ર સુગંધ સાથે ચાલ્યો આવે છે! એણે કંપાવેલાં પુષ્પિત વનવૃક્ષો શબ્દ કરતા ભ્રમરો સાથે જાણે શબ્દ કરતાં હોય તેવાં દેખાય છે.[૧૭–૧૮] વળી રમણીય ગિરિપ્રસ્થોને વિશે રહેલાં મનોરમ પુષ્પિત દ્રુમોથી સંલગ્ન થયેલાં પર્વતનાં શિખરો અતિશય શોભા આપે છે;[૧૯] પુષ્પોથી ઢંકાયલી ટોચોવાળાં વૃક્ષો, કે જે વાયુએ કંપાવવાથી ચંચળ થયેલાં છે ને પોતાના ઉપર ઉડતા ભ્રમરોરૂપ જેઓએ કર્ણાદિકનાં ભૂષણો ધારણ કીધાં છે તેઓ, મધુર સ્વર સાથે નૃત્ય કરવા લાગ્યાં હોય, તેવાં દેખાય છે.[૨૦] અહો! હે ભ્રાત! આ શ્રેષ્ઠ પીતપુષ્પોવાળાં કરેણનાં વૃક્ષો જોની! તે જાણે સુવર્ણાલંકારોથી ભૂષિત થયેલા પીતાંબરધારી પુરુષોના જેવાં જ શોભે છે!"[૨૧]

પુનઃ પોતાની સામેના વૃક્ષપર, આનંદથી બોલતી કોકિલાને જોઈને રામ બોલ્યો: "અહા લક્ષ્મણ! આ વસંતઋતુનો કાળ, સીતાવિયોગી એવા મને, ખરેખર, શોક અને વિરહમાં જ નિમગ્ન કરી દે છે[૨૨] અને કામદેવ મને અતિશય સંતાપે છે. અહા આનંદમાં ગર્ક થઈ ગયેલો આ કોકિલ પક્ષી તો જો! જાણે તે સ્પર્ધા કરીને મને વિરહવૃદ્ધિ કરનારો રાગડો લલકારતો હોય, તેમ રહી રહીને કૂહૂ કૂહૂ બોલે છે.[૨૩] વળી હે લક્ષ્મણ! આ રમણીય જળપ્રવાહને વિષે હર્ષ પામેલો જળકૂકડો, શબ્દ કરીને, કામાવિષ્ટ થયેલા મુને અધિક શોચ ઉપજાવે છે.[૨૪] કારણ કે પૂર્વે આપણા આશ્રમને વિષે ભાગ્યવતી સીતા, તેનો શબ્દ સાંભળતી ત્યારે બહુ હર્ષ પામતી, ને તેને જોવા સારુ મને બોલાવી, તેનાં વખાણ કરતી હતી.[૨૫] એ જ પ્રમાણે આ બીજાં વિચિત્ર પક્ષીઓ પણ નાના પ્રકારના નાદ કરતા ચોમેર લતાઓ, વૃક્ષો અને ગુલ્માદિ પ્રત્યે આવી આવીને બેસે છે તથા ઇચ્છામાં આવે ત્યારે પાછાં ઉડી જાય છે, તે જો.[૨૬] તેઓ કોઈ પણ શોકાતુરના હૃદયશોકની વૃદ્ધિ જ કરનારાં છે. હે સુમિત્રાનંદન! પોત પોતાના જાતિસમૂહની અંદર હર્ષ પામેલા ભ્રમર સમાન મધુર સ્વરવાળી પક્ષિણીઓ, પંપા તટે, પોત પોતાના પુરુષોની સાથે કેવી આનંદથી ગેલ કરે છે? એ સૌ વૃક્ષોને, આ વારંવાર શબ્દ કરતો જળકૂકડો તથા કોકિલા પોતાના આવેશક શબ્દોથી જાણે અધિક સુખાનંદ ઉપજાવતાં હોયની, તેમ લાગે છે.[૨૭–૨૮] હે સૌમિત્રિ! મારા કામાગ્નિને વધારનારાં આ અશોકાદિ વૃક્ષોને તો

હું અગ્નિની જ ઉપમા આપું છું; કારણ તેમના ઘેરાવા-રૂપ અંગાર અને શિખાઓરૂપ જ્વાળાઓમાં પ્રવેશ કરતા વાયુને લીધે ધમધમાટ શબ્દ કરતાં તેઓ મને દાહ ઉત્પન્ન કરે છે.[૨૯] રે! પ્રિય બાંધવ! ખરેખર આ પલ્લવરૂપે રાતી જ્યોતિવાળો વસંતઋતુરૂપ અગ્નિ મને બાળી નાંખશે; માટે સૂક્ષ્મ પાંપણોથી શોભિતાં નેત્રવાળી, સુકેશી અને મૃદુ ભાષણ કરનારી સીતા નહિ જોઈ શકવાથી મારે હવે જીવીને શું પ્રયોજન છે?[૩૦] હે નિર્દોષ લક્ષ્મણ! વનને શૃંગાર આપનારા વસંતઋતુના દિવસો, કે જેઓમાં કોકિલ પક્ષીઓ સર્વત્ર વનને નાદિત અને હર્ષિત કરી મૂકે છે, તે મારી દયિતાને અત્યંત પ્રિય છે. રે! આ વખતે હું તેને જોઈ શકતો નથી, ને વિરહોત્પત્તિ કરનારાં વૃક્ષો જ મારી દૃષ્ટિએ પડે છે, તેથી કામને લીધે ઉત્પન્ન થયેલો અને વસંતના ગુણોથી વૃદ્ધિ પામતો[૩૧-૩૨] મારો શોકાગ્નિ મને થોડા જ સમયમાં દગ્ધ કરશે. રે! મારા મનમાં ઉપજેલો કામ વૃદ્ધિ પામે છે, વૈદેહીનો વિયોગ મારા શોકમાં વૃદ્ધિ કરે છે, અને વારંવાર કામ-વિકાર ઉત્પન્ન કરી, શરીરમાં પ્રસ્વેદ આણનાર આ વસંત, મૃગાક્ષી વૈદેહી તથા ચૈત્ર માસનો વનાનિલ એ ત્રણે, ચિંતાશોકમાં ડૂબી રહેલા મને અત્યંત સંતાપે છે.[૩૩-૩૬] રે! બળદના નેત્ર જેવી, સ્ફટિક સરખી ને પવનથી ઉડતી પોતાની પાંખોને ફેલાવી તથા કળા ચઢાવી ચોમેર નૃત્ય કરતા આ મયૂરો કેવા શોભે છે! રે! મયૂરીઓથી વિંટાઈ, મદમૂર્છિત થયેલા તેઓને જો, પણ મને, કામની વૃદ્ધિ જ કરનારા છે.[૩૭] વળી હે લક્ષ્મણ! પેલા પર્વતની તળેટીમાં પચરંગી પાંખો ફફ-ડાવીને નાચતા મયૂરની સાથે તેની પ્રિયા મયૂરી પણ કામાતુર હોવાથી ઘેલી સરખી થઈ કેવી ગેલ કરે છે, તે પણ તું જો. એ મયૂરી જ્યારે નૃત્ય કરતી દૂર જાય છે, ત્યારે પોતાની સુંદર પાંખોને ફેલાવી તેનો મયૂર પણ શબ્દ કરીને જાણે મારું હાસ્ય કરતો હોય, એમ તેણીની વાંસે દોડે છે. ખરેખર મારા કરતાં એ મયૂર મોટો ભાગ્યશાળી છે, કે તેની પ્રિયાનું રાક્ષસે હરણ કર્યું નથી; માટે જ તેણીના સહિત આ રમ્ય વનમાં આનંદે નૃત્ય કરી રહ્યો છે. અરે ભ્રાત! આ ચૈત્ર માસને વિષે સીતાનો વિયોગ મને ખરેખર દુઃસહ છે.[૩૮-૪૧] કારણ તિર્યક્‌યોનિને વિષે પણ સ્ત્રી પુરુષની પરસ્પર પ્રીતિ કેવી હોય છે તે તું જો. પેલી મયૂરી, પ્રીતિને લીધે નિરંતર પોતાના ભર્તા મયૂરની પાસે જ રહે છે.[૪૨] તેમ જ જો સીતાનું હરણ ન થયું હોત તો તે વિશાલાક્ષી પણ સુદૃઢ પ્રીતિને લીધે કદી મારાથી વેગળી ખસત નહિ."[૪૩]

વળી નિઃસાસો નાંખી રામ બોલ્યોઃ "અરે! હે લક્ષ્મણ! જો વસંતઋતુને વિશે આ વૃક્ષોપરથી મધુ-કરોનાં ટોળાંઓ સહિત પૃથ્વીપર ખરી પડતાં રુચિર પુષ્પો પણ સીતાના વિયોગને લીધે મને નિષ્ફળ લાગે છે.[૪૪-૪૫] આ હર્ષ પામેલાં પક્ષીઓ, ટોળે મળી જાણે એક બીજાઓને બોલાવતાં હોય, એમ સ્વેચ્છા પ્રમાણે સુસ્વર કરી રહ્યાં છે. તેઓ પણ મારા મનમાં કામની વૃદ્ધિ કરે છે.[૪૬] પણ રે! આ સમયે મારી પ્રિયા ક્યાં હશે? તે શું કરતી હશે? ખરેખર જ્યાં તેણી વસતી હશે, ત્યાં જો વસંતઋતુ હશે તો તે પણ મારી પેઠે જ કાળથી ઉન્માદ દશાને પામેલી શોચંતી ને વિલપંતી હશે.[૪૭] પણ જ્યાં મારી પ્રાણપ્રિયા વૈદેહી વસતી હશે, તે દેશને વિષે આ સમયે વસંતઋતુ નહિ જ હોય; જો હોય તો તે કમલાક્ષી મારા વિના એકલી કેમ રહી શકે? અવશ્ય મને આવી મળે[૪૮] અને ત્યાં કદાચ વસંતઋતુ હોય તોપણ તે સુશ્રોણી શત્રુ-ઓના હાથમાં પરવશ થયેલી હોવાથી શું કરી શકે એમ હતું?[૪૯] હાય! તે શ્યામા, કમળપત્રના જેવાં નેત્રવાળી તથા મૃદુભાષિણી મારી પ્રિયા, મારા વિરહને લીધે વસંતના સમયમાં પોતાનો પ્રાણ ત્યાગ કરશે, એમ હું નિશ્ચે ધારું છું; કારણ, મારા વિયોગથી એ સાધ્વી સીતા કદી જીવવા સમર્થ નથી.[૫૦-૫૧] જેવો મારો સુદૃઢ પ્રીતિભાવ સીતાને વિષે છે, તેવો જ વૈદેહીનો મારાપર છે.[૫૨] હે લક્ષ્મણ! આ પુષ્પ સુગંધ મિશ્રિત સુખસ્પર્શ શીતળવાયુ, મારી કાંતાને શોધતા એવા મને, તેણીના વિયોગને લીધે પાવક સરખો દુઃખદ લાગે છે.[૫૩] રે! પૂર્વે સીતા સહિત હું જે વાયુને સદૈવ સુખરૂપ માનતો હતો તે જ વાયુ, આજ સીતા વગરના મને મહા શોક ઉત્પન્ન કરે છે.[૫૪] રે! જ્યારે સીતા મારી પાસે હતી, ત્યારે આ કાકપક્ષી જાણે અમારો ભવિષ્યનો વિયોગ સૂચવતો હોય, તેમ ચોમેર આકાશમાર્ગે ભ્રમણ કરી, બોલતો હતો; ને હવે તે વૃક્ષપર બેસી હર્ષયુક્ત શબ્દ કરે છે, તેથી અમારો પતિપત્નીનો સંયોગ સૂચવતો હોય, વા વૈદેહીના સંયો-ગાર્થ મને અહીંથી પ્રસ્થાન કરવાનું સૂચવતો હોય, એવો દેખાય છે.[૫૫-૫૬] હે ભ્રાત! આ પુષ્પિત વૃક્ષોને વિષે શબ્દ કરતા પક્ષીઓના મદવિવર્ધન કલ્લોલને તું સાંભળ.[૫૭] જોની, આ ભ્રમર, મદસ્ખલિત પ્રિયાભણી

ધાઈ આવતા કામી નરની પેઠે, પેલી વાયુએ કંપાવેલી તિલકમંજરી તરફ કેવો હર્ષભેર ચાલ્યો આવે છે.૫૮ રે! આ અશોક વૃક્ષ તો ઉલટું કામીજનને શોકવૃદ્ધિ કરનારું જ છે. જો જો! તેનાં તબકો વાયુએ કંપાવવાને લીધે જાણે મને તે શોકરૂપ પ્રહાર જ કરતાં હોયની, તેમ ઉભાં રહ્યાં છે.૫૯ હે લક્ષ્મણ! વળી આ મોરથી ચોમેર શણગારાઈ સુશોભિત થયલા આંબાઓ જાણે અંગરાગ ધારણ કરેલા શૃંગારાસક્ત નર હોય, તેવા દેખાય છે!૬૦

"હે સૌમિત્રે! હે નરશાર્દૂલ! આ પંપાની વિચિત્ર વનરાજિને વિષે અતિ કોમલાંગી કિન્નરીઓ સહિત, કિન્નરો આમ તેમ ફરી રહ્યા છે તે તું જો૬૧ તથા ઉદય પામતા સૂર્યની પેઠે જળની અંદર ચોમેર પ્રકાશી ખીલી રહેલાં સૌગંધિક રક્ત કમળોની શોભાને તું જો.૬૨ અહો! એ સૂર્યની પેઠે પ્રકાશી રહેલાં સુંદર રક્ત કમળોથી, પંપાનું જળ કેવું પારદર્શક દેખાય છે! તેનાપર ભ્રમરોએ નાંખેલી પુષ્પોની રજ તરી રહી છે; ને શ્વેત, શ્યામ તથા સંધ્યાકાળે ખીલનારાં કમળો તેમ જ હંસ, કારંડવાદિ પક્ષીઓથી તે સર્વત્ર આચ્છાદિત થયેલું છે.૬૩-૬૪ વળી આ વિચિત્ર વનાંતરથી શોભતી પંપા નદીનું જળ, નાદ કરતા ચક્રવાક પક્ષીઓ, તેમ જ વારંવાર જળ પીવા આવતા હાથી અને મૃગાદિનાં ટોળાંથી પણ બહુ શોભા આપે છે!૬૫ હે લક્ષ્મણ! તેના ઉપર વાયુના સપાટા આવે છે, ત્યારે તો તેની મોટી મોટી લહરોને લીધે હાલતાં તથા ઉંચાં નીચાં થતાં કમળોથી, મનને બહુ જ આનંદ આપનારો દેખાવ થઈ રહે છે.૬૬ અહો! આ પદ્મપત્રની પાંખડીઓ સરખાં વિશાળ નેત્રવાળી મારી પ્રિયા વૈદેહી, કે જેને કમળપુષ્પો નિરંતર પ્રિય છે, તેના વગર મારું જીવિત વ્યર્થ નથી શું? તેણી વિના મને જીવવું રુચતું જ નથી.૬૭ અહો! કામ ખરેખર ઘણો કુટિલ છે, કે જે હરણ થયેલી અતિ દુર્લભ અને પ્રિયંવદા કલ્યાણીનું મને વારંવાર સ્મરણ કરાવે છે.૬૮ રે! આ વનરાજિને પુષ્પાદિથી સુશોભિત કરનારો વસંતઋતુ જો મને અધિક પ્રહાર કરતો ન હત તો કદાચ હું કામવેગને સહન કરવા સમર્થ થાત. પણ તેણે તો મને કેવળ વિહ્વળ કરી નાંખ્યો છે.૬૯ અહો! પૂર્વે, સીતાના સંયોગ સમયે મને જે જે વસ્તુ રમણીય લાગતી હતી, તે તે સઘળી તેના વિયોગથી, આજે મને દુઃખદ થઈ પડી છે.૭૦ હે લક્ષ્મણ! આ પદ્મકોશ ખરેખર સીતાનાં નેત્રકોશ સરખો જ હોવાથી તે જોવાને વારંવાર મારી દૃષ્ટિ લોભાય છે.૭૧ અહો! આ વનમાંનો મનોહર વાયુ, કે જે કમળ પરાગમાંથી ઉત્પન્ન થવાને લીધે શીતળ તથા સુગંધી વૃક્ષોમાંથી નિકળવાને લીધે મંદ સુગંધમય વાય છે, તે ખરેખર ચંદ્રવદની સીતાના નિઃશ્વાસ સરખો જ લાગે છે.૭૨ હે ભ્રાત! આ પંપાના સામા કિનારાપર પર્વતની તળેટીમાં આવેલી પેલી પુષ્પોથી લચી રહેલી કરેણની સોટીઓ કેવી મનોહર શોભી રહી છે, તે હે સૌમિત્રે! તું જો.૭૩ અહો! આ અનેક પ્રકારના ધાતુઓથી સુશોભિત બનેલો શૈલરાજ, વાયુના વેગથી હણાયલી, વિચિત્ર રજને ઉત્પન્ન કરે છે.૭૪ ને હે સૌમિત્રે! એ આખો પર્વતપ્રદેશ, પત્ર વગરનાં અને ચોમેરથી પુષ્પોવડે ઢંકાઈ ગયેલાં રમ્ય પલાશ વૃક્ષોથી, અગ્નિની પેઠે સુપ્રકાશી રહ્યો છે.૭૫ વળી પંપાના જળનું શોષણ કરી વૃદ્ધિ પામેલા અને મધુર સુગંધવાળા તેના કિનારાપરનાં વૃક્ષો, જેવાં કે—માલતી, મલ્લિકા, કમળ, કરેણનાં પુષ્પો,૭૬ કેતકી, નિર્ગુંડી, મોગરા, વાસન્તી—હેમપુષ્પિકા, માતુલિંગ, આસપાસ પુષ્પના ગુચ્છોવાળાં ડોલર,૭૭ ચિરિબિલ્વ, કરંજ, મહુડા, તમર, બકુલ, ચંપો, તિલક, પુષ્પિત નાગકેસર,૭૮ પદ્મક, નીલ અને અશોક વગેરે પુષ્પિત હોવાથી કેવાં શોભાયમાન દિસે છે અને પર્વતપરનાં સુપુષ્પિત લોધ્ર, સિંહકેસર,૭૯ અંકોલ, કુરંટ, ચૂર્ણક, પારિભદ્ર, આંબા, પાટલ અને પુષ્પિત કોવિદારની પણ કેવી શોભા આવી રહી છે.૮૦ તેમ જ પર્વતની તળેટીમાંનાં મુચુકુંદ, અર્જુન, કેતકી, ઉદ્દાલક, શિરીષ, શિંશપ, ધવ,૮૧ શાલ્મલી, કિંશુક, રક્ત કુરબક, તિનિશ, નક્તમાલ, ચંદન, સ્યંદન,૮૨ હિંતાલ, તિલક અને નાગકેસરાદિ સુંદર વૃક્ષો, કે જેઓ પુષ્પના ભારથી લચેલાં છતાં પુષ્પિત લતાઓથી વિંટાયલાં છે,૮૩ ને વાયુના વેગથી જેમની શાખાઓ કંપાયમાન થઈ પોતાનાં રુચિર પુષ્પોની વૃષ્ટિથી ધરા દેવીનું પૂજન કરતી હોય તેવી લાગે છે, તે હે સૌમિત્રિ! તું જો. અહો! તેઓને વિંટાતી લતાઓ, પુરુષને હર્ષથી આલિંગન કરવા જતી મદોન્મત્ત સ્ત્રીની પેઠે પોતાનું વલણ દેખાડી રહી છે, તે શું મારા જેવા, પ્રિયાવિયોગીને કામની વૃદ્ધિ કરનારું નથી?"૮૪

"અહો! હે ભ્રાત! અનેક પ્રકારના રસાસ્વાદથી હર્ષિત થયેલો આ વાયુ, એક વૃક્ષથી બીજા વૃક્ષ તરફ, એક પર્વતથી બીજા પર્વતપર ને એક વનમાંથી બીજા વનમાં, એમ સર્વત્ર ઘૂમ્યા કરે છે. કેટલાંક વૃક્ષો, મધુર સુગંધવાળાં પુષ્પોથી વ્યાપ્ત છે,૮૫-૮૬ ત્યારે કેટલાંક

ખીલેલી કળીઓને લીધે અતિ શ્યામ વર્ણાં દેખાય છે. આ સ્વાદુ છે, આ મૃદુ છે તથા આ પ્રફુલ્લિત છે,[૮૭] આ પ્રમાણે રાગાસક્ત થયેલો ભમરો, એક પુષ્પથી બીજા પુષ્પ ઉપર ને બીજાથી ત્રીજા ઉપર એમ વારંવાર તેઓના પરાગને ગ્રહણ કરતો ગુંજારવ કરી રહ્યો છે ને એમ સુગંધમાં લુબ્ધ થવાથી આ મધુર, આ પમ્પા સરિતાના તીરના વનમાંનાં સર્વ વૃક્ષોપર ગુંજારવ કરતો, કોઈ મહા સમૃદ્ધિવાન્, સુખી અને મત્ત પુરુષની પેઠે મહાલે છે.[૮૮] પોતાની મેળે ખરી પડેલાં પુષ્પોના સમૂહથી છવાઈ ગયલી આ ભૂમિને તું જો. તે જાણે વિલાસી નરને શયન કરવા સારુ બિછાવેલી શય્યા જ ન હોય તેવી સુખકારક બની રહી છે[૮૯] ને હે સૌમિત્રે! આ પર્વતની તળેટીમાં તો વળી અનેક પ્રકારનાં રંગબેરંગી પુષ્પોને લીધે પીત અને રક્ત આદિ વર્ણવાળી મોટી વિચિત્ર વિસ્તીર્ણ શય્યાઓ બનેલી છે.[૯૦] હે સૌમિત્રે! શિશિરને અંતે ચૈત્રના પ્રારંભમાં વૃક્ષોના ઉઘડતાં પુષ્પોનું તે હું કેટલું વર્ણન કરું; ખરેખર આ માસમાં સર્વ કુસુમયુક્ત શાખાવાળાં વૃક્ષો પરસ્પર સ્પર્ધા જ કરતાં દેખાય છે; ને પોતે સંપૂર્ણપણે ખીલી પોતાની શોભા બીજાંઓને દેખાડતાં હોય તેમ તેઓ પ્રકાશે છે; અને પોતે ખરેખર તરુણાવસ્થામાં આવેલાં છે એમ બીજાં દૂરનાં તથા પાસેનાં વૃક્ષોને જણાવવાને, જાણે પોતા ઉપર ઉડતા ષટ્પદો–ભ્રમરો સાથે સંદેશા કહાવતાં હોયની શું, તેવાં દીસે છે.[૯૧–૯૨] આ કારંડવ પક્ષી તો મને કામોદ્દીપન કરવા માટે જ, શુભ જળમાં પ્રવેશ કરીને પોતાની કાન્તા સાથે રમણ કરે છે.[૯૩] મંદાકિની સરખી જ મનોહર આ પમ્પા નદી, છે, ને તેના સરખા જ જગવિખ્યાત મનોરંજક ગુણો એની અંદર (આ સ્થળે) પણ રહેલા છે;[૯૪] માટે હે રઘૂત્તમ! મારી સાધ્વી પ્રિયા મારા જોવામાં આવે તો હું અયોધ્યા કિંવા ઇંદ્રપુરીને પણ તુચ્છ ગણી તેના સહિત આ રમ્ય સ્થળે નિવાસ કરું.[૯૫] જો હું આ વિચિત્ર હરિયાળીવાળાં રમ્ય સ્થળો વિષે સીતા સહિત રમણ કરું તો મને કોઈ વાતની ચિંતા થાય નહિ, તેમ હું કોઈ બીજા સુખની પણ સ્પૃહાએ કરું નહિ.[૯૬] વિવિધ પત્ર અને પુષ્પવાળાં આ વૃક્ષો, કાન્તા વગરના મને આ વનને વિષે મહા ચિન્તા ઉત્પન્ન કરે છે.[૯૭] હે સૌમિત્રે! દૃષ્ટિ કર. આ અનેક પ્રકારના વિહંગમોના શબ્દોથી શોભતી શીતળ જળવાળી સરિતા પમ્પા પ્રતિ, તે કેવી શોભી રહી છે, જે સર્વત્ર કમળોથી ઢંકાયલી છે, ચક્રવાક અને કારંડવ પક્ષીઓ જેમાં ડોલી રહ્યાં છે,[૯૮] દાદુર તથા ક્રૌંચ પક્ષીઓથી ભરપૂર છે, ને અનેક પ્રકારનાં મૃગાદિ પશુઓ જેનું સેવન કરે છે,[૯૯] તે શું મારા સરખા કામીને ચિંતા ઉપજાવનારાં નથી? અહા! હર્ષ પામેલાં વિવિધ પક્ષીઓ, મારી કમલાક્ષી અને ચન્દ્રમુખી શ્યામાનું સ્મરણ કરાવીને મને કામોદ્દીપન કરે છે. જો જો! પેલા પર્વતની તળેટીમાં મૃગલીઓ સહિત નાચતા કુદતા પણ મારી મૃગાક્ષી વૈદેહીના વિયોગનું વધુ સ્મરણ કરાવી મને વ્યથા પમાડે છે.[૧૦૦–૧૦૧] રે! આ રમ્ય તથા મદોન્મત્ત પક્ષીગણથી વ્યાપ્ત પર્વત શિખરને વિષે જો હું મારી કાંતાને જોઉં તો જ સ્વસ્તિમાન્ કહેવાઉં;[૧૦૨] ને એ સુમધ્યમ વૈદેહી, મારા સહિત આ પંપા તટના શુભ પવનને સેવે તો જ મારું જીવિત યોગ્ય કહેવાય.[૧૦૩] હે લક્ષ્મણ! આ કમળની સુગંધી સહિત વહન કરનારા, નિર્મળ અને શોકવિનાશન પંપાવનના વાયુને જે પુરુષ પોતાની નાયકા સહિત સેવે છે, તેને જ ધન્ય છે![૧૦૪]

"અરે! મારી શ્યામા પદ્મપલાશાક્ષી, પ્રિયા, જનકાત્મજા, મારા વિયોગને લીધે, [શત્રુને વશ થયેલી હોવાથી,] કેવી રીતે પોતાના પ્રાણને ધારણ કરી શકતી હશે?[૧૦૫] રે! પરમ ધર્મજ્ઞ તથા સત્યવાદી મહાત્મા રાજા જનક, મને તેણીનું (સીતાનું) કુશળ પૂછશે, ત્યારે મનુષ્યોની સભા વચ્ચે હું તેને શું પ્રત્યુત્તર આપીશ?[૧૦૬] રે! જે સ્વધર્મવર્તિની, પિતાએ વનમાં મોકલેલા મારા સરખા મંદભાગી પતિની સાથે વનમાં આવી હતી, તે મારી પ્રિયા હમણાં ક્યાં હશે?[૧૦૭] હે લક્ષ્મણ! જે રાજ્યભ્રષ્ટ થયેલો જે હું તેની સાથે આવાં ઘોર વનોમાં આવી, તેના વિના મારા પ્રાણ કેમ ટકી રહેશે?[૧૦૮] હાય! તેનું કમળ સરખાં નેત્રવાળું ઉત્તમ સુગંધયુક્ત, શોભામય અને પૂજ્ય મુખારવિંદ જોયા વગર હું કેમ જીવી શકીશ?[૧૦૯] હે લક્ષ્મણ! તેનું સ્મિત હાસ્યવાળું, ગુણવાન્, મધુર તથા હિતરૂપ મધુર વાક્ય હું ક્યારે સાંભળીશ?[૧૧૦] રે! તે સાધ્વી, વનને વિષે મહા દુઃખમાં પણ મારી સામે દૃષ્ટિ રાખી મને રાજી રાખવાને, કશા દુઃખ વગરની તથા હર્ષ પામેલી સરખી થઈને, મધુરાં વચનો બોલતી હતી.[૧૧૧] હે દશરથપુત્ર લક્ષ્મણ! અયોધ્યાને વિષે મનસ્વિની માતુશ્રી કૌસલ્યા તેને ન જોઈને મને પૂછશે કે, 'મારી વધૂ ક્યાં છે? તેણી કુશળ છે?' ત્યારે તેમને હું શો ઉત્તર આપીશ? તેના આગળ મારાથી

કશું બોલી શકાશે નહિ.[૧૧૨] હે લક્ષ્મણ! તું એકલો જ અયોધ્યા પ્રત્યે જા ને ભ્રાતૃવત્સલ ભરતને મળ; જનકાત્મજા વિના તો મારા પ્રાણ નિશ્ચેય આ દેહનો ત્યાગ કરી જશે."[૧૧૩]

આ પ્રમાણે અનાથવત્ વિલાપ કરતાં કરતાં રામ, અત્યંત શોકમૂર્ચ્છિત થઈ ગયો ને પૂર્વપેરે 'હા પ્રિયે! હા સીતે! જાનકિ!" એમ આક્રોશ કરવા લાગ્યો. રામની આ સ્થિતિથી અતિ ખિન્ન થઈ મહાત્મા લક્ષ્મણ તેનું સાંત્વન કરવા સારુ આ પ્રમાણે યોગ્ય અને સાર્થ વચનો કહેવા લાગ્યો.[૧૧૪]

લક્ષ્મણજી બોલ્યાઃ "હે પુરુષોત્તમ! હે રામ! તારું કલ્યાણ થાઓ; તારું આયુષ્ય દીર્ઘ થાઓ. હે પ્રભો! આવી રીતનો કાયરના સરખો શોક તું તજી દે. કારણ કે, તારા સરખા શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોની મતિ પણ શોકને લીધે મંદ થઈ જાય એ શું![૧૧૫]

स्मृत्वा वियोगजं दुःखं त्यज स्नेहं प्रिये जने।
अतिस्नेहपरिष्वंगाद्वर्तिरार्द्रापि दह्यते ॥ ११६ ॥

વિયોગજન્ય દુઃખોને સંભારી તું પ્રિયજનો પરના સ્નેહનો ત્યાગ કર. અતિ સ્નેહનું* અવલંબન કરવાથી તો જળમાં ભીંજાયલી વાટ પણ બળે છે.[૧૧૬] હે રાઘવ! હે મારા પિતુ સમાન! રાવણ કદી પાતાળમાં જશે, અથવા એથી પણ ગુપ્ત દેશ પ્રત્યે જશે, તોપણ તે કોઈ પ્રકારે જીવતો રહેવા પામશે નહિ.[૧૧૭] તે પાપીનું નિવાસસ્થાન આપણા જાણવામાં આવ્યું, તો પછી તે મૂએલો જ પડ્યો છે. કાં તો તે પોતાની મેળે જ સતીનો ત્યાગ કરશે વા પોતાના પ્રાણનો ત્યાગ કરશે![૧૮] જો તે રાક્ષસ, મૈથિલીને આપણે સ્વાધીન ન કરતાં સીતા સહિત કદાચ સુરમાતા દિતિના ગર્ભસ્થાનમાં (એવા નિર્ભયસ્થાનમાં) ભરાઈ જશે, તો ત્યાંથી પણ હું, તેનો નાશ કરીશ.[૧૧૯] હે કલ્યાણરૂપ આર્યબંધુ! તું ચિત્તને સ્વસ્થ કરી, આવી કૃપણમતિનો ત્યાગ કર. નષ્ટાર્થ† પુરુષને, તેનો નાશ પામેલો અર્થ, ઉદ્યોગ વિના પ્રાપ્ત થતો નથી,[૧૨૦] અને તે પ્રાપ્ત કરવા માટે જેને ઉત્સાહ છે, તે પુરુષ જ બળવાન્ જાણવો. ઉત્સાહના કરતાં ઉત્તમ બીજું બળ કંઈ જ નથી. માટે ઉત્સાહી પુરુષને ત્રણે લોકમાં કશું દુર્લભ નથી.[૧૨૧] ઉદ્યોગમાં ઉત્સાહ રાખનારા પુરુષો કદી અકળાતા કે મનોભંગ થતા નથી; માટે આર્ય! આપણે માત્ર ઉદ્યોગ કરવા સારુ ઉત્સાહનો આશ્રય કરીશું તો નિશ્ચે જાનકીને પામીશું.[૧૨૨] તું શોકને તો પછવાડે જ મૂક, ને કામવૃત્તિપણાનો ત્યાગ કર. કૃતાત્મા અને મહાત્મા એવા તારા આત્માને શું તું જાણતો નથી?"[૧૨૩]

એવી રીતનાં લક્ષ્મણનાં યોગ્ય વચનો સાંભળી, શોકથી અચેત થયેલા રામે તુરત શોક તથા કામરૂપ જે મોહ વ્યાપ્યો હતો તેનો ત્યાગ કર્યો, ને ધૈર્ય ધારણ કરી,[૧૨૪] લક્ષ્મણ સહિત તે અચિંત્ય પરાક્રમી, અવ્યગ્ર ચિત્તે, રુચિર વનમૃગોથી આવૃત થયલી પમ્પા નદીને ઓળંગીને સર્વ વન, ઝરા તથા કંદરાઓને જોતો જોતો અને સીતાના સ્મરણથી ઉદ્વેગ પામતો ઋષ્યમૂક ભણી ચાલતો થતો. આ વેળા, મત્ત માતંગના સરખી વિલાસ ગતિએ ચાલતો મહાત્મા લક્ષ્મણ, કે જેનું મન અવ્યગ્ર હતું, ને જે ઇચ્છિત ચેષ્ટા કરતો હતો, તે ધર્મ તથા બળવડે રામનું રક્ષણ કરતો પછવાડે ચાલતો હતો.[૧૨૫-૨૭]

આ પ્રમાણે બંને વીરો ઋષ્યમૂક ભણી ચાલ્યા આવતા હતા, એવામાં તેઓ વાનરગણના અધિપતિ મહાવેગવાન્ સુગ્રીવની દૃષ્ટિએ પડ્યા. આ અદ્ભુત દર્શનીય યોદ્ધાઓને જોતાં જ સુગ્રીવ એકાએક અતિ ત્રાસ પામી દિગ્મૂઢ થઈ ગયો; ને પોતાનો નાશ કરવા સારુ એઓને વાલિએ મોકલ્યા હશે, એમ ધારવાથી તેનો સર્વ ઉત્સાહ નાશ પામ્યો.[૧૨૮-૧૨૯] વળી ત્યાં વસનારા બીજા સર્વ વાનરો પણ રામ લક્ષ્મણને જોઈ, અતિ ત્રાસ પામીને નાસભાગ કરતા નિર્ભય તથા વાનરોના આશ્રય સ્થાનરૂપ મતંગઋષિના આશ્રમમાં નાસી ભરાઈ ગયા.[૧૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨ જો.
## સુગ્રીવની શંકા.

ધનુષ બાણ હાથમાં પકડેલા તે મહા વીર મહાત્મા રામ લક્ષ્મણને જોઈ, શંકાથી વિહ્વલ થયલો વાનરશ્રેષ્ઠ સુગ્રીવ, મનમાં બહુ ઉદ્વેગ પામવા લાગ્યો;[૧] ને હવે શું કરવું, ક્યાં જવું એવી ચિંતામાં ગુંચવાઈ, તે ચોમેર દૃષ્ટિ કરવા લાગ્યો. પણ કોઈ રીતે તેના મનને સાતા વળી નહિ. પર્વતના શિખરપરથી તે વારંવાર દશરથપુત્રો ભણી જોવા લાગ્યો. જેમ જેમ તેઓ પર્વતની નજીકમાં આવતા ગયા, તેમ તેમ તેનું મન, ભય તથા શોકથી અતિશય વ્યગ્ર થવા લાગ્યું.[૨-૩]

* તેલ વગેરે રસ. † નાશ પામેલા અર્થવાળો.

ને ધર્માત્મા રામ લક્ષ્મણુને પોતાની તરફ આવતો જોઈ પરમ ઉદ્વિગ્ન મનથી પોતાના સચિવો અને બીજા સર્વે વાનરોને પોતાનો ભય દર્શાવતાં કહ્યું:[૪–૫] ["અરે! પેલા એ તપસ્વી સરખા દેખાતા મહા બળવાન્ પુરુષોને તો તમે જુઓ. તેઓની કાંતિ તથા બાહ્ય ચેષ્ટા ઉપરથી જ સ્પષ્ટ માલમ પડે છે કે, તેઓ કોઈ અતુલ પરાક્રમી નર હશે. એના જેવો બળવાન્ તો આપણા વાનરોમાં પણ કદી કોઇના જોવામાં આવ્યો નથી.] હું ધારું છું કે, આ દુર્ગમ અરણ્ય વિષે આવેલા તે પુરુષો આપણા શત્રુઓ જ છે; ને વાલિએ મોકલવાથી જ અહીં આવી આપણને વિશ્વાસ ઉપજાવા સારુ, ચીર વસ્ત્ર સજી ઋષિ સરખો વેશ લઈ ફરે છે."[૬]

આ સાંભળી મહાધનુર્ધર રામ લક્ષ્મણને જોઈ, ભય પામેલા તે સચિવાદિ સર્વ વાનરો, તે ઉત્તમ શિખરપરથી ઉઠી સુગ્રીવ સહિત બીજા નિર્ભય શિખર ઉપર ગયા;[૭] ને ત્યાં તે વાનર માત્રમાં શ્રેષ્ઠ સુગ્રીવને ચોમેરથી વીંટીને બેઠા. સર્વ વાનરયૂથનું પાલન કરનાર ધર્માત્મા સુગ્રીવ, સચિવો સહિત બીજા શિખર પ્રત્યે ગયો ત્યારે, તે પર્વતપર વસતા બીજા સર્વ વાનરો પણ હૂકાહૂક કરી, એક પર્વતના શિખરપરથી બીજા પર્વતના શિખરપર કુદતા, તેને ધ્રૂજાવતા,[૮–૯] જવાના માર્ગમાં આડા આવતાં પુષ્પિત વૃક્ષોને, મહા બળવાન્ વાનરો ભાંગી નાંખતા અને મૃગ, માર્જાર તથા સિંહાદિ પ્રાણીઓનો ત્રાસ ઉપજાવતા, તે નિર્ભય શિખર પ્રત્યે જવા લાગ્યા.[૧૦–૧૧] એ પ્રમાણે સર્વ વાનરો એકત્ર થયા ત્યારે, સુગ્રીવના સ્થિર ચિત્તવાન્ હનુમાનાદિ સચિવો, તેની આગળ હાથ જોડીને બેઠા; ને વાલિની ક્રૂર ઇચ્છાથી શંકાશીલ અને ભયભીત થયેલા તે વાનરપતિને, વાક્યકોવિદ હનૂમાને શાંત કરવા સારુ આ પ્રમાણે વચનો કહ્યાં.[૧૨–૧૩]

હનૂમાન્ બોલ્યો, "હે કપીશ્વર! સર્વ કપિઓ સહિત તું વાલિ નિમિત્તે થયેલા સંભ્રમનો ત્યાગ કર. આ ગિરિવર ઋષ્યમૂક–છેક મલયગિરિપર્યંત વિસ્તાર પામેલો છે, માટે અહીં આપણને વાલિનો કશો ભય નથી.[૧૪] હે હરિપુંગવ!* જેને લીધે તું આટલો બધો ઉદ્વેગ પામે છે, તે ક્રૂરદર્શી તથા ક્રૂર સ્વભાવવાળો વાલિ તો અહીં ક્યાંહીં મારા જોવામાં આવતો નથી.[૧૫] હે સૌમ્ય! તારો પાપિષ્ઠ અને દુષ્ટાત્મા અગ્રજ–મોટો ભાઈ વાલિ, કે જેનાથી તને ભય પેદા થયું છે તે તો અહીં નથી; તો પછી આમ ભય ધરવાનું કશું કારણ હું જોતો નથી.[૧૬] હે કપિરાજ! આમ બુદ્ધિને, ચપળ ચિત્તને સ્વાધીન રાખી અસ્થિર બનવાથી, તું મર્કટ સ્વભાવને સ્પષ્ટ કરે છે.[૧૭] પણ તું બુદ્ધિ અને વિજ્ઞાનથી સંપન્ન છે, માટે તેમ ન કરતાં સ્વાત્મબુદ્ધિવડે વિચાર કરીને, જેમ યોગ્ય લાગે તેવું આચરણ કર. બુદ્ધિભ્રષ્ટ થયેલો રાજા સર્વ ભૂતપ્રાણીને શાસન કરી શકતો નથી."[૧૮]

એવી રીતનાં અતિ શુભ એવાં હનૂમાનનાં સર્વ વચન સાંભળી, તેના પ્રત્યુત્તરમાં તેવાં જ યોગ્ય વચનો મહાત્મા સુગ્રીવ કહેવા લાગ્યો:–[૧૯] "હે સુજ્ઞ સચિવ હનૂમંત! આ મહાબાહુ અને વિશાલાક્ષ એવા દેવપુત્ર સમાન બંને પુરુષો, કે જેણે બાણ, ધનુષ તથા ખડ્ગાદિ શ્રેષ્ઠ આયુધો ધારણ કરેલાં છે, તેને જોઇને કોને ભય ન થાય?[૨૦] એ પુરુષોમાં ઉત્તમોને, વાલિએ જ પ્રેરીને અહીં મોકલ્યા હશે, એવી હું શંકા રાખું છું; કારણ, રાજાઓને આવી સહાય કરનારા મિત્રો ઘણા હોય છે, ને તેથી જ એઓનો આપણે વિશ્વાસ કરવો યોગ્ય નથી.[૨૧] મનુષ્યે છદ્મ–ગુપ્ત વેશથી ફરનારા શત્રુઓને હમેશાં ઓળખવા જોઇએ કારણ કે તેઓ પોતે સદા અવિશ્વાસુ રહી, પોતાપર વિશ્વાસયુક્ત થયેલા શત્રુને લાગ આવ્યે અવશ્ય પ્રહાર કરે છે.[૨૨] વાલિ પણ નાના વિધની કપટકળા રમવામાં ઘણો કુશળ છે. આટલું તો સાધારણ જ છે કે, રાજાઓ શત્રુને છળવાના ઉપાયોથી જાણીતા હોય છે; ને ઘણું કરીને તેવા ઉપાયથી જ તેઓ શત્રુને હણે છે. માટે નીતિ શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે રાજાના શત્રુએ પોતાના પ્રાકૃત–વેશધારી સેવકોદ્વારા તેમનો ભાવ જાણવો જોઇએ.[૨૩] તેથી હે કપિવર હનૂમંત! [આપણે પ્રથમ એ જ ઉપાય કામે લગાડીએ.] પ્રથમ તું ઉદાસી સરખો વેશ ધારણ કરી, વનમાં થઇને ફરતો ફરતો તે એ પુરુષોની પાસે જા ને ડાહ્યા પુરુષોએ કહેલા ઉપાયોથી, સુંદર તેમ જ ભયંકર રૂપોથી તથા પ્રસંગોપાત્ત ઉત્તર દેવાનાં સયુક્તિક વચનોથી તેઓને[૨૪] અને તેઓના મનના ભાવને જાણી લે. જો તેઓ તને હર્ષિત થઇ ઉત્તર આપે તો વારંવાર ઇચ્છિત પ્રશંસાનાં વાક્યોથી તેમને વિશ્વાસુ ઉપજાવીને,[૨૫] અને હે વાનરશ્રેષ્ઠ! ધનુર્ધારી તે બન્નેને આ વનમાં આવવાનું પ્રયોજન પૂછજે.[૨૬] પણ હે હનૂમંત! જ્યાં સૂધી એ બંને જણ શુદ્ધ અંતઃકરણવાળા છે, એમ તારા જાણવામાં આવે નહિ, ત્યાંસૂધી તું તેમને આ વનમાં આવવાનું કારણ તથા ઇચ્છિત પ્રયોજન વગેરે

* વાનરોમાં શ્રેષ્ઠ.

કશું પૂછીશ નહિ. પહેલાં તો માત્ર તારે ઉત્તરોત્તર વાક્ય તથા રૂપવડે કરીને, આપણા વિષેની તેમની મલમતિ કે વિમલમતિ જે હોય તે જાણી લેવી જોઇએ."[૨૭]

વાનરાધિપતિ સુગ્રીવની એવી આજ્ઞા થયેલી જોઈ, મહાનુભાવ મારુતાત્મજ હનુમાને, જ્યાં આગળ રામ તથા લક્ષ્મણ હતા, ત્યાં જવાની બુદ્ધિ કરી;[૨૮] ને ભયભીત થયેલા દુરાસદ કપિરાજનાં વચનો માન્ય કરીને, તે જ વેળાએ ત્યાંથી તે જ્યાં લક્ષ્મણ સહિત મહાબળવાન્ રામ હતો ત્યાં જવા માટે તત્પર થયો.[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિંધાકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

### હનૂમત્સમાગમ.

મહાત્મા સુગ્રીવનાં વાક્યોનું રહસ્ય લક્ષમાં લઈ, બળવંત હનૂમાન્, રાઘવો પાસે આવવા સારુ, ઋષ્યમૂકપરથી કૂદીને નીચે ઉતર્યો.[૧] વનમાં આવી, મારુતાત્મજ હનુમાને, રાજપુત્રોપરની શંકાને લીધે વાનરરૂપનો ત્યાગ કરીને, એક ભિક્ષુકનું– પ્રાકૃત તાપસીનું રૂપ ધારણ કર્યું.[૨] પછી ગિરિપરથી નહિ, પણ કોઈ બીજે જ સ્થળેથી આવતો હોય તેમ ફરી માર્ગ બદલીને, તે રઘુપુત્રો ( રામ લક્ષ્મણ )ની આગળ ગયો; ને અતિ નમ્રપણે પ્રણામ કરી, વિધિપૂર્વક તેમનું રુડી રીતે પૂજન કર્યું.[૩] પછી ઘણીક પ્રશંસા કરીને વાનરોત્તમ હનૂમાન, બે કર જોડીને અતિ મનોહર વાણીથી તે સત્ય પરાક્રમીઓને, સુગ્રીવના હિતાર્થે આ પ્રમાણે મૃદુવાક્ય કહેવા લાગ્યોઃ "હે સત્પુરુષો! રાજર્ષિઓ અથવા દેવતાઓ સરખા તમે બેઉ, કે જે સ્થિર વ્રતવાન્ તપસ્વીઓ[૪-૫] અને શ્રેષ્ઠ બ્રહ્મચારીઓ સરખા લાગો છો, તેમ જ વનમાં વસનાર મૃગાદિ પ્રાણીઓ તથા રાક્ષસોને ત્રાસ ઉપજાવો એવા છો, તે આ વનમાં કેમ આવ્યા છો? આપ કોણ છો?[૬] આ પંપાના તીર વિષેનાં વૃક્ષોને અવલોકન કરતા તમે ચાલ્યા આવો છો, તેથી એ શુભ જળવાળી સરિતા બહુ શોભે છે.[૭] તમે મહા વેગવાન્, ધૈર્યવાન્ અને સુવર્ણ સરખી કાંતિવાળા ને યુવાન્ છતાં ચીર વસ્ત્ર કેમ પહેર્યાં છે? હે મોટી ભુજાવાળાઓ! હે શૂરવીર અને બળવાન્ પુરુષો! તમે મોટા પરાક્રમી અને પોતાના સ્વરૂપવડે વનમાં વસનારી પ્રજાને ત્રાસ ઉપજાવો એવા છો, છતાં કોઈ ઉંડા દુઃખમાં હો તેમ નિઃસાસા નાંખતા કેમ દેખાઓ છો?[૮] હે ઇંદ્રચાપ સમાન ધનુષ ધારણ કરનારાઓ! તમે શત્રુઓનો નાશ કરનારા અજિત યોધાઓ દેખાવા છતાં, આમ સિંહ તથા બ્રાહ્મણની પેઠે ચોમેર દૃષ્ટિ કરતા અહીં કેમ આવ્યા છો?[૯] તમે બેઉ વીર, શ્રીમાન્, રૂપસંપન્ન, શ્રેષ્ઠ વૃષભસમાન પરાક્રમી, હાથીની શુંડ સરખી ભુજાઓવાળા, મહા કાંતિમાન્ અને પુરુષમાત્રમાં શ્રેષ્ઠ છો.[૧૦] તમારી કાંતિને લીધે આ પર્વતોત્તમ ઋષ્યમૂક પણ અતિશય ઝળહળી રહેલો છે. હે શૂરનરો! હે કમળ સરખા નેત્રવાળાઓ! દેવતાઓ સમાન તમે બંને રાજ્ય કરવા યોગ્ય છો, છતાં આ વનપ્રદેશમાં તમારું આવવું કેમ થયું છે?[૧૧] હે જટાધરો! કમળ જેવા નેત્રવાળા ને વીર જેવા પરસ્પર સમાન એવા તમે બંને, જાણે દેવલોકથી મૂર્તિમાન્ સૂર્ય તથા ચંદ્ર જ યદૃચ્છાએ આ મનુષ્ય લોકમાં આવ્યા હોયની, એવા દેખાઓ છો. હે મોટા ઉત્સાહવાળા! વિશાળ વક્ષઃસ્થળવાળા! દેવતાઓ સરખા રૂપવાન્,[૧૨-૧૩] સિંહ સરખી કાંધવાળા અને મદોન્મત્ત વૃષભ સરખા તમે બેઉ જણાઓ છો. તમારી ભુજાઓ પરીઘ સરખી લાંબી અને ગોળ હોવાથી તમે સર્વ જાતના ભૂષણો ધારણ કરવા યોગ્ય છો, છતાં કેમ ભૂષણો ધારણ કરી તમો વિભૂષિત થયા નથી? હું માનું છું કે, વિંધ્યગિરિ અને મેરુ પર્વતથી શોભતી, તેમજ સાગરો અને વનોથી આવૃત થયેલી આ સમગ્ર પૃથ્વીનું રક્ષણ કરવા તમે સમર્થ છો; કારણ તમારા હાથને વિષે રહેલા સ્વર્ણભૂષિત, ઇંદ્રવજ્ર સમાન દૃઢ અને વિચિત્ર રજ્જુ લેપનવાળાં બે ધનુષો પ્રકાશે છે. વળી શત્રુના જીવિતનો અંત કરનારા તથા મુખમાંથી વિષની જ્વાળા મૂકનારા સર્પો સમાન તીક્ષ્ણ બાણોથી ભરેલા તમારા ભાથા પણ અતિ સુપ્રકાશિત દીસે છે;[૧૪-૧૮] અને તમારાં આ મોટાં, લાંબાં, પહોળાં તથા સુવર્ણભૂષિત બે ખડ્ગો પણ કાંચળી તજી દીધેલા સર્પ સરખાં જ શોભે છે."

[હનૂમાનનું આ ભાષણ સાંભળી, રઘુવીર કે લક્ષ્મણ કશુંએ બોલ્યા નહિ, ને એક બીજાના સામું જોવા લાગ્યા,] ત્યારે હનૂમાને વળી કેટલાંક પ્રિય વાક્યો કહી તેમને કહ્યું:"રે આ પ્રમાણે કેવળ નિર્દોષપણે પૂછવા છતાં, તમે મારી સાથે કેમ બોલતા નથી?[૧૯] [મારા જેવા અભ્યાગતને પોતાના સુખદુઃખની વાત કહેવાથી શો લાભ છે, એમ કદાચ તમે ધારતા હો તો તે યોગ્ય ન

કહેવાય; કેમકે મારા સરખાઓ પણ સમયપરત્વે મિત્રનું હિત અને શત્રુનું અહિત કરવા સમર્થ થાય છે."

[હનૂમાનનું આ વચન સાંભળી રામની આજ્ઞાથી મહાત્મા લક્ષ્મણે છદ્મવેષી હનૂમાનને કહ્યું: "હે તપસ્વી! પ્રથમ તું કોણ છે અને શા અર્થે આ વનમાં વસે છે, તે અમોને જણાવ; એટલે અમારો સવિસ્તર વૃત્તાંત હું તને વિદિત કરીશ." આવા પ્રત્યુત્તરથી હનૂમાનને નિશ્ચય થયો કે, 'આ પુરુષો કોઇએ કપટથી મોકલેલા વા કપટ વેષે ફરનારા નથી, પણ ઉલટા પોતાને કોઈ કપટથી ફસાવે નહિ, એવો ભય ધરતા દેખાય છે; માટે નિશ્ચય તેઓ વાલિએ મોકલેલા તો નથી જ,' આમ ધારી તેણે રામ પ્રત્યે કહ્યું; "હે વીરપુરુષો! મારા સંબંધી તમે કશી શંકા રાખશો નહિ.] ધર્માત્મા, શૂરવીર તથા વાનરોમાં શ્રેષ્ઠ એવો સુગ્રીવ નામે વાનર, જે, પોતાના ભાઈ વાલિએ કાઢી મૂકવાને લીધે દુઃખી થઈ જગતમાં ભ્રમણ કરે છે,[૨૦] તે મહાત્મા સુગ્રીવનો હું સચિવ છું. મને સર્વ વાનરો હનૂમાન વાનર નામે ઓળખે છે, ને વાનરપતિ સુગ્રીવના મોકલવાથી હું તમારી પાસે આવેલો છું.[૨૧] તે ધર્માત્મા સુગ્રીવ, તમો બન્નો શ્રેષ્ઠ પુરુષો સાથે સખાપણું કરવા ઇચ્છે છે, એ માટે છેટેથી તમોને જોઈ તેનું પ્રિય કરવા સારુ હું આ પ્રાકૃત તપસ્વીનું રૂપ લઈ ઋષ્યમૂક પર્વતપરથી તમારી પાસે આવ્યો છું. ઈચ્છિત ગતિ કરનાર અને સ્વેચ્છાચારી એવો હનૂમાન્ નામનો હું વાનર વાયુનો પુત્ર છું."[૨૨-૨૩]

એ પ્રમાણે બંધુવીર રામ લક્ષ્મણને કહી વાક્યનો મર્મ સમજવામાં ને વાક્ય બોલવામાં કુશળ હનૂમાન્ વિરામ પામ્યો.[૨૪] ત્યારે હનૂમાનના વચન સાંભળી, રામે પ્રસન્ન વદનથી લક્ષ્મણ ભણી જોઈ કહ્યું:[૨૫] "હે ભ્રાત! વાનરના રાજા મહાત્મા સુગ્રીવનો હનૂમાન્ નામનો આ સચિવ છે, ને સુગ્રીવને મળવા ઇચ્છતા એવા મારી પાસે એ આવ્યો છે. માટે અરિંદમ એવા તેની સાથે તું સ્નેહ સહિત મધુર વાક્યોથી ભાષણ કર, કારણ એ મોટો ચતુર અને બળવાન્ છે.[૨૬-૨૭] એણે આપણી આગળ જેવું શ્રેષ્ઠ સુભાષિત કર્યું, તેવું વિનયવાળું સુભાષિત, ઋગ્વેદ જાણનાર કરી શકે નહિ; યજુર્વેદ ધારણ કરનાર કરી શકે નહિ, તેમ સામવેદનો જ્ઞાતા પણ કરી શકે નહિ, [એવું એનું ઉત્તમ સંભાષણ છે].[૨૮] અવશ્ય આ હનૂમંતે સમગ્ર વ્યાકરણનો પૂર્ણ અભ્યાસ કર્યો છે; કારણ તેના આટલા બધા ભાષણની અંદર એક પણ અપશબ્દ-અર્થ વગરનો શબ્દ આપણે સાંભળ્યો નથી.[૨૯] તેમ બોલતી વેળાએ તેનાં મુખ, નેત્ર, લલાટ, ભ્રકૂટિ તથા બીજાં અંગોને વિષે કશો દોષ આપણા જોવામાં આવ્યો નથી![૩૦] એના (મધ્યમારૂપે કરી) ઉરસ્થ-અંતઃકરણમાં રહેલાં તથા (વૈખરીરૂપે કરી) કંઠસ્થ-કંઠપ્રદેશને વિશે રહેલાં વાક્યો વિસ્તાર વગરનાં, અસંદિગ્ધ-સ્પષ્ટ અર્થવાળાં, નિવિલંબે અસ્ખલિત ઉચ્ચારાતાં, સાંભળવાથી વ્યથા ન થાય એવાં તથા મધ્યમ સ્વરવાળાં છે;[૩૧] ને એ હ્રસ્વ દીર્ઘાદિક્રમ સહિત અદ્ભુત, વિલંબરહિત, કલ્યાણરૂપ તથા શ્રવણ કરવાથી હૃદયને હર્ષ ઉપજે એવી વાણી ઉચ્ચારે છે.[૩૨] આ હનૂમાનના હૃદય, કંઠ અને મુખ એ ત્રણે સ્થળે સ્પષ્ટ રીતે રહેલી આ વિચિત્રવાણીથી, ખરેખર ખડ્ગ ઉગામીને ઉભેલા શત્રુનું ચિત્ત પણ તત્કાળ અનુકૂળ થઈ જાય.[૩૩] હે નિષ્પાપ! જે રાજાને હનૂમાનના જેવો દૂત ન હોય, તેનાં કાર્યો કેમ સુધરે ?[૩૪] આવા ગુણગણયુક્ત અને કાર્યસાધક દૂતોવડે જ રાજાના સર્વ અર્થો સિદ્ધ થાય છે."[૩૫]

રામનાં એવાં વચન સાંભળી, વાક્યજ્ઞ સૌમિત્રિએ, વાક્યકુશળ પવનાત્મ હનૂમાન્ પ્રતિ કહ્યું:[૩૬] "હે વાનર! અમોએ વિદ્વાન્ મહાત્મા સુગ્રીવના ગુણ જાણ્યા છે; અને તે વાનરેશ્વરને અમે મળવા ઇચ્છીએ છીએ.[૩૬] હે કપિવર! સુગ્રીવના કહેવાથી જે પ્રમાણે તું અહીં બોલે છે, તે જ પ્રમાણે અમે તારા કહ્યાથી કરીશું!"[૩૭] એવાં લક્ષ્મણનાં નિપુણ વાક્ય સાંભળી, વાયુપુત્ર હનૂમાન્ બહુ હર્ષ પામ્યો અને સુગ્રીવના જય માટે, તેને નવી આશા બંધાઈ, ને સુગ્રીવ સાથે મિત્રતા કરાવવા સારુ, આ બંને વીરોને તેની પાસે લઈ જવાની તેણે ઇચ્છા કીધી.[૩૮-૩૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪ થો.

### હનૂમત્સમાગમ-૨.

લક્ષ્મણનાં શ્રેષ્ઠ વાક્યોપરથી સુગ્રીવપરનો રામનો ઉત્તમ ભાવ જાણી, હનૂમાનને બહુ હર્ષ થયો. તે મન સાથે વિચાર કરવા લાગ્યો:[૧] 'આ રામને પણ કંઈ કાર્ય માટે સહાય જોઇએ છે; તેથી તે અને સુગ્રીવ બંને કાર્યાર્થી પુરુષો એકત્ર થયા, કે તેઓ પરસ્પર મળીને પોતાનાં કાર્ય સંપાદન કરશે ને સુગ્રીવને ખચિત રાજ્યપ્રાપ્તિ થશે.'[૨] આવી ધારણાથી આનંદ પામી, બોલવામાં ચતુર વાનરોત્તમ હનૂમંતે રામને પૂછ્યું:[૩] "કનિષ્ઠ બંધુ સહિત તું આ ઘણીક જાતના સર્પો

અને સિંહોથી ભરેલા પંપાના ગીચ ભયંકર વનમાં શા માટે આવ્યો છે?"[૪] તે વચન સાંભળી, રામની આજ્ઞાથી દશરથપુત્રને ઓળખાવતાં મહાત્મા લક્ષ્મણ બોલ્યા:"હે વાનરોત્તમ! અયોધ્યા નગરીને વિષે મહાધર્મવત્સલ અને કાંતિમાન્ દશરથરાજા રાજ્ય કરતો હતો. કોઈની પણ સાથે દ્વેષ વગરના તે મહારાજા નિરંતર સ્વધર્મે કરી, ચારે વર્ણની પ્રજાનું પાલન કરતો હતો;[૫-૬] તેમ એની સાથે પણ કોઈને કશો દ્વેષ હતો નહિ. સર્વભૂતપ્રાણી માત્રને વિષે એ સાક્ષાત્ બીજા બ્રહ્મા સરખો જ હતો.[૭] ઘણી દક્ષિણાવાળા અગ્નિષ્ટોમાદિ યજ્ઞોવડે તેણે પુષ્કળ યજન કર્યું હતું. એ મહારાજાના જ્યેષ્ઠ પુત્ર રામ નામથી જગત્ પ્રસિદ્ધ છે.[૮] એ રામ સર્વભૂતપ્રાણીએ શરણ રહેવા યોગ્ય તથા પિતાની આજ્ઞાનું યથાર્થ પાલન કરનારો છે. તે જ આ તારી સામે બેઠેલો રામ છે, તેને તું જા! એ રઘુવીર, દશરથરાયના સર્વ પુત્રોમાં વડીલ, ગુણોથી પણ શ્રેષ્ઠ,[૯] ને રાજાના સર્વ લક્ષણોથી યુક્ત છતાં, રાજ્ય સમૃદ્ધિ ગ્રહણ કરતી વખતે કોઈ એક નિમિત્તને લીધે રાજ્યથી વિમુખ થઈ, મારી સાથે તથા સૂર્યનારાયણ જેમ પોતાની પ્રભાની સાથે અસ્તાચળપર જાય, તેમ તેમની ધર્મપત્ની સીતા સહિત વનમાં નિકળ્યા છે.[૧૦-૧૧] હું લક્ષ્મણ, એ સર્વશાસ્ત્રજ્ઞ તેમ જ કૃતજ્ઞ એવા રઘુવીરનો બંધુ છું; ને એના અપ્રતિમ શ્રેષ્ઠ ગુણોને લીધે એનું દાસ્યપણું કરું છું.[૧૨] હવે હે હનૂમન્! આ રઘુવીર, કે જે નિરંતર સુખ પામવા, તેમ જ મહા વસ્તુ ધારણ કરવા યોગ્ય છે, જેનું અંતઃકરણ સદા સર્વભૂત માત્રના હિતમાં જ તત્પર રહે છે, ને જે રાજ્યરૂપ ઐશ્વર્યથી રહિત થઈ, વનવાસ કરવામાં આસક્ત થયેલા છે, તેની સ્ત્રી સીતાને, અમારા વગરના સૂના આશ્રમમાંથી કોઈ માયાવી રાક્ષસ હરણ કરી ગયો છે. તેની અમે ઘણી શોધ કરી, પણ તે અમારા જાણવામાં આવતો નથી.[૧૩-૧૪] શાપને લીધે કબંધરૂપ રાક્ષસપણું પામેલા દિતિપુત્ર દનુએ અમોને જણાવ્યું છે કે, 'મહાસમર્થ અને પરાક્રમી એવા વાનરપતિ સુગ્રીવના દ્વારા સીતાનું હરણ કરનારની ભાળ મેળવી શકાશે,' એટલું જ કહીને તે કબંધ પોતાના સ્વરૂપ તેજવડે પ્રકાશતો દિવ્ય લોકપ્રત્યે ગયો.[૧૫-૧૬] હે હનૂમન્! આ પ્રમાણે તેં જે પૂછ્યું, તે યથાર્થ મેં તને કહી બતાવ્યું છે. અમે બંને બાંધવો મહાત્મા સુગ્રીવને શરણે આવ્યા છીએ.[૧૭] પણ અહો! સમય કેવો વિપરીત છે, કે જેણે પૂર્વે વારંવાર અસંખ્યાત વિત્તદાન આપી, ઉત્તમ યશ મેળવેલો છે, ને જે સર્વ લોકના નાથ રામ આજે સુગ્રીવને પોતાનો નાથ કરવા ઇચ્છે છે.[૧૮] અરે! સીતા જેની પુત્રવધૂ થાય છે એવા, શરણ્ય, દશરથ રાજાના પુત્ર રાઘવ રામ સુગ્રીવને શરણે આવ્યા છે.[૧૯] જે રામ પરમ ધર્મવત્સલ, સર્વ લોકનું શરણ્યનું શરણ અને મારા ગુરુ છે, તે સુગ્રીવને શરણે આવ્યા છે.[૨૦] જેની કૃપાપ્રસાદીથી સર્વ પ્રજા પ્રસન્ન થાય છે, તે રામ વાનરેન્દ્રની કૃપાપ્રસાદી ઇચ્છે છે.[૨૧] પૃથ્વીમાંના રાજ્યાભિષેક થયલા રાજાઓને સદૈવ માન્ય કરનાર દશરથરાયના સર્વ પુત્રોમાં જે પ્રથમ જન્મેલો છે, ને જે આ ત્રણે લોકમાં સુપ્રસિદ્ધ છે, તે રઘુવીર આજે વાનરેંદ્ર સુગ્રીવના શરણની ઇચ્છા કરે છે, એ કેટલું બધું ન બનવા જેવું છે![૨૨-૨૩] રે! આ પ્રમાણે શરણે આવેલા શોકાર્ત રઘુવીરના ઉપર સર્વ કપિયૂથ સહિત સુગ્રીવે પણ અવશ્ય કૃપા કરવી જોઇએ.[૨૪]

આ રીતે સખેદપણે કરુણ વચનો કહેતાં કહેતાં, લક્ષ્મણના નેત્રમાંથી ખળખળાટ આંસુ પડવા લાગ્યાં; ત્યારે વાક્યવિશારદ હનૂમાન્ બોલ્યો:[૨૫] "હે રામાનુજ! તું ખેદ ન કર; તમે બંને આવા બુદ્ધિસંપન્ન, જિતક્રોધ અને જિતેંદ્રિય હોવાથી વાનરેંદ્ર સુગ્રીવે દર્શન કરવા યોગ્ય છો,[૨૬] [અને તેની દૃષ્ટિ સમીપ તમે પ્રાપ્ત થયા છો, તેથી તેના ભાગ્યનો ઉદય જ થયો હું સમજું છું. એ સુગ્રીવ પણ રાજ્યથી ભ્રષ્ટ થયેલો છે.] તેના ભાઈ વાલિએ તેની સ્ત્રી હરણ કરી મોટા તિરસ્કાર સાથે તેને રાજ્યભ્રષ્ટ કરી નગરમાંથી વનમાં કાઢી મૂકેલો છે;[૨૭] માટે તેને પણ તમારી પેઠે મોટી સહાયતાની જરૂર છે. તેથી તે સૂર્યપુત્ર અમારા સહિત સીતાની શોધ કરવામાં તમોને અવશ્ય સહાય કરશે." પછી હનુમાને કહ્યું; હે રાઘવ! ચાલો હું તમને તે કપીશ્વરની પાસે તેડી જાઉં."[૨૮-૨૯]

એવાં ધર્માત્મા હનૂમાનનાં વાક્ય સાંભળી તેનું યોગ્ય સન્માન કરીને, લક્ષ્મણે રઘુવીર પ્રત્યે કહ્યું: "હે પ્રિય બંધુ! આ હર્ષિત થયેલા મારુતપુત્રના કહેવા પ્રમાણે સુગ્રીવ પણ આપણા સરખો કાર્યાર્થી જ આપણને પ્રાપ્ત થયો; માટે આપણે કૃતકૃત્ય છીએ![૩૦-૩૧] વીર પવનપુત્ર હર્ષથી તથા પ્રસન્નવદનથી વાત કરે છે, તેથી જણાય છે કે તે કંઈ ખોટું બોલતો નથી."[૩૨] આ રીતે બંને વીરોને વિશ્વાસુ કરીને, હનૂમાને તેમને સુગ્રીવ પાસે લઈ જવાની ઇચ્છા કરી. તે બંને વીર જવા માટે તત્પર થયા, ત્યારે કપિકુંજર હનૂમાને તુરત પ્રાકૃત તપસ્વી રૂપનો ત્યાગ કરી, પોતાનું વાનરરૂપ ધારણ



સુગ્રીવ સાથે સખ્યત્વ. પૃષ્ઠ ૪૫૧.

કર્યું; ને મહાશૂરવીર રામ તથા લક્ષ્મણને પીઠપર બેસાડી, ત્યાંથી ચાલતો થયો.૩૩-૩૪

એ રીતે મહા યશસ્વી, વિમળ બુદ્ધિ, કપિઓમાં અતિ શૂરવીર તથા મહાપરાક્રમી, પવનસુત કૃતકૃત્યની પેઠે હર્ષ પામીને, બંને બાંધવો સહિત, ઋષ્યમૂકપરથી ચાલતો થયો.૩૫

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫ મો.

## સુગ્રીવસખ્ય.

તે બંને રાજપુત્રોને ઋષ્યમૂકપરથી લઈ જઈ, સુગ્રીવને વસવાના સ્થાનમાં બેસાડીને હનુમાન્ ત્યાંથી ઋષ્યમૂકના મલયગિરિ નામના શિખર પ્રત્યે-જ્યાં વાનરો સહિત સુગ્રીવ બેઠેલો હતો ત્યાં ગયો. તે વાનરેશ્વરને રઘુપુત્રો સંબંધે સમાચાર જણાવ્યાઃ “હે મહાપ્રાજ્ઞ! તેં જોયેલા દૃઢ-સત્ય પરાક્રમી બંને પુરુષો વાલિએ મોકલેલા આપણા ગુપ્ત શત્રુઓ નહિ, પણ મહાત્મા રામ તથા લક્ષ્મણ નામે બે બાંધવો છે. તેઓ આપણા વાસસ્થાન પ્રત્યે આવેલા છે.૧-૨ તેઓ ઇક્ષ્વાકુકુળમાં જન્મેલા અને જગત્પ્રસિદ્ધ દશરથ મહારાજાના પુત્ર છે. તેઓને તેમના પિતાએ પોતાનાં સત્યવાકયોનું પાલન કરવારૂપ ધર્મનિમિત્તે વનમાં મોકલેલા છે; અને નિરંતર પિતાની આજ્ઞા પાળવી, એને તેઓ પોતાનું ખરું કર્તવ્ય માને છે.૩ હે વાનરેંદ્ર સુગ્રીવ! મહારાજા દશરથ, કે જેણે રાજસૂય-અશ્વમેધાદિ યજ્ઞો કરીને અગ્નિને અતિ તૃપ્ત કીધો છે, બ્રાહ્મણોને દક્ષિણા તથા શતાવધિ-સહસ્રાવધિ ગાયો આપી છે,૪ ને સ્વધર્મ તથા સત્યથી પૃથ્વીનું પાલન કર્યું છે, તેની સ્ત્રી (કૈકેયીને) અર્થે, આ તેનો પુત્ર રામ અરણ્યમાં આવેલો છે,૫ અને હે સુગ્રીવ! અરણ્યમાં આવ્યા પછી તેની સ્ત્રી સીતાને રાવણ હરી ગયો છે, માટે તેઓ તારે શરણે આવ્યા છે, ને તારી સાથે સખ્ય કરવા ઇચ્છે છે. માટે હે કપિરાજ! પૂજ્ય એવા તે બે બાંધવ રામ તથા લક્ષ્મણનો સત્કાર કરીને તું તેમની પૂજા કર.”૬-૭

હનુમાનના મુખથી એવા સમાચાર સાંભળી, વાનરાધિપ સુગ્રીવ બહુ આનંદ પામ્યો. પછી અતિ દર્શનીય પ્રસન્ન રૂપ ધારણ કર્યું; ને સર્વ વાનરસમાજ સાથે પોતાના નિવાસ સ્થળ પ્રત્યે આવી, ઘણા આદર સાથે, રામને મળીને કહેવા લાગ્યોઃ “હે રઘુકુલદીપક રામ! તું ધર્મ વિષે પ્રવીણ, શ્રેષ્ઠ, આચરણશીલ અને સર્વવત્સલ છે, તે તારા યથાર્થ ગુણો મેં આ વાયુપુત્રથી સાંભળ્યા છે.૮-૯ હે પ્રભો! તું, હું વાનરની સાથે જે સ્નેહ કરવા ઇચ્છે છે, એને જ હું મોટો લાભ-સત્કાર સમજું છું.૧૦ [એ ઉપરાંત રામચન્દ્ર અને સુગ્રીવે પરસ્પર પોતપોતાનાં સુખ દુઃખ સંબંધી અનેક વાર્તાઓ કરીને એક બીજાના મનની ખાત્રી કરી, ત્યારે પોતાનો જમણો હાથ લાંબો કરી, સુગ્રીવ અતિ સ્નેહથી બોલ્યોઃ] “હે નરેશ્વર! જો કાર્યનિમિત્તે તને મારી સાથે સખ્ય કરવું રુચતું હોય, તો આ મારા હાથને પકડી, તેમ જ પરસ્પર કાર્ય કરવાનો નિશ્ચય કરી, અવિચળ પ્રતિજ્ઞા કર!”૧૧ એવું સુગ્રીવનું સુંદર ભાષણ સાંભળી, બહુ હર્ષ પામી, રઘુવીરે તુરત સુગ્રીવનો હાથ પોતાના હાથમાં લીધો૧૨ અને પછી હૃદય સાથે ચાંપ્યો; ને એ કરેલું સખ્ય સ્થિર રહે તે સારુ, અતિ સ્નેહમગ્ન થયેલા સુગ્રીવને પણ રામ હૃદય સાથે ચાંપી ખૂબ પ્રેમથી ભેટી પડ્યા. પછી બહુ હર્ષિત થયેલો હનુમાન્, કે જેણે રામચન્દ્ર પાસેથી સુગ્રીવ આગળ જતાં પાછું ભિક્ષુકરૂપ ધારણ કર્યું હતું, તેણે તે રૂપનો ત્યાગ કરી, રઘુવીરની આજ્ઞાથી,૧૩ સૂકાં અરણીનાં કાષ્ઠ આણી, મંથનપૂર્વક તેમાંથી અગ્નિ ઉત્પન્ન કર્યો; ને રુડી રીતે તેને પ્રદીપ્ત કરી પૂજનાદિથી સત્કાર કર્યો,૧૪ પછી સુગ્રીવ તથા રઘુવીરની વચ્ચે લાવી મૂકયો. ત્યારે પરસ્પર સખાપણું પામેલા તે નરેશ્વર અને વાનરેશ્વરે, એ પ્રદીપ્ત અગ્નિની પ્રદક્ષિણા કરી;૧૫-૧૬ ને અતિ પ્રેમથી પ્રફુલ્લિત વદને તેઓ એક બીજાની સામું જોતાં જાણે તૃપ્ત જ ન થતા હોય, તેમ મેષોન્મેષ રહિત થઈ ઉભા રહ્યા.

પછી સુગ્રીવે અતિશય આનંદ પામી, એક કોમળ અને ઘટ્ટ પાંદડાંવાળી તથા સુંદર પુષ્પોવાળી સાગ વૃક્ષની ડાળ ભાંગીને પૃથ્વીપર બિછાવી; ને તેપર રામચન્દ્રને વિરાજમાન કરી, કહેવા લાગ્યો કે, “હે વીર! આપણે બેઉ સમાન સુખદુઃખવાળા છીએ; તેમાં વળી તું મારા હૃદયને પ્રિય એવો સખા થયો, તેથી હું મોટો આનંદ માનું છું.” આ વેળા અતિ હર્ષ પામેલા વાયુપુત્રે પણ શ્રેષ્ઠ પુષ્પોવાળી ચંદનવૃક્ષની ડાળ બિછાવીને તેપર લક્ષ્મણને બેસાડ્યા. પછી મહાત્મા સુગ્રીવ, હર્ષને લીધે જેનાં નેત્ર વ્યાકુળ થયેલાં હતાં, તે, હવે બે હાથ જોડી રામ પ્રત્યે કહેવા લાગ્યોઃ૧૭-૨૧ “હે રઘુવીર! વાલિએ મને કિષ્કિ-

ધાપુરીમાંથી કાઢી મૂક્યો હોવાથી, તેમજ મારી સ્ત્રીનું તેણે હરણ કીધેલું હોવાથી, તેના ભયને લીધે અતિ ત્રાસ પામીને હું આ દુર્ગમ વનમાં જ ફરું છું; ને અતિ ઉદ્‌ભ્રાંત અને સભયપણે નિરંતર વનનો જ આશ્રય કરી, મેં ઘણા સમયથી અહીંયાં જ નિવાસ કીધો છે.[૨૨–૨૩] હે મહાભાગ! મારો બંધુ વાલિ મારો વૈરી હોવાથી હું નિરંતર ભયથકી પીડિત રહું છું. માટે હે રાઘવ! હવે મને તું અભય કર; ને હે કાકુત્સ્થ! પુનઃ તેનાથી કદી મને ભય થવાનું કારણ રહે નહિ, તે પ્રમાણે કર"

સુગ્રીવનાં એવાં વચન સાંભળી, ધર્મવત્સલ કાકુત્સ્થ જાણે હસતા હોય તેમ તેને કહેવા લાગ્યો: "હે મહાકપિ! ઉપકાર જેનું ફળ છે એવી જે મૈત્રી, તેને હું જાણું છું;[૨૪–૨૫] માટે તારી સ્ત્રી હરણ કરનારા વાલિનો હું અવશ્ય નાશ કરીશ. હે કપિકુંજર! કોપેલા સર્પ સરખાં મારાં વેગવાન્ બાણ કે જે અમોઘ, સૂર્ય સરખાં પ્રકાશિત,[૨૬] તીક્ષ્ણ અણીવાળા, કંકપત્રથી* આચ્છાદિત, ઈંદ્રના વજ્ર સમાન, સીધા પર્વયુક્ત,† અને ઝેરી સર્પની પેઠે પ્રાણ હરણ કરનારાં છે, તેઓ ઉપરાઉપરી તે દુષ્ટાચારી વાલિના ઉપર પડશે; જેને લીધે છિન્નભિન્ન થયેલા પર્વતની પેઠે તેને ભૂમિપર નાશ પામી પડેલો તું જોઇશ!" જેમાં પોતાનું હિત છે એવાં રામનાં વાક્યો સાંભળી, અત્યંત પ્રસન્ન થઈ, સુગ્રીવ પુનઃ હાથ જોડી કહેવા લાગ્યો:[૨૭–૨૯] "હે નૃસિંહ! હે વીર! હે નરદેવ રઘુવીર! તારી કૃપાએ કરી હું નિશ્ચે મારી સ્ત્રીને તથા રાજ્યને પામીશ; માટે હે પુરુષોત્તમ! જેવી રીતે મારો અગ્રજ તથા શત્રુ વાલિ મને પુનઃ મારી શકે નહિ, તે પ્રમાણે તું કરશે."[૩૦]

એ પ્રમાણે જે વેળા રઘુવીર અને સુગ્રીવનો પ્રેમ પ્રસંગ થયો, તે વેળા મહાસતી સીતા, વાલિ તથા રાવણનાં કમળ, સુવર્ણ અને અગ્નિ સરખાં વામનેત્રો‡ પોતપોતાના ભવિષ્યની સૂચના કરતાં એક સાથે ફરકવા લાગ્યાં![૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ.**

* કંકપક્ષીનાં પીછાંથી. † પાંસરી સોટી–લાકડીવાળા.
‡ કમળનેત્ર જાનકીજીનું; સુવર્ણ સરખું પીળું નેત્ર વાલિનું અને અગ્નિ સરખું લાલ નેત્ર રાજ્યમદાંધ રાવણનું. સીતાજીના વામનેત્રનું ફરકવું, તેમને શ્રીરઘુવીરનો થોડા સમયમાં મેળાપ થવાનું શુભ ભાવી સૂચવતું હતું; ને વાલિ તથા રાવણનાં વામનેત્રો તેઓનો થોડા સમયમાં આવી પહોંચેલો કાળ સૂચવતાં હતાં. પુરુષનું જમણું અને સ્ત્રીનું વામનેત્ર ફરકે તો શુભ, તેથી ઉલટું અશુભ કહેવાય છે.

## સર્ગ ૬ ઠ્ઠો.

### સીતાનાં વસ્ત્રાભરણ.

પ્રસન્ન થયેલો સુગ્રીવ પુનઃ રઘુનંદન પ્રતિ કહેવા લાગ્યો: "હે રામ! તું જે નિમિત્તે આ નિર્જન અરણ્ય વિષે આવ્યો છે; અને લક્ષ્મણ સહિત વનમાં વસતા એવા તારી પત્ની જનકાત્મજા મૈથિલીને જે દુષ્ટ રાક્ષસે, તમો બંને બાંધવોથી છળવડે જૂદી પાડી, તેમ જ જટાયૂને મારીને રોતી અને કળકળતી હરણ કરી, ને તને સ્ત્રીવિયોગરૂપી મહા દુઃખસમુદ્રમાં ડૂબાડી દીધો, એ સર્વ વૃત્તાંત આ તારા સેવક, મંત્રીવર હનૂમાને મને કહ્યું છે.[૧–૪] પણ હે રાઘવ! સ્ત્રીવિયોગ દુઃખથી તું થોડા જ સમયમાં મુક્ત થઇશ; હરણ થયલી વેદશ્રુતિઓને પાછી આણનાર ભગવાન્ હયગ્રીવની પેઠે હું સીતાને જો તે રસાતલમાં* વા નભસ્તલમાં† વસતી હશે, તો ત્યાંથી પણ પાછાં શોધી લાવીશ, એ તું સત્ય જાણ. હે શત્રુનાશન રામ! જેમ વિષ નાંખેલા ભક્ષ્યને કોઈ પચાવવા સમર્થ નથી, તેમ ઈંદ્રસહિત સુરો અને અસુરો પણ તારી પ્રિયાને રાખી શકવા સમર્થ નથી; માટે તું શોકનો ત્યાગ કર; હું તેને નિશ્ચે શોધી લાવીશ.[૫–૮] વળી હે રાઘવ! તારી કાંતાને રાક્ષસ હરી ગયો એમ કહો છો, તે ઉપરથી થોડાક દિવસપરની વાત મને સાંભરી આવી છે, તેથી હું એમ અનુમાન કરું છું કે, મેં જોયેલી સ્ત્રી તે તારી પ્રિયા મૈથિલી જ હશે. મારા હનૂમાનાદિ ચારે સચિવો સહિત એક દિવસે હું આ ઋષ્યમૂકના શિખરપર બેઠેલો હતો, તેવામાં એક મહારૌદ્રકર્મા‡ રાક્ષસ, આકાશમાર્ગે થઈ કોઈ મહા સૌંદર્યવતી બાળાને ઉપાડી ચાલ્યો જતો હતો. એ સ્ત્રીને તે પરાણે–બળાત્કારથી લઈ જતો હોય એમ લાગતું હતું; કારણ તેના અંકમાં રહેલી તે સુંદરી, પાશમાં બંધાયલી નાગણની પેઠે તરફડતી હતી ને વારંવાર રુદન કરતી ને મોટે બૂમ પાડતી 'હા રામ! ઓ રાઘવ! હે લક્ષ્મણ!' એવા શબ્દો ગભરાયલે સ્વરે બોલતી હતી. એના એ કરુણાળ શબ્દો ઉપરથી તો તે ખરેખર સીતા જ હોવાં જોઇએ, એમ હું ધારું છું. વળી એ સુંદરીને લઈ જનાર રાક્ષસ પણ રાવણ જ હોવો જોઇએ; કેમકે તેના વગર સાંપ્રતમાં કોઈ રાક્ષસ વા દેવને દશ મસ્તક નથી.[૯–૧૦] પણ હે રામ! એ માટે આપણે કંઈ માત્ર અનુમાનને જ વળગી રહેવું પડે તેમ નથી;

* પાતાળ. † આકાશ. ‡ ભયંકર કર્મ કરનાર.

કારણ તે બાળાએ વળી અમો પાંચે વાનરોને શિલાપર બેઠેલા જોઈ, અંતરિક્ષમાંથી પોતાનું ઉત્તરીય વસ્ત્ર અને શિર કર્ણાદિકનાં સુંદર ભૂષણો અમારાપર નાંખ્યાં હતાં, જે મેં સાચવી રાખ્યાં છે. ખરેખર તેણીએ તે પોતાની ભાળ મળવારૂપે જ અમારાપર ફેંકયાં હશે; તો હું તે સઘળાં લઈ આવી તને દેખાડું છું. તે સીતાનાં જ હશે તો તું અવશ્ય ઓળખી શકશે."૧૧-૧૨

આ પ્રમાણે પ્રિયવાદી સુગ્રીવનું કહેવું સાંભળી રઘુવીરે કહ્યું: "એમ છે ત્યારે તું શાને વિલંબ કરે છે? હે સખા! તે વસ્ત્રાભરણો તું શીઘ્ર જ અહિંયાં લાવ; સીતાનાં હશે તો હું તરત તેને ઓળખી શકીશ."૧૩ ત્યારે રામનું પ્રિય કરવા માટે, સુગ્રીવ તુરત ઋષ્યમૂક વિષેની પોતાની ગુફામાં ગયો ને ત્યાંથી તે ઉત્તરીય વસ્ત્ર અને આભરણો વગેરે લાવી રામને કહ્યું: 'જો!' આ રહ્યાં!"૧૪-૧૫ ! એ વસ્ત્રાભરણો જાનકીનાં જ હતાં; માટે તેને જોતાંજ રઘુવીરની સ્થિતિ અતિ વિલક્ષણ બની ગઈ. ઝાકળથી ચન્દ્ર રુંધાય, તેમ તેમની દૃષ્ટિ અશ્રુના વેગથી રુંધાઈ ગઈ, કંઠ બેશી ગયો, શરીરપર ચોમેર પ્રસ્વેદના બુંદ છૂટી આવ્યાં, ને એકાએક, "હા પ્રિયે! હે પ્રિયભાષિણી!" એવી રીતે મોટેથી રુદન કરતાં ધૈર્યનો ત્યાગ કરીને તે પૃથ્વી ઉપર પડી ગયા!૧૬-૧૭ પછી તે શ્રેષ્ઠ વસ્ત્રાલંકારોને વારંવાર પોતાના હૃદય સાથે ચાંપી, રાફડામાંનો કોપેલો નાગ જેમ કુંફાડા મારે તેવા મોટા નિઃશ્વાસ મૂકી રામ રુદન કરવા લાગ્યા!૧૮ તેમનાં નેત્રોમાંથી અશ્રુની અવિચ્છિન્ન ધારાઓ વહેવા લાગી. એમ રડતાં રડતાં પાસે બેઠેલા લક્ષ્મણ ભણી જોઈ, અતિશય ખેદ ધરતો તે કહેવા લાગ્યો:૧૯ "હે ભ્રાત! રાવણ જે વેળા સીતાને હરણ કરી જતો હશે, તે વેળા તારી ભોજાઇએ પોતાનાં શરીર ઉપરથી ત્યાગ કરેલાં આ ભૂષણો તથા ઉત્તરીય વસ્ત્રને તું જો!૨૦ તેણીએ કોઈ પણ વખતે આપણને તેની ભાળ મળે, તે સારુ જ આ વસ્તુઓ પૃથ્વીપર નાંખી હશે! વળી તેઓ અખંડિત રહે, એ સારુ તેને તેણે નીલતૃણવાળી મૃદુ ભૂમિપર નાંખ્યાં હોય એમ લાગે છે. કારણ કે આ અખંડિત તથા નિર્મળ રહેલાં છે!"૨૧

એ સાંભળી લક્ષ્મણ બોલ્યો: "હે પ્રિયબંધુ! સતીનાં કેયૂર તથા કુંડલાદિ આભરણોને હું ઓળખી શકતો નથી,૨૨ પણ નિત્ય તેમના ચરણમાં વંદન કરતો, તેથી માત્ર તેના નૂપુરને ઓળખી શકું છું."૨૩ એમ બોલતાં બોલતાં લક્ષ્મણ પણ શોકને લીધે ગળગળો થઈ ગયો, ત્યારે રામે સુગ્રીવને પૂછ્યું, "રે! હે સખા! મને કહે કે, મારી પ્રાણ સમાન પ્રિય સીતાને તે ઘોર રાક્ષસ કયી દિશાએ હરી લઈ જતો તેં જોયો? અરે! મને મોટું દુઃખ આપનાર તે દુષ્ટ કયે સ્થળે વસે છે? ખરેખર, એને નિમિત્તે હું સર્વ રાક્ષસકુળનો સંહાર કરીશ.૨૪-૨૫ જેણે પોતાના જીવિતના અંતને માટે સીતાનું હરણ કરી, મને ક્રોધ પમાડ્યો, તેના મૃત્યુનું દ્વાર આપોઆપ જ ખુલ્લું થયું છે!૨૬ માટે હે વાનરપતિ! જે રાક્ષસે બળાત્કારથી મારી અત્યંત પ્રિયપત્ની સીતાનું વનમાંથી હરણ કર્યું, તે મારા દુષ્ટ શત્રુની ભાળ મને શીઘ્ર જ આપ: હું તેને સદ્ય જ યમરાજની પાસે મોકલીશ!"૨૭

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭ મો.

### પ્રતિજ્ઞા.

એવી રીતનાં, શોક પીડિત રામનાં વચન સાંભળી, આંખમાં આંસુ આવી જવાને લીધે ગદ્‌ગદિત થયેલા સુગ્રીવે, હાથ જોડીને તેની આ પ્રમાણે સાંત્વના કરવા માડી:૧ "હે પ્રભો! હું તે પાપકર્મા અને દુષ્ટ કુલોત્પન્ન રાક્ષસના ગુપ્તનિવાસસ્થાનને સર્વથા જાણતો નથી; તેના સામર્થ્યને, રાજ્ય કરવાના નગરને અને કુળને પણ જાણતો નથી.૨ તથાપિ હે અરિંદમ! હે રાજા રામ! હું સત્ય પ્રતિજ્ઞા કરું છું કે, જેવી રીતે મિથિલ પુત્રીને તું પામશે, તેવો જ યત્ન હું કરીશ. તું આ શોકનો ત્યાગ કરઃ હું તને સંતોષ ઉપજે, એવા મારા પરાક્રમવડે થોડા સમયમાં પરિવાર સહિત રાવણનો નાશ કરીને તને પ્રસન્ન કરીશ.૩-૪ માટે તું તારા પોતાના સ્વાભાવિક ધૈર્યનું અવલંબન કરી, આ વિહ્વળતાનો ત્યાગ કર. હવે ઘણું થયું; તારા સરખાને આવું બુદ્ધિલાઘવ* યોગ્ય નથી.૫ મને પણ સ્ત્રીવિયોગનું મોટું દુઃખ પ્રાપ્ત થયું છે, પરંતુ હું તો તારી પેઠે શોક કરીને ધૈર્ય છાંડતો નથી.૬ હે સખા! હું પ્રાકૃત વાનર છું, તો પણ વાલિએ હરણ કીધેલી મારી સ્ત્રીનો શોચ કરતો નથી; ત્યારે તું આવા મહાત્મા, નમ્ર તથા ધૈર્યવાન્ થઇને આ પ્રમાણે શોચ કરે, એ કેમ યોગ્ય કહેવાય?૭ તું તારા નેત્રમાંનાં આંસુ ધૈર્યથી ખાળ ને સત્વશીલ પુરુષોની મર્યાદાનો ત્યાગ

---

* બુદ્ધિનું ટુંકાણ-ઓછાપણું.

મા કર.[૮] વિચારશીળ અને ધૈર્યવાન્ પુરુષો, દ્રવ્ય સંબંધી અથવા આવા બીજા હરકોઈ કષ્ટવેળાએ,–ચોર અથવા પશુના ભયથી, તેમ જ જીવિતનો અંત કરનાર મહાસંકટ સમયે પણ કદી સીદાતા નથી.[૯] જે પુરુષ અજ્ઞાનથી વારંવાર ખેદ અને ચિંતા કરે છે, તે સમુદ્રમાં ડૂબતા અતિ ભાર ભરેલા નાવની પેઠે, શોકરૂપ સમુદ્રમાં ડૂબે છે.[૧૦] માટે હું હાથ જોડી નમ્રતાથી તને વિનવું છું કે, તું પરાક્રમનો આશ્રય કર; શોકને અવકાશ આપ મા; કારણ, જેઓ નિરંતર શોકમાં રહે છે, તેમને કદી સુખ તો હોતું નથી જ, પણ ઉલટું તેમનું તેજ પણ નાશ પામે છે.[૧૧] વળી શોકથી વ્યાપી રહેલા પુરુષોનું જીવિત પણ સંશયરૂપ જ હોય છે; માટે એવા શોકનો ત્યાગ કરી, તું માત્ર ધૈર્યનો જ આશ્રય કર. હે રાજેંદ્ર! આ હું તને કંઇ ઉપદેશ કરતો નથી, પણ મિત્રભાવથી હિતવચનો કહું છું; માટે મારા મિત્રપણાનું માન રાખીને પણ તું આ શોચનો ત્યાગ કર.[૧૨–૧૪]

આવાં મધુર વચનોથી સુગ્રીવે સાંત્વના કરી ત્યારે તુરત વસ્ત્રના છેડાવતી મુખપરનાં અશ્રુ લૂછી નાંખી, રાઘવ સ્વસ્થ થયા. પછી સુગ્રીવને ભેટીને કાકુત્સ્થ કહેવા લાગ્યા:[૧૫–૧૬] "હે કપીશ્વર! સ્નેહી તથા હિતેચ્છુ મિત્રે પોતાના મિત્રની દુઃખાવસ્થામાં જે પ્રમાણે કરવું ઘટે, તે જ પ્રમાણે યોગ્ય યત્ન કરી તેં મને સાવધ કીધો; તેથી મારાં શોક અને દુઃખ તત્કાળ દૂર થઈ ગયાં, ને હું સ્વસ્થ થયો છું. હે મિત્ર! આવી દુઃખ વેળાએ તારા સરખો મિત્ર મળવો ઘણો જ દુર્લભ હોય છે.[૧૭–૧૮] માટે હે સખા! હવે તું મૈથિલીની શોધ કરવા માટે, તેમ જ ક્રૂર દુષ્ટાત્મા રાવણના સંહાર માટે યત્ન કર; ને તારું જે કંઈ કાર્ય કરવાનું હોય તે મને કહે. હે કપિસિંહ! જેમ સારા ક્ષેત્રમાં વાવેલું બીજ વર્ષાકાળમાં સંપાદન થાય (ઉગી નીકળે) છે, તેમ તારાપર વિશ્વાસુ એવા મને સોંપેલું તારું કાર્ય સફળ થશે.[૧૯–૨૦] 'હું વાલિનો નાશ કરીશ,' એમ જે મેં અભિમાનથી કહ્યું છે, તે હે કપિશાર્દૂલ! તારે ખરેખરું જ સમજવું. હું પોતાના સત્યના શપથ લઈ કહું છું કે, પૂર્વે કદી હું અનૃત બોલ્યો નથી ને હવે બોલીશ પણ નહિ."[૨૧–૨૨] આવી રીતે રઘુવીરે વાલિને માટે શપથ લીધા, ત્યારે પોતાના સચિવો સહિત સુગ્રીવ બહુ હર્ષ પામ્યો.[૨૩]

એ પ્રમાણે એકાંતને વિષે, મિત્ર થયેલા નરેશ્વર અને વાનરેશ્વરે, પરસ્પર સમાન સુખદુઃખની વાતો કરી અને તે રાજાઓના અધિપતિ મહાનુભાવ રામનાં વચન સાંભળીને, હરિવીરોમાં* મુખ્ય એવા સુગ્રીવે હૃદયને વિષે પોતાનું કાર્ય સિદ્ધ થયેલું જ માન્યું.[૨૪–૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સાતમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૮ મો.

## મિત્રોનું પરસ્પર સંભાષણ.

પરિતુષ્ટ થયેલા લક્ષ્મણાગ્રજ રઘુવીરનાં સત્ય વચનોથી બહુ હર્ષ પામી સુગ્રીવ, શૂરવીર એવા રામ પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યો:[૧] "હે રઘુનાથ! તું મારો સખા થયો, તેથી હું નિઃસંશય સર્વ દેવતાઓએ અનુગ્રહ કરવા યોગ્ય, તેમ જ સર્વગુણસંપન્ન થયો છું.[૨] હે અનઘ! તારી સહાયતાથી હું અવશ્ય દેવતાઓનું રાજ્ય મેળવવાને પણ શક્તિમાન્ થાઉં, તો પછી મારું પોતાનું રાજ્ય મેળવી શકું, એમાં તે શું આશ્ચર્ય?[૩] રઘુવંશમાં જન્મેલા તારી સાથે મને અગ્નિની સાક્ષીથી સુદૃઢ મૈત્રી થઈ, તેથી મારા બંધુ અને સુહૃદ્વર્ગમાં પણ હું અતિ માનીતો થઇશ.[૪] વળી હે પ્રભો! તારી આગળ હું મારા પોતાના ગુણ પ્રકાશિત કરવા સમર્થ નથી; પરંતુ તને પણ હું યોગ્ય જ મિત્ર પ્રાપ્ત થયો છું, એમ તું ધીમે ધીમે જાણશે.[૫] હે સ્વાધીન પુરુષોમાં શ્રેષ્ઠ! તારા સરખા સંસ્કૃત† અંતઃકરણવાળા મહાત્મા પુરુષો મોટા ધૈર્યવાન્ અને મિત્રની સાથે નિશ્ચળ પ્રીતિ કરનારા હોય છે.[૬] તેઓ પોતાના કે મિત્રના–સોનું, રૂપું, તથા આભરણાદિ દ્રવ્યમાં કશી જુદાઈ જાણતા નથી; ને મિત્ર ધનવાન્ હો વા દરિદ્રી હો, દુઃખી હો વા સુખી હો, તેમ જ નિર્દોષ વા સદોષ હો તોપણ, તેને જ પોતાની પરમ ગતિ માને છે;[૭–૮] તેમ જ હે અનઘ! મિત્રનો તેવો સ્નેહ જોઇને તેને સારુ પોતે પોતાનાં ધન, સુખ અને દેશનો પણ ત્યાગ કરે છે!"[૯] એવાં સુગ્રીવનાં વચન સાંભળી વાસવ સમાન શોભતા લક્ષ્મણ સમક્ષ પ્રિય દર્શન રઘુવીરે સુગ્રીવને કહ્યું: "હે સખા! ખરેખર મૈત્રી તો એવી જ જોઇએ; ને તે જ પ્રમાણે તું મને મારા બુદ્ધિમાન્, ભ્રાતા લક્ષ્મણ જેટલો જ પ્રિય થયો છે, એમ તારે નિઃસંશય જાણવું."[૧૦]

બીજે દિવસે, રામ અને મહાત્મા લક્ષ્મણ પૃથ્વીપર બેઠા હતા, તેને જોઈ સુગ્રીવ વનમાં ચોમેર પોતાની ચપળ દૃષ્ટિ ફેરવતો ઉભો થયો[૧૧] ને સમીપ ઉભેલું

* હરિ–વાનર, વીર શૂરવીર. હરિવીર–વાનરોમાં શૂરવીર.

† સંસ્કાર પામેલું.

સાલવૃક્ષ, કે જેનાપર પત્રો થોડાં, પણ પુષ્પ અતિશય હોવાને લીધે ભ્રમરો ચોમેર ફરી રહ્યા હતા,[૧૨] તેની એક ઘણાં પત્ર પુષ્પોવાળી શાખા ભાંગી લાવીને પૃથ્વીપર બિછાવી, તેપર રામ સહિત મોટા હર્ષથી તે બેઠો.[૧૩] આ જોઈ લક્ષ્મણને પણ, મહાત્મા હનૂમાને એક સુંદર પુષ્પોવાળી સાલશાખા બિછાવી તેપર બેસાડ્યો.[૧૪-૧૫] પછી પુષ્પિત સાલશાખાપર સમુદ્રની પેઠે શાંત થઈ બેઠેલા રઘુવીર પ્રતિ હર્ષથી વ્યાકુલ વાણીથી સુગ્રીવ નમ્રપણે બોલ્યો:[૧૬] "હે રાઘવેશ્વર! તારો મિત્ર થયલો હું, વાલિએ કાઢી મૂકવાથી અને સ્ત્રીનું હરણ થવાથી અત્યંત દુઃખી છું. વાલિનો મને એટલો મોટો ભય છે, કે જેથી હું નિરંતર જાણે કોઈ ભયરૂપ સમુદ્રમાં જ ડૂબેલો રહું છું. મેં આ ઋષ્યમૂક પર્વતપર આવીને નિવાસ કર્યો છે, છતાં અહીંયાં પણ મને વાલિના ભયની ભ્રાંતિ ટળતી નથી; એવું મોટું વૈર મારે તેની સાથે બંધાયું છે. માટે હે સર્વ લોકને અભય કરનાર રાજા રામ! ભ્રાતાના ભયથી પીડિત અને અનાથ એવા મારી ઉપર તું કૃપા કરવા યોગ્ય છે."[૧૭-૧૯]

ત્યારે ધર્મજ્ઞ ધર્મવત્સલ કાકુત્સ્થ, સ્મિતહાસ્ય કરતાં બોલ્યો: "હે સુગ્રીવ! ઉપકાર કરવો એ મિત્રનું, ને અપકાર કરવો એ શત્રુનું લક્ષણ છે; માટે હું તારી સ્ત્રીનું હરણ કરનારા વાલિનો સદ્ય જ નાશ કરીશ.[૨૦-૨૧] હે મહાભાગ! મારા આ મહાતેજસ્વી શરોને તું જાણતો નથી? કાર્તિકેય વનને વિષે ઉત્પન્ન થયલી કંકકાવાળાં* આ સ્વર્ણભૂષિત બાણો, કે જે કંકપત્રથી ઢાંકેલાં, શોભાયમાન પર્વયુક્ત, ઇંદ્રના વજ્ર સમાન, અત્યંત તીક્ષ્ણ અણીવાળાં, અને કોપેલા સર્પ સરખાં ઝેરી છે, તેનાથી તારા અપરાધી ભ્રાતા વાલિને, વિકીર્ણ† પર્વતની પેઠે નાશ પામેલો તું જોઇશ."[૨૨-૨૪]

એ સાંભળી સેનાપતિ સુગ્રીવ અતિ પ્રસન્ન થઈ હર્ષ પામી બોલ્યો: "બહુ સારું બહુ સારું. હે રાઘવ! હું ખરેખરો શોકાભિભૂત‡ છું, ને તું શોકાર્તોની પરમ ગતિ છે; માટે તારા સરખા સખાના આશ્રય તળે હું નિશ્ચે અભયપણે વિચરીશ.[૨૫-૨૬] મેં અગ્નિની સાક્ષીથી મારો હાથ તારા હાથમાં આપી, તને જે મારો પ્રાણસખા કર્યો છે, તેના ખરાપણા વિષે હું મારા સત્યના શપથ લઉં છું.[૨૭] તારે માટે મને પૂરેપૂરો વિશ્વાસ છે, તેથી મારા દુઃખનો ભાગિયો કરીને હું તને કહું છું કે, હે પ્રભો! મારાં અંતર્ગત દુઃખો નિત્યપ્રતિ મારા મનનું હરણ કરે છે."[૨૮] આટલું કહેતાં કહેતાં સુગ્રીવના નેત્રોમાં જળ ભરાઈ આવ્યું, તેથી ગળગળો થઈ જવાને લીધે તે કેટલીકવાર સૂધી સ્પષ્ટપણે બોલી શક્યો નહિ.[૨૯] પણ પછી ધીરજથી, નદીના વેગ સમાન અશ્રુધારાને રોકી, શુભ એવાં નેત્રોને લૂછીને મોટા નિઃશ્વાસ નાંખતો પુનઃ રામને કહેવા લાગ્યો:[૩૦-૩૧] "હે રાઘવ! વાલિએ નિરપરાધે મારો રાજ્યાધિકાર હરણ કરી લીધો છે, એટલુંજ નહિ પણ બળના ગર્વથી અનેક કઠોર વાક્યોથી મને તરછોડી કાઢી,[૩૨] મારી પ્રાણ કરતાં પણ પ્રિય સ્ત્રી રુમાને પણ તે ગ્રહણ કરી બેઠો છે. મારા સ્નેહી વાનરોને તેણે બંધનમાં નાંખ્યા છે.[૩૩] [ આમ થતાં તેનાથી નાસીને હું અત્રે ઋષ્યમૂકપર આવી વસ્યો છું, તો પણ હજુ તે દુષ્ટાત્મા મારો વિનાશ કરવા માટે યત્ન કર્યા જ કરે છે. [ઘણીકવાર મારો નાશ કરવા સારુ તેણે જૂદા જૂદા વાનરોને અત્ર મોકલ્યા, પણ હજુ સૂધી તો તે સઘળાઓનો હું વધ જ કરતો રહ્યો છું.[૩૪] હે રાઘવ! તે દુષ્ટના ભયને લીધે તો તને આવતા જોઈને પણ મારા મનમાં તુરત એવી શંકા ઉભી થઈ, કે રખેને આ બલવંત પુરુષોને વાલિએ મોકલ્યા હોય અને એ ભયને લીધે જ હું તારી પાસે આવી શક્યો નહિ; કારણ ભય પ્રસંગની અંદર તો ગમે તેને પણ ભય થાય જ.[૩૫] હે દાશરથે! એવી રીતે હું મહાકષ્ટમાં આવી પડેલો છું; તેથી મારું જીવિત મને અળખામણું ઝેર થઈ પડેલું છે. કેવળ આ હનૂમાનાદિ મારા સહાયભૂત છે, માટે જ હું પ્રાણ ધારણ કરી રહ્યો છું.[૩૬] આ મારા સ્નેહી ચારે વાનરો, ચોમેરથી મારી રક્ષા કરે છે. હું ચાલું છું તો મારી સાથે ચાલે છે, હું બેસું છું ત્યારે બેસે છે.[૩૭] માટે હે પ્રભો! મારા દુઃખનો વિસ્તાર હું ક્યાં સૂધી કહું? માત્ર સંક્ષેપમાં જ કહું છું કે, મારા પ્રસિદ્ધ પરાક્રમી શત્રુ વાલિનો વધ થાય ત્યારે જ મારાં સઘળાં દુઃખ નાશ પામે; કારણ મારું સુખ તથા જીવિત તેના વિનાશરૂપ બંધનથી બંધાયલાં છે.[૩૮-૩૯] હે રામ! સુખી અથવા દુઃખી પુરુષની પરમ ગતિ નિરંતર તેનો સખા જ હોય છે; માટે આ મેં મારા શોકનો અંત તને સંભળાવ્યો."[૪૦]

સુગ્રીવનું આ રીતનું ભાષણ સાંભળી રામ તેને પૂછવા લાગ્યો: "હે કપીશ્વર! તારું સઘળું દુઃખ મેં જાણ્યું; પરંતુ વાલિની સાથે તારે શા નિમિત્તે વૈર થયું?

* તીરની લાકડી. † છિન્નભિન્ન થયેલો.
‡ શોકથી પરાભવ પામેલો.

એ હું પ્રથમ યથાર્થ સાંભળવા ઇચ્છું છું.[૪૧] તમારા બન્નેનું વૈરનું કારણ અને તમારાં બન્નેનાં બળાબળ જાણીને તને સુખી કરવાનો હું ઉપાય કરું. હે સખા! વાલિએ તારું એવું અપમાન કર્યું, એ સાંભળીને તો મારો હૃદયોત્કંપી* ક્રોધ, વર્ષાકાળમાંના જળના વેગની પેઠે વૃદ્ધિ પામે છે; માટે મારાં બાણોથી તારો શત્રુ નાશ પામ્યો જ છે, એમ સમજીને તું, મારા ધનુષને હું સજ્જ કરું ત્યાં સૂધી મારા પૂછેલા પ્રશ્નનું ઉત્તર આપ."[૪૨–૪૪]

આ રીતે મહાત્મા કાકુત્સ્થે પૂછ્યું, ત્યારે હનૂમાનાદિ ચારે કપિઓ સહિત સુગ્રીવ અત્યંત હર્ષ પામ્યો; ને પ્રફુલ્લિતવદને† વાલિ સાથેના પોતાના વૈરનું મુખ્ય કારણ લક્ષ્મણાગ્રજ રઘુવીરને કહેવા લાગ્યો.[૪૫–૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિંધાકાણ્ડમાં આઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૯ મો.

## વાલિ સુગ્રીવનું વૈર–૧.

સુગ્રીવ બોલ્યો: "શત્રુઓનું દમન કરનાર મારો જ્યેષ્ઠ બંધુ વાલિ, પૂર્વે મને તેમજ અમારા પિતાને અત્યંત માન્ય હતો.[૧] જ્યારે અમારા પિતા દૈવગતિને પામ્યા, ત્યારે તેના મંત્રીઓએ, જ્યેષ્ઠ હોવાને લીધે, વાલિને ગાદીપર બેસાડી, વાનરોનો રાજા કર્યો,[૨] એટલે પિતુપિતામહોના રાજ્યના અધિપતિ થયેલા તેની પાસે હું સર્વકાળ નમ્રપણે–સેવકની પેઠે રહેવા લાગ્યો.[૩] એક સમયે દુંદુભિ નામના રાક્ષસના જ્યેષ્ઠ પુત્ર માયાવી સાથે વાલિને સ્ત્રીનિમિત્તે વૈર બંધાયલું હતું.‡[૪] એક દિવસે અર્ધરાત્રિ સમે, જનમાત્ર નિદ્રાવશ હતાં, તેવામાં, કિષ્કિંધાપુરીના દ્વાર પ્રત્યે આવીને તે માયાવી અસુરે, ક્રોધસહિત; મોટી ગર્જના કરી વાલિને યુદ્ધ માટે બોલાવ્યો.[૫] ભૈરવસમાન ભયંકર ગર્જના સાંભળતાંજ મારો બંધુ વાલિ, નિદ્રામાંથી એકદમ ઝબકી ઉઠયો ને ઝડપથી એ રાક્ષસની સામે જવા લાગ્યો.[૬] ક્રોધાંધ થઈ વાલિ જવા લાગ્યો તે સમયે સમગ્ર સ્ત્રીવર્ગે, તેમજ નમ્ર એવા મેં, ઘણી ઘણી રીતે તેને વાર્યો, છતાં પણ અસુરનો વધ કરવા સારુ તે ઘરમાંથી બહાર નીકળ્યો;[૭] ને પાછળ આવેલી સ્ત્રીઓને તરછોડી નગર બહાર ચાલ્યો ત્યારે હું પણ ભ્રાતૃસ્નેહને લીધે તેની સાથે ચાલ્યો.[૮] અમે બંને બાંધવો નગર બહાર નીકળી યુદ્ધ માટે સજ્જ થઈ ઉભા, ત્યારે અમોને દૂરથીજ જોઇને, મહાત્રાસ પામ્યો હોય તેમ, તે માયાવી અસુર એકદમ ત્યાંથી નાઠો.[૯] એ જોઈ અમે બંને પણ તુરત તેની પાછળ દોડ્યા. રાત્રી અજવાળી હોવાને લીધે કોઈ જાતની અડચણ વગર દોડીને અમે છેક તેની સમીપ પહોંચ્યા, ત્યારે તે રાક્ષસ એકાએક માર્ગમાં આવેલા, ઘણા ઘાસથી ઢંકાયલા દુર્ગમ ભૂવિવરમાં* ઉતરી ગયો.[૧૦–૧૧] અસુરને એમ ગુફામાં અદૃશ્ય થયેલો જોઈ, વાલિ મહાક્રોધાયમાન થયો; ને અતિ ક્ષોભ પામી મને કહેવા લાગ્યો:[૧૨] 'હે સુગ્રીવ! હું આ ગુફામાં પ્રવેશ કરીને જ્યાંસૂધી એ અસુરનો વધ કરી પાછો આવું નહિ, ત્યાંસૂધી સાવધ થઈ, અહીં ગુફાના દ્વારપર તું ઉભો રહે.'[૧૩] એ સાંભળી મેં તેની સાથે અંદર જવા સારુ વિનતિ કરી, પણ તે ન માનતાં પોતાનાં ચરણના સોગન આપી, મને બહાર ઉભો રાખીને તેણે વિવરમાં પ્રવેશ કર્યો.[૧૪]

"વાલિની વાટ જોઈ વિવર આગળ ઉભા રહેલા મને આજકાલ કરતાં એક વર્ષથી પણ વધુ કાળ વહી ગયો. વાલિ વિવરમાંથી બહાર આવ્યો નહિ.[૧૫] ભ્રાતૃસ્નેહને લીધે મારા મનમાં મોટો ક્ષોભ ઉત્પન્ન થયો ને વાલિ નિશ્ચે મરણજ પામ્યો હશે, એવી પાપ–અનિષ્ટ શંકા થઈ.[૧૬] આમ છતાં પણ વળી કેટલાક દીર્ઘકાલસૂધી હું તેની વાટ જોતો ત્યાં ઉભો હતો. તેવામાં તે ગુફામાંથી એકાએક ફીણસહિત રુધિરનો પ્રવાહ નીકળતો મારા જોવામાં આવ્યો, એટલે તો મારી શંકા વધારે દૃઢ થઈ, ને મને અતિશય દુઃખ લાગ્યું.[૧૭] એ ઉપરાંત તે વિવરમાંથી અસુરોની ઉપરાઉપરી ભયંકર ગર્જના મારા સાંભળવામાં આવી. પણ સંગ્રામાસક્ત મારા વડીલ બંધુનો શબ્દ કોઈ પણ રીતે મારે કાને પડ્યો નહિ.[૧૮] એ સઘળાં ચિહ્નોપરથી મેં નિશ્ચય કીધો કે, મારો બંધુ ખરેખર નાશજ પામ્યો હશે. આથી મારા ભાઈને મારનારા અસુરો ગુફામાંથી પુનઃ બહાર નીકળી ન શકે, એવા ઉદ્દેશથી એક મોટી–પર્વત જેવડી શિલાવડે મેં તે ગુફાના દ્વારને બંધ કર્યું.[૧૯] હે રાઘવ! ત્યારપછી તીર્થપર જઈ વાલિની ઉદકક્રિયા કરીને અતિ શોકાર્ત થયેલો હું કિષ્કિંધા નગરમાં આવ્યો. ઘેર આવી ઘણીક રીતે આ વૃત્તાંત મેં ગુપ્ત રાખવા યત્ન કર્યો, પણ મંત્રીઓ તે જાણી ગયા;[૨૦] ને રાજ્ય

* હૃદયને કંપાવનારો. † હર્ષિત મુખેથી.

‡ આ ઇતિહાસ કોઈ પુરાણને વિષે સવિસ્તર દર્શાવેલો છે.

* જમીનમાં આવેલી ગુફા.

સુનું ન રહે, તેટલા માટે તેઓએ પ્રજાજનો સહિત મારી પાસે આવી, મને પરાણે અભિષેક કરીને રાજ્યાસનપર બેસાડ્યો. જો કે મેં વાલિની જલદાનક્રિયા મારે હાથે કરી હતી, પરન્તુ તેને મરણ પામેલો મેં પ્રત્યક્ષ જોયો ન હોવાથી મારા મનમાં એમ હતું કે, કદાચ તે જીવતો પણ હોય; તેથી આ રાજ્ય વાલિનું જ છે, એવી નિર્મળ બુદ્ધિથી હું તેનું પાલન કરવા લાગ્યો.[૨૧]

"[હે રાઘવેંદ્ર! એ પ્રમાણે રાજ્યાસનપર બેઠાં મને ઘણો સમય થયો નહિ, એટલામાં] પોતાના શત્રુ માયાવીને મારીને મારો ભ્રાતા વાલિ કિષ્કિંધામાં આવ્યો. [રાજ્યમાં ઉપરનો વિલક્ષણ પ્રકાર તેની દૃષ્ટિએ પડ્યો.] મને રાજ્યાસનપર બેઠેલો જોઈ તેના સ્વાભાવિક ક્રોધનો પાર રહ્યો નહિ. તેનાં નેત્ર અગ્નિ સમાન લાલચોળ થઈ ગયાં.[૨૨] હે રાઘવ! મારા સેવકો તથા મંત્રીઓને બાંધી, તેણે કઠોર વચનોથી ઘણો તિરસ્કાર કર્યો. એમ સઘળી રીતે તેણે મહા ત્રાસ વર્તાવી દીધો! એ સમયે એ પાપરૂપ વાલિનો હું નિગ્રહ કરવા સમર્થ હતો.[૨૩] તોપણ ભ્રાતૃસ્નેહથી સંકોચાઇને તેને મારવા માટે મારી બુદ્ધિ પ્રવૃત્ત થઈ નહિ. તેણે શત્રુને હણ્યો ને પાછો આવ્યો તે જોઈ,[૨૪] મેં અતિ માનપૂર્વક તે મહાત્માને નમસ્કાર કર્યા ને તેનાં ચરણને મારા મુકુટવડે સ્પર્શ કર્યો,[૨૫] તોપણ અતિ ક્રોધને લીધે તેણે મુદિત અંતઃકરણે મને આશિર્વચનો કહ્યાં નહિ, તેમ તે મારી ઉપર પ્રસન્ન પણ થયો નહિ."[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણ વિષે કિષ્કિંધાકાણ્ડમાં નવમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૦ મો.

## વાલિ સુગ્રીવનું વૈર-૨.

વળી સુગ્રીવ બોલ્યોઃ "હે રઘુવીર! એ પ્રમાણે અતિ ક્રોધાયમાન થયેલા અને ક્ષુભિતચિત્તવાળા વાલિને, હિતને લીધે હું પ્રસન્ન કરવા લાગ્યો કે,[૧] 'હે બંધુ! તું, કે જે મારો અનાથનો નાથ (રક્ષક) છે, તે શત્રુનો નાશ કરી કુશળ આવ્યો, એ બહુ સારું થયું.[૨] આ મેં ધારણ કરેલા તારા પૂર્ણ ચન્દ્ર સરખા બહુ સળિયોવાળા છત્રને તથા ચામરને તું પાછો ધારણ કર.[૩] હે નરપતિ! પીડિત એવો હું તે વિવરના દ્વાર આગળ એક વર્ષપર્યંત ઉભો રહ્યો; પણ તેમાંથી નીકળેલા રુધિરપ્રવાહને જોઈ, મારી ઇંદ્રિયો શોકને લીધે અતિ વ્યાકુળ થઈ, જેથી અતિ ખેદ પામી, મોટી શિલાવડે, વિવરદ્વારને બંધ કર્યું હતું.[૪-૫] હું ત્યાંથી કિષ્કિંધા પ્રત્યે આવ્યો હતો. મને પછી એકલો આવેલો જોઈ, પ્રધાનોએ-જો કે મને કોઈ રીતે રાજ્ય કરવાની ઇચ્છા ન હોતી, તોપણ-પ્રજા સહિત પ્રાર્થના કરવાથી, બળાત્કારથી રાજ્યાભિષેક કર્યો. આમ છતાં પણ અદ્યાપિપર્યંત, મેં આ રાજ્યને કંઈ પોતાનું માન્યું નથી; તારી થાપણરૂપે હું તેનું પાલન કરી રહ્યો છું. માટે હે ભ્રાત! આવી રીતે દૈવેચ્છાથી થયેલા અપરાધને તારે ક્ષમા કરવો યોગ્ય છે. માનવા યોગ્ય રાજા તો તું જ છે-હું તો પૂર્વે હતો તેવો જ તારો સેવક છું. હે શત્રુનો નાશ કરનારા વાલિ! તારા વિયોગને લીધે મંત્રીઓએ મારો રાજ્યપર અભિષેક કર્યો છે; માટે પ્રધાનાદિ અમાત્યવર્ગ અને પ્રજા સહિત આ શત્રુ વગરનું આ રાજ્ય થાપણરૂપે જ મારી પાસે રહ્યું છે, તે મારી પાસેથી તું યથાસુખે ગ્રહણ કરીને, મારાપરના ક્રોધનો ત્યાગ કર.[૬-૯] હું બે કર જોડી મસ્તકવડે નમન કરીને તારી પ્રાર્થના કરું છું કે, રાજા વગરનો દેશ જોઈ, તેપર કોઈ શત્રુ ચઢી આવે નહિ તે સારુ, મંત્રીઓ તથા પુરવાસીઓએ એકઠા મળીને બળાત્કારથી મને ગાદીપર બેસાર્યો છે; માટે ક્રોધ શમન કરી, તું મારાપર પ્રસન્ન થા.'[૧૦-૧૧]

"હે પ્રભો દાશરથે! એવી રીતે મેં ઘણાંક સ્નેહયુક્ત વચનો કહ્યાં, તોપણ વાનરેશ્વર વાલિ તો મારો ધિક્કાર જ કરવા લાગ્યો; ને 'હડ, ધૂત' વગેરે, કહેવાં ન ઘટે એવાં અનેક દૂષિત વાક્યોથી મને ધિક્કારવા લાગ્યો. પછી કેટલીક પ્રજાને તથા મંત્રીઓ વગેરે સુહૃદ્વર્ગને બોલાવી, તેઓની મધ્યે મને અતિ નિંદિત વાક્યો કહીને તે બોલ્યો કે, 'રે! યુદ્ધ કરવા આવેલા માયાવી અસુરે મને કોપાવિષ્ટપણે જ્યારે રાત્રિને વિષે બોલાવ્યો, તે વેળાએ તમારી સૌની જે દુષ્ટ ઇચ્છા હશે, તે આ પ્રમાણે તમે સિદ્ધ કરી દેખાય છે.[૧૨-૧૫] એ અસુરનો શબ્દ સાંભળીને હું યુદ્ધ કરવા સારુ રાજમહેલમાંથી બહાર નીકળ્યો, તે વેળા મને ભલું મનાવવાને આ દુષ્ટ સુગ્રીવડો, મારી સાથે આવ્યો.[૧૬] અમને બંનેને ક્રોધભર્યા આવેલા જોઈ મહા બળવાન અસુર ભય પામી નાઠો. અમે બંનો પણ તેની પુઠે દોડ્યા. પછી મોટા વેગથી દોડતાં તે માયાવી, માર્ગમાંના એક તૃણથી ઢંકાયલા ઘોર બિલમાં* સંતાઈ ગયો; ત્યારે

---

* દર.

હું અસુરને મારીને પાછો આવું ત્યાં લગી આ બિલ આગળ તારે ઉભું રહેવું. કારણ કે તેને માર્યા વિના હું કદી પાછો આવીશ નહિ,' આમ ક્રૂરદર્શી સુગ્રીવને આજ્ઞા કરીને તે ઉભો રહેશે એમ માનીને હું અંદર પેઠો.[૧૭-૧૮] તે વિશાળ તેમ જ અગોચર ગુફાની અંદર, માયાવીને શોધવા લાગ્યો. લગભગ એક વર્ષ જેટલા સમય સૂધી હું સર્વત્ર શોધી વળ્યો. પણ ક્યાંહિ તે અસુર દૃષ્ટિએ પડ્યો નહિ.[૧૯] પણ ફરતાં ફરતાં ત્યાંથી પાતાળમાં જવાનો માર્ગ મારા જોવામાં આવ્યો; એટલે તુરત હું ત્યાં ગયો, તો બીજા પણ ઘણાક અસુરો સાથે એ માયાવી ત્યાં બેઠેલો હતો. મને જોતાં જ તે સઘળા અસુરો સહિત માયાવીએ તુરત એ બિલમાં આવી મારી સાથે યુદ્ધ આરંભ્યું. એક પછી એક,એમ તે સર્વ અસુરોને મારતાં મને કેટલોક કાળ વીતી ગયો; ને મારા મુષ્ટિપ્રહારોથી તેઓ રુધિરનું વમન કરતા મરણને વશ થઈ પડવા લાગ્યા. આથી મોટો રુધિરપ્રવાહ ચાલ્યો, કે જે આ ક્રૂર સુગ્રીવના જોવામાં આવ્યો હશે.[૨૦-૨૧] છેવટે તે માયાવીનો પણ દ્વંદ્વયુદ્ધમાં નાશ કરી, હું સુખેથી તે ગુફામાંથી બહાર નીકળવા લાગ્યો; પણ તેનું દ્વાર શિલાથી બંધ કરેલું હોવાથી મને બહાર આવવાનો માર્ગ જડ્યો નહિ. ત્યારે મેં વારંવાર, 'હે સુગ્રીવ! હે સુગ્રીવ!' એમ મોટા શબ્દો કર્યા, પણ તેનો પ્રત્યુત્તર સાંભળવામાં આવ્યો નહિ. તેથી હું બહુ દુઃખી થયો.[૨૨-૨૩] પછી વિવરદ્વાર આગળ ફાંફાં મારતાં માલમ પડ્યું કે, દ્વાર શિલાથી બંધ કરેલું છે. ક્રોધને લીધે લાતોના પ્રહારથી તે શિલાને કોરે ખસેડી નાંખીને, હું તેમાંથી બહાર નીકળી અત્રે આવ્યો.[૨૪] રે! ખરેખર આ નૃશંસ સુગ્રીવે, પોતાને રાજ્ય મળે તે સારુ જ, ભ્રાતૃસ્નેહનો ત્યાગ કરી, બિલદ્વાર બંધ કરીને મને તેમાં રુંધી મૂક્યો હતો; માટે એ દુષ્ટનો આજે હું સર્વથા ત્યાગ કરું છું!'[૨૫]

"હે રઘુવીર! એ પ્રમાણે કહીને તે જ સમયે, લજ્જારહિત વાલિએ, મને માત્ર એક વસ્ત્રભેર કિષ્કિંધામાંથી કાઢી મૂક્યો.[૨૬] મારી સ્ત્રીને બળાત્કારથી મારી સાથે આવવા દીધી નહિ. આ પ્રમાણે તિરસ્કાર પામી તેના ભયને લીધે હું વનો તથા સમુદ્રોવાળી આખી પૃથ્વીને વિષે ફર્યો, પણ કોઈ સ્થળ મને વાલિના ભયથી રહિત માલમ પડ્યું નહિ. છેવટે આ દુર્ગમ ઋષ્યમૂકપર્વત, કંઈ કારણવશાત્ જેમાં દુરાધર્ષ વાલિથી પ્રવેશ થાય તેમ નથી, તેમાં આવીને મેં નિવાસ કર્યો છે.[૨૭-૨૮]

"હે રાઘવ! આ રીતે મારે વાલિ સાથે થયેલા વૈરનું કારણ મેં તને કહ્યું. એપરથી તેં જાણ્યું જ હશે કે, વિના અપરાધે મને આ મહત્ દુઃખ પ્રાપ્ત થયેલું છે.[૨૯] હે સર્વલોકને અભય આપનારા રામ! દુષ્ટ વાલિનો નિગ્રહ કરી, તેના ભયથી મુક્ત કરવારૂપે તું મારાપર કૃપા કર."[૩૦]

સુગ્રીવની એવી પ્રાર્થના સાંભળી, ધર્મજ્ઞ રઘુવીર, ધર્મયુક્ત વચન સ્મિતહાસ્યપૂર્વક તેને કહેવા લાગ્યા કે,[૩૧] "હે સુગ્રીવ! તું ચિંતા કર મા. મારા આ સૂર્ય સરખાં તેજસ્વી, અતિ તીક્ષ્ણ અને ક્રોધી એવાં અમોઘ બાણ, દુષ્ટાચરણી વાલિનો અવશ્ય ઘાત કરશે.[૩૨] તારે એમ સમજવું કે, તારી સ્ત્રીનું હરણ કરનાર એ પાપિષ્ઠ વાલિ, જ્યાંસૂધી મારી દૃષ્ટિએ પડ્યો નથી, ત્યાંસૂધી જ જીવતો છે.[૩૩] હે મિત્ર! હું મારા અનુભવથી જાણું છું કે, તું શોકરૂપ સાગરમાં ડૂબેલો છે; તો તેમાંથી નિશ્ચે હું તને તારીશ, ને તારી સ્ત્રી તથા સમસ્ત રાજ્ય પણ પાછું તને પ્રાપ્ત થશે."[૩૪] આવી રીતનાં હર્ષ તથા પુરુષાર્થને વધારનારાં શ્રીરઘુવીરનાં વાક્ય સાંભળી, વાનરપતિ સુગ્રીવ અતિ પ્રસન્ન થઈને વારંવાર રામને વંદન કરવા લાગ્યો.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિંધાકાણ્ડમાં દશમો સર્ગ સંપૂર્ણ.**

# વાલિવધ

## સર્ગ ૧૧ મો.

### વાલિ પરાક્રમ-દુંદુભિ સાથે યુદ્ધ.

હર્ષ અને પરાક્રમની વૃદ્ધિ કરનારાં રઘુવીરનાં વચનોને માન્ય કરી, સુગ્રીવ રામની પ્રશંસા કરવા લાગ્યો કે,[૧] "હે રાઘવ! યુગાંતના* સૂર્ય સમાન તું ક્રોધ પામે ત્યારે તારા પ્રજ્વલિત, તીક્ષ્ણ અને મર્મભેદી બાણોવડે સર્વ લોકને બાળી ભસ્મ કરે, એ નિઃસંદેહ છે.[૨] પણ પ્રથમ વાલિના બળનો, વૈભવનો, શત્રુને સંહાર કરવાની તેની શક્તિનો અને સંગ્રામ સમયે તેનું ધૈર્ય ઇત્યાદિ વિષય મારાથી એકે મને સાંભળી લીધા પછી તને જેમ કરવું યોગ્ય લાગે તેમ કર.[૩] હે પ્રભો! વાલિ રાતભર સુખે નિદ્રા કરી શ્રમરહિત થઈને બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠે છે, ને સૂર્ય ઉદિત થાય

* પ્રલયકાળ.

તે પૂર્વે પશ્ચિમ સમુદ્રથી પૂર્વભણી અને દક્ષિણમાંથી ઉત્તરભણી, એમ ફરી વળે છે, છતાં તેને થાક લાગતો નથી.[૪] વળી પર્વતોપર ચઢી તેનાં મોટાં મોટાં શિખરોને ઉંચે ફેંકીને પાછાં ઝીલી લે છે, એવો તે વીર્યવાન્ છે.[૫] બળ અતિ ઘણું વધી પડવાને લીધે તેણે વનમાંનાં અનેક સત્વવાળાં મહા વૃક્ષોને ભાંગી નાંખ્યાં છે.[૬] એના બળનું પ્રમાણ કેટલું છે, તે વિષે તેના સંબંધમાં બનેલો એક ઇતિહાસ કહું, તે તું સાંભળ.

"કૈલાસગિરિના શિખર સમાન શરીરવાળો મહિષ* રૂપ એક રાક્ષસ હતો. તેનું નામ દુંદુભિ હતું. તે શરીરમાં એક હજાર હસ્તીઓના જેટલું બળ ધરાવતો હતો.[૭] એ દુષ્ટાત્માને કોઇના વરદાનને લીધે એ વીર્ય–બળસમૃદ્ધિ પ્રાપ્ત થઈ હતી, તેથી બળના ગર્વને લીધે કોઇને તે ગણકારતો નહતો. એક સમયે તે મહિષાસુર દુંદુભિ રત્નનો સંચય કરનાર નદીપતિ† સમુદ્રપ્રત્યે ગયો, ને તેની અવજ્ઞા કરીને કહ્યું કે, 'અલ્યા સાગર! તું મને યુદ્ધ આપ.'[૮–૯] ત્યારે મહા બળવાન્ ધર્માત્મા સમુદ્રે, પ્રત્યક્ષ સ્વરૂપ પ્રકટ કરી, તે અસુર, કે જેનો કાળ સમીપ આવ્યો હતો, તેને કહ્યું કે,[૧૦] 'હે યુદ્ધવિશારદ! હે દુંદુભે! હું તને યુદ્ધ આપવાને સમર્થ નથી, પણ મહા અરણ્યને વિષે વસનાર પર્વતરાજ હિમાલય, કે જે મહા તપસ્વીઓનું શરણસ્થાન,પ્રસિદ્ધ અને શંકરનો શ્વશુર છે,[૧૧] ને જેની કંદરાઓમાંથી જળનાં અનેક ઝરણો નીકળે છે, તે સમર્થ શૈલરાજ અતિ પૂર્ણ પ્રેમથી તારું યુદ્ધાતિથ્ય‡ કરશે.'[૧૨] એવાં સાગરનાં વચન સાંભળી, સાગર મારાથી ભય પામ્યો છે, એમ ધારીને તે મહિષાસુર, ધનુષમાંથી છૂટેલાં બાણની પેઠે એકદમ હિમગિરિ તરફ ચાલ્યો, ને ત્યાં જઈ તેની ઐરાવત હાથી સરખી શ્વેતશિલાઓને, પૃથ્વીપર ફેંકી, મોટા નાદ કરવા લાગ્યો.[૧૩–૧૫] આથી આશ્ચર્ય પામી પ્રિયદર્શી હિમાલય પોતાનું સૌમ્ય અને શ્વેત મેઘના સરખું રૂપ ધારણ કરી પ્રકટ થયો, ને પોતાના શિખરપર બેસીને તે મહિષને કહેવા લાગ્યો કે,[૧૬] 'હે ધર્મવત્સલ દુંદુભિ! તારે મને કલેશ ઉપજાવવો યોગ્ય નથી; કારણ કેવળ તપસ્વીઓને શરણસ્થાનરૂપ હું, યુદ્ધ કાર્યમાં અકુશળ છું.'[૧૭] એ સાંભળી ક્રોધને લીધે રક્ત નેત્ર કરી મહિષ દુંદુભિ બોલ્યો,[૧૮] 'હે ગિરિ! જો તું યુદ્ધ કરવા અસમર્થ હોય વા મારા ભયને લીધે ના કહેતો હોય, તો મારી સાથે યુદ્ધ કરવા સમર્થ હોય, તેવો પુરુષ મને બતાવ.'[૧૯] ત્યારે વાગ્વિશારદ* હિમાલયે મનમાંના ક્રોધને લીધે તેને અપૂર્વ વચનો કહ્યાં કે,[૨૦] 'હે મહાબુધ! જો તું આ લોકમાં યુદ્ધ જ કરવા ઇચ્છતો હોય તો શીઘ્રપણે, અતુલ કાંતિવાળી કિષ્કિંધાપુરીપ્રત્યે જા. ત્યાં મહાપ્રતાપી અને ઇંદ્રનો પુત્ર, શૂરવીર, શ્રીમાન્ વાલિ નામે વાનર વસે છે,[૨૧] તે અતિ ક્રોધી અને સમરવિશારદ હોવાથી તને અવશ્ય યુદ્ધ આપશે. જેમ નમુચિને યુદ્ધ આપવાને મહાત્મા ઇંદ્ર સમર્થ છે, તેમ તારી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાને વાલિ મહા સમર્થ છે.'[૨૨–૨૩]

"હિમગિરીનાં એ વચન સાંભળીને, અસુર દુંદુભિ અતિશય કોપ્યો; અને તેણે મહા તીક્ષ્ણ શૃંગવાળું ભયંકર મહિષરૂપ ધારણ કર્યું. વર્ષાઋતુમાં જળથી ભરેલો મહામેઘ આકાશમાં ચઢે, તેમ તે ઉતાવળથી વાલિની નગરી કિષ્કિન્ધા તરફ આવ્યો.[૨૪–૨૫] આ સમય રાત્રિનો હોવાથી નગરીનાં દ્વાર બંધ હતાં, તેથી બહાર જ ઉભો રહીને દુંદુભિ, દુંદુભિના સરખી ઘોર ગર્જના કરવા લાગ્યો; ખરીઓવડે તે પૃથ્વીને ખોદવા અને કંપાવવા લાગ્યો; આસપાસનાં મોટાં વૃક્ષોને તેણે ભાંગી પાડ્યાં, ને અતિ ગર્વિષ્ઠપણે હાથીની પેઠે, પોતાનાં શિંગડાંવતી નગરનાં દ્વારને ભાંગીને ચૂર્ણ કરી નાંખતો મોટા તાડૂકા કરવા લાગ્યો.[૨૬–૨૭] આ તેનો મોટો નાદ સાંભળી, અંતઃપુરમાં રમતો મહાક્રોધી વાલિ તુરત જાગ્રત થઈ તેની ભણી ચાલ્યો. વાલિની સર્વ સ્ત્રીઓ એને પાછો વાળવા માટે, ચંદ્રની પછવાડે જતી નક્ષત્રમાળાઓની પેઠે તેની પછવાડે ચાલી.[૨૮] નગર બહાર આવી, વાલિએ સ્પુટ વાણીથી દુંદુભિ પ્રત્યે કહ્યું, 'હે મહાબલ દુંદુભિ! હું વાલિ, વનમાં ફરનારા સર્વ વાનરોનો રાજા છું અને તને હું સારી રીતે ઓળખું છું. તું આ રાત્રિને સમયે, નગરના દ્વારને રુંધીને, શા સારુ બરાડા પાડે છે રે? જો તારે તારા પ્રાણની રક્ષા કરવી હોય તો તું અત્રથી સિધો સિધો ચાલ્યો જા.'[૨૯–૩૦]

"બુદ્ધિમાન્ વાનરેશ્વરે એમ કહ્યું,ત્યારે અતિ ક્રોધને લીધે, દુંદુભિનાં નેત્ર રક્તવર્ણાં થઈ ગયાં! તે ગર્વિષ્ઠપણે કહેવા લાગ્યો, 'હે વીર! સ્ત્રીઓની આગળ આમ કેવળ મોઢેથી જ બડાઈ વાર્તા શાને કરે છે? આ હું પ્રત્યક્ષ ઉભો છું. ચાલ, મારી સામે આવી યુદ્ધ કર, એટલે તારું બળ મારા જાણવામાં આવશે![૩૧–૩૨] હે વાનર! આ સર્વ સ્ત્રીઓ તારી સાથે આવી છે, માટે

* પાડો, અર્થાત્ પાડાના જેવો જબરો ને કાળો મેસ જેવો.
† સમુદ્રનો અધિષ્ઠાતા દેવ. ‡ યુદ્ધ કરવારૂપ પરોણાગત.

* બોલવામાં ચતુર.

તેઓની દયાને સારુ, હું આજની રાત્રી મારા ક્રોધને વશ રાખીશ; જેથી સૂર્યોદય થતાં સૂધી તું યથેચ્છપણે તારી કામેચ્છા તૃપ્ત કરી શકશે.[૩૩] વળીએ પણ હું તને કહું છું કે, તું વાનરોનો રાજા છે, માટે એટલા સમયમાં સર્વ વાનરોને મળી ભેટી લે અને મારી સાથે યુદ્ધ કરવાની સુહૃજ્જનોની આજ્ઞા લે.[૩૪] હું તારો ગર્વ ઉતારીશ, માટે તારી નગરીને સારી રીતે જોઈ લે. રાજ્યની રક્ષા થાય તે સારુ, એટલા સમયમાં, તારા પુત્રને રાજ્યાભિષેક પણ કરી લે. સૂર્યોદય થતાં સૂધી હું તારે માટે થોભીશ; કારણ તારા સરખા મદોન્મત્ત, અસ્થિરાત્મા, નાસી જનાર, શસ્ત્રાદિ વગરના અને દુર્બળ પુરુષને મારનાર, જગતમાં ભ્રૂણહત્યારો* કહેવાય છે.'[૩૫-૩૬]

"દુંદુભિનું આવું ગર્વિષ્ઠ ભાષણ સાંભળી, પોતાની તારા પ્રભૃતિ સ્ત્રીઓને તુરત ગૃહપ્રત્યે જવાની આજ્ઞા કરીને,વાલિ હસતાં હસતાં મંદબુદ્ધિવાળા દુંદુભિને કહેવા લાગ્યો,[૩૭] 'અલ્યા અસુરડા! શું તું મને મદ્યપાનથી ઉન્મત્ત થયેલો જાણે છે કે? પણ સ્ત્રીઓથી થયેલો મારો મદ, વીર પુરુષોના પાનજનિત મદ જેવો જાણ. જો તું ખરેખર નિર્ભય જ હોય તો મારા શૂરવીરના મદજનિત પ્રહારોને સહન કર.'[૩૮] એટલું કહેતાં જ,વાલિએ, પોતાના પિતા ઇંદ્રે આપેલી સુવર્ણની માળા ગળામાં નાંખી અને યુદ્ધ કરવા સ્થિર થઈ ઉભો રહ્યો,[૩૯] અને મોટો ગંભીર નાદ કરી, પર્વત સમાન શરીરવાળા દુંદુભિને, બંને શિંગડાં પકડીને ખેંચ્યો[૪૦] અને આંચકા સાથે પૃથ્વીપર પાડ્યો. પછી લાત મુક્કીના ઉપરાઉપરી પ્રહારો કરવા માંડ્યા. પૃથ્વીપર પડતાં દુંદુભિના કર્ણમાંથી લોહી વહેવા માંડ્યું, ત્યારે અતિશય ક્રોધ પામી તે ઉભો થયો, ને એક બીજાને જિતવાની ઇચ્છાવાળા તે અસુર અને વાનરનું, મહા તુમુલ યુદ્ધ થવા માંડ્યું.[૪૧-૪૨] શક્ર સરખા પરાક્રમી વાલિએ મુક્કા, ઘુંટણ, લાત, શિલાઓ અને વૃક્ષોથી અસુરને પ્રહારો કરવા માંડ્યા;[૪૩] તેમ તે અસુર પણ પોતાનાં તિક્ષ્ણ શિંગડાં, ખરીઓ, પાસાં અને પુચ્છના પ્રહારવડે, વાલિને ત્રાસ ઉપજાવવા લાગ્યો. આ પ્રમાણે ઘણીકવાર સૂધી તેઓનું ઘોર યુદ્ધ થયું; પણ આખરે, વાલિના બલવત્તર પ્રહારોથી, અસુરનું બળ નરમ પડ્યું, ને વાલિએ તેને વારંવાર ઉપાડી, મોટાં વૃક્ષો અને શિલાઓ સાથે પછાડી પછાડીને તેના શરીરને ખૂબ પીસી નાંખ્યું. આથી દુંદુભિ કેવળ અશક્ત થઈ મોટી મોટી બરાડો મારવા લાગ્યો. તેના કાન, નાક, મોઢું તથા નેત્ર વગેરેનાં દ્વારોમાંથી ધડધડાટ રુધિર વહેવા લાગ્યું, ને એ પ્રમાણે અતિશય વ્યાકુળ થઈ, એકદમ મોટા ધડાકા સાથે, પૃથ્વીપર પડતાં જ તે મહાબાહુ મરણશરણ થયો.[૪૪-૪૬]

"હે રઘુવીર! પછી વેગવાન્ વાલિએ તે ગતપ્રાણ થઈ પડેલા અસુરને, બે હાથે ઉપાડી, મસ્તકપર ફેરવીને, ખૂબ જોરથી, લગભગ એક યોજન જેટલે દૂર ફેંકી દીધો.[૪૭] ફેંકતી વખતે તેના શરીરમાંથી ગળતા રુધિરના બિંદુઓ, વાયુના યોગથી છેક મતંગ ઋષિના આશ્રમમાં જઈ પડ્યા.[૪૮] પોતાના પવિત્ર આશ્રમસ્થાનમાં એકાએક આમ રુધિરના બિંદુઓ પડેલા જોતાં જ, મહાભાગ મતંગઋષિ ક્રોધ પામી બોલ્યા કે, 'રે! આ પ્રમાણે રુધિરનો વર્ષાદ વર્ષાવનાર કોણ છે? અરે! કિયા દુર્બુદ્ધિ અશૌચાત્માએ* મને રુધિરનો સ્પર્શ કરાવ્યો!'[૪૯-૫૦] એ પ્રમાણે બોલીને મુનિવર મતંગ, પર્ણશાળાની બહાર આવ્યા, તો મહિષરૂપે મરણ પામેલા પર્વતપ્રાય દુંદુભિ અસુરને તેણે પૃથ્વીપર પડેલો જોયો![૫૧] તુરત પોતાના તપોબળથી તેણે જાણી લીધું કે, આ કર્મ વાલિએ કર્યું છે. તેથી અતિ કોપાયમાન થઈ ક્રોધથી, વાલિને તેણે શાપ દીધો કે,[૫૨] 'મારા આશ્રમસ્થાનમાં દુષ્ટ વાલિએ કદી પ્રવેશ કરવો નહિ. જો કરશે તો તેનું મરણ થશે; કારણ રુધિરના બિંદુઓવડે મારા આશ્રમસ્થાનને તેણે દૂષિત કર્યું છે.[૫૩] વળી અસુરના શરીરથી તેણે મારા આશ્રમમાંનાં ઘણાંક વૃક્ષોને પણ ભાંગી નાંખ્યાં છે, માટે જો ચોમેરથી એક યોજન વિસ્તાર પામેલા મારા આશ્રમમાં તે પ્રવેશ કરશે તો તે કદી જીવતો રહેશે નહિ.'[૫૪] પછી મોટા શબ્દથી મુનિ બોલ્યાઃ—'વળી તે દુર્બુદ્ધિના જે સચિવો, જે મારા વનને વિષે રહ્યા છે, તેઓ પણ મારાં વચન સાંભળીને ચાલ્યા જાય.તેઓ અહીં રહેશે તો તેમને પણ હું શાપ દઇશ. જો તેઓને માટે હું આજનો દિવસ મારા શાપની મર્યાદા ઠરાવું છું; પણ આવતી કાલે જો વાલિના સચિવોમાંનો કોઈપણ, મેં પુત્રની પેઠે પાલન કરેલા મારા આ વનમાં, અંકુર, પત્ર, પુષ્પ, ફૂળ, મૂળ વગેરેનો નાશ કરવા સારુ આવેલો મારા જોવામાં આવશે તો, તે હજારો વર્ષ લગી પર્વત થઈને રહેશે.'[૫૫-૫૮]

"ઋષિનાં શાપવચનો સાંભળી, આ વનમાંના રહેલા વાલિપક્ષના સર્વ કપિઓ, તુરત નીકળી, વાલિ પાસે

* બાળહત્યા કરનારો.

* અપવિત્ર અંતઃકરણવાળાએ.

ગયા. ત્યારે વાલિએ તેમને કહ્યું, 'રે! તમે સર્વે મતંગાશ્રમનો ત્યાગ કરી, અહીં કેમ આવ્યા? વનમાં તમે કુશળ છો કે નહિ?૫૯-૬૦ સુવર્ણમાલી* વાલિનો એવો પ્રશ્ન સાંભળી, સર્વ કપિઓએ તેને મતંગઋષિના શાપ સંબંધી સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો.૬૧ પોતાને તથા પોતાના સચિવોને ઉગ્ર શાપ થયેલો જાણી, અતિ ત્રાસ પામીને, વાલિ મતંગ ઋષિ આગળ આવ્યો ને બે હાથ જોડી શાપ નિવૃત્ત કરવા સારુ ઘણીક યાચના કરી. પણ મહર્ષિ તેનો તિરસ્કાર કરીને પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા, એટલે વાલિ શાપના ભયથી વિહ્વલ થઈ ગયો."૬૨-૬૩

સુગ્રીવ બોલ્યો:"હે નરેશ્વર રામ! તે દિવસથી શાપને લીધે ભયભીત થયેલો વાલિ, આ મહાગિરિ ઋષ્યમૂક વિષે પ્રવેશ કરવા તો શું, પણ તેના સામું જોવાએ ઇચ્છતો નથી. માટે તે અત્રે આવી શકે એમ નથી, એવા નિશ્ચયથી હું ખેદરહિત થઈને, મારા સચિવો સહિત, આ મહા વનમાં ફરું છું.૬૪-૬૫ હે રામ! જેને લીધે વાલિને શાપ થયો, તે તેનું ફેંકેલું પર્વતકૂટ સમાન મોટા અસ્થિ સમૂહવાળું દુંદુભિનું શરીર, હજી સુધી આ વનમાં પડેલું છે, ને ઘણો કાળ વહી જવાને લીધે કેવળ સૂકાઈ ગયલું છે."૬૬ એટલું કહી વળી સુગ્રીવ બોલ્યો: "હે રામ! એ પ્રમાણે વાલિનું પરાક્રમ અતુલ છે. જાણે તેનું બળ પોતાના શરીરમાં માતું ન હોય તેમ તે ઉન્મત્તપણે સર્વત્ર ફરે છે, ને તેવા ઉન્મત્તપણાથી શાપ થયા પૂર્વે તેણે આ વનમાં મોટો ભંજવાડ કરેલો છે. આ સામે હારોહાર ઉભેલા સાત સાલવૃક્ષો, કે જેઓનાં મૂળ તથા થડ અતિશય મજબૂત છે, ને જેની શાખાઓ અત્યંત વિસ્તાર પામેલી છે, તેઓમાંના દરેકને વાલિ એકેક વખતે બાથમાં ઘાલી ધમધમાવી નાંખતો, ને સહજમાં પત્રહીન કરી નાંખતો. હે મહારાજા રામ! એવી રીતનું વાલિનું પરાક્રમ અપ્રતિમ છે, તો હવે યુદ્ધમાં તેનો નાશ કરવા તું કેમ શક્તિમાન્ થશે!"૬૭-૬૮

એમ કહી સુગ્રીવ નિવૃત્તિ પામ્યો ત્યારે લક્ષ્મણે હસીને તેને કહ્યું: "હે વાનરપતિ! મારા રામના પરાક્રમથી તું અજાણ્યો છે, માટે જ વાલિના આવા ક્ષુદ્ર પરાક્રમનું તું કથન કરે છે. પણ રઘુવીર વાલિને મારશે, એમ તેના ક્યા પરાક્રમથી તને વિશ્વાસ આવે?" ૬૯ એ સાંભળી સુગ્રીવ બોલ્યો: "પૂર્વે વાલિએ આ સપ્ત સાલ વૃક્ષોમાંના એકેકને, એકેક સમયે બળાત્કારથી કંપાવી સર્વને પીડિત કરેલાં છે;૭૦ માટે જો રામ એ વૃક્ષોમાંના એકને પણ એક બાણવડે વિદારણ કરે, અને હે લક્ષ્મણ! તે મરણ પામેલાં દુંદુભિના શરીરને પગપર ચઢાવીને બસો ધનુષ દૂર ફેંકે, તો તેમના પરાક્રમથી વાલિ મરણ પામ્યો જ છે, એમ હું માનું."૭૧-૭૨

એક મુહૂર્ત પર્યંત વિચાર કરી લોહિતાક્ષ સુગ્રીવ વળી કાકુત્સ્થ રામ પ્રત્યે કહેવા લાગ્યો:૭૩ "હે દાશરથિ! વાલિ પોતે શૂરવીરપણાંનો ગર્વ રાખે છે, એટલું જ નહિ, પણ તે ખરેખરો શૂરવીર છે. તેનાં પરાક્રમ તથા બળ પ્રસિદ્ધ છે; ને સંગ્રામમાં તેનો કદી પરાજય થયેલો નથી.૭૪ દેવતાઓથી પણ થઈ શકે નહિ એવાં દુષ્કર વાલિનાં પરાક્રમ છે; ને તેને લીધે જ ભય પામીને મેં આ ઋષ્યમૂકનો આશ્રય કર્યો છે.૭૫ અજય્ય*, અધૃષ્ય†, તથા મહાક્રોધી એવા વાલિના ભયને લીધે હું નિરંતર શંકિત અને ઉદ્વિગ્ન થઈ આ ગિરિનો ત્યાગ કરતો નથી; ને મારાપર પ્રીતિમાન્ મારા આ હનૂમાનાદિ શ્રેષ્ઠ અમાત્યો સહિત, આ મહા વનમાં ફરું છું.૭૬-૭૭ હે મિત્રવત્સલ! એ માટે જ સન્મિત્ર‡ એવો તું, કે જે હિમાલયની પેઠે ભયભીતને આશ્રયરૂપ છે, તેનો મેં આશ્રય કર્યો છે;૭૮ પરંતુ તારા સમરવીર્યથી§ હું અજાણ્યો હોવાને લીધે, મને તે બલશાલિ‖ દુષ્ટ બંધુનો ભય થાય છે.૭૯ હે રાઘવ! આથી કંઈ હું, તું વાલિ સમાન વીર્યવાન છે કે નહિ, એમ તારી તુલના કરવા કિંવા અપમાન કરવા ઇચ્છતો નથી, તેમ એમ કહીને તને ભય પણ પમાડતો નથી; પરંતુ વાલિનાં ભીમકર્મોવડે,¶ મારામાં કાતરપણું$ ઉત્પન્ન થાય છે, માટે જ આ પ્રમાણે કહું છું.૮૦ હે રાઘવ! વાલિને મારવા સંબંધી તારી વાણી વિશ્વસનીય જ છે; ને તારું ધૈર્ય, આકૃતિ તથા ઉત્કૃષ્ટ તેજ, એ સૌ ભસ્મથી ઢંકાયલા અગ્નિની પેઠે તારી શક્તિને સૂચવે છે."૮૧

મહાત્મા સુગ્રીવનાં એવાં વચન સાંભળી, રઘુવીરે સ્મિતહાસ્યપૂર્વક તે હરિ-વાનરને કહ્યું કે,૮૨ "હે વાનર! આ વિષયમાં જો કે તને અમારા પરાક્રમ વિષે પ્રત્યય** આવતો નથી, તોપણ સંગ્રામને વિષે હું તને અતિ વખાણવા યોગ્ય પ્રત્યય ઉત્પન્ન કરીશ.૮૩

* સોનાની માળા પહેરનાર.

* કોઇથી જિતી ન શકાય તેવો. † કોઇથી ધર્ષણ કરી ન શકાય એવો. ‡ ઉત્તમ મિત્ર. § યુદ્ધ વિષેનું પરાક્રમ. ‖ બળવંત. ¶ ભયંકર કર્મો. $ બીકણપણું. ** વિશ્વાસ.

પણ પ્રથમ તું મને બતાવ, કે તે મહિષાસુર દુંદુભિનું શરીર ક્યાં પડ્યું છે?"

આમ કહી તુરત રઘુવીર ઉભો થયો, અને એ સર્વ સમાજને સાથે લઈ સુગ્રીવ દુંદુભિના શરીર આગળ આવ્યો. પછી તે મહિષરૂપ અસુરના શુષ્ક શરીરને જોઈ, મહાવીર્યવાન્ રઘુનાથે સૌના દેખતાં લીલામાત્રમાં[૮૪] તેને પોતાના ચરણના અંગુઠાપર ચઢાવી ઉંચું કર્યું, ને ધીમેથી હલાવી જોતજોતામાં એવી રીતે ફેંક્યું, કે તે લગભગ દશ યોજન દૂર જઈ પડ્યું. આ પરાક્રમ જોતાં જ સુગ્રીવાદિ સૌ વાનરો ચકિત થઈ ગયા.[૮૫] તો પણ સૂર્યની પેઠે તપતા સૂર્યકુળદીપક રઘુવીર પ્રત્યે, સુગ્રીવ, પુનઃ કહેવા લાગ્યો કે, "હે સખા! મારા બંધુએ જ્યારે આ દુંદુભિના શરીરને ફેંક્યું, ત્યારે તો તે રક્તમાંસથી પૂર્ણ—હૃષ્ટપુષ્ટ હોવાને લીધે બહુ ભારે હતું. વળી વાલિ પોતે તે વેળા ભોગને અર્થે મદ્યપાન કરી મત્ત થયેલો, તેમ જ દુંદુભિ સાથે યુદ્ધ કરીને થાકી ગયલો હતો; છતાં પણ તેણે તે આટલે દૂર ફેંક્યું હતું.[૮૬–૮૭] હમણાં એ શરીર માંસ વગરનું, અતિલઘુ અને તૃણસમાન કોરું થઈ ગયું છે; તેને તું મોટા હર્ષથી આટલે દૂર ફેંકે, એમાં શું આશ્ચર્ય? માટે આથી કંઈ અધિક બળ તારું કે વાલિનું, એ જાણી શકાય તેવું નથી; હે રામ! લીલા અને સૂકાના વજનમાં ઘણો ફરક હોય છે.[૮૮–૮૯] તેથી જો આ સાત સાલમાંના એકને તું એક બાણવડે ભેદે તો બળાબળ વિષે સ્પષ્ટતા થાય.[૯૦] હે રામ! આ તારા હાથીની શુંડ સરખા ધનુષને તું સજ્જ કર, ને તેને કર્ણપર્યંત ખેંચી એક મોટો પ્રતાપી શર છોડ.[૯૧] તારો છોડેલો શર, આ ગંભીર સાલવૃક્ષને વિદારણ કરશે, એમાં સંશય નથી; માટે તેમ કરવા તું કોઈ રીતે આનાકાની કરતો ના. હું તને મારા પોતાના શપથ આપું છું, માટે મારા એ સંશયને તું દૂર કર.[૯૨] નક્ષત્રમંડળમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, મહાપર્વતોને વિષે હિમાલય શ્રેષ્ઠ અને ચતુષ્પાદોમાં* સિંહ શ્રેષ્ઠ છે, તેમ જ પુરુષ માત્રની અંદર તું શ્રેષ્ઠ પરાક્રમી છે."[૯૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ.**

—⁂—

* ચોપગાં પ્રાણીઓ.

## સર્ગ ૧૨ મો.

### સપ્ત સાલચ્છેદન.

સુગ્રીવનાં એવાં સુભાષિત વચનો સાંભળી, તેને વિશ્વાસ આવવા સારુ, મહાતેજસ્વી રામે તુરત ધનુષ ગ્રહણ કર્યું,[૧] ને એક મહા ભયંકર શરને તેમાં અનુસંધિત કરી, તે સાલ વૃક્ષોને તાકીને, તે ઉભો રહ્યો. પછી સુગ્રીવાદિ સૌની દૃષ્ટિ પોતાભણી ખેંચી, તે એક હારદોર આવેલા સાતમાંના—પોતાભણીના છેલ્લા સાલ વૃક્ષનો લક્ષ કરીને રામે ધનુષને કર્ણપર્યંત ખેંચ્યું; ને લીલામાત્રમાં સંધાન કરેલો સુવર્ણ સરખો શર છોડ્યો. વિજળીની પેઠે દિશાઓને પ્રકાશિત કરતો એ દિવ્ય શર, ધનુષમાંથી છૂટતાં જ સુગ્રીવાદિ વાનરો તેના વેગ અને ચમકારથી અંજાઈ ગયા. પણ એટલામાં તો તે મહાવેગવાન્ શર સરરરર કરતો, દૂર દૂર ઉભેલા સાતે ગંભીર સાલવૃક્ષોને ધડાધડ ભેદી નાંખતો, ને મોટા કડાકા સાથે પૃથ્વીપર સુવાડી દેતો, સામેના પર્વતને વિદારણ કરી ભૂમિને ભેદીને છેક રસાતળવિષે જઈ, મોટા શબ્દ સાથે બહાર આવીને વિજળી જેમ વાદળમાં પેસે તેમ, રામના ભાથામાં પેઠો![૨–૪] એવી રીતે રામના બાણવેગે કરીને એકદમ સાતે વૃક્ષો ભેદાઈ પૃથ્વીપર પડ્યાં જોઈ, વાનરેશ્વર સુગ્રીવ, અત્યંત આશ્ચર્ય ચકિત થઈ ગયો.[૫] તે તત્કાળ દંડની પેઠે પૃથ્વીપર પડ્યો ને રાઘવેશ્વરનાં ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા, જે વેળા તેનાં લાંબાં આભૂષણો જમીનમાં ઘસાડાયાં; [ ને આ રામ તે સાક્ષાત્ ઈશ્વર જ આવું માનુષીરૂપ ધરીને અત્રે આવ્યા છે કે શું! એમ તેના મનમાં સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. પછી] રામના આ અદ્ભુત પરાક્રમથી અતિ હર્ષિત અને પ્રીતિમાન્ થઈ તેની સામે કર જોડીને તે કહેવા લાગ્યો:[૬] "હે સર્વ અસ્ત્રજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! હે પુરુષોત્તમ! હે સમર્થ! તું સંગ્રામમાં બાણોવડે ઇંદ્રાદિ દેવતાઓને પણ નાશ કરવા સમર્થ છે, તો હે પ્રભો! પછી વાલિ તે કોણ માત્ર?[૭–૮] હે કાકુત્સ્થ! તું, કે જેણે એક જ બાણે કરીને, મહાદૃઢ સાતે સાલવૃક્ષોને, ગિરિને, તેમ જ ભૂમિને વિદારણ કરી, તે તારી સાથે સંગ્રામમાં ઉભો રહી શકવા પણ કોણ સમર્થ છે?[૯] હે રાઘવ! જેને ઇંદ્ર અથવા વરુણની ઉપમા પણ થોડી પડે એવા તને, મિત્ર કરીને, હવે મારો સર્વ શોક દૂર થયો ને મારું અંતઃકરણ હર્ષથી પરિપૂર્ણ થયું છે.[૧૦] હું કર જોડીને પ્રાર્થના કરું છું કે, મારું પ્રિય

કરવા સારુ તું હવે મારા બંધુરૂપ શત્રુનો જલદી નાશ કર."[11]

સુગ્રીવનાં આ વાક્ય સાંભળી, રામે તેને આલિંગન દઇને લક્ષ્મણના સરખા જ સ્નેહથી કહ્યું:[12] "હે સુગ્રીવ! પ્રથમ તું ઝટપટ અહીંથી કિષ્કિંધાપુરી પ્રત્યે જા; ને ભાઇનું મિથ્યા નામ ધરાવનાર વાલિને યુદ્ધ માટે બોલાવ. [પછી સૌ સારાં વાનાં થશે. તું કોઈ વાતે એનાથી ભય પામ્યા વગર નિઃશંક થઈ યુદ્ધ આરંભ. અમે પણ તારી પછવાડે જ આવીએ છીએ."][1-3]

રઘુવીરનાં એવાં વચન સાંભળી સુગ્રીવે પોતાના વાનરોને કિષ્કિંધા પ્રત્યે ચાલવાની આજ્ઞા કરી. વાનરો તુરત કિષ્કિંધાની આસપાસનાં ઘાડાં વૃક્ષોમાં સંતાયા,[14] સુગ્રીવ પોતે પણ વસ્ત્રથી કમર કસીને વાલિની નગરી કિષ્કિંધાની ભાગોળે ગયો અને વાલિને બોલાવવા સારુ જાણે આકાશને પણ ભેદી નાંખશે કે શું, એવી ભયંકર ગર્જના કરવા લાગ્યો.[15] સુગ્રીવની આવી ગર્જના સાંભળી, નગરમાં રહેલો મહા બળવાન્ વાલિ, અત્યંત ક્રોધ પામ્યો; ને અસ્તાચળપરથી નિકળતા સૂર્યની પેઠે, તે કિષ્કિંધામાંથી એકાએક દાંત અને હોઠ પીસતો બહાર નીકળ્યો.[16] તુરત તેનું તથા સુગ્રીવનું મહા તુમુલ યુદ્ધ થવા લાગ્યું. આ સમયે જાણે મંગળ અને બુધ એ બંને ગ્રહો જ આકાશમાં પરસ્પર યુદ્ધ કરતા હોયની શું, તેમ ક્રોધમૂર્ચ્છિત થયેલા તે બંને ભાઇઓ, એક બીજાને પ્રચંડ પ્રહારો કરવા લાગ્યા.[17] તેમાં તેઓની પાસે કશાં આયુધો ન હોતાં, તો પણ તેઓનાં પરસ્પર વાગતા પંજા તથા મુષ્ટિઓના પ્રહાર, જાણે ઇંદ્રની અશનિઓ–વજ્રના સરખી ગર્જના કરે તેમ કરી રહ્યા હતા.[18] આ સમયે ગુપ્તસ્થળે ઉભેલા ધનુષ્પાણિ રઘુવીરે, સુગ્રીવની સહાય કરવા સારુ વાલિને બાણ મારવાની તૈયારી કરી; પણ અન્યોન્ય સમાન આકૃતિને લીધે અશ્વિનીકુમાર સરખા દેખાતા તે બંને શૂર બંધુમાં કયો વાલિ ને કયો સુગ્રીવ, એમ તેમના ઓળખવામાં આવ્યા નહિ. તેથી બાણ મૂકવાનું તેમણે મુલતવી રાખ્યું.[19-20] એટલામાં વાલિના પ્રહારથી ગભરાઈ, અતિ ત્રાસ પામેલો સુગ્રીવ, હાર પામીને તેના હાથમાંથી છટકી નાઠો, ને પોતાની રક્ષા કરનારા રામને એટલામાં ક્યાંય જોયા નહિ, ત્યારે લાગલો તે ઋષ્યમૂક પર્વત પ્રત્યે દોડી ગયો.[21] વાલિના પ્રહારોથી તેનું શરીર જર્જરીત થઈ ગયું હતું, તેના અંગે અંગમાં ઘારાં પડી તેમાંથી રુધિર વહેતું હતું, ને વાલિએ અતિ ક્રોધને લીધે પીડિત કરવાથી તે વ્યાકુળ થઈ ગયો હતો, માટે શ્વાસભેર એકદમ ઋષ્યમૂક પ્રત્યે આવીને તેણે પોતાની નિર્ભય ગુફામાં પ્રવેશ કર્યો. તેને આમ નાસતો જોઈ, બળવંત વાલિએ મતંગ મુનિના શાપના ભયથી, તેની પાછળ ન જતાં, ફીકર નહીં, આજે એ છટકી ગયો!"[22-23] એમ કહીને પોતાના પુરમાં પુનઃ પ્રવેશ કર્યો અને હનુમાન્ સહિત રામ લક્ષ્મણ પણ સુગ્રીવની પાછળ ઋષ્યમૂકપર ગયા.[24]

લક્ષ્મણ સહિત રઘુવર આવ્યા ત્યારે અતિ લજ્જિત થયેલો સુગ્રીવ, પૃથ્વીભણી જોઈ, અતિ દીનવાણીથી કહેવા લાગ્યો કે,[25] "હે રામ! આ તમે શું કર્યું? પ્રથમ પરાક્રમ બતાવીને મને યુદ્ધ કરવા માટે પ્રેર્યો, ને પછવાડેથી શત્રુને હાથે મને માર મરાવ્યો, એ શું ઉચિત કર્યું?[26] પહેલે જ તમે મને કહ્યું હત કે હું વાલિને મારીશ નહિ, તો તેની સાથે યુદ્ધ કરવા હું જાત જ નહિ."[27] મહાત્મા સુગ્રીવને એમ દીનવાણીથી કરુણ વાક્ય બોલતો જોઈ, રઘુવીરે તેને કહ્યું,[28] "હે સુગ્રીવ! તું ક્રોધનો ત્યાગ કર, ને મેં જે કારણથી બાણ મૂક્યું નહિ, તે પ્રથમ સાંભળ.[29] હે વીર! તું અને વાલિ બંને રૂપ, વેષ અને અલંકારોથી સૌ રીતે એક બીજાના સમાન દેખાઓ છો;[30] તેમ તમારા બંનેના સ્વર, તેજ, દૃષ્ટિ, પરાક્રમ અને વચન એ પણ કેવળ એક સરખાં જ છે;[31] તેને લીધે તમારા યુદ્ધ સમયે તને કે વાલિને હું નિઃસંશયપણે ઓળખી શક્યો નહિ અને તે ભૂલાવાને લીધે જ મેં વાલિને બાણ માર્યું નહિ,[32] કેમકે મારો શત્રુનાશક જીવ લેણ બાણ, કદાચ વાલિના અંદેશાથી તને વાગે, ત્યારે સઘળું જ ઉલટું થાય ને તારા તથા મારા બંનેના અર્થનો નાશ થાય.[33] હે કપીશ્વર! આવો ભૂલાવો ખાવા છતાં પણ મેં ચપલતાથી બાણ માર્યો હોત, ને તેથી કદાચ તારો નાશ થયો હોત, તો જગતમાં હું બાળમતિ, તેમ જ મૂર્ખ એવે નામે પ્રસિદ્ધ થાત.[34] વળી એથી કરીને મને, અભય આપી શરણે રાખેલાનો નાશ કરવાનું મહાપાપ લાગત. હે વાનર! હું, તે મધુમૂર્તિ સીતા અને લક્ષ્મણ સર્વે તારે આધીન છીએ,[35] ને આ વનમાં તારો જ અમારે આશ્રય છે, માટે હે સુગ્રીવ! તું કંઈ પણ શંકા ન કરતાં આ વેળા વાલિ સાથે પુનઃ યુદ્ધ કર.[36] હું એક જ બાણવડે વાલિનો નાશ કરીશ. જેથી મુહૂર્ત માત્રમાં તે પૃથ્વીપર તરફડતો બે ઘડી પછી તારા જોવામાં આવશે.[37] હે વાનરરાજ! આ વખતે તું આગળની પેઠે ન જતાં, તારા શરીરની ઓળખાણને માટે કંઇક

ચિહ્ન ધારણ કર; જેથી તમારા દ્વંદ્વ યુદ્ધ સમયે હું તને ઓળખી શકું."૩૮ એમ કહી રામ લક્ષ્મણ પ્રત્યે બોલ્યાઃ "હે બંધુ ! તું સામેની વાટિકામાંથી સુંદર ખીલેલાં પુષ્પોવાળી નાગપુષ્પીની લતા ઉખેડી લાવી મહાત્મા સુગ્રીવના કંઠમાં આરોપણ કર !"૩૯

તુરત લક્ષ્મણે પર્વતની તળેટીમાંથી પુષ્પોથી ભરેલી નાગપુષ્પી લાવીને સુગ્રીવના કંઠમાં બાંધી,૪૦ ત્યારે તે લતાનાં રક્તપુષ્પોથી શ્રીમાન્ સુગ્રીવ, સંધ્યાની રતાશવાળાં વાદળાંઓની માળાવાળો મેઘ જેમ શોભે તેમ શોભવા લાગ્યો.૪૧ પછી શરીરે સુપ્રકાશિત થયેલો સુગ્રીવ, રઘુવીરનાં વચનોથી ચિત્તને સ્થિર કરી, તે બંને રાજપુત્રોને સાથે લઈને, પુનઃ કિષ્કિંધા પ્રત્યે ચાલ્યો.૪૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં બારમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૩ મો.

## સપ્ત ઋષિની કથા.

લક્ષ્મણના વડીલ બંધુ ધર્માત્મા રામ, સ્વર્ણભૂષિત મોટું ધનુષ તથા રણની સિદ્ધિ કરનારા સૂર્યનાં જેવાં પ્રકાશિત બાણોને લઈ, સુગ્રીવની સાથે ઋષ્યમૂક પર્વતપરથી વાલિથી રક્ષાયલી કિષ્કિંધા પ્રત્યે ચાલતા થયા.૧-૨ આ વેળા મહાત્મા રઘુવીરની અગાડી, નાગપુષ્પી ધારણ કરનાર મહાબળ સુગ્રીવ ચાલતો હતો,૩ ને તેની પાછળ યૂથપતિ વાનરોના સમૂહનું પાલન કરનાર શૂરવીર હનૂમાન, વીર્યવાન્ નલ, નીલ અને મહાતેજસ્વી તાર નામે વાનરો ચાલતા હતા.૪ ઋતુ વસંત હોવાથી સ્થળે સ્થળે વનશોભા અતિ ખીલી રહી હતી, તેનું અવલોકન કરતા તે સર્વ જતા હતા. માર્ગમાંનાં તેમ જ આજુબાજુ આવી રહેલાં વનોનાં સુંદર વૃક્ષો પુષ્પના ભારથી લચી રહ્યાં હતાં. સમુદ્રમાં મળનારી સરિતાઓ પ્રસન્ન જળ વહન કરી રહી હતી.૫ મંદિરના આકાર સરખાં પર્વતોમાંનાં વિવરો અને ઝાડીથી ઢંકાયલા પર્વતોની શોભાનો પાર ન હતો. તેઓપરથી સુંદર જળનાં ઝરણાંઓની અખંડ ધારાઓ વહી રહી હતી–તે જાણે ભાદ્રપદ માસની લીલા દર્શાવતી હોય, તેવી કમળોથી ભરચક જણાતી હતી. તેમનાં ઘણે દૂરથી જણાતાં શિખરો, મનને આનંદ આપતાં હતાં. તપસ્વીઓને રહેવાની તેમ જ ગંધર્વાદિને ક્રીડા કરવાની પર્વતોની નવી જૂની ગુફાઓ પોતાની શોભાનું અવલોકન કરાવવા સારુ મનનું આકર્ષણ કરતી હતી.૬ સરોવરોનાં વૈડૂર્યમણિ સરખાં નિર્મળ જળ પ્રકાશી રહ્યાં હતાં. તેનાપર અનેક જાતનાં ખીલેલાં તેમ જ વગર ખીલેલાં કમળો છાઈ રહેલાં હતાં;૭ તે જળપર તેમ જ તટોપર કારંડવ, હંસ, સારસ, વંજુલ, જળકુકડા, ચક્રવાક, ઇત્યાદિક અનેક પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં.૮ કોમળ તૃણાંકુરોનો આહાર કરનારાં નિર્ભય અને સુંદર મૃગો ચોમેર વિચરી રહ્યાં હતાં.૯ શ્વેત દંતૂશળોથી શોભતા મહાઘોર મદોન્મત્ત હાથીઓ પરસ્પર વૈરી હોવાથી વનમાં ઘણું કરી એકલા જ વિચરતા હતા.૧૦ હાથી સરખા પ્રૌઢ અને રજોટાયલાં શરીરવાળા અનેક વાનરો આમતેમ વૃક્ષાવલિમાં ફરી રહ્યા હતા.૧૧ તેમ બીજાં પણ અનેક વનચર પ્રાણીઓ તથા આકાશમાં ગતિ કરનારાં પક્ષીઓ પોતાના સુંદર દેખાવથી મનને આનંદ આપતાં હતાં.

આ સઘળી શોભા નિરખતા, સુગ્રીવાદિ સમાજ સહિત રઘુવીર કિષ્કિંધા પ્રતિ ચાલ્યા જતા હતા. તેવામાં માર્ગની અંદર એક સુશોભિત વન તેમના જોવામાં આવ્યું. ત્યારે સુગ્રીવને સંબોધી રામ બોલ્યાઃ૧૨-૧૩ "હે સખા ! આકાશમાંના મેઘસમૂહની પેઠે વિસ્તાર અને પ્રકાશ પામેલાં વૃક્ષોવાળું આ વન, કે જે કદલીના વૃક્ષોથી વિંટાયલું છે, તેની અંદર શું કોઈ મહાત્મા પુરુષનો આશ્રમ છે ? હે સખા ! મારા મનમાં એ મોટું કુતૂહલ છે, માટે તે મને કહે."૧૪-૧૫ એ સાંભળી માર્ગમાં ચાલતાં ચાલતાં જ સુગ્રીવ તે મહદ્વન–મોટા વન સંબંધી વાર્તા કહેવા લાગ્યોઃ૧૬ "હે રાઘવ ! આ સુંદર વન, કે જે અતિ વિસ્તીર્ણ છતાં વાટિકા સરખું, શ્રમનો નાશ કરનારું તથા સ્વાદિષ્ઠ મૂળ, ફળ અને જળાદિથી પરિપૂર્ણ છે,૧૭ તે પૂર્વે સપ્તજન નામના મહર્ષિઓનો આશ્રમ હતો. એ સપ્તઋષિઓ ઉંધે મસ્તકે પૃથ્વીપર ઉભા રહી, મહા ઉગ્ર તપ કરતા હતા. ચિત્તને સ્થિર કરી રાત્રિને વિષે તેઓ જળમાં શયન કરતા,૧૮ ને છ દિવસ ઉપવાસ કરી સાતમે દિવસે માત્ર વાયુનો જ આહાર કરતા હતા. આવી રીતે સાતસેં વર્ષ સુધી, તીવ્ર તપશ્ચર્યા કરી, તેઓ સદેહે સ્વર્ગે ગયા છે.૧૯ તે મહર્ષિઓના પ્રભાવથી વૃક્ષરૂપ દુર્ગમવાળું આ આશ્રમસ્થાન ઇંદ્રાદિ દેવતાઓ તથા દૈત્યોથી પણ દુરાધર્ષ છે.૨૦ પક્ષી આદિ બીજાં વનચરો પણ તેનો ત્યાગ કરે છે, કારણ ભૂલથી કોઇ તેની અંદર પ્રવેશ કરે છે તો તે પાછું બહાર આવી શકતું નથી.૨૧ હે રાઘવ ! આ આશ્રમની અંદરથી વારંવાર

અપ્સરાઓની મંજુલ મધુર વાણી સંભળાય છે. તેમનાં આભૂષણોના તથા તૂરી આદિ વાદ્યો અને ગાયનના સુસ્વરો કાનને આનંદ આપે છે ને તેમના શરીરનો દિવ્ય ગંધ, મનુષ્યના મનને પ્રફુલ્લિત કરે છે.[૨૨] વળી આ આશ્રમને વિષે તે ઋષિઓને હોમ કરવાનો ત્રેતાગ્નિ હજુ સૂધી પ્રકાશે છે; જેનો કપોતના વર્ણ સરખો રતાશવાળો ઘાટો ધૂમાડો વૃક્ષોની ટોચોમાં છવાઈ રહ્યો છે.[૨૩] હે પ્રભો! જુઓની, આ વૈડૂર્યમણિ સરખાં પર્વતપ્રાય વૃક્ષો, ત્રેતાગ્નિના ધૂમાડાને લીધે કેવાં શોભી રહ્યાં છે![૨૪] હે ધર્માત્મા રામ! તું મહાત્મા લક્ષ્મણ સહિત એ મહર્ષિઓનો ઉદ્દેશ કરી, આ આશ્રમસ્થાનને નમન કર.[૨૫] એ આત્મજ્ઞાની મુનિઓના ઉદ્દેશથી જે કોઈ અત્ર પ્રણામ કરે છે, તેના શરીરને વિષે કશું અશુભ રહેતું નથી.[૨૬]

સુગ્રીવનું એ ભાષણ સાંભળી, કનિષ્ઠ બંધુ લક્ષ્મણ સહિત રઘુવીરે તે મહાત્મા મુનિઓના આશ્રમને કૃતાંજલિ પૂર્વક નમસ્કાર કર્યા;[૨૭] પછી સુગ્રીવાદિ સર્વ કપિઓ સહિત રામ, ભ્રાતા લક્ષ્મણ સાથે પ્રફુલ્લિત હૃદયે ત્યાંથી આગળ ચાલવા માંડ્યું.[૨૮] કેટલેક દૂર ગયા ત્યારે વાલિએ પાલન કરેલી કિષ્કિંધાપુરીને દૂરથી તેણે જોઈ, કે જે સુગ્રીવાદિથી કેવળ દુરાધર્ષ જ હતી.[૨૯] પછી ઉદય પામેલા, ઉગ્ર તેજવાળા લક્ષ્મણ, રઘુવીર તથા સહુ વાનરો, આયુધો-(શિલાઓ) ગ્રહણ કરીને શત્રુ વાલિનો વધ કરવા સારુ ઇંદ્રપુત્રથી રક્ષાયલી કિષ્કિંધા આગળ જઈ પહોંચ્યા.[૩૦]

**ઇતિશ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‍રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં તેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૪ મો.

## યુદ્ધ માટે વાલિને આહ્વાન.

સુગ્રીવાદિ વાનરો સહિત, રઘુવીર કિષ્કિંધા પ્રત્યે પહોંચ્યા, ત્યારે સુગ્રીવ વિના બાકીના સહુ, ત્યાંનાં દુર્ગમ અને ઘટાવાળાં ગીચ વૃક્ષોમાં, પોતાનાં શરીરોને સંતાડી ગુપ્તપણે બેઠા. મોટી ગ્રીવાવાળા* સુગ્રીવે, વનમાં ચોમેર દૃષ્ટિ કરીને, અતિ ક્રોધ કરી, વાલિને યુદ્ધ માટે બોલાવવા માંડ્યો.[૧-૨] જાણે આકાશને પણ ભેદી નાંખશે કે શું, એવી ઘોર ગર્જના કરી તે સમર્થ વાલિને સાદ કરવા લાગ્યો.[૩] પવનના સરખો વેગવાળો, ઉગતા સૂર્યની સરખી કાંતિવાળો અને સિંહના જેવી ગતિવાળો સુગ્રીવ,[૪] ક્રિયાદક્ષ* રામને જોઈ, મેઘના સરખી ગંભીર વાણીથી બોલ્યોઃ "હે રઘુનાથ! યન્ત્રાદિથી સુદૃઢ કરેલી વાલિની કિષ્કિંધા, જે સુવર્ણથી ભૂષિત, ધ્વજાદિથી શોભીતી તથા વાનરજાળથી† વ્યાપ્ત છે, તે પ્રત્યે આપણે આવી પહોંચ્યા છીએ. માટે આપે જે પૂર્વે, વાલિનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી છે તેને, લતાઓને સફળ કરતા ઋતુકાળની પેઠે આપ સફળ કરો."[૫-૭] એ સાંભળી અરિંદમ રાઘવે તેને કહ્યું, "હે સુગ્રીવ! લક્ષ્મણે તારા ગળામાં નાગપુષ્પની લતારૂપ ચિહ્ન બાંધી, નક્ષત્રમાળાથી વિંટાયલા સૂર્ય સમાન તને સુશોભિત કર્યો છે, માટે આજે વાલિને બાણ મારવા માટે મને કશી અડચણ નડશે નહિ. તારા વાલિજન્ય ભયનો તથા વૈરનો આજે હું એક જ બાણ મૂકીને નાશ કરીશ. તું તારા વેરીરૂપી બંધુ વાલિ, તેને મારી નજરે દેખાડે, એટલો જ હવે વિલંબ છે.[૮-૧૧] મારી નજરે પડ્યા પછી જો વાલિ જીવતો રહે, તો તું મને દોષિત ગણી મારી નિન્દા કરજે. તારા દેખતાં જે મેં સપ્ત સાલચ્છેદન કર્યું, તેવા જ બળથી મારેલાં મારાં ભયંકર બાણથી, આજે વાલિ નાશ પામી પૃથ્વીપર તરફડતો તથા ધૂળથી ખરડાયલો તારા જોવામાં આવશે. માત્ર ધર્મની જ પ્રાપ્તિ થવાને ઇચ્છતા એવા મેં, પૂર્વે અતિ કષ્ટ સમયે પણ અસત્ય ભાષણ કર્યું નથી; તેમ હવે પછી પણ કરીશ નહિ. જેમ ઇંદ્ર વર્ષાદવડે અંકુરોવાળાં શાળનાં ક્ષેત્રને સફળ કરે છે, તેમ હું મારી પ્રતિજ્ઞાને સફળ કરીશ. માટે તું સંભ્રમનો ત્યાગ કરી સ્વર્ણમાલી‡ વાલિને,[૧૨-૧૬] અહીં બોલાવવા સારુ ભયંકર ગર્જના કર, જે સાંભળી વારંવાર જય પામેલો તે, કે જેને સંગ્રામ અતિ પ્રિય છે ને જય સંબંધે જે વખણાયલો છે તે, સ્ત્રીઓના સંગનો ત્યાગ કરીને, એકદમ અહીં આવશે. જેઓ શૂરવીર હોય છે તે, સંગ્રામમાં શત્રુએ કરેલા અપમાનને સહન કરી શકતા નથી. તેમાંએ વળી, ઘણું કરીને, જે સ્વપરાક્રમને જાણે છે,[૧૭-૧૮] તે તો એવી અવજ્ઞાને-ને વળી પોતાની સ્ત્રીઓ સમક્ષ શત્રુએ કરેલી અવજ્ઞાને-સહન કરી શકે જ નહિ."

રઘુવીરનાં એવાં વચન સાંભળી, સુવર્ણ સરખા પીતવર્ણા સુગ્રીવે,[૧૯] આકાશને પણ ફાડી નાંખે એવી ભયંકર ગર્જનાઓ કરવા માંડી-તેને લીધે અતિ ત્રાસ પામેલી ગાયો, કેવળ કાંતિહીન થઈ ગઈ, ને રાજાના સંરક્ષણની ન્યૂનતાને લીધે, પરપુરુષના ત્રાસથી વ્યા-

* ગ્રીવા-ગર્દન.

* ઉદ્યોગ વિષે સાવધ. †વાનરોરૂપજાળ ‡ સોનાની માળાવાળો.

કુળ થયલી કુલીન સ્ત્રીઓની પેઠે તેઓ આકુલવ્યાકુલ થવા લાગી. જેમ સંગ્રામમાં માર ખાધેલા અશ્વો ઉતાવળથી દોડી આમ તેમ દોડાદોડ કરે છે, તેમ તે ભયંકર ગર્જનાને લીધે, એ વનમાંના મૃગો પણ ચોમેર નાસાનાસ કરવા લાગ્યા અને ક્ષીણપુણ્ય થવાને લીધે, પૃથ્વીપર પડતા તારાઓની પેઠે સર્વ પક્ષીઓ ધબોધબ આકાશમાંથી નીચે પડવા લાગ્યાં.[૨૦–૨૨] બાંધવને જિતવાની ઇચ્છાવાળો સૂર્યપુત્ર સુગ્રીવ, જેનું તેજ, રામચંદ્રપરના વિશ્વાસથી, પરાક્રમ કરવા માટે વૃદ્ધિ પામ્યું હતું તેણે, વાયુના વેગથી ગર્જતા નદીપતિ સમુદ્રના સરખા ઘોર નાદ કરવા ચાલુ જ રાખ્યા.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિંધાકાણ્ડમાં ચઉદમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૫ મો.

## વાલિ અને તારા.

ક્રોધથી ગર્જી રહેલા મહાત્મા સુગ્રીવની તે ગર્જનાઓથી આખું કિષ્કિંધા નગર ખળભળી રહ્યું. અંતઃપુરમાં રહેલો બળવાન્ વાલિ પણ અત્યંત સભયાશ્ચર્ય પામ્યો.[૧] સર્વ ભૂતપ્રાણીને કંપાવે એવા તે ગંભીર નાદોથી વાલિનો મદ એકાએક નાશ પામ્યો, ને મહાક્રોધને લીધે તેનું અંતઃકરણ ધડકવા લાગ્યું.[૨] તેના રોમેરોમ પ્રત્યે ક્રોધ વ્યાપી જવાથી, તે સુવર્ણપ્રભ* છતાં પણ, રાહુએ ગ્રાસેલો સૂર્ય સરખો કાંતિહીન થયો,[૩] તેનાં લોચન પ્રદીપ્ત અગ્નિ સરખાં લાલ થઈ ગયાં, ને સૌ રીતે શોભાહીન થવાથી તે, નષ્ટ કમળોવાળાં સરોવર સમાન દેખાવા લાગ્યો.[૪] તે કંઈ ભય પામ્યો એમ નહિ. તે તો સુગ્રીવના હાકોટા સાંભળતાં જ એકાએક તડાકદેતો કે ઉભો થયો, ને જાણે પૃથ્વીને પણ ફાડી નાંખશે કે શું, એવા ધમધમાટથી પગલાં ભરતો સુગ્રીવને જિતવા સારુ દોડ્યો.[૫] એ વેળા તેની મુખ્ય અને પ્રિય સ્ત્રી તારા, કે જે સુગ્રીવની આ વેળાની ભયંકર ગર્જનાથી અતિ ક્ષોભ પામીને શંકાશીલ થઈ હતી, તેણે, અતિ સ્નેહવશ થઈ વાલિને પોતાની ભુજાઓમાં દાબીને; યુદ્ધે જતો અટકાવવા માટે આ પ્રમાણે હિતવચનો કહેવા માંડ્યાં.[૬]

તારા બોલીઃ–"હે સ્વામિન્! હે શૂરવર! આ સમયે શત્રુની ગર્જનાઓ સાંભળી તને મહા ક્રોધ ચઢયો છે; પરંતુ મારી આ દાસીની પ્રાર્થના લક્ષમાં લઈ, પ્રાતઃકાળે શયન કરી ઉઠેલો પુરુષ રાત્રે સેવેલી પુષ્પમાળાનો ત્યાગ કરે છે તેમ, આ નદીના વેગની પેઠે ચઢી આવેલા ક્રોધનો તું ત્યાગ કર.[૭] હે વાનરેશ્વર! જો કે સુગ્રીવ તારાથી અધિક બળવાન્ કિંવા તું તેનાથી ન્યૂન બળવાન્ નથી; તો પણ અત્યારે યુદ્ધે ન જતાં તું પ્રાતઃકાળે તેના સામે થજે.[૮] અત્યારેને અત્યારે સાહસ કરી તું સંગ્રામે જાય, એ મને રુચતું નથી.[૯] હમણાંજ તેં સજ્જડ માર મારીને નસાડી મૂક્યો છે, છતાં પણ તુરતાતુરત તે પાછો આવી તને યુદ્ધે બોલાવે છે. મને એથી શંકા ઉત્પન્ન થાય છે.[૧૦–૧૧] આ વખતની તેની ગર્જના અને તાડુકાઓનો ઘોષ પણ અપૂર્વ જ* છે. માટે હું ધારું છું કે, એમાં કંઈ અલ્પકારણ નહિ હોય, તેમ તે કંઈ મોટી સહાય વગર અહિં આવ્યો નહિં જ હોય.[૧૨] ખરેખર, તેને કોઈ મોટું શરણ મળેલું છે ને તેના આશ્રયથી જ તે આવી મોટી ગર્જનાઓ કરે છે.[૧૩] એણે ખચિત કોઈ મોટા પુરુષ સાથે સખ્ય કર્યું હશે, ને વળી તે તેના પરાક્રમની પરીક્ષા કરીને જ કર્યું હશે; કારણ, તે તારો કનિષ્ઠ બંધુ, સ્વભાવે ચતુર તથા બુદ્ધિમાન્ છે.[૧૪] હે નાથ! મારું આ કહેવું કેવળ કાલ્પનિક નહિ, પણ સકારણ છે. હમણાં જ થોડા દિવસ ઉપર આપણો કુમાર અંગદ વનમાં ગયો હતો, ત્યાંથી ચારોદ્વારા પોતે જાણેલું સુગ્રીવનું સાંપ્રત વૃત્તાંત તેણે મને જણાવ્યું છે.[૧૫–૧૬] અયોધ્યાપતિ દશરથ મહારાજાના પુત્ર શૂરવીર રામ તથા લક્ષ્મણ, કે જેઓ મનુપુત્ર ઇક્ષ્વાકુ રાજાના વંશમાં જન્મેલા છે અને સંગ્રામને વિષે અતિ દુર્જય છે,[૧૭] તેઓ વનવાસે આવેલા છે; ને ઋષ્યમૂકપર આવી સુગ્રીવને મળેલા છે. તે બંને અતિ દુરાસદ† બંધુઓ, જાણે સુગ્રીવની પ્રિય કામના સારુ જ વનમાં આવ્યા હોય, તેમ તેની પાસે આવી તેની સાથે સખ્ય કરીને રહ્યા છે.[૧૮] વળી હે વાનરપતે! હે સ્વામી વાલિ! તે બંને વીરોમાં પણ મહાત્મા રામ, કે જે તારા બંધુ સુગ્રીવની સહાય કરનાર છે, તેના તો ગુણનો પાર જ નથી! તે રણકર્મને વિષે સર્વત્ર વિખ્યાત છે ને યુગાંત સમયના ભયંકર અગ્નિની પેઠે તે પોતાના શત્રુઓના બળનો નાશ કરે છે; તે વૃક્ષ નીચે વસનારો છે; સાધુ પુરુષોને તે આશ્રયરૂપ ને શરણાગતની પરમ ગતિ છે;[૧૯] શત્રુઓથી પીડાયલા જનોને તે શત્રુઓના નાશ કરવા માટે આશ્રય કરવા

* સોના સરખી કાંતિવાળો.

* આગળ કદી નહોતો એવો. † સંગ્રામમાં દુઃખે કરીને પણ તેમના સામે ન જવાય એવા.

યોગ્ય છે, યશપાત્ર છે, જ્ઞાનવિજ્ઞાનસંપન્ન છે, પિતાની આજ્ઞામાં તત્પર રહેનારો છે.[૨૦] ટુંકામાં કહું તો સર્વ ધાતુઓનો ભંડાર જેમ પર્વત હોય છે, તેમ સર્વ ગુણોનો મોટો ભંડાર એ રામ છે. માટે હે સ્વામી! તે રામ સાથે તારે વિરોધ કરવો યોગ્ય નથી. કેમકે તે દુર્જય અને રણકર્મમાં અપ્રમેય મહાત્મા છે.[૨૧]

"હે નાથ! વળી જે કંઈ હું તને કહું, તે તારી નથી, પણ તારું હિત સમજીને કહું છું તેથી ને તરછોડતો નહિ. તું તારા કનિષ્ઠ બંધુની સાથે ક્લેશ ન કરતાં તેને યુવરાજપદનો અભિષેક કર. એમ કરવાથી મહાત્મા રામની સાથે પણ તારે સ્નેહ થશે; ને એ જ અધિક યોગ્ય છે.[૨૨-૨૪] હે રાજન્! હું બીજીવાર કહું છું કે, તું તારા કનિષ્ઠ બંધુ સાથના વૈરનો ત્યાગ કરી પ્રીતિ કર; તે ગમે તો દૂર વસતો હશે, તોપણ આખર તારો ભાઈ જ છે. એના સમાન જગતમાં તારે બીજું કોઈ સંબંધી નથી.[૨૫-૨૬] મારું કહ્યું માને તો તેને તું દાન માનાદિથી સત્કાર કરી, તારા સ્વાધીન લઈ પાસે રાખ. એ વિપુલ-ગ્રીવ* સૂર્યપુત્ર તારો યોગ્ય બંધુ છે, માટે તેની સાથે તું ભ્રાતૃસ્નેહ બાંધ; તે વિના તારી અન્યગતિ નથી.[૨૭-૨૮] જો તારે મારું પ્રિય કરવું હોય, ને જો તું મને તારી હિતરૂપા† માનતો હો, તો આ મારી સ્નેહયાચના માન્ય રાખ.[૨૯] હે સ્વામિન્! તું પ્રસન્ન થા, ને ક્રોધ ન કરતાં, મેં તારું શ્રેય થવા સારુ કહેલાં વચનોનો અંગીકાર કર. ઇંદ્ર સમાન તેજસ્વી તથા કોશલેશ દશરથરાયના પુત્ર રામની સાથે વૈર કરવું, એ તને યોગ્ય નથી."[૩૦]

એ પ્રમાણે તારાએ વાલિને પરમહિત અને પથ્ય-રૂપ વચનો કહ્યાં; પણ જેનો વિનાશ સમીપમાં છે એવા વાલિને તે હિત વચન રુચ્યાં નહિ. તેણે તેનો તુરત અનાદર જ કર્યો.[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ.**

—※※※—

## સર્ગ ૧૬ મો.

## વાલિ સુગ્રીવ યુદ્ધ.

ચંદ્રમુખી તારાએ એવાં પથ્ય વચનો કહ્યાં, પણ વાલિ તો તે કશાને ન ગણકારતાં ઉલટો તેણીને તરછોડીને બોલ્યો:[૧] "સુગ્રીવ જો કે મારો ભાઈ છે; છતાં શત્રુરૂપે આવીને આ પ્રમાણે ગર્વથી ગર્જના કરે છે, તે, હે વરાનને! હું કદી પણ સહન કરીશ નહિ.[૨] હે ભીરુ! તું જાણે જ છે કે, સંગ્રામને વિષે પરાભવ ન પામેલા, તેમ જ પાછા ન હઠનાર શૂરવીરને, શત્રુએ કરેલું ધર્ષણ સહન કરવું, એ મરણથી પણ અધિક છે.[૩] માટે એ હીનગ્રીવના* યુદ્ધ માટે માંડેલા ઉન્માદને હું સહન કરવા સમર્થ નથી.[૪] હે તારા! રાઘવ નિમિત્તે મને ભય થશે, એમ ધારીને તારે મારે માટે ખેદ કરવા જેવું નથી; કારણ તે તો મહા ધર્મજ્ઞ અને કૃતજ્ઞ છે, માટે મને નિરપરાધે મારવાનું પાપ કેમ જ કરશે![૫] માટે આ સર્વ સ્ત્રીઓ સહિત તું પાછી ઘેર જા. મારાપરની તારી આવી પ્રીતિ અને સ્નેહ જોઈ હું બહુ સંતોષ પામું છું.[૬] પણ હવે એટલું જ બસ છે. હવે તું આ સંભ્રમનો ત્યાગ કર; હું સુગ્રીવ આગળ જઈ યુદ્ધ કરીને તેનો ગર્વ ઉતારીશ, પણ તેને પ્રાણમુક્ત કરીશ નહિ.[૭] હે તારા! તારું પ્રિય કરવા માટે હું સંગ્રામમાં માત્ર સુગ્રીવનો ગર્વ જ ઉતારીશ; કેમકે તે દુરાત્મા મારી મુઠ્ઠી અને વૃક્ષોના નહિ સહન થઈ શકવાથી પીડિત થઈ નાશી જશે, એટલે મરશે નહીં જ.[૮] એ સંબંધે કશી ચિંતા ન કરતાં, તું આ સ્ત્રીસમાજને લઈ, સુખેથી અંતઃપુરમાં પાછી વળ. તારી બુદ્ધિ પ્રમાણે તેં મને હિત વચન કહેવારૂપ મારી સહાયતા કરી, ને સ્નેહ પણ પ્રદર્શિત કીધો; પણ હવે હું તને મારા પ્રાણના શપથ આપું છું, માટે સ્વજન સહિત નિવૃત્ત થઈ પાછી ફર; હું સુગ્રીવનો પરાજય કરી કુશળપણે પાછો આવીશ."[૯-૧૦]

આવી રીતે વાલિએ તેને સમજાવી ત્યારે રુદન કરતી પ્રિયંવદા તારાએ તેને આલિંગન પ્રદક્ષિણા કરી પ્રણામ કર્યા;[૧૧] ને તેનો વિજય થવા સારુ સ્વસ્તિવાચન મંત્રોવડે તેને સ્વસ્તિવાચન કરી, સૌ સ્ત્રીઓ સહિત, શોકાર્તપણે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૧૨]

તારા બીજી સ્ત્રીઓ સહિત અંતઃપુરમાં ગયા પછી, ક્રોધ પામેલો વાલિ, સર્પની પેઠે મોટા ફુંફાડા મારતો કિષ્કિંધાપુરીમાંથી બહાર નીકળ્યો.[૧૩] અતિશય વેગવાન્ તથા મહાક્રોધયુક્ત અવસ્થાને પામેલો વાલિ, ધીરજ તજી દઈ, સુગ્રીવને જોવા સારુ ચારે કોર દૃષ્ટિ ફેરવવા લાગ્યો;[૧૪] તો એક બાજુના મેદાનમાં અગ્નિસમાન પ્રકાશતો અને હેમ સરખો પિંગટ† સુગ્રીવ મજબૂત કાછ કસી, પૃથ્વીને દૃઢ આક્રમણ કરીને

* મોટી ગ્રીવા-ડોકવાળો. † હિત ઇચ્છનારી.

* ટુંકી ડોક-ગર્જના ન થઈ શકે એવી ડોકવાળો સુગ્રીવ.
† પીળો.

ઉભો હતો, તેને તેણે જોયો.[૧૫] તેને ઉભેલો જોતાં જ, કોપાયમાન થયેલા મહાબાહુ વાલિએ પણ, દૃઢ કાછ કસ્યો ને ફટાફટ બગલ ઠોકી, જોરથી એક મુષ્ટિ ઉગામીને તે સુગ્રીવભણી દોડ્યો.[૧૬-૧૭] ત્યારે તે હેમમાલીની* સામે, સમરવિશારદ સુગ્રીવ પણ, તેજ પ્રમાણે દૃઢ મુષ્ટિ ઉગામીને સામો ધસ્યો. આ વેળા, અતિ ક્રોધને લીધે તેનાં ચક્ષુ તામ્ર સરખાં આરક્ત થઈ ગયાં હતાં, ને મોટા વેગથી તે ધસ્યો આવતો હતો. તે જોઈ વાલિ બોલ્યો:[૧૮-૧૯] "રે સુગ્રીવ! સાવધ થા. જેમાં આંગળિયો બરાબર ગોઠવેલી છે એવી તથા મેં મોટા વેગથી મારેલી આ મારી દૃઢ મુષ્ટિ, તત્કાળ તારા પ્રાણને હરણ કરશે!"[૨૦] ત્યારે સુગ્રીવ પણ તેના ઉત્તરમાં એમ જ બોલ્યો: "રે! તારા પ્રાણને હરણ કરનારી આ મારી મુષ્ટિ તારા મસ્તકપર પડે છે, તે તું જો!"[૨૧] પરંતુ તેને એમ બોલતાં બોલતાં તો તુરત વાલિએ પોતાભણી ખેંચીને એવો જોરથી પ્રહાર કર્યો, કે જેથી ઝરણવાળા પર્વતની પેઠે તેના શરીરમાંથી રુધિર ઝરવા લાગ્યું.[૨૨] પણ સુગ્રીવ એથી જરાએ નહિ ગભરાતાં તત્કાળ પૃથ્વીપરના એક સાલ વૃક્ષને ઉખેડી લઈ, જેમ ઇંદ્ર વજ્રવડે પર્વતને પ્રહાર કરે છે, તેમ વાલિના શરીરપર પ્રહાર કરી, તેનાં સર્વ ગાત્ર તેણે ઢીલાં કરી નાંખ્યાં; જેથી સમુદ્રમાંના જૂના અને અધકચરા થયેલા, તેમ જ ખૂબ ભારથી ભરેલા નાવની પેઠે તે, વિહ્વલ થઈ ગયો.[૨૩-૨૪] એક બીજાનાં છિદ્રો શોધનારા તે બંને વીર વાનરો, કે જે ગરુડ સરખી ગતિ કરનાર, ભયંકર પરાક્રમી, ભયંકર શરીરવાળા, ઉત્કૃષ્ટ યુદ્ધ કરનારા અને પરસ્પર શત્રુઓને નાશ કરનારા હતા તેઓ, આકાશને વિષે જાણે સૂર્ય અને ચંદ્ર યુદ્ધ કરતા હોય તેમ-વાલિ ને સુગ્રીવ અતિ ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. એક બીજાને યથેચ્છ પ્રહાર કરતા, ને ચઢેલા મેઘની પેઠે ગર્જતા તેઓ ઘણીકવાર સૂધી તો પરસ્પર અધિકાધિક પરાક્રમ બતાવવા લાગ્યા;[૨૫-૨૬] પણ આખરે સૂર્યપુત્ર મહાવીર્યવાન્ સુગ્રીવનું પરાક્રમ, વાલિ જે અતુલિત બળવાળો અને દૃઢ હતો, તેનાથી નીચું નમવા લાગ્યું.[૨૭] સુગ્રીવનું જોર કમી થતું ગયું, તે નબળો પડતો ગયો, એટલે તે સહન ન થઈ શકવાથી વારંવાર સામું જોઈ જોઇને તે પ્રકાર રાઘવને દેખાડવા લાગ્યો. થોડીકવાર સૂધી રામે તેઓના વીર્યની તુલના જોઈ. જે અરસામાં મોટમોટાં વૃક્ષો, પર્વત, શિખરો, વજ્રસરખા નખો,[૨૮] ગડદાઓ, ઘોંટણો, લાતો તથા કોણીઓના બળવંત પ્રહારોથી તેમનું તુમુલ યુદ્ધ, ઇન્દ્ર અને વૃત્રાસુરના સંગ્રામની ઉપમા અપાય તેવું ભયંકર થવા લાગ્યું.[૨૯] તે બંને વનચરો, શરીરમાંથી નીકળતાં રુધિરવડે લીપાઈ ગયા, તોપણ મોટી ગર્જનાઓથી પરસ્પર ત્રાસ ઉપજાવતા, એ મેઘની પેઠે યુદ્ધ કરતા વિરામ પામ્યા નહિ.[૩૦]

આખરે જ્યારે થાકી જવાથી અને વાલિના રોવડે પીડિત થવાથી, હીનવીર્ય થયેલો વાનર સુગ્રીવ સહાય માટે વારંવાર દિશાઓ ભણી રાઘવની દૃષ્ટિએ પડ્યો,[૩૧] ત્યારે હરીશ્વર-સુગ્રીવને દુખિત જોઈ, રામે, વાલિનો નાશ કરવાની ઇચ્છાથી પોતાનાં બાણ સંભાળ્યાં.[૩૨] વૃક્ષને ઓથે રહ્યાં રહ્યાં તેણે પોતાનું કાળચક્ર સમું ધનુષ ચઢાવી સજ્જ કર્યું; ને ભાથામાંથી એક દિવ્ય શર લઈ તેમાં સંધાન કર્યું.[૩૩] તે વખતે રામના ધનુષની પ્રત્યંચાના શબ્દથી મોટાં પક્ષીઓ તથા મૃગો વગેરે પ્રલયકાળ સમજીને મોહ પામીને ભાગવા લાગ્યાં.[૩૪] વજ્રના જેવો શબ્દ કરતો પ્રદીપ્ત તે શર રાઘવે નિર્વિલંબે વાલિના વક્ષઃસ્થળને વિષે માર્યો.[૩૫] મહાવેગથી આવેલો અમોઘ* શર, મર્મસ્થળ વિષે લાગતાં જ, વાનરેશ્વર મહાતેજસ† વાલિ, કંઠ રુંધાઈ જવાને લીધે ધીમેથી, "રે! વળી આ શું આશ્ચર્ય!" એવો પીડિત શબ્દ કરી, અશ્વિન માસની પૂર્ણિમાને દિને ભાંગી પડતા ઇન્દ્રધ્વજની પેઠે, મોટા ધબાકા સાથે, પરાક્રમ તથા ચેતન રહિત થઈ મહીતલ ઉપર પડ્યો.[૩૬-૩૮]

એ પ્રમાણે નરોત્તમ રામે, શંકર જેમ લલાટમાંના તૃતીય નેત્રમાંથી નાશકારક અગ્નિને છૂટો મૂકે તેમ, પોતાનો કાળસરખો અને શત્રુને નાશ કરનારો સ્વર્ણભૂષિત બાણ, કપીશ્વર વાલિભણી મૂક્યો;[૩૯] જેને લીધે શરીરમાંથી નીકળતા રુધિરવડે લેપાયલો તે ઇન્દ્રપુત્ર, ચેતન રહિત થઈ, ઉત્સાહને અંતે કોઇએ પાડેલો ઇન્દ્રધ્વજ અથવા થડમૂળથી કાપેલું પુષ્પિત અશોક વૃક્ષ એકાએક પૃથ્વીપર પડે, તેમ અંબળાઇને પૃથ્વી પર પડ્યો.[૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સોળમો સર્ગ સંપૂર્ણ.**

—⁂⁂⁂⁂⁂—

* સોનાની માળાવાળો વાલિ.

* કદી પાછો ન પડનારો. † તેજસ્વી.

## સર્ગ ૧૭ મો.
## વાલિનો રામને ઠપકો !

એ પ્રમાણે રામના બાણપ્રહારથી રણમાં શૂરવીર, તસકાંચનના અલંકાર ધારણ કરનારો વાનર અને રીંછનો પતિ વાલિ, કપાયલા વૃક્ષની પેરે પૃથ્વીપર પડ્યો, ત્યારે ચંદ્રનો અસ્ત થવાથી જેમ આકાશની શોભા નાશ પામે છે, તેમ આ પૃથ્વી શોભાહીન થઈ રહી.[૧-૩] પણ તે વેળા એક મોટું આશ્ચર્ય જોવામાં આવ્યું. મહાત્મા વાલિ જો કે સાવ શિથિલ થઈ પૃથ્વીપર પડ્યો હતો, તોપણ તેનો દેહ, પોતાની શોભા, પ્રાણ, તેજ તથા પરાક્રમનો ત્યાગ કરતો ન હતો.[૪] આ ચમત્કારનું કારણ તેને ઇન્દ્રે આપેલી રત્નભૂષિત સુવર્ણમાળા જ હતી; તે જ તેના શરીરની શોભા પરાક્રમાદિને સાચવી રહી હતી. એનું નામ 'વિજયમાળા' હતું ને તે જ પ્રમાણે તેનો ગુણ પણ હતો.[૫] એને કંઠમાં ધારણ કરી, વાલિ જ્યારે જ્યારે યુદ્ધે જતો ત્યારે ત્યારે તેનો નિશ્ચે જય જ થતો હતો. આ સમયે પણ તે વિજયમાળાએ કરી વાનરયૂથપાલક વાલિ, સંધ્યા સમયની રક્તાશથી વિંટાયલા મેઘ સરખો ચોમેર શોભતો હતો.[૬] તે પડ્યો હતો તોપણ તે, માળા, તેનો સુંદર દેહ તથા રઘુવીરનું મર્મઘાતી બાણ એ ત્રણેની એકત્ર શોભાથી બહુ દીપી રહ્યો હતો.[૭] રઘુવીરના ધનુષમાંથી છૂટેલું તે બાણરૂપ અસ્ત્ર, સ્વર્ગમાર્ગને પ્રકાશ કરનારું તથા વાલિને બ્રહ્મલોકની પરમગતિ પ્રાપ્ત કરનારું હતું.[૮] એવી રીતે સંગ્રામને વિષે, શિખા વગરના અગ્નિની પેઠે શાંત થઈ પડેલો, જેનું વક્ષઃસ્થળ વિશાળ, મુખ સિંહના સમાન પ્રકાશિત અને નેત્ર લાલ હતાં તેવો, મહાન્ બાહુવાળો હેમ માળા ધારણ કરનાર, મહેન્દ્રનો પુત્ર વાલિ, જાણે સ્વર્ગથી ભ્રષ્ટ થયેલો યયાતિ, કલ્પાંત સમયે કાળે કરીને પૃથ્વીપર પડેલો સૂર્ય કિંવા દુર્ધર્ષ ઇંદ્ર કે ઉપેંદ્ર જ પડ્યો હોય તેવો લાગતો હતો.[૯-૧૧]

એવી રીતે સુવર્ણની માળાવાળા તથા જેની જ્વાળા શાંત પડી ગઈ છે તેવા અગ્નિ સમાન, પડેલા મહેન્દ્રપુત્ર વાલિને જોઈ, અનુચર લક્ષ્મણ સહિત, રઘુવીર, તે શૂરવીરનાં વખાણ કરતા ધીમે ધીમે તેની પાસે જઈ ઉભા રહ્યા.[૧૨-૧૩] તે બંને સમરગર્વી* રાઘવોને નજીક ઉભેલા જોઈ, તેઓ પ્રત્યે, ચેષ્ટા રહિત થયેલો વાલિ, આ પ્રમાણે અતિ નમ્ર અને ધર્મયુક્ત છતાં ગર્વ ભરેલાં કઠણ વચન કહેવા લાગ્યો:-[૧૪-૧૫]

તે બોલ્યોઃ "હે રામ! નિરપરાધીનો વધ તેં જ કર્યો કે? અરે! હું તારી સામે યુદ્ધ કરવા ન આવેલો પરાંગમુખ છતાં, તે મારો વધ કરવાથી તને શો લાભ થયો?[૧૬] હે રાઘવ! આ પૃથ્વીને વિષે તો તારો યશ મેં એવા સાંભળેલા છે કે તું, કુલીન, સત્વશીલ અને તેજસ્વી છે; શુભ વ્રતાચરણ કરનારો છે, બીજાના કરુણપણાંને જાણનારા છે, પ્રજાના હિતમાં તત્પર છે, અને દયાવાન્ છે; છતાં મોટા ઉત્સાહવાળો છે. તું ઉચિત અને અનુચિત કાળને જાણે છે; દૃઢ વ્રતવાન્ છે; સમયને યથાર્થપણે જાણે છે; છતાં શું તારે જ હાથે, હું વગર યુદ્ધે, નિધનપણું પામ્યો?[૧૭-૧૮] હે રામ! રાજાઓમાં તો દમ-ઇંદ્રિયનિગ્રહ, શમ-શાંતિ, ક્ષમા-સહનશીલતા, ધર્મ, ધૃત્તિ-ધૈર્ય, બળ, પરાક્રમ તથા અપરાધીને જ દંડ આપવો, એવા ગુણ વસે છે.[૧૯] તું મોટા કુળમાં ઉત્પન્ન થયો, માટે તારામાં એ ગુણો અવશ્ય હશે, એમ ધારીને હું મારી સ્ત્રી તારાએ વારવા છતાં પણ, સુગ્રીવ સાથે યુદ્ધ કરવાને આવ્યો. પણ મારી તે ધારણા ખરે જ ખોટી પડી![૨૦] હે રામ! મેં તને દૃષ્ટિથી જોયોએ નહોતો, તો પણ સુગ્રીવ સામે યુદ્ધે આવતાં, મને, તારે માટે-તું મને બાણ મારીને વીંધશે, એવો કશો ભયે નહોતો. પરંતુ હવે તો તારું, આ મને નિરપરાધીને બાણ મારવા રૂપ કર્મ જોઈ, તું ખરેખર અધર્મી, પાપિષ્ઠ અને તૃણથી ઢંકાયલા કૂપની પેઠે ઉપરથીજ ધર્મધ્વજપણું દાખવનાર માલમ પડ્યો છે.[૨૧-૨૨] મેં તને, રાખોડીથી ઢંકાયલા છૂપા અગ્નિની પેઠે, અંતરમાં પાપી અને ઉપરથી સત્પુરુષોનો વેશ ધારણ કરનારો જાણ્યો નહોતો.[૨૩] રે રાજપુત્ર! હું તને ન્યાયની રીતે પૂછું છું કે, મેં તારા દેશમાં કે પુરમાં કશો અપરાધ કર્યો નથી, તેમ મેં તારી અવજ્ઞા પણ કરી નથી;[૨૪] ફળમૂળનો આહાર કરનાર તથા સદા વનમાં ફરનારા એવા વાનરને, વગર યુદ્ધ કર્યે, ને વળી સુગ્રીવની સાથે યુદ્ધ કરતો હતો છતાં, તેં શા માટે માર્યો?[૨૫] તું રાજાનો પુત્ર છે, સુપ્રસિદ્ધ છે અને પ્રિયદર્શી છે. પરંતુ ધર્મનો ભાસ કરાવનારું તારું આ જટા વલ્કલાદિ ધારણ કરવારૂપ ચિહ્ન છે, તે ખરેખર મને મારવા સારુ જ છે એમ હું પ્રત્યક્ષ જોઉં છું. રે! શાસ્ત્ર શ્રવણ કરી નિઃસંશય થયેલો કયો કુલીન ક્ષત્રિય આવાં ધર્મચિહ્નથી ઢંકાઈને ક્રૂર કર્મ કરે?"[૨૬-૨૭]

---

* યુદ્ધમાં ગર્વિષ્ઠ.

એમ કહી મોટો નિઃશ્વાસ નાંખીને, પુનઃ વાલિ બોલ્યોઃ "હે રામ! તું, કે જે રઘુકુળમાં ઉત્પન્ન થયેલો અને નમ્ર તથા ધર્મિષ્ઠછે એમ સર્વત્ર પ્રસિદ્ધ છે, તે તું, અનમ્ર છતાં નમ્રનો ડોળ રાખીને કેમ ફરે છે?૨૮ રાજાઓના તો સામ, દાન, ક્ષમા, ધર્મ, સત્ય, ધૈર્ય, પરાક્રમ તથા અપરાધીને દંડ આપવો એવા ગુણ વર્ણવેલા છે.૨૯ હે નરેશ્વર! અમે વાનર કે જે વનમાં ફરનારા, મૂળ તથા ફળનું ભક્ષણ કરનારા તથા મંદ પ્રકૃતિવાળા છીએ, તેનું નરમાં શ્રેષ્ઠ એવા તારે,૩૦ ભૂમિ, હિરણ્ય, સુવર્ણ અથવા વન્ય પદાર્થોરૂપ કઈ સમૃદ્ધિ જિતી લેવી હતી કે, જેને માટે તેં મારો નાશ કર્યો?—૩૧ હે રાજન્! રાજાઓની નીતિ, નમ્રતા ને નિગ્રહ અનુગ્રહાદિ કરવારૂપ વૃત્તિ તો તારાથી કેવળ ઉલટી જ હોય છે. તેઓ યથેચ્છ આચરણ કરનારા હોતા નથી.૩૨ પણ તું તો કેવળ કામપ્રધાન, કોપ કરનારો, અસ્થિર ચિત્તવાળો, રાજવૃત્તિથી સૌ વાતે ઉલટો, ને ઇચ્છામાં આવે ત્યાં અમોઘ બાણોને ફેંકતો ફરનારો છે. કોઇએ તારી પૂજા કરવી યોગ્ય નથી.૩૩ હે મનુજેશ્વર! ધર્મ અને અર્થને મૂકી દઈ માત્ર કામને જ પરાયણ થયેલી બુદ્ધિવડે તું ઇન્દ્રિયોના વેગમાં ખેંચાયલો છે.૩૪ હે કાકુત્સ્થ! મને નિરપરાધીને બાણવડે મારવા જેવું નિન્દિત કર્મ કરીને, હવે તું સત્પુરુષોની વચ્ચે કેમ બોલી શકશે?૩૫

**राजहा ब्रह्महा गोघ्नश्चोरः प्राणिवधे रतः ।**
**नास्तिकः परिवेत्ता च सर्वे निरयगामिनः ॥ ३६ ॥**
**सूचकश्च कदर्यश्च मित्रघ्नो गुरुतल्पगः ।**
**लोकं पापात्मनामेते गच्छन्ते नात्र संशयः ॥ ३७ ॥**

રાજઘાતી, બ્રહ્મઘાતી અને ગૌઘાતી તથા ગૌનો ચોર, પ્રાણીઓની હિંસામાં આસક્ત રહેનાર, નાસ્તિક અને પરિવેત્તા* એ સઘળા નરકપ્રત્યે જાય છે.૩૬ તેમજ ચાડીઓ, કદર્ય, મિત્રઘાતી અને ગુરુશય્યા વિષે ગમન કરનાર પણ નિઃસંશય મૃત્યુ પછી પાપાત્માના લોકને વિષે જાય છે."૩૭

એટલું કહ્યા બાદ, રઘુવીર કદાચ એમ ઉત્તર આપે કે, અમે મૃગયા સારુ તને માર્યો, તો તે ધારણાથી વાલિ બોલ્યોઃ "વળી હે રાઘવ! મારું ચર્મ સત્પુરુષોએ ધારણ કરવા યોગ્ય નથી; મારા વાળ તથા હાડકાંઓ પણ કોઈ ઉપયોગનાં નથી; તેમ માંસ પણ તમ સરખા ધર્મિષ્ઠ પુરુષોને અભક્ષ્ય છે.૩૮ હે રાઘવ! બ્રાહ્મણ તથા ક્ષત્રીને તો માત્ર શલ્યક, શ્વાવિધ (સાહુડી), ઘો, શશલું અને કાચબો એ પાંચ જ પંચનખાં પ્રાણીઓ ભક્ષ્ય છે.૩૯ બાકી અમો વાનરો, જો કે પંચનખાં છીએ, તોપણ હે રામ! સર્વથા અભક્ષ્ય છીએ. રે! અમારું માંસ તો અભક્ષ્ય છે જ, પણ અમારાં ચર્મ તથા અસ્થિને પણ બુદ્ધિમંત પુરુષો સ્પર્શ કરતા નથી, [છતાં તેં માર્યો.]૪૦ રે! સર્વજ્ઞ એવી મારી સ્ત્રી તારાએ, મને પ્રથમથીજ મારા હિતના અને સત્યરૂપ વચનોથી વાર્યો હતો, છતાં મોહને લીધે તેનાં વાક્યોનું ઉલ્લંઘન કરીને હું કાળવશ થઈ અહિં આવ્યો.૪૧ હે કાકુત્સ્થ! અધર્મી પતિને પાલવે પડેલી, શીલસંપન્ન સ્ત્રી, જેમ સદા અનાથપણું જ ભોગવે છે, તેમ, તારા સરખા પતિથી પાલન કરાતી આ વસુંધરા પણ સનાથ ન જ કહેવાય; [ને તેથી તમે રાજ્યને યોગ્ય જ નથી.]૪૨ રે! છૂપી રીતે બીજાઓનું ભુંડું કરનાર, પરનો અપકાર કરવાના આચરણવાળો, ક્ષુદ્ર, ખોટી નમ્રતાવાળો, અજિત અંતઃકરણવાળો એવો, મહાત્મા રાજા દશરથે શા માટે ઉત્પન્ન કર્યો?૪૩ રે! શ્રેષ્ઠ ચરિત્રરૂપ મર્યાદાને તજનાર, સદ્ધર્મથી ઉલટો ચાલનાર અને ધર્મરૂપ અંકુશ વગરનો, એવો જે રામરૂપ હસ્તી, તેનાથી આજે હું હણાયો!૪૪ હે રામ! આ મને મારવાનું મહા અશુભ, અયોગ્ય અને નિન્દિત કર્મ કરીને તું સત્પુરુષોની સમક્ષ શું કહેશે?૪૫ ઉદાસીન એવા મારી ઉપર તેં જે પરાક્રમ બતાવ્યું, તે પરાક્રમ તારી સ્ત્રીનું હરણ કરનારપર ચલાવી શકે, એમ હું ધારતો નથી.૪૬ હે રાજપુત્ર! તેં મારી સામે ઉભા રહી સંગ્રામ કર્યો હોત તો હું તને નિઃશંક યમલોક જ દેખાડત.૪૭ અરે! જેની સામે કોઈ ઉભો ન રહી શકે એવો જે હું, તેને, સુગ્રીવનું પ્રિય કરવા માટે, સૂતેલાને ડંસી ખાનારા સર્પની પેઠે, અદૃશ્ય રહી તેં માર્યો; માટે નિઃશંક તું મહાપાપથી બંધાયો છે. રે! મૈથિલી લાવવાના ઉદ્દેશથી પ્રથમ મારો મેળાપ કરીને જો તેં મને આજ્ઞા કરી હોત, તો માત્ર એક જ દિવસમાં હું તેને લઈ આવી તારે સ્વાધીન કરત.૪૮—૪૯ એટલું જ નહિ, પણ તારી ભાર્યાનું હરણ કરનાર દુષ્ટાત્મા રાવણનો રણમાં પરાભવ કરી, પશુની પેઠે કણ્ઠે બાંધી જીવતો જ દોરી લાવીને તને અર્પણ કરત.૫૦ તેણે, મૈથિલીને સમુદ્રમાંના કોઈ ગુપ્ત દ્વીપમાં અથવા પાતાલાદિ ગમે તેવા અગમ્ય સ્થાનમાં રાખી હોય, ત્યાંથી પણ હું તારી આજ્ઞાથી શ્વેતાશ્વેતરી* શ્રુતિની પેઠે

* મોટો બન્ધુ કુંવારો છતાં પોતે લગ્ન કરનાર તથા તેને મૂકી પોતે રાજ્યાસને બેસનાર.

* શ્રુતિ—વેદને હયગ્રીવ ભગવાન પાતાળમાંથી મધુકૈટભ દૈત્યોને મારીને લાવ્યા હતા તેની પેઠે.

અહીં લાવત.[૫૧] હે રામ! મારા સ્વર્ગે જવા પછી સુગ્રીવ રાજ્ય પામશે, એ તો જાણે યોગ્ય જ છે; પણ તેં અધર્મે મારો નાશ કર્યો, એ બહુ અજુકતું કર્યું.[૫૨] મરણ એ તો સર્વ પ્રાણીનો સ્વાભાવિક ધર્મ છે, માટે તે સંબંધી મને કશો ખેદ નથી; પણ કશા-લાભ વગર જ તેં મને હણ્યો, તેનું કારણ પૂછનારને તું શો પ્રત્યુત્તર આપશે? તેનો તું સારી પેઠે વિચાર કર."[૫૩]

એ પ્રમાણે કહેતાં કહેતાં (રામના) બાણની વ્યથાથી પોતાનું મુખ સૂકાવા લાગ્યું, ત્યારે કપિરાજપુત્ર મહાત્મા વાલિ, સૂર્ય સરખા તેજસ્વી રઘુવીર ભણી જોઈ શાંત થઈને પડ્યો.[૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિંધાકાણ્ડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ.**

—⊟⊟⊟⊟⊟⊟⊟⊟—

## સર્ગ ૧૮ મો.

## વાલિ રાઘવ સંવાદ.

એવી રીતે હણાયલા તથા ઉડી ગયેલા ચિત્તવાળો વાનરેશ્વર વાલિ, કે જે કાંતિ વગરના સૂર્ય સમાન, વર્ષી ગયેલા મેઘ સરખો નિઃસત્વ, શાંત થયેલા અગ્નિ જેવો નિસ્તેજ, વાનરો માત્રમાં શ્રેષ્ઠ અને ધર્મ, અર્થ, ગુણ વગેરેથી સંપન્ન હતો ને જેણે એ વેળાએ પણ, રામને, કઠોર છતાં પણ વિનય, ધર્મ અર્થયુક્ત હિતનાં આભાસવાળાં વાક્યો કહ્યાં હતાં, તે પ્રત્યે, તેનાં એ વાક્યોના પ્રત્યુત્તરરૂપે રઘુવીર આ પ્રમાણે કહેવા લાગ્યાઃ[૧-૩] "હે વાનર! તું ધર્મ, અર્થ, કામ, સમય તથા લોકાચારને જાણ્યા વગર બાળકપેરે મૂર્ખાઈથી મારી નિંદા કેમ કરે છે?[૪] વૃદ્ધ અને આચાર્ય સરખા કોઈ બુદ્ધિમાનને પૂછવા વગર જ, તું પોતાનું બોલ્યું યોગ્ય માનીને વાનરપણાંના ચાપલ્યથી મને આવાં વચનો કેમ કહે છે?[૫] ઇક્ષ્વાકુવંશીઓના મૂળ પુરુષ મનુએ, આ પર્વત, વન તથા ઉદ્યાનોવાળી સમગ્ર પૃથ્વી, પોતાના વંશજોને આપી છે; ને તે સાથે મૃગો, પક્ષીઓ તથા મનુષ્યાદિ પ્રાણીઓને દંડ આપવાનો, તેમ જ તેઓપર અનુગ્રહ કરવાનો અધિકાર પણ આપેલો છે.[૬] વંશપરંપરાનુગત ચાલતા આવેલા તે અધિકારનો હમણાં, મહાત્મા ભરત, કે જે ધર્માત્મા, સત્યવાદી, ધર્મકામાર્થનાં તત્ત્વોને જાણનાર, તથા નિગ્રહ અનુગ્રહમાં તત્પર છે,[૭] નય, વિનય, સત્ય એ ગુણોનો જેનામાં સદા વાસ છે, ઉપરાંત જે દેશકાલને જાણનાર તથા પ્રત્યક્ષ પરાક્રમી છે, તે ભરત, હમણાં આ પૃથ્વીનો રાજા છે.[૮] અમને, તેમ જ બીજા રાજાઓને, તેણે, ધર્મની રક્ષા કરવા માટે આજ્ઞા કરેલી છે. માટે ધર્મની વૃદ્ધિની ઇચ્છાથી અમે આ વસુધાને વિષે વિચરીએ છીએ.[૯] તે ધર્મવત્સલ નૃપશાર્દૂલ ભરત, જે પૃથ્વીનું પાલન કરે છે, તેના રાજ્યમાં કોણ અધર્મે ચાલવાને સમર્થ છે?[૧૦] ઉત્કૃષ્ટ ધર્મમાર્ગે ચાલનારા અમે સર્વ રાજાઓ, ભરતાજ્ઞાને અનુસરી, ધર્મભ્રષ્ટ થયલાઓને યથાયોગ્ય દંડ આપીએ છીએ.[૧૧] તું ધર્મને પીડાકારક, કામને જ પ્રધાન ગણનારો, અને રાજાઓના માર્ગથી ઉલટો ચાલવાને લીધે નિંદિત કર્મ કરનારો છે.[૧૨] હે વાનર!

> ज्येष्ठो भ्राता पिता वापि यश्च विद्यां प्रयच्छति ।
> त्रयस्ते पितरो ज्ञेया धर्मे च पथि वर्तिनः ॥ १३ ॥
> यवीयानात्मनः पुत्रः शिष्यश्चापि गुणोदितः ।
> पुत्रवत्ते त्रयश्चिंत्या धर्मश्चैवात्र कारणम् ॥ १४ ॥

"જ્યેષ્ઠ બંધુ, પિતા તથા વિદ્યા ભણાવનાર એ ત્રણેને ધર્મવર્તી પુરુષે પિતા જાણવા.[૧૩] તેમ જ કનિષ્ઠ બંધુ, પુત્ર અને ગુણવાન્ શિષ્ય એ ત્રણ પુત્ર સમાન જાણવા. એમાં ધર્મ એ જ મુખ્ય કારણ ગણાય છે.[૧૪] સત્પુરુષોનો તે ધર્મ અતિ સૂક્ષ્મ છે અને શુભ શું ને અશુભ શું છે, તેને માત્ર હૃદયમાં વસનારો સર્વ ભૂતોનો આત્મા ઈશ્વર જ જાણે છે.[૧૫] ચપલ એવો તું, અકૃતાત્મા* વાનરોની સાથે રહે છે, તેથી જેમ જન્માંધની પાસે રહી બીજો જન્માંધ કોઈ વસ્તુ જાણવા ઇચ્છે પણ તે કદી જાણી શકે નહિ, તેમ તું ધર્મને જાણી શકતો નથી.[૧૬] આ મારાં વચનોનો અર્થ હું તને સ્પષ્ટ રીતે જણાવું છું. કેવળ ક્રોધને વશ થઈ તું મને નિંદવાને યોગ્ય નથી.[૧૭] જે અર્થે મેં તને માર્યો, તેનું કારણ પ્રથમ સાંભળ. હે પાપકર્મા! તું સનાતન ધર્મનો ત્યાગ કરીને પોતાના કનિષ્ઠ બંધુ સુગ્રીવની પત્ની રુમા, કે જે તારી સ્નુષા† કહેવાયછે,[૧૮] તેને તું હરણ કરીને બેઠોછે. તેને સ્ત્રી તરીકે રાખી માટે, ધર્મભ્રષ્ટ થયેલા કામાસક્ત એવા તને, કનિષ્ઠ બંધુની સ્ત્રીને અભિમર્ષ કરવાના અપરાધને માટે મેં દંડ આપ્યો છે.[૧૯-૨૦] તારા સરખા, લોક વિરુદ્ધ અને લોકાચારથી ભ્રષ્ટ થયલાને આ કરતાં બીજો દંડ યોગ્ય નથી.[૨૧] હે વાનર! શ્રેષ્ઠ ક્ષત્રિય કુળમાં જન્મેલો એવો જે હું તે તારા એ પાપને સહન કરી શકું એમ નથી. શાસ્ત્રમાં કહ્યું છેકે-

---

* આચાર્ય વગેરેથી શિક્ષણ પામેલા નહિ તેવા.

† પુત્રવધૂ સરખી.

औरसीं भगिनीं वापि भार्यां वाप्यनुजस्य यः ।
प्रचरेत नरः कामात्तस्यः दण्डो वधः स्मृतः ॥

"જે પુરુષ પોતાની પુત્રી, ભગિની તથા કનિષ્ઠ બંધુની પત્ની,[૨૨] એઓની સાથે કામાસક્ત થઈ ગમન કરે, તેને દેહાંત દંડ વગર બીજી શિક્ષા નથી. મહાત્મા ભરત, ભૂમિનું પાલન કરનાર છે અને અમે તેના આજ્ઞાનુવર્તી છીએ;[૨૩] માટે મહાધર્મથી ઉન્માર્ગે ચાલનાર–ધર્મભ્રષ્ટ એવો જે તું, તેની ઉપેક્ષા* હે હરીશ્વર! કેમ જ કરીએ? ભરત અધર્મીને દંડ આપનાર છે, ને અમે તેની આજ્ઞાને માન્ય કરી તારા સરખા ભિન્ન મર્યાદીઓને† શિક્ષા કરવાની વ્યવસ્થા સાચવીએ છીએ.[૨૪–૨૫] સ્ત્રી અને રાજ્યને નિમિત્તે, સુગ્રીવની સાથે મારે સખ્ય થયેલું હોવાથી, તે મને લક્ષ્મણ જેટલો પ્રિય છે; કારણ તે મારું શ્રેય કરનાર છે.[૨૬] આ વાનરોની સાન્નિધ્ય સખ્ય કરતી વેળા તેનું હિત કરવા માટે મેં જે પ્રતિજ્ઞા લીધી હતી, તે પૂરી કર્યા વગર કેમ ચાલે?[૨૭] તેથી જ–એ મોટા ધર્માશ્રિત કારણને લીધે જ–મેં તને કરેલું વધરૂપ શાસન યોગ્ય છે, તો તું તેને માન્ય કર.[૨૮] મેં તને જે દંડ આપ્યો, તે સર્વથા ધર્મરૂપ છે એમ જાણ. વળી ધર્મજ્ઞ પુરુષે મિત્રનો ઉપકાર કરવો, એ પણ તેનો આવશ્યક ધર્મ છે.[૨૯] હે વાલિ! મેં તારું પાપ જાણીને તને દણ્ડ આપ્યો તે તો ઠીક જ; નહિ તો તારા પાપને અર્થે તારે પોતાને જ પશ્ચાત્તાપરૂપ પ્રાયશ્ચિત્ત‡ કરવું જોઇએ, અથવા તો પોતાના પાપને માટે દણ્ડ આપવાને મારા જેવા રાજાને પ્રાર્થના કરવી જોઇએ. આ વાત તારા લક્ષમાં ઉતરતી ન હોય તો, આ સંબંધને લગતા બે ઉત્તમ શ્લોક ધર્મશાસ્ત્રકર્તા મનુ મહારાજાએ કહેલા છે, ને જે અદ્યાપિ લોકોમાં અતિ માન્ય અને પ્રસિદ્ધ છે, તે સાંભળ.[૩૦] તેમણે કહ્યું છે કેઃ–

राजभिर्धृतदण्डाश्च कृत्वा पापानि मानवाः ।
निर्मलाः स्वर्गमायान्ति संतः सुकृतिनो यथा ॥ ३१ ॥
शासनाद्वापि मोक्षाद्वा स्तेनः पापात्प्रमुच्यते ।
राजा त्वशासन्पापस्य तदवाप्नोति किल्बिषम् ॥ ३२ ॥

"પાપકર્મ કરવાને લીધે રાજાઓથી શિક્ષા પામેલા પુરુષો તે પાપથી નિર્મળ થઇને સુકૃતીજનોની§ પેઠે સ્વર્ગ પ્રત્યે જાય છે.[૩૧] પાપ કરનાર પુરુષ, રાજા આગળ આવીને પોતાનું પાપ પ્રકાશ કરે, તો પછી રાજા ચાહે તેને દંડ આપે વા છોડી દે, તોપણ તે પુરુષ પોતાના પાપથી મુક્ત થાય છે; પણ રાજા પાપીને તેના પાપની શિક્ષા ન આપે તો એ પાપથી પોતે વ્યાપ્ત છે.[૩૨] એ જ પ્રમાણે પરાપૂર્વથી શિષ્ટાચાર ચાલતો પણ આવેલો છે. તારી પેઠે પૂર્વે કોઈ શ્રમણે* પાપ કર્યું હતું, તેને અમારા પૂર્વજ માંધાતાએ પોતાની ઇચ્છા પ્રમાણે ઘોર દણ્ડ આપ્યો હતો.[૩૩] તેમ બીજા પણ ઘણાય રાજાઓએ પાપીઓને તેમનાં પાપશમનાર્થ (શિક્ષા કરવારૂપે) પ્રાયશ્ચિત્ત કરાવીને તેઓને પાપમુક્ત કર્યા છે.[૩૪] માટે હે કપિસિંહ! અમે ક્ષત્રિયો પોતાને અધીન નહિ, પણ ધર્મને જ અધીન છીએ, ને તેને અનુસરીને મેં તને કરેલી વધરૂપ શિક્ષા ધર્મવત્ છે, તેથી તેનો હવે તું મિથ્યા શોચ કરીશ નહિ."[૩૫]

એટલું કહી રામ, પુનઃ કહેવા લાગ્યાઃ "વળી હે હરિપુંગવ! તારા વધનું એક બીજું કારણ પણ છે; અને તે સાંભળીને તું ક્રોધ કરીશ નહિ.[૩૬] મને તે સંબંધે કશો તાપ કે શોક નથી. હે હરિપુંગવ! તે કારણ એ કે–માંસભક્ષક પુરુષો, જાળ, પાશ તથા કૂટાદિ કપટવડે વનમાંનાં મૃગોનો નાશ કરે છે. પછી તે મૃગો ગમે તો ગુપ્ત કિંવા પ્રકટ થઇને નાસતા, ગમે તો ત્રાસેલા, વ્યાકુળ થયેલા, ભૂલાવામાં પડેલા, વિશ્વાસથી બેઠેલા, સાવધ કિંવા અસાવધ, અને ચાહે તો વિમુખ હોય, તોપણ તેઓને હણવાથી તે મૃગયા કરનારાઓને દોષ લાગતો નથી.[૩૭–૩૯] ધર્મકુશળ રાજર્ષિઓ પણ મૃગયા કરવા તો જાય છે, ને એ માટે જ મેં પણ તને, શાખામૃગ† જાણીને, મૃગયારૂપે મારા બાણથી વીંધ્યો; પછી ગમે તો તું મારી સામે યુદ્ધે નહોતો આવ્યો, ને બીજાની સાથે જ યુદ્ધ કરતો હતો, તોપણ શું!"[૪૦–૪૧]

હવે વાલિએ પોતાને જે અનેક પરુષ વચનો કહ્યાં, તેના ઉત્તરમાં રામ કહેવા લાગ્યાઃ "અને હે વાલિ! આ લોકને વિષે રાજાઓ નિઃસંદેહ અતિ દુર્લભ એવાં ધર્મ, જીવિત તથા સર્વ પ્રકારનાં ઐહિક સુખ આપનારા છે; માટે તેઓની કોઇએ હિંસા કે નિંદા અથવા અપમાન કરવું નહિ, તેમ તેઓને અપ્રિય વચન પણ કહેવાં નહિ; તેઓ મનુષ્યરૂપે દેવતા જ આ પૃથ્વીપર ફરે છે. પણ એ ધર્મને જાણ્યા વગર, કેવળ ક્રોધને લીધે, તું, પિતૃપિતામહાદિના ધર્મને વિષે રહેલા મને નિંદિત વચનો કહી મિથ્યા દૂષિત કરે છે."[૪૨–૪૩]

અત્યન્ત વ્યથા પામેલો વાનરેશ્વર વાલિ, કે જેનો નિશ્ચય ધર્મને વિષે સુદૃઢ થયો હતો તે, રામનું આ પરમ ધર્મયુક્ત ભાષણ સાંભળી, પોતાના મન વિષેના

* આંખ આડા કાન. † મર્યાદાથી ઉલટો ચાલનાર.
‡ પાપ મુક્ત થવાનો ઉપાય. § પુણ્યવાન.

* શ્રમણ–જૈન સાધુ. † વૃક્ષાદિ ઉપર જીવન ચલાવનાર મૃગ–વાનર.

સર્વ દોષ ભરેલા વિચારોનો ત્યાગ કરીને,[૪૪] હાથ જોડી, તેને વાનરેશ્વર કહેવા લાગ્યો કે, "હે નરશ્રેષ્ઠ! તું કહે છે, તે સઘળું સત્ય અને યોગ્ય જ છે, એમાં કંઈ સંશય નથી.[૪૫] તું કે જે જ્ઞાન તેમજ ઐશ્વર્ય વગેરેમાં મારાથી અધિક છે, તેની સામે મારા જેવા અધમે પ્રત્યુત્તર આપવો શક્ય-યોગ્ય નથી. મેં પ્રથમ જે તને પ્રમાદથી અપ્રિય વચનો કહ્યાં, એ કેવળ અજુકતું જ કર્યું છે.[૪૬] તથાપિ હે રાઘવ! એ સંબંધે તારે મારાપર દોષ મૂકવો યોગ્ય નથી; કારણ, હું તો અજ્ઞાત અને તું તો પ્રત્યક્ષાનુભવથી અર્થતત્ત્વને જાણનારો તથા પ્રજાના હિતમાં કુશળ છે. પાપીનાં પાપ તથા તેને દેવા યોગ્ય દંડનો નિશ્ચય કરવા માટે તારી બુદ્ધિ અતિ નિર્મળ છે.[૪૭] હે ધર્મવત્સલ! ધર્મભ્રષ્ટોમાં મુખ્ય એવા મારે માટે, ધર્મયુક્ત વાણીવડે કહી મારું (રક્ષણ કરતું ઉત્તમ લોકપ્રત્યે જા !' એમ કહેવારૂપ અનુગ્રહ કર.)"[૪૮]

આમ વાત કરતાં કરતાં વાલિનો કંઠ, અશ્રુને લીધે રુંધાવા લાગ્યો. તોપણ કાદવમાં ખુંચી ગયલા હસ્તીની પેઠે રામ ભણી જોઈ, પીડિત વાણીવડે તે, ધીમે ધીમે કહેવા લાગ્યો,[૪૯] "હે રઘુવીર! મારી આ અવસ્થા થવાથી મને મારા શરીરનો, તારાનો કે સર્વે બાંધવોનો કશો શોચ નથી; પણ મારા મનને જે મહાશોકસાગરમાં ડૂબાડી દે છે, તે માત્ર સત્પુત્રના ગુણોથી યુક્ત કનકાંગદ* અંગદ જ છે.[૫૦] મેં બાળપણથી એનું પૂર્ણ લાલન પાલન કીધેલું હોવાથી, મારા અદર્શનને લીધે હવે તે અતિ દીન થઈ જશે, ને જેમ જળથી ભરપૂર સરોવરનું પાણી હાથીના પી જવા પછી જેવું સૂકાઈ જાય છે, તેની પેઠે સૂકાઈ જશે.[૫૧] માટે હે રાઘવ! હું તારી પ્રાર્થના કરું છું કે, મને અતિ પ્રિય એવો એ મહાબળવાન્ તારાપુત્ર હજુ બાળક છે ને એને શ્રેષ્ઠ બુદ્ધિ પ્રાપ્ત થઈ નથી, માટે તારે એની રક્ષા કરવી.[૫૨] હે નરશ્રેષ્ઠ કાર્યાકાર્યના વિધિને જાણનાર તું, શાસ્ત્રમાર્ગે ચાલનારની રક્ષા કરનારો તથા એથી ઉલટા ચાલનારને દંડ આપનારો છો, માટે સુગ્રીવ તથા અંગદ ઉપર સમાન કૃપા રાખજે.[૫૩] જેવી વૃત્તિ તને ભરત અને લક્ષ્મણ ઉપર છે, તેવી જ વૃત્તિ સુગ્રીવ તથા અંગદ વિષે પણ, હે રામ! તારે રાખવી યોગ્ય છે.[૫૪] વળી તપસ્વિની તારા, કે જે પણ મારી અર્ધાંગના હોવાથી મારી પેઠે સુગ્રીવનો અપરાધ કરનારી જ ગણાય; માટે તેનું કદી સુગ્રીવ અપમાન ન કરે તેમ કરજે.[૫૫] તારા વશવર્તી, અર્થાત્ તારી ઇચ્છા પ્રમાણે ચાલનાર સુગ્રીવપર તેં અનુગ્રહ કર્યો છે, માટે આ રાજ્યનું પાલન કરવું તેને શક્ય જ છે.[૫૬] તારી કૃપાથી પ્રાપ્ત થયેલું આખી પૃથ્વીનું અને સ્વર્ગનું રાજ્ય કરવું પણ શક્ય છે. હે પ્રભો! હે રાજન્! તારી કૃપાએ હવે મારું પાપ માત્ર નાશ થવાથી અજ્ઞાન દૂર થઇને મને આપોઆપ જ્ઞાન પ્રાપ્ત થયું છે; જેને લીધે હવે મને બહુ સંતોષ થાય છે. મને તારાએ વાર્યો, તોપણ હું સુગ્રીવની સામે દ્વંદ્વ યુદ્ધ કરવા સારુ આવ્યો, તો તારે હાથે મરણ પામવાને ભાગ્યશાળી થયો !"

આટલું કહી વાનરેશ્વર વાલિ વિરામ પામ્યો,[૫૭–૫૮] ત્યારે સાધુ પુરુષોને સંમત અને ધર્મતત્ત્વયુક્ત વાણીથી રામ, તેની આશ્વાસના કરતા કહેવા લાગ્યા કે,[૫૯] "હે કપિવર! હવે તું જગજ્જંજાળનો ત્યાગ કર ને મેં તને ગુપ્ત રહીને માર્યો તેનો તથા કનિષ્ઠ બન્ધુની સ્ત્રીનું હરણ કરવા રૂપ તારા પાપનો પણ વિચાર કરવો મૂકી દે. તે પાપથી હવે તું મુક્ત થયો છો![૬૦] આવા ધર્મ સંબંધે અમે તારાથી વધારે પાકો નિશ્ચય કરેલો છે; તે એ કે, દંડવા યોગ્યને દંડનાર રાજા, તથા દંડ પામનાર અપરાધી, એ બન્ને પરલોકપ્રાપ્તિના અધિકારી થાય છે, જેથી તેમને ખેદ કરવાનું કારણ રહેતું નથી.[૬૧] એ જ પ્રમાણે, તું પણ મેં દીધેલા દંડથી નિષ્પાપ થઈ દંડે બતાવેલા માર્ગવડે ધર્મરૂપ, શુદ્ધ સ્વભાવને પામ્યો છે.[૬૨] હે વાનરેશ્વર! તારા પાપકર્મનું પ્રાયશ્ચિત્ત તારા પોતાથી થઈ શકે તેમ નહોતું, તેથી જ આ દંડ આપવારૂપે મેં (પ્રાયશ્ચિત્ત) કરાવ્યું છે. હવે તું શોક, મોહ તથા હૃદયમાંના ભયનો ત્યાગ કર.[૬૩] હે વાનરેશ્વર! અંગદ જેવી રીતે તારી સાથે વર્તે છે, તેવી જ રીતે સુગ્રીવની તથા મારી સાથે વર્તશે, એમાં સંદેહ નથી."[૬૪]

શત્રુઓનું મર્દન કરનાર મહાત્મા રામનાં એવાં મધુર અને પોતાની ઇચ્છા પ્રમાણે સાંત્વના દેનારાં વચનો સાંભળી, ધર્મમાર્ગે પ્રવર્તેલો વાલિ, વળી તેની પ્રાર્થના કરવા લાગ્યો કે,[૬૫] "હે ઇંદ્ર સરખા ભયંકર પરાક્રમી! હે હરીશ્વર!* બાણના પ્રહારથી સંતપ્ત અને હતચિત્ત થયેલા મેં, તને ઓળખ્યા વગર જે અનેક બકવાદરૂપ કુવચનો કહ્યાં, તે તું પ્રસન્ન થઈ મને ક્ષમા કર!"[૬૬]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ.**



* કનકના બાજુબંધવાળો.

* અમારા વાનરોના પણ ઈશ્વર.

## સર્ગ ૧૯ મો.

## સતી તારા.

શરપીડાથી આકુળ થયલો વાનરોનો મહારાજા વાલિ, એવાં હેતુવાળાં ઉત્તમ વાક્યો કહી વિરામ પામ્યો. તેનો પ્રત્યુત્તર સાંભળવાને તે અવકાશ પામી શક્યો નહિ.[1] શિલાઓ અને વૃક્ષોથી કચ્ચરઘાણ થયેલું તેનું શરીર, અંત આણનારા રામબાણવડે, હવે છેક શિથિલ થઈ ગયું. તેનો કાળ સમીપ આવી પહોંચવાથી તે સંજ્ઞારહિત થવા લાગ્યો.[2] એટલામાં નગરને વિષે અને અંતઃપુરમાં પણ જાણ થઈ કે, સુગ્રીવ સાથે યુદ્ધ કરતાં વાનરોમાં સિંહ સમાન મહાત્મા વાલિ, રામના બાણથી નાશ પામ્યો છે. પતિના વધરૂપ અત્યંત દારુણ અને અપ્રિય વાર્તા સાંભળી, સતી શિરોમણિ તારા, અતિ ઉદ્વિગ્ન થઈ ગઈ. તે તુરત મસ્તક અને હૃદય કૂટતી પોતાના પુત્ર અંગદને સાથે લઈને, વાલિ પાસે જવા નીકળી.[3] પછી કિષ્કિંધા નગરી, જે ખરેખર પર્વતની એક અતિ વિશાળ ગુફા જ હતી, તેની અંદરથી સકળ સ્ત્રીસમાજ સહિત, સતી તારા, મોટે મોટે આક્રોશ કરતી બહાર નીકળી.[4] ત્યાં આવતાં વેંત જ અંગદની સાથે જે મહા બળવાન્ વાનરો, અનુચરરૂપે ચાલતા હતા, તેઓ ધનુષ ગ્રહણ કરી ઉભેલા રઘુવીરને જોતાં જ, સિંહથી ત્રાસ પામી, મૃગો નાસાનાસ કરે, તેમ નાસાનાસ કરવા લાગ્યા;[૫-૬] ત્યારે રામને જોતાંજ ભયભીત થયેલા કપિઓને નાસતાં વારી, તેમની પાસે આવીને, દુઃખી થયેલી સતી તારા કહેવા લાગી,[7] "હે વાનરો! મારા સ્વામી-રાજસિંહ વાલિના તમે અનુચરો છતાં, ભ્રમિત થઈને આ સમયે તેનો ત્યાગ કરીને કેમ નાસો છો? મારા સ્વામીને, તેના ક્રૂર બાંધવ સુગ્રીવે, રાજ્યને લોભે રામને હાથે દૂરથી બાણ મૂકાવીને મરાવ્યા છે; તો તેના મરણથી હવે તમારે તે સુગ્રીવની જ સેવા કરવી આવશ્યક છે."[૮-૯]

આ પ્રમાણે વાલિ વાનરની પત્નીનું કહેવું સાંભળી, ઇચ્છિતરૂપ ધારણ કરનારા તે વાનરો, સર્વની સંમતિથી તે સ્વર્ગ સુંદરીને કાલોચિત વચન કહેવા લાગ્યા કે,[10] "હે મહારાણી! હે પુત્રવતી સતી તારા! સુગ્રીવે આપણા રાજાને હણાવ્યા, તો અમે હવે તેની સેવા શામાટે કરીએ? તમે હવે અહીંથી નિવૃત્ત થઈ, રાજપુત્ર અંગદની જ રક્ષા કરો; કારણ કે, રામરૂપ કાળ આપણા રાજાનો નાશ કરીને તેને લઈ જશે![11] ને મહારાજા વાલિએ સંગ્રામ વખતે ફેંકેલાં વૃક્ષો, તથા પ્રૌઢ શિલાઓને છેદી નાંખીને, ઇંદ્ર જેમ વજ્રવડે પર્વતને તોડી પાડે છે, તેમ સુગ્રીવે, રામના બાણવડે તેને પાડ્યા છે.[12] અને ઇંદ્ર સરખા તેજસ્વી તે કપિસિંહને નાશ પામેલા જોઈને, આ વાનરસૈન્ય હાર પામેલાની પેઠે નાઠું જાય છે.[13] હે સતી! શૂરવીર વાનરોને યોજી હવે તું કિષ્કિંધાપુરી સુરક્ષિત કર, ને તેમાં રાજપુત્ર અંગદને રાજ્યાભિષેક કર! પોતાને માથે રાજાનો અભિષેક થયેલો જોઈ, નાસવું મૂકી દઈને, સૌ વાનરો તેને ભજશે (તેની આજ્ઞામાં વર્તશે).[14] અથવા હે રુચિરાનને! અમારા મનમાં રહેલા એક મોટા ભયને લીધે આ વિચાર પણ અમોને કેવળ મિથ્યા જ લાગે છે. કેમકે રાજ્યના લોભી સુગ્રીવાદિ કપિઓ, જેમણે પૂર્વે પણ રાજ્યલોભથી આપણો છળ કરેલો છે, તેઓ સ્ત્રીઓવાળા અને સ્ત્રીઓ વગરના વનચર કપિઓ સહિત નિશ્ચે આપણી પુરીના દુર્ગમાં શીઘ્રતાથી પ્રવેશ કરશે."[૧૫-૧૬]

નાસતાં નાસતાં અલ્પ અંતરે ઉભેલા વાનરોનાં આ વાક્ય સાંભળી, ચારુહાસિની તારાએ તેમને પોતાને ઉચિત વચનો કહ્યાં;[17] "રે કપિઓ! ક્ષણ માત્રમાં સિંહરૂપ મહાભાગ્યવંત મારા પતિ નાશ પામ્યા પછી હવે મારે પુત્ર, રાજ્ય, કિંવા આ શરીરનું પણ શું પ્રયોજન છે?[18] અરે! તે મહાત્મા તો રામના બાણથી મુર્ચ્છિત થઈ પૃથ્વીપર સુતા છે. માટે હું તેનાં ચરણ પ્રત્યે જ જઈશ."[19] અતિ કુંઠિત વાણીવડે એવી રીતે કહી, શોકમૂર્ચ્છિત થયેલી મહાસતી તારા, અત્યંત રુદન કરતી અને મસ્તક તથા હૃદયને બે હાથથી કૂટતી, વાલિની પાસે જવા સારુ દોડી.[20] શ્વાસભેર દોડતી, ને વિહ્વળતાને લીધે આખડતી તારા, સમરભૂમિપર જઈ ઉભી રહી, તો યુદ્ધમાંથી કદી નિવૃત્ત ન થાય એવા વાનરેંદ્રોને નાશ કરનારો પોતાના પતિ વાલિને ત્યાં શિથિલ થઈ પડેલો જોયો.[21] જેમ વાસવ વજ્રને ફેંકે, તેમ યુદ્ધ સમયે મોટા પર્વતોને ઉપાડી ફેંકનાર, પત્ની વાયુ સમાન વેગવાન્, મહામેઘસમૂહ સરખા શબ્દ કરનારો, ઇંદ્ર તુલ્ય પરાક્રમી,[22] અતિ શૂરવીર, સર્વલોકે પૂજેલો અને ભયંકર ગર્જના કરનારાઓમાં શ્રેષ્ઠ એવા વાલિને, આમ વર્ષી રહેલા મેઘની પેઠે, શાંત થઈ ભૂમિપર પડેલો જોઈ, તારા, રામ, લક્ષ્મણ તથા પોતાના દિયર સુગ્રીવની પ્રત્યે દૃષ્ટિ કર્યા વગર જ મૃત્યુપાશથી બંધાયલા પોતાના સ્વામી પાસે ગઈ; ને અતિ આક્રોશ કરી, દુઃખશોકમાં મગ્ન થઈને કહેવા લાગી કે, 'હાયરે! આજે આ શું વિપ-

રીત થઈ ગયું! રે આ મને સ્વપ્ન તો નથી થયું? કે જેથી અત્યારે હું મારા સ્વામીનાથને, વ્યાઘ્રે માંસાર્થે નાશ કરેલા મૃગરાજની પેઠે તથા ગરુડે નાગના હેતુથી ભેદી નાંખેલા ચૈત્યની પેઠે, અસ્તવ્યસ્ત થઈ પડેલા જોઉં છું!" એમ બોલતાં બોલતાં તો એકાએક ચકરી ખાઈ "હા નાથ! હે આર્યપુત્ર!" એવી મોટી બૂમ પાડીને પૃથ્વીપર પડી. થોડીકવારે તે પાછી બેઠી થઇને પતિનું મસ્તક ખોળામાં લઇને,ઘોર રુદન કરવા લાગી.[૨૩–૨૭] ત્યારે કુરરી પક્ષિણી પેઠે આક્રોશ કરતી તેને તથા તેની જોડમાં રુદન કરતા ઉભેલા રાજપુત્ર અંગદને જોઈ, સુગ્રીવના મનમાં મહાખેદ ઉત્પન્ન થયો.[૨૮]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ઓગણીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૦ મો.
## તારા વિલાપ.

અંત આણનાર રામબાણથી નાશ પામી પડેલા મોટા હાથી અથવા પર્વત સરખા પ્રૌઢ દેહવાળા પોતાના પતિ વાલિને જોઈ, ચંદ્રમુખી તારાએ, શોચંતા ને વિલપંતા ચિત્તવડે, વારંવાર તેને છાતી સરસો ચાંપીને વિલાપ કરવા માંડ્યો કે,[૧–૩] "હે દારુણ પરાક્રમી! હે શૂરવીર! આજ શું મેં કંઈ અપરાધ કર્યો છે, કે તારી સન્મુખ ઉભેલી જે હું તેની સાથે બોલતા નથી?[૪] હે નાથ! હે હરિશાર્દૂલ! ઉઠો ને બેઠા થાઓ ને ઉત્તમ શયનનું સેવન કરો. તારા સરખા શ્રેષ્ઠ ભૂપતિઓ આમ પૃથ્વીપર લોટતા નથી.[૫] હે પૃથ્વીપતિ! મારા કરતાં પણ આ તારી વસુધાકાંતા* તને વધારે પ્રિય હોય એમ લાગે છે; કારણ, દેહાંત સમયે પણ મારો ત્યાગ કરીને તેં તેણીને આલિંગન કર્યું છે![૬] હે હરિપ્રવીર!† ધર્મથી યુદ્ધ કરનારા એવા તેં સ્વર્ગ માર્ગે જઈ તારે વસવા સારુ શું કિષ્કિંધા સરખી બીજી જ પુરી નિર્માણ કરી કે?[૭] અરે, હે સ્વામીનાથ! સુગંધી વનોને વિષે તારી સાથે મેં જે જે વિહારો કર્યા છે, તે સર્વની આજે જ શું તેં સમાપ્તિ કરી?[૮] અહો મહાકપિ યૂથનાં વૃન્દોનું પાલન કરનાર! તને પંચત્વ‡ પામતા જોઇને નિરાશ અને આનંદ રહિત થયેલી એવી જે હું, તેને હવે ખરેખર શોકરૂપ સમુદ્રમાં ખુંચી રહેવા જ દહાડો આવ્યો![૯] અરેરે! મારું હૃદય કેવું કઠોર છે, કે આજે તને આ પ્રમાણે પૃથ્વીપર પડેલો જોઉં છું, છતાં તે હજારો કટકા થઈ ચીરાઈ જતું નથી![૧૦] હે વાનરાધિપ! સુગ્રીવની સ્ત્રીને હરીને તેને કાઢી મૂકવારૂપ તેં જે પ્રસિદ્ધ કર્મ કર્યું, તેનો પરિપાક જ આ તને પ્રાપ્ત થયો છે![૧૧] અરે! તારા શ્રેયમાં પરાયણ અને તારું હિત ઇચ્છનારી મેં તને ઘણાંય હિત વચનો કહ્યાં, પણ મોહને લીધે તેં તે માન્યાં નહિ![૧૨] અહો! હે માનદ! અતિ સ્વરૂપવાન્ એવો જે તું, તે હવે સ્વર્ગે પધાર્યો, તેથી ત્યાંની રૂપયૌવન ગર્વિણી સમર્થ અપ્સરાઓનાં ચિત્તને મોહ ઉત્પન્ન કરીને અવશ્ય વ્યથિત કરશે![૧૩] હા! સ્વામિન્! આજનો કાળ નિઃસંદેહ તારો અંત કરનાર છે–જેથી બળાત્કારે તું સુગ્રીવને વશ થયો![૧૪] અરે! આ કાકુત્સ્થ રામ, પરની સાથે યુદ્ધ કરતા એવા તને મારવારૂપ નિંદિત કર્મ કરીને પણ સંતાપ પામતા નથી, એ કેટલું બધું અયોગ્ય છે?[૧૫] અહો! અત્યારે અતિશય કૃપણ થયેલી હું, કે જે સતી છું, તે નિરંતર સુખ જ ભોગવીને તેમાં ઉછરેલી છું. પણ આજે હું ભાગ્ય વિધવા થઈ અને હવે અનાથની પેઠે શોક સંતાપમાં ડૂબી ગઈ છું![૧૬] મેં લાડ લડાવેલો, શૂરવીર અને સુકુમાર અંગદ, કે જે કેવળ સુખ જ ભોગવવા યોગ્ય છે, તે તેના ક્રોધી કાકા સુગ્રીવની પાસે કેવી અવસ્થામાં રહેશે?[૧૭] હે પુત્ર અંગદ! તું તારા ધર્મવત્સલ પિતાને મીટ ભરી અવલોકી લે; કારણ હવે પછી તેમનું દર્શન તને દુર્લભ જ થશે."[૧૮]

એમ કહી પુનઃ તે રડતાં રડતાં વાલિપ્રત્યે બોલી: "હે નાથ! તેં મહત્ પ્રવાસે પ્રયાણ કર્યું છે, માટે તારા પુત્રનું મૂર્ધ્નાઘ્રાણ* કરીને તેને આશ્વાસન આપ, ને મારી ભલામણ કર.[૧૯] રે! તને હણનાર રામે ખરેખર મહત્કર્મ કર્યું; ને સુગ્રીવની આગળ કરેલી પ્રતિજ્ઞાથી તે મુક્ત થયા.[૨૦] હે દેવર સુગ્રીવ! તું પણ પોતાના બન્ધુરૂપ શત્રુને મારીને કૃતાર્થ થયો, ને તારી કામનાઓ પરિપૂર્ણ થઈ; તેથી હવે ઉદ્વેગ રહિત થઈ રાજ્ય ભોગવ, ને રુમાનો અંગીકાર કર.[૨૧] એટલું કહી વળી તે વાલિ પ્રત્યે કહેવા લાગી:–હે સ્વામિનાથ! હે કપીશ્વર! આ પ્રમાણે શોકસાગરમાં ડૂબીને વિલાપ કરતી તારી પ્રિયા સાથે હજુ પણ તું કેમ બોલતો નથી? આ તારી બીજી સર્વ શ્રેષ્ઠ રાણીઓ પણ વિલાપ કરતી ચારેમેર ઉભી છે તે તું જો!"[૨૨]

એવી રીતે તારાને વિલપંતી ને શોચંતી નિહાળી, દીન અને દુઃખી થયેલી અન્ય સર્વ વાનરીઓ પણ

* પૃથ્વીરૂપ કાન્તા–સ્ત્રી. † વાનરશ્રેષ્ઠ શૂર. ‡ મરણ.

* મસ્તકના કેશ સુંઘવા તે.

અંગદને ગ્રહણ કરીને મોટે મોટે કરુણાળ સ્વરે રુદન કરવા લાગી.[23] ત્યારે વળી તારાએ વિલાપ કરવા માંડ્યો: "હે સાંગદ !* હે વીરબાહો !† પ્રિય પુત્ર અંગદનો ત્યાગ કરીને તું શું કોઈ ઘણા કાળના પ્રવાસે ગયો છે? પોતાના સરખા જ ગુણવાન્ અને પ્રિય-દર્શીનો ત્યાગ કરીને આમ જવું તને યોગ્ય નથી.[24] હે મહાબાહો! હે વાનરવંશના નાથ! મેં વગર વિચારે તારું કંઈ અપ્રિય કર્યું હોય તો તે તું ક્ષમા કર! હું દાસી તારાં ચરણનો મારાં મસ્તકવડે સ્પર્શ કરું છું !"[25]

એવી રીતે આતુરતાથી, ભર્તાની પાસે વાનરીઓ સહિત કરુણ સ્વરે રુદન કરતી, અનિંદિતાંગી તારાએ અન્નજળનો ત્યાગ કરીને છેક મરણપર્યંત, પોતાના પતિ વાલિની પાસે રણભૂમિમાંજ બેસવાનો નિશ્ચય કર્યો.[26]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં વીસમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૨૧ મો.

### તારાનું હનૂમાને કરેલું આશ્વાસન.

આકાશમાંથી ખરી પડેલા તારાની‡ પેઠે, વાલિની પાસે પડેલી સતી તારાને, વધારે વ્યથા પામતી જોઈ, વાનરયૂથનું પાલન કરનાર હનૂમાન્ ધીમે ધીમે, પુનઃ પુનઃ આશ્વાસન કરવા લાગ્યો:[1] "હે તારા! સ્વર્ગ તથા નરકાદિ ફળના સાધનરૂપ અને ગુણ દોષથી બનેલાં પોતાનાં જે કર્મો હોય છે, તેનાં શુભાશુભ સર્વ ફળને, જીવ, મરણ પછી આપોઆપ પામે છે.[2] હે ગુણવતી! તારો સ્વામી, તું, હું ને આ સર્વ જીવલોક, પોતપોતાના કર્મને વશ જ છે, તેમાં તું કોનો શોચ કરે છે? પરપોટા સમાન આ દેહ નાશ પામ્યા પછી કોઈ કોઇને શોચ્ય§ નથી; તો બુદ્ધિમાન્ મનુષ્ય કોઇનો પણ શોચ કેમ જ કરે?[3] હે સતી! તારે હવે પછી શું કર્તવ્ય આવશ્યક છે, તેનો જ માત્ર વિચાર કરવો જોઇએ. રાજપુત્ર અંગદ ઉપર દૃષ્ટિ રાખીને, આ વાનરેશ્વરના મરણોત્તર સમયે કરવાનાં જે કંઈ શ્રેષ્ઠ કાર્ય હોય, તેનો જ તું વિચાર કર.[4] હે પંડિતે! આ લોકમાં થતી ભૂતમાત્રની ગતિ અગતિ કેવી અનિયત–અવ્યવસ્થિત છે તે તું જાણે છે; માટે આ વખતે તારે મહાત્મા વાલિને હવે પછી પરલોકમાં શુભગતિ પ્રાપ્ત થાય, તેવું કાર્ય કરવું જોઈએ; નહિ કે અતિ રુદનાદિ લૌકિકને જ માત્ર વળગી રહેવું જોઇએ.[5] હે તારા! જેની હૈયાતીથી અને જેની આશાથી અસંખ્ય વાનરો જીવતા હતા ને જે ન્યાયદ્રષ્ટા છતાં સામ, દામ તથા ક્ષમાને પરાયણ હતો, તે વાનરપતિ આજે કાળધર્મને વશ થયો છે; તોપણ ધર્મે કરીને પૃથ્વીને જિતનારા રાજાઓ મરણ પામ્યા પછી જે સ્થાન પ્રત્યે જાય છે, તે જ ઉત્તમ સ્થાન પ્રત્યે તે ગયો છે; માટે તેનો શોચ કરવો ઉચિત નથી.[6–7] હે અનિંદિતે! તારો પુત્ર અંગદ, આ સર્વ વાનરો અને વાનરપતિ વાલિનું સમગ્ર રાજ્ય એ સઘળું તારા જીવવાથી સનાથ છે, માટે તારે શોક કરવો યોગ્ય નથી.[8] હે ભામિની! શોકતપ્ત સુગ્રીવ તથા અંગદને તું વાલિનું શાસ્ત્ર પ્રમાણે ઉત્તરકાર્ય કરવાની આજ્ઞા આપ; અને અંગદનું આશ્વાસન કરી, તેને રાજ્યાસને સ્થાપિત કર.[9] જેને અર્થે સંતતિ હોવાની આવશ્યકતા છે એવું–મરણ પામેલાને પરલોકના હિત માટે કરવાનું કૃત્ય કરવું; અર્થાત્ વાલિનો ઉત્તર સંસ્કાર કરવો, ને રાજ્ય રક્ષણાર્થે અંગદને પટ્ટાભિષેક કરવો, એનો જ આ સમય છે. હવે તું શોકનો ત્યાગ કરી ઉતાવળ કર; રાજ્યાસને વિરાજેલા પુત્રનેજોઈ તને વિશેષ શાંતિ થશે."[10–11]

સન્મુખ ઉભેલા કપિવર હનૂમાનનાં એ વચનો સાંભળી, પતિના દુઃખથી પીડાતી તારાએ, તેને પ્રત્યુત્તર આપ્યું:[12]

**अङ्गदप्रतिरूपाणां पुत्राणामेकतः शतम् ।**
**हतस्याप्यस्य वीरस्य गात्रसंश्लेषणं वरम् ॥१३॥**

"હે હનૂમંત! અંગદ સમાન સો પુત્રોનું સુખ મળે તેમ હોય તોપણ તે કરતાં સ્ત્રીને માત્ર પોતાના મરણ પામેલા શૂરવીર પતિના દેહને આલિંગન કરવાનું સુખ અધિક છે.[13] હું સ્ત્રી છું! માટે રાજ્યને યોગ્ય નથી; તેમ અંગદને રાજ્ય આપવું, એ પણ યોગ્ય નથી. તેનો કાકો સુગ્રીવ સર્વ કાર્ય વિષે સમર્થ છે.[14] હે હરિસત્તમ! હું અંગદને રાજ્યાભિષેક કરીશ, એવી બુદ્ધિ તો તારે કરવી જ નહિ; કારણ પુત્રનો બંધુ પિતા છે, માતા નથી! તે પ્રમાણે અંગદ પોતાના પિતાને ઠેકાણે રહેલા કાકા સુગ્રીવની ઇચ્છા હશે તેમ વર્તશે.[15] તેમ મારે પણ હવે આ લોક તથા પરલોકને વિષે હરિરાજ વાલિનો આશ્રય કરવા ઉપરાંત બીજું કંઈ અતિ યોગ્ય નથી. શત્રુ સન્મુખ નાશ પામી તે

* બાજુબંધવાળા; કવચધારી. † શૂરવીર ભુજાઓવાળા.
‡ નક્ષત્ર. § શોચ કરવા યોગ્ય.

શૂરવીરે સેવેલા આ શયન સ્થાનને સેવવું, એ જ મારું કેવળ શ્રેયસ્કર છે."[૧૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં એકવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૨ મો.

## વાલિ પ્રાણત્યાગ.

[ મહાત્મા વાલિ ભણી દૃષ્ટિ કરીએ તો તેના પાંચે પ્રાણ કેવળ મંદ થઈ ગયલા હતા. જાણવામાં પણ ન આવે એવા–ઘણા જ ધીમા ધીમા નિઃશ્વાસ લેવા વગર બીજી કોઈ જાતની ચેષ્ટા તે કરી શકતો ન હતો. ચક્ષુ મીચાઈ ગયાં હતાં, તેમ બીજી સર્વ ઇન્દ્રિયોના દેવતા પણ સ્વસ્થાને ગમન કરવાની તૈયારી કરી રહ્યા હતા. આ પ્રમાણે દેહસ્થ આત્મારામે ભાડુતી ઘર સરખા દેહનો ત્યાગ કરી ચાલી નીકળવા કમર બાંધી ત્યારે જાણે સઘળી ઇન્દ્રિયો પાછી સતેજ થઈ હોય તેમ ] ધીમેથી વાલિએ [ પોતાનાં નેત્ર ઉઘાડ્યાં તો પોતાની સામે ભ્રાતા ] સુગ્રીવને [ ઉભેલો તેણે જોયો, પછી ઘણી મંદ વાણીથી "હે ભ્રાત! હે સહોદર!" એવાં સંબોધનવડે તેને ] પોતાની પાસે બોલાવી અતિ સ્નેહપૂર્વક તે બોલ્યો:[૧–૨] "હે સુગ્રીવ! હું કે જે પૂર્વનાં દુષ્કૃતને લીધે થયેલા બુદ્ધિમોહવડે અતિ કૃષ્યમાણ થયેલો છું, તેના ઉપર તું દોષબુદ્ધિ કરવા યોગ્ય નથી.[૩] હે તાત! બાંધવોને પરસ્પર ઉચિત એવાં સ્નેહ તથા રાજ્યસુખ આપણ બંનેએ એકત્ર રહી ભોગવવાં આપણા દૈવમાં જ નહિ હોય, તેથી સઘળું ઉલટું જ થયું.[૪] પણ હવે તું આ વનચર કપિઓના રાજ્યને આજે જ હસ્તગત કર; હું હમણાં જ યમગૃહ પ્રત્યે જાઉં છું.[૫] હું જીવિત, રાજ્ય, શ્રી તથા અનિંદિત એવા યશનો પણ ત્યાગ કરું છું;[૬] માટે આ અવસ્થાને વિષે હું તને જે કંઈ કહું તે કરવું જો કે કઠિણ હોય તોપણ તારે અવશ્ય કરવું જોઇએ.[૭] હે વીર! સુખ ભોગવવા યોગ્ય અને સુખમાં જ ઉછરેલો આ અંગદ, કે જે બાળક છતાં બુદ્ધિમાન્ છે, ને મારા શોકને લીધે પૃથ્વીપર પડી જે ઉહ્વાઉહ્વા ચોધાર આંસુએ રુદન કરે છે, તેને તું જો.[૮] મને પ્રાણ કરતાં પણ પ્રિય, તથા જેનાથી મારા પરલોકના અર્થ સિદ્ધ થાય એવો એ મારો ઔરસ પુત્ર અંગદ, મારા વિનાનો થશે; માટે તેનું તું સર્વ પ્રકારે સદૈવ પાલન કરજે.[૯] હે પ્લવગેશ્વર! મારી પેઠે તું પણ તેનો સર્વ રીતે દાતા, પરિત્રાતા તથા ભયને વિષે અભય આપનાર પિતા છે.[૧૦] તું જ સરખો પરાક્રમી એ તારાનો પુત્ર અંગદ, ભવિષ્યમાં તારા શત્રુ રાક્ષસોના વધ સમયે તારી સહાયતા કરશે;[૧૧] તેમ જ એ અતિ બળવાન્, તેજસ્વી તથા યુવાન્ હોવાથી સંગ્રામને વિષે મારા સરખાં જ પરાક્રમ કરશે."[૧૨]

એટલું કહી, જરા રહીને વળી તે કપીશ્વર બોલ્યો: "વળી હે ભ્રાત! આ સુષેણપુત્રી* તારા, અર્થ સંબંધી સૂક્ષ્મ વિચાર કરવામાં તથા વિવિધ ઉત્પાતો સમયે જે કાર્ય કરવાં જોઇએ તેનો નિશ્ચય કરવામાં, અતિ પ્રવિણ છે.[૧૩] માટે તે સતી, જે કાર્ય કરવું યોગ્ય જણાવે તે નિઃસંશય થઇને કરજે: કારણ એનું કહેવું કદી અન્યથા થતું નથી.[૧૪] વળી હે બન્ધુ! આ રાઘવનું કાર્ય પણ તારે નિઃશંક થઈ કરવું; જો નહિ કરે તો તને અધર્મ થશે, એટલું જ નહિ, પણ તેઓનું અપમાન કરીશ તો તેઓ તારો નાશ કરશે![૧૫] વળી હે સુગ્રીવ! જેને વિષે નિત્ય મોટી જયશ્રી નિવાસ કરે છે એવી આ મારા કંઠમાંની દૈવી સુવર્ણમાળાને તું ગ્રહણ કર; કારણ મરણ પછી મારા શબનો સ્પર્શ થવાથી તે જયશ્રીથી રહિત થશે!"[૧૬]

વાલિનાં ભ્રાતૃસ્નેહયુક્ત આ વચનો સાંભળી, જેનો હર્ષ નાશ પામ્યો છે એવો સુગ્રીવ, રાહુગ્રસ્ત ચન્દ્રની પેઠે ખેદ પામ્યો, તેનું વૈર કેવળ શાંત થયું ને વાલિની આજ્ઞાથી આલસ્ય રહિત થઈ ભ્રાતૃસ્નેહને યોગ્ય વ્યવહાર આચરતાં તેણે કાંચનમાળાને ગ્રહણ કરી.[૧૭–૧૮] કાંચનમાળા આપી તેને આશીર્વાદ દઈ વાલિએ અંગદ ભણી દૃષ્ટિ કરી; ને પોતાના મરણનો નિશ્ચય જાણી તેના પ્રત્યે અતિ સ્નેહપૂર્વક વચનો કહેવા માંડ્યાં:[૧૯] "હે પુત્ર! હે અંગદ! હવે સુખ તથા દુઃખ બન્ને તારે સહન કરવાં પડશે; તેથી દેશ અને કાળને ઉચિત હોય તેવાં કર્મોનું સેવન કરી, પ્રિય તેમ જ અપ્રિય પ્રાપ્ત થતી વેળાએ તે સહન કરવા શક્તિમાન્ થજે; તથા સુગ્રીવની સેવામાં તત્પર રહેજે.[૨૦] હે મહાબાહો! જેવી રીતે મેં તને સદૈવ લાડ લડાવ્યાં છે તેવાં લાડને અનુસરીને તું સુગ્રીવ પ્રત્યે વર્તીશ તો તે બહુ માન્ય કરશે નહિ.†[૨૧] વળી હે અરિંદમ! તું તારા કાકા સુગ્રીવના અમિત્રો તથા શત્રુઓની સાથે સખાપણું ન કરતાં, માત્ર તેનો પોતાનો અર્થ સિદ્ધ કરવામાં જ તત્પર

---

* સુષેણ વાનરની દીકરી.

† તાત્પર્ય કે મેં તને બાળક જાણી લાડ લડાવ્યાં છે, પણ હવે તું વય યોગ્ય થયો છે. તે વેળા લાડકોડ સારાં નહીં લાગે, પણ વડિલની આજ્ઞા પ્રમાણે વર્તવું તે જ યોગ્ય છે.

અને શુદ્ધ થઈ, તેનો વશવર્તી થજે.[૨૨] તેની સાથે તું અતિ સ્નેહ અથવા તો શત્રુતા પણ કરીશ નહિ; કારણ એ બન્ને મહા દોષરૂપ છે; માટે તે બેઉના મધ્યમાં રહેલી સાધારણ વર્તણુકથી તેની સાથે વર્તજે."[૨૩]

[ આ પ્રમાણે અંગદ વગેરે સૌને ભલામણ કરી, છેવટે અતિ શ્રાંત થયેલો વાલિ, પોતાનો પ્રાણાંત સમય નજીક આવેલો જાણી, જરા સાવધ થયો. તે પોતાના બન્ને હાથ જોડી, શ્રીરઘુવીરને સંબોધી પડ્યાં પડ્યાં કહેવા લાગ્યો: "હે કાકુત્સ્થ ! હે રઘુનાથ ! આ સમયે મારા સરખો ભાગ્યશાળી બીજા કોઈને હું જાણતો નથી. હે રઘુવંશતિલક ! તારા ગુપ્ત પ્રભાવને ન જાણનારો હું, તારાં દર્શન અને બાણપ્રહારથી પાપમુક્ત થવાને લીધે, દિવ્ય ચક્ષુ પામેલાની પેઠે, તને હવે ઓળખી શકયો છું. તેથી વિનતિ કરું છું કે, 'હે જગત્પતે ! હે સર્વેશ્વર ! તારી જ પ્રબળ માયાના પડળને લીધે અમે સર્વ ભૂત પ્રાણી તારા મહત્ પ્રભાવને અને અઘટિત ઘટના ચાતુર્યને જાણી શકતા નથી. હે પ્રભો ! મારા સરખા પાપીઓને દંડ આપી, પાપમુક્ત કરવાને અને ભક્ત જનોનું રક્ષણ કરવાને જ તેં આ આ માનુષી દેહ ધારણ કર્યો છે. હે નાથ ! તારા જન્મ અને ધર્મ કેવળ પરોપકારાર્થ જ છે; અર્થાત્ મારો ઉદ્ધાર કરવારૂપ ઉપકારને લીધે જ અત્ર પધારી મને દર્શન આપ્યાં છે. હે અનંતકોટિ બ્રહ્માંડનાયક ! તારો પાર કોણ પામી શકે એમ છે? તથા તારા ઉદાર ગુણોનું વર્ણન કોનાથી થઈ શકે એમ છે? શિવ, વિરંચી અને શેષાદિક પણ તને પૂર્ણપણે જાણી શકે તેમ નથી; વેદો પણ અનંતકાળ તારું સ્તવન કરી 'નેતિ' એટલું કહીને વિરામ પામ્યા છે, તો ત્યાં આગળ મારી પામરની શી ગતિ ચાલે તેમ છે? પરંતુ હે નાથ ! મારા પામરના ઉપર તો તેં અપાર જ કૃપા કીધી છે. અહો ! જેને મરણ સમયે તારો સાક્ષાત્કાર થાય, તે જનનાં પરમ ભાગ્યનું માહાત્મ્ય કોણ વર્ણી શકે તેમ છે? હે દીનદયાળ ! હે સીતાકાન્ત ! આ સંબંધે મારા કનિષ્ઠ બંધુ સુગ્રીવનો મારાપર મહદુપકાર થયેલો છે; કારણ તેના પ્રતાપે જ અંત સમયે હું તારાં દર્શન પામી કૃતાર્થ થયો છું. હે જગદીશ્વર ! હવે મારા પ્રાણ આકર્ષિત થાય છે, મારી દૃષ્ટિ મંદ થઈ ગઈ છે, મારી જિહ્વા ટુંકી પડી જાય છે, ને કંઠ દબાય છે; માટે કૃપા કરી છેલ્લીવારનું તારા મહામંગળ સગુણ સ્વરૂપનું દર્શન કરીને મારી દૃષ્ટિને તૃપ્ત કરવા દે."

એવી રીતે રામની સ્તુતિ કરી, એકાગ્ર દૃષ્ટિએ તેના મનોહર સ્વરૂપનું જાણે પાન જ કરતો હોયની તેમ ચક્ષુ ખુલ્લાં કરીને મહાત્મા વાલિ શાંત થયો; તેના સર્વ સંધિબંધ છૂટી ગયા, ને સુવર્ણના પાંજરામાં જેમ ઘણા દિવસનો પાળી રાખેલો શુકપક્ષી ઉડી જાય, તેમ તેના દેહમાંથી જીવાત્મા ફરુક દઈને ચાલી નીકળ્યો !! શરીરમાંથી આત્મારામે પ્રયાણ કરતાં જ તેનો સુંદર દેહ અતિ વિપરીત થઈ રહ્યો ! મ્હોં પહોળું થઈ તેની ભયંકર ડાઢો બહાર ખુલ્લી થઈ ગઈ, ને તેજ માત્ર આત્માની સાથે ચાલ્યું ગયલું હોવાથી આખા દેહની કાંતિ અવલોકન કરતાં કંટાળો આવે એવી થઈ રહી. ]

આ પ્રમાણે કહ્યા પછી, બાણથી પીડિત તે વાનરપતિના જીવિતનો અંત થયેલો જોઈ, હતપાલક* થયેલા સર્વ ઉત્તમ કપિઓ અતિ ખેદ સહિત મોટા શબ્દ કરવા લાગ્યા: "અરે ! વાનરેશ્વર વાલિ સ્વર્ગ પ્રત્યે ગયો, તેથી તેના વગર આ કિષ્કિંધાપુરી આજે શૂન્ય થઈ, ને ઉદ્યાનો, પર્વતો તથા વતાદિ પણ શૂન્ય થયાં.[૨૪-૨૬] રે ! આ વાનરસિંહના મરણથી આપણ સર્વ વાનરો પણ કાંતિ રહિત જ થયા. અહો ! એના બળની શી વાત કરીએ ! જે મહાત્માએ ગોલભ ગંધર્વને યુદ્ધ આપ્યું, ત્યારે તે બંને યોધાઓ છેક પંદર વર્ષ લગી, રાત્રી કે દિવસ, યુદ્ધથી વિરામ પામ્યા ન હોતા;[૨૭-૨૮] પણ આખરે આ બળવંત કપીશ્વરે સોળમે વર્ષે તે ગંધર્વને પાડી આપણને અભય આપ્યું હતું. એવો વાલિ શું આ પ્રમાણે રણભૂમિપર પડવો જોઈતો હતો?"[૨૯-૩૦] એવી રીતે વિલાપ કરતા તે સર્વ કપિઓ, સિંહવાળા વનમાં પોતાનો ગોવાળ નાશ પામવાથી દુઃખી થતી ગાયોની પેઠે, દુઃખ પામવા લાગ્યા.[૩૧] અને મરણ પામેલા પતિનાં મુખને જોઈ, દુઃખરૂપ સમુદ્રમાં ડૂબેલી તારા પણ તેને આલિંગન કરીને, "હા સ્વામી ! હા નાથ !" એવા પોકાર કરતી કપાયલા નિરાધાર વૃક્ષને વિંટાયલી લતાની પેઠે પૃથ્વીપર પડી ગઈ.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં બાવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

* નાશ થયેલા રક્ષકવાળા.

## સર્ગ ૨૩ મો.

## તારાનો પુનર્વિલાપ.

લોકપ્રસિદ્ધ પોતાના મૃત પતિ કપિરાજનાં મુખને વારંવાર મુખ અડકાડતી તારા, શોકાર્તપણે તેને આ પ્રમાણે કહેવા લાગી:[૧] "હે વીર! તું મારાં વચનને અમાન્ય કરી, આ પત્થરોવાળા અને દુઃખયુક્ત વિષમ સ્થળપર પૃથ્વીને આલિંગન કરી સૂતો છે, ને મારી સાથે બોલતો નથી, તેથી અવશ્ય આ ધરાબાઈ (પૃથ્વી) તને મારા કરતાં અધિક પ્રિય હોય એમ લાગે છે.[૨-૩] હે સાહસિક!* હે પ્રિય! હે વીર! આ રામરૂપ વિધિ† કેવળ સુગ્રીવને જ વશ થયા એ મોટું આશ્ચર્ય છે; જેથી પોતાની સ્ત્રીને પામી સુગ્રીવ જ આ રાજ્ય વિષે હવે બળવાન્ થશે![૪] અરે! હે સ્વામિન્! જે મુખ્ય રીંછો તથા વાનરો તારી સેવા કરતા હતા, તેઓના તથા શોચ કરતા અંગદના કષ્ટરૂપ વિલાપોને અને મારી આ વાણીને સાંભળી, તું કેમ જાગૃત થતો નથી?[૫] હે શુદ્ધ પરાક્રમી વંશમાં ઉપજેલા! હે સમરપ્રિય!‡ રે! પૂર્વે જે રણભૂમિને વિષે તેં શત્રુઓને નાશ કરીને સુવાડ્યા હતા, તે રણભૂમિ વિષે તું પોતે આજે શયન કરી સૂતો છો, એ કેટલું બધું ખેદકારક છે![૬-૭] હે માનદ! અનાથ એવી એકલવાઈ મને, તું તજીને ચાલ્યો ગયો, માટે હું એમ ધારું છું કે, બુદ્ધિમાને શૂરવીરને પોતાની કન્યા આપવી નહિ.[૮] કારણ, શૂરવીર એવા તારી સ્ત્રી એવી હું, તારા જવાથી વિધવા થવાથી એકદમ નાશને પામી છું, તેને તું જો. હે નાથ! મારું માન ખંડિત થયું છે, મારું સર્વ સુખ નાશ પામ્યું છે, ને મહા અગાધ શોકસાગરને વિષે હું ડૂબી છું. મારું હૃદય અવશ્ય પાષાણ સરખું કઠિન છે, કે જે નાશ પામેલા મારા પતિને જોઇને પણ હજારો કટકા થઈ પડતું નથી. રે! મારા સ્નેહી, મારા ભર્તા અને સ્વભાવવડે મને પ્રિય એવા તને શત્રુના પરાભવથી મરણ પામેલ જોઇને, મારું હૃદય ચીરાઈ જતું નથી, માટે ખરે જ તે વજ્ર સરખું કઠિન છે એમાં ફેર નથી.[૯-૧૧] રે! પતિવિહીની§ સ્ત્રી ગમે તો સપુત્રા હોય અથવા તો ધન ધાન્યાદિ સમૃદ્ધિવાળી હોય, તોપણ બુદ્ધિમંતો તેણીને વિધવા જ કહે છે. રે વીર! પોતાના પ્રિય દેખાવવાળા શયનસ્થાનને વિષે શયન કરનારો જે તું, અત્યારે તારા શરીરથી ઉત્પન્ન થયલા રુધિરમંડળને વિષે સૂતો છે, એ જોઈ કોને ખેદ ન થાય?[૧૨-૧૩] રે! હાય! ધૂળ તથા રુધિરથી ખરડાયલા એવા તારા અંગને, ભુજાઓવતી આલિંગન કરવાને પણ હું સમર્થ થતી નથી. હે વાનરેશ્વર! નિઃશંક આ દારુણ વૈરને વિષે તારો બંધુ સુગ્રીવ કૃતકૃત્ય થયો, કે રામે તારા હૃદયમાં એક જ બાણ મારી તેના ભયને નિવૃત્ત કર્યો. તે બાણ તારા હૃદયને વિષે જ ખુંચેલું હોવાથી હું તારા અંગનો સ્પર્શ પણ કરી શકતી નથી. પણ મરણ પામેલા તને જોતી એવી હું, તારી તે પીડાને નિવારણ કરીશ."[૧૪-૧૬]

એવી રીતે વિલાપ કરતી તારાનાં વચન સાંભળી તુરત સુગ્રીવના સચિવ નીલે, વાલિના શરીરમાંનો તે શર બહાર ખેંચી કાઢયો,[૧૭] કે જે બાણ પર્વતના છિદ્રમાં પેઠેલા પ્રકાશિત ઝેરી મુખવાળા સર્પની પેઠે વાલિના શરીરમાં પેઠેલો હતો. તે બહાર કાઢ્યા પછી, જેમ અસ્તાચળપર પડેલાં સૂર્ય કિરણો પ્રકાશે, તેમ તે પ્રકાશતો હતો.[૧૮-૧૯] જ્યારે વાલિના દેહમાંથી એ બાણ ખેંચી કાઢયો, ત્યારે તેના અંગમાં પડેલાં વ્રણમાંથી તુરત રુધિરધારા વહેવા લાગી, જેથી એકાદ્ય પર્વતમાંથી ગેરુ તથા તામ્રમિશ્રિત જળની ધારા પડતી હોય તેમ દેખાવા લાગ્યું. એ વેળા રણભૂમિની ધૂળથી વ્યાપ્ત અને રામબાણથી નાશ પામેલા શૂર એવા પોતાના ભર્તા વાલિનાં શરીરને લૂછતી તારા, નેત્રજન્ય અશ્રુઓવડે તેને સેચન કરવા લાગી[૨૦-૨૧] અને પિંગાક્ષ* અંગદ પ્રત્યે, અતિ દુઃખી થઇને કહેવા લાગી કે, "હે પુત્ર! પૂર્વના પાપકર્મને લીધે પ્રાપ્ત થયેલા વૈરથી, મરણ પામેલા તારા પિતાની આ અતિ દારુણ પશ્ચિમાવસ્થાને† તું જો,[૨૨] ને ઉદય પામતા બાલ સૂર્ય સરખા ઉજ્જ્વલ શરીરવાળા, સર્વને માન આપનાર તથા યમલોક પ્રત્યે ગમન કરતા તેને અભિવંદન કર."[૨૩]

વિલાપ કરતી તારા–માતુશ્રીનું કહેવું સાંભળી, રુદન કરતો અંગદ ઉભો થયો; તે પોતાની સ્થૂલ તથા ગોળ એવી બંને ભુજાઓવડે પિતાનાં ચરણને ગ્રહણ કરી બોલ્યો: "હે તાત! હે પિતા! હું તારો પ્રિય પુત્ર અંગદ છું. મારાપર કૃપા કરી બેઠો થા. મારી માતુશ્રીનું આશ્વાસન કર. તારા વિના અમારું પાલન કોણ કરશે?"

બાળક અંગદનાં આવાં મંજુલ વચન શ્રવણ કરીને તો તારાનું હૃદય વધારે ભરાઈ આવ્યું.[૨૪-૨૫] તે પુનઃ

* જેને સાહસ પ્રિય લાગે છે એવા.
† ભાગ્ય; દૈવ. ‡ યુદ્ધ વહાલું છે એવા. § પતિ વગરની.

* પીળાં નેત્રવાળા. † અસ્ત–મરણ–પામતી વેળાની અવસ્થા

વિલાપ કરવા લાગીઃ "હે પ્રિય! હે નાથ! આ અંગદ તને અભિવંદન કરે છે; તોપણ પૂર્વની પેઠે તેને 'દીર્ઘાયુ થા' એમ તું કેમ આશીર્વચનો કહેતો નથી? રે! નાશ પામેલા તારી સમીપ, પુત્ર સહિત હું, કે જે સિંહે નાશ કરેલા વૃષભ સમીપ, પોતાના વત્સને લઈ ગાય ઉભી રહે છે તેમ દુઃખી થતી ઉભી છું,[૨૬] તેના વગર જ તેં સંગ્રામયજ્ઞની અંદર રામબાણરૂપી જળમાં અવભૃથસ્નાન કેમ કર્યું?[૨૭] અરે સ્વામી! સંગ્રામમાં પ્રસન્ન થયેલા ઇંદ્રે તને આપેલી તારી પ્રિય સુવર્ણમાળા હમણાં કેમ મારા જોવામાં આવતી નથી?[૨૮] હે માનદ! અસ્તાચળને ચારે તરફથી વિંટળાઈ રહેલી અસ્ત પામતા સૂર્યની પ્રભાની પેઠે, આ રાજ્યશ્રી ગતપ્રાણ થયેલા તારો ત્યાગ કરતી નથી.[૨૯] રે! રે! તેં મારાં પથ્યરૂપ વાક્યોને માન્ય કર્યાં નહિ, તેમ હું તને વારી શકી નહીં. તેથી તારી સાથે, પુત્ર સહિત હું પણ નાશ જ પામી છું, ને તેથી શ્રી મારો પણ હવે ત્યાગ કરે છે."[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં તેવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૪ મો.

## સુગ્રીવનો ખેદ.

એવી રીતના શીઘ્રવેગી, દુરાસદ શોકસમુદ્રમાં ડૂબેલી તારાને જોઈને, વાલિનો અનુજ ભ્રાત સુગ્રીવ, બાંધવના અયોગ્ય વધને લીધે, બહુ તાપ પામ્યો.[૧] તારાનું મુખ ખળખળાટ વહેતાં ચોધારાં અશ્રુથી ભરપૂર જોઈ, સર્વ રીતે તેનું મન ખિન્ન થઈ ગયું, તેના ગાત્રમાં કંપ છૂટયો, ને હૃદય શોકથી ભરાઈ જવા માંડ્યું, ત્યારે તે ધીમે ધીમે પોતાના ભૃત્યોની સાથે રામ તરફ જવા લાગ્યો[૨] સમુદ્રના જેવા વિષવાળા બાણોથી ભરેલા ભાથા તથા ધનુષ સાથે જઈ તે રામ પાસે બેઠો, અને કહેવા લાગ્યો;[૩] "હે ઉદાર! હે લક્ષિતાંગ!* હે રઘુવંશોત્તમ રામ! જેવી પ્રતિજ્ઞા કરી હતી, તેવું કાર્ય કર્યું, ને તેનું ફળ પણ મેં જોયું; કે જે જોઈ હવે હતજીવિતવડે ભોગવવાના ભોગોપરથી મારું મન ઉઠી ગયું છે.[૪] રે નૃપતિ! વાલિ નાશ પામ્યો, તેથી અત્યંત રુદન કરતી તેની રાણીની પાસે ઉભેલા સર્વજનો, દુઃખને લીધે મોટા આક્રોશ કરે છે; ને અંગદ તો આ મહ શોકને લીધે જીવશે પણ નહિ એમ મને લાગે છે. માટે હે યશસ્વી! આવા શોકમય રાજ્યપર મારું મન ઇચ્છા કરતું નથી.[૫] હે ઇક્ષ્વાકુવર! પ્રથમ વાલિએ કરેલા મારા અધિક પરાભવને લીધે ઉપજેલા ક્રોધ અને મત્સરથી હું તેનો વધ થવો ઇચ્છતો હતો; પણ રે! હવે તે હરિયૂથપનો* વધ મને અતિશય તાપ પમાડે છે.[૬] હે રઘુવીર! ભરણ પોષણ માટે બીજી હરકોઈ વૃત્તિનો આશ્રય કરી મારે ગિરિવર ઋષ્યમૂક વિષે નિવાસ કરવો એ જ શ્રેય છે; પરંતુ જ્યેષ્ઠ બંધુનો વધ કરી મને સ્વર્ગની પ્રાપ્તિ થાય, તોપણ તેને હું શ્રેય માનતો નથી.[૭] વળી મારા મહાત્મા અને બુદ્ધિમાન્ બંધુએ મને કહ્યું હતું કે, 'હું તારો નાશ કરીશ નહિ, પણ તું તારી ઇચ્છા પ્રમાણે ચાલ્યો જા.' આવું તેનું મારી પ્રત્યે જે વર્તન હતું તે તેને યોગ્ય જ હતું, ને મારે અયોગ્ય એવું આ નીચ કર્મ મેં કર્યું છે.[૮] હે શૂરવીર રામ! ભાઈ જો કે સ્વાર્થી હોય તોપણ, રાજ્યનું સુખ અને ભ્રાતૃવધનું દુઃખ, એ બેના તારતમ્યનો વિચાર કરીને મહા ગુણવાન્ ભ્રાતાના વધને ગુણવાન્ મનુષ્ય કેમ પ્રિય ગણે![૯] અરે! હું બાંધવને મારીશ તો મારો અપયશ થશે, એવા ભયથી વાલિએ મારો વધ કરવા ઇચ્છયું નહિ, તોપણ મારી દુર્બુદ્ધિને યોગે ભ્રાતૃવધ કરવા માટે મને ક્રોધ થયો, એ મારો કેવો મોટો અન્યાય છે?[૧૦] હે રામ! દ્રુમશાખાના પ્રહારોથી અંગો ભંગ થયેલો હું, એક મુહૂર્ત પર્યંત તમારી સહાયને અર્થે ઉભો રહ્યો ત્યારે મને હારેલો જોઈ, વાલિએ મારાપર પુનઃ પ્રહાર કર્યો નહિ, પણ એટલું જ માત્ર કહ્યું, 'હવે ફરીથી તારે આવી દુષ્ટ ચેષ્ટા કદી કરવી નહિ!'[૧૧] એવી રીતે તેણે ભ્રાતૃભાવની, આર્યભાવની ને ધર્મની રક્ષા કરી; પણ મેં દુષ્ટે તેની સાથે આ કર્મ કરીને, ક્રોધ, કામ તથા વાનરપણું દેખાડ્યું છે![૧૨] હે સખા! પૂર્વે વિશ્વરૂપને મારવાથી જેમ ઇંદ્ર મહા પાપકર્મને પામ્યો હતો, તેમ મારા બંધુ વાલિને મારવાથી હું મહા અચિંત્ય, પરિવર્જ્ય,† ઇચ્છવાને તેમ જ જોવાને પણ અયોગ્ય એવા મહા પાપ કર્મને પામ્યો છું.[૧૩] પણ ઇન્દ્રના પાપને તો પૃથ્વી, જળ, વૃક્ષ તથા સ્ત્રીઓએ સ્વેચ્છાથી ગ્રહણ કર્યું, પરંતુ વાનર એવાં મારા પાપને તે ગ્રહણ કરવાની કોણ ઇચ્છા કરે ને સહન પણ કોણ કરે?[૧૪] હે રાઘવ! આ અધર્મી અને કુલનાશક કર્મ કરવાથી હું પ્રજાના સન્માનને તેમ યુવરાજપદને પણ અયોગ્ય થયો;તો પછી રાજ્ય મળવા અયોગ્ય ગણાઉં, તેમાં શું

---

* સામુદ્રિક પ્રમાણે રાજલક્ષણ યુક્ત.

* વાનરના ટોળાનો પાલક. † ત્યાગ કરવા યોગ્ય.

આશ્ચર્ય ![૧૫] હું આ લોકમાં નિંદિત, ક્ષુદ્ર તથા પરલોક સાધનનો નાશ કરનારા પાપનો કર્તા છું, તેથી મારા મનમાં તો મોટો શોક, વર્ષાદના જળપ્રવાહની પેઠે ઉંડાણમાં વહન કરતો જાય છે.[૧૬] કોઈ મહોન્મત્ત હાથી નદીના કિનારાને હણે, તેમ તે મારો શોકરૂપ હાથી, કે જે વાલિના ઘાતરૂપ શરીરવાળો ને સંતાપ-રૂપ સુંઢ, નેત્ર, શિર તથા દંતોશળવાળો છે, તે મારા હૃદયને હણે છે.[૧૭] વળી હે નૃવર! જેમ વિવર્ણુ હોવાથી અગ્નિમાં તપાવેલું સુવર્ણ, દાહક ક્ષારપદાર્થને લીધે ભસ્મ થઈ નાશ પામે છે; તેમ મારું પૂર્વજન્માર્જિત પુણ્ય, ભ્રાતૃવધરૂપ અવિસહ્ય પાપને લીધે નાશ પામે છે.[૧૮] રે રાઘવ! મારે નિમિત્તે અને આ અંગદના શોકસંતાપને લીધે, મહાબળવાન્ હરિયૂથપોનું મોટું કુળ જાણે અર્ધગતપ્રાણ* જેવું થઈ રહ્યું છે![૧૯] અરે! પુત્ર મળવો સુલભ છે, સુજન પણ સુખેથી વશ કરી શકાય છે, પણ અંગદ જેવો પુત્ર ક્યાંથી મળે? અરે! હવે કોઈપણ દેશ એવો નથી કે, જ્યાં મને મારા સહોદર ભ્રાતાનાં દર્શન થાય.[૨૦] અરેરે! શૂરવીરમાં શ્રેષ્ઠ અંગદ હવે જીવશે નહિ; ને તે જીવે તો તેનું પાલન કરવાની આશાએ તેની માતા કદાચ જીવે, પણ તેના વગર તો તેણી પણ દીન થઇને જીવિતનો ત્યાગ કરશે.[૨૧] માટે હે વીર! હું મારા બાંધવ અને પુત્ર (અંગદ)ના સખ્યને ઇચ્છી, અતિપ્રદીપ્ત અગ્નિમાં પ્રવેશ કરીશ; ને તારી આજ્ઞામાં રહેલા સર્વે શ્રેષ્ઠ વાનરો, સીતાની શોધ કરશે.[૨૨] હે રાજેંદ્રપુત્ર! મારો નાશ થયા પછી પણ તારું સઘળું કાર્ય સિદ્ધ થશે; અને સ્વકુળનાશક, જીવવાને અયોગ્ય તથા પાપિષ્ઠ એવા મને, અગ્નિમાં પ્રવેશ કરવા માટે તું આજ્ઞા આપ!"[૨૩]

પીડિત સુગ્રીવનાં એવાં સખેદ વાક્યો સાંભળી તત્કાળ, રઘુવીરનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. લગભગ એક મુહૂર્તપર્યંત મનોભંગ થવાથી તે કશું બોલી શકયો નહિ.[૨૪] પણ પછી પૃથ્વી સરખા ક્ષમાવંત અને પૃથ્વીનું રક્ષણ કરનારા એવા રામે ચારે તરફ દૃષ્ટિ કરી તો રુદન કરતી, દુઃખમાં ડુબેલી તારાને જોઈ.[૨૫] પછી તેનો શોક નિવૃત્ત કરવા સારુ ઉત્સાહ કર્યો. ત્યારે વાલિના મુખ્ય મંત્રીઓ, ચારુનેત્રી, કપિઓમાં સિંહરૂપ વાલિની સ્ત્રી તારા, જે પોતાના પતિને આલિંગન કરીને પડી રહી હતી, તેને ઉઠાડીને રઘુવીર આગળ લઈ જવા લાગ્યા.[૨૬] આ વેળાએ વાનરોએ ગ્રહણ કરેલી અને તરફડતી એવી તે કપિરાજ પત્નીએ, પોતાના તેજવડે સૂર્યની પેઠે પ્રકાશિત એવા ધનુષ બાણુ ધારણુ કરનારા રામને જોયા.[૨૭] મૃગાક્ષી તારાએ જાણ્યું કે, એ જ સુંદર નેત્રવાન્ અને પાર્થિવ લક્ષણયુક્ત પુરુષ, તેના પતિને હણનાર છે.[૨૮] તેણીએ અદ્યાપિપર્યંત રામના સામું જ જોયું નહોતું. મહાનુભાવ રામને ઓળખ્યા ત્યારે, તો તે આર્યા પોતાની મેળે જ મહાપીડિતપણે લથડતી લથડતી તેની પાસે જવા લાગી; ને સમીપ જઇને તે શુદ્ધાત્મા પ્રત્યે, શોકાવિષ્ટપણે આવી રીતે કહેવા લાગી.[૨૯–૩૦]

તારા બોલીઃ "હે રાઘવ! હે રણને વિષે લક્ષ્ય વિંધનારાઓમાં શ્રેષ્ઠ! તું, કે જે દેશકાળથી અપરિચ્છેદ્ય, યોગીઓને પણ પ્રાપ્ત થવા અશક્ય, જિતેંદ્રિય, અક્ષય કીર્તિમાન્, વિચક્ષણ અને પૃથ્વી સરખો ક્ષમાવંત છે, તે ઉપરથી હું નિશ્ચય કરી શકી છું કે, તું સાક્ષાત્ પુરુષોત્તમ જ છે. વળી તારાં નેત્રો લાલ અને શરીર દૃઢ છે, તથા મહાબળવાન્ એવા તારા હાથને વિષે ઉત્તમ શરસહિત ચઢાવેલું ધનુષ ધારણ કર્યું છે, તેથી ક્ષત્રિય માત્રમાં તું શ્રેષ્ઠ જ છે. માટે તેં નાશ કરેલા મારા સ્વામી—આ પ્રાકૃત દેહનાં સુખોનો ત્યાગ કરીને નિશ્ચે દિવ્ય દેહના સુખોના ભોગી થયા![૩૧–૩૨] પણ હે શૂરવીર! એમ કરવાથી તેં મને તો કેવળ અભાગિણી જ કરી દીધી! માટે જે બાણવડે મારા પ્રિયનો તેં નાશ કીધો, તે જ બાણવડે મને પણ માર; કે જેથી તત્કાળ હું તેની પાસે જાઉં; મારા વિના તે સ્વર્ગમાં કદી હર્ષ પામશે નહિ![૩૩] રે! મારો સ્વામી સ્વર્ગ વિષે મને ન જોવાથી, વિચિત્ર વેશવાળી અને વિચિત્ર પુષ્પોનાં વેણી વગેરે આભરણો પહેરનારી કમલાક્ષી અપ્સરાઓનું પણ સેવન કરશે નહિ![૩૪] હે શૂરવીર! વિદેહકન્યા સીતાના વિયોગથી જેમ તું રમ્ય ગિરિતટોને વિષે પણ શોક તથા વિવર્ણપણું પામે છે, તેમ કપિરાજ વાલિ મારા વિયોગથી, સ્વર્ગમાં પણ શોક તથા વિવર્ણપણું પામશે.[૩૫] હે રામ! સ્ત્રીના વિયોગથી સુંદર પુરુષને જે દુઃખ થાય છે તે તું જાણે છે, માટે તે સમજીને તત્કાળ મારો વધ કર; જેથી મારો સ્વામી મારા વિયોગદુઃખને પામે નહિ.[૩૬] હે મનુજેન્દ્રપુત્ર! મને મારવાથી તને સ્ત્રીહત્યાનો દોષ લાગશે, એમ તારે ભય રાખવો નહિ; કારણ હું મારા પતિના આત્મારૂપ છું, માટે મને મારતાં તને કશો દોષ લાગનાર નથી.[૩૭] વળી વેદમાં તથા શાસ્ત્રમાં એમ જ જણાવેલું છે કે, 'સ્ત્રી પુરુષની દારા છે—તેનાથી જુદા સ્વરૂપવાળી છતાં, તેનું જ અંગ છે.' માટે હે

* અર્ધું મૂઆ સરખું.

વીર! વિયોગી થયેલા પુરુષને સ્ત્રીની પ્રાપ્તિ કરવા રૂપે તેનું દાન આપવા ઉપરાંત બીજું શ્રેષ્ઠ દાન આ લોકમાં બુદ્ધિમાનને છે જ નહિ.[38] માટે હે વીર! તું એ ધર્મ વિચારીને, મારો વધ કરી, મારા પ્રિયના મિલનરૂપે મારું દાન આપશે, તો તેથી કોઈ જાતના અધર્મને પામીશ નહિ![39] હે નરેંદ્ર! પીડિત, અનાથ, પતિથી વિખૂટી પાડેલી તથા વાનરી એવી જે હું, તેની પ્રાર્થના તું, અમાન્ય કરશે નહિ; કારણ ગજગતિમાન,* શ્રેષ્ઠ, બુદ્ધિમાન્ તથા ઉત્તમ સુવર્ણું માળાધારી તે પતિ વિના હું દેહ ધારણ કરવા સમર્થ નથી!"

સતિ શિરોમણિ તારાનાં આવાં કરુણ વચનો સાંભળી, સમર્થ રઘુવીર તેણીને આશ્વાસનપૂર્વક હિત વાક્ય કહેવા લાગ્યાઃ[40–41] "હે વીરપત્ની!† દુઃખથી ડરીને તું મરવાની ઇચ્છા કરીશ નહિ; કારણ વેદ કહે છે કે, વિધાતાએ આ સમગ્ર લોકને તથા સુખ દુઃખને પણ નિર્માણ કીધાં છે.[42] ત્રણે લોકમાં રહેનાર જન માત્ર, વિધાતાએ નિર્મેલાં વિધાનને અતિક્રમણ કરી શકતાં નથી; કારણ સર્વ તેને વશ છે. મારી કૃપાથી તારો સંબંધી ઉત્કૃષ્ટ પ્રીતિને પામશે, ને તું તેની પ્રીતિને પામીશ; તથા તારો પુત્ર યુવરાજપદ પામશે![43] હે તારા! વિધાતાએ ધાર્યું હોય છે તેમ જ સઘળું બને છે, એમ જાણીને સર્વ શૂરપત્નીઓ વિલાપ કરતી નથી; માટે તું પણ તેનો ત્યાગ કર." એવી રીતે શ્રેષ્ઠ પ્રભાવવાળા, સ્વધર્મવર્તી રામે આશ્વાસન કરવાથી સુંદર વેશ તથા રૂપવાળી વીરપત્ની તારા, વિલાપ કરતી અટકી.[44]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ચોવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૫ મો.

## કાલધર્મ વર્ણન–સુગ્રીવાદિનું સાંત્વન.

પછી, લક્ષ્મણસહિત સમાન શોકવાળા કાકુત્સ્થ, સુગ્રીવને, તેમ જ અંગદ સહિત તારાને સાંત્વન કરતા આ પ્રમાણે કહેવા લાગ્યાઃ[1] "મરણ પામેલો જીવ, તેના સંબંધીઓએ કરેલા શોક તથા પરિતાપવડે કંઈ શ્રેય પામતો નથી. માટે હવે તો એ મરનારનું જેથી શ્રેય થાય, એવું કાર્ય કરવાની જ તમારે આવશ્યકતા છે.[2] અશ્રુપાત વગેરે લોકાચાર તેં ઘણોય કર્યો; પણ તેથી શું? કાળને ઉલ્લંઘન કરવા કોઈ પણ શક્તિમાન્ નથી.[3] જગતને વિષે મૂળ કારણ કાળ જ છે, તેમ કર્મનું સાધન તથા સર્વભૂત પ્રાણીના વિયોગ–નિયોગનું કારણ પણ તે જ છે.[4] જેમ કોઇનાં ખેતી વગેરે કાર્યોમાં, જેમ કર્તાનો બીજો કોઇ જ નિરપેક્ષ* પુરુષ હોતો નથી, તેમ લોકવ્યવહારની અંદર પણ નિરપેક્ષપણે ઈશ્વર કંઈ કરતો નથી; કારણ સર્વ લોક પૂર્વજન્મોમાં કરેલાં કર્મોને આધીન થઈ વર્તે છે, ને તે કર્મોને કાળ સહકારી† છે.[5] એ કાળ પોતે જ કરેલી જીવની જન્મ મરણાદિ વ્યવસ્થાને ઉલ્લંઘન કરતો નથી, અર્થાત્ જીવને પ્રાપ્ત થવાનાં કર્મફળોનો કાળ (સમય) ટળતો નથી; માટે જ જીવોનાં કર્મોને પામીને તેનાથી ભાગીને અન્યથા કરી શકાતું નથી.[6] ઉત્પન્ન થનારને ઉત્પન્ન કરવું, નાશ પામવા યોગ્યને નાશ કરવું તથા સુખ દુઃખાદિ ઉત્કૃષ્ટ અપકૃષ્ટ સ્થિતિ ભોગવાવવી, એ વગેરે તે વગર ચૂકયે આપોઆપ કરયો જાય છે. તેને (કાળને) કોઈ સ્થળે બંધુત્વ નથી, તેમ તેને કશો હેતુ નથી. તેની આગળ મહા પરાક્રમીનું પરાક્રમ પણ ચાલતું નથી. તેમ મિત્ર, જ્ઞાતિ તથા સંબંધી વગેરે કોઈ પણ તેને નિવૃત્ત કરવા સમર્થ થતું નથી. કાળ એ સાક્ષાત્ આત્મા–ભગવાન્ પોતે જ છે, ને તે કેવળ સ્વતંત્ર હોવાથી કોઇને વશ નથી.[7] જીવને સુખ દુઃખાદિનો લાભ થવો, એ કાળનું જ પરિણામ છે; તથા ધર્મ, અર્થ અને કામ, એ પણ કાળક્રમથી જ પ્રાપ્ત થાય છે, એમ સાધુ પુરુષોએ જાણવું; ને તેથી કોઇએ કોઇનો શોચ કરવો નહિ.[8] યુદ્ધને વિષે પોતાનાં પ્રાણની રક્ષા ન કરનાર મહાત્મા વાનરેશ્વર વાલિએ આ લોકને વિષે સામદાનાદિથી પ્રાપ્ત કરેલાં ઐશ્વર્યવડે, પવિત્ર ભોગ ભોગવી કૃતાર્થપણું સંપાદન કીધું છે;[9] અને હવે જો કે તે મરણ પામવારૂપે પ્રકૃતિ ધર્મને પામ્યો છે, તોપણ સ્વધર્માર્જિત સ્વર્ગ લોકમાં પહોંચ્યો છે એમ જાણ.[10] હે સતિ! હે શ્રેષ્ઠા! તારો નાથ વાલિ જે ગતિને પામ્યો છે, તે મહાશ્રેષ્ઠ ગતિ છે; હવે જે કરવાનું છે તે જ કર."[11]

એ પ્રમાણે મહાસાધ્વી તારાને રામે શાંત કરી, ત્યારે શત્રુનો નાશ કરનારા લક્ષ્મણે, મનભંગ થઈ રહેલા સુગ્રીવ તરફ જોઇને સચોટ સુંદર શબ્દો કહ્યા; [હે સખા! હવે બસ થયું. તારા જેવા જ્ઞાની પુરુષોને

* હસ્તી સરખી ગતિવાળા † શૂરવીરની સ્ત્રી.

* અપેક્ષા–આશા કે ઇચ્છા વગરનો. † સહાયકર્તા અથવા પ્રવૃત્તકર્તા.

આવો પરિતાપ યોગ્ય નથી. માટે] પરિતાપનો ત્યાગ કરી અંગદ સહિત તું વાલિને અગ્નિસંસ્કાર કરવા નિમિત્તે જે પ્રેતકાર્ય કરવાનું છે તે કર.[૧૨–૧૩] વાલિનો અગ્નિસંસ્કાર કરવા માટે, વાનરો પાસે પુષ્કળ ચંદનનાં સુકાં સર્પણુ મંગાવ,[૧૪] ને દીન થયેલા અંગદનું આશ્વાસન કર. બાળકબુદ્ધિને અનુસરીશ નહિ, કારણ આ નગરી હવે તારે આધીન છે.[૧૫] વાનરોની સાથે અંગદને પણ આજ્ઞા કર કે તે પુષ્પો, વિવિધ વસ્ત્રો, ઘૃત, સુગંધી પદાર્થો તથા બીજું પણ જે કંઈ જોઈએ તે લઈ આવે."[૧૬]

એવી રીતે સુગ્રીવને કહીને લક્ષ્મણે તેના મંત્રી તાર* પ્રત્યે કહ્યું: "હે કપિશ્રેષ્ઠ! તું વાલિને માટે ઉતાવળથી શિબિકા લઈ આવ, કારણ કે આવા કાર્યમાં વિશેષ ઉતાવળ કરવી તે ગુણવતી છે.[૧૭] જે વાનરો શિબિકા ઉપાડવા યોગ્ય, સમર્થ, બળવાન્ તથા વાલિને ઉપાડનારા હોય તેઓને તૈયાર કર."[૧૮] મહાબળવાન્ સુમિત્રાનંદવર્ધન એમ કહીને પોતાના બંધુ સમિપે ઉભા રહ્યા;[૧૯] એટલામાં સંભ્રાંત થયેલો તાર વાનર, તુરત ગુફામાં† જઈને થોડીકવારમાં શિબિકાને શૂરવીર વાનરો પાસે ઉપડાવી પાછો આવ્યો.[૨૦–૨૧] એ દિવ્ય શિબિકા અત્યંત શોભાયમાન હતી. રાજાને બેસવા યોગ્ય હતી. તેમાં અમુલ્ય આસનો પાથરેલાં હતાં, અતિશય મોટી હોવાથી તેને સિદ્ધના રથની ઉપમા અપાય એમ હતું, તેની અંદર ને બહાર નાના પ્રકારનાં પક્ષીઓ, વૃક્ષો તથા પદાતિનાં ચિત્રો કરેલાં હોવાથી તે બહુ વિચિત્ર લાગતી હતી;[૨૨] સઘળે ઠેકાણે તેમાં સુખરૂપ બેસી શકાય તેવી સગવડવાળી હતી; અને દેવતાઓનાં વિમાનની પેઠે તેમાં વાયુ આવવા જવા સારુ ઉત્તમ જાળીઆં કરેલાં હતાં.[૨૩] આવી સુશોભિત છતાં વળી તે શિબિકા ઉત્તમ શિલ્પીઓએ રચેલી અને અતિ દૃઢ, તેમ વિશાળ હતી. વળી ક્રીડા કરવા સારુ તેમાં કાષ્ઠના પર્વતો રચેલા હતા. શ્રેષ્ઠ આભરણુ, હાર અને વિચિત્ર પુષ્પોથી તે બહુ શોભા આપતી હતી અર્થાત્, તેની સઘળી કારીગીરી અતિશય ઉત્તમ હતી.[૨૪] તેના ઉપર ગુફા સરખો ગહન ઘુમટ આવી રહેલો હતો અને રક્તચંદન તથા વિવિધ પુષ્પોથી તેને અલંકૃત કરેલી હતી.[૨૫] ઉદય પામતા સૂર્ય સરખો તેનો પ્રકાશિત વર્ણ હતો ને કમળપુષ્પોની માળાવડે આવૃત થયેલી હોવાથી તે બહુ પવિત્ર દેખાતી હતી.[૨૬] એ શિબિકા આવ્યા પછી રઘુવીરે લક્ષ્મણને કહ્યું: "હે ભ્રાત! વાલિને દહનસ્થાન પ્રત્યે ઉતાવળથી લઈ જા, ને ત્યાં વિધિયુક્ત પ્રેતકાર્ય કર."[૨૭]

એ સાંભળી લક્ષ્મણે ઉતાવળ કરાવી, ત્યારે અંગદ સહિત સુગ્રીવે અત્યંત આક્રંદ કરતાં વાલિને અલંકાર, વિવિધ પુષ્પો અને વસ્ત્રાભૂષણોથી અલંકૃત કરી, ઉપાડીને તે શિબિકામાં મૂક્યો.[૨૮–૨૯] પછી જબરા વાનરો પાસે ઉપડાવી સર્વ સમાજ સહિત ત્યાંથી સ્મશાનમાં ગયા. આ વેળાએ સુગ્રીવે વાનરોને આજ્ઞા આપી કે, "હે કપિઓ! મારા જયેષ્ઠ બંધુની યથાયોગ્ય ઔર્ધ્વદૈહિક ક્રિયા કરો.[૩૦] આ વિવિધ પ્રકારનાં પુષ્કળ રત્નોની વૃષ્ટિ કરતા સૌ સચિવો શિબિકાની આગળ ચાલો;[૩૧] અને જેમ કરવાથી રાજાઓની સમૃદ્ધિ વિશેષ દેખાય છે, તેવી રીતે મોટી સમૃદ્ધિથી તમારા સ્વામી તથા મારા વડીલ બાંધવની શ્રેષ્ઠ ક્રિયા તમે કરો."[૩૨] આવી રીતે સુગ્રીવે આજ્ઞા કરી ત્યારે તાર આદિ હતબંધુ* વાનરો, અંગદ સહિત મોટો કોલાહલ કરતા, શિબિકાની આગળ થયા. તે વેળા એકઠી થયેલી મહારાજા વાલિની તારા આદિ સર્વ રાણીઓ પણ પુનઃ પુનઃ, "હા વીર! હા નાથ!" એવા મોટા શબ્દોથી કરુણા ઉપજે તેમ આક્રોશ કરતી પછવાડે દોડી. તે વાનરીઓનાં રુદનથી થતો મોટો શબ્દ આખાં વનને વિષે વ્યાપી ગયો,[૩૩–૩૬] ને વનમાંથી પર્વતોમાં તેના પડઘા પડવા માંડ્યા. પછી વનચર કપિઓએ વનની અંદરના એકાંતસ્થાનમાં જઈ, ગિરિતટ આગળ, નદી કીનારે એક મોટી ચિતા ખડકી. એટલામાં શોકપરાયણ થયેલા સર્વ વાનરો વાલીને લઈને ત્યાં આવ્યા, ને શિબિકાને કાંધપરથી ઉતારી સૌ હેઠા બેઠા.[૩૭–૩૮] પોતાના પતિને શિબિકામાં સૂતેલો જોઈ, સતી તારા એકદમ ધાઈને શિબિકાની અંદર પેસી ગઈ;[૩૯] ને પતિનું મસ્તક ખોળામાં લઈ, દુઃખી થતી આ પ્રમાણે અતિ ખેદપ્રદ વિલાપ કરવા લાગીઃ "હા વાનર મહારાજ! હા મમ નાથ! રે પ્રિયપતિ![૪૦] હા †મહાર્હ! હા મહાબાહો! રે મમ પ્રિય! મજ પ્રત્યે દૃષ્ટિ કર. રે! તું આ શોકપીડિત વાનરોને કેમ જોતો નથી?[૪૧] હે માનદ! તું જીવતો હતો ત્યારે જેવું તારું મુખ અસ્ત પામતા સૂર્ય સરખું ઝળહળતું હતું, તેવું જ અત્યારે–તું ગતઃપ્રાણ

* અત્રે મી૦ દત્તના ભાષાંતરમાં તારાને સંબોધી રામે કહ્યું એમ જણાવ્યું છે; પણ તે અયોગ્ય જ છે. † કિષ્કિંધામાં.

* હણાયલા (વાલિરૂપ) બંધુવાળા.

† ઉત્તમ સુખ ભોગવવા યોગ્ય.

થયો તોપણ આનંદી સરખું દેખાય છે.૪૨ હે કપિરાજ! દુર્ધર કાળ આ રામનું રૂપ ધરીને આવ્યો ને તને ઝડપી લીધો છે, કે જેના એકજ બાણવડે અમે સર્વ રાજપત્નીઓ એકદમ વિધવા થઈ ગઈ!૪૩ હે રાજેંદ્ર! ઉતાવળથી ચાલવાને અસમર્થ એવી આ તારી રાણીઓ–વાનરીઓ, તારે માટે પગે ચાલીને આટલે બધે દૂર અરણ્યમાં આવી છે, છતાં તેઓપર તું કેમ દયા કરતો નથી?૪૪ હે વાનરેશ્વર! ચંદ્ર સરખાં મુખવાળી આ તારી સર્વ સ્ત્રીઓ તને અતિ પ્રિય છતાં અત્યારે તું તેમની તથા સુગ્રીવની સામે પણ કેમ જોતો નથી!૪૫ હે રાજન્! આ તારા તારાદિ સચિવો તથા પુરવાસી જનો તને ઘેરીને બેઠા છે ને બહુ ખેદ પામે છે!૪૬ રે અરિંદમ! આ સર્વ સચિવાદિ જનોને અહીંથી જવાની આજ્ઞા આપી નગર પ્રત્યે વિદાય કર; ને મદનોત્કટ* એવી જે અમો સર્વ, તેની સાથે પૂર્વની પેઠે આ સુંદર વનમાં વિહાર કર.”૪૭

આવી રીતે વિલપંતી ને શોચંતી તારા ઘેલી સરખી થઈ ઘણું આક્રંદ કરવા લાગી, ત્યારે મૂર્ચ્છિત થઈ જવાના ભયથી શોકપીડિત વાનરીઓએ તેને ત્યાંથી ઉઠાડીને કોરે બેસાડી.૪૮ તે પછી સુગ્રીવ સહિત શોકવ્યાપ્ત અંગદે રુદન કરતાં પોતાના પિતાને ચિતામાં સુવાડ્યો.૪૯ પછી દીર્ઘમાર્ગપ્રત્યે પ્રસ્થાન કરેલા પિતાને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરીને તેણે અપસવ્ય પ્રદક્ષિણા કરી; એટલે તેના સહિત સર્વ વાનર સમાજ, વાલિને જળદાન કરવા સારુ પુણ્ય જળવાળી સરિતાપ્રત્યે આવ્યો.૫૦–૫૧ સુગ્રીવ તથા તારા સહિત સર્વ કપિજનોએ અંગદને મુખ્ય કરી મહારાજ વાલિને જળદાન કર્યું.૫૨ તે વેળા દીન એવા સુગ્રીવ સહિત શોકાવિષ્ટ થયેલા મહાબળ કાકુત્સ્થે–લક્ષ્મણે વાનરોની પાસે વાલિનું પ્રેતકર્મ કરાવ્યું.૫૩ એ પ્રમાણે મુખ્ય પરાક્રમી, પ્રકાશમાન, ઇક્ષ્વાકુતિલક રઘુવીરના એક બાણથી હણાયલા તથા પ્રકાશિત અગ્નિ સમાન બળવાન્ વાલિને અગ્નિસંસ્કાર કરીને, વાનર સુગ્રીવ, લક્ષ્મણ સહિત રામ જ્યાં ઉભા હતા ત્યાં આવ્યો.૫૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં પચીસમો સર્ગ સંપૂર્ણ.**

---

* કામ વ્યાસ.

## સર્ગ ૨૬ મો.

### સુગ્રીવને રાજ્યાભિષેક.

વાનર સૈન્યમાંના મુખ્ય વાનરો, ભીનાં વસ્ત્રવાળા ને શોકતપ્ત સુગ્રીવ પાસે આવીને તેને વિંટાઈ વળ્યા,૧ અને જેમ ઋષિઓ બ્રહ્મદેવ આગળ હાથ જોડી ઉભા હોય તેમ, અક્લિષ્ટકર્મા રામ આગળ જઈ હાથ જોડી ઉભા રહ્યા.૨ ત્યાં સ્વર્ણશૈલ સમાન અને તરુણ સૂર્ય સરખા મુખવાળા વાયુપુત્ર હનૂમાને, કર જોડી રામને કહ્યું:૩ “હે કાકુત્સ્થ! આ સુગ્રીવ આપની કૃપાથી પોતાના પિતુપિતામહના વારાથી ચાલતા આવેલા, તથા સુદંષ્ટ્ર અને સંપન્ન બળશાલી વાનરોના દુઃપ્રાપ્ય રાજ્યને પામ્યો; પરંતુ આપ તેને આજ્ઞા કરો એટલે તે આ શુભ નગરી વિષે પ્રવેશ કરીને૪–૫ સુહૃદ્ગણ સહિત, સર્વ રાજ્યકાર્ય કરે. એણે વિવિધ ગંધો અને ઔષધિઓવાળા જળથી યથાવિધિ સ્નાન કર્યું છે ને એ પુષ્પો તથા રત્નોવડે આદરથી આપની પૂજા કરવા ઇચ્છે છે. માટે આપ આ રમ્ય શૈલગુફામાં વસેલી કિષ્કિંધાપુરી વિષે પ્રવેશ કરો;૬–૭ ને સુગ્રીવને અભિષેક કરીને વાનરો સાથે સ્વામિત્વ સંબંધ કરી તેઓને હર્ષ પમાડો.”

મારુતપુત્રની એ વિનતિ સાંભળી, બુદ્ધિમાન્ તથા બોલવામાં કુશળ રાઘવે પ્રત્યુત્તર આપ્યો:૮ “હે કપિવર! પિતાની આજ્ઞાને યથાર્થ પાળનાર હું, ચૌદ વર્ષ લગી ગ્રામ અથવા પુરમાં કદી પ્રવેશ કરનાર નથી. માટે હે હરિવર! સુગ્રીવ આ મહા સમૃદ્ધ* દિવ્ય ગુફામાં (કિષ્કિંધામાં) પ્રવેશ કરે,૯–૧૦ એટલે તમે સૌ મળી તેને સત્વર પટ્ટાભિષેક કરો.” એ પ્રમાણે હનૂમાનને કહ્યા પછી તે સુગ્રીવપ્રત્યે બોલ્યા:૧૧ “હે કૃતજ્ઞ! કર્તવ્યને જાણનાર તું, પ્રથમ આ સદાચરણસંપન્ન તથા ઉદાર અને પરાક્રમી તારા ભત્રીજા અંગદને યૌવરાજ્યપદે અભિષેક કર.૧૨ કારણ એ તારા જ્યેષ્ઠ બંધુનો પુત્ર હોવાથી તેમ જ તેના પિતા સમાન પરાક્રમી અને ઉદારાત્મા હોવાથી તે યુવરાજ પદને પાત્ર છે.૧૩ વળી હે સૌમ્ય! હમણાં ચાતુર્માસ શરુ થયો છે, ને તેમાંના મેઘને–જળને વર્ષાવવાના શ્રાવણ માસના દિવસો ચાલે છે;૧૪ માટે સીતાની શોધ માટે ઉદ્યોગ કરવાનો આ સમય નથી. તેથી તું શુભ કિષ્કિંધાપુરીમાં પ્રવેશ કર, ને લક્ષ્મણ સહિત હું આ પર્વત વિષે વસીશ.૧૫ હે સૌમ્ય! આ પર્વતની ગુફા રમ્ય,

---

* મોટી સમૃદ્ધિવાળી.

વિશાળ, વાયુની છૂટવાળી તથા જળ અને કમળોથી પરિપૂર્ણ છે, માટે એમાં વસવું અમને ઠીક પડશે.[૧૬] હે શ્રેષ્ઠ! કાર્તિકમાસ આવે ત્યારે તું રાવણના વધને માટે વિચાર કરજે. હમણાં તું સુખેથી ગૃહપ્રત્યે જા,[૧૭] ને તું તારો પટ્ટાભિષેક કરાવીને તારા સુહૃદ્વર્ગને હર્ષની પ્રાપ્તિ કરાવ."

એ પ્રમાણે રામે વાનરર્ષભ સુગ્રીવને આજ્ઞા કરી[૧૮] ત્યારે, તેને દંડવન્નમસ્કાર કરી, કપિવર સુગ્રીવે, વાલિની રમ્ય કિષ્કિંધાપુરીમાં પ્રવેશ કર્યો. તે સમયે તેને ચોમેરથી વિંટીને હજારો કપિયૂથોએ પણ નગરમાં પ્રવેશ કર્યો.[૧૯] વાનરગણનો રાજા સુગ્રીવ, પુરમાં પેઠા પછી, સ્થિરચિત્ત થયેલા સર્વ પ્રકૃતિવર્ગે ભૂમિપર પડી દંડવત્ પ્રણામ કર્યા. એ વેળા પ્રત્યેક અધિકારીઓનાં નામ લઈ તેમને ઉઠાડીને,[૨૦-૨૧] મહા પરાક્રમી સુગ્રીવે, પોતાના બાંધવના અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૨૨] પછી ત્યાંથી તે કપિશ્રેષ્ઠ સભાસ્થાન વિષે આવ્યો, ત્યારે તેના સુહૃદ્વર્ગે, જેમ દેવતાઓ ઇન્દ્રને અભિષેક કરે છે, તેમ તેને અભિષેક કરવાને ઉદ્યોગ કરવા માંડ્યો.

અભિષેક સાહિત્યની અંદર પ્રથમ સુવર્ણની દાંડીવાળું સુવર્ણ શ્વેતછત્ર, સુવર્ણની દાંડીવાળાં બે શ્વેત વાલવ્યજન,* સર્વ પ્રકારનાં રત્ન, સર્વ ઔષધિના બીજ,[૨૩-૨૪] દૂધવાળાં વૃક્ષોનાં પુષ્પ તથા અધોજટાઓ (વડવાઈઓ), શ્વેત વસ્ત્ર, શ્વેત ચંદન, પૃથ્વી, તેમ જ જળમાં ઉપજેલાં સુગંધી પુષ્પો, દિવ્યચંદન, વિવિધ પ્રકારના સુગંધી પદાર્થ,[૨૫-૨૬] અક્ષત, સુવર્ણ ઘઉલાં, મધ, ધૃત, દધિ, વ્યાઘ્રચર્મ અને બે અમૂલ્ય ઉપાન, એટલી વસ્તુઓ શીઘ્રતાથી વાનરોએ લાવી તૈયાર કરી.[૨૭] પછી શરીરપર લેપન કરવાનાં ગોરોચન તથા મનઃશિલ વગેરે લઈને હર્ષવતી સોળ સુંદર કુમારિકાઓ, સભાસ્થાન વિષે આવી.[૨૮] પછી પોતાને યથાવિધિ અભિષેક કરવા સારુ સુગ્રીવે શ્રેષ્ઠ બ્રાહ્મણોને રત્નો, વસ્ત્રો તથા ભોજનાદિથી સંતોષ પમાડ્યા;[૨૯] એટલે મંત્ર જાણનારા ઋત્વિજોએ દર્ભથી પરિસ્તીર્ણ કરેલા કુંડમાં અગ્નિ પ્રદીપ્ત કરી, મંત્રોવડે પવિત્ર હુતદ્રવ્યનો હોમ કર્યો.[૩૦] એ સર્વ કાર્ય થયા પછી એ સભાસ્થાન, કે જે રમ્ય પ્રાસાદ શિખરપર આવેલું અને વિચિત્ર તોરણ પુષ્પાદિથી સુશોભિત કરેલું હતું,[૩૧] તેમાં ઉત્તમ ગાદીતકિયાથી બિછાવેલા સુવર્ણ સિંહાસનપર સુગ્રીવને, વિધિપૂર્વક મંત્રોવડે, પૂર્વાભિમુખ બેસાડ્યો. પછી નદી, નદ, ચોમેરનાં તીર્થ[૩૨] અને સમુદ્રાદિના સુગંધ મિશ્રિત નિર્મળ જળથી ભરેલા સુવર્ણ કુંભ ત્યાં આણવામાં આવ્યા.[૩૩] ત્યારે ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, મૈંદ, દ્વિવિદ, હનૂમાન્ અને જાંબવાન્ એ મહા કપિઓએ, ઋષભશૃંગ તથા સુવર્ણ કળશોવડે, મહર્ષિઓએ કહેલા શાસ્ત્રવિધિથી સુગ્રીવને અભિષેક કરવા માંડ્યો.[૩૪-૩૫] એવી રીતે દેવતાઓ જેમ સુગંધી પદાર્થવાળાં જળથી ઇન્દ્રને અભિષેક કરે, તેમ આ હર્ષ પામેલા કપિઓએ સુગ્રીવને અભિષેક કર્યો.[૩૬] તે પછી હર્ષમાં મગ્ન થયેલા મહાત્મા સહસ્રાવધિ હરિવરો, મોટા હર્ષિત શબ્દો કરવા લાગ્યા."[૩૭]

પછી રઘુવીરની આજ્ઞા પ્રમાણે કાર્ય કરવા સારુ વાનરેશ્વર સુગ્રીવે, અંગદને પોતાના હૃદય સાથે ચાંપીને તેનો, તે જ વેળાએ યૌવરાજ્યપદે અભિષેક કર્યો.[૩૮] તે જોઈ પોતાના પરિવારો સહિત મહાત્મા કપિઓ સુગ્રીવનો જય જયકાર કરવા લાગ્યા અને તેના એ કૃત્ય માટે તેને ધન્યવાદ આપવા લાગ્યા.[૩૯] એ પ્રમાણે કિષ્કિંધાપુરીમાં અભિષેકોત્સવ વર્તાઈ રહેલો હતો, તે વેળાએ, વળી પ્રસન્ન થયેલા સૌ હરિવરો મહાત્મા રઘુવીર તથા લક્ષ્મણની પુનઃપુનઃ સ્તુતિ કરવા લાગ્યા ને પર્વત ગુફાની અંદર આવેલી તે પુરી, હૃષ્ટપુષ્ટજનોથી આકીર્ણ અને ધ્વજા પતાકાઓવડે અલંકૃત કરેલી હોવાથી, બહુ શોભાયમાન થઈ રહી.[૪૦-૪૧] અને પોતાને થયેલો મહાભિષેક રામને નિવેદન કરી કપિવાહિનીપતિ* સુગ્રીવ, ઇંદ્રની પેઠે પોતાની પ્રિયા રુમા તથા રાજ્ય મેળવી આનંદ પામ્યો.[૪૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં છવીસમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૨૭ મો.
## રઘુવીરનો ગિરિનિવાસ.

સુગ્રીવ વાનરે, કિષ્કિંધામાં પ્રવેશ કર્યો, ને ત્યાં તેને અભિષેક થયો એટલે લક્ષ્મણ સહિત રઘુવીર, નજીક આવેલા પ્રસ્રવણ ગિરિપર આવ્યા.[૧] આ પર્વત વ્યાઘ્ર તથા મૃગાદિ પ્રાણીના શબ્દોથી ગર્જિત ભયંકર વેગવાન્ સિંહોથી ભરપૂર, અનેક પ્રકારનાં ગુલ્મ–લતાઓથી ઘેરાયલો, ઘણાં વૃક્ષોથી વ્યાપ્ત,[૨] રીંછ, વાનર, ગોપુચ્છ તથા માર્જારો વગેરેથી સેવાયલો, મેઘ સરખા વર્ણવાળો, સેવન કરનારને પવિત્ર કરનાર અને

* ચામર.

* વાનર સેનાનો પતિ.

કલ્યાણરૂપ હતો.[૩] શૈલ શિખર વિષે એક મોટી વિસ્તીર્ણ ગુફા આવેલી હતી. તે ઘણી યોગ્ય હોવાને લીધે લક્ષ્મણ સહિત રામે તેમાં વસવાનો નિશ્ચય કીધો.[૪] સુગ્રીવ સાથે, કાર્તિક માસનો સંકેત કર્યો હતો જેમણે એવા નિષ્પાપ રઘુનન્દન, ત્યાં આવી, નમ્રતા તથા લક્ષ્મીને વધારનાર ભ્રાતા લક્ષ્મણને, કાલોચિત વચન કહેવા લાગ્યા કે, "હે અરિંદમ! હે બંધુ સૌમિત્રે! આ પર્વતગુફા-વિશાળ, રમ્ય તથા પવનવાળી છે,[૫-૬] માટે એમાં આપણે વર્ષાકાળ પર્યંત નિવાસ કરીશું. હે સૌમિત્ર! આ પર્વત શિખર અતિ રમ્ય, ઉત્તમ, શ્વેત, કૃષ્ણ* અને †તામ્ર શિલાઓથી શોભીતું, અનેક ધાતુઓથી વ્યાપ્ત,[૭-૮] નદીનાં દેડકાંથી શબ્દિત, નાના પ્રકારના વૃક્ષખંડથી તથા વિચિત્ર લતાઓથી સુંદર, મયૂરાદિ અનેક પ્રકારના પક્ષીઓથી નાદિત અને માલતી, ડોલરના ગુલ્મ, નિર્ગુંડી, શિરીષ, કદંબ, અર્જુન તથા રાળનાં વૃક્ષોથી સુશોભિત છે.[૯-૧૦] વળી હે નૃપાત્મજ! ઉઘડેલાં કમળોથી શોભતી આ રમ્ય તળાવડી પણ વરસાદના પૂરથી જ્યારે ખુબ ભરાશે ત્યારે આપણને ઢુકડી પડશે.[૧૧] હે સૌમ્ય! આ ગુફા ઇશાન ભણી નમતી ને પશ્ચિમ ભણી ઉંચી હોવાથી વાયુનો ઘણો માર ન હોવાને લીધે, આપણને બહુ સુખરૂપ થશે.[૧૨] એના દ્વાર આગળ પેલી સપાટ, સુંદર તથા ભેદાઈ ગયેલા અંજનગિરિ‡ સરખી શ્યામ શિલા પડેલી છે તે તું જો. એ તે દ્વારનું ઢાંકણ છે.[૧૩] તેમ હે સૌમ્ય! એ ગુફાની ઉત્તરાદિ દિશાઓ ભણી પણ જોની. પેલાં કાજળ સમૂહ સરખાં શ્યામના ગિરિ શિખરો તથા દક્ષિણભણી આવેલાં અનેક ધાતુઓવાળાં કૈલાસગિરિ સરખાં શ્વેત શિખરો, કેવી શોભા આપે છે![૧૪-૧૫] આ ગિરિની પૂર્વે, ગુફાની નજીકમાં જ, ચિત્રકૂટની પાસે, મંદાકિની સરખી એક પવિત્ર સરિતા પણ વહી રહી છે.[૧૬] જોની, તેના બન્ને તટોપર ચંદન, તિલક, સાલ,તમાલ, અતિ મુક્ત, પદ્મક, દેવદારુ, તથા અશોકાદિ તરુઓ ઝઝુમી રહ્યાં છે. અહો! કેવી શોભા આપે છે![૧૭] અહો! એના ઉપવનોમાં આવેલાં વાનીર, તિમિદ, બકુલ, કેતકી, હિંતાલ, તિનિશ, આમ્ર, નેતર અને ગરમાળા, ઇત્યાદિ વિવિધ વૃક્ષોવડે શોભતી એ સરિતા વસ્ત્રાલંકારોથી ભૂષિત થયેલી સુંદરીની પેઠે કેવી શોભી રહી છે![૧૮-૧૯] વળી સેંકડો પક્ષીસંઘોના વિવિધ શબ્દોથી નાદિત, પરસ્પર અનુરક્ત, ચક્રવાકોથી અલંકૃત, અતિ રમ્ય કિનારાઓથી શોભતી તથા હંસ સારસાદિ વિહંગમોએ સેવેલી, નાના પ્રકારનાં રત્નવાળી આ સરિતા જાણે હસતી હોય તેવી લાગે છે.[૨૦-૨૧] વળી તે સરિતા, કોઈ સ્થળે નીલ કમળોથી, ક્યાંય રક્ત અને ક્યાંય શ્વેત કમળોથી તથા કોઈ સ્થળે નહિ ઉઘડેલી દિવ્ય કળીઓથી આચ્છાદિત થયલી હોવાથી બહુ રુડી શોભે છે.[૨૨] વળી તેની અંદર અનેક જળપક્ષીઓ તથા કિનારાપર મયૂર અને ક્રૌંચ પક્ષીઓ અનેક પ્રકારના શબ્દો કરી રહ્યાં છે; અને અનેક મુનિગણો પણ તેના રમ્ય જળનું સેવન કરે છે![૨૩]

"વળી હે સૌમિત્રે! જોની પેલી, મનમાં એકે સમયે ઉત્પન્ન થયેલી ઇચ્છાપંક્તિની* પેઠે એકે વખતે ઉગી નીકળી હોય તેવી ચંદન તથા અર્જુન વૃક્ષોની પંક્તિઓ! તે કેવી ડોલી રહી છે![૨૪] હે સાધો! ખરેખર આ પ્રદેશ સૌ વાતે બહુ જ રમણીય છે. માટે આપણે અહીં નિવાસ કરવાથી બહુ આનંદ પામીશું.[૨૫] સુગ્રીવની ચિત્રકાનના† કિષ્કિધા પણ અહિંથી આપણને નજીક જ છે.[૨૬] કારણ મૃદંગ, ડમરુ વગેરે વાજિત્રોના નાદ સહિત ગાયન કરતા શ્રેષ્ઠ વાનરોના શબ્દો અહીંયા સંભળાય છે.[૨૭] હે ભ્રાત! કપિવર સુગ્રીવ પોતાની ભાર્યા રુમાને, રાજ્યને તથા મોટી સમૃદ્ધિને પામી, સંબંધીઓ સહિત હમણાં નિશ્ચય આનંદ પામતો હશે; માટે તે આપણા કાર્ય માટે સાવધ થાય ત્યાં સૂધી આપણે અહીં જ વસવું જોઇએ."[૨૮]

એવી રીતે કહી, લક્ષ્મણ સહિત રઘુવીર, પ્રસ્રવણગિરિ વિષેની દર્શનીય ગુફા, કે જે અનેક પ્રકારનાં વૃક્ષો અને કુંજોથી વિંટાયલી હતી, તેમાં નિવાસ કર્યો.[૨૯] પરંતુ પોતાની પ્રાણપ્રિયાનું સ્મરણ થવાથી તેમને તે બહુદ્રવ્યવાળા તથા સુખ આપનારા તે પર્વત વિષે કિંચિત્ પણ સુખ પ્રાપ્ત થયું નહિ.[૩૦] જેમ જેમ એ સુખમય પર્વતને વિષે સુખનાં અનેક સાધનો પ્રાપ્ત થતાં હતાં, તેમ તેમ તેના મનમાં જાનકીનું વધારે વધારે સ્મરણ થતું હતું. રાત્રીને વિષે તેને કદી પણ સુખેથી નિદ્રા આવતી નહોતી. ઉદય પામતો શીતળ ચંદ્ર તો તેને ઉલટો દાહક થઈ પડતો હતો. વિરહજન્ય શોકને લીધે તેનું હૃદય વારંવાર ભરાઈ આવતું તથા નેત્રોમાંથી અશ્રુધારાઓ ચાલવા માંડતી હતી.[૩૧-૩૨] રામને નિત્ય જ આવા શોકમાં કેવળ નિમગ્ન થયેલો

* કાળી. † લાલ. ‡ કાજળનો પર્વત.

* ઇચ્છાઓની હાર. † વિચિત્ર વનોવાળી.

જોઈ, અતિ દુઃખપીડિત મહાત્મા લક્ષ્મણ, એક દિવસે બહુ નમ્રતાથી તેને કહેવા લાગ્યાઃ૩૩—

"હે વીર! આ પ્રમાણે દુઃખ પામી તું વારંવાર શોચન કરે છે એ યોગ્ય નથી; કારણ તું જાણે છે કે, અતિ શોક કરનાર છેવટે ખેદ જ પામે છે.૩૪ હે રાઘવ! આ લોકને વિષે તું નિત્ય કર્માદિ ક્રિયાને પરાયણ રહેનારો છે, દેવપૂજન કરનારો છે, આસ્તિક છે, ધર્મશીલ તથા ઉદ્યમી છે; છતાં જો શોકથી ઉદ્યમહીન થશે તો કુટિલ પરાક્રમી એવા શત્રુ રાક્ષસને હણવા શક્તિમાન્ થઈ શકશે નહિ.૩૫–૩૬ માટે, હે બંધુ! તું શોકનો ત્યાગ કરી ઉદ્યમમાં પ્રવૃત્ત થા, કે જેથી પરિવાર સહિત તે શત્રુનો તું નાશ કરી શકે!૩૭ તું સમુદ્રો, વનો તથા પર્વતોવાળી સમગ્ર વસુંધરાને પણ ઉલટી કરવા સમર્થ છે, તો એક રાવણને નાશ કરવા સમર્થ હોય, એમાં શું આશ્ચર્ય?૩૮ હમણાં વર્ષાઋતુ ચાલે છે, માટે શરદ્ઋતુ આવે ત્યાં સૂધી ધૈર્ય ધર. તું તત્પર થશે, એટલે દેશ તથા જ્ઞાતિગણ સહિત, રાવણનો નિશ્ચે અંત આણશે, એમાં સંશય જ નથી.૩૯ જેમ હોમ કરવા વખતે ભસ્મથી ઢંકાયલા અગ્નિને હોમ કરનાર તેને આહુતિ આપી જાગૃત કરે છે, તેમ હું તારા સૂતેલા વીર્યને આ પ્રમાણે કહી જાગૃત કરું છું (કંઈ ઉપદેશ કરતો નથી)."૪૦

અતિ સ્નેહાળ લક્ષ્મણનાં એ હિતરૂપ વાક્ય સાંભળી, તેને અતિ માન્ય કરીને, રામ કહેવા લાગ્યોઃ૪૧ "હે ભ્રાત! પોતામાં અનુરક્ત, સ્નેહાળ, હિતેચ્છુ તથા સત્પરાક્રમીએ જે પ્રમાણે કહેવું જોઇએ, તે જ પ્રમાણે કહી તેં મને સાવધ કર્યો;૪૨ તેથી સર્વ કાર્યના નાશ કરનારા આ શોકનો હું ત્યાગ કરું છું, ને કોઇથી ન હણાય એવું પરાક્રમ તથા તેજ મારે વિષે વૃદ્ધિ પામે છે.૪૩ તારા કહેવા પ્રમાણે હું સુગ્રીવની કૃપાની તથા નિર્મળ શરદ્ઋતુની વાટ જોઇશ.૪૪ હે લક્ષ્મણ! કૃતજ્ઞ શૂરવીર પુરુષ, બીજાએ કરેલા ઉપકારનો પ્રત્યુપકાર કરવારૂપે તેનો રુડો બદલો આપવામાં યોજાય છે ને સામાના ઉપકારને ન જાણનાર અકૃતજ્ઞ પુરુષ પ્રત્યુપકાર ન કરવાથી ઉલટો તે બળવાનના મનને હણે છે."૪૫

એવી રીતનાં રામનાં યોગ્ય વાક્યોને માન્ય કરી, પોતાની શ્રેષ્ઠ બુદ્ધિ દર્શાવતાં લક્ષ્મણે કર જોડીને તે શુભદર્શી પ્રત્યે કહ્યુંઃ૪૬ "હે નરેંદ્ર! રાવણનો નિગ્રહ કરવાનો નિશ્ચય કરનાર કપિ સુગ્રીવ, શરત્કાળની વાટ જોતો હશે; માટે એ સમય આવે કે, તે તારું સર્વ ઇચ્છિત પરિપૂર્ણ કરશે; માટે વર્ષાકાળ પૂર્ણ થતાં સૂધી તું ક્ષમા ધારણ કર.૪૭ હે પ્રભો! મારી વિનતિ માન્ય કરી શરદ્ઋતુ પર્યંત તારા કોપને નિયમમાં રાખ, અર્થાત્ સુગ્રીવ સાથે સંકેત કર્યા પ્રમાણે ચાર માસ [મનને જે વ્યથા થાય તે] સહન કર, ને શત્રુનો વધ કરવા સમર્થ એવો તું મારા સહિત, આ મૃગરાજે સેવેલા પર્વતવિષે વસ."૪૮

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સત્તાવીસમો સર્ગ સંપૂર્ણ.**

# સુગ્રીવ પ્રબોધન.

## સર્ગ ૨૮ મો.

### વર્ષાવર્ણન.

વાલિને મારી, સુગ્રીવને રાજ્યાભિષેક કરી રાઘવેંદ્રે માલ્યવાન્ ગિરિને વિષે નિવાસ કર્યો હતો, તેવામાં એક દિવસે તે બંને બાંધવ એક સ્ફટિક સરખી ઉત્તમ શિલાપર વિરાજેલા હતા, ત્યારે રામે એકાએક નિશ્વાસ નાંખી કનિષ્ઠ બંધુ લક્ષ્મણને કહ્યુંઃ "હે ભ્રાત! અહો જોની આ વિરહી જનને ખેદ ઉપજાવનાર વર્ષાકાળ હવે આવી પહોંચ્યો! પર્વત સરખા મેઘે આકાશ ઘેરી લીધું!૧–૨ આકાશ સૂર્યનાં કિરણોવડે સમુદ્રના જળનું પાન કરી તેનો નવ માસ પર્યંત ગર્ભ ધારણ કરે છે; ને પછી તે જળરૂપ ગર્ભને આ સમયે પ્રસવે છે (વરસાવે છે).૩* આ સૂર્ય જાણે વાદળની પંક્તિરૂપ પગથિયાંવડે આકાશ ઉપર ચઢી બેઠો છે. પુષ્પવાળાં કુટજ તથા અર્જુન વૃક્ષની પંક્તિઓરૂપ માળાવડે કરીને જાણે આકાશને સુશોભિત કરતો હોય તેવો દેખાય છે.૪ વળી આ આકાશ, સંધ્યા જેવા લાલ તથા છેવટના ભાગમાં ધોળા એવાં વાદળાંરૂપી વસ્ત્રવડે, જાણે વ્રણ ઉપર પાટો બંધાવેલો હોય, તે સરખું લાગે છે.૫ તેની અંદર મંદ મંદ વાયુ વાય છે, એ રૂપે જાણે તે નિઃશ્વાસ મૂકતું હોયની તેવું લાગે છે. તે સંધ્યારૂપ ચંદનને કરી રંગાયલું છે, પણ આજુબાજુનો તેનો રંગ શ્વેત છે, ને તે વારંવાર જળને વર્ષાવે છે. એ જાણે કામાતુર હોય તેવું જણાય છે.૬ સૂર્યના તેજવડે ક્લેશ પામેલી તથા નવા

* આશ્વિનથી તે જ્યેષ્ઠ સુધી નવ માસ થાય. આષાઢ, શ્રાવણ ને ભાદ્રપદમાં હંમેશા વૃષ્ટિ વિશેષ થાય છે.

જળથી ભીંજાયલી આ પૃથ્વી, જેમ શોકતાપે ત્રાસેલી મારી પ્રિયા નેત્રમાંથી જળ ખેરવે તેમ,બાફરૂપ ઉષ્ણતા ખેરવે છે.૭ મેઘે પોતાના ઉદરમાંથી મૂકેલો હોવાથી કર્પૂરદલ સરખો શીતળ આ મંદ વાયુ, કે જે કેતકી પુષ્પની સુગંધ સાથે વહન કરે છે, તે ખરેખર જળના સરખીજ શાંતિ કરી શકે છે; ને જાણે અંજલિવડે પી શકાય તેવો લાગે છે!૮ હે લક્ષ્મણ! ગ્રીષ્મઋતુના તાપથી તપી રહેલો આ પર્વત, કે જેનાપર સુપુષ્પિત અર્જુન વૃક્ષો શોભી રહ્યાં છે, ને જે કેતકી વૃક્ષોથી સુવાસિત છે, તે હવે આ મેઘની ધારાઓથી સિંચાતો હોવાને લીધે, સુગ્રીવની પેઠે (ગરમીરૂપ) શત્રુથી રહિત હોવાથી, સુખી થયો છે.૯ આ ઋતુને વિષે આ સઘળા પર્વતો ખરેખર અધ્યયન કરતા બ્રહ્મચારીઓની ઉપમાને યોગ્ય થયા છે; કારણ પોતાનાં શિખરોપર અથડાતા મેઘ (વાદળ)રૂપ કૃષ્ણાજિન તેમણે ધારણ કીધાં છે; જળની ધારાઓરૂપ યજ્ઞોપવીત પહેર્યાં છે અને ગુફાઓ, વિવરો, વગેરેમાં જતા આવતા મહા વાયુથી થતા શબ્દોરૂપ જાણે તેઓ વેદધ્વનિ કરી રહ્યા છે!૧૦ સુવર્ણ ચાબુક સરખી વિજળીવડે તડિત થયેલું, ને તેથી અંતર્ગત થતા ગડગડાટરૂપ શબ્દવાળું આકાશ જાણે વેદના પામતું હોય, તેવું દેખાય છે.૧૧ આ નિલ મેઘને વિષે વારંવાર ફરકતી વિજળી,મને રાવણના ખોળામાં ત્રાસ પામી ફરુકતી–તરફડતી તપસ્વિની વૈદેહી સરખી લાગે છે.૧૨ દિશાઓ પણ વાદળવડે ઢંકાયલી હોવાથી તેમાંના ચંદ્રાદિ ગ્રહો ન દેખાવાને લીધે બિલકુલ ઓળખાતી નથી; પરંતુ કામી પુરુષોને તે બહુ સુખ ઉપજાવે છે.૧૩ અહો! કોઈ કોઈ સ્થળે બાષ્પથી ઢંકાયલાં ને વર્ષાઋતુના આવવાથી બહુ ઉત્સુક એવાં આ પુષ્પિત કુટજ વૃક્ષ–પર્વતપર રહેલા અને શોકાવિષ્ટ એવા મને બહુ કામ ઉત્પન્ન કરે છે!૧૪

"હે લક્ષ્મણ! આ ઋતુને વિષે રજ કેવી પ્રશાંત થઈ છે તે જો! વાયુ પણ થંડો વાય છે, ગ્રીષ્મઋતુના સર્વ દોષ શાંત થયા છે, રાજાઓની યાત્રાઓ નિવૃત્ત થઈ છે અને રે! પ્રવાસી વિરહી નરો, વિરહ ન સહન થઈ શકવાથી પોતાના ગૃહપ્રત્યે જાય છે. પરંતુ હું પ્રિયાનો વિયોગી છું..૧૫ માનસરોવરપર વસવામાં લોભી એવા ચક્રવાક પક્ષીઓ, પોતાની સ્ત્રીઓ સહિત ત્યાં જવા લાગ્યા છે, અને અતિ વૃષ્ટિને લીધે માર્ગો ક્લિષ્ટ થઈ ગયેલા હોવાથી રથાદિ વાહનો ક્યાંય ગમન કરતાં દેખાતાં નથી.૧૬ આ ઋતુમાં ભિન્નભિન્ન મેઘને ધારણ કરનારું આકાશ ક્વચિત્ પ્રકાશિત, ક્વચિત્ પ્રકાશ વગરનું તથા કોઈ કોઈ સ્થળે પર્વત સરખા ચઢેલા મેઘથી રુંધાયલું દેખાય છે; ત્યારે કોઈ સ્થળે લહેર વગરના સમુદ્ર સરખું પણ શોભી રહે છે.૧૭ સર્જ, કદંબ ઇત્યાદિનાં પુષ્પોથી મિશ્રિત થયેલું તથા પર્વતમાંની ધાતુઓવડે લાલ દેખાતું નવું જળ, મયૂરોના ટઉકા સહિત ખળખળાટ કરતું શીઘ્રપણે વહન કરે છે.૧૮ વળી ભ્રમર સરખા દેખાવનાં રસભરિત પકવ જાંબુ ફળોનું, મનુષ્યો યથેચ્છપણે ભક્ષણ કરે છે; તથા અનેક પ્રકારનાં પાકી ગયલાં આમ્રફળો,* વાયુના સપાટાઓથી પૃથ્વીપર પડે છે.૧૯ હે ભ્રાત! આ વારંવાર ચઢી આવતા વિજળીરૂપ પતાકાવાળા, બગલાંની પંક્તિઓરૂપ માળાવાળા તથા શૈલશિખર સમાન આકૃતિવાળા ગર્જતા મેઘ, સંગ્રામમાં ઉભેલા મદોન્મત્ત હસ્તીઓની પેઠે ગર્જના કરી રહ્યા છે!૨૦ હે બંધુ! જો જો, વર્ષાદના જળથી ભીની થયેલી હરિયાળીવાળું તથા નૃત્યોત્સવ કરતા મયૂરોથી ભરેલું આ વન કેવું દેખાય છે. અપરાહ્ન કાળે તો એ વળી અધિકજ શોભા આપે છે.૨૧ અને જો, જો, જળને ધારણ કરનારા અને તેના ભારને લીધે નાદ કરનારા મેઘો, મોટાં પર્વતનાં શિખરોપર વિશ્રાંતિ કરી કરીને કેવા પાછા ચાલવા માંડે છે.૨૨ વળી મેઘપ્રત્યે જવાની કામનાથી હર્ષ પામેલી હોય તેવો દેખાતી, તથા આકાશમાં ગતિ કરતી વાદળીઓ, વાયુએ કંપાવેલી શ્વેતકમળોની અથવા શ્રેષ્ઠ વસ્ત્રની માળા સરખી કેવી દેખાય છે, તે પણ જો.૨૩ જો આ ઇંદ્રગોપ નામના લાલ જંતુઓથી આચ્છાદિત થયેલો વિચિત્ર હરિયાળીવાળી આ પૃથ્વી, લાલ રંગના બુટ્ટાઓવાળી પોપટીઆ રંગની સાડી પહેરેલી સુંદરી સરખી શોભે છે.૨૪ વળી હે લક્ષ્મણ! આ ઋતુને વિષે કેશવ શયન કરે છે, નદીઓ સમુદ્રપ્રત્યે આવે છે, વાદળીઓ મેઘ પ્રત્યે જાય છે અને હર્ષ પામેલી સ્ત્રી ગર્ભ ધારણ કરવા સારુ પોતાના પતિ પાસે આવે છે.૨૫† વનપ્રદેશને વિષે મયૂરો નૃત્ય કરે છે, કદંબો પુષ્પોવડે અલંકૃત થયલા છે, વૃષભો ગાયોને વિષે આસક્ત થયા છે, ને પૃથ્વી ધાન્યના છોડ તથા હરિયાળીવડે મનોહર થઈ છે,૨૬ નદીઓ વહે છે, મેઘ વર્ષે

* વનને વિશે જો વૃક્ષપરથી કોઈ તોડે વા પાડે નહિ તો કેરીઓ બેલાશક શ્રાવણમાસ પર્યંત રહી શકે છે. દક્ષિણમાં કેરીનો પાક આષાડ શ્રાવણમાં હોય છે.

† આષાડ સુદ એકાદશીથી શ્રીનારાયણ ભગવાન્ શયન કરે છે, તેને ઉદ્દેશીને આ વચન છે.

છે, મદોન્મત્ત હસ્તીઓ નાદ કરે છે, વનપ્રદેશ શોભી રહ્યો છે, સ્ત્રી વગરના પુરુષો તેનું ધ્યાન ધરે છે, મયૂરો નાચે છે અને સુગ્રીવને રાજ્ય મળવાથી વાનરો શાંતિ પામ્યા છે![૨૭] સાંભળ, આ વનમાંના જળના ઝરાઓ વિષે ક્રીડા કરવાથી તથા કેતકી પુષ્પનો સુગંધ લેવાથી હર્ષ પામેલા તથા જળના ધોધની ગર્જનાઓથી આકુળ થયેલા મદોન્મત્ત હસ્તીઓ, મયૂરો સાથે નાદ કરે છે તે.[૨૮] વૃષ્ટિ ધારાઓથી હણાયલા તથા કદંબ શાખાઓપર બેઠેલા ભ્રમરો, મોટા હર્ષથી મેળવેલા પુષ્પરસયુક્ત ગાઢ મદનો ધીમે ધીમે ત્યાગ કરે છે તે પણ તું જો.[૨૯] વળી જાંબુવૃક્ષની શાખાઓ, અંગારચૂર્ણના* ઢગલા સરખાં અને રસભરિત મોટાં ફળોથી જાણે ભ્રમરસમૂહે સેવેલી હોય એવી દેખાય છે.[૩૦] વિજળીરૂપ પતાકાઓથી અલંકૃત અને ગંભીર શબ્દ કરતા મેઘસમૂહોનાં રૂપ જાણે રણોત્સુક† હસ્તીઓ હોય તેના સરખાં દેખાય છે.[૩૧] પણ જો, પેલો માર્ગમાં ચાલ્યો જતો, વનોમાં તથા પર્વતોમાં ફરનારો મદમત્ત હસ્તી,બલાહક–મેઘનો શબ્દ સાંભળી તેને બીજા કોઈ બળવાન્ હસ્તીનો શબ્દ ધારીને, ઈર્ષાથી તેની સાથે યુદ્ધ કરવા સારુ દોડે છે તે.[૩૨] આ વન પ્રદેશો કોઈ સ્થળે ભ્રમર શબ્દોથી ગાજી રહ્યા છે, કોઈ સ્થળે નૃત્ય કરતા મયૂરોથી શોભી રહ્યા છે, કવચિત્ વારણેન્દ્રના યૂથોથી આકુલ દેખાય છે. આ પ્રમાણે તેમણે અનેક પ્રકારના વિચિત્ર ભાવોનો આશ્રય કરેલો છે.[૩૩] જો, આ કદંબ, સર્જ, અર્જુન તથા ભૂમિપરનાં (જળમાંનાં નહિ) કાદવમાં ઉગેલાં કમળોથી અને મધ સરખા મીઠા જળથી વ્યાપેલી આ વનભૂમિ, મયૂરોના નાચવા તથા ગાવાથી આપાનભૂમિ‡ સરખી જ લાગે છે.[૩૪] વળી ભીંજાવાને લીધે વિવર્ણ થયેલી પાંખોવાળાં તૃષિત પક્ષીઓ, દેવેન્દ્રે વર્ષાવેલા અને પાંદડાંમાં ભરાઈ રહેલા મોતી સરખા નિર્મળ જળનું પાન કરે છે ( તે પણ તું જો ).[૩૫] વળી જો, આ વનને વિષે ભ્રમરો વીણા સરખા મધુર સ્વરે ગાયન કરે છે તે. તેની વચ્ચે વચ્ચે બોલતાં દેડકાંઓ જાણે તે ગાયનમાં, સૂત્રધારરૂપે તાળ દેતા હોય, અને ધીમી ધીમી ગર્જનાઓ કરતો મેઘ જાણે મૃદંગ જ વગાડી રહ્યો હોય તેવું લાગે છે; અને તેથી સ્વાભાવિક રીતે પ્રવૃત્ત થયેલું આ વનસંગીત મનને કેવું આનંદ આપે છે![૩૬] વળી કવચિત્ નાચતા, કવચિત્ શબ્દ કરતા, કવચિત્ વૃક્ષની ટોચે બેઠેલા અને લાંબી ચંદ્રિકાવાળાં પિચ્છરૂપી આભરણવાળા મયૂરો તો જાણે પોતાનું આગલું જ સંગીત આરંભી બેઠા છે.[૩૭] હે લક્ષ્મણ! આ અનેક પ્રકારના શબ્દો કરી રહેલા તથા વિચિત્ર રંગના દેડકા, કે જેઓ ઘણા સમયથી સૂકી ભોંયમાં નિદ્રા કરતા હતા, તેઓ મેઘના શબ્દો સાંભળીને હવે જાગ્રત થાય છે; ને વર્ષતા જળની ધારાઓથી હણાયા સરખા લાગે છે;[૩૮] અને ભેદાયલા કિનારાનો ત્યાગ કરી, ઉન્મત્તપણે વહન કરતી નદીઓ, ચક્રવાકાદિ પક્ષીઓને ખસેડતી નવીન પ્રવર્તેલા ભોગ માટે ભર્તા પાસે જતી સુંદરીની પેઠે પોતાના ભર્તા સમુદ્ર તરફ ધસી જાય છે, તે જાણે નવી પરણેલી કામાતુર યુવતિ ભોગ માટે પોતાના ભર્તા પાસે જતી હોય તેવી લાગે છે.[૩૯] વળી નવાં જળથી પરિપૂર્ણ એવા નીલમેઘ, દાવાનળથી બળેલા પર્વતો સાથે જોડાઇ જવાથી તેઓના સરખા જ દેખાય છે.[૪૦] જેમાં મદમત્ત હસ્તીઓ યથેચ્છપણે ફરી રહ્યા છે એવો રમ્ય વનપ્રદેશ, ઇંદ્રગોપથી અલંકૃત થયેલી હરિયાળીથી, આનંદિત મયૂરોના ટહુકાઓથી તથા આમ્ર, અર્જુન આદિ વૃક્ષોના સુવાસથી અતિ મનોહર લાગે છે.[૪૧] વળી નવાં જળની ધારાઓથી ધોવાયલાં કેસરવાળાં કમળો, તેમ જ નવાં કેસરવાળાં કદંબ કુસુમો ઉપર બેસી હર્ષ પામેલા ભ્રમરો, તેની સુગંધનું પાન કરે છે.[૪૨] મદોન્મત્ત હસ્તીઓ, હર્ષ પામેલા વૃષભો, મહાબળવાન્ સિંહો, રમ્ય પર્વતો, ઉદ્યમથી નિવૃત્ત થયેલા રાજાઓ તથા ક્રીડા કરતો ઇંદ્ર, એઓ આ વર્ષાઋતુને વિશે યથેચ્છ વર્તી રહ્યા છે.[૪૩] સમુદ્રની ગર્જનાને પણ લજાવે એવા નાદ કરનારા આ આકાશગામી મેઘો, મોટા જળસમૂહથી નદીઓ,નાનાં મોટાં સરોવરો, વાવ વગેરે બીજાં જળાશયો તથા સમગ્ર પૃથ્વીને પ્રવાહવાળી કરે છે.[૪૪] વૃષ્ટિ મોટા વેગથી થાય છે, વાયુ પણ મહાવેગથી ગર્જના કરતો વાય છે ને ભેદાયલા તટોવાળી નદીઓ મોટા વેગથી આડમાર્ગે વહન કરે છે.[૪૫] જેમ રાજાઓ સેવકોવડે પોતાનાં રૂપ તથા શોભાને દેખાડે છે, તેમ પર્વતો, ઇંદ્રે અને વાયુએ આણેલાં વાદળરૂપ જળકુંભોથી સિંચાઈ પોતાનાં રૂપતથા શોભાને પ્રદર્શિત કરે છે.[૪૬] આકાશ વાદળવડે ઘેરાવાથી રાત્રે તારાઓ તથા દિવસે સૂર્ય દેખવામાં આવતા નથી. નવા જળસમૂહથી પૃથ્વી તૃપ્ત થઈ છે, ને અંધકારથી વ્યાપેલી દિશાઓ પ્રકાશતી નથી.[૪૭] વળી જળની ધારાઓથી ધોવાયલાં પર્વ-

* કોયલાઓના. † યુદ્ધમાં ઉત્સાહિત થયેલા.

‡ મધપાન કરવાની ભૂમિ.

તેોનાં મોટાં શિખરો, મોટાં પ્રમાણમાં વહેતા વિપુલ ઝરાઓથી, લાંબી મુક્તામાળા ધારણ કરનારા પુરુષની પેઠે અધિક શોભા આપે છે;[૪૮] ને માર્ગમાં પડેલી શિલાઓ આડી આવવાથી તેમનો વેગ સ્ખલિત થાય છે. એવા તે વિપુલ ઝરાઓ મયૂરોએ સંનાદિત* કરેલી ગુફાઓ તરફ, તૂટતી મોતીની માળા સરખા દેખાય છે.[૪૯] વળી તે શીઘ્રવેગી વિપુલ ઝરાઓ, કે જેમણે ગિરિશિખરોને ચોમેરથી ધોઈ સ્વચ્છ કીધાં છે, ને જેઓ નીચે પડતી વેળા ખરેખર ઘણી સેરોવાળી મોતીની માળાઓ સરખા જ દેખાય છે, તેઓને, મોટા પર્વતો પોતાના ગુફારૂપ ઉત્સંગ (ખોળા)માં ધારણ કરે છે.[૫૦] અહો લક્ષ્મણ! એ ચોમેર-સર્વ દિશાઓમાં પડતી ઝરણનાં જળની ધારાઓ, સુરત† સમયે થતા મર્દનથી તૂટેલી સ્વર્ગની સ્ત્રીની અમૂલ્ય મુક્તામાળા સરખી જ લાગે છે.[૫૧]

“વળી હે ભ્રાત! વૃષ્ટિના ઝપાટાઓને લીધે ત્રાસીને પક્ષીઓ છૂપાઈ ગયાં છે, કમળો બીડાઈ ગયાં છે, ને માલતી પુષ્પો એક પછી એક ઉઘડતાં જાય છે, તેથી અનુમાન થઈ શકે છે કે, સૂર્ય અસ્ત થયો હશે.[૫૨] વળી રાજાઓની યાત્રાઓ પાછી ફરી છે, તેમની સેનાઓ માર્ગમાં જ અટકેલી છે, સર્વનાં વૈર સમાઈ ગયાં છે, ને માર્ગ પણ સરખા જળમય થઈ રહ્યા છે.[૫૩] ભાદ્રપદ માસને વિષે વેદ ભણવા ઇચ્છતા સામવેદી બ્રાહ્મણોને ઉપાકરણ કરવાનો સમય પ્રાપ્ત થયો છે.[૫૪] વળી હે લક્ષ્મણ! ગૃહકર્મથી નિવૃત્ત થઈ જીવન સાધનોનો સંચય કરનારા કોશલાધિપ ભરતે, આ આષાઢીઋતુ‡ આવી જાણી, પૂર્વે ધારણ કરેલા વ્રત-સંકલ્પો પૂર્ણ કર્યા હશે;[૫૫] અને મને ઘેર ગયેલો જોઈ જેમ અયોધ્યાવાસી જનોનો વેગ વૃદ્ધિ પામે, તેમ આ દિવસોમાં જળથી પૂર્ણ થયેલી, સરયૂનો વેગ વૃદ્ધિ પામ્યો હશે.[૫૬] વળી હે લક્ષ્મણ! રાજ્યાસને વિરાજેલો સુગ્રીવ, કે જેણે શત્રુને જિત્યો છે, તથા પત્નીને સંપાદન કરી છે, તે આ સ્વચ્છ ગુણવાળી વર્ષાઋતુને પામી ઉત્તમ સુખ ભોગવે છે; અને હું તો હૃતદાર,§ તેમજ રાજ્ય-ભ્રષ્ટ હોવાથી, ભીની નદીના કિનારાની પેઠે ખેદ પામું છું.[૫૭-૫૮] રે, મને મોટો શોક થાય છે અને તેથી વર્ષાઋતુ દુઃખે કરી નિર્ગમન થાય એવી હોવાથી બહુ લાંબી થઈ પડી છે; તથા મોટો શત્રુ રાવણ પણ પાર ન પામી શકાય (જિતી ન શકાય) એવો ભાસે છે.[૫૯] રે, માર્ગો અતિ દુર્ગમ થયેલા જોઈ મેં નમ્ર સુગ્રીવને સીતાને શોધ કરવા જવા સારુ કંઇ પણ કહ્યું નથી.[૬૦] પણ મારું કાર્ય અલ્પકાળે તથા અલ્પ યત્ને થાય એમ નથી. માટે પૂર્વે ઘણા કાળપર્યંત, સ્ત્રીસમાગમથી દુર્ભાગ્ય રહેલા સુગ્રીવને હું તે સંબંધે હમણાં કશું કહેવા ઇચ્છતો નથી.[૬૧] તે પોતે જ પૂરતી વિશ્રાંતિ લઈ, મારું કાર્ય કરવાનો સમય આવી પહોંચતાં જ મારા ઉપકારનું સ્મરણ કરીને અહીં આવશે એમાં સંશય નથી.[૬૨] તેથી હે શુભ-લક્ષણ! એ સુગ્રીવની તથા નદીઓની (નિર્મળ શાંત થવારૂપ) કૃપાને ઇચ્છતો હું, તેણે કહેલા સમયની વાટ જોઇશ.[૬૩] જે શૂરવીર હોય છે, તે કોઇએ કરેલા ઉપકારને લીધે તેનો પ્રતિ ઉપકાર કરવા યત્ન કરે છે; ને જે અકૃતજ્ઞ* હોય છે, તે તો ઉપકાર ન કરવાથી ઉલટો પરાક્રમી નરના મનને હણે છે!”[૬૪]

એ પ્રમાણેનાં રામનાં વાકયોને લક્ષમાં લઈ, તે માન્ય કરીને, મહાબળ લક્ષ્મણે પોતાના અંગનો મંગળભાવ પ્રકટ કરતાં હાથ જોડી, અભિરામદર્શન† રઘુવીર પ્રત્યે કહ્યું: “હે નરેંદ્ર! તેં જે કહ્યું તે તારું સર્વ ઇચ્છિત શત્રુનિગ્રહી હરીશ્વર થોડા સમયમાં પરિપૂર્ણ કરશે; માટે શરદૃઋતુની વાટ જોઈ આ વર્ષાકાળ વીતવા દે.”[૬૫-૬૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં અઠ્ઠાવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૯ મો.

## સુગ્રીવને મારુતીની ચેતવણી.

આજકાલ કરતાં, ને દિન વીતતાં વર્ષાઋતુ સમાપ્ત થઈ. આકાશમાંથી વીજળી તથા મેઘ ચાલ્યાં ગયાં. સારસ પક્ષીઓ શબ્દ કરવા લાગ્યાં, અને રમણીય તેજ-રૂપ ચંદનવડે આકાશ લિપ્ત બન્યું.[૧] આવી રીતે શરત્કાળના દિવસો આવી પહોંચવા છતાં પણ કિષ્કિંધાપુરીને વિષે કૃતાર્થ થયેલો સુગ્રીવ તો અતિ લુબ્ધપણે કામ સેવન જ કરી રહ્યો હતો. લાંબો વખત સૂધી તજાયલા કામને વિષે તેનું ચિત્ત બહુ જડાયલું હોવાથી તેના ધર્મ અને અર્થ એ બન્ને પુરુષાર્થો તદ્દન મોળા પડી ગયા હતા. તેનું ચિત્ત કામભોગને યોગ્ય એવા એકાંતસ્થળનું જ ચિંતન કરતું હતું.[૨-૩] વાલિ-વધરૂપ પોતાનું કાર્ય નિષ્પન્ન થવાથી અને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થવાથી, કેવળ નિશ્ચિંત બની તે

* નાદ કરી-ગર્જેલી. † રતિક્રીડા.
‡ વર્ષાઋતુ. § સ્ત્રી વિનાનો.

* ઉપકાર ન જાણનાર. † નવીન આનંદ આપે એવા દેખાવવાળા.

સદૈવ સ્ત્રીઓ વિષે જ આસક્ત રહેતો હતો. પોતાના સર્વ ઇચ્છિત મનોરથો પ્રાપ્ત થયેલા હોવાથી, પોતાની પ્રિય સ્ત્રી રુમા તથા તારાને પામીને તે નિર્ભયપણે રાત દહાડો, ગંધર્વ તથા અપ્સરા સહિત ક્રીડા કરતા ઇંદ્ર સમાન વિહાર કરતો હતો. રાજ્યકાર્યભારમાં મંત્રીઓ શું કરે છે તે વિષે પણ તેની દૃષ્ટિ નહોતી.[૪-૫] મંત્રીઓ શ્રેષ્ઠ હોવાને લીધે રાજ્યપાલન કરવા સંબંધે તેનો સંદેહ ટળી ગયો હતો. આ પ્રમાણે માત્ર કામી સમાન જ બની રહેલા હરીશ્વર સુગ્રીવને જોઈ, તેનો અર્થતત્ત્વજ્ઞ સચિવ હનૂમંત, કે જે અર્થ સંબંધી નિશ્ચય કરનારો તથા કાળ ધર્મને વિશેષે કરીને જાણનારો હતો, તેણે તેની પાસે આવી, મનને સારાં લાગે એવાં તથા અનેક પ્રકારનાં હેતુવાળાં વાક્યોવડે તેને પ્રસન્ન કર્યો. પછી અતિ હિતરૂપ, સત્ય, રુચિકર, સામ, ધર્મ, અર્થ, નય, વિનય અને પ્રીતિ ઇત્યાદિવડે પરિપૂર્ણ વચનોથી તેને ચેતવણી આપવા સારુ કહ્યું:[૬-૮] "હે હરીશ્વર! તને રાજ્ય તેમ જ યશ પ્રાપ્ત થયાં, ને તારા કુળની સમૃદ્ધિ પણ વૃદ્ધિ પામી; માટે હવે તારે તારા પોતાના મિત્રોનાં બાકી રહેલાં કાર્યો કરવા માટે તત્પર થવું જોઇએ. પ્રત્યુપકાર કરવાના સમયને જાણનાર પુરુષ, જો પોતાના મિત્રોનું ભલું કરવા માટે યોગ્ય રીતે વર્તે છે, તો તેનાં રાજ્ય, કીર્તિ તથા પ્રતાપ વૃદ્ધિ પામે છે. વળી હે રાજન્! જે રાજાને કોશ, સેના, મિત્ર તથા પ્રજા એટલાં વાનાં સ્વાધીન હોય, તે મહાન્ રાજ્યને ભોગવે છે.[૯-૧૧] માટે, વૃત્તસંપન્ન તથા અવિનાશી માર્ગમાં રહેલા તારે મિત્ર માટે કરેલી પ્રતિજ્ઞાને યથાર્થ કરવી જોઇએ;[૧૨] કેમકે જે પુરુષ પોતાનાં સર્વ કામ મૂકીને પણ ઉતાવળથી મિત્રના કાર્યમાં પ્રવર્તતો નથી, તે અનર્થવડે રુંધાઈ જાય છે.[૧૩] તેમ જ જે પુરુષ સમય વહી ગયા પછી મિત્રકાર્ય કરવા પ્રવર્તે છે, તે પછવાડેથી જોકે મોટો અર્થ સિદ્ધ કરે છે તોપણ સન્મિત્રપણાને યોગ્ય કહેવાય નહિ.[૧૪] માટે હે અરિંદમ! આપણા મિત્ર રામની સ્ત્રી વૈદેહીને શોધવા માટેનો સમય આવી પહોંચ્યો છે, તે વહી જાય નહિ તે પહેલાં, આપણે તે કાર્ય માટે પ્રવૃત્ત થવું જોઇએ.[૧૫] હે સુગ્રીવ! કાળ જાણનાર બુદ્ધિમાન્ રઘુવર, પોતાના કાર્ય માટે જો કે ઉતાવળા છે, છતાં કાળ વ્યતીત થશે તોપણ તે તને કંઈ કહેશે નહિ; કારણ તે તારે વશ હોવાથી તારા અભિપ્રાયને અનુસરીને જ શાંતપણે રહ્યા છે.[૧૬] તે અપરિમિત પ્રભાવવાળા તથા સર્વોત્તમ ગુણવાન છે, છતાં તારા મોટા કુળની વૃદ્ધિ અને તારા બંધુત્વના હેતુથી જ તને અનુસરે છે. એનો કનિષ્ઠ બંધુ લક્ષ્મણ પણ તેવો જ છે.[૧૭] માટે હે કપીશ્વર! તેનું કાર્ય કરવામાં હવે વિલંબ કરતો નહિ. પ્રથમ તેણે તારું કાર્ય કર્યું છે, માટે તેનાં કાર્યમાટે શ્રેષ્ઠ કપિઓને આજ્ઞા આપ.[૧૮] હે સુગ્રીવ! રઘુવીરે કહ્યા પહેલાં જો તું તેનું કાર્ય કરશે, તો તેમાં કાળ વ્યતીત થશે તોપણ તને કશો દોષ લાગશે નહિ ને તેમના કહ્યાની વાટ જોશે તો અવશ્ય કાળ વહી જશે.[૧૯] હે કપિરાજ! તારું કાર્ય ન કર્યું હોય તેવા મનુષ્યનું કાર્ય પણ તું કરવા માટે પ્રવર્તે એવો છે, તો પછી તારા ઉપકાર કરનારને તેનો રુડો બદલો આપવા માટે, રાજ્ય રહેતાં અથવા પોતાનો વધ થતાં પણ–તું અવશ્ય પ્રવર્તે તેમાં શું આશ્ચર્ય ?[૨૦] હે ઋક્ષગણેશ્વર!* અતિ પરાક્રમી એવો જે તું, તે રઘુવરની ઈચ્છા પ્રમાણે કરવા શક્તિમાન્ છે, છતાં તેની આજ્ઞાની વાટ જોઈ, તેના કાર્યમાં શા માટે વિલંબ કરે છે ?[૨૧] જો કે એ દાશરથિ પોતાનાં બાણવડે સમગ્ર દેવ, અસુર અને નાગલોકાદિને પણ વશ કરવા સમર્થ છે, તોપણ કેવળ તેં કરેલી પ્રતિજ્ઞા સત્ય છે કે અસત્ય–એમ પરીક્ષા જોવા સારુ જ વાટ જોઈ રહ્યા છે.[૨૨] હે કપિવર! નિરપરાધી વાલિને મારવાનું કામ જો કે ઘણું અયોગ્ય હતું, ને તે પોતે જાણતા હતા, છતાં પણ રઘુવીરે તેની શંકા ન રાખતાં તારું મહત્ પ્રિય કર્યું છે. માટે, આપણે પણ તેની પ્રિયા વૈદેહીની આખી પૃથ્વી તથા આકાશને વિષે પણ શોધ કરીશું.[૨૩] મરુદ્ગણ સહિત દેવતા, દાનવ, ગંધર્વ, અસુર તથા યક્ષાદિ પણ એ રાઘવને યુદ્ધમાં ભય પમાડી શકે તેમ નથી, ત્યારે રાક્ષસોથી શું થઈ શકે એમ છે ?[૨૪] હે પિંગેશ! એવા શક્તિમાન્ તથા પ્રથમ તારાપર ઉપકાર કરનારા રામનું તારે સર્વાત્મપણથી પ્રિય કરવું યોગ્ય છે.[૨૫] તારી આજ્ઞા પ્રમાણે પૃથ્વી, જળ તથા આકાશ વગેરે સ્થળમાં જવાને કોઇ પણ વાનર વિલંબ કરે તેમ નથી; માટે તું તેઓને સત્વર આજ્ઞા આપ.[૨૬] કોને અને શી આજ્ઞા આપું એમ તું કહેતો હો, તો વિચાર કર કે તારા તાબામાં મહા બળવાન વાનરોની કોટ્યાવધિ સેના છે."[૨૭]

એવી રીતે સમયપરત્વે બોલાયલાં હનૂમાનનાં વચન સાંભળીને, બળવાન્ સુગ્રીવે તે પ્રમાણે કરવા માટે શ્રેષ્ઠ મતિ કરી;–અર્થાત્ તે જ વખત–સદૈવ ઉદ્યોગી એવા

* રિંછોના પતિ.

પોતાના સચિવ નીલ વાનરને પોતાની આગળ બોલાવી, સર્વ દિશાઓમાંની વાનરસેનાને એકઠી કરવાની આજ્ઞા આપી.[૨૮–૨૯]

સુગ્રીવ બોલ્યોઃ "હે સમર્થ નીલ! મારી સમગ્ર સેના, પોતપોતાના યૂથનું પાલન કરનારા સેનાપતિઓ સહિત શીઘ્રપણે અત્રે એકત્ર થાય તેમ તું કર.[૩૦] વળી દશે દિશામાં રહેનારા શીઘ્રગામી તથા વ્યવસાયી સેનાપતિઓને પણ મારી આજ્ઞા જણાવી શીઘ્ર તેડાવ; ને તેઓના આવ્યા પછી જ તારે જે કંઈ કરવાનું હોય તે કરજે.[૩૧] આજથી પંદર રાત્રીની અંદર જે વાનર અત્રે દાખલ નહિ થાય, તેને નિઃસંશય પ્રાણાંત દંડ કરવામાં આવશે.[૩૨] માટે મારી આ નિશ્ચિત આજ્ઞા પ્રમાણે કરીને, અંગદ તથા તું બન્ને, બીજા વૃદ્ધ વાનરોને પણ સ્વતઃ જઇને સન્માનપૂર્વક તેડી લાવો."[૩૩]

એ પ્રમાણે વ્યવસ્થા કરીને, મહાપરાક્રમી હરિપુંગવેશ્વર સુગ્રીવે પોતાના રાજ્યમંદિરમાં પ્રવેશ કર્યો.[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ-વિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ઓગણત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

—✲✲✲✲✲✲✲✲—

## સર્ગ ૩૦ મો.

## શરદ્વર્ણન.

[ હવે અહિંયાંતો શરત્કાળ આવી પહોંચવાથી સુગ્રીવે હનૂમંતના ઉપદેશવડે જાગ્રત થઈ, વાનરસેના એકત્ર કરાવવા માંડી; પણ તે સમયે માલ્યવત્‌ગિરિપર શું બન્યું તે જોઇએ. ]

સુગ્રીવે રાજમંદિરમાં પ્રવેશ કર્યો, તે સમયે આકાશ મેઘરહિત સ્વચ્છ અને શ્વેતવર્ણું થયું, ને ચંદ્રમંડળ નિર્મળ થવાથી શરદૃઋતુની રાત્રીઓ પ્રકાશી રહી. વર્ષાકાળની રાત્રીઓથી અકળાઈ કામશોકથી પીડાઈ રહેલા રામ, સમય વ્યતીત થવાથી, કામાસક્ત સુગ્રીવનો અને નાશ પામ્યા સરખી જનકસુતાનો વિચાર કરી અત્યંત મોહાતુર થઈ જવા લાગ્યા.[૧–૩] વૈદેહી જીવતી હશે કે તેનો નાશ થયો હશે એવી ચિન્તાથી તો બુદ્ધિમાન્ રાઘવ, વારંવાર મૂર્છિત સરખા થઈ જતા હતા.[૪] એક દિવસે એક સુવર્ણ સરખી ધાતુભૂષિત શિલાપર તે બેઠા હતા, તેવામાં એજ પ્રમાણેની મૂર્છામાંથી થોડીકવારે સાવધ થઇને નિરંતર હૃદયમાં વસી રહેલી સીતાનું ચિંતન કરવા લાગ્યા, ને આકાશ વિષે નિર્મળતા તથા સારસપક્ષીઓના શબ્દ વગેરે શરદૃઋતુનાં ચિહ્નો જોઈ, અતિ વ્યથાયુક્ત નીસાસો નાંખી પીડિત વાણીથી વિલાપ કરવા લાગ્યા કે,[૫–૬] "રે! રે! સારસપક્ષીના શબ્દ સરખા નાદવાળી સીતા આશ્રમમાં હતી, તે વેળા સારસોએ એક બીજાને બોલાવવા માટે કરેલા શબ્દો સાંભળીને તે કેવી હર્ષ પામતી હતી, તેવી શું તે આજે હર્ષ પામતી હશે?[૭] રે! સુવર્ણ સરખાં નિર્મળ પુષ્પોવાળાં આસનનાં વૃક્ષોને જોઈ, તેની અતિ સૌંદર્યતાને લીધે વારંવાર તે જોતી હતી, તે બાળા મને ન જોવાથી આજે કેવી રીતે વર્તતી હશે?[૮] રે! એ કોમળ શબ્દ કરનારી સર્વાંગસુંદરી પૂર્વે કલહંસ પક્ષીઓના શબ્દ સાંભળી, મારા અગાઉ જાગ્રત થતી હતી, તે આજે કેવી રીતે દિવસો કાઢતી હશે?[૯] અને તે કમળ સરખાં વિશાળ નેત્રવાળી પ્રિયાની અવસ્થા, આ સજોડે ફરનારાં ચક્રવાક પક્ષીઓના શબ્દ સાંભળીને કેવી થતી હશે?[૧૦] અરેરે! તે બાલમૃગાક્ષી વિનાનો હું, આ અનેક પ્રકારનાં સરોવરો, નદીઓ, વાપિકાઓ, સુંદર વન ઉપવનોમાં વિચરવાથી પણ સુખ પામતો નથી![૧૧] વળી મારા વિયોગને લીધે તથા તે ભામિની સુકુમાર હોવાને લીધે, શરદૃતુના ગુણોથી છવાઈ રહેલો કામ, તેણીને પણ નિરંતર અત્યંત પીડા જ કરતો હશે!"[૧૨]

એ પ્રમાણે જેમ તરસ્યો ચાતકપક્ષી વર્ષાદના જળને માટે વિલાપ કરે, તેમ નૃપાત્મજ નરશ્રેષ્ઠ રામ, સીતાને અર્થે વિલાપ કરતા હતા.[૧૩] તેવામાં રમ્ય ગિરિતટવિષેથી વનફળ લઈ પાછા વળેલા રામના નાના ભાઇ લક્ષ્મીવંત લક્ષ્મણે તેને જોયા.[૧૪] પોતાના જ્યેષ્ઠ બંધુને આવી દુઃસહ ચિંતામાં મગ્ન અને વિસંજ્ઞ* થઈ નિર્જન વનને વિષે દીનની પેઠે એકલા વિલપંતા જોયા, એટલે ખેદ પામી લક્ષ્મણ ઉતાવળથી તેની પાસે આવ્યો. પછી નમ્રપણે કર જોડી તેને કહેવા લાગ્યોઃ[૧૫] "હે આર્ય! તારા પોતાના પરાક્રમનો પરાભવ કરાવનારા કામને વશ થવાથી તું કીયું પ્રયોજન સિદ્ધ કરશે? કામીપણાનો ત્યાગ કરી કર્મયોગનું આચરણ કર; જેમાં બ્રહ્મનું અનુસંધાન થાય છે એવા આ સમાધિ યોગને, ક્ષુલ્લક શોકમાં પડી તું શા માટે નષ્ટ કરે છે? શું એ વસ્તુ (સમાધિ) આવાં સર્વે દુઃખોને નિવૃત્ત કરવા સમર્થ નથી? માટે હે બંધુ! અદીનપરાક્રમી એવો તું શૌચ સ્નાનાદિ ક્રિયાયોગનું અનુષ્ઠાન કર; ને મનને પ્રસન્ન કરી કાળને સમાધિયોગવિષે સંબદ્ધ કર. વળી જેનાથી પરાક્રમની વૃદ્ધિના કારણ સહાય સામર્થ્યાદિ મજબૂત થાય

* સંજ્ઞા–ભાન વગરના.

તથા વૃદ્ધિ પામે એવો (દેવાર્ચનાદિ) કર્મયોગ પણ સાધ.[૧૬-૧૭] હે માનવ વંશના નાથ! હે શૂરવીર! તારા સરખા પતિની સ્ત્રી જાનકી બીજાને (પચવી) સુલભ નથી. પ્રજ્વલિત અગ્નિશિખાને પામી કોણુ ન દહન થાય?"[૧૮]

શુભ લક્ષણુવંત લક્ષ્મણુનાં એ માન્ય વચન સાંભળી દૃઢ ઠરાવથી રામે કહ્યું: "હે ભ્રાત! આ તેં મને બહુ હિતકર અને પથ્યરૂપ, નીતિ, સામ, ધર્મ તથા અર્થ-યુક્ત વાક્યો કહ્યાં.[૧૯] બુદ્ધિમાન્ પુરુષે નિઃસંશય તારા કહેવા પ્રમાણે જ અનુષ્ઠાન કરવું જોઇએ. સમાધિ-યોગવડે ભગવત્તત્ત્વનું ચિંતન તથા કર્મયોગનું અનુષ્ઠાન અવશ્ય કર્તવ્ય છે. તેમ કર્યા વગર અતિ વૃદ્ધિ પામેલા મહાવીર્યવાનને પણુ તેનાં બીજાં પરાક્રમાદિ કર્મોનું ફળ મળતું નથી."[૨૦]

એવી રીતે લક્ષ્મણુને કહીને પુનઃ કમલાક્ષી મૈથિલીનું ચિંતન કરતાં રામ ઉદાસ મુખે બોલ્યાઃ[૨૧] "અહો! હે ભ્રાત! જળવડે વસુંધરાને તૃપ્ત કરી, તૃણુ ધાન્યાદિ ઉત્પન્ન કરીને સહસ્રાક્ષ પોતાનું કામ પૂર્ણ કરી રહ્યો છે.[૨૨] હે નૃપાત્મજ! લાંબા, ગંભીર શબ્દવાળા અને પર્વતો તથા વૃક્ષો પાસે ગતિ કરનારા મેઘો, જળ વર્ષી શાંત થયા છે,[૨૩] અને નીલ કમળ સરખા શ્યામ અને મદ વગરના માતંગો સમાન એ પયોધરોએ* પોતાનો વેગ શાંત કરી, દશે દિશાઓને શુદ્ધ શ્યામ-વર્ણી કરી મૂકી છે, પરંતુ હજુ સૂધી મારા કામની શાંતિ થવા વેળા આવી નહિ.[૨૪] આ આકાશમાં ચઢેલા જળગર્ભિત મહામેઘ, તેમ જ કુટજ અને અર્જુન વૃક્ષની સુગંધવાળો વૃષ્ટિ સહિત વાયુ ચોમેર ફરીને નિવૃત્ત થયો છે,[૨૫] ને હે લક્ષ્મણુ! મેઘ, હસ્તી, મયૂર તથા પ્રસ્રવણુગિરિના જળના ઝરણુાઓના નાદ પણ હવે શાંત થયા છે.[૨૬] મેઘ વર્ષવાથી નિર્મળ થયેલી વિચિત્ર તળેટીવાળા પર્વતો, જાણે ચંદ્રકિરણે છવાઈ રહ્યા હોયની શું, તેવા શોભાયમાન દેખાય છે.[૨૭] હે બંધુ! સપ્તપર્ણીની† શાખાઓ, તારાઓ સહિત સૂર્ય ચંદ્રની પ્રભા, અને ઉત્તમ હસ્તીઓની લીલા એ ત્રણેને વિષે શરદ્ઋતુએ પોતાની શોભા વહેંચી નાંખી છે;[૨૮] ને તેથી સૂર્યોદયથી ઉઘડેલાં કમળોની શોભાવાળાં સરોવરોમાં, તેમ જ બીજા અનેક પદાર્થોમાં, આશ્રય કરી રહેલી શરત્કાળની શોભા અધિક શોભે છે.[૨૯] વળી સપ્તપર્ણીનાં પુષ્પની સુગંધવાળો, ભ્રમર સમૂહોનાં ગાયનોથી ભરપૂર અને પવનને અનુસરનારો શરત્કાળ મત્ત હસ્તીઓના ગર્વનો નાશ કરતો આમતેમ મહાલી રહ્યો છે.[૩૦] એની અંદર સુંદર વિશાળ પાંખવાળા કામી ચક્રવાક પક્ષીઓ, કે જેઓ મહાનદીના કનારાઓ પ્રત્યે ફરતા હોય છે, ને જેમનાપર કમળપુષ્પની રજ ઊડી રહેલી હોય છે તેવા હંસ પક્ષીઓ ક્રીડા કરે છે.[૩૧] વળી મદવડે પ્રૌઢ બનેલા હાથી, ગર્વિષ્ઠ વૃષભોનાં ટોળાં અને પ્રસન્ન જળવાળી સરિતાઓ, એ વગેરેમાં તો શરત્કાળ જાણે પ્રત્યક્ષ નિવાસ કરી રહ્યો હોય તેમ જણાય છે.[૩૨] મેઘે ત્યાગ કરેલા આકાશને જોઈ, પોતાની ચંદ્રિકાઓની શોભા જેમણે તજી દીધી છે એવા પ્રિયાપ્રત્યે અનુરાગ અને ઉત્સવ રહિત થયેલા મોરલાઓ, વનને વિષે હવે ધ્યાનપરાયણ થયા છે.[૩૩] વળી મનને અને નેત્રોને હર્ષ આપનાર, અતિ સુગંધવાળાં પ્રિયક વૃક્ષો, કે જેની શાખાઓ પુષ્પસમૂહને લીધે નમી ગઈ છે ને જેઓ શ્રેષ્ઠ ગૌરવર્ણાં દેખાય છે તેનાથી વનેવન શોભાયમાન થઈ રહ્યાં છે.[૩૪] નલિનીઓ તથા વનો જેને અતિ પ્રિય છે એવા, મદઝરતા હસ્તિણી સહિત હસ્તીઓ, કે જેઓ સપ્તપર્ણીનાં પુષ્પો સુંઘવામાં મચેલા છે ને મદજન્ય કામભોગના અભિલાષી થયેલા છે, તેની ગતિ મંદ થઇ છે;[૩૫] આકાશ, ચળકતી તલવાર સરખું નિર્મળ થયું છે; નદીના જળોના પ્રવાહ, મંદ થયા છે; વાયુ, સુંદર અને શીતળપણે વાય છે; દિશાઓ, અંધકારથી મુક્ત થવાથી સુપ્રકાશિત બની રહેલી છે;[૩૬] સૂર્યના તાપને લીધે પૃથ્વીપરનો કાદવ સુકાઇ ગયો છે; જ્યાં ત્યાં પ્રકાશિત રજ ઉડવા લાગી છે; ને અન્યોન્ય વૈરી રાજાઓને ઉદ્યોગ કરવાનો (લડાઇનો) કાળ આવી પહોંચ્યો છે.[૩૭] શરદતુના ગુણે કરી, રૂપે અને શોભાએ વૃદ્ધિ પામેલા, હર્ષિત, રજોટાયલાં શરીરવાળા, મદોન્મત્ત, અને પરસ્પર યુદ્ધ કરવામાં નિરંતર લોભી, એવા ગાયોમાં ફરતા વૃષભો બરાડી રહ્યા છે.[૩૮] અતિકામી, અનુરાગી, કુલીન તથા મંદગતિ કરનારી હસ્તિણીઓ, વનમાં વિચરતા પોતાના મદોન્મત્ત ભર્તાઓની પુઠેપુઠે ફર્યા કરે છે.[૩૯] અને પોતાને શોભાવનારી સુંદર ચંદ્રિકાઓની કળાનો ત્યાગ કરીને મોરલાઓ નદી કિનારે જાય છે, પણ ત્યાં સારસગણોએ નિર્ભર્ત્સના કરવાથી લજવાઈ, દીન તથા વૈમનસ્ય સરખા થઇને વનમાં પાછા ફરે છે.[૪૦] મહા મદોન્મત્ત હસ્તીઓ, મોટા તીક્ષ્ણ શબ્દોવડે કારંડવ તથા ચક્રવાક પક્ષીઓને ત્રાસ પમાડી, પ્રફુલ્લિત કમળની શોભાવાળાં સરોવ-

* વાદળાંઓએ.　† એ નામનાં શરદ્ઋતુમાં ખીલતાં વૃક્ષ.

રોના જળને વારંવાર ક્ષુભિત કરીને તેનું પાન કરે છે.[૪૧] નદીઓ કાદવ વગરની, રેતાળ અને પ્રસન્ન જળવાળી થઈ (લહરીઓ લે) છે; કિનારાઓપર ચરવાને તથા પાણી પીવાને ગાયોનાં ધણો આવ જા કરે છે; સારસ પક્ષીઓ તેમની બંને બાજુએ શબ્દ કરી રહ્યા છે. અને આ હર્ષ પામેલા હંસો જળક્રીડાર્થે આવી આવીને જળની અંદર પડે છે.[૪૨] વળી નદીઓના વેગ સહિત વેહેતાં જળના, વૃદ્ધિ પામેલા મહાવાયુના, મયૂરોના અને ઉત્સવ રહિત થયેલાં દેડકાંના શબ્દો બંધ પડ્યા છે;[૪૩] તથા વર્ષાકાળમાં દેહનિર્વાહ નહિ કરી શકાવાથી, નષ્ટપ્રાય થયેલા, ક્ષુધાવડે પીડિત, અને ઘણા દિવસોથી છૂપા રહેલા અનેક વર્ણોવાળા મહાઝેરી સર્પો, ધીરે ધીરે રાફડાઓમાંથી નીકળતા જાય છે.[૪૪]

"અહો! હે લક્ષ્મણ! શોભાયમાન ચંદ્રકિરણના સ્પર્શથી હર્ષ પામેલી, અને ક્વચિત્ તારાઓના પ્રકાશવાળી રક્તવર્ણી સંધ્યા, પોતાની મેળે આકાશનો ત્યાગ કરે છે.[૪૫] વળી હે બંધુ! આ ઋતુની સુંદર રાત્રી, કે જેનું ચંદ્રના પ્રકાશવારૂપ શ્રેષ્ઠ મુખ શોભી રહ્યું છે, તારાગણોરૂપ શ્રેષ્ઠ વિકસિત નેત્ર છે અને જ્યોત્સ્નારૂપ* વસ્ત્રવડે જે આચ્છાદિત થયેલી છે તે શ્વેત વસ્ત્ર ધારણ કરેલી સુંદરી સરખી દેખાય છે.[૪૬] પાકેલી સાળનાં કણુસલાં ખાઈ હર્ષ પામેલી, તથા શીઘ્રવેગથી આકાશમાં ઉડતી સારસપક્ષીઓની હારની હાર, વાયુએ કંપાવેલી માળા સરખી શોભે છે.[૪૭] વળી પેલું કુમુદપુષ્પોથી વ્યાપેલા મોટા ધરામાંનું જળ, કે જેમાં એક હંસ પાંખો ફેલાવી શાંતપણે તરતો સૂતો છે તે, વાદળાં વગરના અને તારાઓસહ પૂર્ણ ચન્દ્રે પ્રકાશેલા અંતરિક્ષ સરખું શોભે છે.[૪૮] તેમ કિનારાઓપર છુટક છુટક બેઠેલા હંસોથી તથા પ્રફુલ્લિત કમળોરૂપ માળાઓથી શોભતી વાપિકાઓ, અલંકૃત સુંદરી સમાન અધિક શોભા આપે છે.[૪૯] વળી તૂરીસહિત વેણુના શબ્દની પેઠે પ્રાતઃકાળના વાયુથી ઉત્પન્ન થયેલો પર્વતોની ગુફાઓનો અને વનવૃષભોનો શબ્દ, એક બીજાને જાણે વૃદ્ધિ પમાડતો હોય એવો ભાસે છે.[૫૦] ધોએલાં નિર્મળ ક્ષૌમવસ્ત્ર સરખા પ્રકાશિત અને કોમળ પવને કંપાવેલા નદીકિનારાઓ, વિકસેલાં પુષ્પો અને મંજુલ તૃણાંકુરોથી બહુ શોભા આપે છે.[૫૧] વળી વનને વિષે પ્રૌઢ, સુગંધનું પાન કરવાથી ગર્વિષ્ઠ, મદોન્મત્ત અને સ્ત્રીઓ સહિત હોવાથી હર્ષ પામેલા ભ્રમરો, કે જેઓ કમળ તથા પ્રિયકપુષ્પોની રજથી રજોટાયલા હોવાથી પીતવર્ણા દેખાય છે, તેઓ ગંધના લોભથી વાયુની પાછળ દોડાદોડ કરી રહ્યા છે;[૫૨] અને હે ભ્રાત! પુષ્પરૂપ હાસ્યવાળું તથા ક્રૌંચપક્ષીના શબ્દયુક્ત જળ, પાકેલાં શાલક્ષેત્ર, મંદમંદ વાયુ, અને નિર્મળ ચંદ્ર—એઓ વર્ષાદનો કાળ વહી ગયો એમ બતાવે છે.[૫૩] જેમ પતિસંભોગથી શિથિલ થયેલાં અંગવાળી સ્ત્રીઓ, પ્રાતઃકાળે ઉઠીને આળસુની પેઠે ધીમે ધીમે ચાલે છે, તેમ મત્સ્યરૂપ મેખલાઓવાળી નદીરૂપ વહુવારુઓની ગતિ પણ આ દિવસોમાં મંદ થયેલી છે.[૫૪] ચક્રવાકપક્ષીઓ, બાઝેલા સેવાળ તથા છવાઈ રહેલાં પાંદડાં—એ રૂપ તિલકવાળાં તથા ઉગેલાં ઘાસરૂપ વસ્ત્રથી ઢંકાયલાં નદીઓનાં મુખ, વહુવારુઓનાં મુખ સરખાં દેખાય છે.[૫૫] કામદેવે પણ આ સમયે કંઈ વિચિત્ર રંગ બનાવ્યો છે. ઉઘડેલાં પુષ્પરૂપે તેણે પ્રચંડ ધનુષ ગ્રહણ કર્યું છે, ને તેવડે ભ્રમરોએ ગુંજારવ કરેલાં વનોમાં વસતા વિરહીજનોને દંડ આપવાને તે પ્રચંડ બની રહ્યો છે.[૫૬] અને મેઘ ઉત્તમ વૃષ્ટિએ કરી લોકોને સંતોષ પમાડી, જળાશયોને જળથી પરિપૂર્ણ કરી તથા પૃથ્વીને ધાન્યાદિવડે સમૃદ્ધ કરીને આકાશમાંથી અદૃશ્ય થઇ ગયો છે.[૫૭] નવીન સમાગમ વેળાએ લજ્જાવંત સ્ત્રી, જેમ ધીમે ધીમે પોતાના ઉરુ દેખાડે, તેમ આ ઋતુમાં નદીઓ પણ ધીમે ધીમે પોતાના કિનારાઓને ખુલ્લા કરતી જાય છે.[૫૮] તેમ, કુરરી* પક્ષિણીઓથી ગાજતાં ને ચક્રવાકોથી આકીર્ણ એવાં જળાશયો, પ્રસન્ન જળને લીધે બહુ શોભે છે.[૫૯]

"હે શ્રેષ્ઠ રાજપુત્ર! અન્યોન્ય વૈરવાળા, અને અન્યોન્ય જિતવાની ઇચ્છાવાળા રાજાઓને યુદ્ધ સંબંધી ઉદ્યોગ કરવાનો હવે સમય પ્રાપ્ત થયો છે.[૬૦] હે દાશરથે! આ શરદૃતુ રાજાઓની યાત્રાનો† પ્રથમ કાળ છે. પરંતુ સુગ્રીવે તે સંબંધે કંઈ પણ ઉદ્યોગ કર્યો હોય એમ મને લાગતું નથી.[૬૧] જો, ગિરિતટને વિષે પ્રિયક, સપ્તપર્ણ, કોવિદાર, બપોરિયા અને તમાલ વગેરે વૃક્ષો સુપુષ્પિત થયાં છે;[૬૨] અને નદીકિનારા હંસ, સારસ, ચક્રવાક, કુરર ઇત્યાદિ પક્ષીઓથી વ્યાપ્ત થયા છે. એમ સઘળી રીતે સુંદર શરદૃતુ સઘળે પોતાનું રાજ્ય કરી રહી છે. પણ હે લક્ષ્મણ! મારા શોક—દુઃખનો અંત આવવા વેળા આવી નથી.[૬૩] રે! સીતાના વિયોગજન્ય શોક તાપથી દગ્ધ થયેલા મને, આ ચાતુર્માસ સો વર્ષ સરખો ગયો છે.[૬૪] અહો! જેમ

* તેજ; પ્રકાશ; અજવાળું.

* ટીટોડીઓ. † યુદ્ધ માટે ગમન કરવું તે.

ચક્રવાકી પોતાના ભર્તા ચક્રવાકની પાછળ પાછળ જાય અથવા પ્રેમાળ સ્ત્રી પોતાના પતિની સાથે ઉદ્યાનમાં જાય, તેમ મારી પ્રિયા વિષમ એવા દંડકવનને વિષે મારી સાથે આવી અને શું ત્યાંથી તેણીનો ને મારો આખરે આમ વિયોગ થયો![૬૫] હર હર! કેવું કષ્ટ! હે લક્ષ્મણ! આવી રીતે સ્ત્રી રહિત થયેલા, દુઃખપીડિત અને રાજ્યભ્રષ્ટ એવા હું પ્રવાસી જનપર સુગ્રીવ પણ કૃપા કરતો નથી![૬૬] રે સ્વધર્મવર્તી બંધુ! એ દુષ્ટાત્મા સુગ્રીવે, હું ધારું છું કે, અનાથ, રાજ્યભ્રષ્ટ, રાવણે પરાભવ પમાડેલો, દીન, દૂરગૃહ (સીતારૂપ ઘર જેને દૂર છે એવો), કામી તથા પોતાને શરણે આવેલો માનીને જ મને અવગણનાથી છળ્યો છે![૬૭–૬૮] કારણ તેમ ન હોય તો એ દુર્મતિ, સીતાનો શોધ કરવા સારુ પ્રથમ મારી આગળ વખતનો નિશ્ચય કરીને, હવે તે વખત આવ્યો છતાં કેમ કાર્યમાટે તત્પર થતો નથી?[૬૯] પણ પોતાનું કાર્ય સાધી લઈ, કૃતાર્થ થવાથી હવે તે નિશ્ચિતપણે બેઠો છે! માટે તું અહીંથી તેની નગરી વિષે જા, ને મૂર્ખ તથા વિષયસુખમાં આસક્ત બનેલા તે વાનરને ચેતાવ. ત્યાં જઈ તારે તેને આ પ્રમાણે કહેવું:[૭૦]

"હે સુગ્રીવ! બળવાન્ તથા વીર્યવાન્ છતાં, વળી પ્રથમ ઉપકાર કરનારા એવા અર્થીની આગળ, તેનું ઇચ્છિત કાર્ય કરી આપવાની પ્રતિજ્ઞા લઇને જે પુરુષ તે પ્રમાણે કરતો નથી, તે આ લોકમાં મહા અધમ કહેવાય છે.[૭૧] અને જે પુરુષ મોઢેથી સારું કિંવા નરતું જે વચન બોલ્યો હોય તેનું સત્યતાથી પાલન કરે છે તે પુરુષ શૂર તથા ઉત્તમ કહેવાય છે.[૭૨] મિત્ર આગળથી પોતાનું કામ કાઢી લઈ, મિત્રના કાર્યમાટે જેઓ તનમનથી ઉદ્યોગ કરતા નથી, તેઓને લોકો કૃતઘ્ની કહે છે. તેવો પુરુષ મરણ પામ્યા પછી તેનાં માંસને કુતરાં પણ ખાતાં નથી.[૭૩] (તેને કહે કે,) ઓ સુગ્રીવ! શું તું રામે આકર્ષિત કીધેલા સુવર્ણ ભૂષિત ધનુષના વિદ્યુતગણ સરખા ભયંકર રૂપને તું જોવા ઇચ્છે છે?[૭૪] કિંવા ક્રોધ પામીને તેમણે કીધેલા ધનુષની પ્રત્યંચાના વજ્ર સરખા ઘોર શબ્દને ફરીથી સાંભળવા ઇચ્છે છે? એ પ્રમાણે તું મારી તરફથી સુગ્રીવને કહે.[૭૫] હે લક્ષ્મણ! આટલું છતાં, ને તારી સહાય સહિત મારા પરાક્રમને જાણ્યા છતાં પણ સુગ્રીવને મારો કશો ભય લાગતો નથી એ આશ્ચર્ય જેવું છે![૭૬] હે પરપુરંજય!* આપણે સીતાની શોધ કરવા સારુ પ્લવંગેશ્વર સુગ્રીવની સાથે સખ્ય કર્યું; પણ તે પોતે માત્ર કૃતાર્થ થયો એટલે મારી પ્રિયાની શોધ કરવાનો સમય આવ્યો છે તોપણ તેની દરકાર કરતો નથી![૭૭] રે! રે! 'હું વર્ષાકાળ વીત્યા પછી સીતાની શોધ કરીશ,' એવી રીતે મારી આગળ પ્રતિજ્ઞા કરીને, હવે તે, ચાતુર્માસ વીતિ ગયો તોપણ વિહાર સુખમાં પડેલો સુગ્રીવ, કંઇ જાણતો નથી![૭૮] એ વાનરેશ્વર ક્રીડા કરતાં પોતાના અમાત્યો અને સભાસદો સહિત મદ્યપાન કરે છે, પણ શોકને લીધે દીન થયેલા આપણી ઉપર દયા કરતો નથી![૭૯] માટે હે વીર! તું સુગ્રીવની આગળ શીઘ્ર જા ને મારા ક્રોધનું આ યોગ્ય સ્વરૂપ જણાવી તેને કહેઃ 'રે સુગ્રીવ! તારો બાંધવ વાલિ મરણ પામી જે માર્ગે ગયો તે માર્ગ સાંકડો થઇ ગયો નથી; માટે તે માર્ગે તું જા મા! (અર્થાત્ સીતાની શોધ કરવાનો તેં જે સંકેત કર્યો છે, તેનું પાલન કર.)[૮૦–૮૧] વાલિને મેં બાણ માર્યું, તેવડે તો તેને એકલાને જ હણ્યો છે; પણ જો તું પોતાના સત્ય વચનને છોડીશ, તો તો આખા બંધુવર્ગ સહિત તારો હું નાશ કરીશ.'[૮૨] હે નરશ્રેષ્ઠ! એ પ્રમાણે આપણા કાર્યમાં જેવી રીતે લાભ થાય તેવી રીતે સુગ્રીવને તું સમજાવ, ને ઉતાવળ કરાવ; કારણ કાળ વહી જાય છે.[૮૩] તું એને પુનઃ પણ કહેજે કે, "હે હરીશ્વર, તેં જે વૈદેહીને શોધી આણવાને ઠરાવ કર્યો છે, તેને શાશ્વત ધર્મ જાણીને તું સત્ય કર; પણ મારા બાણવડે પ્રેતપણું પામી, યમલોકને વિષે વાલિનાં દર્શન કરવાને જઇશ નહિ."[૮૪]

એમ અતિ વૃદ્ધિ પામેલા તીવ્ર ક્રોધને લીધે, અતિશય ઉગ્ર વાક્યો બોલતા પોતાના જ્યેષ્ઠ બંધુને જોઈ, માનવવંશવર્ધન* ઉગ્ર તેજસ્વી લક્ષ્મણે, વાનરેશ્વર સુગ્રીવપર અત્યંત ક્રોધ કર્યો![૮૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૧ મો.

## લક્ષ્મણ નિશ્ચય.

પછી, એ નરેંદ્રસૂનુ† ને નરદેવના પુત્ર રામાનુજે,‡ શોક અને કામ એ બન્નેના વમળોમાં પડેલા પોતાના વડીલ બંધુને બેહુ કર જોડી કહ્યું:[૧] "હે પ્રભો! ખરેખર હું ધારું છું કે, એ સુગ્રીવડો કંઈ આપણી સાથે સ્થિર સ્નેહ સાચવી શકશે નહિ. પ્રારબ્ધ યોગે તેને આ નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયું છે, તેના સુખભોગની અંદર

* શત્રુના પુરને જિતનાર.

* મનુ રાજાના વંશને વધારનાર. † રાજપુત્ર. ‡ લક્ષ્મણે.

મગ્ન થવાથી, મૈત્રીનાં મૂળતત્ત્વોને તે વીસરી ગયેલો જણાય છે! મને તો લાગે છે કે, તેની બુદ્ધિ આપણી સાથે સદૈવ સ્નેહ રાખવાની દરકાર કરતી નથી![૨] હવે તે જો એમ જ વર્તશે તો આ રાજ્યલક્ષ્મીનો તે ભોક્તા થઈ શકશે નહિ. હે વીર! એની મતિ નાશ પામી છે, ને તમારી કૃપાથી રાજ્ય મળ્યું છે, તે છતાં તેની બુદ્ધિ પ્રત્યુપકાર કરવા પ્રવર્તતી નથી; તો પછી ભલે નાશ પામીને તે પોતાના વડીલ બંધુ વાલિની ગતિને પામે! એવા દુર્ગુણીયાને આપેલું રાજ્ય તેની પાસે રહેવા દેવું ન જોઇએ.[૩] હે પ્રિયબંધુ! મને એવા અકૃતજ્ઞ સુગ્રીવપર બહુ ક્રોધ ચઢે છે, અને તેની આવી રીતભાત હું સાંખી શકતો નથી. માટે આજ જ તે અસત્યવાદીનો નાશ કરીશઃ શ્રેષ્ઠ કપિઓ સહિત વાલિપુત્ર અંગદ સીતાની શોધ કરશે."[૪]

એટલું બોલતાં જ ધનુર્ધારી લક્ષ્મણ મહાકોપ કરી આસનપરથી ઉભો થયો, ને સુગ્રીવને મારવાનો નિશ્ચય જણાવી ત્યાંથી ચાલવા માંડ્યું. [ લક્ષ્મણને આમ છેલ્લી અણીપર આવેલો જોઈ, રામે વિચાર કર્યો કે, 'હું જે આવાં ઉગ્ર વચન કહું છું તે માત્ર સુગ્રીવને સમજાવવાને જ, પણ કંઈ તે પ્રમાણે કરવાને નહિ અને આ લક્ષ્મણ તો એકદમ તેનો નાશ કરવા જ પ્રવર્તે છે, એ યોગ્ય નથી.' ] એમ સમયોચિત વિચારી તુરત તે નીતિયુક્ત વચન બોલ્યાઃ[૫] "હે લક્ષ્મણ! તારા સરખો ધર્મજ્ઞ પુરુષ, આવી રીતે મિત્ર-વધનું પાપ કરવા તત્પર થશે નહિ. જે ચઢેલા ક્રોધને ઉત્તમ વિવેકથી શમાવી દે તે શૂરવીર અને ઉત્તમ પુરુષ કહેવાય છે.[૬] માટે હે ભાઈ! તારે મિત્રનો ઘાત કરવા નિશ્ચય કરવો નહિ, તેમ સાધુપણાથી સુગ્રીવે કરેલી પ્રીતિનું ઉલ્લંઘન પણ કરવું નહિ.[૭] તેનો વિચાર શો છે તે જાણ્યા વગર જ આપણે એકદમ કોઇપણ વાતના નિશ્ચયપર કેમ આવીએ? માટે તું, તેના પૂર્વના વૃત્તાંતનું અને સખ્ય વગેરેનું સ્મરણ કર; ને રુક્ષપણાંનો ત્યાગ કરી, સામથી ઢંકાયલી વાણીવડે તેની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવ."[૮]

એ પ્રમાણે જ્યેષ્ઠ બંધુએ યથાયોગ્ય શિક્ષણ આપ્યું, ત્યાર પછી શત્રુના બળનો નાશ કરનાર શૂરવીર લક્ષ્મણ, સુગ્રીવની પુરીપ્રત્યે જવા તૈયાર થયો.[૯] વડીલ બંધુને નમન કરી, તેનું હિત અને પ્રિય કરવામાં તત્પર એવો શુભ મતિમાન્ લક્ષ્મણ ત્યાંથી ચાલતો થયો.[૧૦] પોતાના બોલવાનો પ્રત્યુત્તર આપવામાં સુગ્રીવ બૃહસ્પતિ સમાન ચતુર છે, છતાં તેણે મારા બંધુનો મનોરથ પૂર્ણ કરવા વિચાર કર્યો નહિ એમ ધારી તેણે વધારે ક્રોધથી પગ ઉપાડ્યા. આ વેળા તેણે ઇંદ્ર ધનુષ સરખું, મહાભય ઉપજાવનારું પર્વતશિખર સમાન ધનુષ, ધારણ કર્યું હતું, ને વાયુ સરખા વેગથી તે ચાલતો હતો. એ પ્રમાણે મહાવેગવાન્ હાથીની પેઠે શીઘ્ર ગતિ કરતા લક્ષ્મણે કિષ્કિંધા પ્રત્યે પ્રયાણ કર્યું.[૧૧-૧૩] તેના ચાલવાના વેગને લીધે માર્ગમાંનાં સાલ, તાલ, અશ્વકર્ણ વગેરે વૃક્ષો પડી જવા માંડ્યાં! પૃથ્વીપરની શિલાઓ ચૂર્ણ થઈ જવા લાગી, ને પર્વતનાં શિખરો ધસી પડવા લાગ્યાં![૧૪] આવી મદોન્મત્ત હાથીના જેવી અતિ વેગવાળી ચાલથી લક્ષ્મણ થોડીક વારે પર્વતગુફામાં આવેલી સુગ્રીવની મહાપુરી (કિષ્કિંધા) નજીક જઈ પહોંચ્યો;[૧૫] ને તેની અંદર તથા બાહેર વિચરતા ભયંકર વાનરોને પણ તેણે જોયા. આ વેળા મહા ક્રોધને લીધે તેના ઓષ્ઠ ફરકી રહ્યા હતા, નેત્ર લાલ થઈ રહ્યાં હતાં, ને મુખ સિંહ સમાન વિકરાળ બની રહ્યું હતું. તેનું તે ભયંકર રૂપ જોઈ ત્રાસને લીધે હસ્તી સરખા હજારો વાનરો, પર્વતો વિષે જઈ તેનાં શિખરો તથા વૃક્ષોને ગ્રહણ કરી બેઠા.[૧૬-૧૮] તે વાનરોને આમ પ્રહાર કરવાનાં આયુધો ધારણ કરી બેઠેલા જોઇને ઘણાં ઇંધનવાળા અગ્નિની પેઠે, લક્ષ્મણનો ક્રોધ દ્વિગુણ વૃદ્ધિ પામ્યો. એ વેળાએ તેનું રૂપ કાળ અથવા મૃત્યુ સરખું જણાયું અને તેથી તે સર્વ વાનરો ભય પામી દશે દિશામાં ભાગી જવા માંડ્યા. પણ કેટલાક શ્રેષ્ઠ કપિઓએ અંતઃપુરમાં જઈ, લક્ષ્મણનું આવવું તથા તેનો અતિશય ક્રોધ એ સૌ વાત સુગ્રીવને નિવેદન કરી.[૧૯-૨૧] પણ તારાની સાથે કામાસક્તપણે બેઠેલા સુગ્રીવે તેઓનું બોલવું કં-ધ્યાનમાં લીધું નહિ.[૨૨] આ જોઈ હનૂમંતાદિ સચિવોએ તે વાનરોને આજ્ઞા કરી કે, "જ્યાં સૂધી લક્ષ્મણ સંબંધી સર્વ વૃત્ત અમે સુગ્રીવના ધ્યાનમાં ઉતારી તેના અનુમતથી લક્ષ્મણને પુરપ્રવેશ કરાવીએ નહીં, ત્યાં સૂધી તમે વિનય અથવા હઠ-ગમે તે ઉપાયે પણ તેને નગરીમાં આવવા દેશો નહિ."

હનૂમંતાદિનાં આ વચન સાંભળી, પર્વત, હસ્તી અથવા મેઘ સરખા વર્ણવાળા તે શૂરા વાનરો, કે જેઓના દેખાવ પ્રત્યક્ષ જ મહાભયંકર હતા; નખ તથા સિંહના સરખી ડાઢોરૂપ જેમને આયુધ હતાં, ને લક્ષ્મણનાં સ્વરૂપને જોઈ ભયને લીધે જેમનાં રોમેરોમ ખડાં થઈ ગયાં હતાં, તેઓ સર્વ એક પછી એક નગરીમાંથી બહાર નીકળ્યા.[૨૩-૨૪] એઓમાં ઘણાક તો દશ હાથીના બળ

વાળા, કેટલાક સો હાથીઓના સમાન બળવાળા, ને કેટલાક હજાર હાથી સરખા બળવાળા પણ હતા.[૨૫] આ સર્વ વાનરો હાથમાં પાષાણો, વૃક્ષો વગેરે આયુધો લઈને કિષ્કિંધાના કિલ્લાની ખાઇને પણ ઉલ્લંઘી બહાર આવી ઉભા. તેઓને જોઈ લક્ષ્મણના મનમાં સુગ્રીવ માટે પૂરે પૂરો શક ભરાયો. તેણે જાણ્યું કે, 'દુષ્ટાત્મા સુગ્રીવે નિશ્ચે નીચ બુદ્ધિનો જ આશ્રય કરેલો છે અને તેની જ આજ્ઞાથી આ વાનરો મને નગરમાં જતાં રોકવા સારુ આવી ઉભા છે!' એમ વિચારતાં તથા પોતાના વડીલબંધુના કાર્યનો વિચાર કરતાં તે શૂરવીરના ક્રોધનો પાર રહ્યો નહિ.[૨૬–૨૮] તે નરસિંહનાં નેત્ર અગ્નિ સરખાં લાલચોળ થઈ ગયાં; ભ્રુકુટી લલાટને વિષે ચઢી ગઈ તેને લીધે ધૂમ સહિત અગ્નિ સરખું તેનું રૂપ, પ્રજ્વલિત થઈ રહ્યું.[૨૯] મહા ઉષ્ણ નિઃશ્વાસ મૂકતો સૌમિત્રી એ વેળાએ, પોતાની પાસેનાં ચળકતાં બાણોરૂપ ફરકતી જીભવાળો, ધનુષરૂપ દેહવાળો, તથા પોતાના તેજરૂપ મહાકરાળ પાંચ ફણાવાળો ઝેરી સર્પ હોય તેના સરખો દેખાવા લાગ્યો.[૩૦]

પછી કાળાગ્નિ સરખા પ્રકાશિત અને નાગેન્દ્ર સમાન ક્રોધ પામેલા લક્ષ્મણે, મહાતાડિત શબ્દ કરી, ધનુષને હાથમાં લેવાની તૈયારી કરી. આ જોઈ, સુગ્રીવની ગાફ્લતાથી અત્યંત ખેદ પામેલો અંગદ તેની પાસે [દોડી] આવ્યો,[૩૧] અને અનેક શુભ વચનોથી તેને શાંત કરવા માંડ્યો; ત્યારે લક્ષ્મણે તેને આજ્ઞા કરી કે, "હે અંગદ! તું ઉતાવળથી સુગ્રીવને જઇને જણાવ, કે ભ્રાતૃદુઃખથી તપ્ત થયેલો રામાનુજ લક્ષ્મણ કિષ્કિંધાના દ્વારપ્રત્યે આવી ઉભો છે.[૩૨–૩૩] વળી હે વત્સ! તું તેને પ્રતિજ્ઞાનું સ્મરણ આપીને અમારાં કાર્ય માટે બોધ કર; ને તેની અમારાપર પ્રીતિ છે કે નહિ, તે પૂર્ણપણે જાણી, પાછો અત્ર આવીને મને જાણ કર."[૩૪]

લક્ષ્મણનાં આ અતિ તીવ્ર વચનોથી દીન, સંભ્રાંત અને શોકાવિષ્ટ થયેલા ઉગ્ર તેજસ્વી અંગદે, તુરત સૌમિત્રી પાસેથી નગરમાં આવી પિતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૩૫] ત્યાં આવી અંગદે પ્રથમ પિતાનાં,* રુમાનાં તથા છેવટે સ્વમાતુ તારાનાં ચરણવંદન કરી, લક્ષ્મણ સંબંધી ઈત્થંભૂત વૃત્તાંત વિદિત કીધું. તે સમયે પણ મદરૂપી નિદ્રાથી વ્યાપેલા સુગ્રીવે અંગદનાં તે નમ્રવચનો લક્ષમાં લીધાં નહિ.[૩૬–૩૮] પણ જ્યારે અહીં પુરદ્વાર આગળથી અંગદ નગરમાં આવ્યો, તે વેળા ક્રોધ પામેલા લક્ષ્મણને જોઈ, ત્યાં ઉભેલા સર્વ વાનરોએ ભયભીતપણે તેને પ્રસન્ન કરવા સારુ તથા સુગ્રીવને જાણ કરવા સારુ મોટા ચિવિચિવિ શબ્દો કરવા માંડ્યા,[૩૯] તથા તે સાથે સમુદ્ર અથવા વીજળીના કડાકા સરખી મોટી મોટી ગર્જનાઓ પણ કરી,[૪૦] તેનો મોટો કોળાહોળ સાંભળી, મદવિઘૂર્ણિત નેત્રવાન્, વ્યાકુળ તથા પુષ્પ ભૂષણાદિ ધારણ કરેલો વાનરપતિ જાગ્રત થયો.[૪૧] આ વેળા તેના બે મંત્રીઓ નામે યક્ષ અને પ્રભાવ બન્ને બાંધવો, કે જેઓ અંગદની સાથે જ સુગ્રીવ આગળ આવ્યા હતા, ને અંગદે સુગ્રીવને કહેલાં સર્વ વાક્ય જેમણે સાંભળ્યાં હતાં, તેઓ, દેવતાઓ જેમ ઇંદ્રની સ્તુતિ કરે તેમ તે વાનરપતિની અનેક પ્રકારે સ્તુતિ કરીને કહેવા લાગ્યાઃ[૪૨–૪૪] "હે મહારાજા સુગ્રીવ! તું જાણે જ છે કે, જેણે તને રાજ્ય અપાવ્યું છે તે બન્ને બાંધવો રામ અને લક્ષ્મણ મહાસત્યવાદી, મહાભાગ્યવંત, મનુષ્યભાવને પામેલા અને રાજ્ય ભોગવવા યોગ્ય છે.[૪૫] એ બન્નેમાંનો લક્ષ્મણ મહાક્રોધ પામી, ભયંકર ધનુષને ધારણ કરીને નગરદ્વાર પ્રત્યે આવી ઉભો છે, ને તેનાથી ભય પામવાને લીધે કંપીને વાનરો આ મોટા નાદ કરે છે.[૪૬] શ્રીમાન્ રામનાં વચનરૂપ સારથિએ ચલાવેલા તેના અર્થના નિશ્ચયરૂપ રથમાં બેસી, તેની આજ્ઞાથી લક્ષ્મણ અત્રે આવેલો છે.[૪૭] તેણે આ તારાપુત્ર અંગદને તારી પાસે મોકલ્યો છે. હે નિષ્પાપ! એ ક્રોધારક્તનેત્રવાન્ મહાપરાક્રમી લક્ષ્મણ જાણે પોતાની દૃષ્ટિથી વાનરોને બાળી મૂકતો હોયની શું! તેમ નગરદ્વાર આગળ ઉભો છે.[૪૮–૪૯] માટે, હે મહારાજ! પુત્ર અને બાંધવગણ સહિત તું શીઘ્ર તેની પાસે જા. મસ્તકવડે પ્રણામ કરીને, તે ક્રોધ શાંત કર તથા કરેલા સંકેતની અંદર સાવધ થઈ, તારી પ્રતિજ્ઞા સત્ય કરીને ધર્માત્મા રામચંદ્રના સરખો એને સ્થિરચિત્તવાળો (શાંત) કર."[૫૦–૫૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં એકત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૨ મો.

## સુગ્રીવને હનૂમાનનું કહેવું.

અંગદ તથા આ સચિવોનું કહેવું સાંભળી તથા લક્ષ્મણને ક્રોધ પામ્યા જાણીને સ્થિરાત્મા સુગ્રીવે તુરત સાવધ થઈ આસનનો ત્યાગ કર્યો;[૧] ને મંત્ર જ્ઞાનવાળા

* સુગ્રીવના.

ને કુશળ* સચિવો સાથે, પરાપૂર્વનો વિચાર કરીને તેણે કહ્યું:[२] "હે મન્ત્રીઓ! મેં રામાનુજ લક્ષ્મણને કંઈ પણ દુર્વચન કહ્યાં નથી, તેમ તેનું કશું અપ્રિય પણ કર્યું નથી; તે છતાં તે ક્રોધ પામ્યા, માટે મને ચિંતા થાય છે.[३] હું ધારું છું કે, મારાં છિદ્ર જોનારા તથા મારો અપકાર કરનારા મારા શત્રુઓ જ, મારાથી ન થયેલો એવો મિથ્યા દોષ તેને કહીને તેને ક્રોધ પમાડ્યો હશે.[४] તોપણ તમારે સૌએ તેના ક્રોધનું પ્રથમ પૂર્ણ નિપુણતાથી અને યોગ્ય બુદ્ધિથી કારણ જાણવું જોઇએ.[५] લક્ષ્મણ અને રામ બન્ને મારા મિત્ર હોવાથી તેમનો મને ત્રાસ નથી; પરંતુ વગર કારણે મિત્ર ક્રોધ પામે એ વાત હરકોઇને પણ સંભ્રમ ઉપજાવનારી છે.[६] મિત્રતા બાંધવી સહેલી છે, પરંતુ મિત્રાઇનું પાલન કરવું સર્વથા દુષ્કર છે. કારણ ચિત્તવૃત્તિ વારંવાર ચલિત થતી હોવાથી મિત્રતામાં અલ્પ કારણથી પણ ભેદ પામે છે.[७] મહાત્મા રામે મારો જે ઉપકાર કર્યો છે, તેનો ઓશીંગણ થવાને હું કદી સમર્થ થાઉં એમ નથી."[८]

સુગ્રીવે એ પ્રમાણે કહ્યું, ત્યારે મન્ત્રીઓની મધ્યે બેઠેલા કપિવર હનૂમાને પોતાના તર્કથી પ્રત્યુત્તર આપ્યું કે,[९] "હે વાનરગણેશ્વર! તું રામના કરેલા ઉત્તમ ઉપકારને ન ભૂલે એમાં કશું આશ્ચર્ય નથી,[१०] કેમકે રઘુવીરે, વાલિ સંબંધી કોઈપણ જાતનો ભય ન ધરતાં, કેવળ તારું જ પ્રિય કરવા સારુ, તે ઇંદ્ર સરખા પરાક્રમીનો નાશ કીધો છે.[११] હે સુગ્રીવ! એ રાઘવ સર્વથા તારી મિત્રતાના સંશયથી જ ક્રોધ પામ્યા છે, ને તેણે પોતાના લક્ષ્મિવર્ધન બંધુ લક્ષ્મણને અહીં મોકલ્યો છે.[१२] હે કાલવિદાંવર!† મારાપર કોઈ વાતે ક્રોધ ન કરતાં હું જે યોગ્ય વચનો કહું છું તેનો તું વિચાર કર. સીતાની શોધ કરવા સારુ જે સમયની તેં પ્રતિજ્ઞા કરી હતી, તે સમય આવી પહોંચ્યો ને વળી વહી પણ જવા આવ્યો, છતાં મત્ત એવા તેં તેનો વિચાર કર્યો નથી. હે રાજન્! તેં કહેલી શરદ્ઋતુ, કે જે પુષ્પોવાળાં સપ્તપર્ણીનાં વૃક્ષોથી અતિ સુશોભિત બની રહી છે, તે લગભગ વીતિ પણ જવા આવી.[१३] મેઘસમૂહ નાશ પામવાથી આકાશ નિર્મળ થયું છે, ગ્રહ તથા નક્ષત્રો સ્પષ્ટ પ્રકાશે છે, સર્વ દિશાઓ શુદ્ધ થઈ છે ને નદી તળાવ વગેરે જળાશયો પણ નિર્મળ થયાં છે.[१४] માટે હે વાનરેશ્વર! સીતાની શોધ કરવા સારુ ઉદ્યોગ કરવાનો કાળ આવ્યો છે, પણ તેને તું જાણતો નથી, માટે તું અતિ મત્ત થયો છે એમ જાણીને જ લક્ષ્મણ અહીં આવ્યો છે.[१५] તે કદાચ પીડિત અને સ્ત્રીવિયોગી મહાત્મા રામની તરફથી તને પરુષ વચનો કહે તો તે તારે સહન જ કરવાં, ને હાથ જોડીને લક્ષ્મણને પ્રસન્ન કરવો, એ વિના બીજી રીતે તારું હિત મારા જોવામાં આવતું નથી; કારણ તું અપરાધી છે.[१६-१७]

"વળી હે સુગ્રીવ! રાજાએ પોતાનું હિત થાય એવો માર્ગ જણાવવા માટે જેઓને આજ્ઞા આપેલી હોય એવા મન્ત્રીઓએ, તેનું હિત થાય તેવાં વચનો અવશ્ય કહેવાં એવી નીતિ છે, માટે જ હું નિર્ભયપણે પુનઃ પણ તને નિશ્ચિત વચનો કહું છું.[१८] એ રાઘવેશ્વર જો ક્રોધ પામે તો સર્વ દેવતા, અસુર તથા ગંધર્વાદિ સહિત આખા જગતને પણ પોતાના ધનુષબાણવડે વશ રાખવા સમર્થ છે.[१९] માટે હે કૃતજ્ઞ! તેના પ્રથમ કરેલા ઉપકારને સંભારી તારે તેને પ્રસન્ન કરવા જોઇએ. તારો સમય તેણે સાચવ્યો છે, માટે આ પ્રાપ્ત થયેલા તેના સમયની અંદર-જેમ સ્ત્રી પતિને વશ થઈ રહે તેમ-તું પણ પુત્રાદિ સર્વ કુટુંબ સહિત તેને પ્રણામ કરી તેમને વશ થઇને વર્ત.[२०-२१] હે કપીંદ્ર! રામ તથા રામાનુજની આજ્ઞાને તારે મનસા પણ ઉલ્લંઘન કરવી યોગ્ય નથી; કેમકે તારું મન એ ઇંદ્ર સરખા તેજસ્વી રાઘવેશ્વરના માનુષીબળને જાણે છે!"[२२]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં બત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૩ મો.

## કિષ્કિન્ધાદર્શન.

[ એ પ્રમાણેનાં મારુતિનાં વચન સાંભળી, સુગ્રીવે લક્ષ્મણને નગર પ્રવેશ કરાવવા માટે વિચાર જણાવ્યો. તુરત અંગદ નગરદ્વારે આવી તેને મળ્યો. તેણે સૌમ્યપણે પુરમાં આવવા વિનતિ કરી.] અંગદના મુખથી સુગ્રીવના સમાચાર સાંભળતાં જ અરિંદમ લક્ષ્મણે, રઘુવીરની આજ્ઞાને અનુસરી રમ્ય કિષ્કિંધાની ગુફામાં પ્રવેશ કર્યો.[१] તે સમયે ત્યાં દ્વાર પ્રત્યે ઉભેલા મોટી મોટી કાયાવાળા ને મહા બળવાન્ દ્વારપાળ વાનરો, મોટા નિઃશ્વાસ મૂકતા ક્રોધાવિષ્ટ દશરથપુત્ર

---

* ગુપ્ત કાર્ય કરવામાં કુશળ.

† સમય જાણનારાઓમાં શ્રેષ્ઠ.

લક્ષ્મણને જોઈ ત્રાસ પામ્યા હતા, તેથી માત્ર હાથ જોડી ઉભા જ રહ્યા; પણ તેની સાથે જઈ રાજમંદિરમાં પ્રવેશ કરાવવાની પણ કોઇની હિમ્મત ચાલી નહિ.[૨] પછી શ્રીમાન્ લક્ષ્મણ ગુફામાં પ્રવેશ કરતા, મત્ત સિંહની પેઠે, કિષ્કિંધાની શોભાનું અવલોકન કરતા કરતા અંદર આવ્યા. જેમ જેમ અંદર ચાલ્યા, તેમ તેમ એ દિવ્ય અને રત્નમય નગરીની અપ્રતિમ શોભા તેમની દૃષ્ટિએ પડવા લાગી. ઠામઠામ તેમાં સુપુષ્પિત વનો આવી રહ્યાં હતાં, સઘળે સરખી શોભા હોવાથી તે બહુ રમ્ય લાગતી હતી. અનેક પ્રકારના દિવ્ય અને માનુષી પદાર્થોનો તેમાં સંચય કરી મૂકેલો હતો. વિસ્તારમાં તે ગુફા બહુ મોટી હતી.[૩-૪] પ્રત્યેક ગૃહને ઉપરાઉપરી સુંદર મેડીઓ તથા અગાસીઓ શોભી રહી હતી. અનેક પ્રકારનાં રત્નોરૂપ સમૃદ્ધિનો તેમાં પાર જ નહોતો, ને તેના પ્રત્યેક ગૃહની આસપાસ આવેલા બગીચાઓમાં સદૈવ ઇચ્છિત ફળો તથા પુષ્પોવાળાં વૃક્ષો નવપલ્લવ રહેતાં હતાં;[૫] ઇચ્છિત રૂપ ધારણ કરનાર અને દિવ્ય પુષ્પ વસ્ત્રાદિનો ઉપભોગ કરનારા પ્રિયદર્શી વાનરો, કે જેઓ કોઈ દેવોના તથા કોઈ ગંધર્વોના પુત્રો* હતા, તેઓથી એ નગરી પરિપૂર્ણ હતી.[૬] ચંદન, અગરુ અને કમળોની સુગંધવડે સર્વત્ર મઘમઘાટ થઈ રહ્યો હતો. જેના મહા માર્ગોપર મધુમૈરેયના સમૂહથી છંટકાવ કીધેલો હોવાથી તે બેહેકી રહ્યા હતા.[૭] વિંધ્યાચળ અથવા મેરુ પર્વતના શિખર સરખા ઉંચા સુશોભિત પ્રાસાદો આકાશની સાથે સરસાસરસી કરી રહ્યા હતા. તેમાં અનેક પ્રકારની વિચિત્ર શોભાવાળી ઘણી ભૂમિકાવાળાં મંદિરો શોભી રહ્યાં હતાં. એ નગરી પર્વતની ગુફામાં આવેલી હોવાને લીધે પર્વતમાંથી નીકળતી નિર્મળ જળવાળી અનેક નદીઓ તેમાં વહી રહી હતી.[૮]

આ સઘળી શોભા જોતાં જોતાં સમર્થ સૌમિત્રી આગળ ચાલ્યા, ત્યારે રાજમાર્ગની અંદર અનુક્રમે રાજપુત્ર અંગદ, મૈંદ, દ્વિવિદ, ગવય, ગવાક્ષ, ગજ, શરભ,[૯] વિદ્યુન્માલિ, સંપાતિ, સૂર્યાક્ષ, હનુમાન્, વીરબાહુ, સુબાહુ, મહાત્મા નલ,[૧૦] કુમુદ, સુષેણ, તાર, જાંબવાન્, દધિવક્ત્ર, નીલ, સુપાટલ અને સુનેત્ર ઇત્યાદિ કપિશ્રેષ્ઠોનાં સુશોભિત મંદિરો લક્ષ્મણના જોવામાં આવ્યાં.[૧૧-૧૨] તેમનાં ગૃહો શ્વેત વાદળ સરખાં પ્રકાશિત, સુગંધી પદાર્થો તથા પુષ્પોથી અલંકૃત, ધન ધાન્ય સમૃદ્ધિ અને સ્ત્રી રત્નોથી અધિક શોભાવાળાં હતાં.[૧૩] [એ સર્વ મંદિરો વટાવી લક્ષ્મણ આગળ ચાલ્યા, ત્યારે નગરીના મધ્યભાગની અંદર આવેલું કપીંદ્ર સુગ્રીવનું રાજમંદિર તેની દૃષ્ટિએ પડ્યું.]

કપિરાજ સુગ્રીવને વસવાનું અતિ વિશાળ અને કોઇથી પ્રવેશ કરી ન શકાય તેવું રાજમંદિર ઇંદ્રગૃહ સમાન રમણીય હતું. તે કેવળ શ્વેત સ્ફાટિક સમાન શિલાઓથી જ રચવામાં આવેલું હતું.[૧૪] તેમાંના પ્રત્યેક મહાલયોની ઉપર કૈલાસપર્વતના શિખર સરખાં શ્વેત પ્રાસાદ શિખરો શોભી રહ્યાં હતાં અને ઇચ્છિત ફળો આપનાર તથા પુષ્પોથી સર્વદા લચી રહેનારાં વિવિધ વૃક્ષોથી તે ચોમેર વીંટલાયલું હતું.[૧૫] વળી તેના મોટા દરવાજા આગળ, ઇંદ્રે (પોતાના નંદનવનમાંથી) આપેલાં અતિ શોભાયમાન, નીલ મેઘ સમાન અને દિવ્ય પુષ્પો તથા ફળોવાળાં વૃક્ષોથી મનોરમ શીતળ છાયા છવાઈ રહેલી હતી.[૧૬] શસ્ત્ર ધારણ કરનારા બળવાન્ વાનરો તે દ્વારનું રક્ષણ કરતા ઉભેલા હતા. વળી દિવ્ય પુષ્પોથી અલંકૃત કરેલા તે દ્વારને તપ્તકાંચનનાં તોરણો લટકાવ્યાં હતાં.[૧૭] આવાં હરિરાજ સુગ્રીવનાં રમ્ય મંદિરમાં, મોટા વાદળની અંદર પ્રવેશ કરતા સૂર્યની પેઠે, મહારથી લક્ષ્મણ પ્રવેશ કરવા લાગ્યા. ત્યારે દ્વારપાળો વગેરે કોઇએ તેને અટકાવ્યા નહીં.[૧૮] મંદિરની અંદર જઈ એક પછી એક એવાં સાત દ્વારોને ઉલ્લંઘતા તે અંતઃપુરમાં જતા હતા ત્યારે, અનેક પ્રકારનાં વાહનો, આસનો અને રક્ષણ કરનારા બળવાન્ વાનરોથી, પ્રત્યેક સ્થળ પરિપૂર્ણ થયેલું તેને દૃષ્ટિગોચર થતું હતું.[૧૯] ઠામઠામ સોના રૂપાનાં અનેક દિવ્ય આસનો તથા પર્યંકો, વિવિધ આસ્તરણોથી બિછાવી તથા સુગંધી અર્કોથી સુવાસિત કરી મૂકેલા તેની દૃષ્ટિએ પડ્યા.[૨૦] બન્ને બાજુથી તથા મેડીઓ ઉપરથી વીણા આદિ તંતુવાદ્યો સહિત મૃદંગના સ્પષ્ટ તાલવાળા મધુર સ્વર સંભળાવા લાગ્યા.[૨૧] ધર્માત્મા સૌમિત્રી, જેમ જેમ અંદર પ્રવેશ કરતા ગયા, તેમ તેમ સુગ્રીવના અંતઃપુરમાંની અતિ સુંદર યુવતીઓ, કે જેઓ વિવિધ આકારવાળી તથા રૂપ અને યુવાવસ્થાથી ગર્વિત થયેલી, પુષ્પમાળા ધારણ કરી ઉભેલી, શ્રેષ્ઠ ભૂષણોથી અલંકૃત થયેલી અને જેની આગળ અનુચરો હાથ જોડી ઉભેલા હતા તે, નજરે પડી. તે સર્વે ઉત્તમ પુષ્પોની માળાઓ ગુંથવામાં ગુંથાઈ ગયેલી હતી.[૨૨-૨૩] વળી અંદર જતાં સુગ્રીવના અસંખ્ય અનુચરો, મહાત્મા

* દેવો અને ગંધર્વોના અંશથી જન્મેલા; અથવા દેવો અને ગંધર્વોથી તેમની માતાઓ વાનરીઓએ ગર્ભ ધારણ કરેલા.

લક્ષ્મણની દૃષ્ટિએ પડ્યા. તેઓ પણ અતિ તૃપ્ત, સંતોષી, અવ્યગ્ર અને સર્વાંગે અલંકારોથી ભૂષિત હતા.[૨૪]

આ સઘળો પ્રકાર જોતાં જોતાં છેવટે સુગ્રીવનું અંતર્ગૃહ આવ્યું. ત્યાં આગળ નૂપુરના ઘોષ તથા કટિમેખલાના ઝણઝણાટના મધુર શબ્દો સાંભળી શ્રીમાન્ લક્ષ્મણ લજ્જિત થઈ ગયા.[૨૫] આવા સ્ત્રીઓથી ભરેલા ગૃહમાં હવે કેવી રીતે જવું, એનો વિચાર કરતાં તે મહાક્રોધે ભરાયા. પછી ક્રોધના આવેશમાં જ તેણે ધનુષની પ્રત્યંચાનો મહાતીવ્ર શબ્દ કર્યો; જેથી આખું અંતઃપુર ખળભળી ઉઠયું. સ્ત્રીમંડળ વિષે પ્રવેશ ન કરવો, એવા સદાચરણને લક્ષમાં લઈ, સુગ્રીવના અંતર્ગૃહમાં જવું મુલતવી રાખીને ત્યાં એકાંતમાં જ તે ઉભા રહ્યા. પણ પોતાના કાર્યને વિલંબ થતો હતો તે તથા પોતાને અંદર જતાં અડચણ નડી છતાં, પોતાની સામું સુગ્રીવ કે તેનો અનુચર વગેરે કોઈ આવ્યું નહિ, તે વિષયનો વિચાર કરતાં તો લક્ષ્મણને મહાક્રોધ ચઢયો.[૨૬-૨૭] અહીં ધનુષની પ્રત્યંચાનો તીવ્ર શબ્દ સાંભળી, અંતઃપુરમાં સ્ત્રીઓ સહિત બેઠેલો વાનરોનો સ્વામી સુગ્રીવ, એકદમ ગભરાઈ ઉઠયો અને લક્ષ્મણને આવ્યા જાણી, મનમાં અતિ ત્રાસ પામી, પોતાના ઉત્તમ આસન ઉપરથી એકદમ ઉઠીને વિચાર કરવા લાગ્યો કે,[૨૮] "અહો ! પ્રથમ અંગદે, લક્ષ્મણ આવ્યો છે એમ મને જણાવ્યું હતું. તે પ્રમાણે ખરેખર ભ્રાતૃવત્સલ સૌમિત્રી આવ્યો છે; ને આ તડતડિત શબ્દ પણ ક્રોધને લીધે તેણે જ કર્યો છે.[૨૯] રે! કોણ જાણે તે શું કરશે! ને હું તેને શું કહીશ? મારાથી તેનો ક્રોધ શાંત કરી શકાશે નહિ."

આ પ્રમાણે વિચાર કરતાં તો તે થરથર કંપવા લાગ્યો. તેનું ચિત્ત તદ્દન વ્યગ્ર થઈ ગયું, ને સંભ્રાંતપણે ઉદાસ મુખે તે પ્રિયદર્શના તારા પ્રત્યે કહેવા લાગ્યોઃ[૩૦-૩૧] "હે સુભ્રુ!* સ્વભાવથી જ મૃદુપ્રકૃતિવાળા રામના કનિષ્ઠ બંધુને આજે ક્રોધ ચઢયો છે તેનું કારણ શું? ને વળી તે ક્રોધયુક્ત થઈ અહીં શા માટે આવ્યો હશે? હે અનિંદિતે! શું તે રાજકુમારને ક્રોધ ચઢવા સરખો મારો કોઈ અપરાધ તારા જોવામાં આવ્યો છે? કારણ, તેમ થયા વિના એ નરશ્રેષ્ઠ, ક્રોધને કદી પણ સ્વીકારે નહિ;[૩૨-૩૩] માટે અમારાથી (સમગ્ર વાનરોથી) એનું કંઈ પણ અપ્રિય થયું હોય, ને તે તારા જાણવામાં હોય, તો તે અમને વિચારપૂર્વક શીઘ્ર જણાવ.[૩૪] અથવા તેમ ન હોય, તો તું પોતે લક્ષ્મણને મળીને મધુર, મીઠા, સાંત્વન વાકયોથી સન્માન કરી તેને પ્રસન્ન કર.[૩૫] એ તને જોતાં જ ક્રોધનો ત્યાગ કરી શાંતચિત્ત થશે; કારણ મહાત્મા પુરુષો, સ્ત્રીઓ પ્રત્યે કદી ક્રોધ કરતા નથી.[૩૬] હે ભામિની! જ્યારે તે કમળાક્ષ લક્ષ્મણ, તારાં સાંત્વન વાકયથી પ્રસન્ન થઈ પોતાની ઇંદ્રિયો તથા મનને શાંત કરશે, ત્યારે જ હું મારી દૃષ્ટિથી તેને જોઇ શકીશ!"[૩૭]

મદવિહ્વલાક્ષી* સુલક્ષણી તારા, કે જેણે લાંબી કટિમેખલા તથા સ્વર્ણસૂત્રાદિ અલંકારો ધારણ કરેલા હતા, ને સ્તનભારથી જેનું અંગ ઝોંક લેતું હતું, તે સુગ્રીવનું ઉપર પ્રમાણેનું બોલવું સાંભળી તુરત ઉભી થઈ; ને મદજન્ય પ્રમાદથી ડગલે ડગલે ઠેસો ખાતી લક્ષ્મણ નજીક ગઈ.[૩૮] સ્ત્રી જાતિને સાન્નિધ્ય જોતાં જ જેનો ક્રોધ શાંત થયો છે એવા મહાત્મા લક્ષ્મણ, વાનરરાજપત્ની તારાને આવેલી જોઇને સાધુપેરે મુખ ફેરવી નીચું જોઇને ઉભા રહ્યા.[૩૯] આ જોઈ તેને દૃષ્ટિની પ્રસન્નતાથી, તેમ જ પોતે કરેલા મદ્યપાનના યોગથી, લજ્જારહિત થયેલી તારા હાથ જોડી, પોતાના પતિપરનો તેનો ક્રોધ નિવૃત્ત કરવા સારુ, અતિ નમ્ર અને રમ્ય વચનો કહેવા લાગીઃ[૪૦] "હે રાજપુત્ર લક્ષ્મણ! તું આમ ક્રોધ પામેલો કેમ જણાય છે? તારી આજ્ઞાને કોણ અનુસરતું નથી? સુકાં વૃક્ષોવાળા વનને બાળી રહેલા દાવાનળમાં નિઃશંકપણે કોણ પ્રવેશ કરે છે?"[૪૧]

તારાનાં એવાં સાંત્વનાપૂર્વક વચનો સાંભળી, નિઃશંક થયેલા લક્ષ્મણે, જેમાં ઘણી નમ્રતા પ્રકાશી રહેલી છે, એવાં અર્થયુક્ત વચનો કહેવા માંડ્યાંઃ[૪૨] "હે ભર્તાના હિતમાં તત્પર તારા! શું તું જાણતી નથી કે, તારો ભર્તા કેવળ કામાસક્ત થયેલો છે, ને તેથી તેના ધર્મ તથા અર્થ બન્ને લુપ્તપ્રાય થઈ ગયા છે?[૪૩] તારો પતિ સુગ્રીવ, પોતાનું રાજ્ય ચિરકાળ રહેવા સારુ, શોકપરાયણ એવા અમારું ચિંતન કરતો નથી; ને સામાન્ય સ્વભાવને વશ થઈ, કેવળ કામનું જ સેવન કરે છે.[૪૪] તે હરીશ્વરે, સીતાની શોધ કરવા સારુ જે ચાતુર્માસનો વાયદો કર્યો હતો, તે ક્યારનોએ વ્યતીત થઈ ગયો, તોપણ મદ્યપાન કરી તારા વિહારમાં મદોન્મત્ત થઇને તે જાગ્રત થતો નથી![૪૫] હે કપિપત્ની! શાસ્ત્રમાં તો મદ્યપાન કરવાને માટે મોટો પ્રતિબંધ કરેલો છે; કારણ તેથી અર્થ, ધર્મ તથા કામ એ ત્રણે પુરુષાર્થો નાશ પામે છે.[૪૬] ઉપકારનો બદલો વાળવામાં

* સુંદર ભ્રુકુટિવાળી.

* ભોગાર્થે નિશો કરવાવાળી.

ન આવે તેથી ધર્મનો લોપ થાય છે; ને ગુણવાન્ મિત્ર નાશ પામવાથી મોટા અર્થનો લોપ થાય છે.[૪૭] હે તારા! જે પુરુષ કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરવારૂપ સત્ય ધર્મને પરાયણ હોય, તથા મિત્રના અર્થની પ્રાપ્તિ કરવારૂપ શ્રેષ્ઠ લક્ષણવાળો હોય તે પુરુષ મિત્ર કહેવાય છે; પણ તારા ભર્તાએ તો તે બન્ને વાતોનો ત્યાગ કર્યો હોવાથી તે મિત્રધર્મમાં રહ્યો નથી.[૪૮] માટે હે કાર્યતત્ત્વજ્ઞે! આ પ્રસ્તુત કાર્યને અર્થે અમારે હવે પછી શું કરવું યોગ્ય છે, તે તું જણાવ."[૪૯]

લક્ષ્મણનાં એ કોમળ અને ધર્માર્થયુક્ત વચન સાંભળી, તારા, મનુજેન્દ્ર રઘુવીરના નહિ સિદ્ધ થયેલા કાર્ય સંબંધે, અતિ વિશ્વસનીય વચનો કહેવા લાગી:[૫૦] "હે ક્ષિતિપાળપુત્ર! આ કોપ કરવાનો કાળ નથી; તેમ સ્વજનની ઉપર કોપ કરવો એ પણ યોગ્ય નથી. હે વીર! મારો ભર્તા અંતઃકરણથી તારું કાર્ય કરવા માટે ઇચ્છે છે; ને તે તારો સ્વજન જ છે. માટે પ્રમાદને લીધે કિંચિત્ સમય વ્યતીત થવારૂપે જે નહિ જેવો અપરાધ તેનાથી થયો છે, તે તારે ક્ષમા કરવો યોગ્ય છે.[૫૧] હે લક્ષ્મણ! ઉત્કૃષ્ટ ગુણવાન્ પુરુષ અપકૃષ્ટ* પુરુષપર ક્રોધ કેમ કરે? તારા સરખા જે સાહજિક રીતે જ સત્વગુણી છે અને પૂર્વ જન્મના તપના પ્રભાવથી જન્મેલા હોય છે તે કોપને વશ કેમ થાય?[૫૨] હરિવીર સુગ્રીવના બંધુ રઘુવીરને કોપાયમાન થવાનું કારણ હું જાણું છું. તેના કાર્યમાં વિલંબ થયો છે તે હું જાણું છું. તમોએ જે અમારા પતિ ઉપર ઉપકાર કર્યો છે તે હું જાણું છું. હવે પછી તમારે જે કાર્ય કરવાનું છે તે પણ હું જાણું છું.[૫૩] હે નરશ્રેષ્ઠ! શરીરજન્ય કામનું જે અસહ્ય બળ છે તે અને તેને લીધે સુગ્રીવ, સ્ત્રીજનના (પ્રેમ)માં બંધાયલો હોવાથી હમણાં બીજું કોઈપણ કાર્ય કરવામાં અપ્રીતિમાન્ છે, તે પણ હું જાણું છું.[૫૪] હે લક્ષ્મણ! આ સઘળાં કારણો તું જાણતો હોય તો આ પ્રમાણે ક્રોધવશ થાય નહિ, પણ કામતંત્રમાં તારી બુદ્ધિ જાણીતી નથી, માટે જ તું કામી સ્વભાવવાળાની પરીક્ષા કરી શકતો નથી. જે પુરુષ કામાસક્ત થયેલો હોય છે, તે દેશકાલ પ્રમાણે સાધવા જોઇતા ધર્મ કે અર્થ એકેને જાણતો નથી.[૫૫] માટે વિષયાસક્ત હોવાને લીધે, લજ્જાનો ત્યાગ કરીને નિરંતર અમારી–સ્ત્રીઓની–સંગે જ વસતા એવા પોતાના બંધુરૂપ વાનરવંશપતિ સુગ્રીવપર, તારે ક્ષમા ધરવી જોઇએ, ને કોપને ત્યાગ કરવો જોઇએ.[૫૬] હે અરિંદમ! ધર્મ તથા તપશ્ચર્યામાં જ આનંદ પામનારા મહર્ષિઓ પણ કામભોગની અભિલાષાને લીધે સ્ત્રીઓ સાથે મોહપાશથી બંધાય છે, ત્યારે અમારો ભર્ત્તા તો સ્વભાવથી જ ચપલ–વાનર, ને વળી રાજા છે તે વિષયસુખમાં આસક્ત કેમ ન થાય વારુ?"[૫૭]

આ પ્રમાણે તે અપ્રમેય બળવંત લક્ષ્મણને, મોટા અર્થવાળાં વાક્યો કહીને મદવિહ્વલાક્ષી વાનરી તારા, પોતાના ભર્તાના હિતાર્થે, સખેદવાક્ય પુનઃ બોલવા લાગી:[૫૮] "હે નરોત્તમ! જો કે કામાસક્ત હોવાને લીધે ખરેખર જ અમારો ભર્તા સુગ્રીવ તારા કાર્યને વીસરી ગયો હોય તોપણ તારે ક્રોધ કરવો યોગ્ય નથી; તો પછી તારો અર્થ સાધવામાં તે તત્પર છે ત્યારે નિષ્કારણે શામાટે ક્રોધ કરવો જોઇએ?[૫૯] તારું કાર્ય એ કપીશ્વરને કિંચિત્ પણ વિસ્મૃત થયું નથી. તારા આવવા પહેલાં જ તેણે સીતાની શોધ કરવાના ઉદ્યોગ માટે વાનરોને આજ્ઞા આપેલી છે, કે જે આજ્ઞા સાંભળીને, તે કાર્ય કરવા સારુ અનેક પર્વતોમાં રહેનારા મહા બળવાન્ તથા ઇચ્છિત રૂપ ધરી શકનારા સેંકડો, હજારો ને કોટિ વાનરો અત્રે આવ્યા છે. માટે હે મહાબાહો! તું પ્રકૃતિને શાંત કરી અંતઃપુરમાં આવીને અમારા ભર્તાને મળ. પોતાના સચ્ચરિત્રની રક્ષા કરનારા સત્પુરુષોને મિત્રભાવથી સત્પુરુષની સ્ત્રીઓ સામે જોવામાં કંઇપણ અધર્મ નથી."[૬૦–૬૧]

મહાબાહુ અરિંદમ લક્ષ્મણ, કે જેને શ્રી રઘુવીરે ઉતાવળ કરવાને કહ્યું હતું, તેણે તારાનાં આ વચનો સાંભળી સુગ્રીવના અંતર્ગૃહમાં પ્રવેશ કર્યો.[૬૨] ક્રોધને લીધે રક્ત નેત્રવાન્ થયેલા ને કાળ સરખા ભયંકર લક્ષ્મણ અંદર ગયા. ત્યાં અમૂલ્ય આસ્તરણોથી બિછાવેલા રત્નજડિત સુવર્ણ આસન ઉપર સૂર્ય સરખો પ્રકાશિત સુગ્રીવ પોતાની પ્રિયા રુમાને દૃઢ આલિંગન કરી બેઠેલો હતો. તે દિવ્ય સ્વરૂપવાન્ હતો, ને વળી દિવ્યાભરણોથી તેનું અંગ વિચિત્ર થયેલું હતું. ઇંદ્રસમાન દુર્જય અને યશસ્વી કપીશ્વરે વસ્ત્રો તથા પુષ્પો પણ દિવ્ય જ ધારણ કરેલાં હતાં. તેને આમ નિર્લજ્જપણે બેઠેલો જોઇ ક્રોધને લીધે, સૌમિત્રી ધસમસ્યા અંદર ચાલ્યા, ત્યારે સુવર્ણ સરખા વર્ણવાળો વિશાલાક્ષ સુગ્રીવ, તે અદીનપરાક્રમીનું દર્શન કરી એકાએક ચમકી ઉઠયો![૬૩–૬૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં તેત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

* નિઃસત્વ–નિર્બળ.

## સર્ગ ૩૪ મો.

## સુગ્રીવને લક્ષ્મણના બે બોલ!

અંદર આવતાં જેમને કોઇએ પ્રતિબંધ કર્યો ન હોતો એવા પુરુષર્ષભ સુમિત્રાપુત્રને, ક્રોધાવિષ્ટપણે પોતાની પાસે આવતા જોઈ, સુગ્રીવ બહુ ગભરાવા લાગ્યો.[1] ક્રોધને લીધે નિઃશ્વાસ નાંખતા તથા બંધુના દુઃખથી તાપ પામેલા તેજસ્વી દશરથાત્મજના માનાર્થે, મોટા ઇંદ્રધ્વજની પેઠે, સુવર્ણાસનનો ત્યાગ કરીને તે ઉભો થયો.[૨-૩] એ ઉભો થયો ત્યારે એની રુમા આદિ સ્ત્રીઓ પણ ઉભી થઈ, તે જાણે ગગનમાં પૂર્ણ ચંદ્રની પછવાડે નક્ષત્રગણ ઉદય પામે તેવી દેખાતી હતી.[૪] પછી રક્તનેત્રવાન્ શ્રીમંત સુગ્રીવ હાથજોડી લક્ષ્મણની સામે ગયો ને મોટા કલ્પવૃક્ષની પેઠે પાસે આવી ઉભો રહ્યો.[૫] ત્યારે રુમાદિ સ્ત્રીઓની મધ્યે તારાઓસહ ચંદ્રની પેઠે ઉભેલા સુગ્રીવને જોઈ લક્ષ્મણ કોપ કરી બોલ્યાઃ[૬] "અલ્યા સુગ્રીવ! જે રાજા, બળ કુલાદિથી સંપન્ન હોય, સૈન્યવાળો હોય, જિતેંદ્રિય હોય તથા કૃતજ્ઞ અને સત્યવાદી હોય, તેજ માત્ર સુખેથી રાજ્ય ભોગવી શકે છે.[૭] પણ જે અધર્મી રાજા પોતાનો ઉપકાર કરનારા મિત્રો આગળ ખોટી પ્રતિજ્ઞા કરે છે, તેના કરતાં મહાનૃશંસ બીજો કોણ હોય?[૮] હે કપીશ્વર! પિતામહ બ્રહ્મદેવે સર્વ લોકને માન્ય એવા પુણ્યરૂપ શ્લોકો કહ્યા છે કે,

शतमश्वानृते हन्ति सहस्रं तु गवानृते ।
आत्मानं स्वजनं हन्ति पुरुषः पुरुषानृते ॥
पूर्वं कृतार्थो मित्राणां न तत्प्रतिकरोति यः ।
कृतघ्नः सर्वभूतानां स वध्यः प्लवगेश्वर ॥

" 'કોઇને એક અશ્વ આપવાની પ્રતિજ્ઞા કરીને જે પુરુષ તે પ્રતિજ્ઞા ખોટી કરે છે, તે સો અશ્વનો નાશ કરવાના પાપનો ભોગી થાય છે; જે એક ગાય દેવાની પ્રતિજ્ઞા કરીને ખોટી કરે છે તે સહસ્ર ગોવધનો દોષી થાય છે; પણ જે પુરુષસંબંધી કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરે છે તે આત્મહત્યાના દોષનો ભાગી થાય છે, ને પછી પોતાના તથા સ્વજનના ઉત્તમ લોકનો પણ નાશ કરે છે.[૯-૧૦] હે વાનરેશ્વર! પ્રથમ મિત્રના ઉપકારથી આભારી થઇ જે પુરુષ તેનો બદલો વાળતો નથી, તે કૃતઘ્નતાના દોષને ભોગવે છે, ને સર્વ લોકે બહિષ્કૃત એવો તે, વધ કરવા યોગ્ય થાય છે.'[૧૧] વળી હે વાનર! કૃતઘ્ન એવા તારી પ્રત્યે ક્રોધ પામેલા સર્વ લોકને નમસ્કાર કરવા યોગ્ય રઘુવીરે જે શ્લોક કહ્યો છે તે તું સાંભળઃ-

गोघ्ने चैव सुरापे च चौरे भग्नव्रते तथा।
निष्कृतिर्विहिता सद्भिः कृतघ्ने नास्ति निष्कृतिः ॥ १२ ॥

" 'ગોવધ, સુરાપાન, ચોરી તથા વ્રતભંગ કરનારના દોષની શાંતિ સત્પુરુષોએ કહેલી છે, પણ કૃતઘ્નીના દોષની શાંતિ તો છેજ નહિ!'[૧૨] અલ્યા, તું તો અનાર્ય, કૃતઘ્ન તથા મિથ્યાવાદી છે; કારણ મારા વડીલ રામે, તારો અર્થ પ્રથમ સિદ્ધ કર્યા છતાં પણ, મિત્ર થઇને તું અમારાપર પ્રત્યુપકાર કરતો નથી.[૧૩] એમ ન કર; કૃતાર્થ થયેલા તારે રઘુવીરની પત્ની સીતાના શોધ માટે અવશ્ય યત્ન કરવો જોઇએ.[૧૪] હે વાનર! જેમ સર્પના મુખમાં પકડાઇને બોલતા દેડકાનો શબ્દ સાંભળી, અજાણથી કોઇ પુરુષ તે સર્પને ન જાણતાં એકલો દેડકો જ છે એમ જાણે છે, તેવી રીતે તું, કે જે મિથ્યાપ્રતિજ્ઞ* અને ગ્રામ્ય ભોગમાં આસક્ત થયેલો છે, તેને રઘુવીરે (પ્રથમ) જાણ્યો નહિ.[૧૫] મહા ભાગ્યવાન્, કરુણપણાને જાણનાર તથા મહાત્મા એવા મારા પ્રિય બાંધવે, પાપી તથા દુરાત્મા એવા તને, વાનરરાજ્ય મેળવી આપ્યું, પણ તું તે નરવરના† ઉપકારને જાણતો નથી, માટે (મને ભાસે છે કે તું) તીક્ષ્ણ બાણવડે નાશ પામી સદ્ય જ વાલિનાં દર્શન કરીશ![૧૬-૧૭] હે સુગ્રીવ! વાલિ જે માર્ગે ગયો તે માર્ગ સાંકડો નથી; માટે તેં સીતાની શોધ કરવાનો જે સમય કહ્યો છે તેને પાળ! નાશ પામી તે દીર્ઘમાર્ગ‡ પ્રત્યે જઇશ માં.[૧૮] રે! ઇક્ષ્વાકુવર§ રામના ધનુષમાંથી નીકળતાં વજ્ર સમાન બાણ, તારા જોવામાં આવ્યાં નથી ત્યાં સુધી જ તું ગ્રામ્ય સુખનું સેવન કરે છે, ને સુખી છે; અને તેથી જ તું તારા મનમાં અમારા કાર્યનો વિચાર પણ કરતો નથી."[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ચોત્રીશમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૩૫ મો.

## તારાવચન.

ક્રોધવશાત્ પ્રદીપ્ત અગ્નિની પેઠે પ્રકાશેલા સુમિત્રાના પુત્ર લક્ષ્મણને આમ કહેતા જોઇ, ચંદ્રમુખી તારા, કર-

---

* ખોટી પ્રતિજ્ઞાવાળો. † નરોમાં શ્રેષ્ઠ.
‡ મૃત્યુ માર્ગ. § ઇક્ષ્વાકુવંશીઓમાં શ્રેષ્ઠ.

જોડીને તેને વિનવવા લાગીઃ[૧] "હે નરશાર્દૂલ! અમારા સ્વામી પ્રત્યે તારે આ પ્રમાણે વક્રવચન બોલવું ઘટતું નથી, તેમ એ વાનરેશ્વર તમારા સરખા સ્નેહીના મુખથી આવાં પરુષ વચન સાંભળવા યોગ્ય નથી.[૨] હે વીર! એ કપીશ્વર સુગ્રીવ અકૃતજ્ઞ નથી, શઠ નથી, દારુણ, અનૃતવાદી તથા કપટી નથી;[૩] તેમ એ શૂરવીર, તારા બંધુએ ન થઈ શકે એવું રણ પરાક્રમ કરી જે ઉપકાર કીધો છે તે ભૂલી પણ ગયો નથી.[૪] રામની કૃપાથી જ તેને આ લોકમાં અખંડ કીર્તિ, શાશ્વત વાનરરાજ્ય તથા રુમા અને મારા આદિ સ્ત્રીઓની પ્રાપ્તિ થઈ છે.[૫] હે લક્ષ્મણુ! પૂર્વે ઘણાં દુઃખ ભોગવીને છેક હમણાં જ તે આ ક્ષણભર સુખ પામ્યો છેઃ ને તેથી જ મુનિવર વિશ્વામિત્રની પેઠે, સીતાની શોધ માટેના આવી પહોંચેલા સમયને તે જાણતો નથી.[૬] હે રાઘવ! ઘૃતાચી અપ્સરા સાથે આસક્ત થવાથી ધર્માત્મા મહામુનિ વિશ્વામિત્રે દશ વર્ષના કાળને એક દિવસ સમાન માન્યો હતો, પણ વહી ગયેલાં વર્ષોનાં વર્ષો ધ્યાનમાં રહ્યાં નહોતાં.[૭] જ્યારે તેજસ્વી મહા મુનિ વિશ્વામિત્ર સરખા પણ સ્ત્રીમાં થયેલી આસક્તિને લીધે કાળને જાણતા નથી, ત્યારે ઇતર જન જાણે નહિ તેમાં શું આશ્ચર્ય ?[૮] હે લક્ષ્મણુ! આહાર, નિદ્રા, તથા મૈથુનાદિ દેહધર્મને પામેલા, દુઃખ ભોગવી થાકી ગયેલા અને વિષયભોગથી તૃપ્ત ન થયેલા અમારા પતિ સુગ્રીવ ઉપર રામે ક્ષમા કરવી યોગ્ય છે,[૯] ને તારે પણ, કર્તવ્યના અર્થનો નિશ્ચય જાણ્યા વગર પ્રાકૃત પુરુષની પેઠે ક્રોધને વશ થવું યોગ્ય નથી.[૧૦] હે નરશ્રેષ્ઠ! તારા સરખા બળવાન પુરુષો વિચાર કર્યા વગર એકદમ ક્રોધને વશ થતા નથી.[૧૧] માટે હે ધર્મજ્ઞ! અમારા ભર્તાને અર્થે હું તને નમ્રપણે પ્રસન્ન કરું છું કે, મોટા ક્રોધથી ઉપજેલા ક્ષોભનો તું ત્યાગ કર.[૧૨] અમારો ભર્તા, રઘુવીરના પ્રિય માટે, પ્રિયપત્ની રુમાને, મને, અંગદને અને ધનધાન્ય પશ્વાદિ સમૃદ્ધિને પણ તજી દે એવો છે એમ હું માનું છું.[૧૩] અધમ રાક્ષસ રાવણુનો નાશ કરીને તે, ચંદ્ર અને રોહિણીની પેઠે, રામ અને સીતાનો મેળાપ કરાવશે.[૧૪] હે લક્ષ્મણુ! લંકાને વિષે ઇચ્છિત રૂપ ધરનારા દુરાધર્ષ એક હજાર અબ્જ, ત્રણુ લાખ, નવ્વાણું હજાર ને છસ્સો રાક્ષસો છે,[૧૫] તેઓને નાશ કર્યા વગર, સીતાનું હરણુ કરનારા રાવણુનો નાશ કરવો અશક્ય છે.[૧૬] હવે તે રાક્ષસોને સુગ્રીવની સહાયતા વિના એકલા રઘુવીરે નાશ કરવા અશક્ય છે; તેમ તેઓનો રાજા ક્રૂરકર્મા રાવણુ પણ કંઈ સહજમાં મરે તેવો નથી. [તાત્પર્ય કે આટલા મોટા સૈન્યવાળો રાવણુ સહાયતા વગર જિતાવો અશક્ય છે, ને સુગ્રીવ તેવી સહાયતા આપશે][૧૭] હે લક્ષ્મણુ! રાવણુને એવા બળની પ્રાપ્તિ કેમ થઇ, એ વિષે મને કંઇ ખબર નથી; પણ દેશ કાળને જાણુનારા મારા સ્વર્ગવાસી ભર્તાના મુખથી આ સંખ્યા જ માત્ર મેં પ્રસંગોપાત સાંભળેલી છે, તે જ મેં તને કહી.[૧૮]

"હે રઘુવંશજ! અમારા સ્વામીએ યુદ્ધમાં તમારી સહાય કરવા માટે ઘણા બળવાન્ વાનરોને બોલાવી લાવવા સારુ ઉત્તમ કપિઓ મોકલ્યા છે;[૧૯] ને તે પરાક્રમી મહા બળવાન્ વાનરોના આવવાની વાટ જૂએ છે. માટે જ આ કપીશ્વર તમારા કાર્યને માટે બહાર નીકળતો નથી.[૨૦] વળી હે સુમિત્રાપુત્ર! તેણે વાનરોને અત્રે આવવા માટે જે દિવસ મુકરર કર્યો છે, તે આજનો જ છે; માટે તું જરાક ધીરો થા.[૨૧] હમણાં જ તારી દૃષ્ટિ આગળ દશ અબ્જ રીંછ, એક અબ્જ ગોલાંગૂલ અને અનેક કોટિ પ્રકાશિત તેજસ્વી વાનરો અત્રે આવી ઉભા રહેશે. તું ક્રોધનો ત્યાગ કર.[૨૨] કોપને લીધે તારાં નેત્ર રુધિર સરખાં લાલ થયાં છે, ને મુખ સિંહના સરખું વિકાળ થયું છે. તે જોઇ આ કપિરાજની અમે સર્વ રાણીઓ, આગળના ભયની (વાલિવધનો ભય; તેમ પુનઃ સુગ્રીવનો પણ હવે વધ થાય એમ જાણી) શંકાથી કિંચિત્ પણ શાંતિ પામતી નથી."[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં પાંત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૬ મો.

## સુગ્રીવ લક્ષ્મણુ સંભાષણુ.

બુદ્ધિમતી તારાએ કહેલાં નમ્ર અને ધર્મયુક્ત વાક્યો, મૃદુ સ્વભાવના સૌમિત્રીએ માન્ય કર્યાં.[૧] તેણે તુરત ક્રોધને શમાવી દઈ પોતાની મુખમુદ્રા પૂર્વ પેરે શાંત કીધી. આ જોઈ વાનરગણેશ્વરે લક્ષ્મણુથી પોતાને થયેલા મહાન્ ત્રાસનો, ભીનાં વસ્ત્રની પેઠે ત્યાગ કર્યો.[૨] પછી અનેક પ્રકારની, કામમદ ઉત્પન્ન કરનારી જે પુષ્પમાળાઓ તેણે પહેરી હતી, તેને તોડી નાંખી, જેથી તે મદ રહિત—સાવધ થયો.[૩] પછી ભીમપરાક્રમી લક્ષ્મણુને સર્વ કપિમાં શ્રેષ્ઠ એવો સુગ્રીવ, હર્ષ ઉપજાવતાં નમ્ર વચનો કહેવા લાગ્યોઃ[૪] "હે સુમિ-

ત્રાપુત્ર! હું શ્રીમાન્ રામની કૃપાથી જ મારી નાશ પામેલી શ્રી, કીર્તિ તથા શાશ્વત રાજ્યાદિને પાછો પામ્યો છું.[૫] હે રાજપુત્ર! પોતાના પરાક્રમે કરી પ્રસિદ્ધ એવા, સાક્ષાત્ દેવતારૂપ રઘુવીરના ઉપકારનો એક અંશ માત્ર પણ બદલો વાળવાને કોણ સમર્થ છે?[૬] મારી સહાયતા તો તેને માત્ર નામની જ છે; કારણ, તે ધર્માત્મા માત્ર પોતાના પ્રભાવથી જ રાવણનો નાશ કરી સીતાને પામશે.[૭] હે લક્ષ્મણ! જે રાઘવેશ્વરે એક બાણવડે એક સમયે સપ્ત શાલવૃક્ષને, પર્વતને તથા પૃથ્વીને પણ વિદારણ કર્યાં, તેને મારા સરખા ક્ષુલ્લકોની સહાયની શી ગણના છે?[૮] વળી જેના ધનુષના ટંકારવે કરી પર્વતો સહિત પૃથ્વી કંપાયમાન્ થઈ, તેને સહાયનું શું પ્રયોજન છે?[૯] તોપણ હે નરશ્રેષ્ઠ! મુખ્ય યોદ્ધાઓ સહિત શત્રુ રાવણનો નાશ કરવા જતા નરેંદ્ર દાશરથિની સાથે હું સૈન્ય સહિત જઇશ ને રાક્ષસોને પ્રાણમુક્ત કરીશ.[૧૦] હે લક્ષ્મણ! દશરથપુત્રો મારા અક્રૂર મિત્રો છે એવા વિશ્વાસને લીધે અથવા અતિ સ્નેહને લીધે મારાથી તમારો જે કંઈ અપરાધ થયો હોય, તે મને પોતાનો દાસ જાણીને તમારે ક્ષમા કરવો: અપરાધ વિનાનો દાસ જગતમાં કોઈ છે જ નહિ."[૧૧]

સુગ્રીવના આ ભાષણથી અતિ પ્રસન્ન થયેલા સૌમિત્રી, અતિ પ્રેમથી તેને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૧૨] "હે વાનરેશ્વર! તારા સરખા નમ્ર મિત્રને લીધે મારા વડીલ બંધુ સર્વથા બળવાન્ છે.[૧૩] હે સુગ્રીવ! આવો તારો પ્રભાવ તથા આવી તારી પવિત્રતા હોવાથી, તું ખરેખર વાનરરાજ્યને અને ઉત્તમ સમૃદ્ધિને ભોગવવા યોગ્ય છે.[૧૪] તારી સહાયતાથી પ્રતાપી રામ, શત્રુઓનો થોડા સમયમાં નાશ કરશે, એમાં લેશ સંદેહ નથી.[૧૫] હે કપિવર! તારા સરખા ધર્મજ્ઞ, કૃતજ્ઞ, અને યુદ્ધમાંથી પાછા ન હઠનારા વીરે, આમ યુક્તિપૂર્વક બોલવું એ જ અતિ યોગ્ય છે.[૧૬] તારા અને રાઘવના વિના, અન્યોન્યના સામર્થ્ય વિષે દોષ જાણનાર કયો વિદ્વાન્ આવાં સમાન વાક્ય બોલવા યોગ્ય છે?[૧૭] પરાક્રમ તથા બળે કરી તું રઘુવીર સમાન જ છે. દેવતાઓએ જ ઘણા કાળ માટેનો, તારા સરખો અમને સહાયકારી મેળવી આપ્યો છે.[૧૮] માટે હે વીર! મારી સાથે તું આંહીથી ચાલ અને સ્ત્રીહરણથી દુ:ખ પામતા મારા વડીલ બંધુ તથા તારા મિત્ર આગળ આવ, ને તેની સાંત્વના કર.[૧૯] હે સખા! શોકાભિભૂત રામના, સીતા વિયોગજન્ય વિલાપ–ભાષણો સાંભળી, તારાપર ક્રોધ પામી મેં તને જે કંઈ પરુષ વચનો કહ્યાં છે, તેની હું ક્ષમા માગું છું!"[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દરામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં છત્રીશમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૩૭ મો.

## સૈન્ય તેડવાની પુનરાજ્ઞા.

એ પ્રમાણે લક્ષ્મણ શાંત થયા ત્યારે સુગ્રીવે પાસે બેઠેલા બુદ્ધિમંત હનૂમાનને આજ્ઞા કરી કે,[૧] ["હે મારુતે! વાનરસૈન્યને એકત્ર થવા માટે જો કે આપણે દૂતો મોકલ્યા છે, તોપણ જેમ બને તેમ તેઓ શીઘ્રતાથી અહીં આવી પહોંચે તે માટે તું બીજા અધિકારી વાનરોને સર્વ દિશાઓમાં મોકલ.] હે હનૂમાન! પ્રથમ મહેંદ્ર, હિમવાન, વિંધ્ય, કૈલાસ તથા શ્વેત શિખરવાળો મંદર, એ પાંચ પર્વતોનાં શિખરોપર વસનારા, ઉગતા સૂર્ય સરખા વર્ણવાળા, કપિયોને બોલાવ. વળી પ્રકાશમાન બીજા પર્વતોને વિષે અને સમુદ્ર પારની પશ્ચિમ દિશાને વિષે રહેલા વાનરોને પણ જલદી તેડાવ.[૨–૩] વળી સંધ્યાકાળનાં વાદળાં સરખા વર્ણવાળા ઉદયાચળ અને અસ્તાચળ નામના પર્વતોપર રહેનારા, તેમ જ પદ્માચળ નામના પર્વતપર રહેનારા તેમ જ પદ્માચળ પર્વતના વનમાં વસનારા ભયંકર વાનરો તરફ શીઘ્રગતિવાળા વાનરદૂતો મોકલ.[૪] વળી અંજનપર્વતને વિષે કાજળ અને મેઘ સરખા વર્ણવાળા, ગજેંદ્ર સરખા બળવાન્ વાનરો વસે છે,[૫] તેમને, બીજા મોટા પર્વતોની ગુફાઓમાં વસનારા સોના સરખા વર્ણવાળા તેજસ્વી કપિયોને, મેરુની તળેટીમાં વસનારાઓને, ધૂમ્રગિરિપર વસનારાઓને,[૬] તેમ જ ઉગતા સૂર્ય સરખા તેજસ્વી, મધુમૈરેય જેવી ઉત્તમ ઔષધીનું પાન કરનારા, ભયંકર વેગવાળા વાનરો, જે મહારુણગિરિપર વસે છે,[૭] અને જેઓ મોટાં રમ્ય સુગંધી વનોમાં અને તપસ્વીઓના આશ્રમોથી રમ્ય બની રહેલા[૮] પૃથ્વીપરનાં વનાંત પ્રદેશોમાં વસે છે તે સર્વેને, ઝડપથી ચાલનારા વાનરદૂતો મોકલી સામદાનાદિથી સંતુષ્ટ કરી શીઘ્ર તેડાવ.[૯–૧૦] હે વાયુપુત્ર! જે અધિકારી કપિઓ કામાસક્ત અને વિલંબ કરનારા હોય તેઓને પણ મારી આજ્ઞા સંભળાવીને સાવધ કરી શીઘ્ર બોલાવી મંગાવ.[૧૧] રાજાજ્ઞાને દૂષિત કરનાર જે દુષ્ટાત્મા દૂતો, દશ દિવસની અંદર કપિયોને તેડીને ન આવે, તેઓનો નાશ કરજે.[૧૨] મેઘ અને પર્વત સરખાં

શરીરવાળા, મારી આજ્ઞામાં વર્તનારા કોટચાવધિ ભયંકર વાનરોને, જાણે આકાશને આચ્છાદિત કરતા હોય તેવી ગતિથી સર્વત્ર મોકલ, કે જેઓ ઉતાવળથી, સર્વ કપિવરોને અહીં બોલાવી લાવે."[૧૩-૧૫]

વાનરરાજ સુગ્રીવનાં એ વચન સાંભળી, વાયુપુત્ર હનૂમાને અત્યંત પરાક્રમી વાનરદૂતોને, કપિસૈન્ય બોલાવવા સારુ આજ્ઞા આપી.[૧૬] પક્ષીઓ અને નક્ષત્રોના માર્ગે ગતિ કરનારા તે વાનરદૂતો ક્ષણમાત્રમાં આકાશમાર્ગે ચાલતા થયા.[૧૭] રામના કાર્યની સિદ્ધિને માટે તેઓએ સમુદ્રોમાં વસનારા ગિરિપર વસનારા, વનોમાં વસનારા તથા સરોવરોપર વસનારા, સર્વ વાનરોને સુગ્રીવની આજ્ઞા પ્રમાણે, કિષ્કિંધા પ્રત્યે આવવાનો સંદેશો કહ્યો.[૧૮] વાનરપતિ સુગ્રીવ, કે જે શાસન કરવામાં મૃત્યુ અથવા કાળ સરખો હતો, તેની આજ્ઞા સાંભળતાં જ, અતિ ભયભીત થયેલા સર્વ વાનરો, સૈન્યો સહિત કિષ્કિંધા તરફ આવવા નિકળી પડ્યા.[૧૯] અંજન ગિરિપર વસનારા, અંજન સરખા વર્ણવાળા મહા બળવાન્ ત્રણ કોટિ વાનરો રાઘવના કાર્ય માટે નિકળ્યા.[૨૦] અસ્તાચળપરથી, તપ્ત કાંચનવર્ણા દશ કોટિ વાનરો ચાલી નિકળ્યા.[૨૧] કૈલાસ શિખરમાંથી સિંહની કેશવાળી સરખા વર્ણવાળા દશ અબ્જ વાનરો કિષ્કિંધા ભણી ચાલ્યા.[૨૨] હિમવાન્ ગિરિમાંથી ફળમૂળાદિપર જીવનાર એક નિખર્વ વાનરો આવ્યા.[૨૩] વિંધ્યપર્વતમાંથી ભયંકર અંગારવર્ણા અને ભયંકર પરાક્રમી, હજારો અને કરોડો વાનરો આવ્યા.[૨૪] ક્ષીરસાગરના તટપર વસનારા તથા તમાલ વનમાં વસી નાલિકેરનું ભક્ષણ કરનારા અસંખ્ય વાનરો, અતિ શીઘ્ર ગતિવડે કિષ્કિંધા પ્રત્યે જવા લાગ્યા.[૨૫] એ પ્રમાણે વનો, પર્વતોની ગુફાઓ અને સરિતોમાંથી* મહા બળવાન્ વાનરી સેના જાણે સૂર્યનું પાન જ કરતી હોય, તેમ તેની પ્રભાને ઢાંકી દઈ, આકાશ માર્ગે ચાલવા લાગી.[૨૬]

હનૂમાને સર્વ કપિઓને તેડવા સારુ જે વાનરદૂતો મોકલ્યા હતા તેઓ, આ પ્રમાણે સર્વ કપિસેનાને કિષ્કિંધા પ્રત્યે રવાના કરીને, હિમાલય પર્વતપર ગયા. ત્યાં તેમને, પ્રથમથી નીલ વાનરે મોકલેલા દૂતો, મહેશ્વર યજ્ઞવાટમાં ભેગા થયા; જેઓ યજ્ઞવાટમાં આવેલા એક રમણીય મહાવૃક્ષને વિષે બેઠેલા હતા.[૨૭] પૂર્વે એ મહા પવિત્ર ગિરિવર હિમાલયને વિષે મહેશ્વર શંભુનો અતિ મનોરમ યજ્ઞ થયો હતો; ને તેથી દેવતાઓનાં મન પૂર્ણ સંતુષ્ટ થયાં હતાં.[૨૮] તે યજ્ઞ થતી વેળા હોમાતા હોમદ્રવ્યમાંથી જે જે ફળો અને અન્નો વગેરે વેરાઈ પડ્યાં હતાં, તેમાંથી ત્યાં આગળ અનેક મૂળ તથા અતિ રમ્ય વૃક્ષો ઉત્પન્ન થયાં હતાં-જેનાં અમૃત કરતાં પણ અતિ સ્વાદિષ્ઠ ફળ હતાં તે, એ કપિઓના જોવામાં આવ્યાં.[૨૯] એ ફળ તથા મૂળ જો એક વાર કોઈના ખાધામાં આવે તો તે ખાનારા એક માસ પર્યન્ત તૃપ્ત રહે એવો દિવ્ય ગુણ તે ફળોમાં હતો.[૩૦] માટે તે વાનરદૂતોએ એ દિવ્ય ફળ, મૂળો તથા ત્યાં થતી દિવ્ય સંજીવની વગેરે ઔષધિઓ, અને યજ્ઞસ્થાનમાંનાં દિવ્ય સુગંધી પુષ્પો વગેરે, સુગ્રીવનું પ્રિય કરવા માટે પોતાની સાથે લીધાં.[૩૧-૩૨] પછી બીજા બાકી રહેલા પૃથ્વીમાંના સર્વ કપિઓને કિષ્કિંધામાં આવવાની તાકીદ કરી, તેઓ પાછા વળ્યા; ને અલૌકિક શીઘ્ર ગતિને યોગે, તે જ વેળાએ સુગ્રીવની સાન્નિધ્યમાં આવી પહોંચ્યા.[૩૩-૩૪] અને સુગ્રીવને નમનપૂર્વક પોતે આણેલી દિવ્ય ઔષધિ તથા ફળમૂળાદિ પદાર્થો અર્પણ કરી તેમણે જણાવ્યું કે,[૩૫] "અમે પૃથ્વીપરનાં શૈલ, નદીઓ તથા વનાદિ સર્વ સ્થાનો વિષે ફરીને તમારી આજ્ઞા નિવેદન કીધી છે, જેથી સર્વ વાનરો થોડા સમયમાં આવી પહોંચશે."[૩૬]

એ પ્રમાણે સચિવો-નીલ તથા હનૂમાને પ્રેરેલા દૂતોનાં વાક્ય સાંભળી, પ્રસન્ન થયેલા વાનરાધીશ સુગ્રીવે તેમની ભેટ પ્રીતિથી અંગીકાર કીધી.[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સાડત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૮ મો.

## રઘુવીર અને સુગ્રીવ.

દૂતોએ આણેલી ભેટને અંગીકાર કરી, યથાયોગ્ય સાંત્વન કરીને તેઓને વિદાય કીધા.[૧] હજારો વાનરસૈન્ય, રઘુવીરના કાર્યાર્થે હમણાં જ આવશે, એમ ધારીને કપીશ્વર સુગ્રીવ, પોતાને તથા રઘુવીરને કૃતાર્થ થયેલા માનવા લાગ્યો.[૨] અપાર પરાક્રમી લક્ષ્મણ હજૂ સુધી અહીં જ હતો, તેણે તે વાનરેશ્વરને પ્રસન્ન કરીને કહ્યું કે, "જો તારી ઇચ્છા હોય તો, હે સૌમ્ય ! હું હવે કિષ્કિન્ધામાંથી પાછો ફરું." લક્ષ્મણનું એવું સુભાષિત સાંભળી,[૩-૪] તુરત સુગ્રીવે કહ્યું: "ભલે ભલે, હું પણ તમારી સાથે આવું છું."[૫] એ પ્રમાણે શુભ લક્ષણવાળા લક્ષ્મણને કહી પોતાની પાસે બેઠેલી તારા, રુમા વગેરે

* નદીના તટો.

રાણીઓને રજા આપી; ને અનુચરોને મોટે ઘાંટે કહ્યું, "આમ આવો રે." એ અવાજ સાંભળતાં જ સ્ત્રીગણુ નજીક ઉભેલા સેવકો, હાજર થઈ હાથ જોડી ઉભા રહ્યા. પછી તેમને સુગ્રીવે કહ્યું કે, "મારી સ્વર્ણશિબિકાને સત્વર અત્રે આણો." આજ્ઞા થતાં જ,[૬–૮] દૂતોએ સુંદર શિબિકા તુરત હાજર કરી. તે સુશોભિત શિબિકા આવી કે સૌમિત્રી સહિત પોતે અંદર બેઠો. તુરત તે સૂર્ય સરખી પ્રકાશમાન સ્વર્ણ શિબિકાને ઉપાડી શીઘ્ર પરાક્રમી વાનરો ચાલતા થયા. તેની ઉપર અલંકાર ધારણ કરેલા કપિઓએ શ્વેત છત્ર ધર્યું હતું, બંને બાજૂ શ્વેત વાલવ્યંજન થતા હતા, આગળ શંખ તથા ભેરીના નાદ થતા હતા, અને એમ અનેક વાનરો ચાલતા હતા. તે સમયે બંદીજનોએ અનેક પ્રકારની સ્તુતિ કરી તેને પ્રસન્ન કરવા માંડ્યો.[૯–૧૩] આ પ્રમાણે હર્ષ પામેલો કપિરાજ સુગ્રીવ, ઉત્તમ રાજ્યશ્રીને પામીને, તીક્ષ્ણ શસ્ત્રધારી શતાવધિ વાનરોથી આવૃત થઈ, પ્રસ્રવણગિરિપર રહેલા રઘુવીર તરફ ચાલ્યો.[૧૪]

કેટલીકવારે રામે સેવેલો ગિરિપ્રદેશ આવી પહોંચ્યો, ત્યારે તેપર થોડેક ચઢીને લક્ષ્મણ સહિત મહા તેજસ્વી સુગ્રીવ શિબિકામાંથી ઉતરી પડ્યો અને તત્કાળ રાઘવેંદ્રનાં ચરણમાં જઈ દંડવન્નમસ્કાર કીધો.[૧૫–૧૬] બીજા સર્વ કપિઓએ પણ રામનાં ચરણમાં દંડવત્ નમન કીધું. એ સમયે બીડાયલા કમળવાળા સરોવર સમાન તે વાનર–સૈન્યને જોઇને, રઘુવીર અતિ પ્રીતિમાન થયા; ને ચરણમાં પડેલા કપીશ્વરને ઉઠાડી, બહુ માનથી હૃદય સાથે ચાંપી જોડેના આસનપર બેસાડ્યો.[૧૭–૧૮]

પછી ઘાડા સ્નેહથી સુગ્રીવને માન આપી રામે તેને કહ્યું: "હે શૂરવીર, હે વાનરોત્તમ, જે ધર્મ, અર્થ અને કામને સેવન કરવાના સમય પ્રત્યે જ તેઓનું સેવન કરે છે, તેને જ ખરો રાજા જાણવો. પરંતુ જે રાજા ધર્મ અને અર્થનો ત્યાગ કરીને કેવળ કામ (વિષય)નું જ (યથેચ્છ રીતે) સેવન કરે છે, તે વૃક્ષની ટોંચે સૂતેલા પુરુષની પેઠે પડે છે (રાજ્યભ્રષ્ટ થાય છે) અને ત્યારે જ તેને પોતાના કર્તવ્યનું ભાન થાય છે. જે રાજા શત્રુઓને નાશ કરવામાં તત્પર રહે છે, મિત્રોની મૈત્રીમાં કુશળ હોય છે,[૧૯–૨૨] અને ત્રિવર્ગ* ફળનું યથાકાળ સેવન કરે છે, તેને શાશ્વત ધર્મની પ્રાપ્તિ થાય છે. માટે હે રિપુનાશક, સીતાની શોધ કરવાનો આ સમય આવ્યો છે, તેથી તારા મન્ત્રીઓ સાથે તે વાતનો વિચારપૂર્વક નિશ્ચય કર."[૨૩] એ સાંભળી પિળી આંખવાળો વાનર સુગ્રીવ મન્ત્રિ સહિત રામને કરજોડી કહેવા લાગ્યો: "હે મહાબાહો, તારી તથા તારા બંધુની કૃપાથી હું, આ નાશ પામેલી શ્રી–સમૃદ્ધિ, કીર્તિ તથા કપિના શાશ્વત રાજ્યને પાછો પામ્યો છું. જે પુરુષ કોઇએ કરેલા ઉપકારનો રુડો બદલો વાળતો નથી, તે ધર્મનો નાશ કરનારો કહેવાય છે.[૨૪–૨૬] હે શત્રુદમન! શતાવધિ મુખ્ય વાનરો, પૃથ્વીમાંના સર્વ કપિવરોને અત્રે આવવાની તાકીદ કરી આવ્યા છે; ને તેને લીધે દુર્ગમ વનમાર્ગને જાણનારા, મહાઘોર સ્વરૂપવાળા, ને ગોલાંગુલ સરખાં પુચ્છવાળા, ઇચ્છિતસ્વરૂપ ધારી શૂરવીર વાનરો ને રીંછો, કે જેઓ દેવ તથા ગંધર્વાદિના પુત્રો છે, તેઓ પોતપોતાનાં સૈન્ય સહિત, પોતાના રહેઠાણોમાંથી નિકળી ચૂકયા છે–ને માર્ગમાં જ છે.[૨૭–૨૯] તેઓમાંના કેટલાક વાનરોની સાથે તો સેંકડો, હજારો, લાખો, કરોડો, શંકુઓ અર્બુદો ખર્વો અને અનેક મધ્યો તથા અંત્યોની અને પરાર્ધોની સંખ્યામાં વાનરોનાં સૈન્યો છે.[૩૦–૩૧] માટે હે રાજન્, વાનરોના યૂથનું પાલન કરનારા, ઇંદ્ર સરખા પરાક્રમી, મેઘ અને પર્વત જેવાં શરીરવાળા તથા મેરુ અને વિન્ધ્યપર્વતને વિષે તેમ જ સમુદ્રપર વસનારા પરાર્ધ વાનરો રાક્ષસોની સાથે યુદ્ધ કરવા માટે તમારી સહાયે આવશે; ને તે દુષ્ટ રાવણનો નાશ કરી મિથિલપુત્રી સીતાને લાવશે!"[૩૨–૩૩] પોતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા વાનરપતિ શૂરવીર સુગ્રીવનાં એ વાક્ય સાંભળીને તથા તેના એ ઉદ્યોગને જોઇને, પૃથ્વીપતિ દાશરથીનાં નેત્ર હર્ષને લીધે, વિકસિત નીલ કમળ સરખાં પ્રફુલ્લિત થઈ ગયાં.[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં આડત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૯ મો.

### વાનરસૈન્ય.

એ પ્રમાણે હાથ જોડી સુવાકયો બોલતા સુગ્રીવને પ્રેમથી બાથમાં ઘાલી ભેટીને ધર્મધુરંધર રઘુવર કહેવા લાગ્યો:[૧] "હે સ્વધર્મવર્તિ! મહાત્મા ઇંદ્ર વર્ષાદ વર્ષાવે, હજાર કિરણવાળો સૂર્ય આકાશના અંધકારને મટાડે[૨],

---

* ધર્મ, અર્થ, અને કામ, અને યોગ્ય રીતે પાળવાથી થતું ફળ.

ચંદ્રમા પોતાની પ્રભાવડે રાત્રીને નિર્મળ કરે, તેજ પ્રમાણે તારા સરખો મિત્ર પોતાના મિત્રનું પ્રિય કાર્ય કરે એમાં આશ્ચર્ય શું ? કેમકે એમ કરવું, એ તેઓનો સ્વભાવ જ છે. તેથી હે કપિવર ! તેં જે સીતાની શોધ કરવાનો ઉદ્યોગ કર્યો છે, એ કંઈ તારા જેવા સાત્ત્વિક-ભાવવાળા મિત્ર સંબંધે આશ્ચર્ય પમાડનારું નથી.૩ હે પ્રિયંવદ ! હું તને સારી રીતે જાણું છું. વાનર સૈન્યને એકઠું કરવા માંડ્યું, એ તેં બહુ સારું કર્યું છે.૪ તારી સહાયતાથી, હે મિત્ર ! હું રણમાં સર્વ શત્રુઓને જિતીશ. તું મારો સ્નેહી છે ને સ્નેહીએ કરવી જોઇતી સહાયતા કરવા તું યોગ્ય છે.૫ હે સુગ્રીવ ! જેમ પૈલોમિના પિતાને છેતરી તથા તેનું અનુમોદન લઈ અનુહ્લાદે શચિનું હરણ કર્યું હતું તેમ રાક્ષસાધમ રાવણે મૈથિલીનું હરણ પોતાના વિનાશને માટે કર્યું:૬ જેમ (અનુમતિ આપનાર) અહંકારી પૈલોમીના (શચીના) પિતાનો તેમ જ (અનુહ્લાદનો) એમ બેઉનો શતક્રતુ ઇન્દ્રે નાશ કર્યો, તેમ હું પણ થોડા સમયમાં રાવણનો તીક્ષ્ણ શરવડે વધ કરીશ."૭

રઘુવીર સુગ્રીવને આવી રીતે કહેતા હતા, એટલામાં દૂરથી ચારે દિશાઓમાં ધૂળના ગોટેગોટા ઉડતા જણાયા અને થોડીકવારમાં તેથી આખું આકાશ છવાઈ જવાને લીધે સૂર્યપ્રભા ઢંકાઈ જઇને સઘળે અંધકાર થઈ રહ્યો.૮ જાણે પર્વતો, વનો તથા ઉદ્યાનો સહિત આખી પૃથ્વી ચલાયમાન થતી હોય તેમ જણાયું. મોટા ભળભળાટ સહિત અસંખ્ય મહાબળવાન્ વાનરયૂથપાલકોથી આખું વન આચ્છાદિત થઈ રહ્યું. એ યૂથપાલકો, કે જેઓ મોટા મોટા રાજાઓ સરખા દેખાવવાળા, તીક્ષ્ણ દાઢોવાળા તથા પર્વત જેવડા શરીરવાળા હતા;૯-૧૦ તેઓની પછવાડે અનેક સરોવરો, હિમાલયાદિ પર્વતો, વનો તથા સમુદ્રતટાદિ સ્થળોમાં વસનારા, મેઘ સરખી ગર્જના કરનારા, કોઈ ઉદય થતા સૂર્ય સરખા વર્ણવાળા, ચંદ્ર સરખા શ્વેતવર્ણા, ને કોઈ કમળની રજ સરખા રંગવાળા અબ્જોના અબ્જો વાનરો હતા.

તેમાં શૂરવીર શ્રીમાન્ શતબલિ નામે વાનર એક ખર્વ વાનરોથી વિંટાયલો હતો. તેમ જ સુવર્ણનો જાણે પર્વત જ હોયની એવો દેખાતો તારાનો પિતા સુષેણ વાનર, અનેક સહસ્ર કોટિ વાનરો સહિત આવ્યો.૧૧-૧૫ સુગ્રીવનો સસરો અને રુમાનો પિતા (તાર) વાનર, દશ અબ્જ વાનરો સહિત આવ્યો હતો.૧૬ પદ્મકેસર* સરખી કાંતિવાળો, ઉદય પામતા સૂર્ય સરખા મુખવાળો, બુદ્ધિમાન્ અને સર્વ વાનરોમાં શ્રેષ્ઠ એવા૧૭ શ્રીમાન્ હનૂમાનનો પિતા કેસરી વાનર, અનેક હજારો વાનર સહિત આવ્યો હતો.૧૮ ગોલાંગુલ વાનરોનો રાજા ભીમપરાક્રમી ગવાક્ષ, દશ અબ્જ વાનરો સહિત આવતો દેખાતો હતો.૧૯ શત્રુનો નાશ કરનારો ધૂમ્ર, ભયંકર વેગવાળા વીશ અબ્જ રીંછોથી વિંટાઈ ત્યાં આવી ઉભો હતો.૨૦ તેમ જ યૂથપાલક પનસ વાનર, મહાબળવાન્, સમાન બળવાન્, ઘોર તથા મહા પરાક્રમી ત્રણ કોટિ વાનરોને લઇને આવ્યો હતો.૨૧ નીલાંજનરૂપ કાજળનો ડુંગર હોયની શું તેવો દેખાતો યૂથપાલક નીલ, દશ કોટિ કપિઓ સહિત આવતો દેખાતો હતો.૨૨ તેમ જ કાંચનના પર્વત સરખો મહા વીર્યવાન્ યૂથપાલક ગવય વાનર, પાંચ કોટિ વાનરોને લઈને ત્યાં આગળ આવ્યો હતો.૨૩ યૂથપાલક બળવાન્ દરીમુખ વાનર, દશ અબ્જ કપિઓ સાથે સુગ્રીવ આગળ આવી ઉભો હતો.૨૪ વળી અશ્વિની-કુમારના પુત્રો મહા બળવાન્ મૈંદ અને દ્વિવિદ બંને ભાઇઓ–દશ દશ અબ્જ વાનરો સહિત આવ્યા હતા.૨૫ વીર્યવાન્ ગજ વાનર, ત્રણકોટિ વાનરોને લાવ્યો હતો, ત્યારે સુગ્રીવને વશ રહેનાર રીંછોના રાજા મહા તેજસ્વી જાંબવાનની સાથે ખર્વ રીંછો હતા. વળી તેજસ્વી રુમણ વાનર બળવાન્ તથા પરાક્રમી૨૬-૨૭ અબ્જ વાનરો સાથે દોટ મૂકતો ત્યાં આવી પ્રાપ્ત થયો હતો, ત્યારે કપિરાજ ગંધમાદનની સાથે એક નિખર્વ ને એકસો વાનર હતા. સહસ્રપદ્મ તથા સો શંખ* વાનરો સાથે પિતા સમાન પરાક્રમી યુવરાજ અંગદ આવી ઉભો હતો, ભયંકર પરાક્રમી પાંચ કોટિ વાનરો સહિત,૨૮-૩૦ દૂરથી જાણે નક્ષત્ર જ પ્રકાશતો હોય તેના સરખો તાર† નામનો વાનર દૂરથી જોવામાં આવતો હતો. અગિયાર કોટિ વાનરો સાથે મહાયૂથનું પાલન કરનાર વીર્યવાન્ ઇન્દ્રજાનુ વાનર આવ્યો હતો. ઉદય પામતા સૂર્ય સમાન વર્ણવાળા રંભ કપિ સાથે, અગિયાર હજાર એકસો વાનરો આવ્યા હતા. પછી વાનરયૂથપતિ મહા બળવાન્ દુર્મુખ વાનર,૩૧-૩૩બે કોટિ કપિ સહિત આવ્યો. કૈલાસ શિખર સમાન દેહવાળા ને ભયંકર પરાક્રમી૩૪ દશ અબ્જ કપિઓ સહિત શ્રીમાન્ હનૂમાન્ આવી ઉભો રહ્યો. મહાબળી નલ, વૃક્ષોમાં વસનારા મહા બળવાન્.૩૫ એક અબ્જ, એક હજાર ને એકસો વાનરોથી વિંટાઈ ત્યાં આવ્યો. શ્રીમાન્ દરી-

* કમલનું કેસર.

* શંકુ! † આ રુમાનો પિતા નહિ પણ બીજો તાર.

મુખ* દશ કોટિ કપિ સહિત આવ્યો.[36] અને ઇચ્છિત રૂપધારી યૂથપાલક શરભ, કુમુદ, વહ્નિ તથા રંભ આદિ અનેક વાનરો પૃથ્વી, પર્વત અને વનોને આચ્છાદિત કરતા પોતાના સૈન્યો સહિત સુગ્રીવની સમીપ આવી ઉભા રહ્યા. તેમાં કૂદતા અને શબ્દ કરતા કેટલાક વાનરો તો, સૂર્ય ભણી આવતાં વાદળાંની પેઠે, સુગ્રીવ તરફ આવતા હતા.[37-40] એ વેળા તે આવેલા યૂથપાલક, બળવાન્, બાહુશાલી વાનરો, એક પછી એક આવી વાનરેંદ્ર સુગ્રીવને પ્રણામ કરીને પોતાનું આગમન નિવેદન કરતા હતા.[41] સર્વે વિદેશી વાનરો, સુગ્રીવને પોતાનું આવવું જણાવીને પોતપોતાના સૈન્યોમાં ગયા ને હનૂમાનાદિ કપિઓ સમીપ આવી હાથ જોડી બેઠા.[42]

રાજધર્મ જાણનારા સુગ્રીવે, હાથ જોડી સર્વ કપિસૈન્ય, શ્રી રઘુવીરને સ્વાધીન કીધું ને નિવાસ કરવા માટે ઉતાવળા થતા તે યૂથપાલકોને કહ્યું:[43] "હે વાનરેન્દ્રો! સૈન્યના તત્ત્વોને જાણનાર નાયક, પોતાના સૈન્યને વિધિપૂર્વક નિવાસ કરાવવાથી તેની સ્થિતિને સારી રીતે જાણી શકે છે; માટે તમે પોતપોતાનાં સૈન્યોને પર્વતોના ઝરા તથા વનોને વિષે ઉતારો આપો."[44]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ઓગણચાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૦ મો.

## પૂર્વદિક્ શોધનાજ્ઞા-પૂર્વદિક્ વર્ણન.

દિશોદિશથી વાનર સૈન્ય આવી એકત્ર થયું, ત્યારે તેની શી યોજના કરવી, તે માટે સમૃદ્ધાર્થ† પ્લવંગાધિપ‡ સુગ્રીવ, નરશાર્દૂલ અને અરિમર્દન રાઘવેશ્વર પ્રત્યે વિનતિ કરવા લાગ્યો કે:[1] "હે પ્રભો! મારા રાજ્યમાં વસનારા ઇંદ્ર સરખા બળવાન્, ઇચ્છિત ગતિ અને ઇચ્છિતરૂપ ધારણ કરનારા સર્વ વાનરો આવી ચૂકયા છે, ને તેઓએ પોતાનાં સૈન્યોને નિવાસ પણ કરાવ્યો છે.[2] તે ઘોર પરાક્રમી અને દૈત્યો તથા દાનવો સરખા વાનરોએ, ઘણે ઘણે સ્થળે પરાક્રમો કરેલાં છે.[3] તેઓ પ્રસિદ્ધ, યુદ્ધમાં શૌર્યવાળા, બળવાન્, અપ્રમત્ત, પ્રસિદ્ધ પરાક્રમી અને વ્યવસાયને વિષે ઉદ્યમી છે.[4] વળી તેઓ પૃથ્વીમાં તથા જળમાં પણ ગતિ કરનારા છે. અનેક પર્વતાદિ સ્થળોમાં વસનારા તેઓ કોટ્યાવધિ સંખ્યામાં તમારા કિંકરો તરીકે આવી ઉભા છે.[5] વળી હે અરિંદમ! તે સર્વ વાનરો સ્વામીની આજ્ઞામાં રહેનારા તથા તેના હિતમાં તત્પર રહેનારા છે, તેથી તારી ઇચ્છા પ્રમાણે સર્વ કાર્ય કરી શકશે.[6] હે નરવ્યાઘ્ર! અસંખ્યાત એવા તેઓને તારી ઇચ્છા હોય, તે પ્રમાણે કાળોચિત કાર્ય કરવાની તારી આજ્ઞા કર. આ સર્વ સૈન્ય તારું જ છે, તારે જ વશ વર્તનારું છે, ને તું જ તેને આજ્ઞા કરવા યોગ્ય છે. સીતાની શોધ કરવાનું તારું કાર્ય જો કે મારા જાણવામાં જ છે; તોપણ અમારા સર્વનો પ્રભુ તું જ છે; માટે તે સંબંધે તને યોગ્ય લાગે તે આજ્ઞા કર."[7-9]

જ્યારે આ પ્રમાણે સુગ્રીવે વિનતિ કરી ત્યારે દશરથનંદન રામે બંને ભુજા પસારી તેને હૃદય સાથે ચાંપીને કહ્યું:[10] "હે સૌમ્ય! હે મહા બુદ્ધિમંત સુગ્રીવ! પ્રથમ વૈદેહી જીવતી છે વા નહિ તેની અને રાવણના નિવાસસ્થાનની ખબર કઢાવ.[11] વૈદેહી સંબંધી નિશ્ચયપૂર્વક જાણ્યા પછી તથા રાવણનું નિવાસસ્થાન જાણ્યા પછી આપણે જે કાલોચિત કાર્ય કરવું યોગ્ય લાગશે તે કરીશું.[12] હે વાનરેંદ્ર! આ કાર્યનો હેતુ તથા પ્રભુ તું જ છે; હું કે લક્ષ્મણ એ કાર્ય કરવામાં સમર્થ નથી.[13] માટે હે સમર્થ બંધો! મારા કાર્યનો નિશ્ચય કરીને તું વાનર સૈન્યને આજ્ઞા આપ. તારાથી કશું અજાણ્યું નથી.[14] હે સુગ્રીવ! ઉત્તમ સ્નેહ, પરાક્રમ, બુદ્ધિ, દેશકાલને જાણવાપણું, મારા હિતમાં તત્પરતા તથા સુહૃત્પણું ઇત્યાદિમાં તું મને ખરેખર લક્ષ્મણ સરખો જ બીજો બંધુ મળ્યો છે."[15]

એવાં રઘુવીરનાં પ્રેમાળ વાક્યોથી અતિ હર્ષ પામી, સમર્થ સુગ્રીવે, બુદ્ધિમાન્ લક્ષ્મણ સહિત, રઘુવીરની સમક્ષ સીતા શોધનાર્થ વાનરોની યોજના કરવા માંડી.[16] પ્રથમ તેણે પર્વતપ્રાય દેહવાળા, મેઘ સરખી ગર્જના કરનાર વૃદ્ધિ પામેલા વાનરેશ્વર વિનતને બોલાવી આજ્ઞા કરીઃ "હે વાનરોત્તમ! દેશ, કાળ તથા નીતિયુક્ત કાર્યના તત્ત્વને જાણનારા અને સૂર્ય ચંદ્ર સરખા તેજસ્વી વેગવાન્ એક લક્ષ વાનરો સહિત તું પર્વતો, વનો તથા ઉપવનોવાળી પૂર્વ દિશા તરફ જા; ને ત્યાં તેની છેક પરિસીમાએ આવેલા પર્વતરૂપ કિલ્લાને વિષે અને વનો તથા નદીઓને વિષે વિદેહપુત્રી સીતાની તથા રાવણના નિવાસસ્થાનની શોધ કર."[17-19]

* બીજો. † વૃદ્ધિ પામેલા અર્થવાળો. ‡ વાનરપતિ.

પછી તેને સીતાજીની તથા રાવણની ઓળખાણની નિશાનીઓ કહી સંભળાવી અને તે બોલ્યો: “હે વિનત! અહીંથી પૂર્વ દિશામાં પ્રયાણ કરતાં તારે પ્રથમ રમણીય ભાગીરથી, સરયૂ, કૌશિકી, કલિંદ પર્વતમાંથી નિકળેલી રમ્ય કાલિંદી જેનું બીજું નામ યમૂના છે તે, તથા તેના ઉત્પત્તિ સ્થાન કાલિન્દગિરિમાં તથા સરસ્વતી, સિંધુ અને મણિ સમાન જળવાળો શોણનદ,[20–21] પર્વત તથા વનાદિથી શોભતી મહી અને કાલમહી, ઇત્યાદિ નદીઓ તથા બ્રહ્મમાલ, વિદેહ, માલવ, કાશિકોશલ,[22] મોટાં ગ્રામોવાળો મગધ, પુંડ્ર, વંગ, ઇત્યાદિ દેશો, અને કોશકારની* ભૂમિ તથા સુવર્ણની ખાણોવાળા પ્રદેશો[23] ઇત્યાદિ સ્થળે જઇને ત્યાં ત્યાં ખૂબ પ્રયત્ન કરી, આ રાઘવેશ્વરનાં પ્રિયપત્ની તથા દશરથરાયનાં વહુવારુ સીતાને ખોળવાં.[24] વળી સમુદ્રાંતર્ગત દ્વીપો, પર્વતો અને મંદરાચળનો આશ્રય કરી વસેલાં ગ્રામોમાં પણ ખૂબ શોધ કરવી.[25] વળી અનેક જાતિના કિરાતો,† કે જેઓમાંના કેટલાક વસ્ત્ર સરખા લાંબા કાનવાળા, કેટલાક ઓષ્ઠપર્યંત લાંબા કાનવાળા, ભયંકર લોહસમાન કઠિન કૃષ્ણ મુખવાળા, એક પગવાળા છતાં મહાવેગવાન્, અક્ષય સંતતિવાળા, સોય જેવા કઠિન કેશવાળા, વળી કેટલાક સ્વર્ણ સરખા કાંતિમાન્ અને પ્રિય દેખાવના હોય છે તેઓ, તથા પુરુષનું ભક્ષણ કરનાર પુરુષાદક નામના કિરાતો,[26–27] અને કાચા મત્સ્યનું ભક્ષણ કરનારા, દ્વીપોમાં રહેનારા, જળમાં ફરનારા તથા મહાઘોર નરવ્યાઘ્ર‡ નામના કિરાતો, એ વગેરેનાં સ્થાન પણ તમારે ખોળવાં.[28] હે વચનચરો, પર્વતોનું ઉલ્લંઘન કરીને, કૂદીને તથા ઉડીને પણ જે જે દેશ અને દ્વીપ પ્રત્યે જવાતું હોય, તે તે દેશો પ્રત્યે જઇને પણ તમે સીતાને ખોળજો.[29] વળી તમે સપ્ત રાજ્યોથી શોભતા યવદ્વીપ પ્રત્યે જજો, સ્વર્ણકારોના નિવાસથી સુશોભિત સ્વર્ણદ્વીપ પ્રત્યે જજો અને રૂપ્યદ્વીપ પ્રત્યે જજો; અને ત્યાં યશસ્વિની સીતાની શોધ કરજો.[30] યવદ્વીપનુ ઉલ્લંઘન કર્યા પછી દેવ દાનવોએ સેવેલો શિશિર નામે પર્વત આવશે; જેના શિખરો ગગન સાથે વાતો કરે છે.[31] એના દુર્ગમ જળપ્રવાહો તથા વનોને વિષે તમે સર્વ એકઠા થઈ યશસ્વિની રામપત્નીને શોધજો.[32] ત્યારપછી સમુદ્ર આવશે, તેને ઉલ્લંઘશો એટલે રક્તવર્ણાં જળવાળો, શીઘ્ર વેગવાન્ અને સિદ્ધ ચારણાદિએ સેવેલો શોણ નદ આવશે;[33] તેનાં રમ્ય સ્થળોમાં, તીર્થોમાં અને વિચિત્ર વનોના ખૂણેખોંચરે, વૈદેહી સહિત રાવણની ખોળ કરજો.[34] એ પ્રદેશમાં પર્વતોમાંથી ઉત્પન્ન થયલી નાની મોટી નદીઓ છે તેમાં, અતિ ભયંકર પવન જેમાં વાઈ રહ્યો હોય છે એવા પર્વતોની ગુફાઓમાં અને સમગ્ર વનોમાં પણ તમારે ખોળ કરવી.[35] આગળ વધતાં માર્ગમાં આવતા દુર્ગમ અને ભયંકર સાગર દ્વીપોને ખોળતા જશો ત્યારે મોટી લહરીઓવાળો મહા ભયંકર તથા વાયુના વેગથી ગડગડાટ ગર્જનાથી ગાજી રહેલો ઇક્ષુરસાબ્ધિ* આવશે, તેના દ્વીપોમાં પણ ખૂબ સાવધ રહી શોધ કરજો.[36] તે સમુદ્રમાં મોટા શરીરવાળા, ઘણા કાળના ક્ષુધિત અને બ્રહ્મદેવની આજ્ઞા પામેલા અસુરો નિરંતર, પ્રાણીઓની છાયા જોતાં જ તેને પકડી લે છે.[37] એ મહાસાગરનું જળ શ્યામતા મારતું હોવાને લીધે શ્યામ મેઘ સરખું લાગે છે. તે નિરંતર મહાભયંકર નાદ કરતું રહે છે, ને તેમાં મોટા મોટા સર્પો વાસ કરે છે. હરેક ઉપાયથી એ સાગરનું ઉલ્લંઘન કરી તમે પેલે પાર જજો, એટલે ત્યાં લાલ જળવાળો ભયંકર લોહિત સમુદ્ર આવશે ને તેને પેલેપાર શાલ્મલી નામનાં મહાવૃક્ષવાળો દ્વીપ આવશે.[38–39] ત્યાં વિશ્વકર્માએ નિર્માણ કરેલું ગરુડનું રત્નભૂષિત દિવ્યગૃહ આવેલું છે. એ ગૃહ કૈલાસ પર્વતના સરખું પ્રૌઢ અને અતિ સુશોભિત છે.[40] તે દ્વીપને અનેક પ્રકારનાં રૂપવાળા મંદેહ નામના રાક્ષસો, કે જેઓ અતિ ભયંકર અને પર્વત જેવડાં શરીરવાળા છે, ને જેઓ તે સાગરમાંના પર્વત શિખરોપર ઊંધે મસ્તકે લટકતા હોય છે, તેઓ સૂર્યોદયથી સંધ્યાપર્યંત સૂર્યના તાપથી, તેમ જ ઋષિઓના બ્રહ્મતેજથી તપી, નાશ પામીને જળમાં પડે છે, ને પુનઃ પુનઃ શિખરોપર જઈ લટકાય છે. એ પછી હે દુર્ધર્ષ વાનરો! શ્વેત મેઘ સરખો તથા લહરોને લીધે મોતીના હાર સમાન દેખાતો ક્ષીરસાગર† તમારા જોવામાં આવશે. એ સાગરની મધ્યે અત્યંત શ્વેત રંગનો ઋષભ નામનો પર્વત છે.[41–44] તે પર્વત દિવ્ય સુગંધવાળાં પુષ્પોથી શોભતા વૃક્ષોથી ઢંકાયલો છે. ત્યાં સુવર્ણ સરખા તેજસ્વી કેસરવાળાં પ્રફુલ્લિત શ્વેત કમળો[45] અને રાજહંસો વગેરેથી શોભતું સુદર્શન સરોવર આવી રહેલું છે; અને તેમાં દેવતાઓ, ચારણો, યક્ષો, કિન્નરો તથા અપ્સરાઓ વગેરેના સમૂહ[46] ક્રીડા કરવા સારુ જાય છે.”

* રેશમના કીડાની ભૂમિ એટલે ચિનદેશ. † ભિલ્લો.
‡ અર્ધા નર, ને ઉપરના ભાગમાં વ્યાઘ્ર જેવા આકારવાળા કિરાતો.

* શેરડીના રસ સરખા જલનો મહાસાગર.
† દૂધ સરખા જલનો મહાસાગર.

"હે વાનરો ! એ ક્ષીરસાગરનું ઉલ્લંઘન કર્યા પછી સર્વ ભૂતોનો ભય નિવૃત્ત કરનારા શુદ્ધોદ* સાગર સમીપ જઈ પહોંચશો.[૪૭] ત્યાં ઔર્વઋષિના કોપને લીધે, તેજરૂપ પરમાત્માએ હયમુખ† સ્વરૂપ ધારણ કર્યું છે.[૪૮] તેને, આ અદ્ભુત તથા મોટા વેગવાળું ચરાચર જગત્, અન્નરૂપ છે. તેનું તે ભયંકર કાળસ્વરૂપને જોઈ, એ મહાસાગર પાસે વસનારા સમર્થ અને અસમર્થ સર્વ પ્રાણીઓએ કરેલા મોટા શબ્દો તમને સંભળાશે.[૪૯] તે સ્વાદિષ્ટ જળના મહાસાગરની ઉત્તર દિશા ભણી, તેર યોજનપર, સુવર્ણ સરખી કાંતિવાળો જાતરૂપશિલ‡ નામનો પર્વત આવેલો છે.[૫૦] ત્યાં આગળ ધરણીધર સર્પરૂપ સમર્થ અનંતદેવને તમે જોશો. તેની કાંતિ સાક્ષાત્ ચંદ્ર સરખી શ્વેત છે, તેનાં નેત્ર કમળ સરખાં વિશાળ છે, તેને હજાર મસ્તક છે અને તેણે નીલવર્ણાં વસ્ત્ર ધારણ કરેલાં છે. સર્વ દેવ નમસ્કૃત§ એ મહાત્મા અનંતદેવ તે જાતરૂપશિલના અગ્ર ભાગ વિષે નિવાસ કરી રહેલા છે અને તે પર્વતના શિખરને વિષે દેવતાઓએ અનંતદેવની ધ્વજારૂપે ત્રણ શાખાવાળું સુવર્ણનું તાલવૃક્ષ રોપેલું છે, તેનાથી પૂર્વ દિશાની વ્યવસ્થા થાય છે. ત્યાંથી પૂર્વ ભણી આગળ જતાં સુવર્ણમય શ્રીમાન્ ઉદયાચળ આવે છે.[૫૧–૫૪] તેનાં સો યોજન વિસ્તારવાળાં સ્વર્ણવેદી સહિત રમ્ય શિખરો આકાશને સ્પર્શી કરી રહ્યાં છે.[૫૫] વળી તે પર્વતપર સુવર્ણમય, દિવ્ય, પુષ્પવાળાં તથા સૂર્ય સરખા પ્રકાશવાળાં સાલ, તાલ, તમાલ અને કર્ણિકારનાં વૃક્ષો શોભી રહ્યાં છે.[૫૬] તે ઉદયાચળના શિખરોમાં એક યોજન પોહોળું તથા દશ યોજન ઉંચું સૌમનસ નામનું સુવર્ણમય, દૃઢ અને અચળ શૃંગ‖ છે.[૫૭] તે શૃંગની ઉપર પૂર્વે ત્રણ પગલાં ભરવાના પ્રસંગમાં ત્રિવિક્રમ પુરુષોત્તમ વિષ્ણુએ પહેલું પગલું મૂકી, બીજું મેરુના શિખરપર મૂકયું હતું.[૫૮] ત્યાં આગળ અસ્ત થયા પછી, ઉત્તર દિશા તરફથી ફરીને, જંબુદ્વીપની પરિક્રમા કરી, સૂર્યનારાયણ, એ સૌમનસ શિખર ઉપર આવી પુનઃ ઉદય થાય છે.[૫૯] એ શિખર વિષે સૂર્ય સરખા કાંતિમાન્ તપસ્વી વૈખાનસ અને વાલખિલ્ય મહર્ષિઓ પ્રકાશમાન દર્શન દે છે.[૬૦] એ સૌમનસ શિખર, કે જેની સમીપમાં પૂર્વે વર્ણવેલા સુદર્શન સરોવરવાળો દ્વીપ આવેલો છે, તે શિખર ઉપર સૂર્યનારાયણનો ઉદય થવાથી સર્વ પ્રાણીઓનાં ચક્ષુ તથા તેજ પ્રકાશ પામે છે.[૬૧] એ ઉદયાચળની પીઠને વિષે, તેની કંદરાઓને વિષે, તથા ચોમેરનાં વનોને વિષે વૈદેહી સહિત રાવણની તમો શોધ કરજો.[૬૨] હે વાનરો! તે સુવર્ણમય ઉદયાચળની તથા સૂર્યનાં તેજસ્વી કિરણોની સંધિથી છવાયલી એવી પૂર્વ દિશા, રક્તવર્ણી દેખાય છે.[૬૩] પરાપૂર્વથી જ, બ્રહ્મદેવે એ ઉદયાચળને પૃથ્વીનું દ્વાર તથા સર્વલોકના પ્રકાશને માટે સૂર્યોદય થવાના સ્થાનરૂપે નિર્માણ કર્યો છે, માટે એ દિશા પણ પૂર્વ કહેવાય છે.[૬૪] હું પુનઃ પુનઃ કહું છું કે તમારે તે પર્વતના પાછલા ભાગને વિષે, ને તેનાપરના ઝરા તથા ગુફાઓને વિષે સઘળે વૈદેહી સહિત રાવણની શોધ કરવી.[૬૫]

"હે વાનરો! તે ઉદયાચળ પર્વતની પેલી તરફની પૂર્વ દિશા દેવતાઓથી વ્યાપ્ત હોવાથી, સૂર્ય ચંદ્રનો ત્યાં ઉદય થતો નથી. તે દિશા અંધકારમય તથા અદૃશ્ય છે, તેથી તમારાથી ત્યાં જઈ શકાશે નહિ;[૬૬] માટે મેં જણાવેલા સર્વ પર્વતો, કંદરાઓ તથા નદીઓ અને તેની વચમાં આવેલા, પણ મેં ન ગણાવ્યા હોય તેવા દેશોમાં પણ, તમારે જાનકીની શોધ કરવી.[૬૭] હે કપિવરો! આપણે-વાનરોએ ઉદયાચળપર્યંત જવું શકય છે, ને તે પછી તો સૂર્યના પ્રકાશ વિનાનો તથા મર્યાદારહિત દેશ હોવાથી આપણે તેને જાણી શકીએ તેમ નથી.[૬૮] માટે ઉદયાચળપર્યંત જઈ, વૈદેહીની તથા રાવણના નિવાસસ્થાનની ભાળ મેળવીને એક માસની અન્દર પાછા આવજો.[૬૯] એક માસ ઉપર એક ક્ષણ પણ તમારે રોકાવું નહિ. જો તેમ થશે તો તમે દેહાંત શિક્ષાને પાત્ર થશો. હું કહું છું કે, તમે સીતાની શોધનું કાર્ય સિદ્ધ કરી, એક માસની અંદર પાછા આવજો.[૭૦] હે વાનરો! મહેંદ્રની* કાંતા તથા વનખંડોથી મંડિત એવી પૂર્વ દિશામાં ચતુરાઇથી ફરી, રઘુવંશીય રામની પ્રિયાને પ્રાપ્ત કરીને જ તમે પાછા વળજો, જેથી સુખી થશો."[૭૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ચાલીશમો સર્ગ સંપૂર્ણ.

---

* મીઠા જલનો મહાસાગર. † અશ્વ સરખું મુખ જેનું એવો ભગવાન્ વિષ્ણુનો અવતાર હયગ્રીવ. ‡ અર્થાત્ સુવર્ણના પથરનો પર્વત. § સર્વ દેવતાઓએ નમસ્કાર કરેલા છે જેમને એવા. ‖ શિખર.

* પૂર્વ દિશાના અધિષ્ઠાતા દેવતા ઇન્દ્ર છે તેથી તે દિશાને ઇન્દ્રની કાંતા—સ્ત્રી કહી છે.

# સર્ગ ૪૧ મો.

## દક્ષિણદિક્ શોધનાજ્ઞા-દક્ષિણદિક્ વર્ણન.

એવી રીતે મહા સમર્થ વાનર સૈન્યને પૂર્વ દિશામાં પ્રસ્થાન કરવાનું કહી, કાર્ય સંબંધી નિશ્ચય કરીને સુગ્રીવ, બીજા વાનરોને દક્ષિણ દિશામાં યોજવા લાગ્યો.[1] તેમાં અગ્નિપુત્ર નીલ, વાયુપુત્ર હનૂમાન, પિતામહસુત* મહા બળવાન્ જાંબવાન્,[2] સુહોત્ર, શરારિ, શરગુલ્મ, ગજ, ગવાક્ષ, ગવય, સુષેણ,† વૃષભ,[3] મૈંદ, દ્વિવિદ, સુષેણ, ગંધમાદન, હુતાશનનો પુત્રો ઉલ્કામુખ તથા અનંગ[4] અને એ સર્વમાં પ્રમુખ રાજપુત્ર અંગદ, એ વગેરે વેગ તથા પરાક્રમવાળા શૂરા વાનરોને તેણે મુકરર કીધા.[5] તેઓના નાયકનું પદ મહાબળશાળી અંગદને સોંપ્યું. એ સર્વેને દક્ષિણ દિશામાં જવાની આજ્ઞા આપતાં, ત્યાં જે જે દુર્ગમ પ્રદેશો હતા, તેઓનું સુગ્રીવ વર્ણન કરવા લાગ્યો.[૬-૭] "હે વાનરો! દક્ષિણ દિશામાં તમારે પ્રથમ હજાર શિખરવાળો અને અનેક વૃક્ષલતાઓથી ભરપૂર વિંધ્યપર્વતમાં શોધ કરવી. પછી મોટા સર્પોએ સેવેલી ને અનેક સર્પોથી ભરપૂર નર્મદા નદી,[૮] પછી રમ્ય ગોદાવરી, મહાનદી, કૃષ્ણવેણી અને મેખલ, ઉત્કલ તથા દશાર્ણાદિ અનેક નગરો[૯] અને આબ્રુવંતી, અવંતી વગેરે નગરીઓમાં જઈ, સર્વ સ્થળે સીતાની શોધ કરવી. એ પછી વિદર્ભ, ઋષ્ટિક, રમ્ય માહિષક (માહિસ્મતિ),[૧૦] મત્સ્ય, કલિંગ તથા કૌશિક દેશોમાં શોધ કરજો અને પર્વત, વન, તથા ગુફાવાળા દંડકારણ્ય વિષે[૧૧] અને ગોદાવરી નદીના મૂળપ્રત્યે, ચોમેર, સતીની યત્નથી શોધ કરજો. પછી આંધ્ર, પુંડ્ર, ચોલ, પાંડ્ય તથા કેરલાદિ દેશો શોધીને,[૧૨] પછી તમારે વિચિત્ર પુષ્પોનાં વનોવાળા અયોમુખ પર્વતપ્રત્યે વૈદેહીની શોધ કરવી; કે જે મહાગિરિ અનેક ધાતુઓથી ભરેલો, વિચિત્ર શિખરોવાળો,[૧૩] ને સુગંધીદાર ચંદનવૃક્ષોથી પરિપૂર્ણ છે. પછી એ પર્વતથી આગળ, તેની સમીપમાં જ વહેતી ગંગા સરખી પવિત્ર મહાનદી કાવેરી આવશે; જેના દિવ્ય અને પ્રસન્ન જળ વિષે અપ્સરાગણો નિત્ય વિહાર કરે છે. એ પ્રકાશમાન અયોમુખ, કે જેનું બીજું નામ મલયગિરિ છે, તેની સમીપના આશ્રમમાં‡ તમોને સૂર્ય સરખા તેજસ્વી મહામુનિ અગસ્ત્યનાં દર્શન થશે. એ ઋષિવરને પ્રસન્ન કરી તેમની આજ્ઞા લઈને તમે આગળ વધજો,[૧૪-૧૬] એટલે ત્યાં ગ્રાહોએ સેવેલી મહાનદી તામ્રપર્ણી આવશે. એ નદીનાં જળ તથા કિનારાની ટેકરીઓવાળી ભૂમિ સુંદર-સુવાસિત ચંદન વનોથી ઢંકાયલી છે;[૧૭] અને જેમ કોઈ સ્ત્રી, પતિ પ્રત્યે પ્રેમ ભરી દોડે છે, તેમ તે સરિતા સમુદ્ર પ્રત્યે ગમન કરે છે. હે વાનરો! તેનું અતિક્રમણ કર્યા પછી તમારા માર્ગમાં પાંડ્ય રાજાઓનો સુવર્ણમય, દિવ્ય, મણિમુક્તાથી ભૂષિત અને કિલ્લાઓથી સુરક્ષિત થયેલો દેશ આવશે. તેના પછી ક્ષાર સમુદ્રના કિનારાપર રહેલો મહેંદ્ર પર્વત આવશે. એ જગ્યાએ પૂર્વે, એ સાગરની ઘણી ઉંડી તથા વમળવાળી ખાઈ હતી, ને તેથી (વહાણ વગેરે સાધનોથી) સમુદ્ર તરનારા જીવોને તે ઘણી ભયકારી હતી. તેથી મહા મુનિ અગસ્ત્યે, લોકોપકારાર્થ, ત્યાં મહેંદ્ર પર્વતને સ્થાપન કરી તેને પૂરી નાંખી છે; અને હજુ સુધી એ મહેંદ્રનો એક ભાગ સમુદ્રમાં જ છે.[૧૮-૨૦] એ પર્વતોત્તમ સુવર્ણમય છે ને તેની તળેટીમાં ઘણાં સુંદર વૃક્ષો આવેલાં છે તથા ઉપરથી પણ અનેક પ્રકારનાં પ્રફુલ્લિત પુષ્પોવાળાં વૃક્ષોથી તે સુશોભિત છે.[૨૧] વળી દેવર્ષિ, યક્ષ, અપ્સરાઓ, સિદ્ધો અને ચારણો વગેરે તેના સુમનોરમ વનોમાં ક્રીડા કરી રહ્યા છે;[૨૨] તથા પર્વકાળને વિષે મહાત્મા ઇન્દ્ર ત્યાં સદૈવ આવે છે.

"પછી હે કપિઓ! તે ક્ષાર સમુદ્રની પેલીપાર સો યોજનના વિસ્તારવાળો[૨૩] એક પ્રકાશમાન દ્વીપ છે; ત્યાં મનુષ્યો જઈ શકતા નથી.* ત્યાં આગળ જઈને તો તમારે ચોતરફ વિશેષ કરી, સારી રીતે સીતાની ખોળ કરવી.[૨૪] તે દેશ નાશ કરવા યોગ્ય, દુરાત્મા તથા ઇંદ્ર સરખા કાંતિમાન્ રાક્ષસપતિ રાવણને નિવાસ કરવાનો છે.[૨૫] પણ હે વાનરો! એ દક્ષિણ સમુદ્ર ઉલ્લંઘતી વેળા ખૂબ સાવધ રહેજો. કારણ તેની અંદર એ રાવણની અનુચરી અંગારકા નામની રાક્ષસી વસે છે. તે આકાશમાં ઉડતાં પ્રાણીઓની છાયાને ગ્રહણ કરીને તેઓને નીચે પાડે છે, ને પછી તેનું યથેચ્છ ભક્ષણ કરે છે.[૨૬] મેં ગણાવેલા એ સર્વ દેશોમાં સારી પેઠે શોધ કરી, નિઃસંશય થઈને-ત્યાં અમિત તેજવાળી નરેન્દ્ર પત્ની સીતા ન મળે તો ત્યાંથી પણ દક્ષિણ દિશા ભણી આગળ જજો,

---

* બ્રહ્માનો પુત્ર; બ્રહ્માના અંશથી જન્મેલો. † તારાના પિતાથી બીજો. ‡ આ આશ્રમ તે અગસ્ત્ય મુનિનું બીજું સ્થાન. પહેલું સ્થાન બીજું છે, કે જ્યાં દંડકારણ્યવાસી રઘુવીરે તે મુનિની મુલાકાત લીધી હતી.

* ટીકાકાર લખે છે કે તેનું કારણ એટલું જ છે, કે ત્યાં પુષ્કળ સુવર્ણ છે.

અને ત્યાં સારી પેઠે શોધ કરજો.[૨૭] હે વાનરો! એ સમુદ્રમાં રહેલા સો યોજન વિસ્તીર્ણ લંકા દ્વીપને ઉલ્લંઘીને તમે આગળ જશો ત્યારે સમુદ્રના જળની અંદર રહેલો પુષ્પિતક નામનો પર્વત આવશે.[૨૮] એ ગિરિ અતિ શોભાયમાન, સિદ્ધ ચારણાદિએ સેવેલો, સૂર્ય ચંદ્ર સરખો કાંતિમાન્ તથા મોટા શિખરોને લીધે જાણે આકાશ સાથે વાતો કરતો હોય તેવો લાગે છે.[૨૯] તેના એક સ્વર્ણ શિખરનું નિત્ય દિવાકર એવો સૂર્યનારાયણ સેવન કરે છે. કૃતઘ્ની, નૃશંસ તથા નાસ્તિક પુરુષો તેને દૃષ્ટિથી જોઈ શકતા નથી.[૩૦] એ પર્વત પ્રત્યે જઈ, મસ્તકવડે નમસ્કાર કરીને ત્યાં તમે સીતાને શોધજો. એ દુર્ધર્ષ ગિરિનું ઉલ્લંઘન કર્યા પછી ત્યાંથી ચૌદ યોજનને છેટે દુર્ગમ સૂર્યવાન્ નામે પર્વત આવે છે. તેના પછી, સર્વ કાળ મનોહર, સદા ઇચ્છિત ફળવાળાં વૃક્ષોથી પરિપૂર્ણ થયેલો વૈદ્યુત પર્વત આવે છે. એ પર્વતપરના અમૃત સમાન ફળ મૂળાદિનું ભોજન કરી[૩૧-૩૩] તથા મધનું પાન કરીને તમે આગળ ચાલજો. આગળ જતાં નેત્ર તથા મનને આનંદ આપે એવો કુંજરગિરિ આવશે.[૩૪] જેના ઉપર એક યોજન વિસ્તીર્ણ, દશ યોજન ઉંચું અને અનેક પ્રકારના રત્નોથી ભૂષિત એવું અગસ્ત્ય મુનિનું સ્વર્ણમય દિવ્ય ભવન,* જે વિશ્વકર્માએ નિર્માણ કરેલું છે તે નજરે પડશે. તે કુંજરપર્વત વિષે સર્પોને વસવાની ભોગાવતી નામે નગરી છે.[૩૫-૩૬] એના રથમાર્ગો ઘણા પહોળા છે; તથા ઘોર, તીક્ષ્ણ દાઢોવાળા મહાઝેરી સર્પો તેનું રક્ષણ કરતા હોવાથી તે પુરી દુર્ધર્ષ અને ચોતરફથી સુરક્ષિત છે.[૩૭] એમાં મહાઘોર સર્પોનો રાજા વાસુકિ વસે છે; તોપણ અંદર પ્રવેશ કરી તે ભોગવતી પુરીમાં તથા બીજા પણ ત્યાં જે ગુપ્ત દેશો હોય તેમાં તમે સાવધ રહી શોધ કરજો.[૩૮] ત્યાંથી આગળ ચાલશો એટલે ઋષભ (ગોધા) ના આકાર સરખો, રત્નમય, સર્વ શોભાથી ભરપૂર ઋષભ પર્વત આવશે. તેની અંદર અગ્નિ સરખાં કાંતિમાન્ ગોશીર્ષક, પદ્મક તથા હરિશ્યામ નામનાં દિવ્યચંદનો ઉત્પન્ન થાય છે; પણ તેઓનો તમે સ્પર્શ સુદ્ધાં કરશો નહિ;[૩૯-૪૧] કારણ રોહિત નામના ગંધર્વો તે વનની રક્ષા કરે છે, ને ત્યાં સૂર્ય સરખી કાંતિવાળા શૈલૂષ, ગ્રામણી, શિક્ષ, શુક તથા બભ્રુ એ નામના પાંચ ગંધર્વાધિપો વસે છે. તે ઋષભગિરિથી આગળ જતાં, જ્યાં ઘણું કરીને દક્ષિણ દિશાની પૃથ્વીનો છેડો જ આવે છે ત્યાં રવિ, સોમ તથા અગ્નિ સરખા કાંતિમાન્ પુણ્યજનોનો નિવાસ છે. પણ તે દેશ અતિ દુર્ગમ છે, ને ત્યાં જેમણે સત્કર્મોથી સ્વર્ગ જિત્યું હોય છે એવા પુરુષો જ રહે છે. એની પછી અતિદારુણ અને અંધકારથી વ્યાપ્ત પિતૃલોક આવે છે, પણ હે વાનરપુંગવો! ત્યાં તમે જતા નહિ; કારણ તે યમરાજની રાજધાની છે."

એ પ્રમાણે દક્ષિણ દિગ્વર્ણન કરી સુગ્રીવ બોલ્યો; "હે શૂરા કપિઓ! આ મેં ગણાવેલા પ્રદેશો પર્યંત જ તમારાથી જવાય ને શોધ કરાય એમ છે; તેનાથી આગળ ગતિમાનની ગતિ ચાલતી નથી.[૪૨-૪૫] માટે તે તે દેશોમાં તથા તે ઉપરાંત પણ જે જે સ્થાનો જોવામાં આવે ત્યાં જઈ વિદેહપુત્રીની સારી પેઠે શોધ કરી, ભાળ મેળવીને તમે પાછા વળજો.[૪૬] હે વાનરો! એક માસમાં પાછો આવી જે વાનર મને સીતાની ભાળ આપશે, તે મને ઘણો પ્રિય થશે ને તે કપિ, મારી કૃપાથી મારા સરખા વૈભવવાળો થઈ અનેક પ્રકારના ભોગથી સુખરૂપ વિહાર કરશે; ને મારા પ્રાણ કરતાં પણ હું તેને અધિક પ્રિય ગણીશ. કદાચ તેણે મારા પૂર્વે ઘણા અપરાધ કર્યા હશે, તોપણ તે મારો બંધુ થશે.[૪૭-૪૮] માટે હે કપિવરો! તમે અમિત બળ-પરાક્રમવાળા છો ને મોટા ગુણવાન્ કુળમાં ઉત્પન્ન થયા છો, તેથી જનકસુતા સીતાની પ્રાપ્તિ થાય એવા અધિક ગુણવાળા પુરુષાર્થનો આરંભ કરો."[૪૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિન્ધાકાણ્ડમાં એકતાળીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૨ મો.

### પશ્ચિમદિક્ શોધનાજ્ઞા—પશ્ચિમ દિગ્વર્ણન.

એવી રીતે વાનરોને દક્ષિણ દિશામાં મોકલ્યા પછી, સુગ્રીવ, હવે પશ્ચિમ દિશાના શોધન માટે આજ્ઞા કરવા લાગ્યો. આ દિશામાં જવા માટે તેણે તારાના પિતા મેઘવર્ણા સુષેણને બોલાવ્યો. મહા સમર્થ સુષેણ આવ્યો, તેના પ્રત્યે સસરાને ઘટતા માનથી હાથ જોડી પ્રણામ કરી સુગ્રીવે આજ્ઞા કરી.[૧-૨] પછી મહર્ષિના પુત્ર મરીચિને ને તેના પ્રધાન અર્ચિષ્મન્ તથા અર્ચિમાલી નામના મહાકપિઓ, કે જેઓ શ્રેષ્ઠ વાનરોના અધિપતિ, ઇંદ્ર સરખા કાંતિમાન્, બુદ્ધિ તથા પરાક્રમથી સંપન્ન અને ગરુડ સરખી ગતિ કરનારા હતા, તેમને પણ તેની સાથે જવાની આજ્ઞા કરી કહ્યું: "હે કપિવરો! મહાકપિ સુષેણને મુખ્ય કરી તમે

---

* આ અગસ્ત્ય મુનિનું ત્રીજું સ્થાન.

બંને, એ લક્ષ વાનરો સાથે લઈ પશ્ચિમ દિશામાં વૈદેહીની શોધ કરવા જાઓ. પ્રથમ બાહ્લીકદેશસહિત સૌરાષ્ટ્ર, ચંદ્રચિત્ર,[૩-૬] તેઓ પછીના વૈભવવાળા, રમણીય તથા વિપુલ અને પુરાતન દેશો, સોપારીનાં વૃક્ષોથી ગાઢા તથા બકુલ અને ગુંદાનાં વૃક્ષોથી વ્યાપ્ત કુક્ષિ દેશો,[૭] અને કેતક ખંડોમાં, હે હરિ પુંગવો! તમે સઘળે ફરીને શોધ કરો, તેમ જ પશ્ચિમ પ્રવાહવાળી અને શીતળ જળવાળી, કલ્યાણરૂપ નદીઓ,[૮] તપસ્વીઓનાં વનો અને દુર્ગમ માર્ગવાળા પર્વતોમાં પણ સીતાની શોધ કરો. એ પર્વતોની ભૂમિ અકૃત્રિમ છે, ને અતિ ઉંચી શીતળ શિલાઓથી પરિપૂર્ણ છે.[૯] હે વાનરો! એ પ્રમાણે પશ્ચિમ દિશા, ગિરિ તથા સમુદ્રોથી વ્યાપેલી હોવાને લીધે દુર્ગમ છે, માટે પ્રયત્ન કરીને તેને ખોળજો. એ જણાવેલા સ્થળોથી પશ્ચિમ ભણી આગળ ચાલશો ત્યારે, મહામત્સ્યો તથા ઝૂડોથી ભરપૂર પશ્ચિમ દિશાનો સાગર તમારા જોવામાં આવશે. તે પછી કેતકીનાં વન, તમાલ વન, તથા નારિકેલનાં વન આવશે. જેમાં વિહાર કરતાં તમારા સૈનિક વાનરોએ સીતા તથા રાવણના નિવાસસ્થાનની શોધ કરવી.[૧૦-૧૨] વળી સમુદ્ર કિનારાપરના પર્વતો, વનો, મુરચીપટ્ટણ, જટાપુર વગેરે નગરો, અવંતી, અંગલેપા વગેરે પુરીઓ, આલક્ષિત નામનું વન અને બીજા પણ વિશાળ દેશો તથા શહેરોની અંદર, ચોમેર તમારે સીતાની શોધ કરવી.[૧૩-૧૪] ત્યાર પછી આગળ જતાં જ્યાં સિંધુ નદી તથા સમુદ્રનો સંગમ થાય છે, ત્યાં આગળ સો શિખરવાળો મોટો સોમગિરિ નામે પર્વત છે, તેની ઉપર ઘણાં મોટાં દ્રુમો ઉગેલાં છે;[૧૫] તેની તળેટીની સપાટ ભૂમિને વિષે સિંહ* નામનાં મહાપક્ષીઓ વસે છે, જેઓ તિમિ નામના મત્સ્યો તથા મોટા ગજોને પણ પોતાને ભરાઈ રહેવાના નિબિડોમાં† ઘસડી જાય છે;[૧૬] છતાં પણ તે નિબિડો આગળ, સોમગિરિના વનોમાં વસનારા મદોન્મત્ત, તૃપ્ત અને મેઘ સમાન શબ્દવાળા હસ્તીઓ વારંવાર વિચર્યા કરે છે ત્યાં જજો. ત્યાં આગળનું સોમગિરિનું એક શિખર આકાશ લગણ પહોંચેલું છે.[૧૭-૧૮] એ સુવર્ણ પર્વતના શૃંગના ખૂણા ખોચરા, સુવર્ણમય તથા વિચિત્ર વૃક્ષોવાળા છે. તમો ઇચ્છિત રૂપધારી વાનરો ત્યાં સીતાને શોધજો. એ પછી હે વાનરો! સમુદ્રના મધ્યમાં વળી એક પારિયાત્ર નામનો પર્વત છે, તેનું એક સુવર્ણનું મોટું શિખર સો યોજનના વિસ્તારવાળું છે. દુઃખે કરીને પણ તેની સામું જોઈ શકાય તેમ નથી. તેમાં વિશેષે કરીને ચોમેરથી એકત્ર થયેલા અગ્નિ સમાન તેજસ્વી ચોવીસ કોટિ ગંધર્વો વસે છે. જેઓ તપસ્વી છતાં ઘોર પાપકર્મ કરનારા છે, તેઓની પાસે તમારે જવું પણ નહિ, ને તે ગિરિવનનાં ફળમૂળાદિ પણ ખાવાં નહિ; કારણ એ ભયંકર પરાક્રમી ગંધર્વો, કે જેઓ મહા દુરાસદ, શૂરવીર, પરાક્રમી તથા મહા બળવાન્ છે, તેઓ તે વનની રક્ષા કરે છે.[૧૯-૨૩] માત્ર યત્નપૂર્વક ત્યાં જાનકી શોધ કરીને જ તમારે ચાલી નિકળવું. તે ગંધર્વો ગમે તેવા ક્રૂર છે, છતાં તમે ત્યાં વાનરપણાથી (અજ્ઞાન વનચરપણાથી) વર્તશો, તો તમને કશો ભય નથી.[૨૪] એ ગિરિનું અતિક્રમણ કરી તમે આગળ ચાલશો ત્યારે એ પશ્ચિમ સમુદ્રને વિષે વૈદૂર્યમણિ સરખી કાંતિવાળો, વજ્ર સરખો કઠિન, નાનાવિધ વૃક્ષ લતાઓથી વ્યાપ્ત અને શોભાયમાન એવો વજ્રગિરિ આવશે.[૨૫] એનો વિસ્તાર તથા ઉંચાઈ સો યોજન છે. તેની ગુફાઓ તથા વનોમાં સીતાની શોધ કરજો.[૨૬] પછી છેક પશ્ચિમ ભણી જતાં જતાં સમુદ્ર ચોથા ભાગનો બાકી રહેશે, ત્યારે ચક્રમાન્ નામે પર્વત આવશે. તેમાં વિશ્વકર્માએ સહસ્ર ધારવાળું ચક્ર નિર્માણ કર્યું હતું; જે ચક્ર ત્યાં વસનારા પંચજન તથા હયગ્રીવ નામના દાનવોને મારીને પુરુષોત્તમે તે ચક્ર તથા પંચજન્ય નામનો શંખ-એ બે આયુધો ગ્રહણ કર્યાં છે.[૨૭-૨૮] એ પર્વતની તળેટી તથા વિશાળ ગુફાઓમાં તમારે ચોમેર વૈદેહી તથા રાવણની શોધ કરવી.[૨૯] પછી ત્યાંથી ચોસઠ યોજન દૂર, વરુણ દેવતાના આલયમાં-અગાધ સમુદ્રમાં, સુવર્ણનાં શિખરવાળો, અતિ મોટો વરાહ નામે પર્વત આવે છે.[૩૦] તેની ઉપર આવેલા પ્રાગ્જ્યોતિષ્ નામે સુવર્ણના નગરમાં દુષ્ટાત્મા નરકાસુર દાનવ વસે છે.[૩૧] તે પર્વતની સપાટ ભૂમિવિષે તથા વિશાળ ગુફાઓ વિષે વૈદેહી અને રાવણની શોધ કરજો.[૩૨] હે વાનરો! એ વરાહગિરિ વટાવી આગળ જશો ત્યારે સુવર્ણમય ગુફાવાળો એક પર્વત આવશે. તે પોતે પણ સુવર્ણનો જ છે અને સુંદર જળપ્રવાહની ધારાઓ તેની કંદરાઓમાં પડે છે.[૩૩] એ પર્વતપર વસતા હસ્તીઓ, વરાહો, સિંહો તથા વ્યાઘ્રો પોતાના શબ્દોનો પ્રતિધ્વનિ સાંભળી, ઉન્મત્ત થઈને નિરંતર ગર્જનાઓ કર્યા જ કરે છે.[૩૪] એનું નામ મેઘપર્વત અથવા સૌવર્ણગિરિ છે. એનાપર સમગ્ર દેવોએ શ્વેત અશ્વોવાળા પોતાના રાજા પાક

* આ સિંહ તે ગરુડ કે રોક જાતનાં પક્ષીને મળતું પ્રાણી હોવું જોઈએ. † ઓ.

દૈત્યને શાસન કરનાર શ્રીમાન્ મહેન્દ્રનો અભિષેક કરેલો છે.૩૫ તે મહેન્દ્રે પાલન કરેલા શૈલેન્દ્ર મેઘ-પર્વતને અતિક્રમણ કર્યા પછી, તમે ઉદય પામતા સૂર્ય સરખા વર્ણવાળા, ચોમેરથી પ્રકાશમાન, સુંદર પુષ્પોવાળા, સ્વર્ણમય વૃક્ષોથી શોભતા સુવર્ણના સાઠ હજાર પર્વતો પ્રત્યે જશો.૩૬–૩૭ તેની મધ્યે પર્વતોનો રાજા ઉત્તમ મેરુ આવેલો છે. એ મેરુને પૂર્વે સૂર્યનારાયણે વરદાન આપેલું છે:૩૮ 'હે મેરુ! તારો આશ્રય કરી રહેલા આ સર્વ પર્વતો, મારી કૃપાથી, નિરંતર કાંચનના થશે૩૯ તથા દેવતાઓ, દાનવો અને ગંધર્વો વગેરે જેઓ તારા વિષે વસશે, તેઓ મારા ભક્ત તથા કાંચન સરખી કાંતિવાળા થશે.'૪૦ હે વાનરો! એ પ્રમાણે જેને સવિતાએ વરદાન આપ્યું છે, એવા તે મેરુપર્વતરાજ પ્રત્યે સાયંકાળની સંધ્યાવેળા, વિશ્વેદેવા, વસુ, મરુત તથા બીજા પણ દેવતાઓ આવી, સૂર્યની ઉપાસના કરે છે અને તેઓની પૂજાનો અંગીકાર કર્યા પછી, સૂર્યનારાયણ સર્વને અદૃશ્ય થઇને અસ્તાચળપર જાય છે.૪૧–૪૨ ત્યાંથી અસ્તાચળ પ્રત્યે જતાં સવિતા અર્ધ મુહુર્તમાં દશ હજાર યોજન ગતિ કરે છે.૪૩ તે અસ્તાચળના શિખરપર વિશ્વકર્માએ બાંધેલું પાશધર* મહાત્મા વરુણદેવનું ભવ્ય ભવન છે. તે અતિ વિસ્તીર્ણ, દિવ્ય, સૂર્ય સરખું પ્રકાશિત, પ્રાસાદોના સમૂહથી વ્યાપ્ત તથા અનેક પ્રકારના પક્ષીગણોથી વ્યાપેલાં વિચિત્ર વૃક્ષોથી સુશોભિત છે.૪૪–૪૫ એ અસ્તાચળ તથા આગળ કહેલો મેરુ, એ બેના મધ્ય માર્ગને વિષે એક અતિ મહાન્ સુશોભિત, વિચિત્ર વેદીવાળું તથા દશ ડાળાવાળું સુવર્ણમય તાલ વૃક્ષ શોભી રહ્યું છે.૪૬

"હે વાનરો! એ પ્રમાણે મેં કહેલા દુર્ગમ કિલ્લાઓ, સરોવરો, સમુદ્રો, નદીઓ તથા દેશોને વિષે તમે પ્રયત્નથી વૈદેહી સહિત, દુષ્ટ રાવણની શોધ કરજો.૪૭ એ મેરુ પર્વતને વિષે ધર્મજ્ઞ, તપોબળથી આત્મસ્વરૂપને જાણી રહેલા અને સૂર્યસમ કાંતિમાન્ તથા પવિત્ર, મેરુસાવર્ણિ નામે બ્રહ્માતુલ્ય પ્રસિદ્ધ મહર્ષિ રહે છે. તેને સાષ્ટાંગ પ્રણામ કરીને તમે મૈથિલીની ખબર પૂછજો.૪૮–૪૯ હે વાનરો! એ પર્વતનું નામ જે 'મેરુ' પડ્યું છે, તે મેરુસાવર્ણિ ઋષિના નિવાસથી જ પડેલું છે. જ્યારે જીવલોકની રાત્રી સમાપ્ત થાય છે, ત્યારે ઉદયાચળથી તે એ મેરુ સુધીની ભૂમિને, સૂર્ય અંધકાર રહિત કરે છે, ને પછી પાછો અસ્તાચળે જઈ અદૃશ્ય થાય છે.૫૦ હે શ્રેષ્ઠ વાનરો! તે અસ્તાચળ પર્યંત જ આપણાથી જઈ શકાય તેવું છે. તેનાથી આગળ, સૂર્યના પ્રકાશ વગરનો અમર્યાદ પ્રદેશ હોવાથી (ત્યાં શું છે તે) આપણે જાણી શકીએ તેમ નથી.૫૧

"માટે તમે અસ્તાચળ પર્યંત જઈ વૈદેહીને તથા રાવણના નિવાસસ્થાનને જાણીને એક માસ પૂર્ણ થતાંની અંદર પાછા વળજો.૫૨ એક માસ ઉપરાંત તમારે થોભવું નહિ, જે કોઈ રહેશે તે વધને પાત્ર થશે. વળી હે કપિવરો! તમારી સાથે મારો શૂરવીર સુષેણ આવે છે.૫૩ તેની આજ્ઞામાં રહી તમારે મારા શ્વશુરનાં સર્વ વાક્ય સાંભળવાં; કારણ, તે મહાબાહુ અતિ બળવાન્ તથા મારો ગુરુ જેવો છે.૫૪ જો કે તમે સૌ પરાક્રમી તથા કર્તવ્ય અકર્તવ્યનો નિશ્ચય કરી શકો તેવા છો, તોપણ તે વૃદ્ધ કપિવર સુષેણને મુખ્ય કરીને જ તમારે પશ્ચિમ દિશામાં શોધ કરવી, એ ઉત્તમ છે.૫૫ વળી હે વાનરો! આ મહાત્મા રઘુવીરે આપણાપર મોટો ઉપકાર કર્યો છે, માટે તેનો પ્રતિઉપકાર કરીએ તો જ આપણે કૃતકૃત્ય થઇએ. તેથી રાવણના વધપર્યંતનાં કાર્ય માટે દેશકાળને અનુસરી, તમારે વિચાર કરવો. એ ઉપરાંત પણ રઘુવીરનું જે પ્રિય કાર્ય હશે, તે આપણે કરીશું."૫૬

એવાં વચન કહ્યા પછી સુગ્રીવ અબોલ રહ્યો. તેનાં તે નિપુણ વાક્યોને માન્ય કરી, વાનરપતિ સુષેણ સહિત સર્વ કપિઓ તેની આજ્ઞા લઈ વરુણના રક્ષણતળે રહેલી પશ્ચિમ દિશા પ્રત્યે જવા તત્પર થયા.૫૭

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં બેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૩ મો.

## ઉત્તરદિક્ શોધનાજ્ઞા—ઉત્તરદિગ્વર્ણન.

પોતાના શ્વશુર સુષેણને પશ્ચિમ દિશામાં જવાની આજ્ઞા આપીને, સર્વ દેશોનો વૃત્તાંત જાણનાર વાનરેશ્વર સુગ્રીવે, શતબલ નામના મહા કપિને પોતાની આગળ બોલાવી, આ પ્રમાણે, પોતાના તથા રઘુવીરના હિતરૂપ આજ્ઞા કરી.૧–૨

તે બોલ્યો: "હે કપિશ્રેષ્ઠ શતબલ! તારા સરખા વનવાસી એક લક્ષ કપિઓ તથા તારા મંત્રીઓ—યમરાજાના પુત્રો* સહિત તું, હિમાચળ ભણી આવેલી ઉત્તર દિશામાં જઈ, મહાયશસ્વિની રામપત્નીની શોધ

* પાશ નામનું આયુધ ધારણ કરનાર.

*યમરાજાના અંશથી જન્મેલા કપિઓ.

ર.[૩–૪] હે અર્થવિદાંવર !* સીતાને શોધવારૂપ કાર્યાનુષ્ઠાન કરી દશરથપુત્રનું પ્રિય કરીશું, ત્યારે જ આપણે તેના ઋણથી મુક્ત થઇશું.[૫] મહાત્મા રાઘવે આપણું પ્રિય કર્યું છે, માટે આપણે તેમનું પ્રિય કરીએ તો જ આપણું જીવિત સફળ થાય.[૬] સામા ધણીએ કંઇ ઉપકાર ન કર્યો હોય છતાં પણ જો તે અર્થી† હોય તો, સજ્જન પુરુષ તેનો ઉપકાર કરીને પોતાનો જન્મ સફળ કરે છે; તો પછી આપણે રઘુવીરે કરેલા ઉપકારનો બદલો વાળીએ તેમાં શું આશ્ચર્ય ?[૭] માટે હે મારું હિત ઇચ્છનારા (શતબલાદિ) કપિઓ ! આ મેં કહેલા વિચારનો આશ્રય કરીને જાનકી આપણા જોવામાં આવે તેવો તમે પ્રયત્ન કરો, ને આ પરપુરંજય રામ, કે જે સર્વ ભૂતપ્રાણીને માન્ય, મનુષ્ય માત્રમાં શ્રેષ્ઠ, તથા મારા વહાલામાં વહાલો મિત્ર છે, તેનું કાર્ય એ મારું પોતાનું જ કાર્ય છે, એમ ધારીને તમે કરો.[૮–૯] હે વાનરો ! એ ઉત્તર દિશાને વિષે આવેલી જે નદીઓ, પર્વતો તથા વનાદિ દુર્ગમ સ્થળોને હું જણાવું તેઓને, તમારે બુદ્ધિ તથા પરાક્રમરૂપ સમૃદ્ધિથી સારી પેઠે શોધી વળવાં.[૧૦]

“પ્રથમ મ્લેચ્છ, પુલિંદ, સુરસેન, પ્રસ્થળ, ભરત, મદ્રક, કુરુ, કાંબોજ તથા વરદ નામના દેશો અને યવનો તથા શકોનાં પુરોની શોધ કરીને તમે હિમવાન્ પર્વત મધ્યે સતીની શોધ કરજો,[૧૧–૧૨] ને તેનાં લોધ્ર, પદ્મક તથા દેવદારુ નામનાં વનોમાં પણ સતી સહિત રાવણની સારી રીતે શોધ કરજો.[૧૩] પછી દેવતા તથા ગન્ધર્વોએ સેવેલા સોમાશ્રમ પ્રત્યે જજો ને ત્યાંથી થોડેક દૂર જતાં મોટાં શિખરવાળો કાળગિરિ આવશે. ત્યાં જઈ તેની અંતર્ગત આવેલા પર્વતો, શિલાઓ તથા વન સહિત ગુફાઓમાં મહાભાગા રામપત્નીની શોધ કરજો.[૧૪–૧૫] એ કાળપર્વતને ઉલ્લંઘીને આગળ તમને સુવર્ણની ખાણોવાળો મહાગિરિ સુદર્શન જોવામાં આવશે.[૧૬] તે પછી પક્ષીઓના નિવાસસ્થાનરૂપ, અનેક પક્ષીગણોથી ભરપૂર અને વિવિધ વૃક્ષોથી વિભૂષિત દેવસખા નામે પર્વત દૃષ્ટિગોચર થશે.[૧૭] તેની તળેટી, તેનાં કાંચન ખંડનાં વન તથા ગુફાઓમાં વૈદેહી સહિત રાવણને ખોળજો.[૧૮] ત્યાંથી આગળ ચાલ્યા પછી સો યોજનનો વિસ્તીર્ણ તથા પર્વત, નદી, વૃક્ષ અને સર્વ પ્રકારનાં પ્રાણીઓ વગરનો[૧૯] મહા રોમહર્ષણ‡ શૂન્ય દેશ આવશે. તે તમે ઝટપટ ઓળંગી આગળ જજો; એટલે શ્વેત વર્ણવાળો કૈલાસગિરિ આવશે; જેનાં દર્શનથી તમે બહુ હર્ષ પામશો.[૨૦] એ ગિરિમાં વિશ્વકર્માએ નિર્માણ કરેલું કુબેરનું ભવન છે. તે દિવ્ય ભવન શ્વેત મેઘ સરખા વર્ણવાળું છે, સુવર્ણથી સુશોભિત છે અને રમ્ય છે.[૨૧] તે ભવનને વિષે વિશાળ તથા પ્રફુલ્લિત કમળોથી શોભતી, હંસ કારંડવાદિ પક્ષીઓથી ભરપૂર અને અપ્સરાગણોએ સેવેલી નલિનીઓ* છે.[૨૨] ત્યાં સર્વ લોકનમસ્કૃત શ્રીમાન્ યક્ષરાજ† વૈશ્રવણ‡ પોતાના ગુહ્યકો સહિત ક્રીડા કરે છે.[૨૩] ત્યાં આગળ–તે કૈલાસગિરિના અંતર્ગત પર્વતો, ગુફાઓ તથા વનાદિની અંદર તમારે સીતા અને રાવણની શોધ કરવી.[૨૪] ત્યાંથી આગળ જતાં ક્રૌંચ પર્વત આવશે. તેની ગુફામાં પ્રવેશ કરવો ઘણો કઠિન હોવાથી તેનું નામ જ દુષ્પ્રવેશ–બિલ§ છે.[૨૫] ને તેની અંદર દેવતાઓએ પ્રાર્થેલા, દેવતાઓ સરખા જ સ્વરૂપવાન્ અને સૂર્ય સરખી પ્રભાવાળા મહાત્મા ઋષિઓ વસે છે. તેની અંદર સાવધાન થઇને તમે પ્રવેશ કરજો, ને ત્યાં સતીની ખોળ કરજો.[૨૬] તે ક્રૌંચ પર્વતની બીજી પણ અનેક ગુફાઓ છે, તે તથા તળેટી, શિખરો અને નિતંબો (મધ્ય ભાગ) વગેરે સ્થળોમાં પણ સીતાની શોધ કરજો.[૨૭] ત્યાર પછી વૃક્ષરહિત, તપશ્ચર્યા કરવાના સ્થાનરૂપ અને પક્ષીઓનું જાણે ઘર જ હોય તેવો માનસગિરિ આવશે. ત્યાં સર્વ ભૂતપ્રાણી, દેવતાઓ તથા રાક્ષસોથી પણ જઈ શકાતું નથી. માટે ત્યાં તમો સર્વે એકત્ર થઇને તેની તળેટી તથા સપાટ ભૂમિને વિષે ખોળ કરજો.[૨૮]

“હે વાનરો ! એ પ્રમાણે એ ક્રૌંચ તથા માનસાદિ પર્વતોનું ઉલ્લંઘન કર્યા પછી મૈનાક પર્વત આવશે.[૨૯] ત્યાં મયદાનવનું તેણે સ્વતઃ નિર્માણ કરેલું મહાલય છે. ત્યાં પણ તળેટી, સપાટ ભૂમિ તથા ગુફાઓમાં સીતાની શોધ કરજો.[૩૦] પછી એક એવો દેશ આવશે, કે જેની અંદર ઠેકઠેકાણે અશ્વમુખી સ્ત્રીઓનાં નિવાસસ્થાનો આવેલાં છે. તેનું ઉલ્લંઘન કર્યા પછી, સિદ્ધોથી સેવેલો એક પવિત્ર આશ્રમ આવશે.[૩૧] એને વિષે તપશ્ચર્યાના યોગથી નિષ્પાપ થયેલા તપસ્વી વૈખાનસ તથા વાલખિલ્ય નામના સિદ્ધો રહે છે;[૩૨] તેઓને વિનયપૂર્વક નમસ્કાર કરી તમો સીતા ક્યાં છે તે પૂછજો. એ આશ્રમની પાસે સૂર્ય સરખું પ્રકાશમાન, હંસો જેમાં વસે છે તથા શ્વેત

* રુંવાડાંને ઊભાં કરે એવો. † અર્થ જાણનારાઓમાં શ્રેષ્ઠ, અભીષ્ટ પ્રાપ્ત કરનાર. ‡ અર્થાકાંક્ષી; જેને બીજાની મદદથી અર્થ સધાય એવું હોય તેવો.

* કમળોવાળી સરસી–તળાવડીઓ. † યક્ષોનો રાજા. ‡ કુબેર. § ગુફા.

કમળોથી ઢંકાયલું છે એવું વૈખાનસ સરોવર છે. તેના કિનારાઓ તથા જળને વિષે કુબેરનો સાર્વભૌમ નામનો હાથી, હાથિણીઓ સહિત સદૈવ ક્રીડા કરે છે. હે કપિઓ! તે વૈખાનસસરનું ઉલ્લંઘન કર્યા પછી થોડાક અંતરમાં ચંદ્ર સૂર્યના પ્રકાશ વગરનો, નક્ષત્રગણ તથા કોઈપણ જાતના શબ્દ રહિત એવો એક દેશ આવશે.[૩૩–૩૫] તે (દેશ), સુખે કરી બેઠેલા, દેવતાઓ સમાન, પોતાના તપવડે સિદ્ધિ પામેલા અને સ્વયંપ્રકાશ એવા તપસ્વીઓના તેજવડે સૂર્ય કિરણોની પેઠે પ્રકાશે છે.[૩૬] તેનું ઉલ્લંઘન કર્યા પછી શૈલોદા નદી આવશે. તેના બેઉ તટોપર કીચક નામના વાંસ ઊગેલા છે,[૩૭] જેઓ સિદ્ધ પુરુષોને, નદીને આ પાર અને પેલે પાર ઉતારે છે.

"રે કપિવરો! એની પછી, સુવર્ણ સરખાં કમળવાળી નલિનીઓના જળથી, ઉદકદાન જેમને થયું હોય એવા પુણ્યવાન્ પુરુષોને નિવાસ કરવા યોગ્ય ઉત્તર કુરુ દેશ છે.[૩૮] તેમાં વૈડૂર્યમણિ સરખાં પત્રો તથા સ્વર્ણ સરખાં પ્રકાશિત રક્ત કમળોથી શોભીતી હજારો નદીઓ વહે છે,[૩૯] ને બીજાં સરોવરાદિ જળાશયો પણ ઉગતા સૂર્ય સરખાં પ્રકાશિત તેમ જ અમૂલ્ય મણિ રત્નોથી અને સુવર્ણ સરખાં કમળ કેસરોથી સુશોભિત છે.[૪૦–૪૧] એ દેશ નીલકમળનાં વિચિત્ર વનોથી આવૃત છે. વળી એ દેશ અમૂલ્ય ગોળ મોતી, મણિ તથા સુવર્ણથી વ્યાપેલા કિનારાવાળી નદીઓ અને રત્નમય, સુવર્ણમય તથા અગ્નિસમાન કાંતિવાળા પર્વતોથી વ્યાપ્ત છે. વળી એ ઉત્તર કુરુદેશને વિષે અનેક સુશોભિત વૃક્ષો, કે જે પ્રતિદિન પુષ્પો અને ફળોથી મંડિત, વિચિત્ર પક્ષીઓથી હિલમિલી રહેલાં[૪૨–૪૩] અને સ્પર્શ થતાં દિવ્ય ગંધ આપવાવાળાં છે, ને જેઓને કલ્પવૃક્ષોને નામે ઓળખવામાં આવે છે. તે સર્વ ઇચ્છિત પદાર્થો પોતામાંથી આપે છે.[૪૪] એમાંનાં કેટલાંક તો અનેક પ્રકારનાં વસ્ત્રો આપે છે, ને કેટલાંક મણિ મુક્તાથી જડેલાં, સ્ત્રી પુરુષોને પહેરવા યોગ્ય આભૂષણો આપે છે.[૪૫] કેટલાંએક વૃક્ષો સર્વ ઋતુને વિષે સુખેથી ભોગવવા યોગ્ય વસ્તુઓને આપે છે, ત્યારે કેટલાંક વિચિત્ર તથા અમૂલ્ય મણિઓને ઉત્પન્ન કરે છે.[૪૬] કેટલાંક વિચિત્ર આસ્તરણોવાળી શય્યાઓને ઉત્પન્ન કરે છે, ત્યારે કેટલાંક મનને આનંદ આપે એવાં પુષ્પોની માળાઓ આપે છે.[૪૭] વળી કેટલાંક વૃક્ષો તો અમૂલ્ય પાન કરવા યોગ્ય તથા ભક્ષ્ય પદાર્થો આપે છે. વળી તે દેશને વિષે સ્ત્રીઓ સદા યુવાન, રૂપવાન્ તથા ઉત્તમ ગુણોથી સુશોભિત હોય છે;[૪૮] ને પ્રકાશમાન કાંતિવાળા ગંધર્વ, કિન્નર, સિદ્ધ, નાગ તથા વિદ્યાધરો પોતાની સ્ત્રીઓ સહિત ત્યાં નિરંતર રમણ કરે છે.[૪૯] તે દેશમાં પુરુષો પણ સર્વ સુકૃત કર્મોવાળા, સર્વે રતિપરાયણ તથા કામ અને અર્થનું સેવન કરનારા છે; અને પોતાની સ્ત્રીઓ સહિત આનંદે વસે છે.[૫૦] ત્યાં સર્વ ભૂતના મનને આનંદ આપે એવો ગીત વાદિત્રનો ઘોષ, નિરંતર મોટા મધુરા હાસ્ય સહિત સંભળાય છે.[૫૧] ત્યાં આગળ કોઇપણ મનુષ્ય હર્ષ રહિત નથી, તેમ નબળી વાંચ્છનાવાળો પણ નથી, તેમ અસત્પ્રિય પણ નથી. ત્યાં સર્વ મનોરમ ગુણો દિવસો દિવસ વૃદ્ધિગત થતા જાય છે.[૫૨]

"એ પછી હે વાનરો! ઉત્તર સમુદ્રની મધ્યે સુવર્ણમય મોટો સોમગિરિ દૃષ્ટિગોચર થાય છે.[૫૩] તે પર્વત–પ્રદેશમાં સૂર્યોદય થતો નથી, છતાં એ પર્વત પોતાના તેજથી સૂર્યની પેઠે ઝળહળી રહ્યો છે.[૫૪] એને વિષે વિશ્વાત્મા ભગવાન્ બ્રહ્મા, વિષ્ણુ અને એકાદશ રુદ્ર સમેત શંભુ–એવાં ત્રણ સ્વરૂપે–બ્રહ્મર્ષિઓથી વિંટાઇને રહ્યા છે.[૫૫] હે વાનરો! ઉત્તર કુરુની ઉત્તરે આવેલા તે પ્રદેશમાં તમારે જવું નહિ; કારણ ત્યાં આગળ કોઈ ભૂત પ્રાણીથી જઈ શકાતું નથી.[૫૬] દેવતાઓને પણ તે સોમગિરિ દુર્ગમ છે. ઉત્તર કુરુ જોઇને ત્યાંથી જ તમે પાછા વળજો.[૫૭] હે શ્રેષ્ઠ કપિઓ! મેં કહેલા દેશ પર્યંત જ તમો–વાનરોથી જવાય એમ છે; કારણ એની પેલીગમ, સૂર્યના પ્રકાશ વગરનો, મર્યાદા રહિત દેશ હોવાથી આપણે તેને જાણી શકતા નથી.[૫૮] માટે મેં કહ્યાં તે સ્થાનો તથા તેની અંતર્ગત, મેં ન કહ્યા હોય એવા પ્રદેશો પણ, જે તમારા જોવામાં આવે ત્યાં સઘળે જઈ તમે વૈદેહિની શોધ કરજો.[૫૯] હે વાયુ તથા અગ્નિ સમાન વાનરો, મારી આજ્ઞાથી વિદેહરાયની સુતા જાનકીની તમે શોધ કરશો, એથી દશરથનંદન રામનું અત્યંત પ્રિય કર્યું ગણાશે; ને મારું પણ મોટું પ્રિય થયું એમ હું માનીશ; પછી મારાથી સર્વ મનોરમ ગુણોવડે સત્કાર પામેલા તમે નિષ્કંટકપણે બાંધવ તથા સ્ત્રીજન સહિત પૃથ્વીને વિષે આનંદે વિચરશો."[૬૦–૬૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ત્રેતાળીશમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૪૪ મો.

## હનુમાનને મુદ્રિકાર્પણ.

[એ પ્રમાણે ચારે દિશાઓમાં બળવંત વાનરોને પ્રયાણ કરવાની આજ્ઞા કરીને વળી કપિરાજ સુગ્રીવ હનુમાનને કંઈ વિશેષ ભલામણ કરવા લાગ્યો. સીતાને રાવણ જ હરી ગયો છે તથા તેને વસવાનો લંકાદ્વીપ દક્ષિણ દિશામાં જ આવેલો છે વગેરે માહિતી સુગ્રીવને મળી ચૂકેલી હતી. છતાં તેણે ચારે દિશાઓમાં વાનરો મોકલ્યા, તેનું કારણ એટલું જ કે, એ રાવણ, ભયને લીધે કદાચ પૂર્વાદિ દિશાઓમાંના કોઈ ગુપ્ત-નિર્ભય સ્થળને વિષે જાનકીને મૂકી આવ્યો હોય, વા પોતે પણ ત્યાં જઈ રહ્યો હોય. પરંતુ મુખ્યત્વે કરીને રાવણનું વસતિસ્થાન લંકા જ હોવાથી અને તે વૈદેહીને હરી જતો હતો, તે વેળા પણ સુગ્રીવે તેને દક્ષિણ દિશામાં જ નાસતો જોયલો હોવાથી, વૈદેહી દક્ષિણ દિશામાં જ હોવી જોઈએ, એવી ધારણાથી સુગ્રીવે દક્ષિણ દિશે જનારા વાનરોને વિશેષ ભલામણ દેવા માંડી અને તેમાંએ પોતાના સચિવ હનુમાનને તેણે વધારે ભલામણ કરી-તેનું કારણ એ જ કે તે સર્વ ઠેકાણે ગતિ કરી શકનાર તથા ઇચ્છામાં આવે તેવું રૂપ ધરી શકનાર મહા બળવાન્ હતો, ને વૈદેહીને શોધી લાવવાનું કામ એ વાયુપુત્ર જ બજાવશે, એ માટે તે નિઃસંશય હતો.] અતિ સ્નેહયુક્ત વાણીવડે સર્વે વનચરોનો પતિ સુગ્રીવ, વાયુપુત્ર હનુમાન પ્રત્યે અર્થસિદ્ધિ માટે વિશેષ કહેવા લાગ્યો:૧-૨ "હે કપિશ્રેષ્ઠ! હે મારુતપુત્ર! સમગ્ર પૃથ્વી, અંતરિક્ષ, આકાશ, દેવતાઓનાં સ્થાન,* સ્વર્ગ તથા જળ એ વગેરે કોઇપણ સ્થળે તારી ગતિને પ્રતિબંધ થાય એમ હું ધારતો નથી.૩ સર્વ અસુર, ગંધર્વ, નાગ, નરદેવતાઓ અને સાગર પર્વતાદિ સહિત સર્વ લોક તારા જાણવામાં છે.૪ હે મહાકપે! તારી ગતિનો વેગ, તેજ અને લાઘવપણું એ ખરેખર તારા પિતા વાયુના સરખું જ છે.૫ વળી તારા સરખો તેજસ્વી આખી પૃથિવીમાં પણ કોઈ થયો નથી. માટે સીતા જડી આવે તેવા ઉપાયનું તું અભિમાન રાખીને ચિંતન કર.૬ હે નયપંડિત હનૂમન્! બળ, બુદ્ધિ, પરાક્રમ, દેશકાળ પ્રમાણે કાર્ય કરવાની યુક્તિ, તથા નય એ સર્વે ગુણો તારામાં નિવાસ કરી રહ્યા છે."૭

* સ્વર્ગાદિ.

કપિવર હનૂમાન પ્રત્યે સુગ્રીવે આ પ્રમાણે કહ્યું, તે જોઈ રાઘવ વિચાર કરવા લાગ્યા:૮ "અહો! હું જેમ ધારતો હતો કે આ હનૂમાન્ શ્રેષ્ઠબુદ્ધિમાન્ અને બળવાન્ છે, તે જ પ્રમાણે સુગ્રીવની પણ ધારણા છે.૯ માટે મારું કાર્ય ખરેખર એ હનૂમાન જ પાર પાડશે. એ દક્ષિણ દિશાએ જનારો હોવાથી મારા કાર્યનો સંબંધ પણ એની જ જોડે વિશેષ છે. [વાનરોના સ્વામી સુગ્રીવે જાણી જોઇને જ તેને દક્ષિણ તરફ જવાની આજ્ઞા આપી છે; કારણ] એના પરાક્રમ સબંધે તેણે ઘણીકવાર પરીક્ષા લીધેલી છે, ને એ સર્વથી શ્રેષ્ઠ પણ છે. તેથી એના (હનુમાનના) ઉદ્યોગનું ફળ જલદી ઉદય પામશે.૧૦ [સીતાનાં એને દર્શન થાય, તો તે મારી તરફનો જ દૂત છે એમ માની સીતાના મનમાં ધીરજ તથા શાંતિ વળે અને હનુમાનને પણ સતીને ઓળખવાનું સહેલું થઈ પડે, એ સારુ મારે એ મારુતીને કંઇક નિશાની આપવી જોઈએ." આમ વિચાર કરી] રઘુવીર, કપિવર હનુમંતને જોઈ અતિશય હર્ષ પામ્યા; ને અતિ પ્રસન્નતાથી તેમને પોતાની પાસે બોલાવી,૧૧ નામાભિજ્ઞાનવાળી, મહા તેજસ્વી ને અંગુલીની એક અતિ સુશોભિત પોતાની સ્વર્ણ મુદ્રિકા તેને આપીને કહેવા લાગ્યા:૧૨ "હે કપિવર્ય હનૂમંત! આ મારા નામથી મુદ્રિત કરેલી મુદ્રિકા તારી સાથે સાચવીને રાખ. જે વેળા જનકતનયા જાનકીની તને ભેટ થશે, તે વેળા તેને આ મુદ્રિકા બતાવતાં જ તે તને મારો દૂત જાણી ઉદ્વેગનો ત્યાગ કરશે.૧૩ હે શૂરવીર! મારો વ્યવસાય, તારું બળપરાક્રમ અને સુગ્રીવે તને આપેલો સંદેશો, એ કારણો મને કાર્યની સિદ્ધિ બતાવે છે!"૧૪

રઘુવીરનાં એ વાક્ય સાંભળી, તેની પાસેથી મુદ્રિકા ગ્રહણ કરીને, મારુતીએ બંને હાથ જોડી તેનાં ચરણારવિંદમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી તેની તથા સુગ્રીવની આજ્ઞા લઈ તેણે પ્રસ્થાન કરવાની તૈયારી કરી.૧૫ આ વેળા સમગ્ર વાનરોના મોટા સૈન્યનું આકર્ષણ કરી તે વાયુપુત્ર, શુદ્ધ આકાશમાં પ્રકાશતા નક્ષત્રગણોથી વિંટાયલા ચંદ્રબિમ્બ પેરે શોભવા લાગ્યો.૧૬ એ જોઈ રામ તથા સુગ્રીવે તેને વળી પણ ભલામણ કરી: "હે અતિ બળવાન્! રે શ્રેષ્ઠ સિંહ સરખા પરાક્રમિ! હે વાયુપુત્ર! રે હનૂમંત! અમો તારા બળના આશ્રયી છીએ; માટે તારામાં જે સમર્થ પરાક્રમે વાસ કીધો છે, તે પ્રકટ કરીને

પણ જનકસુતા આપણને પ્રાપ્ત થાય, તેવો પ્રયત્ન કર." *૧૭

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ચુમાળીશમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૫ મો.

## વાનરોનું પ્રસ્થાન.

એ પછી રામના કાર્યની સિદ્ધિને માટે, મોટા સાદ કરતા, સર્વ વાનરો પ્રત્યે સુગ્રીવે છેલ્લી આજ્ઞા કરી:[૧] "હે હરિવરો! તમે પોતપોતાની દિશાઓમાં પ્રયાણ કરો, ને મારી આજ્ઞાને લક્ષમાં રાખી સીતાની શોધ કરો." સ્વામીની એવી ઉગ્ર આજ્ઞા જાણીને તે સર્વ હરિવરો તીડોના દળની પેઠે સર્વ પૃથ્વીને આચ્છાદિત કરતા ચાલી નિકળ્યા અને તેઓના આવવાપર્યંત સીતાની ભાળ મળવાની વાટ જોઈ લક્ષ્મણ સહિત રામે પ્રસ્રવણગિરિપર જ રહેવાનું નક્કી કર્યું.[૨-૩] હિમાલય પર્વતે વ્યાપેલી રમ્ય ઉત્તર દિશા પ્રત્યે મહાશૂરવીર શતબલિ, પોતાના વાનરો સહિત ચાલ્યો. યૂથપાલક વિનતે સૈન્ય સહિત પૂર્વ દિશા ભણી ગમન કીધું.[૪-૫] વાયુસુત હનૂમંત, તાર તથા અંગદાદિ કપિઓ સહિત અગસ્ત્યમુનિએ સેવેલી દક્ષિણ દિશા તરફ ચાલ્યો.[૬] અને કપિસિંહ સુષેણે, વરુણે પાલન કરેલી મહાઘોર પશ્ચિમ દિશાએ જવા માંડ્યું.[૭] એમ સર્વ દિશાઓમાં વાનરોને યથાયોગ્ય રીતે પ્રયાણ કરાવીને વાનર સૈન્યાધિપતિ સુગ્રીવ સુખેથી આનંદ પામવા લાગ્યો.[૮] તેની આજ્ઞાથી ચારે દિશામાં પ્રયાણ કરતા તે સર્વ વાનરો પણ આનંદને લીધે ક્વચિત્ મંદ તો ક્વચિત્ મોટા નાદ કરતા, કોઈ ગર્જના કરતા ને કિલિકિલિ કરતા, તો કોઈ દોડતા, કૂદતા, ને મોટા શબ્દો કરતા પ્રસ્થાન કરવા લાગ્યા.[૯-૧૦] વળી તેઓ, સુગ્રીવ સાંભળે તેમ પરસ્પર વાતો કરવા લાગ્યા કે "આપણે સત્વર સીતાને લાવીશું. રે, આપણે પેલા દુષ્ટ રાવણનો સમૂળો નાશ કરીશું."[૧૧] વળી કોઈ કોઈ કપિ કહેવા લાગ્યા, "અરે, હું એકલો જ એ દુષ્ટ રાક્ષસ રાવણનો નાશ કરીશ, ને પછી તે દુષ્ટનાભયથી કંપતાં જનકાત્મજાને બલાત્કારે તેની પાસેથી લઈ આવીશ; માટે તમારે સૌએ બેસી રહેવું."[૧૨] ત્યારે કોઈ કપિ બોલ્યો: "અરે, જાનકી પાતાળમાં હશે તોપણ હું એકલો લાવી શકું એવો છું.[૧૩] હું વૃક્ષોનો નાશ કરીશ, પર્વતો તથા પૃથ્વીને વિદારણ કરીશ, ને સમુદ્રને પણ ક્ષોભ પમાડીશ."[૧૪] ત્યારે વળી કોઈ બીજાએ કહ્યું: "ભાર શો છે. હું એક યોજન પૃથ્વીને ઉલ્લંઘું એવો છું;" ત્યારે બીજો બોલ્યો: "અરે હું તો એક સો યોજન કુદી જાઉં;" તો ત્રીજો બોલ્યો કે, "બંદા તો સો યોજન કરતાં વધારે કુદે છે.[૧૫] મારી ગતિ પૃથ્વી, સાગર, પર્વત તથા વનાદિ કિંવા પાતાલાદિને વિષે પણ રુંધાય તેમ નથી."[૧૬] એ પ્રમાણે પોતપોતાના બળમાં ગર્વિષ્ઠ એક એક કપિઓ પરસ્પર હર્ષમાં આવી જઈને કપિરાજ સુગ્રીવના સાંભળતા કહેવા લાગ્યા.–[૧૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં પીસ્તાલીશમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૪૬ મો.

## સુગ્રીવને ભૂમંડળના જ્ઞાનનું કારણ.

સર્વ કપિઓ દિશોદિશ પ્રત્યે સિધાવી ગયા પછી સુગ્રીવ સાથે વિવિધ વર્તાલાપ કરતાં રઘુવીરે પ્રસંગોપાત પ્રશ્ન કર્યું: "હે કપિરાજ! તેં જે સર્વ વાનરોને સમગ્ર ભૂમંડળનું વર્ણન કરી બતાવ્યું, તેનું જ્ઞાન તને ક્યાંથી મળ્યું?"[૧] અતિ નમ્રપણે કરજોડી, સુગ્રીવ કહેવા લાગ્યો: "સાંભળો મહારાજ, આપ પૂછો છો ત્યારે તે સર્વ વૃત્તાંત હું વિસ્તારપૂર્વક કહું છું.[૨] હે રાઘવ! મેં પૂર્વે આપને જણાવેલું જ છે કે, જ્યારે વાલિએ, દુંદુભિના પુત્ર મહિષાકૃતિ માયાવી દાનવને મલયાચળ તરફ નસાડ્યો,[૩] ત્યારે તેણે મલયની પોતાની ગુફામાં પ્રવેશ કર્યો; એટલે વાલિએ પણ મને દ્વાર આગળ ઉભો રાખી અંદર પ્રવેશ કર્યો.[૪] ત્યાં વિનીતની પેરે ખડો રહી ચોકસાઈ રાખવા લાગ્યો. એક વર્ષ પૂર્ણ થયું, તોપણ તે દાનવને મારી, વાલિ બહાર આવ્યો નહિ:[૫] ઉલટું રુધિર પ્રવાહથી ગુફાદ્વાર પૂર્ણ થયું. ત્યારે વાલિ મરણ પામ્યો જાણી તેના શોક વિષાદથી પીડિત થઈને,[૬] તત્કાળમાં મને જે બુદ્ધિ સુજી, તે પ્રમાણે પર્વત જેવડી શિલાથી ગુફાદ્વાર બંધ કર્યું[૭]–એમ જાણીને કે તે માયાવી દાનવ બહાર નિકળી શકે નહિ પણ અંદર ને અંદર ગોંધાઈ મરે. પછી વાલિની આશા મૂકીને હું કિષ્કિંધામાં આવ્યો,[૮] ને મંત્રીઓના આગ્રહથી તારા તથા રુમા સહિત મિત્રોથી સાથે નિર્ભયપણાથી રાજ્ય ચલાવવા લાગ્યો.[૯]

* ટીકાકાર તીલક, રામ અને સુગ્રીવના મુખમાંથી આ શબ્દો બોલાયલા કહે છે, પણ રામના મુખમાંથી હલકા શબ્દ નિકળે નહીં; ટીકાકારે ભૂલ કરેલી જણાય છે.

એટલામાં તો તે દાનવનો નાશ કરીને વાનરર્ષભ વાલિ આવ્યો, ત્યારે તેના અતિ બળથી ભય પામી મેં નમ્રતાપૂર્વક સઘળું રાજ્ય તેને અર્પણ કરવા માંડ્યું.[૧૦] પણ તે દુષ્ટાત્માએ મારું કશું ન માનતાં માત્ર મારો નાશ કરવાની જ ઇચ્છા કરી, ત્યારે મારા સચિવો સહિત હું ત્યાંથી જીવ લઇને નાઠો, ને વાલિ મારી પછવાડે ધાયો.[૧૧]

"હે પ્રભો! હું આગળ ને વાલિ પાછળ એમ રાત દહાડો દોડતાં દોડતાં મારા મિત્રો સહિત હું અનેક સ્થળે ફર્યો; ને અનેક પ્રકારની નદીઓ, પર્વતો, વનો તથા નગરોનું અવલોકન કરતાં, દર્પણ સમાન અથવા અગ્નિના ઉંબાડીયાં સમાન, સમગ્ર પૃથ્વીને ગાયના પગલાંની પેઠે હું ફરી વળ્યો.[૧૨-૧૩] પ્રથમ પૂર્વ દિશામાં દોડતાં મેં વિવિધ વૃક્ષો, ગુફાવાળા રમ્ય પર્વતો અને સરોવરોને જોયાં.[૧૪] અનેક પ્રકારના ધાતુઓથી સુશોભિત ઉદયાચળ પર્વત, અપ્સરાઓને નિત્ય વસવાનાં સ્થાનરૂપ ક્ષીરસાગરાદિને પણ જોયા.[૧૫] ત્યાર પછી હે સમર્થ! વાલિના ઉપદ્રવને લીધે દોડતો એવો હું ત્યાંથી એકદમ પાછો વળી, ઉદયાચળ આગળ થઇને દક્ષિણ દિશામાં નાઠો. એ દિશા વિંધ્યાદિપર્વત તથા દ્રુમોથી સંકીર્ણ અને ચંદનવૃક્ષોથી સુશોભિત છે.[૧૬-૧૭] દક્ષિણ દિશાના પર્વતો તથા વૃક્ષોના અંતરમાં વાલિને મારી પછવાડે જ દોડતો જોઈ હું ત્યાંથી પાછો વળી પશ્ચિમ દિશામાં દોડ્યો.[૧૮] ત્યાંના પણ વિવિધ દેશો તથા છેક અસ્તાચળ પર્યન્ત પર્વતોને જોઇને ત્યાંથી ઉત્તર ભણી ગયો. ત્યાં પણ વાલિ પછવાડે જ હતો,[૧૯] તેથી નાસતાં નાસતાં હિમાદ્રિ, મેરુ તથા ઉત્તર સમુદ્રાદિ સર્વ સ્થળો જોઈ વળ્યો. પણ ત્યાંએ મને શરણે રાખનાર કોઈ સ્થાન મળ્યું નહિ; ત્યારે હું ઘણો ગભરાયો.[૨૦] ત્યારે બુદ્ધિમાન્ હનૂમંતે મને કહ્યુંઃ 'હે રાજન્! મને હમણાં ઠીક યાદ આવ્યું. પૂર્વે મતંગ ઋષિએ વાલિને શાપ દીધેલો છે કે, તેમના આશ્રમમાં વાલિ પ્રવેશ કરશે તો તેના મસ્તકના સો કટકા થશે;[૨૧-૨૨] માટે તે આશ્રમને વિષે આપણે ઉદ્વેગ રહિત સુખેથી નિવાસ કરી શકીશું.' હે રઘુવીર, હનૂમાનની તે સૂચના સાંભળતાં જ, તેના સહિત સચિવોને લઇને હું મતંગાશ્રમની અંદરના તે ઋષ્યમૂક પર્વત ઉપર આવી રહ્યો;[૨૩] જેથી તે મહર્ષિના ભયને લીધે તે દિવસથી વાલિએ ત્યાં પ્રવેશ કર્યો નહિ. હે મહારાજ! એ પ્રમાણે જ્યારે વાલિના ભયથી હું સર્વ દિશાઓમાં ભમ્યો હતો, ત્યારે મેં સર્વ ભૂમંડળ પ્રત્યક્ષ જોયું હતું; ને પછી ઋષ્યમૂકની ગુફામાં આવી વસ્યો હતો."[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં છેતાળીસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૪૭ મો.

### ત્રણ દિશાના કપિઓનું પાછું ફરવું.

કપિરાજ સુગ્રીવની આજ્ઞાથી પૂર્વાદિ દિશામાં ગયેલા સર્વ કપિકુંજરો, વિદેહપુત્રીને ખોળતા દેશોદેશ વિચરવા લાગ્યા.[૧] માર્ગમાં આવતાં સરોવરો, નદીતટો, પર્વતાદિ વગરના ભૂમિ પ્રદેશો, નગરો, નદીઓના વેગને લીધે ખાળી શકવા અશક્ય એવા પ્રદેશો, વનો, અને ઉદ્યાનોવાળા સર્વ પ્રદેશોને તેઓ ચોમેરથી શોધવા લાગ્યા. સુગ્રીવે જણાવ્યા પ્રમાણે, નિરંતર સીતા જડે તે માટે ઉદ્યોગી થઈ તેઓ દિવસે અંતરિક્ષ અને સ્થળ તથા જલાદિ માર્ગે ફરીને શોધતા હતા. રાત્રિ પડે ત્યારે પૃથિવીપર એકત્ર થઈ ઋતુઅનુસાર પ્રફુલ્લિત થયલાં વૃક્ષોપર નિદ્રા લેતા હતા.[૨-૫] એ પ્રમાણે શોધ કરતાં તેઓ નિકળ્યા, તે દિવસને આરંભીને જ્યારે પરિપૂર્ણ એક માસ થયો, ને તે છતાં પણ જાનકીની કશી ભાળ મળી શકી નહિ, ત્યારે નિરાશ થઈ તેઓ પાછા વળ્યા, ને અંતરિક્ષ ગતિએ કરી તે જ દિવસે પ્રસ્રવણ ગિરિપર આવી સુગ્રીવને મળ્યા.[૬] સચિવો સહિત મહાબળવાન્ વિનત, પૂર્વ દિશા જોઇને પાછો આવ્યો.[૭] ભય પામેલો શતબલિ ઉત્તરમાંથી નિરાશ થઈ સૈન્ય સહિત ફરીને પાછો આવ્યો.[૮] પશ્ચિમ દિશા શોધતાં માસ પૂર્ણ થયો ત્યારે વાનરો સહિત સુષેણ પણ નિરાશપણે સુગ્રીવને આવી મળ્યો.[૯] પછી તે સર્વ કપિઓએ, પ્રસ્રવણગિરિના શિખરપર શ્રીરામની પાસે બેઠેલા સુગ્રીવને નમસ્કાર કર્યા અને પોતપોતાનાં કાર્ય નિવેદન કર્યાં કેઃ[૧૦] "હે કપિરાજ, અમોએ સર્વ પર્વતો, ઘાડાં વનો, સમુદ્રમાંના દ્વીપો, નદીઓ, સર્વ દેશો, તમોએ કહેલી સર્વે ગુફાઓ તથા લતાઓથી છવાયલા ગુલ્મો પણ શોધી વળ્યા.[૧૧-૧૨] તેમ જ અતિ ગહન, દુર્ગમ તથા વિષમ દેશોમાં વસનારા અતિ બળવાન્ પ્રાણીઓને પણ ખોળ્યા તથા નાશ પણ કર્યા; અને તમોએ ન જણાવેલા ગહન પ્રદેશોમાં પણ સર્વત્ર સીતાની વારંવાર શોધ કરી, છતાં ક્યાંયથી તેના સમાચાર સુદ્ધાં જાણવામાં આવ્યા નથી.[૧૩] માટે અમે ધારીએ છીએ કે, હે વાનરેંદ્ર, ઉદાર અને બળવાન્ કુળને વિષે મુખ્ય

એવા હનૂમંત, મિથિલપુત્રીની પાકી ખબર લાવશે; કારણ જેણીગમ તેને રાવણ હરી ગયો છે, તેણીગમ જ વાયુપુત્ર હનૂમંતે પણ પ્રયાણ કીધું છે."[૧૪]

**ઇતિશ્રી વાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સુડતાળીશમો સર્ગ સંપૂર્ણ.**

---

# દક્ષિણદિક્શોધન.

---

## સર્ગ ૪૮ મો.

### વાનરોનું પર્યટન—એક અસુરનો નાશ.

[પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દિશામાં ગયેલા કપિઓ તો નિરાશ થઈ, સમય પૂરો થતાં પાછા પણ આવ્યા; ત્યાં સૂધીનો વૃત્તાંત ઉપરના પ્રકરણમાં જાણવામાં આવ્યો, પરંતુ હવે દક્ષિણ દિશામાં ગયેલા વાનરોએ શું કર્યું ? તે આ પ્રકરણમાં વર્ણવ્યું છે.]

તાર તથા અંગદાદિ કપિઓ સહિત મહાવીર હનૂમાન્, સુગ્રીવની આજ્ઞા પ્રમાણે દક્ષિણ દિશા શોધવા સારુ ચાલતો થયો.[૧] પોતાની સાથે એ ઉત્તમ કપિઓને લઈ તેણે ઘણેક દૂર ગયા પછી પ્રથમ વિંધ્યપર્વતની ગુફામાં પ્રવેશ કર્યો.[૨] ત્યાં સીતાની શોધ કરી, આસપાસનાં ઘાડાં વનો, પર્વતોનાં શિખરો, નદીઓ, કિલ્લાઓ, તળાવો, મોટાં વૃક્ષો, જૂદે જૂદે સ્થળે આવેલા વૃક્ષસમૂહો, ને વિવિધ જલાશયોને વિષે ખૂબ પરિશોધન કર્યું, છતાં તે શૂરવીર વાનરોને ક્યાંય મૈથિલીનાં દર્શન થયાં નહિ.[૩–૪] અનેક પ્રકારનાં ફળમૂળોનું ભક્ષણ કરનારા તે વાનરો ત્યાંથી નિકળી જળ તથા મનુષ્યો વગરના શૂન્ય, ગહન અને ભયંકર દેખાવવાળા મહા અરણ્ય તરફ ગયા.[૫] ત્યાં શોધ કરી. તે પછી બીજાં પણ ઘણાંક અરણ્ય હતાં તે શોધી વળ્યા; સ્થળે સ્થળે આવતી ગુફાઓને લીધે ગહન બનેલા તે પ્રદેશો શોધતાં તેમને ઘણુંક સંકટ પડ્યું, છતાં તેઓએ પાછી પેની કરી નહિ. તુરત તે દેશોનો ત્યાગ કરીને, એ નિર્ભય વાનરો,[૬] બીજા દુષ્પ્રવેશ દેશમાં ગયા.[૭] ત્યાંના વૃક્ષો ફળ, પુષ્પ અને પત્ર રહિત હતાં—નદીઓ જળ વગરની હતી. મૂળાદિ ભક્ષ્ય પદાર્થો દુર્લભ જ હતા.[૮] ત્યાં પાડા, મૃગ, હસ્તી, સિંહ એ વિગેરે વનચર પશુઓ કે કોઈ જાતનાં પક્ષીઓ પણ નહોતાં;[૯] ત્યાં વૃક્ષૌષધિ, વેલી તથા લતા અને ભીનાં પાંદડાં તથા ખીલેલાં કમળોવાળી નલિનીઓનું તો ત્યાં નામ જ નહોતું, તો પછી જોવા યોગ્ય એવાં ભ્રમરો સહિત સુગંધી કમળો તો ક્યાંથી જ હોય ? કેવળ ત્યાં એક તપશ્ચર્યારૂપ ધનવાળા સત્યવાદી કંડુ નામે મહર્ષિ વસ્તા હતા.[૧૦–૧૧] એ મહાભાગ ઋષિ અત્યંત ક્રોધી અને નિયમે કરીને પણ જેમનું પ્રધર્ષણ થઈ શકે નહિ એવા હતા. એ મહા વનમાં પૂર્વે તે મહર્ષિનો દશ વર્ષનો બાળક પુત્ર મરણ પામ્યો હતો, તેથી તે ધર્માત્માએ કોપ કરી તે સમગ્ર વનને શાપ આપ્યો હતોઃ "આ વન, મૃગ તથા પક્ષ્યાદિ વગરનું, કઠાવતિયે આવી શકાય તેવું અને કોઇને પણ રહેવાને અયોગ્ય થાઓ," તેથી તેની એવી સ્થિતિ થયેલી હતી.[૧૨–૧૩]

એવું છતાં પણ અંદર પ્રવેશ કરીને તે વનના ગહન ભાગોને, પર્વતોની ગુફાઓને તથા નદીઓનાં ઉત્પત્તિ સ્થાનોને પુનઃપુનઃ તે સ્થિરાત્મા વાનરોએ શોધવા માંડ્યાં; સુગ્રીવનું પ્રિય કરનારા વાનરોને ક્યાંય પણ શ્રીમતી જનક રાજાની પુત્રી તથા તેનું હરણ કરનારા રાવણનો પત્તો મળ્યો નહિ.[૧૪–૧૬] ઉલટું તે વનના એક ગીચ ભાગમાં ફરતાં તેઓએ એક મહાભયંકર કર્મ કરનાર રાક્ષસને જોયો, કે જેને દેવતાઓનો પણ જરા ડર નહોતો.[૧૭] ઘોરપર્વતની પેઠે ઉભેલા એ અસુરને જોતાં જ, હનૂમાનાદિ વાનરોએ પોતપોતાનાં વસ્ત્રો મજબૂત બાંધી લીધાં, ને યુદ્ધ કરવા માટે તત્પર થઈ ઉભા. ત્યારે તે બોલ્યો; "અલ્યાઓ ! તમે તો મારાથી નાશ પામેલા જ છો,"[૧૮] એમ બોલતો, ક્રોધભેર તે અસુર, મુષ્ટિ ઉગામીને વાનરસૈન્યની સામે દોડ્યો. એકદમ તેને દોડ્યો આવતો જોઈ, "આજ રાવણ હશે," એમ જાણીને, તારાપુત્ર અંગદે, ઉછળી જોરથી તેને એક લપડાક ખેંચી કાઢી. વાલિપુત્રના એક જ સપાટાથી ચકરી ખાઇને તે અસુર તુરત મોઢામાંથી રુધિરનું વમન કરતો ભેદ પામેલા પર્વતની પેઠે પૃથ્વીપર પડ્યો.[૧૯–૨૦] બીજા કોઇપણ જાતના પ્રહારની તેને અવશ્યકતા રહી નહિ. થોડીક વારે તેના શ્વાસોશ્વાસ બંધ પડી પ્રાણ ચાલ્યો ગયો, ત્યારે તે જય પામેલા વનચરોએ, એ વનનો બાકી રહેલો કેટલોક દુર્ગમ ભાગ પણ શોધી, ત્યાં આગળની એક ગુફામાં શોધ કરવા માંડી.[૨૧–૨૨] પછી ત્યાંથી નિરાશ થઈ બીજી અતિ ઘોરપર્વત ગુફામાં પ્રવેશ કર્યો. ત્યાંએ ખૂબ શોધ કર્યા છતાં નિરાશ થઇને તેઓ ખેદ કરતા પાછા નિકળ્યા ને દીન મનવાળા થઈ વૃક્ષોની છાયામાં આવી એકઠા મળીને બેઠા.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં અડતાળીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૯ મો.

### કપિઓને અંગદની આશ્વાસના–તેમનું પુનઃ તત્પર થવું.

તે સર્વ વાનરોની અશ્વાસના કરીને શ્રમાંત થયેલો મહાપ્રાજ્ઞ અંગદ કહેવા લાગ્યો:[1] "હે કપિઓ! હું જાણું છું કે, અમારા સહિત તમોએ વનો, પર્વતો, નદીઓ, ગહન દુર્ગો, બીલો તથા પર્વતોમાંની મહા ગુફાઓમાં પ્રવેશ કરી તે શોધ્યાં,[2] પણ જાનકી કિંવા તેને હરી જનારો દુષ્કર્મી રાવણ, ક્યાંય આપણા જોવામાં આવ્યો નહિ.[3] વળી સીતાની શોધ કરતાં કાળ પણ ઘણો વહી ગયો તેમ જ સુગ્રીવની આજ્ઞા ઘણી તીવ્ર છે; માટે હવે આપણે નિરાશ તથા દીન થઇને બેસવું જોઇતું નથી.[4] ચાલો હવે સૌ આલસ્ય, શોક તથા નિદ્રાને તજો અને જાનકી દૃષ્ટિએ પડે તેવી શોધ કરો.[5] ખેદ રહિતપણું, સામર્થ્ય તથા આરંભેલા કાર્યમાંથી મનનું પાછું ન હઠવું, એ ત્રણ ગુણો કાર્યની સિદ્ધિ દેનારા છે.[6] માટે હું તમોને કહું છું કે, હે વનૌકસો!* એક પછી એક પ્રાપ્ત થતાં આ વનોરૂપ કિલ્લાઓમાં તમે શોધ કરો. આપણે સર્વે ખેદનો ત્યાગ કરીને આ સઘળાં વનોને ફરી શોધવાં જોઇએ;[7] કારણ કે કાર્યનો ઉદ્યોગ કરનારને તે કાર્યનું ફળ અવશ્ય મળે છે. આપણે ખેદ પામી ઉદ્યોગ ન કરતાં વીલે મોંઢે સુગ્રીવને જઈ મળવું, એ યોગ્ય નથી.[8] વળી તે રાજા ક્રોધી તથા ભયંકર દંડ દેનારો છે, માટે તેનાથી અને મહાત્મા રામથી પણ આપણે ડરવું જોઇએ.[9] આ હું તમારા હિતાર્થે કહું છું. માટે હે કપિઓ! જો રુચે તો તેમ કરો, અથવા બીજું કંઈ યોગ્ય હોય તો તે જણાવો."[10]

અંગદનું આ ભાષણ સાંભળી, તેને ટેકો આપીને, ગંધમાદન વાનરે, તરસ તથા શ્રમને લીધે થતી પીડાથી, તોતડી વાણીથી વાનરોને કહ્યું:[11] "હે કપિવરો! અંગદે આપણને જે વચન કહ્યાં, તે અતિ યોગ્ય, હિતરૂપ તથા અનુકૂલ છે; માટે તે પ્રમાણે જ આપણે કરવું જોઇએ.[12] ચાલો, ખેદનો ત્યાગ કરી ઉભા થાઓ; ને સુગ્રીવે કહ્યા પ્રમાણે પર્વતો, ગુફાઓ, શિલાઓ, વનો, શૂન્ય પ્રદેશો તથા પર્વતના ઝરાઓમાં શોધ કરવામાં પુનઃ પ્રવૃત્ત થાઓ. હમણાં જ આપણે સઘળા મળી આ પર્વતરૂપ દુર્ગોને શોધી વળીશું."[13–14]

અંગદના કહેવા ઉપરાંત વળી એવી રીતે ગંધમાદને હિમ્મત આપી, ત્યારે તે સર્વ બળવાન્ કપિઓ પાછા સતેજ થઈ, વિંધ્યપર્વતના વનોથી વ્યાપેલી દક્ષિણ દિશામાં ફરવા લાગ્યા.[15] વનોને શોધ્યા પછી, શરદ્-ઋતુનાં વાદળાં સરખા દેખાતા, શિખરો તથા ગુફાઓવાળા શોભાયમાન સુવર્ણમય વિંધ્યાચળપર ચઢી–થાકી ગયા તોપણ–સીતાને શોધવામાં તત્પર એવા વાનરો, ઉપરનાં લોધ્રવનો* તથા સપ્તપર્ણ વનો અને નાનાં નાનાં શિખરોમાં ફરી વળ્યા.[16–17] આખરે છેક ટોંચે આવેલાં મહાશિખરોપર ચઢીને પર્વતની સર્વ કંદરામાં પણ શોધ કીધી, છતાં રામની પ્રિયા વૈદેહીનું નામ નિશાન ક્યાંય પણ જણાયું નહિ.[18–19] પછી મનભંગ થઇને તેઓ ત્યાંથી નીચે ઉતરી એક મુહૂર્તપર્યન્ત વૃક્ષોની છાયામાં બેઠા.[20] પછી સ્વસ્થ થઈ, કિંચિત્ થાક ઓછો કરીને, સમગ્ર દક્ષિણ દિશાને શોધવા માટે તેઓ ફરીથી ઉદ્યોગી થયા, ને હનૂમાનને મુખ્ય કરીને, વિંધ્યાચળથી આરંભી તરોર† દક્ષિણ ભણી સર્વત્ર ફરવા લાગ્યા.[21–22]

**ઈતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૦ મો.

### ઋક્ષબિલ.

એ પ્રમાણે તાર અને અંગદાદિ કપિઓ સહિત મહાકપિ હનુમાન્, વિંધ્યપર્વતની ગુફાઓ અને ગહન વનોમાં સારી રીતે શોધવા લાગ્યો.[1] તેમાં સિંહ વ્યાઘ્રાદિ પશુઓવાળી ગુફાઓ તથા જેમાં ફરવાથી કલેશ ઉત્પન્ન થાય એવાં સ્થળો અને જળના ઝરાઓમાં ચોમેર ફરી સીતાની શોધ તેમણે કરવા માંડી.[2] શોધતાં શોધતાં તેઓ છેક વિંધ્યપર્વતના નૈર્ઋત્ય શિખરપર આવી પહોંચ્યા. ત્યાં આવતા સુધીમાં તો તેઓને સુગ્રીવે આપેલી મુદત પૂરી થઈ.[3] એ દેશ મહાદુઃખથી પણ શોધાય નહિ એવો તથા ગુફા વનો વગેરેથી ભરપૂર હતો, તોપણ તેથી પાછા ન હઠતાં, હનુમાન્ ત્યાં આગળ ચોમેર શોધ કર્યો જ જતો હતો.[4] [ તેનું એવું ધીટપણું જોઈ બીજા વાનરોએ પણ એકબીજાથી છૂટા પડી થોડા થોડા દૂર રહી, તડામાર શોધ ચાલુ રાખી. એમ કરતાં કરતાં એ પર્વતજાળથી વિંટાયલા

* વનવાસીઓ.

* લોદરનાં વનો. † ઉત્તરોત્તરનો અપભ્રંશ શબ્દ છે.

દક્ષિણ દિશાના વિભાગને શોધી વળીને તેઓએ એ કરતાં પણ આગળ જવા માંડ્યું. ત્યારે સૈન્યમાંના મુખ્ય વાનરો ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, મૈન્દ, દ્વિવિદ, હનુમાન્, જાંબવાન્, યુવરાજ અંગદ અને તાર એ વગેરેની દૃષ્ટિએ ઉઘાડા દ્વારનું એક ગંભીર બખોલ દૃષ્ટિ ગોચર થયું.[૫-૭] એ બખોલ, કે જેનું નામ ઋક્ષબિલ હતું, તે અતિ દુર્ગમ હતું; દાનવે રક્ષિત કરેલું હતું; લતા વૃક્ષાદિથી ભરપૂર હતું. ભૂખ તૃષાથી કંટાળેલા, અત્યંત થાકેલા, પાણી માટે શોધ કરતાં,[૮] તેમણે આ વૃક્ષલતાથી ભરપૂર બખોલ જોઈ. તે વેળાએ તેમાંથી ક્રૌંચ, હંસ, સારસ તથા કમળની રજ લાગવાથી રક્તવર્ણા થયેલા[૯] તથા જળથી પલળેલા ચક્રવાકાદિ પક્ષીઓ નિકળતાં હતાં. વળી દુઃખે કરી જેનું અતિક્રમણ થાય, એવી તે બિલ-બખોલમાંથી મનને આનંદમગ્ન કરે એવો સુગંધી વાયુ પણ મંદમંદ ગતિથી વાહી રહ્યો હતો.[૧૦]

અત્યંત શ્રમથી થાકી ગયલા, તાપ અને તૃષાને લીધે જળની ઇચ્છા કરતા તે સર્વ વાનરો, થોડીકવારે ત્યાં એકત્ર થયા, ત્યારે હનૂમાનાદિ કપિઓએ તેમને તે બિલદ્વાર આગળ આણ્યા. તેથી અનેક પ્રકારના પ્રાણીઓથી વ્યાપ્ત અને દુષ્પ્રવેશ એવા તે પાતાળ સમાન બિલને જોઈ તેઓને કંઇક હર્ષ થયો. તે જોઈ સર્વે ચકિત થયા અને તેમાં પ્રવેશ કરવાને ચંચળ થઈ ગયા. પછી પર્વતકૂટ* સમાન શરીરવાળા વાયુપુત્ર હનૂમાન્, કે જે ભયંકર વનો તથા ગુફાઓમાં પ્રવેશ કરવા સમર્થ હતા, તેમણે તે કપિસમૂહ પ્રત્યે કહ્યું:[૧૧-૧૩] "હે વાનરો! આપણે સર્વ, ગિરિસમૂહથી વ્યાપેલા અનેક દેશોવાળી દક્ષિણ દિશાને શોધી થાકી ગયા,[૧૪] તો પણ મૈથિલીનો પત્તો મળ્યો નહિ; માટે આ બિલ જોકે ઘણું ગહન અને ભયંકર લાગે છે, તો પણ તેને આપણે શોધી વળવું જોઇએ. એના દ્વારમાંથી હંસો, સારસો, ક્રૌંચો તથા ભીના થયેલા ચક્રવાકો નિકળે છે અને એની બાજુમાં ઉગેલાં સર્વ વૃક્ષો પણ લીલાંછમ જણાય છે, માટે હું ધારું છું કે એમાં અવશ્ય કોઈ કૂપ અથવા હ્રદ વગેરે કોઈ મોટું જલાશય પણ હશે."

વીર હનૂમંતનાં એવાં વચન સાંભળી જળની લાલસાવાળા તે સર્વ કપિઓ તુરત ઉભા થયા, ને મારુતિને આગળ કરીને તેઓ તે અંધકારથી વ્યાપેલા બિલની અંદર દાખલ થયા.[૧૫-૧૭] સૂર્ય ચંદ્રાદિના પ્રકાશ વગરના તે બિલમાં તેઓ જેમ જેમ આગળ જતા ગયા, તેમ તેમ તેની અંદરના સિંહમૃગાદિ પશુઓ તથા પક્ષીઓ નાસાનાસ કરવા લાગ્યાં.[૧૮] અને જેમ જેમ આગળ ચાલ્યા તેમ તેમ તો કોઈ કોઇને દેખાય જ શાનું! તેમાંનો કોઈ પણ પદાર્થ જોઈ શકવાને તેઓની તીવ્ર દૃષ્ટિનું બળ ચાલ્યું નહિ. તેઓના પ્રભાવ કે પરાક્રમ પણ ત્યાં આગળ મુંઝાઈ ગયાં.[૧૯] અંધકારને લીધે દૃષ્ટિ વ્યાપી જવાથી તેઓ એક બીજાના હાથ પકડીને, વાયુ સરખી ગતિથી ચાલવા લાગ્યા. આ પ્રમાણે મોટા વેગથી માર્ગ કાપતા તે કપિકુંજરો,[૨૦] અનેક વૃક્ષોથી અગોચર અને ભયંકર એ બિલની અંદર એક યોજન સૂધી ગયા ને પછી થોડીકવાર સૂધી તેમાંના નીચાણના માર્ગમાં ચાલ્યા. પણ હજુ સૂધી અંધકારનો અંત ન આવતો જોઈ તેઓ ભ્રમિત-સંજ્ઞારહિત સરખા થઈ ગયા. તૃષાને લીધે તેઓનાં મુખ સૂકાઈ ગયાં, શરીર સોસાવા લાગ્યાં, ને જીવિતની આશા ન રહેવાથી તેમના અંતઃકરણમાં ખેદ તથા દીનતા વ્યાપી રહી. વારંવાર તેઓ 'તૃષા, તૃષા, જળ, જળ,' એવા નિઃશ્વાસયુક્ત શબ્દો કરવા લાગ્યા. આટલું છતાં પણ આળસ રહિત થઈ કેટલીકવાર સૂધી તેમણે ચાલ્યા કીધું.[૨૧-૨૩] આખરે તેમના સઘળા ગભરાટ અને દુઃખનો અંત આવ્યો. તુરત તેઓ સુંદર પ્રકાશવાળા અને મનને આનંદ આપે એવા ઉત્તમ પ્રદેશને વિષે આવી પહોંચ્યા. અહીં આગળ અંધકારનું તો નામ જ નહોતું, પણ ઉલટી ડગલે ડગલે અધિકાધિક શોભા જોવામાં આવતી હતી.[૨૪] નાના વિધ વૃક્ષો, જેવાં કે સાલ, તાલ, તમાલ, પુન્નાગ, સોપારી, અશોક, ચંપા, નાગકેસર અને સુપુષ્પિત કર્ણિકાર આદિ લઈ બીજાં પણ છેક મૂળથી તે ટોંચ સૂધી, સાવ સુવર્ણમય જ દેખાતાં હતાં. પ્રદીપ્ત અગ્નિ સરખો તેમનો પ્રકાશ પડી રહ્યો હતો.[૨૫-૨૬] પત્રો તેમનાપર વિચિત્ર અને રતાસ ભરેલાં હતાં! વડવાઈ, લતાઓ, પુષ્પો, ફળો અને નવી નિકળતી કુંપળો રૂપ સુવર્ણના આભરણોથી તેમની શોભા પરિપૂર્ણ દીપી રહેલી હતી. વળી તેમના થડની આસપાસ વૈદૂર્યમણિના સુંદર ઓટલા રચેલા હોવાથી તેઓ બહુ જ શોભાયમાન લાગતાં હતાં. કેટલાંક વૃક્ષો તો સર્વાંગે કેવળ નીલવૈદૂર્યમણિ સરખાં જ શોભી રહ્યાં હતાં.

જેમ જેમ કપિઓ અંદર જતા ગયા, તેમ તેમ તો આવી અદ્ભુત શોભાથી વ્યાપેલાં બીજાં અનેક જાતિનાં વૃક્ષોથી, પદ્મલતાથી અને વિવિધ કુંજોથી વ્યાપેલા

* શિખર.

કોઈ મોટા વનમાં જ તેઓ આવી પહોંચ્યા છે એમ તેઓને જણાયું. એ વનની અંદર સ્થળે સ્થળે મણિ-મુક્તાથી બાંધેલા કિનારાઓવાળા અને અમૃત સમાન જળથી ભરેલાં સરોવરાદિ અનેક જલાશયો આવી રહ્યાં હતાં. તેની અંદર સુવર્ણ સરખી પ્રભાવાળાં કમળપુષ્પો ખીલી રહ્યાં હતાં, ને જળની અંદર ફરતા મત્સ્યાદિ જળચરો પણ ઘણા જ રૂપવાળા તથા સુવર્ણમય હતા.[૨૭-૨૯] વળી એ અલૌકિક વનના માર્ગો, રુડી રીતે વિભાગ કરીને મણિ તથા માણિક અને મોતીની હારોથી જડેલા હતા. સૌ કપિઓ આ અદ્ભુત શોભા નિરખતા આગળ ચાલ્યા જ ગયા, તો હારોહાર સુવર્ણ અને હિરણ્યનાં રત્નજડિત વિમાનો તથા સુંદર શિબિકાદિ વાહનો પડેલાં તેમના જોવામાં આવ્યાં.[૩૦] આમ ફરતાં ફરતાં તેઓ તે વનની મધ્ય ભૂમિપર આવ્યા. ત્યાં માત્ર સુવર્ણ, રૌપ્ય, નીલમણિ, મુક્તા અને રત્નોથી જ રચેલાં અતિ સુંદર મંદિરો અને તેવા જ પદાર્થોથી સુશોભિત કરેલાં તેમનાં જાળી બારણાં વગેરેને જોઈ, તેમને બહુ જ આશ્ચર્ય થવા લાગ્યું.[૩૧] આ અદ્ભુત મંદિરોની આસપાસ વળી ફળ પુષ્પોથી લચી રહેલાં અને પ્રવાળાં તથા માણિક સમાન વર્ણવાળા અનેક પ્રકારનાં વૃક્ષોના બગીચાઓ આવી રહેલા હતા. તે વૃક્ષોમાંથી નિરંતર અમૃત સમાન મધુર મધુ વહી રહ્યું હતું, તેની તથા પુષ્પોની સુગંધ લેવાને સુવર્ણના ભ્રમરો, ચોમેર ફરતા ગુંજારવ કરી રહ્યા હતા.[૩૨-૩૩] આ સઘળી બહારની શોભા જોઈ તે કપિ-સમૂહે મંદિરની અંદર પ્રવેશ કીધો. ત્યાં સ્થળે સ્થળે મણિજડિત સુવર્ણની વિચિત્ર શય્યાઓ અને વિશાલ આસનો બીછાવેલાં તૈયાર પડ્યાં હતાં. સોના, રૂપા અને કાંસાના વિવિધ ઉપયોગી પાત્રોના ઢગલા ખડકી મૂકેલા હતા. કોઈ સ્થળે પવિત્ર અને ખાવા યોગ્ય સ્વાદિષ્ઠ ફળ મૂળાદિના સંચયો કરી રાખેલા હતા. કોઈ સ્થળે રસાળ મધુ વગેરે પેય પદાર્થોનો જથો ઉત્તમ પાત્રોમાં ભરી રાખેલો હતો, તો કોઈ સ્થળે અમૂલ્ય દિવ્ય વસ્રો, વિચિત્ર ઉર્ણ વસ્રો અને મૃગચર્માદિના ઢગલે ઢગલા ખડકી મૂકેલા હતા.[૩૪-૩૭]

આ સઘળી અનુપમ રચના જોતા, ને ત્યાં સીતાની શોધ કરતા, મોટી કાંતિવાળા કપિઓ, યથેચ્છપણે ફરતા હતા, તેવામાં તેઓએ એક આશ્ચર્ય જોયું. જાણે બીજો સૂર્ય જ ઉદય થયો હોય તેવો પ્રકાશ મારતી એક તેજ:પુંજ મૂર્ત્તિ તેઓની સમીપ આવી ઉભી રહી. એકાએક આવો ચમત્કાર જોતાં તેઓ પ્રથમ તો વિસ્મય પામી ચોમેરથી પાછા હઠીને ઉભા રહ્યા, પણ પછી જરાક ધીરજ રાખી જોવા લાગ્યા તો એ તેજસ્વી મૂર્તિ તે એક મહાતાપસી સ્રી છે, એમ તેમને જણાયું. તેણીનું શરીર તપ્તકાંચન સરખું નિર્મળ-તેજસ્વી હતું, ને ઉમર ઘણી વૃદ્ધ છતાં પણ તેણીએ તો પોતાને અંગે માત્ર કૃષ્ણમૃગનું ચર્મ જ પહેરેલું હતું, ને શરીર પર સાદા સૌભાગ્યાલંકારો* વિના બીજી કોઇપણ જાતનાં આભૂષણ દેખાતાં નહોતાં. તેની મુખમુદ્રા અત્યંત શાંત અને સુપ્રસન્ન દેખાતી હતી.[૩૮-૩૯] આવો પ્રકાર જોઈ મહાબળવંત વાયુપુત્ર હનુમાન્ નિર્ભય થઇને તુરત તે તાપસીની આગળ જઈ હાથ જોડી ઉભો રહ્યો, ને નમન કરીને પૂછવા લાગ્યોઃ "હે દેવિ! હે તપસ્વિની! તું કોણ છે? ને આ ભવન, રત્નો તથા આખું બિલ વગેરે કોનાં છે?"[૪૦]

**ઇતિશ્રી વાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં પચાસમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૫૧ મો.

## હેમાભવન.

એ ઋક્ષબિલમાં વસનારી ધર્મચારિણી મહાભાગ તાપસી, કે જેણે ચીર અને મૃગચર્મ રૂપ વસ્રો ધારણ કર્યાં હતાં, તેને એ પ્રમાણે કહીને, સમર્થ હનૂમાન્ પુનઃ કહેવા લાગ્યા,[૧] "હે વૃદ્ધે! ક્ષુધા અને તૃષાથી થાકી જવાને લીધે, અહીં જળ મળશે એવી આશાથી અમે આ અંધકારથી વ્યાપેલા ભૂવિવરમાં સહસાજ પ્રવેશ કીધો;[૨] પણ આ અનેક પ્રકારની અદ્ભુત ઉપમા અપાય એવા પદાર્થોને જોઇને તો ઉલટા અમે, વ્યથાવાન્ તથા સંભ્રાંત થયા છીએ, ને અમારાં ચિત્ત હણાઈ ગયાં છે. માટે હે તાપસી! અમારો સંશય નિવૃત્ત કરવા માટે હું તને પૂછું છું કે, આ તરુણ સૂર્ય સરખાં પ્રકાશિત સ્વર્ણવૃક્ષો તથા પવિત્ર અને ભક્ષણ કરવા યોગ્ય ફળમૂળો કોના છે?[૩-૪] વળી આ સુવર્ણનાં વિમાન અને સુવર્ણનાં જાળીયાંવાળાં મણિ-સમૂહે શણગારેલાં મંદિરો કોનાં છે?[૫] હે માતાજી! આ ફળ તથા પુષ્પોવાળાં, પુણ્યરૂપ, સુંદર સુગંધવાળાં વૃક્ષો, તેમ જ નિર્મળ જળ વિષેનાં કમળો, કોના તેજથી સુવર્ણમય થયાં છે?[૬-૭] વળી કચ્છપો સહિત જળ-

---

* લલાટમાં કુંકુમ, કંઠે મંગળસૂત્ર અને હાથે ચૂડી એ સૌભાગ્યાલંકારો કહેવાય છે. સૌભાગ્યવતી સ્રી વૃદ્ધા હોય તો પણ તેને એટલા અલંકાર અવશ્ય જોઇએ.

માંના મત્સ્યો કેમ સુવર્ણના દેખાય છે? એ સર્વ તારા પ્રભાવથી કે કોઈ બીજાના તપોબળથી ઝળહળે છે?[૯] એ બધું નહિ જાણનારા અમોને તું સર્વ વાત નિવેદન કર."

હનુમાનનો એવો વિનયપૂર્વક પ્રશ્ન સાંભળી, સર્વ ભૂતપ્રાણીના હિતમાં તત્પર એવી તે ધર્મચારિણી તાપસી તેમને કહેવા લાગીઃ "હે વાનરોત્તમ! મહા તેજસ્વી તથા માયાવી મયે,[૯-૧૦] પોતાની માયાથી સ્વર્ણમય આખું વન નિર્માણ કર્યું છે. એ મય કે જે પૂર્વે દાનવોનો વિશ્વકર્મા થયો હતો,[૧૧] તેણે આગળ કોઈ મહાવનને વિષે હજારો વર્ષો લગી ઉગ્ર તપ કરીને, બ્રહ્મદેવ પાસેથી વર માગી વિચિત્ર સૃષ્ટિસામર્થ્ય તથા શુક્રાચાર્યના શિલ્પશાસ્ત્રનું જ્ઞાનરૂપ ઉત્તમ ધન પ્રાપ્ત કર્યું હતું. પછી તે બળવાન્ તથા પોતે નિર્માણ કરેલી વસ્તુઓનો ભોક્તા મયદાનવ આ વિવરમાં આ અદ્ભુત રચનાવાળું મહાવન નિર્માણ કરી, તેમાં પરમસુખથી નિવાસ કરવા લાગ્યો.[૧૨-૧૪] અહીં રહેતાં કેટલોક કાળ વહી ગયો. એક સમે તે પુરંદરની હેમા નામની અપ્સરાપર આસક્ત થયો. ત્યારે ઇંદ્રે ક્રોધે ભરાઈ તેની સાથે યુદ્ધ આરંભ્યું; ને તેમાં ઇંદ્રના વજ્રપ્રહારથી આખરે તેનો નાશ થયો. આમ થયું ત્યારે બ્રહ્મદેવે આ ઉત્તમ વન, શાશ્વત, કામભોગ તથા સુવર્ણગૃહો વગેરે સઘળી સમૃદ્ધિ તે હેમા અપ્સરાને ભેટ આપી. માટે હે વાનરોત્તમ! આ ભવન તે હેમાનું છે, ને હું કે જે મહામુનિ મેરુસાવર્ણિની દુહિતા સ્વયંપ્રભા* છું,[૧૫-૧૬] તે આ ઉત્તમ ભવનનું રક્ષણ કરું છું. કારણ, નૃત્યગીતાદિમાં કુશળ એવી તે હેમા, મારી પ્રિય સખી હોવાથી,[૧૭] તેણીએ આ મોટા ભવનની રક્ષા કરવા સારુ પૂર્વે મારી પ્રાર્થના કરેલી હતી. પણ હે વાનરો! તમે શા માટે આ વનમાં આવ્યા છો? અહીં તમારે શું કામ છે? ને આ દુર્ગમ વનને વિષે તમે કેવી રીતે આવી શક્યા? પ્રથમ તમે ભૂખ્યા અને તરસ્યા છો, માટે ગ્રહણ કરવા યોગ્ય એવાં આ પવિત્ર ફળમૂળોનું ભોજન કરો, ને મિષ્ટ જળનું પાન કરી સ્વસ્થ થઈને પછી મને તમારો સર્વ વૃત્તાંત કહો."[૧૮-૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં એકાવનમો સર્ગ સંપૂર્ણ.**

* એ તેણીનું નામ છે. પોતાની મેળે જ પ્રકાશ કરનારી—બીજાના પ્રકાશની આવશ્યકતા વગરની.

## સર્ગ ૫૨ મો.

### હનુમંત અને તાપસી.

તે તાપસીની આજ્ઞાથી, તે વાનરયૂથપાલકોએ યથેચ્છપણે વનફળો ખાઈ તથા જળ પીને ક્ષુધાતૃષા શાંત કરી. પછી તે એકાગ્ર મનવાળી ધર્મચારિણી તેઓપ્રત્યે કહેવા લાગીઃ[૧] "હે કપિવરો! ફળભક્ષણ કરવાથી તમારો ખેદ નાશ પામ્યો ને તમારી તૃષા શાંત થઈ. જો તમો શ્રમરહિત થયા હો, ને તમારો વૃત્તાંત મારે સાંભળવા યોગ્ય હોય, તો તે મને કહો."[૨] તાપસીનાં એવાં પ્રિયવચન સાંભળી, વાયુપુત્ર હનુમાન્ તેને અતિ આર્જવથી ઇત્થંભૂત સર્વ વૃત્તાંત કહેવા લાગ્યોઃ[૩] "હે દેવી! હે સ્વયંપ્રભા! સર્વ લોકના રાજા અને ઇંદ્ર તથા વરુણ સમાન દશરથપુત્ર રામે, પોતાના કનિષ્ઠબંધુ લક્ષ્મણ તથા ભાર્યા વૈદેહી સહિત દંડકવનમાં વાસ કરેલો હતો. ત્યાંથી ફરતાં ફરતાં તેઓ જનસ્થાનમાં આવી વસ્યા. તે સમયે તેને ભૂલવીને તેની ભાર્યાનું રાક્ષસ રાવણે બલાત્કારથી હરણ કર્યું છે.[૪-૫] સીતાની શોધ કરતા કિષ્કિન્ધા પ્રત્યે આવીને રામે, અમારા—વાનરોના રાજા સુગ્રીવની સાથે મૈત્રી બાંધી છે; જેથી સુગ્રીવે સીતાની શોધ કરવા સારુ, અંગદના નાયકપણા નીચે, અમોને આ અગસ્ત્યમુનિએ સેવેલી તથા યમેરક્ષિત કરેલી દક્ષિણ દિશામાં પ્રસ્થાન કરાવ્યું છે.[૬-૭] હે માતા! તે સુગ્રીવની આજ્ઞાથી અમે સૌ પ્લવંગો વૈદેહી સહિત ઇચ્છિતરૂપ ધરનારા રાવણને ઘણાક દિવસથી શોધીએ છીએ.[૮] દક્ષિણ દિશા નજીક રહેલો સમુદ્ર પર્યંત તથા વન વગેરેમાં શોધ કરીને અમે થોડીકવાર ક્ષુધાતુર થઈ જવાથી વિશ્રાંતિ લેવા સારુ વૃક્ષોની છાયામાં બેઠા.[૯] અત્યાર સૂધી શોધી શોધીને કંટાળી ગયા, તોપણ સીતાની ભાળ જડી નહિ, તેથી અમારાં મુખ વિવર્ણ થયાં, ને અમો સૌ વિચારસાગરમાં મગ્ન થઈ ગયા, કારણ કે સાગર ઉલ્લંઘી જવાને અમે અશક્ત હતા.[૧૦] પછી જળની આશાથી ચોમેર દૃષ્ટિ ફેરવતા હતા, એવામાં અમારી દૃષ્ટિ આ અંધકારે વ્યાપેલી બખોલના દ્વાર ઉપર પડી. તેમાંનાં લતા તથા વૃક્ષોને અને અંદરથી પલળીને નિકળતા કમળની રજથી વ્યાપ્ત કુરર સારસાદિ પક્ષીઓને જોઈ અહીં પાણી હશે એવી મને ખાત્રી થઈ.[૧૧-૧૨] આ મેં સર્વ કપિઓને જણાવ્યું ત્યારે તેઓને પણ અનુમાન થયું કે, આમાં કોઈ જળાશય હશે. આથી સીતાની

શોધ કરવા માટે ઉતાવળા અમોએ આ બખોલમાં પ્રવેશ કર્યો. પણ જેમ જેમ આગળ આવતા ગયા તેમ તેમ અંધકાર આવવા લાગ્યો; ત્યારે અમે એક બીજાઓના હાથ પકડી આગળ વધ્યા.[૧૩-૧૪]

"હે સ્વયંપ્રભા! એ પ્રમાણે અમારું વૃત્તાંત છે; અંધકારથી વ્યાપેલા આ બિલમાં અમે સહસા પ્રવેશ કર્યો છેઃ ને સીતાની શોધ કરવી, એ જ અમારું કાર્ય છે, કે જેને સારુ અમે અહીં આવ્યા છીએ.[૧૫] હે માતા! હે સ્વયંપ્રભા! ક્ષુધાને લીધે ક્ષીણ થયેલા અમોને તેં અતિથિના ધર્મને અનુસરી જે સ્વાદિષ્ઠ ફળમૂળ આપ્યાં, તેનું ભક્ષણ કરવાથી અમારી ક્ષુધા શાંત થઈ.[૧૬] ક્ષુધાને લીધે અમે સૌ ખરેખર મરણ પામત, પણ તેં કૃપા કરીને અમારી રક્ષા કરી, તો હવે તેનો બદલો વાળવા સારુ અમે તારું શું પ્રિય કરીએ તે કહે."

હનુમાન્ સહિત સર્વ કપિસમૂહનાં આવાં વચન સાંભળી સર્વજ્ઞા સ્વયંપ્રભાએ તેઓને કહ્યું.[૧૭-૧૮] "હે વાનરો! તમારા સ્વધર્મવર્તીઓનાં આવાં પ્રત્યુપકાર કરવા માટેનાં વચનો જ સાંભળીને મને સંતોષ ઉપજે છે; તો હવે ધર્માનુષ્ઠાનપરાયણ એવી જે હું, તેનું એ કરતાં કંઈ વધારે પ્રિય કરવાની આવશ્યકતા નથી." ત્યારે તે ધર્મયુક્ત શુભ વાક્ય સાંભળીને, એ અનિંદિત લોચના પ્રત્યે, હનુમંત કહેવા લાગ્યા કે, "હે સ્વયંપ્રભે! સર્વ ધર્મચારિણી એવાં આપને શરણે અમે આવી પડેલા છીએ.[૧૯-૨૧] મહાત્મા સુગ્રીવે અમોને જે અવધિ કરી આપ્યો હતો, તે તો અહિયાં જ પૂરો થયો, ને એથી અમારાં આયુષ્ય પણ હવે સમાપ્ત થયા જેવાં જ થયાં. (કારણ અવધિ ઉપરાંત રહેનારને વધની શિક્ષા ઠરાવેલી હતી);[૨૨-૨૩] માટે હે ધર્મચારિણી! આ બિલમાંથી અમોને તું બહાર કાઢ, ને સુગ્રીવના ભયથી અમારી રક્ષા કર. અમોને સોંપેલું સીતાની શોધ કરવારૂપી મહત્કાર્ય અમારે કરવાનું છે તે પણ, અહીં રહેવાથી પૂર્ણ થાય નહીં."

આવાં હનુમાનનાં વચન સાંભળી તાપસી સ્વયંપ્રભા બોલીઃ[૨૪-૨૫] "હે હનુમંત્! આ બખોલમાં પ્રવેશ કર્યા પછી કોઇપણ પ્રાણીએ જીવતા બહાર નિકળવું ઘણું દુષ્કર છે; તો પણ નિયમે કરી મેળવેલા તપના પ્રભાવથી તમને સર્વેને હું અહીંથી મુક્ત કરીશ."[૨૬] એટલું કહી વળી તે તાપસી સૌ વાનરોને સંબોધી કહેવા લાગીઃ "હે હરિવરો! બહાર નિકળવું હોય તો તમે સૌ નેત્ર મીંચો; કારણ તેમ કર્યા વગર અહીંથી નિકળવાના દુર્ગમ માર્ગનું ઉલ્લંઘન કરવું અશક્ય છે."

સ્વયંપ્રભાનાં વચન સાંભળતાં જ, બિલમાંથી બહાર નીકળવાની ઈચ્છાથી હર્ષ પામેલા તે સર્વ વાનરોએ, આંખ મીંચી, ને કોમળ કરોવડે પોતાનાં મુખો પણ આચ્છાદિત કર્યાં.[૨૭-૨૯] ત્યારે તે ધર્મચારિણી તપસ્વિનીએ એક નિમેષમાત્ર પણ થઈ નહિ હોય, તેટલામાં તેઓને કહ્યુંઃ "વાનરો! તમારાં નેત્ર ઉઘાડો." વાનરો આંખો ઉઘાડી જૂએ છે તો તેઓ સર્વ બિલના દ્વાર આગળ આવી બેઠેલા છે!! આવી રીતે અદ્ભુત દૈવીમાયાના યોગે, બિલની બહાર આવવાથી અત્યંત આશ્ચર્ય પામેલા તે વાનરોને આશ્વાસનપૂર્વક પુનઃ તે તાપસી કહેવા લાગીઃ "હે વાનરો! જુઓ, આ અનેક પ્રકારનાં વૃક્ષો તથા લતાઓવાળો શ્રીમાન વિંધ્યપર્વત,[૩૦-૩૧] પેલો પ્રસ્રવણગિરિ, ને આ અગાધ જળનો સમુદ્ર. હવે તમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ, ને તમારું કલ્યાણ થાઓ. હું મારા ભવન પ્રત્યે જઇશ." એટલું કહીને તપસ્વિની સ્વયંપ્રભાએ તે શોભાયમાન ગુફામાં પ્રવેશ કર્યો.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૩ મો.

## કપિઓનો ખેદ.

તાપસી સ્વયંપ્રભાના ગયા પછી, ઉદાસ થયલા સર્વ કપિઓ, તે ગુફા જેમાં આવેલી હતી એવા વિંધ્ય *પર્વતના દક્ષિણ ભણીના છેક છેલ્લા છેડાપર બેસી, આમ તેમ દૃષ્ટિ કરવા લાગ્યા; તો દક્ષિણ દિશામાં તેઓએ, વરુણના નિવાસસ્થાનરૂપ, ઘોર અને ઉપરાઉપરી આવતા તરંગોથી કિનારા સાથે પછડાતો, અપાર સમુદ્રને ગર્જના કરતો જોયો.[૧] મયદાનવની માયારચિત ગુફામાં ભૂલા પડવાથી સુગ્રીવે આપેલી એક માસની મુદત ક્યારનીએ વીતી ગઈ હતી,[૨] ને વસંત ઋતુમાં ફળનારાં આમ્રાદિ વૃક્ષોને મોહોર પણ ક્યાંક ક્યાંક આવવા

---

* આ વિંધ્ય પર્વત તે હમણાંના વિંધ્યાચળને તથા છેક દક્ષિણ સમુદ્રપર્યંત ચાલ્યા ગયલા સહ્યાદ્રિ, નિલગિરિ વગેરે પર્વતોને એકઠા ગણીને જ કહેલો છે. એ પર્વતો તે વિંધ્ય પર્વતના પેટા પર્વતો છે. કારણ આગળ જતાં આ પ્રકરણમાં વિંધ્યને હજારો શિખરવાળો કહ્યો છે.

લાગ્યા હતા. (અર્થાત્ શિશિરઋતુનો આરંભ થઈ ચૂકેલો હતો.) આથી તે શ્રેષ્ઠ પુષ્પિત વૃક્ષોવાળા વિંધ્યપર્વતના દક્ષિણ શિખર ઉપર બેઠેલા કપિઓ, સુગ્રીવનો ભય પામી, મહા ચિંતામગ્ન થઈ ગયા; અને "રે! સમય વીતી ગયો, કાર્ય થયું નહિ, કોણ જાણે કપિરાજ શી શિક્ષા કરશે! આપણો અંત પાસે આવ્યો," ઇત્યાદિ વચનો પરસ્પર કહેતા તેઓ મૂર્ચ્છિત થઈ પૃથિવીપર પડી ગયા![૩–૫] આવો પ્રકાર જોઈ મહા બુદ્ધિમાન્ યુવરાજ અંગદ, કે જેની કાંધ સિંહ સરખી, ને ભુજાઓ સ્થૂલ તથા લાંબી હતી, તે સાવધ થઈને શિષ્ટ તથા વૃદ્ધ કપિઓને મધુર વાણીથી સન્માન આપી કહેવા લાગ્યોઃ[૬–૭] "હે કપિશ્રેષ્ઠો! મહારાજા સુગ્રીવની આજ્ઞાથી આપણે જે મુદત કરીને નિકળ્યા છીએ, તે મુદત બીલમાં પડ્યાં પડ્યાં જ વહી ગઈ, એ શું તમારા જાણવામાં નથી?[૮] આપણે આશ્વિન માસ પછી કેટલેક સમયે પ્રયાણ કર્યું, ત્યારથી તે અત્યાર સૂધીમાં તો સુગ્રીવે કહેલી અવધિ ઉપરાંતનો પણ ઘણો સમય વીતી ગયો છે, માટે હવે આપણે શું કરીશું?[૯] તમો સર્વ, કે જેઓ નીતિમાર્ગમાં કુશળ, સ્વામીના હિતમાં તત્પર, સર્વ કાર્યમાં બુદ્ધિમંત, અપ્રતિમ કર્મ કરનારા અને સર્વત્ર પ્રસિદ્ધ પરાક્રમવાળા છો, તેઓ તે પિંગાક્ષરાજા* સુગ્રીવની આજ્ઞાથી મને મુખ્ય કરીને નિકળ્યા છો.[૧૦–૧૧] પણ હજુ સૂધી આપણા અર્થની સિદ્ધિ થયેલી નહિ હોવાથી, મારા સહિત તમારે, મરણને શરણ થયા વિના છૂટકો નથી. તમે જાણો જ છો કે, કપિરાજ સુગ્રીવની આજ્ઞા પ્રમાણે ન કરનાર કોણ સુખી થાય છે?[૧૨] સુગ્રીવે નિશ્ચય કરેલો કાળ પોતાની મેળે સહજમાં વીતી ગયો છે, માટે આપણે સર્વેએ હવે પ્રાણાંતપર્યંત એક આસનપર બેસવું એ જ યોગ્ય છે.[૧૩] આપણો સ્વામી, સ્વભાવે તીક્ષ્ણ હોવાથી આપણે તેની પાસે જઇશું તો તે આપણા આ અવધિ વીતવારૂપ અપરાધને કદી પણ સહન કરશે નહિ.[૧૪] હે વાનરો! આપણે સીતાની ભાળ મેળવી શક્યા નહિ, તેથી સુગ્રીવ નિશ્ચે આપણે વિષે પાપકર્મ જ કરશે (મારી નાંખશે). માટે તેની પાસે પાછા ન જતાં પુત્ર, સ્ત્રી, ધન તથા ગૃહ વગેરેનો ત્યાગ કરીને આપણે પ્રાણાંતપર્યંત અહીં જ બેસવું એ ઠીક છે. કારણ કે સીતાની ભાળ મેળવ્યા વિના આપણને પાછા આવેલા જોઇને રાજા સુગ્રીવ નિશ્ચે મારીનાંખશે.[૧૫–૧૬] વળી મારી સાથે તો તેને પૂર્વનું વૈર છે, તેથી જ તેણે મારો યુવરાજની પદવીપર અભિષેક કર્યો નથી.[૧૭] પણ અક્લિષ્ટકર્મા રઘુવીરે જ મારો અભિષેક કર્યો છે. માટે તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા મને જોઇને તો તે નિશ્ચે વધરૂપ મહાતીક્ષ્ણ શિક્ષા કરશે. જો કે ત્યાં મારાં સુહૃજ્જનો છે, પણ સુગ્રીવની આજ્ઞા એ જ મારા વિનાશનો અવધિ છે, તો તે વ્યસનને જોનારાં (સુહૃદોનું) શું ચાલવાનું છે? માટે હું તો નિશ્ચે આ પવિત્ર સાગરતટે વસીને જ મરણ પામીશ.'*[૧૮–૧૯]

એ પ્રમાણે કુમાર એવા યુવરાજ અંગદે વાક્ય કહ્યાં, તે સાંભળી સર્વ શ્રેષ્ઠ વાનરો, કરુણપણે બોલ્યાઃ[૨૦] "રે! સુગ્રીવની પ્રકૃતિ અતિ નિર્દય છે, ને રાઘવ સ્ત્રીમાં આસક્ત છે. શોધ કરવાના અવધિનો સમય વીતી ગયા પછી પણ વૈદેહીની ભાળ મેળવ્યા વગર જ પાછા આવેલા આપણને જોઈ તે વાનરેશ્વર, દાશરથીનું પ્રિય કરવા સારુ, અવશ્ય આપણો નાશ કરાવશે.[૨૧–૨૨] અપરાધ કરનારાએ તો પોતાના સ્વામીની સમીપ જવું જ ન જોઇએ. તેમાં વળી આપણે તો સુગ્રીવના મોકલેલા, એટલે સીતાને જોયા અગર જાણ્યા વગર તેની પાસે ન જ જવું જોઇએ. માટે આપણે સીતા કયાં છે એ પ્રત્યક્ષ જોઇશું; અગર માત્ર ભાળ પણ મેળવીશું, તો જ તે શૂરવીર કપિરાજ આગળ જઇશું; નહિ તો અહીં જ બેસી યમરાજનાં ધામમાં જઇશું."[૨૩–૨૪]

એમ ભયભીત થયેલા તે સર્વ વાનરોનાં એ વચન સાંભળી, તાર કપિ કહેવા લાગ્યોઃ "હે વાનરો! હવે ઘણું થયું. એમ ખેદ કરવાથી શું વળવાનું છે! તમને જો એમ જ રુચતું હોય કે આપણે સુગ્રીવ આગળ ન જવું, તો ચાલો આપણે પાછા આ મયદાનવના અતિ દુર્ગમ ઋક્ષબિલમાં પ્રવેશ કરીને રહીએ. ત્યાં આગળ જળ, પુષ્પ અને ખાનપાનાદિ પદાર્થો પણ પુષ્કળ છે; ને ત્યાં રહેવાથી આપણને દેવરાજ પુરંદર કે રાઘવ, કે કપિરાજ સુગ્રીવ ઇત્યાદિ કોઇથી પણ ભય થાય એમ નથી."[૨૫–૨૬] એ જ પ્રમાણે અંગદનું પણ કહેવું હતું, તેથી તે સર્વ કપિઓ તેને અનુકૂળ થઈ બોલ્યાઃ "ગમે તેમ; પણ જેવી રીતે આપણે નાશ ન પામીએ તેવો ઉપાય આજ જ અવિલંબથી કરો."[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં તેપનમો સર્ગ સંપૂર્ણ.**

---

* પીળાં નેત્રવાળા.

* અર્થાત્ મરણપર્યંત અહીં વસીશ, નહિ કે આત્મઘાત કરીશ.

## સર્ગ ૫૪ મો.
## કપિઓના ખેદનું નિવારણ.

એ પ્રમાણે તારાના અધિપતિ (ચંદ્ર) સરખા તેજસ્વી તારે કહ્યું, ત્યારે અત્યાર સૂધી તેનું તથા અંગદનું ભાષણ સાંભળી મૌન્ય ધરી રહેલા હનૂમંતે, તે પરથી નિશ્ચય કર્યો કે, અંગદ યુવરાજપદને અને રાજ્યપાલન કરવાને ખરેખર યોગ્ય જ છે;[1] કારણ વાલિપુત્રમાં આઠ અંગવાળી બુદ્ધિ, ચાર પ્રકારનું બળ તથા ચૌદ ગુણ, એ સર્વ લક્ષણો પ્રત્યક્ષ દેખાય છે,[2] ને શુકલપક્ષની દ્વિતીયાથી માંડી પ્રતિદિન વૃદ્ધિ પામતા ચંદ્રની પેઠે નિરંતર તેજ, બળ તથા પરાક્રમે કરીને ભરપૂર વૃદ્ધિ પામેલો છે.[3]* વળી બુદ્ધિમાં તે બૃહસ્પતિ સમાન અને પરાક્રમમાં તેના પિતા સરખો હોવાથી, ઇંદ્ર જેમ શુક્ર (બૃહસ્પતિ)નાં વાક્ય સાંભળે, તેમ તે આ ચાલતા વિચાર સંબંધે તારનાં વચન સાંભળી રહ્યો છે, માટે અવશ્ય આ કપિઓ સાથે અહીં–ઋક્ષબિલમાં પ્રવેશ કરી રહેવાના વિચારો તે દૃઢ કરશે. પણ તેમ થાય એ તો ઠીક નહિ. માટે મારે તેને વારવો જોઇએ."[4]

એવી ધારણાથી સર્વ શાસ્ત્રવિશારદ હનૂમાને, સુગ્રીવનું કાર્ય સિદ્ધ કરવાથી વિમુખ થયેલા અંગદને,[5] વાનરો સાથે તે વિચારનો અમલ નહીં કરવા સારુ અનેક વાક્યસમૃદ્ધિથી, પ્રથમ સૌ વાનરોને ચાર ઉપાયોમાંથી બીજા ઉપાયવડે ભેદ પડાવી,[6] પછી દંડયુક્ત વિવિધ પ્રકારનાં ભયનાં વચનોથી અંગદ પ્રત્યે કહ્યું;[7] "હે તારાપુત્ર! તું યુદ્ધને વિષે તારા પિતાથી પણ શ્રેષ્ઠ છે અને વાનરરાજ્યપદ ભોગવવાને પણ તારા પિતાના સરખો જ સમર્થ છે.[8] પરંતુ, ઓ કપિનાયક! આ અસ્થિર ચિત્તવાળા વાનરો સાથે તું અહીં વસવાનો વિચાર કરે છે એ ઠીક નથી. સ્ત્રી તથા પુત્રાદિથી વિખૂટા પડેલા આ કપિઓ, તારી આજ્ઞાને સહન કરશે નહિ, તેમ તને હર્ષ પણ પમાડશે નહિ. માટે હું તને પ્રત્યક્ષ કહી દેખાડું છું કે–આ હું જાંબુવાન્, નીલ તથા સુહોત્રાદિ કપિઓને, સામદાનાદિ ઉપાયોથી પણ સુગ્રીવની કનેથી તારા પોતાના પક્ષમાં ખેંચી લેવા જેમ શક્ય નથી, તેમ જ આ સર્વ કપિઓને દંડથી પણ તારા પક્ષમાં લેવા અશક્ય છે.[9–11] વળી દુર્બળની સાથે વેર કરવાથી બળવાનને કશો ભય રહેતો નથી; પણ પોતાનો બચાવ કરનાર દુર્બળ પુરુષે તો બળવાનની સાથે કદી વેર કરવું જ નહિ, એમ બુદ્ધિમંતો કહે છે.[12] વળી હે અંગદ! આ ગુફાને તું જે રક્ષા કરનારી માને છે તથા તારના મુખથી પણ બિલ નિર્ભય છે એમ તેં સાંભળ્યું છે, પણ તે તેમ નથી. આ બિલને વિદારણ કરવું, એ તો માત્ર લક્ષ્મણના બાણનું એક અલ્પકાર્ય છે![13] પૂર્વે ઇંદ્રે વજ્ર ફેંકીને માત્ર મયદાનવનો જ નાશ કર્યો હતો, પણ પૃથ્વીની અંદરના આ બિલને ભેદ્યું નહોતું; પરંતુ લક્ષ્મણ તો જો ક્રોધ પામશે તો તીક્ષ્ણ બાણોવડે, પાંદડાંના સંપુટની પેઠે આખા બિલનો જ નાશ કરી નાંખશે.[14] એની પાસે વજ્ર તથા વીજળી સરખો પ્રહાર કરનારાં, ને પર્વતોને પણ ભેદી નાંખે એવાં, નારાચ નામનાં અનેક બાણો છે.[15]

"વળી હે અંગદ! એમ કરતાંએ તું બિલમાં નિવાસ કરીશ, તોપણ પુત્ર તથા સ્ત્રીઓ સંબંધી સુખ ઇચ્છનારા આ સર્વ વાનરો, કે જેઓએ અત્યારે તારી સાથે રહેવાનો નિશ્ચય કર્યો છે, તેઓ પોતાને થતા રામ, લક્ષ્મણ તથા સુગ્રીવની તરફના ઉદ્વેગથી અને તારી સાથે દુઃખી સ્થિતિમાં રહેવાના ખેદથી, આખરે તારો ત્યાગ જ કરશે.[16–17] અને ત્યારે, એ તારું હિત ઇચ્છનારા તથા સ્નેહીસંબંધી વાનરો વગરનો તું, ઊડતા તણખલાંના ખખડાટથી પણ અત્યંત ભયને પામીશ;[18] ને અતિ ઉગ્ર વેગવાન્, તીક્ષ્ણ, ઘોર તથા દુઃસહ એવાં લક્ષ્મણનાં બાણ તારો–અપરાધીનો–નાશ કરશે.[19] માટે એમ ન કરતાં તું અમોને સાથે લઈ વિનીતભાવથી સુગ્રીવની આગળ ચાલ. તે, સમય આવ્યે જ્યેષ્ઠ પુત્રના અનુક્રમથી તને જ રાજ્યપદે સ્થાપન કરશે.[20] તારો કાકો સુગ્રીવ રાજા છે, એટલું જ નહિ પણ ધર્માનુયાયી, પ્રીતિનો ભૂખ્યો, દૃઢ વ્રતવાન્, પવિત્ર તથા સત્ય પ્રતિજ્ઞાવાળો છે, માટે તે તારો કદી નાશ કરશે નહિ.[21] વળી તે નિરંતર તારી માતા તારાનું પ્રિય થતું હોય તેમાં જ વિશેષ રાજી હોય છે–રે! તેનું જીવિત જ તારાનું પ્રિય કરવા સારુ છે અને તું વગર તેને બીજો કોઈ પુત્ર પણ નથી, માટે સઘળા ખેદનો ત્યાગ કરી તું અમારી સાથે કિષ્કિંધા પ્રત્યે ચાલ."[22]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ.**

* આઠ અંગવાળી બુદ્ધિ તે આઃ–શુશ્રુષા, શ્રવણ, ગ્રહણ, ધારણ ઉહાપોહ, વિજ્ઞાન ને તત્ત્વજ્ઞાન; ચાર જાતનું બળ તે સામ, દામ ભેદ ને દંડ; ચૌદ વિદ્યાઃ દેશકાળજ્ઞપણું દૃઢતા, સર્વ કલેશ સહન કરવાની શક્તિ, સર્વ વિજ્ઞાનની પ્રાપ્તિ, દક્ષતા, બળ વિચારનું ગુપ્તપણું, પ્રતિજ્ઞાનું પાલન, શૌર્ય, ભક્તિ, કૃતજ્ઞતા, શરણાગતનું રક્ષણ, અમર્ષપણું ને અચપળપણું.

## સર્ગ ૫૫ મો.

### અંગદનું પ્રાયોપવેશન.*

હનુમાનનાં એવાં નમ્ર, ધર્મિષ્ઠ તથા સ્વામિસત્કારયુક્ત† વાક્યો સાંભળી અંગદ બોલ્યો:[1] "હે હનૂમાન્! તારા કહેવા પ્રમાણે સ્થિરતા, આત્માનું તથા મનનું પવિત્રપણું, અક્રૂરતા, આર્જવ, પરાક્રમ તથા ધૈર્યતા વગેરે ગુણો સુગ્રીવમાં નથી.[2] અરે! જે નિંદિત પુરુષ, પોતાના જ્યેષ્ઠ બંધુની પ્રિય સ્ત્રી તારા, કે જે પોતાની ધર્મ માતા જ થાય, તેને મારા જીવતાં સ્વીકારે છે, તે પુરુષને ધર્મજ્ઞ કેમ જ કહેવાય?‡[3] રે ગુફાની અંદર રાક્ષસને મારવા જતા મારા પિતાએ ગુફાદ્વારનું રક્ષણ કરવાની આજ્ઞા આપવા છતાં, જે દુષ્ટાત્માએ ગુફાદ્વાર શિલાથી ઢાંકી દીધું, તથા અગ્નિની સાક્ષીથી મિત્ર કરેલા અને પોતાપર મોટો ઉપકાર કરનારા મહાયશસ્વી રાઘવેશ્વરને પણ જેણે વિસાર્યા, તે સુગ્રીવ કોના ઉપકારને સંભારે એમ છે?[4-5] હે હનુમાન્! તેણે અધર્મના ભયથી નહિ, પણ લક્ષ્મણના જ ભયથી સીતાની શોધ કરવાને આપણને આજ્ઞા આપી છે, તો પછી એમાં ધર્મ ક્યાં રહ્યો?[6] એ કેવળ પાપી, કૃતઘ્ની, સ્મૃતિશાસ્ત્રના ધર્મથી ભિન્ન તથા ચલિત અંતઃકરણવાળો છે તેનો કયો આર્યપુરુષ વિશ્વાસ કરે? તેના કુળમાં ઉત્પન્ન થયેલો પુરુષ તો ખરેખર તેનો વિશ્વાસ કદી ન જ કરે.[7] હે મારુતપુત્ર! સુગ્રીવ સદ્ગુણી છે કે દુર્ગુણી, તેનો મારે વિચાર કરવાની જરૂર નથી; કારણ હું, કે જે તેના શત્રુ વાલિનો પુત્ર છું તેને કદાચ રાજ્યપર સ્થાપિત કરશે, તોપણ અંતે જીવતો રહેવા નહિ જ દે.[8] આ ઋક્ષબિલમાં વસવાનો મેં કરેલો નિશ્ચય કોઇના મુખથી પણ તેના જાણવામાં આવશે જ ને તેથી તે, મને અપરાધી ગણી મારો ત્યાગ કરશે, તો પછી કિષ્કિન્ધામાં આવીને પણ દુર્બળ થયેલો હું કેવી રીતે જીવી શકીશ?[9] હે મારુતે! શઠ, ક્રૂર તથા નિર્લજ્જ સુગ્રીવ, રાજ્યના કારણથી મને પુત્ર જાણીને કદાચ નહિ મારે, તો એકાંત બંધનમાં તો નિશ્ચે નાંખશે.[10] માટે, એ બંધીખાનાના દુઃખ કરતાં મારે મરણ પર્યંત અહીં રહેવું એ વધારે રુડું છે, ને તેથી જ મેં તેમ કરવાનો નિશ્ચય કર્યો છેઃ તમો સૌ કપિઓએ મને તેમ કરવાની આજ્ઞા આપીને બેલાશક ગૃહપ્રત્યે ચાલ્યા જવું.[11] તમારો મારાપર સ્નેહ છે તે હું જાણું છું; પણ હવે તો હું કિષ્કિંધાપ્રત્યે ન જતાં અહીં જ રહીશ. મને મારું મરણ શ્રેયરૂપ છે.[12] તમારે રાજા સુગ્રીવને તથા બળવંતોમાં શ્રેષ્ઠ રામ લક્ષ્મણને પણ અભિવંદનપૂર્વક મારી કુશળતા કહેવી.[13] વળી મારા પિતાના કનિષ્ઠ બંધુ, મારા પિતારૂપ તથા વાનરોના ઈશ્વર સુગ્રીવની સાથે મારી માતા રુમાને પણ તમારે મારું કુશળક્ષેમ કહેવું.[14] વળી હે વાનરો! મારી માતા તારાની તમે રુડી રીતે આશ્વાસના કરજો. અરે! સ્વાભાવિક રીતે જ હું તેણીને અત્યંત પ્રિય છું; ને તે સ્વધર્મવર્તિની મારાપર પૂર્ણ દયાળુ છે.[15] તે જ્યારે મારું મરણ સાંભળશે, ત્યારે તે અવશ્ય પોતાના જીવિતનો ત્યાગ કરશે."

એવી રીતે જાંબવાનાદિ વાનરોને કહી, પ્રણામ કરીને, દીનમુખ થયેલો અંગદ, રુદન કરતો, દર્ભ પાથરેલી ભૂમિપર બેઠો. ત્યારે તેના પક્ષના સર્વ શ્રેષ્ઠ વાનરો પણ બહુ આંખમાંથી ઉષ્ણ આંસુ પાડતા રુદન કરવા લાગ્યા; અને સુગ્રીવને નિંદતા, તેમ જ વાલિની પ્રશંસા કરતા, તેઓએ પણ અંગદની આસપાસ બેસવાનો નિશ્ચય કર્યો.[16-19] પછી દક્ષિણ દિશાભણી ડોચકાં રાખી, પૃથ્વીપર દર્ભ પાથરી, સમુદ્રના ઉત્તર તટનો આશ્રય કરીને જળનો સ્પર્શ કરી, તેઓ પૂર્વાભિમુખ થઈ બેઠા; કેમકે મરવાની ઇચ્છાવાળા તેઓ સર્વેએ દેહાંતપર્યંત એ સ્થળે બેસવું જ યોગ્ય ધાર્યું હતું.

એ પ્રમાણે પ્રાયોપવેશન કરી, ઉદાસીનપણે બેઠેલા તે સર્વ વાનરો, રામને વનવાસ, દશરથનું મરણ, જનસ્થાન વિષે રાક્ષસોનો વધ, જટાયુનો વધ, સીતાનું હરણ, વાલિનો વધ અને રામનો કોપ, ઇત્યાદિ વાતો કરતા હતા, એટલામાં તેઓ અકસ્માત્ એક મહા ભયથી કંપ્યા.[20-22] જેને લીધે પર્વતકૂટ સરખાં શરીરવાળા તે સર્વ કપિઓ, મોટે મોટે બૂમ મારવા લાગ્યા; ને તેથી જેમ મેઘના શબ્દોથી આકાશ ગર્જી ઉઠે, તેમ આખો તે વિંધ્યપર્વતનો, ઘણી કંદરાઓ તથા ઝરાવાળો પ્રદેશ, એકાએક ગર્જી ઉઠ્યો.[23]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

* પ્રાયોપવેશન-મરણ પર્યંત એક આસને બેસવાનો નિશ્ચય આરંભ.

† સ્વામી સુગ્રીવનું જેમાં ભલું તથા માન ઇચ્છેલું હતું એવાં.

‡ અંગદનું આ બોલવું કેવળ રોષને લીધે જ હતું, કેમકે વાનરયોનિને મૃત બંધુની સ્ત્રીનો સ્વીકાર કરવામાં દોષ નથી.

# સર્ગ ૫૬ મો.
## સંપાતિનો સમાગમ.

[ગિરિપર, પ્રાયોપવેશન કરી બેઠેલા તે વાનરોને, એવા મહદ્‍ભયનું કારણ તે બીજું કોઇ જ નહિ, પણ એક મહા વિકરાળ પ્રૌઢ પક્ષી હતો. અંગદની આસપાસ બેઠેલા વાનરો, જ્યારે રઘુવીરનાં ચરિત્ર સંબંધી વાર્તાઓ કરતા હતા, ત્યારે તેમનાથી દૂર અંતરે વિખરાઇને બેઠેલા બીજા વાનરો એકદમ કૂદતા અને ચિચિયારીઓ પાડતા પોતાના મંડળ તરફ આવવા લાગ્યા, જ્યાં અંગદાદિ તરફથી તેઓને એમ નાસવાનું કારણ પૂછવામાં આવ્યું, ત્યારે તેઓ કહેવા લાગ્યાઃ "અરે! આપણો સઘળાનો નાશ કરે એવો એક ભયંકર પક્ષી આવે છે." તેઓ એમ બોલે છે,] એટલામાં તો તેમની પછવાડે ઉભેલો, મોટા પર્વત સરખો ગૃધ્રરાજ તેમને દૃષ્ટિગોચર થયો. તે ચિરંજીવી પક્ષીરાજનું નામ સંપાતિ હતું. અને બળ તથા પૌરુષમાં પંકાતા જટાયુનો તે બાંધવ હતો.[૧-૨] મહાગિરિ વિંધ્યની ગુફામાંથી તે એકાએક નીકળ્યો એટલે તેની દૃષ્ટિએ આ વાનરસૈન્ય પડ્યું; એટલે હર્ષ પામતો તે મહા કર્કશ શબ્દો કરી કહેવા લાગ્યોઃ[૩] "અહો! માણસને આ લોકને વિષે ક્રિયાનું ફળ પ્રાચીન કર્મના અનુસારથી જ પ્રાપ્ત થાય છે; કારણ, મારા દૈવમાં જેવો માંસરૂપ ભક્ષ્ય નિર્માણ થયેલો હતો, તે મને ઘણે કાળે પણ પ્રાપ્ત થયો.[૪] માટે હારબંધ બેઠેલા આ વાનરોમાંથી જે જે મરણ પામતા જશે, તેમને હું ભક્ષ કરતો જઇશ."[૫]

ભક્ષના લોભી તે પક્ષીનાં એવાં વચન સાંભળી સર્વ કપિઓ ભયભીત થયા. એ જોઈ અતિ ખેદ પામીને યુવરાજ અંગદ, હનૂમાન્ પ્રત્યે કહેવા લાગ્યોઃ[૬] 'હે મારુતિ! તું જો કે, સીતાની શોધ કરવાના નિમિત્તે મરણપર્યંત સ્થિર આસન કરીને બેઠેલા આપણને આપત્તિ પમાડવા સારુ, સાક્ષાત્ યમરાજા જ આ પક્ષીરૂપે અહીં આવી ઉભો![૭] રે! આપણે રામનું કાર્ય તો કર્યું નહિ, ને રાજા સુગ્રીવની આજ્ઞા પણ પાળી નહિ; એટલામાં આ અણધારેલી આપત્તિ આપણાપર એકદમ આવી પડી![૮] રે! વિદેહપુત્રી સીતાનું પ્રિય કરવાની કામનાથી ગૃધ્રરાજ જટાયુએ જે મહત્કર્મ કર્યું, તે તો તમારા સૌના સાંભળવામાં છે જ.[૯] તે જ પ્રમાણે તિર્યક્ યોનિમાં જન્મેલા સર્વ ભૂતપ્રાણીઓ પણ, આપણી પેઠે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરીને, રામનું પ્રિય કરે છે![૧૦] અરે! સ્નેહ તથા કરુણતાથી જોડાયલા સર્વ પ્રાણીઓ અન્યોન્ય ઉપકાર કરે છે; તો રામના ઉપકાર માટે પ્રવૃત્ત થયેલા આપણે, તેમ કરવા માટે આપણા આત્માનો ત્યાગ કરીશું એમાં શી મોટી વાત છે?[૧૧] રે! ધર્મજ્ઞ જટાયુએ તો તેમ કરીને (આત્માર્પણ કરીને) રામનું ઘણું પ્રિય કર્યું; પરન્તુ આપણે તો તેમના અર્થે માટે યત્ન કરી અતિ શ્રાંત* થયા તોપણ, કશી સિદ્ધિ ન પ્રાપ્ત કરી શક્તાં, માત્ર જીવિતના અંતને જ પામ્યા.[૧૨] પણ અહો! એ ગૃધ્રરાજ જટાયુ તો યુદ્ધમાં રાવણને હાથે નાશ પામી સુખી જ થયો; કેમકે જુઓ, આપણે અહીં વનમાં આવ્યા, પણ મૈથિલી મળી નહિ, તેથી આપણને સુગ્રીવનો કેટલો મોટો ભય છે? પરન્તુ તેને-જટાયુને-તેમાંનું કંઇએ નથી; એ તો ઉલટો રામના અનુગ્રહથી પરમ ગતિને પામ્યો છે.[૧૩] રે! એ જટાયુ તથા રાજા દશરથ, એ બંનેનો વિનાશ, અને વૈદેહીનું હરણ, એ બે વાનાંથી જ આપણે વાનરો જીવિતના સંશયમાં આવી પડ્યા છીએ[૧૪] અને એ સઘળું એટલે કે સીતા સહિત રામલક્ષ્મણને વનવાસ, રાઘવના કોપથી રાક્ષસોનો વિનાશ, તેમનાં બાણથી વાલિનો વધ અને આપણને આ પ્રાપ્ત થયેલું મરણ, એ સર્વ કૈકેયીનાં વરદાનોથી જ થયું છે."[૧૫-૧૬]

એવી રીતનાં અંગદનાં શોકમય કરુણાળ વચનો સાંભળી, તથા સંપાતિ પક્ષીના ભયથી પૃથ્વીપર પડી ગયેલા વાનરોને જોઇને અત્યંત ચકિત થયેલો તે મહામતિવાન્ અને મોટી ચાંચવાળો ગૃધ્રરાજ સંપાતિ, જાણે ખેદ પામ્યો હોય તેમ, મોટા શબ્દથી દીનતાથી કહેવા લાગ્યોઃ[૧૭-૧૮] "રે! મારા મનને કંપાવતાં, મારા પ્રાણથી પણ અધિક પ્રિય બન્ધુ જટાયુના વધરૂપ વાણી કોણ ઉચ્ચારે છે?[૧૯] એને મારે પૂછવું જોઇએ કે, જનસ્થાન વિષે તે રાક્ષસ અને જટાયુનું યુદ્ધ કેમ થયું? અહો! આ મારા બાંધવનું નામ મેં આ જ ઘણે કાળે સાંભળ્યું;[૨૦] માટે મારા બન્ધુના નામનું કીર્તન કરનારા તમોને હવે હું કોઈ કાળે ભક્ષણ કરવા ઇચ્છતો નથી. હવે તો તમે મારા મિત્ર થશો, માટે આ પર્વતના દુર્ગમ માર્ગથી તમો મને નીચે ઉતારો. અહો! મહા ગુણજ્ઞ તથા શ્લાઘ્ય† પરાક્રમી મારા કનિષ્ઠ બન્ધુના નામનું ઘણે કાળે થયેલું કીર્તન સાંભળી હું બહુ સંતુષ્ટ થયો છું, પણ હે વાનરોત્તમો![૨૧-૨૨] જનસ્થાન વિષે વસતા મારા બાંધવનો વધ કેમ

* થાકી ગયા. † પરાક્રમમાં વખાણવા યોગ્ય.

થયો ? મહારાજા દશરથ, કે જેમના વડીલ અને પ્રિય પુત્ર, ગુરુજનોપર પ્રીતિ કરનારા શ્રી રામ છે, તેની સાથે મારા બાંધવને સખ્ય કેવી રીતે થયું ? એ હું સાંભળવા ઇચ્છું છું. હે શત્રુઓને દમન કરનાર વાનરો ! મારી પાંખો સૂર્યના અતિશય તેજથી બળી ગયેલી હોવાને લીધે હું અહીંથી ખસવાને સમર્થ નથી; માટે તમારી સહાયતાવડે આ પર્વતપરથી નીચે ઉતરવા ઇચ્છું છું."૨૩-૨૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૭ મો.

## સંપાતિના પ્રશ્નનો પ્રત્યુત્તર.

શોકને લીધે ગદ્‌ગદિત થયેલા સ્વરથી, સંપાતિએ એ પ્રમાણે કહ્યું, તોપણ તે વાનરોને તેનાં કર્મ જોઈ વિશ્વાસ આવ્યો નહીં; કારણ કે તેના પહેલાંનાં બોલવાથી તેઓ ભયભીત થયા હતા.૧ તેઓએ તો એવો નિશ્ચય કર્યો કે, "આ ગૃધ્ર આપણને સર્વથા ભક્ષ કરશે, પણ તેથી આપણને શાને ડરવું જોઇએ ? આપણે મરણ પામવા તો બેઠેલા જ છિયે; આ ન ધારેલું મરણ આવી પહોંચ્યું, તેથી આપણે તો ગૃધ્રના ભક્ષ્યરૂપ થઈ કૃતકૃત્ય થઇશું. માટે ચાલો તેને નીચે ઉતારીએ."૨-૩ એવો વિચાર કર્યા પછી, યૂથપાલકોએ તુરત ગિરિશૃંગપર ચઢી, પક્ષીરાજ સંપાતિને નીચે ઉતાર્યો. પણ નીચે આવ્યા પછી તેનામાં કશો રૌદ્રભાવ* જોવામાં આવ્યો નહિ, ત્યારે વિશ્વાસુ અને નિશ્ચિંત થઈ, અંગદે તેના પ્રશ્નનું ઉત્તર આપવા માંડ્યું:૪ "હે ગૃધ્રરાજ! કિષ્કિંધા નગરીને વિષે ઋક્ષરાજ નામે પ્રતાપી વાનરેંદ્ર થઈ ગયો છે, તે મારો પિતામહ થાય છે. તેને ધર્મિષ્ઠ તથા અતિ બળવાન્ વાલિ અને સુગ્રીવ એવા બે પુત્ર થયા હતા. તેમાંનો જે લોકપ્રસિદ્ધ કર્મ કરનાર અને જ્યેષ્ઠ હોવાથી રાજ્ય પામેલો સમર્થ વાલિ, તે મારો પિતા થાય છે."૫-૬

"ઇક્ષ્વાકુ કુળને વિષે મહારથી એવા, સમગ્ર જગતના મહારાજ ને ધર્મપંથના આશ્રિત શ્રીમાન્ દાશરથી રામે, પિતાની આજ્ઞાને લીધે, ભ્રાતા લક્ષ્મણ તથા ભાર્યા વૈદેહી સહિત, દંડક વનમાં પ્રવેશ કર્યો.૭-૮ ત્યાં વસતાં જનસ્થાનમાંથી તેમની સ્ત્રીને રાક્ષસ રાવણે બળાત્કારથી હરણ કરી; અને તેને લઈ તે આકાશ માર્ગે થઇને જવા લાગ્યો. શ્રીમતી સીતાને એ પ્રમાણે રાક્ષસથી હરાતાં જોઈ, રામના પિતાના મિત્ર, ગૃધ્રરાજ જટાયુએ, તે રાક્ષસને વિરથ કરી, સીતાને પૃથ્વીપર આણ્યાં. પણ વૃદ્ધાવસ્થાને લીધે, આખરે થાકી ગયેલા પક્ષીરાજનો, તે દુષ્ટ રાવણે નાશ કર્યો.૯-૧૦ હે સંપાતિ! એવી રીતે મહાબળવાન્ રાવણે તે ગૃધ્રરાજનો નાશ કર્યો છે, તે પછી કેટલીકવારે રામ તેને આવીને મળ્યા, ને સ્વહસ્તે તેમણે તેનો સંસ્કાર કરવાથી તે મહાઉત્તમ ગતિને પામ્યો છે.૧૧ પછી એ રાઘવે, મારા કાકા મહાત્મા સુગ્રીવ સાથે મિત્રાઈ કરી, ને મારા પિતા વાલિનો વધ કર્યો.૧૨ મારા પિતાએ સુગ્રીવને રાજ્યભ્રષ્ટ કરી, તેના સચિવો સહિત કાઢી મૂક્યો હતો. મારા પિતાને હણીને, રામે સુગ્રીવને રાજ્યાભિષેક કર્યો.૧૩ સમગ્ર વાનરરાજ્યના અધિપતિ થયેલા સુગ્રીવે રામપત્ની સીતાની શોધ કરવા સારુ, અમો-વાનરોને આ દક્ષિણ દેશમાં પ્રસ્થાન કરાવ્યું.૧૪ હે પક્ષીરાજ! એ પ્રમાણે રામે તથા સુગ્રીવે આજ્ઞા કરી વૈદેહીની શોધ કરવા માટે પ્રેરેલા અમો, ઘણા દિવસથી તેને ચોમેર શોધીએ છીએ; પણ રાત્રિ વિષે સર્વથા અલભ્ય થનારી સૂર્યપ્રભાની પેઠે, અમોને વૈદેહી સર્વથા અલભ્ય જ થયેલી છે.૧૫ હે સંપાતિ! સ્થિર ચિત્તવાળા અમોને, દંડકારણ્યમાં શોધતાં શોધતાં સુગ્રીવે કહેલી મુદત પુરી થઈ ગઈ, તો પણ અમે અજ્ઞાનતાથી મયદાનવની માયાથી બનેલા આ ઋક્ષબિલમાં પ્રવેશ કર્યો, ત્યાં પણ ઘણીક શોધ કરવા છતાં સીતાની ભાળ અમને મળી નહિ.૧૬-૧૭ ત્યારે કપિરાજની આજ્ઞામાં રહેલા અમોએ, નિર્માણ કરેલો સમય વહી જવાથી ઉપજેલા ભયને લીધે, આ પ્રાયોપવેશનની ઉપાસના કરી છે;૧૮ કારણ, લક્ષ્મણસહિત કાકુત્સ્થ રામ તથા સુગ્રીવની આજ્ઞાનો ભંગ કરી અમો ત્યાં જઇએ તો તેઓના ક્રોધને લીધે, અમારામાંથી કોઈ પણ જીવવા ભાગ્યશાળી થાય તેમ નથી."૧૯

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સતાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૮ મો.

## સીતાની ભાળ.

જીવિતનો ત્યાગ કરવા બેઠેલા તે વાનરોનાં એવાં કરુણ વાક્ય સાંભળીને, એ મોટા શબ્દવાળા ગૃધ્રરાજની આંખોમાંથી ઉષ્ણ અશ્રુની ધારાઓ છૂટવા

* વાનરોને ભક્ષ કરવારૂપ ઉગ્રપણું; દુષ્ટપણું.

માંડી. તે અતિ ખેદયુક્ત વાણીથી બોલ્યો:[૧] "હે વાનરો! યુદ્ધને વિષે મહાબળવાન્ રાવણે જેનો નાશ કર્યો એમ તમે કહો છો, તે જટાયુ મારો નાનો ભાઈ થાય છે.[૨] રે! હું મારા ભાઇના મરણને સાંભળું છું અને કઠિન હૃદય કરીને તે વાર્તા સહન કરું છું. હું વૃદ્ધ થયો છું અને વળી પાંખો વિનાનો હોવાથી મારા ભાઇનું વૈર લેવાની આજે મારામાં શક્તિ રહી નથી.[૩] પૂર્વે જ્યારે ઇન્દ્રે વૃત્રાસુરનો વધ કર્યો ત્યારે ઇન્દ્ર અતિ બળવાન્ છે એમ માનીને તેને જિતવા સારુ હું અને જટાયુ બન્ને ભાઇઓ, મોટા વેગથી, આકાશ માર્ગે થઈ સ્વર્ગ પ્રત્યે ગયા ને ત્યાં યુદ્ધ કરી અમે ઇન્દ્રને જિત્યો હતો. ત્યાંથી પાછા વળીને અમે બેઉ ગર્વ કરી, પ્રકાશમાન્ કિરણોરૂપ માળાવાળા આદિત્ય તરફ જવા લાગ્યા. પણ જ્યારે નજીક ગયા ત્યારે, જટાયુ સૂર્યના તેજથી અતિ ખેદ પામવા લાગ્યો.[૪-૫] તેને સૂર્યના તાપથી વિહ્વલ થયેલો જોઈ, મેં સ્નેહને લીધે મારી પાંખોવતી તેને આચ્છાદિત કર્યો.[૬] એથી જટાયુ તો બચ્યો, પણ સૂર્યના તેજને લીધે મારી પાંખો બળી ગઈ અને નિરુપાય થઈ હું તુરત આકાશમાર્ગથી આ વિંધ્યપર્વત ઉપર પડ્યો. હે વાનરો! એ પ્રમાણે પક્ષહીન થવાથી, કોઈ સ્થળે જવાની મારામાં શક્તિ રહી નહિ. તે સમયથી તે આજદિન સૂધી હું અહિંયાં જ વસું છું, ને મારા બન્ધુ જટાયુ સંબંધી કશી હકીકત જાણતો નથી."[૭]

જટાયુના બન્ધુ સંપાતિનાં એવાં વચન સાંભળી, મહાબુદ્ધિમાન્ યુવરાજ અંગદે તેને કહ્યું:[૮] "હે ગૃધ્રરાજ! જો તું રામભક્ત જટાયુનો બન્ધુ હોય, ને મેં કહેલું રાઘવનું વૃત્તાંત તેં સાંભળ્યું હોય, તો રાક્ષસ રાવણનું નિવાસસ્થાન અમોને બતાવ; કેમકે તું પક્ષી હોવાથી તેને જાણતો હોઇશ.[૯] હે પક્ષીરાજ! તે અદીર્ઘદર્શી* રાક્ષસાધમને તું જાણતો હોય તો તે, ચાહે સમીપ અથવા દૂર હોય તોપણ, તું અમને શીઘ્ર જણાવ."[૧૦]

એ સાંભળી તેજસ્વી સંપાતિ સર્વ વાનરોને હર્ષ ઉપજાવતાં પોતાને યોગ્ય વચનો કહેવા લાગ્યો:[૧૧] "હે વાનરો! મારી પાંખો બળી ગઈ છે, તેથી પરાક્રમહીન થયો છું, તો હવે હું માત્ર વાણીએ કરીને જ રામને સારી રીતે સહાય કરીશ.[૧૨] હું વરુણના લોકને, વિષ્ણુના ત્રિવિક્રમ જગતને, એટલે ભૂ આદિક લોકોને, દેવતાઓ તથા અસુરોનાં થયેલાં યુદ્ધોને અને અમૃતમંથનાદિક કાર્યોને પણ જાણું છું. (અર્થાત્ તે કાર્યો મેં પ્રત્યક્ષ જોયેલાં છે.)[૧૩] હે વાનરો! જો કે રામનું આ કાર્ય પ્રથમ મારે કરવું જોઇએ; પણ શું કરું? વૃદ્ધાવસ્થાને લીધે મારું બળ હરાઈ ગયું છે ને મારા પ્રાણ પણ શિથિલ થઈ ગયા છે.[૧૪] વારુ હશે! પણ હે વાનરો! સર્વાભરણોથી ભૂષિત એવી એક અતિ રૂપસંપન્ન તરુણીને દુષ્ટાત્મા રાવણ હરણ કરી લઈ જતો હતો તે મેં જોઈ હતી.[૧૫] તે ભામિની, 'હા રામ! હા રામ! હા લક્ષ્મણ!' એવા મોટા પોકાર કરતી હતી. વળી તેણી પોતાનાં શરીરને કંપાવતાં, શરીરપરનાં આભૂષણોને ઉતારી ઉતારીને પૃથ્વીપર ફેંકી દેતી હતી.[૧૬] જે વેળા રાવણ તેને હરી લઈ જતો હતો, તે વેળા તેણીએ પહેરેલું પર્વતપર રહેલી સૂર્ય-પ્રભાના જેવું ઉત્તમ કૌશેય વસ્ત્ર, તે શ્યામવર્ણા રાક્ષસને વિષે, આકાશમાં ઝબકતી વીજળીની પેઠે શોભતું હતું. એ સ્ત્રી વારંવાર રામનું સ્મરણ કરતી હતી તેથી તે સીતા જ હતી એમ હું માનું છું. તો હવે તે રાક્ષસ-રાવણને વસવાનું સ્થાન હું તમોને જણાવું, તે તમે સાંભળો.[૧૭-૧૮] હે કપિવરો! વિશ્રવાનો પુત્ર અને વૈશ્રવણ–કુબેરનો ભ્રાતા–એ રાવણ લંકાનગરીમાં રહે છે.[૧૯] પૂર્ણ સો યોજનપર સમુદ્રમાં આવેલો એ દ્વીપ છે. તેને વિષે વિશ્વકર્માએ નિર્માણ કરેલી તે રમ્ય લંકા નગરી આવેલી છે.[૨૦] તે નગરીનાં મંદીરોનાં દ્વાર સુવર્ણનાં છે, તેના ઓટલા અને ભીંતો વગેરે પણ કાંચનનાં છે. એ ઉપરાંત છેક પ્રાસાદોના શિખરપર્યંતની સર્વ રચના સમાનાકૃતિની છે અને તેનો દેખાવ હેમમય જ છે.[૨૧] તેની આસપાસ સૂર્ય સરખા તેજસ્વી મોટા કિલ્લાઓ આવેલા છે. એ પુરીને વિષે રાવણના અંતઃપુરમાં રુંધાયલી તથા કૌશેય વસ્ત્ર ધારણ કરનારી જનક રાજાની પુત્રી દીન મૈથિલી, રાક્ષસીઓના રક્ષણ તળે વસે છે તેને તમે જોશો.[૨૨-૨૩] [માટે સંપૂર્ણ સો યોજનનો સમુદ્ર ઉલ્લંઘીને ત્યાં જશો, ત્યારે સમુદ્રથી વિંટાયલા તે દ્વીપને વિષે રહેલી મૈથિલીનાં તમને દર્શન થશે, અને રાવણને પણ ત્યાં તમે જોશો.] માટે શીઘ્રતાથી લંકા વિષે જઇને પરાક્રમ કરો.* હે વાનરો! હું જ્ઞાનદૃષ્ટિથી જોઉં છું કે, તમે સીતાને જોઇને પાછા વળશો. [મને એવું દિવ્યજ્ઞાન હોવાનું કારણ એ જ કે મારો જન્મ દિવ્ય યોનિમાં છે; ને તેથી સર્વ પક્ષીઓ કરતાં મારી ગતિ શ્રેષ્ઠ છે. આકાશમાર્ગમાં વિચરનારા પક્ષીઓ, પોતપોતાના માર્ગ પ્રમાણે

* લાંબો વિચાર ન કરનાર.

* આ બે શ્લોક ક્ષેપક છે એમ ટીકાકાર કતક કહે છે.

ગતિ કરે છે.] કુલિંગ પક્ષી તથા ધાન્યનો આહાર કરનારાં કપોતાદિ પક્ષીઓ પ્રથમ માર્ગ પ્રત્યે જઈ શકે છે;[૨૪] બીજા માર્ગમાં કાગડા તથા વૃક્ષ ફળાદિ ભક્ષક, શુક વગેરે પક્ષીઓ જાય છે; ત્રીજા માર્ગ પ્રત્યે ભાસ, કુરર તથા ક્રૌંચાદિ પક્ષીઓ જાય છે;[૨૫] ચોથા માર્ગમાં શ્યેન પક્ષી ગતિ કરે છે, પાંચમા માર્ગમાં ગૃધ્રપક્ષી જાય છે. બળ, વીર્ય તથા રૂપસંપન્ન એવા યૌવનશાળી હંસોનો માર્ગ છઠ્ઠો છે, ને સૌથી ઉંચી ગરુડની ગતિ–વળી તેઓ કરતાં જૂદી જ છે. એવી રીતે અમે સર્વ પક્ષીઓ, કે જેમની ઉત્પત્તિ વિનતાના પુત્ર અરુણથી છે, તેઓને દિવ્ય જ્ઞાન હોય છે. તેમાંએ વળી હું તો પાંચમા માર્ગપર્યંત જઈ શકનારો હોવાથી મને તમારા આચરણનું સંપૂર્ણ જ્ઞાન છે.[૨૬–૨૭] હે વાનરો! પરસ્ત્રી હરણ કરવા જેવું નિંદિત કર્મ કરનારા રુધિરપાની રાવણ સાથે, જટાયુને સંબંધે થયેલા મારા વૈરનો જે બદલો મારે વાળવો જોઇએ, તે તમોને આવી રીતે લંકા પ્રત્યે મોકલવાથી મેં વાળ્યો ગણાશે.[૨૮] જો કે હું અહીં બેઠો છું, તોપણ રાવણને તથા સીતાને જોઉં છું; કારણ મને સૌપર્ણ* વિદ્યાની સિદ્ધિ થયેલી હોવાથી મારામાં દિવ્ય જ્ઞાન અને દિવ્ય ચક્ષુનું બળ છે.[૨૯] માટે હે વાનરો! તેવાં બેવડાં બળથી, તેમજ ઘણા માંસવાળા પદાર્થોનો આહાર કરવાના બળથી અને જાતિ સ્વભાવથી પણ હું એક સ્થળે રહી સો યોજન કરતાં પણ વધારે દૂરનો વૃત્તાંત જોઈ–જાણી શકું છું.[૩૦] દૂર પડેલા ભક્ષ્ય પદાર્થોને જોવાનું બળ અમારામાં મૂકીને જ, અમારી વૃત્તિ નિર્માણ કરવામાં આવેલી છે.[૩૧] માટે હે વાનરો! હવે તમે ક્ષારસમુદ્રનું ઉલ્લંઘન કરવા માટેનો કંઈ પણ ઉપાય કરો. તેમ કરવાથી તમે નિશ્ચય ત્યાં જઈ વૈદેહીને મળીને પાછા આવશો."[૩૨]

[એ પ્રમાણે રુડી રીતે સીતાની નક્કી ભાળ બતાવી, તેમજ તે જાણવા સંબંધે પોતાની દિવ્ય શક્તિનું વર્ણન કરી, તે પક્ષીરાજ સંપાતિ વળી બોલ્યો:] "હે વાનરો! પ્રથમ તમે એક મારું કાર્ય કરો. દુષ્ટ રાવણના હાથે મરણ પામેલા મારા કનિષ્ઠ બંધુને મારે ઉદકદાન દેવું જોઇએ; માટે અહીંથી તમે મને આ વરુણના સ્થાનરૂપ સાગરના કિનારા ઉપર લઈ જાઓ."[૩૩]

એવાં સંપાતિનાં વચન સાંભળી, ભય શંકા રહિત થયેલા તથા હર્ષ પામેલા મહા બળવાન્ વાનરો, બળી ગયેલી પાંખોવાળા તે દ્વિજેશ્વરને, નદ નદીપતિ સમુદ્ર પ્રત્યે લઈ ગયા.[૩૪] ત્યાં તેણે સ્નાન તર્પણાદિ કર્યું; ત્યાંથી તેને તેના સ્થાનક પ્રત્યે પાછો લઈ આવી, હર્ષપૂર્વક સીતાના શોધરૂપ પ્રવૃત્તિ માટે તેને વીંટીને સૌ બેઠા.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં અઠાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૯ મો.

## સંપાતિના પુત્રે જોયેલું સીતાહરણ.

ગૃધ્રરાજ સંપાતિનાં અમૃત સરખાં મીઠાં વાક્ય સાંભળી, સર્વ કપીશ્વરો હર્ષિત થયા;[૧] [ને એ સંબંધે એની પાસેથી વળી કંઈ વધારે વિગત જાણવાની ઇચ્છાથી,] તેમજ એ જાણેલું વધારે દૃઢ કરવાની ઇચ્છાથી, વાનરો સહિત કપિવર જાંબવાન્ એકદમ ઉભો થઈ તે ગૃધ્રપતિને પૂછવા લાગ્યો:[૨] "સીતા ક્યાં છે? તારા શિવાય બીજાએ પણ મૈથિલીને હરાતી જોઈ છે શું? તેને કોણે હરણ કરી છે? એ સૌ જણાવીને હે પક્ષીરાજ! તું અમો વનચરોનું કલ્યાણ કર.[૩] રે! એ સીતાનું હરણ કરનાર એવો તે કેવો છે કે સાક્ષાત્ વજ્ર સરખો માર કરનારા દાશરથી અને લક્ષ્મણનાં બાણોના પરાક્રમને પણ ગણકારતો નથી!"[૪]

એવું જાંબવાનનું પ્રશ્ન સાંભળી, પ્રસન્ન થયેલા સંપાતિએ, મરણપર્યંત બેસવાનાં સ્થિર આસનોનો ત્યાગ કરીને, સીતાનો વૃત્તાંત સાંભળવા માટે સાવધાન થયેલા વાનરોને, આશ્વાસન કરી કહ્યું:[૫] "હે વાનરો! વિશાલાક્ષી વૈદેહીનું હરણ મેં પ્રત્યક્ષ જોયું હતું તે તો તમને કહ્યું.[૬] તે ઉપરાંત વળી બીજાના મુખથી મેં સાંભળ્યું છે, તે હું તમોને કહું છું, તે સાંભળો; વૃદ્ધ તથા ક્ષીણ પ્રાણ–પરાક્રમવાળો હું, આ ઘણા યોજનના વિસ્તારવાળા દુર્ગમ પર્વતને વિષે ઘણા કાળથી પડેલો છું અને તે દિવસથી મારું પોષણ મારો પુત્ર દ્વિજશ્રેષ્ઠ* સુપાર્શ્વ યથાકાળ આહાર લાવીને કરે છે.[૭–૮] હું ક્ષુધાને સહન કરી શકતો નથી; કારણ, જેમ ગંધર્વોને કામ તીક્ષ્ણ હોય છે, સર્પોને ક્રોધ તીક્ષ્ણ હોય છે, તથા મૃગોને ભય તીક્ષ્ણ હોય છે, તેમ અમો પક્ષીઓને ક્ષુધા તીક્ષ્ણ હોય છે.[૯] એક દિવસે એવું બન્યું કે, નિયમ પ્રમાણે સૂર્યોદય થયો ત્યારે મને ક્ષુધા લાગેલી જોઈ, મારો પુત્ર સુપાર્શ્વ, તુરત મારે

---

* સુપર્ણ લિંગક ચક્ષુષ્મતિ વિદ્યા.

* પક્ષીઓમાં શ્રેષ્ઠ.

માટે આહાર લેવા સારુ ગયો. પણ કોઈ સ્થળેથી આમિષ* ન મળવાથી તે ઠાલોમાલોજ મારી પાસે આવી હાથ જોડીને ઉભો રહ્યો.[૧૦] આમ માંસ આહારનો રોધ થવાથી મેં ક્રોધે ભરાઈ તેને અનેક દુષ્ટ વાક્યોથી ધિક્કારી કાઢ્યો. છતાં, મને પ્રીતિ પમાડતાં, ઉલટું મારું સાંત્વન કરીને તેણે ક્ષમા માગી આ પ્રમાણે કહ્યું:[૧૧]

'હે પિતાજી! તારે અર્થે માંસ લેવા માટે હું નિયમ પ્રમાણેજ અહીંથી ઉડી આકાશમાં ગયો હતો; પણ ત્યાંથી કશું ન મળવાને લીધે ઉડતો ઉડતો છેક મહેંદ્ર પર્વત આગળ જઈ ઉભો રહ્યો.[૧૨] ત્યાં પણ કાર્ય ન થવાથી હું સમુદ્ર આગળ ગયો. તેની અંદર વસનારા—ફરનારા પ્રાણીઓની ગતિ રુંધી નીચું મુખ કરી હું ઉભો હતો, એટલામાં સૂર્યોદય સરખી પ્રભાવાળી કોઈ સ્ત્રીને લઇને જતા અંજનગિરિ સરખા વર્ણવાળા એક પ્રૌઢ પુરુષને મેં જોયો.[૧૩-૧૪] તુરત હું તો હર્ષ પામ્યો ને વિચાર કરવા લાગ્યો કે ઠીકજ થયું: આ સ્ત્રીપુરુષને મારા પિતાના ભક્ષ સારુ લઈ જઇશ. એવી ધારણાથી પાંખો ફફડાવી હું તેની ભણી દોટ મારવાની તૈયારી કરવા લાગ્યો, તે જોતાંજ એ પુરુષે, પોતાને જવા દેવાની મારી પ્રાર્થનાપૂર્વક યાચના કરી, તેથી મેં તેનો ત્યાગ કર્યો. કેમકે હે પિતા! જગતમાંના નીચ પુરુષો પણ ક્ષમા માગનારને પ્રહાર કરતા નથી, તો પછી મારા જેવો તો કેમજ કરે?[૧૫-૧૬] પછી મેં જતો મૂક્યો ત્યારે તે પુરુષ એ સ્ત્રીને લઇને અતિ વેગથી સડસડાટ આકાશ માર્ગે ચાલ્યો ગયો,[૧૭] એટલામાં વળી મારી આગળ સમર્થ સિદ્ધો, ચારણો તથા મહર્ષિયો વગેરે અકસ્માત્ આવી ઉભા રહ્યા; ને મારો સત્કાર કરી કહેવા લાગ્યા: 'હે દ્વિજરાજ! તારું કલ્યાણ થાઓ, તેં સીતાને જીવતી મૂકી તથા તેના સહિત રાવણને પણ જીવતો મૂક્યો, એ બહુ સારું થયું.'†[૧૮] વળી હે તાત! એ મહર્ષિયોએ મને એમ જણાવ્યું કે, જે હરાઈ જાય છે તે રામપત્ની જાનકિ છે, ને તેને હરી જનારો એ શ્યામ પુરુષ, રાક્ષસોનો રાજા રાવણ છે. પછી હે પિતા! તે સિદ્ધાદિના જવા પછી મેં, એ આકાશ માર્ગે ચાલ્યા જતા રાવણ ભણી જોયું, તો અંકમાં રહેલી એ સ્ત્રી સીતાના કેશ છૂટા થઈ વિખરાઈ ગયા હતા, તેનાં આભરણો તથા કૌશેય વસ્ત્ર વગેરે શરીરપરથી ભ્રષ્ટ થઈ ગયેલાં (ખશી ગયેલાં) હતાં, શોકના વેગે તેણીના તેજનું આકર્ષણ કરી લીધું હતું, ને રામ તથા લક્ષ્મણના નામનો તે વારંવાર આક્રોશ કરતી હતી. હે જનક! એ બનાવ હું ઘણીકવાર સૂધી જોતો ઉભો, તેથી પણ મને બહુવાર લાગી.'[૧૯-૨૧]

"હે વાનરો! એ પ્રમાણે વાક્યવિદ્વાંવર* સુપાર્શ્વે મને સર્વ વૃત્ત નિવેદન કર્યું, તે સાંભળીને પણ પરાક્રમ કરવા માટે મારી બુદ્ધિ થઈ નહિ.[૨૨] પાંખ વિનાનો પક્ષી શું કર્મ કરી શકે? પણ હશે; હજુએ મારી બુદ્ધિ તથા વાણીવડે મારાથી જે કંઈ ઉપકાર કરી શકાય એમ છે, એ હું કહું તે સાંભળો:[૨૩] રામનું કાર્ય એ મારુંજ કાર્ય છે; માટે તેનો ઉદ્દેશ કરીને હું મારી વાણી તથા બુદ્ધિથી તમારું સર્વનું પ્રિય કરીશ. વળી તમે પણ શ્રેષ્ઠ પ્રીતિવાળા છો, બળવાન્ છો, મનસ્વી છો,[૨૪-૨૫] વાનરેશ્વર સુગ્રીવે પ્રેરેલા છો તથા દેવતાઓને પણ દુરાસદ છો; તેમ વિધાતાએ નિર્મેલાં રામ-લક્ષ્મણનાં કંકપત્રવાળાં બાણો પણ ત્રણ લોકની રક્ષા તથા નિગ્રહ કરવામાં સમર્થ છે. જો કે દશ મસ્તકવાળો રાવણ પ્રતાપી તથા બળવાન્ છે, તોપણ સમર્થ એવા તમોને કશું દુષ્કર નથી. તેથી હવે સમય ગુમાવવો મૂકી દઈ, કાર્ય કરવા માટે બુદ્ધિને નિશ્ચિત કરો; તમારા સરખા બુદ્ધિમાનો કાર્યવિષે આળસુ કદી પણ થતા નથી."[૨૬-૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૬૦ મો.

## સંપાતિનો પૂર્વ વૃત્તાંત-૧.

તે યૂથપાલક વાનરો, પોતાના બંધુને ઉદકદાન તથા સ્નાનાદિ કરી આવી બેઠેલા ગૃધ્રરાજ સંપાતિને એ પ્રમાણે વીંટીને બેઠા હતા, તે વેળા વળી તે ગૃધ્ર તેમને કહેવા લાગ્યો: "હે અંગદાદિ કપિવરો! હું મૈથિલીને જાણું છું એમ જે મેં કહ્યું, તે સર્વથા સત્યજ છે એવો તમે વિશ્વાસ રાખો; ને વળી તમોને વધુ વિશ્વાસ ઉત્પન્ન થાય તે સારુ સત્ય વચનો કહું, એ તમે સૌ એકાગ્રચિત્તે, શબ્દ બંધ રાખીને સાંભળો.[૧-૩] હે નિષ્પાપો! પૂર્વે સૂર્યના બળતા કિરણોથી બળી ગયેલો હું, આ વિંધ્ય પર્વતના શિખરપર પડ્યો એ તો મેં તમને

---

* માંસ.    † કારણ તેઓ જીવતાં રહે, તો જ તે અર્થે શ્રી રામચંદ્ર લંકામાં જઈ યુદ્ધ કરે, ને રાક્ષસકુળનો વિનાશ થાય.

* વાક્ય જાણનારાઓમાં શ્રેષ્ઠ.

જણાવ્યું જ છે.[૪] એટલે બધે ઉંચેથી પર્વતપર પડ્યો, તેથી મારા શરીરને કંઈ થોડી ઇજા થઈ નહિ. શિલા સાથે પછડાવાથી મારું શરીર તદ્દન ચૂર્ણ થઈ ગયું, ને હું કેવળ મૃતપ્રાય જ થઈ ગયો. આખરે છ રાત્રિ વીત્યા પછી, કંઇક મને ભાન આવ્યું; પરંતુ હું ક્યાં આવી પડ્યો છું, ને કઈ દિશામાં છું વગેરે કશું ન માલમ પડવાથી વિહ્વલની પેઠે ચોમેર જોવા લાગ્યો.[૫] ઘણીક વારે મનને સ્થિર કરી, જ્ઞાનદૃષ્ટિથી વિચાર કરીને સમુદ્ર, પર્વત, સર્વ નદીઓ, સરોવરો, વનો અને બીજા પણ કેટલાક પ્રદેશોને આ શિખરપરથી જોઈને ઓળખવા લાગ્યો ત્યારે મને શુદ્ધિ આવી. મને નિશ્ચય થયો કે, આ શિખર, દક્ષિણ સમુદ્રના તીરપર આવેલું, હર્ષ પામેલા પક્ષીગણોથી આકીર્ણ અને ઘણી કંદરાઓ તથા હજારો શિખરોવાળું વિંધ્યાચળ પર્વતનું જ છે."[૬–૭]

સંપાતિ બોલ્યો: "હે અંગદ! આ સ્થળે પૂર્વે એક અતિ પુણ્યરૂપ આશ્રમ હતો. તેની દેવતાઓ પૂજા કરતા હતા. એ આશ્રમમાં ઉગ્ર તપસ્વી તથા ધર્મજ્ઞ એવા નિશાકર નામે ઋષિ રહેતા હતા.[૮] તેઓ સ્વર્ગે ગયા ને આ સ્થળે મને રહેતાં આજ આઠ હજાર વર્ષ વીતી ગયાં છે.[૯] આકાશમાંથી પડવા પછી હું જ્યારે સાવધ થયો, ત્યારે આ વિંધ્યપર્વતના શિખરપરથી ધીમે ધીમે ઉતરીને, અતિ પરિશ્રમે, તીક્ષ્ણ દર્ભવાળી જમીનપર આવ્યો;[૧૦] કારણ, મારે નિશાકર ઋષિનાં દર્શન કરવાની ઈચ્છા હતી. એમનો આશ્રમ ત્યાં નજીક જ હતો. તેની સમીપ સુગંધી વાયુ વાતો હતો તથા તેની અંદરનું કોઈ પણ વૃક્ષ, ફળ પુષ્પાદિ રહિત દેખાતું નહોતું. મેં તથા જટાયુએ પૂર્વે એ મહર્ષિની રુડી સેવા કીધી હતી, તેથી મને એવી ઇચ્છા હતી કે મારી આ અવસ્થા હું તેમને નિવેદન કરીશ તો મને કંઇક વિશ્રામ મળશે. તેથી હું તેમના પવિત્ર આશ્રમ પ્રત્યે આવીને તે મહાત્માનાં દર્શનની વાટ જોતો એક વૃક્ષ તળે બેઠો.[૧૧–૧૩] એટલામાં દક્ષિણ દિશા ભણીથી સમુદ્ર સ્નાન કરીને તે પ્રજ્જ્વલિત કાંતિવાળા મહર્ષિ આવતા હતા, તેમને મેં દૂરથી જોયા.[૧૪] જેમ યાચક પ્રાણીઓ, દાતા પુરુષને ઘેરીને ચાલે છે, તેમ અનેક રીંછ, હરણ, વ્યાઘ્ર, સિંહ તથા ઘણી પ્રકારના સર્પો, એ ઋષિને વિંટાઈ વળીને તેની જાણે પ્રાર્થના કરતા હોય તેમ તેની સાથે ચાલ્યા આવતા હતા.[૧૫] પછી ઋષિ જ્યારે આશ્રમમાં પેઠા, ત્યારે જેમ રાજાએ અંતઃપુરમાં પ્રવેશ કર્યા પછી તેના પ્રધાનાદિ અધિકારી ત્યાંથી ચાલ્યા જાય છે, તેમ ઋષિની સાથેનાં તે પ્રાણીઓ પણ પોતપોતાને માર્ગે ચાલ્યાં ગયાં.[૧૬] હે અંગદ! આશ્રમમાં પ્રવેશ કરતી વેળાએ તેણે મને જોયો હતો તેથી એક મુહૂર્ત માત્રમાં બહાર આવી, અતિ સંતુષ્ટ થઇને તે મને આવવાનું કારણ પૂછતા કહેવા લાગ્યા:[૧૭] 'હે સૌમ્ય! તારાં રુંવાટાંનું વૈકલ્યપણું જોઇને મને તું ઓળખાતો નથી. તારી બે પાંખો બળી ગયેલી છે, તથા તારાં બળ, પરાક્રમ પણ તેવાં જ થયેલાં છે; પરંતુ પૂર્વે મેં, ઇચ્છિત રૂપ ધારણ કરનારા તથા વાયુ સરખા વેગવાળા બે ગૃધ્રરાજોને જોયા હતા, કે જેઓ પરસ્પર બાંધવો થતા હતા;[૧૮–૧૯] તે ઉપરથી હું તને ઓળખી શકું છું કે એ બે ગૃધ્રોમાંનો જ્યેષ્ઠ સંપાતિ તે જ તું છે તથા જટાયુ તારો અનુજ થાય છે. પૂર્વે મનુષ્યરૂપ ધારણ કરીને તમોએ મારાં ચરણ ગ્રહણ કર્યાં હતાં (મારી સેવા કરી હતી), માટે હું પૂછું છું કે, તને શો વ્યાધિ ઉત્પન્ન થયો છે? તારી પાંખો કેમ નાશ પામી છે? ને શરીરે વ્રણ પડી ગયાં છે એવા પ્રહારો તને કોણે કર્યા છે?"[૨૦–૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૧ મો.

## સંપાતિનો પૂર્વ વૃત્તાંત–૨

"હે અંગદ!" સંપાતિ વળી બોલવા લાગ્યો: "નિશાકર મુનિએ મને એ પ્રમાણે પૂછ્યું, ત્યારે હું મારું ઇંદ્ર સાથેનું યુદ્ધકર્મ તથા સૂર્ય સામે જવાનું ગર્વિષ્ઠ કાર્ય તેમને નિવેદન કરવા લાગ્યો.[૧] મેં કહ્યું: 'હે ભગવન્! યુદ્ધ સમયે ઇંદ્રે વજ્રના પ્રહારોથી મારા શરીરને વ્રણમય કરી નાંખ્યું છે; તે ઉપરાંત ગર્વ કરવાથી મારી પાંખો પણ નાશ પામી. એમાં ફળ માત્ર એટલું જ (અંગભંગ રૂપ જ) પ્રાપ્ત થયેલું હોવાથી તે વૃત્તાંતનું વર્ણન કરતાં મને લજ્જા ઉપજે છે. તોપણ તું પૂછે છે તો કંઇક કહેવું જોઇએ.[૨] હે ઋષિવર! મેં અને જટાયુએ મળી યુદ્ધમાં ઇંદ્રને જિત્યો તો ખરો; પરંતુ એથી ઉપજેલા ગર્વને લીધે અમે મોહિત થઈ ગયા, અને અમારામાં અતુલ પરાક્રમ છે એમ અમને લાગ્યું. આથી અમને અમારું પરાક્રમ જાણવાની ઇચ્છા થઈ. અમે બંને ભાઈ,– 'વેહેલો પડે તે નિર્બળ' એવી પરસ્પર સ્પર્ધા કરીને આકાશમાં ઉડ્યા.[૩] પ્રથમ અમોએ કૈલાસપર્વતના

શિખરપર ઋષિઓની આગળ પ્રતિજ્ઞાઓ લીધી કે, 'આ સૂર્ય જ્યાં સૂધીમાં અસ્તાચળપર જાય ત્યાં સૂધીમાં અમે તેને સ્પર્શ કરીશું,'[૪] પછી એકબીજાથી દૂર સ્થળે ઉભા રહી અમે તે મુનિઓના દેખતાં આકાશમાં ઉડ્યા ને સૂર્ય ભણી મહા વેગથી દોડવા લાગ્યા. ઘણેક ઉંચે ગયા પછી અમે નીચે દૃષ્ટિ કરી તો, પૃથ્વીપરનાં જૂદાં જૂદાં નગરો અમને રથના ચાક જેવડાં જ દેખાવા લાગ્યાં.[૫] એ સમયે આકાશની અંદર અમોને કોઈ કોઈ સ્થળેથી વાદિત્રના તથા ભૂષણોના શબ્દો સંભળાવા લાગ્યા ને કોઈ કોઈ સ્થળે રક્તવસ્ત્ર ધારણ કરેલી ઘણી અપ્સરાઓ ગાયન કરતી દેખાઈ.[૬] ઉત્તરોત્તર આકાશમાં ચઢીને જ્યારે અમે સૂર્યના માર્ગની સમીપમાં પહોંચ્યા, ત્યારે મોટાં વૃક્ષોથી છવાયલી પૃથ્વી, લીલાં કોમળ તૃણાંકુરોવાળા વન સરખી દેખાઈ.[૭] તેપરના મોટા મોટા પર્વતો તે જાણે સૂક્ષ્મ પાષાણો હોય તેવા જણાયા. વળી અનેક મહાનદીઓથી વિંટાયલી આ પૃથ્વી જાણે ઝીણા સૂત્રના તાંતણાઓથી વિંટાઈ હોય એવી દેખાવા લાગી;[૮] અને પૃથ્વી વિષેના મહાન્ ગિરિરાજો જેવા કે હિમાચળ, વિંધ્ય તથા સુમેરુ વગેરે જાણે મોટા જળાશયમાં હાથી ઉભા હોય એવા દેખાવા લાગ્યા.[૯] હે ઋષિવર ! અમે એટલે ઊંચે ગયા ત્યાં તો સૂર્યનો તાપ અમને ખરેખર બાળીજ નાંખવા લાગ્યો. અમારાં શરીરપર તીવ્ર પ્રસ્વેદ છૂટ્યો ને ખેદ, ભય તથા મોહે અમોને ઘેરી લીધા. અમોને તુરત દારુણ મૂર્ચ્છા આવવા લાગી;[૧૦] આંખે લીલાં પીળાં થઈ જવા માંડ્યાં, તેથી દક્ષિણ, પશ્ચિમ કે અગ્ન્યાદિ દિશા કઈ? તે પણ અમે તદ્દન ભૂલી જવા લાગ્યા, વળી અમારાં શરીર બળવા માંડ્યાં તેથી જાણે યુગાંત સમયે બળવાને નિર્માણ થયેલા આ સર્વ લોક આજે જ બળી જાય છે કે શું, એમ અમને લાગ્યું.[૧૧] હું ઘણો આગળ નીકળી ગયો હતો. તેથી સૂર્યના તેજવડે મારી નેત્રદૃષ્ટિ નાશ પામવા લાગી. મારું મન સૂર્યને સ્પર્શ કરવા વિષેથી નિરાશ થઈ ગયું, તોપણ મોટા યત્નથી મારાં નેત્ર તથા મનનું અનુસંધાન કર્યું. વળી મેં યત્નવડે સૂર્યને જોયો, તો અમને બંનેને (જંબૂદ્વીપની) પૃથ્વીના જેવડો તે મોટો દેખાયો.[૧૨-૧૩] આથી એકાએક મહાભય પામીને, મારો ભાઈ જટાયુ તો મને પૂછ્યા વિના જ પૃથ્વી ભણી પડવા લાગ્યો. એ જોઈ મેં પણ મારા શરીરને સૂર્યની સમીપથી નીચે ઉતરવા દીધું, અર્થાત્ હું પણ નીચે ઉતરવા લાગ્યો.[૧૪] આ વેળાએ જટાયુને મારી પાંખોવતી ઢાંકી દઈ મેં રક્ષા કરી, તેથી તે બળ્યો નહિ, પણ પ્રમાદથી વાયુ માર્ગે પડતો હું ઉપરની બાજુ રહ્યો તેથી મારી પાંખો બળી ગઈ.[૧૫] પછી હે મહર્ષિ! અમે બંને બંધુ પૃથિવીપર આવી પડ્યા, તેમાં હું ધારું છું કે, જટાયુ જનસ્થાનવિષે પડ્યો, ને પાંખ બળી જવાથી અચેતન થયેલો હું આ વિંધ્યાચળના છેક દક્ષિણ શિખરપર પછડાયો.[૧૬] હે મહારાજ! આ પ્રમાણે હું રાજ્ય, બંધુ, પાંખ તથા પરાક્રમ વગરનો થયેલો હોવાથી હવે મરવાને જ ઇચ્છું છું; માટે પર્વત શિખરપર જઇને પડતું મૂકીશ."[૧૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૨ મો.

## સંપાતિનો પૂર્વ વૃત્તાંત-૩.

"એવી રીતે મુનિવર નિશાકરને મારું વૃત્ત નિવેદન કરીને, દુઃખને લીધે હું અતિશય રુદન કરવા લાગ્યો ત્યારે એક મુહૂર્તભર વિચાર કરીને તે સમર્થ ઋષિ મને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ-[૧]

"તે બોલ્યાઃ 'અલ્યા, સંપાતિ! તું ચિંતા કરીશ નહિ; તને પક્ષ તથા પ્રપક્ષની* પુનઃ પ્રાપ્તિ થશે, તેમજ નેત્રોનું ઉત્તમ તેજ, પ્રાણની પુષ્ટિ તથા બળ અને પરાક્રમ વગેરેને પણ તું પુનઃ પામીશ.[૨] મેં પુરાણની અંદર સાંભળ્યું છે કે, ભવિષ્યમાં એક મહાન્ કાર્ય થશે તથા તપના બળથી જાણી પણ લીધું છે કે, ઇક્ષ્વાકુવંશને વૃદ્ધિ કરનાર દશરથ નામના કોઈ રાજાને મહાતેજસ્વી રામ નામે પુત્ર થશે.[૩-૪] તે સત્યપરાક્રમી રામ, પિતાએ અરણ્યમાં જવાની આજ્ઞા આપવાથી પોતાની ભાર્યા તથા બંધુ લક્ષ્મણ સહિત વનમાં જશે ત્યારે, જનસ્થાનમાં વસતાં રાક્ષસોનો રાજા અને દેવો તેમજ દાનવોથી અવધ્ય એવો રાક્ષસ રાવણ, તે રામની ભાર્યા સીતાનું હરણ કરશે.[૫-૬] પછી તે રાવણ દુઃખમગ્ન થયેલી, મહાયશસ્વિની તથા મહાભાગ્યવતી મૈથિલીને ભક્ષ્ય અને ભોજ્ય પદાર્થોથી લોભાવશે, પણ તે સતી ભોજન કરશે નહિ (ને લોભાશે પણ નહિ);[૭] ત્યારે તેને ક્ષુધાતુર જાણી અમરપતિ ઇંદ્ર, પોતાની તરફથી દેવતાઓને પણ દુર્લભ એવો અમૃતસમાન દિવ્ય 'પાયસ' તેને મોકલાવી આપશે.[૮] તે પાયસાન્ન ઇંદ્ર પાસેથી પ્રાપ્ત થયું છે એમ જાણીને, સીતા તે ગ્રહણ

---

* મોટી પાંખો તથા સૂક્ષ્મ પાંખો.

કરશે, ને તેમાંથી પ્રથમ થોડુંક અન્ન લઈ પોતાના મનમાં રામનું ચિંતન કરીને ભૂમિપર તેને નામે અર્પણ કરશે.[૯] એમ કરતી વેળા સીતા આ મંત્રનો ઉચ્ચાર કરશે કે,

> यदि जीवति मे भर्ता लक्ष्मणो वापि देवरः ।
> देवत्वं गच्छतोर्वापि तयोरन्नमिदं त्विति ॥

'જો મારા ભર્તા રામ તથા દિયર લક્ષ્મણ જીવતા હોય વા દેવપણું પામ્યા હોય, તોપણ તેમને આ અન્ન પ્રાપ્ત થઓ!' (એવા મંત્રથી અન્નપ્રદાન કરીને સીતા બાકીના અન્નનું ભોજન કરશે.)[૧૦] પછી હે પક્ષી! લંકાપ્રત્યે જવા સારુ મોકલેલા રામના વાનરદૂતો અહીં આવશે. તેને તું મળજે, ને રામની સ્ત્રી સીતા રાવણને ત્યાં છે એવી ખબર આપજે.[૧૧] આવે શરીરે તું કયાં જઇશ? આ સ્થળનો ત્યાગ ન કરતાં અત્રે જ રહી દેશકાળની વાટ જો. એ વાનરદૂતોને જોઇને તને પુનઃ પક્ષપ્રાપ્તિ થશે.[૧૨] હે સંપાતિ! હું તને હમણાં જ પાંખો આપી શકું તેમ છું, પણ આવી અવસ્થામાં રહેવાથી તું લોકોનાં ઘણાંક હિતકાર્યો કરી શકીશ.[૧૩] રામના કાર્યને ઉદ્દેશી તું અહીં રહીશ ને સમય પ્રાપ્ત થયે તે કાર્ય કરીશ, તો તેથી આખા જગતનું તેં હિત કર્યું ગણાશે. માટે હે દ્વિજ! હું કહું છું કે, તારે રામના દૂતોને સીતાની ખબર આપવારૂપે તે રાજપુત્રો (રામ લક્ષ્મણ)નું અને બ્રાહ્મણ, ગુરુ, મુનિ, ઇંદ્ર તથા એકંદર રીતે સર્વ લોકનું કાર્ય અવશ્ય કરવું.[૧૪] મને પણ તે બે બાંધવો-રામ લક્ષ્મણનાં દર્શન કરવાની બહુ જ ઈચ્છા થાય છે, પણ શરીર ઘણા કાળનું જીર્ણ થયેલું છે એટલે હવે હું તેનો ત્યાગ જ કરીશ.'

"હે અંગદ!" સંપાતિ બોલ્યો. "એવી રીતે સિદ્ધ અને તત્ત્વાર્થદર્શી એવા મહાસમર્થ મુનિ નિશાકરે, મને ભવિષ્યમાં થનારું શ્રીરામ સંબંધી વૃત્ત કહી સંભળાવ્યું હતું."[૧૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૩ મો.

### સંપાતિનો પૂર્વ વૃત્તાંત-૪.

સંપાતિએ કહ્યું: "હે અંગદ! એ પ્રમાણે તે વાગ્વિશારદ નિશાકર મુનિએ, એ ઉપરાંત બીજાં પણ ઘણાંક વાક્યોથી મારી પ્રશંસા કરીને વારંવાર તમોને મળવા માટે મને ભલામણ કરી. પછી મને આશીષ દઇને તેમણે પોતાના આશ્રમમાં પ્રવેશ કર્યો.[૧] હું ત્યાંથી ધીમે ધીમે ચાલીને આ વિંધ્યશિખરપર આવી વસ્યો, ને તમારી અહીં આવવાની વાટ જોવા લાગ્યો.[૨] હે અંગદ! મહામુનિ નિશાકરની સાથે થયેલા એ સંવાદને આજે આઠ હજાર ને એકસોથી પણ વધારે વર્ષો વહી ગયાં છે તોપણ હું તેમનાં વચનોને મનમાં રાખીને, દેશ તથા કાળની વાટ જોયા કરું છું.[૩] તે નિશાકર મુનિએ તો, પછી, કઈ દહાડાનું મહાપ્રસ્થાન પણ કર્યું (સ્વર્ગે પણ ગયા) અને હું એકલો જ રહ્યો તેથી અનેક તર્કવિતર્કોથી મારો સંતાપ વૃદ્ધિ પામી મને બાળવા લાગ્યો.[૪] અંતે કંટાળી મને મરવા માટે મતિ થવા લાગી. પણ વારંવાર તે મુનિનાં વચનોનું સ્મરણ કરીને અદ્યાપિપર્યંત તેવી મતિને નિવૃત્ત કરતો આવ્યો છું. હે અંગદ! મારા પ્રાણની રક્ષા કરવા માટે એ મુનિએ મને જે બુદ્ધિઓ આપી છે,[૫] તે, જેમ પ્રદીપ્ત અગ્નિશિખા અંધકારને ટાળે તેમ, મારાં દુઃખને ટાળે છે."

એ પ્રમાણે પોતાનો પૂર્વ વૃત્તાંત વાનરો આગળ જણાવીને વળી તે પક્ષીરાજ બોલ્યો: "રે! હું દુષ્ટાત્મા રાવણના વીર્યને જાણતો હતો, તેથી મેં મારા પુત્રને બહુ તરછોડ્યો:[૬] 'રે નિર્દય! તેં, હા રામ! હા લક્ષ્મણ! એવાં આક્રોશ ભરેલાં સીતાનાં વાક્ય સાંભળ્યાં, અને તેથી તને માલમ પડ્યું કે એ બે રાજપુત્રો તેણી વગરના થયા છે, છતાં પણ તેં મૈથિલીની રક્ષા કેમ કરી નહિ?[૭] રે! મારે દશરથ રાજા સાથે સ્નેહ હતો, તે છતાં પણ મારા પુત્રે સીતાની રક્ષા કરીને રામની પ્રીતિ સંપાદન કરી નહિ!'"[૮]

એવી રીતે, વાનરોની મધ્યમાં બેઠેલો સંપાતિ તેઓને કહેતો હતો, એટલામાં એક આશ્ચર્ય થયું. સર્વ વાનરો એકચિત્તે તેના ભણી જોઈ રહ્યા હતા એવામાં, જેમ કેટલાક દિવસથી વાવી મૂકેલું અનાજ, વરસાદનું જળ પડતાં જ બીજે દિવસે ઊગી નીકળે છે તેમ, તે સંપાતિના શરીરમાંથી સર્વ રોમ અને પીછાં નવાં ફૂટવા લાગ્યાં, ને જોતજોતામાં તે વૃદ્ધિ પામીને તેની બન્ને બાજુએ પૂર્વના સરખી જ નવીન પાંખો બની રહી![૯] આવી રીતે વૃક્ષને નવી કુંપળોમાંથી ફૂટતાં લાલ પાંદડાંની પેઠે-તેને આવેલી પાંખોને જોઈ, સર્વ કપિઓ બહુ સાનંદાશ્ચર્ય પામ્યા! તેમ પોતે સંપાતિ પણ અતિ હર્ષ પામી વાનરોને કહેવા લાગ્યો: "જુઓ, જુઓ! આ સૂર્યકિરણોથી બળી ગયેલી મારી પાંખો, અમિત તેજસ્વી રાજર્ષિ નિશાકરની કૃપાથી મને પુનઃ પ્રાપ્ત થઈ; જેથી પૂર્વે યુવાવસ્થામાં મારામાં જે પરાક્રમ,

બલ તથા પૌરુષ હતું તેને પણ હું હવે પામી ચૂક્યો.[૧૦-૧૧] હે વાનરો! હવે તમે ઉઠો, ને શીઘ્રતાથી યત્ન કરો, તમને અવશ્ય જાનકીની પ્રાપ્તિ થશે. મને પાંખોનો લાભ થયો, એ બનાવ સીતાની પ્રાપ્તિ માટે તમોને વિશ્વાસ ઉત્પન્ન કરનારો છે."[૧૨] એવી રીતે સર્વ વાનરોને કહીને, પક્ષીમાત્રમાં ઉત્તમ એવો તે ગૃધ્રરાજ સંપાતિ, પૂર્વ પ્રમાણે આકાશમાં ઉડવાની પોતાનામાં શક્તિ આવી છે કે નહિ, તે જાણવા સારુ, સર્વ વાનરોની આજ્ઞા લઈ, વિંધ્યશિખરપરથી ઉડ્યો![૧૩]

આવી રીતે કહી સંપાતિ ચાલ્યો ગયો, ત્યારે તેનાં વચન સાંભળી હર્ષ પામેલા સર્વ કપિસિંહો, સીતાપ્રાપ્તિને માટે પરાક્રમ કરવાને તત્પર થયા;[૧૪] અને પવન સરખા તેમજ જનકસુતાની શોધ માટે ઉત્સુક એવા હરિવરોને એ પ્રમાણે પૌરુષની પ્રાપ્તિ થઈ, એટલે તેઓએ તુરત અભિજિત્ નક્ષત્રની સન્મુખ રહેલી દક્ષિણ દિશાપ્રત્યે ગમન કરવાની તૈયારી કરી.[૧૫]

**ઈતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૪ મો.

## સાગરોલ્લંઘનાર્થે કોલાહલ.

સંપાતિ પાસેથી, સીતાની ભાળ પામી, આનંદ પામેલા તે સિંહ સરખા પરાક્રમી કપિઓ પૃથ્વિપરથી કૂદીને મોટી હર્ષ ગર્જનાઓ કરવા લાગ્યા.[૧] પછી સીતાનાં દર્શનની ઇચ્છાવાળા તે સર્વે એકત્ર થયા; ને રાવણના નિવાસસ્થાનની ખબર પામેલા તેઓ, સમુદ્ર નજીક આવ્યા.[૨] ભયંકર પરાક્રમી તે વાનરોએ કિનારે આવી જોયું તો સમગ્ર લોકના પ્રતિબિંબરૂપે રહેલો સમુદ્ર, કોઈ સ્થળે નાની નાની લહરોથી ક્રીડા કરતો હતો, તો કોઈ સ્થળે પર્વત જેવડા મોજાંઓથી ઉછળી ગર્જના કરતો દેખાતો હતો. વળી તેમાં વારંવાર પાતાળમાં વસનારા દાનવેંદ્રો યથેચ્છપણે વિચરતા જોવામાં આવતા હતા. તેની ઉપર દૃષ્ટિ કરી જોતાં, આકાશનો પાર આવે તો તેનો પાર આવે એમ દેખાતું હતું. એ પ્રમાણે સૌ રીતે રોમાંચિત કરે, એવા ભયંકર ગડગડાટો કરતા સાગરને જોઈ, તે વાનરોએ તેના ઉત્તર તટપર બેસવાનું સ્થળ કર્યું; ને અગાધ સાગરથી હેબક ખાઈ જઈ, 'હવે આપણે કેમ કરવું?' એવા ઉદ્ગારો કાઢતા તેઓ ત્યાં બેઠા.[૩-૭] ત્યારે વાનરોત્તમ* અંગદે, કપિઓને એ પ્રમાણે સમુદ્ર જોવાથી ભયભીત થયેલા અને ખેદ પામતા જોઈ, તેઓની આશ્વાસના કરીને કહ્યું:[૮] "હે વાનરો! તમારે મનમાં ખિન્ન થવું નહિ; કારણ ખેદ મહાદોષવાન્ છે, ને જેમ ક્રોધ પામેલો સર્પ, તેને રમાડનાર બાળકનો પણ નાશ કરે છે, તેમ તે, ખેદ કરનાર પુરુષનો નાશ કરે છે.[૯] વળી જે પુરુષ પરાક્રમ કરવાને સમયે ખેદ કરવા લાગે છે, તે તુરત જ તેજહીન થઈ જાય છે; ને તેનાથી પછી કશો પુરુષાર્થ થઈ શકતો નથી."[૧૦]

પછી સર્વ કપિઓએ તે દિવસની રાત્રિ સમુદ્ર તટપર નિર્ગમન કરી. બીજે દિવસે વળી અંગદ સર્વ વૃદ્ધ વાનરોને એકઠા કરી તેઓ સાથે સમુદ્ર ઉલ્લંઘન સંબંધે વિચાર કરવા લાગ્યો.[૧૧] એ વેળાએ તેને વિંટીને બેઠેલી તે વાનરસેના, ઇંદ્રને વિંટી બેઠેલી દેવસેના સરખી શોભતી હતી.[૧૨] અહો! એવી બળવાન કપિસેનાને વાલિસુત અંગદ કિંવા મારુતસુત હનૂમંત વિના બીજું કોણ સ્તંભિત કરવાને સમર્થ થાય એમ હતું![૧૩] પછી તે સેનાનો તેમજ તેમાંના મુખ્ય મુખ્ય વૃદ્ધ કપિઓનો રુડી રીતે સત્કાર કરીને, શ્રીમાન્ અંગદ અર્થવાળાં વચનો કહેવા લાગ્યો:[૧૪] "હે કપિવરો! તમો સર્વે મહાબળવાન્ છો, તેમાંથી હમણાં કયો મહાતેજસ્વી વાનર આ સમુદ્રને ઉલ્લંઘીને અરિંદમ સુગ્રીવને સત્ય પ્રતિજ્ઞાવાળો કરશે?[૧૫] કયો મહાશૂરવીર સો યોજનનો સમુદ્ર કૂદીને આ યૂથપાલકોને મોટા ભયથી મૂકાવશે?[૧૬] હે પ્લવંગમો! કયા કપિવરની કૃપાથી આપણે અહીંથી કાર્ય સિદ્ધ કરીને ઘેર જઇશું? ને સુખી થઈ આપણાં સ્ત્રીપુત્રાદિને જોઇશું?[૧૭] વળી કયા વાનરસિંહના પ્રસાદવડે આપણાથી હર્ષસહિત, મહાબળવાન્ રામ લક્ષ્મણ તથા કપિરાજ સુગ્રીવની પાસે જઈ શકાશે?[૧૮] હે વાનરો! તમારામાંથી જે કોઈ વાનર આ સમુદ્રને ઉલ્લંઘવા સમર્થ હોય તે ઉતાવળથી અમોને અભય કરવારૂપ પવિત્ર દક્ષિણા આપો."[૧૯]

અંગદનાં એ વાક્ય સાંભળીને કોઈ પણ વાનર કશુંય બોલ્યો નહિ. આખી વાનરસેના સ્તબ્ધ થઈ ગઈ હોય તેમ કેવળ મૌન બેસી રહી.[૨૦] ત્યારે વળી તે કપિવરે કેટલીક પ્રશંસા કરીને તેમને કહેવા માંડ્યું: "હે વાનરો! તમે સૌ, બળવાનોમાં શ્રેષ્ઠ, દૃઢ પરાક્રમી, નિષ્કલંક વંશમાં ઉત્પન્ન થયેલા તથા સુગ્રીવથી વારંવાર માન પામેલા છો; માટે સમુદ્ર ઉલ્લંઘી લંકા

---

* વાનરોમાં ઉત્તમ.

પ્રત્યે જવામાં તમોને ક્યારેય કોઈનો પણ પ્રતિબંધ થાય તેમ નથી. પરંતુ પોતપોતાના સામર્થ્ય પ્રમાણે જ પુરુષથી કાર્ય થઈ શકે છે; માટે ઉડવામાં જેની જેવી શક્તિ હોય તે તમો પ્રથમ મને જણાવો."૨૧–૨૨

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિંધાકાણ્ડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૫ મો.

## કપિઓની શક્તિ.

અંગદનું એ ભાષણ સાંભળીને, વાનરોમાં મુખ્ય એવા ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, મૈંદ, દ્વિવિદ અને જાંબવાન્ એ વગેરે પોતપોતાની ગતિનું વર્ણન કરવા લાગ્યા.૧–૨ સૌથી પહેલો ગજ બોલ્યોઃ "ભાઈઓ! હું દશ યોજન ઉડી શકું એમ છું;" ત્યારે ગવાક્ષે જણાવ્યું કે, "હું વીશ યોજન ઉડી શકીશ."૩ તે પછી શરભ બોલ્યો કે, "મારી શક્તિ ત્રીશ યોજન ઉડવાની છે."૪ એટલે ઋષભે કહ્યુંઃ "હું ચાલીશ યોજન ઉડી શકું, એમાં કંઈ સંશય નથી."૫ પછી મહાતેજસ્વી ગંધમાદને નિઃશંકપણે પચાશ યોજન કૂદવાની પોતાની શક્તિ જણાવી.૬ મૈન્દ વાનરે સાઠ યોજનથી પણ કંઈક વધારે લાંબી ફલંગ મારવાનો ઉત્સાહ દેખાડ્યો; અને મહાતેજસ્વી દ્વિવિદે નિઃસંદેહ સિત્તેર યોજન પર્યંત કૂદકો મારવાનું કહ્યું.૭–૮ ત્યારે મહાબળી કપિવર સુષેણ બોલ્યો કે, "મારામાં એંશી યોજન કૂદવાનું પરાક્રમ છે, એમ હું જાણું છું.૯ એ સાંભળી પોતાની પૂર્વે બોલેલા એ સર્વ કપિઓનું સન્માન કરીને અતિ વૃદ્ધ જાંબવાન્ કહેવા લાગ્યોઃ૧૦ "હે વાનરો! અમારામાં પણ પ્રથમ તો ગતિ કરવાનું કંઇક પરાક્રમ હતું, પણ હમણાં તો તે અવસ્થા છેક ચાલી ગઈ છે (વૃદ્ધ થયા છીએ). એમ છે તો પણ હે કપિઓ! સીતાની શોધ આપણાથી જ થશે, એવો રાજા સુગ્રીવનો તથા રામનો નિશ્ચય છે; માટે આપણે તે કાર્યની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.૧૧–૧૨ હે વાનરો! હું હવે આટલો વૃદ્ધ થયો છું, તોપણ હમણાંની શક્તિ પ્રમાણે નિઃસંશય નેવું યોજન ઉડી શકું એમ છું.૧૩ હે પ્લવંગમો! પૂર્વે મારામાં નેવું જ યોજન ઉડવાનું પરાક્રમ હતું, એમ તમારે સમજવું નહિ.૧૪ વિરોચનપુત્ર બલિરાયના યજ્ઞને વિષે ત્રણ પગલાં પૃથ્વી ભરવા માટે ત્રિવિક્રમરૂપે ( વામનરૂપે ) ઉત્પન્ન થયેલા સનાતન વિષ્ણુ ભગવાનના તે વિરાટ્રૂપની મેં પ્રદક્ષિણા કરી હતી.૧૫ પણ હું હમણાં વૃદ્ધ થયેલો હોવાથી મારું પરાક્રમ મંદ થયું છે; નહિ તો યુવાવસ્થામાં મારે વિષે સૌ કરતાં ઉત્કૃષ્ટ અને અધિક બળ હતું.૧૬ હમણાં પણ નેવું યોજન તો હું કૂદી શકું એમ છું; પરંતુ એટલું કૂદવાથી કંઈ આપણાં કાર્યની સિદ્ધિ થાય એમ નથી."૧૭

એટલું કહી જાંબવાન્ અબોલ થયો, ત્યારે તે મહા કપિવરનું સન્માન કરીને બુદ્ધિમાન્ અંગદ તેને ઉદાર અર્થવાળાં વાક્ય કહેવા લાગ્યોઃ૧૮ "હે કપિવર! હું એ સો યોજનના મોટા સમુદ્રને ઉલ્લંઘીને પેલે પાર જઈ શકું એમ છું, પણ ત્યાંથી પાછા આવવાની મારામાં શક્તિ છે કે નહિ? તેનો મને નિશ્ચય નથી."૧૯ એ સાંભળી વાક્‌વિશારદ જાંબવાન્ તેને કહેવા લાગ્યોઃ "હે પ્લવંગોત્તમ અંગદ! તારામાં તો તેમ કરવાની શક્તિ અવશ્ય છે જ.૨૦ તું તો સો અથવા હજાર યોજન ઉડવા અને ત્યાંથી પાછો આવવા પણ સમર્થ છે; પરંતુ હાલ તારે પોતે સમુદ્રને ઉલ્લંઘવા માટે ઉડવું યોગ્ય નથી. ( કારણ કે ) હે તાત! આજ્ઞાપાલકોથી પોતાના સ્વામીને આજ્ઞા અપાય નહિ; માટે તારે તો અમને સર્વ વાનરોને મુખ્ય થઇને આજ્ઞા આપવી જ યોગ્ય છે—પરંતુ અમારું આજ્ઞાપાલકોનું કાર્ય શિરપર લઈ તે પોતાને કરવું યોગ્ય નથી.૨૧–૨૨ હે અંગદ! સ્વામીભાવમાં રહેલો તું અમારો પુત્ર છે; કારણ સર્વ લોકની એવી રીતિ છે કે, સૈન્યે પોતાના સ્વામીની પુત્રની પેઠે રક્ષા કરવી અને સ્વામી બાળક હોય તોપણ તેણે જ સૈન્યને આજ્ઞા આપવી.૨૩ માટે હે અરિંદમ! તું આ સીતાની શોધ કરવાના કાર્યનું મૂળ છે, તેથી તારી સદૈવ પુત્રની પેઠે જ અમારે રક્ષા કરવી જોઇએ.૨૪ કાર્ય જાણનાર પુરુષોએ એવી નીતિ કહેલી છે કે, જે વસ્તુ અર્થના મૂળરૂપ હોય તેની રક્ષા કરવી; કેમ કે જો મૂળ કાયમ હોય તો સર્વ ગુણમય ફળની પ્રાપ્તિ થાય છે.૨૫ માટે હે સત્યપરાક્રમી! હે સ્વધર્મવર્તી અંગદ! બુદ્ધિ તથા પરાક્રમસંપન્ન તું જ આ કાર્યના હેતુરૂપ છે. વળી તું યુવરાજ હોવાથી અમારો ગુરુ* છે, ને ગુરુ એવા વાલિનો પુત્ર છે; તેથી તારો આશ્રય કરીને અમે સર્વ આ કાર્ય સાધવામાં સમર્થ થઇશું."૨૬–૨૭

મહાબુદ્ધિમાન્ જાંબવાનનું એ ભાષણ સાંભળી, મહાકપિ વાલિસુતે પ્રત્યુત્તર આપ્યો કે,૨૮ "હે જાંબવાન્! જો હું નહિ જાઉં, તેમ બીજો પણ કોઈ પરાક્રમી

---

* વડીલ.

વાનર નહિ જાય, તો આપણે ફરીથી પાછું પ્રાયોપવેશન જ કરવું પડશે.[૨૯] કેમ કે બુદ્ધિમાન્ વાનરાધિપતિ સુગ્રીવની આજ્ઞા પ્રમાણે નહિ થાય તો આપણા પ્રાણનું રક્ષણ થાય તેમ નથી; તેમ લંકા પ્રત્યે જઇને ત્યાંથી પાછા ન આવી શકાય તોપણ પ્રાણ રહે તેમ નથી.[૩૦] હે જાંબવાન્! કૃપા કરવામાં તથા કોપ કરવામાં સમર્થ એવા વાનરેશ્વર સુગ્રીવનું કાર્ય કર્યા વિના જો આપણે કિષ્કિન્ધા પાછા ફરીશું, તો અવશ્ય આપણો વિનાશ થશે.[૩૧] માટે હમણાં તો આપણને આ સો યોજનનો સમુદ્ર ઉલ્લંઘવાનું કાર્ય પ્રાપ્ત થયું છે, તે જેમ બને તેમ અન્યથા ન થાય તેવો તમે વિચાર કરો; કારણ, તમે સર્વ અર્થના દ્રષ્ટા છો."[૩૨]

એવો પ્રત્યુત્તર સાંભળી મહાશૂરવીર કપિ જાંબવાને વળી અંગદને ઉત્તમ વચન કહ્યું: "હે વીર! તું ધીરજ રાખ; સમુદ્રોલ્લંઘન કરવાનું તારું કાર્ય નાશ નહિ પામે. જે પુરુષ કાર્યસિદ્ધિ કરી શકશે, તેને હું હમણાં જ પ્રેરણા કરું છું."[૩૩–૩૪] એ પ્રમાણે અંગદને કહીને, વાનરવીર જાંબવાને, વાનરસૈન્યમાં ચોમેર નિહાળી જોયું, તો એક બાજુએ એકાંતનો આશ્રય કરી આનંદમાં બેઠેલો હનૂમાન્, કે જે સર્વ વાનરોમાં અતિ શૂરવીર, તેમજ ઉડનારાઓમાં સર્વોત્તમ હતો; તેનાપર તેની દૃષ્ટિ પડી.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ.**



## સર્ગ ૬૬ મો.

## સમુદ્રોલ્લંઘન માટે મારુતિને પ્રેરણા (મારુતિ જન્મકથા).

તે અસંખ્ય વાનરસેનાની અંદર પોતાના તેજથી દીપી રહેલા મારુતિને જોઇને, જાંબવાન્ કહેવા લાગ્યો: "હે વીર! હે સર્વ શાસ્ત્રવિદાંવર! હે હનૂમન્! તું આવે સમયે એકાંતે જઇને બેઠો છે, ને આ વાનરોના કાર્ય માટે કેમ કંઈ વિચાર આપતો નથી?[૧–૨] હે હનૂમન્! તેજ તથા બળની અંદર તું કપિરાજ સુગ્રીવ, તેમજ રામ અને લક્ષ્મણના સરખો જ છે.[૩] કશ્યપવંશોત્પન્ન અરિષ્ટનેમીનો પુત્ર મહાબળવાન્ વૈનતેય* જેમ સર્વ પક્ષીઓમાં ઉત્તમ છે, તેમ તું પણ સર્વોત્તમ છે, એમ સૌ જાણે છે.[૪] મેં એ મહાબળવાન્ ગરુડને ઘણીવાર સમુદ્રમાંથી મોટા સર્પોનો ઉદ્ધાર કરતો જોયો છે એવું તેનું બળ છે.[૫] તેની પાંખોનું બળ અને તારી ભુજાઓનું બળ સમાન છે. તેમ તારું પરાક્રમ તથા તેજ પણ કંઈ તેનાથી ઓછું નથી.[૬] તો હે વાનરશ્રેષ્ઠ! એવી રીતે તું ગરુડ સરખો બળવાન્ હોવાથી–બળ, બુદ્ધિ, તેજ તથા પરાક્રમે કરી સર્વ ભૂતપ્રાણીથી શ્રેષ્ઠ છે, છતાં તારાં શરીરને તું સમુદ્ર ઉલ્લંઘન કરવા માટે કેમ સજ્જ કરતો નથી?[૭] હે બાપ! તું આજે જ નહિ, પણ જન્મ્યો તે વેળાથી જ આવો બળવાન્ છે; કારણ તારા પિતા વાયુનો તું પૂર્ણ અંશ છે. હે કપિ! તું મહાકપિ કેસરીનો પુત્ર છતાં હું તને વાયુનો પુત્ર કેમ કહું છું, તેની તને ખબર ન હોય તો સાંભળ:–

"હે તાત! સર્વ અપ્સરાઓમાં શ્રેષ્ઠ પુંજિકસ્થલા નામની અપ્સરાને કોઈ ઋષિનો શાપ થવાને લીધે તેણી વાનરીપણાંને પામી હતી. મહાત્મા કુંજર કપિને ત્યાં તે જન્મી હતી, ને કેસરી વાનર સાથે તેણીનું લગ્ન થયું હતું. અહીં તેણીનું નામ અંજના હતું, ને સ્વરૂપને માટે તે ત્રણે લોકમાં વિખ્યાત હતી. વાનરી અવસ્થામાં પણ તેણીને ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરી શકતાં આવડતું હતું, એથી કરીને કોઈ દિવસે તેણીને એવી ઇચ્છા થઈ આવી કે, આજે મનુષ્યરૂપ ધારણ કરું. તુરત તેણે અતિ સુંદર મનુષ્ય સ્ત્રીનો દેહ ધારણ કર્યો.[૮–૧૦] રૂપ તથા યુવાવસ્થાવડે તે પૂર્ણ લાવણ્યમયી થઈ અને વિચિત્ર માળા, આભરણ તથા ક્ષૌમવસ્ત્ર ધારણ કરીને વર્ષાઋતુના મેઘ સરખા વર્ણવાળા કોઈ શ્રેષ્ઠ પર્વતના શિખરપર વિચરવા લાગી.[૧૧] તેણીનું એવું સ્વરૂપ, ગૌર વર્ણ તથા તેપર પહેરેલું લાલ કોર–છેડાવાળું પીળું ક્ષૌમવસ્ત્ર, એ વગેરેની શોભા, મોટા મુનિવરોનું મન પણ ચલાયમાન કરે એમ હતું. એ વેળાએ બન્યું પણ તેમ જ. સર્વત્ર વ્યાપેલો વાયુ તે શિખરપર સડસડાટ વાતો હતો, તેણે અંજનાના શરીરપરનું અતિ સૂક્ષ્મ ક્ષૌમવસ્ત્ર ખસેડી નાંખ્યું; જેથી લજ્જિત થઈ તેણીએ વસ્ત્રને ઘણુંએ પકડી રાખવા માંડ્યું, પણ વાયુના જોરને લીધે રહ્યું નહિ. આમ બનવાથી તેણીના સર્વ ગુહ્ય અવયવો વાયુ પ્રત્યક્ષ જોઈ શકયો; ને તેના ગોળ તથા પરસ્પર મળેલા બે ઉરુ,* ગાઢ તથા મૂળ આગળથી એક બીજાને અડકેલાં બે સ્તન તથા ચંદ્ર સરખું સુંદર મુખારવિંદ વગેરે જોઈ, એ વિશાલશ્રોણી, સુમધ્યમા તથા સર્વાંગે સુંદર એવી યશસ્વિની અંગનાપર વાયુ

* ગરુડ.

* સાથળો.

તત્કાળ મન્મથવશ થયો–તેના અંગો અંગમાં કામ વ્યાપી ગયો.[૧૨–૧૪] આથી અત્યંત વ્યાકુલ થઈ, વાયુએ તુરત પોતાના અદૃશ્ય રૂપે જ બલાત્કારથી અનિંદિત અંજનાને લાંબી ભુજાઓ પસારી બાથ ભરાવી; ને છાતી સાથે ખૂબ જોરથી દાબી; તેથી તેનું આત્મતેજ તત્કાળ અંજનાના ગર્ભને વિષે પ્રવેશિત થયું! આવી રીતે પોતાને કોઈએ દૃઢ આલિંગન દીધું લાગે છે, પણ દૃષ્ટિએ કોઇ પુરુષ જોવામાં આવતો નથી, તેથી અતિ આશ્ચર્ય પામી ગભરાયલી વાણીએ તે સુવ્રતા* અંજના બોલી: ‘રે! મારાં એકપત્ની† વ્રતને કોણે લાંછન લગાડ્યું ?’[૧૫–૧૬] એ સાંભળી સમર્થ વાયુ તુરત પ્રત્યક્ષ થઈ બોલ્યો: “હે સુશ્રોણિ! તું ભય મા પામ; હું તારા એકપત્નીપણાનો નાશ નહિ કરું.[૧૭] હે મહા યશસ્વિનિ! તારે વિષે મારું મન અત્યાસક્ત થવાને લીધે મેં તને આલિંગન માત્ર જ કર્યું છે; પરંતુ તેથી તને મારા અંશરૂપ એક મહા સમર્થ પુત્ર પ્રાપ્ત થશે, ને તેનાં વીર્ય, બુદ્ધિ, સત્વ, તેજ, બળ, પરાક્રમ અને ઉલ્લંઘન, પ્લવન વગેરે સર્વ અદ્ભુત શક્તિઓ તે સૌ તદ્દન મારા સરખાં જ થશે.’[૧૮–૧૯]

જાંબવાન્ બોલ્યો: “હે વાનરોત્તમ હનૂમન્! વાયુનું એવું વરદાન સાંભળી તારી માતા અંજના અતિ સંતુષ્ટ થઇ, ત્યાંથી તે પર્વતની ગુફામાં ગઈ અને ત્યાં તારો જન્મ થયો.[૨૦] જન્મ થતાં જ તું, ઉદય પામતા સૂર્યને જોઈ–એ કોઇ તેજસ્વી ફળ છે એમ માનીને તેને પકડવાની ઇચ્છાથી આકાશમાં ઉડ્યો, ને શીઘ્ર ગતિ કરતાં ત્રણ હજાર યોજન ઉંચો ગયો, ત્યારે સૂર્યે પોતાના તેજવડે તને પાછો નાંખ્યો; તોપણ તું વાયુના બળવાળો હોવાથી કશો ખેદ પામ્યો નહિ.[૨૧–૨૨] હે મહાકપે! ત્યાંથી તો ઉલટી તેં વધારે જોરથી અંતરિક્ષમાં દોટ મૂકી, ને પુનઃ ફલવત્ જાણેલા સૂર્યનું ગ્રહણ કરવા માટે વધારે શીઘ્રતાથી જવા માંડ્યું. એ જોઇને તને અટકાવવા માટે, તેજસ્વી ઇંદ્રે કોપ કરી તારી ભણી વજ્ર ફેંક્યું, જેથી તારો વામ હનૂ છેદાવાથી તું પર્વત શિખરપર પડ્યો. અને તે જ કારણથી તારું નામ હનૂમાન‡ પડ્યું છે.[૨૩–૨૪] પણ એથી તો આખા બ્રહ્માંડપર મહત્સંકટ આવી પડ્યું. તને આવી રીતે હણાયલો જોઈ તારો પિતા–

* શ્રેષ્ઠ વ્રતવાળી. † એકની–એક પુરુષની જ પત્ની થઈ રહેવાનું શ્રેષ્ઠ વ્રત; અને પુરુષના સંબંધમાં એક જ પત્નીની સાથે સંસાર ચલાવવાનું શ્રેષ્ઠ વ્રત.

‡ હનૂ એટલે મુખ. હનૂમાન્ એટલે ઘાયલ મુખવાળો.

સુગંધ વહન કરનાર વાયુ–મહા ક્રોધે ભરાયો, ને પોતે સર્વત્ર વ્યાપેલો હોવાથી આખા બ્રહ્માંડમાંની પોતાની ગતિને તેણે સ્તંભિત કરી દીધી (વાયુ વાતો બંધ થઈ ગયો)![૨૫] ક્ષણ વારમાં આખું ત્રૈલોક્ય ક્ષોભ પામ્યું, સર્વ દેવતાઓ પણ સંભ્રાંત થઈ ગયા, ને ચરાચર પ્રાણી માત્ર વાયુ વિના મહા ત્રાસ પામવા લાગ્યાં. થોડીકવાર આ પ્રમાણે રહેશે તો વાયુરૂપ પ્રાણવાળું આખું ત્રૈલોક્ય, ક્ષણમાં નાશ પામશે, એવા ભયથી સર્વ ભુવનેશ્વરો* ઘણીક સ્તુતિ–પ્રાર્થનાથી વાયુને પ્રસન્ન કરવા લાગ્યા.[૨૬] પછી હે હનૂમન્! સર્વ જગતના જીવનરૂપ વાયુ જ્યારે પ્રસન્ન થયો, ત્યારે બ્રહ્મા તથા ઇંદ્રાદિ દેવતાઓ તારી આગળ આવ્યા; ને બ્રહ્માએ તને વરદાન આપ્યું કે, ‘સંગ્રામને વિષે શસ્ત્ર કિંવા અસ્ત્રથી તારો વધ નહિ થાય. અર્થાત્–તારું શરીર વજ્રથી પણ ન છેદાયું માટે વજ્ર સરખું જ થાઓ.’[૨૭] પછી ઇંદ્રે પણ પોતે વજ્ર પ્રહાર કરવા છતાં કશી વ્યથા ન પામેલા તને જોઇને, પ્રસન્ન થઈ વર આપ્યો કે, ‘તું સ્વચ્છંદમૃત્યુ થઇશ.’ અર્થાત્ તું જ્યારે ઇચ્છા કરીશ ત્યારે જ તારું મૃત્યુ થશે. એવી રીતે દેવતાઓના વરદાનોથી સૌ વાતે તને નિર્ભય થયેલો જોઈ, મહાત્મા વાયુ તથા તારી માતા અંજના બહુ આનંદ પામ્યાં.

“એ પ્રમાણે હે હનૂમન્! ભયંકર પરાક્રમી તું, કપિવર કેસરીનો ક્ષેત્રજ પુત્ર, અને વાયુનો ઔરસ પુત્ર છે. માટે તેજમાં તેમ જ પ્લવન† શક્તિમાં સાક્ષાત્ વાયુના સરખોજ છે.[૨૮–૩૦] હે વત્સ! અમે તો આજે ગતઃપ્રાણ સરખા છીએ; ને મહત્તા તથા પરાક્રમસંપન્ન એવો તું, અમારે વિષે જાણે બીજો સુગ્રીવ જ છે.[૩૧] હે તાત! જ્યારે વામનજીએ સ્વરૂપ વધાર્યું, ત્યારે પર્વત, વનો તથા ઉપવનો સહિત સમગ્ર પૃથ્વી કે જે પ્રભુના સ્વરૂપથી પૂર્ણ થઈ હતી, તેની મેં એકવીશ વાર પ્રદક્ષિણા કરી હતી; ને સમુદ્રમાં અમૃતમથન કરવા માટે જોઇતી, આખી પૃથ્વીમાંની અનેક ઔષધિઓ, દેવતાઓના કહેવાથી મેં એકઠી કરી હતી. એ વેળા મારામાં મોટું બળ હતું.[૩૨–૩૩] તે જ હું હમણાં વૃદ્ધ થવાથી હીનપરાક્રમી થયો છું; માટે આ કાળમાં અમારા સર્વને વિષે સકલગુણસંપન્ન તું જ છે.[૩૪] હે વીર! તું બળવાન્ અને સર્વ ઉડનારાઓમાં શ્રેષ્ઠ છે; માટે તત્પર થા, ને ઉડ. આ સર્વ વાનરસેના તારું વીર્ય‡ જોવાની ઇચ્છા રાખી રહી છે.[૩૫] માટે હે

* ઇંદ્રાદિ ત્રિભુવનાધિકારીઓ. † ઉડવા–કૂદવાની શક્તિ.

‡ બળ.

કપિસિંહ! તું ઉઠ, ને આ મહાસમુદ્રનું ઉલ્લંઘન કર; તારી ઉલ્લંઘન કરવાની શ્રેષ્ઠ ગતિ સર્વ ભૂતપ્રાણીનો ઉપકાર કરનારી થાઓ.[૩૬] હે હનૂમન્! પોતાનો અર્થ સાધ્ય નહિ કરી શકવાથી દીન થયેલા આ વાનરોની તું કેમ ઉપેક્ષા કરે છે? હે મહાવેગ! જેમ શ્રી મહાવિષ્ણુએ ત્રણ પગલાંથી પૃથ્વીને ઘેરી લઈ મહાપરાક્રમ કર્યું હતું, તેમ તું સમુદ્ર ઉલ્લંઘવાનું પરાક્રમ કર."[૩૭]

એ પ્રમાણે ઋક્ષપતિ જાંબવાને સ્તુતિપૂર્વક પ્રેરણા કરવાથી, પોતાના વેગની પ્રતીતિ પામેલા મહાકપિ મારુતાત્મજે, શૂરવીર વાનરસૈન્યને હર્ષ ઉપજાવતાં પોતાના સ્વરૂપને વધારવા માંડ્યું.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૭ મો.

## હનૂમાન્ વીર્ય પ્રકટન–મહેન્દ્ર પર્વતારોહણ.

સો યોજનનો સમુદ્ર ઉલ્લંઘન કરવા સારુ આશ્ચર્ય સરખી રીતે વૃદ્ધિ પામતા તથા એકાએક મહાવેગથી પૂર્ણ થયેલા વાનરોત્તમ હનૂમાનને જોઈને, શોકનો ત્યાગ કરી હર્ષ પામેલા સૌ વાનરો મોટા નાદો કરવા લાગ્યા, તથા તે મહાબળીની સ્તુતિ કરવા લાગ્યા.[૧–૨] વળી ત્રિવિક્રમ રૂપધારી નારાયણને, જેમ પ્રજા, હર્ષ સહિત જોયા કરતી હતી, તેમ વિસ્મિત થયેલા વાનરો તેને ચોમેરથી જોવા લાગ્યા.[૩] જેમ જેમ વાનરો સ્તુતિ કરતા ગયા, તેમ તેમ કપિવર હનૂમાનનું સ્વરૂપ અત્યંત વૃદ્ધિ પામવા લાગ્યું. તે પોતાનાં પુચ્છને પૃથ્વીપર પછાડવા લાગ્યો, તેથી હર્ષને લીધે તેનું બળ પણ અત્યંત વૃદ્ધિ પામતું ગયું.[૪] એ વેળાએ શ્રેષ્ઠ વૃદ્ધ વાનરોએ સ્તુતિ કરવાથી તેજપૂર્ણ થયેલા હનૂમાનનું રૂપ સર્વોત્તમ થયું.[૫] પછી વાયુપુત્ર, મોટી ગુફામાં ત્રાડ મારતા સિંહની પેઠે મોટા તાડુકા મારવા લાગ્યો.[૬] એ સમયે વૃદ્ધિ પામતા બુદ્ધિમાન્ હનૂમાનનું, અગ્નિમાં તપેલા લાલ અંબરીષ* સરખું મુખ, ધૂમાડા વગરના અગ્નિ સમાન દીપવા લાગ્યું.[૭] આવી રીતનાં મહાભયંકર, અતિ પ્રૌઢ સ્વરૂપે કરીને હર્ષિત થયેલો મહાકપિ હનૂમાન્, વાનરસૈન્યની વચ્ચેથી ઉભો થયો ને સર્વ વૃદ્ધ વાનરોને નમસ્કાર કરીને આ પ્રમાણે પોતાનું વીર્ય પ્રકટ કરવા લાગ્યો.[૮]

તે બોલ્યો: "હે કપિવરો! શીઘ્રગામી મહાત્મા વાયુ, કે જે અગ્નિનો સખા, પર્વતોનાં શિખરોને તોડનાર, અપ્રમેય બળવાન્ અને આકાશમાં ગતિ કરનાર છે; તેનો હું ઔરસ પુત્ર હોવાથી પ્લવન શક્તિમાં તેના સરખો જ છું.[૯–૧૦] હું વિશ્રાંતિ પણ લીધા વગર, અતિ વિસ્તીર્ણ તથા જાણે આકાશનો સ્પર્શ કરી ઉભેલા મેરુપર્વતની હજારો પ્રદક્ષિણા કરવા સમર્થ છું.[૧૧] હું, મારા બાહુવેગથી ઉછળેલા સમુદ્રના જળવડે, પર્વતો, નદીઓ તથા હૃદો સહિત સર્વ લોકને બોળી દેવા શક્તિમાન્ છું.[૧૨] હે વાનરો! જ્યારે હું અહીંથી કૂદીશ, ત્યારે આ સમુદ્ર મારા ઉરુ તથા જંઘાના વેગથી ક્ષુભિત થઈ જશે; ને તેથી તેમાંના મોટા ગ્રાહો ઉછળશે.[૧૩] સર્પનું ભક્ષણ કરનાર અને આકાશમાં ઉડનાર પક્ષીરાજ ગરુડ, એકવાર ઉડી જેટલી ગતિ કરે, તેથી હજાર ગણી ગતિ કરવા હું સમર્થ છું.[૧૪] વળી કિરણરૂપ માળાવાળો પ્રજ્વલિત સૂર્ય, ઉદયાચળથી પ્રયાણ કરે ત્યાર પછી તેના અસ્ત થવા અગાઉ, હું અહીંથી તેની સમીપ જઇ શકું અને ત્યાંથી માર્ગમાં બીજા કોઇ પણ સ્થળનો આશ્રય કર્યા વગર જ, અત્રે પાછો આવવા ઉત્સાહ રાખું છું. તેમ જ હું આકાશમાં દેખાતા ગ્રહ તથા તારાઓ વગેરેને પણ અતિક્રાંત કરવા ઉત્સાહવાન્ છું. હે વાનરો! અહીંથી ઉડેલો હું, સર્વ સમુદ્રને શોષવીશ, પૃથ્વીને વિદારણ કરીશ ને પર્વતોને ચૂર્ણ કરીશ. વળી ઉડતાં ઉડતાં હું ઉરુના મોટા વેગથી સમુદ્રને હરણ કરીશ.[૧૫–૧૮] હે વાનરો! આજે હું આકાશમાર્ગે ઉડીશ, તે વેળાએ ચોમેરથી મારા વેગવડે ઉડતાં લતા તથા વૃક્ષપુષ્પો મારી વાંસે આવશે;[૧૯] ને તેથી મારી પછવાડેનો માર્ગ તારાઓથી વ્યાપેલા આકાશ સરખો થશે.[૨૦] હે કપિવરો! ઘોર આકાશમાં ઉડી ગતિ કરતા મને, આજે, સર્વ ભૂતપ્રાણી સમુદ્રપાર ઉતરતો જોશે. વળી મહામેરુ સમાન શરીરવાળા તથા આકાશને ઘેરીને ગતિ કરતા એવા મને, તમે, જાણે હું આકાશનો ગ્રાસ જ કરતો હોઉંની તેવો ભયંકર થયેલો જોશો.[૨૧] સ્થિરતાથી ઉડતો એવો હું, ગગનમાંના મેઘોને છિન્નભિન્ન કરીશ, પર્વતોને કંપાવીશ, ને સાગરનું શોષણ કરીશ.[૨૨] હે વાનરો! સર્વ ભૂતપ્રાણીની ગતિ કરવા માટેની શક્તિનો વિચાર કરતાં સૌથી શ્રેષ્ઠ શક્તિમાન્ હું, ગરુડ અને વાયુ, એ

* મોટા ચૂલો–ચૂલ.

ત્રણુ જ છીએ. ઉડતી વખતે મારી વાંસે આવવાને સમર્થ હોય એવા પક્ષીરાજ ગરુડ તથા મહાબળવાન્ વાયુ વિના બીજા કોઇને પણ હું જોતો નથી.[૨૩] હે વાનરો! હું ઉડીશ તે વખતે નિમેષ માત્રમાં આલંબન વગરના આકાશ પ્રત્યે વાદળાંમાંથી ઉઠેલી વીજળીની પેઠે એકદમ ગતિ કરીશ.[૨૪] સમુદ્રોલ્લંઘન કરતી વેળા મારું રૂપ સાક્ષાત્ ત્રિવિક્રમ વિષ્ણુએ ત્રણુ પગલાંથી ત્રણે લોકને આક્રમણુ કરવા માટે ધારણુ કરેલાં વિરાટ્ સ્વરૂપ જેવું થશે.[૨૫] હે અંગદાદિ વાનરો! સીતાનાં દર્શન કરવા માટે મારી બુદ્ધિ જેવી નિશ્ચયાત્મક છે, તેવી જ ચેષ્ટા મારું મન પણુ કરે છે; તેથી અવશ્ય હું વૈદેહીની ખબર લાવીશ. તમો સૌ હર્ષિત થાઓ.[૨૬] હું વેગની અંદર પવનેશ્વર તથા ગરુડરાજના સરખો જ છું, માટે સો તો શું, પણુ દશ હજાર યોજન પર્યંત ગતિ કરી શકું, એમ તમારે નિશ્ચય માનવું.[૨૭] અરે! વધારે તો શું, પણુ વજ્રધર ઇંદ્રની પાસેનાં દેવતાઓનાં અમૃતને, વા સ્વયંભૂ બ્રહ્મદેવની પાસેનાં યોગીઓનાં અમૃતને પણુ એકદમ પરાક્રમ કરીને હું લઇ આવું એવો છું;[૨૮] અને સીતાની શોધ લાવવી તો શું, પરંતુ આખી લંકાપુરીને પણુ તેનાં સ્થાન હચમચાવી-હાથમાં ઉપાડી અહીં લઈ આવું, એટલી મારામાં શક્તિ છે."

સર્વ વાનરોને વિશ્વાસ આવે તે સારુ ઉપર પ્રમાણે પોતાનાં વીર્ય-પરાક્રમ પ્રકટ કરી, સમર્થ મારુતિ વિરામ પામ્યો, ત્યારે તેની અગણિત કાંતિને જોઈ, સર્વ કપિઓ અતિશય હર્ષિત અને વિસ્મિત થઈ તેની સામુ જ જોઈ રહ્યા. પછી સ્વજ્ઞાતિ-વાનરોના શોકને નાશ કરનારાં તેનાં વચનો સાંભળી હર્ષ પામેલા જાંબવાને તેને કહ્યું: "હે શૂરવીર! હે કેસરીના ક્ષેત્રજ પુત્ર! હે વેગવાન્ મારુતપુત્ર! હે તાત! તેં પોતાની જ્ઞાતિના મોટા શોકનો નાશ કર્યો; જેથી આ સર્વ વાનરો તારા કલ્યાણુની અભિવૃદ્ધિ થાય, એવી અભિલાષા કરે છે.[૨૯-૩૨] તેઓ અર્થની સિદ્ધિ માટે સ્થિરચિત્ત થઈ મંગળ કાર્ય કરશે. માટે હે વાનર! ઋષિઓ, વૃદ્ધ વાનરો તથા ગુરુજનોની કૃપાથી તું મહાસમુદ્રને ઉલ્લંઘન કર. તું પાછો આવીશ ત્યાં સુધી અમે સર્વ કપિઓ તારું હિત ઇચ્છી એક પગભેર ઉભા રહીશું;[૩૩-૩૪] કેમકે અમારું-સર્વ વનવાસી વાનરોનું જીવિત તારે આધીન છે."

જાંબવાનનાં એ વાક્ય સાંભળી, વળી હનુમાન્ સર્વ કપિઓ પ્રત્યે કહેવા લાગ્યો:[૩૫] "હે વાનરો! ઉડતી વેળાના મારા વેગને આ લોકને વિષે કોઇપણુ સહન કરી શકે તેમ નથી. પણુ મને લાગે છે કે, આ મહેંદ્ર ગિરિ કદાચ મારા સો યોજન ઉડવાના વેગને ધારણુ કરી શકશે; તેથી હું શિલાસમૂહથી શોભતા તથા ધાતુઓ અને અનેક પ્રકારનાં વૃક્ષોવાળા એ પર્વતનાં શિખરપર ચઢીને ઉડ્ડાણુ કરીશ."

એવી રીતે કહીને, તત્કાળ તે મહા વેગવાન્ અરિંદમ વાયુપુત્ર, સર્વ કપિઓના દેખતાં, તે મહેંદ્રગિરિ ઉપર ચઢયો,[૩૬-૩૯] જે ગિરિ અનેક પ્રકારનાં પુષ્પોથી ભરપૂર હતો, તેમાંની હરીયાળીપર મૃગો વિચરી રહ્યાં હતાં, લતા તથા પુષ્પોથી તે જાણે ઢંકાયલો જ હતો, પ્રતિદિન પુષ્પિત-ફલિત રહેનારાં વૃક્ષોથી તેની ભૂમિ પરિપૂર્ણ હતી,[૪૦] મદોન્મત્ત પક્ષીઓ તેમાં વિધવિધ પ્રકારના શબ્દો કરી રહ્યાં હતાં, સિંહ વ્યાઘ્રાદિ પ્રાણીઓથી તે ગાજી રહ્યો હતો, ને નિર્મળ જળના ઝરાઓ તેમાં સર્વત્ર ખળખળાટ વહી રહ્યા હતા.[૪૧] તેની ઉપર ચઢયો ત્યારે તો સગર્વ થયલા ઇંદ્રવિક્રમ* હનૂમાનનું બળ પણુ ઘણું જ વૃદ્ધિ પામવા લાગ્યું; ને પોતાનો ઉડ્ડાણુ કરતી વખતનો બોજ ખમી શકવાને કયું શિખર યોગ્ય છે, એ તપાસવાને તે કપિવર મહેંદ્રગિરિના એકથી બીજા, બીજાથી ત્રીજા, ને ત્રીજાથી ચોથા, એ પમાણે પ્રત્યેક મોટાં શિખરોપર કૂદવા લાગ્યો,તેને લીધે સિંહથી અભિહત થતો મહામત્ત હસ્તી જેમ ચીસો પાડે તેમ તે મહાત્માના એ બાહુએ પીડાયલો મોટો પર્વત-(તેમાં રહેતાં પ્રાણીઓના શબ્દે કરીને) ચીસો પાડવા લાગ્યો.[૪૨-૪૩] ભય પામેલાં હરણુ તથા માતંગવાળા, કંપાયમાન થતાં વૃક્ષવાળા અને ઉથલી પડતાં શિખરોવાળા તે પર્વતે પીડાથી જળને સ્રવવા માંડ્યું;[૪૪] તે પડતાં શિખરવાળો મહાસાનુ, પાન કરવામાં આસક્ત થયેલા વિવિધ ગંધર્વોએ, ઉડતાં પક્ષીઓએ અને વિદ્યાધરગણોએ તજાયલો દેખાવા લાગ્યો. વળી રાફડામાંથી અર્ધાં બહાર નીકળી ગયેલા, ફુંફાડા મારતા સર્પોએ કરીને તે ધરણીધર, પતાકાયુક્ત હોય તેવો જણાવા લાગ્યો.[૪૫-૪૭] વળી સંગ વિમુખ થયેલો વાટમાર્ગુ જેમ મોટા વનમાં મુઝાય તેમ ભયથી સંભ્રાંત થઇને ઋષિઓએ તજી દીધેલો તે પર્વત પણુ ઉદ્વિગ્ન દેખાવા લાગ્યો.[૪૮] વેગમાં જ દૃઢ કરેલા મનવાળો અને શત્રુના વીર પુરુષોને હણુનાર વેગવાન્ મહાનુભાવ હનૂમાન્, મનથી તો તેજ વેળાએ લંકામાં ગયો.[૪૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે કિષ્કિન્ધાકાણ્ડમાં સડસઠમો સર્ગ સંપૂર્ણ.**

* ઇંદ્ર સરખા પરાક્રમી.

આદિ કવિ શ્રીવાલ્મીકિવિરચિત

શ્રી

# રામાયણ



## सुन्दरकाण्ड

શ્રી

આદિ કવિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત

# રામાયણ

## सुंदरकाण्ड.



## સીતાશોધ

### સર્ગ ૧ લો

### બજરંગ પરાક્રમ

**श्लोकः—**ततो रावणनीतायाः सीतायाः शत्रुकर्षणः ।
इयेष पदमन्वेष्टुं चारणाचरिते पथि ॥ १ ॥

પછી શત્રુમર્દન હનૂમાન્, રાવણે હરણ કરીને લંકામાં આણેલી સીતાની શોધ માટે, ચારણોના પદસંચારવાળા આકાશ માર્ગમાં ગમન કરવા તત્પર થયો.[1] કોઇનાથી ન થઈ શકે એવું કર્મ કરવાને તત્પર થયેલો તથા ઉન્નત શિર અને ગ્રીવાવાળો હનૂમાન્, તે વખતે વૃષભરાજ જેવો શોભતો હતો.[2] પછી વૈડૂર્યમણિના વર્ણ જેવા લીલાછમ હોવાથી સમુદ્રના જળ જેવા દેખાતા તથા શ્યામ હરિયાળીવાળા પ્રદેશોમાં, વેગવાન્ કેસરીની પેઠે, મૃગ, પક્ષી આદિને ત્રાસ પમાડતો કપીન્દ્ર, યથાસુખ ગમન કરવા લાગ્યો; અને પોતાના વક્ષઃસ્થળવડે, માર્ગમાં આવતાં વૃક્ષોને ભાંગી નાંખવા લાગ્યો.[3-4] આગળ ચાલતાં-કાળા અને રાતા, મજીઠીયા અને ધોળા, ગુલાબી અને પદ્મવર્ણો ઇત્યાદિ રંગની; અને સ્વાભાવિક રીતે જ સ્વચ્છતાવાળી ધાતુઓથી શોભાયમાન; ઇચ્છિત રૂપ ધારણ કરનાર તથા નાગો સાથે ત્યાં આવેલા દેવતાઓના જેવા; યક્ષ, ગંધર્વ અને કિન્નરો જેનું સેવન કરે છે એવા તથા જેમાં અસંખ્ય હાથીઓનાં ટોળેટોળાં રહે છે એવા (મહેન્દ્ર) પર્વતની તળેટીમાં ઉભેલો કપિવર હનૂમાન્, સરોવરમાં ફરતા હાથી સમાન શોભતો હતો.[5-7]

તેણે સૂર્ય, મહેન્દ્ર, પવન અને સ્વયંભૂ આદિ ભૂતમાત્રને પ્રણામાંજલિ આપી, તથા પૂર્વાભિમુખ ઉભા રહીને પોતાના પિતા વાયુને પ્રણામ કર્યા. પછી તેણે દક્ષિણ દિશામાં

ગમન કરવાને માટે મતિ કરી પોતાનું શરીર વધાર્યું; અને જેમ પર્વણીને દિવસે સમુદ્ર વૃદ્ધિ પામે છે તેમ તે રામની વૃદ્ધિને અર્થે કપિઓની સમક્ષ ઉડવાનો નિશ્ચય કરી વૃદ્ધિ પામવા લાગ્યો.[૯–૧૦] મોટા શરીરવાળો હોવાથી, મોટો સમુદ્ર કૂદવાને માટે હનૂમાને હાથ અને પગનો ભાર દઈ (કૂદકો મારી) મહેન્દ્ર પર્વતને ખળભળાવ્યો. તેના કૂદવાના આંચકાથી ક્ષણભર પર્વત કંપી ઉઠયો, અને તેમાં જે વૃક્ષો પુષ્પિત થયેલાં હતાં તેપરથી સર્વ પુષ્પો ખરી પડ્યાં.[૧૧–૧૨] અનેક વૃક્ષોપરથી પડેલાં પુષ્પોના પુંજથી છવાઈ ગયેલો તે પર્વત, જાણે કેવળ પુષ્પોનો જ હોય તેવો દેખાવા લાગ્યો.[૧૩] હનૂમાનના ઉત્કૃષ્ટ બળથી પીડિત થયેલા તે પર્વતમાંથી, મદોન્મત્ત હાથીના ગંડસ્થળમાંથી મદ ઝરે છે તેની પેઠે જળ ઝરવા માંડ્યું.[૧૪] અને તે વીર્યવાને પીડિત કરેલા તે પર્વતમાંથી સુવર્ણના જેવી–પીત, શ્યામ અને રૂપાના જેવી ધોળી રજ ઉડવા લાગી.[૧૫] તેમ જ મનઃશીલ સહિત મોટી મોટી શિલાઓ તેમાંથી ઉડવા લાગી. તેથી મધ્યમા નામની જ્વાળાવાળો અગ્નિ, જેમ ધુમાડાના ગોટેગોટ પ્રસારતો હોય તેવો તે પર્વત દેખાતો હતો.[૧૬] હનૂમાનના બળથી ખળભળી રહેલા તે મહેન્દ્ર પર્વતની ગુફાઓમાં રહેતાં સર્વે પ્રાણીઓ પીડા પામી, ભયંકર શબ્દ કરવા લાગ્યાં.[૧૭]

આ પ્રમાણે પીડિત થયેલા તે પર્વતની ગુફાઓમાં રહેતાં પ્રાણીઓની ચીસોથી સઘળી દિશાઓ, વનો અને ઉપવનો ગાજી રહ્યાં.[૧૮] અને સ્વસ્તિક જેવી રેખાઓવાળી પોતાની વિશાળ ફણાઓમાંથી અગ્નિનું વમન કરતા નાગો, ક્રોધથી પથરાઓને અચકાં ભરવા લાગ્યા.[૧૯] આ પ્રમાણે અતિ વિષવાળા સર્પોના ડંશ થવાથી, પર્વતશિલાઓ અગ્નિથી પ્રદીપ્ત થઈ હોય તેવી દેખાતી હતી; અને તેમના હજારો કકડા થઈ જતા હતા.[૨૦] આ પર્વતમાં સર્પના વિષને હરણ કરે એવી અનેક ઔષધિઓ ઉગેલી હતી, તથાપિ સર્પોના અતિશય વિષને શમાવવાનું તેમનામાં (એ ટાંણે) સામર્થ્ય ન હોતું–અર્થાત્ ક્રોધથી સર્પોનું વિષ એટલું બધું વૃદ્ધિ પામ્યું હતું કે ઔષધિઓની તેપર કંઈ પણ અસર થઈ નહીં.[૨૧]

મહેન્દ્રગિરિ જ્યારે ખળભળી રહ્યો ત્યારે, બ્રહ્મરાક્ષસ આ પર્વતનું ખંડન કરે છે, એવું ધારીને તપસ્વી તથા વિદ્યાધરો પોતાનાં કુટંબ લઇને ત્યાંથી નાસાનાસ કરી રહ્યા.[૨૨] તેમ જ જેમના ગળામાં પુષ્પની માળાઓ પડેલી છે એવા, ચંદનાદિ દ્રવ્યો જેમના અંગપર લેપન કરેલા છે એવા, રાતાં કમળના સરખાં નેત્રવાળા અને મદમત્ત થયેલા કેટલાક વિદ્યાધરો, પાનભૂમિમાં પડેલાં સુવર્ણનાં આસનો, પાત્રો, નાનાં પ્રકારનાં ખાન પાન, માંસ આદિ ભક્ષ્ય પદાર્થો, રુષભના ચર્મની ઢાલો, સોનાની મુઠોવાળી તરવારો ઇત્યાદિમાંથી (કંઇ પણ) ન લેતાં, આકાશમાં ઉડવા લાગ્યા.[૨૩–૨૫] વળી હાર, કેયૂર, વલય ઇત્યાદિથી ભૂષિત થયેલી સ્મિતહાસ્ય કરનારી કિન્નરીઓ, વિસ્મય પામી પોતાના પ્રિયતમોની સાથે આકાશમાં જઇને ઉભી રહી.[૨૬] ત્યારે ગગનગામી તપસ્વીઓના શબ્દ તેમના કાનપર પડ્યા કે, "હે વિદ્યાધરો! મહાભૂતો મહેન્દ્ર પર્વતનો વિનાશ કરતાં નથી, પણ આ તો પર્વતના જેવા દેહવાળો વાયુપુત્ર હનૂમાન્, રામને અર્થે અને વાનરોની ખ્યાતિને માટે, સમુદ્ર ઓળંગી પેલે પાર જવાને માટે તત્પર થયો છે; (માટે ડરો ના.) કારણ કે આવું દુષ્કર કાર્ય કરવાનું તેણે માથે લીધેલું છે."[૨૭–૨૮]

તપસ્વીઓની આવી વાણી સાંભળી, વિદ્યાધરો ઉભા રહ્યા અને નજર કરી તો અપ્રમેય બળવાળા હનૂમાનને પર્વતપર ઉભેલો જોયો.[૨૯] તે સમયે અગ્નિ જેવો હનૂમાન્, પોતાનાં રોમ કંપાવતો અને મેઘની પેઠે મહાભયંકર ગર્જના કરતો હતો;[૩૦] અને ગરુડ જેમ સર્પને પછાડે તેમ, વાળના ગુચ્છાવાળું પોતાનું લાંબું પુછડું, કૂદકો મારવાને માટે, નીચે પછાડતો હતો.[૩૧] તે સમયે પર્વત ઉપર પછાડીને, માથે ચઢાવેલું તેનું પુછડું–ગરુડે પકડેલા મોટા સર્પના સરખું દેખાતું હતું.[૩૨] કૂદકો મારવાનો નિશ્ચય કર્યા પછી, તેણે. પરિઘના જેવા પોતાના બે બાહુને પર્વતના શિખરપર ગોઠવ્યા; અને કમરમાંથી વાંકા વળી પોતાના પાછલા પગને સંકોચી લીધા.[૩૩] વીર્યવાન્ વાયુપુત્રે આ પ્રમાણે પોતાના આગલા બે હાથને દૃઢ રાખી, ગરદન સંકોચી લીધી અને પોતાનામાં વીર્ય, તેજ અને બળનો જુસ્સો આણ્યો.[૩૪] પછી કપિકુંજર હનૂમાને, પોતાના પગને દૃઢ રાખી, કર્ણને સંકોચી, કૂદકો મારતી વેળાએ ઉંચાં નેત્ર કરી, પોતાનો દૂરનો માર્ગ તપાસી લીધો; અને પોતાના પ્રાણને દૃઢ કરી, આકાશ સામે દૃષ્ટિ કરી.[૩૫–૩૬] આ પ્રમાણે ઉડવાને તત્પર થયેલા કપીન્દ્રે, કપિસમૂહને કહ્યું કે, "હે વાનરો! વાયુના સરખા સુસવાટવાળા રાઘવના બાણની પેરે હું, રાવણે રક્ષિત કરેલી લંકાપુરીમાં જઈશ. અને ત્યાં જો જનકતનયા દૃષ્ટિગોચર થશે નહીં તો, આના આજ વેગથી સ્વર્ગમાં જઈશ અને જો ત્યાં પણ, શ્રમ કરત

સીતા દૃષ્ટિગોચર નહીં થાય તો, હું, તે પછી, રાક્ષસોના રાજા રાવણને બાંધીને અહીં લાવીશ. મારું બનશે ત્યાં સૂધી તો હું મારા કાર્યમાં વિજય જ મેળવીશ; અને સીતાને લઇને જ પાછો આવીશ;[૩૭–૪૦] પણ કદાચ સીતા નહીં મળે તો, રાવણસહિત આખી લંકાપુરીને ઉખેડીને અહીં લાવીશ."

આ પ્રમાણે કપિઓને કહીને, વાનરશ્રેષ્ઠ હનૂમાને, યત્કિંચિત્ પણ શંકા ન રાખતાં, ગરુડની પેઠે પોતામાં પણ અંતરિક્ષ ગમન કરવાનું સામર્થ્ય છે એમ માની, ત્યાંથી સડસડાટ ઉડવા માંડ્યું.[૪૧–૪૨] જે વખતે અતિ વેગથી હનૂમાને ઉડવા માંડ્યું તે વખતે મહેંદ્ર પર્વતમાં ઉગેલાં વૃક્ષો પણ પ્રબળ વાયુના વેગથી ઉખડી ઉડવા લાગ્યાં.[૪૩] અને હનૂમાન્ પણ, જેને વિષે ક્રૌયષ્ટિક નામનાં મત્ત પક્ષીઓ નિવાસ કરતાં હતાં એવાં, પુષ્પિત થયેલાં વૃક્ષોને, પોતાના ઉરુદંડના વેગથી, ઉરાડતો ઉરાડતો નિર્મળ આકાશમાં ગમન કરવા લાગ્યો.[૪૪] જેમ લાંબા પ્રવાસે જતાં પોતાના બંધુને બંધુજનો કેટલેક સૂધી વળાવા જાય છે તેમ, અથવા તો જેમ રાજાની પાછળ તેના સૈનિકો જાય છે તેમ, હનૂમાનને સપાટે ઉંચે ઉડેલાં સાલાદિ વૃક્ષો કેટલેક સૂધી તેની પાછળ પાછળ ઉડ્યાં.[૪૫–૪૬] આ પ્રમાણે અતિ સુંદર પુષ્પોથી ઝુકી રહેલાં અનેક વૃક્ષોથી આવૃત હનૂમાન્, સાક્ષાત્ પર્વત જ હોય તેવો અદ્ભુત દેખાતો હતો; અને તે મોટમોટાં વૃક્ષો, ભારે હોવાથી મહેન્દ્રના* ભયથી પર્વતો સમુદ્રમાં પડે તેમ પડવા લાગ્યાં.[૪૭–૪૮] એ વેળાએ, મેઘના જેવા વર્ણવાળો તથા વૃક્ષોનાં ઉઘડેલાં અને કળીઓવાળાં કુસુમોથી છવાઈ ગયેલો હનૂમાન્, આગિયાઓથી વિંટાયલો પર્વતરાજ શોભે તેમ શોભતો હતો.[૪૯] અને જેમ પોતાના સ્નેહીને થોડે સૂધી વળાવીને સંબંધી જનો રડીને પાછાં વળે છે, તેમ હનૂમાનના વેગથી ઉડેલાં વૃક્ષો, પુષ્પરૂપી અશ્રુ પાડતાં સમુદ્રમાં પડી શાંત થતાં હતાં.[૫૦] હનૂમાનના ઉડવાથી ઉત્પન્ન થયેલા વાયુના વેગથી ઉડેલાં હલકાં પુષ્પો પણ સમુદ્રમાં પડતાં હતાં.[૫૧]

એ વેળાએ હનૂમાન, રંગબેરંગી તથા સૌગંધિક પુષ્પોથી છવાઈ ગયેલો હતો, તે વિદ્યુત્ સમૂહથી શોભતા મેઘ જેવો દેખાતો હતો.[૫૨] હનૂમાનના વેગથી ઉડીને પડેલાં પુષ્પોથી, ઉદય પામેલા તારાઓથી આકાશ દેખાય તેવું, સમુદ્રનું શ્યામ જળ દેખાતું હતું.[૫૩] ઉડતી વખતે આકાશમાં પહોળા કરેલા હનૂમાનના બે હાથ, પર્વતના ઉપર રહેલા પાંચ ફણાવાળા બે નાગો હોય તેવા દેખાતા હતા;[૫૪] અને જે વખતે તે પોતાનું મુખ નીચું કરી ઉડતો હતો તે વખતે જાણે અનેક તરંગવાળા સમુદ્રને પાન કરવા તે તત્પર થયો હોય તેવો દેખાતો હતો, તેમ જ જે વખતે તે ઉંચું મુખ કરી ઉડતો હતો તે વખતે જાણે આકાશનું પાન કરવા ઇચ્છતો હોય તેવો દેખાતો હતો.[૫૫] વાયુના માર્ગમાં ઉડતાં, વિદ્યુત્ જેવા પ્રકાશવાળાં તેનાં બે નેત્ર, પર્વતમાં ઉત્પન્ન થયેલાં બે અગ્નિમણ્ડળ હોય તેવાં દેખાતાં હતાં.[૫૬] પિંગાક્ષ કપિવર હનુમાનનાં મોટાં તથા પીળાં મંડળરૂપ નેત્રો, જાણે બીજા સૂર્ય ચન્દ્ર હોય તેમ પ્રકાશતાં હતાં.[૫૭] રક્ત નાસિકાવાળું તેનું રક્ત મુખ, સંધ્યાથી રક્ત થયેલા સૂર્યમંડળની પેરે શોભતું હતું;[૫૮] ગગનમાં ગમન કરતા વાયુપુત્રનું લાંબું અને ઉંચું કરેલું પુછડું–ઇન્દ્રધ્વજ સમાન શોભતું હતું;[૫૯] અને વાંકું વાળેલું તે પુછડું, જેની પાછળ ફરી વળેલું છે, એવો, ધોળા દાંતવાળો હનુમાન્, તે વેળા મંડળ સહિત સાક્ષાત્ સૂર્ય જ હોય તેવો જણાતો હતો.[૬૦] તેના ઉદરપ્રદેશમાં રહેલી રક્તનાભિથી, તે ગેરુની ખાણવાળો પર્વત શોભે છે તેમ શોભતો હતો;[૬૧] સમુદ્રને ઉલ્લંઘવાને ઉડેલા હનૂમાનની કક્ષામાં પેસતો વાયુ, મેઘગર્જના જેવો શબ્દ કરતો હતો;[૬૨] અને જેમ ઉત્તર દિશામાંથી પડેલી વિદ્યુત્ શોભે તેમ તે પોતે પણ પુચ્છથી શોભતો હતો.[૬૩] તેની કાંતિ સૂર્યના સરખી હતી. દેહ વિશાળ જણાતો હતો, અને પુચ્છથી, સાંકળે બાંધેલો હથી નાસતો હોય તેવો તે લાગતો હતો.[૬૪] આકાશમાં ઉડતા તેના શરીરથી તથા સમુદ્રમાં પડેલી તેની છાયાથી, વાયુથી ભરાઈ ચાલતી મોટી નૌકા જતી હોય તેવો તે દેખાતો હતો.[૬૫] મહા બળવાન્ હનૂમાન્, જે જે દેશમાં જતો હતો તે તે દેશ–તેના અંગવેગથી સોન્માદ હોય તેવા જણાતા હતા;[૬૬] અને તે પથ્થરશિલાના જેવા પોતાના વક્ષઃસ્થળવડે, સાગરના મોટા મોટા તરંગને નિવારતો આકાશમાં (સડસડાટ) ચાલ્યો જતો હતો.[૬૭]

(બજરંગ) જે વખતે આકાશમાં ઉડતો હતો તે વખતે તેના વેગથી ઉત્પન્ન થયેલો વાયુ તથા મેઘમંડળનો વાયુ એમ બંને વાયુ ભયંકર શબ્દ કરવા લાગ્યા, તેથી સમુદ્ર પણ ખળભળી રહ્યો હતો.[૬૮] સમુદ્રની ઉર્મિઓને આકર્ષણ કરતો હોય તેવો હનૂમાન, પૃથ્વી અને આકાશને જાણે ભેદી નાંખતો હોય તેવો (તે ટાંણે)

* ઇંદ્ર.

લાગતો હતો.[૬૯] મેરુ અને મંદરાચળના જેવા મોટા મોટા સાગરના તરંગોને ગણુતો હોય તેમ હનૂમાન, મહાવેગથી આકાશમાં સડસડાટ ચાલ્યો જતો હતો, ત્યારે તેના વેગથી આકાશ સૂધી ઉડી મેઘમંડળ સાથ મળી જતું સમુદ્રનું જળ, જેમ શરદ્ ઋતુનાં વાદળાં શોભે તેવું શોભતું હતું.[૭૦-૭૧] જેમ મનુષ્યનાં વસ્ત્ર ખેંચી લીધાથી તેમના દેહ ઉઘાડા દેખાય છે તેમ હનૂમાને આકર્ષણુ કરેલા સમુદ્રના જળથી મગરમચ્છો, નક્ર, ઝષ અને કાચબા ઇત્યાદિ જળચર પ્રાણીઓના દેહ ઉઘાડા દેખાતા હતા; અને સમુદ્રમાં રહેલા મોટા મોટા સર્પો, આકાશમાં ઉડતા મારુતિને ગરુડ માની ડરતા હતા.[૭૨-૭૩] હનૂમાનના ઉડવાના વેગથી, દશ યોજન સૂધી વિસ્તાર પામેલી તથા ત્રીશ યોજન પહોળી તેના શરીરની છાયા અતિ સુંદર દેખાતી હતી; અને સમુદ્રમાં પડેલી અને તેની પાછળ ત્વરાથી ગતિ કરતી એ છાયા, મેઘમંડળની પંક્તિઓ હોય તેવી શોભતી હતી.[૭૪-૭૫] વાયુના માર્ગમાં ઉડતો બળવાન્ હનૂમાન્ કંઈ પણુ અવલંબન વગર, પાંખોવાળા પર્વત જેવો શોભતો (દોડતો) હતો.[૭૬] આકાશમાં જે જે માર્ગમાં તે ગમન કરતો હતો, તે તે માર્ગમાં મેઘની સાથે તે અથડાતો હતો-ત્યારે તેમાંથી પડતી જળધારાઓ વડે, સમુદ્ર જાણે એક જળદ્રોણી જેવો હોય તેવો દેખાતો હતો.[૭૭] ગરુડની પેઠે, તે જ્યારે અંતરિક્ષમાં ગમન કરતો હતો ત્યારે, વાયુની પેઠે મેઘમંડળને આકર્ષણુ કરતો હતો; અને તેણે આકૃષ્ટ કરેલાં રાતાં, કાળાં તથા મજીઠીયા રંગનાં વાદળાં, આકાશમાં ઝળહળી રહેતાં હતાં.[૭૮-૭૯] તે ઘડીકમાં વાદળાંમાં પ્રવેશ કરતો હતો, તો ઘડીકમાં તેમાંથી બહાર નિકળતો હતો; એમ વારંવાર વાદળમાં છૂપાતો અને બહાર આવતો ત્યારે તે ચંદ્રના સરખો દેખાતો હતો.[૮૦] આ પ્રમાણે ત્વરાથી ઉડતા હનૂમાનને જોઇને ગાંધર્વો, દાનવો અને દેવતાઓ તેનાપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.[૮૧] રામના કામની સિદ્ધિને અર્થે, આકાશમાં ઉડતા હનૂમાનને, સૂર્ય તપાવતો નહોતો અને વાયુ તેનો શ્રમ ટાળવાને મંદ મંદ વહન થતો હતો.[૮૨] આકાશમાર્ગમાં ઉડતા એ કપિવરની, ઋષિઓ સ્તુતિ કરતા હતા અને દેવ, ગંધર્વ પ્રશંસા કરી તેના ગુણુ ગાતા હતા.[૮૩] ક્ષણુમાત્રમાં જેનો શ્રમ જતો રહેતો હતો, એવા તેને જોઇને, નાગ, યક્ષ અને અસુરો* આદિ પણુ તેની સ્તુતિ કરતા હતા.[૮૪]

આ પ્રમાણે જ્યારે ઇક્ષ્વાકુકુળના રામચંદ્રના માનને અર્થે, હનૂમાને આકાશમાં ગમન કરવા માંડ્યું ત્યારે સમુદ્ર વિચારવા લાગ્યો કે, "જો હું વાનરેંદ્રને કંઇપણુ સહાય નહીં કરું તો સર્વ પ્રાણીઓ મને ધિક્કારશે.[૮૫-૮૬] મને ઇક્ષ્વાકુકુળના સગર રાજાએ વૃદ્ધિ પમાડેલો છે, અને હનૂમાન એ જ વંશના રામનો દૂત છે; માટે એને આ કાર્યમાં શ્રમિત થવા દેવો નહીં.[૮૭] એટલા માટે આ વાનરનો શ્રમ જેમ ઓછો થાય તેમ મારે કરવું જોઇએ. થોડીવાર હું એને વિશ્રાન્તિ આપીશ, એટલે થાક ઉતર્યાથી એ બાકીનો સમુદ્ર સત્વર ઉલ્લંઘી જશે."[૮૮] આમ વિચાર કરીને મહાત્મા સાગરરાજે, પોતાના જળમાં સંતાઈ રહેલા સુવર્ણુમય મૈનાક પર્વતને કહ્યું: "હે મૈનાક! તને દેવોના અધિપતિ ઇંદ્રે, પાતાળના દ્વારનું રોધન કરવાને માટે પરિઘની પેઠે અહીં સ્થાપેલો છે; અને તેટલા જ માટે તું જ્ઞાનબળવાળા અને ફરીથી બહાર નિકળી આવવા ઇચ્છતા રાક્ષસોનું પાતાળનું દ્વાર રોકી અહીંઆં રહેલો છે.[૮૯-૯૧] હે મૈનાક! તારામાં સર્વે દિશા તરફ વૃદ્ધિ પામવાની શક્તિ છે; તેટલા માટે હું તને પ્રેરણુા કરું છું, કે આ વાનરસિંહ, મહત્ કાર્ય કરનાર હનૂમાન્, રામના કાર્યને માટે (લંકામાં જતાં) આકાશમાં ઉડતો ઉડતો લગભગ તારી ઉપર આવી પહોંચ્યો છે, તો તેને વિશ્રાંતિ આપવા માટે તું ઉઠીને ઉભો થા."[૯૨-૯૩]

સમુદ્રનાં આવાં વચન સાંભળીને મૈનાક પર્વત, પોતાપર ઉગેલાં વૃક્ષ અને લતાઓ સહિત તુરત ઉઠી ઉભો થયો અને વાદળને ભેદી જેમ સૂર્ય બહાર નિકળે તેમ સમુદ્રના જળની બહાર નિકળ્યો.[૯૪-૯૫] સાગરની આજ્ઞાથી, મહાત્મા મૈનાકગિરિએ ક્ષણુવારમાં પોતાનાં શિખરો એકદમ બહાર પ્રગટ કર્યાં.[૯૬] જ્યારે મૈનાક પર્વત ઉભો થયો ત્યારે કિન્નર અને સર્પ આદિથી વસેલાં સુવર્ણુના સરખા વર્ણુવાળાં, સૂર્યપ્રભા જેવાં પ્રકાશિત, આકાશતળને અડકતાં તેનાં શિખરોથી, વસ્ત્રનાં જેવા શ્યામ વર્ણુવાળું આકાશ, સુવર્ણુપેરે ઝળહળી રહ્યું. અને સુવર્ણુના જેવા વર્ણુવાળાં તથા અતિશય પ્રકાશ મારતાં તે શિખરોથી, મૈનાક પર્વત પણ કોટી સૂર્યપેરે પ્રકાશ કરવા લાગ્યો.[૯૭-૯૯]

સમુદ્રના જળમાંથી ઉત્પન્ન થઈ, પોતાના માર્ગમાં આડા આવી ઉભેલા આ મૈનાક પર્વતને જોઈ, હનૂમાને વિચાર્યું કે-આ કોઇ મને વિઘ્ન કરવા આવે છે.[૧૦૦] તેથી જેમ વાયુ વાદળને ઘસડી જાય તેમ, બળવાન્ હનૂમાને, ઉંચે વૃદ્ધિ પામેલા મૈનાક પર્વતના શિખરને

---

* જેવા કે બળિ પ્રહ્લાદ.

પોતાના વક્ષઃસ્થલના આઘાતથી પાડી નાંખ્યું.૧૦૧ આ પ્રમાણે હનૂમાને મૈનાક પર્વતના શિખરને નીચે ધકેલી પાડ્યું ત્યારે, તે કપિનો આવો મહાવેગ જોઈ, તે મોટે મોટે હસવા તથા ગર્જના કરવા લાગ્યો.૧૦૨ પછી મૈનાક પર્વતે, મનુષ્યનું રૂપ ધારણ કરી, પોતાના શિખરપર બેસીને આકાશમાં વૃદ્ધિ પામેલા ગગનગામી વીર હનૂમાનને કહ્યું: "હે વાનરોત્તમ! તેં ઘણું દુષ્કર કાર્ય કર્યું છે.૧૦૩-૧૦૪ હે હનૂમન્! તું લગાર હેઠો ઉતરી મારા શિખર ઉપર વિશ્રાન્તિ લે અને પછી આગળ વધ. (તું જાણતો નહિ હોય કે) આ સમુદ્ર પણ રાઘવના કુળમાં ઉત્પન્ન થયેલા પુરુષોએ ખોદેલો છે; અને તેટલા માટે, રામના કાર્યમાં પ્રવૃત્ત થયેલા તને, સહાય કરવાને માટે તે પણ ઉત્સુક છે, અને તારો સત્કાર કરે છે. કારણ કે, કોઇએ ઉપકાર કર્યો હોય તો તેનો બદલો વાળવો, એ ધર્મજ્ઞનો સનાતન ધર્મ છે.૧૦૫-૧૦૬ રઘુકુળના રાજાઓએ કરેલા ઉપકારનો બદલો વાળવાની ઇચ્છાવાળા આ સાગરને એટલા માટે તારે માન આપવું જ જોઇએ. તારે માટે સાગરે મને આ પ્રમાણે ઊંચો વધવાની ઘણા માનથી પ્રેરણા કરીને કહ્યું કે, 'હે મૈનાક! આ હનૂમાન્ સો યોજન સૂધી આકાશમાં ઉડેલો છે; માટે તું એને તારા શિખરોપર વિશ્રાન્તિ લેવા દે; એટલે બાકીનો ભાગ એ સહજ (થાક વગર) ઉલ્લંઘી જશે,૧૦૭-૧૦૮ હે કપિસિંહ! તું ઉભો રહે અને આ મારા શિખરપર વિશ્રાન્તિ લે. મારા ઉપર અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ કંદ, ફળ અને મૂળ છે, તેનું તું ભોજન કર અને વિશ્રાન્તિ લીધા પછી આગળ ચાલ. હે કપિવર! તું મહાગુણવાળો છે અને ત્રણ લોકમાં વિખ્યાત છે. તારો અને અમારો પરસ્પરને સહાય કરવાનો સંબંધ પ્રયોજક છે.૧૦૯-૧૧૦ હે કપિસિંહ! હે મારુતાત્મજ! આકાશમાં અતિ વેગથી ગમન કરનાર પ્રાણીઓમાં તને હું મુખ્ય ગણું છું.૧૧૧ (નીતિ છે કે) જ્ઞાની પુરુષોને ઘેર આવેલો સમાન્ય પ્રાહુણો હોય તોપણ તે પૂજ્ય છે—એમ માની તેની પૂજા કરવામાં આવે છે—તો તારા જેવો અતિથિ, કેમ પૂજ્ય ન ગણાય?૧૧૨

"હે કપિકુંજર! તું દેવોમાં શ્રેષ્ઠ એવા મહાત્મા વાયુનો પુત્ર છે, અને તારો વેગ પણ તેના જેવો જ છે. હે ધર્મજ્ઞ! તારી અમે જે પૂજા કરીશુ તે બધી પૂજા મારુતને જ પહોંચવાની છે; અને તેટલા માટે જ તારી અમારે પૂજા કરવી જોઇએ. વળી એમ કરવાનું એક બીજું પણ કારણ છે; જે હું તને કહું છું, તે તું સાંભળ.૧૧૩-૧૧૪ હે તાત! પૂર્વે કૃતયુગમાં પર્વતને પાંખો હતી અને વેગવાન્ ગરુડની પેઠે તેઓ પણ સર્વે દિશાઓમાં ઉડતા હતા.૧૧૫ આ પ્રમાણે જ્યારે પર્વતો આકાશમાં ઉડતા ત્યારે દેવો, મહર્ષિઓ અને સર્વ પ્રાણી માત્ર, તેમના પડવાના ભયથી રાત દિવસ ભયભીત રહેતાં હતાં.૧૧૬ આ જોઇને ઇંદ્રને ઘણો ક્રોધ ચઢયો; તેથી તેણે વજ્ર લઈ, હજારો પર્વતોની પાંખો કાપી નાંખી.૧૧૭ છેલ્લે ઇંદ્ર, હાથમાં વજ્ર લઈ, ક્રોધ પામી, મારી પાંખો કાપવા આવ્યો ત્યારે મહાત્મા વાયુએ, પોતાની ફૂંકવડે મને ઉરાડીને સમુદ્રમાં નાંખ્યો.૧૧૮ હે કપિવર! આ પ્રમાણે મને સમુદ્રમાં નાંખ્યો તેથી મારી પાંખો સહિસલામત રહી છે. આવી રીતે તારા પિતાએ મારું રક્ષણ કરેલું છે; તેટલા જ માટે, હે મારુતિ! તું મારે પૂજ્ય છે અને હું તેથી તારી પૂજા કરું છું. હે કપિશ્રેષ્ઠ! તારી સાથે મેં જે સંબંધ કહ્યો, તે એ સંબંધ છે.૧૧૯-૧૨૦ તે મહાત્મા વાયુના ઉપર પ્રત્યુપકાર કરવાનો ઘણે કાળે આજ પ્રસંગ મળ્યો છે; માટે હે હનૂમન્! તું પ્રસન્ન થઈ, આ મારી તથા સાગરની પૂજાનો સ્વીકાર કર, અને મારો પ્રીતિપાત્ર થા.૧૨૧ હે કપિવર! તું મારાં શિખરપર વિશ્રામ લે; અને મારી પૂજાનો સ્વીકાર કર; કેમકે હું તને માન્ય છું; અને એટલા માટે મને પ્રસન્ન કરવો, એ તને પણ યોગ્ય છે. હું તારાં દર્શનથી બહુ પ્રસન્ન થયો છું."૧૨૨

મૈનાકનાં આવાં વચન સાંભળીને, હનૂમાન બોલ્યો: "હે મૈનાક! હું તારાથી પ્રસન્ન થયો છું; અને તારાં આ વચનોથી જ મારું આદરાતિથ્ય થઈ ચૂક્યું છે. પણ હું તારી પૂજાનો સ્વીકાર કરતો નથી, તેથી (કદાપિ) તને ક્રોધ ચઢયો હશે, પરંતુ તે ક્રોધનો તું ત્યાગ કર.૧૨૩ કેમકે જે કાર્યને માટે હું જાઉં છું તે કાર્ય સત્વર કરવાનું છે, ને તેથી મને ઘણી ઉતાવળ છે. તું જો! આ દિવસ પણ ચાલ્યો જાય છે. 'હું માર્ગમાં કોઈ પણ જગોએ થાક ખાવા માટે પણ નહીં બેસું,' એવી મેં કપિઓની આગળ પ્રતિજ્ઞા કરેલી છે. (ને તેથી પણ તને ના પાડું છું)."૧૨૪ મૈનાકને આવાં વચનો કહી, કપિવર હનૂમાન્, તેને હાથ અડકાડી, પછી હસતો હસતો સડસડાટ આકાશમાં ચાલતો થયો.૧૨૫

આ પ્રમાણે મૈનાક પર્વત તથા સાગરરાજ, જેને બહુ માનપૂર્વક મળવા આવ્યા હતા તથા જેની પૂજા કરી હતી એવો, તથા તેમનો આશીર્વાદ પામેલો હનૂ-

માન્, સાગર અને ગિરિનો ત્યાગ કરી, પછી (પાછો) ઉંચે ઉડવા, અને નિર્મળ આકાશમાં પોતાના પિતાના માર્ગનું અવલંબન કરી ઉડવા લાગ્યો.૧૨૬-૧૨૭ આગળ જતાં તે તેથી પણ વધારે ઉંચે ચઢયો, અને કંઈ પણ આધાર વિના, હનૂમાન્, મૈનાક પર્વતને જોતો જોતો ઉડવા લાગ્યો.૧૨૮ આમ હનૂમાને માર્ગમાં ક્ષણભર પણ વિશ્રામ લીધો નહીં, એ તેનું બીજું અદ્ભુત પરાક્રમ જોઇને સર્વે દેવતાઓ, સિદ્ધો અને ઋષિઓ તેનાં વખાણ કરવા લાગ્યા, અને મૈનાક પર્વત હનૂમાનને વિસામો આપવાને સમુદ્રના જળમાંથી બહાર આવ્યો, તે જોઇને આકાશમાં ઉભેલા ઇંદ્રાદિ દેવતાઓ પ્રસન્ન થયા.૧૨૯-૧૩૦ તે મૈનાકનું આવું કર્મ જોઈ, શચીપતિ ઇન્દ્રે સંતુષ્ટ થઈ, તેને આ પ્રમાણે ગદ્ગદ વાણીથી કહ્યું: "હે મૈનાક! હે હિરણ્યનાભ! હે સૌમ્ય! હે પર્વતેન્દ્ર! હું તારાપર ઘણો પ્રસન્ન થયો છું. હે સૌમ્ય! જા, હું તને આજથી અભય વરદાન આપું છું; કારણ કે તેં સો યોજન સુધી આકાશમાં ઉડવાથી થાકી ગયેલા નિર્ભય હનૂમાનને ભય વેળાએ સહાયતા કરી છે.૧૩૧-૧૩૩ આ હનૂમાન્, જે દશરથપુત્ર રામના કાર્યને અર્થે જતો હતો, તેનો યથાશક્તિ તેં સત્કાર કર્યો તેથી હું તારાપર અત્યંત પ્રસન્ન થયો છું."૧૩૪

આ પ્રમાણે દેવોના પતિ ઇન્દ્રને સંતુષ્ટ થયેલો જોઈ, પર્વતરાજ મૈનાક ઘણો હર્ષ પામ્યો.૧૩૫ ઇન્દ્રની પાસેથી વરદાન પામી, મૈનાક પર્વત, સમુદ્રના જળમાં પેસી ગયો. હનૂમાન્ પણ ક્ષણવારમાં મૈનાક ઉભો હતો, ત્યાંના સમુદ્રને ઓળંગી ગયો.૧૩૬ પછી દેવો, ગંધર્વો, સિદ્ધો અને ઋષિઓએ એકઠા થઈ, સૂર્યના જેવા પ્રકાશવાળી નાગની માતા, સુરસાને કહ્યું: "હે સુરસે! આ હનૂમાન્ આકાશમાં ઉડે છે તેને તું અતિઘોર પર્વત સમાન રાક્ષસીનું રૂપ લઇને, અને આકાશને સ્પર્શ કરે તેવું તથા પીળા ડોળાવાળું અને ભયંકર મુખ પહોળું કરીને, ક્ષણવાર વિઘ્ન કર.૧૩૭-૧૩૯ એથી જણાશે કે, તેનામાં કેટલું બળ તથા પરાક્રમ છે. એનામાં જો બળ હશે તો તને હરેક ઉપાયે જિતશે, નહીં તો વિષાદ પામશે."૧૪૦ આ પ્રમાણે દેવતાની આજ્ઞાથી, તેમનો સત્કાર પામેલી તે દેવી, રાક્ષસીનું રૂપ ધારણ કરી, વિકરાળ, વિરૂપ અને ભય ઉપજાવે તેવી થઈ, સમુદ્રની વચમાં આવી ઉભી રહી. પછી તે આકાશમાં ઉડતા હનૂમાનની સામે આવીને આ પ્રમાણે કહેવા લાગી: "અલ્યા હનૂમાનડા! ઠીક થયું, કે આજે તો તું જ મારું ભક્ષ્ય થયો. હું તને ખાવા ઇચ્છું છું, માટે તું આ મારા મુખમાં પેસ.૧૪૧-૧૪૩ પૂર્વે મને બ્રહ્માએ આમ કરવાને માટે વરદાન આપેલું છે." આ પ્રમાણે બોલીને તે રાક્ષસી પોતાનું મુખ પોહોળું કરી, હનૂમાન્ સામી ઉભી રહી.૧૪૪ જ્યારે સુરસા આ પ્રમાણે બોલી ત્યારે હનૂમાને હસતાં હસતાં તેને આ પ્રમાણે કહ્યું: "હે રાક્ષસિ! દશરથપુત્ર રામ, પોતાના ભાઈ લક્ષ્મણ તથા પોતાની પત્ની સીતાની સાથે દંડકારણ્યમાં આવી રહ્યા હતા, ત્યાંથી તેમની યશસ્વિની ભાર્યા સીતાને રાવણ હરી ગયો છે, અને તેમને રાક્ષસો સાથે વૈર બંધાયું છે.૧૪૫-૧૪૬ તેઓએ મને સીતાની શોધ લેવા મોકલ્યો છે; અને હું તેમનો દૂત થઈ સીતા પાસે જાઉં છું. અલિ! તું તેમના પ્રદેશમાં રહેનારી છે તો તારે તો તેમના કાર્યમાં સહાય કરવી જોઇએ અને એ વાત તને ન ગમતી હોય તો, મૈથિલીને તથા દોષ રહિત રામને મળીને હું તારી પાસે પાછો આવીશ અને તારા મુખમાં પ્રવેશ કરીશ. આ મારું સત્ય વચન છે."૧૪૭-૧૪૮

જ્યારે હનૂમાને આવાં વચન કહ્યાં, ત્યારે ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરનારી સુરસા બોલી: "બ્રહ્માએ મને પૂર્વે એવો વર આપ્યો છે કે, કોઈ પણ પ્રાણી મારું ભક્ષ થયા વિના અહીંથી પસાર થઈ શકે નહીં; અને તેટલા માટે જ હું તને ભક્ષણ કરવા ઉતાવળ કરું છું.૧૪૯ સુરસા એ પ્રમાણે બોલતી રહી અને હનૂમાન્ તો તેને ન ગણકારતાં સડસડાટ આગળ ચાલ્યો ગયો. હનૂમાનનું બળ અજમાવી જોવાની ઇચ્છાથી, નાગમાતા સુરસાએ ક્રોધ કરી તેને કહ્યું:૧૫૦ "અલ્યા વાનરોત્તમ! તારે મારા મુખમાં પ્રવેશ કરીને જવું યોગ્ય છે. વિધાતાનો આવો વર મને પૂર્વે મળ્યો છે."૧૫૧ આ પ્રમાણે બોલી સુરસા પોતાનું મુખ પોહોળું કરી, હનૂમાનની આગળ આવી ઉભી રહી. સુરસાનાં આવાં વચન સાંભળી (અને કૃતિ જોઈ), ક્રોધ પામેલો હનૂમાન્ તેને કહેવા લાગ્યો કે, "જો મને ખાઈ જવાની તારી ઇચ્છા છે તો મારો દેહ સમાય એટલું તારું મુખ પોહોળું કર." એટલે તે રાક્ષસીએ પોતાનું મોં દશ યોજન જેટલું મોટું કર્યું.૧૫૨-૩ તત્ક્ષણે હનૂમાને પણ પોતાનો દેહ તેટલો જ કર્યો. એટલે સુરસાએ વીશ યોજન મોં પહોળું કર્યું.૧૫૪ આ પ્રમાણે દીર્ઘ જીહ્વાવાળું, નરકના જેવું, ગિરિગુફાપેરે કાળું આ રાક્ષસીનું પોહોળું થયેલું મુખ જોઈ,

વાયુપુત્ર બુદ્ધિમાન્ હનૂમાને, પોતાના દેહને ત્રીશ ચોજન મોટો કર્યો.[૧૫૫] પછી સુરસાએ ચાળીશ ચોજન મોં વધાર્યું, કે વીર હનૂમાને પચાસ ચોજનનો પોતાનો દેહ કર્યો. સુરસાએ સાઠ ચોજન મોં કર્યું, ત્યારે હનૂમાન્ સીત્તેર ચોજનનો થયો. પછી સુરસા એંસી ચોજનની થઈ, ત્યારે હનૂમાન્ અગ્નિના જેવું રૂપ ધારી, નેવું ચોજનનો થયો; અંતે સુરસાએ સો ચોજનનું મોં કર્યું. એવો પ્રકાર જોઈ, બુદ્ધિમંત હનૂમાને પોતાનો દેહ (ક્ષણુમાત્રમાં) અંગુષ્ઠ માત્ર કરી નાંખ્યો અને પછી તેના મુખમાં એકદમ પેસીને બહાર નિકળી ગયો અને આકાશમાં ઉભો રહી આ પ્રમાણે કહેવા લાગ્યો:[૧૫૬-૧૫૭]* "હે દાક્ષાયણિ! હું તારા મુખમાં પેસીને નીકળી ગયો છું, હવે હું તને નમસ્કાર કરું છું. હું હવે વૈદેહી પાસે જઇશ; કારણ કે તારું વરદાન હતું તે સત્ય થયું, અર્થાત્ પૂર્ણ થયું છે; (અને હું ક્ષેમકુશળ સર્વાંગે અક્ષય રહ્યો છું)."[૧૫૮] હનૂમાનનું આવું બોલવું સાંભળીને, રાહુના મુખમાંથી છૂટી ગયેલા ચંદ્રની પેઠે પોતાના મુખમાંથી છટકી ગયેલા હનૂમાનને તે રાક્ષસી પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી કહેવા લાગી: "હે વાનરોત્તમ! હે સૌમ્ય! તું તારા ધારેલા અર્થની સિદ્ધિને અર્થે સુખેથી જા; અને મહાત્મા રાઘવની સાથે સીતાને મેળવ."[૧૫૯-૧૬૦]

આવું હનૂમાનનું ત્રીજું દુષ્કર પરાક્રમ જોઈને, સર્વ પ્રાણીમાત્ર, 'ધન્ય ધન્ય' કહી તેની પ્રશંસા કરવા લાગ્યાં.[૧૬૧]

ત્યાર પછી વરુણના નિવાસસ્થાનવાળા, અનિવાર્ય સાગરની સમીપ આવીને તે પાછો આકાશમાં ઉડ્યો; અને ગરુડની પેઠે અતિ વેગથી ઉડવા લાગ્યો.[૧૬૨] આગળ જતાં, અનેક વારિધારા અને પક્ષીઓએ સેવિત; ગાનનૃત્યના આચાર્ય તુંબરુ આદિ ગંધર્વોએ સેવેલા; ઇંદ્રધનુષથી શોભિત; સિંહ-વાઘ-હાથી-પન્નગ-સર્પ-વાહન-વિમાન આદિથી અલંકૃત; વજ્ર અને વિદ્યુત્ સમાન પ્રકાશવાળા અગ્નિપેરે શોભતા; પુણ્યશાળી-મહાભાગ્યવાળા તથા સ્વર્ગને જિતનારાથી અધિષ્ઠિત; અનેક હુતદ્રવ્યને વહન કરનારા અગ્નિઓથી સેવિત; ગ્રહ, નક્ષત્ર, ચંદ્ર, સૂર્ય, અને તારાગણથી વિભૂષિત; મહર્ષિઓના સમૂહથી, નાગ અને યક્ષોથી વસેલા; ઉઘાડા, સ્વચ્છ વિશ્વેદેવો તથા વિશ્વાવસુ આદિથી સેવિત; ઇંદ્રના હાથીથી આક્રાંત; ચંદ્ર સૂર્યના માર્ગરૂપ; કલ્યાણ આપનાર; જીવલોકનું નિર્મળ છત્ર હોય તેવા; બ્રહ્માએ નિર્માણ કરેલા; શૂરવીરોથી સેવાયલા તથા વિદ્યાધરોથી ભરપૂર-વાયુના માર્ગમાં ગરુડની માફક તે ઉડવા લાગ્યો.[૧૬૩-૧૬૯] અને રાતા, પીળા, કાળા તથા ધોળા મેઘના સમૂહને વાયુની પેઠે વેરણખેરણ કરવા લાગ્યો.[૧૭૦] આ પ્રમાણે હનૂમાનથી વિખરાયલા વાદળના સમૂહ ઘણા શોભતા હતા. ઘડીએ ઘડીએ વાદળમાં પ્રવેશ કરી બહાર નિકળતો ચંદ્ર જેમ વર્ષાકાળમાં શોભે છે તેમ હનૂમાન્, વાદળમાં ઘડીકમાં પ્રવેશ કર્યાથી તથા ઘડીકમાં બહાર નિકળવાથી શોભતો હતો.[૧૭૧-૧૭૨] એમ, સર્વ સ્થળેથી જોઈ શકાય એવો વાયુપુત્ર હનૂમાન્, પાંખવાળા પર્વતની પેઠે વગર હસ્કતે આકાશમાં ચાલ્યો જતો હતો.

હનૂમાનને આ પ્રમાણે આકાશમાં ઉડતો જોઈને, ઇચ્છિત રૂપ ધારણ કરનારી સિંહિકા નામની એક ઘરડી રાક્ષસી, મનમાં વિચાર કરવા લાગી: "અહો! આજે મને ઘણે કાળે ભોજન મળશે. આ સમર્થ પ્રાણી ઘણે કાળે મારા પંજામાં સપડાયું છે." આમ મનમાં વિચાર કરીને પેલી સિંહિકા રાક્ષસીએ હનૂમાનની છાયાને પકડી.[૧૭૩-૧૭૫]* તે રાક્ષસીએ જ્યારે તેની છાયાને પકડી ત્યારે હનૂમાને વિચાર કર્યો કે:-"જેમ પ્રતિકૂળ વાતો વાયુ, સમુદ્રમાંના નાવને અટકાવી રાખે છે, તેમ મને પણ કોઇએ અટકાવી સ્તબ્ધ કર્યો છે."[૧૭૬-૭] પછી તેણે ઊંચે, નીચે અને ચારે દિશાએ નજર કરી ત્યારે ખારા સમુદ્રમાંથી બહાર નિકળતું એક ભયંકર પ્રાણી તેની દૃષ્ટિએ પડ્યું. અતિશય બિહામણા મુખવાળી આ રાક્ષસીને જોઈ મારુતિએ વિચાર્યું કે, "કપીન્દ્ર સુગ્રીવે મને કહ્યું હતું કે, સમુદ્રમાં એક છાયાને પકડે તેવું અદ્ભુત દર્શનવાળું અને મહા બળવાન્ પ્રાણી રહે છે, તે આ જ હશે એમાં શંકા નથી."[૧૭૮-૧૭૯] આ પ્રમાણે અર્થ અને તત્ત્વથી સિંહિકાને ઓળખી, પછી મતિમાન્ હનૂમાન્, વર્ષાઋતુનો મેઘ વૃદ્ધિ પામે તેમ પ્રચંડ બન્યો.[૧૮૦] તેના શરીરને આ પ્રમાણે મોટું થતું જોઈ, તે રાક્ષસીએ પણ પાતાળ અને આકાશને ભેગાં કરે તેવું પોતાનું મુખ પોહાળું કર્યું,[૧૮૧] અને મેઘમાળાની પેઠે ગર્જના કરી

* મૂળમાં સુરસા રાક્ષસી વીસ ચોજનના મોટા મોંઢાવાળી થઈ અને પછી વાયુપુત્ર હનૂમાન્ અંગુષ્ઠરૂપ ધારણ કરીને તેમાંથી પેસી નીકળ્યો, એટલું જ માત્ર છે; પણ પાછળથી ચડસાચડસીવાળા ચાર પ્રક્ષિપ્ત શ્લોકની સંખ્યા વધી છે, તેને અનુસરીને ૧૫૬-૭ મા શ્લોકમાં અત્ર વધારો કરેલો છે.

* એને બ્રહ્માનું વરદાન હતું કે જેની એ છાયા પકડશે તે પ્રાણી એને સ્વાધીન થશે.

હનુમાન્ ઉપર ધસી. પોતાનું આખું અંગ સમાઈ જાય એવું સિંહિકા રાક્ષસીનું ઉઘડેલું મુખ તથા તે મુખદ્વારાએ દેખાતાં બધાં મર્મસ્થાનો તરફ હનુમાને દૃષ્ટિ કરી. પછી બજરંગે પોતાના દેહને નાનકડો બનાવી દીધો અને તેનાં મુખમાં પેઠો. તે વખતે પૂર્ણિમાને દિવસે રાહુના મુખમાં ચંદ્ર પેસતો હોય તેમ હનુમાન્ સિંહિકાના મુખમાં પેઠો, અને તે (કૌતુક) સિદ્ધ અને ચારણો (આકાશમાં ઉભા રહી) જોવા લાગ્યા.[૧૮૨-૪]

તે રાક્ષસીના મુખમાં પ્રવેશ કરી, હનુમાને પોતાના નખવડે તેનાં મર્મસ્થાનને ચીરી નાંખ્યાં અને પછી મનના જેવા વેગવાળો તે, તુરત જ બહાર નિકળી પડ્યો. આ રીતે દૈવની અનુકૂલતાથી, પોતાના ધૈર્યથી અને ચાતુર્યથી તે રાક્ષસીને મારીને, હનુમાન્, પુનઃ આગળ વધ્યો. તે રાક્ષસી હૃદય ચીરાવાથી બેભાન થઇને સમુદ્રના જળમાં પડી. બ્રહ્માએ તેણીને મારવાને માટે જ હનુમાનને ઉત્પન્ન કર્યો હતો.[૧૮૫-૧૮૭]

હનૂમાને મારીને સમુદ્રમાં નાંખેલી સિંહિકાને જોઇને આકાશમાં ફરનારાં પ્રાણીઓ, વાનરોત્તમ હનુમાનને કહેવા લાગ્યાં:[૧૮૮] "હે પ્લવંગોત્તમ! આજે તેં મહાસત્વનો નાશ કરીને મહાભયંકર કર્મ કર્યું છે. હવે તું નિર્વિઘ્નપણે તારું ઇચ્છિત કાર્ય સિદ્ધ કર.[૧૮૯] હે વાનરેંદ્ર! તારા જેવું જેનામાં ધૈર્ય, દીર્ઘદૃષ્ટિ, બુદ્ધિ, કાલોચિત કર્મ કરવાનું સામર્થ્ય નથી, તેઓ પોતાના કાર્યમાં કોઇપણ દિવસ વિજય પામતા નથી."[૧૯૦] આ રીતે આકાશમાં ફરનારા પ્રાણીઓએ તેનો સત્કાર કર્યો અને તેની કાર્યસિદ્ધિમાટે બહુ આશીર્વાદ આપ્યા. પછી હનુમાન્ ગરુડની પેઠે આકાશમાં ઉડ્યો.[૧૯૧] આ સમયે હનુમાન્ ઘણો ખરો સમુદ્ર ઓળંગી ચૂકયો હતો અને આમ તેમ જોતાં સો યોજનપર તેણે વનની પંક્તિઓ દીઠી.[૧૯૨] અને આકાશમાં ઉડતાં તેણે મલયનાં* ઉપવનો તથા અનેક પ્રકારનાં વૃક્ષોવાળો દ્વીપ પણ જોયો.[૧૯૩] ઉડતાં ઉડતાં આગળ વધતાં, દક્ષિણ તરફનો સાગર તેની સમીપના પાણીથી ભરપૂર બીજા પ્રદેશો, લંકામાંથી આવી સમુદ્રને મળનારી નદીઓનાં મુખ, તથા સાગરના તીરપર ઉગેલાં વૃક્ષો પણ તેની દૃષ્ટિએ પડ્યાં.[૧૯૪]

પછી આકાશને રુંધી નાંખે તેવો તથા મહામેઘના જેવો પોતાનો દેહ જોઇને, હનુમાન્ વિચારવા લાગ્યો: "મારું આવડું મોટું પ્રચંડ શરીર જોઇને તથા મારી આવી ગતિ જોઇને, સર્વે રાક્ષસો આશ્ચર્ય પામશે; અને તેથી તેઓને મોટું કૌતુહલ ઉત્પન્ન થશે."[૧૯૫-૧૯૬] પછી જેનો મોહ ટળી ગયો છે એવો યોગી, જેમ પોતાનાં મૂળ સ્વરૂપને પામે છે, તેમ હનુમાને પણ, પર્વતના જેવા પોતાના દેહનું રૂપાંતર કરી પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું; અને મોટા રૂપનો ત્યાગ કરી, ત્રણ પગલામાં પૃથિવી ભરી, બળિ રાજાને છેતરવાને જેમ હરિ, વામનરૂપે થયા હતા તેમ તે, પોતાનું પૂર્વ રૂપ ધારણ કરી ઉભો રહ્યો.[૧૯૭-૧૯૮]

વિવિધ રૂપ ધારણ કરનાર હનુમાન્, નાનો દેહ ધારણ કરીને સમુદ્રના તીરપર આવી, પોતાના કાર્ય સંબંધી વિચાર કરતાં કરતાં, કેતકી અને નાળિયેરીઓનાં વૃક્ષોથી ભરપૂર તથા ચિત્રવિચિત્ર શિખરવાળા લમ્બગિરિના શિખરપર ઉતર્યો.[૧૯૯-૨૦૦] અહીંયાં—સમુદ્રના સામા તીરપર આવીને પોતાનું સ્વરૂપ પાલટી, મૃગ અને પક્ષીઓને ત્રાસ પમાડતો, તે પર્વતના શિખરપર ઉતર્યો અને પછી અનેક દાનવ અને પન્નગ વગેરેથી પૂર્ણ તરંગવાળા મહોદધિને પોતાના બળથી ઓળંગી, અમરાવતીના જેવી લંકાને હનુમાન્ જોવા લાગ્યો.[૨૦૧-૨૦૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણલિપે સુન્દરકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨ જો.

### લંકા વર્ણન.

અગાધ સાગરને ઓળંગ્યા પછી, તે મહા બળવાન્ કપિ, ત્રિકૂટના શિખરપર સ્વસ્થ થઇને ઉભો રહ્યો, અને પછી લંકાપુરી તરફ દૃષ્ટિ ફેંકી.[૧] ચારે બાજુથી ખરતા પુષ્પોના વરસાદથી હનુમાન્ ઢંકાઈ ગયો હતો—તેથી જાણે તે પુષ્પમય વાનર હોય તેવો દેખાતો હતો.[૨] સો યોજનનો સમુદ્ર ઓળંગીને આવ્યા છતાં તેને જરાપણ થાક લાગ્યો નહોતો, તેમ શ્વાસ પણ ચઢ્યો ન હતો.[૩] તે પોતાના મનમાં ધારતો હતો કે, "હું હજારો યોજનના વિસ્તારવાળો સમુદ્ર ઓળંગવા શક્તિમાન્ છું, તો આ સો યોજનના સમુદ્રના તે શા ભાર?"[૪] સમુદ્રને ઓળંગ્યા પછી, ત્રિકૂટાચળના શિખરપરથી ઉઠી, મહાવેગવાન્ હનુમાન્, લંકા તરફ ચાલ્યો.[૫] ચાલતાં ચાલતાં, લીલા તૃણથી છવાયેલા, સુગંધવાળા તથા વૃક્ષોવાળા વનમાર્ગમાં તે આવી પહોંચ્યો.[૬] ત્યાંથી

* આ ઉપરથી કવિનો ભાવાર્થ એવો જણાય છે કે, હિન્દુસ્થાનની દક્ષિણે જેવો મલયપર્વત છે તેવો તેના સામેની લંકાના કિનારાપર પણ મલયપર્વત છે.

આગળ ચાલતાં, વાનરોમાં શ્રેષ્ઠ એવો હનુમાન્, જે પર્વતો તરુથી છવાઈ ગયેલા હતા તથા પુષ્પિત થયલી વનલેખાઓથી ભરપૂર હતા, તેમાં થઈને પોતાનો માર્ગ કાપવા લાગ્યો.[૭] જ્યારે હનુમાને લંબ પર્વતના શિખરપર ઉભા રહીને જોયું ત્યારે પર્વતના શિખરપર રહેલી લંકા, તથા તેની આસપાસનાં ઉપવનો તેની દૃષ્ટિએ પડ્યાં.[૮] તે ઉપવનોમાં, દેવદાર, કર્ણિકાર, ખજુરીઓ, પ્રિયાલ, જંબીર, કરંજ, કેતકી, ગંધવાળાં પ્રિયંગુ, કદંબ, સપ્તચ્છદ, અસન, કોવિદાર, કરવીર, આદિ વૃક્ષો આવી રહ્યાં હતાં.[૯-૧૦] એ બધાં વૃક્ષો પુષ્પના ભારથી લચી ગયાં હતાં. કેટલાંકને તો પુષ્પની કળિયો ફૂટેલી હતી; અને તેમનાપર હજારો પક્ષીઓનો નિવાસ હતો. તેમની ઉંચી શાખાઓ પવનને લીધે હીલમીલી રહી હતી.[૧૧] હંસ અને કારંડવ આદિ પક્ષીઓથી ભરપૂર, અનેક કમળોથી વ્યાપ્ત વાવડીઓ, હજારો વૃક્ષોથી છવાઈ ગયેલાં વિવિધ ક્રીડા કરવાનાં સ્થળો તથા વિવિધ જળાશયો ત્યાં હનુમાનની દૃષ્ટિએ પડ્યાં.[૧૨] તેમજ સર્વે ઋતુઓનાં ફળ અને પુષ્પવાળાં વૃક્ષોથી ઢંકાયેલાં બીજાં કેટલાંક જળાશયો અને રમણીય ઉદ્યાનો પણ તેની દૃષ્ટિએ પડ્યાં.[૧૩]

પછી રાવણની રાજનગરી લંકામાં તે આવ્યો, લંકા ચોતરફ મોટી પરિખાઓથી તથા તેમાં ઉગેલાં વિવિધ કમળોથી અલંકૃત હતી.[૧૪] સીતાનું હરણ કરી આવ્યા પછી, રાવણે રક્ષણ કરવાને માટે તેની ચારેકોર, ઉગ્ર ધનુષવાળા રાક્ષસો ચોકી કરવા મૂક્યા હતા.[૧૫] તેની આસપાસ સુવર્ણનો કોટ આવી રહેલો હતો. પર્વતના સરખા ઉંચા અને શરદ્ઋતુના મેઘ જેવા ધવળ મહેલો શોભી રહ્યા હતા.[૧૬] ઉંચી અને સફેત ચન્ની જેવી અટારીઓ ઝગારા કરતી હતી. સેંકડો રાવટીઓવાળી નાના પ્રકારની પતાકાઓ અને ધ્વજાઓ ફરફરી રહી હતી.[૧૭] દિવ્ય તોરણો દ્વારે દ્વારે લટકી રહ્યાં હતાં. સુશોભિત લતાઓથી તે અલંકૃત જણાતી હતી.

દેવ જેમ અમરાવતીને જુવે હનુમાન્ તેમ લંકાપુરીને જોવા લાગ્યો.[૧૮] પર્વતના શિખરપર એ લંકા આવેલી હતી અને ધવલ રંગનાં મોટમોટાં ભવનો તેમાં શોભી રહ્યાં હતાં, તે વિશ્વકર્માએ નિર્માણ કરેલી હતી, ને રાવણે રક્ષિત કરેલી તે પુરી આકાશમાં ઉડતી હોય તેવી જણાતી હતી.[૧૯-૨૦] કોટરૂપી તેનું જઘન હતું, અનંત જળ અને લીલાં વન તેનાં વસ્ત્ર હતાં; શતઘ્ની અને ત્રિશૂળરૂપી તેના કેશ હતા; અટારીઓરૂપ કર્ણફૂલ હતાં—અને જેવી મનની ઇચ્છા થઈ તે પ્રમાણેજ વિશ્વકર્માએ પંડેજ તે નિર્માણ કરેલી હતી.[૨૧-૨૨] લંકાનો મુખ્ય ઉત્તર દિશા તરફનો દરવાજો કૈલાસના રેહેઠાણ જેવો, આકાશને જાણે અડતો હોય તેવો, અને ઉંચાં ઉંચાં ભવનોથી જાણે ગગનતલને ધારણ કરી રહ્યો હોય તેવો હતો.[૨૩]

ત્યાં આગળ આવીને હનુમાન્, અનેક સર્પોથી ભરેલી ગુફાની પેઠે રાક્ષસોથી ભરેલી લંકાને, તથા તેના રક્ષણ માટે એક તરફ આવી રહેલા સાગરને અને બીજી બાજુએ રાવણ જેવા શત્રુને જોઈ વિચાર કરવા લાગ્યો કે—[૨૪] "કપિઓ અહીં આવે તો પણ, તેમનો કંઈ દહાડો વળે તેમ નથી; કેમકે દેવો આવે તોપણ યુદ્ધ કરી આ લંકા લે તેની પણ આશા નથી![૨૫] ધારો કે કદાચ મહાસમર્થ રાઘવ અહિયાં આવે, તોપણ આ વિષમ તથા દુર્ગવાળી અને રાવણથી રક્ષિત થયેલી લંકામાં આવીને તે શું કરી શકે ?[૨૬] તેમ આ રાક્ષસ સામા, સામ, દામ, ભેદ ઇત્યાદિ પ્રકાર પણ ચાલે તેમ નથી, તેમ તેને યુદ્ધમાં જિતવો પણ અશકય છે.[૨૭] અહિં તો મારો, બુદ્ધિમાન્ વાલિપુત્ર અંગદનો, સુગ્રીવનો અને નીલનો, એ ચારનો જ ઉપાય ચાલી શકે તેમ છે—અર્થાત્ અમારા ચારથી જ અહિયાં આવી શકાય.[૨૮] પણ હશે ! હમણાં એ વિચાર પડતો મુકું, પ્રથમ તો સીતા જીવતી છે કે નહિ, તે મારે જોવું જોઈએ. તે નક્કી કર્યા પછી જે કરવાનું હશે તે કરાશે."[૨૯] પછી ગિરિના શિખરપર ઉભેલો, હસ્તિબળી હનુમાન્, રામના અભ્યુદયમાટે ક્ષણભર વિચાર કરવા લાગ્યો.[૩૦]

વળી તે મનમાંજ બોલ્યો: "(આટલું તો ખરું છે કે) અતિ ક્રૂર તથા બળવાન્ રાક્ષસોના ચોકી પહેરામાંથી લંકા નગરીમાં મારાથી આ ને આ રૂપે પ્રવેશ કરી શકાશે નહિ.[૩૧] માટે સીતાની શોધ માટે, મારે આ બળવાન્ તથા પરાક્રમી રાક્ષસોને છેતરવા જોઈએ.[૩૨] મારે સીતાની શોધ લેવાનું મહત્કાર્ય કરવાનું છે, માટે હાલ તો એજ ઉચિત છે કે જેનાથી કાર્ય સધાય અને બીજાઓના દીઠામાં ન આવે એવું રૂપ મારે ધારણ કરવું; ને રાત્રિના લંકામાં પ્રવેશ કરવો."[૩૩] આમ નિશ્ચય કર્યા છતાં, વળી, દેવતાઓ અને અસુરોથી પણ જેમાં પ્રવેશ ન થઈ શકે એવી લંકાના સામું જોઈ, ઉંડો નિસાસો મુકી તે વિચારમાં ગરકાવ થઈ ગયો;—[૩૪] "રે, દુરાત્મા રાવણની નજરે ન પડતાં હું કઈ રીતે જનકતનયા મૈથિલીને શોધી

કાઢીશ?૩૫ અને કેમ વર્તું કે જેથી વિહિતાત્મા રામનું કાર્ય ભાંગી ન પડે? શી રીતે હું એકલો એકાન્તમાં જઈને વૈદેહીને મળું?૩૬ વળી આવી નીતિ છે કે;–

भूताश्चार्था विनश्यंति देशकालविरोधिताः ।
विक्लवं दूतमासाद्य तमः सूर्योदये यथा ॥ ३७ ॥
अर्थानर्थांतरे बुद्धिर्निश्चितापि न शोभते ।
घातयंतीह कार्याणि दूताः पंडितमानिनः ॥ ३८ ॥

ફળીભૂત થવાની તૈયારીપર આવેલો અર્થ પણ કાચી છાતીના દૂતને લીધે, દેશકાળવિરુદ્ધ હોય તો, સૂર્યોદય થતાં જેમ અંધકાર નાશ પામે, તેમ નાશ પામે છે.૩૭ સ્વામીએ કાર્યાકાર્યને વિષે નિશ્ચિત કરેલી બુદ્ધિ, કાચા દૂતો હોય તો શોભતી નથી; અને પોતાને પંડિત માનનારા દૂતો કાર્યનો નાશ કરે છે.૩૮ હવે શી રીતે કરવું કે, જેથી આ કાર્યનો નાશ થાય નહીં? શી રીતે હું આ સાહસ કરું! શી રીતે આ કાર્યની સિદ્ધિ કરું? કેમ વર્તું કે જેથી વૈકલવ્ય ન પામું અને આ સમુદ્ર ઓલંગ્યો તે વ્યર્થ ન જાય?૩૯ જો રાક્ષસો મને જોશે તો રાવણને મારવા ઇચ્છતા વિહિતાત્મા રામનું આ કાર્ય નિઃશંક ભાંગી જ પડશે.૪૦ વળી રાક્ષસોને છળવાને હું રાક્ષસનું રૂપ લઉં તોપણ તે તેમની અજાણમાં જાય તેમ નથી; તો હવે બીજે રૂપે જાઉં તો છાનો રહેવાની આશા જ શાની?૪૧ રાક્ષસોની આજ્ઞા શિવાય વાયુથી પણ આ નગરીમાં સંચરી શકાતું નહીં હોય, એમ હું ધારું છું. આ ભયંકર કર્મવાળા રાક્ષસોથી કંઈ પણ અજાણ્યું રહેતું નથી.૪૨ કદાપિ હું મારું આ રૂપ રાખીને અહીં ઉભો રહીશ તો નક્કી મારો નાશ જ થશે; અને રામનું કાર્ય ઠેકાણે રહી જશે; એટલા માટે હવે તો રાત પડે ત્યારે જ રામના કાર્યની સિદ્ધિને અર્થે, હું સૂક્ષ્મ રૂપ ધારણ કરી પછી લંકામાં પ્રવેશ કરીશ.૪૩–૪૪ અને દુરાસદ એવી લંકાપુરીમાં, રાતે પ્રવેશ કર્યા પછી હું સર્વ ભવનોમાં છાનોમાનો પેશી સીતાની શોધ કરીશ."૪૫

આ પ્રમાણે નિશ્ચય કરીને, વૈદેહીના દર્શનની ઉત્કંઠાવાળો મહાકપિ હનૂમાન્, સૂર્યાસ્તની વાટ જોવા લાગ્યો.૪૬ જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે હનૂમાને પોતાના મોટા રૂપનો ત્યાગ કરી, બીલાડાના જેવું રૂપ ધારણ કર્યું.૪૭ રાત પડી કે તુરત હનૂમાન્, મોટા મોટા રાજમાર્ગોવાળી લંકામાં પેઠો; અને મોટા મોટા પ્રાસાદો, સોનાના સ્તંભો અને સોનાના જાળીયાંથી ગંધર્વનગર જેવી તે નગરીને જોવા લાગ્યો.૪૮–૪૯ તે નગરીમાં સાત અને આઠ માળની હવેલીઓ અને મણિ માણિક્યથી ભૂષિત બીજાં સ્થળો અને રાક્ષસોનાં ભવનો અત્યંત સુંદર દેખાતાં હતાં.૫૦ વળી રાક્ષસોના દ્વારપરનાં ચિત્રવિચિત્ર સુવર્ણનાં તોરણોથી ચોતરફ અલંકૃત કરેલી લંકા, ઘણી દેદીપ્યમાન જણાતી હતી.૫૧ આવી અચિંત્ય તથા અદ્ભુત લંકાને જોયા પછી, હનૂમાન્, સીતાને જોવાની ઇચ્છાથી હર્ષ અને શોકમાં ડોલવા લાગ્યો.૫૨ ચુનાથી ધોળેલા અને હારબંધ આવી રહેલા સાત સાત માળના મહાલયોથી શોભતી, તે લંકાપુરી, કે જેમાં શુદ્ધ સુવર્ણનાં તોરણો બાંધેલાં છે, બહુ સુંદર છે, રાવણથી રક્ષિત છે અને ભયંકર બળવાળા રાક્ષસો ચોકીપહોરા ભરે છે તેવી લંકાપુરીમાં તે પેઠો; અને જે સમયે તે લંકાપુરીમાં પેઠો તે સમયે જાણે તેને મદદ કરતો હોય તેમ, ચંદ્રમા, આકાશના મધ્ય ભાગમાં આવી, પોતાનાં હજારો કિરણો પ્રસારતો તારાઓની મધ્યમાં શોભતો અને પોતાની ચંદ્રિકાથી સર્વ લોકને પ્રકાશિત કરતો હતો. તે વીર કપિએ પણ, શંખના જેવા, ક્ષીરસાગરના કમળ સમાન ગૌર, અતિશય પ્રકાશવાળા તથા જેમ સરોવરમાં હંસ ફરતો હોય તેમ આકાશમાં ફરતા ચંદ્રનાં દર્શન કર્યાં.૫૩–૫૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુંદરકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

## લંકાની દેવી.

ઊંચા ગયેલા શિખરવાળા, તથા મેઘના જેવા વર્ણવાળા લંબગિરિના શિખરપર ઉભેલા પરાક્રમી મરુતાત્મજે પોતાના બળનો આશ્રય કરીને રાત્રિ પડતાં લંકામાં પ્રવેશ કર્યો. તેમાં રમણીય વનો આવી રહ્યાં હતાં; રમણીય જળાશયો ઠેકઠેકાણે દર્શન દેતાં હતાં; તથા રાવણે તેને મજબૂત રક્ષિત કરેલી હતી.૧–૨ શરદ્ઋતુના મેઘના જેવાં ધવળ ભવનો ઠામઠામ શોભી રહ્યાં હતાં; સાગરના ઘોષ જેવો તેમાંથી પૌરજનોનો ઘોષ સંભળાતો હતો; સમુદ્રનો વાયુ ચોમેર વહી રહ્યો હતો.૩ મહોન્મત્ત રાક્ષસો પોતાના બળથી ચોકી કરતા હતા; તેથી એ લંકાપુરી બીજી અલકાપુરી* હોય તેવી જણાતી હતી. એ નગરીમાં ચુનાથી ધોળેલાં મોટાં મોટાં ગૃહોના દ્વારપર તોરણો બાંધેલાં હતાં અને જાણે ભોગવતી નગરી, કે જેનું અનેક સર્પો રક્ષણ કરે છે ને ફરતા ફરે છે, તેવી તે જણાતી હતી. વિદ્યુતયુક્ત

---

* કુબેરની નગરી.

મેઘ તેનું સેવન કરતા હતા, નક્ષત્રો સહિત ગ્રહો ત્યાં વસેલા હતા;[૪-૫] પ્રચંડ વાયુના શબ્દો થઈ રહેલા હતા તેથી તે જાણે અમરાવતી હોય તેવી લાગતી હતી. મોટમોટા સુવર્ણના દુર્ગો ચોતરફ આવી રહ્યા હતા.[૬] ઘંટડીઓના સુંદર ઘોષ થઈ રહ્યા હતા, પતાકાઓથી તે નગરી શોભી રહી હતી. એવી લંકા, સુંદર જણાતી હતી. હનુમાન્ હરખાતો હરખાતો લંકાના કોટ પાસે આવ્યો.[૭] તે કોટ સુવર્ણનો બનાવેલો હતો ને ત્યાં વૈડૂર્ય-મણિના ચોક પૂરેલા હતા. તેની ભૂમિ મણિ, સ્ફટિક અને મુક્તાથી જડેલી હતી. તપ્ત સુવર્ણના મત્ત હસ્તીઓ તેનાપર ચિતરેલા હતા, રૂપાનાં કોશિશાં આવી રહ્યાં હતાં. તેનાં પગથિયાં વૈડૂર્યમણિનાં બાંધેલાં હતાં; તથા સ્ફટિકની રજવાળા પથ્થરો જડેલા હતા. આકાશને અડતાં સુંદર સભાગૃહો તેની ઉપર બાંધેલાં હતાં અને રાજહંસો, ક્રૌંચ, તથા મયૂરોના શબ્દોથી તથા મોટાં મોટાં સુવર્ણનાં પુરદ્વારથી તે વિશેષ શોભતી હતી. ત્યાં તૂરીઆદિ વાદિત્રના નાદ પણ થયા કરતા હતા. આવી અલકાવતી જેવી લંકાનગરીને જોઇને હનુમાન્ હર્ષ પામ્યો.[૮-૧૨] રાક્ષસાધિપતિની અતિ ઉત્તમ તથા સમૃદ્ધિવાળી લંકાપુરીને જોઇને, હનુમાન્ વિચાર કરવા લાગ્યો કે,[૧૩] "ઉગામેલાં આયુધોવાળા રાવણના સૈનિકોએ રક્ષિત કરેલી આ લંકાપુરી, કોઇનાથી પણ લેવાય તેવી નથી.[૧૪] પરંતુ કુમુદ, અંગદ, સુષેણ, મૈન્દ તથા દ્વિવિદથી અહિંયાં આવી શકાશે, તથા સૂર્યપુત્ર સુગ્રીવ, કપિમુખ્ય જાંબુવાન તથા કુશપર્વ, અહિંયાં આવી શકશે તેમ જ હું પણ અહિંયાં આવી શકીશ ખરો." આવો વિચાર કરી, રામ તથા લક્ષ્મણનું પરાક્રમ સંભારી તે ઘણો આનંદ પામ્યો.[૧૫-૧૭]

પછી તે મહાપરાક્રમી કપિએ, રાક્ષસેશ્વરની રાજનગરી નિહાળી. તે રત્નના કિલ્લારૂપી વસ્ત્રથી વિંટાયેલી હતી; ગૌશાળા, ગજશાળા ને અશ્વશાળાનાં શિખરો તેનાં કર્ણાભૂષણ હતાં; તોપાદિ યંત્રગૃહોના ઘૂમટ તેના સ્તન હતા, જેથી તે અતિ સમૃદ્ધિથી ભરેલી, ભૂષિત કરેલી પ્રમદા જેવી જણાતી હતી, તેમ જ દીપકો અને પ્રકાશ મારતા મહાલયોએ જેના અંધકારનો નાશ કર્યો છે એવી તે શોભતી હતી.[૧૮-૧૯] હનુમાન્ જ્યારે તેમાં પ્રવેશ કરતો હતો ત્યારે લંકાની અધિષ્ઠાતા દેવીએ તે કપિશાર્દૂલને જોયો;[૨૦] અને જોયું કે હનુમાન્ પ્રવેશ કરવા તત્પર થયેલો છે, ત્યારે રાવણથી રક્ષિત કરાયેલી, લંકાની અધિષ્ઠાતા દેવી પોતે એકદમ ઉઠી, અને ઘોર ભયંકર મુખ કરી, તે વીર હનુમાનની સામે આવી ઉભી રહી. પછી મહાનાદ કરી તે મરુતાત્મજને કહેવા લાગી:[૨૧-૨૨] "અલ્યા વાનરા! તારું રહેઠાણ તો વનમાં છે, તો બોલ, તું કોણ છે? અહીં શા માટે આવેલો છે? જ્યાં સુધી તું જીવતો રહે તેટલામાં જે સત્ય હોય તે મને કહી દે.[૨૩] ઓ વાનર! તું નક્કી માનજે કે, તારાથી આ લંકામાં પેશી શકાવાનું નથી; કારણ કે આ નગરીનું ચારે પાસથી રાવણના સૈનિકોએ રક્ષણ કરેલું છે."[૨૪]

તેનાં આવાં વચન સાંભળીને વીરહનુમાન્, પોતાની આગળ આવી ઉભેલી લંકાની અધિષ્ઠાતા દેવી પ્રત્યે બોલ્યો:-"હે સ્ત્રી! તું જે મને પૂછે છે તે સઘળું હું તને યથાર્થ કહી સંભળાવીશ.[૨૫] પરંતુ પહેલાં તું તો મને કહે, કે આવા બીહામણાં નેત્રવાળી તું વળી કોણ છે? અને આ નગરીના દ્વારમાં શા માટે આવી ઉભી છે? અને મારાપર આ પ્રમાણે ક્રોધ કરી શા માટે મારો તિરસ્કાર કરે છે."[૨૬] હનુમાનનાં આવાં વચન સાંભળીને, ઇચ્છિત રૂપ ધરનારી તથા ક્રોધાયમાન થયેલી લંકા (અધિષ્ઠાત્રી) મરુતાત્મજને, આ પ્રમાણે કર્કશ વચનો કહેવા લાગી:[૨૭] "હે વાનર! હું મહાપ્રતાપી રાવણરાજની આજ્ઞા પાળનારી તથા આ નગરીની રક્ષા કરનારી છું.[૨૮] મારો પરાભવ કોઇથી પણ થઈ શકે તેમ નથી; તેથી મારી અવજ્ઞા કરી તારાથી આ નગરીમાં પેશી શકાશે નહિ. યાદ રાખજે કે, આજે હું તને મારીશ અને મારા હાથે પ્રાણથી વિમુક્ત થયેલો તું અહિંયાં લાંબો થઈ સુઇશ.[૨૯] હે વાનર! હું સાક્ષાત્ લંકાપુરી છું, અને રક્ષણ કરવાનું કામ મારું છે; તેટલા માટે મેં તને આ રીતે કહ્યું છે."[૩૦]

લંકાનાં આવાં વચન સાંભળી, હનુમાન્-વાયુનો પુત્ર-કપિઓમાં સર્વોત્તમ-પર્વતની પેઠે દૃઢ ઉભો રહ્યો; અને ભયંકર સ્રીરૂપમાં આવેલી લંકાને કહ્યું કે, "અહિ લંકાબાઈ! હું લંકા નગરી જોવાને માટે ઘણો જ ઉત્સુક છું અને એટલા માટે જ અહીં આવ્યો છું, માટે (તું ગમે તેમ કરશે તોપણ) અટારીઓ, કિલ્લાઓ અને તોરણોવાળી આ નગરીને હું જોઇશ જ.[૩૧-૩૩] તેમ જ તેનાં કૃત્રિમ વનો, કુંજો, ઉપવનો તેમ જ મુખ્ય મહેલો જોવાને માટે જ હું અહીં આવ્યો છું."[૩૪] હનુમાનનાં આવાં વચન સાંભળી, કામરૂપ લંકા ક્રોધ કરી પુનઃ બોલી:-"અલ્યા દુષ્ટબુદ્ધિ વાનર! જેનું રાક્ષસાધિપ રાવણ રક્ષણ કરે છે તેવી હું લંકાને આજે જિત્યા વિના તારાથી અંદર જવાય ને તે જોવાય એ

વાત બનવી અશક્ય છે."[35-36] તે નિશાચરી જ્યારે આ પ્રમાણે બોલી ત્યારે વાનરસિંહે તેને કહ્યું કે, "હે મધુરી! હું આ નગરીમાં રહેનાર નથી, તેથી એ સારી રીતે જોવા આવ્યો છું તે જોઇને જેમ આવ્યો છું તેમ જ છાનોમાનો પાછો ચાલ્યો જઇશ. (માટે મને જવા દે)."[37]

હનૂમાનનાં આવાં વચન સાંભળીને લંકાને ઘણો ક્રોધ ચઢ્યો. તેણે ઘોર ગર્જના કરીને હનૂમાનને વેગમાં આવીને પોતાના હાથનાં તળિયાંવડે લાત મારી.[38] લંકાએ આમ સખ્ત પ્રહાર કરવા માંડ્યા એટલે વાયુપુત્ર હનૂમાને તેવી જ ઘોર ગર્જના કરી.[39] અતિશય ક્રોધ કરીને પોતાના ડાબા હાથની મુક્કી વાળી, લંકાને સજ્જડ લગાવી.[40] લંકાને સ્ત્રીરૂપ જાણી હનૂમાને પૂર્ણ ક્રોધથી મુક્કી મારી ન હતી, તોપણ તેના પ્રહારથી ભયંકર દેખાવવાળી તથા વિકળ અંગવાળી તે લંકાદેવી, પૃથ્વીપર ચત્તીપાટ પડી, અને તે પૃથ્વીપર પડી છતાં મહાપ્રતાપી વીર હનૂમાને સ્ત્રી જાણી, દયાને લીધે તેને જવા દીધી.[41-42] પછી અત્યંત ઉદ્વિગ્ન થયેલી ગદ્‌ગદિત થઈ ગયેલી લંકાદેવી ગર્વરહિત થઈ બોલી કે—"હે મહાબાહો! હે સૌમ્ય! દયા કર, દયા કર. હે કપીન્દ્ર! મારું રક્ષણ કર! પરાક્રમી અને બળવાન્ પુરુષો, સ્ત્રીને ન મારવી એ નીતિનો સર્વથા ત્યાગ કરતા નથી.[43-44] હે બળવાન્ વાનર! હું લંકાનગરી છું. હે મહા બળવાન્! આજે તેં તારા પરાક્રમથી મને જિતી છે.[45] હે હરીશ્વર! હવે હું તને જે સત્ય વાત નિવેદન કરું છું તે સાંભળ. પૂર્વે મને બ્રહ્માએ પોતે જ વરદાન આપ્યું હતું કે, 'જ્યારે કોઈ વાનર તને પોતાના પરાક્રમથી વશ કરી જિતે, ત્યારે તું જાણજે કે, હવે રાક્ષસોને માથે કંઈ ભય આવી પડેલું છે.'[46-47] હે સૌમ્ય! આજે તારો સમાગમ થવાથી, તે સમય નિકટ આવ્યો છે, એમ હું માનું છું. કારણ કે બ્રહ્માનું વચન ક્યારેય પણ મિથ્યા હોય જ નહિ.[48] સીતાના (હરણ) નિમિત્તથી, દુરાત્મા રાવણનો અને સર્વ રાક્ષસોનો વિનાશ સમીપ આવ્યો છે, તેટલા માટે હે વાનરશ્રેષ્ઠ! તું રાવણની રાજનગરીમાં સુખે પ્રવેશ કર; અને જે કાર્ય કરવાની તારી ઇચ્છા હોય તે સુખેથી કર.[49-50] હે વાનરેશ્વર! નંદિકેશ્વરનો શાપ પામેલી આ રાવણની પુરીમાં પેશીને, તારી ઇચ્છામાં આવે ત્યાં ફરી તું જનકતનયાને શોધ."[51]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણ વિષે સુન્દરકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪ થો.

### લંકાની રચના.

કામરૂપધારી લંકાદેવીને પોતાના પરાક્રમથી જિતીને, મહાતેજસ્વી કપિશ્રેષ્ઠ હનૂમાન, તે રાત્રિએ દરવાજામાંથી દાખલ થયો નહીં—કેમકે તે બંધ હતો—પણ કોટ ઓળંગી લંકામાં ગયો.[1-2] કપિરાજ સુગ્રીવનું હિત કરનાર હનૂમાને લંકામાં પ્રવેશ કરતાં, જેમ શત્રુના શિરપર પગ મૂકે તેમ પહેલે જ ડાબો પગ મૂક્યો.*[3] તે રાત્રિએ લંકામાં હનૂમાને પેઠા પછી, અનેક પ્રકારનાં પુષ્પોથી છાયેલા રાજમાર્ગે થઇને રમણીય લંકા નગરીમાં જવા માંડ્યું.[4] તે વખતે અટ્ટહાસના મોટા ખડખડ શબ્દની સાથે તુરીના ઘોષથી શબ્દિત થયેલી, વજાંકુશ સમાન હીરાનાં જાળીયાંવાળી, મોટાં મોટાં ગૃહોથી શોભી રહેલી લંકાનગરી, જેમ મેઘમંડળથી આકાશ શોભે તેવી શોભતી હતી.[5-6] તે સમયે લંકાની શોભા અભ્ર સમાન ધોળી, ચિત્રવિચિત્ર અને પદ્મ તથા સ્વાસ્તિક જેમાં કાઢેલાં છે એવાં રાક્ષસોના ગૃહોથી અને વિવિધ રીતે ભૂષિત કરેલાં વર્દ્ધમાન સ્થાનકોથી શોભી રહી હતી.[7] સુગ્રીવનું હિત કરવાને માટે અને રામને અર્થે, પુષ્પગુચ્છોથી શણગારેલી લંકાને, પૂર્ણ આનંદથી તે જોતો હતો.[8] તે લંકામાં એક ઘેરથી બીજે ઘેર એમ રખડતાં રખડતાં લંકાનગરીનાં રંગબેરંગી ભવનો જુવે છે;[9] કામથી વિંધાયેલી લંકાની સ્ત્રીઓનાં ત્રણ સ્થાનથી† ઉત્પન્ન થતા સ્વર, મધુર કંઠવાળી અપ્સરા જ સ્વર્ગમાં જાણે ગાયન કરતી હોય તેવા સાંભળી, તે ઘણો પ્રસન્ન થતો હતો.[10] વળી તેણે રાક્ષસોનાં ગૃહોમાં પગથીઆંપર ચડઉતર કરતી સ્ત્રીઓના કટિમેખલાના સ્વર ને નૂપુરનો રણઝણાટ સાંભળ્યો.[11] તેમ ક્રીડા કરતા રાક્ષસોના સિંહનાદ અને તાળના શબ્દ પણ તેના સાંભળવામાં આવ્યા.[12] કેટલાક રાક્ષસો ઘરમાં બેઠા બેઠા મંત્ર જપતા હતા; કોઈ સ્વાધ્યાયમાં તત્પર રહેલા હતા; તેમ કોઈ રાવણની સ્તુતિ કરતા હતા; તે સર્વને જોતો જોતો તે ચાલ્યો જતો હતો.[13]

---

* તાત્પર્ય કે હનૂમાને લંકામાં પ્રવેશ કર્યો કે—તે શત્રુએ ભૂમિપર પ્રથમ પગ મૂક્યો તે જમણો નહીં પણ ડાબો હતો. ડાબો પગ શત્રુના રાજ્યમાં પ્રથમ મુકે તો, શત્રુનું અણહિત કરનાર ગણાય છે.

† આર્ય ગાનકળામાં આલાપના ત્રણ ભેદ છે. મંદ્ર—ઉરસ્થળમાંથી નીકળતો સ્વર, મધ્યમ—કંઠમાંથી નીકળતો અને તિવ્ર—શિરમાંથી નીકળતો સ્વર.

આમ ફરતાં ફરતાં જ્યારે હનૂમાન્ નગર મધ્યની માંડવી આગળ આવ્યો, ત્યારે ત્યાં ચોકીમાટે રાવણે બેસાડેલા તથા કેટલાક ચારનું કામ કરનારા રાક્ષસોનું ટોળું તેની દૃષ્ટિએ પડ્યું.[૧૪] આમાંના કેટલાક મંત્ર જપતા હતા; કેટલાકના માથાપર જટા બાંધેલી હતી; કેટલાકોએ ગાયોનાં ચર્મ પહેરેલાં હતાં; કેટલાકે વસ્ત્ર પહેર્યાં હતાં ને કેટલાક તો સાવ નગ્ન હતા.[૧૫] હનૂમાને દૃષ્ટિ ફેંકી તો જણાયું કે, કેટલાકે હાથમાં દર્ભનાં આયુધો પકડેલાં હતાં અને કેટલાએકને પોતાના અગ્નિકુંડો એ જ આયુધો હતાં. કોઇએ હાથમાં મુદ્ગર ઝાલેલાં હતાં, ત્યારે કોઇના હાથમાં (કૂટ)* દંડ પકડેલા હતા, અને કેટલાક પાસે દોરડાં હતાં.[૧૬] આ ચોકીવાળામાંના કેટલાકને એક જ આંખ હતી ને તેઓના ભિન્ન ભિન્ન વર્ણ હતા, કેટલાકને એક જ શિશ હતું-જે આમ તેમ કંપી રહેલું હતું. આ ચોકિયાતો ઘણા ભયંકર અને વિકટ અંગ વાળા હતા. કોઈ ઠીંગણા, તો કોઈ તાડ જેવા ઉંચા, કોઇના હાથમાં ધનુષ તો કોઇના હાથમાં તરવાર, તો કોઇએ હાથમાં બંદૂક, મુશળ, પરિઘ ઇત્યાદિ આયુધો પકડેલાં હતાં. તેઓએ ચિત્રવિચિત્ર કવચો પહેર્યાં હતાં.[૧૭-૧૮] એ દૂતોનાં શરીર બહુ જાડાં નહીં, તેમ બહુ પાતળાં પણ ન હતાં. તેમની ઉંચાઈ મધ્યમ હતી ને વર્ણે કાળા પણ નહીં તેમ અતિ ગૌર પણ નહોતા.[૧૯] આ દૂતોમાંના કેટલાક વિરૂપ હતા, કેટલાક બહુરૂપી હતા; તેમ કેટલાક અતિ તેજસ્વી અને રૂપાળા પણ હતા; કોઇની પાસે ધ્વજાપતાકાઓ હતી. કોઇની પાસે અનેક પ્રકારનાં આયુધો હતાં; કોઇની પાસે શક્તિઓ, વૃક્ષો, પટ્ટિશ, વજ્ર, ગોફણો અને પાશ પણ હતાં. કોઇએ પુષ્પની માળા પહેરેલી હતી, ત્યારે કોઈએ ચંદનના લેપ કર્યાં હતા અને કોઇએ ફક્કડ ઘરેણાં પહેરેલાં હતાં. આમ અનેક પ્રકારના વેશ ધારણ કરેલા આ સર્વે, પોતપોતાની ઇચ્છામાં આવે તે ઠેકાણે ગમન કરી શકે તેવા હતા. આ રીતે તીક્ષ્ણ શૂલ તથા વજ્રને ધારણ કરનારા સહસ્રાવધિ, સાવધાન રહીને ચોકી કરતા ત્યાં ઉભેલા રાક્ષસોને હનૂમાને જોયા.[૨૦-૨૩]

આ સર્વે સાવધ રાક્ષસો રાવણની આજ્ઞાથી તેના અંતઃપુરનું રક્ષણ કરતા હતા. હનૂમાન્, રાવણના મહેલની ડોઢી આગળ આવી પહોંચ્યો, ત્યારે તેણે જોયું તો અમૂલ્ય સોનાનાં તોરણો લટકી રહેલાં છે, ને તે મહેલ પર્વતના શિખરપર બાંધેલો છે. તેની આસપાસ ખાઈ આવી રહેલી છે, અને તેમાં ધવળ કમળ ઉગેલાં છે.[૨૪-૨૫] ચારેમેર કિલ્લો છે ને તે સ્વર્ગ જેવો દિવ્ય લાગે છે. દિવ્યનાદથી તથા ગાજી રહેલા અશ્વોના હણહણાટથી તે ગાજી રહેલો છે, અશ્વ, રથ, વાહનો, પુષ્પક વિમાન, ઘોડા, ચાર દાંતવાળા તથા શરદના વાદળ જેવા હાથી, ઉન્મત્ત મૃગ તથા પક્ષીઓ દરવાજાપર ડોલી રહેલાં છે, અને તે દુષ્પ્રવેશ્ય તથા બળવાન્ રાક્ષસોથી રક્ષિત થયેલો છે. એવો રાવણનો મહેલ હનૂમાનની દૃષ્ટિએ પડ્યો તે જોઈ તે ચકિત જ થયો.[૨૬-૨૯]

પછી હનૂમાન્, રાવણના મહેલ પાસે આવ્યો. આ મહેલ તપ્તકાંચનનો બનાવેલો હતો, ને તેની પાછળ કોટ આવી રહ્યો હતો, તે જામ્બુનદનો હતો. મણિ, હીરા અને મોતીઓનાં ફૂળ જ્યાં ત્યાં જડેલાં હતાં અને ચોગરદમ ઉત્તમ કાલાગરુનો ધૂપ થતો હતો. પછી ધીમે ધીમે રાવણના એવા અંતઃપુરમાં હનૂમાને પ્રવેશ કર્યો.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫ મો.

## લંકાની શેરીઓ.

[પોતાના તેજવડે સર્વ લોકને પ્રકાશિત કરતો તથા સમુદ્રને વૃદ્ધિ પમાડતો સહસ્ર કિરણવાળો ચંદ્રમા, તારાઓના મધ્યમાં ઉદય પામ્યો. રામનું સાચિવ્ય કરતા હનૂમાને, શંખના જેવા સફેત, દૂધ જેવા ઉજળા અને કમળના સમૂહ જેવા વર્ણવાળા સરોવરમાં ફરતા હંસની પેઠે આકાશમાં ગમન કરતા ચંદ્ર તરફ દૃષ્ટિ કરી, ત્યારે ચંદ્ર આકાશના મધ્ય ભાગમાં આવી રહ્યો હતો.*] તે શીતકીરણ આપતો અને જ્યોત્સ્નારૂપી છત્રથી છવાયલો ચન્દ્ર, સૂર્યના યોગથી જાણે કીરણોને પ્રસારતો હોય તેવો જણાતો હતો અને ગોષ્ઠને વિષે મત્ત થઈ, ભ્રમણ કરતા વૃષભ જેવો તે લાગતો હતો. એવા ચન્દ્રનાં બુદ્ધિમાન્ હનૂમાને પૃથ્વિપરથી દર્શન કીધાં.[૧] તે જાણે લોકોના પાપનો વિનાશ કરતો હોય, તેવો દિસતો હતો. સમુદ્રને વિસ્તાર પમાડનાર તથા સર્વ પ્રાણી માત્રને પ્રકાશ આપનાર ચન્દ્ર, ધીરે ધીરે (આકાશમાં) જતો (જણાતો) હતો અને તે હનૂમાન્ જોતો હતો.[૨] જેમ લક્ષ્મી, પૃથ્વીપર મન્દરાચળમાં શોભે છે, પ્રદોષ સમયે સાગરમાં રહી શોભે છે અને જળને વિષે કમળોમાં શોભે છે તેમ, તે લક્ષ્મી, ચન્દ્રમાં

---

* આ એક જાતનું ગુપ્તિ જેવું શસ્ત્ર છે.

* કૌંસમાં આપેલો ભાગ પ્રક્ષિપ્ત છે.

રહીને શોભતી હતી.[૩] જેમ હંસ રૂપાના પાંજરામાં શોભે, સિંહ મંદરાચળની ગુહામાં શોભે તથા શૂરવીર પુરુષ ગર્વિષ્ઠ હસ્તિના ઉપર શોભે છે તેમ, ચન્દ્ર પણ આ સમયે આકાશમાં શોભતો હતો.[૪] હરિણશૃંગના ચિહ્નવાળો ચન્દ્ર, શૃંગવાળા આખલા જેવો, કે ઉંચાં ગયેલાં ધોળાં શૃંગવાળા પર્વતના જેવો, કે સુવર્ણના દંતુશળવાળા હાથી જેવો શોભતો હતો.[૫] શીત જળના કણથી જેનાં કમળ નાશ પામેલાં છે, મહાગ્રહના સંસર્ગમાં આવવાથી જેના કલ્મષનો નાશ થયો છે, તથા પ્રકાશ લક્ષ્મીનો આશ્રય કરવાથી જેનાં કાળાં ચિહ્નો પણ નિર્મળ દેખાય છે એવો ભગવાન્ શશાંક, શોભા આપતો હતો[૬] અને જેમ એક શીલાતલ ઉપર બેસવાથી સિંહ શોભે છે, મોટા વનમાં પ્રવેશ કરવાથી હસ્તિ વિરાજે છે, રાજગાદિપર બેસવાથી રાજા શોભે છે, તેમ–ચન્દ્ર પણ સંપૂર્ણ પ્રકાશથી શોભતો હતો.[૭] પ્રકાશયુક્ત ચન્દ્રના ઉદયથી જેના અંધકારનો નાશ થયો છે અને જે રાક્ષસોની માંસ ભક્ષણ કરવાની વૃત્તિરૂપી દોષને વધારે છે, તથા દંપતીઓના પ્રણય કલહને શમાવી દે છે (દંપતી ઉંઘી જાય છે) ને સુખનો પ્રકાશ કરે છે એવો ભગવાન્ પ્રદોષ (મધ્યરાત્રી) આ સમયે સ્વર્ગમાં પ્રકાશતો હતો.[૮]

એક સમયે વાજીત્રના તારોના સ્વરો કર્ણને ચોમેરથી સુખ આપતા હતા, સુંદરીઓ પણ પતિને સ્હોડમાં ઘાલી નિદ્રા લેતી હતી અને અતિ ભયંકર વૃત્તવાળા નિશાચરો પોતાનો ભક્ષ્ય ખોળવાને માટે જ્યાં ત્યાં નીકળી પડ્યા હતા.[૯] આ સમયે વિચક્ષણ હનૂમાને જોયું તો કેટલાક રાક્ષસો ધન અને મદ્યથી મત્ત થઈ ગયેલા હતા; કેટલાક રથ, અશ્વ અને સુવર્ણના આસનપર પડેલા હતા; અને કોઈ કોઈ રાક્ષસોનાં મંદિરો, પુષ્કળ લક્ષ્મીથી શોભતાં હતાં.[૧૦] મત્ત થયેલા આ રાક્ષસો, પોતાની મોટી ભુજાઓવડે એકબીજાને ખેંચતા હતા, એકમેકને ઉત્તર પ્રત્યુત્તર આપતા હતા તથા એક બીજાને હલકાં વચનો કહી તિરસ્કારો પણ કરતા હતા.[૧૧] કેટલાએક રાક્ષસો, એકબીજા સાથે વક્ષઃસ્થળ લડાવતા હતા, ત્યારે કોઈ વળી પોતાની સ્ત્રીના ઉપર પોતાનાં હસ્તાદિ અંગને નાંખતા હતા, કોઈ ચિત્રવિચિત્ર પોશાક પહેરતા હતા, ત્યારે કોઈ દૃઢ ચાપને ખેંચતા હતા–એ સર્વને હનુમાન્ આ વેળાએ નિહાળતો હતો.[૧૨] કેટલીક સ્ત્રીઓ શરીર ઉપર ચંદન આદિ અંગરાગ ચર્ચતી હતી, કેટલીક નિદ્રા લેતી હતી; ત્યારે કેટલીક સુંદર મુખવાળી સ્ત્રીઓ, હાસ્ય કરતી હતી, કુપિત થયેલી કેટલીક સ્ત્રીઓ નિઃશ્વાસ નાંખતી હતી, તેમને પણ હનૂમાને જોઈ.[૧૩] જેમ ફુંફવાડા મારતા સર્પોના રાફડા શોભે છે તે પ્રમાણે ગર્જના કરતા હાથીઓથી, પવિત્ર પુરુષોથી અને નિઃશ્વાસ નાંખતા વીરોથી લંકાપુરી શોભી રહી હતી.[૧૪] તે નગરીમાં ઉત્તમ બુદ્ધિવાળા, મધુર બોલનારા, આસ્થાવાળા, જગતમાં પ્રધાન ગણાતા, નાના પ્રકારના વેશવાળા, રુચિર લાગે તેવાં નામવાળા કેટલાક રાક્ષસો હતા. તે પણ હનૂમાનના જોવામાં આવ્યા.[૧૫] આવા સુરૂપ અને નાના પ્રકારના ગુણયુક્ત રાક્ષસોને જોઈ, હનૂમાન્ ઘણો આનંદ પામ્યો. કેટલાક રૂપાળા અને તેજસ્વી હતા તેમ કેટલાક કદરૂપા–રાક્ષસો પણ તેને દૃષ્ટિગોચર થયા.[૧૬] તેમ વિશુદ્ધ ભાવવાળી, મોટા પ્રભાવવાળી, સુંદર કટાક્ષવાળી, ઉત્તમ આભૂષણ ને રુડા સ્વભાવની, તારાના જેવી તથા પાનાદિકમાં આસક્ત ચિત્તવાળી કેટલીક સ્ત્રીઓ પણ તેની નજરે પડી.[૧૭] વળી મધ્ય રાત્રિએ રૂપ રૂપના અંબાર જેવી કેટલીક સ્ત્રીઓ પોતાના સ્વામિના આલિંગનથી લજવાઈ ગયેલી, અને પક્ષીથી આલિંગન પામેલી પક્ષિણીઓના જેવી થઈ રહી હતી. તે પણ હનૂમાનના જોવામાં આવી.[૧૮] તેમ જ કેટલીક સ્ત્રીઓ પોતાના વિલાસભવનમાં, સ્વામીઓના ખોળાઓમાં બેઠેલી હતી, કોઈ સ્વામિની માનીતી જણાતી હતી, કોઈ ધર્મપરાયણ પરણેલીઓ હતી, અને કોઈ મદનથી વિહ્વળ થઈ ગયેલી પણ હતી, તેને બુદ્ધિમાન હનૂમાને જોઈ.[૧૯] કેટલીક સ્ત્રીઓ વસ્ત્ર વગરની હોવાથી સુવર્ણરેખા જેવી અથવા તપ્ત સુવર્ણના જેવા વર્ણવાળી હતી. કોઈ ચન્દ્રવર્ણી, તો કોઈ ભર્તાથી રીસાયલી હતી અને કોઈ રુચિર વર્ણવાળી પણ હતી.[૨૦] કેટલીક પોતાના પતિને મળવાથી હર્ષિત થયેલી, મનોભિરામ પુષ્પથી અધિક મનોહર લાગતી હતી. અત્યંત પ્રીતિવાળી પણ કેટલીક સ્ત્રીઓ તે રાક્ષસોના ઘરમાં હતી.[૨૧] હનુમાને જોયું તો, ચંદ્રના જેવાં પ્રકાશ મારતાં મુખવાળી, સુંદર પાંપણોવાળાં નેત્રની પંક્તિઓવાળી અને વિદ્યુતના જેવો પ્રકાશ મારતી કેટલીક સ્ત્રીઓ પણ અનેક ઘરેણાં સાથે નજરે પડી.[૨૨]

તેણે આટલું બધું જોયું, પણ અતિ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી, સન્માર્ગે વર્તનારી, રાજકુળમાં જન્મેલી, પ્રફુલિત લતાના જેવી, રુડી રીતે ઉછેરાયેલી, તન્વી, બ્રહ્માએ મનથી સરજેલી, પતિવ્રતા, રામને જ ઝંખનારી, રામના જ વિચારમાં ને વિચારમાં તલ્લીન રહેનારી, સ્વામીના જ ચિત્તમાં નિવાસ કરી રહેલી, સર્વ

સ્ત્રીઓમાં શ્રેષ્ઠ, વિરહાગ્નિથી બળેલી, બાષ્પબિંદુના ઝરવાથી ગદ્ગદિત કંઠવાળી, રામના સંગમાં હતી ત્યારે ઉત્તમ ઉત્તમ નિષ્ક આદિ અલંકારયુક્ત કંઠવાળી, સુંદર પાંપણોવાળી, તથા વનમાં ફરનારી મયૂરીના જેવા મધુર કંઠવાળી, ( હમણા ) આછી દેખાતી ચંદ્રલેખા અથવા ધૂળથી ઢંકાયલી સુવર્ણ રેખા, અથવા ક્ષતમાંથી ઝરતી રુધિરની રેખા જેવી, અથવા વાયુથી ભાગી ગયેલી હેમરેખાના જેવી, સીતાને તેણે કોઈ સ્થળે દીઠી નહીં.[૨૩–૨૬]

આટલી બધી શોધ છતાં, જ્યારે હનૂમાને, વક્તાઓમાં શ્રેષ્ઠ એવા મનુજેશ્વર, રામની પ્રિયા સીતાને ન દીઠી ત્યારે તે શોધ લેવામાં પોતાનું ચાતુર્ય વ્યર્થ છે, એમ માની ઘણો દુઃખિયો થયો.[૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬ ઠ્ઠો.

## રાવણનો મહેલ.

પછી ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરનાર હનૂમાન્, સાત સાત માળના મોટા મોટા મહેલોનાં છાપરાંપરથી ઇચ્છિત ચાલે ચાલતો લંકાપુરીમાં ઘણી ત્વરાથી ઘૂમવા લાગ્યો.[૧] અને ( આખરે ) તે, સૂર્યના સરખા ઝગઝગિત તથા અતિશય કાન્તિમાન્ કિલ્લાથી ઘેરાયલા, રાવણના મહેલ આગળ આવી પહોંચ્યો.[૨] સિંહ જેમ મોટાં વનનું રક્ષણ કરે છે, તેમ રાક્ષસો તેનું રક્ષણ કરતા હતા. મહાબાહુ કપિએ, રાવણનો તે મહેલ, ચંદ્રને અજવાળે બધો તપાસ્યો. ઠામઠામ તેમાં શોભાયમાન રૂપાનાં ચિત્રો કાઢેલાં હતાં. અને સુવર્ણભૂષિત તોરણો લટકી રહ્યાં હતાં. સુંદર કક્ષાઓથી તેના દરવાજાઓ શોભી રહ્યા હતા.[૩–૪] જ્યાં ત્યાં હસ્તિઓપર મહાવતો બેઠા હતા, અને શૂરવીરો એવા હતા કે જેઓને લેશ પણ થાક ચઢે નહીં. ચાલવામાં ઘણા વેગવાળા રથને જોડવાના ઘોડાઓ પણ હતા, એમાં સિંહ તથા વાઘના ચામડાના પડદાઓ ઠેરઠેર ઝુલી રહ્યા હતા. વળી દાંતની અને સોના રૂપાની પ્રતિમાઓ ગોઠવેલી હતી, તથા ઘંટાનો ઘણઘણાટ ચોમેર થયા કરતો હતો–તે જાણે અનેક રત્નોથી ભરપૂર મહારથો આસનોથી ભૂષિત જ હોય તેમ લાગતું હતું. મહારથોનો ત્યાં સંગ્રહ હતો ને મહારથીઓને વસવાનું તે સ્થાનક જ હતું. દેખાવડા અને સુંદર મૃગ પક્ષી આદિથી તે ભરપૂર હતું. તેના બહારના ભાગનું રક્ષણ નમ્ર રાક્ષસો કરતા હતા. તેમાં નૌતમ સર્વોત્તમ સુંદરીઓ વિરાજતી હતી, અને આનંદી સ્ત્રીરત્નોનો તો તે જાણે ભંડાર હતો.[૫–૯] તે મહેલ, સુંદર આભૂષણોના શબ્દથી સમુદ્રની પેઠે ગાજી રહ્યો હતો. છત્ર, ચામર અને ચંદન સહિત સિંહોથી વસેલા વનની પેઠે તે મહાજનોનું નિવાસ સ્થળ હતું.[૧૦–૧૧] ભેરી, મૃદંગ આદિના શબ્દો ત્યાં ગાજી રહેતા હતા. શંખનાદથી તે નાદિત હતો ને પર્વને વિષે રાક્ષસો ત્યાં નિત્ય શિવપૂજન કરતા હતા.[૧૨] મહેલની શોભામાં કશી કચાશ નહોતી. સમુદ્રના જેવો તે ગંભીર હતો; મહારત્નનાં ઘરેણાંનો અવાજ જ્યાં ત્યાંથી આવતો હતો; અનેક મહારત્નોથી તે ભરપૂર હતો; એવા રાવણના મહેલને હનૂમાન્ જોતો હતો.[૧૩] ત્યાંથી તે સીતાને શોધવા આગળ ચાલ્યો ને મનમાં બોલ્યો કે, "રથ, ગજ, અશ્વ આદિથી ભરપૂર રાવણનો આ મહેલ, બેશક, લંકાનો શણગાર જ છે."

ત્યાંથી નિકળી, રાવણના મહેલની પાસે આવેલાં રાક્ષસોનાં ઘરો ઉપર તથા ઉદ્યાનોમાં હનૂમાને ફરવા માંડ્યું. યત્કિંચિત્ પણ ડર રાખ્યા વિના તે ચારે તરફ ઘૂમવા લાગ્યો.[૧૪–૧૬] પછી વીર્યવાન્ હનૂમાન્, રાવણનું ભવન મુકીને પ્રહસ્તના ઘરપર ચઢ્યો, અને ત્યાંથી કૂદી મહાપાર્શ્વના મહેલમાં ગયો.[૧૭] ત્યાંથી વેગવાન્ હનૂમાન્, મેઘના જેવા વર્ણવાળા કુંભકરણના મહેલમાં ગયો; ત્યાંથી વિભીષણના ભવનપર ગયો; અને ત્યાંથી પછી મહોદર, વિરૂપાક્ષ, વિદ્યુત્જીહ્વ, વિદ્યુન્માલી અને બહુદંષ્ટ્ર આદિ રાક્ષસોના ઘરમાં ગયો. ત્યાંથી પછી તે વાનરયૂથપ હનૂમાન્, શુક, સારણ અને ઇંદ્રજિતના ભવન પ્રત્યે ગયો. ત્યાંથી આગળ વધી, જામ્બુમાલી, સુમાલી, સૂર્યશત્રુ, રશ્મિકેતુ અને વજ્રકાય વગેરેના ઘરમાં ગયો.[૧૮–૨૨] ત્યાંથી વાયુપુત્ર હનૂમાન્, ધૂમ્રાક્ષ, સંપાતિ, વિદ્યુદ્રૂપ, ભીમ, ઘન, વિઘન, શુકનાભ, ચક્ર, શઠ, કપટ, હ્રસ્વકર્ણ, દંષ્ટ્ર, લોમશ, યુદ્ધોન્મત્ત, મત્ત, ધ્વજગ્રીવ, વિદ્યુત્જીહ્વ ( બીજો ), દ્વિજીહ્વ, હસ્તિમુખ, કરાલ, વિશાલ અને શોણિતાક્ષ આદિના એકેક પછી એકેક ભવનોમાં એમ અનુક્રમે ગયો.[૨૩–૨૬] આ પ્રમાણે એક મહેલથી બીજે મહેલ અને બીજેથી ત્રીજે એમ ફરી ફરીને તેણે સર્વ ઠેકાણાની સમૃદ્ધિ જોઈ લીધી.[૨૭]

રાક્ષસોના સર્વે ભવનોની સમૃદ્ધિ જોયા પછી, મહાકપિ હનૂમાન્, પુનઃ રાવણના મહેલમાં આવ્યો.[૨૮]

ત્યાં આગળ તેણે રાવણના શયનની રક્ષા કરનારી, વિરૂપ નેત્રવાળી અને હાથમાં શૂલ, મુદ્ગર, શક્તિ, તોમર આદિ શસ્ત્રો ધારણ કરી રક્ષા કરતી કેટલીક રાક્ષસીઓને દીઠી.[૨૯–૩૦] રાક્ષસરાજ રાવણના ભવનમાં તેણે, નાના પ્રકારનાં આયુધો પકડી જ્યાં ત્યાં ઘૂમતા બિહામણી કાયાવાળા રાક્ષસો તથા રાક્ષસીઓને જોયાં. એમાંના કોઈ રાતા, કોઈ ધોળા, અને કોઈ કાળા વર્ણના હતા. કોઈ અતિશય વેગવાળા અશ્વો જેવા હતા.[૩૧] વળી કુલીન, સુંદર તથા યુદ્ધમાં શત્રુઓના હાથીઓને પીડા કરે એવા, ગજવિદ્યામાં નિપુણ, યુદ્ધમાં ઐરાવતના જેવા પરાક્રમી, શત્રુની સેનાનો નાશ કરનારા, વારી ઝરતા મેઘના જેવા અને ઝરણવાળા પર્વતની પેઠે મદ ઝરનારા અથવા મેઘના જેવા શબ્દ કરનાર અને દુર્ધર્ષ, ઘણા હસ્તિઓ પણ હતા. તેમ જ સુવર્ણથી અલંકૃત કરેલી હજારો વાહિનીઓ અને ઉદય પામતા સૂર્યના જેવા વર્ણવાળી તથા સુવર્ણની જાળીઓવાળી શિબિકાઓ પણ તેના જોવામાં આવી. રાક્ષસેન્દ્ર રાવણના ભવનમાં, ચિત્રવિચિત્ર અનેક લતાગૃહો હતાં. તેવાં જ ચિત્રગૃહો પણ હતાં.[૩૨–૩૬] તેમ જ ક્રીડાગૃહો, ક્રીડાપર્વતો, કામગૃહો અને બીજાં, દિવસે ક્રીડા કરવાનાં ગૃહો પણ હતાં. એ સર્વ તેણે જોયાં.[૩૭] આ મહેલ મંદર પર્વતના જેટલો મોટો હતો. હનૂમાને તે જોયો તો તેમાં મયૂરોનાં પુષ્કળ નિવાસસ્થાન હતાં, અને સ્થળે સ્થળે ધ્વજા પતાકા ફરફરી રહી હતી. તે મહેલ જાણે અસંખ્ય રત્નોની ખાણ હોય તેવો જણાતો હતો; ને કુબેરના ભંડારને જેમ સ્થીર તથા ધીરજવાળા રાક્ષસો સાચવતા હોય છે, તેમ એક ચિત્તવાળા, શાંત રાક્ષસો તેની ચોકી કરતા હતા.[૩૮–૩૯] જેમ સૂર્યનારાયણ પોતાના તેજથી શોભે છે, તેમ તે ભવન અનેક રત્નોની પ્રભાથી અને રાવણના પોતાના તેજથી જાજ્વલ્યમાન દેખાતું હતું.[૪૦] મહેલમાં, સુવર્ણનાં બનાવેલાં આસનો, શયનો અને અનેક પ્રકારનાં પ્રકાશ મારતાં પાત્રો હતાં, તે પણ હનૂમાનના જોવામાં આવ્યાં.[૪૧]

આ સઘળું જોઈ રહ્યા પછી, હનૂમાને, જ્યાં મધુ અને આસવનો છંટકાવ થઈ રહ્યો છે, જેમાં મણિનાં અનેક મનોહર વાસણો પડેલાં જણાય છે, જે કોઈ પણ પ્રકારના બાધ વગરનું છે, સાક્ષાત્ કુબેરના ભવન સરખું છે, જેમાં નૂપુરનો ઝણકાર થઈ રહ્યો છે, કટીમેખલાનો ખણખણાટ અને મૃદંગના તાલનો શબ્દ સંભળાય છે; હારબંધ આવી રહેલા, અનેક બંગલા બંગલીવાળા, અનેક સ્ત્રી રત્નોથી ખીચોખીચ ભરાયલા અને વિશાળ ચોક જેની વચોવચ છે; એવા રાવણના મહામંદિરમાં પ્રવેશ કર્યો.[૪૨–૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭ મો.

## સીતા નથી.

મહાબળવાન્ હનૂમાને, વર્ષાકાળમાં વિજળી સહિત ચઢી આવેલા મેઘ જેવા વૈડૂર્યમણિથી જડિત, સોનાના બારણાવાળા તથા અનેક કૃત્રિમ પક્ષીઓનાં પિંજરાવાળા રાવણના મહેલને જોયા પછી તે મહેલના અંદરના ભાગમાં ગયો. એ ગૃહોમાં આવી રહેલી શંખ, આયુધો અને ચાપથી શોભતી અનેક શાળાઓ તથા મનને હરણ કરે તેવી વિશાળ, મહેલના આગલા ભાગમાં આવેલી પર્વત જેવડી ઉંચી ચંદ્રશાળાઓ પણ જોઈ લીધી.[૧–૨] તે ચંદ્રશાળાઓમાં અનેક પ્રકારની સમૃદ્ધિથી શોભી રહેલા દેવ અસુરો પૂજન કરી રહ્યા છે; અને કોઈ પણ જાતના દોષથી તે રહિત છે. પછી રાવણના સ્વબળથી જ મેળવેલાં બીજાં ગૃહો પણ હનૂમાને જોયાં.[૩] હનૂમાને જોયું તો જણાયું કે, શિલ્પશાસ્ત્રના નિયમપૂર્વક તે સારી રીતે બાંધેલાં છે અને સાક્ષાત્ મયદાનવે જ નિર્માણ કરેલાં હોય તેવાં લાગે છે. આખી પૃથ્વીપર પોતાની ખૂબીથી સર્વોપરિ ગણાતા લંકાધિપતિ રાવણનાં તે ગૃહો જોઇને છેલ્લે તે રાક્ષસેશ્વરના ખુદ મહેલમાં ગયો.[૪] તે મહેલ, ચઢી આવેલો મેઘ હોય તેવો મનોહર જણાતો હતો, સુવર્ણના જેવા ચારુ દેખાવવાળો અને અપ્રતિમ શોભાવાળો હતો અને તે રાવણના બળને યોગ્ય જ હતો.[૫] તે પૃથ્વીપર જાણે સ્વર્ગ આવીને વસ્યું હોયની શું ! તેવો, લાવણ્યથી ઝળહળતો હતો; અનેક રત્નોથી ભરપૂર, પુષ્પરજથી છવાયેલો અને પર્વતના શિખરપેરે અનેકજાતનાં વૃક્ષોનાં પુષ્પોથી છવાઈ રહેલો હતો.[૬] જેમ વિજળીથી મેઘ શોભી રહે છે, તેમ સુંદરાંગી નારીઓથી તે શોભી રહ્યો હતો. શ્રેષ્ઠ હંસોથી આકાશમાં ચાલતાં સુંદર વિમાનો શોભે છે તેવો, રાવણનો તે ઉત્તમ મહેલ હનૂમાને જોવા માંડ્યો.[૭] ત્યાં પડેલું પુષ્પક વિમાન હનૂમાનના જોવામાં આવ્યું. તે અનેક પ્રકારની ધાતુઓથી ચિત્ર વિચિત્ર દેખાતા પર્વતના શિખર જેવું હતું અને ગ્રહ તથા ચન્દ્રથી ચિત્રિત આકાશ હોય તેવો ભાસ કરાવતું હતું અને અનેક પ્રકા-

રના રંગવાળું મેઘમંડળ હોય તેના સરખું તે જણાતું હતું.[૮] તે વિમાન અનેક જાતનાં રત્નોથી ચિત્રવિચિત્ર હોય તેવું દેખાતું હતું. તે વિમાનમાં અનેક જનોને બેસવાને માટે જગ્યા હતી. તેમાં પર્વતો હતા તે સુવર્ણ અને મણિના હતા; તે પર્વતો વૃક્ષોથી છવાયલા હતા; વૃક્ષો પુષ્પોથી લચેલાં હતાં; અને પુષ્પો કેસરતંતુઓથી પૂર્ણ હતાં.[૯] આ વિમાનમાં ધવળ ગૃહો કરેલાં હતાં; તે ગૃહોમાં સુંદર પુષ્પવાળી નાની નાની પુષ્કરિણીઓ (તલાવડીઓ ) કરેલી હતી. તેમ જ તેમાં કેસરમય કમળવાળાં સરોવરો અને વિચિત્ર ઉપવનો પણ બનાવેલાં હતાં.[૧૦]

આ પ્રમાણે હનૂમાને અતિશય શોભાવાળું, રત્નોની પ્રભાથી ઝળહળી રહેલું, દેવતાઓના મંદિરરૂપ વિમાનો કરતાં પણ શ્રેષ્ઠ, પુષ્પક વિમાનનું અવલોકન કીધું.[૧૧] તે વિમાનમાં, કેટલાંક વૈડૂર્યમણિનાં અને કેટલાંક સોના તથા રૂપાનાં પક્ષીઓ પણ હતાં. તેમ તેમાં, કેટલીક ઉંચી ધાતુઓના ચિત્રવિચિત્ર સર્પો તથા સુંદર અંગવાળા ઉંચી જાતના અશ્વો પણ હતા.[૧૨] તેમાં પ્રવાળા અને સુવર્ણનાં પુષ્પોની પાંખોવાળાં, લીલાયુક્ત આમતેમ વાળેલાં પીછાંવાળાં, સાક્ષાત્ કામદેવની પાંખો જ હોય તેવાં સુંદર મુખવાળાં તથા સારી પાંખોવાળાં પક્ષીઓ પણ જડેલાં હતાં.[૧૩] વળી સુંઢમાં કેસરતંતુ તથા કમળ પકડેલાં છે એવા સુંદર સુંઢવાળા, સરોવરમાં હાથમાં પદ્મ ઝાલી બેઠેલી લક્ષ્મીને જાણે જળથી અભિષેક કરતા હોય તેવો દેખાવ આપતા હસ્તિઓ પણ બનાવીને ગોઠવવામાં આવ્યા હતા.[૧૪]

આ રીતે પર્વતમાં આવેલી સુંદર ગુફાથી જેમ પર્વત શોભે છે, તેમ શોભતા તે ગૃહમાં પ્રવેશ કરીને, સઘળું જોતાં હનૂમાન્ ઘણો વિસ્મય પામ્યો. પુનરપિ, તે મહેલમાં બેઠા પછી, વસંતઋતુમાં સુંદર પુષ્પ અને સુગંધીવાળાં વૃક્ષના જેવા જણાતા તે મંદિરને જોઈને હનૂમાન્ ઘણો ચકિત થયો.[૧૫] ત્યાંથી નિકળીને હનૂમાન્, રાવણના બાહુથી રક્ષિત થયેલી લંકા નગરીમાં કૂદકા મારતો ફરવા લાગ્યો, પરંતુ સર્વમાન્ય તથા પોતાના પતિનું ગુણકીર્તન કરવાથી જેણે દુઃખને વિસારે પાડ્યું છે, એવી જનકતનયા ન જણાયાથી તે ઘણો દુઃખી થયો.[૧૬]

જનકતનયા સીતાને નહીં જોવાથી, ભાવિતાત્મા, કૃતાત્મા, સન્માર્ગે ચાલનાર અને શ્રુતિ સ્મૃતિ આદિ શાસ્ત્રચક્ષુવાળો હનૂમાન્ બહુ ખેદ કરવા લાગ્યો.[૧૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુંદરકાણ્ડમાં સાતમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૮ મો.

## પુષ્પક વિમાન.

રાવણના મહેલના મધ્ય ભાગમાં ઉભો રહી, બુદ્ધિમાન્ મારુતાત્મજ હનૂમાન્, પુષ્પક વિમાન્ જુવે છે. તે મણિ અને રત્નોથી ચિત્રવિચિત્ર તથા સુવર્ણની જાળીવાળું હતું.[૧] તે વિમાનમાં ભાત ભાતનાં ચિત્રો કાઢેલાં હતાં. એ વિમાન સાક્ષાત્ વિશ્વકર્માએ પોતાની કળા દર્શાવવાને જાતે જ બનાવ્યું હતું. જાણે આદિત્યના માર્ગનું એક ચિન્હ હોય તેવું તે પ્રકાશિત દેખાતું હતું.[૨] એ વિમાનમાં કંઈ પણ વસ્તુ ચતુરાઈ વગર કરવામાં આવી હોય એમ નહોતું, અર્થાત્ તે સર્વ પ્રકારની કળાકુશળતાથી ઘડવામાં આવ્યું હતું. તેની અંદર જે જે હતું તે સઘળું મોંઘાં મૂલ્યના રત્ન જેવું કીંમતી હતું. તેના જૂદા જૂદા ભાગ બાંધવામાં જે જે કારિગિરી વાપરેલી હતી તેવી દેવોનાં વિમાનોમાં પણ ન હતી, અને જે જે કામ તેમાં કરવામાં આવ્યું હતું તે ઘણું જ સરસ અને સંપૂર્ણ હતું.[૩] તપ અને ચિત્તના નિગ્રહથી, રાવણે તે મહાકષ્ટથી મેળવ્યું હતું. પોતાના સ્વામીના ( તેમાં બેસનારના ) મનમાં આવે ત્યાં જવાની તેની ગતિ હતી. તેની અંદર અનેક જાતની અદ્ભુત રચના રચવામાં આવી હતી અને અનેક ઠેકાણેથી પ્રાપ્ત કરેલા પદાર્થો એકઠા કરી તે ઘડવામાં આવ્યું હતું.[૪] એવું એ વિમાન, પોતાના સ્વામીના મનની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારું અને ઘણા વેગવાળું હતું. મારુતના જેવો તેનો વેગ હોવાથી તે કોઈ પણ શત્રુથી ખાળી શકાય તેવું ન હતું. તે જાણે પુણ્યશાળી મહાત્મા, સમૃદ્ધિવાન્ તથા પરમ આનંદવાળાઓનું નિવાસસ્થાન જ હોય તેવું હતું.[૫] એ વિમાન આકાશમાં વિચિત્ર રીતથી અનેક માર્ગમાં ચાલી શકતું હતું. તે તમામ આશ્ચર્યકારક વસ્તુઓના સંગ્રહસ્થાન જેવું અને અનેક જૂદા જૂદા ઘૂમટોથી શોભી રહેલું હતું. મનને હરણ કરે તેવું, શરદના ચંદ્ર જેવું નિર્મળ અને ભાતભાતના શિખરવાળું તથા પર્વતના શિખર સમાન શોભાવાળું હતું;[૬] અને તે વિમાનને કુંડળથી શોભતાં મુખવાળા, અતિશય આહાર કરનારા અને આકાશમાં ગમન કરનારા રાક્ષસો તથા ઘણા પહોળા અને ફાટેલાં નેત્રવાળા, મોટા વેગવાળા, હજારો ભૂતગણો આકાશમાં ચલાવતા હતા.[૭] તે વસંતઋતુના નવાં પુષ્પના ઢગલા જેવું સુંદર દેખાતું હતું, તથા વસંતઋતુથી પણ સુંદર શોભાયમાન

હતું. એવું ઉત્તમ પુષ્પક વિમાન, પણ હનુમાને, રાવણના મહેલમાં જોયું.[૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં આઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯ મો.

## રાવણનું શયનગૃહ.

મારુતના પુત્ર હનુમાને, લંકાના તમામ ગૃહને વિષે શ્રેષ્ઠ એવો તે મહેલ જોયો, વિમળ, વિશાળ, મહેલોમાં શ્રેષ્ઠ, અર્ધ યોજનના વિસ્તારવાળો, એક યોજન લાંબો, અનેક બંગલા બંગલીવાળો રાક્ષસેન્દ્રનો મહેલ (સારી રીતે) જોયા પછી, વિશાળ નેત્રવાળી વૈદેહીને શોધવાને, તે શત્રુદમન હનુમાન્, આમ તેમ ફરવા લાગ્યો.[૧-૩] તેણે અનેક રાક્ષસોને રહેવાનાં ઘરો જોયાં. છેલ્લે તે રાક્ષસેન્દ્ર રાવણના મહેલ તરફ (પુનઃ પાછો) આવ્યો.[૪] આ મહેલ ત્રણ દંતુશળવાળા તથા ચાર દંતુશળવાળા હાથીઓથી ભરપૂર હતો; અને પાછા ન હઠે એવા, ઊગામેલા હથિઆરવાળા રાક્ષસોથી રક્ષિત હતો.[૫] અને જેમ નક્ર, મકર, તિમિંગલ, ઝષ આદિથી ભરપૂર તથા વાયુથી આકુળવ્યાકુળ થયેલો સમુદ્ર, સર્પથી ભરપૂર હોય છે તેમ, પરાક્રમ કરીને જિતી આણેલી રાક્ષસીઓથી તથા રાજકન્યાઓથી તે ભરપૂર હતો.[૬-૭] જે શોભા વિશ્વકર્માના મહેલમાં તથા ચંદ્રમાં છે, તે શોભા નિરંતર રાવણના મહેલમાં અવિચ્છિન્નપણે દેખાતી હતી.[૮] જે રિદ્ધિ કુબેર, યમ અને વરુણને ઘેર છે તેવી અથવા તે કરતાં પણ અધિક રિદ્ધિ, રાવણના મહેલમાં રહેલી જોવામાં આવતી હતી.[૯] રાવણના મહેલમાં ફરતાં હનુમાને, મધ્ય ભાગમાં મૂકેલું અને સારી રીતે બનાવેલું, અનેક હાથીઓવાળુ તથા અનેક દિવ્ય રત્નોથી શણગારેલું પુષ્પક વિમાન જોયું. (જે પૂર્વે વર્ણવેલું જ છે.)[૧૦] આ વિમાન, વિશ્વકર્માએ બ્રહ્માને માટે બનાવ્યું હતું; બ્રહ્મા પાસેથી કુબેરને ઘણું તપ કર્યાથી તે મળ્યું હતું, અને તેની પાસેથી રાવણે બળાત્કારે છીનવી લીધું હતું.[૧૧-૧૨] આ વિમાન કે જેમાં ઈહામૃગનાં ચિત્ર કાઢેલાં છે એવા સુવર્ણના અનેક સ્તંભોથી શોભાયમાન હતું, અને તેજથી જળહળી રહેલું હતું.[૧૩] મેરુ તથા મંદરાચલના સરખાં ઉંચાં તથા ગગન સાથે વાતો કરતાં નાનાં નાનાં ગુપ્ત ગૃહો અને અગ્નિ તથા સૂર્યના સરખાં બીજાં કેટલાંક વિહારગૃહો પણ તેમાં શોભી રહ્યાં હતાં.[૧૪] તે વિશ્વકર્માએ પંડે જ રચેલું હતું. તેમાં સુવર્ણનાં પગથીઆં હતાં, સુંદર વેદિકાઓ હતી, સુવર્ણ અને સ્ફટિક મણિની બારીઓ અને જાળીઓ ચારે કોર હતી. ઇન્દ્રનીલમણિની તથા એ શિવાય મહાનીલમણિની બનાવેલી બેઠકો પણ હતી.[૧૫-૧૬] તેની ભૂમિ વિદ્રુમ, મોતી તથા બીજા કીંમતી મણિયોથી જડેલી હતી.[૧૭] સુવર્ણના જેવા પીત તથા રક્તવર્ણવાળા અને અતિશય સુગંધવાળા ચંદનથી તે યુક્ત હતું અને ઉગતા સૂર્યની ઉપમા આપી શકાય તેવું તે પ્રકાશિત હતું.[૧૮] આવું પુષ્પક વિમાન જોઈ, હનુમાન્ તે ઉપર ચઢયો. ત્યાં બેઠાં બેઠાં તે પાન અને ભક્ષ્ય પદાર્થોમાંથી ઉત્પન્ન થયેલા અને ચોમેર પ્રસરી રહેલા દિવ્ય સુગંધી પવનની વાસ લેવા લાગ્યો.[૧૯] પછી જેમ બંધુ પોતાના બંધુને કહે તેમ, ગંધે હનુમાનને કહ્યું કે, "તું જ્યાં રાવણ છે ત્યાં આવ," એમ કહી પ્રેર્યો. તુરત જ તે તેનાપરથી ઉતરી નીચે ગયો. ત્યાં એક વિશાળ શાળા (શયનગૃહ) તેના જોવામાં આવી.[૨૦-૨૧] એ શાળા—અતિ વિસ્તારવાળી, માંગલિક, ઘણી રમણીય, સુંદર સ્ત્રીના જેવી કમનીય, મણિનાં પગથીઆંવાળી, સુવર્ણનાં જાળિયાંવાળી, સ્ફટિક મણિથી જડેલી તથા વચ્ચેવચ્ચે હાથીદાંત, મોતી, વજ્રમણિ, પ્રવાલ, રૂપા તથા સોનાથી જેમાં વિવિધ આકૃતિઓ પાડેલી છે એવી ભૂમિવાળી હતી. તે સીધી, ને સમાન કદની, ઉંચી તથા બહારથી સારી રીતે શોભીતી કરેલી હતી. વળી તે મણિસ્તંભથી શોભિત અને પાંખોની પેઠે અતિ ઉંચી દેખાતી હતી. તે શાળા બીજા અનેક સ્તંભોથી જાણે આકાશમાં ગમન કરતી હોય, તેવી જણાતી હતી. ચોખંડા અને સુંદર ઉનના ગાલીચા તેમાં બીછાવી દીધા હતા. ચોખુણ પૃથ્વી* અને ગૃહથી તે શોભતી હતી. તેમ જ તેમાં પૃથ્વીની પેઠે જૂદા જૂદા ખંડો અને ગૃહો આવી રહેલાં હતાં. તે મદોન્મત્ત પક્ષીઓના શબ્દથી ગાજી રહેલી હતી, ને દિવ્ય ગંધથી બ્હેકી રહેલી હતી.[૨૨-૨૬] અમૂલ્ય પાથરણાંઓ તેમાં પાથરેલાં હતાં. તે અગુરુ ચંદનના ધૂપથી વાદળના જેવા વર્ણવાળી અને નિર્મળ હતી અને હંસ સરખા શ્વેત વર્ણની હતી. તેમ જ તે પુષ્પ અને પત્રથી વસિષ્ઠની ધેનુ જેવી સુંદર દેખાતી હતી ને મનને હર્ષ પમાડતી હતી. તેમાં ગયા કે તે દેહની કાન્તિને વધારે સુંદર કરતી ને શોકનો નાશ કરતી હતી. તે દિવ્ય અને જાણે સાક્ષાત્ લક્ષ્મીનું ઉત્પત્તિ સ્થાન હોય તેવી હતી. રાવણની એ શયન-

---

* પૃથ્વી ચોખુણ છે, એવું ભાગવતમાં જણાવેલું છે.

શાળા, હનૂમાનને માતાની પેઠે પંચેન્દ્રિયના પદાર્થોથી તૃપ્ત કરતી હતી.[૨૭–૨૯]

આવી શયનશાળામાં પ્રવેશ કર્યા પછી હનૂમાન્, "આ તે સ્વર્ગ હશે કે દેવલોકનું સ્થાન હશે, કે અમરાવતી હશે કે સિદ્ધની માયા હશે," એમ વિચાર કરવા લાગ્યો.[૩૦] જેમ મહાધૂર્તે જિતી લીધેલો અલ્પધૂર્ત, પોતાના ધનનો નાશ થવાથી દિગ્મૂઢ બને છે તેમ તે સુવર્ણના સ્તંભમાં રહેલા દિવાઓને રાવણના તેજથી, કાન્તિ વિનાના માનવા લાગ્યો તથા તે દિવાઓના તેજથી, રાવણની કાંતિથી તથા અલંકારોના ઝળકાટથી પ્રજ્જ્વલી રહેલી તે શયનશાળાને જોવા લાગ્યો.[૩૧–૩૨] દૃષ્ટિ કરતાં હનૂમાને, તે શયનગૃહના ગાલીચાઓપર સૂતેલી નાના વર્ણનાં અંબર અને માળાઓવાળી, અનેક પ્રકારના વેષ્ટનથી ભૂષિત, અર્ધરાત્રિ પછી મદ્યપાન કરવાથી ભરનિદ્રામાં પડેલી, અને ક્રીડા કરવાથી થાકી જઈ લસલસાટ ઉંઘતી એક હજાર સુંદર સ્ત્રીઓ જોઈ.[૩૩–૩૪] આ વખતે સર્વે મનુષ્યો નિદ્રાવશ થયા હતા. એ વખતે અકસ્માત્ ઉત્પન્ન થતા સ્ત્રીઓના નૂપુરાદિના શબ્દથી શબ્દિત થતું તે અંતઃપુર, જાણે હંસ અને ભ્રમરોના શબ્દોથી ગુંજારવ કરતું પદ્મવન હોય તેમ શોભતું હતું.[૩૫] હનૂમાન્, નિદ્રામાં પડેલી સ્ત્રીઓના બંધ કરેલા હોઠ, મીંચેલી આંખો અને કમળનાં સરખાં સુગંધીવાળાં મુખપર નજર કરતો હતો–તો જણાતું હતું કે, તે મુખ, દિવસમાં ઉઘડેલી પાંખડીઓવાળાં અને રાત્રિએ બીડાઈ ગયેલાં કમળના સરખાં દેખાતાં હતાં.[૩૬–૩૭] અને કોઈ પક્ષિણી પ્રાર્થના કરતી હોય તેમ, ભ્રમરો, આ મુખપદ્મોની વારંવાર પ્રાર્થના કરતા હતા–આ જોઈ હનૂમાન્ એમ માનવા લાગ્યો કે, આ સ્ત્રીઓના મુખપદ્મ જેવાં છે; એટલું જ નહીં, પરંતુ ગુણથી પણ પદ્મના સરખાં છે.[૩૮–૩૯] રાવણની શયનશાળામાં ચારેકોર આમ તેમ પડેલી સ્ત્રીઓને જોતાં તેને એમ લાગતું હતું કે, જાણે વિખરાયલા તારાઓથી શરદઋતુનું આકાશ શોભતું હોય; અને જેમ તારાઓથી વિંટાયલો ચંદ્રમા શોભે, તેમ અનેક સ્ત્રીઓથી પરિવૃત્ત થયેલો રાવણ શોભતો હતો.[૪૦–૪૧]

આ સ્ત્રીઓને જોઈ, હનૂમાન્ મનમાં એમ ધારવા લાગ્યો કે, આકાશમાંથી જેનું પુણ્ય શેષ રહેલું છે, એવા જે પવિત્ર તારાઓ પડે છે તે જ આ સ્ત્રીઓરૂપે અહીંઆં પડ્યા હશે; કારણ કે, જેવી તારાઓની કાન્તિ પ્રકાશ અને ઉજ્વળતાથી ઓપે છે, તેવી જ આ સ્ત્રીઓની કાન્તિ ઉજ્વળતા અને પ્રભાથી શોભે છે.[૪૨–૪૩] આ સ્ત્રીઓમાંની કેટલીકના કેશ છૂટી ગયા હતા, કેટલીકના હાર તુટી ગયેલા હતા, કેટલીક આમ તેમ ખસી ગયેલા ભૂષણવાળી હતી અને કેટલીક મદ્યપાન કર્યા પછી નૃત્ય આદિના શ્રમથી થાકી, ભરનિદ્રામાં પડેલી હતી.[૪૪] કેટલીકનાં તિલક લુંછાઈ ગયાં હતાં, કોઇકના નૂપુરો નિકળી પડ્યાં હતાં, ત્યારે કેટલીકના ગળામાંથી નિકળેલા હાર પણ તેમના પાસામાં જ પડ્યા હતા.[૪૫] પલાણ કરી થાક ખવરાવવાને માટે છોડી નાંખેલા સાજવાળી ઘોડીઓની પેઠે કેટલીક સ્ત્રીઓ તુટી ગયેલા મોતીના હારવાળી, ખસી ગયેલાં વસ્ત્રવાળી તથા છૂટી ગયેલી મેખલાઓવાળી, આમ તેમ આળોટતી પડી હતી.[૪૬] તેમ કેટલીકનાં કુંડળ તુટી પડેલાં હતાં, કેટલીકના હારો અતિશય મર્દન થવાથી તુટી ગયેલા હતા, તેથી જાણે હાથીએ મર્દિત કરેલી પુષ્પિત લતાઓ, વનમાં પડેલી હોય તેમ શયનગૃહમાં આમ તેમ પડેલી જણાતી હતી.[૪૭] ચંદ્રના જેવા ઉજ્વળ તથા તુટી ગયેલા મોતીના હાર કેટલીક સ્ત્રીઓના બે સ્તન વચ્ચે પડેલા હતા–તે જાણે નિદ્રા લેતા હંસ હોય તેમ શોભતા હતા.[૪૮] કેટલીક સ્ત્રીઓના તુટી ગયેલા વૈડૂર્યમણિના હાર, તેમના સ્તન વચ્ચે પડેલા હતા–તે જાણે કાદમ્બ* પક્ષી હોય તેમ શોભતા હતા. અને કેટલીકના તુટેલા સુવર્ણના હાર તેમનાં સ્તનો વચ્ચે પડેલા હતા–તે જાણે ચક્રવાક પક્ષીના સરખા દેખાતા હતા.[૪૯]

આ પ્રમાણે તે સુતેલી સ્ત્રીઓ હારરૂપી હંસ આદિથી તથા જઘનરૂપ તટોથી, જાણે હંસ, કારંડવ તથા ચક્રવાક યુક્ત સરિતાઓ હોય તેવી શોભતી હતી.[૫૦] નાનાં નાનાં પક્ષીની પેઠે, બીડેલાં નેત્રવાળી, સુવર્ણ પદ્મસમ મુખવાળી, ભાવરૂપી ગ્રાહવાળી, યશરૂપી તીરવાળી, તે સ્ત્રીઓ–જાણે નિદ્રા લેતી અર્થાત્ સ્તબ્ધ થયેલી સરિતાઓ હોય તેમ શોભતી હતી.[૫૧] ક્રીડામાં મર્દન થતાં કેટલીક સ્ત્રીઓના નાજુક અંગપર તથા સ્તનપર પડેલા ભૂષણનાં ચિહ્નો (રેખાઓ,) સાક્ષાત્ ભૂષણ સરખી જ શોભા આપતાં હતાં.[૫૨] તેમ જ કેટલીક સ્ત્રીઓના મુખપર પડેલા વસ્ત્રના પાલવ, વારંવાર મુખના ઉશ્વાસથી ઉડીને પાછા મુખપર પડતા હતા–તે જાણે અનેક સુવર્ણના તંતુની બનાવેલી પતાકાઓ ઉડતી હોય તેમ શોભતા હતા.[૫૩–૫૪] વળી સુંદર કાન્તિવાળી કેટલીક સ્ત્રીઓના મુખના શ્વાસોચ્છ્વાસથી,

* એ કાળું, કોઇના કહેવા પ્રમાણે રાજહંસ જેવું પ્રાણી છે.

હેમનાં કુંડળો મંદ મંદ કંપાયમાન થતાં હતાં. આ સ્ત્રીઓના મુખમાંથી નિકળતો શર્કરા તથા આસવનો ગંધ, પ્રકૃતિથી જ સુગંધીમય હતો ને તે જાણે રાવણની સેવા કરતો હોય તેમ જણાતો હતો.૫૫-૫૭ નિદ્રા લેતી રાવણની કેટલીક સ્ત્રીઓ, રાવણના મુખની ભ્રાન્તિથી, પોતાની સ્હોડમાં સૂતેલી સપત્નીઓનાં મુખને જ વારંવાર સુંઘતી હતી.૫૮ રાવણને વિશે આસક્ત થયેલાં મનવાળી તથા અધીન થઇને વર્તનારી બીજી કેટલીક ઉત્તમ સ્ત્રીઓ, પોતાની સપત્નીઓને ભેટી, તેનું પ્રિય કરતી હતી.૫૯ આમાંની કેટલીક સ્ત્રીઓ સુંદર કંકણવાળા પોતાના હાથનાં ઓસિકાં કરી સુતી હતી; કેટલીક પોતાનાં વસ્ત્રનાં ઓસિકાં કરીને સુતેલી હતી.૬૦ કોઈ સ્ત્રીઓ અન્ય સ્ત્રીનાં વક્ષઃસ્થળપર, તો કોઈ હાથપર; કોઈ બીજીના ખોળામાં, તો કોઈ કોઇના કુચપર, કોઈ ઉરુપર; કોઈ પડખાંપર, તો કોઈ કમ્મરપર; અને કોઈ પુંઠપર માથાં મુકી નિદ્રા લેતી હતી. સુંદર કટિવાળી તથા મદ અને સ્નેહથી વશ થયેલી કેટલીક સ્ત્રીઓ, એક બીજીના અંગને અડકીને, એક બીજીનાં શરીરને વળગીને તથા એક બીજીપર હાથ નાંખીને ઉંઘતી હતી.૬૧-૬૩ અન્યોન્ય બાહુરૂપી સૂત્રથી ગુંથાયલી આ સ્ત્રીઓની માળા, મદમસ્ત ભ્રમરોવાળી પુષ્પની માળા હોય તેવી દેખાતી હતી.૬૪ વૈશાખ માસમાં પવનના સ્પર્શથી નમી જઈ પરસ્પર ગુંથાઇને ભેગી થઈ ગયેલી કુસુમાવળીવાળી, પરસ્પર મળી ગયેલી શાખાઓવાળી તથા ભ્રમરોથી છવાઈ ગયેલી લતાઓથી જેવી વનરાજી શોભે છે તેવું જ આ રાવણનું સ્ત્રીમંડળ શોભતું હતું.૬૫-૬૬

આ સ્ત્રીઓ પરસ્પરને અડકીને સુતેલી હતી, એટલે તેમનાં આમ તેમ ખસી ગયેલાં ભૂષણ, વસ્ત્ર આદિ, કઈ સ્ત્રીનાં છે તે નિર્ણય કરી શકાય તેમ ન હતું.૬૭ રાવણ જે વખતે આમ ભરનિદ્રામાં હતો તે વખતે લાગ મળવાથી, તેની સુતેલી સ્ત્રીઓને, નિમિષ રહિત આંખોથી જોતા હોય તેમ, સુવર્ણ દીપકો સ્તબ્ધ જણાતા હતા.૬૮ આ સ્ત્રીઓમાં કેટલીક રાજર્ષિઓની, કેટલીક વિપ્રોની, કેટલીક દૈત્યોની, કેટલીક ગંધર્વોની તથા કેટલીક રાક્ષસોની કન્યાઓ હતી, જેને કામવશ થવાથી રાવણ લાવ્યો હતો.૬૯ આમાંની કેટલીક તો રાવણ યુદ્ધમાં જિતીને લાવ્યો હતો અને કેટલીક તો અતિ મદવાળી હોવાથી, કામમોહિત થઇને જ આવી હતી.૭૦ આ સ્ત્રીઓમાંની એકેને રાવણે બળાત્કારે આણી ન હતી, પરંતુ તે સર્વે તેના બળ અને ગુણથી લોભાઇને આવી હતી. વરાર્હી* સીતા શિવાય તે સર્વ સ્ત્રીઓ, રાવણ શિવાય અન્યનાપર ભાવ રાખતી ન હતી-તેઓ બીજાને ઓળખતી પણ ન હતી.૭૧ જેટલી રાવણની ભાર્યાઓ થઈ હતી તેમાંની એક પણ અકુલીન, રૂપહીન, સદ્‌ગુણ વગરની, ઉત્તમ અલંકાર આદિથી રહિત, કે પ્રિયનો પ્યાર ન મેળવે એવી ન હતી.૭૨ આ સ્ત્રીઓને જોઇને સાધુ બુદ્ધિવાળા હનૂમાનને વિચાર આવ્યો કે, "આ રાક્ષસરાજાની રાણીઓમાં જો રાઘવની ધર્મપત્ની સીતા મને માલમ પડશે તો તે રાવણનું ભલું જ થઈ જશે; કારણ કે સીતા આવી રીતે મારા જોવામાં આવી, એવું હું રામને કહીશ એટલે તે રાવણને મારવાનો પ્રયત્ન છોડી દેશે."૭૩ પરંતુ આવો વિચાર તુરત જ કાઢી નાંખી, હનૂમાન્ ફરીથી વિચારવા લાગ્યો કે, "સીતા તો અતિ પતિવ્રતા છે (માટે એમ હોય જ નહીં;) અને આ રાવણે તો સીતાનું હરણ કરી અહીં આણી છે, જે ઘણું અધમ અને અનાર્ય કાર્ય કર્યું છે. (તેથી તે વધને જ પાત્ર છે.)"૭૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે સુન્દરકાણ્ડમાં નવમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૦ મો.

### લંકેશ્વરનો રણવાસ.

રાવણના શયનગૃહમાં આમ તેમ જોતાં, હનૂમાને, દિવ્ય, અર્થાત્ સ્વર્ગમાં ઉત્પન્ન થયેલા પદાર્થોની જેને ઉપમા આપી શકાય તેવો રાવણનો ઉત્તમ મંચ જોયો. તે શ્રેષ્ઠ સ્ફટિકનો હતો ને રત્નોથી જડેલો હતો. તેને હાથીદાંતના તથા સુવર્ણના બનાવેલા ચિત્રવિચિત્ર પાયા હતા. અમુલ્ય ચાદરો તેનાપર બીછાવેલી હતી. તેની કૃતિમાં વૈદૂર્ય આદિ મણિ વાપરેલાં હતાં ને તે સ્ત્રીઓને શયન કરવાના નાના મંચથી ઘેરાયલો હતો.૧-૨

મહેલની બીજી બાજુએ દિવ્ય ઝાલરોથી શોભિત કરેલું તથા સાક્ષાત્ તારાધિપતિ (ચંદ્રના) સરખું ધવલ છત્ર તેની નજરે પડ્યું.૩ તેમ જ વળી એક બાજૂએ આવેલો છત્રપલંગ પણ હનૂમાનની દૃષ્ટિએ પડ્યો. તે સુવર્ણથી મઢેલો હતો, ને અગ્નિ સમાન પ્રકાશતો હતો. અશોક પુષ્પની ગોઠવેલી યંત્રની પુતળીઓ તેની ઉપર ચામર કરી રહી હતી. તે અનેક પ્રકારના ગંધથી

* શ્રેષ્ઠ-રામચંદ્રને યોગ્ય.

ઓઢેકી રહ્યો હતો.[૪-૫] શ્રેષ્ઠ ધૂપથી સુવાસિત સુંદર ચાદરો તેનાપર પાથરેલી હતી. ઘેટાના ચર્મથી તે ઢંકાયલો હતો, તથા ચારે પાસે પુષ્પની ઝાલરો નાંખેલી હતી.[૬] આ પલંગપર જેનો મેઘના સરખો કાળો વર્ણ છે, અને ઝળકાટ મારતાં ઉજ્વળ કુંડળ પહેરેલો એવો રાવણ સુતો હતો. તેનાં નેત્ર લોહીવર્ણાં છે, આજાનબાહુ છે, સુવર્ણનાં (જરીઆનનાં) વસ્ત્ર પહેરેલાં છે.[૭] સુગંધી લાલ રંગનું હરિચંદન અંગે ચર્ચેલું છે. એવો રાક્ષસકન્યાઓનો પ્રિય અને રાક્ષસોના આનંદની વૃદ્ધિ કરનાર, પાન કરીને નિરાંતે સૂતો હતો. નિઃશંકપણે* પાન કરીને નિઃશ્વાસ નાંખતા નાગપેરે તે કુંફાડા મારતો હતો. તે વિદ્યુતની સાથે રહેલા સંધ્યાકાળના રક્ત મેઘ સરખો દેખાતો હતો.[૮] દિવ્ય આભૂષણોથી પરિવૃત્ત હતો, સુંદર રૂપવાળો હતો; ઇચ્છિત રૂપ ધારણ કરનાર હતો, અને અનેક વૃક્ષો, વન અને છોડવાથી છવાયેલો જાણે બીજો મંદરાચળ સુતો હોય તેમ ક્રીડાના શ્રમથી શાન્ત થઈ, સુંદર આભૂષણ પહેરી નીદ્રા લેતો હતો. તેને જોઈ કપિવર હનૂમાન્ ધીરે ધીરે તેની નજીક ગયો.[૯-૧૧] પણ તેને જોતાં જ તે ઘણો ઉદ્વિગ્ન થઈ, બીતો હોય તેમ ત્યાંથી પાછો હઠવા લાગ્યો. પણ વળી પાછો તે પગથીઆંના મધ્ય ભાગ ઉપર ઉભો રહ્યો અને રાક્ષસશાર્દૂલ રાવણને તે જોવા લાગ્યો. જેમ ગંધવાળા હાથીના પડવાથી જળનો પ્રવાહ શોભે, તેમ રાવણના સુવાથી તેનું શયનગૃહ શોભી રહ્યું હતું.[૧૨-૧૪] હનૂમાનની નજર, સુવર્ણના બાજુબંધ પહેરેલા, પહોળા કરેલા તથા ઇંદ્રધ્વજ સરખા તે રાક્ષસેશ્વરના હાથપર પડી. તેનાપર ઐરાવતના દંતુશળની અણીથી ઘા પડેલા હતા. વજ્ર વાગવાથી ક્ષતવાળા થયા હતા ને ખભા માંસલ હતા. વિષ્ણુના ચક્રના પણ તેણે ઘા ખમેલા જણાતા હતા.[૧૫-૧૬] તે હાથ ઘણા જાડા, પણ ગોળમટોળ અને માંસલ ખભાવાળા હતા. તે અતુલિત બળવાળા જણાતા હતા ને તેનાં પહોળાં સુંદર નખયુક્ત આંગળાં અને અંગુષ્ટપર સુંદર વીંટીઓ પહેરેલી હતી.[૧૭] તેના હાથ ગોળ આકારના પરિઘ સરખા ને હસ્તિની સુંઢ સરખા ઘાટીલા અને પાંચ ફણાવાળા સર્પની પેઠે શયનમાં લાંબાછટ પડેલા હતા.[૧૮] તે હાથો સસલાનાં રુધિર સરખા રક્ત અને સુગંધીવાળા ચંદનથી ચર્ચેલા અને સારી રીતે શણગારેલા હતા;[૧૯] તેમ જ ઉત્તમ સ્ત્રીઓએ તે મર્દન કરેલા હતા. ઉત્તમ ગંધ તેનાપર રાત્રિ દિવસ રહે છે એમ જણાતું હતું અને એ જ હાથ યક્ષ, સર્પ, ગંધર્વ, દેવ અને દાનવોને ત્રાહિ ત્રાહિ પોકરાવતા હતા.[૨૦] તે જાણે મંદર પર્વતના મધ્યમાં, કોપ પામી સુતેલા સર્પ સરખા હોય તેમ શયનમાં લાંબા પડેલા હતા.[૨૧] આ બે અખંડિત હાથથી, પર્વતના જેવા દેહવાળો રાવણ, જેમ બે શિખરથી મંદરગિરિ શોભે તેમ શોભતો હતો.[૨૨] આ વખતે નિદ્રા લેતા રાવણના મહામુખમાંથી, અન્ન, પાન તથા રસના અને પાનના સુગંધયુક્ત આમ્ર, પુન્નાગ અને બકુલના સરખી વાસવાળો, ઉચ્છવાસ પવન, આખા શયનગૃહને પુરો પડતો હોય તેમ સપાટાભેર નિકળતો હતો.[૨૩-૨૪]

આ પ્રમાણે હનૂમાને, રાવણને જોયો. તે મોતી અને મણિનાં ઘરેણાં પહેરવાથી વિચિત્ર દેખાતો હતો, અને સોનાના બનાવેલા તથા ઉંઘમાં ખસી ગયેલા, મુકૂટ અને કુંડળોથી તેનું મુખ ઝળહળી રહ્યું હતું.[૨૫] તેના અંગપર હરિચંદનથી ખરડાયલો હાર પડેલો હતો. પહોળા તથા વિશાળ વક્ષઃસ્થળથી તે વિશેષ શોભતો હતો.[૨૬] સુંદર પાણ્ડુર વર્ણનાં ક્ષૌમવસ્ત્ર તેણે પહેરેલાં હતાં, તેનાં નેત્ર રક્ત હતાં, કીંમતી પીળાં ઉત્તરીય અંગે ધર્યાં હતાં, તે અડદના ઢગલા સરખો જ દેખાતો હતો. સર્પની પેઠે તે કુંફાડા નાંખતો હતો. તે જાણે ગંગાના જળમાં પડેલો હાથી હોય તેવો જણાતો હતો.[૨૭-૨૮] ચારે કોર બળતા સુવર્ણસ્થંભપરના દીવાઓ, વિદ્યુતથી પ્રકાશિત મેઘની પેઠે શોભી રહેલા હતા.[૨૯] બીજી કોરે દૃષ્ટિ કરી તો હનૂમાને, રાવણના શયનગૃહમાં, ચંદ્રના સરખા મુખવાળી, સુંદર કુંડળ પહેરેલી તથા ન કરમાય તેવાં પુષ્પોની માળાઓ ધરેલી એવી તે મહાકાળના પગ આગળ સુતેલી તેની પ્રિયપત્નીઓને પણ દીઠી. તેમ જ વાનરયૂથનું પાલન કરનાર હનૂમાને નૃત્ય વાદિત્રમાં કુશળ, સુંદર આભૂષણ પહેરેલી રાવણની બીજી સ્ત્રીઓને પણ, તેના ખોળામાં અને બાહુ આગળ સુતેલી જોઈ.[૩૦-૩૨] વળી તેણે વજ્રમણિ અને વૈડૂર્ય મણિ વચ્ચે જડેલાં એવાં તથા સુવર્ણનાં કુંડળો તે સ્ત્રીઓના કાનમાં જોયાં; તથા નાના પ્રકારથી પરોવેલા અંગદ (પોહોંચીઓ) પણ તેના જોવામાં આવ્યા. તે સ્ત્રીઓનાં હાલતાં કુંડળો તથા ચંદ્રના સરખાં મુખથી રાવણનો પલંગ, જાણે તારાઓથી આકાશ શોભે તેમ શોભતો હતો.[૩૩-૩૪] મદ અને શ્રમથી થાકી ગયેલાં અંગવાળી અને પાતળી કેડવાળી તે રાક્ષસેન્દ્રની સ્ત્રીઓ, જ્યાં જગા દીઠી ત્યાં અસ્તવ્યસ્ત એ રાત્રિના સુતેલી હતી.[૩૫] તેમ જ નૃત્ય આદિમાં કુશળ, સુંદરાંગી કેટ-

* માથે શત્રુ છે એમ જાણ્યા છતાં નિરાંતે ઉંઘવું એ અતુલ બળની નિશાની છે.

લીક સ્ત્રીઓ પોતાની નાજુક બાંધને આમ તેમ નાંખી દઈ સુતેલી હતી.[૩૬] કોઈ સ્ત્રી વીણાને આલિંગીને સુતી હતી. તે જાણે મહાનદીમાં અસ્તવ્યસ્ત થઈ જઈ, કોઈ નાના હોડકાંની સાથે તણાતી કમલિની હોય, તેવી દેખાતી હતી.[૩૭] વળી કાળાં નેત્રવાળી કોઈ સ્ત્રી, મંડુક નામનું વાદ્ય પોતાની સોડમાં લઇને સુતી હતી તે જાણે બાળકને લઇને માતા સુતી હોય ની ![૩૮] વળી સુંદરાંગી અને ભરાઉ સ્તનવાળી કોઈ સ્ત્રી, પટહને લઇને સુતી હતી–તે જાણે લાંબે કાળે મળેલા પોતાના રમણને બાથમાં લઇને સુતેલી કામિની હોય તેવી દેખાતી હતી.[૩૯] કોઈ કમળના જેવાં નેત્રવાળી સ્ત્રી વીણાને બાઝીને જ સુઈ રહી હતી–તે તે જાણે શય્યામાં કોઈ સ્ત્રી પોતાના સ્વામીને ભેટી સુતી હોય તેવી દેખાતી હતી.[૪૦]

વળી નૃત્યમાં કુશળ એવી કોઈ સ્ત્રી, વીણાને લઇને સુતેલી હતી–તે જાણે નિદ્રાવશ થયેલી અને સ્વામીની સ્હોડમાં સુતેલી સ્ત્રીના જેવી લાગતી હતી.[૪૧] તેમ જ કોઈ મધુરાક્ષી, સુવર્ણના સરખા વર્ણવાળા અને મૃદુ તથા માંસલ અંગથી, મૃદંગને આલિંગન કરી સુતી હતી.[૪૨] કોઈ કૃશોદરી તથા સુરતશ્રમથી થાકી ગયેલી સ્ત્રી, વાદ્યને પોતાની બાથમાં ઘાલીને ઉંઘી ગઈ હતી.[૪૩] કોઈ સ્ત્રી ડિંડિમ વાદ્યને વળગીને અને પોતાના વાંસા પાસે બીજું ડિંડિમ મુકીને સુતેલી હતી–તે જાણે પોતાના રમણની તથા પુત્રની સાથે સુતેલી સ્ત્રી જેવી જણાતી હતી.[૪૪] કોઈ મદમાતી, કમળપત્રાક્ષી સ્ત્રી, આડંબર નામના વાદ્યને પોતાની બાથમાં ઘાલીને સુતી હતી.[૪૫] ત્યારે કોઈ ભરેલા કળશો લઇને સુતેલી હતી, અને તેમાંથી ઢળી ગયેલા પાણીથી તેનું અંગ ભીંજાયલું હતું, તે જાણે વસંતમાં ન કરમાય માટે પાણી છાંટી રાખેલી પુષ્પની માળા સરખી દેખાતી હતી.[૪૬] નિદ્રાના બળથી કોઈ સ્ત્રી સુવર્ણના કળશ સરખા પોતાના બે સ્તનને બે હાથવડે દબાવીને સુતી હતી.[૪૭] કમળપત્રાક્ષી ચંદ્રમુખી તથા સુંદર નિતંબવાળી કોઈ સ્ત્રી, ઉંઘને વશ થવાથી બીજી સ્ત્રીને આલિંગીને સુતી હતી.[૪૮] કેટલીક તરુણી, ભીન્ન ભીન્ન પ્રકારનાં વાદ્યને, પોતાના કુચસરસાં ચાંપીને સુતી હતી–તે જાણે કામિનીઓ કામુકોને વળગીને સુવે તેમ લાગતું હતું.[૪૯]

આ પ્રમાણે સુતેલી સઘળી સ્ત્રીઓથી એક સ્ત્રી એકાન્તમાં, સુંદર શયનમાં સુતેલી હતી; તે રૂપસંપન્ન, મોતી અને મણિના સુંદર ભૂષણોથી સારી રીતે શણગારાયલી હતી. તેના રૂપથી આખું ભવન શોભી રહ્યું હતું.[૫૦–૫૧] તે ગૌરવર્ણવાળી તથા સુવર્ણ સમાન કાન્તિમાન્, રાવણને અતિ પ્રિય, અંતઃપુરની સર્વ સ્ત્રીઓની તે ઈશ્વરી હતી. આ પરમ લાવણ્યમય મંદોદરી હતી. તેને હનૂમાને જોઈ.[૫૨] મહાબુદ્ધિ હનૂમાને અનેક આભૂષણથી ભૂષિત થયેલી તથા રૂપયૌવનસંપન્ન એ મંદોદરીને જોઈ તેને સીતા ધારી અને તે ઘણો આનંદ પામ્યો–ઘણા હર્ષમાં આવી હનૂમાન્ પોતાનું પુછડું પછાડવા લાગ્યો અને તેને પકડી પકડી ચુંબન કરવા લાગ્યો, અને માંકડાની જાતની પ્રકૃત પ્રમાણે થાંભલાપર ચઢી પૃથ્વીપર પડવા તથા આમ તેમ કૂદવા લાગ્યો.[૫૩–૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં દશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૧ મો.

## પાનભૂમિ વર્ણન.

પણ તુરત જ વીર હનૂમાને તે વિચારનો ત્યાગ કીધો.* તે સ્વસ્થ થયો અને તે સીતા સંબંધી અન્ય વિચાર કરવા લાગ્યો–"રામનો વિયોગ થવાથી સીતા આ પ્રમાણે શયન, ભોજન, પાન તથા અલંકાર અંગીકાર કરે એ તો અયોગ્ય જ લાગે છે.[૧–૨] વળી દેવતાઓનો પતિ ઇંદ્ર હોય તોપણ તેની પાસે એ ઉભી રહે તેમ નથી, કારણ કે રામના જેવો દેવતાઓમાં પણ કોઈ પુરુષ નથી.[૩] નિશ્ચંક, એ કોઈ બીજી સ્ત્રી હશે." આમ વિચારી, પુનઃ હનૂમાન્, સીતાની શોધ કરવાની ઇચ્છાથી પાનભૂમિમાં જઈ પહોંચ્યો.[૪] તે તેની અનૂપમ રચના જોય છે, ત્યાં કેટલીક સ્ત્રીઓ બાજીઓ રમવાથી, કોઈ ગાયન કરવાથી, કોઈ નૃત્યથી ભ્રમિત થયેલી તથા કેટલીક પાન કરવાથી ચકચૂર થઈ, નિદ્રા લેતી તેની દૃષ્ટિએ પડી.[૫] કેટલીક સ્ત્રીઓ ત્યાં મૃદંગ, મુરજ અને ચેલિકા નામના વાદ્યને જ અઢેલી સુતી હતી, ને કેટલીક ત્યાં પાથરેલાં બીછાનાંઓપર જ સુતેલી હતી.[૬] આવી રીતે સુંદર ભૂષણવાળી, નિદ્રાને લીધે પોતાના રૂપનું વર્ણન (ઉંઘમાં) કરતી, યોગ્ય ગીત અને અર્થ કહેવામાં અને દેશકાળને યોગ્ય સમયોચિત વચનયુક્તિમાં કુશળ અને અતિશય ક્રીડાથી થાકેલી હજારો સ્ત્રીઓ તે પાનભૂમિમાં પડેલી હતી. તે સર્વ હનૂમાને જોઈ.[૭–૮] બીજે સ્થળે, રૂપના જ વખાણ કરતી, રૂપાળી, દેશકાળને યોગ્ય વચન

---

* કે મંદોદરી એ જ સીતા છે એવો વિચાર.

બોલનારી, અને રતિક્રીડાથી શાન્ત થઈ સુતેલી બીજી પણ હજારો સ્ત્રીઓ ત્યાં સુતેલી તેના જોવામાં આવી.૯–૧૦

આ બધી સ્ત્રીઓના મધ્યમાં રાક્ષસેશ્વર રાવણ સુતેલો હતો–તે જાણે ગોંદરે ગાયોના ટોળામાં આખલો શોભે તેવો શોભતો હતો; અથવા તો આ બધી સ્ત્રીઓથી વિંટાઈ વળેલો રાક્ષસાધિપ રાવણ, જાણે અરણ્યમાં હાથિણીઓથી ઘેરાયેલો મહાહસ્તી શોભે તેમ શોભતો હતો.૧૧–૧૨ તે કપિશાર્દૂલ, મહાકાય રાવણના મહેલમાં, અનેક પદાર્થથી ભરેલી તે પાનભૂમિ જોતો હતો,૧૩ ત્યારે ત્યાં જૂદા જૂદા ભાગ કરી મુકેલાં મૃગ, મહિષ તથા વરાહના માંસના ઢગના ઢગ તેના જોવામાં આવ્યા.૧૪ કોઈ જગે કપિશાર્દૂલ હનૂમાને સુવર્ણના ખુમચાઓમાં ભરેલા કુકડા તથા મોરો પડેલા જોયા, જે ખાધા વિનાના જેમના તેમજ રાખી મુકેલા હતા.૧૫ વળી સંચળ નાંખી રાંધેલાં વાધ્રીણસ* તથા વરાહનાં માંસ, તથા મારેલાં શલ્ય, મૃગ અને મયૂરના પણ ઢગલે ઢગલા તેના જોવામાં આવ્યા.૧૬ વળી કૃકલ,† અનેક જાતનાં બકરાં, અડધાં ખાધેલાં સસલાં, પાડા અને કાપીને રાંધેલાં એકસલિયાં માછલાં પણ ત્યાં પડેલાં તેના જોવામાં આવ્યાં.૧૭ નાના પ્રકારના લેહ્ય તથા ભોજન કરવાના પદાર્થો પણ તે પાનભૂમિમાં પડેલા હતા. તે પાનભૂમિ અમ્લ, લવણ આદિ રસના પદાર્થોથી, સાકર, મદ્ય, દ્રાક્ષા આદિના જમાવેલા રસથી, (સ્ત્રીઓના) કાઢી નાંખેલા હાર, કેયૂર તથા અમૂલ્ય નૂપુરોથી, ભોજનની થાળીમાં નાખેલાં વિવિધ જાતનાં ફળોથી ભરપૂર હતી.૧૮–૧૯ તેનાપર અનેક જાતનાં પુષ્પો વેરાયલાં હતાં, અને આમ તેમ પડેલાં શયન અને આસનોથી તે પાનભૂમિ અગ્નિ વગર જ જાણે પ્રદીપ્ત થઈ હોય તેવી ભાસતી હતી. નિપુણ રસોઇઆઓએ, અનેક પ્રકારના મરી મસાલાથી સ્વાદિષ્ટ કરી, આડાઅવળાં મૂકેલાં માંસ, પાનભૂમિ મહોત્સવમાં મૂકેલાં પાત્રો, તેમ જ અનેક જાતના કલાલોએ સાકરમાં કાઢેલા આસવ, અને પુષ્પો તથા ફળમાંથી મધ્વિકાયંત્રે ખેંચેલા આસવ, જે ઘણા દિવ્ય અને ઉમદા હતા તે પણ ત્યાં જોવામાં આવતા હતા. કેટલાક તેમાં સ્વાભાવિક પણ હતા ને કેટલાક બનાવટી પણ હતા. એ પાનભૂમિ અનેક પ્રકારનાં સુગંધીદાર ચૂર્ણથી ઘણી જ જ્હેકી રહી હતી.૨૦–૨૩ આમ તેમ પડેલી પુષ્પની માળાઓ, સુવર્ણના કળશો અને સ્ફટિકનાં વાસણોથી તે પાનભૂમિ બહુ શોભી રહી હતી.૨૪ હનૂમાને જોયું તો પેય પદાર્થથી ભરેલા અનેક સોનાનાં અને રૂપાનાં પાત્રો ત્યાં પડેલાં હતાં. એમાંનાં સોનાનાં તથા મણિનાં પાત્રો મદ્યથી ભરેલાં હતાં. તે તે પાત્રોમાંના કેટલાંકમાંથી અડધું પીધેલું મદ્ય હતું, કોઈ તો એમના એમ છલાછલ ભરેલાં હતાં, તેમ કોઈ તો તદ્દન ખાલી જ પડેલાં હતાં.૨૫–૨૭ કેટલેક સ્થળે ખાવાના અને પીવાના પદાર્થો (જેમાંના કેટલાક ખાતાં બાકી વધેલા હતા) તે ઉપર દૃષ્ટિ કરતો કરતો હનૂમાન્ આમ તેમ ફરવા લાગ્યો. આ પાનભૂમિમાં કેટલીક સ્ત્રીઓનાં શયનસ્થાન શૂન્ય હતાં, અને કેટલેક સ્થળે સ્ત્રીઓ પરસ્પર વળગીને જોડકામાં સુતી હતી; કેટલીક સ્ત્રીઓ, ઉંઘમાંને ઉંઘમાં સ્મૃતિ વગરની થઈ બીજીનું વસ્ત્ર ખેંચી પોતે ઓઢતી હતી.૨૮–૩૦ તે સ્ત્રીઓના મુખના ઉચ્છ્વાસથી, તેમના મુખપર પડેલા પાલવ અને પુષ્પમાળાઓ મંદમંદપવનના સ્પર્શથી હાલતાં હતાં.૩૧

પછી પાનભૂમિમાંથી બહાર આવીને હનૂમાન્ (પુનઃ) પુષ્પક વિમાનમાં ગયો. ત્યાં શીતચંદન, મધુરસ, સીધુ,* પુષ્પમાળાઓ, જાતજાતનાં પુષ્પો, ચંદન, ધૂપ અને બીજા પદાર્થોથી સૌગંધિક થયેલો પવન વહાતો હતો. ત્યાં કેટલીક શ્યામા, ઉજ્વળ વર્ણવાળી, સુંદર અંગવાળી, કોઈ કૃષ્ણ અંગવાળી, કોઈ સુવર્ણ અંગવાળી, અને કેટલીક કામમૂર્ચ્છિત થઈ નિદ્રાવશ થયેલી હતી–તે સ્ત્રીઓ બીડાઈ ગયેલી પદ્મિનીઓના સરખી દેખાતી હતી. આ પ્રમાણે કપિવર હનૂમાને રાવણનું આખું અંતઃપુર તપાસીને જોયું, તો પણ સીતા તેની દૃષ્ટિએ પડી નહીં.૩૨–૩૭

આવી રીતે તે સ્ત્રીઓને જોયા પછી, હનૂમાનને, "નગ્ન થયેલી પરસ્ત્રીને ન જોવી" એ શાસ્ત્રવચનનું સ્મરણ થયું; અને ધર્મભંગનો મોટો ભય ઉત્પન્ન થયો.૩૮ તે વિચારવા લાગ્યો કે, "પારકાની સ્વધર્મશીલ સ્ત્રીઓને મેં આ પ્રમાણે નગ્નાવસ્થામાં જોઈ માટે નક્કી મારા ધર્મનો લોપ થશે.૩૯ પણ આ પ્રમાણે મેં પરસ્ત્રીઓને જોઈ, છતાં તેથી મને જરાએ વિકાર ઉત્પન્ન થયો નથી. પણ એના કરતાં પરસ્ત્રીઓનું હરણ કરનાર રાવણ મારા જોવામાં આવ્યો તેથી તો મારા ધર્મનો વિશેષ લોપ થશે."૪૦ નિશ્ચિત મતિવાળા ને એક ચિત્તવાળા હનૂમાનના મનમાં કાર્યાકાર્યનો નિર્ણય

* એક જાતનાં પક્ષી. વિષ્ણુધર્મે કહે છે કે એનો કંઠ કાળો, શિરાઓ રાતી અને પાંખો ધોળી હોય છે. એક બીજો ગ્રંથકાર એ પક્ષીને બકરાની જાત જણાવે છે. † એક જાતનાં તેતરો.

* ગોળમાંથી કાઢેલું મદ્ય.

કરનારી બીજી શંકા પણ પુનઃ ઉત્પન્ન થઈ.[૪૧] તે પછી પોતાના મન સાથે ધારવા લાગ્યો કે, "મેં નિશ્ચિતપણે ઉંઘેલી રાવણરાજની આ સ્ત્રીઓને જોઈ તો ખરી, પણ મારા મનમાં જરાએ વિકાર ઉત્પન્ન થયો નથી.[૪૨] સર્વે ઇન્દ્રિયોને પાપ તથા પુણ્યમાં પ્રવૃત્ત કરાવનાર મન છે; અને મારું મન તો દૃઢજ છે, માટે ભય જેવું નથી.[૪૩] આ સ્થળે વૈદેહીની મને ભાળ મળે તેમ જણાતું નથી. પણ આ તો નક્કી છે કે, સ્ત્રીઓની શોધ કરવી હોય તો સ્ત્રીઓમાંજ ફરવું જોઇએ.[૪૪] જે જાતનું પ્રાણી શોધી કાઢવું હોય, તે જ જાતના પ્રાણીમાં જ તેની શોધ કરવી જોઇએ. ખોવાયલી સ્ત્રીની કોઈ હરણની સ્ત્રીઓમાં શોધ કરે નહીં, પણ સ્ત્રીઓમાં કરે તો જ તે જડે.[૪૫] આ ન્યાયને અનુસરીને મેં શુદ્ધ મનથી આખો રાવણનો રણવાસ તપાસ્યો છે. પણ ક્યાંઈ મને જનકતનયાનો પત્તો લાગ્યો નહીં."[૪૬]

આ પ્રમાણે દેવકન્યાઓમાં અને નાગકન્યાઓમાં તપાસ કરતાં પણ હનૂમાને વૈદેહીને દીઠી નહીં.[૪૭] વળી રાવણના રણવાસમાં બીજી કેટલીક સુંદરાંગીઓમાં પણ તપાસ કરી, તથાપિ ત્યાં પણ ભૂમિજાને દીઠી નહીં. અંતે તે સીતાની શોધ કરવા મ્હેલ બહાર નિકળ્યો.[૪૮] અથાક શ્રમ કરીને સર્વ ઠેકાણે સીતાને શોધી, પણ તે નહીં જણાવાથી, હનૂમાન્ પાનભૂમિમાંથી નિકળી બીજે સ્થળે શોધ કરવા લાગ્યો.[૪૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં અગીયારમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૨ મો.

## સીતાની પુનઃ શોધ.

સીતાનાં દર્શનને માટે ઉત્સુક થયેલો હનૂમાન ત્યાંથી નિકળી લતાગૃહો, ચિત્રગૃહો તથા રાત્રીએ નિવાસ કરવાનાં ગૃહોમાં જઈ શોધ કરવા લાગ્યો. પણ ચારુદર્શના સીતા ત્યાં પણ તેના જોવામાં આવી નહીં.[૧] રામની પ્રિયા નહીં જડવાથી તે મહાકપિ વિચાર કરવા લાગ્યો કે; "નિઃશંક, સીતા જીવતી હશે નહીં; કેમકે મેં આટઆટલી શોધ કરી પણ મિથિલેશતનયા મારી દૃષ્ટિએ પડી નહિ.[૨] હું ધારું છું કે, બેશક આ દુષ્ટ કર્મ કરનાર રાક્ષસાધિપ રાવણે, પોતાના શિયળનું રક્ષણ કરવામાં તત્પર એવી બાળા-સતી તથા સન્માર્ગમાં ચાલનારી સીતાનો વધ કર્યો હશે.[૩] અથવા તેમ નહીં હોય તો, આ રાક્ષસરાજની કદરૂપી, વિકૃત, તેજરહિત તથા ભયંકર સ્ત્રીઓને જોઈને જ જનકપુત્રી ભયથી મરણ પામી હશે.[૪] અરેરે! આટલો વખત હું વાનરોની સાથે રખડ્યો અને સીતાની આખરે શોધ ન લાગી એથી મેં મારું પૌરુષ ખોયું છે. હવે હું સુગ્રીવની પાસે શી રીતે જઈ શકીશ? તે વાનર ઘણો બળવાન્ અને સખત દંડ દે એવો છે.[૫] મેં રાવણનું આખું અંતઃપુર શોધ્યું, તેની સર્વ સ્ત્રીઓને તપાસી જોઈ, પણ સાધ્વી સીતા મારી દૃષ્ટિએ પડી નહીં, એ શું? મારો સઘળો શ્રમ નિષ્ફળ ગયો છે.[૬] હું જ્યારે પાછો જઇશ અને સઘળા વાનરો એકઠા થઈ મને પૂછશે કે, 'રે હનુમન્! તેં ત્યાં જઇને શું કર્યું?' ત્યારે સીતાની શોધ નહીં લાગવાથી તેમને હું શું કહીશ? સુગ્રીવનો નિર્માણ કરેલો કાળ પૂર્ણ થવાથી, નક્કી હવે મારે માથે મરણ જ આવ્યું છે.[૭-૮] મેં સમુદ્ર ઉલંઘ્યો અને સીતાનો પત્તો લાગ્યો નહીં તો વૃદ્ધ જામ્બવાન્ અને અંગદ શું કહેશે? અને બીજા નરો પણ મને શું કહેશે?[૯] પણ ઉત્સાહ એ શ્રી પ્રાપ્ત કરવાનું અને સુખ પામવાનું મૂળ છે. હવે તો જ્યાં શોધ કરવાની બાકી છે ત્યાં જઇને ઉત્સાહભેર શોધ કરું.[૧૦] ઉત્સાહ, બેશક, મનુષ્યમાત્રનું કાર્ય સફળ કરી આપે છે. હવે હું ઉત્સાહ ધરું અને રાવણની જે જે જગ્યા મારા જોવામાં આવી નથી તે તે જગ્યામાં શોધ કરું.[૧૧-૧૨] પાનભૂમિ, પુષ્પગૃહ, ચિત્રશાળા અને ક્રીડાગૃહો શોધી વળ્યો; તેમ ઘર આગળની શેરીઓ અને ઉદ્યાનના માર્ગો તરફ પણ ફરી વળ્યો; વિમાનોમાં પણ બરાબર શોધ કરી છે, પણ ચાલ, એ સર્વ સ્થળે પુનઃ શોધ કરું."[૧૩-૧૪]

આમ વિચાર કર્યા પછી, હનૂમાન્ પુનઃ ભોંયરાં, દેવળો અને મોટા મોટા મહેલના માળમાં જઈ શોધ કરવા લાગ્યો. તે કોઈ સ્થળે ઉપર ચઢી જતો, વળી ત્યાંથી નીચે ઉતરી ઉભો રહેતો અને પાછો ફરીને બારણાં ઉઘાડી પેસતો હતો, ને વળી બારણાં બંધ કરતો હતો.[૧૫] કોઈ કોઈ સ્થળોમાં તે પેસી જતો, ને પાછો બહાર નિકળીને અંદર જતો; તો કોઈ સ્થળે ઉપર ચઢી જતો.[૧૬] એમ જ્યાં જ્યાં તપાસવાનું હતું તે સર્વ સ્થળ હનૂમાને શોધી જોયાં. આ પ્રમાણે રાવણનાં અંતઃપુરમાંની ચાર આંગળ જેટલી જગ્યા પણ તેણે શોધ કર્યા વિનાની રહેવા દીધી નહીં.[૧૭] તેણે રાવણના કિલ્લાની અંદરની ગલીઓ, દેવળની વેદિકાઓ, તલાવડીઓ, જલાશયો અને જે જે વૃક્ષોના મંડપો ને ભોંયરાઓમાંનાં નહીં જોયેલાં સ્થાનો હતાં, તે સર્વમાં શોધ કરી.[૧૮] હનૂમાને અનેક આકારની,

વિરૂપ, વિકૃત, રાક્ષસીઓમાં પણ તપાસ કરી, પરંતુ સીતા તેની નજરે પડી નહીં.૧૯ જ્યાં અપ્રતિમ રૂપવાળી વિદ્યાધરની સ્ત્રીઓ હતી, ત્યાં પણ શોધ કરી, પણ રાઘવપત્નીને તેણે દીઠી નહીં.૨૦ સુંદર સર્વાતિશિક્ત અને ચંદ્રમુખી નાગકન્યાઓમાં પણ શોધ કરી, પણ મૈથિલી તેના દીઠામાં આવી નહીં.૨૧ રાવણે મહા મહેનતે બળાત્કાર કરીને જે નાગકન્યાઓ આણી હતી તેમાં ચોગરદમ તે ફરી વળ્યો, પણ સીતા તેની નજરે ચઢી નહીં.૨૨

શોધ કરતાં બીજી અનેક સુંદર સ્ત્રીઓ તેને દૃષ્ટિગોચર થઈ, પણ વૈદેહી દૃષ્ટિગોચર થઈ નહીં. આથી વાયુપુત્ર હનૂમાન ઘણો ખેદ પામ્યો.૨૩ વાનરોને માટે આટલો ઉદ્યોગ તથા પોતે સમુદ્ર ઓલંગ્યો તે સઘળું વ્યર્થ ગયું એમ ધારી, હનૂમાન્ ઘણો ચિંતાતુર થયો.૨૪ પછી શોકગ્રસ્ત ચિત્તવાળો હનૂમાન્, દિવ્ય વિમાનમાંથી હેઠે ઉતર્યો અને ઉદ્વિગ્ન ચિત્તે આમ તેમ ફરવા લાગ્યો.૨૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં બારમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૩ મો.

## હનૂમંતનો ઉદ્વેગ.

વિમાનપરથી હેઠે ઉતરીને, કપિવર હનૂમાને અત્યંત ચપળતા ધરી. તે ભીત નજીક આવ્યો ત્યારે જેમ વાદળામાં વિદ્યુત્ શોભે તેમ* તે શોભવા લાગ્યો.૧ રાવણનાં સર્વે ગૃહોમાં ફરીને જોયું, પણ સીતા જડી નહીં, ત્યારે હનૂમાન્ પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, "રામનું પ્રિય કરવાને માટે મેં લંકામાં ઘણો શોધ કર્યો, પણ સર્વાંગસુંદરી સીતા મારી નજરે પડી નહીં.૨-૩ નાનાં નાનાં તળાવો, મોટાં સરોવરો, નદી, નાળાં, મોટી નદીઓ, પર્વત ભાગમાં આવી રહેલાં વનો, અગમ્ય પર્વતો,—રે આખી પૃથ્વી હું ખોળી વળ્યો, પરંતુ સીતા મારા જોવામાં આવી નહીં.૪ ગૃધ્રરાજ સંપાતિએ મને કહ્યું હતું કે, સીતા રાવણને ઘેર જ છે, ત્યારે તે મારી દૃષ્ટિએ કેમ પડતી નથી?૫ અરેરે! રાવણે બલાત્કારે હરી આણેલી તથા પરવશ થયેલી મૈથિલી સીતા—જનકતનયા—વિદેહવંશમાં જન્મ્યા છતાં શું રાવણનું સેવન કરતી હશે?૬ અથવા તો માર્ગમાં તેને લઈ આકાશમાં ઉડેલા, રામના બાણોથી ભય પામતા રાવણના હાથમાંથી તે ક્યાંઈ પડી ગઈ હશે?૭ અથવા શું સિદ્ધોએ સેવેલા આકાશમાર્ગે, રાવણ તેને હરી જતો હતો, તે વખતે, સમુદ્રને જોઇને આર્યા સીતાનું અંતઃકરણ ફાટી ગયું હશે?૮ અથવા શું રાવણના ઉરુવેગથી કે તેના હાથથી પીડા પામવાથી સીતાએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો હશે?૯ શું હશે, તે કંઈ સમજાતું નથી, અથવા એમ નહીં તો જ્યારે રાવણ તેને આકાશમાં લઇને ઉડ્યો ત્યારે, સાગર ઓળંગતાં તરફડીઆં મારતી સીતાએ તેમાં પડતું મૂક્યું હશે?૧૦ અથવા ક્ષુદ્ર રાવણે પોતાનું શીયળ રક્ષણ કરતી અને બંધુ વિનાની થયેલી સીતાનું ભક્ષણ કર્યું હશે?૧૧ અથવા રાવણની આજ્ઞા પાળનારી, દુષ્ટ ભાવવાળી તેની રાક્ષસી સ્ત્રીઓએ, શ્યામનેત્રા અને શુદ્ધભાવા સીતાનું ભક્ષણ કર્યું હશે?૧૨ અથવા શું, પાંજરામાં રહેલી સારિકા ટળવળે તેમ, રાવણના ઘરમાં ક્યાંય પૂરી રાખેલી સીતા, એકલી ટળવળી મરતી હશે?૧૩ પણ જનકકુળમાં જન્મેલી, રામની સુંદરી, સુંદર મધ્યભાગવાળી તથા કમળના પત્ર જેવાં નેત્રવાળી સીતા રાવણને વશ જ કેમ થાય?૧૪ કદાચ, 'અહા રામ! અહા લક્ષ્મણ! અહા અયોધ્યા!' એમ ટળવળતી સીતાએ દેહત્યાગ કર્યો તો નહીં હોય? અરેરે! પ્રિય છે ભાર્યા જેને એવા રામને, સીતા જડી નહીં, અથવા તો તે નાશ પામી છે એમ મારાથી શી રીતે કહેવાશે?૧૫ જો હું રામને એમ કહીશ કે, સીતા મારા જોવામાં આવી નહીં, તો રામ નિશ્ચે પોતાના પ્રાણનો ત્યાગ કરશે. એમ કહેવું તો મહા દોષપાત્ર છે અને જો હું નહીં કહું તો પણ મને ઠપકો મળે છે. ત્યારે હવે મારે શી રીતે વર્તવું તે મને સુઝતું નથી."૧૬

આવે સમયે હવે દેશકાળને અનુસરતું શું કરવું તેને માટે હનૂમાન્ પુનઃ વિચાર કરવા લાગ્યોઃ "જો કે અહીંથી સીતાની શોધ લીધા વિના વાનરરાજ સુગ્રીવની પુરી કિષ્કિંધામાં જઇશ તો તેમાં મારું શું પુરુષાર્થ કહેવાશે?૧૭-૧૮ રે રે! મેં કંઈ પણ પુરુષાર્થ કર્યો નહીં, અને ઉલટો સમુદ્ર ઓળંગ્યાનો, લંકામાં શોધ કર્યાનો અને રાક્ષસોને જોયાનો શ્રમ મિથ્યા જશે.૧૯ જ્યારે કિષ્કિંધામાં હું જઇશ ત્યારે સુગ્રીવ, સમગ્ર વાનરો, દશરથનંદન રામ તથા લક્ષ્મણ મને શું કહેશે?૨૦ હું કિષ્કિંધામાં જઇને કહીશ કે, સીતા જડી નહિ, તો નિઃશંક રામ પોતાના જીવિતનો ત્યાગ કરશે.૨૧ ખરેખર, સીતાના સંબંધમાં આવાં પરુષ,

* ટીકાકાર કહે છે કે એપરથી એમ સમજાય છે કે ભીત મહાનીલમણિની હતી, એમ મહાકવિના કહેવાનો હેતુ છે.

દારુણ, તીક્ષ્ણ, ક્રૂર તથા ઇન્દ્રિયોને સંતાપે એવાં વચનો રામને કહીશ ત્યારે તેનાથી જીવતા રહી શકાશે નહીં;[૨૨] અને પોતાના ભાઈ રામને આવા કષ્ટમાં આવી પડેલા ને મરણ પામેલા જોઈ, બુદ્ધિમાન્ અને ભ્રાતૃવત્સલ લક્ષ્મણ—જેની રામ પ્રત્યે અત્યંત પ્રીતિ છે તે પણ જીવતો રહેશે નહીં;[૨૩] અને પોતાના ભાઈ રામ લક્ષ્મણને નાશ પામેલા સાંભળી ભરત પણ મરણ-શરણ થશે; તેનો નાશ જોઈ શત્રુઘ્ન જીવિત ધારણ કરી શકશે નહિ; અને પોતાના પુત્રો નાશ પામ્યા છે, એ વૃત્તાંત જાણતાં જ તેમની માતાઓ—કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયી પણ નિઃસંશય પ્રાણ છોડશે.[૨૪–૨૫] રામને સ્વર્ગે ગયેલા જોઈ, કૃતજ્ઞ અને સત્યવાદી વાનરરાજ સુગ્રીવ પણ પોતાના પ્રાણ તજશે અને સુગ્રીવનો નાશ થતાં દુર્મના, વ્યથિત થયેલી, દીન, આનંદ વગરની, તપસ્વિની રુમા પણ પોતાના સ્વામીના શોકથી આકુળ થઈને પ્રાણ ત્યાગ કરશે, અને વાલિ જ્યારથી મરણ પામ્યો છે ત્યારથી જ મોત માગતી, દુઃખ અને શોકથી પીડિત થયેલી તારા પણ મરણ પામશે;[૨૬–૨૮] અને પોતાનાં માતપિતા તથા સુગ્રીવનું મરણ સાંભળી, કુમાર અંગદ પણ પ્રાણનો ત્યાગ કરશે.[૨૯] પોતાના રાજા સુગ્રીવનો નાશ થવાથી દુઃખિત થયેલા, રાત-દહાડો દાન અને સાન્ત્વનથી સંતુષ્ટ કરેલા અને માન આપી લડાવેલા વાનરો પણ મુષ્ટિ તથા હાથનાં તળિયાં-વડે માથાં કૂટી કૂટી પ્રાણનો ત્યાગ કરશે.[૩૦–૩૧] એમ થતાં બાકી રહેલા બીજા મુખ્ય વાનરો, આ શોકને લીધે, વનોમાં, પર્વતોમાં અને ગુહાઓમાં એકઠા મળી પ્રથમની પેઠે ક્રીડાઓ નહીં કરે અને તે સર્વ સુગ્રીવના મરણથી દુઃખ પામી, પોતાનાં કુટુંબ પરિવાર સાથે, પર્વતોનાં શિખરોપર ચઢી ઝંપાપાત કરશે.[૩૨–૩૩] કેટલાએક વાનરો ઝેર ખાશે, કોઈ ગળે ફાંસા ખાઈ મરશે, કોઈ અગ્નિમાં બળી મરશે, કોઈ અન્નોદકનો ત્યાગ કરી મરણ પામશે અને કોઈ વળી શસ્ત્રથી પોતાનો અંત આણશે."[૩૪]

"હું ધારું છું કે જ્યારે હું ત્યાં જઇશ ત્યારે, શોક-દુઃખનો મહાસાગર ઉભરાશે અને ઇક્ષ્વાકુકુળનો તથા વાનરોનો અંત આવી જશે.[૩૫] બસ, બસ. હું હવે અહીંથી કિષ્કિંધા નહીં જાઉં. સીતાની શોધ લીધા વિના સુગ્રીવને મળવાની મારી છાતી ચાલતી નથી, અને જો હું કિષ્કિંધા જઇશ નહીં તો, ધર્માત્મા રામ અને લક્ષ્મણ તથા સર્વે વાનરો, સીતાની આશામાં ને આશામાં જીવતા રહેશે.[૩૬–૩૭] શોધ કરતાં પણ મને સીતા નહીં મળે તો હું વાનપ્રસ્થ થઇશ, અને મળે તેવાં અથવા તો આપોઆપ મુખમાં આવી પડે તેવાં ફલાદિ ખાઈ જેમ તેમ દહાડા પૂરા કરીશ, ઇન્દ્રિયોનો નિગ્રહ કરીશ અને વૃક્ષોના મૂળમાં નિવાસ કરીશ.[૩૮] રે! એ પણ શું કામનું? ના, ના. હું તો બહુ ફળ-મૂળવાળા સાગર સમીપના પ્રદેશમાં ચિતા ખડકી અગ્નિ સળગાવી બળી મરીશ. તેમ નહીં તો સર્વદા એક જ આસને બેસીશ, અથવા તો પ્રાણલિંગી અથવા લિંગશરીરવાન્ આત્માને શરીરનો વિયોગ કરાવીશ, જેથી મારા શરીરનું કાગડા અને બીજા પ્રાણીઓ ભક્ષણ કરશે.[૩૯–૪૦] સીતાની શોધ કરતાં પણ જો તે મને નહીં મળે તો હું જળવાસ કરીશ. એ પ્રમાણે મરણને વશ થવું એ ઋષિઓને માન્ય છે, એમ હું ધારું છું.[૪૧] સીતા મને નહીં જડે તો, સારી રીતે સંપાદન કરેલી મારી કીર્તિરૂપી માળા, હવે હમેશને માટે કરમાઈ જશે. માટે ગમે તો ઇન્દ્રિયનિગ્રહ કરવો કે તાપસ થઈ અહીં રહેવું એ ઠીક છે, પણ સીતાને જોયા વિના અહીંથી જવું નહીં.[૪૨–૪૩] કારણ કે જો સીતાની શોધ લીધા વિના હું અહીંથી જઇશ તો અંગદ સહિત સર્વ વાનરો પણ પોતાના પ્રાણનો ત્યાગ કરશે."[૪૪]

આવો વિચાર કરીને હનૂમાને અહીંથી ન જવું એવો નિશ્ચય કર્યો, પરંતુ મરવું કે જીવતાં રહેવું, તેને માટે તે પુનઃ વિચારવા લાગ્યોઃ "પ્રાણનો ત્યાગ કર-વામાં તો ઘણા દોષ છે અને જીવતો નર જ ભદ્રા પામે છે, માટે હું પ્રાણનો ત્યાગ નહીં કરું; કારણ કે, હું જીવતો હઇશ તો કોઈ કાળે પણ રામાદિનો સમાગમ થવાનો સંભવ છે."[૪૫] આમ મનથી અનેક જાતનું દુઃખ અનુભવતો હનૂમાન્, શોકસાગરમાં ડબકિયાં ખાવા લાગ્યો; પરંતુ તેનો પાર આવ્યો નહિ.[૪૬] આખરે પરાક્રમનો આશ્રય કરી ધીરવીર હનૂમાને વિચાર્યું કે, "હું રાવણને મારીશ તો સીતાને હરણ કરી લાવ્યાનું વેર વાળ્યું ગણાશે, અથવા તો જેમ કોઈ પશુને ઉપાડીને પશુપતિ પાસે લઈ જાય છે તેમ—હું રાવણને ઉપાડી, સાગર ઉપર થઈ, રામની પાસે લઈ જઇશ."[૪૭–૪૯]

સીતા ન જડવાથી આ પ્રમાણે ચિંતાગ્રસ્ત થયેલો હનૂમાન્, શોકવિચારમાં લીન થઈ ગયો હતો; તેણે પુનઃ વિચાર્યું કે,[૫૦] "નહીં, નહીં, જ્યાંસૂધી યશ-સ્વિની સીતા મારી દૃષ્ટિએ નહીં પડે, ત્યાંસૂધી હું આ લંકામાં તેની વારંવાર શોધ કરીશ.[૫૧] કદાપિ સંપાતિના વચનપર આધાર રાખી રામને અહીં તેડી લાવું, અને

સીતા તેમના દીઠામાં ન આવે તો તે મહાત્મા કોપથી સર્વ વાનરોને બાળીને ભસ્મ કરી નાંખે;[૫૨] માટે મારે હવે અન્ન પાણીનો ત્યાગ કરી, ઇન્દ્રિયનિગ્રહ કરી, અહીં જ રહેવું ઠીક છે. તેમ કરવાથી મારે લીધે થતો વાનરોનો સંહાર અટકશે. મારા એકલાના દોષમાટે તે સર્વનો સંહાર થશે નહીં.[૫૩] આ સામું અશોક વન છે. તેમાં મોટાં મોટાં વૃક્ષો આવી રહ્યાં છે, તેમાં હું જાઉં–તેમાં મેં શોધ કરી નથી.[૫૪] વસુ, રુદ્ર, આદિત્ય, અશ્વિનિકુમાર, રામ, લક્ષ્મણ અને મારુતાદિ દેવતાઓને નમસ્કાર કરી, હું અશોકવાટિકામાં જઇશ અને રાક્ષસોના શોકની વૃદ્ધિ કરીશ તથા સર્વે રાક્ષસોને જિતીશ; અને પ્રસન્ન થયેલા દેવ, તપસ્વીને સિદ્ધિ આપે છે, તેમ ઇક્ષ્વાકુકુળને આનંદ આપનારી સીતા, (જેમ તપનું ફળ આપે છે તેમ,) રામને આપીશ."[૫૫–૫૬]

આ પ્રમાણે ક્ષણવાર ધ્યાન ધરી નિશ્ચય કરી, ચિંતાથી વ્યાકુળ થયેલી ઇન્દ્રિયોવાળો હનૂમાન્ ઉભો થયો.[૫૭] "હું રામ, લક્ષ્મણ, સીતા, રુદ્ર, ઇંદ્ર, યમ, વાયુ, ચંદ્ર, અગ્નિ અને મરુદ્ગણને નમસ્કાર કરું છું."[૫૮] એમ બોલી તેણે સર્વ દેવને નમસ્કાર કરી, છેલ્લે સુગ્રીવને નમસ્કાર કીધા. ચારે દિશાને પણ નમસ્કાર કીધા. પછી હનૂમાન્ અશોકવાટિકા ભણી ચાલ્યો.[૫૯] ચાલતાં ચાલતાં તે પ્રથમ મનવડે વિચાર કરવા લાગ્યો કે, "અશોકવનમાં જઈ પ્રથમ શું કરવું. આ અશોકવાટિકામાં રાક્ષસો બોલતા જણાય છે, ત્યાં ઘણાં નાનાં વનો હશે અને સર્વ સંસ્કારથી તે સંસ્કૃત હશે.[૬૦–૬૧] વળી તેમાં વૃક્ષોનું રક્ષણ કરવાને માટે રાવણે રખવાળો પણ રાખ્યા હશે. તે સર્વ એનું સારી રીતે રક્ષણ કરતા હશે. એમાં વાયુ પણ ભયથી અતિ ઉતાવળો વાતો નથી.[૬૨] પણ રામની કાર્યસિદ્ધિ માટે મેં આ મારું શરીર, રાવણ ન દેખે તેટલા સારુ સૂક્ષ્મ કરી દીધું છે. (એટલે મને કોઈ જોશે નહીં.) હે ઋષિગણ સહિત સર્વ દેવતાઓ! મને મારા કાર્યમાં વિજય આપો.[૬૩] વળી હે બ્રહ્મા, ઇંદ્ર, વરુણ, ચંદ્ર, સૂર્ય, અશ્વિન અને મરુતાદિ દેવો! તમે મને વિજય આપો.[૬૪–૬૫] સર્વ ભૂતગણો, તેમના અધિપતિ* અને એ શિવાય અદૃષ્ટ છતાં સિદ્ધિ આપનારા સર્વે દેવો, મને મારાં કાર્યમાં વિજય આપો."[૬૬]

"પણ અહા! જેની ચારુ ચીબુક નાસિકા છે, મોતી જેવા સફેત દાંત છે, જે અનિંદ્ય છે, ચારુસ્મિતા છે, પદ્માક્ષી છે તથા સ્વચ્છ ચંદ્રકાન્તિ છે–એવી આર્યા સીતાનું મુખ હું ક્યારે જોઇશ?[૬૭] રે રે! ક્ષુદ્ર, નીચ, નૃશંસ, અત્યંત દારુણ વેશ ધારણ કરનાર રાવણે, બળાત્કારથી પરાભવ પમાડેલી તપસ્વિની સીતા મારી દૃષ્ટિએ ક્યારે પડશે?"[૬૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં તેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૪ મો.

## અશોક વાટિકા.

આ પ્રમાણે ક્ષણવાર વિચાર કરીને અને મનમાં તો જાણે સીતાને મળી જ ચૂક્યો હોય તેમ, અતિ ઉત્સાહવાળો હનૂમાન્, રાવણભવનની ભીતપરથી ઉતરી, અશોક વનની ભીતપર ચઢ્યો.[૧] તે વેળા તેનાં અંગોઅંગ હર્ષ પામેલાં હતાં. પછી તે કપિવર ભીતપર ચઢીને બેઠો. ચોતરફ દૃષ્ટિ કરી તો વસંતઋતુની શરુઆતમાં પુષ્પિત થઈ રહેલા શાલ, અશોક, ભવ્ય પુષ્પથી લચી પડતાં ચંપક, ઉદ્દાલક, નાગકેસર, આમ્ર, કપિમુખ (અર્થાત્ તેના મુખના આકાર જેવાં ફળવાળા,) આંબા અને એ શિવાય લતામય બીજાં અનેક વૃક્ષો તેના જોવામાં આવ્યાં. પછી જેમ ધનુષમાંથી છૂટેલું બાણ ઉડે તેમ, હનૂમાન ભીતપરથી કૂદી પડ્યો ને અશોકવનમાં પ્રવેશ કીધો.[૨–૪] તે વાટિકામાં પેઠા પછી દૃષ્ટિ કરી તો પક્ષીઓના શબ્દોથી તે ગાજી રહી હતી; અને સોના રૂપાના અનેક વૃક્ષોથી તે ભરપૂર હતી.[૫] જાતજાતનાં પક્ષી અને મૃગોથી તે ઘણી વિચિત્ર ભાસતી હતી; વિચિત્ર દ્રુમખંડોથી નેત્રને આનંદ આપતી હતી. તે વાટિકા ઉદય પામેલા સૂર્યના સરખો ભાસ કરાવતી હતી, ને નાનાં પ્રકારનાં પુષ્પવાળાં ગોળાકાર વૃક્ષો, ચોમેર આવી રહ્યાં હતાં. તેમાં ઉન્મત્ત થયેલી કોકીલા અને ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા.[૬–૭] વસંતઋતુ હતી અને સર્વ પ્રાણીઓ, મૃગ અને પક્ષીઓથી તે ભરચક હતી. મત્ત મયૂરોના ટહુકારથી તે ગાજી રહેલી હતી. બીજાં અનેક પક્ષીઓના સમૂહ તેમાં નજરે પડતા હતા.[૮]

અનિંદિતા સીતાને શોધતાં શોધતાં હનૂમાન્ સુખથી સુતેલાં પક્ષીઓને જગાડવા લાગ્યો.[૯] તે પક્ષીઓના ઉડવાથી ને તેમની પાંખોના વાયુથી, વૃક્ષોપરનાં વિવિધવર્ણી પુષ્પોની વૃષ્ટિ થવા લાગી.[૧૦] આ રીતે પડતાં પુષ્પોથી ઢંકાઈ ગયેલો હનૂમાન્ જાણે પુષ્પમય પર્વ-

* પ્રજાપતિ બ્રહ્મા.

ત જ હોય તેવો અશોક વાટિકામાં શોભવા લાગ્યો.[૧૧] સર્વ દિશાઓમાં ગમન કરતાં તથા વૃક્ષ વેલીઓમાં ફરતાં ફરતાં હનૂમાનને સર્વ પ્રાણીઓ સાક્ષાત્ વસંત જ માનવા લાગ્યાં.[૧૨] એ સમયે, ખરી પડેલાં અનેક પ્રકારનાં પુષ્પોથી છવાયેલી અશોકવાટિકાની ભૂમિ, પુષ્પથી વિભૂષિત કરેલી સ્ત્રીના સરખી શોભતી હતી.[૧૩] ફરતાં ફરતાં વેગવાન્ હનૂમાન્, હાથમાં પકડી જે જે વૃક્ષોને હલાવતો, ત્યારે તેમનાપરથી પણ પુષ્પ-વૃષ્ટિ જ થતી હતી.[૧૪] હલાવીને ખેરવી પાડેલાં પુષ્પ-વાળાં તથા તોડી નાંખેલાં પત્રવાળાં તે વૃક્ષો-જુગારમાં હારવાથી, વસ્ત્ર અને આભરણ વિનાના થઈ પડેલા જુગારી હોય તેવાં લાગતાં હતાં.[૧૫]

હનૂમાને હલાવેલાં અનેક પુષ્પ અને ફળવાળાં વૃક્ષો, પાંદડાં, પુષ્પ અને ફળ ખરી પડવાથી અને પક્ષીઓ ઉડી જવાથી બાંડારોડાં થઈ ગયાં અને આશ્રય લેવા માટે અયોગ્ય દીસતાં હતાં.[૧૬-૧૭] એ વૃક્ષો જાણે કોઈ યુવતીના કેશ ખરી પડ્યા હોય, તિલક ભુસાઈ ગયું હોય, પાન કરેલા ઓષ્ઠ ફિક્કા લાગતા હોય અને દન્તના ક્ષત (ઘા) થયા હોય તેવાં લાગતાં હતાં.[૧૮] હનૂમાનના લાંબા પુછડા તથા હાથના સપાટાથી, અશોકવાટિકામાંનાં બીજાં પણ અનેક વૃક્ષો ભાંગી ગયાં હતાં.[૧૯] વર્ષાકાળનો વાયુ, જેમ મેઘના સમૂહને તોડી નાંખે છે તેમ, હનૂમાને અનેક લતાઓને ખેંચી તોડી નાંખી હતી.[૨૦] તે ધીમે ધીમે આગળ ચાલ્યો. આગળ જતાં તેણે તે અશોકવનમાં, મણિની, રૂપાની તથા સુવર્ણની બનાવેલી ભૂમિ જોઈ.[૨૧] વળી આગળ જતાં, કેટલીક તલાવડીઓ નજરે પડી. તેના દેખાવ નૂતનનૂતન આકારના હતા. તે સુંદર જળથી ભરેલી હતી, મહા અમૂલ્ય મણિનાં તો તેમાં પગથીઆં હતાં. મોતી તથા પરવાળાંની તેમાં રેતી હતી, ને સ્ફટિક મણિથી અંદરના ચોતરાઓ બાંધેલા હતા. તેના કીનારાપર ઉગેલાં સુવર્ણવૃક્ષોથી તે બહુ શોભતી હતી.[૨૨-૨૩] જળમાં તો જાણે પ્રફૂલ્લિત પદ્મવન જ આવી રહ્યું હતું; ચક્રવાકથી તેની શોભામાં વૃદ્ધિ થતી હતી. દાત્યૂહોના શબ્દોથી તે નાદિત થઈ રહી હતી; હંસ અને કારંડવના કલકલ શબ્દ થઈ રહ્યા હતા.[૨૪] તે તલાવડીઓ ઘણી મોટી હતી. તેના તીરપર વૃક્ષો છવાઈ રહેલાં હતાં; તેમાંનું જળ અમૃતના જેવું મીઠું હતું; અને આ તલાવડીઓમાં સુંદર નદીઓના (ઝરણાંઓના) પ્રવાહ ખળખળાટ ચાલ્યા આવતા હતા. સેંકડો લતાઓથી તે છવાયલી હતી. તેપર કલ્પવૃક્ષનાં પુષ્પો ઢંકાયલાં હતાં, જળ ગુલ્મોથી ઢંકાયલું હતું, અને કરવીર વૃક્ષો તેપર જાળીઓ પેઠે આવી રહ્યાં હતાં.[૨૫-૨૬]

કપિશાર્દૂલ હનૂમાને આગળ વધતાં જોયું તો વિવિધ વૃક્ષોથી ભરપૂર, સર્વ પર્વતોમાં ઉત્તમ એવો એક પર્વત દેખાયો. તેનો મેઘના જેવો વર્ણ હતો, શિખરો ગગન સાથે વાતો કરતાં હતાં, ને તે ચિત્રવિચિત્ર હતો. અનેક નાનાં શિખરોથી વ્યાપી રહેલો હતો, ને શિલાગૃહોથી તે મોટો જણાતો હતો. તે ગિરિ પાસે, જેમ કોપ પામેલી સ્ત્રી પોતાના સ્વામીના ખોળામાંથી ઉઠી લોટી પડે છે, તેમ પર્વતમાંથી જમીનપર પડતી એક નદી વહેતી હતી.[૨૭-૨૯] સ્વામીપર કોપવાથી સ્વામી પાસે જતાં સખીઓએ વારી રાખેલી કામિનીની પેઠે-તીરપર ઉગેલાં વૃક્ષો, જળમાં નમેલી ડાળીઓથી જાણે વારતાં ન હોય તેવી-તથા આખરે પ્રસન્ન થઈ સ્વામી પાસે જવાને ઉઠેલી સ્ત્રીની પેઠે, ડાળીઓથી ખળાઈ ન રહેતાં પાછું ગમન કરવા માંડ્યું હોય તેવી તેની શોભા મહાકપિ હનૂમાનના જોવામાં આવી.[૩૦-૩૧] પર્વતની પાસે વિવિધ પક્ષીગણથી ભરપૂર નાની નાની પદ્મિનીઓ (તલાવડીઓ) હતી. તે પણ કૃત્રિમ હતી અને શીતળ વારિથી ભરેલી હતી. તેનાં પગથિયાં સુંદર મણિનાં હતાં. તેમાં પણ મોતીની રેતી પાથરેલી હતી.[૩૨-૩૩] વિવિધ મૃગોવડે તે વિચિત્ર જણાતી હતી. વિચિત્ર વનો જેમાં ચોગરદમ આવેલાં હતાં. તેમ જ વિશ્વકર્માએ બાંધેલા મોટા પ્રાસાદો જેની આસપાસ આવી રહેલા હતા, અને કૃત્રિમ વનોથી સુંદર જણાતી એવી કેટલીક દીર્ઘિકાઓ પણ તેના જોવામાં આવી. તે દીર્ઘિકાઓના તટપર જે જે વૃક્ષો આવી રહેલાં હતાં, તે પુષ્પ તથા ફળવાળાં ને ગોળ છત્ર જેવાં હતાં. તેની નીચે બેસવાને માટે સુવર્ણના ચોતરાઓ બનાવવામાં આવ્યા હતા. તે ચોતરાઓ અનેક લતા, તંતુ તથા પત્રોથી ઢંકાયલા હતા.[૩૪-૩૬] આગળ વધતાં સોનાનું તથા જેની આસપાસ સોનાના જ ચોતરાઓ છે એવું શિંશપા* વૃક્ષ તેના જોવામાં આવ્યું.[૩૭] આગળ વધતાં, અગ્નિ પેરે ઝળહળતા અનેક ભૂમિભાગો જણાયા, તેમાં પર્વતમાંથી વહેતાં જળનાં ઝરણાં અને મયૂરના કંઠના જેવા રંગવાળાં તથા સુવર્ણ સરખાં અનેક વૃક્ષો હતાં.[૩૮] જેમ મેરુની પ્રભાથી તેની સંનિધિમાં વસતાં પક્ષીઓ પોતે સોનાનાં જ હોય એમ માને છે, તેમ હનૂમાન્ પણ, આ સુવર્ણ વૃક્ષોની કાંતિથી 'હું સુવર્ણમય છું'

* શિંશપા વૃક્ષ માટે 'કથાસરિત્સાગર' પૃષ્ઠ ૧૧૧૬ મું જોવું.

એમ માનવા લાગ્યો.૩૯ વળી આગળ જતાં, વાયુથી કાંપતાં, કીંકણી-ઝીણી ઘુઘરીના સરખા શબ્દ કરતાં, સુંદર પુષ્પવાળાં, તાજા ફુટેલા અંકુર અને પલ્લવવાળાં સુવર્ણમય વૃક્ષોને જોઈ, હનૂમાન્ બહુ વિસ્મય પામ્યો.૪૦ (ત્યાંથી પાછો ફરી) પત્રોથી ઢંકાયલા શિંશપા વૃક્ષના ચોતરાપર તે બેઠો અને વિચાર કરવા લાગ્યો કે, "દૈવેચ્છાથી, રામના દર્શનની લાલસાવાળી દુઃખાર્ત હોવાથી અહીંથી તહીં ને તહીંથી અહીં ફરતી સીતાને કદાચ હુ અત્રે જ જોઇશ.૪૧-૪૨ આ ચંદન, ચંપક અને બકુલ આદિ વૃક્ષોથી ભૂષિત થયેલી અને અતિશય રમણીય અશોકવાડી નક્કી દુરાત્મા રાવણની જ હશે.૪૩ વળી અહીં આગળ આ પક્ષીઓના સમૂહવાળી નલિની પણ ઘણી સુંદર જણાય છે. સીતા રામની પ્યારી છે અને વાટિકામાં ફરવામાં આનંદ માનનારી છે. માનો ન માનો, પણ રામથી છૂટી પાડ્યા પછી, સીતાને અત્રે જ રાખી હશે. હું ધારું છું કે, રાજમહિલા સીતા, ફરતી ફરતી અહીં આવશે.૪૪-૪૫ મૃગનાં બચ્ચાંનાં જેવાં નેત્રવાળી, રામને અતિ પ્રિય, વનમાં ફરવાના ભાવવાળી અને રામવિરહથી કૃશ થઈ ગયેલી સીતા અહીં જરૂર આવશે.૪૬ મારી ખાત્રી છે, કે રામવિયોગથી બળેલી-ઝળેલી, સુંદર નેત્રવાળી, વનવાસમાં તત્પર, વનમાં ફરનારી સીતા, અહીં આવશે એમાં શક નથી.૪૭ પૂર્વથી જ વનમાં ફરતાં પ્રાણીઓ ઉપર પણ તેને ઘણી પ્રીતિ છે. રામપ્રિયા, જનકતનયા, સતી સીતા, (પ્રભાતના) સમયની વાટ જોતી સંધ્યાર્થે અર્થાત્ રામના ધ્યાનાર્થે આ સુંદર જળવાળી નદીના તીરપર આવશે જ આવશે.૪૮-૪૯ અહો, પાર્થિવેન્દ્ર રામની માનિતી પત્ની સીતાને વાપરવા માટે આ સુંદર અશોકવાટિકા અને આ નદી યોગ્ય જ છે.૫૦ જો એ ચંદ્રમુખી મૈથિલી જીવતી હશે, તો તે અવશ્ય આ સુંદર જળવાળી નદીપર પ્રાતઃસંધ્યા સમયે આવવી જોઇએ."૫૧

આવી રીતે અશોકવાટિકામાં જઈ, સીતાને આવવાની વાટ જોતો હનૂમાન્, શિંશપા વૃક્ષનાં પાંદડાંની ઘટામાં લપાઇને સઘળું જોવા લાગ્યો.૫૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચૌદમો સર્ગ સંપૂર્ણ.**

---

# સીતાસંકટ.

## સર્ગ ૧૫ મો.

## સીતાદર્શન.

તે વૃક્ષપર બેઠા પછી સીતા છે કે નહિ? તે જાણવા માટે હનૂમાન્, ચોગરદમ ફરીને અશોકવનને જોઈ વળ્યો.૧ આ અશોકવનની ભૂમિ સંતાનકવલ્લિથી શોભી રહી હતી. દિવ્ય ગંધ તથા રસથી ચોતરફ સારી રીતે શોભાયમાન કરેલી હતી.૨ તે જાણે નંદનવન હોય તેવી જણાતી હતી. અનેક મૃગ તથા પક્ષીઓ પ્રાસાદોની આસપાસ આવી રહ્યા હતા. કોકિલાઓના કૂહૂકૂહૂ શબ્દથી તે ગાજી રહી હતી.૩ સુવર્ણમય કમળવાળી વાપિકાઓથી તેની શોભામાં વધારો થયો હતો. અનેક પ્રકારનાં આસનો અને ગલીચાઓ જ્યાં ત્યાં બીછાવેલા હતા. અનેક ભોંયરાંઓથી યુક્ત હતી.૪ સર્વે ઋતુમાં પુષ્પ આપનારાં સુંદર વૃક્ષો તથા ફળવાળાં અશોકવૃક્ષોની શોભાથી તે સૂર્યોદયના સમાન સૌંદર્યવાન્ બની રહી હતી.૫ તે વૃક્ષપર બેઠાં બેઠાં હનૂમાને જોયું તો, ડાળીઓને પત્રવગરની કરતાં હોય તેમ, પાંખો પહોળી કરી ચિત્રવિચિત્ર રંગનાં ટોળાંબંધ પક્ષીઓ ત્યાં વારંવાર આવીને બેસતાં હતાં.૬ પુષ્પોરૂપી અવતંસથી શોભતાં ને પક્ષીઓથી લચેલાં તથા મૂળ સહિત પુષ્પોથી રચેલાં શોકનાશક અશોક વૃક્ષમયજ ભૂમિ આંખને આનંદ આપતી હતી.૭ પુષ્પના ભારથી નમી જતાં ને પૃથ્વીનો સ્પર્શ કરતાં કર્ણિકાર અને પુષ્પિત થયેલાં કિંશુક વૃક્ષોથી તે પ્રદેશ જાણે પ્રદીપ્ત થયો હોય નહિ શું? તેવો ભાસતો હતો.૮ ત્યાં આગળ પુન્નાગ, સપ્તપર્ણ, ચંપક, ઉદ્દાલક આદિ લાંબે ગયેલાં મૂળવાળાં બીજાં વૃક્ષો પુષ્પિત થઈ અતિશય શોભા આપતાં હતાં.૯ કેટલાંક વૃક્ષો સોનાના જેવી પ્રભાવાળાં હતાં અને કેટલાંક તો અંજનનાં જેવાં શ્યામ હતાં.૧૦ હજારો અશોક વૃક્ષ ત્યાં આવી રહેલાં હતાં. આ અશોકવન દેવોનાં નંદનવનથી અથવા કૂબેરનાં ચૈત્રરથવનથી પણ અધિક શોભાયમાન લાગતું હતું.૧૧ અત્યંત રમણીય તે વન જાણે, પુષ્પોરૂપી તારાઓથી છવાઈ ગયેલું બીજું આકાશ ન હોય! અથવા અનેક પુષ્પરત્નોથી ભરેલો પાંચમો સમુદ્ર ન હોય તેવું શોભતું હતું. સર્વે ઋતુમાં પુષ્પોવાળાં તથા મધુની સુગંધીથી બહેકી રહેલાં વૃક્ષોથી તે ભરપૂર હતું.૧૨-૧૩ જાતજાતના મૃગ અને પક્ષીઓના નાના પ્રકારના સ્વરથી ગાજી રહે-

વાથી તે રમણીય લાગતું હતું; અનેક પ્રકારની સુગંધી, તેમાં બહેકી રહેલી હતી–એવું અને પવિત્ર ગંધવાળું અતિ મનોહર તે વન શોભી રહ્યું હતું.[૧૪]

આવા અશોકવનમાં થોડે છેટે હનૂમાને સૌગંધવાન્, ગંધમાદન પર્વતના જેવો, વર્તુલાકાર એક મહેલ દીઠો. તે મહાલય, વનના મધ્ય ભાગમાં બાંધેલો હતો અને તેને હજારો સ્તંભ હતા. કૈલાસના જેવો તે ઉજળો દેખાતો હતો.[૧૫–૧૬] તેમાં પરવાળાનાં પગથીઆં કરેલાં હતાં અને ઉંચા સુવર્ણની ત્યાં બેઠકો બનાવેલી હતી. તે બહારથી એવો ઝળકાટ મારતો હતો કે, જોનારાઓની આંખો અંજાઈ જાય. તે ઘણો નિર્મળો હતો. તેની અતિશય ઉંચાઇને લીધે જાણે તે આકાશને ભેટતો હોય તેવી શોભા આપતો હતો.[૧૭–૧૮]

આ મહેલ દીઠા પછી, દૃષ્ટિ ફેંકતાં, હનૂમાને મલીન વસ્ત્ર ધારણ કરેલી, રાક્ષસોથી વીંટાયલી, ઉપવાસ કરી સુકાઈ ગયેલી, દીન જેવી અને વારંવાર નિઃશ્વાસ મૂકતી સીતાને ત્યાં બેઠેલી દીઠી. તે શુકલપક્ષની શરુઆતમાં દેખાતી ચંદ્રલેખાની પેઠે થોડો પ્રકાશ મારતી, પણ રુચિર લાગતી હતી, ધૂમજાળથી વિંટાયલી અગ્નિની જ્વાળા હોય તેવું મેલું થઈ ગયેલું એક પીતવસ્ત્ર તેણે પહેર્યું હતું. મેલાં શરીરવાળી તથા અલંકાર વિનાની હોવાથી, પદ્મરહિત પદ્મિનીના જેવી તે ભાસતી હતી.[૧૯–૨૧] તે અતિશય પીડાયેલી હતી ને દુઃખથી તવાયલી હતી. તેનું અંગ અતિ કૃશ થઈ ગયેલી તપસ્વિનીના જેવું જણાતું હતું. અંગારક* ગ્રહથી પીડાયેલી રોહિણી પેરે તેના ગાલપરથી આંસુ સુકાતાં ન હોતાં, એવી તે દીન થઈ ગયેલી હતી. ઉપવાસ કરી કરી તેનું અંગ કૃશ થઈ ગયેલું હતું. તે શોક અને ધ્યાનમાં નિમગ્ન, દીન ને નિત્ય દુઃખપરાયણ રહેતી હોય તેવી દીસતી હતી.[૨૨–૨૩] પોતાના પ્રિયજન રામ લક્ષ્મણને ન દેખતાં રાત અને દિવસ રાક્ષસીઓને જ પોતાની આસપાસ જોઇને, જાણે શ્વાનના ગણથી વિંટાયલી, ટોળાવિખુટી મૃગલી ન હોય તેવી,[૨૪] અથવા જેમ વર્ષાઋતુ ઉતરી રહ્યા પછી પૃથ્વીપર લીલીછમ થયેલી વનરાજી હોય તેવી તે જણાતી હતી. નાગના જેવી કાળી તેની વેણી હતી, જે જઘનપર લટકતી હતી. સુખને માટે જ યોગ્ય છતાં દુઃખમાં દટાયલી હોય તેવી–જેણે કોઈ દિવસ દુઃખ પણ દીઠેલું ન હતું એવું તેનું મુખ જણાતું હતું. તેનાં નેત્ર વિશાળ હતાં; અંગ મલીન અને શરીર માંસ વગરનું હતું.[૨૫–૨૬]

આ બધાં લક્ષણ જોઈ હનૂમાને નક્કી કીધું કે, એ સીતા જ છે–કારણ એ ઇચ્છામાં આવે તેવું રૂપ ધરનાર રાવણ જ્યારે તેને હરી ગયો ત્યારે તેનું જેવું રૂપ તેણે જોયું હતું, તેવું જ આજે પણ તેનું રૂપ દેખાય છે. સીતાનું વદન પૂર્ણ ચંદ્રના જેવું હતું, તેની ભમરો મોહક હતી, તેના સ્તન ગોળમટોળ ને સુંદર હતા.[૨૭–૨૮] તેના અંગની પ્રભાથી સર્વે દિશાએ અંધારા રહિત થતી હતી. તેનો કંઠ નીલવર્ણો હતો, અને તેના અધરોષ્ઠ બિંબફળના જેવા હતા. સુંદર કમર હતી અને તે સારી રીતે દબાયલી હતી;[૨૯] તેનાં લોચન પદ્મપત્રના જેવાં હતાં. જાણે સારી રીતે ઘડેલી પૂતળી હોય તેવા તેના યોગ્ય અવયવો હતા. સાક્ષાત્ કામદેવની પ્રિયા રતિના જેવી તે મોહિની હતી; પૂર્ણ ચંદ્રની પ્રભાની પેઠે આખા જગતને પ્રિય લાગે તેવી તે ચિત્ત ચોરટી જણાતી હતી.[૩૦] નિયમ પાળનારી તાપસિની પેઠે પૃથ્વીપર તે બેઠેલી હતી. શરીર સુંદર હતું, નાગણીની પેઠે તે વારંવાર નિઃશ્વાસ મુકતી હતી અને ભય પામેલી હતી.[૩૧] ધૂમાડાથી વિંટાયેલી અગ્નિની જ્વાળા પેઠે, વૃદ્ધિ પામેલા શોકસાગરમાં ડુબેલી હોવાથી તે જાણે સંદેહયુક્ત થયેલી સ્મૃતિ જેવી, પતિત થયેલી રિદ્ધિ સરખી, હણાયેલી શ્રદ્ધા જેવી, ભંગ થયેલી આશા સરખી, ઉપસર્ગયુક્ત સિદ્ધિ સરખી, કલુષિત બુદ્ધિ સરખી, મિથ્યાપવાદથી કલંકિત થયેલી કિર્તિ સરખી, રામની સેવામાં સ્ખલન પડવાથી વ્યથા પામેલી, રાક્ષસોના સમૂહથી પીડા પામેલી હોય તેવો ભાસ કરાવતી હતી. તે અબળા હતી. તેનાં નેત્ર મૃગબાળનેત્ર જેવાં મોહક હતાં. તે વારે વારે આમતેમ ચારેકોર નજર નાખતી હતી.[૩૨–૩૫] આંસુનાં બિંદુથી છવાઈ ગયેલાં તેનાં કાળાં નેત્ર તથા પાપણોવાળાં કરમાઈ ગયેલાં મુખથી, તે વારંવાર નિઃશ્વાસ નાંખતી હતી.[૩૬] કાળા મેઘથી છવાયેલી ચંદ્રની પ્રભાની પેઠે તેનું અંગ મળમય, દીન તથા આભૂષણો પહેરવાને યોગ્ય છતાં આભૂષણોરહિતહતું.[૩૭]

એવી સીતાને જોઈ હનૂમાનની બુદ્ધિ સંદેહયુક્ત થવા લાગી; છતાં આખરે તેણે અતિકષ્ટે, વેદાભ્યાસ વિના શિથિલ થયેલી વિદ્યાની પેઠે, અલંકાર રહિત છતાં, સીતાને ઓળખી અને અર્થાન્તર પામેલી તથા સંસ્કાર રહિત વાણીના જેવી વિશાળનેત્રા, અનિંદિત રાજપુત્રી સીતા સંબંધે, અનેક બીજાં કારણો મળવાથી, હનૂમાને ખાત્રીપૂર્વક માન્યું કે, "એ સીતા જ

* રાહુ.

છે.[૩૯-૪૦] રામે જે જે આભૂષણો નિશાનીને અર્થે તેને કહેલાં હતાં, તે તે આભૂષણો, તે વખતે તેની અંગશોભાને પ્રસારતાં જોવામાં આવ્યાં.[૪૧] વળી તેના કાનમાં સુંદર ઘાટવાળાં કુંડળ અને યોગ્ય રીતે ધારણ કરેલાં શ્વદંષ્ટ્ર નામનાં આભૂષણ પહેરેલાં જણાયાં. તેમ જ મણિ અને વિદ્રૂમનાં ચિત્રવિચિત્ર કડાં તેના હાથપર હતાં-પરંતુ તે ઘણો કાળ પહેરી રાખેલાં હોવાથી કાળાં પડી ગયાં હતાં, છતાં બરાબર બંધબેસતાં હતાં. હનૂમાને વિચાર્યું કે, "રામે મને જે જે આભૂષણો કહેલાં છે, તે એ જ છે.[૪૨-૪૩] ઋષ્યમૂક પર્વતમાં એણે નિશાનીને અર્થે કેટલાંક આભૂષણો નાંખી દીધાં હતાં, તે એના અંગપર જોવામાં આવતાં નથી; પરંતુ જે જે પહેરેલાં જોવામાં આવે છે, તે તો રામે બતાવેલાં તે જ છે, એમાં લેશ પણ સંદેહ નથી.[૪૪] સુવર્ણપટ્ટસમ પીળું ઉત્તરીય વસ્ત્ર, જે ઋષ્યમૂક પર્વતપર કપિઓના દીઠામાં આવ્યું હતું, તે તેના અંગપર છે; અને બીજાં ખણખણાટ કરતાં મોટાં આભૂષણો પૃથિવીપર પડેલાં જડ્યાં હતાં, તે એણે જ નાંખી દીધાં હશે.[૪૫-૪૬] આ પીળું વસ્ત્ર જે તેણે પહેરેલું છે, તે ઘણા દિવસથી પહેરાયેલું હોવાને લીધે મેલું થઈ ગયેલું છે, તેમ છતાં પહેલાના જેવું જ શોભાયમાન લાગે છે અને રંગ પણ તેવો જ છે.[૪૭]

"અહો! કનકવર્ણી રામની પ્રિય રાણી સીતા, ખરું જોતાં ખોવાઈ છે, પરંતુ તેના અંતઃકરણમાંથી તે ખોવાઈ નથી અર્થાત્ રાત દિન તેણી, તેના અંતઃકરણમાં જ રમે છે.[૪૮] આ દેવીના જ વિરહથી રામ કારુણ્ય, આનૃશંસ્ય, શોક અને કામ એ ચારથી સંતાપ પામે છે.[૪૯] 'મારી સ્ત્રી નાશ પામી' એમ માની, કારુણ્યથી, 'મારા આશ્રયને અવલંબીને વનમાં આવી, છતાં તેનું મારાથી રક્ષણ ન થયું' એમ માની, આનૃશંસ્યથી, 'પત્ની નાશ પામી' એમ માની, શોકથી અને ઘણી પ્રિય હતી માટે કામજ્વરથી રામ નિરંતર પીડા પામે છે.[૫૦] આ દેવીનું જેવું રૂપ તથા પ્રત્યેક અંગનું જેવું લાવણ્ય છે, તેવું રામનાં અંગનું પણ લાવણ્ય છે. માનો, એ રામને યોગ્ય છે, અને રામ એને યોગ્ય છે. કાળાં નેત્રવાળી એ રામની જ સ્ત્રી છે.[૫૧] એ દેવીનું મન રામમાં જ રમે છે અને રામનું મન એનામાં રમે છે. આ પ્રમાણે મનના સંગમથી જ સીતા અને ધર્માત્મા રામ બંને જીવતાં રહેલાં છે.[૫૨] અહો! સીતા વિનાના થયા છતાં પણ, રામ શોકથી હઠી ન જતાં, પોતાના આત્માને ધારણ કરી રહ્યા છે, એ ખરેખર એમણે મહા મોટું તપ કરેલું છે."[૫૩] સીતાને આવી અવસ્થામાં જોઈ, આનંદ પામેલો વાયુપુત્ર, મનમાં રામનું સ્મરણ કરી, તે સમયે રામની અત્યંત પ્રશંસા કરવા લાગ્યો.[૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૧૬ મો.

## સીતાનાં દર્શનથી હનૂમાનના મનમાં ઉત્પન્ન થતા વિચાર.

કપિવર હનૂમાન્, સીતા તથા ગુણાભિરામ રામની પ્રશંસા કરી પુનઃ વિચાર કરવા લાગ્યો.[૧] ક્ષણવાર વિચારમાં લીન થઈ, અશ્રુથી આકુળ થઈ ગયેલાં નેત્રવાળો હનૂમાન્, સીતાની અવસ્થા જોઈ વિલાપ (શોક) કરવા લાગ્યોઃ[૨] "અહો! જ્યારે વડિલ જનોને અનુસરનાર લક્ષ્મણ જેને માન આપે છે એવી, મોટા ભાઇની પત્ની સીતાને આવાં દુઃખ ખમવાં પડે છે, ત્યારે કાળ જ વિચિત્ર છે, એમ કહેવું જોઇએ.[૩] જેમ ગંગાજી વર્ષાકાળમાં લગાર પણ મ્લાન થતી નથી, તેમ સીતા પણ આટઆટલા દુઃખમાં મ્લાન થઈ નથી; કારણ કે પોતાના સ્વામીના તથા બુદ્ધિમાન્ લક્ષ્મણના નિશ્ચયને તે જાણે છે.[૪] નીતિ, વર્તણુક, શીલ, વય, કુળ અને લક્ષણમાં સમાન એવી આ સીતાને યોગ્ય રાઘવ છે; અને આ શ્યામ નેત્રવાળી સીતા, રાઘવને પણ યોગ્ય જ છે."[૫]

વળી નવાં સુવર્ણના સરખા વર્ણવાળી તથા દેવતાઈ લક્ષ્મીના સરખી સીતાને જોઈ, હનૂમાન્ મન સાથ રામનું સ્મરણ કરીને આ પ્રમાણે બોલવા લાગ્યોઃ[૬] "આ વિશાલાક્ષીને અર્થે રામે રાવણના સરખો મહાબળવાન્ વાલિ હણ્યો. વળી જેમ ઇંદ્રે શમ્બરનો નાશ કર્યો હતો, તેમ ભયંકરપરાક્રમી કબંધને યુદ્ધમાં માર્યો અને એને જ માટે અજિતપરાક્રમી રામે વિરાધને પણ હણ્યો.[૭-૮] જનસ્થાનમાં અગ્નિશિખાના જેવાં બાણોથી ભયંકર કર્મ કરનાર ચૌદ હજાર રાક્ષસોને માર્યા.[૯] વળી વિદિતાત્મા રામે, ખર નામે રાક્ષસને રણમાં માર્યો, ત્રિશિરાને હણ્યો તથા મહાતેજસ્વી દૂષણનો પણ નાશ કર્યો.[૧૦] આ સીતા દેવીને માટે જ, વાલિનાથી રક્ષિત થતું વાનરોનું આધિપત્ય-જે પ્રાપ્ત કરવું ઘણું કઠણ હતું, તે પણ લોકવિખ્યાત

સુગ્રીવને મળ્યું.[11] આ વિશાલાક્ષીને અર્થે જ મેં સરિતાઓના પતિ સમુદ્રને ઓળંગ્યો તથા આ લંકા નગરી શોધી.[12] આ સીતાને માટે રામ સમુદ્રપર્યંત આખી પૃથ્વી તથા આખું જગત્ ખોળે, તો તે પણ યોગ્ય જ છે, એમ હું ધારું છું.[13] જો એક બાજુએ ત્રણ લોકનું રાજ્ય અને બીજી બાજુએ સીતાને સરખાવીએ, તો ત્રણ લોકનું સમગ્ર રાજ્ય સીતાની રતિ બરાબર પણ ન આવે.[14] ધર્મશીલ મહાત્મા જનકરાજાની પુત્રી આ સીતા, સ્વામીને વિષે દૃઢ ભક્તિ રાખનારી છે.[15] તે ધૂળમાં જેમ પદ્મ ઢંકાયું હોય તેવી છે, અને હળના અગ્રથી ખેડાતી યજ્ઞભૂમિમાંથી નિકળેલી છે.[16] આ આર્યા, પરાક્રમી, આર્યશીલ અને સંગ્રામમાં પગ પાછો નહીં કરનાર દશરથ રાજાની કુળવધૂ છે; અને ધર્મજ્ઞ, કૃતજ્ઞ તથા વિદિતાત્મા રામની પ્રિય ભાર્યા છે. અહો! શો સમય છે કે, આજ આ રાક્ષસીના હાથમાં પડી છે.[17-18] જે સર્વ ભોગનો ત્યાગ કરી, કષ્ટોને ન ગણકારતાં સ્વામીના સ્નેહથી નિર્જન વનમાં આવી અને ત્યાં પણ આનન્દથી વનને પોતાના ઘર જેવું માની, ફળ અને મૂળથી સંતોષ પામી, પોતાના સ્વામીની શુશ્રૂષામાં પ્રીતિપૂર્વક તત્પર રહેનારી, સુવર્ણના સરખાં ગાત્રવાળી તથા સ્મિત હાસ્યયુક્ત ભાષણ કરનારી સીતા, દુર્ભાગ્યને લીધે આવા અનર્થની આપદાને વેઠે છે.[19-21] જેમ તૃષાળુ જન પરબની ઇચ્છા કરે છે, તેમ રાવણે અતિશય હેરાન કરેલી આ શીલસંપન્ન સીતાને, રાઘવ જોવા ઇચ્છે છે.[22] જેમ રાજ્યભ્રષ્ટ થયેલો રાજા, પુનઃ રાજ્ય મળવાથી હર્ષ પામે છે, તેમ ખરેખર સીતા પુનઃ મળવાથી, રામ ઘણો આનન્દ પામશે.[23] ખરેખર આ સીતા પણ કામભોગનો ત્યાગ કરી, બન્ધુજનનો વિયોગ છતાં, રામના સમાગમની આશામાં ને આશામાં જ જીવતી રહેલી છે.[24] તે આ રાક્ષસીઓના સામું પણ જોતી નથી, તેમ આ ફળ ફૂલવાળાં વૃક્ષોપ્રતિ પણ દૃષ્ટિ કરતી નથી. એનું એકાગ્ર મન રામનું જ દર્શન કરે છે.[25] સ્વામી, એ સ્ત્રીને અલંકાર કરતાં પણ વિશેષ શોભા આપનાર છે. પણ હમણાં સીતા, સ્વામીરૂપી ભૂષણ વિનાની હોવાથી, સુશોભિત છતાં પણ શોભતી નથી;[26] અને રામ, આ સીતાના વિરહદુઃખથી હારી ન જતાં, પોતાના દેહને ધારી રહ્યા છે, એ પણ એક મહત્ કાર્ય કરે છે.[27] અરે! કાળા કેશવાળી અને પદ્મના સરખાં નેત્રવાળી આ સીતા, જે નિરંતર સુખ ભોગવવાને જ યોગ્ય છે, તે આમ દુઃખ પામે છે, એ જોઈ મારું મન પણ ઘણું સંતાપ પામે છે.[28] અહો! જુઓ, જુઓ, જે પૃથિવીના જેવી ક્ષમાવાળી છે, કમળના જેવાં નેત્રવાળી છે, જેનું રામ અને લક્ષ્મણ સરખા રક્ષણ કર્તા છે, એવી સીતા, આજે ઝાડના થડમાં બેઠેલી છે અને વિકૃત નેત્રવાળી રાક્ષસીઓ તેને ઘેરી રહી છે.[29] એ હિમથી કરમાઈ ગયેલી પદ્મિનીની પેઠે શોભારહિત થઈ ગયેલી છે, અને ઉપરાઉપરી આવી પડતાં દુઃખોથી પીડાય છે. આ જનકતનયા, સ્વામીથી વિખૂટી પડેલી ચક્રવાકીના જેવી કૃપણદશાને પામી છે.[30] પુષ્પના ભારથી ઝુકી રહેલી ડાળીઓવાળાં અશોકવૃક્ષો પણ આ સીતાનો શોક દૂર નહિ કરતાં તેને ઉલટો વધારે છે અને શીત ઋતુ જવાથી સુંદર પ્રકાશને પ્રસારતો ચંદ્રમા પણ, પોતાનાં અનેક કિરણોવડે તેને સંતાપે છે."[31]

આમ વિચાર કરતાં, આ સીતા જ છે, એમ દૃઢ નિશ્ચય થવાથી, વેગવાન્ કપિવર હનૂમાન્, તે જ વૃક્ષોનો આશ્રય કરી, ત્યાં ગૂપચૂપ બેસી રહ્યો.[32]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સોળમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૭ મો.

## સીતાનો મેલાપ.

એટલામાં નિર્મળ તથા પદ્મના કકડા જેવો સ્વચ્છ ચંદ્રમા, જેમ હંસ જળમાં ગમન કરે, તેમ નિર્મળ આકાશમાં ચાલવા લાગ્યો.[1] નિર્મળ પ્રભાવાળો ચંદ્ર, હનૂમાનનું સાચિવ્ય કરતો હોય તેમ પોતાનાં શીતળ કિરણોથી તેની સેવા કરતો હતો (સીતા બેઠી હતી ત્યાં પ્રકાશ આપતો હતો).[2] તે વેળાએ હનૂમાન્, અતિશય ભાર ભરેલી નૌકાની પેઠે, ભર સમુદ્રમાં, શોકરૂપી ભારથી ભરેલી પૂર્ણચંદ્રમુખી સીતાને જોતો હતો.[3] સીતાને જોતાં જોતાં તેનાથી છેટે બેઠેલી ભયંકર રૂપવાળી કેટલીક રાક્ષસીઓને હનૂમાને દીઠી.[4] તેમાંની કેટલીએક એક જ નેત્રવાળી હતી, તો કેટલીએક એક જ કાનવાળી હતી, કેટલીએક વિશાલકર્ણી હતી; ત્યારે કેટલીએક કાન વિનાની પણ હતી. કોઇના કાન શંકુના જેવા હતા, તો કોઇને શ્વાસોચ્છ્વાસને માટે માથામાં જ કાણાં હતાં.[5] કોઇનાં માથાં અને શરીર ઘણાં મોટાં હતાં, તો કોઇનાં ગળાં ઘણાં લાંબાં અને પાતળાં હતાં. કોઇના કેશ તદ્દન ખરી પડેલા હતા, તો કોઇના વાળ ઘણા લાંબા હતા; અને કેટલીકના શરીરપર ઉગેલા કેશ, કામળાની પેઠે તેના શરી-

રને ઢાંકતા હતા.[૬] કોઇનાં લલાટ અને કાન ઘણાં લાંબાં હતાં, તો કોઇનાં પેટ અને પયોધર લાંબાં (અર્થાત્ પેટ સૂધી લટકતાં) હતાં. કોઇના હોઠ લાંબા હતા, તો કોઇના ટુંકા હતા. કોઇનાં મુખ લાંબાં હતાં, તો કોઇની જંઘાઓ ઘણી લાંબી હતી.[૭] કોઈ બટુકડી, કોઈ મોટી તાડ જેવી, કોઈ કુબ્જા જેવી (અર્થાત્ ખરાબ અંગવાળી), તો કોઈ ઘણી વિકરાળ હતી; કોઈ ઠીંગણી, કોઈ કરાલમુખી, કોઈ આડાં અવળાં પહેરેલાં વસ્ત્રવાળી, તો કોઈ માંજરી આંખોવાળી હતી; કોઈ વક્રમુખી ને કોઈ કદરૂપી હતી.[૮] (આમાંની કેટલીક) પીળા રંગની ને કોઈ કાળી કાજળ જેવી હતી. કોઈ બહુ જ ક્રોધી તો કોઈ રાત દહાડો કજીઓ કરનારી જ હતી. કોઇએ તો હાથમાં લોઢાનાં મોટાં મોટાં શૂળ અને મુદ્દગરો ઝાલ્યાં હતાં.[૯] મુખ પણ ઘણાં વિલક્ષણ હતાં. તેમાં કોઇનાં વરાહના જેવાં, કોઇનાં મૃગના જેવાં, કોઇનાં વાઘના જેવાં, કોઇનાં પાડાના જેવાં, કોઇનાં બકરાના જેવાં, અને કોઇનાં શિયાળના જેવાં હતાં. કોઇના પગ હાથીના જેવા, તો કોઇના ઉંટના જેવા; અને કોઇના ઘોડાના જેવા હતા. કોઇનાં માથાં ગરદનમાં પેસી ગયેલાં હતાં.[૧૦] કોઇને એક જ હાથ હતો, તો કોઇને એક જ પગ હતો. કોઈ કોઇના તો ઘોડા અને ગધેડાના જેવા કાન હતા. વળી કોઇના કાન ગાયોના જેવા હતા; અને કોઇના હાથીના કે સિંહના જેવા હતા.[૧૧] એમાંની કેટલીકને એક કરતાં વધારે નાક હતાં. કોઇને વાંકી જ નાસિકાઓ હતી, અને કોઇને બીલકુલ નાક જ નહતાં; તો કોઇનાં નાકો, હાથીની સુંઢ સરખાં હતાં. વળી કોઇને કપાળમાં નાક હતાં, અને તેમાંથી જ તે શ્વાસોચ્છ્વાસ લેતી–કાઢતી હતી.[૧૨] કોઇના પગ હાથીના જેવા અતિશય મોટા અને કોઇના આખલાના જેવા હતા. કોઇના પગની આસપાસ ચોટલીના ગુચ્છાની પેઠે વાળના ગુચ્છા જ ઉગેલા હતા. કોઇનાં માથાં અને ગરદનો ઘણાં મોટાં હતાં, ત્યારે કોઇનાં સ્તન અને પેટ બહુ મોટાં હતાં.[૧૩] કોઇનાં નેત્ર અને મુખ ઘણાં મોટાં હતાં, તો કોઇની જીભ અને મોં ઘણાં લાંબાં હતાં. કોઇનાં મોં બકરી જેવાં, કોઇનાં હાથી જેવાં, કોઇનાં બળદ જેવાં, અને કેટલીકનાં તો ભુંડના જેવાં હતાં.[૧૪] કેટલીકનાં વળી ઘોડા જેવાં, કેટલીકનાં ઉંટ જેવાં અને કેટલીકનાં મોં ગધેડીઓના જેવાં હતાં. આ પ્રમાણે ભયંકર દેખાવવાળી અને શૂળ તથા મુદ્દગર હાથમાં પકડી બેઠેલી, ક્રોધયુક્ત અને કજીયાખોર અનેક રાક્ષસીઓ, હનુમાને ત્યાં બેઠેલી દીઠી.[૧૫] કરાળ અને ધુમાડાના જેવા કેશવાળી, આ વિરૂપ મુખવાળી રાક્ષસીઓ, નિરંતર મદ્યપાન કરતી હતી. દારુ અને માંસ તેમને સદાય પ્રિય હતાં.[૧૬] તે માંસ અને રુધિરનું જ ભક્ષણ કરતી હતી, અને માંસ તથા લોહીથી તેમનાં શરીર ખરડાયેલાં જણાતાં હતાં.

જેને જોતાં કંપારી આવે એવી આ રાક્ષસીઓને એક વૃક્ષની આગળ ટોળું વળીને બેઠેલી હનુમાને જોઈ. તે વૃક્ષ નીચે અનિંદિતા દેવી સીતા પણ બેઠેલી હતી.[૧૭–૧૮] શોકસંતપ્ત હોવાથી તે કાન્તિરહિત થઈ ગયેલી હતી. તેના ચોટલામાં ઘણો જ મેલ ભરાયો હતો.[૧૯] તે જાણે પુણ્યનો નાશ થવાથી આકાશમાંથી ખરી પડેલી તારા હોય તેવી, શીલ આચરણની કીર્તિથી ભરપૂર, અને જેને ભર્તાનું દર્શન પણ દુર્લભ થઈ પડ્યું હતું, અને આભૂષણરહિત છતાં પોતાના સ્વામીના પ્રેમથી જ વિભૂષિત જણાતી હતી. સીતા, ટોળાથી વિખૂટી પડેલી, અને સિંહે ઘેરી રાખેલી નાની હાથિણી હોય તેમ પોતાના બંધુજનોથી વિખૂટી પડેલી તથા રાવણે કેદ કરી ગોંધાયલી હતી. વર્ષાકાળ ગયા પછી, શરદ્ ઋતુનાં વાદળથી છવાયલી ચંદ્રલેખા જેવી નિસ્તેજ લાગે, તેવું તેનું અંગ નિસ્તેજ હતું.[૨૦–૨૨] સ્વામીના હિતમાં તત્પર અને રાક્ષસને વશ નહીં વર્તનારી સીતા, વાપર્યા વિના નાંખી મૂકેલી અને ઢીલા થઈ ગયેલા તારવાળી વિણા હોય તેવી જણાતી હતી.[૨૩] તે શોકસાગરમાં ડુબેલી હતી. અને જેમ ગ્રહથી રોહિણી વિંટાયલી હોય તેમ તે રાક્ષસીઓથી વિંટાયલી હતી.[૨૪] સીતા, જાણે કુસુમ વિનાની લતા હોય તેવી દીસતી હતી. એવી અશોકવાટિકામાં બેઠેલી સીતાને હનૂમાને દીઠી.

આ વેળાએ સીતા અતિ મલીન અંગવાળી તથા અલંકાર રહિત હોવાથી, કાદવમાં ખરડાયેલી કમલિનીના જેવી શોભાયુક્ત (યા શોભા રહિત) જણાતી હતી.[૨૫] તેનાં નેત્ર મૃગ બાળપેરે ચમકતાં હતાં, તેનાં વસ્ત્ર મલીન અને ચોળાઈ ગયેલાં હતાં, તેનું મુખ ઉતરી ગયેલું હતું, પણ સ્વામીના તેજવડે અદીન જેવી લાગતી, અને પોતાના શીલથી જ રક્ષિત થયેલી જણાતી હતી. તેનાં લોચન મૃગના જેવાં તથા શ્યામ હતાં. તે મૃગલીની પેઠે ભય પામી આમ તેમ જોતી હતી.[૨૬–૨૮] અને નિઃશ્વાસવાયુથી જાણે પલ્લવયુક્ત વૃક્ષોને બાળી નાંખતી હોય તેવી જણાતી હતી. તે દુઃખના સમૂહથી–દુઃખની નવી ઉત્પન્ન થયેલી ઊર્મિથી કૃશ થઈ ગયેલી હતી.[૨૯] તેનું અંગ જોઈએ તેવું ઘાટીલું હતું. મૈથિલી,

આભરણ વિના પણ શોભતી હતી. એવી તેને જોઈને હનૂમાન્ અતુલ હર્ષ પામ્યો.[30] મદિરેક્ષણા સીતાને જોઈ હનૂમાનની આંખમાં હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં; અને (પ્રેમના આવેશમાં) રામને પ્રણામ કર્યા.[31] રામને તથા લક્ષ્મણને પ્રણામ કરીને, સીતાનાં દર્શનથી આનંદ પામી, વીર્યવાન્ હનૂમાન્, તે જ વૃક્ષની શાખાઓમાં પૂર્વપેરે છૂપાઇને જ બેસી રહ્યો.[32]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૮ મો.

## અશોકવનમાં રાવણ.

પુષ્પિત વૃક્ષોવાળાં તે અશોકવનને જોતાં તથા સીતાને મળવા સંબંધી વિચાર કરવામાં હનૂમાનને ઘણી રાત્રી વીતી ગઈ.[1] રાત્રી તમામ વીતી ગઈ ત્યારે, ષડંગવેદ* જાણનારા તથા યજ્ઞ કરાવનારા અને બ્રહ્મને જાણનારા રાક્ષસોએ કરેલો વેદનો ધ્વનિ સંભળાવા લાગ્યો.[2] તેઓ રાવણને જગાડવાને માટે કાનને તથા મનને પ્રિય લાગે એવાં માંગલિક વાદિત્રોના ઘોષ કરતા હતા. થોડીવારે મહાભાગ રાવણ નિદ્રામાંથી જાગ્રત થયો.[3] પોતાનાં ખસી ગયેલાં વસ્ત્રાભૂષણ ઠીકઠાક કીધા પછી, તે સીતાનો જ વિચાર કરવા લાગ્યો.[4] સીતાની જ તેને લેહ લાગી રહેલી હતી, ને તેનું ચિત્ત, કામથી ઉન્માદવશ બની ગયેલું હતું. એ સમયે રાવણ, પોતાની કામવાસનાને મનમાં શમાવી શકયો નહીં.[5] પછી સઘળાં આભૂષણો પહેરી, તે અતિ શોભાયમાન બન્યો; અને શયનમંદિરમાંથી નિકળીને, પુષ્પફળવાળી, અનેક વૃક્ષોવાળી, કમળનાં વન જેમાં ખીલી રહેલાં છે, જે અનેક પુષ્કરિણીઓથી ભરપૂર છે; તથા અનેક પ્રકારનાં પુષ્પો જેમાં શોભી રહ્યાં છે, તેવી અશોકવાટિકાને જોતો જોતો તે પ્રતિ આવવા નિકળ્યો. તે વાટિકા, મત્ત થઈ ગયેલાં અને અદ્ભુત એવાં પક્ષીઓથી ચિત્ર વિચિત્ર થઈ રહી હતી. દષ્ટિને તથા મનને હરણ કરે તેવાં ઇહામૃગો તેમાં વસી રહેલાં હતાં, મણિ અને સુવર્ણનાં તોરણો ઠામઠામ બાંધેલાં હતાં, અનેક પ્રકારનાં મૃગો તેમાં દોડી રહ્યાં હતાં, નીચે પડેલાં ફળથી ભૂમિ છવાઈ ગયેલી હતી, અને વૃક્ષની હારો લાંબે સુધી ચાલી ગયેલી હતી; એવી અશોકવાડીમાં તે વૃક્ષવીથિઓને જોતો જોતો પેસવા લાગ્યો.[6–9]

પુલસ્ત્યનંદન રાવણ, જે વખતે આવા ઠાઠથી જતો હતો તે સમયે, જેમ મહેન્દ્રની પાછળ દેવ અને ગંધર્વની સેંકડો સ્ત્રીઓ જાય છે તેમ, તેની પુંઠે સેંકડો સ્ત્રીઓ ચાલતી હતી.[10] કેટલીક સ્ત્રીઓ હાથમાં સોનાની દીવીઓ લઈ ચાલતી હતી, કોઈ હાથમાં ચામર લઈ ઉરાડતી હતી, કોઈ રાવણને પંખાથી પવન ઢાળતી હતી, કોઇના હાથમાં જળભરી સુવર્ણની ઝારીઓ હતી, કોઈ ઢાલ તરવાર લઈ તેની પાછળ ચાલતી હતી; કોઈ રત્નમય તથા પ્રકાશ મારતાં પાનપાત્ર હાથમાં લઈ ચાલતી હતી.[11–13] કોઈ રાજહંસના સરખા વર્ણવાળું તથા પૂર્ણ ચંદ્રના સરખું સોનાના દાંડાવાળું શ્વેત છત્ર તેનાપર ધરી પાછળ ચાલતી હતી.[14] નિદ્રાના ઘેનથી ઘેરાઈ ગયેલાં નેત્રવાળી રાવણની માનીતી રાણીઓ, મેઘની પાછળ વિદ્યુત્ ચાલે તેમ, પોતાના વીરપતિ પાછળ ચાલતી હતી.[15] તેઓના હાર તથા કેયૂર ખસી ગયેલા હતા, પિયળો ભૂસાઈ ગઈ હતી, ચોટલાની લટો ઢીલી પડી ગયેલી હતી, મુખપર પરસેવાનાં બિન્દુ બાઝેલાં હતાં, શેષ રહેલી મદની અસર તથા નિદ્રાથી આંખો લેહેરાઈ જતી હતી, અને તેમનાં સુંદર મુખસ્વેદથી તેમના શરીરપરનાં કુસુમાભરણો કરમાઈ ગયેલાં હતાં.[16–17] તેમના ચોટલામાં પુષ્પની વેણીઓ ગુંથેલી હતી ને તેમનાં નેત્ર મદિરામય હતાં. આ સકળ સુંદરીસમાજ–રાવણની પ્રિય પત્નીઓ, જે વખતે તે અશોકવાટિકામાં જતો હતો તે વખતે, બહુ માનથી તથા કામથી રાવણની પાછળ ચાલતી હતી;[18] અને સીતામાં આસક્ત ચિત્તવાળો તેમનો મંદબુદ્ધિ પતિ રાવણ, પણ મંદ મંદ પગલે ચાલતો હતો.[19]

જ્યારે આ સઘળાં વાટિકા પાસે આવ્યાં, ત્યારે વાયુપુત્ર હનૂમાને, સ્ત્રીઓની કટિમેખલાનો અને નુપૂરનો રણઝણાટ સાંભળ્યો.[20] તેની તરફ દૃષ્ટિ ફેંકી તો, અપ્રતિમ કર્મ, અચિંત્ય બળ તથા પૌરુષવાળા રાવણને, અશોકવનના દરવાજા આગળ આવતો દીઠો.[21] સુગંધી તેલ જેમાં વારંવાર પૂરવામાં આવે છે એવી આગળ ધરેલી દીપિકાઓથી તેની ચારે બાજુએ પ્રકાશમય થઈ રહી હતી.[22] કામ અને ગર્વના મદથી તે લદબદ હતો, તેનાં નેત્ર રાતાં અને વાંકાં ઢળેલાં હતાં, તે જાણે ધનુષને કોરે મૂકી આવેલો સાક્ષાત્ કામદેવ જ હોય તેવો જણાતો હતો.[23] મથન કરેલા ક્ષીરસાગરના ફીણ જેવું સફેત તથા પુષ્પનું બનાવેલું તેનું ઉત્તરીય, જે બાજુબંધને વિષે ભરાઈ ગયું હતું, તેને તે ખેંચતો હતો. આવી રીતે જતા રાવણને બરા-

* વ્યાકરણ, છંદ, જ્યોતિષ, શબ્દોચ્ચાર, અર્થ અને ધર્મ.

અર ઓળખવામાટે, વૃક્ષઘટામાં સંતાયલો હનૂમાન્ ઉંચો નીચો થવા લાગ્યો.૨૪-૨૫

તેને જોયા પછી, તેની પાછળ દૃષ્ટિ કરતાં રૂપયૌવનસંપન્ન રાવણની સુંદર સ્ત્રીઓ પણ તેના જોવામાં આવી.૨૬ એ રૂપવતી સ્ત્રીઓથી વિંટાયલો મહા યશસ્વી રાવણરાજ, મૃગ અને પક્ષીઓના શબ્દોથી ગાજી રહેલા પ્રમદવનમાં (અશોકવનના એક વનમાં) પેઠો.૨૭ તે સ્થળે પ્રતિહાર તરીકે શંકુકર્ણ નામનો રાક્ષસ મદિરાથી મત્ત થયેલો, મહાબળવાન્ અને અનેક વિચિત્ર આભરણો પહેરેલો ઉભો હતો. તેણે વિશ્રવાના પુત્ર રાવણને પ્રણામ કીધા. જેમ નક્ષત્રથી વિંટાયલો ચંદ્રમા હોય તેમ સુંદર સ્ત્રીઓથી વિંટાયલા રાવણને હનૂમાને જોયો.૨૮-૨૯ 'લંકામાંના સુંદર મહેલમાં સુતો હતો તે જ આ રાવણ છે,' એમ તેને ઓળખ્યો કે, હનૂમાન્, પોતે બેઠો હતો તે ડાળથી ઉપરની ડાળપર જઇને બેઠો.૩૦ હનૂમાન્ જો કે ઉગ્ર તેજવાળો હતો, છતાં રાવણના તેજથી ખંચાઈ, વૃક્ષનાં પાંદડાંની ઘટામાં સંતાઇને બેઠો.૩૧ (હનૂમાન બેઠો હતો ત્યાંથી) રાવણ, શ્યામ કેશવાળી, સુંદર નિતંબવાળી, પરસ્પર અડેલા સ્તનવાળી તથા રાતા નેત્રના ખૂણાવાળી સીતાને મળવાને ઉતાવળો ઉતાવળો આગળ ચાલ્યો.૩૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૯ મો.

### કંપિત સીતા.

રૂપયૌવનસંપન્ન અને ઉત્તમ ભૂષણોથી ભૂષિત રાક્ષસાધિપ રાવણને આવતો જોઈ, અનિંદિતા રાજપુત્રી સીતા, ઉન્મત્ત વાયુથી જેમ કદલી કંપે, તેમ થરથર કંપવા લાગી.૧-૨ સુંદર વર્ણવાળી તથા વિશાળ નેત્રવાળી સીતા પોતાના બંનો ઉરુથી ઉદરને ઢાંકીને તથા બે હાથવડે બે સ્તનો ઢાંકીને અતિ રુદન કરવા લાગી.૩ રાક્ષસીઓના સમૂહથી વિંટાઈ વળેલી, દીન અને દુઃખાર્ત સીતાને જ્યારે રાવણે જોઈ, ત્યારે સમુદ્રમાં નૌકા જેવી સ્થિતિમાં હોય તેવી તે જણાઈ.૪ વૃક્ષની કાપી નાંખેલી ડાળી જેમ પૃથિવીપર પડેલી હોય છે તેમ, સંશિતવ્રતવાળી સીતા, ઉઘાડી ભૂમિમાં પડેલી હતી.૫ તેના અવયવો, જેનાપર તે નિરંતર અલંકારો પહેરતી હતી તે, મલરૂપી આભૂષણોથી ઢંકાયલા હતા; અને એવી ભૂષણ રહિત દેહવાળી સીતા, કાદવથી ખરડાયલી મૃણાલિની હોય તેવી શોભાસહિત, તેમ જ શોભારહિત જણાતી હતી.૬

પછી સંકલ્પરૂપી ઘોડીઓથી જોડેલા મનરૂપી રથમાં બેસીને, વિદિતાત્મા રાજકેસરી રામની સમીપે જતી હોય નહિશું! તેમ રામમાં જ એકચિત્ત કરીને તે બેઠી-તે ટાંણે તે શોકસાગરમાં, ધ્યાન ધરીને, સોસાઈ જતી રુદન કરવા લાગી. દુઃખનો અંત ક્યારે આવશે? તે તેણી જાણતી નહોતી. રામમાં જ તે અનુરક્ત હતી.૭-૮ નાગરાજની પુત્રવધૂ પેઠે તે થરથર કંપતી હતી. ધૂમકેતુના ધૂમથી જાણે વીંટાયલી રોહિણી હોય તેવી તે ઉદાસ જણાતી હતી;૯ અને તે વ્રતશીળ, આચારશીળ તથા ધાર્મિક કુળમાં જન્મેલી હતી, અને તેવા જ ઉત્તમ કુળમાં પરણેલી હતી. છતાં જાણે દુષ્કુળમાં જન્મી હોય તેવી લાગતી હતી.૧૦ એ સમયે તે જાણે દૂષિત થયેલી કીર્તિ સરખી, અપમાન પામેલી શ્રદ્ધા સરખી, ક્ષીણ થયેલી પ્રજ્ઞા સરખી, ભંગ થયેલી આશા સરખી, વિધ્વંસ થયેલી ધનપ્રાપ્તિ સરખી, પ્રતિહત થયેલી આજ્ઞા સરખી, ઉત્પાતકાળે પ્રદીપ્ત થયેલી દિશા સરખી, ભ્રષ્ટ થયેલી પૂજા સરખી, રાહુથી ગ્રસ્ત થયેલી ચંદ્રિકા સરખી, પૂર્ણિમાની રાત્રી છતાં અમાવાસ્યા સરખી, મૃદિત થયેલી પદ્મિની સરખી, શૂર પુરુષો મરાયા પછી શૂન્ય લાગતી સેના સરખી, અંધકારથી નષ્ટ થયેલી પ્રભા સરખી, સૂકાઈ જતી સરિતા સરખી, ભ્રષ્ટ કરેલી (પતિત માણસોએ ઓળંગેલી) વેદી સરખી, શાન્ત થયેલી અગ્નિજ્વાળા સરખી, હસ્તીએ ડોળી નાંખેલી હોવાથી પદ્મ તથા પત્ર વગરની થયેલી અને ત્રાસ પામેલાં પક્ષીઓવાળી પુષ્કરિણી (નાની તળાવડી) સરખી જણાતી હતી અને તેનું વદન વિરહના શોકથી દુઃખિત થયેલું હતું.૧૧-૧૫ તે જાણે આડેઅવળે માર્ગે ફાટી ગયેલી નદીની પેઠે લુખી થઈ ગયેલી હોય તેવી જણાતી હતી. તેનું અંગ મેલું હતું તેથી તે કૃષ્ણપક્ષની રાત્રી સરખી જણાતી હતી.૧૬ સુકુમાર, ભરાઉ અંગવાળી, રત્નજડિત મહેલમાં વસવાને યોગ્ય છતાં, જાણે હમણાં જ ખેંચી નાંખેલી હોવાથી તાપને લીધે કરમાઈ જતી મૃણાલિની હોય તેવી જણાતી હતી;૧૭ અથવા પોતાના ટોળાના અધિપતિ હસ્તિરાજથી વિખૂટી પડેલી ને થાંભલે બાંધી રાખેલી, દુઃખાર્ત તથા નિઃશ્વાસ મૂકતી લાડ લડાવેલી હાથિણી હોય તેવી તે ભાસતી હતી.૧૮ વર્ષાકાળના અંતમાં, વનરાજિથી શોભતી પૃથિવીની પેઠે તેની એક વેણી નીચે સુધી લટકતી હતી.૧૯ તે

ઉપવાસથી, શોકથી, ધ્યાનથી અને ભયથી નિરંતર સોસાઈ ગયેલી હતી. આ વેળાએ સીતા દીન, અલ્પ આહાર કરનારી, તપ એ જ ધન છે એમ જાણી, તપ કરતી-દુઃખિયણ થઈ હાથ જોડીને, "રામથી રાવણનો પરાભવ થાઓ." એમ કુળદેવીની પ્રાર્થના કરતી હતી.[૨૦-૨૧] તે આમ તેમ વારંવાર જોઈ રુદન કરતી હતી.

યશસ્વિની, સુંદર પાંપણોવાળી, રક્ત અને ધોળાં વિશાળ નેત્રવાળી તથા રામને અત્યંત અનુરક્ત રહેનારી મૈથિલીને, કાળનો પ્રેર્યો રાવણ, પોતાના વધને અર્થે જ પુસલાવવા લાગ્યો.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ઓગણીશમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૨૦ મો.
## કામાંધ રાવણ.

રાક્ષસીઓથી વિંટાયલી, દીન, આનંદરહિત તથા તપસ્વિની સીતાની પાસે જઈ, રાવણ મધુર વચનોથી પુસલાવવા લાગ્યો:[૧] "હે હસ્તિની સુંઢ સમાન જંઘાવાળિ! મને દેખીને તું તારું ઉદર અને સ્તન શા માટે ઢાંકી દે છે; અને ભયથી મને તારા અંગનું દર્શન કેમ કરવા દેતી નથી?[૨] હે વિશાલાક્ષિ! હું તને ઘણો જ ચાહું છું. માટે હે પ્રિયે! તું મારા પ્રતિ માનદૃષ્ટિથી જો. સર્વ ગુણ તથા અંગથી સંપન્ન અને સર્વ લોકનાં મનને હરનારી, હે સીતે! અહીં રૂપધારી રાક્ષસો અથવા મનુષ્ય એમાંનું કોઈ પણ નથી; માટે મને જોઈ ઉત્પન્ન થયેલા તારા ભયનો તું ત્યાગ કર.[૩-૪] હે ભીરુ! પારકી સ્ત્રીનું પણ બળાત્કારે ગમન કરવું અથવા તેનું હરણ કરવું, એ તો અમારો રાક્ષસોનો ધર્મ જ છે;[૫] એમાં તું લેશ પણ સંશય લાવીશ મા. અમારો આવો ધર્મ છે છતાં, મારા શરીરમાં ગમે તેટલો કામ વ્યાપશે તોપણ હું તારી ઇચ્છા વિના તને અડકીશ નહીં.[૬] હે દેવિ! આ જગાએ તારે કશો પણ ભય રાખવા જેવું નથી. માટે, હે પ્રિયે! તું મારાપર વિશ્વાસ રાખી, અંતઃકરણથી મારી સાથે પ્રેમ કર અને આમ શોક કરવો મૂકી દે.[૭] એક વેણી માથે રાખવી, જમીનપર પડી રહેવું, શોક અને ધ્યાનમાં નિરંતર મગ્ન રહેવું, મેલાં વસ્ત્ર પહેરવાં અને અમસ્થા ઉપવાસો કરવા, એ તને લગાર પણ છાજતું નથી.[૮] હે મૈથિલિ! ચિત્રવિચિત્ર માળાઓ, અગર, ચંદન, ભાતભાતનાં વસ્ત્ર, દિવ્ય આભૂષણો, અણમોલ પાન (મદ્યાદિ), શ્રેષ્ઠ આસનો અને શયનો, સુંદર ગીત, નૃત્ય, વાદ્ય, એ સર્વે, જો તું મારો અંગીકાર કરીશ તો તારું જ છે.[૯-૧૦] તું સર્વે સ્ત્રીમાં રત્ન સરખી છે, માટે આવી (તાપસી જેવી) ન રહેતાં, તારા શરીરપર નાના પ્રકારના અલંકાર પહેર. હે ચારુગાત્રિ! તું મારો સંગ કરીશ એટલે ઘરેણાંગાંઠાંની તને શી ખોટ છે? (અર્થાત્ તેમને પામીશ).[૧૧] હે સીતે! આ સુંદર ખીલેલું તારું યૌવન એમ ને એમ વહી જાય છે અને વહી ગયેલા જળપ્રવાહની પેઠે તે કદી પણ પાછું આવનાર નથી.[૧૨] હે શુભદર્શને! તને ઉત્પન્ન કરીને પુનઃ આવું રૂપ ન ઘડતાં બ્રહ્મા પણ વિરામ પામ્યા છે, એમ મારી બુદ્ધિ કહે છે; કારણ કે, તારા રૂપની ઉપમા અપાય એવું કોઇનું પણ રૂપ નથી.[૧૩] હે વૈદેહિ! રૂપ અને યૌવનથી શોભતી તને જોતાં સાક્ષાત્ બ્રહ્મા પણ કામને વશ થાય તો બીજા પુરુષ કામને વશ થાય તેમાં તો કહેવું જ શું?[૧૪]

"હે ચંદ્રમુખિ! હે પૃથુ નિતંબિનિ! તારાં જે જે અંગ મારા દીઠામાં આવે છે, તે તે અંગોમાં જ મારી દૃષ્ટિ ખુંચી રહે છે, અર્થાત્ એક અંગ મૂકી બીજું અંગ જોવાની મતિ થતી નથી.[૧૫] હે મૈથિલિ! આ મિથ્યા ગાંડાઈ છોડી દે. ચાલ મારી પટ્ટરાણી થા. મેં અનેક ઠેકાણેથી અનેક ઉત્તમ સ્ત્રીઓ આણેલી છે, તેમ છતાં મને પરણીને તું એ સર્વેની ઉપરિ રાજમહિષી થા.[૧૬] હે ભીરુ! આખી સૃષ્ટિમાંથી, બળાત્કારે મેં જે જે રત્નો આણેલાં છે, તે અને મારું આખું રાજ્ય, હું તને અર્પણ કરું છું.[૧૭] હે વિલાસિનિ! તારે સારુ, જે અનેક નગરોથી શોભતી સમગ્ર પૃથ્વી હું જિત્યો છું, તે, હું તારા પિતા જનકને આપી દઇશ.[૧૮] મારા સામે લડવાની હામ ભીડે એવો કોઈ પણ માઇનો પૂત હું આ લોકમાં જોતો નથી, તેમ જ મારા સમાન બળવાળો પણ કોઈ નથી.[૧૯] મારું બળ કેવું છે? તે તું વિચારી જો. યુદ્ધ કરતાં, ભાંગી ગયેલા ધ્વજાદંડવાળા દેવો અને અસુરો મારી સામા સંગ્રામમાં ઉભા રહેવાને પણ અશક્ત છે. મેં તેઓને અનેકવાર નસાડેલા છે, માટે તું મારી ઇચ્છાનો સ્વીકાર કર ને સુંદર અલંકાર ધારણ કર.[૨૦-૨૧] અલંકારથી ભૂષિત થયેલું તારું રૂપ નિહાળવાને હું કોડીલો છું; હે વરાનને! મારી કૃપાથી તું આજ શણગાર સજ.[૨૨] હે ભીરુ! તું તારી ઇચ્છામાં આવે તેવા ભોગ ભોગવ. તારી ઇચ્છામાં આવે તેવાં પાન કર અને ઇચ્છામાં

આવે તેમ ક્રીડા કર. તારી ઇચ્છામાં આવે તો આ પૃથિવી અને ધનનું કોઇને દાન કર.૨૩ મારાપર વિશ્વાસ આણી મને તારો લાડીલો કર. લજ્જાનો ત્યાગ કરી, બેધડક, તારી ઇચ્છામાં આવે તેવી મને આજ્ઞા કર. મારી કૃપાથી તું આ પ્રમાણે વૈભવ ભોગવીશ, તો તારા બાંધવો પણ તેવું જ સુખ માણશે.૨૪ હે ભદ્રે! હે યશસ્વિનિ! તું મારી સિદ્ધિ અને લક્ષ્મી તો જો. હે સુભગે! માત્ર વલ્કલ પહેરનાર રામની સાથે રહી તું શું કરીશ?૨૫ વિષય ત્યાગ કરી, લક્ષ્મીહીણ થઈ ગયેલો, વનમાં ભટકતો, વ્રત કરનાર તથા ભૂમિપર શયન કરનાર રામ, હજી જીવતો હશે કે નહિ, એની જ મને તો શંકા છે.૨૬ હે વૈદેહિ! શ્યામમેઘથી વિંટાયલા ચંદ્રની ચંદ્રિકાને જેમ બલાક (બગલાઓ) જોઈ શકતા નથી, તેમ મારા કબજામાં પડેલી તને, રામ પુનઃ જોઈ શકે કે? શિવ શિવ કર! ઇંદ્રને હાથે ગયેલી કીર્તિ જેમ હિરણ્યકશિપુ પાછી પામ્યો નહીં, તેમ મારા હાથમાં સપડાયલી તને હવે રામ પામે, એવી આશા રાખીશ મા.૨૭-૨૮ હે ચારુસ્મિતે! હે ભીરુ! હે સુંદર દાંતવાળિ! હે સુંદર નેત્રવાળિ! હે વિલાસિનિ! ગરુડ જેમ બલાત્કારે સર્પનું હરણ કરે છે, તેમ તું મારું મન હરી લે છે.૨૯ તેં જોની! આ મેલું અને ચુંથાઈ ગયેલું રેશમી વસ્ત્ર પહેરેલું છે તથા અલંકાર ધારણ કર્યાં નથી, તેમ છતાં પણ તને અતિ સકુમાર જોઈ, મારી સ્ત્રીઓમાં મને જરા પણ પ્રીતિ થતી નથી.૩૦ હે જનકસુતે! મારા અંતઃપુરમાં સર્વગુણુસંપન્ન અને ત્રિભુવનમાં શ્રેષ્ઠ ગણાતી જેટલી મારી રાણીઓ છે, તે બધીઓનું આધિપત્ય હું તને આપું છું; તેને તું સ્વીકાર.૩૧ હે શ્યામકેશવાળિ! અપ્સરાઓ જેમ લક્ષ્મીનું સેવન કરે છે, તેમ ત્રણ ભુવનમાં ઉત્તમ એવી મારી રાણીઓ તારી સેવા કરશે.૩૨ હે સુંદર નિતંબવાળિ! જે જે રત્નો અને ધન કુબેરને ત્યાં છે, તે સઘળાં તથા આલોકનાં (સુખ) તું મારી સાથે રહી યથેચ્છ ભોગવ.૩૩ હે દેવિ! તપ, બળ, પરાક્રમ, ધન, કે કીર્તિમાં કોઈ પણ રીતે રામ મારી બરોબરી કરી શકે તેમ નથી.૩૪ હે લલિતલલને! તું તારી ઇચ્છામાં આવે તેમ પાન કર, વિહાર કર, ભોજન કર, ભોગ ભોગવ, ધન અને પૃથિવી ગમે તેને આપી દે અને મારી સાથે તારી ઇચ્છામાં આવે તેવું સુખ ભોગવ અને તારા બાંધવોને પણ અહીં બોલાવી સુખમાં ભાગ લેવા દે.૩૫ હે ભીરુ! પુષ્પિત થયેલાં વૃક્ષોનાં ઝુંડથી ઘણાં વિસ્તીર્ણ, ભમરાઓનાં ટોળાં જેમાં ભમે છે, એવા સમુદ્રના તીરપર આવી રહેલાં વનોમાં ચાલ અને સોનાના હારથી તારા શરીરને શણગારી, મારી સાથે મનગમતો વિહાર કર."૩૬

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં વીશમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૨૧ મો.

## સીતાનો પ્રત્યુત્તર.

તે ભયંકર રાક્ષસનાં વચન સાંભળીને, દુઃખિયણુ સીતાએ, ધીમે સ્વરે પ્રત્યુત્તર આપ્યો.૧ આ વેળાએ, તપસ્વિની, સુંદર આરોહવાળી, પતિવ્રતા સીતા, દુઃખાર્ત થયેલી, રુદન કરતી, ધ્રુજતી, પોતાના પતિનું જ ચિન્તવન કરતી હતી.૨ રાવણના અને પોતાના વચ્ચે અંતરપટપેરે આડું તણખલું ધરી, તે મંદ મંદ હસતાં કહેવા લાગીઃ "હે રાવણ! તું મારાપરથી તારું ચિત્ત ખસેડી તારી સ્ત્રીઓ સાથે જ પ્રીતિ કર.૩ જેમ પાપી માણસ સિદ્ધિની પ્રાર્થના કરવા અયોગ્ય હોય છે, તેમ તું મારી પ્રાર્થના કરવા અયોગ્ય છે. હું પતિવ્રતા છું ને આવું નિંદા થાય તેવું અયોગ્ય કાર્ય કરનારી નથી; કારણ કે, હું પવિત્ર કુળમાં જન્મેલી છું અને પવિત્ર કુળમાં પરણી છું."

આ પ્રમાણે તે યશસ્વિનીએ રાવણને કહ્યા પછી તેના ભણી પુંઠ કરી, પુનઃ બોલીઃ "હું સતી છું અને પારકાની સ્ત્રી છું, માટે તારે ઉપભોગ કરવા યોગ્ય નથી.૪-૬ તું ધર્મનો વિચાર કરી સારાં આચરણ રાખ. હે નિશાચર! જેમ તારી સ્ત્રીઓનું તું રક્ષણ કરે છે; તેમ જ અન્યની સ્ત્રીઓનું પણ તારે રક્ષણ કરવું જોઇએ.૭ તું તારી સ્ત્રીઓને દાખલો આપ (કે પરસ્ત્રીગામી નથી,) અને તેમનાપર જ પ્રીતિ રાખ. જે માણસ પોતાની સ્ત્રીમાં અસંતુષ્ટ રહી ઇન્દ્રિયોને ચંચળ કરે છે, તેવા ચપળ અને ધિક્કારવાયોગ્ય પુરુષોનો પરસ્ત્રીઓથી પરાભવ થાય છે.૮ હું માનું છું કે, આ તારા નગરમાં કોઈ સાધુ પુરુષો વસતા નથી, અથવા જો વસે છે, તો તેમની શિખામણ પ્રમાણે તું વર્તતો નથી. અને તેથી જ તારી બુદ્ધિ આ પ્રમાણે આચારવિચાર રહિત અને વિપરીત થઈ ગઈ છે.૯ તારા આત્માને મિથ્યા મોહમાં નાંખી, સાધુ પુરુષોએ કહેલાં વચનો તું રાક્ષસોના નાશમાટે જ અંગીકાર કરતો નથી.૧૦ વળી કહ્યું છે કેઃ-

**अकृतात्मानमासाद्य राजानमनये रतम्।**
**समृद्धानि विनश्यंति राष्ट्राणि नगराणि च॥**

જે રાજા સદુપદેશ માનતો નથી અને અનીતિમાં તત્પર રહે છે, તે રાજા પોતાનાં સમૃદ્ધિવાળાં રાજ્યોનો તથા નગરોનો સત્વર નાશ કરાવે છે;[૧૧] એ જ ન્યાયથી, રત્નોથી ભરપુર આ લંકાનગરી, જે તારા હાથમાં આવી છે, તે તારા જ અપરાધથી થોડા કાળમાં હતી નહતી થઈ જશે.[૧૨] હે રાવણ! (સ્મરણ રાખ કે,) ટુંકી દૃષ્ટિવાળા, અને પાપ કર્મ કરનારા માણસને, પોતાનાં પાપે લેવાતો જોઈ, પ્રાણીમાત્ર આનંદ જ પામે છે.[૧૩] તેજ પ્રમાણે તારાથી પીડાએલાં માણસો, તને દુઃખમાં આવી પડેલો જોઈ, હર્ષ પામશે અને કહેશે કે સારું થયું. કે આ પાપી આવા કષ્ટમાં આવી પડ્યો.'[૧૪] તું સત્ય જ માનજે કે મને તારા ઐશ્વર્યથી કે ધનથી લલચાવાને (તું) સમર્થ નથી—જેમ સૂર્યથી તેની પ્રભા જૂદી નથી, તેમ હું રામથી કાલાંતરે પણ જૂદી પડવાની નથી.[૧૫] સર્વ લોકના નાથ રામના હાથનું સત્કારપૂર્વક ઓશીકું કરી, હું એકવાર સુતી છું તે હું, કદાપિ પણ બીજાના હાથનો આશ્રય કરીશ નહીં.[૧૬] વ્રતથી પવિત્ર થયેલા વિદિતાત્મા બ્રાહ્મણની વિદ્યાની પેઠે, હું પૃથિવીપતિ રામની જ યોગ્ય ભાર્યા છું.[૧૭] હે રાવણ! હું માગું છું કે, વનમાં વિખૂટી પડેલી હાથિણીને જેમ હાથી સાથે મેળવે, તેમ તું, હું દુઃખણીને રામની સાથે મેળવશે તો તારું કલ્યાણ થશે.[૧૮] જો તને સારા લોકને પામવાની ઇચ્છા હોય અને ભયંકર એવા બંધનમાં ન પડવું હોય તો, તારે પુરુષોમાં શ્રેષ્ઠ રામની સાથે મૈત્રી કરવી યોગ્ય છે.[૧૯] સર્વ ધર્મને જાણનાર રામ, શરણે આવેલા ઉપર દયા કરે છે–એ આખા વિશ્વમાં વિખ્યાત છે, માટે જો તું જીવવાની આશા રાખતો હોય તો, તેની સાથે મૈત્રી કર. એ શરણાગતવત્સલ છે, માટે તું તેમને પ્રસન્ન કર અને મને અહીંઆંથી લઈ જઈ એમને પાછી સોંપ, એ તારો યોગ્ય ધર્મ છે.[૨૦–૨૧] તું મને રઘૂત્તમ રામને પાછી સોંપીશ તો તારું કલ્યાણ થશે અને એથી વિપરીત રીતે વર્તીશ તો તેમાંથી મોટી આફતમાં આવી પડીશ.[૨૨] ઇંદ્રનું મૂકેલું વજ્ર તને છોડી દે, કાળ પણ તને છોડી દે, પરંતુ રામ જે વખતે કોપશે, તે વખતે તને છોડશે નહીં.[૨૩] ઇંદ્રનાં મૂકેલાં વજ્રના જેવા ઘોષવાળાં રામનાં ધનુષનો ટંકાર તું થોડે કાળે સાંભળીશ;[૨૪] અને સચોટ મૂકેલાં, સુંદર પર્વવાળાં, તથા મુખમાંથી અગ્નિજ્વાળાઓ નાંખતા સર્પના જેવાં, રામ અને લક્ષ્મણનાં નામથી અંકિત બાણો અહીં પડશે જ પડશે.[૨૫] અને ખાત્રી રાખજે કે, કંક પક્ષીનાં પીછાંવાળાં, રાક્ષસોને હણવાને માટે મૂકેલાં રામનાં બાણો જ્યારે છૂટશે ત્યારે, આ તારી નગરીમાંથી કોઈ પણ જીવતું રહેશે નહિ.[૨૬] જેમ ગરુડ મોટા સર્પોને વીણી વીણીને મારે છે, તેમ રામરૂપી ગરુડ પણ, આ રાક્ષસોરૂપી સર્પોને વીણી વીણીને મારશે; અને જેમ ત્રણ પગલામાં વિષ્ણુએ અસુરોની લક્ષ્મી પાછી લઈ લીધી હતી, તેમ, શત્રુદમન મારા સ્વામી રામ, તારી પાસેથી મને સત્વર છોડવી લેશે.[૨૭–૨૮] જ્યારે જનસ્થાનમાં રાક્ષસોના સૈન્યનો સંહાર વાળ્યો, ત્યારે તારું બળ ક્યાં (બળી) ગયું હતું? પણ તું અશક્ત હતો અને તેથી તને આવું દુષ્ટ કર્મ કરવું સુઝ્યું.[૨૯] હે અધમ! પુરુષમાં સિંહ સરખા રામ અને લક્ષ્મણ બન્ને ભાઈઓના વનમાં ગયા પછી, શૂન્ય આશ્રમમાં પેસીને મારું હરણ કર્યું; અને જેમ વાઘની ગંધ આવવાથી કૂતરાથી ઉભા પણ રહી શકાતું નથી (પણ ઉભી પુંછડીએ નાસે છે) તેમ તારાથી, રામ લક્ષ્મણ આગળ ઉભા રહી શકાયું નહિ ને તું નાઠો. હજી પણ તારાથી તેમની સામા ઉભા રહેવાશે નહિ.[૩૦–૩૧] જેમ ઇંદ્રના બે હાથના બળ આગળ, એક બાહુબળથી વૃત્રાસુર રણમાં ઉભો રહી શકયો ન હતો, તેમ રામ અને લક્ષ્મણની સાથે યુદ્ધ કરતાં તારાથી રણમાં ઉભા રહેવાવાનું નથી.[૩૨] સૂર્ય જેમ થોડાં રહેલાં જળને કિરણોવડે શોષી લે છે, તેમ પોતાના ભાઈ લક્ષ્મણ સહિત, મારા નાથ રામ, બાણવડે તારા પ્રાણને તત્કાળ હરી લેશે.[૩૩] જેમ નાશકાળે આવી રહેલું વૃક્ષ વજ્રથી નાશ પામે છે, તેમ તું વરુણના સાથમાં સમાશે કે કુબેરને ત્યાં ભરાશે, તો પણ રામ તારો અવશ્ય નાશ કરશે."[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં એકવીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૨ મો.

## કોપિત રાવણ અને સીતા.

સીતાનાં આવાં કડવાં વચન સાંભળીને રાક્ષસાધિપ રાવણ, પ્રિય દર્શનવાળી સીતા પ્રતિ આ પ્રમાણે અપ્રિય વચન બોલ્યો:[૧] "જગતની રીત જ છે કે, પુરુષ જેમ જેમ સ્ત્રીને સાન્ત્વના કરતો જાય છે, તેમ તેમ તે, તેને પોતાના દબાણમાં લેતી જાય છે અને જેમ જેમ અપ્રિય વચન કહેતો જાય છે, તેમ તેમ

અળખામણો થતો જાય છે. હું તારા પ્રતિ જેમ જેમ માયા બતાવું છું, તેમ તેમ તું મારો તિરસ્કાર કરવામાં ઓછપ મૂકતી નથી.[૨] માન ન માન, પણ જેમ માર્ગમાં દોડતા ઘોડાઓને સારો સારથિ વશ રાખી શકે છે, તેમ, તારાવિષેની મારી ઇચ્છા, મારા ક્રોધને શાન્ત કરી નાંખે છે.[૩] ખરું છે કે, મનુષ્યોને કામ જ ઘણો પીડે છે, કારણ કે, જે માણસપર કામ ઉત્પન્ન થયો હોય છે, તેનાપર તેને દયા અને સ્નેહ ઉત્પન્ન થાય છે.[૪] એટલા માટે, હે ચારુવદનિ! મિથ્યા વ્રતનું ડોળ ઘાલનારી તું, નાશ તથા અપમાનને યોગ્ય છે, છતાં હું તારો વધ કરતો નથી (તે માત્ર પ્રેમ ને સ્નેહ-વશ હોવાથી જ.)[૫] બાકી હે મૈથિલિ! તેં જે જે કડવાં વચનો મને કહ્યાં છે, તે તે વચનના બદલામાં તો તારો દારુણ વધ કરવો એ જ યોગ્ય છે."[૬]

આ પ્રમાણે વૈદેહીને દમ ભીડાવીને, ક્રોધયુક્ત થયેલો રાક્ષસેશ્વર રાવણ, તેને પુનઃ પ્રત્યુત્તર આપવા લાગ્યોઃ[૭] "મેં તારે માટે બે માસની મુદત બાંધી છે, માટે બે મહિના સૂધી હું તારી વાટ જોઇશ અને પછી, (જોરજુલમથી પણ) હે સુંદર વર્ણવાળિ! તારે મારા શયનમાં આરોહણ કરવું પડશે.[૮] જો આ બે મહિના સૂધીમાં તું મને તારા સ્વામી તરીકે નહીં સ્વીકારે તો, પછી મારા રસોઇઆઓ, મારા પ્રાતઃ-ભોજનને અર્થે તારા કકડા કરી રાંધશે."[૯]

રાક્ષસાધિપતિ રાવણ, સીતાનું આ પ્રમાણે અપ-માન કરતો હતો, તે જોઈ દેવ અને ગંધર્વરાજકન્યા-ઓની આંખોની તસર ફરી ગઈ અને તેઓ અત્યંત દિલગીર થઈ ગઈ.[૧૦] રાક્ષસાધિપ રાવણે દુઃખ પમા-ડેલી સીતાને, તેમાંની કેટલીએકે હોઠથી, કેટલીએકે નેત્રથી તથા કેટલીએકે મુખચેષ્ટાથી આશ્વાસન આપ્યું.[૧૧] તે સ્ત્રીઓનાં આશ્વાસનથી, સીતા, રાવ-ણને, પોતાનાં વ્રત તથા સ્વામીનાં શૌર્યને લીધે, ગર્વ ધરીને કહેવા લાગીઃ 'હે રાવણ! આ બધાં નગર-માંના માણસોમાં એક માણસ પણ એવો નથી, કે જે તારું હિત ઇચ્છતો હોય; કારણ કે, હું જોઉં છું કે, તને આવું નિંદિત કર્મ કરતાં કોઈ વારતું નથી.[૧૨-૧૩] ઇંદ્રની પત્ની શચીના જેવી હું ધર્માત્મા રામની પત્ની છું, તેને, તારા જેવા (પાપી) વિના ત્રણ લોકમાં કોણ એવો છે કે, આ પ્રમાણે મનથી પણ પ્રાર્થના કરી શકે?[૧૪] હે રાક્ષસાધમ! અમિત તેજવાળા રામની પત્નીને તું આવાં વચનો કહે છે, તે પાપથી તું ક્યાં જઈ છૂટીશ?[૧૫] જેમ કોઈ મત્ત થયેલા હાથીની સાથે લઢવાની હોંસ રાખી કોઈ સસલું વનમાં વસે, તેવો તારો અને રામનો ન્યાય છે. જાણ કે, રામ મત્ત હસ્તી જેવા છે અને તું ક્ષુદ્ર સસલા જેવો છે.[૧૬] તું જ્યાં સૂધી ઇક્ષ્વાકુકુલદીપક રામની દૃષ્ટિએ ચઢયો નથી, ત્યાંસૂધી જ અહીંઆં મને આવાં હલકાં વચનો કહેવા શક્તિમાન્ છે અને જરા પણ લજવાતો નથી.[૧૭] પણ હે અનાર્ય! મારાપર કુદૃષ્ટિ કરી જોતાં આ તારાં ક્રૂર, વિકૃત તથા પીળા અને કાળા રંગનાં નેત્રો, આ ભૂમિપર કેમ નિકળી પડતાં નથી?[૧૮] હે અધમ! હે વિષયાંધ! હું ધર્માત્મા રામની પત્ની અને દશરથની કુળવધૂ છું, તેને આવાં વચન કહેતાં તારી જીભના કકડા કેમ થઈ જતા નથી?[૧૯] હે દશગ્રીવ! જો કે હું તને બાળીને ભસ્મ કરી નાંખવા શક્તિવાળી છું, પરંતુ હું તપ કરું છું તેથી અને રામની આજ્ઞા થઈ નથી, તેથી તને મારા તેજથી બાળીને ભસ્મ કરતી નથી.[૨૦] તેં મારું હરણ કર્યું છે, પણ જાણ કે, એ દૈવે નિર્માણ કરેલા તારા વધને જ અર્થે છે, એમાં લેશમાત્ર પણ શંકા નથી. જો એમ ન હોય તો બુદ્ધિમાન્ રામ સમક્ષ તારો ભાર નથી કે, તું મારું હરણ કરી શકે?[૨૧] તું કુબેરનો ભાઈ છે, વીરલો છે, પરાક્રમી છે, તો હે રાવણ! તેં રામને, મારીચની સહાયથી વનમાં લઈ જઈ, તેમના ઘરમાંથી ચોરી કરી મને હરી કાં આણી? એ શું તેં શૌર્યનું કામ કર્યું છે કે?"[૨૨]

સીતાનાં આવાં માર્મિક અને હૃદયભેદક વચન સાંભ-ળીને, રાક્ષસેશ્વર રાવણ, ક્રૂર નેત્ર ફાડી, સીતાના સામું આમ તેમ ઘુરકવા લાગ્યો.[૨૩] આ વખતે તેનો દેખાવ કાળા મેઘના સરખો હતો; તેના બાહુ મોટા તથા ગર-દન લાંબી જણાતી હતી; સિંહના જેવી તેની ગતિ તથા અજિત્ય બળ પ્રગટયું હતું. તે શ્રીમાન્ જેવો જણાતો હતો, તેની જિહ્વા તીવ્ર જણાતી હતી અને લોચન બળબળતા અગ્નિ સમાન લાગતાં હતાં.[૨૪] તેનો મુકુટ અગ્રભાગથી જરા જરા હાલતો હતો. તેના અંગપર ચિત્રવિચિત્ર માળાઓ આવી રહી હતી. અનુલેપન કરેલું હતું. રાતાં પુષ્પો તથા વસ્ત્રો ધારણ કરેલાં હતાં, સોનાના અંગદ (બાજુબંધ) ધર્યાં હતાં, તેની આસપાસના કટીપર તરવારની જાણે મેખલા જ હતી, તેથી જાણે અમૃત કાઢતી વખતે સર્પથી વિંટા-યેલા મંદરાચળની પેઠે કટિસૂત્રથી વેષ્ટિત કટિવાળા પ-ર્વતના સરખો રાવણ, પોતાના બે મોટા હાથથી બે શિ-ખરવાળા મંદ પર્વત સરખો શોભતો હતો.[૨૫-૨૭]

પુષ્પિત થયેલાં અશોકનાં બે વૃક્ષોથી જેમ પર્વત શોભે તેમ, ઉદય પામતા સૂર્યના સરખા પ્રકાશવાળાં કુંડળોથી, તે શોભતો હતો.[૨૮] તે કલ્પવૃક્ષના જેવો, મૂર્તિમાન્ વસંત સરખો, અનેક આભૂષણ પહેરેલાં હતાં છતાં સ્મશાનના ચૈત્ય* સરખો ભયંકર ભાસતો હતો.[૨૯] કોપથી તેનાં નેત્ર લાલચોળ થઈ ગયેલાં હતાં; અને સીતાપ્રતિ તે એકદૃષ્ટિથી જોઈ રહ્યો હતો. એ સમયે રાવણ, સર્પ પેઠે ફુંફાડા મારતો હતો. તેણે સીતાને કહ્યું:[૩૦] "હે સીતે! હે તપ કરનારી ઢોંગી! આ તારો શાપ તો અર્થ રહિત જ છે અને નીતિ મર્યાદાથી બહાર છે. પણ તું જો; જેમ સૂર્ય પોતાના તેજથી અંધકારનો નાશ કરે છે તેમ હું આજે જ તારો નાશ કરીશ."[૩૧] આ પ્રમાણે મૈથિલીને કહીને, શત્રુઓને ત્રાસ પમાડનાર રાવણે ઘોર દેખાવવાળી સર્વ રાક્ષસીઓના સામું જોયું–આમાંની કેટલીક એક નેત્રવાળી, કેટલીક એક જ કર્ણવાળી, કેટલીક કાનને જ વસ્ત્રને ઠેકાણે વાપરનારી, કેટલીક આખલાના જેવા કાનવાળી, કેટલીક હસ્તિના જેવા કાનવાળી, કોઈ લાંબા કાનવાળી, કોઈ કાનકટી, કોઈ હાથીના જેવા પગવાળી ને કોઈ તો ઘોડાના જેવા પગવાળી હતી. તેમ કોઈ આખલાના જેવા પગવાળી હતી; તો કોઈ પગપર ચોટલાની પેઠે ઉગેલા વાળના ગુચ્છાવાળી જ હતી, કોઈ એક પગવાળી હતી અને કોઈ તો પગ વગરની જ હતી.[૩૨–૩૪] કોઇનાં માથાં મોટાં હતાં, તો કોઈની ગરદન મોટી હતી; કોઇનાં સ્તન હદ કરતાં મોટાં, તો કોઇનાં પેટ મોટાં હતાં. કોઇનાં મુખ મોટાં, તો કોઇની આંખો મોટી હતી. કોઇની જીભ અને નખ લાંબા હતા, તો કોઈ નાક વગરની જ હતી. કોઈ સિંહમુખી હતી, કોઈનાં બળદના જેવાં મુખ હતાં; અને કોઈનાં ભુંડના જેવાં મુખ હતાં. તે સર્વે રાક્ષસીઓને રાવણે આજ્ઞા આપી કે, "હે રાક્ષસીઓ! તમે કાં તો એક એક અથવા તો બધીઓ એકઠી થઇને, સામ, દામ, ભેદ અને દંડથી અથવા તો સારા કે નરસા ગમે તેવા ઉપાયવડે આ સીતાને સત્વર સમજાવો, કે તે મને વશ થાય."[૩૫–૩૭]

આ પ્રમાણે પુનઃ પુનઃ રાક્ષસીઓને આજ્ઞા કરીને, ક્રોધ તથા કામથી હણાયલા ચિત્તવાળો રાવણ, સીતાના સામું જોઈ જોઈ મોટી ગર્જના કરવા લાગ્યો. અર્થાત્ તેને ડરાવવા લાગ્યો અને તેની સામા ધસવા લાગ્યો. સીતાની આવી દશા જોઈ, ધાન્યમાલિની નામની રાક્ષસીને દયા આવી.[૩૮–૩૯] તે દશગ્રીવની પાસે જઈ તેને આલિંગન આપીને કહેવા લાગી કે, "મહારાજ! તું તારા મનગમતી ક્રીડા મારી સાથે કર; પણ આ દુર્બળ, ફીકી પડી ગયેલી અને વળી મનુષ્યજાતિમાં ઉત્પન્ન થયેલી સીતાનું તારે શું કામ છે? હે રાક્ષસેશ્વર! હે મહારાજ! તેં તારા બાહુબળથી જેવા વૈભવ પ્રાપ્ત કર્યા છે, તેવા ભોગ ભોગવવાને દેવતાઓએ એને સર્જેલી જ નહીં હોય, તેમાં તું શું કરીશ? જેઓ વિરક્તપર અનુરક્ત થાય છે, તેઓ મિથ્યા સંતાપ પામે છે, અને જેઓ અનુરક્તપર અનુરક્ત થાય છે, તેઓ સુંદર આનંદ ભોગવે છે.– જ્યારે સામી સ્રીની ઇચ્છા હોય ત્યારે પ્રીતિ દેખાડનાર પુરુષની તેની સાથે સારી પ્રીતિ બાઝે છે."

આ પ્રમાણે જ્યારે તે રાક્ષસીએ રાવણને ઠપકો આપીને સમજાવ્યો ત્યારે, મેઘના સરખા વર્ણવાળો રાવણ, હસીને પાછો ફર્યો.[૪૦–૪૩] ચાલતાં પગના ધબકારાથી પૃથ્વીને કંપાવતો કંપાવતો, દશગ્રીવ, પ્રકાશ મારતા સૂર્યના સરખા પોતાના અનુપમ રાજભવન તરફ ચાલ્યો.[૪૪] સર્વ દેવકન્યા, ગંધર્વકન્યા તથા નાગકન્યાઓ પણ તેની આસપાસ ચાલતી ચાલતી પાછી રાજભવનમાં પેસી ગઈ.[૪૫]

ધર્મપરાયણ, ભૂમિપર બેઠેલી, ધ્રુજતી સીતાનું આ પ્રમાણે અપમાન કરી, કામથી મોહિત થયેલો રાવણ તેની પાસેથી પાછો ફર્યો અને પોતાના મહેલમાં ગયો.[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં બાવીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૩ મો.

## રાક્ષસીઓનો કીલકીલાટ–૧.

એ પ્રમાણે સીતાને કઠોર વચનો કહીને તથા રાક્ષસીઓને આજ્ઞા આપીને, શત્રુદમન રાક્ષસરાજ રાવણ ત્યાંથી પાછો ફર્યો.[૧] રાક્ષસરાજ ત્યાંથી પાછો ફરી પોતાનાં અંતઃપુરમાં આવ્યો કે તુરત જ, પેલી ભયંકર રૂપવાળી રાક્ષસીઓ સીતા પાસે આવી અને અતિશય ક્રોધથી આકુળ થયેલી તે રાક્ષસીઓ તેને અનેક કઠોર વચનો કહેવા લાગી કેઃ–"અલિ સીતા! પુલસ્ત્ય કુળમાં સર્વોત્તમ મહાત્મા દશગ્રીવ રાવણની ભાર્યા થવું, એ શું તું ધન્ય ભાગ્ય માનતી નથી?"[૨–૪] વળી હથેલીના જેવા ચપટા ઉદરવાળી સીતાને સંબોધીને એકજટા નામની રાક્ષસી, ક્રોધથી લાલ ચોળ નેત્ર કરી, બોલી:[૫] "બાઈ રે! છ પ્રજાપતિમાં પુલસ્ત્ય એ ચોથો

* મરણ પામેલા પાછળ બંધાવવામાં આવતી દેવડી.

પ્રજાપતિ છે, અને તે બ્રહ્માનો માનસિક પુત્ર છે, જે જગવિખ્યાત છે.[6] પુલસ્ત્યનો માનસિક પુત્ર વિશ્રવા નામે છે. તે મહર્ષિ, તેજસ્વી તથા પ્રજાપતિ સરખો જ કાન્તિમાન્ છે.[7] હે વિશાલાક્ષિ! તેનો પુત્ર આ રાવણ છે, જે સમગ્ર શત્રુઓને ત્રાસ પમાડે છે. એવા આ રાક્ષસેન્દ્રની સ્ત્રી થવું, એ તારા જેવીને જ યોગ્ય છે.[8] હે ચારુસર્વાંગિ! અલિ! તું મારું કહેવું કેમ માનતી નથી?"

તે રાક્ષસી બોલી રહી, એટલે બીલાડીના જેવી માંજરી હરિજટા નામની રાક્ષસી ક્રોધયુક્ત ડોળા કાઢી બોલી: "જે રાવણે તેત્રીશ કરોડ દેવતાઓને તથા તેમના રાજા ઇન્દ્રને જિત્યો છે તેની ભાર્યા થવું, એ તો મોટા ભાગ્યની વાત છે. એ રાવણ વીર્યવાન્, શૂરો, યુદ્ધમાંથી પાછો પગ ન કરે તેવો અને બળવાન્ છે; છતાં તેની ભાર્યા થવાને માટે શું તને ઇચ્છા થતી નથી?[9-11] અરે બાઈ, મહાબળવાન્ આ રાજા, પોતાની બધી રાણીઓ કરતાં પોતાની બહુ પ્રિય માનીતી ભાર્યાને તજીને તારો જ થઈ રહેશે.[12] હજારો સ્ત્રીઓથી ભરેલું અને નાના પ્રકારનાં રત્નોથી શોભતું અંતઃપુર તજીને, આ રાવણરાય તારી પાસે આવશે, અંહ!"[13]

તુરત જ વિકટા નામની બીજી રાક્ષસી બોલી: "કેમ રે, મહાબળવાન્ રાવણરાય, જેણે સંગ્રામમાં, નાગ, ગંધર્વ અને દાનવોને જિત્યા છે, તે આજ તારી પાસે આવે છે, તો પણ હે અધમે! સર્વ સમૃદ્ધિવાળા, મહાત્મા રાવણની ભાર્યા થવાને તું કેમ ચહાતી નથી? (બોલ, નહિ તો હમણાં કરડી ખાઇશ.)[14-15]

પછી દુર્મુખી નામની રાક્ષસીએ કહ્યું;-હે વિશાલ કટાક્ષવાળી! જે રાવણરાયના ડરથી સૂર્ય અતિશય તપતો નથી અને વાયુ પણ ઉતાવળો વાતો નથી, તે રાવણને વશ તું કેમ થતી નથી?[16] હે ભામિનિ! જેના ભયથી વૃક્ષો, પુષ્પની વૃષ્ટિઓ કરે છે, પર્વતો, અનેક ઝરણાંથી પાણી આપે છે; અને મેઘ તો એની મરજી હોય ત્યારે વરસે છે;[17] તે રાક્ષસોના રાજાના રાજા રાવણની પત્ની થવાને તું કેમ મરજી કરતી નથી?[18] હે દેવિ! હે ભામિનિ! અમે તો આ તારા સારાને અર્થે કહીએ છીએ. માટે હે મંદ મંદ હસનારિ! તું અમારું કહ્યું માન. યાદ રાખજે કે, નહિતર તું હતી ન હતી થઈ જઇશ."[19]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ત્રેવીશમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૨૪ મો.

## રાક્ષસીઓનો કીલકીલાટ-૨.

પછી વિકૃતમુખવાળી સર્વ રાક્ષસીઓ, એકઠી થઈ, પુનઃ પુનઃ સીતાને અત્યંત કઠણ વચન કહેવા લાગી: "હે મનોરમે! સર્વ પ્રાણીમાત્રનાં મનને હરણ કરે એવાં તથા મોંઘા મૂલનાં શયનોવાળાં અંતઃપુરમાં રહેવાનું તું કેમ અંગીકાર કરતી નથી?[1-2] તું મનુષ્ય જાતમાં ઉત્પન્ન થયેલી છે અને તેથી શું મનુષ્યની ભાર્યા થવું, એ જ તને સારું લાગે છે કે? હવે તું રામની આશા જ મૂકી દે. હવે રામના સમાગમની પુનઃ ઇચ્છા જ રાખતી નહિ.[3] હવે તો ત્રિભુવનના દ્રવ્યનો ઉપભોગ કરનાર રાક્ષસરાજ રાવણને જ તારો સ્વામી ગણી, તારી મરજીમાં આવે તે પ્રમાણે વિહાર કર.[4] હે શોભને! હે બુદ્ધિહીન! તું માનુષી છે, એટલે મનુષ્ય એવા રામને ઇચ્છે છે તો ભલે, પણ હે અનિંદિતે! એ રામ તો હવે રાજ્યભ્રષ્ટ થયો છે, તેના કોઇપણ જાતના અર્થની સિદ્ધિ થઈ નથી, અને તે, ઘણો વિકળ થઈ ગયલો છે, તેને હવે શું કરીશ?"[5]

આ પ્રમાણે તે રાક્ષસીઓનાં વચન સાંભળીને, પદ્માક્ષી સીતા, આંસુ ભરી આંખે બોલી કે-"હે રાક્ષસીઓ! આ તમે એકઠીઓ થઇને લોકમાં નિંદા થાય એવું બોલો છો; તો ભલે બોલો, પણ એ કલંક લગાડનારાં વચનો, મારા મનમાં લગાર પણ ઠસતાં નથી.[6-7] એક માનુષી સ્ત્રી, રાક્ષસની સ્ત્રી કદી પણ થવાને માટે યોગ્ય નથી. તમારે ચાહે તો તમે મારું ભક્ષણ કરો, ચાહે તો કટકા કરો, પણ હું તમારાં વચન માનનારી નથી.[8] મારો સ્વામી ગમે તો દીન છે, રાજ્યરહિત છે, તોપણ તે મારે મન ઇશ્વર સરખો છે. અને જેમ સુવર્ચલા* સૂર્યમાં અનુરક્ત રહે છે, તેમ હું રામમાં જ અનુરક્ત છું-મહાભાગા શચી જેમ ઇંદ્રને અનુરક્ત રહે છે, અરુન્ધતી વસિષ્ઠને, રોહિણી ચંદ્રને, લોપામુદ્રા અગસ્ત્યને, સુકન્યા ચ્યવનને, સાવિત્રી સત્યવાનને, શ્રીમતી કપિલને, મદયંતી સૌદાસને, કેશિની સગરને અને ભીમની પુત્રી દમયંતી નળને અનુવ્રત રહે, તેમ હું ઇક્ષ્વાકુ કુળદીપક રામ-જે મારા પતિ છે, તેમને અનુવ્રત રહું છું."[9-12]

સીતાનાં આવાં વચન સાંભળી, અતિશય કોપાયમાન થયેલી રાવણની પ્રેરેલી તે રાક્ષસીઓ અનેક કઠોર વચનો બોલી, તેનો તિરસ્કાર કરવા લાગી.[13]

* સૂર્યની સ્ત્રી અથવા સૂરજમુખી નામની ઔષધિ.

શિંશપા વૃક્ષની ઘટામાં ગુપચુપ સંતાઈ બેઠેલો હનૂમાન્, સીતાનો તિરસ્કાર કરતી આ રાક્ષસીઓનાં સર્વ વચન યથાર્થ સાંભળતો હતો.[૧૪]

પછી ધ્રૂજતી સીતાની આસપાસ સઘળી રાક્ષસીઓ ફરી વળી અને કોપ કરી, બળબળતા પોતાના લાંબા હોઠને ચાટવા લાગી;[૧૫] અને અત્યંત કોપ કરી, હાથમાં વધ કરે તેવાં આયુધો લઈ કહેવા લાગીઃ "રાક્ષસેશ્વર રાવણ જેવા ભર્તાને આ સ્ત્રી યોગ્ય જ નથી."[૧૬] ભયંકર રૂપવાળી રાક્ષસીઓએ તેનો આ પ્રમાણે તિરસ્કાર કરવા માંડ્યો ત્યારે, સુંદર અંગવાળી સીતા, આંસુ લુછતી પેલા શિંશપા વૃક્ષ નીચે આવીને ઉભી રહી.[૧૭] ત્યાં પણ રાક્ષસીઓ તેની આસપાસ વીંટાઈ વળી. પછી વિશાલાક્ષી સીતા, અત્યંત સંતાપથી ગભરાઈને ત્યાં બેસી ગઈ![૧૮] કૃશ થયેલી, દીન મુખવાળી ને મેલાં વસ્ત્ર પહેરેલી સીતાને, તે રાક્ષસીઓ ત્યાં આગળ પણ સંતાપવા લાગી.[૧૯]

પછી ભયંકર આકૃતિવાળી, કરાળમુખી અને મોટા પેટવાળી વિનતા નામની રાક્ષસી ક્રોધ કરીને કહેવા લાગી; "અલી સીતે! તેં તારા સ્વામી પ્રત્યેનો સ્નેહ જોઈએ તેટલો બતાવ્યો છે. હવે ઘણું થયું. હે ભદ્રે! અતિશય સર્વ અસાર. તારું કલ્યાણ થાઓ, હું તારાપર પ્રસન્ન થઈ છું. માણસ જાત જેટલું કરી શકે તેટલું તેં રામને માટે કર્યું છે. પણ હે મૈથિલિ! હવે મારું એક હિતવચન સાંભળ અને તે પ્રમાણે કર.[૨૦–૨૨] તું રાક્ષસપતિ રાવણને તારા પતિ તરીકે સ્વીકાર. તે પરાક્રમી છે, તારી પાસે વારંવાર આવી પ્રાર્થના કરે છે. દેવતાઓના પતિ ઇંદ્રપેરે શત્રુ સન્મુખ તે ઉભો રહેનારો છે, બુદ્ધિમાન્ છે, ઉદાર છે, માયાળુ અને સર્વને પ્રિય વચન કહેનાર છે. હવે હે વૈદેહિ! કૃપણ અને મનુષ્ય એવા રામનો ત્યાગ કરી, તું રાવણનો આશ્રય લે અને આજથી સુંદર અંગરાગ શરીરે લગાડ, સુંદર આભૂષણો પહેર અને સર્વ લોકની ધણીઆણી થા.[૨૩–૨૫] જેમ અગ્નિની સ્ત્રી સ્વાહા છે, ઇંદ્રની સ્ત્રી શચી છે, તેમ તું રાવણની સ્ત્રી આજથી થા. તારે અલ્પ આયુષ્યવાળા અને રાંક એવા રામનું શું કામ છે![૨૬] જો તું મારું કહ્યું નહીં માને તો, અમે સર્વે હમણાં ને હમણાં તને ખાઈ જઇશું."[૨૭]

વળી લબડતા સ્તનવાળી, વિકટા નામની રાક્ષસી ક્રોધ કરી મુક્કી ઉગામી, સીતાને કહેવા લાગીઃ "હે દુઃશિલે! તેં જે જે વચનો કહ્યાં, તે અમે મન અને અંતઃકરણ કોમળ રાખી સાંખ્યાં છે; કારણ કે તું નાજુક છે.[૨૮–૨૯] પણ હવે તું અમારાં દેશકાળને યોગ્ય આવાં વચનને સ્વીકારીશ નહીં તો નક્કી જાણજે કે, તારું સારું થશે નહિ. કોઈ ન ઓળંગી શકે એવા સમુદ્રની આ પાર આણી તને રાવણના ગૃહમાં ગોંધી છે અને અમે તારું સંરક્ષણ કરીએ છીએ.[૩૦–૩૧] હવે ઇંદ્ર સરખો પણ તારું રક્ષણ કરવાને માટે કેમ શક્તિમાન્ થશે? માટે ઘેલી મૈથિલિ! હું તને હિતવચન કહું છું તે સ્વીકાર.[૩૨] બહુ થયું. હવે આંસુ ઢાળવાં જવા દે, રે જવા દે! અને આ નકામો શોક છોડી દે. આ તારાં દૈન્યનો ત્યાગ કર અને પ્રીતિયુક્ત તથા હર્ષવાળી થા.[૩૩] અયિ સીતે! આપણે જાણીએ છીએ કે, સ્ત્રીઓનાં યૌવન તો ચાર દહાડાનો ચટકો છે; માટે આ જોબનનો બહાર છે, ત્યાં સૂધી સુખ ભોગવ અને રાક્ષસરાજાની સાથે મનગમતા વિહાર કર.[૩૪] હે મદિરાક્ષિ! રમણીય વાડીઓમાં, પર્વતોપર અને ઉપવનોમાં રાક્ષસરાજાની સાથે વિહાર કર. હે સુંદરિ! હજારો સ્ત્રીઓ તારી દાસીઓ થઈને રહેશે. માટે સર્વ રાક્ષસોના પતિ રાવણને સ્વામી ગણી તેની સેવા કર. તું મારું આ કહેવું નહીં માને તો હું તારું કાળજું જ કાઢીને ખાઈ જઇશ, સમજી!"[૩૫–૩૭]

પછી ક્રૂર દેખાવવાળી ચંડોદરી નામની રાક્ષસી, મોટું ખડ્ગ ઉગામીને બોલીઃ "રાવણે હરણ કરી આણેલી, હરિણાક્ષી તથા ત્રાસથી કાંપતાં પયોધરવાળી આ સ્ત્રીને જોઈને મને એક દોહદ* થઈ આવ્યું છે કે, એના શરીરના જમણા તથા ડાબા ભાગનું માંસ, એનાં કંપતાં મોટાં સ્તન, ભરાઉ હાથ, એનું કાળજું, ગાત્રો અને માથું એ બધું જાણે ખાઈ જાઉં."

પ્રઘસા નામની રાક્ષસી કહેવા લાગી કે–"હું તો એનો કંઠ જ ખાઇશ. ચાલો આપણે એને કાપી નાંખી એના જૂદા જૂદા ભાગ પાડીએ. બાઈ, નકામો વિવાદ કરવો મને ગમતો નથી.[૩૮–૪૨] માટે જાઓ, પીવાના મદ્યાદિક પદાર્થો તથા માલ્ય આદિ લાવો. [તમે મહારાજને કહેજો કે, તે બાઈ તો મરણ પામી; એટલે તે નક્કી કહેશે કે, "ખાઈ જાઓ સૌ."

અજામુખી નામની રાક્ષસી બોલીઃ "બહેનો! મને આ ટંટો ગમતો નથી. આપણે સર્વે એને સમાન ભાગે વહેંચી લઇશું. મંગાવો આપણો પેલો ઉત્તમ મદ્ય અને ફૂલનો ગજરો."

શૂર્પણખા નામની રાક્ષસી બોલી કે–"અજામુખી કહે છે તે મને પણ ગમે છે. ચાલો સર્વ શોકનો નાશ

* પ્રથમ ગર્ભ કાળે નૂતન નૂતન ઇચ્છા થાય છે તે.

કરે એવો પેલો દારુ લાવો.૪૩-૪૪ આજે મનુષ્યનું માંસ આપણને મળ્યું, માટે આપણે નિકુંભિલાદેવી આગળ જઈને નૃત્ય કરીશું."

આ પ્રમાણે જ્યારે તે બેડોળ રાક્ષસીઓએ સારી પેઠે બીવરાવી ત્યારે, દેવકન્યા જેવી સીતા, ધીરજ જતી રહેવાથી રોવા લાગી.૪૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચોવીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૫ મો.

## સીતાનો વિલાપ-૧.

તે દુષ્ટ રાક્ષસીઓએ આવાં નઠારાં અને કઠણ વચનો કહ્યાં, ત્યારે જનકાત્મજા રુદન કરવા લાગી.૧ જ્યારે તે રાક્ષસીઓએ આવાં વચનો કહ્યાં ત્યારે મનોનિગ્રહ છતાં સીતા અત્યંત ભય પામી અને ગદ્ગદિત કંઠે આ પ્રમાણે તેઓ પ્રતિ કહેવા લાગી:-૨

"માનુષી સ્ત્રી, રાક્ષસની સ્ત્રી થવાને માટે અયોગ્ય જ છે. ભલે, જોઇએ તો મને ખાઈ જાઓ, પણ હું તમારું કહ્યું માનનાર નથી."૩

રાક્ષસીઓને હાથ પડેલી દેવકન્યા સરખી શોચંતી ને વિલપંતી સીતા, રાવણનાથી તિરસ્કાર પામેલી હોવાથી, શાન્તિ ન પામતાં બહુ બહુ અકળાવા લાગી.૪ ભયની મારી પોતાનાં અંગોમાં પેસી જતી હોય તેવી તથા ટોળાંથી વિખૂટી પડતાં નહારથી પીડાયેલી મૃગલીની પેઠે તે અત્યંત ધ્રૂજવા લાગી.૫ મનના મનોરથ ભાંગી પડતાં, શોકસાગરમાં ડૂબતી સીતા, અશોકવૃક્ષની પુષ્પિત થયેલી મોટી શાખા ઝાલી, પોતાના સ્વામીનું ચિન્તવન કરવા લાગી.૬ આંખમાંથી ખરતાં આંસુથી પોતાના મોટાં સ્તનોને સ્નાન કરાવતી સીતા શોકનો પાર જોઈ શકી નહિ.૭ જેમ અત્યંત વાયુ વાવાથી કેળ ફસાઈ પડે છે, તેમ રાક્ષસીઓના ભયથી ત્રાસ પામેલી સીતા પૃથ્વીપર ફસાઈ પડી. તેના મુખનું તેજ ઉડી ગયું.૮ તે આ પ્રમાણે ભયથી કંપતી હતી, તે વખતે તેની લાંબી અને વાળના ભરાવવાળી વેણી, નાગણની પેઠે આમ તેમ ડોલી રહી હતી.૯ કોપ ચઢ્યાથી તેની ચેતના નાશ પામી હતી. તે શોકમાં ડૂબેલી હતી અને નિઃશ્વાસ નાંખતી હતી. પછી તે બોર બોર જેવડાં આંસુ પાડી વિલાપ કરવા લાગી:૧૦ "હા રામ! હા લક્ષ્મણ! હા સાસુજી કૌસલ્યા! હા સુમિત્રા!"૧૧ એ પ્રમાણે દુઃખિયારી વિદેહરાજ કન્યા વિલાપ કરતી કહેવા લાગી:-

**लोकापवादः सत्योऽयं पण्डितैः समुदाहृतः।**
**अकाले दुर्लभो मृत्युः स्त्रिया वा पुरुषस्य वा॥**

"પંડિતો જે કહે છે કે, પુરુષને વા સ્ત્રીને કાળ આવ્યા વિના માગ્યું મોત પણ દુર્લભ થઈ પડે છે" તે સત્ય જ છે.૧૨ તેમ ન હોત તો, મને રામનો વિયોગ અને આ ક્રૂર રાક્ષસીઓના સંતાપથી થતું દુઃખ છતાં હું જીવતી રહું એ શું?૧૩ મારાં પુણ્ય થોડાં હશે, તેથી જેમ અતિશય ભાર ભરેલી નૌકા પવનના ઝપાટા લાગ્યાથી સમુદ્રમાં ડૂબી જાય છે, તેમ ખરે, કૃપણ થયેલી હું, અનાથવત્, અહીંજ વિનાશ પામીશ.૧૪ હું આ રાક્ષસીઓને પાલવે પડેલી છું, તેઓ દુઃખ દે છે; ને મારા સ્વામીનો વિયોગ થયો છે, તેથી જાણે પાણીના વેગથી ઘસાઈ જતી પાળની પેઠે, શોકથી નાશ પામતી જ જાઉં છું.૧૫ અરે! પદ્મદળનાં જેવાં નેત્રવાળા, સિંહના સરખી ઉન્નત ગતિવાળા, કૃતજ્ઞ તથા મંજુલભાષી મારા નાથ રામનાં દર્શન તો જે ભાગ્યશાળી હશે, તેઓ જ કરતાં હશે.૧૬ જેમ હળાહળ ઝેર ખાનાર માણસને ઉગરવું મુશ્કેલ છે, તેમ વિદિતાત્મા રામના વિયોગે મારાથી જીવવું મુશ્કેલ છે.૧૭ મેં પૂર્વજન્મમાં કોણ જાણે કેવાંએ અઘોર પાપ કીધાં હશે કે, જે પાપના ફળમાં આજ મારે આવું દારુણ દુઃખ ભોગવવું પડે છે.૧૮ આવા શોકસાગરમાં ડૂબેલી હું મારા જીવિતનો અંત આણવા ઇચ્છું છું-પણ હાયરે! આ રાક્ષસીઓ મને રાતદિવસ સાચવે છે, એટલે મારાથી મરાતું પણ નથી, તેમ રામને મળાતું પણ નથી!૧૯ અરે રે! ધિક્ છે, આ મનુષત્વને, અને આ પરતંત્રતાને પણ ધિક્ છે, કારણ કે તેથી ઇચ્છામાં આવે તે પ્રમાણે મરી પણ શકાતું નથી.૨૦

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં પચીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૬ મો.

## સીતાનો વિલાપ-૨.

આ પ્રમાણે વિલપંતી જનકતનયાનું મુખ આંસુથી નાહી વળ્યું. તે નીચું મુખ કરી વિલાપ કરવા લાગી.૧ તે વેળા જાણે તે ઉન્મત્ત થઈ હોય, પ્રમત્ત અને ભ્રમિત ચિત્તવાળી હોય તેમ શોક કરતી હતી, અને ગાંડી ઘોડીની પેઠે તે જમીનપર આળોટતી હતી.૨ "અરે! જે રાઘવને માયાવી રાક્ષસ (મારીચ) દૂર લઈ ગયો,

અને તે પછી મને રાવણ બળાત્કારથી હરી ગયો, તેવી હું રામની પત્નીના સંકટની વાત, તે શી રીતે જાણતા હશે?[૩] હું રાક્ષસીઓના હાથમાં પડેલી છું, અત્યંત તિરસ્કાર પામું છું, રાત્રી દિવસ ચિંતા પામું છું અને દુઃખના ડુંગર પડેલા છે—મને હવે આ જીવતર વહાલું લાગતું નથી.[૪] મહારથી રામનાથી વિખૂટી પડી હું રાક્ષસીઓની વચ્ચે વસું છું; એટલે મારે હવે આ જીવિતનો કે દ્રવ્યનો કે અલંકારનો કશોય ખપ નથી.[૫] રે ખરેખર, આ મારું હૃદય પાષાણ સરખું જ છે; અથવા અજર અને અમર છે; કારણ કે આટલા આટલા દુઃખમાં પણ તે ફાટી પડતું નથી.[૬] અરે! હું અનાથ અને અસતીને ધિક્કાર છે, કે હજી પણ મારા સ્વામીના વિયોગથી એક ક્ષણવાર પણ હું જીવતી રહું છું.[૭] હું મારા ડાબા પગનો સ્પર્શ પણ રાવણને ન આપું* તો શું હું તેનાપર પ્રીતિ કરનાર છું?[૮] રાવણનો આટલી વખત મેં તિરસ્કાર કર્યો, તે પણ એ મૂર્ખને ભાન નથી અને તે પોતાને તથા પોતાના કુળની પ્રતિષ્ઠાને પણ જાણતો નથી. તે નિર્લજ્જ સ્વભાવનો હોવાથી વારંવાર મારી પ્રાર્થના કરે છે.[૯] [ રાક્ષસીઓ પ્રત્યે ] ગમે તો તમે મને કાપી નાંખો, અથવા મારા કકડા કરો અથવા મને અગ્નિમાં બાળી નાંખો, તો પણ હું રાવણને (આડી નજરે પણ) સ્વીકારનારી નથી. હવે તમે મિથ્યા બડબડ કરવી જવા દો.[૧૦] રામ પ્રખ્યાત, ડાહ્યા, કૃતજ્ઞ, દયાવાળા તથા સદ્વ્રત છે, પણ મારા દુર્ભાગ્યને યોગે જ એ નિર્દય થયા હોય એમ મને લાગે છે.[૧૧] જેણે એકલે હાથે જનસ્થાનમાંના ચૌદ હજાર રાક્ષસોનો નાશ કર્યો તે રામ આજે મારી ખબર કેમ નથી લેતા?[૧૨] આ લંકા નગરી ઘણી દુષ્પ્રવેશ્ય અને સમુદ્રને આ પાર છે તો ભલે; તેથી શું રામના બાણની અહીં સુધી ગતિ નહીં થાય? ને તેમાં કોઈ અટકાવ કરી શકે? છટ! તેમ ન જ બને.[૧૩] અરે! પણ દૃઢ પરાક્રમવાળા રામ, રાક્ષસે બળાત્કારે હરી આણેલી પોતાની પ્રિય ભાર્યાની હજી કંઈ સંભાળ લેતા નથી, એનું શું કારણ હશે?[૧૪] હું અહિં છું એવું લક્ષ્મણના મોટા ભાઈ જાણતા જ નહીં હોય? જો તે જાણતા હોય તો તેજસ્વી હોવાથી આવું અપમાન સાંખી રહે કે? નહિ જ![૧૫] મારું રાવણ હરણ કરી ગયો એવું રાઘવને કહેનારો જટાયુ હતો, તેને પણ રાવણે સંગ્રામમાં મારી નાંખ્યો.[૧૬] અહો! તે દિવસે મારી વહાર કરવાને માટે રાવણની સાથે યુદ્ધ કરીને તેનો વધ કરવાને તાત જટાયુએ, વૃદ્ધ છતાં મોટું પરાક્રમ કર્યું હતું.[૧૭] જો રામ જાણતા હોય કે, હું અહીં આવી પીડા પામું છું તો, આજ ક્ષણે કોપ કરી, એક જ બાણે સર્વ લોકને રાક્ષસ વિનાના કરે, લંકાને બાળીને ભસ્મ કરે, આખા સમુદ્રને શોષી લે, દુષ્ટ રાવણની કીર્તિનો નાશ કરે[૧૮-૧૯] અને પછી જેઓના સ્વામી મરણ પામ્યા છે એવી સર્વે રાક્ષસીઓને ઘેર હાલ હું જેમ રુદન કરું છું, તેમ હાયહાય ને રડાકૂટ થાય, એમાં શંકા નથી.[૨૦] જો રામ આ વાત જાણતા હોય તો લક્ષ્મણને સાથે લઈ લંકાને શોધી કાઢી, એ પ્રમાણે કર્યા વિના રહે જ નહીં અને તે બે ભાઈની દૃષ્ટિએ ચઢયો તો પછી આ શત્રુ એક ક્ષણ પણ જીવતો રહે કે? શિવ શિવ કરો![૨૧] હવે થોડા કાળમાં સળગેલી ચીતાઓના ધૂમાડાથી ભરાઈ જતા માર્ગવાળી અને આમ તેમ ભમતાં ગીધનાં ટોળાંઓથી ભરપૂર આ લંકા, સ્મશાન સરખી થશે.[૨૨] થોડા વખતમાં હું મારો મનોરથ સિદ્ધ થયેલો જોઇશ; અને તમારો પણ કાળ આવ્યો છે, એવું જણાય છે.[૨૩]

"લંકામાં જે માનશુકનો થતાં જણાય છે, તેપરથી સ્પષ્ટ માલમ પડે છે કે, થોડા જ કાળમાં તેની પ્રભાનો નાશ થશે.[૨૪] તમે નક્કી માનજો કે, પોતાનો સ્વામી મરી જવાથી વિધવા સ્ત્રી સ્હોરાઇ—સુકાઈ જાય છે, તેમ પાપી રાવણનો નાશ થવાથી આ લંકા, જે હાલ દુર્ધર્ષ છે તે સુકાઈ જશે ( નાશ પામશે ).[૨૫] જે લંકા હાલ પવિત્ર ઉત્સવોથી હરખાઈ રહી છે, તે લંકા, રાક્ષસોનો અને તેના સ્વામી રાવણનો નાશ થવાથી વિધવા સ્ત્રીના સરખી રંડાઈ બેસશે.[૨૬] તમે જાણજો કે, થોડા વખતમાં દુઃખિત થયેલી અને ઘેરઘેર રોતી રાક્ષસકન્યાઓના રુદનના શબ્દ હું સાંભળીશ.[૨૭] જો રક્ત નેત્રવાળા શૂરવીર રામ એમ જાણતા હશે કે, હું રાક્ષસને ઘેર છું; તો એમના બાણથી દગ્ધ થયેલી આ લંકાપુરી, રાવણનો તથા રાક્ષસોનો નાશ થવાથી અંધકારવાળી સૂમસામ થઈ રહેશે.[૨૮-૨૯] આ અધમ રાવણે મારે માટે જે સમય નિર્માણ કર્યો છે, તે સમય હવે આવી પહોંચ્યો છે.[૩૦] એ કાળ આવતાં મારો નાશ કરવાનું રાવણે નક્કી કરેલું છે. રાક્ષસો કાર્ય અકાર્યને જાણતા ન હોવાથી પાપિષ્ઠ જ છે.[૩૧] આ અધર્મથી થોડા વખતમાં મહા ઉત્પાત થવાનો છે; કારણ કે, આ માંસ ભક્ષણ કરનારા રાક્ષસો ધર્મ શું છે, તે જાણતા જ નથી.[૩૨] હાય! હાય! જ્યારે રાવણ પોતાના પ્રાતઃ ભોજનને અર્થે મને રંધાવી નાંખશે ત્યારે પ્રિયદર્શનવાળા રામ વિના હું શું કરીશ?[૩૩]

* રાવણને લાતેય ન મારું.

રક્ત નેત્રવાળા મારા સ્વામી રામને દીઠા વિનાની દુઃખિણી હું, સત્વર યમલોકને જ દેખીશ.[૩૪] નિઃશંક ભરતના મોટા ભાઈ મને જીવતી જ નહીં જાણતા હોય, કારણ કે જો જાણતા હોય તો એ અને લક્ષ્મણ મને પૃથિવીતળમાંથી શોધી કાઢ્યા વિના રહે જ નહિ.[૩૫] અથવા મારા વિના શોકે કરીને લક્ષ્મણના મોટા ભાઈ શૂરવીર રામ, દેહનો ત્યાગ કરી સ્વર્ગલોકમાં ગયા હશે[૩૬] અને ત્યાં કમળનયન મારા શૂરવીર સ્વામીનાં, દેવતાઓ, ગંધર્વો, સિદ્ધો અને મોટા ઋષિઓ દર્શન કરતા હશે; તેમના જ જીવતરને ધન્ય છે.[૩૭] અથવા તો ધર્મની કામનાવાળા પરમાત્મા રાજર્ષિ રામને મારા સરખી ભાર્યાનું શું કામ છે?[૩૮] માણસ પોતાની દૃષ્ટિથી દૂર થયું, એટલે પ્રીતિ છોડી દે, એ લક્ષણ કૃતઘ્ન માણસોનું છે. પરંતુ રામ તો એમ કરે તેવા નથી;[૩૯] અથવા શું મારામાં કંઈ અવગુણનો પ્રવેશ થયો છે? વા મારા ભાગ્યનો ક્ષય થયો છે કે જેથી હું સીતા, રામ વિનાની થઈને બેઠી છું?[૪૦]

"શૂરવીર, શત્રુનો નાશ કરનાર અને અકિલષ્ટ ચરિત્રવાળા રામથી જૂદાં રહી, જીવવા કરતાં મરવું એ જ મારા મનથી તો ઉત્તમ છે.[૪૧] મને શંકા થાય છે કે, રામ અને લક્ષ્મણ બંનેએ મારું હરણ થવાથી લજવાઈ શસ્ત્ર નાંખી દીધાં હશે; અને વનમાં ફળ મૂળ ખાઈ ભમતા હશે.[૪૨] નહીં તો દુરાત્મા રાવણે કંઈ કપટ કરીને મારી નંખાવ્યા હશે.[૪૩] આવે વખતે હવે મારે મરવું, એ જ ઇષ્ટ છે. પરંતુ આટલા દુઃખમાં પણ મારો મૃત્યુકાળ પાસે આવતો નથી.[૪૪] સત્યસંમત તથા જેમણે આત્માને જિત્યો છે એવા મહાત્મા મુનિઓને જ ધન્ય છે—જેમને પ્રિય અને અપ્રિય કંઈ જ નથી.[૪૫] પ્રિય વસ્તુના સંયોગથી સુખ થાય છે અને અપ્રિયના સંયોગથી દુઃખ થાય છે—એવાં સુખ અને દુઃખથી વિરક્ત રહેનાર મહાત્માઓને હું પ્રણામ કરું છું.[૪૬] વિદિતાત્મા રામ, જે મારા પ્રિય છે તેમણે જ્યારે મને તજી છે, ત્યારે પાપી રાવણને વશ પડેલી હું, મારા પ્રાણનો હવે ત્યાગ કરીશ. (એ જ રુડું! એ જ સુખનું મૂળ ને દુઃખનો અંત આણનારું છે.)"[૪૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં છવીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૭ મો.

## ત્રિજટાનું સ્વપ્ન.

જ્યારે સીતાએ આ પ્રમાણે કહ્યું, ત્યારે કેટલીક રાક્ષસીઓ અતિશય ક્રોધિત થઈ અને દુરાત્મા રાવણને તે વાત વિદિત કરવા દોડી ગઈ અને ભયંકર દેખાવવાળી રાક્ષસીઓ ત્યાંથી પાછી ફરી સીતા પાસે આવીને પુનઃ તેને નિષ્ઠુર વચનો કહેવા લાગી.[૧-૨]

"હે અનાર્યે! પાપનિશ્ચયવાળી સીતે! આજ અમે સર્વ રાક્ષસીઓ હમણાં જ તારું માંસ સુખેથી ખાઈશું."[૩] આ પ્રમાણે અનાર્ય રાક્ષસીઓ સીતાને અતિશય બીવરાવતી હતી તેવામાં, ત્રિજટા નામની એક વૃદ્ધા અને ડાહી રાક્ષસી ઉંઘમાંથી ઓચિંતી જાગીને બોલીઃ[૪] "ઓ ચાંડાલણીઓ! તમે તમારા જ શરીરનું ભક્ષણ કરો,* પણ આ જનકરાયની પુત્રી અને દશરથરાયની કુળવધૂ સીતાને ખાવાને માટે તમે સમર્થ નથી.[૫] આજે રાત્રે મને રાક્ષસોનો નાશ થાય એવું અને આના સ્વામીનો ઉદય થાય, એવું વિપરીત સ્વપ્ન આવ્યું છે."[૬]

આ પ્રમાણે ત્રિજટાએ જ્યારે ક્રોધાયમાન થયેલી રાક્ષસીઓને કહ્યું ત્યારે, તે સર્વે ઘણું ભય પામી થરથર કંપવા લાગી. પછી ત્રિજટાને પૂછ્યુંઃ[૭] "તને આજ રાત્રિએ કેવું સ્વપ્ન આવ્યું તે કહે."

રાક્ષસીઓનું આવું કહેવું સાંભળી, ત્રિજટા, રાત્રિને અંતે આવેલા પોતાના સ્વપ્ન સંબંધી વૃત્તાન્ત કહેવા લાગીઃ "આજે જાણે હાથીદાંતના બનાવેલા અને સહસ્ર ઘોડાઓથી જોડેલા વિમાનમાં બેસીને, રામ, પોતાના ભાઈ લક્ષ્મણ સાથે અહીં આવ્યા. તેઓએ ધોળાં માલ્ય† અને વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને આ સીતાને શ્વેત વસ્ત્ર ધારણ કરીને મેં સાગરથી વિંટાયલા હિમગિરિ જેવા શ્વેત પર્વતપર બેઠેલી દીઠી;[૮-૧૧] અને જેમ તેજ સૂર્યમાં મળી જાય તેમ સીતા રામમાં મળી ગઈ. વળી પર્વતના જેવા પ્રૌઢ દેહવાળા તથા ચાર દાંતવાળા હાથીપર, લક્ષ્મણ સાથે રામને બેઠેલા મેં દીઠા. પછી સૂર્યના સરખા પ્રકાશવાળા અને પોતાના તેજથી ઝળહળતા રામ અને લક્ષ્મણ, સીતાની પાસે આવીને બેઠા. પછી જાણે પર્વતના અગ્ર ભાગ આગળ, આકાશમાં ઉભેલા તથા રામે પકડી રાખેલા હાથીના સ્કંધ પ્રદેશ ઉપર બેઠેલી અને સ્વામીના ખોળામાંથી

---

* મી૦ દત્ત કહે છે કે-શુદ્ધ અર્થ તો એવો છે કે, "મને જ ખાઓ." † પુષ્પ.

ઉઠીને, ચંદ્ર સૂર્યનું હાથવડે માર્જન કરતી હોય તેવી સીતાને મેં જોઈ હતી.[૧૨-૧૫] પછી કુમાર રામ અને લક્ષ્મણ તથા વિશાલાક્ષી સીતા, જે હાથીપર બેઠાં હતાં તે હસ્તિરાજ ચાલતો ચાલતો લંકાપર ધસી આવ્યો.[૧૬] (તેટલામાં સ્વપ્ન બદલાયું અને) ધોળા રંગના આઠ બળદો જોડેલા રથમાં બેસી, ધોળાં વસ્ત્ર તથા માળાઓ ધારણ કરી, રામ, લક્ષ્મણ સહિત અહીં (ચઢી) આવ્યા. તે પછી એ સત્ય પરાક્રમવાળા તથા નરવર રામને, સીતા તથા લક્ષ્મણની સાથે, સૂર્યના સરખા તેજવાળા દિવ્ય પુષ્પક વિમાનમાં બેસી, ઉત્તર દિશા ભણી જતા મેં જોયા.

" (પછી જાણે સ્વપ્નમાં જ) આજે મેં રાવણરાયને જોયો. તેનું માથું બોડકું હતું. શરીરે તેલ ચોપડેલું હતું, રાતાં વસ્ત્ર અને કરેણની માળા પહેરેલી હતી, તથા મદ્યપાન કરી પ્રમત્ત થયેલો હતો. તે જાણે પુષ્પક વિમાનમાંથી નીચે પડતો હોય તેવો જણાયો.[૧-૨૦] મેં તેને જોયો ત્યારે જાણે કોઈ સ્ત્રીઓ તેને ઘસડે છે, ને તેનું માથું મુંડેલું છે, કાળાં વસ્ત્ર પહેરેલાં છે ને વળી રાતાં માલ્ય તથા શરીરે રાતું લેપન કરી,ગધેડાથી જોડેલા રથમાં તે બેઠેલો છે તેવો લાગતો હતો.[૨૧]તે ખડખડાટ હસતો હતો, નાચતો હતો તથા તેલ પીતો હતો, એવા આકુલ ઇન્દ્રિયોવાળા અને ખસી ગયેલા કાળજાવાળા રાવણને મેં ગધેડાના રથમાં બેસી દક્ષિણ દિશા ભણી જતો હોય તેમ જોયો છે.*[૨૨] વળી પુનઃ, ભયથી મોહિત થયેલા રાવણ રાજાને મેં ગધેડાપરથી, માથા વગરનો જ નીચે પડતો જોયો.[૨૩] ત્યાંથી તે મદવિહ્વલ થયેલો તથા સંભ્રાંત ચિત્તવાળો થઈ, ભયનો માર્યો ઉઠયો અને નગ્ન અવસ્થામાં ગમે તેમ બકતો—લવતો, દુર્ગંધીવાળા, દુઃસહ, ઘોર અને નરક સરખા કાદવના ખાડામાં પડ્યો અને તેમાં જ તે ડૂબી ગયો.[૨૪-૨૫] ત્યાંથી તે દક્ષિણ દિશા ભણી ગયો અને જળ તથા કર્દમ વિનાના એક તળાવમાં પેઠો. તે વખતે જાણે, રાતાં વસ્ત્ર પહેરેલી, કાળી કોયલા જેવી અને કાદવથી ખરડાઈ ગયેલાં અંગવાળી કોઈ સ્ત્રી તેને ગળે દોરડું બાંધી દક્ષિણ દિશા ભણી ઘસડી જતી હોય તેમ જણાતું હતું. મહાબળવાન્ કુંભકર્ણને પણ આવી જ સ્થિતિમાં મેં ત્યાં જોયો હતો.[૨૬-૨૭] રાવણના સઘળા પુત્રોને પણ મુંડેલાં માથાવાળા અને તેલ ચોપડેલા મેં દીઠા હતા. વળી રાવણને વરાહપર બેસીને, ઇંદ્રજિતને સુવરપર બેસીને અને કુંભકર્ણને ઉંટપર બેસીને દક્ષિણ દિશા પ્રતિ જતા જોયા હતા. માત્ર એકલા વિભીષણને જ સફેત છત્ર ઓઢી, ચાર મંત્રીઓની સાથે આકાશમાં ગમન કરતો જોયો હતો.[૨૮-૨૯] તેની પાછળ રાતાં વસ્ત્ર પહેરેલો રાક્ષસોનો મોટો સમાજ ચાલતો હતો અને આગળ વાજાં વાગી રહ્યાં હતાં.[૩૦] વળી હય, રથ, ગજ સહિત આ લંકાને, મેં ભાંગી ગયેલાં દ્વાર અને તૂટી ગયેલાં તોરણ સાથે સમુદ્રમાં ડૂબતી જોઈ છે.[૩૧] વળી તેલ પીને પ્રમત્ત થયેલી અને ખડખડાટ હસતી, રાક્ષસરાજાની સર્વે રાણીઓને મેં ભસ્મ થઈ ગયેલી લંકામાં મોટે સ્વરે, હાય નાથ, હાય નાથ! એમ પોકળશ્રાદ્ધ કરતી સાંભળી અને કુંભકર્ણાદિ રાક્ષસ સુદ્ધાંને રાતાં વસ્ત્ર પહેરી ગોમયના ખાડામાં પડતા જોયા હતા.[૩૨-૩૩]

"હે રાક્ષસીઓ! તમે હવે દૂર ખસો અને જુઓ કે, રામ સીતાને મળે છે કે નહીં. જો તમે એને પીડશો તો, પરમ પરાક્રમી રામ, તમને અને સઘળા રાક્ષસોને મારી નાંખશે;[૩૪] કારણ કે પોતાની પ્યારી અને બહુ માનીતી, વળી વનમાં સાથે આવેલી સીતાનો, તમે આ પ્રમાણે તિરસ્કાર કરો છો તથા પીડો છો, તે સાંખી રહેશે નહિ.[૩૫] માટે તમે હવે ક્રૂર વચનો કહેવાં મૂકી દ્યો અને એનું સાન્ત્વન કરો. મારું કહેવું માનો તો આપણે બધાં વૈદેહીની પ્રાર્થના કરીએ કે, તે આપણા અપરાધ ક્ષમા કરે.[૩૬] આ દુઃખિત થયેલી સીતાના સંબંધમાં મને આવું સ્વપ્ન આવ્યું તેથી હું માનું છું કે,એ અનેક દુઃખથી મુક્ત થશે અને ઉત્તમ સુખ પામશે.[૩૭] હે રાક્ષસીઓ! તમે આ સીતાને પીડી છે, છતાં એની પ્રાર્થના કરો અને એને કઠોર વચનો કહેવાં મૂકી દ્યો. કારણ કે રામથી હવે રાક્ષસોને દારુણ ભય આવી પડ્યું છે, એમ નક્કી માનજો.[૩૮] હે રાક્ષસીઓ! તમે પગે પડી, જનકાત્મજાને પ્રસન્ન કરશો તો તે આવા ભયથી આપણું રક્ષણ કરવાને માટે સમર્થ છે.[૩૯] વળી આ વિશાલાક્ષી સીતાના અંગોમાં વિરૂપતાનું એકે સૂક્ષ્મ ચિહ્ન પણ મને દેખાતું નથી.[૪૦] હાલની સ્થિતિમાં—સ્નાનાદિ રહિત હોવાથી જ તેની કાન્તિમાં આ જરા તરા ફેર થયેલો છે—એ રૂપી તેને દુઃખ છે, બીજું નથી. દુઃખ ખમવાને માટે અયોગ્ય આ સીતાને મેં અંતરિક્ષમાં બેઠેલી જોઈ, તેથી મને એમ જ લાગે છે કે, હવે એની અર્થસિદ્ધિ પાસે છે; અને રાક્ષસરાજ રાવણનો નાશ અને રામનો જય, એ પણ પાસે જ આવેલો છે.[૪૧-૪૨] આ સીતાનું હવે પ્રિય

* અર્થ શાસ્ત્રકારો કહે છે કે–દક્ષિણ દિશામાં યમપુરી છે.

થયેલું આપણે થોડા કાળમાં સાંભળીશું; તેનાં મને શુકન થાય છે. જુઓ તો ખરી, એનું કમળપત્ર જેવું વિશાળ વામનેત્ર ફરકે છે અને આ ચતુર સ્ત્રીનો પુલકિત થયેલો ડાબો હાથ પણ જરા જરા ફરકે છે.૪૩-૪૪ વળી હસ્તિની સુંઢ જેવી સુન્દર એની વામ જંઘા ફરકે છે, તે દેખાડે છે કે રામ હવે સમીપમાં જ આવ્યા છે.૪૫ વળી આ શાખાઓમાં બેઠેલો પક્ષી, વારંવાર સાન્ત્વન કરે એવા શબ્દ કરે છે અને તેની શુભ સુચવતી વાણી તથા હર્ષ આપણને પ્રેરણા કરતાં હોય (કે સીતાને પીડો નહીં) એમ લાગે છે."૪૬

ત્રિજટાના આમ બોલવાથી સ્વામીનો વિજય થશે એમ જાણી, હર્ષ પામેલી તથા જરા લજવાતી સીતા મૃદુ સ્વરે બોલી કે, "જો એ વાત સાચી હશે તો હું તમો સર્વનું રક્ષણ કરીશ."૪૭

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સત્તાવીશમો સર્ગ સંપૂર્ણ.**

## *સર્ગ ૨૮ મો.

## સીતાની નિરાશા

રાક્ષસરાજ રાવણનાં, પોતાના પ્રિયસંબંધે અપ્રિય વચનો સાંભળીને, દુઃખિણી થયેલી સીતા, વનમાં સિંહે ઘેરેલી હાથિણીની પેઠે, ઘણો ત્રાસ પામવા લાગી.૧ વિજનવનમાં કોઈ બેઠલી અટુલી બાળકન્યા હોય તેની પેઠે, રાક્ષસીઓના હાથમાં પડેલી તથા રાવણનાં વચનોથી તિરસ્કાર પામેલી સીતા, મુંઝવણથી વિલાપ કરવા લાગી.૨ તે બોલી: "મુનિઓ કહે છે તેમ માણસને આ જગતમાં માગ્યું મોત આવતું નથી, એ વાત સત્ય છે; નહીંતર મારું આ પ્રમાણે અહીં અપમાન થાય છે, તોપણ હું હજી સૂધી જીવતી રહું નહિ.૩ રે હું અભાગિણી છું! દુઃખોથી પૂર્ણ અને સુખ રહિત આ મારું હૃદય, ઘણું જ કઠોર છે; કારણ કે વજ્ર વાગવાથી ફાટી જતા પર્વતના શિખરની પેઠે તે સહસધા કેમ ફાટી જતું નથી.—પણ આવે પ્રસંગે પ્રાણનો ત્યાગ કરવો, એમાં મને કંઈ દોષ લાગતો નથી. આખરે તો રાવણ મને મારવાનો છે જ. જેમ શૂદ્રને મંત્ર આપવાને માટે બ્રાહ્મણ યોગ્ય નથી, તેમ રાવણની ઇચ્છા પૂરી પાડવાને માટે હું યોગ્ય નથી.૪-૫ જો લોકનાથ રામ, વખતસર અહીં નહીં આવે તો, જેમ ગર્ભમાં રહેલા દુઃખકર બાળકને વૈદ્ય (શસ્ત્રથી) કાપી કાઢે છે તેમ,* રાવણ, તીક્ષ્ણ શસ્ત્રથી મારા શરીરના કાપીને ટુકડા કરશે.૬ બાંધીને અટકેલા તથા વધ કરવાને માટે નિર્માણ થયેલા તસ્કરનો, પ્રાતઃ થતાં રાજઆજ્ઞા પ્રમાણે વધકાળ આવી પહોંચે છે, તેમ મારી અવધના આ બે માસ સત્વર જતા રહેશે અને મારો પણ વધકાળ પાસે આવશે. એ મને દુઃખિણીને વિશેષ દુઃખ આપે છે.૭

"હા રામ! હા લક્ષ્મણ! હા સુમિત્રા સાસુ! હા સાસુજી કૌસલ્યા! હા માતા! વાયુના વમળમાં પડેલી નૌકા જેમ સમુદ્રમાં ડૂબે, તેમ હું અભાગિણી આ શોકસાગરમાં નાશ પામવાની તૈયારીમાં છું.૮ જેમ વિદ્યુતથી બે સિંહ નાશ પામે છે, તેમ જ હું ધારું છું કે, મારે માટે તે બે નરશાર્દૂલ રાજકુમારોનો મૃગનું રૂપ ધારણ કરનારા કોઈ રાક્ષસરૂપ જીવે નાશ કીધો હશે.૯ ખરેખર! મૃગનું રૂપ ધરીને આવેલા કાળે જ તે વખતે મને અભાગિણીને ભમાવી હતી,—જેથી મેં મૂઢાએ, આર્યપુત્ર રામને તથા તેના નાના ભાઈ લક્ષ્મણને વનમાં મોકલ્યા.૧૦ હે દીર્ઘ બાહુવાળા! હે સત્યવ્રત! હા પૂર્ણચંદ્રના સરખા મુખવાળા! હા મમપ્રાણ! હા જીવલોકના પ્રિયકર! હે નાથ! હે રામ! રાક્ષસોનો ભોગ થઈ પડવાને માટે હું નિર્માણ થઈ છું, તે શું તમે જાણતા નથી?૧૧ જેમ કૃતઘ્ન માણસના ઉપર કરેલા ઉપકાર નિષ્ફળ જાય છે તેમ, (અન્યને દેવ ન માનતાં) મેં રામને જ દેવ માન્યા, ક્ષમા ધરી ભૂમિપર શયન કર્યું, ધર્મ નિયમ પાળ્યા તથા પતિવ્રત સાચવ્યું—એ સઘળું નિષ્ફળ ગયું શું?૧૨ આજ સૂધી મેં જે ધર્મ પાળ્યો તે નિષ્ફળ ગયો? આજ સૂધી પતિવ્રત પાળ્યું, તેનું પણ ફળ ન ઉગ્યું? કૃશ અને વિવર્ણ થઈ ગયેલી હું તમને દેખતી નથી અને તમારો સમાગમ નહીં થાય, એમ જાણી નિરાશામાં ડૂબું છું.૧૩

"પિતાનું વચન પાળી (વનવાસ) વ્રત પૂરું કરી જ્યારે તમે ઘેર જશો, ત્યારે મારો ભય જતાં વિશાળ નેત્રવાળી અનેક સ્ત્રીઓ સાથે આનંદ માની કૃતાર્થ થવા ઇચ્છતા હો, એમ મને લાગે છે.૧૪ (પરંતુ) હે રામ! હું તો તમારે વિષે જ પ્રીતિ રાખતી આવેલી છું—તે શું આ મારા નાશને જ માટે કે? અહો! મારું તપ નિષ્ફળ ગયું, મારું પાતિવ્રત્ય અફળ ગયું—ધિક્કાર છે મારા જીવતરને! હવે તો હું આ દુર્ભાગી જીવડાનો ત્યાગ

* ઘણા વિદ્વાનોનું એમ માનવું છે કે ૨૮ અને ૨૯ મો સર્ગ ક્ષેપક છે.

* આ વાક્યપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે, રામાયણની રચનાના કાળમાં, વૈદ્યશસ્ત્રવિદ્યા આર્યલોકમાં જાણીતી હતી.

કરીશ.[૧૫] હું આ ક્ષણે જ વિષ અથવા તો તીક્ષ્ણ શસ્ત્રથી મારો જીવ કાઢી નાખું, પણ લાચાર છું–આ રાવણને ઘેર હું પડી છું, એટલે મને વિષ કે શસ્ત્ર પણ કોણ આણી આપે ?"[૧૬]

આ પ્રમાણે શોકથી સંતપ્ત થયેલી, હૃદયમાં રામનું જ ચિંતન કરતી સીતાના મુખનું તેજ ઉડી ગયું અને તે ધ્રૂજતી અને કંપતી, ફૂલવાળા વૃક્ષપ્રતિ દૃષ્ટિ કરી રહી. એટલામાં શોકમાં ડુબેલી સીતાનો હાથ તેની વેણીપર પડ્યો. તે વિચારવા લાગી કે, "આ વેણીનો ગળે ફાંસો ખાઇને જ હું શીઘ્ર યમલોકમાં જાઉં તો ઠીક."[૧૭] જ્યારે મૃદુ અંગવાળી સીતા, આવો નિશ્ચય કરીને રામલક્ષ્મણનું તથા પોતાનાં કુળનું સ્મરણ કરતી હતી ત્યારે તે શુભાંગીને શોકનો નાશ કરે તેવાં, ધીરજ આપનારાં, સારાં તથા સર્વદા ખરાં પડેલાં શુકન જણાવા લાગ્યાં–તેને સારાં શુકન થયાં.[૧૮–૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં અઠ્ઠાવીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૯ મો

### શુભ ચિહ્ન

આવી સ્થિતિને પામેલી, વ્યથિત થયેલી, અનિંદિત કર્મવાળી, નષ્ટ થયેલા આનંદવાળી અને દીન થઈ ગયેલા મનવાળી સીતાને, ધનવાનને જેમ સ્વાભાવિક રીતે સેવકો પ્રાપ્ત થાય છે, તેમ શુભ શુકનો જણાવા લાગ્યાં.[૧] એ સુકેશીનું, વાંકી પાંપણોની લેખાવાળું, શ્યામ અને છેડેથી શ્વેત એવું ડાબું નેત્ર, મત્સ્યે હલાવેલા રાતા પદ્મની પેઠે, ફરક ફરક થવા લાગ્યું.[૨] તેનો સુંદર ગોળાકાર તથા ભરાઉ–અગુરુ ચંદનના લેપને યોગ્ય, ઘણીકવાર પોતાના પ્રિયના ઓશિકારૂપ થયેલો ડાબો હાથ પણ ફરકવા લાગ્યો.[૩] હાથીની સુંઢ સમાન ભરાઉ વામ-ઉરુ પણ ફરકીને, રામ સમીપ આવીને ઉભા જ છે, એમ દર્શાવવા લાગ્યો.[૪] પર્વતના શિખર સરખા ઓળબંધ દાંતવાળી તથા સુંદર અંગવાળી તથા ઉભી રહેલી સીતાનું, સુવર્ણના સરખા કેસરીયા રંગનું વસ્ત્ર, જે પૃથિવીપર બેસવાથી જરા મેલું થયેલું હતું તે, શરીરપરથી વારે વારે સરી જવા લાગ્યું.[૫]

પૂર્વે ખરાં પડેલાં આવાં અનેક શુભ શકુનો જોઇને વાયુ અને તાપથી બળી જતું બીજ જેમ વરસાદ આવતાં ખીલી નિકળે છે, તેમ સીતા હર્ષ પામવા લાગી.[૬] અને જેમ રાહુથી મુક્ત થયેલો ચંદ્ર શોભે તેમ, સીતાનું બિંબફળ જેવા અધરવાળું, સુંદર નેત્ર, ભમરો તથા કેશવાળું, વાંકી પાંપણોવાળું, શ્વેત દંતવાળું મુખ, અત્યંત શોભવા લાગ્યું.[૭] તેનાં ચિંતા અને શ્રમ નાશી ગયાં, શોક શાંત થયો અને તેનું અંતર હર્ષથી ઉભરાવા લાગ્યું. વળી તેનું પ્રસન્ન વદન ઉદય પામેલા ચંદ્રથી શોભતી રાત્રિની પેઠે શોભવા લાગ્યું.[૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ઓગણત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૦ મો

### હનૂમંતનો આનંદ

કપિવર હનૂમાન્, સીતાનું સંકટ, ત્રિજટાના સ્વપ્નની કથા અને રાક્ષસોની ગર્જના એ સર્વ વૃત્તાંત ઇત્થંભૂત સાંભળ્યા પછી, નંદનવનમાં રહેલી દેવીના જેવી સીતાને અશોકવનમાં ઉભેલી જોઇને અનેક પ્રકારના વિચાર કરવા લાગ્યો.[૧–૨] "અહો ! જેને સર્વ દિશામાં, હજારો અને લાખો કપિઓ શોધે છે, તે આ સીતાનાં અંતે મેં દર્શન કીધાં.[૩] શત્રુની શક્તિ જોવાને માટે ચાર થઈ આ પ્રમાણે ગુપ્ત રીતે ફરતાં હું સઘળું જોઈ વળ્યો.[૪] મોટા મોટા રાક્ષસો, આ લંકાપુરી ને રાક્ષસાધિપતિ રાવણનો પ્રભાવ એ સઘળું મારા જોવામાં આવ્યું.[૫] હવે તો, અપ્રમેય તથા સર્વ પ્રાણી ઉપર દયા રાખનાર રામની ભાર્યા સીતા, જે પોતાના પતિનાં દર્શનને માટે તલસી રહી છે, તેનું મારે આશ્વાસન કરવું જોઇએ.[૬] માટે લાવ, પૂર્ણચન્દ્રના સરખા મુખવાળી, જેણે કોઈ દિવસ દુઃખ દીઠું નથી એવી અને હાલ જેનાં દુઃખનો પાર રહ્યો નથી, એવી સીતાનું હું આશ્વાસન કરું.[૭] જો શોકથી નષ્ટ થયેલી ચેતનાવાળી આ સતીનું, આશ્વાસન કર્યા વિના હું પાછો જઇશ, તો ઠપકાપાત્ર થઇશ.[૮] હું જો એમનો એમ ચાલ્યો જઇશ, તો યશસ્વિની સીતા, કોઈ પણ રક્ષણ કરનાર ન હોવાથી પોતાના પ્રાણનો ત્યાગ કરશે, એ નક્કી જ છે.[૯] પૂર્ણચન્દ્રના સરખાં મુખવાળી સીતાનાં દર્શનને માટે તલસી રહેલા, મહાબાહુ રામનું જેમ મારે આશ્વાસન કરવું યોગ્ય છે, તેમ જ સીતાનું પણ આશ્વાસન કરવું જોઇએ; પણ એની સાથે શી રીતે વાત કરું ? આ રાક્ષસીઓ સાંભળે એમ બોલવું એ તો ઠીક નહિ–ત્યારે હવે મારે શું કરવું? આ તો ખરેખરું ધર્મસંકટ આવી પડ્યું.[૧૦–૧૧] આ રાત્રિ પૂરી થતાં પહેલાં જો હું સીતાનું આશ્વાસન નહીં કરું તો ખરેખર, એ પોતાના જીવિતનો ત્યાગ કરશે

અને જ્યારે હું રામ પાસે જઇશ અને તે મને પૂછશે કે 'તને સીતાએ શું કહ્યું ?' ત્યારે આ સુમધ્યમાની સાથે વાતચિત કર્યા વિના હું તેને શો જવાબ દઇશ ?[૧૨-૧૩] જો સીતાનો સંદેશો લીધા વિના હું અહિંથી પાછો જાઉં તો નિશ્ચય કાકુત્સ્થ, પોતાના નયનક્રોધાગ્નિથી મને બાળી ભસ્મ કરી નાંખે.[૧૪] જો સીતાનું આશ્વાસન કર્યા વિના રામની ખાતર હું મારા સ્વામી સુગ્રીવને અહીં આવવાને માટે ઉદ્યુક્ત કરું તો, સૈન્ય સાથે તેમનું આવવું નિષ્ફળ થાય; (કારણ કે તે પહેલાં સીતા તો પોતાના પ્રાણનો ત્યાગ કરે) ઠીક, ઠીક, હમણાં હું અહીં બેસી રહું અને તક જોઉં અને આ રાક્ષસીઓનું ધ્યાન બીજી તરફ હોય ત્યારે આ અત્યંત સંતાપ પામેલી સીતાનું હું આશ્વાસન કરું.[૧૫-૧૬] પણ હું અતિશય નાના રૂપમાં છું, વળી વાનરરૂપે છું, એટલે માનુષી વાણીથી સામાન્ય મનુષ્ય બોલે છે તેમ સંસ્કૃત વાણીથીજ બોલીશ.[૧૭] પરંતુ જો હું દ્વિજ પેઠે સંસ્કૃત વાણી બોલીશ તો સીતા મને રાવણ જાણી ભય પામશે, માટે મારે અર્થયુક્ત સામાન્ય મનુષ્ય બોલે તેમ બોલવું.* એમ કર્યા વિના આ સીતાનું બીજી રીતે આશ્વાસન મારાથી થઈ શકવાનું નથી.[૧૮-૧૯] વૈદેહી, મારું રૂપ જોઇને તથા મારાં વચન સાંભળીને પ્રથમ ત્રાસ તો પામશે; કારણ કે, પ્રથમ રાક્ષસોથી એ ઘણાં ત્રાસી ગયાં છે.[૨૦] પણ કદાચ મને ઇચ્છામાં આવે તેવું રૂપ ધરનાર રાવણ જાણીને, એ વિશાલાક્ષી, ઘણો ત્રાસ પામી જાય અને આશ્રયમાટે કરુણાળ સ્વરે રુદન કરે, તો તેનો શબ્દ સાંભળી એકદમ આ મહાઘોર રાક્ષસીઓ, વિવિધ હથીઆરો લઈ અહીં એકઠી થઈ જાય અને કદાચ વિકરાળ મુખવાળી તે રાક્ષસીઓ મને ઘસડી પાડશે તો શું કરવું ? એ ડાકણો તો કાંતો મારો વધ કરશે અથવા તો મને જીવતો પકડવાનો યત્ન કરશે; કારણ કે, એ ઘણી બળવાન્ છે.[૨૧-૨૩] તે વેળાએ કદાપિ હું વાટિકામાં, એક ડાળપરથી બીજીપર અને બીજીપરથી ત્રીજીપર એમ કુદાકુદ કરી મૂકું તો ભય પામેલી આ રાક્ષસીઓ શંકાયુક્ત બની, બૂમરાણ કરી મૂકે અને રાવણભવનના ચોકીદાર રાક્ષસોને અહીં બોલાવી લાવે, ત્યારે મારા મનના મનોરથ મનમાંજ રહી જાય, તેનું કેમ ?

"આ પ્રમાણે બોલાવ્યાથી સઘળા રાક્ષસો, આ રાક્ષસીઓનો સંતાપ જોઈ, હાથમાં શૂલ, શર અને તરવારો લઇને લઢવા માટે દોડી આવે અને મને ઘેરી લે તો શું કરવું? કદાપિ હું તે બધાને હરાવું, પણ યુદ્ધના શ્રમને લીધે મારાથી સમુદ્ર ઓળંગી શકાય નહીં: અને કદાચ એ લોકો મને ઘણી ત્વરાથી ચારે પાસે વિંટાઈ વળી પકડી લે તો, સીતાને મારો સંદેશો ન કહેવાય અને મારે વ્યર્થ પકડાવું પડે.[૨૪-૨૯] આમ થવાથી સીતાને મારી નાંખવાની ઇચ્છાવાળા રાક્ષસો કદાપિ તેને મારી પણ નાંખે તો રામ તથા સુગ્રીવની સઘળી બાજી બગડી જાય.[૩૦] કદાપિ હું રાક્ષસોથી પકડાઉં અથવા તો મારો વધ થાય તો માર્ગવિનાના, રાક્ષસોથી રક્ષિત થયેલા, અને સમુદ્રથી વિંટાયલા આવા ગુપ્ત પ્રદેશમાં—કે જ્યાં જનકસુતા રહેલી છે ત્યાં-કાર્ય સાધવાને રામને તેડી લાવવા માટે કોણ સહાયભૂત થાય ?[૩૧-૩૨] વળી મારો નાશ થયો તો સો યોજન વિસ્તારવાળા સમુદ્રને ઓળંગી શકે એવો કોઈ પણ વાનરવીર મારા જોવામાં આવતો નથી (કે જે અત્રે આવીને સીતા છે એવી ભાળ પણ મેળવે).[૩૩] યુદ્ધ થતાં હું સઘળા રાક્ષસોનો નાશ કરવાને માટે તો સમર્થ છું; પણ યુદ્ધ કર્યા પછી, મારામાં સમુદ્ર ઓળંગી શકવા જેટલું સામર્થ્ય રહે તેમ લાગતું નથી.[૩૪] યુદ્ધનાં કાર્ય સંશય ભરેલાં છે. એમાં કોનો જય થશે, એ નક્કી કહી શકાય જ નહીં. ત્યારે ડાહ્યો માણસ સંશય વિનાનો થઈ સંશયયુક્ત કાર્ય કરવા કોણ તત્પર થાય ?[૩૫]

"જો હું સીતાની સાથે વાત કરું તો આમ પીડા નડે છે; જો વાત નથી કરતો તો સીતા પોતાનો પ્રાણત્યાગ કરે છે.[૩૬] સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે, તેમ ઉતાવળા દૂતથી, દેશકાળ વિરુદ્ધ છતાં પણ સિદ્ધ થવાની તૈયારીપર આવેલા તથા ધારેલા અર્થો નાશ પામે છે અને કાર્ય અકાર્ય માટે સારી રીતે નિર્ણય કરેલી બુદ્ધિ પણ, આવા દૂતોને લીધે વખણાતી નથી. જે દૂતો પોતાને જ ડાહ્યા માને છે, તે ધારેલાં કાર્યનો નાશ કરે છે.[૩૭-૩૮] પણ ત્યારે હવે હું શું કરું ? જેથી આ ધારેલું કાર્ય ન ભાંગી પડતાં, મારું વૈકલવ્ય ન જણાય, સમુદ્ર ઓળંગ્યો તે વ્યર્થ ન જાય અને સીતા ગભરાયા વિના મારું વચન સાંભળે ?"

આ પ્રમાણે વિચાર કરી બુદ્ધિમાન્ હનૂમાને આખર નિશ્ચય કર્યો કે,[૩૯-૪૦] "જો હું અક્લિષ્ટકર્મા સીતાના પ્રિય રામના ગુણગાન કરીશ તો, રામનામાં એનું ચિત્ત આસક્ત હોવાથી એ ભય પામશે નહિ.[૪૧]

* આ વાક્યપરથી સ્પષ્ટ સમજાય છે કે, ઉંચા વર્ણના લોકોમાં સામાન્ય રીતે, રામાયણ લખાયું તે કાળમાં, સંસ્કૃત બોલવાનો પ્રચાર ન હતો, પણ માત્ર ધર્મગુરુ અથવા વિદ્વાનો જ શુદ્ધ સંસ્કૃત બોલતા હતા.

ઇક્ષ્વાકુકુળમાં શ્રેષ્ઠ વિહિતાત્મા રામનાં (કહેલાં) પ્રીતિ સંદેશનાં ધર્મયુક્ત વચનો બોલતો બોલતો જે રીતે સીતા શ્રદ્ધા રાખી સઘળું સાંભળે, તેવી મધુર વાણીથી હું સઘળું કહી સંભળાવીશ."[૪૨-૪૩]

પછી પૃથ્વીપતિ રામની પ્રમદા સીતાને જોઇને, મહા પ્રભાવવાળો હનૂમાન્, વૃક્ષની ડાળીઓમાં સંતાઈને નીચે પ્રમાણે સત્ય અને મધુર વચનો બોલવા લાગ્યો.[૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ત્રીશમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૩૧ મો.

### રામગાન

અનેક રીતે વિચાર કર્યા પછી, બુદ્ધિમાન્ હનૂમાન્, એકલી વૈદેહીજ સાંભળે તેમ, (ઝાડપરથી લગાર પાસે આવીને) આ પ્રમાણે મધુર વચને રામગાન કરવા લાગ્યો.[૧]

"દશરથ નામે એક રાજા છે. તેને ઘેર રથ, હાથી, ઘોડાઓ ઘણા છે. તે રાજા પુણ્યશાળી છે અને આખા ઇક્ષ્વાકુકુળમાં યશ અને કીર્તિવાળો ગણાય છે.[૨] એ અહિંસા ધર્મ પાળે છે, ઉત્તમ સ્વભાવનો છે, દયાવાન્, સત્યવાદી, પરાક્રમી તથા ઇક્ષ્વાકુવંશમાં શ્રેષ્ઠ તથા કીર્તિને વધારનાર છે.[૩] તેના શિરપર છત્ર, ચામર ઢળે છે, લક્ષ્મીનો તેને ત્યાં નિવાસ છે. તે રાજા જયચિહ્નથી પૂર્ણ છે, લાવણ્યની મૂર્તિ છે, રાજાઓમાં ચક્રવર્તી છે. તેની આણ, સાગર અને પૃથ્વીમાં સર્વત્ર વર્તે છે. તે ઘણો સુખી તથા લોકને સુખ આપનાર ગણાય છે.[૪] એ રાજાને ચન્દ્રના સરખી મુખકાન્તિવાળો રામ નામનો વડિલ પુત્ર છે, જે તે રાજાને અતિ પ્રિય છે. એ રામ બહુ જ્ઞાની અને સર્વે ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ છે.[૫] પોતાના ધર્મનું, સ્વજનોનું, સર્વે લોકનું ને ધર્મનું રક્ષણ કરનાર છે. શત્રુઓ તેનાથી થરથર કંપે છે.[૬] તે રામ, સત્ય વચનવાળા પોતાના પિતાના વચનથી, પોતાની પતિવ્રતા સ્ત્રી સીતા તથા બંધુ લક્ષ્મણ સાથે વનમાં નિકળ્યો છે.[૭] વનમાં મૃગયાએ જતાં તેણે બહુરૂપી અનેક શૂરા રાક્ષસોનો નાશ કર્યો હતો.[૮] એ રીતે જનસ્થાનમાં વસેલા રામે, ખર અને દૂષણ સહિત ચૌદ હજાર રાક્ષસોને મારી નાંખ્યા. તે સાંભળી લંકાનો રાજા રાવણ કોપે ભરાયો (અને રામની ભાર્યાનું હરણ કરવાની નીચ બુદ્ધિ કરી). તેણે રામને માયાવી મૃગથી છેતરીને, તેની સ્ત્રી સીતાનું હરણ કર્યું.[૯-૧૦] પછી પૂજ્ય અને અનિંદિત સીતાને શોધતાં શોધતાં, વનમાં રામને વાનરરાજ સુગ્રીવની સાથે મૈત્રી થઈ. શત્રુનાં નગરને જિતનાર રામે, ત્યાં વાલિને માર્યો; અને તેનું રાજ્ય, મહાત્મા સુગ્રીવને ભેટ આપ્યું. હમણાં સુગ્રીવની આજ્ઞાથી, ઇચ્છામાં આવે તેવું રૂપ ધરનારા હજારો વાનરો, સીતાની શોધ કરવા માટે સર્વે દિશામાં નિકળ્યા છે. હું પણ એ વિશાલાક્ષિ સીતાની શોધ કરવાને માટે સંપાતિના કહેવાથી, સો યોજન વિસ્તારવાળા સાગરને ઓળંગીને અહીં આવ્યો છું. મને હમણાં જ તેની ભાર્યાનાં દર્શન થયાં. રામે મને જેવા રૂપવાળી, જેવા વર્ણવાળી અને જેવાં લક્ષણવાળી સીતા કહી હતી, તેવા જ લક્ષણવાળી આ સ્ત્રી છે." આ પ્રમાણે બોલીને હનૂમાન્ છાનો રહી ગયો.[૧૧-૧૫] હનૂમાનનાં આવાં વચનો સાંભળીને, અત્યંત વિસ્મય પામીને વાંકડીઆ સુંદર કેશવાળી સીતાએ કેશથી છવાઈ ગયેલું પોતાનું મુખ ઉંચું કરી, શિંશપા વૃક્ષ તરફ જોવા માંડ્યું.[૧૬] હનૂમાનનું વચન સાંભળીને અંતરમાં રામનું સ્મરણ કરતી સીતા, દશે દિશાઓમાં જોવા લાગી અને અત્યંત પ્રસન્ન થઈ. ચોમેર-આડુંઅવળું, ઉંચે નીચે જોયું તેટલામાં, સીતાએ ઉદયાચળપર રહેલા સૂર્ય સરખા, અચિંત્ય બુદ્ધિવાળા, સુગ્રીવના પ્રધાન મારુતાત્મજ હનૂમાનને જોયો.[૧૭-૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં એકત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૨ મો.

### સીતાને ઉત્પન્ન થયેલો ભ્રમ

(પણ) શાખાઓમાં સંતાઈ રહેલા, ધોળાં વસ્ત્ર પહેરેલા તથા વિદ્યુત્ સમૂહના જેવા પીતવર્ણા હનૂમાનને જોઇને, સીતાનું હૃદય કંપી ઉઠ્યું.[૧] વૃક્ષની ડાળીઓમાં સંતાઇને બેઠેલા, મીઠું મીઠું બોલનારા, પુષ્પિત થયેલા અશોકના ફૂલ સરખા રંગવાળા, તપાવેલા સુવર્ણના સરખા નેત્રવાળા હનૂમાનને, (પાળેલા પ્રાણીની પેઠે) નમ્રતાથી બેઠેલો જોઈ, વિસ્મય પામતી મૈથિલરાજકન્યા-સીતા, વિચાર કરવા લાગી: "આ વાનર જાતના પ્રાણીનું શું ભયાનક શરીર છે-મારાથી એના સામું જોવાતુંએ નથી." એમ વિચારતી તે પુનઃ મૂર્છાંગત થઈ ગઈ.[૨-૪] આ શું કોઈ માયા છે, એવા ભયથી મોહિત થયેલી લલિત લલના સીતા પછી કરુ-

ઝીણા સ્વરે વિલાપ કરવા લાગી; અને દુઃખિયણ થઈ, "હા રામ! હા લક્ષ્મણ!" એમ બૂમ પાડવા લાગી.[૫] પણ તે ધીરેં ધીરે સ્વરે રુદન કરતી હતી. પુનઃ પાળેલા વાનરાની પેઠે પાસે આવેલા તે વાનરને જોઈને, સીતા વળી વિચાર કરવા લાગીઃ "મારી આંખે આ સ્વપ્ન જણાય છે કે શું?"[૬] વળી રાક્ષસીઓ સાંભળશે એવા ભયથી બાવરું બાવરું આમ તેમ જોતી સીતાએ, પુનઃ ઉપર કહ્યા તેવાં વસ્ત્રવાળો, જેનું મોઢું પ્રથુ અને વાંકડું છે, જે વાનરોમાં શ્રેષ્ઠ છે અને બુદ્ધિમાનમાં પ્રથમ છે તેવા હનુમાનને જોયો.[૭] પણ તેને જોવાથી તે અતિશય દુઃખિત થઈ–જાણે તેના પ્રાણ જ ઉડી ગયા. વળી થોડા કાળ પછી ભાન આવવાથી તે વિશાલાક્ષી વિચાર કરવા લાગીઃ "અરેરે! આ ખરેખરું દુઃખદાયી સ્વપ્ન જ છે. શાસ્ત્રમાં નિષેધ કરેલા વાનરનું આજ મને દર્શન થયું. રામ, લક્ષ્મણ અને મારા પિતા જનક જ્યાં હોય ત્યાં કુશળ હશો."[૮–૯] પુનઃ તે વિચારવા લાગી કે, "ના, ના, આ સ્વપ્ન નથી; કારણ કે હું દુઃખ અને શોકથી પીડાયેલી હોવાથી મને નિદ્રા તો આવતી જ નથી–ચન્દ્રના સરખા મુખવાળા રામનો વિયોગ છે, ત્યારથી મને લેશમાત્ર પણ સુખ નથી.[૧૦] હું તો રાત ને દિવસ રામ, રામને રામ જ જંપું છું અને એમનું જ નામ રટું છું; માટે જ મને એમના સંબંધી વાતોના ભણકારા વાગે છે. તેમના સંબંધી વચનો સાંભળવામાં આવે છે.[૧૧] એમના જ વિષે નિરંતર ભાવ રાખનારી હું, એમના સંબંધી કામથી પીડાયલી છું; તથા એમનું જ સ્મરણ કર્યા કરું છું, તેથી જ મને એના એ જ દેખાય છે અને સંભળાય છે.[૧૨] પણ કલ્પિત પદાર્થ મૂર્તિમાન્ હોય નહીં. હું મારી આંખે આ પ્રત્યક્ષ સ્વરૂપ જ જોઉં છું કે, જે મને કહેતો હોય તેવો જણાય છે.[૧૩] વાચસ્પતિ, બ્રહ્મા, ઇંદ્ર અને અગ્નિદેવને હું નમસ્કાર કરું છું, (અને માગું છું કે) આ વાનરનું કહેવું સત્ય હો, માયાવી મા હો."[૧૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં બત્રીશમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૩૩ મો

### હનુમાનનાં સીતા પ્રત્યે વચન

પછી પરવાળા સરખાં રાતાં મુખવાળો, વિનયવાન્ અને સીતાના દુઃખથી દુઃખીઓ, મહાતેજસ્વી હનુમાન્ તે વૃક્ષપરથી નીચે ઉતર્યો અને પ્રણામ કરી હાથ જોડી સીતાને મધુર વાણીથી આ પ્રમાણે કહેવા લાગ્યોઃ[૧–૨] "હે મેલાં થઈ ગયેલાં રેશમી વસ્ત્રને ધારણ કરનારી! અનિંદિત તથા વૃક્ષની શાખા ઝાલી ઉભેલી, હે પદ્મપત્રાક્ષિ! તું કોણ છે?[૩] ધવલ પદ્મના પત્રમાંથી પાણી ઝરે તેમ તારાં આ બે નેત્રોમાંથી શોકાશ્રુ તું શા માટે પાડે છે?[૪] હે શોભને! તું સુર, અસુર, નાગ, ગંધર્વ, રાક્ષસ, યક્ષ અથવા કિન્નર એ બધી જાતોમાંની કઈ જાતની છે?[૫] હે સુંદર મુખવાળી! તું રુદ્રમાંની કોઈ છે, કે મારુતમાંની છે, કે વસુમાંની કોઈ છે? હે વરારોહે! તું સાક્ષાત્ દેવી હોય એમ મને લાગે છે.[૬] સર્વે તારકોમાં શ્રેષ્ઠ, ગુણોવડે અધિક તથા આકાશમાંથી પડેલી, ચંદ્રનો વિયોગ પામેલી શું તું રોહિણી છે?[૭] અથવા હે શ્યામ નેત્રવાળી! હે કલ્યાણિ! કોપથી કે મોહથી, તારા સ્વામી વસિષ્ઠને કુપિત કરીને આવેલી શું તું સાક્ષાત્ અરુંધતી છે?[૮] હે સુંદર કટિવાળી! તારા પુત્ર, પિતા, ભાઈ અથવા ભર્તા કોણ છે? શું એમાંના કોઈનો પરલોક વાસ થવાથી તેનો તું શોક કરે છે?[૯] તું રુદન કરે છે, નિઃશ્વાસ મૂકે છે તથા ભૂમિપર આળોટે છે તેથી અને કોઈ રાજાનું નામ રટે છે તેથી હું તને દેવી* તો ધારી શકતો નથી, પણ તારામાં આ જે સઘળાં રાજચિહ્નો દેખાય છે, તેપરથી હું એમ ધારું છું કે, તું કોઈ રાજાની પટ્ટરાણી અથવા કન્યા છે.[૧૦–૧૧] હે સ્ત્રી! તારું કલ્યાણ થાઓ. જો તું રાવણે જનસ્થાનમાંથી હરી આણેલી સીતા હોય તો હું પૂછું છું તેનો ઉત્તર દે. તારા મુખપર દૈન્ય જણાય છે, તારું રૂપ પણ મનુષ્યોમાં અપ્રતિમ છે, આ તાપસીના જેવો તારો વેશ છે, તેપરથી હું ધારું છું કે, તું નિશ્ચે રામની પટ્ટરાણી સતી સીતા જ છે."[૧૨–૧૩]

આવાં તેનાં વચન સાંભળીને તથા રામના ગુણકીર્તન સાંભળીને, હર્ષ પામેલી સીતા, હનુમાન્ પ્રતિ કહેવા લાગી,–"પૃથ્વીમાં રાજસિંહો છે તેમાં મુખ્ય, વિદિતાત્મા તથા શત્રુના સૈન્યનો નાશ કરનાર દશરથ રાજાની હું પુત્રવધૂ છું.[૧૪–૧૫] વિદેહી–મહાત્મા રાજા જનકની હું પુત્રી છું, મારું નામ સીતા છે અને હું મહાત્મા રામની પત્ની છું.[૧૬] એ રામને ઘેર બાર વર્ષ સુધી હું રહી અને અનેક પ્રકારના વૈભવ ભોગવ્યા; અને મારી સર્વ કામનાઓ પૂર્ણ કરી.[૧૭] તેરમે વર્ષે ઇક્ષ્વાકુ કુળને આનંદ આપનાર રામને અભિષેક કરવાનો દશરથ રાજાએ

---

* દેવવર્ગના નેત્રમાંથી કદી પણ અશ્રુ પડે નહીં તેમ તેઓ ભૂમિને પણ અડે નહીં.

પોતાના પુરોહિત સાથે ઠરાવ કર્યો.[૧૮] પણ જ્યારે રાઘવના રાજ્યાભિષેકની સઘળી સામગ્રી તૈયાર થઈ રહી ત્યારે, કૈકેયી નામની તેમની બીજી માનીતી રાણીએ, પોતાના સ્વામી દશરથને કહ્યું કે–'જો તમે રામને રાજ્યાભિષેક કરશો તો હું કોઈ દિવસ ખાનપાન નહીં કરું, અને મારા જીવિતનો અંત આણીશ.[૧૯–૨૦] હે નૃપોત્તમ! તમે મને પૂર્વે જે બે વચનો આપેલાં છે, તે જો સત્ય કરવા ઇચ્છતા હો તો, રામને વનમાં મોકલો!'[૨૧]

"કૈકેયીનાં આવાં ક્રૂર તથા અપ્રિય વચન સાંભળીને તથા તેને આપેલાં વચન સંભારીને, સત્યવક્તા દશરથ રાજાને (શોકથી) મૂર્ચ્છા આવી.[૨૨] નિરંતર સત્યધર્મથી રહેનાર વૃદ્ધ દશરથ રાજાએ રુદન કરી, પોતાના યશસ્વી જ્યેષ્ઠ પુત્ર પાસે રાજ્ય પાછું માગ્યું અને રામને, રાજ્યના કરતાં પોતાના પિતાનું વચન પાળવું, એ અત્યંત પ્રિય હતું. એટલે તેમણે પ્રથમથી–મન સાથે ઠરાવ કર્યો હતો છતાં પણ, વાણીવડે પોતાના પિતાની એ માંગણી સ્વીકારી.[૨૩–૨૪] રામ સત્ય પરાક્રમવાળા છે તથા પોતાના પ્રાણને સાટે પણ આપેલું પાછું લેતા નથી, અને સત્યને બદલે અસત્ય બોલતા નથી.[૨૫] તુરત જ મહાયશસ્વી રામે મોંઘા મૂલ્યનાં ઉત્તરીય આદિ રાજ્યવસ્ત્ર ઉતારી મૂક્યાં અને મનસા વાચા કર્મણા રાજનો ત્યાગ કર્યો. મને મારાં સાસુને સોંપી. પરંતુ હું તેમના પહેલાં વનમાં જવાને માટે તત્પર થઈ; કારણ કે તેમના વિના સ્વર્ગમાં પણ મને વસવું ગમે તેમ નથી.[૨૬–૨૭] તેમના નિકળતા પહેલાં, મિત્રને આનંદ આપનાર તથા મહાભાગ એમના નાના ભાઈ, મારા દેવર લક્ષ્મણ પણ દર્ભ અને વલ્કલ પહેરી, પોતાના વડિલ બંધુની સાથે વનમાં જવા તત્પર થયા.[૨૮] આ પ્રમાણે અમારા વડિલ દશરથનું વચન માથે ચઢાવી, અમે ત્રણે જણ દૃઢવ્રત ધારણ કરી, કોઈ દિવસ નહીં દીઠેલા દંડક નામના ગહન વનમાં આવ્યાં.[૨૯] ત્યાં અમે વસતાં હતાં, તેવામાં અમિત તેજવાળા રામની ભાર્યા, હું જે સીતા, તેનું દુરાત્મા રાવણે હરણ કર્યું.[૩૦] હમણાં તેણે મને બે માસ સુધી જીવતી રાખી છે; અને એ બે માસ વીત્યા પછી હું મારા પ્રાણનો ત્યાગ કરવાની છું."[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે સુન્દરકાણ્ડમાં તેત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૪ મો.

### સીતાનું આશ્વાસન

આવાં વચન સાંભળીને, કપિવર હનૂમાને, ઉપરા ઉપરી પડતાં દુઃખથી બાવરી થયેલી સીતાને, શાન્તિદાયક પ્રત્યુત્તર આપ્યોઃ "હે દેવિ! હું રામનો સંદેશો લઈ તને કહેવાને માટે, દૂત તરીકે તારી પાસે આવ્યો છું. હે વૈદેહિ! રામ ક્ષેમકુશળ છે અને તેણે તારું કુશળ પૂછાવ્યું છે.[૧–૨] જે દાશરથી રામ બ્રહ્માસ્ત્ર જાણે છે, વેદ જાણે છે તથા સર્વે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ છે તે રામે, તને કુશળ કહાવ્યું છે.[૩] મહાતેજસ્વી તારા સ્વામીના પ્રિય, ઉદાસ તથા શોકથી સંતપ્ત થયેલા બંધુ લક્ષ્મણે પણ તને પ્રણામ કહ્યા છે."[૪]

પુરુષસિંહ રામ અને લક્ષ્મણના કુશળ સમાચાર સાંભળી, સીતા દેવીને અંગોઅંગ આનંદ ઉપજ્યો; અને પુનઃ તે હનૂમાનને કહેવા લાગી કે–[૫]

> कल्याणी बत गाथेयं लौकिकी प्रतिभाति मे ।
> एति जीवन्तमानंदो नरं वर्षशतादपि ॥

"માણસ જીવતું રહે તો તેને સો વર્ષે પણ આનંદ પામવા દિવસ આવે છે. આ કલ્યાણરૂપ કહેવત મારા સંબંધમાં સત્યરૂપ નીવડી છે."[૬]

સીતાનો ને હનૂમાનનો મેળાપ થવાથી બંનેને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. પછી વિશ્વાસથી બંને જણાં વાતચિત કરવા લાગ્યાં.[૭] શોકથી સંતપ્ત થયેલી સીતાનાં આવાં વચન સાંભળીને હનૂમાન્ નીચેની ડાળીથી ઉતરી તેની પાસે જવા લાગ્યો.[૮] જેમ જેમ હનૂમાન્ પાસે આવતો ગયો તેમ તેમ સીતાને, 'રખેને એ રાવણ હોય' એવી શંકા ઉત્પન્ન થવા લાગી.[૯] અને તેથી તે ગભરાઈને બોલીઃ "હા! ધિક્! હું શા માટે એની સંગે બોલી? બીજું રૂપ લઈને આવેલો તે આ રાવણ જ છે."[૧૦] આ પ્રમાણે વિચારીને, નિર્દોષ સીતા શોકાતુર થઈ,અશોકવૃક્ષની ડાળીને છોડીને ભોંયપર બેસી ગઈ.[૧૧] ત્યારે મહાબાહુ હનૂમાન્ જનકાત્મજાને પગે લાગ્યો; પણ ભય પામેલી હોવાથી સીતાએ ફરીને તેના સામું પણ જોયું નહીં.[૧૨] પણ જ્યારે હનૂમાનને પગે પડતો જોયો ત્યારે ચંદ્રમુખી સીતા, દીર્ઘ નિઃશ્વાસ મૂકી, તે વાનરને મધુર વાણીથી કહેવા લાગીઃ "જો તું માયાવી રૂપ ધારણ કરીને આવેલો રાવણ હોય તો (તને હું કહું છું કે) તું મને આમ વારંવાર સંતાપે છે તે ઠીક નહિ![૧૩–૧૪] પોતાનું ખરું રૂપ છોડી, યોગીનો વેશ લઈ જનસ્થાનમાં આવેલા જે રાવણને મેં દીઠો હતો,

તેજ તું રાવણ છે.[૧૫] હે કામરૂપ નિશાચર! ઉપવાસાદિકથી કૃશ અને દીન થઈ ગયેલીને તું આમ વારંવાર શું કામ સંતાપે છે?[૧૬] (વળી વિચાર ફેરવીને સીતા કહેવા લાગી) પણ મને આ (ખોટી) શંકા થાય છે, એ બરાબર નથી; કારણ કે તને જોતાં મને પ્રીતિ ઉત્પન્ન થાય છે.[૧૭] હે કપિ! જો તું રામનો દૂત થઇને અહીં આવ્યો હોય તો તારું કલ્યાણ થજો. હે હરિશ્રેષ્ઠ! હું તને કહું છું કે, તું રામની વાર્તા કર. કારણ કે મને તેની વાર્તા ઘણી પ્રિય છે.[૧૮] હે વાનર! મારા પ્રિય રામના ગુણનું વર્ણન કર. જેમ નદીનો વેગ કિનારાનું હરણ કરે છે તેમ તું મારા ચિત્તનું હરણ કરે છે.[૧૯] અહો! ધન્ય છે આ મારા સ્વપ્નના સુખને, કે જેમાં રામે મોકલેલા કપિને હું દેખું છું.[૨૦] જો સ્વપ્ને પણ હું રામ અને તેના ભાઈ લક્ષ્મણને જોઉં તો મારામાં જરાએ હામ રહે. પરંતુ હમણાં તો સ્વપ્ન પણ વૈરી થઈ પડ્યાં છે.[૨૧] પણ આ સ્વપ્ન છે એવું હું માનતી નથી. કારણ કે જો સ્વપ્નમાં વાનર દીઠામાં આવે તો અભ્યુદય થતો નથી. પણ આ તો ખરેખરો મારો અભ્યુદયજ થયો છે.[૨૨] પણ હું ચિત્તભ્રમ તો થઈ નહીં હોઉં? અથવા કંઈ ભૂતાવળથી તો હું નહીં ઘેરાઈ હોઉં? આ ઉન્માદથી ઉત્પન્ન થતો કોઈ વિકાર તો નથી? કે મૃગતૃષ્ણા તો નથી? અથવા તો આ ઉન્માદ તો નથી? અને મોહ તો ન હોય? કારણ કે તેનાં પણ લક્ષણ ઉન્માદનાં જેવાંજ છે. પણ હું મારી જાતને તથા પાસે ઉભેલા કપિને તો સારી રીતે ઓળખી શકું છું."[૨૩–૨૪]

એ પ્રમાણે સીતાએ રાક્ષસોના બળનો તથા વાનરથી અહીં આવી ન શકાય તે સંબંધમાં અનેક કલ્પનાઓ કરી; અને નિશ્ચય કર્યો કે, રાક્ષસો ઇચ્છામાં આવે તેવું રૂપ ધરી શકે છે, માટે એ રાવણ જ છે.[૨૫] આવો મનોનિશ્ચય થતાં, તે પાતળી કમરવાળી જનકાત્મજાએ, હનુમાનને કશો પણ પ્રત્યુત્તર આપ્યો નહીં.[૨૬] સીતાનો એવો નિશ્ચય જાણી લઇને, હનૂમાન, કર્ણને પ્રિય લાગે તેવાં વચનો કહી, તેને હર્ષ પમાડવા લાગ્યો:[૨૭] "સૂર્યના સરખા તેજવાળા, ચંદ્રની પેઠે લોકપ્રિય અને સાક્ષાત્ વૈશ્રવણની પેઠે સર્વ લોકના રાજા, વિષ્ણુના જેવા યશ તથા પરાક્રમવાળા, બૃહસ્પતિના જેવું સત્ય બોલનાર અને મધુરવાણીવાળા, સાક્ષાત્ મૂર્તિમાન્ કંદર્પના જેવા લાવણ્યમય, યોગ્ય સમયે અને સ્થાને ક્રોધ કરનાર અને પ્રહાર કરનાર, શ્રેષ્ઠ, મહારથી, જે મહાત્માના બાહુની છાયાતળે લોકો વિરામ લે છે એવા રામને, મૃગનું રૂપ ધરી જે દૂર લઈ ગયો અને શૂન્ય આશ્રમમાંથી તને જે હરી ગયો છે, તે રાવણને તેનાં કર્મનાં ફળ મળશે; અને તે તું જોઇશ. તું નિડર રહે! જ્વાળાઓ કાઢતા અગ્નિના સરખા બાણોવડે રામ, યુદ્ધમાં રાવણને થોડે કાળે મારશે અને તે રામનો મોકલેલો દૂત હું તારી પાસે આવ્યો છું.[૨૮–૩૩] તારા વિયોગથી દુઃખીઆ થયેલા રામે તને કુશળ પૂછાવ્યું છે; અને સુમિત્રાના આનંદને વધારનાર મહાતેજસ્વી લક્ષ્મણે પણ અભિવંદન સહિત કુશળ કહાવ્યું છે. હે દેવિ! સુગ્રીવ નામે રામનો એક સખા છે. તે સર્વે વાનરોનો રાજા છે. તેણે પણ તને કુશળ કહાવ્યું છે. રામ, સુગ્રીવ અને લક્ષ્મણ તને નિત્ય સંભારે છે[૩૪–૩૬] અને રાક્ષસીઓના વશમાં પડેલી છતાં તું, અમારાં ધન્યભાગ્ય છે કે જીવતી રહેલી છો. હવે થોડા કાળમાં રામને, મહારથી લક્ષ્મણને તથા કોટી વાનરોના મધ્યમાં રહેલા અમિત તેજવાળા સુગ્રીવને તું (લંકામાં આવેલા) જોઇશ. હું સુગ્રીવનો મંત્રી છું, મારું નામ હનૂમાન્ છે. છું મહાસમુદ્ર ઓળંગી લંકા નગરીમાં આવ્યો છું અને દુરાત્મા રાવણના માથાપર મારા પરાક્રમથી પગ મૂકી, તારી શોધને માટે ભટકું છું. હે દેવિ! તું ધારે છે તેવો હું રાવણ નથી; એ ખોટી શંકાનો ત્યાગ કર અને મારાં વચનપર વિશ્વાસ ધર."[૩૭–૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચોત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૫ મો

## હનૂમાને વર્ણવેલાં રામચિહ્ન

હનૂમાનના મુખથી, રામની વાર્તા સાંભળીને, વૈદેહી મધુર વાણીથી આ પ્રમાણે સાન્ત્વયુક્ત વચન બોલી:[૧] "હે હનૂમન્! તને રામની સાથે મેળાપ ક્યાંથી થયો? તું લક્ષ્મણને શી રીતે ઓળખે છે? તથા વાનરોનો અને મનુષ્યોનો (રામ લક્ષ્મણનો) શી રીતે મેળાપ થયો?[૨] હે વાનર! રામ અને લક્ષ્મણનાં શાં શાં રાજોચિત ચિહ્ન છે, તે તું મને કહે તો મારો શોક મંદ પડે.[૩] રામ લક્ષ્મણના અવયવો કેવા છે? તેમનું રૂપ કેવું છે? તેમના ઉરુ કેવા છે? અને તેમના બાહુ કેવા છે? તે પણ તું મને કહે."[૪]

જ્યારે વૈદેહીએ આ પ્રમાણે પૂછ્યું ત્યારે, મારુતાત્મજ હનૂમાને, યથાસ્થિત રીતે રામનું વર્ણન કરવા

માંડ્યું–"હે કમળ પત્રના સરખાં નેત્રવાળી વૈદેહી! તું સઘળું જાણે છે, છતાં મને પૂછે છે તો, હે વિશાલાક્ષિ! રામ અને લક્ષ્મણનાં જે જે રાજોચિત ચિહ્નો મારા જોવામાં આવ્યાં છે; તે તે હું તને કહું છું, તે તું સાંભળ.[૫-૭] હે જનકાત્મજા! રામનાં નેત્ર કમળ-પત્ર સરખાં છે, તેનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સરખું છે, અને રૂપ તથા દાક્ષિણ્ય આદિ ગુણો તેનામાં જન્મથી જ છે.[૮] તેજમાં તે આદિત્યના સમાન છે, ક્ષમામાં પૃથિવી સમાન છે, બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન છે, યશમાં ઇન્દ્ર સરખા છે, અને તે સમસ્ત જીવલોકનું અને સ્વ-જનોનું રક્ષણ કરનાર(મહાપરાક્રમી)છે. વળી તે પોતાના ધર્મ અને વૃત્તનું રક્ષણ કરનાર છે અને શત્રુઓને સંતા-પનાર છે.[૯-૧૦] હે ભામિનિ! રામ, લોકોના રક્ષણ કર્તા છે; અને ચાતુર્વર્ણ્યપર સત્તા ધરાવે છે. તે વિશ્વ-જનની મર્યાદા બાંધનાર અને કર્તાહર્તા છે.[૧૧] રામ, સૂર્યના સરખા સ્થિર હોવાથી ત્રણે વર્ણને પૂજ્ય છે, બ્રહ્મચર્ય વ્રત પાળનાર છે, સાધુઓના ઉપકારની તુલના કરનાર છે અને કર્મના પ્રચારને જાણનાર છે.[૧૨] રામ, રાજનીતિમાં કુશળ, બ્રાહ્મણોની ઉપાસના કરનાર, જ્ઞાનવાન્, શીલસંપન્ન, વિનયી અને શત્રુ-ઓને સંતાપનાર છે.[૧૩] તે યજુર્વેદમાં કુશળ છે, સર્વે વેદજ્ઞ પુરુષોના પૂજ્ય છે–ધનુર્વેદમાં, વેદ, અને વેદાંગ* આદિમાં નિપુણ છે.[૧૪] તેના ખભા વિપુલ છે, હાથ લાંબા છે, ડોક શંખના સરખી છે, મુખ સુંદર છે, ગળાની હાંસડી ઘણી ગૂઢ છે (અર્થાત્ દેખાતી નથી), તેનાં નેત્ર રક્ત છે, અને તે સર્વ લોકમાં પ્રખ્યાત છે.[૧૫] તેનો સ્વર દુંદુભિના જેવો ગંભીર છે, તેનો વર્ણ સ્નિગ્ધ છે, અને તે જાતે પ્રતાપવાન્ છે, તેનાં અંગો ઘાટિલાં છે અને તે શ્યામવર્ણના છે.[૧૬] એનાં મુષ્ટિ, કાંડું અને ઉરુ સ્થિર છે; ભ્રૂવૃષણ અને બાહુ દીર્ઘ છે; કેશાન્ત, વૃષણ અને જાનુ એ ત્રણ અંગ સમ ( સિદ્ધાં ) છે; નાભિનો અંતભાગ, કુખ અને છાતી ઉપડતાં છે; નેત્રના ખૂણા, નખ અને હાથનાં તથા પગનાં તળિયાં રાતાં છે; પગની રેખાઓ, વાળ અને લિંગનો મણિ (અગ્રભાગ) એ ત્રણ સુંવાળા છે; સ્વર, ગતિ અને નાભિ ગંભીર છે. તેમના પેટ અને કંઠપર ત્રણ વલ્લી પડે છે. તેમનાં પગનાં તળિયાં, પાદની રેખાઓ અને સ્તનની ડીંટ-ડીઓ ઉંડાં ગયેલાં છે; તેની ગ્રીવા, જનનેન્દ્રિય, પીઠ અને જંઘા એ ચાર ટુંકાં છે; તેના માથામાં ત્રણ ભમરા છે; અને તેના અંગુઠાના મૂળ આગળ કળા અને વેદનું નૈપુણ્ય દેખાડનારી ચાર રેખા છે. કપા-ળમાં આયુષ બતાવનારી ચાર રેખાઓ છે. રામની ઉંચાઈ ચાર હાથ છે અને તેના બાહુ, જાનુ, ઉરુ અને ગંડભાગ સમાન છે.[૧૭-૧૮]

"વળી, તેની બે ભમરો, નાકનાં નસકોરાં, બે નેત્ર, બે કાન, બે ઓઠ, બે સ્તનની ડીંટડી, બે કોણી, બે કાંડાં, બે જાનુ, બે વૃષણ, બે કટી, બે હાથ, બે પગ, અને બે અંગુઠા–એ સર્વ, સરખાં છે (એકએકના જેવડાં અને જેવાં જોઇએ તેવાં છે). તેના દાંતની પંક્તિને છેડે ચાર ચાર દાઢો–શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે છે. તેમની ગતિ સિંહ, શાર્દૂલ, હાથી અને આખલાના સરખી છે. હડપચી, ઓઠ અને નાક એ સામુદ્રિક શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે છે. રામનાં વાણી, મુખ, ત્વચા, નખ અને રુવાંટી–એ પાંચ કોમળ છે. બે હાથ, બે પગના નળા, બે જંઘા અને બે ઉરુ એ આઠ અંગ દીર્ઘ છે.[૧૯] મુખ, નેત્ર, મ્હોડાની ફાટ, જીભ, હોઠ, તાળવું, સ્તન, નખ, બે હાથ અને બે પગ એમ દશ અંગ કમળના સરખાં શોભાયમાન છે, છાતી, માથું, કપાળ, ડોક, હાથ, ખભા, ડુંટી, બે પગ, વાંસો અને કાન એ દશ અંગ વિશાળ છે. લક્ષ્મી, યશ અને તેજથી તે પૂર્ણ છે. રામના માતાપિતાનું કુળ ઘણું શુદ્ધ છે. બગલ, કુખો, છાતી, નાક, ખભા અને લલાટ એ છ અંગ ઉન્નત છે. આંગ-ળીના વેઢા, કેશ, રોમાંકુર, નખ, ત્વચા, લિંગ, મુછ તથા દાઢીના વાળ–દૃષ્ટિ અને બુદ્ધિ એ સર્વ સૂક્ષ્મ છે. ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પદાર્થ રામમાં પૂર્ણપણે રહેલા છે.[૨૦]

રામ, સત્ય તથા ધર્મમાં પ્રીતિ રાખનાર છે, લાવ-ણ્યની મૂર્તિ છે, ધનનો સંગ્રહ કરવામાં અને કોઈનો અનુગ્રહ કરવામાં તત્પર છે. દેશકાળને જાણનાર છે તથા સર્વ લોકને મીઠું લાગે તેવું મંજુલ ભાષણ કર-નાર છે.[૨૧] તેનો ઓરમાન ભાઈ, લક્ષ્મણ પણ, અતુલ તેજવાળો છે, પ્રીતિમાં, રૂપમાં અને ગુણોમાં તે રામના જેવો જ છે. તેનો વર્ણ સુવર્ણના જેવો છે અને મહા યશસ્વી રામ શ્યામ વર્ણના છે. એ બે નર-શાર્દૂલ ( રામ અને લક્ષ્મણ ) ને તમારાં દર્શન વિના બીજો આનંદ નથી.[૨૨-૨૩] પૃથ્વીપર તમારી શોધ કરવા ફરતા ફરતા એ બંનો મહાત્મા અમારા વનમાં આવી ચડ્યા, તે વખતે પોતાના ભાઈ વાલિએ કાઢી મૂકેલો હોવાથી, ભય પામી અનેક વૃક્ષવાળા ઋષ્યમુક

* વેદાંગ–વેદના વિભાગો. એ છ છે–શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ અને નિરુક્ત.

પર્વતની તળેટીમાં બેઠેલા સુંદર આકૃતિવાળા સુગ્રીવ વાનરનો તેમને મિલાપ થયો.[૨૪-૨૫]

"સત્ય પ્રતિજ્ઞાવાળા એ સુગ્રીવ રાજાને, તેના મોટા ભાઈએ ગાદીપરથી ઉઠાડી મૂક્યો હતો. અમે તેના સેવક છીએ. વલ્કલ પહેરેલા, તથા હાથમાં મોટાં ધનુષ લઈ આવતા તે બે નરશાર્દૂલને જોઈ, વાનરરાજ સુગ્રીવ ભય પામ્યો અને પર્વતના શિખરપર ચઢી ગયો. ગિરિના શિખરપર આવી બેઠા પછી તે વાનરેન્દ્રે મને તેમની પાસે જવાને કહ્યું. સુગ્રીવનું વચન સ્વીકારીને, હું, રૂપલક્ષણવાળા તે નરશાર્દૂલની પાસે ગયો અને હાથ જોડી ઉભો રહ્યો. મારી સઘળી વાત જાણી લીધા પછી તેઓએ મારાપર પ્રીતિ દેખાડી.[૨૬-૩૦] પછી હું તે બંનેને મારી પીઠપર બેસાડી સુગ્રીવ પાસે લઈ ગયો; અને તેમના આવવાનું કારણ મેં મહાત્મા સુગ્રીવને અથેતિ નિવેદન કર્યું.[૩૧]

"આ પ્રમાણે અન્યોઅન્ય સંભાષણ થવાથી બંને વચ્ચે ગાઢી પ્રીતિ બંધાઈ અને કીર્તિમાન્ હરીશ્વર સુગ્રીવ તથા એ બે નરેશ્વરોનો એકબીજાપર વિશ્વાસ બેઠો. પછી સ્ત્રીને માટે તકરાર થવાથી, તેજસ્વી વાલિએ કાઢી મૂકેલા સુગ્રીવનું રામે આશ્વાસન કર્યું. પછી રાવણ તારું હરણ કરી ગયો છે, એથી અકિલષ્ટ કર્મવાળા રામને જે શોક થયો હતો, તે લક્ષ્મણે સુગ્રીવને જણાવ્યો. લક્ષ્મણની તે વાત સાંભળીને, વાનરેન્દ્ર સુગ્રીવ, રાહુથી ઘેરાયલા ચંદ્રના સરખો નિસ્તેજ થઈ ગયો. પછી અમે સર્વે કપિઓએ, જ્યારે તને રાવણ હરી જતો હતો ત્યારે, તારા અંગપરના જે અલંકારો તેં પૃથિવીપર નાંખી દીધા હતા તે, આનંદથી રામને બતાવ્યા.[૩૨-૩૭] પરંતુ તું કઈ દિશામાં ગઈ છે, તેની અમને ખબર ન હતી. પૃથિવીપર છૂટાં છૂટાં પડેલાં તારાં આભૂષણો, જે મેં ઉપાડી લીધાં હતાં તે રામની આગળ મૂક્યાં. તે વેળાએ, દેવસમાન રામ, તે દર્શનીય ઘરેણાંને પોતાના ખોળામાં લઈને ઘણું રડ્યા અને તેમનો શોકાગ્નિ ઘણો પ્રદીપ્ત થઈ ગયો.[૩૮-૪૦] એ વેળાએ રામ, ઘણો સમય સુધી શોકમૂર્છિત થઈ પૃથિવીપર પડી રહ્યા; પણ મેં તેને અનેક વચનો કહીને મહા મહેનતે ઉઠાડ્યા.[૪૧] પછી રામે એ અલંકારો ધારી ધારીને જોયા અને લક્ષ્મણસહિત સર્વને દેખાડ્યા. પછી સુગ્રીવને મૂકવા આપ્યા.[૪૨] હે આર્યા! જેમ મહાઅગ્નિથી બળતો જ્વાળામુખી પર્વત નિરંતર બળ્યા કરે, તેમ રામ તારું દર્શન ન થવાથી, નિરંતર વિરહાગ્નિથી બળે છે.[૪૩] જેમ અગ્નિ અગ્નિગૃહને તપાવે છે, તેમ તારે અર્થે મહાત્મા રામને ઉજાગરા, શોક અને ચિંતા તપાવે છે.[૪૪] ધરતીકંપ થવાથી જેમ પર્વતો કંપે છે, તેમ તારું દર્શન ન થવાથી શોકવડે રામ કંપી ઉઠે છે.[૪૫] હે રાજપુત્રિ! રામ, રમણીય વનોમાં, નદીનાળાંના તટોપર ફરે છે; પરંતુ તને ન દેખવાથી, લગાર પણ આનંદ પામતા નથી.[૪૬] હે જનકાત્મજા! પુરુષશાર્દૂલ રામ, રાવણને તેના બંધુઓ અને મિત્રો સાથે મારીને તને સત્વર મળશે.[૪૭]

"પછી રામ અને સુગ્રીવ બંનેએ મળીને વાલિનો વધ કરવાનો અને તારો શોધ કરવાનો નિશ્ચય કર્યો.[૪૮] એ બે વીરકુમારોને સાથે લઈને સુગ્રીવ કિષ્કિન્ધામાં ગયો અને યુદ્ધમાં વાલિનો (રામે એક બાણવડે) નાશ કીધો.[૪૯] રામે સત્વર વાલિને મારી નાંખ્યો અને રીંછ તથા વાનરોના અધિપતિ તરીકે સુગ્રીવને સ્થાપ્યો.[૫૦] હે દેવિ! આ પ્રમાણે સુગ્રીવ અને રામને સખ્ય થયું છે; અને તેમનો દૂત થઈને હું તારી પાસે આવ્યો છું, એમ નક્કી માનજે.[૫૧] રાજ્ય મળ્યા પછી સુગ્રીવે કપિવરોને બોલાવ્યા અને તારી શોધ કરવાને માટે સર્વ દિશાઓમાં મોકલ્યા.[૫૨] મહાતેજસ્વી સુગ્રીવ રાજાની આજ્ઞા મળવાથી પર્વતરાજ સરખા દેહવાળા અનેક વાનરો, આ પૃથિવીપર શોધ કરવા નિકળી પડ્યા છે.[૫૩]

"સુગ્રીવના ભયથી તને ગમે ત્યાંથી પણ શોધવી એવો નિશ્ચય કરીને આખી પૃથ્વીપર જે કપિઓ નિકળ્યા છે, તેમાં મહાબળવાન્ વાલિનો પુત્ર અંગદ, ત્રીજા ભાગની સેના લઈ નિકળી પડેલો છે.[૫૪-૫૫] તે અમો ફરતા ફરતા વિંધ્યાચળ પર્વતમાં આવ્યા. ત્યાં ભુલા પડી જવાથી શોક પામ્યા અને અમારા ઘણા દહાડા તથા રાતો વ્યર્થ નિકળી ગયાં.[૫૬] પછી તને શોધવામાં નિષ્ફળ થયા એમ માનીને તથા ઘણો કાળ વીતી જવાથી સુગ્રીવ શિક્ષા કરશે એવા ભયથી અમે સર્વેએ પ્રાણત્યાગ કરવાનો નિશ્ચય કર્યો;[૫૭] પણ વળી ઉત્સાહ ધર્યો ને પુનઃ તને પર્વતોમાં અને દુર્ગમાંના નદીનાળાંમાં શોધી, પણ તારો પત્તો લાગ્યો નહિ. પુનઃ અમે પ્રાણ તજવાને માટે તત્પર થયા અને પર્વતના શિખરપર જઈને બેઠા. સર્વને મરવાને માટે તત્પર થઈ પર્વતપર બેઠેલા જોઈ, અંગદ અત્યંત શોકાતુર થયો અને તારું હરણ, વાલિનો વધ, (સ્વામીની આજ્ઞાનું અતિક્રમણ થવાથી) અમારાં થનારાં મરણ અને જટાયુનો વધ એ સઘળું સંભારી રુદન કરવા લાગ્યો.[૫૮-૬૬]

"આ પ્રમાણે સ્વામીની આજ્ઞા ન પળાવાથી નિરાશ થઈ અમે સર્વે મરવા જતા હતા તેવામાં, જટાયુનો ભાઈ ગૃધ્રરાજ સંપાતિ, કંઈ કામને માટે ત્યાં આગળ આવ્યો.[૬૨] કપિઓની વાતમાંથી, પોતાના ભાઈનો વધ થયેલો સાંભળી, તે ઘણો કોપ પામ્યો અને આ પ્રમાણે કહેવા લાગ્યો:–'મારા નાના ભાઈ જટાયુને કોણે મારી નાંખ્યો અને તેને ક્યાં નાંખ્યો છે?[૬૩] હે વાનરો! આ વાત હું તમારી પાસેથી સાંભળવા ઇચ્છું છું.' પછી, જનસ્થાનમાં તારે માટે ભયંકર રાક્ષસ રાવણના હાથથી જટાયુનો વધ થયો હતો તે, તથા રાવણે તારું હરણ કર્યું છે તે સઘળું, અંગદે તેને કહી સંભળાવ્યું. પોતાના ભાઈ જટાયુનો વધ થયેલો સાંભળીને દુઃખિત થયેલા સૂર્યપુત્ર સંપાતિએ કહ્યું કે, 'સીતા, લંકામાં રાવણને ત્યાં છે.' હે સુંદર આરોહવાળી! આનંદ વધારનારાં સંપાતિનાં આવાં વચન સાંભળીને, અંગદ આદિ અમે સઘળા વાનરો વિંધ્યમાંથી સાગરના ઉત્તર તીરપર આવવા નિકળ્યા.[૬૪–૬૭] તારા દર્શન કરવાને આતુર એવા સર્વે વાનરો આનંદ પામ્યા ને ઉત્સાહભેર અંગદાદિ સર્વે વાનરો સમુદ્ર પાસે આવી પહોંચ્યા તો ખરા; પરંતુ ઘુઘુ કરતા સાગરને જોઇને સર્વે અત્યંત ચિંતાતુર થઈ ગયા. સાગરને જોઇને કપિસૈન્ય નિરાશ થયું. પછી સર્વની ચિન્તા દૂર કરી, મેં સો યોજનનો કૂદકો માર્યો ને સમુદ્ર ઓળંગ્યો અને રાક્ષસોથી ભરેલી આ લંકામાં હું રાત્રીએ ગુપચુપ પેઠો.[૬૮–૭૦] મેં રાવણને જોયો, પણ તને જોઈ નહિ. ઘણી ઘણી શોધ કરી અંતે થાકીને, શોકથી પીડાયલી એવી તને જોવામાટે હું અહીં આવ્યો.

"હે અનિન્દિતે! જે વૃત્તાન્ત બન્યો છે તે સઘળો મેં તને ઇત્થંભૂત કહી સંભળાવ્યો છે.[૭૧] માટે હે દેવિ! હવે તું મને પ્રત્યુત્તર આપ. હું રામનો દૂત છું; હે દેવિ! રામને અર્થે આટલો ઉદ્યોગ કરી તારે માટે અહીં આવેલો છું અને હું સુગ્રીવનો મંત્રી છું, મારું નામ હનૂમાન્ છે. સર્વ શસ્ત્ર ધારણ કરનારમાં શ્રેષ્ઠ તારા પતિ કાકુત્સ્થ કુશળ છે.[૭૨–૭૩] ગુરુની સેવા કરવામાં તત્પર તથા શુભ લક્ષણવાળો લક્ષ્મણ પણ કુશળ છે. હે દેવિ! તારા પરાક્રમી સ્વામિનું હિત કરવામાં પ્રીતિવાળો હોવાથી જ સુગ્રીવની આજ્ઞા માથે ચઢાવી હું અહીં આવ્યો છું. જો કે હું એકલો હતો, છતાં ઇચ્છામાં આવે એવાં રૂપ ધારણ કરી મેં તારી શોધને માટે આ દક્ષિણ દિશાનો સમુદ્ર ઓળંગ્યો છે. સારે ભાગ્યે તારો પત્તો મળ્યો. જેથી હું તારે માટે શોક કરતા વાનરોનો સંતાપ હવે દૂર કરી શકીશ. મારાં ધન્યભાગ્ય કે આ સમુદ્ર ઓળંગ્યો તે મારો શ્રમ સાર્થક થયો.[૭૪–૭૭] હે દેવિ! મેં તારાં દર્શન કર્યાં તેથી તારી શોધ કરવાનો સઘળો યશ મને એકલાને જ મળશે. મહાવીર્યવાન્ રાઘવ, હવે સત્વર તારી પાસે આવશે અને નિશ્શંક માન, કે તે રાવણને તેના કુટુંબ પરિવાર તથા મિત્રો સહિત મારશે.

"હે દેવિ વૈદેહિ! માલ્યવાન્ નામે પર્વત છે. તે સર્વ પર્વતોનો રાજા છે. ત્યાં કેસરી નામે એક કપિ રહે છે. તેણે ગોકર્ણ પર્વતમાં જઈ શમ્બસાદન નામના દૈત્યને ઋષિઓની આજ્ઞાથી માર્યો હતો. આ કેસરી વાનર મારો પિતા છે.[૭૮–૮૦] હે મૈથિલિ! આ કપિના ક્ષેત્રમાં હું વાયુથી ઉત્પન્ન થયેલો છું અને મારા પરાક્રમથી હનૂમાન્ એ નામે લોકવિખ્યાત થયો છું.[૮૧] હે વૈદેહિ! તારો વિશ્વાસ બેસાડવાને મેં તારા સ્વામીના સકળ ગુણ વર્ણવ્યા છે. હે દેવિ! હવે થોડા સમયમાં રાઘવ તને આવીને ભેટશે એવી મારી ખાતરી છે."[૮૨]

શોકથી પીડાએલી સીતાને જ્યારે હનૂમાને યોગ્ય નિશાનીઓ આપી વિશ્વાસ બેસાડ્યો, ત્યારે તેણીએ સત્ય માન્યું કે એ દૂત જ છે.[૮૩] પછી સીતા અત્યંત હર્ષ પામી અને વાંકી પાંપણોવાળાં તેનાં નેત્રોમાંથી આનંદનાં અશ્રુ ખરી પડ્યાં.[૮૪] તે વિશાલાક્ષીનું રક્ત તથા શ્વેત નેત્રવાળું સુંદર મુખ, રાહુથી મુક્ત થયેલા ચંદ્રના સરખું ઝળહળવા લાગ્યું.[૮૫] તેણે હનૂમાનને, ખરેખર હનૂમાન્ જ માન્યો, બીજો નહીં! પછી પ્રિય દર્શનવાળી સીતાને, હનૂમાને કહ્યું:[૮૬] "હે મૈથિલિ! મેં આ સઘળું તને કહી સંભળાવ્યું છે, માટે હવે શાન્ત થા. કહે મને હવે, કે હું શું કરું? તારી શી ઇચ્છા છે? હવે મારે સત્વર વિદાય થવું જોઇએ.[૮૭] હે મૈથિલિ! જેણે યુદ્ધમાં મહર્ષિઓની આજ્ઞાથી શમ્બસાદન રાક્ષસને માર્યો તે કપિશ્રેષ્ઠ કેસરીનો, વાયુથી ઉત્પન્ન થયેલો હું પુત્ર છું, અને મહર્ષિઓની કૃપાથી મારો પ્રભાવ પણ વાયુના જેવો જ પ્રબળ છે."[૮૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે સુન્દરકાણ્ડમાં પાંત્રીશમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૩૬ મો

### રામ મુદ્રિકા

પછી મહાતેજસ્વી વાયુપુત્ર હનૂમાન્, સીતાને પૂર્ણ વિશ્વાસ આવે તે માટે, વિશ્વાસ આવે તેવાં વચનો કહેવા લાગ્યો કેઃ–"હે મહાભાગે! હું વાનર છું અને

બુદ્ધિમાન્ રામનો દૂત છું; (એમાં તલમાત્ર પણ સંશય રાખતી નહિ.) હે દેવિ! રામ નામથી અંકિત આ મુદ્રિકા તું જો.[૧-૨] રામે તને મારાપર વિશ્વાસ આવે તેટલા માટે એ વીંટી આપેલી છે તે હું તારી પાસે લાવ્યો છું. હે સીતે! તું શાન્ત થા. તારું કલ્યાણ થશે! હવે તારાં દુઃખનો અંત આવ્યો છે."[૩] પોતાના સ્વામીના હાથની વીંટી હાથમાં લઇને, તેને જોતી સીતા, જાણે પોતાના સ્વામી જ મળ્યા હોય તેટલો આનંદ પામી.[૪] જેમ રાહુથી મુક્ત થયેલો ચંદ્ર પ્રસન્ન દેખાય તેમ વીંટી જોઇને રાતાં તથા ધવળ નેત્રવાળું સીતાનું મુખ, હર્ષ-પૂર્ણ થઈ રહ્યું અને સ્વામિનો સંદેશો મળવાથી તથા વીંટી જોઈને, કિંચિત્ લજવાતી બાળા–સીતા, સંતોષ પામી. પછી હનૂમાનનો આદરસત્કાર કરી, તેનાં બહુ બહુ વખાણ કર્યાં;[૫-૬] "હે વાનરોત્તમ! (હું ધારું છું કે) તું પરાક્રમી, સમર્થ અને ડાહ્યો છે–કારણ કે માત્ર તેંજ આ રાવણના પદને ધર્ષિત કર્યું છે.[૭] વળી, શત યોજન વિસ્તારવાળા અને મગર આદિના નિવાસવાળા સમુદ્રને, ગાયના પગલામાં ભરાયલા પાણીના ખાડાની પેઠે તું જ ઓળંગી શકે![૮] નિઃશંક, તારું પરાક્રમ વખાણવા લાયક છે. હે વાનરવર! હું તને સાધારણ વાનરના જેવો ગણતી નથી; કેમકે, તું રાવણની તમા રાખતો નથી કે ભય ધરતો નથી.[૯] હે કપિશ્રેષ્ઠ! જો તને વિદિતાત્મા રામે મોકલ્યો હોય તો તું મારી સાથે સંભાષણ કરવાને માટે સર્વથા યોગ્ય છે.[૧૦] દુર્ધર્ષ રામ પરીક્ષા કર્યા વિના તથા તેનું પરાક્રમ જાણ્યા વિના–વિશેષે કરીને કોઇને મારી પાસે મોકલે નહિ.[૧૧] મારાં સારાં ભાગ્યે, (મને કહે) સત્ય વચની અને ધર્માત્મા રામ તથા સુમિત્રાના આનંદને વધારનાર લક્ષ્મણ કુશળ છે?[૧૨] રામ કુશળ છે તો (કહે મને કે), ઉત્પન્ન થયેલા યુગાંતના અગ્નિની પેઠે સાગરરૂપી મેખલાવાળી આ પૃથિવીને કોપથી બાળીને ભસ્મ કેમ કરી નાંખતા નથી?[૧૩] જો સુરોનો પણ નિગ્રહ કરવાને માટે એ બે વીર સમર્થ છે, તો શું મારા દુઃખનો હજી અંત આવ્યો નથી કે બેસી રહ્યા છે?[૧૪] હે હનૂમન્! (મને કહે કે) રામ દીન અને ગાભરા તો થઈ ગયા નથી? હું આશા રાખું છું કે તે પોતાના કાર્યમાં પાછા તો હઠ્યા નથી?[૧૫] અથવા શું એ સુકુમાર પોતાનું પુરુષ કાર્ય કરે છે કે? ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિના ઉપાયને માટે સામાદિ સારા અથવા નરસા ઉપાય યોજે છે કે? અથવા શું શત્રુઓને સંતાપનાર રામ, શત્રુઓ પ્રત્યે ભેદ અને દંડ તથા મિત્રો પ્રત્યે દાન અને સામ યોજે છે? શું એમને મિત્રો મળ્યા છે? એ શત્રુઓને મેળવી લે છે કે નહિ? એમના મિત્રો એમને વડીલ માને છે કે નહિ?[૧૬-૧૮] એ રાજપુત્ર દેવતાઓની કૃપા સંપાદન કરે છે કે નહીં? અને કોઈ સમયે પુરુષપરાક્રમ અને કોઈ વખતે દૈવને માને છે કે નહીં?[૧૯] હું એમનાથી જૂદા દેશમાં પડી છું, માટે રાઘવની મારાપરથી પ્રીતિ ઓછી તો થઈ નથી ને? મને આ દુઃખમાંથી એ છોડાવશે ખરા કે?[૨૦] એ નિરંતર સુખને જ યોગ્ય છે અને દુઃખને અયોગ્ય છે, માટે આવા દુઃખના પ્રસંગમાં એમની હામ જતી તો નથી રહી?[૨૧] વળી કૌસલ્યા, સુમિત્રા અને ભરતના કંઈ કુશળ સમાચાર નીરંતર સાંભળવામાં આવે છે કે?[૨૨] અને મમપ્રાણ રામ, મારા વિયોગને લીધે પરિતાપ તો પામતા નથીને? અથવા તો એમનું મન બદલાઈ તો નથી ગયું? એ મને તારશે કે નહીં?[૨૩] ભ્રાતૃવત્સલ ભરત, મારે અર્થે ધ્વજાવાળી તથા મંત્રિઓથી રક્ષિત અક્ષૌહિણી એમને મદદ કરવાને મોકલશે કે નહીં?[૨૪] હે વાનરાધિપતિ! શું દાંત અને નખરૂપી આયુધવાળા વીર વાનરોનું સૈન્ય લઇને સુગ્રીવ મારે સારુ અહીં સૂધી આવશે?[૨૫] સુમિત્રાના આનંદને વધારનાર વિરલો અને અસ્ત્રવિદ્યામાં ચતુર લક્ષ્મણ, શરજાળવડે રાક્ષસોનો સંહાર કરશે?[૨૬] રામના રૌદ્ર અસ્ત્રથી, બંધુની સાથે હણાયેલા રાવણને, શું હું અલ્પ કાળમાં જોઈ શકીશ?[૨૭] સુવર્ણ સરખા વર્ણવાળું અને પદ્મ સરખા સુગંધવાળું રામનું મુખ, જળનો ક્ષય થવાથી તાપથી જેમ પદ્મ સૂકાઈ જાય તેમ શોકથી સૂકાઈ તો ગયું નથી કે?[૨૮] ધર્મને માટે રાજ્યનો ત્યાગ કરનાર અને પગે ચાલીને, મને લઈ અરણ્યમાં આવનાર રામ, શોક તથા ભય ન નડે તેવી રીતે હૃદયે ધૈર્ય ધારણ કરે છે કે નહીં?[૨૯] હું જાણું છું કે મારા કરતાં એમને માતા, પિતા, કે બીજું કોઈ વધારે પ્રિય નથી; અને હે દૂત! હું પણ જ્યાં સૂધી તેમની પ્રવૃત્તિ સાંભળું ત્યાં સુધીજ જીવતી છું."[૩૦] આ પ્રમાણે વાનરેન્દ્ર હનૂમાનને મહાન્ અર્થવાળાં મધુર વચન કહીને, રામના સંબંધી પ્રત્યુત્તર સાંભળવાને માટે સીતાએ મૌન્ય ધર્યું.[૩૧]

તેનાં એ વચન સાંભળીને, મહાપરાક્રમી હનૂમાને બે હાથ જોડ્યા અને બોલ્યો:–"હે કમળાક્ષિ! રામ જાણતા નથી કે તું અહીં છે; અને તેટલા જ માટે ઇન્દ્ર જેમ ઇન્દ્રાણીને છોડવે તેમ તે તને અહીંથી

છોડવી ગયા નથી.[૩૨-૩૩] પણ જ્યારે મારાં વચનથી તારી સ્થિતિ જાણશે કે તરત, રીંછ અને વાનરોની મોટી સેના લઈ રાઘવ અહીં આવશે.[૩૪] નિ:શંક માનજે કે, તે બાણના સમૂહથી સમુદ્રને શાંત કરી સેતુ બાંધશે; અને લંકાનગરીને રાક્ષસો વિનાની કરશે.[૩૫] આ કામ કરતાં દેવ, અસુર, અથવા તો સાક્ષાત્ મૃત્યુ પણ એને આડે આવશે તો રામ તેઓનો પણ નાશ કરશે.[૩૬] હે આર્યે! જેમ સિંહે પીડેલો હસ્તી શાન્ત થતો નથી, તેમ તારા દર્શન વિનાના દુ:ખીઆ રામ, લગાર પણ શાંતિ પામતા નથી.[૩૭] હે દેવિ! હું, મંદરના, તારા, મૂળફળના, મલયના, વિંધ્યના, મેરુના અને દર્દુરના સોગન ખાઇને કહું છું કે, સુંદર નયનવાળું, કાંતિમાન્, બિમ્બના જેવા ઓષ્ઠવાળું, સુંદર કુંડલવાળું અને ઉદય પામેલા પૂર્ણ ચંદ્ર સરખું રામનું મુખ તું સત્વર જોઇશ.[૩૮-૩૯] હે વૈદેહિ! ઐરાવતના ગંડસ્થલપર બેઠેલા ઇંદ્રની પેઠે પ્રસ્રવણ ગિરિપર બેઠેલા રામને તું સત્વર જોઇશ.[૪૦] રામ, કોઈ દિવસ મદ્ય કે માંસનું ભોજન કરતા નથી, પણ શાસ્ત્રમાં કહેલાં, વનમાં ઉત્પન્ન થયેલાં શામા નામનાં અન્ન તથા ફળનો રોજ સંધ્યાકાળે આહાર કરે છે.[૪૧] તેનું ચિત્ત તારામાં એવું પરોવાયલું છે કે, પોતાના અંગપરથી ચાંચડ, મચ્છર, ઉંદર, કીડા, સર્પાદિ વગેરે પ્રાણીઓને પણ દૂર કરતા નથી.[૪૨] રામ નિત્ય ધ્યાન પરાયણ રહે છે. અને કામવશ હોવાથી કોઈપણ પદાર્થનું ચિંતવન કરતા નથી, તે તો માત્ર તારા જ દર્શનના અભિલાષી છે.[૪૩] નરવર રામને નિદ્રા પણ આવતી નથી અને કદાચ આવે છે તો 'હે સીતે! હે સીતે!' એમ મધુર વાણીએ બોલતા જાગી ઉઠે છે.[૪૪] સ્ત્રીના જેવી મનોહરતાવાળાં પુષ્પ દેખીને, નિશ્વાસ નાંખતા, 'હા પ્રિયે!' એમ બોલતા તને (નિત્ય) સંભારે છે.[૪૫] હે દેવિ! રામ નિત્યે સંતાપ પામે છે અને 'સીતા! સીતા!' એમ તારું જ સ્મરણ કરે છે. એ વ્રતધારી રાજપુત્ર, તારી પ્રાપ્તિને અર્થે જ પ્રયત્ન કર્યા કરે છે."[૪૬]

રામનું આ પ્રમાણે વૃત્તાંત સાંભળી, હર્ષ પામેલી તથા રામનો શોક સાંભળી તેના જેટલો શોક ધરતી સીતા, શરદ્ઋતુના પ્રારંભમાં, આછાં વાદળાં સહિત ચંદ્રવાળી રાત્રિ જણાય છે તેમ-શોક અને હર્ષમાં ડોલવા લાગી.[૪૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં છત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૭ મો

## સીતાનું ધૈર્ય

હનૂમાનનાં આવાં વચન સાંભળી, ચંદ્રમુખી સીતાએ તેને ધર્મ તથા અર્થયુક્ત વચન કહેવા માંડ્યાં:[૧] "હે હનૂમન્! તેં જે જે વચનો કહ્યાં તે મને અમૃતની સાથે ભેળેલાં વિષ જેવાં લાગ્યાં છે-રામનું મન મારામાં છે એ વચન મને અમૃત જેવું લાગે છે, પણ તે શોકપરાયણ રહે છે એ વચન મને વિષ સમાન લાગે છે.[૨] માણસ ઐશ્વર્યમાં હો, અથવા દારુણ દુ:ખમાં હો તો પણ, કાળ તો તેને દોરીથી બાંધીને ઘસડે છે.[૩] હે કપિશ્રેષ્ઠ! જે ભાવી છે તે કોઇથી અન્યથા કરી શકાતું નથી. જો તેમ ન હોય તો રામ, લક્ષ્મણ અને મને, તું આવા દુ:ખમાં પડેલાં કેમ જુવે?[૪] જેવી રીતે ભરસમુદ્રમાં ભાગી ગયેલા નાવપરથી બુડેલો માણસ, તરતાં તરતાં સમુદ્રનો પાર પામી શકતો નથી, તેમ જ (મારા પ્રાણ) રાઘવનાથ આ શોકસમુદ્રનો પાર શી રીતે પામી શકશે?[૫] રાક્ષસોનો સંહાર કરી, રાવણનો નાશ કરી અને આ લંકાને હતી ન હતી કરી નાંખીને મારા સ્વામી રામ મને ક્યારે મળશે?[૬] તું રામને કહેજે કે, જેમ બને તેમ આ વર્ષ પુરું થતાં પહેલાં સત્વર અહીં આવો-કારણ કે આ વર્ષ પુરું થતાં સૂધી જ મારા જીવિતની અવધી છે.[૭] હે પ્લવંગમ! આ વર્ષનો દશમો મહિનો જાય છે અને હવે માત્ર બે મહિના જ બાકી રહેલા છે-આ બે મહિના સૂધી રાવણે મારા જીવિતનો અવધી નિર્માણ કીધો છે.[૮] વિભિષણ નામના તેના એક ભાઇએ, રાવણને ઘણો ઘણો સમજાવ્યો કે મને પાછી આપી દે, પણ તેના મનમાં એ વાત ઉતરતી નથી.[૯] હજીએ મને રામને પાછી સોંપવાની વાત રાવણને રુચતી નથી. એના દિવસ હવે ભરાઈ ચુકેલા છે ને મૃત્યુ હવે એને સંગ્રામ કરવા પ્રેરે છે.[૧૦] વિભિષણની કલા(વતી) નામની મોટી પુત્રી છે, તેને તેની માતાએ મારી પાસે મોકલી હતી, તેણે આ બધી વાત મને કહેલી છે.[૧૧] અવિંધ્ય નામનો એક બુદ્ધિશાળી, વિદ્વાન્, ધીરજવાળો, શીલસંપન્ન, વૃદ્ધ તથા રાવણનો માનીતો રાક્ષસ છે તેણે પણ એને કહ્યું કે, રામથી હવે રાક્ષસકુળનો ક્ષય થવાનો સમય નજીક આવ્યો છે; તો પણ તેનું એ હિતવચન, એ દુષ્ટાત્મા રાવણ સાંભળતો નથી.[૧૨-૧૩] હે કપિવર! મને લાગે છે કે, નિશ્ચય, મારા સ્વામી હવે થોડા કાળમાં મારી પાસે આવશે. આ મારો શુદ્ધ

અંતરાત્મા તેની સાક્ષી પુરે છે. હે વાનર! રાઘવનામાં ઉત્સાહ, પૌરુષ, બળ, અનૃશંસત્વ, કૃતજ્ઞતા, પરાક્રમ, પ્રભાવ, ઇત્યાદિ અનેક ગુણો છે.૧૪-૧૫ જે રામે, લક્ષ્મણની સહાય વિના એકલા રહી, ચૌદ હજાર રાક્ષસોનો જનસ્થાનમાં ઘાણ વાળ્યો, તે રામના સામો આવેલો કયો શત્રુ ઉદ્વિગ્ન ન થાય ?૧૬ કષ્ટ આપનારા રાક્ષસોની સાથે એની તુલના કરવી એ યોગ્ય નથી. જેમ ઇંદ્રનું બળ ઇંદ્રાણી જાણે છે, તેમ મારા નાથમાં કેટલું બળ છે તે હું (સારી રીતે) જાણું છું.૧૭ હે કપિ! બાણના સમૂહરૂપી કીરણોથી શોભતો રામરૂપી સૂર્ય, શત્રુ થયેલા રાક્ષસોરૂપ જળના સમૂહને સહજ શોષી લેશે."૧૮

આમ બોલતાં બોલતાં તો તે રામને માટે અત્યંત શોક કરવા લાગી. પછી આંસુડાંથી છવાઈ ગયેલાં મુખવાળી સીતાને, હનૂમાને કહ્યું: "આ સર્વ વૃત્તાંત જાણ્યા પછી, રીંછ તથા વાનરોની મોટી સેના લઈને રામ તરત જ અહીં આવશે; અથવા હે અનિંદિતે ? હું આજે ને આજે જ તને આ દુઃખમાંથી અને આ રાક્ષસોના હાથમાંથી છોડવી જઇશ. ચાલ, તું મારા ખભાપર એસ !૧૯-૨૧ તને હું મારા ખભાપર બેસાડીને આખો સમુદ્ર તરી જઇશ. આ લંકા તથા રાવણ સુદ્ધાંને પણ ઉપાડી લઈ જવાને હું સમર્થ છું.૨૨ અને જેમ અગ્નિ, ઇંદ્રને પોતામાં હોમેલું હવ્ય પહોંચાડે છે તેમ, પ્રસ્રવણગિરિપર રહેલા રાઘવની પાસે હું તને પહોંચાડીશ.૨૩ દૈત્યનો વધ કરવાના વ્યવસાયમાં રોકાયલા વિષ્ણુની પેઠે, રાવણના વધમાં રોકાયલા, તારા દર્શનને માટે ઉત્સાહવાળા, મહાબળવાન્ તથા ઐરાવતપર ઇંદ્ર બેસે તેમ પર્વતરાજ પ્રસ્રવણના શિખર પર આશ્રમ કરી બેઠેલા, રામ અને લક્ષ્મણનાં તું આજે જ દર્શન કરવા (ચાલ તત્પર થા)૨૪-૨૫ હે દેવિ! મારી પીઠપર બેસ, આનાકાની જવા દે; અને હે શોભને! જેમ ચંદ્રમાનો અને રોહિણીનો સંગમ થાય છે, તેમ તારો અને રામનો મિલાપ થાય તેવી ઇચ્છા કર.૨૬ વાત કરતામાં તો-ચંદ્રની સાથે રોહિણીનો મિલાપ થાય તેમ હું તને રામની સાથે મેળવી દઇશ. તું મારા ખભાપર બેસ અને આકાશ માર્ગે આ સમુદ્રને તરી જા.૨૭ હું તને લઇને જે વખતે આકાશમાં ઉડીશ તે વખતે આખી લંકાના રાક્ષસો પાછળ પડશે તો પણ તેઓ મને પકડી પાડવાને સમર્થ થશે નહિ.૨૮ હે વૈદેહિ! હું જે રીતે અહીં આવ્યો છું, તે જ રીતે તને ઉપાડી આકાશમાર્ગે રામ પાસે ચાલ્યો જાઉં છું કે નહિ, તે તું જો."૨૯

કપિવરનાં આવાં અદ્ભુત વચન સાંભળીને, વૈદેહીને અંગેઅંગ હર્ષ વ્યાપી રહ્યો, તે હનૂમાનને કહેવા લાગી:૩૦ "હે હનૂમન્! આવા દૂર પંથે મને લઈ જવાને માટે તું કેમ ઇચ્છે છે? હે કપિઓના યૂથનું પાલન કરનાર! એ તો તું તારી વાનરબુદ્ધિ બતાવે છે.૩૧ તારું આ શરીર ઘણું નાનું છે, છતાં તું મને માનવેંદ્ર મારા સ્વામીની પાસે લઈ જવાને માટે કેમ ઇચ્છા કરે છે?"૩૨

સીતાનાં આવાં વચન સાંભળીને મારુતાત્મજ હનૂમાન્ મનમાં બડબડ્યો; "આ મારું પ્રથમ અપમાન થાય છે! કારણ કે સીતાએ મારું શરીર જોઇને મને અશક્ત ધાર્યો છે." એમ વિચારી તે જંખવાણો પડી ગયો (વળી વિચાર કરવા લાગ્યો.) "અહો! આ શ્યામ નેત્રવાળી સીતા, મારું બળ અને પ્રભાવને જાણતી નથી. પણ વૈદેહિને મારે બતાવવું જોઇએ કે હું ઇચ્છિત રૂપ ધારી શકું છું."૩૩-૩૪ આવો નિશ્ચય કરી, અરિઓનો સંહાર કરનાર કપિવર હનૂમાન્, સીતાને પોતાનું મૂળ રૂપ દેખાડવા લાગ્યો.૩૫ તે બુદ્ધિમાન્ વાનર પ્રથમ તો તે વૃક્ષપરથી કૂદી નીચે પડ્યો, પછી સીતાને વિશ્વાસ બેસાડવાને માટે તેણે પોતાનું શરીર વધારવા માંડ્યું.૩૬ કપિવર હનૂમાન્, પોતાનું મૂળ રૂપ લઈ, સીતા આગળ ઉભો રહ્યો ત્યારે તે, દીપાયમાન્ થયેલા અગ્નિવર્ણ જેવા વર્ણવાળો હોવાથી, મેરુ કે મંદર પર્વતના સરખો દેખાયો.૩૭ પછી, મંદર પર્વતના સરખો રક્ત મુખવાળો, મહાબળવાન્, વજ્રના સરખા દાંત અને નખવાળો તથા અતિશય ભયંકર દેખાતો તે વાનર, સીતા પ્રત્યે બોલ્યો: "હે સીતે! પર્વત, વન, કિલ્લા, કોટ, તોરણો અને તેના રાજા સહિત આ આખી લંકાને ઉપાડી જવાની મારામાં શક્તિ છે. (તો તને ઉપાડી જવી તેમાં શું?) માટે હે દેવિ! સંદેહનો ત્યાગ કર ને મારાપર વિશ્વાસ રાખ. મારી પીઠપર બેસવાને નિશ્ચય કર અને મારી સાથે ચાલી રામ તથા લક્ષ્મણના શોકનો નાશ કર."૩૮-૪૦

પર્વતના સરખા દેહવાળા મારુતપુત્ર હનૂમાનને જોઇને, પદ્મના પત્ર સરખાં વિશાળ નેત્રવાળી સીતાએ કહ્યું;-"હે મહાકપિ! તારું બળ અને તારું સત્વ, હું જાણું છું. વળી તારું તેજ-જે અગ્નિના સરખું અદ્ભુત છે તથા તારી ગતિ-જે વાયુના સરખી છે, તે પણ હું જાણું છું.૪૧-૪૨ હે વાનરના યૂથનું પાલન કરનાર! જો એમ ન હોય તો, સાધારણ વાનર આ અપાર

સમુદ્રને ઓળંગી, આ ભૂમિમાં શી રીતે આવી શકે?[૪૩] હે હનુમન્! તારામાં સત્વર ગમન કરવાની તથા મને અહીંથી લઈ જવાની શક્તિ છે તે પણ હું જાણું છું. પરંતુ તારી પેઠે મારે પણ મારી કાર્યસિદ્ધિ વિચારીને કામ કરવું જોઇએ.*[૪૪] હે કપિવર! તારી સાથે મારે ત્યાં આવવું એ યોગ્ય નથી; કારણ કે વાયુના સરખો વેગ કરી જ્યારે તું ગતિ કરે ત્યારે મને મૂર્ચ્છા આવી જાય.[૪૫] વળી, જ્યારે તું અત્યંત વેગથી સાગરપર થઈ આકાશ માર્ગે ગમન કરે ત્યારે, તું અદ્ધર હોવાથી હું તારા ખભાપરથી નીચે પડી જાઉં એવી મને બીક રહે છે અને અનેક મત્સ્ય મગર આદિથી ભરેલા સમુદ્રમાં (કર્મધર્મ યોગે) પડી એટલે તો હું મત્સ્યોનો અને જળચર પ્રાણીઓનો ભક્ષ્ય થઈ પડું.[૪૬-૪૭] હે શત્રુસંહારક! આટલા માટે તારી સાથે આવવાની મારી છાતી ચાલતી નથી. વળી તને સ્ત્રી સાથે ઉડતો દેખે એટલે રાક્ષસો વહેમાયા વિના રહે નહિ. અને તને મારું હરણ કરી જતો જોઈને, દુરાત્મા રાવણની આજ્ઞાથી, ભયંકર પરાક્રમવાળા રાક્ષસો આપણી પાછળ પડે અને હાથમાં શૂલ અને મુદ્‌ગર લઈ તે બધા શૂરવીર રાક્ષસો તને ઘેરી લે—અને તારી સાથે હું સ્ત્રી હોવાથી તું મહાસંકટમાં આવી પડે.[૪૮-૫૦] હે હનુમન્! તારી પાસે કંઈ આયુધ નથી ત્યારે, આકાશમાં આયુધવાળા એ રાક્ષસોને પાછો હઠાવવાને તથા મારું રક્ષણ કરવાને તું શી રીતે શક્તિમાન્ થાય?[૫૧] વળી હે કપિવર! જે વખતે ક્રૂર કર્મવાળા રાક્ષસોની સાથે તારે યુદ્ધ થાય તે વખતે મારાથી ભયનાં માર્યાં તારી પીઠપરથી પડી જવાય તે પણ વિચારવાનું છે.[૫૨] હે કપિવર! તેમ નહિ તો, ભયંકર રાક્ષસો મહાબળવાળા હોવાથી યુદ્ધમાં ગમે તે રીતે તને જિતે ત્યારે મારે શું કરવું?[૫૩] તેમ નહીં તો તું યુદ્ધ કરતો હોય ત્યારે હું પડી જાઉં; કે તુરત મને ઉપાડીને પાપી રાક્ષસો નાસી જાય તેનું કેમ?[૫૪] અથવા મને તારા હાથમાંથી પડાવી લે કે મારી નાંખે તો શું કરીએ? યુદ્ધમાં જય અને પરાજય બહુધા અનિશ્ચિત હોય છે—અર્થાત્ કોણ જિતશે અને કોણ હારશે, તે કંઈ નક્કી કહી શકાય નહિ.[૫૫] કદાચ રાક્ષસોના ભયથી જ મારા પ્રાણ નિકળી જાય, તો હે કપિશ્રેષ્ઠ! આ તારો બધો શ્રમ નિષ્ફળ જાય.[૫૬] તું એકલો રાક્ષસોને મારવાને સમર્થ છે તેથી તેઓને તું મારે ખરો, પણ તારા હાથે રાક્ષસો મરાયાથી રામને ઘણો અપયશ મળે.[૫૭] ધાર કે, કદાચ રાક્ષસો મને લઈ જઇને એવી જગાએ સંતાડે કે કપિઓના કે રામના જાણ્યામાં ન આવે, ત્યારે આ મારે માટે તારો સઘળો કાર્યારંભ નિષ્ફળ જ જાય. માટે, મારા ત્યાં આવ્યા કરતાં તમે અને રામ અહીં આવો—એમાં અનેક લાભ છે.[૫૮-૫૯] હે મહાબાહો! અમિત તેજવાળા રાઘવના, તેમના ભાઈઓના, તારા અને આખા રાજકુટુંબના જીવિતનો આધાર મારાપર છે.[૬૦] અને જો હું ન હોઉં તો, શોક અને સંતાપથી બળ્યા જળ્યા એ બે જણા નિરાશ થઈ, સર્વે કપિઓની સાથે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરે.[૬૧] હે વાનરોત્તમ! સ્વામિભક્તિને મનમાં રાખી હું રામ વિના અન્ય પુરુષના અંગનો મારી ઇચ્છાથી સ્પર્શ સરખો પણ કરવા ઇચ્છતી નથી.[૬૨] રાવણના અંગનો મને સ્પર્શ થયો છે તે માત્ર બળાત્કારે જ છે. (હરણ થયું તે વખતે) એવે પ્રસંગે અબળા, વળી પરવશ પડેલી, વળી અનાથ, તેથી હું શું કરું?[૬૩] જો રામ અહીં આવી રાવણને અને સઘળા રાક્ષસોને મારીને મને લઈ અહીંથી પાછા જશે, તો તેમને મહાયશ મળશે.[૬૪] રણમાં શત્રુઓનો સંહાર કરનાર મહાત્મા રામનાં પરાક્રમ મેં બહુવાર જોયાં અને સાંભળ્યાં પણ છે; અને તેથી જ કહું છું કે, દેવ, ગંધર્વ, ભુજંગ અને રાક્ષસો પણ એમની સાથે યુદ્ધમાં ઉભા રહેવા સમર્થ નથી.[૬૫] વિચિત્ર ધનુર્ધારી, મહાબળવાન્ તથા ઇન્દ્ર સરખા પરાક્રમી રામ, લક્ષ્મણને સાથે લઈ યુદ્ધમાં ઉભા રહેશે, ત્યારે વાયુથી પ્રદીપ્ત થયેલા અગ્નિ જેવા રામને કોણ સહન કરી શકવા સમર્થ છે?[૬૬] હે વાનરવર! સંગ્રામમાં શત્રુઓનો નાશ કરનાર અને દિગ્ગજપેરે યુદ્ધમાં દૃઢ ઉભા રહેનાર તથા બાણોના તેજથી પ્રલયકાળના સૂર્ય સરખા તેજસ્વી રામલક્ષ્મણને યુદ્ધમાં હઠાવવાને કોણ સમર્થ છે?[૬૭] માટે હે કપિવર! તું મારા પ્રિય રામ, તેમના ભાઈ લક્ષ્મણ તથા વાનરયૂથના પતિ સુગ્રીવને લઈ અહીં સત્વર આવ અને હે વાનરવીર! ઘણા કાળથી રામના વિયોગના શોકથી કષ્ટિત થયેલી મને આનંદ પમાડ."[૬૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સાડત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

* અહીંઆં સીતાના બોલવાનો મર્મ એવો છે કે, મારો જન્મ તો રાક્ષસોના સંહાર નિમિત્ત થયો છે, ને જો હનુમાન્ ગુપચુપ મને લઈ જાય, તો તે હેતુ પાર પડે નહિ.

# સર્ગ ૩૮ મો

## સીતાએ આપેલી નિશાની

સીતાનાં એવાં વચનથી સંતુષ્ટ થયેલો, બોલવે ચતુર, વાયુપુત્ર હનુમાન્, તેને પુનઃ કહેવા લાગ્યોઃ "હે શુભ દર્શનવાળી દેવિ! તેં જે જે વચનો કહ્યાં તે, સ્ત્રી ભાવને તથા સાધ્વી સ્ત્રીઓના વિનયને ઘટતાં જ છે.[૧–૨] તું સ્ત્રી છે એટલે મારી ખાંધપર બેસીને સો યોજન વિસ્તારવાળા સમુદ્રને ઓળંગવાને માટે સમર્થ નથી.[૩] હે વિનયવાળી સીતે! તું જે બીજું કારણ બતાવે છે કે, 'રામ સિવાઈ બીજા કોઈ પુરુષના અંગનો સ્પર્શ હું કરવાની નથી.' તે વચનો મહાત્મા રામની તારા સરખી પત્નીને ઘટે તેવાં જ છે. તારા વિના આવાં વચનો બોલે એવી કઈ સ્ત્રી છે?[૪–૫] હે દેવિ! તેં જે જે વિલાપ આદિ ચેષ્ટાઓ કરી છે, તથા મારા આગળ જે જે વચનો કહેલાં છે તે તથા રામનું પ્રિય કરવાને માટે, નહીં આવવાને સારુ સ્નેહાર્દ્ર મનથી, તેં અનેક કારણો બતાવી મને જે જે કહેલું છે તે સઘળું હું, રામને કહી સંભળાવીશ.[૬–૭] રામથી આ સમુદ્રને ઓળંગવો દુસ્તર છે, અને લંકામાં પ્રવેશ કરવો ઘણો કઠિન છે. પણ મારામાં સામર્થ્ય છે માટે જ મેં તને અહીંથી લઈ જવાને માટે કહ્યું.[૮] હું આજે જ તને રામની સાથે મેળવીશ, એમ જે મેં કહ્યું તે પણ રામ પ્રત્યેના સ્નેહથી અને ભક્તિથી જ મેં કહેલું છે, પરંતુ મારા સામર્થ્યના ગર્વથી કહ્યું નથી.[૯] હે અનિંદિતે! જો તું મારી સાથે આવવાને માટે ન ઇચ્છતી હો તો, રામ ઓળખી શકે એવી કંઈ નિશાની તું મને આપ."[૧૦]

હનુમાનનાં આવાં વચન સાંભળીને, દેવકન્યા સરખી સીતા, બાષ્પગદ્ગદ કંઠથી, મંદવાણીએ તેને કહેવા લાગીઃ[૧૧] "હે હનૂમન્! નિશાનીને માટે હું જે (વાત) તને કહું છું, તે તું મારા પ્રિય રામને કહેજે. 'એક સમે ચિત્રકૂટ પર્વતની તળેટીના ઈશાન ખુણા તરફની પ્રત્યંગ આગળ, જ્યાં અનેક ફળમૂળ થાય છે તથા સિદ્ધ લોકોનો નિવાસ છે, અને પાસે મંદાકિની નદી વહે છે ત્યાં આગળ, નાનાં પ્રકારનાં પુષ્પની સુગંધીવાળા, વનપ્રદેશમાં તમે જળક્રીડાથી થાકી જઇને મારા ખોળામાં સુતા હતા.[૧૨–૧૪] એ વખતે, એક કાગડો માંસની ઇચ્છાથી આવીને મારા સ્તનમાં ચંચુપ્રહાર કરવા લાગ્યો, ત્યારે હું તેને કાંકરો ઉગામી ઉરાડવા લાગી.[૧૫] પણ તે માંસ ભક્ષણ કરવાને માટે લલચાયેલો હોવાથી, વારંવાર મને ચાંચ મારી, ક્ષણે ક્ષણે અંતર્ધાન થઈ જતો હતો, અને લગારે જંપતો ન હતો.[૧૬] પછી તેનાપર કોપ પામી, મેં મારું ઢીલું પડી ગયેલું વસ્ત્ર સખત કરવાને માટે મારી મેખલા ખેંચી બાંધવા માંડી, પણ એટલામાં મારો છેડો ખસી ગયો અને મારું ઉઘાડું શરીર તમારા જોવામાં આવ્યું, તેથી તમે મારું હાસ્ય કર્યું. એથી મને ઘણો ક્રોધ ચઢ્યો, ને હું લજવાઈ ગઈ. અને ભક્ષ્યના લોભી કાગડાએ ચાંચો મારેલી હતી તેથી હું તમારે શરણે આવી.[૧૭–૧૮] હું થાકેલી હતી તેથી તમારા ખોળામાં સુતી. મને કોપ પામેલી જોઈ, તમે મારું સાન્ત્વન કરવા માંડ્યું.[૧૯] એ સમે કાગડાએ મને અતિશે ખીજવી હતી તેથી મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં તે હું લૂછતી હતી. એવી સ્થિતિમાં હે નાથ! તમે મને દીઠી હતી.[૨૦] હે રાઘવ! પછી ઘણી થાકી જવાથી હું તમારા ખોળામાં સુઈ ગઈ અને તમે પણ થોડીવાર પછી મારા ખોળામાં સુતા, તે વખતે તે કાગડો પુનરપિ ત્યાં આવ્યો, અને તમારા ખોળામાં થોડીવાર સુઇને બેઠી થઈ હતી ત્યારે મને ફરી સ્તનમાં ચાંચો મારવા લાગ્યો.[૨૧–૨૨] ઉડી ઉડીને કાગડો મને ચાંચો મારવા લાગ્યો અને જ્યારે મારા સ્તનમાંથી રુધિરનાં ટીપાં તમારાપર પડ્યાં ત્યારે તમે જાગી ઉઠ્યા.[૨૩] અને મારા સ્તનમાં છેદ પડેલા જોઈ, મોટી ભુજાવાળા તમે કોપ પામેલા સર્પની પેઠે, નિઃશ્વાસ નાંખી કહેવા લાગ્યા કે–'હસ્તિની સૂંઢ સમાન ઉરુવાળી સીતે! તારા આ સ્તનમાં કોણે ક્ષત પાડ્યો? કોપ પામેલા પાંચ ફણાવાળા નાગની કયો દુષ્ટ આ પ્રમાણે ચેષ્ટા કરે છે?'[૨૪–૨૫] પછી તમે આમ તેમ જોવા માંડ્યું, એટલામાં પેલો કાગડો તમારી દૃષ્ટિએ પડ્યો–તેના પગના તીક્ષ્ણ નખો લોહિવાળા થયેલા હતા અને મારા સામો આવીને બેઠો હતો.[૨૬] તે કાગડો ઇંદ્રનો પુત્ર હતો. પણ તમને કોપેલા જોઈ, પૃથિવીમાં એક ફાટ હતી તેમાં, પવન સરખા વેગથી પેસી ગયો.[૨૭] ત્યારે હે બુદ્ધિવાન્ પુરુષોમાં શ્રેષ્ઠ મહાબાહુ રામ! તમારી આંખ ક્રોધથી ફરી ગઈ, અને તેનાપર કરડી નજર કરી.[૨૮] પછી તમે એક દર્ભની સળી લઈ, તેનાપર બ્રહ્માસ્ત્રનો મંત્રયોગ કર્યો, એટલે તે પ્રદીપ્ત થયેલા કાળાગ્નિ સરખી દેખાવા લાગી. પછી તમે પ્રદીપ્ત થયેલી દર્ભની તે સળીને તે કાગડા ભણી ફેંકી, એટલે તે આકાશમાં કાગડાની પુઠે પડી.[૨૯–૩૦] આ શસ્ત્રને પાછળ આવતું જોઈ કાગડો અનેક રીતની ગતિ કરી

ઉડવા લાગ્યો અને પોતાના રક્ષણાર્થે, આ લોકમાં બધે ફરી વળ્યો ને છેવટે પોતાના પિતા પાસે ગયો. તેણે પણ તેને ન રાખ્યો, ત્યારે તે મહર્ષિઓને શરણે ગયો. તેમણે પણ ન રાખ્યો. આખરે ત્રણે લોકમાં રખડી રઝળીને પાછો તે તમારે શરણે આવ્યો.૩૧-૩૨

'પછી શરણે આવી પૃથ્વીપર પડેલા તે કાગડાને જોઈ, શરણાગતવત્સલ તમે, તે વધને પાત્ર હતો છતાં તેનાપર દયા કરી.૩૩ તેની શક્તિ ક્ષીણ થઈ ગઈ હતી, ને તે વિવર્ણ થઈ ગયો હતો. તેને તમે પૂછ્યું કે, 'આ બ્રહ્માસ્ત્ર મેં મૂક્યું છે, તે મિથ્યા તો કરી શકાશે નહીં, માટે બોલ, તારા કયા અંગનો એનાથી વિનાશ કરું?'૩૪ પછી તેના જ કહેવાથી તમે તેની જમણી આંખનો નાશ કર્યો. આ પ્રમાણે પોતાની જમણી આંખ આપી તે કાગડે પોતાનો જીવ બચાવ્યો.૩૫ પછી તે કાગડો તમને અને દશરથ રાજાને પ્રણામ કરી, તમારી આજ્ઞા લઈ પોતાને સ્થાને ગયો.૩૬

'હે મહીપતે! મારે સારુ કાગડા સરખાના પર પણ તમે બ્રહ્માસ્ત્ર મૂક્યું હતું, તો જે મારું બલાત્કારે હરણ કરી ગયો છે, તેનાપર તમે કેમ ક્ષમા રાખો છો?૩૭ હે પુરુષોત્તમ! તમે ઉત્સાહ ધરી મારાપર કૃપા કરો. હે નાથ! તમારે લીધે સનાથ છતાં હું અનાથવત્ લાગું છું.૩૮ દયા એ પરમ ધર્મ છે, એવું મેં આપની જ પાસેથી વારંવાર સાંભળ્યું છે (તો મજપર દયા કરો). તમે મહાબળવાન્ છો, વીર્યવાન્ છો, મોટા ઉત્સાહવાળા છો, દેશ, કાળ આદિ પરિચ્છેદરહિત છો, સાગર જેવા ગંભીર છો, સહજ ક્ષુભિત ન થાય એવા સમુદ્રયુક્ત પૃથિવીના સ્વામી છો અને ઇન્દ્ર સરખા બળવાન્ છો, એ હું સારી રીતે જાણું છું.૩૯-૪૦ તમે અસ્ત્ર વિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ છો તથા બળ અને સત્યવાળા છો તે પણ હું જાણું છું, છતાં, હે રાઘવ! રાક્ષસોનાપર તમારાં શસ્ત્રો કેમ વાપરતા નથી?'૪૧

"હે હનૂમન્! નાગ, ગંધર્વો, દેવો અને મરુતો પણ સંગ્રામમાં રામના વેગને, સામા ઉભા રહી સહન કરવાને માટે સમર્થ નથી.૪૨ જો એ વીર્યવાન્ રામને, મારે માટે કંઈ પણ માન હોય તો, તીક્ષ્ણ શરો મૂકી રાક્ષસોનો નાશ શા માટે કરતા નથી?૪૩ અથવા શત્રુઓને સંતાપનાર, મહાબળવાન્ વીર લક્ષ્મણ પોતાના ભાઇની આજ્ઞા લઈ, શા માટે મારું રક્ષણ કરતા નથી?૪૪ પુરુષોમાં વ્યાઘ્ર સરખા અને ઇન્દ્ર અને વાયુના સરખા બળવાળા, દેવોને પણ દુર્ધર્ષ એ બે ભાઇઓ, શા માટે મારી આમ હાંસી કરે છે?૪૫ એ બે ભાઇઓ સમર્થ છતાં પણ મારી ખબર લેતા નથી તેથી હું ધારું છું કે, મારાં પાપ કંઈક વધારે છે."૪૬

આ પ્રમાણે આંખમાં આંસુ આણી, સીતાએ જે વચન કહ્યાં તે સાંભળી, મહાતેજસ્વી હનૂમાને તેને કહ્યું: "હે દેવિ! હું સત્યના સોગન ખાઇને કહું છું કે, રામ, તારા વિયોગને લીધે કંઈ પણ કાર્યમાં પ્રવૃત્ત થતા નથી અને તેને દુઃખમાં પડેલા જોઈ, લક્ષ્મણ પણ સંતાપ પામે છે.૪૭-૪૮ (તારી શોધ દશે દિશામાં કરાવી, પણ) મહાપ્રયત્ને મને તારું દર્શન થયું છે. તો હવે તારે આ વખતથી શોક કરવો નહિ. તારાં દુઃખનો હવે સત્વર છેડો આવેલો જાણજે.૪૯ હે શોભને! નરશાર્દૂલ, મહાબળવાન્ એ બે રાજપુત્રોને તારાં દર્શનની જ તાલાવેલી લાગી રહી છે અને તેથી આ લોકને બાળીને ભસ્મ કરી નાંખશે.૫૦ હે વિશાલાક્ષિ! સંગ્રામમાં અતિ ક્રૂર લાગતા રાવણને, બાંધવો સહિત મારીને રામ, તને તારા નગરમાં પાછી લઈ જશે.૫૧ હવે તારે રામ, લક્ષ્મણ અને સુગ્રીવ આદિ કપિઓને જે સંદેશો કહાવવો હોય તે મને કહે."૫૨

હનૂમાને આ પ્રમાણે કહ્યું ત્યારે સીતા તેને પુનઃ કહેવા લાગી: "હે હનૂમન્! કૌસલ્યાએ જે લોકનાથને જન્મ આપેલો છે,૫૩ તેમને મારી વતી કુશળ પૂછજે, અને સાષ્ટાંગ પ્રણામ કહેજે. વળી, મુક્તામણિના હાર, સર્વ રત્ન, પ્રિય તથા સુંદર સ્ત્રીઓ, આખી પૃથિવીમાં દુર્લભ એવું ઐશ્વર્ય તજી દઈ–માતા પિતાને સન્માન આપી, પ્રસન્ન કરી, રામની સાથે જે વનમાં નિકળ્યા, જેને લીધે સુમિત્રા પનોતાં છે, જે ધર્માત્મા સર્વ સુખનો ત્યાગ કરી રામને અનુકૂલ રહી, સર્વદા તેના રક્ષણાર્થે વનમાં ફરે છે, જેની સિંહના સરખી ગરદન છે, જે મહાબાહુ છે, પ્રિયદર્શનવાળા છે તથા રામને પોતાના પિતા સમાન અને મને પોતાની માતા સમાન જાણી વર્તે છે, તેવા લક્ષ્મણવીર, જાણતા નહિ હશે કે રાવણ મારું હરણ કરી ગયો છે (તેને પણ મારા યથાયોગ્ય કહેજે).૫૪-૫૯ વૃદ્ધોની સેવા કરનાર, કાન્તિવાન્, શક્તિવાળા, થોડા બોલા, રાજપુત્ર રામને વહાલામાં વહાલા, મારા સસરાના જેવા જ, મારા કરતાં પણ રામને અત્યંત પ્રિય, કંઈ પણ કામ બતાવ્યા વિના જ પોતાની મેળે કરી લે એવા, જેને જોવાથી રામ પોતાના પિતાને પણ સંભારતા નથી એવા લક્ષ્મણને, મારી વતી કુશળ પૂછજે.૬૦-૬૧ અને હે કપિ! નિત્ય શાંત, પવિત્ર, દક્ષ તથા રામને અત્યંત પ્રિય એવા (મારા દિયર) લક્ષ્મણને મારાં દુઃખનો જેમ બને તેમ જલદી

અંત આણવાને માટે વિનવજે.[૬૨] હે વાનરપતિ! તું આ કામમાં સર્વ પ્રકારની સહાય દેજે, કે જેથી સત્વર વિજય થાય. અને તું જો ત્યાં જઇને તૈયારી કરશે તો, રામ મારે માટે યત્ન કરશે.[૬૩] વળી મારા શૂરવીર નાથ રામને આટલું તો પુનઃ પુનઃ વિનવીને કહેજે કે, 'હે દશરથરાયના પુત્ર! હું એક મહિના સૂધી મારા જીવિતને ધારણ કરી રહીશ; અને જો મહિનો વીતી જશે તો હું જીવતી રહેનાર નથી. એ સત્ય જ કહું છું. હે વીર! વિષ્ણુએ જેમ પાતાળમાંથી કૌશિકીનો* ઉદ્ધાર કર્યો છે, તેમ જ, પાપ કર્મ કરનાર રાવણે, રાક્ષસીઓની ચોકીમાં પૂરેલી મને અહીંથી છોડવવી (મારો ઉદ્ધાર કરવો) તમને જ ઘટિત છે."[૬૪-૬૫]

આટલું કહીને પછી સીતાએ પોતાના વસ્ત્રમાં બાંધેલો સુંદર ચૂડામણિ છોડી, રામને નિશાની માટે હનૂમાનને આપ્યો.[૬૬] સીતા પાસેથી તે ઉત્તમ મણિ લઇને, હનૂમાને પોતાની આંગળીપર મહાકષ્ટે પહેર્યો, કારણ કે, તેના હાથ જાડા હોવાથી તેનાપર તે ચઢે તેમ ન હતું.[૬૭] મણિ લઇને કપિ, સીતાને પગે લાગ્યો તથા તેને પ્રદક્ષિણા કરી પાસે ઉભો રહ્યો.[૬૮] સીતાનાં દર્શનથી તે અત્યંત હર્ષ પામ્યો અને રામલક્ષ્મણનું મનમાં સ્મરણ કરવા લાગ્યો.[૬૯] સીતાએ (રાક્ષસીઓના જોવામાં ન આવે તેમ) પોતાના પ્રભાવથી, આ મહા મોંઘો મણિ રાખી મૂકેલો હતો, તે મણિ લઈ, પર્વતપર ઉભેલો તથા વાયુથી કંપી શાન્ત થયેલા વૃક્ષની પેઠે, શાન્ત (સુખી) થયેલો હનૂમાન્, લંકાના કોટપર પાછો જવાને માટે તત્પર થયો.[૭૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં આડત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૯ મો

## સીતાએ આપેલી નિશાની

હનૂમાનને મણિ આપ્યા પછી સીતાએ તેને આ પ્રમાણે કહ્યું:—"આ નિશાની રામ સારી રીતે ઓળખે છે.[૧] આ મણિ જોઈ રામને, તેમનાં માતા, દશરથરાય અને હું, એ ત્રણેનું સ્મરણ એક જ સમયે થશે.[૨] હે હરિસત્તમ! તું આ કાર્ય કરવામાં ઘણો જ ઉત્સાહવાન્ છે, માટે હવે પછી શું કરવું? તેનો વિચાર કર.[૩] હે વાનરવર! તું જ આ કાર્યમાં મુખી છે, માટે જે યત્ન કર્યાથી સર્વ દુઃખનો નાશ થાય તેવો તોડ શોધી કાઢ.[૪] હે હનૂમન્! તું હવે ઉદ્યુક્ત થા અને મારાં દુઃખનો અંત આણ." સીતાનાં આવાં વચન સાંભળી, ભયંકર પરાક્રમવાળા હનૂમાને 'તેમ જ' થશે; એમ કહીને સીતાને મસ્તકવડે પ્રણામ કરી, જવાને માટે તૈયારી કરી.

હનૂમાન્ જવા તૈયાર થયો એવું જાણી, મૈથિલી, ગદ્‌ગદ્ વાણીથી તેને કહેવા લાગી: "હે હનૂમન્! રામ, લક્ષ્મણ બંનેને તું કુશળ પૂછજે તથા અમાત્યસહ સુગ્રીવને અને સઘળા વૃદ્ધ વાનરોને પણ ક્ષેમકુશળ પૂછજે.[૫-૮] હે વાનરવર! તારે એવી રીતે કાર્ય કરવું જોઈએ કે હું મરણ પામી નથી તેટલા સૂધીમાં રામ મને આ શોકસાગરમાંથી ઉગારે. હે હનૂમન્! તું કીર્તિવાન્ રામને એવી રીતે સંદેશો કહેજે કે તે મને જીવતી મેળવે. આમ મને વાણીવડે સહાય કર્યાથી તને ધર્મની પ્રાપ્તિ થશે.[૯-૧૦] નિરંતર ઉત્સાહવાળા એ હનૂમન્! તારે મોઢેથી મારાં કહેલાં વચનો સાંભળીને, મને પાછી મેળવવાને માટે રામનું પૌરુષ સતેજ થશે.[૧૧] તારે મોઢેથી મારો સંદેશો સાંભળીને રામ પરાક્રમ કરવાનો જ વિચાર કરશે."[૧૨]

સીતાનાં આવાં વચન સાંભળીને, પવનાત્મજ હનૂમાન્, હાથ જોડી કહેવા લાગ્યો: "હે સીતે! પરાક્રમી વાનર અને રીંછથી પરિવૃત્ત થયેલા કાકુત્સ્થ, જેવા અહીં આવશે કે તુરત જ સંગ્રામમાં શત્રુને મારીને તારા શોકનો નાશ કરશે.[૧૩-૧૪] મૃત્યુલોકમાં, દેવલોકમાં કે અસુરલોકમાં, રામનાં મૂકેલાં બાણને સહન કરે, એવો હું કોઈ જોતો નથી.[૧૫] યમ, સૂર્ય કે ઇન્દ્ર સરખાને પણ રામ સંગ્રામમાં પૂરા પડે એવા છે; તો તારે માટે તો તે વિશેષે કરીને સમર્થ હોય, એમાં આશ્ચર્ય શું?[૧૬] હે જનકનંદિનિ! તારે અર્થે, સાગરપર્યંત આખી પૃથિવીને વશ કરવાને માટે રામ સમર્થ છે, એમ જાણ. હે સતિ! વિજય રામની સાથે જ છે!"[૧૭]

હનૂમાનનાં આવાં સત્ય વચન સાંભળીને, સીતાએ તેને અત્યંત માન આપ્યું; અને પોતાના સ્વામીનાં સ્નેહવાળાં વચનો, પ્રીતિ અને આદર સહિત શ્રવણ કર્યાં. પછી જવાને તત્પર થયેલા હનૂમાનને વારંવાર

* કતકના કહેવા પ્રમાણે કૌશિકી એટલે પૃથિવી—જેને વરાહરૂપ ભગવાને પાતાળમાંથી બહાર આણી હતી. તીર્થ કહે છે કે, કૌશિકી એટલે ઇન્દ્રની લક્ષ્મી. વૃત્રાસુરને મારવાથી ઇંદ્રને બ્રહ્મહત્યા લાગી તેથી તેની લક્ષ્મી પાતાળમાં સંતાઈ ગઈ હતી. તે દેવતાઓની પ્રાર્થના ઉપરથી નારાયણ ભગવાને ઇંદ્રને પાછી લાવી આપી હતી.

જોતી તે આ પ્રમાણે બોલી:૧૮-૧૯ "હે વીર! જો તારી ઇચ્છા હોય તો તું આ સ્થાનમાં એકાદ દિવસ, કોઈ ગુપ્ત સ્થળમાં રહી જા, અને વિશ્રામ લઈ કાલે જજે.૨૦ હે શત્રુસંહારક! હે વાનર! તારા અહીંઆં રહેવાથી હું મંદભાગિણીને થોડીવાર દુઃખવિસારો થશે.૨૧ હે કપિવર! તું ગયા પછી અહીં પાછો આવીશ તેનો મને મોટો સંશય રહે છે; અને તે સમય સૂધી મારા પ્રાણ પણ રહેશે કે નહિ? તેનો પણ મને સંદેહ છે.૨૨ તને નહિ જોવાથી ઉત્પન્ન થયેલો શોક, દુઃખની પેરે, મને પરંપરા તપાવશે અને મને સળગાવતો હોય તેમ પરિતાપ પમાડશે.૨૩ હે વીર! વળી વાનર અને રીંછને માટે મને એક મોટો સંદેહ રહે છેઃ તે એ કે, વાનર અને રીંછ તારી સહાયમાં છે, છતાં કપીશ્વર સુગ્રીવ તથા કપિ અને રીંછનું સૈન્ય સમુદ્રને શી રીતે તરી શકશે? તથા એ બે રાજકુમારો પણ કેવી રીતે અગાધ સમુદ્રને તરશે?૨૪-૨૫ સમુદ્રને ઓળંગવાને માટે તું, વાયુ તથા ગરુડ એ ત્રણ જ સમર્થ છો.૨૬ હે હનૂમન્! તું કાર્યમાં શ્રેષ્ઠ છે, માટે તને પૂછું છું કે, આવા ગુંચવાડાવાળા કાર્યમાં તું શો રસ્તો ધારે છે?૨૭ હે હનૂમન્! આ ગુંચવણમાંથી રસ્તો કાઢવાને માટે તું એકલો જ સમર્થ છે, અને તેમ કરવાથી એ સઘળા કાર્યનો યશ તને જ મળશે.૨૮ પોતાનાં સૈન્ય સહિત આવીને જો રામ, રાવણને સંગ્રામમાં જિતી લઈ મને પાછી લઈ પોતાના નગરમાં જશે તો તેમના પરાક્રમને યોગ્ય કામ કર્યું કહેવાશે.૨૯ હે હનૂમન્, શત્રુના સૈન્યનો સંહાર કરનાર કાકુત્સ્થ અહીં આવી પોતાની સેનાથી, લંકાને આકુળવ્યાકુળ કરી મને લઈ જાય એ જ તેમને માટે માનવંતુ છે.૩૦ માટે હે હનૂમન્, એ મહાત્માના પરાક્રમને છાજે તેવું કાર્ય તારે કરાવવું જોઇએ."૩૧

સીતાનાં આવાં સ્નેહભર્યાં અર્થયુક્ત વચન સાંભળી, હનૂમાને તેનો મધુર વાણીથી ઉત્તર વાળ્યો કે, "હે દેવિ! વાનર અને રીંછના અધિપતિ સુગ્રીવે નિશ્ચય કરેલો છે કે, તારે માટે યુદ્ધ કરવું. એટલે સત્યસંપન્ન સુગ્રીવ તારે માટે કોટી વાનરોની સેના લઈ નિર્વિલંબે અહીં આવશે જ આવશે. અને રાક્ષસોનો નાશ કરશે જ કરશે.૩૨-૩૪ સુગ્રીવના આધિપત્ય નીચે પરાક્રમી, બળવાળા અને મનના સકલ્પ સમાન વેગવાળા લાખો ને કરોડો વાનરો છે અને તેઓની આકાશ, પાતાળ કે ગમે તે દિશામાં જવાની ગતિ અટકતી નથી. એ વાનરો, અમિત તેજવાળા છે, ને મોટાં મોટાં કાર્યોમાં પણ પાછા હઠે તેવા નથી, મહા ઉત્સાહી છે, વાયુના માર્ગમાં પણ ગતિ કરનાર છે, અને એ વાનરોએ અનેક વાર સમુદ્રસહિત પૃથિવીની પ્રદક્ષિણાઓ કરેલી છે.૩૫-૩૭ હે સીતે! સુગ્રીવની પાસે મારા જેવા બળવાળા તથા મારા કરતાં વિશેષ બળવાળા અનેક વાનરો છે. પણ મારા કરતાં હીન બળવાળો તેની પાસે એક પણ વાનર નથી.૩૮ જ્યારે હું અહીં આવી શક્યો, ત્યારે મારા કરતાં વિશેષ બળીઆ વાનરો અહીં આવી શકે એમાં શું આશ્ચર્ય? હું અહીં આવ્યો તેનું કારણ તો એ જ કે થોડા બળવાળા હોય તેમને જ દૂત તરીકે મોકલવામાં આવે છે, પણ વધારે બળવાળાને મોકલવામાં આવતા નથી.૩૯ માટે હે દેવિ! તું પરિતાપ કરવો મૂકી દે અને શોકનો ત્યાગ કર. માત્ર એક છલંગથી જ આખા સમુદ્રને તરીને વાનરો અહીં આવી શકશે.૪૦ અને ઉદય પામેલા ચંદ્ર તથા સૂર્ય સરખા નરકેસરી લક્ષ્મણ તથા રામ પણ મારી ખાંધપર બેસી મોટું સૈન્ય લઈ અહીં તારી સમીપે આવશે.૪૧ એમાં સંદેહ માં રાખ. હે સીતે! પુરુષમાં સિંહ જેવા એ બે વીર, વાનરસેના સહિત અહીં આવી, બાણવડે લંકાને પાયમાલ કરી નાખશે અને રઘુનંદન રામ, રાવણને સંગ્રામમાં તેના બંધુઓ સહિત મારશે જ. પછી હે વરારોહે! તને પોતાની નગરીમાં બડી ધામધુમથી લઈ જશે.૪૨-૪૩ માટે હે સીતે! તું શાન્ત થા અને વખતની વાટ જો! તારું કલ્યાણ થશે, અને તું પ્રજ્જ્વલિત થયેલા અગ્નિના સરખા રામને થોડા કાળમાં અહીં આવેલા જોઇશ.૪૪ પુત્ર, અમાત્ય અને બાંધવો સાથે રાવણ મરાશે એટલે, જેમ રોહિણી ચંદ્રને ભેટે છે તેમ તારો અને રામનો મિલાપ થશે.૪૫ હે મૈથિલિ! તું હવે થોડા કાળમાં તારા શોકનો અંત આવેલો જોશે, અને રામને હાથે રાવણને હણાયલો પણ જોશે."૪૬

આ પ્રમાણે સીતાનું આશ્વાસન કરી, વાયુપુત્ર હનૂમાન્, જવાનો વિચાર કરતો સીતા પ્રત્યે પુનઃ બોલ્યોઃ "હે સીતે! શત્રુઓનો સંહાર કરનારા કૃતાત્મા રામ લક્ષ્મણને હાથમાં ધનુષ લઈ, લંકાના દ્વારમાં આવી ઉભેલા તું જોઇશ-તેને માટે ચિંતા માં કર.૪૭-૪૮ અને નખ તથા દાંત છે આયુધો જેમનાં એવા સિંહ તથા વાઘ જેવા બળીઆ અને હસ્તિરાજના જેવા પરાક્રમી વાનરોને પણ અહીં એકઠા થયેલા તું જોઇશ.૪૯ અને હે આર્યે! મોટા પર્વત તથા

મેઘના સરખા વર્ણવાળા અને લંકાના મલયપર્વતનાં શિખરપરથી ગર્જના કરતા વાનરોનાં ટોળે ટોળાં તારી નજરે પડશે.[૫૦] હે સીતે! જેમ સિંહથી પીડાએલો હસ્તિ હોય છે, તેમ રામ, કામના બાણથી પીડિત થયેલા હોવાથી લેશ પણ શાન્તિ પામતા નથી.[૫૧] હે દેવિ! શોકથી તું રુદન કરવું બંધ કર અને મનમાં લેશ પણ ભય રાખ નહીં. હે શોભને! જેમ પોતાનાં સ્વામિ ઇન્દ્રને ઇંદ્રાણી મળે, તેમ તું રામને મળીશ.[૫૨]

"આ પૃથિવીપર રામના કરતાં વિશેષ પરાક્રમવાળો કોણ છે? લક્ષ્મણના સમાન બળવાળો પણ કોણ છે? હે દેવિ! જેઓનો તને આશ્રય છે, તે બે ભાઇઓ, અગ્નિ અને વાયુ સરખા બળવાળા છે.[૫૩] હે દેવિ! રાક્ષસોના વાસવાળાં આ ભયંકર સ્થાનમાં, તારે હવે ઘણું રહેવું પડશે નહીં; કારણ કે, તારા સ્વામીનું અહીં ઘણા થોડા વખતમાં આગમન થશે–માત્ર હું રામને મળું અને સંદેશો કહું એટલી જ ખોટી છે, ને તેટલીવાર સૂધી તું વાટ જો."[૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ઓગણચાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૦ મો
## સીતાસંદેશ

હનૂમાનનાં આવાં વચન સાંભળીને, દેવકન્યા સરખી સીતા, હનૂમાન્ પ્રતિ આત્મહિતનાં આ પ્રમાણે વચનો બોલીઃ–"હે વાનર! જેમ બળી જતા છોડવાળી પૃથિવી, વૃષ્ટિથી હર્ષ પામે છે, તેમ તારાં પ્રિય ભાષણથી હું અત્યંત હર્ષ પામી છું.[૧-૨] હે હનૂમન્! આ મારા શોકથી સુકાઈ ગયેલાં અંગને પુરુષવ્યાઘ્ર રામનો જે રીતે સ્પર્શ થાય તેમ કરવાની તું કૃપા કરજે.[૩] હે વાનરશ્રેષ્ઠ! મેં તને જે મણિ આપ્યો છે, તે તથા કાગની આંખ ફોડી હતી, તે–દર્ભની શળીની વાત, રામને નિશાની દાખલ તું કહેજે અને વિશેષ નિશાનિ માટે આટલું કહેજે કે, 'મારું એક વખતે તિલક ભુંસાઈ ગયું હતું, ત્યારે મારા ગંડપાર્શ્વે તમે મનઃશિલનું તિલક કર્યું હતું તે સંભારી જુવો.[૪-૫] ઇન્દ્ર તથા વરુણના સરખા તમે પરાક્રમવાળા છો, છતાં રાક્ષસોએ મારું હરણ કર્યું અને રાક્ષસીઓની વચ્ચે હું રહી છું, તે તમે કેમ સાંખી શકો છો?[૬] હે નિષ્પાપ! આ ચૂડામણિને મેં ઘણા પ્રયત્ને મારી પાસે સંઘરી રાખ્યો હતો અને તેને જોઈ હું તમારાં દર્શન જેટલો જ આનંદ માનું છું; પરંતુ તે પણ હવે મેં તમારી પાસે મોકલાવ્યો છે, માટે શોકને લીધે મારાથી હવે વધારે સમય જીવી શકાશે નહીં.[૭-૮] આવાં અસહ્ય દુઃખો, હૃદયને ભેદી નાખે એવાં વચનો અને રાક્ષસોમાં નિવાસ, એ સઘળું હું આપને પુનઃ મળવાની આશાએ જ સહન કરું છું.[૯] હે શત્રુદમન! હું એક માસ સૂધી મારા પ્રાણ ધારણ કરીશ; અને હે નૃપાત્મજ! જો ત્યાંસૂધીમાં તમે નહીં આવો તો, હું ત્યારપછી તમારા વિના એક ક્ષણ જીવી શકીશ નહીં.[૧૦] આ રાક્ષસરાજ મહા કપરો છે અને એની વૃત્તિ પણ મારા પ્રત્યે સારી નથી એટલે જો તમે સત્વર મારી વહારે ચઢવા સજ્જ થશો નહીં એમ મને લાગશે તો હું ક્ષણ પણ પ્રાણ રાખનાર નથી."[૧૧]

આંખમાં આંસુ સહિત સીતાનાં કરુણાજનક વચનો સાંભળીને, મહાતેજસ્વી હનૂમાન્ બોલ્યોઃ[૧૨] "હે દેવિ! હું સત્ય સોગન ખાઇને કહું છું કે, તું કયાં પડી છે? તે રામની જાણ બહાર હોવાથી, સર્વ કાર્યનો ત્યાગ કરીને તે નિરંતર શોકથી સંતપ્ત રહે છે અને રામની એવી અવસ્થા જોઈને લક્ષ્મણ પણ પરિતાપ પામે છે.[૧૩] પણ હું તને મળ્યો છું તેથી તારે હવે શોક કરવાની જરાએ જરૂર નથી. હે ભામિનિ! આજ ક્ષણથી તારાં દુઃખનો અંત આવેલો તું માન.[૧૪] એ નરશાર્દૂલ રાજપુત્રો, તારાં દર્શનને માટે આતુર છે, તેને હું મળ્યો કે તત્ક્ષણે તેઓ સૈન્ય લઈ ચઢશે ને ક્ષણ માત્રમાં લંકાને બાળીને ભસમ કરી નાખશે.[૧૫]

"હે વિશાળ નેત્રવાળિ! રાવણને તેના બાંધવો સહિત મારી નાખીને રાજપુત્ર રામ લક્ષ્મણ તને પોતાનાં નગરમાં તેડી જશે.[૧૬] હે અનિંદિત કર્મવાળિ! હવે જે નિશાની રામ સારી રીતે ઓળખી શકે, તથા જે તેમની પ્રીતિ ઉત્પન્ન કરે તેવું કંઈ હોય તો તે, તું મને આપ."[૧૭]

"હાય!" સીતાએ કહ્યું: "હે હનૂમન્! બીજી નિશાનિ શી આપું? મેં તને આ શ્રેષ્ઠ અભિજ્ઞાન આપેલું છે. એ અભિજ્ઞાન જોઈને, હે વીર! રામને તારાં વચનપર પૂર્ણ વિશ્વાસ આવશે."

સીતાએ આપેલો તે શ્રેષ્ઠ મણિ લઈ, હનૂમાને, સીતાને મસ્તક નમાવી નમસ્કાર કર્યા. પછી તે જવાને માટે તત્પર થયો. હનૂમાનને પોતાનું સ્વરૂપ ધારણ કરતાં વૃદ્ધિ પામતો તથા જવાને તૈયાર થયેલો જોઈ,

સીતાના મુખપર ખળખળ આંસુ પડવા લાગ્યાં. પછી તે દીન થઈ, ગદ્‌ગદ્ વાણીએ બોલી:[૧૮-૨૧] "હે હનૂમન્! સિંહના સરખા એ બે ભાઈઓને તથા અમાત્ય સહવર્તમાન સુગ્રીવને મારા કુશળ સમાચાર કહેજે; અને જે રીતે આ દુઃખસાગરમાંથી મહાબાહુ રામ મારો ઉદ્ધાર કરે તેવો પ્રયત્ન કરજે.[૨૨-૨૩] હે હનૂમન્! આ મારો તીવ્ર શોક અને રાક્ષસોથી થતો મારો તિરસ્કાર ઇત્યાદિ વર્તમાન તું રામને મળે ત્યારે કહી સંભળાવજે. હે હરીશ્વર! તારો માર્ગ નિર્વિઘ્નપણે પાર ઉતરો!"[૨૪]

આ પ્રમાણે રાજપુત્રી સીતાનો સંદેશો લઈને કૃતાર્થ થયેલા તથા અત્યંત પ્રસન્ન થયેલા હનૂમાને, રાવણનું સૈન્ય વગેરે જોવાનું જે બાકી હતું, તે જોવા માટે ઉત્તર દિશામાં પોતાના મનને દોડાવ્યું.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

# લંકાદહન

---

## સર્ગ ૪૧ મો

### હનૂમાનનું પરાક્રમ

હનૂમાનને ઉત્તમ વાણીથી સીતાએ સન્માન આપ્યા પછી તે ત્યાંથી દૂર જઈ વિચાર કરવા લાગ્યો કે,[૧] "શ્યામ નેત્રવાળી સીતાને તો હું મળ્યો; હવે મારે કરવાનું કાર્ય થોડું જ બાકી રહેલું છે. પણ મારે હવે શત્રુનું બળ આદિ જોવું. મને વિચાર થાય છે કે, તેમાં સામ, દામ, તથા ભેદને કોરે મૂકી, દંડનો ઉપાય વાપરીએ તો બડી ગમ્મત પડે.[૨] આ રાક્ષસો સાથે સામથી વાત કરીએ, પણ તેમાંથી કંઈ ફળ થવાનું નથી. ધનવાન્ દામથી પણ વશ થતો નથી; અને જે લોકો બળથી ગર્વિષ્ઠ થઈ ગયેલા હોય છે ત્યાં ભેદ પાડવો, એ પણ અશકય છે. અહીં તો પરાક્રમ કરવું એ જ મને તો સારું લાગે છે.[૩] પરાક્રમ કર્યા વિના આ કામનો અંત આવે એવું મને લાગતું નથી. કારણ કે, જો પરાક્રમ કરીશ તો રાક્ષસો પોતાના ઘણા યોધા મરાયેલા જોઈ, લગાર પણ નરમ પડશે.[૪] કારણ કે,

**कार्ये कर्मणि निर्वृत्ते यो बहून्यपि साधयेत् ।**
**पूर्वकार्याविरोधेन स कार्यं कर्तुमर्हति ॥**
**न ह्येकः साधको हेतुः स्वल्पस्यापीह कर्मणः ।**
**यो ह्यर्थं बहुधा वेद स समर्थोऽर्थसाधने ॥**

સોંપેલ મુખ્ય કાર્યને પૂર્ણ કર્યા પછી, જે દૂત પહેલાં કાર્યને વિરોધ ન આવે તેવું બીજું કાર્ય કરે છે, તેજ, આવાં દૂતત્વનાં કાર્ય કરવે યોગ્ય કરે છે:[૫] જે માણસ અતિશય પ્રયત્નથી સ્વલ્પ કાર્યને સાધે છે, તે, ખરું જોતાં ખરો કાર્યસાધક ગણાતો નથી; પરંતુ જે સ્વલ્પ પ્રયત્નથી મહત્ કાર્ય કરે છે, તેજ ખરો અર્થસાધક ગણાય છે.[૬] એટલા માટે મેં પણ નિશ્ચય કર્યો છે કે, મારા અને શત્રુના વચ્ચે યુદ્ધ થાય, તેમાં વધારે અથવા ઓછા બળવાળો કોણ છે? તે સઘળું સારી પેઠે જણાયા પછી સુગ્રીવ પાસે જાઉં, તો મેં મારા સ્વામીનું કાર્ય યથાર્થ બજાવ્યું કહેવાય.[૭] મારું અહીં આવવું શી રીતે સફળ થાય? રાક્ષસોની સાથે શી રીતે હઠયુદ્ધ થાય? અને સંગ્રામમાં તેઓનું બળ કેટલું છે તથા મારું બળ કેટલું છે, તે રાવણને શી રીતે સ્પષ્ટ માલમ પડે?[૮] મંત્રી, સૈન્ય અને સારથિ સાથે સંગ્રામમાં આવેલા રાવણની સાથે યુદ્ધમાં ઉતરીશ, તો તેનું બલાબલ યથાર્થ જાણીને પછી હું અહીંથી પાછો જઇશ.[૯] આ કાર્ય સાધવાને માટે નિર્લજ્જ રાવણની આ વાટિકા, જે આંખ અને મનને ઠંડક આપે છે, વૃક્ષોથી ભરપૂર છે અને બીજાં નંદનવન જેવી છે, તેનો, અગ્નિ જેમ શુષ્ક વનનો નાશ કરે તેમ, હું નાશ કરું તો ઠીક પડે. એ વનનો નાશ કરીશ એટલે રાવણ ઘણો કોપશે.[૧૦-૧૧] આ વનવાટિકાનો નાશ થયેલો જાણીને રાક્ષસેશ્વર રણે ચઢશે અને ત્રિશૂળ તથા લોઢાના પટ્ટિશ આદિ આયુધોવાળા રાક્ષસો લઢવા આવશે, પછી અશ્વ, મહારથી અને હસ્તિઓનું મોટું સૈન્ય લઢવા આવશે અને પછી તેની સાથે મારું ઘોર યુદ્ધ થશે.[૧૨] હું પણ અભંગ પરાક્રમવાળો છું, માટે પ્રચંડ પરાક્રમવાળા તે રાક્ષસોની સાથે સંગ્રામ કરીશ, રાવણની મોકલેલી સઘળી સેનાનો નાશ કરીશ અને પછી નિરાંતે સુગ્રીવ પાસે જઇશ (તો બડી ગમ્મત પડશે)."[૧૩]

આ પ્રમાણે વિચાર કરી, ઉન્મત્ત થયેલા પવનના સરખા મારુતિએ પોતાના ઉગ્ર વેગથી, ગાંડા હાથીની પેઠે ગર્જના કરતાં કરતાં, અશોક વનનાં અનેક વૃક્ષોને ભાંગી નાખવા માંડ્યાં અને કોપ પામેલા તે વીરે જોતજોતામાં તો મત્ત પક્ષીઓના સમૂહથી ગાજી રહેલાં તથા નાના પ્રકારનાં વૃક્ષો અને લતાઓથી ભરપૂર પ્રમદ વનને રમણભમણ કરી નાખ્યું.[૧૪-૧૫]

હનુમાને, ભાંગી નાખેલાં વૃક્ષોથી, તોડી નાખેલાં જળાશયોથી, મનોહર ક્રીડાપર્વતના ચૂરા કરી, તેનાં શિખરો ફેરાહી મૂક્યાં ને અનેક પક્ષીઓને ચીસો પડાવી તેથી અને જે જલાશયોના કીનારા તુટી ગયા હતા, તેમાંથી સપાટાબંધ ચોમેર વહેતાં પાણીથી, કરમાઈ ગયેલાં વૃક્ષ અને વેલીઓના ચિમળાઈ જવાથી અને રાતાં કિસલયથી તે વન જાણે દાવાનલથી બળી ગયું હોય તેવું દેખાવા લાગ્યું. પત્ર ખરી પડવાથી અશોક વનની લતાઓ, વસ્ત્ર નીકળી જતાં વ્યાકુળ થયેલી નગ્ન નારી સરખી દેખાવા લાગી.[૧૬-૧૮] તોડી નાંખેલાં લતાગૃહો, ચિત્રગૃહો, નાસતા સર્પ ને પશુઓથી અને આર્ત સ્વર કરતાં પક્ષીઓથી તથા ભાંગી નાખેલાં શિલાગૃહોથી અને બીજાં અનેક ગૃહોના કડકડાટ પડવાથી તે વનની સર્વ રમણીયતાનો નાશ થઈ ગયો[૧૯] અને રાવણની અંતઃપુરની પ્રમદાઓના કામને નિત્ય વૃદ્ધિ કરનારી તથા ચલિત અશોક વૃક્ષવાળી અશોક વનની ભૂમિ, જોનારને અત્યંત શોક ઉત્પન્ન કરે તેવી દેખાવા લાગી.*[૨૦]

આ પ્રમાણે પૃથ્વીપતિ રાજા રાવણનું અપ્રિય કરીને, મહાબળવાન્ તથા અનેક બળવાન્ રાક્ષસોની સાથે એકલો યુદ્ધ કરવાને ઇચ્છતો અને કાન્તિથી પ્રકાશ પામતો હનૂમાન્, રાવણના દરવાજાના તોરણપર, અતિ ગુસ્સાભેર આવીને ઉભો રહ્યો.[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં એકતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૨ મો

## રાવણના સેવકોનો પરાજય

પક્ષીઓના કોલાહલથી તથા વૃક્ષોના ભાંગવાથી આખું વન ગાજી રહ્યું અને લંકાના સઘળા લોક ત્રાસ પામી ગભરાવા લાગ્યા.[૧] ભયભીત થયેલાં પશુપક્ષીઓ, નાસીનાસીને પોતાના સ્થાનકોમાં પેસી જવા લાગ્યાં અને રાક્ષસોને માનશુકન (જ્યાં ત્યાં) થવા લાગ્યાં.[૨] વૃક્ષો ભાંગવાથી કડકડાટ કડાકા થયા, તેથી વિકૃત મુખવાળી રાક્ષસીઓ ઝબકી ઉઠી અને જોયું તો આખું અશોકવન વિનાશ પામેલું હતું, અને એક સ્થળે હનૂમાન્ ઉભેલો હતો.[૩] એ રાક્ષસીઓને ડરાવવા માટે, મહાબળવાન્ તથા મહાસત્વ હનૂમાને ભય ઉત્પન્ન કરે એવું પ્રચંડ રૂપ ધારણ કર્યું.[૪] પર્વત સરખા મોટા દેહવાળા મહાબળવાન્ હનૂમાનને જોઈ, રાક્ષસીઓએ જનકતનયાને પૂછ્યું કે, "આ કોણ છે? એ કોનો પુત્ર છે? અને અહીં શામાટે આવ્યો છે? અને તેં એની સાથે શામાટે વાતચિત કરી?[૫-૬] હે સુભગે! હે વિશાલાક્ષિ! તું લેશ પણ ભય પામ્યા વિના અમને કહે કે, તેં એની સાથે શી વાતચિત કરી?"[૭]

રાક્ષસીઓનાં એવાં વચન સાંભળી, સર્વાંગે શોભતી સતી સીતા બોલીઃ "રાક્ષસો ઇચ્છામાં આવે તેવાં રૂપ ધારણ કરનારા છે, એટલે તેમની કૃતિ જાણવાનું મારું શું ગજું?[૮] જેમ સાપના પગ સાપ જ જાણે છે તેમ એ કોણ છે? તે તમે જાણો, મને શી ખબર. એ શું કરશે? તેની પણ તમને ખબર હશે, એમાં સંશય નથી.[૯] એને દેખીને હું ઘણો ભય પામી છું, અને એ કોણ છે, તે મને પણ ખબર નથી; પરંતુ એ ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરે છે, તે પરથી અનુમાન થાય છે કે, એ કોઈ બહુરૂપી રાક્ષસ હશે, ને અત્રે આવ્યો હશે."[૧૦]

સીતાનાં તે વચન સાંભળતાં રાક્ષસીઓ ડરી ગઈ ને કેટલીક સત્વર ત્યાંથી દોડી, રાવણ પાસે ખબર કહેવા ગઈ અને કેટલીક ત્યાં આગળ ઉભી રહી.[૧૧] વિકૃત વદનવાળી તે રાક્ષસીઓએ રાવણને કહ્યું કે, "અશોક વનમાં વિચિત્ર રૂપવાળો કોઈ વાનર આવ્યો છે."[૧૨] બીજી બોલી કે, "હે રાજન્! આપણા અશોક વનમાં એક ભયંકર રૂપવાળો તથા મહાબળવાન્ વાનર આવ્યો છે. તેણે સીતા સાથે કંઈ વાતચિત કરી અને પછી ત્યાં આગળ ઉભો રહ્યો છે.[૧૩] અમે ઘણુંએ એને માટે સીતાને પૂછ્યું, પણ તે હરિણાક્ષી, અમને કંઈ પણ કહેવાને ઇચ્છતી નથી.[૧૪] અમને એમ લાગે છે કે, એ વાસવનો મોકલેલો અથવા તો વૈશ્રવણનો મોકલેલો કોઈ દૂત હશે; અથવા તો સીતા ક્યાં છે? તે જાણવાને રામે મોકલેલો કોઈ દૂત હશે.[૧૫] તે અદ્ભુત રૂપવાળા વાનરે, આપણું મનોહર અને અનેક પ્રકારનાં પક્ષીઓથી ભરેલું અશોક વન ખરાબખસ્ત કરી નાખ્યું છે.[૧૬] મહારાજ! આખા અશોક વનમાં એક પણ જગ્યા એવી નથી દેખાતી, કે જે એ વાંદરાએ વણસાડી મૂકી ન હોય? માત્ર જ્યાં આગળ સીતા બેઠેલી છે, તે જ જગ્યા એણે સલામત રહેવા દીધી છે.[૧૭] સીતાને બેસવા માટે કે પોતે થાકી ગયેલો હોવાથી તે મહેલનો તેણે નાશ કર્યો નથી, તે કશું સમજાતું નથી. અરે! પણ અમે ભૂલીએ છીએ મહારાજ! એને તે

---

* આ શ્લોકમાં ઉત્તમ શ્લેષ છે.

થાક શો? ખરેખર રાવણ મહારાજ, એણે તો વૈદેહીનું રક્ષણ જ કર્યું છે.[૧૮] વળી સુંદર પત્રવાળું શિંશપા વૃક્ષ, જેની તળે સીતા બેઠી હતી, (ને નિત્ય બેસે છે) તે વૃક્ષને પણ એણે અણીશુદ્ધ રહેવા દીધું છે.[૧૯] એ ઉગ્ર રૂપવાળા વાનરને આપે કંઈ શિક્ષા કરવી જોઈએ, કારણ કે, એણે આપણું અશોક વન ભાંગી નાખ્યું છે, એટલું જ નહિ, પણ સીતાની સાથે કંઈ સંતલસ પણ કરી છે.[૨૦] હે રાક્ષસેશ્વર! તારા મનમાં વસેલી તે સીતાની સાથે, જીવવાની આશાવાળો એવો કોણ છે કે વાતચીત કરી શકે?"[૨૧]

રાક્ષસીઓનાં આવાં વચન સાંભળી, રાક્ષસેશ્વર રાવણ, ચિતાના અગ્નિની પેઠે પ્રજ્જ્વલિત થઈ ગયો. કોપથી તેની આંખો ફરી ગઈ.[૨૨] બળતા દીવામાંથી જેમ તેલનાં ટીપાં પડે તેમ, અત્યંત કોપેલા રાવણની આંખોમાંથી, ક્રોધનાં અશ્રુ પડવા લાગ્યાં.[૨૩] તે વીર્યવાને પોતાના સરખા બળવાળા રાક્ષસોને આજ્ઞા કીધી કે, "હનૂમાનને કેદ કરો."[૨૪] રાવણની આજ્ઞા મળતાં જ એંશી હજાર રાક્ષસો, હાથમાં મોટાં મુદ્ગર અને કૂટાગ્ર લઈ દોડ્યા.[૨૫] એ રાક્ષસોમાંના કેટલાકની ફાંદ મોટી હતી, કોઇની દાઢો મોટી હતી, કોઇનાં રૂપ ભયંકર હતાં, કોઈ મહાબળવાન્ હતા, કેટલાક તો યુદ્ધ કરવાને માટે તલપાપડ થયા હતા અને કોઈ તો હનૂમાનને પકડવા માટે તત્પર હતા.[૨૬]

આ સર્વ રાક્ષસો, દરવાજાના તોરણ તળે ઉભેલા હનૂમાનની પાસે આવ્યા. જેમ અગ્નિ ઉપર પતંગીઆં પડે તેમ હનૂમાનપર તુટી પડ્યા અને ચિત્રવિચિત્ર ગદાઓથી, સોનાનાં કડાંવાળાં પરિઘોથી, સૂર્યના સરખાં ઝળકતાં બાણોથી, મુદ્ગરથી, પટ્ટિશથી અને શૂલથી તેને ઘેરી લઈ તેનાપર માર મારવા મંડી પડ્યા, અને હાથમાં પ્રાસ અને તોમર ઝાલી હનૂમાનને ઘેરી લીધો.[૨૭–૨૯]

એ સમયે, પર્વતના સરખા શ્રીમાન્ તેજસ્વી હનૂમાને પોતાના દેહને વધાર્યો. પછી પૃથિવીપર પુચ્છનો સપાટો સણુસણાટ કરતો લગાવી, મેઘગર્જના કરી. જે ધ્વનિથી આખી લંકા ખળભળી રહી. હનૂમાને પુચ્છને પછાડ્યું તેથી ઉત્પન્ન થયેલા ઘાત અને આઘાતથી આકાશમાં ઉડતાં પક્ષીઓ થરથરી નીચે પડ્યાં. પછી પુનઃ તેણે ઘોર ગર્જના કરી અને બોલ્યોઃ "આખી સૃષ્ટિમાં પરમ પરાક્રમી રામ અને મહાબળવાન્ લક્ષ્મણનો જય જય! રાઘવથી રક્ષિત થયેલા રાજા સુગ્રીવનો જય જય![૩૦–૩૩] અક્લિષ્ટ કર્મવાળા કોસલેન્દ્ર રામનો, શત્રુસેનાનો નાશ કરનાર હું દૂત છું. મારું નામ હનૂમાન છે, હું મારુતનો પુત્ર છું.[૩૪] હે રાક્ષસો! સાંભળો. જે વખતે યુદ્ધમાં હું હજારો શિલાઓ અને વૃક્ષોનો વરસાદ વરસાવીશ, તે વખતે તમારા રાવણ જેવા હજાર રાવણ આવે તો પણ તેઓ મારી બરોબરી કરી શકવાને સમર્થ નથી.[૩૫] હું આજે આખી લંકાને પીડિત કરીશ અને સીતા દેવીને પ્રણામ કરી મારો ધારેલો અર્થ પૂર્ણ કરીશ અને તમે જોતા રહેશો ને હું ચાલ્યો જઇશ."[૩૬] હનૂમાનની આવી ગર્જનાથી સર્વે રાક્ષસો ભયથી થરથરી ગયા અને સંધ્યાકાળના મેઘ સરખા ઉન્નત હનૂમાનના સામું જોઈ જ રહ્યા.[૩૭]

પણ પોતાના સ્વામીની આજ્ઞા હતી એટલે સર્વે રાક્ષસો નિઃશંક થઈ ભયંકર તથા વિવિધ પ્રકારનાં આયુધો ઉગામી હનૂમાનપર તુટી પડ્યા.[૩૮] રાક્ષસોને પોતાની આસપાસ વિંટાઈ વળતા જોઈ, હનૂમાને લંકાના દરવાજાની ભુંગળ હાથમાં લીધી અને તેનાથી રાક્ષસોનો કચ્ચરઘાણ વાળ્યો અને જેમ સર્પને લઈ ગરુડ આકાશમાં ઉડે, તેમ, હનૂમાન્ રાક્ષસોને પકડી પકડીને આકાશમાં ઉડવા લાગ્યો અને જેમ ઇંદ્ર દૈત્યોનો વજ્રથી નાશ કરે છે, તેમ હનૂમાને તેઓનો નાશ કરવા માંડ્યો.[૩૯–૪૧]

આ પ્રમાણે રાવણના મોકલેલા કિંકર રાક્ષસોને મારીને, પુનઃ યુદ્ધ કરવાની ઇચ્છાવાળો હનૂમાન્ દરવાજાપર જઇને ઉભો રહ્યો.[૪૨] આ મારમાંથી બચેલા અને ભયથી નાસી છૂટેલા કેટલાક રાક્ષસો, સત્વર દોડતા રાવણ પાસે ગયા, અને બીજા રાક્ષસોનો હનૂમાને કેમ નાશ કર્યો? તે વાત કહી સંભળાવી.[૪૩] પોતાનાં રાક્ષસસૈન્યનો આ પ્રમાણે હનૂમાને નાશ કર્યો સાંભળી, રાવણનાં નેત્ર ફરી ગયાં અને તેણે અપ્રતિમ પરાક્રમવાળા તથા યુદ્ધમાં દુર્જય એવા પ્રહસ્તના પુત્રને આજ્ઞા આપી કે, "રણમાં જઈ હનૂમાનને બાંધી લાવ."[૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં બેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૩ મો

## ચૈત્યપ્રાસાદનો નાશ

રાવણે જે સેવકો મોકલ્યા હતા, તેમનો નાશ કર્યા પછી, હનૂમાન્ વિચાર કરવા લાગ્યો કે, "આ અશોક વનનો મેં નાશ કર્યો, પણ આ ચૈત્યપ્રાસાદનો નાશ

ર્ક્યો નથી, તેથી આજે મારે એ મંદિરનો નાશ કરવો." આવો મન સાથે વિચાર કરીને, હનુમાન્ પોતાનું બળ દેખાડવા તત્પર થયો.[૧-૨] તે મેરુના શિખર જેટલા ઉંચા ચૈત્યપ્રાસાદપર ચઢ્યો. ગિરિ સરખા ચૈત્યપ્રાસાદપર ચઢેલો મહાતેજસ્વી હનુમાન્, જાણે બીજો સૂર્ય ઉગ્યો ન હોય! તેવો દેખાતો હતો.[૩-૪] કોઈ જેનું ઘર્ષણ ન કરી શકે એવા ઉન્નત ચૈત્યપ્રાસાદને તેણે ક્ષણ વારમાં ભાંગી નાખ્યો; અને કાન્તિથી જાજ્વલ્યમાન્ લાગતો હનુમાન્, પારિયાત્ર પર્વત પેરે શોભવા લાગ્યો.[૫] પછી પોતાના પ્રભાવથી હનુમાને મોટું સ્વરૂપ ધારણ કરવા માંડ્યું અને આખી લંકાને ગજવી નાખે એવી રીતે પુચ્છ પછાડી હાકોટો કીધો.[૬] પૃથિવીપર પછાડેલા તેના પુચ્છનો કાનને ફાડી નાખે એવો મહા ભયંકર શબ્દ સાંભળી, આકાશમાંથી પક્ષીઓ નીચે ફરરર ફરરર પડવા લાગ્યાં. અને ચૈત્યનું રક્ષણ કરનારા રાક્ષસો પણ બેભાન થઈ ગયા.[૭] પછી હનુમાને હાકલ પાડી કે, "અસ્ત્ર જાણનાર રામનો વિજય થાઓ, મહા બળવાન્ લક્ષ્મણનો વિજય થાઓ અને રામથી રક્ષિત રાજા સુગ્રીવનો પણ વિજય વાધો![૮] અકિલષ્ટ કર્મવાળા કોસલેન્દ્ર રામનો હું દાસ છું અને શત્રુઓના સૈન્યનું વિદારણ કરનાર હું મારુતનો પુત્ર છું અને મારું નામ હનુમાન્ છે.[૯] હજારો શિલા અને વૃક્ષોથી જે વખતે હુ રણમાં ઘુમું છું, તે વખતે હજાર રાવણ હોય તો પણ તે મારી બરોબરી કરી શકે તેમ નથી.[૧૦] હું લંકાને ખેદાન મેદાન કરી નાખી, સીતા દેવીને અભિવંદન કરી, મારું ધારેલું કામ પાર પાડીશ અને સર્વ રાક્ષસોના દેખતાં હું ચાલ્યો જઇશ."[૧૧]

આ પ્રમાણે બોલી ચૈત્યપ્રાસાદપર બેઠેલા કપિયૂથનું પાલન કરનાર હનુમાને, રાક્ષસોને ત્રાસ ઉત્પન્ન કરે તેવો હાકોટો કીધો.[૧૨] હનુમાનની આવી ગર્જના સાંભળી, ચૈત્યપ્રાસાદના સેંકડો રક્ષકો હાથમાં વિવિધ અસ્ત્રો તથા પાશ અને પરશુ લઈ દોડી આવ્યા.[૧૩] અને હનુમાનની ઉપર અસ્ત્ર ફેંકતા ફેંકતા તેને વિંટાઈ વળ્યા. પછી તે રાક્ષસો વિચિત્ર ગદાઓથી, સુવર્ણના કડાંવાળાં પરિઘોથી તથા સૂર્યના સરખાં પ્રકાશ મારતાં બાણોથી હનુમાનને મારવા લાગ્યા. હનુમાનની આસપાસ વિંટાઇને ઉભેલા રાક્ષસોનો સમૂહ, તે જાણે ગંગાને વિંટાઈ વળેલા જળગુલ્મ (પાણીમાં થતા વંટોળિયા) હોય તેવો દેખાતો હતો.[૧૪-૧૫] મારુતપુત્ર હનુમાન્ કોપ્યો. તેણે મહા ભયંકર રૂપ ધારણ કર્યું. અને પ્રાસાદનો સુવર્ણથી મઢેલો તથા સો ધારવાળો સ્તંભ હાથમાં લીધો. પછી તે સ્તંભ ચારે તરફ ઉપરાચાપરી ફેરવવા માંડ્યો.* આ સ્તંભના ઘસારાથી અગ્નિ ઉત્પન્ન થયો, અને તે અગ્નિથી આખો ચૈત્યપ્રાસાદ સળગી ઉઠયો.[૧૬-૧૮] મંદિરને સળગતું જોઈ હનુમાને, ઇંદ્ર જેમ વજ્રથી અસુરોનો નાશ કરે, તેમ સેંકડો રાક્ષસોના ચૂરેચૂરા કરી નાખ્યા.[૧૯] પછી તે આકાશમાં ઉડ્યો અને ત્યાં રહી આ પ્રમાણે બોલવા લાગ્યો:– "ઓ રાક્ષસો! તમે સાંભળો. સુગ્રીવના આધિપત્ય નીચે રહેલા મારા જેવા તથા મારાથી બળવાન્ હજારો વાનરોને તેણે મોકલ્યા છે. હું અને એ બધા વાનરો આ પ્રમાણે આખી પૃથિવીપર ફરીએ છીએ.[૨૦-૨૧] અમારામાંના કેટલાક દશ હાથીના બળવાળા છે, કેટલાક સો હાથીના બળવાળા છે, કેટલાક હજાર હાથી સરખા પરાક્રમવાળા છે અને કેટલાએક તો અસંખ્ય હસ્તીઓના જેવા બળવાળા છે. એ રાક્ષસોમાંના કેટલાક વાયુના સરખા બળવાળા છે અને વાનરસેનાની ટુકડીઓના કેટલાક અધિપતિઓ તો અપ્રમેય બળવાળા છે.[૨૨-૨૩] અમારા દાંત અને નખ આયુધો છે. આવા બળવાળા સેંકડો, હજારો અને કરોડો વાનરોની સાથે તમારો નાશ કરનાર સુગ્રીવ અહીં આવશે, ત્યારે સ્મરણમાં રાખજો કે, મહાત્મા ઇક્ષ્વાકુવીર રામની સાથે તમે વેર બાંધ્યું છે માટે, તમે, આ તમારી લંકા નગરી અને રાવણ, એ સઘળા હતા ન હતા જેવા થશો, તમે હવે ઘડી પળના પરોણા છો."[૨૪-૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં તેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૪ મો
## જમ્બુમાલીવધ

રાવણની આજ્ઞા મળવાથી, મોટી દાઢોવાળો મહાબળવાન્, પ્રહસ્તનો પુત્ર જમ્બુમાલી, હાથમાં ધનુષ લઇને બહાર નિકળ્યો.[૧] તેણે રક્ત વસ્ત્ર ધારણ કર્યાં હતાં, શરીરપર માળાઓ નાખી હતી અને કાનમાં સુંદર કુંડળ પહેર્યાં હતાં. તેનાં નેત્રો ગોળ મટોળ હતાં અને તે પોતે ઘણો ઉગ્ર અને સંગ્રામમાં કોઇથી જિતાય નહીં તેવો હતો.[૨] તે, ઘડીપળે વજ્ર અને

---

* મિલ્ટનના સેમસન એગોનિસ્ટીસ કાવ્યમાં મહાબળવાન સેમસને પણ આમ જ સ્તંભ ઉપાડ્યો છે.

અશનિના સરખો શબ્દ કરતો તથા ઇન્દ્રના ધનુષ સરખા, પોતાના સુંદર ધનુષનો ટંકારવ કરતો હતો-તે વખતે તેના ધનુષના શબ્દથી દિશા, ઉપદિશા અને આકાશ ગાજી રહેતાં હતાં, ગધેડાના રથમાં તે સ્વાર થયો હતો. તેને આવતો જોઈ, હનૂમાન્ બહુ ખુશી થયો. જાણે તેને આવકાર દેતો હોય તેમ હનૂમાને મોટેથી હાકોટો પાડ્યો.[૩-૫]

દરવાજાના ઉપરના ગાળામાં બેઠેલા મહાકપિ હનૂમાનને જોઈ, મહાતેજસ્વી જમ્બુમાલીએ તેને તીક્ષ્ણ બાણો મારી વિંધી નાખવા પ્રયત્ન કીધો.[૬] અર્ધ ચંદ્રાકાર બાણથી હનૂમાનને મુખમાં, કર્ણી નામનાં બાણથી માથામાં અને નારાચ નામનાં દશ બાણોથી તેના વજ્રમય હાથમાં—એ પ્રમાણે ત્રણ ઠેકાણેથી તેણે વિંધ્યો.[૭] બાણથી વિંધાયેલું તેનું મુખ, સૂર્યનાં કિરણોથી શરદતુનું પ્રફુલ્લ થયેલું પદ્મ હોય તેવું દેખાતું હતું.[૮] મૂળ તો મુખમુદ્રા તેની રક્ત અને તેમાં રુધિરથી વિશેષ રક્ત થયું. તે જાણે આકાશમાં રાતા અશોકના રસથી છંટાયેલું મહાપદ્મ હોય, તેવું તેનું મોં દેખાતું હતું.[૯]

રાક્ષસનાં બાણ વાગવાથી, મહાકપિ હનૂમાનને ઘણો કોપ ચઢ્યો. તેણે આસપાસ દૃષ્ટિ ફેંકી તો પાસે એક મોટી શિલા પડેલી દીઠી.[૧૦] તુરત જ તે ઉપાડી લીધી અને એકદમ શત્રુ રાક્ષસપર ફેંકી; પણ જમ્બુમાલીએ કોપ કરી દશ બાણ મૂક્યાં, અને તે શિલાના કુરચેકુરચા કરી નાખ્યા.[૧૧] પોતાનો પ્રયત્ન નિષ્ફળ થયો જોઇને, પ્રચંડ પરાક્રમવાળા હનૂમાને, એક મોટું સાલવૃક્ષ ઉખેડી (હવામાં) વીંઝવા માંડ્યું.[૧૨] કપિને આ પ્રમાણે સાલવૃક્ષ વીંઝતો જોઈ, મહાબળવાન્ જમ્બુમાલીએ અનેક બાણો મૂક્યાં; અને ચાર બાણ મારી વૃક્ષને છેદી નાખ્યું તથા પાંચ બાણ મારી હનૂમાનના હાથ, એક બાણથી ઉરસ્થળ અને દશ બાણથી છાતી વિંધી નાખી.[૧૩-૧૪] જ્યારે તેનું અંગ શરથી પૂરાઈ ગયું ત્યારે હનૂમાને અત્યંત કોપ કરી, પૂર્વની પેઠે દરવાજાની ભોગળ લઈ ફેરવવા માંડી, અને સપાટાભેર તે ભોગળ જમ્બુમાલીની મોટી છાતીમાં મારી.[૧૫-૧૬] આ ભોગળ વાગવાથી તત્ક્ષણ તેના હાથ, જાંઘો, માથું, રથ, અશ્વ અને ધનુષ તથા બાણમાંનું કશુંએ તે સ્થળે જણાયું નહીં; અને જેમ કાપી નાખેલું વૃક્ષ પડે તેમ ભોગળ વાગવાથી અંગના ચૂરેચૂરા થઈ જતાં મહારથી જમ્બુમાલી પૃથિવીપર ફ્ડાક દેતો કે ઘાયલ થઇને પડ્યો.[૧૭-૧૮]

જમ્બુમાલી મરાયો તથા મહાબળવાન્ સેવકોનો પણ સંહાર થયો, એ સાંભળીને, રાવણને અત્યંત કોપ ચઢ્યો; અને તેનાં નેત્ર ક્રોધથી હિંગળોકવર્ણાં થઈ ગયાં.[૧૯]

મહાબળવાન્ પ્રહસ્તના પુત્રને મરાયો સાંભળીને, ક્રોધથી રક્ત થયેલા તથા ભમી જતાં નેત્રવાળા નિશાચરેશ્વર રાવણે, તુરત પોતાના પ્રધાનના અત્યંત પરાક્રમી તથા બળવાન્ પુત્રોને આજ્ઞા કરી કે, "જાઓ, એ હનૂમાનને રણમાંથી બાંધી આણો."[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચુમાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૫ મો

### અમાત્યના પુત્રોનો વધ

રાક્ષસેન્દ્ર રાવણની આજ્ઞા પામેલા, અગ્નિના જેવી કાન્તિવાળા, ધનુર્ધારી, મહા બળવાન્, અસ્ત્રવિદ્યામાં કુશળ તથા એક બીજા ઉપર જય ઇચ્છતા સાત મન્ત્રીપુત્રો, મોટું સૈન્ય લઈ સુવર્ણની ઝુલોવાળા ધ્વજા અને પતાકાવાળા તથા મેઘપેરે સડસડાટ દોડતા ઘોડા જોડેલા મોટા રથોમાં બેસી રાજભવનમાંથી બહાર નિકળ્યા.[૧-૩] સર્વે અપાર પરાક્રમવાળા હતા અને બહુ હરખાતા હતા તથા તપ્તસુવર્ણથી ચિત્ર વિચિત્ર દેખાતા ધનુષને તડિત્વાન્ મેઘની પેઠે ખેંચતા હતા.[૪] રાવણના સેવકોનો હનૂમાને નાશ કર્યો, તે સાંભળીને તે મન્ત્રીપુત્રોની માતાઓ, બાંધવો અને સુહૃજ્જનો હાય, હાય, કરવા લાગ્યાં.[૫] પણ મન્ત્રીપુત્રો એક બીજાની સાથે ગમનસ્પર્ધા કરતા, સુવર્ણનાં ભૂષણ પહેરીને નિકળી પડ્યા; અને તોરણના ઉપલા ભાગમાં બેઠેલા હનૂમાન્ ઉપર ધસ્યા.[૬] મેઘસમુદાય જેમ વર્ષાકાળમાં ગર્જના કરતો આમતેમ ફરે છે, તેમ બાણની વૃષ્ટિ કરતા તથા રથના ગડગડાટરૂપ ગર્જના કરતા રાક્ષસરૂપ મેઘો, હનૂમાનની ચોમેર ફરી વળ્યા.[૭] તે રાક્ષસોની બાણવૃષ્ટિથી હનૂમાન્ છવાઈ ગયો. તે વેળાએ તે-જાણે વૃષ્ટિથી છવાઈ ગયેલો પર્વતરાજ હોય તેવો શોભતો હતો.[૮] હનૂમાન્ બહુ ચતુર હતો. તે વારે વારે તેઓના બાણના સપાટામાંથી છટકી જતો હતો; એટલું જ નહીં પણ આકાશમાં ભ્રમણ કરવાથી તે વીરોના રથના સપાટામાં પણ આવતો નહોતો.[૯] તે જાણે ધનુષ લઈ યુદ્ધ કરતા રાક્ષસોની સાથે ક્રીડા કરતો હોય તેવો જણાતો હતો. તે ઇંદ્રધનુષવાળા મેઘની સાથે ક્રીડા કરતા વાયુની માફક આકાશમાં વારે વારે દર્શન દેતો હતો.[૧૦]

ઘણીવાર આમ તેમ રમત રમ્યા પછી હનુમાને ઘોર ગર્જના કરીને રાક્ષસોની મહાસેનાને ત્રાસ પમાડ્યો. પછી વીર્યવાન્ હનુમાને રાક્ષસોના ઉપર મારો ચલાવ્યો.[૧૧] જોતજોતામાં તો કેટલાકને હાથની લપડાકથી, કેટલાકને પગથી ને કેટલાકને મુષ્ટિથી મારી નાખ્યા. વળી કેટલાકને નખથી ચીરી માર્યા;[૧૨] કેટલાકને ગાઢ આલિંગનથી કચડી નાખ્યા અને કેટલાકને સાથળો વચ્ચે ઘાલીને દાબી નાખ્યા તથા કેટલાક તો તેની ગર્જનાથી જ મરણ પામ્યા.[૧૩] આ રીતે રાક્ષસો ટપોટપ નીચે પડવા લાગ્યા ત્યારે, તેઓનું સૈન્ય પણ ભયને લીધે દશે દિશાઓમાં નાસભાગ કરી રહ્યું.[૧૪] હસ્તિઓ ચીસો પાડવા લાગ્યા, અશ્વો જમીનપર લાંબા છટ થઈ સૂતા, ભાંગી ગયેલા ઉંટડા, ધ્વજ અને છત્રોવાળા રથથી પૃથિવી છવાઈ રહી; રુધિરની નદીઓ વહેવા લાગી અને લંકામાં કાગારોળ થઈ રહ્યો.[૧૫-૧૬]

સર્વે રાક્ષસોને મારીને મહાબળવાન્ અને ભયંકર પરાક્રમી હનુમાન્ પુનઃ બીજા રાક્ષસોની સાથે યુદ્ધ કરવાને તત્પર થઈ પાછો દરવાજાપર જઈને નિરાંતે બેઠો.[૧૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં પીસ્તાળીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૬ મો
## પાંચ સેનાનાયકોનો નાશ

મહેચ્છ હનુમાને મન્ત્રીસુતોને મારી નાખ્યા, એ વાત સાંભળી દશગ્રીવ મનમાં બહુ ભય પામ્યો; પરંતુ ઉપરથી ધૈર્યનો આડંબર રાખ્યો.[૧] તેણે વિરૂપાક્ષ, યૂપાક્ષ, દુર્ધર્ષ, પ્રઘસ અને ભાસકર્ણ નામના પાંચ સેનાના નાયકોને તેડાવી મંગાવ્યા.[૨] એ સર્વ નીતિશાસ્ત્રમાં ઘણા કુશળ હતા, યુદ્ધમાં વાયુના જેવા વેગવાળા હતા અને હનુમાનને પકડવા સમર્થ હતા; તેઓને રાવણે કહ્યું કેઃ–[૩]

"હે સેનાપતિઓ! તમે ઘોડા, રથ, હસ્તિઓ અને મોટું સૈન્ય લઈને જાઓ અને એ વાનરને કેદ કરો.[૪] એ વનચર પાસે ગયા પછી, તમને જે કાર્ય યોગ્ય લાગે તે દેશકાળને અનુસરીને કરજો.[૫] એ કપિનું આવું કર્મ જોઈ, તેને હું વાનર માનતો નથી, પણ તે કોઈ મહાસત્વ પ્રાણી હોય એમ મને લાગે છે.[૬] તે વાનર છે એમ મેં સાંભળ્યું છે, પણ તે વાત મારા મનમાં ઠસતી નથી. લોકો તેને વાનર કહે છે, પણ તે વાત હું નથી માનતો.[૭] મને લાગે છે કે, ઇંદ્રે, તપોબળથી કોઈ મોટું પ્રાણી ઉત્પન્ન કરીને મારા ઉપર વિજય કરવાને માટે મોકલ્યું હશે. અથવા તો તમારી સહાયતાથી નાગ, યક્ષ, ગંધર્વ, દેવ, અસુર અને મહર્ષિઓને મેં જિત્યા છે; તેઓમાંથી કોઇએ આ માયા રચી હશે, એમાં કશી શંકા કરવા જેવું નથી. આ વાનર તેમાંનો કોઈ હશે. માટે કોઈ પણ પ્રયત્ને એને પકડો-બાંધો-મારો.[૮-૧૦] હે સેનાનાયકો! મંડાણ કરો, મોટું સૈન્ય સાથે લ્યો, ઘોડા, હસ્તી અને રથ સાથે લ્યો, અને ત્યાં જાઓ. તે વાનરને કેદ કરો. સાહસિક એવા તે વાનરમાં કુછ નથી એમ માનતા નહિ.[૧૧] મેં મહાપરાક્રમી ઘણા કપિઓ જોયા છે–વાલિ, સુગ્રીવ અને મહાબળવાન્ જાંબૂવાનને જોયા છે;[૧૨] વળી નીલ સેનાપતિ તથા દ્વિવિદ વગેરેને પણ મેં જોયા છે; પરંતુ તે કોઇનામાં આવી ભયંકર ગતિ જોઈ નથી. આવું તેજે નહિ, આવું પરાક્રમે નહિ તેમ બુદ્ધિએ નહિ, આવું બળે નહિ, આવો ઉત્સાહે નહિ અને ઇચ્છાનુસાર રૂપ પાલટવાની આવી શક્તિએ મારા જોવામાં આવી નથી. હું ધારું છું કે, કપિરૂપધારી એ કોઈ મહાસત્વ આવેલું છે.[૧૩-૧૪] માટે તમે હરકોઈ પ્રકારે તેને શીઘ્ર કેદ કરો. ઇન્દ્ર, સુર, અસુર અને મનુષ્ય સહિત આખું ત્રિલોક હોય તો તે પણ તમારી સામે રણમાં ઉભું રહી શકે તેમ નથી. તથાપિ નીતિજ્ઞ અને જયની ઇચ્છાવાળાએ તો પ્રયત્નથી પોતાના જીવનું રક્ષણ કરવું. યુદ્ધમાં જયપરાજય તો અનિશ્ચિત જ છે."

પોતાના સ્વામિની આજ્ઞા મસ્તકપર ચઢાવીને, મહાતેજસ્વી, વેગવાળા, અને અગ્નિ જેવા પ્રકાશિત તે રાક્ષસો, રથ, મત્ત હસ્તિઓ ને વેગવાન્ અશ્વો ઉપર આરૂઢ થયા.[૧૫-૧૮] તેઓએ તીક્ષ્ણ ધારવાળાં શસ્ત્રાદિ સાથે સઘળા પ્રકારનું સૈન્ય સાથે લીધું, તે વીર રાક્ષસોએ, પોતાના તેજના મંડળથી શોભતા, ઉદય પામતા સૂર્યના સરખા મહાવેગવાન્, સત્વવાન્, બળવાન્, બુદ્ધિશાળી અને ઉત્સાહવાળા મહાકાય અને મોટા હાથવાળા હનુમાનને તોરણપર બેઠેલો જોયો. જેવો કપીશ્વરને જોયો તેવા જ–તેના દેખાવપરથી જ ભય પામેલા તે નાયકો છૂટા છૂટા વહેંચાઈ ગયા અને હાથમાં જે શસ્ત્ર હતાં તે સાથે હનૂમાનના ઉપર તુટી પડ્યા. દુર્ધર્ષ રાક્ષસે, તીક્ષ્ણ અને પીળા મુખવાળાં કમળપત્રના જેવા આકારનાં પાંચ બાણ હનૂમાનના મસ્તકમાં માર્યાં.[૧૯-૨૨] તેના પાંચ બાણથી મસ્તકમાં વિંધાયલો હનુમાન્, હાકોટો કરી દશે દિશાને ગજા-

વતો અંતરિક્ષમાં ઘુમવા લાગ્યો.[૨૩] પછી દુર્ધર્ષ, ધનુષ ચડાવી તથા રથમાં બેસી અસંખ્ય બાણોની વૃષ્ટિ કરતો હનૂમાનની પાછળ પડ્યો.[૨૪] વર્ષાના અંતનો વાયુ જેમ મેઘસમુદાયને વિખેરી નાખે છે તેમ હનૂમાન્ પણ અંતરિક્ષમાં ઉભો ઉભો તેનાં બાણ પાછાં વાળતો હતો.[૨૫] પણ જ્યારે દુર્ધર્ષે તેને બહુ પીડવા માંડ્યો ત્યારે, વાયુપુત્ર હનૂમાન્, પ્રચંડ રૂપ ધારણ કરી ગર્જના કરી; અને જેમ પર્વત ઉપર વિજળી પડે તેમ, કૂદકો મારીને તે દુર્ધર્ષના રથ ઉપર પડ્યો.[૨૬-૨૭] તુરતજ તેના આઠ ઘોડા મરી ગયા, રથના આરા ભાંગી ગયા અને રથમાંથી દુર્ધર્ષ (લોહી ઓકતો) નીચે પડી મરણ પામ્યો.[૨૮]

દુર્ધર્ષને પડેલો જોઈ, યૂપાક્ષ અને વિરૂપાક્ષ અત્યંત કોપ કરી હનૂમાનના ઉપર ધાયા.[૨૯] તેમણે અંતરિક્ષમાં ઉભેલા હનૂમાનની છાતીમાં મુદ્ગરનો સચોટ ઘા કર્યો પણ તે બન્નેના વેગને વ્યર્થ કરીને હનૂમાન્, ગરુડની માફક પૃથ્વી ઉપર આવીને ઉભો રહ્યો; અને એક સાલવૃક્ષવડે તે બન્નો રાક્ષસોને મારી નાખ્યા.[૩૦-૩૨]

હનૂમાને ત્રણ રાક્ષસોને મારી નાખ્યા, એ વર્તમાન જાણી, મહાવેગવાન્ પ્રઘસ તથા ભાસકર્ણ શૂળ લઇને હનૂમાનની સાથે યુદ્ધ કરવા સારુ આવ્યા. તેઓ યશસ્વી હનૂમાનની આસપાસ આવીને ઉભા રહ્યા.[૩૩-૩૪] પ્રઘસે તીક્ષ્ણ ધારવાળાં પટ્ટિશનો પ્રહાર કર્યો અને ભાસકર્ણે શૂળ માર્યું. એ બન્નેના પ્રહારથી રુધિર વહેતો હનૂમાન, પ્રભાતમાં ઉદય પામેલા સૂર્ય જેવો દેખાતો હતો.[૩૫-૩૬] કપિકુંજર હનૂમાને, તુરત કોપે ભરાઇને, મૃગ, વ્યાલ અને વૃક્ષ સહિત એક પર્વતનું શૃંગ ઉપાડી તે રાક્ષસોના ઉપર ફેંક્યું. તે પર્વતશૃંગ વાગતાં રાક્ષસોના તલતલ જેવડા કટકા થઈ ગયા.[૩૭]

પાંચ સેનાપતિ મરાયા અને બાકી રહેલા સૈનિકોને, હનૂમાને એક ક્ષણવારમાં છુંદી નાખ્યા.[૩૮] એટલું જ નહિ પણ ઘોડાથી ઘોડાને, હસ્તીથી હસ્તીને, ચોધાથી ચોધાને, અને રથથી રથને મારી, ઇંદ્ર જેમ અસુરનો નાશ કરે, તેમ સર્વેનો નાશ કર્યો. તે મરાયલાથી, અશોક વનની ભૂમિ ભરાઈ શબમય થઈ ગઈ.[૩૯-૪૦]

આ રીતે સેના તથા વાહન સહિત પાંચ સેનાપતિઓને મારીને, પ્રજાનો સંહાર કરી કાળ જેમ નીરાંતે બેસે છે તેમ, હનૂમાન્ તોરણ ઉપર જઈ પાછો બેઠો.[૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં છેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૪૭ મો

## અક્ષ કુમારવધ

વાહન અને અનુચરો સહિત પાંચ સેનાપતિઓને હનૂમાને માર્યા તે વાત જાણીને, સંગ્રામમાં અત્યંત ઉદ્ધત તથા યુદ્ધની ઉત્કંઠાવાળો અક્ષકુમાર રાજસભામાં પાસે બેઠેલો હતો, તેના સામું રાવણે જોયું.[૧] રાવણે સામું જોયું એ રૂપી પ્રેરણાથી જ સુવર્ણના ચિત્રવિચિત્ર ધનુષવાળો અક્ષકુમાર, બ્રાહ્મણોએ આપેલા હોમથી અગ્નિ જેમ વૃદ્ધિ પામે તેમ, સભામાં ઉભો થયો.[૨] તે પ્રભાતના સૂર્યના સરખા વર્ણવાળા અને સ્વચ્છ સુવર્ણથી મઢેલા રથમાં બેસી, કપિવર હનૂમાન્ સામા યુદ્ધે ચઢયો.[૩] તે રથમાં બેઠો, જે રથ તપના સંચયથી પ્રાપ્ત કરેલો તથા સ્વચ્છ કરેલા સુવર્ણથી ચિત્રવિચિત્ર દેખાતો હતો. ધ્વજા પતાકાવાળા રત્નજડિત ધ્વજદંડ તેમાં આવી રહ્યા હતા. મનના જેવા વેગવાળા આઠ અશ્વો તેને જોડેલા હતા. તે, સુર અને અસુરોથી પણ જેનો પરાભવ થઈ શકે નહીં અને વિષમ માર્ગમાં પણ ગમન કરી શકે તેવો, વિદ્યુતના સરખી પ્રભાવાળો તથા આકાશમાં પણ ગતિ કરે તેવો હતો. સજ્જ કરેલા બાણના ભાથાઓ તેમાં ભરેલા હતા; આઠે દિશાઓમાં બાંધી રાખેલી તરવારોની તે રથને જાળી હતી. યથાસ્થિત રીતે ગોઠવેલાં શક્તિ તોમરાદિ અસ્ત્રનો સંગ્રહ તેમાં હતો; યુદ્ધના ઉપસ્કરથી પૂર્ણ અને સૂર્ય ચંદ્રના સરખી તેજસ્વી સોનાની રાશિઓથી તે વિરાજિત હતો. સૂર્યના સરખો તેજસ્વી અને દેવના જેવા પરાક્રમવાળો અક્ષકુમાર તેમાં બેસીને યુદ્ધ કરવા નિકળ્યો.[૪-૬] તેણે રથ, હાથી અને ઘોડાઓના શબ્દથી આકાશ અને પર્વત સહિત આખી પૃથિવીને ગજાવી મૂકી. સર્વત્ર દિશાઓ કંપવા લાગી, ચોમેર ઘણઘણાટ થઈ રહ્યો. પોતાની સેના લઈ અક્ષકુમાર દરવાજાના તોરણપર બેઠેલા મહાસમર્થ કપિ હનૂમાન્ આગળ ગયો.[૭]

સિંહના જેવી ક્રૂર દૃષ્ટિવાળો, યુગાન્તમાં પ્રજાનો ક્ષય કરી વિશ્રામ પામેલા કાલાગ્નિની પેઠે, વિસ્મય તથા સંભ્રમયુક્ત થયેલો હનૂમાન, તે રાજપુત્રને ઘણી માન્ય દૃષ્ટિથી જોવા લાગ્યો.[૮] હનૂમાને શત્રુઓપ્રતિ દેખાડેલા પરાક્રમબળનો અક્ષકુમારે વિચાર કીધો અને પછી પોતાના બળનો તોલ કીધો. પછી રાવણનો મહાબળવાન્ પુત્ર, યુગાન્તમાં જેમ સૂર્ય વૃદ્ધિ પામે તેમ પોતાનું પરાક્રમ દર્શાવવા પ્રકાશ્યો.[૯] રાવ-

ણપુત્ર, હનૂમાનનું પરાક્રમ જોઈ અત્યંત કોપ્યો. તેણે સ્વાત્માને સ્થિર કીધો, અત્યંત દૃઢ રહ્યો અને જે કોઇનાથી પણ નિવારી ન શકાય, તેવાં ત્રણ બાણ હનૂમાન્‌પર મૂકી યુદ્ધ કરવાની પ્રેરણા કરી.[૧૦] અને પછી ગર્વિષ્ઠ, શ્રમ ન પામે એવા અને શત્રુનો પરાજય કરવાને સમર્થ, ઉશ્કેરાયલા મનવાળા હનૂમાનને જોઇને, રાવણપુત્ર અક્ષ, હાથમાં ધનુષબાણ લઈ તેના સામું તાકવા લાગ્યો.[૧૧] સુવર્ણના નિષ્કના હારવાળો, પહોંચી તથા સુંદર કુંડળ ધારણ કરેલો, શીઘ્ર પરાક્રમી અક્ષ, જ્યાં હનૂમાન્ ઉભો હતો ત્યાં આવ્યો. તેઓનો સમાગમ ભૂમંડળમાં અનુપમ હતો. તુરત જ દેવ તથા અસુરોને ભય ઉત્પન્ન કરે એવું તેઓનું દારુણ યુદ્ધ થવા લાગ્યું.[૧૨] કપિ અને અક્ષકુમારના આવા સંગ્રામથી પૃથિવીપરનાં પ્રાણીઓ ચીસો પાડવા લાગ્યાં, સૂર્યનું તેજ ઘટી ગયું, વાયુ મંદ પડ્યો, પર્વતો કંપવા લાગ્યા, આકાશમાં ઘડઘડાટ થવા લાગ્યો અને સમુદ્ર ક્ષુભિત થવા લાગ્યો.[૧૩] પછી સમાધિ, સંયોગ અને મોક્ષ એ ત્રણે પ્રકારને જાણનાર અક્ષકુમારે, સુંદર ફળાવાળાં, સુવર્ણપુંખનાં, ઝેરી સર્પ જેવાં ત્રણ બાણ હનૂમાનના મસ્તકપર ફેંક્યાં.[૧૪] મસ્તકમાં ત્રણ બાણ વાગ્યાં એટલે રુધિર વહેવા માંડ્યું; તેથી નરમ થયેલાં ગાત્રવાળો અને ઉઘાડાં લોચનવાળો હનૂમાન્, શરરૂપી કિરણોથી ઘેરાયલો પ્રભાતના સૂર્ય જેવો શોભતો હતો.[૧૫] પછી સુગ્રીવના શ્રેષ્ઠ મન્ત્રી હનૂમાને, યુદ્ધ કરવાની ઇચ્છાથી ઉંચાં કરેલાં ચિત્રવિચિત્ર આયુધ અને ધનુષવાળા રાવણકુમારને જોઈ, પ્રસન્ન થતાં થતાં પોતાનું સ્વરૂપ વધારવા માંડ્યું.[૧૬] મંદરનાં શિખર ઉપર રહેલા સૂર્ય પેરે* તે પૂર્ણ વૃદ્ધિ પામ્યો. પરાક્રમી હનૂમાન્ કોપ્યો. બળ તથા વાહન સહિત અક્ષકુમારને પોતાના નેત્રાગ્નિથી બાળવા લાગ્યો ત્યારે, મેઘ જેમ ઉત્તમ શૈલરાજ ઉપર જળની વૃષ્ટિ કરે તેમ, હસ્તધૃત ધનુષવાળો, શરરૂપી જળધારાવાળો, રાક્ષસરૂપી મેઘ, હનૂમાનરૂપી પર્વત ઉપર બાણરૂપી વરસાદ વરસાવવા લાગ્યો.[૧૭-૧૮]

સંગ્રામમાં ચંડ પરાક્રમવાળા અને વૃદ્ધિ પામેલા તેજ, બળ, બાણ તથા વીર્યવાળા અક્ષકુમારને જોઈ, હનૂમાને, રણસંગ્રામમાં મેઘના જેવી પ્રચંડ ગર્જના કીધી.[૧૯] અને જેમ તૃણથી ઢંકાયલા કૂપ આગળ હાથી આવે તેમ, કોપથી થરથર કંપતો રક્ત નયનવાળો તથા બાલ્યભાવથી પોતાના બળથી ગર્વિષ્ઠ થઈ ગયેલો અક્ષકુમાર, અદ્વિતીય હનૂમાનની પાસે આવીને ઉભો રહ્યો.[૨૦] તુરત જ મેઘ સમાન ગર્જના કરનાર હનૂમાન્, અક્ષકુમારે મૂકેલાં બાણ વાગતાં મોટી ગર્જના કરવા લાગ્યો અને ઉત્સાહ શબ્દથી આકાશને ગજાવી મૂક્યું. તે હાથ પગના વિંજવાથી ભયંકર દેખાતો હતો.[૨૧] પછી તે યુદ્ધ માટે પ્રવૃત્ત થયો. તે જોઈ રાક્ષસનાયક પ્રતાપી અક્ષકુમાર, તેના ઉપર ધસ્યો. રથીઓમાં શ્રેષ્ઠ અક્ષકુમારે મેઘ જેમ પર્વતપર પથ્થરની વૃષ્ટિ કરે, તેમ હનૂમાન્ ઉપર બાણની વૃષ્ટિ કરી.[૨૨] પરંતુ હનૂમાન્ ભયંકરપરાક્રમી અને મનના જેવો ચંચળ હતો. તે અક્ષકુમારના બાણોની વચમાંથી વાયુની માફક નિકળી ગયો અને નિશાન ચુકાવી આકાશમાં ઉડ્યો.[૨૩] અક્ષ પણ પાછો હઠે તેવો ન હતો; તે યુદ્ધ કરવાને તત્પર થઈ રહ્યો હતો. તેણે હાથમાં ધનુષ લઈ આકાશને પણ બાણથી છાઈ દીધું. એ રીતે અક્ષકુમારને પરાક્રમ કરતો જોઇને હનૂમાનના મનમાં ચિંતા થઈ.[૨૪] મહાત્મા અક્ષકુમારના બાણથી મહાબાહુ હનૂમાન્, વક્ષઃસ્થળમાં વિંધાયો. તેણે ગર્જના કરી અને સંગ્રામમાં પરાક્રમ દેખાડવાનો નિશ્ચય કર્યો.[૨૫] તેણે વિચાર્યું કે, "પ્રભાતના સૂર્ય જેવો કાન્તિમાન્ આ કુમાર, બાળક છતાં મોટું પરાક્રમ કરે છે. એ યુદ્ધના સર્વ કાર્યમાં કુશળ છે તેથી એના સામર્થ્યની પરીક્ષા કરવાની મારામાં શક્તિ નથી.[૨૬] એ મહાત્મા છે, વળી વીર્યથી પણ પ્રસિદ્ધ છે, ઘણો સાવધ છે, યુદ્ધમાં સહનશીલ છે, સંગ્રામમાં દેખાડેલા પરાક્રમરૂપી ગુણથી એ નાગ, યક્ષ અને મુનિઓના પણ સત્કારને પાત્ર છે.[૨૭] પરાક્રમ અને ઉત્સાહથી વૃદ્ધિ પામેલા મનવાળો એ કુમાર, સેનાની આગળ આવી મારા સામું તાકે છે. યુદ્ધમાં એની એવી ઝડપ છે કે સુર અને અસુરોના મનને પણ કંપાવે એવો એ પરાક્રમી છે.[૨૮] એની જો હું ઉપેક્ષા કરું તો એ મને હરાવે એમાં શક નથી; કારણ કે રણની અંદર એનું પરાક્રમ પ્રતિપળ વધતું જ જાય છે. માટે એનું બળ અટકાવવું એ જ રસ્તો ઉત્તમ છે. વૃદ્ધિ પામતા અગ્નિની ઉપેક્ષા કરવી એ ઉચિત નથી."[૨૯]

આ પ્રમાણે શત્રુના બળનો વિચાર કરી તથા પોતે શું કરવું તેનો યથાર્થ નિશ્ચય કરીને, હનૂમાને ત્વરાયુક્ત થઈ અને તેનો વધ કરવાને માટે વિચાર કીધો.[૩૦] પછી તે રાજવીના પાણીદાર, સારી રીતે પલોટાયલા અને

* સૂર્ય મધ્યાહ્નકાળે મંદર પર્વતપર વિશ્રામ કરે છે એવી પુરાણોક્ત કથા છે ને તે પૂર્ણ તપે છે, તેમ અત્રે પણ હનૂમાન્ પૂર્ણ તપ્યો-કોપ્યો.

પાછા ફરવું તથા આગળ વધવું તેમાં ભાર સહન કરી શકે એવા ઘોડાઓને, એક થપડાકથી હનૂમાને મારી નાખ્યા. (અને કુમારને સજ્જડ ચડાવ્યો.)[૩૧] વાનરાધિપ સુગ્રીવના પ્રધાન હનૂમાનના હાથના પ્રહારથી ભાંગી ગયેલો તથા મરડાઈ ગયેલી ધરીવાળો તે રથ, રામશરણ જઈ પહોંચેલા અશ્વ સહિત આકાશમાંથી જમીન ઉપર ઢળી પડ્યો અને જેમ સિદ્ધજન એક દેહનો ત્યાગ કરી સ્વર્ગલોકમાં ચાલ્યો જાય છે તેમ, અક્ષકુમાર તે રથનો ત્યાગ કરી હાથમાં ધનુષ અને ખડ્ગ લઇને આકાશમાં ઉભેલા હનૂમાનની પાછળ જવા લાગ્યો.[૩૨–૩૩] હનૂમાને, પક્ષીરાજ ગરુડ તથા સિદ્ધોથી સેવાયલા આકાશમાં અક્ષકુમારને આવતો જોઈ, પાસે જઈ તેના બે પગ જોરથી પકડ્યા અને જેમ ગરુડ સર્પને પકડીને ફેરવે છે તેમ, વાયુના જેવા પરાક્રમવાળા હનૂમાને પણ તેને હજારવાર માથા ઉપર ફેરવીને પૃથિવી ઉપર ફેંકી દીધો.[૩૪–૩૫] આથી અક્ષકુમારનું ઉર ફાટી ગયું, બાહુ ભાગી ગયા, કટિ અને છાતી છુંદાઈ ગયાં, આંખો ફૂટી ગઈ, શરીરમાંથી લોહી નિકળવા માંડ્યું અને અંતે મરણ પામીને પૃથિવી ઉપર પડ્યો.[૩૬]

આ પ્રમાણે હનૂમાને અક્ષકુમારને પૃથિવી ઉપર પછાડીને મારી નાખ્યો, એ જાણી રાવણને ઘણો ભય ઉત્પન્ન થયો. આકાશમાં ભ્રમણ કરનારા યક્ષ, મહર્ષિ, ભૂતો, પન્નગો ને ઇંદ્રાદિ સુર, જેઓ યુદ્ધ જોવાને આવેલા હતા તે સર્વ આશ્ચર્ય પામી, હનૂમાનના સામું જોવા લાગ્યા.[૩૭] ઇન્દ્રના પુત્ર જેવી ઉપમાવાળા અને રુધિર જેવાં રક્ત નેત્રવાળા અક્ષકુમારને સંગ્રામમાં હણીને, પ્રજાનો ક્ષય કર્યા પછી કાળ જેમ એક ક્ષણ વિશ્રાન્તિ લે છે, તેમ હનૂમાન્ પુનઃ તોરણ ઉપર જઇને બેઠો.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સુડતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૮ મો

## હનૂમાન્ ને ઇન્દ્રજિતનું યુદ્ધ

હનૂમાને અક્ષકુમારને માર્યો તે વાત જાણી મહાત્મા રાક્ષસેશ્વર રાવણે ખેદયુક્ત થવા છતાં, પોતાનું અંતઃકરણ ઠેકાણે રાખી, ક્રોધાયમાન થઈ દેવના સરખા ઇન્દ્રજિતને આજ્ઞા કરીઃ "હે ઇન્દ્રજિત્! તું રણમાં જા. તું અસ્ત્ર વિદ્યા જાણે છે, અસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ છે, સુર અને અસુરોને પણ શોક ઉત્પન્ન કરનાર છે, ઇન્દ્રાદિ દેવોની સાથે પણ તેં તારું બળ અજમાવી જોયું છે, પિતામહનું આરાધન કરી તેં બ્રહ્માસ્ત્ર મેળવેલું છે,[૧–૨] ઇંદ્રનો આશ્રય લેનારા દેવો અને મરુત્‌ગણો પણ તારા અસ્ત્રના બળને સહન કરવાને સમર્થ થયા ન હતા.[૩] ત્રણે લોકમાં સંગ્રામના શ્રમથી શ્રમિત ન થનાર, બાહુબળથી રક્ષિત, તપોબળથી પણ રક્ષિત, દેશકાળજ્ઞ અને બુદ્ધિબળમાં પણ શ્રેષ્ઠ તારા શિવાય બીજો મને કોઈ જણાતો નથી.[૪] સંગ્રામમાં તારે કંઈ પણ અશક્ય નથી. જો તું મન સાથે વિચાર કરશે તો તારાથી ન બની શકે તેવું કંઈ પણ કાર્ય નથી. વળી ત્રણે લોકમાં એવો કોઈ નથી કે, જે તારું સહિષ્ઠ બળ તથા તારું શસ્ત્રબળ નહીં જાણતો હોય?[૫] સંગ્રામમાં તારું અસ્ત્રબળ, તપોબળ અને પરાક્રમ મારા સરખું જ છે; અને તું સંગ્રામમાં ઉતરીશ તો નિશ્શંક જય મેળવીશ, તે માટે મનમાં મને લેશ પણ સંશય નથી.[૬]

"એ હનૂમાને, સર્વ સેવકો સાથે જમ્બુમાલી રાક્ષસને, સેનાના પાંચ અધિપતિ–આપણા અમાત્યપુત્રોને; અને અશ્વ, હાથી તથા રથ સહિત આપણાં સઘળાં સૈન્યને હણ્યું છે. એટલું જ નહીં, પણ મહોદર અને અક્ષકુમારને પણ હણ્યા છે. હે અરિસંહારક! ત્રિભુવનને જિતવાનું જેવું સામર્થ્ય મારામાં છે તેવું જ તારામાં છે એવો મને પૂર્ણ વિશ્વાસ છે.[૭–૮] આ આપણું મોટું સૈન્ય મરાયું તે હનૂમાનનું પરાક્રમ અને પ્રભાવ, તથા તારું પોતાનું બળ કેટલું છે તેનો વિચાર કર અને તારા બળને અનુરૂપ કાર્ય કર.[૯] હે અસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! હે શત્રુઓને શાન્ત કરનારા! તું હનૂમાનની સામે જા, અને આપણા સૈન્યનો જેવા પ્રકારે નાશ થતો અટકે તેમ કર; અને તારું અને શત્રુનું બળ જોયા પછી યુદ્ધનો આરંભ કર.[૧૦] હે વીર! (આ ટાંકણે) સેનાપર ઘણો આધાર રાખવાનો નથી. કારણ કે તે પણ કોઈ કોઈ વખત દોદિશ નાસી જાય છે. તેમ અત્યંત બળવાળું વજ્ર પણ વારંવાર વાપરવાથી નકામું થઈ જાય છે. એ મારુતપુત્ર હનૂમાન્ અગ્નિના સરખો છે, અને તેનું બળ અપરિમિત છે. માટે સામાન્ય શસ્ત્રોથી એનો નાશ થશે નહીં.[૧૧] હે ઇન્દ્રજિત! આ મેં કહ્યું તે જ સત્ય છે; એમ માનીને તારે તારું કાર્ય સાધવાનું છે. સાવધાન થા, યુદ્ધમાં જા અને આ દિવ્ય ધનુષના બળ ઉપર આધાર રાખી શત્રુઓના પ્રહાર તને ન વાગે, તેવી રીતે યુદ્ધ કર.[૧૨] હે

પ્રશસ્તબુદ્ધિવાળા! તને આવા યુદ્ધમાં હું મોકલું છું તે વ્યવહાર રીતે યોગ્ય નથી, પરંતુ આવી મતિ રાજધર્મને અને ક્ષાત્રધર્મને સંમત છે.[૧૩] હે શત્રુદમન! યુદ્ધ કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ પોતાના શત્રુનું યુદ્ધકળામાં કેવું નૈપુણ્ય છે તે જાણી લેવું. જે, સંગ્રામમાં વિજયની ઇચ્છા રાખે છે તેણે (સંગ્રામની) સર્વ કળા અવશ્ય જાણવી જોઇએ."[૧૪]

દેવના જેવા પ્રભાવવાળો ઇન્દ્રજિત, પિતાનાં આવાં વચન સાંભળી, તેને પ્રદક્ષિણા કરી રણમાં જવાને તત્પર થયો.[૧૫] તુરત જ સાથે બેઠેલા તેના ઇષ્ટ રાક્ષસોએ તેની પ્રશંસા કરી અને તેના રણોત્સાહમાં વૃદ્ધિ કરી. પર્વણીમાં જેમ સમુદ્ર વૃદ્ધિ પામે છે તેમ, પદ્મના જેવાં વિશાળ નેત્રવાળો શ્રીમાન્, મહાતેજસ્વી તથા યુદ્ધમાં અત્યંત ઉદ્ધત ઇન્દ્રજિત્, ઉત્સાહપૂર્વક સંગ્રામમાં જવાને નિકળ્યો.[૧૬–૧૭] તેના રથને ગરુડના સરખા વેગવાળા તથા તીક્ષ્ણ દંષ્ટ્રાવાળા ચાર સર્પો જોડેલા હતા. તે રથમાં ઇન્દ્ર સરખો મહાવેગવાન્ ઇન્દ્રજિત્ બેઠો અને ધન્વીઓમાં શ્રેષ્ઠ, રથી, યુદ્ધશાસ્ત્રને જાણનાર તથા અસ્ત્રજ્ઞ પુરુષોમાં શ્રેષ્ઠ ઇન્દ્રજિતે, રથ હંકારાવ્યો અને જ્યાં હનૂમાન્ હતો તે તરફ ચાલ્યો.[૧૮–૧૯] ઇન્દ્રજિતના રથનો ઘમઘમાટ તથા તેના ધનુષનો ટંકારવ સાંભળી, હનૂમાન્ અત્યંત આનંદ પામ્યો.[૨૦] ક્ષણમાત્રમાં, હાથમાં ચાપ તથા તીક્ષ્ણ ધારવાળાં બાણો લઈ હનૂમાનને લક્ષ્યમાં રાખી, રણપંડિત ઇન્દ્રજિત્ ત્યાં આગળ આવ્યો.[૨૧]

જ્યારે ઇન્દ્રજિત્ હાથમાં ધનુષ લઈ રણસંગ્રામમાં જવા લાગ્યો, ત્યારે દશે દિશાએ અંધકાર વ્યાપી રહ્યો. શિયાળઆદિ પ્રાણીઓ અમાંગલિક શબ્દો કરવા લાગ્યાં.[૨૨] આકાશમાં યુદ્ધ જોવાને માટે આવેલા નાગો, યક્ષો, મહર્ષિઓ, ગૂહ્યો, સિદ્ધો તથા આકાશને છાઈ નાખતાં પક્ષીઓનાં ટોળાં આનંદ પામી ઉંચે સ્વરે બોલવા લાગ્યાં.[૨૩]

ઇન્દ્રની આકૃતિવાળા ધ્વજાયુક્ત રથમાં બેસીને આવતા ઇન્દ્રજિતને જોઈ, હનૂમાને—જાણે તેને આવકાર દેતો હોય તેમ—મેઘગર્જના કરી. તેણે અંગબળ વધાર્યું.[૨૪] તુરત જ દિવ્ય રથમાં બેઠેલા તથા ચિત્રવિચિત્ર ધનુષવાળા ઇન્દ્રજિતે, વિદ્યુતના જેવો શબ્દ કરતું પોતાનું ધનુષ ખેંચ્યું.[૨૫] અતિ તીક્ષ્ણ વેગવાળા, મહાબળવાન્, સંગ્રામમાં નિઃશંક થઈ યુદ્ધ કરનાર અને પરસ્પર વૈરવાળા હનૂમાન અને રાક્ષસરાજપુત્ર ઇન્દ્રજિત્ એ બે જણા સામસામા આવી ગયા, તે જાણે ઇન્દ્ર અને બલિ સામા આવ્યા હોય![૨૬] અપ્રમેય બળવાળો હનૂમાન્, સંગ્રામમાં માન પામેલા મહારથી ઇન્દ્રજિતનાં બાણને લઘુલાઘવીથી ચુકાવતો હતો, ને ઘડીપળે આકાશમાં ઉડતો હતો.[૨૭] ત્યારે પરવીરને હણનાર ઇન્દ્રજિત્, પહોળાં તથા તીક્ષ્ણ ફળાંવાળાં, સુંદર પિંછાંયુક્ત, સુવર્ણનાં પુંખવાળાં તથા વજ્રના જેવાં વેગવાળાં બાણોને સડસડાટ ખેંચી ખેંચી હનૂમાનના ઉપર મૂકતો હતો.[૨૮] રથ, ભેરી કે મૃદંગના જેવો તેના ખેંચાતા ધનુષનો ટંકારવ સાંભળી, હનૂમાન્ ફરીથી કૂદ્યો અને તેના બાણ જ્યાં નહિ પહોંચી શકે, તેવી જગામાં આડો અવળો ખસી જઈ, તેનું લક્ષ્ય ચૂકાવવા લાગ્યો.[૨૯–૩૦] જે વખતે ઇન્દ્રજિત્ બાણ સંધાન કરતો, તે વખતે હનૂમાન્ તેની આગળ આવી ઉભો રહેતો હતો. પણ બાણ મૂકતી વખતે લઘુલાઘવીથી તે કૂદી જતો હતો.[૩૧]

યુદ્ધમાં અત્યંત કુશળ અને બળસંપન્ન એ બન્ને જણાનું સર્વ ભૂત માત્રને જોવાનું મન થઈ જાય તેવું, યુદ્ધ થવા લાગ્યું.[૩૨] ઇન્દ્રજિતને, હનૂમાનનો દાવ ચૂકાવી તેને મારવાનો લાગ મળતો ન હતો, અને હનૂમાનને ઇન્દ્રજિતનો દાવ ચૂકાવી તેને મારવાનો પ્રસંગ મળતો ન હતો. આવી રીતે સરખા પરાક્રમવાળા ઇન્દ્રજિત્ અને હનૂમાન્ એકબીજાને થકાવી શક્યા નહીં.[૩૩] પોતાનાં અમોઘ બાણો આ પ્રમાણે છૂટતાં છતાં તેમાંથી હનૂમાનને બચી જતો જોઈ, ઇન્દ્રજિત્ ચિંતાતુર થઈ ગયો; અને હનૂમાનનું તત્ત્વતઃ સ્વરૂપ જાણવાને માટે ધ્યાન ધરવા લાગ્યો.* ધ્યાન ધરવાથી રાવણના પુત્ર ઇન્દ્રજિતને માલમ પડ્યું કે, એ વાનર મરે તેમ નથી; એટલે તેને શી રીતે પકડવો? તેનો તે વિચાર કરવા લાગ્યો.[૩૪–૩૫]

પછી અસ્ત્રજ્ઞમાં શ્રેષ્ઠ તથા મહાતેજસ્વી ઇન્દ્રજિતે કપિવર હનૂમાનની સામે બ્રહ્માસ્ત્ર ચડાવ્યું.[૩૬] અસ્ત્રવિદ્યાના તત્ત્વને જાણનાર ઇન્દ્રજિતે જોયું કે, હનૂમાન કોઈ પણ અસ્ત્રથી મરશે નહિ, ત્યારે તેને બ્રહ્માસ્ત્રના પાશથી બાંધી લીધો.[૩૭] તે રાક્ષસના બ્રહ્માસ્ત્રથી બંધાયલો હનૂમાન્, નિશ્ચેષ્ટ થઇને પૃથ્વી ઉપર પડ્યો.[૩૮] તેણે જાણ્યું કે, તે અસ્ત્રથી બંધાયો છે. પણ બ્રહ્માએ તેને વરદાન આપેલું હતું તેથી તેનાં વચનનું સ્મરણ કરવાથી

* આર્ય તત્ત્વવિદ્યાના યોગે, યોગવિદ્યાથી અનેક પ્રકારનાં, મનુષ્ય નહિ માની શકે તેવાં પરાક્રમ થાય છે. ઇંદ્રજિતે જોયું કે હનૂમાન આમ વારેવારે બચી જાય છે, તેથી રખેને એ કોઈ મહાશક્તિ હોય.

તેને કશી પણ પીડા થઈ નહિ.[૩૯] બ્રહ્માના અનેક મન્ત્રોથી આ બ્રહ્માસ્ત્ર મન્ત્રેલું હતું તેથી તરત તો તેમાંથી તેનાથી છૂટાય તેમ નહોતું. પરંતુ બ્રહ્માએ જ તેને વરદાન આપ્યું હતું કે, 'બ્રહ્માસ્ત્રનો પ્રયોગ માત્ર ક્ષણવાર જ તારા ઉપર ચાલશે,' આ વચન તેને સાંભરી આવ્યું (એટલે તે ઘણો આનંદ માનવા લાગ્યો.) "લોકપિતાના પ્રભાવથી મન્ત્રેલા આ અસ્ત્રમાંથી હું મારા બળથી મુક્ત થાઉં તેમ નથી, માટે આ બ્રહ્માસ્ત્રનું બંધન મારે હમણાં સહન કરવું જ જોઇએ," એમ હનૂમાને વિચાર્યું અને બ્રહ્માસ્ત્રનું બળ, પોતાના ઉપરનો તેમનો અનુગ્રહ અને ક્ષણ પછી વિમુક્ત થવાનું વરદાન—એ સર્વનો વિચાર કરીને, બ્રહ્મદેવની આજ્ઞાને હનૂમાને મસ્તકપર ચઢાવી.[૪૦-૪૨] તેણે વિચાર્યું કે, "મને બ્રહ્માસ્ત્રથી બાંધેલો છે છતાં, મને કશી પણ પીડા થવાની નથી. કારણ કે બ્રહ્મા, ઇંદ્ર અને વાયુ એ ત્રણેથી હું સર્વદા રક્ષિત જ છું[૪૩] અને આ રાક્ષસો મને પકડશે તેથી પણ લાભ થશે—તેમ થતાં રાવણની સાથે વાતચિત કરવાનો મને પ્રસંગ મળશે." આવો વિચાર કરીને હનૂમાન્ નિશ્ચેષ્ટ થઈ શરણ થયો.[૪૪] તુરત જ તેની પાસે રાક્ષસો દોડી આવ્યા અને બળાત્કારે તેને બાંધી પીડવા લાગ્યા. એ સમયે દુઃખથી પીડાતા હનૂમાને, બહુ વિકરાળ ચીસો પાડી, સર્વને ભયભીત કરી મૂક્યા.[૪૫]

શત્રુદમન હનૂમાન્ નિશ્ચેષ્ટ થઈ પડ્યો કે, તુરત જ રાક્ષસો તેને વૃક્ષની છાલ અને શણનાં દોરડાંથી બાંધવા મંડી પડ્યા.[૪૬] હનૂમાને વિચાર્યું કે, આમ થયાથી રાક્ષસરાજા આ કૌતુહલને લીધે મને મળશે એટલે પડી રહી બંધાયો અને તેઓનો સર્વ તિરસ્કાર સહન કર્યો.[૪૭] પણ જ્યારે રાક્ષસોએ હનૂમાનને દોરડાંથી બાંધ્યો ત્યારે, બ્રહ્માસ્ત્રનો બંધ છૂટી ગયો; કારણ કે અન્ય બંધન બાંધતાં મન્ત્ર અસ્ત્રનો બંધ છૂટી જાય છે, એવો નિયમ જ છે.[૪૮]

બ્રહ્માસ્ત્ર છૂટી ગયું. શણનાં દોરડાંથી હનૂમાન્ બંધાયલો રહ્યો. ઇંદ્રજિત્ વિચારમાં પડ્યો કે, "અરે! રાક્ષસોએ બ્રહ્માસ્ત્રની ગતિનો કંઇપણ વિચાર ન કરતાં આ બહુ અયોગ્ય કાર્ય કર્યું; હવે બ્રહ્માસ્ત્રનો બંધ છૂટી જતાં, એના ઉપર બીજાં કોઈ અસ્ત્રનો પ્રયોગ ચાલશે નહિ. નિઃશંક, આ સમયે સર્વ ઘણી દુરાવસ્થામાં આવ્યા છીએ."[૪૯-૫૦]

હનૂમાનને રાક્ષસો ખેંચે છે. તે દોરડાંથી જ બંધાયલો છે અને બ્રહ્માસ્ત્ર તો છૂટી ગયેલું છે—તેમાંનું કશું જાણે જાણતો જ ન હોય તેમ તે પડી રહ્યો.[૫૧] ક્રૂર રાક્ષસો કાળ જેવી મુષ્ટિઓના પ્રહાર કરતા રાક્ષસેન્દ્ર રાવણની પાસે હનૂમાનને ઘસડી લાવ્યા.[૫૨] ત્યાં આગળ, અસ્ત્રથી મુક્ત થયેલા તથા રજ્જુના બંધથી બંધાયલા હનૂમાનને રાવણ પાસે લઈ ગયા. અને સર્વે લોકને તેનાં દર્શન કરાવ્યાં.[૫૩] મસ્ત હસ્તીની પેઠે બાંધેલા કપિવરને જોઇને રાક્ષસોએ રાવણને નિવેદન કર્યું (કે મહારાજ! પેલો વાનર આવ્યો). તેને જોઇને, 'આ કોણ છે? કોનો પુત્ર છે? કેમ આવ્યો છે? અને ક્યાંથી આવ્યો છે? કોના આશ્રયથી આવો ઉચ્છૃંખલ લાગે છે?' આદિ વાતો રાક્ષસો માંહોમાંહે કરવા લાગ્યા. તેને જોઇને કોપ પામેલા રાક્ષસોએ બૂમરાણ કરી મૂક્યું કે—"બાળી મૂકો," "એને મારી નાખો," "રે એને ખાઈ જાઓ."[૫૪-૫૬]

રાક્ષસાધિપના ચરણ આગળ પડેલા હનૂમાને, સહસા જરા દૂર ખસીને, વૃદ્ધ પરિચારકોપ્રતિ તથા મહારત્નથી શણગારેલા સભાગૃહમાં દૃષ્ટિ ફેંકી, સર્વ જોઈ લીધું.[૫૭] મહાતેજસ્વી રાવણે, વિકૃત આકૃતિવાળા રાક્ષસોએ આમતેમ ખેંચાતા હનૂમાનને જોયો.[૫૮] પછી તેજસ્વી રાવણપર દૃષ્ટિ ફેંકી અને કપિસત્તમ હનૂમાને, તપતા સૂર્યના જેવા તેજ અને બળવાળા રાવણને જોયો.[૫૯]

પછી રોષપૂર્ણિત રક્તનેત્રવાળા રાવણે, હનૂમાનને જોઈ, કુલીન તથા શીલાચારમાં જાણ થયેલા પોતાના મુખ્ય મન્ત્રીઓને કહ્યું: "આ હનૂમાનને અત્રે આવવાનું તથા આ પ્રમાણે ઉન્માદ કરવાનું શું કારણ છે, તે તમે પૂછી જુવો."[૬૦] જ્યારે તે રાક્ષસોએ હનૂમાનને જે પૂછવાનું હતું તે પૂછી જોયું ત્યારે, હનૂમાને ઉત્તર આપ્યો કે—"હું વાનરેશ્વર સુગ્રીવનો રાજદૂત છું અને તેની આજ્ઞાથી અત્રે આવેલો છું."[૬૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણલિપે સુન્દરકાણ્ડમાં અડતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૯ મો
### રાવણનું વર્ણન

તે (ઇંદ્રજિત્)નાં આવાં કર્મથી વિસ્મય પામેલો, ભયંકરપરાક્રમી તથા ક્રોધથી જેનાં રક્ત નેત્ર થયેલાં છે એવો હનૂમાન્, રાક્ષસરાજા રાવણના સામું ક્ષણભર જોઈ રહ્યો.[૧] રાવણરાય મુક્તા જડેલા તથા ઉંચા સુવર્ણના મુકુટથી શોભતો હતો.[૨] જાણે મનથી

નિર્મિત કરેલાં હોય તેવાં, મોઘાં મૂલનાં રત્નો જડેલાં સુવર્ણનાં આભૂષણો તેણે પહેરેલાં હતાં.[૩] ઊંચાં રેશમી વસ્ત્ર ધરેલાં હતાં; અંગપર રક્ત ચંદનના લેપ કરેલા હતા; અને શરીરપર ચંદનનાં નાના પ્રકારનાં ત્રિપુંડ્ર કરેલાં હતાં.[૪] ભયંકર દેખાતાં તથા દર્શનીય ભયંકર નેત્રોથી તે ઘણો વિચિત્ર દેખાતો હતો. તેના પ્રકાશ મારતા તથા લાંબા દાંતપર લાંબા ઓષ્ઠ લબડતા હતા.[૫] જાણે અનેક સર્પોથી વ્યાપ્ત શિખરવાળો મંદરાચળ હોય તેમ રાવણનાં દશ માથાં જણાતાં હતાં. તેવો તે વીર રાવણ, હનૂમાન્ વીરની દૃષ્ટિએ પડ્યો.[૬] તેનો દેહ કાજળના પર્વત સરખો હતો; તેની છાતીપર હાર લટકતો હતો; પૂર્ણ ચંદ્રના સરખા પ્રકાશવાળા વક્ત્રથી તે જાણે બાળસૂર્યની સાથે મેઘમંડળ હોય, તેવો દેખાતો હતો;[૭] ચંદનથી ચર્ચેલા કેયૂર તેણે હાથે પહેરેલાં હતાં; તે સિવાય તેના હાથપર બીજી પોંહાચીઓ બાંધેલી હતી–તેથી જાણે પંચફણાવાળો સર્પ ન હોય ! તેવો શોભતો હતો.[૮] તેનું આસન ચિત્રવિચિત્ર રત્નાદિથી જડેલા સ્ફટિકનું બનાવેલું હતું; સુંદર આસ્તરણ તેપર બીછાવેલાં હતાં. તેના આસનની આસપાસ અનેક આભૂષણોથી અલંકૃત કરેલી સુંદર સ્ત્રીઓ, હાથમાં વાળાના પંખા લઈ ઉભી રહેલી હતી.[૯–૧૦] દુર્ધર્ષ, પ્રહસ્ત, મહાપાર્શ્વ અને નિકુંભ એ ચાર મન્ત્રતત્ત્વજ્ઞ મન્ત્રીઓ તેની પાસે બેઠેલા હતા, તે જાણે અત્યંત બળથી ગર્વિષ્ઠ થયેલો રાવણરાય–ચાર સમુદ્રથી વિંટાયલું આખું ભૂમંડળ હોય તેવો દેખાતો હતો.[૧૧–૧૨] દેવતાઓ જેમ ઇન્દ્રનું આશ્વાસન કરે છે, તેમ મંત્રતત્ત્વજ્ઞ મન્ત્રીઓ તથા લાંબી નજરવાળા બીજા સચિવો તેનું આશ્વાસન કરતા હતા.[૧૩]

આ પ્રમાણે, જેમ અત્યંત તેજથી વ્યાપ્ત મેરુ પર્વતના શિખરપરનો જળપૂર્ણ મેઘ હોય, તેવા રાવણને હનૂમાને જોયો.[૧૪] હનૂમાન્ આ વખતે ભયંકર પરાક્રમવાળા રાક્ષસોથી પીડાયેલો હતો, છતાં અત્યંત વિસ્મય પામેલો હોવાથી રાવણને નિહાળી નિહાળી જોતો હતો.[૧૫] રાક્ષસરાજાના તેજથી મોહિત થયેલા હનૂમાનના મનમાં વિચાર આવ્યો કે, "અહો ! એનું રૂપ શું આશ્ચર્યકારક છે ! શું એનું ધૈર્ય છે ! શું એનું બળ, શી એની કાન્તિ ! અને સર્વલક્ષણસંપન્નત્વ પણ એનું કેવું છે ![૧૬–૧૭] જો એનામાં એક અધર્મ ન હોય તો આ રાક્ષસરાજા, ઇન્દ્રસહિત દેવોનો પણ રક્ષણ કરનાર થઈ પડે.[૧૮] એનાં ક્રૂર, દુષ્ટ તથા લોકનિંદિત કર્મથી દેવ, દાનવ અને સર્વ લોક બ્હીતા રહે છે; અને એ જો કોપ કરી આ જગતનો પ્રલય કરવા ધારે તો તે પણ કરવા સમર્થ છે."

આ પ્રમાણે અત્યંત તેજવાળા રાક્ષસરાજનો પ્રભાવ જોઈ, હનૂમાન્ અનેક પ્રકારના તર્કવિતર્કમાં ગરકાવ થઈ ગયો.[૧૯–૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૦ મો

### 'હનૂમાન્, તું કોણ છે ?'

મહાબાહુ, લોકોને ભય આપનારો અને વીશ નેત્રવાળો રાવણ, મહારોષથી વ્યાપ્ત થઈને પીળા ડોળાવાળા પોતાની આગળ ઊભેલા હનૂમાનને જોઈ, શંકાથી ગભરાઈ ગયો. મહાતેજવાળા તે કપિશ્રેષ્ઠવિષે વિચાર કરવા લાગ્યો કે, "પહેલાં જેની મેં કૈલાસમાં મશ્કરી કરી હતી ને મને જેણે શાપ દીધો હતો તે, વાનરના જેવા રૂપવાળો ભગવાન્ નન્દી પંડે તો નહીં હોય? અથવા શું એ બલિનો પુત્ર બાણ હશે?"[૧–૩] પછી રોષથી લાલ થઈ ગયેલી આંખવાળા તે રાજાએ, સમયને યોગ્ય અને અર્થમય વાણીથી પોતાના શ્રેષ્ઠ મન્ત્રી પ્રહસ્તને નીચે પ્રમાણે કહ્યું:–"આ દુરાત્માને પૂછ કે, તું ક્યાંથી આવ્યો છે? વનને ઉજ્જડ કરવામાં તારે શું કારણ હતું? રાક્ષસોને મારી નાખવામાં તારો શો અર્થ હતો?[૪–૫] જેના ઉપર કોઇનાથી ઉંચી આંખ પણ ન થાય એવી મારી નગરી ઉપર તારે ચઢી આવવામાં શી મતલબ હતી? અને મારા સૈનિકો સાથે તારે લડાઈ કરવામાં શું અર્થ સારવાનો હતો? એ બધું એ દુર્મતિને પૂછ."[૬]

રાવણનાં આ વચન સાંભળી, પ્રહસ્ત બોલ્યો: "ભાઈ કપિ ! તું શાન્ત થા. તારું સારું થશે, તારે બીહીવું નહીં.[૭] હે વનચર ! જો તને રાવણને ઘેર ઇંદ્રે મોકલ્યો હોય તો તે ઇત્થંભૂત સત્ય કહી દે. હે વાનર ! પુનઃ તને કહું છું કે, તારે ભય રાખવો નહિ, તને અમે છોડી મૂકીશું.[૮] જો તું કુબેરનો કે યમનો કે વરુણનો પ્રણિધિ હોઈ, આ પ્રમાણે ગુપ્ત વેશથી અમારી પુરીમાં આવ્યો હોય તો તે કહી દે.[૯] અથવા વિજયની ઇચ્છા રાખનારા વિષ્ણુનો તું દૂત હોય તો તે પણ કહી દે. કારણ કે તારું બળ વાનરના જેવું નથી, માત્ર તારો વેષજ વાનર છે.[૧૦] જે હોય તે ખરેખરું તું કહી દેશે તો તને તારું છૂટાપણું મળશે; અને જો જૂઠું બોલ્યો તો તારે

જીવવું ભારે થઈ પડશે તે યાદ રાખજે.[11] કહે તો, તું શા કારણે રાવણના મંદિરમાં પેઠો છે, સત્ય બોલ."

આ પ્રમાણે તેણે કહ્યું તે સાંભળી, કપિવર હનૂમાન્ રાક્ષસોના રાજા પ્રત્યે બોલ્યો: "હું શક્રનો, યમનો કે વરુણનો દૂત નથી. મારે કૂબેર સાથે મિત્રાઈ નથી, તેમ મને વિષ્ણુએ પણ મોકલ્યો નથી.[12-13] મારી આ જ જાતિ છે—હું વાનર જ છું; અને રાક્ષસના રાજાનું દર્શન કરવા સારુ અહીં આવેલો છું. મારાથી નહીં પ્રવેશ થાય એવું રાક્ષસોના રાજાનું વન જોઈ, મેં મહારાજનાં દર્શનને સારુ વન વિંખી નાખ્યું છે. પછીથી યુદ્ધની ઇચ્છા રાખનારા બળવાન્ તારા રાક્ષસો આવ્યા, ત્યારે મારા દેહના સંરક્ષણને માટે મેં તેમના સામે યુદ્ધ કર્યું. દેવ, અસુર કે અન્ય કોઇના હાથે, હું અસ્ત્ર કે પાશથી બંધાવાનો નથી,[14-15] આ વરદાન મને પિતામહથી મળેલું છે. મહારાજને જોવાની ઇચ્છાથી જ મેં આ અસ્ત્રની મરજી રાખી (હું બંધાયો).[17] હું અસ્ત્રથી છૂટો હતો, પણ રાક્ષસોએ મને બાંધ્યો છે એમ કહ્યું. હું રામના કામે તારી પાસે આવ્યો છું.[18] અમિત છે પરાક્રમ જેનું એવા રામનો હું દૂત છું એમ જાણી, હે રાજન્! આ મારું શ્રેયસ્કર વચન સાંભળ."[19]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં પચાસમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૫૧ મો
## સુગ્રીવનો સંદેશો

મહાસત્વ રાવણને જોઈ, લેશ પણ ગભરાયા વિના, બળવાન્ હનૂમાન્, આ પ્રમાણે, અર્થયુક્ત વચનો કહેવા લાગ્યો:[1] "સુગ્રીવની આજ્ઞાથી હું તારી પાસે આવેલો છું અને હે રાક્ષસેન્દ્ર! તારા ભાઈ કપીશ્વર સુગ્રીવે તને કુશળ પૂછેલું છે.[2] તારા મહાત્મા ભાઈ સુગ્રીવે તારાપર સંદેશો કહાવ્યો છે તે સાંભળ. તેણે જે વચનો તને કહેવાને કહ્યાં છે, તે ધર્માર્થયુક્ત તથા આલોક અને પરલોકમાં સુખ આપનારાં છે.[3] રથ, ઘોડા અને હાથી વગેરેની સમૃદ્ધિવાળો દશરથ નામે રાજા હતો, તે પિતાની પેઠે પ્રજાનું પાલન કરનાર તથા ઇન્દ્રના જેવો તેજસ્વી હતો.[4] તેનો જ્યેષ્ઠ પુત્ર રામ છે. તે મહાબાહુ, પરમ પરાક્રમી અને પિતાને અત્યંત પ્રિય હતો. પોતાના તાતનું વચન પાળવા માટે તે રાજ્ય છોડીને વનવાસે નિકળ્યો છે.[5] તેણે દંડકવનમાં પ્રવેશ કર્યો ત્યારે તેની સાથે તેનો ભાઈ લક્ષ્મણ તથા તેની ભાર્યા સીતા પણ હતાં. મહાત્મા રામ, દંડકવનમાં ધર્મપંથનું અવલંબન કરીને રહે છે, અને વિદેહના રાજા, મહાત્મા જનકની સીતા નામે સુતા એની ભાર્યા છે. તે જનસ્થાનમાં ખોવાઈ ગઈ.[6-7] તેની શોધ કરતા કરતા રામ અને લક્ષ્મણ, ઋષ્યમૂક પર્વતમાં આવ્યા હતા. ત્યાં તેમને સુગ્રીવની સાથે મૈત્રી થઈ.[8] સુગ્રીવે સીતાની શોધ કરી આપવાનું વચન આપ્યું. તેના બદલામાં રામે પણ તેને કિષ્કિંધાનું રાજ્ય પાછું મેળવી આપવાને પ્રતિજ્ઞા કરી.[9] પછી તે રાજપુત્રે સંગ્રામમાં વાલિને માર્યો. અને ઋક્ષ તથા વાનરના અધિપતિ સુગ્રીવને કિષ્કિંધામાં રાજ્યાભિષેક કર્યો.[10] તું વાનરના રાજા વાલિને, પ્રથમથી જ ઓળખે છે; (અને તેનાં પરાક્રમને પણ જાણે છે) એ વાલિને, એ રામે માત્ર એક જ બાણથી હણ્યો છે.[11] સીતાની શોધ કરવામાં ગુંથાયલા તથા પોતાનું વચન પાળનાર સુગ્રીવે પોતાના વાનરોને સર્વે દિશાઓમાં શોધ કરવા મોકલ્યા છે.[12]

"આ પ્રમાણે સુગ્રીવે પ્રેરેલા હજારો અને લાખો વાનરો, આકાશ, પાતાળ અને બીજી સર્વે દિશાઓમાં સીતાની શોધ કરે છે.[13] એ વાનરોમાંના કેટલાએક ગરુડના જેવા વેગવાળા છે, કેટલાક વાયુના જેવા ત્વરિત ગતિવાળા અને બળવાન્ છે; કેટલાક મહાબળવાન્ વાનરો એવા છે કે, જેઓની ગતિ ગમે ત્યાં જાય તો પણ અટકતી નથી.[14] એઓમાંનો હનૂમાન્ નામે એક વાનર તે હું છું. હું વાયુનો ઔરસ પુત્ર છું. સીતાની શોધ કરવાને અર્થે સો યોજન વિસ્તારવાળા સમુદ્રને ત્વરાથી ઓળંગી, તારાં દર્શન કરવા અહિં આવ્યો છું. અહિં શોધ કરતાં મેં તારે ઘેર જનકપુત્રીને જોઈ.[15-16] તું ધર્માર્થને જાણનાર છે, એટલું જ નહિ પણ તપ આદિથી તારે ત્યાં સમૃદ્ધિ પણ જોઇએ તેટલી છે; માટે હે મહાપ્રજ્ઞ રાવણ! આ પ્રમાણે પરસ્ત્રીને રોકી રાખવી, એ તને ઘટતું નથી.[17] તારા જેવા બુદ્ધિમાન્ પુરુષો, આવા—ધર્મવિરુદ્ધ તથા પરિણામે અત્યંત દુઃખકર—કાર્યમાં પ્રવૃત્ત થતા જ નથી.[18] વળી રામના ક્રોધને અનુસરી કોપાયમાન થયેલા લક્ષ્મણનાં બાણોની સામે ઊભો રહેવાને માટે, દેવ તથા અસુરોમાં કોઈ પણ સમર્થ હોય, એમ હું જોતો નથી.[19] વળી હે રાજન્! રામનું અપ્રિય કરી સુખે રહે એવો આ ત્રિલોકમાં કોઈ માતાએ જન્મ્યો હોય તેવો પણ હું જોતો નથી.[20] હે નરોત્તમ!

તું ભૂત, ભવિષ્ય અને વર્તમાનમાં હિત કરે તેવું તથા ધર્માર્થયુક્ત મારું વચન માની, વૈદેહીને પાછી આપ.[૨૧] મેં સીતા દેવીને અહીં જોઈ છે; અને કરોડો નરોને દુર્લભ એવું તેનું દર્શન મને પ્રાપ્ત થયું છે. હવે સીતાને પાછી લઈ જવાના સંબંધમાં તો રામ સમર્થ છે જ.[૨૨] સીતા નિરંતર તારા ભવનમાં શોક કરે છે. એ ઘરમાં ભરાયલી પાંચ મુખવાળી નાગણના જેવી છે, તે તું જાણતો નથી![૨૩] અને જેમ સાપણ પોતાના વિષાગ્નિથી શત્રુનો નાશ કરે છે, તેમ એ, શોકાગ્નિથી તારા નગરને બાળીને ભસ્મ કરશે, તે શું તું જાણતો નથી? વિષવાળું અન્ન ગમે તેવી પાચનશક્તિ હોય તો પણ પચતું નથી, તેમ આ સીતા દેવી, દેવ કે અસુર સરખાને પણ પચે તેમ નથી.[૨૪] અનેક પ્રકારે તપ કરી, ધર્મસાધ્ય આ જે ઐશ્વર્ય તેં પ્રાપ્ત કરેલું છે, તથા દીર્ઘ આયુષ્ય મેળવ્યું છે તેનો, અન્યાયનું કાર્ય કરી નાશ કરવો, એ ઘટિત નથી.[૨૫] વળી તપના બળથી દેવો અને અસુરોથી પણ તું અવધ્ય છે, તેનું ખરું કારણ જો તો ધર્મ જ છે.[૨૬]

"સુગ્રીવ કંઈ દેવ, યક્ષ, કે રાક્ષસ નથી. વળી હે રાજન્! રામ પણ મનુષ્ય છે અને સુગ્રીવ તો વાનરોનો રાજા છે. તેં જે વરદાન માગી લીધું છે તેમાં મનુષ્ય અને કપિઓને ગણ્યા નથી; માટે હે રાજન્! તેમનાથી શી રીતે ઉગરી શકીશ?[૨૭] અધર્મનું ફળ ભોગવતાં ધર્મનો સંગ્રહ કોઈ દિવસ પણ થતો નથી. જો તે ધર્મ આચરે તો પણ તેને ધર્મનું ફળ નહીં મળતાં અધર્મનું ફળ પ્રાપ્ત થાય છે. અધર્મ ભોગવી રહ્યા પછી જો કાંઈ બહુ જ ધર્મ કર્યો હોય તો તે ધર્મ, અધર્મનો નાશ કરે છે.[૨૮] તને આ બધું ધર્મનું ફળ મળ્યું છે, એમાં કંઈ સંશય નથી; અને આજે અધર્મ કરે છે, તેનું ફળ પણ તને તરત જ મળશે.[૨૯] આખા જનસ્થાનનો ઘાણ વળી ગયો, વાલિ વાનરનો વધ થયો અને રામ તથા સુગ્રીવને મૈત્રી થઈ, એ તેં જાણ્યું; માટે હવે તું તારું હિત વિચારી જો.[૩૦] હું એકલો જ, મારી ઇચ્છા હોય તો હાથી, ઘોડા, રથ સહિત આખી લંકાનો નાશ કરવા સમર્થ છું; પણ રામનો એ નિશ્ચય નથી.[૩૧] વાનર અને રીંછોનાં ટોળાંની સમીપ રામે પ્રતિજ્ઞા કરી છે કે, જે શત્રુએ સીતાને અપમાન પમાડ્યું છે, તે શત્રુનો સંહાર કરીશ.[૩૨] રામનું અહિત કરનાર, ઇંદ્ર હોય તો પણ તે સુખે બેસી શકતો નથી, તો તારા જેવાની તો શી વાત કરવી?[૩૩] જેને તું સીતાના નામથી ઓળખે છે અને જે તારે ત્યાં રહેલી છે તેને તું, સર્વ લંકાનું નાશ કરનારી કાળરાત્રિ જાણ![૩૪] સીતારૂપી કાળપાશ, જે તેં તારે હાથે કરીને કંઠમાં નાખ્યો છે તે કાઢી નાખ, ને તું તારું કુશળ ઇચ્છ.[૩૫] સીતાના તેજથી ધુંધવાઈ રહેલી અને રામના કોપથી સળગી ઉઠતી આ તારી લંકાને, ગલીગુંચી સહિત થોડા કાળમાં ભસ્મ થયેલી જાણજે.[૩૬]

"હે રાજન્! એટલા માટે તારા મિત્રોનો, મન્ત્રીઓનો, જાતભાઈઓનો, પુત્રોનો, તારા હિતનો, સ્ત્રીઓનો, આ તારા અનેક પ્રકારના વૈભવનો અને લંકાનો નાશ ન કરાવ.[૩૭] હે રાક્ષસરાજેન્દ્ર! તું વિશેષે કરીને રામના વાનરરૂપી આ દૂતનું વચન સત્ય માનજે કે, મહાયશસ્વી રામ, ભૂત સહિત સચરાચર સર્વ લોકનો સંહાર કરી, તેમને ફરીથી ઉત્પન્ન કરવામાં શક્તિવાન્ છે.[૩૮-૩૯] દેવોમાં, અસુરોમાં, રાજાઓમાં, યક્ષોમાં, રાક્ષસોમાં, સર્પોમાં, વિદ્યાધરોમાં, ગન્ધર્વોમાં, મૃગોમાં, સિદ્ધોમાં, કિન્નરોમાં, પક્ષી વર્ગમાં, સર્વ ભૂતમાત્રમાં તથા સર્વ લોકમાં કોઈ પણ વખતે કોઈ પણ એવો હું જોતો નથી કે, જે વિષ્ણુના સરખા પરાક્રમી રામના સામો આવી યુદ્ધ કરે. સર્વ લોકના ઈશ્વર તથા રાજાઓમાં સિંહરૂપ રામનું આવું અપ્રિય કરી, જીવતા રહેવું, એ ખરેખર તને દુર્લભ જ છે.[૪૦-૪૨]

"હે રાક્ષસેન્દ્ર! હું ફરીથી કહું છું કે, ત્રિભુવનના નાયક રામના સામા સંગ્રામમાં આવી ઉભા રહેવાને માટે દેવ, દૈત્ય, ગંધર્વ, વિદ્યાધર, નાગ કે યક્ષ કોઈ સમર્થ નથી.[૪૩] અરે! ચતુર્મુખ બ્રહ્મા પંડે કે ત્રિપુરાસુરનો નાશ કરનાર ત્રણ નેત્રવાળા રુદ્ર કે દેવતાઓનો નાયક મહેન્દ્ર પણ રામના સામા યુદ્ધમાં ઉભા રહેવા સમર્થ નથી."[૪૪]

પછી કોપથી ફાટી ગયેલી આંખોવાળા તથા જેનો કોપ સર્વનો લય કરે એવા રાવણે નિપુણતાથી, છાતી ઠોકીને બોલેલાં સદ્ભાવયુક્ત પણ અપ્રિય વચન સાંભળીને, તે વાનરનો વધ કરવાની આજ્ઞા કરી.[૪૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં એકાવનમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ પર મો
## વિભીષણની શીખ

મહાત્મા વાનરનું વચન સાંભળીને, ક્રોધમૂર્ચ્છિત રાવણે તેનો વધ કરવા માટે આજ્ઞા આપી.[૧] 'હું દૂતરૂપે આવેલો છું,' એમ કહ્યા છતાં દુરાત્મા રાવણે

તેનો વધ કરવાની આજ્ઞા કરી, તેથી વિભીષણને વિચાર થયો કે, એ અતિ અધર્મનું કૃત્ય છે.[૨] વળી રાક્ષસેશ્વર રાવણને કોપાન્વિત થયેલો જોઇને, તથા દૂતનો વધ કરવાને તત્પર થયેલો જોઇને નિશ્ચિત બુદ્ધિવાળા વિભીષણે શું કરવું યોગ્ય છે? તેનો મનમાં વિચાર કરીને શત્રુને જિતનાર તથા પૂજ્ય એવા પોતાના બંધુ રાવણને, અર્થયુક્ત નીચે પ્રમાણે વચન કહેવા માંડ્યાં.[૩–૪]

"હે રાક્ષસાધિપ! ક્ષમા કર, ક્રોધનો ત્યાગ કર, પ્રસન્ન થા અને આ મારું વચન સાંભળ. હે રાક્ષસરાજ! સર્વે કાર્ય અને અર્થને જાણનાર રાજાઓ કદાપિ પણ પ્રતિપક્ષીના દૂતનો વધ કરતા નથી.[૫] હે રાજન્! આ વાનરનો વધ કરવો એ ધર્મથી વિરુદ્ધ છે; તેમ લોકમાં પણ નિંદા થાય તેવું છે. વળી વાનરનો વધ કરવો, એ તને યોગ્ય નથી.[૬] તું તો ધર્મજ્ઞ, કૃતજ્ઞ, રાજનીતિજ્ઞ, સારાસારવિચારયુક્ત અને પરમાર્થજ્ઞ છે, તેમ છતાં પણ તારા જેવા વિચક્ષણ પુરુષો કોપને વશ થઈ જશે, ત્યારે શાસ્ત્ર ભણીને પંડિત થવું, એ પણ કેવળ વ્યર્થ જ ગણાશે.[૭–૮] હે શત્રુદમન! હે રાક્ષસેશ્વર! હે દુરાસદ! હે રાજન્! પ્રસન્ન થા, અને યોગ્યાયોગ્યનો વિચાર કરીને શાસ્ત્રમાં કહેલો હોય તે જ દંડ દૂતને દે.[૯]

આ પ્રમાણે વિભીષણનું વચન સાંભળીને, રાક્ષસોના અધિપતિ રાવણે, પોતાના મનમાં અપાર કોપ આણીને વિભીષણને કહ્યું:[૧૦] "હે શત્રુનો નાશ કરનાર વિભીષણ! પાપીઓનો વધ કરવો એમાં પાપ નથી, માટે જ આ પાપી વાનરનો હું વધ કરવા ધારું છું."[૧૧] રાવણનું દોષયુક્ત, અધર્મયુક્ત અને અનાર્ય પુરુષ બોલે તેવું વચન સાંભળીને, બુદ્ધિમાનોમાં ઉત્તમ એવો વિભીષણ, અર્થયુક્ત અને તત્ત્વયુક્ત વચન બોલ્યો:[૧૨]

"હે લંકેશ્વર! પ્રસન્ન થા અને ધર્મ તથા અર્થયુક્ત મારું વચન પુનઃ પણ સાંભળ! સર્વ સ્થળમાં અને સર્વ ઠેકાણે, દૂત કદાપિ પણ વધ કરવાને યોગ્ય નથી, એવું સત્પુરુષોનું વચન છે.[૧૩] આ વાનર વૃદ્ધિ પામેલો અને અપ્રિય વચન કહેનાર છે એ સત્ય છે; પરંતુ દૂત વધને યોગ્ય નથી, એમ જ સત્પુરુષોએ તો કહેલું છે. દૂતને દેવાના દંડ ઘણા છેઃ જેવા કે અંગ વિરૂપ કરવાં, ફટકા મારવા, મુંડન કરાવવું અથવા એ સર્વેને યોજવાં, એ જ દંડ દૂતને યોગ્ય છે. કોઈ પણ ઠેકાણે દૂતનો વધ અમે તો સાંભળ્યો નથી.[૧૪–૧૫] ધર્મ અને અર્થમાં વિનયવાળી બુદ્ધિવાળા અને લાભાલાભ જાણનારા તારા જેવા પુરુષો, ક્રોધવશ થઈ જાય તે શું યોગ્ય કહેવાય કે? સત્વશાળી પુરુષો કોપ પામતા જ નથી.[૧૬] ધર્મવાદમાં, વ્યવહારમાં અને શાસ્ત્રગ્રહણમાં તારા જેવો કોઈ નથી. હે વીર! તું જ અસુર અને સુરમાં ઉત્તમ છે.[૧૭] પણ આ કપિનો વધ કરવામાં હું તને કોઈ જાતનો લાભ જોતો નથી. જેમણે આ વાનરને અત્રે પાઠવ્યો છે, તે પુરુષો ઉપર જ તારા કોપને પરિણામ પમાડવો, એ યોગ્ય છે.[૧૮] સારો કિંવા નઠારો ગમે તેવો પણ આ દૂત–બીજા કોઇના મોકલવાથી અત્રે આવેલો છે; અને તેના કહ્યા પ્રમાણે બોલે છે. પોતાના સ્વાર્થમાટે બોલતો નથી. માટે આવા પરાધીન દૂતનો વધ કરવો, એ તને યોગ્ય નથી.[૧૯]

"હે પરપુરંજય! અત્રે એના જેવો આકાશગામી કોઈ પણ દેખાતો નથી, માટે તું એનો વધ કરવાને યોગ્ય નથી. આવો યત્ન તો તારે ઇંદ્ર સહિત દેવો ઉપર કરવો યોગ્ય છે.[૨૦] હે યુદ્ધપ્રિય! એનો વધ થયા પછી હું એવું કોઈ પણ પ્રાણી જોતો નથી કે, જે પેલા તારા વૈરી બે ઉદ્ધત રાજકુમારોને તારી સાથે યુદ્ધ કરવાને માટે ઉશ્કેરે.[૨૧] હે રાક્ષસોના કુળને આનંદ વધારનાર! દેવ અને દૈત્યને દુર્જય એવો તું, રાક્ષસોનો આ યુદ્ધલાભ નાશ કરે, એ ઘટિત નથી.[૨૨] હિતેચ્છુ, શૂર, સાવધાન, કુળવાન્, સ્વતંત્ર અને શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, જેમનો કોપ પ્રશંસા કરવા જેવો છે એવા તથા સારી રીતે પાલન કરેલા યોધાઓ તો તારા સેવક છે; ભલે તારી સેનાનો ભાગ તારી આજ્ઞાથી ત્યાં જાય, તથા તે મૂઢ રાજપુત્રોને અહિયાં લાવે, તું લઢ, યશ મેળવ,–અને એ પ્રમાણે, બળ દેખાડવું, એ જ તને યોગ્ય છે.[૨૩–૨૪] પછી દેવશત્રુ બળવાન્ રાવણે પણ "આ દૂતનો વધ કરવો યોગ્ય નથી." એવું વિભીષણના વચનોમાંથી તત્ત્વ ગ્રહણ કર્યું અને તેનાં વચન પ્રમાણે વર્તવાનો નિશ્ચય કીધો.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૩ મો

### હનૂમાન્ પુચ્છદહન

દેશ કાલને અનુસરીને હિત કરે તેવાં વિભીષણનાં વચન સાંભળીને, મહાત્મા દશગ્રીવ પોતાના બંધુને કહેવા લાગ્યો કે,–"તેં કહ્યું તે સત્ય છે; દૂતને હણવો

એ નિંદિત કર્મ છે, માટે એનો વધ ન કરતાં તેવી જ કંઈ બીજી શિક્ષા એને કરવી જોઇએ.[૧-૨] વાનરોને પોતાનું પુચ્છ ઘણું પ્રિય હોય છે તથા એ તેને શોભા આપનારું છે; માટે આ વાનરનું પુચ્છ બાળી નાખો અને પછી એને ચાલ્યો જવા દ્યો.[૩] આ પ્રમાણે એનું પુચ્છ બાળી નાખવાથી તે પોતાના સ્વામી પાસે જશે અને ત્યાં એને એનાં સગાં, મિત્રો, જ્ઞાતિજનો અને બાંધવો, દીન તથા વિરૂપ થઈ ગયેલો જોશે, એ જ શિક્ષા પૂર્ણ છે."[૪] આ પ્રમાણે વિચાર કરી રાક્ષસરાજા રાવણે આજ્ઞા કરી કે, "આ હનુમાનનું પુછડું સળગાવી એને આપણા નગરમાં બજારે બજારે અને શેરીએ શેરીએ રાક્ષસો સાથે રાખી ફેરવો."[૫] રાવણની એ આજ્ઞા સાંભળી ક્રોધ પામેલા નિર્દય રાક્ષસો, તેના પુછડાપર જૂનાં લુગડાં બાંધવા લાગ્યા.[૬] પરંતુ (તેમાં અદ્દભુત બન્યું) જેમ જેમ તેઓ કપડાં વિંટતા ગયા તેમ તેમ કપિ વૃદ્ધિ પામતો ગયો. પછી જેમ અરણ્યવાસીઓ, શુષ્ક કાષ્ઠથી વનમાં અગ્નિ ઉત્પન્ન કરે તેમ રાક્ષસોએ હનુમાનના પુછડાપર સારી રીતે તેલ રેડી તેને સળગાવ્યું. જ્યાં પુછડું સળગવા માંડ્યું ત્યાં સળગેલાં પુછડાંથી હનુમાન્ રાક્ષસોને મારવા લાગ્યો ત્યારે અત્યંત ક્રૂર રાક્ષસોએ, બાલ સૂર્યના સરખા મુખવાળા તથા ક્રોધયુક્ત થયેલા હનુમાનને બાંધવા માંડ્યો. તે જોઇને સ્ત્રી, બાળ તથા વૃદ્ધ રાક્ષસો અત્યંત પ્રસન્ન થયા.

આ પ્રમાણે બંધાયલો હનુમાન્ સમયોચિત વિચાર કરવા લાગ્યો કે—"મને આ રાક્ષસોએ બાંધ્યો છે ખરો, પણ ખરું જોતાં મને બાંધી રાખવાને માટે તેઓ સમર્થ નથી. જો હું ધારું તો આ મારાં બધાં બંધનો તોડી આ રાક્ષસોને મારી નાખું; પરંતુ હમણાં તેમ કરવું એ યોગ્ય નથી.[૭-૧૧] મારા સ્વામીના હિતને અર્થે હું અહિં આવ્યો છું, તો રાવણની આજ્ઞાથી રાક્ષસો મને ભલે બાંધી રાખે, ખરું જોતાં તો મેં એમનું જે વણસાડ્યું છે તેનો બદલો આપવા માટે જો એ લોકો મને પૂરી શિક્ષા કરવાને મારો વધ કરવા ધારે તો તે પણ ખોટું નથી; પણ તે સમયે હું પાશ તોડી નાખીને સઘળાને મારી નાખીશ. હું આ સર્વે રાક્ષસોને યુદ્ધમાં પૂરો પડવાને માટે સમર્થ છું;* પરંતુ મારે મારા સ્વામીના પ્રિયને અર્થે આવું બંધન સહન કરવું જોઇએ.[૧૨-૧૩] હું લંકામાં ફર્યો છું પણ અનેક દુર્ગવાળી લંકા, રાત્રિ હોવાથી મારાથી સારી રીતે જોવાઈ નથી.[૧૪] પણ સવારે રાક્ષસો મને લંકામાં ફેરવશે એટલે મારાથી આખી લંકા સારી પેઠે જોવાશે; માટે આ બંધન સહન કરવું એ જ યોગ્ય છે. આ રાક્ષસો ગમે તો મને ફરીથી બાંધો, ગમે તો મારું પુચ્છ સળગાવી, મને ગમે તેટલી પીડા કરો, પણ મારા મનમાં તેનું લેશે દુઃખ નથી."

વાનરરૂપમાં રહેલા કપિકુંજર હનુમાનને સાથે લઈ હરખાતા હરખાતા રાક્ષસો લંકા નગરીમાં ફરવા લાગ્યા. શંખ અને ભેરીના નાદ કરી રાક્ષસો સઘળે ઢંઢેરો પિટતા હતા કે, "રાજદ્રોહ કરનારની આ વલે થાય છે." ક્રૂરકર્મવાળા રાક્ષસો, હનુમાનને આ પ્રમાણે આખા નગરમાં ફેરવતા હતા, તેની પાછળ બીજા અનેક રાક્ષસો ચાલતા હતા, તે જોઈ હનુમાન્ અત્યંત ખુશી થતો હતો.[૧૫-૧૮]

જે વખતે રાક્ષસોએ તેને નગરમાં ફેરવવા માંડ્યો, તે વખતે ચિત્રવિચિત્ર વિમાનો, સંવૃત્ત ભૂમિભાગો, મોટા મોટા ચોક, મોટાં મોટાં ભવન વચ્ચેની શેરીઓ, ચૌટાં, ચકલા ઇત્યાદિ સર્વ તેણે સારી રીતે જોઈ લીધાં; વળી મોટી શેરીઓ તથા નાની ગલીકુંચીઓ અને ઘરો વચ્ચેની નાની નાની ગલીઓ પણ તેણે જોઈ લીધી. દરેક ધોરી રસ્તાઓ, ચોરા અને ચકલા આગળ રાક્ષસો ઢંઢેરો પિટાવતા કે, "આ દૂત તરીકે અહીં આવેલો છે, માટે તેની આ દશા થાય છે."

જ્યારે હનુમાનના પુચ્છનો અગ્રભાગ સળગવા માંડ્યો ત્યારે, વિરૂપ રાક્ષસીઓ આ અપ્રિય બનાવની સીતાને ખબર કરવા દોડી ગઈ. તેઓ સીતાપ્રતિ બોલી: "અલિ ઓ સીતે! રક્ત મુખવાળા જે કપિની સાથે તેં વાત કરી હતી,[૧૯-૨૩] ત કપિને તેનું પુછડું સળગાવી રાક્ષસો બધે ફેરવે છે." પોતાના પ્રાણનો નાશ કરે તેવાં રાક્ષસીઓનાં ક્રૂર વચન સાંભળી, સીતા અત્યંત સંતાપ પામી. પછી તેણે હનુમાનનું મંગળ કરવા માટે અગ્નિનું સ્તવન કરવા માંડ્યું: "હે અગ્નિદેવ! જો મેં મારા સ્વામીની એકનિષ્ઠાથી સેવા કરી હોય, જો મેં સારી રીતે તપાચરણ કર્યું હોય, અને પતિવ્રતાધર્મ યથાર્થ રીતે સાચવ્યો હોય તો, તમે હનુમાનને ન બાળતાં શીતળ થઈ જજો."

જ્યારે સીતાએ આ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે ભડભડાટ બળતો અગ્નિ, હનુમાનનું, હું શુભ કરીશ એમ સીતાને જણાવતો હોય તેમ દક્ષિણ તરફની જ્વાળાઓ નાખતો ધીરે ધીરે બળવા લાગ્યો, અને પુચ્છને સળ-

* ટીકાકાર રામાનુજ જે અર્થ કરે છે, તેનો સંબંધ યથાર્થ બેસતો નથી.

ગાવનાર હનૂમાનનો પિતા વાયુ પણ પ્રભાતના પવનની પેઠે શીતળ થઈ, સીતાને સુખ ઉત્પન્ન થાય, તેવી રીતે મંદમંદ વાવા લાગ્યો.[૨૪-૨૮] જ્યારે પુચ્છ બળવા માંડયું ત્યારે હનૂમાને વિચાર કર્યો કે, "આ અગ્નિ આવો ભડભડાટ બળે છે, છતાં હું કેમ દાઝતો નથી?[૨૯] અગ્નિના આવા મોટા ભડકા નિકળે છે, છતાં મને લેશ પણ પીડા કેમ થતી નથી? અને જેમ બરફનો ગોળો મૂકયો હોય તેમ પુછડે ઠંડક લાગે છે, તેનું કારણ શું?[૩૦] જ્યારે હું સમુદ્ર ઓળંગતો હતો ત્યારે તેમાં એકદમ મૈનાકપર્વત, રામના પ્રભાવથી ઉભો થયો; અને મને વિશ્રાંતિ આપી હતી. તેપરથી મને અનુમાન થાય છે કે, જ્યારે મૈનાકપર્વતે અને સમુદ્રે રામને અર્થે આટઆટલું કર્યું, ત્યારે તેમને અર્થે અગ્નિદેવ પણ આ પ્રમાણે કેમ ન કરે?[૩૧-૩૨] સીતાની કરુણાથી, રાઘવના તેજથી તથા અગ્નિની સાથેની મારા તાતની મૈત્રીથી, આ અગ્નિદેવ મને બાળતો નહીં હોય."[૩૩] વળી હનૂમાનના મનમાં વિચાર આવ્યો કે, "મારા જેવા બળવાનને આવા રાક્ષસોથી બંધન શું? જો મારામાં બળ છે તો એનો શા માટે મારે ઉપાય ન કરવો જોઇએ?"

આ પ્રમાણે વિચાર કરી, મહાકપિ હનૂમાન્, સઘળાં બંધન તોડી નાખી, મોટી ગર્જના કરી કૂદ્યો; અને પર્વતના શિખર જેવો નગરનો દરવાજો હતો તેપર ચઢી ગયો.[૩૪-૩૬] પ્રથમ તે પર્વતના સરખા મોટા દેહવાળો થયો અને પછી લઘુદેહ ધારણ કરી સઘળાં બંધનોમાંથી નિકળી ગયો. બંધનમાંથી નિકળ્યા પછી તેણે પાછો પર્વતના સરખો પ્રચંડ દેહ ધારણ કર્યો.[૩૭-૩૮] તેણે ચારે પાસ નજર કરી, તો દરવાજાની મોટી લોઢાની ભુંગળ તેની દૃષ્ટિએ પડી, તે હાથમાં લીધી અને પાસે ઉભેલા સઘળા રાક્ષસોને મારવા માંડ્યા.[૩૯]

પુછડે સળગતા અગ્નિના ભડકાથી, કિરણોયુક્ત સૂર્યના જેવો શોભતો તથા રણમાં પ્રચંડ પરાક્રમવાળો હનૂમાન્, રાક્ષસોનાં મસ્તક ફટાફટ ઉડાવી દઈ, પુનઃ લંકાને જોવા ગયો.[૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ત્રેપનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૪ મો

### લંકાદહન

હનૂમાને મનોરથ કીધો. તેનો ઉત્સાહ વધ્યો. તે લંકા નગરીને જોઇને બાકી રહેલા કાર્યનો વિચાર કરવા લાગ્યો:[૧] "હવે મારે શું કર્તવ્ય બાકી છે, કે જે રાક્ષસોને ફરીને પણ સંતાપજનક નિવડે?[૨] વનને તો મેં ભાંગી તથા વણસાડી નાખ્યું. પ્રકૃષ્ટ (સર્વોપરી) રાક્ષસોને માર્યા, સેનાનો એકાદ ભાગ નાશ કર્યો. હવે તો દુર્ગનો વિનાશ કરવો એ જ બાકી છે.[૩] મેં જે પરિશ્રમ કર્યો છે, તે દુર્ગનો વિનાશ કરવાથી અલ્પ શ્રમે સફળ થશે.[૪] ત્યારે આ મારે પુછડે જે અગ્નિ બળે છે તેને, મોટાં મોટાં મંદિરોમાં લાય લગાડી, તૃપ્ત કરવો એ જ યોગ્ય છે."[૫]

આવો વિચાર કરીને, વિજળીસહિત મેઘ જેવો, સળગતાં પુછડાંવાળો મહાકપિ હનૂમાન્, લંકાના શ્રેષ્ઠ ભવનો ઉપર કૂદવા લાગ્યો.[૬] રાક્ષસોના એક ઘરથી બીજા ઉપર, ને બીજાપરથી ત્રીજા ઉપર, વાડીઓ ઉપર તથા મોટા પ્રાસાદો ઉપર તેણે અગ્નિ સળગાવ્યો ને મહાવેગથી સર્વત્ર ભ્રમણ કરવા માંડ્યું.[૭] બળવાન્ હનૂમાને પ્રથમ પ્રહસ્તના મંદિર ઉપર જઈ ત્યાં આગ લગાડી.[૮] ત્યાંથી મહાપાર્શ્વના મંદિર ઉપર જઈ, ત્યાં કાળાનળની શિખા જેવો અગ્નિ પ્રજ્વલિત કર્યો; ત્યાંથી આગળ વધી વીર્યવાન્ મહાકપિ હનૂમાન્ વજ્રદંષ્ટ્રના મંદિર ઉપર ગયો; ત્યાંથી શુક તથા મહાતેજસ્વી સારણના મંદિર ઉપર ગયો; અને ત્યાં પણ અગ્નિ મૂકયો.[૯-૧૦] વળી હરિયૂથપ હનૂમાને ઇંદ્રજિતનું મંદિર બાળ્યું. પછી જમ્બુમાલિ તથા સુમાલિનાં ભવન બાળ્યાં.[૧૧] પછી રશ્મિકેતુ, સૂર્યશત્રુ, હ્રસ્વકર્ણ, દંષ્ટ્ર અને રોમશ વગેરે રાક્ષસોનાં મંદિર પણ બાળ્યાં.[૧૨] વળી બળવાન્ હનૂમાને યુદ્ધોન્મત્ત, મત્ત, ધ્વજગ્રીવ, વિદ્યુત્જિહ્વ, ઘોર, હસ્તિમુખ, કરાળ, વિશાલ, શોણિતાક્ષ, કુંભકર્ણ, મકરાક્ષ, નરાંતક, કુંભ, નિકુંભ, મહાત્મા યજ્ઞશત્રુ અને બ્રહ્મશત્રુ વગેરેનાં મંદિરો બાળ્યાં.[૧૩-૧૫] ત્યાંથી મહાતેજસ્વી વિભીષણનું મંદિર છોડી દઈને કપિકુંજર હનૂમાને, ક્રમ પ્રમાણે મોટી મોટી સમૃદ્ધિઓવાળાં અને મોટાં મોટાં અનેક રાક્ષસોનાં મંદિરોમાં આગ લગાડી.[૧૬-૧૭]

આ પ્રમાણે બીજાં મંદિરો ઉપર ફરી વળ્યા પછી વીર્યવાન અને લક્ષ્મીવાન્ હનૂમાન્, રાક્ષસેન્દ્ર રાવણના મંદિર ઉપર આવ્યો.[૧૮] મેરુ અને મંદર સમાન, સર્વ મંગળ પદાર્થથી શોભિત અને રત્નથી ખચિત તેના મુખ્ય મંદિરમાં પુછડાંના છેડાવતી લાય લગાડી. પછી યુગાન્તના મેઘ સમાન શરીરવાળા હનૂમાને મોટી ગર્જના કરી.[૧૯-૨૦] પછી વાયુનો સંયોગ થવાથી

મહાબળવાન્ અગ્નિ, પ્રલયકાળના અગ્નિની માફક ઝપાટાબંધ વધવા લાગ્યો.[૨૧] અગ્નિના ભડકાઓને, પવન આમ તેમ રાવણના ભવનમાં ફેલાવતો હતો, તેથી સોનાનાં, મણિનાં અને મોતીનાં ફૂલકથી શણગારેલાં મંદિરો ભડભડાટ બળી જતાં હતાં. જેમ સિદ્ધ પુરુષોનાં ભવન પુણ્ય ક્ષય થતાં આકાશમાંથી નીચે પડે છે તેમ, રત્નખચિત મોટાં મોટાં ભવનો તથા બળી ગયેલાં વિમાનો ખાખ થઈ પૃથ્વી ઉપર પડતાં હતાં. પોતપોતાનાં ઘરનું રક્ષણ કરવાને દોડતા, ભગ્ન-ઉત્સાહી અને સર્વસ્વરહિત થયેલા રાક્ષસોએ બુમરાણ કરી મૂક્યું. રાક્ષસો વળી એમ પણ બોલવા લાગ્યા કે— "અરે આ વાનર નથી, પણ વાનરરૂપ ધારણ કરીને અગ્નિ જ અહીં આવેલો છે. હાય! હાય!"[૨૨–૨૫] છૂટી ગયેલા કેશવાળી કેટલીક સ્ત્રીઓ, અગ્નિની જ્વાળા આસપાસ ફરી વળ્યાથી પોકળ શ્રાદ્ધ કરતી, પોતાનાં બાળકોને લઈને મંદિરમાંથી નીચે પડતી હતી,[૨૬] તે જાણે વાદળાંમાંથી વીજળી પડતી હોય તેવી દેખાતી હતી. હીરા, પરવાળાં, મણિ, સુવર્ણ અને રૂપાથી શોભિતાં વિચિત્ર ભવનો ક્ષણમાત્રમાં બળીને ભસ્મ થયાં હતાં; તે હનૂમાન્ ટગર ટગર જોતો હતો. જેમ પાવક, તૃણ અને કાષ્ઠથી તૃપ્ત થતો નથી, તેમ હનૂમાન્ પણ આટલું બધું કર્યાં છતાં પ્રસન્ન થયો નહિ. અનેક રાક્ષસોને તેણે મારી નાખ્યા. આ મરાયલા રાક્ષસો લંકાની ભૂમિમાં માય તેમ પણ ન હતું.[૨૭–૨૯]

આ પ્રમાણે મહાત્મા વેગવાન્ હનૂમાન્ વાનરે, રુદ્રે જેમ ત્રિપુરને બાળ્યાં હતાં, તેમ લંકાને સળગાવી મૂકી.[૩૦] ત્રિકૂટાચળના ઉપર રહેલી લંકામાં, હનુમાને સળગાવેલો અગ્નિ, ચારે તરફ જ્વાળાઓ પ્રસારી ભડભડાટ સળગવા લાગ્યો. પ્રલયકાળના અનલ જેવો, ધૂમાડારહિત અને જ્વાળાઓવાળો તથા રાક્ષસોના દેહરૂપી આજ્યની આહુતિઓ લેતો અગ્નિ, આકાશને અડે એવી જ્વાળાઓ પ્રસારી સળગવા માંડ્યો.[૩૧–૩૨] કોટી સૂર્યના જેવો તેજવાળો અગ્નિ, લંકાની ચારે તરફ ફરી વળી સળગવા લાગ્યો. એ વખતે, જાણે હમણાં બ્રહ્માંડને ચીરી નાખશે એમ વજ્રના કડાકા જેવા અનેક શબ્દો થતા હતા.[૩૩] તેના ભડકા ભયંકર તથા અત્યંત ક્રૂર દેખાતા હતા, જ્વાળાઓ કેસુડાના પુષ્પ જેવી જણાતી હતી, અગ્નિની શિખાઓ ઠેઠ ગગન સૂધી પહોંચી હતી, ધુંધવાતા ધૂમાડાના ગોટા આકાશમાં જવાથી કાળાં કમળના સમૂહ સરખા શોભતા હતા.[૩૪] સર્વે રાક્ષસો કહેતા હતા કે, "આ તો દેવતાઓનો પતિ ઇંદ્ર હશે, સાક્ષાત્ યમ હશે, વરુણદેવ હશે કે વાયુદેવ હશે? કે શું શિવના ત્રીજા નેત્રનો અગ્નિ હશે કે સૂર્ય હશે, કે કુબેર હશે કે પછી સોમ હશે. પરંતુ આ વાનર તો નથી જ—એ નિશ્ચય છે, એ તો સાક્ષાત્ કાળરૂપ જ છે.[૩૫] રે ચતુર્મુખ તથા સર્વ લોકના સરજનાર બ્રહ્મદેવનો કોપ હનૂમાનનું રૂપ લઈ રાક્ષસોનો નાશ કરવાને તો અહીં નહીં આવ્યો હોય?[૩૬] અથવા રાક્ષસોનો વિનાશ કરવા માટે અચિન્ત્ય, અવ્યક્ત, અનંત તથા એક એવું વિષ્ણુનું તેજ તો હનુમાનરૂપે નહીં આવ્યું હોય?"[૩૭] વૃક્ષ, ઘર અને પ્રાણીઓ સાથે બળીને ભસ્મ થતી લંકા નગરીને જોઈને એકઠા થયેલા મુખ્ય રાક્ષસો ઠામ ઠામ આ પ્રમાણે બોલતા હતા અને રાક્ષસ, અશ્વ, રથ, હાથી, પક્ષીવર્ગ, પશુ તથા વૃક્ષો સહિત બળેલી લંકા નગરી જાણે ઉચ્ચ સ્વરે રુદન કરતી હોય તેમ જણાતું હતું.[૩૮–૩૯] અને "હા તાત! હા પુત્ર! હા કાન્ત! હા મિત્ર! હા જીવિતનાથ! અમારાં સર્વે પુણ્ય પરવાર્યાં!" એમ કહી અનેક રાક્ષસો તથા રાક્ષસીઓ ભયંકર શબ્દોથી આક્રંદ કરતાં હતાં.[૪૦] અગ્નિના ભડકાથી ચોમેર ઘેરાયલી, વિનાશ પામેલા વીરોવાળી, વિનાશ પામેલા યોધાઓવાળી તથા હનૂમાનના ક્રોધથી પરાભવ પામેલી લંકા, શાપ પામીને બળી જતી હોય તેવી દેખાતી હતી.[૪૧] રાક્ષસો ગભરાયેલા, દોડાદોડ કરી રહેલા, ત્રાસી ગયેલા તથા ખેદ પામેલા હતા. ઝળહળતા ભડકાવાળા અગ્નિથી બળી ગયેલી લંકા, જાણે બ્રહ્માના કોપથી ભસ્મ થતી હોય તેવી હનૂમાનને જણાઈ.[૪૨] જ્યારે વૃક્ષોથી ભરપૂર વન ભાંગી ગયાં, અનેક રાક્ષસો મરાયા તથા ઘર અને રત્નથી શોભિત લંકાપુરી બળી ગઈ ત્યારે તેને ઠંડક વળી.[૪૩]

આ પ્રમાણે અનેક રાક્ષસોને હણીને તથા વૃક્ષોથી ભરપૂર વનનો નાશ કરીને તથા રાક્ષસોનાં ભવનમાં અગ્નિ સળગાવીને, હનૂમાન્, મનમાં રામનું સ્મરણ કરવા લાગ્યો.[૪૪] વાનરવીરોમાં શ્રેષ્ઠ, મહાબળવાન્, પવનના સરખા વેગવાળા, મહાબુદ્ધિમાન્ હનૂમાનની સર્વે દેવતાઓ પણ સ્તુતિ કરવા લાગ્યા.[૪૫] સર્વે દેવો, મુનિઓ, ગંધર્વો, વિદ્યાધરો, નાગો અને સર્વ પ્રાણી માત્ર (હનૂમાનનાં આ કાર્યથી) પરમ આનંદ પામ્યાં.[૪૬] વનને ભાંગી નાખીને, સંગ્રામમાં રાક્ષસોને મારીને અને લંકાને પ્રજાળીને મહાતેજસ્વી હનૂમાન બહુ પ્રસન્ન થયો.[૪૭] પછી પુછડું સળગાવાથી અગ્નિજ્વાળાનાં કિરણ જેવો વાનરકેસરી હનૂમાન્, ઉત્તમ

પ્રાસાદના શિખરપર ઉભો રહ્યો—એ વખતે તે કિરણોથી પ્રકાશતા સૂર્યના સરખો શોભતો હતો.[૪૮]

સઘળી લંકાને બાળી નાખી, પછી હનૂમાને પોતાના પુચ્છડાંનો અગ્નિ, સમુદ્રમાં જઈ ઓલવી નાખ્યો.[૪૯] દેવ અને ગંધર્વ, સિદ્ધ અને મહર્ષિ, લંકાને બળેલી જોઈ અત્યંત વિસ્મય પામ્યા.[૫૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૫ મો

## હનૂમાનનો પશ્ચાત્તાપ

લંકા ચારે તરફથી સળગી ગઈ. સર્વ ત્રાસ પામી ગયાં. રાક્ષસો ભયભીત થઈ ગયા. એવી લંકા નગરીને જોઇને, હનૂમાન્ વિચારમાં પડી ગયો.[૧] તેને મોટો ત્રાસ ઉત્પન્ન થયો અને પોતાની જાતને માટે ધિક્કાર ઉત્પન્ન થયો. તેના મનમાં એમ થયું કે, “મેં લંકાને બાળી એ મોટો અનર્થ કર્યો.[૨] તે મહાત્માઓને ધન્ય છે, કે જેઓ સાગરની પેઠે, પ્રદીપ્ત થયેલા કોપને બુદ્ધિવડે શાંત કરે છે.[૩] ક્રોધને વશ થયેલો કોણ પાપ કરતો નથી? ક્રોધવશ થયેલો પુરુષ ગુરુઓનો પણ નાશ કરે છે અને ક્રોધવશ થયેલો પુરુષ સાધુઓને પણ પુરુષ વચનો કહે છે.[૪] કુપિત થયેલો પુરુષ વાચ્ય અવાચ્ય જાણી શકતો નથી. ક્રોધ પામેલાને અકાર્ય અને અવાચ્યનું ભાન રહેતું નથી.[૫]

**યઃ સમુત્પતિતં ક્રોધં ક્ષમયૈવ નિરસ્યતિ ।**
**યથોરગસ્ત્વચં જીર્ણાં સ વૈ પુરુષ ઉચ્યતે ॥**

સર્પ જેમ જીર્ણ થયેલી કાંચળીનો ત્યાગ કરે છે તેમ ઉત્પન્ન થયેલા કોપને જે શાંત કરે છે, તેને જ પુરુષ જાણવો.[૬] મારા જેવા દુર્બુદ્ધિ, નિર્લજ્જ તથા પાપકર્મ કરનારને ધિક્કાર છે, મેં લંકાને બાળી, પણ સીતાનાં સુખ દુઃખનો કંઈ પણ વિચાર ન કીધો! હાય! મને ધિક્કાર છે. જ્યારે આ આખી લંકાપુરી બળી ગઈ છે તો આર્યા સીતા પણ તે સાથે બળી ગઈ હશે જ! હાય! હાય! જો સીતા બળી ગઈ હશે તો અજ્ઞાનથી મેં સ્વામીનું બહુ જ અણહિત કર્યું છે.[૭-૮] જેને અર્થે આ કાર્યનો આરંભ કર્યો તેનો તો મેં નાશ કર્યો. (એ શું?) લંકાને બાળતાં મેં સીતાનું રક્ષણ કર્યું નહિ.[૯] લંકા બાળી એ તો માત્ર એક સ્વલ્પ જ કાર્ય કર્યું છે, એમાં કંઈ મોટું પરાક્રમ કર્યું નથી; પણ તેમ કરતાં મેં ક્રોધવશ થઈ, મારા સ્વામીના કાર્યનો મૂળથી નાશ કર્યો, એ બહુ મોટો અનર્થ થયો.[૧૦] સીતા બળી ગયેલી, એમાં તો લેશ પણ સંદેહ નથી. લંકાનો એવો એકે ભાગ નથી કે જે મેં બાળ્યા વિનાનો રાખ્યો હોય. અરે! આખી લંકાનગરી બળી જ ગઈ છે, ત્યાં કહેવું શું!”[૧૧]

વળી ક્ષણભર થંભી, પુનઃ હનૂમાન્ વિચારવા લાગ્યોઃ “મારી બુદ્ધિ ફરી જવાથી, જ્યારે મેં સ્વામીના કાર્યનો નાશ કર્યો ત્યારે તો હવે મારે પ્રાણનો પણ ત્યાગ અહીં જ કરવો—એ જ યોગ્ય છે.[૧૨] શું હવે મારે આ બળતામાં પડવું કે અગ્નિમાં પ્રવેશ કરવો કે આ મારા શરીરનો જળવાસી પ્રાણીઓને ભોગ આપવો?[૧૩] સ્વામીના કાર્યનો જડમૂળથી નાશ કર્યા પછી અહીંથી જીવતા જઈ મારે સુગ્રીવ અને નરશાર્દૂલ રામ લક્ષ્મણને શી રીતે મોં દેખાડવું?[૧૪] આપણે વાંદરા તે વાંદરા જ! અવળાં કાર્ય કરવાની પ્રકૃતિ ત્રિભુવનમાં વખોડાય છે, તે મેં આજે કોપના દોષથી, સિદ્ધ કરી આપી છે.[૧૫] અરે નિરંતર ઉલટું જ કાર્ય કરાવનાર આ રજોગુણના ક્રોધરૂપી ભાવને ધિક્કાર હોજો! તેને વશ થવાથી સમર્થ છતાં પણ મેં સીતાનું રક્ષણ કર્યું નહિ.[૧૬]

“સીતાનો નાશ થયો એટલે રામ લક્ષ્મણનો પણ નાશ જ થયો જાણવો! અને એ બંને નાશ પામ્યા એટલે સુગ્રીવ પણ પોતાના બંધુજનો સહિત નાશ પામશે.[૧૭] અને આ વાત સાંભળશે એટલે ભ્રાતૃવત્સલ ભરત શત્રુઘ્ન પણ શી રીતે જીવી શકશે?[૧૮] અને ધર્મિષ્ઠ ઇક્ષ્વાકુકુળનો નાશ થયો, એટલે સઘળી પ્રજા પણ શોકપીડિત થશે, એમાં શો સંદેહ?[૧૯] આમ થયું તો, મારા જેવો અભાગીઓ કોણ, કે જે ધર્માર્થનો લોપ કરી, ક્રોધપરિતાત્મા સર્વલોકનાં નાશનું કારણ જ થઈ પડે?”[૨૦]

હનૂમાન્ આ પ્રમાણે વિચાર કરતો હતો ત્યારે, જેમ પૂર્વે સારાં શકુન થયાં હતાં તેવાં શકુનો તેને જણાવા લાગ્યાં, તેથી તે પુનઃ વિચાર કરવા લાગ્યો કે, “(હું માનું છું કે) અરે ચારુસર્વાંગી સીતા પોતાના તેજથી જ બચી ગઈ હશે. તે દેવીનો નાશ થઈ શકે તેમ નથી,—અગ્નિ કંઈ અગ્નિને બાળી શકતો નથી.[૨૧-૨૨] અથવા અમિત તેજવાળા ધર્માત્મા રામની પ્રિયા સીતા, જે પોતાનાં આચરણથી સ્વતઃ રક્ષિત જ છે, તેનો સ્પર્શ કરવાને પણ અગ્નિ સમર્થ થાય તેમ નથી.[૨૩] પ્રત્યેક વસ્તુને બાળીને ભસ્મ કરવી એ જ જેનું કાર્ય છે એવા પાવકે, જ્યારે રામના પ્રભાવથી

અને સીતાનાં સુકૃતથી મને ઉગાર્યો છે, તો લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ત્રણ ભાઈઓની દેવતારૂપ અને રામની અત્યંત પ્રિય કાન્તાને તે શી રીતે બાળી શકે?[૨૪-૨૫] અને દહન કરવું એ તો જેનું કર્મ છે એવો આ ભગવાન્ અગ્નિ, સમર્થ છતાં મારું પુચ્છ બાળતો નથી, તો આર્યા સીતાને તો બાળે જ કેમ?"[૨૬]

વળી હનૂમાન્ પુનઃ વિચાર કરવા લાગ્યો કે, "જે દેવીના પ્રભાવથી મને વિશ્રામ આપવાને માટે સમુદ્રમાં હિરણ્યનાભ પર્વત ઉત્પન્ન થયો, તે દેવીને તે અગ્નિ શું બાળી નાખે? અરે, પોતાના તપથી, સત્ય વચનથી તથા ભર્તાપર અનન્ય પ્રેમ રાખવાથી, સીતા દેવી અગ્નિને ભસ્મ કરી નાખવા સમર્થ છે, તો તેને અગ્નિ શી રીતે બાળી શકે?"[૨૭-૨૮]

આ પ્રમાણે સીતા દેવીના ધર્માચરણવિષે હનૂમાન્ વિચાર કરતો હતો, તેવામાં આકાશમાં, ચારણોને આ પ્રમાણે વાતચિત કરતા સાંભળ્યા:[૨૯] "અહોહો! રાક્ષસરાજાના ગૃહમાં આવો ઉગ્ર અગ્નિ સળગાવનાર હનૂમાને ખરેખર દુષ્કર કાર્ય કર્યું છે.[૩૦] આમ તેમ નાસતા રાક્ષસો, બાળકો અને સ્ત્રીઓથી સમાકુળ થયેલી લંકા, લોકના બુમરાણથી ગાજી રહી છે, અને અદ્રિની ગુહાઓમાં પડતા પ્રતિઘોષથી, જાણે ગુહારૂપી મુખથી રોતી હોય તેવી લંકા જણાય છે.[૩૧] આ અટારી, કોટ, કિલ્લા અને શેરીઓ સુદ્ધાં આખી લંકાનગરી બળી ગઈ છે; છતાં અમને આશ્ચર્ય લાગે છે કે સીતા બળી ગઈ નથી."[૩૨]

જ્યારે હનૂમાને આવી વાણી સાંભળી ત્યારે તે ક્ષણે તેને અમૃતપ્રાપ્તિ જેટલો અત્યંત આનંદ થયો.[૩૩] અનેકવાર ખરાં પડેલાં નિમિત્તોથી, અને જમણી આંખ ફરકવારૂપી શુભ ચિહ્નથી તથા ચારણોનાં વચનથી હનૂમાન્ અત્યંત પ્રસન્ન થયો.[૩૪] ચારણાદિથી જાણ્યું કે, સીતા જીવતી છે, એટલે જેના મનોરથને અંકુર આવ્યા છે એવા હનૂમાને, સીતાનું પુનઃ પ્રત્યક્ષ દર્શન કર્યા પછી કિષ્કિંધા જવાનો નિશ્ચય કીધો.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં પચાવનમો સર્ગ સંપૂર્ણ.**

# વાનર મિલાપ.

## સર્ગ ૫૬ મો.

### હનૂમાનનું પાછું આવવું

પછી શિંશપા વૃક્ષની નીચે બેઠેલી સીતાને પ્રણામ કરી, હનૂમાને કહ્યું: "હે દેવિ! મારા સારા ભાગ્યે હું તને આજે ક્ષેમકુશળ જોઉં છું."[૧]

આ પ્રમાણે વચન કહ્યા પછી, જવાને માટે તત્પર થયેલા હનૂમાનને, સીતા વારંવાર નિહાળવા લાગી અને પોતાના સ્વામીપરના સ્નેહને લીધે તેણે હનૂમાનને કહ્યું: "હે તાત હનૂમન્! જો તને ગોઠતું હોય તો, ઓ નિષ્કલંકી! તું અહીં એકાદ દિવસ રહી જા, અને વિશ્રાન્તિ લઈ કાલે ચાલ્યો જજે.[૨-૩] હે વાનર! જો તું મારી પાસે હઈશ તો મારા આ અપાર શોકમાંથી હું ક્ષણવાર પણ મુક્ત રહીશ, અર્થાત્ તારા સાન્નિધ્યથી હું તેટલીવાર શોક વિસરી શકીશ.[૪] હે કપિશાર્દૂલ! હે વાનરપુંગવ! જ્યાં સૂધી, તું અહીંયાં પાછો આવીશ નહિ ત્યાં સૂધી, મારા પ્રાણ રહે એવી મને આશા રહેતી નથી.[૫] ઉપરાચાપરી પડતા દુઃખથી પીડાયેલી અને વિમનસ્કતાથી પીડાયેલીને તારો વિયોગ અત્યંત દુઃખ આપશે.[૬] હે વીર! મને એક સંદેહ ઉત્પન્ન થાય છે કે, વાનર અને રીંછની સહાય છતાં, મહા બળવાન્ સુગ્રીવ શી રીતે દુસ્તર સમુદ્રને તરી શકશે? કપિ અને રીંછનું સૈન્ય અને એ બે રાજપુત્રો પણ શી રીતે સમુદ્રને તરશે?[૭-૮] આ સમુદ્રને ઓળંગવાની શક્તિ તારામાં, ગરુડમાં અને વાયુમાં—એ ત્રણમાં જ છે.[૯] હે હનૂમન્! તું કાર્યજ્ઞ છે માટે તને પૂછું છું કે આવી ગુંચવણીમાં તને સમાધાનનો રસ્તો કયો લાગે છે?[૧૦] તું એકલો આ કાર્ય કરવાને માટે સમર્થ છે એ ખરું છે, પરંતુ તેમ કરતાં આ કાર્ય કર્યાનો સઘળો યશ તને જ મળે; પણ જો શત્રુઓનાં સૈન્યને પીડનાર રામ, અહીં આવી, રાવણનો વધ કરી, લંકાને સૈન્યથી હતી નહતી કરી મને પાછી લઈ જાય તો, એમણે રાજપુત્રને છાજતું કાર્ય કર્યું કહેવાય.[૧૧-૧૨] માટે, સંગ્રામશૂર મહાત્મા રામના પરાક્રમને છાજતું ગણાય તેમ તારે કાર્ય કરવું જોઇએ."[૧૩]

અર્થ, હેતુ અને વિનયયુક્ત સીતાનાં આવાં વચન સાંભળી, હનૂમાને ઉત્તર આપ્યો: "હે દેવિ! સત્વસંપન્ન તથા વાનર અને ઋક્ષના રાજા સુગ્રીવે તારે

અર્થે નિશ્ચય જ કરેલો છે ( કે ગમે તેમ કરીને પણ તને પાછી મેળવવી).[૧૪–૧૫] માટે કોટિ કપિઓનું સૈન્ય લઈ તે અહીં નિઃશંક આવશે જ. તું ધૈર્ય રાખ અને પુરુષોમાં શ્રેષ્ઠ રામ લક્ષ્મણ બંને જણા અહીં આવી લંકા નગરીનો બાણથી નાશ કરશે જ.[૧૬–૧૭] હે સુંદરિ ! રઘુનંદન, રાવણને તેના પરિવાર સહિત સ્વલ્પ-કાળમાં મારી નાખશે અને તને અયોધ્યા નગરીમાં પાછી લઈ જશે.[૧૮] હે સીતે! તું થોડો કાળ ધીરજ ખમ; તારું કલ્યાણ જ થશે. સ્વલ્પકાળમાં તું રાવણને, રામને હાથે મરાયલો જોશે.[૧૯] રાક્ષસેન્દ્ર રાવણ પોતાના પુત્ર, મન્ત્રીઓ અને બાન્ધવો સહિત નાશ પામશે; ત્યારે જેમ ચંદ્રને રોહિણી મળે તેમ, તું રામને મળીશ.[૨૦] વાનર અને રીંછની સેના લઈ રામ અહીં સત્વર આવશે, અને રાવણને રણમાં રોળશે, અને તારા શોકનો નાશ કરશે."[૨૧]

આ પ્રમાણે સીતાનું આશ્વાસન કરી, તેને પ્રણામ કરીને વાયુપુત્ર હનૂમાને ત્યાંથી જવાનો વિચાર કરી વૈદેહીને પ્રણામ કર્યા.[૨૨]

આ પ્રમાણે અનેક રાક્ષસોનો નાશ કરી, પોતાનું નામ વિખ્યાત કરી, વૈદેહીનું આશ્વાસન કરી, પોતાનું પરાક્રમ દર્શાવી, લંકા નગરીને આકુળવ્યાકુળ કરી, રાવણને છેતરી, પોતાનું ઘોર બળ દેખાડી, સીતાને પુનઃ અભિવંદન કરીને, હનૂમાન્ સમુદ્ર ઉલ્લંઘી પાછો જવાને તત્પર થયો. પછી સ્વામીનાં દર્શનની ઉત્કંઠા-વાળો અજિત્યપરાક્રમી હનૂમાન્, અરિષ્ટગિરિપર ચઢયો. તે પર્વત ઉંચા પદ્મક વૃક્ષોની સાથે મળી જતી ડાળીઓવાળી વનવૃક્ષોની લીલી હારોથી શિખરોની આસપાસ વિંટાયલા શ્યામ મેઘ જેવો શોભતો હતો. તે જાણે ઉત્તરીય ધારણ કરી સ્થંભેલાં, આસપાસ પડતાં સૂર્યનાં કિરણોથી પ્રીતિપૂર્વક જગાડાતો હોયની શું ? તેવો જણાતો હતો.[૨૩–૨૭] તે પર્વતમાંથી ચળકતી ધાતુઓ ઉડતી હતી, તેથી જાણે તે નેત્ર ઉઘાડી જોતો હોય, મેઘગર્જનાઓ થતી હતી તેથી જાણે અધ્યયન આરંભતો હોય, અનેક ઝરણના ખળખળ શબ્દ થતા હતા, તેથી જાણે ગાયન કરતો હોય તેવો જણાતો હતો. તેનાં ઉંચાં દેવદારુનાં વૃક્ષોથી જાણે હાથ પ્રસારતો હોય, પાણીના ધોધના શબ્દથી જાણે ગર્જના કરતો હોય, વાયુથી હાલતાં સપ્તપર્ણાદિ વૃક્ષોથી જાણે કંપતો હોય તેવો ભાસ ઉત્પન્ન કરતો હતો અને પવન ભરા-વાથી શબ્દ કરતાં વાંસનાં વનથી જાણે વાંસળી વગાડતો હોય, સર્પોના ફુંફવાટાથી જાણે આમર્ષથી નિઃશ્વાસ મૂકતો હોય, ધુમ્મસથી છવાઈ જતી ગંભીર ગુફાઓથી જાણે નવદ્વાર રોકી ધ્યાનપરાયણ થયો હોય, પ્રત્યેક પર્વતોપર ભ્રમણ કરતા મેઘરૂપી વાદળથી જાણે ગમન કરતો હોય, અભ્રથી વિંટાયલાં તથા આકાશમાં ગયેલાં શિખરોથી જાણે નભમાં બગાસાં ખાતો હોય તેવો જણાતો હતો. તે પર્વત–અનેક શિખરોથી ભરપૂર હતો, ગુહાઓથી શોભિતાં સાલ, તાડ, કર્ણ તથા વાંસનાં ઝાડથી સઘન હતો, પુષ્પવાળી લતાઓથી વિતાનવાળો જણાતો હતો; અનેક પશુઓથી વસેલો હતો; ધાતુ-ઓની ઉત્પત્તિથી ઘરેણાંગાંઠાવાળો જણાતો હતો; તેમાંથી અનેક ઝરણો ઝરતાં હતાં. એવો, પાષાણશિલા-ઓથી સંઘટ્ટ અને ઋષિ, યક્ષ, ગંધર્વ, કિન્નર અને નાગથી ભરપૂર હતો. વૃક્ષો અને વલ્લીઓથી તે ચોમેર છવાઈ રહ્યો હતો, સિંહના વાસવાળી કંદરાઓથી ભરપૂર હતો અને વ્યાઘ્રાદિ પ્રાણીઓના વાસથી ભરચક્ક અને સ્વાદિષ્ટ ફળમૂળથી તે તર હતો.

આવા અરિષ્ટ પર્વતપર જ્યારે, રામનાં દર્શન કર-વાને ઉત્કંઠિત થયેલો હનૂમાન્, ઉતાવળો ઉતાવળો ચઢયો ત્યારે તેના પગનીચે આવતી શિલાઓના ચૂરે-ચૂરા થઈ ગયા ને તે નીચે ગબડી પડવા લાગી. વાયુ-પુત્ર હનૂમાન્ પવનની પેઠે સપાટાબંધ દક્ષિણસાગરને કૂદી સામે કાંઠે જવાની ઇચ્છાથી તે પર્વતના ઉંચામાં ઉંચા શિખરપર ચઢયો.[૨૮–૪૦] પર્વતપર ચઢ્યા પછી, કરાળ સર્પોથી સેવિત, ભયંકર અને જાણે બીજું આકાશ જ હોય તેવો ઘૂઘૂ ગાજતો રત્નાકર સાગર તેની દૃષ્ટિએ પડ્યો.[૪૧] કપિશાર્દૂલ મારુતિએ દક્ષિણ દિશામાંથી ઉત્તર દિશામાં જવાનો મનથી સંકલ્પ કર્યો. હનૂમાનના ભારથી પર્વત ડોલવા લાગ્યો અને અનેક પ્રાણીઓના શબ્દથી તે જાણે બૂમો પાડતો હોય તેવો દેખાયો. તે પૃથ્વીમાં પેસી ગયો. હનૂમાનના વેગથી ઉખડી ગયેલાં પુષ્પિત વૃક્ષો, જાણે ઇંદ્રના વજ્રથી કપાઈને પર્વતશૃંગ પડતાં ન હોય ! તેમ નીચે ફડાફડ પડતાં હતાં.[૪૨–૪૪] ગુફામાં રહેલા તથા પીડા પામેલા સિંહો, આકાશને ફાડી નાખે તેવી ગર્જનાઓ કરવા લાગ્યા.[૪૫] વિદ્યાધરીઓ બીહી ગઈ અને તેમનાં અસ્ત-વ્યસ્ત થઈ ગયેલાં વસ્ત્ર તથા ખસી ગયેલાં ભૂષણો છતાં તે પર્વતમાંથી નિકળી આકાશમાં ઉડવા લાગી.[૪૬] અને મોટાં શરીરવાળા, બળવાન્, દીપ્તજિહ્વાવાળા, વિષથી ભરેલા મોટા સર્પો પણ, માથાં અને ગળાં ચગદાવાથી તરફડવા લાગ્યા.[૪૭] કિન્નરો, નાગો, ગંધર્વો, યક્ષો ને વિદ્યાધરો પણ તે પર્વતને તજી આકાશમાં ઉડી ગયા.[૪૮]

અને બળવાન્ હનુમાનના ભારથી દબાયલો, પ્રૌઢ પર્વત, અનેક વૃક્ષોથી ભરપૂર દશ યોજનના વિસ્તારવાળો અને ત્રીશ યોજન ઉંચો છતાં પૃથ્વીની સપાટી બરાબર થઈ ગયો, અર્થાત્ તે પૃથ્વીમાં પેસી ગયો.૪૯–૫૦

પછી જેના તરંગ કીનારાને અથડાય છે એવા ખારા સમુદ્રને ઉલ્લંઘી જવાને માટે હનુમાને આકાશમાં કૂદકો માર્યો.૫૧

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૭ મો

## સમુદ્ર ઉલ્લંઘન

જેમ પાંખોવાળો પર્વત હોય તેમ, હનુમાન્ ઉંચે ઉડ્યો. ભુજંગ, યક્ષ, ગંધર્વરૂપી ખીલેલાં કમળો આકાશમાં જણાતાં હતાં.૧ આકાશમાં ચંદ્રમારૂપી કુમુદ, સૂર્યરૂપી કારંડવ પક્ષી, તિષ્ય અને શ્રવણ નક્ષત્રરૂપી કાદંબ પક્ષીઓ હતાં; તેમ જ અભ્રરૂપી શેવાલ અને શાદ્વલ હતાં.૨ વળી, પુનર્વસુ નક્ષત્રરૂપી વેહેલ હતા, મંગળના તારારૂપી મોટા મગરમચ્છ હતા, ઐરાવતરૂપી દ્વીપ હતા, સ્વાતિરૂપી હંસનાં વિલાસસ્થાન હતાં, પવનના વંટોળિયારૂપી જળતરંગ હતા અને ચંદ્રનાં કિરણોરૂપી શીતળ જળ હતું; એવા આકાશસમુદ્રમાં હનુમાન્ સડસડાટ તરવા લાગ્યો.૩–૪ તે જાણે આકાશનો ગ્રાસ કરી જતો હોય, તારાપતિ ચંદ્રને અંકિત કરતો હોય તથા નક્ષત્રસહિત રવિમંડળને તથા આકાશને બાથમાં લેતો હોય તેમ, લગાર પણ થાકયા વિના, અપાર સમુદ્રને તરતો હતો. માર્ગમાં અથડાતાં વાદળાંઓને તે ફડાફડ હાથ મારી દૂર ફેંકી દેતો હતો.૫–૬ આકાશમાં ધોળાં, રાતાં, ગળીરંગાં અને મજીઠિઆં વાદળાં પ્રકાશી રહ્યાં હતાં.૭ આવાં વાદળાંમાં હનુમાન્ ચંદ્રમાની પેઠે ક્ષણમાં પેસતો અને ક્ષણમાં બહાર નીકળતો હતો.૮ ધવલવસ્ત્રવાળો હનૂમાન્, વિવિધ પ્રકારનાં વાદળાંમાં પ્રવેશ કરતો હતો, તે વેળાએ વિસ્તીર્ણ આકાશમાં ચંદ્રમા શોભે તેમ શોભતો હતો.૯ તે અનેક વાદળોને ફાડીને વચ્ચેથી પોતાનો રસ્તો કરતો હતો, અને ગરુડની પેઠે સપાટાબંધ દોડ્યો જતો હતો.૧૦ આકાશમાં સપાટાભેર ઉડતો હનુમાન્, મેઘના સરખા શબ્દ કરતો હતો. અનેક રાક્ષસોને મારી પોતાનું મહાવીર નામ અમર કરી, લંકાને ખળભળાવી, રાવણને સંતાપી, રાક્ષસવીરોને પીડી તથા સીતા દેવીને પુનઃ નમન કરીને ઉડેલો હનુમાન્, ગર્જના કરતો સમુદ્રના મધ્યભાગમાં આવી પહોંચ્યો. ત્યારે ગિરિવર મૈનાકને સ્પર્શ કરી, બાણુમાંથી છૂટેલા તીરની પેઠે તે આગળ ચાલ્યો. એમ ચાલતાં ચાલતાં થોડેક આગળ આવ્યો કે, હનુમાને મેઘમંડળ જેવા મહેન્દ્રગિરિને જોયો.૧૧–૧૪ આ ગિરિને જોઈ, હનુમાને મેઘના સરખી મોટી ગર્જના કરી, દશે દિશાઓને ગજાવી મૂકી.૧૫ અને પોતાના સુહૃદોનાં દર્શન કરવાની ઇચ્છાવાળો તથા મેઘના જેવી મોટી ગર્જના કરતો હનુમાન્, સપાટાબંધ તે સ્થળ આગળ આવી પહોંચ્યો.૧૬ તેણે મોટી ગર્જના કરી, અને પુચ્છ ખૂબ જોરથી હલાવ્યું. ગરુડના માર્ગમાં ગમન કરતા હનુમાનની એ ગર્જનાથી, સૂર્યમંડળ સહિત આકાશ જાણે ફાટી જશે એમ લાગ્યું. વાયુપુત્ર હનુમાનની વાટ જોતા ઉત્તર તીરે બેઠેલા ઉદાસ મનવાળા મહાબળવાન્ કપિઓએ, વાયુથી અથડાતા મેઘની ગર્જના જેવો હનુમાનના ઉરુનો સુસવાટ પ્રથમ સાંભળ્યો.૧૭–૧૯

પછી હનુમાનની મેઘના જેવી ગર્જના સાંભળી, તુરત જ સર્વે વાનરો, પોતાના સુહૃદનું દર્શન કરવાને ઘણા આતુર થયા ને લાંબે જોવા લાગ્યા.૨૦–૨૧ તે વખતે પ્રીતિથી પ્રસન્ન થયેલા મનવાળો જામ્બવાન્, સર્વે વાનરો પ્રત્યે બોલ્યો:–૨૨ "હનુમાન્ સર્વથા આપણું કાર્ય સિદ્ધ કરીને જ આવે છે, એમાં જરાએ સંશય નથી. જો તે નિષ્ફળ થયો હોય તો તે આવો મોટો હાકોટો કરે જ નહિ."૨૩

મહાત્મા વીર હનુમાનના હાથ તથા ઉરુનો સુસવાટ અને તેની ગર્જના સાંભળી, અત્યંત આનંદ પામેલા સર્વે કપિઓ કૂદાકૂદ કરવા લાગ્યા.૨૪ તેઓ હનુમાનને જોવાની ઇચ્છાથી એક શિખરપરથી બીજાપર અને બીજાથી ત્રીજાપર એમ કૂદી કૂદી પર્વતપર ચડી ગયા.૨૫ કેટલાક વાનરો વૃક્ષની ડાળીઓ ઝાલીને ઊભા રહ્યા અને નિશાનીમાટે હાથમાં ધોળાં વસ્ત્રો ઝાલી હલાવા લાગ્યા.૨૬ પર્વતોની ગુહાઓમાં રહેલો વાયુ જેમ ગર્જના કરે છે તેમ,વાયુપુત્ર ગર્જના કરતો કરતો આવતો હતો.૨૭ રક્તવર્ણનાં વાદળાં સરખો હનુમાન્ જ્યારે લગભગ આવી પહોંચ્યો, ત્યારે સર્વે કપિઓ હાથ જોડીને ઊભા રહ્યા.૨૮ એટલામાં પર્વતના સરખા દેહવાળો હનુમાન્, હરખાતો હરખાતો, કાપી નાખેલી પાંખોવાળા પર્વતની પેઠે, વૃક્ષોથી ઢંકાયલા તથા નાના પ્રકા-

રના ઝરણાંવાળા પર્વતના શિખરપર એકદમ ઉતરી પડ્યો.[29-30] પછી સર્વે વાનરપુંગવો તેની પાસે ગયા અને તેને વિંટી વળીને ઊભા રહ્યા.[31] હનુમાનને જોઈને પ્રસન્ન થયેલા કેટલાક કપિઓ તો ફળમૂળાદિક ભેટ લાવી તે વાયુપુત્રનો આદર સત્કાર કરવા લાગ્યા.[32-33] હનુમાનને જોઈ કેટલાક વાનરો હરખ પામી કીકીયારી કરવા લાગ્યા; કેટલાકે તો કૂદાકૂદ કરી મૂકી અને કેટલાક વાનર વીરો તો તેને બેસવા માટે વૃક્ષની શાખાઓ લાવ્યા.[34]

આકાશમાંથી ઉતર્યા પછી મહાકપિ હનુમાને જામ્બવાન્ આદિ વૃદ્ધ ગુરુઓને અને કુમાર અંગદને પ્રણામ કર્યા.[35] તે જામ્બવાન્ તથા અંગદાદિ કપિઓએ પણ પૂજ્ય હનુમાનને પુષ્કળ માન આપ્યું. પછી સંક્ષેપમાં હનુમાને જણાવ્યું કે, "સીતા દેવીને મેં જોઈ છે."[36] પછી વાલિપુત્ર અંગદનો હાથ ઝાલી, હનુમાન્ મહેન્દ્ર પર્વતના રમણીય વનપ્રદેશમાં બેઠો.[37] સઘળા વાનરોએ જ્યારે તેને પૂછ્યું કે "સીતા દેવી કુશળ છે કેની?" ત્યારે તે બોલ્યોઃ "અત્યંત ઘોર રાક્ષસીઓ જેનું રક્ષણ કરે છે એવી, અનિંદિતા, એકજ વેણીને ધારણ કરનારી, બાળા, રામદર્શનની લાલસાવાળી, અને ઉપવાસ કરી શ્રાન્ત થઈ ગયેલી, મલિન, જટા ધારણ કરેલી, કૃશ થયેલી જનકજા સીતાને મેં દીઠી છે." "વૈદેહીને મેં દીઠી છે," એવું અમૃત સરખું અને મહાન્ અર્થવાળું હનુમાનનું વચન સાંભળી, સર્વે વાનરો ઘણો હર્ષ પામ્યા અને આકાશે પહોંચે તેવો હર્ષનાદ કર્યો. કેટલાક તો, કીકીયારીઓ કરવા મંડી પડ્યા; કેટલાક મહાબળવાન્ વાનરો ગર્જનાઓ કરી પર્વતમાં પડઘો પાડવા લાગ્યા.[38-41] વળી અત્યંત હર્ષ પામેલા કપિકુંજરો, પોતાનાં લાંબાં પુછડાં ઉંચાં કરી કિલ કિલ શબ્દ કરવા લાગ્યા, અને કેટલાએક હર્ષ પામેલા વાનરો, શિખરોપર કૂદી કૂદી શ્રીમાન્ હનુમાનને આવી વળગવા લાગ્યા.

આ પ્રમાણે જ્યારે હનુમાને, સીતાનાં દર્શન સંબંધી વાર્તા કહી સંભળાવી ત્યારે, સર્વ કપિવીરોની સમક્ષ, અંગદ બોલ્યોઃ[42-44] "હે હનુમન્! બળ અને વીર્યમાં તારા સરખો બીજો કોઈ નથી.[45] આ વિસ્તીર્ણ સમુદ્રને તું જ ઉલ્લંઘીને પાછો આવી શક્યો છે! હે વાનરોત્તમ! તું જ એકલો અમને જીવિતદાન આપનાર છે;[46] અને તારી કૃપાથી અમે અર્થસિદ્ધિ કરી રામને મળવા પામશું. અહો! ધન્ય છે તારી સ્વામિભક્તિને! તારાં ધૈર્યને ધન્ય છે ને તારાં બળને પણ ધન્ય છે![47] તને રામની યશસ્વિનિ પત્ની સીતાનાં દર્શન થયાં એ બહુ સારું થયું! અને રામ હવે સીતાના વિયોગના શોકનો ત્યાગ કરશે, એ પણ અહોભાગ્યની વાર્તા છે."[48]

પછી હર્ષ પામેલા સર્વે વાનરો, અંગદને, હનુમાનને અને જામ્બુવાનને વિંટાઈને જૂદી જૂદી શિલાઓપર બેઠા.[49] હનુમાને કરેલું સમુદ્રનું ઉલ્લંઘન, લંકા, રાવણ અને સીતાનું હનુમાને દર્શન કર્યું, તે સઘળું સાંભળવાને ઉત્સુક થયેલા સર્વે વાનરો, હાથ જોડી હનુમાન્પ્રતિ જ દૃષ્ટિ કરી, ગિરિશિલાઓપર એકચિત્ત થઈ બેસી ગયા.[50-51] જેમ ઇન્દ્ર દેવોથી વિંટાઈ બેસે છે, તેમ વાનરોથી સેવિત અંગદ પણ, તેઓની વચ્ચે બેઠો.[52] આ પ્રમાણે કીર્તિમાન્, તથા યશસ્વી હનુમાન્ તથા જેના હાથે બાજુબંધ બાંધેલો છે એવા અંગદના (અને વાનરોના) બેસવાથી તે પર્વતનું ઉચ્ચ શૃંગ અત્યંત શોભાયમાન થઈ રહ્યું.[53]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૮ મો.

### હનૂમાને વર્ણવેલું સ્વપરાક્રમ

હનુમાનના નાયકપણા નીચે મહેન્દ્રગિરિના શૃંગપર બેઠેલા મહાબળવાન્ વાનરો અપાર આનંદ પામ્યા.[1] સર્વે હર્ષિત થયેલા મહાત્મા વાનરો બેઠા પછી હર્ષાન્વિત થયેલા જામ્બવાને, હનુમાનને સઘળો વૃત્તાંત પૂછવા માંડ્યો. "હે મહાકપિ! તેં સીતાદેવીને શી રીતે દીઠી? ત્યાં તે શું કરે છે?[2-3] ક્રૂર કર્મવાળો દશાનન તેના પ્રત્યે કેવી રીતે વર્તે છે? તે સીતાદેવીને શી રીતે શોધી કાઢી તથા તેણે તને શું કહ્યું? એ બધું તું અમને યથાસ્થિત રીતે કહે. એ સઘળો વૃત્તાંત સાંભળ્યા પછી આપણે હવે શું કરવું? તેનો વિચાર કરીશું.[4-5] હે હનુમન્! જે વાર્તા રામને કહેવાની ન હોય તે તથા આપણે જે જે ત્યાં જઈને કહેવાનું હોય તે પણ સઘળું તું અમને કહે."[6]

જામ્બવાને આ પ્રમાણે પૂછ્યું ત્યારે હર્ષથી હનુમાનનાં રુવાં ઉભાં થઈ આવ્યાં. તે મનસા સીતાદેવીને પ્રણામ કરીને બોલ્યોઃ[7] "આપ સર્વેના દેખતાં જ હું સાગરના દક્ષિણ કાંઠાપર જવાને

માટે સાવધાન થઈ, મહેન્દ્રગિરિ ઉપરથી ઉડ્યો હતો.[૮] થોડે દૂર હું આકાશમાં વિના વિઘ્ને ગમન કરતો ગયો. પણ પછી એક વિઘ્ન નડ્યું. મારા માર્ગ આડે સોનાના શિખર સરખું એક દિવ્ય મનોહર શિખર જણાયું.[૯] તેણે મારો માર્ગ રોકયો હતો, તેથી મેં ધાર્યું કે એ મારા માર્ગમાં વિઘ્ન કરવા (રાક્ષસોની ઇચ્છા પ્રમાણે) ઉભો હશે. જ્યારે હું તે સુવર્ણના દિવ્ય શિખર પાસે આવી પોહોંચ્યો ત્યારે મેં મનમાં નિશ્ચય કર્યો કે, મારે એને ભાંગી નાખવું. આવો વિચાર કરીને મેં મારાં પુછડાંનો એક સપાટો તેને એવો તો સજ્જડ માર્યો, કે સૂર્યના સરખું તેજસ્વી તે શિખર ભાંગીને ચૂરેચૂરા થઈ ગયું; અને તેને ભાંગી નાખવાનો મારો વિચાર જાણવાથી તે પર્વત મનને આહ્લાદ કરે તેવી મંજુલ વાણીએ કહેવા લાગ્યો કે, 'હે પુત્ર! હું વાયુનો મિત્ર છું અને તારો કાકો થાઉં છું.[૧૦-૧૩] મારું નામ મૈનાક છે. હું આ સમુદ્રમાં વાસ કરું છું. પૂર્વે જ્યારે પર્વતોને પાંખો હતી ત્યારે તેઓ પોતાની ઇચ્છામાં આવે તેમ સર્વ સ્થળે દોડાદોડ કરી મૂકી પૃથ્વીને બાધ કરતા હતા. અમારી આવી વર્તણુક જોઈ, ઇંદ્રે, વજ્રથી હજારો પર્વતોની પાંખો કાપી નાખવા માંડી તે વખતે, તારા પિતા વાયુએ, એ ભયમાંથી મુક્ત કરવામાટે મને સમદ્રમાં નાખી દીધો. હે મહાત્મા! રામ પોતે ધર્મધુરંધરમાં શ્રેષ્ઠ તથા મહેંદ્રના સરખા પરક્રમી છે માટે મારે તેમના કાર્યમાં તને સહાય કરવી જોઇએ, તેથી તું મુજપર ક્ષણભર વિશ્રામ કર.'

"મહાત્મા મૈનાકનું આવું વચન સાંભળીને મેં તેને મારા કાર્યનો વૃત્તાન્ત કહ્યો અને પછી આગળ જવાની ઉત્કંઠાથી મેં તેની રજા લીધી.[૧૪-૧૯] અને મૈનાક પણ મનુષ્યના રૂપે તે મહોદધિમાં અંતર્ધાન થઈ ગયો.[૨૦] પછી જેમ બને તેમ ઝડપથી હું બાકીનો માર્ગ કાપવા લાગ્યો. આ પ્રમાણે આગળ જતાં મેં ઘણો પંથ કાપી નાખ્યો. થોડે આગળ ગયા પછી મધ્ય સમુદ્રમાં વસતી નાગની માતા સુરસા, મારી દ્રષ્ટિએ પડી. તે મને કહેવા લાગી કે,[૨૧-૨૨] 'હે કપિસત્તમ! દેવતાઓએ તને મારું ભક્ષ કલ્પ્યો છે, માટે હું તને ખાઈ જઇશ. તને મારે માટે જ અહીં દેવતાઓએ મોકલ્યો છે-ચાલ પેસ મારા મુખમાં.'[૨૩]

"સુરસાનાં આવાં વચન સાંભળી હું હાથ જોડી ત્યાં ઉભો રહ્યો. મારું મુખ ઉતરી ગયું ને શું થશે તેનો વિચાર કરવા લાગ્યો. પછી મેં તેને કહ્યું કે,[૨૪] 'દશરથ નામે એક રાજા હતો. તેનો રામ કરીને એક પુત્ર છે, તે શત્રુઓને સંતાપ ઉત્પન્ન કરનાર તથા શ્રીમાન્ છે. તેણે પોતાના ભાઈ લક્ષ્મણ તથા પોતાની પત્ની સીતાની સાથે દંડકારણ્યમાં આવી વાસ કર્યો હતો.[૨૫] તે સમયે, દુરાત્મા રાવણ, તેની સ્ત્રી સીતાનું હરણ કરી ગયો છે. રામની આજ્ઞાથી હું દૂત તરિકે તે સ્ત્રીને શોધવા જાઉં છું.[૨૬] માટે હે સતિ! તારે પણ મને બને તેટલી એ કાર્યમાં સહાય કરવી ઘટે છે. તને જો એમ પાલવતું ન હોય તો હું સીતાને મળી આવી, રામને સઘળું નિવેદન કરી પાછો આવીશ ને તારા મુખમાં પ્રવેશ કરીશ-એવી હું સત્ય પ્રતિજ્ઞા કરું છું.' મારાં આવાં વચન સાંભળી, ઇચ્છાનુકૂલ રૂપ ધારણ કરનારી સુરસાએ મને કહ્યું: 'અલ્યા વાનર! મારી પાસે જે પ્રાણી આવે તે મારો આહાર જ થઈ પડે એવું મને વરદાન છે, તારાથી અહિંથી જવાશે નહિ.' તેનાં આવા વચન સાંભળી, તે વખતે હું પાંચ યોજન જેટલો મોટો હતો, તે દશ યોજન જેટલો થઈ ગયો. તે જોઈ, તેણે પણ મને ગળવા જેટલું પોતાનું મુખ પહોળું કર્યું.[૨૭-૩૦] તેણે આ પ્રમાણે મુખ પહોળું કર્યું એટલે મેં મારું રૂપ અતિ સૂક્ષ્મ કરી દીધું અને છેક અંગુષ્ઠ જેટલો થઈ, તેના મુખમાં ઝટ લઈ પ્રવેશ કરી હું તુરત બહાર નીકળી પડ્યો. તે જોઈ સુરસા ચકિત થઈ અને તેણે પોતાનું પૂર્વ રૂપ ધારણ કરી મને કહ્યું:[૩૧-૩૨] 'હે સૌમ્ય! હે કપિશ્રેષ્ઠ! હવે તું તારું કાર્ય સિદ્ધ કરવા સુખેથી જા અને મહાત્મા રામની સાથે સીતાનો મેળાપ કરાવ![૩૩] હે મહાબાહુ વાનર! હું તારાપર પ્રસન્ન થઈ છું! જા તું સુખી થા.' પછી સર્વ ભૂતોએ 'સાધુ! સાધુ!' એમ કહી મારી પ્રશંસા કરી.[૩૪] પછી ત્યાંથી હું ગરુડના જેવા વેગથી આકાશમાં પાછો ગમન કરવા લાગ્યો. થોડુંક આગળ ચાલ્યો કે, સમુદ્રમાંથી કોઈએ મારી છાયા પકડી મને અટકાવ્યો.[૩૫] મારી ગતિ અટકી એટલે મેં દશે દિશાએ જોવા માંડ્યું પણ મારી ગતિને અટકાવનાર કોઈ પણ મારી દ્રષ્ટિએ પડ્યું નહિ.[૩૬] પછી મને સહસા વિચાર આવ્યો કે, મારા ગમનમાં આ તે કેવું વિઘ્ન? વિઘ્ન કરનાર તો કોઈ અત્રે જણાતું નથી, (તો મને કોણે અટકાવ્યો?)[૩૭] આમ શોચ કરતાં કરતાં મારી દ્રષ્ટિ નીચે સમુદ્ર તરફ પડી, ત્યાં જળમાં સૂતેલી એક બીહામણી રાક્ષસી પડેલી મારા જોવામાં આવી.[૩૮] મને જોઈ તે ગર્જનાની પેઠે ખડખડાટ હસી પડી અને

મને સંભ્રાન્ત થયા વિના સ્થિર ઉભેલો જોઈ કહેવા લાગી:[૩૯] 'હે મહાકાય! હું ઘણી જ ભુખી છું, માટે હવે મારું ભક્ષ નિર્માણ થયેલો તું ક્યાં જઇશ? ઘણા કાળથી ક્ષુધિત થયેલા આ મારા દેહને તૃપ્ત કર.'[૪૦] આ સાંભળી 'બહુ સારું' એમ કહી મેં તેનાં વચન સ્વીકાર્યાં અને તેનું મોં જેટલું મોટું હતું તેનાથી મારું શરીર મોટું કરી દીધું, ત્યારે મને ગળી જવાને માટે તેનું મુખ પણ વધારે મોટું થવા લાગ્યું. પરંતુ મારામાં ઇચ્છાનુકૂલ રૂપ ધારણ કરવાની શક્તિ છે તેથી હું મારું શરીર વધારતો જ ગયો. તેની તેને ખબર જ નહોતી.[૪૧-૪૨] પછી મેં મારું વધારેલું મોટું રૂપ ક્ષણમાં બદલી નાખી નાનું રૂપ લઈ લીધું અને તેના મુખમાં પ્રવેશ કરી તેનું કાળજું ચીરી નાખ્યું, અને પૂર્વની પેઠે આકાશમાં દોડવા માંડ્યું.[૪૩] પોતાનું હૃદય તુટી ગયું એટલે હાથ પગ લાંબા કરી તે રાક્ષસી સમુદ્રના જળમાં પડી મરણ પામી.[૪૪] તે વખતે આકાશમાં ઉભેલા મહાત્માઓ એમ બોલવા લાગ્યા કે, 'સિંહિકા નામે રાક્ષસીનો ક્ષણમાં હનૂમાને નાશ કર્યો.'[૪૫]

"આ પ્રમાણે તે રાક્ષસીનો નાશ કર્યા પછી મારા કાર્યનું સ્મરણ કરતાં કરતાં મેં બહુ લાંબો પંથ કાપી નાખ્યો.[૪૬] થોડીવારે, પર્વતોથી શોભતો એવો તે લંકા નગરીવાળો સમુદ્રનો દક્ષિણ કિનારો મારી દૃષ્ટિએ પડ્યો. જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે ઘોર પ્રરાક્રમી રાક્ષસોને જાણ ન પડે તેવી રીતે હું રાક્ષસોના નિવાસવાળી લંકાનગરીમાં પેઠો. જે વખતે મેં લંકામાં પ્રવેશ કરવા માંડ્યો તે વખતે, પ્રલય સમયના મેઘ જેવી શ્યામ કાન્તિવાળી એક રાક્ષસી અટ્ટહાસ્ય કરતી મારી સામે આવી ઉભી રહી. તેના કેશ અગ્નિની શિખા જેવા હતા અને તે મને મારી નાખવા ઇચ્છતી હતી.[૪૭-૪૯] પછી મેં તે ભયંકર રાક્ષસીને ડાબા હાથની મુક્કી મારી ચત્તિપાટ નાખી દીધી, ત્યારે ભયભીત થયેલી તે લંકા મને કહેવા લાગી કે, 'હે વીર! હું લંકાદેવી છું, તેં તારા પરાક્રમથી મને જિતી છે, તો તું સર્વે રાક્ષસોને પણ જિતી શકીશ.' પછી પ્રદોષ સમયે લંકામાં મેં પ્રવેશ કર્યો.[૫૦-૫૧]

"લંકામાં પેઠા પછી રાત્રે રાવણના અંતઃપુરમાં જઈ હું શોધ કરવા લાગ્યો, પણ સુમધ્યમા સીતા મારી દૃષ્ટિએ પડી નહીં.[૫૨] રાવણના ભવનમાં જ્યારે સીતાને મેં દીઠી નહિ ત્યારે મારા શોકસમુદ્રનો પાર રહ્યો નહિ,[૫૩] પણ આ પ્રમાણે હું શોકગ્રસ્ત થયો હતો. એટલામાં સુવર્ણના કોટવાળું એક સુંદર ઉપવન મારી દૃષ્ટિએ પડ્યું.[૫૪] કોટ ઉલ્લંઘી હું અંદર ગયો તો અનેક વૃક્ષોથી ભરપૂર તે ઉપવનમાં એક મહાન્ શિંશપાનું વૃક્ષ મારી દૃષ્ટિગોચર થયું.[૫૫] તેનાપર ચઢી મેં જોયું તો પાસે જ સુવર્ણકદલીનું વન મારા દીઠામાં આવ્યું, અને તે જ સ્થળે સુંદર વર્ણવાળી, શ્યામા, કમળના પત્ર સરખાં લોચનવાળી, સીતાનાં મને દર્શન થયાં. ઉપવાસથી તેનું મુખ સુકાઈ ગયલું હતું, પહેલાં પહેરેલું હતું તે જ વસ્ત્ર ધારણ કરેલું હતું, રજથી મલિન થઈ ગયેલા કેશ અસ્તવ્યસ્ત થઈ ગયા હતા, ને શોક સંતાપથી તેનું અંગ સુકાઈ ગયેલું હતું. સીતા સ્વામીના હિતમાં તત્પર રહેનારી અને વાઘણોએ હરણ કરેલી હરિણીની પેઠે ક્રૂર, કદરૂપી અને માંસ શોણિતનું ભક્ષણ કરનારી અનેક રાક્ષસીઓથી વિંટાયલી હતી. નિરંતર રાક્ષસીઓ તેને બીવરાવે છે, એક વેણી થયેલી છે, દીન થઈ ગયેલી છે, ને સ્વામીનું જ ચિંતન કરે છે. ભૂમિપર શયન કરે છે, તેથી વિવર્ણ અંગવાળી જાણે હિમકાળની પદ્મિની હોય તેવી જણાય છે.[૫૬-૬૦] રાવણને લીધે તેણે સુખભોગનો ત્યાગ કરેલો છે. તે મરવાનો જ નિશ્ચય કરી બેઠેલી છે. અને મૃગનાં બચ્ચાંનાં જેવાં નેત્રવાળી છે. મહાપ્રયત્ને જેનું દર્શન થયું છે એવી રામની ધર્મપત્ની સીતાને જોયા પછી, તે જ શિંશપા વૃક્ષમાં હું સંતાઈ બેઠો.[૬૧-૬૨] થોડી વાર થઈ એટલે કટિમેખલાના તથા નૂપુરના શબ્દમિશ્રિત શબ્દ, રાવણના ભવનમાં થતો મારા સાંભળવામાં આવ્યો.[૬૩] હું પણ આ સાંભળી અત્યંત ઉદ્વેગ પામ્યો અને મારું રૂપ મેં નાનું કરી નાખ્યું; અને જેમ એક પક્ષી છૂપાઇને બેસે તેમ તે શિંશપાના વૃક્ષમાં સંતાઈને બેસી રહ્યો.[૬૪] થોડીવાર થઈ એટલે મહાબળવાન્ રાવણ, પોતાની સ્ત્રીઓ સાથે જ્યાં સીતા હતી ત્યાં આગળ આવ્યો.[૬૫] રાક્ષસરાજને આવતો જોઈ સીતા ગભરાઈ ગઈ, અને પોતાના બંને ઉરુ સંકોચી, છાતીપર પોતાના આડા હાથને દાબી, માંસલ સ્તનોને સંતાડીને બેઠી.[૬૬] પછી અત્યંત ત્રાસ પામેલી, ઉદ્વિગ્ન, ચારે પાસ નજર નાખતી, કોઈ પણ રક્ષણ કરનારને ન દેખતી તથા ધ્રુજતી તપસ્વિની સીતાને રાવણ, માથું નમાવી કહેવા લાગ્યો કે, 'હે માનિનિ! તું મને સ્વીકાર.[૬૭-૬૮] હે ગર્વિષ્ઠ સીતા! જો તું ગર્વથી મને આ પ્રમાણે નહિ સ્વીકારે તો હું બે માસ પછી તારું રુધિરપાન કરીશ.'[૬૯]

"દુરાત્મા રાવણનાં આવાં વચન સાંભળી અત્યંત કોપ કરી સીતા તેને કહેવા લાગી કે-'હે રાક્ષસોમાં અધમ! અમિત તેજવાળા ઇક્ષ્વાકુકુળના પતિ રામની પત્નીને તથા દશરથની પુત્રવધૂને આવાં અયોગ્ય વચનો કહેતાં તારી જીભ તુટી પડતી નથી? હે પાપી! મારા સ્વામી મારી પાસે ન હતા તે વખતે છાનોમાનો તું મને ચોરી લાવ્યો, એમાં તે તેં શું મોટું પરાક્રમ કર્યું? તું રામના જેવો તો નથી જ, પણ તેમનું દાસત્વ કરવાને માટે પણ યોગ્ય નથી.[૭૦-૭૩] રામ કોઇથી જિતાય નહીં તેવા શૂરવીર, સત્યવાદી અને રણમાં અજિત્ય છે, (તેના મોઢા આગળ તું કાચ ને તે રત્ન છે; તું કથીર ને તે સુવર્ણ છે; તું શિઆળ ને તે સિંહ છે! ચાલ મારા મોઢા આગળથી પાછો જા.)'

"સીતાનાં આવાં કઠોર વચન સાંભળી, ચિતાના અગ્નિની પેઠે રાવણ બળી ઉઠયો. તેણે નેત્ર ફેરવ્યાં અને જમણા હાથની મુઠ્ઠી ઉગામી સીતાને મારવા ઉલટયો તે વખતે તેની સ્ત્રીઓમાં હાહાકાર થઈ રહ્યો. ત્યારે તે દુરાત્માની મુખ્ય સ્ત્રી મંદોદરીએ તેને આવીને વાર્યો. કામપીડિત રાવણને મંદોદરી કહેવા લાગી કે, 'હે ઇંદ્રના સરખા પરાક્રમવાળા! તારે સીતાનું શું કામ છે? મારી સાથે ક્રીડા કર! મારા કરતાં કંઈ સીતામાં વધારે નથી.[૭૪-૭૮] તેમ નહીં તો દેવ અને ગંધર્વકન્યાઓ સાથે તથા યક્ષકન્યાઓ સાથે તારે ક્રીડા કરવી હોય તો કર. આ સીતામાં તે શું વધારે છે?'[૭૯] આ પ્રમાણે વારી તેની સ્ત્રીઓ તેને ઉઠાડી ઘેર લઈ ગઈ.[૮૦]

"રાવણના ગયા પછી, બેડોળ મુખવાળી રાક્ષસીઓ, દારુણ વચનોથી સીતાનો તિરસ્કાર કરવા લાગી.[૮૧] પરંતુ સીતા તેમનાં વચનોને તૃણવત્ ગણતી હતી. તેથી તેમનું સઘળું બોલવું મિથ્યા ગયું.[૮૨] આખરે બોલી બોલીને થાકી ગયેલી રાક્ષસીઓએ રાવણને જઇને જણાવ્યું કે, 'સીતાએ એવો નિશ્ચય કર્યો છે કે, મરવું પણ રાવણનો અંગીકાર કરવો નહી.' આ પ્રમાણે પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થયેલી રાક્ષસીઓ વધુ પ્રયત્ન ન કરતાં નિદ્રાવશ થઈ ગઈ.[૮૩-૮૪] તેઓના સૂઈ જવા પછી, સ્વામીના હિતમાં તત્પર રહેનારી, દીન તથા દુઃખીયારી સીતા, કરુણ સ્વરે વિલાપ કરવા લાગી.[૮૫] (સીતાના વિલાપથી રાક્ષસીઓ જાગી ઉઠી અને સીતાને ઘણી ધમકાવી તેને ખાઈ જવાનું કહ્યું) ત્યારે ત્રિજટા નામની રાક્ષસી ઉઠી કહેવા લાગી કે, 'તમે મને ખાઈ જાઓ. આ બિચારી શ્યામ નેત્રવાળી, જનકની પુત્રી અને દશરથની વધૂ સીતાને તમારાથી ખાઈ જવાશે નહિ. મને આજે રાક્ષસોનો નાશ થાય તેવું તથા સીતાના સ્વામીનો જય થાય તેવું સ્વપ્ન આવ્યું છે. રામનાથી આપણું રક્ષણ કરવાને માટે આ સીતા એકલી સમર્થ છે.[૮૬-૮૮] માટે આપણે બધાએ તેની સ્તુતિ કરવી, એ મને તો ઠીક લાગે છે. જે દુઃખિણી સ્ત્રીને માટે આવું સ્વપ્ન થાય, એ સ્ત્રી આવાં દુઃખોમાંથી મુક્ત થાય છે અને અનુત્તમ સુખને પામે છે.[૮૯-૯૦] જનક રાજાની પુત્રી સીતાને પાયે જો આપણે પડીશું તો તે આપણાપર પ્રસન્ન થશે અને આ મહાભયમાંથી એ જ આપણને તારશે.' પોતાના સ્વામીના વિજયની વાત સાંભળી સીતા હર્ષ પામી અને લજવાતી લજવાતી બોલી કે, 'જો તમો કહો છો તે સાચું પડે તો હું નિશ્ચે તમારું રક્ષણ કરીશ.'

"સીતાની આવી દુઃખીયારી અવસ્થા જોઈ મારું મન બહુ બહુ ગભરાવા લાગ્યું. મને ઘણો જ ખેદ થયો અને વિચાર આવ્યો કે-'અહો રામની પત્ની સીતાની પણ આ કેવી વિપરીત દશા!' પછી સીતાની સાથે શી રીતે વાત કરવી, તેનો મેં વિચાર કરી ઇક્ષ્વાકુ વંશના અનેક રાજર્ષિઓનાં નામથી મારી મધુર વાણીથી ગુણગાન ગાવા લાગ્યો. મારી તે વાણી સાંભળી અશ્રુપૂર્ણ નેત્રથી સીતા મારી સામું જોઈ કહેવા લાગી કે, 'હે વાનરપુંગવ! તું કોણ છે? તને અહીં કોણે મોકલ્યો છે? તારે અહીં આવવાનું શું પ્રયોજન છે? રામ સાથે તારે પ્રીતિ કયાંથી? એ બધું તું મને કહે.'

"સતી સુંદરી સીતાનાં આવાં વચન સાંભળી હું બોલ્યો કે,[૯૧-૯૬] 'હે દેવિ! તારા સ્વામીની સહાય કરનાર, ભયંકર પરાક્રમવાળો અને મહાબળવાન્ સુગ્રીવ નામે પ્રખ્યાત વાનર છે,[૯૭] તેનો હું દાસ છું ને મારું નામ હનૂમાન્ છે અને અકિલષ્ટ કર્મવાળા તારા સ્વામી રામે મને તારી પાસે મોકલેલો છે.[૯૮] હે યશસ્વિનિ! પુરુષોમાં વ્યાઘ્રરૂપ શ્રીમાન્ રામે પોતાની જાતેજ આ વીંટી તને નિશાનિ માટે મોકલાવી છે,[૯૯] તે લે અને તારી શી આજ્ઞા છે તે સાંભળવા હું ઇચ્છું છું. હે દેવિ! મને આજ્ઞા આપ કે, મારે શું કરવું? જો તું આવે તો હું તને રામ અને લક્ષ્મણની પાસે લઈ જાઉં.'[૧૦૦] તે સાંભળી તથા તેનો ભાવાર્થ સમજી જનકનંદિની બોલી કે, 'રાવણનું નિર્મૂળ કાઢી, રામ પોતે જ મને લઈ જાય, એવી મારી તો ઇચ્છા

છે.[૧૦૧] (હું પર નરનો સ્પર્શ કરતી નથી).' તેનાં આવાં વચન સાંભળી, યશસ્વિનિ આર્યા સીતાને પ્રણામ કરી, વિદાય થવા પ્રથમ મેં રામને આપવાની કંઈ નિશાનિ તેની પાસેથી માંગી.[૧૦૨] ત્યારે તેણે મને કહ્યું કે, 'આ શ્રેષ્ઠ મણિ તું લઈ જા, એ મણિ જોઈ મહાબાહુ રામ તારો રુડો સત્કાર કરશે.'[૧૦૩] એટલું બોલતાં તો સીતા દિલગીર થઈ ગઈ; અને આ મણિ આપ્યો. પછી મોઢેથી સંદેશો કહ્યો.[૧૦૪] મણિ લઈ મેં રાજપુત્રી સીતાને પ્રણામ કરી તેની પ્રદક્ષિણા કરી, અહીં પાછા આવવાનો વિચાર કર્યો.[૧૦૫] જ્યારે હું આવવા તત્પર થયો ત્યારે, પુનઃ નિશ્ચય કરી સીતાએ મને કહ્યું કે, 'હે હનૂમન્! તેં મારી જે દશા અહીં જોઈ છે તે બધી રામને કહેજે.[૧૦૬] અને તે સાંભળી રામ લક્ષ્મણ બન્ને ભાઈઓ સુગ્રીવને લઈ અહીં સત્વર આવે તેમ તું કરજે.[૧૦૭] જો એમાં કંઈ પણ વિલંબ થયો તો મારું જીવિત બે માસ જ છે એમ નિશ્ચય માનજે. તે વખત વીત્યા પછી રામ મને જોશે નહીં અને હું અનાથવત્ અહીં મરણ પામીશ.'[૧૦૮] તેનાં આવાં કરુણાજનક વચનો સાંભળી મને અત્યંત ક્રોધ ચઢયો, પણ શું કરું? પછી લંકામાં મારે બીજું શું કાર્ય કરવાનું બાકી રહેલું છે, તે ઉપર મારું લક્ષ ગયું.[૧૦૯] મારી કાયાને મેં પર્વત સરખી વધારી દીધી અને યુદ્ધ ઉભું કરવાની ઇચ્છાથી રાવણના અશોકવનનો નાશ કરવા માંડ્યો.[૧૧૦] વનનો એક પ્રદેશ મેં નાશ કર્યો તથા તેનાં મૃગ અને પક્ષીઓ ત્રાસ પામ્યાં. તેથી વિકૃત મુખવાળી રાક્ષસીઓ ભડકીને જાગી ઉઠી તથા ચોપાસ જોવા લાગી કે એ શું છે![૧૧૧] મને જોઈને તે બધીઓ ચોતરફથી એકઠી થઈ રાવણને તે વૃત્તાંત કહેવા દોડી ગઈ.[૧૧૨] તેણીઓએ રાવણને કહ્યું કે, 'હે રાજન્! હે મહાબળવાન્! તારું સામર્થ્ય નહીં જાણનાર કોઈ દુરાત્મા વાનરે આપણું અશોકવન ભાંગી નાખ્યું છે. તારું અપ્રિય કરનાર એ દુરાત્માની દુષ્ટ બુદ્ધિ છે, માટે જેમ બને તેમ એનો વધ કરવાની આજ્ઞા આપ, કે જેથી તે પોતાના દેશમાં પાછો જતો રહે નહિ.'[૧૧૩-૧૧૪]

"રાક્ષસીઓએ આ પ્રમાણે કહ્યું એટલે રાવણે દુર્જય તથા પોતાના મનની અનુવૃત્તિ કરે એવા કિંકર રાક્ષસોને મોકલ્યા,[૧૧૫] તેઓ એંસી હજાર હતા. જ્યારે એ રાક્ષસો હાથમાં શૂલ અને મુદ્ગર લઈને યુદ્ધ કરવા આવ્યા ત્યારે મેં સઘળાનો તે જ વનમાં, ભોગળ મારી ઘાણ કાઢયો.[૧૧૬] તેમાં જે ઓછા બળવાળા હતા તે (નાસી જવાથી) બચી ગયા. તેઓએ રાવણને જણાવ્યું કે, સઘળું સૈન્ય નાશ પામ્યું છે.[૧૧૭] પછી અશોક વનમાં ચૈત્ય નામનો એક ઉત્તમ મહેલ હતો તેનો નાશ કરવાની મને ઇચ્છા થઈ અને ક્રોધ કરી લંકાના ઘરેણાં જેવો ચૈત્ય પ્રાસાદ મેં ભાંગી નાખ્યો અને તેનું રક્ષણ કરનારા સો રાક્ષસોને મહેલના થાંભલાથી મારી નાખ્યા. ત્યાર પછી રાવણે પ્રહસ્તના પુત્ર જમ્બુમાલિને ભયંકર રૂપવાળા અનેક રાક્ષસો સાથે મારી સામે યુદ્ધ કરવા મોકલ્યો. રણમાં કુશળ તથા બળસંપન્ન તે જમ્બુમાલિને પણ મેં ભયંકર ભોગળથી, તેના અનુચરો સહિત મારી ગડદાપેચ કરી નાખ્યો. આ સાંભળી રાવણે મહાબળવાન્ મન્ત્રીપુત્રોને પાયદલ સહિત મારી સાથે યુદ્ધ કરવાને મોકલ્યા, તેમને પણ મેં ભોગળથી યમદ્વારમાં પહોંચાડ્યા.[૧૧૮-૧૨૨] અત્યંત પરાક્રમી મન્ત્રીપુત્રોને મેં મારી નાખ્યા તે વાત સાંભળી, રાવણે પોતાના પાંચ શૂરવીર સેનાપતિઓને મોકલ્યા,[૧૨૩] તેમને પણ સૈન્ય સાથે મેં પૂરા કર્યા. ત્યાર પછી મોટા સૈન્ય સાથે, રાવણે પોતાના પુત્ર અક્ષકુમારને મોકલ્યો. મંદોદરીનો આ યુદ્ધકુશળ કુમાર મારી સાથે યુદ્ધ કરતાં આકાશમાં ઉડતો હતો, તે વખતે મેં તેના પગ પકડી પૃથિવીપર પછાડ્યો, જેથી તે પણ મરણ પામ્યો.[૧૨૪-૧૨૬] અક્ષકુમાર મરણ પામ્યો તે સાંભળી, રાવણને ઘણો ક્રોધ ચઢયો અને પોતાના યુદ્ધદુર્મદ બળવાન્ બીજા પુત્ર ઇન્દ્રજિતને તેણે યુદ્ધ કરવા મોકલ્યો તેને તથા તેનાં સૈન્યને સત્વરહિત કરી નાખ્યાથી મને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. મહાબાહુ ઇન્દ્રજિત્ ઘણો બળવાન્ છે, એમ જાણી રાવણે તેને મદોદ્ધત વીરો સાથે મારા સામે મોકલ્યો હતો. પરંતુ જ્યારે તેણે મને જિતવો એ અશક્ય ધાર્યું તથા પોતાનું સૈન્ય મરાયલું જોયું, ત્યારે બ્રહ્માસ્ત્ર મૂકી મને બાંધી રાક્ષસોને સ્વાધીન કર્યો. રાક્ષસો મને દોરડાંઓથી બાંધી રાવણની પાસે ઘસડતા ઘસડતા લઈ ગયા. મને જોઈ દુરાત્મા રાવણે મારી સાથે વાત કરવા માંડી.[૧૨૭-૧૩૨] અને લંકામાં આવવાનું તથા રાક્ષસોને મારી નાખવાનું કારણ પૂછયું, ત્યારે મેં તેને પ્રત્યુત્તર આપ્યો કે, 'સીતાને અર્થે આ સંગ્રામ થયો અને તેમાં મેં તારા ચાકરડાઓને મારી નાખ્યા છે.[૧૩૩] સીતાનાં દર્શન કરવાને માટે હું અહીં આવેલો છું. હું વાયુનો ઔરસ પુત્ર છું; મારું નામ હનૂમાન્ છે.[૧૩૪] હું રામનો દૂત તથા સુગ્રીવ વાનરનો પ્રધાન છું.' વળી મેં જણાવ્યું કે,

'હું રામનો દૂત થઈ અહીં આવેલો છું અને તેમણે જે સંદેશો કહેલો છે તે તને કહું છું, માટે સાંભળઃ હે રાક્ષસરાજ! વાનરાધિપતિ સુગ્રીવે તને કુશળ કહાવ્યું છે અને તારી ખબર પૂછી છે. તેણે ધર્મ, અર્થ અને કામયુક્ત તારાં હિતનાં જે વચનો કહેલાં છે તે સાંભળઃ[૧૩૫-૧૩૭] અનેક વૃક્ષોથી પૂર્ણ ઋષ્યમૂક પર્વતપર હું નિવાસ કરતો હતો ત્યાં, રણકોવિદ રામની સાથે મારે મૈત્રી થઈ છે.[૧૩૮] રામે મને કહ્યું કે, મારી પત્ની સીતાને રાક્ષસ હરી ગયો છે, માટે તેની શોધ કરવામાં તારે મને સહાય કરવી અને વાલિને મારી મારે તને રાજ અપાવવું. પછી વાલિએ રાજ્ય ખૂંચવી લઈ, વનમાં કાઢી મૂકેલા સુગ્રીવની સાથે રામ તથા લક્ષ્મણે અગ્નિની સાક્ષી રાખી મૈત્રી બાંધી અને એક જ બાણથી વાલિને મારી રામે સુગ્રીવને કિષ્કિંધાનું રાજ્ય પાછું સોંપી, વાનરોનો અધિરાજ બનાવ્યો છે.[૧૩૯-૧૪૧] એને અમારે સર્વે પ્રકારે સહાય કરવી જોઇએ; તેથી દૂત તરીકે સુગ્રીવે મને અહીં મોકલેલો છે.[૧૪૨] વાનરો અહીં આવી તારાં સૈન્યનો નાશ કરે તે પહેલાં તું સીતા, રામને પાછી સોંપ.[૧૪૩] જે વાનરો નિમન્ત્રણ થવાથી દેવતાઓ પાસે પણ ગમન કરી શકે એવા છે, તેમનું બળ કોનાથી અજાણ્યું છે?[૧૪૪] હે રાજન્! સુગ્રીવે તને આ પ્રમાણે સંદેશો કહાવ્યો છે; તેપર વિચાર કર.' એ પ્રમાણે જ્યારે મેં તેને કહ્યું ત્યારે, જાણે ક્રોધાગ્નિથી મને બાળી નાખે તેવાં લાલચોળ નેત્ર કરી તે મારા સામું જોવા લાગ્યો; અને પછી મારું બળ ન જાણતાં તે ક્રૂરકર્માએ મારો વધ કરવાની રાક્ષસોને આજ્ઞા આપી.[૧૪૫-૧૪૬] તે સાંભળી તેનો ભાઈ વિભીષણ, જે મહાબુદ્ધિશાળી છે, તેણે મારે માટે તેને પ્રાર્થના કરી કહ્યું કે-'હે રાક્ષસસિંહ! આમ ન કર. આ તારો નિશ્ચય છોડી દે. કારણ કે તેમ કરવું, એ રાજનીતિથી ઉલટું છે.[૧૪૭-૧૪૮] નીતિશાસ્ત્રોમાં દૂતનો વધ કરવાનું કહેલું નથી. માત્ર દૂત મોકલનારે જે કહ્યું હોય તે દૂત પાસેથી સાંભળવું, એ જ આપણો ધર્મ છે.[૧૪૯] હે અતુલ પરાક્રમી! જો કદાપિ દૂત મોટો અપરાધ કરે તો તેને વિરૂપ કરવો અર્થાત્ કંઈ અંગનાશ કરવાની શિક્ષા કરવી; પણ દૂતનો વધ કરવાની તો શાસ્ત્રમાં સાફ મના છે.'[૧૫૦]

"એમ વિભીષણે રાવણને ઘણો ઘણો સમજાવ્યો ત્યારે તેણે રાક્ષસોને મારું પુછડું બાળી નાખવાની આજ્ઞા કરી.[૧૫૧] રાવણની આવી આજ્ઞા થવાથી રાક્ષસોએ મારા પુછડાંપર શણનાં અને સૂતરનાં કપડાં વીંટવા માંડ્યાં.[૧૫૧] જેટલાં લુગડાં બાંધવાં હતાં તેટલાં બાંધી રહ્યા પછી ચંડપરાક્રમવાળા રાક્ષસોએ મારું પુછડું સળગાવ્યું; અને મને લાકડીઓ અને ગડદાપાટુનો માર મારવા માંડ્યો.[૧૫૩] જો કે રાક્ષસોએ મને અનેક પાશથી બાંધી લીધો હતો, પરંતુ દિવસે લંકા જોવાની ઇચ્છા હતી તેથી મેં કશાને ગણકાર્યું નહિ.[૧૫૪]

"પછી મારું પુછડું સળગાવી સર્વે રાક્ષસો મને રાજમાર્ગમાં લઈ ગયા. ઢંઢેરો પિટાવતા પિટાવતા છેક લંકાના દરવાજા સુધી લાવ્યા.[૧૫૫] પછી મારું મોટું સ્વરૂપ હતું તે બદલી નાખી મેં નાનું સ્વરૂપ લીધું અને બધાં બંધનમાંથી છૂટી જઈ, પાછું મૂળ સ્વરૂપ ધારણ કરી હાથમાં દરવાજાની લોહમય ભોગળ લઈ, સર્વે રાક્ષસોનો ચૂરો કર્યો. ત્યારપછી હું સપાટાબંધ દરવાજા ઉપર ચઢી ગયો,[૧૫૬-૧૫૭] અને જેમ પ્રલય સમયનો અગ્નિ પ્રજાને બાળી નાખે છે, તેમ મારા સળગેલા પુછડાથી લંકામાં અટારીએ અને છજે છજે ફરી અગ્નિ સળગાવ્યો.[૧૫૮] પણ લંકા બાળ્યા પછી મને ભાન આવ્યું કે, જ્યારે લંકાનો કોઈ પણ ભાગ અણીશુદ્ધ રહેલો જણાતો નથી, ત્યારે સીતા પણ આમાં બળી ગઈ હશે એમાં ફેર નહીં; કારણ કે આખી લંકાનગરી બળીને ભસ્મ થઈ ગઈ છે.[૧૫૯] આ પ્રમાણે લંકાને બાળી મૂકતાં મેં સીતાને પણ બાળી નાખી અને રામના આવા મહત્કાર્યનો નાશ કર્યો, એ બહુ ભુંડું કર્યું.[૧૬૦] એ પ્રમાણે ચિંતાતુર થઈ શોક કરતો હતો, તેવામાં આકાશમાં ચારણોની વાણી થઈ કે, 'અહો આખી લંકા બળી ગઈ, પણ સીતા બળી નથી, એ મોટું આશ્ચર્ય છે.' આવી અદ્ભુત વાણી સાંભળી મને અપાર આનંદ વ્યાપ્યો, ને આ શુભ નિમિત્તોથી એમ જ લાગ્યું કે વૈદેહી જીવતી રહેલી છે. જો કે મારા પુછડાપર અગ્નિ સળગતો હતો છતાં હું લેશ પણ દાઝયો નથી, ને મારું મન પણ પ્રસન્ન રહેતું હતું; વાયુ પણ સુગંધીયુક્ત વાતો હતો. આવાં આવાં અનેકવાર ખરાં પડેલાં શકુન જોઇને મહાગુણવાળા રામ અને સીતા મારી પ્રવૃત્તિનાં કારણરૂપ છે, એમ જાણીને તથા ઋષિવચનો સાંભળીને મારા મનમાં અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. ત્યાંથી નિકળી હું પુનઃ સીતાને મળ્યો અને તેની વિદાયગીરી લઈ, અરિષ્ટ પર્વતપર આવ્યો; અને તમારું દર્શન કરવાની ઉત્કંઠા થવાથી પાછો સમુદ્ર ઉલ્લંઘવાનો વિચાર કરી,

વાયુ, ચંદ્ર, સૂર્ય, સિદ્ધ, ગંધર્વ આદિથી સેવાતા આકાશમાર્ગનું અતિક્રમણ કરી આપ સર્વેને અહીં આવી મળ્યો છું.[૧૬૧-૧૬૭]રામની કૃપાથી અને આપ સર્વના પ્રેમભાવથી સુગ્રીવનું કાર્ય સારી રીતે પાર ઉતાર્યું છે.[૧૬૮] આ પ્રમાણે મેં લંકામાં જે જે કર્યું હતું તે બધું તમને કહી સંભળાવ્યું અને હવે મારા કરતાં જે બાકી રહ્યું હોય તે આપને સર્વેને કરવાનું છે."[૧૬૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દરામાયણુવિષે સુન્દરકાણ્ડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૯ મો

### હનૂમાનનું વૃત્તાંત ( ચાલુ )

એ પ્રમાણે સઘળો વૃત્તાન્ત કહી રહ્યા પછી મારુતાત્મજ હનૂમાન્ પુનઃ કહેવા લાગ્યો:[૧] "રાઘવનો ઉદ્યોગ અને સુગ્રીવનો ઉત્સાહ એ બન્ને આજ ફલીભૂત થયા છે; અને સીતાદેવીનું પતિવ્રત જોઈ મારું મન અત્યંત પ્રસન્ન થયું છે.[૨] હે વાનરશ્રેષ્ઠો ! અરુંધતી આદિ સતીઓના સરખું જ સીતાદેવીનું પતિવ્રત છે. તેણી તપથી ત્રણ લોકને ધારણ કરવા સમર્થ છે અને ક્રોધથી સર્વને બાળીને ભસ્મ કરવાને તે સમર્થ છે.[૩] રાવણનું મોટું તપોબળ છે તેથી તે સીતાને સ્પર્શ કરતાં બળીને ભસ્મ થઈ ગયો નથી.[૪] પ્રદીપ્ત થયેલી અગ્નિની શિખાનો સ્પર્શ થવાથી જે થાય તેથી વધારે, કુપિત થયેલી સીતા, કરવાને માટે સમર્થ છે; અર્થાત્ સીતા કોપ પામે તો અગ્નિશિખાના કરતાં પણ ઝડપથી બાળીને ભસ્મ કરી નાખે તેવી સમર્થ છે.[૫] મેં આપને સીતાના શોધસંબંધી સર્વ વૃતાન્ત નિવેદન કર્યો છે. હવે જો જામ્બવાન્ આદિ વૃદ્ધ વાનરો આજ્ઞા આપે તો આપણે સીતા સહવર્તમાન એ બે રાજપુત્રનાં દર્શન કરવા જઈએ.[૬] જ્યારે લંકાનગરીનો તથા રાક્ષસો સહિત રાવણનો નાશ કરવાને હું એકલો સમર્થ છું; ત્યારે તમારા જેવા બળવાન્, ઇંદ્રિયનિગ્રહમાં પ્રવિણ, અસ્ત્રવિદ્યામાં નિપુણ તથા નિરંતર વિજયશાળી વાનરોની સહાયથી રાવણને મારીએ, એમાં શી નવાઈ?[૭-૮] હું રાવણને સંગ્રામમાં તેના સૈન્ય, પુત્ર, અને સહોદર સહિત મારી નાખીશ. બ્રહ્માસ્ત્ર, શૈવાસ્ત્ર, વારુણાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર આદિ ઇંદ્રજિતનાં અસ્રોની સામું પણ યુદ્ધમાં જોઈ શકાય તેમ નથી, છતાં બ્રહ્માના વરદાનથી તે સર્વેને હું પાછાં વાળીશ અને સર્વે રાક્ષસોનો નાશ કરીશ.[૯-૧૦] તમારી સર્વેની આજ્ઞાથી અને મારા પરાક્રમવડે હું તે સઘળાંને પાછાં વાળીશ. યુદ્ધમાં, મારીપર નાખેલી અનેક શિલાઓ, તથા અગ્નિ સરખાને હવામાં ઉડાવ્યાં તો રાક્ષસોને હણવા, એમાં શી મોટી નવાઈ છે? પરંતુ જ્યાં સૂધી તમારી આજ્ઞા થઈ નથી ત્યાં સૂધી મારું પરાક્રમ હું દેખતો નથી.[૧૧-૧૨] સમુદ્ર પોતાની મર્યાદા છોડી આગળ વધે, મંદરાચલ ડોલી ઉઠે, તોપણ શત્રુની સેના જામ્બવાનને હઠાવી શકે તેમ નથી.[૧૩] વળી સર્વે રાક્ષસોને અને તેઓના પૂર્વજોને પણ મારી નાખવાને માટે વીર વાલિપુત્ર અંગદ એકલો સમર્થ છે.[૧૪] મહાત્મા નીલવાનરના ઉરુવેગથી મંદરાચળ સરખા પર્વતના ચૂરા થઈ જાય તો યુદ્ધમાં રાક્ષસો કોણ માત્ર?[૧૫] દેવો, અસુરો, યક્ષો, ગંધર્વો, નાગો તથા પક્ષીવર્ગ એ બધામાં મૈન્દ અને દ્વિવિદના સામો આવી ઉભો રહે, એવો તમે એક તો બતાવો ?[૧૬] એ વેગવાન્ વાનરો અશ્વિનીકુમારના પુત્રો છે અને એમના સામે સંગ્રામમાં પ્રતિપક્ષી તરીકે યુદ્ધ કરે, તેવો હું એકે દેખતો નથી.[૧૭] લંકાનગરીને મેં બાળીને ભસ્મ કરી નાખી છે, અને તેનાં ચૌટે ચકલે હાક વગાડી છે કે– અતિબળ રામ તથા લક્ષ્મણ અને તેમનાથી રક્ષિત સુગ્રીવ એ ત્રણ જણા જ સર્વોત્કૃષ્ટ છે.[૧૮-૧૯] કોશલેશ્વર રામનો હું દાસ છું, મારું નામ હનૂમાન્ છે અને હું વાયુનો પુત્ર છું–એવો ઢંઢેરો મેં સર્વત્ર સંભળાવ્યો છે.[૨૦] દુષ્ટાત્મા રાવણના અશોક વનમાં શિંશપા વૃક્ષના થડ આગળ, સાધ્વી સીતા, કરુણા ઉપજાવે તેવી સ્થિતિમાં બેસી રહે છે.[૨૧] મેઘથી ઘેરાયલી તથા ઝાંખી પડેલી ચંદ્રલેખા હોય, તેમ રાક્ષસીઓથી ઘેરાયલી સીતા, શોક અને સંતાપથી સુકાઈ ગઈ છે.[૨૨] દુરાત્મા રાવણે કેદ રાખી છે છતાં, સુંદર શ્રોણીવાળી સીતા, બળગર્વિષ્ઠ રાવણને લેશ પણ ગણકારતી નથી.[૨૩] કારણ કે, તે કલ્યાણી પોતાના શુદ્ધ અંતઃકરણથી રામને વિષે જ અનુરક્ત છે. જેમ ઇન્દ્રાણીનું ઇન્દ્રના ઉપર અનન્ય ચિત્ત છે, તેમ સીતાનું પણ રામમાં જ ચિત્ત પરોવાયલું છે.[૨૪] અશોકવનમાં એક જ વસ્ત્ર પહેરીને તે બેઠેલી છે. રજથી ધુસરવર્ણની સીતા રાક્ષસીઓના અનેક તિરસ્કાર સહન કરે છે.[૨૫] તે એક વેણીને ધારણ કરે છે; દીન છે; સ્વામીના સંબંધી જ ચિન્તવન કરે છે; હિમકાળની પદ્મિનીના જેવી તે વિવર્ણ થઈ ગયેલી છે; પૃથ્વીપર જ શયન કરે છે; રાવણને લીધે તેણે સર્વ સુખોપભોગનો ત્યાગ કર્યો છે ને મરવાનો તેણે નિશ્ચય કર્યો છે.[૨૬-૨૭]

એ હરિણાક્ષીને મેં મહાપ્રયાસે વિશ્વાસ બેસાર્યો હતો; અને પછી વાતાચત કરી સર્વે બીના કહી સંભળાવી હતી.[૨૮] રામને અને સુગ્રીવને મૈત્રી થઈ છે, તે વાત સાંભળી તે અત્યંત આનંદ પામી હતી. સીતાનું પતિવ્રત અને સ્વામિભક્તિ અત્યંત ઉત્તમ છે.[૨૯] સીતા આવી સમર્થ છે, છતાં શાપથી રાવણને બાળી નાંખતી નથી, તેનું કારણ એ જ કે, રાવણે તપ કરેલાં છે, માટે તે શાપને ચોગ્ય નથી. પરંતુ સીતાને ત્યાં પૂરી રાખી છે, તે પાપથી એ મુવેલા જેવા જ છે; એટલે એને મારવામાં રામ તો માત્ર નિમિત્તભૂત જ થશે.[૩૦] સીતા મૂળે તો નાજુક અંગવાળી છે, અને તેમાં વળી રામનો વિયોગ આવી પડ્યો; એટલે પ્રતિપદાને દિવસે અધ્યયન કરનારની વિદ્યાની પેઠે અત્યંત ક્ષીણ થઈ ગઈ છે.[૩૧]

"મહાભાગા સીતા આવી અવસ્થામાં ત્યાં આગળ રહેલી છે, માટે તેને છોડાવવાનો જે ઉપાય કરવો ઘટતો હોય, તેનો તમે સર્વે વિચાર કરો."[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૦ મો

## અંગદના વિચાર

હનૂમાનનું આવું સંભાષણ સાંભળી, વાલિપુત્ર અંગદ કહેવા લાગ્યોઃ "અશ્વિનીકુમારના પુત્ર આ બે બળવાન્ વાનરો બ્રહ્માના વરદાનથી અતિ ગર્વયુક્ત થયેલા છે.[૧] પૂર્વે અશ્વિનીકુમારને માન આપવાને માટે સર્વ લોકના પિતામહ બ્રહ્માએ આ બે વાનરોને એવું વરદાન આપ્યું છે કે, 'સર્વને બાધિત કરે તેવું અતુલ બળ તમારામાં ઉત્પન્ન થશે.' બ્રહ્માના આવા વરદાનથી મત્ત થયેલા આ બળવાન્ વાનરોએ મોટી સેનાઓને હરાવી, દેવતાઓ પાસેથી અમૃત પીધેલું છે. એ બે વાનરો કોપશે તો અશ્વ, રથ અને હસ્તીઓ સહિત આખી લંકાનગરીને બીજા વાનરોની સહાય વિના નાશ કરવાને સમર્થ છે. વળી આખી લંકાનગરીનો તથા રાક્ષસોના ગણ સહિત રાવણનો પણ નાશ કરવાને હું એકલો સમર્થ છું.[૨–૫] તો બળવાળા, વીર્યવાન્ તથા અસ્ત્રવિદ્યામાં નિપુણ શક્તિવાળા તથા નિરંતર વિજયાકાંક્ષી તમો સર્વની સહાયથી રાવણને મારું, એમાં શી નવાઈ? હનૂમાનના પરાક્રમથી આખી લંકાનગરી સળગી ગઈ તે તો આપણે સાંભળ્યું છે.[૬–૭] સીતાને જોઈ પરંતુ અમે લાવ્યા નથી, એમ રામ પાસે જઈને કહેવું, એ તમારા જેવા પ્રસિદ્ધ પુરુષત્વવાળાઓને છાજતું નથી. હે વાનરશ્રેષ્ઠો! કૂદવામાં અને પરાક્રમમાં તમારી બરોબરી કરી શકે તેવો દેવતાઓમાં, અસુરોમાં અને સર્વ લોકમાં કોઈ હોય, એમ હું ધારતો નથી;[૮] માટે રાક્ષસોથી ભરપૂર લંકાને જિતી, સંગ્રામમાં રાવણનો વધ કરી, સીતા દેવીને પાછી લઈ આપણે વિજય કરી આપણો અર્થ સિદ્ધ કરી, રામ પાસે જઇએ, એ જ શ્રેષ્ઠ છે.[૧૦] હનૂમાને મારતાં મારતાં બાકી મૂકેલા રાક્ષસોમાં જઇને આપણે શું પરાક્રમ કરવાનું છે? માત્ર સીતાને લઇને પાછું આવવાનું છે, એ જ–આપણે રામ અને લક્ષ્મણની વચ્ચે લાવીને સીતાને બેસાડીએ એમ છે; તો શા સારુ સર્વે કપિઓને પરિશ્રમ આપવો જોઇએ?[૧૧–૧૨] માટે આપણે જ લંકામાં જવું અને બાકી રહેલા મોટા રાક્ષસોને મારી, સુગ્રીવને તથા રામલક્ષ્મણને મળવું, એ જ મને તો ઘટિત લાગે છે."[૧૩]

અંગદનો આવો નિશ્ચય જાણી કપિઓમાં શ્રેષ્ઠ જામ્બવાન્ તેને આ પ્રમાણે અર્થયુક્ત વચન કહેવા લાગ્યોઃ[૧૪] "હે મહાકપિ! હે મહાબુદ્ધિમાન્! તું જે બોલે છે તે બુદ્ધિપૂર્વક નથી. આપણને માત્ર દક્ષિણદિશામાં સીતાનો શોધ કરવાનું કહેલું છે.[૧૫] કંઈ સીતાને પાછી લાવવાનું રામે કે સુગ્રીવે કહેલું નથી. આપણે સીતાને મહાપ્રયત્ને પાછી લાવીએ અને તે કાર્ય રામને પસંદ પડે કે નએ પડે;[૧૬] કારણ કે તે નૃપશાર્દૂલને પોતાના કુળનું ઘણું અભિમાન છે. વળી સર્વે કપિઓની સમક્ષ રામે સીતાને વિજય કરી પાછી આણવી, એવી પ્રતિજ્ઞા કરેલી છે. તે પ્રતિજ્ઞાને તે કેમ મિથ્યા કરે? હે વાનરશ્રેષ્ઠ! રામ જો પ્રસન્ન ન થાય તો આપણું કરેલું સઘળું ધૂળ મળે અને પરાક્રમ કરેલું પણ મિથ્યા ગણાય. માટે હે વાનરો! આપણે રામ, લક્ષ્મણ તથા સુગ્રીવ જ્યાં હોય ત્યાં હવે જવું અને આ વાત તેમને નિવેદન કરવી.[૧૭–૧૯] હે રાજપુત્ર! તું જે વિચાર કરે છે તે અમને માન્ય નથી એમ નથી, અમને પણ તે ચોગ્ય જ લાગે છે; પરંતુ રામની મતિને અનુસરીને કાર્યસિદ્ધિ કરવાનો વિચાર રાખવો, એ ચોગ્ય ગણાશે."[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૧ મો
## કિષ્કિંધાપ્રતિ પ્રયાણ

અંગદ નાયક સહિત સર્વે વાનર તથા મહાકપિ હનૂમાને, જામ્બવાનનું કહેવું માન્ય રાખ્યું.[૧] પછી હનુમાન્ જેમાં મુખ્ય છે એવા સર્વે વાનરો મહેન્દ્ર પર્વતપરથી ઉતરી કૂદતા કૂદતા કિષ્કિંધાપ્રતિ ચાલવા લાગ્યા.[૨] મેરુ અને મંદર પર્વત જેવા મોટા અને મત્ત હસ્તીઓના જેવા ઉન્મત્ત, આકાશને છાઈ નાંખતા હોય તેવા, મહાકાય, મહાબળવાળા તે કપિઓ, ભૂતમાત્રથી પૂજાતા, હનૂમાનનાપર નિમેષરહિત દૃષ્ટિથી જોતા હતા—તે જાણે તેને દૃષ્ટિથી વહન કરતા હોય તેમ જણાતું હતું.[૩–૪] કાર્ય સિદ્ધ કરવાનો રામનાપર આધાર રાખીને પરમ યશ મેળવવા—અર્થસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તેઓ દોડતા હતા. સીતાનું દર્શન, લંકાદહન ઇત્યાદિ કર્મ સિદ્ધ કરવાથી ઉન્નત થયેલા વાનરો આગળ ચાલવા લાગ્યા.[૫] રામને આવી પ્રિય વાર્તા કહેવાને માટે તેઓ ઘણા ઉત્કંઠિત હતા. યુદ્ધ કરવું, એ તો તેમને અત્યંત પ્રિય હતું; અને રામનું રાવણપરનું વેર લેવામાટે તેઓએ દૃઢ નિશ્ચય કરેલો હતો.[૬] આકાશમાં કૂદકા મારતા મારતા તે સઘળા વાનરો આગળ ચાલતા, સેંકડો વૃક્ષોથી ભરપૂર નંદન સરખા એક વનમાં આવી પહોંચ્યા.[૭] તે વનનું નામ મધુવન હતું. સુગ્રીવ તેનો સ્વામી હતો. તેમાં કોઈ અન્ય પ્રાણીનો સંચાર ન હતો અને જે જુએ તેના ચિત્તને હરણ કરે, એવી તેની રમણીયતા હતી.[૮] કપિઓના અધિપ મહાત્મા સુગ્રીવનો મામો દધિમુખ વાનર નિત્ય તેની રક્ષા કરતો હતો.[૯]

સુગ્રીવને મનઃપ્રિય આ મહાવનની પાસે તેઓ આવી પહોંચ્યા ત્યારે સર્વે વાનરોને તેમાં પેસવાની ઉત્કંઠા થઈ.[૧૦] આ વનને જોઈ આનંદ પામેલા તથા મધુના જેવા પિંગલ વર્ણવાળા સર્વ વાનરો, અંગદકુમારને તે વનમાંના મધુને અર્થે યાચના કરવા લાગ્યા.[૧૧] ત્યારે કુમાર અંગદે, જામ્બુવાન્ આદિ વૃદ્ધ વાનરોની આજ્ઞાથી સર્વે વાનરોને તેમાં જઈ, મધુ ભક્ષણ કરવાની રજા આપી.[૧૨] બુદ્ધિમાન્ વાલિકુમાર અંગદની આજ્ઞા મળી કે, સર્વે વાનરો ભ્રમરોથી છવાઈ ગયેલાં વૃક્ષોપર ચઢી ગયા અને સુગંધવાળા ફળમૂળ આદિ ખાઈ મદોત્કટ થઈને અત્યંત હર્ષ પામ્યા.[૧૩–૧૪] આજ્ઞા મળવાથી તથા ખાવાનું મળવાથી અત્યંત આનંદ પામેલા તે વાનરો ખુશી થઈ,અહીં તહીં નાચવા કૂદવા લાગ્યા.[૧૫] કેટલાએક ગાયન કરવા લાગ્યા, કેટલાએક હસવા લાગ્યા, કોઈ નાચવા લાગ્યા, કોઈ નીચા પડી પ્રણામ કરવા લાગ્યા. કેટલાક ભણવા લાગ્યા, કોઈ કૂદવા લાગ્યા, કેટલાક ગમે તેમ બોલવા લાગ્યા.[૧૬] કોઈ પરસ્પરની સાથે આવી બેસવા લાગ્યા, કેટલાક પરસ્પર વિવાદ કરવા લાગ્યા, કોઈ એક વૃક્ષથી બીજા વૃક્ષપર એમ કૂદાકૂદ કરવા લાગ્યા; અને કેટલાક તો શિખરોપર ચઢી પૃથિવીપર ભુસકા મારવા લાગ્યા.[૧૭] વળી કેટલાએક ઉગ્ર વેગવાળા વાનરો પૃથ્વીપરથી કૂદી વૃક્ષોની ઉંચી ડાળીઓપર ચઢી જવા લાગ્યા અને કેટલાક ગાન કરતા હતા તેની સામે કેટલાક હસતા હસતા જવા લાગ્યા. કોઈ રુદન કરતા હતા, તેઓની પાસે કેટલાક રોતા રોતા જવા લાગ્યા; અને કોઈ અન્યને પીડા કરતા તેમને કેટલાક ઉશ્કેરતા ઉશ્કેરતા પાસે જવા લાગ્યા. આવી રીતે વાનરોનું સઘળું સૈન્ય ઉન્મત્ત થઇ ગયું હતું. એ સેનામાં કોઈ પણ પ્રમત્ત તથા ગર્વિષ્ઠ થયા વિનાનો ન હતો.[૧૮–૧૯]

પછી વનને આ પ્રમાણે ભેળી નાખેલું જોઈ તથા પુષ્પ અને પત્ર તોડી નાંખેલાં જોઇને, દધિમુખ રક્ષપાળે કોપ કરી સઘળા વાનરોને તેમાંથી હાંકી કાઢવા માંડ્યા; પરંતુ ઉન્મત્ત થઈ ગયેલા સર્વે વાનરોએ તેનો અનાદર કર્યો. તે જોઈ તે વનનું રક્ષણ કરનાર વૃદ્ધ દધિમુખ વાનરે આ કપિઓથી વનનું રક્ષણ કરવાનો વિચાર કર્યો.[૨૦–૨૧] તેણે લગાર પણ ભય પામ્યા વિના કેટલાક વાનરોને પરુષ વચનો કહ્યાં, કોઇને હળવે હાથે લપડાકો મારી, તો કોઇની સાથે તકરાર પણ કરી અને કોઇને સમજણ આપી શાન્ત પાડવા માંડ્યા.[૨૨] પરંતુ મદથી અપ્રતિવાર્ય બળવાળા વાનરો, દધિમુખ બળાત્કારે તેઓને વારતો હતો ત્યારે નિર્ભય થઈ, રાજ્યદ્રોહનો ભય ન રાખતાં, તેને પકડી ઘસડવા લાગ્યા; અને મદના વેગથી તેને નખવડે ઉઝરડા ભરવા માંડ્યા; કોઇએ તો વળી બચકાં પણ ભર્યાં અને કોઇએ ગડદા તથા પાટુનો તેને પ્રહાર કર્યો. આ પ્રમાણે ઉન્મત્ત થયેલા તે વાનરોએ મધુવનને તદન ઉજ્જડ—ફળ પુષ્પ વિનાનું કરી નાંખ્યું.[૨૩–૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૬૨ મો
## મધુવન પ્રવેશ

વાનરોના પ્રધાન હનૂમાને તે વાનરોત્તમોને કહ્યું: "હે વાનરો! તમે અવ્યગ્ર ચિત્તે મધુપાન કરો.[1] તમોને અટકાવવાને જે આવશે, તેને હું ખાળી રાખીશ." હનૂમાનનું તે વચન સાંભળીને વાનરપ્રવર અંગદ પ્રસન્ન થઇને બોલ્યો કે,[2] "હે વાનરો! તમે મધુપાન કરો; કારણ કે કૃતકાર્ય હનૂમાનનું વચન તો મારે અકાર્ય હોય તો પણ કરવા યોગ્ય છે, તો પછી આ કરવું પડે, એમાં શું આશ્ચર્ય છે?" વાનરશ્રેષ્ઠોએ અંગદના મુખથી એવાં વચન સાંભળીને, "ઘણું સારું, ઘણું સારું," એમ કહ્યું અને પ્રસન્ન થઈ તેઓએ અંગદનું પૂજન કર્યું. વાનરશ્રેષ્ઠ અંગદનું પૂજન કરયા પછી સર્વે વાનરો નદીનું પૂર* જેમ સમુદ્રમાં જાય તેમ મધુવનમાં પેઠા. મૈથિલીને હનૂમાને જોઈ છે, તે જાણીને આનંદ પામેલા વાનરો, અંગદની આજ્ઞાથી પોતાની શક્તિથી રક્ષકોને કહાડી મૂકીને મધુવનમાં પેઠા અને મધુપાન કરવા તથા સ્વાદિષ્ટ ફળોને તોડી ખાવા મંડી પડ્યા.[3-7] જ્યારે તેઓ મધુવનમાં મધુ તથા ફળાદિના ભક્ષણમાં આસક્ત થયા હતા ત્યારે તેઓને પકડવાને માટે જે જે રક્ષકો આવ્યા, તેમને તેઓએ અનેક પ્રકારે માર મારી હાંકી કાઢ્યા.[8]

વનમાં ઉજાણી મંડાઈ ને ઠામ ઠામ કપિઓ રંગ ઉડાવવા લાગ્યા. કેટલાક વાનરોએ મધુ એકઠું કરી, એકેક દ્રોણભર† મધુ પીધું; અને કેટલાક તો ટોળાંબંધ બેસી તેનું મનમાન્યું પાન કરતા હતા.[9] કેટલાક તો મધુનો નાશ કરવા મંડી પડ્યા, કેટલાક પીવા લાગ્યા અને કેટલાક મધુના જેવા પીળા રંગના વાનરો, અર્ધા પીધેલાં મધુપાત્ર, એક બીજા ઉપર ઢોળવા લાગ્યા. કેટલાક વાનરો ખાલી મધુપાત્ર, ઉન્મત્ત થઇને એક બીજા ઉપર ફેંકતા હતા, ત્યારે કેટલાક બીજા વાનરો, વૃક્ષના મૂળ આગળ તેની શાખા પકડીને હિંચકા ખાતા હતા.[10-11] પછી ઉન્મત્ત વેગવાળા, મધુમત્ત તથા હર્ષ પામેલા વાનરો, મધુપાનના કેફથી પાંદડાં પાથરીને સૂઈ ગયા.[12] કેટલાક મત્ત થઈજવાથી અન્યોન્ય કંઈ કંઈ ફેંકવા લાગ્યા. બીજા કેટલાક અખડાઈ પડવા લાગ્યા અને કેટલાક અતિ આનંદમાં આવી જવાથી મોટા મોટા હોકારા કરવા મંડ્યા.[13] મધુથી મત્ત થયેલા કેટલાક વાનરો, મહીતલ ઉપર લાંબા છટ થઈ પડ્યા; કેટલાક ખડખડાટ હસવા લાગ્યા અને કેટલાક રુદન કરવા મંડ્યા.[14] કોઈ શું કહે ત્યારે કોઈ શું સમજે, એમ ઘણાક બકવા લાગ્યા. વળી દધિમુખના મોકલેલા જે વનપાળો ત્યાં આવેલા હતા તેઓ, ભયંકર વાનરોએ માર મારવાથી દશે દિશામાં નાસી ગયા. એમાંના કેટલાક જાનુથી પીલાઈ ગયા અને કેટલાક તો દેવમાર્ગને જોવા લાગ્યા.[15-16]

મારથી બચેલા કેટલાક વનપાળો, દધિમુખની પાસે ગયા અને તેને કહ્યું કે, "હનૂમાને આજ્ઞા આપવાથી, સર્વ વાનરોએ બળાત્કારે મધુવનનો નાશ કર્યો છે. હે રાજન્! અમને તો તેમણે જાનુ પકડી પકડીને આકાશમાં ઉડાડ્યા હતા અને અપાનદ્વાર દેખાડ્યાં હતાં."[17]

ક્રોધ પામેલા વનરક્ષક દધિમુખે, મધુવનને નાશ કરેલું જોઇને, તે વાનરોનું સમાધાન કર્યું, અને કહ્યું કે, "લ્યો ચાલો, આપણે તે ઉછાંછળા વાનરોની પાસે જઇએ અને બળથી મધુપાન કરતા તેમને અટકાવીએ."[18-19] દધિમુખનું આ વચન સાંભળીને વીર વાનર્ષભો તેની સાથે પુનઃ મધુવનમાં આવ્યા.[20] તે બધાઓની મધ્યે હાથમાં એક મોટું વૃક્ષ લઇને દધિમુખ ચાલતો હતો. સઘળા વાનરો પણ તેની સાથે સાથે વેગથી ચાલતા હતા.[21] બીજા સેવક વાનરો પણ હાથમાં શિલાઓ, પથરા તથા વૃક્ષો લઈ, જ્યાં સર્વ વાનરો હતા ત્યાં દોડ્યા આવ્યા.[22] પેલા વાનરો પણ લઢવાને તૈયાર થયા. તેઓ ક્રોધ પામી જ્યાં દધિમુખ આદિ કપિકુંજરો હતા તે તરફ ચાલ્યા. પરસ્પરને બળથી નિવારણ કરતા તેઓ ક્રોધથી હોઠ પીસતા હતા; અને સામા સામા તિરસ્કાર કરતા દધિમુખ આદિ વાનરો પણ તેઓની સમીપ આવી પહોંચ્યા.[23] દધિમુખને અત્યંત ક્રોધ પામેલો જોઈ તેના અનુયાયી વાનરોએ હનૂમાન્ વગેરે વાનરોના ઉપર એકદમ ધસારો કર્યો.[24] પણ કોપ પામેલા અંગદ કુમારે હાથમાં વૃક્ષ લઈ, સામા આવતા મહાબળવાન્ દધિમુખને પોતાની બાથમાં પકડી લીધો; અને પોતે મધુપાનથી મત્ત થયો હતો, તેથી આ મારા કાકા સુગ્રીવનો મામો થાય છે, માટે પૂજ્ય છે—એનો કશો પણ વિચાર ન કરતાં, દયા લાવ્યા વિના તેણે દધિમુખને પૃથ્વીપર પાડી ખૂબ પીસ્યો.[25-26] આ પ્રમાણે થવાથી તેના હાથ, મુખ

* મૂળમાં 'નદીનો વેગ જેમ ઝાડ પાસે જાય' તેમ છે, પરન્તુ તેમ ન જોઇએ. 'નદીનો વેગ ધસમસ્યો સાગરમાં જાય' એ મૂળ કરતાં વધારે અનુરૂપ ઉપમા છે.

† એક દ્રોણ એટલે માપમાં ૬૪ રતલ થાય છે.

અને જંઘા ભાંગી ગયાં અને કપિકુંજર દધિમુખ લોહિ-લુહાણુ થઈ ગયો. તે ક્ષણવાર મૂર્છા ખાઈ પડ્યો.[૨૭] પછી વાનરોના મારથી બચી તે કેટલીકવારે સાવધાન થયો; અને એકાન્તમાં જઈ પોતાના અનુયાયીઓને કહેવા લાગ્યો કે, "ચાલો, આપણે આપણો વિશાળ ગ્રીવાવાળો સ્વામી સુગ્રીવ, જે રામની સાથે રહે છે ત્યાં જઈએ,[૨૮-૨૯] અને તે આપણા રાજાને આ અંગદનો સર્વ દોષ કહી સંભળાવીએ. આપણો રાજા ઘણો ક્રોધી છે તેથી આપણાં વચન સાંભળી, સર્વે વાનરોનો નાશ કરશે.[૩૦] દેવોને પણ દુરાસદ તથા બાપદાદાના વખતનું આ મધુવન સુગ્રીવને ઘણું જ પ્રિય છે—જો કે આ વાનરો તેના સુહૃદ્ છે, છતાં મધુના લોભી તથા જેઓનો કાળ પાસે છે તે સર્વને—સુગ્રીવ દંડ દઈ મારી નાંખશે જ.[૩૧-૩૨] રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા આ દુરાત્મા વાનરોને જ્યારે હું બંધનમાં નખાવીશ ત્યારે જ મારા જીવને ઠંડક વળશે."[૩૩]

આ પ્રમાણે વનના રક્ષક વાનરોને કહી, મહાબળ દધિમુખ તેમની સાથે ચાલતો થયો.[૩૪] તે નિમેષ માત્રમાં, બુદ્ધિમાન્ સૂર્યપુત્ર સુગ્રીવ જ્યાં હતો ત્યાં આવી પહોંચ્યો.[૩૫] રામ, લક્ષ્મણ તથા સુગ્રીવને બેઠેલા જોઈ, જ્યાં સમાન પૃથિવીવાળો ભાગ હતો ત્યાં તે આકાશમાંથી હેઠે ઉતર્યો.[૩૬] આકાશમાંથી ઉતર્યા પછી મધુવનરક્ષક દધિમુખે પોતાના અનુયાયીઓ સાથે દીન મુખ કરી, હાથ જોડી સુગ્રીવનાં બે ચરણમાં માથું નમાવ્યું.[૩૭-૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૩ મો
## સીતાશોધ સૂચન

મસ્તક નમાવીને પડેલા તે વાનરને જોઇને તલપાપડ થતો વાનરશ્રેષ્ઠ સુગ્રીવ, આ પ્રમાણે વાક્ય બોલવા લાગ્યો;[૧] "ઉઠ, તું કેમ મારા પગમાં પડ્યો છે? હું તને અભય આપું છું, માટે જે સત્ય હોય તે કહે.[૨] તને કોનાથી ભય ઉત્પન્ન થયો છે! તે સર્વ તું મને કહે. હે વાનર! મધુવનમાં તો સર્વ કુશળ છે ને? હું તે સાંભળવા ઇચ્છું છું."[૩]

આ પ્રમાણે મહાત્મા સુગ્રીવથી આશ્વાસન થયા પછી, મહાપ્રાજ્ઞ દધિમુખ બેઠો થયો, અને બોલ્યો:[૪] "હે રાજન્! વૃદ્ધ ઋક્ષે, તેં કે વાલિએ પણ પૂર્વે જે વનનો નાશ કર્યું નહોતું તે મધુવન, આજ આપણા વાનરોએ નાશ કર્યું છે.[૫] આ સર્વે વનચરોની સાથે હું તેઓને વારી શક્યો નહિ. તેઓએ મારી અવગણના કરી, ને તેઓ સુખે હર્ષથી ફળાદિ ખાય છે અને મધુ પી જાય છે.[૬] એ વાનરો, મારું તથા બીજા સેવકોનું કંઈજ માનતા નથી, અને હે દેવ! મધુવનમાંથી, જે ગમે તે ખાઈ જાય છે અને સર્વ તોડી નાંખે છે. એટલું જ નહિ, પણ ખાતાં વધેલું નાંખી દે છે; વળી વારવા જતાં ભ્રકુટી ચઢાવીને સામા થાય છે.[૭-૮] મારા સેવકોએ તેઓને વારવા માંડ્યા, ત્યારે તેઓએ તેમનો તિરસ્કાર કર્યો. પછી ક્રોધ પામેલા વનપાળોએ તેમને કહાડી મૂકવા માંડ્યા, ત્યારે રાતાં નેત્ર કરીને તેઓએ કેટલાકને હાથથી, અને કેટલાકને ઘુંટણથી પીલી નાંખ્યા; તથા કેટલાકને તો દેવમાર્ગ પણ દેખાડ્યો.[૯] (અર્થાત્ આકાશમાં ઉડાડ્યા.)[૯-૧૧] હે રાજન્! તું સ્વામી છતાં આ રીતે તેઓએ શૂર વાનરોને મારી નાંખ્યા અને હવે ઇચ્છા પ્રમાણે મધુવનને પણ ખાઈ જાય છે. (એ બહુ ખોટું થયું છે!)"[૧૨]

આ પ્રમાણે તે રાજા સુગ્રીવને મધુવનનું વૃત્તાન્ત વિજ્ઞાપન કરતો હતો તે સાંભળીને, શત્રુને હણનાર લક્ષ્મણે, સુગ્રીવને પૂછ્યું કે—"હે રાજન્! આ દુઃખિયારો કોણ છે? અને તે તને આ પ્રમાણે દીન થઈને શું નિવેદન કરે છે?"[૧૩-૧૪] મહાત્મા લક્ષ્મણે આમ પૂછતાં, વાક્યવિશારદ સુગ્રીવે, લક્ષ્મણને કહ્યું; "હે આર્ય લક્ષ્મણ! આ વીર દધિમુખ મારો મામો છે અને તે કહે છે કે, 'અંગદના નાયકપણાં નીચેના વાનરોએ, મધુવનનું ભક્ષણ કર્યું છે.'[૧૫-૧૬] માટે હે લક્ષ્મણ! હું ધારું છું કે, તેઓ કાર્ય સિદ્ધ કરીને આવેલા છે. જો કાર્ય સિદ્ધ ન થયું હોય તો, તેઓ રાજાની આજ્ઞા વગર ન કરવાનું કાર્ય કરે, એમ સંભવે જ નહિ.[૧૭] તેઓએ વારવા છતાં માન્યું નહિ અને કેટલાકને તેઓએ મારી નાંખ્યા. વળી બળવાન્ દધિમુખની પણ તેમણે અવગણના કરી; આ દધિમુખને તે વનનો રક્ષક મેં પોતે નીમેલો છે તેને ગણકાર્યો નહિ. માટે તેમણે દેવીને જોઈ છે, એ નિશ્શંક છે અને તે પણ હનૂમાને જ જોઈ હશે;[૧૮-૧૯] કારણ કે હનૂમાન જ કાર્યસિદ્ધિમાં અને કારણ જાણવામાં એક્કો છે, બીજો કોઈ નથી.[૨૦] એનામાં વીર્ય, વ્યવસાય, રાજનીતિનું જ્ઞાન અને બુદ્ધિબળ છે. વળી જામ્બુવાન્ અને અંગદ જ્યાં નેતા હોય અને હનૂમાન્ અધિષ્ઠાતા હોય ત્યાં કાર્યની ગતિ અન્યથા થાય જ નહિ. અંગદનાં ઉપરીપણાં ની-

એના, દક્ષિણ દિશામાંથી આવેલા વાનરોએ, હર્ષમાં આવી જઈને મધુવનનો નાશ કર્યો, રક્ષકોને ગણ્યા નહિ અને કેટલાકને જાનુતળે કચરી નાંખ્યા, એ સર્વ મને કહેવા માટે, આ ખ્યાતવિક્રમ દધિમુખ મામા સાહેબ અત્રે આવેલ છે.[૨૧-૨૫] હે સૌમિત્રે! તું તત્ત્વથી જો કે, તેમણે સીતાદેવીની શોધ કહાડેલી છે જ. હે પુરુષોત્તમ! જો તેમ ન હોય તો તેઓ આનંદ પામે નહિ અને આટલો બધો ઉન્માદ પણ કરે નહિ. માનો ન માનો પણ તેમણે વૈદેહીને જોઈ જ છે."

કાનને પ્રિય લાગે તેવાં સુગ્રીવનાં વચન સાંભળીને, રામ લક્ષ્મણ અત્યંત આનંદ પામ્યા.[૨૬-૨૮] દધિમુખના મુખથી આનંદ પામવા જોગ વૃત્તાંત જાણી, સુગ્રીવરાજ, મધુવનના તે રક્ષકને કહેવા લાગ્યો કે–"કાર્યસિદ્ધ કરીને આવેલા વાનરોએ જે ખાધું પીધું, તેથી હું પ્રસન્ન થયો છું.[૨૯-૩૦] હવે તું પાછો મધુવનમાં જા અને તેનું રક્ષણ કર અને ત્યાં જઈને હનુમાનના પ્રધાનપણાં નીચેના તે સર્વે વાનરોને શીઘ્ર અહિયાં મોકલ;[૩૧] કારણ કે સિંહ જેવા દર્પી અને સિદ્ધઅર્થી નાયક હનુમાનના મુખથી હું અને રાઘવ બન્ને સીતાની શોધમાં તેણે શું કર્યું, તે સાંભળવા ઇચ્છીએ છીએ."[૩૨] પછી સંતોષથી પ્રફુલ્લ નેત્રવાળા અને પરમ આનંદ પામેલા તે રાજકુમારોને જોઇને વાનરેશ્વર સુગ્રીવને રુવે રુવે હર્ષ વ્યાપ્યો અને કાર્યસિદ્ધિ જાણે થઈ જ ગઈ હોય, તેમ અપાર આનંદિત જણાયો.[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૬૪ મો

### રામસમાગમ

સુગ્રીવે એ પ્રમાણે કહ્યા પછી, પ્રસન્ન થયેલો દધિમુખ, રામ, લક્ષ્મણ અને સુગ્રીવને અભિવંદન કરીને, શૂરવીર વાનરોની સાથે આકાશમાં ઉડ્યો.[૧-૨] જેવા વેગથી તે પ્રથમ આવ્યો હતો, તેવા જ વેગથી તે આકાશમાં ગમન કરવા લાગ્યો અને મધુવન આવતાં જ આકાશમાંથી ભૂમિ ઉપર ઉતરી પડ્યો.[૩] તેણે મધુવનમાં પ્રવેશ કર્યો. મધુનો પેશાબ કરતા, ઉદ્ધત, મદ રહિત અને હર્ષ પામેલા વાનરોને તેણે મધુવનમાં દોડાદોડી કરતા દીઠા.[૪] પછી વીર દધિમુખ હાથજોડીને તેમની પાસે ગયો અને આનંદ પામતાં પામતાં તેણે અંગદને કહ્યું: "હે સૌમ્ય! આ વનરક્ષકોએ તમને અટકાવ્યા, તે માટે તમારે ક્રોધ કરવો નહિ; કારણ કે અજ્ઞાનથી જ તેમણે તમને અટકાવ્યા છે.[૫-૬] હે મહાબળ! દૂરથી આવેલા તમે થાકી ગયેલા છો,–ભલે ખાઓ પીઓ ને ગમ્મત કરો. આ મધુ તમારું જ છે તો તેનો આનંદથી ઉપભોગ કરો. તું યુવરાજ હોવાથી આ વનનો સ્વામી પણ તું જ છે.[૭] મારા સેવકોએ અજ્ઞાનપણાથી પ્રથમ ક્રોધ કર્યો, તેને માટે તારે ક્ષમા આપવી. હે હરિસત્તમ! પૂર્વે જેમ તારો પિતા વાનરોનો રાજા હતો, તેમ હાલ તું અને સુગ્રીવ હરિયૂથના રાજા છો, બીજો કોઈ નથી. હે અનઘ! મેં તારા કાકા પાસે જઈને સર્વે વાનરો આવ્યાના તથા આ વનને નાશ કર્યાના સમાચાર કહ્યા, તે સાંભળી તે ક્રોધ પામ્યો નહિ, પણ ઉલટો પ્રસન્ન થયો છે. વળી મુદિત મને, રામે પણ મને કહ્યું કે, "તું ત્યાં જા અને સર્વે વાનરોને સત્વર મારી પાસે મોકલ."

દધિમુખ વાનરનું તે વચન સાંભળીને, વાનરશ્રેષ્ઠ અને વાક્યવિશારદ અંગદે, સર્વે વાનરોને કહ્યું કે–"હે વાનરો! આ દધિમુખ, આનંદથી જે વાત કરે છે, તેથી હું એવું અનુમાન કરી શકું છું કે, રામે આપણા વર્તમાન જાણ્યા છે.[૮-૧૩] હે શત્રુદમન! કાર્ય કર્યા છતાં આપણે અહિં રઝળીએ છીએ તે સારું નહિ.[૧૪] હે પરાક્રમીઓ! તમે હવે મનમાનતી રીતે મધુપાન કરેલું છે. હવે કંઈ બાકી નથી. માટે આપણે જ્યાં મહાત્મા સુગ્રીવ છે ત્યાં સત્વર જવું જોઇએ.[૧૫] તમે બધા વાનરો એકત્ર થઇને મને જેમ કહેશો, તેમ કરવાને માટે હું તત્પર છું. હું યુવરાજ છું તોપણ તમોને આદેશ કરવા સમર્થ નથી; કારણ કે કાર્ય સિદ્ધ કરવાથી આનંદ પામેલા તમે નિંદા કરવા યોગ્ય નથી."[૧૬-૧૭] અંગદનું આવું નમ્ર વચન સાંભળીને, સઘળા વાનરો આનંદ પામીને બોલ્યા:[૧૮] "હે વાનરશ્રેષ્ઠ! હે રાજન્! સમર્થ હોવા છતાં આવાં (તારા જેવાં) વચનો બીજો કયો પુરુષ બોલે? ઐશ્વર્યના મદથી મત્ત થયેલા સર્વે 'હું' જ છું એમ માને છે. પણ આ તારું વચન ઘણું યોગ્ય છે. આ તારો વિનય આગળ ઉપર થનારી તારી મહત્તા બતાવી આપે છે.[૧૯-૨૦] અમે સર્વે તૈયાર છીએ અને જ્યાં આગળ હરિગણેશ્વર સુગ્રીવ છે, ત્યાં આગળ જવાને માટે પણ તત્પર થઈ રહેલા છીએ.[૨૧] હે રાજન્! તારી આજ્ઞા વગર કોઇપણ

વાનર કોઇપણ સ્થળમાં જવામાટે એક પગલું પણ ભરવાને સમર્થ નથી, એ સત્ય માન."[૨૨] તેઓનું વચન સાંભળીને, અંગદે કહ્યું: "ઠીક. ત્યારે ચાલો, આપણે ત્યાં જઇએ." એમ કહેતાં જ તે પ્રથમ આકાશમાં ઉડ્યો. અંગદની પાછળ સર્વે વાનરો પણ ઉડ્યા; જ્યારે તે સર્વે આકાશમાં ગમન કરવા લાગ્યા ત્યારે જાણે યન્ત્રમાંથી છોડેલા પથ્થરના ગોળા હોય તેવા દેખાતા હતા.[૨૩-૨૪] અંગદ અને હનુમાનને આગળ કરીને તે વાનરો આકાશમાં વાયુએ પ્રેરેલો મેઘ હોય, તેમ મોટી ગર્જનાઓ કરતા ગમન કરતા હતા. જ્યારે અંગદને પાસે આવેલો જોયો ત્યારે શોકથી સંતપ્ત અને કમળ સમાન નેત્રવાળા રામને, સુગ્રીવ કહેવા લાગ્યો: "હે રામ! તું શાન્ત થા; તારું કલ્યાણ થશે. કારણ કે સીતાદેવીની શોધ મળી છે, એમાં સંશય નથી.[૨૫-૨૭] હે શુભદર્શન! પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા વગર આ વાનરો અહિં આવે તેવા નથી અને આ અંગદનો અપાર હર્ષ પણ મને તેની ખાતરી આપે છે.[૨૮] કાર્ય સિદ્ધ થયું ન હોય તો યુવરાજ અંગદ અને વાનરોમાં શ્રેષ્ઠ એવો હનુમાન્ મારી સામે આવે જ નહિ.[૨૯] કાર્ય ન થયું હોય તો કદાપિ બીજા વાનરો, વાનર સ્વભાવાનુસાર એમ કરે; પણ યુવરાજ અંગદ તો તેમ ન જ કરે. તે તો દીન મુદ્રાવાળો થઈ ગયો હોય તથા દેખાવથી પણ ભ્રમિત અને ઉદાસ થઈ ગયો હતો.[૩૦] તેમ વળી પિતા અને પિતામહના વારાથી ચાલતું આવેલું મારું સુન્દર મધુવન, વાનરોએ સીતાદેવીને ન જોઈ હોય તો કદી તેઓ ઉજ્જડ કરે નહિ.[૩૧] હે રામ! કૌશલ્યા ઉત્તમ ભાગ્યવાળાં અને સુપ્રજા છે (કે તારા જેવા યશસ્વી તેજસ્વી તેમને પુત્ર છે). હે સુવ્રત! તું ધીરજ રાખ અને શાન્ત થા; કારણ કે હનુમાને જ દેવીને જોઈ હોય, એમ મને લાગે છે.[૩૨] આ કાર્ય સિદ્ધ કરવામાં હેતુરૂપ તેના જેવો બીજો નથી; કેમકે, હે રામ! હનુમાનમાં કાર્ય સિદ્ધ કરવાની શક્તિ અને બુદ્ધિ, એ ઉભય ગુણો વસેલા છે.[૩૩] વળી હનુમાનમાં કાર્યનો નિશ્ચય, શૌર્ય અને રાજનીતિશાસ્ત્રનું જ્ઞાન પણ છે. જ્યાં જામ્બવાન્, હરીશ્વર અંગદ અને હનુમાન્ સેનાની હોય, ત્યાં કાર્ય પાર ન પડે, એ સંભવતું જ નથી. હે પરાક્રમી! હવે તારે ચિન્તાનો ત્યાગ કરવો.[૩૪-૩૫] જો, ગર્વવાળા, ઉન્નત મનવાળા અને હર્ષ પામેલા પેલા વાનરો એકઠા થઇને અહિં આવે છે. જો તેમણે કાર્ય સિદ્ધ કર્યું ન હોય તો આ પ્રમાણે હર્ષ પામી આકાશ ગજાવે નહિ.[૩૬] મધુવનના ભંગથી અને મધુપાનથી મને ખાતરી થાય છે કે, તેમણે કાર્ય સિદ્ધ કર્યું છે જ."

પછી હનુમાનના કાર્યથી ગર્વ પામેલા અને મુદિત થયેલા સર્વે વાનરો, કિષ્કિંધા નગરની પાસે આવી પહોંચ્યા અને કાર્યસિદ્ધિસૂચક કિલિ કિલિ શબ્દ કરવા લાગ્યા.[૩૭-૩૮] પછી વાનરોમાં શ્રેષ્ઠ સુગ્રીવ, વાનરોનો આનંદધ્વનિ સાંભળીને બહુ આનંદ પામ્યો. તેણે પોતાનાં પુચ્છને લાંબું કર્યું.[૩૯] તુરત જ પ્રસન્ન થયેલા વાનરો, રામદર્શનમાટે હનુમાન્ તથા અંગદને આગળ કરીને રામની પાસે આવ્યા.[૪૦] તેમના આનંદનો પાર ન હોતો. તેઓએ અંગદને આગળ કરી, રામની પાસે આવીને તેને પ્રણામ કીધા; અને મહાબાહુ હનુમાને પોતાનું મસ્તક રામનાં ચરણમાં મૂકીને નિવેદન કર્યું કે—"મહારાજ! શીલસંપન્ન દેવી સીતાનાં મેં દર્શન કીધાં છે ને તે સર્વ વાતે કુશળ ક્ષેમ છે."[૪૧-૪૨] "મેં સીતાનાં દર્શન કીધાં" એવાં હનુમાનનાં અમૃતતુલ્ય વચનો સાંભળીને, રામ લક્ષ્મણ અપાર આનંદ પામ્યા.[૪૩] અને હનુમાન્ ઉપર આસ્થાવાળા સુગ્રીવને, લક્ષ્મણ પ્રસન્ન થઈ બહુ માનની નજરે જોવા લાગ્યો, તેમ શત્રુદમન રામ, ગળાગળા થઇને બહુ મોટાં માનથી હનુમાન્પ્રતિ જ દૃષ્ટિ કરી રહ્યા.[૪૪-૪૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૫ મો

### સીતાવૃત્તાન્ત કથા

વિચિત્ર વનવાળા પ્રસ્રવણ પર્વતમાં જઇને તથા મહાબળવાન્ રામ તથા લક્ષ્મણને શિર નમાવીને, અને યુવરાજને આગળ કરીને હનુમાને સુગ્રીવને અભિવંદન કર્યું; પછી સીતાનો સ્થિતિવૃત્તાંત કહેવાનો આરંભ કર્યો.[૧-૨] હનુમાને પ્રથમ રાવણના રણવાસમાં શોધેલી, રાક્ષસીઓથી તિરસ્કાર પામતી, રામમાં અનુરાગવાળી તથા નિયમ કરીને રહેલી સીતાની દશાનું આખ્યાન રામ લક્ષ્મણ આગળ કહ્યું. સીતાના તે સમાચાર સાંભળ્યા પછી, રામે પૂછ્યું કે—"દેવી સીતા ક્યાં આગળ છે? અને મારામાં તે કેવો સ્નેહ રાખે છે? હે વાનરો! વૈદેહી સંબંધી તે સઘળું તમે મને યથાર્થ કહો.[૩-૫] રામનાં એવાં વચન સાંભળીને, વાનરોએ સીતાનું વૃત્તાન્ત જાણનારા હનુમાનને રામસાન્નિધ્ય જવાને માટે પ્રેરણા કરી.[૬] તેઓનો આગ્રહ જોઈને

બોલવે ચતુર પવનકુમાર હનૂમાને, જે દિશામાં સીતા દેવીનો વાસ હતો, તેણી તરફ મસ્તક નમાવ્યું.[૭] પછી સીતાદર્શનવૃત્તાંત કહેવા માંડ્યું. પ્રથમ હનૂમાને પેલો ચૂડામણિ, જે કાંચનમાં જડેલો હતો અને પોતાના તેજથી પ્રકાશિત હતો, તે, પ્રણામ કરીને રામના હાથમાં આપ્યો અને પછી કહ્યું:–

"મહારાજ! સો યોજનવાળા સમદ્રનું ઉલ્લંઘન કરીને સીતાદેવીને શોધવાને માટે હું લંકાનગરીમાં ગયો હતો. દુરાત્મા રાવણની એ લંકાનગરી દક્ષિણ સાગરના સામા તીર ઉપર આવેલી છે. ત્યાં રાવણના અંતઃપુરમાં મેં સીતા દેવીને દીઠી છે.[૮–૧૧] હે રામ! સીતાદેવી પોતાનો મનોરથ તારામાં રાખીને જ જીવે છે. વિરૂપ રાક્ષસીઓ તેનું રક્ષણ કરે છે. એ રાક્ષસીઓ વારંવાર સીતા દેવીને ભય પમાડે છે.[૧૨] મેં એવી અવસ્થામાં દેવીને જોઈ છે. હે વીર! સુખ ભોગવવાને યોગ્ય સીતા, તારા વગર ત્યાં દુઃખ પામે છે.[૧૩] રાક્ષસીઓથી રક્ષિત થયેલી દેવી સીતા, રાવણના અંતઃપુરમાં ગોંધાયલી છે. તારા વિયોગને લીધે તે એક વેણી બાંધે છે અને અત્યંત દીન થઈ ગઈ છે.[૧૪] હેમંતઋતુમાં જેમ કમલિની વિવર્ણ થઈ જાય છે, તેમ સીતા દેવી પણ ભૂમિશયનથી વિવર્ણ થઈ ગયેલી છે. તેનું મન રાવણમાં જરા જેટલું પણ નથી અને કંઈ પણ વિશેષ સંકટ આવે તો મરવાનો નિશ્ચય જ દેવીએ કીધો છે.[૧૫] મેં મહાપ્રયત્ને તેને શોધી કહાડી હતી. હે રામ! એનું ચિત્ત તારામાંજ ચોંટેલું છે. હે અનઘ! ઇક્ષ્વાકુ વંશના ગુણ ગાતાં ગાતાં મેં એને ધીરજ આપી હતી.[૧૬] હે નરશાર્દૂલ! ધીરે ધીરે વિશ્વાસ ઉત્પન્ન કર્યા પછી, મેં એની સાથે વાત કરી હતી અને તેમ કરતાં હું શા માટે લંકામાં આવેલો છું, તે પણ જણાવ્યું હતું.[૧૭] રામ અને સુગ્રીવને મૈત્રી થઈ છે, તે વાત જાણી દેવી બહુ પ્રસન્ન થઈ છે. તેનું શીયલવ્રત તથા સ્વામીભક્તિ તારામાંજ સ્થિર થયેલાં છે.[૧૮] હે મહાબાહો! આ પ્રમાણે ઉગ્ર તપવડે તારી ભક્તિ કરતી સીતા દેવીને મેં જીવતી જોઈ છે.[૧૯]

"હે મહામતિ! ચિત્રકૂટમાં જે વાયસવૃત્તાન્ત બન્યું હતું, તે તેણે મને અભિજ્ઞાનમાટે કહેલું છે.[૨૦] વળી તેણે મને કહ્યું છે કે, 'હે વાયુપુત્ર! તેં જે જે અત્રે જોયું છે, તે સર્વ તું ત્યાં જઇને રામને કહેજે અને સાવધાનીથી સાચવી રાખેલો આ ચૂડામણિ પણ, તું, સુગ્રીવસહિત તે જ્યાં બેઠા હોય, ત્યાં જઇને એમને આપજે.[૨૧–૨૨] યત્નથી રક્ષિત કરેલો, આ ચૂડામણિ હું, તેમને માટે જ મોકલું છું અને એ આપતાં વળી કહેજે કે–'મનઃશિલનું તમે મને તિલક કર્યું હતું, તે સાંભરે છે?'[૨૩]

"હે અનઘ! દેવીએ મને કહ્યું કે, 'જળથી ઉત્પન્ન થયેલો આ મણિ મેં તને આપ્યો અને તેં આપેલી અંગુઠી લઇને, દુઃખમાં જેમ તને જોઇને હમણાં આનંદ પામું છું, તેમ એને જોઇને આનંદ પામીશ.'[૨૪] વળી તેણે કહાવ્યું છે કે, 'હે દશરથનંદન! માત્ર એક માસ સૂધી જ હું હવે જીવિત ધારણ કરીશ. રાક્ષસોને વશ પડેલી હું એક માસથી વધારે જીવવાની નથી.'[૨૫] આ પ્રમાણે તે રાવણના રણવાસમાં પીડાય છે. મહાદુઃખે ધર્મ પાળતી, હરણના જેવાં નેત્રવાળી કૃશાંગી સીતાએ આ પ્રમાણે સંદેશો કહાવ્યો છે.[૨૬] હે રામ! આ રીતે ઈત્થંભૂત વૃત્તાન્ત મેં તને કહ્યો છે. પણ હવે તને યોગ્ય લાગે તે પ્રકારે સમુદ્ર તરવાનો ઉદ્યોગ કર."[૨૭]

વાયુપુત્ર હનૂમાને જોયું કે આ સર્વ વૃત્તાન્તથી તે બન્ને રાજપુત્રોને ધૈર્ય આવ્યું છે, એટલે ચૂડામણિ રામને આપ્યા પછી જે જે વૃત્તાન્ત બન્યો હતો, તે સર્વ અથેતિ કહેવા માંડ્યો.[૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૬ મો

## ચૂમડાણિ

હનૂમાનને મોઢેથી એ પ્રમાણે વૃત્તાન્ત સાંભળી, રામ અને લક્ષ્મણ તે ચૂડામણિને હૃદયની સાથે ચાંપીને રોવા લાગ્યા.[૧] તે ઉત્તમ મણિ જોઇને, શોકથી કૃશ થયેલા રાઘવનાં નેત્ર, આંસુથી ભરાઈ આવ્યાં. પછી તે સુગ્રીવને આ પ્રમાણે કહેવા લાગ્યા:[૨] "હે સુગ્રીવ! વત્સ ઉપર પ્રીતિવાળી ગાયનાં સ્તન જેમ વત્સને જોઇને ઝરવા માંડે છે, તેમ આ મણિ જોઇને મારું હૃદય પણ ઝરવા માંડે છે.[૩] મારા સસરા જનકરાયે, આ મણિરત્ન અમારાં લગ્ન સમયે શિરોભૂષણાર્થે વૈદેહીને આપ્યો હતો.[૪] આ જળમાં થયેલો અને પૂજાયલો મણિ, યજ્ઞમાં પરમ સંતોષ પામેલા ધીમાન્ ઇન્દ્રે, મારા સસરાને આપ્યો હતો.[૫] હે સૌમ્ય! આ ઉત્તમ મણિને જોઇને, આજ મને મારા પિતા દશરથ અને વિદેહરાજાનું દર્શન થાય છે.[૬] આ મણિ

મારી પ્રિયાના શિર ઉપર રાતદિવસ શોભતો હતો. એનું દર્શન થવાથી તે પ્રિયા મને આજ પ્રાપ્ત થઈ હોય એમ જ લાગે છે."[7] પછી હનૂમાન્ પ્રતિ દૃષ્ટિ કરીને કહ્યું: "હે સૌમ્ય! મૂર્ચ્છિતને જેમ જળવડે છાંટે, તેમ વાણીરૂપી વારિવડે મને છાંટતી વૈદેહીએ વિશેષ શું શું કહ્યું છે? તે તું મને કહે.[8] હે સૌમિત્રે! આ વારિમાંથી ઉત્પન્ન થયેલા મણિને હું વૈદેહી વગર અહિં આવેલો જોઉં છું, એથી તે બીજું શું વિશેષ દુઃખ હોય? જો વૈદેહી એક માસ કહાડશે તો તે બહુ જીવી એમ જ હું માનીશ; કારણ કે, હે વીર! તે શ્યામનેત્રા વગર હું તો હવે એક ક્ષણ પણ જીવી શકીશ નહિ." પુનઃ હનૂમાનને સંબોધી રામે કહ્યું: "હે હનૂમાન્! જ્યાં તેં મારી પ્રિયાને જોઈ હોય ત્યાં તું મને પણ લઈ જા* કારણ કે તેની પ્રવૃત્તિ જાણ્યા પછી તો હું એક ક્ષણ માત્ર પણ રહી શકીશ નહિ.[૯-૧૧] અરે! મારી તે સુશ્રોણી અને ભીરુમાં પણ ભીરુ પ્રિયા, ભય ઉપજાવનારા અત્યંત ઘોર રાક્ષસોના ટોળામાં કેવી રીતે રહી શકતી હશે?[૧૨] શરદ્દૃઋતુના તિમિરમાંથી મુક્ત થયેલો ચંદ્ર, જેમ અંબુદથી આવૃત થતાં શોભતો નથી, તેમ હમણાં તેનું મુખ પણ શોભતું નહિ હોય.[૧૩] હે હનૂમાન્! સીતાએ તને શું શું કહ્યું છે? તે તું મને યથાર્થ કહે. રોગી માણસ જેમ ઔષધથી જીવે છે, તેમ હું પણ તેનાં વૃત્તાન્તશ્રવણથી જ, ખરેખર જીવીશ.[૧૪] હે હનૂમાન્! મારી ભામિની, મધુરી સીતાએ, મધુરાલાપે તને શું કહ્યું છે? તે તું મને કહે. એ વરારોહા, મારા વગર દુઃખથી પીડાયલી કેવી રીતે જીવે છે? તે પણ તું મને કહે."[૧૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૬૭ મો.

### અભિજ્ઞાન કથન-વાયસવૃત્તાન્ત

મહાત્મા રામે, હનૂમાનને એ રીતે પૂછ્યું, ત્યાર પછી હનૂમાને, સીતાનું ભાષિત રામને આ પ્રમાણે કહ્યું:[૧]

"હે પુરુષર્ષભ! ચિત્રકૂટમાં જે પ્રમાણે બન્યું હશે, તે જ પ્રમાણે દેવી જાનકીએ મને સર્વ વૃત્તાન્ત અભિજ્ઞાનને માટે કહેલું છે. એક સમે તારી સાથે જાનકી સુખથી સૂતેલી હતી, ત્યાંથી પ્રથમ ઉઠીને બેઠી, એટલામાં એક વાયસે એકાએક ત્યાં આગળ આવીને તેના સ્તનાંતરમાં ચંચુપ્રહાર કર્યો હતો. ભરતનો મોટો ભાઈ એવો તું જ્યારે દેવીના અંકમાં મસ્તક મૂકીને સુઈ રહેલો હતો, ત્યારે પુનઃ પણ તે પક્ષીએ, દેવીને ચંચુપ્રહાર કરી વ્યથા ઉત્પન્ન કરી.[૨-૪] વળી પુનઃ તે વાયસે દેવીના સ્તનાંતરમાં ચંચુપ્રહાર કર્યો ત્યારે, તેના સ્તનમાંથી લોહી વહેવા માંડ્યું. એ શોણિતના છાંટાથી તું જાગી ઉઠ્યો.[૫] હે પરંતપ! વારંવાર તે વાયસે વ્યથા પમાડેલી દેવીએ, તું કે જે સુખથી સૂતેલો હતો, તેને જાગ્રત કર્યો.[૬] અને હે મહાબાહો! સ્તનાંતરમાં ક્ષતવાળી દેવીને જોઇને, તું સર્પની માફક ક્રોધ પામીને આ પ્રમાણે બોલ્યો હતો:[૭]

"હે ભીરુ! તારા સ્તનપર તને કોણે આમ નખક્ષત કર્યા છે? પાંચ મુખવાળા સરોષ ભુજંગની સાથે કોણ આવી રમત રમે છે?[૮] પછી તેં ચારે તરફ દૃષ્ટિ કરી તો શોણિતથી રંગાયલી ચાંચવાળા એક વાયસને, તેં તારી સામે બેઠેલો જોયો.[૯] પક્ષીઓમાં ઉત્તમ તે વાયસ શક્રનો પુત્ર હતો. તેનાપર તારી દૃષ્ટિ પડી, એટલે પવનના વેગે તે પૃથિવીમાં પેસી ગયો.[૧૦] હે મતિમતાંવર! હે મહાબાહો! પછી તેં તે વાયસના તરફ નેત્ર ફેરવીને ક્રોધયુક્ત દૃષ્ટિ કરી; એટલું જ નહિ પણ દર્ભાસનમાંથી એક સળી કહાડીને તેમાં બ્રહ્માસ્ત્રનો યોગ કર્યો. બ્રહ્માસ્ત્રનો યોગ કરતાં જ તે સળી વાયસપ્રતિ કાલાગ્નિના સમાન જ્વલિત થયેલી દેખાઈ.[૧૧-૧૨] પછી પ્રદીપ્ત થયેલી તે દર્ભની સળીને તેં વાયસના ઉપર ફેંકી, એટલે તે બળતી દર્ભની શળી વાયસની પાછળ પડી.[૧૩] તે વાયસ તો ગભરાઈ ગયો અને સર્વે દેવોમાં ફરી વળ્યો. પણ ભયના માર્યા દેવોએ એનું રક્ષણ કીધું નહિ. ત્રણે લોકમાં ફરવા છતાં પણ તેને કોઇ પણ રક્ષણ કરનાર મળ્યો નહીં ત્યારે, હે અરિંદમ! પુનઃ તે તારે શરણે આવ્યો અને ધરા ઉપર મસ્તક નમાવીને લોટવા લાગ્યો.[૧૪-૧૫] જો કે તે વધ કરવાને યોગ્ય હતો છતાં પણ, હે કાકુત્સ્થ! તેં દયા લાવીને રક્ષણ કર્યું. તારું મૂકેલું બ્રહ્માસ્ત્ર મિથ્યા તો થાય નહિ, હે રાઘવ! તેથી તેં તે વાયસની માત્ર ડાબી આંખ ફોડી. પછી તે વાયસ તને તથા દશરથરાયને નમસ્કાર કરીને, તારી આજ્ઞા થવાથી પોતાના સ્થાનમાં ગયો.

"આ પ્રમાણે વાયસવૃત્તાંત કહીને સીતા દેવીએ કહાવ્યું છે કે, 'હે રાઘવ! આપ તો અસ્ત્ર ધારણ કર-

* આવો જ ભાવ વિક્રમોર્વશીયમાં છેઃ—तामानय प्रियतमां मम वा समीपं नयाशु कलभाषिणी यत्र कान्ता ॥

[illegible] છો, સત્ય સંપન્ન છો અને શીલસંપન્ન પણ છો, તેમ છતાં શા માટે તમે તે અસ્ત્રોનો આ રાક્ષસો ઉપર ઉપયોગ કરતા નથી? હે રામ! તમે વીર્યવાન છો, દાનવ, ગંધર્વ, અસુર કે મરુદ્ગણ એમાંથી કોઈ પણ રણમાં તમારી સામે ઉભો રહેવા સમર્થ નથી, તેથી જો મારે માટે તમને કંઈ પણ આદર હોય, કંઈ પણ પ્રેમ હોય તો અત્યંત નિયમમાં રાખેલાં બાણોવડે આપ શીઘ્ર રાવણ રાક્ષસને હણો. વળી શત્રુને તાપ દેનાર રાઘવના નાનાભાઈ લક્ષ્મણ પણ એમના ભાઈની આજ્ઞા લઈને શા માટે મારું રક્ષણ કરતા નથી? તમે બન્ને બંધુઓ શક્તિમાન્ છો, પુરુષમાં વ્યાઘ્ર સમાન છો, વાયુ અને અગ્નિ સમાન તેજસ્વી છો અને સુરને પણ દુર્જય છો, તેમ છતાં શા માટે તમે મારી ઉપેક્ષા કરો છો? ખરેખર મારું જ કોઈ મોટું દુષ્કૃત હશે, એમાં સંશય નથી.[૧૧–૨૩] નહિ તો સમર્થ એવા તમે બે પરંતપો, શા માટે મારું રક્ષણ ન કરો?'

"આ પ્રમાણે વૈદેહીનાં સુન્દર અને કરુણાળ વચનો સાંભળીને, પુનઃ મેં આર્યાને આ પ્રમાણે કહ્યું કે,–હે દેવિ! હું સત્યના સોગન લઈને તને કહું છું કે, તારા શોકને લીધે રામ કદાપિ અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઈ શકતા નથી.[૨૪–૨૫] રામ દુઃખથી પરાજય પામેલા હોવાથી લક્ષ્મણ પણ પરિતાપ પામે છે. કોઈ પણ પ્રકારે હવે તારાં દર્શન થયાં છે, તો હવે શોચ કરવાનો કાળ નથી.[૨૬] હે ભામિનિ! આ મુહૂર્તમાં જ તું દુઃખનો અંત આવી ગયેલો જોશે. તે બન્ને નરશાર્દૂલ રાજપુત્રો અને પરંતપો, તારાં દર્શન કરવાને ઉત્સુક હોવાથી લંકાને બાળીને ભસ્મ કરી નાંખશે. વળી તે, બાંધવ સહિત રૌદ્ર રાવણને પણ રણમાં રોળશે[૨૭–૨૮] અને હે વરારોહે! પછી રાઘવેન્દ્ર તને પોતાના નગરમાં તેડી જશે. હે અનિંદિતે! હવે તું મને એવી કોઈ નિશાની આપ કે, રામ જેને ઓળખી શકે તથા જે જોતાં જ રામને પ્રીતિ ઉત્પન્ન થાય.'

"હે મહાબળ! મેં આ પ્રમાણે કહ્યા પછી તેણે સર્વે દિશા તરફ જોઈ, આ ઉત્તમ ચૂડામણિ–એક વસ્ત્રમાંથી છોડીને મને આપ્યો. હે રઘુપ્રિય! પછી મેં દેવીને પ્રણામ કરીને આ મણિ બંને હાથે લીધો, અને અત્રે આવવાને માટે ત્વરા કરવા લાગ્યો. જવાને માટે મને ઉત્સાહવાન્ થતો જોઈને, વરવર્ણિની, દીન, અશ્રુપાત કરતી અને ગદ્ગદભાષિણી જનકાત્મજા મારા કૂદવાથી સંભ્રાંત તથા શોકના વેગથી હણાઈને બોલી કે, 'હે મહાકપિ! તું જ ખરેખરો સુભાગી છે,[૨૯–૩૪] કે કમળનેત્ર મહાબાહુ રામને તથા યશસ્વી મારા દેવર લક્ષ્મણને જોવા પામશે.'[૩૫] સીતાનાં તે વચન સાંભળીને, વળી મેં તેને કહ્યું કે–હે જનકનંદિનિ! હે દેવિ! તું ઝટ બેઠી થા અને મારા સ્કંધ ઉપર બેસ.[૩૬] હે અસિતેક્ષણે! ચાલ, સુગ્રીવ તથા લક્ષ્મણ સહિત રામનાં હું તને હમણાં જ દર્શન કરાવું.'[૩૭] પરંતુ દેવીએ મને કહ્યું કે, 'હે મહાકપિ! હું મારી ઈચ્છાથી તારી પીઠપર બેસું, તે ધર્મ ન કહેવાય.[૩૮] હે વીર! જ્યારે મારા અંગને રાક્ષસનો સ્પર્શ થયો, ત્યારે, તે સ્થળમાં હું પરતંત્ર હતી. તે શું કરી શકું?[૩૯] હવે જો હું તારી સાથે આવું તો તે દોષરૂપ ગણાય. માટે હે અરિપુંગવ! હે કપિશાર્દૂલ! જ્યાં તે રાજપુત્રો છે ત્યાં તું જ જા.'

"આ પ્રમાણે મને કહીને, પુનઃ વળી તે મને સંદેશો કહેવા લાગી:[૪૦] 'હે હનુમાન્! સિંહ જેવા રામ લક્ષ્મણને તથા પ્રધાનો સહિત સુગ્રીવને તું કુશળ સમાચાર કહેજે.[૪૧] વળી તે મહાબાહુ રામ, મને આ દુઃખના દરિયામાંથી પાર ઉતારે, એ પ્રમાણે પણ તારે તેમને કહેવું યોગ્ય છે.[૪૨] વળી આ મારા શોકનો તીવ્ર વેગ, અને રાક્ષસોથી થતો મારો તિરસ્કાર, એ સર્વ તું રામની પાસે જઈને ઇત્થંભૂત કહેજે. હે હરિપ્રવર! તારો માર્ગ તને સુખરૂપ નિવડો."[૪૩]

હનૂમાન્ કહે છે–"હે રાજન્! નિયમ પ્રમાણે રહેલી આર્યા, તારી પત્ની સીતાએ, એ રીતે ખેદપૂર્વક મને વચનો કહ્યાં હતાં. માટે જે પ્રમાણે મેં તને કહ્યું, તે પ્રમાણે સીતા દેવી પરમ અને અણીશુદ્ધ કુશળ છે, એમ તું જાણ!"[૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં સડસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૮ મો
## સીતાનો સંદેશ

પાછું હનુમાને સીતાસંદેશનું કથન આગળ ચલાવ્યું:–" હે નરવ્યાઘ્ર! તારાપરના સ્નેહને લીધે તથા સૌહૃદને લીધે મારો સત્કાર કરીને સીતા દેવી પુનઃ કહેવા લાગી:[૧] 'દશરથપુત્ર રામને તું બહુ બહુ પ્રકારે કહેજે કે–રાવણને મારીને મને જલદીથી તેડી જાઓ.'[૨] અને મને કહ્યું કે, 'હે વીર! હે અરિંદમ! જો તારા ધ્યાનમાં આવતું હોય તો એક દિવસ કોઈ સારા ગુપ્ત સ્થાનમાં પાસે રહીને કાલે જજે.[૩] હે વાનર! હું મંદભાગી છું, પણ તું હોવાથી ઘડીભર આનંદ પામું છું અને આ દુઃખને

વિસારું છું.[૪] હે પરાક્રમિ! તારા ગયા પછી તું પુનઃ ક્યારે મળશે? તેની વાટ જોતાં તો હું પ્રાણસંદેહમાં આવી પડીશ.[૫] તારાં અદર્શનથી ઉત્પન્ન થયેલો ભય પણ મને સન્તાપ ઉત્પન્ન કરશે અને ઉપરાચાપરી પડતાં દુઃખથી હું અત્યંત દુઃખભાગિણી થઈ પડીશ.[૬] હે વીર! વળી આ એક મોટો સંદેહ મારા મનમાં ઉત્પન્ન થાય છે કે, તારી સહાય છતાં પણ વાનર અને રીંછ આ અપાર સાગરને શી રીતે તરી શકશે? હે વીર! વાનર અને રીંછનાં સૈન્ય તથા તે બે રાજકુમાર, દુઃખે કરીને પણ તરાય નહિ એવા આ સાગરને શી રીતે તરી શકશે! તે મારાથી સમજાતું નથી.[૭-૮] હે અનઘ! સમુદ્ર તરવાને માટે તો-ગરુડ, વાયુ અને તું-એ ત્રણ જ શક્તિમાન્ છો.[૯] હે વાક્યવિદાંવર! આ અતિ દુસ્તર કાર્યની યોજનામાં કેવી રીતે કામ કરી શકાશે? તે સંબંધી મારા મનનું તું સમાધાન કર.[૧૦] તારા બળનો ઉદય યશ કરનારો છે એટલે તું એકલો પણ આ કાર્ય કરી શકે, પણ રામ સૈન્ય લઈને અહિં આવે અને રાવણની સાથે યુદ્ધ કરી તેને હણે અને પછી તે મને નગરમાં લઈ જાય તો તે જ તેમને પૂર્ણ યશ અપાવનારું છે.[૧૧-૧૨] જે રીતે રાક્ષસોનો રાજા રાવણ મને કપટ કરીને શૂન્ય આશ્રમમાંથી ઉપાડી લાવ્યો છે, તેમ કપટ કરીને રામે મને લઈ જવી યોગ્ય નથી, પણ તેમણે તો લંકાપુરીને ધૂળધાણી કરી તથા રાવણને હણી, પૂર્ણ પરાક્રમનો પ્રકાશ કરીને જ મને તેડી જવી, એ જ યોગ્ય છે.[૧૩-૧૪] હે હનૂમાન્! શત્રુઓને હણનાર એ રામનાં પરાક્રમને યોગ્ય, સંગ્રામમાં તેઓ મને પ્રાપ્ત કરે, એવો જ તું ઉપાય કરજે.'[૧૫]

"અર્થ સહિત નમ્ર અને હેતુયુક્ત એવાં દેવીનાં વચનો સાંભળીને, હે રામ! હું તેમના પ્રતિ બોલ્યો કે,[૧૬] 'હે દેવિ! છલંગ મારનારામાં શ્રેષ્ઠ, વાનર અને રીંછના નાયક સુગ્રીવે, લડીને જ તને છોડાવવાનો નિશ્ચય કરેલો છે.[૧૭] તેની સેવામાં પરાક્રમ, સત્વ બળવાળા, મન અને સંકલ્પના જેવા વેગવાળા, અનેક વાનરો છે.[૧૮] એટલું જ નહિ, પણ જેઓની ગતિ નીચે, ઉંચે, આડી અને અવળી કોઈ પણ દિશામાં જાય, અને કોઈ પણ કર્મ કરવામાં પાછા ન પડે એવા, અને અતુલ બળવાળા વાનરસૈનિકો સુગ્રીવરાજની આજ્ઞાને મસ્તક ઉપર ચઢાવે છે. બળવાન્ અને વાયુના માર્ગમાં ગતિ કરનાર મહાપરાક્રમી તે વાનરોએ, ઘણીવાર આખી પૃથિવીની પ્રદક્ષિણાઓ કરેલી છે, મારા સરખા તથા મારાથી બળવાન્ અને પરાક્રમી વાનરો સુગ્રીવની સેવામાં છે. હે દેવિ! માન કે મારાથી ઉતરતો કોઈ પણ વાનર તેની પાસે નથી.[૧૯-૨૧] સર્વથી ઉતરતો હું જ છું, ને તેથી હું એક લંકામાં આવ્યો છું, તો તેઓ લંકામાં આવે, એમાં સંશય લાવવા જેવું શું છે? હે દેવિ! તું તો જાણે છે જ કે, ઉત્તમ સેવકોને દૂતના કામ ઉપર મોકલવામાં આવતા નથી, પણ નિર્બળ સેવકોને જ તેવાં કાર્ય સોંપવામાં આવે છે.[૨૨] માટે હે દેવિ! તારે એ સંબંધી જરાએ ફીકર કરવી નહિ; એ સંતાપ મનમાંથી કહાડી નાંખ; વાનરસૈન્યના નાયકો, માત્ર એક જ છલંગમાં લંકામાં આવીને ઉભા રહેશે.[૨૩] વળી હે મહાભાગ્યવતિ સીતે! ઉદય પામેલા ચંદ્ર અને સૂર્ય જેવા તે બે રાજકુમારો-રામ લક્ષ્મણ, પુરુષસિંહો પણ મારા સ્કંધ ઉપર બેસીને અત્રે આવશે.[૨૪] અરિંદમ, સિંહસમાન રામને તથા ધનુષ ધારણ કરેલા લક્ષ્મણને તું અલ્પ કાળમાં જ લંકાના દ્વારમાં આવીને ઉભા રહેલા જોશે.'[૨૫]

"વળી નખ અને દાંત જેનાં આયુધ છે એવા, સિંહ અને વાઘના જેવા પરાક્રમી અને હસ્તિઓના જેવા મદોન્મત્ત વાનરોને તું અત્રે થોડા જ સમયમાં આવેલા જોશે.[૨૬] આ લંકાના મલયપર્વતના શિખર ઉપર આવીને ઉભેલા અને મેઘ માફક ગર્જના કરતા વાનરશ્રેષ્ઠોનાં તુમુલ યુદ્ધના શબ્દો તું થોડા જ દિવસમાં સાંભળશે.[૨૭] અને હે સીતે! જેનો વનવાસ-અવધિ પૂર્ણ થયેલો છે એવા શત્રુને દમનાર રામભદ્રને, તું, તારા સહિત અયોધ્યામાં અભિષિક્ત થયેલા પણ અલ્પ કાળમાં જોશે.'[૨૮] પછી હે રામ! તારા વિજોગથી પીડિત છતાં પણ દીન વચન બોલનારી મિથિલાધિપની પુત્રી સીતાને મેં બહુ પ્રિય વચનો બોલીને પ્રસન્ન કરી, જેથી તેને શાન્તિ વળી."[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે સુન્દરકાણ્ડમાં અડસઠમો સર્ગ સંપૂર્ણ.

આદિ કવિ શ્રીવાલ્મીકિવિરચિત

શ્રી

# રામાયણ



## युद्धकाण्ड

श्री

आदि कवि श्रीवाल्मीकि महामुनि प्रणीत

# रामायण

## युद्धकाण्ड



## લંકા અભિયોગ

### સર્ગ ૧ લો

### હનૂમાનની પ્રશંસા

श्लोकः—श्रुत्वा हनूमतो वाक्यं यथावदभिभाषितम् ।
रामः प्रीतिसमायुक्तो वाक्यमुत्तरमब्रवीत् ॥ १ ॥

હનૂમાનના મુખથી સીતાનું વૃત્તાંત સાંભળીને, રામે તેનો પ્રીતિયુક્ત વચનોવડે પ્રત્યુત્તર આપ્યો:[1] "હે વત્સ હનૂમન્! તેં આ સૃષ્ટિમાં બહુ મોટું અને દુર્લભ કાર્ય કરેલું છે. મનથી પણ જે કાર્ય બીજા કોઇથી ન થઈ શકે, એવું આ કાર્ય તેં જ કર્યું છે.[2] ગરુડ, વાયુ કે તારા શિવાય સમુદ્રને તરે, એવો હું કોઈ પણ જોતો નથી.[3] વળી દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, સર્પ, રાક્ષસ ઇત્યાદિથી ન જઈ શકાય એવી, અને વળી રાવણથી રક્ષિત થયેલી લંકાપુરીમાં, પોતાના બળથી પ્રવેશ કરીને જીવતો બહાર આવે એવો, આ જગતમાં કોણ છે? જે વીર્ય અને બળથી હનૂમાન્ જેવો ન હોય, તેનાથી, રાક્ષસોથી રક્ષિત થતી લંકાપુરીમાં પેસવું દુર્લભ જ. અર્થાત્ નબળાપોચાથી તેમાં ન જ પેસાય. તારાં બળ અને પરાક્રમને યોગ્ય, આ કાર્ય કરીને, હે હનૂમન્! તેં સુગ્રીવ પ્રત્યેનો તારો સેવકધર્મ યથાર્થ બજાવ્યો છે.[૪-૬] જે સેવક, સ્વામીએ સોંપેલાં દુષ્કર કાર્ય કરતાં, (તે કાર્યને બાધ ન કરે તેવું) અન્ય કાર્ય પણ કરે છે, તે સેવક ઉત્તમ ગણાય છે.[૭] સ્વામીએ મોટું કાર્ય સોંપેલું હોય, પોતે સમર્થ હોય, તથાપિ જે પુરુષ પોતાના સ્વામીને પ્રિય હોય તેવું ચડિયાતું કાર્ય કરતો નથી, તેને ડાહ્યા પુરુષો મધ્યમ સેવક ગણે છે.[૮] અને સ્વામીએ આજ્ઞા આપી હોય અને જાતે (કાર્ય કરવા)

સમર્થ હોય તો પણ, જે માણુસ કહેલું કાર્ય પણ કરતો નથી, તે અધમ ભૃત્ય ગણાય છે.[૯] એ પ્રમાણે હનૂમાનને જે કાર્ય સોંપવામાં આવ્યું હતું, તે કરતાં વિશેષ તેણે કાર્ય બજાવ્યું છે અને સુગ્રીવને સંતોષ આપી અને શત્રુના પુરમાં જવા છતાં વિજય કરી પાછો આવ્યો છે (એ વધારે). માટે તે ઉત્તમ ભૃત્ય છે.[૧૦] વળી મારી, મહાબળવાન્ લક્ષ્મણની અને રઘુવંશની પણ, આજે વૈદેહીની શોધ મેળવવાથી, તેણે ધર્મથી રક્ષા કરેલી છે.[૧૧] પ્રિયાનો સંદેશો લાવી, હનૂમાને, મારું જે પ્રિય કર્યું છે, તેનો યોગ્ય બદલો વાળવાને માટે, મારું દીન મન ઘણો સંતાપ પામે છે—અર્થાત્ હનૂમાને મારું પ્રિય કર્યું, એવું હું એનું શું પ્રિય કરી શકવાનો છું?[૧૨] પરંતુ આ સમયે સર્વ ભૂતમય આ મારા દેહનું હું તે મહાત્માને આલિંગન આપું છું."[૧૩] એમ કહીને પ્રસન્ન થયેલા રામે, મહાત્મા હનૂમાનને ગાઢ આલિંગન આપ્યું.[૧૪] પછી થોડીવાર વિચાર કરીને, રઘુવંશમાં શ્રેષ્ઠ રામ કપિઓના નાયક સુગ્રીવના સાંભળતાં, આ પ્રમાણે પુનઃ બોલ્યાઃ[૧૫]

"હે હનૂમન્! સીતાની તેં શોધ આણી, તે એક વિજયી કર્મ થયું છે; પણ જ્યારે હું સમુદ્રને જોઉં છું ત્યારે મારું મન પાછું હઠી જાય છે.[૧૬] મને વિચાર થાય છે કે, અગાધ જળવાળા અને જેનો પાર ન પમાય એવા સમુદ્રને ઉલ્લંઘીને, આ બધા કપિઓ દક્ષિણ કિનારે શી રીતે જઈ શકશે?[૧૭] સીતાનો વૃત્તાંત તો તેં મને કહ્યો. પણ હવે આ વાનરોને કેવી રીતે સમુદ્ર પાર લઈ જવા તે જણાવ."[૧૮] શોકથી સંભ્રાન્ત થઈ ગયેલા તથા શત્રુઓનો નાશ કરનારા રામ, હનૂમાનને આ પ્રમાણે કહીને, ચિન્તા તથા ઉદ્વેગથી બહુ વિચારમાં પડી ગયા.[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨ જો

### સુગ્રીવનાં વચનો

પછી શોકથી ખિન્ન થઈ ગયેલા દશરથરાયના પુત્ર રામને જોઈ, શ્રીમાન્ સુગ્રીવ, શોકનો નાશ કરે, એવાં તેમના પ્રતિ વચન બોલ્યોઃ[૧]

"હે વીર! શા સારુ, સાધારણ માણુસની માફક તું સંતાપ કરે છે? એમ મા કર. કૃતઘ્ન માણુસ જેમ મૈત્રીનો ત્યાગ કરે છે તેમ, હે રાઘવ! તું સંતાપનો ત્યાગ કર.[૨] હે રાઘવ! જ્યારે સીતાની શોધ મળી છે અને શત્રુનું ઘર પણ આપણુને માલમ પડ્યું છે ત્યારે તારે સંતાપ કરવાનું હવે હું કંઈ પણ કારણ જોતો નથી.[૩]

"હે રાઘવ! તું મતિમાન્, શાસ્ત્રજ્ઞ, ડાહ્યો અને પંડિત છે; માટે જેમ યોગી પુરુષ, અર્થને દૂષણ દેનારી વિષયબુદ્ધિનો ત્યાગ કરે છે, તેમ તું પણ આ પ્રાકૃત બુદ્ધિનો ત્યાગ કર.[૪] મોટા મોટા મગરમચ્છથી ભરપૂર એવા સમુદ્રને ઉલ્લંઘીને અમે લંકાના ગઢ ઉપર ચઢી જઇશું અને તારા શત્રુનો નાશ કરીશું. તું નિશ્ચિંત રહે.[૫] હે રાઘવ! જે ઉત્સાહ રહિત હોય, દીન હોય અને શોકથી આકુળવ્યાકુળ બની ગયેલો હોય, તેના સર્વે અર્થનો નાશ થાય છે; અને છેવટે તે મહાદુઃખમાં આવી પડે છે.[૬] આ સર્વે પરાક્રમીઓ, વાનરોના નાયકો, ઘણા શૂરવીર અને સામર્થ્યવાન્ તથા નિરંતર તારું પ્રિય કરવામાં ઉત્સાહવાળા છે; તેઓ તારે માટે અગ્નિમાં પણ પ્રવેશ કરે તેવા છે. આ વાનરોના હર્ષથી એ વાતનો મને દૃઢ નિશ્ચય થાય છે.[૭] તેઓ સમુદ્ર ઉલ્લંઘશે અને શત્રુનો પણ નાશ કરશે. તેઓ પરાક્રમ કરી, શત્રુ, પાપાત્મા રાવણને દંડ દઈ, સીતાને પાછી લાવે તેમ વર્તવું, એ હવે તને યોગ્ય છે.[૮] હવે તો, હે રાઘવ! રાક્ષસોના રાજા રાવણની નગરી અમારાથી જોવાય, તે માટે સમુદ્રપર સેતુ બાંધવાને માટે તું પ્રયત્ન કર. ત્રિકુટાચળના શિખર ઉપર રહેલી લંકાપુરી, અમે એકવાર જોઇશું તો, માનજે કે, રાવણનો યુદ્ધમાં નાશ જ થઈ ચૂક્યો છે.[૧૦] પણ જો મહાભયંકર તથા વરુણના વાસવાળા સમુદ્ર ઉપર સેતુ નહિ બંધાય તો, મારું માનવું છે કે દેવ, રાક્ષસ અને ઇન્દ્ર સરખાથી પણ લંકા લેવાશે નહિ.[૧૧] લંકાના કાંગરા સૂધી, જો સમુદ્ર ઉપર સેતુ બંધાય અને મારું સૈન્ય તે ઉપરથી ઉતરે તો, નક્કી ધારજે કે, આપણો વિજય થયેલો જ છે. આ સર્વે વાનરો ઘણા શૂરવીર છે અને યુદ્ધમાં ઇચ્છાનુકૂળ રૂપ ધરી શકે તેવા છે. (તેઓ રાવણને ત્રાહિ ત્રાહિ પોકરાવશે.)[૧૨] હે રાજન્! સર્વ અર્થનો નાશ કરનારી આ તારી વિક્લવ બુદ્ધિનો તું ત્યાગ કર; કારણ કે, શોક, પુરુષના શૌર્યનો નાશ કરનાર છે.[૧૩] હે રામ! મનુષ્ય માત્રે જે અભિમાનથી કાર્ય કરવાનું છે, તેનું તું હવે અવલંબન કર. માનુષી ધૈર્ય ધર; કારણ

કે તે પ્રમાણે સત્વર કરેલું કાર્ય કર્ત્તાને શોભા આપે છે.[૧૪] હે બુદ્ધિમાન્! તું આ સમયે તેજયુક્ત સત્ત્વ-ગુણને ધારણ કર; તારા સરખા શૂરવીર અને મહાત્મા પુરુષોને તો, સીતાની પેઠે દૂર રહેલા, કે દશરથની માફક સંસારથી ગયેલાનો પણ શોક કરવો યોગ્ય નથી.[૧૫] હે રાઘવ! તું બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ છે, અને સર્વ શાસ્ત્રાર્થને જાણનાર છે, તેથી તારે મારા જેવા સચિવોને સાથે રાખીને, શત્રુને જિતવાને તૈયાર થવું, એ જ હાલ યોગ્ય છે.[૧૬] હે રાઘવ! તું જ્યારે ધનુષ ધારણ કરશે ત્યારે, રણમાં તારી સન્મુખ આવી ઉભો રહે, એવો આખા ત્રિભુવનમાં તો હું કોઈ માઈનો પૂત જોતો નથી;[૧૭] અને અમારા જેવા વાનરોને તેં જે કાર્ય સોંપેલું છે, તે કદાપિ પણ નિષ્ફળ જશે નહિ. ગંભીર સાગરને ઉતર્યા પછી તું સત્વર સીતાનું દર્શન કરી શકશે.[૧૮] એટલા જ માટે, હે ભૂપતિ! તું શોકનો ત્યાગ કરી, કોપને ધારણ કર. જે ક્ષત્રિયો શત્રુ ઉપર કોપતા નથી, તે શત્રુ-ઓથી બંધન પામીને ચેષ્ટારહિત થાય છે; અને જે કોપે છે, તેનાથી સઘળા ભય પામે છે.[૧૯] હે રામ! તું સૂક્ષ્મબુદ્ધિવાળો છે, તો અમને સાથે રાખીને નદીઓના પતિ, આ અગાધ સાગરને તરવાનો વિચાર કર.[૨૦] સમુદ્ર પાર ગયા પછી તો મારા સૈન્યે રાવણના સૈન્યને જિત્યું જ છે, એમ તું નિશ્ચય માન.[૨૧] ઇચ્છિતરૂપ ધારણ કરનાર તથા શૂરવીર આ વાનરો, શિલા, વૃક્ષ ઇત્યાદિની વૃષ્ટિ કરીને આપણા શત્રુઓનો નાશ કરશે.[૨૨] હે શત્રુ-ઓનો નાશ કરનાર! જો વરુણના નિવાસસ્થાન સમુદ્રને કોઈપણ પ્રકારે ઉલ્લંઘાયો તો, રાવણ, યુદ્ધમાં નક્કી મરાયો છે, એમ હું માનું છું;[૨૩] પણ તને વિશેષ પાણી ચઢાવવાનું શું પ્રયોજન છે? મારું મન પણ હર્ષ પામે છે અને શકુન પણ સારાં જ થાય છે, માટે તત્પર થા. સર્વથા આપણો વિજય જ છે."[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩ જો

## લંકાનું હનૂમાને કરેલું વર્ણન

રામે સુગ્રીવનાં પરમાર્થયુક્ત હેતુભર્યાં વચન સાંભળી તેનો અંગીકાર કીધો. પછી કાકુત્સ્થે, હનૂમાનને પૂછ્યું:[૧] "ઓ હનૂમન્! તપથી સેતુ બાંધીને અથવા તો સાગરનું શોષણ કરીને, કોઈ પણ પ્રકારે હું સમુદ્રને ઉલ્લંઘવા સમર્થ છું.[૨] પણ હે વાનર! પ્રવેશ નહિ થઈ શકે, એવી લંકા નગરીને કેટલા દુર્ગ છે? તે હું જાણવા ઇચ્છું છું? તું મને એવી રીતે કહે કે, જાણે હું તેને સાક્ષાત્ જોતો જ હોઉં.[૩]

"હે હનૂમન્! તું ઘણો કુશળ છે, તેં લંકામાં જઈને સઘળું જોયેલું છે, માટે તત્ત્વથી મને કહે કે, રાવણનું કેટલું સૈન્ય છે? તેના કિલ્લાઓ અને દરવાજાઓની રચના કેવી છે? લંકાના કોટ ઉપર યંત્રાદિક ગોઠવીને કેવી રીતે તેનું રક્ષણ કરવામાં આવે છે તથા રાક્ષસોનાં સદન કેવી રીતે આવી રહેલાં છે?"[૪–૫]

રામનાં આવાં વચન સાંભળીને, વચન બોલનારા-ઓમાં શ્રેષ્ઠ પવનપુત્ર હનૂમાન્ રામને નમન કરીને પુનઃ કહેવા લાગ્યો:[૬] "હે રામ! દુર્ગની રચનાથી લંકાનું કેવી રીતે રક્ષણ થયેલું છે? તે સાંભળ; અને સૈન્યની ગોઠવણ કેવી છે? રાક્ષસો રાવણ ઉપર કેવી પ્રીતિ રાખે છે? રાવણના તેજથી લંકાની સમૃદ્ધિ કેવી શ્રેષ્ઠતાને પામેલી છે? સાગર કેવો ભયંકર છે? સૈન્યોના કેવી રીતે વિભાગ કરેલા છે? તથા તેનાં વાહનો કેટલાં છે? તે સઘળું હું તને કહું છું; તે તું સ્વસ્થ થઈને સાંભળ."

આ પ્રમાણે કહી યથાર્થ જાણનારો કપિઓનો નાયક હનૂમાન્ પૂર્ણ છટાથી બોલ્યો કે,[૭–૯] "લંકા, મત્ત હસ્તીઓથી ભરપૂર ને હર્ષથી મુદિત થયેલી છે, તે ઘણી વિશાળ છે, રથોથી પરિપૂર્ણ છે અને રાક્ષસોના ગણો તેનું રાતદિવસ સેવન કરે છે.[૧૦] એ નગરીને દૃઢ કમાડવાળા અને મોટા ભોગળવાળા ચાર મોટા દરવાજા છે.[૧૧] એ દરવાજાઓ ઉપર પથ્થર અને તીર ફેંકવાના મોટા મોટા યંત્રો ગોઠવેલા છે અને તેનાથી ચડી આવતાં શત્રુનાં સૈન્યો પાછાં હઠી જાય છે.[૧૨] દરવાજાઓ ઉપર રાક્ષસોએ ઘણી ભયંકર તથા લોખંડની બનાવેલી સેંકડો શતઘ્નીઓ ગોઠવી રાખેલી છે.[૧૩] એ લંકાપર ચઢી ન શકાય એવો તથા મણિ, વિદ્રુમ, વૈદૂર્ય, મુક્તાફળ ઇત્યાદિથી મઢેલો સુવર્ણનો મોટો કોટ છે.[૧૪] તે કોટની ચારે બાજુ શીતળ જળવાળી, અગાધ, મત્સ્ય અને મોટા ભયંકર ઝુંડો અને મગરોથી ભરેલી મોટમોટી ખાઈઓ છે.[૧૫] એ ખાઈઓના પુલ આગળ ચાર મોટા રસ્તા છે; અને તે રસ્તાઓ ઉપર નાના પ્રકારનાં યુદ્ધનાં આયુધો ગોઠવી રાખેલાં છે; એટલું જ નહિ, પણ બન્ને બાજુએ મોટા મોટા મહેલો આવી રહેલા છે.[૧૬]

જ્યારે શત્રુસૈન્ય ચઢી આવે છે, ત્યારે એ રસ્તાઓ ઉપર ગોઠવી રાખેલાં આયુધયંત્રોથી શત્રુસૈન્યનો નાશ થાય છે અને શત્રુસૈન્ય ખાઇમાં પડી નાશ પામે છે.[૧૭] નગરમાં પેસવાનો જે પૂલ છે, તે ઘણો દઢ છે અને તેના ઉપર સૈન્યનો સમૂહ રાખવામાં આવે છે. તે પૂલ સુવર્ણના સ્થંભોની હારોથી તથા વિવિધ વેદિકાઓથી સુશોભિત કરેલો છે.[૧૮] હે રામ! રાવણ યુદ્ધેચ્છુ છતાં અતિ ધીર છે અને તે સદા સાવધાન રહે છે અને પોતાના સૈન્યની સર્વદા ઉત્સાહથી દેખરેખ રાખે છે.[૧૯]

"લંકાનગરી દેવનગરી પેરે વિકટ અને અવલંબનરહિત હોવાથી જેમાં પ્રવેશ કરી શકાય નહીં તેવી, અને પર્વતના શિખરો ઉપર બાંધેલી છે. તેના કિલ્લાઓ, ઘણો સુદઢ છે; અને પર્વતમાંથી નીકળતી એક નદી તેની આસપાસ ફરી વળે છે, તેથી તે એક કોટરૂપ (રક્ષણ કરે) છે. ત્રિકુટાચળ પર્વત પણ કિલ્લારૂપે તેનું રક્ષણ કરે છે. બીજા પણ ચાર જાતના કૃત્રિમ કિલ્લાઓ લંકાની આસપાસ છે.[૨૦] હે રાઘવ! એ લંકાપુરી સમુદ્રને સામે પાર છે અને સમુદ્રમાં પણ ચારે બાજુએ વહાણ જઈ શકે તેમ નથી.*[૨૧] વળી એ નગરી, શિખરો ઉપર બાંધેલી હોવાથી પ્રવેશ ન થઈ શકે તેવી છે. તે દેવનગરીના જેવી સુંદર, હાથી, ઘોડા અને બીજાં વાહનોથી સંપૂર્ણ હોવાથી ઝટ જિતાય તેવી નથી.[૨૨] દુરાત્મા રાવણની લંકાનગરી ખાઇઓથી, શતઘ્નીથી ને વિવિધ પ્રકારનાં આયુધયંત્રોથી શોભી રહી છે.[૨૩]

"તેના પૂર્વ તરફના દરવાજા ઉપર એક અયુત† રાક્ષસો રહે છે. તે રાક્ષસો છંછેડી ન શકાય તેવા છે અને હાથમાં ભાલા તથા તરવાર પકડી યુદ્ધ કરવાને તત્પર રહે છે.[૨૪] દક્ષિણ તરફના દરવાજા આગળ ચતુરંગી સેના સાથે એક નિયુત‡ રાક્ષસો ચોકી કરે છે, અને તે ઉત્તમ યોદ્ધાઓ છે.[૨૫] પશ્ચિમ દરવાજા આગળ ઢાલ તરવાર આદિ ધારણ કરનારા તથા નાના શસ્ત્રવિશારદ, એક પ્રયુત§ રાક્ષસો ચોકી કરે છે.[૨૬] અને ઉત્તર તરફના દરવાજા આગળ (જ્યાંથી આપણે જવાનું છે ત્યાં) એક ન્યર્બુદ‖ રાક્ષસો રહે છે. રથમાં બેસનારા, ઘોડા ઉપર બેસનારા, કુળવાન્ અને ઘણા માનીતા સેંકડો ને હજારો અને અજિત્ય નિશાચરો અને કોટિ* રાક્ષસો, લંકા નગરના મધ્ય ભાગમાં એક સૈન્યસ્થાન છે, તેમાં પડ્યા પાથર્યા રહે છે.[૨૭–૨૮] પણ હે રામ! મેં એ બધા પૂલો ભાંગી નાંખેલા છે, ને ખાઇઓ પૂરી નાંખેલી છે અને લંકાનગરી બાળી મૂકી છે અને તેના કિલ્લા પણ પાડી નાંખ્યા છે.[૨૯] કોઈ પણ પ્રકારે આપણે જો સમુદ્ર પાર જઇએ તો માનજો કે, વાનરોએ લંકાને ઉથલપાથલ કરી નાંખી છે જ.[૩૦] બધાં સૈન્યનું પણ શું પ્રયોજન છે? આજ્ઞા કરો તો, અંગદ, દ્વિવિદ, મૈન્દ, જામ્બવાન્, પનસ, નળ અને સેનાપતિ નીલ એટલા હશે તો લંકાને જિતવાને માટે બસ છે.[૩૧] હે રાઘવ! અમે આટલા જણ સમુદ્ર ઉતરીને પર્વત, વન, ખાઇઓ અને તોરણાદિ કોટ ભવનવાળી રાવણની નગરીમાં પેસીશું અને સીતાને લાવીશું.[૩૨] તેમ છતાં સર્વ સેના લઇને જ જવું, એવો તારો નિશ્ચય હોય તો અમને આજ્ઞા આપ અને સારું મુહૂર્ત જોઈ પ્રયાણ કરવાને માટે તત્પર થા."[૩૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪ થો

### પ્રયાણ

આ પ્રમાણે હનુમાનનાં ઘટતાં વચનો સાંભળીને, સત્ય પરાક્રમવાળા તથા મહાતેજસ્વી રામ બોલ્યા:[૧] "હે હનૂમન્! તું કહે છે કે, 'ભયંકર રાક્ષસની પુરી લંકાનો હું સત્વર નાશ કરીશ,' તો હું કહું છું કે, એ તારું કહેવું સત્ય છે અર્થાત્ તેમ કરવા તું સમર્થ છે.[૨] માટે, હે સુગ્રીવ! આ જ મુહૂર્તને વિષે તમે પ્રયાણ કરવાને માટે તત્પર થાઓ. હમણાં વિજય આપનાર અભિજિત્ નક્ષત્રના મધ્ય ભાગમાં સૂર્ય આવેલો છે.[૩] ભલે, રાવણ સીતાને, (લંકામાં) હરી ગયો, પણ હવે તે શું જીવતો રહેવાનો છે? (નહિ જ.) મરવા પડેલો દુ:ખી માણસ જેમ અમૃતનું પાન કરીને જીવવાની આશા રાખે છે, તેમ સીતા પણ મારું પ્રયાણ સાંભળીને પોતાના જીવિતની આશા ધરશે.[૪] આજ ઉત્તરાફાલ્ગુનિ નક્ષત્રનો ચંદ્ર છે અને આવતી કાલે હસ્ત નક્ષત્રનો ચંદ્ર થશે. માટે, હે સુગ્રીવ! આપણે સઘળું સૈન્ય લઇને આજે જ પ્રયાણ કરવું યોગ્ય છે.[૫] મને જે જે શકુનો થાય છે, તે પરથી સ્પષ્ટ જણાય

* અદ્યાપિ પણ મનારનો અખાત વમળને લીધે વહાણને ઘણો દુરાવહ છે. † અયુત–દશ હજાર. ‡ નિયુત–લાખ. § પ્રયુત–દશ લાખ. ‖ ન્યર્બુદ–દશકોટિ.

* કોટિ–એક કરોડ.

છે કે, હું રાવણને મારી, જનકતનયાને પાછી લાવી શકીશ.[૬] મારું નયન ઉપરથી ફરકે છે તેથી પણ જણાય છે કે, તે મારો મનોરથ વિજય પામવાનો જ છે."[૭] રામનાં આવાં વચન સાંભળી સુગ્રીવે તથા લક્ષ્મણે તેની પૂજા કરી. પછી અર્થજ્ઞ ધર્માત્મા રામ, પુનરપિ કહેવા લાગ્યા કે,[૮] "આપણો માર્ગ સરળ કરવા માટે, વેગવાળા એક લાખ વાનરોને લઇને કપિવર નીલને સર્વ સૈન્યની આગળ જવા દો.[૯] હે નીલ! હે સૈન્યનાયક! ફળમૂળવાળા, શીતળ વનોવાળા, જળવાળા અને મધુવાળા પ્રદેશમાં થઇને તું આ સેનાને લઈ જા.[૧૦] દુરાત્મા રાક્ષસો માર્ગમાં તમારે ખાવાનાં ફળમૂળ પાણી વગેરેમાં ઝેર નાંખશે, માટે સાવધાન રહી તું બધી સેનાનું સારી રીતે રક્ષણ કરજે.[૧૧] વળી ખોમાં, વનોમાં અને કિલ્લાઓમાં શત્રુઓએ છૂપાં રાખેલાં સૈન્યને છૂપી રીતે જોતા રહેવાને માટે આ વાનરોને તું આજ્ઞા કરજે.[૧૨] આપણા સૈન્યમાં જે નબળા હોય, તેમણે અત્રે જ રહેવું; કારણ કે, આ ઘણું ભયંકર કૃત્ય છે, માટે જે જે પરાક્રમવાળા હોય, તેઓએ જ પ્રયાણ કરવું.[૧૩] હે વાનરોમાં સિંહરૂપ કપિઓ! સાગરના ઓઘસમાન ભયંકર હજારો વાનરસેનાને લઇને તમે ચાલતા થાઓ.[૧૪] ગાયોના ટોળા આગળ જેમ મત્ત આખલો ચાલે, તે પ્રમાણે પર્વતના જેવા શરીરવાળો ગજ, મહા બળવાન્ ગવાક્ષ, અને ગવય એઓને સેનાને મોખરે ચાલવા દેજો.[૧૫] કપિવર ઋષભ, વાનર સેનાના દક્ષિણ ભાગનું રક્ષણ કરતો ચાલશે.[૧૬] ગંધહસ્તીના* જેવો ભયંકર તથા વેગવાન્ ગંધમાદન સેનાના ઉત્તર ભાગનું રક્ષણ કરશે.[૧૭] જેવી રીતે ઐરાવત ઉપર બેસી ઈંદ્ર ચાલે છે, તેવી રીતે હું પણ હનૂમાન્ ઉપર બેસીને સેનાને હર્ષ પમાડતો સેનાના મધ્યભાગમાં ચાલીશ.[૧૮] યમના જેવી જેને ઉપમા અપાય એવો લક્ષ્મણ, કુબેર જેમ સાર્વભૌમ હસ્તી ઉપર બેસી ચાલે છે, તેમ અંગદ ઉપર બેસી પ્રયાણ કરશે;[૧૯] અને મહાબાહુ ઋક્ષરાજ જામ્બવાન્, સુષેણ અને વેગદર્શી એ ત્રણ જણા સેનાના પાછલા ભાગનું રક્ષણ કરશે".[૨૦]

રામનાં આવાં વચન સાંભળીને કપિરાજ મહા વીર્યવાન્ સુગ્રીવે, વાનરોને પ્રયાણ કરવાની આજ્ઞા આપી.[૨૧] મહાબળવાળા અનેક વાનરો ગુહાઓમાંથી તથા શિખરો ઉપરથી ટપોટપ નીચે ઉતરી પડી પ્રયાણ કરવાને તત્પર થયા.[૨૨] પુનઃ સુગ્રીવ તથા લક્ષ્મણે ધર્માત્મા રામની પૂજા કરી અને તેઓ સેના લઇને દક્ષિણ દિશામાં ચાલ્યા.[૨૩] સેંકડો, હજારો, લાખો અને કરોડો હસ્તીના જેવા, મોટાં શરીર તથા બળવાળા વાનરોથી વિંટાઈ વળેલા રામે પ્રયાણ કરવા માંડ્યું.[૨૪] સુગ્રીવથી રક્ષિત થયેલી અને આનંદ પામેલી કપિસેના, રામની પાછળ જતી હતી.[૨૫] રક્ષણને અર્થે તથા શોધને માટે આગળ પાછળ ચાલતા વાનરો ગર્જના અને સિંહનાદ કરતા કરતા દક્ષિણ દિશા તરફ ચાલતા હતા.[૨૬] માર્ગમાં કેટલાક કપિઓ, સૌગંધિક ફળ, મધુ વિગેરેનું ભક્ષણ કરતા હતા; કેટલાક પોતાના હાથમાં મોટાં વૃક્ષ અને મંજરીઓના કલ્લા લઈ ચાલતા હતા;[૨૭] કેટલાક અન્યોઅન્યને ઊંચકીને ચાલતા હતા; કોઈ કોઇને પાડી નાંખતા તો કોઈ પોતે કૂદીને જ પડી જતા અને કેટલાએક બીજાને પાડી નાંખતા હતા.[૨૮] એ પ્રમાણે વાનરોનું કટકદળ ચાલ્યું જતું હતું. કેટલાક કપિઓ રામની પાસે જઇને વારેવારે કહેતા કે, "આપણે રાવણરાજ સાથે સર્વે રાક્ષસોનો પણ નાશ કરવો છે હો!"[૨૯]

કપિવીર નીલ, ઋષભ અને કુમુદ અનેક વાનરોને સાથે લઇને માર્ગ શોધતા શોધતા મોખરે ચાલતા હતા.[૩૦] સેનાના મધ્ય ભાગમાં શત્રુઓને નાશ કરનાર સુગ્રીવ રાજા, રામ તથા લક્ષ્મણ–ભયંકર વાનરોની સાથે ચાલતા હતા.[૩૧] કપિવીર શતબળી, દશ કરોડ વાનરોની સાથે એકલો સર્વેનું અવષ્ટંભન કરી, કપિસેનાનું રક્ષણ કરતો હતો.[૩૨] કેસરી અને પનસ નામના કપિઓ શતકોટી વાનરોની સાથે સેનાની એક પાંખની; અને ગજ* તથા અર્ક એ બે વાનરો ઘણા વાનરોની સાથે સેનાની બીજી પાંખની રક્ષા કરતા હતા.[૩૩] અનેક ઋક્ષથી વિંટાયલા સુષેણ અને જામ્બવાન્, સુગ્રીવને આગળ કરીને સેનાના પૃષ્ઠ ભાગનું રક્ષણ કરતા હતા.[૩૪] વાનરોમાં તથા ચાલનારાઓમાં શ્રેષ્ઠ, વીર સેનાપતિ નીલ, કપિસેનાને નગરાદિનું પીડન નહિ કરવાને માટે વારંવાર હુકમ કરતો હતો.[૩૫] શૂરવીર બળિમુખ, પ્રજંઘ, જંભ અને રભસ, ચારે દિશામાંથી વાનરોનો ઉત્સાહ વધારી આગળ વધતા હતા.[૩૬]

આ પ્રમાણે બળદર્પિત કપિકેસરીઓ ચાલ્યા જતા હતા. આગળ ચાલતાં અનેક પર્વતોથી વિંટાયલો ગિરિવર–સહ્ય પર્વત અને પ્રફુલ્લ થયેલાં સરોજવાળાં

* જેના મદગંધથી બીજા હાથીઓ નાસી જાય તે ગંધહસ્તી.

* એ બીજો ગજ છે.

સરોવરો તથા નાનાં તળાવો તેમની દૃષ્ટિએ પડ્યાં. રણેને ભયંકર કોપવાળા રામ કોપે, તેથી ભયના માર્યા વાનરો લોક તથા નગરથી ઘણા દૂર થાલતા હતા. વાનરોનું સૈન્ય, જાણે સાગર ઉલટયો હોય, તેવી ભયંકર ગર્જના અને મોટો ઘોષ કરતું હતું.[૩૭–૩૯] તે સેના જાણે સમુદ્ર સડસડાટ આગળ વધતો હોય, તેમ સહ્યગિરિને મૂકીને આગળ વધી. કપિવર શૂર વાનરો, કોઈ પાણીદાર ઘોડાને ચાબુક મારીને હાંકે, તેમ રામની આસપાસ ચાલતા હતા. કપિઓના સ્કંધ ઉપર બેઠેલા નરોત્તમ રામ તથા લક્ષ્મણ, રાહુ અને કેતુથી ઘેરાયલા સૂર્ય અને ચંદ્ર હોય તેવા શોભતા હતા.

સુગ્રીવ અને લક્ષ્મણથી પૂજાયલા રામ, સેનાને લઈ દક્ષિણમાં ચાલતા હતા ત્યારે, અંગદના ઉપર બેઠેલા તથા શકુનથી કાર્યસિદ્ધિને જાણનાર લક્ષ્મણ, મધુર-વાણીવડે પરિપૂર્ણાર્થવાળા રામને કહેવા લાગ્યા કે:–

"હે રાઘવ! મારી ખાત્રી છે કે,–તું રાવણને મારીને હરણ થયેલી સીતાને શીઘ્ર પાછી લાવશે;[૪૦–૪૪] અને સર્વે અર્થ સિદ્ધ થયાથી સમૃદ્ધ અર્થવાળી અયોધ્યામાં પાછા જશો. હે રાઘવ! આ આકાશમાં અને ભૂમિ ઉપર જે જે નિમિત્તો થાય છે, તે તે શુભ જણાય છે, એટલું જ નહિ, પણ તે તારો વિજય સૂચવે છે. આપણી સેનાને અનુકૂલ શીતળ વાયુ આપણી તરફ જ વહાય છે;[૪૫–૪૬] સંપૂર્ણ રીતે સંભળાય તેવા તથા સુન્દર સ્વરવડે મૃગ અને પક્ષીઓ બોલી રહ્યાં છે; દિશાઓ પ્રસન્ન થતી જણાય છે; સૂર્ય નિર્મળ છે;[૪૭] પ્રસન્ન તેજવાળો ભૃગુપુત્ર શુક્ર, તારી પાછળ ગમન કરે છે, તે જો! આ ધ્રુવની પાછળ પ્રદક્ષિણા કરતા તેજસ્વી સપ્તર્ષિઓ પણ વાદળરહિત થઈ સ્પષ્ટ પ્રકાશે છે.[૪૮] અને આપણા ઇક્ષ્વાકુકુળના મહાત્માઓના પિતામહ ત્રિશંકુ પણ, પોતાના પુરોહિત વસિષ્ઠ સહિત આકાશમાં સ્વચ્છ રીતે પ્રકાશી રહ્યા છે.[૪૯] આપણા ઇક્ષ્વાકુકુળના મહાત્માઓનું કુળનક્ષત્ર વિશાખા પણ નિર્મળ આકાશમાં પ્રકાશી રહ્યું છે.[૫૦] પણ એથી ઉલટું રાક્ષસોનું નક્ષત્ર મૂળ, ઉદય પામેલા તથા મોટા પુચ્છડાવાળા ધૂમકેતુનો સ્પર્શ થવાથી પીડા પામે છે.[૫૧] આ સઘળું રાક્ષસોનો વિનાશ જ સૂચવે છે; કારણ કે કાળે પકડેલા રાક્ષસોનું નક્ષત્ર, ગ્રહથી પીડિત થયેલું છે.[૫૨] હે પ્રભો! આ સ્થળોમાં ઘણું સ્વાદિષ્ટ અને સ્વચ્છ જળ છે, વનો ફળફૂલથી ઝુકી રહેલાં છે, સુગંધી વાયુ ધીરે ધીરે વહાય છે અને વૃક્ષો ઋતુનાં પુષ્પથી લચી રહેલાં છે.[૫૩] હે રાઘવ! તારકાસુરના વધ સમયે, સંગ્રામમાં દેવસેના જેવી રીતે શોભતી હતી, તેવી રીતે આ તારું કપિસૈન્ય શોભે છે; એ જોઇને તારે ઘણું પ્રસન્ન થવું જોઇએ."[૫૪] આ પ્રમાણે સુમિત્રા-નંદન લક્ષ્મણે પ્રસન્ન થઈ પોતાના જ્યેષ્ઠબંધુ રામનું આશ્વાસન કર્યું.

કપિસેના આખી પૃથિવીને છાઇને તે દડમજલ આગળ પ્રયાણ કરતી હતી.[૫૫] ઋક્ષ તથા વાનરોમાં સિંહ જેવા તથા નખ અને દાઢ જેમનાં આયુધ છે, એવા કપિઓ હાથ અને પગથી ધૂળ ઉરાડતા હતા.[૫૬] તે ધૂળથી સૂર્યની પ્રભા છવાઈ જઈ મહાઘોર અંધકાર થઈ રહેતો હતો. મેઘપંક્તિથી જેમ આકાશ છવાઈ જાય છે તેમ પર્વત, વન અને આકાશસહિત દક્ષિણ દિશાને છાઈ નાંખતી કપિસેના આગળ વધી. કપિ-સેના જ્યારે ઘણા યોજન સૂધી વચમાં આવતી નદીઓ ઉતરતી ત્યારે પ્રવાહની સામે તરતા વાનરોના સમૂહથી નદીઓ પણ જાણે ઉલટી વહેતી હોય એમ દેખાતું હતું અને જ્યારે સુન્દર જળવાળાં સરોવરો, વૃક્ષોથી છવાયલા પર્વતો, ફળવાળાં વનો તથા સમાન ભૂમિપ્રદેશો આવ્યા ત્યારે, વાનરસેનાએ સૌ સૌને ફાવે તેમ ઇચ્છાનુકૂળ વિરામ લેવા માંડ્યો.[૫૭–૬૦]

જ્યારે આખી પૃથિવીને વ્યાપ્ત કરતી વાનરોની સેનાએ પડાવ નાંખ્યો ત્યારે પવનના જેવા વેગવાળા સર્વે વાનરો પ્રસન્ન થઇને કૂદવા લાગ્યા.[૬૧] રામને માટે પરાક્રમ કરવાને સૌકો તૈયાર હતા; અને પરસ્પર હર્ષ તથા બળ દેખાડતા હતા.[૬૨] કેટલાએક યૌવનના ઉછાળાના હર્ષથી વિવિધ પ્રકારે હાકોટા પાડતા હતા, કેટલાક દોડતા હતા, ને કેટલાક તો કૂદતા હતા.[૬૩] વનમાં ભ્રમણ કરનારા કેટલાક વાનરો, કિલકિલ શબ્દથી વન ગજાવી મૂકતા અને જમીન ઉપર પગ અને પુચ્છના પ્રહાર કરતા હતા, તેથી વનરાજિઓ કંપતી હતી.[૬૪] ગિરિઓમાં રહેનારા કેટલાક વાનરો હાથ મારી ઝાડને તથા પર્વતનાં શિખરને તોડી પાડતા હતા અને કેટલાક તો શિખરો ઉપર ચડી જતા હતા.[૬૫] કોઈ વાનરો મોટા શબ્દ કરતા હતા, અને પગના ઘસારાથી અનેક લતાઓને તોડી નાંખતા હતા.[૬૬] વાનરસૈન્ય શિલા તથા ઝાડ સાથે ક્રીડા કરતું હતું. કેટલાક પરાક્રમી વાનરો બગાસાં પણ ખાતા હતા. માર્ગમાં આ રીતે સર્વે પડાવ નાંખીને પડ્યા હતા.

પુનઃ પ્રયાણ કરતી વખતે હજારો, લાખો અને કરોડો ઘોર વાનરોથી પૃથિવી પાછી છવાઈ ગઈ. આ

રીતે મોટી વાનરસેના રાત દહાડો ચાલતી હતી.૬૭-૬૮ સીતાને પાછી લાવવાની ઇચ્છાવાળા, યુદ્ધમાં આનંદ માનનારા અને સુગ્રીવથી સારી રીતે પાલન કરાયલા વાનરો, એક ક્ષણ પણ વિરામ લેતા નહોતા.૬૯ સર્વે ઘણા હર્ષ અને ત્વરાથી માર્ગ કાપતા હતા. આગળ ચાલતાં, ઝાડથી સંઘટ્ટ થયેલા તથા નાના પ્રકારના વનથી ભરપૂર સહ્ય પર્વતનો દક્ષિણ ભાગ તેઓની દૃષ્ટિએ પડ્યો. વાનરોએ તેમાં પ્રવેશ કર્યો.૭૦ રામ પણ મલય તથા સહ્યના દક્ષિણ પ્રદેશનાં વિચિત્ર પ્રકારનાં વનો તથા નદી નાળાં વગેરે જોતો જોતો આગળ ગમન કરવા લાગ્યો.૭૧ વાનરો ચમ્પક, તિલક, આમ્ર, પ્રસેક, સિન્દુવાર, તિનિષ, કરવીર, અશોક, કરંજ, પ્લક્ષ, વડ, જામ્બુવૃક્ષ, આમળાંનાં વૃક્ષ અને નાગવૃક્ષોને ભાંગી નાંખવા લાગ્યા.૭૨-૭૩ જ્યારે વાનરો પર્વતનાં શિખરો ઉપર થઇને ગમન કરતા હતા ત્યારે વાયુના વેગથી હાલતાં એ વનનાં વૃક્ષો, તેઓનાપર પુષ્પવૃષ્ટિ કરતાં હતાં.૭૪ માર્ગમાં આવતા મધુથી સુવાસિત થયેલાં વનોમાં, ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા અને ચંદનના સ્પર્શથી શીતળ થયેલો આનંદજનક વાયુ વહાતો હતો.૭૫ નાના પ્રકારની ધાતુઓથી શૈલરાજ શોભી રહ્યો હતો. વાયુના વેગથી એકત્ર થયેલી ધાતુની રજથી, વાનરોનું મોટું સૈન્ય ચારે તરફથી છવાઈ રહ્યું હતું. રમણીય પર્વતશૃંગ ઉપર કેતકી, સિન્દુવાર અને મનને હરણ કરે એવી વાસંતી લતાઓ, સુગંધથી પૂર્ણ માધવી વેલીઓ, પુષ્પિત થયલાં કુંદકુંજ, ચિરિબિલ્વ, મહુડાઓ, વંજુલલતા, બકુલ, રંજક, તિલક, નાગવૃક્ષ, આમ્ર, પાટલવૃક્ષ, કોવિદાર, મુચુલિંદ, અર્જુન, શિંશપ, કુટજ, હિંતાલ, તિનિષ, ચૂર્ણક, નીપ, શ્યામ અશોક, સરલ, અંકોલ તથા પદ્માકાદિ ઘણાં વૃક્ષો પુષ્પથી નમી રહ્યાં હતાં.૭૬-૮૧ આ ખીલી રહેલાં વૃક્ષોને જોઈ આનંદિત થયેલા વાનરો, સપાટાબંધ તે ઉપર ચઢી ગયા અને હર્ષમાં આવી બધાં વૃક્ષોને હચમચાવી નાંખ્યાં.

આ પર્વતમાં, ઘણા મનોહર ચક્રવાક, કારંડવ, પ્લવ, ક્રૌંચ ઇત્યાદિ પક્ષીઓ જેમાં કૂદી રહ્યાં હતાં એવી અનેક વાપીઓ અને જેમાં વરાહ, મૃગ, રીંછ, તરક્ષુ, સિંહ, શાર્દૂલ, ભયંકર સર્પ વગેરે આવી વસતાં હતાં; તેમ જ પ્રફુલ્લ થયેલાં કુમુદ તથા પદ્મથી છવાઈ રહેલાં અને જળમાં ઉગતાં વિવિધ પુષ્પથી રમણીય અનેક જળાશયો પણ ત્યાં હતાં.૮૨-૮૫ તે પર્વતનાં શિખરો ઉપર વિવિધ પ્રકારનાં પક્ષીઓ આનન્દથી કલ્લોલ કરતાં હતાં. ત્યાં ક્ષણભર થંભી પર્વતનાં નાળાંઓમાં વાનરોએ સ્નાન કર્યું, પાણી પીધું અને મનગમતી ક્રીડા કરી લીધી.૮૬ પછી કેટલાએક શિખરો ઉપર ચઢી અન્યોન્યને કૂદાવવા લાગ્યા; અને મદથી ઉત્કટ થયેલા કેટલાક વાનરો અમૃતના જેવાં સ્વાદિષ્ઠ અને દ્રોણપાત્રના જેવાં મોટાં ફળો અને કુસુમોને તોડી નાંખવા મંડી પડ્યા. કેટલાક વાનરો ઝાડને ફાંસી નાંખતા હતા તથા લતાઓને ઝુલાવી દેતા હતા, તેમ કેટલાક પર્વતના શિખરોને પણ નીચે ગબડાવી પાડતાં ડરતા નહોતા. વાનરોમાં શ્રેષ્ઠ તથા મદથી દર્પિત થયેલા કેટલાક વાનરો, ઝાડ ઉપર કૂદી કૂદીને હોકારા કરતા હતા. કેટલાક વૃક્ષ ઉપર ચઢી જતા હતા અને કેટલાક રસ અથવા મધુ ઠાંસી ઠાંસીને પીતા હતા. જેમ પાકેલી ડાંગરનાં ખેતરોથી પૃથિવી શોભે, તેવી રીતે વાનરોથી સંપૂર્ણ થયેલી પૃથિવી શોભતી હતી. ૮૭-૯૧

દડમજલ આગળ ચાલતાં મહેન્દ્ર પર્વત આવ્યો. મહાબાહુ રામે તેના ઉપર ચઢવા માંડ્યું. દ્રુમથી શોભાયમાન મહેન્દ્ર પર્વતના શિખર ઉપર ચઢ્યા ત્યારે, કાચબા અને માછલાંથી સંપૂર્ણ સમુદ્ર, દશરથપુત્ર રામની દૃષ્ટિએ પડ્યો.૯૨-૯૩

સહ્ય તથા મહાગિરિ મલયને ઓળંગી વચમાં ત્રણેક પડાવ કર્યા પછી રામ, ભયંકર ગર્જના કરતા સમુદ્રની પાસે આવી પહોંચ્યા અને મહેન્દ્ર પર્વત ઉપરથી ઉતરીને રમણ કરનાઓમાં શ્રેષ્ઠ રામે, લક્ષ્મણ અને સુગ્રીવની સાથે સમુદ્ર કાંઠે આવેલાં વનોમાં પ્રવેશ કર્યો.૯૪-૯૫ જળનાં તરંગ આવવાથી જેના પથ્થરની શિલાઓ નિરંતર ધોવાય છે એવા મહાસાગરના કિનારા ઉપર આવ્યા પછી રામે, સુગ્રીવને કહ્યું:૯૬ "હે સુગ્રીવ! આપણે સમુદ્રકિનારે આવી પહોંચ્યા છીએ, અને તેને ઉલ્લંઘવાને માટે આપણે જે ચિન્તા કરતા હતા, તેનો સમય હવે નિકટ આવ્યો છે.૯૭ જો તો ખરો, જેનો સામો કિનારો દૃષ્ટિએ પડતો નથી તેવો સાગર કેમ ઉતરાશે? મને એકે રસ્તો જણાતો નથી અને કંઈ પણ ઉપાય કર્યા વગર તેને ઓળંગી શકાય તેમ નથી.૯૮ હવે તો આપણે અહિંઆં પડાવ નાંખો અને પછી વિચાર કરો કે, વાનરનાં સૈન્યને સામે પાર શી રીતે લઈ જવું?"૯૯

સાગરને કિનારે આવીને, સીતાના હરણથી આકૃષ્ટ થયેલા મહાબાહુ રામે, પડાવ નાંખવાની આજ્ઞા આપી; અને સુગ્રીવને કહ્યું:૧૦૦ "હે સુગ્રીવ! આ

સમુદ્રના કાંઠા ઉપર સઘળી સેનાનો પડાવ નાંખો. સાગર ઓળંગવાનો વિચાર કરવાનો હવે આ સમય છે.[૧૦૧] વળી સર્વેને આદેશ આપજે કે, કોઇએ પોતાની ટુકડીઓ મૂકીને બીજે જવું નહિ; પરંતુ જે શૂરવીર કપિઓ હોય, તેમણે આસપાસનાં સ્થળોમાં જઈ આપણને ભય ઉત્પન્ન કરે એવી, રાક્ષસોએ જો કંઈ પણ ગોઠવણ કરી હોય તો તે જાણી લેવી."[૧૦૨]

રામનાં આવાં વચન સાંભળીને સુગ્રીવ તથા લક્ષ્મણે દ્રુમથી સંપૂર્ણ એવા સમુદ્રના કિનારા ઉપર સેનાનો પડાવ નખાવ્યો.[૧૦૩] સાગરના તીર ઉપર પડાવ નાંખીને રહેલું વાનરોનું સૈન્ય મધુથી પાંડુ થયેલો જાણે બીજો સાગર હોય તેવું શોભતું હતું.[૧૦૪] વાનરોમાં શ્રેષ્ઠ તે કપિઓએ સમુદ્રને કાંઠે નિરાંતે વિશ્રામ લીધો. ઉંડા સાગરને પેલે પાર જવાની તેઓને પણ તાલાવેલી લાગી હતી.[૧૦૫] સૌ સૌને ઠેકાણે બેસતા વાનરોનો કોલાહલ, સમુદ્રના કોલાહલ કરતાં પણ વિશેષ થઈ પડ્યો.[૧૦૬] સુગ્રીવથી રક્ષિત વાનરોની સેનાએ સમુદ્ર કાંઠે ત્રણ જૂદા જૂદા ભાગમાં પડાવ નાંખ્યો હતો અને રામના જ ધારેલા અર્થમાં તત્પર રહી, વાયુના વેગથી ક્ષુભિત થયેલા સમુદ્રને જોતાં, તીરે પડેલી વાનરની સેના ઘણો હર્ષ પામી, એટલું જ નહિ, પણ ઘણા લાંબા જણાયેલા કાંઠાવાળા, રાક્ષસોનાં ટોળાંથી સેવિત તથા અસંબાધ સમુદ્રને જોતા વાનરો નિરાંતે બેસી થાક ખાવા લાગ્યા.[૧૦૭–૧૦૯] રત્નાકર, મોટા મગર અને ગ્રાહથી અતિ ઘોર રાત્રિ પહેલાં પડતી સંધ્યા જેમ હસે, તેમ ફીણના સમૂહથી જાણે હસતો હોય અને તરંગથી નૃત્ય કરતો હોય તેવો જણાતો હતો.[૧૧૦] ચંદ્રનો ઉદય થતાં જેમાં હજારો ચંદ્રનાં પ્રતિબિંબ પડે છે એવો, ભયંકર પવનના જેવા વેગવાળાં મોટાં વેહેલથી ભરપૂર, પ્રદીપ્ત ફેણવાળા સર્પોથી ભરપૂર, મોટાં પ્રાણીઓ જેમાં દોડાદોડ કરે છે એવો, તિમિંગલથી* ડોહોળાતો અને ભુજંગથી ભરેલો ઘણો ઊંડો તથા નાના પ્રકારના ડુંગરો જેમાં આવેલા છે એવો સાગર મહા સત્વથી અવગાહિત, લંકાના દુર્ગના પ્રતિબિંબથી ઝળહળતા, ઘણો દૂર જેનો કિનારો છે એવા, અસંખ્ય રાક્ષસોનો જેમાં નિવાસ છે એવા, વરુણના આવાસરૂપ સમુદ્રને જોતા જોતા વાનરો વિરામ લેતા હતા. મગરથી, સર્પની ફેણથી અને વાયુથી ઉત્પન્ન થતી જળની લહરીઓ તેમાં ઉછળતી હતી.[૧૧૧–૧૧૩] આ સમુદ્ર અસુરોને રહેવાના સ્થળરૂપ પાતાળ સુધી પહોંચેલો અને ઘણો ભયંકર હતો અને સાપની ફેણના મણિના પ્રકાશથી તેમાં અગ્નિના તણખા નાંખ્યા હોય તેવું દેખાતું હતું.[૧૧૪] આકાશ સમુદ્ર જેવું અને સમુદ્ર આકાશ જેવો દેખાતો હતો. એટલે કે સાગર અને આકાશમાં કંઈ ભેદ જણાતો નહોતો.[૧૧૫] સમુદ્ર આકાશને સ્પર્શ કરતો અને આકાશ સમુદ્રને સ્પર્શ કરતું જણાતું હતું. સમુદ્ર રત્નોથી વ્યાપ્ત હતો અને આકાશ તારારૂપ રત્નોથી ભરપૂર હતું. એમ બન્ને સમાનરૂપવાળાં જણાતાં હતાં.[૧૧૬] આકાશમાં મેઘ ચડી આવતો હતો અને મોટાં મોટાં મોજાંથી સમુદ્ર સંપૂર્ણ હતો, તેથી એ બે વચ્ચે કંઈ ભેદ જ જણાતો નહોતો.[૧૧૭] અન્યોન્યને અથડાવાથી ભાંગી જતાં અને ભયંકર સ્વર કરતાં મોજાં આકાશમાં જેમ દુન્દુભિ વાગતાં હોય, તેવા સ્વર કરી રહ્યાં હતાં.[૧૧૮]

આ પ્રમાણે વાયુથી ક્ષુભિત, રત્નોથી પૂર્ણ અને જળથી શબ્દાયમાન થતો સાગર, હજારો જળચર પ્રાણીઓથી ભરેલો છે.[૧૧૯] અતિ ક્રોધ પામેલો હોય, તેમ ચારે તરફથી ઉછાળા મારતો અને પવનથી ઉછળતી છોળોવડે તે જાણે આકાશને પૂરી દેતો હોય, એવો લાગતો હતો. આવા સમુદ્રને જોઈ વાનરો અત્યંત આનંદિત થયા.[૧૨૦–૧૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫ મો

## રામવિલાપ

નીલ વાનરથી વિધિવત્ રક્ષિત થયેલી તથા સારી રીતે ગોઠવાયલી વાનરસેનાએ સમુદ્રને ઉત્તર કિનારે પડાવ નાંખ્યો.[૧] વાનરોમાં શ્રેષ્ઠ એવા મૈંદ અને દ્વિવિદ વાનરો તે સૈન્યના રક્ષણ માટે તેની ચારે બાજુ ફરતા હતા.[૨] આ પ્રમાણે જ્યારે નદીઓના પતિ સાગરના તીર ઉપર સેનાએ પડાવ નાંખ્યો ત્યારે પાસે ઉભેલા લક્ષ્મણને રામ નીચે પ્રમાણે કહેવા લાગ્યા.[૩]

"હે લક્ષ્મણ! જેમ જેમ કાળ જતો જાય છે, તેમ તેમ પ્રત્યેકમનુષ્યનો શોક ઓછો થતો જાય છે. પરંતુ મારી કાન્તા સીતાને નહીં જોવાથી મારો શોક તો દિનપ્રતિદિન વૃદ્ધિંગત જ થતો જાય છે.[૪] મારી પ્રિયાનું હરણ થયું છે તેનું તથા તે મારાથી દૂર પડી છે તેનું, મને યત્કિંચિત્ પણ દુઃખ નથી. પરન્તુ તેનું

---

* એક જાતનું મોટું માછલું.

વય (યુવાવસ્થા) ચાલ્યું જાય છે; માત્ર તેનો જ મને ઘણો શોક થાય છે."[૫] પછી રામ, વાયુપ્રતિ બોલ્યા; "હે વાયો! હે પવન! મારી પ્રિયા જે દિશામાં છે ત્યાં જઈને તેનો સ્પર્શ કરી તું મને સ્પર્શ કર; કારણ કે તેમ થવાથી, તપ્ત થયેલા મનુષ્યને ચંદ્રદર્શન જેમ આહ્લાદજનક થાય છે, તેમ તારો સ્પર્શ પણ મારાં અંગને અતિ સુખકર થઈ પડશે.[૬] જ્યારે જનકતનયાનું હરણ થયું ત્યારે, 'હા નાથ! હા નાથ!' એમ તેણે રુદન કર્યું હતું, કે જે વચનો મને અત્યારે પીધેલાં વિષની માફક રાત દિવસ બાળે છે.[૭] તેના વિયોગરૂપી ઇંધનવાળો તથા તેની ચિન્તારૂપી જ્વાળાવાળો કામાગ્નિ, રાત દિવસ મારા શરીરને દહન કરે છે."[૮] લક્ષ્મણ પ્રતિ જોઈ–"હે લક્ષ્મણ! પુનઃ હું તારો ત્યાગ કરી સમુદ્રમાં શયન કરીશ. કારણ કે જળમાં સૂવાથી પ્રજ્જ્વલિત થયેલો કામ મને બાળી શકશે નહિ.[૯] હું સુંદર જંઘાવાળી મારી પ્રિયા, આ પૃથિવી ઉપર છે, તેથી જ તેને માટે ઇચ્છા રાખું છું તે મને યોગ્ય છે. કેમકે તેથી મારાથી જીવી શકાય છે (તે નહિ હોય તો મારાથી જીવાશે નહિ).[૧૦] જેવી રીતે સૂકાં ક્ષેત્રોનું ધાન્ય, જલપૂર્ણ ક્ષેત્રના સંસર્ગથી જીવતું (લીલું) રહે છે, તેમ જાનકી જીવતી છે, એ જ સાંભળી મારા પ્રાણ ટકી રહ્યા છે.[૧૧] જયી પુરુષ જેમ પોતાની વિજયશ્રીને જ જુએ છે તેમ, અરેરે! શત્રુનો સંહાર કરી, સુમધ્યમા અને કમળનેત્રા સીતાને, તે હું કયારે જોઇશ?[૧૨] વ્યાધિગ્રસ્ત પુરુષ જેમ રસાયનનું પાન કરે તેમ, સુંદર દંત તથા અધરયુક્ત પદ્મ જેવાં સીતાનાં મુખને, જરા ઊંચું કરીને, હું કયારે ચુમ્બન કરીશ?[૧૩] તાલ ફળની જેને ઉપમા અપાય એવાં સ્થૂલ અને કિંચિત્ કંપાયમાન સ્તન ઉછાળી હાસ્ય કરી, મારા અંગને આલિંગી, સીતા મને ક્યારે શાન્ત કરશે?[૧૪] રક્ત નેત્રપ્રાન્તવાળી તથા રાક્ષસોમાં વસતી જનકનંદિનીને મારા જેવો સ્વામી છતાં, અનાથની માફક, કોઈ પણ શું છોડાવનાર મળતો નથી?[૧૫] દશરથની પુત્રવધૂ, જનકવિદેહીની પુત્રી અને મારી પ્રિયા સીતા, તે રાક્ષસીઓની મધ્યમાં શી રીતે રહી શકતી હશે?[૧૬] જેમ શ્યામ મેઘનો તિરસ્કાર કરી, શરદ્ઋતુમાં ચંદ્રની લેખા બહાર નિકળી આવે છે, તેમ બોલાવી ન શકાય તેવા બળવાન્ રાક્ષસોનો તિરસ્કાર કરી, સીતા મારી પાસે કયારે આવશે?[૧૭] "હે લક્ષ્મણ! તારી ભાભી સ્વભાવથી જ સુકુમાર અને નાજુક છે, તેમાં વળી શોક અને ઉપવાસથી તથા દેશ અને કાળના વિપર્યયથી તો હવે છેક જ લેવાઈ ગઈ હશે.[૧૮] રાક્ષસોના રાજા રાવણના હૃદયમાં બાણ મારીને હું સીતાના હૃદયમાં રહેલા શોકનો હવે કયારે નાશ કરીશ?[૧૯] દેવકન્યા જેવી સાધ્વી મારી પ્રિયા સીતા, ઉત્કંઠાથી મારા કંઠપ્રદેશનું આલિંગન કરી કયારે આનંદાશ્રુ ઢાળશે?[૨૦] વળી હું પણ, મનુષ્ય જેમ મલિન વસ્ત્રનો ત્યાગ કરે છે તેમ, સીતાના વિયોગથી ઉત્પન્ન થયેલા આ ભયંકર શોકનો કયારે ત્યાગ કરીશ?"[૨૧]

આ પ્રમાણે બુદ્ધિમાન્ રામ જ્યારે વિલાપ કરતા હતા ત્યારે દિવસ પૂર્ણ થવાથી, ક્ષીણ થતા તેજવાળો સૂર્યનારાયણ પણ અસ્તાચળપર ગયો;[૨૨] અને લક્ષ્મણે આશ્વાસન કરવા છતાં પણ શોકથી વ્યાકુળ થયેલા રામ, કમળપત્ર જેવાં નેત્રવાળી સીતાનું વારંવાર ધ્યાન ધરતા સંધ્યાકાળને વ્યતીત કરવા લાગ્યા.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ.**

# રાવણ ઉચ્ચાટ

## સર્ગ ૬ ઠ્ઠો

### રાવણનો મંત્ર

સાક્ષાત્ મહાત્મા ઇન્દ્રે કર્યું હોય તેવું, હનુમાને લંકામાં કરેલું ભયંકર કાર્ય જોઈ, લજ્જા પામી, મુખ નીચું કરી, રાવણ સભા ભરીને રાક્ષસો મધ્યે બેઠો; અને તેઓ પ્રતિ, આ પ્રમાણે બોલ્યોઃ–[૧]

"હે રાક્ષસો! માત્ર એક વાનર આવ્યો હતો, તેણે દુષ્પ્રવેશ્ય લંકામાં પ્રવેશ કરી, આખી નગરી રમણભમણ કરી નાંખી, અને જાનકીને પણ મળ્યો.[૨] વળી તે હનુમાને એકલાએ જ, ચૈત્ય પ્રાસાદને તોડી નાંખ્યો, મોટા મોટા રાક્ષસોને મારી નાંખ્યા, યજ્ઞવેદીઓ ભાંગી નાંખી અને લંકાપુરીને પણ ક્ષુભિત કરી દીધી.[૩] હે રાક્ષસો! તમારું કલ્યાણ થાઓ. પણ કહો કે મારે હવે શું કરવું? તમારે પણ શું કરવું? જેથી આપણું શ્રેય થાય, તે તમે મને કહો.[૪] ડાહ્યા પુરુષોએ કહ્યું છે કે,–मंत्रमूलं च विजयं। 'મંત્ર છે તે વિજયને આપનાર છે,' માટે હે મહાબળવાન્ રાક્ષસો! રામને (જિતવા) માટે આપણે શી ગોઠવણ કરવી?[૫] આ સૃષ્ટિમાં, ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ પ્રકારના પુરુષ છે. આ ભેદ, તુલના વગર

સમજાતો નથી, માટે પ્રથમ તો તમે, હું અનુક્રમે તેમના ગુણ દોષ કહું તે શ્રવણ કરો.[૬]

"જે પુરુષ સમર્થ મંત્રીઓ, બાંધવો અને સમાન અર્થવાળા પુરુષોની સાથે મંત્ર કરે છે અને પછી દૈવ સાનુકૂળ હોય તે વેળાએ જ કાર્યનો આરંભ કરે છે, તે પુરુષને ઉત્તમ જાણવો.[૭-૮] જે પુરુષ કોઈને ન પૂછતાં એકલો જ ધર્મનું ચિન્તવન કરે છે; ધર્મમાં મન પ્રેરે છે; અને કોઈની પણ મદદ લીધા સિવાય એકલો જ કાર્યનો આરંભ કરે છે, તે પુરુષને મધ્યમ જાણવો.[૯] અને ગુણ અને દોષનો નિશ્ચય કર્યા વિના, દૈવની પણ ઉપેક્ષા કરીને, હું એકલો જ આ કાર્ય કરવાને સમર્થ છું' એમ ધારી જે પુરુષ કાર્ય આરંભે છે, તે પુરુષને અધમ જાણવો.[૧૦] જે પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને અધમ જાતના પુરુષો છે, તેમ મંત્ર પણ ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ પ્રકારનો છે.[૧૧] નીતિશાસ્ત્ર પ્રમાણે સંપૂર્ણ વિચાર કરીને, મંત્રીઓ જેમાં એક મતના થાય છે, તેને ઉત્તમ મંત્ર કહે છે,[૧૨] ભિન્ન ભિન્ન અભિપ્રાય બાંધીને આખરે મંત્રીઓ એકમત થઈ જેમાં અર્થનો નિર્ણય કરે છે, તેને મધ્યમ મંત્ર જાણવો;[૧૩] અને ભિન્ન ભિન્ન વિચારની એક બીજા સાથે તકરાર કર્યા પછી જેમાં મંત્રીઓ (મહાકષ્ટે) એક મત થાય છે, તે અધમ મંત્ર કહેવાય છે; અને તેનાથી કંઈ જ શ્રેય થતું નથી. માટે વિચારપૂર્વક કાર્ય કરવું, એ જ શ્રેષ્ઠ છે.[૧૪]

"હે રાક્ષસો! તમે બુદ્ધિમાન્ છો, માટે સર્વે વિચાર કરીને જે કાર્ય કરવાનું કહેશો, તે મારે માન્ય છે.[૧૫] હજારો ધીર વાનરોને સાથે લઈને આપણને ઉપરોધ કરવા માટે રામ લંકા ઉપર ચઢી આવશે.[૧૬] રઘુના વંશમાં ઉત્પન્ન થયેલો એ રામ, લક્ષ્મણ અને સૈન્યને લઈને જેમ બનશે તેમ શીઘ્ર, સાગર ઉતરી અહિં આવશે એ તો નક્કી જ છે, (કેમકે એક વાનર આવ્યો તો તે કોઈ યુક્તિથી આવશે જ આવશે, એમાં સંદેહ નથી.)[૧૭] હજારો વાનરોની સાથે રામ આપણું અશ્રેય કરવા તત્પર થયેલો છે, તેથી તે પોતાના પરાક્રમવડે, સમુદ્રનું શોષણ કરીને કે બળથી કે ગમે તે ઉપાયથી* પણ અહિંયાં આવશે, માટે આપણા નગરનું અને સૈન્યનું હિત થાય, તેનો તમે વિચાર કરીને સયુક્તિક સલાહ આપો."[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

* સેતુ બાંધીને.

## સર્ગ ૭ મો.

### રાક્ષસોએ કરેલું રાવણનું આશ્વાસન

આ પ્રમાણે રાવણનાં વચન સાંભળ્યા પછી, મહાબળવાન્ રાક્ષસો, જેઓ નીતિરહિત અને અબુદ્ધિવાળા હતા, એટલું જ નહિ પણ વિપક્ષવાળા કેવા જોરાવર છે, તેનું પણ જેમને જ્ઞાન નહોતું, તેઓએ હાથ જોડી રાક્ષસેશ્વર રાવણને કહ્યું; "હે રાજન્! પરિઘ, શક્તિ, ખડ્ગ, ત્રિશૂળ, પટ્ટિશ તથા કુંતલવાળું આપણું મોટું સૈન્ય છે, તો આપ શું કરવાને માટે ખેદ પામો છો? તમે ભોગવતી નગરીમાં જઈ પૂર્વે યુદ્ધમાં નાગ જિત્યા છે; કૈલાસશિખરને વિષે નિવાસ કરનાર અને અનેક યક્ષોથી પરિવૃત કુબેરને પણ તમે મોટું યુદ્ધ કરીને વશ કર્યો છે.[૧-૪] હે વિભો! તે કુબેર, શંભુની સાથે મૈત્રીવાળો, શ્લાઘાર્હ અને મહાબળવાન્ લોકપાળ ગણાય છે, તેને તમે જિતેલો છે. લાખો યક્ષોને મારી નાંખી, ક્ષોભ પમાડી તથા કેદ પકડી, તમે કૈલાસપર્વત ઉપરથી આ પુષ્પક નામનું વિમાન આણેલું છે.[૫-૬] હે રાક્ષસપુંગવ! મય નામના દાનવોના રાજાએ પણ તમારાથી ભય પામી, તમારી સાથે મૈત્રી કરી પોતાની પુત્રી મંદોદરી તમને પરણાવી છે.[૭] હે મહાબાહો! વીર્યથી ઉન્મત્ત થઈ ગયેલા દુરાસદ તથા દાનવોના અધિપતિ અને તમારી બેન કુંભીનસીને સુખ આપનાર તમારા બનેવીને* પણ તમે કેદ પકડીને વશ કરેલ છે.[૮] હે મહાબાહો! તમે રસાતળમાં જઈને વાસુકી, તક્ષક, શંખ અને જટી નામના મોટા નાગોને પણ વશ કર્યાં છે.[૯] હે વિભો! એક વર્ષ સુધી યુદ્ધ કરીને તમે અક્ષય, બળવાન, શૂરા અને વરદાન પામેલા દાનવોને† જિત્યા છે.[૧૦] વળી તેમના મદનું સ્વપરાક્રમથી દમન કરી, હે બળવાન્! તમે તેમની પાસેથી નાના પ્રકારની માયાઓ શિખ્યા છો.[૧૧] હે મહાભાગ! ચતુરંગ સેના સહિત યુદ્ધમાં આવેલા શૂરા તથા બળવાન્ વરુણના પુત્રોનો પણ તમે પરાજય કર્યો છે.[૧૨] મૃત્યુદંડરૂપી મહાગ્રાહવાળા, શાલ્મલી વૃક્ષથી શોભિત, કાળપાશરૂપી મહા તરંગવાળા, યમના કિંકરરૂપી સર્પવાળા, મહાજ્વરથી દુર્ધર્ષ એવા યમલોકરૂપી મહા સમુદ્રમાં પ્રવેશ કરી, તમે યમરાજનાં સમુદ્ર જેવા મોટાં સૈન્યને જિતી, મહાવિજય કર્યો છે અને

* આ મધુ દૈત્યના સંબંધમાં છે.

† કાલકેય દાનવો, એમ તિલક ટીકામાં છે.

મૃત્યુનો પણ પ્રતિષેધ કરી, યુદ્ધથી ત્યાંના સર્વે લોકને સંતોષ પમાડ્યો છે.[૧૩–૧૫] હે રાજન્! શૂરવીર ઇંદ્ર જેવા પરાક્રમવાળા અને યુદ્ધમાં જિતાય નહિ એવા ક્ષત્રિયોથી વૃક્ષોની પેઠે પૃથિવી છવાઈ રહી હતી, તેવા ક્ષત્રિયોને પણ તમે બળાત્કારે માર્યા છે. હે રાજન્! આ રામ તો તેમના જેટલા વીર્યવાળો નથી તેમ સૈન્યવાળો પણ નથી, તો એના શા ભાર છે? હે મહારાજ! તમે વૃથા ચિંતા મા કરો.[૧૬–૧૭]

"ડરો છો શું કામ? આ તમારો એકલો તિલકકુમાર ઇન્દ્રજિત્ વાનરોનો સંહાર કરવા સમર્થ છે.[૧૮] હે મહારાજ! એ ઇન્દ્રજિતે મહેશ્વરયજ્ઞ કરીને પરમ દુર્લભ વરદાન પ્રાપ્ત કરેલું છે.[૧૯] વળી શક્તિ અને તોમરરૂપી મત્સ્યવાળા, વિખરાયલાં આંતરડાંરૂપી શેવાળવાળા, હસ્તીઓરૂપી કાચબાથી ભરેલા, ઘોડાઓરૂપી દેડકાંવાળા, રુદ્ર અને આદિત્ય જેવા દેવોરૂપી મોટા ગ્રાહવાળા, મરુત અને વસુઓરૂપી મોટા સર્પવાળા, રથ, અશ્વ અને ગજરૂપી જળથી ભરેલા, પાયદળરૂપી પુલિનવાળા–કિનારાવાળા, દેવોના મહા સૈન્યરૂપી સાગરમાં પ્રવેશ કરીને ઇન્દ્રને કેદ કરી લંકામાં આણ્યો હતો અને જ્યારે પિતામહે ઘણું કહ્યું ત્યારે ઇન્દ્રને છોડી મૂક્યો અને પછી દેવોને નમસ્કાર કરવા યોગ્ય, શંબર અને વૃત્રને હણનાર ઇંદ્ર સ્વર્ગમાં પાછો ગયો. તે કાં ભૂલી જાઓ છો?[૨૦–૨૩] હે મહારાજ! એટલા માટે જ્યાં સૂધી રામ સહિત આખી વાનરસેનાનો ઇંદ્રજિત્ વધ કરે, ત્યાં સૂધી, ઇચ્છાનુરૂપ તેને ઘૂમવા દો.[૨૪] હે રાજન્! આવા પ્રાકૃત જનોથી આવી પડેલી આપત્તિને માટે તમે કશી પણ ચિંતા કરશો મા; કારણ કે, તમે રાઘવને મારવા માટે સમર્થ છો."[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સાતમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૮ મો

## રાક્ષસોનાં શૂરવચન

પછી નીલ મેઘ જેવા વર્ણવાળો સેનાપતિ શૂરવીર પ્રહસ્ત રાક્ષસ, હાથ જોડી, રાવણને કહેવા લાગ્યો કે,[૧] "હે મહારાજ! દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ, પન્નગ અને સર્પ ઇત્યાદિ સર્વને યુદ્ધમાં ધર્ષણ કરવા આપ શક્ય છો, તો પછી એ બે માનવોના શા ભાર છે?[૨] આપણે સઘળા અસાવધ હતા તથા વિશ્વાસથી બેઠા હતા, તેથી હનૂમાન આપણને છેતરી ગયો. નહિ તો એ વનચરનું શું સામર્થ્ય હતું, કે મારી પાસેથી જીવતો જાય?[૩] હે મહારાજ! તમે મને આજ્ઞા આપો. જુઓ, હમણાં જ સાગરપર્યંત, શૈલ્ય, વન અને કાનનયુક્ત પૃથિવીને વાનરોથી રહિત કરું છું કે નહિ?' હે રજનીચર! હું વાનરથી (હનૂમાનથી) સર્વેનું રક્ષણ કરીશ અને તેથી સીતાનું હરણ કરવાથી ઉત્પન્ન થતું દુઃખ તમારા ઉપર આવી પડશે નહિ."[૫]

પછી દુર્મુખ રાક્ષસ ક્રોધરહિત થઈને અર્થાત્ ઉપરથી શાંત મુદ્રા કરીને બોલ્યો કે–'આ આપણ સર્વેનું તેણે અપમાન કર્યું છે, તે સહન થાય તેવું નથી.[૬] વળી લંકાનો, અંતઃપુરનો અને શ્રીમાન્ રાક્ષસેન્દ્રનો પરાભવ એકલા વાનરે કર્યો, તે સહન કરી શકાય તેમ નથી;[૭] માટે જો મને આજ્ઞા કરો તો, સાગર, આકાશ કે પાતાળમાં રહેલા હશે તો પણ વાનરોને હું વિણી વિણીને એકલો મારી નાંખીશ."[૮]

મહાબળવાન્ અને કોપ પામેલો વજ્રદંષ્ટ્ર રાક્ષસ, માંસ અને રુધિરથી ખરડાયલું પરિઘ હાથમાં લઈ ક્રોધથી બોલ્યો કે,[૯] "રામ, સુગ્રીવ અને લક્ષ્મણ જીવતા છે ત્યાંસૂધી તપસ્વી અને કૃપણ એવા હનૂમાનને મારવાનું શું પ્રયોજન છે?[૧૦] હું એકલો જ આજ આખી વાનરની સેનાને ક્ષુભિત કરી મારા પરિઘવડે રામ, લક્ષ્મણ અને સુગ્રીવને મારીને પાછો આવીશ–નિડર રહો અને હે રાજન્! મારું એક બીજું વચન સાંભળો. આળસનો ત્યાગ કરી, જે પુરુષ ઉપાયમાં તત્પર રહે છે, તે જ નર વિજય પામે છે.[૧૧–૧૨] હે રાવણરાજ! ઇચ્છામાં આવે એવું રૂપ ધરનાર, શૂરા, ભયંકર દર્શનવાળા અને દૃઢ નિશ્ચયવાળા હજારો રાક્ષસોને તમે મનુષ્યનું રૂપ લેવરાવી, રામની પાસે મોકલો; અને રામને તેમની પાસે એવું કહેવરાવો કે, અમે તમારા નાના ભાઈ ભરતના સૈનિકો છીએ; અને તેમણે અમને અહિં મોકલ્યા છે અને ભરત પોતે પણ સેના લઈ અત્રે આવનાર છે.[૧૩–૧૫] આવી રીતે તેમને રાક્ષસો કહેતા હશે, એટલામાં તો અમે શૂલ, શક્તિ, ગદા અને બાણ ઇત્યાદિ લઇને સત્વર ત્યાં જઇશું અને આકાશમાં ટુકડીબંધ રહીને પથ્થર અને શસ્ત્રની વૃષ્ટિ કરીને, વાનરની સેનાને યમદ્વારમાં પહોંચાડી દઇશું.[૧૬–૧૭] જો રામલક્ષ્મણ એ વાતને સ્વીકારશે, તો પછી તે આપણા કપટમાં ફસાઈ જશે; અને આપણો કપટ કરી મારેલો માર સહન કરી પ્રાણત્યાગ કરશે."[૧૮]

પછી વીર્યવાન્ તથા ક્રોધયુક્ત થયેલો કુંભકર્ણનો પુત્ર નિકુંભ ક્રોધ કરી લોકોને ત્રાસ આપનાર રાવણ પ્રતિ કહેવા લાગ્યો કે,[૧૯] "હે મહારાજ! આ બધા રાક્ષસો અને તમે અહિયાં જ રહો; હું એકલો જ જઈ રાઘવ, લક્ષ્મણ, સુગ્રીવ અને હનૂમાન્ તથા સર્વ વાનરોને મારી આવીશ."

તુરત જ પર્વતના જેવી જેને ઉપમા અપાય એવો તથા ક્રોધ પામેલો અને જીભથી ઓષ્ઠ ચાટતો વજ્રહનુ નામનો રાક્ષસ ઉભો થયો અને બોલ્યો કે, "તમે સઘળા ચિન્તા રહિત થઈને, સર્વે પોતપોતાનાં કાર્ય કર્યાં કરો;[૨૦–૨૨] જુઓ તો ખરા, હું એકલો આખી વાનરસેનાનું ભક્ષણ કરીશ, તમે બધા નિશ્ચિંત થઈને મદ્યપાન કરો તથા નાના પ્રકારની ક્રીડાઓ કરો.[૨૩] હું એકલો જ સુગ્રીવ, લક્ષ્મણ, હનૂમાન્ અને અંગદ તથા સર્વ વાનરોને મારી નાંખું એવો છું."[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં આઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૯ મો
## વિભીષણનાં હિતવચન

પછી નિકુંભ,* રભસ મહાબળવાન્ સૂર્યશત્રુ, સુપ્તઘ્ન, યજ્ઞકોપ, મહાપાર્શ્વ, મહોદર, અગ્નિકેતુ, દુર્ધર્ષ, રશ્મિકેતુ, ઇંદ્રશત્રુ અને રાવણનો યુવરાજ બળવાન ઇંદ્રજિત, પ્રહસ્ત, વિરૂપાક્ષ, મહાબળવાન્ વજ્રદંષ્ટ્ર, ધૂમ્રાક્ષ, નિકુંભ,† દુર્મુખ ઇત્યાદિ, તેજથી પ્રદીપ્ત થયેલા હોય તેમ કોપ પામેલા રાક્ષસો, પરિઘો, પટ્ટિશો, શૂલો, પ્રાસો, શક્તિઓ, પરશ્વધો, ચાપો, સુન્દર બાણો અને જળના જેવાં પ્રકાશિત ખડ્ગો લઈને ઊભા થયા અને રાવણને કહેવા લાગ્યા કે,[૧–૫] "હે રાવણ રાય! લંકા જેણે ક્ષુભિત કરી છે એવા કૃપણ હનૂમાન્, લક્ષ્મણ, સુગ્રીવ અને રામને, અમે આજે મારી નાંખીશું."[૬] આ પ્રમાણે આયુધ લઈને તત્પર થયેલા રાક્ષસોને વારી રાખી, પુનરપિ તેમને નીચે બેસાડી, વિભીષણ હાથ જોડી નીચે પ્રમાણે કહેવા લાગ્યો.[૭]

"હે રાવણ! સામ, દામ અને ભેદ, એ ત્રણ ઉપાયથી પણ જે અર્થની પ્રાપ્તિ ન થઈ શકે એમ હોય, તેવા અર્થની પ્રાપ્તિ કરવા સારુ ઉપર કહેલા (દંડ) ઉપાય યોજવા, એમ નીતિશાસ્ત્રના જાણનારાઓ કહે છે.[૮] હે તાત! જે પુરુષ પ્રમત્ત હોય, શત્રુઓથી ઘેરાયલો હોય અને જેમને દૈવ પ્રતિકૂળ હોય તેવા પુરુષમાં વિધિપૂર્વક પરીક્ષા કરેલું પરાક્રમ સિદ્ધ થાય છે;[૯] પરન્તુ, રામ જે ઘણો સાવધાન છે, જિતવાની ઈચ્છાવાળો છે, અનુકૂલ દૈવવાળો છે, રોષાદિથી રહિત અને દુર્ધર્ષ છે, તેને જિતવાની તું કેમ ઇચ્છા રાખે છે?[૧૦] તું જ વિચાર કર કે, મહા ભયંકર નદીઓના પતિ સમુદ્રને ઓળંગી હનૂમાન્ અહિંયા આવી શકશે, એવું સ્વપ્નમાં પણ કોણ ધારતો હતો? અને મનમાં પણ કોણ એવી કલ્પના કરી શકે?[૧૧] હે નિશાચરપતિ! અપરિમેય વીર્ય તથા બળવાળા એ શત્રુની અવગણના તું ના કર.[૧૨] રામે, રાવણનું પૂર્વે એવું તે શું અપ્રિય કર્યું હતું કે, જેથી રામ જેવા યશસ્વીની ભાર્યાનું, રાવણે જનસ્થાનમાંથી હરણ કર્યું?[૧૩] કદાપિ ખરને માર્યો, તે કારણથી તેની સ્ત્રીનું હરણ કર્યું હોય તો રામે તેને માર્યો, એમાં શું ખોટું કર્યું છે? કે તે પોતાના સ્થાનને તજીને, રામના સ્થાનમાં જઈ, ત્યાં તેમને પીડાકારી થઈ પડ્યો હતો અને પોતાનું રક્ષણ કરતાં રામે તેને માર્યો, એ વાસ્તવિક જ છે. કારણ કે પ્રાણીએ પોતાની શક્તિ પ્રમાણે પોતાના પ્રાણનું અવશ્ય રક્ષણ કરવું જોઈએ.[૧૪] વૈદેહીનું હરણ કર્યું છે તો તેથી, હે રાય! મોટો ભય ઉત્પન્ન થશે. માટે કલહ ન થાય તેમ કરવાને માટે, સીતાને પાછી આપો; કારણ કે કલહ કરવામાં કંઈ સાર નથી.[૧૫] એ રામ વીર્યવાન્ છે અને ધર્માચરણવાળો છે. માટે તેની સાથે વૈર કરવું, એ નિરર્થક છે. એટલા માટે તમે મૈથિલીને પાછી આપો તો ઠીક.[૧૬] રામ અહિંયાં ચઢી આવે અને હસ્તી, ઘોડા તથા અનેક રત્નથી સંપૂર્ણ એવી લંકાનો બાણથી નાશ કરે, તે પહેલાં તમે રામની પાસે જઈ, સીતાને પાછી સોંપો.[૧૭] ઘણી ઘોર દુર્ધર્ષ વાનરોની સેના આપણી લંકાને ઉજ્જડ કરે, તે પહેલાં સીતાને પાછી સોંપો.[૧૮] જો રામની પ્રિયપત્ની સીતાને તમે પાછી નહિ સોંપો તો સર્વે શૂરા રાક્ષસોનો તથા લંકાપુરીનો નાશ થશે જ થશે.[૧૯] હે રાવણ! હું બંધુ તરીકે તને કહું છું કે, આ મારાં વચનને તું પ્રસન્ન થઈને સ્વીકાર. આ જે વચનો હું કહું છું, તે તારા હિતનાં છે. સીતાને પાછી આપ.[૨૦] હે રાવણ! જ્યાં સૂધી દશરથના પુત્ર રામ, શરદ્ઋતુના સૂર્યના કિરણ જેવાં નવાં અગ્ર અને પુંખવાળાં, ઘણાં સુદૃઢ

* આ નિકુંભ તે ઉપર કહેલો કુંભકર્ણનો પુત્ર છે.

† આ નિકુંભ બીજો.

અને નિષ્ફળ ન જાય તેવાં બાણ, તારા વધને માટે ન મૂકે ત્યાં સૂધીમાં તું સીતાને પાછી સોંપ.[૨૧] હે રાવણ! સુખ અને ધર્મનો નાશ કરનાર તારા કોપનો તું સત્વર ત્યાગ કર અને પ્રીતિ તથા ધર્મને વધારનાર ધર્મનો અંગીકાર કર. તું પ્રસન્ન થઈ રામને મૈથિલી પાછી સોંપીશ તો, અમે-પુત્ર તથા બાંધવો આદિ સૌ જીવતા રહીશું. નહિતર મુવા છીએ, એમજ માનજે.[૨૨] વિભીષણનાં આવાં કઠિણ વચન સાંભળી રાક્ષસેશ્વર રાવણ, મંત્રિસભા વિસર્જન કરી પોતાના મહેલમાં ગયો.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં નવમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૦ મો

## વિભીષણનો ઉપદેશ

પ્રભાત થયું ત્યારે, ધર્મ અને અર્થના નિશ્ચયવાળા ભીમકર્મા વિભીષણે, રાવણના ગૃહમાં પ્રવેશ કર્યો.[૧] તે ભવન પર્વતોના શિખરોનો સમૂહ હોય તેવું, પર્વત શૃંગ જેવું ઊંચું, જેમાં મોટા મોટા શોભાયમાન ઓરડાઓ છે એવું, મહાજનના વાસવાળું,[૨] બુદ્ધિમાન્ અને અનુરક્ત મોટા પુરુષોથી અધિષ્ઠિત, આપ્ત અને કુશળ એવા રાક્ષસોથી ચોતરફ રક્ષિત, મત્ત હસ્તીઓના નિઃશ્વાસથી વ્યાકુળ થતા પવનવાળું, શંખના મહાઘોષ અને તુરીના શબ્દથી ગાજી રહેલું,[૩-૪] પ્રમદાઓથી ભરપૂર, જેમાં કંચુકીઓ માર્ગ બતાવવાને માટે આગળ ચાલે છે એવું, તપાવેલા સુવર્ણના દ્વારવાળું, ઉત્તમ પ્રકારનાં ભૂષણોથી સુશોભિત,[૫] ગંધર્વોનો જાણે નિવાસ હોય તેવું, દેવલોકના સ્થાન જેવું, રત્નોના સમૂહથી જડેલી નાગભૂમિ હોય તેમ ઝળહળતું હતું.[૬] વિસ્તાર પામેલાં સૂર્યકિરણ, જેમ મહામેઘમંડળમાં પ્રવેશ કરે, તેમ મહાકાન્તિમાન્ વિભીષણે પોતાના મોટા ભાઇના મંદિરમાં પ્રવેશ કર્યો.[૭] ત્યાં આગળ વેદ જાણનારા બ્રાહ્મણોથી ઉચ્ચરાયલા પુણ્યાહવાચનના અને રાવણરાયનો જય જય હો, એવા સુન્દર શબ્દો તેણે સાંભળ્યા.[૮] વળી મહાબળવાન્ વિભીષણે મંત્ર અને વેદ જાણનારા તથા પુષ્પ, ઘૃત અને દધિ અક્ષતાદિથી પૂજાયલા સેંકડો બ્રાહ્મણો પણ ત્યાં આગળ દીઠા.[૯]

પછી રાક્ષસો જેનું પૂજન કરે છે એવા તથા પોતાના તેજથી આસનને દેદીપ્યમાન કરતા રાવણને જોઈ, વિભીષણે તેને વંદન કર્યું.[૧૦] આચારને જાણનાર વિભીષણે કહ્યું, 'રાયજીનો વિજય વાધો.' રાવણે દૃષ્ટિવડે બતાવેલા એક, સુવર્ણના આસન ઉપર તે બેઠા.[૧૧] જ્યારે બીજા લોકો આઘા પાછા હતા ત્યારે વિભીષણે મંત્રિમંડળ સમક્ષ, એકાન્તમાં, યુક્તિ પ્રમાણે, હિતનાં વચન રાવણને કહેવા માંડ્યાં.[૧૨] દેશ કાળને જાણનારા, શ્રેષ્ઠ તથા અશ્રેષ્ઠનો વિચાર કરનારા વિભીષણે, રાવણનું સાન્ત્વન કરી, તેને નીચે પ્રમાણે કહ્યું:-[૧૩]

હે શત્રુને તપાવનાર! હું કહું છું તે તું ચિત્ત સ્થિર કરી સાંભળ. જ્યારથી વૈદેહીનાં અહિયાં પગલાં થયાં છે, ત્યારથી આપણને ઘણાં માઠા શુકન થાય છે.[૧૪] તણખા અને ધૂમાડાવાળો અગ્નિ, હોમ કરવા છતાં પ્રદીપ્તમાન થતો નથી.[૧૫] આપણા રસોડામાં, અગ્નિહોત્રનાં ગૃહોમાં તથા વેદાધ્યયનગૃહોમાં નરા સર્પ નિકળે છે; અને હવ્યમાં નરી કીડીઓ જણાય છે;[૧૬] ગાયોનાં દુધ થોડાં થઈ ગયાં છે; હાથીઓનો મદ ઝરતો બંધ થયો છે, ઘોડાઓ પણ તેજમાં ખુંખારા કરતા નથી અને ઘાસ ખાય છે, તેમ છતાં પણ ભૂખ્યા હોય, તેમ નવા નવા ઘાસની ઇચ્છા કરે છે.[૧૭] વળી હે રાજન્! ખર, ખચ્ચર, ઉંટ ઇત્યાદિ પ્રાણીઓ રુંવાં ઊંચાં કરી નિરંતર અશ્રુપાત કરે છે; ચિકિત્સાકર્મથી તેમનું રક્ષણ કરવામાં આવે છે, તોપણ સ્વાભાવિક પ્રકૃતિમાં તે રહેતાં નથી.*[૧૮] વળી કાગડાઓનાં ટોળાં પણ ચારે દિશાઓમાં કોલાહલ કરે છે અને વિમાનની ટોચો ઉપર આવી આવીને બેસતાં જણાય છે.[૧૯] પીડા પામેલાં ગીધ અને બીજાં મૃતમાંસભક્ષી પક્ષીઓ લંકા ઉપર આવીને ભમે છે; અને પ્રાતઃકાળે તેમ સંધ્યાકાળે શિયાળવાં ઘણાં જ અમાંગલિક રુદન કરે છે.[૨૦] વિજળીના કડાકા જેવા ભયંકર શબ્દ કરનારાં માંસાહારી જનાવરો બોલે છે અને મૃગો બૂમો પાડે છે.[૨૧] માટે, આ તેં જે પાપ કરેલું છે, તેનું પ્રાયશ્ચિત્ત કર! હે વીર! તું વૈદેહી રાઘવને પાછી આપ.[૨૨] હે મહારાજ! કદાપિ એમ ધાર કે, મેં મોહ અને લોભથી આ વચન કહેલાં છે, તોપણ તું મારામાં કોઈ પ્રકારની દુષ્ટ બુદ્ધિ છે, એમ ધારીશ મા.[૨૩] આ સીતાનું હરણ કરવારૂપી જે દોષ છે, તે સર્વેને લાગશે; અને રાક્ષસો તથા રૈયત વગેરે સર્વેને આ પાપના છાંટા ઉડ્યા વગર

* રામાયણના કાળમાં પણ પશુવૈદ્ય-( Veterinary ) શાસ્ત્ર હતું, એમ આથી સિદ્ધ થાય છે.

રહેશે નહિ.[૨૪] આ મંત્ર તને કહેવાને માટે સર્વે મંત્રીઓ પાછા હઠી ગયા છે. પરન્તુ મેં જેવું સાંભળ્યું છે અને જોયું છે, તે પ્રમાણે હું તને કહું છું; તેપર યથાન્યાય તારે જે વિચાર કરવો ઘટે, તે પ્રમાણે વિચાર કરીને ચાલ."[૨૫]

આ પ્રમાણે મંત્રીઓની વચ્ચે બેઠેલા પોતાના બંધુ રાવણને વિભીષણે હિતનાં વચન કહ્યાં.[૨૬] ભૂત, ભવિષ્ય તથા વર્તમાનકાળને વિષે હિત કરે એવાં હેતુયુક્ત, મૃદુ અને અર્થવાળાં વિભીષણનાં તે વચન સાંભળી દશકંધર ક્રોધથી રાતો પીળો થઈ ગયો; અને સીતાવિષયની કામનાવાળો તે નીચે પ્રમાણે બોલ્યોઃ–[૨૭]

"એ વિભીષણ! મને કોઈ તરફથી ભય હોય, એમ લાગતું નથી. રાઘવને હું મિથિલેશ્વરની પુત્રી પાછી આપું, એવી કોઈએ આશા જ રાખવી નહિ. કદાચ રામ ઇન્દ્ર સહિત બધા દેવને લઈને આવશે, તો પણ તે મારી સન્મુખ ઉભો રહેવા શક્તિમાન્ નથી!"[૨૮] આ પ્રમાણે કહીને દેવતાઓના સૈન્યનો નાશ કરનાર મહાબળવાન્ અને યુદ્ધમાં ભયંકર પરાક્રમવાળા દશકંધરે હિતનાં વચન કહેનાર પોતાના ભાઈ વિભીષણને, ત્યાંથી કહાડી મૂક્યો.[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં દશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૧ મો

### રાવણનો મંત્ર

મૈથિલી ઉપર મોહિત થયેલો પાપી રાવણ, પોતાના સુહૃજ્જનોનું અપમાન કર્યાથી અને પાપકર્મથી, નિરંતર સુકાઈ જતો હતો.[૧] અતિશે કામમોહિત થયેલા રાવણે–વિભીષણ સિવાયના અન્ય સુહૃદ્વર્ગના કહ્યા પ્રમાણે આજ લડાઈને માટે યોગ્ય કાળ છે, એમ માનવા માંડ્યું.[૨] સુવર્ણથી મઢેલા, મણિ અને વિદ્રુમથી જડેલા, સારા કેળવાયલા ઘોડાવાળા, મેઘના જેવા ઘોષ કરતા રથમાં બેસી, રાક્ષસોમાં શ્રેષ્ઠ દશગ્રીવ ત્યાંથી સભામાં જવાને તૈયાર થયો.[૩-૪] તે વખતે ઢાલ તરવાર ધારણ કરનારા તથા સર્વે પ્રકારનાં આયુધોવાળા રાક્ષસ યોધાઓ તેની આગળ ચાલતા હતા.[૫] અને નાના પ્રકારના વિચિત્ર વેશવાળા તથા વિવિધ પ્રકારના અલંકારોથી શોભતા કેટલાક રાક્ષસો તેની પાછળ અને બે બાજૂએ વિંટાઇને ચાલતા હતા.[૬] વળી ઘણાક અતિરથીઓ રથમાં બેસીને, કેટલાક યોધાઓ મત્તહસ્તીઓ ઉપર બેસીને, કેટલાક ઘોડાઓને ખેલાવતા, ગદા, પરિઘ, શક્તિ, તોમર ઇત્યાદિ આયુધવાળા યોધાઓ લંકેશની સાથે ચાલવા મંડ્યા. તેના પ્રયાણ સમયે હજારો તુરીઓનો મોટો ધ્વનિ થયો.[૭-૮] રાવણ જ્યારે સભા તરફ ગમન કરતો હતો ત્યારે તુમુલ એવો શંખનાદ થતો હતો. રથના પૈડાંના ધ્વનિથી શબ્દાયમાન અને રમણીય લાગતા માર્ગમાં થઇને રાક્ષસોના રાજાએ ચાલવા માંડ્યું, તેના માથા ઉપર જાણે સાક્ષાત્ પૂર્ણ ચંદ્ર ઉગ્યો હોય, તેવું શ્વેત છત્ર ધરેલું હતું, સુવર્ણની મંજરીઓવાળા શુદ્ધ સ્ફટિક જેવાં ઉજ્જ્વલ ચામરો તેની બેઉ બાજૂએ ફરતાં હતાં અને પૃથ્વી ઉપર ઉભેલા રાક્ષસો રથમાં બેઠેલા રાવણને હાથ જોડી મસ્તકવડે પ્રણામ કરતા હતા. આ પ્રમાણે રાક્ષસો અને બીજી રૈયતથી વંદિત થતો, મહાતેજસ્વી અને શત્રુનો નાશ કરનાર રાવણ સભામાં ગયો.

તે સભા વિશ્વકર્માએ બાંધેલી હતી. સોના અને રૂપાથી તેની ભૂમિકાઓ રચેલી હતી, અને મધ્ય ભાગમાં શુદ્ધ સ્ફટિક જડેલા હતા.[૯-૧૪] સોનેરી પટ્ટાવાળાં બિછાનાં તેમાં પાથરેલાં હતાં. છસેં પિશાચ રક્ષકો તેનું રક્ષણ કરતા હતા અને તેનો પ્રભાવ પણ સદા ઝળહળતો હતો. આવી સભામાં રાવણ પેઠો અને વૈડૂર્ય મણિનું બનાવેલું અને પ્રિયક નામના મૃગચર્મથી આચ્છાદિત કરેલું એક મોટું આસન હતું, તે ઉપર જઇને બેઠો.

પછી હલકા પરાક્રમવાળા બીજા રાક્ષસોને આજ્ઞા કરી કે,[૧૫-૧૭] 'શત્રુઓને માટે આપણે વિચાર કરવાનો છે, તે તમે જાણો છો. માટે તમે બીજા રાક્ષસોને બોલાવી લાવો.'[૧૮] તે રાક્ષસો, તેનાં વચન સાંભળીને લંકામાં ચાલી નિકળ્યા અને ઘેરે ઘેર વિહારસ્થાન, ઉદ્યાન અને શયનોમાં–જ્યાં જ્યાં રાક્ષસો હતા, ત્યાં ત્યાંથી તેમને શોધી કહાડ્યા ને નિડરપણે કહ્યું કે,– 'રાવણ તમને બોલાવે છે.'[૧૯] રાજાની આજ્ઞા સાંભળી, કેટલાએક રાક્ષસો રથમાં બેઠા, કેટલાક ઘોડે ચઢ્યા, કોઈ હાથી ઉપર અને કેટલાક તો પગ પાળા જ દશકંધરની સભામાં જવા માટે ચાલી નીકળ્યા.[૨૦] તેઓના સમૂહથી સંપૂર્ણ થયેલી લંકા, ઉડતા ગરુડોથી જેમ આકાશ શોભે, તેમ શોભી રહી.[૨૧] વાહનો તથા રથોમાં બેસી જતા તે રાક્ષસો, વાહનો પરથી ઉતરી, પગપાળા સિંહો જેમ ગિરિગુફામાં પ્રવેશ કરે, તેમ

ગર્જના કરતા સભામાં જઈ રાવણને પગે પડ્યા. તેણે તેમનો સત્કાર કરી આસન આપ્યાં. પછી કેટલાએક ઊંચા આસન ઉપર, કેટલાએક પીઠ ઉપર, કેટલાએક ગોળ આસન ઉપર અને કેટલાક જમીન ઉપર બેઠા.[૨૨-૨૩] રાવણની આજ્ઞાથી સભામાં આવેલા રાક્ષસો આ પ્રમાણે પોતપોતાને યોગ્ય સ્થાને બેઠા.[૨૪] પછી અર્થનો નિશ્ચય કરવામાં ઘણા કુશળ એવા મુખ્ય મંત્રીઓ, ગુણવાન્, સર્વજ્ઞ અને બુદ્ધિવાળા અમાત્યો વગેરે સેંકડો રાક્ષસો સર્વનાં સુખને અર્થે નિશ્ચય કરવાને માટે સુવર્ણના જેવા વર્ણવાળી સભામાં આવ્યા.[૨૫-૨૬] સારા ઘોડાવાળા સુવર્ણથી મઢેલા રથમાં બેસી મહાત્મા યશસ્વી વિભીષણ પણ મોટા ભાઈની સભામાં આવ્યો.[૨૭] તેણે સભામાં આવી પોતાના વડીલ બંધુને પ્રેમપૂર્વક નમસ્કાર કર્યો. શુક અને પ્રહસ્તે સભામાં આવનારાને યથાયોગ્ય આસનો આપ્યાં.[૨૮] સુવર્ણ અને નાના મણિના ભૂષણવાળા, સુન્દર વસ્ત્રવાળા, અગર ચંદનની વાસવાળા અને પુષ્પની માળાઓવાળા રાક્ષસોને અથડાતો વાયુ પણ, સુગંધમય જ વહન થઈ રહ્યો હતો.[૨૯] સભામાં કોઈ મોટેથી બોલતું નહોતું, અસત્ય ભાષણ થતું નહોતું અને સહુ સંપૂર્ણ મનોરથ થયા હોય, તેમ પોતાના સ્વામીના મુખ સામું જ જોઈ રહેલા હતા.[૩૦]

આ પ્રમાણે, મનસ્વી તથા મહાબળવાન્ શસ્ત્રધારી રાક્ષસોની સભામાં બેઠેલો રાવણ, જેમ દેવતાઓની વચ્ચે ઇન્દ્ર શોભે, તેમ પોતાની કાન્તિથી શોભતો હતો.[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૨ મો

## કુમ્ભકર્ણ તથા રાવણનું સંભાષણ

સંગ્રામમાં વિજય મેળવનાર રાવણે, આખી સભા ઉપર દૃષ્ટિ ફેરવી અને પોતાના સેનાપતિને કહ્યું,[૧] "હે પ્રહસ્ત! વિવિધ અસ્ત્રવિદ્યા શિખેલી આપણી ચતુરંગિણી સેનાને લંકાનું રક્ષણ કરવાનો હુકમ દે."[૨] રાવણનાં તે વચન સાંભળી, તે રાજાજ્ઞા પાળવાને તત્પર થયો. સાવધાન ચિત્તે પ્રહસ્તે લંકાના રક્ષણને માટે નગરની બહાર તથા અંદરના ભાગમાં રુડી રીતે સૈન્યની યોજના કરી.[૩] નગરનું એ પ્રકારે રક્ષણ કરવાનું લશ્કરને સોંપી, પ્રહસ્તે, રાવણની પાસે આવીને બેસતાં નિવેદન કર્યું કે,[૪] "હે રાક્ષસેશ્વર! હે બળવાન્! નગરનું રક્ષણ કરવાને માટે મેં બહારના તથા અંદરના ભાગોમાં લશ્કર યોજ્યું છે, માટે હવે ચિત્તની વ્યાકુળતાનો ત્યાગ કરી, તારે જેમ કરવાની ઇચ્છા હોય તેમ કર."[૫] રાજ્યનું હિત ઇચ્છનાર પ્રહસ્તનું તે કહેવું સાંભળી, સુખની લાલસાવાળા રાવણે, પોતાના સુહૃદ્વર્ગને કહ્યું;[૬]

"હે સુહૃદો! તમે પ્રિય અપ્રિય, સુખ દુઃખ, લાભ અલાભ, હિત અહિત તથા ધર્મ, અર્થ અને કામાદિમાં, સંકટ સમયે શું કરવું, તે યથાર્થ જાણો છો.[૭] મંત્રકાર્યયુક્ત જે જે કામ તમે મારી પાસે આજ સુધીમાં આરંભાવ્યાં છે, તેમાં હું આજ સુધી કદિ પણ નિષ્ફળ થયો નથી.[૮] મારી ખાત્રી છે કે, જેમ ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર તથા દેવોથી વિંટાયલો વાસવ, શ્રીને પામે છે, તેમ તમારાથી હું શ્રીને પામીશ.[૯] આપણે સર્વને એકમત થઈ કાર્ય કરવાનું છે. ભાઈ કુંભકર્ણ સૂતેલો હોવાથી, મેં તેને શી વાત છે, તે કહેલી નથી.[૧૦] મહાબળવાન્ તથા સર્વે શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા આ કુંભકર્ણ હમણાં જ છ માસની નિદ્રા લઈ જાગ્યો છે, એટલે હું તેને સર્વ વાત જણાવું છું.[૧૧]

"રાક્ષસોના નિવાસસ્થાન દંડકારણ્યમાંથી, રામની પ્રિય પત્ની સીતાનું હું હરણ કરી લાવ્યો છું.[૧૨] પણ જનકરાજાની અલસગમન કરનારી પુત્રી સીતા, મારા શયનને શોભાવવા ઇચ્છતી નથી. તેના જેવી રુપાળી સ્ત્રી, ત્રણે લોકમાં કોઈ નથી, એમ હું તો ધારું છું.[૧૩] તે સાક્ષાત્ મયાસુરે નિર્માણ કરેલી માયા જ હોય તેવી છે. તેની કટી પાતળી છે, નિતંબ ભારે છે, તેનું મુખ શરદ્ઋતુના ચંદ્ર સરખું છે તથા તે સૌમ્ય આકૃતિવાળીનું સર્વાંગ સોનાની ખાંપણ વિનાની પુતળી જેવું છે.[૧૪] તેનાં સુંદર અને રાતાં તળીઆંવાળાં, સુંવાળાં, રક્ત નખવાળાં અને ઘાટીલાં ચરણો જોઈ, મારો કામાગ્નિ નિરંતર વૃદ્ધિ પામે છે.[૧૫] વળી હુતાગ્નિની જ્વાળા જેવી તથા સૂર્યની પ્રભા સમાન એ સીતાનું પાતળું અને અણિદાર નાકવાળું સુંદર અને સ્વચ્છ મુખ અને તેનાં સુંદર નેત્રો જોઈ, હું તેને અધીન થઈ કામવશ થઈ ગયો છું. ઓ ભાઈ! ક્રોધ તથા હર્ષને સમાન કરનાર, શરીરના વર્ણનો નાશ કરનાર તથા શોક અને સંતાપ કરનાર કામદેવે મને વિહ્વળ કરી નાંખેલો છે. (સીતાનું હરણ કર્યા પછી, મેં તેને મારો અંગીકાર કરવાને કહ્યું, ત્યારે તે) વિશાળ નેત્રવાળી સીતાએ પોતાના સ્વામી રામની વાટ જોવા-

ને માટે મારી પાસે એક વર્ષની મુદત માંગી લીધી છે અને મેં પણ તે સુંદર નેત્રવાળીને તેમ કરવાને માટે વચન આપેલું છે.[૧૬–૧૯] પણ જેમ લાંબો પંથ કાપતાં અશ્વ થાકી જાય છે, તે પ્રમાણે હું હવે આ કામદેવથી થાકયો છું. (તે મને ઘણો સતાવે છે.) મેં સાંભળ્યું છે કે, દશરથપુત્રો લડવા આવે છે, પણ ક્ષુભિત ન થાય એવા તથા અનેક પ્રકારનાં જળચરોથી સંપૂર્ણ આ સાગરને, રામ તથા લક્ષ્મણ, વાનરોની સાથે શી રીતે તરી શકશે, તે મને સમજાતું નથી. પણ એ ધારવું ખોટું છે; કારણ કે એક જ વાનરે અત્રે આવીને, મહા પીડા કરી હતી (તો બીજા કેમ ન આવે ?)[૨૦–૨૧] કાર્યની ગતિ કળ્યામાં આવે તેવી નથી. માટે હે રાક્ષસો ! જેને જેવી બુદ્ધિ સૂઝતી હોય તે કહો. આપણને મનુષ્યથી જો કે ભયનો સંભવ તો નથી જ, છતાં પાણી પહેલાં પાળ બાંધવી, એ ઠીક.[૨૨]

"પૂર્વે જ્યારે દેવો અને અસુરોની સાથે યુદ્ધ થયું ત્યારે તમે બધા મારી સાથે હતા અને તે વખતે હું વિજય પામ્યો હતો. આજે પણ તમે તેના તે જ છો, એટલે મને કશો ભય નથી. મારા સાંભળ્યામાં આવ્યું છે કે, સીતાની શોધ મળ્યાથી રામ અને લક્ષ્મણ સુગ્રીવ આદિ વાનરોનું સૈન્ય લઈ, સમુદ્રને સામે કિનારે આવી પડેલા છે.[૨૩–૨૪] પણ એ બે રાજકુમારો મરાય અને સીતાને પાછી આપવી ન પડે, એવો કોઈ ઉપાય તમે શોધી કાઢો અને સંપૂર્ણ નિશ્ચય કરી મને જે કરવાનું હોય, તે જણાવો.[૨૫] ઇન્દ્રાદિ દેવોમાં તથા બીજા કોઇમાં પણ આપણને જિતવાની શક્તિ, હું તો જોતો નથી, તો વાનરોને લઈ સમુદ્ર ઉલ્લંઘી રામ આપણને જિતે, એવો તો સંભવ જ ક્યાંથી ? માનો, કે ન માનો, પણ વિજય તો મારો જ છે."[૨૬]

કામથી આંધળા થયેલા રાવણનાં આવાં વચન સાંભળી, કુંભકર્ણ કોપ કરી આ પ્રમાણે બોલ્યો:–[૨૭] "હે રાવણ ! જે વખતે લક્ષ્મણ અને રામ વિનાની એકલવાઈ તેની પત્ની સીતાનું બળાત્કારે તેં હરણ કર્યું ત્યારે યમુના જેમ એકદમ પોતાના હ્રદને પૂર્ણ કરે છે, તેમ તેં તારો વિચાર પૂર્ણ કર્યો. તે સમયે તેં અમને પૂછ્યું નહિં અને હવે તું કેમ પૂછે છે ?[૨૮] હે મહારાજ ! તેં જે કર્મ કરેલું છે, તે તને ઘટે તેવું નથી. જો તારે એ કામ કરવું હતું તો પહેલેથી અમને એ વાત પૂછવી હતી ( અમે યોગ્ય સલાહ આપતે અને તને એવું અણઘટતું કાર્ય કરતાં વારતે ) પણ બની તે બની. હવે કર્યા પછી તેનો ઉપાય થાય તેમ નથી.[૨૯] હે દશાનન ! જે રાજા પ્રથમ જ ન્યાયથી નિશ્ચય કરી રાજ્યકાર્યો કરે છે, તેને પાછળ પશ્ચાત્તાપ કરવો પડતો નથી.[૩૦] પરંતુ જે રાજા, મંત્રીઓની સાથે વિચાર કર્યા વિના કોઈ કાર્ય કરે છે, તે જેમ બેદરકાર રહેનારા પુરુષને અભિચાર વગેરેથી અપવિત્ર થયલા યાગમાં હોમેલાં હવિ, દુઃખ આપે છે, તેમ પોતાનાં કાર્યથી દુઃખ થાય છે.[૩૧] જે માણસ પ્રથમ કરવાનું કાર્ય પછી કરે છે અને પછી કરવાનું કાર્ય પ્રથમ કરે છે, તેને નીતિનું કે અનીતિનું જ્ઞાન હોતું નથી.[૩૨] જેમ હંસો હિમાલય ઓળંગવા ક્રૌંચના રંધ્રમાંથી છાનો માર્ગ લે છે, તેમ શત્રુ ગમે તેવો બળવાન્ હોય પણ કાર્યમાં ચપળ હોય તો, શત્રુઓ, તેનું છિદ્ર ખોળી કાઢે છે (ને નાશ કરે છે).[૩૩]

"હે રાવણ ! સીતાનું હરણ કરવાનું આવું અયોગ્ય અને અચિંતિત કાર્ય તેં કર્યું, તે વિષભોજન જેમ મનુષ્યનો નાશ કરે છે, તેવું છે. તારું ભાગ્ય છે કે, હજી રામે તારો નાશ કર્યો નથી.[૩૪] હે રાવણ ! કોઈ ન કરે તેવું તેં આ કાર્ય કર્યું–ઘણું ખોટું કર્યું–હવે તેનો ઉપાય નથી. પણ જા, હું તને સહાય કરીશ. તારા શત્રુઓને મારી તને સહાય કરીશ.[૩૫] હે નિશાચર ! હું તારા શત્રુઓનો સંહાર કરી નાંખીશ. જો કદાપિ રામ અને લક્ષ્મણ, ઇન્દ્ર અને સૂર્ય કે મારુત અને અગ્નિ કે કુબેર અને વરુણ સરખા હશે, તોપણ હું તેમની સાથે યુદ્ધ કરીશ.[૩૬] ગિરિના જેવો મારો દેહ અને તીક્ષ્ણ દાઢો જોઈને અને મારી ગર્જનાઓ સાંભળી, મને પરિઘ લઈ યુદ્ધમાં ઘૂમતો જોઈ, ઇન્દ્ર સરખો પણ ભય પામે છે, તો એ રામનું કોણ ગજું ?[૩૭] જો કદાપિ રામ મને એક બાણ મારી બીજે બાણે મારું મૃત્યુ કરવા તૈયાર થશે, તો તે જ ક્ષણે હું તેનું સ્વેચ્છાથી રુધિરપાન કરીશ. માટે, હે રાવણ ! તું ગભરાઇશ નહિ.[૩૮] હે રાવણ ! રામનો વધ કરી તને સુખ થાય તેમ, જય મેળવવાને હું પ્રયત્ન કરીશ. હું લક્ષ્મણ સહિત તેનો નાશ કરીશ અને સઘળા મુખ્ય વાનરોને આખાને આખા ગળી જઇશ.[૩૯] માટે, હે રાવણ ! તું નિરાંતે રમણ કર અને ઉત્તમ પ્રકારના મદ્યનું પાન કર. ભલે તારો સંતાપ દૂર કરી, જે હિતનાં કાર્યો કરવાનાં હોય તે કર; હું રામને યમદ્વારમાં પહોંચાડીશ, એટલે સીતા સત્વર તને વશ થશે."[૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બારમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૧૩ મો
## રાવણને થયેલા શાપની કથા

રાવણને ક્રોધ પામેલો જોઈ, મહા બળવાન્ મહાપાર્શ્વ બે ઘડી સુધી વિચાર કરી, હાથ જોડી, કહેવા લાગ્યો કે,[૧] "હે મહારાજ! મૃગ અને સર્પથી સેવિત વનમાં જઈ સુંદર મધુ પ્રાપ્ત થાય તે છતાં, જે પુરુષ તેનું પાન નથી કરતો તે મૂર્ખ છે, એમ હું જાણું છું.[૨] હે શત્રુનાશક! તું સર્વનો ઈશ્વર છે, તો તારો તે વળી ઈશ્વર કોણ? તું ધણીનો કોઈ ધણી નથી. માટે શત્રુઓના મસ્તકપર પગ દે અને હવે સીતા ન માને તો બળાત્કારે તેની સાથે રમણ કરી, કુકડાની પેઠે* તેનો ઉપભોગ કર.[૩–૪] સીતાને ભોગવવાથી તારી કામનાઓ પૂર્ણ થયા પછી તને શું ભય આવી નડવાનું છે? તેમ છતાં કદાપિ ભય આવી પડ્યું તો તું અસાવધાન હશે તોપણ તેનો ઉપાય થઈ રહેશે.[૫] અમે સાથે હોઇશું, એટલે કુંભકર્ણ તથા આ મહાબળવાન્ ઇન્દ્રજિત્, વજ્ર લઈ આવેલા ઇન્દ્રને પણ હઠાવવાને સમર્થ છે.[૬] રાજનીતિજ્ઞ પુરુષોએ, સામ, દામ અને ભેદે કરી કાર્ય સાધવું, એમ કહેલું છે. પરંતુ મને તો કેવળ દંડથી જ આ કાર્ય સિદ્ધ કરવું એ સારું લાગે છે.[૭] હે મહાબળવાન્! તારા શત્રુઓ જો અહિં આવશે તો અમે અમારાં શસ્ત્રોના ઉપરાચાપરી પ્રહાર કરી તેને મારી હઠાવીશું; એમાં લેશ પણ શંકા આણીશ મા."[૮]

મહાપાર્શ્વનું એવું ભાષણ સાંભળી, રાવણે તેને અભિનંદન દીધું અને કહ્યું કે,–[૯] "હે મહાપાર્શ્વ! પૂર્વે મેં એક કામ કરેલું હતું, જે મેં આજ સૂધી ગુપ્ત રાખેલું છે, પણ આજ તે હું તને કહું છું, તે સાંભળ:[૧૦] એક દિવસે પુંજિકસ્થલા નામની એક અપ્સરા, છમછમાટ કરતી પિતામહ બ્રહ્માને ઘેર જતી હતી. તે મને જોઈને અગ્નિની જ્વાળાની પેઠે આકાશમાં છૂપાઈ ગઈ.[૧૧] પણ તેની કાંતિથી હું મોહાંધ થયો ને તેનાં વસ્ત્ર કાઢી નાંખી બળાત્કારે રંગ રમ્યો. પછી ચુંથાઈ ગયેલી કમલિની હોય, તેવી તે ત્યાંથી બ્રહ્માને ઘેર ગઈ.[૧૨] આ વાત બ્રહ્માના જાણવામાં આવતાં, એક રાતે જ્યારે હું તેમની પાસે ગયો ત્યારે, તેમણે ક્રોધ કરી મને કહ્યું,[૧૩] 'હે રાવણ! જો આજ પછી તું કોઈ પણ સ્ત્રીની સાથે બળાત્કારથી સંભોગ કરીશ તો તત્ક્ષણે તારા મસ્તકના સેંકડો કકડા થઈ જશે, એમાં લેશ પણ શંકા આણીશ નહિ.'[૧૪]

"બ્રહ્માના આ શાપની બ્હીકથી હું સીતાને બળાત્કારે મારા શયનમાં ઘસડી શકતો નથી.[૧૫] મારો વેગ સાગરના સરખો છે અને મારી ગતિ વાયુના જેવી છે, એ વાત રામના જાણ્યામાં નથી, તેથી જ તે મારી સાથે યુદ્ધ કરવા આવે છે;[૧૬] બાકી પર્વતની ગુફામાં બેઠેલા સિંહ સરખા તથા કોપ પામેલા મૃત્યુ જેવા મને છંછેડવાને કોણ ઇચ્છે?[૧૭] બે જીભવાળા સર્પના જેવાં સંગ્રામમાં છૂટતાં મારાં સચોટ બાણો, રામે જોયાં નથી, તેથી જ તે મારી સાથે યુદ્ધ કરવા આવે છે.[૧૮] પણ જેમ વિદ્યુત્, હસ્તીને બાળી નાંખે છે, તેમ ધનુષમાંથી છૂટેલાં ને સુસવાટ કરતાં વજ્રસમાન મારાં બાણોથી હું રામને ભેદી નાંખીશ.[૧૯] જેમ પ્રભાતમાં ઉદય પામેલો સૂર્ય, તારાઓની પ્રભાનું હરણ કરે છે તેમ, સેનાથી પરિવૃત થયેલો હું, રામની સેનાના તેજને હરણ કરીશ.[૨૦] સહસ્ર નયનવાળા ઇન્દ્ર અને વરુણથી પણ મને જિતી શકાય તેમ નથી જ, (તો એ રામ કોણ?) પૂર્વે કુબેરથી રક્ષિત થયેલી આ નગરી પણ મેં મારા બાહુબળે જિતી લીધી હતી.[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં તેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૪ મો
## વિભીષણનો અભિપ્રાય

રાવણનાં આવાં ભાષણ તથા કુમ્ભકર્ણની ગર્જનાઓ સાંભળી, વિભીષણ, રાવણને હિત અને અર્થયુક્ત વચનો કહેવા લાગ્યો. તે બોલ્યો,[૧] "હે રાજન્! બે બાહુમાં સમાય એવા દેહવાળો, ચિંતારૂપી વિષવાળો, સુન્દર સ્મિતરૂપી તીક્ષ્ણ દાઢવાળો, પાંચ આંગળીઓરૂપી પાંચ મુખવાળો અને મોટી કાયાવાળો આ સીતારૂપી મોટો વિષમય સર્પ તેં શા માટે પકડી, તારા કંઠમાં ધારણ કર્યો છે?[૨] અરે રાવણ! પર્વતનાં શિખરો સમાન શરીરવાળા, દાઢોરૂપી જેને આયુધો છે અને નખથી જે લડે છે તેવા વાનરો, તારી લંકામાં આવી ઉથલપાથલ કરી ન નાંખે, તેટલામાં તું રાઘવ પાસે જઇને સીતાને સોંપી આવ.[૩] વજ્રના જેવી ઉપમાવાળા અને વાયુના જેવા વેગવાળા, રામનાં સચોટ બાણો,

---

* વાત્સ્યાયન કહે છે કે કામી કુકડાના સમાગમ વખતે કુકડીને ક્રોધ ઉત્પન્ન થાય છે; એવો તેનો જાતિ સ્વભાવ છે. મહાપાર્શ્વના કહેવાનો ભાવાર્થ એવો છે કે—એવી ક્રોધાયમાન કુકડીને ભોગવીને પણ કુકડો સુખી થાય છે; તું પણ તેમ કર.

રાક્ષસોનાં શિરોને છેદી નાંખે, તે પહેલાં, તું સીતાને રામ પાસે લઈ જા, ને પગે પડ.[૪] હે રાજન્! આ તારો ઇન્દ્રજિત્, કુંભકર્ણ, મહાપાર્શ્વ, મહોદર, કુંભ, નિકુંભ કે અતિકાય એમાંથી, કોઈ પણ રામની સામે યુદ્ધમાં ઉભો રહી શકવા સમર્થ નથી.[૫] હે રાવણ! તું કદાપિ સૂર્યને કે વાયુને શરણે જઇશ, કે ઇન્દ્રને ખોળે માથું મૂકીશ, કે મૃત્યુને શરણે જઇશ, કે પાતાળમાં પેસીશ તો પણ રામ તને જીવતો મૂકે, એ આશા જ રાખતો ના."[૬]

વિભીષણનાં આવાં વચન સાંભળી, પ્રહસ્ત બોલ્યો; "અરે વિભીષણ! અમને દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ કે ગંધર્વનો પણ જરાએ ભય નથી; યુદ્ધમાં મોટા મોટા સર્પો પણ અમને ભય પમાડવા અસમર્થ છે, તો મનુષ્યના રાજા પેલા દશરથના પુત્ર રામથી અમને સંગ્રામમાં શું ભય ઉત્પન્ન થનારું છે વારુ?"[૭-૮]

પ્રહસ્તનાં આવાં અહિત વચનો સાંભળી, રાજાના હિતની આકાંક્ષા રાખનાર તથા ધર્મ, અર્થ અને કામમાં જેની બુદ્ધિ કુશળ છે એવો વિભીષણ, રાજહિતનાં મહા અર્થયુક્ત વચનો બોલ્યો;[૯] "અલ્યા પ્રહસ્ત! જેમ અધર્મ બુદ્ધિવાળાને સ્વર્ગ મળી શકતું નથી, તેમ, તું, રાજા, મહોદર, કુંભકર્ણ વગેરે રામને માટે જે જે બોલે છે, તેમાંનું તારાથી કંઈ પણ થઈ શકવાનું નથી.[૧૦] હે પ્રહસ્ત! જેમ નાવ વગરના પુરુષથી સમુદ્ર તરાતો નથી, તેમ અર્થકુશળ મહારથી રામનું મૃત્યુ મારાથી કે તારાથી અથવા તો આ બધા રાક્ષસોથી પણ થઈ શકે તેમ નથી.[૧૧] હે પ્રહસ્ત! ધર્મવાન્, મહારથી ને ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા એ રાજાની સન્મુખ આવી ઉભા રહેતાં દેવો સરખા પણ પોતાના કર્તવ્યમાં મૂઢ થઈ જાય છે, તો આપણો શો આશરો?[૧૨] હે પ્રહસ્ત! કંક પક્ષીનાં પીછાંવાળાં, તીક્ષ્ણ, ન સહન થાય એવાં રામનાં ધનુષમાંથી છૂટેલાં બાણો, તારા હૃદયને ભેદી, તેના ભાથામાં પાછાં પેઠાં નથી ત્યાંસુધી તું આ પ્રમાણે બડબડ કરી આત્મશ્લાઘા ભલે કર.[૧૩] હે પ્રહસ્ત! મારો નિશ્ચય છે કે, તારા પ્રાણને હરણ કરે તેવાં, વિદ્યુત્ સમાન વેગવાળાં, તીક્ષ્ણ રામનાં બાણોએ તારા અંતરને જોયું નથી ત્યાંસુધી જ તું આ આત્મશ્લાઘા ભલે કર,[૧૪] પણ હે પ્રહસ્ત! રાવણ, અતિ બળવાન્ ત્રિશિરા, કુંભકર્ણનો પુત્ર નિકુંભ, ઇન્દ્રજિત્ કે તું કોઈ પણ ઇન્દ્ર સરખા રામની સન્મુખ યુદ્ધ કરી શકવાને સમર્થ નથી.[૧૫] તેમ આ દેવાન્તક, નરાન્તક, અતિકાય, મહાત્મા અતિરથ તથા મહાબળવાન્ અકંપન પણ રાઘવની સામે ઉભા રહેવાને સમર્થ નથી.[૧૬] આ રાવણભાઈ કામરૂપ વ્યસનથી ઘેરાઈ ગયેલો છે અને સ્વભાવે ઘણો તીક્ષ્ણ છે. તેથી તારા જેવા મિત્રરૂપ શત્રુનું કહ્યું તે કરશે અને રાક્ષસોના નાશને અર્થે તારા કહ્યા પ્રમાણે આંખો વિંચીને વર્તશે, પણ રામની સાથે વૈર કરવાથી, જેમ કોઈ મોટા તથા બળવાન્ સર્પની ચુડમાં પકડાયો હોય, તેવી સ્થિતિમાં રાવણ આવી પડ્યો છે. હવે તમે તમારા રાજાને તેમાંથી છૂટો કરી બચાવો.[૧૭-૧૮] જેમ મહા બળવાળા કોઈ ભૂતથી ગ્રહિત પુરુષને તેના સંબંધીઓ છોડાવે છે, તેમ પરિપૂર્ણ કામનાવાળા તમે સર્વે એને આ કષ્ટમાંથી છોડાવો.[૧૯] સુંદર વારિવાળા રામરૂપી સાગરના જળમાં ડૂબવાથી કાકુસ્થરૂપ પાતાળના મુખમાં જવાની તૈયારી ઉપર આવી પડેલા રાવણને તમારે ગમે તેમ કરી બચાવી લેવો જોઇએ.[૨૦] હું આ વાકયો કહું છું, તે આ નગરના રાક્ષસો, સગાં સંબંધીઓના તથા રાજાના હિતને અર્થે કહું છું; માટે એ મારાં વચનોને હિતયુક્ત માની, રામને સીતા પાછી સોંપો.[૨૧] પારકું તથા પોતાનું બળ જોઇને, પોતાના પક્ષનો ક્ષય તથા વૃદ્ધિનો વિચાર કરી, પોતાની બુદ્ધિ પ્રમાણે જે યોગ્ય લાગે, તેવું સ્વામિના હિતનું વચન કહે, તેને જ મંત્રી જાણવો."[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચૌદમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૫ મો
## વિભીષણનો બોધ

બૃહસ્પતિના સરખી બુદ્ધિવાળા વિભીષણનાં આવાં વાકયો પરાણે પરાણે સાંભળીને રાક્ષસોના સમૂહનો અધિપતિ ઇન્દ્રજિત્ રાવણને કહેવા લાગ્યો કે,[૧] "હે તાત! આ તારો નાનો ભાઈ ભય પામેલાની પેઠે આવાં અનર્થયુક્ત વાકયો કેમ બોલે છે? આપણા કુળમાં જે જન્મેલો ન હોય અને સાધારણ કુળનો હોય, તે પણ આવાં વાક્ય બોલે નહિ; અને આવું કાર્ય કરે નહિ; તો આપણા કુળમાં ઉત્પન્ન થઈ આવું બોલે છે એ શું?[૨] હે તાત! આપણા આખા કુળમાં બળ, વીર્ય, પરાક્રમ, ધૈર્ય, શૌર્ય તેમ જ તેજ વિનાનો માણસ જોઇએ તો આ તારો નાનો ભાઈ એક જ છે."[૩] આટલું કહી ઇન્દ્રજિત્ વિભીષણને કહેવા

લાગ્યો કે, "હે ભીરુ! એક સામાન્ય રાક્ષસ પણ જેનો વધ કરી શકે, એવા એ રામ અને લક્ષ્મણ—જે મનુષ્ય છે—તેમની તું અમને શી બીક બતાવે છે?[૪] તું વિચારી જો કે, ત્રણ લોકના અધિપતિ તથા શક્તિવાન્ ઇન્દ્રને પણ હરાવીને મેં ભૂમિતળમાં નસાડી મૂકયો હતો; અને તે વેળાએ, ભય પામેલા સર્વે દેવતાઓ પણ દશે દિશાઓમાં નાશી ગયા હતા.[૫] ઇન્દ્રનું વાહન જે ઐરાવત હાથી, તેને પણ મેં ચીસો પડાવી હતી અને ભૂમિતળમાં નાંખી દીધો હતો; વળી તેના દાંત પણ મેં ખેંચી કાઢ્યા હતા અને તેનાથી સઘળા દેવતાઓને ત્રાસ પમાડ્યો હતો.[૬] હું અત્યંત વીર્યવાળો છું, દેવોનો દર્પ ખંડિત કરનાર છું તથા મોટા મોટા દૈત્યોને પણ શોક કરાવનાર છું, તો એ મનુષ્ય રાજાનાં બે બાળકોને મારાથી નહિ જિતી શકાય કે?"[૭]

ઇન્દ્રના સરખા દુરાસદ અને મહાતેજવાળા ઇન્દ્રજિતનાં આવાં વચન સાંભળી, શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ વિભીષણ મહા અર્થયુક્ત વચનો કહેવા લાગ્યો કે,[૮] "હે તાત ઇન્દ્રજિત્! તું હજી કાચી બુદ્ધિનો હોવાથી, મંત્રકાર્યોમાં કુશળ નથી; અને તેથી જ તું તારા વિનાશને માટે આવાં અર્થરહિત વાક્યો બોલે છે.[૯] પણ ઓ ઇન્દ્રજિત્! તું રાવણનો પુત્રરૂપે શત્રુ છે. કારણ કે રાઘવથી, રાવણનો વિનાશ થશે, એવું સાંભળવા છતાં પણ, તું મોહથી અંધ થઈ, તેનો ઉપાય ન કરતાં, ઉલટું અનુમોદન આપે છે.[૧૦] હે દુષ્ટમતિ! તું તથા તને જેણે અહીં આણ્યો છે, તે બંનેનો વધ કરવો ઘટે છે. કારણ કે તારા જેવા સાહસિક બાળકને આવા મંત્રકાર્યમાં જેણે દાખલ કર્યા છે, તેનો વધ કરવો જ યોગ્ય છે.[૧૧] હે ઇન્દ્રજિત્! તું મૂઢ, ડહાપણ વિનાનો, વિનય વિનાનો, આકળા સ્વભાવનો, સ્વલ્પ બુદ્ધિવાળો, દુરાત્મા, મૂર્ખ અને અત્યંત દુષ્ટ બુદ્ધિવાળો છે અને આ બધું તું બોલે છે, તે તારી બાલ્યાવસ્થાને લીધે જ બોલે છે.[૧૨] બ્રહ્મદંડના જેવાં પ્રકાશવાળાં, જળહળતાં, કાલાગ્નિ સરખાં તથા યમદંડ સરખાં રાઘવનાં બાણને, યુદ્ધમાં સહન કરવા કોણ સમર્થ છે રે!"[૧૩]

આટલું કહી વિભીષણ, રાવણને કહેવા લાગ્યો કે, "હે રાજન્! જો આપણે ધન, રત્ન, સારાં સારાં ભૂષણ, વસ્ત્રો, ચિત્રવિચિત્ર મણિઓની ભેટ સાથે દેવી સીતા રામને પાછી સોંપીશું તો જ શોકરહિત થઈ નિરાંતે બેસવા પામીશું (નહિતર મૂવે જ છૂટકો છે.)"[૧૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૧૬ મો

## રાવણનાં વિભીષણપ્રતિ વચન

જ્યારે વિભીષણે આવાં અર્થવાળાં અને હિતવચન રાવણને કહ્યાં, ત્યારે કાળનો પ્રેરેલો રાવણ, આ રીતે કઠિન વચનો બોલ્યોઃ—[૧] "પોતાના પ્રસિદ્ધ શત્રુ સાથે કે મહા ઝેરી સર્પની સાથે વસવું એ સારું, પરંતુ શત્રુના પક્ષમાં ગયેલા મિત્રની સાથે વસવું, એ બહુ ભુંડું.[૨] હે રાક્ષસ! સર્વ લોકમાં જ્ઞાતિઓનાં શીલ કેવાં છે, તે હું જાણું છું—જ્ઞાતિવાળાઓ હમેશાં જ્ઞાતિભાઇનું નઠારું થાય, તેમાં જ આનંદ માને છે.[૩] હે રાક્ષસ વિભીષણ! મોટા હોવાથી રાજ્ય પામેલા, તેની રક્ષા કરનાર, વિદ્વાન્, ધર્મશીલ અને શૂરવીર માણસની પણ તેના જ્ઞાતિ ભાઇઓ અવજ્ઞા કરે છે અને તેને ગણતા નથી.[૪] આ ભયંકર શત્રુઓ—જ્ઞાતિ બંધુઓ—એક બીજાને દુઃખ પડે, તેમાં જ સુખ માને છે, તેઓ હૃદયમાં દ્વેષ રાખી મુખે મીઠું બોલે છે; અને એક બીજાના અણહિતમાં નિરંતર આનંદ લે છે. ખરેખર, જ્ઞાતિના માણસોના આવા દુર્ગુણોથી ડરતા રહેવું જોઇએ.[૫] પૂર્વે, હાથમાં પાશ લઇને આવેલા માણસોને જોઈ, કમળવનમાં વસતા હસ્તીઓએ કેટલાંક વચનો કહેલાં હતાં તે—જે હું તને હમણાં કહું છું તે સાંભળ;[૬]

नाग्निर्नान्यानि शस्त्राणि न नः पाशा भयावहाः ।
घोराः स्वार्थप्रयुक्तास्तु ज्ञातयो नो भयावहाः ॥

'અમને અગ્નિ, શસ્ત્ર અથવા ભયંકર પાશથી જરાએ ભય ઉત્પન્ન થતો નથી. પણ ઘોર અને સ્વાર્થપરાયણ જ્ઞાતિવાળાઓ જ અમને ભય ઉત્પન્ન કરનાર છે;'[૭] કારણ કે, અમારી જાતના પકડાયલા હસ્તીઓ જ અમને કેમ પકડવા? તે ઉપાય લોકોને બતાવે છે. સહુ કરતાં જ્ઞાતિલાનો ભય ઘણો ભયંકર છે.[૮] ગાયોમાં હવ્ય કવ્યાદિ, સ્ત્રીઓમાં ચાપલ્ય અને બ્રાહ્મણોમાં તપ વસે છે, તેમ જ્ઞાતિઓમાં દ્વેષ વાસ કરીને રહેલો છે—જેનો ભય સૌને હોય છે.[૯] (વિભીષણપ્રતિ) હે સૌમ્ય! હું ત્રણ લોકથી નમસ્કૃત થયેલો છું, ઐશ્વર્યવાન્ છું અને શત્રુઓનાં મસ્તક ઉપર પગ મૂકીને ઉભો રહ્યો છું, એ બધું મારું શુભ જોઇને તને દ્વેષ થાય છે, તે હું જાણું છું.[૧૦] જેમ કમળ પત્ર ઉપર પડેલું મેઘજળનું ટીપું પ્રસરતું નથી, તેવો અનાર્યનો સ્નેહ છે; જેમ શરદ્ઋતુમાં ગર્જતા અને વર્ષતા વરસાદથી ભૂમિ જળમય થતી નથી

તેવો અનાર્યનો સ્નેહ છે;[૧૧-૧૨] જેમ મધુકર પુષ્પમાંથી રસ લઈ ઉડી જાય છે, તેવો અનાર્યનો સ્નેહ છે; જેમ ભ્રમર, કાશ પુષ્પને ભેદવા છતાં મકરંદ પ્રાપ્ત કરી શકતો નથી, તેમ અનાર્યમાં સૌહૃદ કર્યા છતાં ફળ પ્રાપ્ત થતું નથી:[૧૩-૧૪] જેમ હસ્તી પ્રથમ સ્નાન કરી પછી પોતાની શૂંઢવડે રજ લઈને, પોતાના સ્વચ્છ દેહને દૂષિત કરે છે, તેમ જ અનાર્યનો સ્નેહ પાછળથી દૂષણ આપે છે.[૧૫] હે નિશાચર! જો કોઈ બીજો આ ઠેકાણે તારા જેવાં વચન બોલ્યો હોત, તો જીવતો જાત નહિ. પરંતુ, હે કુળાંગાર! તને ધિક્કાર છે."[૧૬]

આ પ્રમાણે રાવણનાં સખત વચન સાંભળી, હાથમાંની ગદા ધણુધણુવતો ન્યાયવાદી વિભીષણ, પોતાના ચાર રાક્ષસ મંત્રી મિત્ર સાથે ઉભો થયો અને આકાશમાં ઉડ્યો.[૧૭] પછી અંતરિક્ષમાં જઈ, રાવણના ભાઈ શ્રીમાન્ વિભીષણે, ક્રોધ કરી કહ્યું,[૧૮] "હે રાજન્! તું ભૂલે છે; તું મારો મોટો ભાઈ તથા પિતા સમાન છે, તને યોગ્ય લાગે તે ભલે બોલ, હું તે સાંભળવા યોગ્ય છું; પરન્તુ તું અધર્મ વેણ બોલે છે, તેથી તારાં તિરસ્કારયુક્ત વચનો હું સહન કરી શકતો નથી.[૧૯] હે દશાનન! મેં તારા હિતને માટે આ નીતિનાં વચન કહ્યાં છે, પણ અકૃતાત્મા અને કાળને વશ થયેલો એવો તું તે માનતો નથી-ભલે! ઇચ્છાનુરૂપ વર્ત પણ, હે રાજન્! આ લોકમાં હમેશાં પ્રિય બોલનાર પુરુષો તો ઘણા મળી આવે છે, પરન્તુ અપ્રિય તથા પથ્ય કહેનાર તથા સાંભળનાર તો દુર્લભ જ છે.[૨૦-૨૧] જેમ બળતી વસ્તુની ઉપેક્ષા ન થાય, તેમ સર્વ ભૂત પ્રાણીને હરણ કરનારા કાળપાશથી બંધાયલા અને નાશ પામવાને તત્પર થયેલા તારી ઉપેક્ષા ન કરવી, એવા હેતુથી હિતાવહ વચન, મેં કહ્યાં છે; નિશ્શંક માન કે પ્રજ્વલિત અગ્નિ જેવાં તીક્ષ્ણ અને કાંચનથી શોભતાં રામનાં બાણથી હું તારું મરણ જોવાને ઇચ્છતો નથી—જીવતો જોવા ઇચ્છું છું.[૨૨-૨૩] રેતીના બાંધેલા પાળાઓ નાશ પામે છે, તેમ શૂરવીર, બળવાન્, અસ્ત્ર જાણનાર પુરુષો જ્યારે તેમનો કાળ આવી પહોંચે છે, ત્યારે નાશ પામે છે, તેમ તું નાશ પામશે.[૨૪] તું મારો મોટો ભાઈ છે એમ ધારી મેં તને હિતવાક્ય કહ્યાં અને હજી પણ કહું છું કે, તું કંઇક વિચાર કર અને તારા પોતાના જીવનું તથા સરાક્ષસ આ લંકાપુરીનું રક્ષણ કર. ભલે, જો તારું મારા વગર કલ્યાણ થતું હોય તો હું આ ચાલ્યો.[૨૫] હે નિશાચર પતિ! તારું શુભ ઇચ્છતા એવા મેં તને હિતનાં વચન કહીને વાર્યો, પણ તે તને ગમ્યાં નહિ. ચિન્તા નહિ—મને ખેદ નથી; કેમ કે આ જ વાત સત્ય છે કે, આયુષ્ય આવી રહેવાથી મરણ પથારીએ પડેલો પુરુષ, સુહૃદોએ કહેલાં હિત વચનને સ્વીકારતો નથી."[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સોળમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૧૭ મો
## ચિરંજીવ વિભીષણ

એ પ્રમાણે રાવણને પરુષ વચન કહીને રાવણનો કનિષ્ઠ બંધુ વિભીષણ, એક મુહૂર્તમાં જ્યાં લક્ષ્મણની સાથે રામ બેઠા હતા ત્યાં આગળ આવ્યો.[૧] પૃથિવી ઉપર બેઠેલા વાનરોના અધિપતિઓ, મેરુ પર્વતના શિખર જેવી મોટી કાયાવાળા અને વિદ્યુતના જેવી પ્રભાવાળા વિભીષણને આકાશ માર્ગે આવતો જોઇને ચકિત થયા.[૨] તેની સાથે ઉત્તમ ભૂષણોથી ભૂષિત અને સઘળાં આયુધ ધારણ કરેલા, ભયંકર પરાક્રમવાળા તેના ચાર મંત્રીઓ હતા, તેમને પણ તેઓએ દીઠા.[૩] તે વિભીષણ, પણ મેઘના સમુદાય જેવો, વજ્ર ધારણ કરનાર ઇંદ્રની સમાન પ્રભાવાળો, સારાં આયુધ ધરેલો, વીર અને દિવ્ય ભૂષણથી ભૂષિત હતો.[૪] તેને પોતાના ચાર મંત્રીઓ સાથે આવતો જોઇને, વાનરોનો અધિપતિ અને બુદ્ધિમાન્ સુગ્રીવ, વાનરોની સાથે ઊંડા વિચારમાં પડી ગયો.[૫] એક મુહૂર્ત ભર વિચાર કર્યા પછી—હનૂમાન્ જેમાં મુખ્ય છે એવા વાનરોને, તે, આ પ્રમાણે કહેવા લાગ્યો.[૬]

"આ કોઈ સર્વ આયુધ ધારણ કરેલો રાક્ષસ, ચાર રાક્ષસોની સાથે અહિં આવે છે, તેને જુઓ. આ આપણને મારવા માટે જ અહીં આવે છે, એમાં સંશય નથી."[૭] સુગ્રીવનાં આવાં વચન સાંભળીને મોટા મોટા વાનરો, પર્વતનાં શિખર તથા મોટાં મોટાં ઝાડ હાથમાં લઇને આ પ્રમાણે કહેવા લાગ્યા:—[૮]

"હે રાજન્! એ દુષ્ટાત્માઓ અચેતન થઇને પૃથિવી ઉપર પડે ત્યાં સૂધી તું માર મારવાને માટે અમને ઝટ આજ્ઞા આપ."[૯] વાનરો અન્યોન્ય આ પ્રમાણે બોલતા હતા, એટલામાં વિભીષણ સમુદ્રને ઉત્તર કિનારે ઉતરીને સ્વસ્થ ચિત્તે ઉભો રહ્યો.[૧૦]

પછી મહા બુદ્ધિમાન્ વિભીષણ, આકાશમાં રહી સુગ્રીવ તથા વાનરોને મોટા સ્વરથી નીચે પ્રમાણે કહેવા લાગ્યો;[૧૧] "મહા દુરાચરણવાળો, રાક્ષસોનો રાજા રાવણ નામે છે, તેનો હું વિભીષણ નામે કનિષ્ઠ બંધુ છું.[૧૨] રાવણે, જટાયુને મારીને જનસ્થાનમાંથી સીતાનું હરણ કર્યું છે અને તે દીન સીતાને લંકામાં લાવીને રાક્ષસીઓના રક્ષણમાં રુંધી રાખી છે.[૧૩] એ રાજાને મેં પુનઃ પુનઃ નાના પ્રકારનાં હિત વચનોથી અને નમ્ર વાક્યોથી સમજાવ્યો કે, 'હે રાવણ! આ સીતા તું રામને પાછી આપ.'[૧૪] પરન્તુ મરવા સૂતેલો જેમ ઔષધને ગ્રહણ કરતો નથી, તેમ કાળે પ્રેરેલા રાવણે મારાં હિત વચનો સ્વીકાર્યાં નહિ.[૧૫] એટલું જ નહિ, પણ તેણે મને પણ, એક દાસજનની માફક કઠોર વચનો કહીને તુચ્છકારી કહાડ્યો (અને તેથી પરમ દુઃખ થયું અને) તેથી હું સ્ત્રી અને પુત્રોનો ત્યાગ કરીને રાઘવને શરણે આવ્યો છું.[૧૬] હે વાનરો! શરણાગતવત્સલ મહાત્મા રાઘવને તમે જલદી નિવેદન કરો કે, વિભીષણ આવેલો છે."[૧૭]

વિભીષણનાં તે વચન સાંભળ્યા પછી, મહા પરાક્રમી સુગ્રીવ, લક્ષ્મણને આગળ કરી, રામની પાસે આવીને ક્રોધ સહિત બોલ્યો,[૧૮] "હે રામ! શત્રુના સૈન્યમાંથી આવેલો આ કોઈ, અણચિંતવ્યો શત્રુ અહિં આવી ચડ્યો છે. જો આપણા સૈન્યમાં તું એને પેસવા દેશે તો કાગડાના ટોળામાં પેઠા પછી, ઘૂવડ જેમ તેમનો નાશ કરે છે, એમ એ પણ આપણો નાશ કરશે.[૧૯] મંત્ર, વ્યૂહ, નય (સૈન્યને લઈ જવું) અને ચાર એ ચાર કર્મમાં તું પ્રવૃત્ત થા; અને હે પરંતપ! વાનરનું ભલું કર.[૨૦] રાક્ષસો અંતર્ધાન રહી શકે એવા, ઇચ્છામાં આવે એવું રૂપ ધારણ કરનારા, શૂરવીર અને કપટના ભરેલા હોય છે, માટે તેઓનો લેશ પણ વિશ્વાસ કરવો નહિ.[૨૧] રાક્ષસોના રાજા રાવણનો આ પ્રણિધી હશે અને આપણા (સૈન્ય) માં પેસીને એ ભેદ પાડશે, એમાં સંશય નથી.[૨૨] અથવા એ બુદ્ધિમાન્, આપણા સૈન્યમાં પ્રવેશ કરી તથા આપણો વિશ્વાસ મેળવી, કંઈ પણ છિદ્ર ખોળી કહાડી, આપણા ઉપર એકદમ પ્રહાર કરશે.[૨૩] હે રામ! અરણ્યમાં વસનારનો, મિત્રના બળનો, પગારદારના બળનો તથા આપ્ત બંધુના બળનો સ્વીકાર કરવો, પરંતુ શત્રુના બળનો જરા પણ સ્વીકાર કરવો જોઇએ નહીં.[૨૪] હે પ્રભો! સ્વભાવથી એ રાક્ષસ છે ને તેમાં આ તો, આપણા શત્રુ (રાવણ)નો બંધુ છે; એટલે આ રાક્ષસ તો સાક્ષાત્ શત્રુ જ અહિં આવ્યો છે, માટે એના ઉપર વિશ્વાસ કેમ આવે?[૨૫] વિભીષણ રાવણનો કનિષ્ઠ બંધુ, સાથે ચાર રાક્ષસોને લઈ, તે વળી આપણે શરણે આવે, એમાં છળ કેમ ન હોય?[૨૬] આ વિભીષણને રાવણે જ અહીં કેમ મોકલ્યો નહીં હોય? માટે હે ક્ષમાવાનોમાં શ્રેષ્ઠ રામ! તેનો નિગ્રહ કરવો, એ જ મને તો વધારે યોગ્ય લાગે છે.[૨૭] હે નિષ્પાપ! રાવણે અહીં મોકલેલો આ માયાવી રાક્ષસ વિભીષણ, દુષ્ટ બુદ્ધિથી જ આવેલો છે, એમાં શક નથી. એ આપણને વિશ્વાસ પાડીને પછી પ્રહાર કરવા ઇચ્છતો હશે, એ માટે એને તથા એના સચિવોને તીવ્ર દંડ દઈ શિક્ષા કરવી જોઇએ; કારણ કે એ નૃશંસ રાક્ષસ રાજા રાવણનો બંધુ છે, તેપર લક્ષ દ્યો."[૨૮-૨૯]

ક્રોધ પામેલા કપિસેનાના ઉપરી તથા વાક્ય જાણનાર સુગ્રીવે, વાક્યકુશળ રામને આ પ્રમાણે કહીને મૌન ધારણ કર્યું.[૩૦] સુગ્રીવનાં આ વચન સાંભળીને, મહા બળવાન્ રામે, હનુમાનને પુરસ્કૃત કરીને એઠેલા કપિઓને કહ્યું-[૩૧] "વિભીષણના સંબંધે હેતુ અને અર્થપૂર્ણ વાક્યો, કપિરાજ સુગ્રીવે કહ્યાં, તે તમે સર્વેએ પણ સાંભળ્યાં છે.[૩૨] સ્નેહીની નિરંતર ચઢતી ઇચ્છનાર, બુદ્ધિમાન્ તથા સમર્થ સ્નેહીનો તો એ જ ધર્મ છે કે, તેણે આપત્તિકાળે પોતાના સ્નેહીને યોગ્ય ઉપદેશ કરવો. આ વખતે હવે આપણે શું કરવું? તે વિષે તમે પણ વિચાર કરીને મને કહો."[૩૩]

રામે જ્યારે આ પ્રમાણે પૂછ્યું ત્યારે, તેમના હિતને ઇચ્છનાર અને આલસ્ય રહિત વાનરો, પોતપોતાનો અભિપ્રાય યથાસ્થિત રીતે કહી સંભળાવવા લાગ્યા:-[૩૪] "હે રાઘવ! હે રામ! આખા ત્રિભુવનમાં કંઈ પણ તારું અજાણ્યું નથી, તેમ છતાં પ્રેમપૂર્વક તું અમને માન આપવાને આ પ્રમાણે પૂછે છે, તો અમારે તને કહેવું, એ અમારો ધર્મ છે.[૩૫] તું તો સત્યવ્રત, શૂર, ધાર્મિક, દૃઢ પરાક્રમી, વિચારીને કાર્ય કરનાર, સ્મરણ શક્તિવાળો અને સ્નેહીઓમાં વિશ્વાસ રાખનાર છે;[૩૬] એટલે તારા મતિસંપન્ન હેતુવાળા અને સમર્થ સચિવો, તને, પોતપોતાનો અભિપ્રાય યથાર્થ કહી સંભળાવશે."[૩૭] વાનરો આ પ્રમાણે બોલી રહ્યા, એટલે બુદ્ધિમાન્ વિભીષણની પરીક્ષા કરવાને માટે પાટવીકુંવર અંગદરાય પ્રેમપૂર્વક, નિર્ભય રીતે બોલ્યો-[૩૮] "હે મહારાજ! આ વિભીષણ આપણા શત્રુ પાસેથી આવ્યો છે, માટે

એને વિષે કંઈ પણ નક્કી કહી શકાય નહીં. ટુંકામાં માત્ર એટલું જ કે, એનો વિશ્વાસ કરવો નહીં.[૩૯] જે શઠ પુરુષો હોય છે, તે પોતાનો અંતર્ગતભાવ ગુપ્ત રાખી, નિરંતર શત્રુનું છિદ્ર શોધવાને ફર્યા કરે છે; અને પછી કંઈ પણ છિદ્ર માલૂમ પડતાં પ્રહાર કરે છે. આ વિભીષણ એમ કરે તો મોટો અનર્થ થાય.[૪૦] કોઈ પણ પુરુષનો વિશ્વાસ કરતાં પહેલાં તેના ગુણદોષની પરીક્ષા કરવી અને પછી તેની સાથે કામ પાડવું. જો તે સદ્ગુણી હોય તો તેને રાખવો અને દુષ્ટ ગુણનો હોય તો તેનો ત્યાગ કરવો.[૪૧] વિભીષણની આ પ્રમાણે તું પરીક્ષા કરો અને જો તેનામાં દોષ માલમ પડે તો તેનો તું નિઃશંક ત્યાગ કર. જો તે ઘણા ગુણવાળો હોય તો, હે નૃપ! તેને તું આપણા ભેગો રાખ."[૪૨]

પછી શરભ નામનો વાનર, વિચાર કરી, આ પ્રમાણે બોલ્યો–"હે રામ! હે પુરુષોમાં વ્યાઘ્રરૂપ! આપણે પ્રથમ એની પાસે આપણો ચાર મોકલવો જોઇએ અને આપણા સૂક્ષ્મ બુદ્ધિના તે ચાર પાસે વિભીષણની પરીક્ષા કરવી, પછી યોગ્ય લાગે તો તેનો વિશ્વાસ કરવો જોઇએ."[૪૩–૪૪] પછી સર્વ શાસ્ત્રમાં પ્રવીણ બુદ્ધિવાળો તથા વિચક્ષણ જામ્બુવાન્ વિચાર કરી, દોષરહિત અને ગુણવાળાં વાક્યો બોલ્યો;[૪૫] "આપણા વૈરી તથા પાપાત્મા રાવણ પાસેથી આ વિભીષણ, દેશકાળ વિપરીત છતાં અહીં આવ્યો છે, માટે એને વિષે શંકા રાખવી, એ જ શ્રેષ્ઠ છે."[૪૬] પછી નીતિ અને અનીતિને જાણનાર વાક્ય બોલવામાં નિપુણ, મૈન્દ નામનો વાનર હેતુયુક્ત વચનો કહેવા લાગ્યો કે,[૪૭] "હે નરપતીશ્વર! આ વિભીષણ રાવણનો કનિષ્ઠ બંધુ છે, માટે એને આપણે દૂત પાસે ધીમે રહી રાવણ સંબંધી વૃત્તાન્ત પૂછાવવો;[૪૮] અને હે નૃપતિ! તેનો ભાવ જાણ્યા પછી, તે દુષ્ટ છે કે સજ્જન છે, તે વિષે વિચાર કરી, પછી તું તારી બુદ્ધિ પ્રમાણે જેમ યોગ્ય લાગે તેમ વર્ત."[૪૯] પછી સમસ્ત શાસ્ત્રજ્ઞાનવડે સંસ્કાર પામેલો, તથા સચિવોમાં શ્રેષ્ઠ એવો હનૂમાન્ થોડા છતાં અર્થપૂર્ણ મધુરાં મધુરાં વાક્યો બોલ્યો કે,[૫૦] "હે રામ! તું શ્રેષ્ઠ બુદ્ધિવાળો છે અને વાણી બોલનારાઓમાં પણ તું શ્રેષ્ઠ છે, તેથી સાક્ષાત્ બૃહસ્પતિ પણ તારી વાણી જિતી શકે તેમ નથી.[૫૧] તેથી કોઈ પ્રકારનો વાદવિવાદ કરવાને, કે મારી મોટાઈ દેખાડવાને, કે સચિવોની સ્પર્ધા કરવાને માટે હું આ પ્રમાણે બોલતો નથી. પરંતુ હે રામ! હું જે બોલું છું, તે આ આરંભેલા કાર્યના ગૌરવને લીધે જ બોલું છું.[૫૨] વિભીષણના ગુણદોષની પરીક્ષા કરવાનું તારા મંત્રીઓએ કહ્યું, તેમાં મને તો દોષ લાગે છે; કારણ કે, પરીક્ષારૂપ કાર્ય કરવાનો સંભવ જ ક્યાં છે?[૫૩] એને તારી પાસે બોલાવ્યા વિના આપણાથી તેનું સામર્થ્ય જાણી શકાશે નહીં. પરંતુ તેમ કરવામાં પણ વિચાર છેઃ કારણ કે, અજાણ્યાને એકદમ તારા પાસે બોલાવવો, એ પણ અયોગ્ય છે.[૫૪] આપણા સચિવોએ ચાર મોકલી સઘળો વૃત્તાન્ત પૂછાવવાનું કહ્યું તે ઠીક છે, પરંતુ તેમ કરવાનું કંઈ પણ કારણ જણાતું નથી. તેમ કરવાથી તેમાંથી કંઈ વિશેષ અર્થની પ્રાપ્તિ થનાર નથી. જો વિભીષણે પોતાનો વૃત્તાન્ત ગુપ્ત રાખ્યો હોય તો તેની પાસે ચાર મોકલવો, એ યુક્ત હતું; પરંતુ તેણે તો આવતાં પહેલાં પોતાનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો છે; હવે દૂત મોકલવાનું શું પ્રયોજન છે?[૫૫] રાવણને આપત્તિ આવી પડી છે, એવા વિપરીત દેશ કાળમાં, વિભીષણ અહીં આવ્યો છે એવું જે આપણા મંત્રીઓ (જામ્બૂવાનાદિ કહે છે), તે વિષે મારે યથામતિ કંઈ કહેવાનું છે, માટે કૃપા કરી તું તે સાંભળ:[૫૬] વિભીષણે, રાવણરૂપી દુષ્ટ પુરુષના કરતાં તને ઘણાં સારા જાણ્યો અને તેથી તમે બેઉના ગુણ દોષની પરીક્ષા કર્યા પછી તે અહીં આવ્યો છે, તે કંઈ દેશ કાળને વિરુદ્ધ નથી.[૫૭] એણે રાવણનામાં દુરાત્મપણું દીઠું અને તારા પરાક્રમે લોભાઈને તે અહીં આવ્યો છે. વળી મારા ધારવા પ્રમાણે તો વિભીષણનું આગમન સમયસરનું અને તેની બુદ્ધિને ઘટે તેવું છે.[૫૮] હે રાજન્! અજાણ્યા પુરુષો પાસે તેને વૃત્તાન્ત પૂછાવવો, એવું જે મૈન્દ વાનરે કહ્યું, તેથી હું માનું છું કે, તેનામાં કંઈ પણ બુદ્ધિ નથી. આપણે કોઈ અજાણ્યા પાસે તેને (વિભીષણને) એમ પૂછાવીએ કે, 'તું કોણ છે? ક્યાંથી આવ્યો છે?' અને તે જો બુદ્ધિમાન્ હશે તો, તે અજાણ્યાને કદાપિ ઉત્તર આપશે નહીં, પણ ઉલટો શંકાશે. નવો આગંતુક જો મિત્ર હોય અને પોતાના સારા માટે આવ્યો હોય તો આ પ્રમાણે પૂછવાથી તે કેમ ન શંકાય?[૫૯–૬૦] અને એકદમ પૂછપરછ કરવાથી અજાણ્યાનો ભાવ જાણવો, એ પણ અશક્ય છે. માટે તું જ એને અત્રે બોલાવી, તેની વાણી ઉપરથી તેનો મનોગતભાવ જાણી લે.[૬૧] એના બોલવા ઉપરથી મને એનો દુષ્ટ ભાવ હોય એમ જણાતું નથી. મને તો એનું વદન પ્રસન્ન લાગે છે અને એનાં ઉપર જરાએ શંકા નથી.[૬૨] જે

પુરુષ શઠ હોય, તે આમ સ્વસ્થ થઈ શંકાશીલ થયા વગર પાસે આવી શકે જ નહીં. એની વાણી પણ દુષ્ટ ભાવવાળી નથી, એટલે મને એને વિષે લેશ પણ શંકા નથી.[૧૩] માણસથી પોતાનો અંતર્ગતભાવ કંઈ સહેજ છૂપાવાતો નથી; કારણ કે, તે ગમે તેટલા પ્રયત્ન કરવા છતાં, તેની આકૃતિ જ તેનો અંતર્ગતભાવ દર્શાવી આપે છે.[૧૪]

"હે કાર્ય જાણનારાઓમાં શ્રેષ્ઠ! વિભીષણે અહીં આવવા રૂપ જે કાર્ય કર્યું છે, તે દેશકાળને અનુસરતું અને યોગ્ય છે. વિચારપૂર્વક જે કાર્ય કરવામાં આવે, તે ફળ આપ્યા વિના રહેતું નથી.[૧૫] રાવણ પોતાના બળનો મિથ્યા ગર્વ કરનારો તથા પાપાત્મા છે અને તું તેનો વધ કરવાનો ઉદ્યોગ કરે છે! વાલિને મારી તેં સુગ્રીવને રાજ્ય અપાવ્યું છે તે જાણીને, રાજ્ય પામવાની ઇચ્છાથી તેણે યથામતિ વિચાર કર્યો હશે ને પછી અહીં આવ્યો હશે. આવી ઇચ્છાથી આવેલા વિભીષણનો સ્વીકાર કરવો, એ મને ઠીક લાગે છે.[૧૬-૧૭] હે બુદ્ધિમાનમાં શ્રેષ્ઠ રામ! વિભીષણની શુદ્ધ બુદ્ધિને માટે મારી બુદ્ધિ પ્રમાણે જે મને સૂઝ્યું, તે મેં તને યથાશક્તિ કહ્યું. સર્વનું સાંભળ્યા પછી શેષનું પ્રમાણ તું પોતે જ છો અર્થાત્ તને ઠીક લાગે તેમ તું કર."[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૮ મો

## રામ અને વિભીષણનો સમાગમ

પોતાના અંતર્ગત અર્થનું પ્રતિપાદન કરે તેવાં વાયુસુત હનુમાનનાં વાક્યો સાંભળી, પ્રસન્ન થયેલા અંતઃકરણવાળા તથા દુર્ધર્ષ રામ આ પ્રમાણે બોલ્યા;[૧] "હે વાનરો! તમે મારું શ્રેય કરવાને નિરંતર ઉદ્યુક્ત રહો છો, માટે વિભીષણના સંબંધમાં મારે કંઈ કહેવાની ઇચ્છા છે,તે તમે સાંભળો:[૨] મિત્રભાવે કરીને આ વિભીષણ અહીં આવ્યો છે, એટલે હું તેનો કોઈ પણ પ્રકારે ત્યાગ કરીશ નહીં; મિત્ર ભાવથી પ્રાપ્ત થયેલા પુરુષમાં જો કે દોષ હોય, તોપણ તેનો ત્યાગ કરવો નહિ; સાધુ પુરુષો તેવા કર્મને પૂજે છે."[૩] રામનાં આવાં વચન સાંભળી, ક્ષણવાર વિચાર કરી, હરિઓમાં શ્રેષ્ઠ એવો સુગ્રીવ, તેનાથી પણ શુભ વાક્યો બોલ્યો કે,[૪] "હે રામ! વિભીષણ દુષ્ટ હોય કે સારો હોય, તોપણ એ આખરે રાક્ષસ છે; વળી આવા આપત્તિના સમયમાં તેણે પોતાના બંધુ રાવણનો ત્યાગ કર્યો છે, તો તે બીજા કોનો ત્યાગ ન કરે?" વાનરોના અધિપતિ સુગ્રીવનાં આવાં વચન સાંભળીને તથા સઘળા વાનરો તરફ દૃષ્ટિ કરીને, સત્ય પરાક્રમવાળા રાઘવ, કિંચિત્ સ્મિત કરીને, પુણ્ય લક્ષણવાળા લક્ષ્મણને આ પ્રમાણે કહેવા લાગ્યા;[૫-૭]

"હે બંધો! શાસ્ત્રો ભણ્યા વિના અને વૃદ્ધજનોના પરિચય વિના કપીશ્વર સુગ્રીવ બોલ્યો, તેવાં વચનો બોલવાં, એ ઘણું અશક્ય છે.[૮] પણ પોતાના બંધુનો ત્યાગ કરવારૂપ દોષ તો સર્વે રાજકુળોમાં સામાન્ય છે, અને સર્વ લોકને તે વિદિત જ છે. આ વિભીષણ અહીં આવ્યો છે, તેમાં પણ કંઈ અંતર્ગત ભેદ હશે, એવું મને લાગે છે.[૯] જે જ્ઞાતિજન અને સમીપવર્તી હોય, તેઓ બન્ને શત્રુની ગરજ સારે છે અને જ્યારે આપત્તિ આવી પડે છે ત્યારે પ્રહાર કરવા તત્પર થાય છે. એવાં કારણને લીધે, વિભીષણ અહીં આવ્યો હશે.[૧૦] નિષ્પાપ તથા પોતાના સંબંધી પુરુષોને સૌ કોઈ પોતાના હિતસ્વી માને છે, પણ રાજાઓએ તો તેમને માટે શંકા રાખવી, એ જ શ્રેષ્ઠ છે.[૧૧] વળી શત્રુનાં બળને ગ્રહણ કરવામાં તેં જે દોષ બતાવ્યો, તેનો પ્રત્યુત્તર હું યથાશાસ્ત્ર આપું છું, તે તું સાંભળ:[૧૨] આપણે એના કુટુમ્બમાં ઉત્પન્ન થયેલા અર્થાત્ તેના સગા નથી, એટલે એ આપણને ઉપદ્રવ કરે તેમ નથી. વળી એ રાક્ષસ, રાજ્યની આકાંક્ષાવાળો છે, અને પોતાના કુળનો આપણે હાથે નાશ કરાવવા ઇચ્છે છે; કારણ કે, વિચારપૂર્વક કાર્ય કરવાના નિશ્ચયમાં સમર્થ પુરુષો, આ જગતમાં સર્વત્ર હોય છે; એટલા માટે વિભીષણનો સ્વીકાર કરવો, એ યોગ્ય છે.[૧૩]

"જે બંધુઓ અનુકૂલ,-અન્યોન્ય વિશ્વાસવાળા, અને પરસ્પરથી સંતોષ પામનારા હોય છે, તે સર્વ એક સંપે રહે છે. પણ તેથી વિપરીત ગુણવાળા હોય છે, તે તેમનાથી જૂદા પડે છે. આમ થવાથી તેમનામાં યુદ્ધ થાય છે અને પરસ્પરને ભય ઉત્પન્ન થાય છે; યુદ્ધ થતાં આખા કુટુમ્બમાં ભેદ પડી જાય છે. આવા કારણને લીધે વિભીષણ અહીં આવ્યો છે.[૧૪] હે તાત! સર્વે બંધુઓ કંઈ ભરત જેવા; સર્વે પુત્રો, પિતા પ્રતિ મારા જેવા અને સર્વે સુહૃદો કંઈ તારા જેવા હોતા નથી."[૧૫]

રામે આવાં વચનો કહ્યાં, એટલે મહાપ્રાજ્ઞ સુગ્રીવ લક્ષ્મણ સહવર્તમાન ઉભો થઈ નમસ્કાર કરી, આ પ્રમાણે કહેવા લાગ્યો;[૧૬] "હે ક્ષમાવાનમાં શ્રેષ્ઠ! આ

નિશાચરને રાવણે જ મોકલેલો છે; માટે મારા મારવા પ્રમાણે મરણ શરણ કરવો, એ શ્રેષ્ઠ છે.[૧૭] એ રાક્ષસ રાવણનો મોકલેલો, દુષ્ટ બુદ્ધિથી અહીં આવેલો છે; માટે હે નિષ્પાપ! આપણો પૂર્ણ વિશ્વાસ મેળવીને તારા, મારા અથવા તો લક્ષ્મણના ઉપર પ્રહાર કરશે. આ વિભીષણ, નૃશંસ રાવણનો કનિષ્ઠ બંધુ છે, માટે હે મહાબાહુ! મંત્રી સહિત એનો તો વધ કરવો યોગ્ય છે."[૧૮–૧૯]

આ પ્રમાણે વાક્યકુશળ રામને કહી, વાક્યજ્ઞ તથા કપિસેનાનો નાયક સુગ્રીવ મૌન રહ્યો.[૨૦] સુગ્રીવનાં તે વચન સાંભળી, વિચાર કરી રામ, હરિપુંગવ સુગ્રીવને મંજુલ વચનો કહેવા લાગ્યા કે:[૨૧]—"એ રાક્ષસ ગમે તો દુષ્ટ હો કે સારો હો, તો પણ એ મારું લેશ પણ અહિત કરી શકે તેમ નથી.[૨૨] હે વાનરગણના અધિપતિ! હું ઇચ્છા કરું તો મારી અંગુલિના અગ્ર ભાગવડે, પૃથ્વીપર રહેતા પિશાચ, દાનવ, યક્ષ અને રાક્ષસોને હણવા સમર્થ છું.[૨૩] હે વાનરેશ્વર! કપોત જેવા પક્ષીએ પણ, પોતાનો શત્રુ શરણ આવ્યો ત્યારે તેનો પોતાના માંસવડે સત્કાર કર્યો હતો, એમ સંભળાય છે (તો હું રાજા, તે શરણાગતને શરણ કેમ ન દઉં?)[૨૪] જ્યારે પોતાની સ્ત્રીનું હરણ કરનાર પારધીનો, કપોત જેવા પક્ષીએ સારી રીતે આદરસત્કાર કર્યો હતો, તો મારા જેવાથી કેમ અન્યથા વર્તાય?[૨૫] હે વાનરશ્રેષ્ઠ! કણ્વ મુનિના સત્યવાદી પુત્ર કંડુએ એક ધર્મિષ્ઠ ગાથા કહી છે, તે હું તને કહું છું, તે સાંભળ:[૨૬] હે પરંતપ! દીન થઈ હાથ જોડી શરણ માગતો શત્રુ આવીને નમી પડે અને તે નૃશંસ બુદ્ધિવાળો હોય તો પણ તેને મારવો યોગ્ય નથી.[૨૭] શત્રુ દુઃખ પામેલો હોય, ગર્વિષ્ઠ હોય તથા બીજાઓના ભયથી શરણે આવ્યો હોય તો પણ, કૃતાત્મા પુરુષે પોતાના પ્રાણની દરકાર ન કરતાં, તેનું રક્ષણ કરવું જોઇએ.[૨૮]

"જે પુરુષ ભયથી, મોહથી અથવા કામથી શરણે આવેલા શત્રુનું પોતાની શક્તિવડે રક્ષણ કરતો નથી, તેને પાપ લાગે છે અને લોકમાં તેની નિંદા થાય છે.[૨૯] રક્ષણ માગતો શરણે આવેલો શત્રુ, જો રક્ષણ વિના રક્ષણ કરનારના દેખતાં મરણ પામે તો, તેથી રક્ષણ કરનારનાં સઘળાં સુકૃત તે મરનારને મળે છે ને તે સ્વર્ગમાં જાય છે.[૩૦] આ પ્રમાણે શરણે આવેલાનું જો રક્ષણ ન કરીએ તો મહા દોષ બેસે છે તથા તે કાર્ય અપકીર્તિ કરનાર, સ્વર્ગમાંથી ભ્રષ્ટ કરનાર અને બળ તથા વીર્યનો નાશ કરનાર થઈ પડે છે.[૩૧] માટે હું તો કંડુ મુનિએ કથેલું ધર્મયુક્ત, યશસ્કર અને સ્વર્ગફળ પ્રદાયક વચન જ પ્રમાણ કરીશ.[૩૨] હું સર્વભૂતને અભયદાન આપવાનું વ્રત પાળું છું, તો "હું તમારો છું" એમ કહી મારે શરણે આવનાર વિભીષણનો કેમ ત્યાગ કરું?[૩૩] મેં એને અભયવચન આપ્યું છે. માટે હે હરિશ્રેષ્ઠ સુગ્રીવ! તે વિભીષણ કે કદાપિ રાવણ પંડે હોય, તોપણ તું એને મારી પાસે લાવ."[૩૪]

રામનાં આવાં વચન સાંભળી, કપિવરોનો અધિપતિ તથા સૌહાર્દથી સંતુષ્ટ થયેલો સુગ્રીવ બોલ્યો:—[૩૫] "હે રાજાઓના શિખામણિ! તું સત્યવાળો તથા સન્માર્ગમાં ચાલનારો છે, એટલે આવાં વચનો બોલે એમાં શું આશ્ચર્ય![૩૬] હે ધર્મજ્ઞ! મેં વિભીષણનો ભાવ જોઈ તથા અનુમાનથી પરીક્ષા કરી છે અને તેથી એમ જ માલમ પડે છે કે, એ શુદ્ધ છે.[૩૭] માટે હે રાઘવ! એને અમારા સમાન ગણવામાં કંઈ અડચણ નથી; અને એ મહાબુદ્ધિમાન્ વિભીષણને તું અમારી સાથે મૈત્રી કરવા દે."[૩૮] વાનરોના અધિપતિ સુગ્રીવનાં આવાં વચન સાંભળી, પક્ષીરાજે આણેલા ઉપેન્દ્રની સાથે જેમ ઇન્દ્ર મળે તેમ, રાઘવે વિભીષણ સાથે મૈત્રી કરી.[૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૧૯ મો.
## વિભીષણને રાજ્યાભિષેક

રામે અભય વરદાન આપ્યું. તત્ક્ષણ ભક્તિમાન્ અને મહાબુદ્ધિશાળી રાવણના કનિષ્ઠ બન્ધુ વિભીષણે નીચે ઉતરવા માટે ભૂમિ તરફ નજર કરી.[૧] મુદિત મનનો વિભીષણ, પોતાના ઉપર પ્રીતિ રાખનાર ચાર સચિવ સહિત નીચે ઉતર્યો[૨] ને પ્રેમપૂર્વક ધર્માત્મા રામને પગે પડ્યો; અને ધર્મયુક્ત તથા સમયને યોગ્ય અને હર્ષ પેદા કરે તેવાં વચનો તે રામ પ્રતિ બોલ્યો; "હે શરણાગતવત્સલ દેવ! મારું નામ વિભીષણ છે અને હું રાવણનો કનિષ્ઠ બંધુ છું. રાવણે મારું અપમાન કર્યું છે અને આપ તો ભૂતમાત્રના શરણરૂપ છો, તેથી આપને શરણે આવ્યો છું. મેં લંકાનગરીનો અને મિત્ર આદિ સૌનો ત્યાગ કર્યો છે,[૩–૫] અને હવે મારું જીવિત, રાજ્ય અને સુખ, એ સૌનો આધાર આપ ઉપર જ છે."

વિભીષણનાં એવાં વચન સાંભળી, રામે તેને શાંત કર્યો અને પછી લોચનવડે સૌમ્ય દર્શને તેનું પાન

કરવા હોય, તેમ જોઈ તે બોલ્યા—"હે વિભીષણ! તું મને રાક્ષસોનું બળાબળ વિસ્તારથી કહે!"૧-૭ અક્લિષ્ટ કર્મવાળા રામે આવો પ્રશ્ન કર્યો ત્યારે, વિભીષણ, રાવણના બળ પરાક્રમ સંબંધી, આ પ્રમાણે વર્ણન કરવા લાગ્યો;૮

"હે રાજપુત્ર! બ્રહ્માના વરદાનથી દશકંધર ગંધર્વ, સર્પ, પક્ષી અને ટુંકામાં કોઈ પણ ભૂતમાત્રથી મરાય તેવો નથી.૯ મારો મોટો ભાઈ અને રાવણથી નાનો—કુંભકર્ણ વીર્યવાન્ અને મહાતેજસ્વી છે. તે યુદ્ધમાં ઇંદ્રના સમાન બળવાન્ છે.૧૦ હે રામ! પ્રહસ્ત નામે રાવણનો સેનાપતિ છે, તેને આપ જાણતા હશો, એમ હું ધારું છું. એ સેનાપતિએ કૈલાસમાં રહેનાર મણિભદ્રને પણ યુદ્ધમાં જિતેલો છે.૧૧ રાવણનો ઇંદ્રજિત્ નામે મહાપ્રતાપી પુત્ર છે. તે આંગળીને રક્ષણ કરનાર ઘોનાં ચામડાંનાં મોજાં પહેરે છે, ભેદાય નહીં એવું કવચ ધરે છે તથા ધનુષ લઈને યુદ્ધમાં અદૃશ્ય થઈ યુદ્ધ કરે છે.૧૨ હે રાઘવ! એ શ્રીમાન્ ઇંદ્રજિત્, અગ્નિને આહુતિઓ આપી, તૃપ્ત કરીને સંગ્રામમાં અંતર્ધાન થઈ, શત્રુઓનો નાશ કરવાની શક્તિ ધરાવે છે.૧૩ મહોદર, મહાપાર્શ્વ અને અકંપન નામના રાક્ષસો, રાવણની સેનાનું રક્ષણ કરનારા છે. તેઓ યુદ્ધમાં લોકપાળપેરે પરાક્રમ કરનારા છે.૧૪ માંસનું તથા રુધિરનું ભક્ષણ કરનાર, ઇચ્છા પ્રમાણે રૂપ ધરનાર, દશ ખર્વ રાક્ષસો લંકાપુરીમાં લડવા માટે તત્પર રહે છે.૧૫ તે રાક્ષસોની સહાયથી રાવણે લોકપાળોની સાથે પણ યુદ્ધ કર્યું હતું અને દેવો સહિત લોકપાળોને તથા બીજા સહુને તે દુરાત્માએ સંગ્રામમાંથી ભગાડ્યા હતા."૧૬

વિભીષણનાં આવાં વચન સાંભળી, રઘુવર રામ, થોડીવાર વિચાર કરી બોલ્યા કે,૧૭ "હે વિભીષણ! તેં જે રાવણનાં પરાક્રમો કહ્યાં, તે સર્વે હું યથાર્થ જાણું છું.૧૮ પણ તું સત્ય માનજે કે, એ રાવણને, તેના મંત્રી પ્રહસ્તને અને તેના પુત્રોને હું મારીશ અને તમને રાજ્ય આપીશ.૧૯ રાવણ કદાપિ રસાતળ કે પાતાળમાં જશે, અથવા તો બ્રહ્માની પાસે જશે, તો પણ એ મારી પાસેથી જીવતો જવાનો નથી.૨૦ હું મારા ત્રણે બંધુઓના શપથ લઈને કહું છું કે—જ્યાં સૂધી હું યુદ્ધમાં રાવણનો, તેના પુત્રોનો અને તેના બંધુજનોનો સંહાર કરીશ નહિ ત્યાં સૂધી અયોધ્યામાં પ્રવેશ કરીશ નહિ."૨૧ શુભ કર્મ કરનાર રામનાં એવાં વચન સાંભળી, વિભીષણ મસ્તક નમાવી, તેમના પ્રતિ બોલ્યો.૨૨ "હે રાઘવરાજ! હું રાક્ષસોનો નાશ કરાવવામાં અને લંકા ઉપર હલ્લો કરાવવામાં અને રાવણની સેનામાં પ્રવેશ કરાવવામાં, મારાથી બનશે તેટલી તને સહાય કરીશ."૨૩

આ પ્રમાણે બોલતા વિભીષણને રામે આલિંગન દીધું અને લક્ષ્મણને આનંદ સહિત કહ્યું કે, 'સમુદ્રમાંથી જળ આણ.'૨૪ પછી કહ્યું, "હે માનદ! હું પ્રસન્ન થયેલો છું, માટે સમુદ્રમાંથી જળ આણ અને આ મહા બુદ્ધિશાળી અને મારા ભક્ત વિભીષણને રાક્ષસોના રાજા તરીકે સત્વર રાજ્યાભિષેક કર."૨૫ પોતાના રાજા રામના આદેશથી, વાનરોની વચ્ચે બેઠેલા લક્ષ્મણે (જળ આણી) વિભીષણને રાજ્યાભિષેક કર્યો.૨૬ વિભીષણ ઉપરની રામની અનન્ય કૃપા જોઈ, સર્વે વાનરો રામને "સાધુ સાધુ" એમ કહી અભિનંદન આપવા લાગ્યા.૨૭ પછી હનૂમાન્ તથા સુગ્રીવ, વિભીષણને કહેવા લાગ્યા કે; "હે વિભીષણ! તું કોઈ રસ્તો બતાવશે, કે આ ક્ષુભિત ન થાય એવા સમુદ્રને આપણે, મહા તેજવાળા વાનરસૈન્ય સાથે, ઉતરી શકીએ?૨૮ હે વિભીષણ! જે જે ઉપાયોથી આપણે નદ અને નદીઓના પતિ આ સમુદ્રને, સેના સહિત ઉતરી શકીએ, તેવો માર્ગ અમને તું જણાવશે?"૨૯

આ સાંભળી, ધર્માત્મા વિભીષણે પ્રત્યુત્તર આપ્યો કે; "સમુદ્રને શરણ જવું, એ રામને ઘટિત છે.૩૦ આ સાગર—જે અમાપ છે, તે પણ—પૂર્વે સગર રાજાના પુત્રોએ ખોદેલો છે. તેથી તે, રામનું કાર્ય કરવામાં નિશ્શંક સહાય થવાને યોગ્ય છે."૩૧ બુદ્ધિમાન્ વિભીષણના તે બોલ સાંભળી, સુગ્રીવ, જ્યાં રામલક્ષ્મણ બેઠા હતા ત્યાં આવ્યો અને સાગરને શરણે જવા સંબંધી વિભીષણની સલાહ નિવેદન કીધી.૩૨-૩૩ પ્રકૃતિથી જ ધર્મશીલ રામને એ સલાહ ઘણી ઉત્તમ લાગી. પછી મહાતેજસ્વી રામ, ક્રિયાકુશળ લક્ષ્મણને તથા વાનરોના અધિપતિ સુગ્રીવને તેનો સત્કાર કરવાને માટે સ્મિત વદને કહેવા લાગ્યા; "હે લક્ષ્મણ! વિભીષણની આ સલાહ મને ઘણી યોગ્ય લાગે છે,૩૪-૩૫ પણ આ સુગ્રીવ ઘણો પંડિત છે અને તું વિચક્ષણ છે. માટે આ કાર્યમાં તમને જે યોગ્ય લાગે, તે તમે પણ મને જણાવો."૩૬

રામનાં તે વચન સાંભળી—શૂરવીર લક્ષ્મણ અને સુગ્રીવ બોલ્યા કે;૩૭ "હે નરવ્યાઘ્ર! આ વિભીષણે સુખદ તથા યોગ્ય જે સલાહ આપી છે, તે અમને

અત્યંત પ્રિય છે.૩૮ આ સાગર ઉપર પાજ બાંધ્યા સિવાય, સુર અને અસુર સહિત ઇંદ્ર પણ લંકામાં પ્રવેશ કરી શકે તેમ નથી;૩૯ માટે આપણે પણ આ શૂરવીર વિભીષણે જેમ કહ્યું, તેમજ કરવું ઠીક છે. ચાલો આપણે કાળક્ષેપ કર્યા વગર સમુદ્રની પ્રાર્થના કરીએ. તેમ કર્યાથી રાવણથી રક્ષણ કરાયલી લંકાપુરીમાં આપણે પેસી શકીશું."૪૦

સુગ્રીવ અને લક્ષ્મણનાં તે વચન સાંભળીને, જેમ વેદીમાં અગ્નિ વિશ્રામ લે તેમ, રામે કુશાળથી છવાઈ ગયેલા સમુદ્રના કિનારા ઉપર વિશ્રામ કર્યો.૪૧

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે યુદ્ધકાણ્ડમાં ઓગણીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૦ મો

### રામસૈન્યમાં રાવણદૂત

રાક્ષસોના રાજા રાવણનો, શાર્દૂલ નામનો એક વીર્યવાન્ ચાર, સાગરને કિનારે ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. તેણે ત્યાં પડાવ નાંખી રહેલી, સુગ્રીવથી પાલન થતી વાનરસેનાને નિહાળી. ઘણી જ સાવધ રહેનારી રામની સેનાને સારી રીતે જોઇને, તે દૂત પાછો વળ્યો અને સત્વરે લંકામાં આવી રાવણને કહ્યું કેઃ–

"હે રાવણ! રામનું, વાનરોનું તથા રિંછનું મહા બળવાન્ સૈન્ય લંકાની સમીપ આવી પડેલું છે.૧–૩ તે સૈન્ય અસંખ્યાત છે અને અપ્રમેય તથા બીજા સાગર સમાન છે. હે મહારાજ! સુંદર રૂપવાળા, તેમજ સીતાના શોધને માટે અહિં આવેલા દશરથના પુત્રો રામ લક્ષ્મણ નામના બે ભાઇઓએ, સમુદ્રને કિનારે આવી પડાવ નાંખ્યો છે–તે તું જો.૪–૫ હે મહારાજ! એ રામનું સૈન્ય આકાશને આવૃત કરીને દશ યોજન સૂધી પડેલું છે. તે સૈન્યનો સંપૂર્ણ વૃત્તાંત તમારે જાણવા જેવો છે.૬ હે મહારાજ! તારા દૂતો મોકલી, તે સર્વ વૃત્તાન્ત તું જલદીથી જાણે તો ઠીક. નહિતર સીતાને પાછી આપી દે, અથવા તેનું સાંત્વન કર, કે કાં તો તેમનામાં ભેદ પડાવ."૭

શાર્દૂલનાં આવાં વચન સાંભળીને, રાક્ષસરાજ રાવણ ક્ષણભર વિચારમાં પડી ગયો. પછી તેણે વ્યગ્રચિત્તે શુક નામના રાક્ષસને કહ્યું કે–૮ "અલ્યા શુક! તું મારી આજ્ઞાથી સુગ્રીવ પાસે જા અને લગારે ભય રાખ્યા વગર, મધુર વાણીથી તેને કહે કે–૯ 'હે સુગ્રીવ! તું ઉત્તમ કુળમાં જન્મ પામેલો છે, ઘણો બળવાન્ છે તથા ઋક્ષરાજનો પુત્ર છે. રામને સહાય કરવામાં તને કંઈ ખાસ કારણ નથી, તેમ તેનો ત્યાગ કરવામાં તને કંઈહાનિ થનાર નથી. હે કપિરાજ! હું તને મારા ભાઈ સરખો ગણું છું.૧૦ હે સુગ્રીવ! મેં રામની ભાર્યાનું હરણ કર્યું છે, તેમાં તને શો સંબંધ છે? ભલા કપિવર! તું તારી રાજધાની કિષ્કિંધામાં પાછો જા અને રામને ભલે મારી સાથે લડવા દે!૧૧ આ લંકાપુરીમાં દેવ ગંધર્વ સરખા પણ પ્રવેશ કરી શક્યા નથી તો તું વાનર તથા (રામ લક્ષ્મણ) નર કેમ પ્રવેશ કરી શકશો?"૧૨

આવો રાવણનો સંદેશ સાંભળી, શુક, પક્ષીનું રૂપ લઈ આકાશમાં ઘણે દૂર સમુદ્રની ઉપર ઉપર ઉડ્યો અને સમુદ્ર તીરે આવી અંતરિક્ષથી જ સુગ્રીવને, દુરાત્મા રાવણે જે સંદેશ કહ્યો હતો, તે સઘળો કહ્યો. તેનાં એવાં વચન સાંભળીને, વાનરો તે રાક્ષસને મુષ્ટિવડે પ્રહાર કરી, મારી નાંખવાને માટે આકાશમાં ઉડ્યા.

તેઓએ આકાશમાં ઉડીને, જોરથી તે રાક્ષસને પકડી પાડ્યો અને તેને નીચે ખેંચી લાવ્યા અને બહુ પીડા કરવા લાગ્યા. પછી તે રાક્ષસ રામને કહેવા લાગ્યોઃ–૧૩–૧૭

"હે કાકુત્સ્થ! કોઈ પણ રાજા, દૂતનો વધ કરતો નથી, માટે તું પણ આ વાનરોને વાર. જે દૂત, પોતાના સ્વામીએ કહેલાં વચન ન કહેતાં, પોતાના મનમાં આવે તેમ બકતો હોય, તે જ દૂત મારવા યોગ્ય છે."૧૮ શુકનાં આવાં નીતિયુક્ત વચન સાંભળી, રામે, વાનરોને આજ્ઞા કરી કે, 'કોઈ એને મારશો નહીં.'૧૯ જ્યારે વાનરોએ તેને મારતો મૂકયો ત્યારે તે પુનઃ પાંખના* બળથી આકાશમાં ઉડ્યો અને અંતરિક્ષમાં રહીને પુનઃ કહેવા લાગ્યો કે.૨૦ "હે મહાન્ બળ તથા પરાક્રમવાળા સત્વસંપન્ન સુગ્રીવ! લોકોના રોવરાવનાર રાવણને મારે હવે તેના સંદેશાના પ્રત્યુત્તરમાં શું કહેવું?"૨૧ તેનાં તે વચન સાંભળી વાનરોનો અધિપતિ મહાબળવાન્ તથા અદીનાત્મા સુગ્રીવરાજ બોલ્યો કે.૨૨ "હે શુક! તું રાવણ પાસે જઈ કહેજે કે–'હે મૂર્ખ! હે અધર્મિ! હે સ્રીલંપટ! હે નિશાચાર! તને હું મારો મિત્ર ગણુતો નથી અને તું મને લેશ પણ પ્રિય નથી. તેમ તું ઉપકારી કે દયાનું પાત્ર પણ નથી. તું રામનો વૈરી હોવાથી, વાલિની માફક વધ કરવાને જ યોગ્ય છે.૨૩ હે

* પત્રલઘુનો અર્થ લૂનપક્ષ–કપાઈ ગયેલી પાંખોવાળો એમ તીર્થ કહે છે પણ તે યથાર્થ નથી. કારણ કે પાંખો વિનાનો આકાશમાં ઉડી શકે નહિ.

રાવણ ! હું તારા જ્ઞાતિજનોને, બન્ધુજનોને અને તને તથા તારા પુત્રોને મારીશ અને મોટા સૈન્ય સાથે લંકામાં આવી, તને બાળીને ભસ્મ કરી નાંખીશ.[૨૪] હે મૂઢ ! કદાપિ ઇન્દ્ર સરખા તારું રક્ષણ કરશે, તો પણ રામ તને જીવતો મૂકશે નહિ. તું સૂર્યના માર્ગમાં જઇશ, પાતાળમાં પેસીશ અથવા શંકરને શરણે જઇશ, તો પણ રામ તારો અને તારા ભાઈ કુંભકર્ણનો વધ કરશે જ કરશે–એમાં કંઈ પણ સંશય રાખતો નહિ.[૨૫] હે રાવણ ! ત્રણે લોકમાં તારી રક્ષા કરવાને યોગ્ય, કોઈ પણ પિશાચ, ગંધર્વ કે અસુર આદિમાંથી કોઈ પણ સમર્થ નથી.[૨૬] વૃદ્ધ થયલા જટાયુને મારીને, લક્ષ્મણ તથા રામ ન હતા, તે વખતમાં એકલી, નિરાધાર રક્ષણ રહિત વિશાલાક્ષી સીતાનું, હે નિશાચર ! ચોરપેરે તેં હરણ કર્યું, તેમાં તારું શું પરાક્રમ છે ? તેં હજી રામને ઓળખ્યા નથી.[૨૭] તેના હાથ જોયા નથી. પણ મહાબળવાન્, મહાત્મા તથા દેવોથી પણ અજિત્ય રામને ઓળખ–એ રામ તારો પ્રાણ લેવા અવતર્યા છે. ”[૨૮]

પછી વાનરોમાં શ્રેષ્ઠ વાલિપુત્ર અંગદ બોલ્યો–“હે મહાબુદ્ધિમાન્ ! આ દૂત નથી, પણ ચાર હોય એમ મને તો લાગે છે.[૨૯] એણે આકાશમાં ઉભા રહીને આપણા આખા સૈન્યની ગણના કરી છે; માટે એને લંકામાં ન જવા દેતાં પકડીને, અહિંયાં બાંધી રાખવો, એ જ મને યોગ્ય લાગે છે.[૩૦] અંગદના કહેવાથી સુગ્રીવે રાક્ષસને પકડવા માટે વાનરોને આજ્ઞા આપી. આજ્ઞા થતાં જ બળીમુખ–વાનરો તે રાક્ષસને પકડવાને માટે દોડ્યા; અને અનાથની માફક વિલાપ કરતા તેને પકડી પાડ્યો અને બાંધ્યો.[૩૧] વાનરોથી પકડાયલો પીડાતો શુક, મહાત્મા રામને કહેવા લાગ્યો કે–“હે રામ ! આ વાનરો મારી આંખો ફોડી નાંખે છે અને પાંખો તોડી નાંખે છે, માટે તમે એમને વારો.[૩૨] જો આજ મારા પ્રાણ જશે તો, જ્યારથી હું જન્મ્યો ત્યારથી તે આજ સૂધીમાં કરેલાં મારાં પાપ તમને વળગશે.”[૩૩] તેનાં એવાં દીન વચન સાંભળી, રામે તેને મારતો મૂકાવ્યો અને વાનરોને કહ્યું કે–‘એ દૂત છે, માટે એને જીવતો જવા દ્યો.’[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે યુદ્ધકાણ્ડમાં વીસમો સર્ગ સંપૂર્ણ.**

---

# સેતુબંધ

## સર્ગ ૨૧ મો

### સાગરપ્રાર્થના

પછી સમુદ્રના તીર ઉપર, દર્ભ પાથરી, હાથ જોડી, પૂર્વદિશા ભણી મુખ કરીને, રામે શયન કર્યું.[૧] ભુજંગની ફણા સરખા, સુવર્ણના અલંકારોથી નિરંતર ભૂષિત, મણિજડિત સુવર્ણના બાજુબંધ અને મોતીનાં ભૂષણોથી અલંકૃત, ઉત્તમ ધાત્રીઓના ભુજનો અનેકવાર સ્પર્શ કરેલા છે એવા અગરુચંદનથી અર્ચિત, પ્રભાતના સૂર્યના પ્રકાશ સરખા, ચંદન રસે કરી શોભતા, શયનને વિષે સીતાના મસ્તકના સંગથી શોભતા, ગંગાજળથી સેવિત, તક્ષકના દેહ સમાન, સંગ્રામને વિષે શત્રુઓના શોકને વધારનાર, સુહૃદોને આનંદ આપનાર, દીર્ઘ, સાગરના અંત સૂધીની આખી ભૂમિની પ્રતિષ્ઠારૂપ, વારંવાર બાણ મૂકનાર, પણછ અથડાવાથી ચાઠાં પડી ગયેલા, મહા પરિઘ સમાન, જેણે હજારો ગાયોનાં દાન આપેલાં છે એવા તથા ઘણા લાંબા, ડાબા હાથનું ઉપધાન* કરી, તે સૂતા તે વેળાએ અરિઓનો નાશ કરનાર મહાબાહુ રામ, “કાં સાગરને તરવો, નહિતર અહીં જ અંત આણવો,” એવો વિચાર કરતા સમુદ્રને ઉદ્દેશી મૌન ધારણ કરી, મહોદધિ તીરે એક આસને પડ્યા હતા.[૨–૯]

પૃથિવી પર કુશાસન કરી, સાવધાન ચિત્તવાળા રામે, યથા નિયમ ત્રણ રાત્રિઓ ગાળી.[૧૦] ત્રણ રાત્રિ સૂધી ભૂમિપર શયન કરી, નીતિજ્ઞ તથા ધર્મવત્સલ રામે, સરિતાનાથ સાગરરાજની ઉપાસના કરવા માંડી.[૧૧] અનેક પ્રકારે રામે ઉપાસના કરી, તોપણ સાગરે તેમને દર્શન દીધું નહીં,[૧૨] ત્યારે રામ કોપ્યા. તેનાં લોચન રક્ત થઈ ગયાં. પછી કોપ કરી, પોતાની પાસે ઉભેલા, શુભ લક્ષણવાળા લક્ષ્મણપ્રતિ તે બોલ્યા,,[૧૩] “હે લક્ષ્મણ ! આ સાગર ગર્વથી મને પોતાનું સ્વરૂપ દેખાડતો નથી, એ શું ? શાન્તિ ક્ષમા, આર્જવ અને પ્રિય ભાષણ ઇત્યાદિ સાધુ પુરુષના ગુણ, દયા રહિત નિર્ગુણીને વિષે સામર્થ્યરૂપી ફળને આપતા નથી. જે માણસ આત્મશ્લાઘી હોય છે, જે દુષ્ટ ચરિત્રવાળો હોય છે, ધૃષ્ટ હોય છે તથા અહીં તહીં પોતાના ગુણ ગાતો ફરે છે અને પ્રાણી માત્રને દંડ આપે છે તેનો લોક સત્કાર કરે છે; અને શાન્તતા

* માથા નીચે હાથ મૂકીને સૂવું તે.

રાખવાથી કોઈ પણ કીર્તિ મેળવતો નથી; શાન્તતા રાખવાથી કોઈ પણ યશ મેળવી શકતો નથી;[૧૪-૧૬] તથા હે લક્ષ્મણ! શાન્તતાથી રણસંગ્રામમાં જય પણ મેળવાતો નથી; એટલા માટે, આજે મેં મારા બાણવડે સમુદ્રને શોષી નાંખવાનો નિશ્ચય કર્યો છે. હે સુમિત્રાનંદન! તેથી તું મારા બાણોવડે છેદાઈ ગયેલા અને આમ તેમ નાસતા મત્સ્યોએ ઉછળતા જળવાળા સમુદ્રને તથા છેદાઈ ગયેલી ફણાઓવાળા સર્પોની અવસ્થા હમણા જ જો.[૧૭-૧૮]

"મોટા મોટા મગરમચ્છોના દીર્ઘ દેહ અને જળહસ્તીઓની છેદાયલી સૂંઢોને તથા શોણિત જળથી બહાર દેખાતા શંખ, શુક્તિ, મીન અને મગરવાળા સમુદ્રને (જો કે તેની શી અવસ્થા થાય છે!)[૧૯] હે લક્ષ્મણ! આજે હું મહાયુદ્ધ આદરી આ સમુદ્રને શોષી નાંખીશ. જ્યારે, હું ક્ષમાવાન થઈને બેઠો છું ત્યારે એ મને નિર્બળ ધારે છે. હવે આ સમુદ્રને માટે ક્ષમા રાખવી, એ ઘણું ધિક્કારવા જેવું છે. આ સમુદ્ર શાન્તિ રાખ્યાથી મને પોતાનું સ્વરૂપ દેખાડતો નથી;[૨૦-૨૧] માટે હે, સુમિત્રાનંદન! તું મારું ધનુષ અને સર્પના જેવા મારાં તીક્ષ્ણ બાણો લાવ. તેવડે હું આ સમુદ્રને હમણાં જ શોષી નાંખું છું અને પછી વાનરો પગે ચાલીને લંકામાં સુખરૂપ પ્રવેશ કરશે.[૨૨] આ સમુદ્ર ક્ષુભિત ન થાય તેવો છે, તેમ છતાં આજ મને ક્રોધ ચઢયો છે, તેથી હું એને ક્ષુભિત કરીશ. વરુણદેવને રહેવાના સ્થાનરૂપ તથા વેળા જેની મર્યાદા છે એવા અને અનેક દાનવોથી સંકીર્ણ આ સમુદ્રને મારાં બાણોવડે હું આજ નિર્મર્યાદ કરીશ. અનેક દાનવોથી ભરપૂર એવા તેને ક્ષુભિત હું આજે કરીશ."[૨૩-૨૪]

આવાં વચન બોલી, યુગાન્તના અગ્નિની પેઠે, ક્રોધથી જ્વલિત દેખાતા તથા ક્રોધથી જેનાં લોચન વિસ્તાર પામેલાં છે એવા રામે, તત્ક્ષણે હાથમાં ધનુષ ધારણ કર્યું, ધનુષને નમાવ્યું, ટંકારવ કીધો અને આખા જગતને કંપાવી રામે, ઇન્દ્ર જેમ વજ્રનો પ્રહાર કરે તેમ, સમુદ્ર ઉપર ઉગ્ર બાણો છોડ્યાં.[૨૫-૨૬] તેજથી જાજ્વલ્યમાન દેખાતાં તથા મહાવેગવાળાં રામનાં બાણો સમુદ્રના જળમાં સડસડાટ પડવા લાગ્યાં, તેથી જળમાં રહેલાં સર્પાદિ પ્રાણીઓ અત્યંત ત્રાસ પામ્યાં.[૨૭] રામનાં બાણો પડવાથી મીન અને મગરમચ્છ સહિત સમુદ્રનું જળ ઘણા વેગથી ઉછળવા લાગ્યું અને પડતાં બાણના સુસવાટની સાથે મહાઘોર ગર્જના થઈ રહી.[૨૮] તે વખતે શંખ આદિથી ભરપૂર સમુદ્ર મોટાં મોટાં મોજાંઓથી જાણે ઉછળી રહ્યો હતો—તે ધૂમાડાથી વિંટાયેલો હોય તેવો દેખાતો હતો.[૨૯] પ્રકાશિત દેખાતાં લોચન તથા મુખવાળા મોટા મોટા સર્પો ઘણું કષ્ટ પામવા લાગ્યા. પાતાળમાં રહેનાર મહાવીર્યવાળા દાનવો પણ તેવા જ દુઃખિયા થયા.[૩૦] મગર અને મોટાં મોટાં જલચર સહિત સમુદ્રની મોટી મોટી હજારો છોળો વિન્ધ્ય અને મંદર પર્વતના જેટલી ઊંચી ઉછળી રહી હતી અને ભડકેલા સર્પો તથા રાક્ષસોથી અને મોટાં મોટાં જળચર પ્રાણીઓથી ઉછળતાં મોજાંથી સમુદ્ર મોટી ગર્જના કરી રહ્યો.[૩૧-૩૨]

આ પ્રમાણે ઉગ્ર વેગવાળા તથા વારંવાર નિઃશ્વાસ મૂકી મોટા ધનુષને ખેંચી બાણવૃષ્ટિ કરતા, રામની પાસે આવી, લક્ષ્મણે તેમના ધનુષને પકડી રાખ્યું; અને બાણ ન મૂકવાની વિજ્ઞાપના કરી.[૩૩] તે બોલ્યો "હે રાઘવ! હે વીર! આ સમુદ્રનું શોષણ કર્યા વિના તારું કાર્ય પાર પડશે. આપ જેવા મનુષ્યો આ પ્રમાણે ક્રોધને વશ થતા નથી—આપ આ કાર્ય પડતું મૂકી કોઈ સારો ઉપાય શોધી કાઢો."[૩૪] આ પ્રમાણે લક્ષ્મણ, રામને વારતા હતા તે સમયે, અંતરિક્ષમાં ઉભેલા બ્રહ્મર્ષિ અને દેવર્ષિ, અંતર્ધાન રહીને, "હે રામ! ક્ષમા કરો. આ કાર્ય જવા દ્યો," એમ પ્રાર્થના કરવા લાગ્યા.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકવીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨૨ મો.

### સાગરદર્શન.

પછી રઘુકુળમાં શ્રેષ્ઠ રામે, સાગરને દારુણ વચનો કહેવા માંડ્યાં કે;—"હે સાગર! આજે હું પાતાળ પર્યંત તારું જળ શોષી નાંખીશ;[૧] અને, હે સાગર! મારા બાણોવડે તારાં હજારો પ્રાણીઓનો નાશ થશે અને જળ સૂકાઈ જવાથી પાણીને ઠેકાણે પુષ્કળ ધૂળ ઉડશે.[૨] હે સમુદ્ર! તું જળમય હોવાથી મારો પ્રતાપ કે મારી માનસિક શક્તિથી અજાણ છે; પણ મારા બાણોના વરસાદથી તું સૂકો થઈ જશે, અને આ મારા સૈન્યના વાનરો પગે ચાલતાં ચાલતાં સામે તીરે જશે.[૩] હે દાનવોના આવાસ સમુદ્ર! તું મારા પરાક્રમને તથા પૌરુષને જાણતો નથી; પણ આજે તું મારે હાથે અવશ્ય સંતાપ પામીશ."[૪] આ પ્રમાણે કહીને, બ્રહ્મદંડ સમાન બ્રહ્માસ્ત્રનો મંત્ર ભણી, એક બાણ, રામે

ધનુષપર ચઢાવ્યો અને ધનુષની પણછ ખેંચી.[૫] જ્યારે રાઘવે બાણ ચઢાવી ધનુષને ખેંચ્યું ત્યારે પૃથિવી અને આકાશ ફાટે તેવો કડાકો થયો, પર્વતો કંપવા લાગ્યા.[૬] દિશાઓ પ્રકાશરહિત થઈ ગઈ, ભૂમિપર અંધકાર વ્યાપી રહ્યો, સરોવરો અને સરિતાઓનાં જળ ક્ષુભિત થઈ ગયાં.[૭] તારાઓ સહિત ચંદ્રસૂર્યની ગતિ અવળી થવા લાગી, સૂર્યનાં કીરણોનો પ્રકાશ છતાં ગગનતલપર અંધકાર પ્રસરી રહ્યો.[૮] અંતરિક્ષમાં વીજળીઓની સાથે ભયંકર કડાકા થવા લાગ્યા. એકદમ હજારો ઉલ્કાપાત થતા હોય તેમ, આકાશમાં અજવાળું પ્રકાશવા લાગ્યું.[૯] પરિવહ નામનો વાયુ, ભયંકર વેગથી વાવા લાગ્યો અને વૃક્ષો ભાંગી પડવા લાગ્યાં. આકાશમાં વાદળાં ચઢી આવ્યાં, પવનના ઝપાટાથી પર્વતનાં શિખરો તૂટી પડવા લાગ્યાં; આકાશમાં મહાભયંકર ગડગડાટ થવા લાગ્યો.[૧૦-૧૧] વીજળીઓના પડવાથી અગ્નિની વૃષ્ટિ થવા લાગી, દૃષ્ટિએ પડતાં ભૂતમાત્ર વિદ્યુતના સમાન ભયંકર શબ્દથી આક્રોશ કરવા લાગ્યાં અને દૃષ્ટિગોચર ન થાય એવાં ભૂતમાત્ર ભયંકર શબ્દ કરવા લાગ્યાં. આવો ઉત્પાત જોઈ, પ્રાણિમાત્ર ભયથી મૂર્ચ્છા પામ્યાં અને કોઇનામાં ઉઠવાની શક્તિ પણ રહી નહીં. અતિશય ભયનાં માર્યાં સર્વે પ્રાણીઓથી હલાતું પણ નહીં અને એક શબ્દ સરખો બોલાતો પણ નહીં.

જ્યારે આવો ઉત્પાત થયો ત્યારે, હસ્તીઓ, રાક્ષસો તથા જલચર પ્રાણીઓથી ભરપૂર સમુદ્ર, મોટી મોટી છોળો નાંખતો, પોતાની મર્યાદા મૂકી એક યોજન સૂધી વૃદ્ધિ પામ્યો.[૧૨-૧૫] પરંતુ શત્રુનો નાશ કરવામાં સમર્થ રામ, પોતે ઉભા રહ્યા હતા તે સ્થાનથી લેશ માત્ર પણ ડગ્યા નહીં.[૧૬] જેમ ઉદયાદ્રિમાંથી સૂર્ય ઉદય પામે, તેમ જળના મધ્ય ભાગમાંથી પ્રકાશમય મુખવાળા સર્પો સહિત સમુદ્ર પોતાનું (દૈવી) સ્વરૂપ ધારણ કરી બહાર નિકળ્યો. તેનો વર્ણ વૈડૂર્યમણિના જેવો હતો; સુવર્ણનાં તેણે આભૂષણો પહેર્યાં હતાં; રત્નની માળાઓ ઘાલી હતી; સુંદર અંબર ધારણ કર્યાં હતાં; તેનાં નેત્ર કમળનાં પત્ર સરખાં હતાં; તેણે પોતાના કંઠમાં અનેક પુષ્પની ગુંથેલી દિવ્યમાળા પહેરી હતી;[૧૭-૧૯] સુવર્ણનાં તથા પોતાને વિષે ઉત્પન્ન થયેલા રત્નોનાં હજારો આભૂષણો તેણે ઘાલેલાં હતાં અને તે જાણે જાત જાતના ધાતુઓથી મંડિત થયેલો હિમાચલ ન હોય, તેવો શોભતો હતો.

વર્ષાના વાયુઓથી ઉછળતા મોટા તરંગોવાળો, ગંગા, સિન્ધુ આદિ મહાનદીઓથી પરિવૃત સાગર, પોતાનું સ્વરૂપ પ્રગટ કરી, રામને પગે પડ્યો અને હાથ જોડી બાણ ગ્રહી ઉભેલા રામપ્રતિ બોલ્યો;[૨૦-૨૨] "હે રાઘવ! હે સૌમ્ય! પૃથિવી, આકાશ, વાયુ, જળ અને તેજ ઈત્યાદિ પંચભૂત નિરંતર પોતાની સ્વાભાવિક સ્થિતિમાં જ રહે છે;[૨૩] અને તે જ નિયમને લીધે હું પણ અગાધ અને ન ઉતરી શકાય તેવો છું—જો હું અગાધ ન થાઉં તો મારામાં વિકાર થયો કહેવાય.[૨૪] હે રામ! તારે મને ઓળંગી સામે પાર જવું હોય, તો તને હું ઉપાય કહું તે સાંભળ. હે રાજપુત્ર! કોઈ પણ પ્રકારની કામનાથી, લોભથી અથવા ભયથી, હજારો ઝૂડ આદિ પ્રાણીઓથી ભરપૂર આ મારું જળ હું પ્રાણીઓપરના સ્નેહને લીધે સ્થંભિત કરી શકું તેમ નથી; પરંતુ તમારે સામે પાર ઉતરવું છે માટે, દુઃખ ખમીને પણ હું તમને માર્ગ આપીશ. આ મારા જળમાં રહેલાં જળચર પ્રાણીઓ જ્યાંસૂધી તારાં વાનરો ઉતરી પેલે પાર જશે ત્યાં સૂધી, તેમને પ્રહાર કરશે નહીં. હે રામ! આ પ્રમાણે વાનરોને ઉતરવાને માટે હું તને માર્ગ આપીશ."[૨૫-૨૬]

સાગરનાં આવાં વચન સાંભળી, રામે તેને કહ્યું, "હે સાગર! હું કહું છું તે સાંભળ; આ મેં બાણ ચઢાવેલું છે, તે કોઈ દિવસ પાછું ફરે તેમ નથી. માટે હું એને ક્યાં મૂકું, તે તું કહે."[૨૭] રામનું એ કહેલું સાંભળી, તે મહાબાણ ભણી દૃષ્ટિ કરી, અગાધ સાગરે કહ્યું,[૨૮] "હે રામ! તમે જેવા સર્વ લોકમાં પ્રસિદ્ધ અને પવિત્ર ગણાઓ છો, તેવો દ્રુમકલ્પ નામનો એક પ્રખ્યાત પ્રદેશ મારા ઉત્તર ભાગમાં છે.[૨૯] ત્યાં ભયંકર કર્મ તથા રૂપવાળા, આભીર આદિ જાતના કેટલાક ચોર લોકો વસે છે. તે પાપીઓ મારા જળનું પાન કરી જાય છે.[૩૦] એ પાપકર્મવાળા ચોરોના સ્પર્શથી ઉત્પન્ન થતું પાપ મારાથી સહન થઈ શકતું નથી; માટે, હે રામ! આ તમારા શરને તેમનાપર મૂકી સફળ કરો."[૩૧] સાગરનાં આવાં વચન સાંભળી, રામે, ઝળહળતાં તે શરને કહેલી દિશામાં છોડ્યું.[૩૨] ધનુષપરથી છૂટેલું વજ્ર સમાન અને વિજળી સરખી પ્રભાવાળું તે શર, મરુકાન્તાર નામના પ્રસિદ્ધ દેશમાં જઇને પડ્યું.[૩૩] તે બાણના પડવાથી પૃથ્વી ફાટીને મોટો ધડાકો થયો અને પાતાળ ફાટી તેમાંથી પાણી બહાર નિકળ્યું.[૩૪] રામનું તે બાણ વાગવાથી કૂવા જેવો જે ખાડો પડ્યો, તેનું નામ વ્રણ-

કૂપ પડ્યું; અને તેમાં સમુદ્રના જેટલું અખૂટ જળ થઈ રહ્યું.[૩૫] રામનું શર પડવાથી ઘણો દારુણ શબ્દ થયો અને જે સ્થળે બાણ પડ્યું, તે સ્થળમાં રહેલું પાણી, જે ચોરો પી જતા હતા, તે સઘળું સૂકાઈ ગયું.[૩૬] ત્રણે લોકમાં વિખ્યાત થયેલા આ મરુકાન્તાર દેશનું જળ શોષી લઈને, દશરથપુત્ર રામે તે દેશને વરદાન આપ્યું કે,[૩૭] આ દેશમાં પાણી નથી, તોપણ તેમાં પશુઓ સુખથી રહી શકશે અને રોગો ઉત્પન્ન નહીં થાય. ફળમૂળ સારાં થશે, જમીન ઘણી સ્નિગ્ધ રહી, તેમાં પ્રકાશિત, સુગંધવાળી ઘણી ઔષધિઓ થશે."[૩૮] રામના તે વરદાનથી મરુદેશ આ પ્રમાણે રસકસ પૂર્ણ તથા ઘણો રમણીય થયો છે.[૩૯]

જ્યારે મરુકાન્તાર દેશનું જળ રામે શોષી નાંખ્યું ત્યારે, સરિતાપતિ સાગરરાયે, સર્વ શાસ્ત્ર જાણનાર રાઘવને કહ્યું કે,[૪૦] "હે સૌમ્ય! આ વિશ્વકર્માનો પુત્ર નલ વાનર વિશ્વકર્માને ઘણો પ્રિય હોવાથી તેણે એને વરદાન આપેલું છે,[૪૧] માટે મહા ઉત્સાહવાળા એ વાનરને હાથે મારા ઉપર પાજ બંધાવો, અને એને હાથે બાંધેલી પાજને હું ટકાવી રાખીશ; કારણ કે એવા કાર્યમાં એ એના પિતા જેવો જ કુશળ છે."[૪૨] આટલું બોલી સમુદ્ર અંતર્ધાન થઈ ગયો. પછી મહાબળવાન્ રામને નલે ઉભા થઈ કહ્યું કે;[૪૩] "આ વિસ્તારવાળા સમુદ્ર ઉપર હું સેતુ બાંધીશ; કારણ કે મારામાં મારા પિતાના જેવું જ સામર્થ્ય છે. સમુદ્રે જે જે વચનો કહ્યાં છે, તે સઘળાં યથાર્થ છે.[૪૪] હે રામ! આજથી મને ખાત્રી થાય છે કે, આ લોકમાં દંડના જેવી કંઈ પણ વસ્તુ નથી. જે માણસો કૃતઘ્ન હોય, તેના ઉપર ક્ષમા રાખવી કિંવા તેને દાન અને શાન્ત કરવાનો પ્રયત્ન કરવો, એ ખરેખર ધિક્કારવા યોગ્ય છે.[૪૫] આ સાગર તમારા પૂર્વજોએ ખોદેલો છે, તે છતાં એ કૃતઘ્ન થયો; પણ જ્યારે તમે દંડ દેવા માંડ્યો ત્યારે તે શરણે આવી સેતુ બાંધવા દેવા તત્પર થયો.[૪૬] હે રાઘવ! પૂર્વે મંદર નામના પર્વતમાં વિશ્વકર્માએ મારી માતાને વરદાન આપ્યું હતું કે; 'હે દેવિ! તને મારા જેવો પરાક્રમી પુત્ર થશે.'[૪૭] હું જ એ વિશ્વકર્માનો ઔરસ પુત્ર છું, અને મારું પરાક્રમ પણ તેમના સરખું જ છે. આજ સૂધી આપે મને પૂછ્યું ન હતું, એટલે પ્રસંગ વગર મેં આપને મારા ગુણો કહી સંભળાવ્યા ન હતા.[૪૮] પણ હવે કહું છું કે, હું આ સમુદ્ર ઉપર સેતુ બાંધવાને માટે સમર્થ છું. આજથી જ તે કાર્ય કરવાને માટે વાનરોને આજ્ઞા આપો."[૪૯] નલનાં એવાં વચન સાંભળી રામે વાનરોને આજ્ઞા આપી. તરત જ અતિશય હર્ષ પામેલા હજારો મુખ્ય વાનરો, વનમાં નિકળી પડ્યા અને પર્વત સરખા દેહવાળા તે સર્વે વાનરો પર્વતોમાંથી (પાષાણ અને) વૃક્ષો તાણી લાવીને સમુદ્રને પૂરવા મંડ્યા.[૫૦–૫૧]

તે વાનરો સાલ, અશ્વકર્ણ, ધવ, વાંસ, કુટજ, અર્જુન, તાલ, તિલક, તિનિશ, બીલી, સપ્તપર્ણ, પુષ્પિત થયેલાં કર્ણિકાર, આંબા અને અશોક આદિ વૃક્ષોને તાણી લાવી સાગર પૂરવા લાગ્યા.[૫૨–૫૩] કેટલાએક મુખ્ય વાનરો, ઇંદ્રકેતુની પેઠે, કેટલાંક વૃક્ષોને મૂળસોતાં અને કેટલાંએકને મૂળ સહિત ખેંચી લાવતા હતા.[૫૪] કેટલાએક તાલ, દાડમ, ગુલ્મ, નાળિયેરી, વિભીતક, કરીર, બકુલ તથા લીંબડાનાં વૃક્ષને ચોમેરથી ખેંચી લાવતા હતા.[૫૫] મોટા શરીરવાળા મહા બળવાન્ વાનરો હાથીના જેવી મોટી શિલાઓ તથા પર્વતોને પણ ઉખેડી નાંખી, યંત્રવડે ઘસડી લાવી સમુદ્રમાં નાંખતા હતા.[૫૬] જ્યારે એ શિલાઓ સમુદ્રમાં નાંખવામાં આવતી ત્યારે સમુદ્રનું જળ ઉભરાતું અને પાછું શમી જતું હતું.[૫૭] સેતુ બાંધતી વખતે કેટલાએક વાનરો આમથી તેમ ભૂસકા મારતા હતા અને કેટલાએક મોટાં દોરડાં પકડીને ટીંગાઈ રહેતા હતા. ભયંકર કર્મવાળા વાનરોની સહાયતાથી, જ્યારે નલ વાનર સો યોજન સૂધીની લાંબી પાજ બાંધતો હતો, ત્યારે રામની આજ્ઞા પાળવામાં તત્પર વાનરો, મેઘના જેવાં તથા પર્વતના જેવાં મોટાં મોટાં તૃણ, કાષ્ઠ અને પુષ્પિત થયેલાં વૃક્ષો લાવી લાવીને સેતુ બાંધવામાં તેને મદદ કરતા હતા. કેટલાક મોટા મોટા દંડ ઝાલી ઉભા રહેતા અને કેટલાક તેવા દંડોને શોધવા જતા હતા. કેટલાક દાનવોના સરખા વાનરો, પર્વતના જેવાં મોટાં મોટાં પર્વતનાં શિખરોને ઉપાડીને દોડતા આવતા હતા.[૫૮–૬૨] જ્યારે આવી મોટી શિલાઓ વાનરો સમુદ્રમાં લાવીને નાંખતા ત્યારે સમુદ્રમાં મોટો ગગડાટ થઈ રહેતો હતો.[૬૩] આ પ્રમાણે ઘણો હર્ષ પામેલા, હસ્તીના જેવા અને ત્વરાવાળા વાનરોએ, પ્રથમ દિવસે ચૌદ યોજન સૂધી પાજ બાંધી.[૬૪] ભયંકર શરીરવાળા તથા મહાબળવાન્ વાનરોએ બીજે દિવસે વીશ યોજન લાંબી પાજ બાંધી અને ત્રીજે દિવસે મોટા દેહવાળા અને ઉતાવળથી કામ કરનારા વાનરોએ એકવીશ યોજન પાજ બાંધી હતી.[૬૫–૬૬] પછી ચોથે દિવસે મહાવેગવાળા વાનરોએ બાવીસ યોજન પાજ બાંધી અને પાંચમે દિવસે ત્વરાથી કાર્ય

કરનારા વાનરોએ સામા કીનારા સૂધીની ત્રેવીશ યોજનની પાજ બાંધી દઈ સેતુ પૂર્ણ કર્યો.[૬૭-૬૮]

આ પ્રમાણે વિશ્વકર્માના બળવાન્ પુત્રે, પોતાના પિતાની પેઠે સમુદ્ર ઉપર પાજ બાંધી (સૌને આશ્ચર્ય કીધા હતા.)[૬૯] સાગર ઉપર નલે બાંધેલો આ સેતુ આકાશનો સાક્ષાત્ સ્વાતીપથ હોય તેમ શોભતો હતો.[૭૦] સેતુ બંધાઈ રહ્યો ત્યારે દેવો, ગંધર્વો, સિદ્ધો અને મોટા મોટા ઋષિઓ આ અદ્દ્ભુત કાર્ય જોવાને માટે અંતરિક્ષમાં આવી ઊભા રહ્યા,[૭૧] અને દશ યોજન પહોળા તથા સો યોજન લાંબા, નલના બાંધેલા સેતુને જોવા લાગ્યા.[૭૨] વળી આમ તેમ કૂદકા મારતા અને ગર્જના કરતા વાનરો, આશ્ચર્યને ઉત્પન્ન કરે તેવા અચિંત્ય અને જોતાંવેંત જ રુવાં ઉભા થઈ જાય એવા આ સેતુને વાંકાટીકા થઇને નિહાળતા હતા.[૭૩] વળી ભૂત માત્ર પણ ત્યાં આવી રામના સેતુને જોતા હતા. મહા તેજસ્વી લાખો વાનરો પાજ બાંધતા બાંધતા સમુદ્રને સામે પાર જતા હતા. ઘણો વિશાળ, સારી રીતે રચેલો, શોભાવાળો અને સુંદર ભૂમિવાળો સમુદ્રમાં આવેલો આ સેતુ, નારીના મસ્તકમાં જેમ સેંથો પૂર્યો હોય તેવો દેખાતો હતો.

જ્યારે સેતુ સુદૃઢ થયો ત્યારે, જેના હાથમાં ગદા છે એવો વિભીષણ, પોતાના મંત્રીઓ સહવર્તમાન, વાનરોને ઉતારવાને માટે સામે પાર જઈ ઉભો રહ્યો. પછી સત્ય પરાક્રમવાળા રામને સુગ્રીવે કહ્યું કે,[૭૪-૭૭] "હે રામ! તું હનૂમાનને ખભે બેસ અને લક્ષ્મણને અંગદના ઉપર બેસવા દે; કારણ કે, આ સાગર ઘણો વિસ્તારવાળો અને જળચર પ્રાણીઓથી ભરેલો છે.[૭૮] તેથી આ વાનરો તમને લઇને આકાશમાર્ગે ગમન કરશે." સુગ્રીવનાં આવાં વચન સાંભળીને, ધર્માત્મા, ધનુષ્ ધારણ કરનાર રામ, લક્ષ્મણને સાથે રાખી, સુગ્રીવ સહવર્તમાન સેનાની આગળ ચાલવા લાગ્યા. સૈન્યે પ્રયાણ કરવા માંડ્યું, એટલે કેટલાક વાનરો માર્ગના વચમાં થઇને, કેટલાએક એક પડખે થઇને, કેટલાએક પાણીમાં પડીને અને કેટલાએક ગરુડની પેઠે આકાશ માર્ગે ઉડતા ઉડતા આગળ ચાલતા હતા.[૭૯-૮૧] પ્રયાણ કરતી વેળાએ વાનરોની સેના, પોતાના ઘોષ આગળ ક્ષુભિત થતા સમુદ્રના ઘોષને ઢાંકી દેતી હતી.[૮૨] આ પ્રમાણે વાનરની સેના, નલે બાંધેલા સેતુ ઉપર થઇને સમુદ્રને સામે કિનારે આવી અને ત્યાં આગળ રુડાં ફળ, મૂળ અને જળવાળા પ્રદેશમાં પડાવ નાંખ્યો.[૮૩] રામનું આવું અદ્દ્ભુત તથા કોઇથી ન થઈ શકે તેવું કાર્ય જોઈ, સઘળા દેવ, સિદ્ધ, મહર્ષિ અને ચારણો ત્યાં આવ્યા અને આકાશ ગંગાના જળવડે રામને પૃથક્ પૃથક્ અભિષેક કરી કહેવા લાગ્યા કે,[૮૪] "હે નરદેવ! તું તારા શત્રુઓ ઉપર જય મેળવ અને ઘણાં વર્ષ સૂધી સમુદ્રપર્યંત પૃથિવીનું રાજ્ય ભોગવ." રાજાઓએ જેનું પૂજન કરેલું છે એવા રામનું સઘળા દેવો આવાં વિવિધ વાક્યોથી પૂજન કરવા લાગ્યા.*[૮૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બાવીસમો સર્ગ સંપૂર્ણ.**

# લંકામાં રામસૈન્ય

## સર્ગ ૨૩ મો.

## રામસંતોષ

પછી નિમિત્તને જાણનાર, લક્ષ્મણના મોટા ભાઈ રામે, તે સમયે થતાં નિમિત્તોને જોઈ સૌમિત્રિને ભેટી આ પ્રમાણે કહેવા માંડ્યું,[૧] "હે લક્ષ્મણ! આપણે સુંદર જળવાળા તથા ફળમૂળાદિથી ભરપૂર વનમાં આવી, સૈન્યરચનાના વિભાગ પાડી, હવે અહિં રહીશું.[૨] અતિ બળીઆ રીંછ, વાનર અને રાક્ષસાદિ સર્વ લોકનો ક્ષય કરે એવું ભય આવી પડશે એમ મને લાગે છે.[૩] દૃષ્ટિ કર. આ ધૂળ સહિત વંટોળીઓ ચઢે છે ને પૃથિવી ધ્રૂજે છે; પર્વતનાં શિખરો કંપે છે; વૃક્ષો પડી જાય છે.[૪] માંસાહારી પ્રાણીઓના જેવા ભયંકર વર્ણવાળા અને પરુષ શબ્દ કરતા રુધિરમિશ્રિત મેઘ વરસે છે;[૫] રાતા ચંદનના જેવી સંધ્યા પણ ઘણી દારુણ દેખાય છે; જાજ્વલ્યમાન્ સૂર્યમાંથી અગ્નિના અંગારા પડે છે,[૬] મહા ભયને ઉત્પન્ન કરે તેવાં આ મૃગ આદિ પશુ પક્ષીઓ સૂર્યના સામું જોઈ ઘણા અમાંગલિક સ્વર કરતા મહા ભય ઉપજાવે છે,[૭] ચંદ્રમાનો પ્રકાશ પડતો નથી, તેમ છતાં તેના

* નલ વાનરે સેતુ બાંધ્યા પછી, પ્રયાણ સમયે રામે, ભરતખંડના દક્ષિણ તટપર, ભારતાવખ્યાત દ્વાદશ જ્યોતિર્લિંગમાંના એક શિવલિંગની સ્થાપના કીધી, જે આજે પણ સેતુબંધ રામેશ્વરને નામે પ્રસિદ્ધ છે. આ શિવલિંગની સ્થાપના કરીને રામે તે શિવનું પ્રેમપૂર્વક પૂજન કીધું હતું, ને નરવાનર સમક્ષ નિવેદન કીધું હતું કે, જે જન, આ શિવનું દર્શન પૂજન અર્ચન કરશે તે, સર્વ પ્રકારનાં કલ્યાણને પામશે. વાલ્મીકિરામાયણમાં આ પ્રસંગ વર્ણવ્યો જણાતો નથી, પણ તે પછીના બીજા ઘણા સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોમાં એ પ્રસંગ વર્ણવ્યો છે. ભા. ક.

કિરણોથી સંતાપ ઉત્પન્ન થાય છે;* વળી લોકનો ક્ષય દર્શાવતો હોય એમ ચંદ્રમા પરિવેષ-કુંડાળું-યુક્ત ઉદય પામેલો જણાય છે.[૮] હે લક્ષ્મણ! સૂર્યની આસપાસ પણ નાનું, રૂક્ષ, રાતા વર્ણનું તથા અપ્રશસ્ત† પરિવેષ દેખાય છે. વળી હે લક્ષ્મણ! વિમળ આદિત્યમાં કાળાં ધાબાં દેખાય છે.‡[૯] ઘણી ધૂળ ઉડવાથી નક્ષત્રોનો પ્રકાશ પણ પૂરો પડતો નથી; અને હે લક્ષ્મણ! આ, સર્વ લોકોના ક્ષયને દર્શાવતું હોય તેવું લાગે છે.[૧૦] વળી કાગડા, બાજ અને ગીધ આદિ પ્રાણીઓ જમીન ઉપર ઉતરી આવે છે તથા શિયાળો અશુભ અને ભય ઉત્પન્ન કરે તેવા સ્વરે રડે છે.[૧૧]

“આ ઉપરથી એમ જણાય છે કે, વાનરો તથા રાક્ષસોએ અન્યોન્ય નાંખેલાં શિખરો, ખડ્ગો તથા શૂલોવડે આ ભૂમિપર રુધિરનો કીચડ થશે અને લોહીની નીકો ચાલશે.[૧૨] આજે આપણે રાવણ જેનું રક્ષણ કરે છે એવી લંકાપુરીમાં સર્વ વાનરોને લઈ સત્વર પ્રવેશ કરીશું.”[૧૩] આ પ્રમાણે વચનો કહી, ધનુષને ધારણ કરનાર, સંગ્રામમાં શત્રુઓને ઘર્ષણ કરનાર અને મનુષ્યને પ્રસન્ન કરનાર રામ, સર્વ સૈન્યને લઈ લંકા ભણી વધ્યા.[૧૪] રાક્ષસોનો વધ કરી રામનું પ્રિય કરવાની ઇચ્છાવાળા વિભીષણ, સુગ્રીવ તથા મુખ્ય વાનરો મોટા હુંકાર કરતા ચાલતા હતા અને અત્યંત વીર્યવાળા વાનરોની આવી ચેષ્ટાઓ જોઈ રઘુનંદન ઘણો સંતોષ પામ્યા.[૧૫–૧૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં તેવીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૪ મો

## સીતાસ્મરણ

જેમાં અનેક વીર યોધાઓ છે એવી તથા રામની આજ્ઞાથી વ્યૂહરચનામાં ગોઠવાયલી કપિસેના, ચંદ્રમાવડે નક્ષત્ર ને તારાયુક્ત શરદ્ પૂર્ણિમાની રાત્રિ શોભે છે તેમ શોભતી હતી.[૧] સાગરના સરખા વિસ્તારવાળા વાનરસૈન્યથી પીડિત થયેલી વસુંધરા ત્રાસ પામી કંપી ગઈ હતી.[૨]

સૈન્ય આગળ વધ્યું, રુંવાંને ઉભાં કરી દે તેવા લંકામાં થતા ભેરી અને મૃદંગના તુમુલ ધ્વનિ, વાનરોને કાને પડ્યા.[૩] તે ઘોષ સહન નહિ કરી શકવાથી વાનરોએ અત્યંત હર્ષ પામી, મોટી ગર્જનાઓ કરવા માંડી.[૪] ઘણા ઉત્કટ મેઘોની આકાશમાં ગર્જનાઓ થતી હોય તેવી કપિઓની ગર્જના, લંકામાંના રાક્ષસોને કાને પડી.[૫] આગળ ચાલતાં ચિત્રવિચિત્ર ધ્વજાઓ અને પતાકાઓ જેમાં ફરફરી રહેલી છે એવી લંકાપુરીને જોઈ, રામ મનમાં ખિન્ન થયા. તેમણે સીતાનું સ્મરણ કરવા માંડ્યું અને મન વિચારવડે ડહોળાઈ ગયું કે,[૬] “અરે! જેમ મંગળ નામનો ગ્રહ રોહિણીને ઉપરોધ કરે, તેમ રાવણે, લંકામાં મૃગનાં બચ્ચાંનાં સરખાં લોચનવાળી સીતાને બંદીવાન્ કરી રાખી છે.”[૭] આ પ્રમાણે વચનો કહી ઉષ્ણ દીર્ઘ નિઃશ્વાસ નાંખી, રામ લક્ષ્મણના સામું જોઇને સમયને ઉચિત એવાં હિતનાં વાક્ય તેને કહેવા લાગ્યા.[૮]

“હે લક્ષ્મણ! પર્વપર આ લંકાપુરી દેખાય છે, તે તું જો. એ, ગગનતલને ચુમ્બન કરતી હોય તેવી તથા વિશ્વકર્માએ મનના સંકલ્પવડે જાણે ઉત્પન્ન કરી હોય તેવી દેખાય છે.[૯] પૂર્વે ઘણા કાળ ઉપર નિર્મિત કરેલી આ લંકા, આકાશમાર્ગ જેમ પાંડુવર્ણ ઘનથી સંકીર્ણ હોય તેમ અનેક વિમાનોથી સંકીર્ણ, વિવિધ પક્ષીઓના શબ્દથી ગાજી રહેતી, પુષ્પ તથા ફળવાળાં ચિત્રરથના જેવાં સુશોભિત વનો તેને ઘેરી લે તેવી અલબેલી જણાય છે.[૧૦–૧૧] વળી જેમાં મત્ત વિહંગો બેઠેલાં છે એવાં તથા પુષ્પમાં સંતાતા ભ્રમરોવાળાં અને કોકિલાઓનાં ટોળાં જેનાપર નિવાસ કરે છે એવાં વૃક્ષો પવનની લહરથી મંદ મંદ હાલે છે.”[૧૨] દાશરથી રામે લક્ષ્મણને આ પ્રમાણે કહીને પોતાના સૈન્યના વિભાગ પાડી યથાશાસ્ત્ર રીતે ગોઠવણ કરી.[૧૩] પછી રામે આજ્ઞા કરી કે, “આ કપિસેનામાંની એક ટુકડી વીર્યવાન્ અંગદે લેવી અને નીલ વાનરની સાથે તેણે સેનાના મધ્ય માર્ગમાં ઉભા રહેવું.[૧૪] વળી વાનરોના સમૂહથી પરિવૃત થયેલા ઋષભ નામના વાનરે આ વાનરસેનાની દક્ષિણ તરફ રહેવું.[૧૫] મદ ઝરતા હસ્તીના જેવા દુર્ધર્ષ તથા અતિ વેગવાન્ ગંધમાદન નામના વાનરે, સેનાના ડાબા પડખાપર રહેવું.[૧૬] હું

* અર્થાત્ ઝાંખો પ્રકાશ પડે છે અને તે આનંદ આપતો નથી.

† અહિં મન્મથનાથ બાબુ પ્રશસ્ત શબ્દ વાંચે છે અને લખે છે કે, આ ભૂલ હશે; પણ તેણે રામાયણની વધારે પ્રતો જોઈ હોય એમ લાગતું નથી.

‡ અહુણાંના ખગોળવેત્તાઓ કહે છે કે, સૂર્ય ધોળાં અને તેજસ્વી વાદળથી પરિવૃત કાળો પદાર્થ છે અને તે પોતાની ધરી ઉપર ફરે છે. પેલાં તેજસ્વી વાદળના પરિવેષમાંથી જે કાળાં ધાબાં કેટકેટલેક અંતરે અને કાળે જણાય છે તે ઉપરથી, એ ફરે છે એમ સિદ્ધ થાય છે. સૂર્ય તેજસ્વી અભ્રથી પરિવૃત છે એમ એ કાળમાં પણ આર્ય ખગોળવેત્તાઓ જાણતા હતા, એમ આ ઉપરથી જણાય છે.

અને લક્ષ્મણ બન્ને સેનાના અગ્ર ભાગમાં રહીશું અને જામ્બવાન્, સુષેણ અને વેગદર્શી નામના રીંછ સેનાના અધિપતિ ત્રણ વાનરોએ, સેનાના કુક્ષી ભાગનું રક્ષણ કરવું અને મહા તેજસ્વી પ્રચેતસ્ જેમ પશ્ચિમ દિશાનું રક્ષણ કરે છે, તેમ કપિરાજ સુગ્રીવે સેનાના પૃષ્ઠ ભાગનું રક્ષણ કરવું."[૧૭-૧૮]

આ પ્રમાણે જેના યથાયોગ્ય વિભાગ કરવામાં આવેલા છે એવી તથા મહાબળવાન્ વાનરોથી રક્ષિત વાનરસેના, ભિન્ન ભિન્ન મેઘથી છવાયલા આકાશની માફક લંકા સમીપ પડાવ નાંખેલી શોભતી હતી.[૧૯] રણસંગ્રામમાં લંકાનો વિનાશ કરવાની ઇચ્છાવાળા વાનરો હાથમાં મોટાં મોટાં વૃક્ષો તથા ગિરિશૃંગો લઈ ઉભા રહેલા હતા.[૨૦] વાનરોમાં શ્રેષ્ઠ એવા કેટલાક વાનરો, "અમે મુષ્ટિ પ્રહાર તથા શિખરોથી લંકાને તોડી નાંખીશું," એમ વિચાર કરતા હતા.[૨૧] પછી મહાતેજસ્વી રામ સુગ્રીવને આ પ્રમાણે કહેવા લાગ્યા, "હે સુગ્રીવ ! આપણા સૈન્યોની સારી રીતે વ્યૂહરચના થયેલી છે. હવે પેલા શુક દૂતને મારી આજ્ઞાથી છોડી મૂકો."[૨૨] રામની આજ્ઞાથી મહા બળવાન્ તથા વાનરોના અધિપતિ સુગ્રીવે, શુકને છોડી મૂક્યો.[૨૩] વાનરોથી અતિશે પીડા પામેલો તથા રામની આજ્ઞાથી બંધનમુક્ત થયેલો તે શુક, ઘણો ત્રાસ પામી રાવણ પાસે ગયો.[૨૪]

શુકને આવેલો જોઈ, હાસ્ય કરીને રાવણે તેને પૂછ્યું કે, "ઓ શુકડા ! તારી પાંખો બંધાયલી અને તૂટી ગયા જેવી કેમ લાગે છે ?[૨૫] અલ્યા, તું અનેક ચિત્તવાળા વાનરોને વશ તો થયો નથીની ?" પછી ભયભીત થઈ ગયેલા શુકદૂતે, રાવણને કહ્યું:[૨૬] "હે લંકેશ ! સાગરને ઉત્તર કિનારે જ્યાં વાનરો પડેલા હતા ત્યાં જઇને તમારા કહેવા મુજબ, શાન્ત વાણીથી મેં તમારો સંદેશો કહ્યો.[૨૭] પરન્તુ મને જોતાવેંત ક્રોધ પામેલા વાનરોએ, આકાશમાં આવી મને પકડી લીધો અને નીચે લઈ જઈ મુષ્ટિપ્રહાર કરવા લાગ્યા એટલું જ નહિ, પણ મારો નાશ પણ કરવાનો પ્રારંભ કર્યો.[૨૮] હે રાક્ષસાધિપ ! તેમને કંઈ કહેવાય કે પ્રશ્ન કરાય તેવા તે નથી. વાનરો તો પ્રકૃતિથી જ ક્રોધી અને તીક્ષ્ણ છે.[૨૯] વિરાધ, કબન્ધ અને ખરનો નાશ કરનાર તે રામ તો સુગ્રીવની સાથે સીતાને શોધવા અહિં આવ્યા છે.[૩૦] રામે, સાગર ઉપર સેતુ બાંધ્યો છે, અને તેવડે સમુદ્રનું તેણે ઉલ્લંઘન કર્યું છે. વળી તે રાક્ષસોને તૃણમાત્રમાં પણ ન ગણે એવા ધનુર્ધારી છે.[૩૧] પર્વત અને મેઘના જેવાં મોટાં શરીરવાળાં રીંછ તથા વાનરોની સેનાથી તો આ પૃથિવી છવાઈ ગઈ છે.[૩૨] દેવ અને દાનવ વચ્ચે જેમ મુકાબલો ન થાય તેમ, હે રાવણ ! રાક્ષસબળનો અને વાનરબળનો મુકાબલો થાય તેમ નથી.[૩૩] તેઓ લંકાગઢ ઉપર ચડી આવે છે, માટે કાં તો સીતા પાછી આપો, કાં યુદ્ધ આપો, એ બેમાંથી જે યોગ્ય લાગે તે જલદી કરો."[૩૪]

શુકદૂતનાં એવાં વચન સાંભળીને, ક્રોધાગ્નિથી બળી જતાં હોય તેવાં લોચનવાળા રાવણે તેને આ પ્રમાણે કહ્યું;[૩૫] "ઓ અપશુકનીયા ! ઓ શુકડા ! તું એ શું લવે છે ? કદાપિ દેવ, દાનવ અને ગંધર્વની સાથે યુદ્ધ કરવું પડશે તો પણ તે હું કરીશ, સર્વ લોકનો ભય ખમીશ, પણ હું સીતાને પાછી આપવાનો નથી જ.[૩૬] અરે ! વસંત ઋતુમાં વિકસિત થયેલાં વૃક્ષ ઉપર જેમ ઉન્મત્ત ભ્રમરો જાય છે, તેમ મારાં તીક્ષ્ણ બાણો ક્યારે એ રાઘવપ્રતિ છૂટશે ?[૩૭] અરે ! જેમ ઉલ્કાપાતથી હસ્તી બળીને ભસ્મ થઈ જાય છે, તેમ મારાં તીક્ષ્ણ તીરો વાગવાથી અર્ધો લોહીલોહાણ થઈ ગયેલા એ રામને હું ક્યારે બાળીને ભસ્મ કરીશ ?[૩૮] મોટા દળથી વિંટાયલો હું, ઉગતા સૂર્યની માફક ક્યારે તારારૂપ એના તેજનો તિરસ્કાર કરીશ ?[૩૯] સાગરનાં જેવો મારો વેગ અને પવનના જેવું મારું બળ, તે જાણતો નથી, તેથી જ મારી સાથે યુદ્ધ ઇચ્છે છે, નહિતર ક્યારનોએ પલાયન કરી ગયો હોત.[૪૦] તેણે મહા ઝેરી સર્પ જેવાં મારા ભાથામાં રહેલાં શરોને જોયાં નથી, તેથી જ તે મારી સાથે સંગ્રામમાં ઉતરવા ઇચ્છે છે.[૪૧] એ રાઘવ, મારાં પૂર્વનાં સંગ્રામપરાક્રમોને જાણતો નથી. મારી ધનુષરૂપ વીણા, શરરૂપ કોણથી વગડાતી, પ્રત્યંચાના તુમુલશબ્દવાળી તથા આર્તગીત જેનો નાદ છે એવી, નારાચ બાણથી સંનાદ થતી, અહિત વાહિની નદીના જેવી છે. અરે ! મારી તે વીણા હું સંગ્રામમાં ક્યારે વગાડીશ ?[૪૨-૪૩] સંગ્રામમાં હું ઇન્દ્ર અથવા વરુણથી પણ જિતાવો મુશ્કેલ છું; સંગ્રામમાં હું દુર્ધર્ષ યમના કે કુબેરના બાણથી પણ જિતાઉં એવો નથી, તો એ રામ કોણ ગણત્રીમાં છે ?"[૪૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચોવીસમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૨૫ મો

### દૂતપ્રેષણ

દશરથ રાજાના પુત્ર રામ,મોટા સાગર તર્યા, ત્યાર-પછી રાવણે શુક તથા સારણ નામના અમાત્યોને કહ્યું કે,[૧] "રામે સમુદ્ર ઉપર પાજ બાંધી અને વાનર-સેના સમુદ્ર તરી, એ બેય કાર્ય પૂર્વે કદી નહીં થયેલાં એવાં થયાં છે;[૨] તો પણ સાગર ઉપર સેતુ બંધાય એમાં મને શ્રદ્ધા રહેતી નથી. ગમે તેમ હો, પણ વાનર સેનાની સંખ્યા તો મારે જાણવી જોઈએ જ.[૩] તમે બે જણ ન ઓળખાય એવું રૂપ લઈને ત્યાં જાઓ અને તેમની સંખ્યા કેટલી છે? તેમનું બળ કેવું છે? મુખ્ય મુખ્ય વાનરો કોણ છે? કોણ કોણ મંત્રીઓ છે? સૈન્યનિયંતા અગ્રેસર અને બળવાન્ કોણ છે? તથા તેમણે કેવી રીતે સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો છે? તે સઘળું જાણી આવો. વળી સેનાના શિબિરને, રામના વ્યવસાયને, તેનાં બળ પરાક્રમને અને અસ્ત્રશસ્ત્રને, તેમ જ લક્ષ્મણનાં વીર્ય, પરાક્રમ વગેરે સર્વ બાબ-તોની તમે યથાર્થ જાણ કહાડી લાવો."[૪–૮]

રાવણની આજ્ઞા થવા પછી શુક તથા સારણે વાન-રોના વેશો ધારણ કરીને વાનરસેનામાં પ્રવેશ કર્યો; ત્યાં શિખરો ઉપર પડેલી, ઝરાઓનાં તીર ઉપર પડેલી, ગુફાઓમાં પડેલી, સમુદ્ર તરતી, તરેલી અને તર-વાને માટે તત્પર થતી એવી મોટી વાનરસેનાને તેમણે જોઈ; પરન્તુ તેઓ વાનરસેનાની સંખ્યા અનુ-માનવાને શક્તિમાન્ થયા નહિ.[૧૦–૧૨] સૈન્યમાં ફરતા એવા વિભીષણે માયાવી શુક તથા સારણને ઓળખી કહાડ્યા અને તેમને રામની પાસે પકડાવી મંગાવ્યા અને પછી કહ્યું કે,[૧૩] "હે પરપુરંજય! આ બે રાવણના શુક તથા સારણ નામના પ્રધાનો ભેદુ-ચારો થઈ અત્રે આવેલા છે."[૧૪] ભયભીત થઈ ગયેલા અને પોતાના જીવિતની પણ જેમને આશા નહોતી એવા શુક તથા સારણે, હાથ જોડી રામને કહ્યું;[૧૫] "હે સૌમ્ય! હે રઘુનંદન! અમે બે રાવણના કહેવાથી, અત્રે, તમારા કપિસૈન્યને જોવાને માટે આવેલા છીએ."[૧૬] સર્વ ભૂતના હિતમાં પ્રીતિવાળા, દશરથ-પુત્ર રામ, કિંચિત્ હાસ્ય કરીને બોલ્યા કે,[૧૭] "રાવ-ણના કહેવા પ્રમાણે જો તમે અમને સર્વને બરોબર જોયા હોય તો ઠીક, નહિ તો પુનઃ જુવો અને પછી ચાલ્યા જાઓ.[૧૮] વળી જો ઇચ્છા હોય તો આ વિભી-ષણ તમને સમગ્ર સૈન્ય ફરીને દેખાડે.[૧૯] પકડા-વાથી મરણનો ભય રાખશો નહિ, કારણ કે, અસ્ત્ર-શસ્ત્ર રહિત દૂતો વધને યોગ્ય નથી."[૨૦]

પછી રામે વિભીષણને કહ્યું; "હે વિભીષણ! બદલાયલા વેશવાળા આ બે રાવણના ભેદુ, શત્રુને શિશકે ચઢાવી લડવાને લાવશે, માટે તું એમને સેનાની બહાર મૂકી આવ."[૨૧] આમ વિભીષણને કહી રામે વળી શુક સારણને કહ્યું કે, "હે રાક્ષસો! તમારે લંકાપુરીમાં જઈને કુબેરના બંધુ રાવણને મારાં વચ-નથી કહેવું કે,[૨૨] 'હે રાવણ! જે બળનો આશ્રય કરી તેં મારી પ્રિયા સીતાનું હરણ કરેલું છે, તે તારું બળ, સૈન્ય તથા બાંધવો સહિત, તું મને યથાસ્થિત રીતે દેખાડ.[૨૩] કાલે સવારે મારાં બાણોવડે વીંધાયલા રાક્ષસોનાં બળને તથા મોટા પ્રાકારવાળી અને તોર-ણોવાળી લંકાને તું ખાખાવીખી થઈ ગયેલી જોશે, માટે ચેત.[૨૪] હે રાવણ! જેમ વજ્રને ધારણ કરનાર ઇન્દ્ર, પોતાનું વજ્ર દાનવોના ઉપર મૂકે છે, તેમ કાલે સવારે હું મારો ક્રોધ તને અને તારા સૈનિકોને દેખા-ડીશ."[૨૫]

આ પ્રમાણે રામે જેને સંદેશો કહેલો છે એવા શુક તથા સારણ રાક્ષસો, "તમારો જય થાઓ," એમ કહી ધર્મવત્સલ રામને અભિનંદન આપીને લંકામાં સી-ધાવ્યા અને રાક્ષસોના અધિપતિ રાવણને કહેવા લાગ્યા કે, "હે રાવણ! અમારો વધ કરવાને માટે વિભીષણે અમને પકડ્યા હતા, પરંતુ અમિત તેજ-વાળા ધર્માત્મા રામે અમને તેની પાસેથી છોડાવ્યા, જેથી સુખરૂપ તારાં દર્શન માટે આવી શક્યા છીએ. હે રાવણ! દાશરથી રામ, શ્રીમાન્ લક્ષ્મણ, વિભીષણ તથા ઈંદ્રના સરખો પરાક્રમી સુગ્રીવ, એ ચારે એક જ સ્થાને એકઠા થયેલા છે; અને પુરુષોમાં શ્રેષ્ઠ એવા તે ચારે જણા, લોકપાળો સમાન શૂરા, સર્વ અસ્ત્રવિ-દ્યામાં કુશળ અને દૃઢ પરાક્રમી છે. વાનરોની સહાય નહિ લે તો પણ, એ ચાર મહાત્મા, આ તારી કિ-લ્લાકોટવાળી અને ઝુલતાં તોરણોવાળી લંકાને જડ-મૂળથી ઊખેડી નાંખવાને માટે સમર્થ છે. જો કદાપિ એમાંના ત્રણ જણા યુદ્ધ ન કરે તોપણ, રામ એવાં સચોટ બાણ મારનાર છે કે, તે એકલા આ તારી લંકાનગરીનો નાશ કરશે. રામ, લક્ષ્મણ અને સુગ્રીવ જેનું પાલન કરે છે એવી તે વાનરસેના, સુર અને અસુરોથી પણ હારે એવી નથી.[૨૬–૩૨] વનમાં વાસ કરનાર તથા નિરંતર યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તે મહાત્મા વાનરોની સેના, ઘણી બળવાન્ તથા યુદ્ધ

કરવાને હર્ષયુક્ત યોદ્ધાઓવાળી છે. હે મહારાજ! મારું જો તું માને તો તારે એની સાથે વિરોધ કરવો એ ઠીક નથી. વિરોધ ન કરતાં તું તેની સાથે સલાહ કર અને દાશરથીને મૈથિલી પાછી આપ."[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પચીસમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૨૬ મો

### વાનર બલકથન-૧

સારણ રાક્ષસનાં આવાં સત્ય તથા વીર વચન સાંભળી, રાવણ સારણને કહેવા લાગ્યો;[૧] "હે સારણ! જો કદાપિ દેવ, ગંધર્વ અને દાનવો મારી સાથે યુદ્ધ કરવા આવશે અને સર્વ લોકથી મને ભય ઉત્પન્ન થશે તો પણ, હું (રામને) સીતા પાછી આપીશ નહિ.[૨] હે સૌમ્ય! વાનરોએ ઘણો પીડવાથી તું ભયભીત થઈ ગયો છે અને ભયનો માર્યો તું આજ જ સીતાને પાછી આપવી એ કાર્ય સૂચવે છે, એ તારી નબળાઈ છે.[૩] મારા કોઈ પણ શત્રુને હું એવો સમર્થ જોતો નથી કે, જે મને સંગ્રામમાં જિતી શકે. આવાં પરુષ વાકયો બોલી રાક્ષસોનો અધિપતિ રાવણ, વાનરસેનાને જોવાને માટે અનેક તાલવૃક્ષના જેટલા ઊંચા તથા બરફના જેવા ધવળ વર્ણવાળા પોતાના પ્રાસાદ ઉપર ચઢ્યો.[૪-૫] તે બે ભેદુઓની સાથે, પ્રાસાદના અગ્રભાગમાં ઉભેલા તથા ક્રોધયુક્ત થયેલા રાવણે સમુદ્ર, વન અને પર્વતો તરફ દૃષ્ટિ કરી.[૬] વાનરોથી ખીચોખીચ ભરાઈ ગયેલી ભૂમિ, જેનો પાર ન આવે એટલી અસહ્ય વાનરોની મોટી સેના જોઈ, રાવણ સારણને પૂછવા લાગ્યો કે, "હે સારણ! આ વાનરોનું સૈન્ય દેખાય છે, તેમાં કયા મુખ્ય વાનરો છે? કયા વાનરો મહાબળવાળા છે? અને કીયા શૂરા છે? તે કહે.[૭-૮] વળી મહા ઉત્સાહવાળા અને આગળ પડી યુદ્ધ કરે એવા કયા વાનરો છે? સુગ્રીવ કયા વાનરોનું કહેવું વધારે સાંભળે છે? એમની નાની નાની ટુકડીઓના અધિપતિઓનું પાલન કરનારા વાનરો કયા છે?[૯] તથા તે બધા વાનરો કેવા પ્રભાવવાળા છે? તે બધું તું મને યથાર્થ કહી સંભળાવ."

રાવણે આ પ્રમાણે પૂછ્યું ત્યારે, વાનરસેનાના મુખ્ય વાનરોને સારી રીતે ઓળખનાર સારણ, રામની સેનામાં મુખ્ય વાનરો કયા છે? તે કહેવા લાગ્યો. "હે રાવણ! પેલો વાનર જે આ લંકાની સામે ઉભો રહી ગર્જના કરે છે, જે વાનરોના યૂથનું રક્ષણ કરનારા સેંકડો અને સહસ્રો વાનરોથી પરિવૃત, જેના મહા શબ્દથી પર્વત, વન, કોશીશા, કોટ અને તોરણોવાળી આ લંકા હણાયલા જેવી લાગે છે; જે સર્વે વાનરોના અધિપતિ મહાત્મા સુગ્રીવની સેનાના અગ્રભાગમાં ઉભેલો છે તથા જે વાનરનાં કેટલાંક યૂથનો અધિપતિ છે, તે નીલ નામનો સેનાપતિ છે.

"હે રાવણ! પેલો વીર્યવાન્ વાનર, જે હાથ ઉંચા કરી ક્રોધ કરી, લંકા ભણી જોઈ, ગર્જના કરતો ગતિ કરે છે, જે ગિરિના શિખર સમાન દેહવાળો તથા પદ્મના રજ જેવા વર્ણવાળો છે તથા કોપ પામી પૃથિવી ઉપર પછાડેલા જેના પુચ્છના શબ્દથી દશે દિશાઓ ગાજી રહેલી છે, તે અંગદ કુંવર છે. તેને વાનરોના રાજા સુગ્રીવે યુવરાજ પદવી આપી છે ને તે તને યુદ્ધમાં ઉતરવાને માટે બોલાવે છે.[૧૦-૧૭] એ વાલિનો પુત્ર છે અને તેના જ જેવો બળવાન્ છે. સુગ્રીવ એના પર ઘણી પ્રીતિ રાખે છે અને જેમ ઇન્દ્રને અર્થે વરુણ પરાક્રમ કરવા તત્પર થાય છે, તેમ રાઘવને અર્થે તે પોતાનું પરાક્રમ દેખાડવા તત્પર થયેલો છે.[૧૮] એ જ વાનરની બુદ્ધિના પ્રભાવથી, રામનું હિત ઇચ્છનાર હનૂમાને, લંકામાં આવી સીતાની શોધ લીધી હતી;[૧૯] અને હાલ એ જ વીર્યવાન્ મોટા મોટા વાનરોનું સૈન્ય લઈ પોતાના બળવડે તને મારવા માટે અહીં આવેલો છે.[૨૦] એ વાલિપુત્રની પાછળ મોટું સૈન્ય લઈ જે ઉભેલો છે, તે નલ નામનો વાનર છે. એ સંગ્રામમાં ઘણો જ શૂરવીર છે અને આ સમુદ્રપર સેતુ પણ એણે જ બાંધ્યો છે.[૨૧] વળી ગાત્ર સંકુચિત કરી, નાના પ્રકારની ક્રીડાઓ તથા ગર્જના કરતા તથા ચંદનના જેવી સુગંધી જેમના અંગમાંથી નીકળે છે એવા શૂરવીર વાનરો જેની પાછળ ગમન કરે છે એવો આ શ્વેત નામનો સેનાની (નાયક) છે. એ વાનર ઘણો બુદ્ધિમાન્, શૂરવીર, ભયંકર, પરાક્રમી અને ત્રણે લોકમાં પ્રખ્યાતિ પામેલો છે. એના શરીરનો વર્ણ રજત જેવો છે. એ વારંવાર સુગ્રીવ પાસે જાઆવ કરે છે તથા વાનરોની સેનાના જૂદા જૂદા વિભાગ પાડી વ્યૂહરચના કરે છે, જેથી તે પોતાના સૈન્યને હર્ષ પમાડે છે. જે પૂર્વે ગોમતીના તટ સમીપ આવેલા રમ્ય પર્વતમાં ફરતો અને હાલ નાના પ્રકારના પર્વતોથી વિંટાયલા સંરોચનનામે ગિરિપર રાજ ચલાવે છે, તે કુમુદ વાનર મહા સેનાની છે. એ પણ એક વાનરની સેનાનો

ઉપરી છે અને એનું બીજું નામ સંરોચન પણ છે.[૨૨–૨૬] વળી જે વાનરોને વશ રાખે છે તથા જેના પુચ્છમાં ઘણા લાંબા, રાતા, પીળાં, ધોળા અને ભયંકર દેખાતા વાળના ગુચ્છા છે, તે વાનરનું નામ ચંડ છે. તે અદીનાત્મા તથા નિરંતર યુદ્ધ કરવાની ઇચ્છાવાળો હોઈ પોતાના સૈન્યની સહાયથી તારી લંકાનો નાશ કરવા ઇચ્છા રાખે છે.[૨૭–૨૮] વળી આ રંભ નામનો વાનર તો સાક્ષાત્ સિંહના જેવો જ છે. એનો વર્ણ કપિલ છે અને એના વાળ ઘણા દીર્ઘ છે. નેત્રના અગ્નિથી બાળીને ભસ્મ કરતો હોય તેમ એ તારી લંકાપુરી તરફ બેધડક જોઈ રહેલો છે. એ કૃષ્ણગિરિ, વિંધ્ય સહ્ય અને સુદર્શન પર્વતમાં રહે છે. એના હાથ નીચે ત્રીશ કરોડ વાનરોની એક સેના છે.[૨૯–૩૦] જ્યારે એ પ્રયાણ કરે છે ત્યારે તેજથી લંકાનો નાશ કરે તેવા ઘોર દેખાવવાળા તથા ભયંકર પરાક્રમી ત્રીશ કોટી વાનરો તેની પાછળ ચાલે છે. જુઓ, પોતાના કાન જેણે ઉભા કરેલા છે એવો, નિરન્તર ગર્જના કરનાર, મૃત્યુનો પણ જે ભય ગણતો નથી એવો, સૈન્યની વચ્ચે ન રહેતાં એકલો યુદ્ધ કરવા ઇચ્છા રાખનાર, અતિશય ક્રોધથી જેનું શરીર વારંવાર કંપે છે, જે વક્ર દૃષ્ટિ કરી આ તરફ જોયા જ કરે છે; વારંવાર પુચ્છને પછાડી ગર્જના કરે છે, તે મહા બળવાન્ કપિરાજ શરભ છે. એ પોતાના તેજથી કોઈ પણ પ્રકારના ભયને ગણકારતો નથી અને એ સાલ્વેય નામના રમણીય પર્વતમાં રહે છે. એ વાનરના આધિપત્ય નીચે પણ એક વાનરસેના છે. હે રાજન્! એક લાખ અને ચાલીસ હજાર વિહાર નામના યૂથપતિ વાનરો તેની પાસે છે.[૩૧–૩૫] વળી દેવોની વચ્ચે જેમ ઇન્દ્ર ઉભો હોય તેમ જે વીર, વાનરોની વચ્ચે ઉભો છે, મેઘની પેઠે જેના શરીરથી આકાશ વ્યાપ્ત થયેલું છે, ભેરીના જેવો જેની ગર્જનાનો સ્વર, યુદ્ધ કરવાની ઇચ્છાવાળા વાનરોના ઘોષની સાથે સંભળાય છે, તે કપિવર પનસ છે. પારિયાત્ર નામના રમણીય પર્વતમાં તે વસે છે અને યુદ્ધમાં એનું બળ કોઇથી સહન થઈ શકે એવું નથી.[૩૬–૩૮] એ પણ એક વાનરસેનાનો અધિપતિ છે; અને વાનરોની જૂદી જૂદી ટુકડીઓના પચ્ચાસ લાખ અધિપતિઓ એની સેવામાં તત્પર રહે છે.[૩૯]

"સમુદ્રના તીરપર પડાવ નાંખી રહેલી બીજા સાગર સરખી ભયંકર વાનરસેનાને શોભાવતો આ દર્દુરના* જેવો જે વાનર ઉભેલો છે, તેનું નામ વિનત છે. તેના હાથ નીચે એક બળવાન્ વાનરસેના છે તથા તે વેણા નામની નદીનું જળપાન કરીને તે પ્રદેશમાં ભ્રમણ કરે છે.[૪૦–૪૧] જેનું સાઠ લાખ વાનરોનું સૈન્ય છે, એવો આ ક્રથન નામનો વાનર તને યુદ્ધમાં બોલાવે છે.[૪૨] એના હાથ નીચેના વાનરો મોટી મોટી વાનરસેનાઓના અધિપતિઓ છે. પેલો જે ગેરુના જેવા વર્ણવાળા શરીરનો વાનર જણાય છે, જે પોતાના બળના ગર્વથી વાનરોની અવગણના કરે છે તથા જે ક્રોધ કરી તારા ભણી ધસે છે, તે ગવય નામનો તેજસ્વી વાનર છે.[૪૩–૪૪] એની પાછળ સીત્તેર લાખ વાનરોની સેના છે અને એ પોતાની જ સેનાથી તારી લંકાનો નાશ કરવાની ઇચ્છા રાખે છે.[૪૫] બીજા આ શૂરવાળા અને દુષ્પ્રસહ્ય વાનરો ઉભા છે, તેમની તો સંખ્યા જ થાય તેમ નથી. એ સઘળા વાનરસેનાઓના અધિપતિઓ છે અને આ સર્વે તેમનું જૂદા જૂદા વિભાગમાં ઉભેલું સૈન્ય છે.[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છવ્વીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૭ મો

### વાનરબલકથન–૨

"આ રામસૈન્યનું જો તું નિરક્ષણ કરે છે તો હું, રાઘવને માટે પોતાના જીવિતની પણ દરકાર ન કરતાં પરાક્રમ કરવાને માટે તત્પર થયેલા વાનરાધિપોનું વર્ણન કરી સંભળાવું છું, તે તું સાંભળ.[૧] જે ઘોર કર્મવાળા વાનરના દીર્ઘ પુચ્છમાં સ્નિગ્ધ, દીર્ઘ, તામ્ર, પીળાં, કાળાં અને શ્વેત, ચોમેર ઘસડાતાં તથા ઉત્ક્ષિપ્તવાળાં સૂર્યનાં કિરણોની પેઠે કિરણો પ્રકાશ મારે છે, તેનું નામ હર છે.[૨–૩] તેની પાછળ હાથમાં મોટાં મોટાં વૃક્ષો લઇને લંકાના કોટપર ચઢડી જવાને તત્પર થયેલા, વાનરોના યૂથને પાલન કરનાર, સુગ્રીવના કિંકર આદિ અહિં આવેલા લાખો વાનરો ગમન કરે છે. હે રાજન્! જળવાળા મેઘ જેવા શ્યામવર્ણા, અંજનના જેવા કાળા, યુદ્ધમાં પરાક્રમી તથા સમુદ્રને કિનારે પડેલા, અસંખ્ય શૂરવીર જે રીંછ તથા કપિઓને તું જુવે છે, તેમાંનાં કેટલાએક પર્વતમાં, કેટલાએક વિવિધ દેશોમાં અને કેટલાએક નદીઓના પ્રદેશમાં ફરનારા છે. હે રાજન્! એ મહાદારુણ વાનરો તારી સાથે યુદ્ધ કરવા ટમટમી રહ્યા છે.[૪–૭] એ સર્વે રીંછ તથા કપિઓની વચ્ચે ઉભેલો, ભયંકર નેત્રદર્શન-

* દર્દુર એક પ્રસિદ્ધ વાનર સેનાધિપતિ–તેના જેવો.

વાળો, મેઘનાં ટોળાંથી વિંટાયેલો પર્જન્ય મેઘ હોય, તેમ કપિઓથી પરિવૃત ધૂમ્ર નામનો રીંછ નાયક છે. એ સર્વ રીંછનો રાજા છે તથા સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ ઋક્ષવાન્ નામના પર્વતપર રહે છે અને નર્મદાના જળનું પાન કરે છે. એના હાથ નીચે હજારો વાનર-સેનાઓ છે.[૮–૯] એ રીંછનો નાનો ભાઈ પેલો જામ્બવાન્ છે, તેને તું જો. એ જામ્બવાન્, પર્વત સમાન દેહવાળો છે. એ એના મોટા ભાઇના જેવો જ રૂપાળો છે પણ તેના કરતાં અધિક પરાક્રમી અને મોટા મોટા યૂથપતિઓનું પાલન કરનાર છે. એ શાન્ત થઇને ઉભેલો જામ્બવાન્ શંભુની ઉપાસના કરે છે અને માર મારવામાં ઘણો જ તીવ્ર છે.[૧૦–૧૧] એ બુદ્ધિમાન્ રીંછે, દેવ અને અસુરોના યુદ્ધમાં ઇન્દ્રને ઘણી સહાય કરી હતી, ત્યારે તેને અનેક વરદાન મળેલાં છે.[૧૨] વળી પર્વતો ઉપર ચઢી જઇ, મોટી મોટી વાદળના જેવી શિલાઓ ફેંકી, યુદ્ધ કરનાર તથા મૃત્યુથી જરાએ ભય ન કરનાર, રાક્ષસ તથા પિશાચ સરખી ક્રૂરતાવાળા અને ઘણાં રુંવાંવાળા આ જે સૈનિકો દેખાય છે, તે એ અમિત તેજસ્વી જામ્બવાનના સૈનિકો છે.[૧૩–૧૪]

પેલો જે ક્રીડા કરતો આમ તેમ કુદે છે અને વારંવાર આમ તેમ જઈ ઉભો રહે છે અને વાનરો જેને એક દૃષ્ટિએ જોઈ રહ્યા છે, તે યૂથપતિઓનું પાલન કરનાર રંભ નામનો વાનર છે. એ ઇંદ્રની ઉપાસના કરે છે અને મોટા સૈન્યવાળો તથા મહા બળવાન્ છે.[૧૫–૧૬] હે રાજન્! વળી જે ગમન કરતાં એક યોજન સુધી દૂર પડેલી શિલાઓને પોતાના પાર્શ્વ-વડે અડે છે તથા ઊંચે પણ એક યોજન સુધી પહોંચે છે અર્થાત્ એક યોજન પહોળા અને એક યોજન ઊંચા શરીરવાળો છે તથા ચાર પગાં પ્રાણીઓમાંનું કોઈ પણ પ્રાણી એના જેવા શરીરવાળું નથી, તેનું નામ સન્નાદન સેનાની છે. એ સર્વ વાનરોનો પિતામહ કહેવાય છે.[૧૭–૧૮] એ બુદ્ધિમાન્ વાનરે પૂર્વે ઇંદ્રની સાથે યુદ્ધ કર્યું હતું, તેમાંએ, એ, ઇંદ્રથી હાર્યો ન હતો. એ વાનરના હાથતળે પણ ઘણા યૂથપતિ વાનરો છે.[૧૯] હે રાજન્! જેનું પરાક્રમ ઇંદ્રના જેવું છે, જે દેવાસુર નામના યુદ્ધમાં દેવોને સહાય કરવા માટે અગ્નિથી ગંધર્વકન્યાને વિષે ઉત્પન્ન થયો છે, જે શ્રીમાન્, બળવાળો અને સર્વ કપિઓમાં શ્રેષ્ઠ છે, જે કદાપિ આત્મશ્લાઘા કરતો નથી તથા સર્વે પર્વતોના રાજા કૈલાસ પર્વત, જે તારા ભાઈ કુબેરનું વિહારસ્થાન છે, તેને વિષે જંબૂનું સેવન કરતો નિરંતર ફરતો ફરે છે, તેનું નામ ક્રથન* વાનર છે.[૨૦–૨૩] એની સાથે દશ અબજ વાનરોની સેના છે અને તેથી તે લંકાનો નાશ કરવા ટમટમી રહ્યો છે.[૨૪] હે રાવણ! જે પૂર્વે હસ્તીઓને અને વાનરોને થયેલું વૈર સંભારીને અનેક હસ્તીઓને ત્રાસ પમાડતો, ગંગાના પ્રદેશમાં ભ્રમણ કરે છે અને વાનરયૂથનું પાલન કરે છે, જેની ગર્જનાઓથી ગિરિની ગુફાઓ ગાજી રહે છે, જે વનગજોને ઉપરોધ કરે છે, મોટાં મોટાં વૃક્ષોને પણ નમાવી નાંખે છે અને વાનરોની સેનાનો મુખી છે, જે હૈમવતી નદીની પાસે આવેલા ઉશીરબીજ નામના પર્વતમાં, ઇન્દ્ર જેમ સ્વર્ગમાં રમણ કરે તેમ રમણ કરે છે, જેની પાછળ વીર્ય અને પરાક્રમથી ગર્વિષ્ઠ થયેલા, ગર્જનાઓ કરતા અને બહુ બળવાળા દશ કરોડ મહાત્મા વાનરોનું સૈન્ય ચાલે છે,[૨૫–૨૯] તે સેનાનીનું નામ પ્રમાથી છે. એ ઘણો દુર્ધર્ષ અને વાનરોની સેનાનો પતિ છે. હે રાજન્! એ પ્રમાથી વાયુથી ઘસડાતા મેઘ સરખો તથા અતિ કુપિત થયેલા વાનરોવાળો, જેના સૈન્યના ચાલવાથી અરુણના આભાસ સરખી રેતી ચોમેર વાયુએ કરી ઊડે તેવો છે. હે રાવણ! વળી આ ગોલાંગુલ જાતના વાનરોના સમૂહનું પાલન કરનાર ગવાક્ષ વાનરને તું જો.[૩૦–૩૨] હે મહારાજ! સેતુ બાંધતી વેળાએ નીલને સહાય કરતા ધવલ મુખનાં હજારો વાનરોનો આ ગવાક્ષ ઉપરી હતો; અને એ, વાનરોની સાથે જાણે હમણાં લંકાપુરીને લઈ લેશે, એમ ગર્જના કરતો ઉભો છે. જેમાં સદા વૃક્ષો પ્રફુલ્લિત રહે છે, જેમાં ભ્રમરો હમ્મેશાં ગુંજારવ કરે છે, જેમાં નાના પ્રકારનાં પક્ષીઓ તથા મૃગો ફરે છે, જેને મહાત્મા મહર્ષિઓ તજતા નથી, જ્યાં ફળવાળાં વૃક્ષો મનઃકામના પૂરે એવાં છે એવા અને હે રાજન! જે રમ્ય કાંચન પર્વતમાં સર્વદા મોઘું મધુ (મદ) મળી આવે છે એવા ઉત્તમ પર્વતના પ્રદેશમાં, સુખથી વસનાર, મહા બળવાન્ વાનરોના અધિપતિ આ કેસરી વાનરને પણ તું જો. હે રાવણ! જેમ તું રાક્ષસોમાં ઉત્તમ છે, તેમ પર્વતોમાં ઉત્તમ સાવર્ણિ નામનો મહા મેરુ સાઠ હજાર પર્વતોમાં ઉત્તમ છે, ત્યાં એ રહે છે. તે પર્વતના પ્રાન્ત ભાગમાં કેટલાક (વાનરો), પીળા, ધોળા, લાલ અને મધુ પિંગળ છે.[૩૩–૩૯] કેટલાક મોટા નખ તથા આયુધવાળા, સિંહના જેવી ચાર દાઢવાળા, વાઘના

* આ ક્રથન બીજો છે.

જેવા દુરાસદ અને મહા બળવાન્ છે.[40] સર્વ વૈશ્વાનર જેવા તથા કેટલાક સાપના જેવા મહા ક્રોધી છે, કોઈ લાંબા પુચ્છવાળા, કોઈ મત્ત માતંગ જેવા, કોઈ મોટા પર્વત જેવા તથા મેઘની ગર્જના સમાન સ્વરવાળા, શૂરવીર, બળવાળા અનેક વાનરો લંકા ઉપર ધાડ લાવવાને તત્પર થઈ રહેલા છે. તેઓનો ઉપરી તથા રામને માટે પોતાનાં પ્રાણને પણ પ્રિય નહિ ગણનાર આ શતબલી વાનર છે. એ સૂર્ય સમાન તેજસ્વી અને પૃથ્વીમાં પ્રખ્યાત છે. હે રાવણ! ગજ, ગવાક્ષ, ગવય, નલ તથા નીલ તો મહા શૂરવીર વાનરો છે જ. એ સર્વે દશદશ કોટી વાનરોના અધિપતિ છે. એ સિવાય, હે મહારાજ! વિંધ્યગિરિમાં વસનાર અનેક વાનરો પણ ગાંજ્યા જાય તેવા નથી ને તેમની ગણના પણ થઈ શકે તેમ નથી.[41-47] હે મહારાજ! તે સમસ્ત વાનરો મોટા પ્રભાવવાળા, મોટા પર્વતના શિખર જેવડી કાયાવાળા, પર્વતશૃંગને પાડી પૃથિવીને છાઈ દે એવા અને મહા બળવાન્ છે.[48]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સત્તાવીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૮ મો

### વાનરબલકથન-૩

રામનાં સૈન્યનું વર્ણન કરી, શાન્ત થયેલા સારણનાં વાક્ય સાંભળી, શુક, રાક્ષસોના અધિપતિ રાવણને આ પ્રમાણે કહેવા લાગ્યો;[1] "હે રાવણ! મહોન્મત્ત હસ્તીઓ જેવા, ગંગાના તટ ઉપર આવેલાં મોટાં વટવૃક્ષો સમાન તથા હિમાલયનાં શાલવૃક્ષો સમાન ઉભેલા આ જે વાનરો, તું જુએ છે,[2] તે બળવાળા ને દુઃપ્રસહ્ય, ઇચ્છામાં આવે તેવા વેશો ધારણ કરનારા દૈત્યો તથા દાનવો સરખા અને યુદ્ધ પ્રસંગે દેવોના જેવા પરાક્રમી છે.[3] એ સહસ્ર શંકુ, એકવીશ સહસ્ર કોટી તથા સો વૃન્દ વાનરો સર્વ સુગ્રીવના સચિવો છે. તેઓ ઇચ્છામાં આવે તેવા વેશ ધારણ કરનારા તથા કિષ્કિંધામાં રહેનારા છે; અને એ સઘળા ગંધર્વોથી અને દેવોથી ઉત્પન્ન થયેલા છે.[4-5] વળી સમાન વયવાળા અને દેવતા સરખા રૂપવાળા આ બે વાનરોને તમે ઉભેલા જુઓ છો, તે મૈન્દ અને દ્વિવિદ નામના વાનરો છે. તે બ્રહ્માની આજ્ઞા પામવાથી અમૃત પી અમર થયેલા છે. એમના સરખા યુદ્ધમાં કુશળ બીજા કોઈ નથી. એ બે વાનરો પોતાના બળવડે તારી લંકાને ઉજજડ કરવા ઇચ્છે છે.[6-7]

"હે રાવણ! આ મહોન્મત્ત હાથીના જેવા જે વાનરને તું જુવે છે, તે હનૂમાન્ નામે વાનર છે. એ પોતાના ક્રોધથી સમુદ્રને ક્ષુભિત કરે તેવો છે. પ્રથમ સીતાની શોધ લેવાને અને તમને જોવાને માટે જે વાનર લંકામાં આવ્યો હતો, તે જ એ હનૂમાન્! માટે તેને તું જો. એ કેસરીનો મોટો પુત્ર છે અને વાયુથી ઉત્પન્ન થયેલો છે. એનું નામ હનૂમાન્ છે. એ જ વાનરે સાગરને એક થેકડે ઓળંગ્યો હતો.[8-10] એનામાં ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરવાની શક્તિ છે. એ ઘણો બળવાન્ તથા રૂપાળો છે અને વાયુની પેઠે એની ગતિ પણ અપ્રતિહત છે.[11] જ્યારે એ નાનો હતો ત્યારે, પોતાના બળના ગર્વથી તે સૂર્યનું ભક્ષણ કરી, પોતાની ક્ષુધાને શાન્ત કરવાને માટે દેવતા, ઋષિઓ તથા રાક્ષસોથી પણ જેનું ધર્ષણ ન થાય એવા સૂર્ય દેવને પકડવા ત્રણ હજાર યોજન સુધી ઊંચે ઉડ્યો હતો; પરંતુ દૃઢ હનુવાળો એ હનૂમાન્ વાનર સૂર્યને ન પકડી શકતાં ઉદયાચળ ગિરિ ઉપર પડ્યો. ઉદયાચળમાં પડવાથી તેની એક હનૂ (હાંસડી) ભાંગી ગઈ, તેથી એનું નામ હનૂમાન્ પડ્યું છે.[12-15] હું એ હનૂમાનને નામથી તથા એના પૂર્વ વૃત્તાંતથી સારી રીતે ઓળખું છું. તેનાં બળ, પ્રભાવ અને રૂપનું યથાર્થ વર્ણન કરી શકાય તેમ નથી.[16] એ હનૂમાન્ એકલો પોતાના બળવડે લંકાનો નાશ કરવા ઇચ્છે છે. એ જ કપિને તેં લંકામાં પકડી રાખ્યો હતો અને એણે જ લંકામાં આગ લગાડી હતી. એ કપિને તું કેમ ભૂલી જાય છે?[17]

"એ હનૂમાનની પાસે ઉભેલા શૂરવીર, શ્યામ પદ્મના જેવાં લોચનવાળા, ઇક્ષ્વાકુ કુળમાં જન્મેલા, અતિરથી, લોકોમાં પ્રખ્યાતિ પામેલા પુરુષત્વવાળા, જેનામાંથી ધર્મ કોઈ દિવસ પ્રચલિત થતો નથી, જે ધર્મનો કોઈ દિવસ ત્યાગ કરતા નથી, જે વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ છે, જે બ્રહ્માસ્ત્રને તથા વેદને સારી રીતે જાણે છે,[18-19] જે પોતાનાં બાણોવડે પૃથ્વીને તથા આકાશને ફાડી નાંખવા સમર્થ છે; જેનો ક્રોધ મૃત્યુના સરખો છે, જેનું પરાક્રમ ઇન્દ્રના જેવું છે તથા જેની ભાર્યા સીતાને તું જનસ્થાનમાંથી હરી લાવ્યો છે, તે રામ પોતે જ અત્રે, હે રાજન્! અહીં તારી સાથે યુદ્ધ કરવાને માટે આવેલો છે.[20-21] એ રામની જમણી બાજુએ, શુદ્ધ સુવર્ણના જેવી કાન્તિવાળો, વિશાળ વક્ષઃસ્થળવાળો, રક્ત નેત્રવાળો, શ્યામ ખીંટલીયાળા

કેશવાળો તથા પોતાના ભાઇનું પ્રિય કરવામાં નિરંતર પ્રીતિવાળો, તેનો કનિષ્ઠ બંધુ લક્ષ્મણ છે. તે નીતિ તથા યુદ્ધમાં ઘણો કુશળ છે તથા સર્વ અસ્ત્રશસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ છે.[૨૨-૨૩] એ ઘણા ક્રોધી, દુર્જય, વિજયશીલ, પરાક્રમી, બળવાન્, રામના જમણા હાથરૂપ, રામના જાણે બહિશ્ચર પ્રાણ હોય તેવો તથા રામને અર્થે પોતાના જીવની પણ દરકાર ન કરે એવો છે. એ લક્ષ્મણ જ આ યુદ્ધમાં સર્વ રાક્ષસોનો નાશ કરવા ઇચ્છે છે.[૨૪-૨૫] રામની ડાબી બાજુએ રાક્ષસોથી પરિવૃત તમારો નાનો ભાઈ વિભીષણ ઉભો છે. એ વિભીષણને શ્રીમાન્ રામે લંકાનો રાજ્યાભિષેક કર્યો છે. એ તારો બંધુ વિભીષણ પણ તારાપર ઘણો કોપેલો હોવાથી તારી સાથે યુદ્ધ કરવા તત્પર છે.[૨૬-૨૭]

"હે રાવણ! વાનરોની વચ્ચે પર્વતની પેઠે સ્થિર ઉભેલો, સર્વે વાનરોનો અધિપતિ, અપરિમિત પરાક્રમવાળો, જેમ હિમાલય સઘળા પર્વતોમાં શોભે છે તેમ, તેજ, યશ, બુદ્ધિ, બળ અને ઉચ્ચ કુળથી વાનરોમાં શોભી રહેલા જે વાનરને તું જૂવે છે, તે સુગ્રીવરાજ છે. તે ઘણાં ગહન દ્રુમો તથા દુર્ગવાળી તથા પર્વતો અને દુર્ગોને લીધે જેમાં પ્રવેશ ન કરી શકાય એવી કિષ્કિંધામાં, પોતાના પ્રધાનો તથા સેનાપતિઓની સાથે રાજ કરે છે.[૨૮-૩૦] એ કપિના ગળામાં સો પાંખડીની તથા દેવ અને મનુષ્યની લક્ષ્મી જેમાં રહેલી છે, એવી દીપ્તિમાન સુવર્ણની માળા છે.[૩૧] રામે, વાલિને મારી, સુગ્રીવને કિષ્કિન્ધાનું રાજ્ય, એ માળા તથા વાલિની તારા નામની સ્ત્રી આપેલી છે.[૩૨] હે રાવણ રાયજી! ડાહ્યા પુરુષોએ કહેલું છે કે, સો લાખ હોય ત્યારે એક કરોડ થાય, સો હજાર કરોડ હોય ત્યારે એક શંકુ થાય,[૩૩] સો હજાર શંકુ હોય ત્યારે એક મહાશંકુ થાય, એક લાખ મહાશંકુ હોય ત્યારે એક વૃન્દ, કહેવાય છે,[૩૪] એક લાખ વૃંદ હોય ત્યારે એક મહાવૃંદ થાય, અને એક લાખ મહાવૃંદ હોય ત્યારે એક પદ્મ થાય છે,[૩૫] હવે એક લાખ પદ્મનું એક મહાપદ્મ થાય છે, ને એક લાખ મહાપદ્મનું એક ખર્વ થાય છે;[૩૬] એક લાખ ખર્વ હોય ત્યારે એક સમુદ્ર થાય અને એક લાખ સમુદ્ર હોય ત્યારે એક મહૌઘ થાય છે.[૩૭] હે લંકેશ! આ સંખ્યા પ્રમાણે એક હજાર કોટિ, સો શંકુ, એક હજાર મહાશંકુ, સો વૃંદ હજાર મહાવૃંદ, સો પદ્મ, હજાર મહાપદ્મ, સો ખર્વ, એક સમુદ્ર, એક મહૌઘ તથા સમુદ્રના જેવા બીજા કોટિ મહૌઘ સૈન્ય લઇને, સમંત્રિક શૂરવીર વિભીષણને સંગે લઈ, મહા બળવાન્ વાનરોનો રાજા સુગ્રીવ, તારી સામે યુદ્ધ કરવાને માટે આવે છે.[૩૮-૪૧] હે મહારાજ! પ્રજ્જ્વલિત થતા અસંખ્ય તારાઓના જેવી આ વાનરોની સેના, જે અહિં આવેલી છે, તેને જોઇને હવે શત્રુઓ તારો પરાભવ ન કરે અને તારો સર્વથા વિજય થાય તેવો તું પ્રયત્ન કર."[૪૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં અઠાવીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૨૯ મો.

## પુનઃ ચારપ્રેષણ

શુકે બતાવેલા વાનર યૂથના અધિપતિઓને, રામની જમણી બાજુએ ઉભેલા મહા વીર્યવાન્ લક્ષ્મણને, રામની સમીપમાં ઉભેલા પોતાના બંધુ વિભીષણને, ભયંકર પરાક્રમવાળા તથા સર્વે વાનરોના અધિપતિ સુગ્રીવને,[૧-૨] ઇન્દ્રના પૌત્ર બળવાન્ અંગદને, પરાક્રમી હનૂમાનને, અજિત્ય જામ્બવાનને, સુષેણને, કુમુદને, નીલને, વાનરોમાં શ્રેષ્ઠ નલને, ગજને, ગવાક્ષને, શરભને, મૈન્દને, દ્વિવિદને તથા બીજા વાનરોને જોઇને ઉદ્વેગયુક્ત ચિત્તવાળો રાવણ, ક્રોધ કરી શુક તથા સારણને તિરસ્કારથી જોવા લાગ્યો.[૩-૫] આ તિરસ્કાર થતાંજ, નીચું મુખ કરી ઉભેલા શુક અને સારણને રાવણે ક્રોધાકુલ થઈ ગદ્ગદ્ વાણીએ મહા કઠિન વચનો કહેવા માંડ્યાં.[૬] "હે શુકસારણ! અનુગ્રહ અને નિગ્રહ કરવામાં સમર્થ એવા સ્વામીને લાંછન લાગે તેવાં અપ્રિય વચનો સચિવોએ કહેવાં ન જોઇએ.[૭] મારાથી પ્રતિકૂલ રીતે વર્તનાર તથા યુદ્ધ કરવાને માટે તત્પર થયેલા શત્રુઓની તમે આ પ્રમાણે પ્રશંસા કરી, મારા તેજનું હરણ કર્યું છે, જે તમને લેશ પણ છાજતું નથી.[૮] તમે બંનેએ આચાર્યોની, ગુરુઓની અને વૃદ્ધોની ઉપાસના કરી, તે સઘળી વ્યર્થ ગઈ, એમ જ હું માનું છું. તમે રાજ્યનીતિનાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે ખરો, પણ તેમાંથી તમે સાર ગ્રહણ કર્યો નથી.[૯] કદાપિ તમે તેમાંથી સાર ગ્રણ કર્યો હશે તો પણ, તમે હવે તે ભૂલી ગયા છો; અને માત્ર અજ્ઞાનનો જ ભાર વહન કરો છો. તમારા જેવા મૂર્ખ સચિવો મને મળ્યા છે, તે છતાં હું આ મહારાજ્ય ચલાવું છું, એ મારું મોટું ભાગ્ય છે એમ

હું આવું છું.૧૦ જેની જીભનો એક શબ્દ શુભ અને અશુભ ફળને આપવા સમર્થ છે, એવો હું, તમારો રાજા, તેને આ પ્રમાણે લાંછન લગાડનારાં વચનો કહેતાં તમને મૃત્યુનો ભય પણ નથી લાગતો?૧૧ હે શુક-સારણ! વનમાં અગ્નિએ બાળી નાંખેલાં વૃક્ષો ઉભાં રહી શકે છે, પરંતુ રાજાના દંડરૂપ અગ્નિથી બળતા અપરાધીઓ ઉભા રહી શકતા નથી અર્થાત્ નાશ પામે છે.૧૨ હે પાપીઓ! તમારા પૂર્વે કરેલા ઉપકારોથી મારો ક્રોધ જો શાન્ત પડ્યો ન હોત તો, હું તમને મારી નાંખત; કારણ કે તમે મારી આગળ, શત્રુના પક્ષની પ્રશંસા કરો છો.૧૩ હે શુકસારણ! તમારા કરેલા ઉપકારોની ખાતર હું તમને આજ જીવતા મૂકું છું--ડાહ્યા થઈ અહીયાંથી જાઓ, બસ જાઓ, મને તમારું કાળું મોઢું દેખાડો નહીં. મારા ઉપર સંપૂર્ણ પ્રીતિ નહીં રાખનાર હે કૃતઘ્નો! તમે મારો તિરસ્કાર પામી મુવેલા સરખા જ છો માટે અહીંથી જાઓ."૧૪ રાવણનાં આવાં વચન સાંભળી લજ્જા પામેલા શુક અને સારણ 'તમારો જય થાઓ,' એમ કહી રાવણને અભિનંદન આપી ત્યાંથી ચાલતા થયા.૧૫

પછી પોતાની પાસે ઉભેલા મહોદર સચિવને રાવણ કહેવા લાગ્યો કે, "હે મહોદર! આપણા સર્વ ચારોને મારી પાસે બોલાવ." રાવણની આજ્ઞાથી મહોદરે ચારોને સત્વર બોલાવી મંગાવ્યા.૧૬ રાજાની આજ્ઞાથી સર્વે ચાર સત્વર ત્યાં આવ્યા અને 'મહારાજનો જય થાઓ,' એમ બોલી, હાથ જોડી ઉભા રહ્યા.૧૭ પછી રાક્ષસોનો અધિપતિ રાવણ, પોતાના વિશ્વાસુ, ધીરજવાળા, શૂરા તથા નિર્ભય પ્રણિધીને કહેવા લાગ્યો કે,૧૮ "હે ચારો! તમે રામની સેનામાં જાઓ અને તેનું સૈન્ય જાગ્રત છે? કે ગફલતમાં છે? તે, તથા આજે તેઓ શું કરવા ધારે છે? તે સઘળું જાણી લઈ મારી પાસે પાછા આવી જણાવો; કારણ કે, ચાર પાસેથી શત્રુની સઘળી બાતમી મેળવ્યા પછી બુદ્ધિમાન રાજા, સ્વલ્પ પ્રયત્નથી પણ, શત્રુઓને હરાવી પાછા કાઢી શકે છે."૧૯-૨૧ રાવણનાં આ વચન સાંભળી પ્રસન્ન થયેલા પ્રણિધીઓએ, શાર્દૂલને આગળ કરી, રાવણને પ્રદક્ષિણા કરી અને 'બહુ સારું, આપના કહ્યા પ્રમાણે કરીશું,' એમ કહી તેઓ ત્યાંથી ચાલી નિકળ્યા.૨૨

આ પ્રમાણે રાક્ષસોના અધિપતિ રાવણની પ્રદક્ષિણા કરી નિકળેલા ચારો જ્યાં રામ તથા લક્ષ્મણ હતા ત્યાં આવ્યા;૨૩ અને સુવેલ પર્વતના ઓઠે રહી છૂપી રીતે, રામ, લક્ષ્મણ, સુગ્રીવ તથા વિભીષણને જોવા લાગ્યા.૨૪ રામની સેનાને જોઈ, આ સઘળા ચારો ભયથી વિહ્વળ થઈ ગયા. છૂપી રીતે એ તો રામનું સૈન્ય જોતા હતા, તેવામાં ધર્માત્મા વિભીષણે તેમને દીઠા.૨૫ આ સર્વ ચારોમાં શાર્દૂલ રાક્ષસ ઘણો પાપિષ્ઠ છે એમ જાણી, વિભીષણે જાતે જઈ તેને પકડ્યો અને બીજાઓને પકડવાની પોતાના સૈનિકોને આજ્ઞા કરી.૨૬ પછી વાનરોએ તેમને ખૂબ મારવા માંડ્યા, ત્યારે દયાર્દ્ર હૃદયવાળા રામે તેમને છોડાવ્યા.૨૭ મહાપરાક્રમી વાનરોથી પીડા પામેલા તે રાક્ષસો, રામે તેમને મૂકાવ્યા કે તરત જ ત્યાંથી હાંફતા હાંફતા તથા બેબાકળા થઈ લંકામાં નાસી આવ્યા.૨૮ નિરંતર બહાર ફરી ખબર મેળવનાર તે રાક્ષસોએ એકઠા મળી રાવણ પાસે આવી સુવેલ પર્વતની સમીપ પડેલાં રામનાં સૈન્યનો વૃત્તાન્ત તેને યથાસ્થિત નિવેદન કર્યો.૨૯

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ઓગણત્રીશમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૦ મો

### શાર્દૂલનો સ્વવૃત્તાંત

પછી અક્ષોભ્ય બળવાળા રામ સુવેલાચલ પાસે આવીને પડેલા છે, એ વૃત્તાંત તે ચારોએ રાવણને નિવેદન કર્યું.૧ જેવું ચારોના મુખથી સાંભળ્યું કે, રામ અજિત્ય સૈન્ય લઈ પડ્યા છે, તેવો જ રાવણ બહુ ઉદ્વેગ પામ્યો ને તેણે શાર્દૂલને કહ્યું કે,૨ "હે શાર્દૂલ! તું ઘણો દીન થઈ ગયો છે, અને હે નિશાચર! તારું નૂર પણ ઉડી ગયું છે; બોલ, તું ક્રોધ પામેલા મારા શત્રુઓને વશ તો થઈ ગયો નથી?"૩ રાવણનો તે પ્રશ્ન સાંભળી ભયથી વિકલવ થયેલો, અને થરથર કંપતો શાર્દૂલ, રાક્ષસોમાં વ્યાઘ્રરૂપ રાવણને મંદમંદ વાણીએ કહેવા લાગ્યો કે,૪ "ઓ રાયજી! રાઘવ જેનું પાલન કરે છે એવા બળવાન્ અને પરાક્રમવાળા વાનરોની આગળ, તારા ચારોનું કંઈ પણ ચાલે તેમ નથી;૫ તેમ તેમની પાસે જઈ કંઈ પૂછી શકાય તેમ નથી. પર્વત જેવા મોટા શરીરવાળા વાનરો, સેનામાં પેસવાના રસ્તાઓનું નિરંતર રક્ષણ કર્યાં કરે છે.૬ હું રામસેનાની અંદર પેઠો, એટલામાં તો (વિભીષણ આદિ) રાક્ષસોએ મને પકડી

લીધો અને મને આમ તેમ પૂછી, મારી પાસેથી ઉલટી કેટલીક ખબરો મેળવી લીધી છે.[૭] પછી તો બાપજી પૂછવું જ શું? ઘણા તીવ્રસ્વભાવના વાનરોએ, ગડદા, પાટુ, દાંત, મુક્કી ઇત્યાદિથી મને એવો કૂટી કહાડ્યો કે, ન પૂછો વાત. છેવટે આખા સૈન્યમાં ઘસડી ઘસડીને આમ તેમ મને ફેરવ્યો હતો.[૮] આખા સૈન્યમાં ફેરવ્યા પછી છેલ્લે મને રામની પાસે લઈ ગયા. તે વખતે મારા અંગોમાંથી રુધિર ઝરતું હતું. મારી ઇન્દ્રિયો વિહ્વળ થઈ ગઈ હતી, અને વાનરાઓ મને મારતા હતા. તેથી હું દીન બન્યો હતો. પછી હું રામને પગે પડ્યો અને વાનરો મને મારે નહીં, તે માટે પ્રાર્થના કરી. તે જોઈ, રામને દયા આવી, અને તેમણે મને છોડાવ્યો છે.[૯–૧૦] હે રાવણ! શિલા અને વૃક્ષાદિથી સાગરને પૂરી નાંખીને રામે આયુધો સહિત દોડી આવી, આ તારી લંકાના દરવાજા રોકીને પડાવ નાંખ્યો છે.[૧૧] હે રાવણ! ગરુડવ્યૂહ રચીને ઊભેલા વાનરોથી વેષ્ટિત થયેલા મહાતેજસ્વી રામે મને છોડાવ્યા પછી, તેઓ અહીં આવવાની તૈયારી કરતા હતા અને હવે થોડા કાળમાં આ તારા કિલ્લાને ઘેરો ઘાલશે. હવે ગમે તેમ તું કર; જોઇએ તો સીતાને સત્વર પાછી આપ અથવા તો યુદ્ધ કરવાને તત્પર થા."[૧૨–૧૩] તે ભયગ્રસ્ત રાક્ષસનાં આવાં વચન સાંભળીને, રાવણ ક્ષણભર દિગ્મૂઢ થઈ રહ્યો. પછી શાર્દૂલને કહ્યું કે,[૧૪] "હે શાર્દૂલ! જો દેવ, દાનવ અને ગંધર્વો મારી સાથે યુદ્ધ કરવા આવે અને તેનાથી મને ભય ઉત્પન્ન થાય, અને સર્વ લોકથી પણ મને ભય ઉત્પન્ન થાય, તો પણ શું હું સીતાને પાછી આપું? ત્રિકાળે પણ નહિ."[૧૫] આ પ્રમાણે કહી રાવણે તેને પુનઃ પૂછ્યું, "હે શાર્દૂલ! તેં રામની સેનામાં ફરીને શું જોયું તે તું મને યથાર્થ કહે. તેના સૈન્યમાં કોણ કોણ વાનરો ઘણા શૌર્યવાળા છે?[૧૬] તે કેવી પ્રભાવાળા છે? કેવા છે? કિયા કિયા વાનરો દુરાસદ છે? અને હે સુવ્રત! તેઓ વળી કોના પુત્રો તથા પૌત્રો છે, તે પણ તું મને કહે.[૧૭] જે માણસ યુદ્ધ કરવા ઇચ્છે છે, તેણે પ્રથમ શત્રુના યોદ્ધાઓની સંખ્યા જાણવી જ જોઇએ, માટે તું મને તે કહે; એ સઘળું જાણીને હું જે યોગ્ય લાગશે તે કરીશ."[૧૮]

રાવણનો તે પ્રશ્ન સાંભળી, દૂતનાયક શાર્દૂલે નિવેદન કીધું કે,[૧૯] "હે રાવણ! ઋક્ષરાજનો પુત્ર ને ગદ્ગદ્નો ક્ષેત્રજ પુત્ર જામ્બવાન નામે એક પ્રસિદ્ધ વાનર છે.[૨૦] એ જામ્બવાન, સંગ્રામમાં કોઈથી પણ હાર્યો જાય તેવો નથી. દેવતાઓના ગુરુ બૃહસ્પતિથી ઉત્પન્ન થયેલા ગદ્ગદ્નો બીજો પુત્ર કેશરી નામે મહાબળવાન્ વાનર છે. તેનો વંશજ હનુમાન્ છે,–જેણે એકલાએ પૂર્વે આપણી આ લંકાને સળગાવી, ઘણા ઘણા રાક્ષસોનો ઘાણ કહાડી નાંખ્યો હતો.[૨૧] વીર્યવાન્ અને ધર્માત્મા સુષેણ વાનર, ભગવાન્ ધર્મનો પુત્ર છે. હે રાજન્! આ દધિમુખ વાનર, ચંદ્રનો પુત્ર છે; અને સુમુખ, દુર્મુખ તથા વેગદર્શી વાનરોને તો બ્રહ્માએ સાક્ષાત્ મૃત્યુરૂપ જ ઉત્પન્ન કરેલા છે.[૨૨–૨૩] નીલ નામનો વાનર અગ્નિનો પુત્ર છે અને સર્વ સૈન્યનો અધિપતિ છે. હનૂમાન્ વાયુનો પુત્ર છે; જેનું બળ વાયુથી પણ વિશેષ અને પ્રખ્યાત છે.[૨૪] યુવાન્ તથા દુર્ધર્ષ અંગદ વાનર, ઇંદ્રનો પૌત્ર અને વાલિનો પુત્ર છે. મૈન્દ અને દ્વિવિદ વાનરો અશ્વિનીકુમારથી ઉત્પન્ન થયેલા છે;[૨૫] ગજ, ગવય, ગંધમાદન, ગવાક્ષ અને શરભ નામના પાંચ વાનરો તો કાલાન્તક સરખા, એ સર્વે યમરાજાના પુત્રો છે.[૨૬] હે રાવણ! અને આ બીજા યુદ્ધની ઇચ્છાવાળા દશ કરોડ વાનરો પણ દેવતાઓના જ પુત્રો છે.

"આ બધા વાનરોને વિષે મેં તમને કહ્યું. હવે એથી આગળ કહેવાને માટે હું ઇચ્છતો નથી.[૨૭] જેણે દૂષણ, ખર અને ત્રિશિરા નામના રાક્ષસોનો વધ કર્યો છે તથા જે યુવાન્ સિંહની પેઠે ગર્જના કરનાર છે, તે દશરથરાયનો મોટો પુત્ર રામ છે. એ જ રામે વિરાધને તથા કાળ સરખા કબંધને હણ્યા છે. આખી પૃથિવીમાં એ રામના જેવો પરાક્રમવાળો કોઈ માતાએ પુત્ર જ ઉત્પન્ન કર્યો નથી.[૨૮–૨૯] સંક્ષિપ્તમાં એટલું જ કે, એના ગુણ વર્ણવવાને માટે આખી સૃષ્ટિમાં કોઈ સમર્થ નથી. એણે આપના જનસ્થાનમાં વસનાર સર્વે રાક્ષસોનો નાશ કર્યો હતો.[૩૦] અને પેલો હસ્તીઓના રાજા સમાન ધર્માત્મા લક્ષ્મણ, અહો! તેનું બળ શું? એના બાણના ઝપાટામાં આવતાં ઇન્દ્ર સરખો પણ જીવતો રહે તેમ નથી, તો બીજા તે કોણ ગણત્રીમાં?[૩૧] શ્વેત તથા જ્યોતિર્મુખ નામના આ બે વાનરો છે–તે સૂર્યથી ઉત્પન્ન થયેલા છે. એક હેમકૂટ નામે વાનર, વરુણનો પુત્ર છે અને વરુણપેરે ઘૂમવાવાળો છે.[૩૨] વાનરોમાં શ્રેષ્ઠ એવો વીર નલ વાનર, વિશ્વકર્માનો પુત્ર છે, અને વેગવાન્ તથા પરાક્રમવાળો દુર્ધર વાનર, વસુનો પુત્ર છે.[૩૩] રામના હિતમાં નિરંતર પ્રવૃત્ત રહેનાર તથા રાક્ષસોમાં શ્રેષ્ઠ એવો આ તારો ભાઈ વિભીષણ છે.

તેણે જ એ બધાને અહીંઆં લંકામાં તેડી આણ્યા છે.[૩૪] હે રાવણરાય! આ પ્રમાણે સુવેલાચળમાં રહેલા કપિસૈન્યનું મેં તને વૃત્તાંત કહ્યું. હવે જે કાર્ય કરવાનું હોય, તે તારા હાથમાં છે."[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩૧ મો

### કૃત્રિમ રામમસ્તક

જ્યારે રાવણના ચારોએ ક્ષોભ નહીં પામે, એવું સુવેલાચળમાં આવી પડેલું રામનું સૈન્ય કેવું છે, તે તથા રામ સુવેલાચળમાં આવીને રહેલા છે એ બધું કહી સંભળાવ્યું, ત્યારે રાવણ અત્યંત ઉદ્વેગ પામ્યો. તેણે પોતાના સચિવોને કહ્યું.[૧-૨] "હે રાક્ષસો! તમે આપણા સઘળા ઠરેલ મંત્રીઓને અહીં બોલાવી લાવો; કારણ કે હવે એકઠા થઈ એકનિશ્ચય કરવાનો સમય પાસે આવ્યો છે."[૩] રાવણની એ આજ્ઞા સાંભળી, સર્વે મન્ત્રીઓ તુરતાતુરત ત્યાં આગળ આવ્યા. તેમની સાથે મળી જે વિચાર કરવાનો હતો તે કરી, રાવણે મન્ત્રીઓની સભા વિસર્જન કરી અને પોતાના મહેલમાં પ્રવેશ કર્યો.[૪-૫] ત્યાં ગયા પછી માયાવી તથા મહાબળવાળા વિદ્યુર્જિહ્વ નામના એક રાક્ષસને પોતાની પાસે બોલાવી, રાવણે અશોકવનમાં-જ્યાં મિથિલેશતનયા હતી ત્યાં જવાનો વિચાર કર્યો.[૬] રાક્ષસોના અધિપ રાવણે, વિદ્યુર્જિહ્વને કહ્યું; "અલ્યા વિદ્યુર્જિહ્વ! આપણે માયા કરી જનકની પુત્રી સીતાને આજે છળવી છે, માટે (જ્યારે હું સીતા સાથે વાતચિત કરું ત્યારે) તું, ધનુષ તથા બાણ ધારણ કરી, રામનું કૃત્રિમ મસ્તક હાથમાં લઈ આવજે.[૭-૮] તે સાંભળી, "બહુ સારું," એમ કહી તે વિદાય થયો. ક્ષણવારમાં તે માયાવી દૈત્યે તેવી માયા કરી, રામનું કૃત્રિમ મસ્તક, રાવણને દેખાડ્યું.[૯] તે જોઈ રાવણ ઘણો પ્રસન્ન થયો અને તે રાક્ષસને ઘણાં આભૂષણો ભેટ આપ્યાં.

પછી સીતાના દર્શનની લાલસાવાળો, રાક્ષસોનો અધિપતિ રાવણ, અશોકવનમાં ગયો. ત્યાં કુબેરના નાના ભાઈ રાવણે-નીચું મુખ કરી, શોકપરાયણ અને પોતાના સ્વામીનું ધ્યાન ધરતી, પૃથિવી ઉપર બેઠેલી, સીતાને જોઈ.[૧૦-૧૨] તેની આસપાસ રાક્ષસી ઉભેલી હતી, જે તેની સેવામાં સદા તત્પર હતી. સીતા સમીપ જતાં જતાં માર્ગમાં 'અલિ સીતા! આજે મેં રામને જિત્યો છે,' એવા હર્ષના ઉભરાનાં વચનો તે બોલતો હતો.[૧૩] પછી તે સીતાને આ પ્રમાણે ધૃષ્ટ વચનો કહેવા લાગ્યો-"હે ભદ્રે! મેં તને ઘણી સમજાવી, પણ તું એકની બે થઈ નહીં. પણ ઠીક, આજે મેં ખર રાક્ષસને મારનાર તારા સ્વામી રામને રણક્ષેત્રમાં માર્યો છે; અને તેને મારીને મેં આજે તારો ગર્વ ઊતાર્યો છે અને તારા મૂળનું છેદન કર્યું છે.[૧૪-૧૫] સમજી! હે સીતા! હવે તું તારી પોતાની મેળે જ મારી સ્ત્રી થઈ છે. અલિ ઓ મૂઢ સીતા! રામ તો હવે મરણ પામ્યો છે, માટે તું તેની આશા જ છોડી દે. એ મુવેલાનો હવે તારે શો ખપ છે?[૧૬] ઓ અલ્પપુણ્યવાળી! જેના મનોરથ ભાંગી પડેલા છે એવી ઓ સીતા! ઓ દોઢ ડાહી મૂઢ સીતા! તું હવે મારે વશ થા, રે થા! અને મારી સઘળી રાણીઓમાં પટ્ટરાણી થઈને બેસ. હે સીતા! વૃત્રાસુરની પેઠે મેં તારા સ્વામીનો વધ શી રીતે કર્યો? તે તું સાંભળ:[૧૭] વાનરોના અધિપતિ સુગ્રીવના હાથ નીચેની વાનરસેનાથી પરિવૃત થયેલો તારો સ્વામી રામ, મને મારવાને માટે સમુદ્ર ઉતરી અહીં આવ્યો હતો;[૧૮] અને (કાળે ઘેરેલો, ગઈ કાલે) સાયંકાળે સમુદ્રના તીરને પીડન કરે તેવાં મોટા સૈન્ય સહિત આ તીરે પડાવ નાંખી પડ્યો.[૧૯] માર્ગના શ્રમથી થાકી ગયેલું સઘળું સૈન્ય જ્યારે નિદ્રાવશ થયું ત્યારે અર્ધ રાત્રે મારા ચારોએ તારા રામની સેનામાં પ્રવેશ કરી, પ્રથમ સઘળી ચર્ચા જોઈ લીધી.[૨૦] એ વાર્તા જાણતાં જ, અસાવધ રામલક્ષ્મણપર, પ્રહસ્તના અધિપતિપણાં નીચેનું મારું સૈન્ય, એકદમ તૂટી પડ્યું અને તે વાનરસેનાનો સંહાર કર્યો.[૨૧] પટ્ટિશ, પરિઘ, ચક્ર, ઋષ્ટિ, દંડ, મોટાં મોટાં આયુધો, બાણના સમૂહો, ત્રિશૂલ, મુદ્ગર, પ્રાસ, ચક્ર તથા મુશળ આદિ શસ્ત્રોવડે વાનરોને મારવા માંડ્યા;[૨૨-૨૩] અને પ્રહસ્ત સેનાપતિએ નિરાંતે ઉંઘેલા તારા સ્વામી રામનું મસ્તક તરવારથી છેદી નાંખ્યું.[૨૪] રામનું મસ્તક કપાયલું જોઈ, વિભીષણ અને લક્ષ્મણ બીજા વાનરોને લઇને પલાયન કરી ગયા, પણ મારાં સૈન્યે તેની પાછળ પડી તેમને પણ પકડ્યા અને તે બધામાંથી સુગ્રીવને તથા રાક્ષસોએ ભાંગેલી હનૂવાળા હનૂમાનને પણ મારી નાંખ્યો છે.[૨૫-૨૬]

"જામ્બૂવાન્ નાસતો હતો, તેને પણ એક મોટા વૃક્ષની પેઠે, પટ્ટિશના પ્રહારવડે રાક્ષસોએ યુદ્ધમાં

ઉરાડી નાંખ્યો;૨૭ અને વાનરોમાં શ્રેષ્ઠ, હાંફતા, રુદન કરતા, જેમના શરીરમાંથી રુધિર ટપકે છે એવા મોટા શરીરવાળા તથા શત્રુઓનો નાશ કરે એવા મૈન્દ અને દ્વિવિદને પણ રાક્ષસોએ સંહાર્યા છે. પેલા પનસ વાનરને પણ કાપી નાંખ્યો છે અને તે હજી પણ મોટા ફણસના ઝાડની પેઠે પડ્યો પડ્યો પોકાર કરે છે.૨૮–૨૯ પેલા દરીમુખ વાનરને તો નારાચ નામના બાણે વીંધી નાંખ્યો છે. તે એ પેલી પર્વતની ગુફામાં પડ્યો છે. મહાતેજસ્વી કુમુદ પણ બાણોએ વીંધાઈ ગયેલો હોવાથી પડ્યો પડ્યો બૂમો પાડે છે;૩૦ અને અંગદની સાથે યુદ્ધ થતાં રાક્ષસોએ તેને પણ બાણોએ વીંધી નાંખ્યો છે, અને તે પણ પૃથિવીપર પડેલો છે; તેના શરીરમાંથી લોહીની ધારાઓ ધડધડાટ વહે છે.૩૧ વાયુના વેગથી જેમ મેઘના ચૂરા થઈ જાય છે, તેમ મારા રાક્ષસોએ હસ્તીઓના પગતળે તથા રથતળે નાંખી અનેક વાનરોના છુંદેછુંદા કરી નાંખેલા છે.૩૨ પાછળ પડેલા સિંહના મારથી ત્રાસી જેમ હસ્તીઓ નાસે, તેમ પાછળ પડેલા રાક્ષસોના મારથી ત્રાસ પામેલા કેટલાક વાનરો નાસી ગયા છે;૩૩ કેટલાક સમુદ્રમાં જઈ પડ્યા છે; કેટલાક આકાશમાં ચઢી ગયા છે; અને કેટલાક રીંછવાનરો તો વૃક્ષોપર ચઢી હજીએ થરથર કંપે છે.૩૪ ભયંકર નેત્રવાળા રાક્ષસોએ, પિંગળ વાનરોને સમુદ્રના તીર, પર્વત અને વનોમાંથી ખોળી ખોળીને મારી નાંખ્યા છે.૩૫ હે મૂર્ખી સીતા! આ પ્રમાણે તારા સ્વામીનો તથા તેના સૈન્યનો મારા લશ્કરે નાશ કર્યો છે. (હવે તું શું વિચારે છે?) તને બતાવવા માટે રુધિરથી ખરડાયલું તથા ધૂળમાં રોળાયેલું તારા સ્વામીનું મસ્તક પણ મેં અહીંઆં મંગાવ્યું છે–કર તેનાં છેલ્લાં દર્શન–અને રડ!"૩૬

આ પ્રમાણે કહી સીતા સાંભળે તેમ પરમ દુર્ધર્ષ તથા રાક્ષસોના રાજા રાવણે પાસે બેઠેલી એક રાક્ષસીને કહ્યું,૩૭ "હે રાક્ષસી! તું વિદ્યુજ્જિહ્વને અહીં બોલાવી લાવ. કારણ કે એની પાસે સંગ્રામમાંથી આણેલું રામનું મસ્તક છે."૩૮ દાસીના કહેવાથી વિદ્યુજ્જિહ્વ, રામનું માથું તથા ધનુષ બાણ લઈ રાવણની પાસે આવ્યો. આવતાં વેંત તેણે પ્રણામ કીધા.૩૯ પછી સમીપ ઉભેલા મોટી જીભવાળા વિદ્યુજ્જિહ્વને રાવણે કહ્યું,૪૦ "હે રાક્ષસ! આ રામનું માથું સીતાના મોં આગળ મૂક, એટલે એ કૃપણમતિ, પોતાના સ્વામીની ઉત્તર અવસ્થાને સારી રીતે જુએ."૪૧

રાવણે આવું કહ્યું એટલે, તે રાક્ષસે, પ્રીતિ ઉત્પન્ન કરે તેવી આકૃતિવાળા રામના શિરને, સીતા સમક્ષ મૂક્યું અને તત્ક્ષણે તે અંતર્ધાન થઈ ગયો.૪૨ અને રાવણે ત્રિલોકમાં વિખ્યાતિ પામેલું રામનું મસ્તક હાથમાં લઈ, સીતા તરફ નાંખ્યું અને કહ્યું કે, "આ દેદીપ્યમાન તારા સ્વામીનું મસ્તક તું જો.૪૩ મારા પ્રધાન પ્રહસ્તે રાત્રે તારા સ્વામીને મારીને, ચઢાવેલી પણછવાળું આ તારા સ્વામીનું ધનુષ પણ જો."૪૪ આ પ્રમાણે વિદ્યુજ્જિહ્વે આણેલું રામનું શિર તથા ધનુષ, સીતાના મોં આગળ મૂકીને, વિદેહરાજતનયા, યશસ્વિની સીતાને, રાવણે કહ્યું, "કેમ! હવે મારે વશ થશે કે હજી નાની ના જ કહેશે?"૪૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકત્રીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૩૨ મો.
## સીતા વિલાપ

પછી સીતા, હનૂમાને કહેલી રામની, સુગ્રીવ સાથેની મૈત્રીનો વિચાર કરતી, રામનું શિર, એમનું ઉત્તમ ધનુષ, નયન, મુખનો વર્ણ, પોતાના સ્વામીના મુખને મળતું મુખ, કેશ, લલાટ, માથાનો શુભ ચૂડામણિ ઇત્યાદિ નિહાળી જોવા લાગી. રામના મુખને મળતાં સર્વ ચિહ્નો જોઈ સીતા અત્યંત દુઃખ પામી. તેણે માન્યું કે, એ રામનું જ મસ્તક છે. પછી કૈકેયીની નિંદા કરતી–સીતા, ટીટોડીની પેઠે રુદન કરતી બોલી,૧–૩ "ઓ કૈકેયી સાસુજી! હવે તમારા મનોરથો પૂર્ણ થયા! તમે આ કુળનંદનનો વધ કરાવ્યો, માટે તમે કૃતકૃત્ય થયાં કેની? ઓ કલહકારિણી! તમે આખા કુળનું જડમૂળ કઢાવ્યું છે!૪ હે કૈકેયી! આ આર્ય રામે તમારું શું અપ્રિય કર્યું હતું કે તમે એને તથા મને ચીર વસ્ત્ર પહેરાવી વનમાં કાઢ્યાં?"૫ આ પ્રમાણે રુદન કરતી તથા થર થર ધ્રુજતા અંગવાળી તપસ્વિની સીતા, કાપી નાંખેલી કદળીની પેઠે ભૂમિપર મૂર્છાગત થઈ પડી.૬ ક્ષણવાર મૂર્છામાં રહ્યા પછી જ્યારે સચેત થઈ ત્યારે પોતાના સ્વામીનું મસ્તક ખોળામાં લઈ વિશાળ નેત્રવાળી સીતા, વિવિધ પ્રકારે વિલાપ કરવા લાગી.૭

"હે મહાબાહો! હે વીરવ્રતવાળા! હે પિતા આજ્ઞાપાળક રામ! હાય! હું મોઈ! હું હવે મુવા સરખી જ છું. તમારા મરવાથી આજ હું વિધવા થઈ છું! શું મારું

સર્જિત કે તમારી આવી પશ્ચિમાવસ્થા મારે જોવી !૮ સ્ત્રીના પહેલાં સ્વામીનું મરણ થાય, એ મહા અનર્થ કહેવાય છે. પણ એ મારે સર્જિત છે. સાધુ આચરણવાળી મને મૂકીને સારાં આચરણવાળા તમે મારી આગળ કેમ સ્વર્ગવાસી થયા ?૯ દુઃખની મારી અને શોકસાગરમાં ડૂબેલી, હું અભાગિણીને હવે મોત આવે તો સારું; કારણ કે તમે જ મારા રક્ષણ કરનાર હતા–તે તો ગયા. હવે જીવીને શું ખપ? આ દુષ્ટ રાક્ષસોએ તમારો નાશ કર્યો છે. હવે હું જીવીને શું કરું ?૧૦ ઓ રાઘવ! મારાં સાસુજી કૌસલ્યા, જે તમારાવડે પનોતાં હતાં તે આજ તમારા જવાથી વત્સ વગરની ધેનુ જેવાં થયાં છે.૧૧ હે રાઘવ! દૈવજ્ઞ પુરુષો કહેતા કે, તમારું આયુષ્ય ઘણું લાંબું છે, પરંતુ આજે તે વચનો ખોટાં પડ્યાં છે–તમે તો અલ્પ આયુષવાળા નિવડ્યા છો–એ શું ?૧૨ હે બુદ્ધિમાન્ રાઘવ ! તમે બુદ્ધિમાન્ હતા છતાં તમારી બુદ્ધિ કેમ આમ નાશ પામી અને કેમ ન જાણ્યું કે તમારો કાળ આવી પહોંચશે? અને હું આ શત્રુઓના દેશમાં આવી રામરટણ કરી રુદન કરતી મરીશ? પણ એમાં તમારો વાંક નથી. કાળ સર્વથી બળવાન્ છે. તે સર્વ ભૂતમાત્રના પ્રભાવનો હેતુ છે તથા સર્વને પોતાનાં કર્મનાં ફળ આપે છે.૧૩ પણ હે રામ ! તમે નીતિશાસ્ત્રને જાણનાર હતા. તે આવી પડતી આપત્તિઓને નિવારવાના ઉપાયોમાં નિપુણ તથા સમર્થ છતાં, આમ અકાળ મૃત્યુ કેમ પામ્યા ?૧૪ હે રામ! હું જ અભાગિણી અને કાળરાત્રીના સમાન અતિભયંકર અને નૃશંસ છું કે, કમળના પત્ર જેવાં લોચનવાળા તમને આલિંગન કરી પછી નાશ કરાવ્યો.૧૫ હે નરવર ! હે મહાબાહુ! તપસ્વિની આ સીતાને તજીને, મારાથી પણ વધારે પ્રિય આ પૃથિવીરૂપી નારીને આલિંગન કરી તમે કેમ સૂતા છો ?૧૬ હે વીર! નિરંતર ગંધમાલ્યથી જેનું હું પૂજન કરતી અને જે મને અને તમને ઘણું પ્રિય હતું તે આ સુવર્ણનું તમારું ધનુષ અહીંઆં કેમ (અચેત) પડેલું છે ?૧૭ હે નિષ્પાપ! તમે મને મૂકીને મારા સસરાજી અને તમારા પિતા દશરથની તથા બીજા પિતૃઓની સાથે સ્વર્ગમાં કેમ વાસ કર્યો ?૧૮ હે રામ! રાજર્ષિ ત્રિશંકુ આકાશમાં નક્ષત્રરૂપ થયા છે, તેમના જેવું મહત્ કાર્ય તમે પણ કરેલું છે, પણ તમે આ રઘુરાજર્ષી વંશનો ત્યાગ કરી એમને એમ ક્યાં ગયા ?–એ તમને છાજતું નથી !૧૯ હે રાજન્! આ બાળાવસ્થાવાળી, તમે નાના હતા ત્યારથી જ તમને પરણેલી તથા સહધર્મચારિણી એવી તમારી સ્ત્રી હું તેના સામું કેમ જોતા નથી? અને કેમ કંઈ બોલતા પણ નથી ?૨૦ અહાહા! કાકુત્સ્થ! હું તને સર્વદા મારી સાથે રાખીશ,’ એમ મારાં પ્રાણિગ્રહણ વખતે આપ કહેતા હતા, તે વચનો સંભારીને હવે આપ, હું દુઃખિણીને દુઃખમાંથી છોડાવી સાથે કેમ લેતા નથી ?૨૧ હે ગતિ કરનારામાં શ્રેષ્ઠ! નાથ! તમે આ લોકનો અને મારો ત્યાગ કરીને કેમ ચાલ્યા ગયા? આ તમારા સુંદરાંગનું ચંદન આદિથી હું લેપન કરતી, તે અંગને હમણાં તો આ માંસાહારી પ્રાણીઓ આમ તેમ ખેંચે છે એ શું ?૨૨–૨૩ અને તમે ઘણી દક્ષિણાઓ આપીને, ઘણા યજ્ઞો કર્યા છે, તે અગ્નિથી પણ તમે કેમ અગ્નિસંસ્કાર પામ્યા નહિ ?૨૪ હે નાથ! આપણે અયોધ્યાનગરીમાંથી નિકળ્યાં ત્યારે ત્રણ જણ હતાં, પણ હવે તો એકલા લક્ષ્મણ પાછા જશે! તેમને કૌશલ્યા જોશે ત્યારે અપુત્રવતાં મારાં સાસુજી કેમ ધીરજ ધરશે ?૨૫ જ્યારે કૌશલ્યા સાસુજી,લક્ષ્મણને તમારે માટે પૂછશે ત્યારે તમારા મિત્રોના બળનો અર્થાત્ વાનરસૈન્યનો નાશ અને રાક્ષસોએ કરેલો તમારો વધ તે કેમ વર્ણવી શકશે ?૨૬ હે રાઘવ! જ્યારે કૌશલ્યા, રાત્રે તમને ઉંઘતાં જ માર્યા અને મને અહિંયાં કેદ રાખી છે એ જાણશે, ત્યારે તેમનું હૃદય શું મુંઝાઈ નહિ જશે ?૨૭ મારા જેવી અનાર્ય સ્ત્રીને માટે, નિષ્પાપ એવા રામ આખો સમુદ્ર તરી એક ગાયની ખરીમાં ડૂબ્યા એ શું ?૨૮ હે રામ ! તમે મને પરણ્યા અને હું તમારી ભાર્યા થઈ, પણ તમારા કુળને લાંછન લગાડી અન્તે હું જ અભાગિણી તમારા મૃત્યુના કારણરૂપ થઈ પડી.૨૯ ખરેખર મેં પૂર્વજન્મમાં કન્યા, ગાય, સુવર્ણ વગેરેનાં દાન નહિ દીધાં હોય અને તેથી જ સર્વ અતિથિઓનો સત્કાર કરનાર રામ, અને તેની સ્ત્રીનું પદ મળ્યા છતાં પણ અહિં પરભૂમિમાં શોક કરવો પડે છે.૩૦ ઓ રાવણ! તેં જો રામને માર્યા છે તો હવે મારો પણ નાશ કરી પતિપત્નીનો મેળો કરાવવારૂપ કલ્યાણકાર્ય કર–ઓ રાવણ! મારાં શિરને, મારા સ્વામીનાં શિર સાથે અને મારા દેહને તેમના દેહ ભેગો કર. કારણ કે હવે તો મારે તેમને જ પગલે પડવાનું છે.”૩૧–૩૨

પોતાના સ્વામીના ધનુષ તથા મસ્તકને વારંવાર જોતી વિશાળ લોચનવાળી જાનકી, આ પ્રમાણે ઘણો જ વિલાપ કરવા લાગી.૩૩ તે આ રીતે જ્યાં

કરતી હતી, એટલામાં સેનામાંનો એક રાક્ષસ ત્યાં આવ્યો અને હાથ જોડીને ઉભો રહ્યો;[૩૪] અને 'આર્યપુત્ર! તમારો જય થાવ,' એમ કહી અભિવંદન કરી, રાવણને પ્રસન્ન કરી કહેવા લાગ્યો કે, "મહારાજ! સેનાપતિ પ્રહસ્ત તમને મળવાને સર્વ અમાત્યો સહિત અહિંયાં આવેલો છે, અને તે આપને મળવા ઇચ્છે છે. હે પ્રભો! હે ક્ષમાવાન્! રાજ્ય સંબંધી કંઈ અગત્યના કાર્યાર્થે તે અહિં આવેલો છે, માટે તમે તેને સત્વર મળો."[૩૫-૩૭]

દૂત રાક્ષસનો આવો સંદેશો સાંભળી, રાવણ, અશોકવનમાંથી મન્ત્રીઓને મળવા ધસ્યો ગયો.[૩૮] પછી પોતાના કાર્ય સંબંધી વિચાર કરીને, તે સભામાં ચાલ્યો ગયો; અને રામના પરાક્રમની વાર્તા સાંભળીને પોતાનો અર્થ સારવાને વિશેષ ઉદ્યોગ કરવાને સજ્જ થયો અને જેવો રાવણ ત્યાંથી બહાર ગયો, તેવાં જ રામનું શબ અને ધનુષ અંતર્ધાન થઈ ગયાં.[૩૯-૪૦]

રાવણ સભામાં ગયો, ત્યાં તે મન્ત્રીઓ સાથે રામવિજયનો વિચાર કરવા લાગ્યો.[૪૧] તે કાળના જેવો હતો. તેણે પોતાનું હિત ઇચ્છનાર અને પાસે બેઠેલા સેનાપતિઓને કહ્યું કે,[૪૨] "હે સામંતો! તમે મોટા ભેરીના નાદ કરી આપણું સર્વ સૈન્ય અહિંયાં ભેગાં કરો. પરંતુ કોઇને કંઈપણ કારણ જણાવશો નહિ."[૪૩] રાવણની તેવી આજ્ઞા જાણીને દૂતોએ સત્વર નાદ કરી સૈન્ય એકઠું કર્યું. પછી તેણે યુદ્ધની ઇચ્છાવાળા સ્વામીને વિદિત કર્યું કે, "મહારાજ! બધું સૈન્ય સજ્જ છે."[૪૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બત્રીસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૩૩ મો.

## સરમાએ કરેલું સીતાશ્વાસન

અહિં અશોકવનમાં સીતાને અગાધ શોકસાગરમાં ડુબતી જોઈ, તેના ઉપર સ્નેહ રાખનાર સરમા નામની તેની એક રાક્ષસી સખીએ, વૈદેહીનું સારી પેઠે આશ્વાસન કર્યું. મોહ પામેલી તથા રાવણની માયાથી દુઃખ પામેલી સીતાને તે મૃદુવાણીથી છાની રાખવા લાગી.[૧-૨] કારણ કે રક્ષણ કરતાં કરતાં તેને સીતા સાથે ગાડો સ્નેહ બંધાયો હતો, એટલું જ નહિ પણ તેણે એવો નિયમ લીધેલો હતો કે, 'સીતાનું મારે રક્ષણ કરવું જ.'[૩] તે ભાન વગરની, દુઃખ પામેલી અને જમીનપર આળોટીને ધૂળથી ધૂસર થયેલા અંગવાળી, જેવી ઘોડી હોય તેવી સીતાને જોઈ (બહુ શોક પામી.)[૪] સખીસ્નેહને લીધે તેણે સારાં આચરણવાળી સીતાને કહ્યું કે—"હે બહેન સીતા! તને રાવણે અને રાવણને તેં, જે જે વચનો કહ્યાં, તે મેં ઘાડા વનમાં છૂપાઈ રહીને, રાવણનો ભય ન ગણકારતાં, સાંભળ્યાં છે. કેમકે, હે વિશાલાક્ષિ! તારે ખાતર હું રાવણનો ભય રાખતી નથી.[૫-૬] હે મૈથિલી! રાવણ ગભરાઈને જે કારણને લીધે અહીંઆંથી ચાલ્યો ગયો, તે પણ બહાર નિકળી મેં જોયલું છે.[૭] નિદ્રા, આલસ્ય ઈત્યાદિને જિતનાર રામ ઊંઘી ગયા હોય અને યુદ્ધ થાય, એ વાર્તા જ પાયા વગરની છે. વળી એ પુરુષવ્યાઘ્રનો આ રાક્ષસોથી વધ થાય એ, ઓ સખી! હું જરાએ માનતી નથી;[૮] અને વૃક્ષાદિ લઇને યુદ્ધ કરનારા વાનરો પણ, આ રાક્ષસગણોથી માર્યા જાય, એ પણ અસંભવિત છે; કારણ કે દેવોમાં શ્રેષ્ઠ એવા રામ તેમનું રક્ષણ કરે છે, અને વાનરો પણ જાતે દેવો જ છે, એટલે આ બધું ગપાષ્ટક જ છે.[૯] બેન સીતા! ગોળ મટોળ અને મોટા હાથવાળા, શ્રીમાન્, પ્રતાપવાન્, ધનુષ ધારણ કરનાર, દૃઢ દેહવાળા, ધર્માત્મા, પોતાના પરાક્રમથી પૃથિવીમાં પંકાયલા, પોતાનું તથા પરનું નિરંતર રક્ષણ કરનાર, કુલીન, નીતિશાસ્ત્ર જાણનાર, શત્રુઓના બળને સંહાર કરનાર અને અચિંતિત બળવાળા રામ, જે લક્ષ્મણાનુગત છે, તે મરાય? અરે, (શિવશિવ કર) વાતજ ખોટી.[૧૦-૧૨] પરંતુ, અયોગ્ય બુદ્ધિવાળાં કૃત્ય કરનાર અને સર્વભૂતને વિરોધ કરનાર રહ્યા ક્રૂર રાવણે, એ બધી માત્ર માયા જ રચી છે.[૧૩] હે સીતે! હું કહું છું તે માની તું તારા શોકનો નાશ કર અને માન કે, તારા કલ્યાણની પ્રાપ્તિ થઈ છે અને તારો સદાય હવે ઉદય થવાનો છે એમ જ તું જાણ! વળી હું તને કહું છું, તે સાંભળઃ—[૧૪]

"તારા સ્વામી રામ, મોટી વાનરસેના લઇને, સાગરને તરી તેના દક્ષિણ કિનારા ઉપર આવી છાવણી નાંખી પડેલા છે.[૧૫] પરિપૂર્ણ અર્થવાળા રામ, લક્ષ્મણ સાથે સમુદ્રને કિનારે પડેલા વાનરસૈન્યથી રક્ષણ થતા મેં નજરોનજર જોયા છે.[૧૬] આ રાવણે તો, જે રાક્ષસોને મોકલ્યા હતા તે ઝુવા હેતડાઓએ, રામ સમુદ્ર ઉતરીને આવ્યા છે એ ખબર તેને કહેલી છે.[૧૭] હે વિશાલાક્ષિ! તે ખબર સાંભળીને હવે શું કરવું?

તે વિષે એ પાપી રાવણ રાય, પોતાના મંત્રીઓ સાથે વિચારમાં પડ્યો છે. ત્યારે કહે હવે, રામના વધની વાત શી રીતે માન્ય હોય? તું ધૈર્ય ધર, સૌ રુડાં વાનાં થશે!"[૧૮] આ પ્રમાણે સરમા રાક્ષસી સીતાને કહેતી હતી તેવામાં જ, તેણે યુદ્ધને માટે તૈયાર થયેલા સૈન્યના ભયંકર શબ્દ સાંભળ્યા.[૧૯] મોટા મોટા દંડથી વગાડેલી ભેરીઓના નાદ ગાજી રહ્યા. તે સાંભળી, મધુર ભાષણ કરનારી સરમા, સીતાને કહેવા લાગી કે,[૨૦] "હે ભીરુ! આ યુદ્ધકાળને દર્શાવતી ભેરી વાગે છે. તેના મેઘગર્જના જેવા ગંભીર નાદ સાંભળ્યા![૨૧] તું જો, મહોન્મત્ત હસ્તીઓને યુદ્ધને માટે તૈયાર કરવામાં આવે છે, અશ્વને રથમાં જોડવામાં આવે છે અને હાથમાં પ્રાસ લઈને આમ તેમ ગડભાંજ કરતા હજારો સ્વારો દોડી રહ્યા છે.[૨૨] ખડ્ગ આદિ લઈને સજ્જ થયેલા હજારો સ્વારો દોડતા આવે છે તથા દૂરથી મહા ભયંકર શબ્દ કરતા સમુદ્રના મોજાથી જેમ સાગર ભરાઈ જાય તેમ, સૈન્યોના જવા આવવાથી લંકાના રાજમાર્ગ ભરાઈ ગયા છે.[૨૩] રાક્ષસેન્દ્રની પાછળ ચાલતા તથા હર્ષ પામેલા રાક્ષસોનો, તેમના હસ્તીઓનો, રથનો અને ઘોડાઓનો મહાસાગરની માફક આ મહા ઘોર ઘોષ થાય છે; અને ચકચકતાં હથિયાર તથા કવચાદિની આ ભિન્ન ભિન્ન રંગની પ્રભા પડે છે, તે તું જો.[૨૪-૨૫] રાક્ષસોનો સંભ્રમ થાય છે. એ રાક્ષસોને માથે રુવાં ઉભાં થાય, એવો ભય આવી પડ્યો છે અને તારો ઉદય જણાય છે (એ સર્વ શું રામવધ સૂચવે છે?)[૨૬] હવે ક્રોધને જિતેલા અને પરાક્રમવાળા, કમળપત્ર સમાન લોચનવાળા રામ, રાવણને જિતી, તેનો સંગ્રામમાં વધ કરી, ઇન્દ્રે જેમ દૈત્યોની લક્ષ્મી હરી લીધી હતી તેમ, છેવટે તને છોડાવશે.[૨૭] જેમ શત્રુઓનો નાશ કરનાર ઇન્દ્રે, વિષ્ણુ સાથે રહી, દૈત્યોને પરાક્રમ દેખાડ્યું હતું, તેમ લક્ષ્મણભાઈની સાથે રહેલા તારા સ્વામી પણ, મોટું પરાક્રમ કરશે.[૨૮] હે સીતે! શત્રુઓને માર્યા પછી અહિં આવેલા રામના ખોળામાં બેઠેલી હું તને હવે થોડા જ વખતમાં જોઇશ. તારા સર્વ મનોરથ સિદ્ધ થશે.[૨૯] ઓ જાનકીબાઈ! મહા વક્ષઃસ્થળવાળા રામના વક્ષઃસ્થળમાં લપટાઇને તું હવે થોડા જ કાળમાં આનંદાશ્રુ પાડશે.[૩૦] હે દેવિ! હે સીતે! મહાબળવાન્ રામ હવે થોડા કાળમાં તારા નિતંબ સૂધી પહોંચતી તારી એક વેણી ઘણે કાળે છોડશે.[૩૧] હે જાનકિ! જેમ સાપણ પોતાની કાંચળીનો ત્યાગ કરે છે, તેમ ઉદય પામેલા પૂર્ણિમાનાં ચંદ્ર જેવું રામનું મુખ જોઈ, તું તારા શોકનો ત્યાગ કરશે, એ નક્કી છે.[૩૨] હે મૈથિલિ! થોડા કાળમાં રાવણનો નાશ કરીને સુખોપભોગ કરવાને યોગ્ય એવા રામ, તારા જેવી પ્રિયાને મળીને આનંદ પામશે.[૩૩] મહાત્મા રામથી સન્માન પામતી તું, પુષ્કળ વૃષ્ટિને લીધે ધાન્યથી પૂર્ણ થયેલી પૃથિવીની માફક શોભી રહેશે.[૩૪] માટે સખી જાનકિ! ગિરિવર મેરુની ચોતરફથી ઘોડાની પેઠે મંડળાકારે રાત દિવસ ફરતા સૂર્યનારાયણની તું પ્રાર્થના કર, કે તે તારું કલ્યાણ કરે,—એ તો પ્રજાને પાળનાર અને તારા કુળના અધિદેવતા છે."[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં તેત્રીસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૩૪ મો

### સરમાનાં પુનઃ કહેલાં વચન

તપ્ત થયેલી ભૂમિને જેમ મેઘ શાન્ત પાડે છે તેમ, સરમાએ, રામનું મરણ સાંભળી સંતાપ પામેલી સીતાને, ઉપર પ્રમાણેનાં વચન કહીને શાન્ત પાડી.[૧] દેશ અને કાળને જાણનારી, હસીને વાક્ય બોલનારી તથા સખીનું હિત કરનારી રાક્ષસી સરમા, પુનઃ સીતાને કહેવા લાગી કે,[૨] "હે શ્યામનેત્રા! તારી કુશળતાનો સંદેશો લઈ રામને પહોંચાડી, તારી પાસે પાછી આવવા હું સમર્થ છું;[૩] કારણ કે કંઈ પણ આધારરહિત એવા આકાશ માર્ગમાં જતાં ગરુડ કિંવા વાયુ પણ મારી ગતિને પહોંચે તેમ નથી."[૪] આ પ્રમાણે સરમાએ કહ્યું ત્યારે, પૂર્વના શોકથી વ્યાકુળ થયેલી સીતા, મંજુલ વાણીથી તેને કહેવા લાગી કેઃ—[૫]

"બેની સરમા! તું આકાશમાં તથા રસાતળમાં ગમન કરવા સમર્થ છે તે જાણી, મારું એક કામ તને સોંપું તે કર.[૬] જો તારી બુદ્ધિ સ્થિર હોય અને મારું પ્રિય કરવાની જ તારી મતિ હોય તો રાવણ આ વખતે શું કરે છે, તે જોઈ આવી મને નિવેદન કર.[૭] એ માયાના બળવાળો તથા ચંડાળ રાવણ, પાન કરેલો દારુ જેમ માણસને મોહ પમાડે છે, તેમ મને વારંવાર મોહ પમાડે છે.[૮] એ રાવણ નિરંતર મારું રક્ષણ કરાવે છે; તેમ આ રાક્ષસીઓ પાસે સદા મારું અપમાન પણ કરાવે છે; તેથી હું બહુ ઉદ્વેગ પામી છું,

શંકિત થયેલી છું, મારું મન શોકમાં રહે છે અને આ અશોકવનમાં તેના ભયથી હું હમેશાં બાવરીબાવરી ભટકું છું.૯–૧૦ એટલા માટે, તું રાવણુ પાસે જા અને મને છોડી મૂકવાની કે રામ સાથે લડવાની–જે જે વાતો થતી હોય, તે સાંભળી આવી મને નિવેદન કર. એમ કરવાથી, હે બેની! તારો મારા ઉપર મોટો ઉપકાર થશે."૧૧ આ પ્રમાણે બોલતી અને અશ્રુપાત કરતી સીતાનાં આંસુ, સરમાએ લુછી નાંખ્યાં ને કહ્યું કે:–"હે મૈથિલિ! જો તારો એવો અભિલાષ છે, તો હું તેનો વિચાર જાણી આવી તને જણાવું છું."૧૨–૧૩

એમ કહી તત્ક્ષણે સરમા, રાવણુની પાસે પહોંચી ગઈ. મન્ત્રીઓની સાથે તે જે વાત કરતો હતો, તે બધી તેણે સાંભળી અને તે દુરાત્માનો મન્ત્ર જાણ્યા પછી અશોકવનમાં પાછી આવી.૧૪–૧૫ ત્યાં તેની વાટ જોતી અને પદ્મથી ભ્રષ્ટ થયેલી લક્ષ્મી જેવી સીતા તેને દૃષ્ટિગોચર થઈ.૧૬ પ્રિય ભાષણુ કરનારી સરમાને પાછી આવેલી જોઈ સીતા તેને ભેટી પડી અને કહેવા લાગી–"હે સરમા! તું આ આસન ઉપર બેસ અને પછી એ દુરાત્મા રાવણુનો શો નિશ્ચય છે, તે મને યથાર્થ કહે."૧૭–૧૮

સીતા એ ક્ષણે થરથર કંપતી હતી. તેણે આ પ્રમાણે પૂછ્યું ત્યારે, સરમાએ, રાવણે મન્ત્રીઓ સાથે જે ઠરાવ કર્યો હતો તે કહેવા માંડ્યો.૧૯ "હે વૈદેહી! તને છોડી મૂકવાને માટે રાવણુની માએ, તેના બંધુજનોએ અને વૃદ્ધ મન્ત્રીઓએ તેને ઘણો ઘણો સમજાવ્યો છે, અને કહ્યું છે કે 'હે રાવણુ! તું મનુષ્યોના અધિપતિ રામની પ્રિયા જે સીતા તેને પાછી સોંપ.' રામ અજિત્ય પરાક્રમી છે–તે તેણે જનસ્થાનમાં જે અદ્ભુત કાર્ય કર્યાં છે તેથી, સમુદ્ર ઓળંગ્યો છે તેથી, હનૂમાને આવી સીતાની શોધ કહાડી છે તેથી–એમ પરંપરા બનેલા બનાવો ઉપરથી તું જાણી લે. રામ અને હનૂમાન્ એ બેઉ દેવતાઓ છે. જો તેમ ન હોય તો કયો મનુષ્ય સંગ્રામમાં રાક્ષસોનો વધ કરી શકે તેમ છે?"૨૦–૨૨

"એ પ્રમાણે તેની માતાએ તથા વૃદ્ધ મન્ત્રીઓએ શિખામણ દીધી, પણ લોભીઓ જેમ ધનનો ત્યાગ કરતો નથી, તેમ તે તારો ત્યાગ કરવા ના પાડે છે.૨૩ હે મૈથિલિ! યુદ્ધમાં જ્યાંસુધી એ જીવતો છે ત્યાંસુધી એ તને છોડવાનો નથી એવો એનો નિશ્ચય છે.૨૪ એનું મૃત્યુ પાસે આવ્યું છે, તેથી જ એ તેવો વિચાર દૃઢ કરી બેઠો છે. એ રાક્ષસે રામના હાથ જોયા નથી, ત્યાં સૂધી એને રામનો ભય થતો નથી ને થવાનોએ નથી. પણુ બેન સીતા! હવે તું ધૈર્ય રાખ. તીક્ષ્ણુ બાણોવડે રાવણુને, તેના બંધુઓને અને રાક્ષસોને સમરાંગણુમાં સૂવાડીને રામ તને અયોધ્યામાં તેડી જશે."૨૫–૨૬

આ વાત ચાલતી હતી, એટલામાં પૃથ્વીને કંપાવે એવો ભેરી તથા શંખનો મહાઘોર ઘોષ સંભળાવા લાગ્યો.૨૭ વાનરોના સૈન્યની તે મોટી ગર્જના સાંભળીને લંકામાં રહેનારા, રાવણુના સેવકો તેજહીન થઈ ગયા. તેમનાં મ્હોડાં ઉતરી ગયાં. સર્વ હાવરાબાવરા થઈ ગયા અને રાજા રાવણુના અપરાધથી પોતાનું અકુશળ થશે, એમ માનવા લાગ્યા.૨૮

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે યુદ્ધકાણ્ડમાં ચોત્રિસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૩૫ મો

### માલ્યવાનનાં શિક્ષાવચન

પછી શંખની સાથે ભળી જતા ભેરીના નાદ કરતા સૈન્યને લઈને, મહાબાહુ તથા શત્રુના નગરને જિતનારા રામ લંકા તરફ વધ્યા.૧ તે સમયે વાદિત્રોના શબ્દ સાંભળીને રાક્ષસાધિપતિ રાવણુ ક્ષણેક વાર વિચાર કરી, પોતાના સચિવોના સામું જોવા લાગ્યો.૨ પોતાના સર્વ મન્ત્રીઓને બોલાવીને, જગતને સંતાપ કરનારો ક્રૂર રાવણુ રામની નિંદા કરતો, સભામાં મોટે સ્વરે બોલવા લાગ્યો કે,૩ "હે સચિવો! મેં જાણ્યું કે રામ સમુદ્ર તરીને અહિં આવ્યો. તેનું જે જે બળ પરાક્રમ તમે કહ્યું, તે સર્વ મેં સાંભળ્યું. હું જાણું છું કે તમે બધા સંગ્રામમાં પરાક્રમવાળા છો, પરન્તુ રામનાં પરાક્રમ સાંભળી તમે કેમ આમ લટ્ટુજી બની ગયા છો?"૪–૫

રાવણુનાં તે વચન સાંભળી, બુદ્ધિશાળી માલ્યવાન્ નામનો તેનો આજો* બોલ્યો કે;૬ "હે રાજા! જે રાજા સર્વવિદ્યાસંપન્ન† છે, તે ઘણાં વર્ષ સૂધી ઐશ્વર્ય ભોગવે છે તથા શત્રુઓને વશ કરે છે.૭ જે રાજા સમય જોઈ, પોતાના શત્રુઓની સાથે સંધિવિગ્રહ કરે છે તથા પોતાના પક્ષની વૃદ્ધિ કરે છે, તે મોટાં ઐશ્વર્યને ભોગવે છે.૮ કોઈપણુ રાજાએ પોતાના

---

* માતામહ-નાનો. † ચૌદ વિદ્યા ને ચોસઠ કળા.

શત્રુના કરતાં ઓછું વા સમાન બળ હોય તો સંધિ કરવી એ શ્રેષ્ઠ છે; અને શત્રુના કરતાં વધારે બળ હોય તોજ વિગ્રહ કરવો, પણ કદી શત્રુની ઉપેક્ષા કરવી નહિ.[૯] હે રાવણ! એ માટે રામની સાથે સંધિ કરવી, એજ મને યોગ્ય લાગે છે. તેં સીતાને રાખવા માટે જે આ સભા ભરેલી છે, તે કાર્યને મૂકી દઈ તું તેને પાછી રામને સોંપ.[૧૦] જાણુ કે દેવ, ગંધર્વ ઇત્યાદિ સૌ રામનો જય ઇચ્છે છે. તું તેની સાથે વેર મા કર, પણ સંધિ કર.[૧૧] ભગવાન્ પિતામહ બ્રહ્માએ ધર્મ અને અધર્મનો આશ્રય કરનારા દેવ અને અસુર એવા બે ભાગ પાડેલા છે.[૧૨] તેમાં ધર્મનો પક્ષ મહાત્મા દેવતાઓ ધરે છે અને અધર્મનો પક્ષ અસુરો તથા *રાક્ષસો કરે છે.[૧૩] સત્યયુગમાં, ધર્મ અધર્મનો નાશ કરે છે અને કળિયુગમાં અધર્મ ધર્મનો નાશ કરે છે.[૧૪] તેં દિગ્વિજયાદિ કરવાને માટે ધર્મનો ત્યાગ કરી, અધર્મનો આદર કર્યો છે, તેથી ધર્મપક્ષવાળા આપણા શત્રુઓ બળવાન્ થયેલા છે.[૧૫] તારા પ્રમાદથી વૃદ્ધિ પામેલો આ અધર્મરૂપી અજગર, સર્વ રાક્ષસને ગળે છે, અને ધર્મ, પોતાના પક્ષના દેવતાઓનું—આપણા શત્રુઓનું સારું કરે છે.[૧૬] હે રાવણ! વિષયમાં રાત દિન આસક્ત રહીને, તું, અગ્નિ સરખા ઋષિઓના કોપનું પાત્ર બન્યો છે.[૧૭] પણ જાણુ કે એ મહાત્મા ઋષિઓનો પ્રભાવ પ્રદીપ્ત અગ્નિ જેવો દુર્ધર્ષ છે, કારણ, તે ધર્મનો અનુગ્રહ કરનારા અને ભાવિતાત્મા છે.[૧૮] એ બ્રાહ્મણો મોટા મોટા યજ્ઞો કરે છે, અગ્નિહોત્ર કરે છે, વેદનું મોટા સ્વરથી અધ્યયન કરે છે તથા રાક્ષસોનો પરાજય ઇચ્છી, બ્રહ્મનો—વેદનો ઉચ્ચાર કરે છે, તેથી દૈત્યો નાશી જાય છે.[૧૯] એ પ્રમાણે થવાથી, જેમ ગ્રીષ્મ ઋતુના તાપથી વાદળાં વેરાઈ જાય છે, તેમ રાક્ષસો દિશાઓ પ્રત્યે નાસી જાય છે. અગ્નિ સરખા ઋષિઓના અગ્નિહોત્રમાંથી ઉત્પન્ન થયેલાં ધૂમ, દશે દિશાએ વ્યાપી રહે છે અને રાક્ષસોના તેજનો નાશ કરે છે. જે જે દેશોમાં યાગ થાય છે, તે તે દેશોમાં ઋષિઓનું તપોબળ રાક્ષસોને સંતાપજનક થાય છે. હે રાવણ! બ્રહ્માએ તને વરદાન આપેલું છે કે, દેવ, દાનવ અને યક્ષો તને મારી શકશે નહિ;[૨૦-૨૨] પણ ભાઈ તું ભૂલ્યો છે. તેં વાનર અને મનુષ્યથી તારું મૃત્યુ ન થાય એવું માગ્યું નથી. હવે મનુષ્યો, વાનરો, રીંછ અને ગોલાંગૂલ વાનરો અહિંયાં આવી હૂકાહૂક કરવા લાગ્યા છે.[૨૩] એ બધા ભયંકર ઉત્પાતો જોઇને, મારો મનોનિશ્ચય થાય છે કે, હવે તારું અને સાથે સર્વ રાક્ષસોનું પણ આવી બન્યું છે.[૨૪] તું જો તો ખરો કે, કાનનાં પડળ ફાડી નાંખે એવા શબ્દો કરતાં ભયંકર ઘોરમેઘમય વાદળાં ચડી આવે છે, અને લંકા ઉપર ઉનાં ઉનાં લોહીનો વરસાદ વરસાવે છે.[૨૫] તારાં વાહન પણ રાત દિવસ ઝુરી ઝુરીને અશ્રુપાત કરે છે અને ધૂળથી પૂરાઈ ગયેલી દિશાઓ પણ તારું અશુભ દેખાડે છે.[૨૬] તું જો કે, સર્પ, શિયાળવાં, ગીધ વગેરે અશુભ પ્રાણીઓ નગરની આસપાસ ભેગાં થાય છે અને રડે છે.[૨૭] કાલિકાઓ શ્વેત દાંતોવડે હસતી જણાય છે. આ નગરની સ્ત્રીઓને સ્વપ્નમાં અશુભ દેખાવ જણાય છે. કેટલીક પતિના સામું બોલે છે, કોઈ ધણીને મરેલા દેખે છે.[૨૮] ઘરમાં રહેતાં બલિકર્મને કુતરાં અભડાવે છે; ગાયને ગધેડાં અને નોળીયાને ઊંદર અવતરે છે.[૨૯] બિલાડા સિંહણની સાથે, શૂકર કુતરીઓની સાથે અને કિન્નરો રાક્ષસની તથા મનુષ્યની નારી સાથે વ્યભિચાર કરે છે.[૩૦] પાંડુ વર્ણવાળા, રક્ત પગવાળા તથા કાળના પ્રેરેલા હોલાઓ, મોભપર બેસીને પોકળ શ્રાદ્ધ કરે છે અને રાક્ષસોનો નાશ સૂચવતા આમ તેમ ફરી રહ્યા છે.[૩૧] સારિકાઓ અન્ય પક્ષીની સાથે લડી ચીચીયારી પાડી ભૂમિ ઉપર પડે છે;[૩૨] પક્ષી અને મૃગ, સૂર્ય સામું જોઈ રુદન કરે છે; અને વિકરાળ, કેશરહિત અને કૃષ્ણ તથા પિંગલ વર્ણો કાળ પુરુષ સંધ્યાકાળે સર્વ રાક્ષસોના ઘર સામું જુવે છે—માટે તું ચેત, સંધિ કર, સમય સાંધ, જય જો. જો કે આ પ્રમાણે ઘણાં અશુભ નિમિત્તો થાય છે, માટે વિચાર કરીને તને કંઈ સુખ ઉત્પન્ન થાય એવું કર્તવ્ય કર."[૩૩-૩૪]

એમ કહી મહાબળી માલ્યવાન્, રાવણના મનની પરીક્ષા કરી, ફરીથી કંઈ ન બોલતાં રાવણના મુખ સામું જોઈ અબોલ રહ્યો.[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પાંત્રીસમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૩૬ મો

## માલ્યવાનનો તિરસ્કાર

માલ્યવાનનાં કહેલાં આવાં હિતવચનો, કાળને વશ થયેલો દુષ્ટાત્મા રાવણ સાંખી શક્યો નહિ,[૧] ક્રોધથી ભ્રુકુટિ ચડાવી તે રાતો પીળો થઈ ગયો. પછી

* રાક્ષસો રજોગુણી છે અને અસુરો તમોગુણી છે; એટલો એ બેમાં ભેદ છે.

તે માલ્યવાનને કહેવા લાગ્યો કે-[૨] "હે માલ્યવાન્! તેં શત્રુના બળની પ્રશંસા કરીને, હિતબુદ્ધિથી જે કઠણ વચનો મને કહ્યાં તે લગારે મને ગમતાં નથી.[૩] હે માલ્યવાન્! રામ મનુષ્ય છે, એકલવાયો છે અને વાંદરાઓના આશ્રયવાળો છે, પિતાથી તિરસ્કાર પામેલો છે, તેને તું કેમ મોટો ગણે છે? અને હું કે જે રાક્ષસોનો ઈશ્વર, સર્વ પ્રકારનાં પરાક્રમ કરવાને સમર્થ અને દેવતાઓને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવનાર છું, તેને તું કેમ અસમર્થ માને છે?[૪-૫] હે માલ્યવાન્! તું કાં તો શત્રુના પક્ષમાં ગયો હો, કે વીર એવા મારો દ્વેષ કરતો હો અથવા મને પાણી ચડાવવાને માટે જ આમ કહેતો હોય એમ મને લાગે છે; કારણ કે તે વિના, પ્રભાવશાળી અને શ્રેષ્ઠ પદવીપર રહેલા પુરુષને, નીતિનાં તત્ત્વને જાણનારો કયો બુદ્ધિમાન્ પુરુષ કઠોર વચનો કહે?[૬-૭] કમળથી ભ્રષ્ટ થયેલી લક્ષ્મી જેવી સીતાને હું વનમાંથી અહિં લાવ્યો છું, તે શું પાછી આપવાને માટે લાવ્યો છું?[૮] નિશ્શંક માન કે કરોડો વાનરોથી વિંટાયલા રામ લક્ષ્મણને હું રણસંગ્રામમાં થોડા દિવસોમાં હણી નાંખીશ.[૯] જાણ નિશ્શંક કે દેવતા પણ મારી સામે ઉભા રહેતા નથી, તો હું શું રામથી બ્હીશ? છટ્!![૧૦] આ મારો કુદરતી દોષ છે કે, મારો સ્વભાવ અસહનશીલ છે અને મારા બે ભાગ થઈ જાય તો પણ હું કોઇને શિર નમાવું તેવો નથી.[૧૧] રામે, સમુદ્ર ઉપર પાજ બાંધી તેથી તું શું આશ્ચર્ય પામે છે?[૧૨] રામ, સમુદ્ર તરી વાનરસેના લઈ આવ્યો છે, પણ હું બેધડક કહું છું કે, એ અહિંથી જીવતો જવાનો નથી."[૧૩]

આ પ્રમાણે કઠોર વચન બોલતા રાવણને જોઈ, લજ્જાથી માલ્યવાન્ મૌન્ય ધારી રહ્યો.[૧૪] તેણે તેને આશીષ આપી, અને પછી રાવણની આજ્ઞાથી પોતાને ઘેર ચાલ્યો ગયો.[૧૫] પછી મન્ત્રીઓની સાથે રાવણે વિચાર કરીને લંકાની રક્ષા કરવાનું નક્કી કર્યું.[૧૬] લંકાના પૂર્વ ભાગપર પ્રહસ્તને નિમ્યો. દક્ષિણ ભણી મહાપરાક્રમવાળા મહાપાર્શ્વ અને મહોદરને રાખ્યા;[૧૭] પશ્ચિમ ભણી મહામાયાવી અને અનેક રાક્ષસોથી વિંટાયલા પુત્ર ઇન્દ્રજિતને રાખ્યો અને ઉત્તર ભણી શુક અને સારણને રહેવાની આજ્ઞા કરી હતી, (પરન્તુ તેઓએ રામની પ્રશંસા કરી તેથી તેમને કહાડી મૂકીને) રાવણ પોતે જ તે દિશાનું રક્ષણ કરવાને તત્પર થયો.[૧૮-૧૯] ઘણા વીર્યવાન્ તથા પરાક્રમી વિરૂપાક્ષ નામના રાક્ષસને, ઘણા રાક્ષસોની સાથે નગરના મધ્ય ભાગમાં ઉભો રાખ્યો.[૨૦] આ પ્રમાણે નગરીના રક્ષણની ગોઠવણ કરીને કાળે પ્રેરેલો રાક્ષસોનો રાજા પરમ આનંદ પામ્યો.[૨૧] લંકાનું રક્ષણ કરવાને મન્ત્રીઓને આજ્ઞા આપ્યા પછી તેણે સભા બરખાસ્ત કરી; મન્ત્રીઓ તેનાપર આશીષનો વરસાદ વર્ષાવવા લાગ્યા કે, 'રાવણરાયનો જય જય!!' પછી તે પોતાનાં સમૃદ્ધિવાળાં મોટાં અંતઃપુરમાં ગયો.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છત્રીસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૩૭ મો

## હલ્લાની તૈયારી

પછી નર વાનરના રાજા રામ અને સુગ્રીવ, વાયુપુત્ર હનુમાન્, ઋક્ષરાજ જામ્બુવાન્, રાક્ષસરાજ વિભીષણ, વાલિપુત્ર અંગદ, સુમિત્રાનંદન લક્ષ્મણ, વાનર, શરભ, ભાઇઓ સહિત સુષેણ, મૈન્દ, દ્વિવિદ, ગજ, ગવાક્ષ, કુમુદ, નલ, પનસ ઇત્યાદિ શત્રુના દેશમાં આવી પડેલા વાનરો, ભેગા થઈ વિચાર કરવા લાગ્યા કે,[૧-૩] "રાવણ જેનું રક્ષણ કરે છે, એવી લંકાપુરી તો આ રહી! પણ આ લંકા, અસુર, સુર, સર્પ અને ગંધર્વથી પણ જિતાવી મુશ્કેલ છે.[૪] આ લંકામાં રાક્ષસોનો રાજા રાવણ રહે છે, તેટલા માટે આપણે એકઠા થઇને તેને જિતવાનો વિચાર કરવો જોઇએ."[૫] વાનરોએ આવો વિચાર કર્યો ત્યારે, રાવણાનુજ વિભીષણ, ઘણા અર્થવાળાં સુન્દર વચનો કહેવા લાગ્યો કે-[૬] "આ અનલ, પનસ, સંપાતિ અને પ્રમતિ એ મારા ચારે મન્ત્રીઓ લંકામાં જઈ, પાછા આવ્યા છે.[૭] તેમણે પક્ષીનું સ્વરૂપ લઈ રાવણના સૈન્યમાં દાખલ થઈ તેની સઘળી રચના જોયેલી છે.[૮] હે રામ! દુરાત્મા રાવણે પોતાની સેનાની જે રીતે વ્યવસ્થા કીધી છે, તે તમો સાંભળોઃ-[૯]

"લંકાના પૂર્વ ભાગ ઉપર પ્રહસ્ત મન્ત્રી સૈન્ય સાથે ઊભેલો છે; દક્ષિણ ભણી મહાવીર્યવાન્ મહાપાર્શ્વ અને મહોદર ઊભેલા છે;[૧૦] પટ્ટિશ, તરવાર, ધનુષ, શૂલ અને મુદ્ગર આદિ હાથમાં લઇને ઊભા રહેલા લશ્કર સહિત ઇંદ્રજિત પશ્ચિમ દ્વારની રક્ષા કરે છે; અને અનેક પ્રકારનાં શસ્ત્ર લઈ ઊભેલા દૈત્યોની સાથે, મન્ત્ર જાણનારો તથા ઉદ્વિગ્ન મનવાળો રાજા રાવણ, ઉત્તર દરવાજાપર ઉભો રહેલો છે;[૧૧-૧૩] તેમજ શૂલ, મુદ્ગર વગેરે લઈને ઉભેલા સૈન્ય સાથે વિરૂપાક્ષ લંકાના મધ્ય

ભાગમાં રહેલો છે."[૧૪] લંકામાં આ રીતે સૈન્યની ગોઠવણ થયેલી છે, તે જોઈને મારા મંત્રીઓ તુરત પાછા અહીં આવ્યા છે.[૧૫] હે રામ! હાથી ઉપર બેસી યુદ્ધ કરનારા દશ હજાર રાક્ષસો છે; દશ હજાર રથમાં બેસનાર છે અને વીશ હજાર ઘોડેસ્વાર રાક્ષસો છે. બળપરાક્રમવાળા, એક કરોડ યોધા યુદ્ધમાં અડગ રહેનારા પેદલ સેનામાં છે. હે વિશાંપતે! એ દરેક રાક્ષસના હાથ નીચે યુદ્ધ કરવાને તત્પર થયેલા દશ દશ લાખ રાક્ષસો છે."[૧૬-૧૮] મંત્રીઓએ કહેલી રાવણસેનાની વ્યવસ્થા રામને કહી, વિભીષણે તે મંત્રીઓ રામને દેખાડ્યા.[૧૯]

આ પ્રમાણે પોતાના મંત્રીઓથી જાણેલી લંકાની વિગત કમળના પત્ર સરખી આંખવાળા રામને કહી, પુનઃ વિભીષણ રામનું પ્રિય કરવા માટે બોલ્યો,[૨૦] "હે રામભદ્ર! રાવણ જ્યારે ધનાધિપતિ કુબેર સાથે યુદ્ધ કરવા જાય છે ત્યારે મહાપરાક્રમી, વીર્યવાન્ અને હઠાત્મા એવા સાઠ લાખ રાક્ષસોને સંગે લઈ યુદ્ધે ચડે છે.[૨૧-૨૨] હે રામ! મેં જે તમને રાવણના બળનું વર્ણન કરી બતાવ્યું, તે આપને ભય પમાડવાને માટે નહિ, પણ સક્રોપ કરવાને માટે જ છે. તમે સભય થાઓ તેવા છોજ નહિ, કારણ કે પરાક્રમવડે આપ તો દેવતાઓને પણ બંધીવાન્ કરવાને સમર્થ છો, તો રાવણ તે શી ગણત્રીમાં છે?[૨૩] હે રામ! હવે તમે આ ચતુરંગી વાનરસેનાની વ્યૂહરચના રચો. એથી આપ રાક્ષસોનો નાશ કરી શકશો જ."[૨૪]

રાવણના નાનાભાઈ વિભીષણનાં આવાં વચન સાંભળીને, શત્રુઓનો નાશ કરવા માટે રામભદ્રે તેને કહ્યું:-[૨૫] "બળવાન્ વાનરોનો અધિપતિ નીલ, લંકાના પૂર્વદ્વારનું રક્ષણ કરનાર પ્રહસ્તની સાથે યુદ્ધ કરવાને માટે તત્પર થશે;[૨૬] અને બળવાન્ મહાબાહુ અને ઘણા સૈન્યવાળો વાલિનો પુત્ર અંગદ, લંકાના દક્ષિણદ્વારપર ચોકી કરતા મહાપાર્શ્વ અને મહોદરની સામે યુદ્ધ કરે તથા અતુલ બળપરાક્રમવાળા વાનરસૈન્યનો અધિપતિ પવન પુત્ર હનુમાન્, રાવણના પુત્ર ઇંદ્રજિતની સાથે યુદ્ધ કરવા જાય; તેને લંકાના પશ્ચિમદ્વાર ઉપર હલ્લો કરવા જવા દો.[૨૭-૨૮] તેમ દેવ, દાનવ અને ઋષિઓનું અપ્રિય કરવામાં જ દૃઢ બુદ્ધિવાળા, વરદાનથી અહંકારી અને સર્વ લોકને સંતાપનાર રાક્ષસેન્દ્ર રાવણની સામે યુદ્ધ કરવાને માટે હું જઇશ.[૨૯-૩૦] લંકાના ઉત્તરદ્વાર ઉપર, જ્યાં સૈન્ય સહિત રાવણ છે ત્યાં હું તથા લક્ષ્મણ જઇશું અને તેને પીડિત કરી, પછી લંકામાં પ્રવેશ કરીશું.[૩૧] આ વાનરોનો રાજા સુગ્રીવ, ઋક્ષરાજ જાબ્બૂવાન્ અને રાવણનો કનિષ્ઠ બંધુ વિભીષણ, લંકાના મધ્ય ભાગમાં રહેલાં સૈન્યને જિતવા પ્રયત્ન કરો.[૩૨] આ સંગ્રામમાં કોઈ પણ વાનરે મનુષ્યસ્વરૂપ ધારણ કરવું નહિ. કારણ કે વાનરસેના, એ આપણી સંજ્ઞા છે.[૩૩] તમે વાનરરૂપે જ મહા પરાક્રમી છો એમ પ્રસિદ્ધ થાઓ અને હું, લક્ષ્મણ અને ચાર મંત્રીઓ સહિત વિભીષણ મળીને માત્ર સાત જણ જ મનુષ્યરૂપે આ સંગ્રામમાં ગણાઈશું. એ સાત મનુષ્યરૂપે રહી રાવણનો દર્પ ભંગ કરીશું."[૩૪-૩૫]

આ પ્રમાણે કહીને, બુદ્ધિમાન્ પ્રભુ રામભદ્રે ત્યારપછી અત્યંત રમણીય સુવેલાચળને જોઈ તેનાપર ચઢાઈ કરવાની ઇચ્છા કરી.[૩૬] પછી મહાત્મા રામભદ્રે, પૃથિવીને છાઈ દે એવી મોટી સેના સહિત રાવણને મારવાની બુદ્ધિથી લંકાપુરી ઉપર ધસારો કર્યો.[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સાડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૮ મો.

### સુવેલ ઉપર છાવણી

પછી સુવેલાચળપર ચઢવાની ઇચ્છા કરી, લક્ષ્મણની સાથે રામ, સુગ્રીવને તથા મંત્રજ્ઞ, વિધિજ્ઞ તથા ધર્મજ્ઞ વિભીષણાદિને મધુર વાણીથી કહેવા લાગ્યા કે;[૧-૨] હે સુગ્રીવ! હે વિભીષણ! અનેક ધાતુઓથી ભરપૂર એવા આ સુવેલાચળ ઉપર ચઢી, આજની રાત્રિ આપણે તેના ઉપર જ ગાળીશું.[૩] જેણે મરણને અર્થે જ મારી સ્ત્રીનું હરણ કર્યું છે, જેણે ધર્મને, વ્રતને અને કુળને ન ગણકારતાં આવું અઘોર નીચ કર્મ કર્યું છે, તે દુરાત્મા રાવણના વિશ્રામ સ્થાનને તથા લંકાને આ પર્વત ઉપરથી આપણે જોઈ પણ શકીશું."[૪-૫]

આ પ્રમાણે રાવણના ઉપર કોપ કરી, રામ, સુગ્રીવ અને વિભીષણની સાથે સુવેલાચળના ચિત્રસાનુ શિખર ઉપર ચઢવા તત્પર થયા.[૬] રામ આગળ ચાલતા હતા; તેને અનુસરનાર મહાપરાક્રમી લક્ષ્મણ પણ, ધનુષ ધારણ કરીને તેમની પાછળ ચાલતા હતા.[૭] તેની પાછળ મંત્રીઓ સહિત સુગ્રીવ તથા વિભીષણ ચાલતા હતા અને ગિરિમાં કૂદનારા વાનરો તે પર્વત ઉપર

સડસડાટ ચઢતા હતા.[૮] પર્વત ચઢી રહીને વાનરોનું પાલન કરનાર કપીશ્વરે સુવેલના શિખર ઉપર આવેલી અને આકાશમાં લટકાવેલી હોય તેવી, દ્વાર અને કિલ્લાથી શોભતી તથા રાક્ષસોથી ભરપૂર લંકાપુરીને સારી પેઠે જોવા લાગ્યા. લંકાના કોટ ઉપર ઉભેલા નીલ વર્ણના રાક્ષસોની હાર એવી રીતે આવેલી હતી કે, જાણે એક કોટ ઉપર બીજો કોટ જ હોય.[૯–૧૧] રાક્ષસોને જોઇને યુદ્ધની ઇચ્છાવાળા વાનરો, રામની સમક્ષ મોટી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા.[૧૨] એટલામાં સંધ્યાના તેજથી સૂર્ય રક્ત થયો ને અસ્તાચળપર ગયો. પૂર્ણ ચંદ્રના પ્રકાશથી રાત્રિ ઝળહળી રહી.[૧૩] ત્યારે વિભીષણે અભિનન્દન કરી સત્કાર કરેલા રામ, લક્ષ્મણ તથા કપીશ્વરાદિ સર્વ, સુવેલાચળ ઉપર આવીને વિરામ પામ્યા.[૧૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં આડત્રીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩૯ મો

### લંકાની રમણીયતા

તે રાત્રિ, વનચારી અને અરણ્યવાસી કપીશ્વરોએ સુવેલમાં ગાળી. પ્રભાત થયું ત્યારે લંકાની આસપાસ આવેલાં સપાટ પ્રદેશવાળાં રમણીય, વિશાળ અને સ્પૃહણીય વન ઉપવન જોઈ સર્વે આનંદ પામ્યા.[૧–૨] લંકાપુરી સાક્ષાત્ ઇન્દ્રની અમરાવતી હોય તેવી રમણીય જણાતી હતી. તે, ચંપક, અશોક, બકુલ, શાલ, તાલ, તમાલ, પનસ અને નાગકેસર ઇત્યાદિનાં વૃક્ષોથી છવાઈ રહેલી હતી.[૩] તેની આસપાસ હિંતાલ, અર્જુન, નીપ, સપ્તપર્ણ, તિલક, કર્ણિકાર, પાટલ અને પુન્નાગ આદિ પુષ્પિત થયેલાં અને લતાઓની સાથે ગ્રથિત થઈ ગયેલાં વિવિધ વૃક્ષો આવી રહ્યાં હતાં અને બહુ વિચિત્ર પ્રકારનાં પુષ્પમય રાતાં અને કોમળ પલ્લવવાળાં વૃક્ષો, લીલાં તૃણો અને લીલીછમ વનરાજિઓ, લંકાની ચારે બાજૂએ આવી રહેલી હતી. તે જોતાં સર્વને બહુ આનંદ થતો હતો.[૪–૬] મનુષ્ય જેમ ભૂષણ ધારણ કરે તેમ વૃક્ષો પણ ગંધવાળાં તથા રમણીય પુષ્પોને ધારણ કરતાં હતાં.[૭] લંકાની પાછળનાં ઉપવનો ચૈત્રરથ તથા નંદનવન સમાન ઘણાં જ મનોહર દીસતાં હતાં. ભ્રમરોનાં વૃન્દથી તે આવૃત થયેલાં હતાં.[૮] તે વનના નિર્ઝરોનાં તીર ઉપર દાત્યૂહ, કોયષ્ટિક તથા બક પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં, મયૂરો થનથન નૃત્ય કરતા હતા, કોકિલાનો સુંદર કુહૂ કુહૂ સ્વર કર્ણને આહ્લાદ કરતો સંભળાતો હતો.[૯]

આ બધું જોઈ, ઇચ્છામાં આવે તેવો વેશ ધારણ કરનારા વાનરો ઘણો હર્ષ પામ્યા. પછી, જેમાં નિત્યે મત્ત થયેલ વિહંગ રહે છે એવાં, ભ્રમરોનાં વૃન્દથી ભરેલાં, કોકિલાઓથી યુક્ત પક્ષીઓના શબ્દથી ગાજી રહેલાં, કુરરીના જેવા શબ્દથી રમણીય નાના પ્રકારનાં વન અને ઉપવનોમાં વાનરો ઘુસી ગયા. વાનરોએ જ્યારે વનોમાં પ્રવેશ કર્યો ત્યારે, પ્રાણને પ્રિય લાગે તેવો પુષ્પના સંસર્ગથી સુવાસિત પવન વહાવા લાગ્યો. કેટલાક વાનરો સુગ્રીવની રજા લઈ લંકાનગરીપ્રતિ પણ ચાલ્યા.[૧૦–૧૩]

પક્ષીઓને ત્રાસ પમાડતા, હસ્તી, મૃગોને ભયભીત કરતા તથા લંકાને ગજાવતા વાનરાઓએ પોતાના મહાવેગથી પૃથિવીને ધમધમાવી નાંખી. તેઓ ચાલતા ત્યારે પુષ્કળ રજ ઉડતી હતી.[૧૪–૧૫] રીંછ, સિંહ, પાડા, હસ્તી, મૃગ, પક્ષીઓ ઇત્યાદિ પ્રાણીઓ ભય પામી, દશે દિશામાં નાશ ભાગ કરતાં હતાં.[૧૬]

ત્રિકૂટાચળના ઊંચાં આકાશને અડતાં અને પુષ્પથી છવાઈ રહેલાં શિખરપર આવેલી અને સો યોજનના વિસ્તારવાળી વિમળ, શોભાયમાન, પક્ષીઓ પણ જ્યાં ન જઈ શકે તેવી અને જ્યાં મનથી પણ પેસી શકયા નહિ ત્યાં માણસ તો કેમ જ ચઢી શકે તેવી, રાવણ જેનું રક્ષણ કરે છે એવી લંકાપુરી તે શિખરપર આવેલી છે.[૧૭–૧૯] એ લંકા વીશ યોજન લાંબી અને દશ યોજન પહોળી છે. ઊંચાં ઊંચાં, દિવસ જેવા ધોળા મેઘના સમૂહ જેવાં મંદિરો અને સુવર્ણના પ્રાકારથી તે ઘણી શોભાયમાન દેખાય છે.[૨૦] ગ્રીષ્મઋતુના અંતમાં, મેઘથી જેમ આકાશ શોભે તેમ પ્રાસાદો અને વિમાનોથી લંકા શોભતી હતી.[૨૧] તે નગરીમાં હજાર સ્તંભ ઉપર ઉભો કરેલો, ગગન સાથે વાતો કરતો હોય અને લંકાનાં ઘરેણાં જેવો રાવણનો મહેલ આવી રહેલો છે. તે મહેલની પાછળ હજારો રાક્ષસો ઉભા રહી તેની રક્ષા કરતા હતા.[૨૨–૨૩]

મનોહર, સુવર્ણની બનાવેલી, નાના પ્રકારના ધાતુઓવાળા પર્વતોથી શોભતી, ચોમેર બાગથી આવી રહેલાં પક્ષીઓથી ગાજી રહેલી, મૃગાદિ પ્રાણીથી વસેલી, ભિન્ન ભિન્ન જાતનાં કુસુમોથી શોભાવાળી, રાક્ષસોથી સેવિત અને સમૃદ્ધિવાળી, સ્વર્ગના જેવી જ લંકા નગરીને જોઈ, શ્રીમાન રામ, ઘણું વિસ્મય પામ્યા.[૨૪–૨૬] લંકા રત્નથી સંપૂર્ણ હતી. તેમાં યુદ્ધનાં

સાધન જોઇએ તેવાં હતાં. મોટા મહેલો દૃષ્ટિએ પડતા હતા અને તેના દરવાજા નજીક અનેક પરિખાઓ હતી, એવી લંકાને રામ એકી ટસે જોતા હતા.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ઓગણુ ચાળીસમો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૪૦ મો

### રાવણુ સુગ્રીવનું દ્વંદ્વ યુદ્ધ

પછી બે યોજન વિસ્તારવાળા સુવેલાચળપર, રામ, સુગ્રીવ તથા બીજા વાનર સેનાપતિઓની સાથે ચઢ્યા.[૧] ત્યાં આગળ ક્ષણુએક વિરામ લઈ, તેમણે દશે દિશા ભણી જોવા માંડયું. ત્રિકૂટાચળના શિખરપર, વિશ્વકર્માએ બાંધેલી, રમણીય વનોવડે શોભતી, તથા સુંદર રચનાવાળી લંકા નગરી છે, તેને તેમણે સારી રીતે અવલોકી. લંકા નગરીના દરવાજાની ઊંચી અટારીમાં રાક્ષસોનો રાજા રાવણુ બેઠેલો હતો, તે સૌની દૃષ્ટિએ પડ્યો. આ વખતે દુરાસદ રાવણુની ઉપર ધોળાં ચમર થતાં હતાં, તેના માથાપર ધવલ છત્ર ધરેલું હતું, તેના શરીરપર રક્તચંદન લગાડેલું હતું, રક્તપુષ્પનાં આભરણો તેણે પહેરેલાં હતાં.[૨–૪] તેનો વર્ણ મેઘના સરખો કાળો હતો, અને કસબી અંબર અંગપર ઓઢયું હતું. ઐરાવતના દંતુશળથી પડેલા વ્રણુવાળી તેની છાતી બહાર નિકળેલી હતી તથા જેમ સંધ્યાના વર્ણથી છવાયલો મેઘ હોય, તેમ તેણે રાતાં વસ્ત્ર અંગપર પહેરેલાં હતાં.[૫–૬]

એવા રાવણુને જોઈ, સર્વે વાનરોની તથા રાઘવની સમક્ષ સુગ્રીવ ઉભો થયો, અને પોતે બળ તથા સત્વવાળો હોવાથી, અતિશય ક્રોધ પામી, સુવેલ પર્વતનો ત્યાગ કરી, જ્યાં રાવણુ બેઠો હતો ત્યાં જવા તે કુદ્યો.[૭–૮] લંકાના દરવાજા પાસે જઈ જ્યાં રાવણુ બેઠો ત્યાં આગળ આવી, સુગ્રીવે એક ક્ષણુ ઉભો રહી, રાવણુને તૃણુ સમાન ગણી, આ પ્રમાણે કઠણુ વચનો કહ્યાં.[૯] "અલ્યા ચોરટા રાક્ષસ! હું સર્વ લોકના નાથ એવાં રામનો દાસ અને સખા છું અને એ જ રામના પ્રતાપવડે આજે હું તને જીવતો મૂકનાર નથી."[૧૦] આટલું બોલતાંની સાથે તે એકદમ તેની ઉપર કુદ્યો–સુગ્રીવ, રાવણુનાપર ચઢી બેસવાને માટે કુદ્યો. સુગ્રીવે, રાવણુના માથાનો મુકુટ ઉડાવી પૃથ્વીપર પાડી નાંખ્યો.[૧૧] તે વાનરને પોતાનાપર ધસી આવતો જોઇને રાવણુ બોલ્યો કે, "એ સુગ્રીવ! હમણાં હું તને હીનગ્રીવ* કેમ કરું છું તે તું જો."[૧૨] આમ બોલી, રાવણે સુગ્રીવને પકડી પૃથિવીપર ઝીંકયો–ત્યારે જેમ પૃથિવીપર પછાડેલો દડો ઉછળે તેમ તે ઉછળ્યો ને, રાવણુને બે હાથે પકડી જમીનપર ફેંકયો.[૧૩] આ પ્રમાણે રાવણુ અને સુગ્રીવ બંનેનું દ્વંદ્વ યુદ્ધ થવા લાગ્યું. બંને જણુા પરસેવાથી નવાઈ ગયા હતા. બંનેનાં શરીર રુધિર ઝરવાથી રક્ત થયેલાં હતાં. પરસ્પરને બાઝી પડેલા હોવાથી ચેષ્ટારહિત થઈ ગયેલા તે બંને જણુા જેમ શાલ્મલી અને ખાખરાનાં બે વૃક્ષ હોય તેવા દેખાતા હતા.[૧૪] એકમેકને મુષ્ટિના, લપાટોના, ગડદાના તથા કરાગ્રના પ્રહાર કરતા હતા–રાક્ષસરાજ રાવણુ અને કપીન્દ્ર સુગ્રીવ મહા ભયંકર યુદ્ધ કરતા હતા.[૧૫]

ઉગ્ર વેગવાળા રાવણુ તથા સુગ્રીવ બંનેએ અટારીમાં ઘણી વાર સૂધી આમ યુદ્ધ કર્યું. પછી અટારીને બાઝી પડેલા એવા તેઓ એક બીજાને ઉંચકી જમીનપર નાંખવા લાગ્યા.[૧૬] તેઓ ઉપરાચાપરી લાતોના પ્રહાર કરતા, પરસ્પરનું પીડન કરતા તથા પરસ્પરને બાથ ભીડીને લડતા અને શ્વાસ ભરાઈ આવવાથી હાંફતાં હાંફતાં લડતા હતા. બંને જણુા લડતાં લડતાં દરવાજા આગળની ખાઇમાં પણુ પડતા હતા;[૧૭] અને પાછા ક્ષણેક રહી ઉભા થઈ બાઝતા હતા. અન્યોન્ય પોતાના બાહુરૂપ દોરડાંવડે પરસ્પરને સજ્જડ બાંધી લેતા હતા. ક્રોધ પામેલા, યુદ્ધકળામાં કુશળ તથા બળવાળા તે બંને જણુા આ પ્રમાણે યુદ્ધમાર્ગમાં ઉતર્યા હતા.[૧૮] તે જેમ વાઘ અને સિંહ લડતા હોય તથા જેમ બે હસ્તીઓ પરસ્પર બાઝતા હોય તેમ લડતા હતા. સુગ્રીવ તથા રાવણુ એકમેકને માર મારતા અને ખેંચતાણુ કરતા પૃથ્વીપર વારે વારે ઝીંકાતા હતા.[૧૯] વળી કસરત, યુદ્ધશિક્ષા અને બળમાં નિપુણ તે બંને જણુ, પરસ્પરને ઉંચકી જમીનપર પછાડતા હતા. આમ યુદ્ધ કરતાં બેમાંનો એક જણુ થાકયો નહિ.[૨૦] હસ્તીની સુંઢ સમાન પોતાના બાહુએ કરી તે બંને જણુ, પરસ્પરને ખાળી રાખતા હતા. જેમ બે હાથીઓ લડતા હોય તેમ આ બે જણુા ઘણી વાર યુદ્ધ કરી પાછા કુંડે પડતા હતા અને વળી પાછા ભક્ષ્યને અર્થે જેમ બે બિલાડા લડે તેમ, રાવણુ અને સુગ્રીવ પરસ્પરને મારી નાંખવાને માટે ઘુંઘવાઈ ઉઠી ફરી

* અત્રે શ્લેષ છે. સુગ્રીવ–સારી ગર્દનવાળો. હીનગ્રીવ–ગર્દન વિનાનો.

ફરી લડતા હતા.[૨૧-૨૨] મલ્લભૂમિપર તે બંને વીરો, ભિન્ન ભિન્ન મણ્ડળો[૧], સ્થાન[૨], ગોમૂત્રિકા[૩], ગતપ્રત્યાગત[૪], તિરશ્ચીનગત[૫], વક્રગમન[૬], પરિમોક્ષ[૭], વર્જત[૮], પરિધાવન[૯], અભિદ્રવણ[૧૦], આપ્લાવ[૧૧], સવિગ્રહાવસ્થાન[૧૨], પરાવૃત્ત[૧૩], અપાવૃત્ત[૧૪], અપદ્રુત[૧૫], અવપ્લુત[૧૬], ઉપન્યસ્ત[૧૭], અને અપન્યસ્ત[૧૮] ઇત્યાદિ યુદ્ધ કરવાની કળાઓને જાણનારા એક એકની સાથે એવા દાવપેચથી લડતા હતા કે, કોઇની તુલના થઈ શકે નહિ.[૨૩-૨૬]

આ પ્રમાણે યુદ્ધ ચાલતું હતું તે વખતે રાવણે, પોતાનું માયાબળ દેખાડવાનો વિચાર કર્યો. તે સુગ્રીવના જાણવામાં આવ્યું,[૨૭] તેથી તેણે શ્રમનો તથા શ્વાસનો ત્યાગ કર્યો અને તે આકાશમાં ઉડ્યો. તે કપિથી છેતરાઇને રાવણ જમીનપર એકલો જ ઉભો રહ્યો.[૨૮] આ પ્રમાણે રાક્ષસોના રાજા રાવણને સંગ્રામમાં થકવીને, દ્વંદ્વયુદ્ધમાં કીર્તિ મેળવી, વાનરોનો અધિપતિ સૂર્યપુત્ર સુગ્રીવ, આકાશમાર્ગે દોડતો જ્યાં રામ હતા ત્યાં વાનરસેનામાં આવ્યો.[૨૯] રામના યુદ્ધહર્ષને વધારનાર સૂર્યપુત્ર સુગ્રીવ પવનના જેવા વેગથી આવી, પોતાના સૈન્યમાં પેઠો અને સર્વે વાનરોએ તેને બહુ બહુ રીતે સન્માન આપ્યું.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચાળીસમો સર્ગ સંપૂર્ણ.**

---

૧ મણ્ડળો ચાર પ્રકારનાં છે:—ચારિ (એક પગથી આગળ વધીને શત્રુને જે પાછો હઠાવવો તે); કારણ (વારા ફરતી બન્ને પગોથી આગળ પાછળ વધીને શત્રુને જે પાછો હઠાવવો તે); ખણ્ડ (વારા ફરતી બન્ને પગોથી આગળ પાછળ વધી, શત્રુને પાછો હઠાવીને જે ઘુમરી ખવરાવવી તે) અને મહામણ્ડળ (ત્રણ ચાર વાર ખણ્ડની રીતિએ યુદ્ધ કરી શત્રુને ઘુમરી ખવરાવી પાછો હઠાવવો તે). ૨ ઉપરાચાપરી જે ડગલાં ભરવાં તે. એઓનાં છ નામો નીચે પ્રમાણે:—વૈષ્ણવ, સમપાદ, વૈશાખ, મણ્ડળ, પ્રત્યાલીઢ અને અનાલીઢ. ૩ ગાયના મૂત્રની ધારની પેઠે યુદ્ધમાં વક્રગમન કરવું તે. ૪ એક બીજાના દાવ ચૂકવવા તે. ૫ આડું અવળું ફરીને દાવ ચૂકવવો તે. ૬ ડાબા જમણું ફરીને દાવ ચૂકવવો તે. ૭ યુદ્ધસ્થાનથી ખસીને દાવ ચૂકવવો તે. ૮ યુદ્ધ વખતે ચોટ ચૂકવવી તે. ૯ યુદ્ધસ્થાનમાં ઉભેલાને આગળ પાછળથી ઘેરી લેવો તે. ૧૦ જલદીથી ખસી જવું તે. ૧૧ મન્દ ગતિથી ફરવું તે. ૧૨ વિગ્રહ સહિત કીધેલાં યુદ્ધને નિષ્ફળ કરી સટકવું તે. ૧૩ પાછું મુખ કરીને ભાગવું તે. ૧૪ પડખામાં થઈને છટકવું તે. ૧૫ નીચા વળી શત્રુને અંગુઠે પકડીને ઉડાવી દેવો તે. ૧૬ શત્રુને લાતથી પાડવો તે. ૧૭ શત્રુની છાતી રુંધવી કે જેથી તે હાથ પકડી ન શકે. ૧૮ એવા પ્રકારે હાથ પ્રસારવા કે જેથી શત્રુ, સામો આવતાં આપણા સ્કન્ધમાં આવી પડી, દબાઇને રુંધાય.

## સર્ગ ૪૧ મો

## યુદ્ધની તૈયારી અને વિઘ્નિ

સુગ્રીવના અંગપર દ્વંદ્વયુદ્ધમાં થયેલાં ક્ષતાદિ ચિહ્ન જોઇને, લક્ષ્મણના વડિલ બાંધવ રામ, તેને આલિંગન દઇને આ પ્રમાણે બોલ્યા—[૧] "હે સુગ્રીવ! મને પૂછ્યા વગર તેં આ પ્રમાણે શા માટે સાહસ કર્યું? રાજાઓ આ પ્રમાણે સાહસ કાર્ય કરતા નથી.[૨] સાહસ જેને પ્રિય છે એવા હે સુગ્રીવ! હે વીર! તેં, મને, આ વાનરસેનાને તથા વિભીષણને શત્રુની સાથે યુદ્ધ કરવા જવાથી સંશયમાં નાંખી મહા કષ્ટ પમાડ્યું છે.[૩] હે અરિદમન! હવેથી આવું સાહસ કદી કરીશ નહિ; કારણ કે અનાયાસે તને કંઈ થાય તો પછી સીતાનું મને શું પ્રયોજન?[૪] તેમજ ભરત, તથા મારા નાના ભાઈ લક્ષ્મણ અથવા શત્રુઘ્ન અને આ મારું શરીર તે બધાનો પણ મારે શો અર્થ?[૫] હે મહેન્દ્ર અને વરુણોપમેય! હું તારાં પરાક્રમો સારી રીતે જાણતો હતો. તોપણ તું અહિં નહોતો આવ્યો, તે પહેલાં મેં નિશ્ચય કર્યો હતો કે, જો તને કંઈ થાય તો હું રાવણનો, તેના પુત્રો સહિત નાશ કરી, લંકાનું રાજ્ય વિભીષણને આપી તથા અયોધ્યાનું રાજ્ય ભરતને આપીને દેહત્યાગ કરીશ."

એ પ્રમાણે કહેતા રામને સુગ્રીવે પ્રત્યુત્તર આપ્યો—[૬-૮] "હે વીર રાઘવ! તમારી સ્ત્રીનું હરણ કરનાર રાવણને જોઈ, મારું બળ જાણવા છતાં, હું કેવી રીતે સહન કરી શકું?"[૯] એમ કહેતા સુગ્રીવને અભિવંદન આપી, રામ લક્ષ્મણને શ્રીયુક્ત નીચે પ્રમાણે વચન કહેવા લાગ્યો કે,[૧૦] "હે લક્ષ્મણ! આપણે શીતળ જળવાળાં વનોમાં જઈ ત્યાં આપણી સેનાની વ્યૂહરચના કરીને ઉભા રહીએ તો ઠીક;[૧૧] કારણ કે, સર્વે લોકનો ક્ષય કરે એવો અને રુક્ષ, વાનર અને રાક્ષસનો નાશ થાય એવો ભયંકર ભય સમીપ આવ્યો છે.[૧૨] ઘણો પ્રચંડ પવન વહાય છે, ધરતીકંપ થાય છે, પર્વતનાં શિખરો કંપે છે, પર્વતમાંથી મોટા ધડાકા થાય છે,[૧૩] માંસભક્ષક પ્રાણીઓના સરખી મેઘની ભયંકર ગર્જનાઓ થાય છે, રુધિર સહિત જળની વૃષ્ટિ થાય છે, રાતા ચંદનનો વર્ણ જેવી સંધ્યા ઘણી ભયંકર દેખાય છે, સૂર્યમંડળમાંથી અગ્નિ ઝરે છે,[૧૪-૧૫] ક્રૂર અને અમાંગલિક શબ્દ કરનાર મૃગ અને પક્ષી આદિ પ્રાણીઓ મહા ભયને દર્શાવતાં હોય એમ સૂર્ય સામું જોઇને પોકળશ્રાદ્ધ કરે છે,

ચંદ્રમા પણ અપ્રિય લાગે છે, લોકનો ક્ષય દર્શાવતો હોય એમ ચંદ્રમા કાળાં અને રક્ત કિરણોયુક્ત દેખાય છે.[૧૬-૧૭] હે લક્ષ્મણ! સૂર્યની આસપાસ અમાંગલિક રાતા વર્ણનું હ્રસ્વ તથા રૂક્ષ ખરાબ પરિવેષ–કુંડાળું થાય છે અને તેમાં ડાઘા દેખાય છે.[૧૮] આ નક્ષત્ર અને તારા પણ પૂર્વ પેરે પ્રકાશતા નથી. તેથી જગતનો ક્ષય થવાનો હોય, એમ મને ભાસે છે.[૧૯] ગીધ, કાગડા, શ્યેન વગેરે પક્ષીઓ નીચે ઉતરી આવે છે અને આ શિયાળો પણ અમાંગલિક મોટા સ્વરથી રુદન કરે છે.[૨૦] આ બધાથી એમ માલમ પડે છે કે, કપિ અને રાક્ષસોએ મૂકેલાં શૈલ, શૂલ અને ખડ્ગથી પૃથિવી ઉપર રુધિરનો કાદવ થશે, તેટલા માટે આપણે હવે સર્વે વાનરોને લઇને લંકાપુરી ઉપર ચઢાઈ કરવી જોઇએ.”[૨૧-૨૨]

આમ કહીને લક્ષ્મણના મોટા ભાઈ રામ, સુવેલ ઉપરથી તત્ક્ષણે નીચે ઉતર્યાં.[૨૩] નીચે ઉતર્યા પછી ધર્માત્મા રાઘવે, શત્રુઓથી જોઈ ન શકાય એવું પોતાનું સૈન્ય અવલોકવા માંડ્યું.[૨૪] પછી કાળજ્ઞ રાઘવ, શુભ મુહૂર્ત જોઈ, સુગ્રીવની સાથે, મોટી કપિસેનાને લઈ યુદ્ધને માટે તત્પર થયા.[૨૫] મહા મોટાં સૈન્યથી પરિવૃત થયેલા રામે ચઢાવેલું ધનુષ હાથમાં લઈ, લંકાપુરી તરફ જય જય કરતાં પ્રયાણ કર્યું.[૨૬] તેની પાછળ સુગ્રીવ, તેની પાછળ વિભીષણ, તેની પાછળ હનૂમાન્, જામ્બવાન, નળ, ઋક્ષરાજ નીલ અને લક્ષ્મણ વગેરે ચાલવા લાગ્યા.[૨૭] પોતાના વિસ્તારથી પૃથ્વીને છાઈ નાંખતી વાનરસેના સર્વની પાછળ ચાલતી હતી.[૨૮] શત્રુનું વારણ કરનારા હસ્તીના જેવા મોટા વાનરો, માર્ગમાં ચાલતાં મોટાં મોટાં શૈલનાં શિખરોને તથા વૃક્ષોને હાથવતી ઉપાડીને ચાલતા હતા.[૨૯]

પ્રયાણના થોડા સમયમાં જ, અરિંદમ રામ, લક્ષ્મણ, રાવણની, ધ્વજા, પતાકા, ઉદ્યાન તથા વનવાળી અને ચિત્રવિચિત્ર પરિખાવાળી, ન જિતાય એવી, ઊંચા ઊંચા કોટ અને તોરણોવાળી લંકાપુરી સમીપ આવી પહોંચ્યા.[૩૦-૩૧] રામની આજ્ઞા થવાથી સઘળા વાનરોએ, દેવતાઓ પણ જેના ઉપર ચઢી ન શકે તેવી લંકાપુરીપર ઘેરો ઘાલ્યો. સૌએ ત્યાં જ પડાવ નાંખ્યો.[૩૨] રામ હાથમાં ધનુષ લઈ, લક્ષ્મણ સાથે લંકાના ઉત્તર તરફના દરવાજા આગળ આવી ઉભા રહ્યા.[૩૩] વરુણે રુંધેલા સાગર સમાન અને દાનવોએ રુંધેલા પાતાલ સમાન, અલ્પ વીર્યવાળાને ત્રાસ ઉપજાવે તેવું તથા રાવણની સાથેના ભયંકર રાક્ષસોએ રક્ષિત કરેલું લંકાનું જે ઉત્તરદ્વાર, જ્યાં રાવણ પંડે રક્ષા કરવાને માટે ઉભો હતો, તે દ્વાર રામના સિવાય કોઇથી જિતી શકાય તેવું નહોતું.[૩૪-૩૭] આ દ્વારમાં ઉભેલા અનેક રાક્ષસ યોધાઓનાં આયુધ તથા કવચો ઝળકારા મારી રહ્યાં હતાં, તે, રામને દૃષ્ટિગોચર થયાં. વાનરોની સેનાનો અધિપતિ નીલ, મૈન્દ તથા દ્વિવિદની સાથે લંકાના પૂર્વ તરફના દરવાજાને રોકી ઉભો રહ્યો. મહાબળવાન્ અંગદે, ઋષભ, ગવાક્ષ, ગજ અને ગવયની સાથે લંકાના દક્ષિણ દ્વારને ઘેરો ઘાલ્યો. હનૂમાને, પ્રજંઘ, તરસ અને બીજા શૂરવીર વાનરોને સાથે લઇને, લંકાના પશ્ચિમ દરવાજાપર ઘેરો ઘાલ્યો અને નગરના ઉત્તર પશ્ચિમ દરવાજાના મધ્ય ભાગમાં એટલે વાયવ્ય ખૂણામાં, પવનના સરખા વેગવાળા શ્રેષ્ઠ કપિઓને લઇને સુગ્રીવ ઉભો રહ્યો.[૩૮-૪૧] તે જ સ્થળે વાનરોની બીજી નાહની નાહની સેનાના અધિપતિ, છત્રીશ કરોડ વાનરો પોતપોતાની સાથે લંકાને ઘેરી પડાવ નાંખી પડ્યા હતા.

રામની આજ્ઞાથી, લક્ષ્મણ તથા વિભીષણે લંકાના હરેક દ્વાર આગળ એકેક કરોડ વાનરોને ઉભા રાખેલા હતા. તેની પાછળ થોડે છેટે જામ્બવાન્ સુષેણને લઇને મોટા સૈન્ય સાથે ઉભો હતો. સર્વ કપિવર અને વ્યાઘ્રના જેવી દંષ્ટ્રાઓવાળા કપિઓ, હાથમાં મોટી મોટી શિલા તથા વૃક્ષો લઈ, લંકાને ઘેરીને યુદ્ધ કરવાને માટે તત્પર થઈ રહ્યા હતા.[૪૨-૪૫] રામસેનાના સર્વ કપિઓ પુચ્છ ઉંચાં કરી, દાંત તથા નખરૂપી આયુધો બહાર કહાડીને, ચિત્રવિચિત્ર શરીરથી ચાળા કરતા હતા અને ચિત્રવિચિત્ર મોઢાં કરી હુકાહૂક કરી રહ્યા હતા.[૪૬] કેટલાક કપિઓ દશ હસ્તીઓના જેટલા બળવાળા હતા. તેમ કેટલાએક તો સો હસ્તીના જેટલા અને કેટલાએક હજાર હસ્તીના જેટલા બળવાળા પણ હતા.[૪૭] કેટલાક તેમનાથી પણ સો ગણા બળવાળા હતા અને કેટલાએક તો અસંખ્ય હસ્તીઓનાં ટોળાં જેટલા બળવાળા હતા. જેઓ વાનરસેનાના અધિપતિ હતા, તેઓ તો અમાપ બળવાળા હતા.[૪૮]

લંકાને ઘેરી ઉભેલા વાનરોનું ટોળું અસંખ્ય તીડોના જેવું વિચિત્ર અને અદ્ભુત દેખાતું હતું.[૪૯] લંકાને ઘેરો ઘાલીને ઉભેલા તથા આકાશમાર્ગે ઉડી ઉડીને આવતા વાનરોથી પૃથ્વી અને આકાશ છવાઈ ગયેલાં દેખાતાં હતાં.[૫૦] ઋક્ષ, વાનર ઇત્યાદિ કરોડો કપિઓનો સમૂહ લંકાના પ્રત્યેક દ્વાર આગળ આવી ઉભો

હતો. બાકીના બીજા વાનરો લંકાની ચોતરફ઼ ઘેરો ઘાલી ઉભા હતા.[૫૧] ઘેરો ઘાલી ઉભેલા સર્વ વાનરોથી, ત્રિકૂટાચળ ચારે બાજૂથી ઘેરાઈ ગયો હતો. એક હજાર અચુત વાનરોનું ટોળું, પ્રત્યેક સૈન્યની ખબર પહોંચાડવાને માટે લંકાની આસપાસ ફરતું હતું.[૫૨] કપિસેનામાં, પ્રત્યેકના હાથમાં મોટાં મોટાં વૃક્ષો હતાં. અસંખ્ય બળવાન્ વાનરોથી ઘેરાયલી લંકાપુરીમાં તે વખતે વાયુથી પણ પ્રવેશ કરી શકાય તેમ નહોતું.[૫૩] ઇન્દ્ર સરખા પરાક્રમવાળા તથા મેઘવર્ણા વાનરોથી પીડાયલા લંકાપુરીના સઘળા રાક્ષસો આ જોઇને ઘણા વિસ્મય થયા.[૫૪] જેમ સમુદ્રનું જળ ખળભળતાં મોટો ધ્વનિ થાય, તેમ વાનરોની મોટી સેનાનો ભયંકર શબ્દ થતો હતો.[૫૫] આ મોટા કોલાહલથી કોટ, કિલ્લા, તોરણ, વન, પર્વત વગેરે સહિત લંકાપુરી ખળભળી રહી.[૫૬] રામ, લક્ષ્મણ અને સુગ્રીવ જેનું રક્ષણ કરતા હતા, એવી કપિસેનાને સઘળા સુર અસુર પણ હરાવી શકે, તેમ નહોતું.[૫૭]

રાક્ષસોનો વધ કરવાને માટે કપિસેનાને આ પ્રમાણે ઉભી રાખીને ક્રમયોગના અર્થતત્ત્વને જાણનાર રામે, હવે શું કરવું? તેનો પોતાના મન્ત્રીમંડળ સાથે વિચાર કર્યો.[૫૮] રાજધર્મને લક્ષ્યમાં રાખી, વિભીષણની અનુમતિ લીધી.[૫૯] પછી વાલિના પુત્ર અંગદને બોલાવીને કહ્યું કે-"હે કપિવર! હે સૌમ્ય! લંકામાં દશકંધર પાસે જા અને મારીવતી તું તેને કહે કે,[૬૦] તારો લગાર પણ ભય ન રાખતાં, સાગરપર પાજ બાંધી તે ઉતરી, હું અહીં આવ્યો છું અને તારી લંકાનગરીપર ઘેરો ઘાલ્યો છે. માન સત્ય કે, હવે તારી લક્ષ્મી અને ઐશ્વર્યનો નાશ થયો છે અને તારું મોત પાસે આવ્યું છે. હે અધર્મી! તારી ચેતના પણ જતી રહી છે.[૬૧] હે નિશાચર! બ્રહ્માના વરદાનથી ગર્વ ભર્યો થઈ, તું-ઋષિ, દેવો, ગન્ધર્વો, અપ્સરાઓ, સર્પો, યક્ષો અને રાજાઓને પીડા કરી જે પાપ તેં હોર્યું છે, તે પાપને લીધે હવે તારો દર્પ ખંડિત થશે અને તારા વરદાનનું સામર્થ્ય હવે રહેનાર નથી.[૬૨-૬૩] તેં મારી સ્ત્રીનું હરણ કરેલું છે, તેથી હુ આટલે સૂધી આવ્યો છું અને દંડ દેવાને માટે તારી લંકાના દરવાજા આગળ મેં પડાવ નાંખ્યો છે.[૬૪] હે રાવણ! મારી સાથે યુદ્ધ કરતાં, દેવતા, ઋષિઓ અને રાજર્ષિઓની તેં જે દશા કરેલી છે, તે જ દશાને તું પામવાનો છે અને હે અધમ રાક્ષસ! જે બળ અને માયાથી તેં મને ન ગણકારવાં સીતાનું હરણ કર્યું છે, તે બળ તથા માયા મને હવે તું દેખાડ.[૬૫-૬૬] હે રાવણ! જો તું સીતાને લઇને અહીં મારે શરણે નહિ આવે તો હું મારા તીક્ષ્ણ બાણવડે આ તારી નગરીને રાક્ષસ વિનાની કરી નાંખીશ;[૬૭] અને રાક્ષસોમાં શ્રેષ્ઠ તથા ધર્માત્મા તારો ભાઈ વિભીષણ જે મારે શરણે આવ્યો છે, તેને હું લંકાના રાજ્યપર અભિષેક અવશ્ય કરીશ.[૬૮] હે રાવણ! મૂર્ખ મન્ત્રીઓની સહાયથી અને તારી અનાત્મજ્ઞાથી, અને આ પ્રમાણે અધર્મ કરવાથી હવે એક ક્ષણભર પણ તું રાજ્ય ભોગવી શકીશ નહિ.[૬૯] હે રાક્ષસ! તું હવે ધીરજ ધરીને તથા શૌર્ય સાંધીને મારી સાથે યુદ્ધ કરવા તત્પર થા; કેમકે રણમાં મારાં બાણો તારી છાતીમાં ચોંટશે ત્યારે જ તને શાન્તિ વળવાની છે.[૭૦] તું કદાપિ પક્ષીનું રૂપ ધારણ કરી ઉડતો ઉડતો ત્રણલોકમાં ભમીશ, તોપણ મારી દૃષ્ટિગોચર થઈ જીવતો જવાને શક્તિમાન્ નથી.[૭૧] યાદ રાખ કે, હવે તું જીવતો રહેનાર નથી. તેટલા માટે હે રાવણ! હું તને હિતવચન કહું છું તે સાંભળઃ-પરલોકમાં તારું હિત થાય, માટે દાનપુણ્યાદિ કરી લે તથા તારી આ લંકા નગરીને છેલવેલી સારી રીતે નિહાળી લે-હવે તારું જીવિત મારા હાથમાં જ છે."[૭૨]

અક્લિષ્ટ કર્મવાળા રામનાં આ રીતનાં વચન સાંભળી મૂર્તિમાન્ અગ્નિની પેઠે તારાપુત્ર અંગદ આકાશમાં ઉડ્યો.[૭૩] તે લંકાભણી ચાલ્યો. એક ક્ષણવારમાં તે રાવણના મંદિર આગળ આવી પહોંચ્યો. ત્યાં આગળ તેણે સચિવોની સાથે સ્વસ્થ ચિત્તે બેઠેલા રાવણને દીઠો.[૭૪] સુવર્ણની જેણે પહોંચી પહેરેલી છે એવો અંગદ, દીપ્તિમાન્ અગ્નિ જ નહોય, તેમ રાવણની પાસે જઇને ઉભો રહ્યો અને પોતાની, રાવણ તથા તેના મંત્રીઓને ઓળખાણ આપી. પછી રામે જે જે વચનો કહ્યાં હતાં, તે યથાસ્થિત રીતે કહી સંભળાવતાં અંગદ બોલ્યો કે,[૭૫-૭૬] "હે રાવણ! ઉદાર ચરિતવાળા દાશરથી રામનો હું દૂત છું અને મારું નામ અંગદ છે; હું વાલિનો પુત્ર છું-એ બધું તું જાણતો જ હશે, એમ હું ધારું છું.[૭૭] કૌસલ્યાનંદવર્ધક રામે, મારી સાથે તને કહાવ્યું છે કે, હે ક્રૂર રાક્ષસ! તું પુરુષત્વ ધારણ કરી મારી સાથે યુદ્ધ કરવા તત્પર થા.[૭૮] હું તને, તારા મન્ત્રીઓને, તારા પુત્રોને અને તારા જ્ઞાતિ બંધુઓને મારી નાંખીશ જ. તારા મૃત્યુથી ત્રણે લોકો સુખશાન્તિમાં રહેશે.[૭૯] હે રાવણ! દેવ, દાનવ, યક્ષ, ગન્ધર્વ, સર્પ અને રાક્ષસોના શત્રુરૂપ તથા ઋષિઓના કંટકરૂપ તને હું નિશ્ચય મારી નાંખીશ.[૮૦] પણ તું મને

પ્રણિપાત કરીને સીતા પાછી સોંપીશ તો ઉગરીશ, નહિ તો તારું મૃત્યુ થશે અને તારા પછી તારા ભાઈ વિભીષણને રાજ્ય મળશે.’’[૯૧]

કપિવર અંગદનાં આવાં અતિ કર્કશ વાક્યો સાંભળી, ગર્વથી ફૂલાઈ ગયેલો રાક્ષસાધિપ રાવણ, રાતો પીળો થઈ ગયો. તેનાં ચક્ષુ ફરી ગયાં.[૯૨] તેણે પોતાના સચિવોને આજ્ઞા કરી કે, “આ દુષ્ટ બુદ્ધિવાળા કપિને પકડી લાવો અને તેનો વધ કરો.”[૯૩] રાવણનો આદેશ સાંભળી, ચાર ઘોર રાક્ષસોએ પ્રદીપ્ત થયેલા અગ્નિ જેવા તેજવાળા અંગદને પકડ્યો.[૯૪] અંગદને પણ પોતાનું બળ રાક્ષસોને દેખાડવું હતું, એટલે તે પોતાની મેળે રાક્ષસોને વશ થયો.[૯૫] પણ જ્યારે પેલા રાક્ષસોએ આવી તેના હાથ પકડ્યા ત્યારે, અંગદકુમાર, જેમ પક્ષીઓને લઈ ઉડે, તેમ રાક્ષસોને લઈ પર્વતના જેવા ઊંચા, રાવણના મહેલપર ઉડ્યો.[૯૬]

અંગદના ઉડવાના વેગથી ગભરાઈ ગયેલા પેલા રાક્ષસો, તુરત જ રાવણની નજર આગળ પૃથિવીપર પડ્યા.[૯૭] પછી પર્વતના શિખર જેટલી ઊંચાઇવાળા રાવણના મહેલના શિખરને અંગદે લાતો મારી પાડી નાંખવા માંડ્યો, ત્યારે પૂર્વે ઇન્દ્રના વજ્રથી જેમ હિમવાનનાં શિખર ટૂટી પડતાં હતાં, તેમ અંગદના પગપ્રહારથી રાવણના મહેલના ઘુમટો ટૂટી પડવા લાગ્યા અને રાવણ ઉભો ઉભો તે જોતો હતો.[૯૮-૯૯] પરમપરાક્રમી અંગદે રાવણના મહેલનાં શિખરો તોડી પાડી પોતાનું નામ રાવણને કહી સંભળાવ્યું. પછી રાક્ષસોને સંતાપ ઉત્પન્ન કરી, મહાઘોર ગર્જના કરી તે આકાશ માર્ગે ઉડ્યો અને જ્યાં રામ વાનરોની મધ્યે બેઠા હતા ત્યાં આવી વાનરોને હર્ષ પમાડ્યો. સર્વ કપિવરોએ તેને જોઈ કિલકિલ કરી મૂકયું.[૯૦-૯૧] પોતાના પ્રાસાદને અંગદે તોડી નાંખ્યો, તે જોઇને રાવણને ઘણો ક્રોધ ચઢ્યો અને હવે મારો નાશ નિશ્ચય થશે એમ વિચારી નિઃશ્વાસ મૂકયો.[૯૨] (અંગદે રામને કહ્યું કે ‘મહારાજ! એ મૂર્ખ સમજે તેમ નથી. હવે તો યુદ્ધને માટે સજ્જ થાઓ.)

પછી રિપુનો વધ કરવાની ઇચ્છાવાળા રામ હર્ષ પામેલા તથા ગર્જનાઓ કરતા કપિસેનાને સજ્જ કરી યુદ્ધ કરવા માટે તત્પર થયા.[૯૩] મહા વીર્યવાન્, પર્વતના શિખર સમાન દેહવાળો સુષેણ, ઇચ્છાનુરૂપ અનેક રૂપ ધરનાર હજારો કપિઓને લઇને સુગ્રીવની આજ્ઞાથી, ચંદ્રમા જેમ સર્વ નક્ષત્રોમાં ફરે છે, તેમ લંકાના સર્વ દ્વાર રૂંધી ફરવા લાગ્યો.[૯૪-૯૫] લંકાના કોટથી તે સાગર સૂધી પડાવ નાંખી રહેલી કપિઓની સેંકડો અક્ષૌહિણી સેનાઓને જોઈ, કેટલાએક રાક્ષસો વિસ્મય પામ્યા, કેટલાએક ત્રાસ પામ્યા અને કેટલાએક રણસંગ્રામને લીધે હર્ષ પામવા લાગ્યા.[૯૬-૯૭] રામની સેનાના વાનરો, લંકાના કોટપર ચઢેલા હતા તથા નીચે ખાઈ ઉપર પણ ઉભેલા હતા. તેથી જાણે કપિકોટ જ હોય તેવું દેખાતું હતું. આ જોઈ દીન થયેલા રાક્ષસો અત્યંત ભય પામી હાહાકાર કરવા લાગ્યા.[૯૮] જ્યારે મહા ભયંકર કોલાહલ થવા લાગ્યો ત્યારે રાક્ષસેશ્વર રાવણના યોધાઓ જેમ પ્રલયકાળના વાયુઓ જોસભેર વાય છે, તેમ મોટાં આયુધો લઇને બહાર નીકળી પડ્યા.[૯૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકતાલીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૨ મો

### લંકાપર પ્રથમ હલ્લો

જ્યારે વાનરોએ લંકાની આસપાસ ઘેરો ઘાલ્યો છે, એવા સમાચાર રાક્ષસોએ રાવણને આપ્યા, ત્યારે રાવણરાય ચારે તરફથી યુદ્ધની ઇચ્છાવાળા વાનરોએ ઘેરી લેવાયલી, વન, પર્વત અને પુરોપકંઠવાળી લંકાને જોવાને પોતાના મહેલ ઉપર ચઢ્યો.[૧-૩] લંકાપુરીને ચારે તરફથી ઘેરાયલી જોઈ તથા પૃથિવી પણ વાનરસેનાથી કપિલવર્ણી થઈ ગયેલી જોઈ, રાવણને શંકા થઈ કે, આ બધાંને કેમ જિતાશે?[૪] આ રીતે ચિન્તામાં ને ચિન્તામાં, વિચાર કરતાં, મોટા નેત્રવાળા રાવણે, ચારે તરફ આંખ ફેરવી ફેરવીને વાનરનાયકોને તથા રઘુપતિને જોયા.[૫]

પછી રામ, વાનરવાહન ઉપર આરૂઢ થઈને કપિસૈન્ય સાથે લંકાના કિલ્લા ભણી આવ્યા. ત્યાં રાક્ષસો જેનું રક્ષણ કરતા હતા એવી લંકાપુરીને તેણે જોઈ.[૬] વિચિત્ર ધ્વજા પતાકાવાળી લંકાપુરીને જોઇને દશરથનંદન રામને સીતાનું સ્મરણ થયું. તેથી “હે કમળપત્રલોચને! હે સીતે! વિપ્રયોગના તાપે કરીને અભિતપ્ત થયેલી તું, મજ વિયોગે વિરહિણી થઇને એક વેણીબંધ ભૂમિ ઉપર કેમ શયન કરતી હશે? અહા!” આ રીતે સીતાનું ચિંત્વન કરતા રામે વાનરસેનાને હલ્લો કરવાની રજા આપી.[૭-૯] જ્યારે મહાત્મા રામે રાક્ષસોનો વધ કરવાની આજ્ઞા આપી ત્યારે ક્રોધ પામેલા વાનરોએ, સિંહનાદ કરીને

દિશાઓ ગજાવી મૂકી.[૧૦] વાનર સેનાપતિઓએ લંકાને, પર્વતના શિખરોવડે તથા મુષ્ટિપ્રહારથી પીડિત કરવા માંડી.[૧૧] પર્વતનાં શિખરો લઇને લડવાને તત્પર થયલા વાનરો હૂકાહૂક કરી રહ્યા. તે જોઈ રાવણનું સૈન્ય પણ સજ્જ થયું. આવો મામલો જોઇને, રઘુકુળમાં ઉત્પન્ન થયેલા રામે, એકે સામટા લંકાપર ટૂટી પડવાને માટે વાનરોને આજ્ઞા કરી. રામનો હુકમ થતાં, લાલ મુખવાળા, વિચિત્ર વેશવાળા, રામને અર્થે પ્રાણનો પણ ત્યાગ કરનારા અને શાલવૃક્ષ તથા પર્વતનાં શિખર હાથમાં લઈ સજ્જ થઈ રહેલા વાનરો લંકાના કોટ પાસે આવીને ઉભા રહ્યા.[૧૨–૧૪] તેમણે લંકાના કાંગરા અને તોરણને મુષ્ટિઓ, વૃક્ષો અને શિખરોના પ્રહારથી તોડી નાંખ્યા.[૧૫] કેટલાક વાનરોએ લંકાની આસપાસ જે સુંદર પરિખાઓ હતી, તેને, તૃણ, ધૂળ, કાંકરા અને એવી એવી બીજી અનેક વસ્તુઓ નાંખીને પૂરી નાંખી.[૧૬] વળી શત હજાર વાહિનીપતિ અને અબ્જ વાહિનીપતિ વાનરો, કૈલાસશિખર જેવા લંકાના મોટા દરવાજા અને સુવર્ણમય તોરણો તોડવાને માટે હલ્લાં કરવા લાગ્યા.[૧૭–૧૮]

આ પ્રમાણે ધમસાણ મચી રહ્યું હતું ત્યારે કેટલાક હાથી જેવા શરીરવાળા વાનરો, લંકા તરફ ધસ્યા ગયા. તેઓ ગર્જના કરતા હતા કે, ‘ મહા પ્રતાપી રામનો જયજયકાર થાઓ, પ્રતાપી લક્ષ્મણનો વિજય વાધો, રાઘવરક્ષિત સુગ્રીવનો જય હો.’[૧૯–૨૦] એમ બોલતા અને મોટી ગર્જનાઓ કરતા વાનરો લંકાના ગઢપર આમ તેમ દોડાદોડ કરતા હતા.[૨૧] એવામાં વાનર સેનાપતિ વીરબાહુ, સુબાહુ, નલ તથા પનસે લંકાનો દરવાજો પાડી નાંખ્યો અને તેમાં દાખલ થયા. અંદર જતાં જ તેઓએ વ્યૂહરચના કરી.[૨૨] જય મેળવવાની ઇચ્છાવાળો, દશ કરોડ વાનરોથી વિંટાયલો કુમુદ, લંકાના પૂર્વ દરવાજાને ઘેરી ઈશાન કોણ તરફ ઉભો રહ્યો.[૨૩] તેને સહાય કરવાને પ્રસભ, પનસ તથા મહાબાહુ આદિ, બીજા વાનરો સહિત ત્યાં આવીને ઉભા રહ્યા.[૨૪] દક્ષિણ દરવાજાને મોખરે શતબલિ વાનર, વિશ કરોડ વાનરો સાથે આવીને ઉભો રહ્યો.[૨૫] પશ્ચિમ દરવાજા આગળ તારાનો પિતા સુષેણ, દશ નિખર્વ વાનરો સહિત આવીને ઉભો રહ્યો.[૨૬] લક્ષ્મણની સાથે રામ, ઉત્તર તરફના દરવાજા આગળ આવીને ઉભા રહેતાં, સુગ્રીવ ઈશાન કોણમાં આવી તેમને સહાય કરવાને તત્પર થયો. મોટાં શરીરવાળો, ભયાનક દર્શનવાળો, કોટિ વાનરથી યુક્ત ગોલાંગુલ વાનર ગવાક્ષ રામને મદદ કરવાને તત્પર હતો અને પડખે ઉભેલો રીંછ સેનાનો અધિપતિ ધૂમ્ર મોટી એક કરોડ રીંછની સેના લઇને દોડ્યો આવ્યો અને ચાર મંત્રીઓની સાથે વિભીષણ પણ રામને મદદ કરવાને માટે, હાથમાં ગદા લઈ, રામની પાસે જ આવીને ઉભો રહ્યો.[૨૭–૩૦] આ વખતે ગજ, ગવાક્ષ, ગવય, શરભ અને ગંધમાદન વાનરો, ચારે તરફ દોડતા વાનરસેનાનું રક્ષણ કરતા હતા.[૩૧]

આ બધું જોઈને ક્રોધ પામેલા રાક્ષસોના રાજા રાવણે, પોતાની સેનાને વાનરસેના ઉપર ટૂટી પડવાનો હુકમ આપ્યો.[૩૨] તેની આજ્ઞા થતાં સર્વ રાક્ષસોએ દિશાઓ પૂરી નાંખે એવી મોટી ગર્જનાઓ કરી મૂકી તે વેળા ચંદ્ર સરખાં જેમનાં સફેત મુખ હતાં તેવી ભેરીઓ સુવર્ણની દાંડીથી ગાજી રહી.[૩૩] તેઓ મોઢાવડે મોટા મોટા શંખ પણ વગાડતા હતા. તે શંખ વગાડતા રાક્ષસો, સુવર્ણનાં ઘરેણાંથી અને મુખમાં લગાડેલા શંખથી જેમ વિદ્યુત લેખાવાળા મેઘ આગળ, (કોઈ પ્રાણી) બગલાને લઇને જતાં હોય તેવા દેખાતા હતા.[૩૪–૩૬]

પ્રલય કાળના સમુદ્રની છોળો આવે તેમ, રાવણની આજ્ઞા થતાં, રાક્ષસોના વૃંદ, વાનરોપ્રતિ ધસી આવ્યાં.[૩૭] એ જોઈ વાનરસૈન્યે મહાભયંકર ગર્જના કરી–તેથી જાણે મલયપર્વતનાં શિખરો અને કંદરાઓ ગાજી ઉઠી હોય, તેવો શબ્દ થઈ રહ્યો.[૩૮] તે વેળાએ વેગવાળા યોધાઓના શંખ, દુંદુભિ અને સિંહનાદથી પૃથીવી, આકાશ અને સાગર ત્રણે ગાજી રહ્યાં.[૩૯] હાથિઓની ચીસો, રથના ગડગડાટ, ઘોડાનો હણહણાટ અને રાક્ષસોના પગના ધમકારાથી દિશાઓ શબ્દાયમાન થઈ રહી હતી.[૪૦]

દેવ અને અસુરોનું પૂર્વે જેવું યુદ્ધ થયું હતું, તેવો વાનર અને રાક્ષસોના યુદ્ધનો રણથંભ રોપાયો.[૪૧] રાક્ષસોએ પોતાનું પરાક્રમ દેખાડ્યું. તેઓએ ગદા, પરિઘ અને શૂલથી વાનરોને માર મારવા માંડ્યા.[૪૨] વેગવાળા અને મોટી કાયાવાળા વાનરો પણ પર્વતનાં શિખરો અને વૃક્ષો વગેરે લઈ સામા ભીડ્યા. તેઓએ દાંત તથા નખથી રાક્ષસોને વલુરી નાંખવા માંડ્યા.[૪૩] સર્વ વાનરો, ‘રાજા સુગ્રીવનો જય થાઓ,’ એમ પોકારતા હતા. તે વેળાએ‘રાજા રાવણનો જય થાઓ!’ એમ રાક્ષસો પણ બૂમો પાડતા હતા અને પોતપોતાનાં નામો પણ કહેતા હતા.[૪૪] કેટલાક રાક્ષસો, જેઓ કિલ્લા ઉપર ઉભા હતા, તેઓએ જમીનપર

ઉભેલા વાનરોપર ભિંદીપાલ તથા શૂલથી ઘા કીધા.[45] તે જોઈને વાનરો કોપ્યા. તેઓ જમીન ઉપરથી ઉંચે કુદ્યા અને કોટ ઉપરના રાક્ષસોને પોતાના હાથવતી પકડી નીચે ગગડાવી દીધા.[46] વાનર અને રાક્ષસોનું અદ્ભુત યુદ્ધ થયું અને તેથી માંસ તથા રુધિરનો કાદવ થઈ ગયો.[47]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૩ મો

### રણ ગાજ્યું

યુદ્ધ કરતા મહાત્મા વાનરોનો તથા રાક્ષસોનો કોપ, પરસ્પરનું બળ જોઈને ઘણો દારુણ થવા લાગ્યો.[1] તે વખતે રાવણના જયને ઇચ્છનાર ભયંકર કર્મવાળા રાક્ષસો ગર્જના કરી કરી દશે દિશાને ગજાવી મૂકતા હતા. તેઓ કાંચનના સાજવાળા અશ્વો, અગ્નિની શિખા જેવા હસ્તીઓ અને સૂર્ય સમાન તેજવાળા રથો ઉપર બેસી, ઝળહળતાં કવચો ધારણ કરી યુદ્ધ કરવાને માટે બહાર પડવા લાગ્યા.[2-3] એ જોઈ રામનો જય ઇચ્છનાર વાનરોની મોટી સેનાએ ઘોર કર્મવાળા રાક્ષસોની સેનાપર ધસારો કર્યો.[4] સામસામા દોડતા વાનરો અને રાક્ષસોનું મહા ભયંકર દ્વંદ્વ યુદ્ધ થયું.[5] તે યુદ્ધમાં, જેમ મહાદેવની સાથે અંધકાસુરનું યુદ્ધ થયું હતું તેમ વાલિપુત્ર અંગદની સાથે મહાબળવાન્ ઇન્દ્રજિત યુદ્ધ કરવા લાગ્યો.[6] રણમાં ઘણો દુર્ધર્ષ એવો સંપાતિ, પ્રજંઘ નામના રાક્ષસ સાથે યુદ્ધ કરવા લાગ્યો; હનૂમાન, જામ્બૂમાલી રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યો;[7] રાવણનો નાનો ભાઈ વિભીષણ, જે મહા ક્રોધવાળો હતો તે, સપાટાભેર શત્રુઘ્ન રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યો;[8] મહાબળવાન્ કપિવર ગજ, તપન રાક્ષસ સાથે લડવા લાગ્યો; મહા તેજસ્વી નીલ, નિકુંભ રાક્ષસ સાથે યુદ્ધ કરવા લાગ્યો;[9] વાનરોનો અધિપતિ સુગ્રીવ, પ્રઘસ રાક્ષસ સાથે યુદ્ધ કરવા લાગ્યો; શ્રીમાન્ લક્ષ્મણ વિરૂપાક્ષ રાક્ષસ સાથે લડવા લાગ્યા;[10] અને દુર્ધર્ષ અગ્નિકેતુ, રશ્મિકેતુ, મિત્રઘ્ન અને યજ્ઞકોપ રાક્ષસો, રામની સાથે યુદ્ધ કરવા લાગ્યા;[11] વજ્રમુષ્ટિ રાક્ષસ, મૈન્દની સાથે અને અશનીપ્રભ રાક્ષસ, દ્વિવિદની સાથે યુદ્ધે વળગ્યા હતા. આ પ્રમાણે આ શ્રેષ્ઠ કપિઓ, ઘોર રાક્ષસોની સાથે યુદ્ધ કરતા હતા.[12] ઘણા શૌર્યવાળા ભયંકર પ્રતપન રાક્ષસે, તીક્ષ્ણ વેગવાળા નલ વાનર સાથે યુદ્ધ કરવા માંડ્યું;[13] અને સુષેણ વાનર, જે ધર્મરાયનો પુત્ર હતો તથા કપિઓમાં ઘણો બળવાન્ ગણાતો હતો, તેણે વિદ્યુન્માલિ રાક્ષસ સાથે યુદ્ધ કરવા માંડ્યું.[14] બીજા અનેક પ્રતાપી વાનરો, જૂદા જૂદા રાક્ષસોની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા મંડી પડ્યા હતા.[15] પોતપોતાનો જય ઇચ્છતા તથા શૌર્યવાળા વાનરોનું અને રાક્ષસોનું ભયંકર યુદ્ધ ચાલી રહ્યું હતું, જે જોતાં જ રોમાંચ થતાં હતાં.[16] આ પ્રમાણે સામસામા યુદ્ધ કરતા વાનરો તથા રાક્ષસોના શરીરમાંથી રોમરૂપી તૃણવાળી અને કપાયલાં અંગરૂપી કાષ્ઠોને વહન કરનારી રુધિરની નદીઓ વહેવા લાગી.[17]

ઇન્દ્ર જેમ પોતાના શત્રુને વજ્રનો પ્રહાર કરે છે, તેમ ઇન્દ્રજિતે ક્રોધ પામી શત્રુના સૈન્યને વિદારનાર અંગદના ઉપર ગદાનો પ્રહાર કર્યો.[18] તત્ક્ષણે શ્રીમાન્ અંગદ ક્રોપ્યો. તેણે પોતાની ગદાવડે ઇન્દ્રજિતના સુવર્ણથી મઢેલા ચિત્રિત રથ, તેનો સારથિ તથા ઘોડાઓને મારી નાંખ્યા.[19] વળી જ્યારે પ્રજંઘ રાક્ષસે સંપાતિને ત્રણ બાણ માર્યાં ત્યારે સંપાતિએ અશ્વકર્ણ વૃક્ષથી પ્રજંઘને સમરાંગણમાં ખૂબ મારવા માંડ્યો.[20] કોપ પામેલા મહા બળવાન્ જાંબૂમાલી રાક્ષસે પોતાના રથમાં બેઠાં બેઠાં જ હનૂમાનની છાતીમાં શક્તિવડે પ્રહાર કર્યો,[21] એટલે હનૂમાને કુદી તેના રથપર ચઢી જઇને તેનો રથ સહિત કરતલના પ્રહારવડે નાશ કર્યો.[22] ઘોર પ્રતપન રાક્ષસ ગર્જના કરી નલનાપર ધસી આવ્યો અને તીક્ષ્ણ શરવડે તેના શરીરને ભેદી નાંખ્યું. ત્યારે નલે તેની આંખો ફોડી નાંખી.[23] સેનાનો આહાર કરી જતો હોય એવા પ્રઘસ રાક્ષસને, વાનરોના રાજા સુગ્રીવે સપ્તપર્ણ વૃક્ષવડે સજ્જડ કૂટી નાંખ્યો અને લક્ષ્મણે, એક જ બાણવડે વિરૂપાક્ષ રાક્ષસને ભોંય ભેગો કર્યો. દુર્ધર્ષ, અગ્નિકેતુ, રશ્મિકેતુ, મિત્રઘ્ન અને યજ્ઞકોપ, એ ચારે રાક્ષસો શર મૂકી રામના કોપની વૃદ્ધિ કરતા હતા.[24-26] પણ જ્યારે આ ચારે રાક્ષસોએ રામના ઉપર બાણ મૂકવા માંડ્યાં ત્યારે, અગ્નિની જ્વાળા જેવાં પ્રકાશવાળાં ચાર બાણ મૂકી, રામે તે ચારે રાક્ષસોનાં શિર છેદી નાંખ્યાં.[27] મૈન્દ વાનરે, મુષ્ટિપ્રહારથી જ વજ્રમુષ્ટિ રાક્ષસને તેના રથ તથા અશ્વ સાથે પાડ્યો અને જેમ આકાશમાંથી વિમાન પડે તેમ તે પૃથિવીપર પડ્યો.[28] સૂર્ય જેમ પોતાનાં કિરણોવડે મેઘને ભેદી નાંખે છે, તેમ નિકુંભ રાક્ષસે કાજળ,

જેવા વર્ણવાળા નીલ વાનરને તીક્ષ્ણ બાણોથી ભેદી નાંખ્યો અને ફરીથી પણ ઘણા વેગવાળા તે રાક્ષસે સો બાણ મૂકી નીલને ભેદી, ગર્વથી ફૂલાઈ જઈ હસવા માંડ્યું.[૨૯–૩૦] તે વખતે જેમ વિષ્ણુ સુદર્શનથી શત્રુઓનાં શિરને છેદી નાંખે છે તેમ, નીલ વાનરે તેના જ રથનું ચક્ર લઈ, તેનું તથા તેના સારથિનું માથું ઉડાવી નાંખ્યું.[૩૧] વજ્ર તથા વિદ્યુતના સરખો પ્રબળ જેની મુષ્ટિનો પ્રહાર છે એવા દ્વિવિદ વાનરે, સર્વે રાક્ષસોના દેખતાં અશનિપ્રભ નામના રાક્ષસને મોટા પર્વતના શૃંગ વડે પ્રહાર કરવા માંડ્યો,[૩૨] ત્યારે અશનિપ્રભે દ્રુમવડે યુદ્ધ કરનાર દ્વિવિદને, વિદ્યુત્ જેવાં બાણો મૂકી વીંધી નાંખ્યો.[૩૩] અશનિપ્રભે, બાણો મૂકી, એ રીતે દ્વિવિદને પીડ્યો ત્યારે તે અતિશય ક્રોધ પામી હાથમાં એક મોટું શાલ વૃક્ષ લઈ તેના તરફ દોડ્યો અને તે ફેંકી તેના, રથ તથા અશ્વ સહિત કટકા કરી નાંખ્યા.[૩૪] વિદ્યુન્માલિ રાક્ષસ રથમાં બેઠો હતો અને તે સુવર્ણથી ભૂષિત કરેલાં બાણો, ગર્જના કરી કરી વારંવાર સુષેણ ઉપર મૂકતો હતો.[૩૫] વાનરોમાં ઉત્તમ એવા સુષેણ વાનરે તેને રથમાં બેઠેલો જોઈ એક મોટું ગિરિશૃંગ નાંખી તેના રથને ભાંગી નાંખ્યો.[૩૬] અને ઘણી ચાલાકીવાળો વિદ્યુન્માલી, ચપળતાથી રથમાંથી બહાર નિકળી આવી, હાથમાં એક મોટી ગદા લઈ યુદ્ધ કરવાને માટે પૃથિવીપર આવી ઉભો રહ્યો.[૩૭] તેને આવતો જોઈ સુષેણ અતિશય કોપ કરી હાથમાં એક મોટી શિલા લઈ દોડ્યો.[૩૮] વિદ્યુન્માલીએ સામા જઈ તેની છાતીમાં ગદાનો પ્રહાર કર્યો.[૩૯] આ પ્રહારને નહિ ગણકારતાં કપિવર સુષેણે પોતાના હાથમાંની શિલા વિદ્યુન્માલીના ઉપર નાંખી.[૪૦] જેના પ્રહારથી વિદ્યુન્માલીની છાતીના ચૂરેચૂરા થઈ ગયા અને તે ગતપ્રાણ થઈ ભૂમિપર પડ્યો.[૪૧]

આ પ્રમાણે દ્વંદ્વ યુદ્ધમાં શૂરવીર વાનરોએ, દેવો જેમ દૈત્યોનો નાશ કરે તેમ શૂરવીર રાક્ષસોનો સમરાંગણમાં નાશ કર્યો.[૪૨] ભાલાં, ગદા, શક્તિ, તોમર, બાણ, ભાંગી ગયેલા રથો, મુવેલા ઘોડાઓ, વાનરો, હસ્તીઓ, રાક્ષસો, રથનાં ચક્રો, આરા ઇત્યાદિથી રણભૂમિ છવાઈ ગઈ હતી. હજારો શિયાળોનાં ટોળાં ત્યાં ભમતાં હતાં. યુદ્ધસ્થાન ઘણું ભયંકર લાગતું હતું. દેવતા અને દાનવોના યુદ્ધ સરખા આ યુદ્ધમાં કપાઈ ગયેલા હજારો વાનરો અને રાક્ષસોનાં ધડ આમ તેમ રખડતાં હતાં;[૪૩–૪૫] રાક્ષસો, કપિવરોનો આ પ્રમાણે માર ખાતા ને રુધિરની ગંધથી મૂર્છાગત થતા હતા. તેવામાં સૂર્ય અસ્ત થયો. રાક્ષસોએ સાયંકાળ થવા આવ્યો, એટલે પાછું યુદ્ધ આરંભવા માંડ્યું.[૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં તેંતાલીશમો સર્ગ સંપૂર્ણ.

---

## સર્ગ ૪૪ મો

### રાત્રિયુદ્ધ

વાનરો અને રાક્ષસો યુદ્ધ કરતા હતા, તેવામાં સૂર્ય અસ્ત પામ્યો. પ્રાણહારિણી રાત્રી પડી,[૧] ત્યારે અન્યોન્યના ઉપર જેનું દૃઢ વૈર બંધાયલું છે એવા તથા પોતપોતાનો જ વિજય ઇચ્છતા વાનર અને રાક્ષસોનાં રાત્રિયુદ્ધનો પ્રારંભ થયો.[૨] રાત્રિનાં દારુણ અંધકારમાં કોઈ કોઈને ઓળખતું નહોતું. વાનરો, તું રાક્ષસ છે? અને રાક્ષસો, તું વાનર છે? એમ પૂછી પૂછી પરસ્પર પ્રહાર કરતા હતા.[૩] 'મારો, કાપી નાંખો, અરે અહીં આવ, કેમ નાસે છે?' એવા તુમુલ શબ્દો તે વેળાએ યુદ્ધમાં સંભળાતા હતા.[૪] કાળા મેઘ જેવા અને સુવર્ણનાં આભૂષણો પહેરેલા રાક્ષસો, ઔષધિઓથી પ્રકાશતો જેમ પર્વત ન હોય તેવા દેખાતા હતા.[૫] મોઢે મોઢાં ન સૂઝે એવા આ અંધારામાં ક્રોધ પામેલા રાક્ષસો ચારે પાસેથી દોડી આવતા હતા અને વાનરોનું ભક્ષણ કરતા હતા.[૬] તે સમયે ભયંકર કોપવાળા તથા બળવાન્ વાનરો રાક્ષસોના સોનાના સાજવાળા અશ્વોને તથા સર્પના જેવી મોટી મોટી ધજાઓને પોતાના દાંતવડે તોડી નાંખતા હતા.[૭] વાનરો વધારે ક્રોધના આવેશમાં આવીને રાક્ષસોની મોટી સેનાને ક્ષોભ પમાડતા હતા. હસ્તીઓને, તેમના માવતોને અને પતાકા તથા ધ્વજાવાળા રથોને ખેંચી પાડતા અને દાંતવડે ભાંગી નાંખતા હતા. લક્ષ્મણ તથા રામ પણ દેખાતા અને અદૃશ રહેતા મોટા રાક્ષસોને સર્પ જેવાં સચોટ બાણોવડે મારતા હતા. તે વખતે ઘોડાઓની ખરીઓથી તથા રથના ચાલવાથી ઉડેલી પૃથિવીની રજ, યુદ્ધ કરતા વાનર અને રાક્ષસોના કાન અને નેત્રમાં ભરાઈ જતી હતી. યુદ્ધ ઘણું ભયંકર હતું. તે જોતાં કંપારી છૂટે એવું હતું. તે ઠેકાણે મુડદાંઓમાંથી વહેતી લોહીની ધારાઓથી ઘણી ભયંકર નદીઓ વહેતી હતી.[૮–૧૧] ભેરી, મૃદંગ, પણવ ઇત્યાદિનો, શંખના શબ્દ સાથે મિશ્રિત થયેલો મહાનાદ થતો હતો.[૧૨] ઘોડાઓનો હણહણાટ, ગર્જના કરતા રાક્ષસોના અવાજ અને કપાતા વાનરોની ચીસો ઘણી

દારુણ હતી ને તેથી પુષ્કળ કોલાહલ થતો હતો.[૧૩] શક્તિ, ત્રિશૂલ અને પરશ્વધથી હણાયલા વાનરોના અને ઇચ્છામાં આવે તેવું રૂપ ધરનારા, પણ પૃથિવીપર પડેલા રાક્ષસોના માંસ અને રુધિરનો કાદવ થઈ ગયો હતો. રણભૂમિ શત્રુરૂપી પુષ્પોનો હાર પહેરેલી હોય, તેવી જણાતી હતી. કોઇથી અંદર પેસી શકાય નહી એવી તે ભયંકર દેખાતી હતી.[૧૪–૧૫] હજારો વાનરો અને રાક્ષસોનો સંહાર કરાવનારી તે ઘોર રાત્રિ, ભૂત માત્રનો નાશ કરનારી કાળરાત્રિ હોય, તેવી દીસતી હતી.[૧૬]

રાત્રિનાં આવાં દારુણ અન્ધકારમાં રાક્ષસો ઘણો હર્ષ પામી, રામના ઉપર બાણનો વરસાદ વરસાવી, તેને ઘેરી લેવા લાગ્યા.[૧૭] રામના ઉપર ચઢી આવતા તથા ગર્જના કરતા, ક્રોધયુક્ત રાક્ષસોનો પ્રલયકાળમાં ક્ષુભિત થતા સમુદ્ર જેવો ભારે કલરવ થવા લાગ્યો.[૧૮] રાક્ષસોને આવતા જાણી રામે અગ્નિશિખા જેવાં છ બાણ મૂકી તેમાંના છ નિશાચરોને એક ક્ષણવારમાં મારી નાંખ્યા.[૧૯] રામનાં બાણોથી ભેદાયલા મર્મસ્થાનવાળા, યજ્ઞશત્રુ, મહાપાર્શ્વ, મહોદર, વજ્રદંષ્ટ્ર, શુક તથા સારણ નામના છ રાક્ષસો મૃતપ્રાયઃ થઈ જવાથી યુદ્ધમાંથી નાસી ગયા.[૨૦–૨૧] પછી મહારથી રામે, એક ક્ષણવારમાં અગ્નિની જ્વાળા જેવાં બાણો મૂકી, તેના પ્રકાશથી દશે દિશાઓને અંધકારરહિત કરી દીધી;[૨૨] અને અંધારામાં જે રાક્ષસો રામની સામે આવીને ઉભા હતા તેઓ, જેમ પતંગીઆ અગ્નિમાં પડી નાશ પામે, તેમ રામના બાણોવડે નાશ પામ્યાં.[૨૩] સુવર્ણના પુંખવાળાં સડસડાટ છૂટતાં શરોએ કરીને તે રાત્રિએ ઉડતા આગીઆઓથી શરદૃઋતુની રાત્રિ શોભે, તેવી શોભા થઈ રહી હતી;[૨૪] અને વાગતી ભેરીઓના તથા રાક્ષસોના મોટા શબ્દોવડે રાત્રિ અતિશય ભયંકર અને ઘોર દેખાતી હતી.[૨૫] આવા મોટા તુમુલ યુદ્ધના ધ્વનિથી ત્રિકૂટાચળની ગુફાઓ ગાજી રહી હતી.[૨૬] આ રાત્રિયુદ્ધમાં અંધકારના જેવા જ શ્યામ વર્ણવાળા ગોલાંગુલ નામના મહાકાય વાનરો, રાક્ષસોને પોતાની બાથમાં પકડી પકડીને ખાઈ જતા હતા.[૨૭] યુદ્ધની ધુમાધુમ પછી અંગદ, પોતાના શત્રુ રાક્ષસોને મારવાને ઉભો થયો; અને ઇંદ્રજિત પોતાના ઘોડા તથા સારથિને મરાયલા જોઈ, રથનો ત્યાગ કરી અંગદના દેખતાં જ ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયો.[૨૮] અંગદનું, ઇંદ્રજિતની સાથેના યુદ્ધમાં આવું પરાક્રમ જોઈ, દેવ અને ઋષિઓ તથા રામ લક્ષ્મણ તેનાપર ઘણા પ્રસન્ન થયા અને તેને ધન્યધન્ય કહેવા લાગ્યા.[૨૯] વળી ભૂતમાત્ર જે ઇંદ્રજિતનો યુદ્ધમાં પ્રભાવ જાણતાં હતાં તેઓ તો, અંગદે, ઇંદ્રજિતને હાર ખવરાવી તે જોઈ અને તેનો પ્રભાવ જોઈ ઘણો સંતોષ પામ્યાં.[૩૦] પોતાના શત્રુ ઇન્દ્રજિતનો પરાજય થયેલો જોઈ, હર્ષ પામેલા સુગ્રીવ, વિભીષણ અને બીજા કપિઓ ઘણું સારું થયું, ઘણું સારું થયું, એમ ખુશીના પોકાર કરવા મંડી પડ્યા.[૩૧] વાલિપુત્ર અંગદે ભયંકર કર્મ કરી, ઇન્દ્રજિતને જિત્યો ત્યારે ઇન્દ્રજિતને પોતાની હારથી ઘણો જ કોપ ચઢ્યો.[૩૨]

પછી, બ્રહ્માનું જેને વરદાન મળેલું છે એવો અને યુદ્ધ કરવાની આકાંક્ષાવાળો ઇન્દ્રજિત્ અંતર્ધ્યાન રહી, વિદ્યુત્ સમાન બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. ગુપ્ત રીતે યુદ્ધ કરતા તે ઇન્દ્રજિતે માયાવી તીક્ષ્ણ બાણો છોડી, રામ લક્ષ્મણને મોહ પમાડ્યા અને આખરે ભૂતમાત્રની દૃષ્ટિએ ન પડે તેમ અંતરિક્ષમાં રહી, માયાયુદ્ધ કરનાર ઇન્દ્રજિતે રામ અને લક્ષ્મણને નાગપાશથી બાંધી લીધા.[૩૩–૩૬] તેના પાશથી બંધાયલા પુરુષોમાં વ્યાઘ્ર સમાન રામ અને લક્ષ્મણને સઘળા વાનરો ટગરટગર જોવા લાગ્યા.[૩૭]

આમ જ્યારે દુરાત્મા ઇન્દ્રજિત્ મેદાનમાં આવીને રામ અને લક્ષ્મણને મારવામાં ફાવ્યો નહીં, ત્યારે તેણે આવી માયા કરી રામ લક્ષ્મણને બાંધ્યા.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ત્રેતાલીશમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૫ મો.

### નાગપાશબંધ

પછી ઇન્દ્રજિત્ કયે ઠેકાણે છે? તે જાણવા માટે શત્રુને સંતાપ કરનાર પ્રતાપવાન્ અને બળવાન્ રામે બે સુષેણના પુત્ર, વાનરાધિપતિ નીલ, વાલિપુત્ર અંગદ, વેગવાન્ શરભ, દ્વિવિદ, હનુમાન્, મહાબળવાન્ સાનુપ્રસ્થ, ઋષભ અને ઋષભસ્કંધ, એ દશ મુખ્ય વાનરોને આજ્ઞા આપી.[૧–૩] રામની આજ્ઞાથી હર્ષ પામેલા તે કપિઓ હાથમાં મોટાં વૃક્ષો લઈ આકાશમાં ઉડ્યા અને દશે દિશામાં શોધ કરવા લાગ્યા.[૪] ત્યારે ઇન્દ્રજિતે મહાવેગથી ગતિ કરતા વાનરોની ગતિ બ્રહ્માસ્ત્ર નામનાં બાણ મૂકી મંદ કરવા માંડી.[૫] ઇન્દ્રજિતના બાણથી તેમનાં શરીર વીંધાઈ ગયેલાં હતાં

અને મેઘથી છવાયલા સૂર્યને જેમ જોઈ શકીએ નહિ તેમ ઈન્દ્રજિત્ અન્ધકારને વિષે તેઓને જણાયો નહિ.[૬] તે યુદ્ધમાં વિજય મેળવનાર રાવણપુત્ર ઈન્દ્રજિત્ તો દેહને ભેદી નાંખે એવાં તીવ્ર શર રામ લક્ષ્મણ ઉપર ઉપરાચાપરી મૂકવા મંડી પડ્યો હતો.[૭]

ક્રોધ પામેલા ઈન્દ્રજિતે, રામ અને લક્ષ્મણને નાગપાશ બાણવડે બાંધીને તેમનાં શરીરને ભેદી નાંખ્યાં.[૮] બાણવડે વીંધાયાથી તેમનાં શરીરમાંથી રુધિર ઝરવા લાગ્યું. તે ટાણે જેમ પુષ્પિત થયેલા બે ખાખરાનાં વૃક્ષ હોય તેવા રામ લક્ષ્મણ જણાતા હતા.[૯] પછી રક્ત થયેલા લોચનવાળા તથા અંજન જેવા વર્ણવાળા ઈન્દ્રજિતે, રામ લક્ષ્મણને અંતરિક્ષથી કહ્યું કે,[૧૦] "હે રામ લક્ષ્મણ! સાક્ષાત્ ઈન્દ્ર પણ, જો હું અંતરિક્ષમાં રહી યુદ્ધ કરું તો મને જોવા સમર્થ નથી તો તમે તે કોણ માત્ર?[૧૧] હે રાઘવ! કંક પક્ષીના પિછાંવાળા બાણના સમૂહવડે કરીને મેં તમને બાંધ્યા છે. હવે જુઓ કે, હું તમને યમસદનમાં કેવા પહોંચાડું છું."[૧૨]

ધર્મજ્ઞ રામ તથા લક્ષ્મણને આ રીતે કહીને, અંજનના જેવા શ્યામવર્ણવાળો ઈન્દ્રજિત્ પોતાનું મોટું ધનુષ ખેંચીને મહાભયંકર બાણ મૂકી તેમને વીંધી નાંખવા લાગ્યો અને હર્ષ પામી ગર્જનાઓ કરવા લાગ્યો. રામ અને લક્ષ્મણના મર્મસ્થાનમાં બાણ મારીને વીર ઈન્દ્રજિત્, વારંવાર ગર્જના કરતો હતો.[૧૩-૧૫] ઈન્દ્રજિતના શરથી બંધાયલા રામ લક્ષ્મણ લેશ માત્ર પણ પરાક્રમ કરવા સમર્થ નહોતા.[૧૬] જેનાં સર્વ અંગ વીંધાઈ ગયેલાં છે એવા તથા શલ્યરૂપી માળા જેના હૃદયમાં છે એવા તેઓ દોરીથી છૂટા પાડેલા ઈન્દ્રધ્વજ જેવા કંપાયમાન દેખાતા હતા.[૧૭] બંધાયલા ને મર્મભેદથી શિથિલ થયેલા તથા મોટા ધનુષને ધારણ કરનાર બંને વીરો પૃથિવી ઉપર પડ્યા.[૧૮] રણસંગ્રામમાં વીરશયન કરી સૂતેલા તે બેઉનાં શરીર રુધિરથી ખરડાયલાં હતાં. તેમનાં અંગ નાગપાશોથી વીંટાઈ જવાથી તેઓને ઘણી પીડા થતી હતી.[૧૯] તેમના શરીર ઉપર એક આંગળ જગ્યા પણ વીંધાયા વગરની નહોતી. છેક હાથથી તે આખા શરીરમાં ક્યાંય બાણ ન હોતાં વાગ્યાં, એમ ન હોતું.[૨૦] આવી રીતે વીંધેલા રામલક્ષ્મણ, પ્રસ્રવણ ગિરિ જેવા શોભાયમાન જણાતા હતા.[૨૧] પૂર્વે જેણે ઈન્દ્ર જિત્યો હતો એવા ઈન્દ્રજિતનાં બાણોથી વીંધાયલા રામ, પ્રથમ ભૂમિ ઉપર પડી ગયા.[૨૨] ઈન્દ્રજિતે સુવર્ણનાં પુંખવાળાં, તીક્ષ્ણ અણીવાળાં, વાયુથી ઉડતી રજના જેવા વેગવાળાં નારાચ, અર્ધનારાચ, ભલ્લ, અંજલિક, સિંહદંષ્ટ્રા, (સિંહની દાઢ જેવાં,) વત્સદંતા, (વાછ્ડાના દાંત જેવાં,) અને ક્ષુર નામનાં બાણોથી રામને વિંધી નાંખ્યા હતા.[૨૩] ત્યારે રામ ઉતરી ગયેલી પણછવાળું, દૃઢ મધ્ય ભાગવાળું તથા ત્રણ ઠેકાણેથી નમી ગયલું ધનુષ નાંખી દઈને વીરશયન કરી સૂતા;[૨૪] અને બાણશય્યામાં સૂતેલા પ્રતાપી રામને જોઈને, લક્ષ્મણ જીવિતને માટે નિરાશ થયા.[૨૫] કમળપત્ર જેવાં નેત્રવાળા, ભૂતમાત્રના શરણરૂપ તથા સંગ્રામમાં શત્રુને જિતનાર રામને આ પ્રમાણે પડેલા જોઈ, લક્ષ્મણ રુદન કરવા લાગ્યો, અને અશ્રુથી ભરાઈ ગયેલા નેત્રવાળા કપિઓ પણ રામની આવી સ્થિતિ જોઈ સંતાપ પામી રુદન કરવા લાગ્યા.[૨૬-૨૭] પછી વીરશયન કરીને સુતેલા રામ-લક્ષ્મણને વિંટાઈ સઘળા વાનરો, વાયુપુત્ર હનુમાનના નાયકપણાનીચે એક બીજા સાથે વાતો કરતા બેઠા અને દુઃખથી ઘણો વિષાદ કરવા લાગ્યા.[૨૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પિસતાલીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૬ મો.

## વાનરોનો શોક

વાનરો, પૃથિવી અને આકાશ તરફ ભયથી નિહાળતા તથા બાણોથી છવાઈ ગયેલા રામ તથા લક્ષ્મણને જોતા હતા.[૧] જેમ ઇન્દ્ર વૃષ્ટિ કરી વિરામ પામે છે, તેમ પોતાનું કાર્ય કરી ઇન્દ્રજિત્ જ્યારે નિવૃત્ત થયો ત્યારે સુગ્રીવ અને વિભીષણ, જ્યાં રામ હતા ત્યાં આવ્યા.[૨] નીલ, દ્વિવિદ, મૈન્દ, સુષેણ, કુમુદ, હનૂમાન, અંગદાદિ વાનરો, રાઘવ પાસે આવ્યા, અને શોક કરવા લાગ્યા.[૩] રામ લક્ષ્મણ ચેષ્ટા રહિત થઈ મંદ મંદ નિઃશ્વાસ મૂકતા હતા. તેઓનાં શરીરો રુધિરથી ખરડાઈ ગયેલાં હતાં અને શરનાં સમૂહથી છવાઈ સ્તબ્ધ થઈ બાણશય્યામાં તેઓ સુતેલા હતા;[૪] તે સર્પની પેઠે નિઃશ્વાસ મૂકતા હતા. દીન પરાક્રમવાળા, રુધિરસ્રાવથી ખરડાયલાં અંગવાળા, સુવર્ણના ધ્વજ જેવા તે બન્ને ભાઈઓ બાણશય્યામાં સુતેલા હતા ને અશ્રુપૂર્ણ નેત્રવાળા કપિવરોથી વિંટાયલા અને બાણજાળથી ઘેરાઈ વળ્યા હતા. તેને જોઈ વિભીષણ અને સર્વ વાનરો ઘણું દુઃખ પામ્યા;[૫-૭] સર્વે વાનર (ભયથી) અંતરિક્ષમાં તથા ચારે દિશાએ જોવા લાગ્યા. પણ

માયાથી અંતર્ધાન થયેલા ઇંદ્રજિતને તેઓ જોઈ શક્યા નહીં.[૮] પણ અપ્રતિમ કર્મવાળા તથા યુદ્ધમાં અદ્વિતીય પરાક્રમવાળા માયાવી ઇંદ્રજિતને તેના કાકા વિભીષણે પોતાની રાક્ષસી માયાથી દીઠો.[૯] બ્રહ્માના વરદાનથી અંતર્ધાન થયેલા તથા તેજ, યશ અને પરાક્રમવાળા ઈન્દ્રજિતને, વિભીષણે જોયો.[૧૦] ઇંદ્રજિત્ તો પોતાના પરાક્રમથી ફૂલાઈ ગયો હતો અને તે બંધન પામેલા રામ લક્ષ્મણને જોઈ, પ્રસન્ન થઈ સઘળા રાક્ષસોને કહેવા લાગ્યો કે, [૧૧]"હે રાક્ષસો! ખર અને દૂષણનો નાશ કરનારા આ મહાબળવાન્ રામલક્ષ્મણને મારાં બાણોએ વીંધી નાંખ્યા છે, તે જુઓ![૧૨] ઋષિ, સિદ્ધ અને બધા દેવતાઓ એકઠા મળીને પણ એમને મારા બાણપાશમાંથી મૂકાવી શકવા સમર્થ નથી.[૧૩] જે રામને જિતવાની ચિંતાથી મારા પિતા રાવણરાયને શયનનો સ્પર્શ કર્યા વિના જ અર્થાત્ ઉજાગરાથી રાત્રિ કાઢવી પડે છે તથા જેમ વર્ષામાં નદી આકુલ થાય, તેમ જેને માટે આ મારી આખી લંકાનગરી આકુલ થયેલી છે, તે રામને મેં આજે રણમાં શાંત સુવાડ્યો છે.[૧૪-૧૫] જેમ શરદ્ ઋતુમાં મેઘ નિષ્ફળ થાય છે, તેમ આજે રામ લક્ષ્મણ અને સર્વે વાનરોનાં પરાક્રમ નિષ્ફળ થયાં છે."[૧૬]

રાક્ષસોને આવાં અહંકાર ભર્યાં વચન કહી, રાવણપુત્ર ઇંદ્રજિત્, સઘળાઓની સમક્ષ રામની પાસે ઉભેલા મુખ્ય વાનરોને પુનઃ બાણથી પીડવા લાગ્યો.[૧૭] શત્રુઓને હણનાર ઇંદ્રજિતે, નીલને નવ બાણ માર્યાં અને મૈન્દ તથા દ્વિવિદને ત્રણ ત્રણ બાણવડે પ્રહાર કર્યો.[૧૮] મોટાં ધનુષને ધારણ કરનાર તે ઇંદ્રજિતે જામ્બવાનના હૃદયને સાત બાણ મારી તોડી નાંખ્યું અને હનૂમાનના ઉપર વેગવાળાં દશ બાણ માર્યાં.[૧૯] યુદ્ધમાં ઘણી ચાલાકીવાળા ઇન્દ્રજિતે અપરિમિત પરાક્રમવાળા ગવાક્ષ અને શરભને બબ્બે બાણો માર્યાં ને ગોલાંગૂલ વાનરોના અધિપતિને તથા વાલિપુત્ર અંગદને ત્વરાથી અનેક બાણો મારીને વીંધી નાંખ્યા.[૨૦-૨૧] આ રીતે મહાપરાક્રમી વાનરોને અગ્નિશિખા સમાન બાણો મારી, મહાબળવાન્ રાવણપુત્ર ઇન્દ્રજિતે, યુદ્ધમાં ગર્જના કરવા માંડી.[૨૨] વળી અનેક બાણ મૂકી વાનરોને ત્રાસ ઉપજાવી, મહાબાહુ ઇન્દ્રજિત હસીને બોલ્યો કે,[૨૩] "હે રાક્ષસો! મેં આજે રામ અને લક્ષ્મણને બાણપાશવડે બાંધ્યા છે તે જુઓ!"[૨૪] ઇન્દ્રજિતનાં આવાં વચન સાંભળી, કપટયુદ્ધ કરનાર રાક્ષસો ઇંદ્રજિતનું પરાક્રમ જોઈ, વિસ્મય પામ્યા અને બહુ પ્રસન્ન થવા લાગ્યા.[૨૫] રામ હવે મરણ પામ્યા, એમ ધારી તે સર્વે રાક્ષસો મેઘની પેઠે ગર્જનાઓ કરવા લાગ્યા ને ઇંદ્રજિતને અભિનંદન આપવા લાગ્યા.[૨૬] ઇંદ્રજિત્ પણ પૃથિવીપર હાલ્યા ચાલ્યા વિના પડેલા રામલક્ષ્મણને જોઈ, એમ જ માનવા લાગ્યો કે, તેઓ મરણ પામ્યા છે.[૨૭] રામ મરણ પામ્યા, એવું જાણી હર્ષ પામેલો યુદ્ધમાં વિજય મેળવનાર ઇંદ્રજિત્ લંકામાં પાછો ગયો અને સર્વે રાક્ષસોને હર્ષ પમાડવા લાગ્યો.[૨૮]

પછી રામ અને લક્ષ્મણના દરેક અંગમાં બાણો પેશી ગયેલાં જોઈ સુગ્રીવને ઘણો ભય ઉત્પન્ન થયો.[૨૯] તે દીન થઈ ગયો અને અશ્રુપાત કરવા લાગ્યો. ક્રોધથી તેનાં નેત્ર રક્ત થઈ ગયાં. પછી વિભીષણ તેને કહેવા લાગ્યો કે, "હે સુગ્રીવ! હવે રડવાથી કંઈ ફળ નથી. માટે રુદન કરવું જવા દે અને આ તારા અશ્રુપાતને અટકાવ.[૩૦] હે સુગ્રીવ! યુદ્ધ તો એવાં જ હોય છે, તેમાં વિજય થશે, એમ નક્કી કહી શકાતું જ નથી. હે વીર! આ રામ લક્ષ્મણને મૂર્ચ્છા આવી, તે હમણાં આપણાં સુભાગ્યે થોડીક વારમાં મૂર્ચ્છા વળતાં ઉઠીને ઉભા થશે, માટે તારું ચિત્ત ઠેકાણે રાખ અને હું જે અનાથવત્ છું, તેનું આશ્વાસન કર. જે પુરુષો સત્યકર્મમાં નિરંતર પ્રીતિ રાખે છે, તેમને મૃત્યુનો કંઈ પણ ડર નથી."[૩૧-૩૨] આ પ્રમાણે કહી વિભીષણે સુગ્રીવનાં આંસુ લોહ્યાં અને પછી જળ લાવી તેનાં નેત્ર ધોઈ નાંખ્યાં ને તેને ધીરજ આપી. સુગ્રીવનાં આંસુ લોહી નાંખી વિભીષણે કાળને અનુસરતાં વચનો પુનઃ સુગ્રીવને કહેવા માંડ્યાં;[૩૩-૩૫] હે વાનરરાજેંદ્ર સુગ્રીવ! આ ગભરાવાનો વખત નથી. આવે વખતે અતિશય સ્નેહ રાખવો, એ મરણના હેતુભૂત થઈ પડે છે.[૩૬] તું તારો ગભરાટ તજી દે; કારણ કે એ ગભરાટથી એકે કાર્ય સરતું નથી. હવે તું રામ આદિ આ સૈનિકોનું હિત થાય, તેવો વિચાર કર અથવા તેમ ન ફાવે તો રામ લક્ષ્મણ જ્યાંસૂધી શુદ્ધિમાં આવે ત્યાંસૂધી તેમનું રક્ષણ કર. જ્યારે એ બે સચેત થશે ત્યારે તે આપણા ભયને દૂર કરશે.[૩૭-૩૮] હે સુગ્રીવ! રામને આવો કંઈ પણ ભય નથી. એમને મૃત્યુ પણ પ્રાપ્ત થયું નથી. કારણ કે લક્ષ્મીએ-કાંતિએ તેનો ત્યાગ કર્યો નથી. જે માણસોનો જીવ જતો રહ્યો હોય, તેમના મુખની કાંતિ* આવી

* અંગ્રેજીમાં એમ છે કે 'લક્ષ્મી, જેમનું મરણ થયું હોય તેમનાપર પ્રકાશતી નથી.'

રીતે રહેતી નથી.૩૯ હે સુગ્રીવ! એટલા માટે તું તારો જીવ ઠેકાણે રાખી, આ સઘળા સૈન્યનું આશ્વાસન કર. એટલામાં હું આ બીજા સૈન્યની વ્યવસ્થા કરું છું.૪૦ હે કપિવર! આ પ્રફુલ્લિત નેત્રવાળા તથા આવી પડેલા ભયથી ત્રાસી ગયેલા વાનરો, રામની આવી સ્થિતિ નિહાળી, પરસ્પરના કાનમાં છાની છાની વાતો કહે છે, માટે તેમનો સંશય દૂર કરવા તું પ્રયત્ન કર.૪૧ મને સેના ભણી જતો જોઈ વાનરો હર્ષ પામશે અને કરમાઈ ગયેલી માળાનો જેમ ત્યાગ કરવામાં આવે, તેમ તેઓ પોતાના ત્રાસનો સત્વર ત્યાગ કરશે."૪૨ એ રીતે સુગ્રીવનું આશ્વાસન કરી રાક્ષસરાજ વિભીષણ નાસ ભાગ કરતાં વાનરસૈન્યનું આશ્વાસન કરવા લાગ્યો.૪૩

મહાકાય ઇંદ્રજિત્ પોતાનું સઘળું સૈન્ય લઈ લંકામાં ગયા પછી પોતાના પિતા પાસે ગયો અને તેને અભિવંદન કરી હાથ જોડી પ્રિયવચન કહેવા લાગ્યો કે, "હે પિતા! હું રામ લક્ષ્મણને મારીને આવ્યો છું."૪૪–૪૫ પોતાના શત્રુ રામ લક્ષ્મણ મરાયા, એવું પોતાના પુત્રના મુખથી સાંભળી, રાવણ ઘણો હર્ષ પામ્યો અને રાક્ષસોની સભા વચ્ચે ઉઠીને પોતાના પુત્રને છાતી સરસો ચાંપ્યો.૪૬ તે ઇંદ્રજિતનું મસ્તક સુંઘી પ્રસન્ન થયો. પછી રાવણે તેને ઇત્થંભૂત સર્વ વૃત્તાંત કહી સંભળાવવાની આજ્ઞા કરી. ઇંદ્રજિતે, રામ લક્ષ્મણને શી રીતે બાંધ્યા? તથા તેમની પ્રભાનો નાશ કરી તેમને ચેષ્ટારહિત શી રીતે કર્યા? તે સઘળું પોતાના પિતાને કહી સંભળાવ્યું.૪૭

મહારથી ઇંદ્રજિતનાં આવાં વચનો સાંભળી, જેના અંતરમાં હર્ષ ઉભરાઈ ગયો છે, એવા રાવણે પોતાના પુત્રને અભિનંદન આપ્યું અને રામસંબંધી સઘળા સંતાપનો ત્યાગ કર્યો.૪૮

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છેતાલીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૭ મો

## સીતાશોચ

પોતાનું કર્મ કરી કૃતાર્થ થયેલા ઇંદ્રજિતે જ્યારે લંકામાં પ્રવેશ કર્યો ત્યારે, હનૂમાન્, અંગદ, નીલ, સુષેણ, કુમુદ, નલ, ગજ, ગવાક્ષ, પનસ, સાનુપ્રસ્થ, જામ્બવાન્, ઋષભ, સુન્દ, રંભ, શતબલિ, પૃથુ ઇત્યાદિ વાનરો, હાથમાં મોટાં મોટાં વૃક્ષો લઈ, રામનું રક્ષણ કરતા ઉભા રહ્યા.૧–૩ તે વાનરો ઉંચે નીચે અને ચારે દિશાએ જોતા હતા અને એક તૃણનો પણ ખખડાટ થાય તો, 'એ રાક્ષસો આવ્યા,' એમ શંકા લાવતા હતા.૪

રાવણે પોતાના પુત્ર ઇન્દ્રજિતનો વૃત્તાંત સાંભળી, તેને ઘેર જવાની આજ્ઞા આપી. પછી તેણે સીતાનું રક્ષણ કરનારી રાક્ષસીઓને પોતાની પાસે બોલાવી.૫ ત્રિજટા આદિ રાક્ષસીઓ રાવણની આજ્ઞાથી ત્યાં આવી ત્યારે, હર્ષ પામી રાવણ તેમને કહેવા લાગ્યો,૬ "અલિ રાક્ષસીઓ! ઇન્દ્રજિતે રામ અને લક્ષ્મણને મારી નાંખ્યા, તે વાત તમે સીતાને જઇને કહો, અને તેને પુષ્પક વિમાનમાં બેસારી રામ તથા લક્ષ્મણ, રણમાં મરણ પામીને પડેલા છે તે દેખાડો.૭ જેના આશ્રયના ગર્વથી સીતા મારી સેવા કરવા ના પાડે છે, તે રામ લક્ષ્મણને, ઇન્દ્રજિતે રણમાં રોળ્યા છે.૮ માટે હવે સીતા સર્વ આભૂષણો પહેરી શંકા અને ઉદ્વેગનો ત્યાગ કરી મારી પાસે આવશે, એમાં શો શક?૯ આજે કાળને વશ થયેલા રામલક્ષ્મણને રણમાં પડેલા જોઈ અન્યગતિને ન જોતી વિશાળ નેત્રવાળી સીતા, પાછી આવશે ત્યારે મારે વશ થશે જ. જાઓ, આ સર્વ વૃત્તાંત તેને નિવેદન કરો."૧૦ દુષ્ટ રાવણનાં આવાં વચન સાંભળી, રાક્ષસીઓએ કહ્યું, બહુ સારુ. પછી તે સર્વ પુષ્પક વિમાન પાસે આવી.૧૧ વિમાનને લઈ અશોક વનમાં જ્યાં સીતા બેઠેલી હતી ત્યાં તેઓ ગઈ અને રાવણની આજ્ઞાથી, ભર્તાના શોકથી પરાજય પામેલી સીતાને પુષ્પક વિમાનમાં બેસાડી. સીતાની સાથે ત્રિજટા પણ વિમાનમાં બેઠી હતી. પછી રાક્ષસો, પતાકાઓવાળી લંકાનગરીમાં વિમાનને ફેરવવા લાગ્યા અને પ્રસન્ન થયેલા રાવણે, ઇન્દ્રજિતે રામ તથા લક્ષ્મણને રણમાં માર્યા છે, એવો ઢંઢેરો પીટાવ્યો.૧૨–૧૫

ત્રિજટાની સાથે વિમાનમાં બેઠેલી સીતાએ, વાનરોનું સઘળું સૈન્ય નાશ પામેલું દીઠું તથા હર્ષ પામતા રાક્ષસોને જોયા. રામ લક્ષ્મણની પાસે ઉભેલા દુઃખીયા વાનરોને પણ જોયા.૧૬–૧૭ પછી પૃથ્વીપર પડેલા, બાણશય્યામાં સૂતેલા, સંજ્ઞારહિત, બાણોવડે વીંધાઈ ગયેલા, શૌર્યવાળા, જેનાં કવચ વીંધાઈ ગયાં છે એવા, ભાંગેલા ધનુષવાળા, બાણોવડે છેદાઈ ગયેલાં સર્વ અંગવાળા તથા જાણે બાણના બે ભાથા જ ન હોય તે પ્રમાણે બાણોથી ગુંથાઈ ગયેલા રામ લક્ષ્મણને પણ સીતાએ જોયા.૧૮–૧૯ અગ્નિના બે કુમાર હોય

તેવા, કમળના જેવાં નેત્રવાળા, પુરુષોમાં શ્રેષ્ઠ રામ લક્ષ્મણને સંજ્ઞા રહિત થઈ બાણશય્યામાં સૂતેલા જોઈ, સીતા કરુણ સ્વરે અત્યંત વિલાપ કરવા લાગી.[૨૦-૨૧] ધૂળપર જેનાં શરીર રખડે છે એવા પોતાના સ્વામીને તથા લક્ષ્મણને જોઈ, જનકાત્મજા ઘણો વિલાપ કરવા લાગી.[૨૨] દેવપુત્રોના સરખા રામ લક્ષ્મણને જોઈ, એ હવે મરી ગયા છે એમ વિચારી, શોક અને બાષ્પથી વ્યાકુળ થયેલી સીતા ઘણું દુઃખ પામી અને આ પ્રમાણે આક્રંદ કરવા લાગી.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સુડતાલીસમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪૮ મો
## સીતાનો વિલાપ

પોતાના પતિને અને મહાબળવાન્ લક્ષ્મણને નાશ પામેલા જોઈ, શોકથી ગદ્ગદિત થઈ ગયેલી જનકરાયનંદિની સીતા, વિલાપ કરતી બોલી,[૧] "અરે રે! સામુદ્રિક ચિહ્ન જાણનારા જ્યોતિષીઓએ મને કહ્યું હતું કે 'તું પુત્રવાળી અને અખંડ સૌભાગ્યવતી છે,' પણ હાય! આ રામના મરણથી તેઓ પણ અનૃતવાદી જ જણાયા છે.[૨] તે જ્યોતિર્વિદોએ કહ્યું હતું કે, 'તું મોટા અશ્વમેધયજ્ઞ કરનારની સહધર્મચારિણી થઈશ,' રે, તે વચનો પણ આજ અનૃત જ થયાં છે.[૩] વળી જ્ઞાનીઓએ કહ્યું હતું કે, 'તું સૌભાગ્યવતી અને ઘણા સામંત રાજાઓની રાણીઓથી પૂજાઈશ.' તેમનાં વચનો પણ આમ થતાં નિષ્ફલ જ થયાં છે.[૪] જોશીઓ, બ્રાહ્મણો અને ભવિષ્ય કથનારાઓએ મારા સાંભળતાં મારા પિતાને કહ્યું હતું કે, 'આ કન્યા અવિધવા છે.' એ પણ બધું રામ નામના લોપથી અન્યથા જ નિવડ્યું છે.[૫] જે જે સામુદ્રિક શુભ ચિહ્ન મહારાજાની રાણીના હાથ પગમાં, હોવાં જોઇએ, તે તે ચિહ્નો મારામાં છે, છતાં હું દુર્ભાગિણીનું કર્મ ઉંધું વળ્યું.[૬] દુશ્ચિહ્નવાળી સ્ત્રીઓ જેથી વૈધવ્યને પામે છે, તે ચિહ્ન મારામાં નથી જ, તેમ છતાં હું પતિથી વિમુખ થઈ! (એ શું?)[૭] લક્ષણજ્ઞ તથા તેનું પ્રતિપાદન કરનારાઓએ, જે જે ચિહ્નો અમોઘ ફળ આપનાર કહ્યાં છે, તે તે ચિહ્નો મારામાં છે છતાં, તે સૌ આજે નિષ્ફળ થયાં છે.[૮] મારા કેશ સૂક્ષ્મ છે, સમાન છે અને કાળા છે; મારાં ભવાં વિશાળ અને એક બીજા સંગે મળી ગયેલાં છે; મારી જંઘાના સ્તંભ રોમાંકુર રહિત અને ગોળ મટોળ છે; મારા દાંત હારબંધ (અને મોતી જેવા) છે;[૯] મારાં નેત્ર, લમણા, હાથ, પગ, ગુલ્ફ અને ઉરૂ સમાન છે. રાતા નખ, સ્નિગ્ધ અને સરખી આંગળીઓ, ડૂબી જતી ડીંટડીઓવાળાં, ગોળ અને એક બીજાંને અડતાં સ્તન, ઊંડી નાભિ, સાફ પાર્શ્વ, સંકુચિત ઉરુસ્થળ, મણિ જેવો મારો (અંગ) વર્ણ, કોમળ રોમાવલિ, મારી દશ આંગળીઓ અને રાતી બે પેનિયોથી—સામુદ્રિક ચિહ્ન જાણનારા જોશીઓ મને શુભ લક્ષણવાળી કહેતા હતા.[૧૦-૧૨] અને પહોળી ન રહે તેવી આંગળીઓ, સુન્દર બે હાથ તથા પગ, અને મારું મંદ સ્મિત, ઇત્યાદિ જોઈ લક્ષણને જાણનારા જોશીઓ મને શુભ લક્ષણવાળી કન્યા કહેતા હતા;[૧૩] મને પતિની સાથે રાજ્યાભિષેક થશે, એમ સમયને જાણનારા કુશળ બ્રાહ્મણો કહેતા હતા,—પણ આજે તે સૌ મિથ્યા થયું છે.[૧૪] આખા જનસ્થાનમાં રખડી, મારો શોધ કરી, અક્ષોભ્ય એવા સમુદ્રને તરીને એ બંને વીરો, ગાયના પગલામાં રહેલા પાણીમાં ડુબ્યા છે (એ મારું કેવું દુર્દૈવ!)"[૧૫]

"અરે રે! એ બે રાઘવોને, વરુણ, અગ્નિ ઇંદ્ર અને વાયુનાં અસ્ત્રો તથા બ્રહ્માસ્ત્ર વગેરે ઉપસ્થિત હતાં, તે પણ આ વેળાએ શું કામ ન આવ્યાં![૧૬] મારા પૂર્ણ પ્રતાપી સ્વામી, સર્વ ઉપમા યોગ્ય, જેની સામા યુદ્ધ કરવાને વાસવ પણ સમર્થ નથી, તે રણમાં ઇન્દ્રજિતને હાથે ઘવાયા![૧૭] મનના જેવા વેગવાળો શત્રુ પણ રામ સામે આવી જીવતો જાય તેમ ન હતું, તે રામ, આજ ઇન્દ્રજિતથી મરાયા![૧૮] પણ રામ અને લક્ષ્મણ રણમાં પડ્યા, તેમાં શુભ અશુભ ફળ આપનાર કાળને કંઇજ દોષ દેવાનો નથી;કારણકે કૃતાન્ત આગળ કોઇનું કંઈ ચાલતું નથી.[૧૯] પણ અરે રે! જેટલો મને મારો તપસ્વિની સાસુનો શોક થાય છે, તેટલો મને રામ લક્ષ્મણનો કે મારો પોતાનો પણ શોક થતો નથી.[૨૦] "મારાં સાસુજી તો નિરંતર એ જ રટણ કરતાં હશે કે, મારો રામ ચૌદ વર્ષનો વનવાસ પૂરો કરી, લક્ષ્મણ તથા સીતાની સાથે ક્યારે ઘેર આવશે? અને હું તેના મુખચંદ્રને જોઈ ક્યારે આનંદ પામીશ."[૨૧]

આ રીતે વિલપંતી અને શોચંતી સીતાને—ત્રિજટા કહેવા લાગી કે, "હે બહેન સીતા! તું શોક કરીશ નહિ, નિઃશંક માન કે, તારા સ્વામીનાથ જીવતા જ છે.[૨૨] હે દેવિ! તે માટે હું તને કારણો કહું છું તે સાંભળ:[૨૩]

પોતાનો નાયક રણમાં પડેલો હોય તો, યોદ્ધાઓનાં મુખ, કોપ તથા હર્ષવાળાં હોય નહિ.[૨૪] વળી, હે વૈદેહિ! આ પુષ્પક વિમાન દિવ્ય છે; અને તે, જો તું વિધવા હોય તો તને ધારણ કરે જ નહિ. વળી જે સેનાનો નાયક મરી ગયો હોય,તે સેના જેમ મરી ગયેલા નાવિકની નૌકા, સમુદ્રમાં ગમે તેમ દોડાદોડ કરે, તેમ ઉદ્યમ વગરની અને ઉત્સાહ રહિત થઈ જાય છે.[૨૫-૨૬] પરન્તુ, હે તપસ્વિનિ! આ તારી કપિસેના તો ભ્રાન્તિ અને ઉદ્વેગ રહિત થઇને રામ અને લક્ષ્મણની પાસે બેસી તેમનું આશ્વસાન કરે છે. માટે જાણ કે, તારા નાથ જીવતા છે.[૨૭] હે વૈદેહિ! હું તને સ્નેહથી કહું છું કે, તારા સુખનો ઉદય પાસે આવ્યો છે. તું વિશ્વાસ રાખ, ધૈર્ય ધર. આ રામ અને લક્ષ્મણ બેઉ તને થોડા સમયમાં મળશે જ મળશે. તેઓ મરણ પામ્યા નથી જ.[૨૮] હે મૈથિલિ! મેં તને કોઈ વખત ખોટું કહ્યું નથી અને કદી કહેવાની પણ નથી; કારણ કે, તું તારા શુદ્ધચરિત્રથી તથા શીળથી મને ઘણી પ્રિય થઈ પડી છે.[૨૯] ઇન્દ્ર સહિત દેવો અને અસુરોથી પણ સંગ્રામમાં જિતાય નહિ તેવા રામલક્ષ્મણ છે. એમના મુખારવિન્દની કળા અને સૈનિકોનાં મુખ જોઈ મેં તને કહ્યું છે તે સત્ય જ છે.[૩૦] હે મૈથિલિ! ઇન્દ્રજિતનાં બાણથી વીંધાઈ ગયેલા રામ લક્ષ્મણ, માત્ર અચેત થઈ પડ્યા છે, પણ તેમનાં મુખ સુન્દર છે, તે તું જો.[૩૧] મૃત્યુ પામેલાનાં અથવા તો મરવાની અણીપર આવેલાનાં મુખ બહુધા બિહામણાં અને વિકૃતિવાળાં હોય છે.[૩૨] હે જનકાત્મજા! એટલા માટે તું રામ અને લક્ષ્મણને માટે શોક કરવો છોડી દઈ, દુઃખ તથા મોહનો ત્યાગ કર. અલિ! માન ન માન,પણ આવા પ્રસન્ન મુખવાળા રામ અને લક્ષ્મણનું મૃત્યુ સંભવતું જ નથી."[૩૩]

તે રાક્ષસીનાં આવાં પ્રેમયુક્ત વચન સાંભળી,દેવપુત્રી સમાન સીતાએ હાથ જોડી કહ્યું કે, "બહેન! તારા મ્હોંમાં સાકર! તારાં વચન ફળજો."[૩૪] પછી મનના જેવા વેગવાળા પુષ્પક વિમાનને પાછું ફેરવી, ત્રિજટા અને સીતા લંકામાં આવ્યાં.[૩૫] રાવણે સીતાને પુષ્પકમાંથી ઉતારી પાછી ત્રિજટા વગેરે રાક્ષસીઓ સહિત અશોક વનમાં મોકલાવી.[૩૬] આ રીતે રાજપુત્ર રામ અને લક્ષ્મણનું ચિંતન કરતી સીતા, અનેક વૃક્ષવાળી રાવણની વિહારભૂમિ અશોકવાટિકામાં આવી શોકમાં લીન થઈ ગઈ.[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુલિપિ યુદ્ધકાણ્ડમાં અડતાલીસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪૯ મો

## રામનો વિલાપ

ઇંદ્રજિતના ઘોર શરપાશથી બંધાયલા, નિઃશ્વાસ નાંખતા બે નાગની માફક, રુધિરથી તરબોળ થઈ ગયેલા દશરથનંદન-રામ તથા લક્ષ્મણની આસપાસ સુગ્રીવાદિ મહાબળવાન્ વાનરો, શોકગ્રસ્થ થઈ ઉભા હતા.[૧-૨] તેવામાં બાણથી બંધાયેલા છતાં પણ પ્રકૃતિથી સ્થિર રામ જાગ્રત થવા લાગ્યા.[૩] રુધિરથી ખરડાઇને જમીનપર પડેલા અને દીન વદનવાળા લક્ષ્મણને જોઈ, રામ ઘાડું આક્રંદ કરવા લાગ્યા.[૪] "અહા! આ યુદ્ધમાં હાર ખાઇને જમીન ઉપર પડેલા લક્ષ્મણને હું નિહાળું છું, ત્યારે હવે સીતાનું મને શું કામ છે?[૫] પૃથિવીપર ખોળ કરતાં સીતા જેવી (અનેક) નાર મળશે, પણ લક્ષ્મણ જેવો ભાઈ, સહાયક યોધો મળવો મુશ્કેલ છે.[૬] આ મારો ભાઈ સુમિત્રાનંદન જો મરણ પામ્યો હશે, તો હું વાનરોના દેખતાં મારા પ્રાણત્યાગ કરીશ.[૭] પુત્રદર્શનની લાલસાવાળાં સુમિત્રા માતા, કૈકેયી અને માતા કૌસલ્યાને હવે હું કેમ મોઢું દેખાડી શકીશ?[૮] હું લક્ષ્મણ વગર અયોધ્યામાં જઇશ તો, વચ્છ વોણી ગાય માફક કે બચ્ચાં વગરની પંખિણી માફક, કંપતાં સુમિત્રાનું હું કેવી રીતે આશ્વાસન કરીશ?[૯] લક્ષ્મણ મારી સાથે વનમાં આવ્યો હતો; પણ હું લક્ષ્મણ વગર આવ્યો છું-એવાં વચન ભરત તથા શત્રુઘ્ન પાસે મારાથી કેમ બોલાશે?[૧૦] નહિ, નહિ, હું સુમિત્રા માતાનો ઠપકો સાંભળીશ નહિ. હું મારો પ્રાણ અહિંયાં જ ત્યાગ કરીશ.[૧૧] મારા જેવા દુષ્ટ કાર્ય કરનારને ધિક્કાર પડજો! કે મારે માટે જ આ મમ ભ્રાત-લક્ષ્મણ-બાણ શય્યામાં મૃતવત્ સૂતો છે.[૧૨] હે લક્ષ્મણ! તું ખેદયુક્ત એવા મને આશ્વાસન આપતો, પરંતુ આજ મને આટલો બધો દુઃખી થયેલો જોઈ, કેમ કંઈ બોલતો નથી? શું તારા પ્રાણ ગયા છે?[૧૩] હે લક્ષ્મણ! તું, કે, જેણે આ ભૂમિમાં અનેક રાક્ષસોને મારી નાંખ્યા છે તે, ભૂમિપર બાણપાશથી બંધાઈ પડ્યો છે, એ શું?[૧૪] પણ ઓ ભાઈ! રુધિરથી ખરડાયલો તથા બાણશય્યામાં સૂતેલો તું, અસ્ત પામતા સૂર્ય જેવો લાગે છે.[૧૫] હે લક્ષ્મણ! તારા મર્મસ્થાનમાં બાણ વાગેલાં છે, તેથી તારાથી બોલાતું નથી, પરંતુ આરક્ત થયેલાં તારાં લોચન તે પીડા સ્પષ્ટ જણાવે છે.[૧૬] જેવી રીતે હે

મહાકાન્તિમાન્! તું મારી પાછળ વનમાં આવ્યો, તેમ હું તારી પાછળ યમસદન પ્રતિ આવીશ.[૧૭] બંધુજનપ્રિય એવો અને મારી ઇચ્છાનુસાર વર્તન કરનાર તું, અનાર્ય એવા મારા અન્યાયને લીધે આ દશાને પામ્યો છો.[૧૮] અહો! આ લક્ષ્મણે કદી પણ કોપ કરી, મને કઠણ વાક્ય કહ્યાં હોય, તેમ મને તો સાંભરતું નથી.[૧૯] જે કાર્તવીર્ય પોતાના હજાર હાથથી એક વખત પાંચસો બાણ મૂકતો હતો, તેના કરતાં આ લક્ષ્મણ કોઈ પણ પ્રકારે ઓછો નથી. લક્ષ્મણ તો બે હાથથી પાંચસો બાણ મૂકે છે.[૨૦] જે મહાત્મા ઇન્દ્રના વજ્રને પણ છેદી નાંખતો, ઉત્તમ શય્યાપર શયન કરવાને લાયક છે, તે આજ ભૂમિતલપર સૂતેલો છે.[૨૧] વળી મેં વિભીષણને રાજ્ય આપવાને વચન આપેલું છે, તે મિથ્યા જશે અને રાજ્ય આપી શકાશે નહિ, તેથી પણ મારું હૃદય ધીકી જાય છે.[૨૨]

"હે સુગ્રીવ! તું હવે પાછો જા; કારણ કે હું, લક્ષ્મણના મરણથી નિર્બળ થઈ ગયો છું, એટલે રાવણ આપણને જિતી જશે; પણ તું પાછો જશે તો કોઈ સમયે પણ યુદ્ધમાં જય મેળવશે.[૨૩] હે સુગ્રીવ! તું, આ બધો સૈન્યસમુદાય તથા નીલ, નલ અને અંગદ વગેરે સાથે, સાગર ઉતરી પાછો જા.[૨૪] ઋક્ષરાજે તેમ જ ગોલાંગુલ વાંદરના અધિપતિએ જે મોટાં પરાક્રમ દર્શાવેલાં છે, તેથી હું તેમનાપર સંતુષ્ટ થયેલો છું.[૨૫] વળી અંગદ, મૈન્દ, દ્વિવિદ, કેસરી તથા સંપાતિએ યુદ્ધમાં મહાપરાક્રમ દર્શાવ્યાં છે, તે જોઇને પણ હું પ્રસન્ન થયો છું.[૨૬] તેમ જ ગવય, ગવાક્ષ, શરભ અને ગજાદિ વાનરોએ પણ જીવનની આશા મૂકીને યુદ્ધકાર્ય કર્યાં છે;[૨૭] પણ હે સુગ્રીવ! ખરેખર, મનુષ્ય દૈવને ઉલ્લંઘવાની ઇચ્છા કરે, એ અશક્ય જ છે. હે સખા! તું ધર્મરત છે અને તારામાં જેટલું બળ છે, તેટલું તેં કર્યું છે. હે સુગ્રીવ! કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય, એ બેઉ કાર્ય તેં મારે માટે કર્યાં છે.[૨૮-૨૯] હે કપિવરો! તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. હવે હું તમોને અનુજ્ઞા આપું છું કે, તમો સર્વે યથેષ્ટ રીતે જાઓ."

રામનાં આવાં કરુણાજનક વાક્ય સાંભળી પિંગાક્ષ વાનરોનાં નયન અશ્રુપૂરથી ભરાઈ ગયાં.[૩૦] (ક્ષણેકમાં) વિભીષણ સેનાને એકઠી કરી, હાથમાં ગદા લઈ જે ઠેકાણે રામ પડેલા હતા ત્યાં આવ્યો.[૩૧] પણ કાળા પર્વત જેવા વિભીષણને જોઈ, સર્વે વાનરો, તેને રાવણનો પુત્ર ઇન્દ્રજિત્* ધારીને નાસભાગ કરવા લાગ્યા.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૦ મો

## નાગપાશથી મોક્ષ

પછી, પૂર્ણ ઉત્સાહવાન્ અને મહાત્મા સુગ્રીવ બોલ્યો "આ આપણી સેના, જેમ ભયંકર વાયુથી નૌકા આમ તેમ ડોલે છે, તેમ નાસ ભાગ કરે છે, તેનું કારણ શું છે?"[૧] સુગ્રીવનું કહેવું સાંભળીને વાલિપુત્ર અંગદે જવાબ આપ્યો કે, "શું તું મહારથી આ રામ લક્ષ્મણને જોતો નથી?[૨] દશરથના આ બે પુત્રો શરપાશથી બંધાઈ ગયેલા છે તથા લોહીવાળા થઈને બાણશય્યામાં સુતા છે (તેથી સર્વ વિહ્વળ થઈ ગયા છે.)"[૩]

આ સાંભળી કપિરાજ સુગ્રીવે પોતાના કુમારને કહ્યું કે, "બીજાં કંઈ કારણ વગર વાનરો ભયથી જ આમ નાસ ભાગ કરી રહ્યા છે.[૪] શોક પામેલા અને ત્રાસ પામેલા આ વાનરો શસ્ત્ર નાંખી દઈ નાસે છે, ને એક એકની શરમ રાખતા નથી. વળી અટકાવનારને માનતા નથી અને પડી જતા વાનરને કુદીને પણ નાસી જાય છે (તેમાં કંઈ વિશેષ કારણ હોવું જોઇએ)."[૫-૬]

આ વાત ચાલતી હતી, એટલામાં વિભીષણ ત્યાં આવી પહોંચ્યો, અને કહેવા લાગ્યો કે, 'સુગ્રીવનો અને રાઘવનો વિજય થાવ.'[૭] વાનરોને ભય ઉત્પન્ન કરનાર વિભીષણ, હાથમાં ગદા લઈ આવ્યા પછી, સુગ્રીવે, પાસે ઉભેલા ઋક્ષરાજને કહ્યું કે,[૮] "રે જામ્બવાન્, વિભીષણને જોઈ, આ ઇન્દ્રજિત્ આવે છે, એવી શંકાથી વાનરો ચારે દિશાએ નાસે છે, માટે તમે તેમને સમજાવી વારો."[૯-૧૦]

સુગ્રીવની આજ્ઞાથી, ઋક્ષરાજે, નાસતા વાનરોને સમજાવી અટકાવી રાખ્યા અને વાનરો પણ ઋક્ષરાજ જામ્બવાનનાં વચન સાંભળીને અને વિભીષણને જોઇને ભયનો ત્યાગ કરી શાન્ત પડ્યા.[૧૧-૧૨] પછી વિભીષણ, બાણથી વીંધાયલા રામ લક્ષ્મણને જોઈ ઘણો દિલગીર થયો.[૧૩] ભીના હાથવડે તેમનાં નેત્ર લૂછી નાંખી, વિભીષણ સખેદ વિલાપ કરવા લાગ્યો–[૧૪] "કપટયુદ્ધ કરનાર રાક્ષસોએ સત્વસંપન્ન, યુદ્ધપ્રિય અને મહાત્મા, આ બે ભાઇની આ શી દશા કરી![૧૫]

* આ પરથી સ્પષ્ટ દર્શાય છે કે, ઇન્દ્રજિતે સ્વપરાક્રમથી વાનરસૈન્યમાં મહા મોટો ભય ઉત્પન્ન કર્યો હતો.

અરે, સત્ય પરાક્રમવાળા આ બન્ને ભાઇને, કપટબુદ્ધિથી મારા ભાઇના દુરાત્મા પુત્રે છેતર્યા છે.[૧૬] બાણુથી વીંધાઈ ગયેલા આ બે ભાઇઓ, હમણાં તો બાણુમય જ થઈ પૃથ્વીપર પડેલા છે.[૧૭] જેમના વીર્યનો આશ્રય કરી મેં રાજ્યની ઈચ્છા કરી, તે તો બે, અહિં શાલવૃક્ષ પેરે પડ્યા![૧૮] અહા! મારો મનોરથ ભંગ થયો! હવે હું જીવતો મુવા જેવો જ છું. રે રે! રાવણુની પ્રતિજ્ઞા ફળી અને તેના મનોરથ ફળ્યા."[૧૯] એ પ્રમાણે વિલાપ કરતા વિભીષણુને ભેટીને, સુગ્રીવ કહેવા લાગ્યો–[૨૦] "હે વિભીષણુ! તમે લંકાનું રાજ્ય પામશો અને રાવણુ સપરિવાર નાશ પામશે, એમાં સંદેહ નથી.[૨૧] (ચિત્તને ચૈતન્ય ધરો,) કારણુ કે ગરુડ જેની ઉપાસના કરે છે એવા આ રામ, ક્ષણુમાં જાગ્રત થશે અને રાવણુનો તેના સૈન્ય સહિત નાશ કરશે."[૨૨]

આમ વિભીષણુને શાન્ત કરી, પોતાની પાસે ઉભેલા પોતાના સસરા સુષેણુને સુગ્રીવ કહેવા લાગ્યો કે–[૨૩] "હે વીરનાયક સુષેણુ! તું આ વાનરોને તથા અરિનું દમન કરનાર રામ લક્ષ્મણુ સચેત થાય, એટલે તેમને લઈ કિષ્કિન્ધા જા;[૨૪] અને હું, રાવણુને સપરિવાર મારી, ઈન્દ્ર જેમ નષ્ટ થયેલી શ્રીને લાવે છે, તેમ સીતાને લાવીશ."[૨૫] સુગ્રીવનાં તે વચન સાંભળી, સુષેણુ બોલ્યો કે–"પૂર્વે, દેવ અને દૈત્યોનું ભયંકર યુદ્ધ થયું હતું, તેનો હું સાક્ષીભૂત છું.[૨૬] તેમાં ધનુર્વિદ્યા જાણુનાર દૈત્યો, દેવોને વારંવાર મારી નાંખતા હતા.[૨૭] તે વેળા મરેલા દેવોને ગુરુ બૃહસ્પતિ, સંજીવિની વિદ્યા અને ઔષધિથી જીવતા કરતા હતા.[૨૮] તું જો સંપાતિ, પનસ અને બીજા વાનરોને ક્ષીરસાગરમાંથી તે ઔષધિ લેવાને માટે મોકલે, (તો આ બે વીરો પુનઃ જાગ્રત થશે;)[૨૯] કારણુ કે દેવોએ નિર્માણુ કરેલી ઘા રુઝાવનારી અને સંજીવિની ઔષધિને તે વાનરો જાણુે છે.[૩૦] જ્યાં ક્ષીરસાગરનું મંથન કર્યું હતું, ત્યાં ચંદ્ર અને દ્રોણુ નામના બે પર્વતો છે અને તેમાં આ ઉત્તમ ઔષધિઓ છે.[૩૧] દેવોએ એ પર્વતોમાં અમૃત મૂકેલું છે, (જેના પ્રભાવથી તે ઔષધિ અમૃતમય જ છે.) હે રાજન્! (યોગ્ય લાગે તો) પવનસુત હનૂમાનને ત્યાં મોકલ."[૩૨]

આમ વાત ચાલતી હતી, એટલામાં પર્વતોને કંપાયમાન કરતો અને સમુદ્રના પાણીને ઉછાળતો વાયુ વહાવા લાગ્યો, અંધકાર થઈ ગયો અને વિજળિયો ઝબકવા લાગી. મોટી પાંખોના વાયુથી મોટાં વૃક્ષો ભાંગી પડવા લાગ્યાં અને તેનાં ડાળાં ભાંગીને સમુદ્રમાં પડવા લાગ્યાં.[૩૩–૩૪] સર્પો પણુ ભય પામવા લાગ્યા અને બીજાં જીવજંતુઓ સમુદ્રમાં ચપોચપ પેસવા લાગ્યાં.[૩૫] એક ક્ષણુમાં તો પ્રજ્વલિત અગ્નિ જેવા ગરુડજીને વાનરોએ આવતા દીઠા.[૩૬] ગરુડને આવેલા જોઈ, શરરૂપ થઈ રામની તથા લક્ષ્મણુની કાયાને વિંટાઈ વળેલા સર્પો નાશી ગયા.[૩૭] પછી સુપર્ણે રામ લક્ષ્મણુને સ્પર્શ કરી, ચંદ્ર જેવાં મુખને ધોઈ નાંખ્યાં.[૩૮] ગરુડનો સ્પર્શ થવાથી રામ લક્ષ્મણુના ઘા તુરત રુઝાઈ ગયા; અને તેમનાં શરીર પૂર્વ પેરે સુવર્ણમય જ થઈ ગયાં.[૩૯] અને તેમનું વીર્ય, બળ, ઓજ, ઉત્સાહ, બુદ્ધિ, સ્મૃતિ વગેરે દ્વિગુણિત થયાં.[૪૦] પછી તેજસ્વી ગરુડરાજ, રામ લક્ષ્મણુને ભેટ્યા. ત્યારે રામ બોલ્યા કે,[૪૧] "આપની કૃપાથી ઇન્દ્રજિતના બાણુથી બંધમાં પડેલા અમે છૂટા થયા છીએ અને અમને તમે પુનઃ બળવંત કર્યા છે.[૪૨] એથી મને મારા પિતા દશરથને, કે પિતામહ અજને મળવાથી જેટલો આનંદ થાય, તેટલો આનંદ થયો છે.[૪૩] તમે રૂપાળા છો, દિવ્યમાળાઓ અને અનુલેપન કરેલા છો, તમે સ્વચ્છ વસ્ત્ર પહેરેલાં છે, માટે હું તમને પૂછું છું કે આપ કોણુ છો?[૪૪] એ સાંભળી મહા તેજસ્વી વિનતા પુત્ર ગરુડરાજે ઉત્તર આપ્યો કે,–[૪૫] "હે કાકુત્સ્થ! હું તારો મિત્ર છું અને તારો બહારનો પ્રાણુ હોય તેવો છું. તને સહાય કરવા હું ગરુડ અહિં આવેલો છું.[૪૬] ક્રૂર કર્મવાળા ઇંદ્રજિતે માયાના પ્રભાવથી આ શરજાળથી તને બાંધ્યો હતો. તે જાળ તોડવાને વીર્યવાન્ અસુરો, મહાબળવાન્ વાનરો, ગંધર્વો અને ઇંદ્રાદિ દેવો વગેરે કોઈ પણુ સમર્થ નહોતું.[૪૭–૪૮] વિષના જેવા જલદ અને તીવ્ર દંતવાળા આ સર્પો, રાક્ષસ ઇંદ્રજિતની માયાના પ્રભાવથી તને વિંટાઈ વળ્યા હતા.[૪૯] હે ધર્મજ્ઞ! હે સત્ય પરાક્રમિ! શત્રુઓનો નાશ કરે એવા આ ભાઈ સાથે, તું પૂર્ણ ભાગ્યશાળી છો. તને બાંધ્યો છે એવું સાંભળીને, આપણો સ્નેહ સંબંધ સંભારી, હું તારી પાસે આવ્યો છું;[૫૦–૫૧] અને આ મોટા શરબંધનમાંથી તને છોડ્યો છે. હવે તું સાવધાન રહીને વર્તજે; કારણુ કે શુદ્ધ ધર્મયુદ્ધમાં જ તું બળવાન્ છે.[૫૨] રણુમાં કદી રાક્ષસોનો વિશ્વાસ કરતો નહિ. આ દૃષ્ટાન્તથી સમજજે કે, રાક્ષસો કપટયુદ્ધ કરનારા છે."[૫૩–૫૪]

આમ કહીને મહાબળવાન્ ગરુડ, રામને આલિંગન આપીને પુનઃ આમ કહેવા લાગ્યા કે,[૫૫] "હે

રાઘવ! તું હવે મને આજ્ઞા આપ. હે રાઘવ! આપણી આ મૈત્રીમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. હે વીર! તું જ્યારે આ રણમાં પરાક્રમ કરશે ત્યારે જ આપણી આ મૈત્રી શોભશે. હે રામ! વૃદ્ધ અને બાળકવિના, અન્ય રાક્ષસો વિનાની તું જ્યારે આ લંકાને કરશે અને રાવણ મૃત્યુ પામશે અને સીતા તને મળશે, ત્યારે જ મને આનંદ થશે."૫૬–૫૮ એમ કહી શીઘ્ર પરાક્રમવાળો ગરુડ, રામને શલ્ય રહિત કરી, તેમની પ્રદક્ષિણા કરીને, પુનઃ તેને ભેટયો અને પવન જેવા વેગથી આકાશમાર્ગે ચાલ્યો ગયો.૫૯–૬૦

રામ લક્ષ્મણને પીડા રહિત થયેલા જોઈ, વાનરો અપાર આનંદ પામ્યા અને પૂછડાં ઉંચાં કરીને હૂકાહૂક કરવા લાગ્યા.૬૧ વાનરો ભેરી, શંખો અને મૃદંગના શબ્દ કરવા લાગ્યા અને કીકીયારીઓ કરવા લાગ્યા.૬૨ બીજા હજારો વાનરો મોટાં મોટાં વૃક્ષો લઈ, 'આવી જાવ, આવી જાવ,' એમ કરતા ઉભા રહ્યા.૬૩ તુરત જ યુદ્ધ કરવાની ઇચ્છાવાળા વાનરો, મોટી મોટી ગર્જનાઓ કરી રાક્ષસોને ભય પમાડતા, લંકાના દરવાજા આગળ દોડી ગયા.૬૪ આમ ગર્જનાઓ કરતા વાનરોના મોટા હોકારા, રાત્રિમાં ગર્જના કરતો આષાઢ માસનો મેઘ ગર્જતો હોય, તેવા થવા લાગ્યા.૬૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પચાસમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૧ મો.

## રાવણને થયેલી ચિંતા

વિભીષણાદિ રાક્ષસોની સાથે ગર્જનાઓ કરતા, મહાબળવાળા વાનરોનો તુમુલ શબ્દ સાંભળી પોતાના સચિવો મધ્યે ઉભો રહેલો રાવણ બોલ્યો કે,૧–૨ "અરે! ઘણો હર્ષ પામેલા અનેક વાનરોની મેઘ જેવી ગર્જનાનો આ મોટો નાદ કેમ થાય છે?૩ આ મોટા ઘોષથી આખો સમુદ્ર ક્ષુભિત થઈ રહ્યો, તેનું કારણ શું? તેઓને કોઈ મોટો આનંદ પ્રાપ્ત થયો એમ હું માનું છું.૪ રામ લક્ષ્મણને તો તીક્ષ્ણ શરજાળથી ઇન્દ્રજિતે બાંધેલા છે. તેમ છતાં, વાનરો આ મોટો શોર કરે છે, તેથી મને શંકા ઉત્પન્ન થાય છે કે, રખેને તેઓ છૂટ્યા હોય!"૫

મન્ત્રીઓને આ પ્રમાણે કહી, રાવણ પોતાની પાસે ઉભેલા રાક્ષસો પ્રતિ બોલ્યો,૬ "હે રાક્ષસો! રામ જ્યારે બંધાયલો છે, ત્યારે શોક કરવો મૂકી દઈ, વાનરાઓ આવા હર્ષના નાદ કરે છે, તેનું કારણ શું છે? તે તું સત્વર જાણી, મને જણાવ."૭ રાવણનો આવો આદેશ સાંભળી, સંભ્રાંત થયેલા રાક્ષસો, લંકાના કોટપર ચઢી ગયા. દૃષ્ટિ કરી તો સુગ્રીવે પાલન કરેલી કપિસેનાને હર્ષમાં નાચતી કૂદતી દીઠી;૮ અને મહાભાગ રામ લક્ષ્મણ—જે ઇન્દ્રજિતના શરવડે બંધાયેલા હતા, તેમને પણ ઉભેલા દીઠા. તે જોઈ રાક્ષસો ઘણો વિષાદ પામ્યા.૯ તેમના હૃદયમાં ત્રાસ ઉત્પન્ન થયો; અને તે રાક્ષસોનાં મુખ જોતજોતામાં ઝાંખાં પડી ગયાં. પછી તે સર્વ કોટ ઉપરથી હેઠા ઉતરી, રાવણની પાસે આવ્યા.૧૦ વાકય જાણનારાઓમાં શ્રેષ્ઠ તથા દીનમુખવાળા તે રાક્ષસોએ, રાવણને સર્વ વૃત્તાંત નિવેદન કરતાં કહ્યું કે,૧૧ "જે રામ લક્ષ્મણને આપણા ઇંદ્રજિતે શરવડે બાંધીને હલાયચલાય નહીં તેવા કરી નાંખ્યા હતા, તે બંને ભાઇઓ, હમણાં રણમાં બાણપાશથી, બે હસ્તીઓ પાશ છોડી, જેમ છૂટા થાય તેમ, છૂટા થઈ ઉભેલા છે."૧૨–૧૩

રાક્ષસોનાં તે વચન સાંભળી, મહાબળવાન્ રાક્ષસેન્દ્ર રાવણનું મોં ઉતરી ગયું. તેને ચિંતા તથા રોષ પ્રાપ્ત થયાં.૧૪ તે બોલ્યો, "ઇંદ્રજિતે રણમાં હરાવી, રામ લક્ષ્મણને બ્રહ્માના વરદાનવાળાં મહાઘોર બાણોવડે બાંધ્યા હતા, તે બંધનમાંથી મારા એ શત્રુઓ છૂટી ગયા હોય તો, માનો ન માનો, પણ એમનું બળ અજિત્ય છે.૧૫–૧૬ અરે! જે બાણોએ સંગ્રામમાં મારા રિપુ રામ લક્ષ્મણનું જીવિત હરણ કર્યું હતું, તે, પાવકના સરખા તેજવાળાં બાણો, શું આજે નિષ્ફળ થયાં કે? અહો!"૧૭ આ પ્રમાણે બોલતો, તે સર્પની પેરે નિઃશ્વાસ મૂકવા લાગ્યો. પછી રાવણે સર્વ રાક્ષસોની વચ્ચે ઉભેલા, ધૂમ્રાક્ષ રાક્ષસને કહ્યું;૧૮ "હે ધૂમ્રાક્ષ! તું ભયંકર પરાક્રમવાળો છે. ચાલ, તું અનેક રાક્ષસોનું મોટું સૈન્ય લઈ, રામનો અને વાનરોનો નાશ કરવા માટે સત્વર સજ્જ થા."૧૯ રાજા રાવણની આજ્ઞા મસ્તકે ચઢાવી, ધૂમ્રાક્ષ તેને પરિક્રમણ કરી, રાજદ્વારમાંથી બહાર આવ્યો અને સેનાપતિને કહ્યું, "હે સેનાપતિ! ચાલ, આપણા લશ્કરને સત્વર સજ્જ કર, મારે રણે ચઢવું છે—વિલંબ મા કર."૨૦–૨૧ રાવણની આજ્ઞાથી ધૂમ્રાક્ષે જ્યારે આવો હુકમ કર્યો ત્યારે, સેનાપતિએ એક ક્ષણવારમાં સઘળું સૈન્ય સજ્જ કર્યું.૨૨ જેમણે ઘંટાઓ બાંધેલી છે એવા, ઘોરરૂપવાળા તથા મોટી મોટી ગર્જનાઓ કરતા

રાક્ષસો, ધૂમ્રાક્ષને વિંટાઇને ઉભા રહ્યા. કેટલાએક હર્ષમાં આવી જઈ મેઘના જેવી ગર્જનાઓ કરતા હતા.[23] તેમના હાથમાં શૂલ, મુદ્ગર, ગદા, પટ્ટિશ, દંડ અને લોઢાનાં મુસળો તથા પરિઘ, ભિન્દિપાલ, ભલ્લ, પાશ, પરશ્વધ, ઇત્યાદિ આયુધો હતાં.[24-25] કેટલાએક ધ્વજાપતાકાવાળા હતા, કોઈ તો સોનાની ઝૂલવાળા રથોમાં બેસીને તૈયાર થયા હતા, કોઇએ કવચ પહેર્યાં હતાં, કેટલાએકની મુખાકૃતિ જૂદા પ્રકારની હતી; અને કેટલાક ખર ઉપર બેઠા હતા.[26] કેટલાએક ઘણા વેગવાળા અશ્વો ઉપર, ને કેટલાએક તો મદોત્કટ હસ્તીઓ ઉપર બેસી પ્રયાણ કરતા હતા. સૈન્ય ઉત્સાહભેર ચાલ્યું. વ્યાઘ્રરૂપ દુરાસદ રાક્ષસોએ પ્રયાણ કર્યું, તે વખતે ખરના જેવા સ્વરવાળો ધૂમ્રાક્ષ, મૃગ અને સિંહમુખા અને સુવર્ણનાં ભૂષણથી શોભાવેલા ખચ્ચરો જોડેલા દિવ્ય રથમાં બેઠો હતો.[27-28]

મહાવીર્યવાન્ ધૂમ્રાક્ષ, અનેક રાક્ષસોની સેના લઈ હસતો હસતો જ્યાં હનૂમાન્ ઉભેલો હતો, તે પશ્ચિમ દ્વાર આગળ આવ્યો.[29] જે વખતે ધૂમ્રાક્ષે ગમન કરવા માંડ્યું, તે સમયે ખચ્ચરો જોડેલા અને સુંદર રથમાં બેઠેલા, ભયંકર દર્શનવાળા તે રાક્ષસને જોઈ, અંતરિક્ષમાં ઉડનાર ક્રૂર પક્ષીઓ તેની સામા આવી મોટો કોલાહલ કરવા લાગ્યાં, ભયંકર ગીધ પક્ષીઓ તેના રથ ઉપર ચોટ મારવા લાગ્યાં.[30-31] વળી તેને વિંટી લેતાં હોય તેમ બીજાં અનેક માંસાહારી પક્ષીઓ તેની ધ્વજાને વિંટાઇ વળ્યાં હતાં. મુહૂર્તમાં જ રુધિરથી આર્દ્ર થયેલો એક કબંધ પડ્યો અને કોઈ પણ જાતના સ્વર રહિત મોટે મોટે પોકળશ્રાદ્ધ કરવા લાગ્યો. આકાશમાંથી રુધિરની વૃષ્ટિ થવા લાગી ને પૃથિવી પણ કંપાયમાન થઈ રહી.[32-33] વજ્રપાતના જેવો ઝપાટાબંધ વાયુ પ્રતિકૂળ રીતે વહાવા લાગ્યો. દિશાઓમાં અંધકાર પ્રસરી રહ્યો અને પ્રકાશનો નાશ થઈ ગયો.[34] રાક્ષસોને ભય ઉત્પન્ન કરે, એવો આ ઉત્પાત જોઈ, ધૂમ્રાક્ષ ઘણું કષ્ટ પામ્યો અને આગળ ચાલનારા સર્વ રાક્ષસો મોહવશ થઈ ગયા.[35] સર્વ સૈન્ય આગળ ચાલ્યું ત્યારે રણસંગ્રામને માટે ઉત્સુક તથા બળવાન્ ધૂમ્રાક્ષે, રાઘવના બાહુબળથી રક્ષિત થયેલી અને પ્રલયકાળના ક્ષુભિત થયેલા સમુદ્ર સમાન વાનરસેનાને (યુદ્ધ માટે તત્પર) દીઠી.[36]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકાવનમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૫૨ મો.

## ધૂમ્રાક્ષવધ

લંકામાંથી નિકળતા ભયંકર પરાક્રમી ધૂમ્રાક્ષ રાક્ષસને જોઈ, હર્ષ પામેલા તથા યુદ્ધની ઇચ્છાવાળા વાનરોએ સિંહનાદ કર્યો.[1] ક્ષણવારમાં બંને સેના એકત્ર થઈ ગઈ. વૃક્ષ, ત્રિશૂલ તથા મુદ્ગરથી વાનર અને રાક્ષસોનું મહા તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[2] રાક્ષસોએ વાનરોને ચોતરફથી મારવા માંડ્યા અને વાનરોએ મહા કોપ પામીને રાક્ષસોને ધૂળ ચાટતા કીધા.[3] રાક્ષસો કોપ્યા અને વાનરો ઉપર કંક પક્ષીના પિચ્છનાં પુંખવાળાં શરનો વરસાદ વરસાવી મૂક્યો.[4] ગદા, પટ્ટિશ, મુદ્ગર અને મહા ભયંકર ત્રિશૂલાદિથી લડતા રાક્ષસોએ વાંદરાઓનો કચ્ચરઘાણ વાળી નાંખવા માંડ્યો. તો પણ રણમાં પાછા ન હઠે તેવા વાનરો દૃઢ પરાક્રમથી રાક્ષસોની સામે મહા તુમુલ યુદ્ધ કરતા હતા.[5-6] ત્રિશૂલથી કપાઈ ગયેલા અંગવાળા વાનરાધિપતિઓએ, મોટાં મોટાં વૃક્ષો હાથમાં લઇને શત્રુના સામે યુદ્ધ આરંભ્યું અને ચોમેરથી મોટા નાદ કરીને રામચંદ્રજીનું સૈન્ય ધસી આવ્યું. વાનરોએ શત્રુસૈન્યનો સંહાર એવો તો સજ્જડ કીધો કે, રાક્ષસો ગભરાઈ ગયા. આ યુદ્ધ મહાભયંકર અને અત્યંત ઘોર હતું.[7-9] એમાં જયી વાનરોએ વૃક્ષ અને ડાળાંઓથી રાક્ષસોને કૂટી નાંખી પાછા હઠાડી દીધા. અત્યંત માર પડવાથી રુધિરનું પાન કરનારા રાક્ષસો, રુધિર જ ઓકવા લાગ્યા;[10] એટલું જ નહિં, પણ પરાક્રમી વાનરોએ કેટલાકને અધમુવા કીધા ને કેટલાકને તો ઠેઠ યમલોકમાં મોકલી દઇને તેમનાં શબનો ઢગલો કર્યો. તે જોતાં કંપારી છૂટે તેમ હતું. કેટલાકને શિલાઓના મારથી કચડી નાંખ્યા અને કેટલાક રાક્ષસોને દાંત અને નખથી વતરડી નાંખ્યા હતા.[11] નાશ પામી ગયેલી ધ્વજા અને રથવાળા અને ખડ્ગથી તોડી પાડેલા રાક્ષસો, જમીનપર પડી મરણ પામતા હતા. તે વેળા ચોમેરથી ચીસાચીસ પડી રહી હતી.[12]

આ યુદ્ધમાં મહાબળવાન્ વાનરોએ કોપમાં આવી જઇને રણરંગ ખૂબ જમાવ્યો હતો. રાક્ષસો સામે નાંખેલાં પર્વતોનાં શિખરો, વૃક્ષો, ભાંગી ગયેલા રથ અને મારી નાંખેલા રાક્ષસોથી પૃથ્વી પણ ભરાઈ ગઈ હતી.[13] વલુરી નાંખેલા ને વિચિત્ર મુખવાળા, ચુંથાઈ ગયેલા અંગવાળા અને જેમના શરીર ઉપર લોહીના થર બાઝી ગયેલા હતા એવા રાક્ષસો, પૃથ્વી ઉપર પડ્યા પડ્યા પણ, ઘાની પીડાથી મરણ માંગતા હતા.[14-15]

રણમાં રાક્ષસોનાં પુષ્કળ મરણ થવાથી, રાક્ષસસેનાને શૂર ચઢ્યું. પછી કેટલાક રાક્ષસો વજ્ર જેવાં અસ્ત્રો લઇને વાનરોને વિદારણ કરવાને માટે તૂટી પડ્યા અને વાનરસેના સામા ધસ્યા.[૧૬] પણ વાનરોએ તેમને વૃક્ષના અને મુષ્ટિના પ્રહારથી પાછા હઠાવી દીધા; અને દાંત તથા નખથી વલુરી નાંખ્યા, એટલે ત્રાસ પામેલા રાક્ષસોએ દોડાદોડ કરી મૂકી.[૧૭]

વાનરોના ત્રાસથી નાસ ભાગ કરતા પોતાના સૈન્યને જોઈ, મહાબળવાન્ ધૂમ્રાક્ષે, વાનરોના ઉપર પ્રહાર કરવા માંડ્યો.[૧૮] ધૂમ્રાક્ષના પ્રાસથી તથા મુદ્ગરથી છેદાઈ ગયેલા શરીરવાળા અને લોહીલોહાણ થયેલા કેટલાક વાનરો ભાન ભૂલી જઈ પૃથિવી ઉપર પડતા હતા.[૧૯] પરિઘે કરીને મારેલા તથા ભિદિપાલે કરીને વિદારેલા અને પટ્ટિશથી ઘાયલ થયેલા વાનરો, પગ પછાડી પછાડી મરણ પામતા હતા.[૨૦] ક્રોધ પામેલા દૈત્યોએ યુદ્ધમાં કેટલાક વાનરોને ઘાયલ કર્યા, કેટલાકનો નાશ કર્યો અને કેટલાકને નસાડી મૂક્યા.[૨૧] રાક્ષસોએ એ વેળાએ કેટલાક વાનરોને કાપી નાંખ્યા, કેટલાકને કચરી નાંખી, પડખાભેર સુવાડી દીધા અને કેટલાકનાં આંતરડાં બહાર ખેંચી કહાડ્યાં.[૨૨] મહા ભયંકર રૂપથી લડતા રાક્ષસો અને વાનરોથી આ સમયે રણાંગણ મહા ભયંકર હોવા સાથે વીરરસનાં ઉછળવાથી શોભી રહ્યું હતું.[૨૩] વીણાપેરે ધનુષ્યની પણછનો ટંકારવ થતો હતો, ઘોડાઓના પદપ્રહારરૂપ તાલ અપાતો હતો અને હાથીઓના ઘંટોથી શબ્દિત થતું તે યુદ્ધ, રંગભૂમિપર થતાં નૃત્ય સમાન શોભતું હતું.[૨૪]

હાથમાં ધનુષ્ય લઇને ઉભેલા બળવાન્ ધૂમ્રાક્ષ રાક્ષસે, બાણની વૃષ્ટિથી વાનરદળને વિદારણ કરીને નસાડી મૂક્યું અને બાણના સુસવાટાથી દિશાઓને પૂરી નાંખી.[૨૫] ધૂમ્રાક્ષથી ત્રાસ પામેલા વાનરસૈન્યને જોઈ, વાયુપુત્ર હનૂમાન્, એક મોટી શિલા લઇને તેની સામે ધાયો.[૨૬] હનુમાનનાં નેત્ર, ક્રોધથી લાલ થયેલાં હતાં. તેણે ઘણાં જ જોરથી તે શિલા ધૂમ્રાક્ષના રથ ઉપર ફેંકી.[૨૭] ધમધમ કરતી શિલાને રથ ઉપર આવતી જોઈ, ધૂમ્રાક્ષ સંભ્રમથી હાથમાં ગદા લઈ રથમાંથી નીચે ઉતરી પડ્યો.[૨૮] હનૂમાને ફેંકેલી તે ગદા, ધૂમ્રાક્ષના રથપર પડી, એટલે ધ્વજા અને પૈડાંની સાથે રથ પણ ભાંગીને ભૂકો થઈ ગયો.[૨૯] વાયુપુત્ર હનૂમાને એ વેળા ઘણા જ કોપથી રાક્ષસોને હઠાવવા માંડ્યા, જેમાં ઘણા રાક્ષસો કચડાઈ ગયા, કેટલાકનાં માથાં ભાંગી ગયાં અને કેટલાકનાં હાડકાં પાંસળાં ખોખરાં થઈ ગયાં અને તેઓ પૃથ્વીપર પડી ગયા.[૩૦-૩૧] એ રીતે ભયંકર રૂપવાળા રાક્ષસોને નસાડી મૂકી, અંજનીકુમાર હનૂમાન્, એક મોટી શિલા લઇને ધૂમ્રાક્ષની ઉપર ધસી ગયો.[૩૨] હનૂમાનને પોતાની તરફ આવતો જોઈ, ધૂમ્રાક્ષ પણ પોતાની ગદા ઉગામી, દાંત પીસી હનૂમાન્ સામે ધસ્યો અને ઘણા કાંટાવાળી પોતાની ગદા હનૂમાનના મસ્તકપર ફેંકી.[૩૩-૩૪] ગદા વાગવાથી વ્યથિત થયેલા મહા પરાક્રમી પવનકુમારે, પોતાની વ્યથાને ન ગણકારતાં, ધૂમ્રાક્ષના મસ્તકપર પર્વતનું શિખર નાંખ્યું, જેથી તેના કલેવરના ભાંગીને કડકા થઈ ગયા.[૩૫-૩૬] ધૂમ્રાક્ષ પૃથિવીપર પટકાઈ ગયો ને જેમ પર્વત ફાટી ગયો હોય, તેમ પૃથિવી ઉપર પડ્યો. એ રીતે ધૂમ્રાક્ષને પડ્યો જોઈ, વાનરોના મારામાંથી બચેલા રાક્ષસો ત્રાસ પામ્યા અને વાનરોનો માર ખાતાં ખાતાં લંકામાં પેશી ગયા.[૩૭] પછી શત્રુને હણી તથા લોહીની નદીને ઉલ્લંઘી, રિપુજનનો વધ કરવાથી શ્રમિત થયેલો પવનસુત મહાત્મા હનૂમાન્, કપિઓથી પૂજાતાં આનંદ પામ્યો. કપિદળે તેના પરાક્રમનાં ઘણાં ઘણાં વખાણ કીધાં.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૩ મો

### વજ્રદંષ્ટ્રનું યુદ્ધ

ધૂમ્રાક્ષનો નાશ થયો સાંભળીને, ક્રોધ પામેલો રાવણ, મોટા સાપની માફક ફુંફાટા મારવા લાગ્યો.[૧] એમ ફુંફાટા મારતા રાવણે, મહાબળવાન્ ક્રૂર રાક્ષસ વજ્રદંષ્ટ્રને બોલાવ્યો ને આ પ્રમાણે કહ્યું,[૨] "હે શૂરવીર! રાક્ષસોનું મોટું સૈન્ય લઇને તું લંકામાંથી જા અને વાનરો સામે જઈ યુદ્ધ કર. રામ તથા સુગ્રીવનો નાશ કરવા માટે હું તને આજ્ઞા આપું છું."[૩] રાવણનો હુકમ થતાં જ, મહાબળવાન્ વજ્રદંષ્ટ્ર, અનેક માયાવી રાક્ષસોને પોતાની સાથે લઈ, યુદ્ધ કરવાને તત્પર થયો.[૪] હાથી, ઘોડા, ખર અને ઊંટ વગેરેની સાથે, ધ્વજા પતાકાવાળું મોટું માયાવી દળ લીધું; અને માથે નાનાં પ્રકારનાં આભૂષણ ધારણ કર્યાં. સ્થિર ચિત્તવાળો વજ્રદંષ્ટ્ર, યુદ્ધમાં જવાને માટે સજ્જ થયો. પતાકાથી સુશોભિત એક મોટા રથમાં, રથની

પ્રદક્ષિણા કરીને તે બેઠો.[૫-૭] તેની સાથે જવાને હજારો રાક્ષસો, જમૈયા, તોમર, તરવાર, ફરસી, ગદા, ત્રિશૂલ, ભિંદિપાલ, ધનુષ, શક્તિ, પટ્ટિશ, વગેરે આયુધો લઇને તત્પર થયા હતા.[૮-૯] મોટા મોટા દૈત્યો, નાનાં પ્રકારનાં અસ્ત્ર ધારણ કરી તથા વસ્ત્રાલંકારથી અલંકૃત થઇને, મદ ઝરતા મોટા હસ્તીઓ ઉપર બેસીને ચાલતા હતા, તેથી જાણે ગતિમાન્ પર્વતો હોય તેવા જણાતા હતા.[૧૦] જેમના ઉપર શૂરવીરો બેઠેલા હતા એવા શુભ લક્ષણવાળા ઘોડાઓ પણ ખોંખારો કરતા લંકામાંથી હારદોર બહાર નિકળતા હતા.[૧૧] લંકામાંથી નિકળતી એ રાક્ષસસેના, વર્ષાકાળમાં જેમ વિજળી સહિત મેઘમંડળ શોભે, તેમ શોભતી હતી.[૧૨]

આ સૈન્ય દક્ષિણ દરવાજા પ્રતિ ચાલ્યું. ત્યાં અંગદ ડેરો તાણી પડેલો હતો. સૈન્ય બહાર આવ્યું તો ખરું, પણ દરવાજામાંથી નિકળતાં જ તેમને અપશુકન થવા લાગ્યા.[૧૩] વાદળ વગરના નભમાંથી ઉલ્કાપાત થવા લાગ્યો; ઘોર એવી શિયાળણીઓ મુખમાંથી અગ્નિને વમન કરવા લાગી. મૃગાદિ પશુઓ રાક્ષસોનું અમંગળ સૂચવવા લાગ્યાં. આવાં દારુણ અપશુકનો થવા લાગ્યા.[૧૪-૧૫] અપશુકન સમજ્યા છતાં, ઘાડા ધૈર્યવાળો અને બળવાન્ પરમ પરાક્રમી વજ્રદંષ્ટ્ર, પોતાના સૈન્યને શૂર ચડાવતો, વાનરસૈન્યની સામે આવીને ઉભો રહ્યો.[૧૬] રાક્ષસસૈન્ય જોઈ, જયની ઇચ્છાવાળા વાનરોએ, શૂર ચડાવે એવા મોટા શબ્દથી દિશાઓને ગજાવી મૂકી.[૧૭]

તુરત જ જય મેળવવાની ઇચ્છાવાળા વાનરો અને મહાભયંકર દેખાવવાળા રાક્ષસોના અતિ દારુણ યુદ્ધનો પ્રારંભ થયો.[૧૮] એક બીજાના અસ્ત્રપ્રહારથી કપાઈ જતાં અંગવાળા અને લોહી લોહાણ થયેલા કેટલાક વાનરો અને રાક્ષસો બેભાન થઇને ટપોટપ પૃથિવી ઉપર પડવા લાગ્યા.[૧૯] કેટલાક સામસામા આવી જતાં પરિઘના જેવા હાથવાળા વાનર અને રાક્ષસો, મહાભયંકર અસ્ત્ર એક બીજાના ઉપર ફેંકતા હતા.[૨૦] આ વખતે શસ્ત્ર, શલ્ય તથા વૃક્ષોના મારાથી હૃદયને વિદારણ કરે એવો ઘોર શબ્દ થતો હતો.[૨૧] રથનાં પૈડાંનો ઘોષ, ધનુષનો ટંકારવ અને શંખ, ભેરી તથા મૃદંગનો તુમુલ શબ્દ સંભળાતો હતો.[૨૨] જેમનાં અસ્ત્ર શસ્ત્ર ભાંગી જતાં, એવા કેટલાક તો શસ્ત્ર નાંખી દઈને, બાથંબાથ કરવા મંડી પડતા હતા. યુદ્ધદુર્મદ વાનરોએ કેટલાક રાક્ષસને લાતથી, પાટુથી, મુષ્ટિથી, વૃક્ષોથી, દાંતથી, કેટલાકને નખથી અને કેટલાકને શિલા અને વૃક્ષના મારથી મરણશરણ મોકલ્યા.[૨૩-૨૪] રાક્ષસદળમાં ભંગાણ પડ્યું, તે જોઈ મહાબળવાન્ વજ્રદંષ્ટ્ર સેનાને મોખરે આવી, મોટો શબ્દ કરી પોતાના સૈન્યને શૂર ચઢાવતો, વાનરસેનાનો સંહાર કરવા લાગ્યો અને શસ્ત્રને જાણનારા બીજા બળવાન્ રાક્ષસો પણ ક્રોધમાં આવી જઇને વાનરસેનાનો નાશ કરવા લાગ્યા[૨૫-૨૬] વજ્રદંષ્ટ્રથી હણાતી પોતાની વાનરસેનાને જોઈ, અંતકાળના અગ્નિ જેવો મહાબળવાન્ અંગદ, રાક્ષસસૈન્ય સામે ધસ્યો.[૨૭] તેમ જ ક્રોધથી લાલ થઈ ગયેલાં નેત્રવાળો ને ઇંદ્રના જેવો પરાક્રમી વાલિપુત્ર અંગદ વૃક્ષ લઇને, સિંહ જેમ મૃગનો નાશ કરે, તેમ રાક્ષસોનો નાશ કરવા લાગ્યો.[૨૮] અંગદના ઝપાટામાં આવી ગયેલા અને કપાઈ ગયેલા અવયવોવાળા રાક્ષસો, જેમ કપાઈ ગયેલાં વૃક્ષ જમીન ઉપર સટાસટ લાંબાં થાય, તેમ ભૂભેળા થતા હતા. આ દારુણ યુદ્ધ ચાલતું હતું, તે વેળાએ ભાંગેલા રથ, પૈડાં, ભાંગેલાં શસ્ત્ર અને મુવેલા વાનર અને રાક્ષસોની લોથોનાં લોહી અને કાદવથી ભરાઈ ગયેલી પૃથિવી જોનારને મહા ભય ઉત્પન્ન કરે તેવી થઈ રહી હતી. તેમ જ એક બાજુએ પડેલા મુકુટ, રત્નાભૂષણ, છત્ર અને ચામરથી રણાંગણ શરદની રાત્રિ જેવું શોભતું હતું. વાયુથી જેમ મેઘમંડળ કંપી જાય છે, તેમ તે વેળાએ અંગદના મારાથી રાક્ષસોનું સૈન્ય કંપી ગયું હતું.[૨૯-૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ત્રેપનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૪ મો.

### વજ્રદંષ્ટ્રવધ

પોતાના સૈન્યનો નાશ તથા અંગદનું બળ જોઇને, કોપ પામેલા, બળવાન્ વજ્રદંષ્ટ્ર રાક્ષસે, ઇન્દ્રના વજ્રસમાન ભયંકર ધનુષની પ્રત્યંચા ચઢાવી તેનો ટંકાર કર્યો. પછી તેણે વાનરસેના ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી.[૧-૨] અનેક પ્રકારનાં આયુધો સજી, રથમાં બેઠેલા તે ઘોર રાક્ષસો, વાનરોની સાથે યુદ્ધ કરવા મંડ્યા.[૩] તે વખતે વાનરોમાં જેઓ સર્વોપરી ગણાતા હતા, તેઓ, હાથમાં મોટી મોટી શિલાઓ લઈ એકઠા મળી, તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૪] વાનરોને આ પ્રમાણે યુદ્ધ કરતા જોઇને રાક્ષસો પણ મુખ્ય મુખ્ય

કપિઓના ઉપર હજારો શસ્ત્રો નાંખવા લાગ્યા.[૫] મહોન્મત્ત હસ્તીના સરખા શૂરવીર વાનરો પણ રાક્ષસો ઉપર પર્વતનાં શિખરો, વૃક્ષો અને શિલાઓ ફેંકવા માંડ્યા.[૬] આ પ્રમાણે શૂરા તથા સંગ્રામમાં પાછી પેની નહીં કરનાર વાનરોનું તથા રાક્ષસોનું સારી રીતે યુદ્ધ થતું હતું.[૭] કેટલાએક આખાં રહી ગયેલાં માથાંવાળા, કપાઈ ગયેલા હાથ તથા પગવાળા, શસ્ત્રના ઘાંતા વાગ્યાથી રુધિર જેમના અંગમાંથી વહે છે એવા કપિઓ અને રાક્ષસો, પૃથિવીપર ટપોટપ પડતા હતા. તેમની આસપાસ કંક, ગીધ, કાગડા, બળ નામનાં પક્ષીઓ તથા શિયાળો ભમતાં હતાં.[૮-૯] બીકણ માણસને ભય ઉત્પન્ન કરે, તેવાં કેટલાંએક કબંધ (માથા વગરનાં ધડ) યુદ્ધમાં આમ તેમ રઝળતાં હતાં. હાથ, પગ અને શીર કપાઈ ગયેલા તથા શસ્ત્રોથી ઘવાયલા દેહવાળા વાનરો અને રાક્ષસો, રણસંગ્રામમાં પડતા હતા. પણ જ્યારે વાનરોએ વજ્રદંષ્ટ્રને ઘણો જ માર મારવા માંડ્યો ત્યારે રાક્ષસસેનામાં ભંગાણ પડ્યું. વાનરોને રાક્ષસો ઉપર સખત પ્રહાર કરતા જોઈ તથા પોતાના રાક્ષસોને ભયથી ત્રાસ પામેલા જોઈ, પ્રતાપી વજ્રદંષ્ટ્રનાં નેત્ર ક્રોધથી લાલચોળ થઈ ગયાં. તેણે હાથમાં એક મોટું ધનુષ લઇને વાનરોને ત્રાસ પમાડવાને માટે કપિસૈન્યમાં પ્રવેશ કર્યો.[૧૦-૧૩] વાનરસેનામાં પ્રવેશ કર્યા પછી, પ્રતાપી વજ્રદંષ્ટ્ર, સીધી ગતિ કરનાર તથા કંક પક્ષીના પીછાંવાળાં અનેક બાણો મૂકી, વાનરોને વિદારવા લાગ્યો અને વખતો વખત એક બાણ મૂકી સાત, આઠ કે નવ વાનરોને વિંધી નાંખતો હતો.[૧૪] વજ્રદંષ્ટ્રના બાણોના આવા પ્રહારથી, ત્રાસ પામેલા કપિઓ, ત્રાસ પામેલી પ્રજા જેમ પ્રજાપતિ પાસે જાય તેમ, અંગદની પાસે દોડી ગયા.[૧૫]

વાનરસેનામાં આવી રીતે ભંગાણ પડ્યું, તે જોઈ વાલિપુત્ર અંગદ, કોપયુક્ત દૃષ્ટિથી વજ્રદંષ્ટ્રપ્રતિ કોપ કરી જોવા લાગ્યો.[૧૬] પછી વજ્રદંષ્ટ્ર તથા અંગદનું પરસ્પર યુદ્ધ થવા લાગ્યું–તે જેમ સિંહ અને ઉન્મત્ત હસ્તી લડે, તેમ લડતા લડતા રણસંગ્રામમાં આમ તેમ ઘૂમવા લાગ્યા.[૧૭] વજ્રદંષ્ટ્ર, અગ્નિશિખાનાં જેવાં તીક્ષ્ણ એક લક્ષ બાણ મૂકી, વાલિપુત્ર અંગદનાં મર્મસ્થાનને ભેદી નાંખ્યું.[૧૮] તેનાં બાણ વાગવાથી અંગદના દેહમાંથી રુધિર વહ્યું જાતું હતું, છતાં મહા પરાક્રમી વાલિપુત્રે વજ્રદંષ્ટ્રના ઉપર એક મોટું વૃક્ષ ફેંક્યું.[૧૯] અંગદે નાંખેલું વૃક્ષ પોતાના પ્રતિ આવતું જોઈ, સાવધાન થઈ, વજ્રદંષ્ટ્રે બાણ મૂકી તે વૃક્ષને છેદી નાંખ્યું ને તે વૃક્ષ તેને ન વાગતાં પૃથ્વીપર પડ્યું.[૨૦] વજ્રદંષ્ટ્રનું આવું પરાક્રમ જોઈ, કપિવર અંગદે, ગર્જના કરી એક મોટી શિલા તેનાપ્રતિ નાંખી અને ગર્જના કરી.[૨૧] શિલાને આવતી જોઈ, વજ્રદંષ્ટ્ર ઘણી ચાલાકીથી રથમાંથી ઉતરી પડ્યો અને હાથમાં ગદા લઈ પૃથિવી પર ઉભો રહી, યુદ્ધ કરવા તત્પર થયો.[૨૨] અંગદની ફેંકેલી શિલાથી વજ્રદંષ્ટ્રનો રથ, તેના પઈડાં તથા અશ્વોના કુરચે કુરચા થઈ ગયા.[૨૩] પછી અંગદે અનેક વૃક્ષોથી શોભતું બીજું એક પર્વતનું શિખર ઉપાડી વજ્રદંષ્ટ્રના ઉપર ફેંક્યું.[૨૪] તે શિખર વાગવાથી વજ્રદંષ્ટ્રના શરીરમાંથી રુધિરની ધારા વહી; અને તે એક ક્ષણવાર તો ગદાનું આલિંગન કરીને મૂર્છા પામી પૃથિવીપર સુઈ ગયો.[૨૫] ક્ષણેક પછી વજ્રદંષ્ટ્રની મૂર્છા વળી. પછી તે કોપ્યો અને તેણે વાલિપુત્ર અંગદની છાતીમાં પોતાની ગદા જોરથી મારી.[૨૬] પછી તુરત જ તે ગદા ફેંકી દઈ, અંગદ સાથે મુષ્ટિયુદ્ધ કરવા મંડી પડ્યો. મુષ્ટિયુદ્ધ કરવા મંડેલા અંગદ અને વજ્રદંષ્ટ્ર બન્ને, પરસ્પરને ધીબાધીબ મુષ્ટિના પ્રહાર કરતા હતા.[૨૭] તે વખતે, રુધિર જેમના દેહમાંથી વહે છે એવા તથા પ્રહારથી જેમને શ્રમ ઉત્પન્ન થયેલો છે એવા તે બન્ને જણા, જેમ મંગળ તથા બુધ નામના ગ્રહ શોભે, તેમ શોભતા હતા.[૨૮]

પછી કપિવર તથા પરમ તેજસ્વી અંગદ, પુષ્પ ફળવાળું એક વૃક્ષ હાથમાં લઈ ખડો રહ્યો અને વજ્રદંષ્ટ્ર, બળદના* ચામડાની ઢાલ તથા સુંદર મ્યાનવાળી અને ઘુઘરીઓ બાંધેલી મુઠવાળી તરવાર લઈ યુદ્ધ કરવા ઉભો રહ્યો.[૨૯-૩૦] યુદ્ધ થતાં વિજયની આકાંક્ષાવાળા તે બંને, ગર્જનાઓ કરી પરસ્પરના ઉપર પ્રહાર કરતા હતા ને રણમાર્ગમાં ઘૂમાઘૂમ કરવા લાગ્યા.[૩૧] બંનો યુદ્ધ કરતાં અતિશય શ્રમિત થવાથી ઘુંટણભેર થઈ જતા હતા. તેમનાં શરીરમાં પડેલા ઘાથી, જેમ પુષ્પમય બે ખાખરાનાં વૃક્ષ શોભે, તેમ તે બે જણ શોભતા હતા.[૩૨]

લાકડીથી છંછેડેલો સર્પ એકદમ ઉછળે છે, તેમ દીપ્તિમાન્ નેત્રવાળો અંગદ, એક નિમેષમાત્રમાં ઉછળી ઉભો થયો,[૩૩] અને વજ્રદંષ્ટ્રના હાથમાં જે ચળકતી તરવાર હતી, તે પડાવી લઈ, તે જ તરવારવડે તે રાક્ષસનું શિર છેદી નાંખ્યું.[૩૪] વજ્રદંષ્ટ્રના શરીરમાંથી પુષ્કળ રુધિર વહેતું હતું, તેવામાં તરવારથી છેદાયલું તથા આડાં થઈ ગયલાં નેત્રવાળું તેનું શિર, દૂર

* 'ગધેડાના'–મન્મથનાથ દત્ત.

જઈને પૃથિવીપર પડ્યું અને તેના બે કકડા થઈ ગયા.[૩૫] વજ્રદંષ્ટ્રને મરાયો જોઈ, રાક્ષસો ભયથી ગાંડા થઈ ગયા. તેઓ વિષાદ પામ્યા, તેમનાં મુખ લજ્જાથી નીચાનાં ઉંચાં ન થવા પામ્યાં; સર્વે રાક્ષસો લંકા ભણી નાસવા લાગ્યા અને વાનરો તેમને પાછળથી માર મારવા લાગ્યા.[૩૬]

આ પ્રમાણે વજ્રદંષ્ટ્રને મારીને દેવના સમુદાયમાં જેમ ઇંદ્ર આનંદ પામે, તેમ કપિઓથી વિંટાઈ પોતાના સૈન્યમાં ઉભેલો પ્રતાપી અંગદ ઘણો આનંદ પામ્યો.[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૫ મો

## અકંપનનું રણમાં જવું

વાલિના પુત્ર અંગદે વજ્રદંષ્ટ્રને માર્યો, એ વાત જાણી, રાવણે, પોતાની આગળ હાથ જોડી ઉભેલા પ્રહસ્ત સેનાધિપતિને આ પ્રમાણે કહ્યું;[૧] "હે પ્રહસ્ત! આપણો અકંપન સેનાપતિ, જે સર્વે શસ્ત્ર અને અસ્ત્ર વિદ્યામાં કુશળ છે, તેના નાયકપણાં નીચે ભયંકર પરાક્રમવાળા દુર્ધર્ષ રાક્ષસોને યુદ્ધ કરવા મોકલ.[૨] એ અકંપન, નિરંતર યુદ્ધની ઇચ્છાવાળો છે, યુદ્ધને વિષે સર્વના કરતાં શ્રેષ્ઠ છે. વળી એ પોતાની સેનાનું કેવી રીતે રક્ષણ કરવું? તે તથા શત્રુઓને કેવી રીતે દંડ દેવો? તે સારી પેઠે જાણે છે; વળી મારું પ્રિય કરવાની એ નિરંતર ઇચ્છા રાખે છે, અને મને ખાત્રી છે કે, અકંપન, રામ, લક્ષ્મણ અને સુગ્રીવને અવશ્ય જિતશે તથા મહાઘોર વાનરોને હણશે."[૩-૪]

રાવણની આજ્ઞા માથે ચઢાવીને, મહાબળવાન્ પ્રહસ્ત મંત્રીએ, સૈન્યને યુદ્ધ કરવા સજ્જ થવાની આજ્ઞા આપી.[૫] પોતાના સેનાપતિની આજ્ઞા મળતાં જ, સૈનિકો, વિવિધ પ્રકારનાં આયુધો લઈ તૈયાર થયા. જેમનાં (મસ્તકમાં) ભયંકર નેત્ર હતાં તથા બિહામણા દેખાતા હતા, તે રાક્ષસો યુદ્ધને માટે સજ્જ થઈ નિકળી પડ્યા.[૬] પછી સુવર્ણથી ભૂષિત રથમાં બેસી, મેઘના સરખા વર્ણવાળો, મેઘના જેવા સ્વરવાળો તથા ભયંકર રાક્ષસોથી પરિવૃત થયેલો અકંપન, યુદ્ધને માટે બહાર નિકળ્યો.[૭] દેવો અને અસુરો પણ તેને જિતી શકે તેમ ન હતુ અને અતિ તેજવાળા આ અકંપનને, સૂર્યની પેઠે, વાનરો પણ જોઈ શકવાને સમર્થ નહોતા.

પણ યુદ્ધ કરવાની ઇચ્છાએ ઉતાવળથી ગમન કરતાં અકંપનના અશ્વો, એકદમ દીન થઈ ગયા, તેની ડાબી આંખ ફરકવા લાગી, તેના મુખ ઉપરનું નૂર ઉડી ગયું અને તેનો સ્વર પણ ગદ્‌ગદિત થઈ ગયો. ઉઘાડવાળા દિવસો છતાં એકદમ વાવાઝોટાની સાથે ખૂબ વૃષ્ટિ થઈ રહી.[૮-૧૧] મૃગ અને પક્ષીઓ ભય દર્શાવતાં હોય, તેમ ક્રૂર શબ્દો કરવા લાગ્યાં. આવી રીતના અપશુકન થતા હતા, તેને ન ગણકારતાં, સિંહના સરખી ગરદનવાળો તથા શાર્દૂલના જેવા પરાક્રમવાળો અકંપન, રણક્ષેત્ર તરફ ચાલ્યો. રાક્ષસનું સૈન્ય લઈ ગમન કરતાં અકંપનની સેનાનો, સમુદ્રને ક્ષુભિત કરે તેવો મહાઘોષ થઈ રહ્યો. તે શબ્દ સાંભળી વાનરોની મોટી સેના ઘણો ત્રાસ પામી.[૧૨-૧૪]

પછી દ્રુમ અને શૈલનો પ્રહાર કરનારા તથા લડવાને માટે તૈયાર થઈ ઉભેલા વાનરોનું અને રાક્ષસોનું મહાભયંકર યુદ્ધ શરુ થયું.[૧૫] રામના તથા રાવણના વિજયને માટે પ્રાણોની પણ દરકાર નહિ કરનારા વાનરો તથા રાક્ષસો, જે ત્યાં એકઠા થયેલા હતા, તે બધા, ઘણા બળવાન્, શૂરા તથા પર્વતના જેવી કાયાવાળા હતા.[૧૬] યુદ્ધ વેળાએ અતિ વેગવાળા તથા કોપ કરી સામસામા ગર્જના કરતા કપિ અને રાક્ષસોનો મોટો તુમુલ કોલાહલ સંભળાતો હતો.[૧૭] કપિ અને રાક્ષસોના પગથી ઉડેલી, પણ રુધિરથી ભીંજાયલી રક્તરેણુથી દશે દિશા છવાઈ ગઈ હતી. કૌશેય વસ્ત્રના જેવા વર્ણવાળી રજના આચ્છાદનથી, કપિ અને રાક્ષસો ઢંકાઈ ગયેલા હતા. કોઈ કોઈને જોઈ શકતું ન હતું. ધ્વજા, પતાકા, ઢાલ, અશ્વ, આયુધો અને રથ પણ ચારે દિશાએ ઉડતી રજને લીધે દેખાતાં ન હતાં—યુદ્ધમાં એક બીજા પ્રત્યે દોડી ગર્જના કરતા વાનર અને રાક્ષસોનો માત્ર તુમુલ શબ્દ જ સંભળાતો હતો, કોઇનું સ્વરૂપ તો દેખાતું જ ન હતું. (સમયે) વાનરો વાનરોને અને રાક્ષસો રાક્ષસોને પણ મારી નાંખતા હતા. ધૂળથી સર્વત્ર અંધકાર થઈ રહ્યો હતો. વાનરો અને રાક્ષસો પોતાના પક્ષવાળાઓને, તેમ જ પ્રતિપક્ષીઓને યુદ્ધમાં મારી નાંખતા હતા.[૧૮-૨૩] દારુણ યુદ્ધ થતાં પૃથિવી રુધિરથી લીપાઈ ગઈ અને કાદવ રુધિરમય થઈ રહ્યો. રુધિરના પ્રવાહથી પૃથિવી પલળી ગઈ, એટલે રજ ઉડતી પણ બંધ થઈ ગઈ.[૨૪] કપાયલા ને ઘવાયલાનાં શબથી પૃથિવી ઢંકાઈ ગઈ હતી. તે વખતે શિલા, પરિઘ, તોમર, દ્રુમ, શક્તિ, ગદા તથા પ્રાસ-

વડે રાક્ષસો અને વાનરો એક બીજાને સજ્જડ માર મારતા હતા. પરિઘના જેવા બાહુવડે, વાનરો યુદ્ધ કરતી વખતે પર્વતના જેવા રાક્ષસોને મસળી નાંખતા હતા. તેમ જ કોપ પામેલા રાક્ષસો પણ પ્રાસ, તોમર અને બીજાં દારુણ શસ્ત્રોવડે વાનરોને કાપી નાંખતા હતા. યુદ્ધ વેળાએ અતિ કુપિત થયેલા રાક્ષસોની સેનાનો અધિપતિ અકંપન,[૨૫-૨૮] ભયંકર પરાક્રમવાળા રાક્ષસોને પાણી ચઢાવતો હતો. વાનરો, રાક્ષસોનાં શસ્ત્ર છિનવી લેતા અને પછી મોટાં મોટાં વૃક્ષો તથા શિલાઓવડે તેમનો ઘાણ કાઢી નાંખતા હતા. નલ, કુમુદ, મૈન્દ આદિ શૂરા વાનરો, અતિશય ક્રોધ કરી પોતાનું પરાક્રમ દેખાડતા હતા. નલ આદિ મહા શૂરવીર વાનરોએ વૃક્ષ અને બીજાં અનેક પ્રહરણોએ કરી રમતાં રમતાં રાક્ષસોની સેનાના અગ્રભાગનો ઘાણ વાળી નાંખ્યો હતો અને કેટલાક રાક્ષસોને અધમુવા કરી નાંખ્યા હતા.[૨૯-૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૬ મો

### અકંપનવધ

વાનરસત્તમોએ કરેલું અદ્ભુત કર્મ જોઇને, અકંપનને અપાર ક્રોધ ચઢ્યો.[૧] પછી, શત્રુના કર્મને જોઇને ક્રોધ પામેલા અકંપને, ઉત્તમ ધનુષ્યને હાથમાં લીધું ને તેની પણછ ચઢાવતાં સારથિને કહ્યું કે–[૨] "હે સૂત! યુદ્ધમાં વાનરો ઘણા રાક્ષસોનો સંહાર કરે છે, માટે જલદી તું મારા રથને તેમની સેનાની આગળ લઈ જા.[૩] બળવાન્, પરાક્રમી, વૃક્ષ તથા પર્વતથી લડનારા વાનરો મારી સામે ઉભા છે.[૪] તેથી સંગ્રામમાં શ્લાઘાને પામેલો હું, તેમનો સંહાર કરવાને માટે ઇચ્છું છું. તેમણે ઘણા રાક્ષસોનો સંહાર કર્યો છે, માટે તેમને મારવા જ, એવો મારો નિશ્ચય છે."[૫]

અકંપને આજ્ઞા આપવાથી, સારથિએ તેનો રથ આગળ ચલાવ્યો. રથ ચાલતાં જ અકંપને ધનુષને કર્ણ સૂધી ખેંચી ખેંચીને શત્રુઓ ઉપર બાણનો વર્ષાદ વર્ષાવવા માંડ્યો.[૬] રથ આવી પહોંચતાં વાનરો નાસભાગ કરવા લાગ્યા, તો પછી યુદ્ધ કરવાને સામા તો ક્યાંથી જ થાય? અકંપનનાં બાણોથી વીંધાઈ જતા શરીરવાળા અને આમતેમ પડતા આખડતા ને ત્રાસ પામીને નાસતા વાનરોને જોઇને મહાબળવાન્ વાયુપુત્ર, વાનરોની સહાયે આવ્યો.[૭-૮] હનુમાનને આવતો જોઈ વાનરોને ધૈર્ય આવ્યું. સર્વ વાનરો તેની આસપાસ આવીને ઉભા રહ્યા.[૯] હનુમાનને યુદ્ધમાં ઉત્સાહવાળા જોઈ સર્વે વાનરો તેને વિંટી વળ્યા અને તે બળવાનનો આશ્રય કરવાથી સર્વે અધિક બળવાળા થયા.[૧૦] વાનરવૃન્દથી વિંટલાયલા ને પર્વત સમાન શરીરવાળા વાયુપુત્રને જોઇને અકંપન વધારે ક્રોધ પામ્યો. પછી તેણે હનુમાનના ઉપર, ઇન્દ્ર જેમ મોટી ધારાઓવડે જળ વર્ષાવે છે, તેમ બાણનો વર્ષાદ વરસાવવા માંડ્યો.[૧૧] પોતાના ઉપર આવી પડતાં બાણોને ન ગણકારતાં, હનુમાને અકંપનને મારવા માટે ઇચ્છા કરી.[૧૨] તેણે જરા હાસ્ય કરીને પૃથ્વીને ધમધમાવી. (પછી પુચ્છ નીચું કીધું, ને) વાયુપુત્ર ઘણા ક્રોધથી અકંપન સામે કુદ્યો.[૧૩] આ વખતે હનુમાનનું તેજ, સૂર્ય કરતાં પણ વધારે પ્રકાશતું અને શત્રુને તાપ પમાડતું હતું.[૧૪] પોતાની પાસે અસ્ત્ર નહિ હોવાથી, હનુમાને એક મોટા પર્વતને પોતાના હાથમાં લીધો.[૧૫] મોટો હોકારો કરીને, મહાબળવાન્ હનુમાને, પર્વતને પોતાના માથા પાછળ ફેરવવા માંડ્યો અને પછી પર્વતને ફેરવતો ફેરવતો હનૂમાન્, પૂર્વે જેમ ઇન્દ્ર હાથમાં વજ્ર લઇને નમુચિને મારવા દોડ્યો હતો, તેમ અકંપન સામે દોડ્યો.[૧૬-૧૭] પછી મહા ક્રોધ કરીને હનૂમાને, તે પર્વત અકંપન સામે ફેંક્યો; પરંતુ સામે આવતા પર્વતનો અકંપને અર્ધચંદ્રાકાર બાણ મારીને ચૂરો કરી નાંખ્યો; એટલું જ નહિ, પણ તેનો ભૂકો થઈ જમીન ઉપર પડ્યો. તે જોઈ હનૂમાન ઘણો ક્રોધે ભરાયો.[૧૮-૧૯] તેણે બહુ જોર કરી, અશ્વકર્ણ નામનાં વૃક્ષને સમૂળ ખેંચી લીધું અને પછી મહા કાન્તિમાન્ હનૂમાને, તે વૃક્ષને પૃથિવી ઉપર ફેરવ્યું.[૨૦-૨૧] દોડતાં ઉરુના વેગથી વૃક્ષોને ભાંગી નાંખતા અને પૃથ્વીને કંપાવતા હનૂમાને મોટા મોટા હસ્તી ઉપર બેઠેલા, અશ્વારોને રથ સહિત રથીઓ અને પત્તિઆદિ ભયંકર રાક્ષસોનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો.[૨૨-૨૩]

હનુમાન્ એ વેળાએ અંતકની માફક ક્રોધ પામ્યો હતો. હાથમાં રહેલા વૃક્ષથી તે ટપોટપ રાક્ષસોને જમીન ઉપર સૂવાડતો હતો. તેને એવા વેગમાં જોઇને, રાક્ષસસેનામાં ભંગાણ પડ્યું.[૨૪] રાક્ષસોને નસાડતા, ક્રોધથી કુદતા અને ભયંકર પરાક્રમવાળા હનૂમાનને જોઇને, અકંપને મોટી ગર્જના કરી.[૨૫] તેણે શરીરનો નાશ કરનારાં તીક્ષ્ણ ચૌદ બાણ મૂકીને હનૂમાનના શરીરને વિંધી નાંખ્યું.[૨૬] તે બાણોથી વીંધાયલો હનૂ-

માન્, તે વેળાએ પર્વત જેવો અને પુષ્પવાળા અશોક અને ક્ષધૂમ અગ્નિ જેવો દેખાતો હતો.[૨૭-૨૮] પછી હનૂમાને ઘણા ક્રોધથી પૃથિવી ઉપરથી ઘણાંક વૃક્ષ ઉપાડી લીધાં ને તેમાંનું એક વૃક્ષ, પરાક્રમી અકંપનના માથામાં માર્યું.[૨૯] મહાક્રોધથી હનૂમાને મારેલા તે વૃક્ષથી અકંપન મૂર્ચ્છા ખાઇને જમીન ઉપર ઢળી પડ્યો અને તત્ક્ષણેજ મરણ પામ્યો.[૩૦] એ રીતે મરણ પામી પૃથિવીપર પડેલા અકંપનને જોઇને, ભૂમિકંપ થવાથી પૃથિવી ઉપરનાં વૃક્ષ જેમ કંપી જાય છે, તેમ થરથરતા, વળી શસ્ત્રરહિત, વળી હારેલા, વળી કેટલાક ભાંગી ગયેલા મસ્તકવાળા, કેટલાક વિખરાઈગયેલા કેશવાળા અને કેટલાક સંભ્રાંત થયેલા તથા ગર્વગત થયેલા રાક્ષસો, ત્રાસ પામી લંકા તરફ નાઠા અને ભયથી ત્રાસ પામેલા અને થરથર કંપતા તેઓ લંકામાં સપાસપ પેસી ગયા. પેસતાં પેસતાં પણ તેઓ વારંવાર પાછું વળીને જોતા હતા કે, રખેને હનૂમાન્ તેમની પુઠે આવે.[૩૧-૩૪]

રાક્ષસસૈન્ય લંકામાં ગયા પછી, મહા બળવાન્ વાનરોએ હનૂમાનનો અને બળશાળી હનૂમાને વાનરોનો યથાયોગ્ય રીતે સારો સત્કાર કર્યો.[૩૫-૩૬] કેટલાક વાનરો પૃથિવી ઉપર પડેલા રાક્ષસોને આમ તેમ ખેંચવા મંડી પડ્યા, અને કેટલાક તો જોરથી ગર્જના કરવા લાગ્યા.[૩૭] રાક્ષસોનો નાશ કરીને, હનૂમાન્, મધુકૈટભને મારીને જેમ વિષ્ણુ શોભતા હતા, તેમ શોભતો હતો.[૩૮] તેણે જે વેળાએ વીર શોભાને ધારણ કરી, તે વેળાએ, દેવગણે, રામે, લક્ષ્મણે, સુગ્રીવે, વિભીષણે તેમજ બીજા સર્વ વાનરોએ, મારુતી હનૂમાનનો પૂર્ણ પ્રેમથી સત્કાર કર્યો.[૩૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫૭ મો.

### પ્રહસ્તનું યુદ્ધે ચઢવું

અકંપન પડ્યો એવું સાંભળીને, કિંચિત્ દીન મુખ થઈ ગયેલો રાક્ષસોનો રાજા રાવણ, પોતાના સચિવોના સામું જોઈ રહ્યો.[૧] થોડીવાર મંત્રીઓની સાથે વિચાર કર્યા પછી (હાવરો બાવરો થઇને) રાવણ, સેનાયૂથ જોવા સારુ લંકામાં ફરવા નિકળ્યો.[૨] તેણે રાક્ષસોથી ભરેલી અને ધ્વજાપતાકાથી રમણીય લંકાપુરીને સારી રીતે નિહાળી.[૩] પણ વાનરોથી ઘેરાયલી લંકાને જોઇને, રાવણે યુદ્ધકુશળ પ્રહસ્તને આ પ્રમાણે યોગ્ય વચન કહેવા માંડ્યાં;-[૪]

"હવે યુદ્ધથી બચવાનું છે. ચોમેર શત્રુનું દળ આવી પડ્યું છે એવા તથા એકદમ આપત્તિમાં આવી પડેલાં આ નગરને છોડાવવા માટે યુદ્ધ વગર બીજો ઉપાય નથી.[૫] હું, તું-મારો સેનાપતિ, કુંભકર્ણ, ઇન્દ્રજિત્ અથવા નિકુંભ એટલા જણેજ આ ભાર માથે વહોરવાનો છે.[૬] તે માટે તું, સત્વર એક બળવાન્ સેના લઈ, વિજય કરવાને માટે નિકળ અને જ્યાં વાનરોનું સૈન્ય છે ત્યાં જા.[૭] તું લંકામાંથી સેનાસહિત નિકળીશ, તેજ વખતે વાનરની સેના ખળભળી ઉઠશે અને ગર્જનાઓ કરતા રાક્ષસોના શબ્દ સાંભળી, દશે દિશામાં પલાયન કરી જશે.[૮] જેમ હસ્તીઓથી સિંહનાદ સાંખી શકાતો નથી, તેમ સ્વભાવે ચપળ અને જંગલી વાનરાઓ, તારી સેનાની અને તારી ગર્જનાઓ સાંભળી શકશે નહિ.[૯] મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, રામનું સઘળું સૈન્ય તને જોતાંજ નાશી જશે ને રામ લક્ષ્મણ આધારરહિત થઈ જવાથી, હે પ્રહસ્ત! સત્વર તારે તાબે થશે.[૧૦] હે મંત્રિ! આ યુદ્ધમાં તું ઘાયેલ થશે તે તો સંદેહવાળી વાત છે, પણ તારો વિજય થશે, એ તો નક્કી છે. એ તને અનુકૂળ કે પ્રતિકૂળ હોય, તો તે મને કહે."[૧૧]

રાવણનાં તે વચન સાંભળી સેનાનાયક પ્રહસ્ત, શુક્રાચાર્ય જેમ અસુરેશ પ્રત્યે બોલે છે, તેમ રાવણપ્રતિ બોલ્યો,[૧૨] "હે મહારાજ! આજે આ અવસ્થા આવી પહોંચી, તે પૂર્વે કુશળ મંત્રીઓની સાથે અમે વિચાર કરવા માંડ્યો હતો. પણ તે વેળા વિવાદ વધી પડવાથી, સૌ એકમત થયા ન હતા.[૧૩] મારો તે વેળા તો વિચાર એવો જ હતો કે, સીતાને પાછી આપવી; અને જો તેમ નહિ થાય તો, શ્રેય થનાર નથી અને હમણાં આપણે જોઇએ છીએ કે, યુદ્ધમાં જય શત્રુનો જ થતો જાય છે.[૧૪] પણ, હે મહારાજ! આપે સાંત્વન, દાન અને માન ઇત્યાદિથી મારો સારો સત્કાર કરેલો છે, તો આ અણીને સમયે હું તમારું શ્રેય કરીશ જ.[૧૫] પુત્રની, સ્ત્રીની કે મારા પંડની પણ મને કાળજી નથી. તે સર્વ હું તમારે માટે ત્યજી દઇને, યાહોમ કરી ઘૂમીશ. તમે જુઓ કે, આજ હું તમારે માટે મારો પ્રાણ પણ અર્પણ કરવાને તત્પર છું.[૧૬]

આ પ્રમાણે પોતાના સ્વામી, રાવણને શાંત કરીને, વાહિનીપતિ પ્રહસ્તે, પોતાની પાસે ઉભેલા પોતાના

ઉપસેનાપતિઓને કહ્યું,[૧૭] "રાક્ષસોની મોટી સેનાને જેમ બને તેમ સત્વર તૈયાર કરો. આજે રણસંગ્રામમાં, મારાં અજિત્ય બાણથી હણાયલા કપિઓના માંસ અને રુધિરથી, માંસાહારી પ્રાણીને તૃપ્તિ થવાની છે." પ્રહસ્તનાં તે વચન સાંભળી, મહાબળવાન્ ઉપસેનાપતિઓએ, રાવણના મંદિર આગળ સકળ સૈન્ય એકઠું કરવા માંડ્યું. એક ક્ષણમાં ભયંકર અને નાનાં પ્રકારનાં આયુધોથી શોભતા રાક્ષસોથી, લંકાપુરી ખીચોખીચ ભરાઈ ગઈ. પછી રાક્ષસોએ, અગ્નિને આહુતિઓ આપી, બ્રાહ્મણોને નમસ્કાર કીધા અને આજ્ય ગંધવાળો સુગંધી પવન વહાવા લાગ્યો. સંગ્રામને માટે હર્ષ પામેલા અને એકપગે થઈ રહેલા રાક્ષસોએ, વિવિધ પ્રકારના મંત્રેલા હાર પહેરવા માંડ્યા. પછી, આયુધવાળા અને કવચ ધારણ કરેલા સર્વે રાક્ષસો, રાવણને જોઈ, વાહનો ઉપરથી નીચે ઉતર્યા અને પ્રહસ્તની આસપાસ ઉભા રહ્યા. પછી રાવણની આજ્ઞા મળતાં ભેરીનાદ થયો.[૧૮-૨૪] ને બળવાન્ પ્રહસ્ત, સર્વ આયુધોવાળા, વેગવાળા ઘોડાથી ઘમઘમતા, સારા સારથિવાળા, મહા મેઘના જેવા ઘોષવાળા ને ચંદ્ર સૂર્યના જેવા તેજસ્વી, સર્પની ધ્વજાઓથી વિકરાળ એવા સુન્દર રથમાં બેઠો. તે રથમાં ગુપ્તિઓનો ભંડાર હતો, સરસ આસનો હતાં, સોનાની ઝૂલ ઝુલી રહી હતી ને કાન્તિથી જાણે હસતો હોય, એવો સુંદર દેખાતો હતો. રાવણની આજ્ઞા લઈ, પ્રહસ્ત રથમાં બેઠો ને ધમધમાટ કરતો મોટાં સૈન્યસહિત લંકાની બહાર નિકળ્યો. તે વેળા દુંદુભિના શબ્દ તથા વાદિત્રોના સ્વર, મેઘ ગર્જનાની માફક પૃથિવીતળને જાણે પૂરી દેતા હોય, તેમ ગાજી રહ્યા હતા.[૨૫-૨૮] સેનાપતિ પ્રહસ્ત યુદ્ધે ચડ્યો, તે વખતે શંખના શબ્દ પણ થઈ રહ્યા હતા.

કેટલાક રાક્ષસો ઘોર ગર્જના કરતા પ્રહસ્તની આગળ ચાલતા હતા.[૨૯] ભયંકર મોટી કાયાવાળા નરાંતક, કુંભહનુ, મહાનાદ અને સમુન્નત ઇત્યાદિ પ્રહસ્તના મુખ્ય સચિવો, તેને વિંટાઇને ચાલતા હતા.[૩૦] આ રીતે વ્યૂહરચના કરેલી છે એવાં ભયંકર તથા હસ્તીઓનાં ટોળાં જેવાં મોટાં સૈન્યને લઇને, પ્રહસ્ત, લંકાના પૂર્વ દરવાજામાંથી બહાર નિકળ્યો.[૩૧] યમોપમેય કોપ પામેલો પ્રહસ્ત, ત્યાંથી સાગર જેવડાં મોટાં સૈન્યને લઈ આગળ વધ્યો.[૩૨] તેના પ્રયાણઘોષથી તથા રાક્ષસોના હોકારાથી લંકાનાં ભૂતમાત્ર વિકૃત સ્વર કરવા લાગ્યાં;[૩૩] સ્વચ્છ આકાશમાં માંસ અને શોણિતનું ભક્ષણ કરનાર પ્રાણીઓ તેના રથની ઉલટી પ્રદક્ષિણા કરવા લાગ્યાં;[૩૪] શિયાળવાં મુખમાંથી અગ્નિ ઝરવા તથા રોવા લાગ્યાં; પવન ભયંકર વહાવા લાગ્યો; અંતરિક્ષમાંથી ઉલ્કાઓ પડવા લાગી અને અન્યોન્ય કુપિત થયેલા ગ્રહો પણ પ્રકાશવા લાગ્યા નહિ. મેઘ પણ મહા પરુષ શબ્દ કરતો હતો અને સૈનિકો ઉપર તથા પ્રહસ્તના રથ ઉપર રુધિરની વૃષ્ટિ કરતો હતો. વળી ગીધ પક્ષી, પ્રહસ્તની ધ્વજા ઉપર દક્ષિણમુખ કરીને પાંખો ચૂંટતો બેઠો હતો–તે જાણે તેની જયશ્રીને હરણ કરતો હોય, એમ લાગતું હતું. વળી સંગ્રામમાંથી પગ પાછો ન કરે એવા અશ્વને કેળવનાર સારથિના હાથમાંથી ચાબુક વારે વારે પડી જતી હતી. યુદ્ધ કરવા જતાં સૈન્ય અને સેનાપતિની સફેદ કાન્તિ ઝાંખી થઈ ગઈ હતી અને ઘોડાઓ ક્ષણેક્ષણે ઠોકરો ખાતા હતા.

પરમપરાક્રમી અને શૂરવીર પ્રહસ્તને લંકામાંથી નિકળતો જોઈ, નાનાં પ્રકારનાં આયુધ લઈ, કપિસેના તેની સામે જવાને તત્પર થઈ.[૩૫-૪૦] તે ટાંણે યુદ્ધ કરવાને માટે કપિઓ વૃક્ષોને ખેંચી કહાડતા હતા, તથા મોટી શિલાઓ ઉપાડતા હતા; તેથી મોટો કોલાહલ થઈ રહ્યો હતો.[૪૧]

પછી એક તરફથી રાક્ષસસૈન્ય અને બીજી તરફથી વાનરસૈન્ય ગર્જનાઓ કરવા લાગ્યું.[૪૨] અન્યોન્યનો વધ કરવાની ઇચ્છાવાળા હોવાથી પરસ્પરને બોલાવતા હતા કે 'ચાલ, આવી જા!' એવો કપિ અને રાક્ષસોનો મહાન્ ઘોષ, સંભળાવા લાગ્યો.[૪૩] દુષ્ટ મતિવાળો પ્રહસ્ત, વિજય કરવાની ઇચ્છાથી, પતંગ જેમ અગ્નિમાં પડે છે તેમ, સુંદર વ્યૂહ રચના રચીને ગોઠવાયલી વાનરસેનામાં પેસીને તેમનાપર તૂટી પડ્યો.[૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૮ મો

### પ્રહસ્તવધ

પ્રહસ્તને યુદ્ધને માટે આવતો જોઈ, શત્રુદમન રામે હસીને વિભીષણને પૂછ્યું કે,[૧] "હે વિભીષણ! મોટી કાયાવાળો તથા મહા વેગવાળો આ રાક્ષસ, મોટું સૈન્ય લઇને આવે છે તે કોણ છે? ને એનું બળ શૂર કેવું છે?[૨] તે, હે મહાબાહો! તમે મને કહો."

રાઘવનાં વચનપરથી વિભીષણ કહેવા લાગ્યો કે,[૩] "હે મહારાજ! એ રાવણનો પ્રહસ્ત નામનો મુખ્ય સેનાપતિ છે, અને એ, અસુરેશની બધી સેનાનો ત્રીજો ભાગ લઈ અહિં યુદ્ધે આવે છે. એ ઘણો વીર્યવાન્ છે, અસ્ત્ર જાણનાર છે, શૂરવીર છે તથા પ્રખ્યાત પરાક્રમી છે."[૪]

ભયંકર પરાક્રમવાળા, ગર્જના કરતા તથા મોટી કાયાવાળા, રાક્ષસોથી વિંટાયલા પ્રહસ્તને, બળવાન્ વાનરસેનાએ આવતો જોયો અને તેણે આવતાં વેંત જ વાનરોના ઉપર ધસારો કર્યો.[૫-૬] વિજય ઇચ્છતા રાક્ષસોના હાથમાં રહેલાં ખડ્ગ, શક્તિ, ઋષ્ટિ, શૂલ, બાણ, મુશલ, પરિઘ પ્રાસ, પરશ્વધ, ધનુષ ઇત્યાદિ આયુધો ઘણાં શોભી રહ્યાં હતાં.[૭-૮] વાનરો પણ પુષ્પિત થયેલાં વૃક્ષો, પર્વતો અને શિલાઓ હાથમાં લઈ, યુદ્ધ કરવા ઉભા હતા.[૯] જ્યારે બન્ને સૈન્ય પાસ-પાસે આવ્યાં ત્યારે, બાણ અને શિલાની જાણે વૃષ્ટિ થવા લાગી હોય, તેમ ખડખડાટ થઈ રહ્યો. બંનો ભયંકર સૈન્ય વચ્ચે દારુણ સંગ્રામ જામ્યું.[૧૦] તે સંગ્રામમાં વાનરોએ અનેક રાક્ષસોને અને રાક્ષસોએ અનેક વાનરોને ધૂળ ચાટતા કીધા.[૧૧] કેટલાકો શૂળથી વિંધાઈ પડ્યા, કેટલાક બીજાં આયુધોથી હણાઈ ગયા, કોઈ પરિઘથી કપાઈ ગયા, તો કેટલાએક પરશ્વધથી છેદાઈ ગયા.[૧૨] આ સર્વે પૃથિવીપર પડતાં જ પ્રાણ તજતા હતા, અને કેટલાક વાનરોનાં હૃદય ભેદાઈ ગયાં હતાં, અને કેટલાકના તો કટકા પણ થઈ ગયા હતા અને કેટલાકને શૂરા રાક્ષસોએ પડખામાંથી કાપી નાંખ્યા હતા. તે સૌ પૃથિવીપર પડી તરફડીયાં મારતા હતા.[૧૩-૧૪]

પછી ક્રોધ પામેલા વાનરોએ, વૃક્ષો, પર્વતનાં શિખરો અને વજ્રના જેવા મુષ્ટિપ્રહારથી રાક્ષસોનો કચ્ચરઘાણ કરી નાંખ્યો. તે રાક્ષસોની આંખો અને શરીર લોહીલોહાણ થઈ ગયાં અને તેઓ જમીન ઉપર ટપોટપ પડતા હતા.[૧૫-૧૬] પછી સિંહનાદ કરતા તથા ચીસો પાડતા રાક્ષસો અને વાનરોનો મોટો કોલાહલ થઈ રહ્યો.[૧૭] કોપ પામેલા તથા વીરમાર્ગનું અવલંબન કરનારા કપિઓ અને રાક્ષસો, પ્રફુલ્લ મુખે, ભયનો ત્યાગ કરીને યુદ્ધ કરતા હતા.[૧૮] નરાંતક, કુંભહનુ, મહાનાદ અને સમુન્નત ઇત્યાદિ પ્રહસ્તના મુખ્ય મંત્રીઓ, વાનરોનો સારી રીતે ઘાણ કાઢતા હતા.[૧૯] વાનરસેના ઉપર તૂટી પડેલા રાક્ષસોમાંના નરાંતક રાક્ષસને દ્વિવિદ વાનરે એક પર્વતશિખરવડે માર્યો;[૨૦] દુર્મુખ વાનર, જે મૂર્ચ્છા ખાઈ પડ્યો હતો, તેણે મૂર્ચ્છા વળતાં, એક મોટું વૃક્ષ લઈ ઝડપહાર હાથવાળા સમુન્નતને માર્યું અને મહાકોપ પામેલા જામ્બવાને, એક શિલા મારીને, મહાનાદની છાતી ચીરી નાંખી અને તાર વાનરે, વીર્યવાન્ કુંભહનુ રાક્ષસ સાથે સારી રીતે યુદ્ધ ખેલ્યું; અને તેના મારાથી જ કુંભહનુના પ્રાણ જતા રહ્યા.[૨૧-૨૩] વાનરોનું આવું પરાક્રમ સહન નહિ થવાથી, રથમાં બેઠેલા પ્રહસ્તે, હાથમાં ધનુષ ધારણ કરી, વાનરોનો ઘોર સંહાર કરવા માંડ્યો.[૨૪] તે વેળાએ ક્ષુભિત થયેલા સમુદ્રના ઘુઘવાટા જેવો ઉભય સૈન્યનો ઘોંઘાટ થઈ રહ્યો.[૨૫] રણનો જેને મદ છે એવા પ્રહસ્તે, અતિ કોપથી, બાણની વૃષ્ટિ કરી, વાનરોને કાયર કાયર કરી મૂકયા.[૨૬]

આ પ્રમાણે યુદ્ધ થતાં રાક્ષસો અને વાનરોની લોથોથી પૃથ્વી જેમ પર્વતથી છવાઈ જાય, તેમ છવાઈ ગઈ.[૨૭] વૈશાખ માસમાં પુષ્પિત થયેલા ખાખરાનાં વૃક્ષોથી વનભૂમિ જેવી રક્ત દેખાય છે, તેવી રુધિર-વ્યાપ્ત રણભૂમિ દેખાતી હતી.[૨૮] રણભૂમિ એક નદી સમાન બની રહી. હણાયલા વીરોરૂપી તેમાં મોટા મોટા કિનારા હતા; ભાંગી ગયેલાં આયુધોરૂપી તેમાં વૃક્ષો હતાં; લોહી તેનું અગાધ જળ હતું; અને યમરૂપી સમુદ્ર ભણી તે વહી જતું હતું; માંસમજ્જા વગેરેનો કાદવ હતો, આંતરડાંરૂપ શેવાલ હતી, કપાઈ ગયેલી ભુજાઓ અને મસ્તકોરૂપી મત્સ્યો હતાં, અંગના અવયવોરૂપી શાદ્વલ (ટુંકુ ઘાસ) હતાં, ગીધરૂપી હંસથી તે ભરપૂર હતી અને કંકરૂપી સારસથી તે સેવાતી હતી, મેદરૂપી ફીણથી વ્યાપ્ત દેખાતી હતી, મરતાની ચીસોરૂપી તેમાં ખળખળાટ થતો હતો તથા ભીરુથી ન તરી શકાય એવી તે નદી વિશાળ હતી. આ યુદ્ધરૂપ નદીને વાનરો અને દૈત્યો, શરદમાં હંસ અને સારસથી સેવાયલી પદ્મરજવાળી સરિતાને જેમ કોઈ હસ્તી તરે, તેમ તરી જતા હતા.[૨૯-૩૩]

પછી રથમાં બેસીને બાણની વૃષ્ટિ કરી વાનરોને પીડતા પ્રહસ્તને, નીલ વાનરે દીઠો.[૩૪] તે તરત તેના ભણી ધસી ગયો. જેમ મેઘસમૂહ સામો, જોરભેર પવન વાય, તેમ પોતાની સામે ધસી આવતા નીલને જોઈ, પ્રહસ્તે, પોતાનો સૂર્ય જેવો તેજસ્વી રથ તેની સામે હંકાવ્યો. પછી ધનુષ્ય ખેંચી ધન્વીઓમાં શ્રેષ્ઠ સેનાપતિ પ્રહસ્તે, નીલના ઉપર અનેક બાણ છોડવા માંડ્યાં. પ્રહસ્તે મૂકેલાં બાણો, નીલને ભેદીને, રોષ પામેલો સર્પ જેમ પૃથ્વીમાં પેસે, તેમ પૃથ્વીમાં પેસવા લાગ્યાં.

પણ અગ્નિસમાન તેજવાળા તથા તીક્ષ્ણ બાણથી વીંધાયલા નીલ વાનરે, પોતાની સામે આવતા પ્રહસ્તને જોઈ, એક મોટું વૃક્ષ ઉપાડીને પ્રહસ્તને માર્યું.[૩૫-૩૯] એ વૃક્ષ વાગવાથી રાક્ષસશ્રેષ્ઠ પ્રહસ્તે કોપ પામી મોટી ગર્જના કરી અને વાનરોના સેનાપતિ નીલ ઉપર બાણની અનંત વૃષ્ટિ કરવા માંડી.[૪૦] જ્યારે દુરાત્મા પ્રહસ્તનાં બાણ પાછાં વાળી ન શકાયાં, ત્યારે આખલો જેમ શરદ્ ઋતુના મેઘને આંખ મીંચીને સહન કરે છે, તેમ નીલે તે બાણને સહન કરવા માંડ્યાં.[૪૧] આ રીતે પ્રહસ્તની અસહ્ય બાણવૃષ્ટિને સહસા સહન કરીને, નીલને ઘણો ક્રોધ ચઢયો ત્યારે તે મહાબળવાન્ નીલે, એક સાલ વૃક્ષ લઈ, પ્રહસ્તના ઘોડાઓને માર્યું;[૪૨-૪૩] અને વધારે કોપ કરી તે દુરાત્માનું ધનુષ ભાંગી નાંખ્યું, અને પછી ઉપરા ઉપર ગર્જના કરી મૂકી.[૪૪] જ્યારે નીલે તેનું ધનુષ ભાંગી નાંખ્યું, ત્યારે પ્રહસ્ત એક મુશળ લઈ રથમાંથી ઉતરી પડ્યો, ને ઉભો ઉભો જ યુદ્ધ કરવા લાગ્યો.[૪૫]

પછી ઉભયસેનાના અધિપતિ, પરસ્પર વૈરી, જેનાં શરીરમાંથી લોહી ઝરતાં હતાં, ને જાણે મદ ઝરતા એ હસ્તી હોય તેવા દેખાતા હતા,[૪૬] પોતાના તીક્ષ્ણ દાંતવડે સિંહ તથા વાઘની માફક એકએકને રેંસી નાંખતા તેમ જ સિંહ અને વાઘ જેવા પરાક્રમવાળા, મોટા વિજયી, શૂરા, રણમાંથી પાછા ન ફરે એવા, યથેચ્છ અને વિજય કરવાની ઇચ્છાવાળા તે બન્ને—ઇન્દ્ર અને વૃત્રાસુરની પેઠે યુદ્ધ કરવા લાગ્યા.[૪૭-૪૮] પ્રહસ્તે મુશળવડે નીલના કપાળમાં પ્રહાર કર્યો. નીલના કપાળમાંથી ખળખળાટ રુધિરનો પ્રવાહ વહેવા લાગ્યો; પણ મુશળ વાગવાથી લોહી લુહાણ થયેલો નીલ ઘણો કોપ્યો; અને તેણે એક વૃક્ષ લઈ પ્રહસ્તની છાતીમાં માર્યું.[૪૯-૫૦] એ રીતે ઓચિંતો વૃક્ષપ્રહાર થવાથી, પ્રહસ્ત પુનઃ હાથમાં મુશળ લઈ નીલ ઉપર ધસ્યો, અને ઉગ્ર વેગથી પોતાના ઉપર ધસી આવતા રાક્ષસને જોઈ, મહા વેગવાન્ નીલે, એક મોટી શિલા લઈ, યુદ્ધની ઇચ્છાવાળા, મુશળ પકડી દોડતા પ્રહસ્તના માથામાં મારી; અને કપીશ્વર નીલે ફેંકેલી શિલાથી, પ્રહસ્તના મસ્તકના કકડે કકડા થઈ ગયા.[૫૧-૫૩]

પછી જેની શ્રી હત થઈ ગયેલી છે એવો શાન્ત ઇન્દ્રિયવાળો અને પ્રાણરહિત થયેલો પ્રહસ્ત, જેનાં મૂળ કપાઈ ગયાં હોય એવા વૃક્ષની માફક પૃથિવીપર પડ્યો. પર્વતમાંથી ઝરણ વહે તેમ ભાંગી ગયેલા તથા ફૂટી ગયેલા તેના મસ્તકમાંથી લોહીનો પ્રવાહ વહેતો હતો.[૫૪-૫૫] એ રીતે નીલે જ્યારે પ્રહસ્તને મારી નાંખ્યો, ત્યારે રાક્ષસોની મોટી સેના નિરાશ થઈ, લંકા તરફ નાસી ગઈ.[૫૬] પોતાનાં સેનાપતિનો વધ થવાથી સેતુ તૂટી જવાથી જેમ પાણી ફેલાઈ જાય, તેમ રાક્ષસદળ આમ તેમ નાસી ગયું.[૫૭] પોતાનો નાયક જવાથી નિરુદ્યમ થયેલા રાક્ષસો, રાવણ પાસે ગયા અને ધ્યાનયોગવડે મુંગા થઈ ગયેલા મુનિઓની માફક, જડભરત પેરે તેઓ ઉભા રહ્યા. સર્વે શોકસાગરમાં ડુબેલા અને સંજ્ઞારહિત થઈ ગયા હતા.[૫૮]

આણીમેર મહાબળવાન્ સેનાપતિ નીલ, રામ અને લક્ષ્મણને મળ્યો અને ઘણો હર્ષ પામ્યો અને બીજા સૌ વાનરો તેની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા.[૫૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫૯ મો.

## રાવણનો પ્રથમ પરાજય

જ્યારે વાનરસેનાના અધિપતિ અગ્નિપુત્ર નીલ વાનરે, રાક્ષસસેનાના અધિપતિ, પ્રહસ્તને માર્યો ત્યારે ભયંકર આયુધોવાળું અને સાગરસમાન વિશાળ રાક્ષસસૈન્ય નાસી ગયું.[૧] લંકામાં જઇને, સૈન્યે પ્રહસ્તનો નાશ થયો, તે વર્તમાન રાવણને નિવેદન કર્યા. તે સાંભળી રાવણને ઘણો ક્રોધ ચઢયો.[૨] 'પ્રહસ્તનો યુદ્ધમાં નાશ થયો,' એ ખબર સાંભળી, શોકયુક્ત ચિત્તવાળો રાવણ, જેમ ઇન્દ્ર, દેવતાઓને કહે તેમ, મુખ્ય રાક્ષસોને કહેવા લાગ્યો.[૩] "ઇન્દ્રની સેનાને પણ હરાવે એવા મારા સેનાપતિ પ્રહસ્તનો, સૈન્ય અને હસ્તીઓની સાથે નાશ કર્યો, એવા આપણા આ શત્રુઓની અવજ્ઞા કરવા જેવી વાત નથી.[૪] બીજો વિચાર મૂકી હવે હું જ મારી જાતે કપિઓને હરાવવાને અદ્ભુત સંગ્રામમાં જઇશ અને જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ, વનને બાળી ભસ્મ કરી નાંખે છે, તે પ્રમાણે રામ તથા લક્ષ્મણને બાળી ભસ્મ કરી નાંખીશ."[૫-૬]

રાક્ષસોને આવાં વચન કહી, ઇન્દ્રનો શત્રુ રાવણ, અગ્નિના સરખા પ્રકાશવાળા, સુંદર ઘોડા જોડેલા તથા પ્રકાશથી જળહળતા રથમાં બેઠો.[૭] શંખ, ભેરી અને પણવના ચોમેર નાદ થઈ રહ્યા. રાક્ષસો પોતાનું બળ દર્શાવતા સિંહના જેવી ગર્જનાઓ કરવા તથા ખભાઓ ઠોકવા લાગ્યા અને ઇતર જનો રાવણની સ્તુતિ કરવા લાગ્યા. તે સમયે રાવણ મોટું સૈન્ય લઈ યુદ્ધ કરવા ચા-

હતો થયો.[૮] પર્વતના સમાન દેહવાળા, મેઘના સમાન વર્ણવાળા, માંસાહારી, અગ્નિના સરખા પ્રકાશમય નેત્રવાળા અનેક રાક્ષસોથી વિંટાયેલો રાવણ, ભૂતગણથી વિંટાયલા જેવા શંકર શોભે તેવો શોભતો હતો.[૯] જ્યારે રાવણ લંકાપુરીની બહાર આવ્યો, ત્યારે મોટા સાગરના તથા મેઘના સરખી ગર્જનાઓ કરતું તથા હાથમાં વૃક્ષ અને શિલાઓ લઈ ઉભેલું વાનરોનું મહાભયંકર સૈન્ય દૃષ્ટિગોચર થયું.[૧૦] અને સર્વના નાથ અને મોટા ભુજગ સમાન બાહુવાળા રામે પણ, રાવણના મહાભયંકર સૈન્યને જોઈ, શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા વિભીષણને પૂછ્યું કે,[૧૧] "હે વિભીષણ! વિવિધ પ્રકારની ધ્વજા, પતાકા અને છત્રો જેને વિષે શોભી રહ્યાં છે એવું, પ્રાસ, તરવાર, શૂલ ઇત્યાદિ આયુધો જેમાં ઝળકે છે એવું તથા શૂરવીર યોધાઓવાળું અને ઇન્દ્રના હસ્તીના જેવા અનેક હસ્તીવાળું આ અક્ષોભ્ય સૈન્ય દેખાય છે, તે કોનું છે?"[૧૨]

રામનાં તે વચન સાંભળી, ઇન્દ્રના સરખો વીર્યવાળો વીભીષણ, રાક્ષસોના મહાભયંકર સૈન્યને ઉદ્દેશીને રામપ્રતિ બોલ્યો કે,[૧૩] "હે મહારાજ! હે રામ! હસ્તીના ઉપર બેઠેલો, નવા ઉગેલા સૂર્યના સમાન રક્ત મુખવાળો તથા પોતાના ભારથી હસ્તીના મસ્તકને કંપાવે છે એવો પેલો મહાત્મા અકંપન* નામનો રાક્ષસ છે.[૧૪] વળી સિંહના ચિહ્નવાળી ધ્વજાવાળો ને રથમાં બેસી ઇન્દ્રના ધનુષ સરખા પ્રકાશવાળું ધનુષ હાથમાં લઈ આવે છે તથા હસ્તીના દંતુશળ સમાન બહાર નિકળેલા દંત પ્રકાશે છે એવો જે જણાય છે, તે બ્રહ્માનાં વરદાનથી શ્રેષ્ઠ થયેલો ઇન્દ્રજિત્ છે.[૧૫] વિંધ્ય, અસ્તાચળ અને મહેન્દ્ર પર્વતના સરખા દેહવાળો, હાથમાં ધનુષ ધારણ કરી રથમાં બેઠેલો અતિરથી અને જે ઘણો શૂરવીર જણાય છે અને વારંવાર પોતાના મોટા ધનુષનો ટંકાર કરે છે તથા મોટી વિસ્તારવાળી કાયાવાળો પેલો જે રાક્ષસ દેખાય છે, તેનું નામ અતિકાય છે[૧૬] અને ઉદય પામતા સૂર્યના જેવાં રક્તનેત્રવાળો, ગળે બાંધેલી શબ્દ કરતી ઘંટાવાળા હસ્તી ઉપર બેઠેલો છે તથા ગર્જના કરતો આવે છે તે, મહોદર નામનો વીર રાક્ષસ છે.[૧૭] સંધ્યાના વાદળના સરખા તથા પર્વતના જેવા પ્રકાશવાળો, જે સોનાના સાજવાળા અશ્વ ઉપર બેઠેલો છે, જે વિદ્યુત્ સરખા વેગવાળો અને ઝગઝગતા પ્રાસને હાથમાં લઈ અહીં આવે છે, તે પિશાચ નામનો રાક્ષસ છે.[૧૮] અને પેલો જે વજ્રના વેગને પણ હઠાવે એવા વેગવાળું તીક્ષ્ણ, વિદ્યુતના જેવા તેજવાળું શૂલ હાથમાં લઈ, ચંદ્રના જેવી ધવળ કાન્તિવાળા પોઠીઆપર બેસી આપણી સામે આવે છે તે, ત્રિશિરા* નામનો રાક્ષસ છે.[૧૯] વળી મેઘના સરખા વર્ણવાળો, દૃઢ તથા વિશાળ વક્ષઃસ્થળવાળો, ઘણો સાવચેત, સર્પના ચિહ્નવાળી જેની ધ્વજા છે એવો તથા હાથમાં રહેલું મોટું ધનુષ વારંવાર જે ખેંચે છે તે કુંભ નામે રાક્ષસ છે.[૨૦] વળી સુવર્ણથી મઢેલું અને હીરાઓથી જડેલું તથા અંદરથી ધૂમાડો નિકળે છે એવું પરિઘ હાથમાં લઈ, રાક્ષસોના સૈન્યમાં, કેતુ સમાન જે જણાય છે, તે નિકુંભ નામે રાક્ષસ છે. એ અદ્ભુત બળ તથા પરાક્રમવાળો છે.[૨૧] અને પેલો ધનુષ, તરવાર, બાણ આદિ આયુધોથી ભરેલ સુંદર પતાકાવાળા તથા અગ્નિના સરખા પ્રકાશવાળા રથમાં બેસી આવનાર નરાંતક નામનો રાક્ષસ છે. એ જ્યારે યુદ્ધ કરે છે, ત્યારે પર્વતના શિખર લઈ ઘૂમે છે.[૨૨] અને વિવિધ રૂપવાળા, વાઘ, ઊંટ, હાથી, મૃગ અને ઘોડાઓના જેવાં મુખવાળા રાક્ષસોથી વિંટાયલો, દેવોનો પણ દર્પ હરે એવો તથા ફાડેલા મોટા ડોળાવાળો આ સામે જે જણાય છે તે, રાક્ષસોનો રાજા—રાવણરાય છે. ચંદ્ર સરખી પ્રભાવાળું, સૂક્ષ્મ સળીઓવાળું શ્રેષ્ઠ છત્ર તેનાપર ધરેલું છે તેથી, તે જાણે ભૂતગણથી વિટાયલા શંકર ન હોય તેવો દેખાય છે.[૨૩-૨૪] એણે કિરીટ તથા કુંડળ ધારણ કરેલાં છે. એની સાક્ષાત્ વિંધ્યાચળ પર્વતના જેવી ભયંકર કાયા છે. મહેન્દ્રનો અને વૈવસ્વતનો એણે દર્પ હરેલો છે એવો આ રાક્ષસોનો અધિપતિ રાવણ, સાક્ષાત્ સૂર્ય હોય તેવો ભાસે છે."[૨૫]

આ સાંભળી, અરિદમનકર્તા રામ, વિભીષણને કહેવા લાગ્યા કે, "અહો! રાવણ આવો તેજસ્વી છે કે ?[૨૬] પણ એના મુખ આસપાસ સૂર્યની પેઠે કિરણોનું મંડળ દેખાય છે અને તેના તેજ આડે હું એના રૂપને સ્પષ્ટ દેખી શકતો નથી.[૨૭] આ રાક્ષસેન્દ્રનું શરીર જેવું શોભે છે, તેવી શોભાવાળું દેવ અને દાનવોનું પણ શરીર ભાગ્યે જ હશે.[૨૮] તેના સર્વે યોધાઓ પણ પર્વતના જેવા મોટા દેહવાળા છે, ને પર્વતો લઈ યુદ્ધ કરનારા છે તેમ જ પ્રકાશ મારતાં આયુધો ધારણ કરનારા છે.[૨૯] વળી એ રાક્ષસરાય, ભયંકર દર્શનવાળાં તથા તીવ્ર દેહવાળાં ભૂતોથી પરિવૃત થયેલો યમ હોય, તેવો દેખાય છે.[૩૦] અહો! સારે ભાગ્યે

* એ બીજો અકંપન છે.

* દંડકારણ્યમાં રામે જેને માર્યો હતો તે નહિ પણ બીજો.

આજ આ રાવણ મારી દૃષ્ટિએ પડ્યો. આજે હું સીતાના હરણથી ઉત્પન્ન થયેલો મારો કોપ, એને મારી શાન્ત કરીશ."[૩૧] આ પ્રમાણે વચનો કહી, રામે ધનુષપર ઉત્તમ શર ચઢાવ્યું અને લક્ષ્મણને પાસે રાખી યુદ્ધને માટે સજ્જ થઈ ઉભા રહ્યા.[૩૨]

પછી મહાત્મા રાક્ષસપતિ રાવણ, પોતાના મહા બળવાન્ રાક્ષસોને કહેવા લાગ્યો; "હે રાક્ષસો! તમારામાંના થોડા રાક્ષસોને, શંકાનો ત્યાગ કરી આ લંકાના દરવાજામાં તથા રાજમાર્ગ આગળ ઉભા રહેવા દ્યો;[૩૩] કારણ કે જો બધા રાક્ષસોનો લઈને હું લડવા આવ્યો છું, એવું કપિઓના જાણવામાં આવશે તો, જરૂર તેઓ એકઠા થઈ, ન જિતાય એવી આ લંકાનગરીને શૂન્ય જાણી તેમાં પેસી જશે અને નગરને પીડા કરશે."[૩૪] આ પ્રમાણે પોતાના કેટલાએક રાક્ષસ મંત્રીઓને નગરમાં રક્ષા કરવા માટે મૂક્યા. પછી જ્યારે સઘળા રાક્ષસો પોતપોતાને કહેલાં સ્થાન પ્રત્યે ગયા, ત્યારે જેમ મગરમચ્છ આખા સમુદ્રને ડોળી નાંખે, તેમ રાવણ, વાનરના સમુદ્રરૂપ સૈન્યને ક્ષુભિત કરવા લાગ્યો.[૩૫]

હાથમાં પ્રકાશિત ધનુષ અને બાણ લઈ, વાનરસેના ઉપર ધસતા રાક્ષસરાજને જોઈ, એક પર્વતનું શિખર હાથમાં લઈ, કપિરાજ સુગ્રીવ તેના ભણી દોડ્યો.[૩૬] અનેક વૃક્ષોવાળું તે પર્વતનું શિખર તેણે રાવણના ઉપર નાંખ્યું. આ પર્વતના શિખરને પોતાના ઉપર આવતું જોઈ, રાવણે સુવર્ણના પુંખવાળાં બાણો મૂકી તેને છેદી નાંખ્યું અને રાવણના બાણથી છેદાયેલું તે પર્વતશિખર પૃથિવીપર પાછું પડ્યું. પછી રાવણે સર્પના જેવું અને સાક્ષાત્ કાળના સરખું એક તીવ્ર બાણ ધનુષપર ચઢાવ્યું[૩૭-૩૮] અને ઘણો કોપ કરી તેણે પવનના સરખા વેગવાળાં, અગ્નિના જેવા પ્રકાશવાળાં, જેમાંથી અંગારા ખરે છે એવાંતથા વજ્રના સરખા વેગવાળાં તે બાણને, સુગ્રીવનો વધ કરવાને માટે ધનુષપરથી છોડ્યું.[૩૯] રાવણના હાથથી છૂટેલાં તે બાણે, કાર્તિક સ્વામીએ મૂકેલી શક્તિ, જેમ ક્રૌંચ પર્વતને ભેદે છે, તેમ સુગ્રીવના અંગને ભેદ્યું.[૪૦] આ બાણ વાગવાથી, ભ્રમિત ચિત્તવાળો સુગ્રીવ, ચીસ પાડી પૃથિવીપર પડ્યો અને રાક્ષસો તેને સંજ્ઞા વિનાનો થઇને પડેલો જોઈ હર્ષના ઉદ્ગાર કાઢવા લાગ્યા.[૪૧]

સુગ્રીવ જ્યારે રણસંગ્રામમાં ઘવાયો, ત્યારે ગવાક્ષ, ગવય, સુષેણ, ઋષભ, જ્યોતિર્મુખ અને નલ આદિ મોટ મોટા વાનરો, મોટી મોટી શિલાઓ હાથમાં લઈ, રાવણના ઉપર ધસ્યા.[૪૨] રાવણે સેંકડો બાણો મૂકી, આ વાનરોના પ્રહારને નિષ્ફળ કર્યા અને ઉલટાં રાવણનાં સુવર્ણ પુંખવાળાં બાણોથી ભયંકર કાયાવાળા તે વાનરોનાં શરીરો વીંધાઈ ગયાં અને તેઓ રણભૂમિપર પડ્યા.[૪૩] રણમાં રાવણે બાણોનો વરસાદ વરસાવી વાનરસૈન્ય છાઈ નાંખ્યું. તે સમયે બાણો વાગવાથી કેટલાએક કપિઓ ભૂમિપર પડ્યા. રાવણના બાણથી પીડાતાં ભય પામવાથી તેઓ રામને શરણે દોડી ગયા.[૪૪] આ જોઈ, મહાત્મા રામ પોતાનું પ્રખ્યાત ધનુષ હાથમાં લઈ રાવણની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. ત્યારે લક્ષ્મણ હાથ જોડી આ પ્રમાણે અર્થયુક્ત વચનો કહેવા લાગ્યો કે,[૪૫] "હે આર્ય! એ દુરાત્માનો વધ કરવાને માટે હું સમર્થ છું, હું એને મારી નાંખીશ. માટે આપ મને જવાની આજ્ઞા આપો."[૪૬] આ સાંભળી, સત્યપરાક્રમવાળા મહાત્મા રામે કહ્યું, "હે લક્ષ્મણ! તારી ઇચ્છા છે તો ભલે જા અને યુદ્ધ કર.[૪૭] પણ જોજે, એ વીર્યવાન્ રાવણ, રણમાં અદ્ભુત પરાક્રમવાળો છે તથા ત્રિલોકથી પણ એનો પરાભવ થઈ શકે તેમ નથી.[૪૮] માટે, ભાઈ લક્ષ્મણ! તું એનાં છિદ્રને તપાસતો રહેજે; ને તારાં પોતાનાં છિદ્ર એને જોવાની સંધિ આપતો નહિ. તું ઘણો સાવધ રહી, ચોમેર નજર રાખજે અને તારા ધનુષવડે શરીરનું સારીપેરે જતન કરજે."[૪૯]

રામની આવી શિખામણનો સ્વીકાર કરી, સુમિત્રાનંદન લક્ષ્મણ, પોતાના ભાઇને પ્રેમથી ભેટ્યો. પછી નમન કરીને યુદ્ધ કરવાને માટે વિદાય થયો.[૫૦]

પછી હસ્તીની સુંઢસમાન બાહુવાળા, હાથમાં પકડેલા ભયંકર તથા ઝળહળતા ધનુષવાળા તથા યુદ્ધમાં ઘવાયેલા અંગવાળા વાનરોના ઉપર, બાણવૃષ્ટિ કરતા રાવણને તેણે જોયો.[૫૧] મહા તેજસ્વી હનૂમાન્ પણ રાવણને જોઈ, શરસમૂહને નિવારણ કરી, તેના ભણી દોડ્યો.[૫૨] તેણે રાવણના રથ પાસે જઈ, જમણા હાથની મુષ્ટિ ઉગામી, તેને ત્રાસ પમાડ્યો. પછી બુદ્ધિમાન્ હનૂમાને તેને કહ્યું કે,[૫૩] "અલ્યા રાવણ! તેં દેવ, દાનવ, યક્ષ, ઉરગ તથા રાક્ષસોથી ન મરાઉં એવું વરદાન (બ્રહ્મા પાસેથી) માંગી લીધેલું છે, પરંતુ વાનરોને હાથે નહિ મરે એવું માંગેલું નથી. માટે યાદ રાખ કે, વાનરોથી જ તને ભય ઉત્પન્ન થશે.[૫૪] યાદ રાખ કે, પાંચ આંગ-

બીઓરૂપ પાંચ શાખાવાળો આ મારો જમણો બાહુ, તારા દેહમાં ઘણા કાળથી રહેલા તારા ભૂતાત્માને—જીવને તારા દેહથી છૂટો પાડશે."[૫૫] હનુમાનનાં તેવાં ભયંકર વચન સાંભળી ભયંકર પરાક્રમવાળો તથા ક્રોધથી જેનાં નેત્ર લાલચોળ થઈ ગયેલાં છે એવો રાવણ, તેને આ પ્રમાણે કહેવા લાગ્યો,[૫૬] "ઓ વચનર, હનૂમાન્! તું મને સત્વર પહેલો પ્રહાર કરી અચળ કીર્તિ મેળવ. તારું પરાક્રમ કેટલું છે? તે જોયા પછી હું તારો વધ કરીશ."[૫૭] રાવણનું આવું ગર્વયુક્ત વચન સાંભળી, વાયુપુત્ર હનૂમાને કહ્યું; "અલ્યા રાવણ! મેં પૂર્વે તારા અક્ષકુમારને પ્રહાર કરેલો છે તે સંભાર. એ ઉપરથી જ તને મારું પરાક્રમ માલમ પડશે."[૫૮] હનૂમાનનાં તે વચન સાંભળી, વીર્યવાન્ રાવણે, વાયુપુત્ર હનૂમાનની છાતી વચ્ચે એક મુક્કી મારી. રાવણનો પ્રહાર વાગવાથી હનૂમાન્ વારંવાર કંપી ઉઠ્યો; પણ ડગ્યો નહિ.[૫૯] પછી મહા બુદ્ધિમાન્ હનૂમાન્, એક ક્ષણમાં સ્થિરતા પકડી ઉભો રહ્યો અને પૂર્ણ જોરથી રાવણની છાતીમાં પોતાના પંજાનો પ્રહાર કર્યો.[૬૦] હનૂમાનના આવા પ્રહારથી ધરતીકંપ થતાં જેમ પર્વત ચલાયમાન થાય, તેમ રાવણ ચલાયમાન થયો.[૬૧] જ્યારે હનૂમાને આ દેવાસુરતપ સંગ્રામમાં રાવણને આવો દૃઢ પ્રહાર કર્યો, ત્યારે ઋષિઓ, વાનરો, સિદ્ધો તથા દેવો સર્વ હર્ષનો ગડગડાટ કરવા લાગ્યા.[૬૨]

પણ ક્ષણવારમાં સાવધ થઈ, મહા તેજસ્વી રાવણ બોલ્યો કે, "અલ્યા વાનરા! સાબાશ છે તારા બળને, તું પ્રશંસા કરવા જેવો શત્રુ તો ખરો!"[૬૩] રાવણનું એ બોલવું સાંભળી, હનૂમાને કહ્યું, "રાવણ! તું મારા બળને વખાણે છે, ઠીક, ઠીક. પરંતુ હું તો કહું છું કે, મારા બળને ધિક્કાર છે. કારણ કે હજી તું મારા આગળ જીવતો ઉભેલો છે![૬૪] ઓ દુષ્ટ બુદ્ધિવાળા રાવણ! હવે આડી અવળી મિથ્યા વાત જવા દઈ, તું મારા ઉપર પ્રહાર કર. પછી હું તને મારા મુષ્ટિપ્રહારથી યમદ્વારમાં પહોંચાડી દઇશ."[૬૫] હનૂમાનના તે તુચ્છકારના બોલ સાંભળી, રાવણનો કોપ અતિશય વૃદ્ધિ પામ્યો ને તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં. પછી વીર્યવાન્ રાવણે, પોતાનો જમણો હાથ ઉગામી, હનૂમાનની છાતીમાં સજ્જડ પ્રહાર કર્યો.[૬૬] છાતીમાં રાવણનો પ્રહાર વાગવાથી હનૂમાન્ ઘણો વિહ્વળ થઈ ગયો. તેને આ પ્રમાણે વિહ્વળ થયેલો જોઈ, પ્રતાપી અતિરથ રાવણ, રથમાં બેસી નીલ વાનરની સામે યુદ્ધ કરવા ગયો.[૬૭-૬૮] તેણે સર્પના જેવાં ભયંકર તથા શત્રુનાં મર્મને ભેદે એવાં બાણોવડે, કપિસેનાના નાયક નીલને કંપાયમાન કર્યો;[૬૯] છતાં રાવણનાં બાણોના પ્રહારથી ખેદ પામેલા નીલવાનરે, પોતાના એક હાથમાં મોટું શિખર લઈ રાવણને માર્યું.[૭૦] પણ જ્યારે ઉદારચિત્ત હનૂમાન્ સાવધ થયો ત્યારે, પુનઃ યુદ્ધ કરવાની ઇચ્છાથી નીલ વાનરની સાથે યુદ્ધ કરતા રાવણને ક્રોધથી કહ્યું,[૭૧] "હે રાવણ! એકની સાથે યુદ્ધ કરતાં કરતાં બીજાની સાથે યુદ્ધ કરવા નાસવું, એ (તારા જેવા વીર પુરુષને) યોગ્ય નથી."[૭૨] પણ એટલામાં તો નીલ વાનરે જે ગિરિશિખર રાવણના ઉપર નાંખ્યું હતું, તેને રાવણે સાત બાણવડે પાછું પાડ્યું અને રાવણનાં બાણ વાગવાથી ભાંગી ગયેલું તે શિખર, જમીનપર તૂટી પડ્યું.[૭૩] પોતાનું નાંખેલું શિખર પાછું પડેલું જોઈ, શત્રુઓને હણનાર નીલ, કાળાગ્નિની પેઠે કોપાવિષ્ટ થયો અને પુષ્પિત થયેલાં અશ્વકર્ણ, આમ્ર, શાલ ઇત્યાદિ અનેક વૃક્ષો રાવણના ઉપર તેણે ફેંક્યાં.[૭૪-૭૫] રાવણે આ બધાં વૃક્ષોને બાણ મૂકી ભેદી નાંખ્યાં અને પછી નીલના ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી.[૭૬] પછી મેઘની ધારાઓના સરખાં બાણની વૃષ્ટિથી ઘેરાઈ ગયેલો નીલ વાનર, સૂક્ષ્મરૂપ ધારણ કરી રાવણના ધ્વજ ઉપર ચઢી બેઠો.[૭૭] પોતાના ધ્વજપર આવીને બેઠેલા આ વાનરને જોઈ, રાવણને ઘણો ક્રોધ ચઢ્યો અને નીલ વાનર હાકોટા પાડવા લાગ્યો.[૭૮] નીલ વાનર, ગર્જના કરતો ક્ષણમાં તેના (રાવણના) ધ્વજ ઉપર, ક્ષણમાં ધનુષ ઉપર અને ક્ષણમાં મુકુટ ઉપર કુદી કુદી બેસતો હતો. તે જોઈ, રામ, લક્ષ્મણ તથા હનૂમાન્ ઘણા જ વિસ્મય પામ્યા અને રાવણ પણ તે કપિની આવી ચાલાકી જોઈ વિસ્મય પામ્યો. પછી રાવણે અગ્ન્યાસ્ત્ર કાઢી ધનુષપર ચઢાવ્યું ને યુદ્ધ કરવા તત્પર થયો.[૭૯-૮૦] નીલનું પરાક્રમ જોઈ તથા તેની ચાલાકીથી ગભરાઈ ગયેલા રાવણને જોઇને સઘળા વાનરો મોટા હર્ષથી હુકાહુકના નાદ કરવા લાગ્યા.[૮૧]

વાનરોનો આવો જબરો કોલાહલ સાંભળી કોપાયમાન થયેલો તથા ગભરાઈ ગયેલા હૃદયવાળો રાવણ હવે શું કરવું, તે સમજી શક્યો નહિ.[૮૨] પછી આગ્નેયાસ્ત્રને ધનુષપર ચઢાવી રાક્ષસેશ્વર રાવણ, પોતાના ધ્વજ ઉપર બેઠેલા નીલ વાનરના સામું જોઈ દાંત કકડાવી બોલ્યો, 'ઓ વાનરા! તું ઘણો ચાલાકીવાળો અને માયા કરી જાણે તેવો છે તથા ઇચ્છા પ્રમાણે રૂપ ધરે તેવો પણ છે; પરંતુ હવે હું તને કહું છું કે, જો તું શક્તિમાન્ હોય તો તારા જીવિતનું રક્ષણ કર. સ્મરણ કરજે

કે, આ સપ્રયોગ અસ્ત્ર, તારા જીવિતનું ગમે તેટલું રક્ષણ કરીશ તો પણ તારો નાશ કરશે, એમાં શક નથી.૮૩-૮૬ આમ બોલતાં રાક્ષસાધિપતિ રાવણે, ધનુષ ખેંચ્યું અને નીલના ઉપર તે બાણ મૂક્યું.૮૭ આ બાણ નીલની છાતી વચ્ચે આવી વાગવાથી તે બળ્યો બળ્યો થઇને પૃથિવીપર પડ્યો; પરંતુ તેના પિતા અગ્નિના માહાત્મ્યથી તથા પોતાના તેજના પ્રભાવથી તેના પ્રાણ ગયા નહિ.૮૮-૮૯ નીલ વાનરને સંજ્ઞા રહિત પડેલો જોઈ, યુદ્ધ કરવાની ઇચ્છાવાળા રાવણે, મેઘના જેવા ગડગડાટવાળો પોતાનો રથ, લક્ષ્મણના સામે હાંકયો અને વાનરોને મારતાં મારતાં પ્રતાપી રાવણ, લક્ષ્મણના સન્મુખ આવી ઉભો રહ્યો અને પોતાનું પ્રચંડ ધનુષ ખેંચવા લાગ્યો.૯૦-૯૧ રાવણને પોતાના સન્મુખ ધનુષ ખેંચી આવતો જોઈ, મહાશય સુમિત્રાનંદન લક્ષ્મણે, તેને આ પ્રમાણે વચનો કહ્યાં, "અલ્યા નિશાચર! જ્યારે આ હું લક્ષ્મણ, તારી સાથે યુદ્ધ કરવા ઇચ્છું છું, ત્યારે વાનરોની સાથે યુદ્ધ કરવું, એ શું તને ઘટિત છે કે?" (ચલ, આવ, બાળયા સાથે યુદ્ધ કર, ને સપાટો જો.૯૨) લક્ષ્મણનાં આવાં ગંભીર ધ્વનિવાળાં વચનો તથા તેના ધનુષનો ટંકારવ સાંભળી રાવણ તેની સમીપ આવી કહેવા લાગ્યો કે;૯૩ "હે રાઘવ! હે વિપરીત બુદ્ધિવાળા! તારો હવે અંત આવ્યો છે (માટે ગમે તેમ બક.) સારું થયું કે, તું મારી દૃષ્ટિએ પડ્યો. મારાં બાણોવડે કપાઈ જવાથી તું હવે એક ક્ષણમાં મૃત્યુલોકને પામીશ."૯૪ રાવણનાં આવાં ગર્વિષ્ઠ વચનો સાંભળી, યત્કિંચિત્ પણ વિસ્મય ન પામતા સૌમિત્રીએ તેને કહ્યું કે, "હે પાપીઓમાં શ્રેષ્ઠ! જેઓ મહા પ્રભાવવાળા છે, તેઓ તો આ પ્રમાણે તારી પેઠે મિથ્યા પ્રશંસા કરે જ નહિ!૯૫ હે રાક્ષસ! તારાં બળ, પરાક્રમ, પ્રતાપ અને વીર્ય કેટલાં ને કેવાં છે, તે હું સારી રીતે જાણું છું. છતાં, જો કે હું હાથમાં ધનુષ બાણ લઈ તારી સાથે લડવા તૈયાર થઈ ઉભેલો છું, માટે આવી જા, મિથ્યા બકવાદ કરવામાં શું ફળ છે?"૯૬ લક્ષ્મણનાં આવાં વચન સાંભળી, અતિશય ક્રોધ જેને ચઢી ગયો છે એવા રાવણે, તેના ઉપર સુંદર પુંખવાળાં સાત બાણ મૂક્યાં; પરંતુ લક્ષ્મણે સુવર્ણના પુંખવાળાં તથા તીવ્ર ધારવાળાં બાણોવડે તેનાં બાણને સડસડાટ છેદી નાંખ્યાં અને જેમ છેદાઈ ગયેલી ફણાવાળા સર્પો હોય તે પ્રમાણે, લક્ષ્મણે છેદી નાંખેલાં પોતાનાં બાણોને જોઈ, રાવણે અતિશય કોપ કરી પુનઃ ઘણાં તીક્ષ્ણ બાણો લક્ષ્મણના ઉપર મૂક્યાં.૯૭-૯૮ પણ રામાનુજ લક્ષ્મણે તો, બાણનો વરસાદ વરસાવવા માંડ્યો અને લગાર પણ ક્ષોભ પામ્યા વિના ક્ષુર, અર્ધચન્દ્ર, કર્ણ અને ભલ્લ જાતનાં બાણોથી રાવણનાં મૂકેલાં બાણોને હવામાં ઉડાડી દીધાં.૯૯ પોતાનાં મૂકેલાં બાણોને ક્ષણવારમાં છેદી નાંખેલાં જોઈ, રાવણ, લક્ષ્મણની બાણ મૂકવાની ચાલાકીથી ઘણો વિસ્મય પામ્યો અને પુનઃ ઘણાં તીવ્ર બાણો ફેંક્યાં.૧૦૦ મહેન્દ્ર સમાન પરાક્રમી લક્ષ્મણ પણ તીક્ષ્ણ ધારવાળાં, વજ્રના જેવાં ભયંકર વેગવાળાં, તથા અગ્નિના જેવાં પ્રકાશવાળાં બાણોને ધનુષપર ચઢાવી, રાવણના ઉપર ઉપરાચાપરી મૂકતો હતો.૧૦૧ રાવણે, લક્ષ્મણના મૂકેલાં બધાં બાણોને કાપી નાંખ્યાં અને પછી તેણે કાળના અગ્નિજેવા પ્રકાશવાળો, બ્રહ્માએ આપેલો એક શર, લક્ષ્મણના કપાળમાં માર્યો.૧૦૨ રાવણનું આ બાણ વાગવાથી લક્ષ્મણ અચેત થઈ ગયો. તેના હાથમાંથી ધનુષ ખસી ગયું, પરંતુ એક ક્ષણમાં સચેત થઈ, ધનુષ હાથમાં લઈ લક્ષ્મણે રાવણનાં ધનુષને ચડપદેતું કે કાપી નાંખ્યું.૧૦૩ રાવણનું ધનુષ કપાઈ ગયા પછી લક્ષ્મણે, તેનાપર ત્રણ બાણો મૂક્યાં જે વાગવાથી રાવણ મૂર્છા ખાઈ પડ્યો ને મહાકષ્ટે તેનામાં પાછી ચેતના આવી.૧૦૪ પછી જેનું ચાપ કપાઈ ગયેલું છે એવા, બાણ વાગવાથી જેના શરીરમાંથી રુધિર ઝરે છે એવા તથા મેદથી ખરડાયલા શરીરવાળા રાવણે, બ્રહ્માએ આપેલી શક્તિ લક્ષ્મણને મારવાને કાઢી ને વાનરોને ત્રાસ ઉપજાવનારી તથા ધૂમસહિત અગ્નિના સરખી તે શક્તિ લક્ષ્મણને મારી.૧૦૫-૧૦૬ રાવણની શક્તિને આવતી જોઈ, લક્ષ્મણે હુતાગ્નિના સરખાં બાણ મૂકી તેને છેદી નાંખી. તેમ છતાં પણ તેનો એક ભાગ આવી લક્ષ્મણની વિશાળ છાતીમાં વાગ્યો.૧૦૭ લક્ષ્મણ મૂર્છાગત થઈ પૃથ્વીપર પડ્યો. તેને વિહ્વલ થઈ પૃથ્વીપર પડ્યો, તે જોઈ રાક્ષસરાજા રાવણે, એકદમ આવી લક્ષ્મણને સમુદ્રમાં નાંખી દેવાને માટે ઉંચકી લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો, પણ મંદર, મેરુ, હિમવાન્ અને સુર તથા અસુર સહિત આખું ત્રૈલોક્ય ઉપાડે તેવા રાવણથી, લક્ષ્મણને ઉંચકી શકાયો નહિ.૧૦૮-૧૦૯

બ્રહ્માએ આપેલી રાવણની શક્તિ જો કે લક્ષ્મણને છાતીમાં વાગી હતી, તો પણ તેણે, વિષ્ણુના અંશરૂપ પોતાના આત્માનું સ્મરણ કર્યું (તેથી તેના આત્માને કશી હાનિ થઈ નહોતી).૧૧૦

પછી દેવોના કંટકરૂપ રાવણે, દાનવોનો દર્પ મૂકાવનાર લક્ષ્મણને બે હાથવડે ફેરવવા માંડ્યો, પણ એક

લવમાત્ર પણ તેનું શરીર હાલ્યું નહિ.[૧૧૧] તુરત જ વાયુપુત્ર હનૂમાન્ કોપ કરી રાવણની સામે દોડ્યો અને વજ્રના જેવી પોતાની મુષ્ટિનો પ્રહાર રાવણની છાતીમાં કર્યો.[૧૧૨] આવા સખત મુષ્ટિપ્રહારથી રાવણ મૂર્છા ખાઈ ભૂમિ ઉપર પડ્યો અને તેના નાક, મુખ, કાન આદિમાંથી રુધિર વહેવા લાગ્યું પછી ભૂમિપરથી ઉઠી રાવણ, અચેત અવસ્થામાં પરાણે રથમાં બેઠો.[૧૧૩-૧૧૪] પણ તેની મૂર્છા વળેલી ન હોવાથી તેનામાં સ્વાસ્થ્ય હતું નહિ. રણસંગ્રામમાં રાવણને આ પ્રમાણે અચેત થયેલો જોઈ, સર્વ દેવો, ઋષિઓ ને વાનરો હર્ષના પોકાર કરવા લાગ્યા.

ત્યાર પછી રાવણે જેને મૂર્છા પમાડી હતી એવા લક્ષ્મણને, હનૂમાને બાથમાં ઘાલી રામ પાસે આણ્યો. હનૂમાનની લક્ષ્મણ પ્રત્યેની પ્રીતિ તથા ભક્તિવડે, લક્ષ્મણનામાં લઘુત્વ આવ્યું, તેથી હનૂમાન્ તેને ઉંચકી શક્યો, નહિતર તે ઉંચકાત નહિ.[૧૧૫-૧૧૭] (રામ નજીક જતાં જ) રાવણે મૂકેલી શક્તિ લક્ષ્મણના દેહમાંથી નિકળી ગઈ, ને રાવણ જ્યાં રથમાં બેઠેલો હતો ત્યાં આવી (તેના ભાથામાં પાછી પેશી ગઈ).[૧૧૮] થોડીવાર થયા પછી રાવણની પણ મૂર્છા વળી, એટલે તે યુદ્ધ કરવાને માટે મોટું ધનુષ તથા તીક્ષ્ણ બાણ લઈ પુનઃ તૈયાર થયો.[૧૧૯]

પછી શત્રુનો સંહાર કરનાર લક્ષ્મણ પણ, શક્તિ નિકળી જવાથી પોતાના આત્માનું સ્મરણ કરવા લાગ્યો.[૧૨૦] પણ વાનરોની મોટી સેનાને રાવણે મારી નાંખેલી જોઈ, રામ, રાવણની સાથે યુદ્ધ કરવાને તત્પર થયા.[૧૨૧] તે વેળાએ હનૂમાન્, તેમની પાસે આવી કહેવા લાગ્યો કે–"હે રામ! તું એમને એમ જાય તે કરતાં, વિષ્ણુ જેમ ગરુડપર બેસી દૈત્યોનો સંહાર કરવા જાય છે તેમ, મારા ઉપર બેસી રાક્ષસોનો સંહાર કરવા જા." વાયુપુત્રનાં આવાં પ્રેમભર્યાં વચન સાંભળી, રામ તેની ખાંધપર બેઠા અને રથમાં બેઠેલા રાવણની સન્મુખ આવી ઉભા રહ્યા.[૧૨૨-૧૨૪] સંગ્રામમાં પોતાની સન્મુખ ઉભેલા રાવણને જોઈ, રામ, (વિરોચનપુત્ર* સામે જેમ વિષ્ણુ જાય, તેમ આયુધ લઈને ધાયા અને વજ્રપાત જેવો ટંકારવ કરી, ગંભીર વાણીથી રાવણને કહેવા લાગ્યા કે,[૧૨૫-૧૨૬] "એ રાક્ષસ! ઉભો રહે, ઉભો રહે, મારું અપ્રિય કરી તું ક્યાં જઈ જીવતો રહેવાનો હતો![૧૨૭] તું કદાપિ ઇન્દ્ર, યમ, સૂર્ય, બ્રહ્મા, વૈશ્વાનર તથા શંકરને શરણે જઇશ કે દશે દિશામાં જઇશ, તો પણ હું તને માર્યા વિના છોડીશ નહિ.[૧૨૮] તેં યુદ્ધ કરતાં મારા ભાઈ લક્ષ્મણને શક્તિ મારી અને તેથી તે ચેતન રહિત થયો, પણ તે જોઈ મને જે શોક થયો છે, તે દુઃખની શાન્તિ કરવાને મેં તને તથા તારા પુત્રોને સંગ્રામમાં મારવાની પ્રતિજ્ઞા કરી છે.[૧૨૯] હે રાવણ! હું તે જ છું કે, જેણે સુંદર આયુધો લઇને યુદ્ધ કરનારા અદ્‌ભુત દર્શનવાળા, ચૌદ હજાર રાક્ષસોને જનસ્થાનમાં મારી નાંખ્યા છે."[૧૩૦] રાઘવનાં આવાં વચન સાંભળી, મહાબળવાન્ રાવણે, રાઘવને પોતાની ખાંધ ઉપર લઈ ઉભેલા હનૂમાનને, પૂર્વેના વૈરનું સ્મરણ કરી, કાળાગ્નિ જેવાં બાણ માર્યાં.[૧૩૧-૧૩૨] રાવણે, હનૂમાનને બાણ મારી ઘાયલ કર્યો, તો પણ સ્વભાવથી જેનામાં પરાક્રમ હતું એવો હનૂમાન્ યત્કિંચિત્ પણ પીડા પામ્યો નહિ. પણ ઉલટું તેનું પરાક્રમ વધવા માંડયું.[૧૩૩] રાવણના બાણથી ઘાયલ થયેલા હનૂમાનને જોઇને મહા તેજસ્વી રામને ઘણો ક્રોધ ચઢયો.[૧૩૪] તેમણે તીવ્ર શર મૂકીને રાવણના ચક્ર, અશ્વ, ગણ, સારથિ, તરવાર, શૂલ અને ખડ્ગ સહિત રથનો ભાંગીને ભૂકો કરી નાંખ્યો;[૧૩૫] અને ઇન્દ્ર જેમ મેરુ પર્વતને, વજ્રથી પ્રહાર કરે છે તેમ રામે, વજ્ર જેવા તથા વિજળી જેવા બાણથી રાવણની છાતી ભેદી નાંખી.[૧૩૬] જે રાવણ, ઇન્દ્રના વજ્રપાતથી પણ હઠતો નહિ તે રાવણ, આજે રામબાણ છાતીમાં વાગવાથી અચેતન થઈ ગયો અને તેના હાથમાંથી ધનુષ પડી ગયું.[૧૩૭]

રાવણને વિહ્વલ થતો જોઈ, મહાત્મા રામે અર્ધ ચંદ્રાકાર બાણ મૂકી, સૂર્ય જેવા પ્રકાશિત તેના મુકુટને છેદી નાંખ્યો.[૧૩૮] વિષરહિત સર્પ જેવા, તેજનષ્ટ, પ્રકાશ રહિત સૂર્ય જેવા, રાજશ્રીથી હીન થયેલા રાવણને જોઈ, રામ બોલ્યા,[૧૩૯] "હે રાવણ! તેં મારા ભાઈ લક્ષ્મણને યુદ્ધમાં મૂર્છા પમાડી મહાભયંકર કાર્ય કરેલું છે, તેથી હું તને થાકી ગયેલો જાણી આજ જીવતો મૂકું છું.[૧૪૦] એ નિશાચર! તું યુદ્ધ કરતાં થાકી ગયેલો છે, માટે લંકામાં પાછો ફર. જ્યારે તારો જીવ ઠેકાણે આવે ત્યારે રથારૂઢ થઈ રણમાં આવજે; હું તને તે વેળાએ મારું પરાક્રમ દેખાડીશ."[૧૪૧] રામનાં તે વચન સાંભળી, નષ્ટ થયેલા દર્પવાળો, તૂટી ગયેલા ચાપવાળો, જેના ઘોડા અને સારથિ મરાયલા છે એવો, ભગ્ન કિરીટવાળો લંકેશ–રાવણ યુદ્ધમાંથી ઉઠીને આકુળવ્યાકુળ થતો લંકામાં ચાલ્યો ગયો.[૧૪૨] જ્યારે દેવ અને દાનવનો શત્રુ રાવણ લંકાપુરીમાં ગયો ત્યારે,

* વિરોચનપુત્ર તે બલિરાય.

રામ પોતાના ભાઈ લક્ષ્મણનું તથા સંગ્રામમાં ઘવાયલા કપિઓનું આશ્વાસન કરવા પાછા ફર્યા અને જ્યારે રાવણ સંગ્રામમાંથી ઉઠી લંકામાં ગયો ત્યારે, સુર, અસુર, ભૂતગણ, સાગર, ભુજંગ, દિશાઓ, સ્થળ, જળ અને જળચર ઇત્યાદિ પ્રાણીઓને ઘણો હર્ષ થયો.[૧૪૩-૧૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.**



# કુંભકર્ણવધ

## સર્ગ ૬૦ મો

### કુંભકર્ણનું જાગવું

લંકામાં પ્રવેશ કર્યા પછી, રામબાણના ભયથી પીડિત થયેલા તથા ગર્વરહિત થયેલા રાવણને બહુ શોક થયો.[૧] જેમ સિંહથી માતંગ અને ગરુડથી સર્પ પરાભવ પામે છે, તેમ મહાત્મા રાઘવથી રાવણ પરાભવ પામ્યો હતો.[૨] બ્રહ્મદંડ જેવાં અને વિજળીના જેવાં દેદીપ્યમાન રાઘવનાં બાણનું સ્મરણ કરી કરીને, રાવણના મનમાં પુષ્કળ ચિંતા થઈ.[૩] પછી સુવર્ણના દિવ્ય આસન ઉપર બેસીને રાવણે પોતાના રાક્ષસ મંત્રીઓને કહ્યું કે-"મારું મહા ઘોર તપ પણ ખરેખર આજ નિષ્ફળ જ ગયું જણાય છે; કારણ કે ઇન્દ્રના જેવો હું, આજ માનુષજાતથી હાર પામ્યો![૪-૫] હર! હર! બ્રહ્માએ મને કહ્યું હતું કે, તને મનુષ્યથી ભય ઉત્પન્ન થશે. હાય! આજે તેમ જ થયું;[૬] કારણ કે મેં બ્રહ્માની પાસે દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, પન્નગ વગેરે મને હણી શકે નહિ, એમ અભયવચન માગ્યું હતું, પણ મનુષ્યને માટે માગ્યું ન હતું.[૭] હવે મારો મનોનિશ્ચય છે કે, આ દશરથરાયના પુત્ર,-આ રામ-મનુષ્ય મને ભય ઉત્પન્ન કરશે. પૂર્વે ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા અરણ્યે મને શાપ આપતાં કહ્યું હતું કે-"હે રાક્ષસાધમ! મારા કુળમાં ઉત્પન્ન થયેલો પુરુષ તને પુત્રો, અમાત્યો, રથ, ઘોડા અને પરિવાર સહિત મારશે.[૮-૯] હે કુળાધમ! હે દુર્મતિ! સંગ્રામમાં તે જ તારો નાશ કરશે." અને વળી પૂર્વે વેદવતીએ પણ મને એવો જ શાપ દીધો હતો.[૧૦] ધર્મકર્મયોગે તે જ આ જનકરાજાની પુત્રી સીતા ઉત્પન્ન થયેલી છે કે શું? પૂર્વે પાર્વતીએ પણ મને શાપ દીધો હતો કે, 'તારો સ્ત્રીનિમિત્તે નાશ થશે.' તે વચન પણ ફળ્યું છે. ઉમા, રંભા, નંદીશ્વર અને વરુણ કન્યા* એ બધાંના શાપ મને ફળીભૂત થયા છે. ઋષિઓએ પણ મને આવો જ શાપ દીધો હતો. આજે સૌ અહીં એકઠું આવી મળ્યું છે. મોટાનાં વચન મિથ્યા થતાં નથી. હે રાક્ષસો! ગમે તેમ છે, પણ હવે તમારે મને બચાવવાને માટે તો તત્પર થવું જ જોઇએ.[૧૧-૧૨] હે રાક્ષસો! તમે લંકાપુરીના દરવાજા રોકીને ઉભા રહેો; કારણ કે મારો શત્રુ રામ, દેવતાઓના પણ ગર્વને ઉતારે એવો છે.[૧૩] તમો સૌ બ્રહ્માના શાપથી ઘોર નિદ્રામાં પડી રહેલા કુંભકર્ણને હવે જગાડો; કારણ કે રણમાં મને તો જિત્યો છે અને પ્રહસ્તને મારી નાંખ્યો છે.[૧૪] તમે સૌ દ્વારોનું બરોબર રક્ષણ કરો અને કામથી હણાયલો કુંભકર્ણ નિશ્ચિંત થઇને ઉંઘે છે. તેને જેમ બને તેમ સત્વર હવે તમે જગાડો.[૧૫-૧૬] કુંભકર્ણ નવ, સાત, આઠ કે દશ માસ પર્યંત ઉંઘે છે. આ વખત છેલ્લીવાર મંત્ર કરીને તે નવ માસ† થયાં સૂતો છે.[૧૭] તેને તમો સૌ જગાડો; કારણ કે તે જ મહાબાહુ યુદ્ધમાં સર્વ વાનરો અને એ બે રાજપુત્રને ક્ષણમાં યમલોકમાં પહોંચાડે તેવો છે. એ વીર્યવાન્, સર્વ રાક્ષસોમાં શ્રેષ્ઠ કુંભકર્ણ, ગ્રામસુખમાં સદાકાળ પડી રહે છે.[૧૮-૧૯] આ મહાદારુણ સંગ્રામમાં પરાજય પામેલો હું, જો કુંભકર્ણ જાગશે તો શોક પામીશ નહિ.[૨૦] આવી રીતે આવી પડેલાં મહાસંકટમાં તે કામ નહિ આવે તો પછી ઇંદ્રના જેવા બળવાન્ કુંભકર્ણનું મારે શું કામ છે?"[૨૧]

આ પ્રમાણે રાવણનાં વચન સાંભળીને સંભ્રાંત થયેલા રાક્ષસો, કુંભકર્ણને ઘેર જવાને માટે નિકળી પડ્યા.[૨૨] રાવણની આજ્ઞાથી માંસ અને રુધિરનું ભક્ષણ કરનાર તે રાક્ષસોએ, ગંધ, માલ્ય અને ઉત્તમ ભોજનો પોતાની સાથે રાખ્યાં.[૨૩] કુંભકર્ણને સૂવાની ગુફા એક યોજન પહોળી, એક દ્વાર-

---

* પુંજીકાસ્થળાએ રાવણને એવો શાપ દીધો હતો કે-તું કોઈ પણ સ્ત્રીપર બલાત્કાર કરશે તો તારું મરણ થશે. રંભાએ રાવણને શાપ દીધો હોય તેવું જણાતું નથી, પણ રંભા નિમિત્તે નલ કુબેરે શાપ દીધો હતો. 'તું જો બળાત્કારથી કોઈ પરસ્ત્રીનું શીલભંગ કરવા પ્રયત્ન કરશે, તો તારા મસ્તકના સો કટકા થઈ જશે.' જ્યારે રાવણે કૈલાસ પર્વત હચમચાવ્યો હતો ત્યારે ઉમાએ શાપ દીધો હતો કે, તારું મૃત્યુ સ્ત્રીનિમિત્તે થશે અને એક સમયે રાવણે નંદીશ્વરનું મોઢું જોઈ હસીને કહ્યું કે 'આ તો સાવ વાનર મુખો છે,' તેથી કોપ પામી નંદીએ શાપ દીધો હતો કે-'તારું મૃત્યુ વાનરથી નિર્માણ થશે.'

† 'નવમેઽહનિ' એવો મૂળમાં પાઠ છે. અહીં અહન શબ્દનો માસ અર્થ થાય છે.

વાળી, રમણિક ને પુષ્પગંધથી વ્યાપ્ત હતી. ત્યાં સર્વ રાક્ષસો આવી પહોંચ્યા.[૨૪] પણ કુંભકર્ણના નિઃશ્વાસપવનથી ગુહામાં પ્રવેશ કરતાં તેઓ પાછા પડી જતા હતા અને મહાયત્નથી તે પાછા ગુફામાં દાખલ થતા હતા.[૨૫] તે ગુહા સુવર્ણથી રસેલી હોય તેવી હતી. તેમાં ભીમપરાક્રમવાળો કુંભકર્ણ, મોટા પર્વતની પેરે ધૂટો પડેલો હતો અને સાપની માફક સર્વને ત્રાસ આપતો શ્વાસોશ્વાસ કરતો હતો. પાતાળ જેવું તેના મુખનું વિવર હતું, શયનમાં ચત્તોપાટ પડેલો હતો, શરીરપર રુવાંટાં ચડેલાં હતાં તથા મેદ રુધિરથી અત્યંત દુર્ગંધ મારતો હતો. સુવર્ણનાં અંગદ હાથે બાંધેલાં હતાં. તેનો કિરીટ સૂર્ય સમાન તેજ મારતો હતો. એવી રીતે રાક્ષસોમાં વ્યાઘ્ર જેવો, શત્રુને દમનાર કુંભકર્ણ તે રાક્ષસોની નજરે પડ્યો.[૨૬–૩૦] પ્રથમ તો રાક્ષસોએ તેની આગળ આવી, મેરુજેવડો પ્રાણીઓનો ઢગ કર્યો. પછી કેટલાક મૃગ, પાડા, વરાહ અને અન્નના પણ ઢગલા કર્યા અને તે દેવશત્રુઓએ, કેટલાક રુધિર અને મેદથી ભરેલા ઘડાઓ અને અનેક પ્રકારનાં બીજાં માંસનો પણ ત્યાં જમાવ કર્યો.[૩૧–૩૩]

રાવણની આજ્ઞાથી શત્રુને તપાવનાર કુંભકર્ણને જગાડવાને માટે આવેલા રાક્ષસોએ, પ્રથમ તો તેના શરીર ઉપર ચંદનનો લેપ કરી આસપાસ ધૂપ કર્યો.[૩૪] પછી મેઘની માફક ગર્જના કરી કરીને તેઓ કુંભકર્ણની સ્તુતિ કરવા લાગ્યા.[૩૫] પછી ચંદ્રસમાન અનેક શંખ વગાડ્યા અને છેવટે ક્રોધથી મહાભયંકર કોલાહલ કર્યો, તોફાન કર્યું, ખભા ઠોકાયા અને અન્તે તેના શરીરને ચોળ્યું. શંખના, તાળીઓના અને ભેરીના નાદોથી તથા શૂરાઓના સિંહનાદોથી આકાશમાં ઉડતાં પક્ષીઓ ભયભીત થઈ નીચે પડ્યાં, પણ કુંભકર્ણની નિદ્રા ઉડી નહિ. પછી તે રાક્ષસોએ ભુશંડી, પરિઘ, મુશળ અને ગદાઓ લઇને તેની છાતી મસળવા માંડી અને પર્વતનાં શિખર, મુશળ, ગદા અને મુષ્ટિ પ્રહાર કર્યા.[૩૬–૪૦] પરંતુ તે સર્વ કુંભકર્ણના નિઃશ્વાસના વાયુથી ઉડી જવા લાગ્યું અને રાક્ષસો પણ ઉભા રહી શક્યા નહિ.[૪૧] પછી કેટલાએક રાક્ષસો મૃદંગ, પણવ, ભેરી, શંખ તથા કુંભવાદ્ય વગાડવા લાગ્યા અને ભયંકર પરાક્રમી દશ હજાર રાક્ષસોએ તેની આસપાસ મસ્તી તોફાન કરતાં તુમુલ કોલાહલ કર્યો, પણ મરણ પામ્યો હોય તેમ, અંજનગિરિસમાન કુંભકર્ણ જાગ્યો નહિ. આટઆટલું કરતાં પણ તે જાગ્યો નહિ ત્યારે તેઓ દારુણ યત્ન કરવા લાગ્યા. તેઓએ હાથી, ઘોડા, ઊંટ અને ખચ્ચરને લાકડીઓ અને ચાબકાના માર મારીને તેના શરીર ઉપર ચલાવ્યાં અને ગાલ ફાટી જાય તેમ ઘણા જોસબંધ પવનથી તેઓએ ભેરી અને શંખ વગાડવા માંડ્યા. થાંભલીઓ, મુદ્ગર, વૃક્ષ અને મુશળવડે તેના શરીર ઉપર ઉપરાઉપરી પ્રહાર કરવા માંડ્યા કે જેથી પર્વતો અને વનો સહિત આખી લંકાપુરીમાં કોલાહલ થઈ રહ્યો, પણ બ્રહ્માના શાપથી નિદ્રામાં પડેલો કુંભકર્ણ જાગ્યો નહિ.[૪૨–૪૭] ત્યારપછી સોનાની દાંડીઓવડે એક સાથે હજારો ભેરીઓ વગાડવા લાગ્યા, તોપણ શાપને લીધે તે ઉંઘણશી રાક્ષસ જાગ્યો નહિ; તેથી રાક્ષસોને ઘણો કોપ ચઢ્યો. તેઓએ કુંભકર્ણને જગાડવાને માટે ઘોર પરાક્રમ કરવા માંડ્યું.[૪૮–૫૦] ઢાલનાં ચામડાં ફાટી જાય તેમ ઢાલ વગાડવા માંડ્યાં; મોટો કોલાહલ કરાવ્યો; કેટલાક તેના કેશ ખેંચવા લાગ્યા; કોઈએ તેના કાનમાં આંગળાં ઘાલ્યાં, બટકાં ભર્યાં અને તેમાં પાણીના ઘડા રેડ્યા; તોપણ ભર નિદ્રામાં પડેલો કુંભકર્ણ જરા પણ સસળ્યો નહિ.[૫૧–૫૨] પછી તો મુદ્ગર લઇને ઉભેલા રાક્ષસોએ, કુંભકર્ણના મસ્તક, વક્ષઃસ્થળ અને બીજાં ગાત્રો ઉપર ધડાધડ પ્રહાર કરવા માંડ્યા; અને કેટલાકોએ મોટાં દોરડાંથી બાંધેલી શતઘ્નીઓથી મારવા માંડ્યો, તોપણ તે રાક્ષસ જાગ્યો નહિ.[૫૩–૫૪] છેવટ જ્યારે એક હજાર હાથીઓ તેના શરીર ઉપર દોડાવ્યા ત્યારે તેમના ભારથી ડુંગર જેવો કુંભકર્ણ કંઈક સળવળ્યો અને જાગ્રત થવાનાં ચિહ્ન દેખાયાં.[૫૫] પ્રથમ તો મોટું જ્વાળામુખી જેવું મ્હોં પહોળું કરી કરીને તેણે બગાસાં ખાધાં; પછી તે એકદમ બેઠો થયો. ક્ષુધાથી પીડિત હોવાથી મોટા સર્પ જેવા, પર્વતના શિખર સમા ઉગામેલા વજ્ર જેવા પોતાના બે હાથ ઊંચા કરીને, તેણે વડવાનળ જેવું મુખ ઉઘાડીને બગાસાં ખાવા માંડ્યાં.[૫૬–૫૭] બગાસું ખાતાં પહોળું થયેલું પાતાળ જેવું તેનું મુખ જોઇને, રાક્ષસો બહુ આશ્ચર્ય પામ્યા.[૫૮] જ્વાળામુખીમાંથી જેમ ઉનો પવન નિકળે, તેમ તેના બગાસાંના નિઃશ્વાસ નિકળતા હતા.[૫૯] શયનમાં બેઠેલો કુંભકર્ણ તે વેળાએ પ્રલયકાળના અંતક જેવો લાગતો હતો ને અગ્નિના ઘર જેવાં તથા પ્રકાશમાન વિજળી જેવાં તો તેનાં બે નેત્રો બે મોટા પ્રકાશમાન ગ્રહ જેવાં જણાતાં હતાં.[૬૦–૬૧]

પછી રાક્ષસોએ તેના મુખ આગળ, લાવેલો બધો ખોરાક ચપોચપ મૂકી દીધો. મહાબળવાન્ કુંભકર્ણે તેમાંથી અનેક વરાહ, પાડા અને મૃગોને મ્હોંમાં મૂકી દીધાં.[૬૨] તેણે કેટલાક કોળીઆ માંસના ભર્યા અને તરસ છીપાવવા માટે ગણ્યા નહિ જાય તેટલા ઘડા રુધિર પી ગયો; તેમ કેટલાક ઘડા દારુ પણ પીધો.[૬૩] તેને તૃપ્ત થયો જાણી, જગાડનાર રાક્ષસો તેની સામે આવી નમન કરવા લાગ્યા, ત્યારે કુંભકર્ણે, અધૂમ અગ્નિસમૂહ જેવાં લાલ લોચનથી તેમના સામે દૃષ્ટિ કરી. પછી વિસ્મય પામતાં તેણે રાક્ષસોને શાન્ત પાડીને પૂછવા માંડ્યું કે-[૬૪-૬૬] "હે રાક્ષસો! તમે મને ઘણા આદરથી કેમ જગાડ્યો છે? સર્વે ક્ષેમકુશળ તો છેની? રાજા રાવણને કંઈ ભય તો નથી આવ્યું ને ?[૬૭] માનો ન માનો, પણ તે ભયમાં આવેલો હોવો જોઇએ અને તેથી જ તમે મને ત્વરાથી જગાડ્યો છે. પણ નિશ્ચય રાખજો કે, હું આજ તે ભય મટાડીશ. ઇન્દ્રથી ભય હશે તો તેનો પણ નાશ કરીશ; અગ્નિ હશે તો તેને પણ શીતળ કરીશ.[૬૮-૬૯] હું નક્કી માનું છું કે, અલ્પ કામ માટે રાવણ મને જગાડે નહિ, તેમ છતાં જગાડ્યો છે તો ખચીત કંઈ મોટું કામ હશે, માટે તમો મને તે કારણ જણાવો !"[૭૦] પછી યૂપાક્ષ નામના રાવણના મંત્રીએ હાથ જોડીને કુંભકર્ણને કહ્યું કે,[૭૧] "હે મહારાજ ! દેવતાઓથી અમને ક્યારે પણ ભય નથી, પણ મનુષ્યોથી અમને ભય પ્રાપ્ત થયું છે.[૭૨] હાલ મનુષ્યથી જેવો ભય આવી પડ્યો છે, તેવો ભય પૂર્વે કદી દૈત્યો તથા દાનવોથી પણ આવ્યો નહોતો.[૭૩] મોટાં શરીરવાળા વાનરોએ લંકાપુરીને ઘેરી લીધી છે અને સીતાના હરણથી પરિતાપ પામેલા રામથી અમને ભય ઉત્પન્ન થયો છે.[૭૪] પહેલાં એક વાનરે આવી અશોકવનમાં મસ્તી કરી હતી ને લંકા બાળી નાંખી, આપણા અક્ષકુમારને તેની સેના સહિત માર્યો હતો.[૭૫] હમણાં મહારાજ રાવણરાયજી પંડે લડવા ગયા ત્યારે મહાપરાક્રમી રામે તેમને હરાવી કહ્યું કે, "તું હમણાં પાછો જા," એમ કહીને જીવતો મૂક્યો છે.[૭૬] દેવ, દૈત્ય અને દાનવથી રાવણને જે ભય ઉત્પન્ન થયો નહોતો, તે ભય આજ દશરથપુત્ર રામથી મહારાજને ઉત્પન્ન થયો છે. મહારાજ ! શું કહું, આજે તો મહા પ્રાણસંકટ આવી પડ્યું છે."[૭૭]

યૂપાક્ષને મ્હોડેથી પોતાના ભાઇનો પરાભવ સાંભળીને, વિકાળ ડોળાવાળા કુંભકર્ણે કહ્યું કે,[૭૮] "હે યૂપાક્ષ ! આજ હું તે સર્વ વાનર તથા રામ લક્ષ્મણને જિતીને રાવણને મળીશ ને વાનરના માંસ તથા રુધિરથી રાક્ષસોને તૃપ્ત કરી, રામ લક્ષ્મણનાં રુધિરનું પાન કરીને જ સંતુષ્ટ થઇશ."[૭૯-૮૦] ગર્વથી આ પ્રમાણે બોલતા કુંભકર્ણને નમન કરીને રાક્ષસોમાં મુખ્ય એવા મહોદર રાક્ષસે કહ્યું કે,-"હે મહાબાહુ ! પ્રથમ તમે મહારાજ રાવણને મળી, તેની સાથે ગુણ-દોષનો વિચાર કર્યા પછી સંગ્રામમાં જવાની વાત કરો તો ઠીક."[૮૧-૮૨]

મહોદરના કહેવાથી મહાબળવાન્ કુંભકર્ણ, તત્ક્ષણે રાવણ પાસે જવાને માટે તત્પર થયો.[૮૩] પણ એટલામાં તો તેને જગાડ્યા પછી કેટલાક રાક્ષસો રાવણ પાસે દોડી ગયા અને મોટા સુવર્ણના આસન ઉપર બેઠેલા રાવણને કહેવા લાગ્યા કે-"મહારાજ! કુંભકર્ણ બારોબાર સંગ્રામ કરવા જાય કે તમને મળીને જાય ?"[૮૪-૮૬] રાક્ષસોનાં તે વચન સાંભળી, રાવણે તેમને કહ્યું કે; "હું કુંભકર્ણને મળવા ઇચ્છું છું. માટે તમો તેનો સર્વ પ્રકારે સત્કાર કરો."[૮૭] પછી કેટલાક રાક્ષસો કુંભકર્ણ પાસે આવીને બોલ્યા કે "મહારાજ! રાક્ષસોનો રાજા રાવણ, તમને મળવા ઇચ્છે છે, માટે આપ તેમને મળી આનંદ પમાડો."[૮૮-૮૯] પછી પોતાના ભાઈ રાવણને મળવા જવા માટે, મોટી કાયાવાળો કુંભકર્ણ, શયનમાંથી ઉભો થયો અને સ્નાનપાન કરી, રાક્ષસોને ખાનપાન લાવવાની આજ્ઞા આપી.[૯૦-૯૧] રાવણની આજ્ઞા પ્રમાણે રાખી મૂકેલા બે હજાર મદ્યના ઘડા અને બીજા ભક્ષ્ય પદાર્થ તેના મ્હોં આગળ મૂક્યા. પછી મદ્ય પી મત્ત થયેલો કુંભકર્ણ, રાવણ પાસે જવા માટે તત્પર થયો અને રાક્ષસોની સાથે જતો કુંભકર્ણ, પ્રલયકાળના અંતક જેવો દેખાતો હતો. તે ચાલતો ત્યારે પૃથ્વી ધમધમી જતી હતી. એ રીતે રાવણનો ભાઈ કુંભકર્ણ, ઇન્દ્ર જેમ બ્રહ્માને ત્યાં જાય તેવા ડોળથી જતો હતો. સૂર્ય જેમ કિરણથી પૃથિવીને પ્રકાશિત કરે છે, તેમ કુંભકર્ણ રાક્ષસોએ જોડેલા હાથની પંક્તિથી રાજમાર્ગને શોભાવતો હતો.[૯૨-૯૫] શત્રુઓને દમનાર, મહાપરાક્રમી અને મોટા દેહવાળા કુંભકર્ણને જોઈ, લંકાની બહાર રહેલાં વાનરયૂથનું પાલન કરનાર વાનરો પણ ત્રાસ પામ્યા.[૯૬] કેટલાક તો શરણ જવા યોગ્ય રામને શરણે દોડી ગયા ને કેટલાક વાનરો મૂર્ચ્છા ખાઇને જ પડ્યા. કેટલાક તો દશે દિશાઓમાં નાસભાગ કરવા લાગ્યા. કેટલાક ભયને લીધે પૃથિવી ઉપર પડી પગ અને પૂછડાં પછાડી તરફડાટ કરવા

લાગ્યા; ને કેટલાક તો પર્વત શિખર સમાન દેહવાળા, કિરીટ ધારણ કરેલા, સૂર્ય સમાન તેજસ્વી, વૃદ્ધિ પામેલા તથા અદ્ભુત કુંભકર્ણને જોઇને ભયે કરી પીડિત થયેલા વાનરો ચારે દિશાએ નાસી જ ગયા.[૯૭–૯૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૧ મો

### કુંભકર્ણ કોણ ?

હાથમાં ધનુષ લઈ આવતા, પ્રચંડ અંગવાળા તથા મુકુટ ધારણ કરેલા કુંભકર્ણને રામે સારી રીતે જોયો.[૧] રાક્ષસોમાં શ્રેષ્ઠ, પર્વતના સમાન આકારવાળો, નારાયણની* માફક આકાશને આક્રમણ કરનારો, ભરપૂર મેઘ જેવો (કાળો) અને આભૂષણથી શોભતો કુંભકર્ણ હતો. તેને જોતાં વેંત જ વાનરની સેનામાં ભંગાણ પડ્યું.[૨–૩] મોટી વાનરસેનાને નાસભાગ કરતી અને રાક્ષસોને કુંભકર્ણનો સત્કાર કરતા જોયા ત્યારે રામે વિસ્મિત થઈ વિભીષણને પૂછ્યું કેઃ—[૪]

"વિભીષણજી! પર્વત જેવા મોટા શરીરવાળો, મુકુટવાળો, પીળાં નેત્રવાળો તથા વિદ્યુત્ સહિત મેઘ ચડી આવ્યો હોય એવો પેલો જે રાક્ષસ, લંકામાં જતો દેખાય છે તે કોણ છે?[૫] પૃથિવી ઉપર ભૂત પ્રાણી માત્રમાં એ જ એકલો કેતુરૂપ હોય એમ જણાય છે; કારણ કે એને જોઇને આ વાનરો આમ તેમ નાસી જાય છે.[૬] અદૃષ્ટપૂર્વ આ રાક્ષસ કોણ છે તે, હે વિભીષણ! તું મને કહેશે?"[૭]

રામના પૂછવાથી મહાબુદ્ધિમાન્ વિભીષણ કહેવા લાગ્યો કેઃ[૮] "હે રામ! એ (રાવણનો અને મારો બંધુ) વિશ્રવાનો પુત્ર છે અને એનું નામ કુંભકર્ણ છે. એણે યમને અને ઇન્દ્રને પણ હરાવ્યા હતા. એના જેવો પરાક્રમી બીજો કોઈ રાક્ષસ નથી.[૯] હે રાઘવ! એ કુંભકર્ણે પૂર્વે મોટાં યુદ્ધોમાં દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, વિદ્યાધર અને સર્પ આદિને મારી નસાડી મૂક્યા હતા અને એને કાળ જ માનીને, મોહ પામેલા દેવો ત્રિશૂલાદિ લઇને આવેલા કુંભકર્ણનો પરાભવ કરી શક્યા નહોતા.[૧૦–૧૧] એ મહાબળવાન્ કુંભકર્ણ, સ્વભાવથી જ ત્રાસજનક અને બળવાન્ છે, ત્યારે બીજા રાક્ષસો વરદાનથી બળ પામેલા છે.[૧૨] જ્યારે મહાત્મા કુંભકર્ણ ઉત્પન્ન થયો ત્યારે, તે ક્ષુધાથી પીડાતો હોવાથી એણે હજારો પ્રાણીઓનું ભક્ષણ કર્યું હતું.[૧૩] જ્યારે એણે પ્રજાનું ભક્ષણ કરવા માંડ્યું ત્યારે સર્વ પ્રજા, ઇન્દ્રની પાસે (કરગરતી) ગઈ અને તેને સઘળું વૃત્તાન્ત નિવેદન કર્યું.[૧૪] પ્રજાપ્રાર્થનાથી દયાયુક્ત થયલા ઇન્દ્રે ક્રોધ પામીને પોતાનું વજ્ર કુંભકર્ણને માર્યું. તે વાગતાં ઘાયલ થયેલા કુંભકર્ણે દશે દિશાઓને ગજાવે એવો ઘોર નાદ કર્યો.[૧૫] કુંભકર્ણની ગર્જનાથી સર્વે પ્રજા પુનઃ ખળભળી ગઈ;[૧૬] અને પછી કુંભકર્ણે ઐરાવતનો દંતુશળ ખેંચી લઈ, તેવડે ઇન્દ્રની છાતીમાં સખ્ત પ્રહાર કર્યો, જેથી લોહીલોહાણ થયેલો ઇન્દ્ર જવાળાવાળા અગ્નિ જેવો લાગતો હતો. તે વેળાએ દેવતાઓ, બ્રહ્મર્ષિઓ અને દાનવો શાન્ત થઈ ગયા. પછી ઇન્દ્ર સર્વે પ્રજાને લઈ બ્રહ્મા પાસે ગયો.[૧૭–૧૮] ત્યાં ગયા પછી દેવલોકે, 'પ્રજાનો ક્ષય, આશ્રમભંગ અને પરસ્ત્રી હરણાદિ એનું દુષ્ટ કર્તવ્ય બ્રહ્માને સંભળાવ્યું અને કહ્યું કે, જો કુંભકર્ણ નિત્ય આ પ્રમાણે પ્રજાનું ભક્ષણ કરશે તો થોડા વખતમાં પ્રજાનો ક્ષય થઈ જશે.'[૧૯–૨૦]

"ઇન્દ્રનાં તે વચન સાંભળી, સર્વ લોકના પિતામહ બ્રહ્માએ, રાક્ષસોનું આવાહન કરી કુંભકર્ણને તેડાવ્યો.[૨૧] પ્રથમ તો તેને જોતાં જ પ્રજાપતિ પણ બહુ ત્રાસ પામી ગયા; પણ પછી કહ્યું કે—'હે કુંભકર્ણ! વિશ્રવાએ જો તને લોકનો નાશ કરવાને માટે જ ઉત્પન્ન કરેલો છે, તો હું તને શાપ દઉં છું કે, આજથી તારી મરણ પામેલાના જેવી ઘોર નિદ્રા થશે.'[૨૨–૨૩]

"બ્રહ્માના આવા શાપથી એ કુંભકર્ણ ખિન્ન થઈ ગયો અને તુર્ત મૂર્છાગત થઈ પડ્યો. તેને મળેલા શાપથી અતિશય સંભ્રાંત થયેલા તેના ભાઈ રાવણે, બ્રહ્માને કહ્યું કે[૨૪] 'હે પ્રજાપતિ! જેમ કોઈ પ્રાણી સુવર્ણરૂપી વૃક્ષને જાતે વાવે ને તેના ફળની ઉત્પત્તિ ટાંણે તેને કાપી નાંખે, એવું કર્મ આ તમે કીધું છે. હે મહારાજ! આ તમારા પ્રપૌત્રને તમે શાપ દો, એ ઠીક નહિ.[૨૫] તમે કહેલાં વચનો કોઈ દિવસ મિથ્યા જતાં નથી અને કુંભકર્ણને મરણ પામેલાના જેવી ઘોર નિદ્રા આવશે જ, અને તે કોઈ દિવસ ઉઠશે નહિ, પણ કૃપા કરી તેના જાગવા ઊંઘવાનો અમુક અવધિ ઠરાવો તો ઠીક.'[૨૬] રાવણનાં તે વચન સાંભળી, સ્વયંભૂ કહેવા લાગ્યા કે—'જા છ માસ નિદ્રા લઈ, એક દિવસ કુંભકર્ણ જાગશે; પણ જ્યારે જાગશે ત્યારે ભૂખ્યો થઈ પૃથિવીમાં ભટકશે અને અગ્નિની માફક પહોળું મુખ કરીને પ્રજાનું ભક્ષણ કરશે.'[૨૭–૨૮]

* વામન સ્વરૂપ વિષ્ણુ અવતાર.

"આ પ્રમાણે કુંભકર્ણનું ચરિત્ર છે. અહુણાં આપત્તિમાં આવી પડેલા તથા તમારા પરાક્રમથી ભય પામેલા રાવણે, પોતાના ભાઈ કુંભકર્ણને જગાડેલો જણાય છે.[૨૯] અને એ કુંભકર્ણ, પોતાના ભવનમાંથી બહાર નિકળી, ઘણો કોપાવિષ્ટ થઈ, વાનરોનું ભક્ષણ કરતો આપણી તરફ દોડ્યો આવે છે ને તેથી વાનરો ગભરાય છે.*"[૩૦]

વિભીષણનાં તે વચન સાંભળી, રામે પૂછ્યું કે, "રે! આ કુંભકર્ણને જોઈને જ વાનરો નાસે છે, ત્યારે જ્યારે એ સંગ્રામમાં આવશે ત્યારે તેને કેમ અટકાવી શકશે."[૩૧] વિભીષણે ઉત્તર આપ્યો, "જો કે વાનરો ભય પામેલા છે તોએ તેમને જણાવો કે, એ કુંભકર્ણ નથી, પણ એક મોટું યંત્ર છે. એમ કહેવાથી ભય પામેલા વાનરો શાન્ત થશે."[૩૨] વિભીષણનાં આવાં હેતુભૂત વાક્ય સાંભળી, રામે, નીલ સેનાપતિને કહ્યું,[૩૩] "હે નીલ! તું આપણી સેના લઈને લંકાના દ્વારમાં વ્યૂહરચના કરીને ઉભો રહે અને રાવણ શું શું કરે છે, તેની તું તપાસ રાખ.[૩૪] હે વાનરો! તમે પણ મોટા પર્વત, વૃક્ષો તથા શિલાઓ લઈને ત્યાં ઉભા રહેજો."[૩૫] રાઘવની આજ્ઞાર્થી, નીલે પોતાની સેનાને લંકાના દ્વારમાં જઈ ઉભા રહેવાની આજ્ઞા આપી.[૩૬] પછી ગવાક્ષ, શરભ, હનૂમાન્, અંગદ ઈત્યાદિ વાનરો, હાથમાં મોટી શિલાઓ લઈ, લંકાના દરવાજા ભણી ચાલ્યા.[૩૭]

રામનો આદેશ પામેલા તથા નિર્ભય થયેલા વાનરો, વૃક્ષ ઇત્યાદિના પ્રહારથી લંકાની આસપાસ રક્ષણને માટે ફરતા રાક્ષસોને મારવા લાગ્યા.[૩૮] જેમના હાથમાં શૈલ અને વૃક્ષો લીધેલાં છે એવા વાનરોનું મોટું સૈન્ય, પર્વતની પાસે ઉભું હતું ને જેમ મોટો ઘોર સમુદ્ર હોય, તેવું તે શોભી રહ્યું હતું.[૩૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૨ મો

## કુમ્ભકર્ણ ને રાવણ

પછી રાક્ષસમાં વ્યાઘ્ર સમાન તથા નિદ્રાના મદથી ઘેરાઈ ગયેલો, મોટા પરાક્રમવાળો, વળી અજિત એવો કુંભકર્ણ, હજારો રાક્ષસો સાથે, લંકાના શોભાયમાન માર્ગમાં ચાલતો હતો.[૧] કુંભકર્ણને જતો જોઈ, રાજમાર્ગનાં ઘરોમાંથી તેના ઉપર લોકે પુષ્પવૃષ્ટિ કરવા માંડી.[૨] આગળ ચાલતાં, સોનાની જાળ અને સૂર્ય જેવા પ્રકાશિત રાવણના રાજભવન સમીપ કુંભકર્ણ આવ્યો.[૩] પછી સૂર્ય જેમ વાદળામાં પ્રવેશ કરે, તેમ કુંભકર્ણે રાવણના મહેલમાં પ્રવેશ કર્યો અને સાક્ષાત્ બ્રહ્મા તથા ઇન્દ્ર આસન ઉપર બેઠા હોય, તેમ આસન ઉપર બેઠેલા રાવણનાં તેણે દર્શન કીધાં.[૪] પોતાના ભાઈના આવાસમાં પેઠા પછી રાક્ષસોથી વિંટાયલો તે સિંહાસન સમીપ ગયો. તે સમે, તેના પદપ્રહારથી પૃથિવી કંપવા લાગી, મહેલ ધ્રુજી રહ્યો ને બેઠેલા સભ્યજનો પણ થરથરી ગયા.[૫] ઘરમાં પેઠા પછી, કેટલાંક દ્વાર તે વટાવી ગયો. ત્યાં તેનો ભાઈ પુષ્પકમાં બેઠેલો હતો. રાવણ પોતાના ભાઈને આવતો જોઈ ઉભો થયો અને તેની સામે ગયો.[૬–૭]

પછી પર્યંક ઉપર બેઠેલા પોતાના ભાઈનાં ચરણનું વંદન કરી કુંભકર્ણ, રાવણને કહેવા લાગ્યો કે, "ભાઈ! મારું શું કામ પડ્યું છે તે મને કહે."[૮] તે સાંભળી, રાવણ ફરીથી ઉભો થયો અને કુંભકર્ણને ભેટ્યો. પોતાના ભાઈએ આલિંગન આપ્યા પછી તથા સન્માન દીધા પછી કુંભકર્ણ બીજા એક ઉત્તમ આસન ઉપર બેઠો. પુનઃ ક્રોધ કરી, લાલચોળ ડોળા કરી, કુંભકર્ણે રાવણને પૂછ્યું, "અપૂર્ણ નિદ્રામાંથી મને જગાડવાનું શું પ્રયોજન હતું?[૯–૧૧] તને કોનાથી ભય છે? અને એવો કયો માણસ મારે હાથે પ્રેતગતિ પામવા ઈચ્છે છે? બોલ, બોલ, તને શું ભય છે?" રાવણે, કોપ પામી પૂછતા પોતાના ભાઈ કુંભકર્ણને, લાલચોળ નેત્રથી જ ઉત્તર આપ્યો,[૧૨] "હે મહાબળવાન્! તું ઘણા દિવસથી સુઈ ગયો હતો અને તેથી રામના ચઢી આવવાથી મને જે ભય પ્રાપ્ત થયો છે, તે તું જાણતો નથી, (માટે હું કહું છું તે સુણ.)[૧૩] દશરથનો પુત્ર રામ, સુગ્રીવાદિ વાનરો સહિત સમુદ્ર ઓળંગી લંકાપર ચઢી આવ્યો છે અને આપણા કુળનો નાશ કરે છે.[૧૪] હે કુંભકર્ણ! રામે અહિં આવીને વન, ઉપવન અને સર્વ સ્થળ વાનરમય કરી નાંખ્યાં છે; અને આપણા મુખ્ય રાક્ષસોના નાયકોને, સંગ્રામમાં મારી નાંખ્યા છે. એ વાનરોનો સંગ્રામમાં કેમ નાશ કરવો, તે મને સમજાતું નથી. તેઓ અજિત છે.[૧૫–૧૬] હે મહાબળવાન્ કુંભકર્ણ! આ પ્રમાણેનું ભય આવી પડ્યું છે, તેમાંથી મારું રક્ષણ કરવાને તું વાનરોનો નાશ કર. તને આ જ કારણ માટે મ નિદ્રામાંથી

* અત્રે કવિવર વાલ્મીકિ ભૂલ કરતા જણાય છે; કેમકે કુંભકર્ણ તો રાવણની પાસે જાય છે, પણ રામ તરફ આવતો નથી.

જગાડ્યો છે.[૧૭] આપણો સર્વ ભંડાર ખાલી થઈ ગયો છે. આપણી લંકાપુરીમાં માત્ર વૃદ્ધ અને બાળક જ રહ્યાં છે. સર્વ નાયકો મરાયા છે, હું ભયથી કંપુ છું, કોઈનો આશ્રય નથી, માટે તું યુદ્ધ કરી મારું રક્ષણ કર. હે મહાબાહુ! તને કોઈ દિવસ મેં આ પ્રમાણે કહ્યું નથી, પણ આજ તો તારા ભાઈને માટે પણ તારે આ કામ કરવું જોઈએ.[૧૮-૧૯] તારા ઉપર મારો ઘણો સ્નેહ છે અને તું કાર્ય કરી શકશે, એવો મારો નિશ્ચય છે. કારણ કે દેવાસુરના યુદ્ધમાં તેં તો દેવને અનેકવાર જિત્યા છે. (તો આ વાનરો શી ગણતીમાં છે?)[૨૦] હે ભયંકર પરાક્રમવાળા! આજ તે વેળાનું સર્વ વીર્ય તું ધારણ કર; કેમ કે તારા જેવો કોઈ પણ બળવાન્, હું પ્રાણીમાત્રમાં જોતો નથી.[૨૧] સંગ્રામશૂર અને બંધુજનવત્સલ હે કુંભકર્ણ! તું આટલું મારું હિત કર અને શરદૃઋતુનાં વાદળાંને જેમ બળવાન્ પવન ઉડાડી નાંખે છે, તેમ કપિસેનાનો તું નાશ કર."[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૩ મો

### કુંભકર્ણ અને રાવણનું ભાષણ

રાવણે જ્યારે આવાં દીન વચનો કહ્યાં, ત્યારે કુંભકર્ણ લગાર હસીને તેને આ પ્રમાણે કહેવા લાગ્યો,[૧] "ભાઈ રાવણ! પૂર્વે આપણે જ્યારે એકઠા થઈ વિચાર કર્યો હતો, ત્યારે મેં તો તને કહ્યું હતું જ કે, સીતાને હરણ કરી લાવવામાં તારો મોટો દોષ થયો છે અને તેથી તને ભય પ્રાપ્ત થશે જ; તે મારાં હિત વચનો ઉપર તેં વિશ્વાસ ન રાખ્યો તો આજ તને, પૂર્વે મેં જણાવેલું ભય આવી પડ્યું છે, (તો હવે રડે છે શું કામ?)[૨] જેમ દુષ્ટ કર્મ કરનાર પુરુષને નરકની પ્રાપ્તિ થાય, તેમ તારાં પાપકર્મનું ફળ હવે તને તત્કાળ મળવા માંડ્યું છે. (હવે શોચ શો?)[૩] હે મહારાજ! પ્રથમ તેં તારા બળના ગર્વથી ફૂલાઈને આવું નઠારું કર્મ કર્યું, પરંતુ તેમાંથી શો પરિણામ આવશે, તેનો તેં વિચાર કર્યો ન હતો.[૪] જે પુરુષ ઐશ્વર્ય પામીને પ્રથમ કરવાનું કાર્ય પછી કરે છે અને પછી કરવાનું કાર્ય પ્રથમ કરે છે, તે નીતિજ્ઞ પુરુષ કહેવાય નહિ.[૫] જેમ અસંસ્કૃત અગ્નિમાં હોમેલાં હુતદ્રવ્ય, ફળ ન આપતાં દુઃખને ઉત્પન્ન કરે છે, તેમ દેશકાળનો વિચાર કર્યા વિના કરેલાં વિપરીત કાર્યો પણ દુઃખ ઉપજાવે છે.[૬] સામ, દામ, ભેદ ઇત્યાદિનો, સચિવોની સાથે પંચધા વિચાર કરી, જે માણસ કાર્ય કરે છે, તે જ ન્યાય માર્ગમાં રહેવા પામે છે.[૭] જે રાજા, નીતિશાસ્ત્ર પ્રમાણે પોતાના મંત્રીમંડળ સાથે, વિચારપૂર્વક ઠરાવ કરે છે, તે જ અમુક કાર્ય હિતકર અને અમુક અણહિતકર છે, તે જાણી શકે છે તથા વિવેકબુદ્ધિને પામે છે.[૮] હે રાક્ષસાધિપ! સામાન્ય પુરુષો, પ્રાતઃકાળમાં ધર્મ, મધ્યાહ્નકાળમાં અર્થ અને રાત્રીએ કામસેવન કરે છે અને જે યુવરાજ હોય, તે તો ધર્મ અને કામ, એમ બે પુરુષાર્થને જ સેવે છે. રાજા હોય અથવા મહારાજ હોય તો પણ, તેણે જાણવું યોગ્ય છે કે ધર્મ, અર્થ અને કામ આદિમાં, પ્રથમ જ ધર્મ શ્રેષ્ઠ છે; અને તેવું જાણ્યા છતાં તે પ્રમાણે જે વર્તતો નથી, તેનું બહુશ્રુતપણું નિરર્થક જ છે.[૯-૧૦] હે રાક્ષસેશ્વર! જે પ્રાણી, સામ, દામ, ભેદ અને સમય આવે ત્યારે પરાક્રમ તથા યોગનું સેવન કરે છે, તે જ નીતિજ્ઞ છે અને જે પ્રાણી, ધર્મ, અર્થ અને કામનો યોગ્ય કાળે મંત્રીઓ સાથે નિર્ણય કરે છે, તેને દુઃખની પ્રાપ્તિ થતી નથી.[૧૧-૧૨] બુદ્ધિ જેમનું જીવિત છે, એવા ડાહ્યા તથા અર્થતત્ત્વજ્ઞ સચિવોની સાથે, જે રાજા હતાનુબંધનો વિચાર કરી, પોતાના હિતમાં પ્રવૃત્ત રહે છે, તે જ ખરો રાજા કહેવાય છે.[૧૩] મંત્રીઓમાં કેટલાએક શાસ્ત્ર નહિ જાણનારા અને પશુબુદ્ધિના પણ હોય છે અને તેઓ અભ્યંતરના છે, એમ જણાવી પ્રાગલ્ભ્યથી ગમે તેમ શિખામણ આપે છે; પરંતુ અર્થશાસ્ત્રને નહિ જાણનારા તથા માત્ર ધનની લાલસા રાખનાર તેવા પુરુષોનું કહેવું, ડાહ્યા માણસે કોઈ પણ દિવસ કરવું નહિ; કારણ કે તેથી દુઃખ પ્રાપ્ત થાય છે.[૧૪-૧૫] જે પુરુષો, અહિત વચનોને હિતના રૂપમાં દેખાડે છે, તેવા કાર્યને દૂષિત કરનારા પુરુષોને, રાજાએ અવશ્ય મંત્રીમંડળમાંથી બહાર કાઢવા જોઈએ. કારણ કે તેઓ પાપ બુદ્ધિથી આડી શિખામણ આપે છે અને વળી કેટલાક મંત્રીઓ એવા પણ હોય છે કે, જેઓ શત્રુની સાથે મળી પોતાના સ્વામી પાસે ઉંધાં કાર્ય કરાવે છે તથા તેનો નાશ કરાવે છે. માટે તેવા મંત્રીઓનો, તો રાજાએ સર્વથા ત્યાગ જ કરવો જોઈએ.[૧૬-૧૭] જ્યારે મંત્ર કરવાનો પ્રસંગ હોય, ત્યારે શત્રુની સાથે મળેલા તથા પ્રકટમિત્ર અને ગુપ્તશત્રુ હોય, તેવા મંત્રીઓને જેમ ક્રૌંચરંધ્રને પક્ષીઓ શોધી કાઢે છે, તેમ તેમનાં લક્ષણ અને ઉપદેશ ઉપરથી જાણી લેવા, એ રાજાનો ધર્મ

છે. તેમજ જે રાજા વિચાર કર્યા વિના ચાપલ્યથી સહસા કામ કરે છે, તેનાં સઘળાં છિદ્રો શત્રુઓ શોધી કાઢે છે; અને જે માણસ શત્રુની અવજ્ઞા કરી પોતાનું રક્ષણ કરતો નથી, તે માણસને અનર્થની પ્રાપ્તિ થાય છે અને અધિકારભ્રષ્ટ થવું પડે છે.[૧૮-૨૦] હે રાવણ! તને તારી પ્રિયા મંદોદરીએ* અને વિભીષણે, સીતા પાછી આપવાને માટે જે જે વચનો કહ્યાં હતાં, તેજ આપણું હિત કરે તેવાં હતાં. પરંતુ જ્યારે તેં તે સ્વીકાર્યાં નહિ ત્યારે તો હવે તને જેમ યોગ્ય લાગે તેમ કર."[૨૧]

કુંભકર્ણનાં આવાં નીતિયુક્ત વચન સાંભળી, રાવણને ઘણો ક્રોધ ચઢયો. તે ભ્રુકુટી ચઢાવીને બોલ્યો કે-"રે કુંભકર્ણ! તું જાણ કે, હું તારાથી મોટો છું, તારે તો આચાર્યની પેઠે મને માન્ય કરવો જોઇએ. તેમ છતાં તું મને આ પ્રમાણે શિખામણ આપવાની કેમ હિમ્મત કરે છે? રે! તું શિખામણ આપવાનો મિથ્યા શ્રમ ન લે અને આ સમયે જે કરવાનું યોગ્ય હોય તેજ કર.[૨૨-૨૩] તેં મને પૂર્વે જે વચનો કહ્યાં હતાં તે, ધાર કે મેં વિભ્રમથી કે ચિત્તમોહથી અથવા તો બળ તથા વીર્યના ગર્વથી ન માન્યાં, તો પણ હવે તે ગઈ વાતનો શો વિચાર કરવો?[૨૪] હવે તો જે કરવાનું છે તેનો વિચાર કર અને મારા અન્યાયથી આવી પડેલા દુઃખનું તારાં પરાક્રમથી નિવારણ કર.[૨૫] હે કુંભકર્ણ! જો તું મારાપ્રત્યે સ્નેહ રાખતો હોય, જો તારામાં કંઈ પણ પરાક્રમ છે, એવું તું માનતો હોય અને મારું કાર્ય કરવું, એવો જો તારો વિચાર હોય તો જા અને યુદ્ધ કર.[૨૬] કારણ કે, નષ્ટ અર્થવાળા તથા દીન થઈ ગયેલાને જે સહાય કરે છે, તેજ તેનો મિત્ર કહેવાય છે અને આપત્તિમાં આવી પડેલા પોતાના ભાઈને જે સહાય કરે છે, તેજ તેનો ખરો બંધુ ગણાય છે."[૨૭]

આ પ્રમાણે કોપ પામી, ધીર અને દારુણ વચનો બોલતા રાવણને, લગાર પ્રસન્ન થતો જોઈ, કુંભકર્ણ, મંજુલ વાણીથી તેનું સાન્ત્વન કરવા લાગ્યો કે,[૨૮-૨૯] "હે શત્રુદમનરાજા! તારે આ પ્રમાણે સંતાપ કરવાનું કંઈ પ્રયોજન નથી. તું રોષનો ત્યાગ કરી શાન્ત થા અને હું કહું તે સાંભળ.[૩૦] હે રાજા! જ્યાંસૂધી હું જીવું છું ત્યાંસૂધી તારે આવા વિચારો લાવવા જ નહિ. નિઃશંક માન કે, જે શત્રુને લીધે તને આટલો સંતાપ ઉત્પન્ન થયો છે, તે શત્રુનો હું નાશ કરીશ.[૩૧] હે પાર્થિવ! તું ગમે તેવી અવસ્થામાં હો, તો પણ તને હિતવચન કહેવાં, એ મારો ધર્મ છે એમ જાણીને, બંધુભાવથી તથા ભ્રાતૃસ્નેહથી મેં તને આ પ્રમાણે કહેલું છે, (છતાં તે વચન તને રુચિકર ન થયાં તો ખેર);[૩૨] હું તો આવે પ્રસંગે ભાઇએ જે કાર્ય કરવું ઘટે તે કરીશ અને તારા શત્રુનો મારે હાથે સંહાર થયેલો તને બતાવીશ.[૩૩] હે મહાબાહો! આજે હું રામલક્ષ્મણને રણસંગ્રામમાં રોળી નાંખીશ અને તેથી પરાજય પામેલી કપિસેનાને ચોદિશ નાસતી તું જોશે.[૩૪] હે મહાબાહો! આજે હું રણસંગ્રામમાંથી રામનું શિર કાપી લાવીશ, તે જોઈ તું ઘણો પ્રસન્ન થશે અને સીતા ઘણો શોક પામશે;[૩૫] અને લંકાના જે જે રાક્ષસોના ભાઇભાંડુ રણમાં મરાયા છે, તે બધા રાક્ષસો આજે પોતાને પ્રિય એવું રામનું મરણ થયેલું જોશે.[૩૬] વળી રામને મારીને, હું આજે, પોતાના બંધુજનોના નાશથી શોક કરતા લંકાના સઘળા રાક્ષસોનાં આંસુ લૂછીશ[૩૭] અને વળી આજે જ રણસંગ્રામમાં, પર્વત સરખી કાયાવાળા તથા સૂર્ય સહિત મેઘના જેવી કાંતિવાળા સુગ્રીવને ભૂમિપર રગદોળાતો તને બતાવીશ.[૩૮] હે નિષ્પાપ રાવણ! દશરથ રાજાના પુત્ર રામને મારી નાંખવાની ઈચ્છાવાળા આ રાક્ષસો તથા હું પંડે, તારું સાન્ત્વન કરીએ છીએ, તેમ છતાં તું શા માટે સંતાપ કરે છે?[૩૯] પણ હે રાક્ષસાધિપ! તું જાણ કે, રામ પહેલો મને મારશે અને પછી જ તને તો મારશે; તેમ છતાં, હુ એ વાતનો લેશ પણ શોચ કરતો નથી, તો તારે શા માટે શોચ કરવો જોઇએ?[૪૦] હે રાવણ! હે અતુલબળવાળા! રામની સાથે યુદ્ધ કરવાને માટે બીજા સમર્થ પુરુષને બોલાવવાની તારે શી જરૂર છે? આ ક્ષણે મને યુદ્ધ કરવાની આજ્ઞા આપ. હું જવાને તૈયાર છું.[૪૧] તારા શત્રુઓ ગમે તેટલા બળવાન્ હશે, તો પણ હું તેમનો નાશ કરીશ. કદાપિ ઇન્દ્ર, યમ, અગ્નિ, વાયુ, કુબેર અથવા તો વરુણ પણ મારી સાથે યુદ્ધ કરવા આવશે, તો પણ હું તેમની સામો બાથ ભીડીશ. તું જો કે મારો આ દેહ, પર્વત સમાન છે, તીક્ષ્ણ ત્રિશૂલ મારા હાથમાં છે તથા દંષ્ટ્રાઓ મારી તીક્ષ્ણ છે. તે જોતાં જ અને મારી ગર્જના સાંભળતાં જ ઇંદ્ર પણ મારાથી થરથરે છે (તો માનવીનું શું ગજું છે?) કદાપિ મારા હાથમાં શસ્ત્ર ન હોય,

* કવિ અત્રે જણાવે છે કે, મંદોદરીએ રાવણને શિખામણ દીધી હતી, પણ પૂર્વ સર્ગોમાં કોઈ પણ સ્થળે તેવું કંઈજ જણાતું નથી. માત્ર એક જ સ્થળે જણાય છે, પણ ત્યાં મંદોદરીનું નામ સ્પષ્ટ નથી.

તો પણ જે વખતે હું શત્રુઓને સંહાર કરવા માગું છું, તે સમયે જીવવાની ઇચ્છાવાળો તો કોઈ પણ પ્રાણી મારી સામે ઉભો રહેવા સમર્થ થતો નથી. કદાપિ રામ, ઇન્દ્રને સાથે લઈ યુદ્ધ કરશે, તો પણ, શક્તિ, ગદા, તરવાર કે બાણોવડે નહિ, પરંતુ આ મારા બે હાથવડે જ હું તેનો નાશ કરી નાંખીશ. મારી એક નિશ્ચયતા છે કે, રામ મારો મુષ્ટિપ્રહાર સહન કરશે ત્યારે જ તેનાં બાણુ મારું રુધિર પીવા પામશે. પરંતુ તેમ થવાનો સંભવ જ નથી; માટે હે બંધુ રાવણ! મારા જીવતાં તું આ પ્રમાણે શા માટે ચિંતા કરી પરિતાપ પામે છે?[૪૨-૪૭] હું તારા શત્રુઓને સંહાર કરવા તત્પર જ છું; તું રામનો લેશ પણ ભય રાખતો નહિ; હું તેને રણસંગ્રામમાં મારી નાંખીશ જ.[૪૮] રામનો, મહા બળવાન્ લક્ષ્મણનો, સુગ્રીવનો તથા જેણે લંકાને બાળી હતી, તે હનૂમાનનો પણ નાશ કરીશ.[૪૯] જ્યારે યુદ્ધ શરુ થશે ત્યારે હું સર્વે વાનરોનું ભક્ષણ કરી જઇશ; કારણ કે આ યુદ્ધમાં મારે તને મોટો યશ અપાવવાની ઇચ્છા છે.[૫૦] હે રાજન્! તને જો ઇન્દ્રથી ભય હોય અથવા સ્વયંભૂથી ભય હોય તો પણ તું તેની દરકાર કરતો નહિ. જ્યારે મને કોપ ચઢશે ત્યારે દેવો યુદ્ધ કરવા આવે તો પણ તેઓ મૃત્યુ પામી પૃથિવીપર સૂશે.[૫૧] આ યુદ્ધમાં સાક્ષાત્ યમરાજા આવશે, તો પણ હું તેનો નાશ કરીશ, અગ્નિ આવશે તો હું તેનું ભક્ષણ કરીશ; અને નક્ષત્ર સહિત સૂર્ય આવશે તો પણ હું તેને આકાશમાંથી ભ્રષ્ટ કરી પૃથિવીપર ઝીંકી નાંખીશ;[૫૨] ઇન્દ્ર સરખાને પણ હું મારીશ અને સમુદ્ર આવશે તો તેને હું પી જઇશ, પર્વતોના ચૂરેચૂરા કરી નાંખીશ; અને પૃથિવીના કકડા કરી નાંખીશ.[૫૩] લાંબા સમયથી સૂતેલા તથા સર્વનું ભક્ષણ કરતા આ કુંભકર્ણનું પરાક્રમ આજે જ સઘળા પ્રાણી માત્ર જોશે. હે રાવણ! આખું સ્વર્ગ સ્વાહા કરું, પણ મારી ક્ષુધા શાંત થાય તેમ નથી.[૫૪] હે રાક્ષસાધિપતિ! દાશરથીના વધથી, તને અધિક શાન્તિ થાય, એવું સુખ આપવાને માટે હું આજે યુદ્ધમાં જઇશ; અને રામ લક્ષ્મણને મારી, સઘળા કપિઓનો ભક્ષ કરી જઇશ.[૫૫] હે રાજન્! તું દુઃખનો ત્યાગ કરી, ઇચ્છા પ્રમાણે વિલાસ કર અને સુંદર મદ્યનું પાન કર. આજ હું રામને મારીશ ને સીતા તને વશ થશે જ થશે."[૫૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૬૪ મો.

## મહોદરનું સંભાષણ

મહાબળવાન્ કુંભકર્ણનાં આવાં વચન સાંભળી, મહોદર નામનો રાક્ષસ બોલ્યો કે,[૧] "રાજેશ્રી કુંભકર્ણ! તું મોટા કુળમાં ઉત્પન્ન થયેલો છે, બળથી ગર્વિષ્ઠ થઈ ગયેલો છે તથા વરદાન પામવાથી તારામાં ઘણો અહંકાર આવી ગયો છે, તેથી તારી નજર બહુ લાંબી પહોંચતી હોય તેમ જણાતું નથી; તથા કાર્યની યોગ્યતા પણ તને સમજાતી નથી.[૨] પણ એ કુંભકર્ણ! આ રાવણરાયને નીતિ અને અનીતિનું ભાન નથી, એવું જે તેં કહ્યું, તે માત્ર તારા બાળપણની ધૃષ્ટતા જ બતાવી આપે છે, બીજું શું માનીએ?[૩] આ રાવણરાય, દેશ તથા કાળને સારી પેરે સમજે છે, તથા પોતાની અને પારકાની હાનિ અને ક્ષય શામાં રહેલાં છે, તે પણ સારી રીતે જાણે છે.[૪] જે માણસ બળવાન્ હોય, છતાં તેણે વૃદ્ધોની ઉપાસના કરી ન હોય અને પ્રાકૃત બુદ્ધિવાળો હોય તે જ માણસ, પોતાનાથી ન બોલી શકાય એવી શિખામણ આપે તો તેના કહ્યા પ્રમાણે કોઈ પણ માણસ વર્તે નહિ, તો તારું બોલવું કોણ સાંભળે?[૫] તું ધર્મ, અર્થ, કામ, ઇત્યાદિને પરસ્પર વિરોધી ગણી બોલે છે કે તેઓ એક સમયે બની શકે નહિ, પણ તેમાં તું ભૂલ કરે છે; કેમકે તે ધર્મો જાણવાની તારામાં હજી શક્તિ નથી.[૬] કર્મ એ જ સુખ આદિ કારણોનું ઉત્પત્તિસ્થાન છે, કર્મ વિના ધર્માદિની પ્રાપ્તિ થતી જ નથી, અને શુભ અશુભ આદિ કર્મોનાં ફળ, કર્મો કરનારને જ મળે છે.[૭] ધર્મરૂપ જે જપધ્યાનાદિ તથા અર્થસાધ્ય યજ્ઞદાનાદિ છે, તે પ્રત્યવાયરૂપ દોષને લીધે અધર્મરૂપ તથા અનર્થરૂપ થઈ પડે છે, પરંતુ કામસેવનમાં પ્રત્યવાયનો દોષ પ્રાપ્ત થતો નથી.[૮] આ લોક અને પરલોક સંબંધી તમામ કર્મોનું ફળ, પુરુષને આ લોકમાં દ્રારિદ્રયરૂપે અને પરલોકમાં નરકાદિરૂપે ભોગવવું પડે છે; પણ કામનું સેવન કરનારને તો તેનું ફળ અહિં તત્કાળ પ્રાપ્ત થાય છે; પણ ધર્મ અર્થની પેઠે કાળાન્તરે પ્રાપ્ત થતું નથી.[૯] એટલા માટે, રાવણરાયે કામનું સેવન કરવાનો નિશ્ચય કરેલો છે; અને અમે સર્વ મન્ત્રીઓએ તેને સંમતિ આપેલી છે. રાવણરાયે, રામ શત્રુને માટે આ જે સાહસ હોરેલું છે, તેમાં કંઈ અયોગ્ય કર્યું નથી.[૧૦] તું એકલો જ યુદ્ધ કરવાને માટે જે કહે છે, તે કેવળ અયો-

ય છે. તે સંબંધી હું તને બે અક્ષર કહું તે સાંભળ.[11] હે કુંભકર્ણ! જે રામે પૂર્વે જનસ્થાનમાં અતુલ બળવાળા અનેક રાક્ષસોને માર્યા છે, તે રામને તું એકલો શી રીતે જિતી શકવાનો હતો?[12] વળી જે રાક્ષસો પૂર્વે રામની સાથે જનસ્થાનમાં યુદ્ધ કરવા ગયા હતા, તે હારીને પાછા આવેલા છે અને હજી પણ રામનું નામ સાંભળતાં કંપે છે, તે રાક્ષસોને શું તું જોતો નથી?[13] હે કુંભકર્ણ! કોપ પામેલા સિંહ સરખા દશરથના પુત્ર રામને તું સુતેલા સર્પ સરખો જાણે છે. તે છતાં જાણી જોઇને તેને છંછેડવા શું કામ ઇચ્છે છે?[14] પોતાના તેજથી નિત્ય પ્રકાશતા, ક્રોધથી દુરાસદ તથા સાક્ષાત્ મૃત્યુસમાન અસહ્ય એવા રામની પાસે જઈ શકવા કોણ સમર્થ છે? બોલ તો ખરો![15] આ આપણું આખું સૈન્ય, રામની સામે જઇને ઉભું રહે તો તે પણ જીવતું આવશે કે નહિ, તેની મને તો શંકા થાય છે; તો રે તાત! તું એકલો જવાનું કહે છે, તે મને તો લગાર પણ ગમતું નથી.[16] હે કુંભકર્ણ! બળહીન કયો મનુષ્ય પક્ષવાળા તથા માથું મૂકી કામ કરનારા શત્રુને પ્રાકૃતવત્ ગણી, તેને વશ કરવા ઇચ્છશે?[17] હે રાક્ષસોમાં શ્રેષ્ઠ! જે ઇન્દ્ર અને વિવસ્વાન્ સરખો છે તથા જેના સરખો મનુષ્યમાં કોઈ બળવાન્ નથી, એવા રામની સાથે, યુદ્ધ કરવાને તું એકલો કેમ ઇચ્છા કરે છે?"[18]

ક્રોધ પામેલા કુંભકર્ણને આ પ્રમાણે વચનો કહી, મહોદર, રાક્ષસોની વચ્ચે બેઠેલા રાવણપ્રતિ બોલ્યો[19] "હે રાવણરાય! તું વૈદેહીને ક્યારની હરી લાવ્યો છે, છતાં તેનો ઉપભોગ કરવામાં શા માટે વિલંબ કરે છે? જો તારી એવી જ ઇચ્છા છે કે, 'સીતા મારે વશ થાય,' તો તેમ થશે જ.[20] હે રાક્ષસેન્દ્ર! સીતા તને વશ થાય એવો એક ઉપાય મેં શોધી કાઢયો છે, તે જો તને રુચે તો હું તને કહું તે સાંભળ.[21] મહારાજ! તું (નગરમાં) એવો સાદ પડાવ કે, 'હું, કુંભકર્ણ, દ્વિજિહ્વ, સંહ્રાદી અને વિતર્દન, એ પાંચ જણા રામને મારવાને માટે ગયા છીએ.'[22] અમે પાંચ જણા સંગ્રામમાં જઈ રામની સાથે યુદ્ધ કરીશું અને જો યુદ્ધમાં એ જિતાશે તો તારે સીતાને વશ કરવામાં બીજા ઉપાયો યોજવા પડે તેમ નથી;[23] પણ કદાપિ આપણો શત્રુ રામ નહિ મરાય અને અમે જો જીવતા રહીશું તો આપણે આપણું ધાર્યું કરીશું.[24] અમે રામના નામવાળાં બાણોવડે અમારાં શરીરને ભેદી રુધિરથી ખરડાયલા અહીં આવીશું અને રામ લક્ષ્મણને યુદ્ધમાં માર્યા, એમ કહી તને પગે પડીશું. આ પ્રમાણે થતાં તું અમોને, વિજય કરી આવ્યા તે અર્થે સન્માનપૂર્વક બોલાવી ધન્યવાદ આપજે.[25-26] હે રાજા! પછી તું હાથી ઉપર નોબત મૂકાવી આખા નગરમાં ઢંઢેરો પિટાવજે કે-રામ, લક્ષ્મણ યુદ્ધમાં મરણ પામ્યા છે અને તેનું સૈન્ય પણ સઘળું મરણ પામ્યું છે.[27] હે રાજન્! તે વખતે તું ઘણો પ્રસન્ન થઇને દાસદાસીઓ અને પરિજનોને વિવિધ પ્રકારની બક્ષિસો આપજે; વળી જે જે યોધાઓ હોય, તેમને પણ વિવિધ પ્રકારની માળાઓ તથા ધન અર્પણ કરી ચંદનની અર્ચાઓ કરજે અને તું પંડે પણ ઘણો પ્રસન્ન થઈ મદ્યનું પાન કરજે.[28-29] તું આ પ્રમાણે કરશે, એટલે રામને અને તેના સુહૃદ્વર્ગને રાક્ષસો ખાઈ ગયા, એવી વાત આખી લંકામાં પ્રસરશે અને સીતાના સાંભળવામાં પણ તે આવશે.[30] પછી તું અશોક વનમાં જઈ, સીતાનું સારી રીતે આશ્વાસન કરજે તથા તેને એકાંતમાં બોલાવી ધન, ધાન્ય, રત્ન ઇત્યાદિ આપવાનું કહી લલચાવજે.[31] રાવણરાય! આ પ્રમાણે તું કરશે એટલે શોક પામેલી સીતા, તારા પ્રતિ પ્રેમથી જોતી નથી તો પણ, આજે તેનો પતિ મરણ પામ્યો, એટલે આશા મૂકી તારા ઉપર પ્રીતિ કરશે.[32] પોતાનો રમણીય પતિ યુદ્ધમાં મરણ પામ્યો એમ જાણી, સીતા, સઘળી આશાનો ત્યાગ કરશે અને સ્ત્રીની મતિ પાતળી હોવાથી તારે વશ થશે.[33] મૂળે તો એ સુખમાં ઉછરેલી છે અને સુખ ભોગવવાને યોગ્ય છે, તે હમણાં દુઃખથી ઘણી ત્રાસે છે, માટે તને પરણવાથી ઘણું સુખ મળશે એમ માની, એ તારે વશ થશે જ.[34] હે રાવણ! મને તો આ યુક્તિ સારી લાગે છે; કારણ કે, રામની સાથે યુદ્ધ કરવા જઇશું તો મોટો અનર્થ થશે. માટે તું રામની સાથે લડવાની તો વાત જ ન કર ને યુદ્ધ નહિ કરશે તો તને બેઠે બેઠે સુખની પ્રાપ્તિ થશે.[35] હે જનાધિપ! જે રાજા, યુદ્ધ કર્યા વિના રિપુને જિતે છે તથા પોતાનાં સૈન્યને અક્ષય રાખે છે, તે રાજા, યશ, પુણ્ય, કીર્તિ અને લક્ષ્મીને ઘણા કાળ સૂધી ભોગવે છે."[36]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૫ મો
## રણસંગ્રામમાં કુંભકર્ણ

મહોદરે જ્યારે આ પ્રમાણે વચનો કહ્યાં ત્યારે, તેનો તિરસ્કાર કરી કુંભકર્ણ, પોતાના ભાઈ રાવણ પ્રતિ બોલ્યો,[૧] "હે રાવણરાય! હું, તારા દુરાત્મા શત્રુ રામને મારીશ અને તારા ભયનો નાશ કરીશ; તું સુખીઓ થા; લેશ પણ દુઃખ પામ નહિ.[૨] નિર્જળ મેઘની પેઠે, શૂર પુરુષો ખાલી ગર્જના કરતા નથી; તેમ જ હું પણ યુદ્ધને વિષે પરાક્રમ કરી ગર્જના કરીશ તે તું જો.[૩] શૂરવીરો, પંડે આત્મશ્લાઘા કરતા નથી, પરંતુ પોતાનાં શૌર્યની વાણીવડે, પ્રશંસા કર્યા કરતાં, કર્મ કરીને જ પરાક્રમ દેખાડે છે."[૪] આ પ્રમાણે પોતાના ભાઈ રાવણને કહ્યા પછી, કુંભકર્ણે, મહોદરને કહ્યું "હે મહોદર! જે રાજા વિકલવવાળો હોય, બુદ્ધિ વિનાનો હોય અને બુદ્ધિમાનપણાનું અભિમાન રાખતો હોય, તે જ તારા જેવાનાં વચનો માને છે.[૫] હે મહોદર! સ્મરણ રાખ કે, યુદ્ધથી નિરંતર ભય પામનારા, મ્હોંડે મીઠું બોલનારા અને નિરંતર રાજાની મરજી પ્રમાણે વર્તનારા તારા જેવા સચિવોએ આ સઘળું કાર્ય ધૂળ મેળવ્યું છે[૬] અને હે મહોદર! આ રાવણની પાસે નિરંતર રહીને તેં બીજા બધાને મારી નંખાવ્યા છે ને માત્ર રાવણને જ બાકી રાખ્યો છેઃ તેનો ધનભંડાર પણ ખાલી કર્યો છે, અને તેનું સઘળું સૈન્ય પણ નાશ પમાડ્યું છે. આ પ્રમાણે તેં મિત્ર થઈને શત્રુની ગરજ સારી છે.[૭] તારા જેવા દુષ્ટ મન્ત્રીઓની દુર્નીતિનો નાશ કરવા માટે, હું શત્રુને જિતવા સારુ યુદ્ધ કરવા જાઉં છું."[૮]

કુંભકર્ણ આ પ્રમાણે બોલતો હતો, ત્યારે લગારેક હસીને રાવણ તેને કહેવા લાગ્યો કે,[૯] "ભાઈ કુંભકર્ણ! તું કહે છે, તેમ આ મહોદર, રામથી ત્રાસ પામી ગયો છે અને એટલા જ માટે યુદ્ધ કરવાની ના પાડે છે.[૧૦] ઓ યુદ્ધવિશારદ! બળવાન્ અને મારા પર સ્નેહ રાખનારો તારા સિવાય મારી પાસે હવે કોઈ નથી; માટે હે ભાઈ! તું શત્રુનો વધ કરવાને અને સંગ્રામમાં વિજય મેળવવાને માટે જા.[૧૧] હે શત્રુદમન કુંભકર્ણ! રાક્ષસોને યુદ્ધમાં જવાને માટે આ કાળ વિપરીત છે, એમ જાણીને જ મેં શત્રુઓનો નાશ કરાવવાને તને ઉંઘમાથી જગાડ્યો છે.[૧૨] હાથમાં પાશ ધારણ કરનાર યમરાજાની પેઠે, તું, તારા હાથમાં શૂલ ધારણ કરી યુદ્ધમાં જા; અને સૂર્યના સરખા તેજવાળા રામ લક્ષ્મણનું અને વાનરોનું ભક્ષણ કર.[૧૩] તારું ભયંકર રૂપ જોઈ, સર્વે વાનરો નાસી જશે અને રામ તથા લક્ષ્મણની છાતી પણ ફાટી જશે."[૧૪] મહાબળવાન્ કુંભકર્ણને આ પ્રમાણે જાજ્વલ્યમાન કરી, મહા તેજસ્વી રાવણ, એમ માનવા લાગ્યો કે, 'હવે હું નવે અવતાર આવ્યો અને મોતમાંથી ઉગર્યો.'[૧૫]

રાવણ પોતાના ભાઈ કુંભકર્ણનું બળ અને પરાક્રમ જાણતો હતો. તેથી જેમ વાદળ દૂર થતાં ચંદ્ર પ્રકાશિત થાય છે, તેમ તે પ્રસન્ન થયો.[૧૬] પોતાના બંધુ રાવણનાં કહેલાં વચનો સાંભળી મહાબળવાન્ કુંભકર્ણ, ઘણો હર્ષ પામ્યો અને ઉદ્યુક્ત થઈ યુદ્ધમાં જવા તૈયાર થયો.[૧૭] કુંભકર્ણે, લોઢાનું બનાવેલું, સુવર્ણથી જડેલું, ઇન્દ્રના વજ્ર જેવું દૃઢ, ચળકાટ મારતું, દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ અને સર્પોનો સંહાર કરે તેવું, રાતાં પુષ્પની માળાઓથી શણગારેલું તથા જેમાંથી અગ્નિની જ્વાળાઓ નીકળે છે એવું ત્રિશૂલ હાથમાં લીધું. શત્રુના રુધિરનો જેનાપર રંગ ચઢેલો છે એવાં ત્રિશૂલને હાથમાં લઈ, મહાબળવાન્ કુંભકર્ણ, રાવણને કહેવા લાગ્યો, "હે રાવણ! આ બધું સૈન્ય અહીંઆં જ રહેવા દે, મારે એની જરૂર નથી; કારણ કે, હું એકલો જ યુદ્ધ કરવા માટે જનાર છું.[૧૮-૨૧] અને હું ઘણો જ ભુખ્યો છું, માટે પ્રથમ સંગ્રામમાં જઈ તે સઘળા વાનરોનું ભક્ષણ કરીશ." કુંભકર્ણનાં આવાં વચન સાંભળી, રાવણ તેને કહેવા લાગ્યો;[૨૨] "હે બંધો! શૂલ, મુદ્ગર ઇત્યાદિ આયુધોવાળા આ આપણા સૈન્યને સાથે લઈને તું યુદ્ધમાં જા. કારણ કે, સઘળા વાનરો શૌર્યવાળા, મહાત્મા તથા વ્યવસાયી છે અને તું તો એકલો એટલે જો લગાર પણ અસાવધ રહીશ તો તેઓ પોતાના દંતવડે જ તારો નાશ કરી નાંખશે; માટે મારું કહ્યું માનીને તું આપણું સઘળું સૈન્ય લઈને જા અને રાક્ષસોનું અહિત કરનાર શત્રુપક્ષનો વિનાશ કર."[૨૩-૨૪] આટલું કહી મહાતેજસ્વી રાવણે આસન ઉપરથી ઉઠી, મણિવાળી સુવર્ણની માળા, કુંભકર્ણના ગળામાં આરોપી અને પહોંચી, વેઢ, વિંટીઓ અને ચંદ્રના સરખા ધવલ હાર આદિ આભૂષણો મહાત્મા કુંભકર્ણને પહેરાવ્યા.[૨૫-૨૬] વળી દિવ્ય અને સુગંધિદાર પુષ્પની માળાઓ તેના ગળામાં પહેરાવી ને કાનમાં કુંડળ પહેરાવ્યાં.[૨૭] રાવણે આ પ્રમાણે પહેરાવેલાં પહોંચી, કેયૂર, પદક ઇત્યાદિ સુવર્ણનાં અને મણિનાં આભૂષણોથી વિશાલ કર્ણવાળો કુંભકર્ણ, આહુતિ આપી પ્રદીપ્ત કરેલો અગ્નિ હોય, તેવો શોભવા

લાગ્યો.[૨૮] વળી કેડે બાંધેલાં કટિસૂત્રથી કુંભકર્ણ, સમુદ્રમથન વખતે વાસુકિથી વિંટાયલો મંદર પર્વત હોય તેવો દેખાતો હતો.[૨૯] પછી કુંભકર્ણે, યુદ્ધમાં જબરા પ્રહારને ખમી શકે તેવું દૃઢ, શસ્ત્રોથી ભેદાય નહિ તેવું, વિદ્યુતની પેઠે ઝળકારા મારતું તથા પોતાની પ્રભાથી ઝળાંમળાં થઈ રહેલું કવચ પહેર્યું. આવાં સુન્દર કવચથી કુંભકર્ણ, સંધ્યાના પ્રકાશિત વાદળથી વિંટાયેલો અદ્રિરાજ હિમાલય હોય તેવો શોભતો હતો.[૩૦] વળી સર્વ અંગે જેણે આભૂષણો ધારણ કર્યાં હતાં એવો તથા હાથમાં ત્રિશૂલવાળો કુંભકર્ણ, તે વખતે, ત્રણ પગલાંથી પૃથિવીનું આક્રમણ કરવા માટે તત્પર થયેલા નારાયણના જેવો શોભતો હતો.[૩૧] પછી પોતાના બંધુ રાવણરાયને ભેટી, તેની પ્રદક્ષિણા કરી, પગે પડી, મહાબળવાન્ કુંભકર્ણ યુદ્ધમાં જય મેળવવા નિકળ્યો.[૩૨] રાવણે તેને શુભાશીર્વાદ દીધા. શંખ અને દુંદુભિના નાદ થઈ રહ્યા; ને સુંદર આયુધવાળાં સૈન્ય સહિત તે વિદાય થયો.[૩૩] પછી રથીઓમાં શ્રેષ્ઠ એવા કુંભકર્ણે, જ્યારે રણસંગ્રામમાં જવા પ્રયાણ કરવા માંડ્યું ત્યારે, કેટલાક મહાત્મા રાક્ષસો, હાથી, ઘોડા અને મેઘના સમાન ગડગડાટ કરતા રથોપર આરૂઢ થઈ તેની પાછળ ચાલવા લાગ્યા.[૩૪] અને કેટલાક સર્પ, ઉંટ, ગધેડા, સિંહ, મૃગ ઇત્યાદિ વાહનો ઉપર બેસી તેની પાછળ ચાલતા હતા.[૩૫] આ પ્રમાણે દાનવ અને દેવના શત્રુ, શોણિતના ગંધથી મત્ત થયેલા, મહા ઉત્કટ કુંભકર્ણે, હાથમાં અણિદાર ત્રિશૂલ લઈ પ્રયાણ કરવા માંડ્યું ત્યારે તેના ઉપર લંકાનગરીની નારીઓએ અને નરોએ પુષ્પવૃષ્ટિ કરી.[૩૬] મહા બળવાળા, ભયંકર નેત્રવાળા, ભયંકર પદાતિ (પાળા) ઓ, હાથમાં શસ્ત્રો લઈ તેની પાછળ ચાલતા હતા.[૩૭] વળી અંજનના સમાન કાળા વર્ણવાળા ને વિશાળ દેહવાળા કેટલાએક પાળાઓ, ત્રિશૂલ તથા પરશ્વધને ઉગામી, ઉઘાડી તરવારો, ભિન્દિપાલ, પરિઘ, ગદા, મુસલ, તાલસ્કંધ અને ફેંકવાનાં ભયંકર શસ્ત્રો લઈ ચાલતા હતા.[૩૮-૩૯]

આ પ્રમાણેનું સૈન્ય લઈ, ભયંકર દેખાવવાળું રૂપ ધારણ કરી, મહા તેજસ્વી કુંભકર્ણ લંકાપુરીની બહાર આવ્યો.[૪૦] લંકાની બહાર આવ્યા પછી, સો ધનુષના જેટલા પહોળા તથા છસેં ધનુષ જેટલાં ઉંચાં શરીરવાળા, ગાડાંનાં પૈડાં જેવડાં નેત્રવાળા તથા મોટા પર્વતના સમાન દેહવાળા કુંભકર્ણે, પોતાના સૈન્યની વ્યૂહરચના કરી. પછી મોટું મુખ પહોળું કરી તથા હાસ્ય કરી બળી ગયેલા પર્વત સમાન કુંભકર્ણ કહેવા લાગ્યો કે,[૪૧-૪૨] 'અગ્નિ જેમ પતંગીઆના સમૂહને બાળી નાંખે છે, તેમ હું આજે વાનરોનાં અસંખ્ય યૂથોને બાળી ભસ્મ કરી નાંખીશ.'[૪૩] આટલું કહી વળી વિચાર આવ્યાથી તે દૂરથી બરાડવા લાગ્યો કે, 'અરે આ વાનરોએ કંઈ પણ મારો અપરાધ કર્યો નથી, માટે તેને હું મારીશ નહિ, પણ અહીં પકડી આણીશ, કે તેઓ આપણાં વનો અને ઉપવનોનાં આભૂષણરૂપ થઈ પડશે. આ લંકાને ઘેરો ઘાલનાર તો રામ અને લક્ષ્મણ મુખ્ય છે; અને આ બધાનું કારણ પણ એ બે જણ જ છે, માટે હું એ બેનો જ નાશ કરીશ અને એ બે જણા મરાયા, એટલે એ સઘળું સૈન્ય વગર માર્યે મુવા સરખું જ છે.'[૪૪-૪૫] જ્યારે કુંભકર્ણે આવાં વચનો કહ્યાં, ત્યારે રાક્ષસોએ સમુદ્રનાં જળને ક્ષુભિત કરી નાંખે તેવી ભયંકર ગર્જનાઓ કરવા માંડી.[૪૬] પણ કુંભકર્ણ રણભૂમિ સમીપ આવવા લાગ્યો ત્યારે તેને ઘણાં ભયંકર અપશુકન થવા લાગ્યાં.[૪૭] ગર્દભના સરખા વર્ણવાળા મેઘ ચઢી આવવા લાગ્યા, વિજળીના કડાકા થયા, વજ્રો પડવા લાગ્યાં, સમુદ્ર ઉછળવા લાગ્યો, પૃથિવી કંપવા લાગી, શિયાળો મુખમાંથી જ્વાળાઓ કાઢતી ભયંકર શબ્દો કરવા લાગી, પક્ષીઓ તેની આસપાસ ફરી ઉડી ઉડીને પ્રદક્ષિણા કરવા લાગ્યાં.[૪૮-૪૯] વળી માર્ગમાં આગળ ચાલતાં ગૃધ્રપક્ષી તેની ધ્વજા ઉપર આવીને બેસવા લાગ્યાં, તેનું ડાબું નેત્ર અને ડાબો હાથ ફરકવા લાગ્યો,[૫૦] મોટા કડાકા કરતી વિજળીઓ આકાશમાંથી પૃથિવીપર પડવા લાગી, સૂર્યનો પ્રકાશ ઝાંખો પડવા લાગ્યો ને સુખ ઉત્પન્ન કરે તેવો વાયુ વાતો હતો તે પણ બંધ થઈ ગયો.[૫૧]

આ પ્રમાણે જોતાં શરીરનાં રુવાં ઉભાં થઈ જાય તેવાં મહાભયંકર અપશુકન થતાં હતાં; પણ તેને ન ગણકારતાં કાળે જેને પ્રેર્યો હતો એવો કુંભકર્ણ, આગળ ચાલ્યો.[૫૨] પછી કિલ્લાને પગવડે ઓળંગી પર્વતના સરખા દેહવાળો કુંભકર્ણ, જ્યારે બહાર આવ્યો ત્યારે, મેઘના સમૂહ સરખું વાનરસૈન્ય તેની નજરે પડ્યું.[૫૩] પર્વતના સરખા દેહવાળા કુંભકર્ણને આવતો જોઈ, વાયુથી ભિન્ન થયલાં વાદળાં જેમ ચારે દિશાએ વિખેરાઈ જાય છે, તેમ વાનરોએ નાસવા માંડ્યું.[૫૪] જેમ વેરાયલાં વાદળનો સમૂહ નાસે, તેમ વાનરના મહાભયંકર સૈન્યને દશે દિશાએ નાસતું જોઈ, કુંભકર્ણે હર્ષ પામી, મેઘના સરખી ગર્જના કરી.[૫૫] કુંભકર્ણની આવી ગર્જના સાંભળીને, મેઘના કડાકાથી જેમ

શાલવૃક્ષો જડમૂળથી ભાંગી પડે છે, તેમ વાનરો પૃથિવીપર પડવા લાગ્યા.[૫૬]

આ રીતે હાથમાં જેણે મોટું પરીઘ ધારણ કરેલું છે એવા કુંભકર્ણે લંકાપુરીમાંથી નિકળ્યા પછી, જેમ યુગના અંત સમયે યમરાજા દંડ ધારણ કરી સર્વભૂતને ત્રાસ પમાડે, તેમ વાનરનાં મોટાં સૈન્યને ત્રાસ પમાડ્યો.[૫૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬૬ મો

## વાનરોમાં ભંગાણ

પછી ગિરિના શિખર સમાન દેહવાળો કુંભકર્ણ, લંકાના પ્રાકારને ઓળંગી બહાર આવ્યો અને સમુદ્રને ક્ષુભિત કરે તેવી તથા પર્વતોને ફાડી નાંખે તેવી વજ્રના ઘોષ જેવી ગર્જનાઓ કરવા લાગ્યો.[૧-૨] ઇન્દ્ર, યમ અને વરુણ પણ જેનો વધ કરી ન શકે એવા કુંભકર્ણને આવતો જોઈ, વાનરોએ નાસાનાસ કરી મૂકી.[૩] જ્યારે વાનરો, એ પ્રમાણે નાસવા માંડ્યા, ત્યારે રાજપુત્ર અંગદ, નલ, નીલ, ગવાક્ષ અને મહાબળવાન્ કુમુદ આદિ મુખ્ય વાનરોને કહેવા લાગ્યો કે,[૪] "હે વાનરો! તમે તમારાં આ વીર્યને અને ઉંચ કુળને ભૂલી જઈ, સાધારણ વાનરોની પેઠે ભય પામી આમ શામાટે નાસો છો?[૫] તમારાં સાધુ, તથા સૌમ્ય આચરણો પ્રમાણે વર્તો. આમ તમારા જીવને કેમ વહાલા કરો છો? એ રાક્ષસને જોઈ તમને મોટો ભય પેસી ગયો છે એટલું જ, બાકી મોટાં સૈન્ય સહિત તે આપણી સાથે યુદ્ધ કરવાને સમર્થ નથી જ.[૬] હે વાનરો! તમે બધા પાછા આવો, આપણે બધા એકઠા થઈ, રાક્ષસોનાં સૈન્યને અને કુંભકર્ણને જોઈ, તમને જે મોટો ભય થયો છે, તેનો પરાક્રમ કરી નાશ કરીએ."[૭] અંગદના આવાં વચન સાંભળી, નાસતા વાનરો પાછા મહા પ્રયત્ને એકઠા થયા અને હાથમાં મોટાં મોટાં વૃક્ષો લઈ રણને મોખરે ઉભા રહ્યા.[૮] પછી સઘળા ભેગા થઈ ઉભેલા તથા કોપ પામેલા વાનરો, મદયુક્ત હસ્તીઓની પેઠે, કુંભકર્ણના ઉપર પ્રહાર કરવા લાગ્યા.[૯] વાનરોના મોટાં પુષ્પિત વૃક્ષોના, મોટી મોટી શિલાઓના અને પર્વત શિખરોના પ્રહારથી, કુંભકર્ણ લગાર પણ ડગ્યો નહિ.[૧૦] અને જે જે વૃક્ષો તથા પર્વત શિલાઓ તેના ઉપર નાંખવામાં આવતાં હતાં, તે તે ભાંગીને જમીનપર પડતાં હતાં.[૧૧] પછી જેમ વૃદ્ધિ પામેલો અગ્નિ, વનને પીડિત કરે, તે પ્રમાણે વિશાળ દેહવાળો કુંભકર્ણ, પણ કોપ કરી વાનરોનાં સૈન્યને પીડવા લાગ્યો.[૧૨] તેના પ્રહારથી કપાઈ ગયેલા અને રુધિરથી ખરડાયેલાં અંગવાળા વાનરનાયકો રાતાં પુષ્પવાળાં વૃક્ષો જેમ કપાઈ પડે, તેમ ભૂમિ ઉપર પડતા હતા.[૧૩] આગળ પાછળ જોઈ નાસાનાસ કરતા કેટલાએક વાનરો, સમુદ્રમાં પણ પડ્યા. કેટલાક આકાશ ભણી ઉડ્યા, વળી રમતની પેઠે યુદ્ધ કરતાં કુંભકર્ણના મારથી નાસેલા કેટલાક વાનરો, જે સેતુવડે લંકામાં આવ્યા હતા, તે સેતુપર થઇને પેલે પાર પલાયન કરી ગયા.[૧૪-૧૫] ભયથી જેમનાં મુખનાં તેજ ઉડી ગયેલાં છે એવા કેટલાએક વાનરો, મોટા ખાડાઓમાં સંતાયા, ને ઋક્ષ જાતના વાનરો ઝાડપર ચઢી ગયા તથા કેટલાએક પર્વતમાં ભરાઈ ગયા.[૧૬] તેમ કેટલાએક પાછા યુદ્ધ કરવા ઉભા પણ રહ્યા. કેટલાએક નાસી ગયા અને કેટલાએક તો મુવેલા હોય તેમ ઢોંગ કરી પૃથિવીપર જ પડી રહ્યા.[૧૭]

આ પ્રમાણે વાનરોને નાસતા જોઈ, અંગદ તેમને કહેવા લાગ્યો કે, "હે વાનરો! તમે ઉભા રહો. આપણે ફરીથી યુદ્ધ કરીએ, માટે પાછા આવો.[૧૮] હે વાનરો! તમે નાસતા નાસતા આખી પૃથિવીપર ફરશો તોપણ તમને નિરાંતે બેસાય એવું સ્થાન મળવાનું નથી, માટે તમે સઘળા પાછા ફરો. તમારા પ્રાણનું આ પ્રમાણે આટલું બધું રક્ષણ શું કરવા કરો છો?[૧૯] યુદ્ધમાંથી નિરાયુધ થઈ નાસી જવું, એ શું પૌરુષ છે કે? હે વાનરો! તમે નાસીને ઘેર જશો તો તમારી સ્ત્રીઓ તમારું હાસ્ય કરશે; અને સ્ત્રીઓના આવા ઉપહાસ્યને પાત્ર થવું, એ મરવા બરોબર જ છે.[૨૦] હે વાનરો! તમે સર્વે મોટા યશવાળા તથા ઉંચા કુળમાં જન્મેલા છો, તેમ છતાં, કુલાભિમાન ન રાખતાં, સાધારણ વાનરોની પેઠે ભય પામી ઉભી પુંછડીએ કાં નાસો છો? પોતાના વીર્યનો ત્યાગ કરી ભય પામી તમે નાસો છો, એ ઉપરથી સિદ્ધ થાય છે કે, તમે બધા અનાર્ય છો અને સ્વામીનો દ્રોહ કરનારા છો.[૨૧] જનસમૂહમાં તમે તમારા બળનાં અને પરાક્રમનાં મોટાં મોટાં વખાણ કરતા હતા, તે બળ અને પરાક્રમ આજ ક્યાં બળી ગયાં?[૨૨] આમ કરવાથી સજ્જનો તમને ધિક્કારશે; અને સજ્જનોના ધિક્કાર સાંભળીને જીવવું, એ મુવા સરખું છે. માટે ભયનો ત્યાગ કરો અને સાધુ પુરુષોએ સેવેલા માર્ગનું અવલંબન કરો.[૨૩] આપણે કદાપિ કપાઇને રણભૂમિમાં પડીશું તો-

પણ, હે શૂરવીર વાનરો ! આ માયાયુદ્ધ કરનાર રાક્ષસોને ન પ્રાપ્ત થાય તેવા બ્રહ્મલોકને આપણે પામીશું અને જીવતા રહીશું તો શત્રુને રણમાં મારી કીર્તિ સંપાદન કરીશું. હે વાનરો ! તેમ છતાં કદાપિ મરાયા તો આપણે શૂરવીર પુરુષોને પ્રાપ્ત થતા બ્રહ્મલોકને પામી ત્યાં આનંદ ભોગવીશું.[૨૪-૨૫] જેમ પ્રદીપ્ત થયેલા અગ્નિ પાસે આવતા પતંગીઆ જીવતા જતા નથી, તેમ આ કુંભકર્ણ, રામની સાથે યુદ્ધ કરી જીવતો ઘેર જનાર નથી જ.[૨૬] આપણે બધા મહાવીર ગણાયા છીએ અને હવે જો નાસી જઈ આપણા પ્રાણનું રક્ષણ કરીશું તો એકે ઘણાઓને નસાડ્યા, આ રીતે આપણી મોટી અપકીર્તિ થશે."[૨૭]

જેને હાથે સુવર્ણનાં બાજુબંધ છે એવા શૂરવીર અંગદનાં આવાં વચનો સાંભળી, ચોમેર નાસતા વાનરો, શૂરવીર પુરુષોએ, ધિક્કારી કાઢેલાં એવાં બાયલાં વચનો કહેવા લાગ્યા કે;[૨૮] "આ કુંભકર્ણ રાક્ષસે અમારો ઘાણ કાઢી નાંખ્યો છે, તેથી યુદ્ધમાં ઉભા રહેવાનો અમારો આસરો નથી. અમને અમારા જીવ વહાલા છે, તેથી હવે તો નાસી છૂટવું, એ જ શ્રેષ્ઠ છે."[૨૯] જ્યાં એવાં વચન વાનરો કહેતા હતા, ત્યાં તો ભયંકર નેત્રવાળો કુંભકર્ણ પાસે આવ્યો. તે જોઈ ફરીથી વાનરો દિશાઓમાં નાસવા લાગ્યા;[૩૦] ને ફરીથી અંગદે, નાસતા વાનરોને શાન્ત કરીને તથા રામના બળ સંબંધી વાતો કહી સમજાવી તેમને પાછા આણ્યા.[૩૧] વાલિના બુદ્ધિમાન્ પુત્ર અંગદના સમજાવવાથી હર્ષ પામેલા સર્વે વાનરો, સજ્જ થઈ પછી યુદ્ધ કરવાની આજ્ઞા મળવાની વાટ જોતાં ત્યાં જ ઉભા રહ્યા.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૬૭ મો.

### કુંભકર્ણવધ

મોટી કાયાવાળા સર્વે વાનરો, અંગદનાં વચન સાંભળી, ભયમુક્ત થઈ, જીવપર આવી જઈ લડવાને માટે તત્પર થયા.[૧] સાંભળેલાં પરાક્રમથી ઉત્સાહવાન્ થયેલા વાનરો, અંગદનાં વચનથી લડવાને માટે તત્પર થઈ ગયા; અને સ્થિર થઈ મરણના નિશ્ચયવાળા, રણભૂમિમાં આવી ઉભેલા, હર્ષાન્વિત થયેલા અને જીવવાની આશા તજીને યુદ્ધ કરવા તત્પર થયેલા અનેક વાનરો, મહાભયંકર યુદ્ધ કરવા મંડી પડ્યા.[૨-૩] તેઓ મોટી મોટી શિલાઓ તથા વૃક્ષો લઈને રણભૂમિમાંથી કુંભકર્ણને ઉપરાઉપરી પ્રહાર કરવા લાગ્યા.[૪] આમ સર્વને ઉશ્કેરાયલા જોઈને તથા તેઓના મારથી ક્રોધ પામીને પછી કુંભકર્ણ ગાજ્યો. તેણે હાથમાં એક મોટી ગદા લીધી અને ચારે દિશાથી વાનરસેનાનો કચરઘાણ વાળવા માંડ્યો.[૫] તેના ગદાપ્રહારથી કેટલાક વાનરો પૃથિવી ઉપર પડ્યા, આઠ હજાર અને સાતસો વાનરો તો ઉપરાચાપરી શરીરથી કચરઘાણ થઈ, પૃથિવીપર પડી, તરફડવા લાગ્યા.[૬] ક્રોધ પામેલો ગરુડ જેમ સર્પોનો નાશ કરે, તેમ કોપાન્વિત થયેલો કુંભકર્ણ પણ, આઠ, દશ, સોળ, વીશ, ત્રીસ, એમ જેટલા વાનરો હાથ આવ્યા, તેમને પૃથિવી ઉપર પછાડતો અને ખાતો આગળ વધ્યો અને પછી વાનરસેનામાં ઘુમવા લાગ્યો.[૭] આ પ્રમાણે કોપેલો કુંભકર્ણ, વાનરોનો નાશ કરતો હતો, તોપણ ઉત્તેજિત થયેલા વાનરો, વૃક્ષ, શૈલ, શિખર ઇત્યાદિ જે કંઈ હાથ આવતું, તે લઈ સંગ્રામમાં આવીને ઉભા રહેતા હતા.[૮] પર્વત ઉપર જેમ મેઘ ઝુકી રહ્યો હોય, તેમ શૂરવીર દ્વિવિદ વાનર, એક પર્વત લઈને, પર્વત સમાન શરીરવાળા કુંભકર્ણ સામા આવીને ઉભો રહ્યો.[૯] એટલું જ નહિ, પણ તે પર્વત તેણે કુંભકર્ણ સામે નાંખ્યો; પરંતુ તે તેના ઉપર ન પડતાં તેની સેનામાં પડ્યો.[૧૦] અને તેની તળે અનેક ઉત્તમ અશ્વ, ગજ અને સુન્દર રથના કડકે કડકા થઈ ગયા. દ્વિવિદ વાનરે બીજો પર્વત લઈ રાક્ષસસેનાની મુખ્ય પાંખપર નાંખ્યો, કે જેથી રાક્ષસસેનાના અશ્વ, રથ, ગજના લોહીથી રણાંગણ લિપ્ત થઈ ગયું–તે જાણે લોહીવાળું જ હોય, તેવું લાગતું હતું.[૧૧-૧૨]

રાક્ષસો કોપ્યા. તેમણે મહાભયંકર ગર્જના કરી. તેઓએ કાળ સમાન દેખાવ ધારણ કર્યો. તેઓએ વાનરોનાં મસ્તકો બાણથી સટાસટ વિંધી નાંખવા માંડ્યાં.[૧૩] વાનરો પણ કોપ્યા. તેઓએ પણ મોટાં વૃક્ષો ઉપાડીને, તેમના રથ, અશ્વ, ગજ, ઊંટ તથા રાક્ષસોપર પ્રહાર કરવા માંડ્યો.[૧૪] હનુમાન્ તો આકાશમાં ઘૂમતો હતો. તેણે પણ નાનાવિધનાં પર્વતશિખરનો અને વૃક્ષોનો કુંભકર્ણના માથાપર વરસાદ વરસાવ્યો.[૧૫] પણ મહાબળવાન્ કુંભકર્ણ ગાંજ્યો જાય તેવો નહોતો. તેણે પર્વતનાં શિખરોના તથા વૃક્ષોના, પોતાના ત્રિશૂલવડે ચૂરા કરી નાંખ્યા;[૧૬] અને ત્રિશૂલ ફેરવી વાનરસેનાને નસાડી મૂકી. તુરતજ પવનકુમાર હનૂમાન્ એક મોટો પર્વત લઈને તેની સામે ધાયો;[૧૭]

અને મહા કોપ કરીને તે પર્વત, મોટા શરીરવાળા કુંભકર્ણને માર્યો. કુંભકર્ણ થંભિત થયો. તે રુધિરથી વ્યાપ્ત થઈ ગયો ને સંગ્રામમાં ક્ષોભ પામ્યો.[૧૮] પણ સાવધ થતાં જ, પોતાના વિદ્યુત્ સમાન પ્રજ્વલિત ત્રિશૂલથી કાર્તિકસ્વામિ જેમ વજ્રથી ક્રૌંચપર્વતને ભેદે, તેમ હનૂમાનના બાહુ અંતરમાં છેદ પાડ્યો.[૧૯] ત્રિશૂલથી છેદાયલા બાહુઅંતરવાળો હનૂમાન્ રુધિર વમન કરતાં મહાઘોર ગર્જના કરી ઉઠ્યો.[૨૦] તેને વ્યથા પામેલો જોઈને, રાક્ષસોએ જયજયકારનો પોકાર કરી મૂકયો અને વાનરસેના ભય પામીને નાસવા લાગી.[૨૧] તુરત જ બળવાન્ નીલ આગળ આવ્યો ને બુદ્ધિમાન્ કુંભકર્ણ ઉપર પર્વતનું એક શિખર નાંખ્યું.[૨૨] એ શૈલાગ્રને પોતાના ઉપર આવતું જોઈ, કુંભકર્ણે તેને મુક્કી મારી, એટલે તે શિખરમાંથી જ્વાળા અને તણખા પ્રકટ થયા ને ફટાક દેતું કે તે ફાટી જઈ પૃથ્વીપર પડી ગયું.[૨૩] પછી ઋષભ, શરભ, ગંધમાદન, નીલ, ગવાક્ષ, એ પાંચ વાનરસિંહો કુંભકર્ણ સામે ધાયા અને સંગ્રામમાં પર્વત, વૃક્ષ, લાતો અને મુષ્ટિપ્રહારથી મહાશય કુંભકર્ણને મારવા લાગ્યા.[૨૪–૨૫] આ કપિઓ સખ્ત પ્રહાર કરતા હતા, પણ કુંભકર્ણને તો તે પુષ્પની માળાના સ્પર્શસમાન લાગતો હતો. પછી સંધિ સાંધી કુંભકર્ણે, ઋષભ વાનરને પકડી છાતી સરસો દબાવ્યો[૨૬] ને કુંભકર્ણે દબાવ્યો તેથી વ્યથિત થયેલો ઋષભ, મુખથી રુધિર વમન કરતો કરતો ભૂમિ ઉપર પડ્યો.[૨૭] પછી મુષ્ટિપ્રહારથી શરભને તથા પગવડે નીલ વાનરને પ્રહાર કરી, કુંભકર્ણે, પોતાના હાથની થપાટથી, ગવાક્ષ વાનરને ગગડાવી પાડ્યો.[૨૮] તેના કરેલા પ્રહારથી વ્યથિત થયેલા રુધિરથી ખરડાઈ ગયેલા તે વાનરો, કપાયલાં ખાખરાનાં વૃક્ષની પેઠે ભૂમિ ઉપર ચત્તા પાટ પડ્યા હતા.[૨૯] જ્યારે આ વાનરના અધિપતિઓને કુંભકર્ણે સંગ્રામમાં ગગડાવી પૃથિવીપર પાડ્યા, ત્યારે હજારો બીજા વાનરો કુંભકર્ણ પ્રતિ ધસી ગયા.[૩૦] પછી પર્વતના સરખા દેહવાળા તથા કપિઓમાં, શ્રેષ્ઠ એવા તે સર્વ વાનરો, પર્વત સરખા દેહવાળા કુંભકર્ણના શરીર ઉપર ચઢી જઈ પોતાના દાંતવડે તેને કરડવા લાગ્યા.[૩૧] કપિવરોએ પોતાના નખ, દાંત, મુષ્ટિ તથા બાહુવડે કુંભકર્ણને પ્રહાર કરવા માંડ્યો.[૩૨] તે વખતે હજારો વાનરો જેના શરીરપર ચઢી ગયેલા છે એવો તથા રાક્ષસોમાં વ્યાઘ્રરૂપ કુંભકર્ણ, વૃક્ષોથી છવાઈ ગયેલો કોઈ પર્વત હોય તેવો દેખાતો હતો.[૩૩] તેણે બે હાથ પહોળા કરી વાનરોને પકડ્યા ને ગરુડ જેમ સર્પનું ભક્ષણ કરે છે, તેમ તે વાનરાઓનું ભક્ષણ કરવા લાગ્યો.[૩૪] પાતાળના સરખા પહોળા કરેલા પોતાના મુખમાં કુંભકર્ણ વાનરોને નાંખ્યો જતો હતો, ત્યારે બીજી તરફથી વાનરો તેના નાક તથા કાનવાટે બહાર નિકળી જતા હતા.[૩૫] જ્યારે આ વાનરોને બહાર નિકળી આવતા તેણે જોયા, ત્યારે તેને ઘણો ક્રોધ ચઢ્યો અને વધારે બળથી તે વાનરોને હાથમાં પકડી સપાસપ ખાઈ જવા લાગ્યો અને બીજા કપિઓને પકડી પકડી મરડી નાંખવા લાગ્યો;[૩૬] અને જેમ વૃદ્ધિ પામેલો કાલાગ્નિ આમ તેમ પ્રસરે, તેમ કુંભકર્ણ વાનરની સેનામાં આમ તેમ ઘૂમતો જતો તથા હાડ, માંસ અને રુધિરથી પૃથિવીને તૃપ્ત કરતો હતો.[૩૭] આ વખતે હાથમાં શૂલ ગ્રહણ કરીને ઉભેલો કુંભકર્ણ વજ્ર ધારણ કરી ઉભેલા ઇંદ્ર સરખો અથવા પાશ ગ્રહણ કરી ઉભેલા યમરાજા સરખો દેખાતો હતો;[૩૮] જેમ ગ્રીષ્મ ઋતુમાં વનમાં પ્રદીપ્ત થયેલો અગ્નિ સુકાં કાષ્ઠને દહન કરે છે, તેમ કુંભકર્ણ વાનરોને બાળીને ભસ્મ કરતો હતો.[૩૯]

જ્યારે કુંભકર્ણે વાનરના અનેક સેનાપતિને મારી નાંખ્યા અને બીજા સૈનિકોને અત્યંત માર મારવા માંડ્યો ત્યારે સર્વ વાનરો ભય પામી ચીસો પાડવા લાગ્યા.[૪૦] કુંભકર્ણના પ્રહારથી ત્રાસ પામેલા અને ફાટી જતાં અંતઃકરણવાળા વાનરો, નાસીને રામને શરણે ગયા.[૪૧] વાનરોને આવી રીતે નાસી જતા જોઈ, ઇંદ્રનો પૌત્ર અંગદ, કુંભકર્ણના તથા તેની સાથે આવનારા રાક્ષસોના ઉપર ધસ્યો.[૪૨] તેણે હાથમાં એક મોટા ગિરિશિખરને લઈ મહા ઘોર ગર્જના કરી અને પછી તે શિખરને કુંભકર્ણના માથામાં માર્યું. અંગદનું નાંખેલું આ ગિરિશૃંગ, રાક્ષસરાજના માથામાં વાગવાથી તેને અત્યંત ક્રોધ ચઢ્યો. તેણે વાલિપુત્ર અંગદના ઉપર ધસારો કર્યો;[૪૩–૪૫] અને વાનરસેનાને ત્રાસ ઉપજે, એવી ભયંકર ગર્જના કરી. પછી મહાબળવાન કુંભકર્ણે, પોતાના હાથમાંનું શૂલ અંગદને માર્યું.[૪૬] જ્યારે કુંભકર્ણે ત્રિશૂલ માર્યું ત્યારે, યુદ્ધમાં ઘણા કુશલ તથા બળવાન્ અંગદે, તેને ચાલાકીથી ઉડાવી દીધું અને એકદમ કુદકો મારી કુંભકર્ણની છાતીમાં પોતાના પંજાનો પ્રહાર કર્યો. આ સખ્ત પ્રહાર છાતીમાં વાગવાથી કુંભકર્ણને તમ્મર આવી ગયા અને તે પાછો હઠી ગયો.[૪૭–૪૮]

થોડીવારમાં કુંભકર્ણ સાવધ થયો. તેણે પોતાના હાથની મુષ્ટિ વાળી અને અંગદની છાતીમાં લગાવી; અને તે મુષ્ટિ

વાગવાથી અંગદ બેભાન થઈ પૃથિવીપર પડ્યો.[49] તત્ક્ષણે જ વાનરોમાં સિંહ સરખો અંગદ મૂર્છાગત થયો, તે જોઈ, કુંભકર્ણ પોતાનું ત્રિશૂલ લઈ સુગ્રીવની સાથે યુદ્ધ કરવાને માટે ધસ્યો.[50] મહાબળવાન્ કુંભકર્ણને હાથમાં ત્રિશૂલ લઈ આવતો જોઈ, વાનરોનો અધિપતિ મહાબળવાન્ સુગ્રીવ તેના સામો જવાને માટે સજ્જ થયો.[51] તેણે હાથમાં મોટું પર્વત શિખર લીધું ને પછી કુંભકર્ણની સામે દોડ્યો.[52] સુગ્રીવને પોતા સામો આવતો જોઈ, વિવૃત અંગવાળો કુંભકર્ણ સજ્જ થઈ તે કપિના સામો દૃઢ ઉભો રહ્યો.[53] પછી વાનરોના રુધિરથી જેનું શરીર ખરડાયલું હતું એવા તથા અનેક વાનરોનું ભક્ષણ કરનાર કુંભકર્ણને પોતાના સન્મુખ ઉભેલો જોઈ, સુગ્રીવ તેને કહેવા લાગ્યો કે,[54] "એ કુંભકર્ણ! તેં ઘણા વીર વાનરોને મારી નાંખી દુષ્કર કાર્ય કર્યું છે; વળી તેં અમારા સૈન્યનો ઘાણ વાળી નાંખી મોટો યશ પ્રાપ્ત કરેલો છે.[55] પણ હવે આ વાનરોનાં સૈન્ય તરફ ન જો. એવા નાના નાના વાનરોની સાથે તું શાને યુદ્ધ કરે છે? હે રાક્ષસ! મારા આ એક પર્વતનો પ્રહાર ખમ, એટલે બસ છે."[56]

કપિનાથ સુગ્રીવનાં, બળ અને ધૈર્યયુક્ત આવાં વચનો સાંભળીને, રાક્ષસમાં વ્યાઘ્ર સરખો કુંભકર્ણ તેને કહેવા લાગ્યો કે,[57] "અલ્યા સુગ્રીવડા! એ વાનરા! તું પ્રજાપતિનો પૌત્ર થાય છે અને ઋક્ષરાજનો પુત્ર છે તેથી તથા તારામાં ધૈર્ય અને પૌરુષત્વ છે તેથી, શું તું આ પ્રમાણે ગર્જના કરે છે કે? ચાલ આવી જા, જોઉં, તું વળી કેવોક બળીઓ છે?"[58] કુંભકર્ણનાં તે વચન સાંભળીને, સુગ્રીવે વજ્ર સમાન તે પર્વતનું શિખર ઉગામી તેની છાતીમાં માર્યું; પરંતુ તે તેના વિશાળ વક્ષઃસ્થળમાં વાગવાથી ભાંગી ભૂકો થઈ પૃથિવીપર પડ્યું. આ જોઈ સઘળા વાનરો ઘણો વિષાદ કરવા લાગ્યા. પણ રાક્ષસો પ્રસન્ન થઈ ગર્જનાઓ કરવા લાગ્યા.[59-60] પોતાની છાતીમાં ગિરિશિખર વાગવાથી કુંભકર્ણને ઘણો રોષ ચઢ્યો હતો, તેથી તેણે પોતાનું ભયંકર મુખ પહોળું કરી, હાથમાં જે વિદ્યુત્ સરખું ત્રિશૂલ હતું, તે ફેરવીને સુગ્રીવના વધને માટે ફેંક્યું.[61] કુંભકર્ણના હાથમાંથી સુવર્ણના હાથાવાળું તે શૂલ છૂટ્યું, તેવું જ વાયુપુત્ર હનૂમાને તેને પકડી લીધું અને બે હાથથી તેના કટકે કટકા કરી નાંખ્યા.[62] તે હજાર ભાર લોઢાનું બનાવેલું ત્રિશૂલ હતું, છતાં હનૂમાન્ ઢિંચણ દઈ ભાંગી નાંખી ઘણો હર્ષ પામ્યો.[63] કુંભકર્ણનું આવું જબરું ત્રિશૂલ હનૂમાને ભાંગી નાંખ્યું તે જોઈ, અત્યંત હર્ષ પામી કીકીયારી કરતા આસપાસથી વાનરો દોડી આવ્યા.[64] અને હનૂમાનનું આવું સચોટ પરાક્રમ જોઈ, કુંભકર્ણ ઘણું ભય પામ્યો. તે યુદ્ધમાંથી લગાર પાછો પણ હઠ્યો-તે જોઈ, હર્ષ પામેલા વાનરો, સિંહનાદ કરી શૂલ ભાંગી નાંખવા માટે હનૂમાનનું પૂજન કરવા મંડી પડ્યા.[65]

કુંભકર્ણનું શૂલ હનૂમાને ભાંગી નાંખ્યું, એટલે અકળાએલા એવા તે મહાત્મા રાક્ષસાધિપને ઘણો કોપ ચડ્યો. પછી તેણે લંકાની સમીપ આવેલા મલયપર્વતનું એક શિખર હાથમાં લઈ તે સુગ્રીવની પાસે આવ્યો ને તે શિખરનો પ્રહાર કર્યો.[66] આવું મોટું શૈલશૃંગ વાગવાથી સુગ્રીવ બેભાન થઈ પૃથિવીપર પડ્યો; અને તેને ચેતનારહિત થયેલો જોઈ સર્વે રાક્ષસો હર્ષના નાદ કરવા લાગ્યા.[67] પછી જેમ પ્રચંડ વાયુનો સપાટો વાદળના સમૂહને દૂર ઘસડી જાય છે, તેમ મહાભયંકર પરાક્રમવાળા આ સુગ્રીવને, કુંભકર્ણ પોતાની બાથમાં લઈ સૈન્યથી ઘણો દૂર લઈ ગયો.[68] મેઘના સરખા રૂપવાળા સુગ્રીવને સંગ્રામમાંથી ઉપાડી જતો કુંભકર્ણ, જાણે મોટા શૃંગવાળો મેરુ પર્વત ન હોય, તેવો શોભતો હતો.[69] કપિરાજ સુગ્રીવને લઈ જતો જોઈ, આશ્ચર્ય પામેલા દેવોનો કોલાહલ સાંભળતો તથા રાક્ષસોથી અભિનંદન પામતો કુમ્ભકર્ણ, ક્ષણવારમાં સુગ્રીવને ઉપાડી સેનાની બહાર નિકળી ગયો.[70] ઈન્દ્રના સરખા પરાક્રમવાળા આ સુગ્રીવને લઈ જઈ, મારી નાંખવાથી રામ અને તેનું સઘળું સૈન્ય માર્યા સરખું જ થશે, એવું મહાબળવાન્ કુંભકર્ણે મનમાં ધારી, તે ઘણો મલકાયો.[71]

સુગ્રીવને ઉપાડી કુંભકર્ણ ચાલતો થયો તે તથા વાનરોની સેના આમ તેમ નાસવા લાગી તે જોઇને, બુદ્ધિમાન્ હનૂમાન્ વિચાર કરવા લાગ્યો કે, "આ શું છે? રે આ તો સુગ્રીવને લઈને કુંભકર્ણ જાય છે. તેથી વાનરો ગભરાઇને નાસે છે, પણ હવે મારે શું કરવું?[72-73] કંઈ નહિ, આ વખતે મારે મારો ધર્મ બજાવવો જોઇએ. હું પર્વતના સરખો દેહ ધારણ કરી એ રાક્ષસનો નાશ કરીશ.[74] મારી મુષ્ટિના પ્રહારથી વિદીર્ણ થયેલા દેહવાળો કુંભકર્ણ મૃત્યુ પામશે અને કપિરાજ સુગ્રીવ તેના હાથમાંથી છૂટશે ત્યારે જ આ સર્વ વાનરો અત્યંત આનંદ પામશે.[75] પણ રે! મારે એમ પણ કરવાની શી જરૂર છે? સુગ્રીવ દેવતા-

ઓનો, અસુરોનો અને સર્પોનો પણ બાંધ્યો બંધાય તેવો નથી, માટે એ એની મેળે જ છૂટીને પાછો આવશે.૭૬ હું ધારું છું કે, એને પર્વતશિલા વાગવાથી મૂર્ચ્છા આવી છે, તેથી એ જાણતો નથી કે, મને કુમ્ભકર્ણ લઈ જાય છે–જો જાણતો હોત તો ક્યારનોએ છૂટીને આવ્યો હોત.૭૭ પણ થોડી વારે સુગ્રીવને ચેતના આવશે અને તે પછી છૂટો થઈ વાનરોનું તથા પોતાનું જે હિતકાર કાર્ય હશે તે કરશે.૭૮ જો હું જઈને એ મહાત્માને છોડાવું તો એની કીર્ત્તિને લાંછન લાગે ને મારે માટે તેને ખોટો વિચાર પણ આવે.૭૯ એટલા માટે એને છોડાવવા ન જતાં એ છૂટીને કેવું પરાક્રમ કરે છે? તેની બેઘડી વાટ જોઉં અને ત્યાં સૂધી આ નાસાનાસ કરતી વાનરસેનાનું આશ્વાસન કરું, એ જ ઠીક છે."૮૦ આ પ્રમાણે નિશ્ચય કરી, પછી મારુતિ હનૂમાને, વાનરની મહાસેનાનું આશ્વાસન કર્યું.૮૧

આણીમેર તરફડીઆં મારતા સુગ્રીવને ઉંચકીને કુંભકર્ણ જે વખતે લંકામાં પેઠો તે વખતે, ઊંચા ઊંચા મંદિરોમાંથી લોકોએ તેનાપર પુષ્પની વૃષ્ટિ કરવા માંડી.૮૨ પણ લંકાનગરીના રાજમાર્ગની શીતળતાથી તથા લોકોએ કુંભકર્ણના ઉપર નાંખેલા પુષ્પ તથા ગંધોદકથી સુગ્રીવને શાતા વળી ને તેની મૂર્ચ્છા વળવા લાગી.૮૩ ઘણાં કષ્ટે મૂર્ચ્છા વળ્યા પછી, મહાબળવાન્ કુંભકર્ણની બાથમાં રહેલો સુગ્રીવ માર્ગને જોતો જોતો વિચાર કરવા લાગ્યો કે–૮૪ "આ કુંભકર્ણે મને અહીં પકડી આણ્યો, તેનો દાવ હું શી રીતે લઉં? આજે મારે વાનરોનું હિત થાય એવું કંઈ પણ કાર્ય કરવું જોઈએ જ."૮૫ આમ વિચાર કરી, વાનરપતિ સુગ્રીવ, કુંભકર્ણની બાથમાંથી સડાક દેતો કે છટકી ગયો અને તેના સામો થઈ, પોતાના દાંતવડે તેની નાસિકાને કરડી ખાધી તથા હાથ અને પગના નખવડે તેના કાન અને પાર્શ્વ ભાગને તોડી નાંખ્યા.૮૬ સુગ્રીવે જ્યારે નખ તથા દાંતવડે નાક તથા કાન કાપી નાંખ્યાં ત્યારે, પરાભવ પામવાથી રોષાન્વિત થયેલા તથા રુધિરથી ખરડાયેલાં ગાત્રવાળા કુંભકર્ણે, સુગ્રીવને ઉંચો કરી પૃથિવીપર પછાડ્યો અને પછી તેના ઉપર ચઢી બેઠો.૮૭ જ્યારે કુંભકર્ણે તેને પૃથિવીપર નાંખી દઈ દબાવી દીધો ત્યારે રાક્ષસોએ જેને ઘણો માર માર્યો હતો એવો સુગ્રીવ, કુંભકર્ણને ઉથલાવી નાંખી, દડાની પેઠે કુદકો મારી ઉછળ્યો અને જ્યાં રામ હતા ત્યાં આગળ આવીને ઉભો રહ્યો.૮૮

નાક તથા કાન કપાઈ ગયાં છે, અંગપરથી લોહીના રેલા ચાલ્યા જાય છે, ચારે બાજૂથી ઝરણાં વહે છે તેવો કુંભકર્ણ, ઝરણાંવાળો પર્વત શોભે તેવો શોભતો હતો.૮૯ રુધિરથી આર્દ્ર થઈ ગયેલો, મહાકાયવાળો હોવાથી ભયંકર દેખાતો રાવણનો નાનો ભાઈ, મનમાં તો ઘણો ધુંધવાઈ ઉઠ્યો.૯૦ તે ઘણો ક્રોધ પામ્યો; તે જાણે રુધિરનું વમન કરતો હોય તેવો દેખાતો હતો. પછી અંજનના જેવા કાળા રંગવાળો તથા સંધ્યા સમયના વાદળાં સરખો, રુધિરથી રાતો ચોળ થયેલો તે નિશાચર, ફરીથી યુદ્ધે જવાનો વિચાર કરવા લાગ્યો.૯૧ સુગ્રીવને પોતાની પાસેથી નાસી રામ પાસે ગયેલો જોઈ કુંભકર્ણ પુનઃ રણસંગ્રામમાં જવા નિકળ્યો. તેનું ત્રિશૂલ ભાંગી ગયું હતું, એટલે તે આયુધ વિનાનો હતો. તેથી તેણે એક મોટો મુદ્ગર પોતાના હાથમાં લીધો.૯૨ પછી તે લંકાનગરની બહાર, વાનરનું સૈન્ય હતું ત્યાં આવ્યો. તે ટાંણે જેમ વૃદ્ધિ પામેલો પ્રલયકાળનો અગ્નિ પ્રજાનું ભક્ષણ કરે, તેમ ક્રોધ કરી, વાનરસેનાનું ભક્ષણ કરવા લાગ્યો.૯૩ અત્યંત ક્ષુધાર્ત થયેલો તથા માંસ અને રુધિરનું ભક્ષણ કરવાની ઇચ્છાવાળો તે કુંભકર્ણ, કંઈ પણ જોયા કર્યા વિના વાનરસેનામાં પેસી યુગના અંત વખતે મૃત્યુ જેમ પ્રાણી માત્રનું ભક્ષણ કરે છે, તેમ વાનરનું તેમ જ પિશાચો અને રીંછોનું અને રાક્ષસોનું પણ ભક્ષણ કરવા લાગ્યો.૯૪ કુંભકર્ણ અતિશય કોપ પામેલો હતો. તે એક, બે ને ત્રણ ત્રણ વાનરોને અને રાક્ષસોને પોતાના હાથમાં પકડી, ઝપાટાબંધ મુખમાં મૂકતો હતો.૯૫ સ્વાહા કરેલા વાનરો અને રાક્ષસોનાં રુધિરથી તેના મુખમાંથી પિચકારીઓ છૂટતી હતી. વળી બીજા કપિઓ મોટા મોટા પર્વતો લઈ તેને મારતા હતા ત્યારે, તે આમ તેમ દોડતો દોડતો વાનરસેનામાં ઘુસતો હતો, ને સાત, આઠ, વીશ, ત્રીશ, ને વખતે તો સો સો કપિઓને પકડી ખાઈ જતો હતો.

આ પ્રમાણે જ્યારે કુંભકર્ણે વાનરોનું ભક્ષણ કરવા માંડ્યું ત્યારે, બાકીના વાનરો રામને શરણે ગયા.૯૬–૯૮ યુગના અંતને વિષે જેમ કાળ, પ્રાણીમાત્રનો સંહાર કરે છે, તેમ તીક્ષ્ણ દંષ્ટ્રાવાળો, મેદ અને રુધિરથી જેનાં અંગ લીંપાઈ ગયેલાં છે એવો તથા કાને જેણે આંતરડાંની માળાઓ ભેરવી છે એવો કુંભકર્ણ શૂલના પ્રહાર કરતો હતો, તે જોઈ પરપુર વિજયી તથા શત્રુના બળનો નાશ કરનાર, સુમિત્રાના પુત્ર લક્ષ્મણને ઘણો ક્રોધ ચઢ્યો, અને પોતે જ કુંભકર્ણની

સાથે યુદ્ધ કરવાને માટે તત્પર થઈ રણમાં આગળ આવ્યો.૯૯-૧૦૦

વીર્યવાન્ લક્ષ્મણે ઘણા જ ક્રોધથી સાત બાણ કુંભકર્ણને માર્યાં અને બીજાં પણ બાણો ઉપરાચાપરી મૂકવા માંડ્યાં.૧૦૧ પ્રહારથી મોહિત થયેલા કુંભકર્ણે લક્ષ્મણનાં અસ્ત્રને વારણ કર્યાં, તેથી લક્ષ્મણને અત્યંત ક્રોધ ચઢયો.૧૦૨ તેણે, વાયુ જેમ સંધ્યાકાળના વાદળને આચ્છાદન કરે છે, તેમ કુંભકર્ણનાં સુવર્ણ કવચને શરથી આચ્છાદન કર્યું,૧૦૩ ત્યારે કાળા પર્વત જેવો કુંભકર્ણ, જેમ કિરણવાળો સૂર્ય, મેઘ ભર્યો શોભે, તેમ કાંચનના શરોથી તે શોભવા લાગ્યો.૧૦૪ પછી ભયંકર દેખાવના અને મેઘના જેવા સ્વરવાળા કુંભકર્ણે સુમિત્રાના પુત્ર લક્ષ્મણને અવજ્ઞાપૂર્વક કહ્યું કે,૧૦૫ "હે લક્ષ્મણ! દારુણ યુદ્ધમાં, અંતકને પણ જિતે એવો જે હું, તેની સાથે યુદ્ધ કરતાં તેં તારું પરાક્રમ સારી પેઠે દેખાડી આપ્યું છે.૧૦૬ મહાસંગ્રામમાં મૃત્યુના સરખા મારી સામે ઉભો રહેનાર પૂજ્ય ગણાય છે, તો મારી સામે ખડો રહી જે યુદ્ધ કરે, તે કેમ પૂજ્ય ન ગણાય?૧૦૭ ઐરાવત ઉપર બેઠેલો અને સર્વ દેવતાઓથી પરિવૃત થયેલો ઇન્દ્ર પણ પૂર્વે કોઈ વાર મારી સામે સંગ્રામમાં ઉભો રહ્યો નથી.૧૦૮ પણ હે સૌમિત્રે! તું તો લડ્યો છે. હવે હું તારા બળ પરાક્રમથી પ્રસન્ન થયો છું ને તારી અનુજ્ઞાથી રાઘવ સાથે જ યુદ્ધ કરવા ઇચ્છા રાખું છું; કારણ કે, તારાં વીર્ય, બળ અને ઉત્સાહથી સંતોષ પામેલો હું, આ સંગ્રામમાં જેના મરણથી સઘળા મૂવા જ પડ્યા છે એવા એકલા રામને જ મારવા ઈચ્છું છું, અન્યને નહિ.૧૦૯-૧૧૦ રામને રણસંગ્રામમાં રોળ્યા પછી, આ સંગ્રામમાં જે મારી સાથે યુદ્ધ કરવા આવશે, તેની સાથે હું ઘણા જ ઉત્સાહ અને બળથી યુદ્ધ કરીશ."૧૧૧

તે રાક્ષસનાં સ્તુતિગર્ભિત વચન સાંભળીને, લક્ષ્મણ હસતાં હસતાં બોલ્યો કે,૧૧૨ "હે વીર! તું શક્રાદિ દેવને અસહ્ય છે તે સત્ય છે; કારણ કે, મેં પણ આ યુદ્ધમાં તારું પરાક્રમ અને પૌરુષ જોયું છે.૧૧૩ પણ જો રામની સાથે તારે યુદ્ધની ઇચ્છા હોય તો, એ રામ આ રહ્યા. પર્વતની માફક અચળ થઇને ઉભેલા દશરથના પુત્ર રામ તારી સામે જ ઉભા છેને." લક્ષ્મણનાં તે વચન સાંભળી તે રાક્ષસ લક્ષ્મણને છોડી, રામ સામે ગયો. પછી કુંભકર્ણ, પૃથિવીને કંપાવતો રામ સન્મુખ સત્વર આવીને ઉભો રહ્યો.૧૧૪-૧૧૫

પછી રામે, પોતાની સામે આવીને ઉભા રહેલા કુંભકર્ણ સામે રૌદ્રાસ્ત્ર સાંધીને અનેક શરોથી તેનું હૃદય ભેદી નાંખ્યું.૧૧૬ રામના શરથી વિંધાયલો અને ક્રોધ પામેલો કુંભકર્ણ, આમ તેમ ધસતો, ચક્રપેરે ફરતો, ન ડરતો, તણખાવાળા અગ્નિપેરે ઉછળતો ને ઘૂમતો હતો અને રામનાં ઘોર અસ્ત્રથી વિંધાઈ ગયલો તે રાક્ષસપુંગવ, વાનરોને ભય પમાડતો સંગ્રામમાં આમ તેમ દોડવા લાગ્યો;૧૧૭-૧૧૮ અને રામના ધનુષમાંથી છૂટેલાં મયૂરપિંછનાં પુંખવાળાં બાણોથી વિંધાયલો કુંભકર્ણ પોતાની ગદા અને બીજાં આયુધ પૃથિવીપર પડી જવાથી, પોતાને આયુધ વગરનો માનવા લાગ્યો.૧૧૯-૧૨૦ પણ આયુધ રહિત છતાં તે રાક્ષસ, મુષ્ટિપ્રહારવડે અને બે હાથવડે વાનરોનો ઘાણ વાળતો હતો. આમ યુદ્ધ કરતાં કુંભકર્ણના શરીરમાંથી, જેમ પર્વતમાંથી, પાણીનાં ઝરણાં ઝરે, તેમ રુધિર ઝરતું હતું.૧૨૧

કુંભકર્ણને તીવ્ર કોપ વ્યાપ્યો. તે લોહીલોહાણ થઈ ગયો હતો. તે વાનર, રીંછ અને રાક્ષસોને ખાતો ખાતો આમતેમ દોડતો હતો.૧૨૨ પછી ભયંકર પરાક્રમવાળા તથા સાક્ષાત્ કાળ જેવા કુંભકર્ણે એક મોટું શિખર લઈ રામના ઉપર ફેંક્યું. પરંતુ તે શિખર વાગે તે પહેલાં, રામે સાત બાણ મૂકી તેને ભાંગી નાંખ્યું.૧૨૩ એ રીતે જ્યારે રામે ચિત્રવિચિત્ર રંગવાળાં બાણથી તે ગિરિશૃંગને છેદી નાંખ્યું, ત્યારે મેરુ શિખર જેવું તે શિખર ધબ દેતું કે નીચે પડ્યું, અને તેની નીચે બસે વાનર દબાઈ ગયા.૧૨૪-૧૨૫ પછી ધર્માત્મા લક્ષ્મણ, કુંભકર્ણને મારવા માટે તત્પર થયો. તેને મારવાની મંછા કરી, તે રામને કહેવા લાગ્યો કે,૧૨૬ "હે રાજન્! શોણિતના ગંધથી મત્ત થયેલો આ કુંભકર્ણ પોતાના કે પારકા કોઈને ઓળખતો નથી, પણ સૌને ખાઈ જાય છે.૧૨૭ હવે તમે આ વાનરોને કુંભકર્ણ ઉપર ચડી જવા દ્યો અને બીજાઓને તેને ઘેરી લેવા દ્યો.૧૨૮ કારણ કે તેમ કરવાથી વાનરોના ભારથી પીડાયલો આ દુર્મતિ કુંભકર્ણ, આમ તેમ દોડતા બીજા વાનરોને મારી શકશે નહિ."૧૨૯ બુદ્ધિમાન્ લક્ષ્મણનાં તે વચન સાંભળી, હર્ષ પામેલા કપિઓ, કુંભકર્ણના ઉપર ચઢી ગયા.૧૩૦ વાનરો તેના ઉપર ચઢી ગયા ત્યારે, કોપેલો કુંભકર્ણ, મત્ત થયેલો હસ્તી જેમ માવતને ફેંકી દે છે, તેમ વાનરોને ફેંકી દેવા લાગ્યો.૧૩૧ તેને કોપ પામેલો અને વાનરોને નાંખી દેતો જોઈ, રામ ધનુષ લઈ તેની સામે ગયા-કુંભકર્ણના બળથી પીડાયલા વાનરોને હર્ષ પમાડતા તથા કોપથી રક્ત થયેલાં

નેત્રવડે સર્વને બાળી નાંખતા હોય તેવા રામ કુંભકર્ણ તરફ ધસ્યા.૧૩૨–૧૩૩

જેણે પોતાની પીઠ ઉપર બાણનો સુંદર ભાથો બાંધેલો છે એવા રામે, ભુજંગ જેવું દૃઢ પણછવાળું અને સુવર્ણ જડેલું ધનુષ ખેંચ્યું, અને સર્વે વાનરોનું આશ્વાસન કરી, કુંભકર્ણના ઉપર ધસારો કર્યો.૧૩૪ એ રીતે ન જિતાય એવા વાનરોથી પરિવૃત થયેલા રામ તથા લક્ષ્મણ કુંભકર્ણને મારવા દોડ્યા.૧૩૫ પછી, જેને માથે મુગટ છે એવો, શત્રુદમન, શોણિતથી પૂરાઈ ગયેલી આંખોવાળો, મહાબળવાન, કોપ પામેલા મત્ત હસ્તીની પેઠે વાનરો સામે હડી કાઢનાર, કપિઓને શોધનાર તથા રાક્ષસોથી પરિવૃત, વિન્ધ્ય તથા મંદર જેવો, સુવર્ણનાં બાજુબંધવાળો, મેઘમાંથી જળની વૃષ્ટિ થાય તેમ જેના મુખમાંથી લોહી ઝરે છે એવો, લાંબી જીભથી લોહીવાળાં ગલોફાંને ચાટતો, લોહીવાળી જીભવાળો, વાનરોને કચરતો, પ્રલય કાળના યમરાજ જેવો, પ્રદીપ્ત અગ્નિ સમાન કાન્તિવાળો, રાક્ષસવીર કુંભકર્ણ ઉભો હતો; તેને જોઇને, રામે, ક્રોધથી પોતાનું ધનુષ ખેંચ્યું.૧૩૬–૧૪૦ રામના ધનુષનો ટંકારવ ન સહન થવાથી, કોપ પામેલો રાક્ષસરાજ તેમની સામે ધસ્યો.૧૪૧ મુસલધાર પડતો મેઘ અથવા પર્વતસમાન દેહવાળા કુંભકર્ણને પોતાની તરફ આવતો જોઈ, રામ કહેવા લાગ્યા કે,૧૪૨ "હે કુંભકર્ણ! ચાલ મારી સામે આવ. લગાર પણ ખેદ કરીશ નહિ. તું જો, કે હું આ હાથમાં ધનુષ લઇને ઉભો છું. હવે તું નિશ્શંક માનજે કે, હું રાક્ષસનું નિર્મૂળ કહાડીશ અને તેમાં તને પણ હમણાં મારી નાંખીશ."૧૪૩

રામનાં વચન સાંભળી કુંભકર્ણ તેમને ઓળખી હસ્યો. પછી કોપ્યો અને સર્વે વાનરના યૂથને નસાડતો અને કપિઓનાં હૃદયને ભય ઉપજાવતો તથા મેઘગર્જના જેવાં અટ્ટહાસ્ય કરતો તે, રામપ્રતિ આવ્યો અને કહેવા લાગ્યો કે "હે રામ! તું મને વિરાધ, કબંધ, ખર, વાલિ કે મારીચ જાણ મા. આ તો હું કુંભકર્ણ છું.૧૪૪–૧૪૬ હે રામ! નરદમ લોહનો બનાવેલો આ મારો ભયંકર મુદ્ગર તું જો. એ મુદ્ગરવડે જ મેં પૂર્વે દેવ દાનવોને જિત્યા છે.૧૪૭ તું, મારાં નાક, કાન કપાયલાં જોઈ, મારી અવજ્ઞા કરીશ તો, જાણ કે મારાં કાન, નાક ગયાથી મને કશી પીડા થતી નથી.૧૪૮ પણ હે ઇક્ષ્વાકુકુળકેસરી! તારામાં જે બળ હોય, તે તું હવે મને દેખાડ. તારું પૌરુષ અને પરાક્રમ જોયા પછી જ હું તને ભક્ષણ કરીશ."૧૪૯

કુંભકર્ણનાં તે વચન સાંભળી, સારાં પીછાંવાળાં ને વજ્ર જેવાં બાણ રામે કુંભકર્ણ ઉપર મૂક્યાં. પણ રામબાણના પ્રહારથી દેવનો શત્રુ કુંભકર્ણ પાછો હઠ્યો નહિ, તેમ તેને પીડા પણ થઇ નહિ.૧૫૦ રામનાં જે બાણોએ સાત તાડ વૃક્ષને ક્ષણ માત્રમાં વિંધ્યાં હતાં તથા કપિવર વાલિને માર્યો હતો, તે વજ્ર જેવાં બાણ કુંભકર્ણના દેહને લગાર પણ પીડા કરી શક્યાં નહિ.૧૫૧ અને પર્વત જેમ જળની ધારાને સહન કરે છે, તેમ તેણે રામનાં સઘળાં બાણને સહન કર્યાં. પછી પોતાનો ભયંકર મુદ્ગર ફેરવી રામનાં બાણ અટકાવવા લાગ્યો.૧૫૨ કુંભકર્ણ, દેવસેનાને ત્રાસજનક પોતાનાં લોહમય મુદ્ગરને ફેરવતો ફેરવતો રામને મૂકી, વાનર પાછળ પડ્યો અને વાનરસૈન્યને નસાડવા લાગ્યો.૧૫૩ તે જોઈ, રામે તેના ઉપર વાયવ્યાસ્ત્ર મૂક્યું. તે વાગવાથી, મુદ્ગરસહ તેનો હાથ કપાઈ ગયો. તેથી તેણે ભયંકર રાડ નાંખી.૧૫૪ રામનાં બાણથી કપાયલો તથા ગિરિશૃંગ જેવો મુદ્ગર સહિત તેનો હાથ, સુગ્રીવના સૈન્યમાં પડ્યો અને તેની તળે અનેક વાનરો ચગદાઈ ગયા.૧૫૫ કુંભકર્ણના હાથ નીચે દબાતાં બાકી રહેલા વાનરો શોક પામી ત્યાં સ્થંભી ગયા અને રામ તથા કુંભકર્ણનું યુદ્ધ જોવા લાગ્યા.૧૫૬ પછી વજ્રથી કપાયલા પર્વતના અગ્રભાગ જેવા તથા રામના અસ્ત્રથી કપાઈ ગયેલા હાથવાળા કુંભકર્ણે બીજે હાથે એક વૃક્ષ ઉપાડ્યું ને તે રામ સામે ધસ્યો.૧૫૭ રામે સુવર્ણથી ભૂષિત કરેલા ઇન્દ્રાસ્ત્રમાંથી છોડેલાં બાણવડે હસ્તીની સુંઢ તથા તાલવૃક્ષ જેવો તેનો બીજો હાથ કાપી નાંખ્યો.૧૫૮

કુંભકર્ણનો પર્વત જેવો મોટો હાથ, ઝુલતો ઝુલતો પૃથિવી ઉપર પડ્યો. તેના પડવાથી ઝાડ, પર્વતો, વાનરો અને રાક્ષસોનો ઘાણ નિકળી ગયો.૧૫૯ બે હાથ કપાઇ ગયા છતાં તે ગર્જના કરી રામ સામા વારંવાર ધસી આવતો હતો. તેને જોઈ રામે બે અર્ધચંદ્ર બાણથી તેના બે પગ કાપી નાંખ્યા;૧૬૦ ને રામબાણથી કપાયલા તેના બે પગ પૃથિવી ઉપર પડ્યા; અને તેના ધબકારાથી સમુદ્ર, લંકા અને વાનર તથા કપિસેના સહિત સમગ્ર પૃથિવી ગાજી રહી.૧૬૧ હાથ ગયા, પગ કપાયા, પણ કુંભકર્ણ ડર્યો નહિ. તેણે વડવાનલના મુખ જેવું પોતાનું મુખ પહોળું કરી, રાહુ જેમ ચંદ્રને ગળવા દોડે તેમ તે રામ સામે દોડ્યો.૧૬૨ ત્યારે રામે અણીવાળાં અને સુવર્ણનાં પુંખવાળાં બાણથી તેનું મુખ પૂરી નાંખ્યું; તેથી તેનાથી બોલાયું નહિ ને

હોંકાર ધ્વનિ કરતો તે મૂર્ચ્છિત થઈ પૃથિવીપર પડ્યો[૧૬૩] પછી રામે સૂર્યકિરણ જેવાં પ્રકાશિત બ્રહ્મદંડ, અંતક અને કાળ તથા વાયુ જેવાં વેગવાળાં અને શત્રુનું અનિષ્ટ કરનારાં ઇંદ્રાસ્ત્રને ધનુષપર ચડાવ્યું; અને સુવર્ણથી મઢેલી જેની અણી છે એવું, દીપ્ત થયેલા અગ્નિ ને સૂર્ય સમાન તેજવાળું વજ્રસમ તે અસ્ત્ર કુંભકર્ણ ઉપર છોડ્યું.[૧૬૪-૧૬૫] રામે છોડેલું તે અસ્ત્ર, ધૂમ રહિત અગ્નિ પોતાના પ્રકાશથી દિશાઓને પ્રદીપ્ત કરે છે તેવો પ્રકાશ આપતું કુંભકર્ણ તરફ ગયું અને તે ઇંદ્રાસ્ત્રે, પર્વતના તુંડ સમાન, ગોળ દાઢવાળું ને કુંડળ ધારણ કરેલું કુંભકર્ણનું મસ્તક, પૂર્વે ઇન્દ્રના વજ્રે જેમ વૃત્રાસુરનું મસ્તક છેદ્યું હતું, તેમ તે રાક્ષસનાં ધડથી જૂદું પાડ્યું.[૧૬૬-૧૬૭] અને કુંડળથી રહિત થયેલું તેનું તે મસ્તક પ્રભાતના ચંદ્ર સમાન ફીકું દેખાવા લાગ્યું.[૧૬૮] કુંભકર્ણનું મસ્તક પડવાથી લંકાના દરવાજા અને કિલ્લાઓ પડી ગયા;[૧૬૯] ને હિમાદ્રિ જેવું તેનું સુંદર ધડ, સમુદ્રમાં પડ્યું; જેથી મગર, માછલાં, ઝુંડો વગેરે કચરાઈ ગયાં અને તેથી પાણીના બે ભાગ પડી ગયા.[૧૭૦] બ્રાહ્મણ, ઋષિ, દેવ અને સૌનો શત્રુ, યુદ્ધમાં મરણ પામ્યો ત્યારે, પૃથિવી, સર્વ પર્વત સહિત ચલાયમાન થઈ અને હર્ષ પામેલા દેવોએ મોટો જયઘોષ કર્યો.[૧૭૧] આકાશમાં ઉભેલા દેવો, ઋષિઓ, ગંધર્વો, પન્નગો, ગરુડો, ગુહ્યકો, યક્ષો અને સિદ્ધો પ્રસન્ન થયા અને રામના પરાક્રમથી આનંદ પામી જયજયકાર કીધો.[૧૭૨] અને મદોન્મત્ત હસ્તીઓ જેમ સિંહને જોઈ બુમ પાડી નાસે છે, તેમ કુંભકર્ણના આપ્ત જનો બુમ પાડી નાસવા લાગ્યા.[૧૭૩]

રણમાં કુંભકર્ણને હણી, રામ રાહુથી મુક્ત થયેલો સૂર્ય શોભે તેમ વાનરસેનામાં શોભતા હતા.[૧૭૪] અતુલિત બળવાળા, કુંભકર્ણના મરણથી હર્ષ પામેલા વાનરો, ખીલેલાં કમળ જેવાં પ્રસન્ન મુખથી રાઘવનો સત્કાર કરવા લાગ્યા.[૧૭૫] દેવસેનાનું મર્દન કરનાર, કોઈ વખત પૂર્વે યુદ્ધ કરતાં નહિ હારેલા કુંભકર્ણને, આ સંગ્રામમાં મરણ પમાડી, ભરતના મોટા ભાઈ રામ, વૃત્રને મારી જેમ ઇન્દ્ર હર્ષ પામે, તેમ અત્યંત આનંદ પામ્યા.[૧૭૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સડસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૬૮ મો
## રાવણનો વિલાપ

મહાત્મા રાઘવથી કુંભકર્ણ હણાયો. એ વૃત્તાંત રાક્ષસોએ, રાક્ષસરાજ રાવણની પાસે જઈ કહ્યો; તેઓ બોલ્યા કે,[૧] "હે રાજન્! કાળ જેવો અને કાળ જેવાં કર્મવાળો કુમ્ભકર્ણ, વાનરસેનામાં ભંગાણ પાડી અને વાનરોને ખાઈ, રામના તેજથી અંજાઈ જઈ, કપાયલે મસ્તકે ને અર્ધ શરીરે અન્તે સમુદ્રમાં પડ્યો છે અને શાન્ત થયો છે.[૨-૩] તે નાક અને કાન રહિત થયો હતો ને રુધિરથી રંગાઈ ગયો હતો, છતાં પર્વતની માફક લંકાના દ્વારને રુંધીને ઉભો હતો,[૪] ત્યાંથી રામના શરથી પીડા પામી, તમારો ભાઈ કુમ્ભકર્ણ–રાક્ષસોનો રાક્ષસ, દાવાનળથી બળેલા વૃક્ષ માફક નાશ પામ્યો છે."[૫]

"સંગ્રામમાં મહાબળવાન્ કુમ્ભકર્ણ, આ યુદ્ધમાં નાશ પામ્યો," એવું વચન સાંભળીને રાવણ શોકથી જ હણાઈ ગયો. તે મૂર્ચ્છા ખાઈ પૃથિવીપર પડ્યો[૬] અને પોતાના કાકા કુમ્ભકર્ણનો રણમાં નાશ થયેલો સાંભળી, દેવાન્તક, નરાન્તક, ત્રિશિરા અને અતિકાય લાંબે સાદે રુદન કરવા લાગ્યા તથા પોતાના ભાઈ કુમ્ભકર્ણને, અક્લિષ્ટ કર્મવાળા રામે મારી નાંખ્યો, તેથી મહોદર અને મહાપાર્શ્વ પણ ઘણા શોકાતુર થઈ ગયા.[૭-૮]

થોડીવાર પછી જ્યારે રાક્ષસાધિપતિ રાવણની મૂર્ચ્છા વળી, ત્યારે તે દીન થઈ ગયો. તેની ઇન્દ્રિયો આકુળ થઈ ગઈ ને તે વિલાપ કરવા લાગ્યો;[૯] "હા બંધો! હા કુમ્ભકર્ણ! હા મહાબળવાન્! હા શત્રુનાશક! તું મને મૂકીને આજે દૈવયોગથી યમલોકમાં કેમ ગયો![૧૦] હે મહાબળવાન્! આપણા બાંધવોના અને મારા હૃદયમાંથી રામરૂપી કંટકને દૂર કર્યા વિના, એકલો છતાં, શત્રુના સૈન્યને ત્રાસ પમાડી, મને મૂકીને ક્યાં ચાલતો થયો![૧૧] હે કુમ્ભકર્ણ! તું મારો જમણો હાથ હતો ને તારો આશ્રય કરીને હું દેવ અને દાનવોની પણ બીક રાખતો નહોતો, પણ અહા! આજે મારો (તારા રૂપી) જમણો હાથ કપાઈ ગયો છે. રે મારાથી હવે જીવવાનું નથી.[૧૨] અરે! દેવ અને દાનવોનો દર્પ હરે એવો તથા કાળના અગ્નિ સરખો આ મારો ભાઈ કુમ્ભકર્ણ–તેને રાઘવે માર્યો એ શું![૧૩] હે ભાઈ! વજ્રનો પ્રહાર પણ તને યત્કિંચિત્ પણ પીડા કરી શકતો નહિ, તો રામનાં બાણથી તું મરણ પામી પૃથિવીપર પડ્યો એ શું![૧૪] હે

કુમ્ભકર્ણ! રણમાં તારો વધ થયો જોઇને આકાશમાં ઉભેલા આ ઋષિઓ તથા દેવો હર્ષના ઉદ્ગાર કાઢે છે, તે તું નથી જાણતો.[૧૫] હે કુમ્ભકર્ણ! આજે તું મરણ પામ્યો, એટલે હર્ષઘેલા વાનરાઓ, લાગ તપાસી લંકાના દરવાજા અને કિલ્લા ઉપર ચઢી જશે.[૧૬] રે! હવે મારે રાજ્યનું કંઈ કામ નથી, મારે સીતાનો પણ હવે કશો ખપ નથી. તારા મરણથી હવે મને મારું જીવતર વહાલું લાગતું નથી.[૧૭] ભાઈ કુંભકર્ણના મારનારને જો મારાથી ન મરાય તો મારે મરવું, એ જ શ્રેયસ્કર છે. હવે જીવવામાં કંઈ માલ નથી.[૧૮] અરે આજે મારો ભાઈ કુંભકર્ણ જ્યાં હશે ત્યાં જઇશ; કારણ કે, મારા ભાઇના વિયોગથી મને એક ક્ષણ પણ જીવિત વહાલું લાગતું નથી.[૧૯] જે દેવોનો મેં પ્રથમ અપકાર કર્યો છે, તે દેવો હવે મને હસશે, તે મારાથી કેમ ખમાશે? હે કુંભકર્ણ! તારા મરણથી હવે હું ઇન્દ્રને પણ શી રીતે જિતી શકીશ?[૨૦] મને મહાત્મા વિભીષણે પૂર્વે જે જે વચનો કહ્યાં હતાં, તે આજે આગળ આવ્યાં છે. મેં અજ્ઞાનથી એનાં વચનો માન્યાં નહિ અને તેથી જ આવું ભુંડું થાય છે.[૨૧] વિભીષણના કહેવા પ્રમાણે કુંભકર્ણ અને પ્રહસ્તનો આજે નાશ થયો, તે જોઈ મને ઘણી લજ્જા આવે છે.[૨૨] પણ નહિ, મેં પરમ પવિત્ર વિભીષણને અપમાન કરી કાઢી મૂક્યો તે જ કર્મનું, આજ મને આવું શોક કરાવનારું ફળ પ્રાપ્ત થયું છે."[૨૩]

આ પ્રમાણે, ઇન્દ્રનો રિપુ ને પોતાનો નાનો ભાઈ કુંભકર્ણ રણમાં પડેલો સાંભળી, જેનો અંતરાત્મા વ્યાકુળ થયેલો છે એવો તથા અતિશય દુઃખી થયેલો રાવણ, મંદબુદ્ધિવાળાની પેઠે પોતાના ભાઈને માટે શોચંતો ને વિલપંતો મૂર્ચ્છા ખાઈ પુનઃ પૃથિવીપર પડ્યો.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં અડસઠમો સર્ગ સંપૂર્ણ.**

---

# સંકીર્ણ યુદ્ધ

## સર્ગ ૬૯ મો

### યુદ્ધનો પુનઃ આરંભ

વિલાપ કરતા અને ગદ્ગદિત થયેલા દુરાત્મા રાવણનો વિલાપ સાંભળીને, ત્રિશિરા તેને કહેવા લાગ્યો કે,[૧] "હે રાજન્! તમારા કહેવા પ્રમાણે અમારો માન્ય પિતા અને મહાપરાક્રમી કુંભકર્ણ રણમાં પડ્યો, એ ખરું છે; તથાપિ આપ જેમ વિલાપ કરો છો તેમ હે રાજન્! મહાપુરુષો વિલાપ કરતા નથી.[૨] હે પ્રભો! બ્રહ્માએ તમને શક્તિ, કવચ, બાણ અને ધનુષ આપેલાં છે તથા મેઘના જેવા ગંભીર ઘોષવાળો અને હજાર ખચ્ચરથી ચાલતો મોટો રથ આપેલો છે, એટલે તમે તો ત્રણે લોકને જિતવા સમર્થ છો. તમે કંઈ પ્રાકૃત પુરુષની માફક શોક કરવા યોગ્ય નથી.[૩-૪] હે પ્રભો! તમે અનેકવાર શસ્ત્રવડે દેવ તથા દાનવોને હરાવ્યા છે, તે તમે સર્વ આયુધ લઈ, રાઘવને શિક્ષા કરવાને યોગ્ય છો.[૫] માટે, હે રાજન્! તમે વિલાપ કરવો મૂકી દ્યો અને શાન્ત થાઓ. હમણાં તો હું સંગ્રામમાં જઇશ અને ગરુડ જેમ સર્પનો નાશ કરે છે, તેમ તમારા શત્રુનો સંહાર કરીશ.[૬] દેવરાજે નાશ કરેલો શંબરાસુર અને વિષ્ણુએ હણેલો નરકાસુર* જેમ રણમાં સૂતા હતા તેમ, હે રાજન્! હું આજ રામને રણસંગ્રામમાં રોળીશ."[૭] ત્રિશિરાનાં આવાં ધૈર્ય આપનારાં વચન સાંભળીને, પોતાના આત્માને પુનઃ જન્મ પામ્યા બરોબર માની, કાળે પ્રેરેલા રાક્ષસાધિપ રાવણ (તે ટાણે તો) શાન્ત થયો.[૮]

રાવણને કહેલાં ત્રિશિરાનાં આવાં વચન સાંભળી, દેવાંતક, નરાંતક અને તેજસ્વી અતિકાય યુદ્ધ કરવાને માટે તત્પર થયા.[૯] વળી રાક્ષસોમાં શ્રેષ્ઠ, મહા શૂરવીર, ઇન્દ્રના જેવો પરાક્રમી, અંતરિક્ષમાં ગમન કરનાર, માયામાં કુશળ, દેવતાને પરાભવ પમાડનાર, યુદ્ધમાં દુર્મદ, બલસંપન્ન, પ્રખ્યાત કીર્તિવાળા, યુદ્ધમાં યક્ષ, ગંધર્વ, કિન્નર અને દેવતાઓને પણ જિતે એવા, અસ્ત્રશસ્ત્રમાં સુજાણ, યુદ્ધચતુર, ઉત્તમ પ્રકારનાં જ્ઞાનવાળા, વરદાન પામેલા અને ઘણા ગુણવાન્ રાવણના બીજા પુત્રો પણ 'હું પહેલો ચઢું,' 'હું પહેલો ચઢું,' એમ ગર્જના કરતા યુદ્ધ કરવાને તત્પર થયા.[૧૦-૧૩] શત્રુઓનો ગર્વ ઉતારે એવા બળવાન પુત્રથી વિંટાયલો રાવણ, તે વેળાએ દૈત્યોનો દર્પ ઉતારનાર દેવગણોથી વિંટાયલા ઇન્દ્ર જેવો દેખાતો હતો.[૧૪] પછી રાવણે પોતાના પ્રિય પુત્રોને છાતી સરસા ચાંપી, ઉત્તમ અલંકારોથી શણગારી, આશીશો આપીને યુદ્ધમાં જવાની આજ્ઞા આપી અને તેઓના

* આ નરકાસુર વિપ્રચિત્ત નામના દાનવથી સિંહિકામાં જન્મ્યો હતો અને તેને વિષ્ણુએ માર્યો હતો. શ્રીકૃષ્ણે જે ભૌમાસુર નરકાસુરને માર્યો હતો તે આ નહિ પણ બીજો. તીર્થ. ટીકા.

રક્ષણ માટે રાવણે બે ભાઈ મહોદર અને મહાપાર્શ્વને તેઓની સાથે મોકલ્યા.[૧૫-૧૬] આ મોટા શરીરવાળા છ રાક્ષસો લંકેશની પ્રદક્ષિણા કરી તથા નમસ્કાર કરીને રણમાં જવાને માટે આજ્ઞા માગી બહાર પડ્યા.[૧૭] યુદ્ધની ઇચ્છાવાળા અને કાળે પ્રેરેલા ત્રિશિરા, અતિકાય, દેવાંતક, નરાંતક, મહોદર અને મહાપાર્શ્વ આયુધોના ઘાને રુઝાવનારી ઓષધિઓ ધારણ કરી, યુદ્ધ કરવાને માટે ગર્જતા ચાલ્યા.[૧૮-૧૯]

મહોદર, તે વેળાએ આયુધવાળા, બાંધેલા શરભાથાવાળા, ઐરાવતના કુળમાં ઉત્પન્ન થયેલા સુદર્શન નામના હસ્તી ઉપર બેઠો હતો. તે અસ્તાચળના શિખર ઉપર બેઠેલા સૂર્ય સમાન શોભતો હતો.[૨૦-૨૧] રાવણનો પુત્ર ત્રિશિરા, ઉત્તમ અશ્વ જોડેલા, સર્વ આયુધવાળા તથા રથ માત્રમાં શ્રેષ્ઠ એવા રથમાં બેઠો હતો.[૨૨] ત્રિશિરા શરચાપ ધારણ કરી રથમાં બેઠો ત્યારે જેમ વિદ્યુત , ઉલ્કાજવાળા અને ઇન્દ્રચાપવાળો મેઘ શોભે તેમ તે શોભતો હતો.[૨૩] ત્રિશિરા પોતાનાં ત્રણ શિર ઉપર ધારણ કરેલા ત્રણ મુકૂટથી, સુવર્ણનાં ત્રણ શિખરવાળો જેમ હિમાદ્રિ શોભે તેવો શોભતો હતો.[૨૪] અને ધનુર્ધરમાં શ્રેષ્ઠ ને તેજસ્વી રાવણપુત્ર અતિકાય, ગોળ ચક્રવાળા, ઉત્તમ અશ્વ જોડેલા, ધોંસરીવાળા, બાણોના ભાથાવાળા તથા ધનુષથી પ્રકાશિત પ્રાસવાળા, પરિઘ તથા ખડ્ગ જેમાં ભરપૂર હતાં એવા સુન્દર રથમાં બેઠો હતો.[૨૫-૨૬] અતિકાયે ધારણ કરેલાં સુવર્ણનાં ભૂષણ અને વિચિત્ર મુકૂટથી, જેમ મેરુ પર્વત પોતાની કાન્તિથી શોભે તેમ તે શોભતો હતો.[૨૭] રાક્ષસથી પરિવૃત બળવાન્ રાજપુત્ર અતિકાય, રથમાં બેઠેલા દેવપરિવૃત ઇંદ્ર શોભે, તેમ શોભતો હતો.[૨૮] નરાંતક, ઉચ્ચૈઃશ્રવા જેવા શ્વેત અને મન જેવા વેગવાળા તથા સુવર્ણના સાજવાળા અશ્વ ઉપર બેઠો હતો.[૨૯] તેના હાથમાં ઉલ્કા સમાન પ્રાસ હતો; તેથી તે શક્તિ ધારણ કરનારાને મયૂર ઉપર બેઠેલા કાર્તિક સ્વામી જેવો દેખાતો હતો અને સમુદ્રમંથન કાળે, મેરુને આલિંગી બેઠેલા વિષ્ણુનું શરીર જેવું શોભે, તેવો દેવાંતક શોભતો હતો અને જેના હાથમાં ગદા છે એવો મહાતેજસ્વી વીર્યવાન્ મહાપાર્શ્વ, યુદ્ધમાં હાથમાં ગદા લઈ ઉભેલા કુબેરના જેવો શોભતો હતો.[૩૦-૩૨]

આ પ્રમાણે સઘળા રાક્ષસો તૈયાર થઈ, દેવતાઓ જેમ અમરાવતીમાંથી નિકળે, તેમ યુદ્ધ કરવાને માટે લંકામાંથી નિકળ્યા. તેમની પાછળ સુંદર આયુધવાળા અનેક રાક્ષસો, હાથી, ઘોડા તથા મેઘના સરખા ગડગડાટવાળા રથોમાં બેસીને નિકળી પડ્યા. સેનાને વિષે ચાલતા ને સૂર્ય સરખા તેજસ્વી, જેમણે મુકૂટ ધારણ કરેલા છે એવા રાવણના કુમારો, તે સમયે આકાશમાં પ્રકાશતા ગૃહો સરખા શોભતા હતા અને રાક્ષસોએ પહેરેલાં વિવિધ વસ્ત્રોની પંક્તિઓ તો, જાણે શરદૃઋતુના વાદળના જેવા ધવલ હંસોની પંક્તિઓ આકાશમાં હોય ને તે જેવી શોભે, તેવી શોભતી હતી. ‘કાં તો શત્રુનો પરાજય કરવો કે કાં તો મરવું’ એવો નિશ્ચય કરીને સઘળા રાક્ષસો યુદ્ધ કરવાને માટે ધમધમાટ કરતા ચાલતા હતા. રાક્ષસોનું દળવાદળ ચાલ્યું. તેમાં કેટલાંએક યુદ્ધને વિષે ઘણા મદવાળા રાક્ષસો મોટી મોટી ગર્જનાઓ કરતા હતા ને કેટલાએક મોટા મોટા શબ્દ કરતા હતા અને કેટલાએક તો શત્રુઓમાં અમે આ પ્રમાણે બાણવૃષ્ટિ કરીશું, એમ બોલતા હતા.[૩૩-૩૭] કેટલાએક રાક્ષસોએ તો ધનુષપર બાણ ચઢાવી જ મૂકયાં હતાં. આ પ્રમાણે જ્યારે રાક્ષસો લંકામાંથી બહાર નિકળ્યા ત્યારે તેમની ગર્જનાના અને ખભા ઠોકવાના શબ્દથી પૃથિવી ગાજી રહી તથા સિંહ સરખા તેમના નાદથી આકાશ ફાટી જતું હોય, તેમ શબ્દ કરવા લાગ્યું.

રાવણનું દળ લંકાથી થોડેક દૂર ગયું, ત્યાં રણાંગણસમીપ યુદ્ધને માટે હર્ષ પામેલા મહા બળવાન્ રાક્ષસોએ, હાથમાં શિલા અને પર્વતો લઇને ઉભેલા વાનરોનું સૈન્ય તત્પર થયેલું દીઠું. મહાત્મા વાનરોએ પણ હાથી, ઘોડા, રથ ઇત્યાદિ વાહનોપર બેસીને આવતા ને હજારો ઘંટાઓનો જેમાં નાદ થાય છે એવા ને નીલ મેઘના સરખા વર્ણવાળા તથા ઉગામેલાં આયુધોવાળા તથા પ્રદીપ્ત થયેલા અગ્નિના તથા સૂર્યના સરખા તેજવાળા રાક્ષસોથી ભરપૂર રાવણનું સૈન્ય સારી રીતે જોયું. તે રાક્ષસસૈન્યને આવતું જોઈ તેને ન સહન કરનારા કપિઓએ મોટાં મોટાં પર્વતશિખરો ઉગામી ગર્જનાઓ કરવા માંડી.[૩૮-૪૩] વાનરોની આવી ગર્જના સાંભળી, રાક્ષસોથી શત્રુનો હર્ષ સહન ન થયો, તેથી તેઓએ પણ તેમના સામી ગર્જનાઓ કરવા માંડી.[૪૪]

જ્યારે રાક્ષસસૈન્ય પાસે આવ્યું ત્યારે, વાનરસેનાના અધિપતિઓએ તેમાં પ્રવેશ કર્યો. તેઓ હાથમાં મોટી મોટી શિલાઓ લઈ જંગમ પર્વતોની પેઠે આમ તેમ ધૂમાધૂમ કરી રહ્યા.[૪૫] કેટલાએક વાનરો આકાશમાં ઉડી ઉડીને રાક્ષસસેનામાં તૂટી પડતા હતા; કેટલાએક પૃથ્વીપર દોડી, રાક્ષસસેનામાં

ઘુસી જતા હતા; કેટલાએક તો વૃક્ષ તથા શિલાઓ લઈને તૂટી પડતા હતા; તથા કેટલાએક મોટા વાનરો, ડાળવાળાં વૃક્ષો લઈને રાક્ષસસૈન્ય ઉપર કડકડાટ પડતા હતા. તે સમયે વાનર અને રાક્ષસો ભેળા થઈ જવાથી તેમનું મહાભયંકર તુમુલ યુદ્ધ થઈ રહ્યું.[૪૬–૪૭] રાક્ષસો ભયંકર પરાક્રમવાળા વાનરોને બાણના સમૂહથી વારતા હતા, તોપણ તેઓ પર્વત, શિલા, વૃક્ષ આદિની વૃષ્ટિ કરવામાં પાછા હઠતા નહોતા.[૪૮] રાક્ષસો તથા વાનરો પરસ્પર સિંહનાદ કરતા હતા; ને વાનરો મોટી મોટી શિલાઓ મારી રાક્ષસોનો કચરઘાણ કરી નાંખતા હતા.[૪૯] આવા યુદ્ધમાં ઘણા ક્રોધ પામેલા વાનરો, હસ્તી, ઘોડા તથા રથપર બેઠેલા, અલંકારથી ભૂષિત થયેલા અને કવચધારી રાક્ષસોને મારવામાં કમી રાખતા નહતા.[૫૦] વાનરોની શિલાતળે ચગદાવાથી તથા મુષ્ટિપ્રહારથી, જેમનાં નેત્ર બહાર નિકળી ગયાં છે એવા અનેક રાક્ષસો, ચલાયમાન થઈ બૂમો પાડતા પૃથિવીપર પડી તરફડતા હતા. [૧]

તેમ રાક્ષસોએ પણ શૂલ, મુદ્ગર અને પ્રાસથી વાનરોને મારવામાં કમિના રાખી નહિ. તેઓએ અનેક બાણો મૂકી વાનરના શરીરને ભેદી નાંખ્યાં. પોતપોતાનો વિજય ઇચ્છનાર તથા પોતાના પ્રતિસ્પર્ધીઓનાં રુધિરથી જેમના દેહ રંગાયલા છે એવા વાનર અને રાક્ષસો અન્યોન્યને ઉંચકી ઉંચકી પછાડતા હતા. થોડીવાર આ પ્રમાણે યુદ્ધ ચાલ્યાથી રાક્ષસ અને કપિઓએ નાંખેલાં શૈલ ખડ્ગ ઇત્યાદિથી પૃથિવી છવાઈ ગઈ અને લોહીનો પ્રવાહ વહેવા લાગ્યો. યુદ્ધનો મદ જેમને હતો એવા તથા પર્વતના સરખા દેખાવવાળા, વિશીર્ણ અવયવવાળા તથા વાનરોએ હણેલા રાક્ષસોથી રણભૂમિ છવાઈ ગઈ હતી.[૫૨–૫૫] હજી પણ સાવધ થઈ કેટલાએક વાનરો તથા રાક્ષસો પાછા ઉભા થઈને અદ્ભુત યુદ્ધ કરવા લાગ્યા. વાનરો રાક્ષસોને ઉંચકી ઉંચકી, પ્રહાર કરતા હતા અને રાક્ષસો, વાનરોને ઉંચકી ઉંચકી, તેઓને પ્રહાર કરતા હતા.[૫૬–૫૭] જ્યારે રાક્ષસો વાનરોના હાથમાંથી પર્વત, વૃક્ષ ઇત્યાદિ છિનવી લઈ તેનાથી વાનરોને પ્રહાર કરતા હતા ત્યારે વાનરો રાક્ષસોના હાથમાંથી શસ્ત્રો છિનવી લઈ તેમનાપર પ્રહાર કરતા હતા.[૫૮]

રણસંગ્રામમાં આમ વાનરો અને રાક્ષસો પર્વતનાં શિખરોવડે પરસ્પરને મારતા હતા અને સિંહનાં સરખી ગર્જનાઓ કરતા હતા.[૫૯] વાનરોના પ્રહારથી જેમના શરીરપરનાં બખ્તર ટી ગયાં છે તથા જેમના શરીરમાંથી રુધિર વહે છે એવા રાક્ષસો, રસ ઝરતાં વૃક્ષો હોય તેવા દેખાતા હતા.[૬૦] યુદ્ધમાં કેટલાએક વાનરો રથથી રથને, ઘોડાથી ઘોડાને તથા હાથીથી હાથીઓને મારતા હતા.[૬૧] રાક્ષસો પણ અર્ધચન્દ્ર, ક્ષુરપ્ર, ભલ્લ ઇત્યાદિ તીક્ષ્ણ શસ્ત્રોવડે વાનરોની નાંખેલી શિલાઓને અને વૃક્ષોને છેદી નાંખતા હતા.[૬૨] રણસંગ્રામમાં કપાઈ પડેલા વાનરો અને રાક્ષસોથી ને આમ તેમ પડેલા પર્વતોથી તથા વૃક્ષોથી રણભૂમિમાં પેસવાનો માર્ગ સરખો પણ રહ્યો નહોતો;[૬૩] તોપણ હર્ષ પામેલા તથા ગર્વિત ચેષ્ટાઓ કરતા વાનરો, આવા યુદ્ધમાં ભયનો ત્યાગ કરી, વિવિધ આયુધો ધારણ કરી, રાક્ષસોની સાથે નિડર રહી યુદ્ધ કરવા ઘુસતા હતા.[૬૪] આ રીતે તુમુલ યુદ્ધ થઈ રહ્યું હતું. જ્યારે રાક્ષસોનો કપિઓએ સંહાર કર્યો તથા વાનરો ઘણો હર્ષ પામવા લાગ્યા, ત્યારે દેવ અને મહર્ષિઓ આકાશમાંથી હર્ષની ગર્જના કરવા લાગ્યા.[૬૫]

રાક્ષસોનો નાશ થવા લાગ્યો તે જોઈ, પવનના જેવા વેગવાળા અશ્વ ઉપર બેસી અને શક્તિ ગ્રહણ કરી રાક્ષસ, નરાન્તક મગરમચ્છ જેમ સમુદ્રમાં પ્રવેશ કરે, તેમ વાનરના સૈન્યમાં પેઠો.[૬૬] ઇંદ્રશત્રુ એવા તે મહાત્મા રાક્ષસે, એકજ પ્રાસ મૂકી સાતસેં વાનરોને મારી નાંખ્યા અને એક ક્ષણવારમાં વાનરસેનાનો સંહાર કરી મૂક્યો.[૬૭] વાનરોના સૈન્યમાં હય ઉપર બેઠેલા ને નિડર થઈ ફરતા આ મહાત્મા રાક્ષસને વિદ્યાધર તથા મહર્ષિઓ આશ્ચર્યથી જોતા હતા.[૬૮] તે જે માર્ગે થઈ યુદ્ધ કરવા જતો હતો, તે માર્ગ પર્વતના સરખા દેહવાળા વાનરોથી ઢંકાઈ ગયો હતો ને માંસ અને રુધિરનો કાદવ થઈ ગયો હતો.[૬૯] વાનરો જ્યાં શુદ્ધિમાં આવી યુદ્ધમાં પરાક્રમ કરવાને માટે લગાર ઉભા થાય ત્યાં તો નરાન્તક તેમને મારી પાછા પૃથિવીપર સુવાડી દેતો હતો.[૭૦] જેમ અગ્નિ વનને બાળી ભસ્મ કરે, તેમ નરાન્તકે વાનરસૈન્યનો નાશ કર્યો. થોડીવાર પછી જ્યાં વાનરો પાછા યુદ્ધ કરવાને માટે શૈલ, વૃક્ષ ઇત્યાદિ લઈ તત્પર થયા, તેટલામાં તો નરાન્તકે તેમને પ્રાસથી પ્રહાર કરવા માંડ્યો અને જેમ વજ્રથી કપાયલા પર્વતો ફટાફટ પડે, તેમ વાનરો કપાઈ કપાઇને પૃથિવીપર પડવા લાગ્યા. જેમ વર્ષાકાળનો પવન, વૃક્ષોને ભાંગી નાખે છે, ને વનમાં ગમન કરે છે, તેમ નરાન્તક, હાથમાં પ્રકાશિત પ્રાસ લઈ ચારે તરફ વાનરોના સૈન્યમાં ફરવા લાગ્યો અને હજારો કપિઓને કાપી નાંખવા લાગ્યો.[૭૧–૭૩] નરા-

ન્તક આમ તેમ કપિસેનામાં ઘૂમતો હતો તથા વાનરોને મારી નાંખતો હતો તેથી પૃથિવીપર પડેલા વાનરો બોલવાને તથા સામા ઉભા રહેવાને પણ સમર્થ નહોતા તો પછી યુદ્ધ કરવાને માટે તો ક્યાંથી જ સમર્થ હોય. આ રીતે સામા આવતા, દિગ્મૂઢ બની ઉભેલા તથા નાસી જતા સર્વ વાનરોનો નરાન્તક ઘાણ વાળવા લાગ્યો.[૭૪] સૂર્યના સરખા તેજવાળા તથા કાળ સરખા ભયંકર નરાન્તકના પ્રાસથી કપાઈ ગયેલી વાનરસેનાની ટુકડીઓ, પૃથિવીપર પડી તરફડતી હતી[૭૫] ને તે રાક્ષસ નરાન્તકના પ્રાસનો વજ્રના સરખો પ્રહાર ન સહન થવાથી, વાનરો ચીસો પાડતા હતા.[૭૬] કપાઇને રણસંગ્રામમાં પડતા વાનરોનાં શરીર વજ્રથી કપાયેલાં શિખરવાળા તથા તૂટી પડતા પર્વતો હોય તેવાં દેખાતાં હતાં.[૭૭]

પૂર્વે અંગદાદિ જે વાનરોને સંગ્રામમાં કુંભકર્ણે પાડ્યા હતા, તે વાનરો શુદ્ધિ આવવાથી થોડી વારે ઉભા થયા. તેઓ સુગ્રીવની પાસે દોડી ગયા, એટલે મહાબળવાન્ સુગ્રીવે નરાંતકના ભયથી નાસભાગ કરતી વાનરસેનાની સ્થિતિ સારી પેઠે જોઈ.[૭૮–૭૯] નાસભાગ કરતી વાનરસેનાને તે જોય છે, એટલામાં તો પ્રાસ લઇને આવતો તથા અશ્વારૂઢ થયેલો નરાન્તક સામે ચઢી આવ્યો.[૮૦] મહાતેજસ્વી વાનરાધિપ સુગ્રીવે, નરાંતકને આવતો જોઈ, ઈંદ્રના જેવા પરાક્રમી કુમાર અંગદને કહ્યું,[૮૧] "હે અંગદ! તું આ સેનાનું ભક્ષણ કરતા અને અશ્વ ઉપર બેઠેલા બળવાન્ શત્રુનો ઝટ સંહાર કર."[૮૨] પોતાના સ્વામીનાં વચન સાંભળી, અંગદ, મેઘમંડળમાંથી જેમ સૂર્ય નિકળે, તેમ બહાર પડ્યો.[૮૩] શૈલના જેવા મોટા શરીરવાળો વાનરવીર અંગદ, નાના પ્રકારનાં આભૂષણોથી, ધાતુવાળા પર્વત જેવો દેખાતો હતો.[૮૪] તેનાં આયુધ, નખ અને દાઢ જ હતાં. પછી તે નરાંતક સામે આવીને આ પ્રમાણે બોલ્યો;[૮] "થોભ, થોભ, હે નરાંતક! ઉભો રહે, ઉભો રહે. આ પ્રાકૃત વાનરોની સાથે તું શું કરવા યુદ્ધ કરે છે? ઓ વીર! વજ્રના સરખા દૃઢ પ્રહારવાળું તારું આ પ્રાસ મારી છાતીમાં માર ને મારી સાથે રણરંગ રમ."[૮૬]

અંગદનાં આવાં વચન સાંભળી, નરાંતકને અત્યંત ક્રોધ ચઢ્યો. તેણે દાંતવડે હોઠ પીસ્યા, સર્પની પેઠે નિઃશ્વાસ મૂક્યો, ક્રોધથી ઉછળ્યો ને અંગદની પાસે જઈ ઝગઝગતું પ્રાસ હાથમાં લઈ, તેને માર્યું. પરંતુ અંગદના વજ્ર સરખા દૃઢ વક્ષઃસ્થળમાં તે પ્રાસ વાગવાથી, તેજ ટાણે ભાંગીને પૃથિવીપર પડ્યું.[૮૭–૮૮] પછી અંગદે પૂર્ણ ક્રોધ કર્યો; ને ગરુડે કકડા કરી નાખેલા સર્પના સરખા તથા ભાંગીને પૃથિવીપર પડેલા પ્રાસને જોઇને ઊછળ્યો અને પોતાનો પંજો ઉગામી, નરાંતકના ઘોડાના મસ્તકમાં માર્યો.[૮૯] તેના હાથના પ્રહારથી તે રાક્ષસના ઘોડાની આંખો ફૂટી ગઈ, જીભ બહાર નીકળી પડી, માથું ફૂટી ગયું અને પગ મરડાઈ ગયા ને તે ભૂમિપર પડ્યો.[૯૦] પોતાના અશ્વને અંગદે મારી નાંખ્યો, તે જોઈ મહાપ્રતાપી નરાંતકને ભારે ક્રોધ ચઢ્યો. તેણે પોતાના હાથની મુષ્ટિ વાળી, અંગદના માથામાં મારી–જે વાગવાથી અંગદનું માથું ચીરાઈ, તેમાંથી ઉષ્ણ રુધિર વહેવા લાગ્યું, ને લોહી વહી જવાથી તેને મૂર્ચ્છા આવી. પરંતુ થોડીવાર પછી જ્યારે તેને સંજ્ઞા આવી ત્યારે તે ઘણો વિસ્મય પામ્યો.[૯૧–૯૨] પછી વાલિપુત્ર અંગદે, પોતાના હાથની મુષ્ટિ વાળી, નરાંતકની છાતીમાં એવી તો સચોટ મારી કે, તેના ઘાથી નરાંતકની છાતીનાં પાટીયાં જ ભાંગી ગયાં અને લોહી નીકળવાથી તેનું આખું શરીર ખરડાઈ ગયું અને અગ્નિજ્વાળાનું વમન કરતો, વજ્ર વાગવાથી પર્વત કપાઈ પડે છે, તેમ તે ભૂમિપર તરફડતો પડ્યો.[૯૩–૯૪]

વાલિપુત્ર અંગદે સંગ્રામમાં ઉત્કૃષ્ટ વીર્યવાળા નરાંતકને માર્યો, એ જોઈ અંતરિક્ષમાં ઉભેલા દેવોએ અને ભૂમિપર ઉભેલા વાનરોએ હર્ષનો નાદ કર્યો.[૯૫] અને વાલિપુત્ર અંગદે, રામનાં મનને હર્ષ પમાડે એવું દુષ્કર કાર્ય કર્યું, તે જોઈ રામ પણ ઘણો આનંદ પામ્યા, અને તે જોઈ, ભયંકર કર્મવાળા વાલિપુત્ર અંગદનો પણ યુદ્ધમાં ઉત્સાહ વધી પડ્યો.[૯૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ઓગણોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૦ મો

## ચાર રાક્ષસ વીરનો વધ

નરાન્તકનો રણમાં વધ થયો તે જોઈ, દેવાન્તક, ત્રિશિરા અને મહોદર આદિ મુખ્ય રાક્ષસોને ઘણો શોક થયો.[૧] પછી શોક ક્રોધવાળો વેગવાન્ મહોદર, થોડીવારે બહાર પડ્યો. તે મેઘના સરખા વર્ણવાળા મોટા હસ્તીપર બેસીને વીર્યવાન્ અંગદની સામે ધસ્યો.[૨] અને દેવાન્તક નામનો બળવાન્ રાક્ષસ પણ, પોતાના ભાઈ નરાન્તકના મરણથી ઘણો શોક કરતો, હાથમાં મહાઘોર પરિઘ લઈ, અંગદના ઉપર ધસ્યો.[૩]

તેમ શૂરવીર ત્રિશિરા પણ સુંદર ઘોડાઓ જોડેલા તથા સૂર્યના સરખા પ્રકાશવાળા રથમાં બેસીને અંગદની સાથે યુદ્ધ કરવા આવ્યો.[૪] દેવતાઓનો પણ ગર્વ ખંડિત કરે એવા આ ત્રણ રાક્ષસોને પોતાનાપર ધસી આવતા જોઇને, વાલિપુત્ર અંગદે, મોટી ડાળીઓવાળું એક વૃક્ષ હાથમાં લીધું;[૫] અને જેમ ઇંદ્ર પોતાનું બળબળતું વજ્ર મારે, તેમ બળવાન્ અંગદે, તે વૃક્ષ, દેવાન્તકના ઉપર નાંખ્યું;[૬] પરંતુ ત્રિશિરાએ, સર્પના જેવાં તીક્ષ્ણ બાણવડે તે વૃક્ષને છેદી નાંખ્યું. પોતાનાં નાંખેલાં વૃક્ષને કાપી નાંખેલું જોઈ, કપિવર અંગદે એક કુદકો મારી અનેક વૃક્ષ તથા શિલાઓ લઈ, રાક્ષસોપર ફેંક્યાં. આ બધાંને ત્રિશિરાએ તીક્ષ્ણ બાણથી તથા મહોદરે પરિઘથી છેદી નાંખ્યાં. પછી ત્રિશિરાએ અંગદના ઉપર ધસારો કરી અનેક બાણ મૂકવા માંડ્યાં;[૭-૯] મહોદરે પોતાનો હાથી અંગદની સામે દોડાવી અતિ ક્રોપ કરી, વજ્ર સરખા તોમરથી અંગદની છાતીમાં પ્રહાર કરવા માંડ્યો;[૧૦] અને વેગવાન્ દેવાન્તક પણ અંગદની પાસે જઈ, પરિઘના પ્રહાર કરી કરીને પાછો નાસી આવવા લાગ્યો.[૧૧] પ્રતાપવાન્ વાલિપુત્ર અંગદને, આ ત્રણે રાક્ષસો જો કે એક સમયે મારતા હતા, તોપણ લેશમાત્ર તે વ્યથા પામ્યો નહિ.[૧૨] પછી મહાવેગવાન્ તથા અજિંત્ય એવા અંગદે દોટ મૂકીને મહોદરના હાથીના માથામાં મુષ્ટિપ્રહાર કર્યો,[૧૩] જેથી તેના હાથીનાં નેત્ર નિકળી પડ્યાં અને તે ધરણીપર ઢળી પડ્યો. પછી તે જ હાથીના દંતુશળ ખેંચી કાઢી,[૧૪] મહાબળવાન્ વાલિપુત્ર અંગદ, દેવાન્તકની સામે દોડ્યો અને તે હાથીદાંતવડે જ તેને પ્રહાર કર્યો. આ પ્રહારથી જેમ વાયુથી વૃક્ષ ભાંગી પડે,[૧૫] તેમ દેવાન્તક પૃથિવીપર પડ્યો અને લાક્ષારસના જેવું લાલ રંગનું રુધિર ઓકવા લાગ્યો. જ્યારે થોડીવારે તેને શુદ્ધિ આવી ત્યારે તે મહાબળવાન્ ઉભો થયો;[૧૬] અને હાથમાં ઘોર પરિઘ લઈ અંગદને પ્રહાર કર્યો. આ પરિઘ વાગવાથી વાલિપુત્ર અંગદ ઘુંટણભેર પૃથિવીપર પડી ગયો, પરંતુ ઝટ ટટાર થયો; તે જોઈ, ત્રિશિરાએ સીધી ગતિ કરનારાં ત્રણ બાણો તેના કપાળમાં માર્યાં.

અંગદને આ ત્રણે રાક્ષસો એકઠા મળી પ્રહાર કરતા હતા તે જોઇને, હનૂમાન્ અને નીલ વાનર તેની વારે ધાયા. નીલે એક મોટું પર્વતશિખર લઈ, ત્રિશિરાને માર્યું.[૧૭-૨૦] પરંતુ રાવણના બુદ્ધિમાન્ પુત્રે તેને તીક્ષ્ણ બાણથી છેદી નાંખ્યું. સેંકડો બાણથી ભાંગી ગયેલું તથા જેમાંથી જ્વાળાઓના તણખા નિકળતા હતા એવા આ પર્વતશિખરના ચૂરેચૂરા થઈ ગયા ને તે પૃથિવીપર પડ્યું. ત્રિશિરાને આ પ્રમાણે રણમાં ખૂબ ઝપાટો મારતો જોઈ, બળવાન્ દેવાન્તક ઘણો હર્ષ પામ્યો અને તે હાથમાં પરિઘ લઈ, હનૂમાનના ઉપર ધાયો. પણ દેવાન્તકને આવતો જોઈ મારુતાત્મજ હનૂમાન્ તેના સામે આવ્યો અને પોતાની વજ્ર સમાન મુષ્ટિનો તેના માથામાં પ્રહાર કર્યો; અને પોતાની મુષ્ટિનો દેવાન્તકને પ્રહાર કરી, હનૂમાનજીએ પોતાના નાદથી રાક્ષસોને કંપાવી મૂક્યા.[૨૧-૨૪]

હનૂમાનના મુષ્ટિપ્રહારથી જેનું મસ્તક ફાટી ગયેલું છે અને જેના દાંત પડી ગયેલા છે તથા જીભ અને નેત્ર બહાર નિકળી ગયાં છે એવો રાવણપુત્ર દેવાન્તક પૃથિવીપર પડ્યો.[૨૫] દેવોનો શત્રુ તથા સર્વ રાક્ષસ યોધાઓમાં નાયક દેવાન્તક સંગ્રામમાં મરાયેલો છે, એ જોઈ ત્રિશિરાએ ઘણો ક્રોપ કરી નીલ વાનરના ઉપર બાણની વૃષ્ટિ કરી મૂકી.[૨૬] અને જેમ સૂર્ય મંદર પર્વતના ઉપર આરોહણ કરે, તેમ મહોદરે પણ, પર્વતના સરખા મોટા હસ્તી ઉપર બેસી, ગર્જના કરતા મેઘની વિદ્યુક્ત વૃષ્ટિની પેઠે, નીલના ઉપર બાણની વૃષ્ટિ કરી મૂકી.[૨૭-૨૮] મહોદરનાં બાણોની વૃષ્ટિથી અકળાઈ ગયેલા તથા જેનું પરાક્રમ નિરુદ્ધ થયું હતું એવા કપિસેનાનાયક નીલનાં સઘળાં ગાત્ર શિથિલ થઈ ગયાં;[૨૯] પરંતુ થોડીક વારે સ્વસ્થ થઈ, મહાવેગવાન નીલે, વૃક્ષોવાળું એક પર્વતશિખર ઉપાડ્યું ને તે મહોદરના માથામાં સચોટ માર્યું.[૩૦] આ પર્વતશિખર વાગવાથી મહોદરનું અંગ ભાંગી ગયું ને તે વજ્રથી કપાયેલો પર્વત પડે, તેમ પૃથિવીપર પડ્યો અને મરણ પામ્યો.[૩૧]

પોતાના કાકા મહોદરને મરાયેલો જોઈ ત્રિશિરાએ ક્રોધ કરી, હાથમાં ચાપ લઈ, હનૂમાનના ઉપર તીક્ષ્ણ બાણની વૃષ્ટિ કરવા માંડી.[૩૨] વાયુપુત્ર હનૂમાને એક મોટું પર્વતશિખર તેનાપર નાંખ્યું; પરંતુ બળવાન્ ત્રિશિરાએ તીક્ષ્ણ બાણો મૂકી તેને કાપી નાંખ્યું.[૩૩] તે પર્વતશિખરને ખાલી ગયેલું જોઈ, હનૂમાને રાવણના પુત્ર ઉપર વૃક્ષોનો વરસાદ વરસાવવા માંડ્યો.[૩૪] પણ પોતાના ઉપર પડતાં વૃક્ષોને ત્રિશિરાએ બાણ મૂકી છેદી નાંખી, વારંવાર ગર્જના કરવા માંડી.[૩૫] પછી જ્યારે હનૂમાનને ઘણો ક્રોપ ચઢ્યો, ત્યારે જેમ સિંહ હસ્તીનાં મસ્તકને ચીરી નાંખે છે, તેમ તેણે ત્રિશિરાના અશ્વને નખવડે ચીરી નાંખ્યો.[૩૬]

અશ્વને મરાયલો જોઈ, રાવણના પુત્ર ત્રિશિરાએ

અંતક જેમ કાળરાત્રિને પ્રેરે, તેમ પોતાની શક્તિ હનૂમાનના ઉપર નાંખી;[૩૭] પરંતુ આકાશમાંથી ખરતી વિજળીના જેવી એ શક્તિને, હનૂમાને બે હાથે પકડી ભાંગી નાંખી અને ગર્જના કરી.[૩૮] ઘોર પ્રકાશવાળી ત્રિશિરાની શક્તિને હનૂમાને ભાંગી નાંખી, તે જોઈ સર્વે વાનરોએ પણ હર્ષ પામી, મેઘની પેઠે ગર્જના કરી આકાશ ગજાવી મૂક્યું.[૩૯]

પછી રાક્ષસોમાં ઉત્તમ એવા ત્રિશિરાએ હાથમાં ખડ્ગ લીધું અને હનૂમાનની પાસે જઈ, તેની છાતીમાં માર્યું,[૪૦] આ ખડ્ગ હનૂમાનને વાગ્યું ખરું, પણ તેણે સામી ત્રિશિરાની છાતીમાં હાથની થપાટનો પ્રહાર કર્યો;[૪૧] જેથી મહા તેજસ્વી ત્રિશિરા, બેભાન થઈ, હાથમાંથી વસ્ત્ર પડે, તેમ મૂર્છિત થઈ પૃથિવીપર પડ્યો.[૪૨] હનૂમાને, પૃથિવીપર પડતા ત્રિશિરાના હાથમાંથી તેનું ખડ્ગ ઝુંટાવી લીધું અને એવી ઘોર ગર્જના કરી કે, જેથી સર્વે રાક્ષસો ત્રાસ પામી ગયા.[૪૩] હનૂમાનનો એવો શબ્દ સહન નહિ થવાથી, ત્રિશિરા ચેતના પામી પુનઃ ટટાર થયો અને હનૂમાનને મુષ્ટિનો પ્રહાર કર્યો.[૪૪] આ મુષ્ટિપ્રહાર થવાથી, હનૂમાનને ઘણો કોપ ચઢ્યો, એટલે તેણે ત્રિશિરાનો ચોટલો પકડ્યો અને તરવારવડે ઇંદ્ર જેમ વિશ્વરૂપનું શિર છેદે, તેમ મુકુટવાળાં તથા જેને વિષે કુંડળ શોભી રહ્યાં છે એવાં ત્રિશિરાનાં ત્રણે મસ્તક છેદી નાંખ્યાં;[૪૫–૪૬] એટલે ઇંદ્રિયો જેની બહાર નિકળી ગઈ છે, ને પર્વતના સરખાં મોટાં પ્રદીપ્ત થયેલા અગ્નિના જેવાં જેમાં નેત્ર છે તેવાં તેનાં મસ્તક, આકાશમાંથી જેમ મોટા તારા ખરી પડે, તેમ પૃથિવી પર પડ્યાં.[૪૭]

જ્યારે ઇંદ્રના સરખા પરાક્રમવાળા હનૂમાને, દેવના શત્રુ ત્રિશિરાને માર્યો, ત્યારે વાનરો ઘણો હર્ષ પામ્યા, પૃથિવી પણ પ્રસન્ન થઈ ડોલી રહી અને રાક્ષસો દશે દિશાએ નાસવા લાગ્યા.[૪૮] યુદ્ધને વિષે ઉન્મત્ત ત્રિશિરાને તથા દેવાન્તક અને નરાન્તકને મરાયેલા જોઈને, ઘણા મદવાળો મહાપાર્શ્વ, કેવળ લોહીની જ બનાવેલી અને ઝગઝગાટ કરતી ને જરીયાનના પટકા જેનાપર બાંધેલા છે, માંસ અને શોણિતનાં ફીણ જેને લાગેલાં છે, ને જે ઘણી ભારે શોભી રહી છે, શત્રુઓનાં રુધિર પીને જે તૃપ્ત થયેલી છે, તેજથી જેનો અગ્રભાગ પ્રકાશી રહ્યો છે, જેનાપર રાતાં પુષ્પની માળાઓ લટકે છે અને ઐરાવત, મહાપદ્મ અને સાર્વભૌમ નામના દિગ્ગજોને પણ ભય ઉત્પન્ન કરે તેવી એક મોટી ગદા હાથમાં લઈ, પ્રલયકાળનો અગ્નિ જેમ સર્વ સ્થળે દોડે, તેમ વાનરોના સામે દોડ્યો.[૪૯–૫૩]

તત્ક્ષણે, બળવાન્ ઋષભ વાનર, ઉન્મત્ત સૈનિકોવાળા રાવણના નાના ભાઈ મહાપાર્શ્વના સામે યુદ્ધ કરવાને આગળ આવી ઉભો રહ્યો.[૫૪] ઋષભ વાનરને પોતાના સામો, પર્વતની પેઠે અડગ આવી ઉભેલો જોઈ, મહાપાર્શ્વે, વજ્રના જેવી પોતાની ગદા તેની છાતીમાં મારી.[૫૫] આ ગદા વાગવાથી ઋષભની છાતી ફાટી, તેમાંથી લોહી વહી ચાલ્યું, ને તે મૂર્ચ્છા ખાઈ પડ્યો.[૫૬] પણ પછી જ્યારે ઘણીવારે ભાન આવ્યું ત્યારે તે હોઠ પીસતો પીસતો ઉભો થયો અને મહાપાર્શ્વની સામું એકી ટસે જોવા લાગ્યો.[૫૭] પછી પર્વતના સરખા દેખાવવાળા તથા અતિ વેગવાન્ ઋષભે, મહાપાર્શ્વની પાસે આવી, તેની છાતીમાં મુષ્ટિનો સચોટ પ્રહાર કર્યો.[૫૮] ઘા પણ સચોટ જ વાગ્યો ને તેમાંથી રુધિર ઝરવા માંડ્યું, તેનું અંગ ખરડાઈ ગયું. મહાપાર્શ્વ, કપાઈ પડેલાં વૃક્ષની પેરે પૃથિવી ઉપર પડ્યો. આમ મહાપાર્શ્વને પડતો જોઈ, ઋષભે યમદંડના સરખી તેની ગદા તેના હાથમાંથી ઝુંટાવી લીધી અને મહાઘોર ગર્જના કરી મૂકી.[૫૯] થોડીવાર સુધી તો મહાપાર્શ્વ મરી ગયલા જેવો જણાયો, પરંતુ તેને જીવ આવ્યો ને ઉભો થયો. સંધ્યાના વાદળ જેવા વર્ણવાળા મહાપાર્શ્વે ઉઠીને, વરુણના પુત્ર ઋષભ વાનરપર સજ્જડ પ્રહાર કર્યો.[૬૦] આ પ્રહારથી ઋષભને પણ મૂર્ચ્છા આવી. તે ભૂમિપર પડ્યો; પરંતુ જ્યારે થોડીવારે તે સચેત થયો, એટલે પર્વતોમાં શ્રેષ્ઠ એવા હિમાલયના સરખી મહાપાર્શ્વની ગદા તેની જ છાતીમાં મારી.[૬૧] આ ગદા વાગવાથી દેવ, ઇંદ્ર અને બ્રાહ્મણના શત્રુ મહાપાર્શ્વની છાતીના બંધ તૂટી ગયા અને જેમ પર્વતમાંથી રક્ત ધાતુનાં ઝરણ વહે, તેમ તેમાંથી રુધિરપ્રવાહ વહેવા લાગ્યો.[૬૨]

ઋષભ ફરીથી પાછો મહાપાર્શ્વની ભયંકર ગદા લઈ તેની સામો ગયો અને પુનઃ પુનઃ પ્રહાર કરવા માંડ્યો.[૬૩] આ પ્રમાણે પોતાની ગદાથી જેની છાતીના બંધ તૂટી ગયા છે એવો તથા દાંત અને નેત્ર જેનાં બહાર નિકળી પડેલાં છે એવો મહાપાર્શ્વ, વજ્રથી કપાયેલો પર્વત પડે તેમ પૃથિવીપર પડ્યો અને ક્ષણવારમાં આયુષ આવી રહેવાથી તે મરણ પામ્યો. રાવણનો નાનો ભાઈ મહાપાર્શ્વ, સંગ્રામમાં મરણ પામ્યો ત્યારે સમુદ્રના સરખું રાક્ષસોનું સૈન્ય, પોતાનાં આયુ-

ધોનો ત્યાગ કરી, ઉન્મત્ત થયેલા સમુદ્ર પેઠે જીવ લઈ નાસી ગયું. (પણ યુદ્ધ અટક્યું નહિ).[૬૪–૬૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સીત્તેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૧ મો

### અતિકાયવધ

પોતાના મોટા સૈન્યને વ્યથિત થયલું અને શક્રના જેવા પરાક્રમી પોતાના ભાઈઓને મુવેલા જોઈને,[૧] વળી યુદ્ધમાં મરાયલા યુદ્ધોન્મત્ત અને મત્ત નામના પોતાના એ કાકાઓને પણ રણમાં પડેલા જોઈને, પર્વત જેવા દેહવાળો, બ્રહ્માથી વરદાન પામેલો, દેવદાનવનો અહંકાર મૂકાવનાર મહાતેજસ્વી અતિકાય, ઘણો જ ક્રોધાન્વિષ્ટ થઈ આગળ પડ્યો.[૨–૩] હજાર સૂર્ય સમાન તેજસ્વી રથમાં બેઠેલા ને ઇન્દ્રના શત્રુ એવા તે અતિકાયે, વાનરોને નસાડી મૂકવા માંડ્યા.[૪] તે વારેવારે પોતાનો મુકુટ અને અલંકૃત કુંડળ અને ધનુષ સંભાળતો હતો ને પછી મોટા નાદથી પોતાનું નામ બોલતો હતો કે, "ઓ વાનરો ! સંભાળજો, આ હું અતિકાય આવ્યો છું. મેં ઇન્દ્રનો દર્પ હણ્યો છે, તે યાદ રાખજો."[૫] માત્ર નામ સંભળાવતાં ઘોર શબ્દે અને ધનુષના ટંકારવે કરીને જ તેણે વાનરોને ત્રાસ પમાડ્યા.[૬] તેના એવા મોટા દેહને જોઈ, વાનરો 'આ કુંભકર્ણ શું પાછો જીવતો થઈ આવ્યો તો નથી ?' એવી શંકાથી ભય પામી થરથરી ગયા અને એક બીજાનો આશ્રય લેવા લાગ્યા.[૭] ત્રિવિક્રમ અવતારમાં જેવા વિષ્ણુ થયા હતા, તેવું તેનું રૂપ જોઈને, વાનર યોધાઓમાં તુરત ભંગાણ પડ્યું.[૮] અતિકાયને જોઈને આશ્ચર્યચકિત થઈ ગયેલા વાનરો શરણના શરણ્ય લક્ષ્મણના મોટા ભાઈને શરણે ગયા.[૯] ત્યારે રથમાં બેઠેલા તથા પર્વતની જેને ઉપમા અપાય એવા, ધનુષ ધારણ કરેલા અને પ્રલયકાળના મેઘની માફક ગર્જના કરતા અતિકાયને, દૂરથી કાકુત્સ્થે દીઠો.[૧૦] રાઘવ પણ તેની મોટી કાયાને જોઈ આશ્ચર્ય પામ્યા અને વાનરોને શાન્ત કરી વિભીષણને કહેવા લાગ્યા કે:–[૧૧]

"હે વિભીષણ ! પર્વતના જેવા શરીરવાળો, ને ધનુષધારી, પીળાં નેત્રવાળો અને હજાર ઘોડાવાળા વિશાળ રથમાં બેઠેલો આ કોણ છે ?[૧૨] આ શૂલ, તીવ્ર પ્રાસ અને તોમરવાળો હોવાથી ભૂતગણથી વિંટાયલા મહેશ્વર જેવો જણાતો કોણ આવે છે ?[૧૩] કાળજીભ જેવા પ્રકાશમાન્ શક્તિવાળા રથમાં બેઠેલો ને સવિદ્યુત્ મેઘ જેવો જણાતો આ કોણ છે ?[૧૪] ધનુષ ને પણછવાળા ભાથાઓથી ભરપૂર મોટા રથમાં બેઠેલો ને આકાશમાં મેઘ શોભે તેવો એ શોભે છે.[૧૫] આ રાક્ષસશાર્દૂલ, રણભૂમિમાં રથીમાં ઉત્તમ અને સૂર્ય સમાન તેજસ્વી રથમાં બેઠેલો હોવાથી ઘણો જ શોભે છે.[૧૬] ધ્વજમાં શૃંગનાં ચિહ્નથી રાહુની માફક સૂર્ય કિરણ જેવાં બાણવાળો, દશે દિશાઓમાં શોભતો એ કોણ છે તે કહો ?[૧૭] એણે વળી ત્રણ ઠેકાણે નમેલું, મેઘ જેવા શબ્દવાળું ને સુવર્ણના પૃષ્ઠ ભાગવાળું ધનુષ પાસે રાખ્યું છે, ધ્વજા, પતાકા અને મેઘ જેવા ઘોષવાળો મોટો એનો રથ છે, જેને ચલાવનાર ચાર તો સારથિ છે; રથની આસપાસ દશ, વીશ તથા આઠ ભાથા બાંધેલા છે, ને તેમાં ભયંકર ધનુષ રાખેલાં છે, સુવર્ણના જેવી પીળા રંગની તેના ધનુષની દોરી છે, એવો અહિં આવે છે તે કોણ છે ?[૧૮–૨૦] વળી ચાર હાથના પ્રમાણની મુઠ્ઠીવાળાં બે ખડ્ગો કે જે દશ દશ હાથ લાંબાં છે, તેને ધારણ કરનારો એવો એ કોણ છે ?[૨૧] રાતા પુષ્પની એણે માળા પહેરી છે, ધીર અને મહાપર્વત સમાન એનો દેહ છે, કાળ સમાન મોટું મુખ છે અને મેઘમાં રહેલા સૂર્ય જેવો પ્રકાશિત છે.[૨૨] સોનાનાં બાજુબંધ પહેરેલા લાંબા હાથ છે, તેથી એ રાક્ષસ, જેમ બે મોટાં શૃંગથી હિમાલય શોભે, તેમ શોભી રહ્યો છે, તે કોણ છે ?[૨૩] એનું બે કુંડળથી શોભતું ભયંકર મુખ, જેમ પુનર્વસુ નક્ષત્રમાં આવેલો પૂર્ણિમાનો ચંદ્રમા શોભે, તેમ શોભે છે.[૨૪] હે મહાબાહો ! તમે મને કહો કે, આ રાક્ષસોમાં ઉત્તમ કોણ છે, કે જેને જોઈને ભય પામી આ વાનરો દશે દિશાએ નાસભાગ કરે છે ?[૨૫] મહા તેજસ્વી રાજપુત્ર રામનો આવો પ્રશ્ન સાંભળી, વિભીષણે ઉત્તર આપ્યો કે–[૨૬]

"હે રાઘવ ! વૈશ્રવણનો–કુબેરનો અનુજ મહાતેજસ્વી, દશ મુખવાળો, મહા ભયંકર કર્મવાળો અને રાક્ષસનો રાજરાજેશ્વર જે રાવણ છે, તેનો, તેના જ જેવો આ બળીયો પુત્ર છે, તે બળવાન્ છે, વૃદ્ધની સેવા કરનાર છે, પ્રખ્યાત બળવાળો એ સર્વ અસ્ત્રશસ્ત્રમાં શ્રેષ્ઠ છે. એ ઘોડે બેસવામાં, હાથી ઉપર સ્વારી કરવામાં, તરવાર પકડવામાં, ધનુષ ધરવામાં, ભેદ પાડવામાં, સાંત્વન કરવામાં, દાનમાં, નીતિમાં અને મંત્રમાં મહાકુશળ છે.[૨૭–૨૯] જેના બાહુબળના આશ્રયથી જ, આ લંકા નગરી નિર્ભય છે, એવો આ ધાન્યમાલિની (રાવણની સ્ત્રી)નો પુત્ર છે, ને એનું નામ અતિકાય છે.[૩૦]

એણે આત્માને સ્થિર કરીને તપવડે બ્રહ્માનું આરાધન કર્યું હતું, તેથી પ્રસન્ન થઈ બ્રહ્માએ એને સર્વ અસ્ત્ર આપ્યાં છે. તે વડે એ સઘળા શત્રુઓનો પરાજય કરે છે.[૩૧] બ્રહ્માએ એને દેવ, રાક્ષસ તથા દાનવથી નિર્ભય કરેલો છે એટલું જ નહિ, પણ તેમણે એને એક દિવ્ય કવચ અને રવિસમાન એક ઉત્તમ રથ પણ આપેલો છે.[૩૨] એણે હજારો દેવ, દાનવ અને યક્ષોનો ઘાણ વાળી નાંખી, પૂર્વે રાક્ષસોની રક્ષા કરેલી છે.[૩૩] વળી એણે, પૂર્વે પોતાનાં બાણોથી ઇંદ્રના વજ્રને પણ રોધન કર્યું હતું અને યુદ્ધમાં વરુણના પાશનો પણ તેણે પરાજ્ય કર્યો હતો.[૩૪] હે રાઘવ! દેવ દાનવના દર્પને ઉતારનાર આ અતિકાય નામે રાવણનો મહાબળવાન્ પુત્ર છે.[૩૫] હે પુરુષપુંગવ! તમે હવે ઝટ તૈયાર થાવ, નહિ તો એ હમણાં ધનુષથી વાનરોનો ઘાણ વાળી નાંખશે."[૩૬]

પછી મહાબળવાન્ અતિકાય, વાનરસેનામાં આવીને વારંવાર ધનુષની પ્રત્યંચા ખેંચીને ટંકારવ કરવા લાગ્યો.[૩૭] રથીઓમાં ઉત્તમ અને ભયંકર શરીરવાળા તથા રથમાં બેઠેલા તેને જોઇને, મહાત્મા વાનરોના પ્રધાનો યુદ્ધ કરવાને માટે તેની સામે જવા લાગ્યા.[૩૮] કુમુદ, દ્વિવિદ, મૈન્દ, નીલ ને શરભ વગેરે વાનરોએ પર્વતો અને ઝાડો લઈ તેની સામે એક સાથે ધસારો કર્યો.[૩૯] વાનરોનાં વૃક્ષ તથા પર્વતનાં શૃંગને, અસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ અતિકાયે પોતાનાં સુવર્ણપુંખવાળાં બાણોથી છેદી નાંખવા માંડ્યાં.[૪૦] તેણે યુદ્ધમાં નરદમ લોઢાનાં બાણોથી, સામા આવતા વાનરોને વિંધી નાંખવા માંડ્યા.[૪૧] અતિકાયની બાણવૃષ્ટિથી પરાજિત થયેલા અને ભેદાયલા શરીરવાળા વાનરો સંગ્રામમાં તેની સામે ઉભા પણ રહી શકયા નહિ.[૪૨] વાનરોની સેનાને અતિકાયે, સિંહ જેમ મૃગને નસાડી મૂકે, તેમ ત્રાસ પમાડી નસાડી મૂક્યું;[૪૩] પણ તે રાક્ષસેન્દ્રે, વાનરસેનામાં જે પોતાની સાથે લડતા નહોતા, તેમાંના કોઇને માર્યા નહિ. પછી રામની પાસે જઈ ધનુષબાણવાળા અતિકાયે, ગર્વથી કહ્યું કે,[૪૪] "હે રાઘવ! શર અને ચાપ મારા હાથમાં છે તથા હું રથમાં બેઠેલો છું, તેથી પ્રાકૃત જનની સાથે યુદ્ધ કરીશ નહિ; પણ જે વ્યવસાયવાળો અને શક્તિમાન્ હોય, તેણે મારી સામે આવી મને શીઘ્ર યુદ્ધ આપવું."[૪૫]

આ પ્રમાણે તેને બોલતો સાંભળીને, શત્રુનો નાશ કરનાર સૌમિત્રિ ઉભા થયા. તેણે ઘણા જ ક્રોધથી હાસ્ય કરીને પોતાનું ધનુષ હાથમાં લીધું[૪૬] ક્રોધાન્વિત સૌમિત્રિએ ભાથામાંથી બાણ લઈ અતિકાય સામે જઈ, પોતાનાં ધનુષને ચઢાવ્યું; અને પૃથિવી, આકાશ, સમુદ્ર અને દશે દિશાઓને પૂરી નાંખતાં ટંકારવથી જ રાક્ષસોને કંપાવી નાંખ્યા.[૪૭-૪૮] સૌમિત્રિના ધનુષનો ટંકારવ સાંભળીને, મહાતેજસ્વી રાક્ષસ રાજાનો પુત્ર અતિકાય પણ આભો થઈ ગયો.[૪૯] પણ લક્ષ્મણને કોપેલા જોઈ, અતિકાય કોપ કરી તીક્ષ્ણ બાણ ચઢાવતાં આ પ્રમાણે બોલ્યો;[૫૦] "હે સૌમિત્રે! તું બાળક છે અને પરાક્રમમાં વિચક્ષણ નથી, માટે પાછો જા. મારા જેવા કૃતાંત કાળ સાથે યુદ્ધ કરવાની તું શું કામ ઇચ્છા રાખે છે?[૫૧] મારા હાથથી મૂકાયલા બાણના વેગને, હિમવાન્, અંતરિક્ષ અને પૃથિવી પણ સહન કરવાને સમર્થ નથી, (તો તું કેમ સહન કરશે?)[૫૨] સુખથી સૂતેલા કાળના અગ્નિને તું શું કામ જાગ્રત કરે છે? ધનુષ મૂકીને નાસી જા અને તારા પ્રાણની રક્ષા કર,[૫૩] પણ મારી સાથે યુદ્ધ કરવાને આવેલો તું જો પાછો ફરી ન શકતો હોય તો ભલે ઉભો રહે; પણ નિશ્ચય માનજે કે, તું પ્રાણ છોડી યમલોકમાં જઇશ.[૫૪] તું આ મારા તીક્ષ્ણ, શત્રુના ગર્વને ઉતારે એવા, શંકરના આયુધ ત્રિશૂલ સમાન અને તપાવેલા સુવર્ણથી ભૂષિત, બાણોપ્રતિ દૃષ્ટિ કર.[૫૫] ક્રોધ પામેલો મૃગરાજ, જેમ નાગરાજ હાથીના લોહીનું પાન કરે છે, તેમ મારા આ સર્પ જેવાં બાણ, તારું લોહી પીશે." આમ કહીને તેણે ક્રોધથી ધનુષ ઉપર બાણ ચઢાવ્યું.[૫૬]

રણસંગ્રામમાં ઉભેલા તે અતિકાયનાં આવાં સગર્વ અને ક્રોધી વચનો સાંભળીને, બળવાન્, મનસ્વી અને પ્રભાવશ્રીવાળા રાજપુત્ર લક્ષ્મણે તેને કહ્યું,[૫૭] "વાક્ય માત્રથી જ કંઈ કોઈ બળવાન્ કહેવાતો નથી અને કહેવાથી જ—આત્મશ્લાઘાથી કંઈ મહાપુરુષ થવાતું નથી. હે દુરાત્મન્! હું હાથમાં ધનુષ બાણ લઈને ઉભેલો છું, તો તું તારું બળ દેખાડ.[૫૮] અલ્યા, તું કર્મ કરીને તારું બળ દેખાડ, અમસ્થો બકવાદ જવા દે. ઓ રાક્ષસ! એમ જ માન કે, જે કૃતપરાક્રમ હોય છે તે જ શૂરવીર છે; અર્થાત્ પૌરુષવાન્ જ શૂરવીર ગણાય છે.[૫૯] સર્વ આયુધવાળો, ધનુષવાળો અને રથમાં બેઠેલો તું મને તારું પરાક્રમ અસ્ત્રશસ્ત્રવડે જ દેખાડ એટલે બસ;[૬૦] પણ જોજે હો, હું મારા તીવ્ર અને ચકચકતાં બાણોથી, વાયુ જેમ તાલવૃક્ષનું ફળ ડીંટથી જૂદું પાડે, તેમ તારું માથું નીચે પાડીશ.[૬૧]

તપ્ત સુવર્ણથી અલંકૃત મારાં શરો, આજે, તારા શરીરમાં પડેલાં વ્રણમાંથી નિકળતા લોહીને પીશે.[૬૨] હું બાળક છું, એમ જાણીને તું મારી અવજ્ઞા કરે છે? ઠીક, પણ હું બાળક છું કે વૃદ્ધ છું, પણ તું નિશ્શંક માન કે, આ યુદ્ધમાં હું તારા મૃત્યુરૂપ જ છું.[૬૩] કારણ કે બાળક એવા વિષ્ણુએ ત્રિવિક્રમાવતારમાં ત્રણે લોકને આક્રાન્ત કર્યા હતા." હેતુ અને અર્થવાળાં લક્ષ્મણનાં તે વચન સાંભળીને, અતિકાય ઘણો જ કોપિત થયો અને ધનુષ ઉપર ઉત્તમ બાણને ચઢાવ્યું.[૬૪]

તે યુદ્ધ જોવા રણસંગ્રામમાં, વિદ્યાધર, ભૂત, દેવ, દૈત્ય, મહર્ષિ, ગુહ્યક ઇત્યાદિ સૌ આવ્યા.[૬૫] અતિકાયે ક્રોધથી પોતાના ધનુષપર એક બાણ ચઢાવીને લક્ષ્મણના તરફ નાંખ્યું.[૬૬] પણ પારકા વીરોને મારી નાંખનાર લક્ષ્મણે, તેના અત્યંત વિષવાળા અને તીવ્ર બાણને આવતાં વેંત જ અર્ધચંદ્રાકાર બાણવડે કાપી નાંખ્યું.[૬૭] કપાઈ ગયેલી ફેણના સાપ જેવા પોતાના બાણને કપાઈગયેલું જોઈ, અતિકાય ઘણો ક્રોધ પામ્યો. તુરત જ તેણે પાંચ બાણ પોતાના ધનુષપર ચઢાવ્યાં,[૬૮] અને ભરતના નાના ભાઈ લક્ષ્મણે પોતાના તીક્ષ્ણ શરથી રાક્ષસનાં પાંચ બાણોને અધવચમાં જ કાપી નાંખ્યાં.[૬૯] તે બાણ કાપી નાંખ્યા પછી લક્ષ્મણે પોતાના ધનુષ ઉપર તેજથી બળતું હોય, તેવું એક બાણ ચઢાવ્યું અને ઉત્તમ ધનુષ ઉપર યોજેલું તે બાણ અતિકાય ઉપર મૂક્યું અને નમેલાં પર્વવાળું તે બાણ તેના કપાળ વચ્ચે આવીને વાગ્યું.[૭૦-૭૨] તે રાક્ષસના લલાટમાં વાગેલું અને લોહીથી ખરડાયલું તે બાણ, પર્વતમાંથી અરધો બહાર નીકળી પડેલો સાપ દેખાય, તેવું દેખાતું હતું.[૭૩] રુદ્રના બાણથી ઘવાયલું ત્રિપુરાસુરનું ધડ જેમ કંપી જાય તેમ, લક્ષ્મણનું બાણ વાગવાથી તે રાક્ષસ કંપી ઉઠ્યો; અને બાણથી પીડાતો તે બળવાન્ રાક્ષસ, સાવધાન થઈને, મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'મારા રિપુ, લક્ષ્મણે, એક બાણવડે મને પીડિત કર્યો, એ તેનું પરાક્રમ વખાણવા જોગ છે,' એમ કહીને મુખ પહોળું કરી, ભુજાઓ નમાવીને અતિકાય પોતે સ્વસ્થ થયો અને પોતાનો રથ આમ તેમ રણસંગ્રામમાં ફેરવવા લાગ્યો.[૭૪-૭૫]

પછી, એક, ત્રણ, પાંચ અને સાત, એમ બાણ, રાક્ષસોમાં ઉત્તમ એવા અતિકાયે ધનુષપર ચઢાવીને લક્ષ્મણ ઉપર નાંખ્યાં.[૭૬] કાળ સમાન, હેમપુંખવાળાં અને રવિ જેવાં પ્રકાશમાન તે બાણોએ, રાક્ષસેન્દ્રના ચાપમાંથી છૂટતાં, આકાશને પ્રકાશિત કરી નાંખ્યું.[૭૭] પણ તે રાક્ષસનાં મૂકેલાં બાણોને, રાઘવના નાનાભાઈ લક્ષ્મણે જરા પણ સંભ્રાન્ત થયા વગર, તીક્ષ્ણ શરોવડે કાપી નાંખ્યાં.[૭૮] તે શરોને કપાઈ ગયેલાં જોઇને રાવણનો પુત્ર અને દેવેન્દ્રનો શત્રુ અતિકાય, ઘણો જ ક્રોધ પામ્યો, પછી મહા તેજસ્વી અતિકાયે, એક બાણ લઈ પોતાના ધનુષપર ચઢાવીને, પોતાની સામે આવતા લક્ષ્મણને માર્યું, જેણે સૌમિત્રિનું હૃદય ભેદી નાંખ્યું;[૭૯-૮૦] ને મદોન્મત્ત હાથીના શરીરમાંથી મદ ઝરે તેમ, અતિકાયથી ભેદાયલા લક્ષ્મણના હૃદયમાંથી, લોહીની ધારા પડવા લાગી.[૮૧] પણ (સાવધ રહી) લક્ષ્મણે, પોતાના હૃદયમાંથી તે બાણને ખેંચી કહાડી, બીજું બાણ અસ્ત્ર ઉપર ચઢાવ્યું; અગ્ન્યાસ્ત્રપર ચઢાવેલું તે બાણ અને ચાપ તેજસ્વી દેખાતાં હતાં; તેનો રોધ કરવા મહાતેજસ્વી અતિકાયે, રૌદ્રાસ્ત્ર ધારણ કરી, સુવર્ણના પુંખવાળું અને ભુજંગ જેવું એક બાણ તેની સામે જોડ્યું.[૮૨-૮૪] પછી જેમ યમરાજા, કાળદંડને ફેંકે, તેમ લક્ષ્મણે, જ્વલિત થતા તે અગ્ન્યાસ્ત્રને અતિકાય ઉપર ફેંક્યું.[૮૫] એ અગ્ન્યાસ્ત્રને આવતું જોઈ, અતિકાયે સૂર્યાસ્ત્ર જોડી, એક બાણ તેની સામે મૂક્યું.[૮૬] એ રીતે લક્ષ્મણ તથા અતિકાયના અગ્નિથી જ્વલિત થતાં બે બાણ, આકાશમાં જેમ બે ભુજંગ લડે તેમ લડવા લાગ્યાં અને છેવટે બંનો બળીને નીચે પડ્યાં.[૮૭] એ બાણ ઘણાં પ્રકાશિત હતાં, પણ બળીને ભસ્મ થઈ પૃથિવીપર પડ્યાથી પ્રકાશ રહિત થઈ ગયાં.[૮૮]

પછી અતિકાયે, કોપ કરી ત્વષ્ટાનું ઐશિકાસ્ત્ર ધારણ કર્યું. તેને વીર્યવાન્ લક્ષ્મણે ઇંદ્રાસ્ત્રથી છેદી નાંખ્યું.[૮૯] પોતાનું ઐશિકાસ્ત્ર કપાઈ ગયલું જોઈ, રાવણના પુત્ર અતિકાયે યામ્યાસ્ત્ર મૂક્યું.[૯૦] લક્ષ્મણે ઉપર વાયવ્યાસ્ત્ર મૂકી તેને છેદી નાંખ્યું;[૯૧] અને કોપ કરીને લક્ષ્મણે મેઘ જેમ ધારાની વૃષ્ટિ કરે, તેમ અતિકાય ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી.[૯૨] પણ વજ્રના જેવાં તેનાં કવચપર બાણ વાગી વાગી પાછાં પૃથ્વીપર પડતાં હતાં.[૯૩] પોતાના સચોટ બાણ પાછાં કેમ પડે છે? તે પર વિચાર કરતા, મહાયશસ્વી લક્ષ્મણે, હજારો બીજાં બાણ મૂક્યાં, પણ તે અતિકાયના અંગે અડ્યાં નહિ.[૯૪] આ પ્રમાણે લક્ષ્મણે બાણનો વરસાદ વરસાવ્યો, પણ અભેદ્ય કવચ પહેરેલું હોવાથી તે રાક્ષસને કંઈ વ્યથા થઈ નહિ.[૯૫] યુદ્ધમાં લક્ષ્મણથી તેને કંઈ વ્યથા થઈ નહિ ત્યારે વાયુએ લક્ષ્મણની પાસે જઈ તેને કહ્યું કે,[૯૬] "હે લક્ષ્મણ! આ અતિકાયને બ્રહ્માએ વરદાન આપેલું છે; અને એણે ભેદાય નહિ એવું કવચ

પહેરેલું છે, માટે એ કોઈ બીજા શરથી ભેદાશે નહિ, પણ બ્રહ્માસ્ત્રથી જ ભેદાશે."[97] વાયુનું તે વચન સાંભળીને, ઇંદ્ર જેવા વીર્યવાન્ લક્ષ્મણે, અતિ તીક્ષ્ણ અણિવાળું બ્રહ્માસ્ત્ર ચાપપર સાંધ્યું ત્યારે, સર્વે દિશાઓ ચંદ્ર, સૂર્ય, ગૃહો ઇત્યાદિ સાથે આકાશ ત્રાસી ઉઠયું અને પૃથિવી પણ ચીસ પાડી ઉઠી.[98-99]

પુંખ સહિત તે બ્રહ્માસ્ત્ર ચાપપર ચઢયું છે, લક્ષ્મણે ધનુષની પણછ કર્ણપર્યંત ખેંચી છે, સર્વ દેવો તે જોઈ રહ્યા છે, તેવામાં લક્ષ્મણે તે શર, ઇન્દ્રના શત્રુ રાવણ-પુત્રપર સડસડાટ કરતું છોડી દીધું,[100] લક્ષ્મણના હાથમાંથી છૂટેલાં, ઘણા વેગવાળાં, સુવર્ણ અને વજ્રથી મઢેલાં પુંખવાળાં તે બાણને, અતિકાયે પોતાનાપર આવતું જોયું;[101] ત્યારે તેણે સેંકડો તીક્ષ્ણ શર નાંખી તેનું વારણ કરવા પ્રયત્ન કીધો; પણ ગરુડ જેવા વેગવાળું તે બાણ, તેની પાસે ધસ્યું ગયું.[102] આ પ્રદીપ્ત ને અંતકાળના જેવું બાણ પાસે આવેલું હતું તોપણ, ધૈર્ય ધરી, અતિકાયે, શક્તિ, ઋષ્ટિ, ગદા, કુહાડી, શૂલ અને શર ઇત્યાદિથી તે બાણપર પ્રહાર કર્યા, પણ અતિકાયનાં અસ્ત્રના પ્રહારને વિફળ કરીને અગ્નિથી પ્રદીપ્ત તે શરે, મુકુટયુક્ત તેના મસ્તકને ઉડાવી દીધું.[103-104] લક્ષ્મણના શરથી છેદાયલું અતિકાયનું શિરસ્ત્રાણ સહિત માથું-જેમ હિમાલયનું શિખર પડે, તેમ પૃથિવી ઉપર પડ્યું.[105] ખસી ગયેલાં વસ્ત્ર અને ભૂષણવાળા તે મસ્તકને ભૂમિપર પડેલું જોઇને, મરતાં બાકી બચેલા રાક્ષસો ભયથી થરથરી ગયા અને શોક કરવા લાગ્યા.[106] તેઓ વિષાદ પામ્યા; તેમનાં મુખ દીન થઈ ગયાં. તે સર્વ પ્રહાર થવાથી થાકી ગયા હતા, એટલે સૌ લાંબે સાદે ભયંકર સ્વરથી પોકળ શ્રાદ્ધ કરવા લાગ્યા.[107] પછી પોતાનો નાયક માર્યો જવાથી, યુદ્ધની ઇચ્છા ન રાખતાં સર્વે રાક્ષસો લંકા તરફ નાસભાગ કરી રહ્યા.[108]

પ્રફુલ્લ થયેલા પદ્મના જેવા મુખવાળા વાનરો, ભયંકર બળવાળા રાક્ષસને માર્યો, તેથી હર્ષમાં આવી જઈ, લક્ષ્મણનો જયજયકાર કરવા મંડી પડ્યા.[109]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૨ મો.
## ચિંતાતુર રાવણ

મહાત્મા લક્ષ્મણે અતિકાયને માર્યો, એ સાંભળીને રાવણરાય ઘણા ઉદ્વેગને પામ્યો. તે બોલ્યો;[1] "અતિશય કોપવાળા ને અસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ, ધૂમ્રાક્ષ, અકંપન, પ્રહસ્ત, કુંભકર્ણ ઇત્યાદિ યુદ્ધની ઇચ્છાવાળા મહાબળવાન્ રાક્ષસો, જેઓ કોઇથી પરાજય ન પામતાં પરસૈન્યને જિતે એવા હતા તેમને પણ, અક્લિષ્ટકર્મા રામે, સૈન્ય સહિત મારી નાંખ્યા અને મોટી મોટી કાયાવાળા, નાના વિધનાં શસ્ત્રવિશારદ બીજા કેટલાક રાક્ષસોને ધૂળ ચાટતા કર્યા અને મારા વીર્યવાન્ તથા બળવાળા પુત્ર ઇંદ્રજિતે, બ્રહ્માના વરથી બાણ મૂકી તે બે ભાઈને બાંધ્યા હતા અને તે બંધનમાંથી દેવતાઓથી પણ છૂટાય તેમ નહોતું.[2-6] રે યક્ષ અને ગંધર્વથી તેમ પન્નગોથી પણ તેમાંથી છૂટાય તેમ નહોતું, તેમાંથી રામ લક્ષ્મણ-પ્રભાવથી, મંત્રથી કે મોહનમંત્રથી, ગમે તેમ પણ, કોણ જાણે કેમ છૂટ્યા! એ સર્વ મારાથી સમજાતું નથી. જે જે મોટા યોધાઓને મેં મોકલ્યા હતા, તેમને પણ આ વાનરોએ મારી નાંખ્યા છે, એ છે શું?

રે! રે! "હવે એ રામ, વિભીષણ, સુગ્રીવ, લક્ષ્મણ અને તેના સૈન્ય સાથે યુદ્ધ કરીને તેમને મારે, એવો કોઈ હું જોતો નથી.[7-9] નિશ્શંક, રામ ઘણો બળવાન છે ને એના જ અસ્ત્રબળને ધન્ય છે. એના પરાક્રમથી સર્વ રાક્ષસો મરણશરણ થયા છે.[10] હે રાક્ષસો! હવે તમે બધા ભેગા થઈ લંકાનું રક્ષણ કરો અને સીતા જેમાં છે એવા અશોક વનનું રક્ષણ પણ કરો.[11] હે રાક્ષસો! જુઓ કે આ લંકામાં વાનરો ઘુસી જાય નહિ તે યાદ રાખજો. તમે બધા સેના લઈ તત્પર રહેજો અને હે નિશાચરો! સવાર, સાંજ, મધ્યાહ્ન અને અર્ધરાત્રે પણ તમે તેમની હીલચાલ જોતા રહેજો તથા વાનરોની યત્કિંચિત્ પણ અપેક્ષા કરશો નહિ.[12-14] વાનરસેના યુદ્ધને માટે કેવી ગોઠવણ કરે છે? કેમ યુદ્ધ કરે છે? તથા બીજી શી ખટપટ ચાલે છે? તે પણ તમે જાણી લેજો."

રાવણનાં તે વચન સાંભળી, સર્વે રાક્ષસોએ તેના કહેવા પ્રમાણે કરવા માંડ્યું.[15] રાક્ષસોને આજ્ઞા આપીને રાવણ, ક્રોધરૂપી અંતઃશલ્યને ધારણ કરતો, દીન જણાતો અંતર્ગૃહમાં ગયો.[16] પછી જેનો ક્રોધાગ્નિ પ્રજ્જ્વલિત થયેલો છે એવો રાવણ, નિઃશ્વાસ મૂકી પુત્રના મરણને લીધે વારંવાર રુદન કરવા લાગ્યો.[17]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૩ મો.

## ઈંદ્રજિત્ યુદ્ધે ચઢયો

(તેમાં વળી) મરતાં બાકી રહેલા રાક્ષસોએ, ત્વરાથી રાવણ પાસે જઈ, દેવાંતક, ત્રિશિરા અને અતિકાય નામના મુખ્ય રાક્ષસો મરાયા, તે વાત (પાછળથી) નિવેદન કરી.[૧] એ રાક્ષસોને મરણ પામ્યા સાંભળીને, અશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળો રાવણ, પુત્રનો ક્ષય, ભાઈઓનો વધ તથા લંકાનો નાશ સાંભળી, ઘણા ઊંડા વિચારમાં પડી ગયો.[૨] પોતાના પિતાને દીન થઈ ગયેલા તથા શુષ્ક જોઈને, મહારથી ઇન્દ્રજિત્ કહેવા લાગ્યો. કે-"હે પિતાજી! જ્યાંસૂધી આ ઇન્દ્રજિત્ જીવે છે, ત્યાંસૂધી તમારે કોઈનો ભય કરવાનો નથી. ઇન્દ્રજિતના બાણ આગળ કોઈ પણ માણસ પોતાના પ્રાણથી રક્ષા કરવાને સમર્થ નથી.[૩-૪] હે તાત! આજ તમે ભૂમિતલપર પડેલા અને મારાં બાણથી વિંધાયલા દેહવાળા અને નષ્ટ આયુષવાળા રામ લક્ષ્મણને મુવેલા જ જોશો.[૫] હે તાત! હું આપ આગળ પ્રતિજ્ઞા કરું છું તે સાંભળો. હું અમોઘ બાણથી, રામ લક્ષ્મણને, આજ શાન્ત કરીશ.[૬] બલિ રાજાના યજ્ઞમાં વિષ્ણુએ જેવું પરાક્રમ કર્યું હતું, તેવું અપ્રમેય મારું પરાક્રમ સૂર્ય, ઇન્દ્ર, વૈશ્વાનર, ચંદ્ર, વિષ્ણુ, રુદ્ર અને સાધ્યો સારી પેરે જોશે."[૭]

આ પ્રમાણે ધૈર્ય દેનારાં વચનો કહી, દેવશત્રુ મહાશય ઇન્દ્રજિત્, રાવણની આજ્ઞા લઇને, અનિલના જેવા વેગવાળા તથા શ્રેષ્ઠ ગધેડાં જોડેલા રથમાં બેઠો.[૮] તે રથ ઇન્દ્રના રથ જેવો હતો, તેમાં બેસીને મહા તેજસ્વી ઇન્દ્રજિત્, રણાંગણમાં જવાને માટે નિકળ્યો.[૯] હર્ષ પામતા અનેક ઉત્તમ ધનુર્ધારી બળવાન્ રાક્ષસો તેની પાછળ ચાલ્યા.[૧૦] કેટલાએક ભયંકર પરાક્રમી રાક્ષસોના હાથમાં પ્રાસ, મુદ્ગર, તરવાર, ફરશી, ગદા વગેરે હતાં. કેટલાક તો હાથીઓપર બેઠા હતા ને કેટલાક ઘોડાઓ ઉપર બેઠા હતા ને કંઇક તો વાઘપર ચઢ્યા હતા, તેમ કોઈ વિંછીપર ને કોઈ બિલાડાપર બેસી, તેમ કોઈ ગધેડા કે ઉંટ, વરાહ, સર્પ, શ્વાન, સિંહ, જંબૂક, કાગડા, હંસ અને મયૂર ઉપર બેસીને જતા હતા.[૧૧-૧૨]

વીર્યવાન્ ઇન્દ્રજિત્ જ્યારે વેગથી યુદ્ધમાં જવા લાગ્યો ત્યારે શંખ તથા ભેરીના નાદ થઈ રહ્યા.[૧૩] ઇન્દ્રજિતના મસ્તકપર શંખ તથા ચંદ્ર જેવું ધવલ છત્ર ધરાયું, તેથી તે આકાશ જેમ પૂર્ણ ચંદ્રથી શોભે, તેમ શોભતો હતો.[૧૪] સર્વે ધન્વીઓમાં શ્રેષ્ઠ અને અલંકાર ધરેલા ઇન્દ્રજિતના મસ્તકપર, સુવર્ણનો ચમ્મર થયો હતો.[૧૫] સૂર્ય જેવા તેજસ્વી તથા વીર્યવાન્ ઇન્દ્રજિતથી લંકાપુરી, આકાશ જેમ સૂર્યથી શોભે, તેમ શોભતી હતી.[૧૬]

પછી અરિને દમનાર મહા તેજસ્વી ઇન્દ્રજિત્, યજ્ઞભૂમિપર આવ્યો. રાક્ષસોને પોતાના રથની પાસે ઉભા રાખ્યા; અને વિધિપ્રમાણે ઉત્તમ મન્ત્રથી અગ્નિને આહુતિઓ આપવા માંડી.[૧૭-૧૮] પ્રતાપવાન્ રાક્ષસેન્દ્ર, હવિ, ડાંગર ઇત્યાદિથી અને માલ્ય તથા ગંધથી અગ્નિને આહુતિ આપવા લાગ્યો.[૧૯] વળી શરપત્ર, સમિધ, બેહેડાં, રક્તવસન તથા સ્રુવ ઇત્યાદિ સર્વ ત્યાં તૈયાર હતું. અગ્નિને શરપત્રથી ઢાંકી નાંખ્યા ને બોકડાનો હોમ કીધો. તેની આહુતિ આપ્યા પછી મોટી જ્વાળાવાળા અગ્નિમાંથી (જે પૂર્વે તેના વિજય સમયે દેખાતાં હતાં તે) શુભ ચિહ્ન દેખાવા લાગ્યાં.[૨૦-૨૨] પાવક ઘણો પ્રદીપ્ત થયો ને દક્ષિણ તરફની જ્વાળાથી હવિ ગ્રહણ કરવા લાગ્યો.[૨૩] અસ્ત્રવિદ્યામાં કુશળ ઇન્દ્રજિતે, પુનઃ બ્રહ્માસ્ત્રનો ઉપદેશ લીધો અને ચાપ તથા રથને ફરીથી મન્ત્રાવ્યા.[૨૪] જે વખતે ઇન્દ્રજિતે અસ્ત્રને બોલાવી આહુતિઓ આપી, તે વખતે સૂર્ય, ગ્રહ, ચંદ્ર, નક્ષત્રો અને આકાશ ત્રાસ પામ્યાં.[૨૫] આ રીતે હોમ કરી, પાવક જેવો તેજસ્વી અને પુરંદર જેવો પ્રભાવી ઇન્દ્રજિત્, ચાપ, બાણ, તરવાર તથા શૂલ લઇને અંતરિક્ષમાં અંતર્ધ્યાન થઈ ગયો અને અશ્વ તથા રથથી સંકીર્ણ થયેલું ને ધ્વજા પતાકાથી શોભી રહેલું રાક્ષસોનું સૈન્ય, ગર્જના કરતું લડાઇને માટે આગળ ચાલ્યું.[૨૬-૨૭] પછી ચિત્ર વિચિત્ર તથા ભિન્ન ભિન્ન વેગવાળાં બાણવડે રાક્ષસો વાનરોને મારવા તત્પર થયા.[૨૮] રાક્ષસોને વાનરોપર પ્રહાર કરવા તત્પર જોઈ, ઇન્દ્રજિત્ તેમને કહેવા લાગ્યો કે, "હે રાક્ષસો! તમે બધા વાનરોનો નાશ કરવાને વધારે ઉત્સાહથી યુદ્ધ કરો."[૨૯] એટલે જયની ઇચ્છાવાળા રાક્ષસો, ગર્જના કરી બાણની વૃષ્ટિથી વાનરોને છાઈ નાંખવા લાગ્યા.[૩૦] રાક્ષસોથી વિંટાયલો મેઘનાદ પણ, નાલિક, ગદા, મુશલ ઇત્યાદિથી વાનરોને પ્રહાર કરવા લાગ્યો.[૩૧] વૃક્ષથી યુદ્ધ કરનાર વાનરો, પોતાનાપર માર પડતો જોઇને વૃક્ષ અને શૈલ્યનો તેનાપર વરસાદ વરસાવવા લાગ્યા.[૩૨] આ જોઈ મહા બળવાન્ ઇન્દ્રજિતને ઘણો ક્રોધ ચઢયો. તેણે વાનરોને બહુ સંતાપ્યા.[૩૩] રાક્ષસોને ઉત્તેજન આપતો ઇન્દ્રજિત્,

એક બાણુથી, નવ, પાંચ કે સાત વાનરોને વિંધી નાંખતો હતો.[૩૪] દુર્જય ઈન્દ્રજિત્ સૂર્ય જેવા પ્રકાશિત શરથી વાનરોને સટોસટ વિંધી નાંખતો હતો.[૩૫] ઈન્દ્રજિતના શરથી પીડાયલા અને ઘવાયલા વાનરો, દેવે મારેલા દૈત્યોની પેઠે પૃથિવી ઉપર ઝટોઝટ પડતા હતા.[૩૬]

આ જોઈ, બાકી રહેલા વાનરો, સૂર્ય જેમ કિરણુની વૃષ્ટિ કરે છે તેમ, બાણુની વૃષ્ટિ કરતા ઇન્દ્રજિત્ સામે યુદ્ધ કરવા દોડ્યા.[૩૭] કેટલાક રુધિરથી રંગાયલા, બેભાન થયેલા અને ઘવાયલા વાનરો વ્યથા પામીને આમ તેમ નાસતા હતા.[૩૮] રામને માટે પરાક્રમ કરનારા તે વાનરો, પોતાના પ્રાણુની પરવા ન રાખતાં, શૈલ લઇને યુદ્ધ કરતા હતા.[૩૯] દઢ થઇને ઉભેલા તે વાનરો, પર્વત, દ્રુમ અને શિલાઓની ઈન્દ્રજિતનાપર વૃષ્ટિ કરતા હતા.[૪૦] પણ યુદ્ધમાં વિજય મેળવનાર ઈન્દ્રજિતે, તે પર્વત અને વૃક્ષની વૃષ્ટિને બાણુથી વિદારી નાંખી–શાન્ત પાડી દીધી.[૪૧] પછી સમર્થ ઈન્દ્રજિતે, સર્પ જેવાં તીક્ષ્ણુ અને પાવક જેવાં પ્રકાશિત અનેક બાણોવડે, વાનરોના સૈન્યને ભેદવા માંડ્યું.[૪૨] તેણે અઢાર બાણુથી ગંધમાદન વાનરને ભેદી નાંખ્યો; નવ બાણુથી દૂર ઉભેલા નલને, સાત મર્મચ્છેદી બાણુથી મૈન્દને, પાંચ બાણુથી ગજને, દશ બાણુથી જાંબવાનને અને ત્રીસ બાણુથી નીલને ભેદી નાંખ્યો અને વરદાનમાં મળેલા મહાઘોર અને તીક્ષ્ણુ બાણુથી સુગ્રીવ, ઋષભ, અંગદ અને દ્વિવિદ વાનરોને ચેતનારહિત કર્યા. કાળાગ્નિની માફક જેનો કોપ વધી પડ્યો છે એવા ઈન્દ્રજિતે, બીજા વાનરોને પણ બહુ બહુ પીડિત કર્યા.

વાનરસૈન્યને, સૂર્યના જેવા તેજસ્વી ને સારી રીતે યોજેલા બાણુથી છિન્ન ભિન્ન કરી નાંખ્યું, એટલું જ નહિ પણ તેણે ઘણા વાનરોને પણ મારી નાંખ્યા. એ રીતે વાનરસેનાનો નાશ જોઇને, ઈન્દ્રજિત્ બહુ આનંદ પામ્યો. પણ તેથી ન ધરાતાં, પુનઃ પણ તેણે બાણુનો દારુણ વરસાદ વરસાવીને, વાનરસેનાનો નાશ કરવા માંડ્યો.[૪૩–૫૦] પછી તે પોતાના સૈન્યમાંથી નિકળી, વાનરસેનામાં પેસી અદૃશ્ય થઈ ગયો ને મેઘ જેમ જળધારા વરસાવે, તેમ બાણુ વરસાવવા લાગ્યો.[૫૧] ઈન્દ્રજિતની માયાથી હણાયલા અને ઘવાયલા અંગવાળા તથા ત્રાહિ! ત્રાહિ! પોકારતા વાનરો, ઈન્દ્રના વજ્રથી કપાયલા પર્વતો પડે, તેમ પૃથિવીપર પડવા લાગ્યા.[૫૨] તેઓ પોતાના સૈન્યમાં ઈન્દ્રજિતના બાણુને જ કેવળ જોતા હતા, પણ માયાથી ઢંકાયલો તે દેખાતો ન હતો.[૫૩] પછી મહાત્મા ઈન્દ્રજિતે, તીક્ષ્ણુ બાણોથી દિશાઓને છાઈ દીધી અને સર્વે વાનરોને વિદાર્યાં.[૫૪] પ્રદીપ્ત પાવક જેવા પ્રકાશવાળા, શૂલ, તરવાર, પરશ્વધ ઈત્યાદિ શસ્ત્રથી ઈંદ્રજિત્ વાનરોપર પ્રહાર કરતો હતો અને તેનાં બાણુથી ઘવાયલા વાનરોના અધિપતિ, પ્રફુલ્લિત ખાખરાના વૃક્ષ જેવા દેખાતા હતા.[૫૫–૫૬] આકાશમાંથી પડતાં બાણુ જોઈ, તે તરફ ઊંચું મુખ કરી જોઇ રહેલા વાનરોનાં નેત્રમાં પણ બાણુ મારીને, ઈંદ્રજિતે તેઓને ધરણીતલ ઉપર સુવાડી દીધા.[૫૭]

પછી રાક્ષસોમાં ઉત્તમ એવા ઇન્દ્રજિતે, હનૂમાન્, સુગ્રીવ, અંગદ, ગંધમાદન, જાંબવાન્, સુષેણુ, વેગદર્શી, મૈન્દ, દ્વિવિદ, નીલ, ગવાક્ષ, ગવય, કેસરિ, હરિલોમા, વિદ્યુદ્દંષ્ટ્ર, સૂર્યાનન, જ્યોતિમુખ, દધિમુખ, પાવકાક્ષ, નલ અને કુમુદ વગેરે વાનરોને પણ, મંત્રેલાં પ્રાસ, ત્રિશૂલ અને તીક્ષ્ણુ બાણોથી વિંધવા માંડ્યા.[૫૮–૬૧]

ગદા અને સુવર્ણ સમાન કાન્તિવાળાં બાણુથી, મુખ્ય વાનરોને વિંધી નાંખીને ઈંદ્રજિતે રામ તથા લક્ષ્મણુ ઉપર સૂર્યનાં કિરણો સમાન બાણુનો વરસાદ વરસાવવા માંડ્યો.[૬૨] વરસાદની પેઠે વરસતાં ઇન્દ્રજિતનાં બાણુ પોતાના ઉપર પડતાં જોઈ, રામ, લક્ષ્મણુને કહેવા લાગ્યા કે;[૬૩] "હે લક્ષ્મણુ! આ વળી રાક્ષસેન્દ્ર ને સુરેન્દ્રનો શત્રુ ઇન્દ્રજિત્, પુનઃ મહાસ્ત્રને આશ્રયે આખાં વાનર સૈન્યને સૂવાડીને આપણી ઉપર બાણુનો વરસાદ વરસાવવા આવ્યો છે.[૬૪] તે સ્વયંભૂએ આપેલા વરદાનવાળો અને મોટી કાયાવાળો છે ને તે અંતરિક્ષમાં અંતર્ધ્યાન રહેલો છે એવા ઇન્દ્રજિતનો, યુદ્ધમાં આપણાથી કેમ નાશ કરાશે?[૬૫] ભગવાન્ સ્વયંભૂનો પ્રભાવ અચિન્ત્ય છે, તેમજ તેમનાં અસ્ત્રનો પ્રભાવ પણ અદ્દભુત છે; માટે હે લક્ષ્મણુ! આજ એ બ્રહ્માસ્ત્રનો માર, તું પણ મારી સાથે સહન કર;[૬૬] ભલેને રાક્ષસેંદ્ર ઈંદ્રજિત્ બાણુની વૃષ્ટિથી આપણુને આચ્છાદન કરે અને હે લક્ષ્મણુ! આ પૃથિવી ઉપર પડેલા હતશ્રી વાનરસૈન્યને તું જો.[૬૭] (તેઓમાંના બચેલાના રક્ષણુ માટે, આપણે પણ ચૈતન્ય રહિત થાઓ.) આપણુને અસંજ્ઞક અને પૃથિવી ઉપર પડેલા જોઇને એ એમજ માનશે કે, આ મુવા છે ને તેથી હર્ષ પામતો અને રણુમાં વિજય મેળવી, એ લંકાપુરીમાં જશે. પછી આપણે જેમ કરવું હશે એમ કરીશું."[૬૮]

એમ કહી બંનો બાંધવ પણ પડી રહ્યા. સર્વને પડેલા જોઇને, ઇન્દ્રજિત્, ઘણો જ હર્ષ પામ્યો. તેણે ગર્જના કરી ગર્વ દર્શાવ્યો.[૬૯] પછી વાનરસૈન્ય તથા રામ, લક્ષ્મણને રણસંગ્રામમાં સૂવાડીને યાતુધાનોની સ્તુતિ સાંભળતો ઇન્દ્રજિત્, દશગ્રીવના બાહુબળથી રક્ષણ થતી પુરીમાં પેઠો અને હર્ષથી પિતાને ઇત્થંભૂત વૃત્તાંત નિવેદન કર્યો.[૭૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં તોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭૪ મો
## મૃત સંજીવની ઔષધી

જ્યારે રામ અને લક્ષ્મણ રણમાં ચેષ્ટા રહિત થઈ પડ્યા, ત્યારે વાનરોનું સઘળું સૈન્ય મોહ પામ્યું અને સુગ્રીવ, નીલ, અંગદ અને જામ્બવાન્ આદિને શું કરવું? તેની સમજણ પડી નહિ.[૧] પછી બુદ્ધિમંતોમાં શ્રેષ્ઠ વિભીષણે, સર્વેને વિષાદ પામેલા જોઈ, વાનરોમાં જે મુખ્ય વીરો હતા, તેમનું આશ્વાસન કરીને સમયોચિત વચનોથી કહેવા માંડ્યું કે;[૨] "હે વાનરવીરો! તમે બધા વિષાદ કરશો નહિ. આ કંઈ વિષાદ કરવાનો સમય નથી ને ભય પામવાનું કારણ પણ કંઈ નથી. આ રામ અને લક્ષ્મણ, ઇન્દ્રજિતનાં શરજાળથી બંધાઈ પરવશ થઈ પડેલા છે, તે માત્ર બ્રહ્માના વરદાનને માન આપવાને માટે જ છે.[૩] એ મેઘનાદને, બ્રહ્માએ આયુધ માત્રમાં વીર્યવાળું બ્રહ્માસ્ત્ર નામનું અસ્ત્ર આપેલું છે અને તેને માન આપવાને માટે જ આ બંને વીર બંધાયલા છે, તેમાં વિષાદ કરવાનું શું કારણ છે?"[૪]

પછી મારુતિ હનૂમાન્, બ્રહ્માનાં અસ્ત્રને માન આપી, વિભીષણનાં વચનો સાંભળી, આ પ્રમાણે કહેવા લાગ્યા;–[૫] "આ બ્રહ્માસ્ત્રવડે વેગવાળા કપિઓનું સૈન્ય નાશ પામ્યું છે, પણ તેમાં જે જે જીવતા હોય તેમને, ચાલો આપણે ઉઠાડીએ."[૬] આમ કહી વિભીષણ અને હનૂમાન્, રાત્રિને વિશે હાથમાં મસાલો લઈ, સેનામાં ફરવા લાગ્યા.[૭] જેમનાં પુચ્છ, હાથ, પગ, જંઘાઓ, આંગળીઓ, ડોકાં વિગેરે કપાઈ ગયેલાં છે એવા, તથા જેમના શરીરમાંથી રુધિર નિકળે છે એવા, જળ ઝરી જતા પર્વત જેવા વાનરોથી તથા આમ તેમ વિખરાયલાં શસ્ત્રથી છવાયલી ભૂમિને તેઓ જોવા લાગ્યા.[૮–૯] પછી ફરતાં ફરતાં વિભીષણ અને હનૂમાને સુગ્રીવ, અંગદ, નીલ, શરભ, ગંધમાદન, જામ્બવાન્, સુષેણ, વેગદર્શી, મૈન્દ, નલ, જ્યોતિર્મુખ અને દ્વિવિદ આદિ વાનરોને રણમાં મરણતુલ્ય થઈ પડેલા જોયા.[૧૦–૧૧] ઇન્દ્રજિતના બ્રહ્માસ્ત્રે, દિવસના એક પંચમાંશ ભાગમાં, અડસઠ કરોડ વાનરને સટસડાટ મારી નાંખ્યા હતા.[૧૨]

બ્રહ્માસ્ત્રથી પીડાયલા સમુદ્રના ઓઘ સરખા સૈન્યને જોઇને વિભીષણ તથા હનૂમાન્, જામ્બવાનને શોધવા લાગ્યા.[૧૩] વૃદ્ધ, હજારો બાણથી પીડિત અને પ્રજાપતિના પુત્ર તથા મંદ પડતા અગ્નિ જેવા શૂરવીર જામ્બવાનને જોઈ, તેમની પાસે જઈ વિભીષણ બોલ્યો કે, "હે આર્ય જામ્બવાન્! આ શરો વાગવાથી તારા પ્રાણ ગયા નથી, એમ હું ધારું છું."[૧૪–૧૫] વિભીષણનાં તે વચન સાંભળી, રીંછમાં શ્રેષ્ઠ જામ્બવાન્ મહાકષ્ટે બોલ્યો કે,[૧૬] "હે રાક્ષસેન્દ્ર! હું તને માત્ર સ્વરથી જ ઓળખી શકું છું, પણ બાણે વિંધાયલો હોવાથી નેત્રવડે જોઈ શકતો નથી.[૧૭] પણ હે સદાચારી! કહે મને કે, અંજની અને પવન જેનાવડે પનોતાં છે એવો હનૂમાન્ જીવે છે કે મરાયો છે?"[૧૮] જામ્બવાનનાં તે વચન સાંભળી, વિભીષણે તેને કહ્યું;–"હે જામ્બવાન્! રામ લક્ષ્મણને માટે ન પૂછતાં, તું હનૂમાનને માટે કેમ પૂછે છે?[૧૯] તું રાજા સુગ્રીવ, અંગદ અને રામ, લક્ષ્મણ કરતાં હનૂમાનને સારુ કેમ આટલો બધો પ્રેમ રાખે છે?"[૨૦] વિભીષણનો આવો પ્રશ્ન સાંભળી જામ્બવાને કહ્યું કે,– "હે રાક્ષસશાર્દૂલ! હું હનૂમાનની કુશળતા પૂછું છું, તેનું કારણ સાંભળ.[૨૧] જો હનૂમાન્ જીવતો હશે તો આ સર્વ સૈન્ય હણાયું હોય તો પણ જીવે છે, અને જો તે મરાયો તો આપણે જીવતા પણ મુવા જ છીએ, એમ નિશ્ચય માન.[૨૨] હે તાત! મારુતના જેવો વેગ તથા વીર્યવાળો હનૂમાન્, જીવતો હશે તો જ આપણે જીવવાની આશા છે; નહિતર નહિ જ."[૨૩] જામ્બવાનનાં તે વચન સાંભળી પવનકુમાર, હનૂમાને તેની પાસે જઈ, પગમાં માથું મૂકી તેને અભિવંદન કર્યું.[૨૪] હનૂમાનનું અભિવંદન સ્વીકારતાં જેની ઇંદ્રિયો વ્યથિત થયેલી છે એવો ઋક્ષરાજ, પોતે નવો અવતાર આવ્યો હોય, એમ માનવા લાગ્યો.[૨૫] પછી મહાતેજસ્વી જામ્બવાન્, હનૂમાન્ પ્રતિ બોલ્યો કે, "હે કપિશાર્દૂલ! તું અહિં આવ અને આ સર્વ વાનરોનું રક્ષણ કર.[૨૬] તારા જેવો પરાક્રમી હું (આ સર્વ વાનરોમાં) કોઇને પણ જોતો નથી. તું આ સર્વ વાન

રોનો મિત્ર છે; ને આજ તારે પરાક્રમ કરવાનો સમય છે.[27] માટે તું આપણા સર્વ વાનરસૈન્યને હર્ષ પમાડ અને આ નિશ્ચેષ્ટ થઈ પડેલા રામ લક્ષ્મણને પણ શલ્યરહિત કર.[28] હે હનૂમન્! તું સાગરને ઉલ્લંઘીને પર્વતોમાં શ્રેષ્ઠ એવા હિમાચળપર જા.[29] હે અરિંદમન! સમુદ્ર ઉલ્લંઘન કર્યા પછી, કાન્ચનમય અને સિંહાદિક પ્રાણીઓથી અપ્રવેશનીય એવો ઋષભ નામનો એક પર્વત છે તથા એક કૈલાસ શિખર છે ને તે બન્ને હિમાલયપર છે, ને તને ત્યાં જતાં તે દૃષ્ટિગોચર થશે.[30] એ બે પર્વત તથા શિખરથી વચ્ચે અઢાર ભાર ઔષધીવાળું અને અતુલ પ્રભાવવાળું, ઔષધિપ્રસ્થ નામે એક શિખર છે તેના ચાર ખૂણા ઉપર, તેજથી પ્રકાશિત થતી મૃતસંજીવની, વિશલ્યકરણી, સુવર્ણકરણી તથા સંધાની નામની ચાર ઔષધીઓ છે, જે તને ત્યાં જણાશે.[31-33] હે વાયુપુત્ર! એ સર્વે ઔષધીઓ તું અહિં લાવ ને આ સર્વે વાનરોને જીવતદાન આપ."[34]

જામ્બવાનનાં વચન સાંભળી, વાયુથી સમુદ્ર પૂર્ણ થાય તેમ, હનૂમાનના હૃદયમાં બળ અને હર્ષની વૃદ્ધિ થઈ.[35] પર્વતના તટાગ્રપર ઉભેલો, પર્વતને દબાવતો હનૂમાન્, જાણે બીજો પર્વત જ હોય તેવો દેખાવા લાગ્યો.[36] હનૂમાનના ભારથી તે પર્વત અતિશે પીડા પામ્યો. તે બેસી ગયો ને તેનાથી ઊંચો થવાની શક્તિ પણ ન રહી.[37] હનૂમાનના ભારથી પીડિત તે ત્રિકૂટાચળનાં શિખરો ગડગડી પડ્યાં અને તે કપિના વેગથી વૃક્ષાદિ પણ ભાંગી નીચે પડ્યાં.[38]

શિખરો તથા વૃક્ષો ભાંગી ગયાં છે એવો ત્રિકૂટાચળ ડોલવા લાગ્યો અને વાનરો તેપર ઉભા રહી શક્યા નહિ.[39] ત્રિકૂટાચળના હાલવાથી લંકાના દરવાજા પણ ધણધણી ગયા; ગોપુરો અને ગૃહો ભાંગી ગયાં અને આખી પુરી જાણે નૃત્ય કરતી હોય, એમ દેખાવા લાગી. લંકાના સર્વ લોક ત્રાસ પામી ગયા.[40] પછી પર્વતના જેવા મોટા શરીરવાળા હનૂમાને, તે પર્વતને પીડા કરીને તથા સમુદ્ર સહિત પૃથિવીને ક્ષુભિત કરીને, બે પગવડે પર્વતના ઉપર ભાર દઈ તથા વડવાનલ જેવું પહોળું મુખ કરી, રાક્ષસોને ત્રાસ ઉપજાવે તેવી ગર્જના કરી.[41-42] જે ગર્જના સાંભળતાં લંકામાં રહેતા રાક્ષસો હાલવાને પણ સમર્થ થયા નહિ.[43]

પછી ભયંકર પરાક્રમવાળો હનૂમાન્, સમુદ્રને નમસ્કાર કરી, રાઘવને માટે પરાક્રમ કરવાને તત્પર થયો.[44] પછી ભયંકર વેગવાળા હનૂમાને મોટા સર્પ જેવું પુંછડું ઊંચું કરી, ખભો નમાવી, કાન સંકોચી નાંખી, વડવાનલ જેવું મુખ પહોળું કરીને આકાશમાં કુદકો માર્યો.[45] તેના કુદવાના ઝપાટાના વાયુથી, પર્વતનાં શિખરો અને સાધારણ વાનરો પણ ઉડવા લાગ્યા અને જે ક્ષીણવેગવાળા વાનરો હતા, તે તેના ઝપાટાથી સમુદ્રમાં જઈ પડ્યા.[46] પછી સર્પની દેહ જેવા બે હાથ પહોળા કરી, ગરુડ જેવો વીર્યવાન્ હનૂમાન્, દિશાઓનું માપ કહાડતો હોય તેમ, હિમવાન્ તરફ સડસડાટ ચાલ્યો.[47] જેમાં તરંગ આવે છે એવા ને જળ ક્ષુભિત થવાથી જેમાં જળચર હાલી રહ્યાં છે એવા સમુદ્ર ઉપર, વિષ્ણુનું મૂકેલું ચક્ર હોય એમ તે વહ્યો જતો હતો.[48] વાયુના જેવો વેગવાન્ હનૂમાન્, પર્વતો, પક્ષીઓ, સરોવરો, નદીઓ, તળાવો, મોટાં નગરો અને દેશોને જોતો જોતો જતો હતો.[49] પિતાના જેવા પરાક્રમવાળો વીર હનૂમાન્, ત્વરાથી આકાશમાર્ગનો આશ્રય કરી, આગળ ચાલતો હતો; ને મહા વેગવાળો તે વાનરસિંહ હનૂમાન્, દશે દિશાઓને શબ્દાયમાન કરતો આગળ ગતિ કરતો હતો.[50-51]

એમ કરતાં કરતાં ભયંકર પરાક્રમવાળા મારુતિએ, હિમવાન્ પર્વતને દીઠો, જે વેળાએ તે જામ્બવાનનાં વચનનું સ્મરણ કરતો હતો.[52]

એ હિમવાનમાં મોટાં ઝરણ ઝરતાં હતાં. તેમાં મોટી કંદરાઓ હતી. ધવળ અભ્રના જેવાં શિખરોથી અને વૃક્ષોથી તે પર્વત શોભી રહ્યો હતો.[53] આવા ઉત્તમ પર્વતપર આવ્યા પછી, હનૂમાને, તેનાં ઊંચા ગયેલાં હેમશિખરો, ઋષિ અને સિદ્ધથી સેવાતાં મોટાં આશ્રમો પ્રતિ દૃષ્ટિ કરી.[54] વળી ત્યાં હિરણ્યગર્ભ ભગવાનનું સ્થાન હતું, તેનાં દર્શન કીધાં. તેમ જ રજતનાભનું સ્થાન, જ્યાં ઉભા રહી શંકરે ત્રિપુરને મારવાને બાણ નાંખ્યું હતું, તે સ્થાનનાં, ઇંદ્રના સ્થાનનાં, હયગ્રીવસ્થાનનાં, બ્રહ્મશિર સ્થાનનાં, વૈવસ્વતના કિંકરોના સ્થાનનાં, અગ્નિનું ભુવન, કુબેરનું રહેઠાણ, સૂર્યસ્થાન, બ્રહ્માલય, શંકરનાં પિનાકનું સ્થાન અને પૃથિવીની નાભિ આદિ સ્થાનનાં પણ દર્શન કીધાં.[55-56] વળી હનૂમાને પ્રચંડ કૈલાસગિરિ, કે જ્યાં શંકર તપ કરે છે તે શિલા, તથા જામ્બવાને કહેલા કાંચનશૈલ ઋષભાચળને જોઈને જે સર્વ ઔષધીથી પ્રકાશિત સર્વૌષધી પર્વત હતો, તેને પણ જોયો.[57] અનિલની રાશિથી પ્રદીપ્ત થયેલા તે પર્વતને જોઈને, હનૂમાન્ ઘણો આનંદ પામ્યો. પછી તે પર્વતપર હનૂમાન્ ચઢ્યો અને નાના પ્રકારની ઔષધીઓ

તેણે લેવા માંડી.[૫૮] હનૂમાન્ જ્યારે હજારો ગાઉ કાપી ઔષધીપ્રસ્થમાં આવીને ફરવા લાગ્યો, ત્યારે અમને લઈ જવાને માટે આ કોણ આવ્યો છે? એમ જાણી તે સર્વ ઔષધીઓ અલોપ થઈ ગઈ.[૫૯-૬૦] તેથી હનૂમાનને અત્યંત ક્રોધ ચઢ્યો; તેણે ગર્જના કરી તથા લાલ નેત્ર કરી, પર્વતને કહ્યું કે,[૬૧] "હે પર્વતેંદ્ર! શું તારો એવો નિશ્ચય છે કે, મારો ફેરો ફોકટ જાય ને ઔષધી ન આપવી? પણ અલ્યા પર્વતેંદ્ર! રામ ઉપર તને દયા નથી કે? ઠીક, ઠીક, જો એમ જ છે તો હું તને મારું બાહુબળ દેખાડું છું, ને જોજે કે, આ તારો આત્મા એક ક્ષણમાં કેમ છિન્નભિન્ન થાય છે."[૬૨] એમ કહી હનૂમાને હસ્તિ, ધાતુ તથા પ્રકાશિત થતાં નાના શિખરવાળું, તે પર્વતનું શિખર જ ઉઠાવી લીધું અને ગરુડ જેવા વેગવાળો હનૂમાન્, સુર આદિ લોકોને ત્રાસ પમાડી, પર્વતનું શિખર લઇને આકાશમાં ઉડ્યો. તે જોઈ આકાશચારી પ્રાણીઓ તેની સ્તુતિ કરવા લાગ્યાં.[૬૩-૬૪] સૂર્ય જેવા પ્રકાશવાળું તે શિખર લઇને, હનૂમાન્ જ્યારે સૂર્યના માર્ગમાં આવ્યો ત્યારે પર્વતના તેજથી તે બીજા સૂર્ય જેવો જ શોભતો હતો.[૬૫] અથવા વાયુપુત્ર હનૂમાન્, સહસ્ર ધારવાળા તથા સપાવકચક્રથી જેમ વિષ્ણુ શોભે તેવો શોભતો હતો.[૬૬]

લંકાના ત્રિકૂટાચળપર, જ્યારે વાનરોએ હનૂમાનને આવતો જોયો, ત્યારે મોટી મોટી ગર્જના કરવા માંડી અને હનૂમાને પણ તેમને જોઇને હર્ષની ગર્જના કરી મૂકી. ઉભયના કોલાહલથી ત્રાસ પામેલા રાક્ષસો તો ચીસો પાડવા લાગ્યા.[૬૭] પછી તે મહાત્મા વાનરયમ પર્વતનું શિખર લઇને ત્રિકૂટાચળ, કે જ્યાં વાનરસૈન્ય પડ્યું હતું ત્યાં, ઉતર્યો અને વિભીષણને ભેટ્યો તથા સર્વ વાનરોને શિરસા અભિવંદન કરવા લાગ્યો.[૬૮] હિમગિરિપરનાં ઋષભ શિખરની ઔષધીની ગંધ આવવાથી રામ લક્ષ્મણ સચેત થયા અને વાનરાઓ પણ ઉઠીને બેઠા થયા અને ઔષધીનો ગંધ આવવાથી, સર્વે વાનરો શલ્ય રહિત અને પીડા રહિત થઈ, જેમ રાત્રિ ગયાથી નિદ્રા તજી પ્રાણી જાગે છે તેમ બેઠા થયા.[૬૯-૭૦] જ્યારથી લંકામાં રાક્ષસ અને કપિનું યુદ્ધ ચાલ્યું હતું અને રાવણની આજ્ઞાથી જે જે રાક્ષસો યુદ્ધમાં મુવા હતા, તે સર્વેને તો વાનરો જઇને સમુદ્રમાં નાંખી આવતા હતા.* (તેથી તેમાંથી કોઈ પાછું જીવ્યું નહિ).[૭૧-૭૨] આ પ્રમાણે વેગવાળો હનૂમાન્, સર્વને સજીવન કરી, પુનઃ તે ઔષધીને હિમાચળપર જ્યાં હતી ત્યાં મૂકી આવ્યો અને પાછો આવી રામને મળ્યો.[૭૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચુમોતેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭૫ મો.

### લંકામાં લાય

પછી વાનરેશ્વર મહાતેજસ્વી સુગ્રીવે, અર્થવાળા ઉત્તમ વચનથી હનૂમાનની પ્રશંસા કરી, તેને કહ્યું કે,[૧] "હે હનૂમાન્! કુંભકર્ણ અને બીજા રાજપુત્રો મરી ગયા છે, છતાં રાવણ આપણને લંકાપુરીમાં પેસવા દેનાર નથી.[૨] માટે નાના મોટા સર્વ વાનરોના હાથમાં બળતાં ઉંબાડિયાં આપો ને તમે લંકામાં ઝટ જઈ તેને સળગાવી મૂકો."[૩]

સૂર્યનારાયણ અસ્તાચળે પહોંચ્યો અને ઝમઝમાટ કરતી ભયંકર રાત્રિ પડી. તે ટાણે, કેટલાક ઉત્તમ વાનરો હાથમાં બળતાં ઉંબાડિયાં લઇને લંકા ભણી ચાલ્યા.[૪] હાથમાં ઉંબાડિયાં લઇને આવતા તે વાનરોને જોઇને લંકાનું રક્ષણ કરનારા વરુવા રાક્ષસો સહસા જ નાસી ગયા.[૫] વાનરોએ લંકામાં પ્રવેશ કર્યા પછી, ગોપુર, રાજમાર્ગ, મેડીઓ, અટારીઓ તથા મોટા મોટા પ્રાસાદોમાં લાય લગાડવા માંડી.[૬] લાય થતાં જ સહસ્રગૃહો અગ્નિથી બળી ગયાં અને પર્વતના જેવા મોટા મોટા પ્રાસાદો પણ બળીને જમીનદોસ્ત થઈ ગયા.[૭] એ આગમાં, અગરુ, ચંદન, મૌક્તિક, વજ્ર, સ્નિગ્ધ મણિ અને પ્રવાલ વગેરે પણ બળી ગયાં.[૮] ક્ષૌમ અને કૌશેયવસ્ત્ર, ચર્મવસ્ત્ર, ઉનનાં વસ્ત્ર, સોનાના દાગીના, વાસણ અને આયુધો પણ બળી ગયાં.[૯] તેમ જ ઘોડાના સામાનો, તે રાખવાનાં ઠેકાણાં, હાથીના પરિસ્તોમ, રથાલંકાર, કવચ, નાના પ્રકારનાં ચર્મ, ખડ્ગ, ધનુષ, ધનુષની દોરી, બાણો, તોમર, અંકુશ, શક્તિ વગેરે આયુધો, વ્યાઘ્રચર્મ, કસ્તુરી, મણિ, મૌક્તિકના પ્રાસાદો, અનેક કંબલ વસ્ત્રો, ચામરો, ગૃહો અને બહુ પ્રકારની સંપત્તિ તથા સામાન બળીને ભસ્મ થઈ ગયો.[૧૦-૧૩] ઘણા ગૃહસ્થ રાક્ષસોનાં મોટાં મોટાં મંદિરો બળી ગયાં; સુવર્ણાલંકારવાળા, પુષ્પમાળાઓ ધારણ કરેલા અને સુશોભિત વસ્ત્રવાળા, મદિરાપાનથી ચંચળ નેત્રવાળા, મેદથી ગળતા, ચાલતાં અથ-

* જો વાનરો રાક્ષસોની લોથો સમુદ્રમાં ન નાંખી આવ્યા હોત, તો ઔષધીના ગંધથી તેઓ પણ સજીવન થયા હોત.

ડાઈ પડતા ને સ્ત્રીઓએ ઝાલેલાં વસ્ત્રવાળા, શત્રુપર કોપિત ને જેમના હાથમાં ગદા, ત્રિશૂલ વગેરે આયુધ છે એવા રાક્ષસો પણ બળી ગયા. કોઈ ખાનપાન કરતા અને કોઈ સ્ત્રીઓને લઈ શય્યાઓમાં સૂતેલા તેઓ તો, આગ લાગવાથી ભયભીત થતા ઉઠી બાળકને લઈને બહાર નિકળી પડ્યા. ગૃહસ્થ રાક્ષસો રાજમાર્ગમાં આવી ઉભા રહ્યા અને તેમનાં મંદિરમાં અગ્નિ રમી રહ્યો હતો, તે ટગર ટગર જોતા જ રહ્યા. આ રીતે બહાર આવેલા લંકાના નાગરિક રાક્ષસો, સ્થિર સંસ્થાનવાળાં, ગુપ્ત માર્ગવાળાં, મહા મૂલ્યવાન્, હેમના કળશવાળાં, પૂર્ણચંદ્રાકાર, અર્ધચંદ્રાકાર, મોટી ચંદ્રશાળાઓવાળાં, નાના પ્રકારના જાળીયાં અને મંચાદિ સુખાસનોવાળાં, મણિ અને વિદ્રુમ નામના રત્નથી વિચિત્ર, આકાશને ચુંબન કરતાં, ક્રૌંચ અને મયૂરનાં શિખરવાળાં, ગોખવાળાં, ઘણાં અમૂલ્ય સેંકડો અને હજારો મંદિરના બળી જવાથી, આગથી કડકડાટ કરીને પડતાં ઘરોના મોટા નાદથી ને પર્વત જેવડાં મોટાં અને બળતાં તોરણવાળાં મંદિરોના પડી ભાંગવાથી, તે રાક્ષસોનાં ગૃહો, જેમ શરદ્ ઋતુનો મેઘ દેખાય તેવાં દેખાતાં હતાં;[૧૪-૨૨] અને દાવાનળથી વ્યાપ્ત થયેલાં પર્વતનાં શિખરો જેવાં જણાય, તેવા લંકામાં બળતા મોટા પ્રાસાદો જણાતા હતા. કેટલીક વિમાનો જેવાં ભવનોમાં સૂતેલી સ્ત્રીઓ પણ બળવા લાગી, ત્યારે તેઓ આભરણ અને પતિનો ત્યાગ કરી, 'હા! હા! હાય! હાય!! કરતી ભુવન બહાર નાસી નિકળી. ઇન્દ્રના વજ્રથી જેમ પર્વતનાં શિખર પડે, તેમ ચારે તરફથી બળી જતાં કેટલાંક મંદિર કડુડુ ધુબ કરતાં જમીન ઉપર પડતાં હતાં. આ બળતાં મંદિરો દૂરથી જેમ હિમાલયનાં શિખર દેખાય, તેવાં દેખાતાં હતાં. ઉંચી ઉંચી અટારીઓના સળગવાથી લંકાપુરીમાં જેમ કેશુડાંનો રંગ ઉડાડ્યો હોય, તેમ લાગતું હતું. માવતોએ છોડી મૂકેલા હાથી અને અશ્વની દોડાદોડથી લંકા તે વેળાએ પ્રલયકાળના સમુદ્ર જેવી ઉથલપાથલ થઈ રહી હતી.[૨૩-૨૭] ઘોડાને દેખીને હાથી અને હાથીને દેખીને ઘોડા ભડકતા હતા, તેથી ચારે કોર દોડાદોડ થઈ રહી હતી.[૨૮] આ વેળાએ લંકાનગરીમાં થયેલી અગ્નિજ્વાળાની છાયા પડવાથી, સમુદ્ર રાતાં પાણીથી ભરેલો હોય, તેમ શોભતો હતો.[૨૯] ચારે તરફથી બળી રહેલી લંકાપુરી, આ વખતે પ્રલયકાળે બળતી પૃથિવી જેવી થઈ રહી હતી અને ધૂમાડાથી ભરાઈ જતી આંખોવાળી અને મોટી મોટી બૂમો પાડતી રાક્ષસોની સ્ત્રીઓની ચીસો, તે વેળાએ સો સો યોજન સુધી સંભળાતી હતી.[૩૦-૩૧]

પછી અર્ધાં બળી ગયેલાં શરીરવાળા ક્રોધાતુર રાક્ષસો, લંકામાંથી બહાર નિકળી આવ્યા, એટલે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા વાનરો તેમની સામે ગયા.[૩૨] બંનેનો મેળાપ થતાં, એક બીજા સામે બરાડા નાંખતા રાક્ષસો તથા વાનરોના મોટા શબ્દથી પૃથિવી, દશે દિશાઓ, સમુદ્ર અને આકાશ પણ ગાજી રહ્યું.[૩૩] વિશલ્ય થયેલા મહાત્મા રામ લક્ષ્મણ ઉભા થયા. તેમણે પણ પોતાનાં ધનુષ હાથમાં લીધાં.[૩૪] ધનુષ હાથમાં લઈ રામે ટંકારવ કર્યો અને તેથી રાક્ષસોમાં મોટો ત્રાસ ઉત્પન્ન થયો.[૩૫] તે વેળાએ રામ, વેદમય-શબ્દ બ્રહ્માત્મક ધનુષ ધારણ કરનારા મહા ક્રોધ પામેલા શંકર જેવા દેખાતા હતા.[૩૬] રાક્ષસોના બરાડા અને વાનરોની ચીચીયારી એ બન્નેથી અધિક રામના ટંકારવનો શબ્દ સંભળાતો હતો. વાનરોની હર્ષગર્જનાઓ, રાક્ષસોના બરાડાઓ અને રામના ધનુષનો ટંકારવ એ ત્રણેએ એકી વેળાએ મોટો ઘોંઘાટ કરી મૂક્યો, તેથી દશે દિશાઓ ગાજી ઉઠી.[૩૭-૩૮]

રામનાં બાણથી જ લંકાનો મોટો દરવાજો જે કૈલાસના શિખર જેવો હતો, તે પૃથિવી ઉપર તૂટી પડ્યો અને વિમાનમાં બેઠેલા તથા મંદિરોમાં રહેલા રાક્ષસોએ, રામનાં સુસવાટ કરતાં બાણને આવતાં જોઈને યુદ્ધને માટે ઉદ્યોગ કરવા માંડ્યો.[૩૯-૪૦] આ રીતે લંકામાં કોલાહલ થઈ રહ્યો. કોઈ સિંહનાદ કરતા હતા, કોઈ ચીસો પાડતા હતા ને કોઈ યુદ્ધને માટે સજ્જ થતા હતા. આ રીતે લંકામાં તે રાત્રિ કાળરાત્રિ સમાન થઈ પડી હતી.[૪૧] આમ રણનો રંગ મચેલો જોઇને સુગ્રીવે, વાનરોને આજ્ઞા આપી કે–"હે વાનરો! જે જે વાનરો લંકાના જે જે દ્વાર પાસે હોય, તે તે દ્વારપર જઈ ત્યાંના રક્ષક રાક્ષસોની સાથે યુદ્ધ કરવા માંડો અને જે વાનર ટોળીમાંથી નાસી જાય, તેને તે ટોળીના ઉપરીએ મારી નાંખવો."[૪૨-૪૩] સુગ્રીવની આજ્ઞા થતાં જ વાનરો દરવાજાપર દોડી ગયા અને બળતાં લાકડાં લઇને દરવાજાઓ ઉપર આવી ઉભેલા વાનરોને જોઇને, રાવણને ઘણો જ ક્રોધ ઉત્પન્ન થયો.[૪૪] તેના બગાસાંના પવનથી દશે દિશાઓ પૂરાઈ ગઈ અને તે વેળાએ સર્વ અંગથી, ક્રોધને લીધે સાક્ષાત્ રુદ્રના ક્રોધ જેવો તે દેખાતો હતો.[૪૫]

પછી રાવણે, કુંભકર્ણના કુંભ અને નિકુંભ નામના બે પુત્રોને ઘણા રાક્ષસોની સાથે યુદ્ધે ચઢવાની આજ્ઞા

આપી.[૪૬] યૂપાક્ષ, શોણિતાક્ષ, પ્રજંઘ તથા કંપન વગેરે રાક્ષસો પણ, રાવણની આજ્ઞાથી તેઓની સાથે યુદ્ધ કરવાને નિકળી પડ્યા.[૪૭] પછી મોટા સિંહનાદથી રાવણે સર્વે રાક્ષસોને સંબોધીને કહ્યું કે, "હે રાક્ષસો! તમે અત્યારે મોટી ગર્જનાઓ કરતા રણસંગ્રામમાં ઘૂમો."[૪૮]

રાવણની આજ્ઞા થવાથી, ઝળહળતા આયુધવાળા ને વારંવાર મોટા શબ્દ કરતા રાક્ષસો, લંકાપુરીમાંથી બહાર નિકળી પડ્યા.[૪૯] તે વેળાએ વાનરોના હાથમાંનાં બળતાં લાકડાંનાં તેજથી ને પ્રકાશ મારતાં રાક્ષસોનાં આભૂષણથી, દિશાઓ ઝગઝગાટ કરી રહી અને તારા, ચંદ્ર, વાનર અને રાક્ષસોના આભરણોની કાન્તિથી આકાશમાં ઘણો ઝળહળાટ પડવા લાગ્યો.[૫૦-૫૧] ગ્રહ, વાનર અને રાક્ષસોની કાન્તિથી બેઉ સૈન્ય અત્યંત શોભતાં હતાં;[૫૨] તે વેળાએ અર્ધ બળેલાં ગૃહોની કાન્તિયુક્ત જળવાળો સાગર પણ ચલોર્મિઓથી ઘણો શોભી રહ્યો હતો.[૫૩] પતાકા અને ધ્વજવાળા, ઉત્તમ તરવાર અને ફરસી આદિ આયુધોવાળા, અશ્વ, રથ અને હસ્તીઓવાળા, અનેક સૈનિકોવાળા, પ્રકાશમાન ત્રિશૂળ, ગદા, ખડ્ગ, પ્રાસ, તોમર અને ધનુષવાળા, મહા ભયંકર, ઘોર પરાક્રમ કરવાને તૈયાર થયેલા, ઘુઘરીઓના નાદથી શબ્દિત, બાજુબંધવાળા, ઉગામેલાં અસ્ત્રવાળા અને મહાભયંકર નાદ કરતા રાક્ષસોનું સૈન્ય,વાનરોએ ધસારાબંધ આવતું જોયું.[૫૪-૫૭]

ગર્જતા મેઘના જેવું અને શૂરવીર યોધાવાળું તથા દુરાસદ તે રાક્ષસોના સૈન્યને સામે ધસી આવતું જોઇને વાનરો પાછા હઠી ગયા. રાક્ષસસૈન્ય લંકામાંથી બહાર નિકળીને પતંગ જેમ અગ્નિમાં પડે, તેમ શત્રુના દળ ઉપર તૂટી પડ્યું. તે વેળાએ હાથમાં રહેલાં પરિઘ તથા અશનિવાળું, ચારે તરફ ફરતું સૈન્ય, અત્યંત શોભી રહ્યું હતું. પછી તે સૈન્ય સામે તરુ, શૈલ અને મુષ્ટિના પ્રહારો કરતા, યુદ્ધની ઇચ્છાવાળા વાનરો ધસી ગયા. ભયંકર પરાક્રમી રાક્ષસો પણ તેમને મહાતીક્ષ્ણ શરોથી વિંધી તેમના મસ્તકને ઉડાડવા લાગ્યા. તે વેળાએ દાંતથી કરડાયલા કાનવાળા ને મુષ્ટિપ્રહારથી ભાંગી ગયેલાં મસ્તકવાળા અને શિલાપ્રહારથી કચડાઈ ગયેલાં શરીરવાળા રાક્ષસો પણ રણમાં રોળાવા લાગ્યા.[૫૮-૬૩] કેટલાક શૂરવીર રાક્ષસો, મોટા વાનરોને તરવારથી કાપી નાંખતા હતા;[૬૪] રાક્ષસો મરાતા હતા ને બીજાને મારતા પણ હતા અને પડતા હતા, તે બીજાને લઇને પડતા હતા. એક બીજાને અપશબ્દ કહેનારા, તેવા જ સાંભળતા હતા અને કરડાતા બીજાને કરડતા હતા.[૬૫] કોઈ, એક બીજાની સાથે યુદ્ધ માંગતા હતા, તો કોઈ બીજાને મહા કલેશ પમાડતા હતા, કોઈ ઉભો રહે, ઉભો રહે કહેતો હતો, તો કોઈ સામો થઈ યુદ્ધ પણ આપતો હતો.[૬૬] ધારણ કરેલાં શસ્ત્રવાળું, આયુધ તથા કવચ રહિત, ઉગામેલાં પ્રાસ, મુષ્ટિ, ત્રિશૂલ, તરવાર તથા કુંતલ નામના આયુધથી લડતા વાનર અને રાક્ષસોનું મહાદારુણ યુદ્ધ થઈ રહ્યું હતું. રાક્ષસો એકે સપાટે સાત સાત ને દશ દશ વાનરોને મારી નાંખતા હતા.[૬૭-૬૮] વાનરો તો તેમનાં વસ્ત્ર પકડી રાખી મારતા હતા ને તેમનાં કવચ તથા ધ્વજા ભાંગી નાંખતા હતા. પછી રાક્ષસસૈન્યને વાનરોએ ચારે તરફથી ઘેરી લીધું હતું.[૬૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પંચોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૬ મો
### સંકુળ યુદ્ધ

તે શૂરવીરોના મહાઘોર યુદ્ધમાં, રણોત્સુક અંગદ, કંપનના સામે ચઢી આવ્યો અને કંપને પણ અંગદને બોલાવીને ગદાથી સચોટ પ્રહાર કર્યો, કે જે પ્રહારથી આઘાત પામેલો અંગદ પાછો પડ્યો.[૧-૨] જ્યારે તેને સંજ્ઞા આવી, ત્યારે તેણે એક પર્વતનું શિખર કંપનને માર્યું, જેના પ્રહારથી કંપન પૃથિવી ઉપર તૂટી પડ્યો.[૩] કંપનને રણમાં હણાયલો જોઇને, શોણિતાક્ષ રાક્ષસ, અભય થઈ રથમાં બેસીને, અંગદની સામે આવી ઉભો રહ્યો.[૪] તેણે આવતાં વેંત જ ચકચકતાં, શરીરને ભેદી નાંખે એવાં તીક્ષ્ણ અને કાળાગ્નિ સમાન બાણથી અંગદને વિંધી નાંખ્યો.[૫] ક્ષુર જેવાં, અર્ધચંદ્રાકાર, નારાચ, વત્સદંત ને કર્ણિકારનાં પત્ર જેવાં અનેક શરોથી વિંધાયલા ભયંકર પરાક્રમ કરનારા પ્રતાપવાન્ વાલિના પુત્ર અંગદે, ઘણા વેગથી તે બળવાનનાં ધનુષ, રથ અને બાણને મર્દન કર્યાં.[૬-૭] પછી શોણિતાક્ષ, હાથમાં ઢાલ તરવાર લઇને કંઈ પણ વિચાર કર્યા વગર ક્રોધથી દોડતો અંગદ ઉપર ધસી ગયો.[૮] વાલિના પુત્ર અંગદે જોરથી તેના હાથમાંની તરવાર ઝુંટાવી લીધી ને મોટો સિંહનાદ કર્યો.[૯] પછી વાનરકુંજર અંગદે, શોણિતાક્ષના ખભાપર તરવાર મારી, યજ્ઞોપવીતની પેઠે તેને કાપી નાંખ્યો, છતાં તે મરણ પામ્યો નહિ.[૧૦] અને તરવાર

ઘૂમાવતો ને વારંવાર નાદ કરતો વાલિનો પુત્ર, બીજા શત્રુઓને પણ નસાડતો રણના મોખરાપર ઘૂમવા લાગ્યો.[૧૧]

પછી પ્રજંઘની સાથે યૂપાક્ષ નામનો રાક્ષસ રથમાં બેસીને મહાકોપથી બળવાન્ વાલિપુત્રની સામે ચઢી આવ્યો.[૧૨] અને સુવર્ણ પહોંચીવાળો વીર શોણિતાક્ષ આશ્વાસન પામી, હાથમાં લોખંડની મોટી ગદા લઈ, અંગદના સામે દોડ્યો.[૧૩] વળી ક્રોધ પામેલો મહાવીર તથા બળવાન્ પ્રજંઘ રાક્ષસ, યૂપાક્ષને લઇને હાથમાં ગદા સહિત અંગદ સામે ધાયો હતો.[૧૪] શોણિતાક્ષ અને પ્રજંઘની વચ્ચે ઉભેલો અંગદ, એ વિશાખામાં જેવો પૂર્ણિમાનો ચંદ્ર શોભે તેવો શોભતો હતો.[૧૫] મૈન્દ અને દ્વિવિદ વાનરો, અંગદની પાસે રહી, તેનું રક્ષણ કરતા હતા અને યુદ્ધના અવસરની વાટ જોતા પરસ્પર સામું જોઈ રહ્યા હતા.[૧૬] પછી મોટા શરીરવાળા, ઘણા સાવધાન બળવાળા તથા તરવાર, ગદા અને બાણવાળા રાક્ષસો, રોષ કરી વાનરો ઉપર ધસ્યા.[૧૭] શોણિતાક્ષ, પ્રજંઘ અને યૂપાક્ષ એ ત્રણ શ્રેષ્ઠ રાક્ષસોની સાથે અંગદ, મૈન્દ અને દ્વિવિદનું, રોમ ખડાં થાય, તેવું યુદ્ધ થવા લાગ્યું.[૧૮] વાનરો જે જે વૃક્ષો લઈ રાક્ષસના ઉપર નાંખતા, તે સર્વને ખડ્ગવડે બળવાન્ પ્રજંઘ કાપી નાંખતો હતો.[૧૯] વળી વાનરોએ રથ ઉપર અનેક દ્રુમ, શિલાઓ ઇત્યાદિ નાંખવા માંડ્યાં તેને પણ, બળવાન્ યૂપાક્ષે બાણથી પાછાં વાળી છેદી નાંખ્યાં.[૨૦] દ્વિવિદ તથા મૈન્દ વાનરોએ જે જે વૃક્ષો નાંખ્યાં, તે સૌને પ્રતાપી શોણિતાક્ષ રાક્ષસે ગદાથી ભાંગી નાંખ્યાં.[૨૧] ત્યાર પછી શત્રુનો નાશ કરે એવું ખડ્ગ લઇને વેગવાન્ પ્રજંઘ, વાલિપુત્ર અંગદ સામે ગયો.[૨૨] તેને પાસે આવતો જોઈ, મહા બળવાન્ અંગદે એક શાલવૃક્ષ લઇને તેને માર્યું અને પ્રજંઘે જે હાથમાં તરવાર પકડી હતી, તેપર એક મુષ્ટિપ્રહાર કરી તે તરવાર ઉડાવી દીધી.[૨૩-૨૪] મુશળ જેવું ખડ્ગ પૃથિવીપર પડ્યું તે જોઈ, પ્રજંઘે, વજ્ર જેવી મુઠ્ઠી વાળીને અંગદના કપાળમાં પ્રહાર કર્યો, જેથી એક મુહૂર્તપર્યંત અંગદ ચલિત થયો.[૨૫-૨૬] થોડી વારે જ્યારે વાલિના પ્રતાપવાન્ પુત્ર અંગદને શુદ્ધિ આવી ત્યારે તેણે, એક જ મુષ્ટિના પ્રહારથી પ્રજંઘનું માથું, તેના ધડથી જૂદું કરી દીધું.[૨૭] જ્યારે સંગ્રામમાં પોતાનો કાકો પ્રજંઘ મરણ પામ્યો, ત્યારે આંખમાં આંસુવાળો યૂપાક્ષ, રથમાંથી ઉતર્યો અને પોતાનાં શર ખાલી થઈ જવાથી તરવાર લઇને યુદ્ધ કરવા ગયો.[૨૮] યૂપાક્ષને પોતા ઉપર જોરથી ધસી આવતો જોઈ, દ્વિવિદ વાનરે કોપથી તેની છાતીમાં પ્રહાર કર્યો અને પછી જોરથી તેને પકડી રાખ્યો.[૨૯] પોતાના ભાઇને પકડાયલો જોઈ, શોણિતાક્ષે દ્વિવિદને છાતીમાં પ્રહાર કર્યો.[૩૦] એ પ્રહારથી દ્વિવિદ ચલિત થયો, પણ લઘુલાઘવી કરીને તે રાક્ષસે ઉગામેલી ગદા છિનવી લીધી.[૩૧]

એ વેળા મૈન્દ વાનર, દ્વિવિદની વહારે આવી પહોંચ્યો. શોણિતાક્ષ તથા યૂપાક્ષ, મૈન્દ તથા દ્વિવિદની સાથે પરસ્પરને ખેંચી ખેંચીને યુદ્ધ કરવા લાગ્યા.[૩૨] પછી વીર્યવાન્ દ્વિવિદ વાનરે, નખથી શોણિતાક્ષનું મુખ વતરડી નાંખ્યું અને તેને પૃથ્વીપર નાંખી ખૂબ મસળ્યો.[૩૩] વળી વાનરોમાં શ્રેષ્ઠ એવા મૈન્દે યૂપાક્ષને બે હાથમાં પકડી ખૂબ દબાવ્યો, તેથી તે નિઃશ્વાસ રહિત થઈ ભૂમિ ઉપર પડ્યો.[૩૪] આ પ્રમાણે જ્યારે મોટા મોટા રાક્ષસો નાશ પામ્યા, ત્યારે રાક્ષસસેના વિષાદ પામી કુંભકર્ણના પુત્ર પાસે ગઈ.[૩૫]

રાક્ષસસેનાને પાછી આવતી જોઈ, કુંભે તેનું આશ્વાસન કર્યું. મહાવીર્યવાન્ વાનરોએ રાક્ષસસેનાના અનેક વીરોને મારી નાંખ્યા છે, તે જોઇને, પ્રતાપી કુંભ રાક્ષસ રણમાં અતિઘોર કાર્ય કરવાને માટે તત્પર થયો.[૩૬-૩૭] ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવો તે સારી રીતે સાવધાન થયો અને ધનુષ લઈ શત્રુના દેહને વિદારણ કરે એવાં તથા સર્પ જેવાં બાણ મૂકવા માંડ્યાં.[૩૮] બાણ સહિત તેનું ધનુષ, વિદ્યુત્ અને ઐરાવતની અર્ચિવાળું જાણે બીજું મેઘધનુષ હોયની શું, તેવું શોભતું હતું.[૩૯] તેણે કાન સૂધી ધનુષ ખેંચીને પત્ર બાંધેલું અને સુવર્ણના પુંખવાળું એક બાણ દ્વિવિદને માર્યું.[૪૦] તે બાણ વાગવાથી ત્રિકૂટપર્વત જેવા દેહવાળો દ્વિવિદ વાનર, પગ પહોળા કરી તમ્મર ખાઈ નીચે પડ્યો.[૪૧] પોતાના ભાઇને રણમાં પડેલો જોઈ, મૈન્દ વાનર હાથમાં, મોટી શિલા લઈ કુંભની સામે દોડ્યો અને તે શિલા તે રાક્ષસને મારી, પણ કુંભ રાક્ષસે ઝગઝગતા પાંચ બાણથી તે શિલાને ભેદી નાંખી અને ધનુષ ઉપર તીક્ષ્ણ તથા સર્પ જેવાં બાણ ચઢાવી, દ્વિવિદના મોટા ભાઇને માર્યાં.[૪૨-૪૪] એ બાણ મર્મસ્થાનમાં વાગવાથી વાનરયૂથનું પાલન કરનાર મૈન્દ, મૂર્છા ખાઈ પૃથિવી ઉપર પડ્યો.[૪૫] પોતાના બન્ને મામાને રણમાં પડેલા જોઇને, અંગદ ધનુષ ઉગામી ઉભેલા કુંભની સામે વેગથી દોડ્યો.[૪૬] અંગદને ધસી આવતો જોઇને વીર્યવાન્ કુંભ રાક્ષસે, પાંચ બાણ અંગદને માર્યાં અને

પછી જેમ હાથીને અંકુશ મારે, તેમ બીજાં ત્રણ બાણ માર્યાં તથા ઉપરાચાપરી અનેક બાણથી તેને વિંધી નાંખ્યો.[૪૭] વળી અનેક તીક્ષ્ણ ધારવાળાં તથા સુવર્ણથી અલંકૃત કરેલાં બાણો તે અંગદને માર્યાં જ ગયો, પણ વાલિપુત્ર પાછો હઠ્યો નહિ.[૪૮] તેણે તો શિલા તથા વૃક્ષોનો વરસાદ વરસાવી મૂકયો, પણ કુંભે તે સર્વને ભેદી નાંખ્યાં.[૪૯] પછી પોતાના ઉપર ધસી આવતા વાનરયૂથનું પાલન કરનાર અંગદને જોઇને, કુમ્ભ રાક્ષસે અશનીથી જેમ હાથીનું ગંડસ્થળ ભેદે, તેમ અંગદના તાલકામાં ઘા કર્યો; જેથી તેના તાલકામાંથી લોહી વહેવા માંડ્યું અને તેની આંખો મીંચાઈ ગઈ.[૫૦-૫૧] પરંતુ અંગદે રુધિરથી ખરડાયલાં નેત્રને એક હાથે મીંચી રાખી, બીજે હાથે પાસે ઉગેલાં શાલવૃક્ષને ખેંચી લીધું અને તેની ડાળીઓ તથા પાંદડાં કહાડી નાંખ્યાં અને મંદરપર્વત જેવું અને ઈન્દ્રના કેતુ જેવું તે વૃક્ષ, અંગદે સર્વ રાક્ષસોના દેખતાં કુમ્ભને માર્યું.[૫૨-૫૪] પણ કુમ્ભ રાક્ષસે કાયાને ભેદી નાંખે એવાં સાત બાણથી તે વૃક્ષને છેદી નાંખ્યું અને અંગદને બાણ માર્યાં, તેથી તેને ઘણી વ્યથા થઈ અને તે મૂર્ચ્છાગત થઈ પડ્યો.[૫૫] તે જેમ સમુદ્ર શાન્ત પડી જાય તેમ શાન્ત થઈ રણમાં પડ્યો. એ જોઈ, શ્રેષ્ઠ વાનરોએ તે વૃત્તાંત રામને નિવેદન કર્યું અને મહાસંગ્રામમાં વાલિપુત્ર મૂર્ચ્છા ખાઈ પડ્યો છે, એમ સાંભળ્યું ત્યારે, રામે, જામ્બવાન્ આદિ મુખ્ય કપિઓને રણમાં જવાની આજ્ઞા આપી.[૫૬-૫૭] રામની આજ્ઞાથી તેઓ ઘણો કોપ કરી, ધનુષ ઉગામી ઉભેલા કુંભ રાક્ષસની સામા ધસ્યા.[૫૮] તેઓના હાથમાં મોટાં મોટાં વૃક્ષ અને શિલાઓ હતી ને કોપથી તેમનાં નેત્ર રાતાંચોળ થઈ ગયાં હતાં. પછી તે શ્રેષ્ઠ વાનરો, અંગદનું રક્ષણ કરતા પેલા રાક્ષસની સાથે યુદ્ધ કરવા લાગ્યા.[૫૯]

જામ્બવાન્, સુષેણ અને વેગદર્શી નામના ત્રણ વાનરો, કોપ કરી કુંભકર્ણપુત્ર સામે દોડ્યા.[૬૦] આ ત્રણ મહાબળવાન્ વાનરોને પોતાના ઉપર ધસી આવતા જોઈ, કુંભ રાક્ષસે, પર્વત જેમ જળપ્રવાહને રોકે, તેમ બાણસમૂહથી, તેમને આવતા રોકયા.[૬૧] કુંભના બાણના સપાટામાં આવવાથી તે મહાત્મા વાનરો, સમુદ્ર જેમ પોતાની મર્યાદાથી આગળ વધી શકતો નથી, તેમ લગાર પણ વધી શકયા નહિ.[૬૨] આ રીતે બાણવૃષ્ટિથી પીડાયલા તેઓને જોઈ, વાનરનો અધિપતિ સુગ્રીવ, પોતાના ભત્રીજા અંગદને પછવાડે મૂકી, રણમાં કુમ્ભકર્ણના પુત્ર સામે દોડ્યો-તે જાણે પર્વત શિખરમાં ફરતા હાથી ઉપર સિંહ દોડે,- તેમ સુગ્રીવ દોડ્યો હતો.[૬૩-૬૪] અશ્વકર્ણ આદિ મોટાં વૃક્ષો અને બીજાં ઝાડો મૂળ સહિત ખેંચી લઇને, સુગ્રીવે, કુમ્ભના ઉપર નાંખવાં માંડ્યાં અને આકાશને છાઈ નાંખતી તથા દુરાસદ તે વૃક્ષની વૃષ્ટિને, શ્રીમાન્ કુમ્ભકર્ણના પુત્રે, પોતાનાં તીક્ષ્ણ શરથી ભેદી નાંખવા માંડી.[૬૫-૬૬] આ રીતે છેદાઈ ગયેલાં વૃક્ષો મોટી શતઘ્નીઓ* જેવાં દેખાતાં હતાં. કુમ્ભ રાક્ષસે વૃક્ષની વૃષ્ટિને છેદી નાંખી, તે જોઇને મહા બળવાન્ વાનરાધિપ, જરા પણ વ્યથા પામ્યો નહિ અને કુંભના બાણથી પ્રહાર થવા છતાં તેને સહન કરીને, સુગ્રીવે ઇન્દ્રના ધનુષ જેવું કુંભનું ધનુષ લઈ ભાંગી નાંખ્યું.

આ પ્રમાણે દુષ્કર કાર્ય કર્યા પછી, તે ધનુષને ફેંકી દઈ, ક્રોધ કરી સુગ્રીવ, ભાંગેલા દંતુશળવાળા હસ્તી જેવા કુંભને કહેવા લાગ્યો કે, "હે નિકુંભના મોટા ભાઈ! તારા બાણનો વેગ તથા તારું પરાક્રમ અદ્ભુત છે.[૬૭-૭૦] વળી પ્રભાવ અને સંતતિ એ બેમાં તું અને રાવણ બે જ છો. હે પ્રલ્હાદ! બલિ, ઈન્દ્ર અને કુબેરના જેવી ઉપમાવાળા કુંભ! તારા પિતાને પેટ તું એક જ પુત્ર છે. જેમ જિતેંદ્રિય પુરુષને કોઈ જાતની આધિઓ નડતી નથી તેમ, હે મહાબાહુ! હે અરિદમનક! તું હાથમાં શૂલ લઇને ઉભો રહે છે, એટલે તને દેવતાઓ પણ હરાવી શકે તેમ નથી. હે મહાબુદ્ધિ! તું હવે પરાક્રમ કર અને મારું પરાક્રમ પણ જો.[૭૧-૭૩] તારો કાકો, બ્રહ્માના વરદાનથી દેવ દાનવ સામે ઉભો રહે છે, પણ તારો પિતા તો પોતાના પૌરુષથી જ દેવ દાનવ સામે ઉભો રહેતો હતો;[૭૪] પણ હે કુંભ! તું તો ધનુષધારી ઇન્દ્રજિત્ જેવો અને પ્રતાપવાન્ તારા કાકા રાવણ જેવો છે તથા રાક્ષસોના લોકમાં બળ વીર્યથી શ્રેષ્ઠતાવાળો છે;[૭૫] તો આજે ઈન્દ્ર અને શંબરના યુદ્ધ જેવું મારું અને તારું મહાયુદ્ધ લોક જોશે.[૭૬] તેં તારું અસ્ત્રકૌશલ્ય દેખાડ્યું છે અને ભયંકર પરાક્રમવાળા આ સર્વે વાનરોને હણ્યા છે;[૭૭] પરંતુ મેં તો તને, લોક મારી નિંદા કરે, તેથી જ થાકેલો જાણી હણ્યો નથી. તું પરાક્રમ કરીને શ્રમિત થયેલો છે, માટે વિરામ લઈ પછી મારું પરાક્રમ જો."[૭૮]

* શતઘ્ની એટલે શું એ નક્કી નથી, પણ એ એક જાતનું યંત્ર હતું ને રામાયણની રચનાકાળમાં જણાયલું હતું.

આ પ્રમાણે અપમાન ભરેલાં સુગ્રીવનાં વાક્ય સાંભળી, ઘી પડવાથી અગ્નિ જેમ વૃદ્ધિ પામે તેમ, કુમ્ભનું બળ વૃદ્ધિ પામ્યું.૭૯ પછી કુમ્ભે, સુગ્રીવને પોતાની બાથમાં ઘાલ્યો અને મદથી ભરેલા બે હાથીની પેઠે વારંવાર નિઃશ્વાસ મૂકતા એક બીજાને પીડા કરતા તેઓ સજ્જ થઈ બાઝ્યા. તેઓ પરિશ્રમથી ધૂમાડાયુક્ત જ્વાળાઓને વમન કરતા યુદ્ધ કરતા હતા.૮૦-૮૧ યુદ્ધ વેળા સુગ્રીવ અને કુંભના પદપ્રહારથી પૃથિવી ધણધણવા લાગી અને સમુદ્રનાં પાણી ખળભળવા લાગ્યાં.૮૨ ત્યાર પછી સુગ્રીવે, કુમ્ભને ઉંચો કરીને એવા જોરથી ફેંક્યો કે, તે સમુદ્રમાં જઈ પડ્યો.૮૩ તેના પડવાથી સમુદ્રનું પાણી મંદરાચળ જેટલું ઉંચું ઉછળ્યું અને વધવા લાગ્યું.૮૪ પણ કુમ્ભ રાક્ષસ તરીને સમુદ્રમાંથી બહાર નિકળી, સુગ્રીવ સામે આવ્યો અને સુગ્રીવની છાતીમાં વજ્રપ્રહાર જેવો મુષ્ટિપ્રહાર કર્યો.૮૫ આથી સુગ્રીવના અંગની ચામડી ફાટી ગઈ અને તેમાંથી રુધિર વહેવા લાગ્યું. તેમ જ તેની મુષ્ટિ વાગવાથી સુગ્રીવની છાતીનું હાડકું પણ ભાંગી ગયું અને વજ્ર વિદારિત મેરુમાંથી અગ્નિજ્વાળા નિકળે, તેમ સુગ્રીવની છાતીમાંથી તેજ નિકળ્યું.૮૬-૮૭ આ રીતે પ્રહાર થયા પછી સુગ્રીવે વજ્ર જેવી તથા હજારો કિરણવાળાં ઉદય પામેલાં સૂર્યમંડળ જેવી એક મુઠ્ઠી વાળીને કકડાવીને કુંભને છાતીમાં એવો સજ્જડ પ્રહાર કર્યો કે, તે જ મુષ્ટિ વાગવાથી જ્વાળાથી રહિત અગ્નિની માફક, શાંત થઈ કુંભ પૃથિવી ઉપર પડ્યો.૮૮-૯૦ સુગ્રીવની મુષ્ટિ વાગવાથી કુંભ દીપ્ત કિરણવાળો મંગળ જેમ દૈવેચ્છાથી પડે, તેમ પૃથિવી ઉપર ધબ દેતો કે પડ્યો.૯૧ એ વેળાએ જેની છાતી ભાંગી ગયેલી છે એવા કુંભ રાક્ષસની સ્વરૂપની (કાંતિ) રુદ્રથી પરાભવ પામેલા સૂર્યના જેવી દેખાતી હતી.૯૨

આ પ્રમાણે ભયંકર પરાક્રમવાળા સુગ્રીવે, કુંભને મારી નાંખ્યો ત્યારે પર્વત અને વન સહિત પૃથિવી ચલાયમાન થઈ ગઈ અને રાક્ષસો અતિશે ભય પામી ગયા.૯૩

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છોતેરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૭૭ મો

## નિકુંભનું રણે ચઢવું

સુગ્રીવે, પોતાના ભાઇને રણમાં પાડ્યો, તે જોઇને નિકુંભ રાક્ષસ, કોપથી બળતો હોય તેમ વાનરરાજ સામે જોવા લાગ્યો.૧ નિકુંભે પુષ્પમાળાથી અલંકૃત, પાંચ આંગળના પ્રમાણમાં વજ્રના પટાથી મઢેલી, મહેન્દ્રના શિખર સમાન, વજ્ર અને વિદ્રુમમણિથી વિભૂષિત તથા યમદંડના જેવી મોટી પરિઘને હાથમાં લીધી. એ પરિઘ રાક્ષસોના ભયનો નાશ કરનાર હતી.૨-૩ ભીમ પરાક્રમી નિકુંભે શક્રના ધ્વજ જેવી તે પરિઘ હાથમાં લઇને મુખ પહોળું કરી ભયંકર નાદ કર્યો.૪ તે સમે નિકુંભ રાક્ષસ, ઉપસ્થળપર પહેરેલા પદક, હાથે બાંધેલાં બાજુબંધ, કાનમાં લટકતાં કુંડળ, વિચિત્ર માળાઓ અને બીજાં આભૂષણોથી તે જાણે વિદ્યુતયુક્ત મેઘ હોયની શું, તેવો શોભતો હતો.૫-૬ મહાત્મા નિકુંભના પરિઘના અગ્રભાગથી, વાયુગ્રંથિના ભેદ થતા હતા અને તે પોતે તો ધૂમાડા વગરના પાવક જેવો દેખાતો હતો.૭ વળી નિકુંભની પરિઘ ફરતી, તે વેળાએ જાણે તે તરુયુક્ત અલકા, ગંધર્વભવન, તારાગણ, નક્ષત્ર અને ચંદ્ર સમેત મોટા ગ્રહોથી શોભતું આકાશમંડળ ભ્રમણ કરતું હોયની શું, તેમ લાગતું હતું.૮ તેના પરિઘ તથા ભૂષણની પ્રભાથી, ક્રોધરૂપી ઇંધનવાળો અને દુરાસદ નિકુંભરૂપી પાવક યુગાંતના પાવકની પેઠે ક્રોધથી મહા પ્રજ્વલિત થયો હતો.૯ તેને જોતાં વાનર કે રાક્ષસ કોઈ તેની સામે આવવાને કે જોવાને સમર્થ હતું નહિ. આટલું છતાં પણ મહાબળવાન્ હનૂમાન્ તેની સામે છાતી કાઢી ઉભો રહ્યો.૧૦

પછી નિકુંભ રાક્ષસે પોતાની સામે આવીને ઉભેલા હનૂમાનના હૃદયમાં સૂર્ય જેવી તેજસ્વી પોતાની પરિઘ મારી;૧૧ પરંતુ જેમ આકાશમાંથી ઉલ્કાપાત થાય, તેમ તે પરિઘના શતધા કકડે કકડા થઈ જઈ જમીન ઉપર પડ્યા.૧૨ ભૂકંપથી જેમ પર્વત ચલાયમાન થતો નથી, તેમ પરિઘ વાગવા છતાં પણ હનૂમાન્ જરાએ ચલાયમાન થયો નહિ.૧૩ પણ આઘાત થયેલો વાનરોત્તમ હનૂમાન્, નિકુંભના સામે જોરથી મુઠ્ઠી વાળીને ધાયો અને વાયુના જેવા વેગવાળા હનૂમાને તે મુઠ્ઠી ઉગામીને ઘણા જ જોરથી વીર્યવાન્ નિકુંભના હૃદયમાં મારી.૧૪-૧૫ મુષ્ટિપ્રહારથી નિકુંભનું કવચ ફાટી ગયું; અને જેમ મેઘમાંથી વિજળી ઉત્પન્ન થાય છે, તેમ તેની છાતીમાંથી રુધિર નિકળવા માંડ્યું.૧૬

મુષ્ટિપ્રહારથી ચલાયમાન થઈ ગયેલા નિકુંભે, સ્વસ્થ થઇને મહાબળવાન્ હનૂમાનને પકડ્યો.૧૭ તેને પકડાયલો જોઇને સંગ્રામમાં આવેલા રાક્ષસોએ મોટો હર્ષધ્વનિ કરી મૂક્યો.૧૮ પણ નિકુંભથી પકડાયલો

અનિલપુત્ર, વજ્રમુષ્ટિથી નિકુંભને વારંવાર તાડન કરવા માંડ્યો;[૧૯] ને તે રાક્ષસના હાથમાંથી પોતાના દેહને છોડાવવા માટે, મારુતપુત્રે, નિકુંભને ભૂમિપર નાંખી ખૂબ દબાવ્યો; પછી તેણે ઉંચે કુદી તેની છાતી ઉપર ભૂસકો માર્યો.[૨૦-૨૧] ત્યાર પછી મોટા નાદ કરતા હનૂમાને નિકુંભના વાળ પકડી-ચોટલીની આંટી પાડી ને પગે દબાવી ઉપરથી જોર કરીને તેનું માથું ધડથી છૂટું કરી નાંખ્યું.[૨૨]

આ પ્રમાણે વાયુપુત્ર હનૂમાને જ્યારે નાદ કરતા નિકુંભ રાક્ષસને મારી નાંખ્યો, ત્યારે આણી તરફ દશરથરાજાના પુત્ર રામ અને રાક્ષસેન્દ્રના પુત્ર મકરાક્ષ વચ્ચે મહાદારુણ યુદ્ધ થવા લાગ્યું.[૨૩] નિકુંભનો પ્રાણ જવાથી આનંદિત થયલા વાનરોએ જયઘોષથી દશેદિશાઓને ધ્વનિત કરી મૂકી. ત્યારે પૃથિવી ચલાયમાન થઈ આકાશ પડવા જેવું થઈ ગયું અને રાક્ષસોના મનમાં ઘણો જ ભય પેસી ગયો.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સીત્તોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૮ મો

### મકરાક્ષે કરેલું યુદ્ધ

નિકુંભને મરાયલો જોઇને તથા કુંભને પણ રણમાં પડેલો જોઇને, મહાક્રોધી રાવણ, અનલની માફક બળવા લાગ્યો.[૧] તે બે ભત્રિજાના મૃત્યુથી રાવણ ક્રોધ અને શોકથી ગદ્ગદિત થયેલો છતાં, તેણે ખરના પુત્ર મકરાક્ષ નામના રાક્ષસને યુદ્ધે ચડવાને માટે ઉભો કર્યો.[૨] રાવણે તેને કહ્યું કે; "હે પુત્ર! તું આ સૈન્યની સાથે જા અને વાનરો સહિત રામ તથા લક્ષ્મણનો નાશ કર."[૩]

રાવણનાં તેવાં વચન સાંભળીને, 'હું શૂરો છું' એવા ગર્વવાળો ખરનો પુત્ર, 'જો હુકમ' કહીને ઉઠ્યો.[૪] તેણે પ્રથમ દશગ્રીવને નમસ્કાર કર્યા. પછી પ્રદક્ષિણા કરી અને શુભ સુંદર ભવનમાંથી યુદ્ધને માટે બહાર નિકળ્યો.[૫] મંદિર બહાર આવી ખરના પુત્ર મકરાક્ષે, રાવણના બલાધ્યક્ષને કહ્યું કે;-"હે સેનાનાયક! રથ તથા સેનાને જલદીથી લઈ આવો."[૬] તે સાંભળીને રાવણનો બલાધ્યક્ષ, રથ તથા સેનાને લઈ આવ્યો.[૭] રથની પ્રદક્ષિણા કરીને તે નિશાચરે સારથિને કહ્યું કે, "આ રથને ઝટપટ તું રણસંગ્રામમાં લઈ જા."[૮]

પછી મકરાક્ષે સૈનિકોને કહ્યું કે-"હે રાક્ષસો! તમે આજ મારી જોડે વાનરોની સાથે યુદ્ધ કરવાને માટે તત્પર થાઓ;[૯] મહાત્મા રાવણે મને આજ્ઞા આપી છે, એટલે હું આજ રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને સર્વે વાનરોનો સંહાર કરીશ.[૧૦-૧૧] વળી આજ હું, પાવક જેમ સૂકાં લાકડાંને બાળી નાંખે છે, તેમ શૂલના પ્રહારથી વાનરસૈન્યનો નાશ કરીશ."[૧૨] મકરાક્ષનાં તે ગર્વભર્યાં વચન સાંભળી, અનેક પ્રકારના આયુધવાળા, બળવાન્, સ્થિર ચિત્તવાળા, ઇચ્છિત રૂપ ધારણ કરનારા, ક્રૂર, મોટા દાંતવાળા, પીળાં નેત્રવાળા અને હાથીની માફક ગર્જના કરતા તથા વિખરાયલા કેશવાળા, ભય ઉપજાવનારા, મોટી કાયાવાળા અને લડવાને માટે તૈયાર થઈ રહેલા રાક્ષસો, મોટી કાયાવાળા મકરાક્ષની સાથે રહી, આકાશને પણ ચલાયમાન કરતા યુદ્ધમાં વાનરોનો સંહાર કરવાને તત્પર થઈ ગયા.[૧૩-૧૫] તે વેળાએ શંખ, ભેરી તથા ખભા ઠોકવાથી જે શબ્દ થતા હતા, તેથી રણભૂમિ ગાજી રહી.[૧૬] પણ ભોગજોગે તે વેળાએ મકરાક્ષના સારથિના હાથમાંથી ચાબૂક તથા રથનો ધ્વજ પડી ગયાં, એટલું જ નહિ પણ ઘોડાઓ પણ અશ્રુયુક્ત નેત્રથી લથડતા લથડતા ચાલવા લાગ્યા.[૧૭-૧૮] વળી જ્યારે દુષ્ટબુદ્ધિ મકરાક્ષ યુદ્ધે ચડ્યો, ત્યારે ભયંકર વાયુ વહાવા લાગ્યો.[૧૯] આ પ્રમાણે તેને અશુભ શુકન થયા છતાં પણ તે મહા રાક્ષસ કશાને ન ગણકારતાં, રામ તથા લક્ષ્મણની સામે ધસી જવા લાગ્યો.[૨૦] મેઘ, ગજ કે મહિષના વર્ણ જેવા કાળા મેશ, ગદા તથા તરવારોથી ભિન્ન થઈ ગયેલા શરીરવાળા અને યુદ્ધ કરવાને માટે ઉદ્યુક્ત થયેલા રાક્ષસો, 'હું હું' એમ બોલતા બોલતા રણમાં ચારે તરફ ફરવા લાગ્યા.[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ઇઠોતેરમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૭૯ મો.

### મકરાક્ષવધ

ત્યારે, લંકામાંથી આવેલા મકરાક્ષને જોઈ, યુદ્ધ કરવાની ઈચ્છાવાળા શ્રેષ્ઠ કપિઓ કુદતા કુદતા તેની સામે આવી ઉભા રહ્યા અને દેવ તથા દાનવોના યુદ્ધ જેવું વાનર અને રાક્ષસોનું રોમ ખડાં કરનારું દારુણ યુદ્ધ શરુ થયું.[૧-૨] કપિ અને રાક્ષસો, વૃક્ષ, ત્રિશૂલ, ગદા અને પરિઘ આદિના પ્રહારથી અન્યોન્યને મારવા લાગ્યા.[૩] વળી રાક્ષસો શક્તિ, ખડ્ગ, ગદા, કુંત,

તોમર, પટ્ટિશ, ભિંદિપાલ, બાણ, પાશ, મુદ્દગર, દંડ વગેરે, બીજાં આયુધોથી વાનરોને મારવા લાગ્યા.[૪-૫]

ખરપુત્ર મકરાક્ષે દારુણ યુદ્ધ કર્યું. તેણે બાણના સમૂહથી કપિઓને પીડવા માંડ્યા એટલે સંભ્રાંત ચિત્તવાળા વાનરો, ભયથી ચોમેર નાસવા લાગ્યા.[૬] વાનરોને આ પ્રમાણે નાસતા જોઈ, રાક્ષસો હર્ષ અને ગર્વથી સિંહની માફક ગર્જના કરવા લાગ્યા અને પોતાના વિજયથી અધિક ઉત્સાહવંત બન્યા.[૭] પણ વાનરોને ચારે દિશાએ નાસતા જોઇને, રામે બાણની વૃષ્ટિથી રાક્ષસોને તેમનાપર ધસી આવતા વારી રાખ્યા.[૮] રામે આમ રાક્ષસોને અટકાવી રાખ્યા, તે જોઇને જેના કોપાનલ વૃદ્ધિ પામ્યો છે એવો મકરાક્ષ, તેમને કહેવા લાગ્યો કે,[૯] "અલ્યા રામ! તું ઉભો રહે, નાસતો નહિ, પણ તારે મારી સાથે યુદ્ધ કરવું પડશે અને મારા ધનુષથી છૂટેલાં બાણોથી હું આજ તારો પ્રાણ લઇશ.[૧૦] તેં દંડકારણ્યમાં મારા પિતાને માર્યો છે, હોં! પણ તારું એ ભયંકર કર્મ જોઈ તથા તને નિરંતર સંભારી મારો ક્રોધ વૃદ્ધિ પામેલો છે.[૧૧] પણ હે દુરાત્મા રાઘવ ! મારા પિતાને માર્યો ત્યારે મહાવનમાં તું મારી નજરે પડ્યો નહોતો; પણ તે દિવસથી મારાં અંગોઅંગમાં લાય લાગેલી છે.[૧૨] ઘણું સારું થયું કે, તું આજ મારી સામે આવ્યો ને જેમ ભૂખ્યા સિંહના મુખ આગળ મૃગ આવે છે, તેમ તું આજ મારા મુખ આગળ આવેલો છે.[૧૩] હે રામ! આજ મારાં બાણના વેગથી તું યમલોકને પામીશ અને જે શૂર પુરુષોને તેં મારેલા છે, તેમની સાથે હું તારો પણ વાસ કરાવીશ.[૧૪] હે રામ! અતિશે કહેવામાં શો માલ છે, પણ તું મારાં થોડાં વચનો સાંભળ. આજે તને અને મને સર્વે લોક સંગ્રામમાં યુદ્ધ કરતા જોવાના છે, માટે હે રામ! અસ્ત્ર, ગદા અથવા તો બાહુયુદ્ધ એ સૌમાં જે તને પ્રિય હોય તે રીતે તું મારી સાથે યુદ્ધ કરવાને આવી જા."[૧૫-૧૬]

મકરાક્ષનાં એવાં વચન સાંભળીને, રામ કિંચિત્ હસ્યા ને બહુબોલા તથા ઉત્તરોત્તર વાકય બોલનારા તે રાક્ષસને કહ્યું,[૧૭] "હે મકરાક્ષ! તું આવાં મિથ્યા અને અયોગ્ય વાકય શા માટે બોલે છે? યુદ્ધ કર્યા વગર, કેવળ વાણીથી જ તું આ યુદ્ધમાં મને જિતી જવા માંગે છે કે શું?[૧૮] મેં દંડકારણ્યમાં તારા પિતાને તથા ચૌદહજાર રાક્ષસોને, ત્રિશિરા તથા દૂષણ સંગે મારેલા છે,[૧૯] પણ અલ્યા ઓ પાપિષ્ઠ! આજે (હું તને મારીશ કે જેથી) તીક્ષ્ણ ચાંચ તથા નખવાળાં ગૃધ્ર, કાગડા ઇત્યાદિ અને શિયાળવાં તારા માંસથી તૃપ્ત થશે."[૨૦]

રામનાં તે વચન સાંભળીને, મહાબળવાન્ મકરાક્ષ, સંગ્રામમાં રામના ઉપર બાણનો વરસાદ વરસાવવા લાગ્યો.[૨૧] પણ રામે બાણની વૃષ્ટિથી તે શરોને છેદી નાંખ્યાં; અને સુવર્ણના પુંખવાળાં તથા પતાકાવાળાં તે બાણ કપાઈ જમીન ઉપર સપાસપ પડી ગયાં.[૨૨] આમ થવાથી, ખરના પુત્ર મકરાક્ષ તથા દશરથપુત્ર રામનું મહા ભયંકર યુદ્ધ થવા લાગ્યું.[૨૩] સંગ્રામમાં પરસ્પરના ધનુષથી છૂટતાં બાણનો તથા આકાશમાં થતા મેઘના જેવો પ્રત્યંચાનો શબ્દ ચોમેર સંભળાવા લાગ્યો.[૨૪] રામ અને મકરાક્ષનું અદ્ભુત યુદ્ધ જોવાની ઇચ્છાવાળા સર્વ દેવ, દાનવ, ગંધર્વ, કિન્નર અને મોટા ઉરગો અંતરિક્ષમાં આવીને ઉભા રહ્યા હતા.[૨૫] પોતાના શરીર ઉપર પ્રહાર થવાથી વધારે ક્રોધ પામતા અને વધારે ઉત્સાહથી લડતા તથા એક એકથી વધારે પરાક્રમ દેખાડતા દાનવ અને માનવ યુદ્ધ કરતા હતા.[૨૬] રામ જે જે બાણ મૂકતા, તેને મકરાક્ષ કાપી નાંખતો હતો અને મકરાક્ષનાં બાણને રામ અનેક રીતે કાપી નાંખતા હતા.[૨૭] આ રીતે બન્ને જણના બાણથી દશે દિશાઓ છવાઈ ગઈ હતી; પૃથિવી પણ બાણ પડવાથી અદૃશ્ય થઈ ગઈ હતી.[૨૮] પછી મહાબાહુ રાઘવે ક્રોધ કરી, આઠ બાણવડે મકરાક્ષના સારથિ તથા ધનુષને વિંધી નાંખ્યાં અને બીજાં બાણથી તેનો રથ પણ ભાંગી નાંખીને ઘોડા મારી નાંખ્યા. એટલે રથરહિત તે રાક્ષસ, યુદ્ધ કરવાને માટે જમીન ઉપર ઉભો રહ્યો.[૨૯-૩૦] જમીન ઉપર ઉભેલા તે રાક્ષસે, ભૂતમાત્રને ત્રાસ પમાડે એવું ને પ્રલયકાળના પાવક જેવું કષ્ટપ્રાપ્ય, શંકરે આપેલું, મહા ભયંકર તથા જાણે બીજું સંહાર કરવાનું અસ્ત્ર જ હોય તેવું, પ્રજ્વલિત એક મોટું શૂલ હાથમાં લીધું.[૩૧-૩૨] શૂલને જોઇને સર્વ દેવતાઓ પણ ભયથી ચારે દિશાએ નાસવા લાગ્યા, (તો પછી નર વાનરના ભયની કલ્પના કેવી કરવી?) પછી તે નિશાચરે શૂળને ફેરવીને રામના ઉપર ઘણો જ ક્રોધ કરીને ઝાપટયું. મકરાક્ષના હાથમાંથી છૂટી પોતાનાપર આવતું તે જાજ્વલ્યમાન શૂલ જોઇને, રામે ચાર બાણ મારી તેને કાપી નાંખ્યું અને રામના બાણથી અનેકધા કપાઈ ગયેલું તથા સુવર્ણથી અલંકૃત તે શૂલ, મોટી ઉલ્કાની માફક પૃથિવીપર પડ્યું.[૩૩-૩૫] ઉદાર કર્મવાળા રામે તે શૂલને કાપી નાંખ્યું ત્યારે, અંતરિક્ષમાં રહેલા દેવોએ 'બહુ સારું થયું' 'બહુ સારું

થયું' એવો હર્ષનાદ કર્યો.[૩૬] પોતાના શૂલને કપાઈ ગયેલું જોઈ, મુઠ્ઠીઓવાળી મકરાક્ષ, "હે રામ! ઉભો રહે!" એમ બોલતો સામે દોડ્યો.[૩૭] તેને પોતાના ઉપર ધસી આવતો જોઈ, રામે હાસ્ય કરીને અગ્ન્યાસ્ત્ર ચાપ-પર ચઢાવી તેનાપર મૂક્યું,[૩૮] અને તે બાણ વાગવાથી તે રાક્ષસનું હૃદય ભેદાઈ ગયું અને તે ભૂમિપર પડી મરણશરણ થઈ ગયો.[૩૯]

રામનાં બાણના ભયથી ત્રાસી ગયેલા રાક્ષસો, મકરાક્ષને રણમાં પડેલો જોઈને લંકા ભણી નાઠા અને અતિશે આનંદ પામેલા દેવતાઓ, વજ્રથી હણાયલા પર્વતના જેવા, રામબાણના વેગથી કપાઈ પૃથિવીપર પડેલા મકરાક્ષને (તેના બળનો વિચાર કરતા ટગર ટગર) જોવા લાગ્યા.[૪૦-૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ઓગણ્યાસીમો સર્ગ સંપૂર્ણ**

# ઈન્દ્રજિત્ વધ

## સર્ગ ૮૦ મો

### ઈન્દ્રજિતનું યુદ્ધે ચડવું

મકરાક્ષ રણમાં મરાયો, તે સાંભળીને સંગ્રામમાં જય મેળવનાર રાવણ કોપથી ધણધણી ઉઠ્યો. તે દાંત કકડાવીને, હવે શું કરવું? તે સંબંધી વિચાર કરવા લાગ્યો. કોપ પામેલા દશાનને, યુવરાજ ઇંદ્રજિતને યુદ્ધ કરવાની આજ્ઞા આપી.[૧-૨] તે બોલ્યો:-"હે વીર! તું મહાવીર્યવાળા રામ તથા લક્ષ્મણને મારી નાંખવાને માટે યુદ્ધે ચઢ; કેમકે તારું બળ સૌથી વધારે છે અને તું દૃશ્ય તથા અદૃશ્ય રહીને યુદ્ધ કરવા સમર્થ છે.[૩] અપ્રતિમ પરાક્રમવાળા ઈન્દ્રને પણ સંગ્રામમાં તેં જિતેલો છે, તો આ રામ અને લક્ષ્મણ, જેઓ મનુષ્ય છે, તેમને તું શું નહિ સંહારી શકે?"[૪] રાવણનાં તે વચન સાંભળી તથા તેનો અંગીકાર કરી, ઈન્દ્રજિત્ (રાજભવનમાંથી નિકળી) યજ્ઞભૂમિમાં ગયો ને વિધિ પ્રમાણે ત્યાં હોમક્રિયા આદરી.[૫]

જ્યારે તે યજ્ઞભૂમિમાં હોમ કરતો હતો ત્યારે સંભ્રાંત થયેલી હોમપરિચારિકા રાક્ષસીઓ, રાતાં વસ્ત્ર પહેરી તેની પાસે આવી (તેને સહાય કરવા લાગી).[૬] યજ્ઞ કરતી વખતે ઇન્દ્રજિતે, શસ્ત્ર, શરપત્ર, સમિધ, બિભીતક, રાતાં વસ્ત્ર અને કાળા લોખંડનો શરવો ઇત્યાદિ ક્રિયાનાં સાહિત્ય પાસે રાખ્યાં હતાં.[૭] પછી તોમર સહિત શરપત્રથી અગ્નિને સારી રીતે આહુતિઓ આપી અને સાવ કાળા જીવતા બોકડાનું માથું તેણે યજ્ઞમાં હોમ્યું.[૮] આ હોમથી પ્રજ્વલિત થયેલા પાવકમાંથી વિજયસૂચક ચિહ્ન થવા લાગ્યાં.[૯] દક્ષિણ ભણી પ્રસરતી શિખાઓવાળા સુવર્ણકાન્તિ જેવા અગ્નિએ આહુતિ લીધી.[૧૦] આ રીતે યથાવિધિ યજ્ઞ કરી, દેવદાનવને સંતૃપ્ત કરી, તે ન દેખાય એવા એક ઉત્તમ રથમાં બેઠો.[૧૧] ચઢાવેલાં ધનુષ અને બાણ લઈ રથમાં બેઠેલો ઇન્દ્રજિત્ અતિશે શોભતો હતો; અને તે જે રથમાં બેઠેલો હતો, તે રથ પણ ચાર ઘોડાઓથી જોડેલો હતો, જરિયાનની ઝૂલોથી, ઉપર ચિતરેલાં મૃગ, ચંદ્ર અને અર્ધચંદ્રથી બહુ શોભતો હતો. વળી તેના રથનો ધ્વજ પણ વૈદૂર્યમણિથી જડેલો હતો, તેના ઉપર સુવર્ણની ઝાંઝરીઓ હતી-જેથી તે ઝળહળતા અગ્નિ જેવો દેખાતો હતો.[૧૨-૧૪] બ્રહ્માના આપેલાં તથા સૂર્યના જેવાં બ્રહ્માસ્ત્રથી મહાબળવાન્ ઇન્દ્રજિત્ ઘણો જ દુર્ધર્ષ દેખાતો હતો.[૧૫]

પછી નિર્ઋતિમંત્રથી અગ્નિમાં હોમ કરી, સંગ્રામમાં વિજય મેળવનાર ઇન્દ્રજિત્, લંકામાંથી બહાર નિકળી અદૃશ્ય થઈ સૌને કહેવા લાગ્યો કે[૧૬] "રામ અને લક્ષ્મણ જેઓ મિથ્યા વનવાસે નિકળેલા છે, તેમને મારીને, હું આજ મારા પિતાને ઉત્તમ યશની પ્રાપ્તિ કરાવીશ.[૧૭] આજે હું રામ લક્ષ્મણને મારીને વાનરરહિત પૃથિવી કરીશ અને મારા પિતાની પ્રીતિમાં વધારો કરીશ." આમ બોલી તે અંતર્ધાન થઈ ગયો.[૧૮] પછી દશગ્રીવની આજ્ઞા પામેલો અને તીક્ષ્ણ બાણવાળો કુપિત થયેલો ઇન્દ્રજિત્, રણભૂમિમાં આવી, વાનરમધ્યે ઉભેલા, ત્રણ ફણવાળા સર્પની પેઠે અનેક બાણને મૂકનાર રામ અને લક્ષ્મણને જોવા લાગ્યો.[૧૯-૨૦] એ જ રામ અને લક્ષ્મણ છે, એમ વિચાર કરીને તેણે ધનુષ ચઢાવ્યું; અને ઈન્દ્ર જેમ વૃષ્ટિની ધારાથી દશે દિશાઓ ઢાંકી નાંખે છે, તેમ દશે દિશામાં બાણ ફેંકી, તે અંતરિક્ષને છાઈ દેવા લાગ્યો.[૨૧] આકાશમાંથી પડતાં, અદૃશ્ય રહેલા ઇન્દ્રજિતનાં તે બાણોએ, રામ લક્ષ્મણને વિંધી નાંખ્યા.[૨૨] પછી તે બાણથી ઘેરાઈ ગયેલા રામ લક્ષ્મણે પણ ધનુષપર દિવ્યાસ્ત્ર સાંધ્યાં;[૨૩] અને બાણથી આકાશ છાઈ નાંખ્યું, છતાં એકે બાણ ઇન્દ્રજિતને વાગ્યું નહિ.[૨૪]

પછી શ્રીમાન્ ઈન્દ્રજિતે, ધૂમના જેવો ચારે દિશામાં અંધકાર પ્રસાર્યો. મેઘરવાના અંધકારથી દશે દિશાઓ

વ્યાપ્ત થઈ ગઈ.[૨૫] તેના રથનેમિનો સ્વર તથા ગુણુ-ઘોષ કોઈના સાંભળવામાં આવતો નહોતો ને તે પણુ દેખાતો નહોતો. (એટલે તે કયાં છે? ને શું કરે છે? તેમાંનું કશુંએ જણાતું નહોતું.)[૨૬] જ્યારે સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો, ત્યારે મહાબાહુ ઈન્દ્રજિતે, શિલાનો વરસાદ થાય, તેમ બાણુની વૃષ્ટિ કરવા માંડી અને કોપ પામેલા તેણે, સૂર્ય જેવાં પ્રકાશિત અને વરદાનથી મળેલાં બાણોથી, રામનાં બધાં ગાત્ર ભેદી નાંખ્યાં.[૨૭-૨૮] મેઘની ધારાથી ઢંકાઈ જતા પર્વતોની પેઠે, ઈન્દ્રજિતના બાણુથી, ઘેરાઈ ગયેલા રામ અને લક્ષ્મણુ પણુ તેના ભણી સુવર્ણનાં પુંખવાળાં તીવ્ર બાણુ મૂકવા લાગ્યા.[૨૯] કંકપત્રવાળાં રામનાં તે બાણુ અંતરિક્ષમાં રહેલા ઈન્દ્રજિતને વાગી, લોહીવાળાં થઈ, પક્ષીની પેઠે પૃથિવીપર ટપોટપ પડતાં હતાં અને શરના ઓઘથી દીપ્તમાન એવા પુરુષોત્તમ રામ લક્ષ્મણુ, ઈન્દ્રજિતનાં બાણોને, ભલ્લ નામનાં બાણુથી કાપી નાંખતા હતા, તથા જે જે દિશામાંથી બાણુ આવતાં હતાં, તે તે દિશામાં તેઓ બાણુ મારતા હતા.[૩૦-૩૨] પણ રાવણુપુત્ર ઈન્દ્રજિત્, પોતાનો રથ આમતેમ ફેરવતો હતો અને ધનુર્વિદ્યામાં કુશળ રામ લક્ષ્મણુને વિંધતો હતો.[૩૩] સુવર્ણ પુંખવાળાં તથા સચોટ મૂકેલાં ઈન્દ્રજિતનાં બાણુ વાગવાથી, રામ અને લક્ષ્મણુ પુષ્પિત થયેલાં કિંશુકવૃક્ષ જેવા દેખાતા હતા.[૩૪] પણુ, જેમ વાદળમાં ઢંકાયલા સૂર્યની ગતિ કે કાંતિ જોવામાં આવતી નથી, તેમ અંતરિક્ષમાં રહેલા ઈન્દ્રજિતની ગતિ, ધનુષ, રથ કે બાણુ કોઈના જોવામાં આવતાં નહોતાં.[૩૫]

ઈંદ્રજિતના બાણુથી કપાઈ પ્રાણનો ત્યાગ કરી, સેંકડો કપિઓ ભૂમિપર પડ્યા હતા.[૩૬] આ જોઈ ક્રોધ પામેલો લક્ષ્મણ, પોતાના ભાઈને કહેવા લાગ્યો કે, "હે રામ! રાક્ષસોના વધને માટે હવે હું બ્રહ્માસ્ત્ર મૂકું છું."[૩૭] ત્યારે શુભ લક્ષણુવાળા લક્ષ્મણુને રામે કહ્યું કે, "એક ઈંદ્રજિતને માટે સર્વે રાક્ષસોનો તું શું કામ પ્રાણુ લેવાને તત્પર થાય છે?[૩૮] હે લક્ષ્મણુ! યુદ્ધમાંથી નિવૃત્ત થયેલા, છૂપાઈ રહેલા અથવા હાથ જોડી શરણે આવેલા, નાસતા અને મત્ત થયલા શત્રુને મારવો, એ તને યોગ્ય નથી.[૩૯] હે મહાબાહો! હું ઈંદ્રજિતની વેતરણુમાં જ છું. હવે આપણે મોટાં વેગવાળાં તથા સર્પ જેવાં ઝેરી બીજાં બાણુ એનાપર મૂકીએ છીએ.[૪૦] ન દેખાય એવા રથમાં બેસી માયાયુદ્ધ કરનાર એ ક્ષુદ્ર રાક્ષસ ઈંદ્રજિતને જો વાનરો દેખશે તો જરૂર મારી જ નાંખશે.[૪૧] એ કદાપિ પૃથિવીમાં પેશી જશે, સ્વર્ગમાં જશે, રસાતળમાં જશે કે આકાશમાં સંતાઈ જશે, તો પણુ મારા અસ્ત્રથી દગ્ધ થઈને એ પ્રાણુ-ત્યાગ કરી ભૂમિ ઉપર પડશે જ."[૪૨] આ પ્રમાણે બહુ અર્થવાળાં વચનો કહી, રઘુવંશમાં મુખ્ય વીર તથા વાનરથી પરિવૃત રામ, નૃશંસ કર્મવાળા ઈંદ્રજિતના વધને માટે ત્વરાથી વિચાર કરવા લાગ્યા.[૪૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે યુદ્ધકાણ્ડમાં એંસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૮૧ મો

### માયાવી સીતાવધ

મહાત્મા રાઘવના મનનો અભિપ્રાય ઈન્દ્રજિતે જાણ્યો, એટલે તે યુદ્ધ પડતું મૂકી, પોતાના નગરમાં પાછો ગયો.[૧] પણુ થોડીવાર પછી, પરાક્રમી રાક્ષસોના વધને સંભારીને રાવણુનો પુત્ર ઈંદ્રજિત્, ક્રોધથી લાલ નેત્ર કરી રણુમાં આવવાને નિકળ્યો.[૨] દેવોના કંટકરૂપ તથા પુલસ્ત્યના કુળમાં ઉત્પન્ન થયેલો ઈંદ્રજિત, અનેક રાક્ષસોને લઇને લંકાને પશ્ચિમ દરવાજે ગયો ને પછી યુદ્ધ કરવાને માટે ઉદ્ધત થઈ રહેલા રામ તથા લક્ષ્મણુને જોઇને, તેણે એક માયા રચવા માંડી.[૩-૪] મોટા સૈન્યથી વિંટાયલા ઈંદ્રજિતે, માયાથી એક બીજી સીતા બનાવી. તેને પોતાના રથમાં બેસાડી અને રામના દેખતાં તેનો વધ કરવાનો નિશ્ચય કર્યો.[૫] સર્વે વાનરોને મોહ પમાડવા માટે, દુષ્ટ બુદ્ધિવાળો ઈંદ્રજિત્, સીતાનો વધ કરવાનો નિશ્ચય કરી, વાનરો સામા આવ્યો.[૬] જ્યારે વાનરોએ ઈંદ્રજિતને આવતો જોયો, ત્યારે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા તે સર્વે હાથમાં પર્વત અને શિલાઓ લઈ, તેની સામા દોડ્યા.[૭] વાનરોમાં હસ્તીરૂપ હનૂમાન્ તો, મહાકષ્ટે ઉપાડી શકાય એવું એક પર્વતનું શૃંગ લઈ, સૌની આગળ દોડ્યો.[૮] પણુ પાસે જતાં હનૂમાને આનંદ વિનાની એક વેણીને ધારણુ કરનારી, દીન થઈ ગયેલી, ઉપવાસથી કૃશ થઈ ગયેલી, મેલાં વસ્ત્ર ધારણુ કરેલી, સંસ્કાર રહિત, રજ અને મેલ જેના અંગપર ચઢી ગયો છે એવી-છતાં ઘણી સુંદર દેખાતી-રામની પ્રિયા સીતાને, ઈંદ્રજિતના રથમાં બેઠેલી જોઈ.[૯-૧૦] પોતે થોડા જ સમયપર જોયેલી હોવાથી આ ખરેખર સીતા જ છે, એમ નક્કી માની હનૂમાનને ઘણો ખેદ થયો.[૧૧] પછી ઈંદ્રજિતનો આશ્રય કરી રથમાં બેઠેલી, શોકાર્ત્ત, આનંદ રહિત,

દીન તથા તપસ્વિની સીતાના સામું જોઈ, હનૂમાન્ મનમાં વિચાર કરવા લાગ્યો કે,[૧૨] "રે આ ઇંદ્રજિતે શું કરવા ધારેલું છે, તે સમજાતું નથી!" એમ વિચાર કરતો તે સર્વે વાનરોની સાથે ઇંદ્રજિત્ ઉપર ધાયો.[૧૩] પણ તે સૈન્યને આવતું જોઇ, ઇંદ્રજિતે ક્રોધ કરી, પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચી તથા સીતાનો ચોટલો પકડ્યો; ત્યારે સીતાનું માયાવી રૂપ ધારણ કરી રથમાં બેઠેલી તે સ્ત્રી, "હા રામ! હા રામ!" એમ કહી રુદન કરવા લાગી. ઇંદ્રજિત્ વાનરોના દેખતાં તેને મારવા લાગ્યો.[૧૪-૧૫] તેણે સીતાનો ચોટલો પકડેલો જોઇને, હનૂમાનના મનમાં ઘણું ઓછું આવી ગયું. તેની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં.[૧૬] સુંદર અંગવાળી રામની પ્રિયા મહિષીને આવી અવસ્થામાં જોઇને, હનૂમાન્ ક્રોધ કરી, રાક્ષસપુત્ર ઇન્દ્રજિતને આ પ્રમાણે કઠોર વચનો કહેવા માંડ્યો;[૧૭] "હે ઇંદ્રજિત્! હે દુરાત્મા! તું તારા નાશને અર્થે જ સીતાના કેશને ગ્રહણ કરે છે કે? ઓ પાપિ! તું જો કે બ્રહ્મર્ષિના કુળનો છે, તોપણ આખરે રાક્ષસયોનિમાં ઉત્પન્ન થયેલો છે.[૧૮] હે પાપઆચરણવાળા! તને ધિક્કાર છે, કે તારી આવી મતિ થઈ છે. હે નૃશંસ! હે અનાર્ય! હે ક્ષુદ્ર! હે પાપકર્મ કરનાર! તું આ અનાર્યના જેવું કર્મ કેમ કરે છે? હે નિર્દય! તારામાં દયાનો લેશ પણ અંશ નથી શું?[૧૯] હે નિર્દય! પોતાના ઘરથી, રાજ્યથી અને પોતાના સ્વામીથી વિખૂટી પડેલી સીતાએ, તારો શું અપરાધ કર્યો છે, કે તું એને આમ મારવા તૈયાર થયો છે?[૨૦] રે ઇંદ્રજિત્! સીતાને માર્યા પછી તું એક ક્ષણ પણ જીવતો રહેવાનો નથી. તું આજ મારા હાથમાં છે, તેથી હું તારો વધ કરીશ; કારણ કે, તારાં કર્મ જોતાં તારો વધ કરવો, એ યોગ્ય જ છે.[૨૧] ચોરાદિ અધમ પુરુષો પણ જે લોકને ધિક્કારે છે, તે લોકની પ્રાપ્તિ, સ્ત્રીનો વધ કરનારને થાય છે; માટે આજ તું પણ મરણ પામ્યા પછી તે લોકમાં જઇશ, એમ નક્કી માનજે."[૨૨]

આયુધ ધારણ કરી ઉભેલા વાનરોથી વિંટાયલો હનૂમાન્, આ પ્રમાણે બોલી, કોપ કરી ઇન્દ્રજિતના ઉપર ધાયો.[૨૩] વાનરોની આ ભયંકર સેનાને ધસારો કરી પોતાના ઉપર આવતી જોઈ, ઇન્દ્રજિતે ભયંકર ક્રોપવાળા રાક્ષસસૈન્યથી તેને અટકાવી રાખી.[૨૪] પછી અનેક બાણ મૂકી વાનરસૈન્યને ક્ષુભિત કરી, તેણે વાયુપુત્ર હનૂમાનને આ પ્રમાણે કહેવા માંડ્યું;[૨૫] "હે હનૂમાન્! તું, સુગ્રીવ અને રામ, જે સીતાને માટે અહીં ચઢી આવ્યા છો, તે સીતાનો જ હું તારા દેખતાં વધ કરું છું, તે તું જો.[૨૬] હે વાનર! આ સીતાને માર્યા પછી હું રામને, લક્ષ્મણને, તને, સુગ્રીવને તથા અનાર્ય વિભીષણને પણ મારી નાંખીશ.[૨૭] હે વાનર! સ્ત્રીઓનો વધ ન કરવો, એવું તું કહે છે તે સત્ય છે. પણ તેમ કરવાથી જો શત્રુને પીડા થતી હોય, તો તે અવશ્ય કરવું જ જોઇએ, એમ પણ નીતિ છે!"[૨૮] આ પ્રમાણે બોલીને ઇન્દ્રજિતે રુદન કરતી માયામય સીતાને, તીક્ષ્ણ ધારવાળી તરવારનો ઘા કર્યો.[૨૯] ઇન્દ્રજિતની તરવારનો જનોઈ પ્રમાણે ઘા વાગવાથી, પ્રિય દર્શનવાળી તથા ભારે નિતંબવાળી સીતા, કપાઇને પૃથિવીપર પડી.[૩૦] આ સ્ત્રીનો વધ કરીને ઇન્દ્રજિત્ હનૂમાનને કહેવા લાગ્યો; "હે હનુમન્! તું જો, આ તારા રામની પ્રિયા સીતાને મેં મારી તરવારથી કાપી નાંખી છે. એ વૈદેહી હવે કપાઈ ગઈ છે અને તું હવે જે શ્રમ કરશે તે મિથ્યા છે."[૩૧] આ પ્રમાણે મોટા ખડ્ગથી સીતાને કાપી નાંખીને, ઇન્દ્રજિત્ પોતાના રથમાં બેઠો અને આનંદ પામતો મોટી ગર્જનાઓ કરવા લાગ્યો.[૩૨] પાસે ઉભેલા સઘળા વાનરોએ, આકાશમાં ગમન કરનાર, રથરૂપી દુર્ગ ઉપર બેઠેલા તથા પહોળું મુખ કરી ગર્જના કરતા ઇન્દ્રજિતની ગર્જના ટગરટગર ઉભા રહી સાંભળ્યા જ કીધી.[૩૩] આ પ્રમાણે સીતાને મારીને, દુષ્ટ બુદ્ધિવાળો ઇન્દ્રજિત્, ઘણો જ પ્રસન્ન થવા લાગ્યો અને તેને પ્રસન્ન થયેલો જોઇને, વાનરો ખેદ પામતા નાસવા લાગ્યા.[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એક્યાસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૮૨ મો

### રાક્ષસ અને વાનરોનું યુદ્ધ

આ પ્રમાણેની મહાભયંકર ગર્જના સાંભળીને સર્વે વાનરો, ઇન્દ્રના વજ્રપાત સરખા ભયંકર સ્વરવાળા ઇન્દ્રજિતને, પાછું ફરી ફરીને જોતા દશે દિશામાં નાસવા લાગ્યા.[૧] આ જોઇને હનૂમાન્, ત્રાસ પામેલા અને ઉતરી ગયેલાં મુખવાળા તથા દીન થઈ ચોતરફ નાસતા વાનરોને કહેવા લાગ્યો કે,[૨] "ભાઈ વાનરો! આમ તમારાં મુખ કેમ ઉતરી ગયાં છે અને તમે આમ નાસભાગ શા માટે કરો છો? જ્યારે તમે યુદ્ધ કરવાના ઉત્સાહનો ત્યાગ કરી આમ નાસો છો, ત્યારે તમારું બધું શૌર્ય ક્યાં બળી ગયું? (રે થોભો,) ચાલો

હું યુદ્ધ કરવાને માટે તમારી આગળ થાઉં છું. મારી પાછળ તમે આવો, દોડો, શત્રુનો નાશ ને આપણો જય છે."[3] આ પ્રમાણે બુદ્ધિમાન્ વાયુપુત્રનાં વચનો સાંભળીને, સર્વે વાનરો હર્ષ પામ્યા અને ક્રોધ કરી હાથમાં પર્વત, શિખરો અને વૃક્ષો લઈ ઉભા રહ્યા.[4] પછી હનૂમાન્ આગળ પડ્યો અને તેની પાછળ વિંટાઈવળી સઘળા વાનરોએ રાક્ષસોના ઉપર ધસારો કર્યો.[5] સર્વે શ્રેષ્ઠ વાનરોથી વિંટાયલો હનૂમાન્, પ્રજ્વલિત થયેલા અગ્નિની પેઠે શત્રુના સૈન્યને સંતાપવા લાગ્યો.[6] યમના સરખી તથા કાળના સરખી ઉપમાવાળો હનૂમાન્, પોતાની આસપાસ વાનરોને રાખીને રાક્ષસસૈન્યનો સંહાર કરવા મંડી પડ્યો.[7] તેણે અતિ ક્રોધ કરીને ઇન્દ્રજિતના રથ ઉપર એક મોટી પર્વતશિલા નાંખી;[8] પરંતુ ઇન્દ્રજિતના સારથિએ તે શિલાને આવતી જોઈ, અંકુશમાં રહે એવા ઘોડાને ખેંચી, રથને આઘો ખેંચી લીધો. તેથી તે શિલા વૃથા ગઈ અને પડતાં વેંત જ પૃથ્વીમાં પેશી ગઈ.[9-10] જ્યારે આ શિલા પૃથિવીપર પડી ત્યારે રાક્ષસનું સૈન્ય ઘણી વ્યથા પામ્યું. કારણ કે તેના તળે હજારો રાક્ષસો ચગદાઈ ગયા હતા.[11] પછી ભયંકર પરાક્રમવાળા વાનરો હાથમાં પર્વતનાં શિખર તથા વૃક્ષો લઈ, યુદ્ધને માટે ઉદ્ધત થયા અને ગર્જનાઓ કરતા કરતા ઇન્દ્રજિતના ઉપર તૂટી પડ્યા. તેઓએ પર્વત અને વૃક્ષોનો વરસાદ વરસાવીને ઇન્દ્રજિતને અકળાવી નાંખ્યો.[12-13] અને તે ગભરાટમાં અનેક રાક્ષસોનો ઘાણ વાળી નાંખ્યો. પછી તેઓએ ભયંકર ગર્જનાઓ કરવા માંડી. વાનરોના વૃક્ષોના પ્રહારથી ભયંકર રૂપવાળા રાક્ષસો અધમુવા થઈ રણભૂમિપર તરફડતા હતા. વાનરોએ આ પ્રમાણે રાક્ષસસૈન્યને પીડિત કર્યું તે જોઈ, ઇન્દ્રજિતને ઘણો ક્રોધ ચઢ્યો. તેણે સૈન્યને પોતાની આસપાસ એકઠું કર્યું. પછી તે આયુધ લઈ શત્રુઓના ઉપર ધસ્યો અને બાણની વૃષ્ટિ કરવા માંડી.[14-16] દૃઢ પરાક્રમવાળો ઇન્દ્રજિત્, શૂલ, વજ્ર, તરવાર, પટ્ટિશ તથા મુદ્ગરવડે કપિશાર્દૂલોને માર મારતો હતો. વાનરો પણ તેના અનુયાયી રાક્ષસોને સામા મારતા હતા.[17] હનૂમાન્ તો મોટી મોટી ડાળીઓવાળાં તથા પત્રયુક્ત વૃક્ષોથી ભરેલાં પર્વતશૃંગ તથા મોટી મોટી શિલાઓથી ભયંકર કર્મવાળા રાક્ષસોનો સંહાર કરતો હતો.[18] રાક્ષસોના સૈન્યને આ પ્રમાણે પાછું હઠાવીને, હનૂમાન્, વીર વાનરોને કહેવા લાગ્યો કે, "હે વાનરો! આ રાક્ષસસેનાનો સંહાર કરીશું, તોપણ આપણે જેને મેળવવા ઇચ્છીએ છીએ, તે સીતા તો મળવાની નથી–માટે હમણા લડવું બંધ પાડો. રામને અર્થે આપણે આપણાં માથાં વેગળાં મૂકીને સીતાને પાછી લેવા યુદ્ધ કરીએ છીએ, પરંતુ તે સીતાનો તો આજે આ દુષ્ટ ઇન્દ્રજિતે વધ કર્યો છે.[19-20] આપણે આ બધો વૃત્તાંત રામ અને સુગ્રીવને કહીએ અને પછી તેઓ જેમ કરવાની આજ્ઞા આપે, તેમ આપણે કરીએ."[21]

આ પ્રમાણે કહી, સઘળા વાનરોને યુદ્ધ કરતા વારીને ભયરહિત તે હનૂમાન્ તે બધાને લઈ, ધીરે ધીરે, રામની પાસે ગયો.[22] હનૂમાનને વાનરસૈન્ય લઈ રામની પાસે પાછો જતો જોઈ, ઇન્દ્રજિત્ પણ યજ્ઞ કરવાની ઇચ્છાથી નિકુંભિલા નામની પોતાની યજ્ઞભૂમિમાં ગયો.[23] તે યજ્ઞભૂમિમાં જઈને ઇન્દ્રજિતે અગ્નિનું સ્થાપન કર્યું અને હોમ કરવા માંડ્યો. જ્યારે તેણે આહુતિઓ આપવા માંડી ત્યારે આહુતિના રુધિરનું ભક્ષણ કરનાર અગ્નિ પોતાની જ્વાળાઓ પ્રસારવા લાગ્યો. પછી પુષ્કળ આહુતિઓ પામીને તથા હોમમાં હોમેલું રુધિર પીને તૃપ્ત થયેલો અગ્નિ, સંધ્યાના સૂર્યના જેવી રક્ત જ્વાળાઓ પ્રસારી ભડભડાટ સળગવા લાગ્યો.[24-25] હોમવિધાનને જાણનાર ઇન્દ્રજિતે, રાક્ષસોના હિતને અર્થે, અગ્નિને આ પ્રમાણે આહુતિઓ આપી તૃપ્ત કરવા માંડ્યો ત્યારે યુદ્ધની નીતિને તથા અનીતિને જાણનાર સઘળા રાક્ષસો તે જોવાને માટે ત્યાં ઉભા રહ્યા હતા.[26]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બ્યાસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૮૩ મો.

### રામ પ્રત્યે લક્ષ્મણનાં વચન

(અહિં રામની છાવણીમાં) રાક્ષસ તથા વાનરોના સંગ્રામમાં થતા મહાશબ્દ સાંભળી, રામે જામ્બવાનને કહ્યું કે,[1] "હે જામ્બવાન્! હે સૌમ્ય! મને લાગે છે કે, હનૂમાને સંગ્રામમાં અતિ દુષ્કર પરાક્રમ કર્યું છે; કારણ કે આયુધોના બહુ મોટા શબ્દો સંભળાય છે.[2] હવે મારી આજ્ઞાથી તું તારું બાકીનું સૈન્ય લઈ યુદ્ધ કરતા હનૂમાનની વારે સત્વર ધાવ."[3] રામનાં તે વચનો સાંભળી, 'જેવી મહારાજની આજ્ઞા' એમ કહી જામ્બવાન્ પોતાનું સૈન્ય લઈને–જે બાજુ હનૂમાન્ યુદ્ધ કરતો હતો ત્યાં–લંકાના પશ્ચિમ દરવાજા

તરફ જવા નિકળ્યો.[૪] પણ થોડે ચાલતાં સંગ્રામ કરી પાછો આવતો ને નિઃશ્વાસ નાંખતો, વાનરોથી વિંટલાયલો હનૂમાન્ જામ્બવાનને મળ્યો.[૫] હનૂમાને પણ જામ્બવાનનાં સૈન્યને દીઠું, એટલે જામ્બવાનના સૈન્યને પાછું વાળી હનૂમાન્ તથા જામ્બવાન્ રામની પાસે આવ્યા.[૬] પછી મહાયશવાળા હનૂમાને, પોતાના સૈન્યસહિત, રામ પાસે આવીને, દુઃખિત થઇને આ પ્રમાણે કહેવા માંડ્યું કે;[૭] "હે રામ! અમે સંગ્રામમાં યુદ્ધ કરતા હતા તે વખતે, અમારી સમક્ષ જ, ઇન્દ્રજિતે, ચોટલો પકડવાથી રુદન કરતાં સીતાજીને મારી નાંખ્યાં છે.[૮] હે શત્રુઓને દમનાર! સીતાને એવી અવસ્થામાં જોઈ, મારું ચિત્ત ઠેકાણે રહ્યું નહિ અને ઘણો વિષાદ થયો, તેથી હું આપને તે સઘળું કહેવાને અહીં આવ્યો છું."[૯]

હનૂમાનના મુખથી 'સીતાને મારી નાંખી છે,' એવાં વચન સાંભળીને, રાઘવને વધી પડતા શોકથી મૂર્ચ્છા આવી ગઈ અને જેમ મૂળમાંથી કપાઈ ગયલું વૃક્ષ ઢળી પડે, તેમ તેઓ પૃથિવીપર ઢળી પડ્યા.[૧૦] દેવના સરખી કાન્તિવાળા રામને આ પ્રમાણે મૂર્ચ્છાગત થઈ પૃથિવીપર પડેલા જોઇને, મુખ્ય વાનરો દોડતા દોડતા તેમની પાસે આવ્યા;[૧૧] અને સહસા સળગી ઉઠી આસપાસની વસ્તુઓને દહન કરતા અનિવાર્ય અગ્નિને જળ નાંખી શાન્ત કરવામાં આવે છે, તેમ પદ્મની સુગંધીવાળાં જળે કરીને, તેઓ રામને શાન્ત કરવા મંડી પડ્યા.[૧૨] અતિશય દુઃખ પામેલો લક્ષ્મણ, પોતાના બંધુ રામને બે હાથે ભેટી પડ્યો અને અસ્વસ્થ થઈ ગયેલા રામને, હેતુ અને અર્થયુક્ત નીચે પ્રમાણે વચનો કહેવા લાગ્યો;[૧૩] "હે આર્ય! તું નિરંતર શુદ્ધમાર્ગનું અવલંબન કરે છે, ઇંદ્રિયનો નિગ્રહ કરે છે અને ધર્માચરણ કરે છે, પરંતુ તે તારો પાળેલો ધર્મ, તને અનર્થમાંથી ઉગારી શકતો નથી, તો એ ધર્મ નિરર્થક જ છે.[૧૪] સ્થાવર, જંગમ અને ભૂતમાત્ર દૃષ્ટિએ દેખાય છે, પરંતુ ધર્મ આપણી દૃષ્ટિએ દેખાતો નથી; માટે ધર્મ છે જ નહિ, એમ હું તો ધારું છું.[૧૫] ધર્મ પાળ્યા વિના પણ સ્થાવર અને પશુઆદિને આપણે નિરંતર સુખમાં જોઇએ છીએ. તેથી હું ધારું છું કે, ધર્મ એ કંઈ સુખનું કારણ નથી. ને જો એમ ન હોય (ધર્મ સુખનું કારણ હોય) તો તારા જેવાને વિપત્તિ આવી પડે જ નહિ; અને અધર્મથી દુઃખ ઉત્પન્ન થાય છે—એમ જ હોય તો રાવણ નરકમાં જ જવો જોઇએ અને તારા જેવા ધર્માત્માને કદાપિ પણ દુઃખ આવી પડવું નહિ જોઇએ.[૧૬-૧૭] પણ આ તો એથી ઉલટું થાય છે કે, રાવણ—જેને દુઃખ પડવું જોઇએ તેને સુખ થાય છે—અને તને સુખ થવું જોઇએ, તેને બદલે દુઃખ થાય છે. માટે (હું માનું છું કે,) ધર્મ અને અધર્મ એ પરસ્પર વિરોધી અને વિરુદ્ધ ફળ આપનારા છે. અર્થાત્ ધર્મથી દુઃખ અને અધર્મથી સુખ મળે છે.[૧૮] અધર્મથી દુઃખની જ પ્રાપ્તિ થાય, એવો જ નિયમ હોય તો રાવણાદિ જે લોકો અધર્મ કરે છે, તેમને દુઃખ પ્રાપ્ત થવું જોઇએ અને તારા જેવા ધર્મિષ્ઠને સુખ પ્રાપ્ત થવું જોઇએ. (પણ તેવું ક્યાં છે?)[૧૯] જેમની અધર્મને વિષે રુચિ જ નથી, તેવા પુરુષો ધર્મનો કોઈ પણ દિવસ ત્યાગ કરતા નથી અને એટલા માટે એવા ધર્માત્માઓને ધર્મનું સુખરૂપ ફળ પ્રાપ્ત થવું જોઇએ; પરંતુ આ તો તેથી ઉલટું જ થાય છે;[૨૦] જેઓ અધર્મી છે, તેમના અર્થની વૃદ્ધિ થાય છે અને જેઓ ધર્મનિષ્ઠ હોય છે, તેમને અનેક પ્રકારે કલેશ થાય છે; માટે મારા ધારવા પ્રમાણે તો એ બંને (ધર્મ અને અધર્મ, સુખ અને દુઃખ તથા પુણ્ય અને પાપ) નિરર્થક જ છે.[૨૧] હે રાઘવ! પાપકર્મ કરનારા પુરુષો, તેમના કરેલા અધર્મથી નાશ પામે છે તો તેના વધની સાથે જ અધર્મનો પણ નાશ થવો જોઇએ અને એ અધર્મકર્મમાં (અસ્તિત્વમાં) ન હોવાથી કોનો નાશ કરી શકે એમ છે?[૨૨] અમુક પુરુષને વિધિવડે કદાપિ કોઈ મારે અથવા તો તે બીજા કોઇને મારી નાંખે તો તેના આત્માને કંઈ દોષ નથી; કારણ કે આત્મા અકર્તા છે, એટલે દોષ વિધિને જ લાગે છે.[૨૩] હે અરિદમન! જેનો કંઈ ઉપાય માલમ પડતો નથી, જે અદૃષ્ટ ને અપ્રત્યક્ષ છે અને જે સતાસત્ માની શકાતો નથી, તે ધર્મ શી રીતે પરમાત્માને પ્રાપ્ત કરાવી શકે?[૨૪] હે સાધુ પુરુષોમાં શ્રેષ્ઠ! જો સત્કર્મથી બંધાતું અદૃષ્ટ સત્ય જ હોય, તો તને કદી પણ આ દુઃખની પ્રાપ્તિ થવી ન જોઇએ; પરંતુ તેમ નથી, માટે જ એ બધું ખોટું છે, એમ હું ધારું છું;[૨૫] અથવા તો આવો દુર્બળ તથા અર્થસિદ્ધિ કરવામાં અસમર્થ ક્લિબ એવો જે ધર્મ, તે જો બળને (પૌરુષને) જ અનુવર્તતો હોય તો એવા દુર્બળ અને સુખ સાધન આદિ આપવામાં અસમર્થ ધર્મનું સેવન શા માટે કરવું? એમ મારી મતિ છે.[૨૬] હે ભાઈ! જો તું ધર્મને પૌરુષના ગુણભૂત માનતો હો તો, પ્રયત્ને કરી ધર્મનો ત્યાગ કર ને જેવી રીતે તું આજ સૂધી ધર્મમાં પ્રવૃત્ત

રહેતો હતો, તેવી જ રીતે હવે પરાક્રમ ( પૌરુષ ) કરવામાં તત્પર રહે.[27] રે શત્રુઓને સંતાપનાર! તું સત્યવચન એ જ ધર્મ છે, એમ માનતો હો (અર્થાત્ પિતાની આજ્ઞાનો અંગીકાર કરવા રૂપ સત્ય એ જ ધર્મ છે એમ માનતો હો) તો પિતાએ જ તને અભિષેક કરવાનું કહ્યું હતું, તે તેં કેમ પાળ્યું નહિ? તથા પિતાજીએ તને–જ્યેષ્ઠ પુત્રને અભિષેક કરવાનો કહ્યો હતો, છતાં તે ન કર્યો ત્યારે તેં એમને એ (સત્યરૂપ) ધર્મનું ઉલ્લંઘન કરતા કેમ વાર્યા નહિ?*[28] હે પરંતપ! જો ધર્મ અને પૌરુષ એ બેમાંથી એકલો ધર્મ અનુષ્ઠાન કરવા યોગ્ય ગણાતો હોત તો, ઇંદ્ર, મુનિના ( વિશ્વરૂપનો ) વધ કરીને યજ્ઞ કરતે જ નહિ. (માટે ધર્મ એકલો જ સત્ય ને સુખનું કારણ નથી.)[29] પણ હે રાઘવ! અધર્મસંશ્રિત ( પૌરુષવાળા ) ધર્મથી જ શત્રુનો નાશ કરી શકાય છે, ( એકલા ધર્મથી નહિ. ) અને તે જ પુરુષો પણ પોતાના કર્તવ્યને ઉપરોધન થાય, તેવી રીતે ધર્મ અને પૌરુષ બંને કરી શકે છે.[30] હે કાકુત્સ્થ! કાળ અને દેશને અનુસરીને ઉભયનું સાધન કરવું, એને જ હું ધર્મ માનું છું. પણ રાજ્યનો ત્યાગ કરીને તેં તો ધર્મનું મૂળ છેદી નાંખેલું છે.[31] હે રામ! અનેક સ્થાનોથી એકઠા કરી રાખેલા ધનમાંથી, પર્વતમાંથી જેમ નદીઓ ઉત્પન્ન થાય છે તેમ, સર્વે ક્રિયાઓ ઉત્પન્ન થાય છે અને જેમ ગ્રીષ્મમાં થોડા જળવાળી નદીઓ સૂકાઈ જાય છે, તે પ્રમાણે અર્થ વિનાના અને અલ્પબુદ્ધિવાળા પુરુષની સર્વે અર્થસિદ્ધિઓ નાશ પામે છે.[32–33] અર્થનો પરિત્યાગ કરવાથી કેવળ ધર્મનીજ અપ્રાપ્તિ થાય છે એમ નથી, પરંતુ એથી ઉલટો દોષ પણ લાગે છે; કારણ કે સુખ પામવાની લાલસાવાળો છતાં જે પુરુષ અર્થનો ત્યાગ કરે છે, તેને જ્યારે સુખની અભિલાષા વધી પડે છે ત્યારે પાપકર્મથી અર્થપ્રાપ્તિ કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે; તેથી તે દોષમાં આવી પડે છે.[34] વળી

'यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बांधवाः।
यस्यार्थाः स पुमाँल्लोके यस्यार्थाः स च पंडितः ॥३५॥
यस्यार्थाः स च विक्रांतो यस्यार्थाः स च बुद्धिमान्।
यस्यार्थाः स महाबाहुर्यस्यार्थाः स गुणाधिकः ॥३६॥

જેની પાસે અર્થ હોય છે તેના મિત્રો થતા આવે છે; બંધુઓ તેના સગા થતા જાય છે અને એને જ લોક પુરુષ તથા પંડિત કહે છે.[35] જેની પાસે દ્રવ્ય છે તે જ પરાક્રમી ગણાય છે' અને બુદ્ધિમાન્ કહેવાય છે, મહાબાહુ પણ તે જ કહેવાય છે અને સકલગુણસંપન્ન પણ એ જ ગણાય છે.[36] હે ધીર! અર્થનો પરિત્યાગ કરવામાં મેં ઉપર કહ્યા તેટલા દોષો છે, છતાં તેં શા વિચારથી રાજ્યનો પરિત્યાગ કર્યો, તે મને સમજાતું નથી.[37] જેની પાસ દ્રવ્ય હોય છે તેના ધર્મ અને કામાદિ સર્વ અર્થ સિદ્ધ થાય છે અને તે પુરુષ જે જે ઇચ્છે છે, તે સર્વ તેને અનુકૂળ થાય છે; પરંતુ જેની પાસે અર્થ નથી અને જેઓ તેને મેળવવાની નિરંતર આશા રાખે છે, તેઓને તે પુરુષાર્થ વગર પ્રાપ્ત થતા નથી.[38] હે નરાધિપ! હર્ષ, કામ, ગર્વ, ધર્મ, ક્રોધ, શમ અને દમ એ સર્વે અર્થમાંથી ઉત્પન્ન થાય છે.[39] ધર્મનું જ આચરણ કરતા તાપસોનો આ લોક (ઐહિક પુરુષાર્થો) નાશ પામે છે; કારણ કે તેમની પાસે અર્થ નથી અને જેમ દુર્દિનોમાં ગ્રહો દેખાતા નથી, તેમ તારી પાસે પણ (અનેક સુખના સાધનરૂપ) અર્થ દેખાતો નથી.[40] હે વીર! તાતનું વચન પાળવાને માટે ધર્મશ્રદ્ધારૂપ જડતાથી તું વનમાં નિકળ્યો ત્યારે તારા પ્રાણથી પણ વધારે પ્રિય તારી ભાર્યા સીતાનું રાવણે હરણ કર્યું; (અને આજે તેનો વધ થયો છે ને તને દુઃખ થાય છે. પણ) જો ન નિકળ્યો હોત તો કંઈ પણ થાત નહિ.[41]

"હે રામ! ઈન્દ્રજિતે યુદ્ધમાં પરાક્રમ કરી આજ જે દુઃખ ઉત્પન્ન કર્યું છે તે સઘળું હું મારા પરાક્રમવડે નાશ કરીશ, માટે તું ઉઠીને બેઠો થા![42] હે નરશાર્દૂલ! હે વ્રત ધારણ કરનાર! હે મહાબાહો! તું ઉભો થા. તું પરમાત્મારૂપ છતાં કેમ તારા પોતાના આત્માને જાણતો નથી?[43] હે નિષ્પાપ! રાઘવ! જનકસુતાનું મરણ સાંભળીને અતિશય કોપ પામેલો હું લક્ષ્મણ, તારૂં પ્રિય કરવાને માટે હય, ગજ, રથ અને રાવણ સહિત આખી લંકાને મારાં બાણથી હતી ન હતી કરી નાંખવા માટે સમર્થ છું, તો તું શોક શા માટે કરે છે?"[44]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ત્યાસીમો સર્ગ સંપૂર્ણ**

* આ શ્લોકપર ત્રણ વાચન છે, યત્કિંચિત્ પાઠાંતર ફેર સિવાય અર્થ એક જ છે. અર્થાત્, દશરથરાયે તું મોટો હોવાથી રાજ્યાભિષેક કરવાનું કહી તે ન કર્યો તેથી તે મરણ પામ્યા. હવે તું જો સત્યવચનનેજ ધર્મ માનતો હો તો તારે એમનું એ વચન વનવાસે ન જતાં માન્ય કરવું હતું, ને જો એમ કર્યું હોત તો સત્યવચનરૂપ ધર્મના પરિપાલનથી રાજા મરણ પામત નહિ.

## સર્ગ ૮૪ મો

### વિભીષણનાં રામપ્રતિ વાક્ય

ભ્રાતૃવત્સલ લક્ષ્મણે જ્યારે રામનું આ રીતે આશ્વાસન કર્યું, ત્યારે વિભીષણ, રામસૈન્યને લંકાના દ્વારપર રાખી (છાવણીમાં) આવ્યો.[1] તે વેળાએ વિભીષણની આસપાસ અંજનગિરિ જેવા દેહવાળા ને નાના પ્રકારનાં આયુધવાળા અને હસ્તિસમાન શરીરવાળા તેના ચાર મન્ત્રીઓ ચાલતા હતા.[2] વિભીષણ શોકથી ગદ્‌ગદિત થઈ ગયેલા મહાત્મા રાઘવ પાસે આવ્યો ને જોયું તો વાનરો આંસુથી ભરાઈ ગયેલી આંખે ત્યાં બેઠેલા હતા.[3] ઇક્ષ્વાકુકુળનંદન રામ તો તે વેળાએ મોહ પામીને લક્ષ્મણના ખોળામાં જ પડેલા હતા.[4] અંતર દુઃખથી લજવાયલા ને શોકસંતપ્ત દીનાત્મા રામને જોઈ, વિભીષણે કહ્યું કે, "અરે આ શું છે?"[5] પછી વિભીષણ, સુગ્રીવ અને વાનરો પ્રતિ દૃષ્ટિ કરીને અશ્રુપૂર્ણ નેત્રવાળા લક્ષ્મણે ધીરેથી તેઓને કહ્યું કે,[6] "હે સૌમ્ય! 'ઇંદ્રજિતે સીતાને મારી નાંખી' એવાં હનુમાનનાં વચન સાંભળીને, રામ મોહવશ થયા છે."[7] આ પ્રમાણે કહેલાં સૌમિત્રિનાં વચનપર વિચાર કરી તેણે, પુષ્કળ અર્થવાળાં વચનો, સંદર્પ રહિત થઈ પડેલા રામને કહેવા માંડ્યાં;[8] "હે મનુજેંદ્ર! જે વચનો આપને આર્તરૂપ હનૂમાનથી કહેવાયાં છે, તે સાગરનું શોષણ થવા જેવાં હું માનું છું-અર્થાત્ તે ખરાં નથી.[9] દુરાત્મા રાવણનો સીતાપ્રતિ કેવો ભાવ છે, તે હું સારી પેરે જાણું છું, તેથી નિશ્શંક કહું છું કે, તે કદી તેનો ઘાત થવા દેશે નહિ.[10] તેનું હિત ઇચ્છનાર, મેં તેને વારંવાર વિનતિ કરી હતી કે, 'તું સીતાને પાછી આપ,' પણ તેણે મારા કહેવા પ્રમાણે કર્યું નથી (કેમકે તે કામાસક્ત છે);[11] અને સામ, દામ તથા ભેદથી પણ સીતા કોઇના જોવામાં આવે તેમ નથી, તો તેને યુદ્ધમાં કેમ લાવી શકાય?[12] હે મહાબાહુ! ઇંદ્રજિત્ વાનરોને માત્ર મોહ પમાડી ગયો છે, અને માયામયી જનકાત્મજાનો જ તે વધ કરી ગયો છે.[13] તેનું કારણ એ કે, તે હમણાં રણભૂમિ છોડી ગયો છે ને નિકુંભિલા દેવીના સ્થાનમાં જઇને હોમ કરવા બેઠો છે. જો તે હોમ કરી રહેશે તો પછી તે સમગ્ર દેવ અને ઇન્દ્રથી પણ સંગ્રામમાં જિતી શકાશે નહિ.[14] તેણે સર્વને મોહ પમાડવા માટે જ (સીતાવધની) માયા પ્રેરેલી છે; અને વાનરોનાં પરાક્રમ જોઈ આશ્ચર્ય થયેલા તેણે, વાનરો યજ્ઞમાં વિઘ્ન કરે નહિ, એવી ધારણાથી આ પ્રપંચરચના રચી છે.[15] હે નરશાર્દૂલ! તેનું હોમકર્મ પૂર્ણ થયું નથી, ત્યાર પહેલાં સૈન્ય સાથે અમે ત્યાં જઇએ છીએ અને તમે આ મિથ્યા શોકસંતાપને છોડી દ્યો.[16] તમને શોકકર્ષિત જોઇને, સર્વ સેનાના પગ ભાંગી જાય છે, માટે તમે તો સ્વસ્થ થઇને અહિં બેસો અને સૈન્ય તથા મારી સાથે આપ લક્ષ્મણને મોકલો.[17] એ જ નરશાર્દૂલ લક્ષ્મણ, રાવણના પુત્રને તીક્ષ્ણ બાણથી પીડિત કરીને યજ્ઞમાંથી ઉઠાડશે; અને તેથી ભ્રષ્ટ થયેલો તે મારવા જોગ થશે.[18] પત્રના આકારનાં ચમકતાં ને તીક્ષ્ણ લક્ષ્મણનાં બાણ, બાજપક્ષીની પેઠે તેનું લોહી પીશે.[19] માટે હે રામ! વજ્રધર જેમ વજ્રને આજ્ઞા આપે છે તેમ તું, રાક્ષસોના વધને માટે શુભ ગુણવાળા લક્ષ્મણને અમારી સાથે આવવાને માટે આજ્ઞા આપ.[20] હે મનુજવર! રિપુનો નાશ કરવા તરફ તું આજ ક્ષમાદૃષ્ટિ કે વિલંબ કર નહિ, પણ જેમ મહેન્દ્ર દેવના શત્રુનો નાશ કરવાને વજ્ર મૂકે છે, તેમ તું શત્રુનો વધ કરવા માટે લક્ષ્મણને આજ્ઞા કર.[21] જો રાક્ષસોમાં ઉત્તમ ઇન્દ્રજિત્ હોમકર્મ સમાપ્ત કરશે તો સંગ્રામમાં સુર અને અસુરોથી પણ ન જોઈ શકાય એવો તે (બળવાન્ અને) અજિત્ય થશે. વળી હોમ કરી રહ્યા પછી યુદ્ધ કરતાં તેનો પરાજય કરવાને માટે તો સુર લોકને પણ મોટો સંશય રહે તેમ છે."[22]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચોર્યાસીમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૮૫ મો

### ઇન્દ્રજિતનો યજ્ઞ

શોકથી પીડાયલા રાઘવે, વિભીષણનાં વચન સાંભળ્યાં, પણ ખિન્ન હોવાથી તેઓ તે બરાબર સમજ્યા નહિ.[1] પછી ધીરજ રાખીને શત્રુના પૂરને જિતનાર રામ પોતાની પાસે બેઠેલા વિભીષણને વાનરોની સમક્ષ કહેવા લાગ્યા કે;[2] "હે વિભીષણ! તેં મને જે કહ્યું, તે બધું હું તારાથી પુનઃ સાંભળવા ઇચ્છું છું, માટે જે કહેવું હોય તે પુનઃ કહે."[3] રાઘવનાં વચન સાંભળીને, વચન જાણનારાઓમાં શ્રેષ્ઠ વિભીષણ, પોતે કહ્યું હતું તે પુનઃ રામને કહેવા લાગ્યો.[4]

"હે મહાબાહો! તેં આપણા સૈન્યને જેમ ગોઠવવાનું કહ્યું હતું, તેમ મેં સૈન્યને ગોઠવ્યું છે.[5] આપણા

એ સૈન્યના જેવા જોઈએ તેવા વિભાગ કરેલા છે; અને મોટામોટા યૂથપતિઓને પણ યોગ્ય સ્થળે ઉભા રાખ્યા છે.[૬] હે પ્રભો! મારે તુંને જે વિનતિ કરવાની છે તે એ જ કે, તું સંતાપ પામે છે, તે મિથ્યા છે. તારા સંતાપથી અમને પણ સંતાપ થાય છે.[૭] પણ, હે રાજન્! આ મિથ્યા શોકસંતાપનો તું ત્યાગ કર; અને શત્રુના હર્ષને વધારનાર જે ચિન્તા તને વળગી છે, તેનો પણ ત્યાગ કર.[૮] હે વીર! તારે જો સીતાને મેળવવી હોય ને શત્રુનો નાશ કરવો હોય તો હર્ષ પામીને ઉદ્યમ કર.[૯] હે રઘુનંદન! તારાં હિતનાં હું બીજાં વાક્ય કહું, તે પણ તું સાંભળ. આપણા લક્ષ્મણને મોટું સૈન્ય લઈને નિકુંભિલા દેવીમાં ઇંદ્રજિત્ બેઠો છે ત્યાં મોકલ ને સર્પના જેવાં તીક્ષ્ણ બાણથી તેને પીડા કરવાની આજ્ઞા કર.[૧૦-૧૧] એ શૂર ઇન્દ્રજિતે, તપવડે, બ્રહ્માને પ્રસન્ન કરી બ્રહ્મશિર અસ્ત્ર અને ઇચ્છવામાં આવે ત્યાં ગમન કરે એવા ઘોડા મેળવ્યા છે.[૧૨] છતાં એ હમણાં પોતાના સૈન્યને લઈ નિકુંભિલામાં ગયો છે (અને વિશેષ બળવાન્ થવા યજ્ઞ કરે છે.) ત્યાં તે જો પોતાનું યજ્ઞકાર્ય પૂર્ણ કરશે તો પછી આપણે સર્વે મુવા જ પડ્યા છીએ, એમાં લેશ પણ શંકા નથી.[૧૩] બ્રહ્માએ વરદાન આપતાં કહેલું છે કે–'હે ઇન્દ્રજિત્! તું નિકુંભિલામાં ગયા પહેલાં અને હોમ કર્યા પહેલાં જે શત્રુની સાથે યુદ્ધ કરીશ, તે શત્રુ તારો વધ કરશે.'[૧૪] બ્રહ્માએ તેને આવું વરદાન આપેલું છે, માટે જ તે યજ્ઞ કરવા ગયો છે, ને જો ત્યાંથી અધવચે ઉઠી આવશે તો તેનો વધ થશે જ.[૧૫] હે રામ! આ યોગ્ય સમય છે, (સમય ગયો તે પુનઃ પ્રાપ્ત થતો નથી.) તું મોકલ લક્ષ્મણને અને જાણ કે એ મરાયો અને પછી માન કે રાવણ અને તેના બીજા સુહૃદો પણ મરાયા છે જ."[૧૬]

વિભીષણનાં વચન સાંભળી રામ કહેવા લાગ્યા કે–"હે સત્ય પરાક્રમવાળા! એ ભયંકર રાક્ષસની માયાને હું સારી રીતે જાણું છું.[૧૭] તે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરવામાં બહુ કુશળ છે; તે સાથે ઘણો બળવાન્ અને ડાહ્યો પણ છે; દેવ અને વરુણને પણ તે સંગ્રામમાં પાછા હઠાવે છે;[૧૮] એ અદૃશ્ય રહેનાર રથમાં બેસી જ્યારે આકાશમાં ગમન કરે છે, ત્યારે વાદળમાં ઢંકાયલા સૂર્યની પેઠે તેની ગતિની કોઇને ખબર પડતી નથી."[૧૯] આ પ્રમાણેનું પોતાના દુરાત્મા શત્રુનું બળ જાણી, રામ, કીર્તિસંપન્ન લક્ષ્મણને કહેવા લાગ્યા કે–[૨૦] "હે વીર લક્ષ્મણ! આ સુગ્રીવનું સૈન્ય છે તેને, હનૂમાન્ આદિ મુખ્ય વાનરો તથા જામ્બવાનને અને તેનાં સૈન્યને લઇને તું નિકુંભિલામાં જા અને રાવણના માયાવી બળવાળા પુત્રને માર.[૨૧-૨૨] આ વિભીષણ રાક્ષસ માયા જાણે છે, તેથી તે પોતાના મન્ત્રીઓસહ તારી પાછળ ચાલશે–(તું યુદ્ધ કર ને વિજય પ્રાપ્ત કર.")[૨૩] રામનાં તે વચન સાંભળી, લક્ષ્મણે, વિભીષણની સાથે જવા માટે એક મોટું શ્રેષ્ઠ ધનુષ લીધું.[૨૪]

પછી યુદ્ધને માટે તત્પર થયા. તેણે કવચ પહેર્યું. હાથમાં ખડ્ગ અને શર લીધું અને ડાબા હાથમાં ધનુષ લીધું, તેમ બીજાં આયુધ પણ લીધાં. પછી તે રામને પગે પડી કહેવા લાગ્યો કે–[૨૫] "હે રામ! આજે મારાં મૂકેલાં બાણ, રાવણના પુત્ર ઇંદ્રજિતને મારીને હંસલા જેમ તળાવડીમાં પડે, તેમ લંકામાં જઈ પડશે.[૨૬] મારા મોટા ચાપની પણછમાંથી છૂટેલાં બાણ આજ તે ભયંકર રાક્ષસને મારી નાંખશે."[૨૭]

આ પ્રમાણે પોતાના ભાઇને કહીને ઇન્દ્રજિતના વધની આકાંક્ષાવાળો કાન્તિમાન્ લક્ષ્મણ, રામની છાવણીમાંથી ત્વરાથી નિકળવા તત્પર થયો.[૨૮] પ્રથમ પોતાના મોટા ભાઇને પગે પડ્યો, તેમની પ્રદક્ષિણા કરી તથા પછી ઇન્દ્રજિતથી રક્ષણ થતી નિકુંભિલામાં જવા લાગ્યો.[૨૯] રામે તેને આશીર્વાદ દીધો અને પ્રતાપવાન્ લક્ષ્મણ, વિભીષણાદિને લઈ માર્ગે પડ્યો.[૩૦] હજારો વાનરની સેનાથી વિંટાયલો હનૂમાન્ અને મન્ત્રીઓ સહિત વિભીષણ ત્વરાથી તેની પાછળ ચાલતા હતા.[૩૧] આગળ ચાલતાં વાનરસૈન્યથી વિંટાયલા લક્ષ્મણને જામ્બવાનનું સૈન્ય મળ્યું.[૩૨] કેટલોક રસ્તો કાપ્યા પછી, સૌમિત્રિએ જોયું તો વ્યૂહરચનામાં ગોઠવાયલું રાક્ષસસૈન્ય ઉભું હતું.[૩૩]

પછી હાથમાં ધનુષ લઇને, શત્રુદમન લક્ષ્મણ, માયાયુદ્ધ કરનાર ઇન્દ્રજિતને માટે, બ્રહ્માના કહેવા પ્રમાણે સ્વસ્થ થઇને ઉભા રહ્યો.[૩૪] વિભીષણ, અંગદ અને હનૂમાન્ તેની પાસે ઉભા હતા.[૩૫] પછી ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વચ્છ વસ્ત્રોથી ધવલ દેખાતાં, ધ્વજાઓથી ગહન, મહારથીઓથી જેમાં પેસી ન શકાય એવા, ઘણો ભય ઉપજાવનાર તથા અતુલ વેગવાળા રાક્ષસોના સૈન્યમાં, લક્ષ્મણે, જેમ કોઈ અંધકારમાં પ્રવેશ કરે તેમ પ્રવેશ કર્યો.[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પંચ્યાસીમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૮૯ મો
### યજ્ઞભંગ

તે વેળાએ રાવણના નાનાભાઇએ, શત્રુના અહિતનાં અને પોતાનો અર્થ સિદ્ધ કરનારાં વચનો લક્ષ્મણને આ પ્રમાણે કહેવા માંડ્યાં.[૧] તે બોલ્યો; "હે લક્ષ્મણ! મેઘના જેવું શ્યામ રાક્ષસોનું આ જે સૈન્ય દેખાય છે, તે સાથે તમે કપિઓને લઇને યુદ્ધ કરો અને હે લક્ષ્મણ! તું એ મહાસૈન્યમાં ભેદ પાડવાને યત્ન કર. જો ભેદ પડશે તો ઇન્દ્રજિત્ દીઠામાં આવશે.[૨-૩] ઇન્દ્રજિત્ પોતાનો હોમ પૂરો કરી રહે તે પહેલાં, હે લક્ષ્મણ! તું વજ્રના જેવા બાણથીરાક્ષસોને નસાડ અને દુરાત્મા, માયાવી, અધર્મી અને ક્રૂર કર્મ કરનાર તથા સર્વ લોકને ભય ઉપજાવનાર ઇન્દ્રજિતને માર.[૪-૫]

જ્યારે વિભીષણે આમ કહ્યું ત્યારે શુભ લક્ષણવાળો લક્ષ્મણ, ઇન્દ્રજિતના સૈન્યપર બાણવૃષ્ટિ કરવા લાગ્યો અને રીંછો તથા વાનરો હાથમાં મોટાં વૃક્ષ લઇને રાક્ષસસૈન્ય ઉપર તૂટી પડ્યા.[૬-૭] રાક્ષસો પણ કપિસૈન્યને વિદારણ કરવાની ઇચ્છાથી બાણ, તરવાર, શક્તિ, તોમર અને બીજાં અસ્ત્રથી મારવા લાગ્યા.[૮] કપિ અને રાક્ષસોનું યુદ્ધ ચાલ્યું ત્યારે, તેમના પ્રહારનો મોટો શબ્દ લંકાપુરીને ચોમેરથી ગજાવવા લાગ્યો.[૯] વિવિધ પ્રકારનાં શસ્ત્ર, નાનાવિધનાં બાણ, વૃક્ષ અને ઉપાડેલાં ગિરિશૃંગોથી આકાશ છવાઈ ગયું.[૧૦] જેમણે મુખ પહોળાં અને હાથ ઉંચા કરેલા છે એવા રાક્ષસો, નાના પ્રકારનાં શસ્ત્રોવડે પ્રહાર કરી, વાનરોને ભય ઉપજાવવા લાગ્યા; તેમ જ વાનરો પણ મોટાં મોટાં વૃક્ષોના તથા શિખરના પ્રહાર કરી, રાક્ષસોનો ઘાણ વાળવા લાગ્યા.[૧૧-૧૨]

આ પ્રમાણે મોટા દેહવાળા તથા ઘણા બળવાન્ ઋક્ષ અને વાનરના અધિપતિઓ સાથે યુદ્ધ કરતાં રાક્ષસો ભય પામ્યા.[૧૩] પોતાનાં સૈન્યને શત્રુએ પીડેલું તથા વિષાદ પામેલું જોઇને, ઇન્દ્રજિત્ હોમને છોડી દઈ ઉઠ્યો.[૧૪] યજ્ઞભૂમિનાં વૃક્ષોની ઘટાના અંધકારમાંથી નિકળીને, રાવણપુત્ર અતિશય ક્રોધ કરી ગાજ્યો; અને જોડેલા ઘોડાવાળા તથા પ્રથમથી જ સજ્જ કરી રાખેલા રથમાં બેઠો.[૧૫] તે વેળાએ જેના હાથમાં ભયંકર ધનુષ ને શર છે એવો કાળો, રાતાં મુખ અને નયનવાળો ઇન્દ્રજિત, સાક્ષાત્ મૃત્યુના જેવો ભયંકર દેખાતો હતો.[૧૬]* ઇન્દ્રજિતને રથમાં બેઠેલો જોઈ, લક્ષ્મણની સાથે યુદ્ધ કરતા ભયંકર રાક્ષસો તેના રથની પાસે આવી પહોંચ્યા.[૧૭] પછી પર્વત જેવા દેહવાળા અને શત્રુદમન પવનપુત્ર હનૂમાને, એક મોટું વૃક્ષ લઈ, દુરાસદ ઇન્દ્રજિતને માર્યું અને કાળાગ્નિની માફક હનૂમાને રાક્ષસોનાં સૈન્યને દહન કરવા માંડ્યું. તેણે હજારો વૃક્ષોની વૃષ્ટિથી રાક્ષસોને ભાનરહિત કરી નાંખ્યા.[૧૮-૧૯] આ પ્રમાણે રાક્ષસોનો સંહાર કરતા હનૂમાનને જોઇને, બીજા રાક્ષસોએ હનૂમાનને ઘેરી લીધો અને હાથમાં તીક્ષ્ણ શૂળ લઈ ઉભેલાઓએ, શૂળથી, મોટી તરવારો લઇને ઉભેલાઓએ તરવારથી, પટ્ટિશવાળાઓએ પટ્ટિશથી, શક્તિવાળાઓએ શક્તિથી, પરિઘ, ગદા, કુંત, સેંકડો શતઘ્નીઓ, લોખંડનાં મુદ્ગરો, ભયંકર ફરસીઓ તથા ભિંદિપાલથી વાનરોના ઉપર મારો ચલાવવા માંડ્યો. વળી વજ્રના જેવી મુષ્ટિ અને હસ્તપ્રહારથી, પર્વતના જેવા ઉપમાવાળા હનૂમાનને, રાક્ષસો મારવા મંડી પડ્યા. રાક્ષસોનો માર ચાલુ હતો, પણ તે ન ગણકારતાં, હનૂમાને, ઘણા રાક્ષસોનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો.[૨૦-૨૪] પોતાના શત્રુ રાક્ષસોનો આમ સંહાર કરતા તથા લગાર પણ ભય નહિ ધરતા, પવનપુત્ર હનૂમાનને જોઇને, ઇન્દ્રજિત્ પોતાના સારથિને કહેવા લાગ્યો કે, "હે સૂત! તું મારો રથ હનૂમાનની સામે લઈ જા. કારણ કે, હું હનૂમાનની ઉપેક્ષા કરીશ તો તે મારા રાક્ષસોનો સંહાર કરી મૂકશે."[૨૫-૨૬]

ઇન્દ્રજિતની આજ્ઞા થવાથી, તે સારથિ, પરમ દુર્ધર્ષ ઇન્દ્રજિતને લઇને, જ્યાં હનૂમાન્ હતો ત્યાં આવ્યો.[૨૭] હનૂમાનની પાસે આવીને ઇન્દ્રજિતે, બાણ, તરવાર, પટ્ટિશ, અસિ અને પરશ્વધથી તેના માથા ઉપર પ્રહાર કરવા માંડ્યા.[૨૮] ઇન્દ્રજિતના શસ્ત્રના પ્રહાર ખમી રહીને હનૂમાને કોપ કરી, ઇન્દ્રજિતને કહ્યું કે;[૨૯] "હે દુર્મતિ! જો તું શૂર હોય તો મારી સાથે તારાથી થાય તેટલું ને તેવું યુદ્ધ કર; પણ સ્મરણ રાખજે કે, આ વાયુપુત્ર હનૂમાનના હાથમાં આવેલો તું હવે જીવતો જવાનો નથી.[૩૦] હે રાક્ષસવર! આ સંગ્રામમાં મારી સાથે દ્વંદ્વયુદ્ધ કરવાની તારી ઇચ્છા હોય તો બાહુયુદ્ધ કર અને મારું બળ જો."[૩૧] હનૂમાનને મારવાની

* વાલ્મીકિ વિનાનાં અન્ય રામાયણમાં, અત્ર એવો લેખ છે કે નિકુંભિલા દેવીએ તેને પ્રસન્ન થઇને એક દિવ્ય રથ આપવાની ઇચ્છા કરી, ને તે રથ વેદીમાંથી અડધો બહાર નિકળ્યો હતો, પણ વાનરોએ વૃક્ષ, પથરા વગેરેથી તે હોમકુંડ પૂરી દીધો ને રથ પાછો અલોપ થઈ ગયો. જો એ રથ બહાર નિકળ્યો હોત તો તેમાં બેઠેલો ઇન્દ્રજિત્ જિતાતે નહિ.

ઇચ્છાથી ઉગામેલાં ધનુષવાળા રાવણપુત્રને જોઈ, વિભીષણ, લક્ષ્મણને કહેવા લાગ્યો કે,[૩૨] "હે સૌમિત્રે! રાવણનો પુત્ર ઇન્દ્રજિત્, જેણે ઇન્દ્રને જિતેલો છે, તે રથમાં બેસીને હનૂમાનનો નાશ કરવા ઇચ્છે છે. માટે તું શત્રુનો નાશ કરે તેવા તથા જીવલેણ અનુપમ બાણ મૂકી એનો નાશ કર."[૩૩-૩૪] શત્રુઓને ભય ઉપજાવે એવા વિભીષણે, જ્યારે આ પ્રમાણે લક્ષ્મણને કહ્યું, ત્યારે મહાત્મા લક્ષ્મણે, પર્વત જેવા દેખાવવાળા, ભયંકર બળવાળા, દુરાસદ અને રથમાં બેઠેલા ઇંદ્રજિતના સામું જોઈ કોપથી ધનુષ ચઢાવ્યું.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છંયાસીમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૮૭ મો

### કાકા ભત્રીજાનું ભાષણ

આ પ્રમાણે કહી, હર્ષ પામેલો વિભીષણ, હાથમાં ધનુષ લઈ તૈયાર થયેલા લક્ષ્મણને, જ્યાં ઇંદ્રજિત્ હતો ત્યાં લઈ ગયો.[૧] થોડેક દૂર જઈ નિકુંભિલાના વનમાં પ્રવેશ કરી, વિભીષણ, લક્ષ્મણને હોમ કરવાનું સ્થાન દેખાડવા લાગ્યો.[૨]

પછી રાવણના તેજસ્વી ભાઈ વિભીષણે, લક્ષ્મણને ભયંકર દેખાવવાળા તથા મેઘ જેવા કાળા, મોટાં વટવૃક્ષને દેખાડી કહ્યું કે—"હે લક્ષ્મણ! રાવણનો પુત્ર ઇંદ્રજિત્, આ ઠેકાણે, ભૂતોનાં બલિદાન આપીને સંગ્રામમાં આવે છે અને તેનાં બળથી આ રાક્ષસ અદૃશ્ય થાય છે અને કોઈ તેને જોઈ શકતું નથી; અને તે શત્રુને ઉત્તમ બાણપાશથી બાંધી મારે છે.[૩-૫] હે લક્ષ્મણ! એટલા માટે તું વડનાં વૃક્ષ તળે જઈ, વટવૃક્ષમાં તે પ્રવેશ ન કરે, એટલામાં તેને તેના રથ તથા સારથિ સહિત મારી નાંખ."[૬] 'બહુ સારુ' એમ કહી મિત્રોને આનંદ ઉપજાવનાર લક્ષ્મણ પોતાનું વિચિત્ર ધનુષ ખેંચીને ઇન્દ્રજિતને વડતળે થઈ જવાનું સ્થાન રોકીને ઉભો રહ્યો.[૭] લક્ષ્મણનાં ધનુષનો ટંકારવ સાંભળીને, રાવણનો પુત્ર ઇન્દ્રજિત, ખડ્ગ તથા કવચ ધારણ કરી, અગ્નિ જેવા રથમાં બેસી ત્યાં ધસમસ્યો આવ્યો.[૮]

પછી મહા તેજસ્વી લક્ષ્મણે, સંગ્રામમાં પરાજય નહિ પામનાર ઇન્દ્રજિતને કહ્યું કે, "હે ઇન્દ્રજિત્! હું તારી પાસે યુદ્ધ માગું છું, માટે મને યુદ્ધ આપ."[૯] લક્ષ્મણનાં વચન સાંભળી, રાવણનો મનસ્વી પુત્ર ઇન્દ્રજિત્, લક્ષ્મણ પાસે ઉભેલા વિભીષણને જોઈ તેમને અતિક્રૂર વચનો કહેવા લાગ્યો.[૧૦]

તે બોલ્યો—"હે વિભીષણ! તું અમારા રાક્ષસનાં કુળમાં જન્મીને મોટો થયેલો છે અને મારા પિતાનો ભાઈ તથા મારો કાકો થાય છે, તેમ છતાં ભત્રીજાનો કેમ દ્રોહ કરે છે?[૧૧] હે દુર્બુદ્ધિ! હે ધર્મને દૂષણ લગાડનાર! તારે માથે જાત નથી શું? તને જાતિનું અભિમાન નથી શું? ને તને પ્રેમ નથી શું? તારામાં સહોદરપણુંએ નથી શું? અને તારામાં ધર્મ પણ નથી કે શું?[૧૨] અને તેટલા માટે, હે દુર્બુદ્ધિ! સાધુ પુરુષોથી તું નિંદવા લાયક તથા શોક કરવા લાયક છે; કારણ કે તું પોતાના સ્નેહીઓને તજીને, શત્રુનો દાસ થયો છે.[૧૩] તું તારી શિથિલ બુદ્ધિથી—પોતાના સ્વજનોમાં ( દુઃખ સહીને પણ ) રહેવું અને નીચનો આશ્રય (લાભ હોય તો પણ ) ન કરવાનો મહાન્ ભેદ સમજી શકતો નથી.[૧૪] વળી કહ્યું છે કે;—

> गुणवान्वा परजनः स्वजनो निर्गुणोऽपि वा ।
> निर्गुणः स्वजनः श्रेयान्यः परः पर एव सः ॥ १९ ॥
>
> यः स्वपक्षं परित्यज्य परपक्षं निषेवते ।
> स स्वपक्षे क्षयं याते पश्चात्तैरेव हन्यते ॥ १६ ॥

પરજન ગુણી અને સ્વજન નિર્ગુણી હોય તોપણ, ગુણવાળા પરજનના કરતાં નિર્ગુણી સ્વજન ઘણો શ્રેયસ્કર છે. કારણ કે, પરજન તે પરજન જ છે—પરજન પોતાનો હોઈ શકતો નથી.[૧૫] જે માણસ સ્વપક્ષનો ત્યાગ કરી, પરપક્ષનું સેવન કરે છે, તે પોતાના પક્ષનો નાશ કરાવીને અંતે પોતે પણ પરને હાથે જ નાશ પામે છે.[૧૬] હે રાવણના લઘુબાંધવ! હે વિભીષણ! હે કાકા! તેં સ્વજન થઇને (લક્ષ્મણને અહિં આણી) જે નિર્દયતા બતાવી છે, તેવી નિર્દયતા તું જ કરે; બીજા કોઈ સ્નેહીથી થઈ શકે નહિ અને જેવું પૌરુષ બતાવવા તું તત્પર થયો છે, તેવું કરવાને બીજો કોઈ તત્પર થશે નહિ."[૧૭]

પોતાના ભત્રીજાનાં (આવાં કર્કશ) વચન સાંભળી, વિભીષણે તેને કહ્યું કે—"અલ્યા ઇન્દ્રજિત્! તું મારાં શીલવ્રતને જ જાણતો નથી, તેમ છતાં શું કરવાને બખડે છે?[૧૮] હે રાક્ષસેન્દ્રપુત્ર! હે અસાધુ! ગમે તેટલો પણ હું તારો કાકો છું, માટે આવાં પરુષ વચન મા બોલ, મા બોલ. હું જો કે ક્રૂર કર્મવાળા રાક્ષસોના કુળમાં જન્મેલો છું, તથાપિ રજસ્ અને તમસ્

ગુણવાળા રાક્ષસોને દુર્લભ એવો સત્વગુણ, જે મનુષ્યમાં કે દેવમાંજ જોઇએ, તે મારામાં છે.[૧૯] તું જાણ કે, પોતાનો ભાઈ પોતાથી વિરુદ્ધ મતનો હોય, પણ તેને કહાડી ન મૂકાય. (તે છતાં તારા પિતાએ, ગર્વના આવેશમાં મારું અપમાન કર્યું ને મને કહાડી મૂક્યો છે.) અને હું દારુણ અને અધર્મીની સાથે રહેતો નથી.[૨૦] જેમ હાથમાં પકડેલા સર્પને છોડી દેવાથી, મનુષ્ય સુખ પામે છે, તેમ પાપ નિશ્ચયવાળા તથા ધર્મથી સ્ખલિત થયલા પુરુષનો ત્યાગ કરવાથી માણુસ સુખ પામે છે.[૨૧] પરધન લુંટનાર અને પરદારાનું હરણ કરનાર દુરાત્મા પુરુષનો, સળગેલા ગૃહની માફક ત્યાગ કરવો, એમ સાધુ પુરુષે કહેલું છે.[૨૨] પરનાં દ્રવ્યનું હરણ કરવું, પરદારાને ખેંચી લાવવી અને પોતાનાં આપ્તજનપર શંકા રાખવી, એ ત્રણે દોષ ક્ષય કરાવનાર છે.[૨૩] વળી મહર્ષિઓનો વધ, દેવોની સાથે વૈર, અભિમાન, ક્રોધ, વૈર–જૂનું વૈર–હિતનાં વચન કહેનારથી વિરુદ્ધ વર્તન કરવું, એ બધા દોષ મારા ભાઈ અને તારા પિતા રાવણમાં છે, જે એનાં જીવિત તથા ઐશ્વર્યનો નાશ કરાવનારાં છે. જેમ અભ્રથી પર્વત છવાઈ જાય છે, તેમ આ દુર્ગુણોએ એના ગુણોને ઢાંકી નાંખેલાં છે.[૨૪–૨૫] એ દોષોને લીધે જ મેં મારા મોટા ભાઈ અને તારા પિતા રાવણનો ત્યાગ કરેલો છે. તું, તારો પિતા અને લંકા એ ત્રણમાંથી હવે કોઈ નથી એમ જ માન.[૨૬] હે દુર્વિનીત રાક્ષસ! બાળક છતાં તું બહુ ગર્વિષ્ઠ છે, પણ આજ કાળના હાથમાં આવી પડેલો છે, માટે તારે જે કહેવું હોય તે ભલે મને કહે.[૨૭] પણ હે અધમ રાક્ષસ! તેં પૂર્વે મને જે પરુષ વચનો કહ્યાં હતાં, તેનું ફળ હવે તને મળશે. તારાથી હવે યજ્ઞ કરવા માટે વટવૃક્ષ તળે જઈ શકાય તેમ નથી.[૨૮] આ કાકુત્સ્થ લક્ષ્મણનો પરાજય કરીને હવે તું જીવવાનો નથી જ. માટે ચાલ, હવે લાંબી ટુંકી છોડી દે અને આ નરદેવ લક્ષ્મણ સાથે યુદ્ધ કર અને પછી મરણ પામી યમદ્વારમાં જઈ, તારાં મરણથી દેવતાઓને શાન્ત કર.[૨૯] હે ઇન્દ્રજિત્! તું આટલા દિવસથી ભેગું કરેલું બળ દેખાડ અને તારાં સર્વે આયુધો અને બાણ આજ પૂરાં કર; કારણ કે લક્ષ્મણનાં બાણના ઝપાટામાં આવતાં તું તથા તારું સૈન્ય એ એમાંથી કોઈ જીવતાં પાછા લંકામાં જવા પામવાનાં નથી.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સીત્યાસીમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૮૮ મો

## લક્ષ્મણ તથા ઇન્દ્રજિતનું યુદ્ધ

વિભીષણનાં વચન સાંભળી, ક્રોધથી થરથર કંપતો અને કઠોર વચનો બોલતો રાવણનો પુત્ર ઇન્દ્રજિત્, એકદમ ધસારો કરી આગળ આવ્યો.[૧] હાથમાં ઉગામેલું ખડ્ગ ધરીને કાળ સરખા અશ્વરથમાં બેઠેલો કાળ અને અંતક જેવો રાવણપુત્ર બળવાન્ ઇન્દ્રજિત્ પોતાનું પવનવેગી, વિપુલ તથા દૃઢ ધનુષ ચઢાવી તથા શત્રુઓનો નાશ કરે તેવાં બાણ તેનાપર સાંધીને, ભયંકર બળવાળો, મોટાં ધનુષવાળો, શત્રુને નાશ કરનારો તે ઉદયાચળ ઉપરથી દેખાતા સૂર્યના સરખી કાન્તિવાળા લક્ષ્મણની તથા વિભીષણની સામું જોઈ, તેમને તથા મુખ્ય વાનરોને આ પ્રમાણે કહેવા લાગ્યો કે, “હવે તમે મારું પરાક્રમ જુઓ. આજે મારા ધનુષમાંથી છૂટેલા, મેઘવૃષ્ટિ સમાન બાણના સમૂહના તમે ભોગ થઈ પડશો જ ને જેમ અગ્નિ કપાસના ઢગલાને બાળી નાંખે છે, તેમ મારા ધનુષથી છૂટેલાં બાણો તમને બાળી નાંખશે.[૨–૭] આજે હું મારાં શૂલ, શક્તિ તથા બાણથી તમો સર્વેને હણીને યમલોકમાં પહોંચાડીશ.[૮] ગર્જના કરતો મેઘ જેમ જળવૃષ્ટિ કરે છે, તેમ શરની વૃષ્ટિ કરતો તથા ચાલાકીથી બાણ મૂકતો, જે હું ઇન્દ્રજિત્ તેના સામો ઉભો રહેવાને માટે કોણ સમર્થ છે ?[૯] રાત્રિયુદ્ધમાં વજ્રના સરખા બાણના વરસાદથી મેં, તમે બંને ભાઇઓને, સુગ્રીવ સહિત બાંધીને, સંજ્ઞારહિત કર્યા હતા, તે શું તમને સાંભરતું નથી કે? પણ આજે કોપ પામેલા સર્પ સરખા, મારી સાથે તમે લડવાને આવ્યા છો, તેથી એમ જ લાગે છે કે, તમે બધા યમલોકમાં જવાને ઇચ્છો છો!”[૧૦–૧૧]

ઇન્દ્રજિતનાં આવાં ગર્વ ને ગર્જનાયુક્ત વચનો સાંભળી, પોતાના મુખપર લગાર પણ ભયનું ચિહ્ન દેખાડ્યા વિના, લક્ષ્મણે, કોપ કરી ઇન્દ્રજિતને કહ્યું કે–[૧૨] “હે ઇન્દ્રજિત્! તેં વાણીવડે તો શત્રુવધરૂપી કાર્ય પૂરું કર્યું છે, પરંતુ તે કરી દેખાડવું, એ ઘણું દુસ્તર છે. જે માણુસ પરાક્રમ કરીને એવા કાર્યનો અંત આણે છે, તે જ બુદ્ધિમાન્ છે.[૧૩] હે દુષ્ટ બુદ્ધિવાળા! તું મને જિતીશ કે? ને કોઇથી ન થાય એવું કાર્ય, તું બોલ્યાથી થઈ ગયું, એમ ધારી તારી જાતને કૃતાર્થ માને છે? ભલે માન. પરંતુ તે કાર્ય કરવાને માટે તું અસમર્થ છે, તેનું તને ભાન નથી.[૧૪] પૂર્વે અંતર્ધાન્

રહીને તેં જે રણમાં પરાક્રમ કર્યું હતું, એ તો માત્ર ચોરના સરખું તેં કર્યું છે, એ કંઈ વીર પુરુષોનું કર્તવ્ય નથી.[૧૫] હે રાક્ષસ! જેમ હું તારા બાણ નાંખવાના માર્ગમાં આવીને ઉભો રહ્યો છું, તેમ તું મારા બાણ-માર્ગમાં આવીને ઉભો રહે અને પછી તારૂં પરાક્રમ દેખાડ; પણ આમ મિથ્યાવાદ શું કરવા કરે છે?"[૧૬]

જ્યારે લક્ષ્મણે આવાં વચનો કહ્યાં, ત્યારે સંગ્રામમાં વિજય મેળવનાર ઇન્દ્રજિત્, મોટું ભયંકર ધનુષ ખેંચી, તેનાપર તીક્ષ્ણ બાણ મૂકવા લાગ્યો.[૧૭] સર્પના વિષ સરખાં તીવ્ર તથા મહાવેગવાળાં ઇન્દ્રજિતે મૂકેલાં બાણો, લક્ષ્મણનાં કવચમાં વાગી, નિઃશ્વાસ નાંખતા સર્પની પેઠે પૃથિવીપર પડી ગયાં.[૧૮] આ જોઇને બાણ છોડવામાં કુશળ રાવણના પુત્ર ઇન્દ્રજિતે પવનવેગી બીજાં બાણ મૂકીને શુભ લક્ષણવાળા સુમિત્રાના પુત્ર લક્ષ્મણને વિંધ્યો.[૧૯] ઇન્દ્રજિતનાં બાણથી વિંધાયલો તથા રુધિર જેના શરીરમાંથી ઝરે છે એવો લક્ષ્મણ, તે વેળાએ ધૂમાડા રહિત અગ્નિના સરખો શોભતો હતો.[૨૦] પોતાનું પરાક્રમ જોઇને ફૂલાઈ ગયેલો ઇન્દ્રજિત્, લક્ષ્મણની પાસે જઈ, ગર્જના કરી આ પ્રમાણે કહેવા લાગ્યો કે,[૨૧] "જો એ લક્ષ્મણ! મારાં ધનુષથી છૂટેલાં તીક્ષ્ણ ધારવાળાં તથા શત્રુનો જીવ લે એવાં બાણો આજ તારો પ્રાણ લેશે.[૨૨] હે લક્ષ્મણ! મારા હાથે મરણ પામીને સંગ્રામમાં પડેલા આ તારા દેહને આજ શિયાળવાં, ગીધ અને બાજ પક્ષીઓ તોડી ખાશે;[૨૩] અને દુષ્ટ બુદ્ધિવાળો રામ પોતાના ઉપર અનુરક્ત રહેનારા અનાર્ય લક્ષ્મણને (તને) આજ મારે હાથે હણાયેલો જોશે.[૨૪] હે લક્ષ્મણ! જેનું કવચ તૂટી ગયું છે, ધનુષ ભાંગી ગયેલું છે તથા શિર છેદાઈ ગયું છે એવા તને રામ, આજે મારે હાથે મરણ પામેલો જોઈ પુષ્કળ આક્રંદ કરશે.[૨૫]

આ પ્રમાણે પરુષ વચન બોલતા ઇન્દ્રજિતને, અર્થજ્ઞ લક્ષ્મણ, હેતુગર્ભિત વચનો કહેવા લાગ્યા કે,[૨૬] "હે ક્રૂરકર્મવાળા અને દુષ્ટબુદ્ધિ રાક્ષસ! હવે તું તારી વાણીનું જોર દેખાડવું બંધ કર. આ બધું તું બોલી શું બતાવે છે? કર્મ કરીને કંઈ મને દેખાડ,[૨૭] અથવા હે રાક્ષસ! તું કંઈ પણ કરી દેખાડ્યા વિના આમ મિથ્યા બકવાદ શું કરવા કરે છે? તારાં વચનો ઉપર મને શ્રદ્ધા બેસે, એવું કંઈ તો કરી દેખાડ! પછી બક![૨૮] હે પુરુષોનું ભક્ષણ કરનાર રાક્ષસાધમ! હું તને પરુષ વચનો નથી કહેતો, તારું અપમાન પણ નથી કરતો અને તારી પેઠે મિથ્યા બડાઈ પણ નથી મારતો. પરંતુ કર્મ કરીને જ દેખાડું છું. માટે તું જો કે, હમણાં હું તારો કેમ નાશ કરું છું."[૨૯]

આ પ્રમાણે બોલીને, લક્ષ્મણે પોતાનું ધનુષ કાન-સૂધી ખેચ્યું ને, ઇન્દ્રજિતની છાતીમાં પાંચ બાણ માર્યાં.[૩૦] પુંખ આગળ બાંધેલાં પીછાંથી જેનો વેગ વૃદ્ધિ પામે છે એવાં તથા જ્વલિત થયેલાં અને સર્પ જેવાં લક્ષ્મણનાં તે બાણ, ઇન્દ્રજિતની છાતીમાં વાગ્યાં અને જેમ સૂર્યનાં કિરણો શોભે તેવાં શોભી રહ્યાં.[૩૧]

પછી લક્ષ્મણના બાણથી વિંધાયલા ઇન્દ્રજિતને, અત્યંત ક્રોધ ચઢ્યો; તેણે ત્રણ બાણ ધનુષપર સામાં ચઢાવીને લક્ષ્મણને માર્યાં.[૩૨] આ પ્રમાણે પરસ્પર વિજય ઇચ્છતા નર અને રાક્ષસમાં સિંહરૂપ લક્ષ્મણ અને ઇન્દ્રજિતનું મહા તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૩૩] પરાક્રમી, બળસંપન્ન, અતુલિત બળિયા તથા તેજ-વાળા અને એકમેકથી જિતાય નહિ એવા લક્ષ્મણ અને ઇન્દ્રજિત્, બંને, આકાશમાં રહેલા બે મોટા ગ્રહો લડે તેમ લડવા લાગ્યા. વળી જેમ બે સિંહ લડતા હોય અથવા તો ઇન્દ્ર અને વૃત્રાસુર લડતા હોય, તેમ મનુષ્યમાં મુખ્ય લક્ષ્મણ તથા રાક્ષસમાં શ્રેષ્ઠ ઇન્દ્રજિત્ ઘણા ઉત્સાહથી એક બીજા સાથે યુદ્ધ કરતા કરતા, બાણની વૃષ્ટિ કરવા લાગ્યા.[૩૪–૩૬] પછી ક્રોધ પામેલા સર્પની પેઠે નિઃશ્વાસ મૂકતા તથા શત્રુ-ઓને હઠાવનાર લક્ષ્મણે, ધનુષપર બાણ ચઢાવીને ઇન્દ્રજિતને માર્યું.[૩૭] તેના ધનુષની પણછનો ટંકાર સાંભળીને જ ઇન્દ્રજિતનું મુખ ઉતરી ગયું અને તે બે'બાકળો થઈ લક્ષ્મણના સામું ટગરટગર જોવા લાગ્યો.[૩૮] ઇન્દ્રજિતનું મોં ઉતરી ગયેલું જોઇને યુદ્ધ કરવાના ઉત્સાહવાળા લક્ષ્મણને, વિભીષણ કહેવા લાગ્યો કે,[૩૯] "હે મહાબાહુ લક્ષ્મણ! ઇન્દ્રજિતનું મોં ઉતરી ગયું છે અને એ સિવાય બીજાં પણ એને થતાં અપશુકનનાં ચિહ્ન જણાય છે, તે ઉપરથી એમ નક્કી માનજો કે, એ હવે થોડા સમયમાં પડશે. હવે તો તમે તેનો જેમ બને તેમ જલદી વધ કરવાને ઉદ્યુક્ત રહેો."[૪૦] તે સાંભળીને લક્ષ્મણે, વિષની જ્વાળાઓ નાંખતાં સર્પના જેવાં બાણ, પોતાના ધનુષપર ચઢા-વીને ઇન્દ્રજિતને ઉપરાચાપરી માર્યાં.[૪૧] વજ્ર તથા વિદ્યુતના જેવાં પ્રહારવાળાં લક્ષ્મણનાં તે બાણો વાગ-વાથી ઇન્દ્રજિતની સઘળી ઇન્દ્રિયો ક્ષુભિત થઈ ગઈ અને એક મુહૂર્ત પર્યંત તે બેભાન થઈ ગયો.[૪૨] પછી રોષથી જેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં છે એવો ઇન્દ્ર-જિત્, લક્ષ્મણને રણસંગ્રામમાં પોતાના સામો આવીને

ઉભેલો જોઈ તેની પાસે ગયો; અને પુનઃ કઠણ વચનો કહેવા લાગ્યો કેઃ-"હે લક્ષ્મણ! તું આજ મારા સામો આવી આ પ્રમાણે બાણ નાંખે છે, પરંતુ તે દિવસે તને તથા તારા ભાઈને મેં બાણપાશથી બાંધ્યા હતા, તે વેળાનું મારું પરાક્રમ તને સાંભરતું નથી કે શું?૪૩-૪૪ મેં તે દિવસે વજ્રનાં સરખાં બાણસમૂહવડે બાંધીને તને તથા તારા નાયક સુગ્રીવ આદિને સંજ્ઞારહિત કરી રણભૂમિમાં સૂવાડ્યા હતા, એ વાત શું તું ભૂલી ગયો છે કે ?૪૫ અથવા તો તું આમ મારાપર ધસારો કરે છે, તેથી મને એમ જ લાગે છે કે, તું આજ યમલોકમાં જવાને માટે ઇચ્છે છે.૪૬ હે લક્ષ્મણ! જો તેં પૂર્વે યુદ્ધમાં મારું પરાક્રમ ન જોયું હોય તો સાવધાન થઈ આજ મારા સામો ઉભો રહે; એટલે હું તને આજ મારું પરાક્રમ પુનઃ દેખાડું."૪૭ આ પ્રમાણે બોલીને ઇન્દ્રજિતે સાત બાણ મૂકી લક્ષ્મણને વિંધ્યો અને બીજાં તીક્ષ્ણ ધારવાળાં દશ બાણ મૂકી હનૂમાનને વિંધી નાંખ્યો.૪૮ વળી વીર્યવાન્ ઇંદ્રજિતે ક્રોધથી બમણો આવેશ આણીને, સો બાણ ધનુષપર ચઢાવી તેનાથી વિભીષણને વિંધી નાંખ્યો.૪૯ ઇન્દ્રજિતનું આવું પરાક્રમ જોઇને, તેની લેશ પણ દરકાર ન કરતાં "એમાં તેં શું પરાક્રમ કર્યું?" એમ કહી તેના પરાક્રમને હસી કાઢીને, લગાર પણ ભય ન રાખતાં, કોપ કરી, રામના નાના ભાઈ લક્ષ્મણે, ઇન્દ્રજિતના ઉપર ભયંકર બાણો મૂકયાં અને તેને કહ્યું કે,૫૦-૫૧ "હે નિશાચર! જે શૂર પુરુષો છે, તે આમ તારી પેઠે પ્રહાર કરતા નથી. પુષ્પની માળા સમાન લઘુ તારાં આ બધાં બાણ જરાક તિણનાં પણ જોશ વગરનાં હોવાથી મને કંઈ પણ અસર કરે તેમ નથી.૫૨ યુદ્ધની ઇચ્છાવાળા શૂરવીર પુરુષો, આમ તારી પેઠે યુદ્ધ કરતા જ નથી, પણ તેઓનાં બાણ તો આમ સોંસરાં હૃદયમાં નિસરે છે." આ પ્રમાણે કહીને, ધન્વી લક્ષ્મણે, તેનાપર બાણની વૃષ્ટિ કરવા માંડી, તેથી ઇન્દ્રજિતનું સુવર્ણનું કવચ તૂટી ગયું અને જેમ તારાઓનો સમૂહ આકાશમાંથી નીચે પડે, તેમ તે વિખરાઈ જઈ રથના ઉપસ્થ ભાગપર પડ્યું.૫૩-૫૪ કવચ ભાંગી જવાથી ઇન્દ્રજિતનું શરીર લક્ષ્મણના બાણોથી ભેદાઈ ગયું અને તેમાંથી રુધિર ઝરવા લાગ્યું. તે સમયે રણમાં ઇન્દ્રજિત્ પ્રભાતકાળના સૂર્ય સરખો દેખાતો હતો.૫૫ પછી ભયંકર પરાક્રમવાળા ઇન્દ્રજિતે, ક્રોધ કરીને એક હજાર બાણ મૂકી લક્ષ્મણને વિંધી નાંખ્યો.૫૬ આ બાણો વાગવાથી લક્ષ્મણનું કવચ પણ ભેદાઈ ગયું. આ પ્રમાણે સમાન પરાક્રમ કરી, પાછા બન્ને જણા યુદ્ધમાં પ્રવૃત્ત થયા.૫૭ બન્નો વીરો વારંવાર નિઃશ્વાસ મૂકતા હતા ને બન્નેનાં ગાત્ર શરથી છેદાઈ ગયાં હતાં. તેમનાં અંગ રુધિરથી ખરડાયાં હતાં, છતાં લક્ષ્મણે અને ઇન્દ્રજિતે પરસ્પરના ઉપર તીક્ષ્ણ બાણ મૂકી લાંબા સમય સૂધી તુમુલ યુદ્ધ કર્યું.૫૮ પછી યુદ્ધકર્મમાં કુશળ તથા ભયંકર પરાક્રમવાળા એ બે મહાત્માઓ, પોતપોતાના જયને અર્થે દ્રઢ પ્રયત્ન કરવા લાગ્યા.૫૯ જેમનાં કવચ તૂટી ગયેલાં છે તથા એક બીજાનાં બાણના સમૂહથી જેનાં શરીર ઢંકાઈ ગયાં છે ને બન્નેના દેહમાંથી જેમ પ્રલયકાળના મેઘની જળધારાઓ પડે, તેમ ઝરણા ઝરતું રુધિર વહે છે અને બન્ને જણા એક બીજાપર ભયંકર સુસવાટ કરતાં બાણોની વૃષ્ટિ કરી રહ્યા છે, એવું દારુણ યુદ્ધ થઈ રહ્યું હતું.૬૦-૬૧

આ પ્રમાણે તે બન્નેને યુદ્ધ કરતાં કરતાં ઘણો કાળ વીતી ગયો, પરંતુ એમાંનો એકે જણ પણ પાછો હઠ્યો નહિ, તેમ થાકયો પણ નહિ.૬૨ અસ્ત્રવિદ્યામાં કુશળ એવા આ બન્ને જણા વારંવાર પરસ્પરને પોતાની અસ્ત્રવિદ્યા દેખાડતા અને આકાશમાં વિવિધ પ્રકારનાં બાણની જાળ બાંધતા હતા.૬૩ અસ્ત્રવિદ્યામાં દોષ ન આવે, એવી રીતે સુષ્ઠુતાથી તથા સપાટાથી એક બીજાને બાણનો પ્રહાર કરતા નર-લક્ષ્મણ અને રાક્ષસ-ઇન્દ્રજિત્ ફરી ફરી તુમુલ યુદ્ધ કરતા હતા.૬૪ એ બન્નેની ગર્જનાનો ભયંકર શબ્દ પૃથક્ પૃથક્ સંભળાતો હતો અને તેથી મેઘની ગર્જનાની પેઠે રણભૂમિ ગાજી રહેતી હતી.૬૫ જેમ આકાશમાં ભયંકર વાદળના બે સમૂહ અથડાવાથી ગર્જના થાય છે, તેમ યુદ્ધમાં પ્રવૃત્ત થયેલા એ બન્નેની ગર્જના સંભળાતી હતી.૬૬ બન્નેનાં શરીર સુવર્ણનાં પુંખવાળાં બાણોથી વિંધાઈ ગયાં હતાં; તોપણ મહાબળવાળા તથા યુદ્ધમાં ઘણા ઉત્સાહવાળા અને કીર્તિવાળા એ બન્ને એક બીજાને પ્રહાર કરીને લોહીની છોળો ઉડાડતા હતા.૬૭ સુવર્ણનાં પુંખવાળાં ઇન્દ્રજિત્ અને લક્ષ્મણનાં હજારો બાણો, એક બીજાનાં શરીરને વિંધીને લોહીવાળાં થઈ પૃથિવીમાં પેસી જતાં હતાં અને એકે બીજાપર મૂકેલાં તીક્ષ્ણ અસ્ત્રો, આકાશમાં સંઘટ્ટ થઈ આવરણ કરી નાંખતાં, તેને એ બન્ને વીરો બાણ મૂકીને વારંવાર ભાંગી તોડી નાંખતા હતા.૬૮-૬૯ જેમ પ્રદીપ્ત થયેલા હુતાગ્નિ આગળ હોમેલો કુશનો ઢગલો થાય, તેમ રણમાં એ બન્નેનાં બાણોનો મોટો ઢગલો થઈ રહ્યો હતો.૭૦

જેમના દેહમાં વ્રણ પડી ગયાં છે એવા તે બે મહાત્માનાં શરીર, જાણે પત્ર વિનાનાં પણ એકલાં પુષ્પવાળાં શાલ્મલી અને કિંશુકનાં વૃક્ષ ન હોય, તેવાં જણાતાં હતાં.[71] વારંવાર બન્ને જણા મહા તુમુલ યુદ્ધ કરતા હતા. એકમેકના ઉપર જિત મેળવવાની ઇચ્છા રાખતા હતા; અને વારંવાર ઇન્દ્રજિત્ લક્ષ્મણને પ્રહાર કરતો અને લક્ષ્મણ ઇન્દ્રજિતને પ્રહાર કરતો હતો; પરંતુ એ બેમાંથી એકે શ્રમિત થતો નહિ.[72-73] શરીરમાં ઉંડાં પેસી ગયેલાં તેઓનાં બાણુથી, વીર્યવાન્ લક્ષ્મણ તથા ઇન્દ્રજિત્ ખીચોખીચ ઉગેલાં વૃક્ષોવાળા બે પર્વત હોય તેવા શોભતા હતા.[74] બંનેનાં શરીર બાણુથી વિંધાઈ ગયાં હતાં તથા તેમાંથી રુધિર ઝરતું હતું તેથી જાણે જ્વલિત થતા અગ્નિના ભડકા ન હોય તેવાં તેમનાં સર્વ ગાત્ર દેખાતાં હતાં.[75] આ પ્રમાણે એ બંને જણુને યુદ્ધ કરતાં ઘણો કાળ વીતી ગયો, પરંતુ એકે જણુ થાકયો નહિ; તેમ કોઈ યુદ્ધમાંથી પાછો પણ ઉઠયો નહિ;[76] પછી સંગ્રામમાં કોઇથી જિતાય નહી એવા લક્ષ્મણનો યુદ્ધનો શ્રમ ઉતારવાને માટે તથા તેનું પ્રિય અને હિત કરવાને માટે મહાત્મા વિભીષણ રણસંગ્રામમાં આગળ આવી ઉભો રહ્યો.[77]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે યુદ્ધકાણ્ડમાં ઇઠયાસીમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૮૯ મો

### લક્ષ્મણુ ને ઇન્દ્રજિતનું યુદ્ધ (ચાલુ)

પછી મદ ઝરતા બે હસ્તીઓ લડે તેવા તથા વિજયની ઇચ્છાવાળા અને પરસ્પર યુદ્ધ કરતા ઇન્દ્રજિત્ અને લક્ષ્મણુના યુદ્ધને જોવાની ઇચ્છાવાળો, શૂરવીર રાવણુનો ભાઈ વિભીષણુ, હાથમાં ચાપ લઈ સંગ્રામને મોખરે આવીને ઉભો રહ્યો.[1-2] તે સ્વસ્થ થઈ, પોતાનું મોટું ધનુષ ખેંચીને રાક્ષસોના ઉપર તીક્ષ્ણ બાણો મૂકવા લાગ્યો.[3] જેમ વજ્ર મોટા પર્વતોને કાપી નાંખે છે, તેમ અગ્નિના જેવાં ધગધગતાં તેનાં બાણો રાક્ષસોને છેદી નાંખતાં હતાં.[4] અને વિભીષણુના બીજા ચાર અનુચરો પણ હાથમાં ત્રિશૂલ, પટ્ટિશ અને તરવાર લઈ રાક્ષસોનો સંહાર કરતા હતા.[5] ચાર રાક્ષસોની વચ્ચે ઉભેલો વિભીષણુ, કલભ વચ્ચે ઉભેલો ગજરાજ શોભે, તેવો શોભતો હતો.[6] પછી કાળને જાણનાર રાક્ષસવર વિભીષણુ, રાક્ષસોને મારવા માટે, યુદ્ધ જ જેમને પ્રિય છે એવા વાનરોને ઉશ્કેરતાં, સમયાનુસાર વચનો કહેવા લાગ્યો કે,-[7]

"હે કપિવરો! આ ઇન્દ્રજિતની સામે ઉભેલો લક્ષ્મણુ તેની સાથે યુદ્ધ કરે છે; તેટલામાં તમે આ બીજું રાવણુનું સૈન્ય છે, તેનો નાશ કરવાને માટે ઉદ્યમ કેમ નથી કરતા?[8] એ પાપિષ્ઠ રાક્ષસ રણસંગ્રામમાં પડશે તો. નક્કી માનજો કે, રાવણુ સિવાય તમામ રાક્ષસો મરણુ પામ્યા છે![9] પ્રહસ્ત, મહાબળવાન્ કુંભકર્ણુ, નિકુંભ, કુંભ, ધૂમ્રાક્ષ, જંબુમાલી, મહામાલી, તીક્ષ્ણુવેગ, અશનિપ્રભ, સુપ્તઘ્ન, યજ્ઞકોપ, વજ્રદંષ્ટ્ર, સંહ્રાદી, વિકટ, અરિઘ્ન, તપન, મંદ, પ્રઘાસ, પ્રઘસ, પ્રજંઘ, જંઘ, અગ્નિકેતુ, દુર્ધર્ષ, વીર્યવાન્ રશ્મિકેતુ, વિદ્યુજ્જિહ્વ, દ્વિજિહ્વ તથા રાક્ષસ સૂર્યશત્રુ, અકંપન, સુપાર્શ્વ, ચક્રમાલી, બળવાન્ કંપન, દેવાંતક તથા નરાંતક ઇત્યાદિ બહુ શૂરા રાક્ષસોને મારીને એક મોટો સાગર તર્યા જેવું તમે કાર્ય કરેલું છે, તો આ ગાયના પગલામાં તમો બૂડો નહિ, તે સમાલો![10-15] બળના ગર્વવાળા રાક્ષસો સર્વે યુદ્ધમાં મરાયા છે અને હવે જે જિતવાનો બાકી છે તે માત્ર આ ઇન્દ્રજિત્ જ છે.[16] ઇન્દ્રજિત્ મારા ભાઇનો પુત્ર છે, તેનો મારે હાથે વધ કરવો, એ અયોગ્ય છે, તોપણુ રામને અર્થે હું દયાનો ત્યાગ કરી તેને મારીશ.[17] ઇન્દ્રજિતને હું મારવા ઇચ્છું છું, પણુ મારી આંખમાં અશ્રુ ભરાઈ આવવાથી હું પાછો હઠું છું, માટે આ મહાબાહુ લક્ષ્મણુ તેને મારશે ને તમે બધા તેનાં સૈન્યનો સંહાર કરો."[18]

આ પ્રમાણે અતિશય યશવાળા વાનરોને જ્યારે વિભીષણે ઉત્તેજન આપ્યું, ત્યારે તેઓ બહુ આનંદ પામ્યા અને પૂછડાં ઉંચાં કરી ફેરવવા લાગ્યા. પછી મેઘને જોઈ, જેમ મયૂરો હર્ષનાદ કરે છે, તેમ કપિઓ રાક્ષસને જોઇને વારંવાર મોટા મોટા શબ્દ કરવા લાગ્યા.[19-20] સર્વે વાનરોથી વિંટાયલો જામ્બવાન્ તથા બીજા વાનરો મળીને પથ્થરથી રાક્ષસોને મારવા મંડ્યા, એટલું જ નહિ, પણુ દાંત તથા નખથી તેઓને વલુરી નાંખ્યા.[21] ઋક્ષાધિપતિ જામ્બવાનને આ રીતે લડતો જોઈ, બળવાન્ રાક્ષસો, તેની દરકાર નહિ કરતાં, ભયનો ત્યાગ કરીને બાણુ, પરશુ, પટ્ટિશ, લાકડીઓ અને તોમરથી, રાક્ષસસેનાના પ્રહાર કરતા જામ્બવાનને મારવા લાગ્યા.[22-23] જે રીતે દેવ અને અસુરના યુદ્ધમાં મહા ભયંકર શબ્દ થતો હતો, તેવો આ યુદ્ધમાં કપિ અને રાક્ષસોનો મહા ઘોર શબ્દ

થતો હતો.[૨૪] પછી મોટા મનવાળા હનૂમાને, અતિશય કોપ કરી, એક મોટું પર્વતશિખર ઉંચકયું અને લક્ષ્મણને બાજુએ ખસેડી હજારો રાક્ષસોનો સંહાર કરી નાંખ્યો.

પોતાના કાકા વિભીષણની સાથે દ્વંદ્વયુદ્ધ કરીને શત્રુના વીરને હણનારો ઇન્દ્રજિત્ પાછો લક્ષ્મણના સામે આવીને ઉભો રહ્યો. લક્ષ્મણ તથા ઇન્દ્રજિતનું પુનરપિ યુદ્ધ શરુ થયું.[૨૫–૨૭] પરસ્પર બાણ નાંખતા એ બન્ને જણા, એકમેકને પ્રહાર કરતા હતા તથા વર્ષાઋતુ બેસતાં મેઘ જેમ સૂર્ય ચંદ્રને ઢાંકી નાંખે છે, તેમ બાણના આવરણથી પરસ્પરને ઢાંકી દેતા હતા. તે બન્ને જણાની યુદ્ધ કરવાની એવી ચાલાકી હતી કે, બાણ ક્યારે લે છે, તેનું સંધાન ક્યારે કરે છે અને ક્યારે મૂકે છે, ધનુષ ક્યારે ખેંચે છે, બાણ ક્યારે છૂટે છે અને ચપટીમાં ઘાલી ક્યારે તાણે છે તથા પોતાનાં નિશાનને ક્યારે ભેદે છે, તે બીલકૂલ જોવામાં આવતું નહોતું. તે બન્નેના ધનુષમાંથી છૂટેલાં બાણોથી આખું અંતરિક્ષ છવાઈ ગયું હતું, તેથી કોઈ પણ વસ્તુ દેખાતી નહોતી. ઇન્દ્રજિત્ સામે લક્ષ્મણ અને લક્ષ્મણ સામે ઇન્દ્રજિત્ ઉભા રહીને યુદ્ધ કરતા હતા ત્યારે બન્નેની ઉગ્ર સ્થિતિ જોવામાં આવતી હતી. બન્ને જણે વેગથી મૂકેલાં તીક્ષ્ણ બાણોથી આકાશ છવાઈ ગયું હતું, અને અંધકારથી વ્યાપ્ત થઈ ગયું હતું. તેમના હાથમાંથી છૂટતાં બાણોથી દિશાઓ અને ઉપદિશાઓ (ખૂણાઓ) ભરાઈ ગઈ હતી અને સર્વ સ્થળે અંધકાર થઈ જવાથી સર્વત્ર મહાન્ ભયંકર દેખાતું હતું.[૨૮–૩૫]

સૂર્ય અસ્ત થયો અને સર્વત્ર અંધકાર ફેલાઈ ગયો. તે સમયે રુધિરની હજારો મોટી નદીઓ વહેવા લાગી અને માંસભક્ષણ કરનારાં ગીધ ઇત્યાદિ પ્રાણીઓ ભેગાં થઈ ચીસો પાડવા લાગ્યાં. વાયુ વ્હાતો હતો તે બંધ પડી ગયો, અગ્નિ શાંત થઈ ગયો અને મહર્ષિઓ, 'લોકનું કલ્યાણ થાવ' એમ પ્રાર્થના કરવા લાગ્યા તથા અતિશે સંતપ્ત થયેલા ચારણો અને ગંધર્વો પૃથિવી ઉપર પડવા લાગ્યા.[૩૬–૩૮] પછી સુમિત્રાના પુત્ર લક્ષ્મણે, રાક્ષસસિંહ ઇન્દ્રજિતના સુવર્ણના સાજવાળા ચાર ઉત્તમ ઘોડાઓને ચાર બાણ મારી વિંધી નાંખ્યા તથા પીળી કાન્તિવાળાં, તીક્ષ્ણ, સુંદર પત્રવાળાં, તેજસ્વી ને ઇન્દ્રના વજ્ર જેવાં તથા કાન સૂધી ખેંચીને મૂકેલાં ભલ્લ નામનાં એક બાણથી ઇન્દ્રજિતના આમ તેમ રથ ફેરવતા સારથિને પ્રહાર કર્યો. આ રીતે જ્યારે લક્ષ્મણે ધનુષટંકારના જેવો શબ્દ કરતાં બાણરૂપી વિદ્યુતથી સારથિનું માથું ઉડાવી દીધું ત્યારે મંદોદરીનો પુત્ર, પોતાના સારથિને મરાયલો જોઇ, સારથિની જગાએ બેસી ગયો અને પુનઃ હાથમાં ધનુષ લઇને યુદ્ધ કરવા લાગ્યો.

આ પ્રમાણે ઇન્દ્રજિતે યુદ્ધમાં સારથિપદ લીધું, તે જોઈ સર્વે આશ્ચર્ય પામ્યાં.[૩૯–૪૩] જ્યારે ઇન્દ્રજિત્ પોતાના ઘોડાઓને ફેરવવામાં રોકાતો ત્યારે લક્ષ્મણ તેને બાણ મારતો અને જ્યારે તે ધનુષ લઈ ઘોડાને મૂકી દેતો ત્યારે લક્ષ્મણ ઘોડાને બાણ મારતો હતો.[૪૪] આમ કરતાં ઘોડાઓ વિંધાઈ ગયા હતા તો પણ ઇન્દ્રજિત્ લગાર પણ ભય રાખ્યા વગર યુદ્ધ ચલાવ્યો ગયો અને લક્ષ્મણ તેને બાણ મૂકી અતિશે પીડા કરવા લાગ્યો.[૪૫] પણ પોતાનો સારથિ મરાયલો જોઇને, ઇન્દ્રજિતનો યુદ્ધ કરવાનો હર્ષ મંદ પડ્યો, અને તેને ઘણો ખેદ થયો.[૪૬] ઇન્દ્રજિતનું મુખ ઉતરેલું જોઈ, પ્રસન્ન થયેલા વાનરો, લક્ષ્મણની પૂજા કરવા લાગ્યા.[૪૭] પછી ઇન્દ્રજિતને નહિ સાંખી શકતા એવા પ્રમાથી, રભસ, શરભ અને ગંધમાદન નામના ચાર મુખ્ય વાનરો એકદમ વેગથી કુદ્યા અને ઇન્દ્રજિતના રથના ચાર ઘોડા ઉપર પડ્યા. પર્વત જેવા તે વાનરો ઘોડાઓ ઉપર પડ્યા ત્યારે ઘોડાઓના મુખમાંથી લોહી નીકળી પડ્યું અને કચરાઈ તેઓના પ્રાણ નિકળી જવાથી પૃથિવીપર પડ્યા અને તેના રથના ઘોડા તથા રથનો ચૂરો કરીને, પુનઃ તે વાનરો, લક્ષ્મણ પાસે આવ્યા.[૪૮–૫૧] પછી જેનો સારથિ મરાયલો છે એવો ઇન્દ્રજિત્, ઘોડા મરી જવાથી રથમાંથી નીચે ઉતર્યો, અને એકદમ ધસારો કરીને લક્ષ્મણપર બાણની વૃષ્ટિ કરવા લાગ્યો.[૫૨] ત્યારે મહેન્દ્ર જેવા દૃઢ લક્ષ્મણે ઘોડાઓ મરી જવાથી પાળો થઈ, યુદ્ધ કરતા ઇન્દ્રજિતને બાણ મૂકીને યુદ્ધમાં અત્યંત વિંધવા માંડ્યો.[૫૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં નેવ્યાસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૯૦ મો.

### ઇન્દ્રજિત્વધ

હણાયલા અશ્વવાળો અને ભૂમિ ઉપર ઉભેલો નિશાચર ઇન્દ્રજિત્ પરમ ક્રોધથી બળતો હતો.[૧] ધનુષ ધારણ કરીને ઉભેલા, પરસ્પરને બાણવડે હણવાની

ઇચ્છાવાળા લક્ષ્મણ અને ઇન્દ્રજિત્ તે વેળાએ વિજયની ઇચ્છાથી વનમાં જેમ બે શ્રેષ્ઠ હસ્તીઓ લડતા હોય, તેવા દેખાતા હતા.[૨] વાનરો અને રાક્ષસો અન્યોન્ય યુદ્ધ કરતા રણસંગ્રામમાં આમ તેમ ફરતા હતા; પણ પોતાના નાયક--સ્વામીનો તેઓ ત્યાગ કરતા નહોતા.[૩] પછી રાવણના પુત્ર ઇન્દ્રજિતે, સર્વે રાક્ષસોને હર્ષ ઉપજાવે તેવાં અને તેમના જ વખાણનાં વચનો આ પ્રમાણે કહેવા માંડ્યાં:--[૪]

"હે રાક્ષસો! મહા અંધકારથી આ દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ છે, તેથી સંગ્રામમાં પોતાનો કે પારકો પણ માલૂમ પડતો નથી.[૫] આમ છે, છતાં હે રાક્ષસો! તમે મોહ પમાડવાને માટે યત્ન કરો અને વાનરોનો સંહાર કરો. હમણાં હું (બીજા) રથમાં બેસીને અહિંયાં પાછો આવીશ.[૬] હે રાક્ષસો! હું લંકામાં જાઉં તે વેળાએ આ વાનરો મારી સાથે યુદ્ધ કરી શકે નહિ, એવું તમે પરાક્રમ કરો."[૭]

આવો પ્રપંચ રચવાનું રાક્ષસોને કહી તથા વાનરોને છળીને ઇન્દ્રજિતે રથ લાવવા માટે લંકામાં પ્રવેશ કર્યો.[૮] ત્યાં જઈ તે પ્રાસ, પટ્ટિશ, બાણ વગેરેથી પૂર્ણ સુશોભિત અને જેને ઉત્તમ અશ્વો જોડેલા છે તથા અશ્વનાં હૃદયને જાણનાર તથા હિત કરનાર સારથિ જેને હાંકવાને બેઠો છે એવા રથમાં સંગ્રામને જિતનારો રાવણપુત્ર આરૂઢ થયો.[૯-૧૦] એ રીતે બીજા રથમાં બેસી, કાળથી પ્રેરાયલો મંદોદરીનો પુત્ર ઇન્દ્રજિત, પુનઃ રાક્ષસગણ સહવર્તમાન રણભૂમિમાં જવાને માટે લંકામાંથી બહાર નિકળ્યો, અને વેગવાળા ઘોડાઓવડે, વિભીષણ સાથે ઉભેલા લક્ષ્મણ જ્યાં હતા, ત્યાં સત્વર આવી ઉભો રહ્યો.[૧૧-૧૨]

પછી રથમાં બેઠેલા ઇન્દ્રજિતને જોઇને, બુદ્ધિમાનમાં ઉત્તમ એવા લક્ષ્મણ, વિભીષણ અને કપિઓ તેની ચાલાકીથી ઘણા જ આશ્ચર્યચકિત થઈ તેને જોઈ રહ્યા. રણમાં આવતાં વેંત જ ઇન્દ્રજિત્, ક્રોધમાં આવી જઈ વાનરસેનાપતિઓના ઉપર બાણ મૂકી તેમાંના સેંકડો અને હજારોનો સંહાર જ કરવા વળગી ગયો. સંગ્રામમાં જય મેળવવાની ઇચ્છાવાળા અને ક્રોધ પામેલા ઇંદ્રજિતે, ધનુષને (ખેંચીને) મંડળાકાર કર્યું અને પોતાની યુદ્ધ ચતુરાઈથી વાનરો ઉપર પ્રહાર કરવા માંડ્યો. ભયંકર નારાચ બાણનો પ્રહાર થવાથી અનેક વાનરો, જેમ પ્રજાપતિને શરણે પ્રજા જાય, તેમ સુમિત્રાના પુત્રને શરણે દોડી ગયા. પણ ઇન્દ્રજિત્ ઉપર ક્રોધે ભરાયલા અને તે ક્રોધથી પ્રજ્વલિત થયેલા રઘુનંદન લક્ષ્મણે, પોતાની હાથ ચાલાકીથી ઇન્દ્રજિતનું ધનુષ છેદી નાંખ્યું.[૧૩-૧૭] તેણે બીજું ધનુષ લીધું; પણ તે તૈયાર કરે, એટલામાં તો વળી લક્ષ્મણે ત્રણ તીક્ષ્ણ બાણોથી તેને પણ છેદી નાંખ્યું.[૧૮] એટલું જ નહિ પણ વીર્યવાન્ લક્ષ્મણે, સર્પ જેવાં ઝેરી પાંચ બાણથી ઇન્દ્રજિતના હૃદયને વિદારણ કર્યું;[૧૯] અને મોટાં ધનુષમાંથી છૂટેલાં તે બાણો ઇન્દ્રજિતની છાતીમાં વાગીને રાતા રંગના મોટા સર્પોની પેઠે પૃથ્વીપર પડ્યાં.[૨૦]

ધનુષ કપાઈ જવાથી અને બાણ વાગવાથી રાવણનો પુત્ર મુખે લોહી ઓકવા લાગ્યો. વળી તેણે એક શ્રેષ્ઠ અને બળવત્તર ધનુષ હાથમાં લીધું અને લક્ષ્મણની સામે રહીને ઇન્દ્ર જેમ મેઘની ધારાઓ વરસાવે, તેમ તેના ઉપર બાણનો વરસાદ વરસાવવા માંડ્યો.[૨૧-૨૨] પણ શત્રુને દમનાર લક્ષ્મણે ઇન્દ્રજિતથી મૂકાયલા બાણના વરસાદને નિવારણ કર્યો;[૨૩] અને સામું લક્ષ્મણે, બળવાન્ ઇન્દ્રજિતને પોતાનું પરાક્રમ દેખાડ્યું, એ મોટું અદ્ભુત થયું.[૨૪] સંગ્રામમાં ઘણો જ ક્રોધ પામેલા લક્ષ્મણે, પ્રત્યેક રાક્ષસને ત્રણ ત્રણ બાણ મારીને વિંધી નાંખ્યા; એટલું જ નહિં પણ રાક્ષસેન્દ્રને પણ બાણના ઓઘથી તાડન કર્યો.[૨૫]

પછી મહા બળવાન્ અને શત્રુઓનો નાશ કરનાર લક્ષ્મણે, જેને બાણોથી વિંધ્યો હતો એવા ઇન્દ્રજિતે જરાપણ વિશ્રાંતિ લીધા વગર જ લક્ષ્મણ ઉપર અનેક બાણ મૂક્યાં;[૨૬] પરંતુ શત્રુના પરાક્રમનો નાશ કરનાર લક્ષ્મણે, તેનાં બધાં બાણને કાપી નાંખ્યાં અને રથીમાં શ્રેષ્ઠ અને ધર્માત્મા લક્ષ્મણે, નમેલાં પર્વવાળાં ભલ્લ જાતિનાં બાણથી રથીમાં ઉત્તમ એવા ઇન્દ્રજિતના બીજા સારથિનું મસ્તક તેના ધડથી જૂદું કરી નાંખ્યું. નિયમમાં રાખનાર સારથિ જવાથી ઇન્દ્રજિતના અશ્વો રથ લઈ સંગ્રામમાં મંડળાકાર આમ તેમ ઘુમટી ખાતા હતા, જે આશ્ચર્યજનક લાગતું હતું. પછી ઘણા ક્રોધને લીધે, લક્ષ્મણે, ઇંદ્રજિતના અશ્વોને બાણોવડે વિંધી નાંખ્યા. જ્યારે અશ્વો વિંધ્યા ત્યારે ક્રોધ પામેલા રાવણના પુત્ર ઇન્દ્રજિતે, દશ બાણવતે રોમહર્ષણ સુમિત્રાના પુત્ર લક્ષ્મણને વિંધ્યો; પણ ઇંદ્રજિતનાં વજ્ર સમાન તે બાણ, લક્ષ્મણનાં સુવર્ણ કવચમાં આવીને જ અટક્યાં.[૨૭-૩૧] ભેદ ન પામે એવાં કવચવાળા લક્ષ્મણ ઉપર રાવણના પુત્ર ઇન્દ્રજિતે ત્યાર પછી પોતાનાં અસ્ત્રનો વેગ દેખાડતાં ઉત્તમ પર્વવાળાં ત્રણ બાણો મૂક્યાં અને તેનું લલાટ ભેદી

નાંખ્યું. લલાટમાં વાગેલાં તે ત્રણ બાણથી, સમરશ્લાઘી મહાત્મા લક્ષ્મણ તે વેળાએ ત્રણ શિખરવાળા પર્વત સમાન દેખાતા હતા.

આ રીતે યુદ્ધમાં ઇંદ્રજિતના બાણથી પીડિત થયલા લક્ષ્મણે, પછી મહાકોપ કરીને, કુંડળથી શોભતા ઇન્દ્રજિતના મુખ ઉપર પાંચ બાણ માર્યાં. શુરવીર, બળવાન્ અને બાણના ભાથાવાળા તથા ભયંકર પરાક્રમવાળા ઇન્દ્રજિત્ અને લક્ષ્મણ અન્યોન્ય તીવ્ર બાણ મારતા હતા.[૩૨-૩૬] ઉભય, બાણથી વાગેલા ઘામાંથી ઝરતાં રુધિરે કરીને રાતાં પુષ્પવાળાં કિંશુકના જેવા દેખાતા હતા.[૩૭] પોત પોતાની હોંશિયારી દેખાડતા તે બન્ને—લક્ષ્મણ અને ઇન્દ્રજિત્ એક એકની અડોઅડ આવી જઇને ઘોર બાણો મારતા હતા.[૩૮] પછી સંગ્રામમાં ઉત્પન્ન થયેલા ક્રોધને લીધે રાવણના પુત્ર ઇન્દ્રજિતે, પોતાના કાકા વિભીષણ પ્રતિ (ફરી જઈ) તેમનાં સુંદર મુખમાં ત્રણ બાણ માર્યાં,[૩૯] એટલું જ નહિ પણ વાનરયૂથનું પાલન કરનારા સર્વે વાનરોને પણ બાણથી મારવા માંડ્યા.[૪૦] પણ બહુ કોપ ચઢવાથી, મહાતેજસ્વી વિભીષણે દુષ્ટાત્મા ઇન્દ્રજિતના ઘોડાઓને ગદા મારીને કચરી નાંખ્યા.[૪૧] ઇન્દ્રજિતના અશ્વ અને સારથિ નાશ પામ્યા અને તે રથ વગરનો પાળો થયો, એટલે તે બહુ જ કોપિત થયો અને તેણે પોતાના કાકા વિભીષણ ઉપર એક શક્તિ મૂકી.[૪૨] પરંતુ તે શક્તિને આવતી જોઈ, સુમિત્રાને આનંદ આપનાર લક્ષ્મણે, પોતાના તીક્ષ્ણ બાણવડે ભાંગી નાંખી, જે દશ કડકા થઈ પૃથિવી ઉપર પડી.[૪૩] તે વેળાએ ઘણો જ ક્રોધ ચઢવાથી વિભીષણે, રથ વગરના અને જેના અશ્વ મરી ગયા હતા એવા ઇન્દ્રજિતની છાતીમાં વજ્ર સમાન પાંચ બાણ માર્યાં અને તે પાંચ બાણ તેના હૃદયને વિંધીને, લાલ સર્પ હોય તેવાં થઈ આરપાર નિકળી ગયાં.[૪૪-૪૫] ઇન્દ્રજિત્ પોતાના કાકા ઉપર ક્રોધે ભરાયો. તેણે રાક્ષસસેના સમક્ષ, પૂર્વે યમે આપેલાં ઉત્તમ બાણને પોતાના ધનુષ ઉપર ચઢાવ્યું અને તેને આમ બાણ સાંધતો જોઈ, મહાપ્રતાપી અને ભયંકર પરાક્રમવાળા લક્ષ્મણે પણ, મહાત્મા કુબેરે આપેલાં અને ઇન્દ્ર તથા સુર અસુર વગેરેને દુર્જય તથા દુઃસહ એવાં એક બાણને ભાથામાંથી કહાડ્યું.[૪૬-૪૮] બેઉ જણે સાથે ખેંચેલાં ધનુષનો તે વેળાએ જે અવાજ થયો, તે જાણે બે ક્રૌંચ પક્ષીનો જ અવાજ હોય તેવો સંભળાયો.[૪૯] બેઉના ધનુષમાંથી છૂટેલાં તે બે બાણ પોતાના તેજથી દિશાઓને અત્યંત પ્રકાશિત કરતાં હતાં.[૫૦] પછી તે બે બાણ આકાશને પ્રકાશિત કરતાં એક એકની સાથે અથડાઇને પૃથિવી ઉપર પડ્યાં.[૫૧] એ કાળરૂપ બે બાણના એકએકની સાથે ઘસાવાથી, તેમાંથી ધૂમાડા સહિત જ્વાળાઓવાળા તણખા નિકળ્યા અને મંગળ તથા શનિ જેવાં તે બે બાણ, પરસ્પર અથડાઇને પૃથિવીપર પડ્યાં ત્યારે તેના સેંકડો કડકા થઈ ગયા.[૫૨-૫૩] આ રીતે પોતાનાં શરો રણભૂમિમાં ભાંગીને પડ્યાં તે જોઈ, ઇન્દ્રજિત્ અને લક્ષ્મણને ક્રોધ અને લજ્જા ઉત્પન્ન થયાં,[૫૪] અને લક્ષ્મણે કોપ કરી, વારુણાસ્ત્ર ચઢાવ્યું. તેની સામા ઇન્દ્રજિતે રૌદ્રાસ્ત્ર મૂક્યું;[૫૫] અને લક્ષ્મણના પરમ અદ્ભુત વારુણાસ્ત્રને કાપી નાંખ્યું. પછી મહાતેજસ્વી, પ્રતાપી તથા સંગ્રામ જિતનાર ઇન્દ્રજિતે, સર્વ લોકનો સંહાર કરતો હોય તેમ અગ્ન્યાસ્ત્ર ધનુષપર ચઢાવ્યું.[૫૬] આ અસ્ત્રને લક્ષ્મણે સૂર્યાસ્ત્ર મૂકી પાછું વાળ્યું. પોતાના અસ્ત્રને પાછું પડેલું જોઈ, ઇન્દ્રજિતે ક્રોધમાં આવી, શત્રુનો નાશ કરે તેવાં આસુર બાણને ધનુષપર ચઢાવ્યું. તે ચાપમાંથી, જાજ્વલ્યમાન થતાં મુદ્‌ગર, શૂલ, ભૂશુંડી, ગદા, ખડ્ગ, અને પરશ્વધ ઇત્યાદિ અસ્ત્રો નિકળવા લાગ્યાં. પણ સંગ્રામમાં અતિશે દારુણ અને સર્વભૂતથી પાછું ન વળે એવું તથા સર્વે શસ્ત્રનો નાશ કરે એવું તેનું અસ્ત્ર જોઈ, લક્ષ્મણે માહેશ્વરાસ્ત્રથી તેને વિદારણ કર્યું.[૫૭-૬૦]

આ પ્રમાણે લક્ષ્મણ અને ઇન્દ્રજિતનું અદ્ભુત યુદ્ધ થઈ રહ્યું હતું. અંતરિક્ષમાં રહેલા સર્વ ભૂતો લક્ષ્મણને વિંટાઇને ઉભા રહેલા હતા.[૬૧] 'માર' 'માર'નો ભયંકર શબ્દ કરતું રાક્ષસ અને વાનરોનું પણ યુદ્ધ થતું હતું. તે જોઇને વિસ્મય પામેલાં સર્વ ભૂતથી આકાશ ઘેરાઈ ગયું હતું.[૬૨] ઋષિઓ, દેવો, ગંધર્વો, પિતારો, ગરુડો અને સર્પો વગેરે સર્વ ભૂતો ઇન્દ્રને આગળ કરીને રણમાં લક્ષ્મણની રક્ષા કરતા હતા.[૬૩] પછી રાઘવના નાના ભાઈ લક્ષ્મણે, અગ્નિ જેવા સ્પર્શવાળું ને ઇન્દ્રજિતનો નાશ કરે એવું, સુંદર પુંખવાળું ગોળ, સારા પર્વવાળું, દૃઢ, સુવર્ણથી શોભતું તથા શત્રુઓનો નાશ કરે એવું એક બાણ ધનુષપર ચઢાવ્યું.[૬૪-૬૫] જે બાણ કોઈથી પણ પાછું વળી શકાય તેમ નહોતું, તે તો રાક્ષસોને નાશ જ કરે તેવું હતું. તે બાણ ઝેરી સર્પના વિષ જેવું હતું ને દેવતાઓ પણ તેનું પૂજન કરતા હતા અને એ જ બાણવડે, ઇન્દ્રે દેવાસુરયુદ્ધમાં અસુરોને હરાવ્યા હતા.[૬૬-૬૭] સુમિત્રાના પુત્ર લક્ષ્મણે પોતાનાં ધનુષ-

પર ઇન્દ્રાસ્ત્ર ચઢાવ્યું, તે કોઇથી પણ પરાજય પામે તેવું ન હતું. પછી ધનુષ ખેંચી પોતાના સ્વાર્થને સાધે તેવાં વચનો લક્ષ્મણ બોલ્યા કે, "હે બાણ! જો રામ ધર્માત્મા, સત્ય વચન પાળનાર તથા પૃથ્વીમાં અપ્રતિમ પરાક્રમવાળા હોય તો તું ઇન્દ્રજિતનો વધ કરજે."૬૮-૬૯ એમ કહી, શત્રુઓનો નાશ કરનાર લક્ષ્મણે, સીધી ગતિ કરનાર તે ઇન્દ્રાસ્ત્રને મન્ત્રી ઇન્દ્રજિત ઉપર મૂક્યું;૭૦ જેણે ઇન્દ્રજિતનાં કવચને તોડી કુંડલથી શોભતું તેનું મસ્તક ધડ ઉપરથી જૂદું કરીને પૃથ્વી ઉપર પાડી નાંખ્યું.૭૧ રાવણના પુત્ર ઇન્દ્રજિતનું ધડથી જૂદું થયેલું તથા રુધિર પૂર્ણ તે મોટું મસ્તક ભૂમિ ઉપર પડ્યું, જે જાણે સુવર્ણનો ગોળો હોય તેવું ભાસતું હતું.*૭૨

આ પ્રમાણે કવચ પહેરેલો તથા ભગ્ન ધનુષવાળો ઇન્દ્રજિત્ મરણ પામી પૃથ્વીપર પડ્યો ત્યારે વિભીષણ સહિત સર્વે વાનરો ખુશીના પોકાર કરવા લાગ્યા; અને વૃત્રાસુરના વધથી દેવ જેવા ખુશી થયા હતા તેવા ખુશી થયા અને અંતરિક્ષમાં ઉભેલા દેવ, મહર્ષિઓ, ગંધર્વો અને અપ્સરાઓ જય જયનો શબ્દ કરવા લાગ્યા.૭૩-૭૫ રાવણના પુત્રને આ રીતે રણમાં પડેલો જોઇને, વિજયશ્રીથી શોભતા વાનરોનો માર ખાતી રાક્ષસસેના દશે દિશામાં નાસવા લાગી.૭૬ વાનરોએ પાછળથી માર મારવા માંડ્યો, એટલે રાક્ષસો પોતાનાં આયુધ નાંખી દઇને વ્યાકુલ થઈ લંકા તરફ નાસી ગયા અને કેટલાક રાક્ષસો, પટ્ટિશ, તરવાર અને પરશ્વધ નાંખી દઈ ભયભીત થઈ ગયા ને કેટલાક, વાનરોથી અતિશે પીડાયલા રાક્ષસોમાંથી કેટલાક લંકામાં ને કેટલાક સમુદ્રમાં અને કેટલાક પર્વતમાં પેશી ગયા.૭૭-૭૯ મૃત્યુ પામીને રણમાં સૂતેલા ઇન્દ્રજિતને જોઈ રણમાં જે હજારો રાક્ષસો અત્યાર સુધી તરવરી રહ્યા હતા, તેમાંનો કોઈ પણ રણમાં જણાયો નહિ, અને જેમ સૂર્ય અસ્ત પામ્યા પછી એક પણ કિરણ દેખાતું નથી, તેમ ઇન્દ્રજિતના પડવા પછી કોઈ પણ રાક્ષસ દેખાતો ન હોતો.૮૦-૮૧ પ્રાણ ગયાથી ઇન્દ્રજિત્ શાંત જવાળાઓવાળો અગ્નિ હોય કે નષ્ટ તેજવાળો સૂર્ય હોય તેવો દેખાતો હતો.૮૨

રાવણનો પુત્ર પડવાથી જેની સર્વ પીડા શાંત પડી ગઈ છે, એવું આખું જગત્ શત્રુરહિત થઈ આનંદ પામ્યું.૮૩ વળી એ પાપકર્મવાળા રાક્ષસના મરણથી ઇન્દ્ર અને મહર્ષિઓ પણ આનંદ પામ્યા.૮૪ આકાશમાં દેવનાં દુંદુભિ વાગ્યાં અને ક્રૂર કર્મવાળા રાક્ષસોનો નાશ થવાથી સર્વ શાંત થઈ જય જય કરવા લાગ્યા. આકાશમાં ગંધર્વો ગાવા લાગ્યા, અપ્સરાઓ નાચવા લાગી અને પુષ્પવૃષ્ટિ થવા લાગી. જળ તથા આકાશ સ્વચ્છ થયાં, અને દેવ દાનવ પણ હર્ષ પામ્યા. પછી દેવ, દાનવ અને ગંધર્વ વગેરે ત્યાં આવ્યા અને કહેવા લાગ્યા કે, 'હે બ્રાહ્મણો! તમારી ફાંસ ગઈ અને સર્વ પીડા મટી; માટે હવે નિશ્ચિંત થાવ." ૮૫-૮૮ વળી અપ્રતિમ બળશાળી ઇન્દ્રજિતને મરાયલો જોઇને, વાનરના અધિપતિઓએ લક્ષ્મણને બહુ અભિનંદન આપ્યું.૮૯ વળી વિભીષણ, હનૂમાન્ અને ઋક્ષરાજ જામ્બવાન્ પણ આ વિજયથી લક્ષ્મણને વખાણવા લાગ્યા અને તેની સ્તુતિ કરવા મંડી પડ્યા.૯૦ વાનરો પણ કુદતા તથા ગર્જતા, પોતાનું ધાર્યું થવાથી લક્ષ્મણને વિંટાઈ વળ્યા અને પુચ્છ પછાડતા તથા હરખાતા 'લક્ષ્મણનો જય થયો,' એમ બૂમ પાડતા હતા.૯૧-૯૨ હર્ષ પામેલા આ વાનરો અન્યોન્ય ભેટીને રાઘવનાં વખાણ કરવા લાગ્યા.૯૩ લક્ષ્મણનું યુદ્ધમાં આવું અદ્ભુત પરાક્રમ જોઈ, બધા આપ્તજનો તથા દેવો પણ ઇન્દ્રરિપુનો વધ સાંભળીને હર્ષ પામ્યા.†૯૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં નેવુમો સર્ગ સંપૂર્ણ**

---

* બીજાં રામાયણોમાં અત્રે એવો લેખ છે કે, ઇન્દ્રજિતનું મસ્તક રણમાં પડ્યું, પણ તેનો એક હાથ, તેની સ્ત્રી સુલોચના, જે ૧૬ સતીમાંની એક છે તેના મહેલમાં જઇને પડ્યો. એ વિધિનો વિશેષ વૃત્તાંત અગાડીની ટીપમાં આપ્યો છે.

† મહર્ષિ વાલ્મીકિ વિરચિત આ રામાયણમાં કેટલાક રસમય ને અદ્ભુત પ્રસંગો નથી તે, તે પછી રચાયલા સંસ્કૃત અને પ્રાકૃત બીજા રામાયણોમાં દૃષ્ટિએ પડે છે; પણ તે સાધાર કે નિરાધાર છે, તેનો નિશ્ચય કરવાનાં સાધનો દુષ્પ્રાપ્ય છે. ઇન્દ્રજિતના મરણ પછી રાવણને ઘણો ઉચ્ચાટ થયો હતો, ને તેણે પોતાના મામા અહિરાવણ, મહિરાવણ નામના બે રાક્ષસ ભાઇઓને બોલાવ્યા અને તેમને આજ્ઞા કરી કે, ગમે તેવા પ્રકારથી પણ તમો રામ, લક્ષ્મણનું હરણ કરી તેનો નાશ કરો. (હનૂમાન્ નાટકમાં અહિરાવણ મહિરાવણને જૂદા જૂદા જણાવ્યા છે, પણ બીજી રામાયણમાં માત્ર અહિરાવણ એકલો જ જણાવ્યો છે). આ વર્તમાનની જાણ વિભીષણને થવાથી સુગ્રીવાદિ વાનરોને નિવેદન કીધું; એટલે રાત્રિના રામલક્ષ્મણનું સંરક્ષણ કરવાના હેતુથી વાનરોએ, એક બીજાપર બેસીને ગગનમંડળ સુધી પહોંચે તેવો ઉંચો કોટ કીધો, કે જેથી ભૂમિપરથી કોઇથી પ્રવેશ થઈ શકે નહિ. અહિરાવણ ને મહિરાવણ બંને ભાઇઓ અતુલિત બળિયા હતા, ને તેઓ પાતાળમાં રાજ્ય કરતા હતા, ને કોઈ પણ અપ્રવેશનીય સ્થાનમાં પ્રવેશ કરવાને શક્તિવાળા હતા. તેઓ રાત્રિના ધારણ મૂકી આકાશમાર્ગે વાનરસેનામાં ઉતર્યા ને

# સર્ગ ૯૧ મો.

## લક્ષ્મણપ્રશંસા

શત્રુઓને જિતનારા ઇન્દ્રજિતને માર્યા પછી, જેનું અંગ રુધિરથી છંટાયલું છે એવો શુભ લક્ષણવાળો લક્ષ્મણ ઘણો હર્ષ પામ્યો.[1] પછી જામ્બવાન્, હનૂમાનને તથા સર્વે વાનરોને લઇને વિભીષણ તથા હનૂમાનને અવલંબીને ચાલતા મહાબળવાન્ લક્ષ્મણ સહિત, જ્યાં રામ તથા સુગ્રીવ બેઠેલા હતા ત્યાં આવ્યો.[2-3] લક્ષ્મણે વડિલ બંધુની પ્રદક્ષિણા કરી, પછી નમસ્કાર કર્યા ને જેમ ઉપેન્દ્ર, ઇન્દ્રની પાસે ઉભો રહે તેમ રામસમીપે ઉભો રહ્યો.[4] પછી ઇન્દ્રજિતનો વધ સૂચવતો હોય તેમ વિભીષણે લક્ષ્મણે

---

રામલક્ષ્મણનું હરણ કરીને પોતાની નગરી મહીલાવતીમાં લઈ જઈ કેદ કીધા. તેઓની ઇચ્છા એવી હતી કે, બે ત્રણ દિવસ પછી, ભદ્રકાલિકાને ભોગ આપવો. બીજે દિવસે વાનરોને રામલક્ષ્મણનાં હરણની જાણ થતાં હનૂમાનાદિ વાનરો તે રાક્ષસને પગલે પગલે શોધ કરતા ચાલ્યા. માર્ગમાં તે રાક્ષસનું પગલું એક ગુફામાં ગઇને જતું હતું. વાનરો ગભરાઈ ગયા, પણ હનૂમાન્, પોતાને પુછડે બાંધીને સૌ વાનરોને ઘસડી ગયો. જ્યારે તે અંધકારમય ગુફાનો અંત આવ્યો ત્યારે વાનરોએ જોયું કે તેઓ સમુદ્રને તટે છે. આ સ્થળે મકરધ્વજ નામનો એક પ્રચંડ પ્રાણી અહિરાવણની આજ્ઞાથી ચોકી કરતો હતો. હનૂમાન્ કાપડીને વેશે અહિરાવણની નગરીમાં જવાને તૈયાર થયો, એટલે તે રાક્ષસ તેની સામા થયો, ને ત્યાં હનૂમાન્ અને મકરધ્વજ વચ્ચે મોટું યુદ્ધ થયું. એ યુદ્ધમાં હનૂમાને મકરધ્વજને સપડાવી, પોતાના પગ નીચે દબાવ્યો ત્યારે એક નિઃશ્વાસ મૂકી મકરધ્વજ બોલ્યો કે, આ વેળા મારો પિતા હનૂમાન્ હોય તો નિશ્શંક મારું રક્ષણ કરે. હનૂમાન્ ચકિત થયો ને મકરધ્વજને છૂટો કરી તેને સર્વ વાત પૂછી, ત્યારે મકરધ્વજે પોતાની માતાને તેડાવી. તેણે આવતાં ખુલાસો કીધો કે, જ્યારે હનૂમાને લંકાને લાય લગાડી ને પછી તે શ્રમિત થયાથી સમુદ્રતટે આવીને વિશ્રામ લેવા બેઠો હતો, તે પ્રસંગે તેના કપાળમાંથી જે પસીનાનાં બિંદુ સમુદ્રમાં પડ્યાં ને તે મકરીએ, પ્રેમવશ થઈ ગ્રહણ કીધાં ને તેથી મકરધ્વજ જન્મ્યો હતો.

પછી મકરધ્વજને હનૂમાન્ મળ્યા ને મકરીએ પોતાના સ્વામી તરીકે હનૂમાનને પ્રણામ કરી કાર્ય સેવાની આજ્ઞા માંગી. હનૂમાને પોતાના આવવાનું પ્રયોજન તે મા દીકરાને જણાવ્યું. મકરધ્વજે તેપરથી જણાવ્યું કે, ત્રણ દિવસપર જ અહિરાવણ મહિરાવણ, કોઈ બે રૂપાળા રાજવીઓને લાવ્યા છે, અને કારાગૃહમાં પૂર્યા છે અને આવતી કાલે તે બંને વીરોનું એ રાક્ષસરાજ કાલિકાને બલિદાન દેનાર છે. આ વર્તમાન જાણી, હનૂમાન્ સૂક્ષ્મ રૂપ ધારણ કરીને નગરીમાં ગયો ને પ્રથમ કાલિકાનું દેવાલય જોયું, ને પછી રામલક્ષ્મણનું રક્ષણ કેમ કરવું, તેનો નિશ્ચય કીધો. બીજે દિવસે મધ્યાહ્નકાળે મોટા સામૈયાં સાથે રામલક્ષ્મણનું બલિદાન આપવાને મહિરાવણ કાલિકાના મંદિરમાં આવ્યો. આ પ્રસંગે હનૂમાન્ દેવીની પાછળ ભરાઈ બેઠો ને ત્યાં શું થાય છે તે જોવા લાગ્યો, પણ એટલામાં રામ લક્ષ્મણની દૃષ્ટિ હનૂમાનપર પડી ને આ ભક્તનાં બંનેએ ઘણાં વખાણ કીધાં. જ્યારે મહિરાવણે તે બંનો વીરોને પ્રાર્થના કરવા કહ્યું ત્યારે તેઓએ જણાવ્યું કે એ દેવી જ અમારું રક્ષણ કરશે, ને તરત દેવીની પીઠપરથી હનૂમાન્ નિકળી આવ્યો; ને ત્યાં જ દારૂણ સંગ્રામ થયું. અહિરાવણ તો પ્રારંભમાં જ મરણશરણ થયો, પણ મહિરાવણ લડતો અટકયો નહિ. રામ લક્ષ્મણ હનૂમાનના ખભાપર બેસીને સચોટ બાણ મારતા હતા, ને મહિરાવણનું મસ્તક ઉડાડી દેતા હતા, પણ તે મસ્તક પુનઃ પુનઃ પાછાં સજીવન થતાં હતાં. આમાં શો ભેદ છે, તે જાણવા માટે દશરથનંદનોને ત્યાં જ લડતા મૂકીને હનૂમાન્ પેલી મકરી પાસે આવ્યો, ને કંઈ કારણ હોય તો જાણવા ઇચ્છ્યું. મકરીને અહિરાવણ મહિરાવણના જન્મની કથાનું જ્ઞાન હતું, પણ તેનું મરણ શી રીતે છે, તેનું જ્ઞાન નહિ હોવાથી, મહિરાવણની સ્ત્રી ચંદ્રસેના પાસે હનૂમંતને મોકલ્યો.

જ્યારે રામલક્ષ્મણનું બંધન કરીને તેનો પતિ અને જ્યેષ્ઠ ભદ્રકાલીને દેહરે તેમને લઈ જતા હતા, ત્યારે રામની કાંતિથી મોહ પામી ચંદ્રસેના વિહ્વળ થઈ ગઈ હતી ને હનૂમાન્ તેની પાસે ગયો ત્યારે તે રામનું જ ચિંતન કરતી હતી અને ઉંઘમાં રામ રઘુવીર એમ બડબડતી હતી. હનૂમાને તે તક સાધી ચન્દ્રસેનાને જાગ્રત કરી, ને કહ્યું, ‘માતાજી! રામ તો હમણાં સંકટમાં પડ્યા છે, તેને તારવાનો કંઈ ઉપાય બતાવો તો બહુ રૂડું!’ ચન્દ્રસેનાએ કહ્યું કે, જો રામ સાથે મારો સમાગમ કરાવી આપે તો એ કાર્ય કરી આપું. હનૂમાને વગર વિચારે કાર્યસિદ્ધિ અર્થે હા પાડી, ત્યારે ચન્દ્રસેનાએ કહ્યું કે, મારા પતિને શિવનું એવું વરદાન છે કે, તેના રક્તનું એક બિંદુ ભૂમિપર પડે તો તેમાંથી તેવા જ બીજા સેંકડો મહિરાવણ ઉત્પન્ન થાય; કેમકે પાતાળમાં ભરેલા અમૃતકુણ્ડમાંથી અમૃત લાવીને લાખ લાખ ભ્રમરો તેના બિંદુપર રેડે છે. આ ભ્રમરોને મહાત કરવામાં આવે તો જ એ મરે, નહિતર નહિ. પછી હનૂમાન્ પાતાળમાં ગયો, ને તે ભ્રમરોના નાયકને પકડીને મારવા માંડ્યો, એટલે તે શરણ થયો, ને મહિરાવણના રક્તપર અમૃતવૃષ્ટિ કરતા ભ્રમરોને અટકાવ્યા. આ ભ્રમરોનો નાયક હનૂમાનને વશ થયો હતો ને તેની સેવા કરવાને તત્પર હતો. જ્યારે મહિરાવણને મારીને રામલક્ષ્મણ હનૂમાનને મળ્યા ત્યારે, હનૂમાને જે પ્રતિજ્ઞા, ચન્દ્રસેનાને મંદિરે જવાની કરી હતી તે કહી. રામ ખેદ પામ્યા, કેમકે તે એક પત્નીવ્રતવાળા હતા. પણ હનૂમાને યુક્તિ રચી, ને ચન્દ્રસેનાને કહ્યું કે તારે મંદિરીએ આવ્યા પછી, જો કંઈ પણ માનશુકન થશે તો રામ ચાલ્યા જશે, તેથી ચન્દ્રસેનાએ એક હાથીદાંતનો પલંગ કરાવ્યો. હનૂમાને પેલા ભ્રમરનાયકને મોકલીને તે પલંગના પાયા કોરાવી નાંખ્યા, એટલે જેવા રામ, ચન્દ્રસેનાના મંદિરે જઈ પલંગપર બેઠા કે, તુરત પલંગ ભાંગી ગયો, ને રામ ત્યાંથી ઉઠી ચાલ્યા. ચન્દ્રસેના ક્રોધ કરીને શાપ દેવા તત્પર થઈ, પણ રઘુવરે કહ્યું કે, હમણાં મારે એક પત્નીવ્રત છે, તેથી તારી વાંચ્છા પૂર્ણ કરી શકતો નથી, પણ બીજે પ્રસંગે તારી ઇચ્છા પૂર્ણ કરીશ. જ્યારે દ્વાપરયુગમાં કૃષ્ણ થયા ત્યારે સત્યભામા રૂપે ચન્દ્રસેના વર્યાં હતાં. આ પ્રસંગ હનૂમાન્ નાટક તથા તુલસીદાસના રામાયણમાં પણ છે.

કરેલો ઇન્દ્રજિત્ વધનો ઇતિહાસ સંક્ષેપમાં કહી રામને કહ્યું કે;[૫] "હે રાઘવ! મહાત્મા લક્ષ્મણે, ઇન્દ્રજિતનું મસ્તક કાપી નાંખ્યું છે." આ રીતે વિભીષણે હર્ષથી રામને નિવેદન કર્યું.[૬] પોતાના ભાઇએ ઇંદ્રજિતનો વધ કર્યો તે સાંભળીને, મહા વીર્યવાન્ રામ ઘણો હર્ષ પામ્યા અને બોલ્યા કે,–"હે લક્ષ્મણ! (તારું અતુલિત પરાક્રમ સાંભળી) હું બહુ જ પ્રસન્ન થયો છું, નિશ્શંક તેં મોટું કાર્ય કર્યું છે. ઇંદ્રજિત્ મરાયાથી હું માનું છું કે, આપણે શત્રુને જિત્યા જ છે."[૭–૮] પછી રામે લક્ષ્મણનું માથું સુંઘ્યું અને પોતાનાં વખાણ સાંભળી લજ્જા પામેલા લક્ષ્મણને પરાણે ખોળામાં બેસારી આલિંગન આપ્યા પછી યુદ્ધમાં વાગેલા ઘાથી પીડાયલા લક્ષ્મણને મીઠી દૃષ્ટિએ વારંવાર નિહાળ્યો.[૯–૧૦] લક્ષ્મણ બાણ વાગવાથી પીડિત થયેલો હતો, શ્વાસથી હાંફતો હતો, તેમ દુઃખથી નિઃશ્વાસ નાંખતો હતો; પણ તેનું માથું સુંઘી તથા વારંવાર આલિંગન આપી, રામે તેનું રુડી પેરે આશ્વાસન કર્યું અને પછી કહ્યું કે;[૧૧–૧૨] "ભાઈ લક્ષ્મણ! તું નિશ્શંક દુષ્કર કાર્ય કરનાર છે અને આજે તેં બહુ મોટું પરાક્રમ કર્યું છે; અને તેં રાવણના પુત્રને માર્યો. એટલે રાવણ જ મરાયો, એમ હું માનું છું;[૧૩] તથા ઇન્દ્રજિતને માર્યો તેથી આજ, હું, મને વિજયી થયો માનું છું. હે વીર! ઇન્દ્રજિતને મારી તેં રાવણનો જમણો હાથ કાપી નાંખ્યો છે: કેમકે તેનો તે આધાર હતો. વળી વિભીષણ અને હનૂમાને પણ રણમાં બહુ પરાક્રમ કરેલું જણાય છે.[૧૪–૧૫] તેં ત્રણ રાત સુધી લાગલાગટ યુદ્ધ કરી, મહાશ્રમે ઇન્દ્રજિતને હણ્યો, તેથી તેં મારા (એક પ્રબળ) શત્રુનો નાશ કર્યો, એમ જ હું માનું છું.[૧૬] પણ હવે આપણે સાવધાન રહેવું જોઇએ; કેમકે મોટા વ્યૂહ રચનાવાળા સૈન્યસહ રાવણ અહીં આવશે ને તે પૂર્ણ કોપથી લડશે–તેનો પુત્ર મરાયો છે–એ કંઈ જેવું તેવું બન્યું નથી, પણ એ અજિત્ય શત્રુનો તેના સૈન્ય સહિત હું આજે સંહાર કરીશ.[૧૭–૧૮] ઓ લક્ષ્મણ! તારા જેવા સહાયકે ઇન્દ્રના વેરી ઇન્દ્રજિતને હણ્યો, તેથી હવે સીતા અને પૃથિવી મને સહજ પ્રાપ્ય છે, (તેમાં શંકા જેવું નથી.)"[૧૯]

લક્ષ્મણનું આમ આશ્વાસન કરીને, હર્ષાન્વિત થયેલા રામે, સુષેણને બોલાવીને કહ્યું,[૨૦] 'હે સુષેણ! આ બુદ્ધિમાન્ તથા મિત્રવત્સલ લક્ષ્મણને શલ્યની પીડા ઓછી થઈ, એ સ્વસ્થ થાય તેમ તું કર.[૨૧] લક્ષ્મણને જેમ બને તેમ તું પીડારહિત કર અને વૃક્ષ ઇત્યાદિથી યુદ્ધ કરનાર જે જે વાનરો ઘવાયલા છે, તેમને પણ યત્નપૂર્વક ઔષધ કરીને સુખી કર."[૨૨–૨૩] રામનું એ કહેવું સાંભળી, સુષેણે, લક્ષ્મણને સુંઘવાનું ઔષધ આપ્યું અને તે ઔષધના સુવાસથી જ લક્ષ્મ-

બીજે પણ આવોજ પ્રસંગ આ રામાયણમાં દૃષ્ટિગોચર થાય છે. જ્યારે ઇંદ્રજિત્ યુદ્ધે ચઢયો ને વિભીષણે ઇંદ્રજિતને હણવા માટે રામને, લક્ષ્મણને મોકલવા માટે વિનતિ કીધી, ત્યારે પ્રથમ તો રામ જ યુદ્ધ કરવાને તૈયાર થયા. પણ વિભીષણે જણાવ્યું કે ઇંદ્રજિત્ તમારે હાથે મરશે નહિ, કેમકે જેણે બાર વરસ સુધી આહાર અને નિદ્રાનો ત્યાગ કર્યો હોય, તે જ એને મારી શકશે, એવું એને વરદાન છે. આ લક્ષ્મણે આજ બાર વર્ષ થયાં આહાર નિદ્રાનો ત્યાગ કર્યો છે, તો તેના વિના બીજાને હાથે એનું મરણ થશે નહિ. આ વાત જાણીને રામ અદ્ભુતાશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા, અને એમ કરવાનું કારણ લક્ષ્મણને પૂછ્યું. અને લક્ષ્મણે તે જણાવ્યું. પંચવટીમાં એક રાત્રીના લક્ષ્મણને એવું સ્વપ્ન થયું કે, જાણે તેનો હાથ સીતાનાં અંગને અડ્યો છે, એ મહાપાતક થયું છે એમ માનીને લક્ષ્મણે આહારનિદ્રાનો ત્યાગ કીધો હતો. બંધુ પ્રત્યેની આવી અદ્ભુતાશ્ચર્યવાળી ભક્તિનો પ્રસંગ બીજા રામાયણકારોએ વર્ણવ્યો છે, પણ મહર્ષિ વાલ્મીકિના–આદિ કાવ્યમાં તેનું મૂળ નથી.

બીજે પણ એક ઉત્તમ પ્રસંગ અન્ય રામાયણોમાં દૃષ્ટિએ પડે છે, પણ તેનું મૂળ આ ગ્રંથમાં જણાતું નથી. જ્યારે લક્ષ્મણે ઇન્દ્રજિતને માર્યો ત્યારે તેનો હાથ તેજસ્વી સતી સુલોચનાના મંદિરના ચોકમાં જઇને પડ્યો. સુલોચના સોળ સતીમાંની એક ગણાય છે. તેને તે હાથ જોતાં જ સત ચઢયું અને પતિના હાથની પાસે ગઈ ને પ્રાર્થના કરી કે, આપનું મરણ શા પ્રકારે થયું, તે લખી જણાવો. સતીના પ્રતાપથી તે મૃતઃ હાથે લખ્યું કે લક્ષ્મણે મને માર્યો છે ને મારું મસ્તક રામ પાસે છે. એટલે સતી, મંદોદરીના કહેવાથી સુવેલાચલપર રામની છાવણીમાં આવી, ને પોતાના પતિનું મસ્તક માંગ્યું. સુલોચનાએ રામની પ્રાર્થના કરી, ત્યારે રામે પૂછ્યું કે, આ તારા પતિનું મસ્તક અત્રે છે, એમ તેં શાથી જાણ્યું? ત્યારે ઇન્દ્રજિતના હાથે જે અદ્ભુત કાર્ય કર્યું હતું તે સુણાવ્યું. પણ એ વાર્તાની પતિજ કપિઓને પડી નહિ, અને રામની સભામાંથી કોઇક કપિએ કહ્યું કે, જો આ મસ્તક હસે તો, તમારી વાણી સાચી માનીએ, ત્યારે સુલોચનાએ તે મસ્તકની અનેક પ્રકારે પ્રાર્થના કરવા માંડી, ને તેમાં એક વાક્ય એવું કહ્યું કે, 'જો તમારું મરણ આમ થનાર હતું એમ જો હું જાણત તો મારા પિતાને તમારી સહાયે બોલાવત.' આ વાક્ય સાંભળતાં ઇન્દ્રજિતનું મસ્તક ખડખડાટ હસી પડ્યું, ને રામે તે મસ્તક સુલોચનાને સ્વાધીન કર્યું, જે મસ્તક સહિત તે સતી થઈ હતી.

જ્યારે ઇંદ્રજિતનું મસ્તક હસ્યું ત્યારે તેનું કારણ સુગ્રીવાદિએ રામને પૂછ્યું, તેનું સ્પષ્ટીકરણ રામે આ પ્રમાણે કીધું હતું. સુલોચના શેષનાગની કન્યા છે, ને આ લક્ષ્મણ એ શેષનો અવતાર છે, ને તે શેષે જ ઇન્દ્રજિતને હણ્યો છે, એ ઇન્દ્રજિત્ જાણે છે, તેથી એનું મસ્તક હસ્યું કે, તારા પિતાએ જ મને હણ્યો છે તો પછી આ તારો પિતા મારું તે શું રક્ષણ કરત?

ણના ઘા રુઝાઈ ગયા અને તે સ્વસ્થ થયો.[૨૪-૨૫] વિભીષણના આસજનોને અને સર્વ વાનરગણોને રામની આજ્ઞાથી તેણે ઔષધ આપ્યું.[૨૬]

આ પ્રમાણે એક ક્ષણમાં પોતાનું દુઃખ, શ્રમ તથા ઘા રુઝાઈ જવાથી, લક્ષ્મણ હતો તેવો થઈ ગયો;[૨૭] અને રામ, સુગ્રીવ, વિભીષણ અને જામ્બવાન સર્વે લક્ષ્મણને આરોગ્ય થયેલો જોઈ, ઘણો જ હર્ષ પામ્યા ને સૈન્ય પણ હર્ષ પામ્યું.[૨૮] પુનઃ મહાત્મા રામે, લક્ષ્મણના મોટા પરાક્રમનાં વખાણ કરવા માંડ્યાં અને ઇન્દ્રને જિતનાર ઇન્દ્રજિતનો વધ સાંભળી, સુગ્રીવ તો પૂર્ણ હર્ષમાં આવી ગયો.[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકાણુમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૯૨ મો

## રાવણે કરેલો પુત્રવિલાપ

ઇન્દ્રજિત્ મરાયો, તે સાંભળીને રાવણને સુપાર્શ્વાદિ મંત્રીઓ આકળાગાભરા થઈ કહેવા લાગ્યા કે[૧]–"હે મહારાજ! ઇન્દ્રજિત્ પડ્યો! વિભીષણની સહાય લઈને, અમારા સમક્ષ લક્ષ્મણે, તમારા કાંતિમાન્ પુત્રને માર્યો છે.[૨] યુદ્ધમાં પરાજય ન પામે એવો તથા ઇન્દ્રને જિતનાર તમારો શૂરવીર પુત્ર ઇન્દ્રજિત્, આજ શૂરા લક્ષ્મણથી મરાયો છે.[૩] પણ તમારા પુત્રે લક્ષ્મણને ખૂબ હંફાવ્યો હતો, તથાપિ છેવટે તે પરલોક પામ્યો છે." રણ રંગીલો, દારુણ યુદ્ધ કરનાર ને રણચતુર પુત્રને મરાયો સાંભળીને, રાવણ બહુ દુઃખ પામ્યો તથા તે મૂર્ચ્છિત થઈ ધરણીપર ઢળ્યો. થોડીવારે જ્યારે તે સ્વસ્થ થયો ત્યારે પુત્રના શોકથી તે આકુળ વ્યાકુળ થઈ ગયો, ને દીન તથા વ્યાકુળ ઇન્દ્રિયોવાળો રાવણ (મોટે સ્વરે) શોક કરવા લાગ્યો.

રાવણ વિલાપ કરે છે;–"હા મારા પુત્ર! હા મેઘનાદ! તેં ઇન્દ્ર જેવાને જિત્યા હતા, તે શું તું આજે લક્ષ્મણને વશ થઈ પડ્યો? હા પુત્ર! તું ક્રોધ કરીજે શર મૂકે, તે કાળ તથા અંતકને પણ ભેદી નાંખે તેમ હતું ને મંદરાચળનાં શિખરોને પણ તોડી નાંખે એવું હતું, તો આ માનવી લક્ષ્મણને તું કેમ ન જિતી શક્યો! આજે મારે યમરાજાને વખાણવો જોઈએ, કારણ કે તેણે આજ તને તેના ભુવનમાં બોલાવી લીધો છે. દેવ આદિમાં પણ જે સારા છે, તેમને પણ એ જ માર્ગ છે કે, જે પ્રાણી સ્વામી માટે પ્રાણદાન દે છે, તે સ્વર્ગને પામે છે.[૪-૯] અહા! આજે દેવતાઓ, લોકપાળો અને મહર્ષિઓ તારો નાશ થવાથી નિર્ભયપણે સુખે નિદ્રા લેશે![૧૦] હે ઇન્દ્રજિત્! તારા વિના આજ મને ત્રણે લોક તથા આખી પૃથિવી શૂન્યકાર જેવી ભાસે છે.[૧૧] પણ અહા પુત્ર! ગિરિગુફામાં વસતી હાથિણીઓ ચીસો પાડતી હોય એમ અંતઃપુરમાં રોતી આ રાક્ષસ કન્યાઓનાં મારે રુદન સાંભળવાં પડે છે![૧૨] હે શત્રુતપન! યુવરાજપદનો, લંકાનો, રાક્ષસોનો, સ્ત્રીઓનો, મારો ને તારી માતા મંદોદરીનો ત્યાગ કરીને તું ક્યાં ગયો?[૧૩] હે વીર! તારે તો મારાં મરણ પછી મારી ઉત્તરક્રિયા કરવી જોઈએ. પણ તું આજ જતો રહ્યો! હાય! એ તો તું વિપરીત રીતે વર્તે છે.[૧૪] પણ અહા! પુત્ર! સુગ્રીવ, લક્ષ્મણ અને રાઘવને જીવતા મૂકીને મારું શલ્ય ટાળ્યા વિના તું ક્યાં જતો રહ્યો?"[૧૫] આ રીતે દુઃખિત થઈ વિલપંતો ને શોચંતો રાવણ, પુત્રમરણથી આકુળ ને કોપિત થયો.[૧૬] પ્રકૃતિથી જ બહુ ક્રોધી રાવણને પુત્રમરણથી ઉત્પન્ન થયેલું દુઃખ ગ્રીષ્મઋતુમાં સૂર્યકિરણ જેમ સૂર્યને તપાવે છે, તેમ તેને વધારે વધારે બાળવા લાગ્યું![૧૭] ક્રોધથી વારંવાર બગાસાં ખાતાં રાવણના મુખમાંથી, વૃત્રાસુરના મુખમાંથી જેવો અગ્નિ નિકળતો હતો તેવો, સધૂમ અગ્નિ નિકળવા લાગ્યો.[૧૮]

પુત્રના મરણથી સંતાપ પામેલો લંકેશ, આ બધાનું કારણ સીતા જ છે, એમ માની તેનું મસ્તક કાપી નાંખવાનો વિચાર કરવા લાગ્યો.[૧૯] મૂળે તો તેનાં નેત્ર લોહીવર્ણાં હતાં જ, તેમાં વળી ક્રોધાગ્નિ ઉત્પન્ન થવાથી તો વિશેષ લાલ થયાં ને તે ભયંકર રૂપવાળો હતો, તેમાં વળી ક્રોધ વ્યાપ્યો, એટલે વધારે ભયંકર થયો. તે જાણે કોપ પામેલો રુદ્ર હોય તેવો દેખાતો હતો.[૨૦-૨૧] જેમ દીપકમાંથી તેલનાં ફૂલ ઝરે છે, તેમ ક્રોધ પામેલા રાવણનાં નેત્રમાંથી આંસુ પડતાં હતાં.[૨૨] તેણે દાંત પીસ્યા ત્યારે મંથનકાળે દાનવોએ યંત્રથી પકડેલા મંદરાચળના જેવો તેના દંતનો કટકટાટ અવાજ થયો.[૨૩] અંતકની પેઠે કોપ પામેલા અને ચરાચર વિશ્વને ખાઈ જાય એવા તેને જોતાં રાક્ષસો પણ તેની પાસે જઈ શક્યા નહિ.[૨૪]

રાવણ અત્યંત કોપ પામ્યો ને ધણધણાટ કરતો રાક્ષસોને સંગ્રામમાં દૃઢ રહી, યુદ્ધ કરવા માટે ઘરઘરા સાદે કહેવા લાગ્યો કે,[૨૫] "હે રાક્ષસો! મેં હજારો વર્ષ તપ કર્યું છે, અને તે તપની સમાપ્તિ વેળાએ બ્રહ્માને સંતુષ્ટ કરેલા છે;[૨૬] અને મારા ઉપર સંતુષ્ટ થયેલા બ્રહ્માએ કૃપા કરી છે, તેથી દેવ કે અસુર કોઈ

પણ મને ભય કરી શકે તેમ નથી.[૨૭] સૂર્ય જેવી કાન્તિવાળું ને બ્રહ્માએ આપેલું આ મારું કવચ દેવાસુર નામના યુદ્ધ સમયે વજ્રની મુષ્ટિઓવડે પણ ભાંગ્યું ન હતું.[૨૮] માટે ઉઠો, આજે તે કવચ પહેરી હું યુદ્ધમાં જવાનો છું. રે! આજે સાક્ષાત્ ઇન્દ્ર આવશે તો તે પણ મારી સામે ઉભો રહી શકશે નહિ.[૨૯] બ્રહ્માએ પ્રસન્ન થઈ, બાણ સહિત મને જે ધનુષ આપેલું છે તે તમે બધા વાદિત્રો વગાડતાં અત્રે લાવો. કારણ કે, સંગ્રામમાં આજે મારે રામ લક્ષ્મણ સામે તે ધનુષનો ઉપયોગ કરવાનો છે."[૩૦-૩૧] પછી ક્રોધ પામેલા રાવણે, પુત્રવધનું કારણ સીતા છે, એમ માની તેનો વધ કરવાનો નિશ્ચય કર્યો.[૩૨] ક્રોધથી તે રાતો પીળો થઈ ગયો, છતાં તેણે ચોતરફ દૃષ્ટિ કરી, દીન સ્વરથી રાક્ષસોને કહ્યું.[૩૩] "હે રાક્ષસો! વાનરોને ઠગવાને માટે ઇન્દ્રજિતે તો માયાવી સીતાનો વધ કર્યો હતો, પણ હું તો આજે તે વાત સત્ય કરી બતાવીશ. એ બે ક્ષત્રિયોને અનુસરનારી વૈદેહીનો હું વધ કરીશ. રે આજે હું સીતાને હણીશ."

આમ બોલતાં બોલતાં રાવણે પોતાનું ખડ્ગ કાઢ્યું.[૩૪-૩૫] સ્વચ્છ આકાશ જેવું તે ખડ્ગ મિયાનમાંથી કહાડી પોતાના સચિવો તથા સ્ત્રીઓની સાથે પુત્રશોકથી વ્યાકુળ ચિત્તવાળો રાવણ, જે ઠેકાણે સીતા છે, એવા અશોકવન તરફ ઉતાવળથી ચાલ્યો.[૩૬-૩૭] રાક્ષસ રાવણને, સીતાને મારવા માટે જતો જાણીને તેના મંત્રીઓ સિંહનાદ કરવા લાગ્યા. તેઓ અન્યોન્ય વાત કરતા હતા કે-"આજ આ રાવણને જોઈ રામ લક્ષ્મણને ધ્રુજારી છૂટશે. આપણા ક્રોધી મહારાજે પૂર્વે લોકપાળોને જિત્યા છે, અને અનેક શત્રુને મારી રણમાં નાંખ્યા છે; ત્રણે લોકમાં રહેલાં સઘળાં રત્નોને તે ભોગવે છે અને પરાક્રમમાં તથા બળમાં કોઈ એમનો સમોવડીઓ નથી."[૩૮-૪૦] આમ રાક્ષસો વાતો કરતા ચાલતા હતા તે જ્યારે અશોકવન આવ્યું ત્યારે અટક્યા. પછી ક્રોધ પામેલો રાવણ, સીતા તરફ ચાલ્યો. તેનું હિત ઇચ્છનારાઓએ તેને વાર્યો ખરો, પણ તે ક્રોધ પામેલો હોવાથી, આકાશમાં મંગળ ગ્રહ જેમ રોહિણીને ઘેરવા જાય, તેમ તે સીતા તરફ ધસમસ્યો ગયો.[૪૧-૪૨] જ્યારે રાક્ષસીઓથી રક્ષણ થતી જનકતનયાએ, રાવણને ખડ્ગ લઈ આવતો જોયો ત્યારે તે કંપી. ક્રોધવશ રાવણને તેના સ્નેહીઓએ વારી રાખ્યો તો પણ સીતા સામો ગયો; એટલે સીતા તેને જોઈ ગાભરી બની ગઈ.[૪૩-૪૪]

રાવણને જોઈને ગદ્‌ગદિત કંઠે સીતા (સ્વગત) બોલી કે, "રે, આ રાવણ અતિશે ક્રોધથી મારા ઉપર ધસી આવ્યો છે, અને હું માનું છું કે, એક પળમાં તે મને હું સનાથ છતાં અનાથની માફક મારી નાંખશે.[૪૫] રે! આ રાક્ષસાધમ, હું મારા સ્વામીને રાત દિવસ ભજું છું, તે વ્રતમાંથી ચલાયમાન કરી, પોતાની સ્ત્રી થવા મને વારંવાર કહે છે, પણ તેમાં એ નિરાશ થયલો છે,[૪૬] તેથી કોપ પામેલો આ રાક્ષસ આજ નિશ્ચે મને મારી નાંખવા તૈયાર થયો છે.[૪૭] પણ આ રાક્ષસો બહુ હર્ષમાં આવી જઈ, આટલા બધા ખુશીના પોકાર કેમ કરે છે? પુરુષસિંહ રામ લક્ષ્મણ આને હાથે મરણ તો નહિ પામ્યા હોય? મારે લીધે જો તેમને મરવું પડ્યું હોય તો હાય! મને ધિક્કાર છે. પણ ના, ના, હું માનું છું કે, પુત્રમરણથી શોક પામીને તેનું વૈર વાળવા રામ લક્ષ્મણને નહિ મારતાં તે મને જ (દુઃખનું કારણ માની) મારવા આવ્યો હશે. અરેરે! હનુમાન્ જ્યારે મને સંદેશો કહેવા આવ્યો ત્યારે મેં મુઇએ તેનું માન્યું નહિ.[૪૮-૫૧] જો તેના કહેવા પ્રમાણે તેની પીઠપર બેસી, તેની સાથે હું ચાલી ગઈ હોત તો, આજ હું શોકરહિત થઈ, સ્વામીના ખોળામાં બેઠી બેઠી કલ્લોલ કરતી હોત.[૫૨] અરેરે! મારાં એકના એક પુત્રવાળાં સાસુજીનું હૃદય તો રામનું અશુભ સાંભળતાં ફાટી જ જશે,[૫૩] અને મહાત્મા રામના જન્મને, યૌવનને તથા ધર્મકાર્યને સંભારી મહા રુદન કરશે.[૫૪] પોતાના એકના એક લાડકવાયા પુત્રનો નાશ સાંભળી, મારાં સાસુજીનો તો જીવ ઉડી જશે અને તે નિરાશ થઈ શ્રાદ્ધ કરી કાંતો અગ્નિભક્ષણ કરશે કે જળમાં પડી મરણ પામશે.[૫૫] અરેરે! અતિપાપ નિશ્ચયવાળી મંથરા તને ધિક્કાર છે, કેમકે તારે લીધે મારાં પુત્રપનોતાં સાસુજી કૌસલ્યાને આવો શોક કરવો પડશે."[૫૬]

આ રીતે ગ્રહમાં સપડાયલી ચંદ્રરહિત રોહિણી જેવી સીતાને રુદન કરતી જોઈ, પવિત્ર બુદ્ધિવાળો સુપાર્શ્વમંત્રી, બીજા સચિવોએ વારવા છતાં તેને ન ગણકારી, ક્રોધી રાવણને વારી રાખવાના ઉદ્દેશથી કહેવા લાગ્યો કે-"હે દશગ્રીવ! હે કુબેરના નાના ભાઈ! મને નથી સમજાતું કે, તમે ધર્મનો ત્યાગ કરી સીતાને મારવા કેમ ઇચ્છો છો?[૫૭-૫૯] હે વીર રાક્ષસ! તમે વેદ જાણો છો, વ્રતધારી છો, અગ્નિહોત્રાદિ સ્વકર્મમાં પ્રીતિમાન્ છો, તેમ છતાં સ્ત્રીવધ કરવાને કેમ તત્પર થાવ છો?[૬૦] હે રાવણરાયજી! રામને મારવો મૂકીને

તમે આવી રૂપસંપન્ન સીતાને શું કરવાને મારો છો? મારી સલાહ માનો તો અમારી સાથે તમારો ક્રોધ યુદ્ધમાં રામપર કહાડો, પણ સીતાને સંતાપો નહિ.[૬૧] રાજ! આજે કૃષ્ણપક્ષની ચૌદશ છે, માટે તમે યુદ્ધની તૈયારી કરો અને કાલે અમાસે યુદ્ધને માટે ચઢો.[૬૨] હે વીર! હે બુદ્ધિમાન્! તમે ખડ્ગ લઈ ઉત્તમ રથમાં બેસી રામને મારી નાંખો, એટલે આ સીતા એની મેળે જ તમારે વશ થશે! પણ એને માર્યાથી શું વિશેષ ફળ છે?"[૬૩]

આ પ્રમાણે પોતાના આપ્તમંત્રી સુપાર્શ્વનાં વચનથી શાંત થઈ, તે વચનનો સ્વીકાર કરીને, રાવણ પોતાને મંદિરે આવ્યો અને પછી મંત્રીઓને લઈ સભાભવનમાં ગયો.[૬૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં બાણુમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૯૩ મો

### રણરંગ

પરમ દુઃખિત અને દીન થયેલો રાજા રાવણ, ક્રોધ પામેલા સિંહની પેઠે ફુંફાટા મારતો મોટા આસનપર બેઠો.[૧] ત્યાં બેઠા પછી પુત્રના દુઃખથી કર્શિત થયેલો રાવણ, હાથ જોડીને સર્વ મુખ્ય મંત્રીઓને કહેવા લાગ્યો કે,[૨] "હે રાક્ષસો! તમે હસ્તી, ઘોડા અને રથ ઇત્યાદિથી પરિવૃત થઈ યુદ્ધ કરવા જાવ અને વર્ષાકાળમાં મેઘ જેમ ધારાઓ વર્ષાવે છે, તેમ બાણોની વૃષ્ટિથી રામને ઘેરી તેનો નાશ કરો;[૩-૪] (ક્ષણ ભર વિચાર કરીને) અથવા તો એમ નહિ, ચાલો, હું તમારી સહાયતાથી સર્વે લોકના દેખતાં સંગ્રામમાં રામને તીક્ષ્ણ શરથી વિંધીને મારી નાંખીશ."[૫]

પછી રાવણની આજ્ઞા મસ્તકે ચઢાવી સર્વે રાક્ષસો, વિવિધ પ્રકારનાં સૈન્ય લઈ સંગ્રામમાં આવ્યા અને પરિઘ, પટ્ટિશ, શર, ખડ્ગ, પરશ્વધ, ઇત્યાદિ શત્રુના દેહને છેદી નાંખે એવાં શસ્ત્રોથી વાનરોને પ્રહાર કરવા લાગ્યા. વાનરો પણ વૃક્ષ અને પર્વતો ઉપાડીને રાક્ષસોને મારવા લાગ્યા.[૬-૭] આ પ્રમાણે સૂર્યોદય થતાં રાક્ષસો અને વાનરોનું મહા ભયંકર તુમુલ યુદ્ધ થવા લાગ્યું.[૮] વાનર અને રાક્ષસો-ચિત્ર વિચિત્ર ગદા, પ્રાસ, ખડ્ગ, પરશ્વધ વિગેરેથી અન્યોન્યને મારતા હતા, અને તેમના પગથી ઉડેલી ઘણીક રજ વાનર અને રાક્ષસોનાં રુધિરથી શાંત પડી જતી હતી.[૯-૧૦] રણભૂમિમાં રાક્ષસો અને વાનરોનાં શરીરોમાંથી ઝરતાં લોહીની નદી વહેતી હતી. તેમાં હસ્તી અને રથરૂપી કિનારા હતા ને બાણરૂપી મત્સ્ય ફરકતા હતા, ધ્વજરૂપી વૃક્ષ ઘસડાતાં હતાં, ને કપાયલાં ધડરૂપી લાકડાંના સમૂહો વહેતાં હતાં.[૧૧] આ રુધિરના પ્રવાહમાં નાહી વળેલા વાનરો, કુદી કુદીને સંગ્રામમાં ધ્વજ, કવચ, રથ, અશ્વ તથા આયુધોને પટકીપટકીને ભાંગી નાંખતા હતા.[૧૨] કેટલાક તો પોતાના નખ અને દાંતથી રાક્ષસોનાં નાક, કાન અને કેશને તોડી નાંખતા હતા.[૧૩] અને જેમ કોઈ પડેલા વૃક્ષ ઉપર હજારો પક્ષીઓ ઉડે છે, તેમ સંગ્રામમાં એક એક રાક્ષસ ઉપર સેંકડો વાનરો (ઉડીને) પડતા હતા.[૧૪] તે સમયે પર્વત જેવડા રાક્ષસો, મોટી ગદા, ખડ્ગ, પરશ્વધ અને પરિઘથી વાનરોને મારતા હતા.[૧૫] આ પ્રમાણે રાક્ષસોએ જ્યારે માર મારવા માંડ્યો ત્યારે વાનરસેના સર્વના શરણ્યભૂત દશરથપુત્ર રામને શરણે ગઈ.[૧૬] પછી મહાતેજસ્વી રામ ધનુષ લઈ સેનામાં આવ્યા અને બાણોનો વરસાદ વરસાવી મૂકયો.[૧૭] વાદળામાં સૂર્ય જેમ પ્રવેશ કરે તેમ રામે રાક્ષસની સેનામાં પ્રવેશ કરી તેને બાણથી દહન કરવા માંડી. તે સમયે રાક્ષસો રામને જોઈ શક્યા નહિ; પરંતુ કોઇથી ન થાય એવું રામનું પરાક્રમ તેમને જણાતું હતું.[૧૮-૧૯] વનમાં પ્રવેશ પામેલા વાયુને જેમ કોઈ જોઈ શકતું નથી, તેમ રથને ભાંગી નાંખતા અને સંહાર કરતા રામને કોઈ જોઈ શકતું નહોતું.[૨૦] શરથી દગ્ધ થયેલું તથા શસ્ત્રથી પીડાયલું અને છિન્નભિન્ન થઈ ગયેલું રાક્ષસસૈન્ય દૃષ્ટિએ પડતું હતું, પરંતુ ત્વરાથી યુદ્ધ કરતા રામને કોઈ જોતું નહોતું.[૨૧] પ્રાણી જેમ શબ્દાદિ વિષયમાં રહેલા સાક્ષીભૂત આત્માને જોઈ શકતું નથી, તેમ પોતાપર પ્રહાર કરતા રામને રાક્ષસો જોઈ શકતા નહોતા.[૨૨] હાથીપર બેઠેલા રાક્ષસો એમ જ માનવા લાગ્યા કે આ રામ, હાથીસ્વારોને જ મારે છે, રથમાં બેઠેલા માનવા લાગ્યા કે, મહારથીઓને મારે છે, પાળાઓ માનતા હતા કે, પાળાઓને મારે છે અને ઘોડેસ્વારોને લાગતું હતું, કે એ ઘોડેસ્વારોને મારે છે.[૨૩]

એ પ્રમાણે તે સર્વે રાક્ષસોને રામમય રણભૂમિ દેખાતી હતી, અને રામની ભ્રાંતિથી તેઓ માંહોમાંહે લડી મરવા લાગ્યા.[૨૪] આખી રાક્ષસસેનાને રામે ગંધર્વાસ્ત્રથી મોહ પમાડી દીધી હતી, તેથી તેઓ

પોતાનાં સૈન્યને મારતા રામને જોઈ શકતા નહોતા.[૨૫] ઘડીકમાં રાક્ષસોને એકેકને માટે હજારો રામ દેખાતા હતા અને ઘડીકમાં એક રૂપે પણ તે દૃષ્ટિએ પડતા હતા.[૨૬] ક્ષણમાં મહાત્મા રામના ધનુષની આમ તેમ ફરતી ધનુષ કોટી જણાતી હતી, પણ પોતે જોવામાં આવતા નહતા.[૨૭] પરન્તુ સર્વે લોક તો, શરીરની નાભિમાં રહેલા બળરૂપી તેજવાળા, બાણરૂપી આરાવાળા, નેત્રરૂપી ધનુષવાળા, ધનુષના ટંકારરૂપ ઘોષવાળા અને તેજ તથા બુદ્ધિરૂપી પ્રકાશવાળા તથા દિવ્યાસ્ત્રની ધારથી રાક્ષસોનો સંહાર કરતા રામરૂપી કાળચક્રને સારી પેઠે જોઈ શકતા હતા.[૨૮–૨૯]

આ પ્રમાણે રામે એકલાએ દિવસના આઠમા ભાગમાં અગ્નિની જ્વાળા જેવા બાણના પ્રહારથી, વાયુ જેવા વેગવાળા દશહજાર રથી, મદમાતા અઢાર હજાર હસ્તી, ચૌદ હજાર અશ્વારો ને બે લાખ પાળા રાક્ષસોને મારી નાંખ્યા.[૩૦–૩૨] જ્યારે રામે આવો સંહાર કર્યો ત્યારે અશ્વ ને રથ રહિત ભિન્ન ધ્વજાવાળા જે રાક્ષસો જીવતા રહ્યા હતા, તે લંકા તરફ નાસી ગયા.[૩૩] મરાયલા હાથી, ઘોડા અને પાળાઓથી છવાઈ ગયેલી રણભૂમિ, કોપ પામેલા રુદ્રની ક્રીડાભૂમિ હોય તેવી બની રહી.[૩૪] આવો વિજય જોઈ, દેવ, ગંધર્વ, સિદ્ધ અને ઋષિઓ "સાધુ સાધુ" એમ કહી રામનાં પરાક્રમને વખાણતા હતા.[૩૫]

પછી રામે પોતાની પાસે ઉભેલા સુગ્રીવ, હનૂમાન્, જામ્બવાન્, વિભીષણ, મૈન્દ તથા દ્વિવિદને કહ્યું કે, "હે કપિવરો! આ બધું અસ્ત્રબળ મારામાં અથવા તો ત્ર્યંબકમાં–શંકરમાં જ છે."[૩૬–૩૭] જ્યારે રાવણની સેનાનો ઇન્દ્ર જેવા પરાક્રમવાળા મહાત્મા રામે નાશ કર્યો, ત્યારે અસ્ત્રશસ્ત્રમાં નિપુણ રામની, પ્રસન્ન થયેલા દેવો સ્તુતિ કરવા લાગ્યા.[૩૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ત્રાણુમો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૯૪ મો

## રાક્ષસીઓનો શોક

જ્યારે અકિલષ્ટ કર્મવાળા રામે, તાવેલાં સુવર્ણના જેવાં શરવડે, હજારો હસ્તીઓ, હજારો ઘોડેસ્વારો સહિત અશ્વો, અગ્નિવર્ણ સરખા ધ્વજાવાળા રથો, ગદા તથા પરિઘથી યુદ્ધ કરનારા, અને સુવર્ણની જેમના રથપર ધ્વજાઓ ફરકતી હતી એવા કામરૂપી રાક્ષસોને માર્યા, ત્યારે બાકી રહેલા રાક્ષસો અને રાક્ષસીઓ એકઠી થઈ ઘણી ચિન્તા કરવા લાગી.[૧–૪] જેમના પુત્ર, પતિ અને બાંધવો રણમાં મરણ પામ્યા છે એવી રાક્ષસીઓ, પરસ્પર મળીને દુઃખાર્ત થઈ હાયપીટ કરવા લાગી. તેઓ બોલી કે:–[૫]

"હાય હાયરે! પેલી વૃદ્ધા, ભયંકર તથા નમેલાં પેટવાળી શૂર્પનખા, કંદર્પ જેવા રૂપાળા રામની પાસે શા માટે ગઈ?[૬] અને સુકુમાર, મહાસત્વ, સર્વભૂતના હિતમાં તત્પર એવા રામપર, એ હીણરૂપવાળી તથા લોકોએ વધ કરવા યોગ્ય એ રંડા ક્યાં કામમોહિત થઈ?[૭] અરેરે! ગુણવાળા તથા તેજવાળા એ રામને ગુણ વગરની તથા વરવી એ રાક્ષસી ક્યાં વરવા ગઈ?[૮] વૃદ્ધ થઈ જવાથી કરચલી વળી ગયેલી ચામડીવાળી તથા પળિએલ એ રાંડે જ ખરેખર રાક્ષસોનો વધ કરાવ્યો છે ને સર્વ લોક નિંદે એવું કાર્ય કર્યું છે? રાક્ષસોના તથા ખર અને દૂષણના નાશને માટે જ એ ભયંકર રંડાએ રામને છંછેડ્યો હતો અને તેનું ઉપરાણું લઈને આ દશમુખા રાવણાએ બધાંનો સંહાર કરવાને માટે સીતાને હરી આણી મોટું વૈર ઉભું કર્યું! જે તેને લાવ્યા પછી પ્રાપ્ત થઈ નહિ ને ઉલટું બળવાન્ રાઘવની સાથે નિરંતરનું વૈર બંધાયું![૯–૧૨] હાય! આ કેવો કોપ! લાખો રાક્ષસો મરણ પામ્યા, પણ હજીએ આ રાવણરાય ચેતતો નથી. હાય દૈવડા! સીતાની ઇચ્છાવાળા વિરાધ નામના રાક્ષસને એકલા રામે જ મારી નાંખ્યો હતો અને તે આ રાવણરાયે જોયું હતું, તે છતાં તે સમજ્યો નહિ, (એ પણ દૈવ જ તો);[૧૩] અને આ રામે, અગ્નિજ્વાળા જેવાં ઝળહળતાં બાણથી ચૌદ હજાર રાક્ષસોને મારી નાંખ્યા હતા અને સૂર્ય જેવાં પ્રકાશવાળાં બાણથી ખર, દૂષણ અને ત્રિશિરાને માર્યા હતા. તે જાણ્યા છતાં પણ આ મૂર્ખ રાવણ સમજ્યો નહિ,[૧૪–૧૫] અરે! તેટલું જ નહિ, પણ યોજન સૂધી લાંબા હાથવાળા ને રુધિરનું પાન કરતા કબંધ રાક્ષસને માર્યો ને તેણે ક્રોધથી ભયંકર ચીસ પાડી હતી, તે પણ આપણા રાજાના લક્ષમાં આવ્યું નહિ શું?[૧૬] આ બળવાન્ રામે, મેઘ જેવા વર્ણવાળા ઇંદ્રપુત્ર વાલિ વાનરને માર્યો, તોપણ આ મૂર્ખ રાય ચેત્યો નહિ![૧૭] અને ઋષ્યમૂકે વસતા તથા રાજ્ય મળવાના ભગ્નમનોરથવાળા સુગ્રીવને, રામે રાજ અપાવ્યું, તે જોઇને પણ રાવણે દાખલો લીધો નહિ![૧૮] એનું આયુષ્ય હવે આવી જ રહ્યું છે, એટલે ક્યાંથી સમજે? કેમકે હજી સૂધી પણ આ બધા રાક્ષસો ધર્મ અર્થયુક્ત વચનો કહે છે તથા

વિભીષણનાં પૂર્વોક્ત વચનો પણ, મોહિત થયેલા રાવણને અસર કરતાં નથી![૧૯] હજી પણ રાવણ, વિભીષણે કહેલાં વચન સ્વીકારે તો આ દુઃખાર્ત થયેલી લંકા સ્મશાનવત્ થતી અટકે, પણ એ દિવસ ક્યાંથી?[૨૦] રાઘવે, કુંભકર્ણને માર્યો, લક્ષ્મણે અતિકાયને માર્યો અને વળી આ પોતાના પ્રિયપુત્ર ઇન્દ્રજિતને માર્યો, તેમ છતાં પણ રાવણની આંખ ઉઘડતી નથી? (રે દૈવ, એને શું થયું છે?)[૨૧] આ આખી લંકામાં ઘેર ઘેર ને રસ્તે રસ્તે, 'મારો છોકરો મરાયો, મારો ભર્તાર મરાયો, મારો ભાઈ મરાયો,' એવા પોકળ શ્રાદ્ધના શબ્દો સંભળાય છે, પણ હજી રાજાની આંખ ઉઘડતી નથી.[૨૨]

"શૂરવીર રામે રણમાં હજારો અશ્વ, હસ્તી તથા સ્વારોને મારી નાંખ્યા છે, રથો ભાંગી નાંખ્યા છે અને હજારો પદાતિઓને રણમાં પાડ્યા છે.[૨૩] ખરેખર, કહો ના કહો, પણ રુદ્ર કે વિષ્ણુ કે ઇન્દ્ર કે પછી યમરાજા પોતે રામનું રૂપ ધારણ કરી આપણો સંહાર કરે છે.[૨૪] અરે! રામે આપણા વીરોને મારી નાંખ્યા છે, એટલે આપણને આપણા પ્રાણ પણ વ્હાલા લાગતા નથી. આ ભયનો અંત ક્યારે આવશે તે સમજાતું નથી અને હવે આમ ટળવળવું ક્યાં સુધી પડશે?[૨૫] આ દશગ્રીવને બ્રહ્માનો વર મળેલો છે તેથી ગર્વિષ્ઠ થઈ ગયો છે; પણ રામથી આવું મહાભય પ્રાપ્ત થયું છે, છતાં તે કેમ સમજતો નથી?[૨૬] પણ સંગ્રામમાં જ્યારે રામ, એને મારવા તત્પર થશે ત્યારે દેવ કે ગંધર્વ, પિશાચ કે રાક્ષસ કોઈ એનું રક્ષણ કરવાને સમર્થ થશે નહિ.[૨૭] રે! આ દરેક સંગ્રામમાં મહા ઉત્પાત થાય છે; ને તેથી માલ્યવાન્ આદિ વૃદ્ધ મન્ત્રીઓ પણ રામને હાથે રાવણનું મૃત્યુ થશે એમ કહે છે.[૨૮] પિતામહે પ્રસન્ન થઈને દેવ, દાનવો અને રાક્ષસોથી એ રાવણનું મૃત્યુ થવાનું નથી એમ કહેલું છે, પણ એણે મનુષ્યની ઉપેક્ષા કરેલી, માટે રાવણનો અને સર્વે રાક્ષસોનો નાશ કરે એવા મનુષ્યથી જ આપણને ભય આવ્યો છે. હવે તો નિઃસંશય સંહાર થવાનો જ! (સૌ મરવાના જ! સૌ રાક્ષસીઓ રંડાશે! મંદોદરી પણ રંડાશે! સુલોચના તો રંડાઈ! લંકા પણ રંડાશે! હાય! કેવો કોપ! પણ એમ જ થાય, તેમાં આશ્ચર્ય શું છે?)[૨૯–૩૦] વરદાન મળવાથી રાવણે સર્વે દેવોને બહુ પીડા કરી ત્યારે તેમણે તપ કરી પિતામહને પ્રસન્ન કર્યા, ને દેવોનું હિત કરવા માટે મહાત્મા પિતામહે પ્રસન્ન થઈ, એમને એમ કહ્યું કે, 'હે દેવો! આજથી બધા રાક્ષસો અને દાનવો તમારાથી ભય પામી, ત્રણ લોકમાં નાસતા ફરશે.'[૩૧–૩૩] આ સાંભળી, ઇન્દ્રાદિ સઘળા દેવતાઓએ, ત્રિપુરનો વધ કરનાર મહાદેવને, તપથી પ્રસન્ન કર્યા.[૩૪] પછી મહાદેવે પ્રસન્ન થઈ દેવોને કહ્યું કે-"તમારા હિતને અર્થે અને રાક્ષસોના ક્ષયને અર્થે હું એક સ્ત્રી ઉત્પન્ન કરીશ![૩૫] જેમ પૂર્વે દેવોની મૂકેલી ક્ષુધાએ દાનવોનો સંહાર કર્યો હતો, તેમ તે (સીતારૂપી) સ્ત્રી રાવણ સહિત આપણા સર્વ રાક્ષસોનો સંહાર કરશે![૩૬] રાવણનાં અવિનયી તથા દુષ્ટ કર્મથી, આ ભયંકર ને શોક કરાવે એવો સમય આવ્યો છે.[૩૭] જેમ યુગના અંતમાં, કાળમાં સપડાયલા ભૂત માત્રને કોઇનું શરણ હોતું નથી, તેમ જ રામના સપાટામાં આવી પડેલાં આપણું ક્યે શરણસ્થાન નથી.[૩૮] જેમ વનમાં સળગતા દાવાગ્નિથી ઘેરાયલી હાથિણીઓને ક્યાંઈ જવાનું હોતું નથી, તેમ આ ભયરૂપી દાવાગ્નિથી ઘેરાયલી આપણે બધી, કોને આશરે-કોને શરણે જઇએ તેમ છે?[૩૯] ધન્ય છે મહાત્મા વિભીષણને, કે તેણે જેના તરફથી ભય દીઠું, તેને જ શરણે જઈ પોતાનું રક્ષણ કર્યું છે, તેણે તો સમય જોઈ કાર્ય કર્યું છે, પણ આપણે તો મુવાં! મરવું, મોત! હાય!"[૪૦]

આ પ્રમાણે ભયપીડિત તથા દુઃખાર્ત થયેલી રાક્ષસોની સ્ત્રીઓ એક બીજીને ભયથી બાઝીને વિષાદ કરતી ઊંચે સ્વરે રુદન કરતી હતી.[૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં ચોરાણુમો સર્ગ સંપૂર્ણ**



# રાવણવધ

## સર્ગ ૯૫ મો

## રાવણનું યુદ્ધે ચઢવું

લંકામાં ઘેર ઘેર થતા રાક્ષસીઓના આર્ત રુદનનો સ્વર રાવણના સાંભળવામાં આવ્યો,[૧] ત્યારે ભયંકર દર્શનવાળો રાવણ, દીર્ઘ નિઃશ્વાસ નાંખી ક્ષણવાર વિચારમાં ગુંચવાઈ ગયો. તેને રોમેરોમે ક્રોધ વ્યાપી ગયો; ને તેનાં લોચન લાલચોળ થઈ ગયાં. પછી તે હોઠ પીસવા લાગ્યો. તે વેળા જાણે સાક્ષાત્ પ્રલયકાળનો અગ્નિ હોય તેવો તે દેખાતો હતો. પણ રાક્ષસ તેની

પાસે જઈ શકતો નહોતો.[૨-૩] ક્રોધને લીધે તેનાથી બોલી પણ શકાતું નહોતું ને નેત્રમાંથી વરસતા ક્રોધાગ્નિને લીધે સૌને બાળી નાંખતો હોય, તેમ પાસે ઉભેલા મહોદર, મહાપાર્શ્વ અને વિરૂપાક્ષને કહેવા લાગ્યો કે, "હે રાક્ષસો! મારી આજ્ઞાથી તમે સર્વ સૈન્યને તૈયાર થવાને આજ્ઞા આપો."[૪-૫]

ભયથી કંપતા તે રાક્ષસો, રાજા રાવણની આજ્ઞાથી રાક્ષસોને શીઘ્ર આજ્ઞા આપવા દોડ્યા.[૬] 'અમે તો તત્પર છીએ,' એમ કહી ભયંકર દર્શનવાળા રાક્ષસો સ્વસ્તિ વાચન વગેરે મંગળ ક્રિયાઓ કરી રણમાં જવા માટે નિકળી પડ્યા.[૭] પોતાના સ્વામીનો વિજય ઇચ્છનાર તે મહારથી રાક્ષસો, રાવણને પૂજીને હાથ જોડીને ઉભા રહ્યા.[૮] પછી ક્રોધથી મૂર્છિત થયેલો રાવણ, લગાર હસી તેમને તથા મહોદર, મહાપાર્શ્વ અને વિરૂપાક્ષને કહેવા લાગ્યો કે,[૯] "આજે હું ધનુષ ઉપરથી મૂકેલાં તથા અંતકાળના આદિત્ય જેવાં બાણથી, રામ લક્ષ્મણને યમદ્વારમાં પહોંચાડીશ.[૧૦] ઓ રાક્ષસો! આજે ખર, કુંભકર્ણ, પ્રહસ્ત તથા ઇંદ્રજિતને મારનાર શત્રુને મારીને હું પૂર્ણ વૈર લઇશ.[૧૧] જાણજો કે, મારા બાણરૂપી મેઘથી છવાઈ ગયેલું અંતરિક્ષ, દિશાઓ, સાગરો વગેરેમાંથી કંઈ પણ દેખાશે નહિ.[૧૨] માનજો કે-આજે હું મુખ્ય મુખ્ય વાનરોના નાયકોને, બાણ મૂકીને ટોળાસમેત મારી નાંખીશ.[૧૩] નિશ્શંક રહેજો કે, આજે હું પવનવેગવાળા રથમાં બેસીને ધનુષરૂપી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી બાણોર્મિઓથી વાનરસૈન્યનો સંહાર કરીશ.[૧૪] હે રાક્ષસો! આજે તમે નિશ્ચય રાખજો કે, વિકાશ પામતા તથા પદ્મના તંતુ જેવા વર્ણવાળા વાનરોરૂપી પદ્મવાળા સરોવરને હું ઉન્મત્ત થયેલા હસ્તીની માફક ડોળી નાંખીશ.[૧૫] રે! આજે મુખમાં વાગેલાં તીરથી ભરાઈ ગયેલાં પોતાનાં વદન સહિત વાનરો ભૂમિ ઉપર ટપોટપ પડી, પૃથ્વીની શોભામાં વધારો કરશે![૧૬] આજે પ્રચંડ યૂથવાળા અને મોટા વૃક્ષથી યુદ્ધ કરનાર વાનરોને હું એક એક બાણથી સો સોને ભેદી નાંખીશ.[૧૭] આજે શત્રુને મારીને, જેમના ભાઇઓ મરી ગયલા છે, જેમના પુત્ર મરી ગયા છે, જેમના પતિ પડ્યા છે, તે બધાના અશ્રુનું પ્રમાર્જન કરીશ.[૧૮] આજે હું મારા બાણથી ભેદી ચેતનારહિત થઈ પડેલા વાનરોથી આ આખી પૃથિવીને ભરી નાંખીશ.[૧૯] વળી આજે મારા બાણથી હણાયલા શત્રુઓના માંસથી કાગડા, ગીધ અને બીજાં માંસાહારી પ્રાણીઓને ઉજાણી આપીશ.[૨૦] તમે સૌ આજે તૈયાર થાઓ, મારો રથ તૈયાર કરાવો ને મારું ધનુષ લાવો. તમે બાકી રહેલા સૌ મારી સાથે યુદ્ધમાં ચાલો."[૨૧]

રાવણનાં વચન સાંભળીને, મહાપાર્શ્વે, સેનાનાયકને, જેમ બને તેમ ઝટ તૈયાર થવાનું કહ્યું.[૨૨] મહા પરાક્રમવાળા સેનાનાં માણસો લંકામાં ઘેર ઘેર જઈ સૈન્યને એકઠું કરવા લાગ્યા.[૨૩] પછી ભયંકર દર્શનવાળા અને ભયંકર મુખવાળા રાક્ષસો, ક્ષણવારમાં, વિવિધ પ્રકારનાં આયુધો, તરવાર, પટ્ટિશ, શૂલ, ગદા, મુશળ, હળ, તીક્ષ્ણ ધારવાળી શક્તિઓ, મોટા મુદ્ગર, લાકડીઓ, વિવિધ ચક્ર, તીક્ષ્ણ પરશ્વધ, ભિંદિપાલ, શતઘ્ની અને બીજાં પણ શ્રેષ્ઠ આયુધો લઇને બહાર નિકળી પડ્યા.[૨૪-૨૬] રાવણની, સેનાના ચાર મુખ્ય નાયકો, એક લાખ રથ, ત્રણ લાખ હસ્તીઓ, છ કરોડ ઘોડા, ખચ્ચર, ઊંટ અને અસંખ્ય પદાતિને લઇને આગળ થયા.[૨૭-૨૮] જ્યારે સેનાપતિઓએ સૈન્યને હાજર કર્યું, તે વખતે રાવણના સારથિએ દિવ્ય અસ્ત્રથી ભરેલા, વિવિધ પ્રકારના અલંકારોથી શોભતા, હજારો ઘંટાઓથી ગાજી રહેલા, નાના પ્રકારના રત્નથી જડેલા, રત્નજડિત સ્તંભથી શોભતા, સુવર્ણમય હજારો કળશવાળા રાવણના રથને રાજભવન આગળ લાવીને ઉભો રાખ્યો.[૨૯-૩૧] તે રથ જોઈ રાક્ષસો વિસ્મય પામી ગયા. પોતાનો રથ આવેલો જોઈ, રાવણ, કોટી સૂર્યની પ્રભાવાળા, પ્રજ્વલિત અગ્નિ જેવા, પવનવેગી ઘોડાવાળા, રણચતુર સારથિવાળા અને પોતાના જ તેજથી ઝળહળતા ભયંકર રથમાં બેઠો.[૩૨-૩૩]

હજારો રાક્ષસથી વિંટાયલો રાવણ, અતિશય બળથી પૃથિવીને ધડધડાવતો આગળ ચાલ્યો.[૩૪] તુરી, મૃદંગ, શંખ તથા રાક્ષસોના કલહનો મોટો નાદ થઈ રહ્યો.[૩૫] સીતાનું હરણ કરનાર, દુષ્ટ આચરણવાળો, બ્રાહ્મણોને મારનાર, દેવનો કંટક રાવણ, જ્યારે છત્ર ચામરયુક્ત થઇને યુદ્ધ કરવા આવ્યો ત્યારે, કલહનો મહાધ્વનિ સંભળાવા લાગ્યો.[૩૬] અને તેના મોટા નાદથી પૃથિવી કંપવા લાગી, તે સાંભળી વાનરો ભયના માર્યા દશે દિશાએ નાસવા લાગ્યા.[૩૭] સચિવપરિવૃત રાવણ, આ પ્રમાણે વિજય માટે સંગ્રામમાં આવીને ઉભો રહ્યો અને તેની આજ્ઞાથી મહાપાર્શ્વ, મહોદર અને વિરૂપાક્ષ વગેરે રાક્ષસો ભિન્ન ભિન્ન રથમાં બેઠા.[૩૮-૩૯] તે પછી મોટી ગર્જના કરતા અને જાણે પૃથિવીને ફાડી નાંખતા હોય, તેમ નાદ કરતા તે

વિજયેચ્છુ રાક્ષસો, સંગ્રામમાં ઉભા રહ્યા.[૪૦] તે પછી કાળ તથા અંતક જેવો અને રાક્ષસોથી પરિવૃત, તેજસ્વી રાવણ, ધનુષ ચઢાવી યુદ્ધને મોખરે આવી ઉભો.[૪૧] પવનવેગી રથમાં બેસીને રાવણરાય જે દરવાજે રામ લક્ષ્મણ હતા ત્યાં થઇને બહાર આવ્યો.[૪૨] તે વેળાએ સૂર્ય ઝાંખો થઈ ગયો, દિશાઓમાં અંધકાર વ્યાપી ગયો, પક્ષીઓ ભયંકર અને અમાંગલિક સ્વર કરવા લાગ્યાં, પૃથિવી કંપવા લાગી, આકાશમાંથી રુધિરનો વરસાદ થવા લાગ્યો, ઘોડાઓ અથડાઈ પડવા લાગ્યા, તેની ધ્વજા ઉપર ગીધ પક્ષી આવીને બેઠો ને શિયાળવાં રોવા લાગ્યાં; તેનું ડાબું નયન અને ડાબો હાથ ફરકવા લાગ્યો; મુખનું તેજ ઉડી ગયું, અને તેનો સ્વર ભંગ થઈ ગયો.[૪૩-૪૫] આ રીતે રાવણ જ્યારે યુદ્ધે ચઢયો ત્યારે તેનું મૃત્યુ સૂચવનારાં હજારો ચિહ્ન થઈ રહ્યાં.[૪૬] વળી આકાશમાંથી મેઘ જેવા શબ્દ કરતા ઉલ્કાપાત થવા લાગ્યા, અને કાગડા તથા ગીધ અમાંગલિક શબ્દ કરવા લાગ્યા.[૪૭] કાળથી પ્રેરિત અને મોહને લીધે અંધ થયેલો તે દેવકંટક રાવણ આ અપશુકનોને ન ગણકારતાં સંગ્રામમાં આગળ વધવા લાગ્યો.[૪૮]

વીરવર રાક્ષસોના રથનો ઘોષ સાંભળીને, વિજય ઇચ્છતા વાનરોનું સૈન્ય, પરસ્પરને બોલાવી યુદ્ધને માટે એકઠું થઈ ગયું.[૪૯] પછી કોપ પામેલો દશગ્રીવ, સુવર્ણથી ભૂષિત બાણોવડે વાનરનો મોટો સંહાર કરવા લાગ્યો, અને તેનાં બાણથી કેટલાક વાનરોનાં મસ્તક, કેટલાકનાં હૃદય ને કેટલાકના કાન કપાઈ ગયા.[૫૦-૫૧] કેટલાક તો અધમુવા થઈ ગયા. કોઇની આંખ ફૂટી ગઈ, કોઇનો પગ કપાઇ ગયો, ને કોઈ તો યમશરણ થયા.[૫૨] આ રીતે ક્રોધથી ફાટેલાં નેત્રવાળો રાવણ, રણમાં જે દિશામાં જતો હતો, તે દિશામાં ઉભેલા વાનરો, તેનાં બાણને સહન કરી શકયા નહિ.[૫૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં પંચાણુમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૯૬ મો

## વિરૂપાક્ષ પડચો

રાવણનાં બાણોથી કપાઇ ગયેલાં ગાત્રવાળા તથા રણસંગ્રામમાં આમ તેમ પડેલા કપિઓથી પૃથિવી છવાઈ ગઈ હતી.[૧] રાવણના એક પ્રદેશમાં પડતા બાણસંપાતને, વાનરો, પતંગ જેમ અગ્નિ સહન કરી શકતો નથી, તેમ સહન કરી શકયા નહિ.[૨] જેમ અગ્નિની જ્વાળાઓથી ઘેરાઇ ગયેલા તથા બળ્યા બળ્યા થઈ રહેલા ગજો આમ તેમ દોડે, તેમ રાવણનાં તીક્ષ્ણ બાણોથી પીડાયેલા વાનરો, ચીસો પાડતા આમ તેમ દોડવા લાગ્યા.[૩] જેમ એકઠાં થયેલાં વાદળના સમૂહને વાયુ વિખેરે છે, તેમ બાણોવડે વાનરોની સેનાને વિખેરી નાંખતો રાવણ, રણમાં યુદ્ધ કરતો હતો.[૪] કપિઓની સેનાનો સંહાર કરતો કરતો, રાક્ષસેંદ્ર રાવણ ઉતાવળો ઉતાવળો રામના ભણી ગયો.[૫] તે ટાણે વાનરોને છૂટા પડી જઈ આમ તેમ નાસભાગ કરતા જોઈ, સુષેણ વાનરને છાવણીમાં મૂકી, સુગ્રીવે યુદ્ધ કરવાનો વિચાર કર્યો.[૬] પોતાના સરખા બળવાળા સુષેણને છાવણીમાં રાખીને સુગ્રીવ હાથમાં મોટું વૃક્ષ લઈ રાવણની સામે દોડયો,[૭] એટલે બીજા મુખ્ય વાનરો પણ હાથમાં મોટા મોટા પર્વતો તથા વૃક્ષો લઇને તેની સાથે અને આગળ પાછળ ચાલી નિકળ્યા.[૮] પછી રણમાં આવીને સુગ્રીવે મોટી ગર્જના કરી અને મુખ્ય રાક્ષસોને દળી નાખ્યા અને અનેક રાક્ષસોનો નાશ કર્યો.[૯] મહાકાય સુગ્રીવે પ્રલયકાળનો વાયુ જેમ મોટાં વૃક્ષોને ભાંગી નાંખે છે, તેમ અનેક રાક્ષસોને મારી નાંખ્યા;[૧૦] અને જેમ વનમાં પક્ષીઓના સમૂહ ઉપર મેઘ પથ્થરનો વરસાદ વરસાવે, તેમ સુગ્રીવે રાક્ષસોના સૈન્ય ઉપર પર્વતોનો વરસાદ વરસાવવા માંડ્યો.[૧૧] કપિરાજ સુગ્રીવના નાંખેલા પર્વતોથી રાક્ષસોનાં માથાં ભાંગી ગયાં અને ભાંગી ગયેલાં શિખરવાળા પર્વતોની પેઠે તેઓ પૃથિવીપર પડવા લાગ્યા.[૧૨] સુગ્રીવે જ્યારે આ પ્રમાણે રાક્ષસોનો નાશ કર્યો અને તેમાંના ઘણા ખરા રણમાં પડ્યા ત્યારે બાકીના રાક્ષસો બૂમો પાડતા નાસવા લાગ્યા.[૧૩] એ જોઈ વિરૂપાક્ષ નામનો ધનુર્ધારી રાક્ષસ, પોતાનું નામ સંભળાવતો રથમાંથી હેઠે ઉતર્યો અને એક મોટા હાથીપર બેઠો.[૧૪]

મહાબળવાન્ વિરૂપાક્ષ રાક્ષસ, હાથીપર બેસી મહામોટી ગર્જના કરીને વાનરો ઉપર ધસ્યો.[૧૫] તેણે રણસંગ્રામને મોખરે આવીને સુગ્રીવના ઉપર બાણની વૃષ્ટિ કરવા માંડી અને ઉદ્વિગ્ન થઈ નાસી જતા રાક્ષસોને પ્રસન્ન કર્યા.[૧૬] વિરૂપાક્ષનાં અતિ તીક્ષ્ણ બાણથી વિંધાઈ ગયેલા સુગ્રીવે, ઘણો ક્રોધ કરીને ચીસ પાડી અને તે રાક્ષસને મારી નાંખવાનો નિશ્ચય કર્યો.[૧૭] પછી અતિ શૌર્યવાળા સુગ્રીવે હાથમાં એક મોટું વૃક્ષ

લીધું અને તે રાક્ષસની સામે આવી તેના માથામાં માર્યું.[૧૮] સુગ્રીવના વૃક્ષના પ્રહારથી તે રાક્ષસોનો હાથી એક ધનુષ જેટલો પાછો હઠી ગયો અને બેસી જઈ ચીસો પાડવા લાગ્યો.[૧૯] તુરત જ તે અધમુવા થઈ ગયેલા હાથી ઉપરથી વિરૂપાક્ષ હેઠો ઉતરી પડ્યો અને પાળો થઈ સુગ્રીવના સામો ધસ્યો.[૨૦] તેના હાથમાં આખલાના ચામડાની ઢાલ અને એક તરવાર હતાં, તે વડે નિરાંતે ઉભેલા સુગ્રીવનું તર્જન કરીને તેની સાથે યુદ્ધ કરવા માંડ્યું.[૨૧] સુગ્રીવ, તેનો પ્રહાર ખમ્યો, પણ પછી હાથમાં વાદળના કટકા સરખી એક મોટી શિલા લઈ તેણે વિરૂપાક્ષપર ફેંકી, ત્યારે પરાક્રમશાલી વિરૂપાક્ષે, તે શિલાને ધણધણાટ કરતી સામી આવતી જોઈ, પાછો હઠી તેને નીચે પડવા દીધી અને પછી ધસીને ખડ્ગવડે સુગ્રીવને પ્રહાર કર્યો.[૨૨-૨૩] તેના ખડ્ગના પ્રહારથી સુગ્રીવ ક્ષણવાર તો બેભાન થઈને પૃથિવીપર પડ્યો;[૨૪] પણ પછી થોડી વારે જ્યારે ભાન આવ્યું ત્યારે તે ઉભો થઈ પોતાના હાથની મુઠી વાળીને તેણે વિરૂપાક્ષની છાતીમાં સજ્જડ ઘા કર્યો.[૨૫] અને તેના પ્રહારથી વિરૂપાક્ષને ઘણો કોપ ચઢયો. તેણે પુનઃ ખડ્ગનો પ્રહાર કરીને સુગ્રીવનું કવચ તોડી નાંખ્યું અને તેના પગના પ્રત્યાઘાતથી સુગ્રીવ ઢળી પડ્યો. પણ ક્ષણવારમાં ઉભા થઈને, તેણે, કોપ પામેલા તે રાક્ષસને, ભયંકર શબ્દ કરતા વજ્રના જેવા પોતાના પંજાનો પ્રહાર કર્યો. સુગ્રીવે મારવાને હાથ ઉગામ્યો તે જોઈને, વિરૂપાક્ષે ચાલાકીથી છટકી જઈ તે પ્રહાર ચુકાવ્યો ને ઉલટો તેણે સુગ્રીવની છાતીમાં પોતાની મુષ્ટિનો પ્રહાર કર્યો. પોતાના મારને રાક્ષસે ચુકાવી દીધો ને ઉલટો માર્યો, તે જોઈને સુગ્રીવને ઘણો જ ક્રોધ ચઢયો અને પછી પ્રહાર કરવાનો લાગ જોઈ, તેણે રાક્ષસના કપાળમાં પોતાના કરતલનો સચોટ પ્રહાર કર્યો. ઇન્દ્રના વજ્ર સરખા સુગ્રીવના તે કરતલપ્રહારથી વિરૂપાક્ષ પૃથિવીપર પડતાં જ રુધિરથી ખરડાઈ ગયો અને જેમ પર્વતમાંથી પાણી ઝરે, તેમ તેના શરીરનાં સ્રોતોમાંથી રુધિર વહેવા લાગ્યું.[૨૬-૩૨] આ સચોટ પ્રહારથી વિરૂપાક્ષનાં નેત્ર ફાટી ગયાં, તેનો દેહ રુધિરથી ખરડાઈ ગયો તથા તેના મુખમાં ફીણ આવી ગયાં ને તેનું રૂપ પહેલાંના કરતાં પણ ઘણું વિરૂપ થયેલું સર્વેના જોવામાં આવ્યું.[૩૩] તે તરફડીયાં મારતો અને આમતેમ લોટતો પડ્યો હતો, અને રુધિરથી તેનું અંગ ખરડાઈ ગયેલું હતું તથા વેદનાથી વારેવારે દયાજનક ચીસો પાડતો હતો. આવા પોતાના શત્રુને રણમાં પડેલો કપિઓ ટગર ટગર જોતા હતા.[૩૪] જ્યારે રાક્ષસ અને કપિઓમાં ઘણા વેગવાન્ સુગ્રીવ અને વિરૂપાક્ષ સંગ્રામમાં લડવાને માટે એક બીજાની સામા આવી ઉભા હતા તે વેળાએ, બંને વીર, ભિન્ન સેતુવાળા બે સમુદ્ર ન હોય? તેમ ગર્જના કરતા હતા.[૩૫]

વાનરરાજ સુગ્રીવે, વિરૂપાક્ષને માર્યો, તે જોઇને સેળભેળ થઈ ગયેલું વાનરોનું અને રાક્ષસોનું સૈન્ય ઉભરાઈ ગયેલી ગંગાના પ્રવાહ સરખું દેખાતું હતું.[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં છન્નુમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૯૭ મો

## મહોદરવધ

એક બીજાનો નાશ કરતાં વાનર અને રાક્ષસોનાં સૈન્ય, ગ્રીષ્મઋતુમાં (સૂર્ય કિરણથી) જેમ બે સરોવરો સુકાઈ જાય, તેમ ક્ષીણ થતાં હતાં.[૧] પોતાની સેનાનો નાશ થવાથી તથા વિરૂપાક્ષના વધથી, રાક્ષસાધિપ રાવણને બમણો ક્રોધ ચઢયો.[૨] વાનરો, પોતાનાં રાક્ષસસૈન્યનો નાશ કરતા હતા તે જોઈ અને દૈવના પ્રતિકૂળપણાંથી તે ઘણો સંતાપ પામ્યો,[૩] અને પોતાની પાસે ઉભેલા મહોદરને તે કહેવા લાગ્યો કે, "મહાબાહુ મહોદર! આજે સંગ્રામમાં વિજય મેળવવાની મારી આશા બધી તારા જ ઉપર છે.[૪] હે વીર! તું આજે શત્રુનો અને તેનાં સૈન્યનો નાશ કર, અને યુદ્ધમાં તારું જે પરાક્રમ હોય તે બતાવ. તેં જે સ્વામીનું લુણ ખાધેલું છે તેનો બદલો વાળવાનો આ વખત છે, માટે તું પૂર્ણ ઉત્સાહથી સારી રીતે યુદ્ધ કર."[૫] રાવણે શૂર ચઢાવનારાં તેને વેણ કહ્યાં તેથી ખીલીને, જેમ પતંગિયું અગ્નિમાં પેસે તેમ મહોદર શત્રુના (વાનરોના) સૈન્યમાં પેઠો.[૬] વાનરસેનામાં પેઠા પછી તે, રાવણે ચઢાવ્યો હતો તેથી કુલણજી બની તથા પોતાનામાં બળ હતું તેથી, વાનરોનો જોરભેર સંહાર કરવા લાગ્યો.[૭] મહાબળિયા વાનરો પણ મોટી મોટી શિલાઓ લઈ રાક્ષસસૈન્યમાં પેસી ગયા તથા તેમને મારવા લાગ્યા.[૮] તે જોઇને કોપ પામેલા મહોદરે, સુવર્ણથી જડેલાં બાણુ મૂકયાં અને વાનરોના હાથ, પગ અને જંઘાઓને કાપી નાંખવા માંડી.[૯] વાનરો ગભરાયા. તેઓ રાક્ષસસૈન્યમાંથી નિકળીને દશે દિશામાં નાસભાગ કરવા લાગ્યા અને કેટલાક

સુગ્રીવને શરણે ગયા.[૧૦] વાનરોના સૈન્યમાં આ પ્રમાણે ભંગાણ પડેલું જોઇને, સુગ્રીવ, મહોદરના ઉપર ધાયો;[૧૧] અને હરીશ્વર મહાતેજસ્વી સુગ્રીવે પર્વતના સરખી એક મોટી શિલા લઈ મહોદરનો વધ કરવાને માટે ફેંકી એટલે ઘુ ઘુ કરતી શિલાને આવતી જોઈ મહોદર સાવધ થયો ને તેણે બાણ મૂકી તેનો નાશ કર્યો.[૧૨-૧૩] તેનાં બાણોથી તે શિલાના સેંકડો કટકા થઈ ગયા અને જેમ આકુળ થયેલાં ગીધોનું ટોળું જમીનપર પડે, તેમ તે બધા કટકા પૃથિવીપર પડ્યા.[૧૪] પોતાની શિલાને ભાંગી નાંખેલી જોઈ સુગ્રીવને અત્યંત ક્રોધ ચઢયો, એટલે તેણે હાથમાં એક મોટું શાલ વૃક્ષ લઇને મહોદરને માર્યું, પરંતુ તે નિષ્ફળ ગયું. ને રાક્ષસે તે વૃક્ષના પણ સેંકડો કટકા કરી નાંખ્યા.[૧૫]

શત્રુનાં બાણનો નાશ કરનારા તથા શૌર્યવાળા મહોદરે, જ્યારે બાણવડે સુગ્રીવનાં મૂકેલાં વૃક્ષ કાપી નાંખ્યાં, ત્યારે ચકળવકળ આંખે સુગ્રીવે આમ તેમ જોયું એટલે એક પરિઘને પૃથિવીપર પડેલી દીઠી.[૧૬] તે લઇને સુગ્રીવે ખૂબ જોરથી ફેરવી અને પછી તે રાક્ષસના ઘોડાઓને પ્રહાર કરીને તેઓને ગતઃપ્રાણ કર્યા.[૧૭] તુરતજ મહોદર મરી ગયેલા ઘોડાવાળા રથમાંથી ઉતરી પડ્યો અને અતિશય કોપ કરી તેણે, હાથમાં મોટી ગદા લીધી.[૧૮] મહોદરના હાથમાં ગદા અને સુગ્રીવના હાથમાં પરિઘ. એ પ્રમાણે આયુધો લઈ બંને વીરો ઉભા છે, તે જેમ બે આખલાઓ અથવા તો વિદ્યુદ્યુક્ત બે મેઘ એક બીજાની સાથે લડતા હોય તેમ ગર્જનાઓ કરતા બાઝયા.[૧૯] મહોદરે ક્રોધ કરીને સૂર્યના પ્રકાશની પેઠે ઝળહળ થતી ગદા સુગ્રીવને મારી, પણ મહાબળવાન્ સુગ્રીવે, પોતાના હાથમાંથી પરિઘ મારી પણ તે પરિઘ ભૂકો થઈ પૃથિવીપર પડી.[૨૦-૨૧] પછી તેજસ્વી સુગ્રીવે, રણભૂમિપર સોનાથી મઢેલું એક લોઢાનું મુશલ પડ્યું હતું તે ઊંચકી લીધું અને ઘૂમાવીને તે રાક્ષસને માર્યું. રાક્ષસે પણ પોતાની ગદાનો પ્રહાર કર્યો, પરંતુ પરસ્પર અથડાવાથી ગદા અને મુશલ બંને ભાંગીને પૃથિવી ઉપર પડ્યાં.[૨૨-૨૪] બંનેનાં આયુધ ભાંગી જવાથી પ્રદીપ્ત થયેલા અગ્નિ સરખા-તેજ અને બળવાળા-સુગ્રીવ અને મહોદર-બન્ને જણા એક બીજાને વળગી પડી મુષ્ટિયુદ્ધ કરવા લાગ્યા.[૨૫] બંને જણા વારંવાર ગર્જનાઓ કરતા હતા, એક બીજાને થપાટો મારતા હતા, અને છૂટા થતા હતા ને વળી પાછા એકઠા થઈ એક બીજાને બાઝીને પૃથિવીપર પડતા હતા.[૨૬] પરાજય ન પામે એવા તે બે વીર યોદ્ધાઓ, ક્ષણમાં ઉભા થતા, ક્ષણમાં અન્યોઅન્યને બાહુવડે પ્રહાર કરતા અને ક્ષણમાં એકમેકને ઉંચકી નાંખી દેતા હતા.[૨૭] બાહુયુદ્ધ ખૂબ થયું અને શત્રુઓને સંતાપનાર આ બંને યોદ્ધાઓ શ્રમિત થયા ત્યારે પુનઃ રણભૂમિમાં પડેલાં ખડ્ગ પાછાં લઈ લડવા લાગ્યા.[૨૮]

પછી યુદ્ધમાં ઘણા કુશળ આ બંને જણા ઘણો હર્ષ પામીને તથા ક્રોધ કરીને ખડ્ગ ઉગામી એકમેકના સામા દોડવા લાગ્યા, અને ગર્જનાઓ કરવા લાગ્યા.[૨૯] વળી જય મેળવવાને માટે તત્પર થઈ રહેલા તથા પરસ્પરના પર કોપેલા એ બન્ને જણા, ત્વરાથી દક્ષિણ મંડળ કરવા લાગ્યા.[૩૦] પછી વખાણવા લાયક વીર્યવાળા અને પવનવેગી, પણ દુષ્ટ મતિવાળા મહોદરે પોતાનું ખડ્ગ સુગ્રીવના કવચમાં માર્યું, અને કવચમાં સમાઈ ગયેલું પોતાનું ખડ્ગ, મહોદર ખેંચતો હતો તેવામાં, સુગ્રીવે પોતાના ખડ્ગવડે, કુંડળ તથા શિરસ્ત્રાણ (માથાને રક્ષણ કરવા માટે પહેરેલો લોઢાનો ટોપ) સહિત મહોદરનું મસ્તક ઉરાડી દીધું.[૩૧-૩૨] જ્યારે તે રાક્ષસનું મસ્તક હેઠે પડ્યું અને તેને મરણ પામેલો જોયો ત્યારે રાક્ષસનું સૈન્ય નાસભાગમાં પડ્યું;[૩૩] અને વાનરોની સહાયતાથી મહોદર રાક્ષસને મારી સુગ્રીવ હર્ષ પામી ગર્જના કરવા લાગ્યો-તે ગર્જના સાંભળી રામચંદ્ર પ્રસન્ન થયા, પણ રાવણના ક્રોધમાં તો વૃદ્ધિ થઈ.[૩૪] પછી ભયથી ત્રાસી ગયેલાં અંતઃકરણવાળા તથા ઉતરી ગયેલાં મુખવાળા દીન રાક્ષસો, આમતેમ નાસી ગયા.[૩૫]

આ પ્રમાણે પર્વતના શિખર સરખા મહોદરને રણભૂમિમાં મારીને સૂર્ય જેમ સ્વતેજથી શોભે તેમ સૂર્યપુત્ર સુગ્રીવ, વિજયશ્રીથી શોભતો હતો અને સંગ્રામમાં વિજયી થયેલા તે કપિરાજને, અંતરિક્ષમાં રહેલા દેવો, સિદ્ધો, યક્ષો તથા પૃથિવીપર ઉભેલાં અનેક ભૂતમાત્ર હર્ષ પામીને વધાવી લેતાં હતાં.[૩૬-૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં સત્તાણુમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૯૮ મો

### મહાપાર્શ્વવધ

સુગ્રીવે મહોદરને માર્યો તે જોઇને, ક્રોધથી રક્ત થયેલાં લોચનવાળો મહાપાર્શ્વ અંગદની ભયંકર સેનાને બાણ મૂકી ક્ષુભિત કરવા મંડી પડ્યો. વાયુ જેમ ફળને ડીંટમાંથી તોડી પાડે છે, તેમ મહાપાર્શ્વ વાનરોનાં મસ્તકને પાડતો હતો. એ રાક્ષસે કેટલાએક વાન-

રોના બાહુને બાણુથી કાપી નાંખ્યા[1-3] તથા અતિશય ક્રોધ કરીને કેટલાકનાં પાર્શ્વ ભેદી નાંખ્યાં હતાં. મહાપાર્શ્વના બાણના વરસાદથી પીડાયલા તથા વિષાદ પામેલા સર્વે વાનરોના જીવ ઉડી ગયા; અને રાક્ષસથી પીડાયલાં પોતાનાં સૈન્યને ઉદ્વિગ્ન થયેલું જોઈ, પૂર્ણિમાના સમુદ્ર માફક વેગ કરીને અંગદે, સૂર્ય કિરણ જેવા લોહપરિઘને ઘૂમાવીને મહાપાર્શ્વને માર્યું અને તે પ્રહારથી મહાપાર્શ્વ બેભાન થઈ નીચે પડ્યો, અને તેનો સારથિ મરણ પામ્યો.[4-7] તુરત જ મહાતેજસ્વી તથા કાજળના સમૂહ જેવો અતુલિત બળીઓ જામ્બવાન્, મેઘના જેવી કાન્તિવાળાં પોતાનાં સૈન્યમાંથી બહાર નિકળી આવ્યો, અને તેણે કોપ કરી, હાથમાં પર્વતશૃંગ જેવી મોટી શિલા લીધી ને મહાપાર્શ્વપર નાંખી અને તેના રથને ભાંગી નાંખ્યો તથા ઘોડાને મારી નાંખ્યા.[8-9] થોડી વારે જ્યારે મહાપાર્શ્વને ભાન આવ્યું, ત્યારે તે અનેક બાણ મૂકી અંગદને વારેવારે વિંધવા લાગ્યો.[10] તેણે ઋક્ષરાજ જામ્બવાનને હૃદયમાં ત્રણ બાણ માર્યાં અને બીજાં ઘણાં બાણુથી ગવાક્ષને વિંધી નાંખ્યો.[11] ગવાક્ષ તથા જામ્બવાનને આમ શરથી પીડિત થયેલા જોઈ, ક્રોધયુક્ત થયેલા અંગદે, પોતાના હાથમાં મોટું પરિઘ લીધું;[12] અને રોષપૂર્ણ નેત્ર કરી, વાલિના પુત્ર અંગદે, દૂર ઉભેલા મહાપાર્શ્વનો વધ કરવા માટે તે લોહમય પરિઘને બે હાથે ફેરવીને માર્યું.[13-14] બળવાન્ અંગદના પરિઘના પ્રહારથી મહાપાર્શ્વના હાથમાંથી ધનુષ, બાણ અને શિરસ્રાણ એકે સામટાં પડી ગયાં અને તે બાવરો થઈ ગયો, એટલે પ્રતાપી અંગદે, તેની પાસે જઈ કુંડળયુક્ત તેના ગંડસ્થળ ઉપર પ્રહાર કર્યો.[15-16] એમ ત્રણ સપાટા પડવાથી, ક્રોધ પામેલા તથા મહાવેગવાન્ અને મહાકાંતિવાળા મહાપાર્શ્વે, એક હાથે તેના પરિઘને ઝાલી લીધું;[17] અને પછી ઘણો ક્રોધ કરીને તેલ ચોપડેલું, સ્વચ્છ તથા લોહમય તે પરશ્વધને અંગદના ડાબા ખભામાં માર્યું.[18] પરન્તુ રોષયુક્ત અંગદે ખસી જઈ તે પ્રહારને ચૂકાવ્યો, અને પિતા જેવા પરાક્રમી અંગદે, વજ્રના જેવી મુષ્ટિ વાળી, ક્રોધ કરીને તે રાક્ષસના મર્મભાગને તપાસી, તેપર ધમ્મ દેતી કે લગાવી, જેથી તે રાક્ષસનું હૃદય ફાટી ગયું અને તે મરણ પામી પૃથ્વીપર પડ્યો.[19-22] મહાપાર્શ્વ મરાયો ને રાક્ષસસૈન્ય ક્ષુભિત થઈ ગયું તે જોઈ, રાવણને ઘણો ક્રોધ ચઢ્યો;[23] પણ હર્ષ પામેલા વાનરોએ, અટારી અને ગોપુર સહિત લંકાને ફાડી નાંખે એવો મોટો હર્ષનાદ કર્યો. ઇન્દ્રાદિ દેવો પણ આકાશમાં જય જય શબ્દ કરવા લાગ્યા;[24] અને દેવોનો તથા વાનરોનો જય જયકારનો મોટો શબ્દ સાંભળીને, ઇન્દ્રનો શત્રુ રાવણ, ક્રોધ કરી પંડે યુદ્ધ કરવા આવીને ઉભો રહ્યો.[25]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં અઠ્ઠાણુમો સર્ગ સંપૂર્ણ**



## સર્ગ ૯૯ મો

## રામરાવણનો યુદ્ધરંગ

મહોદર, મહાપાર્શ્વ અને વિરૂપાક્ષ મરણ પામ્યા તેથી રાવણને અતિશય ક્રોધ ચઢ્યો. તે હૃદયમાં બળ્યો બળ્યો થયો. તેણે પોતાના સારથિને કહ્યું કે,[1] "હે સૂત! તું આ ધડધડાટ કરતા રથને મોખરે લે. હું આજે રામ લક્ષ્મણને મારીને મારાં, અમાત્યોનાં મરણથી અને લંકાના રૂંધાવાથી ઉત્પન્ન થયેલાં દુઃખનો અંત આણીશ.[2-3] અને આજે સીતારૂપી પુષ્પ અને ફળવાળા સુગ્રીવ, જામ્બવાન્, કુમુદ, નલ, દ્વિવિદ, નીલ, અંગદ, ગંધમાદન વગેરે જેની શાખાઓ છે એવા રામરૂપી વૃક્ષને રણમાં કાપી નાંખીશ." આમ બોલતો અતિરથી રાવણ, રથના ધડધડાટથી દશે દિશાને ગજાવતો, દેવ, દાનવ અને ભૂત માત્રને કંપાવતો, રામ સામે દોડ્યો આવ્યો.[4-6] તે શબ્દથી ગિરિ અને કાનનયુક્ત આખી પૃથિવી થરથરી ગઈ અને સિંહ, મૃગ ઇત્યાદિ પશુ પક્ષી ત્રાસ પામી ગયાં.[7]

રણને મોખરે આવીને લંકા જેનાવડે સૌભાગ્યવતી છે તેવા દશાનને—રાવણે, ઘણું ભયંકર તામસાસ્ત્ર મૂકી કપિઓને દહન કરવા માંડ્યા.[8] ભયભીત થયેલા કપિઓ સંગ્રામમાં ટપોટપ પડવા લાગ્યા અને ગભરાયલા કેટલાક કપિઓ નાસભાગ કરવા લાગ્યા. રજ ઉડી રહી ને તેથી એક બીજાનાં મોઢાં દેખાતાં નહોતાં. બ્રહ્માએ ઉત્પન્ન કરેલા તામસાસ્ત્રને સહન કરવાને કપિવીરો શક્તિમાન્ નહોતા.[9] રાવણના શરથી પીડાયલું કપિસૈન્ય આમતેમ નાસતું હતું, તે જોઈ, રામ સાવધ થયા ને યુદ્ધ કરવાને, મોખરે આવીને ઉભા રહ્યા.[10] પછી વાનરસેનાને નસાડતા રાક્ષસોના સિંહે, નહિ પરાજય પામે એવા તથા વિષ્ણુ સહિત વાસવ હોય તેવા—લક્ષ્મણ સહિત રામને રણાંગણમાં દીઠા ને તે તપ્યો. દીર્ઘબાહુ અને શત્રુઓને દમનાર પદ્મ-

પત્રાક્ષ રામ, તે વેળાએ મોટા ધનુષવડે આકાશને અંકતા હોય તેમ ઉભેલા હતા. સૌમિત્રિ સહવર્તમાન મહાતેજસ્વી રામ, કપિઓને નાસતા જોઈ તથા રાવણને પોતાનાપર ધસી આવતો જોઈ, પ્રસન્ન થઈ પોતાનું મોટું ધનુષ હાથમાં લઈ ચઢાવ્યું,[૧૧-૧૪] અને આમ રામે, જ્યારે ધનુષપર બાણ ચઢાવ્યું અને ટંકાર કર્યો ત્યારે સેંકડો કપિઓ ને રાક્ષસો ગડગડી પડ્યા; પણ લંકાનો નાથ ને રાક્ષસોનો રાજા રાવણ, રામના બાણમાર્ગમાં આવીને સુદૃઢ ઉભો રહ્યો—જે, તે વેળાએ—સૂર્ય અને ચંદ્ર સમીપ આવેલો રાહુ હોય એવો દેખાતો હતો.[૧૫-૧૭] રાવણની સાથે પ્રથમ યુદ્ધ કરવાની ઇચ્છા કરી લક્ષ્મણે ધનુષ ઉચું કરી તેના ઉપર અગ્નિની શિખા સમાન બાણો મૂકવા માંડ્યાં;[૧૮] ત્યારે મહાતેજસ્વી રાવણે, હાથમાં ધનુષ લઈ, લક્ષ્મણનાં બાણને છૂટતાં જ અધવચ્ચે કાપી નાંખ્યાં;[૧૯] અને તે એક બાણને એકથી, ત્રણને ત્રણથી અને દશ બાણને દશથી, પોતાની હાથ ચાલાકી બતાવતાં રાવણે છેદી નાંખ્યાં.[૨૦] આ રીતે સંગ્રામમાં વિજય મેળવનાર રાવણ, લક્ષ્મણને બાણથી વ્યાકુળ કરી નાંખીને, સંગ્રામમાં પર્વતની માફક દૃઢ થઈ ઉભેલા રામ સામે ધસ્યો અને રાક્ષસેશ્વર રાવણે, રામની પાસે આવી ક્રોધ કરી તેમના ઉપર બાણ મૂકવા માંડ્યાં.[૨૧-૨૨] રાવણના ધનુષમાંથી છૂટતી શરધારા જોઈને, સત્વર રામે પોતાના હાથમાં ભલ્લ જાતિનું બાણ લીધું;[૨૩] અને દેદીપ્યમાન થતાં તથા સર્પ સમાન રાવણનાં બાણને તેવડે છેદી નાંખ્યું.[૨૪] પછી રાઘવ રાવણના, ને રાવણ રાઘવના ઉપર શરનો વરસાદ વરસાવવા લાગ્યા.[૨૫] અપરાજિત બન્ને રણચતુરવીરોએ બાણ મૂકતાં સવ્ય અને દક્ષિણ નામનાં મંડળ કરવા માંડ્યાં અને સાક્ષાત્ યમ અને અંતક હોય, તેમ યુદ્ધ કરતા રામ અને રાવણથી સર્વે ભૂતમાત્ર ત્રાસ પામી ગયાં.[૨૬-૨૭] તેમનાં બાણસમૂહથી વિદ્યુદ્યુક્ત મેઘથી જેમ આકાશ છવાઈ જાય, તેમ ગગન તદ્દન છવાઈ રહ્યું હતું.[૨૮] મહાવેગવાળાં, તીક્ષ્ણ તથા ગીધના પીછાંવાળાં શરથી આકાશ, ગવાક્ષના સમાન લાગતું હતું.[૨૯] બંને જણે પ્રથમ બાણ વરસાવી અંધકાર કરી મૂક્યો અને જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે ચઢી આવેલા બે મેઘની માફક પરસ્પરનો વધ કરવાની ઇચ્છા કરી, રામ અને રાવણ, ઇન્દ્ર અને વૃત્રાસુરના જેવું ભયંકર ને કોઇથી આડે આવી શકાય નહિ તેવું યુદ્ધ કરવા લાગ્યા;[૩૦-૩૧] અને મોટાં ધનુષ ધરેલા તથા યુદ્ધકુશળ બન્ને જણ યુદ્ધમાં ઘૂમરી ફરવા લાગ્યા.[૩૨]

રામ ને રાવણ જે મંડળમાં ફરતા તે તે મંડળ આગળથી, સાગરની ઊર્મિઓની પેઠે બાણ ફરતાં હતાં.[૩૩] પછી ક્રોધ પામેલા અને બાણપ્રયોગમાં આસક્ત હાથવાળા રાવણે, નારાચ નામનું બાણ રામના કપાળમાં માર્યું;[૩૪] પણ રાવણનાં ધનુષમાંથી છૂટેલાં તથા નીલોત્પલની પ્રભા જેવાં બાણને કંઇપણ વ્યથા પામ્યા વગર રામે ઝીલી લીધાં;[૩૫] અને ક્રોધ કરીને રૌદ્રમંત્ર ભણીને વીર્યવાન્ રામે, રાવણના ઉપર પુષ્કળ બાણ મૂક્યાં.[૩૬-૩૭] રામનાં તે શરો મેઘ જેવા રાવણના કવચને વાગ્યાં ખરાં, પણ તેની કંઈ અસર તેને થઈ નહિ.[૩૮] પછી સર્વ અસ્ત્રમાં કુશળ રામે, એક મોટું અસ્ત્ર ધારણ કરીને રથમાં બેઠેલા રાવણના લલાટમાં માર્યું.[૩૯] વખાણવા લાયક તે બાણોનું પણ રાવણે નિવારણ કર્યું અને પાંચ ફણાવાળું સર્પસમાન તે બાણ પૃથિવીમાં પેશી ગયું.[૪૦] ક્રોધ પામેલા રાવણે, રામના અસ્ત્રને પાછું વાળીને પોતાના હાથમાં આસુરાસ્ત્ર લીધું અને સિંહ, વ્યાઘ્ર, કંક, ગૃધ્ર, શ્યેન, શૃગાલ, ઇહામૃગ ઇત્યાદિનાં મુખના આકારનાં પાંચ મુખવાળાં તીક્ષ્ણ બાણ મૂક્યાં;[૪૧-૪૩] વળી વિશેષ કોપ પામી, નિઃશ્વાસ મૂકી મહાતેજસ્વી રાવણે, ખર, વરાહ, શ્વાન, કુક્કુટ, મગર, સર્પના સમાન મુખવાળાં અને બીજાં પણ અનેક જાતના આકારનાં બાણ રામપર છોડ્યાં[૪૪-૪૫] તે ટાણે અગ્નિના જેવા રાવણના અસ્ત્રથી ઘેરાયલા રામે, પાવકાસ્ત્ર મૂક્યું તથા અગ્નિ જેવાં અને મોટી ઉલ્કા જેવા મુખવાળાં તથા વિદ્યુત્ જેવા રૂપવાળાં સામા બાણ મૂક્યાં. રાઘવનાં તે બાણોથી રાવણનાં શરો કપાઈ ગયાં, છતાં તેમના કકડાથી અનેક વાનરો મરી ગયા. અક્લિષ્ટ કર્મવાળા રામે, રાવણનાં બાણને ભાંગી નાંખ્યાં તે જોઈ, સુગ્રીવાદિ વાનરો રામને વિંટાઈ વળ્યા અને હર્ષના પોકાર કરી મૂકયા.[૪૬-૫૦] રાવણના હાથમાંથી છૂટેલાં બાણ, મહાત્મા રામે છેદી નાંખ્યાં, તે જોઈ તેઓ બહુ ખુશી થયા અને હર્ષ પામેલા કપિઓએ ગર્જનાથી દિશાઓ ગજાવી મૂકી.[૫૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં નવ્વાણુમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૦૦ મો

## રામરાવણનો રણરંગ

જ્યારે રામે રાવણનાં અસ્ત્રનો નાશ કર્યો ત્યારે તેને બમણો ક્રોધ ચઢયો.[૧] પછી મહાકાન્તિવાળા રાવણે, રામના ઉપર મય દાનવનું બનાવેલું મહાભયંકર રૌદ્રાસ્ત્ર છોડ્યું.[૨] તેનાં ધનુષમાંથી વજ્રના જેવાં શૂલ, ગદા, મુશલ વગેરે નિકળવા લાગ્યાં, અને જેમ પ્રલય કાળમાં ઘણા ભયંકર વાયુઓ નિકળે છે, તે પ્રમાણે મુદ્ગરો, કૂટપાશ અને જાજ્વલ્યમાન થતી અશનિઓનો વરસાદ થઈ રહ્યો.[૩-૪] પણ મહાકાન્તિમાન્ તથા શસ્ત્રવિદ્યામાં શ્રેષ્ઠ રામે, ગંધર્વાસ્ત્ર મૂકીને રાવણનાં તે અસ્ત્રને હવામાં ઉરાડી દીધું.[૫] રામે જ્યારે તે અસ્ત્ર કાપી નાંખ્યું, ત્યારે ક્રોધથી રક્ત થયેલાં નેત્રવાળા રાવણે, સૌરાસ્ત્ર સાંધ્યું અને ભયંકર વેગવાળા રાવણના ધનુષમાંથી ઘણાં પ્રકાશવાળાં તથા ભયંકર ચક્રો નિકળી પડ્યાં અને જેમ સૂર્ય, ચંદ્ર આદિ ગ્રહોના પડવાથી આકાશ દીપ્તિમાન થાય, તેમ આ ચક્રો ચારે દિશાઓમાં પડવાથી આકાશ દેદીપ્યમાન થઈ રહ્યું.[૬-૮] પણ સંગ્રામભૂમિમાં, રણરંગી રામે, રાવણનાં આ ચિત્ર વિચિત્ર આયુધોને તથા ચક્રોને, બાણના સમૂહવડે છેદી નાંખ્યાં.[૯] આ અસ્ત્રને પણ રામે છેદી નાંખેલું જોઇને રાક્ષસાધિપ રાવણે, દશ બાણ મૂકિને રામના સઘળા મર્મભાગ વિંધ્યા.[૧૦] રાવણના મહાધનુષમાંથી નિકળેલાં તે બાણોએ રામને વિંધ્યા છતાં, તે મહાત્મા લગાર પણ ડગ્યા નહિ;[૧૧] પણ સંગ્રામમાં વિજય કરનાર રામે, સુદૃઢ ઉભા રહી, અતિશય ક્રોધ કરીને અનેક બાણો મૂકી, રાવણનાં સર્વે ગાત્રો વિંધી નાંખી તેને શિથિલ કરી મૂકયો.[૧૨] આ વખતે શત્રુઓના વીર પુરુષોને હણનાર, રામના નાના ભાઈ લક્ષ્મણે ક્રોધ કરીને સાત બાણ ધનુષપર ચઢાવ્યાં અને તે બાણ મૂકીને, મહાકાન્તિમાન્ લક્ષ્મણે, મનુષ્યના શિરવાળો રાવણનો ધ્વજ અનેક પ્રકારે છેદી નાંખ્યો;[૧૩-૧૪] અને બીજું એક બાણ મૂકીને તેના સારથિનું પ્રકાશિત કુંડળવાળું મસ્તક ઉડાવી દીધું; અને પાંચ તીક્ષ્ણ બાણ મૂકીને હાથીની સુંઢ સરખું રાવણનું ધનુષ છેદી નાંખ્યું.[૧૫-૧૬]

પછી વિભીષણે, હાથમાં ગદા લઈને, રાવણના મેઘના સરખા નીલવર્ણવાળા, અને પર્વતના જેવા મોટા ઘોડાંઓપર પ્રહાર કરીને તેને મારી નાંખ્યા.[૧૭] ઘોડાઓ મરી જવાથી રાવણ રથમાંથી ઉતરી પડ્યો. તે પોતાના ભાઈ વિભીષણના ઉપર ઘણો ક્રોધે ભરાયો, તેથી તેણે પ્રદીપ્ત થતી મહા અશનિ (વિદ્યુત્ જ) ન હોય, તેવી એક મહાશક્તિ વિભીષણને મારી.[૧૮-૧૯] પણ જેવી આ શક્તિ વિભીષણને વાગવા જાય છે, તેવી જ લક્ષ્મણે તેને ત્રણ બાણ મૂકીને ઉડાડી દીધી, તે જોઈ વાનરોએ હર્ષગર્જનાથી આકાશ ગજાવી મૂકયું.[૨૦]

પછી જેમ આકાશમાંથી ભ્રષ્ટ થયેલી વિદ્યુત્ પૃથિવીપર પડે, તે પ્રમાણે સુવર્ણના ભૂષણવાળી તે શક્તિ ત્રણ કકડા થઇને પૃથિવીપર પડી, એટલે તેમાંથી જ્વાળા અને તણખા ખરવા લાગ્યા.[૨૧] એથી તો રાવણ વિશેષ કોપ્યો; અને નિષ્ફળ ન જાય તેવી તથા કાળ સરખાથી પણ સહન ન કરી શકાય તેવી અને પોતાનાં જ તેજથી દેદીપ્યમાન થતી એક બીજી શક્તિ હાથમાં લીધી અને તે વિભીષણને મારી.[૨૨] આ શક્તિ રાવણના હાથમાંથી છૂટી, એટલે પ્રદીપ્ત વિદ્યુતના જેવી તથા તેજથી ઝળહળ થતી તે શક્તિ, પવનવેગે વિભીષણના ભણી દોડી.[૨૩] તે જોઇને વીર લક્ષ્મણે જાણ્યું કે, એ વિભીષણને મારશે, એટલે તે શક્તિના માર્ગની આડે આવી ઉભો રહ્યો ને વિભીષણનું રક્ષણ કર્યું અને વિભીષણને તે શક્તિમાંથી બચાવવાની ઇચ્છાથી લક્ષ્મણે, પોતાનું ધનુષ ખેંચીને રાવણને બાણોવડે છાઈ નાંખ્યો.[૨૪-૨૫] મહાત્મા લક્ષ્મણનાં મૂકેલાં બાણોથી છવાઈ ગયેલો અને પોતાના પરાક્રમમાં વિમુખ થયેલો રાવણ, પાછો પ્રહાર કરવા લાગ્યો.[૨૬] લક્ષ્મણે વિભીષણને બચાવ્યો તેથી રાવણ ઘણો ખીજવાયો અને આગળ આવીને કહેવા લાગ્યો કે,[૨૭] "એ સ્વાત્મબળની શ્લાઘા કરનાર લક્ષ્મણ! તેં આજે વિભીષણનું રક્ષણ કર્યું છે, તો ઠીક, પણ હું આજે હવે એને મારીશ નહિ, પણ આ શક્તિ તને જ મારીશ.[૨૮] મારા હાથમાંથી છૂટેલી તથા રુધિરના ચિહ્નવાળી આ શક્તિ, આજે તારું હૃદય ભેદી નાંખી તારા પ્રાણ લેશે, એ તું નક્કી માનજે."[૨૯] આ પ્રમાણે કહીને, અતિશય ક્રોધ પામેલા રાવણે ગર્જના કરી, અને આઠ ઘંટાઓવાળી, મોટો સુસવાટ કરતી, મયે માયાવડે બનાવેલી, અમોઘ, શત્રુનો નાશ કરે તેવી તથા તેજથી જાજ્વલ્યમાન દેખાતી તે શક્તિ, લક્ષ્મણના ઉપર મૂકી.[૩૦-૩૧] વજ્ર તથા અશનિ સરખા તેજવાળી રાવણની મૂકેલી તે શક્તિ, રણના મોખરે રહેલા લક્ષ્મણ તરફ પવનવેગે દોડી.[૩૨] પણ તે શક્તિને સુસવાટ કરતી આવતી જોઇને, રાઘવે તે શક્તિના ઇષ્ટની સ્તુતિ કરી કહ્યું કે, "લક્ષ્મણનો પ્રાણ લેવારૂપ,

એ શક્તિ નિષ્ફળ જજો!"૩૩ ક્રોપ પામેલા રાવણે મૂકેલી અને સર્પના સરખી તીક્ષ્ણ શક્તિ, નિર્ભય ઉભેલા લક્ષ્મણની છાતીમાં આવીને વાગી.૩૪ દેદીપ્યમાન થતી તથા અધિક કાન્તિવાળી તે શક્તિ, ઉરગ રાજની જિહ્વાની પેઠે આવીને લક્ષ્મણનાં હૃદયમાં પેઠી;૩૫ રાવણે તે શક્તિ પૂર્ણ જોરથી ફેંકી હતી, તેથી તે લક્ષ્મણનાં હૃદયમાં ઘણી ઊંડી પેશી ગઈ અને તે પોતાનું હૃદય ભેદાઈ જવાથી મૂર્ચ્છા ખાઇને પૃથિવી પર પડ્યો.૩૬

પોતાના ભાઇને આવી અવસ્થામાં આવી પડેલો જોઈ, પાસે ઉભેલા રામ, ભ્રાતૃસ્નેહને લીધે ઘણો જ વિષાદ પામ્યા.૩૭ તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. ક્ષણવાર તો તે વિચારમાં પડી ગયા અને ઘડી પછી જેમ યુગાન્તનો અગ્નિ વૃદ્ધિ પામે, તે પ્રમાણે તેમનો ક્રોપ વૃદ્ધિ પામ્યો.૩૮ આ કંઈ વિષાદ કરવાનો સમય નથી, એમ વિચારીને રામે, સર્વ પ્રયત્નથી લક્ષ્મણનું રક્ષણ કરતાં રાવણનો વધ કરવાને માટે તુમુલ યુદ્ધ કરવા માંડયું.૩૯ રામ એક તરફ શક્તિથી ભેદાયલાં તથા રુધિરથી ખરડાઈ ગયેલાં ગાત્રવાળા, રણમાં પડેલા પોતાના ભાઈ લક્ષ્મણને સર્પયુક્ત પર્વત પડેલો હોય તેમ પૃથિવીપર પડેલો જોતા હતા અને બીજી નજરે રાવણ સાથે યુદ્ધ કરતા હતા.૪૦ બળવાન્ રાવણે, લક્ષ્મણના હૃદયમાં એવા જોરથી તે શક્તિ મારી હતી કે, સઘળા વાનરો તેને કાઢવા મંડ્યા, પણ તે કાઢી શકયા નહિ; પણ ઉલટા રાવણનાં બીજાં બાણોથી ઘણી પીડા પામવા લાગ્યા. લક્ષ્મણને વાગેલી તે શક્તિ, પૃથિવીમાં પેસી ગઈ હતી, જેથી તે કોઇથી કાઢી શકાઈ નહિ, પણ ક્રોધ પામેલા રામે, પોતાને હાથે તે શક્તિને સડાક દેતી કે ખેંચી કાઢી, ભાંગી નાંખી.૪૧–૪૩

રામ જે વખતે આ શક્તિ ખેંચી કાઢવામાં રોકાયલા હતા, તે વખતે રાવણે મર્મભેદી બાણો મૂકી રામનાં ગાત્રો વિંધી નાંખ્યાં.૪૪ પણ તેનાં બાણોને ન ગણકારતાં, રામ, લક્ષ્મણને ભેટીને હનૂમાન્ તથા કપિરાજ સુગ્રીવ પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા કે;૪૫ "હે કપિઓ! તમે લક્ષ્મણને વિંટાઇને અહીં આગળ ઉભા રહેજો, હું યુદ્ધ કરું છું; કારણ કે ઘણા વખતથી હું ઇચ્છતો હતો, તેવો પરાક્રમ બતાવવાનો આજે સમય હાથ આવ્યો છે.૪૬ જેમ ગ્રીષ્મઋતુના અંતમાં ચાતક મેઘને જોવાને માટે ઉત્સુક હોય છે, તેમ હું રાવણને જોવાને ઘણો ઉત્સુક છું. એ પાપિષ્ઠ વિચારવાળા પાપાત્માને મારે આજે યમદ્વારમાં મોકલવો છે.૪૭ હે કપિઓ! આ ક્ષણે તમારા દેખતાં હું સત્ય પ્રતિજ્ઞા કરું છું કે, આજે તમે કાં તો રાવણ વિનાની ને કાં તો રામ વિનાની પૃથિવીને જોશો.૪૮ રાજ્યનો ત્યાગ, વનવાસ, દંડકારણ્યમાં રખડવું, વૈદેહીની આવી ગતિ (અર્થાત્ દુઃખદ સ્થિતિ), રાક્ષસોની સાથે યુદ્ધ ઈત્યાદિથી ઉત્પન્ન થયેલાં નરક સમાન દુઃખનો હું આજે રાવણનો વધ કરીને ત્યાગ કરીશ;૪૯–૫૦ અને જેને અર્થે મેં વાનરોના સૈન્યને અહીં આણ્યું છે; વાલિને મારી સુગ્રીવને રાજ્ય અપાવ્યું છે; સમુદ્રમાં પાજ બાંધી તેને ઓળંગ્યો છે-તે પાપી રાવણ, આજે સંગ્રામમાં મારી દૃષ્ટિ આગળ આવી ઉભો છે-તેને મારીશ-મારી નજરે પડેલો એ આજે જીવતો જવાનો નથી-જેમ મહા વિષવાળા સર્પની દૃષ્ટિએ પડેલો મનુષ્ય તથા ગરુડની દૃષ્ટિએ પડેલો સર્પ (જેમ જીવતા જતા નથી), તેમ એ રાવણ મારી દૃષ્ટિએ પડેલો છે!૫૧–૫૩ હે દુર્ધર્ષ કપિઓ! તમે બધા પર્વતનાં શિખરોપર બેસીને આજે મારું અને રાવણનું યુદ્ધ, નિરાંતે જુઓ.૫૪ સિદ્ધ, ગંધર્વ, ચારણ અને આ ત્રણ લોક આજે રામનામાં રામપણું છે કે નહીં, તે સંગ્રામમાં જોશે.૫૫ આજે હું એવું કર્મ કરીશ કે, જ્યાં સુધી આ પૃથિવી પ્રાણીમાત્રને ધારણ કરે છે, ત્યાં સુધી લોકો તેને (પરાક્રમને) સંભારશે."૫૬

આ પ્રમાણે કહીને, રામે સ્વસ્થ થઈ, સુવર્ણના ભૂષણવાળાં તીક્ષ્ણ બાણોથી રાવણને પ્રહાર કરવા માંડ્યો ત્યારે જેમ મેઘ જળધારા વરસાવે, તેમ રાવણે પણ રામનાં જેવાં જ પ્રબળ બાણોનો અને મુસળોનો વરસાદ વરસાવી મૂકયો.૫૭–૫૮ રામ અને રાવણનાં એક બીજા ઉપર મૂકેલાં ઉત્તમ બાણો એકમેકની સાથે અથડાતાં હતાં, તેથી સંગ્રામમાં તુમુલ ધ્વનિ થઈ રહ્યો હતો.૫૯ છિન્નભિન્ન થઈ ગયેલાં રામ અને રાવણનાં બાણો ઝળકારા મારતાં આકાશમાંથી નીચે પડતાં હતાં.૬૦ રામ તથા રાવણનાં ધનુષોનો ટંકાર ઘણો અદ્ભુત અને ભૂતમાત્રને ત્રાસ પમાડે તેવો થતો હતો.૬૧ શરઘાત પુષ્કળ થયો, ત્યારે, જેમ વાયુના ઝપાટામાં આવવાથી વાદળાં વેગથી દોડે છે, તેમ મહાત્મા તથા પ્રદીપ્ત ધનુષવાળા રામનાં બાણથી જેનાં બાણોનો નાશ થયો છે એવો રાવણ, આખરે રામ મને મારશે, એવા ભયથી યુદ્ધમાંથી નાસવા લાગ્યો.૬૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસોમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૧ મો

## રામનો લક્ષ્મણને માટે વિલાપ

બળવાન્ રાવણની શક્તિથી વિંધાયલા અને લોહીથી નાહી વળેલા શૂરવીર લક્ષ્મણને જોઇને, દુષ્ટાત્મા રાવણને યુદ્ધ આપી, તેનાપર બાણનો વરસાદ વરસાવતા જ રામ, સુષેણને કહેવા લાગ્યા કે,[૧-૨] "રે સુષેણ ! રાવણના બળથી લોહીલોહાણ થઈ સર્પની માફક તરફડતા લક્ષ્મણને જોઈ મારો શોક વૃદ્ધિ પામે છે,[૩] અને રુધિરથી આર્દ્ર થયેલા મારા પ્રાણપ્રિય ભાઈ લક્ષ્મણને જોઈ, વ્યાકુળ થયેલો હું, યુદ્ધ કરવાને પણ શક્તિમાન્ થતો નથી![૪] યુદ્ધમાં કુશળ અને સર્વગુણસંપન્ન આ મારો ભાઈ લક્ષ્મણ, મરણ પામ્યો હશે તો મારે હવે આ પ્રાણનો કે સુખનો કંઈ હેતુ રહ્યો નથી.[૫] આ જુવો મારું શૌર્ય શરમાય છે, મારા હાથમાંથી ધનુષ પડી જાય છે, મારાં બાણો પડી જાય છે, આંખમાં આંસુ આવી જાય છે, સ્વપ્નમાં જેમ માણસનાં ગાત્ર ઢીલાં પડી જાય છે, તેમ મારાં ગાત્ર મંદ પડી ગયાં છે, મારી ચિન્તા વૃદ્ધિ પામે છે ને મૂર્ચ્છા પણ આવે છે."[૬-૭] આ પ્રમાણે દુરાત્મા રાવણે, મર્મસ્થાનમાંથી હણેલા લક્ષ્મણને દુઃખાર્ત થઈ રણભૂમિમાં, મૃતપ્રાય થઈ પડેલો જોઈ, રામને ઘણો વિષાદ થતો હતો.[૮] તેમની ઇંદ્રિયો વ્યાકુળ થઈ ગઈ હતી ને પોતાના ભાઇને રણભૂમિની ધૂળમાં પડેલો જોઈ, રામ વિલાપ કરવા લાગ્યા કે,[૯] "હે શૂર! અંધને જેમ ચંદ્રને જોઈ પ્રીતિ થતી નથી, તેમ તને મરાયલો જોઈ મને વિજયપર પ્રીતિ થતી નથી.[૧૦] મારે હવે આ યુદ્ધનું કંઈ પણ પ્રયોજન નથી, તેમ જીવવાનું પણ કાંઈ પ્રયોજન નથી; કારણ કે ઓ લક્ષ્મણ ! તું રણભૂમિમાં પડેલો છે.[૧૧] પણ ઓ કપિઓ! જેવી રીતે મહાકાન્તિમાન્ લક્ષ્મણ, વનમાં મારી પાછળ આવ્યો હતો, તેમ હવે હું તેની પાછળ યમલોકમાં જઇશ.[૧૨] અહા! જેને બંધુજન ઘણાં પ્રિય હતાં એવા તથા મને અનુકૂળ રહેનાર લક્ષ્મણને, કપટયુદ્ધ કરનારા રાક્ષસોએ આવી દશાએ પહોંચાડ્યો.[૧૩]

> देशे देशे कलत्राणि देशे देशे च बांधवाः ।
> तं तु देशं न पश्यामि यत्र भ्राता सहोदरः ॥ १४ ॥

અરે! દેશે દેશમાં સ્ત્રીઓ મળે છે તથા મિત્રો મળે છે, પરંતુ માનો જણ્યો ભાઈ મળે, એવો હું એકે દેશ જોતો નથી.[૧૪] હે સૌમ્ય! હે ભાઈ! તારા વિના મારે રાજ્યનું કંઈ કામ નથી. પણ રે! પુત્રવત્સલ સુમિત્રાને હું શો ઉત્તર આપીશ?[૧૫] સુમિત્રાનો ઠપકો મારાથી કેમ સંભળાશે? વળી કૈકેયી અને કૌશલ્યા, ભરત તથા મહાબળવાન્ શત્રુઘ્નને હું શો જવાબ આપીશ? તેઓ મને પૂછશે કે, તારી સાથે વનમાં આવેલો લક્ષ્મણ ક્યાં છે? તું તેના વગર કેમ આવ્યો?[૧૬-૧૭] તેનો જવાબ આપ્યા કરતાં અને બંધુજનનો તિરસ્કાર પામ્યા કરતાં અહિંયાં જ પ્રાણત્યાગ કરવો, એ સારું છે. અરે! પૂર્વ જન્મમાં મેં શાં પાપકર્મ કર્યાં હશે કે, ધર્માત્મા મારો ભાઈ આજ આ પ્રમાણે રણમાં પડ્યો. હે બંધુ! હે શૂરવીર! હે સૌમ્ય! તું મને એકલો મૂકી પરલોકમાં કેમ સીધાવ્યો! હું આમ વિલાપ કરું છું, છતાં તું કેમ ઉત્તર આપતો નથી?[૧૮-૨૦] હે બંધુ! ઉભો થા, આમ પડી શું રહ્યો છે? આ તારા દીન ભાઇને તો જો. હે મહાબાહો! હું જ્યારે શોક કરતો વા ગાંડો ઘેલો થતો તથા વિષાદ પામતો, ત્યારે પર્વતમાં, વનમાં અને બીજે સ્થાને તું મને શાંત કરતો હતો. (પણ આજે તેમ કેમ કરતો નથી?)" આમ શોક કરતા રામને આશ્વાસન આપી સુષેણ તેમને કહેવા લાગ્યો કે-"હે નરવ્યાઘ્ર! તું આ પ્રમાણે શોક કરે છે, તે શોકનો તથા યુદ્ધમાં વાગતાં બાણ જેવી પીડાકર અને બુદ્ધિને વિહ્વળ કરનારી ચિન્તાનો તું ત્યાગ કર. કારણ કે તારી શ્રી વધારનાર લક્ષ્મણ મરણ પામ્યો નથી.[૨૧-૨૪] જોની, એની મુખકળા વિકૃત થઈ નથી ને એની મુખકાંતિ શ્યામ થઈ નથી. જો, જો! હજી એનું મુખ કાન્તિવાળું અને સુંદર દેખાય છે અને હે વિશાંપતે! એની પદ્મપત્ર સમાન હથેલીઓ લાલ દેખાય છે, નેત્ર પ્રફુલ્લ લાગે છે. જે મનુષ્ય મરણ પામે છે, તેનું રૂપ આવું દેખાતું નથી.[૨૫-૨૬] હે અરિદમન! તું વિષાદ ન કર. આ લક્ષ્મણ જીવે છે. હે વીર! ડર ના! પૃથિવી ઉપર ભ્રમિતાવસ્થામાં પડેલા આ લક્ષ્મણનો ઉચ્છ્વાસપવન ચાલે છે, કારણ, એનું હૃદય હાલે છે. તે જ કહી આપે છે કે, આ લક્ષ્મણ જીવે છે."

આ પ્રમાણે રામને કહીને, મહાત્મા સુષેણ, હનૂમાનને કહેવા લાગ્યો કે-"ભાઈ હનૂમાન! તને આગળ જામ્બવાને જે મહોદય પર્વત બતાવેલો છે ત્યાં તું જલદી જા, અને તેનાં દક્ષિણ શિખરપર થતી વિશલ્યકર્ણી નામની ઔષધિ, જે સાંધા મેળવવામાં ને માણસને સજીવન કરવામાં સમર્થ છે, તે તું લક્ષ્મણને માટે લઈ આવ." સુષેણનાં તે વચન સાંભળી હનૂમાન્ ઉડીને તે પર્વતપર ગયો, પણ ઔષધિને ઓળખી શક્યો નહિ,

તેથી તે ચિંતામાં પડી ગયો.[૨૭-૩૨] પછી અતુલ તેજસ્વી હનૂમાનને વિચાર આવ્યો કે, "સુષેણે મને કહ્યું છે તે શિખર તો આ જ છે એમ હું ધારું છું. પણ જો હું ઔષધિ લીધા વિના પાછો જઇશ તો લક્ષ્મણ ઘણો કાળ થવાથી મરણ પામશે અને બીજી લઈ જઇશ તો હાસ્ય થશે, માટે આખું શિખર જ હું ઉપાડી જાઉં તો ઠીક."[૩૩-૩૫]

આમ વિચાર કરી હનૂમાન્, તે ગિરિશિખરની તળેટીમાં ગયો અને પછી, પ્રફુલ્લિત થયેલી વનસ્પતિથી ઢંકાઈ ગયેલાં તે શિખરને, ત્રણ વાર હલાવી, હાથમાં ઉંચકી લીધું અને મેઘના જેવા શ્યામ વર્ણવાળાં ગિરિશિખરને લઇને, શીઘ્ર ત્યાંથી ચાલી નિકળ્યો.[૩૬-૩૮] પવનવેગી હનૂમાન્, એ ગિરિશિખરને લઈ, જ્યાં રામ હતા ત્યાં આવ્યો અને પછી વિશ્રાન્તિ લઈ, સુષેણને કહ્યું,[૩૯] "તારી બતાવેલી ઔષધિ ન ઓળખાયાથી, આખું શિખર જ હું ઉપાડી લાવ્યો છું.[૪૦]

પવનના પુત્ર હનૂમાને આમ કહ્યું ત્યારે, સુષેણે તેને ધન્યવાદ આપ્યો. પછી તે ગિરિમાંથી ઔષધિ શોધી કહાડી.[૪૧] દેવથી પણ ન થાય એવું હનૂમાનનું પરાક્રમ જોઈ, સર્વે કપિઓ આનંદચકિત થઈ ગયા.[૪૨] મહાકાન્તિમાન્ સુષેણે, તે ઔષધિને કચરીને પછી તેનો રસ, લક્ષ્મણના નાકમાં રેડ્યો.[૪૩] એ ઔષધિની સુગંધીથી જેના શરીરમાં બાણ વાગ્યાં હતાં એવો લક્ષ્મણ, પીડારહિત થઈ તત્ક્ષણે બેઠો થયો.[૪૪]

મહાત્મા લક્ષ્મણને બેઠો થયેલો જોઈ 'આનંદ! આનંદ!' એમ બોલતા કપિઓ તેની પૂજા કરવા લાગ્યા.[૪૫] પછી શત્રુઓના વીરનો નાશ કરનાર રામે, લક્ષ્મણને 'અહિં આવ! અહિં!' એમ કહી છાતી સરસો ચાંપી આલિંગન આપ્યું. તેમની આંખમાં પ્રેમનાં આંસુઓ આવી ગયાં.[૪૬] પછી લક્ષ્મણને ગાઢ આલિંગન આપી રામ કહેવા લાગ્યા કે;—"હે બંધુ! મારું મોટું ભાગ્ય કે, મેં તને આજ મરણમાંથી પુનઃ ઉઠેલો જોયો.[૪૭] મારે મારા પ્રાણની, સીતાની કે જયની કંઈ વાંચ્છના નથી, પણ મને માત્ર તારો જ ખપ છે ને તારા ગયા પછી મારે જીવીને શું કરવાનું હતું?"[૪૮] રામે આમ કહ્યું, ત્યારે લક્ષ્મણ ખેદયુક્ત થઈ ભાંગી તુટી વાણીથી રામને કહેવા લાગ્યો કે,[૪૯] "હે સત્યપરાક્રમવાળા રામ! તેં રાવણને મારવાની તો આજે પ્રતિજ્ઞા લીધેલી છે તો નિર્માલ્યની માફક આ ઉદ્યોગનો ત્યાગ કરી, આમ બોલવું, એ તને કેમ યોગ્ય હોય?[૫૦] જે સત્યવાદી છે, તે પોતાની પ્રતિજ્ઞાને વ્યર્થ જવા દેતા નથી. મહાત્માઓનું તો એ જ લક્ષણ છે કે, પોતે લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરવી.[૫૧] હે નિષ્પાપ! મારે માટે તારે આમ નિરાશ થવું નહિ જોઇએ. હવે તો તું સજ્જ થા અને રાવણનો વધ કરી તારી પ્રતિજ્ઞા પૂર્ણ કર.[૫૨] હે રામ! તીક્ષ્ણ દાંતવાળા તથા ગર્જના કરતા સિંહ આગળથી જેમ હાથી જીવતો જતો નથી, તેમ રાવણ તારાં બાણ આગળથી જીવતો જવો ન જોઇએ.[૫૩] મારી એવી ઇચ્છા છે કે, આ જગતના ઉપર અનુગ્રહ કરનાર સૂર્ય અસ્ત પામે તે પહેલાં, એ દુરાત્માનો વધ થવો જ જોઇએ.[૫૪] હે વીર! હે આર્ય! જો સંગ્રામમાં રાવણનો વધ કરવા, તારી પ્રતિજ્ઞા પાળવા અને સીતા પાછી મેળવવા ઇચ્છા હોય તો હું કહું છું, તેમ તું સત્વર સજ્જ થા."[૫૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો એકમો સર્ગ સંપૂર્ણ**

# સર્ગ ૧૦૨ મો

## રામરાવણનો રંગ

મંદ ઉત્સાહને સતેજ કરતાં લક્ષ્મણનાં વચન સાંભળી, શત્રુઓના વીરોનો નાશ કરનારા પરાક્રમી રામે, હાથમાં ધનુષ બાણ લઈ, રાવણની સેનાનો સંહાર કરવા ઉપરાઉપરી બાણ મૂકવા માંડ્યાં. તુરત જ રાક્ષસોનો અધિપતિ રાવણ, જેમ રાહુ, સૂર્યના સામો આવે, તેમ રામના સામે બીજા રથમાં બેસીને આવી ઉભો રહ્યો અને મેઘ જેમ જળધારાઓવડે પર્વતને પ્રહાર કરે, તેમ વજ્રના સરખાં બાણોથી રામને પ્રહાર કરવા મંડી પડ્યો.[૧-૩] રામે પણ સાવધાન થઇને સુવર્ણનાં ભૂષણવાળાં તથા પ્રદીપ્ત થયેલા અગ્નિ સરખાં બાણ, રાવણના ઉપર મૂકવા માંડ્યાં.[૪] રાવણ રથમાં બેસીને યુદ્ધ કરતો હતો અને રામ પૃથિવીપર ઉભા રહીને યુદ્ધ કરતા હતા. તે જોઇને આકાશમાં ઉભેલા દેવતાઓ, ગંધર્વો અને કિન્નરો અન્યોન્ય વાત કરવા લાગ્યા કે, "આ યુદ્ધ બરોબર થતું નથી, કારણ કે એક જણ પાળો છે અને એક જણ રથમાં બેઠેલો છે."[૫]

પછી સઘળા દેવ, ગંધર્વ અને કિન્નરનાં વચન સાંભળીને, દેવશ્રેષ્ઠ ઇન્દ્રે, પોતાના સારથિ માતલિને બોલાવીને આજ્ઞા આપી કે,[૬] "હે માતલિ! તું મારો રથ જોડી જ્યાં આગળ રામ ઉભેલ છે ત્યાં જા; અને

મારે નામે તેને કહે કે, 'ઇન્દ્રે, આ રથ તારે માટે મોકલેલો છે. તું આ રથમાં વિરાજી યુદ્ધ કર. આટલું દેવતાઓનું મહાન્ હિત તું કર.'[7]

ઇન્દ્રનાં વચન સાંભળી, દેવના સારથિ માતલિએ તેને પ્રણામ કરી કહ્યું કે,[8] "હે રાજ! હું આપના કહેવા પ્રમાણે સત્વર રામની પાસે રથ લઇને જઇશ; અને તેમનો સારથિ થઈ યુદ્ધમાં ભાગ લઇશ." પછી ઇન્દ્રની આજ્ઞા પામેલો માતલિ લીલા ઘોડા જોડીને સોનાએ મઢેલા અને અનેક ઘંટડીઓથી વિભૂષિત ઉગતા સૂર્યસરખી પ્રભાવાળા તથા વૈડૂર્યમય ઉંટડાવાળા (The pole of a cart), સુવર્ણ સાજવાળા, સુંદર ઘોડાઓથી જોડેલા, શ્વેત ચામર જેમાં ઢળી રહ્યાં છે તથા સુવર્ણનો ધ્વજદંડ ઉડી રહ્યો છે એવા દેવરથને સ્વર્ગમાંથી લઇને રામની પાસે આવ્યો. તેના હાથમાં ચાબૂક હતી. તે રથ લઈને રણમાં આવ્યો, ને પછી ઇન્દ્રસારથિ માતલિએ રામને હાથ જોડી નીચે પ્રમાણે કહ્યું;[૯-૧૩] "હે કાકુત્સ્થ! હે કાન્તિમાન્! હે શત્રુનો નાશ કરનાર રામ! તારો વિજય થાય, એટલા માટે ઇન્દ્રે, આ રથ તને વિરાજવાને મોકલેલો છે;[૧૪] અને તેમાં તારે સારુ ઇન્દ્રધનુષ, અગ્નિના સરખું પ્રકાશમાન કવચ અને સૂર્યના જેવાં તેજસ્વી બાણો તથા નિર્મળ અને ઝળકારા મારતી શક્તિ પણ છે.[૧૫] હે રામ! મને તારો સારથિ થવા દે અને ઇન્દ્ર જેમ આ રથમાં બેસી દાનવોને હણે છે, તેમ તું આ રથમાં બેસીને રાવણને હણ."[૧૬] માતલિનાં તે વચનો સાંભળી, રામ રથની પ્રદક્ષિણા કરી, રથને નમસ્કાર કરી તેમાં બેઠા. તે ટાણે પોતાની કાન્તિથી સર્વ જગતને મોહિત કરે તેવા તે શોભી રહ્યા હતા.[૧૭] પછી સામસામા રથમાં બેઠેલા મહાબાહુ રામ અને રાવણનું—જોતાં જ રુવાટાં ઉભાં થઈ જાય તેવું—અદ્ભુત યુદ્ધ થવા લાગ્યું.[૧૮] અસ્ત્રવિદ્યામાં નિપુણ રામે, રાવણે મૂકેલાં ગાંધર્વાસ્ત્ર અને દેવાસ્ત્રને, ગંધર્વાસ્ત્ર તથા દેવાસ્ત્રથી છેદી નાંખ્યાં.[૧૯] તે જોઇને ક્રોધ પામેલા રાવણે, રામના ઉપર એક ભયંકર અસ્ત્ર મૂકયું.[૨૦] રાવણના ધનુષમાંથી છૂટેલાં તથા સુવર્ણથી ભૂષિત કરેલાં તે બાણો, ઝેરી સર્પનું રૂપ લઈ રામની તરફ દોડ્યાં અને પ્રદીપ્ત અને ફાડેલાં મુખવાળા મુખમાંથી જ્વાળાઓને વમન કરતાં તે (બાણ) રામના ઉપર ઝપાટાબંધ જતાં હતાં.[૨૧-૨૨] દીપ્તિમાન્ ફણાવાળા તથા વાસુકિના જેવાં ઝેર વરસાવનારાં તે બાણોથી દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ.[૨૩]

પોતાની તરફ આવતાં સર્પરૂપ તે બાણો જોઇને રામે સર્પને ત્રાસ પમાડનાર ગરુડાસ્ત્ર મૂકયું.[૨૪] જ્યારે રામે ગરુડાસ્ત્ર મૂક્યું ત્યારે, તેમાંથી સુવર્ણની સુંદર પાંખોવાળા ને અગ્નિના સરખી પ્રભાવાળા, સુવર્ણના ગરુડો નિકળી પડ્યા. તેઓ ચારે દિશાઓમાંથી સર્પનું ભક્ષણ કરતા હતા; તેઓ ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરનાર રામનાં ગરુડાસ્ત્રે, રાવણના મૂકેલાં સર્પાસ્ત્રમાંથી ઉત્પન્ન થયેલા પવનવેગી સર્વે સર્પોનો ક્ષણમાં નાશ કરી નાંખ્યો.[૨૫-૨૬] જ્યારે સર્પાસ્ત્ર નિષ્ફળ ગયું ત્યારે રાવણ ઘણો ક્રોધે ભરાયો અને તેણે રામના ઉપર બાણની વૃષ્ટિ કરી મૂકી અને અક્લિષ્ટ કર્મવાળા રામને એકે સામટાં હજાર બાણ માર્યાં ને બીજાં અનેક બાણોથી માતલિને પણ વિંધી નાંખ્યો.[૨૭-૨૮]

પછી રાવણે, રામના રથનો કેતુ તોડી પાડવાને માટે એક બાણ સચોટ માર્યું. રામના રથનો સુવર્ણનો કેતુ કપાઇને રથના ઉપસ્થ ભાગમાં પડ્યો.[૨૯] પછી તેણે બીજાં બાણો મૂકીને રથે જોડેલા ઇન્દ્રના ઘોડાઓને પણ પ્રહાર કર્યો. તેનું આવું કર્મ જોઇને દેવતા, ગંધર્વો અને ચારણો તથા દાનવો ઘણો જ ખેદ પામ્યા;[૩૦] અને રામને, રાવણના શરથી પીડિત થયેલા જોઇને, સિદ્ધ, ઋષિ, સુગ્રીવાદિ ચાર વાનરો અને વિભીષણાદિ ચાર રાક્ષસો પણ ઘણા ખેદયુક્ત થઈ ગયા.[૩૧] રામરૂપી ચંદ્રને, રાવણરૂપી રાહુએ ગ્રાસવા માંડ્યો, તે જોઈ પ્રજાને પીડન કરનારા બુદ્ધ નામનાં ગ્રહે, ચંદ્રની પ્રિય રોહિણી, જે પ્રજાપતિનાં નક્ષત્રરૂપ છે તેનું આક્રમણ કરવા માંડ્યું અને સાગરમાંથી પણ ધૂમાડો અને જ્વાળાઓ નિકળવા માંડી તથા તેના મોજાં સૂર્યને અડે તેટલાં ઉંચાં ઉછળવા લાગ્યાં. સૂર્ય પણ મધ્ય ભાગમાંથી કાળો ને ઘણો પરુષ, ઝાંખા કિરણોવાળો તથા ધૂમકેતુની છાયામાં આવેલો હોય, તેવો દેખાવા લાગ્યો તથા તેના મધ્ય ભાગમાં કબંધ હોય તેવું કંઈ દેખાયું. વળી કોસલદેશના રાજાઓનું નક્ષત્ર જે વિશાખા છે અને જેના ઇન્દ્ર તથા અગ્નિ દેવતાઓ છે, તે નક્ષત્રને મંગળ નામનો ગ્રહ આકાશમાં અતિક્રમણ કરતો જણાયો.

દશમુખ—રાવણરાય પોતાના વીશ ભુજમાં ધનુષ લઇને ઉભો હતો. તે સાક્ષાત્ મૈનાક પર્વત હોય તેવો દેખાતો હતો. તેના પ્રહારથી રામ શિથિલ થઈ ગયા અને તેમનામાં ધનુષપર બાણ ચઢાવવાની શક્તિ રહી નહિ; પણ થોડી વાર પછી, તે સ્વસ્થ થયા, ત્યારે

જાણે રાક્ષસોને બાળીને ભસ્મ કરી નાંખશે તેવો તેને ક્રોધ ચઢયો. તેમનાં નેત્ર લાલચોળ થઈ ગયાં અને ભ્રુકુટિ ફરકવા લાગી. આ પ્રમાણે કુપિત થયેલા રામનું મુખ જોઈને ભૂતમાત્ર ત્રાસ પામી ગયાં અને પૃથિવી પણ કંપવા લાગી;[૩૨–૩૯] સિંહ અને શાર્દૂલ ઇત્યાદિ હિંસક પ્રાણીઓથી ભરેલા પર્વતો વૃક્ષો સહિત ડોલવા લાગ્યા; સમુદ્રનાં જળ ખળભળવા લાગ્યાં અને આકાશમાં મેઘના સમૂહ ઘણા અવનવા ઉત્પાત દર્શાવતા હોય, તેમ ઘોર ગર્જનાઓ કરતા ચોતરફથી એકઠા થઈ જવા લાગ્યા.[૪૦–૪૧] રામનું આવું ક્રોધયુક્ત રૂપ જોઈને તથા ચારેમેર થતા આવા ઉત્પાતો જોઈને, ભૂતમાત્ર ત્રાસ પામી ગયાં અને રાવણને પણ ભય ઉત્પન્ન થયું.[૪૨] તે સમયે વિમાનમાં બેઠેલા દેવ, ગંધર્વ, સર્પ, ઋષિઓ, દાનવ, દૈત્ય અને ગરુડ ઇત્યાદિ આકાશમાં રહીને એક બીજાપર ઘોર પ્રહાર કરતા, શૂરવીર રામ અને રાવણનું, પ્રલયકાળ સરખું યુદ્ધ જોતા હતા.[૪૩–૪૪] રામ અને રાવણનું યુદ્ધ જોવાને આવેલા દેવો અને અસુરો યુદ્ધ જોતાં રામ અને રાવણપરની ભક્તિથી ઘણો હર્ષ પામી, તેમને પાણી ચઢાવતા હતા અને 'તમે રાવણને જિતો' એમ કહીને દેવો રામને વારંવાર શૂર ચઢાવતા હતા તથા 'તમે રામને જિતો,' એમ દૈત્યો ગર્જના કરતા હતા.[૪૫–૪૬] પછી ક્રોધ પામેલા તથા રામને મારવાની ઇચ્છાવાળા રાવણે ક્રોધથી પ્રદીપ્ત થઇને એક મોટું અસ્ત્ર હાથમાં લીધું. (તે આગળ વધ્યો).[૪૭] રાવણનું આ અસ્ત્ર, વજ્રના જેવું દૃઢ, મોટો અવાજ કરતું, સર્વ શત્રુઓનો નાશ કરે તેવું, પર્વતોના શિખર સમાન ત્રણ ફળાંવડે મનને અને દૃષ્ટિને ભય ઉપજાવનારું, તીક્ષ્ણ અગ્રવાળું, ધૂમાડાવાળું, યુગાન્તના અગ્નિના સરખું ધીકતું, ઘણું જ ભયંકર હોઇને કોઇનાથી પણ સહન ન થાય તેવું, કાળને પણ દુરાસદ, સર્વ ભૂતમાત્રને ત્રાસ ઉપજાવનારું તથા ચીરી નાંખે તેવું હતું. રાક્ષસોનાં સૈન્યથી પરિવૃત થયેલા વીર્યવાન્ રાવણે, પ્રચંડ ક્રોધ કરીને તે શૂલ હાથમાં લીધું. પછી, પોતાનાં સૈન્યને ઉશ્કેરવાને માટે, મોટી કાયાવાળા રાવણે લાલચોળ આંખો કરી તે અસ્ત્રને ઉગામી મોટી ગર્જના કરી. તેના દારુણ શબ્દથી પૃથ્વી, આકાશ, દિશાઓ અને ખૂણાઓ કંપી ઉઠ્યાં; ભૂતમાત્ર થરથરી ગયાં અને સાગર ખળખળી ઉઠ્યો.[૪૮–૫૪] પછી મહા વીર્યવાન્ રાવણ તે અસ્ત્રને હાથમા લઈ, ગર્જના કરી રામને આ પ્રમાણે પરુષ વચનો કહેવા લાગ્યો કે,[૫૫] "અલ્યા રામ! વજ્રના જેવું પ્રહારવાળું આ શૂલ મેં તારા ઉપર ઉગામેલું છે, તે તારો પ્રાણ લેશે. (સાવધ),[૫૬] હે સંગ્રામમાં શ્લાઘ્ય પરાક્રમવાળા રામ! તેં રણમાં જે જે રાક્ષસોને માર્યા છે, તે બધાનું વૈર હું આજે તને મારીને લઇશ;[૫૭] અને એ રાઘવ! તું ઉભો રહેજે, નાસીશ મા! કેમકે આજે હું આ ત્રિશૂલથી તારો નાશ કરનાર છું." આ પ્રમાણે બોલીને, રાક્ષસોના અધિપતિ રાવણે, રામના ઉપર તે ત્રિશૂલ ફેંક્યું.[૫૮] રાવણના હાથમાંથી છૂટેલું અને વિદ્યુત્ સરખી કાન્તિવાળું, આઠ ઘંટાઓવાળું તથા મોટા નાદવાળું તે ત્રિશૂલ, આકાશમાં ગયું ત્યારે ઘણું જ શોભતું હતું.[૫૯] જ્યારે તે ભયંકર દર્શનવાળું તથા જાજ્વલ્યમાન થતું ત્રિશૂલ, પોતાપ્રતિ આવતું જોયું ત્યારે, વીર્યવાન્ રામે ધનુષ ખેંચીને બાણ મૂકવા માંડ્યાં અને જેમ ઉત્પન્ન થતા પ્રલયના અગ્નિને ઇન્દ્ર વૃષ્ટિથી નિવારણ કરે છે, તેમ બાણવડે રામે તેને પાછું વાળવા માંડ્યું;[૬૦–૬૧] પરંતુ જેમ અગ્નિ પતંગિયાંને બાળીને ભસ્મ કરે છે, તેમ રાવણનાં ત્રિશૂલે રામના ધનુષમાંથી છૂટેલાં સઘળાં બાણોને બાળીને ભસ્મ કરી નાંખ્યાં.[૬૨] આમ બધાં શરોને રાવણનાં શૂલે બાળી ભસ્મ કરી નાંખ્યાં, તે જોઈ રામને અતિશય ક્રોધ ચઢયો અને માતલિએ આણેલી ઇન્દ્રની અતિ પ્રિય શક્તિને હાથમાં લીધી અને ખખડતી ઘંટાઓના નાદવાળી તે શક્તિને, હાથમાં લઈ તોળી જોઈ. તે શક્તિ પ્રલયકાળની વિદ્યુતના જેવો પ્રકાશ આપતી હતી અને તેનો પ્રકાશ આકાશ સૂધી પ્રસરી રહેતો હતો.[૬૩–૬૫] પછી રામે તે શક્તિ રાક્ષસનાં ત્રિશૂલને મારી, એટલે તે ત્રિશૂલ, ઝાંખું થઈ ભાંગીને પૃથિવીપર પડ્યું અને તેની જ સાથે સીધી ગતિ કરનાર તથા પવનવેગી બાણો મૂકીને રાવણના રથના ઘોડાઓને વિંધી નાંખ્યા;[૬૬–૬૭] ને વળી કેટલાંક તીક્ષ્ણ બાણો મૂકીને રાવણનાં હૃદયને ભેદી નાંખ્યું તથા બીજાં ત્રણ બાણ મૂકીને તેનું લલાટ ફોડી નાંખ્યું.[૬૮] તે ટાંણે રાક્ષસોનાં ટોળામાં ઉભેલો તથા રામનાં બાણોથી ભેદાયલો અને ગાત્રમાંથી વહેતાં રુધિરવાળો રાવણ, પ્રફુલ્લિત થયેલાં અશોક વૃક્ષના સરખો દેખાતો હતો.[૬૯] પણ રામનાં બાણથી વિંધાયલાં ગાત્રવાળો તથા ઘામાંથી ઝરતાં રુધિરથી ભીનાં થઈ ગયેલાં અંગવાળો રાવણ, આથી ઘણો જ ખેદ પામ્યો અને તેને અતિશય ક્રોધ ચઢયો.[૭૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો બેમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૩ મો

### રાવણનું મૂર્છિત થવું

જ્યારે ક્રોધ પામેલા કાકુત્સ્થે, રાવણને પીડિત કર્યો, ત્યારે સંગ્રામમાં અપ્રતિમ પરાક્રમવાળા રાવણુને ઘણો ક્રોધ ચઢયો.[1] ક્રોધથી તે કંપવા લાગ્યો ને રક્ત નેત્ર કરીને પોતાનું ધનુષ ખેંચી બાણુ મૂકી રામને પીડિત કરવા માંડ્યો;[2] અને જેમ મેઘ પોતાની જળધારાથી એક નાનાં સરોવરને ભરી નાંખે છે, તેમ બાણુના સમૂહથી રામને ભરપૂર કરયા.[3] પરંતુ જેમ મેઘની ધારાઓથી પર્વત જરા પણુ ડગતો નથી, તેમ રાવણુના બાણુની વૃષ્ટિથી, રામ જરા પણુ ડગ્યા નહિ અને જેમ તાપમાં ઉભેલો માણુસ, સૂર્યનાં કિરણોને નિવારે, તેમ સંગ્રામમાં ઉભેલા રામે, અનેક બાણો મૂકીને રાવણુનાં બાણુને હવામાં ઉરાડ્યાં.[4-5] તે જોઈ બાણુ મૂકવાની અતિશય ચાલાકીવાળા રાવણે, ક્રોધ કરીને રામના ઉપર હજારો બાણો ફેંકયાં.[6] તેનાં બાણો વાગવાથી રુધિરયુક્ત થયેલા અંગવાળા રામ, પુષ્પિત થયેલાં ખાખરાના વૃક્ષ સરખા દેખાતા હતા.[7] રાવણુનાં બાણો વાગવાથી અતિશય ક્રોધ પામેલા, તેજસ્વી તથા પ્રલયકાળના સૂર્ય સરખા ઝળઝળતા રામે, તેને મારવાને માટે બાણુની વૃષ્ટિ કરી મૂકી.[8] આ બન્નેના બાણોની વૃષ્ટિથી અંધકાર પ્રસરી રહ્યો અને એક બીજા ઉપર કોપેલા રામ અને રાવણુ, અંધકારમાં એકમેકને જોઈ પણુ શકયા નહિ.[9] પછી ક્રોધાવિષ્ટ થયેલા દશરથનંદન રામે, જરાક હસીને, રાવણુને આ પ્રમાણે પુરુષ વચનો કહેવા માંડ્યાં કે,[10] "હે રાક્ષસોમાં અધમ! તેં મારાં બળને જાણ્યા વગર મારાથી છાની રીતે, પરવશ પડેલી મારી પ્રિયા સીતાનું જનસ્થાનમાંથી હરણુ કર્યું, તેથી હું માનું છું કે, તારામાં કંઈ પણુ પરાક્રમ નથી.[11] મારાથી વિખૂટી પડેલી અને દીન થઈ ગયેલી તથા મહાવનમાં એકલી પડેલી સીતાને હરી જઈ, 'હું શૂરો છું,' એમ શું તું માને છે કે?[12] જેનો પતિ સમીપમાં નથી એવી પરસ્ત્રીનું હરણુ કરી, ભીરુના જેવું કર્મ કરી 'હું શૂરવીર છું' એમ તું માને છે કે?[13] હે ધર્મની મર્યાદાને ભાંગનારા! હે સદાચારથી ભ્રષ્ટ નિર્લજ! ગર્વથી મૃત્યુ મેળવીને 'હું શૂરો છું' એમ તું માને છે કે?[14] પણુ ઓ શૂર! હે બળથી પરિવૃત થયેલા રાવણુ! તેં સીતાને હરણુ કરી તે બહુ જ સારું કર્યું છે, કેમકે એથી તને મહાયશની પ્રાપ્તિ થશે![15] હે રાવણુ! તેં તારા બળના ગર્વથી નિંદવા યોગ્ય અને અહિતરૂપ જે કાર્ય કર્યું છે, તેનું મહાન્ ફળ તને આજે જ મળશે![16] હે દુષ્ટ! ચોરની પેઠે સીતાને વનમાંથી હરી લાવ્યો અને હું મહા શૂરવીર છું એમ માને છે. ધિક્ક! હે દુષ્ટ બુદ્ધિવાળા! એમ માનતાં તને લગાર પણુ લજ્જા ઉત્પન્ન થતી નથી?[17] પણુ ઓ ચંડાળ! મારા દેખતાં તે સીતા સામી આંગળી સરખી કરી હોત તો હું તને સુઠનો સ્વાદ ચખાડતે ને મારાં બાણુવડે તને પણુ તારા ભાઈ ખરના ભેગો મોકલત.[18] પણુ હે મંદબુદ્ધિ! ઘણું જ સારું થયું કે, તું આજ મારી નજરે પડ્યો છે; કારણુ કે, હું આજે તને બાણુથી હણી યમલોકમાં પહોંચાડીશ અને આજે મારાં બાણોથી વિંધાઈ પૃથિવીપર પડેલાં તથા જ્વલિત કુંડળવાળાં આ તારાં દશે મસ્તકને માંસ ભક્ષણુ કરનાર પ્રાણીઓ ધૂળમાં આમતેમ રગદોળશે.[19-20] ઓ રાવણુ! આજે મારે હાથે મરણુ પામીને તું સંગ્રામમાં પડીશ. એટલે હજારો ગીધ પક્ષીઓ તારા દેહ ઉપર તૂટી પડશે અને મારાં બાણુથી પડેલા ઘામાંથી નિકળતું તારું લોહી પીને તૃપ્ત થશે;[21] તથા મારાં બાણુથી નાશ પામી રણુમાં પડેલાં આ તારાં શરીરમાંથી, ગરુડ જેમ સર્પને ખેંચે છે, તેમ પક્ષીઓ તારાં આંતરડાં ખેંચશે.[22] આ પ્રમાણે ઘણાં કઠણુ વચનો કહીને, શત્રુઓનો વિનાશ કરનાર રામે પાસે ઉભેલા રાવણુને બાણુની વૃષ્ટિ કરી છાઈ નાંખ્યો.[23]

સંગ્રામમાં પોતાના શત્રુ રાવણુનો વધ કરવાની ઇચ્છાવાળા રામનાં, બળ, વીર્ય, અસ્ત્રબળ તથા યુદ્ધનો ઉત્સાહ બમણાં વૃદ્ધિ પામ્યાં અને આત્માને જાણુનાર મહાતેજસ્વી રામની આ વખતે બાણુ મૂકવાની ચાલાકી અત્યંત વધી ગઈ. સર્વ અસ્ત્રો તેમની આગળ પ્રકટ થઈ ગયાં.[24-25] આ બધાં પોતાના સંબંધમાં શુભસૂચક ચિન્હો છે, એમ મનમાં વિચારીને, રાક્ષસોનો અંત આણુનારા રામે, રાવણુને ઘણો જ પીડવા માંડ્યો.[26] એકમેરથી કપિઓના પથ્થરોનો વરસાદ વરસતો હતો અને બીજી મેરથી રામનાં બાણોનો વરસાદ વરસતો હતો તેથી, રાવણુનું અંતર વ્યાકુળ થઈ ગયું.[27] આમ ગભરાટમાં પડવાથી તે બાણુ મૂકતાં અટકી જતો હતો અને ધનુષ પણુ ખેંચી શકતો નહોતો અને તે પ્રસંગે રામ તેના ઉપર કોઈ પણુ પ્રકારનો ઘા કરતા નહોતા.[28] રાવણુને મૂર્ચ્છા આવી ગઈ તે પહેલાં પણુ રામે જે જે બાણો તથા અસ્ત્રો મૂકેલાં હતાં, તે

રાવણનો અંત લાવનાર જ હતાં. તેનો કાળ પાસે આવ્યો હતો.[૨૯] પછી પોતાના સ્વામીને આવી અવસ્થામાં પડેલો જોઇને તેના સારથિએ ધીરે રહીને પોતાનો રથ રણમાંથી પાછો ફેરવ્યો અને ક્ષીણ થઈ ગયેલા પરાક્રમવાળા તથા મૂર્છા ખાઈ રથમાં પડેલા પોતાના સ્વામી રાવણને જોઇને, સારથિએ મેઘના જેવા ઘડઘડાટવાળો પોતાનો રથ લંકા ભણી હાંકયો.[૩૦-૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો ત્રણમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૪ મો
## રાવણનો સારથિપર કોપ

( પણ જ્યારે રાવણની મૂર્છા વળી ત્યારે ), કાળે ઘેરેલો, ને કાળે પ્રેરેલો તે, ક્રોધથી રાતાં નેત્ર કરી, મોહથી ક્રોધવશ થઈ, પોતાના સારથિને કહેવા લાગ્યો કે,[૧] "હે દુષ્ટબુદ્ધિ! તેં શું મને વીર્યહીન, અશક્ત, પૌરુષરહિત, ભીરુ, લઘુચિત્ત, તેજ અને માયારહિત તથા અસ્ત્રવિદ્યા વગરનો જાણ્યો કે શું? ને તું મારી આજ્ઞા વગર ગમે તેમ વર્તે છે કે શું?[૨-૩] હે સારથિ! મારી અવજ્ઞા કરીને તથા મારો અભિપ્રાય જાણ્યા વગર, રામ આગળથી તેં કેમ મારો રથ પાછો વાળ્યો?[૪] ઓ અનાર્ય! તેં આ રથ પાછો વાળીને ઘણા કાળથી મેળવેલાં મારાં યશ, વીર્ય, તેજ તથા જગતના મારાપરના વિશ્વાસને બટ્ટો લગાડ્યો છે![૫] હું નિરંતર યુદ્ધમાં લુબ્ધ રહું છું, તેમ છતાં આજે પ્રખ્યાત વીર્યવાળા તથા પરાક્રમથી રંજનીય મારા શત્રુના દેખતાં તેં મને એક ભીરુ બનાવ્યો છે.[૬] હે દુર્મતિ! તું મોહથી આ મારો રથ શત્રુની પાસે નથી લઈ જતો, તેથી હું માનું છું કે, તું શત્રુને મળી ગયો છે.[૭] તેં આજે મારા શત્રુની ગરજ સારી; જે કામ આપ્તજન ન કરે તે તેં કર્યું છે.[૮] જો તું આટલા દિવસ મારી સાથે રહ્યો હોય અને મારા ગુણને જાણતો હોય તો, રામ યુદ્ધમાંથી પાછો વળે, તે પહેલાં મારો રથ તેની સામે લઈ જા."[૯]

આ પ્રમાણે દુષ્ટબુદ્ધિ રાવણે પોતાના હિતબુદ્ધિ સારથિને સપડાવ્યો ત્યારે તે સારથિએ તેનો અનુનય કરી, આ પ્રમાણે તેને હિતવચનો કહેવા માંડ્યાં;[૧૦] "હે રાવણરાયજી! હું કોઇથી બ્હીતો નથી; તેમ હું મૂઢ પણ થઈ ગયેલો નથી, તેમ હું શત્રુથી ફૂટેલો કે પ્રમત્ત પણ નથી; તેમ મારી તમારાપર અપ્રીતિએ નથી અને હું તમારા ગુણો ભૂલી ગયોએ નથી;[૧૧] પણ માત્ર તમારાં હિતને માટે અને તમારા યશને માટે જ મેં સ્નેહથી પ્રસન્ન મન રાખીને, આ હિતરૂપી કૃત્ય કર્યું છે, તેમ છતાં તે તમને અપ્રિય લાગે છે, તો ઠીક.[૧૨] પણ હે મહારાજ! હું નિરંતર તમારા હિતમાં તત્પર છું અને તે માટે જ આ કાર્ય મેં કરેલું છે. માટે આપ, રાયજી, કોઈ લઘુજનની માફક કે અનાર્યની માફક આ મારાપર દોષ મૂકો છો, તે યોગ્ય નથી.[૧૩] હે મહારાજ! ચંદ્રનો ઉદય થવાથી વૃદ્ધિવાળી જળવાળી નદીનું પાણી જેમ પાછું ફરે છે, તેમ મેં તમારો રથ પાછો વાળ્યો, તેનું કારણ હું તમને કહું તે સાંભળો–જ્યારે મેં તમને યુદ્ધથી થાકી ગયેલા ને મૂર્છિત જોયા, વળી શત્રુના કરતાં તમારું બળ અને તમારા પ્રહારની શક્તિ પણ ઓછી જોઈ, ત્યારે મેં રથ પાછો વાળ્યો હતો, એમાં શું ખોટું થયું છે?[૧૪-૧૫]

"હે મહારાજ! વૃષભથી કંટાળી જેમ ગાયો નાસે, તેમ રથ ખેંચીને ખિન્ન થયેલા તથા પરસ્વેદથી ભીના થઈ ગયેલા આ રથના અશ્વો પણ પાછા હઠતા હતા;[૧૬] વળી જે જે નિમિત્તો થાય છે, તે બધાં કંઈ પણ પ્રતિકૂળનું સૂચન કરે છે, એમ મને લાગે છે.[૧૭] હે મહાબાહો! દેશ, કાળ, લક્ષણ, નિમિત્ત, દૈન્ય, હર્ષ તથા રથીનો ખેદ, પૃથિવીનાં નીચાં ઉંચાં સ્થળ, સમવિષમ પ્રદેશ, યુદ્ધકાળ અને શત્રુપર પ્રહાર કરવામાં થતી ઢીલ, રથને કયારે શત્રુ સામે લઈ જવો, કયારે પાછો લાવવો, કયારે દૃઢ કરીને ઉભો રાખવો તથા કયારે શત્રુથી દૂર લઈ જવો, એ બધી બાબત સારથિએ જાણવી જોઈએ અને તે આપનો સારથિ જાણે છે.[૧૮-૨૦] પણ તમારો તથા આ રથના ઘોડાઓનો શ્રમ ઉતરે, એટલા માટે મેં તમારો રથ પાછો વાળ્યો હતો, અને તે યોગ્ય જ હતું.[૨૧] હે પ્રભુ! તમારાપરના સ્નેહથી જ મેં આ રથ પાછો વાળ્યો છે અને તે મેં મારી સ્વેચ્છાથી પાછો વાળ્યો નથી, પણ નિરુપાયે પાછો વાળ્યો છે.[૨૨] તેમ છતાં, હે શત્રુદમન! હે વીર! તમારી ઈચ્છામાં આવે તેવી તમે મને આજ્ઞા કરો; મેં ત્રણે પ્રકારનાં ઋણ આપી દીધેલાં છે, એટલે તમે કહેશો, તેમ કરવાને હું તત્પર છું."[૨૩]

સારથિનાં વચન સાંભળીને સંતુષ્ટ થયેલો તથા યુદ્ધ કરવાને માટે લુબ્ધ થયેલો રાવણ, સારથિનાં વખાણ કરીને બોલ્યો કે–[૨૪] "હે સૂત! તું મારો રથ સત્વર રામસામે લઈ જા; કારણ કે મારા શત્રુને

માર્યા વગર હું પાછો ફરવાનો નથી."[25] આ પ્રમાણે કહીને, રથપર બેઠેલા સારથિને રાવણે એક હસ્તાભરણ ભેટ આપ્યું; અને પ્રસન્ન થયેલા સારથિએ રથને ધડધડાટ કરતો પાછો વાળ્યો.[26] આ રીતે રાવણે પ્રસન્ન કરેલા સારથિએ ત્વરાથી પોતાના રથના ઘોડાને સંગ્રામમાં હાંકયા. એક ક્ષણવારમાં મહારથી રાવણને રામની સામે લાવીને ઉભો રાખ્યો.[27]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો ચારમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૫ મો.

### આદિત્યહૃદય

યુદ્ધ કરવા માટે રાવણ, રામના મુખ આગળ આવીને ઉભો રહ્યો (રામ ચિન્તાયુક્ત થયા હતા. કેમકે, તે યુદ્ધથી થાકી ગયેલા હતા.)[1] ત્યારે દેવતાઓની સાથે યુદ્ધ જોવાને આવેલા ભગવાન્ અગસ્ત્ય મુનિ, રામ પાસે આવી કહેવા લાગ્યા કે–[2]

राम राम महाबाहो शृणु गुह्यं सनातनम् ।
येन सर्वानरीन्वत्स समरे विजयिष्यसे ॥ ३ ॥

"હે રામ! હે રામ! હે મહાબાહો! હું તને એક સનાતન ગુહ્ય કહું તે સાંભળઃ હે વત્સ! એ ગુહ્યથી તું યુદ્ધમાં સર્વ શત્રુને જિતી શકીશ.[3]

आदित्यहृदयं पुण्यं सर्वशत्रुविनाशनम् ।
जयावहं जपेन्नित्यमक्षयं परमं शिवम् ॥ ४ ॥
सर्वमङ्गलमाङ्गल्यं सर्वपापप्रणाशनम् ।
चिन्ताशोकप्रशमनमायुर्वर्धनमुत्तमम् ॥ ५ ॥

આદિત્યહૃદય (સ્તોત્ર) એ પુણ્યવાન્ અને શત્રુનો વિનાશ કરનાર (તથા) જયપ્રદ છે, અને તેનો જપ કરનારને શ્રેય આપનાર, સર્વ મંગળમાં મંગળપ્રદ, સર્વ પાપનો નાશ કરનાર, ચિન્તા તથા શોકને મટાડનાર અને આયુષ્યને વધારનાર છે.[4–5]

रश्मिमन्तं समुद्यन्तं देवासुरनमस्कृतम् ।
पूजयस्व विवस्वन्तं भास्करं भुवनेश्वरम् ॥ ६ ॥

કિરણવાન્, ઉદય પામનાર, દેવ તથા અસુરને વંદ્ય એવા વિવસ્વાન્ તથા પ્રભુ ભુવનેશ્વર ભાસ્કરનું તું પૂજન કર.[6]

सर्वदेवात्मको ह्येष तेजस्वी रश्मिभावनः ।
एष देवासुरगणाँल्लोकान्पाति गभस्तिभिः ॥ ७ ॥

(કારણ કે) તે સર્વ દેવના આત્મારૂપ, તેજસ્વી તથા રશ્મિભાવન, દેવ, અસુરગણો અને લોકને પોતાનાં કિરણવડે પાળનાર છે.[7]

एष ब्रह्मा च विष्णुश्च शिवः स्कन्दः प्रजापतिः ।
महेन्द्रो धनदः कालो यमः सोमो ह्यपांपतिः ॥ ८ ॥
पितरो वसवः साध्या अश्विनौ मरुतो मनुः ।
वायुर्वह्निः प्रजाः प्राण ऋतुकर्ता प्रभाकरः ॥ ९ ॥

વળી એ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સ્કંદ, પ્રજાપતિ, મહેન્દ્ર, ધનદ, કાળ, યમ, સોમ, વરુણ, પિતૃદેવતા, વસુ, સાધ્ય, અશ્વિનીકુમારો, મરુત, મનુ, વાયુ, અગ્નિ, પ્રજા, પ્રાણ, ઋતુ કરનાર તથા પ્રભા કરનાર છે.[8–9]

आदित्यः सविता सूर्यः खगः पूषा गभस्तिमान् ।
सुवर्णसदृशो भानुर्हिरण्यरेता दिवाकरः ॥ १० ॥
हरिदश्वः सहस्रार्चिः सप्तसप्तिर्मरीचिमान् ।
तिमिरोन्मथनः शंभुस्त्वष्टा मार्तण्डकोंऽशुमान् ॥ ११ ॥
हिरण्यगर्भः शिशिरस्तपनोऽहस्करो रविः ।
अग्निगर्भो दितेः पुत्रः शंखः शिशिरनाशनः ॥ १२ ॥
व्योमनाथस्तमोभेदी ऋग्यजुःसामपारगः ।
घनवृष्टिरपां मित्रो विंध्यवीथीप्लवंगमः ॥ १३ ॥
आतपी मण्डली मृत्युः पिङ्गलः सर्वतापनः ।
कविर्विश्वो महातेजा रक्तः सर्वभवोद्भवः ॥ १४ ॥
नक्षत्रग्रहताराणामधिपो विश्वभावनः ।
तेजसामपि तेजस्वी द्वादशात्मन्नमोऽस्तु ते ॥ १५ ॥

વળી આદિત્ય, સવિતા, સૂર્ય, પૂષા, ખગ, કિરણોવાળા, સુવર્ણ જેવા, ભાનુ, હિરણ્યરેતા, દિવાકર, હરિદશ્વ, સહસ્રાર્ચિ, સપ્તસપ્તિ, મરીચિમાન્, તિમિરોન્મથન, શંભુ, ત્વષ્ટા, માર્તંડ, અંશુમાન્, હિરણ્યગર્ભ, શિશિર, તપન, અહસ્કર, રવિ, અગ્નિગર્ભ, દિતિપુત્ર, શંખ, શિશિરનાશન, વ્યોમનાથ, તમોભેદી, ઋગ્યજુઃસામપારગ, ઘનવૃષ્ટિ, જળમિત્ર, વિંધ્યવીથીપ્લવંગમ, આતપી, મંડલી, મૃત્યુ, પિંગલ, સર્વતાપન, કવિ, વિશ્વ, મહાતેજા, રક્ત, સર્વભવોદ્‌ભવ, વગેરે તેમનાં નામ છે. વળી નક્ષત્ર અને તારાના તે અધિપતિ છે; વિશ્વભાવન છે, તે સર્વ તેજસ્વી વસ્તુઓમાં તેજસ્વી છે તથા બાર માસરૂપ છે. આવા સૂર્યનારાયણને નમસ્કાર હો. (હે રામ! એ હૃદય આ પ્રમાણે છે).[10–15]

नमः पूर्वाय गिरये पश्चिमायाद्रये नमः ।
ज्योतिर्गणानां पतये दिनाधिपतये नमः ॥ १६ ॥
जयाय जयभद्राय हर्यश्वाय नमो नमः ।
नमो नमः सहस्रांशो आदित्याय नमो नमः ॥ १७ ॥
नम उग्राय वीराय सारङ्गाय नमो नमः ।
नमः पद्मप्रबोधाय प्रचण्डाय नमोऽस्तु ते ॥ १८ ॥
ब्रह्मेशानाच्युतेशाय सूरायादित्यवर्चसे ।
भास्वते सर्वभक्षाय रौद्राय वपुषे नमः ॥ १९ ॥

तमोघ्नाय हिमघ्नाय शत्रुघ्नायामितात्मने ।
कृतघ्नघ्नाय देवाय ज्योतिषां पतये नमः ॥ २० ॥
तप्तचामीकराभाय हरये विश्वकर्मणे ।
नमस्तमोऽभिनिघ्नाय रुचये लोकसाक्षिणे ॥ २१ ॥

પૂર્વાદ્રિને તથા પશ્ચિમાદ્રિને નમસ્કાર, તારાના અધિપતિ, દિવસના અધિપતિ, જયરૂપ, જયભદ્ર, હરિદશ્વ એવા સૂર્યનારાયણને નમસ્કાર હો. વળી સહસ્રાંશુ આદિત્યને હું નમસ્કાર કરું છું.[૧૬–૧૭] વળી ઉગ્ર, વીર, સારંગ, પદ્મને ખીલાવનાર અને પ્રચંડ એવા સૂર્યને નમસ્કાર હો.[૧૮] બ્રહ્મા, ઈશાન તથા અચ્યુતના પણ ઈશ, સુર, આદિત્યવર્ચસ, ભાસ્વત, સર્વભક્ષી, રૌદ્રવપુ, તમોઘ્ન, હિમઘ્ન, શત્રુઘ્ન, અમિતાત્મા, કૃતઘ્નનો નાશ કરનાર, દેવ, તારાના પતિ, તપ્તસુવર્ણ જેવા કાન્તિવાળા, હરિ, વિશ્વકર્મા, અંધકારનો નાશ કરનાર, રુચિર, લોકસાક્ષી એવા સૂર્યનારાયણને નમસ્કાર હો.[૧૯–૨૧]

नाशयत्येष वै भूतं तमेव सृजति प्रभुः ।
पायत्येष तपत्येष वर्षत्येष गभस्तिभिः ॥ २२ ॥
एष सुप्तेषु जागर्ति भूतेषु परिनिष्ठितः ।
एष चैवाग्निहोत्रं च फलं चैवाग्निहोत्रिणाम् ॥ २३ ॥
देवाश्च क्रतवश्चैव क्रतूनां फलमेव च ।
यानि कृत्यानि लोकेषु सर्वेषु परमप्रभुः ॥ २४ ॥

'જે સર્વ ભૂતનો નાશ કરનાર છે, પાલન કરનાર છે અને ઉત્પત્તિ કરનાર છે, તાપન તથા પોતાની કિરણોદ્વારા વૃષ્ટિ કરનાર છે.[૨૨] એ સૂર્યનારાયણ જ્યારે સર્વ લોક નિદ્રા પામે છે ત્યારે જાગે છે, સર્વ ભૂતમાં અંતર્યામીપણાથી વ્યાપ્ત છે, એ જ અગ્નિહોત્રરૂપ તથા અગ્નિહોત્રીઓને અગ્નિહોત્રનું ફળ આપનાર છે.[૨૩] દેવતા, ક્રતુ, અને સર્વ યજ્ઞના ફળરૂપ પણ એ જ છે અને લોકમાં સર્વત્ર એ જ પ્રભુરૂપે છે.'[૨૪]

एनमापत्सु कृच्छ्रेषु कान्तारेषु भयेषु च ।
कीर्तयन्पुरुषः कश्चिन्नावसीदति राघव ॥ २५ ॥
पूजयस्वैनमेकाग्रो देवदेवं जगत्पतिम् ।
एतत्त्रिगुणितं जप्त्वा युद्धेषु विजयिष्यति ॥ २६ ॥

"હે રામ! આ રીતે આપત્તિમાં આવેલો, દુઃખી, વનમાં ગયેલો તથા ભયમાં આવેલો પુરુષ, જો ઉપર કહ્યા પ્રમાણે શ્રી સૂર્યનારાયણ દેવની સ્તુતિ કરે, તો તેને કદી (પણ) દુઃખ પ્રાપ્ત થતું નથી.[૨૫] હે રામ! એટલા માટે તું જગતના પતિ ને દેવના દેવ સૂર્યનારાયણની પૂજા કર અને આ સ્તોત્રનો ત્રણ વાર જપ કરીશ તો વિજય પામીશ અને હે મહાબાહો! આ જ ક્ષણે તું રાવણનો વધ કરીશ." આમ કહી અગસ્ત્ય જ્યાંથી આવ્યા હતા ત્યાં ચાલ્યા ગયા.[૨૬–૨૭]

પછી મહાતેજસ્વી રામે, શોકનો ત્યાગ કર્યો અને પ્રસન્ન થઈ, આત્માને આધીન રાખી, આદિત્યની સ્તુતિ કરવા માંડી.[૨૮] રામે ત્રણ વાર આચમન કરી પવિત્ર થઈ સૂર્યનો જપ કર્યો અને નમસ્કાર કર્યો. પછી હર્ષયુક્ત થઈ, હાથમાં ધનુષ લઈ, રાવણને જોઈ, પ્રસન્ન થઈ, વિજય કરવાને માટે ચાલ્યા અને તે રાક્ષસના વધને માટે સર્વ પ્રકારના યત્નો કરવા લાગ્યા.[૨૯–૩૦] રામની સ્તુતિ સાંભળીને, પ્રસન્ન થયેલા મનવાળા સૂર્યે, દેવગણમાં ઉભા રહીને રાવણના નાશની ઘડી જોઈને, રામને કહ્યું કે, "તું રાવણનો વધ કરવાને તત્પર થા."[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે યુદ્ધકાણ્ડમાં એકસો પાંચમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૬ ઠ્ઠો

## રામરાવણનો યુદ્ધરંગ

પછી હર્ષ પામેલા રાવણના સારથિએ, શત્રુનાં સૈન્યનું ધર્ષણ કરે એવો, ગંધર્વપુર જેવો, ઊંચી પતાકા, સુવર્ણની માળાયુક્ત ઘોડાવાળો તથા યુદ્ધનાં સાહિત્ય સહિત ધ્વજા પતાકાવાળો અને આકાશનો ગ્રાસ કરે એવો, તેમ ભૂમિને શબ્દિત કરતો, પરસૈન્યનો નાશ કરે અને સ્વસૈન્યને હર્ષ પમાડે એવો, લંકેશનો રથ રણમાં આણ્યો અને તે મોટી ધ્વજાવાળા ને ધડધડાટ કરતા રાવણના રથને આવતો રામે જોયો. તે રથને કાળા ઘોડા જોડેલા હતા, તેનું તેજ રૌદ્ર હતું.[૧–૫] તે સૂર્યની કાન્તિ જેવો તથા આકાશમાં ચાલતાં વિમાન જેવો હતો, વિદ્યુત્ જેવી તો તેની પતાકા હતી, મેઘધનુષ જેવી તો તેની પ્રભા હતી તથા ધારાઓથી પડતા મેઘની માફક તેમાંથી શરની ધારાઓ નિકળતી હતી. એવા મેઘ જેવા અને વજ્રથી ફાટી જતા પર્વત જેવા ધડધડાટ કરતા રાવણના રથને આવતો જોઈ, રામે બીજના ચંદ્ર જેવું પોતાનું ધનુષ ખેંચ્યું;[૬–૮] અને ઇન્દ્રના સારથિ માતલિને કહ્યું કે "હે માતલિ! આ શત્રુનો રથ આવે છે, તે તું જો.[૯] રાવણે, પ્રદક્ષિણા કરીને અહિં લેવરાવેલો એ રથ મને મારવાને આવતો હોય, એમ લાગે છે,[૧૦] માટે તું પ્રમાદનો ત્યાગ કર અને આપણા રથને પણ તેની સામો લે; કારણ કે, જેમ ચઢી આવેલા મેઘનો, વાયુ નાશ કરે છે, તેમ

એનો મારે નાશ કરવો છે.[11] તું વિક્લવ પામ્યા વગર, દૃષ્ટિ અને હૃદય ઠેકાણે રાખીને, આપણા ઘોડાઓની લગામ હાથમાં લઈ, આ રથને ઉતાવળો હાંક.[12] તું ઇન્દ્રનો રથ હાંકવામાં કુશળ છે, એટલે તને શિખામણ આપવાની કશી આવશ્યકતા નથી, પણ હું યુદ્ધેચ્છુ છું, એટલે તને સહજ યાદ આપું છું.[13]

પછી, રામનાં વચનથી સંતુષ્ટ થયેલા માતલિએ, રાવણના રથની જમણી બાજૂએ રામનો રથ હાંકયો. રામના રથનાં પૈડાંથી ઉડેલી રજથી, રાવણ ગુંગળાઈ ગયો.[14-15] પછી ક્રોધથી તામ્ર જેવાં રક્ત ઉઘડતાં નેત્રવાળા રાવણે પોતાના રથ સામે આવતા રામને, બાણથી પ્રહાર કરવા માંડ્યા.[16] રાવણે ઘર્ષણ કર્યું ત્યારે તેને નહિ સહન કરતાં ક્રોધ કરીને, વિલંબ ત્યજી, મહા વેગવાળું ઇન્દ્રનું ધનુષ રામે હાથમાં લીધું,[17] અને સૂર્યકિરણ જેવાં ઉગ્ર શર તેપર સાંધ્યાં. પછી અન્યોન્યનો વધ કરવાની ઇચ્છાવાળા તથા એકમેકની સામે આવી ઉભેલા રામરાવણનું યુદ્ધ બે ગર્વિષ્ઠ સિંહ પેરે-થવા લાગ્યું.[18] રાવણનો ક્ષય ઇચ્છતા દેવ, ગંધર્વો અને ઋષિઓ આકાશમાં બે રથીઓનું યુદ્ધ જોવા ભેગા થયા;[19] અને રાઘવના ઉદય માટે ને રાવણના નાશ માટે રોમ ઉભાં થાય, એવા દારુણ ઉત્પાતો થવા લાગ્યા.[20] રાવણના રથ ઉપર રુધિરનો વરસાદ વરસવા લાગ્યો, તીવ્ર વેગવાળો વાયુ વંટોળિયારૂપે રાવણની ડાબી બાજુએ વહાવા લાગ્યો,[21] તેમ જ આકાશમાં ભમતાં ગીધનાં ટોળાં રાવણના રથની પાછળ પાછળ ભમવા લાગ્યાં.[22] કરમાયલાં પુષ્પના જેવી કાન્તિવાળી સંધ્યાથી, લંકા વ્યાપ્ત થઈ ગઈ અને તે, દિવસે પણ બળતી હોય તેવી દેખાવા લાગી.[23] વળી મોટા તડકાવાળી અને મોટા શબ્દ કરતી વીજળીઓ રાવણના ઉપર પડવા લાગી. તે જોઈ રાક્ષસોને બહુ સંતાપ થવા લાગ્યો.[24] રાવણ જ્યાં જ્યાં જતો હતો, ત્યાં ત્યાં પૃથ્વી કંપી જતી હતી અને વાનરોને પ્રહાર કરતા રાક્ષસોના હાથ જાણે બંધાઈ જતા હોય, તેમ થઈ પડ્યું હતું.[25] વળી પર્વતના આગળ જેમ વિવિધ ધાતુઓ પડે છે તેમ રાવણપર રાતાં, પીળાં ને ધોળાં સૂર્યકિરણો પડતાં હતાં.[26] ગીધ અને શિયાળવાં, મુખમાંથી અગ્નિજ્વાળા કહાડતાં રાવણના સામે પોક મૂકતાં દોડતાં હતાં.[27] વાયુ પ્રતિકૂળ વહાતો હતો. ક્ષણવારમાં વંટોળિયો થઈ આવ્યો અને રાવણની આંખો ધૂળથી ભરાઈ ગઈ.[28] આકાશમાં મેઘ નહોતા છતાં અસહ્ય મેઘ સાથે વીજળી થવા લાગી, દશે દિશામાં અંધકાર પ્રસરી રહ્યો, આકાશમાં રજ ભેળી થયાથી તે પણ અદૃશ્ય થયું.[29-30] વળી ઘોર શબ્દ કરતી સારિકા નામની પક્ષિણીઓ લડતી લડતી રાવણના રથપર પડી;[31] અને રાવણના ઘોડાની જાંઘોમાંથી તણખા ઉડતા જણાયા તથા આંખોમાંથી ગરમ પાણી નિકળી પડ્યાં.[32]

આ પ્રમાણે રાવણનો નાશ સૂચવતાં અનેક ઉત્પાતચિહ્નો દેખાતાં હતાં અને રામનો જય સૂચવનારાં સૌમ્ય અને શુભ ચિહ્નો, ચારે તરફ જણાતાં હતાં.[33-34] આમ રામનો જય સૂચવતાં ચિહ્નો જોઈ, માતલિ ઘણો હર્ષ પામ્યો અને મનમાં નિશ્શંક માનવા લાગ્યો કે, રાવણનો વધ થશે જ થશે.[35] પછી રામ પોતાને માટે થતાં શુભ ચિહ્ન જોઈ આનંદ પામ્યા અને નિવૃત્તિ પામી, યુદ્ધમાં અધિક પરાક્રમ કરવા તત્પર થયા.[36]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસોછમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૭ મો.

## રામરાવણનો યુદ્ધરંગ ( ચાલુ )

પછી સર્વ લોકને ભય ઉત્પન્ન કરે એવું મોટું-દ્વૈરથ અને અતિ દારુણ-રામરાવણનું યુદ્ધ ચાલવા માંડ્યું.[1] જો કે રાક્ષસ ને વાનરસૈન્ય હાથમાં હથિયારો લઈ, યુદ્ધ કરવા ઉભું હતું, તોપણ આ યુદ્ધ જોવાને થંભી ગયું.[2] રામ અને રાવણ મહાભયંકર યુદ્ધ કરતા હતા, તે જોઇને સર્વેનાં હૃદય વ્યાક્ષિપ્ત થયાં અને સર્વ આશ્ચર્ય પામ્યા.[3] સર્વે યોધાઓ હાથમાં નાના પ્રકારનાં આયુધ લઇને ઉભા હતા-પણ આશ્ચર્યથી થંભી જઈ એક બીજાને મારતા ન હોતા.[4] રાક્ષસોનું સૈન્ય રાવણને જોવા અને વાનરસૈન્ય રામને જોવા ઉભું હતું, તેથી બન્ને સૈન્ય ચિત્રવત્ દેખાતાં હતાં.[5]

પછી રામ અને રાવણ બન્ને, થતાં નિમિત્તને જોઇને, આમર્ષવાન્ થઈ, જરા પણ સંશય આણ્યા વગર, દારુણ યુદ્ધ કરવા લાગ્યા.[6] જાણે રામે જિતવાનો અને રાવણે મરવાનો જ નિશ્ચય કર્યો હોય તેમ યુદ્ધારંભ થયો. આમ કૃતનિશ્ચય થઇને, રામરાવણ પરસ્પર બળ દેખાડતા હતા.[7] પછી રાવણે ધનુષપર બાણો ચડાવ્યાં ને રામના રથના ધ્વજપર તાણીને તે મૂકયાં.[8] રાવણનાં એ બાણ ધ્વજાને ન લાગતાં રથને

અકળાઈ જમીનપર પડ્યાં.[9] પણ એથી ક્રોધ પામેલા વીર્યવાન્ રામે, રાવણના રથનો ધ્વજ છેદી નાંખવાનો નિશ્ચય કર્યો અને મહાસર્પ જેવાં અસહ્ય અને તેજસ્વી બાણને ચડાવી રાવણના ધ્વજપર નાંખ્યાં.[10-11] રામે રાવણના ધ્વજને સચોટ બાણ માર્યાં, તેથી રાવણના રથનો ધ્વજ વીંધી તે બાણ પૃથ્વીમાં પેસી ગયાં અને ધ્વજ ધડાક દેતો કે નીચે પડ્યો. પોતાના ધ્વજને પડેલો જોઈ, રાવણ ક્રોધથી પ્રદીપ્ત થઈ ગયો અને આમર્ષથી જેમ સર્વને ભસ્મ કરતો હોય, તેમ રામનાપર શરવૃષ્ટિ કરવા લાગ્યો.[12-14] પછી પ્રકાશ મારતાં બાણ મૂકી, રાવણે, રામના અશ્વને વિંધી નાંખ્યા; પરંતુ રામના અશ્વ દિવ્ય હતા, તેથી તલપૂર પાછાએ હઠ્યા નહિ અને ભમી ગયા કે સ્ખલન પણ પામ્યા નહિ;[15] પરંતુ રાવણનાં બાણ તે અશ્વને પદ્મના નાળ જેમ વાગે, તેમ વાગ્યાં. અશ્વો સ્થિર થઈ ઉભા જ રહ્યા. રામના અશ્વ, જરા પણ ભ્રમિત ન થયા તે જોઈ, રાવણે બમણો ક્રોધ કરી, બીજાં બાણોની વૃષ્ટિ કરવા માંડી અને ગદા, પરિઘ, ચક્ર, મુશળ, ગિરિશિખર, વૃક્ષ, શૂળ, પરશ્વધ, ઇત્યાદિ અસ્ત્રોનો વરસાદ વરસાવી મૂક્યો.

પછી જેનું ચિત્ત ભ્રાંતિરહિત છે, તથા જે યુદ્ધને માટે ઉદ્યુક્ત થયેલો છે, એવો લંકાનો સ્વામી—રાવણ, નાનાવિધનાં અનેક શસ્ત્રોનો તુમુલ, ત્રાસજનક ને ભયંકર શબ્દ કરતો હજારો બાણોનો વરસાદ વરસાવી રહ્યો[16-19] પણ તે વરસાદ રામના રથ ઉપર ન થતાં, વાનરસૈન્યપર પડ્યો. પછી રાવણે નિઃશંક મનથી અનેક બાણ મૂકી આકાશને ઢાંકી દીધું.[20] તેને યુદ્ધતત્પર જોઈ તથા આકાશને શરથી છવાયલું જોઈ, રામે ધનુષપર બાણ ચડાવી, અસંખ્ય બાણ મૂકવા માંડ્યાં; એટલે પુનઃ રાવણે, રામનાં બાણ જોઈ, આકાશને છાઈ નાંખ્યું. રામ તથા રાવણનાં બાણોનું સંઘટ્ટન થવાથી, જાણે બીજું આકાશ હોય એમ દેખાતું હતું. રામ રાવણનાં મૂકેલાં બાણોમાંનું એક પણ બાણ નિષ્ફળ થતું ન હોતું.[21-24] યુદ્ધમાં બાણોને ફેંકતા રામ અને રાવણનાં તે બાણો પોતપોતાનું કાર્ય બજાવીને પૃથ્વીપર પડતાં હતાં.[25] આ રીતે સંગ્રામમાં જમણી અને ડાબી તરફ નિરંતર બાણ મૂકતા અને યુદ્ધ કરતા રામરાવણનાં બાણથી, આકાશ ઘટ્ટ છવાઈ ગયું હતું.[26] સમય જોઈ રામ રાવણના અને રાવણ રામના અશ્વોને પ્રહાર કરતા હતા. કોઇ કોઈથી ગાંજ્યું જાય તેમ નહોતું.[27] આ રીતે ક્રોધમાં આવેલા રામરાવણનું દારુણ યુદ્ધ, રોમ ઉભાં થાય તેવું બે ઘડી ચાલ્યું.[28] તે બંનેને યુદ્ધ કરતા જોઈ, ગગનતળપર ઉભેલા સર્વ ભૂત વિસ્મય થઈ તે જોતાં હતાં.[29] એક બીજાના રથને પ્રહાર કરતા, એકના સામે ક્રોધ પામી દોડતા અને યુદ્ધેચ્છુ રામરાવણ, રણમાં ઘૂમતા હતા ત્યારે ઘણા ભયંકર લાગતા હતા. તેમના રથી પોતપોતાના રથને ચક્રાકારે ફેરવતા હતા, આગળ લઈ જતા હતા, પાછા હઠાડતા હતા;[30-31] અને બંને સારથિઓ, રથ હાંકવામાં પોતપોતાનું ચાતુર્ય ઉત્તમ પ્રકારે દેખાડતા હતા. રામ રાવણને તથા રાવણ રામને પીડા કરતા હતા અને એક બીજાના વેગને અટકાવવા મથન કરતા, પણ એક બીજાપર બાણનો વરસાદ વરસાવતા અટકતા નહોતા. તેઓના રથ, જળધારા વરસાવતા બે મેઘની માફક સંગ્રામમાં ફરતા હતા. આમ રણમાં પોતપોતાની વિવિધ ગતિ દેખાડ્યા પછી,[32-34] પુનઃ એક એકની સામે આવીને ઉભા રહ્યા. તે વેળાએ રામના રથનું ધુસરુ રાવણના રથને, ઘોડા, ઘોડાને અને ધ્વજા, ધ્વજાને અડી ગયાં. પછી રામે ચાર તીક્ષ્ણ બાણથી રાવણના ઉત્તમ અશ્વને પાછા હઠાડ્યા, એટલે રાવણ ક્રોધ પામ્યો;[35-37] ને તેણે રામપર તીક્ષ્ણ બાણની વૃષ્ટિ કરી મૂકી. રાવણનાં બાણથી રામ વિંધાઈ ગયા, પણ તેમને જરાય વિકાર કે વ્યથા થઈ નહિ. પછી રાવણે વજ્રના જેવાં ને સુસવાટ કરતાં બાણ ધનુષપર ચડાવીને માતલિને માર્યાં. તે બાણ માતલિના શરીરમાં વાગ્યાં ખરાં, પણ તેને જરાએ મોહ—વ્યથા થઈ નહિ. પોતાના કરતાં માતલિપર ઘા થવાથી રામને ઘણો ક્રોધ ચઢ્યો, તેથી તેમણે અનેક બાણ મૂકી રાવણને પાછો હઠાડ્યો. પછી શૂરવીર રામે ઉપરાચાપરી, વીશ, ત્રીસ, સાઠ, સો ને હજાર બાણ રાવણના રથપર નાંખ્યાં, ત્યારે રથમાં બેઠેલા રાક્ષસેન્દ્રે અતિશય કોપ કરી, રામપર મુશળ તથા ગદાનો વરસાદ વરસાવી તેમને પીડિત કર્યા અને પુનઃ બંનેનું, રોમ ઉભાં થાય તેવું દારુણ યુદ્ધ ચાલ્યું.[38-44] ગદા, મુશળ તથા પરિઘના સ્વરથી અને બાણપુંખના સુસવાટથી સાતે સાગર ક્ષુભિત થવા લાગ્યા.[45]

આ પ્રમાણે સાગરો ક્ષુભિત થવાથી, પાતાલવાસી નાગ અને દાનવોને પણ ઘણી પીડા થઈ;[46] શૈલ, કાનન અને વનોયુક્ત પૃથિવી કંપવા લાગી; સૂર્યની કાન્તિ ઝાંખી પડી ગઈ અને વાયુ બંધ થઈ ગયો;[47] ગંધર્વ, કિન્નર, ઉરગ, દેવ, સિદ્ધ અને પરમર્ષિઓને ભારે ચિન્તા ઉત્પન્ન થઈ અને 'ગો બ્રાહ્મણનું કલ્યાણ

થાઓ અને પ્રજાજનનો વાંકો વાળ મા થાઓ તથા રામ વિજય પામો,' એમ આશીર્વાદ દેતા, દેવ અને ઋષિઓ રુવાડાં ઉભાં કરે તેવું, રામરાવણનું યુદ્ધ જોતા હતા.[૪૮-૫૦] વળી ગંધર્વ અને અપ્સરાઓ પણ આ અનુપમ યુદ્ધ જોતાં, મધુરસ્વરે બોલતી હતી કે, 'સાગર* આકાશ જેવો છે અને આકાશ સાગર જેવું છે,' પણ રામ અને રાવણનું યુદ્ધ તો રામ અને રાવણના યુદ્ધ જેવું જ છે અર્થાત્ અનુપમ છે.[૫૧-૫૨]

પછી રઘુઓની કીર્તિ વધારનાર રામે, ક્રોધ કરીને સર્પ જેવું એક તીક્ષ્ણ બાણ ધનુષપર ચઢાવ્યું અને મૂક્યું.[૫૩] તે બાણ વાગવાથી કુંડલથી પ્રકાશમાન રાવણરાયનું એક મસ્તક નીચે પડ્યું તથા તેને ત્રણે લોકો જોઈ રહ્યા.[૫૪] પણ રામે જેવું તેનું મસ્તક છેદી નાંખ્યું, તેવું જ તેના જ જેવું બીજું મસ્તક તેના ધડપર ફૂટી નિકળ્યું. તેને પણ બાણ મૂકવાની ચાલાકીવાળા રામે છેદી નાંખ્યું. પણ જ્યારે રામે તેનું બીજું મસ્તક પણ બાણથી કાપી નાંખ્યું કે તરત, ત્રીજું મસ્તક નીકળી આવ્યું.[૫૫-૫૬] તેને પણ રામે વજ્ર જેવાં બાણથી છેદી નાંખ્યું. આ પ્રમાણે એક સરખાં સો મસ્તક આવ્યાં અને તે સર્વે રામે કાપી નાંખ્યાં, તો પણ રાવણનું મૃત્યુ થયલું જણાયું નહિ. આ જોઈને સર્વ અસ્ત્રને જાણનાર કૌસલ્યાનંદવર્ધન રામે, ધનુષપર અનેક બાણ ચઢાવીને વિચાર કરવા માંડ્યો કે, જે બાણોવડે મેં મારીચ, ખર, દૂષણ અને ક્રૌંચવટ આગળ વિરાધને અને દંડકારણ્યમાં કબંધને માર્યા તથા સાલવૃક્ષને અને પર્વતોને છેદી નાંખ્યાં હતાં અને વાલિને માર્યો હતો અને સમુદ્રને ક્ષુભિત કર્યો હતો, તે જ બાણો આજે રાવણપર કેમ અસર કરી શક્યાં નહિ ?[૫૭-૬૧] આ પ્રમાણે ચિન્તાગ્રસ્ત થયેલા રામે, પુનરપિ સ્વસ્થ થઇને રાવણની છાતીમાં અનેક બાણ મારવા માંડ્યાં;[૬૨] અને રથમાં બેઠેલા રાવણે પણ ગદા અને મુશલના વરસાદથી રામને પીડિત કર્યા, પણ કોઈ હઠ્યું નહિ.[૬૩] દેવ અને દાનવ, યક્ષ, પિશાચ, સર્પ અને રાક્ષસોની સમક્ષ, રામ અને રાવણનું અંતરિક્ષમાં, ભૂમિપર અને પર્વતો ઉપર રોમહર્ષણ તુમુલ યુદ્ધ રાત્રિ દિવસ ચાલુ જ રહ્યું.[૬૪-૬૫] રામ-રાવણનું યુદ્ધ, રાત કે દિવસમાં મુહૂર્ત કે એક ક્ષણવાર પણ બંધ પડ્યું નહિ.[૬૬] રામ અને રાવણ માત્ર યુદ્ધ કરતા હતા ત્યારે રામનો જય થવો દુર્લભ છે એમ ધારીને, ઇન્દ્રના સારથિ મહાત્મા માતલિએ રણચતુર ને રણરંગી રામને નીચે પ્રમાણે કહ્યું:[૬૭]

*કોઈ ઠેકાણે આવો પાઠ છે કે,

गगनं गगनाकारं सागरः सागरोपमः ।
रामरावणयो युद्धं रामरावणयोरिव ॥

અર્થ—આકાશને આકાશની જ ઉપમા આપી શકાય, સમુદ્રને સમુદ્રની જ ઉપમા અપાય, તેમ રામ તથા રાવણનું જે યુદ્ધ, તે રામ રાવણના યુદ્ધ જેવું જ કહેવાય.

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો સાતમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૦૮ મો
### રાવણવધ

માતલિએ રામને સ્મરણ કરાવી કહ્યું કે, "હે વીર ! તું તો સર્વજ્ઞ છે, તે છતાં ન જાણતો હોય તેમ શું કામ રાવણનો ભય રાખે છે?[૧] હે પ્રભુ! દેવોએ રાવણનાં મૃત્યુની જે પળ ચોઘડીયું નિર્માણ કર્યું છે, તેજ આ છે, માટે તું બ્રહ્માસ્ત્ર મૂક અને રાવણનો વધ કર.[૨] ( મહારાજ! આ રાવણના નાભિકુંડમાં અમૃત છે, જેના યોગે એનાં મસ્તકો કપાય છે, ને સજીવન થાય છે. પણ હવે તું એક સચોટ એવું બાણ મૂક કે એના હૃદયની અમૃતકુપ્પી ફૂટી જાય અને એનાં દશે મસ્તક પણ ઉડી જાય. તું તો સર્વજ્ઞ છે, છતાં કેમ શંકારહિત થઈ એ કાર્ય કરતો નથી?)" આ પ્રમાણે માતલિએ સ્મરણ કરાવ્યું, ત્યારે રામે નિઃશ્વાસ મૂકતાં, સર્પ જેવું બ્રહ્માસ્ત્ર હાથમાં લીધું.[૩] એ અસ્ત્ર પૂર્વે બ્રહ્માએ ઇંદ્રને આપ્યું હતું અને ઇન્દ્રે, અગસ્ત્યદ્વારા રામને આપ્યું હતું. તે જ બાણ રામે આજ બહાર કઢાડ્યું.[૪]

પૂર્વે અમિત તેજવાળા બ્રહ્માએ આ અસ્ત્રને ઉત્પન્ન કર્યું હતું અને ત્રૈલોક્યનો જય કરવા માટે ઇન્દ્રને આપ્યું હતું.[૫] આ બાણના પીછામાં વાયુનો વાસ હતો, ફળાંમાં અગ્નિ અને સૂર્યનો વાસ હતો, તેના મધ્ય ભાગ આકાશમય હતો અને એનું ગૌરવ મંદર અને મેરુ જેવું હતું.[૬] તે બ્રહ્માસ્ત્ર ઘણું જાજ્વલ્યમાન હતું ને સુંદર પુંખવાળું, સુવર્ણથી શોભિત, સર્વભૂત માત્રના તેજથી યુક્ત હોવાને લીધે સૂર્યના જેવું પ્રકાશમાન, ધુમાડા સહિત, પ્રલયકાળના અગ્નિ જેવું, સર્પ જેવું; પુરુષ, નાગ અને અશ્વસમૂહને ભેદી નાંખનારું, ઘણી ત્વરાવાળું; મોટા દરવાજા, પરિઘ અને ગિરિને તોડી નાંખે એવું હતું. તેનાપર નાનાં પ્રકારનાં રુધિરનાં તથા મેદનાં ચિહ્ન હતાં ને તે વજ્ર જેવું ઘણું



રામ રાવણનું યુદ્ધ.

પૃષ્ઠ ૮૨૦.

ભયંકર હતું. તેનો શબ્દ પ્રચંડ હતો ને નાના પ્રકારનાં યુદ્ધનાં શત્રુઓને વિદારનાર તથા સર્વને ત્રાસજનક, ભયંકર અને નિ:શ્વાસ નાંખતા સર્પ જેવું હતું.[૭-૧૦] તે બાણ કંક, ગીધ, બક, શિયાળવાં અને રાક્ષસને નિત્ય ભક્ષ આપનાર હતું. તે યુદ્ધમાં યમ જેવું ભયંકર હતું અને વાનરોને હર્ષ અને રાક્ષસોને ખેદ કરનાર હતું. તે ગરુડનાં સુંદર પીછાંથી બાંધેલું હતું તથા સર્વ પ્રાણી અને ઇક્ષ્વાકુ કુળના રાજાના ભયનો નાશ કરનાર, શત્રુઓની કીર્તિને હણનાર અને પોતાના પક્ષનો જય કરનાર હતું.[૧૧-૧૩]

પછી મહાબળવાન્ રામે, વેદોક્ત વિધિ પ્રમાણે મંત્ર ભણી, એ અગસ્ત્યદત્ત બ્રહ્માસ્ત્રને ધનુષપર ચઢાવ્યું.[૧૪] રામે જ્યારે એ બાણ ધનુષપર ચઢાવ્યું, ત્યારે બ્રહ્માંડ ડોલ્યું—લોક કંપવા લાગ્યા અને ધરણી ધમધમી ગઈ.[૧૫] અતિ કોપ પામેલા રામે સ્વસ્થ થઈને તે ધનુષને ખૂબ ખેંચ્યું. પછી તે મર્મવિદારણ શર રાવણની (નાભિ લક્ષી) સચોટ છોડ્યું અને ઇંદ્રના જેવા બળવાન્ રામના હાથથી છૂટેલું તથા કૃતાન્તની પેઠે પાછું વાળી ન શકાય એવું એ બાણ રાવણના હૃદય–નાભિમાં જઇને ચોંટ્યું.[૧૬-૧૭] રામનાં મૂકેલાં તે વેગવાળાં અને શત્રુદેહનાશક શરે, દુરાત્મા રાવણની નાભિ–હૃદય ભેદી નાંખી અને રાવણની છાતીમાં વાગ્યા પછી–શત્રુના દેહનો અંત આણનાર તે અસ્ત્ર લોહીથી ખરડાઈ રાવણના પ્રાણ લઈ પૃથિવીમાં ખુંચી ગયું;[૧૮-૧૯] અને રુધિરથી ભીંજાયલો તે શર, સફળ થઈ પુનઃ રામના ભાંથામાં આવીને પેઠો.[૨૦] તે શર વાગવાથી રાવણના હાથમાંથી ધનુષ અને બાણ, તેના પ્રાણની સાથે જ પડી ગયાં અને જેમ ઇંદ્રના મારથી વૃત્રાસુર પૃથિવીપર પડ્યો હતો, તેમ મહા કાન્તિમાન્ અને પરમ પરાક્રમી રાવણ, ગતઃપ્રાણ થઈ ભૂમિપર પડ્યો. (અને એ પ્રમાણે સાત દિવસ અને સાત રાત્રી અખંડ ચાલતું રામરાવણનું યુદ્ધ રાવણના પડ્યા સાથ પૂર્ણ થયું.[૨૧-૨૨]

પોતાનો સ્વામી હણાઈ રણમાં પડ્યો તે જોઈ, હણાતા બાકી બચેલા રાક્ષસો ભયથી ત્રાસ પામી નાસી ગયા અને રાવણનો વધ થયેલો જોઈ, પોતાના વિજયથી શોભતું કપિસૈન્ય હાથમાં વૃક્ષ લઈ રાક્ષસો પાછળ પડ્યું.[૨૩-૨૪] એ રીતે કપિઓએ પીડિત કરેલા રાક્ષસો, યુદ્ધમાંથી નાઠા અને પોતાના આશ્રયનો નાશ થયેલો જોઈ, આંખમાંથી આંસુ પાડતા પાડતા લંકામાં ભરાઈ ગયા.[૨૫] પછી વિજયથી શોભતા કપિઓએ, રામનો જય થયો અને રાવણ મરાયો, એવો પોકાર કર્યો. તે આકાશમાં ગાજી રહ્યો.[૨૬] અંતરિક્ષમાં દેવદુંદુભિ વાગ્યાં, મંગળ સ્વર થયાં, દિવ્ય સુગંધી વાયુ મંદમંદ વ્હાવા લાગ્યો.[૨૭] અન્યને દુર્લભ એવી પુષ્પવૃષ્ટિ રામના રથપર થવા લાગી, અને મહાત્મા દેવતાઓ 'સાધુ સાધુ' એમ કહેવા લાગ્યા; અને આકાશમાં થતી રામની સ્તુતિઓ સંભળાવા લાગી.[૨૮-૨૯] સર્વ લોકને ભય ઉપજાવનાર રાવણ મરાયો, તેથી દેવ અને ચારણો ઘણો હર્ષ પામ્યા.[૩૦] આ રીતે રાક્ષસના અધિપતિને મારીને પ્રસન્ન થયેલા રામે, સુગ્રીવ, અંગદ અને વિભીષણની કામનાઓ પૂર્ણ કરી.[૩૧]

રાવણ મરાયો ત્યારે દેવ શાન્ત થયા, દિશાઓ પ્રસન્ન થઈ, આકાશ નિર્મળ થઈ ગયું, પૃથિવી સ્થિર થઈ, ઉગ્રવાયુ વ્હાતા બંધ પડ્યા અને સૂર્યનો પ્રકાશ સ્થિર થયો.[૩૨] પછી સુગ્રીવ, વિભીષણ, અંગદ અને લક્ષ્મણ વગેરે આપ્તજનોએ એકઠા થઈ, રામના વિજયથી પ્રસન્ન થઈ તેમની વિધિપૂર્વક પૂજા કરી;[૩૩] અને રઘુકુળના રાજાઓને આનંદ દેનાર મહા તેજસ્વી રામે, પોતાના શત્રુને મારી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, અને જેમ દેવતાઓ ઇન્દ્રની આસપાસ ઉભા રહે, તેમ સર્વે મિત્રજનો, રણમાં, રામને વિંટાઈ વળીને ઉભા રહ્યા.[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો આઠમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૦૯ મો

## વિભીષણશોક

રણસંગ્રામમાં પોતાના ભાઇને મરાયલો જોઇને, શોકના વેગથી પરિતાપ પામેલો વિભીષણ, વિલાપ કરવા લાગ્યો કે;[૧] "હે વીર! હે પ્રખ્યાત પરાક્રમી! હે સમર્થ! હે ન્યાયચતુર! ઓ રાવણ! અહા! અમૂલ્ય શયનમાં સુનાર તું, આજે રામના બાણથી નષ્ટ થયેલા મુકુટવાળો ચેષ્ટારહિત થઈ, મરણ પથારીએ પડ્યો છે! હે બંધુ! બાજુબંધની શોભાવાળા બે હાથ પહોળા કરી, તું આજ આ રણાંગણમાં સૂતો![૨-૩] અહા! ઓ વીર! મારાં વાક્ય તને રુચ્યાં નહિ અને તું કામજન્ય મોહમાં તલ્લીન રહ્યો, તેનું તને આજ આવું ફળ પ્રાપ્ત થયું છે![૪] રે રે! મારાં હિતવચન, તેં, ઇન્દ્રજિતે, કુમ્ભકર્ણે, અતિકાયે, નરાંતકે, પ્રહસ્તે કે કોઇએ પણ ગર્વને લીધે માન્યાં નહિ, ત્યારે જ આવું પરિણામ આવ્યું છે.[૫] પરન્તુ ચિન્તા

નહિ, હે વીર બાંધવ! અન્તે તું ધાર્મિકોની મર્યાદા, ધર્મનાં સ્વરૂપ અને શૂરવીરનાં સ્થાનને જ પામ્યો છે.[૬] હે બંધુ! હે શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ! તારા પડવાથી તો ખરેખર સૂર્ય પૃથિવીપર પડ્યો અને ચંદ્ર અંધકારમાં લીન થઈ ગયો છે. વળી અગ્નિ શાન્ત પડી ગયો છે અને વ્યવસાય રહિત તથા મંદ પડી ગયો છે.[૭] આ દૈત્યકેસરી રાવણ, રણભૂમિમાં પડવાથી લંકાના નિવાસીઓ પણ અનાથ થયા છે અને હવે તેઓ પણ નાશ જ પામ્યા છે, એમ હું જાણું છું[૮] અહા! ધૈર્યરૂપ પ્રવાલવાળા, હઠરૂપ કુસુમવાળા, તપોબળ અને શૌર્યરૂપ મૂળવાળા, આ રાક્ષસાધિપ રાવણરૂપ વૃક્ષને, રઘુકુળમાં ઉત્પન્ન થયેલા રામરૂપ વાયુએ આજ જડમૂળથી ઉખેડી નાંખ્યું છે.[૯] વળી ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા રામરૂપ સિંહે, પ્રતાપરૂપ દંતુશળવાળા, મલયવંશરૂપ* પૃષ્ઠ ભાગવાળા, ક્રોધરૂપ પદાદિ અવયવવાળા, પ્રસન્નતારૂપ સૂંઢવાળા, મદમસ્ત રાવણરૂપ હસ્તીને વિદારી, આજ પૃથ્વીપર સૂવાડ્યો છે.[૧૦] આ પરાક્રમ અને ઉત્સાહરૂપ શિખાવાળા, નિઃશ્વાસરૂપ ધૂમવાળા, પ્રતાપરૂપ દાઢવાળા તથા મહાપ્રતાપી આ રાવણરૂપ અગ્નિને રામરૂપ મેઘે આજ શાંત પાડી નાંખી ભૂમિપર સૂવાડી દીધો છે.[૧૧] રે! સિંહ તથા ઋક્ષરૂપ પુચ્છવાળો, કકુદવિષાણ–ખુંધરૂપ શૃંગવાળો, શત્રુદમન, પરાક્રમમાં વાયુ સમાન, ધર્માદિમાં અસ્ખલનરૂપ, ચંચળ ચક્ષુ તથા કર્ણવાળો આ સાક્ષાત્ વૃષભ–સમાન રાવણ, આજ રામરૂપ વ્યાઘ્રથી હણાઈ પૃથિવીપર પડ્યો છે. હા બાંધવ! હા રાક્ષસેન્દ્ર! હા! તું અન્તે આ જ પરિપાકને પામ્યો!"[૧૨]

આ પ્રમાણે હેતુવાળાં અને સ્પષ્ટાર્થ વચનો બોલી બોલીને રુદન કરતા તથા ભ્રાતૃશોકથી ગદ્ગદિત થઈ ગયેલા વિભીષણને જોઈ, મહાત્મા રામ તેને કહેવા લાગ્યા કે–[૧૩] "હે વિભીષણ! મહાપરાક્રમી, ઉત્સાહવાળો અને મૃત્યુની શંકા વગરનો, પણ હમણાં પૃથ્વીપર પડેલો આ તારો વડિલબંધુ રાવણરાય, સંગ્રામમાં અશક્ત થઈ નાશ પામ્યો નથી; કેમકે, હે સૌમ્ય! પોતાના જયની ઇચ્છા રાખી જે રણમાં પ્રાણદાન દે છે, તે જીવતા જ છે અને તે શોક કરવા જોગ નથી જ.[૧૪–૧૫] આ બુદ્ધિમાન્ રાવણ, કે જેણે ત્રણે લોકને વશ કર્યા હતા તથા ઇન્દ્રાદિ દેવોને પણ ત્રાસ પમાડ્યો હતો, તેવો વીર પુરુષ, શોક કરવાને યોગ્ય નથી જ.[૧૬] યુદ્ધમાં અમુકનો જ જય થાય, એવું કોઈ દિવસ બનતું નથી. શૂર તો મરે કે મારે, એ જ તેનો ધર્મ છે.[૧૭] હે વિભીષણ! તારા ભાઈ રાવણને તો મનુઆદિએ કરેલી ક્ષત્રિયગતિ પ્રાપ્ત થઈ છે; કારણ કે ક્ષત્રિયના ધર્મને અનુસરી રણસંગ્રામમાં તેણે પ્રાણદાન દીધું છે. માટે, હે સૌમ્ય! લંકાનો નાથ, રાક્ષસોનો ઇન્દ્ર, આ રાવણ, તારે શોક કરવાને યોગ્ય નથી![૧૮] મરણ તો છે જ, એમ માનીને તું શોકરહિત થા; અને હવે જે કાર્ય કરવા યોગ્ય હોય, તે કરવાને તત્પર થા."[૧૯]

આ સાંભળી, રામભદ્રને શોકથી સંતપ્ત થયેલા વિભીષણરાયે પોતાના ભાઇના હિતને માટે કહ્યું કે–"હે રામ! રાવણ, જે પૂર્વે દેવ દાનવોથી પણ હાર્યો નહોતો, તે આજ–સમુદ્ર જેમ કિનારાથી વિભગ્ન થાય, તેમ તારા આગળ વિભગ્ન થયો છે.[૨૦–૨૧] ઓ મહારાજ! આ દશકંધરે યાચકોને દાન, ભૃત્યોને પોષણ, મિત્રોને ધન અને વૈરીઓને વૈરફળ આપ્યાં છે અને અનેક ભોગ ભોગવી, મહાતપસ્વી અને વેદાંગ સાથે વેદજ્ઞ તથા અગ્નિ હોમાદિ કર્મ કરનારો છતાં આજ એ નાશ પામ્યો છે, તેનું હું તારી આજ્ઞાથી ઉત્તર કાર્ય કરવા ઇચ્છું છું."[૨૨–૨૩]

આમ કહી વિભીષણ શાન્ત પડ્યો. પછી મહાત્મા રામે, રાવણને જેમ સ્વર્ગ પ્રાપ્ત થાય, તેમ તેનું પ્રેતકર્મ કરવાની આજ્ઞા આપતાં કહ્યું,[૨૪] "હે વિભીષણ! વૈર મરણાંત છે; પણ તેનો હવે પાર આવી ગયો છે, તો તું એને પ્રેતસંસ્કાર કર; કારણ કે હવે એ જેવો તને, તેવો જ મને પણ છે (અર્થાત્ સમાન છે)."[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો નવમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૧૦ મો

## રાણીઓનું આક્રંદ

મહાત્મા રાઘવે રાવણને હણ્યો, તે વર્તમાન સાંભળી શોકથી લેવાઈ ગયેલી રાક્ષસીઓ, અંતઃપુરમાંથી બહાર નીકળી પડી;[૧] અને સૌના વાર્યા છતાં પણ, માથા ઉપર ધૂળ નાંખી રજવાળી થઈ તથા છૂટા કેશ મૂકીને–વત્સમરણથી ગાય જેમ શોક કરે છે, તેમ વિલાપ કરવા લાગી.[૨] તે સર્વ રાણીઓ, રાક્ષસ–ગણની સાથે, દક્ષિણ દરવાજેથી લંકાની બહાર આવી અને ભયંકર રણભૂમિમાં દાખલ થઈ. "હા નાથ! હા

* શ્લેષ છે–વંશ એટલે કુળ અથવા વાંસ.

પ્રાણેશ !" એમ વિલંપતી અને પતિને શોચંતી આમ તેમ તરફડવા લાગી. માથા વગરનાં ધડથી, રુધિરના કાદવથી ભરપૂર, ભયંકર રણભૂમિમાં તેઓ અશ્રુપૂર્ણ નેત્રને લીધે અથડાઈ પડતી હતી. તેઓ ભાવીથી પરાભવ પામેલી હતી અને જેમ યૂથપતિના મરણથી ચીસો પાડતી હાથણીઓ બૂમો પાડે, તેમ રાવણની સ્ત્રીઓ, મોટી કાયાવાળા, કાન્તિમાન્ અને નાશ પામી ભૂમિ ઉપર પડેલા અંજનગિરિ સમાન રાવણની પાસે આવી, લાંબે સાદે ચીસો પાડવા લાગી.૩-૬

પોતાના સ્વામીને રણભૂમિની ધૂળમાં પડેલો જોઈ, કપાઈ ગયેલી લતા જેવી તે સ્ત્રીઓ, રાવણના શરીર ઉપર પડી.૭ કેટલીક માનથી તેનાં શરીરને, કેટલીક પગને અને કેટલીક કંઠને વળગી પડી, મહા કલ્પાન્ત કરવા લાગી.૮ કેટલીક તેના હાથ લઈ ભૂમિ ઉપર આળોટતી હતી; અને કેટલીક તેના મસ્તકને ખોળામાં લઈ તેનું મુખ જોઈ જોઇને મોહ પામી રુદન કરતી હતી. તે વેળાએ, ઝાકળ જેમ કમળને સ્નાન કરાવે છે, તેમ કેટલીક સ્ત્રીઓએ, અશ્રુધારાઓથી રાવણનાં મસ્તકને સ્નાન કરાવી મૂક્યું.૯-૧૦ પૃથિવી ઉપર પડેલા પોતાના પતિને જોઈ, મહાશોક પામેલી તે સ્ત્રીઓ, ત્યારપછી છૂટે મ્હોડે વિલાપ કરવા લાગી.૧૧

તે રાક્ષસીઓ રડતાં રડતાં બોલી કે–"હે નાથ ! તમે જ પૂર્વે ઇન્દ્ર, યમ તથા વરુણને રણમાં ત્રાસ આપ્યો હતો; અને કુબેરનું પુષ્પક વિમાન તમે જ હરી લીધું હતું.૧૨ તમે જ ગંધર્વ, ઋષિ અને મહાત્મા દેવતાઓને ભય ઉત્પન્ન કર્યો હતો; તે જ તમે, હે નાથ ! આજ આ અનાથ જેવા થઇને, રણભૂમિમાં કેમ સૂતા છો ?૧૩ અરે ! સુરાસુર કે પન્નગથી જેમને ભય નહોતો, તેવા તમે આજ મનુષ્યથી મૃત્યુ પામી કેમ ભૂમિ ઉપર શયન કરો છો ?૧૪ દેવ, દાનવ તથા રાક્ષસોથી અવધ્ય, હે નાથ ! આજ પગે ચાલતા મનુષ્યથી હણાઈ, આપ કેમ રણમાં પડ્યા છો ?૧૫ હે નાથ ! દેવ, દાનવ અને યક્ષથી અવધ્ય આપ, આજ મનુષ્યને હાથે હણાઈ, પ્રાકૃત પ્રાણીની પેઠે મૃત્યુ કેમ પામ્યા છો ? હા નાથ ! હા લંકેશ્વર ! (તમે કયાં ગયા ? કેમ સૂતા ?)૧૬

આ રીતે શોક કરતી રાવણની રાણીઓ વિલંપતી ને શોચંતી ક્ષણભર શાન્ત થઈ ગઈ, પણ પુનઃ ઘાડે સાદે શોકના ઉભરા કહાડવા લાગી કે,૧૭ "હે નાથ ! હિતવાકયોને ન શ્રવણ કરતાં તમે પોતાનાં મરણને માટે જ શું સીતાનું હરણ કર્યું હતું ? હે નાથ ! સીતાના હરણથી જ, તમારો, આ રાક્ષસોનો અને અમારો એક સાથે જ નાશ થયો છે.૧૮ તમને વિભીષણે બહુ બહુ હિતવાકય કહ્યાં, પણ મોહથી તેનો તિરસ્કાર કર્યો. કારણ કે તમે કાળથી ઘેરાઈ ગયા હતા.૧૯ હાય રે ! તમે જો વિભીષણના કહેવા પ્રમાણે વિદેહરાજતનયાને પાછી આપી હોત તો, આજ અમારે આ આખા રાક્ષસકુળના નિકંદનરૂપ ઘોર દુઃખને જોવું પડત નહિ.૨૦ વિભીષણ પરપક્ષને અવલંબન ન કરત અને તમે રામના મિત્ર થાત તથા અમે પણ સૌભાગ્ય ભોગવત ! પરન્તુ, હે નાથ ! તમે જ શત્રુને સિદ્ધાર્થ કરવા સીતાને રાખી અને મમત મૂકયો નહિ ! એનું તમને ફળ મળ્યું અને આજ અમને વૈધવ્ય આપી, રાક્ષસોનો નાશ કરાવી, તમે પોતાના શરીરને પણ રણમાં રોળાવ્યું છે.૨૧-૨૨ હે નાથ ! હે રાક્ષસરાજ ! અમને લાગે છે કે, દૈવે જ તમને આમાં પ્રેર્યા હશે; કારણ કે દૈવ જ સર્વને સારું નરતું સૂઝાડે છે અને દૈવે હણેલો જ હમેશાં હણાય છે.૨૩ આ રણભૂમિએ, રાક્ષસોનાં, કપિઓનાં અને તમારાં રુધિર પીધાં, તે પણ દૈવયોગથી જ થયું હશે;૨૪ કારણ કે કર્મનું ફળ આપવાને તત્પર થયેલી દૈવગતિને, દ્રવ્ય, કામ, પરાક્રમ તથા આજ્ઞાએ કરીને પણ નિવૃત્ત કરી શકાતી નથી જ."૨૫

આ રીતે દીન, દુઃખથી પીડાયલી તથા અશ્રુથી પૂર્ણ થઈ ગયેલી આંખોવાળી, તે રાક્ષસરાજની રાણીઓ રણભૂમિમાં આવી રાવણના શરીર પાસે બેઠી બેઠી, ટીટોડીની માફક વિલાપ કરતી હતી.૨૬

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો દસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૧૧ મો
## મંદોદરીવિલાપ

આ પ્રમાણે વિલપંતી અને શોચંતી રાવણની સ્ત્રીઓમાં પટ્ટરાણી મંદોદરી–જેનું કર્મ વિચારમાં પણ આવી શકતું નથી એવા પોતાના પતિ રાવણને, રામે રણભૂમિમાં પાડેલો જોઈ, અપાર શોકના ભારથી પીડાતી વિલાપ કરતી હતી.૧-૨

મંદોદરી રડતાં રડતાં બોલી; "હે મહાબાહો ! હે કુબેરના કનિષ્ઠ બંધુ ! રણમાં કોપ પામેલા તમને જોઇને ઇન્દ્ર પણ ત્રાસ પામતો હતો અને મોટ મોટા ઋષિઓ, યશસ્વી ગંધર્વો અને ચારણો પણ તમારા ભયથી દશેદિશામાં નાસી જતા હતા,૩-૪ તે જ તમે,

હે રાક્ષસેશ્વર! આજ આ મનુષ્યથી હણાઇને રણમાં પડ્યા, એ શું તમને લાજ નથી લાગતી?[૫] તમો તો ત્રણે લોકને આક્રમણ કરો એવા છો, અને સમૃદ્ધિવાન્ તથા મહા પરાક્રમી છો, તે આજ આ મનુષ્ય માત્ર અને વનવગડે રખડતા રામથી હણાયા, એ શું?[૬] પ્રાણી માત્રને અગોચર, એવી લંકામાં વસનાર અને કામરૂપી આપ, રામને હાથે હણાવ, એ મને તો અસંભવિત લાગે છે![૭] અને સૈન્યને લઈ સર્વોપર જય મેળવનાર જે તમો, તેનો આજે રામે નાશ કર્યો, એ કંઈ રામનું પરાક્રમ મારા માન્યામાં આવતું નથી;[૮] પણ હે નાથ! તમારા વિનાશને માટે અતર્ક્ય માયાવડે રામનું રૂપ ધારીને કૃતાન્ત જ અહિં ઉતરી આવ્યો હોય, એમ હું તો માનું છું.[૯] નહિતર, હે નાથ! ઇન્દ્રે કંઈ કપટકળાથી આજ તમને છેતર્યા હોય, એવી મને શંકા થાય છે. પણ ના, ના, એ પણ સંભવતું નથી; કારણ કે દેવના શત્રુ એવા આપની સામે આવીને ઉભા રહેવાની તેની શી શક્તિ?[૧૦] આ બધા ઉપરથી તો ત્યારે હું એમ જ માનું છું કે, મહાયોગી પરમાત્મા, સનાતન, આદિ, મધ્ય અને અંત રહિત, મોટામાં મોટા, માયા પ્રવર્તક, સર્વને સરજનાર, શંખ, ચક્ર, ગદા અને વક્ષઃસ્થળમાં શ્રીલાંચ્છનવાળા, નિત્ય, શ્રીમાન્, અજિત્ય, પરિણામશૂન્ય, સત્ય પરાક્રમી, ભગવાન્ વિષ્ણુએ જ લોકોના હિતને માટે કપિરૂપી દેવતાઓની સહાયથી, મનુષ્યરૂપે અહિં આવી, તમારા પરિવાર સહિત તમારો નાશ કર્યો છે.[૧૧–૧૪] હે નાથ! તમે પૂર્વે ઇન્દ્રાદિને જિતી ત્રૈલોક્યમાં વિજય મેળવ્યો હતો અને તેથી જ આજ તેમણે તમને જિત્યા હોય એમ લાગે છે. જ્યારથી જનસ્થાનમાં વસતા ચૌદ હજાર રાક્ષસો સાથે ખરને તેમણે માર્યો, ત્યારથી જ હું તો એ મહાત્મા, મનુષ્ય નથી, (પણ દેવાધિદેવ છે) એમ માનું છું. હે પ્રાણેશ! દેવતાઓ પણ જ્યાં પ્રવેશ કરી શકે નહિ, એવી લંકાનગરીમાં હનૂમાને પ્રવેશ કર્યો, ત્યારથી જ હું ચેતી ગઈ હતી, કે કાલ વિપરીત આવ્યો છે અને હે નાથ! મેં તમને રાઘવની સાથે વૈર કરતાં વાર્યા, પણ તમે મારાં વચન માન્યાં નહિ, તેનું જ આ ફળ આવ્યું છે. હે રાક્ષસરાજ! હે પ્રાણેશ! ઐશ્વર્ય, પોતાનો દેહ અને સ્વજનના વિનાશ માટે જ અકસ્માત્ તમને સીતામાં કામ ઉત્પન્ન થયો! અને હે દુર્મતિ! તમે અરુંધતી અને રોહિણીથી પણ વધારે પતિવ્રતા અને તેઓએ માન્ય કરેલી દેવી સીતાના ઉપર, બળાત્કાર કર્યો, એ જ વિપરીત થયું છે, અને પૃથિવી જેવી ક્ષમાવાન્, લક્ષ્મી કરતાં પણ વધારે લક્ષ્મીવાન્ અને સ્વસ્વામીમાં જ અનુરક્ત, લાવણ્યની સાક્ષાત્ મૂર્તિ અને સૌંદર્યનો શૃંગાર, એવી શ્રેષ્ઠ સીતાને, આપે કપટ કરી હરણ કરી લાવી, કુળનો ક્ષય કર્યો છે, અને હે નાથ! તમે સીતાસમાગમને ન પામ્યા, પરંતુ તે પતિવ્રતાના તપરૂપ અગ્નિમાં અંતે ભસ્મીભૂત થઈ ગયા છો![૧૫–૨૩] અને જ્યારે તમે સુમધ્યમા સીતાનું હરણ કર્યું, ત્યારે જ કેમ બળી ગયા નહિ? તેનું કારણ માત્ર એ જ કે–પાપનું ફળ પણ તેનો સમય આવે ત્યારે જ મળે છે."[૨૪–૨૫]

ક્ષણવાર થોભી, પુનઃ મંદોદરી આક્રંદ કરવા લાગી કે; "શુભ કર્મ કરનારને શુભ અને પાપકર્મ કરનારને પાપ ફળ મળે છે. જુવો, વિભીષણ સુખ પામ્યા અને તમે આજ આ રણમાં રોળાયા.[૨૬] હે નાથ! સીતાના કરતાં પણ વધારે સૌંદર્યવતી સ્ત્રીઓ તમારા અંતઃપુરમાં છતાં, તમે સીતાપર કામવશ થયા અને મોહ પામ્યા; તેથી દાક્ષિણ્યથી, કુલથી કે રૂપથી સીતા મારાથી અધિક કે મારા સમાન પણ નથી, એમ તમને ન લાગ્યું. એ દૈવકૃતિ જ છે.[૨૭–૨૮] પણ હોય, કોઈ પણ પ્રાણીને નિમિત્ત વગર મરણ આવતું નથી. તમારું પણ આ સીતા નિમિત્તે જ મરણ થયું છે;[૨૯] કારણ કે તમે પોતે જ મૃત્યુના નિમિત્તરૂપ સીતાને દૂરથી હરી લાવ્યા. મિથિલાધિપની કન્યા સીતા, હવે શોકરહિત થઈ રામની સાથે વિહાર કરશે અને અલ્પ પુણ્યવાળી હું અભાગણી, તમારા મરણથી શોકસાગરમાં પડીને રુદન કરીશ.

"અતુલ સમૃદ્ધિવાળી અને નાનાં પ્રકારનાં વિચિત્ર આભરણોએ શોભતી હું, પુષ્પક વિમાનમાં બેસી સ્વામી સાથે કૈલાસ, મંદર, મેરુ, ચૈત્રરથવન વગેરે સ્થળોમાં વિહાર કરતી, તે આજ, હે સ્વામિન્! તમારો વધ થવાથી વિધવા થઈ, સર્વ કામભોગથી નષ્ટ થઈ પડી છું, તો ધિક્કાર છે આવા ચપલ રાજભોગને તથા રાજશ્રીને! અતિ સુકુમાર સુન્દર ભ્રુકુટીવાળું, ઉંચી નાસિકાવાળું, ચંદ્ર જેવું કાંતિમાન્, પદ્મસમાન શ્રીવાળું અને સૂર્ય જેવું, દ્યુતિમાન્, મુકુટ અને કુંડળથી અલંકૃત, લાલ ઓષ્ઠવાળું તથા પુષ્પના તોરાથી શોભતું તમારું મુખપદ્મ, પાનભૂમિમાં પાન કર્યા પછી ચંચલ નેત્રથી જે શોભા આપતું હતું, તે આજ રામના બાણથી છેદાયલું, રુધિરવાળું, મેદ તથા મજ્જાવાળું, ધૂળમાં રગદોળાયલું આ રણમાં રખડે છે, એ કર્મવિપાકને પણ

ધિક્કાર છે. મને વૈધવ્ય આપનારી આ દુર્દશા આવવાની છે, એમ મેં સ્વપ્ને પણ ધાર્યું ન હોતું; કેમકે હે નાથ! દાનવોનો રાજા તે મારો પિતા–મયાસુર છે; રાક્ષસોનો જે ઇન્દ્ર, તે મારો સ્વામી છે;૩૦–૩૯ અને ઇન્દ્રને જિતનાર શૂરવીર, તે મારો પુત્ર છે. એ સર્વનો મને અત્યંત ગર્વ હતો; કારણ કે શત્રુદમન, શૂરવીર, કોપવાળા ને પરાક્રમી એવા મારું રક્ષણ કરનાર છે તો મને કેમ અનર્થકારક પરિણામ સોસવું પડશે, એમ હું માનતી હતી. પણ હે રાક્ષસોત્તમ! નહિં ધારવા જેવું આ મનુષ્યથી તમારું મરણ ક્યાંથી આવી પહોંચ્યું? હે નાથ! ઇન્દ્રની લમણિ જેવું, સ્નિગ્ધ, પર્વત જેવું; બાજુબંધ, પોહોંચી અને બીજાં વૈદુર્યાદિ રત્નાભરણોથી ભૂષિત, મોતીના હારવાળું, વિહારસ્થળમાં અને યુદ્ધભૂમિમાં શોભાયમાન, વિજળીયુક્ત, મેઘસમાન આ તમારું સુન્દર શરીર, આજ બાણના વ્રણને લીધે આલિંગન આપવાને પણ યોગ્ય નથી રહ્યું. આ તમારું શરીર આજ તો સાહુડીના શરીર જેવું બાણથી પૂર્ણ વિંધાઈ ગયેલું, રુધિરવાળું, મર્મસ્થળમાં વાગેલાં બાણોથી સ્નાયુના બંધો જેમાં તૂટી ગયા છે એવું અને વજ્રના ભયથી પર્વત વિખરાઈ ગયો હોય તેવું, આ રણભૂમિમાં વિદીર્ણ થઇને પડેલું જ મારા જોવામાં આવે છે.

"હે નાથ! તમને રામે માર્યા એ સ્વપ્ન છે કે સાચું છે?૪૦–૪૭ તમે તો કાળના પણ કાળ હતા, તો કાળને કેમ વશ થયા? ત્રણ લોકની શ્રી ભોગવનાર અને ત્રણે લોકને ઉદ્વેગ કરનાર, લોકપાળને જિતનાર, શંકરનો પણ આક્ષેપ કરનાર, મહોન્મત્તને દંડ દેનાર, પ્રખ્યાત પરાક્રમવાળા, સર્વને ક્ષોભ પમાડનાર, સાધુ જનનો નાશ કરનાર, બળવડે શત્રુસામું ગર્વથી બોલનાર, ભૃત્યને પાળનાર, હજારો દાનવેંદ્રો ને રાક્ષસોનો પણ નાશ કરનાર, રણમાં નિવાત કવચોને જિતનાર, અનેક યજ્ઞોનો નાશ કરનાર, સ્વજનપાલક,૪૮–૫૨ ધર્મને ભેદ કરનાર, માયાવી, દેવ, માનવ તથા અસુરકન્યાહારક, શત્રુની સ્ત્રીઓને શોકકર ને સ્વજનશોકહર, લંકાના રક્ષક, ભયંકર કર્મ કરનાર, અમને ઇચ્છિત ભોગ આપનાર અને સર્વે મહારથીઓમાં શ્રેષ્ઠ એવા તમે, આજ આમ અચેત થઈ રણમાં પડ્યા છો અને હું દેહને પ્રિય કરીને હજી જીવતી રહી છું, માટે ખરેખર, વજ્ર હૃદયની તો માત્ર હું જ છું, કે આ પ્રાણ સોંસરા નીકળી જતા નથી. હે રાક્ષસેશ્વર! પહેલાં તમે અમૂલ્ય શયનમાં સૂતા હતા, પણ આજ ધૂળથી રજોટાઈ ભૂમિપર કેમ સૂતા છો? લક્ષ્મણે જ્યારે મારા પુત્રને માર્યો ત્યારે હું અતિ શસ્ત્રના ઘાથી ઘવાઈ હતી અને આજ તો ઇશ્વરે મને મારી જ નાંખી છે. હે નાથ! બંધુજનરહિત, સ્વામિરહિત અને કામભોગરહિત, હું હવે લાંબા દહાડા સુધી શોચ કરીશ! હે સ્વામિનાથ! તમે આજ આ દુઃસહ દીર્ઘ પંથને કેમ અવલંબન કર્યો?૫૩–૫૯ હે નાથ! દુઃખથી પીડિત થયેલી મને તમે સાથે તેડી જાઓ! શું તમે જાણતા નથી કે, હું તમારા વગર રહી શકવાની નથી? તમે મને દીન, કૃપણ અને વિલાપ કરતી અહિંયાં ટળવળતી મૂકીને, રે નાથ! ક્યાં ને કેમ ચાલી ગયા? તમો કેમ મારી સાથે બોલતા નથી? હે નાથ! ઉત્તરીય વસ્ત્ર વગર અને પગે ચાલી અહિં આવેલી મને જોઇને, કેમ તમને ક્રોધ ચડતો નથી? લંકામાંથી બહાર આવેલી, ઉત્તરીય રહિત અને શોક કરતી તમારી સ્ત્રીઓના સામું જરાક તો જુવો. ક્રીડામાં સહાય થનારા તમારા આપ્તજન તથા પરિજનનાં આંસુ લૂછી તેમને ધીરજ તો આપો. હે નાથ! હે લંકેશ્વર! કેમ તમે આજ કોઇનું આશ્વાસન કર્યા વગર, નિર્દય થઈ ભૂમિ ઉપર પડી રહ્યા છો? અને મને માન કેમ આપતા નથી?"

આ પ્રમાણે ઘાડે સ્વરે રુદન કરતી મંદોદરીની આંખમાંનાં અશ્રુ પણ સુકાઈ ગયાં, તેને ગળે કાચકી બાઝી ગઈ. તે થોડીવાર અબોલ રહી, પણ પુનઃ પૂર્વનું સુખ સાંભરી આવતાં રડવા લાગી કે, "હે રાજન્! તમે પતિવ્રતાઓને, ગુરુ જનની સેવા કરનારીઓને અને અનેક કુળવાન્ સ્ત્રીઓને વૈધવ્ય આપી, તેમના નિઃસાસા લીધેલા છે, તે શાપ આજે પુગ્યા છે." કારણ કે, હે રાજન્! પતિવ્રતાનાં આંસુ અનર્થ વિના અકસ્માત્ પૃથિવીપર પડતાં નથી એમ જે કહેવાય છે, તે તમારા પ્રત્યે જ આજ સત્ય ઠર્યું છે. હે રાજન્! પ્રથમ તો તમે ત્રિલોકને આક્રમણ કરનાર અને મહા શૂરવીર છું, એવું ગુમાન રાખી, પાછળથી પરસ્ત્રીહરણ કરી, ક્ષુદ્ર નામથી કેમ પ્રસિદ્ધ થયા? તમો સંગ્રામમાંથી કોઈ કાળે પણ ભય પામ્યા હો, એમ હું સંભારું છું, તો–પણ મને સ્વપ્નમાંએ સાંભરતું નથી કે, તમે ભય પામ્યા હો; તેમ છતાં, સીતાનું હરણ કરતાં તમે ભય પામ્યા ને મારીચરૂપ મૃગને મોકલી, કપટ કરી, રામ લક્ષ્મણને દૂર ખસેડી, જાનકીની ચોરી કરી. તે દહાડાથી જ મને તો લાગ્યું હતું કે, આપનું કંઈ અમંગળ થવાનું છે અને મૃત્યુ પાસે આવ્યું છે, માનો ન માનો, પણ

વિધિજ મનુષ્યમાં યોગ્યાયોગ્ય બુદ્ધિ ઉત્પન્નકર્ત્તા છે.૬૦–૭૦

"તમે જાનકીને લાવ્યા ત્યારે, મહાનિઃશ્વાસ મૂકીને મારા સત્યવાદી દેવરજી મહાત્મા વિભીષણે તો કહ્યું હતું કે,૭૧ બહુ અયોગ્ય થાય છે અને એથી રાક્ષસોનો કાળ પાસે આવ્યો છે, એમ પણ કહ્યું હતું. કામ તથા ક્રોધથી ઉત્પન્ન થયેલા વ્યસનથી કંઈ પણ અર્થ સરતો નથી જ–ઉલટું તમારાં તે કર્મથી આખાં રાક્ષસકુળનો નાશ થયો છે;૭૨–૭૩ પણ, મારે હવે તમારો શોચ કરવો જોઇતો નથી. કારણ કે આપનું બળ તથા પરાક્રમ જગવિખ્યાત થયાં છે. પણ સ્ત્રીબુદ્ધિથી કારુણ્યને લીધે આટલું બધું થાય છે.૭૪ આપ તો કરેલાં સુકૃત અને દુષ્કૃત લઇને યોગ્ય ગતિને પામ્યા છો; અને આ હું તો, તમારા જવાથી દુઃખી થયેલી, માત્ર મારા પોતાના જ આત્માને રડું છું.૭૫ હે દશાનન! હિત ઇચ્છનારાઓનાં વચનો તમે માન્યાં નહિ, તમારા ભાઇઓ અને તેમાં પણ તમારા નાના ભાઈ વિભીષણે કહેલાં હિતકર, લાભકારક અને શ્રેયસ્કર વચન કહ્યાં હતાં, તે, તમે, 'હું શૂરવીર છું,' એવા ગર્વથી ન ગણકાર્યાં; તેમજ મારીચ, કુંભકર્ણ અને મારા પિતા મયાસુરે પણ તમને જે જે હિતવચનો કહ્યાં, તેની પણ તમે ઉપેક્ષા કરી, તેથી જ આજે આવું દારુણ પરિણામ આવ્યું છે.૭૬–૭૮ પણ હે કાળા મેઘસમાન! પીતામ્બરધારી અને શુભાંગદ! આજ તમે કેમ તમારાં ગાત્ર પ્રસારીને આ રણભૂમિમાં સૂતા છો?૭૯ મહા પરાક્રમી, દક્ષ અને અજિત યાતુધાનની દૌહિત્રી જે હું, તેની સાથે, હે દશાનન! કેમ તમે બોલતા નથી? આ નવો વેશ લઇને કેમ સૂતા છો? ઉઠો હે નાથ! ઉઠો. જુઓ તો ખરા, સૂર્યકિરણોએ પણ આજે નિર્ભય થઈ લંકામાં પ્રવેશ કર્યો છે. ઇન્દ્ર જેમ વજ્રની પૂજા કરે છે, તેમ તમારાથી પૂજાયેલો ને સંગ્રામમાં ઘણાને પ્રહાર કરનાર હેમથી મઢેલો, આ તમારો પરિઘ પણ, હે નાથ! બાણથી ભાંગી જઈ પડ્યો છે. હે શૂર! પ્રિય સ્ત્રીની માફક આ રણભૂમિને આલિંગન આપી કેમ સૂઈ રહ્યા છો?૮૦–૮૪ અને અણમાનિતીની પેઠે મારી સાથે કેમ બોલતા નથી? મારી સાથે આપે શું રુષણાં લીધાં છે? ધિક્કાર છે આ મારાં વજ્ર જેવાં હૃદયને, કે જે આપના પડ્યા છતાં પણ ફાટી જતું નથી. નાથ! પ્રાણપ્રિય! આપ મારી સાથે રીસાયા તો નથી? બોલો, જરાક તો બોલો."

આમ મહા કલ્પાંત કરતી અને આંસુએ ભરાઈ ગયેલાં નેત્રવાળી અને સ્નેહથી ભરાઈ ગયેલાં હૃદયવાળી પટ્ટરાણી મંદોદરી, શોકના આવેશથી મોહિત થઈ, રાવણની છાતી ઉપર મૂર્ચ્છિત થઈ પડી–તે જાણે સંધ્યાથી રાતા મેઘમાં વિદ્યુત્ શોભે તેમ શોભતી હતી.

આ પછી મહા કલ્પાંત કરી મૂર્ચ્છા પામેલી મંદોદરીને, તેની સપત્નીઓએ શાન્ત કરીને ઠીક બેસારી તથા તેમણે કહ્યું કે, "હે દેવિ મંદોદરિ! લોકોની સ્થિતિ અધ્રુવ છે, તે તમે ક્યાં નથી જાણતાં?૮૫–૮૯ દશાના યોગને લીધે, રાજાઓની સમૃદ્ધિ ચંચલ છે–(આવર્જન ને વિસર્જન થયા કરે છે). માટે શોકનો ત્યાગ કરો અને ચિત્ત સ્થિર રાખો." સપત્નીઓનાં તે વાક્ય સાંભળી, મંદોદરીએ ધીરજ ધરવાને મથન કર્યું, પણ મિથ્યા. તે અશ્રુના પૂરથી સ્તન તથા મુખશોભાનું માર્જન કરતી હોય, તેમ છૂટે મોઢે ને કરુણ સ્વરે દયાજનક રીતે વિલાપ કરતી અટકી નહિ.

## રાવણને અગ્નિસંસ્કાર

આણી તરફ મહાત્મા રામે, ત્યાર પછી વિભીષણને કહ્યું કે,૯૦–૯૧ "હે વિભીષણ! તમે તમારા મોટા ભાઇને અગ્નિસંસ્કાર કરો. હે લંકેશ! તમે ઉઠો અને હે સૌમ્ય! ધીરજ રાખી, રુદન કરતી તમારા ભાઇની સ્ત્રીઓને શાન્ત કરો."

રામનાં તે વચન સાંભળી, બુદ્ધિમાન્ વિભીષણે, પૂર્ણ વિચાર કરીને કહ્યું કે,૯૨ "હે રામ! ધર્મ તથા સદ્વ્રતનો ત્યાગ કર્યો છે એવા, ક્રૂર, નઠારા, અસત્ય વદનાર અને પરદાર હરણ કરનાર જે હોય, તેને શું અગ્નિસંસ્કાર કરવાને હું યોગ્ય છું? આ મારો પીડિત બાંધવ, લંકાનો ધણી, રાક્ષસોનો રાજા રાવણ, સર્વનું અહિત કરનાર હતો અને ભાઇરૂપે મારો એક શત્રુ હતો.૯૩–૯૪ વડીલ બંધુ તરીકે તે પૂજનીય તથા સંસ્કારને યોગ્ય છે, તોપણ તેના દોષને લીધે તે અસંસ્કારી છે, એમજ હું માનું છું. વળી હે રામ! રાવણને જો હું સંસ્કાર નહિ કરું તો પૃથિવીમાં નૃશંસ કહેવાઈશ ખરો, પણ આ રહસ્યને જાણનાર તો ઠીક થયું એમજ કહેશે."

પછી વિભીષણનાં વચન સાંભળી, સંતુષ્ટ થયેલા ધર્મજ્ઞ અને વાક્યચતુર રામે કહ્યું કે, "હે રાક્ષસેશ્વર! સુગ્રીવની પેઠે હવે મારે તને રાજ્યાભિષેક કરવો જોઇએ; કારણ કે, તારા જ આશ્રયથી હું રાવણને જિત્યો છું.૯૫–૯૭ માટે હે શૂર! પ્રથમ તું તારા ભાઇને અગ્નિસંસ્કાર કર. (કેમ કે, એનો અગ્નિસંસ્કાર થયા

પૂર્વે તને અભિષેક થઈ શકશે નહિ.) આ રાવણ, જો કે અધર્મવાદી, અનૃતભાષી અને સ્વેચ્છાચારી હતો, તથાપિ એ તેજસ્વી, બળવાન્ અને સંગ્રામમાં તો નિત્ય શૂર જ હતો, સાથે એ મહાત્મા પણ હતો, સર્વ લોકને ત્રાસ ઉપજાવનાર ત્રાસક હતો અને બળવાન્ હતો. તેવા રાવણને, ઈન્દ્રાદિ દેવોએ પણ કદી જિત્યો નથી, માટે એવો જે યશસ્વી, તેને તું સંસ્કાર કરવા યોગ્ય જ છે. વૈર, મરણાંત હોય છે, પણ તેનો તો હવે નાશ થયો.૯૮-૧૦૦ માટે તું એને નિશ્શંક થઈ સંસ્કાર કર; અને હું અનુગ્રહ કરું છું કે, એ રાવણ મુક્તિ આપવા યોગ્ય છે. હે મહાબાહો! રાવણ તારે હાથે સંસ્કાર પામવા યોગ્ય જ છે. માટે તું સંસ્કાર કર અને એમ કરવાથી આ જગતમાં તું મોટો યશ પામીશ."

મહાત્મા રામનાં તે વચન સાંભળી, ઉતાવળા થયેલા વિભીષણે, ત્યાર પછી પોતાના ભાઇને અગ્નિસંસ્કાર કરવાની તૈયારી કરવા માંડી. તે સુવેળુથી લંકામાં ગયો અને રાવણના અગ્નિહોત્રના અગ્નિને સ્મશાનમાં મોકલાવ્યો; તે સાથે વળી ચંદનાદિ કાષ્ટનાં ગાડાં, અગરુ, ગંધપદાર્થ, મણિ, મોતિ અને પ્રવાલ પણ તેણે મોકલી દીધાં. સર્વ વસ્તુ મોકલાવ્યા પછી, બીજા રાક્ષસોની સાથે વિભીષણ, જ્યાં રાવણનો દેહ પડ્યો હતો ત્યાં આવ્યો,૧૦૧-૧૦૬ અને માલ્યવાનને સાથે રાખી, પોતાના મોટા ભાઇની ઉત્તર ક્રિયાનો પ્રારંભ કીધો. પીત રેશમી વસ્ત્રવાળા રાવણને, ધ્વજા પતાકાવાળી અને પુષ્પોના હારવાળી એક સુંદર શિબિકામાં બેસાડ્યો અને રાક્ષસોના તે અધિપને બંદીજનોનાં સ્તુતિવાક્યોની સાથે, સ્મશાન ભૂમિમાં લઈ ચાલ્યા. અધ્વર્યુએ પ્રકાશિત કરેલા અગ્નિની તોલડી લઈ, વિભીષણ આગળ ચાલતો હતો.૧૦૭-૧૧૦ તેની શિબિકાની પાછળ તેનાં પરિજન પણ, ચાલવાનો અભ્યાસ ન છતાં અને રુદન કરવાથી ઠોકરાઇને પડતાં આખડતાં પણ ચાલતાં હતાં. સ્મશાનમાં આવીને એક વિશાળ સ્થાનમાં રાવણને મૂકયો. ત્યાં વિભીષણાદિ સર્વે ઘાટું રુદન કરવા લાગ્યા.૧૧૧-૧૧૨

પછી વેદમાર્ગમાં કહેલી ક્રિયાવડે ચંદન, કાષ્ટ, પદ્મક તથા બીજાં કાષ્ઠો અને વાળા વગેરેથી, કાળા મૃગના ચર્મરૂપ વસ્ત્રથી આચ્છાદિત, એક ચિતા ખડકી, તેમાં પછી પિતૃમેધવિહિત કર્મ કરવા માંડ્યું અને ચિતાના દક્ષિણ અને પૂર્વ ભાગમાં, એક વેદિ કરીને અગ્નિ સ્થાપન કર્યો.૧૧૩-૧૧૪ પછી હોમના ઘૃતથી ભરેલો શરવો સ્કંધદેશ તરફ રાખી, એ પગપર શકટ રાખી, ઉરુ ઉપર એક મોટો ઉલૂખલ મૂકયો; અને યજ્ઞનાં સર્વ પાત્ર-અરણી, ઉત્તરારણી, યજ્ઞનાં બીજાં મુસળ વગેરે રાખીને તેઓ પિતૃમેધ કર્મ કરવા લાગ્યા.૧૧૫-૧૧૬ સર્વ રાક્ષસોએ તે વેળાએ શાસ્ત્રવિધિથી એક મેધ્ય પશુને મારી તેની ચરબી ઘીમાં બોળીને શબના મુખમાં રાખી. પછી વિભીષણના સહાયવાળા, દીન અને રોતા એવા સર્વે રાક્ષસોએ ચંદન, પુષ્પ અને બીજા પદાર્થોથી, તે શબને સુશોભિત કરીને તેનાપર શાલ ઓઢાડી. સ્નાન કર્યા પછી વિભીષણે, રાવણને અગ્નિસંસ્કાર કર્યો અને તિલહોમ પણ કર્યો.૧૧૭-૧૨૦ તિલહોમ થઈ રહ્યા પછી, વિભીષણે સઘળી સ્ત્રીઓને શાન્ત કરી અને તેમને લંકામાં જવાને આજ્ઞા આપી. રોતી ને કકળતી તે સ્ત્રીઓ પાછી લંકામાં ગઈ અને વિભીષણ તેમના ગયા પછી શોક કરવાથી નમ્ર થઈ જઈ, જ્યાં મહાત્મા રામ બેઠા હતા ત્યાં આવ્યો.૧૨૧-૧૨૨

રામની છાવણીમાં, ઇન્દ્ર જેમ વૃત્રાસુરને મારીને આનંદ પામ્યો હતો, તેમ રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને સઘળું સૈન્ય, શત્રુનો નાશ થવાથી આનંદ પામતું જણાયું. પછી શત્રુદમન રામે, પોતાનાં ધનુષ, બાણું અને ઇન્દ્રે આપેલું અભેદ્ય કવચ મૂકી દીધાં અને શત્રુનો નિગ્રહ કરવારૂપ રોષનો પણ ત્યાગ કર્યો.૧૨૩-૧૨૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો અગીયારમો સર્ગ સંપૂર્ણ**



# ત્રિલોકાનંદ

## સર્ગ ૧૧૨ મો

### વિભીષણનો અભિષેક

આકાશમાં ઉભા રહી, રામરાવણનું યુદ્ધ જોવાને આવેલા દેવ, ગંધર્વ અને દાનવ, રાવણના વધને જોઇને તેની જ કથા કરતા કરતા પોતપોતાનાં વિમાન લઇને ચાલવા લાગ્યા.૧ ગગનવાસીઓ બહુ હર્ષ પામ્યા હતા અને રાવણનો વધ, રાઘવનું પરાક્રમ, કપિવરોએ કરેલું મહાઘોર યુદ્ધ, સુગ્રીવની સહાયતા,૨ હનુમાનની, રામ તથા લક્ષ્મણપરની પ્રીતિ, સીતાના પ્રતિવ્રતની ખ્યાતિ અને હનૂમાનનાં પરાક્રમની વાતો કરતા કરતા તેઓ જેમ આવ્યા હતા, તેમ પોતપોતાના સ્થાનકો તરફ ચાલ્યા ગયા.

પછી શ્રીરામે, ચંદ્રના જેવો પ્રકાશમાન જે રથ ઇન્દ્રે મોકલાવ્યો હતો, તેને પાછો લઈ જવાને માટે માતલિને અનુજ્ઞા આપી, અને રથમાં બેસી વિદાય થતાં માતલિએ રામને પ્રણામ કર્યા ને તે સ્વર્ગપ્રત્યે ચાલ્યો ગયો. ત્યાર પછી રથીમાં ઉત્તમ રામભદ્ર, પ્રસન્ન મને સુગ્રીવને મળ્યા.

લક્ષ્મણે જેનું વંદન કરેલું છે અને કપિઓએ જેને પૂજેલા છે તેવા મહાત્મા રામે, સુગ્રીવને મળીને પોતાની છાવણીમાં પ્રવેશ કર્યો. ત્યાં જઈ કાકુત્સ્થે પોતાની પાસે બેઠેલા, મિત્રના ગુણવાળા સુલક્ષણ લક્ષ્મણને કહ્યું કે–"હે સૌમ્ય! હે બંધુ લક્ષ્મણ! આ પ્રીતિમાન્ તથા આપણો અનન્ય ભક્ત, આપણાપર ઉપકાર કરનાર વિભીષણની સંગે તું જા અને લંકા નગરીના રાજ્યાસનપર એનો અભિષેક કર. રાવણના કનિષ્ઠ બંધુ આ વિભીષણને હું જ્યારે લંકાના સિંહાસન ઉપર બેઠેલો જોઇશ, ત્યારે જ મારું પ્રિય થયું છે, એમ હું માનીશ.

મહાત્મા રામના કહેવાથી રઘુકુલોત્પન્ન લક્ષ્મણે, 'બહુ સારું' એમ કહીને હર્ષથી એક સુવર્ણના ઘડાને હાથમાં લીધો અને મનના જેવા વેગવાળા કપિઓના હાથમાં તે આપીને કહ્યું કે, "હે વાનરો! તમે આમાં સમુદ્રનું જળ લઈ આવો." તત્ક્ષણે મન જેવી ગતિવાળા કપિઓ, ઘણીજ ત્વરાથી દોડ્યા;[૩–૧૩] ને તે ઘડામાં શુદ્ધ સમુદ્રનું જળ ભરી લાવ્યા. પછી મિત્રવર્ગને સંગે લઈ, સુમિત્રાનંદન લક્ષ્મણ લંકામાં પધાર્યા. લંકામાં જઈ એક ઉત્તમ આસનપર સમુદ્રજળથી ભરેલા તે સુવર્ણકુંભનું સ્થાપન કર્યું અને સર્વ કપિઓના દેખતાં, શાસ્ત્રવિધિ પ્રમાણે વિભીષણને રાજ્યાભિષેક કર્યો, અને ઘણા હર્ષથી તેની પ્રશંસા કરી કહ્યું કે; "હે જય! રાજા વિભીષણનું રાજ્ય અમર તપો" એમ કહી જય જયકાર વર્તાવ્યો. વિભીષણનો અભિષેક થતાં તેના ભક્ત મંત્રીઓ બહુ બહુ આનંદ પામ્યા અને લંકામાં વિભીષણનો રાજ્યાભિષેક કરીને, લક્ષ્મણસહ મહાત્મા રામ પણ અતિશય પ્રમોદને પામ્યા.[૧૪–૧૮]

વિભીષણે નગર તથા દેશમાં રહેનાર સર્વ પ્રજાને શાન્ત કરી અને પોતે ભગવાન રામની પાસે પાછો આવવા નિકળ્યો. ત્યારે હર્ષ પામેલા લંકાનાં પૌરજને, રામની પાસે જતા વિભીષણને દધિ, તાંડુલ, શાલ તથા પુષ્પાદિ લાવીને અર્પણ કર્યાં. તે સર્વનો સ્વીકાર કરી, વિભીષણ રામ પાસે આવ્યો અને પોતાને અર્પણ થયેલી તે સર્વ વસ્તુઓ, રામ તથા લક્ષ્મણને અર્પણ કરી.[૧૯–૨૦] રામે પણ કૃતકર્મવાળા, વૃદ્ધિ પામેલા અર્થવાળા અને પ્રસન્ન ચિત્તવાળા વિભીષણને જોઈ, તેની સર્વ વસ્તુઓ પ્રેમથી અંગીકાર કરી.[૨૧]

ત્યારપછી મહાત્મા રામે, હાથ જોડીને ઉભેલા અને પર્વત જેવા દેહવાળા હનુમાનને કહ્યું કે,[૨૨] "હે હનુમાન્! તું મહારાજ વિભીષણની અનુજ્ઞા લઈ, લંકામાં સીતાની પાસે જા ને તેનું કુશળ પૂછ અને આપણા કુશળ સમાચાર આપ.[૨૩] પછી હે બોલનારાઓમાં શ્રેષ્ઠ! મિથિલાધિપતનયા સીતાને, મારું, સુગ્રીવનું અને આ લક્ષ્મણનું કુશળ જણાવ.[૨૪] અને રાવણનો વધ પણ જણાવ. હે કપીશ્વર! વિદેહરાજતનયા સીતાને સર્વે વૃત્તાન્ત કહી, તે જે કહે તે સંદેશો લઇને અહિં પાછો આવ."[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો બારમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૧૩ મો

## સીતા અને હનુમાન્ સંવાદ

મહાત્મા રામે, જેને સીતા પાસે જઈ સંદેશો કહેવાની આજ્ઞા આપી હતી એવો વાયુપુત્ર હનુમાન્, રાક્ષસોથી પૂજાતો ને જય જયના શબ્દ સાંભળતો ઉતાવળો લંકાપુરીમાં ગયો.[૧] ત્યાં જઈ વિભીષણની આજ્ઞા લઈ, જ્યાં સીતાને રાખવામાં આવી હતી, તે નાનાં પ્રકારનાં વૃક્ષોવાળી સુન્દર અશોકવાટિકામાં ગયો.[૨] સીતાએ પણ જાણ્યું કે, હનુમાન આવ્યો છે. ત્યાં હનુમાને, સ્નાનાદિ સંસ્કારરહિત, ગ્રહથી પીડાતી રોહિણીની પેઠે, રાક્ષસીઓમાં બેઠેલી ને આનંદરહિત સીતાને એક વૃક્ષ નીચે બેઠેલી જોઈ. તેમની પાસે જઈ, હનુમાને વંદન કર્યું અને નમ્ર થઈ મસ્તક નમાવ્યું.[૩–૪] પછી સીતાદેવી મોટા બળવાળા હનુમાનને જોઈ બહુ આનંદ પામ્યાં. પણ હર્ષાવેશથી એક પણ શબ્દ તેમના મોંમાંથી નિકળી શક્યો નહિ.[૫]

પછી સીતાનું સૌમ્ય મુખ જોઇને, કપિવર હનુમાને તેમને રામે કહેલાં વચન કહ્યાં કે,[૬] "હે વૈદેહિ! લક્ષ્મણ તથા સુગ્રીવની સાથે રામ કુશળક્ષેમ છે. આજે તેમણે શત્રુને જિત્યો છે અને પોતાનો અર્થ સિદ્ધ કર્યો છે.[૭] હે દેવિ! કપિઓ અને લક્ષ્મણ તથા વિભીષણની સહાયથી રામે રાવણને માર્યો છે.[૮] એ વૃત્તાંત હું તમને પ્રસન્ન કરવા માટે કહું છું. હે દેવિ! વળી

તમારાં પાતિવ્રત્યના પ્રભાવથી રામે, યુદ્ધમાં મહા વિજય મેળવ્યો છે-તેમણે શત્રુને હણ્યો છે અને લંકા જેવી પુરીને સ્વાધીન કરી છે. હે સીતે! હવે તમે પરિતાપને છોડી ઘો; અને સ્વસ્થ થાવ![૯-૧૦] તમારા શત્રુનો પરાજય કરી, તમને પાછાં લાવવાની જે મેં પ્રતિજ્ઞા કરી હતી, તે આજ સફળ થઈ છે-રે મહાસમુદ્રમાં સેતુ બાંધીને તે પ્રતિજ્ઞા સફળ કરી છે-તમે હવે શત્રુવશ છો, એમ માનતાં ના; કારણ કે, હવે તો આ લંકાપુરી તથા સર્વ ઐશ્વર્ય મહાત્મા વિભીષણના હાથમાં આવ્યું છે.[૧૧-૧૨] હે દેવિ! તમે શાન્ત થાઓ, આનંદ પામો અને માનો કે તમે પોતાના ઘરમાંજ છો. હમણાં વિભીષણરાયજી પણ, હર્ષ પામતા તમારું દર્શન કરવા આવશે."[૧૩] જ્યારે ચન્દ્રમુખી સીતાને, હનુમાને આમ કહ્યું, ત્યારે હર્ષથી તે ગદ્‌ગદિત થઈ ગઈ. તે કંઈજ બોલી શકી નહિ.[૧૪] પુનઃ કપિવર હનુમાને તેમને કહ્યું કે,-"હે દેવિ! તમે શો વિચાર કરો છો? શા માટે મારી સાથે બોલતાં નથી?"[૧૫]

હનૂમાનનાં પુનઃ વચન સાંભળી, અત્યંત પ્રસન્ન થઈ અશ્રુવડે ગદ્‌ગદિત થયેલી વાણીવડે સીતાજી બોલ્યાં કે,-[૧૬] "હે સૌમ્ય! સ્વામીના વિજયની વાત સાંભળીને હર્ષ પામેલી જે હું, તેનાથી શી રીતે બોલાય? માત્ર હર્ષને લીધે જ મારાથી બોલાતું નથી એમ નથી, પણ હે હનૂમાન્! વધામણીમાં તને આપવા જોગ આજ મારી પાસે કંઈ પણ વસ્તુ નથી, એ વિચારથી પણ મારાથી બોલી શકાતું નથી.[૧૭-૧૮] ઓ હનૂમાન્! હું આ પૃથિવીમાં તને આપવા જોગ કંઈ પણ જોતી નથી કે, જે આપીને તારી આ વધામણીનો બદલો વાળું.[૧૯] હે વીરા! વધામણીમાં આપવા યોગ્ય તો ખરેખર મારી પાસે કંઈ જ નથી.-આ સુવર્ણ--રત્ન અને ત્રિલોકનું રાજ્ય પણ, તેં આપેલી વધામણીમાં પૂરતું નથી."[૨૦]

સીતાનાં તે વચન સાંભળી, વાનરોમાં શ્રેષ્ઠ હનૂમાન્, સીતા સામે હાથ જોડીને બોલ્યા કે-"હે સુન્દરિ! સ્વામીના જ વિજયને લીધે હર્ષ પામનાર તમે, મારા ઉપર આટલા બધા સ્નેહથી જુવો છો અને બોલો છો (આવાં સ્નેહયુક્ત વચનો કહો છો) તે જ વધામણીને યોગ્ય પારિતોષિક હું માનું છું. હે દેવિ! આવાં તમારાં વચન સાંભળવાને આજે હું ભાગ્યવંત થયો છું, તે, રત્નના ભંડાર તથા સ્વર્ગનાં રાજ્યથી પણ વિશેષ છે; અને શત્રુરહિત થયેલા રામને તમે સ્થિર થયેલા જુવો છો તેથી, દેવરાજ્યાદિ ગુણો સ્વતઃ મને પ્રાપ્ત થયા છે, એમ જ હું માનું છું."[૨૧-૨૨] પછી જનકરાયની પુત્રીએ પુનઃ તેને શુભ વચનો કહેવા માંડ્યાં કે-[૨૩] "હે હનૂમાન્! લક્ષણવાળાં, વ્યાકરણયુક્ત, મધુર ગુણથી અલંકૃત અને આઠ અંગવાળી ભાષાને યોગ્ય વચન બોલનારમાં તું ચતુર છે; અને તું વાયુનો પ્રશંસા કરવા જોગ પુત્ર છે. વળી હે હનૂમાન્! બળ, શૌર્ય, શ્રુત, સત્વ, પરાક્રમ, દક્ષતા, તેજ, ક્ષમા, ધીરજ, સ્થૈર્ય અને વિનય એવા ઘણા અમૂલ્ય ગુણો તારામાં વસેલા જોઈ, મને ઘણો આનંદ થાય છે."[૨૪-૨૬]

પછી હનૂમાને, ઘણા જ વિનયથી, બે હાથ જોડીને સીતા દેવીની સન્મુખ ઉભા રહી કહ્યું કે;[૨૭] હે દેવિ! આ રાક્ષસીઓ, જેમણે તમને પૂર્વે ઘણાં દુઃખ દીધાં છે તેમને, જો તમે આજ્ઞા આપો તો, સત્વર હું તેને યમને દ્વાર પહોંચાડી દઉં.[૨૮] હે દેવિ! પતિને દેવ માનનાર આપને, રાવણની આજ્ઞાથી, આ ક્રૂરકર્માં, દુષ્ટાચરણા, ભયંકરા, સ્વભાવથી જ ક્રૂર અને કદરૂપી રાક્ષસીઓએ તમને જે જે કઠોર વચનો કહીને અનેક વાર સંતાપેલાં છે, તે હું સારી પેઠે જાણું છું; માટે હે દેવિ! તેમનો સંહાર કરવા જેટલું તમે મને વરદાન આપો એ જ બસ ! હે દેવિ! આ ક્રૂરકર્માં અને તમને દમનાર રાક્ષસીઓને, આજ હું મુષ્ટિપ્રહારથી, લાતથી, જંઘા અને ઘુંટણના મારથી, દાંતથી ને નખથી કચરી કરડી નાંખીને મારી નાંખવાની ઇચ્છા રાખું છું (તેની આજ્ઞા દો). હે સીતે! આ રાક્ષસીઓએ તમને, પૂર્વે દારુણ દુઃખ દીધાં છે, તેમને હું અનેક રીતે પ્રહાર કરી ઘાત કરવા ઇચ્છું છું."

હનૂમાનને આમ બોલતો સાંભળીને, દીન થઈ ગયલી પણ દીનવત્સલ સીતા દેવીએ, મુહૂર્તભર વિચાર કરીને કહ્યું-"હે કપિવર! રાજાની આજ્ઞાને વશ થઈ રહેલી આ દાસીઓ, શુભ વા અશુભ-સારું કે માઠું જે કંઈ કાર્ય કરે, તેને માટે તેનાપર કોપ કરવો કેમ યોગ્ય હોય ? એ તો રાવણની આજ્ઞાથીજ મને દુઃખ દેતી હતી; સ્વેચ્છાથી નહિ. જે દુઃખ મને પડ્યાં છે, તે મારા કર્મના દોષવડેજ પડ્યાં છે. મનુષ્ય પોતે કરેલાં કર્મનાં ફળને ભોગવે છે જ. હે મહાબાહો! સર્વથી દૈવગતિ જ બળવાન્ છે.[૨૯-૩૮] રાવણની આ દાસીઓએ મને દુઃખ દીધું છે, તે મારાં કર્મના પરિપાકના ફળથી જ મને પ્રાપ્ત થયું હતું, એમ હું માનું છું. ઓ હનૂમાન્! કાળબળને જ બળવત્તર માનતી એવી હું, તેમના દોષને ક્ષમા કરું છું.[૩૯] હે વાયુપુત્ર! આ

રાક્ષસીઓ રાવણની આજ્ઞાથી મારો તિરસ્કાર કરતી હતી, પણ હવે રાવણ હણાયાથી તે મને જરાએ તુચ્છકારતી કે હીણતી નથી.[૪૦] હે કપિ! કોઇએક વ્યાઘ્રને કોઇએક ઋક્ષે જે પ્રાચીન અને ધર્મયુક્ત શ્લોક કહ્યો હતો, તે તું સાંભળ.[૪૧]

न परः पापमादत्ते परेषां पापकर्मणां
समयो रक्षितव्यस्तु संतश्चारित्रभूषणाः*

"પરને ઉદ્દેશી જે માણસ પાપકર્મ કરે છે તેના પ્રત્યુપકારને, ડાહ્યા માણસો ગ્રહણ કરતા નથી; અપકાર કરનારપર અપકાર કરવો યોગ્ય નથી; કારણ કે સદાચાર એ જ સાધુ પુરુષનું ભૂષણ છે."[૪૨]

"હે શૂર! પાપી, અશુભ કર્મ કરનાર અને વધ્ય ઉપર પણ દયા રાખવી, એ સંતનું કામ છે; કારણ અપરાધ સૌ કરે છે એમ જાણી દયા રાખવી.[૪૩] હિંસા કરવી, ક્રૂર થવું ને પાપ કરવું, એ તો રાક્ષસોનો સ્વાભાવિક જ ધર્મ છે, માટે તેઓ પાપ કરે, પણ તેમનું અશુભ આપણે કરવું નહિ, એ મનુષ્યનો ધર્મ છે."[૪૪]

સીતા દેવીનાં પરમ સારરૂપ આવાં નિર્મળાં વચન સાંભળી, વાક્ચતુર હનૂમાને કહ્યું કે,[૪૫] "રામની ગુણવાન્ અને ધર્મપત્ની સીતાના મુખમાં આવાં વચન યોગ્ય જ છે. હે દેવિ! મને હવે આજ્ઞા આપો, કે હું પાછો રામ પાસે જાઉં;"[૪૬]

સીતાએ હનૂમાનનાં તે વચનો સાંભળી કહ્યું કે, "હે હનૂમાન્! મારા મનમાં ભક્તનું પાલન કરનાર રામભદ્રનાં દર્શન કરવાની ઇચ્છા છે."[૪૭] ત્યારે વાયુપુત્ર બુદ્ધિમાન્ હનૂમાન્ સીતા દેવીને હર્ષ પમાડતાં બોલ્યો કે–"જેમ શત્રુવિદારી, મિત્રને સ્થિર કરી આવેલા ઇંદ્રને શચી જુવે છે, તેમ જેણે શત્રુનો નાશ કર્યો છે અને મિત્રને સ્થિર કર્યો છે એવા લક્ષ્મણ સહિત પૂર્ણ ચંદ્રાનન રામનાં આજ તમને દર્શન થશે."[૪૮–૪૯] સાક્ષાત્ લક્ષ્મી સમાન શોભતાં સીતાને આ પ્રમાણે કહી, મહાતેજસ્વી હનૂમાન્, જ્યાં રામ હતા ત્યાં આવ્યો; અને પછી વાનરશ્રેષ્ઠ હનૂમાને, જનકરાજબાળાએ જે પ્રત્યુત્તર આપ્યો હતો, તે, દેવેશ જેવા રામભદ્રને અનુક્રમે કહ્યો.[૫૦–૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો તેરમો સર્ગ સંપૂર્ણ

---

## સર્ગ ૧૧૪ મો

## રામસીતાનો મેળાપ

સર્વે ધનુષધારીઓમાં શ્રેષ્ઠ અને કમળપત્ર જેવા નેત્રવાળા રામને પ્રણામ કરીને, હનૂમાને કહ્યું કે,–[૧] 'મહારાજ! જેના નિમિત્તે સેતુબંધ અને રાવણવધાદિ ઉદ્યોગ કર્યો, તેના ફલોદયરૂપ, શોક સંતાપ પામેલી સીતાને હવે મળવું આપને ઉચિત છે;[૨] કેમ કે અશ્રુપૂર્ણ નેત્રવાળી અને રાક્ષસીઓથી પરિવૃત મૈથિલી, આપનો વિજય સાંભળી, આપનાં દર્શનને માટે ઉત્સુક થઈ રહેલાં છે.[૩] હમણાં હું આપનો સંદેશો લઇને તેની પાસે ગયો, ત્યારે જ તેમણે મને કહ્યું કે, 'હવે હું મારા સ્વામીનાં દર્શન કરવા ઇચ્છું છું,' અને એમ કહેતાં કહેતાં તો તે સજળ નેત્રવાળાં થઈ ગયાં હતાં."[૪]

જ્યારે હનૂમાને સીતાના મેળાપ પછીનું આ તેનું વર્તમાન રામને નિવેદન કર્યું,ત્યારે ધર્માચરણ કરનારાઓમાં શ્રેષ્ઠ રામનાં નેત્ર પણ પાણીથી ભરપૂર જણાયાં. તે પણ ક્ષણવાર વિચારમાં પડી ગયા. તેમના મનમાં આવ્યું કે, પરગૃહમાં રહેલી સીતાનો અંગીકાર કરવાથી લોકાપવાદ તો નહિ લાગે? તેમ જો હું તે નિરપરાધીનો ત્યાગ કરીશ તો તેનો પણ દોષ નહિ લાગે શું? હવે શું કરવું? એવા વિચારથી તે શાંત થઈ મૌન ધરી રહ્યા.[૫]

પછી નિઃશ્વાસ મૂકી, નીચું જોઈ, રામે પોતાની પાસે ઉભેલા વિભીષણને, મેઘ સમાન ગંભીર વાણીથી જણાવ્યું;[૬] "હે વિભીષણ! તમો લંકામાં જાઓ અને મંગળ સ્નાન કરાવી, અંગરાગ ચોળાવી તથા સુંદર અલંકારો પહેરાવી સીતાને મારી પાસે સત્વર તેડી લાવો."[૭] તત્ક્ષણે વિભીષણ લંકાપુરીમાં ગયો; અને પરિચારિકાને મોકલી, સીતાને રાજમંદિરમાં બોલા-

---

* પુરાણમાં એક એવી કથા છે કે:–એકવાર કોઈ એક વ્યાધ વાઘના ભયથી એક ઝાડ ઉપર ચડી ગયો હતો એવું બન્યું કે, જે ઝાડ ઉપર પેલો વ્યાધ ચડ્યો, તેના ઉપર એક ઋક્ષ હતો તેને જોઈ વાઘે કહ્યું કે–હે ઋક્ષ! આ વ્યાધ સઘળાં વનપશુનો કાળ છે, માટે એને તું નીચે નાંખી દે. ઋક્ષે ઉત્તર આપ્યો કે, એ મારે સ્થાનકે આવ્યો અને હું એને નાંખી દઉં તો ધર્મહાનિ થાય, જ્યારે તે ઋક્ષે આમ જવાબ આપ્યો, ત્યારે પેલો વાઘ નીચે બેસી રહ્યો. પછી જ્યારે ઋક્ષ ઉંઘી ગયો, ત્યારે વાઘે પેલા વ્યાધને કહ્યું કે, તું એને ઢોળી પાડ. એટલે હું ચાલ્યો જાઉં. વ્યાધે પેલા ઋક્ષને નીચે નાંખી દીધો, પણ તે તો પોતાની ચપળતાથી એક શાખા પકડીને વાઘનાં મુખમાંથી ઉગર્યો. વાઘે હવે ઋક્ષને વધારે ઉત્તેજન આપતાં કહ્યું કે–હે ઋક્ષ! આ વ્યાધે તારો વિશ્વાસઘાત કર્યો છે, માટે તું એને નીચે નાંખ, પણ પુનઃ તેણે ઉત્તર દીધો કે–'એણે મારો અપરાધ કર્યો છે ખરો, પણ તેને નાંખી દેવો, એ મારો ધર્મ નથી.'

ત્યાં.[૮] મહાભાગ્યશાળી સીતાજીના આવ્યા પછી, વિભીષણે બે હાથ જોડી તેમને નમન કરી કહ્યું કે;[૯] "હે સીતે! તમારા સ્વામી શ્રીમાન્ રામની મને આજ્ઞા છે કે, તમે દિવ્ય અંગરાગ ચોળો અને દિવ્ય અલંકાર ધારણ કરીને પાલખીમાં બેસી, રામ પાસે જાઓ. દેવિ! તમારું કલ્યાણ થાઓ. આપના ભર્તા આપને જોવાને ઇચ્છે છે."[૧૦]

ત્યારે સીતાએ પ્રત્યુત્તર આપ્યો; "હે વિભીષણ! હું તો સ્નાન કર્યા વગર જ સ્વામીનાં દર્શન કરવા જઇશ."[૧૧] ત્યારે વિભીષણે કહ્યું; "સીતાજી! તમારા સ્વામીએ કહ્યું છે, તેમ જ તમારે કરવું યોગ્ય છે."[૧૨] પછી સ્વામી એ જ જેનું પરમ દૈવત છે એવાં સીતાએ, 'બહુ સારુ' એમ કહીને સ્નાનાદિ કર્મ કર્યાં.[૧૩]

પછી અંગરાગ તથા અલંકાર ધારણ કરેલાં સીતાને રાક્ષસોએ સુંદર મ્યાનામાં બેસાડ્યાં અને કેટલાક રાક્ષસો, આગળ પાછળ ચાલવા લાગ્યા. આવી રીતે વિભીષણ, મહાદેવી સીતાને લઇને રામની પાસે આવ્યા,[૧૪-૧૫] અને પછી વિભીષણે ધ્યાનપરાયણ રામની પાસે જઈ નમન કરીને હર્ષથી કહ્યું કે,–"મહારાજ! સીતાદેવી અહિં પધાર્યાં છે."[૧૬] પણ ઘણા દિવસ રાક્ષસને ત્યાં રહી આવેલી સીતાને જોઇને, રામ એકી વેળાએજ રોષ, હર્ષ અને દીનતામાં ડૂબી ગયા.[૧૭] તેથી પાલખીમાં બેસીને આવેલાં સીતાને જોઈ, પ્રગટમાં જરા પણ હર્ષ બતાવ્યા વિના તે વિભીષણ પ્રત્યે બોલ્યા કે–[૧૮] "હે રાક્ષસાધિપ! મારા પ્રિયમાં પ્રીતિવાળા! હે સૌમ્ય! તમે સીતાને શીઘ્ર મારી પાસે આવવા દ્યો."[૧૯]

રામની આજ્ઞા થતાં જ ધર્મને જાણનારા વિભીષણે, છાવણીમાં બેઠેલાં માણસોને દૂર ખસેડવાની આજ્ઞા કરી.[૨૦] તુરત જ વસ્ત્રાભૂષણવાળા અને હાથમાં છડીઓ લઈ નેકી પોકારનારા સેવકોએ, સર્વે યોધાઓને દૂર ખસેડવા માંડ્યા.[૨૧] ઉઠીને દૂર જવાની આજ્ઞા થવાથી, ઋક્ષ, વાનર અને રાક્ષસોમાં દોડાદોડી થઈ રહી.[૨૨] અને યોધાઓના ઉઠવાથી વાયુવડે ચલિત થયેલા સાગરનો જેમ ઘોષ થાય, તેમ ત્યાં સંક્ષોભ થઈ રહ્યો.[૨૩]

પણ યોધાઓને દૂર ખસતા તથા સંભ્રમ પામેલા જોઇને, ભક્તવત્સલ રામે, પોતાની આજ્ઞા વગર તેમને ઉઠાડવા માટે વિભીષણને ઠપકો આપ્યો અને ક્રોધથી જાણે હમણાં સૌને બાળી નાંખશે એવાં નેત્ર કરી વિભીષણને કહ્યું કે,[૨૪-૨૫] "મારો અનાદર કરી તમે આ સર્વને કેમ ક્લેશ પમાડો છો? આ જ ક્ષણે તમે આ સર્વના ઉદ્વેગને નિવૃત્ત કરો. તમે જાણો છો કે, આ સર્વ મારા સ્વજન છે.[૨૬] સ્ત્રીઓને મંદિર, મેડી કે પરદેપોશ રાખવી અને આવા સ્નેહીજનને દૂર રાખવા, એ કંઈ ખરો રાજસત્કાર નથી. એ કંઈ સ્ત્રીઓનું ઢાંકણુ નથી. પણ સ્ત્રીઓનું ઢાંકણુ તો તેમનાં સદાચરણ જ છે.[૨૭] આમ છતાં પણ, સ્ત્રીને જોવી એ દોષ હોય તો, તેનો પણ અત્રે દોષ નથી; કારણ કે–

व्यसनेषु न कृच्छ्रेषु न युद्धेषु स्वयंवरे ।
न क्रतौ नो विवाहे वा दर्शनं दूष्यते स्त्रियः ॥

વિપત્તિમાં, પીડામાં, યુદ્ધમાં, સ્વયંવરમાં, યજ્ઞમાં અને વિવાહમાં--અન્ય મનુષ્ય--સ્ત્રીઓને જુવે તો તે દોષ નથી, એમ નીતિવેત્તાઓ વદે છે.[૨૮] જાણો કે આજે સીતા આપત્તિમાં આવી પડેલી છે, કષ્ટ પામેલી છે, એટલે એને જોવામાં દોષ કેમ હોય? વળી વિશેષે કરીને તો એ મારી પાસે છે, એટલે દોષ નથી જ.[૨૯] ભલે સીતા પાલખીમાંથી ઉતરી મારી પાસે છડેચોક આવે; અને ભલે આ સહુ વનવાસીઓ તેને જુવે."[૩૦]

રામનાં વચનથી વિભીષણ જ નહિ, પણ લક્ષ્મણ, સુગ્રીવ અને હનૂમાન્ પણ વિચારમાં પડ્યા અને સર્વે ઘણો ખેદ પામ્યા અને વિભીષણ રામની આજ્ઞાથી સીતા દેવીને રામની સમીપે લાવ્યા.[૩૧-૩૨] પછી સ્વામીની આજ્ઞાને અનુસરનારી, પણ લાજને લીધે સંકોચ પામતી સીતા, પાલખીમાંથી ઉતરી પડી. તેમની પાછળ વિભીષણ ચાલતા હતા. તેઓ રામની પાસે આવ્યાં;[૩૩] અને અતિ સૌમ્ય મુખવાળાં તથા પતિને દેવતા રૂપ માનનારાં સીતાએ, હર્ષથી, વિસ્મયથી અને પ્રેમથી પોતાના સ્વામીનાં સૌમ્ય મુખનાં દર્શન કર્યાં.[૩૪] આજે ઘણે કાળે, સીતાએ, પૂર્ણિમાના ચંદ્ર જેવું પોતાના સ્વામીનું મુખ જોયું હતું, એટલે તેનો ક્લેશ નાશી ગયો અને તેનું મુખ વિમલ શશાંક જેવું ઝળહળી રહ્યું.[૩૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો ચૌદમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૧૫ મો.

## સીતાપ્રતિ રામવચન

પોતાની પાસે ઉભેલી મૈથિલીને જોઇને, રામના મનમાં જે ભાવ હતો, તે પછી પ્રગટપણે જણાવ્યો.[૧] તેઓએ સીતાને કહ્યું કે,–"હે ભદ્રે! સંગ્રામમાં યુદ્ધ

કરી મેં શત્રુનો પરાભવ કર્યો છે ને આજે મેં તને પાછી મેળવી અને પુરુષપરાક્રમથી જે કરવું ઘટિત હતું, તે મેં કર્યું છે.[૨] આજે મારા ક્રોધનો અંત આવ્યો છે અને શત્રુનો પણ મેં આજે જ અંત આણ્યો છે અને આજ જ મેં મારા પૌરુષને જોયું અને તે જગતના પણ જાણવામાં આવ્યું છે; અને આજ મારો શ્રમ સફળ થયો છે અને મારી પ્રતિજ્ઞા પળવાથી હું આનંદ પામ્યો છું.[૩-૪] અને મારી ગેરહાજરીમાં ચળ ચિત્તવાળો રાક્ષસ તને એકલીને લઈ ગયો હતો, એ દૈવકૃત દોષ, આજ મેં મનુષ્યપરાક્રમથી ટાળ્યો છે.[૫] જે માણસ અપમાન પામી પોતાના તેજથી તેનું માર્જન કરતો નથી, તે અલ્પ મતિ કદી મોટું પરાક્રમ કરે તોપણ, શું થયું?[૬] રે સીતા! હનૂમાને સમુદ્ર ઉલ્લંઘન કરી, લંકાને બાળી, એ તેનું સ્તુત્ય કર્મ આજે સફળ થયું છે;[૭] અને સૈન્ય સહિત સુગ્રીવ યુદ્ધમાં જે પરાક્રમ કરતો હતો તે અને તેનો મન્ત્ર એ સૌ આજ સફળ થયાં છે;[૮] તેમ ગુણહીન ભાઈને તજી, વિભીષણ મને આવી મળ્યો હતો, તેનો અર્થ પણ આજ સફળ થયો છે."[૯]

રામ જ્યારે આમ બોલતા હતા ત્યારે તેમનાં વચન સાંભળી પ્રફુલ્લ નેત્રવાળાં સીતાનાં લોચનમાંથી અશ્રુ ગરી પડતાં હતાં;[૧૦] અને પોતાની પાસે આવીને ઉભેલી પોતાની પ્રિય સીતાને જોઈ, રાઘવેંદ્ર રામનું મન પણ લોકાપવાદથી ખિન્ન થઈ જતું હતું.[૧૧] કમળ જેવાં નેત્રવાળી, બાંધેલા કેશવાળી અને સુંદરતાની સીમારૂપ સીતાને, કપિ તથા રાક્ષસોની વચ્ચે પુનઃ રામે કહ્યું કે,[૧૨] "શત્રુએ પોતાની ધર્ષણા કરી હોય તો તેનું મનુષ્યે માર્જન કરવું જોઈએ, જે ધર્ષણા માનની ઈચ્છાવાળા મેં રાવણને હણીને કરી છે.[૧૩] વળી તપ અને પ્રકાશિત આત્માવાળા અગસ્ત્ય મુનિએ જેમ રાક્ષસોના ભયથી, જ્યાં મનુષ્ય સંચાર કરી શકે નહિ એવી દક્ષિણ દિશાને જિતી હતી, તેમ મેં પણ રાવણને મારીને દક્ષિણ દિશા જિતી છે.[૧૪] ભદ્રે! તારું કલ્યાણ થાવ. આ મહા ઉદ્યમમાં, હું જે પરિશ્રમને મારા સ્નેહીઓના પરાક્રમથી તરી ગયો છું, તે મેં તારે માટે કર્યો નથી, પણ તે તો મને લાગતા અપવાદનું રક્ષણ કરવા અને વિખ્યાત મારા સૂર્યવંશને લાગતા કલંકનું માર્જન કરવા માટે જ કર્યો છે, એમ જ તું માનજે.[૧૫-૧૬] પણ જેના ચરિત્રને માટે સંદેહ છે, એવી તું, આજે મારી સામે આવીને ઉભી છે તો ખરી, પણ જેમ નેત્રના રોગીને દીપક પ્રતિકૂળ લાગે છે, તેમ તું મને અત્યંત પ્રતિકૂળ લાગે છે.[૧૭] હે જનકકન્યા! આજ હું તને મુક્ત કરું છું. હવે તને જ્યાં ગમે ત્યાં તું જા. હે ભદ્રે! દશે દિશા તારે માટે ઉઘાડી છે. મારે હવે તારું કામ નથી.[૧૮] સારા કુળમાં ઉત્પન્ન થયેલો એવો કયો પુરુષ હોય કે, જે પરગૃહમાં રહેલીને ઘણા કાળના સ્નેહને લીધે પણ પુનઃ ગ્રહણ કરે?[૧૯] હે સીતા! તું રાવણના અંકમાં કલેશ પામેલી તથા તેના કામયુક્ત નેત્રથી દોષયુક્ત થયેલી છે, માટે હવે મોટા કુળના વ્યપદેશવાળો હું તને પુનઃ કેમ ગ્રહણ કરી શકું?[૨૦] જે માનમાટે હું તને જિત્યો છું, તે મને મળ્યું છે. પણ તારા ઉપર હવે મને પ્રીતિ નથી, માટે ઈચ્છામાં આવે ત્યાં હવે તું જા![૨૧]

"હે ભદ્રે! સ્થિર મતિથી મારે તને જે કંઈ કહેવાનું હતું તે કહ્યું. તને ગમે તો આ મંડળમાંના કોઇપર, જોઇએ તો લક્ષ્મણપર, જોઇએ તો ભરતપર, જેનાથી તને સુખ થાય તેપ્રતિ બુદ્ધિ કર. હે સીતે! ગમે તો તું સુગ્રીવ કે શત્રુઘ્ન અથવા વિભીષણ એમાંના કોઈ ઉપર તારું મન સ્થિર કર.[૨૨-૨૩] તું દિવ્ય રૂપવતી છે અને મનોહર પણ છે, એટલે પોતાના ઘરમાં રહેલી તને જોઈ, રાવણ ઘણો કાળ એમ ને એમ બેસી રહે નહિ. (રાવણે તારું વ્રતભંગ કર્યું હશે. માટે હું તો તને રાખી શકું તેમ નથી જ.)"[૨૪] પ્રિય વચન શ્રવણ કરવા યોગ્ય સીતા, પોતાના સ્વામીના મુખથી આવાં ક્રૂર અને હૃદયભેદક અપ્રિય વચન સાંભળી, જેમ કોઈ હાથીની સુંઢથી હણાયલી વલ્લરી ટળવળે, તેમ તેણે બહુવાર સૂધી તો આંસુ પાડ્યાં ને અંતે ઘાડા રુદનને વશ થઈ ગઈ.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો પંદરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૧૬ મો

## સીતા સતી

જ્યારે ક્રોધ પામેલા રામે, સર્વના સાંભળતાં રુવાં ઉભાં થઈ જાય એવાં કઠોર વચનો સીતાને કહ્યાં, ત્યારે તે વચનો સાંભળીને, સીતા અત્યંત ગભરાઈ ગઈ.[૧] અને સર્વેની સમક્ષ કહેલાં, પોતાના સ્વામીનાં, કોઈ પણ દિવસ નહીં સાંભળેલાં વચનો સાંભળી, લજ્જાથી નીચું ઘાલી સ્થિર કરી ગઈ.[૨] તે ટાંણે, જાણે તે પોતાના સ્વામીનાં વચનરૂપી ભાલાથી વિધાઇને પોતાનાં જ અંગોમાં પેસી જતી હોયની શું? તેમ સંકોચ પામી

અત્યંત રુદન કરવા લાગી.[૩] પણ પછી તેણે અશ્રુથી ભીંજાયલું પોતાનું મુખ લુછી નાંખ્યું અને આ પ્રમાણે ગદ્‌ગદ્ વચનથી પોતાના સ્વામીને કહ્યું;[૪] "હે શૂર! કોઈ સામાન્ય મનુષ્ય પણ પોતાની સ્ત્રીને ન કહે, તેવાં શ્રોત્રને વ્યથા ઉપજાવે એવાં વચન તમે શામાટે મને સંભળાવો છો ?[૫] હું આપના સોગન ખાઈને કહું છું કે, હે નાથ, તમે મને જેવી ધારો છો તેવી હું નથી જ. તમે મારાં સત્ ચરિત્રથી વિચાર કરી જુઓ અને મારા ઉપર વિશ્વાસ રાખો.[૬] તમે એકાદિ સામાન્ય સ્ત્રીના ચરિત્ર ઉપરથી આખી સ્ત્રીજાતને માટે શંકા કેમ લાવો છો? તમે જો મારી ખરેખરી પરીક્ષા કરી જ હોય તો મારા પ્રતિની શંકાનો ત્યાગ કરો.[૭] હે પ્રભુ! મને રાવણનાં અંગોનો સ્પર્શ થયો હશે તો તે મારું ન ચાલતાં જ થયો હશે. તેમાં, માત્ર વિધિનોજ દોષ છે, મારો નથી અને તેમાં મારી લેશ પણ ઇચ્છા હતી તેમ માનો મા.[૮] પણ મારું હૃદય, જે મારે સ્વાધીન છે તે તો નિરંતર તમારું જ રટણ કરતું હતું; પરંતુ મારું અંગ, જે મારે સ્વાધીન નહિ, તેને માટે હું અનાથ, શું કરી શકું ?[૯] હે માનદ! આપણો પરસ્પરનો અનુરાગ એક જ સમયથી વૃદ્ધિ પામેલો છે અને મારો આટલો દીર્ઘ સહવાસ થયા છતાં, તેટલાથી પણ જો તમે મારી પરીક્ષા કરી ન હોય, તો તમારા આવા અવિશ્વાસને લીધે હું મુવેલી જ છું;[૧૦] અને જો એમ જ હતું તો જ્યારે હું લંકામાં હતી અને તમે હનૂમાનને સંદેશો કહેવા મોકલ્યો ત્યારે, 'હું તારો સ્વીકાર કરનાર નથી,' એવું મને કેમ ન કહાવ્યું ?[૧૧] હે શૂર! જો આપે મને પહેલેથી જ એવું જણાવ્યું હોત તો, હનૂમાનનો સંદેશો સાંભળી રહ્યા પછી, તમે જેનો ત્યાગ કર્યો છે એવી હું, તે કપિસમક્ષ જ મારા પ્રાણનો ત્યાગ કરત.[૧૨] અને મને તમે પહેલેથી જણાવ્યું હોત અને મેં મારા પ્રાણનો ત્યાગ કર્યો હોત તો તમારા જીવિતને સંશયમાં નાંખી યુદ્ધ કરવાના વૃથા પરિશ્રમમાં તમને ઉતરવું પડત નહિ તથા આ તમારા સર્વે સુહૃદ્‌જનોને યુદ્ધનો નિષ્ફળ કલેશ વેઠવો પડ્યો, તે પણ ન પડત.[૧૩] હે નરવ્યાઘ્ર! તમે માત્ર ક્રોધને વશ થઇને, પ્રાકૃત મનુષ્યપેઠે, સામાન્ય સ્ત્રીને માટે જે વિચાર બાંધે, તેવો વિચાર મારે માટે બાંધ્યો છે; પણ સાધારણ સ્ત્રીઓના જેવી મને ગણવી, એ આપને યોગ્ય તો નથી જ.[૧૪] કારણ કે, મારું વૈદેહી એવું નામ છે, તે કંઈ જનકનાથી ઉત્પન્ન થવાને લીધે નહી, પરંતુ તેની યજ્ઞભૂમિમાંથી ઉત્પન્ન થઈ છું, માટે જ પડેલું છે. હે કૃતજ્ઞ! તમે આ પ્રમાણે મારો ત્યાગ કરતાં, માન્ય આપવા યોગ્ય મારા પાતિવ્રત્યને પણ ગણ્યું નથી, એ બહુ વિસ્મય છે.[૧૫] તમે બાલ્યાવસ્થામાં મારું પાણિગ્રહણ કર્યું, તેને પણ તમે પ્રમાણ કર્યું નથી, અને મારી આપના પ્રત્યેની ભક્તિ અને મારું શીલ એ સઘળાંને માથે આપે આજે પાણી ફેરવ્યું છે. હા દૈવ!"[૧૬]

પછી રુદન કરતી સીતા, ગદ્‌ગદ્ વાણીથી દીન થઈ, વિચારમાં મગ્ન થઈ ગયેલા લક્ષ્મણ સામું જોઈ બોલી કે,[૧૭] "હે સૌમિત્રિ! આજે તમે કૃપા કરી આ મારા દુઃખનાં ઔષધરૂપ ચિતા ખડકી આપો; કારણ કે, મારે માથે જ્યારે આવો મિથ્યા અપવાદ આવ્યો છે, ત્યારે હવે મને જીવવાની લગાર પણ ઇચ્છા નથી.[૧૮] જ્યારે મારા ગુણોથી અસંતુષ્ટ થઇને મારા સ્વામીએ મનુષ્યોની વચ્ચે મારો ત્યાગ કર્યો, ત્યારે મારી છેલ્લી ગતિ જે વસુધાપ્રવેશ છે, તે પામવાને માટે હું અગ્નિમાં પ્રવેશ કરવા ઇચ્છું છું."[૧૯]

સીતાને આમ કલ્પાંત કરતી જોઈ, શત્રુના વીરને હણનાર લક્ષ્મણ, ક્રોધયુક્ત થઈ રામના સામું જોઈ રહ્યા![૨૦] પરંતુ રામની આકૃતિ ઉપરથી તેમનો અંતર્ગત વિચાર જાણે જાણ્યો હોય તેમ, તરત જ લક્ષ્મણે તેમની આજ્ઞાથી એક ચિતા ખડકી.[૨૧] આ પ્રસંગે પ્રલય કાળના યમ સરખા રામને સમજાવવાને કે તેમને બેવચન કહેવાને કે તેમના સામું જોવાને પણ કોઈ આપ્ત જનની છાતી ચાલી નહિ.[૨૨] ચિતા તૈયાર થઈ. પછી સીતાએ નીચે મુખે બેઠેલા રામની પ્રદક્ષિણા કરી અને પછી ભડભડાટ બળતા ચિતાગ્નિ પાસે જઇને ઉભી રહી.[૨૩] પછી તેણે સર્વે દેવો તથા બ્રાહ્મણોને પ્રણામ કર્યા અને હાથ જોડી અગ્નિદેવની સ્તુતિ કરવા લાગી કે,[૨૪] "હે અગ્નિદેવ! મહારાજ! જો કે હું શુદ્ધ ચરિત્રવાળી છું, છતાં રામ મને દૂષિત ગણે છે. હે દેવ! જો મારું ચરિત્ર શુદ્ધ હોય તો મને યત્કિંચિત્ પણ પીડા થયા વિના આપ મારું સર્વથા રક્ષણ કરજો. હે દેવ! મારું હૃદય રામનામાં જ નિરંતર (રહ્યું છે, અને રહેશે) રહે છે, ને કદાપિ પણ તેમનો ત્યાગ કરતું નથી, એ વાત જો સત્ય હોય તો, હે સર્વસાક્ષી અગ્નિદેવ! આપ મારું રક્ષણ કરજો."[૨૫-૨૬]

આ પ્રમાણે કહીને પ્રદીપ્ત થયેલા અગ્નિની પ્રદક્ષિણા કરી, સીતાએ લેશ માત્ર પણ શંકા વગર નિધડક તેમાં પ્રવેશ કર્યો.[૨૭] આ સમયે બાળકથી તે વૃદ્ધ સુદ્ધાં તમામ પ્રાણીની ત્યાં ઠઠ ભરાઈ હતી અને તે

સર્વેએ મૈથિલીને, દીપ્તિમાન અગ્નિમાં પ્રવેશ કરતી જોઈ.[૨૮] શુદ્ધ સુવર્ણનાં આભૂષણ પહેરેલી તથા તપાવેલા સુવર્ણના જેવી દેદીપ્યમાન સીતાએ, સર્વ લોકના દેખતાં, અગ્નિમાં પ્રવેશ કર્યો.[૨૯] જે સમયે સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો તે સમયે, સર્વે પ્રાણીઓને તે સુવર્ણ વેદિકા સમાન દેદીપ્યમાન થયેલી જણાતી હતી;[૩૦] અને દેવ, ગંધર્વ તથા ઋષિઓ પણ અગ્નિમાં પડતી પૂર્ણાહુતિના જેવી, મહાભાગા સીતાને, તેમાં પ્રવેશ કરતી જોઈ જ રહ્યા.[૩૧] અને જેમ મન્ત્રવડે સંસ્કૃત કરેલી વસોર્ધારા–ઘૃતધારા, યજ્ઞના અગ્નિમાં પડતી હોય તેવી રીતે સીતાને અગ્નિમાં પ્રવેશ કરતી જોઇને, સર્વે સ્ત્રીઓ તો હાહાકાર કરવા લાગી;[૩૨] અને દેવ, ગંધર્વ, દાનવ અને આખું ત્રિભુવન, શાપને લીધે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલ દેવતા જેમ નરકમાં પડે, તેમ અગ્નિમાં પ્રવેશ કરતી સીતાને જોતા જ રહ્યા.[૩૩] જ્યારે સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો ત્યારે વાનરો અને રાક્ષસોમાં હાહાકાર થઈ રહ્યો. તેનો અદ્દ્ભુત કોલાહલ, દશે-દિશામાં સંભળાતો હતો અને ચારે બાજુએ રામને માટે સર્વ યદ્દ્વા તદ્દ્વા બોલતા હતા.[૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દરામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો સોળમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૧૭ મો
## દેવકૃત રામસ્તુતિ

તે સર્વ બોલનારાઓનાં જેવાં તેવાં વચન સાંભળી રામ દિલગીર થઈ ગયા. તેમનાં નયન અશ્રુપૂર્ણ થઈ ગયાં; અને તે ક્ષણ માત્ર વિચારમાં પણ તલ્લીન થઈ રહ્યા.[૧] એટલામાં ધનાધિપ કુબેર, પિતૃઓ સહિત યમ, ઇંદ્ર, જળના સ્વામી વરુણ, શ્રીમાન્ શંકર અને સર્વ લોકના ધાતા વેદજ્ઞ બ્રહ્મા, સૂર્ય જેવાં તેજસ્વી વિમાનોમાં બેસીને લંકાની રણભૂમિ આગળ આવ્યા અને રામની સમક્ષ ઉભા રહ્યા.[૨–૪] તે દેવોને આવતા જોઈ, રામે ઉભા થઈ, હાથ જોડ્યા. પછી અલંકારયુક્ત હસ્ત જોડીને ઉભા રહેલા રામને જોઈ, સકળ દેવો કહેવા લાગ્યા કેઃ–[૫]

"હે રામ! તમે સર્વ લોકના કર્ત્તા છો, જ્ઞાનીઓમાં સર્વોત્તમ છો તથા વિભુ છો, તેમ છતાં અગ્નિમાં પ્રવેશ કરતી આ સીતાની શા માટે ઉપેક્ષા કરો છો ? દેવગણમાં શ્રેષ્ઠ એવા તમારા આત્માને કેમ જાણતા નથી?[૬] પૂર્વકલ્પમાં ઋતધામા નામનો વસુઓનો જે પ્રજાપતિ હતો, તે જ તમો છો, અને તમે સ્વયંભૂ છો, તમે જ ત્રિલોકના મૂળ કર્ત્તા છો,[૭] અને રુદ્રોમાં આઠમા રુદ્ર પણ તમે જ છો; સાધ્યોની અંદર વીર્યવાન્ નામે જે પાંચમો સાધ્ય છે તે પણ તમે જ છો, અશ્વિનિકુમારો તમારા કર્ણરૂપ છે ને આ સૂર્ય ચંદ્ર તમારાં નેત્રરૂપ છે.[૮] હે શત્રુદમન! આદિ, મધ્ય અને અંતમાં પણ તમે જ છો, એમ છતાં, અગ્નિમાં પ્રવેશ કરતી જનકનંદિનીની ઉપેક્ષા કરી, તમે સામાન્ય પ્રાણી માફક વર્તો છો, એ તમને યોગ્ય નથી."[૯]

લોકપાળનાં આવાં વચન સાંભળીને, લોકનાથ અને ધર્મજ્ઞ, શ્રેષ્ઠ રામ તેમને કહેવા લાગ્યા કે-[૧૦] "હે દેવો! હું દશરથનો પુત્ર રામ છું ને એ જ રીતે હું મારા આત્માને ઓળખું છું–એથી કંઈ પણ વિશેષ હું જોતો નથી. તમે કહ્યું કે, 'તમે આત્માને ઓળખતા નથી' તે સત્ય છે; કેમ કે હું પોતે કોણ છું? તે જાણતો નથી; માટે તત્ત્વથી હું કોણ છું, તે જો તમે જાણતા હો તો, હે ભગવન્! મને કહો."[૧૧] રામે જ્યારે ચકિત કરનારું આવું વેણ કહ્યું ત્યારે વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ બ્રહ્માએ કહ્યું કે, "હે સત્ય પરાક્રમી રામ! હું કહું તે તમે સાંભળો.[૧૨]

भवान्नारायणो देवः श्रीमांश्चक्रायुधः प्रभुः ।
एकशृङ्गो वराहस्त्वं भूतभव्यसपत्नजित् ॥ १३ ॥

તમે ચક્રરૂપ આયુધવાળા, શ્રીમાન્ નારાયણ પ્રભુ છો; એક શૃંગવાળા, વરાહરૂપ થયેલા તથા હવે થનારા છો અને શત્રુને હણનારા પણ તમે જ છો.[૧૩]

अक्षरं ब्रह्म सत्यं च मध्ये चान्ते च राघव ।
लोकानां त्वं परो धर्मो विष्वक्सेनश्चतुर्भुजः ॥ १४ ॥

હે રાઘવ! અંત ને મધ્યમાં સત્યરૂપ અક્ષરબ્રહ્મ તે પણ તમે છો અને સર્વ લોકના પરમ ધર્મ તે પણ તમે જ છો, તમે જ વિશ્વક્સેન છો અને ચતુર્ભુજ છો.[૧૪]

शार्ङ्गधन्वा हृषीकेशः पुरुषः पुरुषोत्तमः ।
अजितः खड्गधृग्विष्णुः कृष्णश्चैव बृहद्बलः ॥ १५ ॥

શાર્ઙ્ગ ધનુષવાળા, હૃષીકેશ, પુરુષ અને પુરુષોત્તમ છો, વળી તમે જ અજિત, તમે જ (વિદ્યારૂપ નંદક) ખડ્ગવાળા, વિષ્ણુ, કૃષ્ણ અને બૃહદ્દ્બલ છો.[૧૫]

सेनानीर्ग्रामणीः सर्वं त्वं बुद्धिस्त्वं क्षमा दमः ।
प्रभवश्चाप्ययश्च त्वमुपेन्द्रो मधुसूदनः ॥ १६ ॥

તમે કાર્તિકેય, મન્ત્રી, જગત્, બુદ્ધિ, ક્ષમા, દમ, સૃષ્ટિની ઉત્પત્તિ, નાશરૂપ (અને) તમે જ ઉપેન્દ્ર તથા મધુસૂદન છો.[૧૬]

इन्द्रकर्मा महेन्द्रस्त्वं पद्मनाभो रणान्तकृत् ।
शरण्यं शरणं च त्वामाहुर्दिव्या महर्षयः ॥ १७ ॥

તમે જ ઇન્દ્રકર્મા, મહેન્દ્ર, પદ્મનાભ, સંગ્રામમાં શત્રુનો નાશ કરનાર ને શરણે આવેલાના શરણરૂપ અને રક્ષણ કરનારા છો. આમ દિવ્ય ઋષિઓ કહે છે.[૧૭]

सहस्रशृङ्गो वेदात्मा शतशीर्षो महर्षभः ।
त्वं त्रयाणां हि लोकानामादिकर्ता स्वयंप्रभुः ॥ १८ ॥

તમે હજાર શિંગડાંવાળા, વેદાત્મા, સો મસ્તકવાળા, સર્વથી શ્રેષ્ઠ, ત્રિલોકના આદિ કર્ત્તા તથા સ્વયંભૂ છો.[૧૮]

सिद्धानामपि साध्यानामाश्रयश्चासि पूर्वजः ।
त्वं यज्ञस्त्वं वषट्कारस्त्वमोंकारः परात्परः ॥ १९ ॥

તમે સિદ્ધ અને સાધ્યના આશ્રયરૂપ, પૂર્વજ, યજ્ઞરૂપ, વષટ્કાર, ૐકાર અને પરાત્પર છો.[૧૯]

प्रभवं निधनं चापि नो विदुः को भवानिति ।
दृश्यसे सर्वभूतेषु गोषु च ब्राह्मणेषु च ॥ २० ॥
दिक्षु सर्वासु गगने पर्वतेषु नदीषु च ।
सहस्रचरणः श्रीमाञ्शतशीर्षः सहस्रदृक् ॥ २१ ॥
त्वं धारयसि भूतानि पृथिवीं सर्वपर्वतान् ।
अन्ते पृथिव्याः सलिले दृश्यसे त्वं महोरगः ॥ २२ ॥
त्रींल्लोकान्धारयन्राम देवगन्धर्वदानवान् ।
अहं ते हृदयं राम जिह्वा देवी सरस्वती ॥ २३ ॥
देवा रोमाणि गात्रेषु ब्रह्मणा निर्मिताः प्रभो ।
निमेषस्ते स्मृता रात्रिरुन्मेषो दिवसस्तथा ॥ २४ ॥

તમારી ઉત્પત્તિ અને લય વિષે કોઇને ખબર નથી. તમે ગાય, બ્રાહ્મણ, સર્વભૂત, દશ દિશા, ગગન, પર્વત અને નદી વગેરેમાં દેખાઓ છો. તમે સહસ્ર ચરણવાળા અને શ્રીમાન્ છો, તમે જ સો મસ્તકવાળા તથા સહસ્ર નેત્રવાળા છો, તમેજ સર્વ ભૂત, પૃથિવી અને પર્વતોને ધારણ કરનારા છો. પૃથિવીનો ક્ષય થતાં તમે જળમાં મહાનાગ રૂપે દેખાઓ છો. હે રામ! તે વેળાએ, દેવ, દાનવ અને ગંધર્વ એ ત્રણે લોકને તમેજ ધારણ કરો છો. હે રામ! હું જે બ્રહ્મા તે તમારું હૃદય ને સરસ્વતી તમારી જિહ્વા છે;[૨૦–૨૩] અને હે વિભો! મારાથી (બ્રહ્માથી) ઉત્પન્ન કરાયલા દેવો તમારાં રોમરૂપ છે. તમારી નિમેષ એ રાત્રિ છે અને ઉન્મેષ એ દિવસ છે.[૨૪]

संस्कारास्त्वभवन्वेदा नैतदस्ति त्वया विना ।
जगत्सर्वं शरीरं ते स्थैर्यं ते वसुधातलम् ॥ २५ ॥

પ્રવૃત્તિ અને નિવૃત્તિ બોધક સંસ્કાર એજ તમારા વેદ છે. વળી આ બ્રહ્માંડમાં એવું કશું નથી કે જેમાં તમે વ્યાપી રહેલા ના હો. જગત્ તમારા દેહરૂપ છે અને પૃથિવીતલ એ તમારાં સ્થૈર્યરૂપ છે.[૨૫]

अग्निः कोपः प्रसादस्ते सोमः श्रीवत्सलक्षणः ।
त्वया लोकास्त्रयः क्रान्ताः पुरा स्वैर्विक्रमैस्त्रिभिः ॥ २६ ॥
महेन्द्रश्च कृतो राजा बलिं बद्ध्वा सुदारुणम् ।
सीता लक्ष्मीर्भवान्विष्णुर्देवः कृष्णः प्रजापतिः ॥ २७ ॥
वधार्थं रावणस्येह प्रविष्टो मानुषीं तनुम् ।
तदिदं नस्त्वया कार्यं कृतं धर्मभृतां वर ॥ २८ ॥

તમારો કોપ એજ અગ્નિ છે અને પ્રસાદ તે શ્રીવત્સલાંચ્છનવાળો સોમ છે. હે રાઘવ! તમેજ પૂર્વે વામનાવતારે ધારણ કરી, ત્રણ પગલામાં પૃથિવીને આવરી, બળિ રાજાને બાંધી ઇન્દ્રને દેવનું આધિપત્ય આપ્યું હતું. હે દેવ! જનકનંદિની સીતા એ સાક્ષાત્ લક્ષ્મી છે અને તમે નારાયણ છો. તમે કૃષ્ણવર્ણ પ્રજાપતિ છો, અને માત્ર રાવણનો વધ કરવાને માટેજ (આ) પૃથિવી ઉપર મનુષ્ય દેહ ધારણ કરેલો છે. હે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ! રાવણને મારીને હવે તમે અમારું કાર્ય સમાપ્ત કર્યું છે.[૨૬–૨૮]

निहतो रावणो राम प्रहृष्टो दिवमाक्रम ।
अमोघं देव वीर्यं ते न ते मोघाः पराक्रमाः ॥ २९ ॥
अमोघं दर्शनं राम अमोघस्तव संस्तवः ।
अमोघास्ते भविष्यन्ति भक्तिमन्तो नरा भुवि ॥ ३० ॥
ये त्वां देवं ध्रुवं भक्ताः पुराणं पुरुषोत्तमम् ।
प्राप्नुवन्ति तथा कामानिह लोके परत्र च ॥ ३१ ॥

હે રામ! તમે હવે ધારેલું કાર્ય કરી રહ્યા છો, માટે સ્વર્ગમાં પધારો તો સારું. તમારું વીર્ય અમોઘ છે તથા તમારાં પરાક્રમ સત્ય છે.[૨૯] હે રામ! તમારું દર્શન, સ્તવન તથા ભક્તિ કરવી, એ પણ સફળ છે.[૩૦] તમે જ પુરાણપુરુષ અને સર્વવ્યાપક વિષ્ણુદેવ છો. તમારું ધ્યાન, ભજન અને સ્તવન કરનારા પુરુષો, આ લોકમાં તથા પરલોકમાં પરમ વાંચ્છિતને પામશે, એ નિર્વિવાદ છે.[૩૧]

इममार्षस्तवं दिव्यमितिहासं पुरातनम् ।
ये नराः कीर्तयिष्यन्ति नास्ति तेषां पराभवः ॥ ३२ ॥

જે પુરુષ આ ઋષિકથિત સ્તવન તથા ઐતિહાસિક વૃત્તાન્તનું શ્રવણ કીર્તન કરશે, તે કદી પણ પરાભવ પામશે નહિ.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો સત્તરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૧૮ મો
## સીતાનો સ્વીકાર

પિતામહનાં આવાં સ્તુતિવચન, રામ સાંભળી રહ્યા નથી, એટલામાં તો સાક્ષાત્ અગ્નિદેવ પોતાના ખોળામાં વૈદેહીને લઇને ચિતાની બહાર આવ્યા.[૧] મૂર્તિમાન્ અગ્નિદેવ ચિતાની વચ્ચે થઇને જનકરાયની કન્યા સીતાને લઇને બહાર નિકળ્યા.[૨] ઉગતા સૂર્યના જેવી કાન્તિવાળી, શુદ્ધ સુવર્ણના અલંકારવાળી, રક્તવસન ધારણ કરેલી, કેશકલાપ વાળેલી, જેનાં સર્વે આભરણ તથા પુષ્પો અગ્નિમાં પ્રવેશ કરવા છતાં અમ્લાન હતાં તેવી, પૂર્વે હતું તેવાં જ સ્વરૂપવાળી, સ્તુતિ કરવા યોગ્ય અને સર્વાંગસુંદર સીતાને અગ્નિદેવે પોતાના ખોળામાંથી ઉઠાડી રાઘવને અર્પણ કરતાં કહ્યું કે;[૩–૪]

"હે રામ! આ તમારી આદિવત્ શુદ્ધ પત્ની વૈદેહી પાપરહિતા છે.[૫] આ શુભવ્રતા અને પાપરહિતા વૈદેહીએ મનસા, વાચા કે કર્મણા કોઈ વાતે પણ પોતાના વ્રતમાં ભંગ કર્યો નથી.[૬] આ સતી સીતા, જેણે હમણાં મારામાં પ્રવેશ કર્યો હતો, તે તમારાથી વિખૂટી પડી હતી, ત્યારે બળાત્કારથી બળવાન્ રાવણ તેનું હરણ કરી ગયો હતો. એમાં તેનો અપરાધ નથી. કારણ કે તે નિરાધાર હતી.[૭] રાવણે એને અશોકવાટિકામાં કેદ કરી હતી એટલું જ નહિ, પણ ભયંકર રૂપવાળી રાક્ષસીઓને ચોકી કરવા માટે પણ રાખી હતી, જેઓ સદાકાળ એને સમજાવતી હતી, બીવરાવતી હતી અને અનેક રીતે ભય આપતી હતી. પણ આ દેવી સીતાએ તો તે કશાને ગણકાર્યું નથી, માત્ર તમારામાં જ એક ચિત્તવૃત્તિ રાખેલી છે.[૮–૯] માટે હે રાઘવ! હું તમને આજ્ઞા કરું છું કે, પાપરહિત, શુદ્ધ ભાવવાળી તથા આદિવત્શુદ્ધ, આ જનકરાયકન્યાનો તમે સ્વીકાર કરો. આપે એને માટે શંકા લાવવાનું જરા જેટલું પણ કારણ નથી."[૧૦]

અગ્નિનાં તે વચન સાંભળીને મહાત્મા, દૃઢ પરાક્રમી તથા તેજસ્વી રામ હર્ષ પામી, કેટલીક વાર વિચારમાં પડી ગયા.[૧૧] પછી વળી મહાત્મા, ધર્મજ્ઞ અને ધીર એવા રાઘવે, અગ્નિદેવને કહ્યું કે,–[૧૨] "હે અગ્નિદેવ! આ શુભ લક્ષણવાળી સીતા બહુ કાળપર્યંત રાવણના અંતઃપુરમાં રહેલી છે, અને લોક તેની શુદ્ધિને માટે શંકા લાવે, તેથી જ આ પ્રમાણે કરવાની મેં આજ્ઞા આપી છે.[૧૩] આ પ્રમાણે શુદ્ધિ કર્યા વગર જો મેં જાનકીને અંગીકાર કરી હોત તો પ્રજાજન એમ જ કહેત કે, દશરથ રાજાનો પુત્ર રામ, કામી અને મૂર્ખ છે. માત્ર આ જ કારણને લીધે જાનકીની વિશુદ્ધિ કરવામાં આવી છે.[૧૪] બાકી હે દેવ! હું તો જાણું છું કે, જનકરાયકન્યા સીતા, અનન્ય હૃદયવાળી અને મારામાં જ અનુરક્ત છે.[૧૫] જેમ મહાસાગર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરી શકતો નથી, તેમ વિશાળ નેત્રવાળી આ સીતા, જે પોતાના તેજથી જ રક્ષિત થયેલી છે, તેનું રાવણથી ઉલ્લંઘન થાય જ નહિ.[૧૬] અને જેમ પ્રજ્જ્વલિત અગ્નિની શિખાનો સ્પર્શ થઈ શકતો નથી, તેમ દુષ્ટ ધારણાવાળો રાવણ, મનસા પણ આ અપ્રાપ્ય સીતાની ઘર્ષણા કરી શકે તેમ ન હોતું જ.[૧૭] આ સીતા, રાવણના અંતઃપુરમાં રહેવા છતાં પણ, વિકલવતા પામે તેવી નથી–જેમ સૂર્યથી તેની પ્રભા ભિન્ન નથી, તેમ જ સીતા પણ મારાથી ભિન્ન નથી.[૧૮] આ જનકરાયકન્યા ત્રણે લોકમાં શુદ્ધ છે, તેથી આત્મવાન્ પુરુષ જેમ કીર્તિનો ત્યાગ કરી શકતો નથી, તેમ હું પણ તેનો ત્યાગ કરી શકતો નથી.[૧૯] મારા ઉપર સ્નેહવાળા અને જગતના સ્વામી એવા તમે સર્વે, મને સીતાગ્રહણ કરવાને માટે કહો છો, તે તમારાં વચનને હું માન આપું છે."[૨૦]

આ પ્રમાણે વિજયી, મહાબળવાન્, સ્વકર્મથી જ સ્તુતિપાત્ર અને મહાયશવાળા રાઘવે, સુખ ભોગવવાને યોગ્ય સાધ્વી સીતા પ્રિયાનો સ્વીકાર કરીને સુખનો લાહવો લીધો.[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો અઢારમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૧૯ મો
## દશરથદર્શન

રાઘવનાં શુભ વચન સાંભળ્યા પછી મહેશ્વર શુભ વચનો બોલ્યા કે–[૧] "હે કમળાક્ષ! હે મહાબાહો! હે વિશાલાક્ષ! હે ધર્મજ્ઞ! તમે આ જે કામ કર્યું, તે બહુ ઉત્તમ કર્યું છે.[૨] હે રામ! આ ત્રિલોકમાં જે રાવણનો ભય વ્યાપી રહ્યો હતો, તે રાવણનો તમે સંગ્રામમાં વધ કર્યો છે, એ બહુ જ ઉત્તમ કાર્ય કર્યું છે.[૩] હવે તમે, તમારા દીન બાંધવ ભરત તથા તમારાં માતા યશસ્વિની કૌસલ્યાનું આશ્વાસન કરો, કૈકેયી અને લક્ષ્મણની માતા સુમિત્રાને મળો, રાજ્યને ગ્રહણ કરો, અયોધ્યા અને મિત્રવર્ગને આનંદ આપો તથા હે મોટી ભુજાવાળા રામ! ઇક્ષ્વાકુકુળનું સ્થાપન કરીને

અશ્વમેધ યજ્ઞ કરી, બ્રાહ્મણોને દાન દઈ, ઉત્તમ યશ પ્રાપ્ત કરી સ્વર્ગમાં પધારો.[૪-૬] હે કાકુત્સ્થ! મનુષ્યલોકના રાજા અને તમારા પિતા અને ગુરુ, શ્રીમાન્ દશરથરાજા કે જેને તમે તાર્યા છે, તે મરણ પછી ઉત્તમ ઇંદ્રલોકને પામેલા છે, તે તમને મળવાને માટે આ અહિં આવેલા છે તેમને, તમે તથા લક્ષ્મણ મળો અને પ્રણામ કરો."[૭-૮]

લક્ષ્મણ સહિત રાઘવે દૃષ્ટિ કરી તો મહેશ્વરના કહેવા પ્રમાણે વિમાનમાં બેઠેલા પોતાના પિતાજીનાં દર્શન થયાં. તેઓને પ્રણામ કર્યા અને સ્વતેજથી પ્રકાશિત અને ઉજ્જવળ વસ્ત્ર પહેરેલા પોતાના પિતાનાં રામ લક્ષ્મણે ધારી ધારીને દર્શન કીધાં.[૯-૧૦] પોતાનાં પ્રાણથી પ્રિય પુત્રને વિમાનમાં બેઠેલા દશરથરાયે અતિ હર્ષથી પોતાના અંકમાં બેસાડ્યો, તથા તે મહાબળવાન્ રાજાએ પુનઃ પુનઃ તેને દૃઢ આલિંગન આપી કહ્યું કેઃ–[૧૧-૧૨]

"ભાઈ રામ! હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે, તારાથી વિખૂટા પડતાં મને દેવલોક પ્રાપ્ત થયો છે ખરો, તદપિ તે મને પ્રિય લાગતો નથી.[૧૩] હે વાક્ચતુર! તને વનવાસ મોકલવાનું જે વચન કૈકેયીએ મારી પાસથી માંગ્યું, તે અદ્યાપિ પણ મારા હૃદયમાં સાલે છે;[૧૪] પણ સૂર્ય જેમ ધુમસથી મુક્ત થાય છે, તેમ હે પ્રિયપુત્ર! આજ હું લક્ષ્મણ તથા જાનકી વધૂ સહિત તને જોઇને દુઃખાવરણથી મુક્ત થયો છું.[૧૫] જેમ અષ્ટાવક્ર ઋષિએ પોતાના પિતા કહોલને તાર્યા હતા, તેમ, હે રાઘવ! મહાત્મા તથા સુપુત્ર એવા તેં, મને તાર્યો છે.[૧૬] અને હે સૌમ્ય! હવે હું જાણું છું કે, રાવણનો વધ કરવાને માટે, દેવનો દેવ એવો તું સાક્ષાત્ પુરાણપુરુષ જ મારે ઘેર અવતર્યો છે.[૧૭] હે રામ! શત્રુનો નાશ કરનાર એવો તું જ્યારે વનવાસ સમાપ્ત કરીને અયોધ્યામાં જઈશ, ત્યારે કૌસલ્યાના આનંદનો પાર રહેશે નહિ, અને તે જ ભાગ્યશાળી ગણાશે;[૧૮] તથા અયોધ્યામાં આવેલો તથા રાજ્યાભિષેક થતાં પૃથિવીના પતિરૂપે થયેલા તને જે જે પુરુષો જોશે, તેના જ જીવિતને હું ધન્ય જાણું છું.[૧૯] હું સ્વર્ગલોકમાં રહેલો છતાં પણ, હે રાઘવ! ધર્માત્મા અને પવિત્ર એવા ભરતની સાથે તારો મિલાપ થાય, તે જોવાને અત્યાતુર છું.[૨૦] હે સૌમ્ય! માત્ર મારાં વચનને માટે જ, તેં સીતા તથા લક્ષ્મણની સાથે ચૌદ વર્ષ સૂધીના વનવાસને અંગીકાર કર્યો હતો;[૨૧] પણ હે પ્રિય રાઘવ! હવે તે વનવાસ પૂર્ણ થયો છે; મારી પ્રતિજ્ઞા સફળ થઈ છે; રાવણનો વધ થયો છે અને તારાં આવા કૃત્યથી દેવલોક પણ સંતુષ્ટ થયો છે;[૨૨] અને હે શત્રુઓનો નાશ કરનાર વત્સ રામ! તારે જે જે કરવાનું હતું, તે તે સર્વ તેં કર્યું છે. હું નિશ્ચય પૂર્વક માનું છું કે, તેં સ્તુતિ કરવા જોગ યશ પ્રાપ્ત કર્યો છે; હવે તો હે રાઘવ! બંધુઓ સહિત રાજપાટને પામીને તું ચિરકાળ સૂધી રાજ્ય કર. (એ જ મારો આશીર્વાદ છે.)"[૨૩]

મહાત્મા દશરથરાય આ પ્રમાણે કહેતા હતા, તેમને હાથ જોડીને રામે કહ્યું–"હે પિતાજી! આપ જો મુજપર પ્રસન્ન થયા હો તો હું એટલું માગું છું કે, તમે ભરત તથા કૈકેયીનો અનુગ્રહ કરો.[૨૪] તમે કૈકેયીને જે કહ્યું છે કે, 'હું પુત્ર સહિત તારો ત્યાગ કરું છું, એ ઘોર શાપ તેને પ્રાપ્ત મા થાવ."[૨૫] આ પ્રમાણે કહ્યું ત્યારે હાથ જોડી ઉભા રહેલા રામને, દશરથ રાજાએ કહ્યું કે, "જેમ તું કહે છે તેમ થશે." આ રીતે કહી રામને આનંદ ઉપજાવ્યા પછી, દશરથરાયે લક્ષ્મણને આલિંગન આપી કહ્યું કેઃ–[૨૬]

"હે લક્ષ્મણ! હે ધર્મજ્ઞ! રામની પ્રસન્નતા, એ જ આ પૃથિવી ઉપર તને ધર્મ તથા યશની પ્રાપ્તિનાં મૂળ છે; અને આ જ રામની કૃપા અને પ્રસન્નતાથી તને. સ્વર્ગ તથા યશ પણ પ્રાપ્ત થશે.[૨૭] હે સુમિત્રાનંદવર્ધન લક્ષ્મણ! તારું કલ્યાણ થાઓ; અને તું સર્વદા રામની ભક્તિ કર. આ તારો વડીલ ભાઈ રામ, સર્વ લોકનો હિતકર્તા અને સર્વમાં પ્રીતિવાળો છે;[૨૮] ઇન્દ્ર, સિદ્ધ અને ઋષિઓ પણ એનું પૂજન તથા અર્ચન કરે છે.[૨૯] હે સૌમ્ય! હે પરંતપ! જેને અવ્યક્ત, અક્ષર અને શ્રુતિએ પ્રતિપાદન કરેલું બ્રહ્મતત્ત્વ, દેવતાઓનું હૃદય તથા ગુપ્તવ્રત કહે છે, તે જ આ રામ છે.[૩૦] તેં જનકરાજાની પુત્રી સીતા સહિત રામનું એક ભક્તિ ભાવથી સેવન કરેલું છે, તેથી તને મહાયશ અને ઉત્તમ લોક મળશે જ, એ નિઃસંશય છે."[૩૧] આ પ્રમાણે લક્ષ્મણને કહ્યા પછી, દશરથરાયે હાથ જોડીને ઉભેલી પોતાની પુત્રવધૂ જાનકીને, "હે પુત્રિ!" આવું મધુર સંબોધન કહી, વળી તે બોલ્યા કે, (૩૨

"હે વૈદેહી! રામે હમણાં તારો ત્યાગ કર્યો હતો, તેને માટે તારે રોષ ધરવો નહિ; કારણ કે, તારી શુદ્ધતા જગતને જણાવવા અને તારું શ્રેય કરવાને માટે જ તેણે આમ કર્યું હતું.[૩૩] હે પુત્રિ! તારા ચરિત્રનું આ રૂપ પરમ સ્તુત્ય છે; અને તેં જે કૃત્ય કર્યું છે, તે સ્ત્રી જાતના યશનો પ્રકાશ કરે એવું ઉત્તમ છે.[૩૪] તું જે સ્વામીનું સેવન કરે છે, તે માટે તારી સ્તુતિ કરવી

અને તુંને એ બાબતમાં પ્રેરણા કરવી, એ જો કે મને યોગ્ય નથી, તથાપિ મારા ગુરુભાવને લીધે મારે એટલું તો કહેવું પડે છે કે, આ રામ છે એ જ તારું પરમ દૈવત છે."[૩૫]

પછી રઘુકુલોત્પન્ન દશરથરાજાએ રામ, લક્ષ્મણ તથા સીતાને આશીર્વાદ આપ્યા, અને મહાનુભાવ તથા પ્રભાવશ્રીથી શોભતા દશરથરાય પોતાના એ પુત્રો તથા પુત્રવધૂની આજ્ઞા લઇને વિમાનારૂઢ થઈ ઇન્દ્રલોકમાં પધાર્યા.[૩૬-૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસોઓગણીશમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૨૦ મો
## વાનરોનું સજીવન થવું

મહારાજા શ્રીદશરથના ગયા પછી, ઇન્દ્રે અત્યંત પ્રસન્ન થઈ, હાથ જોડીને ઉભેલા રામને કહ્યું કે-[૧] "હે નરવર રામ! અમારું દર્શન તમને થયું, તે સફળ થવું યોગ્ય છે; કારણ કે, રાવણને મારીને તમે અમારા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. હે દેવ! અમે તમારા ઉપર બહુ પ્રસન્ન થયા છીએ, તો તમારી ઇચ્છામાં આવે તે માગી લ્યો."[૨]

પ્રસન્ન થયેલા મહાત્મા ઇન્દ્રનાં એવાં વચન સાંભળી હર્ષ પામેલા રામે ઇન્દ્રને કહ્યું કે-"હે મહેન્દ્ર! જો તમને મારા ઉપર પ્રીતિ ઉત્પન્ન થઈ હોય, તો હું કહું તે પ્રમાણે કરો.[૩-૪] આ સંગ્રામમાં મારે માટે પરાક્રમ કરતાં મરણ પામેલા સર્વે વાનરોને સજીવન કરો.[૫] હે મહેન્દ્ર! મારે માટે, પોતાના પુત્ર તથા સ્ત્રીઓથી વિજોગી થયેલા આ વાનરો સજીવન થાય અને કુટુંબને મળીને આનંદ કરે, તે જોવાને માટે હું આતુર છું.[૬] હે પુરંદર! જે પરાક્રમશીલ તથા શૂરવીર છે, તેઓ મરણનો ભય રાખતા નથી; તથાપિ મારે માટે આ સંગ્રામમાં મૃત્યુ પામેલા વાનરોને તમે સજીવન કરો.[૭] મારે માટે પ્રાણ આપીને રણમાં પડેલા આ વાનરો મૃત્યુને ગણકારતા નથી, તથાપિ તેઓ પોતાના સ્વજનને મળી આનંદ પામે, એ જ હું તમારી પાસે માગું છું.[૮] હે માનદ! વ્યાધિ, વ્રણ તથા ઘા વગરના, બળ અને પૌરુષવાળા, રણમાં પડેલા વાનરો તથા ઋક્ષોને હું જીવતા થયેલા જોવાને ઇચ્છું છું;[૯] અને એ પણ માગું છું કે, જ્યાં વાનરોનો વાસ હોય ત્યાં ઋતુ વિના પણ ફૂલ, ફળ, મૂળ તથા નિર્મળ જળવાળી નદીઓ હજો."[૧૦]

ત્યારે મહાત્મા રામનાં વચન સાંભળી, પ્રસન્નતાથી મહેન્દ્રે કહ્યું કે-"હે તાત! હે રઘુવર! જો કે તમોએ માંગેલું વચન મોટું છે, તોપણ હું કદી પણ બેવાર બોલ્યો નથી તેથી કહું છું કે તમારું માગેલું ફળીભૂત હજો."[૧૧-૧૨] (પછી ગગનભણી દૃષ્ટિ કરીને ઇન્દ્રરાજ બોલ્યા કે) "સંગ્રામમાં રાક્ષસોએ જે વાનરો તથા ઋક્ષોને હણ્યા છે તથા જેમના હાથ અને બીજાં અંગ કપાઈ ગયાં છે, તે પાછા જીવતા થાઓ.[૧૩] આ સર્વ વાનરો પીડા રહિત, બળવાળા અને જેમ ઊંઘમાંથી બેઠા થાય તેમ સજીવન થાઓ;[૧૪] તે સર્વ પોતાના મિત્ર, બંધુ, જ્ઞાતિ અને સ્વજનની સાથે આનંદે કલ્લોલ કરો."[૧૫] એટલું કહી રામ તરફ દૃષ્ટિ કરી કહેવા લાગ્યા કે, "હે મોટા ધનુષવાળા રામ! તેમના નિવાસ આગળ સમય વગર પણ ફળ, ફૂલ, પાન તથા નદીઓ થશે જ."[૧૬]

આમ બોલ બોલતાં તો, જેમનાં અંગ કપાઈ ગયાં હતાં તે સર્વ વાનરો, ઊંઘમાંથી આળસ મરડી બેઠા થાય તેમ બેઠા થયા.[૧૭] તે જોઇને સર્વ કપિમંડળ આશ્ચર્ય પામી ગયું. પછી સિદ્ધ મનોરથવાળા દેવો, રામ લક્ષ્મણની સ્તુતિ કરતા કહેવા લાગ્યા કે; "હે રામ! તમે હવે વાનરોને રજા આપી, સીતા તથા લક્ષ્મણની સાથે અયોધ્યામાં પધારો, અને વિજોગથી ધર્માચરણમાં રહેલા ભરત, શત્રુઘ્ન તથા તમારી માતાઓને પ્રસન્ન કરો તથા તમે રાજગાદી ઉપર બેસી પૌરજનોને પણ આનંદ પમાડો."[૧૮-૨૧] ઇન્દ્રાદિ સઘળા દેવોએ રામને એ પ્રમાણે કહ્યા પછી તે સર્વ, સૂર્ય સમાન દિવ્ય વિમાનમાં બેસી, પોતાના લોકમાં ચાલ્યા ગયા.[૨૨] રામે પણ સર્વ દેવને પ્રણામ કર્યા. પછી તેજ સ્થળમાં સર્વે રહ્યા.[૨૩] મોટો હર્ષ પામેલી વાનર સેનાથી, ચંદ્રે રક્ષણ કરેલી રાત્રિ સમાન શોભતી તે રાત્રિ સર્વ દિશાઓને શોભાવતી સપાટા ભેર પૂરી થઈ ગઈ.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો વીસમો સર્ગ સંપૂર્ણ**



# અયોધ્યા પ્રતિ ગમન

## સર્ગ ૧૨૧ મો
## પુષ્પકપ્રાપ્તિ

શત્રુને દમનાર રામે તે રાત્રિ સુખરૂપ ત્રિકૂટાચળ-પર ગાળી. બીજે દિવસે જાગ્રત થયા, ત્યારે ઘણા વિનયથી હાથ જોડી વિભીષણે તેમને કહેવા માંડ્યું કે:–[૧]

"હે રાઘવ! સ્નાન કરવા માટે જળ અને શરીરે ચોળવા માટે અંગરાગ અને વસ્ત્રાલંકાર, દિવ્ય ચંદન તથા માળાઓ લઇને, આ કમળલોચનાઓ તમારી સેવાને માટે આવી ઉભી રહેલી છે, તેથી તમે સ્નાન કરવાને માટે તત્પર થાઓ."[૨–૩]

વિભીષણનાં આવાં વચન સાંભળીને, ધર્માત્મા રાઘવે ઉત્તર આપ્યો કે; "હે વિભીષણ રાયજી! આ તમે શું બોલ્યા? સુખ ભોગવવાને યોગ્ય, સુકુમાર, મહાબળવાન્, સત્યપ્રતિજ્ઞ અને ધર્માત્મા ભરત, જ્યાંસૂધી મારે માટે દુઃખ પામે છે, ત્યાંસૂધી આવા વૈભવનો કે સુખનો હું કેમ અંગીકાર કરી શકું? પણ જ્યારે તમારી ઇચ્છા છે ત્યારે આ સુગ્રીવાદિ વાનરોને તેડી જાઓ ને તેઓને સ્નાનાદિક કરાવી આનંદ પમાડો.[૪–૫] કૈકેયીપુત્ર ભરત જ્યાંસૂધી દુઃખમાં છે, ત્યાંસૂધી હું સ્નાનાદિ કંઈ પણ ભોગને માન્ય કરી શકતો નથી જ;[૬] જો કે અયોધ્યા જવાનો માર્ગ ઘણો જ વિકટ છે, તોપણ હવે તો હું અહિંથી ત્યાં જ જઇશ; માટે હે સૌમ્ય! જેમ બને તેમ જલદી અમારાથી અયોધ્યા પહોંચાય તેમ કંઈ કરો. હવે એ જ કર્તવ્ય મારે બાકી રહેલું છે."[૭]

ધર્મજ્ઞ રામનાં આ વચન સાંભળીને, વિભીષણ બોલ્યા કે,–"હે રાજપુત્ર! એ માટે આપ ચિન્તા કરતા નહિ. હું એક દિવસમાં તમને અયોધ્યા પહોંચાડી દઇશ.[૮] મારા ભાઈભગવાન્ વૈશ્રવણનું પુષ્પક વિમાન, જે તેને જિતીને રાવણરાય અત્રે લાવેલો છે, તે મેં તમારે માટે સારી રીતે તૈયાર કીધું છે.[૯–૧૦] એ દિવ્ય વિમાન ઇચ્છા પ્રમાણે ગતિ કરનારું છે, અતિ ઉત્તમ છે, મેઘ સમાન મોટું છે ને તે વિમાન આ લંકામાં જ છે; માટે અયોધ્યા કેમ સત્વર પહોંચાશે? તે ચિન્તા તમે દૂર કરો. તે વિમાનમાં બેસવાથી આપ સુખરૂપ એક દિવસની અંદર અયોધ્યા પહોંચી શકશો.[૧૧] પરન્તુ હે રાઘવ! જો તમે મારા ગુણોનું સ્મરણ કરતા હો અને મારા ઉપર અનુગ્રહ કરવા ઇચ્છતા હો, તો મારી વિનતિ સાંભળીને એક જ દિવસ બુદ્ધિમાન્ લક્ષ્મણ તથા દેવી સીતાની સાથે આપ અહીં રહી જાવ; કારણ કે કામ્ય પદાર્થોથી હું તમારું પૂજનાતિથ્ય કરવાને માટે ઘણો જ ઉત્સુક થઈ રહ્યો છું અને આટલું મારું શ્રેય કર્યા પછી, હે રાઘવ! તમે આનંદથી અયોધ્યા પ્રતિ ગમન કરજો.[૧૨–૧૩] સહસા જ મારે તમારો સત્કાર કરવાની આટલી પ્રીતિ ઉત્પન્ન થયેલી છે. હે રામ! તમે તમારા મિત્રો અને સૈન્ય સહિત મારા ઉપર અનુગ્રહ કરીને આટલો મારો સત્કાર ગ્રહણ કરો;[૧૪] કારણ કે, હે રાઘવ! હું તમારો પ્રેષ્ય છું, હું સ્નેહથી, બહુ માનથી અને પ્રીતિથી આપને પ્રસન્ન કરવા ઇચ્છું છું; હું કંઈ તમને આજ્ઞા કરતો નથી."[૧૫]

વિભીષણની ગદ્‌ગદિત વાણી સાંભળી, વાનરો તથા રાક્ષસોની સમક્ષ, રામે કહ્યું કે–[૧૬] "હે વીર! એ તું શું બોલે છે? મને તેં સહાય આપીને તથા મૈત્રી બતાવીને, મનસા, વાચા અને કર્મણાએ મારી પૂજા કરેલી છે, તો હવે વધારે શી પૂજા કરીશ?[૧૭] હે રાક્ષસેશ્વર! તારું વચન હું માનું તેમ નથી, કેમ કે મારું મન મારા બંધુ ભરતને મળવાને માટે ઘણું જ ટળવળી રહ્યું છે.[૧૮] જ્યારે મને પાછો વાળવાને માટે તે ચિત્રકૂટ સૂધી આવ્યો હતો અને ઘણી રીતે મને પાછા વળવાને માટે તેણે વિનતિ કરી અને મેં તેનાં વચન માન્યાં નહીં, ને કહ્યું કે ચૌદ વર્ષ પૂરાં થતાં જ હું તારી પાસે આવીશ, તો આ ચૌદ વર્ષ પૂરાં થયાં છે, તેથી હવે હું રહી શકું તેમ નથી જ.[૧૯] હવે તો હું મારી માતા કૌસલ્યા, સુમિત્રા તથા યશસ્વિની કૈકેયી, પ્રજાજનો ને મિત્ર વર્ગને તથા ગૂહ વગેરેને મળવાને જ ઇચ્છું છું.[૨૦] હે સૌમ્ય! હે વિભીષણ! તેં મારો પૂર્ણ આદર સત્કાર કરેલો જ છે; માટે હું તારી પ્રાર્થના કરું છું કે, હવે તો તું મને અહીંથી ઉપડી જવાની જ આજ્ઞા આપ.[૨૧] કાર્ય સમાપ્ત થયા પછી અહીં રહેવું, એ હવે મને યોગ્ય લાગતું નથી. હે રાક્ષસેશ્વર! હવે તું તે વિમાનને અહીં જલદી લાવ, એ જ મારી ઉત્તમ રીતે થયેલી પૂજા છે."[૨૨]

રામની આવી જ ઇચ્છા હોવાથી, રાક્ષસરાય વિભીષણે, સૂર્ય સમાન તેજસ્વી તે પુષ્પક વિમાનને ત્યાં તુરત બોલાવ્યું.[૨૩] તેનાં પાર્શ્વ સુવર્ણથી રસેલાં હતાં, વૈડૂર્ય મણિની તેમાં બેઠકો હતી, ચાર બાજુ સારા સારા ઓરડા કઢાડેલા હતા, રૂપાના જેવું તે ચકચકિત હતું,[૨૪] તેનાં શિખરો ઉપર સુંદર ધવલ

ધ્વજાઓ ફરફરી રહેલી હતી, તેમાં સુવર્ણનાં કમળ અને સુવર્ણની તલાવડીઓ આવી રહેલી હોવાથી શોભાયમાન લાગતું હતું, તે નરદમ સોનાનું હોય તેવું દેખાતું હતું, તેની આસપાસ સુવર્ણ ઘંટિકાઓ હતી તથા મૌક્તિકની આરીઓ મૂકેલી હતી, અને નાની નાની ઘંટાઓથી, જ્યારે તે ચાલતું ત્યારે મધુરો કલરવ થતો હતો.[૨૫-૨૬] અને મેરુના શિખર સમાન એ પુષ્પક વિમાન વિશ્વકર્માએ બનાવેલું હતું તથા મૌક્તિક અને સુવર્ણનાં મંદિરથી તેને શોભાયમાન કરેલું હતું.[૨૭] તેની ભૂમિ, વિચિત્ર રંગબેરંગી સ્ફટિકની હતી, સર્વ પ્રકારનું, સર્વને સુખ આપે તેવું અને અણમૌલ્ય તે પુષ્પક વિમાન ત્યાં આવી પહોંચ્યા પછી, વિભીષણે, રામની પાસે જઇને કહ્યું કે, "મહારાજ! વિમાન તૈયાર છે."[૨૮-૨૯] ઇચ્છા પ્રમાણે ગમન કરનારાં અને પર્વત સમાન મોટાં પુષ્પક વિમાનને જોતાં રામ લક્ષ્મણ વગેરે ઘણો જ હર્ષ પામ્યા અને વિસ્મય થયા.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો એકવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૨૨ મો
## વિમાનારોહણ

પુષ્પોવડે અલંકૃત તે પુષ્પક વિમાનને રામની પાસે લાવ્યા પછી વિભીષણે બેઉ હાથ જોડી વિનયથી, રામને કહ્યું કે, "મહારાજ! હવે મને આપ શી આજ્ઞા કરો છો?"[૧-૨] રામે પ્રસન્ન થઈ વિચાર કરીને લક્ષ્મણના સાંભળતાં, તેને નીચે પ્રમાણે કહ્યું.[૩]

રામ બોલ્યા કે, "હે વિભીષણ! આ સર્વ વનવાસી વાનરોએ, સુદૃઢતાથી રાવણની સાથે યુદ્ધ કરેલું છે, તો તું તેમની રત્ન અને બીજું દ્રવ્ય આપી પૂજા કર.[૪] હે રાક્ષસેશ્વર! યુદ્ધના ઉત્સાહવાળા તથા પ્રાણની પણ દરકાર વગરના આ વાનરાઓએ તુજ સંગે રહીને લંકાપુરીને જિતી છે,[૫] અને આ વનવાસીઓએ પોતાનું કર્તવ્ય કર્મ સંપૂર્ણ કર્યું છે, તો તારો પણ ધર્મ છે કે, ધન અને રત્નાદિથી તેમને સંતોષી તેમનાં કર્મનો બદલો આપવો.[૬] એમ કરવાથી તારુંએ સારું દેખાશે ને તેમને પણ સારું લાગશે. એટલું જ નહિ પણ ધનાદિથી સત્કારાયલા વાનરોના નાયકો પણ તારા ઉપર બહુ પ્રસન્ન થશે.[૭] અને વળી એ સર્વ તને ધનાદિથી સત્કાર કરનારો તથા લંકાનગરીનું રાજ પામી પોતાની મોટાઈ સાચવનાર જાણીને પ્રસન્ન થશે; તેથી તારી યોગ્યતા પરંપરા વૃદ્ધિ પામશે. તારે વાનરોનો આ પ્રમાણે સત્કાર કરવો યોગ્ય છે, એમ જાણીને જ હું તને આ ઉપદેશ કરું છું.[૮] જો રાજા ગુણજ્ઞ હોતો નથી, તો એક વાર પ્રાણ પાથરીને લડનારી સેના બીજે વખતે તેને નિર્ગુણ જાણીને, પોતાની ઇચ્છામાં આવે તેમ વેરાઈ જાય છે."[૯]

રામના ઉપદેશને માન્ય કરીને, રાક્ષસેશ્વર વિભીષણે, વાનરોને તથા તેમના અધિપતિઓને સૌને પોતપોતાની યોગ્યતા પ્રમાણે ધન અને રત્નાદિથી રુડી રીતે નવાજ્યા.[૧૦] કેટલાકને હીરા, પરવાળાં, માણેક, મોતી વગેરે ભેટ આપ્યાં અને કેટલાકોને સુવર્ણનાં પદો આપ્યાં. એ રીતે ધન અને રત્નવડે યથાયોગ્ય પૂજન કર્યા પછી, રામના ખોળામાં બેઠેલી અને લજ્જા પામતી જનક રાજાની પુત્રી સીતા અને લક્ષ્મણે પુષ્પકવિમાનમાં બેસવાની તૈયારી કરી.[૧૧-૧૨] વિમાનમાં બેઠા પછી રામે સર્વે વાનરોનો સત્કાર કર્યો અને તેમના રાજા સુગ્રીવને અને વિભીષણને કહ્યું કે,[૧૩] "હે રાજાઓ! અને હે કપિશ્રેષ્ઠો! તમોએ મિત્રને યોગ્ય કાર્ય કરીને મને બહુ આભારી કર્યો છે, પણ હે મિત્રો! હવે હું તમ સર્વેને પોતપોતાની ઇચ્છામાં આવે ત્યાં ગમન કરવાની રજા આપું છું.[૧૪] વળી ભાઈ સુગ્રીવ! તું અધર્મથી ભય પામનાર અને હિત ઇચ્છનાર છે. એક સ્નેહી મિત્રે જે કરવું જોઇએ, તે સર્વે તેં મારે માટે કર્યું છે.[૧૫] મારી ઇચ્છા છે કે, હવે તું તારી સેનાને લઇને સુખરૂપ કિષ્કિંધામાં જા અને સુખરૂપ રાજ ભોગવ. હે વિભીષણ! તું પણ લંકાનગરીનું રાજ મળ્યું છે, તે આનંદથી ભોગવ; ઇંદ્ર સહિત દેવતાઓ પણ હવે તને ઉપદ્રવ કરી શકે તેમ નથી.[૧૬] હું પણ હવે મારા પિતાની રાજધાની અયોધ્યા નગરી પ્રતિ ગમન કરું છું અને તમારી સર્વની અનુજ્ઞા માગું છું."[૧૭]

આ પ્રમાણે રામનાં વચન સાંભળી, સર્વે વાનરેશ્વરો અને વિભીષણ તેમને કહેવા લાગ્યા કે,[૧૮] "હે રાઘવ! અમે સર્વે તમારી સાથે અયોધ્યામાં આવવા ઇચ્છીએ છીએ તો અમને આવવા દો. અમે ત્યાં વન ઉપવનમાં ફરીને આનંદ પામીશું. તમે અમોને સાથેજ તેડતા જાવ.[૧૯] હે નૃપવર! તમને અયોધ્યામાં અભિષિક્ત થયેલા જોઈ તથા માતાજી કૌસલ્યાને પ્રણામ કરીને પછી અમે સર્વે અમારે સ્થાનકે જઇશું."[૨૦]

વાનરોએ, વિભીષણે અને સુગ્રીવે, ધર્માત્મા રામને આ પ્રમાણે કહ્યું, તેથી તે બહુ પ્રસન્ન થયા. તેઓએ

સુગ્રીવ અને વિભીષણને કહ્યું કે,[૨૧] "અહાહા! આથી વિશેષ આનંદ પામવા જેવું બીજું વળી શું હોય? હે મિત્રો! તમે પ્રિયનું પણ પ્રિય કર્યું છે; કારણ કે, તમારા સર્વેના અયોધ્યામાં આવવાથી હું પરમ સંતોષ પામીશ.[૨૨] હે સુગ્રીવ! વાનરો સહિત તમે વિમાનમાં બેસી જાવ અને હે વિભીષણ! તમે પણ તમારા મન્ત્રીમંડળસહ વિમાનારૂઢ થાવ."[૨૩]

પછી વાનર સહિત સુગ્રીવ અને મન્ત્રીસહિત વિભીષણે, પુષ્પકવિમાનમાં આસન લીધાં.[૨૪] સર્વેના બેસી રહ્યા પછી, રામની આજ્ઞાથી કુબેરનું તે ઉત્તમમાં ઉત્તમ ગગનગામી, હંસાકૃતિ અને તેજસ્વી પુષ્પક વિમાન અંતરિક્ષમાં ઉડવા લાગ્યું, ત્યારે અપાર હર્ષને લીધે રામચંદ્રનાં રોમ ઉભાં થઈ ગયાં અને પ્રસન્ન થયેલા તેઓ, ધનાધિપની માફક શોભતા હતા. સર્વે વાનરો, ઋક્ષો અને મહાબળવાન્ રાક્ષસો તે દિવ્ય વિમાનમાં કંઈ પણ અડચણ વિના સુખરૂપ બેસી શકયા હતા. તે વિમાન ઘણું મોટું હતું; તેથી સૌ તેમાં સુખથી સમાઈ શકયા હતા.[૨૫–૨૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો બાવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૨૩ મો

### માર્ગ

રામની આજ્ઞા થતાં જ, હંસયુક્ત તે શ્રેષ્ઠ વિમાન મોટા ગડગડાટ સાથે આકાશ માર્ગે ઉડવા લાગ્યું.[૧] તે જ્યારે આકાશમાં ચડ્યું, ત્યારે શશિમુખી મિથિલાધીશ કુંવરી સીતાને રામે કહ્યું કે,[૨] "હે જનકનંદિનિ! કૈલાસ શિખર સમાન ત્રિકૂટાચળના શિખરપર આવેલી અને વિશ્વકર્માએ નિર્માણ કરેલી આ લંકાને તું સારી પેઠે જો અને હે સીતે! માંસ અને રુધિરના કાદવવાળી આ રણભૂમિને તથા રાક્ષસો અને વાનરોની કાપાકાપીનાં સ્થાનને પણ તું જો.[૩–૪] હે વિશાલાક્ષિ! વરદાનથી ઉન્મત્ત થયેલો રાક્ષસોનો રાજા રાવણ, જે તારે માટે મારી સાથે લડ્યો હતો, તે, એ પેલો લાંબો થઈને સૂતો છે.[૫] વળી આ ઠેકાણે કુમ્ભકર્ણ અને પ્રહસ્ત રાક્ષસો હણાઈને પડ્યા છે ને પણે હનૂમાને ધૂમ્રાક્ષને હણ્યો હતો.[૬] આ સ્થળે મહાત્મા સુષેણ વાનરે વિદ્યુન્માલીને હણ્યો છે; પેલી જગાએ રાવણનો બળવાન્ વડો પુત્ર ઇન્દ્રજિત્ લક્ષ્મણને હાથે હણાયો હતો,[૭] ને આ સ્થળે અંગદે વિકટ નામના રાક્ષસને હણ્યો હતો; જો, જો, હે પ્રિયે! પણે દુર્પ્રેક્ષ, વિરૂપાક્ષ, મહાપાર્શ્વ અને મહોદર રાક્ષસો હણાઈ પડ્યા હતા.[૮] આ સ્થળે અકંપન, ત્રિશિરા, અતિકાય, દેવાંતક, નરાંતક, યુદ્ધોન્મત્ત, મત્ત, નિકુંભ અને કુમ્ભ નામે કુમ્ભકર્ણના બળવાન્ પુત્રો તથા વજ્રદંષ્ટ્ર, દંષ્ટ્ર વગેરે ઘણા રાક્ષસો હણાયા હતા. યૂપાક્ષ ને પ્રજંઘ નામના બે મોટા રાક્ષસો આ ઠેકાણે મેં હણ્યા હતા અને અકંપન, શોણિતાક્ષ તથા મકરાક્ષ નામના રાક્ષસોને પણ અહિંયાં જ મેં હણ્યા હતા.[૯–૧૧] તેમ ભયાનક આકૃતિવાળો વિદ્યુજ્જિહ્વ, યજ્ઞશત્રુ, સુપ્તઘ્ન, સૂર્યશત્રુ, બ્રહ્મશત્રુ વગેરે રાક્ષસો પણ—એ પેલી મેરે માર્યા ગયા હતા. વળી હે દેવિ! આ જ ઠેકાણે પોતાની સોક્યોની સાથે મંદોદરી રાણી વિલાપ કરતી હતી; અને હે સુંદરમુખિ! આ સમુદ્રના સુન્દર કિનારા ઉપર અમે સમુદ્ર ઉતર્યા પછી વાસો કર્યો હતો. હે વિશાલાક્ષિ! તારે માટે આ ખારા સાગર ઉપર અમે આ સેતુ બાંધ્યો છે અને મારા યોજેલા નળ વાનર વગર આ સેતુ કોઈથી બંધાય તેમ નથી. વળી હે નૃપનંદિનિ! મોટી ગર્જના કરતા મત્સ્ય, છીપ અને અનેક જીવજંતુથી ભરપૂર આ મહાસાગરને પણ તું નિહાળી જો અને હે મૈથિલિ! હનૂમાનને વિશ્રામ આપવાને માટે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા પેલા હિરણ્યનાભ પર્વતને પણ તું જો. આ હિરણ્યનાભ—મૈનાક પર્વત સમુદ્રમાં જ વસે છે. પણે સાગરના ઉત્તર તટ ઉપર સેનાએ પડાવ નાંખ્યો હતો.[૧૨–૧૯] આ સ્થળમાં પૂર્વે સમર્થ શિવે અમને સેતુ બાંધતાં કૃપા કરી હતી; અને મહાસાગરનું આ જે પવિત્ર તીર્થ દેખાય છે, તે 'સેતુબંધ' નામે પ્રસિદ્ધ છે અને ત્રણે લોક તેને પૂજે છે. આ તીર્થ મહાપવિત્ર તથા સર્વ પાપને ક્ષય કરનાર છે.*[૨૦–૨૧] વળી હે વૈદેહિ! આ સ્થળે રાક્ષસોનો રાજા વિભીષણ અમને આવી મળ્યો હતો." ત્યાંથી વિમાન થોડેક આગળ ગયા પછી, રામે સીતાને કહ્યું કે, "હે સીતે! પેલી વિચિત્ર વનોવાળી જે દેખાય છે, તે કિષ્કિંધા નગરી છે.[૨૨] ત્યાં આગળ બળવાન્ વાલિ નામના વાનરને મેં હણ્યો હતો." વાલિએ જેનું રક્ષણ કર્યું હતું, એવી રમણીય કિષ્કિંધા નગરીને જોઈને, સીતાએ સાનંદથી મંદ વાણીએ રામને કહ્યું કે, "હે આર્યપુત્ર! તારા આદિ સુગ્રીવની સ્ત્રીઓ અને બીજા વાનરોની સ્ત્રીઓથી

* રામ, સીતાને સર્વ સ્થળ બતાવતાં અત્રે સેતુબંધનું નામ જણાવે છે, પણ પૂર્વેનાં કોઈ પણ સ્થાને આ વિષયનું કથન મહર્ષિ વાલ્મીકિએ કરેલું જણાતું નથી.

પરિવૃત થઇને આપણે અયોધ્યામાં જઇએ, એમ હું ઇચ્છા રાખું છું."૨૩–૨૫

ત્યારે રામે પ્રસન્ન થઇને કહ્યું કે, 'વારુ, આપણે તેમ કરીએ.' આમ કહીને, પુષ્પકને કિષ્કિંધા ઉપર લીધું અને ત્યાં ઉભું રાખી, રામ, સુગ્રીવ ભણી જોઈ બોલ્યા કે, "હે વાનરવર! સર્વે વાનરોને કહો કે, તેઓ પોતપોતાની સ્ત્રીઓને લઈ સીતાની સાથે અયોધ્યામાં આવે. હે સુગ્રીવ! તમે પણ તમારી સ્ત્રીઓની સાથે અયોધ્યા આવવાને માટે તૈયારી કરો, કે જેથી આપણે અહિંથી શીઘ્ર ગમન કરીએ." અમિત તેજસ્વી રામે કહેલાં વચન સાંભળીને, શ્રીમાન્ સુગ્રીવ, (વિમાનમાંથી ઉતરી) શીઘ્ર પોતાના અંતઃપુરમાં ગયો અને ત્યાં સતી શિરોમણિ તારાને જોઈને બોલ્યો કે–૨૬–૩૦ હે પ્રિયતમા! તમે સર્વે વાનરોની સ્ત્રીઓની સાથે અયોધ્યા આવવાની તૈયારી કરો. સીતા દેવીની ઇચ્છાથી દેવ રાઘવે, સર્વે વાનરીઓ સાથે તમને અયોધ્યા આવવાને માટે આગ્રહ કરલો છે, માટે આપણે સીતાની સાથે અયોધ્યા જઇશું. ત્યાં આપણે ઇક્ષ્વાકુકુળની સર્વ સ્ત્રીઓને તથા સુંદર અયોધ્યા નગરને પણ જોઇશું."૩૧–૩૨

તુરત જ સર્વાંગસુંદરી તારાએ સર્વે વાનરીઓને બોલાવી કહ્યું કે,૩૩ "દેવી સીતાની સાથે આપણે સર્વેને અયોધ્યા જવું છે, એવી વાનરેશ્વર સુગ્રીવની આજ્ઞા છે અને મને પણ તે વાત પ્રિય છે, માટે તમે સર્વે તૈયાર થાઓ. આપણે સર્વે આપણા સ્વામીઓની સાથે અયોધ્યા જઈશું અને મહાત્મા રાઘવને અયોધ્યામાં પ્રવેશ કરતા જોઇશું; એટલું જ નહિ પણ ત્યાં આગળ આપણે ઇક્ષ્વાકુકુળની સર્વે સ્ત્રીઓનું ઐશ્વર્ય પણ જોઈશું."૩૪–૩૫

તારાની આજ્ઞા થતાં સર્વે વાનરીઓએ શણગાર ધારણ કર્યા.૩૬ જ્યારે તે વિમાન આગળ આવી ત્યારે, તેમને દેવી સીતાનાં દર્શન થયાં. પછી તેઓ, પુષ્પક વિમાનમાં બેઠાં કે, તુરત જ પુનઃ વિમાન અંતરિક્ષ, માર્ગે ચાલવા લાગ્યું. જ્યારે ઋષ્યમૂક પર્વત ઉપર વિમાન આવ્યું ત્યારે રામે સીતાને કહ્યું કે, "હે સીતે! સુવર્ણની ધાતુના રેલાઓથી–વાળીયાઓથી વિદ્યુક્ત મેઘ હોય એવો આ જે પર્વત દેખાય છે, તે ઋષ્યમૂક છે. આ પર્વત ઉપર જ, હે સીતે! મને વાનરેશ્વર સુગ્રીવનો મેળાપ થયો હતો.૩૭–૩૯ તથા અહિં આગળ જ મેં મહાત્મા વાલિને મારવાની પ્રતિજ્ઞા લીધી હતી. વળી હે સીતે! પેલું જે સુંદર સરોવર દેખાય છે, તે પંપા છે અને ત્યાં હે અસિતલોચને! તારા વિયોગની વિધુરતાએ મેં ધાડે સ્વરે રુદન કર્યું હતું. આ પંપા સરોવરના પ્રદેશમાં જ હું ધર્મચારિણી શબરીને મળ્યો હતો;૪૦–૪૧ અને હે સીતે! આ પ્રદેશમાં જ એક યોજન લાંબા હાથવાળા કબંધ નામના રાક્ષસને મેં હણ્યો હતો. હે વૈદેહિ! જો પેલું જનસ્થાન; અને પેલો વનસ્પતિનો ઈશ્વર વટવૃક્ષ.૪૨ આ ઠેકાણે જ તારેમાટે પક્ષીઓનો રાજા જટાયુ, રાવણને હાથે હણાયો હતો.૪૩ વળી હે વિલાસિની! હે અનિંદિતે! જે ઠેકાણેથી રાક્ષસેશ્વર રાવણે તારું બળાત્કારથી હરણ કર્યું હતું, તે પેલું પંચવટીમાં આપણું આશ્રમસ્થાન તથા પર્ણકુટી. વળી હે સીતે! આ જો ભગવતી નિર્મળ જળવાળી ગોદાવરી;૪૪–૪૫ અને ત્યાંથી થોડે દૂર કદલીવૃક્ષોથી વિંટાયલો અને મનોહર દેખાતો અગસ્ત્યાશ્રમ; અને પેલો જે દેખાય છે, તે શરભંગ મુનિનો આશ્રમ છે.૪૬ તે ઠેકાણે સહસ્ર નેત્રવાળો ઇન્દ્ર આવ્યો હતો. હે સુમધ્યમે! આ તપસ્વીઓનો વાસ છે ને ત્યાં સૂર્ય અને અગ્નિ સમાન તેજસ્વી અત્રિ નામના કુળપતિ રહે છે. આ ઠેકાણે જ મેં પેલા મોટા અને ભયંકર શરીરવાળા વિરાધ રાક્ષસને હણ્યો હતો.૪૭–૪૮ હે સીતે! આ ઠેકાણે જ તેં ધર્માચરણ કરનાર તપસ્વિની (અનસૂયા)ને જોઈ હતી.

હે સુન્દરાંગી! વળી જો અનેક રીતે શોભાવાળો પેલો નિરંતર રમ્ય ચિત્રકૂટપર્વત.૪૯ અહિંયાં કૈકેયીપુત્ર ભરત મને મળવાને માટે આવ્યો હતો. પેલી વિચિત્ર, કાનન પ્રદેશમાં રમણીય યમુના દેખાય છે, તેનાં પણ દર્શન કર અને આ તો ભગવાન્ ભારદ્વાજનો આશ્રમ આવે છે અને પેલી ત્રણે લોકમાં ગમન કરનારી પાપહરા ભગવતી ભાગીરથી દેખાય છે.૫૦–૫૧ પેલું શૃંગવેરપુર. એમાં મારો પ્રિયમિત્ર ગૂહ રાજા રહે છે. હે સીતે! જો જો! મારા પિતાની નગરી પેલી અયોધ્યાપુરી પણ દેખાય છે. વનવાસ સમાપ્ત કરી આવેલી, હે સીતે! હવે તું એને પ્રેમપુરસ્સર પ્રણામ કર."૫૨

અયોધ્યાનાં દર્શન થવા લાગ્યાં, એટલે તો સર્વે વાનરો અને વિભીષણ વગેરે પણ હર્ષમાં આવી જઈ, ઉભા થઈ થઇને તેને જોવા લાગ્યા.૫૩ પછી ધોળા રાજમહેલવાળી, મોટા મોટા રાજમાર્ગોવાળી, હાથી અને અશ્વોથી ભરેલી તથા મહેન્દ્રની અમરાવતી

નગરી હોય તેવી સુંદર અયોધ્યા નગરીને, પરમ હર્ષથી સર્વે વાનરો અને રાક્ષસો જોવા લાગ્યા.[૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો તેવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૨૪ મો
## ભરદ્વાજથી વરપ્રાપ્તિ

પરિપૂર્ણ ચૌદમે વર્ષે, પાંચમને દિવસે, લક્ષ્મણના મોટા ભાઈએ, ભરદ્વાજ મુનિના આશ્રમમાં આવીને વિનયથી તેમને પ્રણામ કર્યા.[૧] તપોધન ભરદ્વાજને પ્રણામ કરીને રામે તેમને કહ્યું કે—"હે ભગવન્! અયોધ્યામાં સુકાલ અને સર્વે યોગક્ષેમ તો છે?[૨] અને ભરત, પ્રજાનું યથાવિધિ પાલન કરે છે કે કેમ? તથા મારી માતાઓ વગેરે સર્વે આનંદમાં છેની?"

રામનાં વચન સાંભળીને, પરમ હર્ષ પામી તથા કિંચિત્ સ્મિત કરીને, ભરદ્વાજ મુનિએ કહ્યું કે,—[૩] "ભાઈ રામ! ભરત તો તમારી આજ્ઞાને માથે ચડાવી જટા રાખી, તમારી પાદુકાનું પૂજન કરતો તમારી જ વાટ જોતો બેઠો છે; અને બીજાં સર્વે તો કુશળ ક્ષેમ છે જ.[૪] હે સંગ્રામજિત્! તમે પહેલાં જ્યારે ધર્મને પાળવાને માટે સીતા અને લક્ષ્મણ સહિત ચીરવસ્ત્ર ધારણ કરી મહાવનનો પંથ પકડ્યો, ત્યારે પગે ચાલતા, સર્વસ્વ ત્યાગી અને પિતાનું વચન પાળી તથા કૈકેયીને પ્રસન્ન રાખી વનફળનો આહાર કરતા અને વન ઉપર જ આધાર બાંધીને, જેમ સ્વર્ગમાંથી પડેલો દેવ હોય, તેવા વનના માર્ગે ચાલ્યા જતા હતા, ત્યારે મારું મન ઘણું ખેદ પામ્યું હતું.[૫–૭] પણ હમણાં તમે અર્થની પ્રાપ્તિથી સમૃદ્ધિવાળા મિત્ર સમુદાય તથા બંધુજન સમેત અને શત્રુઓપર જય કરીને આવેલા છો, તે જોઈને મને પરમ આનન્દ ઉપજે છે.[૮] હે રામ! તમારું દુઃખ અને સુખ એ સૌ મારા જાણવામાં છે, જનસ્થાનમાં વસતાં તમને પડેલાં દુઃખ, તપસ્વીઓનું સંરક્ષણ કરવારૂપ બ્રાહ્મણોના અર્થમાં લાગેલી તમારી વૃત્તિ અને રાવણે સીતાનું હરણ કર્યું, એ સર્વ હું સારી રીતે જાણું છું.[૯–૧૦] હે ધર્મવત્સલ! મારીચનું મૃગરૂપે દર્શન, સીતાને લંકામાં રાક્ષસીઓએ આપેલું દુઃખ, કબન્ધ રાક્ષસનો વધ, પંપાપર જઈ પહોંચવું, સુગ્રીવની સાથે તમારી મૈત્રી, વાલિવધ, સીતાની શોધ, વાયુપુત્ર હનૂમાનનું પરાક્રમ, સીતાની શોધ મળ્યા પછીનું વૃત્તાન્ત, નળે બાંધેલો સેતુ, હર્ષ પામેલા વાનરોએ લંકાને લગાડેલી લાય, પુત્ર, બન્ધુ, પ્રધાન, સેના અને વાહન સહિત ગર્વિષ્ઠ રાવણને તમે હણ્યો તે, દેવોના કંટકરૂપ રાવણના મૃત્યુ પછી દેવોનો સમાગમ, તેઓએ તમને આપેલું વરદાન, એ સર્વ—તપના બળથી મારા જાણવામાં આવેલું છે ને તેથી તમને ધન્ય ધન્ય છે."

"હે રાઘવ! મારા શિષ્યો અહિંથી અયોધ્યામાં જાય છે ને આવે છે, તેથી અયોધ્યા સંબંધી પણ હું સર્વ જાણું છું. વળી હે શસ્ત્ર ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ! હું તમને એક વરદાન આપું છું. પણ વરદાન આપતાં પહેલાં હું તમને આ અર્ઘ્ય આપું, તે તમે ગ્રહણ કરો અને આવતી કાલે અયોધ્યામાં પ્રવેશ કરજો."[૧૧–૧૭]

પછી ભરદ્વાજનો અર્ઘ્ય રામે શિર નમાવીને ગ્રહણ કર્યો અને ઘણા જ આનંદની સાથે તેમણે જે આતિથ્ય કર્યું, તેનો પણ સ્વીકાર કર્યો. પછી મુનિએ કહેલું વરદાન માગ્યું કે—[૧૮] "હે ભગવન્, અહીંથી અમે અયોધ્યા જઈએ ત્યારે માર્ગમાં અકાળે ફળ આપનારાં તથા મધુમય વૃક્ષો થાઓ, અને સર્વે વૃક્ષો ઉપર અમૃત જેવાં તથા સ્વાદિષ્ટ ફળો આવો." મુનિએ કહ્યું કે, "તમારી ઇચ્છા છે તે જ પ્રમાણે થશે."[૧૯–૨૦]

ક્ષણ માત્રમાં મુનિનાં વરદાનથી સ્વર્ગવૃક્ષ જેવાં સુંદર અને મોટાં વૃક્ષો માર્ગમાં થયાં. જે ફળ વિનાનાં હતાં તેને ફળ આવ્યાં, પુષ્પ રહિતને પુષ્પ અને જે સુકાઈ ગયેલાં હતાં તેને નવાં પલ્લવો થયાં તથા તેમાંથી મધુ ઝરવા લાગ્યું. રામના માર્ગમાં ત્રણ યોજન સૂધી એવાં વૃક્ષોની ઘટા છવાઈ રહી.[૨૧–૨૨] પછી સ્વર્ગ પામેલા પુરુષો, જેમ દિવ્ય ફળથી આનંદ પામે છે, તેમ અતિ હર્ષ પામેલા વાનરો પણ પોતાની ઇચ્છામાં આવે તેમ ફળ ખાઈ આનંદ પામવા લાગ્યા.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે યુદ્ધકાણ્ડમાં એકસોચોવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૨૫ મો
## હનૂમાનનું અયોધ્યા જવું

અયોધ્યાને જોઈને, પ્રિય જનનું પ્રિય કરવાની ઇચ્છાવાળા રામે, પોતાના મનમાં વિચાર કરવા માંડ્યો.[૧] અને પછી ત્વરિત પરાક્રમવાળા રામે, વાનરોની સામે જોયું અને હનૂમાનને કહ્યું કે,—[૨] "હે કપિવર! તું હવે શીઘ્ર અયોધ્યમાં જા, અને ત્યાં જઈને જો કે રાજમંદિરમાં અને નગરમાં સર્વે ક્ષેમ કુશળ તો છે?[૩] વળી એ પંથે જતાં, ગહન વનમાં શૃંગવેર પુર આવશે, ત્યાં

રાજ્ય કરતો ભિલ્લરાજા ગૂહ રહે છે, તેને તું કુશળ પૂછજે, અને મારું કુશળ જણાવજે. કારણ કે, તે મારો પ્રિય મિત્ર છે, એથી તે, મારું કુશળ સાંભળીને બહુ પ્રસન્ન થશે.[૪-૫] તે ભિલ્લપતિ તને ત્યાંથી અયોધ્યાનો માર્ગ દેખાડશે, એટલુંજ નહિ, પણ તે તને ભરત સંબંધી ઇત્થંભૂત વૃત્તાંત પણ જણાવશે.[૬] ત્યાંથી નીકળી ભરતની પાસે જજે અને ત્યાં મારું કુશળ કહેજે અને જણાવજે કે, 'સીતા અને લક્ષ્મણની સાથે રામે પોતાનો અર્થ સિદ્ધ કર્યો છે.'[૭] વળી હે વાયુપુત્ર! તું ભરતને સીતાનું બળવાન્ રાવણે હરણ કર્યું હતું, તે પછી સુગ્રીવની સાથે મારે મૈત્રી થઈ, સંગ્રામમાં મેં વાલિનો વધ કર્યો, સીતાની શોધ કરી તથા નદીઓના પતિ સમુદ્રને ઉલ્લંઘન કરીને તું સીતાની શોધ લઇને મારી પાસે આવ્યો, આપણે વાનર સેના સહિત સમુદ્ર તીરે ગયા ને ત્યાં સમુદ્રે મૂર્તિમાન્ થઈ આપણને દર્શન આપ્યાં તે, સમુદ્ર ઉપર સેતુ બાંધ્યો તે, રાવણને હણ્યો, મહેન્દ્ર, બ્રહ્મા અને વરુણે મને વરદાન આપ્યાં તે, મહાદેવની કૃપાથી મારા પિતાજીનાં મને દર્શન થયાં, અને ત્યાંથી કૃતકાર્ય થઈ આપણે અહિં આવ્યા છીએ તે સર્વ, હે સૌમ્ય! તું મારા બંધુ ભરતને નિવેદન કરજે. વળી વધારામાં તું ભરતને કહેજે કે, 'રામ શત્રુઓને જિતી, સર્વોત્તમ યશ મેળવીને પોતાના વિભીષણ, સુગ્રીવ મિત્રોની સાથે અત્રે આવે છે.'[૮-૧૩]

"હે હનૂમાન! આ સર્વ વૃત્તાન્ત સાંભળવાથી ભરતની જે વૃત્તિ તને આવિર્ભૂત થતી જણાય અર્થાત્ હર્ષ કે શોક થાય તે, તથા મારા વિષે એનું જે કર્તવ્ય હોય, તેનો જે સંદેશો કહાવે તે, તારે અત્રે આવીને મને કહેવો. વળી તેનું મારા પ્રતિ જે કર્તવ્ય હોય, તે સંબંધી સર્વ વૃત્તાન્ત તારે જાણી લેવો અને તે જાણીને મને જણાવવાં. વળી ભરતને આ વૃત્તાન્ત સાંભળવાથી તેના મુખનો વર્ણ, નેત્રની વૃત્તિ તથા ભાષણ વગેરે જે ઇંગિત ચિહ્ન થાય, તે પણ તારે અત્રે આવીને મને જણાવવો.[૧૪-૧૫] આ રીતે ભરતની વૃત્તિ જાણવાનું કારણ માત્ર એજ છે કે, હસ્તી, ઘોડા અને અનેક વૈભવવાળી રાજગાદી કોનું મન ફેરવતી નથી ?[૧૬] બંધુપરત્વે આવી વૃત્તિ થવી એ સંભવિત છે. ઘણા દિવસ સૂધી રાજ કરવાથી તેનેજ રાજ્ય કરવાની ઇચ્છા હોય અથવા તો કૈકેયીની સંગતિથી પણ તેને રાજ્ય કરવાની ઇચ્છા થયેલી હોય, તો મારે રઘુકુળને આનંદ આપનાર એ શ્રીમાન્ ભરતને જ આખી પૃથિવીનું રાજ્ય આપવું એવો વિચાર છે અને હું તો તપ કરીને કાળ ગાળીશ.[૧૭] હે વાનર! આ પ્રમાણે ભરતની બુદ્ધિ તથા વિચાર જાણી લઈને, અમે છેક અયોધ્યાની પાસે ન આવી પહોંચીએ ત્યાર પહેલાં તું આવીને મળજે."[૧૮]

રામની આજ્ઞા લઇને, પછી વાયુપુત્ર હનૂમાન્, મનુષ્યરૂપ ધારણ કરીને, અયોધ્યા તરફ ચાલ્યો અને જેમ મોટા સર્પને પકડવાને માટે ગરુડ દોડે છે, તેમ હનૂમાન્ પોતાને માર્ગે પડ્યો.[૧૯-૨૦] મહા પક્ષીઓ જેમાં ગતિ કરે છે એવા અંતરિક્ષ માર્ગે ગમન કરતો હનૂમાન્, ગંગા અને યમુનાના સંગમનું પણ ઉલ્લંઘન કરીને શૃંગવેરપુરમાં આવી પહોંચ્યો. ત્યાં ભિલ્લપતિ ગૂહને મળીને અત્યંત હર્ષ સહિત હનૂમાને તેને જણાવ્યું કે,-[૨૧-૨૨]

"હે નિષાદપતિ! સત્ય પ્રતિજ્ઞાવાળા તમારા મિત્ર (રામ), સીતા દેવી અને લક્ષ્મણની સાથે આવે છે અને તેમણે તમને કુશળ કહાવ્યું છે.[૨૩] તે આજ પાંચમની રાત્રિ ભરદ્વાજના આગ્રહથી તેમના આશ્રમમાં રહેશે ને કાલ અત્રે આવી પહોંચશે. તમને કાલે જ રામ અહિં તમારા નગરમાં મળશે."[૨૪] આ રીતે ગૂહને સંદેશો કહીને, તુરત વિસામો લીધા વગર જ હનૂમાન્ અત્યંત હર્ષથી પાછો આકાશમાર્ગે ઉડવા લાગ્યો.[૨૫] માર્ગમાં પરશુરામતીર્થ, વાલુકા નદી, વરુથી નદી, ગોમતી નદી, ભયંકર શાલવન, ઘણીક પ્રજા અને સમૃદ્ધિવાળા દેશોને જોતો જોતો તે ચાલ્યો. એમ ઘણો દૂર માર્ગ કાપ્યો ત્યાર પછી તે નંદીગ્રામ આગળ આવી પહોંચ્યો. તે સ્થળ કુબેરના ચૈત્રરથ અને નંદન વન જેવું સુંદર હતું;[૨૬-૨૮] અનેક જાતનાં વૃક્ષોથી તે પરિપૂર્ણ હતું; અને તેમાં સ્ત્રી અને છોકરાં છૈયાં, નાના પ્રકારનાં અલંકાર ધારણ કરીને ફરતાં ને પુષ્પ વીણતાં હતાં. અયોધ્યાથી તે એક કોશ દૂર છે. ત્યાં વલ્કલ વસ્ત્ર ધારણ કરી, કૃષ્ણાજિન પહેરી અને દીન, કૃશ, આશ્રમસ્થ, જટાધારી, મેલો, બંધુના વિજોગથી દુર્બળ, ફળ મૂળના અશનથી જીવતો ને ઇંદ્રિય દમન કરતો, તપસ્વી, ધર્મજ્ઞ, વલ્કલ વસ્ત્ર ધારણ કરનારો, નિયમધારી, પરમાત્માનું ધ્યાન કરનારો, બ્રહ્મર્ષિ સમાન તેજસ્વી, રામપાદુકાને સન્મુખ મૂકી પૃથિવીનું પાલન કરતો, ચારે વર્ણના લોકનું સર્વ ભયમાંથી રક્ષણ કરતો, પ્રધાન અને પુરોહિત જેની પાસે બેઠેલા છે એવો, કષાય વસ્ત્રવાળો અને સ્વકર્મકુશળ સેનાપતિઓથી યુક્ત ભરત, સભાભવનમાં બેઠો હતો.

ધર્માચરણ કરનારા નગરના લોકો પણ ધર્મજ્ઞ અને સાક્ષાત્ બીજો ધર્મ હોય એવા તથા ભોગ ભોગવવાની ઇચ્છા ન કરનારા ભરતને જોઈ, પોતે પણ ભોગોનો ત્યાગ કરીને બેઠેલા હતા. વાયુપુત્ર હનુમાન્, ભરતની સમીપ ગયો તથા હાથ જોડીને બોલ્યો કે, "દંડકારણ્યમાં નિવાસ કરનાર, ચીર અને જટા ધારણ કરેલા જે રામના વિરહથી તમે શોક કરો છો, તે રામે તમને કુશળ કહાવ્યું છે. હે દેવ! આ જે પ્રિય વાર્તા હું તમને કહું છું, તેથી તમે શોકનો ત્યાગ કરો.[૨૯–૩૭] કેમ કે હવે થોડા સમયમાં તમને રામનો મેળાપ થશે. રામ રાવણને હણીને સીતાને પાછી લાવ્યા છે, જે પોતાની અર્થસિદ્ધિ કરીને અને સમૃદ્ધિ પામીને પોતાના મિત્રો સહિત અહીં પધારે છે. મહા તેજસ્વી લક્ષ્મણ અને યશસ્વિની દેવી સીતા પણ તેમની સાથે અત્રે આવે છે અને જેમ ઇન્દ્રની સાથે શચી શોભે, તેમ રામની સાથે સીતાજી શોભે છે.[૩૮–૩૯]

વાયુપુત્ર હનુમાનનાં તે વચન સાંભળી, કૈકેયીનો પુત્ર ભરત, પરમ આનંદ પામ્યો, અને સહસા અતિ હર્ષથી મોહ પામી ઢળી પડ્યો.[૪૦] બે ઘડી પછી જ્યારે તેને મૂર્ચ્છા વળી, ત્યારે તે પુનઃ બેઠો થઇને અપાર હર્ષથી હનુમાન્ સામું જોઈ રહ્યો. બોલતાં પહેલાં તે તેને ભેટ્યો અને પ્રીતિ તથા હર્ષથી ઉત્પન્ન થયેલાં અશ્રુથી હનુમાનને નવરાવી નાંખ્યો. પછી ભરત બોલ્યો કે,[૪૧–૪૨] "હે સૌમ્ય! તું દેવ કે મનુષ્ય–ગમે તે હો, પણ મારા ઉપર દયા કરીને અહીં આવેલો છે, તો કહે કે, તેં મને જે પ્રિય વાર્તા કહી, તેની વધામણીમાં હું તને શું આપું?[૪૩] તથાપિ હું તને એક લક્ષ ગાયો, સો ઉત્તમ ગામ અને સ્ત્રી કરવાને માટે સુવર્ણ સરખા વર્ણવાળી, સારી સારી નાસિકાવાળી, ચન્દ્રમુખી, સર્વ જાતનાં સુવર્ણાલંકારોથી તથા કુળજાતિથી યુક્ત એવી સોળ કન્યાઓ આપું છું.[૪૪–૪૫] રામનું આગમન સાંભળીને, હર્ષયુક્ત થયેલો રાજપુત્ર ભરત, અધિક આનંદ પામ્યો અને તેમનાં દર્શન કરવાની ઇચ્છાથી તત્પર થઈ તે બોલ્યો કેઃ—[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો પચીસમો સર્ગ સંપૂર્ણ**

---

# સર્ગ ૧૨૬ મો.

## રામકથા

"ઘણા વર્ષથી મહા વનમાં ગયેલા મારા નાથનું, પ્રીતિ ઉત્પન્ન કરે એવું હું કીર્તન સાંભળું છું.[૧] લોકમાં જે કહેવત ચાલે છે કે 'જીવતો નર ભદ્રા પામશે'—જીવતા માણસને સો વર્ષે પણ આનન્દ પ્રાપ્ત થાય છે, તે આજ સત્ય થયલું હું અનુભવું છું.[૨] હે મિત્ર! તું મને કહે કે, રામને વાનરોનો સમાગમ કેમ થયો? ક્યા દેશમાં થયો? અને કેવા પ્રસંગે અને કયા કારણે થયો હતો."[૩] પછી હનૂમાને દર્ભાસનપર બેસીને, ભરતે પૂછેલું રામનું બધું વૃત્તાંત કહેવા માંડ્યું.[૪]

હનૂમાન્ બોલ્યા કે–"તમારી માતાને દશરથ રાજાએ જે વરદાન આપ્યાં હતાં, તે પ્રમાણે, તેમણે રામને વનવાસ જવાને કહ્યું. તે પછી પુત્રવિયોગી તમારા પિતા દશરથ રાય, રામ નામનું રટણ કરતા જ મરણ પામ્યા.[૫] રાજપુરોહિતે દૂતો મોકલાવી તમને અયોધ્યા બોલાવ્યા અને તમે અયોધ્યા આવ્યા. તમે રાજ્ય લેવાની મતિ કરી નહિ,[૬] પણ સત્પુરુષને શોભે તેવાં આચરણથી તમે ચિત્રકૂટ આગળ ગયા અને રામને રાજ્ય ગ્રહણ કરવાની પ્રાર્થના કરી;[૭] ત્યારે પિતાનું વચન પાળવાના ઉદ્દેશે, રામે રાજ્યનો સ્વીકાર કર્યો નહિ; અને તમે રાજ્યનો ત્યાગ કરી ચિત્રકૂટથી આર્ય રામની પાદુકા લઈ પાછા વળ્યા.[૮] હે મહાબાહો! એ પ્રમાણે જે જે બન્યું છે, તે તે સર્વ તો તમારા જાણવામાં છે જ; પણ તમારા પાછા વળ્યા પછી, જે જે કંઈ બન્યું, તે તે હું તમને કહું છું, તે તમે શ્રવણ કરો.[૯]

"તમારા પાછા વળવાથી, વનનાં પશુ અને પક્ષીઓ ભ્રમિત થઈ ગયાં, એટલું જ નહિ પણ તમારા પાછા વળવાથી આખું વન જાણે ઉદાસીન થઈ ગયું હોય તેવું લાગ્યું.[૧૦] ત્યારપછી તમારા ભાઈ રાઘવે, હસ્તીઓથી મર્દન કરાયલા અને સિંહ, વ્યાઘ્ર તથા મૃગાદિ પ્રાણીઓથી ભરપૂર એવા મોટા ભયંકર દંડક નામના વનમાં પ્રવેશ કર્યો હતો.[૧૧] એ ગહન વનને માર્ગે ત્રણે જણાં ચાલ્યાં જતાં હતાં, ત્યાં માર્ગમાં મોટી ગર્જના કરતો વિરાધ નામનો એક રાક્ષસ મળ્યો.[૧૨] તે રાક્ષસ નીચું મુખ અને ઊંચા હાથ રાખીને, રામની સામે ગયો, પણ જેમ કોઈ ઉન્મત્ત હસ્તીને નાંખી દે, તેમ રામે તે રાક્ષસને એક ખાડામાં હડસેલી પાડ્યો.[૧૩] એમ વિરાધ રાક્ષસને હણી મહત્ કાર્ય કરીને રામ, સીતા

અને લક્ષ્મણની સાથે સંધ્યાકાળે શરભંગના આશ્રમમાં જઈ પહોંચ્યા.[14] તે ટાણે શરભંગમુનિ દેવલોક પામ્યા હતા; પછી સત્ય પરાક્રમી રામે ત્યાંના સર્વે તપસ્વીઓને વંદન કરીને, જનસ્થાન પ્રત્યે ચાલવા માંડ્યું;[15] અને જનસ્થાનમાં રહેતા મહાત્મા રામે ચૌદ હજાર રાક્ષસોનો વધ કર્યો,[16] એટલુંજ નહિ, પણ માત્ર એક પ્રહરમાં જ એકલા રામે તે સર્વ રાક્ષસોનો નાશ કર્યો હતો.[17] દંડકારણ્યમાં રહેનારા રાક્ષસો, જેઓ મહાબળવાળા, મહાવીર્યવાળા અને તપમાં વિઘ્ન કરનારા હતા, તેમનો રામે સારી રીતે સંહાર કર્યો હતો.[18] એમ અનેક રાક્ષસોનો વધ કરીને, રામે તેમના નાયક ખર નામના રાક્ષસનો પણ વધ કર્યો અને પછી દૂષણ તથા પછી ત્રિશિરા રાક્ષસોનો પણ વધ કર્યો.[19] ત્યાર પછી શૂર્પનખા નામની રાક્ષસી, રામની પાસે, તેમને છળવાને માટે ગઈ; પણ રામના આદેશથી, તેમના નાના ભાઈ લક્ષ્મણે, ખડ્ગથી તેનાં નાક કાન કાપી નાંખ્યાં હતાં. એ પ્રમાણે પીડા પામેલી તે રાક્ષસી, રાવણની પાસે ગઈ અને પોતાનું થયેલું અપમાન અને રાક્ષસોનો વધ જણાવી, તે અસુરેશને રામ સામા લડવાને ઉશ્કેર્યો.[20-21]

"ક્રોપ પામેલો અને સીતાને છળવાને આતુર રાવણ, ત્યાંથી તાડકાના પુત્ર અને પોતાના અનુચર મારીચ રાક્ષસ પાસે ગયો અને તેને લઇને જનસ્થાનમાં આવ્યો. મારીચે માયાવી સુવર્ણ મૃગનું રૂપ લીધું અને સીતાને મોહ ઉત્પન્ન કર્યો.[22] તે મૃગને જોઈ સીતાએ રામને કહ્યું કે, 'હે નાથ! આ મૃગને પકડી લાવો; કારણ કે એને આશ્રમમાં રાખવાથી આપણો આશ્રમ શોભી રહેશે.'[23] સીતાનાં કાલાં કાલાં મૃદુ વચન સાંભળી રામ, હાથમાં ધનુષ બાણ લઈ, તે મૃગની પાછળ પડ્યા અને ઘણે દૂર જઈને, નમેલા અગ્ર ભાગવાળાં એક બાણવડે રામે તે મૃગને મારી નાંખ્યો.[24] હે સૌમ્ય! એ પ્રમાણે રામ મૃગયાએ ગયા તથા લક્ષ્મણ (સીતાના કહેવાથી) રામની પાછળ ગયા, તે સંધિનો લાભ લઈ રાવણે આશ્રમમાં પ્રવેશ કર્યો.[25] અને જેમ ગ્રહ રોહિણીને પકડે, તેમ તેણે સીતા દેવીને પકડ્યાં અને તેને લઇને નાઠો. માર્ગમાં (દશરથના મિત્ર) જટાયુ નામના પક્ષિરાજે, સીતાનું રક્ષણ કરવાની ઇચ્છાથી રાવણને ખાળ્યો, પણ તેને મારીને, એ દુષ્ટ રાવણ, સીતાને લઇને આગળ ચાલ્યો. માર્ગમાં, ઋષ્યમૂક પર્વત ઉપર, પર્વત જેવા શરીરવાળા વાનરો બેઠેલા હતા તેમણે, સીતા લઈ જતાં રાવણને જોયો હતો અને તેઓ અપાર આશ્ચર્ય પામ્યા.[26-28] અને મનવેગી પુષ્પક વિમાનમાં બેઠેલો રાવણ, સીતાને કેદ કરી, લંકામાં લઈ ગયો; પછી ચારે પાસ સુવર્ણની ભીંતોવાળા એક ઘરમાં પૂરીને મધુર વચને તેનું સાંત્વન કરવા લાગ્યો; પણ અશોકવાટિકામાં મૂકેલી સીતા દેવી, રાવણનાં સાંત્વનથી ધીરજ ધરી રહ્યાં નહિ, અને તેના બોલને તરણાંની તોલે ગણ્યો, તેમ રાવણનો કે તેના બોલવાનો યત્કિંચિત્ પણ વિચાર કર્યો નહીં.

"આણી તરફ મૃગને મારીને રામ પાછા વળ્યા ત્યારે (પર્ણકુટિમાં સીતાને જોયાં નહિ, ત્યારે શોકથી પીડાયલા તે બંને વીરો) તેની શોધમાં ચાલ્યા.[29-32] માર્ગમાં જ જટાયુને હણાયલો દીઠો. પોતાના પિતાના મિત્ર જટાયુને હણાયલો જોયા પછી, રામ તથા લક્ષ્મણ સીતાની શોધ કરવા આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ ગોદાવરીના રમણીય કિનારાઓપર અને પુષ્પપત્રથી મનોહર લાગતા વનોમાં, સીતાના શોધને માટે ફરવા લાગ્યા; તેવામાં કબંધ નામનો એક રાક્ષસ તેમને મળ્યો. તે કબંધના કહેવાથી રામ, ઋષ્યમૂક પર્વત પ્રત્યે ગયા અને ત્યાં જઈ સુગ્રીવની સાથે મૈત્રી કરી. મૈત્રી થતાં પહેલાંજ નામ શ્રવણ માત્રથી, રામને સુગ્રીવ ઉપર અને સુગ્રીવને રામ ઉપર પ્રીતિ ઉત્પન્ન થઈ હતી.[33-36] સુગ્રીવને તેના ભાઈ વાલિએ કહાડી મૂકેલો હોવાથી તેને આ વખતે સહાયની જરૂર હતી; અને અન્યોન્યનો સમાગમ થતાં અને વાતચિત કરતાં બંનેનો સ્નેહ દૃઢતર થયો.[37] પછી રામે, પોતાના બાહુપરાક્રમથી તેને તેનું રાજ્ય વાલિને મારીને પાછું અપાવ્યું.[38] મોટા પરાક્રમવાળા વાલિને હણીને રામે, સુગ્રીવનો કિષ્કિંધાની ગાદી ઉપર અભિષેક કર્યો. પછી સુગ્રીવે રાજપુત્રી સીતાને શોધ કરવાની પ્રતિજ્ઞા લીધી;[39] અને દશ કોટી વાનરોને, સીતાની શોધ માટે દશે દિશામાં મોકલ્યા.[40] સીતાની શોધ અર્થે મોકલાવેલા તે વાનરોમાંના, અમે વિંધ્ય પર્વતમાં ગયા હતા અને તેની એક ખીણમાં ભૂલા પડ્યા હતા. જેથી એ ગુફામાં જ અમારો ઘણો કાળ વીતી ગયો,[41] પણ અંતે જટાયુનો ભાઈ વીર્યવાન્ સંપાતિ અમને મળ્યો. તેણે જણાવ્યું કે, 'સીતા દેવી તો લંકામાં રાવણને ત્યાં કેદ પડેલાં છે.'[42] આ પ્રમાણે ભાળ મળતાં, શોકાતુર થયેલા અમે પ્રસન્ન થયા, એટલુંજ નહિં પણ વાનરોને પ્રસન્ન કરવાને માટે હું સો યોજનનો સાગર કુદી લંકામાં ગયો. ત્યાં અશોકવાટિકામાં, મલિન વસ્ત્ર ધારણ કરીને બેઠેલી સીતાને મેં જોઈ અને કૌશેય

વસ્ત્ર ધારણ કરીને બેઠેલી સીતાને, કંઈક યુક્તિથી હું મળ્યો અને કુશળ સમાચાર પૂછ્યા.૪૩–૪૪ પછી રામાભિધાનવાળી વિંટી મેં તેણીને દેખાડી, તેની ખાત્રી કરી.(કે, હું તમને છળવા આવ્યો નથી.) પછી સીતાની પાસેથી પણ અભિજ્ઞાનરૂપ તેનો ચૂડામણિ લઈ, નિર્મળ કર્મવાળા રામની પાસે આવી, મેં તેમને તે મણિ આપ્યો;૪૫–૪૬ જે જોતાં જ, રામ, જેમ મરણ સમીપ આવેલો પુરુષ અમૃત જોઇને આનંદ પામે છે, તેમ આનંદ પામ્યા૪૭ અને પછી પ્રબળ કાળ આણવાને માટે સૂર્ય જેમ તપવા માંડે, તેમ રામે લંકા ઉપર ચડાઈ કરવાનો મહા ઉદ્યોગ કરવા માંડ્યો.૪૮ અમે સૌ કોટાનકોટી વાનરને લઇને સમુદ્રના તીરપર ગયા. ત્યાં નળ વાનર પાસે સમુદ્ર ઉપર સેતુ બંધાવ્યો અને તે સેતુપર થઇને વાનરોની સેના લંકામાં ગઈ.૪૯

"ત્યાં રાવણની સાથે ઘોર યુદ્ધ થયું. તેમાં નીલ વાનરે પ્રહસ્તને હણ્યો, રામે કુંભકર્ણને, લક્ષ્મણે રાવણના પુત્ર ઇન્દ્રજિતને અને અંતે રામે પોતે, દુષ્ટાત્મા રાવણનો વધ કર્યો.૫૦ તે પછી મહાત્મા રામનાં દર્શન માટે ઇન્દ્ર, યમ, વરુણ, મહેશ્વર, બ્રહ્મા અને તમારા પિતા દશરથરાય પણ આવ્યા હતા.૫૧ તે સર્વેએ શ્રીમાન્ રામને વરદાન આપ્યાં અને ત્યાં આવેલા ઋષિઓ તેમ જ બ્રહ્મર્ષિઓએ પણ શત્રુતપન રામને, વિવિધ પ્રકારનાં વરદાન આપ્યાં છે.૫૨ એ પ્રમાણે વરદાન પામેલા રામ, ત્યાંથી પુષ્પક વિમાનમાં બેસીને કિષ્કિંધા નગરીમાં આવ્યા.૫૩ કિષ્કિંધાથી તેઓ ગંગા નદીને કિનારે આવી ઋષિઓ સાથે રહ્યા છે. હે ભરત! એ તમારા ભાઈ રામ તમોને કાલે સવારના મળશે અને તમારે પણ પુષ્ય નક્ષત્રમાં મળવું તેમને યોગ્ય છે.૫૪

આવાં આનંદદાયક હનુમાનનાં વચન સાંભળી તથા રામવૃત્તાન્ત જાણી, હર્ષ પામેલા ભરતે, હાથ જોડીને, મનને આનંદ આપે તેવી મંજુલ વાણીનો ઉચ્ચાર કર્યો કે–"અહો! ઘણે કાળે આજ મારો મનોરથ પૂર્ણ થયો છે."૫૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો છવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૨૭ મો.

## રામ ભરત મેળાપ

હનુમાને જ્યારે પરમ આનંદ ઉત્પન્ન કરે તેવાં વચનો કહ્યાં, ત્યારે તે સાંભળીને શત્રુઓના વીરોને હણનાર ભરતે, આનંદ પામેલા શત્રુઘ્નને આજ્ઞા કરી કે,૧ "હે વીર! તું નગરજનોને નિવેદન કર કે, પવિત્ર પુરુષોએ આપણા નગરના જે જે દેવાલયોમાં દેવો છે, તેમનું ચંદન અને પુષ્પમાળાથી વાજતે ગાજતે પૂજન કરવું૨ તથા સ્તુતિપાઠકો અને પુરાણાદિક જાણનારા સૂતોએ, સર્વે વૈતાલિકોએ અને જેઓ વાદિત્રો વગાડવામાં કુશળ છે તેઓએ, રાજની તમામ ગણિકાઓએ, રાજમાતાઓએ, પ્રધાનોએ, રાજ્યના આશ્રિત જનોએ, સેનાગણે, સર્વે સ્ત્રીઓએ, બ્રાહ્મણોએ અને દરેક જાતના શેઠ પટેલોએ, ચંદ્ર સમાન રામનું વદનકમળ નિરખવાને માટે સામૈયે આવવું." પછી શત્રુઘ્ને, ભરતનો આદેશ સાંભળી, હજારો દાસ દાસીઓને, સૌસૌની યોગ્યતા પ્રમાણે કાર્ય સોંપી દીધાં અને નગરરક્ષકને આજ્ઞા કરી કે, નગરથી તે નંદિગ્રામ સૂધીના માર્ગમાં જ્યાં ખાડા ખૈયા હોય, તેને સફાઇદાર કરો અને તેના ઉપર હીમના જેવા ઠંડા જળનો છંટકાવ કરો.૩–૭ સઘળા માર્ગમાં અક્ષત આદિ વેરાવો, અરુણોદય પૂર્વે નગરનાં સર્વે ભવનોપર ધ્વજાપતાકાઓ ચડાવી દો અને સઘળા માર્ગોને શોભાયમાન કરો તથા માળાઓ અને ભિન્ન ભિન્ન વર્ણનાં પુષ્પો વેરાવીને રાજમાર્ગને અને સર્વે મહેલોને અલંકૃત કરી ઉત્સવ કરો."૮–૯

શત્રુઘ્નની આવી આજ્ઞા સાંભળીને, હર્ષ પામેલા ધૃષ્ટિ, જયંત, વિજય, સિદ્ધાર્થ, અર્થસાધક, અશોક, મન્ત્રપાલ અને સુમન્ત્ર આદિ આઠ પ્રધાનો તે કાર્ય કરવાને માટે તત્પર થયા.૧૦–૧૧ પ્રભાત થતામાં તો રાજમાર્ગ રળિયામણો થઈ રહ્યો. સહવાર થઈ એટલે અલંકૃત કરેલા હજારો મદોન્મત્ત હસ્તી તથા ધ્વજાઓ લઇને મન્ત્રીઓ સામૈયે જવાને નિકળી પડ્યા. કેટલાએક મન્ત્રીઓ હાથણીઓ ઉપર અંબાડીઓ બંધાવી તેમાં બેસીને જતા હતા, ત્યારે કોઈ મહારથીઓ ઘોડા ઉપર બેસીને અને કોઈ રથમાં બેસીને જતા હતા અને કેટલાક વીર પુરુષો હાથમાં શક્તિ, ઋષ્ટિ, પાશ વિગેરે લઇ, હણહણાટ કરતા અશ્વો ઉપર અશ્વાર થઇને તથા પાયદળને સાથે રાખી જતા હતા.૧૨–૧૪ જ્યારે સર્વે જનોએ બહાર નિકળવા માંડ્યું, ત્યારે દશરથરાયની રાણીઓ કૌસલ્યા અને સુમિત્રા પણ સુંદર વાહનોમાં બેસીને નિકળી પડી.૧૫ ધર્માત્મા ભરત સર્વે જ્ઞાતિઓના શેઠીઆઓને, બ્રાહ્મણોને, વેપારીઓને, નગરના બીજા મુખ્ય જનોને તથા હાથમાં મોદક અને પુષ્પની માળાઓ લઈ આવેલા પોતાના મન્ત્રીઓને

સાથે લઈ, રામના સામા ચાલ્યો.[१६] તેવામાં ભેરી અને શંખના નાદ થઈ રહ્યા છે તથા બંદીજનો સ્તુતિ કરી રહ્યા છે. ધર્મ પાળવામાં નિપુણ ભરતજીએ, આ વખતે પણ આર્ય રામની પાદુકા પોતાના માથા ઉપર મૂકી હતી.[१७] તેના હાથમાં ધવળ પુષ્પની માળા હતી. ધવળ છત્ર તથા સુવર્ણથી ભૂષિત અને રાજને શોભે તેવાં બે ચામર પાદુકાપર ઢળી રહ્યાં હતાં.[१८] રોજ ઉપવાસ કર્યાથી કૃશ થઈ ગયેલા શરીરવાળા, દીન તથા વલ્કલ અને કૃષ્ણ મૃગનું ચર્મ જેણે ધારણ કરેલું હતું એવા ભરત, જ્યારથી પોતાના ભાઈ રામનું આગમન સાંભળ્યું ત્યારથી ઘણો હર્ષ પામ્યા હતા.[१९]

જ્યારે ધર્માત્મા ભરત પોતાના પ્રધાનોને લઇને રામને મળવા જવા નિકળ્યા અને જે વખતે તેમણે પ્રયાણ કરવા માંડ્યું, તે વખતે ઘોડાઓની ખરીઓના, રથની નેમિઓના, શંખના અને દુંદુભિના નાદથી, હસ્તીઓની ચીસોથી અને અશ્વોના હણહણાટથી પૃથિવી જાણે ચલાયમાન થતી હોય તેવી ભાસતી હતી.[२०-२१] સમસ્ત અયોધ્યા નગરમાં લોક નંદીગ્રામ પાસે આવી પહોંચ્યા, ત્યારે ભરતે, હનુમાનને કહ્યું કે,[२२] "ઓ હનુમાન્! આ બધા નગર જનો તો અહીં આવ્યા છે, પણ મને કહે કે, વાનર જાતિની ચાંચલ્ય પ્રકૃતિને અનુસરીને, મારી મશ્કરી તો કરી નથી કે? આમ પૂછવાનું કારણ એ જ કે, શત્રુઓને સતાપનાર રામ હજી મારા દીઠામાં આવતા નથી અને ઈચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનાર વાનરો પણ દેખાતા નથી." ભરતનાં આવાં વચન સાંભળી, હનુમાને સત્ય પરાક્રમવાળા ભરતને કહ્યું કે,[२३-२४] "ના મહારાજ, મારી કહેલી વાત સત્ય છે, તમે નિશ્શંક રહો." અને વળી ભરતને કહ્યું કે, "હે પરંતપ! ઇન્દ્રે, ભરદ્વાજ મુનિને વરદાન આપ્યું હતું અને તેથી જ તે મુનિએ વાનરો સહિત રામને, પરોણા તરીકે પોતાને ત્યાં રાખ્યા છે. પણ સાંભળો મહારાજ! ભરદ્વાજની કૃપાથી સદા જ નવપલ્લવ અને ભમરોના ગુંજારવથી ગાજી રહેલાં, કુસુમવાળાં અને મધુ સ્રવનારાં વૃક્ષોવાળાં વનમાં નિવાસ કરી રહેલા અને હર્ષિત થયેલા વાનરોનો મોટો કોલાહલ હવે સંભળાય છે. તેથી હું એમ માનું છું કે, વાનરની સેના હવે ગોમતી નદી ઉતરતી હશે. હે ભરત! પેલાં સાલ વૃક્ષોનાં વનપ્રતિ તો નજર કરો. જુઓ તો ખરા કે ત્યાં આગળ રજ ઉડતી દેખાય છે કે નહિ?[२५-२८] મને ભાસે છે કે, સાલ વનને ક્ષુભિત કરતા વાનરો અહીં આવે છે. આ પેલું દૂર દૃષ્ટિ કરતાં જે વિમાન દેખાય છે તે પુષ્પક છે અને બ્રહ્માની એ માનસિક સૃષ્ટિ છે (અર્થાત્ બ્રહ્માએ તેને મનવડે ઉત્પન્ન કરેલું છે.) એ વિમાન રામે, રાવણને અને તેના બાંધવોને મારીને પ્રાપ્ત કર્યું છે.[२९-३०] એનું તેજ ઉદય પામતા સૂર્યના સરખું દેખાય છે. એમાં શ્રીરામ બિરાજે છે. એ દિવ્ય તથા મનોવેગી વિમાન, પૂર્વે બ્રહ્માએ કુબેરને આપ્યું હતું; અને તેની કૃપાથી તે રામને મળેલું છે.[३१] એ વિમાનમાં, રામ, લક્ષ્મણ, સીતા, સુગ્રીવ અને વિભીષણ વગેરે સૌ બેઠાં છે."[३२]

હનુમાને જ્યારે એમ કહ્યું કે, એ વિમાનમાં રામ છે, ત્યારે સ્ત્રી, બાળ અને વૃદ્ધજનોના હર્ષનો જે મોટો કોલાહલ થયો, તેણે આકાશને ગજાવી મૂક્યું.[३३] સર્વે લોકો, હાથી, રથ અને ઘોડાપરથી ઉતરી પૃથિવીપર ઉભા રહ્યા અને જેમ (સુદ બીજના) ચંદ્રને જોતા હોય, તે પ્રમાણે વિમાનમાં બેઠેલા રામને જોવા લાગ્યા.[३४] તુરત જ વિમાન આવી પહોંચ્યું. ભરતે હાથ જોડીને રામના સન્મુખ ઉભા રહીને અર્ઘ્ય તથા પાદ્યવડે તેમનું પૂજન કર્યું.[३५] તે ટાણે બ્રહ્માએ મનવડે નિર્માણ કરેલા વિમાનમાં બેઠેલા, દીર્ઘ અને વિશાળ નેત્રવાળા રામ, સાક્ષાત્ વજ્રપાણિ ઇન્દ્રના સરખા શોભતા હતા.[३६]

મેરુશિખરપર રહેલા સૂર્યની પેઠે, વિમાનના અગ્રભાગમાં બેઠેલા રામને ભરતે પ્રણામ કર્યો, તેટલામાં તો રામની આજ્ઞાથી ચાલતું તે હંસયુક્ત પવનવેગી વિમાન પૃથિવીપર ઉતર્યું અને રામે સત્ય પરાક્રમવાળા પોતાના ભાઈ ભરતને વિમાનમાં બેસાડ્યો. ભરત રામને મળવાથી ઘણો હર્ષ પામ્યો અને તેમનું અભિવંદન કર્યું.[३७-३९] રામે ઘણે કાળે મળેલા પોતાના ભાઈ ભરતને ઉઠાડી, ખોળામાં બેસાડી ખૂબ પ્રેમથી ચાંપ્યો.[४०] પછી ભરત, સીતા લક્ષ્મણને મળ્યો અને તેમને પ્રણામ કરી કહેવા લાગ્યો કે, "હે લક્ષ્મણ! હે સીતા! આ ભરત તમને પ્રણામ કરે છે, તે સ્વીકારો."[४१] સીતા તથા લક્ષ્મણને મળ્યા પછી કૈકેયીપુત્ર ભરત, સુગ્રીવ, જામ્બવાન્, અંગદ, મૈન્દ, દ્વિવિદ, નીલ, ઋષભ, સુષેણ, નળ, ગવાક્ષ, ગંધમાદન, શરભ, પનસ આદિ વાનરોને ભેટ્યો,[४२-४३] અને ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરનાર વાનરો પણ મનુષ્યનાં રૂપ ધારણ કરીને ભરતને ક્ષેમકુશળ પૂછવા લાગ્યા.[४४] ત્યારે ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ, રાજપુત્ર ભરતે, સુગ્રીવને ભેટીને કહ્યું કે,[४५] "હે સુગ્રીવ! અમે ચાર ભાઇઓમાં તમે અમારા પાંચમા ભાઈ તુલ્ય છો. સૌહાર્દ



ભરત ભટ.

પૃષ્ઠ ૮૮૮

રાખ્યાથી જ મૈત્રી થાય છે અને અપકાર કરવો, એ તો શત્રુનું લક્ષણ છે.[૪૬] પછી ભરતે વિભીષણનું સાન્ત્વન કરતાં કહ્યું કે–"હે વિભીષણ! તમારી સહાયતાથી રામે દુષ્કર કાર્ય કર્યું છે, તે ઘણી આનંદની વાત છે."[૪૭]

પછી શત્રુઘ્ને આવીને રામ, લક્ષ્મણ અને સીતાને પ્રણામ કર્યા.[૪૮] અને તુરત જ રામે શોકથી કૃશ અને વિવર્ણ થઈ ગયેલાં પોતાનાં કૌસલ્યા માતાને પ્રણામ કરી, તેમના હર્ષમાં વૃદ્ધિ કરી.[૪૯] પછી સુમિત્રા અને કૈકેયીને પગે પડી તેમને પણ આનંદ ઉપજાવ્યો અને રાજપુરોહિતને મળ્યા.[૫૦] સઘળા પુરજનો તો રામને જોઈ હાથ જોડી કહેવા લાગ્યા કે, "હે મહાબાહો! હે કૌસલ્યાના આનંદને વધારનાર! ઓ રામ! આપ ભલે પધાર્યા, તમારો વિજય વાધો."[૫૧] એ ક્ષણે પોતાના સમીપ હાથ જોડીને ઉભેલા, તે જાણે ખીલેલાં હજારો કમળો હોય તેમ, રામ તેમને જોતા હતા.[૫૨] પછી ધર્માત્મા ભરતે, રામની પાદુકાઓ તેમના પગમાં પહેરાવી અને હાથ જોડીને કહ્યું કે, "હે તાત! આ તમારું રાજ્ય. જે મને તમોએ આજ સુધી સાચવવા આપ્યું હતું, તે હું આજ તમને પાછું સોંપું છું.[૫૩–૫૪] હે રામ! અયોધ્યાના રાજા એવા તમને હું આજ અયોધ્યામાં પાછા આવેલા જોઈ, મારો જન્મ સફળ થયો અને મારો મનોરથ પૂર્ણ થયો એમ માનું છું.[૫૫] આપ હવે ધનભંડાર–કોશાગાર–સૈન્ય વગેરેની સંભાળ લ્યો,–જેમાં આપના પ્રતાપથી મેં દશગણો વધારો કરેલો છે.[૫૬]

ભ્રાતૃવત્સલ ભરતનો આવો અતુલિત પ્રેમ જોઇને, સર્વે વાનરો તથા વિભીષણના નેત્રમાં હર્ષનાં આંસુ ભરાઈ આવ્યાં;[૫૭] અને રામ, ઘણો આનંદ પામી, પોતાના ભાઈ ભરતને ખોળામાં બેસારી, સઘળું સૈન્ય લઈ, ભરતના આશ્રમ ભણી ચાલ્યા.[૫૮] જ્યારે આશ્રમ આવ્યો ત્યારે સર્વે વિમાનમાંથી હેઠા ઉતર્યા અને સઘળું સૈન્ય ઉભું રહ્યું.[૫૯] પછી રામે પુષ્પક વિમાનને કહ્યું કે, "હે પુષ્પક! તું હવે મારી આજ્ઞાથી કુબેરને ત્યાં જા અને તેમને વહન કર."[૬૦] રામની આજ્ઞા મળતાં તે વિમાન ઉત્તર દિશા તરફ ઉડ્યું અને કુબેરને ત્યાં જઈ પહોંચ્યું.[૬૧] આ પુષ્પક વિમાન, જે રાવણે કુબેર પાસેથી લઈ લીધું હતું, તે, રામની આજ્ઞાથી પાછું કુબેરને ત્યાં ગયું;[૬૨] અને જેમ બૃહસ્પતિના ચરણનું અભિવંદન કરી, ઇન્દ્ર જેમ ઇન્દ્રાસન પર બેસે, તેમ રામ પણ પોતાના પવિત્ર પુરોહિત વસિષ્ઠનાં ચરણનું વંદન કરી રાજ્યાસનપર બેઠા.[૬૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં એકસો સત્તાવિશમો સર્ગ સંપૂર્ણ**

---

# સર્ગ ૧૨૮ મો

## રામનો રાજ્યાભિષેક

ત્યારે કૈકેયીને આનંદ ઉપજાવનાર ભરતે, બે હાથ જોડી માથે અંજલિ ચઢાવી, સત્ય પરાક્રમવાળા પોતાના મોટા ભાઈ રામને કહ્યું કે,–[૧] "તમે મારી માતાનું પૂજન કરીને આ રાજ્ય મને આપ્યું હતું, તે આજ, હે રાઘવ! હું આપને પાછું સોંપું છું, તે સ્વીકારો.[૨] જેમ બળવાન્ વૃષભે ધારણ કરેલી ધુંસરી, એક નાના વાછડાથી ધારણ કરી શકાતી નથી, તેમ તમે વહન કરેલો આ રાજ્યધૂરાનો ભાર, મારાથી વહન થઈ શકે તેમ નથી જ;[૩] અને વારિના વેગથી ટૂટી જતા સેતુને બાંધવો જેમ કઠણ છે, તેમ ચૌરાદિનું ભય ટાળી, રાજ્યનું રક્ષણ કરવું, એ પણ બહુ કઠિન છે.[૪] હે અરિદમ! જેમ ગધેડાથી ઘોડાની ગતિને અને કાગડાથી હંસની ગતિને અનુસરાતું નથી, તેમ તમારી ગતિને અનુસરવાની મારામાં શક્તિ નથી.[૫] જેમ કોઈ માણસ પોતાના આંગણામાં એક વૃક્ષ રોપે, અને કાળે કરીને તે વૃક્ષ મોટું શાખાવાળું અને ન ચઢી શકાય તેવું થાય છે, પરન્તુ તેને પુષ્પ આવી ખરી પડે ને તેપર ફળ થાય નહિ અને જેણે ફળ ભોગવવાને તે રોપ્યું હોય, તેને તેના ફળનો લાભ મળે નહિ તો તેનો શ્રમ વ્યર્થ જાય છે. તે જ ઉપમા, હે મહાબાહો! હું તમને આપું છું અને તે અર્થ આપ જાણો છો. એટલા માટે જ, હે મનુજેન્દ્ર! તમે અમારા ભર્તા છો અને અમે તમારા દાસ છીએ. તમે અમને આજ્ઞા કરો, અમે તે બજાવીએ.[૬–૮] હે રાઘવ! બપોરે તપતા સૂર્ય જેવા તમે તેજસ્વી છો. તમને રાજ્યાભિષિક્ત થયેલા આજે સર્વે લોક જુઓ.[૯] હે રામ! તુર્યના, કાંચીના અને નૂપુરના તથા મધુર ગીતના શબ્દથી તમે રાત્રિએ નિદ્રા પામો અને પ્રભાતે પ્રબુદ્ધ થાવ.[૧૦] હે રામ! જ્યાંસૂધી આકાશમાં નક્ષત્રમંડળ ભ્રમણ કરે છે, ત્યાંસૂધી તમે આખી પૃથિવીનું રાજ્ય ભોગવો. જય શ્રીરામનું રાજ્ય અમર તપો."[૧૧]

ભરતનાં આવાં વાકય સાંભળીને, શત્રુના પુરને જિતનાર રામ, તેનો સ્વીકાર કરી આસન ઉપર

બેઠા.[૧૨] પછી શત્રુઘ્નની આજ્ઞાથી હલકા હાથવાળા અને ઉતાવળા હજામો રામની આસપાસ આવીને ઉભા રહ્યા.[૧૩] પ્રથમ લક્ષ્મણ તથા ભરતે ક્ષૌર કરાવ્યું. પછી સ્નાન કર્યું. વાનરેશ્વર સુગ્રીવ અને વિભીષણે પણ તેમ કર્યું.[૧૪] પછી રામે પણ ક્ષૌર કરાવી મંગળ સ્નાન કર્યું; તે પછી ચંદનાદિ લેપ કરી પુષ્પમાળાઓ ધારણ કરીને સુન્દર વસ્ત્ર પહેર્યાં અને લક્ષ્મીથી શોભતા રામ જનમંડળ વચ્ચે ઉભા રહ્યા.[૧૫] પછી ઇક્ષ્વાકુ કુળના વૃદ્ધિ કરનાર શત્રુઘ્ને, રામ લક્ષ્મણને અલંકાર ધારણ કરાવ્યાં અને દશરથ રાજાની સ્ત્રીઓએ સીતાને મનોહર વસ્ત્રાલંકાર ધારણ કરાવ્યા અને પોતે પણ કર્યા.[૧૬-૧૭] પુત્રવત્સલ કૌસલ્યાએ સર્વે વાનરીઓને વિવિધ પ્રકારના અલંકાર પહેરવા આપ્યા.[૧૮] પછી શત્રુઘ્નની આજ્ઞાથી, સુંદર સર્વે સાજવાળો રથ જોડીને સુમંત્ર આવ્યો, ત્યારે શત્રુના પુરને જિતનાર રામ, અગ્નિ અને સૂર્ય જેવા પ્રકાશમાન તે રથમાં બેઠા.[૧૯-૨૦] રથમાં બેઠા પછી ઇન્દ્ર જેવી કાંતિવાળો સુગ્રીવ તથા હનૂમાન, સ્નાન કરી, દિવ્ય વસ્ત્ર તથા કુંડળ ધારણ કરી રામની પાછળ ચાલતા હતા.[૨૧]

પછી સુગ્રીવની સર્વાભરણભૂષિત સ્ત્રીઓ (માંકડીઓ) તથા સીતા નગર જોવાને માટે ઉત્સુક થઇને નિકળી પડી.[૨૨] અયોધ્યામાં દશરથ રાજાના મંત્રીઓએ, પુરોહિતની સાથે વિચાર કીધો હતો કે, આ જ ક્ષણે રામને રાજ્યાભિષેક કરવો યોગ્ય છે. અશોક, વિજય અને સિદ્ધાર્થ મંત્રીએ રામના ઉત્કર્ષને માટે અને લોકના ભલાને માટે, મંત્ર કરી પોતાના સેવકોને આજ્ઞા કરી કે, રામને રાજ્યાભિષેક કરવાની તૈયારી કરો.[૨૩-૨૫] આ પ્રમાણે સેવકોને આજ્ઞા આપીને, સર્વે મંત્રીઓ, પુરોહિતને લઈ રામની સામે ગયા;[૨૬] અને ઇંદ્રની માફક રથમાં બેસીને આવતા અનઘ (પવિત્ર) રામે શહેરમાં પ્રવેશ કીધો.[૨૭] ભરતે, રામના ઘોડાની લગામ ઝાલી હતી, શત્રુઘ્ને છત્ર પકડ્યું હતું, લક્ષ્મણ ચામર કરતા હતા. વળી એક બાજુએ ચંદ્રના જેવા પ્રકાશવાળું ચામર લઇને વિભીષણ ઉભેલા હતા;[૨૮-૨૯] અને આકાશમાંથી દેવો ને ઋષિઓ રામની સ્તુતિ કરતા હતા. તેમનો મધુર સ્વર પણ સંભળાતો હતો.[૩૦] મહા તેજસ્વી અને વાનરોનો રાજા સુગ્રીવ પર્વત જેવા મોટા શત્રુંજય નામના હસ્તી ઉપર બેઠો હતો.[૩૧] સર્વ વાનરો, મનુષ્યનાં રૂપ ધારણ કરી તથા અલંકાર પહેરી, નવ હજાર હાથી ઉપર બેસીને સાથે સાથે ચાલતા હતા.[૩૨]

હર્મ્યથી શોભતી અયોધ્યા નગરીમાં, પુરુષવ્યાઘ્ર રામ શંખ તથા દુંદુભિના શબ્દોથી વાજતે ગાજતે પેઠા.[૩૩] તેમની આગળ મોટી સેના ચાલતી હતી. પોતાના દેહની કાન્તિથી ઝળહળતા રથમાં રામ બેઠા હતા; અને નગરજનો એકી ટસે તેમને આવતા જોતા હતા.[૩૪] પુરમાં પેસતાં જ લોકોએ રામને વધાવી લીધા અને રામે પણ તેમનો સત્કાર કર્યો. પછી પોતાના ભાઇઓ, સાથે આવતા રામ સાથે લોક પણ ચાલતા હતા.[૩૫] બ્રાહ્મણો, અમાત્યો અને પ્રજાગણો રામને ચોમેરથી વિંટાઈ વળ્યા હતાં, તે જાણે નક્ષત્રથી પરિવૃત ચંદ્ર હોય તેવા દેખાતા હતા.[૩૬] તેમની આગળ તુરી, તાલ અને બીજાં વાજાં વગાડનારા ચાલતા હતા. તેની પાછળ મંગલોચ્ચાર કરતા કેટલાક માગધો ચાલતા હતા.[૩૭] રામને આવતા જોઈ ગાયો સામી આવી તથા કન્યાઓ, બ્રાહ્મણો તથા નગરના લોકો હાથમાં સુવર્ણ, અક્ષત તથા મોદક લઇને સામા આવ્યા અને વધાવ્યા.[૩૮] જ્યારે રામે, પોતાના મંત્રીઓને, સુગ્રીવની મૈત્રી અને હનૂમાનના પ્રભાવ તથા વાનરોનાં પરાક્રમનું વર્ણન કર્યું ત્યારે સૌ ઘણો આનંદ પામ્યા. વાનરોનું અદ્ભુત કર્મ અને રાક્ષસોના બળની વાતો સાંભળીને, અયોધ્યાના પૌરજન આશ્ચર્યમાં ગરકાવ થઈગયા, પોતાનાં મંત્રીમંડળને ઇત્થંભૂત વૃત્તાંત કહેતા કહેતા વાનરપરિવૃત રામ, આનંદથી હલમલી રહેલી અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યા.[૩૯-૪૧] એ પ્રસંગે નગરજનોએ, પોતાના ઘર ઉપર ધ્વજાઓ ચડાવી હતી, તોરણો બાંધ્યાં હતાં ને સાથિયા પૂરી આનંદ દર્શાવ્યો હતો. એ સર્વ લીલા જોતા જોતા પોતાના રાજ્યમહેલ આગળ રામ આવી પહોંચ્યા.[૪૨] ત્યાં આવી રામે, અર્થયુક્ત વાણીથી, ધર્મજ્ઞ ભરતને જણાવ્યું કે:[૪૩]

ભાઈ ભરત! આ મહાત્મા સુગ્રીવને રાજમહેલમાં લઈ જઈ માતાજીઓ કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયીને પ્રણામ કરાવો; અને અશોક વનિકાવાળું–મુક્તા તથા વૈદૂર્યથી શણગારેલું મારું મંદિર પણ તેમને બતાવો."[૪૪-૪૫] તુરત જ ભરત, સુગ્રીવનો હાથ ઝાલી રાજભવનમાં લઈ ગયો અને શત્રુઘ્નની આજ્ઞાથી, દાસજનો હાથમાં દીપિકાઓ અને પલંગ આસ્તરણ વગેરે લઇને રાજમહેલમાં ફરી વળ્યા.[૪૬-૪૭] મહેલમાં જતાં રામના નાના ભાઈ ભરતે સુગ્રીવને કહ્યું કે,–"હે કપિરાજ! આપણે રામને અભિષેક કરવો છે, માટે તમે દૂતોને આજ્ઞા કરો કે, તેઓ તેમાં સહાય થાય."[૪૮]

આ વેણુ સાંભળતાં જ, હર્ષમાં આવેલા સુગ્રીવે રત્નાદિથી જડેલા ચાર સુવર્ણકુંભો વાનરોને આપ્યા અને કહ્યું કે,–"હે વાનરો! પ્રભાત થતા પહેલાં તમે આ કુંભોમાં ચાર સમુદ્રનું જળ લઈ આવો.[૪૯–૫૦] સુગ્રીવરાજની આજ્ઞા માથે ચઢાવી, હસ્તીઓ જેવા મહાત્મા જામ્બવાન્, હનૂમાન, વેગદર્શી અને ઋષભ વાનર, શીઘ્રગામી ગરુડની પેઠે આકાશમાં ઉડ્યા; અને પ્રભાત થતામાં તો ચાર સમુદ્રનું જળ આણી હાજર થયા અને પાંચસો વાનરો પાંચસો નદીઓનાં જળ લેવાને માટે ગયા હતા, તે પણ આવ્યા. સુષેણ વાનરે પૂર્વ સમુદ્રમાંથી રત્ન વિભૂષિત કળશ ભરી આણ્યો, ઋષભ દક્ષિણ સમુદ્રમાંથી જળ લાવ્યો; ગવય વાનર રક્તચંદનવાળા ઘડાને પશ્ચિમ સમુદ્રમાંથી ભરી લાવ્યો; અને ગરુડના તથા અનિલના જેવા પરાક્રમવાળા હનૂમાને ઉત્તર સમુદ્રનું શીતળ જળ આણ્યું.[૫૧–૫૬] જ્યારે વાનરોએ અભિષેકને માટે જળના કુંભ ભરી આણ્યા ત્યારે શત્રુઘ્ને પોતાના પુરોહિતને કહ્યું કે, "મહારાજ! આપ હવે રામના અભિષેકનો આરંભ કરો."[૫૭–૫૮]

તુરત જ વસિષ્ઠ મુનિએ રામ અને સીતાને રત્ન જડિત એક સિંહાસન ઉપર બેસાડ્યાં અને જેમ વસુઓ ઇન્દ્રને જળપ્રોક્ષણ કરે છે, તેમ જાબાલિ, વસિષ્ઠ, વિજય, કાશ્યપ, કાત્યાયન, ગૌતમ તથા વામદેવ એઓએ રામને અભિષેકજળનું પ્રોક્ષણ કર્યું.[૫૯–૬૧] પછી ષોડશ વર્ષની સોળ કન્યાઓએ જળ પ્રોક્ષણ કર્યું, પછી ઋત્વિજોએ અભિષેક કર્યો અને પછી મંત્રીઓએ અને યોધાઓએ અભિષેક કર્યો.[૬૨] તે પછી આકાશમાંથી લોકપાળો અને દેવતાઓએ ઔષધિના રસથી અભિષેક કરવા માંડ્યો અને બ્રહ્માએ બનાવેલો રત્નનો મુકુટ, જે મનુને રાજ્યાભિષેક સમયે પહેરાવ્યો હતો, તે મુકુટ પહેરાવીને રામને પણ અભિષેક કર્યો. આવી રીતે સુવર્ણની બનાવેલી તથા મહાધન ખરચીને સુશોભિત કરેલી તથા વિવિધ પ્રકારનાં રત્નથી જડેલી તે વિચિત્ર રાજસભામાં, રત્ન બેઠકપર રામને બેસારી, મહાત્મા વસિષ્ઠે તેમને મુકુટ પહેરાવ્યો; અને બીજા અનેક ઋત્વિજોએ, રામને રાજ્યાલંકાર ધારણ કરાવ્યાં.[૬૩–૬૭] તે મંગળ ટાણે ધવલ વર્ણનું છત્ર ધરીને શત્રુઘ્ન ઉભો રહ્યો ને વાનરેશ્વર સુગ્રીવ ધવલ ચામર કરતો હતો.[૬૮] રાજા વિભીષણ, ચંદ્રના જેવું ચામર લઇને ઉછાળતો હતો. તે સમયે ઇંદ્રની આજ્ઞાથી, વાયુએ શત પદ્મવાળી સુવર્ણની બનાવેલી ને ઝળહળાટ કરતી એક માળા, રામને ભેટ આપી; અને રત્નનો બનાવેલો એક કંઠો અને એક મુક્તાહાર ભેટ આપ્યા. તે વેળાએ દેવ અને ગંધર્વો ગાયન કરવા લાગ્યા, અપ્સરાઓ થનન થનન નૃત્ય કરવા લાગી;[૬૯–૭૧] અને મહાત્મા રાઘવના અભિષેકોત્સવ સમયે પૃથિવી વનસ્પતિથી પૂર્ણ થઈ, વૃક્ષને ફળ આવ્યાં અને પુષ્પો સૌગંધિવાન્ હોઈ ચોમેર ખુશબોઈ બહેકી રહી. અભિષેક થયા પછી નરાધિપ રામે એક લાખ અશ્વ, એક લાખ ગાયો, અને એક લાખ સવત્સા ધેનુ અને સો વૃષભ, બ્રાહ્મણોને દાનમાં આપ્યા. તે ઉપરાંત રામે બ્રાહ્મણોને ત્રીસ કરોડ સોના મહોર અને નાના પ્રકારના અલંકાર તથા વસ્ત્ર પણ દાનમાં આપ્યાં. તે પછી સર્વને ભેટ આપવાનો સમારંભ શરુ થયો. સૂર્ય કિરણના જેવી પ્રકાશવાળી અને મણિથી ગુંથેલી એક દિવ્ય સુવર્ણમાળા, રામે સુગ્રીવને ભેટ આપી અને વાલિના પુત્ર અંગદને, વૈદૂર્યમણિથી જડેલી બે પહોંચીઓ તથા ચંદ્રના જેવાં તેજસ્વી બે કુંડળ ભેટ આપ્યાં. વળી સાધ્વી પ્રિયા સીતાને કિરણ જેવો મણિનો એકાવળ હાર આપ્યો. તેમ સીતાએ, હનૂમાનને પોતાના ઉપકારના બદલામાં બે ધવલ વસ્ત્ર અને ઉત્તમ અલંકાર ભેટ આપ્યા; છતાં સીતા, રામે આપેલો કંઠો કંઠમાંથી કહાડી હાથમાં રાખીને, રામ તથા સર્વે કપિઓપર નજર કરતી આસપાસ જોવા લાગી.

તેને આ સ્થિતિમાં જોઈ, તેનો અંતર્ગત અભિપ્રાય જાણીને, રામે કહ્યું કે,[૭૨–૮૦] "હે સુભગે! તું જેના ઉપર પ્રસન્ન થઈ હોય, તેને એ હાર ભલે ભેટ આપ, હું પ્રસન્ન છું." પછી સીતાએ, તેજ, ધૃતિ, યશ, દક્ષ, સામર્થ્ય, નય, વિનય, પૌરુષ, પરાક્રમ અને બુદ્ધિ એવા ગુણો જેનામાં નિત્ય વાસ કરી રહ્યા છે એવા હનૂમાનને તે હાર ભેટ આપ્યો;[૮૧–૮૨] અને સીતાએ આપેલો તે હાર પહેર્યો ત્યારે, તે ચંદ્રના કિરણથી ધવલ થયેલા અભ્રથી વિંટાયલો પર્વત ન હોય શું, તેવો શોભતો હતો.[૮૩] વળી જે જે વૃદ્ધ તથા શ્રેષ્ઠ હતા, તેઓને પણ તેમની યોગ્યતા પ્રમાણે વસ્ત્રાભૂષણ આપીને રામે તેમનો પણ સત્કાર કર્યો.[૮૪] પછી વિભીષણ, સુગ્રીવ, હનૂમાન, જામ્બવાન્ અને એ સિવાય બીજા મુખ્ય વાનરોનો રામે તેની યોગ્યતા પ્રમાણે, રત્નાદિથી સત્કાર કર્યો. શત્રુઓને સંતાપનાર રામે દ્વિવિદ, મૈન્દ અને નીલને તેમના પરાક્રમ માટે નાના પ્રકારની વસ્તુઓ આપી હતી. આ પ્રમાણે

સત્કાર કરીને તેઓને જવાની આજ્ઞા આપી, ત્યારે સૌ કિષ્કિંધા પ્રત્યે ચાલતા થયા.[૮૫-૮૮] વાનરેન્દ્ર સુગ્રીવ પણ રામનો અભિષેકોત્સવ જોઈ તથા સત્કાર પામીને પોતાને નગર ગયો.[૮૯] મહાબળવાન્ રાક્ષસેન્દ્ર વિભીષણ પણ પોતાના સચિવો સહિત સત્કાર પામી પોતાને ઘેર લંકામાં ગયો.[૯૦] આ પ્રમાણે સર્વ રીતે સિદ્ધિ પામેલા રામ, અયોધ્યાનગરમાં રાજ્ય કરતા પૃથિવીનું પાલન કરવા લાગ્યા. (જ્યારે સભાનું કાર્ય પૂર્ણ થયું ત્યાર પછી) રામે પોતાના ભાઈ લક્ષ્મણને કહ્યું કેઃ–[૯૧]

"હે ધર્મજ્ઞ! હે લક્ષ્મણ! પૂર્વે થઈ ગયેલા મનુ આદિ આપણા પિતામહોએ, સેનાની સાથે પાલન કરેલી આ રાજની ધૂરા તું પણ મારી સહાયમાં રહીને ધારણ કર."[૯૨] રામે, લક્ષ્મણને યૌવરાજપદ ધારણ કરવાને માટે ઘણી ઘણી રીતે સમજાવ્યા, છતાં લક્ષ્મણે જરા પણ માન્યું નહિ. ત્યારે કૈકયીના પુત્ર ભરતનો યૌવરાજપદે અભિષેક કર્યો.[૯૩] પછી પુંડરીક, અશ્વમેધ અને વાજિમેધાદિ અનેક યજ્ઞો કરી, રામે દેવતાઓને પ્રસન્ન કર્યા.[૯૪] રામે, પોતાના દશ સહસ્ર વર્ષના રાજ્યમાં દશ અશ્વમેધ યજ્ઞો કર્યા અને બ્રાહ્મણોને બહુ બહુ દક્ષિણાઓ આપી હતી.[૯૫] આજાનુબાહુવાળા અને વિશાળ વક્ષઃસ્થળવાળા રામે લક્ષ્મણની સાથે રહી, પૃથિવીનું સંપૂર્ણ રીતે પાલન કર્યું હતું.[૯૬] રાજ્ય પામ્યા પછી ધર્માત્મા રામે, પોતાના બંધુઓને સાથે રાખી, અનેક યજ્ઞો કરી, ધર્મનું સંરક્ષણ કર્યું હતું.[૯૭] રામ જ્યારે રાજ્ય કરતા હતા, ત્યારે વિધવાઓના વિલાપ સંભળાતા નહોતા, પ્રજામાં સર્પનો કે વ્યાધિનો ભય નહોતો. ચોરનું નામ તો ક્યાંઈ પણ સંભળાતું નહોતું. કોઈ જાતનો અનર્થ તો થતો જ નહિ. વૃદ્ધને જુવાનની ઉત્તર ક્રિયાઓ કરવી પડતી નહિ.[૯૮-૯૯] સર્વે લોક ધર્મપરાયણ હતા. પ્રજા રાત દિવસ આનંદમાં કલ્લોલ કરતી હતી. તેમનું મન સદા જ રામમાં અનુરક્ત હતું, પ્રજા હિંસા કરતી નહિ, લોકોનાં આયુષ્ય હજાર વર્ષનાં હતાં અને તેમને હજારો સંતાન થતાં હતાં અને તેઓનાં શરીર નીરોગી હતાં.[૧૦૦-૧૦૧] રામના રાજ્યમાં વૃક્ષો, ફળ મૂળ ને પુષ્પાદિથી સંપન્ન હતાં, વરસાદ જોઈતો વરસતો હતો, પવન અનુકૂળ વહાતો હતો, સર્વે પ્રજા ધર્મપરાયણ હતી અને પ્રજા પોતાના કર્મથી સંતોષ માનતી. જૂઠું તો કોઈ સ્વપ્ને પણ જાણતું નહોતું.[૧૦૨-૧૦૩] આ કાળે પ્રજા સર્વ લક્ષણસંપન્ન અને ધર્મપરાયણ હતી.

આ રીતે રામે, દશ હજાર વર્ષ સુધી રાજ્ય ચલાવ્યું હતું અને 'જય રાજા રામનું રાજ્ય અમર તપો' એમ પ્રજાજન વાટે ઘાટે હર્ષગર્જનાથી પ્રેમ જણાવતા હતા.[૧૦૪]

### માહાત્મ્ય

જે માણસ ધર્મ, યશ, આયુષ્ય અને રાજાઓને વિજય આપનાર આ વાલ્મીકિ મહર્ષિ વિરચિત રામાયણ સાંભળશે, તે સર્વ પાપથી મુક્ત થશે. રામનો અભિષેક સાંભળ્યાથી વાંઝીઆને ત્યાં પારણાં બંધાશે, ગરીબ ધન ધાન્યે સુખી થશે અને રાજાને રાજ્ય તથા વિજય પ્રાપ્ત થશે;[૧૦૫-૧૦૭] અને જેમ રામથી કૌસલ્યા, લક્ષ્મણથી સુમિત્રા અને ભરતથી કૈકેયી પુત્રવતીઓ હતી, તેમ જે સ્ત્રી રામાયણનું શ્રવણ કરશે, તે પુત્રવાળી થશે.[૧૦૮] જે કોઈ આ રામાયણ સાંભળશે, તેનાં આયુષ્યની વૃદ્ધિ થશે. વાલ્મીકિ મુનિનું રચેલું આ રામાયણ, જે માણસ ક્રોધને વશ કરી શ્રદ્ધાથી સાંભળશે, તે મહિપતિઓના શત્રુનો નાશ થશે.[૧૦૯-૧૧૦] જે પ્રવાસી હશે, તેને સ્નેહીનો સમાગમ થશે. આદિ કવિ વાલ્મીકિ મુનિએ રચેલું આ રામાયણ જે સાંભળશે, તેને શ્રીરામ ઇચ્છિત વર આપશે. આ રામાયણનું શ્રવણ કરવાથી, શ્રોતાઓ ઉપર, દેવતાઓ પ્રસન્ન થાય છે.[૧૧૧-૧૧૨] જેના ઘરમાં આ રામાયણ હશે, તેના ઘરમાં કોઈ પણ જાતનાં વિઘ્ન નડશે નહિ. આ રામાયણ જો રાજા સાંભળશે, તો તે વિજયી થશે ને પ્રવાસી સાંભળશે તો તે કુશળ રહેશે.[૧૧૩] ઋતુમતીઓ પુત્રવાળી થશે. જે મનુષ્ય આ પુરાતન ઇતિહાસનું પૂજન અને પઠન કરશે, તેનાં પાપ નાશ પામશે અને તેનાં આયુષ્યની વૃદ્ધિ થશે. ક્ષત્રિયોએ હમ્મેશાં પ્રણામ કરીને બ્રાહ્મણના મુખથી આ રામચરિત સાંભળવું;[૧૧૪-૧૧૫] કારણ કે, એ પુત્ર અને ઐશ્વર્યનો લાભ આપનાર છે. રામાયણના શ્રોતા અને વક્તા ઉપર રામ નિરંતર પ્રસન્ન રહે છે. કારણ કે, રામ છે, તે નારાયણ–હરિ–પ્રભુ–અને સનાતન ઈશ્વર છે.[૧૧૬-૧૧૭] આ પુરાતન આખ્યાન આપને શ્રેય આપો, કારણ તેથી કલ્યાણ થશે અને વિષ્ણુ તમારા બળની વૃદ્ધિ કરશે.[૧૧૮] આ ગ્રંથનું પઠન અને શ્રવણ કરવાથી દેવો તથા પિતૃઓ તૃપ્ત થાય છે.[૧૧૯] જે પુરુષો વાલ્મીકિ મુનિએ કરેલી આ સંહિતાને ભક્તિથી લખશે, તેનો પણ સ્વર્ગમાં વાસ

થશે.[૧૨૦] આ શુભ કાવ્ય સાંભળવાથી, કુટુંબ અને ધન ધાન્યની વૃદ્ધિ થાય છે અને સુખની પ્રાપ્તિ થાય છે, તેને સારી સ્ત્રી મળે છે અને સર્વ અર્થની સિદ્ધિ થાય છે.[૧૨૧] સમૃદ્ધિને ઇચ્છનાર પુરુષોએ, આ રામાયણને શ્રદ્ધાથી સાંભળવું, કેમ કે આ આખ્યાન આયુષ્યની વૃદ્ધિ કરનાર, આરોગ્ય આપનાર, યશ દેનાર, બંધુમાં પ્રીતિ વધારનાર, બુદ્ધિ દેનાર, શુભ અને તેજની વૃદ્ધિ કરનાર છે. સમૃદ્ધિની ઇચ્છાવાળા જે સત્પુરુષો શ્રદ્ધાથી અને નિયમથી આ રામાયણ સાંભળશે, તેનાં સર્વે પાપો નાશ પામશે.[૧૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે યુદ્ધકાણ્ડમાં**
**એકસો અઠ્ઠાવીશમો સર્ગ સંપૂર્ણ**





શ્રી

આદિ કવિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત

# રામાયણ

## उत्तरकाण्ड

## પશ્ચાદવલોકન

### સર્ગ ૧ લો

### ઋષિઓનો આનંદ

**श्लोकः**–प्राप्तराज्यस्य रामस्य राक्षसानां वधे कृते ।
आजग्मुर्मुनयः सर्वे राघवं प्रति नन्दितुम् ॥

રાક્ષસોનો નાશ થયો અને રામ રાજ્યાસને બેઠા ત્યારે સર્વે મુનિઓ, રાઘવને અભિનંદન આપવાને માટે અયોધ્યા નગરમાં આવ્યા.[૧] કૌશિક, યવક્રીત, ગાર્ગ્ય, ગાલવ તથા મેધાતિથિનો પુત્ર કણ્વ આદિ મુનિઓ પૂર્વ દિશામાંથી આવ્યા,[૨] મુનિ આત્રેય, નમુચિ, પ્રમુચિ, અગસ્ત્ય, અત્રિ, સુમુખ, વિમુખ આદિ દક્ષિણ દિશા તરફથી આવ્યા, નૃષંગુ, કવષી, ધૌમ્ય અને મહાઋષિ કૌષેય વગેરે મુનિઓ શિષ્યો સહવર્તમાન પશ્ચિમ દિશામાંથી આવ્યા અને વસિષ્ઠ, કશ્યપ, અત્રિ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને ભરદ્વાજ, એ સાત સપ્તર્ષિઓ ઉત્તર દિશામાંથી આવ્યા.[૩-૬] રાજમહેલ આગળ આવી, વેદ અને વેદાંગ જાણનાર તે ઋષિઓમાં શ્રેષ્ઠ, ધર્માત્મા ભગવાન્ અગસ્ત્યે દ્વારપાળને કહ્યું કે–[૭-૮] "અમે સપ્તર્ષિઓ તથા બીજા મુનિઓ રામને દર્શને આવ્યા છીએ, તેની તમે તેમને જાણ કરો." અગસ્ત્યનાં વચન સાંભળીને, દ્વારપાળ દોડતો દોડતો રામની પાસે ઋષિઓ આવ્યાના સમાચાર કહેવા ગયો. તે કંચુકી રાજનીતિનો જાણ, પરની ચેષ્ટા જાણનાર, સદાચરણી, દક્ષ અને ધૈર્યવાન્ હતો. અંદર જતાં જ ચંદ્રસમાન શોભતા રામને તેણે સભામાં વિરાજેલા જોયા. નમન કરી તે બોલ્યો;–"મહારાજ જય જય હો. દ્વારપર સપ્તર્ષિઓને પુરસ્કૃત કરી ભગવાન્ અગસ્ત્ય મુનિ પધારેલા છે."[૯-૧૧]

ઉદય પામતા સૂર્ય સમાન તેજવાળા મુનિઓને આવેલા સાંભળી, રામે પ્રતિહારને કહ્યું કે–"તે સર્વે મુનિઓને તું આદરથી પ્રવેશ કરાવ."[૧૨]

પછી મુનિઓ અંદર આવ્યા. તેમને આવતા જોઇને, રામ આસન ઉપરથી ઉઠી ઉભા થયા અને અર્ઘ્યપાદ્યથી તેમની પૂજા કરી સૌને એકેક ગૌદાન આપી, ચિત્તને સ્વસ્થ કરી યથાનુક્રમ પ્રણામ કર્યા અને સૌને બેસવાને માટે આસન આપ્યાં. મુનિઓને બેસવાનાં તે આસનો સુવર્ણથી રસેલાં, મોટાં ને બહુ શોભાયમાન તથા ઘણાં કિમતી હતાં.[૧૩-૧૪] કેટલાંક ઉપર દર્ભાસનો નાંખેલાં હતાં અને કેટલાંકપર મૃગચર્મ પાથરેલાં હતાં. સાતે મુનિઓ પોતપોતાની યોગ્યતા પ્રમાણે આસનો ઉપર બેઠા પછી, રામે તેમને કુશળ સમાચાર તથા તપની વૃદ્ધિ સંબંધી પ્રશ્ન પૂછયા. રામના પૂછવાથી તે સશિષ્ય અને વેદજ્ઞ ઋષિઓએ કહ્યું કે,–"હે મહાબાહો! હે રઘુનંદન! અમારું તો સર્વદા કુશળ જ છે;[૧૫-૧૬] પણ શત્રુઓને હણીને આવેલા તને, કુશળ જોતાં અમને પરમ આનંદ થાય છે. હે રાજન્! લોકકંટક લંકાના રાજા રાવણને તેં માર્યો, એ ઘણુંજ સારું કીધું છે.[૧૭] હે રામ! પુત્ર પૌત્રાદિ પરિવાર સહિત, તેં રાવણનો નાશ કર્યો, એ જો કે તારે મન કંઈ જ નથી–અને ન હોય એ વાસ્તવિક જ છે; કારણ કે, ધનુષ ધારણ કરેલો તું, નિઃસંશય ત્રણે લોકને જિતવાને માટે સમર્થ જ છે, (તો એ રાવણ તે શી ગણત્રીમાં હતો?)[૧૮] પણ હે રાઘવ! સહપરિવાર રાવણને મારી તથા વિજય કરી, સીતા સહવર્તમાન તને અત્રે આવેલો જોતાં, અમને પરમ આનંદ ઉત્પન્ન થાય છે.[૧૯] હે ધર્માત્મા રાય! તારા હિતમાં જ પ્રીતિવાળા તારા કનિષ્ઠ બંધુ લક્ષ્મણ અને બીજા ભાઇઓ તથા માતાઓની સાથે મળેલા તને, અમે આજ અત્રે જોઇએ છીએ, એ બહુજ આનંદની વાર્તા છે.[૨૦]

"એ મહા સંગ્રામમાં પ્રહસ્ત, વિકટ, વિરૂપાક્ષ, મહોદર, અકંપન અને દુર્ધર્ષ જેવા યોધાઓનો તેં નાશ કર્યો છે, તે ઘણાજ આનંદની વાત છે.[૨૧] અને હે રામ! જેના જેવું મોટું શરીર આ જગતમાં કોઈપણ દૈત્યનું નથી, એવા કુંભકર્ણને પણ તેં રણ વિશે રોળ્યો, એ જેવું તેવું કાર્ય થયું નથી.[૨૨] તેમ ત્રિશિરા, અતિકાય, દેવાંતક, નરાંતક, વગેરે મોટમોટા રાક્ષસોનો તેં નાશ કર્યો, એ પણ ઘણું સારું થયું છે.[૨૩] દેવલોક પણ જેનો નાશ કરવાને માટે હિંમત કરી શકે નહિ, એવા દશકંધરની સાથે દ્વંદ્વયુદ્ધ કરીને તેનો તેં નાશ કર્યો, એ સાંભળીને તો અમે તને જે ધન્યવાદ આપીએ, તે થોડા છે.[૨૪] વળી રાવણનો સંગ્રામમાં નાશ કર્યો, એ કર્મના કરતાં પણ રાવણી–રાવણના પુત્રને તેં *દ્વંદ્વયુદ્ધમાં માર્યો, તે જાણતાં ત્રિલોક વિસ્મય પામે છે.[૨૫] હે વીર! કાળની માફક ન જણાય તેવી રીતે ધસતા અને દેવતાઓના શત્રુ ઇંદ્રજિતનાં શરબંધનોમાંથી મુક્ત થઈ તેં વિજય મેળવ્યો, એ તારું કાર્ય મહત્ પ્રશંસાને પાત્ર છે.[૨૬] યુદ્ધમાં માયા (કપટ) કરનાર ઇન્દ્રજિતને મારવાને માટે, કોઈ તત્પર થાય તેમ નહોતું. તે ઇન્દ્રજિતનો વધ સાંભળીને અમે, આનન્દાશ્ચર્ય પામ્યા છીએ.[૨૭] હે કાકુત્સ્થ! હે શત્રુકર્ષણ! સર્વને પુણ્યકારી અને સુન્દર એવી આ અભય દક્ષિણા† આપીને, તું વૃદ્ધિ પામે છે, તે જોતાં અમને અપાર આનન્દ ઉત્પન્ન થાય છે."[૨૮]

આત્મજ્ઞાની ઋષિઓનાં આવાં વચન સાંભળીને, રામ, બે હાથજોડીને બોલ્યા કે–[૨૯] "હે મુનિવરો! રાવણ અને કુંભકર્ણ જેવા એ મહાબળિયા રાક્ષસોની અવગણના કરીને, તમે ઇન્દ્રજિતને જ કેમ વખાણો છો?[૩૦] હે ઋષિવરો! તમે મહોદર, પ્રહસ્ત, વિરૂપાક્ષ અને દુર્ધર્ષ અને મહાબળવાન્ એવા મત્ત અને ઉન્મત્ત તથા દેવાંતક અને નરાંતક નામના રાક્ષસોને મૂકીને, ઇન્દ્રજિતને જ કેમ માન આપો છો?[૩૧] અતિકાય, ત્રિશિરા અને ધૂમ્રાક્ષ જેવા મહા વીર્યવાન્ રાક્ષસોને મૂકીને તમે ઇન્દ્રજિતનાંજ કેમ વખાણ કરો છો?[૩૨] હે મહાત્માઓ! એનામાં એવો શો પ્રભાવ, બળ અને પરાક્રમ હતાં કે, તેનેજ તમે વખાણી રહ્યા છો? વળી એવાં તે કયાં કારણથી રાક્ષસેન્દ્ર રાવણ કરતાં પણ તમે ઇન્દ્રજિતને વધારે બળવાન્ કહો છો?[૩૩] હે મુનિઓ! મારાથી ગુપ્ત રાખવા જોગ ન હોય તો, આપ તે વૃત્તાંત મને વિદિત કરો; કારણ કે, હું કાંઈ આપને આજ્ઞા કરતો નથી, પણ તે સાંભળવાની મારી બહુ ઇચ્છા છે.[૩૪] ઇન્દ્રને એણે જિત્યો, એવાં વરદાન એને શી રીતે મળ્યાં? અને પિતાથી પુત્રની પ્રશંસા વધી, એ શું કહેવાય?[૩૫] રાવણ કરતાં તે વધારે બળવાન્ કેમ થયો? તે સર્વ મને કહો. ઇન્દ્રજિત્ એના પિતાના કરતાં અધિક કેમ? વળી એણે મોટા સંગ્રામમાં શક્રને કેવી રીતે જિત્યો,

* અર્થાત્ લક્ષ્મણે–માનમાં એમ બોલવાનો રીવાજ છે. વળી લક્ષ્મણ પણ રામના અંશરૂપ હતા.

† રાક્ષસોની વિંટંબણાથી તેં અમને મુક્ત કર્યા તે.

વરદાનો કેમ મેળવ્યાં, ઇત્યાદિ સાંભળવાની ઇચ્છાથી હું તમને પૂછું છું, તો આપ કૃપા કરીને તે સર્વ વૃત્તાંત ઈત્થંભૂત મને કહો."[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨ જો

## વિશ્રવાની ઉત્પત્તિ

મહાત્મા રાઘવનાં વચનો સાંભળીને મહા તેજસ્વી અગસ્ત્યમુનિ તેમને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ[૧] "હે રામ! ઇન્દ્રજિતનું તેજ તથા બળ વિશેષ હતાં, જેથી તેણે શત્રુનો નાશ કર્યો, પણ તે પોતે નાશ પામી શકે એવો ન હતો, તે સંબંધી હું તમને કહું છું તે સાંભળોઃ[૨] હે રાઘવ! પ્રથમ તો હું રાવણનું કુળ, તેનો જન્મ તથા તેને કેમ વરદાન મળ્યાં વગેરે કહું છું (તે તમે શ્રવણ કરો)."[૩]

હે રામ! પૂર્વે કૃતયુગમાં સાક્ષાત્ પિતામહ જેવા અને તેવા જ સમર્થ પ્રજાપતિના પુત્ર પુલસ્ત્ય નામે બ્રહ્મર્ષિ હતા.[૪] તેમના ધર્મ તથા શીલના ગુણો તો ગણાવી શકાય તેમ જ નથી; પણ એટલા ઉપરથી જ તમે સમજી લ્યો કે, તે પ્રજાપતિના પુત્ર હતા,[૫] દેવલોકને ઘણા પ્રિય હતા અને ઉત્તમ ગુણોએ કરીને તેઓ સચરાચર જગતને પણ પ્રિય હતા.[૬] એ મહાત્મા મુનિએ તપ કરવાની ઇચ્છાથી, ભગવાન્ રત્નસાનુ—મેરુના પ્રાન્ત ભાગમાં જ્યાં તૃણબિંદુ નામે રાજર્ષિનો આશ્રમ હતો, ત્યાં જઇને વિરામ કર્યો.[૭] ત્યાં રહીને, તેમણે સ્વાધ્યાયે કરી ઇંદ્રિયવર્ગને સંયમમાં રાખીને તપ કરવા માંડ્યું. એ પુલસ્ત્ય જ્યાં તપ કરતા હતા ત્યાં, સ્વાભાવિક રીતે જ કન્યાઓ વિહાર કરવાને માટે આવતી હતી અને તેથી તે મહાત્માના વ્રતમાં વારંવાર વિઘ્ન પડતું હતું.[૮] તે વન સર્વે ઋતુમાં મનોહર અને પુષ્પિત રહેતું હતું, તેથી ત્યાં વારંવાર અપ્સરાઓ, ઋષિકન્યાઓ, નાગકન્યાઓ અને રાજકન્યાઓ રમવા આવતી ને અનેક લીલા કરતી હતી.[૯-૧૦] કન્યાઓનાં વૃન્દ ત્યાં વિહાર કરતાં કોઈ કોઈવાર પુલસ્ત્ય—જ્યાં તપ કરતા હતા ત્યાં આવીને પંચમસ્વરે ગાન પણ કરતાં હતાં, અને મૃદંગાદિ વાદ્ય વજાડતાં, નૃત્ય કરતાં અને બીજી સ્વાભાવિક રમતો પણ રમતાં હતાં.[૧૧]

આ પ્રમાણે ક્રીડા કરવાને માટે આવતી કન્યાઓથી પોતાના તપાચરણમાં વિઘ્ન થવાથી, એકવાર તે મહાત્મા ઋષિને ક્રોધ ચડ્યો અને ક્રોધાવેશમાં જ તે બોલ્યા કે,[૧૨] "જે કન્યા મારી દૃષ્ટિએ પડશે, તે સગર્ભા થશે." મહાત્મા પુલસ્ત્યનાં વચન સાંભળવાથી સર્વ કન્યાઓ ભય પામી ગઈ અને ત્યાર પછી કોઈ ભૂલે ચૂકે પણ ત્યાં આવતી નહિ.

એક દિવસ, તે સ્થળે વસતા તૃણબિંદુ રાજર્ષિની કુમારિકા કે જેણે પુલસ્ત્યનાં વચનો સાંભળ્યાં નહોતાં તે, નિર્ભયપણે તે વનમાં ક્રીડા કરવાને માટે આવી ચડી. ત્યાં બીજી કન્યાઓને જોઈ નહિ, એટલે તેણે એકલીએ જ આમ તેમ ફરવા માંડ્યું.[૧૩-૧૫] આ સમયે પ્રજાપતિના પુત્ર અને તપવડે ભાવિતાત્મા એવા ભગવાન્ પુલસ્ત્ય સ્વાધ્યાયનું અધ્યયન કરતા હતા.[૧૬] તે કન્યા ફરતી ફરતી ત્યાં આવી અને તપના રાશિ જેવા ઋષિને ધ્યાનસ્થ થયેલા એકી ટસે જોઈ રહી. તે ઋષિને જોતાં જ તેનું કન્યત્વ નાશ પામ્યું અને અંગ પ્રફુલ્લ થઈ કિંચિત્ પાંડુતા પામ્યું.[૧૭] દોહૃદના જેવું પોતાનું શરીર જોઇને, તે કન્યા મનમાં વિસ્મય પામી અને એકદમ આ શું? એમ વિચાર કરતી તે ઉદ્વિગ્ન થઈ ગઈ. પછી તે ગભરાતી ગભરાતી પિતાના આશ્રમમાં આવી.[૧૮] તૃણબિંદુ ઋષિએ પોતાની કન્યાને આપન્નસત્વા જોઈને કહ્યું કે, હે વત્સે! તારા શરીરમાં આ અસંભવિત વિકાર કેમ થયો?[૧૯] પિતાનાં તે વચન સાંભળી, ગદ્ગદ્ થઈ ગયેલી તેણે ઉત્તર આપ્યો કે, "હે તાત! આમ શાથી થયું? તે હું કંઈ જ સમજી શકતી નથી.[૨૦] આજે હું સખીઓની શોધ કરતી કરતી ભગવાન્ પુલસ્ત્ય જ્યાં તપ કરે છે ત્યાં એકલી ગઈ હતી.[૨૧] તે સ્થળે મને મારી સાહેલીઓ તો મળી નહિ, પણ મારું આ શરીર એકાએક વિચિત્ર રીતે બદલાઈ ગયું અને ત્યાંથી હું આ સીધી જ ચાલી આવી છું."[૨૨]

પછી તપોધન તૃણબિંદુએ ધ્યાન ધરીને જોયું તો, પુલસ્ત્યનો શાપ જ ગર્ભનું કારણ છે, એમ માલમ પડ્યું.[૨૩] આ કારણ જાણ પડતાં જ, તે આત્મનિષ્ઠ ઋષિ, પોતાની પુત્રીને સાથે લઇને પુલસ્ત્ય પાસે ગયા, અને તેમને કહેવા લાગ્યા કે,[૨૪] "હે તપોધન! આ કન્યા સર્વ ગુણોએ સંપન્ન છે, એટલું જ નહિ પણ તે તમને યદૃચ્છાથી જ પ્રાપ્ત થઈ છે, માટે તેનો અંગીકાર કરો.[૨૫] તપ કરતાં શ્રમિત થઈ જતી તમારી ઇન્દ્રિયોનું આ કન્યા આશ્વાસન કરશે અને નિરંતર તમારી પ્રેમથી સેવા કરશે."[૨૬] તૃણબિંદુનાં વચન સાંભળી મહાત્મા પુલસ્ત્યે તે બાળાનો અંગીકાર

કર્યો[૨૭] અને તૃણબિંદુ આનંદ પામતા પોતાના આશ્રમમાં આવ્યા. તે કન્યા પુલસ્ત્ય મુનિની સર્વ પ્રકારે સેવા કરી, તેમને પ્રસન્ન કરતી ત્યાં રહેવા લાગી.[૨૮] તેનાં શીલ તથા સદાચારથી પ્રસન્ન થયેલા તે મુનિએ તે કન્યાને એકવાર કહ્યું કે,[૨૯] "હે સુશ્રોણિ! તારા ઉત્તમ ગુણોથી હું ઘણો જ પ્રસન્ન થયો છું. હે દેવિ! માતાપિતાના વંશને વધારનાર, મારા જેવો જ હું તને પૌલસ્ત્ય નામનો પુત્ર આપીશ.[૩૦] હું વેદનું અધ્યયન કરતો હતો, તે વેળાએ તું મારી દૃષ્ટિએ પડી અને તને ગર્ભ રહ્યો તેથી, હે કલ્યાણિ! તે પુત્રનું નામ વિશ્રવા પડશે."[૩૧] પોતાના પતિનાં આવાં પ્રેમાળ વચન સાંભળી, પ્રસન્ન થયેલી તૃણબિંદુની કન્યાએ, કેટલાક કાળ પછી વિશ્રવાને જન્મ આપ્યો—જે પુત્ર શ્રુતિવાન્, ત્રણે લોકમાં સુપ્રસિદ્ધ, વ્રત અને આચાર ઉપર પ્રીતિવાળો અને પિતાની માફક તપસ્વીરૂપે વિશ્રવા મુનિ નામે કહેવાયો.[૩૨-૩૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૩ જો
## કુબેરની ઉત્પત્તિ

એ, પુલસ્ત્યના સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ પુત્રે પણ થોડા જ કાળમાં પિતાની માફક તપ આરંભ્યું.[૧] તે સત્યવાદી, સદાચારી અને વ્રતાદિથી ઇન્દ્રિયોનું દમન કરનાર, સ્વાધ્યાયનું અધ્યયન કરનાર અને ભોગથી વિરક્ત તથા નિત્ય ધર્મપરાયણ હતો.[૨] વિશ્રવા મુનિનું આવું પ્રશસ્ય વર્તન જોઇને, મુનીશ્વર ભરદ્વાજે, દેવવર્ણિની નામની પોતાની સૌંદર્યવતી તથા સર્વ ગુણસંપન્ન કન્યા તેને આપી.[૩] વિધિ પ્રમાણે ભરદ્વાજની પુત્રીની સાથે વિવાહ થયા પછી, વિશ્રવા મુનિએ જ્યોતિષ શાસ્ત્રના શુભાશુભ યોગને જોઇને તથા ઉત્પન્ન થનાર પુત્રનું શ્રેય થાય એમ વિચાર કરીને, તે અગ્નિને પેઠે વીર્યવાન્ બાળકને ઉત્પન્ન કર્યો. એ બાળક સર્વ બ્રહ્મગુણથી પૂર્ણ હતો. એ પુત્રના જન્મથી તેના દાદા પુલસ્ત્ય બહુ પ્રસન્ન થયા અને જન્મલગ્ન જોતાં ગ્રહસંકુલતાથી તેમણે જોઈ લીધું કે, એ પુત્ર ધનાધ્યક્ષ થશે. પછી દેવર્ષિઓને બોલાવી તે સર્વની અનુમતિ લઈ, આ પુત્ર વિશ્રવા જેવો જ પ્રતાપી થશે; માટે તેનું નામ વૈશ્રવણ પાડવું, એમ નક્કી કરી, તે નામ પાડ્યું.[૪-૮] સમય સપાટાભેર જતો હતો અને આહુતિઓથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે, તેમ વૈશ્રવણ પણ પિતાની સાથે આશ્રમમાં રહેતાં પ્રતિદિન મોટો થવા લાગ્યો.[૯] આશ્રમમાં રહેતાં ઉછરતાં તે મહાત્મા વૈશ્રવણ મુનિને એમ જ સહસા જ્ઞાન થતું કે, ધર્મ એ જ ઉત્તમ ગતિ છે, માટે મારે ધર્મનું જ આચરણ કરવું.[૧૦] પછી તેણે એ મોટાં વનમાં રહી દૃઢ નિયમો લઈ, દુઃસાધ્ય તપનો આરંભ કર્યો.[૧૧] પ્રથમ એક હજાર વર્ષ સૂધી એવા નિયમો લઇને તપ કર્યું. પછી વળી બીજાં હજાર વર્ષ સૂધી તેથી પણ વિશેષ કઠિન બીજા નિયમો લઇને તપ કર્યું. એક હજાર વર્ષ માત્ર જળપાન કરીને, એક હજાર વર્ષ વાયુનું ભક્ષણ કરીને અને એક હજાર વર્ષ નિરાહાર રહીને, તેણે તપ ચલાવ્યું. એ પ્રમાણે જૂદા જૂદા નિયમો લઇને તપ કરતાં અનેક હજાર વર્ષ વીતી ગયાં, જે તેને એક વર્ષ જેવાં લાગ્યાં.[૧૨]

આવાં ઉગ્ર તપથી, જગતના પિતામહ ભગવાન્ બ્રહ્મા તેના ઉપર ઘણા જ પ્રસન્ન થયા. એક સમયે તે ઇન્દ્રઆદિ દેવોને પોતાની સાથે લઈને વૈશ્રવણની પાસે આવ્યા અને તેને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ—[૧૩] "હે વત્સ! તારા આવા તપથી અને વ્રતાદિ આચારોથી હું ઘણો જ પ્રસન્ન થયો છું. હે મહામતિ! તારું કલ્યાણ થશે. પરન્તુ હું પ્રસન્ન થયો છું, માટે તું કંઈ પણ વરદાન માગી લે."[૧૪]

પછી કુબેરે પોતાની પાસે આવેલા બ્રહ્માને કહ્યું કે, "હે ભગવન્! હું લોકનાં રક્ષણ અર્થે લોકપાળપણાને ઇચ્છું છું."[૧૫] વૈશ્રવણનાં તે વચન સાંભળીને, આનંદ પામેલા પિતામહ—બ્રહ્માએ કહ્યું કે, "તારી ઇચ્છા સફળ થાઓ.[૧૬] યમ, ઇન્દ્ર અને વરુણ, એમ ત્રણ લોકપાળ ઉત્પન્ન કરેલા છે અને ચોથા લોકપાળને ઉત્પન્ન કરવાના હું વિચારમાં જ હતો; માટે હવે, હે વૈશ્રવણ! તું આ લોકપાળપણાને પામી ઇન્દ્રાદિની સાથે તેમના પદને પામ.[૧૭] હે ધર્મજ્ઞ! હવેથી તું ધનાધ્યક્ષ થઈ તેનો લોકપાળ થા.[૧૮] ઇન્દ્રાદિની સાથે તું રહે અને આ પુષ્પક લે. એમાં બેસી તું તેઓની માફક દેવપણાને ભોગવતો વિહાર કર.[૧૯] તારું સર્વદા કલ્યાણ થાવ. હવે અમે જ્યાંથી આવ્યા છીએ, તે સ્થળે જઇએ છીએ. તને બે વરદાન આપવાથી અમે પણ કૃતકૃત્ય થયા છીએ."[૨૦] આ પ્રમાણે વૈશ્રવણને લોકપાળપણું આપીને, પિતામહ, સર્વ દેવ સાથે તે સ્થાનમાંથી, અંતર્ધ્યાન થઈ ગયા.

બ્રહ્મા તથા દેવલોકના ગયા પછી, જિતેંદ્રિય વૈશ્રવણે, બે હાથ જોડીને પોતાના પિતાને કહ્યું કે—"હે તાત! હે

પિતા! બ્રહ્માએ મને ઉત્તમ વરદાન તો આપ્યાં, પરન્તુ મારે ક્યા સ્થાનમાં જઈ રહેવું? તે કંઈ બતાવ્યું નથી, માટે હે પિતા! આપ હવે મારે રહેવા યોગ્ય સ્થળની શોધ કરો. વળી તે સ્થાન એવું શોધી કહાડજો કે, જ્યાં કોઈ પણ પ્રાણી મને પીડા કરી શકે નહિ."૨૧-૨૩ મુનિઓમાં શ્રેષ્ઠ વિશ્રવા, પુત્રનાં વચન સાંભળીને બોલ્યા કે-'હે ધર્મજ્ઞ! સાંભળ.૨૪ દક્ષિણ સમુદ્રના કિનારા ઉપર એક ત્રિકૂટ નામનો પર્વત છે અને તે પર્વતનાં શૃંગ ઉપર અમરાવતીના જેવી ઉત્તમ, પરમ વિશાળ અને મનોહર લંકા નામે એક નગરી છે, જે નગરી પૂર્વે રાક્ષસોના નિવાસને માટે વિશ્વકર્માએ બાંધેલી છે;૨૫-૨૬ પણ હવે ત્યાં તને કોઈ પ્રાણી પીડા કરે તેમ નથી; માટે હે પુત્ર! તું ત્યાં જઈને વસ. એ નગરીની આસપાસ સુવર્ણનો સુન્દર દુર્ગ છે અને તે કોટની આગળ યંત્ર તથા શસ્ત્ર આદિથી તૈયાર એક મોટી ખાઈ છે.૨૭ તેના દરવાજાપર સુવર્ણ તથા વૈડૂર્ય-મણિનાં તોરણો છે. વિષ્ણુના ભયથી પૂર્વે રાક્ષસોએ તેને ત્યજી દીધી છે.૨૮ રાક્ષસો હવે પાતાળમાં વસે છે, તેથી એ લંકા હાલ શૂન્ય જ પડી રહેલી છે. હે પુત્ર! સ્વામી વગરની થઈ પડેલી તે લંકાપુરી, પરમ રમણીય છે, માટે તું ત્યાં જઈને રહે. એ સ્થાન નિર્ભય છે અને ત્યાં વસતી કરી સર્વને સુખ થાય, તેવી રીતે તું વર્તજે. તારું ત્યાં કલ્યાણ થશે."૨૯-૩૦

પછી વૈશ્રવણે, પિતાએ બતાવેલી લંકા નગરીમાં આવીને નિવાસ કર્યો.૩૧ વૈશ્રવણના આવવાથી તથા તેની સત્ય આજ્ઞાથી, પ્રસન્ન થતા રાક્ષસો થોડે થોડે ત્યાં આવીને વસવા લાગ્યા, જેથી તે થોડા સમયમાં ભરપૂર થઈ ગઈ.૩૨ જેની આસપાસ સમુદ્ર ખાઇરૂપ આવી રહેલો છે એવી લંકાપુરીમાં વિશ્રવાનો પુત્ર ધર્માત્મા વૈશ્રવણ સર્વ રાક્ષસોનું આધિપત્ય ભોગવતો રહેવા લાગ્યો.૩૩ ધર્માત્મા ધનેશ્વર, પુષ્પક વિમાનમાં બેસી, ઘણી વાર પોતાનાં માતપિતાનાં દર્શન કરવા પણ જતો હતો.૩૪ નિધિરક્ષક વૈશ્રવણની દેવ તથા ગંધર્વો વારંવાર પ્રશંસા કરતા હતા અને અપ્સરાઓ તેનાં વિમાનભવનમાં નૃત્ય કરતી હતી. તે સૂર્ય જેવો શોભતો હતો ને પોતાનાં માતપિતાને મળી, તેમને વારંવાર આનંદ ઉપજાવતો હતો."૩૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૪ થો
## રાક્ષસોની ઉત્પત્તિ

અગસ્ત્યનાં વચન સાંભળીને, રામને બહુ કુતૂહલ ઉત્પન્ન થયું કે, પૂર્વે લંકામાં રાક્ષસોનો સંભવ કેમ? પોતાને આશ્ચર્ય લાગવાથી, અગ્નિ સમાન તેજસ્વી અગસ્ત્ય મુનિ સામું જોઈ, રામે પૂછ્યું કે,૧-૨ "હે મહારાજ! પૂર્વે લંકામાં રાક્ષસો જ વસતા હતા, એ સાંભળીને મને બહુ કુતૂહલ ઉત્પન્ન થાય છે!૩ મારા સાંભળવામાં તો એમ આવેલું છે કે, પુલસ્ત્યથી રાક્ષસોની ઉત્પત્તિ થઈ છે અને આપ તો તેથી જૂદી જ વાત કહો છો, એ શું?૪ વળી હે ભગવન્! પૂર્વે શું લંકામાં રાવણ, ઇંદ્રજિત્, કુમ્ભકર્ણ અને પ્રહસ્તના કરતાં પણ પરમ બળવાન્ રાક્ષસો હતા,૫ તો તેમની કોનાથી ઉત્પત્તિ થઈ અને તેમનો મૂળ પુરુષ કોણ તથા તે કેવો બળવાન્ હતો? તેમણે એવો શો અનર્થ કર્યો હતો કે, જેથી વિષ્ણુએ તેમને ત્યાંથી નસાડ્યા?૬ એ સર્વ હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. માટે સૂર્ય જેમ અંધકારનો નાશ કરે તેમ, હે અનઘ! તમે મારા કુતૂહલનો નાશ કરો."૭

સંસ્કારવાળાં રામનાં વચન સાંભળી કિંચિત્ હાસ્ય કરીને અગસ્ત્ય મુનિએ તેને કહ્યું કે-૮ "પ્રથમ જળ ઉત્પન્ન થયું, તે પછી પ્રજાપતિ પોતે વિષ્ણુના નાભિ-કમળમાંથી ઉત્પન્ન થયા, પછી વળી પ્રજાપતિએ જળના રક્ષણાર્થે પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં.૯ એ ઉત્પન્ન થયેલાં પ્રાણી, ક્ષુધા તથા તૃષાથી વ્યાકુળ થતાં પ્રજાપતિની પાસે આવ્યાં અને તેમને પૂછ્યું કે-'હે ભગવન્! હવે અમે શું કરીએ?'૧૦ ત્યારે જરા હાસ્ય કરીને પદ્મયોનિ બ્રહ્માએ સર્વે પ્રાણીઓને સંબોધીને કહ્યું કે-'તમે સર્વ આ જળની રક્ષા કરો.'૧૧ ત્યારે કેટલાંક પ્રાણીઓએ કહ્યું કે-'ઠીક મહારાજ! અમે રક્ષણ કરીશું.' કેટલાંકે ઉલટો અર્થ સમજીને કહ્યું કે, અમે યક્ષણ-પૂજન કરીશું, પણ ભૂખ તથા તૃષાથી પીડાયલાં તે પ્રાણીને તે સમયે બ્રહ્માએ કહ્યું કે-૧૨ 'તમારામાંથી જેમણે રક્ષણ કરીશું એમ કહ્યું છે, તેઓ રાક્ષસ થશે અને યક્ષણ કરીશું એમ કહ્યું છે, તેઓ યક્ષ થશે.૧૩

પિતામહ બ્રહ્માએ ઉત્પન્ન કરેલાં તે પ્રાણીઓમાંથી, જેઓ રાક્ષસ થયા, તેમાં હેતિ અને પ્રહેતિ નામના બે ભાઇઓ હતા-તે મધુ અને કૈટભની સાથે ટક્કર લે એવા હતા. એ બે જણ રાક્ષસોના પતિ થયા.૧૪

ધર્માત્મા પ્રહેતિ તો તપ કરવાને માટે તપોવનમાં જઈ તપ કરવા લાગ્યો, પણ હેતિ સ્ત્રી પરણીને ગૃહસ્થાશ્રમ ચલાવવા તત્પર થયો.[૧૫] અપાર શક્તિવાળા અને મહા બુદ્ધિશાળી હેતિએ, વૈવસ્વત યમની ભગિની ભયા નામની મહાભયંકર કન્યા સાથે લગ્ન કર્યાં.[૧૬] તેનાથી રાક્ષસોના અધિપતિ હેતિને, વિદ્યુત્કેશ નામનો એક પુત્ર થયો, જે પ્રદીપ્ત સૂર્યના જેવો કાન્તિમાન્ હતો. એ વિદ્યુત્કેશ જેમ પાણીમાં કમલ વધે, તેમ દહાડે દહાડે મોટો થતો ગયો.[૧૭–૧૮] જ્યારે તેને યૌવન પ્રાપ્ત થયું, ત્યારે હેતિએ તેનો વિવાહ કરવાનો ઠરાવ કર્યો;[૧૯] અને સંધ્યા (કાળ)ની પુત્રી સંધ્યા જેવી પ્રભાવાળી, સાલકટંકટાને પોતાના પુત્ર માટે માંગી.[૨૦] હે રામ! કન્યાધન આખરે પણ પારકું જ છે, એમ વિચારીને સંધ્યાએ પોતાની પુત્રી વિદ્યુત્કેશને પરણાવી.[૨૧] સંધ્યાની પુત્રી સાથે પછી તો રાક્ષસોનો અધિપતિ વિદ્યુત્કેશ, ઇન્દ્ર જેમ ઇન્દ્રાણી સાથે વિહાર કરે, તેમ નાના પ્રકારના વિહાર કરવા લાગ્યો.[૨૨] હે રાઘવ! મેઘપંક્તિ જેમ સમુદ્રથી ગર્ભ પામે છે, તેમ સંધ્યાની પુત્રી સાલકટંકટાને પણ વિદ્યુત્કેશથી કેટલેક દહાડે ગર્ભ રહ્યો.[૨૩] અગ્નિએ તજી દીધેલા મહેશ્વરના ગર્ભને, જેમ ગંગાએ ધારણ કરી પ્રસવ્યો હતો, તેમ મેઘસમાન નીલ વર્ણવાળા તે ગર્ભને, તે રાક્ષસાંગનાએ પણ મંદરાચળમાં જઈને જણ્યો;[૨૪] અને ગર્ભને તજી દઈને, વિહાર કરવાની ઇચ્છાવાળી તે પાછી, વિદ્યુત્કેશની પાસે આવી, ક્રીડાવિહારમાં મસ્ત થઈ ગઈ.

પેલીમેર, મેઘધ્વનિ જેવા શબ્દવાળો, માતાએ તજી દીધેલો બાળક કે જેની કાંતિ શરદૃતુના સૂર્ય સમાન હતી તે એક ઠેકાણે પડી રહીને મુખમાં હાથ ઘાલી રુદન કરવા લાગ્યો.[૨૫–૨૬] એવું બન્યું કે, તે સમયે આકાશ માર્ગે, વૃષભ ઉપર બેસીને શિવ પાર્વતી જતાં હતાં, તેમણે તે બાળકને રડતો સાંભળ્યો.[૨૭] પાર્વતીજીને દયા ઉત્પન્ન થવાથી તેને ઉંચકી લીધો અને તુરત જ માતાના સમાન વયવાળો–મોટો કર્યો. મોટો થતાં પોતાના હાથનો ઉછરેલો હોવાથી, અવ્યય અને અક્ષર શિવે, પાર્વતીને પ્રસન્ન કરવા માટે તેને અમર કર્યો અને આકાશમાં ગમન કરે એવું એક નગર ભેટ આપ્યું. વળી હે રામ! પાર્વતીએ પણ રાક્ષસીઓને વર આપ્યો કે–[૨૮–૩૦] 'તમને ગર્ભ તુરત ધારણ થશે, અને તે તત્કાળ જ પ્રસવ થશે અને તુરત જ મોટો થઈ જશે![૩૧] પછી મહાસમર્થ શંકરનો વર પામવાથી ગર્વિત થયેલો તે સુકેશ નામનો રાક્ષસ, અંતરિક્ષમાં ફરતું નગર લઈને, ઇન્દ્રની માફક પોતાની ઇચ્છાનુકૂલ સર્વ ઠેકાણે ફરવા લાગ્યો.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૫ મો

### લંકાની સ્થાપના

સુકેશ રાક્ષસને ધર્મજ્ઞ તથા વર પામેલો જોઈને, વિશ્વાવસુ સમાન કાન્તિવાળો ગ્રામણી નામનો ગંધર્વ, જાણે બીજી લક્ષ્મી જ હોય તેવી રૂપ તથા યૌવન સંપન્ન, અને ત્રણ લોકમાં ખ્યાતિ પામેલી દેવવતી નામની પોતાની કન્યા તેને આપવાને માટે આતુર થયો. (તેમનાં લગ્ન થયાં અને) જેમ કોઈ નિર્ધન ધન પામીને સંતોષ પામે, તેમ તે કન્યા પણ વરથી ઐશ્વર્ય પ્રાપ્ત થયેલા પતિને પામીને પરમ સંતોષ પામી. અંજન નામના દિગ્ગજથી ઉત્પન્ન થયેલી હાથિણી પામીને હસ્તી જેમ શોભે છે, તેમ તે રાક્ષસ શોભવા લાગ્યો. હે રાઘવ! સુકેશને દેવવતીથી અગ્નિ જેવા ત્રણ પુત્રો ઉત્પન્ન થયા.[૧–૫] મહાદેવનાં ત્રણ નેત્ર સમાન તે ત્રણ પુત્રનાં નામ માલ્યવાન્, સુમાલિ અને બળવાનમાં ઉત્તમ માલિ હતાં. એ ત્રણ પુત્રો થવાથી સુકેશ બહુ આનંદ પામ્યો.[૬] તે ત્રણે પુત્ર, ત્રણલોકના જેવા દૃઢ, ત્રણ અગ્નિના જેવા તેજસ્વી અને ત્રણ મન્ત્રના જેવા ઉગ્ર અને સમર્થ હતા, તેમ જ વાત, પિત્ત અને કફ જેવા ઘોર પણ હતા.[૭] ઉપેક્ષા કરવાથી જેમ વ્યાધિઓ વૃદ્ધિંગત થાય છે, તેમ સુકેશના આ ત્રણ પુત્રો પણ દહાડે દહાડે મોટા થતા ગયા.[૮] મોટા થયા પછી તેમણે વિચાર કર્યો કે, અમારા પિતાએ જેમ તપ કરીને ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે, તેમ અમારે પણ કરવું છે. આવા વિચારથી તે ત્રણે ભાઈ તપ કરવાનો નિશ્ચય કરીને મેરુ પર્વત પર ગયા.[૯]

હે નૃપશ્રેષ્ઠ રામ! મેરુ પર્વતમાં જઈને તેઓએ ઘણા સખત નિયમો ધારણ કર્યા અને તે ત્રણે ભાઈએ, સર્વ લોકને ભય ઉત્પન્ન થાય તેવું, ઉગ્ર તપ કરવા માંડ્યું.[૧૦] સત્ય, આર્જવ અને શમ એ ગુણોવાળું મોટું તપ કરતાં, તેમણે દેવ, દાનવ અને માનવને તપાવવા માંડ્યા.[૧૧] તેમનાં તીવ્ર તપથી ચાર મુખવાળા બ્રહ્મા પ્રસન્ન થયા. તે વિમાનમાં બેસીને જ્યાં તે ત્રણે જણા તપ કરતા હતા ત્યાં આવ્યા અને કહ્યું કે–"હે વત્સો! હું તમને વર આપવા આવ્યો

છું."[૧૨] ઇન્દ્રની સાથે આવેલા દેવગણથી શોભતા બ્રહ્મા જ પોતાને વર આપવા આવેલા છે તે જોઇને, કંપતા વૃક્ષની માફક, હાથ જોડીને તેઓ બોલ્યા કે–[૧૩] "તપથી આરાધન કરેલા હે બ્રહ્મદેવ! જો તમે અમને વરદાન આપવાને આવ્યા હો તો–તથા વર જ આપતા હો તો–અમને અજિત્ય, શત્રુદમન અને દીર્ઘાયુ કરો તથા અમને પરસ્પર પ્રીતિવાળા રાખો."[૧૪] તે રાક્ષસોનાં વચન સાંભળીને સમર્થ અને બ્રાહ્મણપ્રતિપાળ પ્રજાપતિ 'અસ્તુ! તમે કહો છો તેમ થશે' એમ બોલતા બ્રહ્મલોક પ્રત્યે વિદાય થયા.[૧૫]

હે રામ! બ્રહ્માએ વરદાન આપ્યા પછી, તે ત્રણે રાક્ષસો નિર્ભય થઈ પ્રાણિમાત્રને પીડા કરવા લાગ્યા.[૧૬] વરદાનથી નિર્ભય થયેલા તે ત્રણે ભાઇઓથી, પીડા પામતા લોક, ઋષિઓ અને સર્વ દેવોને, નરકમાં રહેલા પુરુષોનો જેમ કોઈ આધાર નથી તેમ કોઈ પણ રક્ષણહાર મળ્યો નહિ.[૧૭] હે રાઘવ! ત્યાર પછી એ ત્રણે રાક્ષસો, શિલ્પશાસ્ત્રીઓના અધિપતિ અને પૂર્ણ કળાવાન્ વિશ્વકર્મા પાસે ગયા અને તેમને કહ્યું કે,[૧૮] હે વિશ્વકર્મા! તમે તમારાં ચાતુર્ય, બુદ્ધિ ને કળાથી દેવલોકને માટે, ઉત્તમ મંદિર બાંધી આપ્યાં છે,[૧૯] તો હવે, હે બુદ્ધિમાન્! જોઇએ તો હિમવાન-પર, રુચે તો મેરુ ઉપર ને ફાવે તો મંદરાચળ ઉપર મહેશ્વરના મંદિર જેવું એક મોટું મંદિર અને ઉત્તમ વાસગ્રહ, (જેમ દેવોની ઇચ્છા પ્રમાણે તમે બાંધી આપ્યાં છે તેમ) અમારી ઇચ્છા પ્રમાણે બાંધી આપો."

ત્યારે મહાત્મા વિશ્વકર્માએ, તેમને દક્ષિણ સાગરના તટપર આવેલો ત્રિકૂટાચળ બતાવીને કહ્યું કે, "જો તમારી ઇચ્છા હોય તો, ઇંદ્રની અમરાવતી જેવું ત્યાં તમને ઉત્તમ નગર હું રચી આપું. વળી હે રાક્ષસો! જો તમારી ઇચ્છા હોય તો, જ્યાં પક્ષીઓની ગતિ નથી તથા જેને ટાંકણાથી પણ ટાંકી શકાય તેમનથી, એવા સુવેલાચળ નામના પર્વતના મધ્ય શિખર ઉપર, ત્રીશ યોજન પહોળી અને સો યોજન લાંબી, સુવર્ણના કિલ્લા કોટવાળી અને સુવર્ણના ગોપુરવાળી લંકા નામે એક ઉત્તમ નગરી બાંધી આપું.[૨૦–૨૫] તેમાં તમે કોઇથી હલ્લો થાય નહિ, તેવી રીતે સુખરૂપ રહી શકશો. હે રાક્ષસો! સર્વ દેવગણ સાથે રહેતો ઇન્દ્ર, જેમ અમરાવતીમાં રહેતાં કોઈ પણ શત્રુથી પરાભવ પામતો નથી, તેમ શત્રુસૂદન એવા તમે પણ લંકાપુરીમાં રાક્ષસગણની સાથે અપરાજિતપણે રહી શકશો."[૨૬–૨૭]

વિશ્વકર્માનું કહેવું સાંભળી લીધા પછી, તે રાક્ષસોએ તેમ કરવાની હા પાડી. ક્ષણમાત્રમાં વિશ્વકર્માએ એક સુંદર નગરી રચી આપી, તેનું નામ લંકા પાડ્યું. પછી પોતાના અપાર દાસજનને સાથે લઇને, તે રાક્ષસો લંકાનગરી પ્રત્યે ગયા અને તેમાં પોતપોતાની ઇચ્છા પ્રમાણે નિવાસ કર્યો.[૨૮] લંકાની આસપાસના મજબૂત કિલ્લા, તેની સર્વ બાજૂએ ખોદેલી સુન્દર ખાઇઓ અને નાનાવિધનાં સુવર્ણનાં મંદિર વગેરે જોઇને પ્રસન્ન થયેલા સર્વ રાક્ષસોએ, તેમાં વસવાટ કરવા માંડ્યો.[૨૯]

હે રાઘવ! તે વેળાએ નર્મદા નામની એક ગંધર્વ સ્ત્રીને લજ્જા, લક્ષ્મી અને કીર્તિના જેવી સ્વરૂપવાન્ ત્રણ કન્યાઓ હતી. માલિ, સુમાલિ અને માલ્યવાન્ પોતાનાથી ભિન્ન જાતિના હતા, પણ તે ગંધર્વસ્ત્રીએ પોતાની ત્રણે કન્યાઓ અનુક્રમે તે રાક્ષસોને પરણાવી; મોટાને મોટી, વચલાને વચલી અને ન્હાનાને નાની. અત્યંત હર્ષથી તે ગંધર્વી નર્મદાએ, ઉત્તરાફાલ્ગુની નક્ષત્રના શુભ યોગમાં, પૂર્ણચંદ્રસમાન મુખવાળી તે ત્રણે કન્યાઓ, ત્રણે રાક્ષસોને પરણાવ્યા પછી, સુકેશના એ ત્રણે પુત્ર, લોકપાળ જેમ અપ્સરાઓની સાથે મનગમતા વિહાર કરે, તેમ નવપરિણીતા ગંધર્વ-કન્યાઓની સાથે, વિવિધ પ્રકારના વિહાર કરવા લાગ્યા. એમ કાળ જતાં માલ્યવાનની સુંદર સ્ત્રી નામે સુંદરીને પેટે વજ્રમુષ્ટિ, વિરૂપાક્ષ, દુર્મુખ, સુપ્તઘ્ન, યજ્ઞકોપ, મત્ત અને ઉન્મત્ત નામે પુત્ર ઉત્પન્ન થયા; અને અનલા નામે એક સુંદર પુત્રી પણ ઉત્પન્ન થઈ.[૩૦–૩૬] વળી પૂર્ણચંદ્રાનના કેતુમતી નામની સુમાલિની સ્ત્રી, જે તેને પ્રાણથી પણ અધિક પ્રિય હતી, તેને હે રામ! જે સંતાન ઉત્પન્ન થયાં, તેમનાં નામ આ પ્રમાણે છેઃ[૩૭–૩૮] પ્રહસ્ત, અકંપન, વિકટ, કાલિકામુખ, ધૂમ્રાક્ષ, દંડ, મહાબળવાન્ સુપાર્શ્વ, સંહ્રાદિ પ્રઘસ, ભાસકર્ણ એ પુત્રો થયા અને રાકા, પુષ્પોત્કટા, સુંદર હાસ્યવાળી કૈકસી અને કુંભીનસી એ કન્યાઓ થઈ.[૩૯–૪૦] માલિ રાક્ષસ, જે મહારૂપવાળી વસુદા નામની ગંધર્વકન્યાને પરણેલો હતો, તે યક્ષાંગના જેવી તથા વિશાળલોચના હતી.[૪૧] હે રાઘવ! સુમાલિના ન્હાના ભાઈ માલિને એ સ્ત્રીથી જે સંતાન ઉત્પન્ન થયાં, તેનાં નામ હું કહું તે સાંભળ.[૪૨] અનલ, અનિલ, હર અને સંપાતિ, એ માલિના પુત્ર તે વિભીષણના ચારે પ્રધાન હતા.[૪૩]

આ પ્રમાણે પુત્રવાળા ત્રણે રાક્ષસો, પોતાના અને

બીજા રાક્ષસોના પુત્રની સાથે, ઘણા ગર્વ તથા વીર્યથી, દેવગણ સહિત ઇન્દ્રને, મુનિઓને, નાગોને અને યક્ષોને પણ મહા પીડા કરતા હતા.[૪૪] તે દુરાસદ રાક્ષસો, વાયુની પેઠે જગતમાં જ્યાં ત્યાં ફરતા હતા અને રણમાં મૃત્યુસમાન તેજવાળા થઈ ખડા રહેતા હતા. વર મળવાથી અતિ ગર્વિષ્ઠ થયલા તેઓ, વારંવાર યજ્ઞ ક્રિયાઓમાં પણ ભંગાણ પાડતા હતા.[૪૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬ ઠ્ઠો

### દેવ સાથે યુદ્ધ

પછી એ રાક્ષસોથી હણાતા દેવતાઓ અને તપોધન ઋષિઓ, ભયને લીધે દેવના દેવ મહેશ્વરને શરણે ગયા.[૧] જે દેવોના દેવ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે, અદ્વૈત અને અવ્યક્ત છે, જે સર્વના મૂળ આધારરૂપ અને સ્તુત્ય છે, તે કામદેવના શત્રુ, ત્રિપુરારિ, ભગવાન્ મહાદેવ પાસે જઇને, સર્વ દેવતાઓ નમન કરી તથા હાથ જોડીને ગદ્ગદિત વાણીથી બોલ્યા કે,–[૨–૩] "હે મહાદેવ! ભગવાન્ બ્રહ્માના વરથી, ઉન્મત્ત થયેલા સુકેશના પુત્રો, જેઓ શત્રુતપન છે તેઓ, આજકાલ સર્વ પ્રજા, દેવ, પિતૃ, અતિથિ, પશુ, પક્ષી વગેરે સર્વ જે રક્ષણ કરવા યોગ્ય છે, તેમને દમે છે.[૪] અમારાં આશ્રમો ખાખાવીખી કરી નાંખવાને તે ઉદ્યુક્ત થતા જાય છે. હમણાં તો તેઓ, અમારા સ્થાનોમાં જ પેસી ગયા છે. તેઓએ સ્વર્ગમાંથી સુરલોકને કહાડી મૂક્યા છે અને તેઓએ ત્યાં રહી દેવલોકની માફક ક્રીડા કરવા માંડી છે.[૫] હું જ બ્રહ્મા, હું જ વિષ્ણુ અને હું જ શંકર તથા અમે જ યમ, ચંદ્ર અને સૂર્ય છીએ, એમ એ માલિ, સુમાલિ અને માલ્યવાન્ માને છે. તે ત્રણે રાક્ષસો તથા તેમના સેવકો, યુદ્ધમાં મહા ઉત્સાહ ધરીને અમોને પીડા કરે છે;[૬–૭] માટે હે મહારાજ! ભય પામેલા એવા અમને, અભયદાન આપવું, એ તમારું કામ છે. હે શંકર! તમે રુદ્રરૂપ ધારણ કરીને, એ દેવના શત્રુનો નાશ કરો."[૮] દેવતાઓનાં એવાં વચન સાંભળીને તથા નીલ લોહિત ભગવાન્ મહેશ્વરે, સુકેશ રાક્ષસને પોતે પાલન કરેલો હતો તે ઉપર વિચાર કરીને, દેવગણોને કહ્યું કે,[૯] "હે દેવો! હું તેમને મારીશ નહિ; કારણ કે, એ અસુરો મારે મારવા જોગ નથી; પણ તે રાક્ષસોને કોણ મારશે? તે હું તમને બતાવીશ.[૧૦] હે ઋષિઓ! તમે આજ ભગવાન્ વિષ્ણુને શરણે જાઓ; કારણ કે એ સમર્થ દેવ તેમનો નાશ કરશે."[૧૧]

રાક્ષસોના ભયથી ત્રાસ પામેલા સર્વે દેવ તથા ઋષિઓ જયજયકાર કરતા શંકરની સ્તુતિ કરીને, ભગવાન્ વિષ્ણુ પાસે આવીને ઉભા રહ્યા અને ચક્રધારી ભગવાન્ નારાયણને કહ્યું કે;[૧૨–૧૩] "હે ભગવન્! સુકેશના અગ્નિ સમાન તેજસ્વી ત્રણ પુત્રો જેઓ મહા બળવાન્ છે અને ત્રિકુટાચળ પર્વત ઉપર લંકા નામની સુન્દર નગરી બંધાવી ત્યાં વસે છે, તેમણે વરદાનના બળથી અમારાં સ્થાન કબજે કીધાં છે.[૧૪–૧૫] હે મધુસૂદન! ત્યાં રહેલા એ રાક્ષસો, અમને ઘણી પીડા કરે છે, માટે તમે તેમનો નાશ કરો અને અમારું હિત વિચારો. હે દેવના દેવ! અમે તમારે શરણે આવ્યા છીએ, માટે તમે અમારી વ્હારે ધાવ–સહાય કરો; અને તેમનાં કમળ સમાન મુખ તમારા ચક્રથી કાપી નાંખીને તેમને યમસદને મોકલો. હે દેવેશ! તમારા વગર ભયના વખતમાં અમને અભય આપનાર બીજું કોઈ નથી.[૧૬–૧૭] હે ભગવન્! હે વિષ્ણો! સૂર્ય જેમ ઝાકળનો નાશ કરે, તેમ તમે સપરિવાર એ રાક્ષસોનો નાશ કરીને અમને નિર્ભય કરો."[૧૮] પછી દેવનાં વચન સાંભળીને, શત્રુને ભય કરનાર અને દેવના દેવ ભગવાન્ જર્નાદને પ્રસન્ન થઇને દેવલોકને અભય આપતાં કહ્યું કે,[૧૯] "હે સુરર્ષિઓ! શંકરનાં વરદાનથી સુકેશ રાક્ષસ ગર્વિત થયેલો છે, તે હું જાણું છું; અને તેના તમે કહ્યા, તે ત્રણે પુત્રોને પણ હું ઓળખું છું. સૌથી મોટો માલ્યવાન્ નામનો રાક્ષસ છે, તેને પણ હું જાણું છું, પણ હે દેવો! મર્યાદા મૂકીને વર્તનાર એ રાક્ષસોને, હું, વધ્યાવધ્યનો વિચાર કર્યા વગર મહા કોપથી મારી નાંખીશ; માટે હે દેવર્ષિઓ! તમે આજથી સર્વ સંતાપનો ત્યાગ કરો."[૨૦–૨૧]

"ભગવાન્ જર્નાદનનાં વચન સાંભળી દેવ તથા ઋષિઓ પ્રસન્ન થતા શાન્ત થયા; અને તેમની સ્તુતિ કરતા પોતપોતાને સ્થાનકે ગયા.[૨૨] આણી તરફ માલ્યવાને, દેવ તથા ઋષિઓનો ઉદ્યોગ જોઇને, પોતાના શૂરા (બે) બાંધવોને કહ્યું કે,[૨૩] "ભાઇઓ રે, તમે જાણો છો કે, આ દેવ તથા ઋષિઓ આપણા વધની વેતરણ કરવા માટે ભગવાન્ શંકર પાસે ગયા હતા અને ત્યાં એ દેવ તથા ઋષિઓએ શંકરને કહ્યું કે, "હે શંકર! સુકેશના ત્રણે પુત્રો વરદાનથી અભય થઈને અમને ક્ષણે ક્ષણે અને ડગલે ડગલે મહા પીડા ઉત્પન્ન

કરે છે,[૨૪-૨૫] અને અમે તેમનાથી હારી ગયા છીએ, અને હવે તો તે દુષ્ટ રાક્ષસોના ભયથી અમે અમારાં મંદિરોમાં પણ, સુખે કરી રહી શકતા નથી,[૨૬] માટે હે ત્રિલોચન! તમે તે ગર્વિત રાક્ષસોનો નાશ કરો. હે દેવ! તમે તેમને હુંકાર શબ્દથી બાળીને ભસ્મ કરી નાંખો, તેમના પર ધ્યાન ધરો અને મારો."[૨૭] દેવતાઓનાં ઉપર પ્રમાણેનાં વચન સાંભળીને, અંધકાસુરના નાશ કરનાર ભગવાન્ શંકરે માથું તથા હાથ ધુણાવીને જણાવ્યું કે,–[૨૮] 'હે દેવો! સુકેશના એ પુત્રો મારે અવધ્ય છે; એટલે હું તેમને મારીશ નહિ; પણ તેમને કોણ હણશે? તે ઉપાય હું તમને બતાવું છું, ત્યાં જાઓ.[૨૯] જેના હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે, જે પીતાંબર ધારણ કરે છે અને જે અવિનાશી છે, તે શ્રીમાન્ નારાયણ જર્નાદનને તમે શરણે જાઓ.'[૩૦] આમ શંકર પાસેથી આપણા મૃત્યુનો ઉપાય સાંભળી, તેમને પ્રણામ કરીને દેવોએ ત્યારપછી પુરાણપુરુષ વિષ્ણુની પાસે જઈ, તેને સર્વ વાત કહી.[૩૧] ત્યાં જનાર્દને તેમને કહ્યું કે,–'હે દેવતાઓ! તમારા શત્રુઓને હું હણીશ, માટે તમે સંતાપ રહિત થાઓ.'[૩૨] વળી માલ્યવાન્ પોતાના બંધુઓને કહે છે કે, "હે બંધુઓ! આ પ્રમાણે દેવલોકોએ આપણો ઉપાય કર્યો છે અને વિષ્ણુએ તેમને વરદાન આપ્યું છે, માટે હવે શું કરવું? તેનો વિચાર કરો.[૩૩] હિરણ્યકશિપુ અને બીજા દેવશત્રુઓનો પૂર્વે નાશ થયેલો છે, તે લક્ષમાં લ્યોઃ નમુચિ, કાળનેમિ, સંહ્રાદ, માયાવી રાધેય, લોકપાળ, યમલાર્જુન,* હાર્દિકય, શુંભ અને નિશુંભ જેવા બળવાન્ વીર, માયાવી અને અતુલિત બળિયા અસુર અને દાનવો પણ વિષ્ણુ સાથે યુદ્ધ કરતાં પરાજય પામી ગયા છે, તે તમે જાણો છો;[૩૪-૩૬] તેમ સો સો જેમણે યજ્ઞ કર્યા હતા, માયા જાણતા હતા તથા અનેક જાતનાં અસ્ત્ર શસ્ત્રમાં પણ જેઓ પરમ કુશળ હતા, એવા જ બીજા શત્રુને ભય ઉત્પન્ન કરનાર હજારો રાક્ષસોનો વિષ્ણુએ નાશ કરેલો છે; તે સર્વ ઉપર પૂર્ણ વિચાર કરીને, જેમ આપણું હિત થાય તેમ કરો; કારણ કે આપણને હણવા ઇચ્છતા નારાયણને જિતવો, એ કામ મહા કઠિન છે."[૩૭-૩૮]

માલ્યવાનનાં વચન સાંભળીને, માલિ અને સુમાલિ જેમ અશ્વિની કુમારો ઇંદ્રને કહે, તેમ પોતાના મોટા ભાઈને કહેવા લાગ્યા કે–[૩૯] "હે મોટા ભાઈ! આપણે વેદપઠન કરેલાં છે, દાન દીધેલાં છે, યજ્ઞ કરેલા છે, ઐશ્વર્યનું પરિપાલન કરેલું છે તથા વ્યાધિ રહિત આવરદા સંપાદન કરેલાં છે અને આપણે સુમાર્ગે ધર્મને સંસ્થાપન કર્યો છે,[૪૦] તથા ક્ષુભિત ન થાય એવા દેવરૂપી સમુદ્રને પણ શસ્ત્રોવડે ખળભળાવી મૂક્યો છે; આપણે–જેનો સમોવડિયો ન મળે એવા શત્રુઓનો પરાભવ પણ કરેલો છે, તો પછી આપણને મૃત્યુનો ભય શો છે?[૪૧] નારાયણ, રુદ્ર, ઇંદ્ર અને યમ આપણાથી ભય પામે છે, તો પછી બીજાના શા ભાર છે?[૪૨] વિષ્ણુનો આપણાપ્રતિ દ્વેષ થયો છે, તેનું કારણ માત્ર દેવલોક જ છે,[૪૩] તો મોટા ભાઈ! આપણે હવે તો એવી રીતે કાર્ય કરવું ઉચિત છે કે, એ દેવોનો જ નાશ કરવો–તેમને જ મારી નાંખવા; પછી શો ડર? જ્યારે તેમને લીધે જ આપણે ડરવું પડે છે, તો તેમનો જ કરોની નાશ."[૪૪]

આ પ્રમાણે ઠરાવ કરીને, તે મહાબળવાન્ દૈત્યોએ, પોતાનું સઘળું સૈન્ય એકત્ર કરવા માંડ્યું અને યુદ્ધે ચડવાની તૈયારીઓ કરવાનો સૌને આદેશ આપી દીધો.[૪૫] પછી હે રામ! પૂર્વે જેમ જંભ અને વૃત્ર યુદ્ધ કરવાને માટે ગયા હતા, તેમ આ દૈત્યો પણ પોતાનું મોટું દળવાદળ લઇને દેવલોકની સાથે યુદ્ધ કરવાને માટે નિકળી પડ્યા.

હે રઘુનંદન! એ પ્રમાણે મંત્ર કરીને તે સર્વે રાક્ષસો, મહોદ્યમ કરવા મંડી પડ્યા. તેમાં મોટી કાયાવાળા અને મદોન્મત્ત રાક્ષસો, કેટલાક હસ્તીપર બેસીને, કેટલાક ઉત્તમ અશ્વોપર બેસીને અને કેટલાક ખચ્ચરપર, બળદપર કે ઊંટપર કે જક્ષ, અશ્વ અને સર્પપર બેસીને યુદ્ધ કરવા ગયા હતા. વળી કેટલાક શિશુમાર, મગર, કાચબા તથા મત્સ્યપર બેસીને અને કેટલાક ગરુડ જેવા પક્ષી, સિંહ, વાઘ, વરાહ, સૃમર, કૃષ્ણવરાહ તથા શ્વેત વરાહપર બેસીને યુદ્ધ કરવાને માટે, મહાઉત્સાહભેર લંકાનગરીની બહાર નિકળી પડ્યા.[૪૬-૪૯] આ રીતે દેવલોકની સાથે યુદ્ધ કરવાને રાક્ષસો ગયા, ત્યારે લંકાગઢમાં જે ભૂત રહેતાં હતાં, તેઓ લંકાનો સમીપ આવતો વિનાશ વિચારીને શોક પામવા લાગ્યાં. હજારો રાક્ષસો ઉત્તમ રથ તથા અશ્વોપર બેસીને ત્વરાથી દેવલોકમાં ગયા, ત્યારે આમ દેવતાદિ દેવો પણ તેમને માર્ગે જ લંકાની બહાર ચાલ્યા ગયા.[૫૦-૫૨] તેઓ કાળે ઘેરાયલા હતા તેથી, પૃથિવી ઉપર અને અંતરિક્ષમાં તેમનો વિનાશ સૂચવતા મહાઉત્પાતો થવા લાગ્યા.[૫૩] અંતરિક્ષમાંથી મેઘ

* આ બનાવ કૃષ્ણાવતારનો છે. તે વાલ્મીકિએ અત્રે કેમ ગોઠવ્યો છે, તે સમજવું કઠિન છે.

તથા ઉષ્ણ રુધિરની વૃષ્ટિ થવા લાગી; સમુદ્ર મર્યાદા મૂકીને આગળ વધવા લાગ્યો; પર્વતો કંપવા લાગ્યા;[૫૪] અશુભસૂચક અને ભયંકર મૃતમાંસનું ભક્ષણ કરનાર ગોમાયુ–શિયાળવાં અટ્ટહાસ કરવા તથા લાંબે સાદે પોક મૂકવા લાગ્યાં;[૫૫] ચારે દિશામાંથી અગ્નિના જેવો શ્વાસ મૂકતાં ગીધ પક્ષીનાં ટોળેટોળાં આવી આવીને લંકાગઢને કાંગરે બેસવા લાગ્યાં તથા રાક્ષસોના માથા-પર આકાશમાં ભ્રમણ કરવા લાગ્યાં. શુક, પીક અને પારાવત વગેરે વિનીત પક્ષીઓ નાસી જવા લાગ્યાં. કાગડા કાગારોળ કરવા લાગ્યા અને પીળી આંખોવાળા બિલાડા, માર્ગ ઉપર ડરામણા સ્વરે રોવા લાગ્યા. આવા અશુભ શુકન જોવા છતાં પણ, દર્પવાળા તે રાક્ષસો, યુદ્ધે જતા અટકયા નહિ. મૃત્યુના પાશથી બંધાયલા તેઓ પાછા ફર્યા નહિ.

રાક્ષસસેનાને મોખરે–પ્રજવલિત અગ્નિની માફક માલિ, સુમાલિ અને માલ્યવાન્ ચાલતા હતા, બ્રહ્મા જેમ દેવોના આશ્રયભૂત છે, તેમ પર્વતના જેવો માલ્યવાન્ તે સેનાનો આશ્રયભૂત હતો. તે સૈન્ય ચડી આવેલા મહામેઘની માફક ગર્જના કરતું હતું. વિ-જયની ઇચ્છાવાળો માલિ તેમનો નાયક હતો. રાક્ષસ-સૈન્ય, જ્યારે દેવલોકમાં જઈ પહોંચ્યું, ત્યારે દેવ-દૂતોથી નારાયણે દૈત્યોનો યુદ્ધ કરવાનો વિચાર જાણીને, આયુધ તથા બાણો લઈ ગરુડ ઉપર સ્વારી કરી.[૫૬–૬૩] તેમણે હજાર સૂર્ય જેવું તેજસ્વી કવચ ધારણ કર્યું અને બાણપૂર્ણ બે ભાથાં લીધાં.[૬૪] વળી કમળનેત્ર વિષ્ણુએ, નિર્મળ ખડ્ગ, શ્રોણિસૂત્ર–કમ્મર-બંધ, શંખ, ચક્ર, ગદા અને શાર્ઙ્ગ ધનુષ ઇત્યાદિ આયુધ ધારણ કર્યાં.[૬૫] આ પ્રમાણે સજ્જ થઈ, પર્વત સમાન ગરુડપર બેસીને, રાક્ષસોનો નાશ કરવા માટે ભગવાન્ યુદ્ધમાં જવાને નિકળ્યા, ત્યારે તે જેમ સુવ-ર્ણગિરિના શૃંગપર વિદ્યુતયુક્ત મેઘ શોભતો હોય તેમ શોભતા હતા.[૬૬–૬૭] સિદ્ધ, દેવ, ઋષિ, નાગ, ગંધર્વ અને યક્ષ તેમની સ્તુતિ કરતા હતા. પછી શંખ, ચક્ર, ગદા અને શાર્ઙ્ગ ધારણ કરેલા તથા અસુરસેનાના શત્રુ નારાયણ, દૈત્યોની સેના આગળ આવી પહોંચ્યા.[૬૮] જ્યારે ભગવાન્ ત્યાં આવ્યા ત્યારે–ગરુડની પાંખના પવનથી ક્ષુભિત થયેલું બળ, ધ્રુજતી ધ્વજાઓ, વેરાતાં શસ્ત્ર અને ચલિત થતા સૈનિકોથી રાક્ષસોનું સૈન્ય, કાળા પર્વતના શિખરપરથી જેમ શિલાઓ ગબડી પડી હોય, તેમ સંક્ષુભિત દેખાવા લાગ્યું.[૬૯] હજારો નિશાચરો, માધવ ભગવાનની આસપાસ વિંટાઈ વળીને, મેદ તથા રુધિરથી ખરડાયલાં અને પ્રલયકા-ળના અગ્નિ જેવાં તીક્ષ્ણ અસ્ત્રશસ્ત્રથી, તેમને પ્રહાર કરવા મંડી પડ્યા.[૭૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામા-યણવિષે ઉત્તરકાણ્ડમાં છઠ્ઠો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૭ મો
## માલિ પડ્યો

મેઘ જેમ વૃષ્ટિએ કરીને પર્વતને પીડા કરે છે, તેમ રાક્ષસોરૂપી ગર્જના કરતા મેઘે, નારાયણરૂપી પર્વ-તને અસ્ત્રના મારાથી પીડિત કરવા માંડ્યા.[૧] તે વેળાએ શ્યામ અને નિર્મળ શરીરવાળા વિષ્ણુ, શ્યામ રંગી રાક્ષસોથી વિંટાયલા હતા, તે જાણે મેઘોથી વિંટાયલો અંજનગિરિ હોય તેવા દેખાતા હતા.[૨] જળવાળા કયા-રામાં જેમ શલભ (તીડ), દીવામાં જેમ મશક (પતં-ગિયાં), મધુપૂર્ણ ઘટમાં જેમ વનમક્ષિકા, સમુદ્રમાં જેમ મત્સ્ય અને કલ્પાન્તમાં જેમ લોક નારાયણમાં પડે છે, તેમ રાક્ષસગણના ધનુષમાંથી છૂટતાં વજ્ર જેવાં બાણ, વાયુ અને મનના જેવા વેગથી, નારાયણના શરીરમાં પેસી જતાં હતાં.[૩–૪] તેઓ અંતરિક્ષમાં રહીને યુદ્ધ કરતા હતા. રથી રથી સાથે, ગજવાળા ગજવાળા સાથે, સ્વાર સ્વાર સાથે અને પદાતિ પદાતિની સાથે, એમ સૌ આકાશમાં રહી યુદ્ધ કરતા હતા.[૫] પ્રાણાયામ જેમ બ્રાહ્મણને ઉચ્છ્‌વાસ રહિત કરે છે, તેમ પર્વત જેવા મહાકાય રાક્ષસોએ, બાણ, શક્તિ, ઋષ્ટિ અને તોમર વગેરે અસ્ત્રોથી ભગવાનને ઉચ્છ્‌વાસરહિત કર્યા.[૬]

રાક્ષસોને આ પ્રમાણે યુદ્ધ કરતા જોઈને, મત્સ્યથી પીડિત થયેલા સમુદ્રની માફક શોભતા ભગવાન્ વિષ્ણુ, રાક્ષસો જેમ તાડન કરતા હતા, તેમ વિશેષ કોપાય-માન થતા હતા. તેમણે પોતાનું શાર્ઙ્ગ ધનુષ હાથમાં લીધું અને રાક્ષસોપર બાણ મૂકવા માંડ્યાં અને કર્ણ-પર્યંત ધનુષ ખેંચીને મૂકેલાં વજ્ર જેવાં અને મન તથા પવનને વેગે જતાં તે બાણોના સમૂહથી, હજારો રાક્ષસો મરણશરણ થઈ ગયા અને પવનથી જેમ વાદળાં વેરાઈ જાય છે, તેમ વિષ્ણુનાં બાણોથી રાક્ષસોનું દળ વેરાઈ ગયું. ભગવાન્ વિષ્ણુએ જળમાં ઉત્પન્ન થયેલો, ભયપ્રદ શબ્દવાળો અને શંખોમાં ઉત્તમ એવો પોતાનો પાંચજન્ય શંખ, પૂર્ણ શ્વાસથી વગાડ્યો. એટલે તના તુમુલ ઘોષથી, ત્રણે લોક વ્યથિત થઈ ગયા.[૭–૧૦] અરણ્યમાં જેમ મૃગરાજની ગર્જનાથી મદમત્ત

હાથીઓ ત્રાસ પામી જાય છે, તેમ આ શંખના સ્વરથી રાક્ષસોમાં ત્રાસ વર્તાઈ રહ્યો;[૧૧] એટલું જ નહિ, પણ તે શંખના તુમુલ નાદથી, બળરહિત થઈ ગયેલા અશ્વો, શૂન્ય થઈ ઉભા રહ્યા, હાથીઓ મદરહિત થઈ ગયા અને વીરપુરુષો રથ ઉપરથી નીચે ઢળી પડ્યા.[૧૨] ભગવાન્ વિષ્ણુના શાર્ઙ્ગ ધનુષમાંથી છૂટેલાં, વજ્રના જેવાં મુખવાળાં તથા સુંદર પુંખવાળાં સડસડાટ છૂટતાં શરો રાક્ષસોનાં મર્મસ્થાનો ભેદી ભેદીને પૃથિવીમાં પેસી જતાં હતાં;[૧૩] અને વજ્રથી હણાયલા પર્વતની પેઠે, વિષ્ણુના હાથથી છૂટતાં બાણોથી હણાતા રાક્ષસો લોથપોથ થઈને ટપોટપ પૃથિવી ઉપર પડતા હતા.[૧૪] પર્વતમાંથી જેમ રાતા રંગની માટીની (ગેરુની) ધારાઓ પડતી હોય, તેમ રાક્ષસોના શરીરમાંથી, વિષ્ણુના ચક્રના પ્રહારે પડેલા ઘામાંથી રુધિરની ધારાઓ વહેતી હતી.[૧૫] શંખરાજ પંચજન્યનો નાદ, શાર્ઙ્ગ ધનુષનો ટંકાર અને રાક્ષસોનો કોલાહલ એ બધાં, વિષ્ણુની ગર્જનાના હુંકારથી, મંદ પડી જતા હતા.[૧૬] વિષ્ણુએ વેગથી મૂકેલાં બાણોથી, રાક્ષસોનાં કંપાયમાન મસ્તક, શર, ધ્વજા, ધનુષ, રથ, પતાકા અને બાણનાં ભાથાં વગેરે કપાઈ જતાં હતાં.[૧૭] સૂર્યમાંથી કિરણ, સમુદ્રમાંથી ભયંકર જળૌઘ, પર્વતમાંથી સર્પ અને મેઘમાંથી ધારાઓ નિકળે છે, તેમ નારાયણના ધનુષમાંથી સુસવાટ કરતાં મહાતીવ્ર અનેક બાણો છૂટતાં હતાં.[૧૮–૧૯] જેમ શરભને જોઈ સિંહ, સિંહને જોઇને ગજ, ગજને જોઇને વાઘ, વાઘને જોઇને ચિત્તો, ચિત્તાને જોઇને શ્વાન, શ્વાનને જોઈ બિડાલ, બિડાલને જોઈ સર્પ અને સર્પને જોઈ મૂષક નાસી જાય છે, તેમ વિષ્ણુને જોઇને, તે રાક્ષસો નાસી ગયા. તેમાં પણ કેટલાક તો ભયના માર્યા ધરણી ઉપર જ પડી ગયા અને કેટલાક નાસતા રાક્ષસો કચરાઈ મુવા.[૨૦–૨૨] આમ સહસ્ર રાક્ષસોને મારીને, ઇન્દ્ર જેમ મેઘનાદને પૂરે છે, તેમ વિષ્ણુએ પંચજન્યને પૂર્યો–અર્થાત્ વગાડ્યો,[૨૩] એટલે નારાયણની શરવૃષ્ટિથી ત્રાસ પામેલું અને શંખનાદથી બધિર થઈ ગયેલું તે સૈન્ય, લંકા તરફ મુખ કરીને નાસી ગયું.[૨૪]

જ્યારે નારાયણના બાણથી હણાયલું પોતાનું સૈન્ય નાસવા લાગ્યું, ત્યારે સુમાલિ રાક્ષસે ધનુષ ચઢાવી તેઓને વાર્યા;[૨૫] અને ધુમસ જેમ સૂર્યને ઢાંકી નાંખે છે, તેમ તેણે શરાસારથી વિષ્ણુને આચ્છાદિત કરી નાંખ્યા. આમ થવાથી રાક્ષસસૈન્યને પણ ઉત્તેજન મળ્યું. તેઓ પુનઃ ધૈર્ય ધરીને સમરાંગણમાં ઉભા રહ્યા.[૨૬] પછી પોતાના વીર્યથી ગર્વિત થયેલા તે રાક્ષસે ક્રોધ કરીને હુંકાર શબ્દ કર્યો ને રાક્ષસોમાં જીવ આણતો હોય તેમ સમરસન્મુખ થયો.[૨૭] કંઠાભરણને ઊંચે ચઢાવી હાથી જેમ શુંઢાદંડ ફેરવે છે, તેમ સુમાલિએ પોતાના બાહુ ફેરવવા માંડ્યા–ખડ્ગ ફેરવતો અને ગર્જના કરતો સુમાલિ આ વખતે વિદ્યુત્યુક્ત મેઘ હોય તેવો દેખાતો હતો,[૨૮] પણ એટલામાં તો ભગવાન્ વિષ્ણુએ, સુમાલિના સારથિનું કુંડલાલંકૃત મસ્તક છેદી નાંખ્યું.[૨૯] સારથિ પડ્યો, એટલે તેના રથના ઘોડા હાથમાં રહ્યા નહિ અને જેમ ઇન્દ્રિયોરૂપી અશ્વ, અનવસ્થિત થઈ જતાં ધીરજ રહિત પુરુષ ભ્રમ પામે છે, તેમ રથારૂઢ રાક્ષસેશ્વર સુમાલિ પણ અશ્વ અનવસ્થિત થઈ જતાં ચકર ભમર ભમવા લાગ્યો.[૩૦]

સુમાલિના રથને અશ્વ આમ તેમ ખેંચી જતા હતા. તે જોઇને તેનો ભાઈ માલિ રાક્ષસ, હાથમાં ધનુષ લઈ, મહાબાહુ વિષ્ણુને હણવાની ઇચ્છાથી, સમરાંગણમાં ધસી આવ્યો.[૩૧] તેણે ખૂબ જોરથી વિષ્ણુપર બાણ મૂકવા માંડ્યાં. પક્ષીઓ જેમ ક્રૌંચરંધ્રમાં પેસે, તેમ સ્વર્ણાલંકૃત વેગવાન્ બાણો, વિષ્ણુના શરીરમાં પેસતાં હતાં;[૩૨] પરંતુ જિતેન્દ્રિય પુરુષ જેમ આધિઓથી ક્ષોભ પામતો નથી, તેમ વિષ્ણુ તેના બાણથી ક્ષોભ પામ્યા નહિ.[૩૩] પછી સર્વત્ર વ્યાપી રહેલ વિષ્ણુએ, ધનુષનો ટંકાર કરીને માલિ ઉપર હજારો બાણ મૂક્યાં;[૩૪] અને વજ્ર જેવાં દૃઢ અને વિદ્યુત્ જેવાં પ્રકાશિત તે બાણો, માલિના દેહમાં પ્રવેશ કરીને, નાગ જેમ અમૃત પાન કરે છે, તેમ માલિનું રુધિર પીવા મંડી પડ્યાં![૩૫] પછી શંખ, ચક્ર અને ગદાધારી વિષ્ણુએ, માલિને રણમાંથી નસાડી મૂકી તેના મુકુટ, ધ્વજા, ધનુષ અને ઘોડા પૃથિવીપર પાડ્યા.[૩૬] જ્યારે માલિ રથ રહિત થયો ત્યારે તે, ઘણો જ ક્રોધે ભરાયો અને પર્વતના શિખરપરથી સિંહ કૂદે, તેમ તે હાથમાં ગદા લઈ, વિષ્ણુના ઉપર કૂદ્યો;[૩૭] અને *યમ જેમ શિવને પ્રહાર કરતો હોય, ઇન્દ્ર જેમ પર્વતની પાંખો કાપતો હોય, તેમ તેણે પક્ષીરાજ ગરુડના લલાટમાં એક સચોટ ઘા કર્યો. એ પ્રહાર થતાં જ વેદનાથી આતુર થયેલો ગરુડ વિષ્ણુને લઇને રણમાંથી ઉડ્યો.[૩૮–૩૯]

* શ્વેતારણ્યમાં માર્કંડેય મુનિનાં રક્ષણ માટે શિવને યમની સાથે યુદ્ધ થયું હતું અને તેમાં યમે શિવના ઉપર પ્રહાર કર્યો હતો; આમ પુરાણમાં પ્રસિદ્ધ વાત છે.

'આ રીતે માલિના પ્રહારથી ગરુડ વિષ્ણુને લઇને ઉડ્યો, તેથી રાક્ષસો આનંદમાં આવી ગયા અને તેમણે મોટો હર્ષનો પોકાર કર્યો.[૪૦] તેમનો હર્ષપોકાર સંભળાતાં વિષ્ણુએ પાછું વાળીને જોયું અને ગરુડની ગતિ ઉલટી બાજુએ જોઈ, એટલે માલિને મારવા માટે પોતાનું સુદર્શન ચક્ર મૂક્યું. આ ચક્ર સૂર્ય મંડળ જેવું પ્રકાશિત હતું. તેણે આકાશને પ્રકાશિત કર્યું. પછી વિષ્ણુએ મૂકેલાં તે કાળચક્રથી, માલિ રાક્ષસનું મસ્તક કપાઇને પૃથિવીપર પડ્યું. તે રાક્ષસેશ્વર માલિનું રુધિરવાળું મસ્તક, પૂર્વે જેમ રાહુનું મસ્તક પડ્યું હતું તેમ જ, ભૂમિ ઉપર પડ્યું.[૪૧-૪૩] ત્યારે હર્ષાન્વિત થયેલા દેવોએ, 'ઠીક થયું દેવ! આ બહુ ઉત્તમ થયું,' એમ કહીને મોટો હર્ષનાદ કર્યો અને તેને મરાયલો જોઇને, સુમાલિ અને માલ્યવાન્ ભયભીત થઇને પોતાના સૈન્ય સાથે લંકામાં નાઠા;[૪૪-૪૫] અને ગરુડ પણ પ્રહારની વેદના ઓછી થવાથી પૂર્વનીપેરે પાંખોના પવનથી, નાસતા રાક્ષસદલને દમન કરવા લાગ્યો.[૪૬]

તે સમયે કેટલાક રાક્ષસોનાં મુખકમળ ચક્રથી કપાઈ ગયાં; કેટલાકની છાતી ગદાથી ચૂર્ણ થઈ ગઈ; કેટલાકનાં ગળાં હળથી કચરાઈ ગયાં અને કેટલાકનાં મસ્તક મુશળથી ભાંગી ગયાં.[૪૭] કોઈ તો તરવારથી કપાયલા અને કંઇક તો બાણથી વિંધાયલા રણમાં જ પડ્યા; અને કેટલાક અંતરિક્ષ મરણ પામ્યા, તે તો સમુદ્રમાં જઈ પડ્યા ને જેમ વિદ્યુત્યુક્ત મેઘ હણાય, તેમ વિષ્ણુના બાણથી છૂટા કેશવાળા રાક્ષસો હણાયા જ જતા હતા. રાક્ષસોની સેનાનાં છત્ર છેદાઈ ગયાં હતાં, શસ્ત્ર પડી ગયાં હતાં, મુખ વિકરાળ થઈ ગયાં હતાં, આંતરડાં બહાર આવ્યાં હતાં, મૃત્યુના ભયથી નેત્ર ચકળવકળ થઈ ગયાં હતાં, અને આમ થવાથી, રાક્ષસની સેના પોતાના તથા પરનાં મનુષ્યોને ઓળખી શકતી ન હતી.[૪૮-૫૦] જેમ સિંહે હણેલા હસ્તીઓ નાસતા હોય, તેમ નારાયણે હણેલા તે રાક્ષસો, લંકાભણી મહાકોલાહલ કરતા નાસતા હતા;[૫૧] અને જેમ પ્રલયકાળનો મેઘ, વાયુથી વીખરાઈ જતાં ચારે દિશામાં ઉડતાં જણાય છે, તેમ વિષ્ણુના બાણસમૂહથી હણાતો તે રાક્ષસરૂપ મેઘ, પોતાનાં બાણ છોડી દઈ ચારે દિશામાં નાસતો હતો.[૫૨] વળી ચક્રથી કપાઈ ગયેલાં મસ્તકવાળા ને ગદાથી ચૂર્ણ થઈ ગયલાં ગાત્રવાળા તથા ખડ્ગથી છેદાઈ ગયેલાં શરીરવાળા તે રાક્ષસો, પર્વતની માફક પૃથિવી ઉપર ટપોટપ પડતા હતા.[૫૩] વિષ્ણુએ પૃથિવીપર પાડેલા અને નીલ મેઘ જેવા તથા જેમનાં અંગ ઉપરના મણિના હાર તથા કુંડળ ઝુકી રહ્યાં છે એવા તે રાક્ષસોથી પરિપૂર્ણ થયેલી પૃથિવી, શ્યામ પર્વતના પડવાથી પરિપૂર્ણ થઈ ગઈ હોય એવી દેખાતી હતી.[૫૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સાતમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૮ મો

### સુમાલિ અને માલ્યવાન્ નાઠા

પણ જ્યારે ભગવાન્ વિષ્ણુએ પાછળ પડીને રાક્ષસોના સૈન્યને મારવા માંડ્યું, ત્યારે સમુદ્ર જેમ કિનારે જઈ પાછો વળે, તેમ માલ્યવાન્ રણભૂમિ ઉપર પાછો આવ્યો.[૧] તે ક્રોધથી રાતાં નેત્ર કરી તથા માથું ધૂણાવીને, જેમની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું હતું એવા વિષ્ણુને કહેવા લાગ્યો કે-[૨] "હે નારાયણ! તમે ક્ષત્રિયની યુદ્ધનીતિને જાણતા નથી, તેથી જ નાસતાં રાક્ષસસૈન્યને પ્રાકૃત પુરુષની પેઠે હણો છો.[૩] હે વિષ્ણો! જે રણમાંથી વિમુખ થયેલાને મારે છે, તે મૃત્યુ પછી પુણ્યશાળીને યોગ્ય એવાં સ્વર્ગને પામતો નથી.[૪] એમ છતાં પણ જો તમને યુદ્ધની જ ઈચ્છા હોય તો હે શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર! તમારી સામે ઉભો રહેલો હું તમને યુદ્ધ આપવાને માટે તત્પર જ છું, તો મને તમારું બળ હોય તે દેખાડો."[૫] પર્વત જેવા તે માલ્યવાનને પોતાની સામે ઉભેલો જોઇને, ઇંદ્રના નાનાભાઈ ભગવાન્ વિષ્ણુએ તેને કહ્યું કે-[૬] "હે રાક્ષસેશ્વર! તારા ભયથી ભયભીત થઈ ગયલા દેવોને મેં અભયવચન આપ્યું છે અને તમને મારવાનું પણ લીધું છે, તે જ હું તો હાલ પાળું છું.[૭] મારા પ્રાણને સાટે પણ દેવોનું હિત કરવું, એવો મારો નિશ્ચય છે, તેથી જો તમે રસાતળમાં જશો, તો ત્યાં પણ હું તમારો સંહાર કર્યા વગર છોડીશ નહિ."[૮]

આ પ્રમાણે બોલતા અને ક્રોધથી જેનાં કમળ સમાન નેત્ર રાતાં થયાં છે એવા વિષ્ણુને, તે રાક્ષસે છાતીમાં શક્તિનો પ્રહાર કર્યો.[૯] માલ્યવાનના હાથમાંથી છૂટી થયેલી તે શક્તિનો શબ્દ ઘુઘરીઓના જેવો થતો હતો ને મેઘમાં જેમ વિદ્યુત્ શોભે, તેમ તે વિષ્ણુની છાતી ઉપર આવતાં શોભતી હતી.[૧૦] ભગવાન્ વિષ્ણુએ, તે શક્તિને છાતી ઉપર આવતાં પકડી લીધી. કમળનેત્ર અને કાર્તિકેય જેને પ્રિય છે એવા વિષ્ણુએ તે જ શક્તિને પાછી માલ્યવાનના ઉપર

મૂકી.[11] વિષ્ણુના હાથમાંથી છૂટેલી તે શક્તિ, કાર્તિકેયની પાસેથી છૂટી હોય તેમ, સુસવાટ કરતી, અંજનગિરિ જેવા શ્યામ માલ્યવાનપ્રતિ ધસી અને જેમ વજ્ર પર્વતપર પડે છે, તેમ હારના ભારથી નમી જતી માલ્યવાનની છાતીમાં જઇને સચોટ વાગી.[12–13] શક્તિના પ્રહારથી તેનું કવચ ભેદાઈ ગયું અને તેને મૂર્ચ્છા આવી; પરંતુ મૂર્ચ્છામાંથી જાગ્રત થતાં જ, સુદૃઢ અને સાવધ થઇને તે વિષ્ણુની સામે જઇને પર્વતની પેઠે અડગ ઉભો રહ્યો.[14]

પછી માલ્યવાને ઘણા કાંટાવાળું અને મજબૂત, લોખંડનું શૂલ હાથમાં લીધું ને તે વિષ્ણુની તરફ ધસ્યો અને જોરથી તેમની છાતીમાં તેનો પ્રહાર કર્યો;[15] પણ મુષ્ટિપ્રહાર કરીને, તરત જ તે એક ધનુષવાર પાછો હઠી ગયો.[16] આ વેળાએ અંતરિક્ષમાં 'બહુ સારું થયું, બહુ સારું થયું' એવો અવાજ થયો. વિષ્ણુને પ્રહાર કર્યા પછી, તેણે વળી ગરુડને પણ પ્રહાર કર્યો.[17] હાર થવાથી ક્રોધ પામેલા ગરુડે, જેમ વાયુ સૂકાં પાંદડાંના ઢગલાને ઉરાડી મૂકે છે, તેમ પોતાની પાંખોના પવનથી રાક્ષસ માલ્યવાનને ઉરાડી મૂક્યો.[18] ગરુડે, પોતાના ભાઈ માલ્યવાનને ઉરાડી મૂકેલો જોતાં જ, સુમાલિ સેનાને લઇને લંકા ભણી નાઠો અને ગરુડની પાંખના વેગથી ઉડી ગયેલો માલ્યવાન્ પણ, શરમિંદો થઈ સેના સહિત લંકામાં પેસી ગયો.[19–20] હે રામ! એ પ્રમાણે વિષ્ણુએ રાક્ષસોને સંગ્રામમાં પીડિત કર્યા અને તેમના મોટા નાયકોને મારી નાંખ્યા.[21] તે જોઈ, ભયના માર્યા તે રાક્ષસો, લંકા છોડી, સપરિવાર પાતાળમાં પેસી ગયા.[22]

હે રઘુવર રામ! પાતાળમાં જઈ સર્વ રાક્ષસો સુમાલિનો આશ્રય લઇને સાલકટંકટા (વિદ્યુત્કેશની સ્ત્રી અને માલ્યવાનની દાદી) ને ત્યાં રહ્યા.[23] હે રામ! તમે જે રાક્ષસોને હણ્યા છે, તે પૌલસ્ત્ય એવે નામે પ્રખ્યાત હતા. માલિ, સુમાલિ અને માલ્યવાન્ તથા તેની પહેલાં થઈ ગયેલા બીજા રાક્ષસો, રાવણથી બહુ બળવાન્ હતા.[24] એ દેવને પીડા કરનાર રાક્ષસોને શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર નારાયણ વગર બીજો કોઈ હણી શકતો નથી.[25] હે રામ! તમે પણ ચાર હાથવાળા, સનાતન અને અજન્મા પ્રભુ અને અવિનાશી નારાયણ જ છો; તથા રાક્ષસોને હણવાને માટે માયાવડે દેહ ધારણ કર્યો છે.[26] જ્યારે ધર્મની વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ જાય છે, ત્યારે આપ તેને પુનરપિ મંડન કરો છો. તમે જ ધર્મને વિસ્તારો છો, શરણ આવેલાને પાળો છો અને દુષ્ટનો નાશ કરવાને માટે જ વારંવાર અવતાર ધારણ કરો છો.[27] હે નરાધિપ! આ પ્રમાણે મેં તમને રાક્ષસોની ઉત્પત્તિ યથાવિધિ કહી સંભળાવી અને હવે, હે રામ! પરિવાર સહિત રાવણની ઉત્પત્તિ અને પ્રભાવ કહું છું તે સાંભળો:[28] વિષ્ણુના ભયથી ત્રાસ પામેલો સુમાલિ–મહા બળવાન્ રાક્ષસ છતાં, પુત્ર પૌત્રાદિકની સાથે રસાતળમાં જઇને રહ્યો અને ત્યાર પછી ધનેશ્વર આવીને લંકાનગરીમાં વસ્યા.[29]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં આઠમો સર્ગ સંપૂર્ણ**

# રાવણચરિત્ર

## સર્ગ ૯ મો

## વિશ્રવા ને કૈકસી

કેટલોક સમય ગયા પછી સુમાલિ રાક્ષસ રસાતળમાંથી નિકળીને મૃત્યુલોકમાં ચોમેર ફરવા લાગ્યો.[1] કાળામેઘ જેવા શ્યામ અને તાવેલાં સુવર્ણનાં કુંડળવાળા તે રાજાની સાથે, કમળને તજીને બહાર આવેલી લક્ષ્મી હોય તેવી, તેની એક કુંવારી કન્યા હતી.[2] એક સમયે તે રાક્ષસ માર્ગમાં ફરતો હતો, તેવામાં પુષ્પકમાં બેસીને પિતાને મળવાને માટે જતા ધનેશ્વર–કુબેરને તેણે જોયો. અગ્નિ જેવા તેજસ્વી અને દેવસમાન રૂપાળા ધનેશ્વરને જોયા પછી, વિસ્મિત થયેલો સુમાલિ પાછો રસાતળમાં ગયો. ત્યાં જઈ તે એનો એ જ વિચાર કરતો હતો કે,[3–5] કેમ કરવાથી આપણી પાછી ચડતી થાય? મેઘસમાન શ્યામવર્ણવાળો અને સુંદર સુવર્ણ કુંડળ ધારણ કરનારો સુમાલિ, આ ને આ જ વિચારની નિત્ય ઘડભાંજ કરતો હતો.[6]

એક વખત તેણે પોતાની કૈકસી નામની પુત્રીને પાસે બોલાવીને કહ્યું કે,[7] "હે વત્સે! હવે તું વર યોગ્ય થઈ છે, અને આ તારું યૌવન જાય છે. માગું કરવા છતાં, કદાપિ તું ના કહે, એવા ભયથી કોઈ પણ રાક્ષસ તારું માગું કરતો નથી અને અમે પણ, જેને તારી સાથે પરણાવીએ, તેને તું માન્ય રાખે કે નહિ? એવા ભયથી તને પરણાવી શકતા નથી. જો કે તને ઉત્તમ વર સાથે પરણાવવાનો વિચાર તો અમે કરીએ છીએ, તોપણ તારો વિવાહ ક્યાં કરવો? તે સૂઝતું નથી. હે વત્સે! જો કે તું સાક્ષાત્ સર્વગુણયુક્ત લક્ષ્મી જેવી

છે, તથાપિ કન્યાના પિતા થવું, એ માની પુરુષને દુઃખકર છે; કારણ કે તે કન્યા કોને વરશે? તે જાણી શકાતું નથી.[૯-૧૦] વળી કન્યા પરણાવ્યા પછી પણ દુઃખ જ છે, કારણ કે, કન્યા પોતાની માતાનું કુળ, પિતાનું કુળ તથા જે કુળમાં પરણી હોય, તે ત્રણે કુળને સંશયમાં નાંખીને જ જીવિત ગાળે છે.[૧૧] આ પ્રમાણે ત્રણે કુળની પ્રતિષ્ઠા કન્યાના વર્તન ઉપર આધાર રાખે છે; માટે હે વત્સે! હું કહું છું કે, તું પ્રજાપતિના કુળમાં ઉત્પન્ન થયેલા ભગવાન્ પુલસ્ત્યના પુત્ર મુનીશ્વર વિશ્રવાને સ્વેચ્છાથી વરે તો ઠીક.[૧૨] હે વત્સે! એ મહાત્માને પરણવાથી તને તેમના જેવા જ પુત્રો ઉત્પન્ન થશે. તેનાથી તને જે પુત્ર ઉત્પન્ન થશે, તે સૂર્ય જેવા તેજસ્વી અને આ ધનેશ્વર જેવા પ્રતાપી થશે."[૧૩] પછી પિતાથી પ્રેરાયલી તે કન્યા, પિતાના જ ગૌરવથી જ્યાં વિશ્રવાનો આશ્રમ હતો, ત્યાં જઈને ઉભી રહી.[૧૪]

હે રામ! એ (પ્રદોષ) સમયમાં પુલસ્ત્યનો પુત્ર, ચોથો અગ્નિ હોય તેવો વિશ્રવા, અગ્નિહોત્ર કરતો હતો.[૧૫] તે, દારુણ પ્રદોષ સમયનો કંઈ પણ વિચાર કર્યા વગર, પેલી કન્યા મોટાઈ ધરતી, પિતાની મોટાઈનો ગર્વ કરતી, કામથી ઝરતી, મને ન ડરતી, હાવભાવ ભરી, પ્રેમ કરી મનમોદ ધરી, પ્રેમ પૂતળી જેવી, તે મુનિ પાસે જઈ અવનતમુખે, પગના અંગુઠાથી જમીન ખોતરતી, લજ્જાયુક્ત થઈ ઉભી રહી. પૂર્ણચંદ્રાનના, સુશ્રોણી અને સ્વતેજથી તેજસ્વી તે બાળાને જોઇને, પરમ ઉદાર મુનિએ તેને કહ્યું કે,—"હે ભદ્રે! તું કોની કન્યા છે? અને આ સ્થળમાં કેમ આવી છે? હે શોભને! તું અહિંયા શા કાર્યથી અને શા હેતુથી આવી છે? તે યથાર્થ કહે."[૧૬-૧૮] પછી હાથ જોડીને તે બોલી કે, "હે મુનિ! તમે તમારા તપપ્રભાવથી મારા મનની વાત જાણવાને શક્તિમાન્ છો, તથાપિ પૂછો છો તો, હે બ્રહ્મર્ષિ! સાંભળો. હું મારા પિતાની આજ્ઞાથી આવી છું ને મારું નામ કૈકસી છે. આટલું જ માત્ર હું તમને કહું છું, બાકીનું આપ આપની મેળેજ સમજી લ્યો."[૧૯-૨૦] મુનિએ ધ્યાન ધરીને જોયું, એટલે તેનો ભાવ જાણ્યો. પછી તે બોલ્યા કે,—"હે ભદ્રે! તારા મનનો વિચાર મેં જાણ્યો છે.[૨૧] હે મત્તમાતંગ ગામિનિ! મારાથી તને પુત્ર થાય, એવી તને અભિલાષા છે; પણ આ પ્રદોષકાળે તું મારી પાસે આવી છે, તેથી તને કેવા પુત્રો ઉત્પન્ન થશે? તે કહું તે તું સાંભળ—'તને જે પુત્રો થશે, તે દારુણ આકારવાળા અને દારુણ અભિજનની પ્રીતિવાળા તથા ક્રૂર કર્મ કરનારા રાક્ષસો થશે.' હે સુશ્રોણિ! તું એવા પુત્રોને જન્મ આપીશ (કે જે જગતમાં ત્રાસ વર્તાવશે)."

મુનિનાં તે વચન સાંભળી કૈકસી તેમને પગે પડી અને પછી બોલી કે,[૨૨-૨૪] "હે ભગવન્! તમારા જેવા બ્રહ્મવાદીથી હું એવા અપાર દુરાચારી અને ક્રૂર કર્મ કરનારા પુત્રોની ઇચ્છા કરતી નથી, માટે આપ મારા ઉપર કંઈક કૃપા કરો."[૨૫] કન્યાનાં વચન સાંભળીને, મુનિઓમાં શ્રેષ્ઠ વિશ્રવાએ, પૂર્ણિમાનો ચંદ્ર રોહિણીને કહે, તેમ કૈકસીને કહ્યું કે,[૨૬] "હે સુન્દરાનને! જા, તને જે છેલ્લો પુત્ર થશે, તે ઘણો ધર્માત્મા અને મારા વંશને ઘટિત વર્તનવાળો થશે, એમાં સંશય રાખીશ નહિ."[૨૭]

"હે રામ! એ પ્રમાણે વિશ્રવાએ કહ્યા પછી, કેટલેક કાળે તે કન્યાએ એક અત્યંત દારુણ અને ભયંકર રાક્ષસને જન્મ આપ્યો.[૨૮] તે બાળકને દશ માથાં હતાં. વળી તેને મોટા દાંત અને રાતા હોઠ, વીશ હાથ, મોટું મુખ, પ્રજ્જ્વલિત કેસ અને તે વર્ણે કાળો મેશ હતો.[૨૯] એ બાળકનો જન્મ થયો તે વેળાએ, મુખમાંથી જ્વાળા કહાડતાં શિયાળવાં રુદન કરવા લાગ્યાં, ગીધાદિ પક્ષીઓ આકાશમાં અવળી ગતિએ ફરવા લાગ્યાં,[૩૦] મેઘ, કઠોર ગર્જના કરતો રુધિરની વૃષ્ટિ કરવા લાગ્યો, સૂર્યનો પ્રકાશ ઝાંખો પડવા લાગ્યો, ઉલ્કાપાત થવા લાગ્યો, પૃથિવી કંપવા લાગી, પ્રચંડ વાયુ વ્હાવા લાગ્યો અને અક્ષોભ્ય એવો નદીઓનો પતિ સમુદ્ર પણ ક્ષોભ પામવા લાગ્યો![૩૧-૩૨] બ્રહ્મદેવ જેવા તેના પિતા વિશ્રવાએ તે બાળકનાં દશ માથાંને લીધે તેનું 'દશગ્રીવ' એવું નામ પાડ્યું.[૩૩] તેની પછી મહા બળવાન્ કુંભકર્ણનો જન્મ થયો. તેના શરીરને ઉપમા આપવા જેવી કોઈ વસ્તુ આલોકમાં નથી, એવું મોટું તેનું શરીર હતું.[૩૪] તેના પછી વિકૃત મુખવાળી શૂર્પણખાનો જન્મ થયો; અને છેલ્લે સૌથી નાના અને ધર્માત્મા વિભીષણનો જન્મ થયો.[૩૫] મહા સત્વશાલી વિભીષણ જન્મ્યો, ત્યારે અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને દેવનાં દુંદુભિ ગડગડ્યાં તથા આકાશમાંથી 'સાધુ સાધુ' એમ હર્ષનાદ થયો.[૩૬]

પછી તે વનમાં જ દશગ્રીવ અને કુંભકર્ણ મોટા થયા. તેઓ તે પ્રદેશમાં સૌને ઉદ્વેગ કરતા હતા.[૩૭] અતિ ઉન્મત્ત કુંભકર્ણ તો પુષ્કળ ભોજન મળવા છતાં, અતૃપ્ત જ રહેતો હતો. તે ધર્મનું પાલન કરનાર મહર્ષિઓને

પણ ખાઈ જતો અને વનમાં તથા ત્રણ લોકમાં ભ્રમણ કરતો હતો.[૩૮] નિરંતર ધર્મમાં પ્રીતિવાળો વિભીષણ, ઇન્દ્રિયોને નિયમમાં રાખી સ્વાધ્યાયનું પઠન કરતો હતો.[૩૯]

કેટલેક કાળે એકવાર વૈશ્રવણ-ધનેશ્વર, પિતાનું દર્શન કરવાને માટે પુષ્પકમાં બેસીને ત્યાં આવ્યા.[૪૦] તેમને તેજથી પ્રકાશિત જોઈ, કૈકસી, દશગ્રીવ પાસે આવી અને તેને કહેવા લાગી કે,[૪૧] "હે પુત્ર! તારો ભાઈ આ વૈશ્રવણ કેવો પ્રભાવવાળો છે? તે તું જોતો નથી? તે કેવો છે અને તું કેવો છે, તેનો કેમ વિચાર કરતો નથી?[૪૨] હે વત્સ દશગ્રીવ! હે પરાક્રમવાળા! તું પણ કંઈ પ્રયત્ન કર કે જેથી તેના જેવો થાય."[૪૩] માતાનાં તે વચન સાંભળી, દશગ્રીવને ઇર્ષ્યા ઉત્પન્ન થઈ અને તેણે પ્રતિજ્ઞા કરી કે,[૪૪] "હુ મારા ભાઈ જેવો તો શું, પણ તેથી અધિક પરાક્રમવાળો થઇશ (ન થાઉં તો પથ્થર જાણજે). ઓ મા! તું તારા મનનો સંતાપ ત્યજ."[૪૫] ત્યાર પછી દશગ્રીવે પોતાના નાનાભાઈ કુંભકર્ણની સાથે દુષ્કર કર્મ કરવા માટે તપ કરવાની ઇચ્છા કરી;[૪૬] કેમ કે, તપ કરવાથી જ તેમનો મનોભિલાષ પૂર્ણ થાય તેમ હતું. આ પ્રમાણે ઠરાવ કરીને, સ્વાર્થની સિદ્ધિને માટે તે બંને ભાઇઓ, પુણ્યવાન્ ગોકર્ણતીર્થમાં ગયા.[૪૭] ત્યાં જઈ તે પરાક્રમી રાક્ષસોએ મહા ઉગ્ર તપ કરવા માંડ્યું; અને તપથી પિતામહને પ્રસન્ન કર્યા અને પ્રસન્ન થયેલા પિતામહે તેમને વિજયપ્રદ વરદાનો આપ્યાં.[૪૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં નવમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦ મો
## કૈકસીના પુત્રોની તપશ્ચર્યા

પછી ભગવાન્ અગસ્ત્ય મુનિને રામે પૂછ્યું કે- "હે બ્રહ્મન્! તે મહાબળવાન્ બંધુઓએ તે વનમાં કેવી રીતે તપ કરવા માંડ્યું? તે મને કહો."[૧] પ્રસન્ન થયેલા રામના પ્રશ્નથી ભગવાન્ અગસ્ત્યે તેને કહ્યું કે, "હે રાઘવ! પછી તે બંધુઓએ વનમાં બહુ પ્રકારનાં ધર્મ આચરવા માંડ્યા.[૨] કુંભકર્ણ પણ મનોનિગ્રહ રાખી, નિરંતર ધર્મમાર્ગે ચાલવા લાગ્યો. તે વર્ષાકાળમાં વીરાસન વાળી મેઘની વૃષ્ટિને સહન કરતો હતો, શિશિર ઋતુમાં શીતળ જળમાં શયન કરતો હતો અને ઉષ્ણ કાળમાં પંચાગ્નિ તાપતો હતો.[૩-૪] એમ ધર્મનું આચરણ કરતાં અને સત્ય માર્ગમાં રહેતાં તેઓને દશ હજાર વર્ષ વીતી ગયાં.[૫] ધર્મપરાયણ મહાત્મા વિભીષણ તો ધર્મને પંથે ચાલતો પાંચ હજાર વર્ષ સૂધી માત્ર એક પગે જ ઉભો રહ્યો;[૬] અને જ્યારે તેનો વ્રતનિયમ પૂર્ણ થયો ત્યારે અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, પુષ્પવૃષ્ટિ થવા લાગી અને દેવલોક સ્તુતિ કરવા લાગ્યા.[૭] બીજાં પાંચ હજાર વર્ષ સૂધી વિભીષણે, સૂર્ય જે દિશામાં જાય તે તરફ ફરતો ઊંચા હાથ અને ઊંધું મસ્તક રાખીને સ્વાધ્યાયનું પઠન કરતાં તપ કર્યું.[૮] આ પ્રમાણે તપ કરતાં વિભીષણનાં દશ હજાર વર્ષ, જેમ દેવનાં વર્ષ, નંદનવનમાં સુખમાં વીતે, તેમ સુખમાં વીતી ગયાં.[૯]

કૈકસીનો મોટો પુત્ર દશગ્રીવ, દશ હજાર વર્ષ સૂધી નિરાહાર રહ્યો. જ્યારે હજાર વર્ષ પૂરાં થતાં હતાં, ત્યારે તે અગ્નિમાં પોતાનું એક એક મસ્તક હોમતો હતો.[૧૦] એ રીતે નવ હજાર વર્ષમાં તેનાં નવ મસ્તક તો અગ્નિમાં હોમાઈ ચૂક્યાં હતાં.[૧૧] પછી દશ હજાર વર્ષ પૂરાં થતાં, દશગ્રીવ પોતાનું દશમું મસ્તક કાપીને અગ્નિમાં હોમવાની તૈયારી કરતો હતો, એટલામાં તો તેના તપઃપ્રભાવથી અત્યંત પ્રસન્ન થયેલા પિતામહે, દેવ સહિત તેને દર્શન આપ્યાં અને કહ્યું કે, "હે દશગ્રીવ! હું તારાપર પ્રસન્ન થયો છું અને તેથી હે ધર્મજ્ઞ! તારી જે ઇચ્છા હોય તે વરદાન મારી પાસે શીઘ્ર માગ. હું તારો મનોરથ પૂર્ણ કરીશ. કારણ કે, તારો પરિશ્રમ વૃથા જવા જેવો નથી."[૧૨-૧૪] પછી પ્રસન્ન થયેલા દશગ્રીવે, પિતામહને પ્રણામ કર્યા અને ગદ્ગદ વાણીએ કહ્યું કે,[૧૫] "હે ભગવન્! પ્રાણીને મૃત્યુના જેવો બીજો એકે ભય નથી; ને મૃત્યુના જેવો બીજો કોઈ શત્રુએ નથી, માટે હું અમરત્વને માગું છું."[૧૬] દશગ્રીવની આ માંગણી સાંભળી, બ્રહ્માએ કહ્યું કે, "તને સર્વ રીતે અમરપણું મળશે નહિ, માટે તું મારી પાસે કંઈ બીજું વરદાન માગ."[૧૭] હે રામ! લોકકર્ત્તા બ્રહ્માએ એમ કહ્યું ત્યારે, રાવણે હાથ જોડીને કહ્યું કે,[૧૮] "હે પ્રજાપતિ! હે શાશ્વત! પક્ષી, નાગ, યક્ષ, દૈત્ય, દાનવ, રાક્ષસ અને દેવ એમાંના કોઇને હાથે મારું મરણ ન થાય, એવું વરદાન હું માગું છું.[૧૯] હે પિતામહ! બીજાં પ્રાણી અને મનુષ્યની મને ચિન્તા નથી; કારણ કે, તેમને તો હું તૃણની પેઠે લેખવતો જ નથી."[૨૦] દશગ્રીવનું તે વચન સાંભળીને, પિતામહે સર્વ દેવ સમક્ષ તેને કહ્યું કે,[૨૧] "હે રાક્ષસોત્તમ! તારા માગવા પ્રમાણે થશે, એમાં તું લેશ માત્ર પણ સંશય રાખતો ના."

હે રામ! પિતામહે એ રીતે તેને વરદાન આપીને વળી કહ્યું કે, "હું તારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું, તેથી તને બીજું વરદાન આપું છું, તે સાંભળઃ હે રાક્ષસ! હે પાપરહિત! તેં પૂર્વે જે મસ્તક અગ્નિમાં હોમ્યાં છે, તે તને પૂર્વવત્ પ્રાપ્ત થશે. વળી હે સૌમ્ય! હું તને ત્રીજું વરદાન આપું છું કે,[૨૨-૨૪] તું તારી ઇચ્છામાં આવે તેવું સ્વરૂપ ધારણ કરી શકીશ." આમ કહી રહ્યા પછી, તરત જ દશગ્રીવને, હે રામ! તે અગ્નિમાં હોમેલાં મસ્તક પુનરપિ પ્રાપ્ત થયાં. હે રામ! આ પ્રમાણે દશગ્રીવને વરદાનો આપી પિતામહ વિભીષણની પાસે ગયા અને તેને કહેવા લાગ્યાઃ–

બ્રહ્મા–"હે વિભીષણ! હે સૌમ્ય! તેં ધર્મમાં બુદ્ધિ રાખી છે, તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું, માટે તું પણ વરદાન માગ." ત્યારે મહાત્મા વિભીષણે હાથ જોડીને કહ્યું કે,[૨૫-૨૮] "હે પિતામહ! ચંદ્ર જેમ કિરણવ્યાપ્ત હોય છે, તેમ તમો સર્વ ગુણ વ્યાપ્ત છો અને સર્વ લોકના ગુરુ આપ મને વરદાન આપવાને આવ્યા, તેથી જ હું કૃતકૃત્ય થયો એમ માનું છું;[૨૯] તથાપિ મને વરદાન આપવાની તમારી ઇચ્છા છે તો, હે સુવ્રત! સાંભળોઃ પરમ આપત્તિમાં પણ મારી બુદ્ધિ ધર્મમાં સુદૃઢ રહેો.[૩૦] વળી હે ભગવન્! શિખ્યા વગર પણ મને બ્રહ્માસ્ત્રનું જ્ઞાન થાવ અને જે જે ધર્મ આચરવાની તથા આશ્રમમાં રહેવાની મને ઇચ્છા થાય, તે પણ ધર્મયુક્ત થાઓ તથા તે તે ધર્મ મારાથી આચરી શકાય તેમ થાઓ. હે પરમોદાર! એ જ વરદાન હું સર્વોત્તમ માનું છું; ને તે જ માગું છું;[૩૧-૩૨] કારણ કે, જે ધર્મમાં આસક્ત છે, તેને ત્રિભુવનમાં કંઈ જ દુર્લભ નથી." ત્યારે પ્રજાપતિએ પ્રસન્ન થઇને પુનઃ વિભીષણને કહ્યું કે,[૩૩] "હે વત્સ! જેવી તારી મતિ ધર્મપર છે, તેવી જ બુદ્ધિ તને પ્રાપ્ત થશે; અને રાક્ષસયોનિમાં અવતર્યો છતાં પણ, તારી મતિ ધર્મ ઉપર રહે છે, તેથી હું પ્રસન્ન થઈ તને અમર કરું છું."

આ રીતે વિભીષણને વરદાન આપીને, પિતામહ કુંભકર્ણને વરદાન આપવાને ચાલ્યા.[૩૪-૩૫] ત્યારે સઘળા દેવોએ તેમની સ્તુતિ કરી, અને કહ્યું કે, "હે મહારાજ! તમે કુંભકર્ણને વરદાન નહિ આપો.[૩૬] એ દુર્બુદ્ધિ ત્રણે લોકને ત્રાસ આપે છે, તે આપ જાણો છો. એણે નંદન વનમાં આવીને સાત અપ્સરાઓ અને મહેન્દ્રના દશ અનુચરને ભક્ષણ કર્યાં હતાં; વળી તે પ્રમાણે તે મનુષ્ય તથા ઋષિઓને પણ ભક્ષણ કરી ગયો છે. વરદાન મળ્યા પહેલાં તેણે આટઆટલું કર્યું છે, તો વરદાન મળ્યા પછી એ ત્રણે લોકને સંતાપશે અને ખાઈ જશે, માટે તેને આપ વરદાન આપતાં કંઇક વિચાર કરજો. હે પિતામહ! એને તો વરદાનના નિમિત્તે મોહ આપવો, એ જ વધારે યોગ્ય છે; અને એમ કરવાથી જ જગતનું શ્રેય થશે."

આ પ્રમાણે દેવોએ કહ્યા પછી, કમળોદ્ભવ–બ્રહ્માએ પોતાના મનમાં વિચાર કરવા માંડ્યો.[૩૭-૪૦] તે વિચાર કરતા હતા એટલામાં તો, સરસ્વતી આવી હાથ જોડીને તેમની સન્મુખ ઉભી રહી. તે બોલી;[૪૧] "હે દેવ! આ હું આવી, કહો મને શી આજ્ઞા છે?" ત્યારે પ્રજાપતિએ સરસ્વતીને કહ્યું કે,[૪૨] "અયિ વાણીશ્વરી! તું આ રાક્ષસના મુખમાં પ્રવેશ કરી તેની પાસે દેવને અનુકૂલ વરદાન મંગાવ. સરસ્વતી,–'જેવી દેવની આજ્ઞા,' એમ કહીને ગઈ અને તેણે કુંભકર્ણના મુખમાં પ્રવેશ કર્યો.

પછી પ્રજાપતિએ, કુંભકર્ણને કહ્યું કે,[૪૩] "હે મહાબાહો! તું પણ જે તારી ઇચ્છામાં આવે, તે વરદાન માગ." કુંભકર્ણે તેમનું વચન સાંભળીને કહ્યું કે,[૪૪] "હે દેવ! અનેક વર્ષ સુધી નિદ્રાસન ભોગવવાની મને ઇચ્છા છે તે આપો.* 'અસ્તુ' 'તથાસ્તુ' એમ કહીને દેવો સહિત બ્રહ્મા ત્યાંથી બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા;[૪૫] અને દેવ સહિત બ્રહ્માના જવા પછી સરસ્વતીએ પણ તે રાક્ષસનો ત્યાગ કર્યો.

સરસ્વતીએ ત્યાગ કર્યા પછી કુંભકર્ણને ભાન આવ્યું. તેને જ્ઞાન થયું. દુષ્ટાત્મા કુંભકર્ણ, ભાન આવતાં દુઃખિત થઇને વિચાર કરવા લાગ્યો કે,[૪૬-૪૭] "અરે! આજ મારા મુખમાંથી આ શું બોલાઈ ગયું? હાય! (હાય! મારું તપ તો વૃથા જ ગયું તો! રે દૈવ! મારે શું જોઇતું હતું ને શું મળ્યું?) ખરેખર બ્રહ્માની સાથે આવેલા દેવોએ જ મને મોહ પમાડ્યો હતો. થઈ ચૂક્યું. મેં મારે હાથે જ મારું બગાડ્યું છે." આમ ટળવળતો તે આસન ત્યજી ઉઠ્યો.[૪૮] પછી તે ત્રણે ભાઇઓ વરદાન પામીને તથા તેજસ્વી થઇને પોતાના પિતાના શ્લેષ્માતક† નામના વનમાં ગયા અને ત્યાં સુખથી રહેવા લાગ્યા.[૪૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં દશમો સર્ગ સંપૂર્ણ**

---

* કુંભકર્ણની ઇચ્છા ઇન્દ્રાસન માંગવાની હતી, તેને બદલે નિદ્રાસન સરસ્વતીના પ્રતાપથી બોલાઈ ગયું.

† શ્લેષ્માતક–ભીલામાં–ભીલામાનું વન.

## સર્ગ ૧૧ મો

### લંકેશ

તે ત્રણે રાક્ષસોને વરદાન મળ્યાં તે વાર્તા જાણીને, સુમાલિ રાક્ષસ, ભય તજીને રસાતલમાંથી બહાર નીકળી આવ્યો;[1] તેમ તેના મહોદ્યોગી મારીચ, પ્રહસ્ત, વિરૂપાક્ષ, મહોદર વગેરે પ્રધાનો પણ રસાતલનો ત્યાગ કરીને બહાર નીકળી આવ્યા.[2] પોતાના પ્રધાનો તથા બીજા શ્રેષ્ઠ રાક્ષસોની સાથે સુમાલિ, દશગ્રીવની પાસે ગયો અને તેને ભેટીને કહ્યું કે,[3] "હે વત્સ! તારો ધારેલો મનોરથ પાર પડ્યો અને ત્રણે લોકમાં શ્રેષ્ઠ એવા પિતામહે, તને ઉત્તમ વરદાન આપ્યાં, એ ઘણું જ ઉત્તમ થયું છે.[4] હે મહાબાહો! વિષ્ણુના ભયથી અમે લંકા છોડીને રસાતલમાં ભરાઈ બેઠા હતા અને આમ ઘણી વાર તેના ભયથી, પરિજન તથા આપ્ત મનુષ્યો સહિત અમારે રસાતલમાં નાસી જવું પડ્યું છે, પણ તે અમારો ભય આજથી દૂર થયો છે.[5-6] આ લંકા નગરી, જે આપણુ રાક્ષસોને માટે નિર્માણ થયલી છે, તથા જેમાં અમે રાજ્ય કરતા હતા, તેમાં આજ તારો ભાઈ ધનાધિપ રાજ્ય કરે છે.[7] હે અઘરહિત! તું હવે સામ કિંવા દાનથી એવો ઉપાય કર કે, જેથી આ આપણી લંકાનગરી આપણુને પુનઃ મળે.[8] હે તાત! લંકા મળવાથી તું લંકેશ થઇશ, તેમાં કાંઈ સંશય નથી. આ ડૂબેલા રાક્ષસ વંશનો તેં ઉદ્ધાર કર્યો છે.[9] હે મહાબલ! તું અમારો સર્વનો રાજા થશે."

પોતાની પાસે આવેલા પોતાના માતામહ સુમાલિને રાવણે કહ્યું કે,[10] "હે આજાજી! ધનેશ્વર મારો મોટો ભાઈ થાય છે, તે શું તમે જાણતા નથી? મને ઘણું દુઃખ થાય છે. તમે મારી પાસે આવીને આમ બોલો છો, તે ઠીક નહિ." રાક્ષસેશ્વર રાવણનાં આવાં ધર્મયુક્ત વચન સાંભળીને, સમય વિચારનાર સુમાલિ તે વેળાએ ગમ ખાઈ ગયો; પરન્તુ કેટલોક કાળ તે સ્થળમાં વસતાં વીતી ગયા પછી, સમય આવતાં પ્રહસ્તે, રાવણને કહ્યું કે-"હે દશગ્રીવ! ધનેશ્વર તમારો મોટો ભાઈ છે એ ખરું, પણ તેમ માનીને બેસી રહેવું ને રાજ્ય ન લેવું, એ તમને ઘટિત નથી.[11-13] શૂરવીરને બંધુ સંબંધ નિરંતર રહેતો નથી, તેપર એક પુરાતન કથા છે તે આપ સાંભળો. અદિતિ અને દિતિ એ બે બ્હેનો જૂદી જૂદી માતાઓની હતી. તે એક બીજીપર બહુ પ્રીતિવાળી હતી.[14] તે બન્ને બ્હેનો બહુ રૂપાળી હતી ને.તે બન્ને, કશ્યપ પ્રજાપતિને પરણી હતી. અદિતિએ ત્રિભુવનના ઇશ્વર દેવોને જન્મ આપ્યો છે અને દિતિએ દૈત્યોને જન્મ્યા છે. હે ધર્મજ્ઞ! પ્રથમ સમુદ્રરૂપ વસ્ત્રવાળી ને સપર્વત આ સમગ્ર પૃથિવી, દૈત્યોના હાથમાં હતી, અને તેથી જ તેઓ સમર્થ હતા. પરન્તુ વિષ્ણુએ દૈત્યોની સાથે યુદ્ધ કરી, તેનો સંહાર કર્યો અને આ આખું ત્રિભુવન દેવલોકને અપાવ્યું. આ ઉપરથી આપ વિચાર કરો કે, બંધુદ્રોહ કરવારૂપ અયોગ્ય કર્મ કંઈ તમે એકલા જ કરતા નથી, એ તો પરંપરાથી ચાલ્યું આવ્યું છે. તે દેવ અને દૈત્યો વચ્ચે થયેલું છે, માટે તમે આ મારાં વચન માનો અને સ્વાર્થ સાધો તો ઠીક."

પ્રહસ્તે જ્યારે આમ કહ્યું ત્યારે તે મનમાં બહુ આનંદ પામ્યો. થોડીવાર વિચાર કરી તેણે તેમ કરવાની હા પાડી. એ હર્ષાવેશમાં જ તે મહાવીર્યવાન્ દશગ્રીવ રાક્ષસોને લઇને વનમાં ગયો; અને ત્રિકુટાચલ પર્વતપર રહીને તેણે પોતાના પ્રધાન પ્રહસ્તને જ રાજદૂત તરિકે ધનેશ્વર પાસે મોકલ્યો. રાવણે તેને કહ્યું કે-'હે પ્રહસ્ત! તું શીઘ્ર લંકામાં જા અને યક્ષોના રાજા ધનેશ્વરને સામપૂર્વક આ પ્રમાણે જણાવ. "હે સૌમ્ય! હે અનઘ! આ લંકાપુરી મહાત્મા રાક્ષસોની છે. તમે અમારી લંકામાં વસ્યા છો, એ તમને યોગ્ય નથી. હે પરાક્રમિ! લંકા જો તમે અમને આપી દેશો તો તમે અમારી પ્રીતિ સંપાદન કરી કહેવાશો અને તમે તમારો ધર્મ પાળ્યો, એમ પણ કહેવાશે; (પણ ના પાડશો તો પછી હમે છીએ)." પછી પ્રહસ્ત રાક્ષસ ધનેશ્વરવાસિત લંકામાં ગયો અને તેમને નીચે પ્રમાણે દશગ્રીવનો સંદેશો કહ્યો.'

પ્રહસ્ત-"હે શાસ્ત્રજ્ઞ! હે વિત્તપતિ! તમારા ભાઈ દશાનને મને મોકલ્યો છે અને તેણે જે સંદેશો કહાવ્યો છે, તે હું કહું છું તે તમે સાંભળો.[15-17] હે વિશાલાક્ષ! આ લંકા નગરી પૂર્વે સુમાલિ વગેરે રાક્ષસોએ ભોગવેલી છે-જે રાક્ષસો ઘણા પરાક્રમી હતા, પણ તેને મારીને વિષ્ણુએ એ જિતી લીધી છે. હે વૈશ્રવણ! હવે તમારે તો આ લંકાનગરી, રાવણને સ્વાધીન કરવી, એવી સામ ઉપાયથી, રાવણ તમને અભ્યર્થના કરે છે. હે તાત! રાવણના માંગવાથી તમારે આ નગરી તેને સોંપવી યોગ્ય છે."[18-19] પછી વક્તાઓમાં શ્રેષ્ઠ એવા વૈશ્રવણે, પ્રહસ્તને કહ્યું કે-[20] "જ્યારે આ લંકાનગરી રાક્ષસોએ છોડી દીધી અને

તે ઉજ્જડ જેવી થઈ પડી, ત્યારે જ હું, પિતાની આજ્ઞાથી અત્રે આવ્યો છું ને એ મેં દાન, માન અને ઘણા શ્રમથી ફરીને વસાવી છે.[31] પણ હે રાક્ષસ! તું દશગ્રીવ પાસે જઈને તેને કહે કે–'હે સૌમ્ય! આ રાજપાટ અને લંકાનગરી વગેરે જે કંઈ મારું છે, એ તારું જ છે એમ જાણ;' માટે હે મહાબાહો! આ નિષ્કંટક રાજ્ય તું સુખેથી ભોગવ.[32] મારું રાજ્ય અને વિત્ત એ સઘળું હું ભાગ પાડીને જૂદું કરવા માંગતો નથી,–તે સર્વ મારું અને તારું એમ બન્નેનું છે, એમ જોઈયે તો માની લે."

પ્રહસ્તને આ પ્રમાણે ઉત્તર આપીને, ધનેશ્વર વૈશ્રવણ, પોતાના પિતા પાસે ગયો અને રાવણની ઇચ્છા પિતાને વિદિત કરી. વૈશ્રવણે કહ્યું કે–"હે તાત! આજે દશગ્રીવે રાજદૂત મારી પાસે મોકલીને કહાવ્યું હતું કે, પૂર્વે જ્યાં રાક્ષસો રહેતા હતા, એવી આ લંકાનગરી તમે મને સોંપી દ્યો. હે સુવ્રત! તો હવે આપ મને કહેશો કે, મારે કેમ કરવું?"[33–35] મુનિઓમાં શ્રેષ્ઠ એવા વિશ્રવા મુનિએ, હાથ જોડીને પોતાની સામે ઉભેલા વૈશ્રવણને કહ્યું કે–"હે પુત્ર! મારું વચન સાંભળ.[36] મહા બળવાળા દશગ્રીવે પ્રથમ મને પણ એ પ્રમાણે કહ્યું હતું અને તેથી મેં તેને બહુ ઠપકો દીધો હતો.[37] મેં ક્રોધથી તેને કહ્યું હતું કે, તું ધર્મ અને ન્યાય મર્યાદાથી ચલિત થાય, એ ઠીક નહિ, પણ જ્યારે તે વચન ન માનતાં તેણે આમ કર્યું છે તો, હે પુત્ર! હવે તું ધર્મયુક્ત અને કલ્યાણકારી મારું વચન સાંભળ.[38] એ દશગ્રીવ મહાદુષ્ટબુદ્ધિ છે; અને વરપ્રદાનથી મોહિત થયો છે, અને એને યોગ્યાયોગ્યનો વિચાર રહ્યો નથી. એ મારા જ શાપથી દારુણપણાંને પામ્યો છે;[39] તો હે પુત્ર! તું કૈલાસ ઉપર તારા અનુચર સહિત આવીને વસ અને એ લંકા છોડી દે.[40] કૈલાસ ઉપર નદીઓમાં શ્રેષ્ઠ ગંગા છે, તેનું જળ સૂર્ય સમાન તેજસ્વી તથા સુવર્ણનાં કમળોથી પૂર્ણ છે;[41] વળી નીલ કમળ, કુમુદ અને બીજાં પુષ્પો પણ ત્યાં થાય છે; ત્યાં આગળ સર્વદા દેવલોક, ગંધર્વ અને અપ્સરાઓ સાથે આવી વિહાર કરે છે અને હર્ષ પામે છે. ત્યાં તું જઈ વસ અને હે ધનદ! એ રાક્ષસ સાથે વૈર કરવાનું માંડી વાળ. કારણ કે પિતામહે તેને ઉત્તમ વરદાન આપેલાં છે (તેથી તે બીજો અનર્થ કરશે)."[42–43]

આ પ્રમાણે પોતાના પિતાનાં વચન માથે ચડાવીને, ધનેશ્વર કુબેર પોતાની સ્ત્રીઓ, પુત્રો, પરિવાર તથા ધન, પ્રધાન વગેરે લઈને, લંકામાંથી ચાલી નિકળ્યો અને કૈલાસપર જઈ વસ્યો.[44] ત્યારપછી પ્રહસ્તે, બંધુ તથા અમાત્ય સહિત વિરાજમાન થયેલા દશગ્રીવની પાસે આવીને, હસતાં હસતાં તેને કહ્યું કે,–[45] "હે રાજન્! લંકાનગરી ખાલી થઈ છે, ધનદ તેનો ત્યાગ કરી ગયો છે, માટે ત્યાં આવીને આપ વાસ કરો."[46] પ્રહસ્તે આ પ્રમાણે કહ્યા પછી, મહાબળવાન્ દશગ્રીવે, પોતાના બંધુ, સેના અને પરિજનસહ લંકામાં આવીને નિવાસ કર્યો.[47] સારી રીતે રચેલી, સમ ભાગવાળી ને રુડા રાજમાર્ગવાળી, વૈશ્રવણે ખાલી કરેલી તે લંકામાં, ઇન્દ્ર જેમ સ્વર્ગમાં આવીને વસે છે, તેમ રાવણે બંધુ સહિત નિવાસ કર્યો.[48] પછી સર્વ રાક્ષસોએ મળીને તેને રાજ્યાભિષેક કર્યો. થોડા સમયમાં તો રાવણે રાક્ષસોથી તે નગરને વસાવી દીધું અને કાળા મેઘ જેવા રાક્ષસોથી તે નગરી પરિપૂર્ણ થઈ રહી.[49] ઇન્દ્ર જેમ સ્વર્ગમાં અમરાવતી વસાવે છે, તેમ ધનેશ્વર વૈશ્રવણે પણ, પિતાનાં વચનની મહત્તાથી, ચંદ્ર જેવા નિર્મળ કૈલાસપર્વત ઉપર સુન્દર, અલંકૃત અને રમ્ય ભવનોવાળી (અલકા નામે) એક નગરી વસાવી ત્યાં નિવાસ કર્યો.[50]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અગીઆરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૨ મો.

### રાવણનાં લગ્ન

રાવણરાય લંકાનો સ્વામી થયો. ત્યાં રહી અનેક ચમત્કાર કરતો હતો. એક સમયે તેણે પોતાના ભાઈઓની સાથે, પોતાની બેનને પરણાવવાનો વિચાર કર્યો અને કાલક નામે દાનવોના રાજા વિદ્યુજ્જિહ્વની સાથે તેણે પોતાની બેન શૂર્પણખાને પરણાવી.[1–2] તેને પરણાવ્યા પછી, દશગ્રીવ એકવાર મૃગયાએ ગયો હતો. તેણે વનમાં ફરતાં, હે રામ! દિતિપુત્ર મયદાનવને દીઠો.[3] તેની સાથે એક લાવણ્યમૂર્ત્તિ કન્યા હતી તે જોઈ, મોહિત થયેલા દશગ્રીવે મયાસુરને પૂછ્યું કે–"આ ઉજ્જડ વનમાં તું એકલો કોણ છે?[4] અને આ હરિણના જેવાં ચંચળ નેત્રવાળી કન્યાને લઈને તું કેમ અહીં ઉભો રહ્યો છે?" હે રામ! રાક્ષસોના રાજા દશગ્રીવનો પ્રશ્ન સાંભળી, મયદાનવે પ્રત્યુત્તર આપ્યો કે–[5] "મારો જે વૃત્તાન્ત છે તે હું તને કહું, તે જો તેં પૂર્વે કદી ન સાંભળેલો હોય તો સાંભળ:"–

"હેમા નામે એક સુંદર અપ્સરા હતી અને ઇંદ્રને જેમ શચી છે, તેમ સર્વ દેવોએ તે મને આપી હતી. એક સહસ્ત્ર વર્ષ સૂધી હું, તેને અનુરક્ત થઈ રહ્યો હતો.[૬-૭] એક હજાર ઉપર તેર વર્ષ થયાં ત્યારે તે દેવલોકનાં કાર્ય માટે ચાલી ગઈ અને ચૌદમું વર્ષ પણ તેના વિયોગમાંજ મેં વ્યતીત કર્યું હતું. તેના ગયા પછી, હું એક હીરા, વૈડૂર્ય અને સુવર્ણનું સુંદર નગર બનાવી તેમાં રહ્યો. પણ પ્યારીના વિયોગમાં તે નગરમાં સુખે રહી શકયો નહિ.[૮-૯] આખરે કંટાળીને તે વરવર્ણિનીની કુખે જન્મેલી આ કન્યારત્નને લઇને, હું અહીં આવી ઉભો છું;[૧૦] અને હે રાજન્! આ મારી પુત્રીને માટે હવે હું વરની શોધ કરું છું. માનની આકાંક્ષાવાળા પુરુષને કન્યાના બાપ થવું, એ એક મોટું દુઃખ છે;[૧૧] કારણ કે, કન્યા જન્મી એટલે તે બન્ને કુળને સંશયમાં નાંખે છે. હે રાજન્! તે અપ્સરાથી મને બે પુત્ર પણ થયેલા છે;[૧૨] મોટો માયાવી અને નાનો તે દુંદુભિ નામે પ્રસિદ્ધ છે. તમારા પૂછવાથી મેં તમને આ મારો સર્વ વૃત્તાન્ત જણાવ્યો છે;[૧૩] પણ હે તાત! હવે તમે મને કહો કે, તમે કોણ છો?"

મયદાનવના ઉત્તરમાં દશગ્રીવે નમ્રતાથી જણાવ્યું કે,[૧૪] "બ્રહ્માની ત્રીજી પેઢીએ થયેલા વિશ્રવા મુનિ-જે પુલસ્ત્યના પુત્ર કહેવાય છે, તેમનો હું પુત્ર છું અને મારું નામ દશગ્રીવ છે."[૧૫]

હે રાઘવ! રાક્ષસોના રાજા દશગ્રીવે આ પ્રમાણે કહ્યું તેપરથી, દાનવોના રાજા મયાસુરે, તેને મહર્ષિનો પુત્ર જાણીને તે જ ઠેકાણે, પોતાની પુત્રી પરણાવવાનો વિચાર કર્યો. તત્ક્ષણે મયદાનવે, પોતાની પુત્રીનો હાથ રાવણના હાથમાં આપ્યો ને હસતાં હસતાં દશગ્રીવને કહ્યું કે-"હે રાજન્! હેમા નામની અપ્સરાના પેટમાં પાકેલી આ મારી કન્યા મંદોદરીનું તું પત્નીતરિકે પાણિગ્રહણ કર." હે રામ! દશગ્રીવે પણ પ્રેમપુરસ્સર 'બહુ સારું' એમ કહી તે કન્યાનો સ્વીકાર કર્યો.[૧૬-૧૯] હે રામ! તપોધન એવા વિશ્રવાનો શાપ થવાથી તેને દારુણ પ્રકૃતિનો ધારી, મયદાનવે તે જ ઠેકાણે અગ્નિ પ્રદીપ્ત કરીને પોતાની પુત્રી પરણાવી દીધી. કેમ કે તે સારી રીતે જાણતો હતો કે, 'પિતાના શાપથી દારુણ પ્રકૃતિનો થયેલો આ દશગ્રીવ, જો હું કન્યા આપવાની ના કહીશ તો મને બંધનમાં નાંખીને પણ એ કન્યાને લઈજશે જ; ત્યારે માત્ર એના કુળ સામી નજર કરીને, હર્ષથી અને પ્રસન્નતાથી કન્યા આપવી, એ જ ઉત્તમ માર્ગ છે,' એમ ધારી, તે કન્યા તેણે દશગ્રીવને પરણાવી. હે રામ! મયદાનવે કન્યાદાન સાથે, દશગ્રીવને એક શક્તિ પણ આપી હતી, જે તેણે મોટાં તપથી મેળવી હતી; અને તે જ શક્તિ દશગ્રીવે લક્ષ્મણને મારી હતી પછી તે કન્યાને લઇને રાવણ ત્યાંથી પોતાની લંકા નગરીમાં આવ્યો અને તેણે પોતાના નાના ભાઇઓનાં પણ લગ્ન કરાવ્યાં. વૈરોચનની પુત્રીની પુત્રી જેનું નામ વજ્રજ્વાળા હતું, તેને કુંભકર્ણની સાથે પરણાવી, અને ગંધર્વોના રાજા મહાત્મા શૈલૂષની ધર્મવાન્ પુત્રી, જેનું નામ સરમા હતું, તેને વિભીષણની સાથે પરણાવી. એ કન્યા માનસ સરોવરના તટ ઉપર જન્મી હતી.[૨૦-૨૫] તે વેળા વર્ષાકાળ હતો. મેઘને લીધે માનસ સરોવરમાં પાણી વધવા લાગ્યું, તે જોઈ ભય પામતી કન્યાના સ્નેહને લીધે તેની માતાએ કહ્યું કે-[૨૬] "હે સર (સરોવર)! તું વૃદ્ધિ મા પામ." આ ઉપરથી તેનું નામ સરમા પડયું હતું.

આ પ્રમાણે તે ત્રણે રાક્ષસો અનુરૂપ સ્ત્રીઓને પરણીને, જેમ ગંધર્વો નંદનવનમાં વિહાર કરે છે, તેમ લંકામાં વિહાર કરવા લાગ્યા. કાળ જતાં મંદોદરીએ, મેઘનાદ નામના પુત્રને જન્મ આપ્યો,[૨૭-૨૮] જે પાછળથી ઇંદ્રજિત્ નામે પ્રસિદ્ધ થયો હતો. હે રામ! દશગ્રીવના પુત્રે જન્મતાં વાર રોવા માંડ્યું; તેનો સ્વર મેઘનાદ જેવો ગંભીર હતો અને તેથી આખી લંકાનગરી જડ જેવી થઈ ખળભળી ગઈ હતી. તેપરથી તેના પિતાએ તેનું નામ મેઘનાદ પાડ્યું હતું. હે રામ! ઉત્તમ સ્ત્રીઓથી રક્ષણ થતો તે પુત્ર, રાવણના રમણીય અંતઃપુરમાં, કાષ્ઠથી ઢંકાયલો જેમ અગ્નિ વૃદ્ધિ પામે, તેમ માતા પિતાને હર્ષ પમાડતો, દહાડે દહાડે વૃદ્ધિ પામ્યો.[૨૯-૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બારમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૩ મો

## રાવણનો ઉત્પાત

પછી કેટલેક કાળે લોકેશ્વરે-બ્રહ્માએ તીવ્ર નિદ્રાને સર્જીને કુમ્ભકર્ણ તરફ મોકલી.[૧] જ્યારે ઉપરા ઉપરી બગાસાં આવવા લાગ્યાં, ત્યારે કુમ્ભકર્ણે પોતાની પાસે બેઠેલા બંધુને કહ્યું કે-"હે રાજન્! મને હવે નિદ્રા આવે છે, માટે મારે સારુ તમે એક સુંદર મંદિર બંધાવો; હું સુઉં!"[૨] પછી રાવણે વિશ્વકર્માના જેવા શિલ્પીઓને એક ઉત્તમ મંદિર બાંધવાને માટે આજ્ઞા આપી. તુરત જ એક યોજન વિસ્તારવાળું અને બે યોજન

લાંબું, સુંવાળું અને સુંદર દેખાવવાળું નૂતન મંદિર તેના શિલ્પીઓએ બાંધવા માંડ્યું. તેમાં સ્ફાટિક તથા સુવર્ણના સ્થંભ, વૈડૂર્યમણિનાં પગથિયાં, ઘંટિકાવાળાં જાળિયાં, હાથીદાંતની કમાનો અને હીરા તથા સ્ફાટિકના ચોરા બાંધ્યા હતા.[૩-૫] તે મંદિરમાં પીડાનું તો નામ જ નહોતું. તેમાં સર્વ જાતનું સુખ ખીચોખીચ ભર્યું હતું. મેરુની સુંદર ગુફા હોય, તેવું તે સુંદર અને સુખદ હતું. આવું મંદિર દશગ્રીવે પોતાના બંધુને માટે બંધાવ્યા પછી, તે મંદિરમાં મહાબળવાન્ કુમ્ભકર્ણ નિદ્રા લેવા ગયો અને હજારો વર્ષ સુધી તે તેમાં જ સુઈ રહ્યો, પણ જાગ્રત થયો નહિ.[૬-૭]

કુમ્ભકર્ણ આમ નિદ્રામાં પડ્યો તેટલો સમય નિરંકુશ થયેલો રાવણ, દેવ, ઋષિ, યક્ષ, ગંધર્વ વગેરેને દમવા લાગ્યો.[૮] તે મહા ઉન્મત્ત થઈ ગયો અને નંદનવન આદિ ઉપવનોમાં જઈ, ક્રોધથી તેનો નાશ કરવા મંડ્યો.[૯] જેમ હસ્તીઓ નદીને તોડી પાડે છે, તેમ તેણે રમતમાત્રમાં નદીઓને તોડી નાંખી, વાયુની માફક વૃક્ષોને ભાંગી પાડ્યાં અને મૂકાયલા વજ્રની માફક તેણે અનેક પર્વતોને તોડી પાડવા માંડ્યા.[૧૦] આમ મહા ઉત્પાત કરી રહેલા પોતાના ભાઈની વર્તણુક જોઈને, ધર્મજ્ઞ બંધુ ધનેશ્વરે, પોતાના કુલાચારને ઘટે તેવી ચાલ ચાલવાને માટે અને પોતે મોટા હોવાથી શિખ દેવાને યોગ્ય છે એમ જાણીને, રાવણને શિખ દેવડાવવાને માટે લંકાપુરીમાં એક દૂત મોકલ્યો.[૧૧-૧૨] ભ્રાતૃસ્નેહને યાદ રાખીને, વૈશ્રવણે તેને શિખ દેવાને માટે મોકલેલો તે દૂત, લંકાપુરીમાં ગયો ને ધર્માત્મા વિભીષણને મળ્યો. વિભીષણે તેનું યથાયોગ્ય સન્માન કરી, તેના આવવાનું કારણ તથા પોતાના ગુરુજનોનું કુશળ પૂછ્યું. પછી પોતાના ભાઈ રાજા વૈશ્રવણની ખબર પૂછી. પછી તે દૂતને તે સભામાં રાવણની પાસે તેડી ગયો.[૧૩-૧૪] તે પોતાના તેજથી પ્રકાશી રહેલા રાજા દશગ્રીવને જોઈને, 'મહારાજનો જય થાઓ' એવા શબ્દથી માન આપીને પ્રથમ તો મૌન રહ્યો.[૧૫] એમ ક્ષણવાર મૌન રાખ્યા પછી, તેણે એક સુંદર બિછાવેલા પલંગપર બેઠેલા દશગ્રીવને કહેવા માડ્યું કે-[૧૬]

"હે રાજન્! તમારા વડિલ બંધુએ પોતાના કુળાચારને યોગ્ય જે વચન કહાવ્યાં છે ને જે હું આપ મહારાજને કહું છું તે સાંભળો.[૧૭] તેમણે કહાવ્યું છે કે, આજ સુધી તમે જે જે કર્તવ્ય કર્યાં છે, તે ઘણાં થયાં! પણ હવે તમે આવાં કર્મોથી વિરામ પામીને કુલાચારને યોગ્ય આચાર પાળો તો સારુ. તમે હવે સદ્ધર્મમાં પ્રીતિમાન્ થાઓ અને તેમાં જ વૃત્તિઓને દોરો-તેમાં જ તલ્લીન થાવ.[૧૮] તમે ઈન્દ્રના નંદનવનના હાલહવાલ કર્યા છે, તે મેં જોયું; અને ઋષિઓને મારી નાંખ્યા છે, (પ્રજાને પીડી છે, આશ્રમો ભાંગ્યા છે) તે સર્વ મેં સાંભળ્યું છે; અને હે રાજન્! તમારા આવા વર્તનથી દેવ અને ઋષિઓ તમારો ઘાટ ઘડવાની પેરવી કરે છે, એમ પણ મેં સાંભળ્યું છે. માટે હવે તમે વિરામ પામો તો ઠીક. હવે ઘણું થયું! બસ કરો.[૧૯] હે રાક્ષસાધિપ! હું જો કે તમારાથી બહુવાર તિરસ્કાર પામ્યો છું, છતાં મારે તમારું રક્ષણ કરવું જોઇએ. કારણ કે બાળક અપરાધ કરે તો પણ બંધુજનોએ તો તેનું રક્ષણ કરવું, એ જ ઘટિત છે.[૨૦] હે દશાનન! હું હમણાં ધર્મની ઉપાસના માટે હિમવાન્પર ગયો હતો, અને ત્યાં મેં ઇન્દ્રિયો વશ કરી રૌદ્રવ્રત ધારણ કર્યું હતું;[૨૧] ત્યાં મને ઉમાસહ ભગવાન્ શિવનાં દર્શન થયાં હતાં. દૈવયોગે એવું બન્યું કે, એ કોણ છે, એવી જ માત્ર મતિથી મેં મારી ડાબી આંખે ઉમાના ઉર પ્રદેશપર દૃષ્ટિ કરી; પણ માનજો તમે, કે એ દૃષ્ટિ નાંખવાથી જ, તે દેવીના પ્રભાવથી મારી ડાબી આંખ બળી ગઈ છે અને તેમાં જેમ કાંકરી પડી હોય તેમ દુઃખ થાય છે તથા ચક્ષુજ્યોત પણ પીળી થઈ ગઈ છે![૨૨-૨૪] આમ થવાથી મેં તે સ્થળેથી ઉઠી, તેજ પર્વતના બીજા ભાગપર જઈ આઠસો વર્ષ સુધી; મૌનવ્રત ધારણ કરીને મહાવ્રત કર્યું હતું.[૨૫] તે વ્રત સમાપ્ત થતાં શિવજીએ મને સાક્ષાત્ દર્શન દઈ કહ્યું કે,[૨૬] 'હે ધર્મજ્ઞ! હું તારા વ્રતથી પ્રસન્ન થયો છું; કારણ કે આવું ઉગ્ર વ્રત એક મેં કર્યું હતું ને બીજું તેં કર્યું છે;[૨૭] પણ ત્રીજો કોઈ પુરુષ નથી કે જે આવું વ્રત કરી શકે? આ વ્રત દુષ્કર છે, અને મેંજ તેને પૂર્વે ઉત્પન્ન કરેલું છે.[૨૮] હે ધનેશ્વર! માટે તું મારો મિત્ર થા. હે અનઘ! તેં તપથી મને જિત્યો છે, માટે તું જ મારો મિત્ર થવા યોગ્ય છે.[૨૯] દેવીએ પોતાના પ્રભાવથી તારું ડાબું નેત્ર બાળી નાંખ્યું છે, અને દેવીનું રૂપ જોવાથી તારી આંખ પીળી થયેલી છે, તેથી તું એકાક્ષી અને પિંગાક્ષ એવા નામથી પ્રસિદ્ધ થશે, (પણ તું જગવિખ્યાત થશે). આ રીતે મારે શંકર સાથે મૈત્રી થઈ.[૩૦-૩૧] જ્યારે હું ઘેર આવ્યો ત્યારે મેં તમારો ઉન્માદ અને પાપનિશ્ચય જાણ્યો તથા સાંભળ્યો છે-ને તેથી ઘણો શોચ થયો છે, પણ હે રાજન્! કુળને ખાંપણ લાગે એવા એ ક્રૂર માર્ગનો

તેનો ત્યાગ કરો;[૩૨] અને દેવ તથા ઋષિઓ એકઠા થઈ હમણાં તમારો ઘાટ ઘડી નાંખવાની જે વેતરણ કરે છે, તેનો વિચાર કરો."

તે દૂતનાં આવાં આવાં વચન સાંભળીને, દશગ્રીવ ક્રોધથી રાતો પીળો થઈ ગયો.[૩૩] તે હાથ તથા ઓષ્ઠ પીસીને દાંત કકડાવતો બોલ્યો કે, "અલ્યા દૂત! તું જે કહે છે, તેનું તાત્પર્ય હું સારી રીતે સમજ્યો છું, હું કે[૩૪] પણ તું નિશ્ચય માનજે કે, તને અત્રે મોકલનાર તે મારો બંધુ અને તું બન્ને થોડા જ કાળના પરોણા છો. એ કુબેર કંઈ મારું હિત વિચારતો નથી.[૩૫] પણ એ મૂઢ પોતાને મહેશ્વરની સાથે મિત્રતા થઈ છે, તે વાર્તા મને કહી જાણે દબાવે છે! પણ અલ્યા દૂતડા! તેં જે વચન કહ્યાં, તે હું સહન કરી શકું તેવાં નથી જ![૩૬] પણ હે દૂત! આટલા દિવસ મેં જે તેના પર ક્ષમા દૃષ્ટિથી જોયું છે, તે એટલા જ માટે કે—એ મારાથી મોટો અને ગુરુ છે, માટે મારે તેને હણવો નહિ;[૩૭] પણ આ જ આ તારે મ્હોંડે એવાં વચન સાંભળી, મને નિશ્ચય થયો છે કે, હું મારા બાહુબળથી, ત્રણે લોકને જિતીશ,[૩૮] અને આજ હું માત્ર તેના એકના જ અપરાધને લીધે, ચારે લોકપાળને યમસદનમાં પહોંચાડી દઇશ."[૩૯]

તે દૂતને આમ કહી, પછી લંકાના રાજા રાવણે, તે દૂતને ખડ્ગવડે કાપી નાંખ્યો અને મનુષ્યના માંસભક્ષી રાક્ષસોને તે ભક્ષણ કરવા આપ્યો.[૪૦] પછી ત્રૈલોક્યનો વિજય કરવાની ઇચ્છાવાળો રાવણ, મંગળ કાર્ય કરી કરાવીને, પોતાના રથમાં બેઠો અને જ્યાં ધનેશ્વર હતા, ત્યાં ધસમસ્યો ગયો.[૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં તેરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૪ મો.

### યક્ષોની સાથે યુદ્ધ

નિરંતર બળથી ઉદ્ધત રહેનારા મહોદર, પ્રહસ્ત, મારીચ, શુક અને સારણ તથા હંમેશાં યુદ્ધ કરવાની ઇચ્છાવાળો વીર ધૂમ્રાક્ષ, એ છ પ્રધાનોને લઇને, રાવણ જાણે ત્રિલોકને હમણાં બાળી મૂકશે, એવા દમદમાટથી કુબેર સાથે લડવાને ગયો.[૧-૨] નગર, નગ, નદીઓ, વનો અને ઉપવનો ઓળંગીને થોડા જ સમયમાં તે કૈલાસ પર્વત ઉપર જઈ પહોંચ્યો.[૩] યુદ્ધેચ્છુ, ઉત્સાહી અને મહા દુરાત્મા રાક્ષસોના રાજા રાવણને, છ મંત્રીની સાથે કૈલાસપર આવી પહોંચેલો જાણીને, યક્ષોના તો મોતિયા જ મરી ગયા અને તેમનો દર્પ દલિત થઈ ગયો. પછી તેઓ આ આપણા રાજાનો ભાઈ છે, એમ ધારીને જ્યાં ધનેશ્વર બેઠા હતા ત્યાં ગયા;[૪-૫] અને રાવણની યુદ્ધ કરવાની ઇચ્છા તેઓએ નિવેદન કરી. કુબેરે સૌને યુદ્ધ કરવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાં જ તેઓ હર્ષપૂર્વક યુદ્ધને માટે તત્પર થઈ ગયા.[૬] રાક્ષસો અને યક્ષોની મોટી સમુદ્રસમાન સેનાઓના સંક્ષોભથી કૈલાસ પર્વત પણ કંપવા લાગ્યો.[૭]

જોતજોતામાં યક્ષ અને રાક્ષસોનું સંકુલ યુદ્ધ થયું, જેમાં રાવણના પ્રધાનો ઘાયલ થઈ ગયા.[૮] પોતાના સૈન્યને તથા પ્રધાનોને મંદ પડેલા જોઈને, મહાબળિયા રાવણે સિંહનાદ કર્યો અને ક્રોધથી કહ્યું કે—[૯] "હે વીરો! તમે શત્રુની સાથે પરાક્રમ કરીને લડો, લડો!" ઉત્સાહ વધવાથી રાવણનો એકએક પ્રધાન હજાર હજાર યક્ષોની સાથે યુદ્ધ કરતો હતો.[૧૦] લડાઇમાં મુસળ, ગદા, શક્તિ અને તોમરથી કપાતા રાવણે, સૈન્યમાં પ્રવેશ કર્યો.[૧૧] તે સૈન્યને મોખરે આવ્યો, એટલે યક્ષોએ મેઘધારાની માફક તેના ઉપર નાનાં પ્રકારનાં અસ્ત્રો ફેંકવા માંડ્યાં, પણ પર્વત જેમ હજારો મેઘધારાઓથી પણ હઠતો નથી, તેમ રાવણ પણ યક્ષોનાં હજારો અસ્ત્રો વાગવા છતાં ચલાયમાન થયો નહિ.[૧૨-૧૩] પછી મહાત્મા રાવણે, કાળદંડ જેવી પોતાની ગદા ફેરવીને હજારો યક્ષોનો નાશ કરવા માંડ્યો.[૧૪] તે વધતો વધતો સૈન્યના મધ્ય ભાગમાં આવી પહોંચ્યો; અને અગ્નિ જેમ સૂકાં કાષ્ઠને બાળી મૂકે છે, તેમ તૃણની પેઠે વિખરાયલા યક્ષોના સૈન્યને વિદારણ કરવા માંડ્યું.[૧૫] તેની સાથે રહીને યુદ્ધ કરતા મહોદર તથા શુક આદિ પ્રધાનોએ પણ, મેઘ જેમ વાદળને વિખેરી નાંખે, તેમ યક્ષદળને છિન્નભિન્ન કરી નાંખ્યું.[૧૬] કેટલાક કપાઈ ગયા અને કેટલાક અધમુવા થઈ જમીન ઉપર પડ્યા. જોતજોતામાં યક્ષોનું સૈન્ય ઘટી ગયું. છતાં કેટલાક કોપ પામી દંતથી ઓષ્ઠ કરડવા લાગ્યા, કેટલાક એકબીજાને વળગી પડતા કપાયા; અને એવી રીતે જેમ નદીના પૂરથી કાંઠા હણાય જાય, તેમ યક્ષો હણાઇને ઓછા થઈ ગયા.[૧૭-૧૮] કેટલાક તો સંગ્રામમાં મરણ પામી સ્વર્ગે જતા હતા, ને કેટલાક વધારે દૃઢતાથી યુદ્ધ કરતા હતા અને મરી ગયેલાઓ અંતરિક્ષમાં ઉભા રહી જોતા હતા. આ પ્રમાણે સંહાર થતાં સ્વર્ગ અને અંતરિક્ષના માર્ગ એવા તો સંકીર્ણ થઈ ગયા કે, ત્યાં જોવા આવનાર ઋષિઓને ઉભા રહેવાની પણ જગ્યા મળી નહિ.[૧૯]

પોતાના મોટા મોટા નાયકોને મરણશરણ થયેલા જોઇને ધનેશ્વરે, બીજા યક્ષોને યુદ્ધ કરવાને માટે મોકલ્યા.[૨૦] હે રામ! તે વેળાએ કુબેરે, સંયોધકંટક નામના અતિરથી યક્ષને મોટા સૈન્ય સાથે યુદ્ધ કરવાને માટે મોકલ્યો.[૨૧] તેણે સમરાંગણમાં આવતાં જ, વિષ્ણુની માફક પરાક્રમ કરતાં રાવણના મારીચ પ્રધાનપર પ્રહાર કર્યો. પ્રહાર થતાં જ—પુણ્યક્ષય થયે ગ્રહ જેમ પૃથિવી ઉપર પડે છે—તેમ તે પણ કૈલાસ ઉપરથી ભૂમિ ઉપર પટકાઈ પડ્યો.[૨૨] બે ઘટિકા રહીને, મારીચની મૂર્ચ્છા વળી, ત્યારે તે પુનઃ યક્ષાધ્યક્ષની સામે યુદ્ધ કરવાને માટે આવ્યો; અને તેણે એવું દારુણ યુદ્ધ કર્યું કે, તે યક્ષ ભયભીત થઈ, રણમાંથી નાસી ગયો.[૨૩]

પછી વૈદૂર્યમણિવડે ચિત્રિત, સુવર્ણથી શોભતા અને ભવ્ય મહેલના દ્વારમાં રાવણે પ્રવેશ કર્યો.[૨૪] ત્યાં પ્રતિહાર ઉભા હતા. હે રાજન્! રાવણ ત્યાં પ્રવેશ કરતો હતો, ત્યારે સૂર્યભાનુ નામના એક દ્વારપાળે આવીને તેને અટકાવ્યો ખરો, પણ બળવાન્ રાવણે તે દરવાજામાં બળાત્કારે પ્રવેશ કર્યો. હે રામ! વારણ કરવા છતાં પણ રાવણ અંદર પેસવા ગયો, ત્યારે દ્વારપાળે તેને દ્વારના તોરણવડે ઝીંકી નાંખ્યો; અને તેનો પ્રહાર થતાં, ધાતુથી જેમ પર્વત શોભે, તેમ રાવણ શોભવા લાગ્યો:[૨૫-૨૭] પર્વતશિખર જેવા તે તોરણનો પ્રહાર થવા છતાં પણ, બ્રહ્માના વરદાનથી અભય થયેલા રાવણનો ક્ષય થયો નહિ;[૨૮] પણ તેણે તો ઉલટો તે તોરણથી સૂર્યભાનુને પ્રહાર કર્યો, જેથી તેના ચૂરેચૂરા થઈ ગયા.[૨૯] મહાબળવાન્ રાવણનું આવું પરાક્રમ જોઇને, સર્વે યક્ષો નાસી ગયા; અને ભયથી પીડાયલા તે સર્વે થાકી, લોથપોથ થઈ, કોતર અને પર્વતોની ગુફામાં ભરાઈ ગયા.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચઉદમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૫ મો

### કુબેરનો પરાજય

આ પ્રમાણે યક્ષોના હજારો સરદારોને ભય પામેલા જોઇને, ધનેશ્વર કુબેરે, મણિભદ્ર નામના પોતાના એક મહાયક્ષને કહ્યું કે—[૧] "હે યક્ષેંદ્ર! દુષ્ટ તથા પાપી રાવણનો તું સંહાર કર તથા ભય પામેલા વીર યક્ષોને શરણ આપ."[૨] ધનેશ્વરની આજ્ઞા થતાં, અજિત્ય એવો મણિભદ્ર, ચાર હજાર યક્ષો લઇને યુદ્ધ કરવા માટે બહાર પડ્યો.[૩] તેની સાથેના યક્ષો, ગદા, મુસળ, પ્રાસ, તોમર, શક્તિ અને મુદ્ગર વગેરે આયુધોથી રાક્ષસની સેનાને મારવા લાગ્યા—તે જેમ શકરો નાનાં પક્ષીને મારે, તેમ રાક્ષસોને મારતા હતા. તેઓ એક બીજાની સાથે ભિન્ન ભિન્ન રીતે ભાષણ કરતા હતા—ને દ્યો, દ્યો, મારો મારો પોકારી રહ્યા હતા.[૪-૫] તે ટાંણે બ્રહ્મવાદી ઋષિઓ, દેવો અને ગંધર્વો તે તુમુલ યુદ્ધ જોઇને પરમ વિસ્મય પામ્યા;[૬] પણ આ મહાદારુણ સંગ્રામમાં રાવણના પ્રધાન પ્રહસ્તે તથા મહોદરે એક એક હજાર યક્ષોને મારી નાંખ્યા;[૭] અને હે રાજન્! યુદ્ધેચ્છુ તથા ક્રોધ પામેલા મારીચે તો, નિમેષ માત્રમાં બે હજાર યક્ષોને યમસદનમાં મોકલી દીધા.[૮] યક્ષોનું ધર્મયુદ્ધ ક્યાં અને રાક્ષસોનું કપટયુદ્ધ ક્યાં? હે રામ! તેથી જ સંગ્રામમાં હંમેશાં રાક્ષસો બીજા કરતાં ચડિયાતા છે.[૯]

આમ તુમુલ યુદ્ધ ચાલતું હતું, એટલામાં ધૂમ્રાક્ષે ઘણા ક્રોધથી મણિભદ્રની છાતીમાં મુસળનો સચોટ પ્રહાર કર્યો, પણ તેથી તે ડગ્યો નહિ.[૧૦] મણિભદ્રે પણ પોતાની ગદા ધૂમ્રાક્ષના મસ્તક ઉપર મારી, અને તે વાગતાં જ ધૂમ્રાક્ષ તમ્મર ખાઇને જમીનપર તૂટી પડ્યો.[૧૧] મણિભદ્રે સંગ્રામમાં ધૂમ્રાક્ષને હણ્યો અને તે લોહીલોહાણ થઈ પૃથિવી ઉપર પડ્યો. તે જોઇને, રાવણ, મણિભદ્ર સામે ધાયો.[૧૨] તેને પોતાની સામે ધસી આવતો જોઇને યક્ષશ્રેષ્ઠ મણિભદ્રે, ત્રણ શક્તિઓવડે તેને પ્રહાર કર્યો;[૧૩] પણ મણિભદ્રથી તાડિત થયેલા રાવણે, તેના મુકુટપ્રદેશ ઉપર પ્રહાર કર્યો—જેથી તેના મસ્તકનો એક ભાગ નમી ગયો.[૧૪] હે રામ! તે જ સમયથી મણિભદ્ર યક્ષનું મસ્તક એક તરફ રહી ગયું છે. આમ પોતાને ઘા થયો તેથી, તે સંગ્રામમાંથી વિમુખ થયો ને કૈલાસ પર્વત ઉપર લડતી રાક્ષસોની સેનાએ મોટો હર્ષનાદ કરી મૂક્યો.[૧૫] પછી તુરત જ તેઓએ, દૂરથી હાથમાં ગદા લઇને આવતા ધનાધિપને જોયો, તેની સાથે શુક્ર અને પ્રૌષ્ટપદ નામના બે નિધિરક્ષક પ્રધાનો પણ હતા. વળી પદ્મ અને શંખ એવા નિધિના અભિમાની દેવો પણ હતા.[૧૬] પછી બુદ્ધિમાન્ કુબેરે, શાપથી જેનું ગૌરવ ઘટેલું છે, એવા રાવણને પોતાના કુળને છાજે તેવાં વચન કહેવા માંડ્યાં:[૧૭]

કુબેર બોલ્યા—"હે પાપમતે! હું તને પાપકર્મથી વારું છું, પણ તું સમજતો નથી તો મને

ખાતરી છે કે, જ્યારે તે કર્મના ફળથી તું નરકમાં જઈશ ત્યારે જ તારું મસ્તક ઠેકાણે આવશે.[૧૮] જેમ કોઈ દુર્બુદ્ધિ માણસ, ઝેરને પીતી વખતે જાણતો નથી, પણ તેનાં તીવ્ર ફળને પામ્યા પછી ઓળખે છે, તેમ તું પણ પરિણામે જ તારાં કર્મને ઓળખીશ.[૧૯] તારાં દુષ્ટ કર્મથી દેવલોકે તને ત્યજી દીધો છે, અને તેમના તજવાથી જ તું આવા ક્રૂરપણાંને પામ્યો છે, પણ તેનું અંતફળ તને મળશે ત્યારે જ તું સમજીશ.[૨૦] જે પુરુષ માતા, પિતા, બ્રાહ્મણ અને આચાર્યનું અપમાન કરે છે, તે જ્યારે યમરાજને ત્યાં જાય છે ત્યારે જ, તેનું ફળ ભોગવે છે ને ત્યારે જ શુદ્ધિને પામે છે.[૨૧] જે મનુષ્ય આ ક્ષણભંગુર દેહને પામીને તપની પ્રાપ્તિ કરતો નથી, તે મૂઢ પ્રાણી દેહ છૂટી જવા પછી કર્મગતિને પામીને અત્યંત પશ્ચાત્તાપ પામે છે.[૨૨] બુદ્ધિવિહીન પુરુષ, માતાપિતાની સેવા વગર કદી સદ્બુદ્ધિ પામતો નથી; અને દુષ્ટ બુદ્ધિ પ્રમાણે ચાલીને જે પ્રાણી દુષ્ટ કર્મમાં લાગ્યો છે, તે તેનાં કર્માનુસાર નરકને જ પ્રાપ્ત થાય છે.[૨૩] માણસને આ જગતમાં જે સમૃદ્ધિ, રૂપ, બળ, પુત્ર અને શૌર્ય પ્રાપ્ત થાય છે, તે તેમના પુણ્યકર્મથી જ પ્રાપ્ત થાય છે.[૨૪] માટે હે રાવણ! તું બુદ્ધિરહિત છે અને દુષ્ટ કર્મમાં પ્રવર્તે છે, તેથી દુર્ગતિને પામવાનો છે અને તેથી જ હું તારી સાથે ભાષણ કરનાર નથી– અસત્ પુરુષની સાથે સત્પુરુષે એવું જ આચરણ રાખવું યોગ્ય છે."[૨૫]

ધનાધિપ કુબેરે, રાવણના પ્રધાનોને પણ એ પ્રમાણે કહીને તેમને પ્રહાર કરવા માંડ્યા, એટલે મારીચ આદિ પ્રધાનો નાસી ગયા.[૨૬] વળી યક્ષોના પતિ કુબેરે, રાવણના માથામાં પણ એક ગદાનો સજ્જડ પ્રહાર કર્યો, પણ તે બળવાન્ જરાએ પાછો હઠ્યો નહિ.[૨૭] હે રાઘવ! તે મહા દારુણયુદ્ધમાં યક્ષોનો રાજા અને રાક્ષસનો રાજા એક બીજાને પ્રહાર કરતા હતા, પણ કોઈ કોઇથી ગાંજ્યા જાય તેવા નહોતા.[૨૮] કુબેરે રાવણના ઉપર અગ્ન્યાસ્ત્ર મૂક્યું, ત્યારે તેણે વરુણાસ્ત્ર મૂકી તેનું પ્રશમન કર્યું.[૨૯] પછી રાક્ષસેશ્વર રાવણે, કુબેરને હણવાની ઇચ્છાથી માયા વિસ્તારી અને પોતાનાં એક લક્ષ રૂપ કર્યાં.[૩૦] તે દશાનન સંગ્રામમાં વ્યાઘ્ર, વરાહ, મેઘ, પર્વત, સમુદ્ર, વૃક્ષ, યક્ષ અને દૈત્યરૂપે દેખાવા લાગ્યો.[૩૧] આમ માયા વિસ્તારી તેણે બાણ મૂકવા માંડ્યાં, જેની માયાથી ઉત્પન્ન કરેલા વ્યાઘ્રાદિ દેખાતા હતા, પણ તે પોતે ક્યાં છે તે દેખાતો નહોતો–તેનાં બાણો માયારૂપ જોવામાં આવતાં હતાં, પણ તે જોવામાં આવતો નહોતો. હે રામ! છેવટે ક્રૂર રાવણે, પોતાનું મોટું અસ્ત્ર હાથમાં લઈ, તે પર મોટી ગદા ચઢાવી, મસ્તક પાછળ ફેરવીને, કુબેરના મસ્તક ઉપર પ્રહાર કર્યો.[૩૨] તેનો પ્રહાર થતાં જ, લોહીલોહાણ થયેલો કુબેર, જેમ મૂળ કપાઈ જવાથી અશોકવૃક્ષ પૃથિવી ઉપર પડે છે, તેમ તે ભૂમિ ઉપર ઢળી પડ્યો.[૩૩] તત્ક્ષણ તેના પદ્માદિ પ્રધાનો તેને નંદનવનમાં લઈ ગયા અને ત્યાં તેનું સારી પેઠે સાંત્વન કરવા માંડ્યું.[૩૩] આ પ્રમાણે ધનેશ્વરને જિતવાથી, વિજયી થયેલા રાક્ષસોના રાજાએ, વિજયચિન્હ તરિકે વિખ્યાત પુષ્પકવિમાનને પોતાને અધીન લીધું.[૩૪]

એ પુષ્પકવિમાન, સુવર્ણના સ્તંભયુક્ત હતું. વૈડૂર્ય મણિની તેમાં કમાનો હતી, મોતિથી તે જડાયલું હતું, સર્વ ઋતુમાં ફળ આપે એવાં તેમાં વૃક્ષો હતાં;[૩૫] મન જેવા વેગથી તે ગતિ કરનારું અને ઇચ્છામાં આવે ત્યાં લઈ જનારું હતું. તે કામરૂપી, આકાશગામી, મણિ અને સુવર્ણનાં પગથિયાંવાળું, શુદ્ધ સુવર્ણની બેઠકોવાળું, દેવોને વહન કરનારું, અક્ષય તથા નિત્ય દૃષ્ટિને રમ્ય લાગે એવું, ઘણાં આશ્ચર્યથી ભરપૂર, નાનાં પ્રકારનાં ચિત્રવાળું, બ્રહ્માએ નિર્માણ કરેલું અને ધારેલા અર્થને પૂરે એવું, મનોહર, સમશીતોષ્ણ, સર્વ ઋતુઓમાં સુખ આપનારું અને સર્વોત્તમ હતું.[૩૬–૩૯] આવા રુડા વિમાનને પામીને, રાક્ષસોનો રાજા રાવણ, બહુ ગર્વ કરવા લાગ્યો. તેમાં આરૂઢ થઈ, જાણે પોતે ત્રણે લોકને જિત્યો હોય, તેમ તે માનવા લાગ્યો. ત્યાર પછી વૈશ્રવણને જિતીને તે કૈલાસ પર્વતથી નીચે ઉતર્યો અને પોતાના જ વિજયે કરીને પ્રતાપી થયેલો, મુકુટ તથા હાર પહેરેલો અને ઉત્તમ વિમાનમાં બેઠેલો તે, જેમ દેવસભામાં અગ્નિ શોભે તેમ શોભતો હતો.[૪૦–૪૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પંદરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૬ મો
## નંદીનો શાપ

હે રામ! રાક્ષસાધિપ રાવણ, પોતાના ભાઈ કુબેરને જિતીને, કાર્તિક સ્વામીના જન્મસ્થાન શરવણ વનમાં આવ્યો.[૧] તે વન કિરણસમૂહથી ઝળહળતું–જાણે બીજો સૂર્ય જ હોય તેવું દેખાતું હતું.[૨] હે રામ!

એ રાવણ પુષ્પકમાં બેસી, પર્વત ઉપર જઇને તે વનની શોભાને નિહાળતો હતો, એટલામાં એચિંતું પુષ્પકવિમાન અટકી ગયું–તે આગળ ન ડગે ને પાછળે ન હઠે.[૩] પછી રાવણે વિચાર કરીને પોતાના પ્રધાનોને કહ્યું કે, "આ વિમાન બ્રહ્માએ ઘડેલું છે અને તે તેમાં બેસનારની ઇચ્છા પ્રમાણે ગતિ કરનારું છે, છતાં તે અહીં એકાએક કેમ અટકી ગયું, તે મને સમજાતું નથી.[૪] આજે એ વિમાન મારી ઇચ્છા પ્રમાણે ગતિ કરતું નથી, તેનું કારણ શું? મને તો એમ લાગે છે કે, આ પર્વત ઉપર વસતા કોઈ દેવે એને અટકાવ્યું હશે!"[૫] હે રામ! ત્યારે બુદ્ધિમાન્ મારીચ પ્રધાને કહ્યું કે "હે રાજન્! આ વિમાન ચાલતું નથી, તેનું કારણ એવું જ કંઈ હોવું જોઈએ.[૬] અથવા આ વિમાન ધનેશ્વરનું છે અને હવે ધનેશ્વર રહિત તે થયું છે તેથી કદાચ ચાલતું નહિ હોય.[૭] જ્યાં આ પ્રમાણે મારીચ બોલે છે તેટલામાં તો, વિકરાળ, કાળો, પિંગળ, વામણો, વિકૃત, બોડા મસ્તકનો, ટુંકા હાથવાળો, ને બળવાન્ શિવનો નંદી નામે અનુચર ત્યાં આવ્યો અને જરા પણ શંકા રાખ્યા વિના, તેણે રાક્ષસેશ્વરને કહ્યું કે,[૮–૯] "હે દશગ્રીવ! શંકર આ પર્વત ઉપર ક્રીડા કરે છે, માટે તું અહીંથી જ પાછો ફર. આ પર્વત, પક્ષી, નાગ, યક્ષ, દેવ, ગંધર્વ અને રાક્ષસને તથા પ્રાણી માત્રને અગમ્ય છે."

નંદીએ આ પ્રમાણે કહ્યું, એટલે તે ક્રોધ પામી રોષથી કંપાયમાન થયો અને પોતાનાં નેત્ર લાલપીળાં કરી નાંખીને, વિમાનમાંથી કૂદી પડ્યો. એ શંકર તે વળી કોણ? એમ કહીને તે પર્વતની તળેટીમાં દોડી આવ્યો.[૧૦–૧૨] ત્યાં તેજથી પ્રકાશતા, પર્વતને ટેકો દઈ શંકરની સમીપે ઉભા રહેલા, જાણે બીજા શંકર જ હોય તેવા નંદીશ્વરને તેણે જોયા.[૧૩] એ નંદીના મુખની આકૃતિ વાનરના જેવી જોઇને, રાવણે મેઘગર્જના સમાન મોટેથી અટ્ટહાસ કર્યું.[૧૪] તે જોઈ શંકરના બીજા શરીરરૂપ નંદીને અત્યંત ક્રોધ ચઢ્યો. તેણે સામે ઉભેલા દશાનનને શાપ દીધો કે,[૧૫] "હે દશાનન! વાનર જેવા મારા મુખને જોઇને તેં વજ્રપાત સમાન હાસ્ય કર્યું, તો જા તારા કુળને નાશ કરવાને માટે, મારા બળથી પૂર્ણ એવા તથા મારા સમાન રૂપ, બળ અને તેજવાળા વાનરો જ ઉત્પન્ન થશે.[૧૬–૧૭] હે ક્રૂર! તે વાનરાઓ નખ અને દાઢરૂપી આયુધ ધરશે, વળી તે મનવેગી, યુદ્ધોન્મત્ત, બળવાન્ અને પર્વત જેવી મોટી કાયાવાળા થશે,[૧૮] અને તે જ વાનરો સહપરિવાર તારા મનમાં ઉત્પન્ન થયેલો ગર્વ ઉતારીને તારા પુત્રો તથા અમાત્યો સહિત તારો સંહાર કરશે.[૧૯] હે રાક્ષસ! હમણાં જ હું તને હણવાને સમર્થ છું, પણ તું તારાં કર્મવડે જ હણાયલો છે, તેને હણીને હું શું કરું?"[૨૦] દેવ નંદીશ્વર આ પ્રમાણે બોલતા હતા તે વેળાએ, અંતરિક્ષમાં દેવનાં દુંદુભિ વાગ્યાં અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ.[૨૧]

પણ રાવણે નંદીશ્વરના વચનપર લક્ષ દીધું નહિ. તે પર્વતની તળેટી પાસે જઇને બોલ્યો કે–[૨૨] "હે નંદિ! મારા વિમાનની ગતિ આ પર્વતને લીધે અટકી છે, તો હું આ પર્વતને જ જડમૂળથી ઉખેડી નાંખીશ.[૨૩] શંકર એક રાજાની માફક આ પર્વત ઉપર રોજ ક્રીડા કરે છે, તે કિયા સામર્થ્યે કરીને કરે છે? તેણે જાણવા યોગ્ય આ સમીપે રહેલું ભયનું કારણ જાણ્યું નથી."[૨૪] આ પ્રમાણે કહીને, હે રામ! રાવણે પોતાના હાથ વિસ્તાર્યા અને તે પર્વતને મૂળથી ઉંચકવા માંડ્યો. પર્વત કંપાયમાન થયો;[૨૫] ને પર્વતના કંપવાથી તે ઉપર રહેલા દેવના ગણ પણ કંપી ઉઠ્યા; પાર્વતી દેવી પણ કંપીને શંકરને બાથ ભરી ગયાં.[૨૬] હે રામ! પછી દેવપ્રવર મહાદેવ શંકરે માત્ર લીલાથી જ, પોતાના અંગુઠાથી તે પર્વતને દબાવ્યો, જેથી રાવણના થાંભલાના જેવા (વીશે) હાથ તે પર્વતતળે દબાઈ ગયા. તે જોઇને તેના સર્વે પ્રધાનો વિસ્મયથી દંગ થઈ ગયા.[૨૭–૨૮] હાથ દબાયા, ક્રોધ ચઢ્યો અને પીડા થઈ એટલે તે રાક્ષસે, એક મોટી ચીસ પાડી, જેથી ત્રણે લોક ખળભળી ઉઠ્યા.[૨૯] તેના પ્રધાનો તો એમ જ સમજ્યા કે, યુગાંતના ક્ષય વખતે જેવું વજ્ર પડે છે, તેવું આ કોઈ વજ્ર પડ્યું કે શું! ઇન્દ્રાદિ દેવલોક પણ રાવણની રાડથી પોતાના માર્ગથી ચલાયમાન થઈ ગયા,[૩૦] સમુદ્રો ક્ષોભ પામ્યા, પર્વતો ચલાયમાન થયા અને યક્ષ, વિદ્યાધર અને સિદ્ધ વગેરે પણ, 'અરે આ શું થયું'? એમ કહેતા દોડાદોડી કરી રહ્યા.[૩૧]

પછી રાવણને તેના પ્રધાનોએ કહ્યું કે–"હે દશાનન! હવે તો આપ ઉમાના પતિ નીલકંઠ ભગવાન્ શિવજીને પ્રસન્ન કરો તો જ છૂટો! એ દેવ વિના શરણ આપે એવો અમે બીજા કોઇને જોતા નથી.[૩૨] સ્તુતિવડે નમ્ર થઇને તેમને શરણે જશો, તો એ કૃપાળુ શંકરદેવ પ્રસન્ન થઈને તમપર કંઈ દયા કરશે."[૩૩] મંત્રીઓનાં વચનથી પ્રેરાયલો રાવણ, પછી નાના પ્રકારનાં સ્તોત્રોવડે શંકરની સ્તુતિ કરવા લાગ્યો. જ્યારે સ્તુતિ કરતાં અને રુદન કરતાં કરતાં તેને એક હજાર વર્ષ વીતી

ગયાં, ત્યારે મહાકૃપાળુ ભગવાન્ શંકર તેના ઉપર પ્રસન્ન થયા; અને હે રામ! પર્વતની પાસે બેસી રહેલા તે રાવણના હસ્ત છૂટા કરીને, તેને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ[૩૪-૩૫] "હે દશાનન! તારા પરાક્રમથી તથા સ્તુતિથી હું પ્રસન્ન થયો છું. હે રાજન્! પર્વત તળે તારા હાથ દબાવાથી તેં જે મોટી રાડ પાડી, તેથી ભય પામીને ત્રણે લોક નાસી ગયા તેથી, ભવિષ્યમાં તું 'રાવણ' નામે જગવિખ્યાત થશે.[૩૬-૩૭] એટલું જ નહિ, પણ દેવ, યક્ષ ને મનુષ્યાદિ સર્વ લોકને રોવરાનારો એટલે-રાવણ એમ કહીને જ તને બોલાવશે.[૩૮] હે પૌલસ્ત્ય! હવે તું જે માર્ગે જવાને ઇચ્છતો હોય, તે માર્ગે સુખેથી ગમન કર. ચાલ, હે રાક્ષસાધિપ! મારી આજ્ઞાથી તું અહીંથી સત્વર ચાલ્યો જા."[૩૯] ભગવાન્ શંભુનાં આવાં વચન સાંભળીને, લંકેશ રાવણ બોલ્યો કે-"હે મહાદેવ! આપ જો મારા ઉપર પ્રસન્ન થયા હો તો, હું એક વરદાન માગું તે આપો.[૪૦] દેવ, ગંધર્વ, દાનવ, રાક્ષસ, ગુહ્યક, નાગ અને બીજા જેઓ મારાથી બળવાન્ હોય, તેમનાથી મારો વધ ન થાય, એવું વરદાન તો મને પ્રાપ્ત થયેલું જ છે અને હે દેવ! મનુષ્યોને તો હું ગણતો જ નથી; કારણ કે, મનુષ્યના અમે આહારી છીએ; અને હે ત્રિપુરાંતક! બ્રહ્માએ જ મને દીર્ઘ આયુષ્ય આપેલું છે; પણ હે દેવ! તમારી પાસેથી હું એટલું જ માગું છું કે, બ્રહ્માએ વરદાન આપ્યા પછી જે વર્ષ વીતી ગયાં હોય, તેટલું આયુષ્ય પાછું આપો અને મારાં બાકી રહેલાં આયુષ્યમાં હું સર્વને જિતી શકું, એવું એક શસ્ત્ર મને આપો."[૪૧-૪૨] રાવણના માંગવાથી પ્રસન્ન થયેલા શંકરે, પછી તેને ચંદ્રહાસ નામનું એક ખડ્ગ આપ્યું; અને ભૂતપતિ શંકરે, તેના આયુષ્યનો જે ભાગ ઓછો થયો હતો, તે પૂર્ણ કરી આપ્યો.[૪૩] આ પ્રમાણે રાવણને વરદાન અને ખડ્ગ આપતાં શંકરે કહ્યું કે-"હે દશાનન! તારે આ શસ્ત્રની અવજ્ઞા કરવી નહીં, નિશ્ચે માનજે કે, જ્યારે તું આની અવજ્ઞા કરીશ, ત્યારે તે પાછું મારી પાસે ચાલ્યું આવશે."[૪૪] આ રીતે શંકરે જેનું નામ 'રાવણ' પાડ્યું છે, એવો દશાનન, શંકરને પ્રણામ કરીને પાછો પુષ્પક વિમાનમાં વિરાજમાન થઈ ભ્રમણ કરવા લાગ્યો.[૪૫]

હે રામ! ત્યાર પછી મહાબળવાન્ રાવણ, ક્ષત્રિયોને પીડા કરતો, આ પૃથિવી ઉપર આમ તેમ, મરજીમાં આવે ત્યાં ફરવા લાગ્યો.[૪૬] આ સમયમાં કેટલાક તેજસ્વી, બળવાન્, શૂરા અને સંગ્રામમાંથી પગ પાછો ન ભરનાર ક્ષત્રિયો તેની અવજ્ઞા કરવાથી, સહપરિવાર તેના ભોગ થઈ પડ્યા અને ઘણા વૃદ્ધ અને બુદ્ધ-ડાહ્યા ક્ષત્રિયો તો, 'આ રાક્ષસ દુર્જય છે,' એમ ધારીને તેની આગળ આવીને કહેવા લાગ્યા કે-'તમો ચક્રવર્ત્તી રાય છો,' આ રીતે નમી પડી બચ્યા હતા.[૪૭-૪૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સોળમો સર્ગ સંપૂર્ણ**



## સર્ગ ૧૭ મો

## રાવણનું મરણબીજ

હે રાજન્! એ રીતે પૃથિવી ઉપર ફરતો ફરતો રાવણ, એકવાર હિમાલયનાં વનોમાં જઈ ચડ્યો.[૧] ત્યાં તેણે મૃગચર્મ પરિધાન કરેલી અને જટા ધારણ કરેલી એક સુંદર કન્યા દીઠી. તપના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થયેલી તે કન્યા, કોઈ તેજસ્વી દેવી હોય તેવી દેખાતી હતી.[૨] તે રૂપસંપન્ન અને તપવ્રત ધારણ કરેલી કન્યાને જોતાં જ, પાપી રાવણને મોહ અને કામ ઉત્પન્ન થયો, એટલે હસતાં હસતાં તે તેની પાસે જઈ કહેવા લાગ્યો કે-[૩] "હે ભદ્રે! આ વૃદ્ધને શોભે એવું વ્રત, તું યૌવનમાં કેમ લઈ બેઠી છે? અલિ! આ તારા સુંદર રૂપને આવું વ્રતાચરણ શોભતું નથી![૪] હે ભદ્રે! તારું યૌવન તો પુરુષને કામ અને ઉન્માદ ઉત્પન્ન કરે એવું અને સર્વોત્તમ છે; તો હે ભીરુ! તારા જેવીએ તપનો નિશ્ચય કરી બેસવું, એ ખચિત અયોગ્ય જ છે.[૫] હે ભદ્રે! તું કોની પુત્રી છે અને હે સુંદરાનને! તું કયા ભાગ્યશાળી નરની પત્ની છે? ભદ્રે! તારા યૌવનનો યથેચ્છ ભોગ લેનાર પુરુષને જ હું તો આ ભૂમિ ઉપર પૂર્ણ પુણ્યશાળી સમજું છું.[૬] પણ તેં શા દુઃખે આ તપનો પરિશ્રમ કરવા માંડ્યો છે, તે હે સુભગે! તું મને યથાર્થ જણાવ."

રાવણનાં વચન સાંભળી, યશસ્વિની તપોધના તે કન્યાએ, રાવણનો સત્કાર કરીને આ પ્રમાણે કહ્યું; "એ દશાનન! અમાપ તેજવાળા કુશધ્વજ નામે બ્રહ્મર્ષિ મારા પિતા કે જે, બૃહસ્પતિના પુત્ર હતા, તેની બુદ્ધિ પણ બૃહસ્પતિના જેવી જ હતી.[૭-૮] તે નિરંતર વેદનો જ અભ્યાસ કરતા હતા, તેમની હું વાઙ્મયી કન્યા છું. મારું નામ વેદવતી છે.[૯] એક વખત દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને સર્પ-સર્વે આવીને મારા પિતાને કહેવા લાગ્યા કે, 'તમે આ કન્યાનો વિવાહ

અમારી સાથે કરો.[૧૦] પણ હે રાક્ષસેશ્વર! મારા પિતાએ મારો વિવાહ કરવાની ના કહી. આમ વિવાહ ન કરવાનું કારણ, તેમના મનમાં કંઈ નિરાળું જ હતું. હે મહાભુજ! તેનું કારણ એ જ કે, તેમના મનમાં ત્રિલોકેશ્વર વિષ્ણુને પોતાના જમાઈ કરવાની ઇચ્છા હતી અને તેથી જ મારો વિવાહ કર્યો નહિ.[૧૧-૧૨] મારા પિતાનો હેતુ જાણીને દૈત્યોનો રાજા શુંભ ઘણો ક્રોધ પામ્યો અને તે પાપીએ મારા પિતાને નિદ્રાવશ સ્થિતિમાં મારી નાંખ્યા.[૧૩] સ્વામીના મરણથી દીન થયેલી મારી માતાએ, તેમના મૃત શરીરને ખોળામાં લઈને અગ્નિમાં પ્રવેશ કર્યો.[૧૪] ત્યાર પછી હું આ વનમાં આવી છું અને મારા પિતાની ધારણા સફળ કરવા મેં નારાયણને પ્રસન્ન કરવાને માટે આ ઉગ્ર તપશ્ચર્યાનો અંગીકાર કર્યો છે. હે રાક્ષસેશ્વર! આ પ્રમાણે મારું વૃત્તાન્ત છે.[૧૫-૧૬] નારાયણ જ મારો સ્વામી છે અને એ પુરુષોત્તમ વિના બીજો કોઈ મારો પતિ થશે નહિ. આ ઘોર તપ માત્ર હું તેમને માટે જ કરું છું.[૧૭] હે પૌલસ્ત્ય! ત્રૈલોક્યમાં જે કંઈ છે, તે સર્વ હું તપના પ્રભાવથી જાણું છું; અને તેથી મેં તને ઓળખ્યો છે, માટે હવે તું તારે માર્ગે ચાલ્યો જા."[૧૮]

પણ કામથી મોહ પામેલો રાવણ તો વિમાનમાંથી નીચે ઉતર્યો અને તે કન્યાની પાસે જઈને કહેવા લાગ્યો કે,[૧૯] "હે સુશ્રોણિ! તારા કથનથી તું મને બહુ ગર્વવાળી માલમ પડે છે, પણ અલિ બાળા! વૃદ્ધજન ધર્મ અને તપનો સંચય કરે તો તે તેને શોભે, પણ યૌવના સ્ત્રી ધર્મ અને તપનો આરંભ કરે, એ તેને શોભા આપે નહિ.[૨૦] તું સર્વગુણસંપન્ન છે, તેથી તને આ પ્રમાણે બોલવું શોભતું નથી. હે ત્રૈલોક્યમોહિનિ! ભીરુ! આ તારું તારુણ્ય એળે જાય છે, તેના સામું તો જરાક જો.[૨૧] હે ભદ્રે! હું લંકાનગરીનો રાજા દશગ્રીવ છું, ને આ જગમાં પ્રસિદ્ધ છું. અલિ કલ્યાણિ! તું મારો હાથ ઝાલીને નાના પ્રકારના ભોગ વિલાસનો સ્વીકાર કર ને મારે મંદિરે આવીને બેસ.[૨૨] તું જે કહે છે, તે નારાયણ વળી કોણ છે? હે ભદ્રે! બળે, તપે, ભોગવિલાસે અને વીર્યે કરીને પણ એ વિષ્ણુ કે જેની તું ઇચ્છા કરે છે, તે મારા સમાન નથી, તે તું જાણે છે કે નહિ?"[૨૩]

રાવણને આ પ્રમાણે બોલતો જોઈને, તે તપસ્વિની વેદવતીએ કહ્યું કે—"ચૂપ! મા બોલ! વિષ્ણુના સંબંધમાં આવું મા બોલ.[૨૪] એ વિષ્ણુ ત્રણે લોકના અધિપતિ અને સર્વ નમસ્કૃત છે, પણ હે ગર્વિષ્ઠ, તારા વગર બીજો કયો બુદ્ધિમાન્ પુરુષ, વિષ્ણુનું આ રીતે અપમાન કરે?"[૨૫]

આટલું કહીને વેદવતી અબોલ રહી; પણ રાવણે તેને કેશથી પકડી ખેંચવા માંડી,[૨૬] ત્યારે ક્રોધ પામેલી વેદવતીએ, બીજા હાથે પોતાના કેશ કાપી નાંખ્યા. તે કેશ કાપવામાં તેના હાથે જ ખડ્ગનું કાર્ય કર્યું હતું.[૨૭] પછી અપાર ક્રોધથી જાણે રાવણને બાળી નાંખતી હોય, તેમ થઈને તેણે મરણને માટે અગ્નિને પ્રજ્જ્વલિત કર્યો;[૨૮] અને રાવણને કહ્યું કે, "હે અનાર્ય! તેં મને સ્પર્શ કર્યો, તેથી હવે મારે જીવવું યોગ્ય નથી અને એ રાક્ષસાધમ! હું તારી સમક્ષ જ આ અગ્નિમાં પ્રવેશ કરીશ અને તારા વધને માટે પૃથિવી ઉપર પુનઃ જન્મ લઈશ;[૨૯-૩૦] કારણ કે, પાપી પુરુષને સ્ત્રીએ હણવો, એ તો અશક્ય જ છે અને તને શાપ દઉં તો મારા તપનો ક્ષય થાય, તેથી તેમ કરતી નથી;[૩૧] પણ જો મેં કંઈ પુણ્ય, દાન અને હોમ વગેરે કર્મ કર્યું હોય તો, તે પુણ્યના પ્રભાવે, યોનિથી નહિ ઉત્પન્ન થયેલી એવા રૂપે, ધર્મવાનની હું પુત્રી થાઉં—(અને તારા નાશનું કારણ થાઉં.)"[૩૨] આટલું કહેતામાં તો વેદવતીએ પ્રદીપ્ત થયેલા અગ્નિમાં પ્રવેશ કર્યો, એટલે આકાશમાંથી દિવ્ય પુષ્પવૃષ્ટિ થઈ.[૩૩]

અગસ્ત્ય મુનિ બોલ્યા—'હે પ્રભો! એ વેદવતી તે જનક રાજાની પુત્રી સીતા છે; અને હે મહાબાહુ! તમે સનાતન વિષ્ણુ છો ને આ જન્મ ધરીને તેના સ્વામી થયા છો.[૩૪] આ રીતે પૂર્વ જન્મમાં જ ક્રોધથી હણેલા રાવણને, આ જન્મે વેદવતીએ, તમારા વીર્યનો આશ્રય કરીને હણ્યો છે.[૩૫] એ રીતે એ મહાભાગ્યવતી દેવી, હવેના કલ્પમાં પણ હલાગ્રે ખેડેલા ક્ષેત્રમાંથી જેમ વેદીમાંથી અગ્નિની જ્વાળા ઉત્પન્ન થાય, તેમ ઉત્પન્ન થશે.[૩૬] એ સીતા, કૃતયુગમાં વેદવતી નામે હતી, અને ત્રેતા યુગમાં રાવણના વધને માટે મહાત્મા જનકના મૈથિલ કુળે ઉત્પન્ન થઈ, સીતા નામે પ્રસિદ્ધ થઈ છે.'[૩૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સત્તરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૮ મો

### દેવોનું તિર્યક્ યોનિમાં પેસવું

(અગસ્ત્યે કહ્યું કે) વેદવતીએ અગ્નિમાં પ્રવેશ કર્યા પછી, રાવણ પુષ્પક વિમાનમાં પાછો બેઠો અને પૃથિવી ઉપર ફરવા લાગ્યો.[૧] ફરતાં ફરતાં દેવતાએ

સહિત ઉશીર બીજ દેશમાં મરુત્ત રાજા યજ્ઞ કરતો હતો, ત્યાં જઈ ચઢયો.[૨] ત્યાં બૃહસ્પતિનો બંધુ સંવર્ત બ્રહ્મર્ષિ, સર્વ દેવો સન્મુખ તે રાજાને યજ્ઞ કરાવતો હતો.[૩] વરદાનવડે દુર્જય થયેલા રાવણને જોઈ 'તે આપણને પીડા કરશે' એવા ભયથી તે યજ્ઞમાં આવેલા સર્વે દેવતાઓ, તિર્યક્ યોનિમાં રૂપાન્તર પામીને છૂપાઈ ગયા.[૪] ઇન્દ્ર મયૂર, ધર્મે વાયસ, કુબેર કાચંડ અને વરુણ હંસના રૂપમાં અદૃશ્ય થઈ ગયા.[૫] હે શત્રુમર્દન! બીજા દેવતાઓ પણ એ જ પ્રમાણે જૂદા જૂદા રૂપમાં પ્રવેશી, સંતાઈ ગયા હતા. ત્યાં શ્વાન જેવો અપવિત્ર રાવણ યજ્ઞમંડપમાં દાખલ થયો, અને રાજા મરુત્તની પાસે જઇને તે બોલ્યો કે–"હે રાજા! તું મને યુદ્ધ આપ, કિંવા 'હું જિતાયો છું', એમ કહે.[૬–૭] રાજા મરુત્તે પૂછ્યું કે, "અલ્યા તું કોણ છે?" આ પ્રશ્ન સાંભળી રાવણ ખડખડાટ હસી પડ્યો અને પછી બોલ્યો કે,[૮] "હે રાજન્! તું મને જોઇને વિસ્મય પામતો નથી, એટલું જ નહિ, પણ ભયે પામતો નથી ને અનાદર પણ કરતો નથી, તે જોઇને હું તારા ઉપર પ્રસન્ન થયો છું. પણ તું જાણ કે, હું રાવણ એવે નામે કુબેરનો નાનો ભાઈ છું.[૯] મેં મારા મોટા ભાઇને જિતીને આ વિમાન આણ્યું છે, એવો હું બળવાન્ છું. મારા બળને ન જાણે એવો તારા સિવાય ત્રણે લોકમાં કોઈ પણ નથી, પણ તું જાણતો નથી, એ બહુ આશ્ચર્ય!"[૧૦]

પછી મરુત્ત રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે–"મોટા ભાઇને સંગ્રામમાં જિત્યો! 'વાહ! ધન્ય! ધન્ય!' નિઃશંક તારા જેવો ત્રણલોકમાં બીજો કોણ હોય?[૧૧] ધર્મ આચરીને વરદાન પામેલો તારા જેવો તે બીજો કોણ હોય? પણ અલ્યા! જેનાં આચરણ ધર્મથી વિરુદ્ધ હોય, તે પાપી આ લોકમાં વખાણવા જોગ નથી જ.[૧૨] મોટા ભાઈ ઉપર પરાક્રમ કરવાથી ફૂલાતા, હે દુર્મતે! ઉભો રહે, મારી પાસેથી હવે તું જીવતો જવાનો નથી. આજ હું તને અતિ તીક્ષ્ણ બાણોથી યમસદનમાં મોકલી દઈશ."[૧૩] આ પ્રમાણે કહીને ક્રોધ પામેલો મરુત્ત રાજા, ધનુષ બાણ લઇને યુદ્ધ કરવાને માટે તત્પર થયો; પરંતુ સંવર્ત ઋષિએ વચમાં પડીને કહ્યું કે,–"હે રાજન્! આ તમે શું કરો છો? આ જ તમે પ્રહાર કરવાને યોગ્ય કાળ જુવો છો કે? યજ્ઞ દીક્ષા લીધેલાએ યુદ્ધ કરવું જોઇએ નહિ જ.[૧૪–૧૫] હે રાય! આ મહેશ્વર યજ્ઞ છે અને તે અપૂર્ણ જ રહે તો વંશનો ક્ષય કરે છે. વળી હે રાજન્! દીક્ષા લીધેલાને તે વળી યુદ્ધક્રોધ શાનો?[૧૬] યુદ્ધ કરશો તેમાં પણ તમને જ જય મળશે, એવી આશા નથી. કારણ કે આ રાક્ષસ દુર્જય છે." પોતાના ગુરુનાં વચન સાંભળીને, મરુત્ત રાજા યુદ્ધ કરવા જતો હતો ત્યાંથી ધનુષ બાણ નાંખી દઈને પાછો વળ્યો અને યજ્ઞકાર્યમાં સામેલ થયો.[૧૭] આમ થતાં શુકાદિ, રાવણના મંત્રીઓએ પોતાનો વિજય થયો છે, એમ માનીને જયઘોષ કરી દશે દિશાઓ ગજાવી મૂકી.[૧૮] પછી યજ્ઞમાં આવેલા મહર્ષિઓનું ભક્ષણ કરી તથા તેમના લોહીથી તૃપ્ત થઈ, રાવણ પુનઃ પૃથિવી ઉપર ભ્રમણ કરવા લાગ્યો.[૧૯]

રાવણના ગયા પછી તિર્યક્ યોનિમાં પ્રવેશી ગયેલા ઇંદ્રાદિ દેવતાઓ, પોતાના મૂળ રૂપમાં આવ્યા અને તેણે જે જે પક્ષીનાં રૂપ લીધાં હતાં, તે તે પક્ષીને વરદાન આપ્યાં.[૨૦] ઇંદ્રે હર્ષ પામીને કૃષ્ણપિચ્છ મયૂરને કહ્યું કે–"હે ધર્મજ્ઞ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તેથી વર આપું છું કે, હવે તને સર્પનો ભય રહેશે નહિ.[૨૧] મને હજાર નેત્ર છે, તે તને પિંછામાં ઉત્પન્ન થશે તથા જ્યારે હું મેઘ મોકલીશ ત્યારે તું અપાર આનંદ પામીશ."[૨૨] આ રીતે દેવેશ્વર ઇંદ્રે મયૂરને વરદાન આપ્યું ત્યાર પહેલાં મયૂરનાં પિચ્છ કાળાં હતાં, તે મનોહર થયાં ને નેત્રરૂપ ટીલડીવાળાં થયાં.[૨૩] હે રામ! તે યજ્ઞમંડપના આંગણા આગળ ધર્મરાજાએ વાયસને કહ્યું કે–"હે પક્ષી! હું તારા ઉપર પ્રસન્ન થયો છું, તેથી તને વર આપું છું કે,[૨૪] જેમ બીજાં પ્રાણીઓને નાના પ્રકારના વ્યાધિથી હું પીડા આપું છું, તેમ તને આપીશ નહિ;[૨૫] એટલું જ નહિ, પણ તું કોઇનો વધ કર્યા વગર પણ મરણ પામીશ નહિ.[૨૬] વળી ક્ષુધાથી પીડાતા જે લોક યમલોકમાં રહે છે, તેમના બંધુઓ તને તૃપ્ત કરશે તો તે પણ તૃપ્ત થશે."[૨૭] પછી વરુણે હંસને વર આપતાં કહ્યું કે–"હે પક્ષીરાજ! તારો વર્ણ ચંદ્રના જેવો તથા ગંગાના ફેનસમૂહ જેવો સફેત થશે અને તું મારા શરીરરૂપ જળથી નિરંતર નિર્મળ થઈશ અને તેને જોઈ સૌ આનંદ પામશે. આ પ્રમાણે હું તને મારી પ્રીતિથી કહું છું."[૨૮–૩૦]

હે રામ! પૂર્વે હંસો ધવલ નહોતા, પણ પાંખના અગ્રે કૃષ્ણ હતા. વળી છાતી આગળ પણ બાળ તૃણ જેવા હતા.[૩૧] પછી પર્વતમાં રહેતા કાચંડાને કુબેરે કહ્યું કે–"હું તને પ્રસન્ન થઈ સુવર્ણ રંગી બનાવું છું ને તારું મસ્તક શુદ્ધ કાંચન જેવું પીળું હંમેશાં જ રહેશે અને તને આ સુવર્ણરંગ મારી પ્રીતિથી પ્રાપ્ત

થશે."૩૨-૩૩ આ રીતે યજ્ઞના ઉત્સવમાં દેવો તિર્યક્કોને વરદાન આપી, યજ્ઞ પૂરો થયો ત્યારે રાજા મરુત્તની સાથે સ્વર્ગ લોકમા સિધારી ગયા.૩૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દરામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અઢારમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૯ મો

### રાવણને અનરણ્યનો શાપ

યુદ્ધ કરવાની ઇચ્છાવાળો દશાનન, રાજા મરુત્તને જિતીને, બીજા રાજાઓનાં નગર તરફ ગયો.૧ ઇંદ્ર અને વરુણ જેવા મોટા રાજાઓની પાસે જઇને તેણે કહ્યું કે,-"તમે મને યુદ્ધ આપો અથવા અમે તમારાથી જિતાયા છીએ એમ કહો-મારો આવો નિશ્ચય છે-માટે એમાંથી એક સ્વીકાર્યા વિના તમે મારા હાથમાંથી છૂટવાના નથી."૨-૩ રાવણના ધમકાવ્યાથી તે સર્વ રાજાઓ એકઠા થયા, અને જો કે એ રાજાઓ ભય પામે તેવા ન હોતા, છતાં, શત્રુ વરદાનથી બળશાળી થયલો છે એમ જાણી, તથા એક બીજાની સાથે વિચાર કરીને રાવણને ઉત્તર આપ્યો કે, 'અમે સર્વે તમારાથી જિતાયલા છીએ.' હે રાઘવ! એ પ્રમાણે જૂદે જૂદે વખતે થયેલા દુષ્કંત, સુરથ, ગાધિ, ગય અને પુરૂરવા વગેરે રાજાઓએ પણ પોતપોતાના સમયમાં રાવણને,-'અમે તમારાથી જિતાયલા જ છીએ," એમ જણાવ્યું હતું. પછી ઇંદ્ર, જેમ અમરાવતીનું રક્ષણ કરે છે તેમ જેણે અયોધ્યાનગરીનું રક્ષણ કર્યું હતું એવા અનરણ્ય રાજા પાસે આવીને, રાવણે તે પુરુષવ્યાઘ્ર રાજાને પણ કહ્યું કે,-"હે રાજન્! મને યુદ્ધ આપ અથવા મારાથી જિતાયલો છું એમ કહે; કારણ કે મારી એવી જ આજ્ઞા છે,"૪-૮ પાપાત્મા રાવણના મ્હોંથી આવાં વચન સાંભળીને, જેને ક્રોધ ઉત્પન્ન થયલો છે એવા અયોધ્યાધીશ અનરણ્ય રાજાએ, પ્રત્યુત્તર આપ્યો કે,-૯ "હે રાક્ષસાધિપ! હું તને દ્વંદ્વ યુદ્ધ આપવાને તૈયાર છું; પણ અલ્યા ઓ ગર્વિષ્ઠ! હું સાવધ થાઉં, તેટલામાં તું સ્થિર થા અને દ્વંદ્વ યુદ્ધને માટે સાવધ થા.૧૦ પછી અનરણ્ય રાજાએ પોતાની સેનાને રાવણની સેના સાથે સંગ્રામ કરવાને આજ્ઞા આપી. તુરત જ સેના તત્પર થઇને બહાર નિકળી પડી.૧૧ હે રાજેન્દ્ર! તે સેનામાં દશ હજાર હાથી, એક લાખ ઘોડા, અનેક સહસ્રો રથ અને તેટલું જ પાયદળ હતું.૧૨ પૃથિવીને ઢાંકી નાંખે એવી તે સેના, તરત રાક્ષસોની સાથે યુદ્ધ કરવાને માટે સમરાંગણમાં આવીને ઉભી રહી.

હે રાઘવ! ત્યારપછી અનરણ્ય રાજાની અને રાવણની સેનાનું મોટું યુદ્ધ થયું. પણ હે યુદ્ધવિશારદ! એ રાજાનું સૈન્ય રાવણના સૈન્યની પાસે આવ્યું ત્યારે, જેમ હુતદ્રવ્ય અગ્નિની પાસે જતાં નાશ પામે, તેમ થોડા જ વખતમાં મરણ પામ્યું. અનરણ્ય રાજાના સૈન્યે જો કે દૃઢતાથી પરાક્રમ કર્યું હતું, પરન્તુ પ્રજ્વલિત અગ્નિના જેવા રાવણની આગળ તેમનું કંઈ પણ ચાલ્યું નહિ, તે મરાયું. પછી થોડું રહેલું સૈન્ય જેમ પતંગિયાં દીવાપર પડે, તેમ રાવણના સૈન્ય ઉપર તૂટી પડ્યું, પણ તે તરત જ નાશ પામ્યું અને જેમ પૂર્ણ સહસ્રાવધિ નદીઓ, સમુદ્રમાં આવતાં નાશ પામે છે, તેમ પોતાના સૈન્યને નાશ પામતું જોઇને, અનરણ્ય રાજા ક્રોધ પામી, પોતાનું ધનુષ્ય લઈ, રાવણની સામે આવીને ઉભો રહ્યો.૧૩-૧૮ તેણે જોતજોતામાં રાવણના મંત્રીઓ મારીચ, શુક, સારણ અને પ્રહસ્તને નસાડી મૂક્યા. તેઓ, શિકારીથી વનમાં હરણ નાસે, તેમ નાસતા હતા.૧૯ પછી અનરણ્ય રાજાએ રાવણના મસ્તક ઉપર, જેમ પર્વત ઉપર જળાધારાઓ પડે, તેમ આઠસો બાણ મૂક્યાં. પણ તેથી રાવણને ઘા સરખો પણ થયો નહિ.૨૦-૨૧ પછી સામે આવી રાક્ષસોના રાજા રાવણે, ક્રોધ કરીને તે રાજાના મસ્તકને એક થાપટ મારી, જેથી અનરણ્ય રાજા પોતાના રથમાંથી નીચે ગબડી પડ્યો;૨૨ અને જેમ વજ્રથી છેદાયલું સાલવૃક્ષ અરણ્યમાં પડે છે, તેમ તે રાજા વિહ્વળ થતો કંપાયમાન થઈ પૃથિવી ઉપર પડ્યો.૨૩

ઇક્ષ્વાકુ કુળનો તે રાજા પડ્યો ત્યારે રાવણે હસીને કહ્યું કે, "અલ્યા ગાંડા! મારી સાથે યુદ્ધ કરવાથી શું ફળ મળ્યું?૨૪ હે રાજા! મને દ્વંદ્વ યુદ્ધ આપે એવો કોઈ પણ રાજા (આ) ત્રિલોકમાં તો નથી જ; પણ મને તો લાગે છે કે, ભોગમાં આસક્ત થઈ તું અંતઃપુરમાં બેશી રહ્યો હશે, તેથી તેં મારા બળ વિષે કંઈ સાંભળ્યું હોય એમ લાગતું નથી."૨૫ તે જ્યારે એ રીતે બોલતો હતો, ત્યારે અનરણ્ય રાજા મંદ સ્વરથી બોલ્યો કે 'હવે શું કરવું? કાળનું ઉલ્લંઘન કોઇથી થતું નથી. (આજે મરવું જ છે.')૨૬ પછી તેણે રાવણને કહ્યું કે-"હે રાક્ષસ! તારા જેવા આત્મશ્લાઘી રાજાથી હું જિતાયો નથી, પણ માત્ર કાળથી જ હું આ દશાને પામ્યો છું; તું તો માત્ર મારા પરાજયનું

એક નિમિત્ત જ છે.[૨૭] આ મારા પ્રાણ કંઠે આવેલા છે અને અત્યારે કંઈ પણ કરવાને હું સમર્થ નથી, પણ હે રાક્ષસ! હું યુદ્ધથી નિવૃત્ત થઈ હણાયો નથી, પણ સંગ્રામમાં જ પડ્યો છું એમ માનજે.[૨૮] તારાં વચન ઇક્ષ્વાકુ કુળને લાંછન લાગે એવાં છે, માટે હવે હું કહું તે સાંભળઃ-"જો મેં દાન, યજ્ઞ અને નિયમથી તપ કર્યું હોય, તથા જો મેં સારી રીતે પ્રજાપાલન કર્યું હોય, તો આ મારું વચન સફળ થજો.[૨૯] તે વચન તે આ છે કે-મારા કુળમાં ઉત્પન્ન થયેલા દશરથરાજાનો પુત્ર રામ તારા પ્રાણ હરે."[૩૦] હે રામ! અનરણ્ય રાજાએ જ્યારે રાવણને એ રીતે શાપ દીધો, ત્યારે અંતરિક્ષમાં કાન ફાડી નાંખે એવાં દેવલોકનાં દુંદુભિ ગગડ્યાં અને પુષ્પવૃષ્ટિ થઈ રહી.[૩૧] હે રાજેન્દ્ર! પછી અનરણ્ય રાજા સ્વર્ગે સીધાવ્યો અને દિગ્વિજય કરવાને રાવણ પણ ત્યાંથી આગળ ચાલ્યો.[૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં ઓગણીસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૨૦ મો
## નારદનો સમાગમ

પછી મનુષ્ય લોકને ત્રાસ પમાડતા રાક્ષસોના રાજા રાવણને ગગનમંડળમાં ફરતા ભગવાન્ નારદમુનિ મળ્યા.[૧] પ્રથમ તો દશગ્રીવે મુનિને પ્રણામ કર્યા અને તેમના કુશળ સમાચાર પૂછ્યા અને પછી તેને આવવાનું કારણ પૂછ્યું.[૨] ત્યારે અમાપ તેજવાળા ને મેઘના પૃષ્ઠ ઉપર બેઠેલા સમર્થ દેવર્ષિ નારદે, પુષ્પકવિમાનમાં બેઠેલા રાવણને કહ્યું કે,[૩] "હે રાક્ષસાધિપ! હે સૌમ્ય! હે વિશ્રવાના પુત્ર! મારું એક વચન તો સાંભળઃ હું તારાં મોટાં પરાક્રમો સાંભળીને બહુ પ્રસન્ન થયો છું;[૪] તેમ જ વિષ્ણુએ દૈત્યોનો વધ કર્યો, તેથી પણ હું પ્રસન્ન થયો છું અને ગંધર્વ અને નાગનો નાશ થાય એવું, તારું અને વિષ્ણુનું યુદ્ધ થશે, તે જોઇને પણ આપણે તો પ્રસન્ન થઇશું. પણ હમણાં હે રાક્ષસ! જો તું સાંભળે તો, હું તને એક વાત કહેવા ઇચ્છું છું, તે તું ચિત્ત દઇને સાંભળ![૫-૬] હે વત્સ! દેવતાઓ પણ તારો વધ કરવાને સમર્થ નથી, તો પછી તું આ મનુષ્યલોકનો શું કરવાને માટે સંહાર કરે છે? મૃત્યુલોક તો મૃત્યુના વશમાં પડેલો છે, ત્યારથી હણાયલો જ છે; અને દેવ, દાનવ, દૈત્ય, યક્ષ, ગંધર્વ અને રાક્ષસ, એમાંથી કોઇ પણ તારો વધ કરવાને શક્તિમાન્ નથી, તો પછી બાપડા મનુષ્ય લોક તને શું કરી શકે તેમ છે? હે દશગ્રીવ! મારું માને તો તારે મનુષ્ય લોકને સંતાપવો નહિ. મનુષ્ય લોક પોતાના કલ્યાણમાં પણ મૂઢ છે, અને વિષયવ્યસનમાં લુબ્ધ અને વૃદ્ધાવસ્થાદિ બીજા પણ અનેક વ્યાધિઓથી જકડાયલો છે; તો ઓ પરાક્રમી! મરેલાને તે એવો કોણ અધમ હોય કે મારે?[૭-૯] જે અનેક જાતની ઉપાધિથી મરી રહેલા છે, એવાની સાથે કયો બુદ્ધિમાન્ યુદ્ધ કરવાને માટે નિકળે?[૧૦] જે ક્ષુધા, તૃષા અને જરાદિથી નિરંતર નાશ પામતા જ જાય છે, તેમને તો દૈવે જ હણેલા છે. તેને હણીને કોણ યશ પામે છે? આ રીતે વ્યાધિ, વિષાદ અને બંધુજનોના વિયોગથી વિમૂઢ થઈ રહેલા મનુષ્ય લોકનો ક્ષય કરવાથી તને શો લાભ થવાનો છે?[૧૧] હે મહાબાહો! મનુષ્ય લોકનાં વિચિત્ર કર્મોના સામું તું જો, કે તેઓ પોતાના દુઃખોનો પણ અવધિ જાણતા નથી એવા એ માનવી, નાના પ્રકારનાં ક્ષુદ્ર વૈભવમાં-પુરુષાર્થમાં અનુરક્ત છે. (કેવા મૂર્ખ!)[૧૨] કેટલાક મનુષ્યો નાના પ્રકારનાં વાદિત્ર અને નૃત્યનું સેવન કરે છે, કેટલાક નાચનારીઓના અભિનયમાં તલ્લીન રહે છે, ત્યારે કેટલાક પોતાનાં દુઃખોથી અશ્રુ ગાળતા જોવામાં આવે છે.[૧૩] મનુષ્ય લોક, માતા, પિતા, પુત્ર, પરિવાર અને દારાદિના પ્રેમમાં પડી વિષયમાં લચી પચી રહેલા છે, ને તે બાપડા પરલોક સંબંધી કંઈ પણ કલેશને જાણતા નથી.[૧૪] આ રીતે મોહપાશમાં ફસેલા હોવાથી, અર્થભ્રષ્ટ થયેલા મનુષ્ય લોકનો નાશ કરવામાં, અલ્યા રાવણ! તું શું મહત્વ માને છે? હે સૌમ્ય! મનુષ્યલોક તો તેં જિત્યો, એમાં કંઈ શંકા નથી જ; અને એ સર્વ યમસદનમાં જવાના છે એ પણ નક્કી જ છે, તો હે પૌલસ્ત્ય! હે પરપુરજયી! જ્યારે તું યમ લોકનો પરાજય કરે ત્યારે હે વીર! તેં સર્વ લોક જિત્યો અર્થાત્ તેં ત્રિભુવન જિત્યું."[૧૫-૧૬]

ભગવાન્ નારદનાં આવાં વચન સાંભળીને, પોતાના તેજથી પ્રદીપ્ત-લંકાનો રાજા રાવણ, હાસ્ય કરીને તથા પ્રણામ કરીને નારદજીને કહેવા લાગ્યો કે-"હે મહર્ષિ! દેવ અને ગંધર્વ લોકમાં વિહાર કરનાર તથા સંગ્રામ જોવાને આતુર હે મુનિ! હું હવે રસાતળનો વિજય કરવા જવા તત્પર થયલો છું. ત્યાર પછી ત્રણે લોકને જિતીને નાગ અને દેવને વશ કરીને અમૃતના સ્થાનરૂપ સમુદ્રનું મંથન કરીશ."[૧૭-૧૯]

ભગવાન્ નારદ બોલ્યા-'હે રાક્ષસ! રસાતળમાં જવાનો માર્ગ બીજો છે, ત્યારે આ માર્ગે થઇને હા

તું ક્યાં જાય છે?[20] હે શત્રુનો નાશ કરનાર! હાલ તું જે માર્ગે જવાને આવ્યો છે, તે માર્ગ ઘણો દુર્ગમ્ય છે; કારણ કે, આ માર્ગ તો યમલોકમાં જાય છે."[21] પછી શરદભ્ર સમાન મંદ મંદ હાસ્ય કરીને, રાવણે કહ્યું કે, "ત્યારે તો ચાલો, ઠીક જ થયું. આપણે પહેલા યમલોકમાં જઇ યમનો જ પરાજય કરીશું.[22] હે મહર્ષિ! તમે યમ લોકનો માર્ગ બતાવ્યો ત્યારે તો હવે હું કે જેણે ચારે દિગ્પાળોને જિતવાની પ્રતિજ્ઞા કરી છે તે, સૂર્યના પુત્ર યમનો નાશ કરવાને માટે જ્યાં યમરાજા રહે છે, તે દક્ષિણ દિશાએ જ ગમન કરીશ.[23] સંગ્રામપ્રિય એવા મેં પૂર્વે પ્રતિજ્ઞા જ કરેલી છે કે, ચારે લોકપાલનો મારે પરાજય કરવો.[24] માટે હે મહર્ષિ! હવે તો હું એ યમરાજની તરફ જ જઇશ અને લોકને મૃત્યુ મોકલનાર એ યમને જ મૃત્યુભેગો કરી દઇશ."[25]

આ પ્રમાણે કહીને, દશગ્રીવ તે મુનિને પ્રણામ કરીને, પોતાના મન્ત્રીઓ સહિત દક્ષિણ દિશા તરફ ગયો.[26] જ્યારે તે યમલોકમાં ગયો ત્યારે અધૂમ અગ્નિ જેવા મહર્ષિએ એક ક્ષણવાર ધ્યાન ધર્યું અને પછી વિચાર કરવા લાગ્યા કે—[27] "નથી સમજાતું કે ત્રણે લોકનાં આયુષ્યનાં ક્ષય કરનાર તથા ધર્મવડે દંડ દેનાર યમને, આ રાવણ શી રીતે જિતી શકવાનો છે?[28] જે મહાત્મા યમ, પ્રાણી માત્રના દત્ત અને કૃતનો સાક્ષી, અગ્નિ સમાન તેજસ્વી તથા જેની સંજ્ઞાથી ત્રણે લોક વ્યવહાર કરે છે, તેને આ રાવણ કેવી રીતે જિતી શકશે?[29] જે યમના ભયથી ત્રણે લોક નિરંતર ભયાકુળ રહે છે, તે યમરાયની પાસે આ રાવણ કેવી રીતે જશે?[30] જે યમ, સર્વેનો સામાન્ય અને વિશેષ કર્ત્તા છે, જે સર્વેને તેનાં સુકૃત અને દુષ્કૃતનાં ફળ આપે છે તથા જેણે ત્રણે લોકને જિતેલા છે, એવા યમને તે રાવણ કેવી રીતે જિતી શકશે? આપણાથી એ કંઈ સમજાતું નથી. કાળ એ સર્વનું છેવટ છે, પણ આ રાવણ તો કાળથી વ્યતિરિક્ત કોઈ કાળ સંપાદન કરીને એ, કાળનો પણ કાળ આણશે, એમ મને તો લાગે છે."[31] આમ વિચાર કરતા નારદજી પોતાની મેળે જ બોલી ઉઠ્યા કે, "(આ તો ઠીક જ થયું. આપણે પણ કંઈ જોઇતું હતું તેવું જ મળ્યું). મારા મનમાં આવું કૌતુહલ ઉત્પન્ન થયું છે તો હું પોતે યમ અને આ રાક્ષસનું યુદ્ધ જોવાને માટે તે સ્થળમાં જાઉં તો બડી ગમ્મત."[32]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં વીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨૧ મો

### યમપુરીમાં યુદ્ધ

વિપ્રેન્દ્ર નારદમુનિ વિચાર કરતા કરતા રાવણની સાથે, પોતાને જે વાતચિત થઈ હતી, તે કહેવાને માટે યમલોકમાં સત્વર દોડી ગયા.[1] ત્યાં આગળ પુણ્યના સાક્ષી અગ્નિની સમક્ષ અનેક પ્રેતોને તેના કર્મ જેવું યમદૂતો ફળ આપતા હતા. યમરાજા નિરાંતે ત્યાં બેઠા હતા.[2] પછી નારદજીને પોતાને ત્યાં આવેલા જોઇને, તેમનો આદર સત્કાર અને અર્ઘ્યપાદ્યાદિ આપી સુખાસન ઉપર બેસાડ્યા અને પૂછ્યું,[3] "હે દેવર્ષિ! આપ કુશળ તો છોની? આ જગતમાં ધર્મનો નાશ તો થતો નથીને? દેવ અને ગંધર્વ લોકે સેવિત, હે નારદજી! આપ અહિં પધાર્યા, તેનું જે કંઈ કારણ હોય, તે મને નિવેદન કરો."[4]

ત્યારે નારદજીએ કહ્યું કે—"હે યમરાજ! મારી એક વાત તું સાંભળ અને પછી જેમ કરવાનું હોય તેમ કર.[5] હે પિતૃરાજ! અત્યંત દુર્જય એવા તમને રાક્ષસોનો રાજા રાવણ, પોતાના પરાક્રમથી વશ કરવાને માટે અહિયાં દોડતો આવે છે,[6] અને હે પ્રભો! તે રાક્ષસ આણી તરફ આવે છે, તે કહેવાને માટે જ હું ઉતાવળો ઉતાવળો અત્રે આવ્યો છું. મને ચિન્તા થાય છે કે, તમે કાળદંડવાળા છતાં, તમારું શું થશે?"[7] આ પ્રમાણે તેઓ વાત કરતા હતા તેવામાં તો, સૂર્ય ઉદય થયો હોય તેવું પ્રકાશમાન રાવણનું વિમાન દૃષ્ટિગોચર થયું;[8] અને ક્ષણવારમાં તો મહાબળવાન્ રાવણ, પુષ્પક વિમાનના તેજથી તે પ્રદેશને અંધકાર રહિત કરતો આવીને ઉભો રહ્યો.[9] તેણે ચોમેર દૃષ્ટિ કરી તો, ત્યાં પોતપોતાનાં પાપ પુણ્યનાં ફળ ભોગવતા જીવો પડ્યા હતા.[10] ત્યાં આગળ યમરાજાના અનુચર અને સેનાનાં માણસો તથા ભયંકર આકૃતિના યમના દૂતો ઉભા હતા.[11] ત્યાં કેટલાંક પ્રાણીઓનો વધ કરવામાં આવતો હતો તથા કેટલાંકને રીબાવવામાં આવતાં હતાં; કેટલાંક પ્રાણીઓ દુઃખથી બૂમો પાડતાં હતાં; કેટલાંક અત્યંત પીડાથી ચીસો પાડીને આક્રંદ કરતાં હતાં;[12] કેટલાંક પ્રાણીને જંતુઓ ખાઈ જતાં હતાં તથા કેટલાંક મહાપાપી પ્રાણીઓને શિકારી કુતરાઓ ફાડી ખાતા હતા. જેમને કુતરાં ફાડી ખાતાં હતાં તેવા પ્રાણીઓની ચીસો કાનને વ્યથા ઉત્પન્ન કરતી હતી.[13] કેટલાંકને તો રુધિરથી પૂર્ણ વૈતરણીમાં તરાવવામાં આવતાં હતાં ને કેટલાંએકને વારંવાર તપાવેલી વેળુમાં ચલાવતા

હતા.[૧૪] કેટલાક અધર્મીઓને અસિપત્રના વનમાં ચલાવી કાપી નાંખવામાં આવતા હતા તથા કેટલાકને રૌરવમાં ને કેટલાકને ક્ષારવાળી નદીઓમાં નાંખી દેવામાં આવતા હતા. યમના કેટલાક દૂતો કેટલાક જનને અસ્ત્રાની ધારવડે દુઃખ દેતા હતા.[૧૫] ત્યાં કેટલાક તરસ્યાને તો પાણી પણ આપવામાં આવતું ન હોતું, તેમ ભૂખે મરી જતાને તથા અન્નને માટે ટળવળતાને અન્ન પણ આપવામાં આવતું નહતું. કેટલાંક દુઃખથી વ્યાકુળ થઈ ગયલાં, કાષ્ઠરૂપ અને માત્ર હાડકાં ને ચામડાં રહેલાં દીન, વિવર્ણ, છૂટા કેશવાળાં, મળ તથા કાદવથી ખરડાયલાં અને રૂક્ષ શરીરવાળાં પ્રાણીઓ અહિંથી તહિં દોડતાં હતાં. રાવણ જ્યારે યમપુરમાં આવ્યો ત્યારે સેંકડો અને હજારો એવા લોકો પીડા ભોગવતા તેમના જોવામાં આવ્યા.[૧૬-૧૭]

એવી રીતે એક તરફ જ્યારે પાપીઓને દુઃખ દેવામાં આવતું હતું, ત્યારે બીજી તરફ પુણ્યવાન્ પ્રાણીઓને અપાર સુખ પણ આપવામાં આવતું હતું. કેટલાંક પુણ્યવાન્ પ્રાણીઓ, ઉત્તમ મહેલમાં રહીને ગાન અને વાદિત્રના નાદથી આનંદ અનુભવતાં હતાં.[૧૮] જેમણે ગાયોનાં દાન આપ્યાં હતાં તેમને યમદૂતો ગોરસ આપતા હતા, અને અન્નદાન દેનારાઓને અન્ન આપતા હતા, અને ગૃહદાન દેનારાને ત્યાં ઘર મળતાં હતાં.[૧૯] તેમ કેટલાકને સુવર્ણ, મણિ અને મૌક્તિકવડે અલંકૃત કર્યા હતા તથા તેવી જ અલંકૃત સ્ત્રીઓની સાથે તેજથી પ્રકાશ મારતાં પ્રાણીઓ ત્યાં વિહાર કરતાં હતાં. એ રીતે પ્રાણીઓને કર્યાં કર્મનાં ફળ ભોગવતાં રાવણે જોયાં.[૨૦-૨૧]

આ બધું જોઈ, પોતાના બળથી ગર્વ પામેલા રાવણે, તે પ્રાણીઓને બળાત્કારે યમદૂતો પાસેથી છોડાવી મૂક્યાં. દશગ્રીવે છોડાવી મૂકાવેલાં તે પ્રાણીઓ, એ ઘડી તો અતર્કિક અને અપાર સુખ પામ્યાં. આ પ્રાણીઓને છોડાવ્યાં ત્યારે તેની સામે, યમના દૂતો, કાળદંડ લઇને ઉઠયા. લડાલડી થઈ, ચારે તરફથી બીજા યમદૂતો પણ તે ઠેકાણે દોડી આવ્યા, તેથી દશે દિશામાં સંક્ષોભ થઈ રહ્યો.[૨૨-૨૪] બંને સૈન્ય એકત્ર થયા પછી યમના હજારો યોધાઓ, પ્રાસ, પરિઘ, શૂળ, મુસળ, સાંગ, ભાલાં અને તોમર લઇને પુષ્પકને ભાંગી નાંખવાને માટે વિંટાઈ વળ્યા, અને જોતજોતામાં તો પુષ્પક વિમાનની બેઠકો, પ્રાસાદ, વેદીઓ અને કમાનો વગેરે ભ્રમરની માફક ભાંગી નાંખી.[૨૫-૨૬] યમદૂતો આ રીતે મારફાડ કરતા હતા, પણ બ્રહ્માના તેજવડે અક્ષય તે પુષ્પક વિમાન પાછું તરત જ આખું થઈ જતું હતું.[૨૭] મહાત્મા યમની સેના અપરંપાર હતી તથા સેનાના નાયકો પણ ઘણા હતા.[૨૮] મહાબળવાન યમના તે વીરો, વૃક્ષો, પર્વતો અને મહેલો ઊંચકી ઊંચકી, જેમ ઇચ્છામાં આવે તેમ પોતપોતાની શક્તિ અનુસાર યુદ્ધ કરતા હતા.[૨૯] ત્યારે રાવણ અને તેની સેના પણ તેજ પ્રમાણે અપાર ક્રોધથી યુદ્ધ કરવા લાગી. 'મારો મારો' ને 'કાપો કાપો' નો સ્વર ગાજી રહ્યો હતો. 'એ રાક્ષસ પડ્યા' એમ એક તરફથી પોકાર થતો હતો, ત્યારે યમદૂતો યમને ત્યાં ગયા, એમ બીજી તરફથી પોકાર થતો હતો.[૩૦] રાવણના પ્રધાનો, નાના પ્રકારનાં અસ્ત્રના ઘા થવાથી રુધિરે ખરડાઈ ગયા હતા, તોપણ ઉત્સાહથી દારુણ સંગ્રામમાં મચ્યા રહ્યા. હે મહાબાહો! યમના અને રાવણના યોધાઓ એક બીજાને નાના પ્રકારનાં આયુધોથી પ્રહાર કરતા હતા; પણ કેટલાક યમના બળવાન્ યોધાઓ તેના પ્રધાનોની સાથે યુદ્ધ કરવું પડતું મૂકીને શૂલોનો વરસાદ વરસાવતા રાવણ ઉપર તૂટી પડ્યા. પ્રહારોવડે છેદાઈ ગયેલો અને રુધિરના રેલાઓવડે રંગાયલો રાક્ષસેશ્વર તે વેળાએ પુષ્પિત થયેલા કિંશુકવૃક્ષ જેવો લાગતો હતો.[૩૧-૩૩] રાવણને મહાક્રોધ ચઢયો. તેણે યમના સૈન્ય ઉપર તોમર, ગદા, શૂલ, પ્રાસ, શક્તિ અને બાણોનો વરસાદ વરસાવી મૂક્યો. બળવાન્ રાવણે વળી બીજું અસ્ત્ર મૂક્યું, એટલે યમના સૈન્યમાં પર્વતો, વૃક્ષો અને પથરાઓનો વરસાદ થઈ રહ્યો ને સર્વ યમદૂતો પણ ટપોટપ પૃથિવીપર પડવા લાગ્યા.[૩૪-૩૫] પણ યમરાજાના સુભટો તે પ્રહારનું નિવારણ કરીને એકે ટોળે મળ્યા ને રાવણને ચોમેરેથી વીંટી લઈ પ્રહાર કરવા મંડી ગયા.[૩૬] તેઓ પર્વતની પાછળ જેમ મેઘના સમૂહ વિંટાઈ વળે, તેમ રાવણની પાછળ વિંટાઈ વળ્યા. સૌ નાના પ્રકારનાં અસ્ત્રોવડે પ્રહાર કરવા લાગ્યા.[૩૭] આમ ઉપરા ઉપરી પ્રહાર થવાથી, રાવણનું કવચ ફાટી ગયું અને તેના શરીરમાંથી રુધિરના રેલાઓ વહેવા માંડ્યા. પછી તે પુષ્પકમાંથી ઉતરીને જમીનપર આવ્યો ને હાથમાં ધનુષ લીધું ને ઘણઘણાટ કરી, બે ઘડી વિરામ લઈ સંગ્રામમાં વૃદ્ધિ પામતો ક્રોધાયમાન કાળની પેઠે દૃઢ થઇને ઉભો રહ્યો.[૩૮-૩૯] પછી તેણે પોતાના ધનુષ ઉપર મહાકાળ એવું પાશુપતાસ્ત્ર ચઢાવી ટંકાર કરતાં કહ્યું કે, 'અરે ઉભા રહો. એ યમના દૂતડાઓ! તમને રહેસી જ નાંખીશ.' આમ કહેતાં તેણે કાન સુધી

પોતાના મોટા ધનુષને ખેંચીને ક્રોધમાં આવેલા શંકર, જેમ ત્રિપુરાસુરના ઉપર બાણુ મૂકે, તેમ તેણે બહુ ક્રોધથી પોતાનું બાણુ મૂકયું અને ગ્રીષ્મ ઋતુમાં જેમ દાવાનળ વૃદ્ધિ પામે તેમ ધૂમથી વધારે ને વધારે પ્રદીપ્ત થતું તે બાણુ જવાળા જેવું થઈ ગયું.[૪૦-૪૨] અને રાવણુના હાથમાંથી છૂટેલું તે બાણુ, જવાળા વરસાવતું રણુમાં વૃદ્ધિ પામવા લાગ્યું. તે યમદૂતોની પાછળ પડ્યું અને માર્ગમાં આવતાં ગુલ્મ અને વૃક્ષોને બાળી મૂકતું આગળ ગતિ કરતું હતું.[૪૩] તે બાણુના તેજથી હત થયેલા, યમના બળવાન્ દૂતો, મહેન્દ્રના કેતુઓની માફક, એક પછી એક રણુભૂમિમાં લાંબા થઇને પડવા લાગ્યા.[૪૪] પછી મોટા વિક્રમવાળા રાવણે, પોતાના મંત્રીઓની સાથે પૃથિવીને કંપાવતો હોય, તેમ હર્ષગર્જના કરવા માંડી.[૪૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે ઉત્તરકાણ્ડમાં એકવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨૨ મો
## યમપુરીમાં ઘમસાણ

જ્યારે યમરાયે શત્રુની સેનાનો જય ઘોષ સાંભળ્યો ને પોતાની સેનાનો નાશ અને શત્રુસેનાનું આગળ વધવું જાણ્યું;[૧] તથા પોતાના ઘણા યોધાઓને હણાયલા જોયા ત્યારે ક્રોધથી તેનાં નેત્ર લાલચોળ થઈ ગયાં. પછી તેણે પોતાના સૂતને કહ્યું કે—"હે સૂત! જા તું મારો રથ સત્વર લઈ આવ."[૨] તુરત જ સારથિએ દિવ્ય મહારથ આણ્યો અને મહાતેજસ્વી યમરાજા તેમાં બિરાજમાન થયા.[૩] નિરંતર વહન થતા આ ત્રિલોકરૂપ પ્રવાહનો ક્ષય કરનાર મૃત્યુ, યમરાયના મુખ આગળ, હાથમાં મુદ્ગર અને પ્રાસ લઇને બેઠો;[૪] અને પોતાના તેજથી પ્રજ્જ્વલિત અગ્નિ જેવો અને યમના આયુદ્ધરૂપ કાળદંડ પણુ યમરાજાની પાસે મૂર્તિમાન્ થઇને રથમાં બેઠો.[૫] આ પ્રમાણે સર્વ લોકને ભય ઉત્પન્ન કરે એવા કાળને યુદ્ધે ચઢેલો જોઇને, ત્રણે લોક ખળભળી ઉઠ્યા; અને દેવલોક તો થરથર ધ્રુજવા લાગ્યો.[૬]

સુન્દર કાન્તિવાળા અશ્વોને સારથિએ ચલાવ્યા. જ્યાં ભય ઉત્પન્ન કરે એવો રાક્ષસાધિપ હતો ત્યાં યમરાય આવ્યા.[૭] ઇન્દ્રાશ્વ જેવા તથા મનના જેવા વેગવાળા અશ્વોએ, યમના રથને એક મુહૂર્તમાં જ્યાં દારુણુ સંગ્રામ થતું હતું ત્યાં લાવીને ઉભો રાખ્યો.[૮] એ મૃત્યુસહ વિલક્ષણુ રથને જોઇને, તે રાક્ષસેશ્વરના પ્રધાનો તો જીવ લઇને જ નાઠા.[૯] અલ્પ બળવાળા રાવણુના પ્રધાનો મૃત્યુને જોતાં ભયભીત થઈ ગયા ને કેટલાક તો મૂર્છા પામી ગયા. 'આ મૃત્યુની સાથે અમે યુદ્ધ કરવાને સમર્થ નથી,' એમ કહીને તેઓ ચારે તરફ નાસતા હતા—જો કે પ્રધાનો ભય પામ્યા, પણુ સર્વ લોકને ભય ઉત્પન્ન કરે એવા યમરાયના રથને જોઇને, મહાબળવાન્ દશગ્રીવ જરાએ ડગ્યો નહિ. તેમ ભય પણુ પામ્યો નહિ.[૧૦-૧૧]

પછી યમે, રાવણુની સામે આવીને શક્તિ અને તોમરથી સપાટાબેર પ્રહાર કરવા માંડ્યા અને તેના મર્મસ્થાનને કાપવા માંડ્યાં.[૧૨] મહાબળવાન્ રાવણુ પણુ સ્વસ્થ થઇને તેમની સામે યુદ્ધ કરવા ઉભો રહ્યો, અને મેઘ જેમ જળની વૃષ્ટિ કરે, તેમ યમપર બાણુનો વરસાદ વરસાવી મૂકયો; પરન્તુ તેના હૃદયમાં મોટી મોટી સેંકડો શક્તિઓ આવીને વાગવા માંડી, તેનો તે કંઈ ઉપાય કરી શકયો નહિ. તે જરાક વ્યથા પામ્યો.[૧૩-૧૪] શત્રુના નાશ કરનાર યમરાયે, આ પ્રમાણે સાત રાત્રિ સૂધી મહાદારુણુ યુદ્ધ કરીને શત્રુને સંજ્ઞા રહિત કરી રણુથી વિમુખ કર્યો.[૧૫]

પણુ થોડીવારમાં તો, હે વીર! અન્યોન્ય જયની ઇચ્છાવાળા યમ અને રાવણુનું તુમુલ યુદ્ધ શરુ થયું.[૧૬] તે યુદ્ધ જોવાને માટે ગંધર્વ, દેવ, સિદ્ધ, મોટા ઋષિઓ ને બ્રહ્મા પણુ આવ્યા હતા.[૧૭]

એક તરફ રાક્ષસોનો રાજા રાવણુ અને બીજી તરફ પોતાનો ઈશ્વર યમ—એ બેનું જ્યારે તુમુલ યુદ્ધ ચાલવા માંડ્યું ત્યારે સર્વ લોક જાણે પ્રલયકાળ પાસે આવ્યો હોય એમ માનવા લાગ્યા.[૧૮] રાક્ષસોના રાજા ઇન્દ્રના વજ્ર સમાન પોતાના ધનુષનો ટંકાર કરીને આકાશને આચ્છાદિત કરી નાંખે એટલાં શરો છોડ્યાં અને ચાર બાણુવડે મૃત્યુને તથા સાત બાણુવડે સારથિને ઘાયલ કર્યાં; અને પૂર્ણ ચપળતાથી રાક્ષસેશ્વર રાવણે, એક લાખ બાણુથી યમરાજાને મર્મસ્થાનમાં વિંધી નાંખ્યો.[૧૯-૨૦] અત્યારસૂધી યમરાય, બ્રહ્માના વરદાનને સ્મરણુમાં રાખીને યુદ્ધ કરતા હતા, પણુ પોતાનું મર્મસ્થાન વિંધાતાં તેમનો કોપ વૃદ્ધિંગત થયો અને તેઓના મુખમાંથી ઉપરાચાપરી કોપાનળના ધૂમાડા નિકળવા લાગ્યા. એ નિઃશ્વાસ તે તેમનો ક્રોધાગ્નિ હતો.[૨૧] દેવ અને દાનવોની સમક્ષ આ આશ્ચર્ય જોઇને, મૃત્યુ અને કાળ પણુ યુદ્ધ કરવાને ઉત્સાહી થયા અને મૃત્યુએ અતિશે ક્રોધથી યમરાયને કહ્યું કે,-

"હે યમરાયજી! હવે તમે મને આ સંગ્રામમાં છોડો, છોડો, કે હું આ પાપી રાક્ષસનો જીવ લઉં.[૨૨-૨૩] આ રાક્ષસ જીવે નહીં એવી મારી મર્યાદા મેં સારી સ્વભાવસિદ્ધ જોઈ છે; કેમકે શ્રીમાન્ હિરણ્યકશિપુ, નમુચી, શંબર, નિસંદિ, ધૂમકેતુ, વિરોચનનો પુત્ર બલિ, દૈત્યેશ્વર શંભુ, વૃત્રાસુર, બાણાસુર, *શાસ્ત્રજ્ઞ રાજર્ષિઓ, મોટા મોટા ઉરગ સહિત ગંધર્વો, મુનિઓ, નાગો, દૈત્યો, યક્ષો અને અપ્સરાઓ; અને હે મહારાજ! યુગાન્તના પ્રલયકાળમાં મોટા સમુદ્રો સહિત પર્વતો, વૃક્ષો, નદીઓ અને પ્રજા સહિત આખી પૃથ્વીનો મેં ક્ષય કરેલો છે;[૨૪-૨૭] અને એ સિવાય બીજા પણ અનેક બળીઆ અને દુરાધર્ષોને પણ મેં દૃષ્ટિપાતથી જ મારે વશ કરેલા છે, તો આ રાક્ષસનો હું નાશ કરીશ, એમાં શું આશ્ચર્ય છે?[૨૮] હે ધર્મજ્ઞ! તમે મને એના ઉપર જવા દો, હવે અટકાવો નહિ. મેં જેના ઉપર દૃષ્ટિ કરી તે ગમે તેવો બળવાન્ હશે તથાપિ તે જીવતો રહેવાનો નથી જ.[૨૯] આ જે વચનો હું બોલું છું, તે કંઈ મારું બળ પ્રકાશ કરવાને માટે નહિ, પણ અનાદિ કાળથી મારો જે સ્વતઃસ્વભાવ છે તે પ્રમાણે જ બોલું છું. માટે હે યમ! હું એના ઉપર મારી દૃષ્ટિ કરીશ એટલે એ એક ક્ષણ પણ જીવી શકે તેમ નથી; એ તો મુવો જ."[૩૦]

મૃત્યુનાં વચન સાંભળીને ધર્મરાજાએ તેને કહ્યું કે "તું જરાક થોભ, હું જ એને હણીશ."[૩૧] પછી સમર્થ એવા યમરાજાએ, ક્રોધથી લાલ આંખો કરીને, રાવણને હણવાને માટે બહુ જ કોપ કર્યો ને પોતાની આગળ કાળદંડને કીધો.[૩૨] એ કાળદંડની એક બાજુએ કાળપાશ અને બીજી બાજુએ વજ્ર જેવો મૂર્તિમાન્ મુદ્‌ગર રહેલો છે.[૩૩] એ કાળદંડ નજરે પડતાં જ, પ્રાણીઓનાં પ્રાણ ખેંચી લે છે, તો જેના ઉપર તે પડે તેના પ્રાણ જાય એમાં શું આશ્ચર્ય?[૩૪] જ્વાલારૂપ પરિવારવાળું તે આયુધ બળવાન્ યમરાજાનો સ્પર્શ થતાં જ, જાણે હમણાં જ રાવણને બાળી મૂકશે એવું દેખાવા લાગ્યું.[૩૫] કાળા દંડને ઉગામેલો જોઇને રણભૂમિમાંથી સર્વે નાસી ગયા અને સર્વે દેવો પણ સંક્ષોભ પામ્યા.[૩૬] પણ જ્યારે યમે કાળદંડવડે પ્રહાર કરવાની ઇચ્છા કરી ત્યારે પિતામહ બ્રહ્માએ તેમને સાક્ષાત્કાર થઇને દર્શન આપ્યાં અને આ પ્રમાણે કહ્યું.[૩૭]

* બાણાસુર તો કૃષ્ણાવતારમાં થયો હતો. આ બાણ કયો હશે? તે કાંઈ સમજાતું નથી.



બ્રહ્મા—"હે મહાબાહો! હે વૈવસ્વત! તું કાળદંડવડે આ રાવણને હણ મા, હણ મા.[૩૮] હે અમરશ્રેષ્ઠ! મેં એ રાવણને વરદાન આપેલું છે, તે મારું વચન મિથ્યા થવું નહિ જોઇએ;[૩૯] કેમ કે જે કોઈ દેવ કે મનુષ્ય મને અસત્ય ઠરાવે છે, તેણે ત્રણ લોકને અસત્ય ઠરાવ્યું, એમ ગણાશે એમાં શક નથી.[૪૦] આ કાળદંડ તારા હાથમાંથી છૂટતાં, પ્રિય અપ્રિયનો પણ ભેદ રાખ્યા વગર સર્વ પ્રજાનો સરખી રીતે સંહાર કરે છે અને તેથી જ આ રૌદ્ર કાળદંડ, ત્રણે લોકને ભય ઉત્પન્ન કરનારો ગણાય છે.[૪૧] એ અમાપ તેજસ્વી કાળદંડ, સર્વ પ્રાણી ઉપર અને સર્વદા સફળ છે (અર્થાત્ એનું ગમન ખાલી જતું જ નથી). જો કે આ કાળદંડ પણ મેં ઉત્પન્ન કર્યો છે અને એમાં જ સર્વ પ્રાણીનું મૃત્યુ રહેલું છે, તથાપિ તે છૂટચો કે તુરત વિફર્યો સમજજો. માટે હે યમ! તું હમણાં આ દંડવતી રાવણને માર નહિ; હમણાં ધર્મસંકટ છે, કેમકે જો કાળદંડ માર્યા છતાં રાવણ મરશે નહિ તો, કાળદંડ જૂઠો પડશે અને જો મરશે તો મારું વરદાન જૂઠું પડશે. આમ બેઉ રીતે, મારી અસત્યતા થાય તેમ છે, માટે હે યમ! તું કાળદંડ રાવણપરથી ખેંચી લે અને જો તું સર્વ લોકની સ્થિતિ ઇચ્છતો હો તો મારાં વચન માન્ય કર."[૪૨-૪૫]

બ્રહ્માનાં વચન સાંભળીને ધર્માત્મા યમરાય બોલ્યા કે, "તમારી આજ્ઞા શિર સાટે છે ને તમારાં વચનથી હું આ કાળદંડ પાછો ખેંચી લઉં છું. કારણ આપ અમારા સ્વામી છો.[૪૬] પણ હે મહારાજ! જ્યારે રણમાં રાવણ મારાથી હણાવાનો નથી. ત્યારે મારે યુદ્ધ પણ શા માટે કરવું?[૪૭] યોગ્ય તો એ જ છે કે, આ રણાંગણમાંથી હું હવે અંતર્ધ્યાન થઈ જાઉં." આટલું બોલતાંની સાથે યમરાય, રથ તથા અશ્વો સહિત અંતર્ધ્યાન થઈ ગયા અને દશગ્રીવે જયજયકારની ગર્જના કીધી. પછી યમને જિતીને અને પોતાનું નામ પ્રસિદ્ધ કરીને તે વિમાનારૂઢ થયો અને યમપુરીમાંથી બીજે ઠેકાણે દિગ્વિજય કરવા ચાલ્યો અને મહામુનિ નારદ પણ યમ તથા બ્રહ્મા સહિત હર્ષ પામીને સ્વર્ગ પ્રતિ ચાલતા થયા.[૪૮-૫૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બાવીસમો સર્ગ સંપૂર્ણ**



## સર્ગ ૨૩ મો

### વરુણના પુત્રો સંગે યુદ્ધ

દેવશ્રેષ્ઠ યમના ઉપર વિજય મેળવીને, દશગ્રીવ તુરત પોતાના મન્ત્રીઓને જઇને મળ્યો.[૧] રુધિરે છંટાયલા તથા શસ્ત્રપ્રહારે જર્જરિત થઈ ગયેલા રાવણના શરીરને જોઇને તેના પ્રધાનો બહુ વિસ્મય પામ્યા.[૨] ભયથી કંપતા મારીચ આદિ મન્ત્રીઓને તેણે શાન્ત કર્યા અને તેઓએ, રાવણનો જય થયો જોઈ તેને અભિવંદન આપ્યું. પછી સૌ વિમાનારૂઢ થઈ સમુદ્રની નીચે આવેલા દૈત્ય અને નાગોએ વસેલા તથા વરુણે રક્ષિત કરેલા રસાતલમાં આવ્યા.[૩-૪] ત્યાં વાસુકિ નાગની રાજધાની ભોગવતી નામની નગરી જિતી લીધી અને નાગલોકને વશ કર્યા. ત્યાંથી તે મણિમય પુરીમાં ગયો.[૫] એ નગરીમાં બ્રહ્માથી વરદાન પામેલા નિવાતકવચ નામના દૈત્યો રહેતા હતા. તેમને રાવણે યુદ્ધને માટે આમંત્રણ કર્યું, એટલે પરાક્રમી, બળવાન્, વિવિધ શસ્ત્રવાળા, યુદ્ધેચ્છુ તથા સંગ્રામમાં મદવાળા તે દૈત્યો, પોતાનાં શૂલ, ત્રિશૂલ, વજ્ર, પટ્ટિશ, ખડ્ગ અને ફરશી વગેરે આયુધો લઇને રાવણની સામે યુદ્ધ કરવાને માટે નિકળી આવ્યા અને દાનવો તથા રાક્ષસો વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યું. યુદ્ધ કરતાં તેને એક વર્ષ વીતી ગયું, પણ કોઈ કોઇથી હાર્યું કે જિત્યું નહિ.[૬-૯] રાક્ષસોનું યુદ્ધ થાય છે, તે સાંભળીને ત્રણે લોકમાં જેની ગતિ સર્વત્ર છે, એવા પિતામહ બ્રહ્મા વિમાનમાં બેસીને ત્યાં આવ્યા.[૧૦] અને નિવાતકવચો સંગ્રામ કરતા હતા તેમની વચમાં પડી, સર્વ લોકના પિતામહ બ્રહ્માએ તેઓને જણાવ્યું કે,[૧૧] "હે નિવાતકવચો! આ રાવણ દેવદાનવથી જિતાય તેવો નથી તેમ દેવો સહિત દાનવોથી તમારો પણ ક્ષય થાય તેમ નથી, માટે તમે રાવણની સાથે મિત્રતા કરો, જે કર્તવ્ય મને પ્રિય છે. જેઓ મિત્ર થાય છે, તેમને ભોગાદિ સર્વ વસ્તુ અવિભક્ત રહે છે."[૧૨-૧૩]

(નિવાતકવચોએ પિતામહનું તે કહેણ માન્યું ને રાવણને સંદેશો મોકલ્યો કે, "હે દશકંધર! તું પણ અજિત્ય છે અને અમે પણ અજિત્ય છીએ તો હવે યુદ્ધ કરવાથી શું ફળ મળશે? ઇચ્છા હોય તો મૈત્રી કરવાને સજ્જ થા.") ત્યારે મહાબાહુ રાવણે પ્રસન્ન થઈ, અગ્નિને સાક્ષી રાખીને તેઓની સાથે મિત્રતા બાંધી. દેવ, દાનવ અને રાક્ષસ પ્રસન્ન થયા ને દેવો વિદાય થયા.[૧૪] પછી નિવાતકવચોએ રાવણની સારી આગતાસ્વાગતા કરી અને તેને એક વર્ષસૂધી પોતાને ત્યાં (રાજપરોણા તરીકે) રાખ્યો. રાવણ પણ પ્રસન્ન થઈ ત્યાં રહ્યો. ત્યાં રહી તેણે, સૌ માયાઓ-છળવિદ્યાઓ શીખી લીધી. પછી દિગ્વિજયેચ્છુ રાવણ, ત્યાંથી નિકળીને વરુણને રહેવાનું સ્થળ શોધવા માટે રસાતળમાં ચારે તરફ ભટકતો હતો.[૧૫-૧૬] તેવામાં તે કાલકેય દૈત્યના અશ્મ નગરમાં જઈ ચઢયો. ત્યાં કાળકેયને હણીને, પોતાની બ્હેન શૂર્પણખાના પતિને પણ ખડ્ગથી યમસદનમાં મોકલી દીધો. રાવણનો બનેવી વિદ્યુજ્જિહ્વ ઘણો બળવાન્ અને સંગ્રામમાં જીભવડે સર્વને ગળી જતો હતો, તેને મારી નાંખ્યા પછી થોડા જ વખતમાં તેણે બીજા ચારસો દૈત્યોનો પણ સંહાર કર્યો.[૧૭-૧૯]

ત્યાંથી નિકળેલો રાવણ, શરદ ઋતુના મેઘ સમાન અને કૈલાસના જેવા શ્વેત, વરુણના દિવ્ય નગરમાં ગયો.[૨૦] તે સ્થાનમાં સુરભિ નામે કામધેનુ રહે છે અને તેના સ્તનમાંથી નિરંતર દૂધ વહે છે, જેથી ક્ષીરોદ નામે મોટો સમુદ્ર થયેલો છે.[૨૧] તેના દૂધથી ઉત્પન્ન થયેલા સમુદ્રમાંથી જ ચંદ્ર ઉત્પન્ન થયેલો છે.[૨૨] એ ક્ષીરસાગરનો આશ્રય કરીને રહેલા કેટલાક મહર્ષિઓ ત્યાં આગળ માત્ર ફેનનું પાન કરીને જીવે છે, અને ત્યાંથી જ દેવલોકના જીવનરૂપ અમૃત ઉત્પન્ન થયું હતું અને એમાંથી જ સ્વધાનું ભોજન કરનારા પિતૃઓનું ભોજન કવ્ય ઉત્પન્ન થયું હતું.[૨૩] એ બલિવર્દની માતાનાં દર્શન કરી, સર્વ લોક જેને સુરભિ એવા નામથી ઓળખે છે એવી સમર્થ ગાયની પ્રદક્ષિણા કરીને, પછી મહાબળવાન્ રાવણે તે સ્થાનમાં પ્રવેશ કર્યો;[૨૪] અને હજારો જળધારા યુક્ત શરદના મેઘ જેવું અને જ્યાં હમ્મેશાં મનુષ્યો આનંદમાં વાસ કરે છે એવું વરુણનું ઉત્પત્તિ સ્થાન જોઈ, તે તેમાં પેસવા ગયો. પણ વરુણના કેટલા યોધાઓએ તેને હડસેલી કાઢયો.

ત્યારે મહાબળવાન્ રાવણ રોષે ચઢયો અને તેણે વરુણના સેનાપતિઓની સાથે યુદ્ધનો આરંભ કર્યો. ઘણાક સેનાપતિઓને હણ્યા અને બાકી રહેલાઓને કહ્યું કે, "હે યોધાઓ! જો તમારે જીવવાની ઇચ્છા હોય તો તમારા રાજા પાસે જઇને તેને નિવેદન કરો કે, યુદ્ધ કરવાની ઇચ્છાથી લંકાનો રાજા રાવણ આવ્યો છે-તેને જોઇએ તો યુદ્ધ આપો, કિંવા હાથ જોડીને એમ કહો કે 'હું તમારાથી જિતાયો છું,' આ પ્રમાણે કહેનારાને મારાથી ભય નથી, પણ જે સામો આવશે તેનો હું સંહાર કરીશ."[૨૫-૨૭] પણ તે આ રીતે યોધા-

ઓની સાથે વાત કરતો હતો, એટલામાં મહાત્મા વરુણના પુત્રો અને પૌત્રો, ક્રોધ પામી બહાર નિકળ્યા અને તેમની સાથે તેના બળાધ્યક્ષો ગૌ અને પુષ્કર પણ યુદ્ધ કરવાને માટે નિકળ્યા.[૨૮] કેટલાક સેનાપતિઓ સેના સહિત સંગ્રામ સાહિત્ય સજીને આવ્યા ને તેઓ ઊગતા આદિત્યની પેઠે કામરૂપ ગતિ કરનારા રથોમાં બેઠા હતા.[૨૯] જોતજોતામાં બુદ્ધિમાન્ રાવણ અને વરુણના પુત્રોનું મહાદારુણ અને રોમહર્ષણ યુદ્ધ શરુ થયું.[૩૦] આ દારુણ સંગ્રામમાં રાવણના બલોત્કટ પ્રધાનોએ, વરુણની ઘણી સેનાનો ઘાણ કહાડી નાંખ્યો અને વરુણના પુત્રોને પણ બાણથી પીડ્યા ત્યારે તેએ સંગ્રામમાંથી નિવૃત્ત થઈ નાસી ગયા.[૩૧-૩૨] વરુણના પુત્રો પૃથિવી ઊપર રહીને યુદ્ધ કરતા હતા અને રાવણના પ્રધાનો અંતરિક્ષમાં રહીને પ્રહાર કરતા હતા. આવું યુદ્ધ કરવું યોગ્ય નથી, એમ વિચારીને વરુણના પુત્રો સંગ્રામથી પાછા હઠી, પુનઃ વેગવાળા રથોમાં બેસીને લડવા આવ્યા.[૩૩] રાવણ જેમ પુષ્પકમાં બેસીને યુદ્ધ કરતો હતો, તેમ તેઓ પણ યુદ્ધ કરવાને માટે અંતરિક્ષમાં ગયા. આ રીતે ઉભય પક્ષ સમાનતાને પામ્યા પછી, તેઓ વચ્ચે દેવ અને દાનવોના જેવું ભયંકર યુદ્ધ થવા માંડ્યું.[૩૪] ઘડીપળે અગ્નિ જેવાં બાણોવડે રાવણને વિમુખ કરીને પછી તેઓ મેઘ જેવી ગર્જનાઓ કરતા હતા.[૩૫] પોતાના રાજાની ઘર્ષણા જોઇને, મહોદર ઘણો જ ક્રોધ પામ્યો અને મરવું કે મારવું એમ નિશ્ચય કરી તે યુદ્ધ કરવા બહાર પડ્યો.[૩૬] પછી મહોદરે, પણ વરુણપુત્રોના સ્વેચ્છાનુસારી અને પવનવેગી અશ્વો તથા રથને પોતાની ગદાથી મારી જમીનદોસ્ત કરી નાંખ્યા.[૩૭] તેઓ પૃથિવી ઉપર પડ્યા, પણ વરુણપુત્રો અટકયા નહિ; પણ પગપાળા યુદ્ધ કરવા લાગ્યા. તે જોઈ મહોદરે હર્ષનાદ કર્યો. વરુણપુત્રના અશ્વ, રથ ને સારથિઓ કડુડુધુબ કરતા પૃથ્વી ઉપર પડ્યા હતા અને રથ વગરના હતા, છતાં વરુણપુત્રો, પોતાના દૈવી પ્રભાવથી આકાશમાં ગયા અને પોતાનાં ધનુષ સજ્જ કરીને, એક તરફથી મહોદરના ઉપર પ્રહાર કરવા માંડ્યો, અને બીજી તરફથી રાવણને રોકવા માંડ્યો.[૩૮-૪૧] જેમ ઘણા મેઘ એકત્ર થઈ એક પર્વતને ભેદે છે, તેમ તેઓ એકઠા મળીને રાવણને ભેદતા હતા.[૪૨] પણ મહાબળિયા રાવણે, ક્રોધ પામીને તેમના મર્મસ્થાનને લક્ષીને મહાઘોર બાણની વૃષ્ટિ કરી અને શૂળ, પટ્ટિશ, વિચિત્ર મુશળ, સહસ્રશઃ ભાલા અને શક્તિઓ તેમના ઉપર મૂકયાં.[૪૩-૪૪] ત્યારે, જેમ કોઈ સાઠ વર્ષનો હાથી કાદવમાં ખુંચી જાય તેમ વરુણના પુત્રો, ભયંકર શસ્ત્રપાતમાં ગરકાવ થઈ શિથિલ થઈ ગયા.[૪૫] તેમને શિથિલ થતા જોઇને, રાવણે વધારે જોરથી ગર્જના કરી; અને મેઘ જેમ કાન ફાડી નાંખે એવી ગર્જનાથી પર્વતપર ધારાસાર કરે છે, તેમ રાવણે, વરુણપુત્રો ઉપર અનેક અસ્ત્રોનો વરસાદ વરસાવી મૂકયો.[૪૬-૪૭] રાવણના ભયંકર અસ્ત્રપાતથી ગભરાઈ ગયેલા વરુણના પુત્રો જ્યારે હણાવા લાગ્યા, ત્યારે તેઓ સંગ્રામમાંથી નિવૃત્ત થઈ પૃથિવી પર આવ્યા; અને પૃથિવી ઉપર આવતાં જ તેમની સેનાના માણસોએ સૌને ઘરમાં ઘાલી દીધા.[૪૮]

પછી મહાબળવાન્ અને ભયંકર રાવણ રાક્ષસે, વરુણના યોધાને કહ્યું કે,–"તમે જઇને વરુણને નિવેદન કરો કે, તે મને યુદ્ધ આપે." ત્યારે વરુણના પ્રહાસ નામના સુજ્ઞ મન્ત્રીએ રાવણને કહ્યું કે,[૪૯]–"તમે જેને યુદ્ધને માટે આમંત્રણ કરો છો, તે મહાત્મા જળના ઈશ્વર વરુણદેવ તો અત્યારે ગંધર્વ લોકનું ગાયન સાંભળવાને માટે બ્રહ્મલોકમાં ગયા છે.[૫૦] માટે હે વીર ! રાજા પોતે જ્યારે રાજધાનીમાં નથી ને બહાર ગયા છે, ત્યારે તમારે આવો પરિશ્રમ કરવો, એ નિષ્પ્રયોજક જ છે. અને મહારાજના પુત્રો, જે અત્રે હતા તેમનો તો તમે પરાજય કરેલો છે, તો હવે તમે કોની પાસે યુદ્ધ માગો છો?"[૫૧] તે પ્રધાને જ્યારે આ પ્રમાણે કહ્યું, ત્યારે રાક્ષસોના ઇન્દ્ર રાવણે પોતાનો જય થયો માનીને જયઘોષ કર્યો અને તે 'વિજય વિજય' પોકારતો અને પોતાનું નામ સંભળાવતો વરુણના સ્થાનમાંથી બહાર નિકળી ચાલ્યો.[૫૨] અને જે માર્ગે આવ્યો હતો, તે જ માર્ગે થઇને અંતરિક્ષ માર્ગે પુષ્પક વિમાનમાં બેસીને લંકામાં ગયો.[૫૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં તેવીસમો સર્ગ સંપૂર્ણ**

---

# ક્ષેપક સર્ગ

---

## સર્ગ ૧ લો

### બલિ રાજા ને રાવણનો સંવાદ

યુદ્ધ કરવાના બહુ મદવાળા રાક્ષસો પુનઃ અશ્મ નગરમાં ગયા. ત્યાં દશગ્રીવે અતિ પ્રકાશિત એક મંદિર દીઠું.[૧]

તે મંદિર વૈદૂર્યમણિના તોરણવાળું, મોતીથી શણગારેલું અને સુવર્ણના સ્થંભવાળું હતું. તેમાં સુંદર બેઠકો હતી,[૨] સ્ફાટિકનાં તેમાં પગથીયાં હતાં, બધી બાજુએ ઘુઘરીઓ લટકતી હતી. બેઠકો અપાર હતી, તેથી તે ઇન્દ્રભવન સમાન રમ્ય દેખાતું હતું.[૩] પ્રતાપી રાવણે તે મંદિરને જોઈ, પોતાના પ્રધાન પ્રહસ્તને પૂછ્યું કે "અલ્યા પ્રહસ્ત! આ મેરુ અને મંદર જેવું રમ્ય મંદિર કોનું છે? જલદી તપાસ કર."

રાવણની આજ્ઞા થતાં જ પ્રહસ્તે, તે મંદિરમાં પ્રવેશ કર્યો.[૪–૫] તે એક પછી એક એમ સાત દરવાજા ઓળંગી ગયો, પણ કોઈ તેની નજરે પડ્યું નહિં. છેક સાતમા ખંડમાં તેણે એક પ્રજ્વલિત જ્વાળા જોઈ.[૬] તે જ્વાળા વચ્ચે એક પુરુષ હતો, તેણે પ્રહસ્તને જોઇને અટ્ટહાસ કર્યું, જે સાંભળીને પ્રહસ્તનાં તો રોમે રોમ ઉભાં થઈ ગયાં.[૭] આ પુરુષે જ, સુવર્ણની માળા ધારણ કરનાર બલિને મોહ પમાડ્યો હતો તથા તે દુષ્પ્રેક્ષ્ય અને બીજા યમ સમાન ભયંકર દેખાતો હતો.[૮]

આવું જોઇને, પ્રહસ્ત તે મંદિરની બહાર એકદમ નિકળી આવ્યો અને હે રાઘવ! તેણે પોતાના રાજા રાવણને–જે જોયું હતું તે સર્વ વૃત્તાંત વિદિત કર્યું.[૯] પછી અંજન પર્વત સમાન રાવણ તે મંદિરમાં જવાને માટે પુષ્પક વિમાનમાંથી ઉતરી, તે મંદિરના દ્વાર તરફ ગયો, પણ જેવો તે ત્યાં જાય છે તેવો તેણે તે દ્વારપર એક ભવ્ય પુરુષને ઉભેલો જોયો. તેના મસ્તક ઉપર ચંદ્ર હતો, તેનું શરીર પુષ્ટ હતું, જ્વાળારૂપ જીભ હતી અને તેની આંખો રાતીચોળ હતી.[૧૦–૧૧] તે દ્વારમાં ઉભેલા પુરુષના દાંત સુંદર, ઓષ્ઠ બિંબફળ જેવા, આકૃતિ સુંદર, મોટું નાક, અને ભયંકર શંખ જેવો કંઠ ને માંસલ દાઢી હતી.[૧૨] તેનાં તમામ અંગ રુષ્ટ પુષ્ટ હતાં, તેની દાઢો વજ્ર જેવી હતી કે, જેથી તેને જોતાં જ કોઇના હાંજા ગગડી જાય. એ પુરુષ દ્વાર બંધ કરી, હાથમાં લોહમુશળ લઇને ઉભેલો હતો.[૧૩] તેને જોતાં જ રાવણના ટાંગા નરમ પડી ગયા. તે કંપવા લાગ્યો. તેનાં રોમ ખડાં થઈ ગયાં. થરથર કંપી ડોલવા લાગ્યો;[૧૪] ને તેને સર્વ અનિષ્ટ ચિહ્ન દેખાવા લાગ્યાં. હે રામ! તે જોઈ રાવણ ચિન્તામાં પડી જઈ વિચાર કરતો હતો, તે જોઇને પેલા પુરુષે તેને કહ્યું કે–[૧૫] "અલ્યા રાક્ષસ! તું કંઈ પણ વિચાર ન કરતાં મારાપર વિશ્વાસ રાખી તારે જે કહેવું હોય તે સુખેથી કહે. હે નિશાચર! હે વીર! હું તારું યુદ્ધથી આતિથ્ય કરીશ, માટે બોલ, શું તારે બલિરાજાની સાથે યુદ્ધ કરવું છે? તારો જે વિચાર હોય તે મને કહે."[૧૬–૧૭]

તે પુરુષનાં વચન સાંભળતાં જ, રાવણનું મન મંદ પડી ગયું અને પુનઃ તેનાં રોમ ખડાં થઈ ગયાં. પણ ધીરજ રાખીને તે બોલ્યો કે–[૧૮] "હે વદતાંવર! મને કહેશો કે આ ઘરમાં કોણ રહે છે? હું તેની સાથે યુદ્ધ કરીશ અથવા તો આપ કહેશો તેમ કરીશ."[૧૯] રાવણનાં વચન સાંભળી દ્વારસ્થે ઉત્તર આપ્યો કે, "અલ્યા રાક્ષસ! સાંભળ તું, આ મંદિરમાં દાનવોનો રાજા રહે છે, જે ઘણો જ ઉદાર, શૂર અને સત્ય પ્રતિજ્ઞાવાળો છે.[૨૦] હે વીર! એ રાજા ગુણનો ભંડાર તથા પાશધારી કાળના જેવો છે. જાણુ કે તે ઉગતા આદિત્ય જેવો છે, સંગ્રામમાં સ્થિર છે, અમર્ષી છે, દુર્જય છે, જયી છે, બળવાન્ છે, ગુણનિધિ છે, મધુર વક્તા છે, યોગ્ય વર્ગને પાળનાર છે, સદા ગુરુ તથા વિપ્ર જેને પ્રિય છે, પોતાના ઉદય કાળની આશા રાખીને સ્થિર રહેનારો છે, સત્વવાળો છે, સત્યવાદી છે, સૌમ્ય દેખાવનો, દક્ષ અને સ્વાધ્યાયશીલ છે.[૨૧–૨૩] જે સર્વત્ર ગતિ કરે છે, જે સઘળે બળે છે, તપે છે, તે પણ એ જ છે. સર્વભૂત, કોઈ પણ પક્ષી કે કોઈ અન્યથી એને ભય નથી, એવો આ પુરુષ છે. આવા બલિ રાજાની સાથે યુદ્ધ કરવાની શું તારી ઇચ્છા છે કે? હે રાક્ષસેશ્વર! જો બલિની સાથે યુદ્ધ કરવાની તને હોંસ હોય તો તું ઝટ આ મંદિરમાં આવ અને તેના સાથે યુદ્ધ કર."

આ પ્રમાણે વાતચિત થયા પછી, રાવણ જ્યાં બલિ રાજા બેઠા હતા ત્યાં ગયો.[૨૪–૨૬] તેને જોઇને મહાત્મા બલિને હાસ્ય છૂટ્યું. દાનવેન્દ્ર બલિરાજા અગ્નિ સમાન તેજસ્વી અને સૂર્ય જેવા પ્રકાશમાન હતા.[૨૭] રાવણને પકડી બલિએ તેને પોતાના ખોળામાં બેસાર્યો ને કહ્યું કે[૨૮]–'હે દશગ્રીવ! હે મહાબાહો! હું તારો શો મનોરથ પૂરું! તે તું મને જણાવ અને અહિં તું શા માટે આવ્યો છે? તે પણ મને કહે."[૨૯] બલિનાં વચન સાંભળીને, રાવણે ઉત્તર આપ્યો કે–"હે મહાભાગ! તમને પૂર્વે વિષ્ણુએ બાંધ્યા છે એમ મારા સાંભળવામાં છે, માટે તમને તમારા બંધનમાંથી મુક્ત કરવાને માટે હું શક્તિમાન્ છું, તેથી અહિં આવ્યો છું."

તે મદોન્મત્તનાં વચન સાંભળીને, બલિરાજા જરાક હસ્યા ને તેને બોલ્યા કે–[૩૦–૩૧] "હે રાવણ! જ્યારે તેં મને પૂછ્યું ત્યારે હવે હું તને જે કહું તે તું સ્થિર થઈ સાંભળ. જે શ્યામ રંગનો પુરુષ આ દ્વારમાં ઉભેલો છે તેને તેં જોયો, કે નહિ? હે બળવાન્! જે દ્વારપર નિરંતર ઉભો છે, તેણે જ પૂર્વે થઈ ગયેલા સર્વ દાનવો અને બીજા પણ બળવાનોને જિત્યા છે અને જે કોઇથી ગાંજ્યો જાય નહિ એવો જે હું, તેને પણ એ બળવાન્ પુરુષે જ જિતેલો છે. આ જગતમાં એને જિતે એવો કોઈ માયનો પૂત નથી.[૩૨–૩૪] જેને તેં બારણામાં દીઠો, તે બીજો કોઈ જ નહિ, પણ સર્વ કર્તા, સર્વ

ધર્તા, સર્વ હર્તા અને સર્વે ભુવનોનો ઇશ્વર છે.૩૫ એ પ્રભુ, ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણે છે, તેને હું કે તું જરા પણ જાણતા નથી. સર્વ ભૂતનો નાશ કરનાર પણ એ જ કલિરૂપ છે.૩૬ એ ત્રણે લોકના ઉત્પન્ન કરનાર, પાળનાર અને સંહારનાર છે અને એ મહેશ્વર જ સર્વને પાછો ઉત્પન્ન કરે છે.૩૭ યજ્ઞ, દાન અને આહુતિ એ સર્વનો ગ્રહણ કરનાર પણ એ જ પુરુષ છે, એ જ સર્વનું રક્ષણ કરનાર સર્વેશ્વર છે, ને આ ત્રણે લોકમાં એના સમાન કોઈ નથી.૩૮–૩૯ હે પૌલસ્ત્ય! હું, તું અને પૂર્વે થઈ ગયા તે સર્વને એ જ, પશુને જેમ દોરડે બાંધીને લઈ જઇએ છીએ તેમ લઈ જનાર છે.૪૦ વૃત્રાસુર, દનુ, શુક, દૈત્યરાજ શંભુ, નિશુંભ અને શુંભ, કાળનેમિ, વિરોચન, કુટ, વૈરોચન, મૃદુ, યમલાર્જુન નામના બે યક્ષ, કંસ, મધુ તથા કૈટભ વળી જે તપે છે, પ્રકાશે છે અને વરસે છે તે સર્વને વશ કરનાર બળવાનો કે જેમણે સો સો યજ્ઞો કર્યા હતા, જેમણે મહા તપ કર્યાં હતાં, જેઓ મોટા મહાત્મા, ધર્મજ્ઞ હતા, અને એ સર્વેએ જે પ્રાપ્ત કર્યું હતું, વૈભવ ભોગવ્યા હતા, દાન કર્યું હતું, યજ્ઞ, અધ્યયન કર્યાં હતાં, જેઓ પ્રજાપાળ, સ્વપક્ષરક્ષી અને શત્રુઓનો પરાજય કરનાર હતા, દેવો સહિત કોઈ પણ જેમનો પરાજય કરે તેમ નહોતું, એવા એ સર્વે શૂર, કુલવાન્ અને અર્થ શાસ્ત્રાર્થ જાણનારા હતા, સર્વ વિદ્યાના જાણુ, ને યુદ્ધથી પાછા ન ફરે એવા, દેવોનાં રાજ્ય કરનાર, દેવોને જિતનાર, પ્રભાતના સૂર્ય જેવા તેજસ્વી અને બધા દેવોનું અપ્રિય કરવામાં કુશળ હતા—એવા એવા અનેક બળવાન્ તે સર્વ નોસંહાર કરનાર એક અદ્ભુત શક્તિવાળો જે હરિ-વિષ્ણુ, તે આ પેલા દ્વારમાં ઉભો રહેલો છે. એ જ જગતને ઉત્પન્ન કરે છે, અને સંહારે છે, અને આત્મસત્તાએ એ જ જગતને પાછું ઉત્પન્ન કરે છે.૪૧–૫૦ એ જ દેવના ઇશ્વર ભગવાન્ વિષ્ણુએ મેં કહ્યા તેવા બળવાન્ અને ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરનારા દાનવોને દળેલા છે.૫૧ હે રાવણ! જે પુરુષો સંગ્રામમાં સાક્ષાત્ યમ જેવા દુરાધર્ષ હતા, તે પુરુષોને પણ એણે સંહારેલા છે."૫૨

આટલું કહીને, વળી દાનવેશ્વર બલિએ, રાવણને કહ્યું કે "હે વીર! ઓ બળવાન્! મારું એક કાર્ય કર. પેલું સામે જે બળતા અગ્નિ જેવું ચક્ર દેખાય છે, તે લઇને તું મારી પાસે આવ, એટલે તું મને છોડાવવાને માટે આવેલો છે, એવી મારી ખાતરી થશે.૫૩–૫૪ ઓ મહા બળવાન્! હે રાવણ! પ્રથમ નિર્વિલંબે તું મારું એટલુંજ કામ કર એટલે બસ." બલિરાજાનાં તે વચન સાંભળી, રાવણ તો હસ્યો ને તે પ્રજ્વલિત ચક્રને ઉપાડવા ધસ્યો. પણ હે રામ! બળગર્વિત રાવણે તો તેને સહજ ઉપાડવા ધાર્યું, પણ આશ્ચર્ય જેવું તો એ થયું કે, તે જરા ખસેડવાને શક્તિમાન્ થયો નહિ. તે લજવાઈ ગયો, ને પુનઃ પુનઃ તે ઉપાડવાનો યત્ન કરવા લાગ્યો ને અથાક બળ કરીને તે ઉપાડ્યું, પણ તેનો જ્યાં એક આંચકો લાગ્યો, તે સાથે જ તે જમીન ઉપર ચત્તોપાટ પડી ગયો; અને જેમ જેનું મૂળ કપાઈ ગયું છે, એવું શાલવૃક્ષ પડે તેમ તે લોહીલોહાણ થઈ પૃથ્વી ઉપર પડ્યો.૫૫–૫૮

રાવણ પડ્યો એટલે પુષ્પક વિમાનમાં બેઠેલા તેના પ્રધાનોએ હાહાકાર કરી મૂકયો.૫૯ બે ઘડી પછી રાવણના પંડમાં જીવ આવ્યો. જેમ તેમ કરતાં મહા કષ્ટે લાજ પામતો ઉઠયો ને નીચી મુંડીએ બલિરાજાની પાસે આવીને ઉભો રહ્યો. પછી બલિરાજાએ તેને કહ્યું,૬૦ "હે રાક્ષસેશ્વર! તું જરા આમ આવ અને હું કહું તે સાંભળ. હે વીર! પેલું મણિથી અલંકૃત કુંડળ જો. તે મારા પૂર્વજનું કર્ણાભૂષણ છે. આ એક અહિં છે અને એના જેવું બીજું પર્વતના શિખરપર પડેલું છે અને પેલો મારા પૂર્વજનો મુગટ જે વેદી આગળ પડેલો છે, તે પણ તું જો.૬૧–૬૩ તું જાણ કે, મારા પિતામહની પૂર્વે થયેલા પ્રપિતામહ હિરણ્યકશિપુનો કાળ જ ન હોતો. તે એવા હતા કે, તેમનું કોઈ રીતે મરણ જ ન હોતું–'નહિ દિવસે, નહિ રાતે, નહિ અસ્ત્ર શસ્ત્રથી, નહિ લીલાથી કે નહિ સુકાથી કોઈ પણ રીતે તેનું મરણ નહતું.' જો કે, હે રાક્ષસ! એ હિરણ્યકશિપુનું કોઈ રીતે મરણ ન હોતું, પણ તેમને પ્રહ્લાદની સાથે દારુણ વાદ થયો.૬૪–૬૬ તેની સાથે ટંટો થતાં ધીર અને ત્રણ લોકમાં ભયંકર એવા ભગવાન્ વિષ્ણુ, પ્રહ્લાદને માટે નૃસિંહ રૂપ ધરી સ્થંભમાંથી પ્રકટ થયા. અને રૌદ્ર એવા હિરણ્યકશિપુવડે ક્ષોભ પામેલું સર્વે જગત્ તેના જોવામાં આવ્યું.૬૭–૬૮ એ નૃસિંહે હિરણ્યકશિપુને પોતાના ખોળામાં લઈ, વજ્ર જેવા નખથી તેની છાતી ચીરી નાંખી હતી, જેથી તે મરણ પામ્યા હતા.૬૯ "હે રાવણ! એ સર્વેશ્વર વાસુદેવ, નિરંતર મારા બારણામાં ઉભા રહે છે અને તેમના ઉપર હું પૂર્ણ ભક્તિ ભાવ રાખું છું અને તેથી તને કહું છું તે જો તારા હૃદયમાં ઉતરે તો તું ઉતાર. હે રાવણ! જે પુરુષ બારણામાં ઉભેલો છે તેણે એક હજાર ઇન્દ્ર, દશ હજાર દેવ અને મોટા મોટા અનેક હજાર મુનિઓને વશ કરેલા છે."

પછી રાવણે બલિરાજાને કહ્યું કે,૭૦–૭૨ "પેલા પ્રેતના ઇશ્વર કૃતાન્તને તો મેં જોયો છે. તેના હાથમાં પાશ હતો, તેના શરીરમાંથી જ્વાળાઓ નિકળતી હતી, સર્પ અને વીંછી તેના રોમ હતાં, આંખો રાતી હતી, મોટી દાઢી હતી અને

તેની જીભ વિજળીના જેવી હતી; તે મહા ભયંકર ને સૂર્ય સમાન દુષ્પ્રેક્ષ છે; સંગ્રામ દઢ અને પાપીઓને દંડ દેનાર છે, તેમ છતાં પણ મેં એને જિત્યો છે અને હે દાનવેશ્વર! મને તો તે સ્થળમાં કંઈ ભય લાગ્યો નહિ, તેમ કંઈ વ્યથા પણ ઉત્પન્ન થઈ ન હોતી; પણ તમે જેને વિષે કહો છો, તેને તો હું ઓળખતો નથી; તેને માટે, હે દાનવેશ્વર! મને સમજણ પાડો કે તે કોણ ને કયાં છે?"૭૪-૭૬

પછી વિરોચનપુત્ર બલિએ કહ્યું કે-"હે રાવણ! એ નરવર તો ત્રણે લોકને સ્રજનાર શ્રીનારાયણ હરિ છે;૭૭ ને તે અનંત છે; અને કપિલ, જિષ્ણુ, નૃસિંહ, મહાદ્યુતિ, ક્રતુધામા, સુધામા, પાશહસ્ત અને ભયાનક એ નામે પ્રસિદ્ધ છે.૭૮ વળી એ દ્વાદશ સૂર્ય સમાન પુરાણપુરુષ છે. તે દેવના નાથ ઈશ્વર શ્યામ મેઘવર્ણ છે.૭૯ જ્વાળારૂપ માળાને તે ધારણ કરે છે અને યોગી તથા ભક્તને પ્રિય છે. એ ભગવાન જ સૃષ્ટિ સ્રજે છે, પાળે છે અને સંહારે છે. ચક્ર નામના આયુધને ધરનાર એ જ હરિ યજ્ઞ છે, ને તે સર્વ દેવમય, ભૂતમય, લોકમય તથા સર્વ જ્ઞાનમય છે.૮૦-૮૨ એ મોટા બાહુવાળો બળદેવ છે, મહારૂપવાન્ અને સર્વરૂપી પણ છે. એ જ વીરોને હણનારો, વીરચક્ષુવાળો અને ત્રણે લોકનો નિયંતા ને સનાતન ગુરુ છે.૮૩ મોટા મોટા મુનિઓ એનું જ નિરંતર ચિંતવન કરે છે. જે એને ઓળખે છે, તેને પાપ લાગતું નથી.૮૪ જે એને ભજે છે, તે તરે છે. જે એને સેવે છે, તે ત્રિલોકને જિતે છે. એ દેવ-દેવનો દેવ-ઈશ્વરનો ઈશ્વર-પરમેશ્વર પૂજન, સ્તુતિ અને સેવનથી સર્વને મનવાંચ્છિત સર્વ આપે છે.

આટલું સાંભળતાં સાંભળતાં તો રાવણ તપી ગયો, ક્રોધથી તેનાં નેત્ર લાલ થઈ ગયાં. તે આયુધ લઈને બહાર દોડ્યો. પણ હે રામ! મુસળ લઈ ઉભેલા દેવે, બ્રહ્માનાં વચનને સત્ય કરવા તેને હણ્યો નહિ અને તે અંતર્ધ્યાન થઈ ગયા.૮૫-૮૭ જ્યારે રાવણે તે પુરુષને ત્યાં જોયો નહિ, ત્યારે તે હર્ષ ગર્જના કરતો, વરુણના સ્થાનમાંથી બહાર નિકળ્યો અને જે માર્ગે આવ્યો હતો, તે જ માર્ગે ચાલ્યો ગયો.૮૮

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨ જો

### સૂર્ય લોક

પછી લંકાનો પતિ રાવણ, વિચાર કરીને સૂર્ય લોકને જિતવાને નિકળ્યો. પ્રથમ તો તે ઉત્તમ મેરુના શિખર ઉપર એક રાત્રી રહ્યો.[1] પછી સૂર્યના અશ્વ જેવા, પવન જેવી ગતિવાળા અને વિહારને યોગ્ય દિવ્ય પુષ્પકમાં બેસીને, તે સૂર્ય લોકપ્રતિ ચાલ્યો.[2] ત્યાં તેણે સર્વ તેજોમય, શુભ અને ઉત્તમ સુવર્ણનાં કેયૂર, રત્ન અને વસ્ત્ર પહેરીને અલંકૃત, સુંદર કુંડળથી શોભાયમાન, બાજુબંધ અને સુવર્ણ મોરના તથા રાતા, પુષ્પના હાર પહેરીને અલંકૃત થયેલા રક્તચંદન જેણે શરીરે ચોપડેલું છે એવા, સહસ્રરશ્મિયુક્ત, ઉચ્ચૈઃશ્રવા ઉપર બેસનાર આદિ દેવ, જેમનો આદિ, મધ્ય કે અંત નથી, જે લોકના સાક્ષી અને જગતના પતિ અદિતિના પુત્ર છે, તે સૂર્યનારાયણને દીઠા.૩-૬

સૂર્યે તેને બળ્યો બળ્યો કરી મૂકયો. પણ તે ખળભળ્યો નહિ. તેણે પોતાના પ્રહસ્ત પ્રધાનને કહ્યું કે, "હે પ્રહસ્ત! તું મારી આજ્ઞાથી સૂર્ય પાસે જા અને તેમને મારા વિચાર નિવેદન કર.૭ તેમને જણાવ કે કાં તો યુદ્ધ આપો અથવા 'જિતાયા છીએ' એમ કહો. જે સારું તે તમારું."૮ પછી પ્રહસ્ત સૂર્યની પાસે ગયો. તેનાં મંદિર આગળ પિંગળ અને દંડી નામના બે દ્વારપાળો ઉભા હતા, તેને જોઈ અટકયો અને તેમને જ રાવણનો આદેશ નિવેદન કર્યો. પ્રહસ્ત સૂર્યના તાપથી પરિતાપ પામતો ત્યાં જ ઉભો રહ્યો અને દંડી દ્વારપાળ અંદર ગયો. તેણે સૂર્યને પ્રણામ કરી રાવણે જે જે કહાવ્યું હતું તે નિવેદન કર્યું. દંડીને મુખેથી રાવણે કહાવેલો સંદેશો સાંભળી બુદ્ધિમાન્ સૂર્યે વિચાર કરીને કહ્યું કે, "હે દંડિ! તું જા અને એ નિશાચરને જિત અથવા જિતાયો છું એમ કહે.૯-૧૨ થોડા કાળ સૂધી તું તે રાક્ષસને તારી નજરમાં આવે એવો જવાબ દે."

પછી દંડીએ બહાર આવીને, મહાત્મા રાવણને સૂર્યે જે કહ્યું હતું, તે જણાવ્યું. રાક્ષસેશ્વર રાવણે દંડીનું વચન સાંભળીને પોતાના જયનો નાદ કર્યો અને પછી સૂર્યલોકમાં પણ પોતાનો વિજય થયો, એમ માની ત્યાંથી તે આગળ ચાલ્યો.૧૩-૧૪

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૩ જો

### માંધાતા અને રાવણ

ત્યાંથી નિકળેલો લંકાનો રાજા રાવણ, રમણીય મેરુના શિખરપર એક રાતવાસો રહી, પ્રભાત થતાં તે સોમલોકમાં ગયો.[1] ત્યાં આગળ એક દિવ્ય પુરુષ, દિવ્ય પુષ્પની માળાઓ ધારણ કરીને રથમાં બેઠેલો હતો. તેણે ચંદનના લેપ કર્યા હતા અને અપ્સરાનાં ટોળેટોળાં તેનું સેવન કરતાં હતાં. તે રાવણને સામો મળ્યો.[2] એ દિવ્ય નર રતિના શ્રમથી અપ્સરાઓના ખોળામાં સુઈ જતો હતો, અને

જ્યારે તેઓ ચુંબન કરતી ત્યારે જ જાગ્રત થતો હતો. એ પુરુષને જોતાંજ રાવણના મનમાં બહુ કુતૂહલ ઉત્પન્ન થયું.[3] આસપાસ દૃષ્ટિ કરતાં ત્યાં આગળ એક પર્વતઋષિ નજરે પડ્યા તેને પૂછ્યું કે–હે મહર્ષે! તમારું અહિં ભલે આવવું થયું, તમે પણ ઘણે કાળે આવ્યા છો પણ મને જણાવશો કે પેલો રથમાં બેઠેલો અને અપ્સરાઓ સાથે ગેલ કરતો, અતિ નિર્લજ્જ અને અભય એવો કોણ છે?"[૪–૫]

તે પર્વત મુનિએ તેને કહ્યું કે–"હે વત્સ! હું તને એ પુરુષ કોણ છે? તે શું કહું. એ પુરુષે સર્વ લોક ઉપર જય મેળવેલો છે, એણે બ્રહ્માને પ્રસન્ન કર્યા છે અને તેથી તે સુખનિધાન મોક્ષને પામ્યો છે અને હવે એ ત્યાં જાય છે.[૬–૭] હે રાક્ષસેશ્વર! તેં જેમ તપથી સર્વ લોક જિત્યા છે, તેમ એણે પુણ્યથી સર્વ જિત્યું છે, એ હવે મોક્ષને પામે છે. તું જો કે એણે સોમપાન કરેલું છે, તેથી તે પુણ્યલોકને પામ્યો છે.[૮] અરે આ શૂર અને પરાક્રમી! જાણ કે બળવાન્ પુરુષો, જેઓએ ધર્મ આચર્યો છે, તેના ઉપર કોપ કરતા નથી."[૯]

આટલી વાતચિત થયા પછી, રાવણે એક મોટો પ્રચંડ રથ ત્યાં દીઠો. તે રથ ગીત અને વાદિત્રના ધ્વનિથી ગાજી રહ્યો હતો.[૧૦] એ રથને જોઇને વળી રાવણે તે પર્વત મુનિને પૂછ્યું કે, "હે મુને! પેલો મહાતેજસ્વી તથા જેમાં કિન્નરો ગાયન કરે છે અને મનોહર નૃત્ય થાય છે તે રથ ક્યાં જાય છે?"[૧૧] પર્વત મુનિએ જવાબ આપ્યો કે–"આ પુરુષ એક વીર છે. સંગ્રામથી પરાંગ્મુખ નહિ થનાર અને પોતાના સ્વામીને માટે એ જીવ આપનાર છે. એણે સંગ્રામમાં શત્રુઓને ઘાયલ કરેલા છે અને પછી પોતે પણ સંગ્રામમાં જ મરણ પામેલો છે. હાલ તે ઇન્દ્રનો અતિથિ થવાને માટે જાય છે.[૧૨–૧૪] એ જ્યાં જશે ત્યાં તાતા થઈ અને 'આ' ના સુસ્વર થશે અને ગાયક પુરુષો સર્વદા એના મનને રંજન કરશે." તેટલામાં વળી એક ત્રીજો પુરુષ રાવણની નજરે પડ્યો, ત્યારે પુનઃ તેણે તે મુનિને ઉપર પ્રમાણે પ્રશ્ન કર્યો કે, "આ સૂર્યસમાન તેજસ્વી વળી કોણ છે?"[૧૫] પર્વત મુનિએ કહ્યું કે–"હે રાજન્! આ પુરુષ સાવ સોનાના વિમાનમાં બેઠેલો છે ને તેનું મુખ ચંદ્રના જેવું છે અને અપ્સરાઓ તેની સેવા કરે છે. તેનું કારણ એ જ કે, એણે સોનાનું દાન દીધું છે; ને પોતાના દાન પ્રભાવથી સુખી થયેલો આ પુરુષ પણ પેલાઓની માફક સુવર્ણ વિમાનમાં બેસીને વિચિત્ર વસ્ત્રો તથા અલંકારો ધારણ કરીને અક્ષય્ય સુખ મેળવવા જાય છે." પછી રાવણે તેમને કહ્યું કે,[૧૬–૧૮] "હે મુનિ! આ રાજાઓ જાય છે, તેમાંથી હું કોની સાથે યુદ્ધ કરું? તે તમે મને કહો. હે ધર્મજ્ઞ! આમાંથી કયો પુરુષ મારું યુદ્ધઆતિથ્ય કરે એવો છે?[૧૯] તે તમે મને બતાવો; કારણ તમે મારા પિતા તુલ્ય છો." આવાં રાવણનાં વાક્ય સાંભળી, પર્વતઋષિએ કહ્યું કે,[૨૦] "હે મહારાજ! આ જે રાજાઓ જાય છે, તેમને યુદ્ધ પ્રિય નથી. તેઓ તો સ્વર્ગમાં જઈ આનંદ કરવા ઇચ્છે છે;[૨૧] પણ તારી યુદ્ધ કરવાની જ ઇચ્છા છે તો રહે, જેણે સાત દ્વીપ જિતેલા છે એવો બળવાન્ એક રાજા હું તને બતાવું છું. તે રાજા પ્રેમથી તને યુદ્ધ આપશે."[૨૨] રાવણે કહ્યું કે, હે મુનિ! પ્રથમ તમે મને કહો કે તે કયો રાજા છે? અને તે ક્યાં રહે છે?[૨૩] એટલે હું તે નરશ્રેષ્ઠ જ્યાં રહેતો હશે ત્યાં તેની પાસે જઇશ. પર્વત મુનિ બોલ્યા કે,[૨૪] "તે રાજા યુવનાશ્વનો પુત્ર છે ને તેનું નામ માંધાતા છે. તેણે સાત દ્વીપને જિતેલા છે, સાત સમુદ્રવાળી પૃથિવીને જિતી તે હમણાં અત્રે આવશે."[૨૫] આ પ્રમાણે વાત થતી હતી, એટલામાં જ ત્રણે લોક જિતવાથી ગર્વિત થયેલા રાવણે, સુન્દર રથમાં બેસીને આવતા અયોધ્યાપતિ શૂરવીર માંધાતા રાજાને જોયા.[૨૬] તે જાણે પૃથિવીનો જ રાજા હોય તેવો અને રૂપે જાજ્વલ્યમાન દેખાતો હતો. તેના શરીર ઉપર સૌગંધિક લેપ કરેલા હતા. તેનું વિમાન ઇન્દ્રના જેવુંજ હતું. પછી રાવણે તેની પાસે જઇને યુદ્ધની માંગણી કરી ત્યારે તે દશગ્રીવને હસીને કહેવા લાગ્યા કે–"હે રાક્ષસ! જો તારું આયુષ્ય આવી રહ્યું હોય, તને જીવવા ઉપર કંટાળો ઉપજતો હોય તો તું મારી સાથે યુદ્ધ કર."[૨૭–૨૯] માંધાતાનું વચન સાંભળી રાવણ બોલ્યો કે, જે વરુણ, યમ અને કુબેરથી ભય પામ્યો નથી એવો હું રાવણ, શું એક તારા જેવા મનુષ્યથી ભય પામીશ! આમ કહ્યા પછી યુદ્ધને માટે તે એક પગે થઈ રહેલા રાવણે પોતાના પ્રધાનોને યુદ્ધ કરવાની આજ્ઞા આપી.

રાવણની આજ્ઞા થતાં જ ક્રોધ પામેલા તેના પ્રધાનો તત્પર થઈ ગયા અને તીક્ષ્ણ બાણના વરસાદ વરસાવવા મંડી પડ્યા. પ્રહસ્ત, શુક, સારણ, મહોદર અને અકંપન વગેરેને મયૂર પિચ્છવાળાં અને શિલા ઉપર ઘસીને સજ્જ કરેલાં અનેક બાણોથી તે રાજાએ પ્રહાર કરવા માંડ્યા.[૩૦–૩૪] પછી પ્રહસ્તે તેનાપર બાણની વૃષ્ટિ કરી, પણ રાજાએ તે સઘળાનાં બાણોઘને, પોતાની પાસે આવ્યા પહેલાં–વચમાંથી જ કાપી નાંખ્યો, અને વિશેષમાં માંધાતાએ, અગ્નિ જેમ સુકા ઘાસનો નાશ કરે, તેમ ભુશુંડી, પ્રાસ અને તોમરાદિ આયુધોવડે, તે રાક્ષસોનો નાશ કરવા માંડ્યો અને તે મહા તેજસ્વી અને વીર રાજાએ, કાર્તિકેય જેમ ક્રૌંચને ભેદે છે, તેમ પ્રહસ્તને પાંચ તોમરવડે વિંધી નાંખ્યો;[૩૫–૩૭] અને યમના જેવા એક મોટા મુદ્ગરને મસ્તક પાછળ ફેરવીને જોરથી રાવણના રથ ઉપર ફેંક્યો.[૩૮]

તે મુગદ્દર વજ્રની પેઠે રાવણના રથ ઉપર પડ્યો, જેથી ઇન્દ્રધ્વજની માફક રાવણરાયજી ધરણીપર ઢળી પડ્યા.[૩૯] આમ થતાં, જેમ સમુદ્ર, ચન્દ્રને જોઈ હર્ષિત થાય છે, તેમ માંધાતા રાજા આનંદિત થઈ શોભવા લાગ્યો.[૪૦] રાક્ષસની સેનામાં હાહાકાર વર્તાઈ રહ્યો; સર્વે જડની માફક જોઈ રહ્યા અને રાવણની આસપાસ ફરી વળ્યા.[૪૧]

મૂર્ચ્છા વળી એટલે પુનઃ રાવણ યુદ્ધમાં પ્રવૃત્ત થયો અને માંધાતાને અતિ ગભરાવી તેને મૂર્ચ્છા પમાડ્યો.[૪૨] જ્યારે માંધાતા મૂર્ચ્છિત થયા ત્યારે રાક્ષસો આનંદ પામ્યા અને આનંદથી હર્ષનાદ કરવા લાગ્યા.[૪૩] ક્ષણેક પછી અયોધ્યાપતિ માંધાતાની મૂર્ચ્છા વળી. તેને ચેતના આવી ત્યારે; રાવણને પોતાના મંત્રીઓ સહિત હર્ષનાદ કરતો જોઈ તે વધારે ક્રોધ પામ્યા. પછી અત્યંત ક્રોધથી સૂર્ય જેવા દુરાધર્ષ થઈ, તેમણે શત્રુની સેનાનો ઘાણ વાળી નાંખ્યો. તેમના ધનુષના ટંકારથી અને બાણના સણસણાટથી રાક્ષસોનું સૈન્ય જેમ ખળભળતો સાગર હોય તેમ ચલાયમાન થઈ ગયું.[૪૪–૪૬] રાક્ષસ અને માનવનું આ દારુણ યુદ્ધ ચાલી રહ્યું. નરશ્રેષ્ઠ માંધાતા અને રાક્ષસ શ્રેષ્ઠ રાવણ બન્ને જણ એક બીજાના ઉપર અતિ ક્રોધ પામ્યા હતા.[૪૭] તથા વીરાસન વાળીને બન્ને પોતપોતાના રથમાં બેઠેલા હતા; તે વેળાનું યુદ્ધ જોવા જેવું થઈ રહ્યું હતું. પછી ક્રોધથી રાતાપીળા થયેલા તે બે વીરોએ—રાવણે માંધાતા ઉપર અને માંધાતાએ રાવણના ઉપર—બાણની વૃષ્ટિ કરવા માંડી. એક બીજાના બાણથી બેઉ જણ ઘાયલ થયેલા હતા,[૪૮–૪૯] એવામાં રાવણે ક્રોધથી પોતાના ધનુષ ઉપર રૌદ્ર અસ્ત્રનું સંધાન કરીને તે મૂક્યું. માંધાતાએ અગ્ન્યાસ્ત્રથી તેનું વારણ કર્યું.[૫૦] રાવણે ગાંધર્વાસ્ત્ર મૂક્યું, ત્યારે માંધાતાએ વારુણ અસ્ત્ર મૂક્યું. પછી ક્રોધ પામેલા રાવણે સર્વભૂતને ભયંકર બ્રહ્માસ્ત્ર પોતાના હાથમાં લીધું, ત્યારે માંધાતાએ પાશુપતાસ્ત્ર ચઢાવ્યું. સામ સામા આવાં ભયંકર અસ્ત્ર ચડેલાં જોઇને, સ્થાવર જંગમરૂપ ત્રણે લોક અત્યંત ત્રાસ પામી ગયા. એ મોટું અસ્ત્ર તપવડે રુદ્રના પ્રસન્ન થવાથી પ્રાપ્ત થયેલું હતું.[૫૧–૫૩] એના પ્રતાપથી સઘળું સચરાચર જગત્ અને ભૂત માત્ર ત્રાસ પામી ગયાં એટલું જ નહિ પણ દેવલોક પણ એનાથી કંપી ઉઠયો. નાગલોક તો એ અસ્ત્રને જોઇને સંતાઈ જ ગયો.[૫૪]

પણ તેટલામાં પુલસ્ત્ય અને ગાલવ મુનિએ, જગતના આ ત્રાસનું કારણ યોગધ્યાનથી જાણી આ રણમાં આવીને માંધાતાને વાર્યા;[૫૫] અને ઘણો ઠપકો દઇને તેઓએ રાક્ષસોના રાજા રાવણને પણ વાર્યો. પછી મનુષ્ય માંધાતા અને રાક્ષસેશ્વર રાવણ વચ્ચે પ્રીતિ ઉત્પન્ન કરાવીને તે બેઉ ઋષિઓ પોતપોતાને માર્ગે જેમ આવ્યા હતા તેમ પાછા ચાલ્યા ગયા.[૫૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૪ થો

### ચંદ્ર લોક

તે બે મુનિના ગયા પછી, રાક્ષસોનો રાજા રાવણ, દશ હજાર યોજન ઉંચે વાયુનો જે પ્રથમ માર્ગ છે, અને જ્યાં સર્વ ગુણયુક્ત હંસો વસે છે ત્યાં ગયો. તેથી ઉંચે દશ હજાર યોજનપર વાયુનો બીજો માર્ગ છે, ત્યાં ત્રણ પ્રકારના મેઘ નિરંતર રહે છે;[૧–૩] જે મેઘ આગ્નેય, પક્ષિણ, અને બ્રાહ્મ એ નામથી ઓળખાય છે. ત્યાંથી પણ વિશેષ ઉંચે, જ્યાં મનસ્વી ચારણો અને સિદ્ધો વાસ કરે છે, એવો ત્રીજો માર્ગ છે. તે દશ હજાર યોજન ઉંચો છે.[૪–૫] પણ ત્યાંથી વળી દશ હજાર યોજન ઉંચે વાયુનો ચોથો માર્ગ છે કે જ્યાં ભૂત સહિત વિનાયક રહે છે, ત્યાં થઇને રાવણરાય વળી તેથી પણ દશ હજાર યોજન ઊંચે આવેલા વાયુના પાંચમા માર્ગ પ્રત્યે ગયો.[૬–૭] એ પાંચમા વાયુ માર્ગમાં નદીઓમાં શ્રેષ્ઠ એવી ગંગા રહે છે અને કુમુદાદિ નાગો રહે છે. ત્યાં વસતા ભૂતો, ઝાકળવાળા થઈ ગંગાના જળમાં ક્રીડા કરે છે. ત્યાંથી તે જળ સૂર્યના કિરણોમાં પડે છે, અને વાયુ તેને શાન્ત કરે છે.[૮–૯] જે એ જળ, હે રામ! પ્રભાત કાળે ઝાકળરૂપે પૃથિવી ઉપર વરસે છે. પાંચમા વાયુ માર્ગથી દશ હજાર યોજન ઉંચે વાયુનો છઠ્ઠો માર્ગ છે ત્યાં જ્ઞાતિ તથા બંધુજનથી સત્કારાયલો ગરુડ નિત્ય રહે છે.[૧૦–૧૧] તેની ઉપર દશ હજાર યોજન ઉંચે વાયુનો સાતમો માર્ગ છે. તેમાં ઋષિઓ રહે છે.[૧૨] ત્યાંથી દશ હજાર યોજન ઉંચે વાયુનો આઠમો માર્ગ છે અને ત્યાં આકાશ ગંગાના નામથી પ્રસિદ્ધ ગંગા રહે છે, જેનો પ્રવાહ સૂર્યના માર્ગમાં આવેલો છે એવી તે મોટા વેગવાળી તથા ઘૂ ઘૂ કરતી ગંગાને વાયુ ધારણ કરે છે.[૧૩–૧૪] હે રામ! તેની પણ ઉપરનો જે દેશ છે તેને ચંદ્રલોક કહે છે. તે એંશી હજાર યોજન વિસ્તારમાં છે.[૧૫] એ ચંદ્રમંડળમાંથી સર્વ પ્રાણીને સુખ આપનારી શતલક્ષ ચંદ્રકિરણ પ્રસરીને સર્વ લોકને પ્રકાશ આપે છે; અને ત્યાં જ નક્ષત્ર સહવર્તમાન ભગવાન્ ચંદ્રમા વસે છે. એ દેશમાં-(ચંદ્રલોકમાં) રાવણ રાક્ષસ (દિગ્વિજય કરતો કરતો) જઈ પહોંચ્યો.

પોતાના લોકમાં આવેલા રાવણને ચંદ્રમાએ જોયો ત્યારે તેણે ઠંડાં કિરણો એવાં તો પાથર્યાં કે રાવણ ઠંડોગાર થઈ બંધાઈ ગયો—તેના હાડકાં થરથરી ગયાં, શીત સહન ન

થવાથી ભયભીત થએલા રાવણના મંત્રીઓમાંથી મુખ્ય મંત્રી પ્રહસ્તે, હાથ જોડી જય શબ્દવડે રાવણને કહ્યું કે— "હે રાજન્! ચંદ્રનાં શીત કિરણથી આ સર્વ રાક્ષસોને ભય ઉત્પન્ન થયો છે; અને હું પણ શીતથી ઠીંગરાઈ ગયો છું. અમે કોઈ આ સ્થળમાં ઉભા રહેવાને શક્તિમાન્ થઈ શકતા નથી. રાજન્, અમે તો અહિંથી જ પાછા વળી જવાને ઇચ્છીએ છીએ; અને ઓ રાજન્! શીતરશ્મિ ચંદ્રમાનો તો સ્વભાવ જ છે કે, શીતથી જ દહન કરવા. તે સૌને આમ જ ઠારી દેશે."[૧૬-૨૦] પ્રહસ્તનાં વચન સાંભળી, રાવણ ઘણો જ ક્રોધાયમાન થઈ ગયો અને તેથી તેણે પોતાનું મોટું ધનુષ હાથમાં લઈ, તેનો ટંકાર કરીને ચંદ્રના ઉપર બાણો મૂકવા માંડ્યાં.[૨૧]

રાવણને ચંદ્રઉપર બાણ મૂકતો જોઈ, બ્રહ્મા ત્વરાથી ત્યાં આગળ આવ્યા અને તેને કહેવા લાગ્યા કે,—"હે મહાબાહો! હે રાવણ! હે વિશ્રવાના પુત્ર સૌમ્ય! તું આ ચંદ્રને પીડા કર્યા વગર અહિંથી છાનો માનો પાછો ચાલ્યો જા. કેમકે મહા તેજસ્વી આ ચંદ્રમા દ્વિજરાજ સર્વ લોકના હિતમાં તત્પર છે.[૨૨-૨૩] તું જો હમણાં અહિંયાંથી ચાલ્યો જશે તો હું તને મરણસંકટ આવે, તે વેળાએ જપવાનો એક મંત્ર આપીશ. જે માણસ એ મંત્રનો જપ કરે છે, તેને મરણ આવતું નથી. ઓ બાપુ! તે લઇને તું અહિંથી સિધે સિધો ચાલ્યો જા (નહિતર તને ઘણી હાનિ થશે).[૨૪]

પછી દશગ્રીવે હાથ જોડી વિનયથી બ્રહ્માને કહ્યું કે,— "હે સર્વ લોકના પિતામહ! હે ધાર્મિક! હે મહાભાગ! જો તમે મને પ્રસન્ન થયા હો અને એ મંત્ર આપવાના હો તો, જલદીથી જ આપો, એટલે હું સર્વ લોકમાં નિર્ભય થઇને રહું;[૨૫-૨૬] અને હે દેવેશ! તમારી કૃપાથી હું સર્વે અસુર, દાનવ, દેવ, પક્ષી અને નાગથી અજિત થઇશ, એમાં સંશય નથી."[૨૭] પછી બ્રહ્માએ તેને કહ્યું કે,—"હે રાક્ષસેશ્વર! આ મંત્ર જે હું આપું છું, તે માત્ર જ્યારે તને પ્રાણસંકટ આવી પડે ત્યારે જપવાનો છે. નિત્ય જપવાનો નથી[૨૮] અને જ્યારે તેનો તું જપ કરે ત્યારે રુદ્રાક્ષની માળા લેજે. હે રાક્ષસ! આ મંત્રનો જપ કરવાથી તું અજિત થઇશ જ.[૨૯] પણ આ મંત્રનો જપ કર્યા વગર તને કોઈ પણ સિદ્ધિ પ્રાપ્ત થશે નહિ. હે રાક્ષસશ્રેષ્ઠ! હવે હું તને તે મંત્ર કહું, તે તું સાંભળ.[૩૦] તેના શ્રવણ માત્રથી જ તું સંગ્રામમાં જ્યાં ત્યાં વિજય પામીશ." પછી બ્રહ્માએ, રાવણને તે મંત્ર આપ્યો. શંકરસ્તુતિઃ—

नमस्ते देवदेवेश सुरासुरनमस्कृत ॥ ३१ ॥
भूतभव्य महादेव हरिपिङ्गललोचन ।
बालस्त्वं वृद्धरूपी च वैयाघ्रवसनच्छद ॥ ३२ ॥



अर्चनीयोऽसि देव त्वं त्रैलोक्यप्रभुरीश्वरः ।
हरो हरितनेमी च युगान्तदहनोऽनलः ॥ ३३ ॥

"હે દેવદેવેશ! હે સુરાસુર નમસ્કૃત! હું તમને નમન કરું છું.[૩૧] હે ભૂતભવ્ય! મહાદેવ! હે હરિ! હે પિંગલ લોચન! તમે જ બાળ, વૃદ્ધ અને વ્યાઘ્ર ચર્મરૂપી વસ્ત્રવાળા છો.[૩૨] હે દેવ! તમે જ અર્ચનીય છો, તમે જ ત્રૈલોકયના પ્રભુ અને ઈશ્વર છો. હર, હરિતનેમી અને યુગાન્તે સર્વને દહન કરનાર અગ્નિ પણ તમે જ છો.[૩૩]

गणेशो लोकशंभुश्च लोकपालो महाभुजः ।
महाभागो महाशूली महादंष्ट्री महेश्वरः ॥ ३४ ॥
कालश्च बलरूपी च नीलग्रीवो महोदरः ।
देवान्तगस्तपोन्तश्च पशूनां पतिरव्ययः ॥ ३५ ॥

તમે જ ગણેશ, લોકના શંભુ લોકપાળ, મહાભુજ, મહાભાગ, મોટા શૂળવાળા, મહાદંષ્ટ્રી અને મહેશ્વર છો.[૩૪] કાળ, બળ, નીલગ્રીવ, મહોદર, દેવના મનને જાણનાર, તપસ્વી, પશુપતિ અને પરિણામ રહિત પણ તમે છો.[૩૫]

शूलपाणिर्वृषः केतुर्नेता गोप्ता हरो हरिः ।
जटी मुण्डी शिखण्डी च लकुटी च महायशाः ॥ ३६ ॥
भूतेश्वरो गणाध्यक्षः सर्वात्मा सर्वभावनः ।
सर्वगः सर्वहारी च स्रष्टा च गुरुरव्ययः ॥ ३७ ॥
कमण्डलुधरो देवः पिनाकी धूर्जटिस्तथा ।
माननीयश्च ओङ्कारो वरिष्ठो ज्येष्ठसामगः ।
मृत्युश्च मृत्युभूतश्च पारियात्रश्च सुव्रतः ॥ ३८ ॥

તમે જ શૂલપાણિ, વૃષકેતુ, નેતા, રક્ષક, હર, હરિ, જટાવાળા, મુણ્ડવાળા, શિખંડી, લંગોટવાળા અને મહા યશવાળા છો.[૩૬] તમે જ ભૂતેશ્વર, ગણાધ્યક્ષ, સર્વાત્મા, સર્વભાવન, સર્વત્ર ગતિ કરનારા, સર્વહારી, સ્રષ્ટા, ગુરુ અને અવ્યય છો.[૩૭] તમે જ કમંડલુ ધરનાર, દેવ, પિનાકી, ધૂર્જટિ, માનનીય, ૐકાર, ઉત્તમ અને જ્યેષ્ઠ સામગ છો. અને મૃત્યુ, મૃત્યુભૂત, પારિયાત્ર અને સુવ્રત પણ તમે જ છો.[૩૮]

ब्रह्मचारी गुहावासी वीणापणवतूणवान् ।
अमरो दर्शनीयश्च बालसूर्यनिभस्तथा ॥ ३९ ॥
श्मशानवासी भगवा॰मापतिरनिन्दितः ।
भगस्याक्षिनिपाती च पूष्णो दशननाशनः ॥ ४० ॥
ज्वरहर्ता पाशहस्तः प्रलयः काल एव च ।
उल्कामुखोऽग्निकेतुश्च मुनिर्दीप्तो विशांपतिः ॥ ४१ ॥
उन्मादो वेपनकरश्चतुर्थो लोकसत्तमः ।
वामनो वामदेवश्च प्राक्प्रदक्षिणवामनः ॥ ४२ ॥
भिक्षुश्च भिक्षुरूपी च त्रिजटी कुटिलः स्वयम् ।
शक्रहस्तप्रतिष्टम्भी वसूनां स्तम्भनस्तथा ॥ ४३ ॥
क्रतुर्क्रतुकरः कालो मधुर्मधुकलोचनः ।
वानस्पत्यो वाजसनो नित्यमाश्रमपूजितः ॥ ४४ ॥

जगद्दाता च कर्ता च पुरुषः शाश्वतो ध्रुवः ।
धर्माध्यक्षो विरूपाक्षस्त्रिधर्मा भूतभावनः ॥ ४५ ॥
त्रिनेत्रो बहुरूपश्च सूर्यायुतसमप्रभः ।
देवदेवोऽतिदेवश्च चन्द्राङ्कितजटस्तथा ॥ ४६ ॥
नर्तको लासकश्चैव पूर्णेन्दुसदृशाननः ।
ब्रह्मण्यश्च शरण्यश्च सर्वजीवमयस्तथा ॥ ४७ ॥
सर्वतूर्यनिनादी च सर्वबन्धविमोक्षकः ।
मोहनो बन्धनश्चैव सर्वदा निधनोत्तमः ॥ ४८ ॥
पुष्पदन्तो विभागश्च मुख्यः सर्वहरस्तथाः ।
हरिश्मश्रुर्धनुर्धारी भीमो भीमपराक्रमः ॥ ४९ ॥

તમે જ બ્રહ્મચારી, ગુહાવાસી, વીણાપણુવ અને તૂણુ નામે વાદિત્રના વગાડનાર છો; તથા અમર, દર્શનીય અને બાળ-સૂર્ય સમાન કાન્તિવાળા છો.[૩૯] સ્મશાનવાસી, ભગવાન્ ઉમાપતિ, અનિંદિત, ભગ દેવતાની આંખ ફોડનાર અને પૂષા દેવના દાંત પાડી નાંખનાર, જ્વરહારી, પાશહસ્ત, પ્રલય, કાળ, ઉલ્કામુખ, અગ્નિકેતુ, દીપ્ત એવા મુનિ, વિશામ્પતિ, ઉન્માદ, વેપનકર, ચોથા લોકરૂપ, વામન, વામદેવ, પૂર્વ, પ્રદક્ષિણુ, વામન, ભિક્ષુ, ભિક્ષુરૂપી, ત્રિજટી, કુટિલ, ઇન્દ્રના બેલી અને વસુઓનું સ્થંભન કરનાર તમે જ છો.[૪૦–૪૩] ઋતુ, ઋતુના કરનાર, કાળ, મધુ, મધુકલોચન, વાનસ્પત્ય, વાજસન, આશ્રમમાં રહેનારથી નિત્ય પૂજિત, જગદ્દાતા, જગતકર્તા, પુરુષ, શાંત, નિશ્ચળ, ધર્માધ્યક્ષ, વિરૂપ નેત્ર-વાળા, ત્રિધર્મા, પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનારા પણુ તમે જ છો.[૪૪–૪૫] ત્રિનેત્ર, બહુરૂપી, દશહજાર સૂર્ય જેવા, દેવના દેવ, દેવશ્રેષ્ઠ, ચંદ્રાંકિત જટાવાળા, નાચનાર,લાસક, પૂર્ણચંદ્ર જેવા મુખવાળા, બ્રહ્મણ્ય, શરણ્ય, સર્વ જીવમય, સર્વ તુર્ય-નિનાદી, સર્વ બંધ વિમોચક, મોહ કરનાર, બંધન કરનાર, સદામૃત્યુરૂપ, પુષ્પદંત, વિભાગ, સર્વહર, હરિશ્મશ્રુ, ધનુ-ર્ધારી, ભયંકર પરાક્રમવાળા, ભીમ, અને શંકર પણુ તમે જ છો. હે દેવ! હું તમોને નમસ્કાર કરું છું.[૪૬–૪૯]

હે રાવણુ! મેં આ જે ઉત્તમ અને પવિત્ર, એકસો ને આઠ શિવનાં નામ કહ્યાં, તે સર્વ પાપ હરનાર અને પુણ્ય-રૂપ છે તથા શરણાર્થીને શરણુ આપનાર છે. એ સ્તોત્ર જ્યારે તારા જીવ ઉપર વાત આવે ત્યારે, શત્રુના વિના-શને માટે જપજે.”[૫૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામા-યણુવિષે ઉત્તરકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ**

# સર્ગ ૫ મો

## ચમત્કૃતિ દર્શન

કમળમાંથી ઉત્પન્ન થયેલા સર્વ લોકના પિતામહ, રાવ-ણુને વરદાન આપીને ત્યાંથી ત્વરાથી બ્રહ્મલોકમાં ગયા. પછી રાવણુ પણુ વરદાન મેળવી પોતાના સ્થાનમાં ગયો. કેટલોક કાળ વીત્યા પછી લોકને ત્રાસ આપનાર તે રાક્ષસ, એક સમયે પોતાના પ્રધાનને લઇને પશ્ચિમ સમુદ્ર તરફ ગયો. તેના એક બેટમાં તેણે અગ્નિ સમાન કાંતિવાળા એક પુરુ-ષને જોયો.[૧–૩] તે એકલો જ ત્યાં બેઠેલો હતો. તે નિર્મળ સુવર્ણ સરખો દેખાતો હતો, છતાં તેનો દેખાવ પ્રલય-કાળના અગ્નિ જેવો ભયાનક હતો.[૪] તે દેવદેવેશ હોય, કે ગ્રહપતિ સૂર્ય હોય, કે પશુઓમાં સિંહ હોય, કે હસ્તીઓમાં ઐરાવત હોય, કે પર્વતોમાં મેરુ હોય, કે વૃક્ષોમાં પારિજા-તક હોય, તેવો મહા બળવાન્ જણાતો હતો.

રાવણે તેની પાસે જઈ કહ્યું કે-‘અરે! તું કોણુ છે? જો તું બળિયો છે તો યુદ્ધ આપ.’ આટલું તે જ્યાં બોલ્યો, ત્યાં તો તેની દષ્ટિ, ગ્રહમાળા સમાન આકુળ થઈ અને જેમ યંત્રથી ખેંચાઈ જતો હોય તેમ થઈ પડ્યો, છતાં દાંત કક-ડાવીને મહાબળવાન્ રાવણે, પોતાનાં પ્રધાનો સાથે મોટી ગર્જના કરી.[૫–૮] પછી રાક્ષસોના પતિ રાવણે, શૂલ, શક્તિ, ઋષ્ટિ અને પટ્ટિશથી તે ભયાનક, મોટી દાઢવાળા, શંખગ્રીવ, વિશાલ વક્ષઃસ્થળવાળા, મેડકના જેવી કુખ-વાળા, સિંહાનન, કૈલાસ સમાન ઉન્નત પદકમળવાળો, રક્ત કમળ જેવા હસ્ત અને તાલુ પ્રદેશવાળા અને વળી મહાનાદ, મહાકાય, મન અને વાયુના જેવા વેગવાન્, ભયાનક શર તથા ભાથાવાળા, ઘંટા સહિત ચામરવાળા, જ્વાળાથી પરિવૃત, કટિએ બાંધેલી ઘુઘરીઓથી ઘણુઘણાટ કરતા, સુવર્ણનો જેના કંઠમાં હાર છે એવા, ઋગ્વેદ જેવા શોભાયમાન, કમળમાળાઓથી અલંકૃત છતાં કાજળના પર્વત જેવા મોટા અને કાન્તિમાન્ પુરુષપર રાવણે ધા કર્યો. પરંતુ જેમ હસ્તીના પ્રહારથી સિંહ, વૃષભના પ્રહારથી હસ્તી, મોટા હસ્તીઓના પ્રહારથી મેરુ અને નદીઓના પ્રહારથી સમુદ્ર, ક્ષુભિત થતો નથી, તેમ તે મહાપુરુષ પણુ રાવણુના પ્રહા-રથી લેશ પણુ ચલાયમાન થયો નહિ. તેણે હસીને રાવણુને કહ્યું:–[૯–૧૫] “અલ્યા રાક્ષસડા! તારા જેવા મંદ બુદ્ધિની યુદ્ધેચ્છાનો હું નિશ્ચય નાશ કરીશ.”

સર્વ લોકને ભય પમાડનાર રાવણુમાં, જેવો વેગ હતો તેથી હજારગણો વેગ તે મહાપુરુષમાં હતો. જગતના સિદ્ધિહેતુ, તપ અને ધર્મ તો એ મહાપુરુષના પગને આશ્રયે રહેલા હતા. કામદેવ તે મહા પુરુષના શિશ્નને આશ્રયે રહેતો

હતો, વિશ્વદેવ કટિપ્રદેશને આશ્રયે વસતા હતા અને પાર્શ્વ તથા બસ્તિમાં મરુતગણો રહેતા હતા.[૧૬-૧૮] વસુઓ મધ્યભાગને અને સમુદ્રો તેની કુખોને આશ્રયે રહેતા હતા. તેના પાસાંને આશ્રયે સર્વે દિશાઓ અને સંધિઓમાં વાયુ વસતો હતો.[૧૯] તેની પીઠમાં રુદ્ર, હૃદયમાં પિતામહ, પીઠમાં પિતૃઓ અને તેના વક્ષઃસ્થળને આશ્રયે પિતામહો રહેતા હતા.[૨૦] ગૌદાન, સુવર્ણદાન અને ભૂમિદાન તેની કક્ષાના લોમને આશ્રયે હતાં અને હિમાલય, હેમકૂટ, મંદર અને મેરુ જેવા પર્વતો તે પુરુષના અસ્થિઓના આશ્રયે રહેલા હતા.[૨૧-૨૨] વજ્ર તેના હસ્તને અને અંતરિક્ષ તેના સ્કંધદેશને આશ્રયે રહેલું હતું. તેની ગરદનને આશ્રયે સંધ્યા અને મેઘો રહેલા હતા.[૨૩] ધાતા અને વિધાતા તેના બે બાહુને આશ્રયે રહેલા હતા. વિદ્યાધરાદિ દેવો, શેષ વાસુકિ, વિશાલાક્ષ, ઇરાવાન, કંબલ, અશ્વતર, કર્કોટક, ધનંજય, ઉપતક્ષક અને તક્ષક વગેરે મહા વિષવાળા સર્પો તે પુરુષના નખને આશ્રયે રહેલા હતા. અગ્નિ તેના મુખને અને રુદ્રો તેના બેઉ સ્કંધને આશ્રયે હતા.[૨૪-૨૬] પક્ષ, માસ અને ઋતુઓ તેની દાઢોને આશ્રયે અને અમાવાસ્યા તથા પૂર્ણિમા તેની નાસાને આશ્રયે રહેલાં હતાં. વાયુ તેના છિદ્રોને અને વીણા સહિત સરસ્વતી તેની જિહ્વાને આશ્રયે હતાં. અશ્વિનીકુમારો તેના શ્રવણને અને સૂર્ય ચંદ્ર તેના નેત્રને આશ્રયે હતા.[૨૭-૨૮] વેદનાં અંગ, યજ્ઞો અને તારાઓનાં રૂપ, એ સર્વે તેનાં શુભાચરણરૂપ, તેજ અને તપ તે તેનાં વચનરૂપ હતાં.[૨૯] જે મહાપુરુષને આશ્રયે સર્વે વસ્તુ રહેલી હતી, તેવા નરરૂપધારી (પરમાત્મા)ને, રાવણે વજ્રનો પ્રહાર કર્યો, તેવો જ તેણે સહજ લીલા કરી રાવણને પોતાના હાથમાં દબાવ્યો, એટલે તે બળવાન્ રાક્ષસ અંબળાઇને ધરણીપર ઢળી પડ્યો અને તેના પડ્યા પછી બીજા રાક્ષસોને ગર્જનાથી નસાડી મૂકયા.[૩૦-૩૧] પછી કમળમાળાલંકૃત પર્વત જેવો અને ઋગ્વેદ જેવો તે મહાપુરુષ પોતાના પાતાળ નામે પ્રદેશમાં ચાલ્યો ગયો.[૩૨]

મૂર્છા વળ્યા પછી રાવણે પોતાના પ્રધાનોને બોલાવ્યા અને પૂછ્યું કે, "અલ્યા શુક! ઓ સારણ! હે પ્રહસ્ત! અહિં હતો તે પુરુષ એકાએક કયાં ગુમ થઈ ગયોરે?"[૩૩] પ્રધાનોએ ઉત્તર આપ્યો કે, "મહારાજ! દેવ, દાનવના દર્પને દળનાર તે મહાપુરુષ આ સ્થળે જ અલોપ થયો છે?"[૩૪] તે સાંભળી, ગરુડ, જેમ સાપને તેના દરમાંથી લઈ જાય, તેમ મોટા વેગથી રાવણે, તે મહાપુરુષે જેમાં પ્રવેશ કીધો હતો, તે બલિદ્વાર નામના વિવરમાં પ્રવેશ કીધો.[૩૫] નિર્ભય થઈ તેમાં પ્રવેશ કર્યાં પછી, રાવણે તેની અંદર અંજનગિરિ જેવા કાળા અને બાજુબંધવાળા, શૂર, રાતાં પુષ્પની માળાવાળા, રક્ત ચંદન ચર્ચેલા અને સુવર્ણ તથા રત્નાદિનાં આભૂષણથી અલંકૃત ત્રણ કોટી મહાત્માપુરુષો નૃત્ય કરતા હતા તે જોયા. તે સર્વે નિર્ભય હતા. તેમાંના કોઈ કોઈ તો અગ્નિ જેવા દેખાતા હતા.[૩૬-૩૮] ભીમ પરાક્રમવાળો રાવણ પણ બારણામાં ઉભો રહીને નૃત્ય અને ઉત્સવ કરતા તે પુરુષોને જોતો હતો.[૩૯] જેવો પુરુષ તેણે પેલા દ્વીપમાં જોયો હતો, તેના જેવા જ વેષ અને વર્ણવાળા, ચાર ભુજાવાળા અને મહાબળવાળા આ પુરુષો હતા. તેમને જોતાં રાવણનાં રોમ ખડાં થયાં, પણ બ્રહ્માના વરદાનથી નિર્ભય થયેલો રાવણ નિડર થઈ ત્યાંથી આગળ ચાલ્યો.

આગળ ચાલતાં તેણે, એક પરમ પુરુષને જોયો. તેનું ભવન, શયન અને આસન ઘણાં કિમતી અને શ્વેત વર્ણનાં હતાં ને શેષ ઉપર તે ઉત્તમ પુરુષે શયન કરેલું હતું.[૪૦-૪૩] એ સ્થળમાં હાર, ચંદન, અલંકાર, વસ્ત્ર વગેરે દિવ્ય વસ્તુઓ ધારણ કરેલી તથા ત્રણ લોકમાં ભૂષણરૂપ અને પરમ સાધ્વી જગન્માતા લક્ષ્મી દેવી પોતાના હાથમાં વાળાનો પંખો લઇને બેઠેલાં હતાં. તે મધુર મધુર હાસ્ય કરતાં હતાં. તેના હાથમાં કમળ હતું અને એક સુંદર સિંહાસનપર બેઠેલાં હતાં. રાક્ષસોના રાજા રાવણે ત્યાં આવીને, તેનાં દર્શન કીધાં. ચારુહાસિની લક્ષ્મીજીને જોતાં જ, એ દુષ્ટને તેમને પકડવાની ઇચ્છા થઈ.[૪૪-૪૬] તે પ્રધાનોને બહાર મૂકીને આવ્યો હતો, તોપણ બળથી દર્પિત અને દુર્મતિ રાવણ, કામને વશ થવાથી તે દેવીને પકડવાને આતુર થયો.[૪૭] પછી અગ્નિના જેવા પ્રકાશવાળા, મહાબાહુ પેલા સુતેલા દેવે, રાવણની લક્ષ્મીજીને પકડવાની ઇચ્છા જાણી ત્યારે તે પોતાના મુખ ઉપરનું વસ્ત્ર દૂર કરી મોટેથી ખડખડાટ હસી પડ્યા,[૪૮-૪૯] અને તેની સાથે જ, લોકને ત્રાસ આપનાર રાવણ સળગી ઉઠ્યો અને મૂળમાંથી કપાયલા વૃક્ષની પેઠે ધરણીપર ઢળી પડ્યો.[૫૦] તેને પૃથિવી ઉપર પડેલો જોઈ, શયનમાં સુતેલા મહાત્મા પુરુષે કહ્યું કે—"અલ્યા રાક્ષસ! ઉઠ, ઉભો થા. ભય નહિ ધર, આજ કંઈ તારું મૃત્યુ નથી.[૫૧] બ્રહ્માનું વચન સત્ય થવાને માટે જ તું અત્યારે જીવે છે. હે રાવણ! તું તારે અહિંથી નિરાંતે જા, કેમ કે હમણાં તારું મોત નથી."[૫૨] તે રાક્ષસને ભાન આવ્યું ત્યારે તે દેવનાં વચન સાંભળીને બેઠો થયો અને તેનાં રોમ ખડાં થઈ ગયાં.

પછી રાવણે મોટા તેજવાળા તે દેવને પૂછ્યું કે, "હે પ્રલયકાળના અગ્નિ જેવા અને વીર્યવાન્ દેવ! તમે કોણ છો? હે દેવ! તમે કયાંથી ઉત્પન્ન થઇને અહિ આગળ રહેલા છો, તે મને કહેશો?" રાવણના પૂછ્યા ઉપરથી તે

દેવે, મેઘ જેવી ગંભીર વાણીથી હાસ્ય કરીને કહ્યું કે–"અલ્યા દશગ્રીવ! હું કાણુ? એ પૂછવાનું તારે શું પ્રયોજન છે! પણુ જાણુ કે થોડે કાળે મારે જ હાથે તારો વધ થશે."[53–56]

રાવણે હાથ જોડીને કહ્યું કે–"હે દેવ! પ્રજાપતિના વરદાનથી હું મૃત્યુ પામવાનો નથી;[57] અને દેવોમાં કોઈ પણુ એવો ઉત્પન્ન થયો નથી અને થશે પણુ નહિ કે, જે પ્રજાપતિના વરદાનને ઉલ્લંઘન કરવા હામ ભીડે–બ્રહ્માનાં વચનનો ભંગ કરવાને કોણુ સમર્થ છે?[58] અને તેમના વરદાન આગળ બધા પ્રયત્નો અફળ છે. મને મળેલું વરદાન અફળ કરે, એવો પુરુષ ત્રિભુવનમાં છે નહિ, અને થશેએ નહિ.[59] હું અમર છું, અજર છું, અને તેથી જ મને કોઇનો ભય ઉત્પન્ન થતો નથી, તેમ છતાં જો મારું મરણુ થાય તો તે તમારે જ હાથે થજો, એમ હું ઇચ્છું છું;[60] કેમકે તમારે હાથે મરણુ થાય, તે યશદાયી અને પ્રશંસનીય થશે, એમ હું માનું છું." પછી ભીમપરાક્રમી રાવણે તે જ વેળાએ એ મહાત્માના શરીરમાં ત્રૈલોક્યને જોયું. આદિત્યો. મરુતો, સાધ્યદેવો, વસુઓ, અશ્વિનીકુમારો, રુદ્રો, પિતૃઓ, યમ, કુબેર, સમુદ્રો, નદીઓ, પર્વતો, વેદો, વિદ્યાઓ, ત્રણે અગ્નિઓ, ગ્રહો, તારાના સમુદાય, આકાશ, સિદ્ધ, ગંધર્વ, ચારણુ, વેદજ્ઞ–ઋષિઓ, ગરુડ, સર્પો અને બીજું પણુ સર્વ સચરાચર જગત્ સૂક્ષ્મરૂપે તે શયનમાં સુતેલા પુરુષના અંગમાં રાવણુની દૃષ્ટિએ પડ્યું.[61–65]

એ સાંભળી ધર્માત્મા રામે, અગસ્ત્યને પૂછ્યું કે–"દ્વીપમાં જોયેલો એ પુરુષ કોણુ? વળી બીજા ત્રણુ કોટી પુરુષો હતા તે પણુ કોણુ?[66] તેમ દૈત્ય દાનવનો દર્પ દળે એવો શયનમાં સુતેલો પુરુષ તે કોણુ?"

ત્યારે અગસ્ત્ય બોલ્યા કે–"હે રાઘવ! હું તને કહું તે સાંભળ. જે પુરુષ દ્વીપમાં હતો, તે ભગવાન્ કપિલ હતા;[67–68] જેઓ નૃત્ય કરતા હતા તે કપિલના સ્વરો હતા; એ બધા સ્વરો નરદેહધારી અને કપિલ જેવા તેજસ્વી છે.[69] હે રામ! પાપી રાવણુની સામે તેમણે દૃષ્ટિ કરી નહોતી, તેમાં જ તે ભસ્મીભૂત થયા વગર રહ્યો હતો. (નરવર જે શયનમાં સુતા હતા તે ભગવાન્ શેષશાયી નારાણુય હતા. એ ઘનશ્યામવર્ણા, ભક્તાને આનંદ દાતા, ત્રિલોકના સ્વામી પરમ પુરુષોત્તમ હતા.)"[70]

અગસ્ત્યે કહ્યું કે–"પછી ખેદ પામેલો અને પર્વત સમાન રાવણુ, જે પૃથિવી ઉપર પડ્યો હતો, તેને ચારો જેમ ગુપ્ત ભેદને ફોડે, તેમ વાણીરૂપ બાણે તે પરમ પુરુષને ભેદી નાંખ્યો. અને કેટલીકવારે જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે જ્યાં પોતાના પ્રધાનો ઉભા રહેલા હતા, ત્યાં આગળ આવ્યો.[71–72]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે ઉત્તરકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨૪ મો
## શૂર્પણુખા અને રાવણુ

દુરાત્મા રાવણુ પ્રસન્ન થઇને ત્યાંથી પાછો ફર્યો. પાછા ફરતાં માર્ગમાં જે જે રાજા, ઋષિ, દેવ તથા દાનવની કન્યાઓ મળી તેમનું હરણુ કર્યું.[1] રાક્ષસ રાવણુ, જે કોઈ કન્યાને સ્વરૂપવાન્ જોતો હતો, તે કન્યાનાં બંધુજનને હણી પોતાના વિમાનમાં તેને સાથે લઈ લેતો હતો.[2] એ રીતે લંકેશે, નાગ, રાક્ષસ, અસુર, મનુષ્ય, યક્ષ, દાનવ અને વિદ્યાધરની અનેક કન્યાઓને પોતાનાં વિમાનમાં એકઠી કરી હતી.[3] વિમાનમાં એકઠી થયેલી તે કન્યાઓ મહાકલ્પાંત કરતી હતી અને આંસુના મેહ વરસાવતી હતી. ભય, શોક અને દુઃખથી જેમનાં નેત્ર સજલ થયેલાં છે એવી કન્યાઓથી તે વિમાન નદીઓથી જેમ સમુદ્ર ભરાઈ જાય છે–તેમ ભરાઈ ગયેલું હતું.[4–5] તે વિમાનમાં બેઠેલી અનેક નાગ, ગંધર્વ, મહર્ષિ, દૈત્ય અને દાનવની કન્યાઓ બહુ રુદન કરતી હતી.[6] દીર્ઘ કેશવાળી, સુન્દરાંગી, પૂર્ણ ચંદ્રાનના, ભરાઉસ્તનવાળી, ભમરીના જેવી પતલી કેડવાળી, રથના જેવા સુન્દર અને ઉન્નત શ્રોણી પ્રદેશથી મનોહર દેખાતી, દેવાંગના જેવી રૂપાળી, તપ્ત સુવર્ણના જેવાં સુન્દર ગાત્રવાળી, તે સર્વે સુન્દર કન્યાઓ–શોક, દુઃખ અને ભયથી પરિતાપ પામતી હતી. તેમના નિઃશ્વાસથી પુષ્પક વિમાન, જેમ અગ્નિને રોધન કર્યો હોય તેવું અને ચારે પાસેથી સળગતું હોય તેવું દેખાતું હતું. સિંહને હાથ પડેલી હરણી જેવી તે સુન્દર, મુગ્ધ અને મનોહર કન્યાઓ શોકથી બાવરી ગાભરી થઈ ગઈ હતી. કેટલીક તો એમ ધારતી હતી કે, રખેને એ મુવો દુષ્ટાત્મા આપણુને ખાઈ તો નહિ જાય[7–11] કેટલીક તો આપણુને મારી નાંખશે, આમ ધારીને દુઃખ પામતી હતી,) કેટલીક ધારતી હતી કે, એ મુવો તો વ્રતભંગ કરશે; કેટલીક ધારતી હતી કે, એ તો આપણુને લોંડી કરશે, ને કેટલીક ધારતી હતી કે નહિ, નહિ એ તો કેદ કરશે–ત્યારે કેટલીક કહેતી કે, એ મુવો તો આપણુને રાક્ષસોને ખાવા આપશે.) આ રીતે પોતાના બંધુજન, સ્વામી, માબાપ અને આપ્તજનથી વિખૂટી

પડેલી તે કન્યાઓ, એકઠી થઇને ઘાડે સ્વરે વિલાપ કરતી હતી. તેઓમાંથી કોઈ સ્ત્રી રડતાં રડતાં બોલતી હતી કે, 'અરેરે! મારા બાળક પુત્રની શી દશા થશે?'[૧૨-૧૩] વળી કોઈ કન્યા કહેતી કે, 'અરેરે! શોકસાગરમાં ડૂબેલી મારી માતા અને બંધુજન શું કરશે?' કોઈ–હાય! હાય! હવે હું મારા સ્વામી વગર શું કરીશ?[૧૪] હે મરણ! હું તારી પ્રાર્થના કરું છું કે, 'મને દુઃખિણીને આ સંકટમાંથી છોડાવ.' 'અરે રે! પૂર્વ જન્મે અમે શાં દુષ્કૃત કર્યાં હશે, કે જેથી આજ આ દુઃખના દરિયામાં આવી પડ્યાં છિયે. હવે આ દુઃખમાંથી છૂટાય એવું કંઈજ દેખાતું નથી.[૧૫-૧૬] અરે રે! મનુષ્ય લોકને જ ધિક્કાર છે કે, જેનાથી અધમ બીજો લોક છે જ નહિં. જેમ ઉદય પામતો આદિત્ય, નક્ષત્રોને હણે તેમ આ દુરાત્માએ અમારા સ્વામીઓને હણ્યા છે. અરે રે! આ અપાર બળશાળી રાવણ, માત્ર પ્રાણીઓનો વધ કરવો, એમાં જ આનંદ માને છે.[૧૭-૧૮] વળી દુષ્ટાચરણે ચાલતો એ, પોતાના આત્માને ધિક્કારતો નથી, એ શું ઓછું આશ્ચર્ય છે કે? આ દુરાત્માનું બીજું પરાક્રમ તેને ઘટે એવું છે, પણ અરે રે! આ પરસ્ત્રી હરણરૂપ પરાક્રમ તો તેનું કાળું જ મોઢું કરે છે! વળી તેઓ અત્યંત ખિન્ન થઇને શાપ આપતી બોલી કે,–'ઓ અધમ રાક્ષસ! પરસ્ત્રી-પર બળાત્કાર કરવાની આવી આતુરતા રાખે છે તેથી અન્તે તું પરસ્ત્રીની લાલસામાં જ મરણ પામશે.' ઉત્તમ અને સતી કન્યાઓના મુખમાંથી આ વચનો નિકળ્યાં તે વેળાએ, અંતરિક્ષમાંથી પુષ્પવૃષ્ટિ થઈ અને દેવનાં દુંદુભિ ગડગડ્યાં.

આ રીતે તે સતી સ્ત્રીઓએ, રાવણને શાપ દીધો તેથી તેનું તેજ કમી થઈ ગયું.[૧૯-૨૨] તે પોતાના મનમાં તો બહુ પરિતાપ પામ્યો, અને તેઓના હૃદય-વેધક વિલાપો સાંભળ્યા છતાં પણ, રાક્ષસગણથી પૂજાતા તેણે, તે બાળાઓને છોડી નહિ. પછી તેણે લંકા નગરમાં પ્રવેશ કર્યો. એવામાં ભયંકર અને ઇચ્છામાં આવે એવું રૂપ ધારણ કરનારી એક રાક્ષસી આવીને તેની સન્મુખ ઉભી રહી. એ રાક્ષસી તેની બહેન શૂર્પણખા હતી–તે આવતાં વેંત જ રડવા પીટવા ને હાય અફસોસ કરવા લાગી, ને મૂર્ચ્છા ખાઈ પડી ગઈ. પછી રાવણે પોતાની બહેનને ઉઠાડી શાન્ત કરી કહ્યું કે–"ભદ્રે, તું મને શું કહેવા ધારે છે? જે હોય તે જલદી કહે." જેનાં નેત્ર અશ્રુથી પૂર્ણ થઈ ગયેલાં હતાં તથા જે રોઈ રોઇને આકુળ થઈ ગઈ હતી, તે બોલી કે–[૨૩-૨૬] 'હે રાજન્! ઓ ભાઈ! તું ભલો કે, તેં તારા બળથી મને વૈધવ્ય આપ્યું. તેં ચૌદ હજાર કાલકેય દૈત્યોની સાથે દારુણ યુદ્ધ કરી તેમનો સંહાર કર્યો, તેમાં તારા અજ્ઞાનથી મને પ્રાણથી પણ પ્રિય એવા મારા સ્વામીને પણ તેં મારી નાંખ્યો છે. હે દુષ્ટ! તેં ભાઈ થઇને દુશ્મનની ગરજ સારી છે. હાયરે! આ મારા બંધુએ જ મને મારી નાંખી છે.[૨૭-૨૯] ઓ રાજન્! હવે તેં આપેલાં આ દુઃખદ વૈધવ્યને હું કેમ ભોગવીશ? પણ હે દુષ્ટ! સંગ્રામમાં તારે તારા બનેવીનું તો રક્ષણ કરવું જોઇએ.[૩૦] પરન્તુ તેને પણ તેં હણ્યો!! હાયરે! એ કેમ સહન થશે? પણ ઓ ભાઈ! આવું કાર્ય કર્યા છતાં પણ, તને કેમ લજ્જા આવતી નથી, એ શું?!'

પછી આક્રંદ કરીને આ પ્રમાણે કઠણ વચન બોલતી પોતાની બહેનને શાન્ત કરીને રાવણે કહ્યું કે–"હે વત્સે! હવે તું આ વિલાપ કરવો મૂકી દે. જે થયું તે થયું. પણ તારે હવે કોઈ પણ પ્રકારનો ભય રાખવો નહિ.[૩૧-૩૨] દ્રવ્યાદિ આપીને હું તારો સારી રીતે સત્કાર કરીશ. યુદ્ધમાં ઉન્મત્ત થયેલો હું, વિજયની આકાંક્ષામાં પોતાનાને કે પારકાને જોયા વગર, બાણનો વરસાદ વરસાવતો હતો અને એવા સંગ્રામકાલમાં મેં મારા બનેવીને પણ ઓળખ્યો નહિ, અને તેથી જ, હે ભગિની! મેં તારા પતિને અજાણતાં હણ્યો છે. પણ બહેન! હવે તું સર્વ ચિંતાનો ત્યાગ કર. હું તને સર્વ રીતે સંતોષ ઉત્પન્ન થાય તેમ જ કરું છું.[૩૩-૩૫] હે ભામિની! હવે તું આ તારા ભાઈ *ખર રાક્ષસની સાથે રહેજે. આ ખર ચૌદ હજાર રાક્ષસોનો ધણી થશે અને તે તને સર્વ રીતે પ્રસન્ન રાખશે, અને એ હંમેશાં તારી જ આજ્ઞામાં રહેશે. એને હું અહિંથી દંડકારણ્યની રક્ષા કરવા ત્યાં મોકલું છું. ત્યાં એની અને તારી સેવામાં બીજા અનેક રાક્ષસો આવશે.[૩૬-૩૮] વળી આ દૂષણ રાક્ષસ સેનાનો નાયક થશે અને ખર સદા તારી આજ્ઞા પ્રમાણે વર્તશે.[૩૯] એ ખર ઇચ્છામાં આવે એવાં રૂપ ધારણ કરનારા રાક્ષસોનો પ્રભુ થશે, તોપણ તારી તો આજ્ઞામાં જ રહેશે."

પછી દશગ્રીવે ચૌદ હજાર રાક્ષસો ખરની સાથે મોકલ્યા. તે ચૌદ હજાર મનગમતા વેશ લેનારા રાક્ષસોથી પરિવૃત થયેલો ખર, ત્યાંથી નિર્ભયપણે

* ખર–શૂર્પણખાનો મસીઆઈ ભાઈ થાય. અર્થાત્ મારાથી રાજકાજને લીધે તારું સન્માન ન થઈ શકે, માટે તું ખરની સાથે જ રહે.

દંડકારણ્યમાં આવ્યો અને ત્યાં આવીને દંડકારણ્યનું નિષ્કંટક રાજ કરવા લાગ્યો; અને શૂર્પણખા પણ તેની સાથે આવી દંડકારણ્યમાં જ રહી.[૪૦-૪૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચોવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨૫ મો

### પુનઃ દિગ્વિજયે નિકળવું

ખરને ભયંકર સેના આપી તથા પોતાની ભગિનીને સમજાવી રાવણ સ્વસ્થ થયો ત્યારે તે ઘણો હર્ષ પામ્યો.[૧] પછી તે ત્યાંથી ચાલતો જ પોતાના અનુયાયીઓની સાથે નિકુંભિલા નામના ઉપવનમાં ગયો. તે વન લંકાની પડોસમાં જ આવેલું છે.[૨] ત્યાં આગળ તેણે અનેક યૂપ અને સુન્દર દેવાલયથી શોભતો ને લક્ષ્મીથી ઉજ્જવળ હોય એવો એક યજ્ઞ થતો જોયો.[૩] તે યજ્ઞમંડપના મધ્યમાં-મૃગચર્મ, કમંડળુ અને શિખા ધારણ કરીને પોતાના ભયંકર પુત્ર મેઘનાદને બેઠેલો દીઠો.[૪] ત્યાં જઇને લંકાપતિ રાવણે પોતાના પુત્રને આલિંગન આપીને પૂછ્યું કે, "વત્સ ! આ શું ચાલે છે ? તે વાત મને યથાર્થ કહે."[૫] પણ ઇન્દ્રજિતે તો યજ્ઞસંપત્તિને માટે મૌનવ્રત ધારણ કરેલું હતું, તેથી તેણે કંઈ પણ ઉત્તર આપ્યો નહિ, પણ મહાતપસ્વી અને બ્રાહ્મણોમાં ઉત્તમ એવા શુક્રાચાર્યે ઉત્તર આપ્યો કે,-[૬]

"હે રાજન્ ! હું તમને કહું તે તમે સાંભળો. તમારા આ પ્રતાપી પુત્રે અગ્નિષ્ટોમ, અશ્વમેધ, બહુસુવર્ણક, રાજસૂય, ગોમેધ ને વૈષ્ણવ નામે યજ્ઞો કર્યા છે અને આ સાતમો જે પુરુષોએ કરવો દુર્લભ છે, તે માહેશ્વર નામનો યજ્ઞ ચાલે છે. જાણીને તમો પ્રસન્ન થશો કે, તમારા પુત્રે, સાક્ષાત્ પશુપતિ મહેશ્વરથી વરદાન મેળવ્યાં છે-પ્રથમ ઈચ્છામાં આવે ત્યાં ગતિ કરનાર અને અંતરિક્ષમાં ગમન કરે એવો નિશ્ચળ રથ મેળવ્યો છે; બીજું જેથી અંધકાર ઉત્પન્ન થાય તેવી તામસી નામે માયા-જે માયાથી સંગ્રામમાં તેને કોઈ જોવાને સમર્થ થશે નહિ-તે મેળવી છે.[૭-૧૧] વળી અખૂટ શરનો એક ભાથો અને અભંગ ધનુષ પણ એણે મેળવ્યાં છે. અને હે રાજન્ ! શત્રુઓનો સંહાર કરે એવું એક અસ્ત્ર, પણ એણે મેળવ્યું છે.[૧૨] હે દશાનન ! આ પ્રમાણે વરદાન મેળવ્યાં છે, અને હવે આ યજ્ઞ પૂરો થશે, એટલે હું અને તમારો પુત્ર-બન્ને તમને મળવાને માટે આવવાના હતા."[૧૩]

શુક્રાચાર્યના કહેવાથી, યજ્ઞવિધિ જાણી, રાવણે કહ્યું, "હે પુત્ર ! ઈન્દ્રાદિ દેવતાઓને તેં આ યજ્ઞમાં પૂજ્યા છે, તે કંઈ તેં સારુ ન કર્યું;[૧૪] પણ થયું તે થયું, પણ હું તને કહું છું કે, હવેથી તારે આવું કરવું નહિ. હે સૌમ્ય ! હવે ઘેર ચાલ."[૧૫] પછી મૌન ત્યજેલા પુત્ર અને વિભીષણ સાથે, રાવણ લંકામાં આવ્યો. રાજભવને આવતાં પુષ્પક વિમાનમાં જે દેવ, દાનવ અને મનુષ્યની સારાં લક્ષણવાળી અને રત્ન સમાન કન્યાઓ તે દેશાન્તરમાંથી લાવ્યો હતો, તેમને ઉતારવા માંડી. એ ટાંણે તે સર્વે કન્યાઓનાં નેત્ર અશ્રુથી ભરાઈ ગયેલાં હતાં ને તેઓ બહુ ટળવળતી હતી.[૧૬] તે જોતાં ધર્માત્મા વિભીષણે તેની તેમના ઉપર કામેચ્છા જાણીને, લંકેશને સમજાવ્યો કે,[૧૭]

"હે મહારાજ ! હું આપને જે શબ્દ કહું છું, તે લક્ષપૂર્વક સાંભળો-કેમકે તેમાં તમારું હિત છે. કોઈ પણ પ્રાણીઓના ઉપર બળાત્કાર કરવો, એ કોઈ પણ મહાશયના યશ, અર્થ અને કુળનો નાશ કરે છે, તેટલું જાણવા છતાં આપ તે પ્રમાણે વર્તો છો, એ સારું થતું નથી.[૧૮] આ રાજબાળાઓને, તેમના સ્નેહી, બંધુજન અને જ્ઞાતિજનની અવગણના કરીને તમે હરી લાવ્યા જણાવ છો; એ બહુ ખોટું કરો છો. પણ તમને ખબર છે કે, એવા પાપને લીધે, મધુ નામના એક અસુરે, આપણી બહેન કુંભીનસીનું હરણ કર્યું છે તે ?"[૧૯] રાવણે આશ્ચર્યથી પૂછ્યું કે, "એ તું શું કહે છે. હું તારા બોલવાને જરા પણ સમજી શકતો નથી. એ મધુ વળી કોણ છે ?[૨૦] પછી ક્રોધ પામેલા વિભીષણે કહ્યું કે- "જેમ તમે પરસ્ત્રીનું હરણ કરો છો, તેમ જ તેણે પણ કર્યું છે, અને હું માનું છું કે, પરસ્ત્રી હરણ કરવારૂપ જે પાપકર્મ તમે કર્યું છે, તેનું જ એ ફળ ઉત્પન્ન થયું છે.[૨૧] આપણા માતામહ સુમાલિના જ્યેષ્ઠબંધુ બુદ્ધિમાન્ અને પ્રસિદ્ધ માલ્યવાન્ છે; અને જે આપણી માતાના મોટા કાકા થાય છે. તેમની પુત્રીની પુત્રી આપણી માસી અનલાની પુત્રી કુંભીનસી છે-જે રીતિ પ્રમાણે ધર્મથી આપણી પણ બહેન થાય છે.[૨૨-૨૪] હે રાજન્ ! મધુ નામના એક બળિયા અસુરે, જ્યારે કુમાર મેઘનાદ યજ્ઞમાં હતો અને હું જળમાં તપ કરવા ગયો હતો ત્યારે કુંભીનસીનું હરણ કર્યું છે.[૨૫] ભોગ ચોઘડીએ એ સમયે કુંભકર્ણભાઈ પણ નિદ્રામાં પડ્યા હતા. મધુએ આવીને આપણા અમાત્યોનો પરાજય કર્યો ને ઠેઠ અંતઃપુરમાં ઘૂસી ગયો; ને ત્યાંથી કુંભીનસીનું હરણ કર્યું. એ બુદ્ધિવિહીને તેનું હરણ કર્યું, એટલે પછી અમે

શું કરીએ? અમે તો તેને ક્ષમા કરી અને જતો મૂકયો છે;[૨૬] કારણ કે કન્યા છે તે કોઇને પણ સ્વાધીન તો કરવાની છેજ; પણ હે રાજન્! વિવાહવિધિ વગર બળાત્કારે આપણા કુળની કન્યાનું હરણ થાય, એ જેવી તેવી વાત નથી. એવાને તો તેનાં પાપ કર્મનું ફળ આપવું જોઇએ જ, જેથી પુનઃ એવો અધર્મ બીજો કોઈ કરી શકે નહિ."

વિભીષણે કહેલા વૃત્તાન્તથી, રાક્ષસેશ્વર રાવણ પોતે કરેલા પરદારાહરણરૂપ કૃત્યને માટે ઉકળેલા સમુદ્રની માફક પરિતાપ પામ્યો. તે ક્રોધથી રાતો પીળો થઇને બોલ્યો કે,[૨૭-૩૦] "હું જીવતાં મારી બહેનનું હરણ? હાંરે, કોણ છે? અરે મારો રથ તૈયાર કરો! અરે યોધા મેઘનાદ! કુંભકર્ણ! ઉઠો, ચાલો. સજ થાવ, લડો. મારો, બાઇલા એ મધુને! ચાલો, ઉઠો, દોડો! કુંભકર્ણને જગાડો, બીજા પણ જે મોટેરાઓ હોય, તે સૌ પોતપોતાનાં વાહનો ઉપર ચઢો; આજ હું કોઇના ભય વગર એ મધુ અસુરને મારીશ ને પછી દેવલોકમાં ગમન કરીશ. મારી સેનાની સાથે ત્યાં જઇને હું દેવલોકની ખબર લઇશ, ચાલો, અત્યારે!"

આમ બોલ બોલતાં તો મધુ દૈત્ય ઉપર ચઢાઈ કરવા માટે રાવણ, આયુધવાળી ચાર હજાર અક્ષૌહિણી સેના લઈ નગર બહાર નિકળી પડ્યો. સેનાને મોખરે ઇન્દ્રજિત્ હતો, વચમાં રાવણ હતો, તેની પાછળ મહાબળવાન્ કુંભકર્ણ હતો. એ યુદ્ધમાં વિભીષણ ગયો નહિ. તે તો લંકામાં રહીને આચારથી ધર્મ પાળવા લાગ્યો.[૩૧-૩૫] બીજા સર્વે બળિયા રાક્ષસો પણ રાવણની સાથે મધુપુર તરફ ગયા. તે વેળા કેટલાક રાક્ષસો ગધેડાપર, કેટલાક ઊંટ ઉપર, કેટલાક અશ્વપર, કેટલાક શિશુમારપર અને કેટલાક તો મોટા સર્પ ઉપર બેસીને જતા હતા.[૩૬] તેમનાથી આકાશ સંકીર્ણ થઈ ગયું હતું. કેટલાક દૈત્યો-જેમને દેવોની સાથે પૂર્વનું વેર હતું, તેઓ પણ રાવણને જતો જોઈ, પાછળથી તેને આવી મળ્યા.

દડમજલ ચાલતાં થોડા સમયમાં રાવણ મધુપુરીમાં આવી. પહોંચ્યો.[૩૭-૩૮] નગરમાં તપાસતાં મધુનો પત્તો મળ્યો નહિ. પણ કુંભીનસી તેને આવી મળી. તે રાવણને જોઇને ત્રાસ પામી ગઈ. ભયથી થરથર કંપતી તેણે રાવણના પગમાં માથું મૂકયું, ત્યારે રાવણે તેને બેઠી કરીને કહ્યું કે, "હે વત્સે! તારે કોઈ રીતે ડરવું નહિ.[૩૯-૪૦] બોલ, બોલ, હે ભગિનિ હું તારું શું પ્રિય કરું, તે તું મને કહે."

ત્યારે કુંભીનસીએ કહ્યું, "હે રાજન્! હે વીર! તું જો મારા ઉપર પ્રસન્ન થયો હોય તો હું એ જ માગી લઉં છું કે, તારે મારા સ્વામીને હણવો નહિ, એ જ મને પ્રિય છે. કારણ કે પોતાના સ્વામીનો વધ થાય એના જેવું બીજું ભુંડું, કુળવાન્ સ્ત્રીઓને કીયું છે વારુ?[૪૧-૪૨] સર્વે દુઃખ કરતાં કુળવાનને તો વૈધવ્ય, એ પરમ દુઃખ છે. માટે ઓ વીરા! હે રાજન્! તું તારું વચન પાળ અને મારી યાચના સ્વીકાર.[૪૩] હે ભાઈ! તેં મને કહ્યું છે કે, "તારે કોઈ રીતે ડરવું નહિ." તો તે વચન પાળ ને મારા પતિનું રક્ષણ કર!"

રાવણ, બહેનનાં આંસુડાં જોઇને દ્રવિત થયો. તે પ્રસન્ન થયો. તેણે તેને કહ્યું-"બહેન! તું ડર ના. જા તારા સ્વામીનું હું રક્ષણ કરીશ. પણ હે વત્સે! તારો એ સ્વામી ક્યાં છે? હું તેને મારી સાથે લઇને દેવલોકમાં યુદ્ધ કરવા જઇશ.[૪૪-૪૫] જા તેને તેડી લાવ. હે વત્સે! તારા કરુણા ઉત્પન્ન કરે એવા સૌહાર્દ્રથી, હું મધુનો વધ કરીશ નહિ જ." પછી પ્રસન્ન થયેલી કુંભીનસીએ છૂપાઇને સૂતેલા પોતાના પતિને જગાડ્યો અને પ્રસન્ન થઇને તેને કહ્યું કે-'હે નાથ! મહાબળવાન્ મારો ભાઈ રાવણરાય આવ્યો છે અને તે દેવલોક જિતવા જાય છે, તેની સાથે આપ જાઓ. હે નાથ! તમે પણ તમારા બંધુવર્ગ સાથે તેની સાથે જવાને માટે તત્પર થાવ;[૪૬-૪૮] કારણ કે મારા ઉપર સ્નેહ રાખનાર અને તમને ભાવથી બનેવી માનનારની સહાયતાએ જવું, એ તમારો ધર્મ છે.' મધુ અસુર 'ઠીક છે,' એમ કહી રાજાને ઘટે તેવી રીતે તે રાવણને જઈ મળ્યો અને રાવણનું સારી રીતે સન્માન કર્યું.[૪૯-૫૦] પછી વીર્યવાન્ રાવણ, મધુને ત્યાં સારી રીતે સત્કાર પામીને પ્રસન્ન થયો. તે એક રાત્રિ રહ્યો, અને બીજે દિવસે દેવલોકમાં જવાની તૈયારી કરી.[૫૧] મધુપુરથી ઉપડ્યો અને વૈશ્રવણના સ્થાન કૈલાસ ઉપર જઈ, ત્યાં સેનાનો પડાવ નાંખ્યો.[૫૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પચીસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૨૬ મો

## નળકુબરનો શાપ

સૂર્ય નારાયણ અસ્તાચળપર પહોંચ્યા છે, વીર્યવાન્ દશગ્રીવે પોતાના સૈન્ય સાથે પડાવ નાંખ્યો છે, કૈલાસ પર્વતની પ્રભા જેવો ચંદ્રોદય થયો છે. સર્વે પ્રહરણો અને આયુધો ધારણ કરનાર સૈન્યે ત્યાં જ નિદ્રાને

માટે શયન કર્યું છે.[૧-૨] તે સમયે મહાબળવાન્ દશગ્રીવ પર્વતના એક ઉંચા શિખરપર બેસીને ચંદ્રોદયનું પાન કરતો હતો. તેણે વૃક્ષોથી રમણીય તે પ્રદેશને જોઈ ધાર્યું કે, એ કામભોગને યોગ્ય છે.[૩] એ કૈલાસવનમાં, કરેણુ, કદંબ, સુંદર અને પ્રફુલ્લ બકુલ, કમળ, ચંપક, અશોક, પુન્નાગ અને મંદાર વૃક્ષો આવી રહ્યાં હતાં. તેને જ આમ્ર, પાટલ, લોધ્ર, ઘઉંલાંનાં વૃક્ષો, અર્જુન, કેવડો, તગર, નારિયેલ, પ્રિયાલ, ફનસ અને એવાં જ ફુલવાળાં બીજાં વૃક્ષો ચોમેર છવાઈ રહ્યાં હતાં. મંદાકિની નદીના નિર્મળાં નીર વહેતાં હતાં. એ સર્વથી એ વન બહુ રમણીય લાગતું હતું. જાણે તે લાવણ્યની મૂર્તિ હોય, સૌંદર્યનો શણગાર હોય, વિલાસની વિભૂતિ જ હોય, વૈભવનું નિવાસસ્થાન હોય તેવું લાગતું હતું.[૪-૬] આવા મનોહારી રમણીય અને વૃક્ષોથી સુંદર કૈલાસવન પ્રદેશમાં, ઠામ ઠામ મદનથી પીડિત થયેલા કિન્નરો, મધુર અને ચિત્તચોરક ગાયનો લલકારતા હતા.[૭] કેટલાક વિદ્યાધરો તો મદ ચઢવાથી નિર્લજ્જ થઈ, મદથી રક્ત થયેલાં નેત્રવાળી વિદ્યાધર સુંદરીઓની સાથે નાના પ્રકારના લતામંડપોમાં વિવિધ પ્રકારના વિહાર કરતા હતા. કોઈ તો અવનવી જ ક્રીડા કરતાં હતાં અને કોઈ હર્ષથી ડોલતાં હતાં.[૮] કુબેરના ભવનમાં ગાન કરતી અપ્સરાઓના મધુર મંજુલ સ્વરો, જાણે ઘુઘરીઓનો મધુરો નાદ થતો હોય, તેમ કાનને આનંદ આપતા હતા.[૯] મંદ મંદ પવનથી કંપાયમાન થતાં વૃક્ષો તે વનમાં પુષ્પવૃષ્ટિ કરતાં હતાં. વસંતઋતુનાં સર્વે પુષ્પોની ત્યાં સમૃદ્ધિ એકઠી કરી હોય, તેમ અતિ સૌગંધિક વાસના પ્રસરી રહેલી હતી.[૧૦] અતિ સૌગંધીદાર પુષ્પોની વાસવાળો અને કમળની પરાગવાળો શીતળ અને મંદવાયુ, સુરતથી ખિન્ન થયેલી કિન્નરીઓના રતિપરિશ્રમને હરતો હતો-પણ અહા! તે શીતળ ટેકરી ઉપર બેઠેલા રાવણના કામની તો તે વાયુ, વૃદ્ધિ કરતો હતો.[૧૧]

આ રીતે વનની શોભાથી, ચંદ્રના ઉદયથી, શીતળ અને સુગંધીદાર પવનના વહનથી, કુસુમસમૃદ્ધિથી અને શીતળ શાન્ત રાત્રિથી, મહાવીર્યવાન્ રાવણના મનમાં કામદેવે પ્રવેશ કર્યો. તે કામવશ થઈ ગયો. કામથી પીડાતો તે વારંવાર ઉષ્ણ નિઃશ્વાસ નાંખતો હતો; વિહ્વળ નેત્રથી તે આમ તેમ ચકળવકળ જોતો હતો.[૧૨-૧૩] એટલામાં (કર્મધર્મયોગે) દિવ્ય આભરણોથી વિભૂષિત,અપ્સરાઓના ભૂષણરૂપ,સૌંદર્યવતી, મંદમંદ પગલાં માંડતી, રતિને લજાવતી, છમછમ કરતી માર્ગે જતી રંભા અપ્સરા, તેની દૃષ્ટિએ પડી.[૧૪] તે વેળા રંભાએ અંગપર મલય ચંદનનો લેપ કર્યો હતો, મંદારનાં પુષ્પ કેશમાં ગુંથ્યાં હતાં, ઉત્સવનાં મંગળ કૃત્યો કર્યાં હતાં, દેવલોકના ઉત્સવમાં જવાને માટે પોતે નાનાં પ્રકારનાં આભરણોથી અલંકૃત થયેલી હતી, તથા દિવ્ય પુષ્પનાં આભરણો ધારણ કરેલાં હતાં.[૧૫] તેનું મુખ પૂર્ણ ચંદ્ર જેવું હતું, તેનાં નેત્ર મનને હરે એવાં હતાં, અંગ માંસલ હતું-કોઈ ઠેકાણે ખાડો ટેકરો નહોતો અને સ્તન ભરાઉ હતાં તથા કટિમેખલાથી અલંકૃત હતી. તેનું જઘનસ્થળ સહસા જ રતિભાવ ઉત્પન્ન કરે એવું હતું; તે જઘનસ્થળ માંસલ, અલંકૃત અને મનોહર હતું.[૧૬] હરિચંદનવડે તેણે કપાળમાં આડ ( પત્રલેખા ) કરેલી હતી. વળી છએ ઋતુનાં પુષ્પના અલંકારથી પ્રત્યેક અવયવની શોભાથી, અલંકારસંપત્તિથી, સૌંદર્યશ્રીથી અને કીર્તિથી તે જાણે સાક્ષાત્ બીજી લક્ષ્મીજી હોય, તેવી શોભી રહી હતી.[૧૭] જળપૂર્ણ મેઘના જેવું તેણે નીલાંબર ધારણ કરેલું હતું. ચંદ્રસમાન મુખપર કામદેવના ધનુષ જેવી તીરછી ભ્રમરો હતી, હાથીની શુંઢ જેવી તેની બે જંઘાઓ હતી, કિસલય સરખા કોમળ તેના બાહુદંડ હતા અને સર્વ રીતે તે મદનને ઉત્પન્ન કરનારી હતી.

આવી અતિરૂપવતી રંભાને, સેનામાં થઇને જતી જોઇને (રાવણને કામદેવે ઉશ્કેર્યો કે, જોય છે શું? પકડ.) તે ઉભો થયો. કામબાણથી વિંધાયલા તેણે જરાક હસીને લજાતી એવી તે રંભાનો હાથ ઝાલ્યો ને કહ્યું કે-"અયિ વરારોહે! તું કયાં જાય છે? અને કયા પુરુષની સિદ્ધિને ભજે છે? તને ભોગવવાનો કિયા પુરુષનો આ અત્યુત્તમ અભ્યુદય કાળ છે, તે મને કહેશે?[૧૮-૨૧] કમળ જેવા સુગંધીદાર તારા મુખનો રસાસ્વાદ લઇને કિયો પુરુષ આજ અમૃત સમાન તૃપ્તિ પામશે?[૨૨] હે ભીરુ! સુવર્ણ ઘટસમાન, સરખા, પીન, સુન્દર, પુષ્ટ અને અંતર રહિત તારાં આ બે સ્તન કયા પુરુષના વક્ષઃસ્થળને સ્પર્શસુખ આપનાર છે વારુ?[૨૩] હે સુન્દરિ! સુવર્ણના ચક્રસમાન અને સુવર્ણની મેખલાથી અલંકૃત, વિસ્તારવાળા, સ્વર્ગની પેઠે અતિશય સુખને આપનાર આ તારા સુન્દર જઘન ઉપર કિયો પુરુષ આરોહણ કરશે?[૨૪] ઇન્દ્ર, વિષ્ણુ અને અશ્વિનીકુમાર અથવા બીજો એવો કયો પુરુષ છે કે, જે મારા કરતાં મોટો છે? હે ભીરુ અયિ, તું મારું ઉલ્લંઘન કરીને ચાલી જાય, એ તો ઠીક નહિ.[૨૫] મારું માની, હે પૃથુશ્રોણિ! તું અહિં જ આજે વિશ્રામ

ઠર. અલિ! આ શિલાતલ સુન્દર છે. મારા કરતાં ત્રણે લોકમાં કોઈ પણ પુરુષ શ્રેષ્ઠ નથી;[२६] તો કોઈ જેવા તેવા માટે, ત્રણે લોકના અધીશ્વર જેવા મારી અવગણના તારે કરવી યોગ્ય નથી. હે સુન્દરી! ત્રણે લોકના સ્વામીનો સ્વામી આ હું દશાનન છું. તે તારી હાથ જોડીને પ્રાર્થના કરું છું કે, મને અનુસર-ભજ, અનુમત થા."૨૭

આ પ્રમાણે કામવ્યાપ્ત રાવણનાં વચન સાંભળીને, કદલીપેરે કંપતી રંભા બોલી-"હે દશાનન! તમે તો મારા ગુરુ છો, માટે મારા ઉપર કૃપા કરો. તમારા જેવાને આમ બોલવું યોગ્ય ન હોય.[२८] તમારે તો કોઈ પુરુષ આ પ્રમાણે કરતો હોય તો તેનાથી મારું રક્ષણ કરવું જોઇએ, તો પછી હું જે તમારી કુળવધૂ છું, તેના પ્રત્યે આ શું બોલો છો?"[२९] આમ કહીને લજવાતી, પોતાના પગ સામી દૃષ્ટિ રાખીને તથા રોમાંચ થયેલી રંભા ઉભી રહી. ત્યારે રાવણે કહ્યું કે-[३०] "જો તું મારા પુત્રની ભાર્યા હોય તો મારી પુત્રવધૂ થાય." રંભાએ ઉત્તર આપ્યો કે-"હા, તેમ જ છે.[३१] હે રાક્ષસરાજ! ધર્મ પ્રમાણે હું તમારી પ્રિય પુત્રવધૂ છું. તમારા ભાઈ વૈશ્રવણના પ્રાણ સમાન પુત્ર નલકુબર-જે ત્રણલોકમાં પ્રખ્યાત છે, જે ધર્મે બ્રાહ્મણ છે, બળે ક્ષત્રિય છે અને કોપે અગ્નિ છે, ક્ષમામાં પૃથ્વી તુલ્ય છે, હે દશાનન! તે લોકપાલ પુત્રની સાથે મેં સંકેત કરેલો છે;[३२-३४] અને તેના ઉપભોગને માટે જ મેં આ સર્વ અલંકાર ધારણ કરેલા છે. કારણ કે તેનો મારે વિષે જેવો ભાવ છે, અને મારી તેને વિષે જેવી પ્રીતિ છે, તેવો કોઇનો ભાવ મારાપર નથી ને મારો ભાવ બીજા કોઇના ઉપર નથી.[३५] હે શત્રુદમન! આ સત્ય જોઇને તમારે મને જવા દેવી જોઇએ; કારણ કે તે ધર્મજ્ઞ મારી વાટ જોઇને બેસી રહ્યો હશે-તેના અર્થમાં તમારે વિઘ્ન નાંખવું, એ યોગ્ય નથી. હે રાક્ષસરાજ! સત્પુરુષે આચરેલા માર્ગને અનુસરીને તમારે મને જવાની આજ્ઞા આપવી જોઇએ.[३५-३७] મારે તમને માન આપવું ઘટે છે અને તમારે મારું રક્ષણ કરવું જોઇએ."

તે અપ્સરાનાં આવાં વચન સાંભળીને, રાવણે તેને કહ્યું કે,-[३८] "હે સુન્દરિ! તું કહે છે કે, 'હું તમારા દીકરાની વધૂ છું,' પણ એ ક્રમ તો એક પણિયત સ્ત્રીને જ લાગુ પડે છે. અપ્સરાઓને કોઈ નિયમિત પતિ નથી, અને દેવોએ પણ એક જ અપ્સરાનો સ્ત્રીરૂપે પરિગ્રહ કરેલો નથી. દેવલોકની આવી જ મર્યાદા છે, કે જે ચાહે તેને અપ્સરાએ ભજવો!"[३९-४०] આમ કહીને, કામથી આકુળ થયેલા દશાનને, રંભાની સાથે બળાત્કારે સંભોગ કર્યો ને પછી તેને જતી મૂકી. તે સમયે તે અપ્સરાના હાર અને માળાઓ સ્થાનભ્રષ્ટ થવાથી, તે, ગજરાજે મથન કરેલી પુષ્કરિણી હોય તેવી લાગતી હતી. તેના કેશ છૂટી ગયા હતા અને કરપલ્લવ પણ શિથિલ થઈ ધ્રુજતા હતા.[४१-४२] પવનથી હાલતી કોઈ એક વેલ હોય તેવી તે, તે વેળાએ દેખાતી હતી. પછી સુરતથી મૃદિત થયેલી રંભા, અત્યંત લજવાતી લજવાતી, તેવી જ સ્થિતિમાં વૈશ્રવણના પુત્ર નલકુબર પાસે આવીને તેને પગે પડી રડી પડી.[४३]

રંભાને તેવી અવસ્થામાં જોઇને, મહાત્મા નલકુબરે પૂછ્યું કે,-'હે ભદ્રે! આ શું છે? બોલ, બોલ, તું મારા ચરણમાં પડી છે, તેનું કારણ શું? નલકુબરનાં વચન સાંભળીને, રંભાએ ધ્રુજતાં ધ્રુજતાં હાથ જોડીને જે વૃત્તાંત બન્યો હતો, તે કહેવાનો પ્રારંભ કર્યો. રંભા બોલી કે,-"હે દેવ! લંકાના રાજા ને દેવનો શત્રુ દશાનન, સ્વર્ગમાં જવાને માટે સૈન્ય લઈને અહિં આવી પડેલો છે. હે શત્રુદમન! તેની છાવણીમાં થઇને હું તમને મળવાને માટે આવતી હતી, એટલામાં તેણે મને દીઠી; અને કામવશ થઈ મને પકડીને પૂછ્યું કે-'તું કોની સ્ત્રી છે?' મેં તેને સત્ય વાત નિવેદન કરી, પરન્તુ કામવશ થયેલા તેણે, મોહ પામેલી બુદ્ધિથી, મારું વચન સાંભળ્યું નહિ. હે દેવ! હે પ્રભો! મેં તેને વિનવ્યો કે-હું તો તમારા દીકરાની વહુ થાઉં છું, માટે મને જવા દ્યો.[४४-४९] પણ મારાં કોઈ પણ વચન ઉપર લક્ષ ન આપતાં, મોહ પામેલા તેણે, મારા ઉપર બળાત્કાર કર્યો. હે સુવ્રત! આ પ્રમાણે મારો અપરાધ થયો છે, પણ આપે તે અપરાધ ક્ષમા કરવો.[५०] હે સૌમ્ય! પુરુષ તથા સ્ત્રીનું બળ સરખું નથી. અબળા તે અબળા જ. તેનું પુરુષ આગળ શું ચાલે?"

રંભાનાં વચન સાંભળતાં જ, કુબેરનો પુત્ર નલકુબર અત્યંત ક્રોધ પામ્યો.[५१] તેણે ધ્યાનવડે દુરાત્મા રાવણનું સર્વ કૃત્ય જાણી લીધું અને પછી વિધિ પ્રમાણે હાથમાં જળ લીધું ને સર્વ દિશામાં પ્રોક્ષણ કર્યું, ને રાવણને દારુણ શાપ દીધો. તેણે કહ્યું કે-'હે ભદ્રે! તું કામ વાંચ્છના રહિત હતી, તેમ છતાં તેણે (રાવણે) તારા ઉપર બળાત્કાર કર્યો તો-'હવે પછી તે રાક્ષસ કોઈ પણ અકામા સ્ત્રીને અડકશે તો તેના માથાના

સાત ટુકડા થઈ જશે. નલકુબરે જ્યારે પ્રજ્વલિત અગ્નિ જેવો એ શાપ રાવણને દીધો,[52–56] ત્યારે અંતરિક્ષમાં દેવનાં દુંદુભિ ગગડ્યાં અને પુષ્પવૃષ્ટિ થઈ. બ્રહ્મા આદિ દેવલોક તે રાક્ષસનું મૃત્યુ જાણીને હર્ષ પામ્યા—ને રોમ ઉભાં થાય તેવો શાપ થયા પછી, દશગ્રીવને જ્યારે તેની ખબર પડી ત્યારે, પોતાના ઉપર આસક્ત ન થઈ હોય એવી સ્ત્રીની સાથે મૈથુન ન કરવાની પ્રતિજ્ઞા કરી; અને નલકુબરનો શાપ જાણીને, દશગ્રીવે બંધન કરી આણેલી પતિવ્રતા સ્ત્રીઓ પણ પ્રસન્ન થઈ ગઈ.[57–59]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં છવ્વીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨૭ મો

### દેવાસુર યુદ્ધ

બીજે દિવસે મહાતેજસ્વી દશાનન કૈલાસને ઓળંગીને તે સેનાની સાથે ઇન્દ્રલોકમાં ગયો.[1] દેવલોકમાં ચોતરફથી આવતી તે સેનાનો મોટો શબ્દ જેમ સમુદ્ર ક્ષોભ પામ્યો હોય તેમ થઈ રહ્યો હતો.[2] લંકેશની સેનાને ઇન્દ્રલોકમાં આવી જાણીને, ઇન્દ્ર પોતાના આસન ઉપરથી ઉછળ્યો, અને પોતાની આસપાસ બેઠેલા આદિત્યો, વસુઓ, રુદ્રો, સાધ્યો અને મરુત્ગણોને કહેવા લાગ્યો કે,–"તમે સર્વે એ દુરાત્મા રાવણની સાથે યુદ્ધ કરવાને માટે જાઓ (ને તેનો મદ ઉતારો)."[3–4] સંગ્રામમાં જેનો સમોવડીઓ કોઈ પણ નથી એવા અને યુદ્ધ કરવાને ઉત્સુક દેવલોકો, ઇન્દ્રનાં વચન સાંભળીને, દુરાત્મા રાવણની સાથે યુદ્ધ કરવાને તત્પર થયા.[5] જો કે દેવલોક અસ્ત્રશસ્ત્ર લઇને રાવણની સાથે યુદ્ધ કરવાને માટે સજ્જ થયા ખરા, પરંતુ રાવણથી ત્રાસ પામેલો ઇન્દ્ર તો અતિ દીન થઇને, વિષ્ણુની પાસે દોડી ગયો; અને તેમને કહેવા લાગ્યો કે–[6] "હે વિષ્ણો! આ મહા બળવાન્ રાવણની સાથે તે હું કેવી રીતે યુદ્ધ કરી શકીશ? એ મહાબળવાન્ રાક્ષસ મારી સાથે યુદ્ધ કરવાને માટે આવ્યો છે ને વરદાન મળવાથી તે ઘણો મદોન્મત્ત થયેલો છે–બાકી તે પંડે બળવાન્ નથી જ, તેની સાથે હું કેમ લડી શકું? અને ભગવાન્ પિતામહે તેને વરદાન આપ્યું છે, તે હું અસત્ય કેમ કરી શકું?[7–8] હે ભગવન્! આજ સૂધી જેમ મેં તમારા બળથી નમુચી, વૃત્રાસુર બલિ, નરકાસુર અને શંબરને જેર કર્યાં છે, તેમ આ યુદ્ધમાં પણ થવા દો.[9] હે દેવના દેવ! હે મધુસૂદન! આ સ્થાવર જંગમાત્મક ત્રિભુવનમાં આપ વિના મારો કોઈ પણ રક્ષક નથી![10] તમે શ્રીમાન્ નારાયણ છો અને તમારા જ નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયેલા છે. તમે તો સનાતન છો, તમે સર્વ લોકનું સ્થાપન કર્યું છે અને તમે જ મને દેવેશપદે સ્થાપિત કર્યો છે.[11] સ્થાવર અને જંગમ સર્વ તમે જ ઉત્પન્ન કર્યાં છે; તથા યુગાંતે તે તમારામાં જ લય પામે છે.[12] હે દેવેશ! તમે હવે આ સમયે પણ જેમ મારો જય થાય તેમ કરો; અથવા તમે પોતે ખડ્ગ અને ચક્ર લઇને એની સાથે યુદ્ધ કરવા તત્પર થાઓ."[13]

ઇન્દ્રનાં વચન સાંભળ્યા પછી ભગવાન્ નારાયણે પ્રત્યુત્તર આપ્યો કે–"હે ઇન્દ્ર! તું ત્રાસ મા પામ. હું તને કહું તે ધીર ચિત્તે સાંભળ.[14] વરદાનવડે દુર્જય થયેલા મહાદુષ્ટાત્મા રાવણને, તમે દેવ અથવા અસુરો કોઈ પણ સંગ્રામમાં યુદ્ધ કરીને જિતવા સમર્થ નથી.[15] પોતાના પુત્રને લઇને યુદ્ધ કરવા આવેલો એ રાવણ અદ્ભૂત પરાક્રમ કરશે અને વિજય પામશે, એમ મેં જ્ઞાનદષ્ટિથી જોયું છે.[16] હે ઇન્દ્ર! તું મને તેની સાથે યુદ્ધ કરવાનું કહે છે, પણ હું એ રાક્ષસ રાવણની સાથે યુદ્ધ કરવા ઇચ્છતો નથી;[17] કારણ કે સંગ્રામમાં ગયેલો હું તેને જિત્યા વિના પાછો ફરું, એ ઠીક નહિ, ને જો જિતું તો બ્રહ્માનું વરદાન અફળ જાય છે, માટે હું એનો નાશ કરવાને માટે બીજો ઉપાય યોજીશ–જો કે હમણાં તો દુર્લભ છે.[18] હે શતક્રતો! છતાં પણ હું તારી આગળ પ્રતિજ્ઞા કરું છું કે–'એ રાક્ષસ રાવણના મરણનું કારણ આગળ ઉપર હું થઇશ.[19] જ્યારે તેનો કાળ આવી પહોંચશે ત્યારે હું જ એ ઉદ્ધત અને બલિયા રાવણને, સહપરિવાર મારીને દેવલોકને પ્રસન્ન કરીશ.[20] હે દેવરાજ! હે શચીપતિ! આ બધું તેં સાંભળ્યું, તે ઉપરથી ઉત્તેજન પામીને અને ત્રાસ મૂકીને તું દેવલોક સહિત તેની સાથે યુદ્ધ કરવાને બેધડક જા."[21]

પછી રુદ્રો સહિત આદિત્યો, વસુઓ, અશ્વિનીકુમારો અને મરુદ્ગણો, અસ્ત્રશસ્ત્ર સજીને, રાવણની સાથે યુદ્ધ કરવાને માટે અમરાવતીમાંથી બહાર નિકળ્યા.[22] પ્રભાત થયું હતું ને મહાઉગ્ર યુદ્ધ કરનાર રાવણના સૈન્યનો શબ્દ સંભળાયો.[23] ક્ષણભરમાં મહાબળવાન્ રાક્ષસો યુદ્ધ કરવાને માટે સજ્જ થઇને રણભૂમિમાં આવ્યા. મહાહર્ષથી તેઓએ યુદ્ધારંભ કર્યો.[24] પણ રણભૂમિમાં રાવણનું અપાર સૈન્ય જોઇને

દેવતાઓમાં મોટો ક્ષોભ થયો, પણ દેવો ભીડ્યા રહ્યા.[૨૫] દેવ, દાનવ અને રાક્ષસોનું મહાભયંકર યુદ્ધ શરુ થયું. અનેક પ્રકારનાં અસ્ત્ર ઉછળવા લાગ્યાં, મોટો તુમુલ કોલાહલ થઈ રહ્યો.[૨૬] યુદ્ધારંભ જોઈને રાવણના શૂરવીર અને ઘોર દેખાવના પ્રધાનો સેનાને મોખરે આવ્યા.[૨૭] મારીચ, પ્રહસ્ત, મહાપાર્શ્વ, મહોદર, અકંપન, નિકુંભ, શુક, સારણ, સંહ્રાદ, ધૂમકેતુ, મહાદંષ્ટ્ર, ઘટોદર, જંબુમાલિ, મહાહ્રાદ, વિરૂપાક્ષ, સુસપ્ત, યજ્ઞકોપ, દુર્મુખ, દૂષણ, ખર, ત્રિશિરા, કરવીરાક્ષ, રાક્ષસ સૂર્યશત્રુ, મહાકાય, અતિકાય, દેવાંતક અને નરાંતક વગેરે મહાબળવાન્ રાક્ષસોની સાથે રાવણના પિતામહ–દાદા–મહાબળવાન્ સુમાલિએ રણમાં ઘૂમવા માંડ્યું. વાયુ જેમ મેઘને વિખેરી નાંખે છે, તેમ સુમાલિએ ઘણાં શસ્ત્રાસ્ત્રો મૂકીને દેવલોકના સૈન્યને આમ તેમ વિખેરી નાંખ્યું; અને હે રામ! રાક્ષસોથી હણાતું દેવલોકનું સૈન્ય, તે વેળાએ સિંહથી હણાતાં હરણોની માફક દશેદિશામાં નાસભાગ કરવા લાગ્યું.

પણ દેવના સૈન્યને નાસતું જોઇને વસુઓમાં શૂરવીર આઠમો વસુ–જેનું નામ સાવિત્ર છે–તે મેદાન પડ્યો અને અનેક પ્રકારનાં શસ્ત્રોથી યુદ્ધ કરતા સૈનિકોથી વીંટાઇને રાક્ષસોને ત્રાસ પમાડતો રણભૂમિમાં ઘૂમવા લાગ્યો.[૨૮–૩૫] સાવિત્રની સાથે જ ત્વષ્ટા અને પૂષા નામના આદિત્યોએ પણ નિર્ભયપણે સૈન્યો સહિત રણભૂમિમાં પ્રવેશ કર્યો.[૩૬] ત્યારે સંગ્રામથી વિમુખ ન થતાં દેવોના ઉપર કોપેલા રાક્ષસોએ વિવિધ પ્રકારનું મહાદારુણ યુદ્ધ કરવા માંડ્યું.[૩૭] હજારો શસ્ત્રોવડે તેઓ દેવલોકને પ્રહાર કરતા હતા, તેમ દેવો પણ પોતાનાં નિર્મળ અસ્ત્રોવડે રાક્ષસોને હણી હણીને યમ લોકમાં મોકલતા હતા.[૩૮–૩૯] હે રામ! આમ યુદ્ધ ચાલી રહ્યું હતું, તેવામાં સુમાલિ બીજી પાસથી નાનાં પ્રકારનાં શસ્ત્ર લઇને દોડી આવ્યો અને વાયુ જેમ વાદળાંને વિખેરી નાંખે છે, તેમ મહાઘોર યુદ્ધ કરતાં દેવલોકનાં સૈન્યને વિખેરી નાંખ્યું.[૪૦–૪૧] બાણના ઉપરાચાપરી મારાથી અને તીવ્ર ભાલાઓના પ્રપાત આગળ દેવલોકથી ટકી શકાયું નહિ.[૪૨] જ્યારે સુમાલિએ દેવલોકના સૈન્યને નસાડવા માંડ્યું ત્યારે યુદ્ધમાં નિશ્ચળ ઉભેલા આઠમા વસુને ઘણો જ ક્રોધ ઉત્પન્ન થયો;[૪૩] અને મોટા સૈન્યથી વિંટાયલા તે તેજસ્વી વસુએ સંગ્રામમાં ઉન્મદ થયેલા સુમાલિને પ્રહાર કરતાં અટકાવ્યો.[૪૪] પછી યુદ્ધથી વિમુખ ન થાય, એવા તે સુમાલિ તથા સાવિત્ર બન્નેનું મહાદારુણ યુદ્ધ ઝામ્યું.[૪૫] મહાત્મા વસુએ પોતાનાં હજારો બાણોથી સુમાલિના પન્નગરથના પ્રાંતને ભાંગી નાંખ્યો અને તે ભાંગતાંની સાથે જ તે કડડભૂસ દેતો કે ભૂમિ ઉપર પડ્યો.[૪૬] તેના રથનો નાશ કર્યા પછી, તે મહાત્મા વસુએ, એ દુષ્ટ રાક્ષસનો નાશ કરવાને માટે પોતાના હાથમાં કાળદંડ જેવી તેજસ્વી અને અણીદાર ગદા લીધી.[૪૭] તે ગદાને હાથમાં લઇને, મહાત્મા સાવિત્ર વસુએ, ઘણા જોરથી સુમાલિના મસ્તકમાં મારી–તે જેમ ઇન્દ્રે પર્વત ઉપર વજ્ર નાંખ્યું હોય તેમ–સાવિત્રે નાંખેલી બળતા અગ્નિ જેવી તે ગદા સુમાલિના માથા સાથે અથડાઈ.[૪૮–૪૯] એ ગદાનો પ્રહાર થતાં તેનું મસ્તક, માંસ કે શરીર કંઈ રણાંગણપર જોવામાં આવ્યું નહિ. તે બળતી ગદાએ સર્વ બાળીને ભસ્મ કરી નાંખ્યું હતું.[૫૦]

સુમાલિને હણાયલો જોઇને સર્વે રાક્ષસો મહા ત્રાસ પામતા, ચારે દિશામાં બુમરાણ કરતા નાસી ગયા. વસુએ નસાડેલા તે રાક્ષસો સંગ્રામમાં ટકી શકયા નહિ.[૫૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સત્તાવીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨૮ મો

## દેવાસુર યુદ્ધ (ચાલુ)

સુમાલિ રાક્ષસને વસુએ બાળી ભસ્મ કરી નાંખ્યા પછી, રાક્ષસોની સેના પણ અપાર પીડા પામી આમ તેમ નાસવા લાગી.[૧] તે જોઇને રાવણનો બળવાન્ પુત્ર મેઘનાદ, નાસતા રાક્ષસોને પાછા વાળીને, યુદ્ધ કરવાને માટે બહાર નિકળી આવ્યો.[૨] તે અણમોલ અને ઇચ્છામાં આવે તેમ ગતિ કરનાર એક ઉત્તમ રથમાં બેઠો હતો અને તે પછી મહારથી મેઘનાદ, જેમ પ્રજ્વલિત થયેલો અગ્નિ વનમાં પ્રવેશ કરે, તેમ રણસંગ્રામમાં પેઠો.[૩] તેને વિવિધ પ્રકારનાં આયુધો લઇને આવતો જોતાં જ દેવસેના દશે દિશામાં નાસવા લાગી.[૪] પણ ઇન્દ્રે દેવલોકને નાસતા જોઇને કહ્યું કે–“અરે દેવો! જ્યારે તમો સંગ્રામમાંથી ત્રાસ પામીને પરાઙ્મુખ થશો, ત્યારે પછી અપ્સરાઓ કોનો આશ્રય લેશે? હે દેવો! જરાક ઉભા રહો, ડરો નહિ અને પાછા વળો ને જુઓ કે પરાજય પામે નહિ એવો મારો પુત્ર જયંત રાક્ષસોની સામું કેવું યુદ્ધ કરે છે?”[૫–૬]

એમ બોલતાં તો, એક મોટા અને અદ્‌ભુત રથમાં બેસીને, મહાપરાક્રમી ઇન્દ્રપુત્ર દેવ જયંત, રાક્ષસો સામે યુદ્ધ કરવાને માટે ધસ્યો ધસ્યો સંગ્રામમાં આવ્યો.[૭] તુરત જ શચીપુત્ર જયંતની આસપાસ સઘળા દેવો ગોઠવાઈ ગયા, અને સડસડાટ રાવણ-પુત્રની સાથે યુદ્ધ કરવા મંડી પડ્યા.[૮] એક બાજુએ દેવ અને રાક્ષસ-અને બીજી બાજુએ રાવણપુત્ર અને ઇંદ્રપુત્રનું સમાન યુદ્ધ શરુ થયું.[૯] રાવણના પુત્રે જયંતના સારથિ માતલિપુત્ર ગોમુખ ઉપર બાણનો મારો ચલાવ્યો, અને શચીપુત્ર જયંતે મેઘનાદના સારથિને તીક્ષ્ણ બાણોથી વિંધવા માંડ્યો. મેઘનાદને અત્યંત ક્રોધ ચઢયો, અને તેણે જયંતના ઉપર અસંખ્ય બાણ મૂક્યાં. જયંત બાણોથી છવાઈ ગયો. મેઘનાદે ઉપરાઉપરી આયુધો મૂકી દેવસેનાને પીડિત કરી મૂકી.[૧૦-૧૩] વળી મેઘનાદે, શતઘ્ની, મુસળ, પ્રાસ, ગદા, ખડ્‌ગ, ફરશી અને પર્વતનાં શિખરોનો દેવસેના ઉપર વરસાદ વરસાવ્યો.[૧૪] આ રીતે રાવણપુત્ર મેઘનાદે-જ્યારે દેવસેના ઉપર પ્રહારો કરવા માંડ્યા, ત્યારે સર્વ લોક ભયભીત થઈ ગયા.[૧૫] સર્વત્ર અંધકાર થઈ રહ્યો. એક જયંત જ ટટાર રહીને ઘૂમતો હતો. બાકી સઘળી દેવસેના પીડિત થઈ અસ્વસ્થ થઈ ગઈ હતી. રણસંગ્રામમાં એવો સંભ્રમ થઈ રહ્યો હતો કે, તે વેળાએ દેવો-આ દેવ છે કે રાક્ષસ, તે પણ જોઈ શકતા નહિ અને દેવો દેવોને અને રાક્ષસો રાક્ષસોને પ્રહાર કરતા હતા. આવા દારુણ સંગ્રામમાંથી, ઘણા દેવો નાસી જવા લાગ્યા;[૧૬-૧૮] પણ આમ સંગ્રામને અવ્યવસ્થિત અને ભયંકર થયેલું જોઈને પુલોમ નામે વીર્યવાન્ દૈત્યરાજ, પોતાના દૌહીત્ર શચીપુત્ર જયંતને રણ સંગ્રામમાંથી ઉપાડી, સમુદ્રમાં પેસી ગયો.[૧૯] આ પુલોમ, જયંતનો દાદો અને શચીનો પિતા થતો હતો. પણ દેવલોક રણ-સંગ્રામમાં જયંતને ન જોવાથી અત્યંત ખેદ પામ્યા અને અનુત્સાહથી તેઓ રણસંગ્રામમાંથી નાસી જવા લાગ્યા.[૨૦-૨૧] તેમને નાસતા જોઇને રાવણનો પુત્ર મેઘનાદ તેમની પાછળ પડ્યો અને આકાશ ફાટે તેવી મોટી ગર્જના કરી સૌને ગભરાવી મૂકયા.[૨૨] દેવો નાસે છે-સર્વત્ર ભય વ્યાપી રહ્યો છે-કોઇને કોઇનું શરણ નથી, ને પુત્ર સંગ્રામમાં નથી એમ જોઈને, ઇન્દ્રે પોતાના સારથિ માતલિને કહ્યું કે-ઓ માતલિ! હવે તું મારો રથ તૈયાર કરી લાવ."[૨૩] તત્કાળ માતલિ, મહાવેગવાળો, ભયાનક અને દિવ્ય રથ તૈયાર કરી લાવ્યો અને દેવાધિપતિ ઇન્દ્ર તેમાં બેઠો.[૨૪] તે વેળાએ, વિદ્યુત્યુક્ત મોટા મેઘો, વાયુથી ગતિ પામીને ગર્જનાઓ કરવા લાગ્યા.[૨૫] દેવના ઈશ્વર ઇન્દ્રે, જ્યારે સંગ્રામભૂમિ તરફ ગમન કરવા માંડ્યું ત્યારે ગંધર્વોએ નાના પ્રકારનાં વાદિત્ર વગાડવા માંડ્યાં, અપ્સરાઓએ નૃત્ય કરવા માંડ્યાં અને નાનાં પ્રકારનાં આયુધો લઇને રુદ્રો, વસુઓ, આદિત્યો, અશ્વિનીકુમારો અને મરુદ્‌ગણો, તેની સાથે સંગ્રામ કરવા ચાલ્યા.[૨૬-૨૭] પણ ક્ષણવારમાં માનશુકન થયા. ઇન્દ્રે આગળ પ્રયાણ કર્યું ત્યારે કઠોર વાયુ વાવા લાગ્યો, સૂર્ય કાન્તિ રહિત થઈ ગયો અને આકાશમાંથી મોટો ઉલ્કાપાત થવા લાગ્યો.[૨૮]

આણી તરફ મહાપ્રતાપી દશગ્રીવે પણ વિશ્વકર્માએ નિર્માણ કરેલા દિવ્ય અને ઉત્તમ રથમાં આરોહણ કર્યું.[૨૯] તે રથમાં આસપાસ રુવાડાં ઉભાં કરે તેવા સર્પો વિંટાઈ વળેલા હતા. એ સર્પોના મુખમાંથી નિકળતા ઉશ્વાસથી, સંગ્રામ જેમ બળતું હોય તેવું લાગતું હતું.[૩૦] તેના રથની આસપાસ ઉભેલા દૈત્યો અને રાક્ષસો યુદ્ધ કરવાને માટે તૈયાર થઈ ગયા હતા. રાવણ, મહેન્દ્રની સામે ચાલ્યો અને સંગ્રામ કરવાથી વ્યથિત થઈ ગયેલા પોતાના પુત્ર મેઘનાદને, તેણે કહ્યું કે, 'હવણાં તું રણભૂમિમાંથી બહાર જઈ વિશ્રાન્તિ લે.' પોતાના પિતાના કહેવાથી મેઘનાદ સંગ્રામમાંથી નિવૃત્ત થયો.[૩૧-૩૨]

રણભૂમિ ગાજી રહી અને જેમ મેઘ જળની ધારાઓથી વરસતા હોય તેમ અન્યોઅન્ય બાણવૃષ્ટિ કરતા-દેવ અને રાક્ષસોના દારુણ યુદ્ધનો આરંભ થયો.[૩૩] આ સંગ્રામમાં દુષ્ટાત્મા કુમ્ભકર્ણ તો એવું યુદ્ધ કરતો હતો કે, તે કોની સાથે યુદ્ધ કરે છે, તેની તેને પોતાને પણ ખબર નહોતી.[૩૪] તે પોતાના દાંત, નખ, પગ, હાથ, શક્તિ, તોમર, મુદ્‌ગર-અર્થાત્ જે હાથમાં આવ્યું, તે લઇને દેવતાઓ ઉપર ઉપરાઉપરી માર્યો જ જતો હતો.[૩૫] પછી તે વળી પાછો રુદ્રોની સામે જઈ યુદ્ધ કરવા લાગ્યો. રુદ્રોએ પોતાનાં અસ્ત્રશસ્ત્રથી તેના શરીરને એટલા તો ઘા કર્યા કે, જેથી તેનું શરીર કોઈ ઠેકાણે પણ અવિધ્ય રહ્યું નહિ. તેના આખા શરીરે ઘા ઘા જ થઈ રહ્યા હતા.[૩૬] આવું મહાઘોર યુદ્ધ કેટલા કાળ સૂધી ચાલ્યું અને દેવસેનાએ અનેક પ્રકારનાં આયુધોના પ્રહારથી રાક્ષસસેનાને પાછી હઠાવી દીધી.[૩૭] તેમાં કેટલાક રાક્ષસો કપાઈ ગયા, કેટલાક મરણ પામ્યા, કેટલાક અધમુવા

થઈ પડી કરુણાજનક ચીસો પાડવા લાગ્યા. કેટલાક તો ભયને લીધે વાહનની સાથે જ ચોંટી ગયા અને કેટલાક કપાઈ ગયેલા રાક્ષસો તો માત્ર રથ, હાથી, ખર, ઉંટ, સર્પ, અશ્વ, શિશુમાર, વરાહ અને પિશાચ મુખવાળા વાહનોને આધારે જ ઉભા પણ રહી શકતા હતા, તેમ કેટલાક તો દેવોના શસ્ત્રથી કપાઇને બુમાબુમ કરતા ભૂમિપર પડી પ્રાણ છોડતા હતા.[૩૮-૪૦] દેવોથી હણાયલા રાક્ષસો મરણ પામીને રણભૂમિ ઉપર પડવાથી જાણે કોઈ સિદ્ધે માયાવડે ચિત્ર કર્યું હોય તેમ દેખાતું હતું.[૪૧] સંગ્રામના અગ્ર ભાગ ઉપર તો, રુધિરરૂપી, જળવાળી નદી વહી રહી હતી. તેના તટપર જાણે કાગડા અને ગીધ ફરતા હતા ને આયુધરૂપ તેમાં મગર હતા.[૪૨]

પોતાની સેનાનો આ પ્રમાણે દેવોએ નાશ કરેલો જોઇને, બળવાન્ રાવણ અપાર ક્રોધ પામ્યો.[૪૩] પછી તેણે વૃદ્ધિ પામેલા સમુદ્રરૂપ સૈન્યમાં પ્રવેશ કર્યો. દેવસેના ઉપર પ્રહાર કરતો કરતો તે ઠેઠ ઇન્દ્રની સામો જ ધસવા લાગ્યો.[૪૪] ઇન્દ્રે પણ પોતાના મોટા ધનુષનો ટંકાર કર્યો ને તેના ધનુષના ટંકારથી દશે દિશાઓ ગાજી રહી.[૪૫] પછી ધનુષ ખેંચીને અગ્નિ અને સૂર્ય જેવાં બાણો રાવણના મસ્તક ઉપર તેણે મૂક્યાં; ને તે સચોટ રાવણના મસ્તકમાં વાગ્યાં.[૪૬] તેમજ દશગ્રીવે પણ અત્યંત ક્રોધથી બાણવૃષ્ટિ કરીને ઇન્દ્રને ઢાંકી નાંખ્યો.[૪૭] રાવણ અને ઇંદ્રે, બાણની વૃષ્ટિ કરીને મહાદારુણ યુદ્ધ કરતાં બાણજાળથી દશેદિશાઓને આચ્છાદિત કરી નાંખી. દિશાઓ ઢંકાઈ ગઈ, સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો અને કોઈ કોઇને જોઈ શકતું ન હોતું.[૪૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અઠ્ઠાવીસમો સર્ગ સંપૂર્ણ**

# સર્ગ ૨૯ મો

## ઈન્દ્ર અને રાવણનું યુદ્ધ

ચોમેર ઘાડું અંધારું વ્યાપી રહ્યું હતું—દેવ અને રાક્ષસો બળથી ઉન્મત્ત થઇને પરસ્પર એક બીજાનો નાશ કરતા હતા—માત્ર 'મારો મારો'નો જ શબ્દ સંભળાતો હતો.[૧] જ્યારે દેવ અને રાક્ષસો બંને અંધકારથી વ્યાપ્ત થઈ ગયા હતા ત્યારે ઇન્દ્ર, રાવણ અને ઇન્દ્રજિત એ ત્રણ જણ જ માત્ર મોહ પામ્યા ન હોતા.[૨] એક ક્ષણમાં દેવોએ પોતાના સૈન્યનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો. તે જોઇને રાવણને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. તેણે ભયાનક અને મોટી ગર્જના કરી,[૩] અને સારથિને કહ્યું કે-"અરે સારથિ! જ્યાંસુધી શત્રુની સેનાનો અંત આવે નહિ ત્યાંસૂધી તું મારા રથને હાંકયો જા.[૪] આજ હું મારા પોતાનાં પરાક્રમવડે અનેક પ્રકારનાં મોટાં બળવાળાં આયુધોથી, ઇન્દ્ર, કુબેર, વરુણ અને યમનો વધ કરવાનો છું. હું આ સર્વે દેવોને મરણશરણ કરીને સર્વની ઉપર મારું આધિપત્ય સ્થાપનાર છું.[૫-૬] હે સારથે! તું જરા પણ ખેદ કર્યા વગર, મારા રથને હાંકયો જજે. હું તને બીજીવાર કહું છું કે, મારો રથ દેવસેનાને પેલે છેડે જ લઈ જજે.[૭] જો તું દેવસેના કયાં સૂધી છે, તે ન જાણતો હોઉં તો સાંભળ. આ જ્યાં આગળ આપણે ઉભા છીએ, તે નંદનવનનો પ્રદેશ છે. માટે નંદનવનથી આરંભીને ઉદયાચળ પર્વત સૂધી તું મને લઈ જા."[૮] *રાવણની આજ્ઞા થતાં જ, સારથિએ મનોવેગી અશ્વોને, દેવસેનાની વચનમાં થઇને પવનવેગે હાંકવા માંડ્યા.[૯]

રાવણનો આવો નિશ્ચય દેવપતિ ઇન્દ્રે જાણ્યો, એટલે તેણે દેવલોકને કહ્યું કે-[૧૦] "હે દેવો! મને જે ઠીક લાગે છે તે હું કહું છું, તે તમે સાંભળો. જેમ પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે વૃદ્ધિ પામતો સમુદ્ર હોય, તેવો આ રાવણ આજ આપણા સૈન્યમાં થઇને પાધરો ચાલ્યો જશે, તે વેળા તમે બધા એને જીવતો પકડી લ્યો તો રંગ રહે![૧૧-૧૨] એ બ્રહ્માના વચનથી નિર્ભય છે અને એને હણવો પણ અશકય જ છે; માટે તમે સર્વે સાવધ થઈ એને જીવતો પકડી લેવાનો યત્ન કરો—એ જ યોગ્ય છે.[૧૩] જેમ બલિરાજાને કેદ કરવાથી હું નિષ્કંટક ત્રિભુવનનું રાજ્ય કરું છું, તેમ આ પાપીને પણ જીવતો પકડી લેવામાં હું આપણું શ્રેય ધારું છું.[૧૪] દેવલોકને આ પ્રમાણે કહીને, હે રાઘવ! ઇન્દ્ર બીજી બાજુપર ગયો અને રાક્ષસોને ત્રાસ પમાડતો તે દારુણ યુદ્ધ કરવા લાગ્યો;[૧૫] અને જ્યારે કોઇથી ખાળી ન શકાય એવા રાવણે ઉત્તરદિશા તરફ સેનામાં પ્રવેશ કર્યો, ત્યારે, હે રાઘવ! ઇન્દ્રે દક્ષિણ દિશાએ રાક્ષસસેનામાં પ્રવેશ કરીને તેનો સંહાર કરી મૂકયો.[૧૬] પણ રાક્ષસેશ્વર રાવણે, બાણોવડે દેવસેનાને આચ્છાદિત કરતાં સો યોજન સૂધી સેનાની વચ્ચે ગમન કર્યું.[૧૭] આમ પોતાની સેનાનો નાશ થતો જોઇને, ઇન્દ્ર દક્ષિણમાંથી

* રાજાને ભૂગોળનું સારું જ્ઞાન જોઇએ, એમ રાજનીતિમાં લખેલું છે. તેનું આ દૃષ્ટાન્ત છે. ભૂગોળજ્ઞાન વગરનો રાજા કયાં યુદ્ધ કરવું યોગ્ય છે અને કયાં નહિ, તે યથાર્થ જાણી શકતો નથી.

પાછો આવ્યો અને રાવણની સાથે દારુણ સંગ્રામ કરી તેને પાછો હઠાવ્યો.[૧૮] આ વેળાએ ઇન્દ્રે રાવણને પકડી લીધો છે એમ જોઇને, દાનવ તથા રાક્ષસોએ ભયથી એવી ચીચીયારી પાડી કે-"અરેરે! બાપરે! માર્યા ગયા!"[૧૯] રાક્ષસોની ચીસો સાંભળીને, અત્યંત ક્રોધ પામેલો રાવણપુત્ર ઇન્દ્રજિત્, પોતાના રથમાં બેઠો અને દેવદાનવની ભયંકર સેનામાં ધમધમાટ કરતો પેઠો.[૨૦]

પૂર્વે શંકરની પાસેથી જેણે માયા પ્રાપ્ત કરેલી હતી એવો મેઘનાદ, સૈન્યમાં અદૃષ્ટ રહીને પેઠો અને શત્રુની સેનાને નસાડવા લાગ્યો.[૨૧] તે સર્વે દેવતાઓને છોડી માત્ર ઇન્દ્રની સાથેજ યુદ્ધ કરવા લાગ્યો. પણ આ વેળાએ માયાથી ગુપ્ત રહેલા શત્રુપુત્રને ઇન્દ્રે દીઠો નહિ.[૨૨] દેવતાઓ તેનાપર પ્રહાર કરતા હતા ને મેઘનાદે કવચ કહાડી નાંખેલું હતું; છતાં તે નિર્ભય રહી લડતો હતો.[૨૩] એટલામાં માતલિ તેની સામે આવ્યો. ઇંદ્રજિતે પ્રથમ માતલિને બાણો માર્યાં અને પછી ઇન્દ્રના ઉપર બાણની વૃષ્ટિ કરી.[૨૪] ઉપરાચાપરી જોશભેર આવતાં બાણથી ગભરાઈ ગયેલો ઇન્દ્ર, પછી રથને પડતો મૂકી ઐરાવત હસ્તી ઉપર બેઠો અને શત્રુને શોધવા લાગ્યો;[૨૫] પણ માયાના બળથી અંતરિક્ષમાં અદૃશ્ય રહેલો રાવણપુત્ર ઇન્દ્રના જોવામાં આવ્યો નહિ. મેઘનાદે તો ગુપ્ત રહીને, બાણપ્રહારથી ઇન્દ્રને પુનઃ નસાડ્યો.[૨૬] જ્યારે ઇન્દ્ર યુદ્ધ કરતાં કરતાં થાકી ગયો અને રાવણપુત્રે જાણ્યું કે ઇન્દ્ર થાકી ગયો છે ત્યારે તેણે ઇન્દ્રને માયાથી બાંધી લીધો અને કેદી થયેલા ઇન્દ્રને પકડી મેઘનાદે પોતાના સૈન્ય તરફ ચાલવા માંડ્યું.[૨૭] સર્વે દેવોમાં હાહાકાર વર્તાઈ રહ્યો. દેવો વિચાર કરવા લાગ્યા કે, 'ઇન્દ્ર તો માયાનો જાણકાર નથી અને આ અસુર તો માયાનો જાણકાર છે, તેથી મેઘનાદ તેને આ પ્રમાણે લઈ જાય છે. હવે શું થશે?[૨૮] એ મેઘનાદ પોતાની માયાના બળથી દેખાતો નથી, તે ક્યાં હશે?' દેવલોક આમ વિચાર કરતા રહી ગયા અને મેઘનાદ ઇન્દ્રને કેદ કરી ચાલતો થયો.[૨૯]

આ સમયે અત્યંત ક્રોધ પામેલા દેવતાઓએ, રાવણના ઉપર બાણ મૂકીને તેને સંગ્રામમાંથી ભગાડ્યો.[૩૦] આદિત્યો અને વસુઓએ આવીને રાવણની સાથે એવું દારુણ યુદ્ધ કરવા માંડ્યું કે, તેમની સાથે રાવણથી તે વેળાએ યુદ્ધ કરી શકાયું નહિ.[૩૧] પોતાના પિતાને સંગ્રામથી સંભ્રમયુક્ત થયેલ જોઇને મેઘનાદે ગુપ્તપણે રહીને કહ્યું કે-"હે તાત! તમે હવે પાછા ફરો, ચાલો લંકામાં. આ યુદ્ધ બંધ કરો, ને પરિતાપ તજીને સ્વસ્થ થાવ. કારણ કે આપણે જિત્યા છીએ.[૩૨-૩૩] હે પિતાજી! દેવનો અને ત્રિભુવનનો પતિ જે ઇન્દ્ર, તેને તો મેં કેદી કર્યો છે. દેવોનો ગર્વ ઉતરી ગયો છે અને તમે વિજય પામ્યા છો.[૩૪] આ શત્રુને બંદીવાન કરી હવે તમે ઇચ્છા પ્રમાણે ત્રૈલોક્યને ભોગવો; ને વૃથા શ્રમ લો નહિ. હવે યુદ્ધ કરવાનું કાંઈ પ્રયોજન નથી."[૩૫]

ઇન્દ્રજિતે આમ કહ્યું ત્યારે તે દેવોએ સાંભળ્યું. તેઓ યુદ્ધથી વિરામ પામ્યા અને ઇન્દ્ર રહિત થઇ પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા.[૩૬] મહાબળવાન્ દેવશત્રુ રાવણ, ઘણા જ સન્માનથી પોતાના પ્રિયપુત્રના વચનથી રણથી વિમુખ થયો. તે બોલ્યો કે-[૩૭] "વત્સ! મહાબળવાન્ અને પરાક્રમી એવા તેં જ મારા કુળને શોભાવ્યું છે. હે કુળવર્ધન! આજ તેં અપાર બળવાળા દેવો તથા ઇન્દ્રને જિત્યા છે. ધન્ય છે![૩૮] હે વત્સ! હવે તું રથ મંગાવ અને ઇન્દ્રને તેમાં નાંખી, સઘળી સેના સહિત લંકામાં જા. હુ પણ આનંદિત થયેલા મારા પ્રધાનોને લઇને ત્વરાથી તારી પાછળ આવું છું.[૩૯] પછી રાવણપુત્ર સઘળી સેના અને વાહનોની સાથે, ત્રિભુવનપતિ ઇન્દ્રને બંદીવાન કરીને, પોતાને નગર ગયો. ત્યાં ગયા પછી ઇંદ્રજિતે પોતાની સાથે આવેલાઓને પોતપોતાને ઘેર જવાની આજ્ઞા આપી."[૪૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં ઓગણત્રીસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૩૦ મો

### કર્યાં કર્મનાં ફળ

યુવરાજ ઇન્દ્રજિતે, દેવાધીશ, સ્વર્ગના પતિ મહાબળવાન્ મહેન્દ્રને જિત્યા પછી સર્વે દેવતાઓ, પ્રજાપતિને સાથે લઈ, ઇન્દ્રને છોડાવવા માટે લંકામાં ગયા.[૧] રાવણરાયની આસપાસ પુત્રો તથા બંધુઓ બેઠેલા હતા. તેની સન્મુખ જઈ પ્રજાપતિએ અંતરિક્ષથી જ કહ્યું કે-[૨] "હે વત્સ રાવણ! હું તારા પુત્રનું સંગ્રામપરાક્રમ જોઇને પરમ સંતોષ પામ્યો છું, નિઃશંક એનું પરાક્રમ અદ્ભુત છે. આ તારો પુત્ર મહાપરાક્રમી અને તારા જેવો જ છે; ના, તારાથી પણ એ વિશેષ છે.[૩] હે રાવણ! તેં તારા પ્રતાપથી ત્રિભુવન જિત્યું છે અને તારી પ્રતિજ્ઞા પણ સફળ થઈ છે, તેથી હું તારા અને તારા પુત્ર ઉપર પ્રસન્ન થયો છું;[૪]

અને હે રાવણ! આજથી તારો બળવાન્ અને પરાક્રમી પુત્ર 'ઇન્દ્રજિત્' એવા નામથી જગવિખ્યાત થશે;[૫] અને જેના આશ્રયે તેં દેવલોકને જિત્યા છે, એવો આ તારો પુત્ર, એક મહાબળવાન્ રાક્ષસ થશે.[૬] હે મહાબાહો! દેવોને વશ કરવાનું તારું કર્મ તેં સમાપ્ત કર્યું છે, અને હું તને કહું છું કે, તું ઇન્દ્રને બંધનમુક્ત કર અને તારે જે જોઇતું હોય, તે તું દેવલોક પાસે માંગી લે."[૭]

બ્રહ્મદેવનાં વચન સાંભળીને, દેવલોકને જિતનાર અને મહાબળવાન્ મેઘનાદ ગાજી ઉઠ્યો-"હે દેવ! જો તમે ઇન્દ્રને મુક્ત કરવા ઇચ્છતા હોય તો, હું એ જ માંગું છું કે, મને અમર કરો!"[૮] ત્યારે પ્રજાપતિએ નમ્ર વચનથી પ્રત્યુત્તર આપ્યો કે-"હે રાક્ષસ યુવરાજ! આ પૃથિવી ઉપર પ્રાણીને સર્વે પ્રકારથી અમરત્વ મળ્યું નથી-તથાપિ હું જણાવું છું કે, મરણ થાય એવાં કેટલાંક નિમિત્તનું વારણ થઈ શકે છે ખરું. આ ભૂમંડળમાં પશુ, પક્ષી અને મહાબળવાન્ અનેક ભૂતો છે, પણ કોઇને અમરત્વ નથી-કાળે કરીને સર્વનો ક્ષય છે, તો હું તને અમરત્વ શી રીતે આપી શકું?"

પિતામહનાં તે સત્ય વચન સાંભળીને, તેણે બ્રહ્મદેવને કહ્યું કે-"જો એમ જ છે તો ઇન્દ્રની મુક્તિ માટે હું એક જ વચન માંગું છું તે આપો.[૯-૧૧] હું નિરંતર, શત્રુનો પરાજય કરવાની કામનાથી, હવ્યવડે અગ્નિનું પૂજન કરીને સંગ્રામમાં જાઉં છું; અને એમ કરવું એ જ મને ઇષ્ટ છે.[૧૨] પણ જ્યારે જ્યારે હું અગ્નિપૂજન કરીને સંગ્રામમાં જવા તત્પર થાઉં, ત્યારે ત્યારે સૂર્ય પાસેથી મને અશ્વસહિત રથ પ્રાપ્ત થાય, એવું વરદાન આપો. તેમાં બેસવાથી મને અમરતા નિશ્ચય પ્રાપ્ત થશે જ.[૧૩] અને હે દેવ! તે સમયે કરવાનો જપ અને હોમ સમાપ્ત કર્યાં વગર જ જો હું યુદ્ધ કરવાને માટે જાઉં તો જ મારો નાશ થાય; તે વિના મારું મરણ નહિ થાય, એ વર હું માગું છું.[૧૪] હે દેવ! સહુ કોઈ તો તપવડે અમરત્વ પ્રાપ્ત કરે છે, પણ હું તો મારા પરાક્રમવડે તે પ્રાપ્ત કરું છું."[૧૫] ત્યારે 'અસ્તુ' એમ કહીને પિતામહે તેને વર આપ્યો. અને તત્ક્ષણે ઇન્દ્રજિતે, ઇન્દ્રને બંધનમુક્ત કર્યો, અને દેવો ઇન્દ્રને લઇને સ્વર્ગ પ્રત્યે ગયા.[૧૬]

હે રામ! દેવત્વને દૂષણ લાગવાથી ઇન્દ્ર ઘણો જ દીન થઈ ગયો. તે બહુ ચિન્તામાં પડી ગયો.[૧૭] ત્યારે પિતામહે તેને કહ્યું કે,-"અલ્યા ઇન્દ્ર! આજ તું શોક કાં કરે છે? જ્યારે તેં પૂર્વે દુષ્કર્મ કર્યું ત્યારે તેં કેમ વિચાર કર્યો નહિ?[૧૮] ઓ અમરેશ્વર! મેં તો સરખા ગુણવાળી, સમાન વર્ણની અને સરખા સૌંદર્યવાળી પ્રજા, બુદ્ધિવડે ઉત્પન્ન કરેલી છે.[૧૯] આ જગતમાં સર્વે પ્રજા, સમાન ગુણવાળી તથા સમાન લક્ષણવાળી હતી; અને તેથી હું તત્સંબંધી વિચાર કરતો હતો (કે કંઇક અનુપમ કાર્ય કરું).[૨૦] પછી પ્રજામાં કંઇક વિશેષત્વ મૂકવાને માટે, મેં એક સ્ત્રી ઉત્પન્ન કરી. અને પ્રજાઓમાંથી તેને સર્વોપરી દર્શાવવા માટે મેં, જે પ્રજામાં જે સારું અંગ હતું તે ગ્રહણ કરી તેને ઘડી હતી ને કંઈ પણ ખોડ ખાંપણ વગરની, સૌંદર્યની શિરોમણિ અને ગુણની ચૂડામણિ જેવી હતી. તેનું નામ અહલ્યા હતું. હલ એટલે વિરૂપતા અને તેથી ઉત્પન્ન થયેલું નિંદાપણું તેને હલ્ય કહેવામાં આવે છે, તે રહિત એવી સ્ત્રી તે અહલ્યા-એવું મેં તેનું નામ પ્રસિદ્ધ કર્યું.[૨૧-૨૩] હે સુરેશ! એ સ્ત્રી ઉત્પન્ન કરી તો ખરી, પણ મને ફિકર થઈ કે, તે કોની સ્ત્રી થશે?[૨૪] હે દેવેશ! હે ઇન્દ્ર! તોપણ મારી આજ્ઞા વગર તું તારા આધિપત્યના મદથી એ સ્ત્રી મારી જ થશે, એમ માનવા લાગ્યો.[૨૫] પણ મેં તો રક્ષણને માટે તે સ્ત્રી મહાત્મા ગૌતમને સોંપી. તેણે તેને ઘણાં વર્ષ સૂધી અવિકારી મનથી પાળી પોષી મોટી કરી.[૨૬] અને જ્યારે તે મને પાછી સોંપવા આવ્યા, ત્યારે તે મહાત્મા ઋષિના અચલિત ધૈર્યને જોઇને, તપમાં તે પૂર્ણ છે એમ વિચારી, તે કન્યા મેં તેને જ પરણાવી.[૨૭] ગૌતમ મુનિ જ્યારે તે સ્ત્રીની સાથે રમણ કરવા લાગ્યા ત્યારે સર્વે દેવો નિરાશ થઈ ગયા (ને તું તો બહુ જ.)[૨૮]

"અલ્યા ઇન્દ્ર! એક સમે કામવૃત્તિવાળો તું, ક્રોધ પામીને તે મુનિને આશ્રમે ગયો. ત્યાં તેં પ્રદીપ્ત અગ્નિશિખા જેવી અહલ્યાને જોઈ.[૨૯] પછી તેં ગૌતમનું રૂપ ધરી કામથી મોહ પામી, તે સ્ત્રીની સાથે જારકર્મ કર્યું-પણ ધર્મકર્મયોગે, ઓ ઇન્દ્ર! તે જ ક્ષણે ઋષિ બહારથી આવ્યા અને તેણે તને અનર્થ કરતો જોયો.[૩૦] ક્રોધથી જાજ્વલ્યમાન તે ઋષિએ તને તે જ ક્ષણે શાપ દીધો; અને હે દેવેન્દ્ર! તે શાપથી જ તું આજ આ વિપરીત દશાને પામ્યો છે.[૩૧] તેમણે તને એવો શાપ દીધેલો હતો કે,-'ઓ શક્ર! તેં મારી સ્ત્રીને માનભંગ કરી, તેથી તું શત્રુઓના હાથમાં બંદીવાન થઇને પડજે.[૩૨] અને તેં આ જે વ્યભિચાર ઉત્પન્ન કર્યો, તે મનુષ્ય લોકમાં પ્રવૃત્ત થશે અને મનુષ્ય લોકમાં જે પુરુષ વ્યભિચારરૂપ પાપકર્મ કરશે, તેનું અર્ધું પાપ,

વ્યભિચાર કરનારને અને અર્ધું તને પ્રાપ્ત થશે.[૩૩] વળી ઓ પુરંદર! ઇન્દ્રાસન પણ તને અવિચળ રહેશે નહિ, અને તારા પછી જે કોઈ દેવોનો-ઈશ્વર-ઇન્દ્ર થશે, તેને પણ ઇન્દ્રાસન સ્થિર રહેશે નહિ.' એ રીતે તને શાપ દીધા પછી તે મહાતપસ્વી મુનિએ પોતાની પત્નીના ઉપર ક્રોધ કરી તેને કહ્યું કે-'ઓ દુર્વિનીતે! તું મારા આશ્રમમાંથી દૂર થા અને તારું સૌંદર્ય બળી જાઓ.[૩૪-૩૬] તું, રૂપ, યૌવન અને ગુણથી મદમત્ત થઈ ગઈ ને તારા ચિત્તને સ્થિર રાખી શકી નહિ, માટે પૃથિવી ઉપર તું એકલી જ રૂપવતી છે, એમ નહિ રહે, પણ તારા જેવી સુન્દરીઓ અનેક થશે;[૩૭] અને લાવણ્ય જે માત્ર તારો જ આશ્રય કરીને રહ્યું છે, તે હવે સર્વ પ્રજામાં વહેંચાઈ જશે.' હે રામ! તે દિવસથી સર્વ પ્રજા લાવણ્યવાળી થવા લાગી. વળી મુનિ કહેવા લાગ્યા કે, 'હે સ્ત્રી! એકલો તારામાં જ લાવણ્યનો આશ્રય હોવાથી ઇન્દ્રને તારા ઉપર વિકાર ઉત્પન્ન થયો કેની? આમ તેં બંને વણસાડ્યાં છે. ઓ અહલ્યા! તું શલ્યા થઈ પડ.' પછી અહલ્યાએ તે મહાત્મા ઋષિની પ્રાર્થના કરી કે-'હે વિપ્ર! જો ઇન્દ્રે તમારું રૂપ ધારણ કરીને મને છેતરી ન હોત તો મારું વ્રતભંગ થતે નહીં. હે મહર્ષે! માત્ર ઇચ્છાથી જ મેં તેનો સંગ કર્યો નથી; પણ છેતરાવાથી તેને વશ થઈ છું. માટે મારા ઉપર તમે કૃપા કરો.'[૩૮-૪૦] અહલ્યાનાં ગદ્ગદિત વચન સાંભળી, ગૌતમે કહ્યું કે-'જો એમ જ છે તો ઇક્ષ્વાકુવંશમાં રામ નામે જે પ્રસિદ્ધ નરવર ઉત્પન્ન થશે અને તે બળવાન્, બ્રાહ્મણોના શ્રેયને માટે વનમાં જશે, અને હે ભદ્રે! મનુષ્યદેહ ધારણ કરીને આવેલા એ વિષ્ણુનાં જ્યારે તને દર્શન થશે, ત્યારે તારો ઉદ્ધાર થશે. તેં કરેલા દુષ્કૃતમાંથી તને ઉદ્ધારવાને માટે તો માત્ર એ જ સમર્થ છે.[૪૧-૪૩] તેમનું આતિથ્ય કરીને તું મારી પાસે આવીશ, અને હે શ્રેષ્ઠ વર્ણવાળી! ત્યારે જ તારો અંગીકાર થશે.'[૪૪]

આ રીતે શાપ દઈને, મુનિ પોતાના આશ્રમમાં ગયા અને બ્રહ્મવાદી મુનિની સ્ત્રી અહલ્યાએ ઉગ્ર તપ કરવા માંડ્યું.[૪૫] (બ્રહ્મા કહે છે કે), "હે ઇન્દ્ર! હે મહાબાહો! એ મુનિના શાપથી આ બધું થયું છે. હવે તારા કરેલા દુષ્કૃતને યાદ કર.[૪૬] ઓ ઇન્દ્ર! એ કારણથી જ તું શત્રુને હાથ ગયો હતો-બીજાથી નહિ. પણ હવે તું સાવધાન થઈ વૈષ્ણવયજ્ઞ કર-એ યજ્ઞથી પવિત્ર થયેલો તું સ્વર્ગમાં જઇશ. વળી ઓ ઇન્દ્ર! સંગ્રામમાં તારો પુત્ર નાશ પામ્યો નથી, પરન્તુ તેનો દાદો તેને સમુદ્રમાં લઈ ગયો છે." પછી બ્રહ્માનાં વચન સ્વીકારી, ઇન્દ્રે વૈષ્ણવયજ્ઞ કર્યો અને સ્વર્ગમાં જઈ પુનઃ દેવલોક ઉપર રાજ્ય કરવા લાગ્યો. (અગસ્ત્ય કહે છેઃ-હે રામ!) એ રીતે મેઘનાદનું નામ ઇન્દ્રજિત્ પડ્યું હતું. એણે દેવેન્દ્રને જિત્યો, તો પછી બીજાં પ્રાણી કોણ માત્ર?"

અગસ્ત્યે કહેલું કથારહસ્ય સાંભળી, રામ, લક્ષ્મણ અને સૌ રાક્ષસો તથા વાનરો આનંદાશ્ચર્ય પામ્યા અને વિભીષણે કહ્યું કે,[૪૭-૫૨] મેં જે વૃત્તાન્ત પૂર્વે જોયું હતું, તે જ આજ શ્રવણ કરવાથી મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. પછી મહાશય રામે, અગસ્ત્ય મુનિને કહ્યું કે, "હે મહારાજ! આપે કહ્યું તે બધું સત્ય છે; કારણ કે એ જ પ્રમાણે મેં વિભીષણને મુખે પણ સાંભળ્યું હતું."[૫૩] અગસ્ત્યે કહ્યું કે, "હે રામ! સંગ્રામમાં ઇન્દ્રને જિતનાર પુત્રવાળા અને લોકને કંટક સમાન રાવણની ઉત્પત્તિ આ પ્રમાણે છે."[૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્રીશમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૧ મો

### નર્મદાનું સૌંદર્ય

રાજા રાવણનું વિસ્મય પમાડે તેવું પરાક્રમ સાંભળીને, મહાત્મા રામે, ઋષિસત્તમ અગસ્ત્યને પૂછ્યું કે,[૧] "હે ભગવન્! હે દ્વિજોત્તમ! એ ક્રૂર રાક્ષસ જ્યારે પૃથિવી ઉપર ફરતો હતો ત્યારે મનુષ્યલોક શું શૂન્ય-શૂરત્વથી રહિત-હતો?[૨] તે સમયમાં શું કોઈ એવો ક્ષત્રિય વીરરાજા પૃથિવી ઉપર નહોતો કે, જે એ રાક્ષસનો પરાજય કરે? શું પૃથિવી ઉપર કોઈ એનો મદ ઉતારે એવો માઈનો પૂત જ નહોતો?[૩] શું સૌ કોઈ વીર્ય તથા દિવ્ય અસ્ત્રોથી રહિત હતા? જ્યારે પૃથિવી ઉપરના ઘણા રાજાઓને રાવણે જિત્યા, ત્યારે તેને જિતનાર કોઈ ન મળ્યું? હે મુનીશ્વર! હું તે સાંભળવા ઇચ્છું છું."[૪]

રામનાં વચન સાંભળીને, અગસ્ત્ય મુનિ, જેમ બ્રહ્મા શૌર્યાદિ ગુણયુક્ત રુદ્રને કહે, તેમ રામભદ્રને કહેવા લાગ્યા કે,[૫] "હે રામ! હે પૃથિવીપતે! એ પ્રમાણે પ્રાણીઓને પીડતો રાવણ પૃથિવી ઉપર ભ્રમણ કરતો હતો, (પણ તેના શૌર્યને હરનારા પણ હતા).[૬] સ્વર્ગમાં જેમ અમરાવતી છે, તેમ હૈહય દેશમાં માહિષ્મતી નામે એક નગરી છે. તે નગરીમાં

ત્યાંનો રાજા સહસ્રાર્જુન, નિરંતર અગ્નિનું પૂજન કરતો હતો.[૭] અગ્નિના પ્રભાવથી અગ્નિ સમાન તે રાજાને ઘેર, શરકુંડમાં અગ્નિ રહેતો હતો-શત્રુઓના અભિચારને માટે કુંડમાં શર પાથરી તેની પાસે અગ્નિ રાખવામાં આવતો હતો.[૮] એક દિવસ રાવણ ત્યાં આવ્યો. પણ હૈહય રાજા પોતાની સ્ત્રીઓને સાથે લઇને નર્મદામાં જળક્રીડા કરવા ગયો હતો.[૯] રાક્ષસેશ્વર રાવણે, અર્જુનના પ્રધાનોને પૂછ્યું કે-"તમારો રાજા અર્જુન ક્યાં ગયો છે રે? હું લંકાનો રાજા રાવણ, તેની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી અત્રે આવેલો છું;[૧૦-૧૧] સત્વર તેને મારા આગમનની ખબર આપો." સહસ્રાર્જુનના કુશળ પ્રધાનોએ, રાવણને કહ્યું કે, "રાજાજી તો નગરમાં નથી." ને વિશ્રવાના પુત્ર રાવણે, લોકમુખથી પણ સાંભળ્યું હતું કે, રાજા નગરમાં નથી, એટલે ઝટપટ પાછો ફરી હિમવાન્ સમાન વિન્ધ્યાચળમાં ગયો. તે પર્વત જાણે આકાશને ફાડીને ઊંચે જવાનો હોય-જાણે આકાશમાં રેખાઓ પાડતો હોય-જાણે પૃથિવીને ફાડીને બહાર આવેલો હોય તેવો દેખાતો હતો. તેનાં શિખરો આકાશ સાથે વાતો કરી રહ્યાં હતાં. તેની કંદરાઓમાં સિંહ વસતા હતા.[૧૨-૧૫] તેના તટ ઉપર અટ્ટહાસ્ય કરતી હોય તેવી નર્મદાની તરંગમાળા ક્ષોભ પામતી હતી. તેનાં અતિ ઊંચા શિખર ઉપર દેવ, દાનવ, ગંધર્વ અને અપ્સરાઓ રમણ કરતાં હતાં. તેના ઉપર કિન્નરોનાં ટોળેટોળાં ફરતાં હતાં. તેમાં સ્ફટિકમણિ જેવાં નિર્મળ અને શીતળ જળવાળી અનેક નદીઓ વહી રહી હતી.[૧૬-૧૭] તેથી એમ જણાતું હતું કે, પોતાના ફણાઓવડે અને ચંચળ જીભોવડે જણાતો શેષનાગ જ ત્યાં આવીને વસ્યો હોય અને તે જાણે આકાશમાં ગતિ કરતો હોય, તેમ ભાસ કરાવતો હતો.[૧૮] આવા-હિમાલય જેવા વિન્ધ્યાદ્રિ પર્વતરાજની શોભા જોતો જોતો, રાવણ નર્મદાના કિનારા ઉપર આવી પહોંચ્યો. પશ્ચિમ સમુદ્રને મળવા જતી, જેના પ્રવાહમાં કંકર ઘસડાઈ જાય છે એવી, પરમ પવિત્ર, જેના જળમાં તાપ પામેલાં સિંહાદિ પ્રાણીઓ તરસ મટાડે છે, જેના તટપર નાના પ્રકારનાં પક્ષીઓ-હંસ, સારસ, કારંડવ, શિશુમાર, જળકુકડી વગેરે પ્રાણીઓ ક્રીડા કરે છે; અને મત્ત કોકિલાઓ જેની આંબરાઇમાં કૂહુ કૂહુ ને કુહૂ કુહૂ કરી રહેલી છે તેવી નર્મદા, પુષ્પિત થયેલાં વૃક્ષોથી કાને કુંડળ પહેર્યાં હોય તેવી શોભતી હતી. એ ચક્રવાક પક્ષીરૂપ તેનાં જાણે સ્તન હોય તેમ લાગતું હતું, વિસ્તીર્ણ તટરૂપ પૃથુ તેના નિતંબ હતા, હંસપંક્તિરૂપ તેની મેખલા હતી,[૧૯-૨૨] પુષ્પરાગરૂપ તેનો અંગરાગ હતો, જળના ફીણરૂપ સફેત વસ્ત્ર તેણે ધારણ કર્યું હતું, તેનો સ્પર્શ સુખદ હતો, ઉઘડેલાં પ્રફુલ્લ કમળરૂપ તેનાં વિશાળ નેત્ર હતાં અને જાણે કોઈ ઉત્તમ અને પ્રીતિકર સ્ત્રી હોય તેવું નર્મદાનું લાવણ્ય હતું.[૨૩] તે શ્રેષ્ઠ નદીને જોઈ રાવણ પુષ્પક વિમાનમાંથી નીચે ઉતર્યો અને તેમાં સ્નાન કર્યાં પછી અનેક મુનિઓ જપ કરે છે એવા તેના તટ ઉપર તે પોતાના પ્રધાનો સહિત આવીને બેઠો.[૨૪-૨૫] પછી દશાનને પોતાના પ્રધાનોને કહ્યું કે; "અહો! આ નદી તો ગંગા સમાન પાપનાશક છે." આ પ્રમાણે તેની પ્રશંસા કરતો તે નર્મદા નદીને જોઇને પૂર્ણ આનંદ પામ્યો.[૨૬]

પછી કંઇક વિલાસથી રાવણે પોતાના શુક અને સારણ પ્રધાનોને કહ્યું કે-"આ તીક્ષ્ણ કિરણોવાળો અને જગતને તપાવનારો મરીચિ-સૂર્ય પણ મને અત્રે બેઠેલો જોઈ, ચંદ્ર સમાન થઈ, શીતળ કિરણોથી શાન્તિ આપે છે, વાયુ પણ મારા ભયથી નર્મદાના જળથી શીતળ થયેલો અને સુગંધવાન્-મારા શ્રમને હરણ કરતો વહાય છે,[૨૭-૨૯] મારી શાન્તિને વધારનાર આ મત્સ્ય, મગર અને પક્ષીવાળી તરંગિત નર્મદા પણ જાણે ભયભીત થયેલી કોઈ સ્ત્રી મારી સન્મુખ ઉભી હોય, તેમ આવી રહી છે.[૩૦] હે પ્રધાનો! તમે સર્વે, ઇન્દ્ર જેવાની સાથે યુદ્ધ કરીને શસ્ત્રોવડે ઘાયલ થયેલા છો અને ચંદનલેપની માફક રુધિરે ખરડાયલા છો, તો આજે સર્વને શાન્તિ આપનાર આ નર્મદામાં પડીને-જેમ દિગ્ગજ ગંગામાં સ્નાન કરે તેમ સ્નાન કરો.[૩૧-૩૨] આમાં સ્નાન કરવાથી તમે પાપથી મુક્ત થશો. હું પણ શરદૃઋતુના ચંદ્ર સમાન આ નર્મદાના સફેદ પુલિન પ્રદેશમાંજ, પુષ્પ લાઈ શંકરનું પૂજન કરીશ." રાવણની આજ્ઞાથી પ્રહસ્ત, શુક, સારણ, ધૂમ્રાક્ષ અને મહોદર વગેરે મંત્રીઓ, જેમ વામન, અંજન, પદ્મ વગેરે દિગ્ગજો, ગંગામાં સ્નાન કરવા પડે, તેમ સ્નાન કરવાને માટે નર્મદાના પવિત્ર જળમાં પડ્યા; અને તેના પાણીને ક્ષોભ પમાડ્યું. સ્નાન કરી રહ્યા પછી તેઓ બહાર નિકળ્યા અને રાવણને શિવપૂજન કરવું હતું તેથી પુષ્પ વીણવાને માટે ગયા. ધોળા મેઘમંડળના જેવા નર્મદાના કિનારામાં પુષ્પોનો તેઓએ ક્ષણવારમાં પર્વત બનાવી દીધો. પુષ્પ આવ્યા પછી, રાક્ષસેશ્વર રાવણ, જેમ કોઈ મોટો હાથી ગંગામાં

પડે તેમ સ્નાન કરવાને માટે નર્મદામાં ઉતર્યો. તેમાં સ્નાન કર્યું તથા વિધિ પ્રમાણે મંત્ર જાપ કર્યો.[૩૩-૩૯] પછી નર્મદામાંથી બહાર નિકળી ભીનું વસ્ત્ર બદલીને એક સુંદર વસ્ત્ર ધારણ કર્યું;[૪૦] અને વિનયપૂર્વક ઈશ્વરને હાથ જોડીને ચાલવા લાગ્યો. તેની પાછળ, તેના મંત્રીઓ પણ ચાલ્યા. તે સર્વે જેમ દેહધારી પર્વત હોય તેવા દેખાતા હતા.[૪૧] રાક્ષસેશ્વર રાવણ જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં પોતાના પૂજનનું સુવર્ણમય મહાદેવજીનું એક લિંગ લઈ જતો હતો.[૪૨] તે સુવર્ણલિંગનું ધોળી રેતીની વેદીપર સ્થાપન કર્યું; અને ગંધ તથા અમૃતસમાન વાસવાળાં પુષ્પથી તેનું પૂજન કર્યું.[૪૩] સત્પુરુષની પીડા હરનાર, શ્રેષ્ઠ અને પરમવરદ, ચંદ્રના કિરણરૂપ ભૂષણવાળા શંકરનું પૂજન કરીને, તે રાક્ષસ સામ મંત્રોનો ઉચ્ચાર કરવા લાગ્યો અને હાથ પહોળા કરીને શિવ સન્મુખ તાંડવ નૃત્ય કરવા લાગ્યો.[૪૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકત્રીશમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૩૨ મો

### રાવણ અને સહસ્રાર્જુનનું યુદ્ધ

નર્મદાના પુલિન પ્રદેશમાં, જ્યાં આ પ્રબળ રાક્ષસેન્દ્ર, પુષ્પ લઈ શંકરનું પૂજન કરતો હતો, ત્યાંથી કેટલેક છેટે માહિષ્મતી નગરીનો બળવાન્ રાજા અર્જુન, પોતાની સ્ત્રીઓની સાથે જળક્રીડા કરતો હતો.[૧-૨] સુન્દરીઓની વચમાં રહેલો તે રાજા, સહસ્ર હાથિણીઓની વચમાં જેમ એક ગજરાજ મહાલતો હોય તેમ મહાલતો હતો.[૩] જળક્રીડા કરતાં કરતાં તેના મનમાં એવો વિચાર આવ્યો કે, "જોઈએ વારુ" મારા હાથથી નર્મદાના જળનું રોધન થાય છે કે નહિ? પછી તેણે પોતાના હાથ પહોળા કરીને નર્મદાના પ્રવાહને રોક્યો.[૪] સહસ્રાર્જુનના રોધનથી, નર્મદાનું જળ તટ ઉપરથી છલકાઈ જવા લાગ્યું, અને તે જળપ્રવાહ ઉલટી દિશાએ વહેવા માંડ્યો.[૫] નર્મદાના એ જળવેગથી મત્સ્ય, મગર, પુષ્પ અને દર્ભનાં આસનો તણાયાં, તેથી જાણે વર્ષાકાળ હોય તેમ લાગતું હતું.[૬] (પણ અહિંયાં એક અચરત થયું) સહસ્રાર્જુને જળના વેગને જાણે રાવણની પૂજામાં વિઘ્ન કરવાને પ્રેર્યો હોય, તેમ તે જળવેગ વધીને તેણે રાવણના ફુલના ઢગલાને અસ્તવ્યસ્ત કરી નાંખ્યો.[૭] રાવણનું તે વેળાએ અર્ધું પૂજન થયું હતું, પણ તે બંધ કરીને, તે, પ્રતિકૂલ સ્ત્રીના જેવી નર્મદાને જોવા લાગ્યો.[૮] તેણે જોયું તો માલુમ પડ્યું કે, જેમ સમુદ્રમાંથી ભરતી આવતી હોય, તેમ જળનો વેગ પશ્ચિમથી પૂર્વ તરફ (ઉલટો) વધતો જાય છે.[૯]

જેમાં વસતાં પ્રાણીઓ ભ્રાંતિ પામ્યાં નથી એવી અને સ્વભાવમાં રહેલી નિર્વિકાર સ્ત્રીના જેવી નર્મદાને જોઈ, પૂજન કરતાં મૌન ધારણ કરેલું હોવાથી, રાવણે જમણા હાથની આંગળીથી જ પોતાના મંત્રી, શુક, સારણને જણાવ્યું કે, 'નર્મદાના વેગનું ઉત્પત્તિ સ્થાન-કારણ શું છે? તેની તપાસ કરો.'[૧૦-૧૧] તેની આજ્ઞા થતાં જ, બન્ને મંત્રીઓ આકાશમાર્ગે પશ્ચિમ દિશા તરફ ગયા.[૧૨] તેઓ અર્ધોક યોજન ગયા નહિ, એટલામાં તો સ્ત્રીઓની સાથે જલક્રીડા કરતો એક પુરુષ તેઓની નજરે પડ્યો.[૧૩] તે મોટા સાલ વૃક્ષ જેવો, જળથી વિખરાયલા કેશવાળો, મદથી રક્ત નેત્રવાળો અને કામથી વ્યાકુળ થયેલો હતો.[૧૪] પોતાના હજાર હાથવડે તેણે નર્મદાના વેગને રોક્યો હતો, તેથી જાણે તે પોતાના સહસ્ર પગવડે પૃથ્વીના વેગને રોકતો પર્વત હોય તેવો દેખાતો હતો;[૧૫] અથવા મદયુક્ત હજાર હાથિણીઓ હોય, તેવી સ્ત્રીઓની વચમાં તે ગજરાજ જેવો દેખાતો હતો.[૧૬] શુક અને સારણ તેને જોઈને પાછા વળ્યા અને રાવણની પાસે આવીને ઇત્થંભૂત વૃત્તાન્ત નિવેદન કર્યું. તેઓ બોલ્યા કે,-[૧૭] "હે રાક્ષસેશ્વર! મોટા સાલવૃક્ષ જેવો એક પુરુષ, તટની માફક, નર્મદાને રોકીને તેમાં સ્ત્રીઓને જલક્રીડા કરાવે છે,[૧૮] અને તેના હજાર હાથવડે રોકેલી નર્મદા, સમુદ્રની ભરતીની માફક ઉભરાય છે."[૧૯] શુક અને સારણ આમ કહેતા હતા, તે સાંભળી રાવણે કહ્યું કે, 'અહાહા! એ જ અર્જુન!' આમ કહીને યુદ્ધ કરવાની ઇચ્છાવાળો રાવણ, પૂજામાંથી અધવચ્ચે ઉઠી તેની તરફ ચાલ્યો.[૨૦] જ્યારે રાવણ, અર્જુનની સામે ચાલ્યો ત્યારે પ્રચંડ અને ધૂળવાળો પ્રતિકૂલ વાયુ વહાવા લાગ્યો;[૨૧] અને એક જ ગર્જના થઈ તથા મેઘમાંથી રક્તની વૃષ્ટિ થઈ.

રાક્ષસેન્દ્ર રાવણ, પોતાના પ્રધાનો મહોદર, મહાપાર્શ્વ, ધૂમ્રાક્ષ, શુક અને સારણ સાથે જ્યાં અર્જુન હતો ત્યાં ગયો ને થોડી જ વારમાં, કાજળ જેવો કાળો બળવાન્ રાવણ તે હદ પાસે આવી પહોંચ્યો. ત્યાં આગળ હાથિણીઓની વચમાં ગજરાજ ઘૂમતો હોય, એવા અર્જુન રાજાને ક્રીડા કરતો તેણે જોયો. પછી મદથી છકેલા રાક્ષસેન્દ્ર રાવણે, ગંભીરવાણીથી અર્જુનના પ્રધાનોને કહ્યું કે-"હે અમાત્યો! તમે તમારા

હૈહય રાજાને કહો કે,[૨૨–૨૬] હું રાવણ તારી સાથે યુદ્ધ કરવાને માટે આવેલો છું.” અર્જુનના પ્રધાનો તેનાં વચન સાંભળી, આયુધ લઈને ઉભા થયા અને તેને કહેવા લાગ્યા કે–“વાહ! રાજા વાહ! ધન્ય છે તારી બુદ્ધિને! યુદ્ધ કરવાનો સમય તો તેં ઠીક શોધી કહાડ્યો છે.[૨૭–૨૮] મદ્યપાનથી મત્ત થયેલા તથા સ્ત્રીઓ સાથે રમતા રાજાની સાથે યુદ્ધ કરવાનો વખત પણ તેં ઠીક સાધ્યો છે! આ સ્ત્રીઓની પાસે રહેલા રાજા સાથે યુદ્ધ કરવાનો તને ઉત્સાહ છે, એ પણ ઠીક તારું શૂરાપણું![૨૯] ઓ દશગ્રીવ! તને જો યુદ્ધ કરવાની હોંશ હોય તો એક રાત્રિ અત્રે રહી જા, અને સવારે યુદ્ધ કરજે;[૩૦] છતાં પણ તને બહુ જ ઉત્કંઠા હોય તો પ્રથમ તું અમારી સાથે યુદ્ધ કર અને અમને પાડ્યા પછી અર્જુન રાજા પાસે જજે.”[૩૧] તુરત જ યુદ્ધ થયું, તેમાં રાવણના પ્રધાનોએ અર્જુનના પ્રધાનોને માર્યા અને તેઓ અત્યંત ક્ષુધાતુર હોવાથી તેમને ખાઈ ગયા.[૩૨] ને મોટો કોલાહલ થઈ રહ્યો. રાવણ તથા તેના પ્રધાનો બાણ, તોમર, પ્રાસ, ત્રિશૂલ, વજ્ર અને તરવારવડે પ્રહાર કરવા લાગ્યા; અને ગર્જના કરતા ચારે તરફ ઘૂમવા લાગ્યા. ત્યારે મત્સ્ય, મગર ને બીજાં જળચરવાળા સમુદ્રની માફક, સહાસ્રાર્જુનના યોધાઓ પણ, ગર્જના કરવા લાગ્યા.[૩૩–૩૫] રાવણના પ્રધાનો પ્રહસ્ત, શુક અને સારણ, ક્રોધ કરી, કાર્તવીર્યના યોધાઓનો સંહાર કરતા હતા.[૩૬] કેટલાક ભયથી કંપતા સેવકોએ, રાવણનો તથા તેના મંત્રીઓનો ઉન્માદ સહસ્રાર્જુનને નિવેદન કર્યો.[૩૭] સ્ત્રીઓ તો ડરી ગઈ ત્યારે અર્જુને પોતાની સ્ત્રીઓને કહ્યું કે, ‘બીહો ના!’ આમ બોલતો તે તડાક દેતો કે તે–અંજન દિગ્ગજ જેમ વ્યોમ ગંગામાંથી બહાર નિકળે, તેમ પાણીમાંથી બહાર નિકળ્યો.[૩૮] તે વેળા તે જાણે ક્રોધથી આરક્ત થયેલાં લોચનવાળો પ્રલય કાળનો અગ્નિ પ્રજ્વળતો હોય, તેવો જણાતો હતો.[૩૯] પછી સુવર્ણની પહોંચી જેણે પહેરી હતી એવો અર્જુન, એક ગદા લઈને, સૂર્ય જેમ અંધકારને હણવા દોડે, તેમ રાવણની સેના ભણી દોડ્યો;[૪૦] હાથમાં રહેલી ગદાને ચોતરફ ઘૂમાવતો અર્જુન ગરુડના જેવો વેગ કરીને દોડ્યો.[૪૧] પણ વિંધ્ય જેમ સૂર્યના વેગને રોકે, તેમ પ્રહસ્ત હાથમાં મુસળ લઈને વચમાં આડો આવ્યો.[૪૨] અર્જુન પાસે આવતાં જ પ્રહસ્તે એક લોહજડિત, અને સર્વનાશક મુસળ તેના ઉપર નાંખ્યું–જે વેળા પ્રહસ્ત સાક્ષાત્ યમના જેવો દેખાતો હતો.[૪૩] તેના હાથમાંથી છૂટેલા તે મુસળમાંથી, અશોક પુષ્પના અગ્ર જેવો અગ્નિ, જાણે હમણાં સર્વને બાળી નાંખશે એમ લાગતું હતું.[૪૪] પણ કાર્તવીર્યે તે મુસળને ચતુરાઈથી અને ગદાના સામા ઘાથી ચૂકાવી દીધું.[૪૫] પછી હૈહય દેશના રાયે, પાંચસો હાથ ઉંચી પોતાની ગદાને લઈ માથાપર ફેરવી, તે શત્રુના સામે દોડ્યો.[૪૬] તે ગદા પ્રહસ્તને મારી; અને વજ્રથી જેમ પર્વત ભેદ પામે તેમ ગદાપ્રહાર થતાં જ પ્રહસ્ત અધમુવો થઈ પૃથિવી ઉપર પડ્યો[૪૭] તેને પડેલો જોતાં જ મારિચ, મહોદર, મહાપાર્શ્વ, શુક અને સારણ વગેરે રણમાંથી નાસી ગયા.[૪૮]

આ રીતે જ્યારે પ્રધાનો રણમાંથી નાસી ગયા અન પ્રહસ્ત પડ્યો, ત્યારે રાવણ, અર્જુનની સામે દોડ્યો.[૪૯] હજાર હાથવાળાને વીશ હાથવાળાની સાથે દારુણ યુદ્ધ થયું. એક તરફ સહસ્રાર્જુન અને બીજી તરફ રાવણ એમ બે જણ વચ્ચે રોમહર્ષણ યુદ્ધ થવા લાગ્યું.[૫૦] તે જાણે ક્ષોભ પામેલા બે સાગર, મૂળથી ચલિત થયેલા બે પર્વત, તેજસ્વી બે સૂર્ય, ભસ્મીભૂત કરતા બે અગ્નિ, હાથિણી માટે યુદ્ધ કરતા બે મદમત્ત મતંગજો, બે વૃષભ, ગર્જના કરતા બે મેઘ, મહા બળવાળા બે સિંહ અને ક્રોધ પામેલા રુદ્ર અને કાળ હોય તેમ હાથમાં ગદા લઈને રાવણ અને સહસ્રાર્જુન એકેકને ભડંમ ભડંમ ભીડાવતા હતા;[૫૧–૫૩] અને જેમ પર્વત વજ્રપ્રહારને સહન કરે તેમ તેઓ પરસ્પર ગદાના પ્રહારને સહન કરતા હતા.[૫૪] વળી વજ્ર પડવાથી જેવી ગર્જના થાય, તેવી ગદાઓ પડવાથી મોટી મોટી ગર્જનાઓ થતી હતી. દશેદિશા ગાજી રહી હતી.[૫૫] અર્જુનની ગદા તેના શત્રુ રાવણની છાતી ઉપર પડતી, ત્યારે વિદ્યુલ્લેખાની માફક આખું આકાશ સુવર્ણમય થઈજતું હતું;[૫૬] અને રાવણે, અર્જુનની ઉપર મારેલી ગદા પણ જાણે પર્વત ઉપર ઉલ્કાપાત થતો હોય, તેવી જણાતી હતી.[૫૭] આમ યુદ્ધ કરતાં અર્જુનને કે રાવણને જરા પણ શ્રમ લાગતો નહોતો. પૂર્વે જેવું બલિ અને ઇન્દ્રનું યુદ્ધ થયું હતું તેવું તે વેળા રાવણ અને અર્જુનનું યુદ્ધ થઈ રહ્યું હતું.[૫૮] તે બંનો, જાણે બે આખલા, પોતાનાં શિંગડાંથી અથવા બે હાથી દાંતથી લડતા હોય તેમ લડતા હતા. એક તરફ મનુષ્યોનો રાજા અર્જુન અને બીજી તરફ રાક્ષસેશ્વર રાવણનું યુદ્ધ થઈ રહ્યું હતું.[૫૯] છેવટ અર્જુને ઘણા ક્રોધથી અને પોતાના પૂર્ણ બળથી, રાવણના બે સ્તન વચ્ચે ગદાનો પ્રહાર કર્યો;[૬૦] પણ વરદાનથી સુરક્ષિત રાવણની

છાતીમાં વાગીને તે ગદા બે કકડા થઇને પૃથિવી ઉપર પડી.[૬૧] પરન્તુ તે ઘાથી રાવણુ એક ધનુષ જેટલો ઉડીને દૂર પડ્યો. વેદનાથી તે ચીસો પાડવા લાગ્યો.[૬૨] તે ભૂમિ ઉપર બેઠો થયો; ત્યારે અર્જુન તેને વ્યથિત થયેલો જોઇને તેની પાસે ગયો અને ગરુડ જેમ સર્પને પકડી લે, તેમ તેને પકડી લીધો.[૬૩] અને પોતાના હજાર હાથે જકડીને પકડ્યા પછી, અર્જુને, નારાયણે જેમ બલિને બાંધ્યો હતો, તેમ રાવણુને બાંધ્યો.[૬૪] અને જે સમયે અર્જુન રાવણુને બાંધતો હતો, તે વેળાએ અંતરિક્ષમાંથી સિદ્ધ, ચારણો અને દેવતાઓએ કહ્યું કે-'સારું થયું, સારું થયું.' અને અર્જુનના ઉપર પુષ્પની વૃષ્ટિ થઈ, ને જયજયકાર થયો.[૬૫] પછી વાઘ જેમ મૃગને અને સિંહ જેમ હાથીને ઝાલી ગર્જના કરે છે, તેમ હૈહય રાજાએ પણુ, રાવણુને ઝાલીને, મેઘગર્જનાની માફક મોટી ગર્જના કરી દશે દિશાને ગજાવી મૂકી.[૬૬]

તેટલામાં પ્રહસ્તને મૂર્છા વળી. તે બેઠો થયો. તેણે ચોમેર દૃષ્ટિ કરી, તો પોતાના રાજાને બાંધેલો જોયો. એટલે તેને અત્યંત કોપ ચઢ્યો. પછી તે હૈહય રાજાના ઉપર ધસ્યો ગયો અને બીજા કેટલાક રાક્ષસો તેની પાછળ ગયા. તે ટાંણે ચઢી આવતા રાક્ષસોનો વેગ ગ્રીષ્મને અંતે ચઢી આવતો મેઘ હોય, તેના જેવો જણાતો હતો.[૬૭–૬૮] તેઓ 'મૂક મૂક' એમ બોલતા હતા. પછી પ્રહસ્તે સંગ્રામમાં શૂલ અને મુસલ ફેંકવા માંડ્યાં.[૬૯] સહસ્રાર્જુન સાવધ હતો તેથી તેણે તે આયુધોને ઝપાટાબંધ પોતાના હાથ ઉપર ઝીલી લીધાં, અને તે જ આયુધોવડે તે રાક્ષસને વિંધીને, વાયુ જેમ મેઘને નસાડે તેમ સૌને નસાડી મૂકયા.[૭૦–૭૧] કૃતવીર્યના પુત્ર કાર્તવીર્યે એ પ્રમાણે રાક્ષસોને ત્રાસ પમાડ્યો અને રાવણુને કેદી કરીને તે પોતાના મિત્રોની સાથે માહિષ્મતીમાં આવ્યો–તે વેળા જાણે બલિરાજાનો નિગ્રહ કરીને અમરાવતીમાં આવતો ઇન્દ્ર શોભે તેવો તે શોભતો હતો. જ્યારે તે માહિષ્મતીમાં પેઠો ત્યારે બ્રાહ્મણો તથા પ્રજાજનોએ તેનાપર અક્ષત નાંખી, વધાવી લઈ જયજયકાર કર્યો.[૭૨–૭૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે ઉત્તરકાણ્ડમાં બત્રીશમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૩૩ મો

### સહસ્રાર્જુનને ત્યાંથી રાવણુનો મોક્ષ

તે પછી સ્વર્ગમાં દેવલોકો વાતો કરવા લાગ્યા કે, વાયુને પકડવો ને રાવણુને પકડવો, એ સરખું છે. એ વાત પુલસ્ત્યના જાણુવામાં આવી.[૧] ત્યારે ધીર મુનિ પુલસ્ત્ય, પુત્રપ્રેમને લીધે તેને છોડવવાને માટે માહિષ્મતી નગરીમાં આવવાને માટે ઉપડ્યા.[૨] મન અને વાયુના જેવી ગતિવાળા તે મુનિ, ગગનમાં થઇને માહિષ્મતી નગરીમાં આવ્યા.[૩] અને બ્રહ્મદેવ જેમ ઇંદ્રની અમરાવતીમાં પ્રવેશ કરે છે તેમ તે મુનિએ, હર્ષ પામતી અને પોષણુ પામીને ખુશખુશાલ પ્રજાજનવાળી માહિષ્મતીમાં પ્રવેશ કર્યો.[૪] તેઓ પગે ચાલીને આવતા હતા, તેથી તે ઋષિ જાણે બીજો સૂર્ય હોય તેવા જણાતા હતા. જ્યારે તે રાજભવને આવ્યા ત્યારે, તેને જોઇને દ્વારપાળો, આ કોઈ મોટા મુનિ છે, એમ માનીને રાજાની પાસે દોડી ગયા અને વર્તમાન વિદિત કર્યું.[૫] તેમના કહેવાથી હૈહય દેશના રાજા સહસ્રાર્જુને જાણ્યું કે, પુલસ્ત્ય મુનિ પધારે છે, તેથી તે પોતાના બે હાથ જોડીને તે તપસ્વી સામે ગયો.[૬] તેના પુરોહિતે હાથમાં અર્ધ્ય લીધો અને જેમ બૃહસ્પતિની પાછળ ઇન્દ્ર ચાલે તેમ તે પુરોહિતની પાછળ રાજા ચાલ્યો.[૭]

ઉદય પામતા સૂર્ય જેવા તે મુનિને જોઇને, ઇન્દ્ર જેમ બ્રહ્માને પ્રણામ કરે, તેમ સહસ્રાર્જુને પણુ મુનિને પ્રણામ કર્યો.[૮] તેણે પુલસ્ત્ય મુનિને મધુપર્ક, ગાય અને અર્ધ્ય આપ્યાં, અને ગદ્‌ગદિત વાણીથી કહ્યું કે-[૯] "હે દ્વિજેન્દ્ર! દુઃખે કરીને દર્શન થાય, એવા આપનાં મને આજ દર્શન થયાં, તેથી હું મને અહોભાગ્ય ગણું છું. આજ આપે મારી નગરીને અમરાવતી તુલ્ય કરી છે;[૧૦] અને હે દેવ! આજ મને ક્ષેમ પ્રાપ્ત થયું છે, આજે મારું વ્રત કુશળતાયુક્ત થયું છે, અને આજે જ મારો જન્મારો સફળ થયો છે અને મારું તપ પણુ આજે સફળ થયું છે.[૧૧] કારણ કે, દેવો જેનું વંદન કરે છે, એવા આપનાં ચરણનું હું આજ વંદન કરવા પામ્યો છું. હે બ્રહ્મન્! આ રાજ, આ મારા પુત્રો, આ મારી સ્ત્રીઓ અને આ અમે, તમારે આશ્રયે છીએ. સેવકને આપ જે કંઈ આજ્ઞા કરો તો તે હું માથે ચઢાવું, તમારી આજ્ઞા સાંભળવાને માટે અમે તત્પર જ છીએ."[૧૨]

પછી પુલસ્ત્ય મુનિએ પ્રથમ તેના ધર્મની, પછી અગ્નિની અને પછી પુત્રોની ખબર પૂછી; અને છેવટે

હૈહય દેશના રાજાને કહ્યું કે-[૧૩] "અહોહો! હે રાજેન્દ્ર! હે કમળ સમાન નેત્રવાળા! પૂર્ણચંદ્ર જેવા મુખવાળા! (હું આજ બહુ પ્રસન્ન છું, કેમકે) તારું બળ અતુલ છે, તેં દશગ્રીવને યુદ્ધમાં જિત્યો, ધન્ય ધન્ય![૧૪] જેના ભયથી સમુદ્ર અને વાયુ પણ સ્થિર થઇને સેવામાં હાજર રહે છે એવા, સંગ્રામમાં દુર્જય અને પરાક્રમી મારા પૌત્રને તેં સંગ્રામમાં જિતીને બાંધી લીધો, એ તારું પરાક્રમ અદ્ભુત છે.[૧૫] હે રાજન્! તેં મારા પુત્રના યશનું પાન કર્યું છે, એટલું જ નહિ પણ એથી તેં તારા નામને પણ વિશ્વવિખ્યાત કર્યું છે. હે વત્સ! હવે આજ હું તારી પાસે યાચના કરું છું કે, મારા વચનથી, તું આ દશગ્રીવને બંધનમાંથી મુક્ત કર.[૧૬]

પુલસ્ત્ય મુનિની આજ્ઞા માથે ચઢાવીને, રાજાઓમાં ઉત્તમ સહસ્રાર્જુને, કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર, પૂર્ણ આનંદથી તે રાક્ષસેન્દ્રને બંધનમુક્ત કર્યો;[૧૭] અને દિવ્ય આભરણ, પુષ્પના હાર અને વસ્ત્રાદિ આપી તેનું યોગ્યાતિથ્ય કર્યું. પછી અગ્નિને સાક્ષી રાખીને એક બીજાને હણવા નહિ, એવી પ્રતિજ્ઞા કરી મૈત્રી બાંધી. પછી બ્રહ્માના પુત્ર પુલસ્ત્યને પ્રણામ કરીને સહસ્રાર્જુન રાજમંદિરમાં ગયો અને પ્રતાપી રાવણને પણ પુલસ્ત્યે આજ્ઞા કરી કે-"હવે તું લંકામાં જા." એટલે તેનાં વચનથી અર્જુને જેને બંનધમુક્ત કર્યા પછી આતિથ્ય કરી સત્કાર કર્યો હતો એવો રાવણ, પરાજયને લીધે નીચી મુંડીએ લાજ પામતો પામતો, પિતા તથા અર્જુનને પ્રણામ કરીને, લંકામાં ગયો.[૧૮-૧૯] બ્રહ્મદેવના પુત્ર મુનિવર પુલસ્ત્ય, દશગ્રીવને છોડાવીને બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા.[૨૦]

આ પ્રમાણે રાવણ, કાર્તવીર્યથી બંધન પામ્યો હતો; અને પુલસ્ત્યનાં વચનથી પાછો છૂટો થયો હતો.[૨૧] હે રામ! આ રીતે શેરને માથે સવાશેર પડ્યા છે-બળવાનને માથે બળવાન્ પુરુષો જગતમાં છે; માટે જે પુરુષ પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે બીજાની અવજ્ઞા કરવી નહિ.[૨૨] રાક્ષસોનો રાજા રાવણ હજાર હાથવાળા અર્જુનથી હાર ખાઈ કેદ પડી છૂટ્યો ને તેની સાથે મૈત્રી કરી પાછો ફર્યો, છતાં, પુનઃ તે સઘળી પૃથિવીમાં ગર્વથી ફરવા લાગ્યો અને ઘણા રાજાઓનો નાશ કરવા લાગ્યો.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્દશમાનવલિપે ઉત્તરકાણ્ડમાં તેત્રીશમો સર્ગ સંપૂર્ણ**

# સર્ગ ૩૪ મો

## વાલિ અને રાવણ

કંઈ પણ સંકોચ પામ્યા વગર અર્જુને બંધનમુક્ત કરેલો રાવણ, પાછો પૃથિવી ઉપર ભટકવા લાગ્યો.[૧] જે કોઈ મનુષ્ય અથવા રાક્ષસને તે પોતાનાથી અધિક બળનો સાંભળતો, તેને ત્યાં જઈ તે યુદ્ધ કરવાને માટે આમંત્રણ કરતો હતો.[૨] એમ કરતાં કરતાં એકવાર વાનરાધિપ વાલિએ રક્ષણ કરેલી કિષ્કિંધા નગરીમાં તે જઈ ચઢયો, અને સુવર્ણમાલિકા ધારણ કરનાર વાલિને તેણે યુદ્ધને માટે બોલાવ્યો.[૩] ત્યારે વાલિના પ્રધાનોમાંથી તાર વાનર અને તારાનો પિતા સુષેણ વાનર, રાવણની પાસે આવ્યા અને તેને કહેવા લાગ્યા કે-[૪] "હે રાક્ષસેન્દ્ર! તારી સાથે યુદ્ધ કરવાને આવે એવો બળવાન્ વાલિ તો હમણાં બહાર ગયેલો છે, અને બીજો તો એવો કયો વાનર છે કે, જે તારી સાથે યુદ્ધ કરવાને શક્તિમાન્ હોય.[૫] પણ હે રાવણ! વાલિ ચારે સમુદ્રમાં સંધ્યા કરીને હમણાં જ આવશે, માટે તું બે ઘડી થોભ, તારું કાર્ય થશે.[૬] હે રાજન્! શંખના જેવા ધોળા આ હાડકાંના ઢગલા પડ્યાં છે, તે તું જો; કારણ કે જેઓ એ જ વાનરેશ્વરની સાથે યુદ્ધ કરવા આવેલા તેમના જ હાડકાંના આ ઢગલા છે.[૭] હે રાવણ! તેં કદાપિ અમૃતપાન કર્યું હશે તોપણ જ્યાંસૂધી વાલિને તું મળ્યો નથી, ત્યાંસૂધી જ તારું જીવિત છે; પણ વાલિ મળ્યો કે તારું આયુષ્ય પૂરું થઈ રહ્યું, એમ ખાતરી રાખજે.[૮] હે વિશ્રવાના પુત્ર! જગતમાં સર્વને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર વાલિ રાજાની વાટ જોતાં માત્ર બે ઘડી જ થોભ. કારણ કે એ બે ઘડી જ હવે તો તને દુર્લભ છે-વાલિના આવ્યા પછી તું જીવવાનો નથી.[૯] આટલું છતાં પણ જો તને મરવાની બહુ ઉતાવળ થઈ હોય તો જા, દક્ષિણ સાગરપર વાલિ ત્યાં હમણાં સંધ્યા કરતો હશે. તેની એંધાણી એ કે, તે સાક્ષાત્ અગ્નિ જેવો તેજસ્વી છે."[૧૦]

વાનરાધિપના પ્રધાન અને સસરાએ જ્યારે એ રાવણને ખૂબ ઠોક માર્યા ત્યારે લોકભયંકર રાવણે, તાર વાનરનો તિરસ્કાર કર્યો અને પુષ્પકવિમાનમાં આરૂઢ થઇને દક્ષિણ સાગર તરફ ધસ્યો ગયો.[૧૧] ત્યાં આગળ સુવર્ણગિરિ સમાન તથા ઉદય પામતા બાલ આદિત્ય જેવો વાલિ સંધ્યા કરતો હતો.[૧૨] તુરત જ પુષ્પકવિમાનમાંથી ઉતરી, કાળોમેશ જેવો રાવણ,

વાલિને પકડી લેવાના ઇરાદાથી—જેમ પગનો અવાજ ન સંભળાય, તેમ ધીમાં ધીમાં પગલાં ભરતો, તેની પાસે જવા લાગ્યો.[13] પણ વાલિએ દૈવયોગથી તેનું આ તરકટ જાણ્યું, અને તેનો દુષ્ટ વિચાર તે પામી ગયો—તે કંઈ પણ બોલ્યા ચાલ્યા વગર જાણે જાણતો જ નથી, તેમ ઉભો રહ્યો.[14] તેણે જરા પણ ઉતાવળ કરી નહિ; અને જેમ સસલાને ગુપ્ત રીતે આવતો જોઈ, સિંહ કંઈ વિચાર કરતો નથી અને સર્પને આવતો ગરુડ કંઈ વિચાર કરતો નથી, તેમ રાવણને ગુપચુપ આવતો જોઇ, વાલિએ પણ કંઈ વિચાર કર્યો નહિ.[15] તેણે તો પોતાના મનમાં વિચાર કર્યો કે, 'દુષ્ટ વિચારથી રાવણ મને પકડવા આવે છે તો આજે એને બતાવું! હું એને મારી બગલમાં ઘાલી દઈ, ત્રણ સમુદ્રમાં સંધ્યા કરવાને માટે જઇશ.[16] હું જ્યારે હાથ, પગ અને વસ્ત્ર જેનાં મારા ખોળામાં લટકે છે, એવા રાવણને લઇને ગરુડ જેમ સર્પને લઇને ઉડે છે તેમ ઉડીશ, ત્યારે તેના શત્રુ દેવલોક, તેની એ દશા જોઇને બહુ આનંદ પામશે.'[17] આવા વિચારથી તે મૌન ધારણ કરી મન્ત્રનો જપ કરતો પર્વતની પેરે દૃઢજ ઉભો હતો.[18] આ રીતે પરસ્પરને પકડવાની કામનાવાળા—રાક્ષસરાજ અને વાનરરાજ, પોતપોતાના વિચારમાં તલ્લીન હતા.[19] રાવણ ધીમાંધીમાં પગલાંથી વાલિની પાસે જવા લાગ્યો. વાલિ તો તેને પોતા પાસે આવી પહોંચવાની જ વાટ જોતો હતો. પછી ગણુસારાથી વાલિએ જ્યારે જાણ્યું કે, રાવણ પકડી લેવાય તેટલો પાસે આવ્યો છે, એટલે ગરુડ જેમ સર્પને ઝાલી લે, તેમ વાલિએ રાવણને એકદમ ઝાલી લીધો,[20] અને તેને પકડવાની ઇચ્છાવાળા તે રાક્ષસેશ્વરને પકડીને બગલમાં ખૂબ દબાવી તરત જ તે આકાશમાં ઉડ્યો.[21]

રાજા રાવણ વાલિની બગલમાં સપડાયો ત્યારે તે તેને વલુરાં ભરવા મંડી પડ્યો. પણ વાલિ ડર્યો નહિ. તે તો જેમ વાયુ, મેઘને ઘસડી જાય છે, તેમ ઉડ્યો જ જતો હતો.[22] વાલિ, રાવણને લઇને ઉડ્યો, ત્યારે રાવણના પ્રધાનો પોતાના પ્રભુને છોડાવવાની ઇચ્છાથી ચીસો પાડતા પાડતા વાલિની પછવાડે પડ્યા—તે પ્રધાનો જાણે સૂર્યની પાછળ મેઘ પડ્યો હોય તેમ શોભતા હતા.[23-24] પણ આ વાલિના વેગને પહોંચી શક્યા નહિ. તેઓ પાછળ પડી ગયા. થાક લાગવાથી રાવણના પ્રધાનો માર્ગમાં જ અટકી પડ્યા.[25] વાલિના વેગથી મોટા પર્વતો પણ બાજુએ ખસી જતા હતા, તો પછી પ્રાણીનાં તો ગજાં જ શાં?[26]

મહાવેગવાન્ વાનરાધિપ વાલિએ, પક્ષીઓ પણ ન જઇ શકે તેવા વેગથી એક પછી એક એમ ચારે સમુદ્રોપર જઈ સંધ્યાવંદન કર્યાં.[27] આકાશચારીમાં શ્રેષ્ઠ વાલિ, દેવગણથી પૂજાતો, રાવણને લઇને પશ્ચિમ સમુદ્રપર આવ્યો.[28] ત્યાં આગળ જપ સંધ્યાદિ કરીને રાવણને બગલમાં એમને એમ લટકતો રાખીને તે કપિવર વાલિ, વાયુના વેગે રાવણને વહન કરતો કરતો, એક હજાર યોજન સૂધી મનના વેગે ઉત્તર સમુદ્રપર આવ્યો.[29-30] ત્યાં આગળ પણ સંધ્યોપાસન કર્યા પછી પુનઃ બળવાન્ વાલિ, રાવણને બગલમાં લબડતો રાખીને જ પૂર્વ મહાસાગર તરફ ગયો.[31] ત્યાં આગળ પણ સંધ્યોપાસન કરી રહ્યા પછી વાનરેશ્વર ઇંદ્રપુત્ર વાલિ, રાવણને લઇને પોતાની રાજધાની કિષ્કિંધા નગરીમાં આવ્યો.[32] આવી રીતે રાવણને હાલહવાલ કરતો વાલિ ચારે સમુદ્રમાં સંધ્યા કરીને શ્રમિત થઈ ગયેલો હોવાથી કિષ્કિંધાની પાસે આવીને, એક ઉપવનમાં ઉતર્યો.[33]

તે ઉત્તમ વાનરે લંકાના રાજા રાવણને પોતાની બગલમાંથી નીચે મૂક્યો અને તેની સામા જોઇને ખડખડાટ હસી પડીને પૂછ્યું કે, 'અલ્યા ભાઈ! તું વળી અહિં ક્યાંથી આવ્યો?'[34] રાવણ શ્રમથી વ્યાકુળ થયેલો હતો, વાલિની બગલમાં દબાયાથી ગુંગળાઈ ગયો હતો, અને વાલિના બળથી વિસ્મિત થયો હતો, છતાં, બોલ્યો કે,[35] "હે મહેન્દ્ર જેવા વાનર! તું જાણે છે કે, હું રાક્ષસોનો રાજા રાવણ છું અને તારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી આવ્યો, પણ તેં મને પકડીને હરાવ્યો છે![36] ખરેખર તારું બળ, વીર્ય અને ગાંભીર્ય જોઇને હું ઘણો જ વિસ્મય થયો છું. તેં મને પશુની માફક બગલમાં દાબી રાખી, ચારે સમુદ્રો ઉપર ફેરવ્યો છે.[37] હે વીર! મારા જેવા પર્વત સમાન દેહવાળાને, બગલમાં ઘાલીને વાયુ વેગે, અંતરિક્ષમાં હજારો યોજન સૂધી વહન કરનાર, તારા જેવો બીજો કોણ છે? આ પૃથિવીપર તો હું કોઇને જોતો નથી.[38] હે વાનર! મન, વાયુ અને ગરુડ, એ ત્રણેની ગતિ તારામાં છે.[39] મેં તારું બળ અનુભવ્યું છે. માટે હે વાનરેશ્વર! તારી સાથે ઘણા કાળ સૂધી રહે એવી મૈત્રી જ, હું અગ્નિની સાક્ષીએ કરવા ધારું છું.[40] હે વાનર! આપણાં સ્ત્રીઓ, પુત્ર, નગર, દેશ, ભોગ, વસ્ત્ર અને ભોજન, એ વગેરે જે છે, તે અવિભક્ત આપણે બેયે પોતાનાં માનવાં અને કોઈ જાતનો ભેદ રાખવો નહિ."[41] પછી તે ઉપવનમાં અગ્નિ સળગાવી, તે

બન્નેએ મૈત્રી બાંધી અને એક બીજાનો હાથ ઝાલી હર્ષ પામતા પામતા તેઓ, જેમ બે સિંહ ગુફામાં પેસે, તેમ કિષ્કિંધામાં ગયા.[૪૨-૪૩] ત્યાં રાવણ, વાલિના ભાઈ સુગ્રીવની માફક એક માસ સુધી રહ્યો. પછી ત્રણે લોકને ઉજ્જડ કરવાની ઈચ્છાવાળા તેના પ્રધાનો આવીને તેને લંકામાં તેડી ગયા.[૪૪] હે પ્રભો! હે રાઘવ! પૂર્વે એ રીતે વાલિએ રાવણને નરમ પાડ્યો હતો અને અગ્નિની સાક્ષીએ સખ્ય કર્યું હતું.[૪૫] હે રામ! વાલિનું બળ અનુપમ હતું, પણ એવા બળવાન્ વાલિને પણ, આપે અગ્નિ જેમ પતંગીઆને બાળી નાંખે, તેમ બાળી નાંખ્યો હતો.[૪૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચોત્રીશમો સર્ગ સંપૂર્ણ**



# હનૂમાન્ ચરિત્ર

## સર્ગ ૩૫ મો

### હનૂમાનની ઉત્પત્તિ અને પરાક્રમ

પછી રામે, ઘણાજ વિનયથી, બે હાથ જોડીને મહાત્મા અગસ્ત્ય મુનિને નીચે પ્રમાણે પૂછવા માંડ્યું:[૧] "હે મુનિ! તમે રાવણ અને વાલિના બળનું વર્ણન કર્યું, તે ખરેખર તુલના થઈ શકે તેવું નથી જ; પરંતુ હે ઋષિ! તે બંનેનું બળ, આ હનૂમાનની બરાબર નથી, એમ હું માનું છું.[૨] તેઓના કરતાં હનૂમાનમાં માત્ર બળ જ વધારે છે એમ નથી, પણ શૌર્ય, દક્ષતા, બળ, ધૈર્ય, કાર્યાકાર્યનિર્ણય, રાજનીતિ, પરાક્રમ અને પ્રભાવ વગેરે સર્વ ગુણો પણ વિશેષ છે.[૩] જ્યારે સમુદ્રને જોઈને આ વાનરસેના શિથિલ થઈ ગઈ હતી, ત્યારે હનૂમાને જ તેમને ઉત્તેજન આપ્યું હતું અને પોતે સો યોજન કુદ્યો હતો.[૪] લંકામાં પ્રવેશ કરીને હનૂમાને, રાવણનું અંતઃપુર જોયું હતું, સીતાદેવીની શોધ કહાડી હતી અને તેની સાથે વાતચિત કરીને તેને આશ્વાસન આપ્યું હતું.[૫] વળી જ્યારે રાવણની સાથે યુદ્ધ થયું ત્યારે જેઓ રાવણની સેનાના સુભટો હતા તેમને, મંત્રીપુત્રોને, રાવણના સેવકોને અને રાવણના પુત્રોને પણ એકલા હનૂમાને જ હણ્યા હતા અને બ્રહ્માસ્ત્રના બંધનમાંથી છૂટીને તેણે રાવણની સાથે વાદ કર્યો હતો. એ હનૂમાને પ્રલયકાળના અગ્નિની માફક લંકાપુરીને સળગાવી દીધી હતી અને એ હનૂમાને જે પરાક્રમ સંગ્રામમાં કરેલાં છે, તેવાં યમે, ઇંદ્રે, વિષ્ણુએ કે કુબેરે કર્યાં હોય, તેમ સાંભળવામાં આવ્યું નથી.[૬-૮] એ વાનરના બાહુબળવડે જ મને લંકા, સીતા, લક્ષ્મણ, વિજય, રાજ્ય, મિત્રો અને બંધુજન પ્રાપ્ત થયાં છે.[૯] હે મુનિ! વાનરરાજનો મિત્ર આ હનૂમાન્ જો ન હોત તો, લંકામાં બંદી કરીને રાખેલી સીતાની ખબર લાવવાને કોણ શક્તિમાન્ હતું?[૧૦] આટઆટલું બળ છતાં પણ, હે મુનિ! મને આશ્ચર્ય તો એ લાગે છે કે, સુગ્રીવને વાલિ સાથે વૈર થયું, અને હનૂમાન્ ટગર ટગર જોઈ રહ્યો. તેણે વૃક્ષની પેઠે વાલિને કેમ પરાજિત ન કર્યો?[૧૧] હું તો એમ જ ધારું છું કે, હનૂમાનને તે વેળાએ પોતાના બળની ખબર નહિ હોય અને તેથી જ તેણે પોતાના મિત્ર સુગ્રીવનું દુઃખ જોયા કર્યું હશે.[૧૨] હે મહામુનિ! હે દેવપૂજિત! આપ હવે મને આ હનૂમાનનું ચરિત્ર વિસ્તારથી, તમે જાણતા હો તો કહો."[૧૩]

રામનાં વચન સાંભળ્યા પછી, મહામુનિ અગસ્ત્ય, હનૂમાનની સમક્ષ જ તેનો વૃત્તાંત કહેવા લાગ્યા.[૧૪] 'હે રઘુવર! તમે આ હનૂમાનને માટે જે જે કહો છો, તે તે સત્ય જ છે; કારણ કે ગતિમાં અને મતિમાં હનૂમાનની તુલના કરે, એવો બીજો કોઈ ત્રિભુવનમાં નથી.[૧૫] પરંતુ, પૂર્વે જેમનાં વચન અન્યથા ન જાય એવા ઋષિઓએ એને શાપ દીધેલો હતો, તેથી તે પોતાના બળને માટે અજ્ઞાત હતો. તેને મુનિશાપ હતો કે, 'હે શત્રુમર્દન! તું બળવાન્ છતાં પોતાના બળને જાણીશ નહિ.'[૧૬] હે રામ! હનૂમાને બાલ્યાવસ્થામાં જે જે કર્મ કરેલાં છે, તે વર્ણવી શકાય તેવાં નથી.[૧૭] હે રાઘવ! પણ તમને તે સાંભળવાની ઇચ્છા છે તો બુદ્ધિને સ્થિર કરીને સાંભળો.[૧૮] સૂર્યના વરદાનથી સુવર્ણના બનેલા સુમેરુ નામે પર્વત ઉપર, કેસરી નામે એક વાનર, રાજ્ય કરતો હતો.[૧૯] એ કેસરી વાનરને જગવિખ્યાત અને અત્યંત પ્રિય અંજની નામે સુંદરાંગી સ્ત્રી હતી. (એક પ્રસંગે અંજની વિહાર કરતી કરતી પર્વતના એક વિભાગપર આવી પહોંચી. તેનું રૂપસૌંદર્ય જોઇને વાયુને કામ વ્યાપ્યો ને તેણે પોતાનું વીર્ય અંજનીના કર્ણદ્વારાએ મૂક્યું.) એ અંજની અને વાયુથી આ હનૂમાનનો જન્મ થયો છે.[૨૦] શાલીના અગ્ર જેવા તેજસ્વી હનૂમાનને જન્મ આપ્યા પછી, તરત અંજની ફળ લેવાને માટે ગહન વનમાં ચાલી ગઈ હતી.[૨૧] માતાના વિયોગથી અને ક્ષુધાથી પીડાયલા હનૂમાને તે વેળાએ–સરકટના વનમાં જેમ

કાર્તિકેય રહતા હતા તેમ રડવા માંડ્યું.[22] એટલામાં જપા પુષ્પના રાશિ જેવા ઉદય પામતા પ્રભાત સૂર્યને હનૂમાને જોયો. તેણે જાણ્યું કે તે કોઈ જાતનું ફળ છે, લાવ લેઉં, ખાઉં. પછી તે સૂર્યફળ લેવાના લોભથી સૂર્યની સામે આ હનૂમાન્ કુદ્યો.[23] ઉદય પામતા સૂર્યની સામે જ બીજો બાળ સૂર્ય હોય તેવો હનૂમાન્ આકાશમાં ગયો અને કુદવા લાગ્યો.[24] બાળક છતાં જ્યારે તેણે આકાશમાં કુદવા માંડ્યું, ત્યારે દેવ, દાનવ અને યક્ષો બહુ આશ્ચર્ય પામ્યા.[25] વાયુનો પુત્ર જેવી આકાશમાં છલંગ મારતો ગતિ કરતો હતો તેવી તો વાયુ, ગરુડ કે મન પણ ગતિ કરવાને સમર્થ નથી.[26] ત્યારે દેવોએ વિચાર કર્યો કે, આ હનૂમાન્, આજે બાળક છતાં આકાશમાં આટલી બધી ગતિથી કુદે છે, તો એ જ્યારે યુવાવસ્થામાં આવશે, ત્યારે તો કોણ જાણે શું એ કરશે? અને કોણ જાણે કેવો એ વેગ ધારણ કરશે?[27] જે વેળાએ પોતાનો પુત્ર સૂર્યને પકડવાને માટે આકાશ માર્ગે, સૂર્યની સામે જતો હતો ત્યારે તેના તાપથી તે બળી જશે, એવા ભયથી વાયુ, હિમ જેવો થંડો થઈ તેની પાછળ દોડતો હતો.[28]

એ પ્રમાણે અનેક યોજન સૂધી આકાશમાર્ગે ગતિ કરી, વાયુપુત્ર પોતાના પિતાના બળથી અને આલયથી, ઠેઠ સૂર્યની પાસે જઈ પહોંચ્યો.[29] સૂર્યનારાયણે પણ, તેને બાળક જાણી તથા તેને હાથે ભવિષ્યમાં અદ્ભુત કર્મ થવાનાં છે એમ જાણીને, તેને દઝાડ્યો નહિ;[30] પણ એ સમે એક અદ્ભુત સંજોગ થયો. જે વેળા વાયુપુત્ર સૂર્યને ગ્રહણ કરવા જતો હતો, તે દિવસે સૂર્યગ્રહણ હતું અને રાહુ પણ તેને ગ્રહણ કરવાને માટે જતો હતો.[31] પરન્તુ સૂર્ય અને ચંદ્રને ત્રાસ આપનાર એ રાહુ હનૂમાનની હડફેટમાં આવવાથી ત્રાસ પામીને દૂર નાસી ગયો.[32] પછી સિંહિકાપુત્ર રાહુ ક્રોધે ભરાઈને, ઇન્દ્રની પાસે ગયો અને દેવગણથી વિંટાયલા ઇંદ્રને ભ્રુકુટિ ચડાવીને કહેવા લાગ્યો કે[33] "હે ઇન્દ્ર! તમે મને ચંદ્ર અને સૂર્ય–ભોજનરૂપે પરાપૂર્વથી આપ્યા છે, તો હવે તે બીજાને શા માટે આપો છો?[34] આજ પર્વને દિવસે હું સૂર્યને ખાવા જતો હતો ત્યારે કોઈ બીજા રાહુએ આવીને તેને ગ્રહણ કર્યો એ (શો બનાવ?)"[35] રાહુનાં વચન સાંભળીને, સુવર્ણની માળા ધારણ કરનાર ઇન્દ્ર, પોતાના આસન ઉપરથી ઉભો થયો અને કૈલાસપર્વત જેવા ધોળા, ચાર દંતુશવાળા, મદ ઝરતા અને સુવર્ણ ઘંટાઓથી અટ્ટહાસ કરતા પોતાના ઉત્તમ હસ્તી ઉપર આરૂઢ થયો. રાહુ આગળ ચાલ્યો, અને ઇન્દ્ર હાથીપર બેસીને પાછળ પાછળ જતો હતો. બંનો જણ–રાહુ ને ઇન્દ્ર, જ્યાં હનૂમાન્ સહિત સૂર્ય હતો ત્યાં ગયા.[36–38] રાહુને તાલાવેલી લાગી હતી તેથી તે ઇન્દ્રને પાછળ જ મૂકીને સૂર્યની પાસે ગયો. પણ તેને પર્વતના શિખરની પેઠે આવતો હનૂમાને જોયો, એટલે એ સિંહિકાપુત્રને જ ફળ ધારી, સૂર્યને મૂકી દઈ તેને પકડવાને માટે કુદ્યો.[39–40] હે રામ! સૂર્યને છોડી પોતાને પકડવા માટે આવતા હનૂમાનને જોઇને, મુખશેષ રાહુ, અવળે મુખે નાસવા લાગ્યો.[41] અને પોતાના રક્ષણને માટે ઇન્દ્રની સ્તુતિ પણ કરવા માંડી. વળી વારંવાર–'હે ઇન્દ્ર! હે ઇન્દ્ર! મારું રક્ષણ કર'– એમ બુમો પાડવા લાગ્યો.[42] ઇન્દ્રે તેને ભયભીત થયેલો જોઈ, 'ઓ રાહુ! તું ભય છાંડ, ભય છાંડ, હું એનો નાશ કરું છું,' એમ કહીને ધૈર્ય આપ્યું;[43] પણ એટલામાં તો વાયુપુત્ર હનૂમાન્ હસ્તીઓના રાજા ઐરાવતને જોઈ, આ વળી કોઈ બીજું મોટું ફળ આવ્યું છે એમ ધારી, તેને લેવાને દોડ્યો;[44] અને ઐરાવતને ગ્રહણ કરવાની ઇચ્છાથી, સામે આવતા હનૂમાનનો પ્રકાશ જોઈને, ઇન્દ્રને પણ કિંચિત્ ભય ઉત્પન્ન થયો.[45] પછી, શચીપતિ ઇન્દ્રે, જરા ક્રોધે ભરાઈ, હાથના અગ્રવડે તેને વજ્રનો પ્રહાર કર્યો;[46] અને તે વજ્રપ્રહારથી, હનૂમાન્ એક પર્વતના ઉપર ફડાક દેતો કે પડ્યો અને તેથી તેની હડપચી ભાંગી ગઈ.[47]

વજ્રપ્રહારથી પોતાના બાળકને નીચે પડેલો જોઇને, ઇન્દ્રના ઉપર વાયુરાજ ક્રોધે ભરાયો અને તેણે પ્રજામાત્રનું અહિત કરવાનો વિચાર કર્યો.[48] સર્વની પ્રવૃત્તિ અને નિવૃત્તિના કર્ત્તા તથા દેહમાત્રમાં વ્યાપી રહેલા વાયુદેવે, પોતાના પુત્રને ત્યાંથી ઉપાડી લીધો અને તે પ્રાણીઓને હિતાવહ એવા પોતાના પ્રચારને લઇને એક ગુફામાં ભરાઈ ગયો.[49] પછી ઇન્દ્ર જેમ મેઘ બંધ કરે, તેમ વાયુએ પણ મળમૂત્રાદિ સ્થાન બંધ કરીને પ્રાણીમાત્રને ગભરાવી મૂક્યાં.[50] વાયુના કોપથી પ્રાણી માત્રના શ્વાસોચ્છ્વાસ બંધ થયા. સર્વના સંધિબંધ સજ્જડ થઈ ગયા. પ્રાણીઓ કાષ્ઠનાં પુતળાં જેવાં થઈ રહ્યાં.[51] વાયુના કોપે ત્રણે લોકમાંથી સ્વાધ્યાય, વષટ્કાર, ક્રિયાઓ અને ધર્મ, એ સર્વનો લોપ થયો અને ત્રણે લોક જાણે નરકમાં પડ્યું હોય તેમ ગભરાઈ ગયું.[52]

આવા પ્રસંગથી દેવ, અસુર અને મનુષ્ય, એમ સર્વે પ્રજા દુઃખી થઈ ગઈ. તે સર્વે સુખની ઇચ્છાથી પિતામહ પ્રજાપતિ પાસે ગયા.[૫૩] સૌનાં પેટ મોટાં દેડકા જેવાં ફૂલી ગયાં. તેથી જાણે મહોદર રોગી હોય તેવા સૌ દેખાતા હતા. પછી દેવોએ, હાથ જોડીને પ્રજાપતિને કહ્યું કે,–"હે નાથ! રક્ષણ કરો, રક્ષણ કરો. રે! રે! તમે ચાર પ્રકારની પ્રજા સરજીને વાયુને અમારા આયુષ્યનો સ્વામી સ્થાપિત કર્યો છે; પણ હે મહાશય! એ વાયુ ભાઈ આજે રુસણાં લઈ બેઠા છે ને જેમ સ્ત્રીઓને અંતઃપુરમાં ઘાલીને કોઈ પીડે, તેમ અમને વાયુનું રોધન કરીને તે પીડા આપે છે. વાયુથી હણાયલા અમે તમારે શરણે આવ્યા છીએ,[૫૪–૫૬] અને હે નાથ! તમે વાયુરોધનથી ઉત્પન્ન થયેલું અમારું આ દુઃખ નાશ કરવાને શક્તિમાન્ છો. રક્ષણ કરો, રક્ષણ કરો." પ્રજાની આવી પ્રાર્થના સાંભળીને, બ્રહ્મદેવ બોલ્યા "અરે! એમ થવાનું કંઈ કારણ છે કે?" ત્યારે દેવોએ–જે કારણથી વાયુ કોપ્યો હતો, તે સર્વ બ્રહ્મદેવને ઇત્થંભૂત કહી સંભળાવ્યું.[૫૭–૫૮] પછી બ્રહ્માએ કહ્યું કે–"હે પ્રજાઓ! દેવના ઈશ્વર ઇન્દ્રે, રાહુના વચનથી વાયુના પુત્રને હણ્યો છે અને તેથી તે કોપાયમાન થયો, તેમાં કોઈ શું કરે? તમે જ્યારે હાથે જ દુઃખ હોર્યું છે તો હવે દોષ કોને દો છો? એ વાયુ, શરીરરહિત છે, તેથી તે સર્વના શરીરમાં રહીને દેહીઓને પાળે છે.[૫૯–૬૦] વાયુ એ જ સુખ છે, વાયુ એ જ પ્રાણ છે અને વાયુ એ જ જગત્ છે; અને જ્યારે વાયુ જગતનો ત્યાગ કરે છે ત્યારે કોઈ સુખ પામતું નથી. જગતના આયુષ્યરૂપ વાયુએ જો કે આજે જ જગતનો ત્યાગ કર્યો છે અને આજ જ જગત્ કાષ્ઠવત્ અને સ્થિરવત્ થઈ ગયું છે, તો આપણે તેને મનાવવો જોઇએ. હવે તો આપણે સર્વે જ્યાં આગળ વાયુ રહ્યો છે, ત્યાં જવું જોઇએ; અને જ્યારે અદિતિના પુત્ર એવા એ વાયુને ત્યાં જઈ પ્રસન્ન કરીશું, ત્યારે જ આજે મહા વિનાશ થાય છે, તેમાંથી બચીશું."[૬૧–૬૩] પછી બ્રહ્મા, દેવ, ગંધર્વ, ભુજંગ, ગુહ્યક વગેરે સર્વે પ્રજાઓ જ્યાં આગળ ઇન્દ્રે હણેલા પોતાના પુત્રને લઈ વાયુ ભાઈ ભરાઈ બેઠા હતા, ત્યાં આવી, સૂર્ય, અગ્નિ કે સુવર્ણ જેવો પુત્ર જેના ખોળામાં પડેલો હતો તેવા વાયુને જોઇને, દેવ, ગંધર્વ, ઋષિ, યક્ષ અને રાક્ષસો સહિત બ્રહ્મદેવે તેના ઉપર પ્રેમ ભરી કૃપાદૃષ્ટિ કરી તેને મનાવ્યો.[૬૪–૬૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પાંત્રીશમો સર્ગ સંપૂર્ણ**



# સર્ગ ૩૬ મો

## વરદાન અને શાપ

પિતામહને પોતાની પાસે આવેલા જોઇને, પુત્રના વધથી ખેદ પામેલો વાયુ ઉભો થયો.[૧] તેણે મૌક્તિકહાર ને ચલાયમાન કુંડળ પહેર્યાં હતાં અને સુવર્ણનાં આભૂષણ ધારણ કરેલાં હતાં. પછી તેણે પિતામહની ત્રણ વાર પ્રદક્ષિણા કરી અને પગે પડ્યો.[૨] વેદજ્ઞ તથા આભરણોથી શોભતા બ્રહ્માએ, વાયુને પોતાના હાથવડે ઉભો કર્યો અને તેના પુત્રને પ્રેમથી પંપાળ્યો.[૩] બ્રહ્મદેવનો સ્પર્શ થતાં જ જળથી સિંચેલા છોડની માફક, હનૂમાન્ પુનઃ જીવિત પામ્યો.[૪] પોતાના પુત્રને જીવતો થયેલો જોઇને, પ્રસન્ન થયેલો ગંધવાહ વાયુ, કે જેણે પ્રાણવાયુનો રોધ કર્યો હતો, તે પુનરપિ સર્વભૂતમાં પૂર્વની પેઠેજ વહન થવા લાગ્યો.[૫] વાયુના રોધથી મુક્ત થયેલી સર્વે પ્રજા જેમ શીતળ પવનથી મુક્ત થયેલી કમલિની શોભે તેમ શોભવા અને આનંદ પામવા લાગી.[૬] પછી યશ અને વીર્ય, ઐશ્વર્ય અને લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય, એ ત્રણ–સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણવાળા–વિષ્ણુ, બ્રહ્મા અને મહેશ્વર, અને એ ત્રણમાં પણ પ્રધાન, ત્રણે લોકમાં જેનું સ્થાન છે એવા તથા દેવવંદિત બ્રહ્માએ, વાયુનું મન પ્રસન્ન કરવા માટે ત્યાં આવેલા સર્વે દેવોને કહ્યું કે–[૭] "હે મહેન્દ્ર! હે વરુણ! ઓ અગ્નિ! હે મહેશ્વર! અને હે ધનેશ્વર! તમે સર્વે જાણો છો, તેમ છતાં પણ હું કહું તે તમે સાંભળો.[૮] આગળ જતાં આ બાળકને હાથે તમારે એક મોટું કામ કરાવવાનું છે, માટે તમે સર્વે આજ આ બાળકને ઇચ્છામાં આવે એવાં વરદાન આપી આપણા મિત્ર વાયુને પ્રસન્ન કરો."[૯]

પ્રથમ સહસ્રાક્ષ ઇન્દ્ર જ પ્રસન્ન થઇને આગળ આવ્યો. તેણે પોતાની સુવર્ણમાળા, હનૂમાનના કંઠમાં નાંખી અને કહ્યું કે,–[૧૦] "મારા હાથથી મારેલા વજ્રના પ્રહારથી તારી હડપચી ભાંગી ગઈ છે, તેથી હે વાનરોમાં વાઘરૂપ અને મહાબળવાન્, તું હનૂમાન્ એવા નામથી પૂજાશે;[૧૧] અને આજથી આ બાળક મારા વજ્રથી પણ વિંધાશે નહિ, એવું હું પ્રસન્ન થઇને એને વરદાન આપું છું."[૧૨] પછી અંધકારનાશક સૂર્યનારાયણ કહેવા લાગ્યા કે,–"હું આ હનૂમાનને મારા તેજની સોમી કળા આપું છું,[૧૩] અને જ્યારે એ મોટો થશે ત્યારે હું એને સર્વે શાસ્ત્રોનો પણ અભ્યાસ કરા-

વીશ, જેથી કરીને આ બાળક, વાણીમાં પરમ કુશળ થશે."[૧૪] પછી વરુણે પ્રસન્ન થઇને કહ્યું કે-"આ બાળકનું મારા જળમાં દશ લક્ષ વર્ષ સૂધી રહેતાં પણ મૃત્યુ થશે નહિ-અને પાણીમાં દશ લાખ વર્ષ સૂધી બુડાડી મૂકયો હોય, તો પણ મરણ પામશે નહિ."[૧૫] પછી યમરાજાએ વરદાન આપ્યું કે-"આ બાળક મારા દંડથી અવધ્ય થશે; અને એને કોઈ દિવસ કોઈ જાતનો રોગ પીડશે નહિ." પછી એક નેત્ર જેનું પીળું છે એવા ધનપતિ કુબેરે વરદાન આપ્યું કે, "હું પ્રસન્ન થઇને આ બાળકને વરદાન આપું છું કે, તે કોઈ વાર પણ સંગ્રામમાં ખેદ પામશે નહિ અને આ મારી ગદાથી પણ એનું મૃત્યુ થશે નહિ."[૧૬-૧૭] પછી શંકરે વરદાન આપ્યું કે-"આ બાળક મારાથી અને મારાં અસ્ત્રશસ્ત્રથી મરશે નહિ."[૧૮] વિશ્વકર્માએ વરદાન આપ્યું કે-"આ બાળક મેં જે જે દિવ્ય અસ્ત્ર શસ્ત્ર ઉત્પન્ન કરેલાં છે તેથી અવધ્ય થશે તથા ચિરંજીવી રહેશે."[૧૯] છેલ્લે દીર્ઘ આયુષ્યવાળા મહાત્મા બ્રહ્માએ કહ્યું કે-"આ બાળક સર્વે બ્રહ્માસ્ત્રોથી અવધ્ય થશે."[૨૦]

આમ સર્વ દેવે હનૂમાનને વરદાન આપ્યા પછી પ્રસન્ન થયેલા વેદજ્ઞ, જગતના ગુરુ અને ચાર મુખવાળા બ્રહ્માએ, પ્રસન્નમુખે વાયુને કહેવા માંડ્યું કે-[૨૧] "હે મારુતરાજ! તારો આ પુત્ર મારુતી, શત્રુને ત્રાસ ઉપજાવનાર અને મિત્રને આનંદ ઉપજાવનાર, મહાત્મા, બળવાન્ તથા વિજયી જ થશે.[૨૨] વળી આ પુત્ર ઇચ્છામાં આવે તેવું રૂપ ધરી શકશે, મનના વેગ પેરે ગમે ત્યાં ગમન કરી શકશે અને ગમે ત્યાં સંચાર કરનારો થશે. વળી હે મારુત! એ પુત્ર કુદનારાઓમાં સર્વથી અતિ ઉત્તમ નિવડશે ને કોઇથી પણ અટકાવી ન શકાય એવી ગતિવાળો અને મહાકીર્તિમાન્ થશે.[૨૩] વળી આ બાળક, રાવણનો નાશ થાય એવાં અને રામનું હિત થાય એવાં કાર્ય કરશે અને સંગ્રામમાં રોમ ઉભાં થાય એવાં પરાક્રમનો કરનારો થશે."[૨૪] આવી રીતે વાયુને કહ્યા પછી દેવલોકો સહિત બ્રહ્મા સ્વર્ગમાં ચાલ્યા ગયા અને વાયુ પણ, પુત્રને લઇને અંજનીને ઘેર, પ્રસન્ન મનથી આવ્યો, તથા તેને જે જે વરદાનો મળ્યાં હતાં, તે અંજનીને કહીને ત્યાંથી પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.[૨૫-૨૬]

હે રામ! મેં કહ્યું તેમ વરદાન પામીને, બળવાળો થયેલો અને પોતામાં રહેલા વેગથી પૂર્ણ થયેલો હનૂમાન, સમુદ્ર જેવો મોટો થયો;[૨૭] એ વેગથી પૂર્ણ થયેલો હનૂમાન, નિર્ભયતાથી ઋષિઓના આશ્રમમાં ફરતાં તેઓને અનેક રીતે પીડા કરતો હતો.[૨૮] શાન્ત થઈ વસતા મુનિઓના શરવા, યજ્ઞપાત્ર વગેરે ભાંગી નાંખતો હતો અને અગ્નિહોત્રને વિખેરી નાંખતો હતો. કોઈ કોઈ સમયે તો વૃક્ષપર સુકવેલાં મુનિઓનાં વલ્કલ વસ્ત્રને પણ એ ફાડી નાંખતો હતો.[૨૯] આ મહાબળવાન્ કપિવર શ્રેષ્ઠ, આ રીતે અનેક પ્રકારે પીડા કરતો હતો, તોપણ બ્રહ્માએ તેને બ્રહ્માસ્ત્રથી અવધ્ય કરેલો છે એવું જાણતા મુનિઓ, તેનાં કાર્યને માત્ર સહજ ગણીને ચૂપ રહેતા હતા. આ અંજનીપુત્ર હનૂમાનને, વાયુ તથા કેસરીએ ઘણો વાર્યો, છતાં પણ આવી રીતે તે મુનિઓને દુઃખ દેતો અટકયો નહિ. છેવટ, હે રાઘવ! ભૃગુ અને અંગિરાના કુળમાં ઉત્પન્ન થયેલા મહર્ષિઓને તેના ઉપર બહુ ક્રોધ ઉત્પન્ન થયો. તેઓએ અતિશય કોપ આવવાથી હનૂમાનને શાપ દીધો કે-"હે વાનર! જે બળના આશ્રયથી મત્ત થઈ તું અમને પીડા કરે છે, તે જ બળને અમારા શાપે કરી ઘણા કાળ સૂધી તું મોહવશ થઈ વિસરી જઇશ અને જ્યારે કોઈ તારી કીર્તિનું કથન કરશે, ત્યારે જ તારું બળ વૃદ્ધિ પામશે."[૩૦-૩૪] પછી મંદ પડી ગયેલા બળવાળો આ વાનર, નરમ થઈ જઇને સર્વ આશ્રમોમાં ફરતો હતો.[૩૫]

આ સમયમાં કિષ્કિંધાનગરીમાં ઋક્ષરજસ નામે એક બળવાન્ વાનરરાજા રાજ્ય કરતો હતો. તે વાલિ અને સુગ્રીવનો પિતા હતો ને સૂર્યના જેવો તેજસ્વી હતો.[૩૬] ઘણા કાળ સૂધી રાજ્ય કર્યા પછી, એ ઋક્ષરજસ જ્યારે મરણ પામ્યો, ત્યારે મન્ત્ર કરવામાં કુશળ એવા તેના મન્ત્રીઓએ તે રાજ્યપર વાલિને બેસાડ્યો ને વાલિના સ્થાનમાં સુગ્રીવને યુવરાજપદે ઠરાવ્યો.[૩૭-૩૮] જેમ વાયુ અને અગ્નિને મૈત્રી હોય છે, તેમ જ હનૂમાનને અને સુગ્રીવને પણ બાળપણથી ભિન્નભાવ રહિત ઘણી ઘાડી મૈત્રી હતી.[૩૯] પણ હે રામ! જ્યારે વાલિ અને સુગ્રીવને વૈર થયું, ત્યારે હનૂમાન મુનિઓના શાપથી પોતાના બળથી અજ્ઞાત હતો અને તેથી કરીને જ તે તે વેળાએ શાન્ત રહ્યો હતો; અને વાલિએ ભમાવેલો સુગ્રીવ પણ હનૂમાનના બળથી અજ્ઞાત હતો.[૪૦-૪૧] હે રામ! ઋષિઓના શાપથી મારુતીનું બલસંબંધી જ્ઞાન જતું રહ્યું હતું અને તેથી જ કરીને હસ્તીએ વારણ કરેલા સિંહની માફક તે તે વેળાએ વાલિની સાથે યુદ્ધ કર્યા વગર બેસી રહ્યો હતો.[૪૨] હે રામ! પરાક્રમ, ઉત્સાહ, બુદ્ધિ, પ્રતાપ,

સુશીલતા, મધુરતા, નીતિ અને અનીતિનું જ્ઞાન, ગાંભીર્ય, ચાતુર્ય, ઉત્તમ વીર્ય અને ધૈર્ય આદિ ગુણો, શું કોઈમાં પણ હનૂમાન કરતાં વધારે છે? નથી જ.[૪૩] જ્યારે વાનરેન્દ્ર હનૂમાનને વ્યાકરણ શિખવાની ઇચ્છા થઈ ત્યારે એ અપ્રમેય હનૂમાન્ ઉદયગિરિથી અસ્તાચલ સૂધી સૂર્યની સામે મુખ રાખીને (પાછે પગે ચાલીને) ગયો અને તેની પાસેથી જ તે 'અષ્ટાધ્યાયી'* 'તાત્કાલીય સૂત્રવૃત્તિ,' 'વાર્તિક,' પતંજલિકૃત 'મહાભાષ્ય,' તથા વ્યાડિકૃત 'સંગ્રહ' નામે ગ્રંથો ભણ્યો છે.

હનૂમાન્ વળી બીજાં શાસ્ત્રો પણ ભણ્યો છે. વિદ્વત્તામાં તથા છંદઃ શાસ્ત્રમાં તો એ એક્કો જ છે.[૪૪–૪૫] આ હનૂમાન્ સર્વ વિદ્યાઓમાં અને તપ કરવામાં તો એ દેવના ગુરુ બૃહસ્પતિની પણ સ્પર્ધા કરે તેવો છે. હે રામ! પૃથિવીને બોળવાને માટે તત્પર થયેલો સમુદ્ર, પ્રલયકાળે ત્રણે લોકને દહન કરવાને માટે તત્પર થયેલો અગ્નિ અને લોકનો ક્ષય કરવાને તત્પર થયેલો યમ હોય તેવા આ હનૂમાનની સાથે યુદ્ધ કરવાને ઉભો રહે એવો કોણ છે?[૪૬] હે રામ! આ હનૂમાન્, સુગ્રીવ, મૈન્દ, દ્વિવિદ, નીલ, તાર, અંગદ, નલ, રંભ અને બીજા પણ મોટા બળવાળા ગજ, ગવાક્ષ, ગવય, સુદંષ્ટ્ર, મૈન્દ,† પ્રભોજ્ય, અતિમુખ, નલ વગેરે વાનરેન્દ્રો અને ઋક્ષો એ સર્વેને, દેવોએ તમારે માટે જ સરજ્યા છે.[૪૭–૪૮] હે રામ! હવે તમે મને જે જે પૂછ્યું, તે બધું કહ્યું અને હનૂમાનની બાલ્યાવસ્થાનું ચરિત પણ મેં તમને કહ્યું–બીજું કંઈ પૂછવું હોય તો પૂછો."[૪૯]

અગસ્ત્યનાં વચન સાંભળી, પછી રામ, લક્ષ્મણ, વાનરો અને રાક્ષસો, સૌ આશ્ચર્ય પામી ગયા.[૫૦] પુનઃ અગસ્ત્યે રામને કહ્યું કે–"હે રામ! તમે ઘણાં વૃત્તાન્તો મારી પાસેથી સાંભળ્યાં અને અમે જે તમને મળવાને માટે આવ્યા હતા તે તમને મળ્યા પણ ખરા, વાતોચિતો પણ કરવી હતી તે કરી; માટે હે રામ! હવે અમે સર્વે જઇશું!"[૫૧] ઉગ્ર તેજવાળા અગસ્ત્યનાં તે વચન સાંભળી હાથ જોડી પ્રણામ કરી રામે ગદ્ગદિત વાણીએ કહ્યું કે–[૫૨] "હે મુનિવરો! આજ તમારાં દર્શન થયાથી હું માનું છું કે, દેવતાઓ મારા ઉપર પ્રસન્ન થયા છે; અને મારા પિતૃઓ અને પિતામહો પણ સંતુષ્ટ થયા છે,[૫૩] પરન્તુ મને એક ઇચ્છા ઉત્પન્ન થઈ છે અને તે મારે આપને વિદિત કરવી છે. માટે મારાપર કૃપા કરી તમારે તેનો સ્વીકાર કરવો જોઇએ.[૫૪] હે મુનિ! વનવાસથી આવેલો હું, દેશ, રાજ્ય તથા પ્રજાને સુવ્યવસ્થામાં મૂકી ચૂક્યો છું, પણ હવે તમારા જેવા મહાત્માઓના પ્રભાવથી, હું યજ્ઞ કરવાની ઇચ્છા રાખું છું તો તે યજ્ઞમાં મારા ઉપર દયા રાખીને આપ નિરંતર સદસ્ય થશો.[૫૫–૫૬] હે મુનિ! જેનાં પાપ તપથી નાશ પામેલાં છે, તેવા તમે જો મારો અનુગ્રહ કરશો તો, તમારા આશ્રયે રહીને, હું, મારા પિતૃઓથી પણ અનુગ્રહિત થઇશ.[૫૭] હે મુનિ! હું જ્યારે યજ્ઞ કરું ત્યારે આપ સર્વેએ પધારવા કૃપા કરવી." પછી અગસ્ત્યાદિ ઋષિઓ, 'તારું ઇચ્છિત કરીશું,' એમ કહીને ત્યાંથી વિદાય થયા.[૫૮–૫૯]

ઋષિઓ ત્યાંથી પોતપોતાને સ્થાને ગયા પછી રામ યજ્ઞ કરવાનો વિચાર કરવા લાગ્યા. જ્યારે સૂર્યાસ્ત થયો ત્યારે સભા વિસર્જન કરી અને વાનરો તથા રાજાઓને તેમના સ્થાનમાં જવાની આજ્ઞા આપી,[૬૦] અને પુરુષોત્તમ એવા રામ, સાયંસંધ્યાનું ઉપાસન કરવા લાગ્યા. રાત પડી એટલે કોશલાધિપ પોતાના વિશ્રામભવનમાં ગયા.[૬૧]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં છત્રીસમો સર્ગ સંપૂર્ણ**

# રામરાજ્ય

## સર્ગ ૩૭ મો

### ઐશ્વર્ય !

જેણે આત્માને જાણેલો છે એવા કાકુત્સ્થને, જે દિવસે રાજ્યાભિષેક કર્યો, તે દિવસની રાત્રિ પૌરજને અત્યંત આનંદમાં નિર્ગમન કરી હતી.[૧] જ્યાં ત્યાં જયજયના શબ્દ થઈ રહ્યા હતા. રામ રાજા, તે જ દિવસની રાત્રિએ, ચૌદ વર્ષે, સુખશય્યાપર પોઢ્યા હતા. રાત્રિ પૂરી થતાં, મહારાજા રામને, જગાડવાને માટે બંદીજનો રાજમહેલમાં આવ્યા.[૨] એ બંદીજનો અને માગધો, કિન્નરના જેવા સુકંઠવાળા, ગાયન વિદ્યામાં ચતુરસુજાણ અને પરમ હર્ષ પામેલા હતા. તેઓએ અંતઃપુરની પાસે આવીને, રામને પ્રબોધતાં સ્તુતિ કરવા માંડી.[૩]

બંદીજન–"હે વીર! હે સૌમ્ય! હે કૌસલ્યાપ્રીતિવર્ધન! તમે હવે જાગ્રત થાઓ. હે નરાધિપ! જો તમે સુઈ રહેશો તો આખું જગત્ પણ સુઈ રહેશે.[૪]

* પાણિનિકૃત અષ્ટાધ્યાયી છે, કાત્યાયનકૃત વાર્તિક છે તથા તાત્કાલિક સૂત્રવૃત્તિનો કર્તા કોણ છે? તે જણાયું નથી. † બીજો.

તમારું પરાક્રમ વિષ્ણુના જેવું છે, તમારું રૂપ અશ્વિનીકુમારો જેવું છે અને તમારી બુદ્ધિ બૃહસ્પતિના જેવી તથા પ્રજાપાલનમાં તમે બ્રહ્મદેવના તુલ્ય છો.[૫] તમારી ક્ષમા, પૃથિવી સમાન છે, તમારું તેજ સૂર્યસમાન છે, તમારો વેગ, વાયુના જેવો અને તમારું ગાંભીર્ય, સાગરસમાન છે.[૬] સ્થાણુના જેવા તમે અડગ છો; ચંદ્રના જેવા સૌમ્ય છો તથા સુખકર છો. હે નરાધિપ! પૂર્વે પણ તમારા જેવા રાજા થયા નથી અને હવે થનાર પણ નથી.[૭] તમે દુર્ધર્ષ્ય છો, નિરંતર ધર્મ પાળી પ્રજાનું હિત કરનાર છો અને તેથી જ, હે પુરુષર્ષભ! તમારી સેવામાં લક્ષ્મી અને કીર્તિ હાજરાહજુર રહે છે.[૮] હે કાકુત્સ્થ! શ્રી અને ધર્મ એ બે તમારામાં વાસ કરીને રહેલાં છે, તે પણ તેથી જ." આ પ્રમાણે બંદીજનો વિવિધ રીતે સ્તુતિ કરતા હતા ત્યારે સૂત લોકો પણ નાના પ્રકારે રામની સ્તુતિ કરવા મંડી પડ્યા હતા. એ સ્તુતિઓ સાંભળીને, રામ, જેમ નારાયણ શેષશયનમાંથી ઉઠે છે, તેમ ધોળા આચ્છાદનવાળી શય્યામાંથી ઉઠીને બેઠા થયા.[૯–૧૧] અને તે જેવા શયનમાંથી ઉઠ્યા એટલે હજારો પુરુષો પવિત્ર જળનાં પાત્ર લઈ, નમ્ર થઈને સ્તુતિ કરતા તેમની સન્મુખ આવીને ઉભા રહ્યા.[૧૨] પછી રાજા રામે પ્રાતર્વ્યાપાર કરી, નાહિ ધોઈ, સંધ્યોપાસન કરીને અગ્નિહોત્ર કર્યો. પછી ઇક્ષ્વાકુવંશના રાજાઓએ સેવેલા દેવગૃહમાં ગયા અને ત્યાં દેવનું, પિતૃઓનું અને બ્રાહ્મણોનું યથાવિધિ પૂજન સન્માનપૂર્વક કરી, બીજા પુરુષોની સાથે, સભાભવનમાં આવીને વિરાજમાન થયા.[૧૩–૧૪]

સભાભવનમાં, પ્રદીપ્ત અગ્નિસમાન વસિષ્ઠાદિ પુરોહિતો, મંત્રીમંડળ, દેશદેશના મહાત્મા ક્ષત્રિય રાજાઓ અને શૂરવીર સામંત સુભટો બેઠેલા હતા. તેઓ સર્વે રાજા રામને આવતા જોઈ ઉભા થયા. સર્વનું વંદન સ્વીકારતા રાજા રામ રાજ્યાસનપર બેઠા અને જેમ ઇન્દ્રની પાસે દેવલોક બેસે છે, તેમ સામંતવર્ગ પણ બેઠો.[૧૫–૧૬] અને જેમ ત્રણ વેદ, યજ્ઞની ઉપાસના કરે તેમ ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન એ ત્રણ બંધુઓ પણ રાજા રામનું ઉપાસન કરતા હતા.[૧૭] વળી બીજા હર્ષ પામેલા અનેક સેવકો, નમન કરી, સભામાં આવીને એક પછી એક બેસતા હતા.[૧૮] તે પછી [illegible] પણ પણ, પોતાના ચાર મંત્રીઓ સાથે સભામાં આવીને બેઠો ને ગુહ્યકો જેમ કુબેરની ઉપાસના કરે, તેમ તે પણ રામની સેવામાં તત્પર હતો.[૨૦] તેમ વેદપારંગત, કુળવાન્ અને મહાવિચક્ષણ બીજા ડાહ્યા પુરુષો પણ રાજા રામને નમન કરી, સભામાં આવીને બેઠા.[૨૧] આ રીતે મનુષ્ય, વાનર, ઋષિઓ અને રાક્ષસોથી પરિવૃત રાજા રામ (ચંદ્ર જેમ નક્ષત્રમંડળ વચ્ચે શોભે તેમ) સભામાં શોભતા હતા[૨૨] અને જેમ દેવના ઈશ્વર ઇન્દ્રનું ઋષિઓ નિરંતર ઉપાસન કરે છે, તેમ ઇન્દ્ર કરતાં પણ અધિક શોભતા રાજા રામને, પુરાણ* જાણનારા મહાત્મા ઋષિઓ ધર્મયુક્ત અને મધુર કથાઓ કહેતા હતા.[૨૩–૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સાડત્રીશમો સર્ગ સંપૂર્ણ**

# ક્ષેપક સર્ગ

## સર્ગ ૧ લો

### વાલિ અને સુગ્રીવની ઉત્પત્તિ

મુનીશ્વર અગસ્ત્યે રાજા રામને રાવણાદિકનું ચરિત્ર વર્ણવી સંભળાવ્યું તે પ્રસંગે, આ કથાઓ સાંભળ્યા પછી, રાજા રામે અગસ્ત્ય મુનિને પૂછ્યું કે, "હે મુનિ! વાલિ અને સુગ્રીવનો પિતા ઋક્ષરજસ કોણ હતો? એ બે જણની માતા કોણ હતી? અને તે ક્યાં વસતા હતા? વળી તેમનાં વાલિ અને સુગ્રીવ એવાં નામ શાથી પડ્યાં?[૧–૨] હે બ્રહ્મન્! તમે ઘણા આશ્ચર્યકારક ઇતિહાસ કહો તો આ કથા પણ આપ મને કહો."

રાજા રામનાં વચન સાંભળીને, અગસ્ત્ય મુનિ બોલ્યા કે[૩]–"હે રામ! જે પ્રમાણે આ વૃત્તાન્ત બનેલો છે, તે જ

---

* અત્રે 'પુરાણ' શબ્દ ક્યાંથી પ્રવેશ થવા પામ્યો? પુરાણો તો મહર્ષિ વ્યાસવિરચિત જણાવવામાં આવ્યાં છે, ને રામાયણ, પુરાણ પહેલાં હજારો વર્ષપર રચાયું કહેવાય છે; તો જે કાળે 'પુરાણ'ની સંભવના નહિ, તો 'પુરાણ' જાણનારા ઋષિઓ ક્યાંથી? પણ અત્રે 'પુરાણ'નો અર્થ (old), જૂનું (ancient) માનવા યોગ્ય છે.

માલવિકાગ્નિમિત્ર નાટકમાં કાલિદાસ લખે છે કેઃ—

पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ॥

પુરાણું એટલું જ સારું એમ નથી અને નવું એટલું કાંઈ દોષવાળું એમ પણ નથી. આ સ્થળે કેટલાક યૂરોપી પંડિતો, અને રામાયણ અંગ્રેજ ટીકાકારો, વ્યાસવિરચિત પુરાણો જણાવે છે, તે સપ્રમાણ નથી.

પ્રમાણે સંક્ષેપમાં હું તમને કહું છું. આ કથા ભગવાન્ નારદ મુનિએ મને કહેલી છે. એકવાર ધર્મજ્ઞ નારદ મુનિ ફરતા ફરતા મારા આશ્રમમાં આવી પહોંચ્યા. મેં તેમનું વિધિપૂર્વક પૂજન કર્યું. પછી તે સુખાસનપર બેઠા ત્યારે ઘણા કૌતુકથી મેં તેમને આ કથા પૂછી હતી અને તેમણે જ મને તે કહી હતી.[૪-૬]

નારદે કહ્યું કે; પર્વતોમાં ઉત્તમ સુમેરુ નામે એક પર્વત છે. તે સુવર્ણના પર્વતનું મધ્ય શિખર–જેને સર્વ દેવો 'રમણીય' કહે છે, તે શિખર ઉપર સો યોજન વિસ્તારવાળી બ્રહ્માની દિવ્ય બ્રહ્મસભા છે. તે સભામાં પદ્મયોનિ બ્રહ્મા વસે છે.[૭-૮] એકવાર બ્રહ્માજી, સભામાં બેઠા બેઠા યોગાભ્યાસ કરતા હતા, તેવામાં એમના નેત્રમાંથી અશ્રુબિંદુ પડ્યું. અશ્રુબિંદુને પોતાના હાથમાં લઈ તેનો લલાટે સ્પર્શ કર્યા પછી તેને પૃથિવી ઉપર નાંખી દીધું. હે રામ ! તે બિંદુમાંથી એક વાનર ઉત્પન્ન થયો–જે વાનરોમાં શ્રેષ્ઠ હતો.[૯-૧૦] બ્રહ્માએ તે વાનરનું સારી રીતે આશ્વાસન કર્યું અને તેને કહ્યું કે,[૧૧] "હે વાનર ! તું આ મોટા અને વિસ્તીર્ણ પર્વત તરફ જો. આ પર્વત ઉપર દેવતાઓ નિરંતર વસે છે અને અનેક જાતનાં ફળ મૂળ પણ આમાં થાય છે, તે ખાઇને હે વાનર ! તું થોડોક સમય મારી પાસે રહીશ તો તારું શ્રેય થશે."[૧૨-૧૩] બ્રહ્માના કહેવાથી તે ઉત્તમ વાનરે, તેમનાં ચરણમાં મસ્તક મૂકી કહ્યું કે, "હે દેવના દેવ ! આપની આજ્ઞા પ્રમાણે જ હું સર્વદા વર્તીશ."[૧૪-૧૫] પછી તે કપિવર મનમાં હર્ષ પામી, વનમાં જઈ, પુષ્પ તથા ફળથી લચી જતી શાખા ઉપર કુદવા લાગ્યો અને બ્રહ્મવનનાં ફળ ખાવાથી, થોડા જ કાળમાં તે ઘણો બળવાન્ થયો. તે વાનર વનમાં ફરી ફરીને મધુર વાસવાળાં મિષ્ટ ફળ ખાતો હતો અને સંધ્યાકાળે બ્રહ્મદેવની પાસે આવતો હતો. હે રામ ! પણ તે જ્યારે સંધ્યાકાળે બ્રહ્માની પાસે આવતો ત્યારે સારાં સારાં મીઠાં ફળ તથા પુષ્પ લાવતો અને તે પિતામહના ચરણમાં અર્પણ કરતો હતો.

એ પ્રમાણે સુમેરુ પર્વતના વનમાં ફરતાં ફરતાં ઘણો કાળ વીતી ગયો.[૧૬-૧૯] એક સમયે તે કપિવર તૃષાથી પીડિત થઇને જળ પીવાની આશાથી મેરુના ઉત્તર શિખર ઉપર ગયો. ત્યાં નિર્મળ જળવાળું એક જળાશય–સરોવર દીઠું. તે નાનાં પ્રકારનાં પક્ષીનાં કલરવથી ગાજી રહ્યું હતું,[૨૦-૨૧] આનંદથી પોતાનું પુચ્છ ઉંચું કરીને, તે વાનર સરોવરના કિનારા ઉપર ઉભો રહ્યો એટલે જળમાં તેણે પોતાની પ્રતિમા જોઈ.[૨૨] જળમાં પડેલા પોતાના પ્રતિબિંબને જોઇને, તેને વિચાર આવ્યો કે, આ કોઈ મારો મોટો દુશ્મન હોય એમ લાગે છે; ને એ મારી અવગણના કરે છે ઇત્યાદિ વિચાર આવવાથી, તે દુષ્ટબુદ્ધિ વાનરે, જળમાં યાહોમ કુદકારો માર્યો–વાનર જાતના સ્વાભાવિક ચાપલ્યને અનુસરીને, હે રામ ! તે ઋક્ષરજસ વાનરે જળપૂર્ણ હ્રદમાં પડતું મૂક્યું.[૨૩-૨૫] પણ, હે રામ, ત્યાં એક આશ્ચર્ય થયું. જ્યારે તે વાનર જળમાંથી તરી સામે કિનારે બહાર નિકળ્યો ત્યારે તે સ્ત્રી થઈ ગયો.[૨૬] હે રાઘવ ! તે વાનર એક મનોહર, લાવણ્ય સૌંદર્યથી શોભતી, શુભાકૃતિ, વિશાળ જઘનવાળી, સુંદર ભ્રુકુટિવાળી, કૃષ્ણ કેશવાળી, ચારુ હાસ્યવાળી, માંસલ સ્તનતટવાળી અને સરખી સોહામણી,–સરખા સોટાવાળી, લતા સમાન–રૂપાળી સ્ત્રી થઈ ગયો હતો અને પોતાના રૂપથી તે સરોવરના કિનારાને શોભાવતો હતો.[૨૭-૨૮] તે સ્ત્રીના જેવી સ્ત્રી ત્રિભુવનમાં પણ નહોતી. તે સર્વના મનને મથન કરી નાંખે તેવી મોહક હતી. જાણે કમળ સહિત લક્ષ્મી કે નિર્મળ ચંદ્રની જ્યોત્સ્ના હોય તેવી તે જણાતી હતી,[૨૯] અને જાણે સ્વરૂપવાળાં લક્ષ્મી કે ઉમાદેવી હોય, તેવી તે સરોવરના તટ ઉપર ઉભી રહી, દશે દિશાઓને પ્રકાશિત કરતી હતી.[૩૦]

જે વેળાએ, સ્ત્રીપણાને પામેલો ઋક્ષરજસ વાનર, તે સુન્દર સરોવરના કિનારા ઉપર ઉભો હતો તે વેળાએ, દેવનો રાજા ઇન્દ્ર બ્રહ્માને વંદન કરીને ઇન્દ્રભવને પાછો જતો હતો અને સૂર્ય પણ ફરતો ફરતો તે જ સમયે ત્યાં આવી પહોંચ્યો હતો.[૩૧-૩૨] પેલી સુમધ્યમા સ્ત્રીને તે બેઉ દેવોએ એક જ વેળાએ દીઠી, અને તેને જોતાં વેંત જ બંનો કામવશ થઈ ગયા.[૩૩] તેનું અદ્ભુત રૂપ જોઇને બન્ને દેવોનું ધૈર્ય જતું રહ્યું, અને તે બન્ને સર્પની માફક ધ્રુજવા લાગ્યા.[૩૪] તત્ક્ષણે અત્યંત કામ વ્યાપવાથી ઇન્દ્રનું વીર્ય સ્ખલિત થયું–જે તે સ્ત્રીના માથા ઉપર પડ્યું. ઇન્દ્રના કામની તૃપ્તિ થઈને તે શાન્ત થયો, એટલે તે, તે સ્ત્રીને અડ્યા વગર ત્યાંથી ચાલ્યો ગયો. પણ ઇન્દ્રનું વીર્ય નિષ્ફળ જાય તેવું નહોતું, તેથી કરીને તે વાનરીએ તત્કાળે જ એક સુન્દર પુત્રનો જન્મ આપ્યો: અને ઇંદ્રનું વીર્ય તે સ્ત્રીના વાળમાં પડ્યું હતું તેથી તે પુત્રનું નામ વાલિ પડ્યું.

હવે કામવશ થયેલા સૂર્યનું વીર્ય તે સ્ત્રીની ગ્રીવા ઉપર પડ્યું, એટલે તે પણ તેનો સમાગમ કર્યા વગર પોતાનો કામ શાન્ત થવાથી ચાલ્યો ગયો. પણ તેનું વીર્ય પણ નિષ્ફળ ગયું નહિ. તે વીર્યથી તે વાનરીને બીજો પુત્ર ઉત્પન્ન થયો અને તે વીર્ય ગ્રીવાપર પડ્યું હતું, તેથી તેનો પુત્ર સુગ્રીવ એવા નામે પ્રસિદ્ધ થયો.[૩૫-૩૯] આ રીતે બે વાનરેન્દ્રો ઉત્પન્ન થયા હતા. પછી ઇંદ્ર તે વાનરેન્દ્ર વાલિને સુવર્ણની અક્ષમાળા આપી સ્વર્ગમાં ગયો અને સૂર્ય પણ પોતાના પુત્રને

માટે વ્યવસાયયુક્ત કાર્યમાં વાયુપુત્રની સહાયનું નિરૂપણ કરીને, આકાશમાં ગયો. હે રાજન્ ! એ દિવસે તો ઋક્ષરજસ એ રૂપમાં રહ્યો, પણ બીજે દિવસે જ્યારે પ્રભાત થયું, ત્યારે તે પુનરપિ પુરુષત્વને પામ્યો. તે વાનર થયો. પછી પીળાં નેત્રવાળા અને મહાબળવાન્ પોતાના બે પુત્રાને અમૃતના સમાન મધ પાઈ ઉછેરવા લાગ્યો.[૪૦-૪૪] અને તે બન્ને પુત્રાને લઇને બ્રહ્મા પાસે ગયો. લોકના પિતામહ બ્રહ્માએ, ઋક્ષરજસને પુત્રવાળો જોઈ, તેની ઘણીક રીતે આશ્વાસના કરી અને બ્રહ્મદેવે, પાર્ષદને બોલાવીને કહ્યું કે,[૪૫-૪૬] "હે પાર્ષદ ! મારાં વચનથી તું કિષ્કિંધા નામની સુન્દર નગરી છે ત્યાં જા. તે નગર આ વાનરને યોગ્ય છે.[૪૭] ત્યાં ઘણાં વાનરનાં યૂથ વસે છે; તે સમૃદ્ધિથી ભરપૂર છે અને ત્યાં કામરૂપ વાનરોનો વાસ છે.[૪૮] એ નગરમાં વેપારીએ પણ રહે છે, કોટકિલ્લા પણ છે અને તેમાં ચારે વર્ણના લોક પણ વસે છે. એ નગરી મારી આજ્ઞાથી વિશ્વકર્માએ જ નિર્માણ કરેલી છે, તે સર્વ પ્રકારે દિવ્ય અને રમણીય છે.[૪૯] હે દેવદૂત ! ત્યાં જઇને તું તે નગરના વાનરના સરદારોને તથા બીજા સર્વ લોકાને બોલાવી એક મોટી સભા ભરજે અને મારી આજ્ઞાથી આ ઋક્ષરજસને તેના રાજા સ્થાપી રાજપાટ ઉપર તેનો અભિષેક કરજે.[૫૦-૫૧] આ બુદ્ધિમાન્ ઋક્ષરજસ તેઓના ઉપર દૃષ્ટિમાત્ર કરશે, એટલે તે સઘળા એની આજ્ઞામાં વર્તશે."[૫૨]

બ્રહ્માની આજ્ઞા થયા પછી તે પાર્ષદ ઋક્ષરજસને લઇને કિષ્કિધા નગરીમાં ગયો.[૫૩] પવનવેગે કિષ્કિધામાં આવ્યા પછી, તે દેવદૂતે, બ્રહ્માની આજ્ઞાથી વાનરેશ્વર ઋક્ષરજસનો રાજગાદી ઉપર અભિષેક કર્યો.[૫૪] અભિષેક કરવાને માટે સ્નાન કરાવ્યું, વિધિ પ્રમાણે પૂજન કર્યું, પછી તેને માથે સુન્દર મુગટ ધારણ કરાવ્યો અને બીજાં આભૂષણ પણ પહેરાવ્યાં.[૫૫] પછી તે દેવદૂતે, સર્વે વાનરોને આજ્ઞા કરી કે, "સાતે દ્વીપમાં જ્યાં વાનરનો વાસ છે, તે સર્વે વાનરનો આ ઋક્ષરજસ રાજા છે."[૫૬] હે રામ! એ ઋક્ષરજસ વાનર વાલિ અને સુગ્રીવનો પિતા તથા માતા પણ છે અને તેની કથા આ પ્રમાણે છે. હે રામ! તમારું કલ્યાણ થાઓ.[૫૭] જે વિદ્વાન્ પુરુષ આ કથા બીજાને સંભળાવશે તથા જે સાંભળશે, તેના મનોરથ સિદ્ધ થશે.[૫૮] હે વિભો! આ સર્વે કથા મેં તમને વિસ્તારથી અને યથાર્થપણે કહી છે. પ્રથમ મેં તમને રાક્ષસોની અને પછી વાનરોની પણ ઉત્પત્તિ કહી છે.[૫૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨ જો

### સનત્કુમાર અને રાવણનો સંવાદ

આ દિવ્ય કથાઓ સાંભળીને પોતાના ભાઇઓ સહિત રાજા રામ અથાગ વિસ્મય પામ્યા.[૧] અગસ્ત્ય મુનિનાં આવાં દિવ્ય વચન સાંભળીને, રાજા રામ બોલ્યા કે, "હે મુનિ ! મેં તમારી કૃપાથી આ મહા પુણ્યવાળી કથા સાંભળી.[૨] હે મુનિશ્રેષ્ઠ ! હે દ્વિજ ! તમે વાલિ અને સુગ્રીવની ઉત્પત્તિની કથા કહી તે સાંભળીને હું પરમ આનંદ પામ્યો છું,[૩] હે બ્રહ્મર્ષે! બળિયાના બળિયા ઇન્દ્ર તથા સૂર્યના પુત્રો પણ બળવાન્ થાય, એમાં આશ્ચર્ય શું ?"[૪]

રામનાં એવાં વચન સાંભળી, પુનઃ અગસ્ત્ય મુનિ બોલ્યા કે, "હે રાઘવ ! એ જ પ્રમાણે પૂર્વે બન્યું હતું.[૫] હે રાજન્ ! હું તમને પૂર્વની એક બીજી કથા કહું તે સાંભળો. જે કથા હે રામ ! રાવણે શા કારણથી સીતાનું હરણ કર્યું હતું? તે જણાવે છે.[૬] હે રામ ! એક સમયે પ્રજાપતિના પુત્ર સનત્કુમારની પાસે રાક્ષસોનો રાજા રાવણ ગયો હતો. સૂર્યના જેવા મહાતેજસ્વી સનત્કુમાર જ્યાં બેઠેલા હતા ત્યાં જઈ, તેમની પાસે બેસીને હાથ જોડી, વિનયથી રાવણ કહેવા લાગ્યો કે—"હે ભગવન્ ! આ જગતમાં એવો તે કિયો દેવ છે કે, જેનો આશ્રય કરીને દેવ માત્ર સંગ્રામમાં શત્રુઓને જિતે છે ?[૭-૧૦] આ બ્રાહ્મણો નિરંતર કોનું પૂજન કરે છે? સાધુઓ તથા યોગીઓ કોનું ધ્યાન ધરે છે? હે તપોધન! તે સર્વ આપ મને કહો !"[૧૧] પછી મહાતપસ્વી અને ધ્યાન ધરીને બેઠેલા તે મુનિએ, રાવણનું મનોરહસ્ય જાણીને પ્રેમથી તેને કહ્યું કે, "હે પુત્ર ! સાંભળ.[૧૨] જે દેવ આ જગતને ઉત્પન્ન કરે છે, તેની ઉત્પત્તિને અમે જાણતા નથી; પણ દેવ અને બ્રાહ્મણો જેને પૂજે છે તે સનાતન દેવ તે બીજો કોઈ જ નહિ પણ વિષ્ણુ-નારાયણ છે.[૧૩] આખા જગતનો ઈશ્વર અને જેણે સ્થાવર જંગમ વિશ્વને સરજ્યું છે, તે બ્રહ્મા પણ એ સનાતન દેવની નાભિમાંથી ઉત્પન્ન થયેલા છે.[૧૪] એ સનાતન હરિનો આશ્રય કરીને જ દેવતાઓ યજ્ઞમાં વિધિપૂર્વક અમૃતપાન કરે છે; અને માનપુરઃસર એ નારાયણનું જ યજન કરે છે.[૧૫] યોગીઓ, પુરાણો*વડે, વેદોવડે અને પંચરાત્રોવડે એનું ધ્યાન ધરે છે તથા યજ્ઞોવડે એનું પૂજન કરે છે.[૧૬] એ સનાતન હરિ દૈત્ય, દાનવ, રાક્ષસ

---

* અત્રે પુનઃ પૂર્વનો સંશય ઉત્પન્ન થાય છે, તેનું કારણ એટલું જ આપણે સિદ્ધ કરી શકીશું કે, આ સર્ગ જ ક્ષેપક છે. ને એ સર્ગ રામાયણ રચાયા પછી અત્રે દાખલ થયો હશે, તેમ માનવામાં બાધ નડે તેમ નથી.

અને બીજા જે દેવલોકના શત્રુ છે તેઓને સંગ્રામમાં હણે છે અને તેનેજ સર્વે લોક નિરંતર પૂજે છે."[૧૭] તે મહર્ષિનાં આવાં વચન સાંભળીને રાક્ષસોનો રાજા રાવણ પુનઃ તેમને પ્રણામ કરીને પૂછવા લાગ્યો કે,[૧૮] "હે મુનિ! દૈત્ય, દાનવ અને રાક્ષસો જેઓ સંગ્રામમાં હણાય છે તેઓ અને તમે કહો છો તે હરિએ હણેલા બીજા સર્વ, કેવી ગતિને પામે છે?"[૧૯] મુનિ બોલ્યા–"હે રાવણ! દેવોએ હણેલા શત્રુઓ સ્વર્ગ પામે છે; અને વળી પાછા સ્વર્ગથી ભ્રષ્ટ થઈ પૃથિવી ઉપર જન્મે છે અને પૂર્વે મેળવેલાં કર્માનુસાર પૃથિવી ઉપર સુખદુઃખ પામે છે અને હર્ષ શોક અનુભવે છે.[૨૦–૨૧] હે રાજન્! સંગ્રામમાં જે જે શત્રુઓને એ જનાર્દન ભગવાન્ હણે છે, તે સઘળા તો એ ચક્રધારી ભગવાનના ધામનેજ પામે છે, માટે દેવનો ક્રોધ પણ વરદાન જેવો છે."[૨૨] આ પ્રમાણે સનત્કુમારે કહ્યું, ત્યારે રાક્ષસેશ્વર રાવણ પોતાના મનમાં અત્યંત આનંદ પામ્યો અને વિસ્મિત થયો; પણ વળી તે વિચાર કરવા લાગ્યો કે, "ત્યારે હવે હું હરિની સાથે સંગ્રામમાં કેવી રીતે જઈ શકું?"[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૩ જો

### રામની સાથે વૈર

આમ વિચાર કરતા, દુષ્ટાત્મા રાવણને તે મહર્ષિએ પુનઃ કહેવા માંડ્યું કે,[૧] "હે રાવણ! જેવી તારા મનમાં ઇચ્છા છે, તેવુંજ સંગ્રામ તને નારાયણની સાથે થશે. હે મહાબાહો! હમણાં તો તું સુખીઓ થા અને કેટલાક દિવસ નિરાંતે બેસ."[૨] મુનિનાં વચન સાંભળીને, રાવણે તેમને પૂછ્યું કે–"હે મુનિ! પ્રથમ તમે નારાયણનાં લક્ષણ કેવાં છે? તે મને સંપૂર્ણ રીતે જણાવો."[૩] રાક્ષસોના ઈશ્વર રાવણનું વચન સાંભળીને, મુનિએ પ્રત્યુત્તર આપ્યો કે–"હે રાક્ષસેશ્વર! એ સર્વ હું તને કહું છું, તે તું સાવધાન થઈ સાંભળ.[૪] તે દેવ સર્વે સ્થાનમાં વ્યાપી રહેલો છે, તે સૂક્ષ્મ, અવ્યય અને સનાતન છે, તે આ સચરાચર ત્રણે લોકમાં વ્યાપી રહેલો છે.[૫] વળી તે પૃથિવીમાં, આકાશમાં, સ્થાવરમાં, જંગમમાં, પર્વતોમાં, નદીઓમાં અને બીજી દરેક વસ્તુમાં વ્યાપી રહેલો છે.[૬] તે દેવ ઓંકાર, સત્ય અને ગાયત્રીરૂપ છે; પૃથિવીરૂપ છે અને અનંત છે.[૭] દિવસ, રાત, બન્ને સંધ્યા, સૂર્ય, યમ, સોમ, કાળ, વાયુ, અગ્નિ, બ્રહ્મા, રુદ્ર અને જળ એ સર્વમાં તે પોતે જ છે.[૮] આ રાવણ! આ બધાં તેનાં જ રૂપ છે. તે પ્રકાશે છે, શોભે છે અને બાળે છે. તે લોકોને સર્જે છે અને સંહારે છે. તે લોકને શાસન આપે છે અને તે જ દેવલોકમાં લીલા કરે છે. અંત રહિત લોકોનો નાથ વિષ્ણુ, એ જ પ્રાચીન છે અને તે જ જન્મમરણનો ભય ટાળનાર છે.[૯] હે દશાનન! બહુ કહેવામાં શું, પણ માત્ર એટલું જ કે–સચરાચર ત્રણે લોકમાં સર્વ ઠેકાણે તે વ્યાપી રહેલો છે.[૧૦] તે નીલકમલ સમાન શ્યામ છે, કમળતંતુના જેવું અરુણ વસ્ત્ર તે પહેરે છે, જેથી વર્ષાકાળમાં વિદ્યુદ્યુક્ત મેઘ જેવો શોભતો હોય તેવો શોભે છે.[૧૧] તે શ્રીમાન્ દેવ, મેઘોના જેવા શ્યામ શરીર અને કમળ સમાન નેત્રવાળો છે. તેની છાતી ઉપર શ્રીવત્સલાંચ્છન છે, તથા તેને શશાંકનું ચિહ્ન છે.[૧૨] જેમ મેઘમાં નિરંતર વિદ્યુતનો વાસ છે, તેમ એ દેવના શરીરમાં સર્વદા સંગ્રામરૂપી લક્ષ્મી વાસ કરીને રહે છે.[૧૩] એ સનાતન દેવનું દર્શન દેવોને, અસુરોને અને પન્નગોને દુર્લભ છે, પણ જેના ઉપર એ દેવ કરુણાળ છે, તે જ એનું દર્શન કરવાને ભાગ્યશાળી થાય છે.[૧૪] હે તાત! યજ્ઞોનાં ફળથી, એકઠાં કરેલાં તપથી, દાનથી કે પૂજનથી એ ભગવાનનાં દર્શન શક્ય નથી, પણ જે પુરુષો તેના ભક્ત છે, જેમના પ્રાણ એ ભગવાનમાં જ આરોપિત થયેલા છે, જેમનાં ચિત્ત નિરંતર એનામાં જ છે તથા એ ભગવાન જ જેમનું પરાયણ છે તથા જ્ઞાનવડે જેમનાં પાપ નાશ પામેલાં છે, તેઓ જ માત્ર એ ભગવાનનાં દર્શન કરવાને માટે યોગ્ય થાય છે.[૧૫–૧૬] આ સર્વપરથી જો તું એ ભગવાનનાં દર્શન કરવાની લાલસા રાખતો હો તો, હું કહું તે સાંભળ. જ્યારે સત્યયુગ વીતી જશે તથા ત્રેતાયુગનો આરંભ થશે ત્યારે તે ભગવાન્, દેવ અને મનુષ્યોના હિતને માટે રાજાનો દેહ ધારણ કરીને ઉત્પન્ન થશે.[૧૭–૧૮]

"હે રાવણ! એ વિષ્ણુ, ઇક્ષ્વાકુવંશના મહાપ્રતાપી રાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર તરીકે જન્મ ધરશે. તે રામ, મહાતેજસ્વી, બુદ્ધિમાન્, બળવાન્, પરાક્રમી અને મહાબાહુ થશે. તે પૂર્ણ સત્વવાળા અને પૃથિવી જેવી ક્ષમાવાળા થશે.[૧૯–૨૦] તે રામ સંગ્રામમાં શત્રુઓને સૂર્યની માફક દુષ્પ્રેક્ષ્ય થશે. સમર્થ નારાયણ, કાળે કરીને એ રીતે મનુષ્યદેહ ધારણ કરશે.[૨૧] તે ઉદાર ચરિત રામ, પોતાના પિતાની આજ્ઞાથી દંડક વનમાં જશે અને પોતાના ભાઈ સહિત વનમાં ફરશે.[૨૨] એ વિષ્ણુની પત્ની દેવી લક્ષ્મી પૃથિવીમાંથી ઉત્પન્ન થઇને રાજા જનકની પુત્રી થશે અને એ સીતા સર્વોત્તમ અને લોકમાં અપ્રતિમ થઈ, ચંદ્રને જેમ પ્રભા અનુસરે છે, તેમ છાયાની પેઠે રામને અનુ-

સરશે.[23-24] તે શીલવાન્, ગુણવાળી, સાધ્વી, ધૈર્યયુક્ત, અને સૂર્યકિરણની માફક તેજોમયી થશે.[25] હે રાવણ! અવિનાશી દેવના પ્રભાવ તથા અવતાર વિષે મેં તને આ રીતે વિસ્તારથી કહ્યું, તે તું ચિત્તમાં રાખજે."[26] હે રાઘવ! એ વચન સાંભળીને પ્રતાપી તથા મહાબળિયો તે રાક્ષસેશ્વર, પછી તે હરિ સાથે વિરોધ કરવાનો વિચાર કરવા લાગ્યો.[27] સનત્કુમારને મુખે સાંભળેલા વૃત્તાન્ત ઉપર વિચાર કરતો કરતો તે પુનઃ યુદ્ધેચ્છુ થઈ સર્વત્ર ફરવા લાગ્યો.[28]

આ કથા સાંભળીને રામનાં નેત્ર, વિસ્મયથી વિકાસ પામ્યાં અને મસ્તક હલાવતા તે પોતે પણ પરમ વિસ્મયમાં લીન થઈ ગયા.[29] રાજા રામે અગસ્ત્ય મુનિનાં વચન સાંભળી, હર્ષ પામી, વિસ્મયયુક્ત નેત્રવાળા થઈને, જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્ય મુનિને પુનઃ કહ્યું કે—"હે મુનિ! મને તમે પ્રાચીન કથાઓ કહો."[30]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૪ મો

### મુનિનો આશીર્વાદ*

પછી પુનઃ મહાતેજસ્વી અને મહાયશસ્વી અગસ્ત્યે પિતામહ જેમ ઇન્દ્રને કહે, તેમ હાથ જોડી રહેલા રામને કહેવા માંડ્યું.[1] તે મહાતેજસ્વી મુનિએ સત્ય પરાક્રમી રામને કહ્યું કે, "તમે સાંભળો." એમ કહીને બાકીની કથા કહેવા માંડી.[2] તે મહાબુદ્ધિશાળી મુનિએ જેવું વૃત્તાન્ત પોતે સાંભળ્યું હતું તથા બન્યું હતું, તે જ પ્રમાણે પ્રસન્ન મનથી રામને કહેવા માંડ્યું.[3] તે બોલ્યા કે, "હે રામ! હે મહાબાહો! દુરાત્મા રાવણે એટલા માટે જ જનકરાજાની પુત્રીનું હરણ કર્યું હતું.—( કે તમારે હાથે તેનું મરણ થાય, ને તે તમારા જ ધામને પામે. તેને જાણ હતી કે, તમે સાક્ષાત્ હરિ છો—છતાં જો જિતીશ તો યશ મળશે, ને મરીશ તો મહાધામને પામીશ).[4] હે પરાક્રમી! આ મોટા યશવાળી કથા ગિરિરાજ મેરુ ઉપર મને નારદે કહી હતી.[5] હે રાઘવ! નારદે મને, દેવ, ગંધર્વ, સિદ્ધ અને મહાત્મા મુનિઓની શેષ કથાઓ કહી હતી.[6] હે રાજેન્દ્ર! હે માનદ! અપાર મોટા તેજવાળા નારદે, હસતાં હસતાં જે મોટાં પાપનો નાશ કરનારી જે કથા કહી હતી, તે તમે સાંભળો.[7] હે મહાબાહો! હે રામ! જે કથા સાંભળીને દેવો સહિત ઋષિઓ હર્ષથી પ્રફુલ્લ નેત્રવાળા થઇને નારદને કહેવા લાગ્યા હતા કે—જે પુરુષ આ કથાને નિરંતર સંભળાવે તથા ભાવથી સાંભળે, તે પુરુષ પુત્રવાળો થઇને સ્વર્ગ લોકમાં પૂજાય છે.[8-9]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચોથો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫ મો

### રાવણનું શ્વેતદ્વીપમાં જવું

અગસ્ત્ય મુનિ બોલ્યા કે, "હે રામ! પછી બળવાન્ રાક્ષસોની સાથે ફરતો, વિજયાર્થી રાવણ, પાછો પૃથ્વી ઉપર ઘૂમવા લાગ્યો.[1] દૈત્ય, દાનવ અને રાક્ષસોમાં જે કોઇને તે બળવાન્ સાંભળતો હતો, તેને તે પોતાની સાથે યુદ્ધ કરવાને માટે બોલાવતો હતો, ને તેમને હરાવતો પણ હતો.[2] હે રામ! એ રીતે સર્વ પૃથ્વીમાં ફરતો રાવણ, એકવાર બ્રહ્મલોકમાંથી પાછો આવતાં, ભગવાન્ નારદ મુનિને મળ્યો.[3] તેને તેણે હાથ જોડી, પ્રણામ કરીને પૂછ્યું કે, "હે મહાભાગ! બ્રહ્મલોક સુધીના તમામ લોક તમે જોયેલા છે,[4-5] માટે હે મુનિ! આપ મને કહો કે, કિયા લોકમાં અતિશય બળવાનો રહે છે? આપણે તો જે બળવાન્ હોય, તેમની સાથે યુદ્ધ કરવાની સર્વદા ઇચ્છા રાખીએ છીએ."[6]

રાવણનાં વચન સાંભળીને, બે ઘટિકા ભર વિચાર કરી, નારદ મુનિએ ઉત્તર આપ્યો કે—"હે રાજન્! ક્ષીરસાગરની સમીપમાં એક મોટો દ્વીપ છે,[7] તે ઠેકાણે ચંદ્ર જેવા ઘણા બળવાન્, મહાકાય, વીર્યવાન્, મેઘના જેવી વાણીવાળા, ધૈર્યવાન્ અને મોટા પરિઘ જેવડા બાહુવાળા લોક વસે છે. હે રાવણ! તું ઇચ્છે છે એવા બળવાન્ તો માત્ર મેં શ્વેતદ્વીપમાં જ જોયા છે." નારદનાં વચન સાંભળીને રાવણ બોલ્યો કે—[8-10] "હે નારદજી! એ દ્વીપમાં એવા બળવાન્ લોક શાથી ઉત્પન્ન થયા છે? અને તે મહાત્માઓએ તે દ્વીપમાં જ કેમ નિવાસ કર્યો છે?[11] હે પ્રભો! હે નારદ! હસ્તામલક*ની પેઠે તમે આખા વિશ્વને જુવો છો, માટે કહો કે તે પુરુષો ત્યાં કેમ વસે છે?" નારદ મુનિએ કહ્યું કે—"એ દ્વીપવાસીઓ, પુરુષોત્તમ પરાયણ અને અનન્ય ચિત્તવાળા છે તથા વિષ્ણુનું આરાધન કરવામાં આસક્ત, તેમનામાં જ મનોવૃત્તિ રાખનાર અને નારાયણને જ

---

* આ સર્ગમાં સીતાહરણનું કંઈ જ કારણ આપવામાં આવેલું નથી—એટલું જ નહિ પણ માત્ર બારાખડીની રમતડી રમ્યા હોય એમ લાગે છે; કારણ કે કંઈ પણ તત્વ કે કથા આ નવ શ્લોકમાં છે જ નહિ. આવા પ્રક્ષિપ્ત સર્ગ રામાયણમાં નંખાયલા છે તે ભલે પણ તે બધા નિરર્થક અને અસંગત જ છે. ભા. કર્તા.

* હાથમાં રહેલા આમળાંની પેઠે.

પોતાનું જ પરમ શરણુ જાણનારા છે ને હે રાવણુ! તે એકાંતભાવને પામેલાઓ શ્વેતદ્વીપમાં રહે છે.૧૨-૧૪ જેમના પ્રાણુ અને ચિત્ત નારાયણુમય છે, તે મહાત્માઓએ શ્વેતદ્વીપમાં જ વાસ કરેલો છે.૧૫ ચક્ર જેનું આયુધ છે એવા વિષ્ણુએ પોતાનું શાર્ઙ્ગધનુષ ધારણુ કરીને હણેલાઓનો સ્વર્ગમાં વાસ કર્યો છે;૧૬ પણુ હે તાત! યજ્ઞોનાં ફળવડે, તપવડે અને સંયમવડે તથા સર્વોત્તમ દાનવડે, તે સુખદ લોકની પ્રાપ્તિ થતી નથી."૧૭ નારદનું વચન સાંભળી, રાવણુ અપાર આનંદાશ્ચર્ય પામ્યો. તેણે ઘણીવાર સૂધી વિચાર કરીને નિશ્ચય કર્યો કે, "તે દેવની સાથે જ હું યુદ્ધ કરીશ."૧૮ પછી નારદની અનુજ્ઞા લઇને, રાક્ષસોનો રાજા રાવણુ શ્વેતદ્વીપમાં ગયો.

પછી ઘણી વાર સૂધી ધ્યાન ધરીને, ઉત્પન્ન થયેલા કૌતૂહલને લીધે, નારદ મુનિ પણુ યુદ્ધ જોવાની ઇચ્છાથી, શ્વેતદ્વીપ તરફ ગયા; સંગ્રામ જોવું, એ તેમને પ્રિય હતું ને તેમાં તેમને આનંદ થતો હતો.૧૯-૨૦ હે રાઘવ! રાક્ષસોની સાથે રાવણુ શ્વેતદ્વીપમાં ગયો. ત્યાં જઇને જાણે દશે દિશાને ફાડી નાંખતો હોય તેમ સિંહનાદ કરવા લાગ્યો.૨૧ નારદજી પણુ ત્યાં ગયા હતા. ત્યાં જતાં જ વાયુથી ખેંચાતો મેઘ જેમ સ્થિર થઈ શકતો નથી, તેમ રાવણુનું પુષ્પક વિમાન પણુ તે દ્વીપ ઉપર સ્થિર થઈ શક્યું નહિ. વળી તે તેજસ્વી ટાપુને જોઈ તેનું તેજ ન સાંખી શકવાથી તેના પ્રધાનો ગભરાઈ ગયા ને તેઓ, રાવણુને કહેવા લાગ્યા કે–"હે રાક્ષસેન્દ્ર! તમે કંઈ જુવો છો કે નહિ? આ અમે મોહ પામી ગયા છીએ, અમારી સંજ્ઞા નાશ પામી છે અને અમે ચેતનારહિત થઈ ગયા છીએ.૨૨-૨૫ જ્યારે અમે આ સ્થળમાં ઉભા રહી શકતા નથી, ત્યારે યુદ્ધ તો કેવી જ રીતે કરી શકીશું?" રાવણુને આમ કહીને, પછી તેના સર્વે પ્રધાનો ત્યાંથી નાસી ગયા.૨૬ અને રાવણે પોતાનું સુવર્ણથી અલંકૃત પુષ્પક વિમાન તેઓની સાથે મોકલી દીધું.૨૭ હે રામ! વિમાન તથા પ્રધાનોના ગયા પછી, રાવણુ એકલો જ તે સ્થળમાં રહ્યો. તેણે ભયંકર રૂપ ધારણુ કરીને શ્વેતદ્વીપમાં પ્રવેશ કર્યો.૨૮

રાવણુ, જ્યારે તેમાં પ્રવેશતો હતો, ત્યારે તેને કેટલીક સ્ત્રીઓએ દીઠો.૨૯ તે સ્ત્રીઓમાંની એકે કિંચિત્ હાસ્ય કરીને તેનો હાથ ઝાલ્યો અને ત્યાં આવવાનું કારણુ પૂછ્યું.૩૦ એક બોલી કે–"તું અહિયાં શા કારણુથી આવ્યો છે? તું કોણુ છે? કોનો પુત્ર છે? અને તને અહિંયાં કોણે મોકલ્યો છે?" હે રામ! તે સ્ત્રીનાં વચન સાંભળીને, રોષે ભરાયલો રાવણુ બોલ્યો કે–૩૧ "હું વિશ્રવાનો પુત્ર છું ને મારું નામ રાવણુ છે અને યુદ્ધ કરવાની ઇચ્છાએ હું અહિં આવ્યો છું, પણુ અત્રે તો હું કોઇને દેખતો નથી."૩૨ દુરાત્મા રાવણુ આમ કહેતો હતો તે સાંભળીને, તે સ્ત્રીઓ મંદ મંદ હસવા લાગી.૩૩ પછી તેમાંની એક જરા રીશ કરીને, રમત માત્રમાં જ દશાનનને ઉંચકી લીધો અને પોતાની સખીઓમાં (દડા માફક) ફેરવ્યો અને પોતાની બીજી સખીઓને તે કહેવા લાગી કે,–"અલિ! જો જો, આ દશ મસ્તકવાળો ને વીશ હાથવાળો અને કાળા કાજળ જેવો મેં એક જીવડો ઝાલ્યો છે."૩૪-૩૫ એમ કહી તેણે બીજી સખીની પાસે ફેંકયો અને બીજીએ ત્રીજીના ઉપર ફેંકયો. આમ દડા માફક ફેંકાફેંકી કરવાથી જડ થઈ ગયેલા રાવણુને, તે સ્ત્રીઓએ એક એક ઉપર ફેંકીને ખૂબ ઓખરો કર્યો, એટલે ભ્રમણુથી ભ્રમિત થયેલા તેણે, રીસથી એક જણીને બચકું ભર્યું, કે તે સ્ત્રીએ હાથ તરછોડી તે જીવડાને દૂર નાંખી દીધો.૩૬-૩૭ તુરત જ એક બીજી સ્ત્રી રાવણુને લઇને આકાશમાં ઉડી, પણુ રાવણે તેને પણુ નખવતી વલુરા ભર્યા.૩૮ તેથી તેણે પણુ તેને હાથમાંથી છોડી દીધો. નિરાધાર થઈ જવાથી રાવણુ હાથ પગ તરફડાવતો અને ભયથી આતુર થઈ ગયેલો સમુદ્રમાં પડ્યો.૩૯ હે રામ! તે જેમ વજ્રથી ભાંગી ગયેલું પર્વતનું શૃંગ પૃથ્વી ઉપર પડે, તેમ તે સ્ત્રીએ મૂકી દીધેલો રાવણુ ધબ દઇને સાગરમાં પડ્યો.૪૦ હે રામ! એ પ્રમાણે શ્વેતદ્વીપમાં વસતી સ્ત્રીઓએ, રાવણુને અહિંથી તહિં ને તહિંથી અહિં એમ સારી પેઠે ભમાવ્યો હતો.૪૧

પછી મહા તેજસ્વી નારદ મુનિ, રાવણુની પાસે ગયા અને વિસ્મય બતાવી તથા હસીને નાચવા લાગ્યા. (નારદે કહ્યું–"કેમ રાવણુ રાયજી, જિત્યા કે? આ સ્ત્રીઓનો માર પડતાં પડતાં તમારો અડદાળો નિકળી ગયો છે, તો પુરુષનો માર કેમ સહન કરશો? એમ કહી ખૂબ હસીને રાવણુને શરમિંદો કરી દીધો.)૪૨ હે મહાબાહો! એ રીતે સ્ત્રીઓથી અપમાન પામેલા રાવણે, તમારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી જ સીતા દેવીનું હરણુ કર્યું હતું.૪૩ તમે જ શંખ, ચક્ર, ગદા અને શાર્ઙ્ગ ધનુષ ધરનાર, પદ્મરૂપ આયુધવાળા, વજ્ર ધારણુ કરનાર તથા સર્વ દેવ નમસ્કૃત સાક્ષાત્ નારાયણુ છો.૪૪ તમે જ શ્રીવત્સ ચિહ્નવાળા, ઇન્દ્રિયોના સ્વામી, જેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું હતું તે, મહાયોગી અને ભક્તને અભય આપનાર છો.૪૫ તમે રાવણુનો વધ કરવાને માટે મનુષ્યાવતાર ધારણુ કર્યો છે. શું તમે નથી જાણુતા કે, હું નારાયણુ છું?૪૬ હે મહાભાગ! તમે મોહ પામ્યા વગર પોતાનું સ્મરણુ કરો. પિતામહે અમને કહેલું છે કે, "સર્વથી ગુપ્તમાં ગુપ્ત તત્ત્વ તમે છો.૪૭ હે રાઘવ! તમે ત્રણુ ગુણુમય, ત્રણુ વેદમય, ત્રણુ

લોકમય, ત્રણ અક્ષરમય, ત્રણ કાળમય, ત્રણ કર્મમય, ત્રણ વિદ્યામય અને દેવના શત્રુઓને હણનાર પણ તમે જ છો.[૪૮]

તમે જ પૂર્વે રાજા બલિના બંધનાર્થે, મહેન્દ્રના કનિષ્ઠ બંધુ તરીકે અવતાર લીધો હતો અને ભયભીત થયેલા ત્રણે લોકને ત્રણ પગલાંથી આક્રમણ કર્યો હતો.[૪૯] અદિતિના ગર્ભથી ઉત્પન્ન થયેલા તમે સનાતન વિષ્ણુ છો. આ વેળાએ સર્વે લોકના હિતને માટે તમે મનુષ્યાવતાર ધારણ કર્યો છે.[૫૦] હે દેવ! દેવોનું કાર્ય હવે તમે પૂર્ણ કર્યું છે અને પુત્ર, પરિવાર, બંધુજન અને પ્રધાનો સહિત રાક્ષસોના રાજા રાવણને તમે હણ્યો છે.[૫૧] હે સુરેશ્વર! તમારી કૃપાથી દેવ, તપોધન, મુનિવર્ગ અને અખિલ બ્રહ્માંડ શાંત થયું છે.[૫૨] હે પ્રભો! મહા ભાગ્યશાળી સીતા જે પૃથ્વીમાંથી ઉત્પન્ન થઈ, જનક રાજાને ઘેર ઉછરી મોટી થઈ હતી, તે લક્ષ્મીજી છે અને તે તમારે અર્થે અવતર્યાં છે.[૫૩] લંકામાં લાવ્યા પછી પણ એ રાવણે યત્ને કરી તેમને માતાની પેઠે પાળ્યાં હતાં. હે રામ! આ પ્રમાણે તમારો મોટો યશ તે મેં તમને કહ્યો;[૫૪] અને નારદ અને સનત્કુમાર પાસેથી સાંભળેલી અદ્ભુત કથાઓ પણ યથાવિધિ કહી.[૫૫] જે આ કથા શ્રાદ્ધમાં બ્રાહ્મણની સમક્ષમાં સાંભળે છે, તેણે આપેલું અન્ન પિતૃઓને મળે છે.

પછી રામ તે કથા સાંભળી, બંધુ સહિત બહુ આનંદ પામ્યા અને રાક્ષસો, વાનરો અને ત્યાં આવેલા સૌ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પણ આનંદ પામ્યાં અને હર્ષથી રામના મુખારવિંદ તરફ જોવા લાગ્યા.[૫૬-૬૦] અગસ્ત્યે પછી રામને કહ્યું કે–"તમે અમને મળ્યા અને પૂજન કર્યું. હવે વિદાય લઇશું." આ પ્રમાણે કહીને રામથી પૂજન પામેલા ઋષિઓ પોતપોતાને આશ્રમે ગયા.[૬૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પાંચમો સર્ગ સંપૂર્ણ**

# સર્ગ ૩૮ મો
## રાજાઓનું વિસર્જન

મહાબાહુ રાજા રામ, રાજગાદીપર બેસી નગર અને દેશમાં ઉત્તમ પ્રકારે રાજ્યવ્યવહાર ચલાવતા પ્રજાપાલન કરવા લાગ્યા.[૧] કેટલાક દિવસ વીતી ગયા પછી સભાભવનમાં બેઠેલા રાજા રામે, હાથજોડીને મિથિલના રાજા જનક વિદેહને કહ્યું કે–[૨] "હે રાજન્! તમે અમારી નિશ્ચળ ગતિરૂપ છો, તમે જ અમારું લાલન પાલન કર્યું છે અને તમારા જ તપોવીર્યરૂપ ઉગ્ર તેજવડે મેં રાવણને હણ્યો છે.[૩] વળી હે રાજન્! ઇક્ષ્વાકુવંશના રાજાઓ અને મિથિલના રાજાઓને પરંપરા અતુલ પ્રીતિ ચાલતી જ આવેલી છે;[૪] પણ હે રાજન્! તમને હવે અહિં ઘણા દિવસ ન રોકવા, એવો મારો હેતુ છે, માટે રત્નાદિક ભેટ, જે મારી તરફથી આપવામાં આવે છે તે લઇને આપ સ્વદેશમાં પધારો. તમને મૂકવાને માટે મારો બંધુ ભરત આવે છે."[૫] રાજા રામનું વચન સાંભળીને, જનકરાયે કહ્યું કે, "હે રાજન્! તમારાં દર્શનથી તથા વિનયથી હું તમારા ઉપર પ્રસન્ન થયો છું,[૬] અને આ રત્નો જે તમે મારે માટે રાખી મૂકેલાં છે, તે રત્નો હું મારી પુત્રી સીતા અને ઉર્મિલાને ભેટ આપું છું." પછી જનકરાય વિદાય થયા.[૭]

જનકરાયના ગયા પછી રામે, કેકય યુવરાજ યુધાજિતને વિનયથી કહ્યું કે,[૮] "હે રાજન્! આ રાજ્ય, હું, ભરત તથા લક્ષ્મણ, સર્વ આપને સ્વાધીન છીએ. હે પુરુષશ્રેષ્ઠ! તમે જ અમારી ગતિ છો;[૯] પરન્તુ તમારે લીધે વૃદ્ધ કેકય રાજા સંતાપ કરતા હશે, માટે તમારે હવે જવું, એ મને ઠીક લાગે છે.[૧૦] અહિંથી પુષ્કળ ધન તથા રત્નો લઇને લક્ષ્મણ તમને મૂકવાને માટે આવશે."[૧૧] એટલે યુધાજિતે પણ રામની અનુજ્ઞા લીધી અને ધન તથા રત્નો રામને પાછાં આપ્યાં.[૧૨] રામે માતુલ જાણી તેની પ્રદક્ષિણા કરી અને તેણે પણ સાર્વભૌમ રાજા જાણી રામની પ્રદક્ષિણા કરી.[૧૩] પછી જેમ વૃત્રને હણી વિષ્ણુ સહિત ઇન્દ્ર જાય, તેમ લક્ષ્મણની સાથે તે માર્ગે પડ્યા.[૧૪] તેમના ગયા પછી રામે, કાશીના રાજા પ્રતર્દનને ભેટીને કહ્યું કે,–[૧૫] "હે રાજન્! તમે ભરતની સાથે રણસહાય આપવાનો ઉદ્યોગ કરી અમારી મૈત્રીને સ્થિર કરી છે, માટે હવે, હે કાશિપતે! તમે પણ તમારી શુભ તોરણ અને કિલ્લાવાળી રમણીય કાશીનગરી તરફ પધારો."[૧૬-૧૭] પછી ધર્માત્મા રામે આસનપરથી ઉઠી, તેમને ગાઢ આલિંગન આપ્યું અને કૌસલ્યાનંદને તેમને પણ વિદાય આપી. રાજા રામની આજ્ઞા લઈ કોઈથી ભય પામે નહિ એવો કાશીનો રાજા પોતાની નગરીમાં ગયો. તેના ગયા પછી, બીજા ત્રણસેં રાજાઓને રામે હાસ્યવદનથી કહ્યું કે–"તમે સર્વેએ તમારા પોતાના સત્સ્વભાવવડે મારા ઉપર અત્યંત પ્રેમ દર્શાવ્યો છે, તમારો ધર્મ અને તમારું સત્ય સદા નિયમિત છે અને તમારા જેવા મહાત્માના પ્રતાપથી જ, દુર્બુદ્ધિ રાવણને મેં સહજમાં હણ્યો છે–હે સ્નેહીઓ! હું તો માત્ર એક નિમિત્ત જ છું; બાકી સત્ય

તો એ જ છે કે, તમારા તેજથી જ તે હણાયો છે.[૧૮-૨૩] હે રાજપુત્ર! પ્રધાન તથા બંધુજન સહિત, રાવણ હણાયો, એ તમારો જ પ્રભાવ છે. જનક રાજાની પુત્રીનું હરણ સાંભળી, ભરતે તમોને એકઠા કર્યા હતા; તથા તમે સર્વે પણ મને સહાય કરવાને માટે તત્પર થયા હતા, પરંતુ દૈવયોગથી તમને ક્લેશનો અનુભવ થવા જ પામ્યો નહિ—એ ઘણું સારું થયું.[૨૪-૨૫] અમે તમારો ઘણો કાળ અત્રે રોક્યો, માટે હવે હું તમને સર્વેને વિનતિ કરું છું કે, આપ સર્વે પોતપોતાની રાજધાનીમાં પધારો." રાજા રામનાં વચન સાંભળી ઘણો હર્ષ પામેલા તે રાજાઓએ રામને કહ્યું કે–[૨૬] "હે મહારાજ! તમે વિજય પામ્યા તથા અત્રે આવી રાજ્ય ઉપર સ્થિત થયા, એ જોઈ અમે ઘણો આનંદ પામ્યા છીએ. વળી સીતા દેવીને પાછાં આણ્યાં અને શત્રુનો નાશ કર્યો, એ તો તેથી પણ અધિક આનંદની વાત છે.[૨૭] અને હે રામ! અમે તમને શત્રુનો નાશ કરી વિજય સહિત આવેલા જોઈએ છીએ, એ સર્વોત્તમ મોટી આનંદની વાત છે.[૨૮] હે મહારાજ! તમારો મનોરથ એ અમારો આનંદ અને આપ જે અમારી પ્રશંસા કરો છો, એ આપની મોટાઈ છે. પણ હે પ્રશંસાને યોગ્ય રામ! અમે તમારી પ્રશંસા કરી શકતા જ નથી.[૨૯] માટે પ્રશંસા કર્યા વગર જ, હે રાઘવ! અમે તમારી અનુજ્ઞા માગીએ છીએ. પણ જાણો કે, તમે તો સર્વદા અમારા હૃદયમાં વસો છો. હે મહાબાહો! અમે તમારી અનન્ય પ્રીતિને યોગ્ય થયા છીએ અને હવે તો એટલું જ ઇચ્છીએ છીએ કે, તમારી આવી પ્રીતિ અમારા ઉપર નિરંતર સમાન જ રહો. જવાને માટે ઉત્સાહવાળા થયેલા સર્વે રાજાઓ, હાથ જોડીને રામને આ પ્રમાણે કહેતા હતા અને તેમની આજ્ઞા માથે ચઢાવીને પછી રાજા રામનો સત્કાર પામેલા તે સર્વે રાજાઓ પોતપોતાને દેશ વિદાય થયા.[૩૦-૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં આડત્રીશમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૩૯ મો

## વાનરનો સત્કાર

રાજા રામની રજા લઈને, પોતપોતાને દેશ જવા માટે નિકળેલા તે રાજાઓ, પોતાના અશ્વ ગજાદિ લઈને જતા હતા ત્યારે વસુન્ધરા કંપાયમાન થતી હતી.[૧] તેઓની સાથે અનેક અક્ષૌહિણી સેના હતી. ભરતની આજ્ઞાથી તેઓ રામને સહાય કરવાને માટે સૈન્ય તથા વાહનો સહિત આવેલા હતા.[૨] માર્ગે જતા તે રાજાઓ માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે, "રામનો શત્રુ રાવણ શું આપણી સાથે યુદ્ધ કરવાને ઉભો રહી શકત ખરો કે?[૩] ભરતે આપણને પાછળથી નિરર્થક જ બોલાવ્યા. જો વેળાસર બોલાવ્યા હોત તો આપણે તે રાક્ષસોનો નાશ કર્યો હોત–એ નિઃસંદેહ છે;[૪] કારણ કે રામ અને લક્ષ્મણથી રક્ષિત થતા આપણે સમુદ્રને પણ પેલેપાર જઈ, જરાએ ડર્યા વગર યુદ્ધ કરી શકત."[૫] આ પ્રમાણે અનેક વાતો કરતા અને આનંદ પામતા તે રાજાઓ, પોતાના દેશ તરફ પ્રયાણ કરતા હતા.[૬] આમ વાતોના તડાકા મારતા તે રાજાઓ ઋદ્ધિ, હર્ષ, ધન અને સમૃદ્ધિથી પૂર્ણ અને મોટા ધનકોશવાળા પોતાનાં રાજનગરોમાં ગયા. ત્યાં ગયા પછી તે રાજાઓએ, રાજા રામચંદ્રને પ્રસન્ન કરવાને માટે પોતાની સાથે આવેલા ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્નને નાનાં પ્રકારનાં રત્નોની ભેટો આપી.[૭-૮] તેમાં ઊંચી જાતના ઘોડા, વિધવિધ પ્રકારનાં રત્ન, મદ ઝરતા હસ્તીઓ, સુગંધી ચંદન, દિવ્ય અલંકાર, મણિ, મોતી અને પરવાળાં, રૂપવતી દાસીઓ, નાના પ્રકારનાં ચર્મ, સુંવાળી રુવાંટીવાળાં બકરાં અને રથ વગેરે હતા.[૯-૧૦] મહાબળવાન્ ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન તે રાજાઓની ભેટો લઈને પાછા પોતાની નગરી અયોધ્યામાં આવ્યા અને તે સઘળી ભેટો, ઇક્ષ્વાકુ કુળના ચૂડામણિ મહાત્મા રાઘવને નિવેદન કરી.[૧૧-૧૨] મહાત્મા રામે તે ભેટો લઈ, ઘણા જ પ્રેમપૂર્વક તે સર્વ, વાનરાધિપ સુગ્રીવ રાજાને અને વિભીષણને અર્પણ કરી, અને કેટલીક વધી તે બીજા મોટા મોટા વાનરો અને રાક્ષસો, કે જેની સહાયતાથી પોતે વિજય મેળવ્યો હતો, તેઓને વહેંચી આપી.[૧૩-૧૪] રાજા રામે જે રત્ન આપ્યાં, તે વાનરોએ તુરત માથા ઉપર અને હાથમાં પહેરી લીધાં; તેથી તેઓ ઘણા જ વિચિત્ર દેખાવા લાગ્યા.[૧૫] પછી ઇક્ષ્વાકુ વંશના મહારથી અને કમળના જેવાં લોચનવાળા રાજા રામચન્દ્રે, મહાબાહુ અંગદને તથા હનૂમાનને પોતાના ખોળામાં બેસારીને, વાનરાધિપ સુગ્રીવને કહ્યું કેઃ–

"હે સુગ્રીવ! આ તારો સુપુત્ર અંગદ–અને વાયુપુત્ર હનૂમાન તારો મંત્રી–એ બેઉ જણા ઘણા યોગ્ય સેવક છે. એણે મને ઘણી સહાય કરેલી છે, માટે હે વાનરેશ્વર! મારે તેમનો રુડી રીતે સત્કાર કરવો જોઈએ."[૧૬-૧૮] પછી મહાબળવાન્ રાજા રામે

પોતાના શરીર ઉપર ધરેલા અલંકાર ઉતાર્યા ને તે પ્રેમપૂર્વક અંગદ તથા હનૂમાનના શરીરપર ધારણ કરાવ્યા.[૧૯] પછી વળી રામે નીલ, નલ, કેસરી, કુમુદ, ગંધમાદન, સુષેણ, પનસ, વીર મૈન્દ, દ્વિવિદ, જાંબવંત, ગવાક્ષ, વિનત, ધૂમ્ર, બલીમુખ, પ્રજંઘ, મહાબળવાન્ સન્નાદ, દરીમુખ, દધિમુખ, યૂથપતિ ઇન્દ્રજાનુ વગેરે ઘણાક સૈન્ય નાયકોને પાસે બોલાવી તથા કૃપાની દૃષ્ટિએ જોઇને, મધુર તથા કોમળ વાણીથી કહ્યું કે, "હે કપિવરો! તમે મારા બંધુ, શરીર અને મિત્રરૂપ છો[૨૦-૨૩] હે વનવાસીઓ! તમે મને સંકટમાંથી છોડાવ્યો છે. અહો! જેને તમારા જેવા ઉત્તમ મિત્રો છે, એવા સુગ્રીવ રાજાને ધન્ય છે.[૨૪] એ રીતે સર્વે વાનરોને સંબોધીને, નરશ્રેષ્ઠ રાઘવે, સૌ સૌની યોગ્યતા પ્રમાણે અલંકારો અને મહામૂલ્યવાન્ હીરાઓ ભેટ આપ્યા. પછી સૌને ભેટ્યા.[૨૫] મધુના જેવા પિંગળ વર્ણવાળા વાનરો જ્યાં સૂધી ત્યાં રહ્યા ત્યાં સૂધી સુગંધીદાર મદ્યનું પાન કરતા હતા, અને સારી રીતે સંસ્કાર પામેલાં માંસ, મૂળ અને ફળાદિ વગેરે ખાતા હતા.[૨૬] એ પ્રમાણે અયોધ્યામાં વસતાં એક માસ ઉપરાંત સમય વીતી ગયો, પણ તે સૌને રામ ઉપરની ભક્તિને લીધે તેટલો સમય માત્ર એક મુહૂર્તરૂપ લાગ્યો.[૨૭] રાજા રામ પણ ઇચ્છિતરૂપ ધારી વાનરો, વીર્યવાન્ રાક્ષસો તથા મહાબળવાન્ ઋક્ષોની સાથે નાના પ્રકારના વિનોદ કરતા હતા.[૨૮] એ રીતે મોજમઝા મારતા, તે વાનરો, રાક્ષસો અને ઋક્ષોને બીજો માસ પણ આનંદમાં કેમ વીતી ગયો, તે જણાયો નહિ.[૨૯] ઇક્ષ્વાકુના રમ્ય નગરમાં રહેતા, પરમ આનંદ પામતા અને રામના આદરભાવથી કલ્લોલ કરતાં તેઓનો કાળ ઘણા સુખમાં વહી ગયો હતો.[૩૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ઓગણચાલીસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૪૦ મો

## વાનર વિસર્જન

ઋક્ષ, વાનર અને રાક્ષસો અયોધ્યા નગરમાં રહ્યા છે. એક પ્રસંગે સભાભવનમાં વિરાજેલા મહાતેજસ્વી રામે, સુગ્રીવને કહ્યું કે-[૧] "હે સૌમ્ય! દેવ અને અસુરો પણ જેની સામા જોઈ શકે નહિ એવી કિષ્કિંધા નગરીમાં હવે તું જા; અને શત્રુ વગરનો થયલો તું, તે નગરીમાં રહીને, આનંદથી મંત્રીઓ સહિત રાજ્ય સુખ ભોગવ અને રાજનીતિયુક્ત વ્યવસ્થાથી, આ તારા પ્રધાનોની સાથે રહી, પ્રજાપાલન કર.[૨] હે મહાબાહો! મારે જે તને કહેવાનું છે તે એ જ કે, તું અંગદ અને હનૂમાનના ઉપર પ્રીતિની દૃષ્ટિએ જોજે અને આ મહાબળવાન્ નળ, તારાના પિતા સુષેણ, બળવાન્ તાર, અજિત્ય કુમુદ, મહાબળવાન્ નીલ, વીર શતબલિ, મૈન્દ અને દ્વિવિદ, વળી ગજ, ગવાક્ષ, ગવય અને બળવાન્ શરભ તથા ઋક્ષરાજ જામ્બવાન-એ સર્વેપર પણ તું પ્રીતિથી જોજે અને આ સુવિક્રાંત, ગંધમાદન, ઋષભ, પ્લવગ, સુપાટલ, કેસરી, શરભ, શુંભ અને મહાબળવાન્ શંખચૂડ વગેરે વાનરો કે જેમણે મારે માટે સંગ્રામમાં પ્રાણની આહુતિ આપી હતી, તેઓનું તું પ્રીતિથી પાલન કરજે. હે સુગ્રીવ! કદાપિ પણ તું તેમનું અપ્રિય કરતો નહિ.[૩-૮] સુગ્રીવને આમ શિખામણ આપી, રાજા રામે તેને પૂર્ણ પ્રેમથી છાતીસરસો ચાંપ્યો.

પછી મધુર વાણીથી રાજા રામ, વિભીષણને કહેવા લાગ્યા કે- "હે વિભીષણ! તમે પણ હવે લંકામાં જઈ ધર્મથી રાજ્ય કરો. મેં તમને ધર્મજ્ઞ માનેલા છે અને ઓ રાક્ષસ વીર! પુરજનોએ અને તારા બંધુ વૈશ્રવણે પણ તને અત્યંત ધર્મજ્ઞ માનેલો છે.[૯-૧૦] તો હે રાજન્! તું કદાપિ પણ અધર્મમાં પ્રીતિ કરતો ના. કારણ કે ધર્મજ્ઞ રાજાઓ જ ચિરકાળ સૂધી પૃથિવીનું રાજ્ય ભોગવે છે.[૧૧] હે રાજન્! સુગ્રીવને તથા મને તમે પ્રીતિથી સંભારજો. હવે ઘણો કાળ થયો, માટે તમે લંકા નગરમાં પધારો."[૧૨] રાજા રામનાં આવાં પ્રેમાળ ને ગદ્ગદિત વચન સાંભળીને, ઋક્ષો, વાનરો અને રાક્ષસો, 'તમને ધન્ય છે' એમ બોલીને તેમને અભિવંદન આપવા લાગ્યા.[૧૩] વળી તેઓ એકે અવાજે બોલ્યા કે-"હે મહાબાહો! રામ! તમારી બુદ્ધિને તથા તમારા વીર્યને ધન્ય છે, તમારું બળ અદ્ભુત છે; અને હે રામ! અત્યંત કલ્યાણવાળા બ્રહ્મદેવના જેવું તમારામાં માધુર્ય છે."[૧૪]

વાનરો અને રાક્ષસો આ રીતે રામની સ્તુતિ કરતા હતા, તેવામાં રાજા રામને પ્રણામ કરીને હનૂમાને કહ્યું કે-[૧૫] 'હે વીર! હે રાજન્! મારો અગાધ પ્રેમ તમારામાં સદા સર્વદા રહેજો; વળી મારી નિયમિત ભક્તિ પણ નિરંતર તમારાપર જ હજો; વળી મારો ભાવ તમારા વગર બીજા કોઈપર થશો નહિ.[૧૬] અને હે રામ! જ્યાં સૂધી પૃથિવીમાં તમારી કથા રહે ત્યાંસૂધી આ

મારા પ્રાણ પણ રહો.[૧૭] હે રામ! તમારી કથારૂપ આ દિવ્ય ચરિત અપ્સરાઓ સદા મને સંભળાવો.[૧૮] હે વીર! પ્રભો! તમારું ચરિતામૃત શ્રવણ કરીને, વાયુ જેમ મેઘપંક્તિ વહન કરે છે, તેમ હું તમારાં દર્શનની આતુરતાને વહન કરીશ."[૧૯] આ પ્રમાણેની ઇચ્છાવાળા હનૂમાનને રામે પોતાના આસનપરથી ઉઠીને, પૂર્ણ પ્રેમથી ખૂબ ચાંપ્યો અને પછી બોલ્યા કે-[૨૦]

"હે કપિવર! તું જેમ કહે છે તેમ થશે, એમાં શંકા નથી. જ્યાં સૂધી મારી આ કથા, લોકમાં પ્રચલિત રહેશે ત્યાં સૂધી તારી કીર્તિ અને તારા પ્રાણ પણ રહેશે અને આ મારી કથા, જગત્ રહેશે ત્યાં સૂધી રહેશે.[૨૧-૨૨] હે વીર! તારા એક ઉપકારના બદલામાં હું તને મારા પ્રાણ આપું (તોપણ તેનો બદલો વળે તેમ નથી), તો તારા બીજા ઉપકારોનો તો હું દેવાદાર જ રહીશ.[૨૩] હે વાનર! તેં જે ઉપકાર કર્યા છે, તે મારા જીવનમાં જ જૂના થઈ જાવ; કારણ કે જ્યારે આપત્તિ આવે છે, ત્યારે જ મનુષ્ય પ્રત્યુપકાર પામવાને અને કરવાને પાત્ર થાય છે. (માટે તે આપત્ તારાપર મા આવો!"[૨૪] આટલું કહીને રાજા રામે, ચંદ્રના જેવો ઉજ્જવલ હાર, કે જેના મધ્યમાં વૈડૂર્ય મણિ હતો તે, પોતાના કંઠમાંથી ઉતારીને, હનૂમાનના કંઠમાં પહેરાવ્યો.[૨૫] જ્યારે તે અણમોલ્ય હાર પહેરાવ્યો, ત્યારે વાનરરાજ હનૂમાન, જાણે સુવર્ણ પર્વતના શિખર ઉપર ચંદ્રિકા પડી હોય તેવો શોભતો હતો.[૨૬]

પછી સર્વે વાનરો, વારા ફરતી ઉઠી ઉઠીને તથા રાજા રામનાં ચરણકમળમાં મસ્તક નમાવી નમાવીને માર્ગે પડવા લાગ્યા.[૨૭] સુગ્રીવ તથા વિભીષણને રાજા રામે દૃઢ આલિંગન આપ્યાં. સર્વેનાં નેત્ર અશ્રુપૂરથી ભરાઈ ગયાં.[૨૮] રાજા રામને મૂકીને જતાં, તે સર્વેના કંઠ સુકાઈ ગયા હતા અને નેત્ર આંસુથી ભરાઈ ગયાં હતાં. ગદ્‌ગદિત થઈ જવાથી તેઓ કંઈ પણ બોલી શકયા નહિ-તેથી જાણે મૂઢ વા ચેતના રહિત હોય તેવા સૌ જણાતા હતા.[૨૯] આ રીતે રાજા રામે જેના ઉપર દયા કરેલી છે એવા તે સર્વે, જીવ જેમ મહાપરાકાષ્ઠાએ દેહને ત્યજીને જાય, તેમ અત્યંત દુઃખથી પોતપોતાને ઘેર ગયા.[૩૦] રે, જ્યારે તે રાક્ષસ, ઋક્ષ અને વાનરો, રઘુવંશવર્ધન રાજા રામને પ્રણામ કરીને સ્વગૃહે સિધાવ્યા ત્યારે વિયોગથી ઉત્પન્ન થયેલાં અશ્રુથી તેમનાં નેત્ર ભરપૂર હતાં.[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિ... ઉત્તરકાણ્ડમાં ચાલીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૪૧ મો

## પુષ્પક વિમાનનું વિસર્જન

ઋક્ષ, વાનર અને રાક્ષસોને રજા આપ્યા પછી, મહાબાહુ રામ, પોતાના ભાઈઓની સાથે સુખી રહીને અપાર સુખથી આનંદ માનતા હતા.[૧] એક વાર રામ પોતાના ભાઈઓ સહિત સભાભવનમાં બેઠા હતા, એટલામાં, અંતરિક્ષમાંથી તેમણે આ પ્રમાણે મધુર વાણી સાંભળીઃ-[૨]

"હે સૌમ્ય! હે રામ! તમે તમારા સૌમ્ય મુખને ઉંચુ કરી મારા પ્રતિ દૃષ્ટિ કરો. હે પ્રભો! કુબેરભવનથી આવેલું હું પુષ્પક વિમાન છું.[૩] હે નરોત્તમ! તમારી આજ્ઞાથી હું કુબેરની આજ્ઞામાં રહેવાને માટે ગયું, પણ ધનાધિપે તો મને કહ્યું કે-[૪] "મહાત્મા રાજા રામે, અજિત્ય રાક્ષસોના રાજા રાવણને હણીને સંગ્રામથી તને પ્રાપ્ત કર્યું છે, (તો હું તને કેમ રાખું)![૫] દુરાત્મા રાવણ પોતાના પુત્રો, સેવક અને સહપરિવાર હણાયો છે, તેથી મને પરમાનંદ પ્રાપ્ત થયો છે.[૬] પરમાત્મા રામે, જય મેળવીને તને પ્રાપ્ત કર્યું છે, માટે હે સૌમ્ય! હું તને આજ્ઞા આપું છું કે, તું તેમનું જ વાહન થઈ તેમને વહન કર.[૭] તું ત્રિલોકમાં ઉત્તમોત્તમ વાહન છે, માટે હવે તું રામનું વાહન થઇને તેમને જ વહન કર, એવી મારી ઉત્કટ ઇચ્છા છે. હે પુષ્પક! તું ખેદનો ત્યાગ કરીને તેમની સેવામાં જા.[૮] હે રાઘવ! મહાત્મા ધનપતિની આવી આજ્ઞાથી હું અત્રે આવેલ છું, તો આપ કૃપા કરીને મારો અંગીકાર કરો.[૯] ધનપતિની આજ્ઞાથી કોઈ પણ પ્રાણીથી પરાજય ન પામું, એવું હું, તમારી આજ્ઞાથી મારા પ્રભાવે સર્વત્ર ગમન કરીશ."[૧૦]

પુષ્પક વિમાનનાં તે વચન સાંભળીને, મહાબળવાન્ રાજા રામે પુનઃ પોતાની પાસે આવેલા પુષ્પકવિમાનને કહ્યુંઃ-[૧૧] "હે વિમાનમાં શ્રેષ્ઠ પુષ્પક! જો એમ જ છે તો તું ભલે આવ. ધનપતિની આજ્ઞાથી તું અત્રે આવે અને હું તારો ઉપયોગ કરું, તેથી સત્પુરુષોએ કરેલા વ્યવહારનું ઉલ્લંઘન થતું નથી, તેમ મને દોષ પણ લાગતો નથી."[૧૨] પછી રાજા રામે અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ અને સૌગંધિક પદાર્થોવડે પુષ્પકની પૂજા કરી,[૧૩] અને તેને કહ્યું કે,-"હે સૌમ્ય! મારી આજ્ઞાથી સિદ્ધ પુરુષોના માર્ગરૂપ અંતરિક્ષમાં તું ગમન કર અને જ્યારે હું તારું સ્મરણ કરું ત્યારે તું મારી આગળ આવજે. મારા વિયોગથી

તું ખેદ પામતું નહિ.[૧૪] જ્યારે તું તારી મનગમતી દિશામાં ગમન કરીશ ત્યારે તને કોઈ રોકી શકશે નહિ." એ રીતે પુષ્પકનું પૂજન કરીને, રાજા રામે તેને જવાની આજ્ઞા આપી એટલે, "તમારી ઇચ્છા પ્રમાણે થાઓ," એમ કહી પુષ્પક વિમાન પોતાને ગમતી દિશાએ ચાલ્યું ગયું.

આ રીતે પુણ્યસ્વરૂપ પુષ્પકવિમાન અંતર્ધાન થયું. ત્યારપછી હાથ જોડીને ભરતજીએ રાજા રામને કહ્યું કે,–"હે વીર! દેવ જેવા તમે રાજ્ય કરો છો તેવા સમયમાં જ (પુષ્પક જેવાં) અમાનુષિક સત્વ નિરંતર અમારી નજરે પડે છે. કેટલાક માસથી હું જોઉં છું કે, પ્રજામાં કોઈ જાતનો રોગ પણ જણાતો નથી.[૧૫-૧૮] હે રામ! આ ભૂમંડળમાં વૃદ્ધ અને જીર્ણ થયેલાં મનુષ્યોને પણ મરણ આવતું નથી; સ્ત્રીઓ પોતે નીરોગી હોઈ, નીરોગી બાળકને જન્મ આપે છે; સર્વે માણસ હૃષ્ટપુષ્ટ દેખાય છે;[૧૯] નાગરીકોને અધિકાધિક આનંદ ઉપજે છે; મેઘ આકાશમાં રહી નિયમિતપણે અમૃતના જેવું જળ વરસાવે છે,[૨૦] વાયુઓ પણ સર્વદા સુખાવહ અને સુખસ્પર્શ વહાય છે; નાગરિક અને પ્રાન્તિક લોક પણ એમ જ કહે છે કે, 'આવો રાજા અમારાપર નિરંતર રહો.'[૨૧] અને આખું કોસલ રાજ્ય સુખ સંપદમાં પૂર્ણ થયું છે." ભરતનાં આવાં વચન સાંભળીને નૃપસત્તમ રાજા રામ અપાર આનંદ પામ્યા.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકતાલીસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૪૨ મો

## રામ અને સીતા

હેમભૂષિત પુષ્પક વિમાન વિર્સજન થયા પછી, રાજા રામ, અશોકવનિકા નામની પોતાની વાટિકામાં વિહાર કરવા માટે ગયા.[૧] એ અશોકવનિકા–ચંદન, અગરચંદન, આમ્ર, પુન્નાગ રક્તચંદન અને દેવદારુનાં વનોથી ભરપૂર હતી.[૨] તે ચંપા, અગરુ, કમળ, મહુડાં, ફનસ, સર્જ તથા ધૂમ્ર રહિત અગ્નિના જેવાં ખીલેલાં પારિજાતકનાં વૃક્ષથી શોભાયમાન હતી.[૩] વળી લોધ્ર, કદંબ, અર્જુન, નાગકેસર, સપ્તપર્ણ, અતિમુક્ત, મંદાર, કદલી અને બીજાં વૃક્ષો પણ તેમાં ભરપૂર હતાં.[૪] ચારોળી, ધૂલીકદંબ, બોરસલી, જામ્બુ, દાડિમવૃક્ષ અને કોવિદારનાં વૃક્ષ ત્યાં શોભી રહ્યાં હતાં.[૫] ઋતુ ઋતુમાં જેનાપર પુષ્પ આવી રહે છે એવાં રમણીય ફળવાળાં, દિવ્ય સુગંધથી બેહેક બેહેક થતાં, દિવ્યરસવાળાં, તરુણ, અંકુર અને પલ્લવથી શોભતાં વૃક્ષોથી એ અશોકવનિકા શોભી રહી હતી.[૬] વાટિકા રચનારાઓએ જ તે વનિકામાં સર્વે વૃક્ષોની યથાઘટિત યોજના કરી હતી. પલ્લવ અને પુષ્પથી તમામ વૃક્ષો ભરપૂર હતાં, ઉન્મત્ત ભ્રમરો તેના ઉપર ગુંજારવ કરતા હતા,[૭] કોયલો પંચમ રાગ ગાઈ રહી હતી, ભ્રૃંગરાજ અને બીજાં નાના પ્રકારનાં પક્ષીઓ, વૃક્ષઘટામાં વાસ કરતાં હતાં. આમ્ર મોરમાંથી પડેલાં કેસરવડે તે વનિકાની ભૂમિ અલંકૃત થયેલી હતી.[૮] એ વનિકા અનેક રીતે વિચિત્ર અને શોભાયમાન હતી. તેમાં કેટલાંક વૃક્ષો સુવર્ણના જેવાં, કેટલાંક અગ્નિજયોતિના જેવાં, કેટલાંક નીલ કમળ જેવાં અને કેટલાંક ( આંખોમાં ટાઢક આપે તેવાં ) સુંદર હતાં.[૯] વળી એ અશોકવનિકામાં સુગંધવાન્ પુષ્પ, પુષ્પગુચ્છો અને નાના પ્રકારના આકારવાળી તથા નિર્મળ જળે ભરેલી વિહારવાવડીઓ પણ હતી.[૧૦] એ વાવડીઓનાં પગથીઆં માણિકયનાં બનાવેલાં હતાં, પરથાર સ્ફાટિકના બનાવેલા હતા, અંદર કમળ ખીલી રહેલાં હતાં, તીર ઉપર ચક્રવાક પક્ષીઓ ડોલતાં હતાં,[૧૧] અને કારંડવ, પોપટ, હંસ અને સારસ પક્ષીઓનો કોલાહલ થઈ રહ્યો હતો. તે વાવડીઓના તટ, ઘાટીલા પથરાઓથી બાંધેલા હતા અને તેની પાસે ઉગેલાં પુષ્પતરુથી તે બહુ રમણીય લાગતી હતી.[૧૨-૧૩] વળી તે વાટિકાઓની આસપાસ વૈડૂર્ય મણિ જેવું સુંદર કોમળ લીલુંછમ ઘાસ ઉગેલું હતું અને ત્યાંની કુંજનાં વૃક્ષો, પુષ્પથી ભરપૂર હતાં.[૧૪] તે કુંજની ભૂમિ, પવનથી ડોલવાને લીધે ખરી પડેલાં પુષ્પોથી, તારાના સમૂહથી જેમ આકાશ શોભે, તેમ શોભતી હતી. ઇન્દ્રનાં નંદન જેવી અને બ્રહ્માએ નિર્માણ કરેલાં કુબેરનાં ચૈત્રરથ વન જેવી સુંદર, રાજા રામની આ કુંજવાટિકા હતી.[૧૫] તેમાં અનેક પ્રકારની બેઠકો, ગૃહો, કુંજવાટિકાઓ અને લતામંડપો હતા. જે સુંદર આકૃતિવાળા, મનોહર તેમ જ ચિત્તચોરક હતા.[૧૬] આ સમૃદ્ધિવાળા કુંજમાં રામ પટ્ટરાણી સીતા સહિત રહ્યા હતા.

ફરતાં ફરતાં તેઓ એક લતાગૃહ આગળ આવ્યા ને પુષ્પરાશિથી અલંકૃત, સુંદર આકારના અને જેના ઉપર લીલો ઘાસનો ગલિચો પાથરેલો હતો, એવા એક આસન ઉપર બેઠા. આસન ઉપર બેઠા

પછી તેમણે મૈરેયક નામનું મદ્ય, ઇન્દ્ર જેમ શચીને પાય તેમ પોતાના હાથે સીતા દેવીને પાવા માંડ્યું. એટલામાં સેવક લોકો મરિમસાલાથી સારી રીતે રાંધેલાં માંસ અને બીજાં વિવિધ પ્રકારનાં ફળો રાજા રામને માટે લાવ્યા. ત્યાર પછી નૃત્ય અને ગાયનમાં કુશળ એવી અપ્સરાઓ, ઉરગ નામની સ્ત્રીઓ અને કિન્નરીઓ, રૂપવતી, સુંદર અને ચતુર સ્ત્રીઓ, મદ્યના મદથી ડોલતી (છમછમ કરતી, ઝાંઝરને ઝમકારતી ને ઘુઘરા ઘમકાવતી) રાજા રામની સન્મુખ આવી સંગીત કરવા લાગી.[૧૭–૨૧] મનને આનંદ ઉપજાવે તેવી નૃત્ય અને ગાયનમાં કુશળ તથા પરમ ભૂષિત તે સ્ત્રીઓએ રામની સન્મુખ નૃત્ય કર્યા પછી નિરંતર ધર્મરત અને સર્વેને આનંદ આપનાર રાજા રામે, તે સર્વેને સંતુષ્ટ કરી વિદાય કીધી. આ સમયે સીતાદેવીની સાથે બેઠેલા તેજસ્વી રામ, અરુન્ધતી સહિત વસિષ્ઠ બેઠા હોય તેવા શોભતા હતા. આ રીતે દેવની પેઠે વિહાર કરતાં દેવી સીતાની સાથે અનેક પ્રકારનો સુખ આપનારો શિશિરકાળ વીતી ગયો અને તે મહાત્મા દંપતીને આમ મોજમઝા ભોગવતાં ઘણોક* સમય સુખમાં વીતી ગયો–કે જે સમયમાં તેમણે નાના પ્રકારના ભોગ ભોગવ્યા હતા.[૨૨–૨૬] ધર્મજ્ઞ રામ દિવસના પૂર્વ ભાગમાં ધર્મનાં કૃત્યો કરતા હતા અને બાકીનો અર્ધો દિવસ અંતઃપુરમાં આનંદ માણતા હતા.[૨૭] સીતા દેવી પણ દિવસના પૂર્વ ભાગમાં દેવપૂજન કરી પોતાની સર્વે સાસુઓની સમાન ભાવે પૂજા કરતી હતી અને મધ્યાહ્ન પછી નાનાં પ્રકારનાં આભરણ ધારણ કરીને, જેમ દેવ લોકમાં બેઠેલા ઇન્દ્રની પાસે શચી જાય, તેમ રાજા રામની પાસે જતી હતી.[૨૮–૨૯] એમ વિહાર કરતાં કરતાં ઘણો કાળ વહી ગયો. સીતાજી ગર્ભવંતાં થયાં, ત્યારે રાજા રામ પણ પોતાની અર્ધાંગનાને કલ્યાણયુક્ત–ગર્ભવતી–જોઇને આનંદ પામ્યા તથા 'બહુ સારું થયું' એમ બોલ્યા.[૩૦] પછી દેવકન્યાના જેવી સુંદરાંગી સીતા દેવીને રાજા રામે કહ્યું કે;

"હે વૈદેહિ! મને તારાથી સન્તાનનો લાભ પ્રાપ્ત થયો છે (તારામાં ગર્ભનું લક્ષણ સ્પષ્ટ દેખાય છે,)[૩૧] તો હે સુંદરિ! કહે, તારી શી ઇચ્છા છે? તારી કઈ કામના હું પૂર્ણ કરું?" સ્વામિનાથ રામનાં વચન સાંભળી, જરા હાસ્ય કરીને, દેવી સીતાએ પ્રત્યુત્તર આપ્યો કે,–[૩૨] આર્યપુત્ર! હે રાઘવ! હું ઉગ્રતેજવાળા ઋષિઓનાં ગંગાતટ ઉપર આવી રહેલાં તપોવનમાં વિહાર કરવાની ઇચ્છા રાખું છું.[૩૩] હે દેવ! ફળ મૂળ ઉપર આજીવિકા ચલાવનારા મુનિઓના પાદમાં મસ્તક ધરી, પ્રાર્થના કરી તેમનાં પૂજન કરવાની મને બહુ ઇચ્છા છે.[૩૪] હે કાકુત્સ્થ! એ ફળમૂળનું ભક્ષણ કરનારા મુનિઓના તપોવનમાં એક રાત્રિ પણ રહેવાય તો ઠીક, એવી પ્રબળ કામના મારા મનમાં ઉત્પન્ન થયેલી છે." સીતાદેવીની એ અભિલાષા સાંભળીને, અક્લિષ્ટ કર્મવાળા રાજા રામે કહ્યું કે, "તારી અભિલાષા પૂર્ણ થશે. હે વૈદેહિ! તમે નિશ્ચિન્ત રહો. કાલે સવારે તમે જરૂર તપોવનમાં જજો."[૩૫] કાકુત્સ્થ રામભદ્રે, જનકાત્મજા સીતાને એ રીતે કહ્યું ત્યારે તે ઘણી ખુશી થઈ. પછી પોતાના મિત્રમંડળને લઇને રાજા રામ સભાભવનમાં ગયા.[૩૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બેતાલીશમો સર્ગ સંપૂર્ણ**



# સીતા વનવાસ

## સર્ગ ૪૩ મો

### જનવાયકા

સભાભવનમાં બેઠેલા રાજા રામની પાસે અનેક પ્રકારની કથાઓ કહેનારા, વિચક્ષણ હાસ્યવાળા અને વિદ્વાન્ પુરુષો હતા.[૧] વિજય, મધુમત્ત, કાશ્યપ, મંગળ, કુલ, સુરાજિ, કાલિય, ભદ્ર, દંતવક્ત્ર અને સુમાગધ વગેરે કથાકાર પુરુષો પણ હતા.[૨] તેઓ બહુ પ્રકારની રંજન કરનારી વાતો કહીને રાજા રામને આનંદ ઉપજાવતા હતા.[૩] (રાજા રામે, નગરલોકો પોતાવિષે શું કહે છે, તે જાણવાને દોષરહિત દૂતોને

* અત્રે કંઇક ભૂલ છે; કેમકે અગાડી સીતાના વિયોગ પછી દશ હજાર વર્ષ રાજ્ય કીધું એવો લેખ આવે છે. નીચેના સર્ગ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, દશ હજાર વર્ષ નહિ હોય–કેમકે તેટલો બધો કાળ ક્રીડા કરતાં વીતી ગયો હોય, ને તે પછી દૂત દ્વારા રામે જાણ્યું હોય કે સીતાને પ્રજા અપવાદિત કરે છે તો તે અસંભવતું છે. તેમ સીતા વિરહ થયા પછી પણ દશ હજાર વર્ષ રાજ્ય કર્યું હોય તો તે પણ અસંભવતું છે. સીતાપ્રતિનો પ્રેમ, તેની શુદ્ધતા, એક પત્નીવ્રત, લવકુશનો જન્મ એ સર્વ તરફ લક્ષ દેતાં બંનો સ્થળનાં દશ હજાર વર્ષ પર પ્રતીતિ ચોંટતી નથી. વર્ષ શબ્દ, દિવસ વાચક છે, આમ ટીકાકાર કહે છે, તે ઠીક છે.

મોકલ્યા હતા. તેઓ નિત્ય આવીને રાજાને માટે જે જે વાતો થતી હતી, તે તે જણાવતા હતા. આજે વાતના પ્રસંગમાં રાજા રામે એક દૂતને કહ્યું કે,–"રે ભદ્ર! નગરમાં અને દેશમાં કેવી કેવી વાતો ચાલે છે![૪] નાગરિકો અને દેશમાં રહેનારાઓ મારે વિષે, સીતા વિષે, લક્ષ્મણ વિષે, ભરત વિષે અને શત્રુઘ્ન વિષે તથા માતા કૈકેયી વિષે શું શું કહે છે? જો કોઈ રાજા ધર્માદિથી વિમુખ ચાલે છે, તો વનમાં તાપસો અને દેશમાં લોકો તેની નિંદા કરે છે."[૫-૬] રાજા રામનું તે વચન સાંભળીને ભદ્ર દૂત બે હાથ જોડીને બોલ્યો કે,–"હે સૌમ્ય! નગરવાસી લોક તમારી ઘણી પ્રશંસા કરે છે.[૭] હે પુરુષોત્તમ! દશગ્રીવનો વધ કરવાથી જે વિજય તમને પ્રાપ્ત થયો છે, તેનું નગરવાસીઓ વારંવાર કથન કરે છે. સર્વ પ્રજા કહે છે કે, અહા! અમારાં અહોભાગ્ય છે કે, અમે રાજા રામના રાજ્યમાં પૂર્ણ સુખ ભોગવીએ છીએ."[૮] ભદ્રનાં વચન સાંભળીને રામે શંકિત થઈ કહ્યું કે–"રે ભદ્ર! કંઈ પણ બાકી રાખ્યા વગર લોકમાં જેમ બોલાતું હોય તેમ તું મને કહી બતાવ.[૯] કારણ કે તે સાંભળ્યા પછી ભવિષ્યમાં શુભાશુભ કાર્યમાં કેમ વર્તવું, તેની મને સમજ પડે.[૧૦] કોઈ પણ જાતની શંકા રાખ્યા વગર નિર્ભયપણે અને વિશ્વાસથી તું મને નગરમાં અને દેશમાં, પ્રજાજન મારે માટે જે શુભ વા અશુભ બોલતા હોય, તે મને યથાર્થ નિવેદન કર! હે દૂત! મને સંતાપ તજીને જેવું હોય તેવું ને તેવું જ કહે. (હું નિરંતર તારે મુખે પ્રશંસા સાંભળું છું–પણ તેમ હોય નહિ, કેમકે દોષ વગરનો કોઈ નથી, માટે મારા દોષ પ્રજા બોલતી હોય તે તું જણાવ)."[૧૧]

રાજા રામનાં વચન સાંભળ્યા પછી, ચકિત તથા ગાભરો થયેલો ભદ્ર, હાથ જોડી તથા બુદ્ધિને સ્થીર કરી, મહાબાહુ રામપ્રતિ બોલ્યો:–[૧૨] "હે રાજન્! નગરના લોકો, બજારમાં, ચકલે, રાજમાર્ગમાં અને વનમાં તમારા વિષે જે પ્રમાણે બોલે છે, તે તમે સાંભળો.[૧૩] તેઓ આ પ્રમાણે બોલે છે:–'જો કે આપણા રાજા રામે, સમુદ્ર ઉપર સેતુ બાંધી મોટું દુષ્કર કાર્ય કર્યું છે,–એવું કાર્ય પૂર્વે દેવે કે દાનવોએ પણ કર્યું નથી, અને સામી નજર પણ ન કરી શકાય એવા રાવણને, તેનાં વાહન અને સેના સહિત હણ્યો છે; વાનરો, રીંછ અને રાક્ષસોને પણ પોતાને વશ કર્યા છે–એ પણ મોટું કાર્ય કર્યું છે;[૧૪-૧૫] પણ રાજાજીએ રાવણને સંગ્રામમાં હણીને, સીતા દેવીને પાછાં આણીને ઘરમાં રાખ્યાં, એ કંઈ ઠીક કીધું નહિ. ગમે તેમ હોય, તો પણ સીતાને રાવણનો સ્પર્શ થયો હશે જ તો! એ વાત વિસરી જઇને તે ઘરમાં રાખતાં તેમને નઠારું નથી લાગતું?[૧૬] રાવણે બળાત્કારે જેને પોતાના ખોળામાં બેસાડી હરણ કર્યું હતું, તે સીતાના સંભોગનું સુખ, રામના હૃદયમાં કેમ પીડા કરતું નથી?[૧૭] સીતા દેવીને રાવણીઓ લંકામાં લઈ ગયો હતો; અશોકવાટિકામાં રાખ્યાં હતાં; ત્યાં વળી તે એકલાં હતાં ને આસપાસ તો રાક્ષસો હતા; તો એવાં સીતા દેવીને માટે રામના મનમાં કેમ અભાવ થતો નથી?[૧૮] આપણે પણ હવે આપણી સ્ત્રીઓનાં એવાં ચરિત્ર મુશ્કેલીએ પણ સહન કરવાં પડશે; (જો બાયડીને ધમકાવીશું તો તે ઝટ દેતી કે ચાલી જશે; ને રાજાજીના કૃત્યનો દૃષ્ટાંત બતાવી મોંઢાપર મારશે! રાજાજી તો ધર્માધર્મનો નિશ્ચય કરનારા છે, પણ) જો કે રાજા જે પ્રમાણે વર્તે છે, તે પ્રમાણે પ્રજા પણ ચાલે છે.'[૧૯] હે મહારાજ! સર્વે નગરમાં અને દેશમાં આપને માટે લોકો આ પ્રમાણે નાના પ્રકારની વાણી બોલે છે, જે મેં નિવેદન કરી છે–એમાં મારો દોષ હોય તો ક્ષમા કરજો."[૨૦]

ભદ્રના મોંથી સીતાનાપર આવેલો અપવાદ સાંભળીને રામ, હાય મારીને દુઃખમાં ગરકાવ થઈ પોતાના મિત્રોને કહેવા લાગ્યા કે–"હે મિત્રો! (હવે શું કરવું?) ભદ્રે જે મારા અપયશનાં વચન કહ્યાં, તે શું યથાર્થ છે? કે અયોગ્ય છે? તે મને કહો."[૨૧] પછી સર્વે મિત્રોએ, ભૂમિ ઉપર મસ્તક નમાવીને રાજા રામને કહ્યું કે–'એ વચનો યથાર્થ છે, એમાં તો કાંઈ શંકા નથી!'[૨૨] મિત્રમંડળે જે કહ્યું તે સાંભળીને, શત્રુઓનો નાશ કરનાર રાઘવે, ખેદ પામતા સૌ મિત્રોને પોતપોતાના સ્થાનમાં જવાની આજ્ઞા આપી ને પોતે ચિંતાતુર થઈ મંત્રભવનમાં ગયા.[૨૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં તેંતાલીશમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૪૪ મો
## વિચાર

મિત્રવર્ગને રજા આપ્યા પછી, રાજા રામ મંત્રભવનમાં બેઠા ને ત્યાં પોતાના કર્તવ્યાકર્તવ્યનો જે નિર્ણય કરવો હતો, તે કર્યા પછી રાજા રામે પાસે ઉભેલા દ્વારપાળને કહ્યું કે–[૧] "હે દ્વારપાળ! તું શુભ

લક્ષણવાળા સુમિત્રાના પુત્ર લક્ષ્મણને, ભાગ્યશાળી ભરતને તથા પરાજય ન પામે એવા શત્રુઘ્નને, આ ક્ષણે મારી પાસે બોલાવી લાવ."[૨] એ હાથ જોડી રામની આજ્ઞા માથે ચઢાવીને તથા પાદમાં પ્રણામ કરીને દ્વારપાળ, પહેલો મહાબાહુ લક્ષ્મણને મંદિરે ગયો. તેને કોઇએ રોકયો નહિ. લક્ષ્મણના ભવનમાં તે બેધડક ચાલ્યો ગયો.[૩] ત્યાં જઈ વિનયથી જય શબ્દનું ઉચ્ચારણ કરીને દ્વારપાળે કહ્યું કે–"હે મહારાજ! રાજા રામ તમને મળવા ઇચ્છે છે, માટે હમણાંને હમણાં તમે પધારો.[૪] લક્ષ્મણે કહ્યું કે,–'બહુ સારું, હું હમણાં જ આવું છું.' રામની આજ્ઞાને મસ્તકપર ચડાવીને લક્ષ્મણ તત્ક્ષણે રથારૂઢ થયો અને રામમંદિરે આવ્યો.[૫] ત્યાંથી દ્વારપાળ પાસેના ભરતભવનમાં ગયો અને હાથ જોડી જય શબ્દથી ભરતને વધાવી, વિનયથી બોલ્યો કે–"રાજા રામ તમને મળવા ઇચ્છે છે." રામની આજ્ઞા દ્વારપાળને મુખેથી સાંભળીને તે મહા બળવાન્ તરત જ આસન ઉપરથી ઉઠયો અને પગે ચાલતો જ રામમંદિરે આવ્યો. ત્યાર પછી દ્વારપાળ શત્રુઘ્નને ઘેર ગયો અને વિનયથી કહ્યું કે, "રઘુશ્રેષ્ઠ! તમારા ભાઈ રાજા રામ તમને મળવાને ઇચ્છે છે;[૬–૯] મહાત્મા લક્ષ્મણ તથા મહાયશસ્વી ભરતજી ત્યાં ગયા છે, આપ પધારો." દ્વારપાળનું વચન સાંભળીને, શત્રુઘ્ન પોતાના શ્રેષ્ઠ આસન ઉપરથી ઉઠયો અને મસ્તકવડે પૃથિવીનો સ્પર્શ કરીને રામમંદિરે ગયો; અને દ્વારપાળે, રામ પાસે જઇને ઘણા જ વિનયથી તેમના આવવાની જાણ કરીને કહ્યું કે–'સર્વે ભાઇઓ આવેલા છે.' કુમારો આવેલા છે, એમ સાંભળીને, ચિન્તાએ કરીને જેની ઇંદ્રિયો વ્યાકુળ થઈ ગયેલી છે એવા રામે, નીચું જોઈ, કરમાયલે ને સુકાયલે મુખે, દ્વારપાળને કહ્યું કે, "તેમને ત્વરાથી મારી પાસે લાવ;[૧૦–૧૩] કેમકે તેમને વિષે જ મારું જીવિત અવલંબી રહેલું છે, અને એઓ જ મને મારા પ્રાણથી પણ વધારે પ્રિય છે."

રામની આજ્ઞા થતાં જ, શ્વેત વસ્ત્ર જેમણે ધારણ કરેલાં છે એવા તે કુમારોએ, મંત્રભવનમાં પ્રવેશ કર્યો અને નમ્રપણે હાથ જોડીને એકાગ્ર ચિત્તથી રામ જ્યાં બેઠેલા હતા ત્યાં આવ્યા. (પણ હાય! રામનું મુખ ફીકું પડી ગયું હતું. તેઓ લમણે હાથ લગાવી બેઠા હતા, વારંવાર નિઃશ્વાસ મૂકયા કરતા હતા, કર્તવ્યાકર્તવ્યનો વિચાર ને નિશ્ચય કરતા હતા. તેઓ સ્વગત કહેતા હતા કે, 'અહા! રાજ્ય ખરે પીડારૂપ છે. જો આ રાજ્ય નહોત તો, નિરપરાધી જનકબાળાનો ત્યાગ કરીને મારે પાપમાં પડવું ન પડત. મેં રાજ્યભાર મસ્તકે લીધો, તે વેળાએ પ્રતિજ્ઞા કીધી છે કે, પ્રજાના સુખ માટે જાનકીને પણ તજીશ! આજે તે પ્રતિજ્ઞા સત્ય કરવાનો સમય આવ્યો છે. આજે જાનકીને તજીશ. પ્રિય જાનકિ! હવે હું તારો નથી. એ અરણ્યવાસસહચરિ! અંતે પણ આપણો વિજોગ થશે! રે દુષ્ટ રામ! ચંદન જાણીને જે તુંને વળગેલી છે, તેને તું ઝેરનું ફળ આપે છે. રે સીતા તું શુદ્ધ છે, પાપરહિત છે, છતાં હું દુષ્ટ ન હોત તો તારો ત્યાગ કેમ કરું? હે મારા પ્રાણથી પ્રિય પ્રિયવાદિનીનો ત્યાગ! હાય! મારા જેવો કોણ દુઃખિયો છે?" આમ વ્યાકુળ ચિત્તે તથા કંપતે હૃદયે તેઓ વિચાર કરતા હતા તેવા સમયમાં જ, ત્રણે બંધુઓ આવ્યા અને ) રાહુએ ગ્રસેલા ચંદ્ર જેવું રાજા રામનું મુખ જોતાં તેઓ પણ મહા સંતાપ પામ્યા.[૧૪–૧૫] સંધ્યાકાળના સૂર્ય જેવું નિસ્તેજ તથા નેત્રમાં અશ્રુ ભરાવાથી રામનું મુખ વ્યાકુળ થયું હતું. શોભારહિત કમળ જેવા રામના મુખને જોઈને, તેઓએ ત્વરાથી રામનાં ચરણમાં મસ્તકવડે વંદન કર્યું અને સૌ એકાગ્રચિત્ત કરીને રામ પાસે બેઠા. પોતાના ભાઇઓને જોઇને રામના નેત્રમાંથી અખંડ અશ્રુધારા વહેવા માંડી.[૧૬–૧૭] પછી મહાબળવાન્ રામ, હૃદયશોકને સમાવી, સ્નેહપૂર્વક તેમને પોતાની પાસે તેડી, આલિંગન દઇને કહ્યું કે–[૧૮] "ભાઇઓ! આસનો ઉપર બિરાજો," (તે બેઠા પછી) પુનઃ તે બોલ્યા કે–"હે રાજાઓ! હે બાંધવો! તમે જ મારું સર્વસ્વ તથા જીવિત છો. તમોએ સંપાદન કરેલું રાજ્ય હું ભોગવું છું,[૧૯] તમે શાસ્ત્રમાં કહેલા અર્થને અનુષ્ઠિત કર્યો છે અને તમારામાં બુદ્ધિ સ્થિર થઈ રહેલી છે. હે બાંધવો! તમે સર્વેએ એકત્ર થઇને હું જે કંઈ કહું, તેનો નિર્ણય કરવો જોઇએ."[૨૦] રામ આ પ્રમાણે જે જે કહેતા હતા, તે સર્વે તેઓ ધ્યાન આપીને સાંભળતા હતા, પણ તેઓનાં હૃદય ઉદ્વેગ પામવા લાગ્યાં કે–'અરે! હવે કોણ જાણે રાજાજી શુંયે કહેશે.'[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચુમાળીશમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૪૫ મો

### ત્યાગ

પછી અતિ દીનચિત્ત થઈ બેઠેલા પોતાના ભાઈઓને, રામ સુકાઈ જતા મુખે આ પ્રમાણે કહેવા

લાગ્યા.[1] "હે ભાઈઓ! તમારું કલ્યાણ થાવ. હવે હું તમને જે વિષયપર કહું છું તે સાંભળો. પરંતુ તેમાં તમે પ્રતિકૂલ મત રાખશો નહિ. આપણા નગરના અને દેશના લોક મારે તથા સીતાને માટે કેવું કેવું બોલે છે, તે તમે જાણો છો![2] આજકાલ તો દેશનો અને નગરનો ઘણો મોટો અપયશ મારા ઉપર આવ્યો છે. લોકો મારા વિશે જે ખરાબ વાત બોલે છે, તે મારા કાળજાને કાપી નાંખે છે.[3] હું મહાત્મા ઇક્ષ્વાકુળમાં ઉત્પન્ન થયેલો છું અને સીતા પણ મહાત્મા જનકકુળમાં ઉત્પન્ન થયેલી છે;[4] અને હે સૌમ્ય! મનુષ્યરહિત દંડકારણ્યમાં એકલી રહેલી સીતાને (પંચવટીમાંથી) રાવણ, બળાત્કારે હરણ કરી ગયો, અને પછી મેં તે રાવણનો નાશ કર્યો, એ સર્વે વાર્તા તો તમને વિદિત જ છે.[5] (રાવણને હણીને, સીતાનો સ્વીકાર કરતી) વેળાએ જ જનકપુત્રી વિષે મને એવો શક ઉત્પન્ન થયો હતો કે, 'લંકામાં રહેલી સીતાને, હું અયોધ્યામાં કેવી રીતે લઈ જાઉં ?'[6] હે લક્ષ્મણ! પરંતુ તે સમયે પોતાના પવિત્રપણાંને પ્રમાણ કરવાને માટે સીતાએ અગ્નિમાં પ્રવેશ કર્યો હતો અને તારી સમક્ષ જ દેવતાઓમાં શ્રેષ્ઠ અગ્નિદેવે, સીતાને પાપરહિત જણાવી છે.[7] વળી આકાશચારી વાયુદેવે પણ તેને પાપરહિતા કહી છે; અને તે સમયે દેવતાઓ અને ઋષિઓની સમક્ષ, ચંદ્ર અને સૂર્યનારાયણે પણ જનકપુત્રીને પાપરહિતા કહી છે.[8] એ રીતે શુદ્ધાચરણવાળી સીતાને, શુદ્ધ કાંચનમય, પાપરહિતા જણાવીને, દેવ અને ગંધર્વ સમુદાયની વચ્ચે, લંકાદ્વીપ આગળ મહેન્દ્રે મારા હાથમાં સોંપી હતી અને મારો અંતરાત્મા પણ જાણે છે કે—સીતા શુદ્ધ, સતી અને યશવાળી છે;[9-10] ને ત્યારેજ મેં તેનો અંગીકાર કર્યો ને તેને લઇને અયોધ્યામાં આવ્યો.

"પણ ભાઇઓ! આ પ્રમાણે સત્ય વાત જૂઠી છતાં પણ લોકોમાં મારી અપકીર્તિ બહુ થાય છે. તેથી મારા મનમાં બહુ શોક ઉત્પન્ન થયો છે. આ લોકમાં જે પ્રાણીની અપકીર્તિનું કથન થાય છે, તે મનુષ્ય અપકીર્તિના કથન સુધી અધમ લોકમાં રહે છે—રે દેવતાઓ પણ અકીર્તિવાનની નિંદા કરે છે અને સુકીર્તિવાનનું સર્વ લોકમાં પૂજન થાય છે.[11-13] વળી સર્વે મહાત્મા પુરુષોના સમારંભ પણ કીર્તિને માટે જ છે. (આ લોકાપવાદ સંબંધે મેં જે કૃતસંકલ્પ કર્યો છે તે સુણો.) રે પુરુષશ્રેષ્ઠ! અપવાદના ભયથી હું તમારો તથા મારા પોતાના જીવિતનો પણ પરિત્યાગ કરું તેમ છે, તો પછી જનકપુત્રીનો પરિત્યાગ કરું, એમાં શું આશ્ચર્ય? તમે અપકીર્તિથી ઉપજેલા શોકસાગરમાં ડુબેલા મને જુઓ છો, તેનું કારણ આ જ છે.[14-15] અપયશથી ઉત્પન્ન થયેલા આ મારા દુઃખ કરતાં અધિક દુઃખીઓ હું કોઇને જોતો નથી; માટે હે લક્ષ્મણ! કાલ પ્રભાતમાં તું સુમંત્ર સારથિને કહીને એક રથ તૈયાર કરાવ;[16] અને જનકપુત્રી સીતાને તેમાં બેસારી, મારા દેશની સીમાની બહાર મૂકી આવ. ગંગાને સામે તીરે, તમસાના પ્રદેશમાં, મહાત્મા વાલ્મીકિ મુનિનો દિવ્ય આશ્રમ છે. હે રઘુનંદન! તે એકાન્ત પ્રદેશમાં સીતાને મૂકીને તું શીઘ્ર અત્રે પાછો આવજે. અને ઓ લક્ષ્મણ! આ મારું વચન તારે માન્ય કરવું જ પડશે. સીતાના પરિત્યાગ વિષે તારે મને કંઈ પણ કહેવું નહિ.[17-19] હે સૌમિત્રિ! તારે આ વિષે કંઈ વિચાર કરવાનો નથી. જો તું મને આ કાર્યમાં વારીશ તો મારી તારા ઉપર અપ્રીતિ થશે;[20] અને તમારામાંનો કોઈપણ મને આ કાર્યમાં સમજાવવા આવે તો તેને મારા ચરણના તથા જીવિતના શપથ આપું છું; કારણ કે મારી જે ઇચ્છા છે, તે અટકાવવાથી તેઓ મારા નિરંતરના શત્રુ થશે.[21] જો તમે મારી આજ્ઞામાં રહેતા હો તો, આ મારું વચન માન્ય કરો. મને સીતાએ પ્રથમ કહ્યું છે કે—'ગંગાના તટ ઉપર આવેલા તપોધનના આશ્રમો જોવાની મને ઘણી અભિલાષા છે,' માટે આમ કરવાથી તેનો પણ મનોરથ સિદ્ધ થશે."[22-23] આ પ્રમાણે કહ્યા પછી રામ અબોલ રહ્યા. તેઓ નીચું મુખ ઘાલીને રડતા હતા. પછી અશ્રુના થરે કરીને જેનાં નેત્ર બંધ થઈ ગયાં છે એવા ભાઇઓ સાથે બેઠેલા ધર્માત્મા રામ, પોતાના ભાઇઓને તેમને મંદિરે જવાની આજ્ઞા આપી ને પોતે વિશ્રામભવનમાં ગયા. ભરતાદિ ત્રણે બંધુઓએ પણ રામની દૃઢ પ્રતિજ્ઞા જોઇને તકરાર મૂકી દીધી. તેઓ મુંગા મુંગા રડતા જ હતા. પછી રામને પ્રણામ કરીને સૌ વિદાય થયા. રામે વિશ્રામભવનમાં ગયા પછી શોકથી ઉદ્વિગ્ન થઈ હસ્તીની માફક મોટો નિઃસાસો નાંખ્યો અને પ્રેમપૂર્ણ સીતાનો પરિત્યાગ જાણીને ઘાડે સાદે રોવા માંડ્યું. ચારે ભાઇઓએ આખી રાત્રિ અશુભ, શોક અને ચિન્તામાં ગાળી હતી.[24]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પીસ્તાળીશમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૪૬ મો
## સીતાની શંકા

બીજે દિવસે સવારના, દીન થઈ ગયેલા આત્માવાળા મહાત્મા લક્ષ્મણે, સુકાઈ જતા મોંઢે, સુમંત્ર સારથિને બોલાવીને કહ્યું કે–[૧] "હે સારથે! રાજા રામની આજ્ઞા થયેલી છે, માટે તું ત્વરાથી દોડનારા અશ્વવાળો અને સીતાને બેસવાને માટે જેમાં ઉત્તમ આસન નાંખેલું હોય એવો રાજરથ જોડી લાવ.[૨] રાજાજીની આજ્ઞાથી પવિત્ર કર્મવાળા મહર્ષિઓના આશ્રમો જાનકીજીને દેખાડવા મારે જવાનું છે; માટે તું ત્વરાથી રથ જોડી લાવ."[૩] 'રથ હમણાંજ આણું છું,' એમ કહી સુમંત્ર ગયો ને ક્ષણવારમાં ઉત્તમ અશ્વ જોડી તથા સુંદર અને પોચાં આસનો નાંખીને તેણે રથ આણ્યો;[૪] અને મિત્રોને માન આપનાર લક્ષ્મણને કહ્યું કે–"હે પ્રભો! દ્વારપર રથ ખડો છે, હવે તમારી વારે વાર."[૫]

પછી પુરુષોમાં શ્રેષ્ઠ એવા લક્ષ્મણ રાજભવનમાં ગયા અને જાનકીને કહ્યું કે,–[૬] "આર્યે! તમે સમર્થ રાજા પાસે ઋષિઓના તપોવનના આશ્રમોમાં જવાની ઇચ્છા દર્શાવી વરદાન મેળવ્યું છે, તેથી રાજાએ તમને ઋષિઓના આશ્રમમાં લઈ જવાની મને આજ્ઞા કરી છે.[૭] હે દેવિ વૈદેહિ! ગંગાના તટ ઉપર ઋષિઓના અનેક શુભાશ્રમો છે; માટે આજે તમને, રાજાની આજ્ઞાથી, ઋષિઓએ સેવેલા પવિત્ર અને રમણીય આશ્રમોમાં મારે પહોંચાડવાનાં છે. તમે તૈયાર થાઓ." મહાત્મા લક્ષ્મણનાં વચન સાંભળીને, સીતા પોતાના મનમાં અપાર આનંદ પામ્યાં અને ઉમંગભેર ત્યાં જવાની તૈયારી કરવા લાગ્યાં. ઘણા મૂલ્યવાન્ વસ્ત્રો તથા રત્નાદિ પોતાની સાથે લઈને સીતા દેવી તૈયાર થયાં અને લક્ષ્મણને કહ્યું કે–"હે દેવરજી! આ ઉત્તમ વસ્ત્રો તથા રત્ન અને ધન વગેરે હું તે ઋષિઓને તથા તેમની સ્ત્રીઓને અર્પણ કરીશ." લક્ષ્મણે કહ્યું કે–'બહુ સારું.' (ક્ષણવારમાં સૌં તૈયાર કરી દીધું, અને તે તપોવનમાં જવાને એટલી ઉત્સુક હતી કે, ઝટ જઇને રથમાં બેઠી.) ત્વરાથી દોડનારા અશ્વ જોડેલા રથમાં સીતાદેવી બેઠા પછી, લક્ષ્મણે, રામના વચનોનું સ્મરણ કરતાં કરતાં રથને હંકાવ્યો. રથ થોડેક ચાલ્યો, તે વેળાએ શોભાને વધારનાર લક્ષ્મણને, જાનકીએ કહ્યું કે–[૮-૧૩] "હે રઘુનંદન! હે દેવર! હું ઘણાંક અશુભ ચિહ્ન જોઉં છું. મારું (જમણું) નેત્ર ફરકે છે અને અંગમાં ધ્રુજારી આવે છે.[૧૪] વળી હે સૌમિત્રિ! મારું હૃદય અસ્વસ્થ હોય એમ મને લાગે છે. મનમાં હર્ષ છતાં અંતરાત્મા પાછો પડે છે–ને આ અંતઃકરણ વ્યાકુળ થાય છે.[૧૫] હું આ પૃથિવી શૂન્યમય દેખું છું; ઓ ભ્રાતૃવત્સલ દિયરજી! તમારા ભાઈનું કુશળ હો.[૧૬] વળી હે દેવરજી! મારી સાસુઓને ન્યૂનાધિક ભેદ વિના સામાન્યપણે સર્વેને કુશળ હો; તથા નગરમાં અને દેશમાં સર્વે પ્રાણીઓને પણ કુશળ હો."[૧૭]

પછી જાનકીએ હાથ જોડીને દેવતાઓને યાચના કરી. લક્ષ્મણે પણ સીતાનાં સંદેહ વચન સાંભળીને પોતાનું મસ્તક નમાવી, મનમાં આનંદ ન છતાં આનંદ હોય તેવો દેખાવ કરી કહ્યું કે–"આર્યે! સર્વે કુશળ છે, તમે ચિંતા મા કરો." સાંઝ પડતાં ગોમતીના તીર ઉપર જઈ પહોંચ્યા, અને ત્યાં જ રાતવાસો કર્યો.[૧૮-૧૯] બીજે દિવસે પ્રભાતમાં ઉઠીને લક્ષ્મણે સારથિને કહ્યું કે–"હવે તું રથ જોડ, કારણ કે આજ હું ત્રિનેત્ર શંકરના, બળવડે જેમ ભાગીરથીને મસ્તકપર ચડાવે છે, તેમ હું, ભગવતી ભાગીરથીના જળને મસ્તકપર ચઢાવીશ." પછી સારથિએ મનના વેગ જેવા અશ્વો જોડ્યા અને જાનકીને કહ્યું કે–"માતાજી, રથમાં બેસો." સારથિનું વચન સાંભળી, સીતા રથમાં બેઠાં.[૨૦-૨૨] પછી લક્ષ્મણ તથા બુદ્ધિમાન્ સુમંત્રની સાથે વિશાળ નેત્રવાળાં સીતા, પાપ હરણ કરનારી ભાગીરથીના તટ તરફ ધીરે ધીરે આવી પહોંચ્યાં.[૨૩] બપોર થતાં ગંગાના તીર ઉપર આવ્યા. પણ ગંગાનો પ્રવાહ નિહાળતાં, નરમ થઈ ગયેલા લક્ષ્મણનો શોકસાગર બહુ ઉછળ્યો. તેણે ઘાડે સ્વરે રુદન કરવા માંડ્યું.[૨૪] પરમ નિયમાચરણવાળાં તથા ધર્મજ્ઞ સીતાએ, લક્ષ્મણને ફીકા પડી શોક કરતા જોઈ પૂછ્યું કે–"વત્સ લક્ષ્મણ! તમે કેમ રડો છો?[૨૫] હે દેવરજી! ઘણા દિવસથી હું જેની અભિલાષા રાખતી હતી, એવા ગંગાના તીરને જોતાં તો તમારે મને હર્ષ ઉપજાવવો જોઇએ, તેને ઠેકાણે તમે રુદન કરી મને શોક ઉત્પન્ન કેમ કરો છો?[૨૬] હે વત્સ! તમે રાત્ર દિવસ રામની પાસે રહો છો, તે શું આજ બે રાત્રિથી છૂટા પડ્યા છો, તે વિયોગને લીધે તો આમ શોક કરતા નથી ના?[૨૭] ઓ દેવરજી! તમારા કરતાં પણ રાજા રામ મને મારા પ્રાણથી પણ અધિક પ્રિય છે, તેમ છતાં જુવોને હું તો જરાએ શોક કરતી નથી, ત્યારે તમે આમ કેમ રુદન કરો છો? હે વત્સ! તમે બાળકબુદ્ધિનો ત્યાગ કરો અને ગંગા ઉતારી મને પેલે પાર

લઈ જઈ તપસ્વીઓનો જેમાં વાસ છે, એવા આશ્રમો દેખાડો. હું તેમને વસ્ત્ર તથા અલંકાર આપવાને ઉત્સુક છું.[૨૮-૨૯] હે દેવરજી ! મહર્ષિઓનું પૂજન કરી તથા એક રાત્ર, એ રમણીય ઉપવનોમાં વસીને, આપણે કાલે પાછાં અયોધ્યા જઇશું.[૩૦] મારું મન પણ કમળનેત્ર, સિંહ જેવી છાતીવાળા, કૃશોદર અને સર્વને આનંદ આપનાર તમારા ભાઇને જોવાને તલપાપડ થઈ રહ્યું છે."[૩૧]

જાનકીનું આવું ચિત્તચાંચલ્ય જોઇને અને ખેદભરિત વાણી સાંભળીને લક્ષ્મણ ઘણો શોકાતુર થયો. પરંતુ અતિ મુશ્કેલીએ પોતાનો ભાવ દબાવ્યો. ("ભાભી, કંઈ નથી. એ તો માત્ર મારા મનના ઉભરાજ છે." સીતા બહુ મુગ્ધ ને સરળ સ્વભાવની હતી, તેથી લક્ષ્મણના વાક્ય સાંભળી સંતુષ્ટ થઈ.) પછી નેત્ર લુંછી નાંખ્યાં ને નાવવાળાને બોલાવ્યા. નાવવાળા આવી હાથ જોડી બોલ્યા કે-"હે મહારાજ! નાવ સજ્જ છે."[૩૨] પછી ગંગાને પેલે તીર જવાની ઇચ્છાવાળા લક્ષ્મણ તે સુંદર નાવ પાસે ગયા; એટલે નિપુણ નાવિકોએ તે નાવને ગંગા નદીમાં તરાવવા માંડી.[૩૩]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં છેતાલીસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૪૭ મો
## સીતાનો પરિત્યાગ

અતિ વિસ્તારવાળી અને નિષાદે આણેલી નાવ ઉપર પ્રથમ સીતાને બેસારી, પછી તેમાં લક્ષ્મણ બેઠા.[૧] સુમંત્ર રથ લઇને કીનારાપર જ ઉભો રહ્યો. જ્યારે સંતપ્ત થયેલા લક્ષ્મણે નાવિકને નાવ હંકારવાને માટે આજ્ઞા આપી ત્યારે તે નાવ સડસડાટ ચાલ્યું.[૨] થોડીવારમાં તેઓ ભાગીરથીને સામે પાર આવ્યા. સીતા તપોવન જોવાને ઉત્સુક હતી, તેથી ઉતાવળે ચાલવા લાગી, ત્યારે આંખમાં આંસુ લાવી, હાથ જોડીને લક્ષ્મણે જાનકીને આ પ્રમાણે કહ્યું.[૩]

લક્ષ્મણ-"આર્યે ! આપ થોભો, મારે આપને જે કંઈ કહેવું છે, તે તમો અહિંયાંજ સાંભળો. ઓ દેવિ વૈદેહિ! જેથી બુદ્ધિમાન્ રાજા રામે, લોકની નિંદાના હેતુભૂત આ કુકાર્યમાં મને યોજ્યો છે અને નિંદાને પાત્ર કર્યો છે, તેથી મારા હૃદયમાં મોટું શલ્ય છે. ઓ દેવિ! જે હું તમને કહેવા તત્પર થયો છું, તે કરતાં તો મારું મરણ થયું હોત તો તે ઉત્તમ હતું. મરણથી પણ વિશેષ કારી આ કાર્ય કરવા કરતાં મરણ જ ઉત્તમ છે. હે દેવિ! ઓ માત! હું આ કાર્ય કરવાને યોગ્ય નથી.[૪-૫] હે શોભને! તમે મારા ઉપર પ્રસન્ન થાવ ને રોષ કરતાં નહિ; એમાં મારો દોષ તમારે જોવાનો નથી." આટલાં વાક્ય બોલતાં તે ગદ્ગદિત થઈ ગયેલા લક્ષ્મણ શોકના ઉભરાથી પૃથિવી ઉપર પડી ગયા.[૬] તેણે નીચે માથે પાછું રોવા માંડ્યું. તેને હાથ જોડેલા, રડતા અને હૃદયમાં શલ્યવાળા જોઈ, તથા મૃત્યુ માંગતા સાંભળી, અતિ ઉદ્વેગથી સીતાએ તેને પૂછ્યું કે-[૭] "હે લક્ષ્મણ! વત્સ! આ બધું શું છે? તે તું મને કહે-મને આમાં કંઈ સમજણ પડતી નથી અને મારો આત્મા બહુ મુંઝાય છે. વત્સ! હું તને સ્વસ્થ જોતી નથી-તમે જે બોલવા ધારતા હતા, તે કેમ બોલતા નથી? તમે કાં રડો છો? જે કહેવાનું હોય તે જલદી કહો. વારુ તમારા ભાઈ તો કુશળ છેની?[૮] શું આર્યપુત્રને કંઈ માઠું થયું છે? તમને તમારા ભાઈ રાજા રામના શપથ છે-જે હોય તે મને ના કહો તો! રે આ શું છે? દેવરજી! તમે મને મુંઝાવો નહિ, હું તમને આજ્ઞા કરું છું કે, જે કહેવાનું હોય, તે સત્વર કહી નાંખો."[૯] આમ જાનકીએ કહેવાની જરૂર પાડવાથી દીન આત્માવાન્ લક્ષ્મણ નીચું જોઈ ગદ્ગદિત કંઠે બોલ્યા કે-[૧૦] "હે દેવિ! હે સીતે! હું શું કહું? આર્યબંધુની આજ્ઞાનું સેવન કરવાથી મારા નસીબમાં આવું લખાયું છે, તે હું સ્વપ્ને પણ જાણતો નહોતો. હે દેવિ! જે બન્યું છે તે બોલતાં મારી જીભના ચૂરેચૂરા થઈ જાય છે. હે દેવિ! નગરમાં તથા દેશમાં લોકો તમારે માટે, રાજા રામને માથે અપવાદ મૂકે છે.[૧૧] એ લોકાપવાદશ્રવણથી, રાજા રામ પરિતાપ પામ્યા છે અને મને તે કહીને મંદિરમાં ભરાઈ ગયા છે. પૌરજનનાં એ વચનો રાજાએ ક્રોધથી મનમાં જ રાખ્યાં છે અને તે વચનો તમારા આગળ કહેવાને હું શક્ય નથી, તેથી તે વચન હું કહેતો નથી. જો કે સર્વ સમક્ષ અગ્નિ આદિ દેવોએ તમને નિર્દોષ કહ્યાં છે, છતાં પૌરજનના અપવાદભયે, રાજા રામે તમારો પરિત્યાગ કર્યો છે.[૧૨-૧૩] હે દેવિ! વાસ્તવિક બુદ્ધિથી તેમણે તમારો ત્યાગ કર્યો નથી; પણ રઘુકુલની કીર્તિના રક્ષણ માટે તમને ત્યાગ્યાં છે. હવે મારે તમને આ આશ્રમોમાં મૂકીને પાછા જવું પડશે;[૧૪] કેમકે તેમ કરવાની મને રાજા રામે આજ્ઞા કરેલી છે. મમતા અને દયા પર પાણી ફેરવી રામે તમારો ત્યાગ કીધો છે ને ગર્ભવતીનું અભિલ-

વિત અવશ્ય સંપાદન કરવું જોઇએ, એવી તમારી ઇચ્છા હતી, માટે તમને અહીં મૂકીને મારે જવું પડશે."

"હે શુભે! આ ગંગાના તીર ઉપર બ્રહ્મર્ષિઓનું પવિત્ર અને રમણીય તપોવન છે ત્યાં તમે જાઓ. હે ભાભિ! હવે ખેદ કરશો નહીં. મારા પિતાના પરમ મિત્ર મહાયશસ્વી વાલ્મીકિ મુનિ અહિયાં વસે છે, તે મહાત્માના ચરણની છાયામાં જઇને તમે સુખથી રહો. હે જનકપુત્રિ! ત્યાં આગળ તમે એ મહાત્માની પાસે એકાગ્ર થઇને તથા પાતિવ્રત્ય ધારણ કરીને નિરંતર રાજા રામનું સ્મરણ કરતાં રહેજો.[૧૫-૧૭] હે દેવિ! એમ કરવાથી જ તમારું કલ્યાણ થશે. પેલો વાલ્મીકિ-મુનિનો આશ્રમ દેખાય છે, ત્યાં હવે તમે પધારો."[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સુડતાલીસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૪૮ મો
## સીતાની ગદ્‌ગદિત વાણી

(આટલું બોલતાં બોલતાં તો લક્ષ્મણ બહુ વાર મૂર્ચ્છિત થઈ જતો હતો, છેવટે તે પડ્યો. અને) જનક રાજાની પુત્રી જાનકી, લક્ષ્મણનાં એવાં ભયંકર વચન સાંભળીને અત્યંત ખેદ પામી, અચેત થઈ ધરણીપર ઢળી પડી.[૧] જ્યારે તેની મૂર્ચ્છા વળી ત્યારે તેનાં નેત્રમાંથી ખળખળ આંસુ વહેવા માંડ્યાં. તે પ્રથમ તો એકી ટસે લક્ષ્મણના મોં સામું જોઈ રહી. (તે મૂઢ થઈ ગઈ-મુઝી. પછી લક્ષ્મણે તેનું સાન્ત્વન કર્યું. લક્ષ્મણ પણ મૂઢ બની ગયો હતો; તે નીચેથી ઉંચું જોઈ શકતો ન હોતો.) પછી સીતા દેવી ઘણી જ કરુણ વાણીથી લક્ષ્મણને કહેવા લાગી કે-[૨] "ઓ લક્ષ્મણ! હું જાણું છું કે, આ મારું શરીર વિધિએ માત્ર દુઃખ અનુભવવાને માટે જ સરજેલું છે. આટઆટલાં દુઃખ વેઠવા છતાં, હજી પણ વિધાતા મને દુઃખ દુઃખ ને દુઃખ જ દેખાડે જાય છે.[૩] અરે રે! મેં તે પૂર્વે એવાં શાં પાપ કર્યાં હશે કે, જેથી હું આવાં દુઃખ અનુભવું છું? અરે રે! મેં પૂર્વે એવાં ક્યાં દંપતીને વિખૂટાં પાડ્યાં હશે કે, જેના યોગે આજ રાજા રામે, હું પતિવ્રતા છતાં મારો ત્યાગ કર્યો છે.[૪] હે લક્ષ્મણ! (મારા જેવું કોણ દુઃખીયું હશે? હું કોને દોષ દઉં? એ સર્વે ભાગ્યનો જ દોષ છે.) પૂર્વે હું આશ્રમમાં દુઃખ વેઠતી હતી, પરંતુ રામના ચરણસ્મરણે કરીને મારો કાળ જતો હતો. વળી આશ્રમોમાં વસતાં પણ રામની સેવા કરતાં મારો કાળ આનંદમાં જતો હતો. (મેં માન્યું કે, રામનો મેલાપ થતાં મારાં દુઃખો જશે,) પણ અરે રે! હવે એકલી આ આશ્રમોમાં કેવી રીતે રહી શકીશ, તે મને સમજાતું નથી. વળી આ મારું દુઃખ હું કોના આગળ કહી મારા હૃદયને હલકું કરીશ?[૫-૬] હે પ્રભો! આશ્રમમાં ઋષિઓ મને પૂછશે કે, શું તેં અસત્કર્મ કર્યું કે, જેથી તને રાજા રામે ત્યજી, ત્યારે હું શો જવાબ દઇશ?[૭] હે સુમિત્રાના પુત્ર! ઓ દિયેરજી! આજ જ હું આ ગંગાના જળમાં પડીને મારાં દુઃખનો અંત આણત. પણ શું કરું કે, મારા સ્વામીનો રાજવંશ તેથી વિનાશ પામે એમ છે.[૮] હે લક્ષ્મણ! તમને જેમ આજ્ઞા થઈ હોય તેમ ભલે તમે કરો અને મને દુઃખભાગિનીને આ વનમાં તજીને તમે ભલે ચાલ્યા જાઓ. તમે તમારા રાજાની આજ્ઞામાં રહો; પણ મારું આટલું વચન સાંભળતા જાઓ.[૯]

"હે લક્ષ્મણ! અયોધ્યા જઇને તમે મારી વતી કાંઈ પણ ભિન્ન ભાવ રાખ્યા વગર—સરખા પ્રેમથી મારી સાસુઓને મારા પ્રણામ કહેજો; તથા તમારા રાજાને પણ મારાવતી વંદન કરીને કુશળ પૂછજો.[૧૦] વળી તમે તમારા રાજાને ધર્મમાં સાવધાન રહેવાને માટે આ પ્રમાણે કહેજો કે-'હે રાઘવ! જે રીતે સીતા શુદ્ધ છે એમ તમે તત્ત્વે કરીને જાણો છો, તેવી જ રીતે તેને પરમ ભક્તિવાન્ અને તમારામાં જ આસક્ત પણ જાણજો.'[૧૧-૧૨] હે વત્સ! મારા નાથને કહેજો કે, 'લોકાપવાદના ભયથી તમે મને તજી છે તથા મારે લીધે તમારી લોકમાં નિંદા થઈ છે અને અપવાદ આવ્યો છે તે હું જાણું છું અને તે કારણથી જ તમારે મારો ત્યાગ કરવો પડ્યો છે, તે પણ હું સારી રીતે જાણું છું, તથાપિ તમે જ મારી ગતિ છો. (નહિતર સ્નેહ, દયા ને મમતાળું હૃદય કેમ કઠિન થાય?)' વળી હે લક્ષ્મણ! તમે તમારા રાજાને કહેજો કે, 'તમે જેમ બંધુઓ સાથે વર્તો છો, તેમ જ તમારી પ્રજા સાથે પણ વર્તજો; કારણ કે એ જ તમારો પરમ ધર્મ છે અને એ જ તમને પરંપરા કીર્તિપ્રદ છે.[૧૩-૧૫] હે રાજન્, નગરના લોક વિષે ધર્મે ચાલવાથી જ પુણ્ય પ્રાપ્ત થાય છે; ને એ જ તમારો પરમ ધર્મ છે. હે નરવર! (પણ તમે મને એવી વેળાએ ત્યજી છે કે, તે દુઃખ હું સહી શકીશ નહિ.) હું મારા પોતાના દેહને માટે શોક કરતી નથી.[૧૬] હે રઘુનંદન! જેમ લોકાપવાદથી દૂર રહેવાય તેમ નિરંતર વર્તજો. (પણ મારા વિના તમને ઘડી પણ કેમ ચાલશે? તમે વારેવારે કહ્યું છે

કે, 'સીતા તારા વિના મને ક્ષણ પણ ચેહેન રહે નહિ,' તે સીતા વિના હવે તમને કેમ હમેશ ચાલશે! પણ હાય રાજધર્મ! તે બહુ કઠિન છે! તેને યોગે જ તમે મને ત્યજી છે.) પણ સ્ત્રીને તો પતિ એ જ દેવતા છે, સહાય છે અને પતિ એ જ પરમ ગુરુ છે;[૧૭] સ્ત્રીનો તો એ જ ધર્મ છે કે, તેણે પોતાના પ્રાણથી પણ પતિનું પ્રિય કરવું.' આ પ્રમાણે હે લક્ષ્મણ! તમે મારો સંદેશો યથાર્થ તમારા ભ્રાતાને કહેજો.[૧૮] વળી હું ગર્ભવતી છું, તેની પણ તમે નિરીક્ષા કરતા જાઓ. (હે વત્સ! હું વનવાસમાં રહેવા માટે દિલગીર નથી, તેનો મને શોક પણ નથી. મેં મારા પ્રાણનાથ સાથે ઘણાં વર્ષ વનવાસ ભોગવ્યો છે, પણ તે વેળાએ મને જરા પણ દુઃખ થયું નથી. પણ હાય! મારા દુષ્ટદૈવયોગે આજ હું એકલી છું. જો આર્યપુત્ર મારી સંગે હોત તો હું જીવતપર્યંત વનવાસ સુખરૂપ ભોગવત; ને મને જરાએ શોક કે અસુખ થાત નહિ. પણ હું રાજાની કુંવરી, રાજાની પુત્રવધૂ ને રાજાની પટ્ટરાણી છતાં મારા નસીબમાં આ દુઃખ! એ પણ વિધાતાની ગતિ છે. જ્યારે આર્યપુત્રે મારો ત્યાગ કર્યો ત્યારે મારા પ્રાણ નિકળી ન ગયા એ કૌતુક છે અને હું જીવિત ધરું છું તે એ જ માટે કે, આર્યપુત્રનો સંકલ્પ અફળ ન જાય.)"

સીતા આ પ્રમાણે કહેતાં હતાં, તે સાંભળીને દીન થઈ ઉભેલા લક્ષ્મણે પૃથિવી ઉપર મસ્તક મૂકીને તેને વંદન કર્યું અને પછી બોલવાની શક્તિ ન રહેવાથી તે મોટા સ્વરે રુદન કરવા લાગ્યા. રુદન કરતાં કરતાં જ તેમણે સીતાજીની પ્રદક્ષિણા કરી અને પછી એ ઘડી સૂધી ધ્યાન ધરીને તે કહેવા લાગ્યા કે-"હે શોભને! ('તમે નિરીક્ષા કરતા જાઓ.' એમ) તમે શું કહો છો? (જે કર્મ મારે કરવું પડ્યું છે, તે પહેલાં મૃત્યુ એ બહુ સુખદ હતું!) પણ, હે પાપરહિતા સીતે! પૂર્વે પણ મેં તમારું રૂપ જોયું નથી. વંદન કરવાના અભ્યાસથી માત્ર મેં આપનાં ચરણ જ જોયેલાં છે;[૧૯-૨૧] તો હે દેવિ! અત્યારે રાજા રામ વિના વનમાં એકલાં એવાં તમને હું કેમ જોઉં?"

(પછી રુદન કરતા લક્ષ્મણે કહ્યું-હા રામ! તમે સખ્ત હૈયાના છો, તમને દયા નથી. તમારા જેવા પાષાણહૃદયનો ભૂમંડળમાં કોણ છે?") આ પ્રમાણે રડતા ને સીતાનું આશ્વાસન કરતા તથા તેને વારંવાર વંદન કરતા લક્ષ્મણ પુનઃ નૌકામાં બેઠા અને નૌકાવાળાને તે હંકારવાની આજ્ઞા આપી. પછી ગંગાને ઉતરી તેના ઉત્તર કીનારાપર આવી દુઃખથી ભરાઈ ગયેલી છાતીવાળો લક્ષ્મણ, પુનઃ રથારૂઢ થયો. તે સામે તીરે ઉભેલાં અને અનાથની માફક રોતાં તથા ચેષ્ટા કરતાં સીતાને વારંવાર જોતા લક્ષ્મણે રથ હંકરાવવા માંડ્યો અને સીતા પણ દૂર જતા રથને જોઈ, વારંવાર લક્ષ્મણને જોતી ઉદ્વેગ પામી મૂર્છિત થઈ પડી. તેના શોકનો પાર જ રહ્યો નહિ.[૨૨-૨૫] પછી દુઃખરૂપી ભારથી નમી ગયેલી, યશસ્વિની અને પાતિવ્રત્ય ધારણ કરનારી પતિપરાયણ-રે દુઃખપરાયણ સીતા, પોતાના સ્વામીને ન દેખતાં પક્ષીના સ્વરથી શબ્દિત થયેલા તે મહાવનમાં છૂટે મોડે રોવા લાગી.[૨૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અડતાળીસમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૪૯ મો
### આશ્રમનિવાસ

સીતાનું રોવું સાંભળીને તે સ્થળમાં ફરતા ઋષિકુમારો ત્યાં આવ્યા. તેઓ જુવે છે તો સાક્ષાત્ સૂર્યસમાન કાંતિથી પ્રકાશતી અને હાહાકાર કરતી, દૈવને દોષ દેતી, ટળવળતી સીતાને જોઈ, તે જાણે ટોળા વિખૂટી મૃગલી હોય તેવી લાગતી હતી. (તે સ્ત્રીનું આક્રંદ સાંભળી, તેમનાં હૃદય દયાર્દ્ર થયાં ને તુરત જ દોડતા દોડતા) ઉગ્રતપમાં મગ્ન થયેલી બુદ્ધિવાળા વાલ્મીકિ પાસે જઇને તેમનાં ચરણમાં વંદન કર્યા પછી, તે સઘળાઓએ વાલ્મીકિને સીતાનો રુદનવૃતાન્ત વિનયસહિત નિવેદન કર્યો.[૧-૨] તેઓ બોલ્યા કે-"હે ભગવન્! અમો (ફળફુલ સમિધ વીણતા હતા, ત્યાં) પૂર્વે ન જોયેલી એવી કોઈ મહાત્માની સાક્ષાત્ લક્ષ્મી જેવી અલૌકિક સુન્દરી મોહથી વિકૃત થઈ અનાથ પેરે મોટે સ્વરે રુદન કરે છે.[૩] મહારાજ! આકાશમાંથી જેમ કોઈ દેવી પૃથિવી ઉપર પડી હોય તેના જેવી તે છે, માટે તમે તેને જુવો તો સારું. હે ભગવન્! નદીના તીર ઉપર અત્યંત શોકપરાયણ થઈ તે બેઠી બેઠી બહુ રુવે છે અને અમને લાગે છે કે, કદાચ સાક્ષાત્ કમળા દેવી શંકાના માર્યાં આવ્યાં હોય, તેવી તે લાવણ્યમૂર્તિ છે.[૪] તે સ્ત્રી દુઃખ તથા શોક સહન કરવાને યોગ્ય નથી, છતાં તે એકલી, વળી દીન, અનાથ જેવી છે. (તેનો શોકસ્વર સાંભળતાં અમારા હૃદયના ચૂરા થઈ ગયા હતા.)[૫]

### ક્ષેપક

"એ માનુષી સ્ત્રી છે, એમ અમે કહી શકતા નથી, આપણે તેનો સત્કાર કરવો જોઇએ. તે સ્ત્રી આપણા આશ્રમની પાસે જ છે, ને જાણે તમારે જ શરણે આવેલી હોય તેમ જણાય છે.[૧] વળી એ સાધ્વી સ્ત્રી પોતાનું રક્ષણ કરનારની ઇચ્છા કરે છે, માટે હે ભગવન્! તમારે તેને શરણ આપવું જોઇએ."

ઋષિબાળોને મોઢેથી આવું વૃત્તાંત જાણીને ધર્મજ્ઞ અને તપથી જ્ઞાનચક્ષુ જેને પ્રાપ્ત થયેલાં છે એવા વાલ્મીકિએ તે કોણ છે? તે વગેરેનો બુદ્ધિથી નિશ્ચય કર્યો અને પછી પોતે જ્યાં આગળ સીતા રોતી હતી, ત્યાં-ભાગીરથીને તીરે ગયા. શિષ્યો પણ તેમની પાછળ પાછળ ગયા.[૨-૩] તે મહાબુદ્ધિશાળી મુનિ કેટલાંક પગલાં તેણી તરફ ચાલ્યા પછી તેમણે અર્ઘ લીધો અને પછી ગંગા ઉપર ગયા. ત્યાં રાજા રામની પ્રિય પત્ની, સાધ્વી સીતા, તેમની નજરે પડી.[૪]

પછી શોકના ભારથી પીડિત થયેલી સીતા પાસે જઇને સ્નેહપૂર્વક, શાંત સ્વરે, મુનિ વાલ્મીકિ જેમ આનન્દ આપતા હોય તેમ, પ્રિય વચન કહેવા લાગ્યા કે-[૬] "હે બાળા! તું શોક તજ, તું શા માટે આ તપોવનમાં આવી છું તે હું જાણું છું. તું દશરથરાયની પુત્રવધૂ ને રાજા રામની પટ્ટરાણી અને જનકરાજાની પુત્રી છે. હે પતિવ્રતા! તું ભલે આવી. તારો અમે સત્કાર કરીએ છીએ.[૭] તું આવતી હતી તે તથા તારા આગમનનું કારણ એ સર્વે મેં યોગસમાધિથી જાણેલું છે. હે મહાભાગે! તારો શુદ્ધ ભાવ પણ મેં પૂર્વે ઘણા કાળથી જાણેલો છે, કેમકે ત્રણે લોકમાં જે કંઇ થાય છે, તે સર્વ મારા જાણવામાં આવે છે.[૮-૯] હે સીતે! તપથી પ્રાપ્ત થયેલાં નેત્રથી હું તને પાપરહિત જોઉં છું. (રાજા રામે સત્યાસત્યનો વિચાર કર્યા વિના, ચલચિત્તના બનીને તું નિરપરાધીનો ત્યાગ, માત્ર લોકાપવાદને લીધે કીધો છે, તે પણ મને ખબર છે) માટે વૈદેહિ! હમણાં ધીરજ રાખીને તું મારા આશ્રમમાં આવી સુખેથી રહે.[૧૦] અને હે વત્સે! મારા આશ્રમની આસપાસ ઋષિપત્નીઓ રહે છે તે તારું નિરંતર પુત્રીની પેઠે પાલન કરશે.[૧૧] હવે તું વિશ્વાસ લાવીને મનમાંથી શોકનો ત્યાગ કર તથા મારા અર્ઘનો સ્વીકાર કર અને જેમ જનકરાયને ત્યાં રહી હોય તેમ તું અહિંયાં સુખેથી રહે. તું જરા પણ ખેદ પામીશ નહિ.[૧૨]

મુનિનું પરમ અદ્ભુત અને સાન્ત્વનાનું વચન સાંભળીને સીતાએ આંસુડાં લોહ્યાં ને શાંત ચિત્તથી મુનિનાં ચરણમાં મસ્તક મૂકીને બોલી કે,-"હે ભગવન્, જેમ આપ કહો છો તેમ જ હું કરીશ."[૧૩] (વાલ્મીકિ મુનિએ તેને આશીર્વાદ દીધો કે 'તું રઘુકુલકપુત્રની માતા થજે.' પછી કહ્યું "બાળા! હવે અહિંયાં રહેવાનું પ્રયોજન નથી, તું આશ્રમે આવ; હું તને કન્યાપેરે પાળીશ. મારે ત્યાં રહેવાથી તને કશો કલેશ થશે નહિ. નગરવાસીઓ વનનું નામ જાણી ભડકે છે, પરંતુ તપોવનમાં ભયનો સંભવ નથી. મારી તપશ્ચર્યાના પ્રભાવથી હિંસક પ્રાણીઓ પણ પોતાનો ક્રૂર સ્વભાવ ત્યજી સ્નેહથી વસે છે. તને પૂરા દિવસ થયા છે, પણ અલ્પકાળ થશે, તેટલામાં તને શાન્તિ વળશે. સમાન વયની મુનિબાળા તારી સખીઓ થશે ને તેનાથી તને આનંદ થશે. ચાલ મારી સાથે.") પછી મુનિ ત્યાંથી ચાલ્યા, એટલે સીતા પણ હાથ જોડી તેમની પાછળ ચાલી. સીતાને તેડીને મુનિને આવતા જોઇને, ઋષિપત્નીઓ હર્ષ પામી સામી આવી કહેવા લાગી કે,-[૧૪] "હે મુનિશ્રેષ્ઠ! તમે ભલે પધાર્યા. તમે ઘણે દિવસે આવ્યા છો. અમે સર્વે તમને અભિવંદન કરીએ છીએ. હવે અમને શી આજ્ઞા છે?[૧૫] વાલ્મીકિએ તેમને કહ્યું કે,-"આ સ્ત્રી બુદ્ધિમાન્ રાજા રામની મહિષી છે, દશરથરાયની પુત્રવધૂ અને જનક રાજાની પુત્રી છે. એ પાપરહિત, છે તથાપિ તેને તેના સ્વામીએ ત્યજી છે, માટે મારે તેનું સર્વદા પાલન કરવું, એ ઉચિત છે.[૧૬-૧૭] તમે સર્વ એના ઉપર પરમ કૃપાની દૃષ્ટિથી જોજો. વળી મારી ગુરુતાને લીધે તથા મારાં વચનને લીધે તમારે વિશેષે કરીને એનો સત્કાર કરવો."[૧૮] તે મહાયશસ્વી મુનિએ, એ રીતે પુનઃ પુનઃ કહીને, તાપસીઓના હાથમાં સીતા દેવીની સોંપણી કરી. મહા તપસ્વી મુનિ, પોતાના શિષ્યોની સાથે પોતાના આશ્રમમાં આવ્યા. (અને મુનિકન્યાઓ ને મુનિપત્નીઓ સીતાને આનંદ થાય, તે માટે પૂર્ણ પ્રેમથી પ્રયત્ન કરવા લાગી.)[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિમુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં ઓગણપચાસમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૫૦ મો

### લક્ષ્મણશોક

મૈથિલી સીતાને ઋષિ પોતાના આશ્રમમાં લઈ ગયા ત્યારે દીન છે આત્મા જેનો એવા લક્ષ્મણ, અપાર

સંતાપ પામ્યા.[1] પછી તે મહાતેજસ્વીએ, મંત્રસહાયક સુમંત્રને કહ્યું કે,–"હે સારથે! સીતાના વિયોગથી રાજા રામની કેવી અવસ્થા થઈ હશે, તેનો તને વિચાર આવે છે ખરો?[2] એ શુદ્ધાચરણવાળી, જનકપુત્રી અને પોતાની પ્રિય પત્નીનો ત્યાગ કરવાથી રાઘવને જે દુઃખ થાય, તેના કરતાં વધારે તે બીજું કયું દુઃખ હશે? રાજા રામને આથી વધારે મર્મચ્છેદી બીજું શું હોય![3] હે સારથે! રાજા રામનું, સીતાના વિયોગમાં રહેવું, એ લલાટે લખેલું જ છે, એમ મને લાગે છે. રે! દૈવનું ઉલ્લંઘન કોઇથી થઈ શકતું નથી.[4] અહો! જો રામ ક્રોધે ભરાયા હોય તો ગંધર્વ સહિત દેવ અને રાક્ષસો સહિત અસુરનો નાશ કરે એવા બળવાન્ છે, છતાં તે પણ દૈવને વશ છે.[5] પૂર્વે પણ પિતાના વચનથી રામ એકાન્ત અને રાક્ષસવસિત દંડકારણ્યમાં ચૌદ વર્ષ રહ્યા હતા–એ તો જાણે પિતાનું વચન પાળવાને કર્યું હતું, પણ આ તો માત્ર પૌરજનમાં ચાલતા અપાવાદ ઉપરથી જ સીતાનો પરિત્યાગ કર્યો છે, તે મને તો તેનું અત્યંત, ક્રૂર કર્મ લાગે છે.[૬–૭] ન્યાયરહિત ગમે તેમ બોલનારા પૌરજનના વચનથી, સીતાદેવીને તજ્યાં, એ કાર્ય કરવામાં રાજા રામે કયો ધર્મ સાચવ્યો હશે? સત્પાત્ર સ્ત્રી, એ ધર્મનું મૂળ છે, તેમ છતાં રાજા રામે, ધર્મના મૂળરૂપ સીતાનો કેમ ત્યાગ કર્યો હશે?"[૮] લક્ષ્મણનાં આવાં વચન સાંભળી, પ્રાજ્ઞ સુમંત્ર બોલ્યો કે,–[૯] "હે સુમિત્રાનંદન! સીતાને માટે તમારે સંતાપ કરવો નહિ; કેમકે તમારા પિતાની સમક્ષ બ્રાહ્મણોએ પૂર્વે આ ભવિષ્ય તો ભાખેલું જ હતું.[૧૦] બ્રાહ્મણોએ કહેલું જ છે કે–'રામ અત્યંત દુઃખવાળો અને સુખનો સર્વદા વિજોગી થશે; ને તે મહાબાહુને પોતાના પ્રિયજનનો વિયોગ શીઘ્ર થશે.'[૧૧] હે લક્ષ્મણ! આ મહાબાહુ રાજા, તમને, ભરતને અને શત્રુઘ્નને થોડા જ કાળમાં તજી દેશે.[૧૨] વળી હે લક્ષ્મણ! દશરથ રાજાએ તમારે માટે દુર્વાસામુનિને પ્રશ્ન કરવાથી, દુર્વાસાએ જે વચન કહ્યું હતું તે વચન તમને, ભરતને અને શત્રુઘ્નને કહેવું યોગ્ય નથી.[૧૩] પણ હે નરવર! દુર્વાસા મુનિએ એ વચન દશરથ અને વસિષ્ઠ સાથે બેઠેલા હતા ત્યારે કહ્યું હતું અને મેં પણ પાસે હોવાથી તે સાંભળ્યું હતું.[૧૪] દુર્વાસાનું વચન સાંભળીને પુરુષશ્રેષ્ઠ દશરથ રાજાએ મને કહ્યું હતું કે–'હે સૂત! આ વચન તારે કોઈ મનુષ્યના આગળ કહેવું નહી.'[૧૫] હે સૌમ્ય! એ પરથી લોકપાળ—દશરથ રાજાનું વચન અસત્ય ન કરવાને માટે હું ઘણી સાવધાનીથી વર્તતો હતો.[૧૬] અને એ વચન, હે લક્ષ્મણ! મારે તમને પણ કહેવું જોઇએ નહિ, તથાપિ હે રઘુનંદન! તે સાંભળવાની જો તમને બહુ જ ઇચ્છા હોય તો હું કહું છું તે સાંભળો–(શ્રદ્ધા રહિત આગળ કહેવાની હરકત છે; પણ તમને તે સાંભળવા શ્રદ્ધા છે તો કેમ ન કહેવાય? વળી તમે દશરથના પુત્ર હોવાથી દશરથરૂપ જ છો, તેથી તમને કહેવાનો કંઈ જ બાધ નથી અને તમે મારા આપ્ત પણ છો, તેથી પણ બાધ નથી. વળી દુઃખિતનું દુઃખ નિવારણ કરવાને માટે રહસ્ય પ્રકટ કરવાનો પણ દોષ નથી.)[૧૭] પૂર્વે જો કે આ રહસ્ય ગુપ્ત રાખવાને મહારાજા દશરથે મને કહેલું છે, છતાં તે જ હું હમણાં તમારી આગળ કહીશ. તમે જાણો કે દૈવનું ઉલ્લંઘન કોઈથી થઈ શકતું નથી,[૧૮] પણ જે દૈવના બળથી આ શોકયુક્ત સંતાપ ઉત્પન્ન થયો છે, તે દૈવસંબંધી રહસ્ય જાણીને તમારે ભરત તથા શત્રુઘ્નની આગળ પણ કહેવું નહિ."[૧૯] સુમંત્રનું આવું ગંભીર અને અર્થયુક્ત બોલવું સાંભળીને, લક્ષ્મણે તેને કહ્યું કે, "જો એમ જ છે તો તો હવે તું મને તે યથાર્થ કહે."[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં પચાશમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫૧ મો.

### રહસ્ય

મહાત્મા લક્ષ્મણના પ્રેરવાથી, દુર્વાસા ઋષિએ કહેલું રહસ્ય કહેવાનો સુમંત્રે આરંભ કર્યો.[1] સુમંત્ર બોલ્યો–'પૂર્વે વસિષ્ઠના પવિત્ર આશ્રમમાં અત્રિ ઋષિના પુત્ર દુર્વાસા, ચાતુર્માસ વસ્યા હતા.[2] તે સમયે મહાબળવાન્ દશરથરાય પોતાના પુરોહિત ધર્માત્મા વસિષ્ઠને મળવાને માટે ગયા હતા.[3] ત્યાં તેમણે સૂર્યસમાન તેજસ્વી અને તપના ભંડારવાળા દુર્વાસાને, વસિષ્ઠની ડાબી બાજુએ બેઠેલા જોયા.[4] રાજાએ તે બેઉ મુનિઓને પ્રણામ કર્યા અને મુનિઓએ પણ રાજાનો સત્કાર કરી આસન, પાદ્ય, ફળ, મૂળ વગેરે આપ્યાં. પછી મહારાજા તે મુનિઓ પાસે બેઠા.[5] તે સમયે મધ્યાહ્ન થયા હતા અને તે બે મુનિઓ અનેક પ્રકારની મધુર કથાઓ કરતા હતા.[6] પછી એકાદ વાત નિકળતાં, મહાત્મા દશરથ રાજાએ અત્રિના પુત્ર તપોધન દુર્વાસા મુનિને હાથ જોડી,

પૂછ્યું કે,[૭] 'હે ભગવન્! મારો વંશ કેટલે સુધી ચાલશે. મારા રામનું આયુષ્ય કેટલું છે અને મારા બીજા પુત્રોનાં આયુષ્યો કેટકેટલાં છે?[૮] વળી રામને પુત્રો થશે, તેમનું કેટલું આયુષ્ય છે? હે ભગવન્! એ સર્વ જાણવાની મને બહુ ઇચ્છા છે, માટે આપ મને મારા વંશની ગતિ કહો.[૯] દશરથરાયનાં તે વચન સાંભળીને મોટા તેજવાળા ઋષિએ તેમને નીચે પ્રમાણે કહ્યું હતું.[૧૦]

દુર્વાસા બોલ્યા–હે રાજન્! પૂર્વે દેવ અને અસુરોને યુદ્ધ થયું હતું ત્યારે જે બન્યું હતું તે હું તને કહું છું. દેવાસુરયુદ્ધમાં, દેવોએ પરાજય કરેલા દૈત્યો પોતાના પુરોહિતની માતા ભૃગુપત્નીને શરણે ગયા હતા; ત્યારે તેણીએ તેમને અભય વચન આપ્યું, તેથી તેઓ નિર્ભય થઇને રહ્યા.[૧૧] પણ ભૃગુપત્નીએ તેમના ઉપર દયા કરી, તેથી દેવેશ્વર વિષ્ણુ બહુ કોપ પામ્યા અને તીક્ષ્ણ ધારવાળાં ચક્રવડે તેમણે ભૃગુપત્નીનું મસ્તક કાપી નાંખ્યું.[૧૨] જ્યારે ભૃગુકુળને ધારણ કરનાર ભૃગુએ, પોતાની સ્ત્રીને હણાયલી જોઈ ત્યારે ક્રોધથી તેમણે વિષ્ણુને શાપ દીધો કે,[૧૩] 'હે જનાર્દન! જેથી તેં ક્રોધમાં આવીને અવધ્ય એવી મારી સ્ત્રીનો વધ કર્યો છે, તો તું મનુષ્ય લોકમાં જન્મ પામશે.[૧૪] ત્યાં તને ઘણા કાળ સૂધી તારી સ્ત્રીનો વિયોગ રહેશે.' પણ શાપ દીધા પછી ભૃગુને પોતાના અંતર્યામી આત્માની ભાવના થઈ; અને શાપ દેવા માટે મનમાં પશ્ચાત્તાપ થયો.[૧૫] પછી શાપ મિથ્યા થવાના ભયથી આકુલ થયેલા ભૃગુમુનિએ, વિષ્ણુનું પૂજન કીધું ત્યારે તપથી પ્રસન્ન થએલા ભક્તવત્સલ વિષ્ણુએ, ભૃગુ ઋષિ આગળ આવીને કહ્યું કે,–[૧૬] 'ભૂર્લોક આદિ લોકોના હિતાર્થે હું તમારા શાપનો અંગીકાર કરીશ.' આ પ્રમાણે મહા તેજસ્વી રામને પૂર્વ જન્મે ભૃગુ ઋષિએ શાપ દીધો છે,[૧૭] અને હે શ્રેષ્ઠ રાજા! તે વિષ્ણુ, અહિં તારા પુત્રરૂપે અવતરેલા છે. એ વિષ્ણુ ત્રણે લોકમાં રામ નામથી પ્રસિદ્ધ થશે;[૧૮] અને ભૃગુએ દીધેલા શાપને અનુભવશે. એ રામ ઘણા લાંબા કાળ સૂધી અયોધ્યામાં રાજ્ય કરશે અને એ રામના જે અનુગામીઓ થશે, તે સુખી અને સમૃદ્ધિવાન્ થશે. રામ અગિયાર હજાર વર્ષ રાજ કરીને, પછી બ્રહ્મલોકમાં જશે. એ પરમ દુર્વિજય રામ, ઘણા સમૃદ્ધિવાન્ અશ્વમેધ યજ્ઞો કરશે,[૧૯–૨૧] તથા ઘણે પ્રકારે ઘણાક રાજવંશનું સ્થાપન કરશે. રામને સીતાથી બે પુત્ર ઉત્પન્ન થશે.[૨૨] આ રીતે તે મહાત્મા ઋષિએ દશરથરાયને પોતાના વંશનું ભાવી કહી સંભળાવ્યું હતું; અને તે કહ્યા પછી મહાતેજસ્વી મુનિ અબોલ રહ્યા હતા.[૨૩] પછી મહાત્મા દશરથરાય પણ તે બેઉ મુનિને પ્રણામ કરીને પોતાના નગરમાં આવ્યા હતા.[૨૪]

આ પ્રમાણે પૂર્વે તે મુનિએ કહેલું રહસ્ય મેં સાંભળ્યું છે અને હૃદયમાં ધારણ કરી રાખ્યું છે, માટે હે લક્ષ્મણ! તે મુનિએ જે કહ્યું છે તેમાં કંઈ ફેર પડવાનો નથી.[૨૫] વળી જે પ્રમાણે તે મુનિનું વચન છે, તે જ પ્રમાણે રામ, સીતાના પુત્રોને અભિષેક કરશે અને તે પણ અયોધ્યામાં નહિ પણ બીજે ઠેકાણે.[૨૬] હે રઘુકુળના પુત્ર! આ પ્રમાણે છે, માટે સીતાને માટે અથવા રામને માટે તમારે સંતાપ કરવો નહિ. હે પુરુષશ્રેષ્ઠ! હવે તો તમે ધીરજ ધરો."[૨૭] આ પ્રમાણે સારથિનું અદ્ભુત વચન સાંભળીને લક્ષ્મણ આનંદ પામ્યા અને તેં આ સૌથી સરસ વાત કહી, એમ કહીને તેને અભિનંદન આપ્યું.[૨૮] સારથિ અને લક્ષ્મણ વાતો કરતા કરતા માર્ગે જતા હતા, એટલામાં સૂર્ય અસ્ત પામ્યો. તેઓએ કેશિની નદીના તીર ઉપરના એક આશ્રમમાં તે રાત્રિએ નિવાસ કર્યો.[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં એકાવનમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫૨ મો
## શોકાતુર રામ

રઘુનંદન લક્ષ્મણ, કેશિનીના તીર ઉપર રાતવાસો રહી, પ્રભાતમાં અયોધ્યા તરફ ચાલવા લાગ્યો,[૧] અને મધ્યાહ્ન થતાં તે, રત્નથી ભરપૂર, આનંદથી ખીલી રહેલી અને પુષ્ટ મનુષ્યોથી ખળભળી રહેલી અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યો.[૨] પછી રાજભવનમાં જતાં મહાબુદ્ધિમાન્ લક્ષ્મણ વિમાસણમાં પડ્યો કે–'રામના ચરણ સમીપ જઇને હું શું કહીશ?'[૩] એ રીતે ચિંતન કરતાં તો રામનું ચંદ્ર સમાન ભવન પણ આવી પહોંચ્યું.[૪] તે સુંદર ભવન આગળ આવ્યા પછી, લક્ષ્મણે લેવાયલે વદને, નીચું જોઈ દ્વારપાળના અટકાવ વગર અંદર પ્રવેશ કર્યો.[૫] ત્યાં અશ્રુપૂર્ણ નેત્રવાળા, લેવાઈ ગયેલા, શાંત થઈ એક ઉત્તમ આસન ઉપર બેઠેલા રામને જોયા.[૬] તેની પાસે જઈ, બે હાથ જોડી, દીનની પેઠે લક્ષ્મણ બોલ્યો કે–[૭] "આર્યની આજ્ઞાને માથે ચઢાવી, આર્યે કહ્યું હતું તે ઠેકાણે–ગંગાના તટ

ઉપર—વાલ્મીકિના પવિત્ર આશ્રમમાં, જનકપુત્રીને મેં મૂકી છે.[૮] અને હે વીર! તે શુભાચરણી ને યશસ્વિની દેવીને આશ્રમ આગળ મૂકીને, પુનઃ આપનાં ચરણનું વંદન કરવાને માટે હું અત્રે આવ્યો છું.[૯] હે પુરુષશ્રેષ્ઠ! હવે તમારે શોક કરવો યોગ્ય નથી, કારણ કે કાળની જ ગતિ એવી છે. વળી તમારા જેવા બુદ્ધિમાન્ અને મનસ્વી પુરુષો શોક કરતા નથી.[૧૦] જે જે મોટા ઐશ્વર્યના સમુદાય છે, તે સર્વે ક્ષયરૂપ અંતવાળા છે. ઉન્નતિ માત્ર અવનતિરૂપ અંતવાળી છે. સંયોગ માત્ર વિયોગના અંતવાળા છે અને જીવિત છે તે મરણના અંતવાળું છે;[૧૧] આટલા કારણથી જ પુત્ર, ધન, સ્ત્રી અને મિત્રવિશે અતિશય આસક્તિ રાખવી નહિ; કારણ કે અંતે તેમનો પણ વિયોગ થવાનો જ છે.[૧૨] હે રામ! તમે પોતાના આત્માવડે મનને નિયમમાં રાખવાને તથા અંતઃકરણવડે અંતરાત્માને નિયમમાં રાખવા સમર્થ છો, તેમ તમે સર્વે લોકને નિયમમાં રાખવાને સમર્થ છો તો પોતાના શોકને નિયમમાં રાખી શકો, એમાં શું આશ્ચર્ય છે![૧૩] તમારા જેવા ઉત્તમ પુરુષો, આવાં કાર્યોમાં મોહ પામતા નથી જ. હે રાઘવ! આમ શોક કરવાથી તો તમને પુનઃ લોકાપવાદ લાગશે કે—'પરગૃહમાં રહેલી સ્ત્રીનો ત્યાગ કરીને પેલા રાજાજી નિરંતર શોક કરે છે.' માટે હે રાજન્! અપવાદના ભયથી તમે સીતાનો ત્યાગ કર્યો છે, તે અપવાદ પાછો નગરમાં પ્રવર્તશે—તો તમને જશને સાટે અપજશ મળશે.[૧૪-૧૫] હે પુરુષવ્યાઘ્ર! તમે ધૈર્ય ધરી, સાવધ થઇને આ માનુષિક બુદ્ધિનો ત્યાગ કરો અને સંતાપને તજી દ્યો."[૧૬]

[લક્ષ્મણનાં વચન સાંભળીને 'અહા સીતા! અહા પ્રિયા!' એમ બોલતા રામ મૂર્ચ્છિત થઈ જમીનપર પડ્યા. લક્ષ્મણ જો કે શોકથી લેવાઈ ગયો હતો, તથાપિ તેણે રામનું સારી રીતે આશ્વાસન કર્યું. રામને જ્યારે શુદ્ધિ આવી ત્યારે તે ચાતક પેરે એકી ટગરે લક્ષ્મણને જોઈ રહ્યા ને પછી તેને કંઠે વળગી પડીને રડવા લાગ્યા. "ઓ લક્ષ્મણ! હું હવે જાનકીને ક્યારે દેખીશ? તેં તેને કયાં મૂકી છે? તેના વિરહથી મારો દેહ હું ધારણ કરી શકીશ નહિ. ભાઈ લક્ષ્મણ! લોકાપવાદને માટે મેં જાનકીને ત્યજી છે, પણ મને એ જાનકીનાં પુનઃ દર્શન થશે કે નહિ?" આમ કહેતા તે પાછા ગળગળા થઈ રુદન કરવા લાગ્યા. લક્ષ્મણ પણ શોકાકુળ થઇને રડવા લાગ્યો, પણ તેણે ક્ષણવાર ધૈર્ય ધરીને રામનું સાન્ત્વન કર્યું. પછી સીતાએ તપોવનમાં જે વિલાપ કર્યો હતો, તે વર્તમાન નિવેદન કર્યો, તે વેળા રામના એક નેત્રમાંથી શ્રાવણ ને બીજામાંથી ભાદરવો વહેતો હતો. રડતા રડતા તેઓ વારંવાર લાંબો નિઃશ્વાસ મૂકતા હતા. તેમનો ઘાંટો પણ બંધાઈ ગયો હતો, બોલવાની પણ શક્તિ રહી નહોતી, અને દુઃખનો લાંબો વિચાર આવવાથી તેઓ પુનઃ મૂર્ચ્છિત થઈ પડ્યા. લક્ષ્મણે મહા મહેનતે રામને પાછા શુદ્ધિમાં આણ્યા. તેને લાગ્યું કે, રામને જે દુઃખ થયું છે તે તેમના જીવિતપર્યંત રહેશે ને આ શોકાર્ણવમાંથી તેઓને કદી પણ શાંતિ થવાની નથી. આ શોકનો ઉપાય નથી. પછી વિનયથી લક્ષ્મણે કહ્યું કે, "આર્ય! જે પુરુષાર્થી નર છે, તેને શા માટે શોકને વશ થવું જોઇયે? આપ સર્વ જાણો છો, છતાં કેમ આવો શોક કરો છો? દૈવ પ્રબળ છે ને તેમાં નિર્માણ થયેલું કોઈ પણ ફેરવી શકતો નથી. તેમ ન હોત તો, ક્ષુલ્લક કારણને વશ થઈ, આર્યા જાનકીનો આપ પરિત્યાગ કેમ કરો? જુઓ, વૃદ્ધિ પછી ક્ષય, ઉદય પછી અસ્ત, ચઢતી પછી પડતી ને સંયોગ પછી વિયોગ અને સુખ પછી દુઃખ આવે છે, તેમાં કોણ ફેરફાર કરવા સમર્થ છે? આપ શોકને ત્યજો, આપના મસ્તક ઉપર સૌના સુખના પર્વતનો ભાર છે, ને આપ શોક કરશો તો પછી બીજાઓનું શું થશે? સ્નેહીનો વિયોગ અને દુર્મતિનો સંયોગ, એ શોકનું કારણ નિઃસંદેહ છે. પણ તેમાં મહાશય લીન થતા નથી; એ તો ક્ષુલ્લક પ્રાણીને માટે છે. હવે તમે રાજ્યભાર વહો ને ધીરજ ધરી કાર્ય કરો."

લક્ષ્મણનાં તે મધુરાં, પ્રેમાળ, રસમય વાકય સાંભળીને રામ બોલ્યા, "હે વત્સ! તું યથાર્થ કહે છે. જો કે મેં જાનકીને વનવાસ આપ્યો, તે કાર્ય રાક્ષસ જેવું ક્રૂર છે, અને તેથી મારું મન ભ્રમિત ને વિકલવતાને પામ્યું છે, તથાપિ લોકાપવાદના ડરથી, પ્રજાનીતિના ઉત્તમ ગુણના ચીરપણા માટે મેં જે કાર્ય કર્યું છે, તેનો મને મોટો સંતોષ છે. હું હવે શોકનો ત્યાગ કરીશ, કેમ કે મેં જાનકીનો ત્યાગ કર્યો છે, તે પ્રજાપ્રેમ માટે છે, ને જો હું શોકવશ થઈશ તો ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકીશ નહિ. માટે હું પ્રતિજ્ઞા લઉં છું કે, હવેથી શોકને રોકીશ—તેમાં નિમગ્ન ન થઇશ. કોઈ પણ મને હવે શોકાતુર જોશે નહિ." ક્ષણભર રામ અબોલ રહ્યા. પણ જાનકી વિયોગનું પુનઃ સ્મરણ થતાં જ તેનાં નેત્રમાં અશ્રુ ભરાઈ આવ્યાં. તે વ્યાકુળ ચિત્તે પુનઃ

બોલ્યા, "એ ભાઈ લક્ષ્મણ! આ રાજ્ય કેવું દુઃખદ તથા વિપત્તિનું મૂળ છે? રે! અન્યજન કોણ જાણે કેવા હેતુથી રાજ્ય મેળવવાની લાલસા રાખે છે? તે મારાથી સમજાતું નથી; કેમકે આ રાજ્યભારને લીધે જ મેં જાનકીને ત્યજી છે ને તેને જ લીધે મારી સારી ઉમ્મર સૂધી સુખપર પાણી ફેરવવું પડ્યું છે. આ રાજ્યને લીધે જ હું ક્રૂર થયો છું, એ રાજ્યને લીધે જ મેં નિરપરાધી, શુદ્ધ, સતી જાનકીનો ત્યાગ કર્યો છે. અને એ રાજ્યથી જ હું રડું છું, એ જ ફળ મને રાજ્યથી મળ્યું છે. રાજ્યનો ભાર વહેનારામાંથી દયા–પ્રેમ–સ્નેહ–મમતા–કરુણા એ સર્વ જાય છે. રે તેનામાંથી મનુષ્યત્વ પણ જાય છે. હું જાણું છું કે, મારા આ કૃત્યથી પ્રજા રાજી તો નહિ જ થશે. પણ રઘુકુળની કીર્તિ માટે, ને પ્રજામાં રાજાનો દોષ ન પ્રવર્તે તે માટે મેં જાનકીને ત્યજી છે." લક્ષ્મણે કહ્યું, "હે મહારાજ! તમે જ્યારે પ્રજાના સંરક્ષણ માટે આ કાર્ય કર્યું છે, ત્યારે હવે તેનો શોક શા માટે કરો છો? નિરપરાધી, તમારામાં જ અનુરક્ત, સીતા શુદ્ધ છે, તેનો માત્ર પ્રજાના અપવાદથી ત્યાગ કીધો છે, તો હવે શાંત થઈ, રાજ્યમાં મન દ્યો, એટલે તમારી ચિંતાનો નાશ થશે.]"

આ પ્રમાણે મહાત્મા લક્ષ્મણે કહ્યું તે સાંભળીને, મિત્રવત્સલ રામે, પરમ પ્રેમથી લક્ષ્મણને કહ્યું કે–[૧૭] "હે લક્ષ્મણ! હે નરશ્રેષ્ઠ! હે વીર! તું જેમ કહે છે તેમ જ છે; તથા પ્રજાપાલન તજીને શોક કરવો એ યોગ્ય નથી. તું મારા કાર્યનું મને અનુશાસન કરે છે, તેથી હું પરમ સંતોષ પામું છું.[૧૮] હે સૌમ્ય! હે લક્ષ્મણ! તારા સુંદર વચનથી મને નિવૃત્તિ થઈ છે, તથા મારા મનનો સંતાપ ટળી જઈ, હું શાંત થયો છું.[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બાવનમો સર્ગ સંપૂર્ણ**

# રાજધર્મ

## સર્ગ ૫૩ મો

## નૃગરાજાનો ઇતિહાસ-૧

પછી રામ પ્રસન્ન થઈ, લક્ષ્મણ પ્રત્યે નીચે પ્રમાણે બોલ્યા; "હે સૌમ્ય! તું જેવો મહાબુદ્ધિવાળો તથા મારા મનને અનુવર્તનારો ભાઈ દુર્લભ છે; અને આવા સમયે તો વળી તે વધારે દુર્લભ છે.[૧-૨] હે લક્ષ્મણ! મારા હૃદયમાં જે છે, તે તું સાંભળ–અને તે સાંભળીને પછી તું મારા કહ્યા પ્રમાણે વર્ત.[૩] હે સૌમિત્રિ! આ ચાર દિવસ પ્રજાનું કાર્ય કર્યા વગર ગયા છે, પ્રજાપાલનમાં મારાથી લક્ષ અપાયું નથી, તે મને ઘણો સંતાપ કરે છે–મારાં મર્મોને કાપી નાંખે છે.[૪] માટે હે વીર! પ્રધાનમંડળને, પુરોહિતને, મંત્રીઓને તથા કાર્યવાળાં સ્ત્રીપુરુષોને સૌને રાજભવનમાં બોલાવવાની, તું આજ્ઞા કર.[૫] જે રાજા નિત્ય પ્રજાનું કાર્ય નથી કરતો, તે રાજા સંવૃત–વાયુસ્પર્શરહિત–નરકમાં પડે છે.[૬] પૂર્વે ઋષિમુખે એવું સાંભળેલું છે કે, નૃગ નામનો એક રાજા હતો. તે પૃથિવીનું પાલન કરતો હતો અને બ્રાહ્મણનું રક્ષણ કરનાર, સત્યવાદી અને પવિત્ર હતો.[૭] તે રાજાએ પુષ્કર તીર્થમાં સુવર્ણ અલંકારથી શણગારેલી, સવત્સ અને સુભગ કરોડો ગાયો બ્રાહ્મણોને દાનમાં આપી હતી.[૮] હે અનઘ! પણ કર્મસંજોગે દાન કરવાને માટે જે ગાયો રાજાની સન્મુખ લાવવામાં આવી હતી, તેમાં એક અગ્નિહોત્રી, પણ દરિદ્ર અને ઉચ્છવૃત્તિથી આજીવિકા કરનાર બ્રાહ્મણની સવત્સા ગાય પણ આવી હતી. નૃગ રાજાએ તે ગાયોને સ્પર્શ કરીને તે બ્રાહ્મણોને દાનમાં આપી દીધી.[૯]

"એવું બન્યું કે ભૂખથી પીડાતા તે બ્રાહ્મણે, પોતાની ખોવાઈ ગયેલી ગાયની શોધ કરવા માંડી અને ઘણા દેશમાં ઘણાં વર્ષ સૂધી શોધ કરી; પણ તે મળી નહિ.[૧૦] ફરતો ફરતો તે બ્રાહ્મણ કનખલ ક્ષેત્રમાં ગયો, તો ત્યાં તેણે, જેનું વત્સ દુર્બળ થઈ ગયું છે તથા રોગરહિત છે તેવી પોતાની ગાયને એક બ્રાહ્મણને ઘેર જોઈ.[૧૧] તેને 'હે શબલે'! કહીને તે બ્રાહ્મણે, પોતે પાડેલાં નામવડે બોલાવીને કહ્યું કે–'આવ, આવ.'[૧૨] ગાયે તેનો સ્વર સાંભળ્યો અને ઓળખ્યો, અને તે બ્રાહ્મણના સામે જોયું અને અગ્નિ જેવો એ બ્રાહ્મણ ચાલવા લાગ્યો, એટલે તે તેની પાછળ ચાલી.[૧૩] જે બ્રાહ્મણને ત્યાં ગાય હતી તે તેની પાછળ ગયો અને ગાયને પકડીને તે ઋષિને કહ્યું કે,–'હે બ્રહ્મદેવ! આ ગાય તો મારી છે.'[૧૪]

"પછી તે બંને બ્રાહ્મણો વચ્ચે વાદ થયો અને એક કહે 'ગાય મારી છે' અને બીજો કહે 'મને નૃગે આપી છે.' છેવટ તેઓ વાદ કરતા કરતા ગાયનું દાન દેનાર નૃગરાજાના દરબારમાં ગયા. પણ રાજાના દ્વારપાળોએ તેઓને ખાળ્યા અને અંદર જવા દીધા નહિ. આથી રાજા પાસેથી તેઓને જે ન્યાય જોઈતો હતો, તે તે

મળ્યો નહિ.[૧૫-૧૬] કેટલાક દિવસ સુધી તેઓ ત્યાં ખોટી થયા, પણ ન્યાય મળ્યો નહિ ત્યારે, ક્રોધ પામી તે બ્રાહ્મણો, મહાઘોર વચન બોલ્યા-[૧૭] 'હે રાજન્! તારી જેને જરૂર છે તેમને તું મળતો નથી, તેથી કોઈ પણ પ્રાણી તને જોઈ 'શકે નહિ એવા કૃકલાસ' નામના નરકમાં તું પડીશ. તું હજારો વર્ષ સુધી તેમાં કરચલો થઈને રહીશ; અને જ્યારે યાદવકીર્તિને વધારનાર વાસુદેવ, પુરુષદેહ ધારણ કરીને આ લોકમાં ઉત્પન્ન થશે ત્યારે તારા શાપનો છુટકારો થશે; ને તું ઉદ્ધાર પામીશ. તે સિવાય તારો છૂટકો થશે નહિ.[૧૮-૨૧] પૃથિવીનો ભાર ઉતારવાને માટે કળિ-યુગમાં નર અને નારાયણ બંને મહા વીર્યવાન્ દેવો ઉત્પન્ન થશે (ત્યારે તું શાપથી છૂટીશ.)'[૨૨]

'આ રીતે શાપ દઇને તે બંને બ્રાહ્મણોએ ઝઘડો પતાવવાને તે દુર્બળ ગાયને એક ત્રીજાજ બ્રાહ્મણને આપી દીધી.'[૨૩] એ શાપથી તે રાજા અદ્યાપિ પણ શાપના ફળને ભોગવે છે. આમ પ્રજાને ન મળવાવડે અનર્થ થાય છે અને રાજાને દોષ લાગે છે;[૨૪] પ્રજા-પાલન કરવાથી જે ફળ મળવું જોઇએ, તે અવશ્ય રાજાને મળે છે. માટે હે લક્ષ્મણ! તું જા અને રાજ-દરબારમાં જેમને કામ હોય, તેમને બોલાવી લાવ.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામા-યણવિષે ઉત્તરકાણ્ડમાં ત્રેપનમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫૪ મો
## નૃગરાજાનો ઈતિહાસ-૨

રામનું વચન સાંભળ્યા પછી, પરમ અર્થ જાણનાર લક્ષ્મણે, દીપ્ત તેજસ્વી રાજા રામને પૂછ્યું કે-[૧] "હે કાકુત્સ્થ! નૃગ રાજાનો અલ્પ અપરાધ છતાં પણ તે બ્રાહ્મણોએ, યમદંડ જેવો તેને કેમ શાપ દીધો?[૨] અને હે પુરુષશ્રેષ્ઠ! બ્રાહ્મણોએ શાપ દીધો, તે જાણ્યા પછી નૃગરાજાએ પણ બ્રાહ્મણોને શું કહ્યું?"[૩] લક્ષ્મણનાં વચન સાંભળીને, રામ પુનઃ બોલ્યા કે-"હે સૌમ્ય! શાપથી વિક્ષત થયેલા તે રાજાએ, પૂર્વે શું કહ્યું હતું તે સાંભળ.[૪] જ્યારે નૃગરાજાએ જાણ્યું કે, કોઈ બે બ્રાહ્મણ આવી શાપ દઇને ચાલ્યા ગયા છે. ત્યાર પછી તેણે પોતાના સર્વ મંત્રીઓ, પુરોહિત અને પુરજનોમાં જે અગ્રેસર હતા તેમને બોલાવ્યા અને દુઃખથી પીડાતા તે રાજાએ લેવાયલે મોઢે તેઓને કહ્યું કે-'તમે સર્વે ધ્યાન દઈને હું કહું તે શ્રવણ કરો.[૫-૬] નારદ અને પર્વત નામના બે બ્રાહ્મણોએ અત્રે આવી મને ઘણો ભયંકર શાપ દીધો છે ને તે બંને તેજસ્વી બ્રાહ્મણો, પવનવેગે બ્રહ્મલોકમાં જતા રહ્યા છે.[૭] (એ શાપ ભોગ-વે જ મારે છૂટકો થશે, માટે) હવે તમે આજ મારા વસુ કુમારને રાજ્યાભિષેક કરો તથા શિલ્પીઓને બોલાવી સુખ ઉપજે એવો એક ખાડો ખોદાવો,[૮] કે જેમાં હું તે બ્રાહ્મણોએ દીધેલો શાપ ભોગવવાને માટે પૂરાઉં. તે ખાડામાં એક ખાડો વૃષ્ટિનો નાશ કરનાર, એક શીતનો નાશ કરનાર, અને એક તાપનો નાશ કરનાર એમ બધી જાતના ખાડાઓ કરાવો. વળી તે ખાડાઓ ઉપર નાનાં પ્રકારનાં વૃક્ષ રોપાવો. છાયાવાળાં, પુષ્પવાળાં, પુષ્પવૃક્ષ અને ગુલ્મવાળી વેલીઓ પણ ત્યાં રોપાવો. તેની આસપાસ સુન્દર દેખાવ કરો.[૯-૧૧] એ ખાડામાં મારા શાપનો અવધિ પૂરો થતાં સૂધી હું રહીશ. વળી દોઢ યોજન સૂધી સુગંધી વૃક્ષો પણ તેની આસપાસ રોપાવજો.'

નૃગરાજાના કહ્યા પ્રમાણે, પ્રજાએ તેના પુત્ર વસુને ગાદીએ બેસાર્યો ત્યારે રાજાએ કહ્યું કે-"હે કુમાર! તું નિરંતર ધર્મ પ્રમાણે વર્તજે: પ્રજાપાલન કરજે અને ક્ષાત્રયધર્મને અનુસરજે; કેમકે ક્રોધ પામેલા બે બ્રાહ્મણો તારા દેખતાંજ મને શાપ દઈ ગયા છે તે તું જાણે છે.[૧૨-૧૪] મારો અલ્પ અપરાધ છતાં, આવું મોટું કષ્ટ પડયું છે, માટે હે કુમાર! પ્રજાપાલનમાં તું પ્રમાદ રાખીશ નહિ; તેમ મારે માટે તું સંતાપ પણ કરતો નહિ.[૧૫] હે પુત્ર! પૂર્વે કરેલાં કર્મ જ બળવાન છે અને તેને યોગેજ સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. પૂર્વ-જન્મે સંપાદન કરેલાં સુખ કે દુઃખ હરેક રીતે ભોગ-વવાંજ પડે છે; અને યત્ન વગર પણ જે મળવાનું હોય છે તે મળ્યું જાય છે. માટે હે વત્સ! તું ખેદ પામીશ નહિ."[૧૬-૧૭] હે લક્ષ્મણ! એ રીતે પોતાના પુત્રને કહીને, તે મોટા યશવાળો રાજા સારી રીતે તૈયાર કરાવી રાખેલા ખાડામાં વાસ કરવાને માટે ગયો.[૧૮] અને તે બે બ્રાહ્મણોએ ક્રોધથી આપેલા શાપને ભોગવવાને માટે નૃગરાજાએ રત્નોથી અલંકૃત કરેલા તે ખાડામાં પ્રવેશ કર્યો."[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામા-યણવિષે ઉત્તરકાણ્ડમાં ચોપનમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫૫ મો

### નિમિ રાજાની કથા

રામ કહે છે–"હે લક્ષ્મણ! આ પ્રમાણે મેં તને નૃગરાજાનો શાપ સંબંધી ઇતિહાસ વિસ્તારથી કહી સંભળાવ્યો. હજી તને સાંભળવાની શ્રદ્ધા હોય તો એક બીજી કથા કહું છું તે સાંભળ."[1] રામનાં એ વાક્ય સાંભળી પુનઃ લક્ષ્મણે કહ્યું,–હે રાજા રામ! આવી આશ્ચર્યકારક કથાઓ સાંભળવાથી મને તૃપ્તિ થતી જ નથી.[2] લક્ષ્મણના બોલવાપરથી ઇક્ષ્વાકુનંદન રામે પરમ ધાર્મિષ્ઠ કથા કહેવાનો પ્રારંભ કર્યો.[3] "મહાત્મા ઇક્ષ્વાકુ રાજાઓના વંશમાં બારમો રાજા 'નિમિ' થયો હતો. તે રાજા, ધર્મ અને બળમાં એક્કો હતો.[4] અને તે વીર્યવાન્ રાજાએ, ગૌતમમુનિના આશ્રમ આગળ દેવનગર સમાન એક નગર પણ વસાવ્યું હતું.[5] તે નગરનું નામ વૈજયંત હતું. મોટા યશવાળો નિમિ રાજા તેમાં જ વસતો હતો.[6] એ મોટું નગર વસાવ્યા પછી, તે રાજાને એવી બુદ્ધિ ઉત્પન્ન થઈ કે, હવે હું એક મોટો યજ્ઞ આરંભુ, જેથી મારા પિતા ઇક્ષ્વાકુના મનમાં પણ આનંદ થાય.[7]

"પછી મનુના પુત્ર, પોતાના પિતા ઇક્ષ્વાકુની આજ્ઞા લઈને, નિમિ રાજાએ યજ્ઞને માટે પ્રથમ વસિષ્ઠ મુનિનું વરુણ કર્યું.[8] પછી અત્રિ, અંગિરા અને તપના ભંડાર ભૃગુ મુનિનું વરુણ કર્યું.[9] પછી બ્રહ્મર્ષિ વસિષ્ઠે, નિમિ રાજાને કહ્યું કે–'પ્રથમ ઇન્દ્રે મારું વરુણ કર્યું છે, માટે તેને હું યજ્ઞ કરાવી આવું ત્યાં સુધી તમે થોભો,' એમ કહીને વસિષ્ઠ ઇન્દ્રલોકમાં ગયા.[10] પણ રાજાનો જીવ તલપાપડીઓ હોવાથી, એમ વિલંબ સહન ન કરતાં વસિષ્ઠની જગાએ ગૌતમનું વરુણ કર્યું ને તેણે યજ્ઞનું કામ માથે લીધું. સ્વર્ગમાં વસિષ્ઠ મુનિએ મોટો ઇન્દ્રયાગ કરવા માંડ્યો અને ભૂમિ ઉપર ગૌતમે હિમાલયના પાર્શ્વમાં આવેલા નગરની પાસે નિમિ રાજાને યજ્ઞ કરાવવા માંડ્યો,[11-12] તે યજ્ઞમાં પાંચ હજાર વર્ષની દીક્ષા હતી તે રાજાએ લીધી. ઇન્દ્રનો યજ્ઞ સમાપ્ત થયા પછી મહાત્મા વસિષ્ઠ ઋષિ નિમિ પાસે યજ્ઞ કરાવવાને માટે આવ્યા, પણ પોતાની જગાએ તો તેમણે ગૌતમને બેઠેલા દીઠા.[13-14] તે જોઇને, બ્રહ્માના પુત્ર વસિષ્ઠને અત્યંત ક્રોધ ચઢ્યો અને થોડીવાર તે રાજાને મળવાને માટે ત્યાં વિરામ્યા. પણ તે દહાડે તે રાજર્ષિને ઘણી નિદ્રા આવી હતી, તેથી તે બહાર આવ્યા નહિ.[15] રાજા બહાર ન આવવાથી મહાત્મા વસિષ્ઠનો ક્રોધ વૃદ્ધિંગત થયો અને તેઓ ક્રોધ કરી બોલ્યા કે–[16] 'હે રાજન્! જે કારણથી તેં મારું વરુણ કર્યા છતાં, મારી અવગણના કરીને બીજાનું વરુણ કર્યું છે, તે કારણથી તારો દેહ અચેતન થશે.'[17] રાજા જ્યારે જાગ્રત થયો ત્યારે વસિષ્ઠે દીધેલો શાપ સાંભળીને, તે પણ ક્રોધ પામ્યો અને તેણે બ્રહ્માના પુત્ર ( વસિષ્ઠ )ને કહ્યું કે,–[18] 'હે બ્રહ્મન્! તમને આવેલા ન જાણતાં અને નિદ્રાવશ એવા મને, ક્રોધથી તમે શાપ દીધો તો, હે મહર્ષે! તમારો દેહ પણ ઘણાક કાળ સુધી અચેતન થાઓ.'[19-20] એ રીતે બ્રહ્માના જેવા પ્રભાવવાળા તે બે જણ–નિમિ અને વસિષ્ઠ–શાપ દઈ સદ્ય દેહરહિત (ચેતન રહિત) થઈ પડ્યા."[21]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પંચાવનમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૫૬ મો

### વસિષ્ઠ અને નિમિ

શત્રુઓના વીરને હણનાર લક્ષ્મણ, રામનું ભાષણ સાંભળીને બોલ્યા કે,[1] "હે કાકુત્સ્થ! તે બ્રાહ્મણ અને રાજાએ પોત પોતાના દેહનો ત્યાગ કર્યા પછી, દેવોએ માનેલા તે બન્નેને દેહ કેવી રીતે પ્રાપ્ત થયો, તે કહો."[2] લક્ષ્મણનાં વચન સાંભળીને, ઇક્ષ્વાકુના પુત્ર મહાતેજસ્વી રામભદ્ર બોલ્યા કે,–[3] "તે બન્ને ધાર્મિક તથા તપસ્વી એક બીજાના શાપથી દેહનો ત્યાગ કરીને વાયુરૂપે રહ્યા હતા.[4] મહામુનિ વસિષ્ઠ શરીર રહિત થયા પછી, સ્થૂલ દેહની પ્રાપ્તિને માટે પોતાના પિતા, બ્રહ્મદેવ પાસે ગયા."[5] ધર્મજ્ઞ તથા વાયુરૂપ વસિષ્ઠે દેવના દેવ પિતામહને વંદન કરીને કહ્યું કે,–'હે ભગવન્! હે દેવેશ! હે અંડજ! હું નિમિ રાજાના શાપથી વિદેહપણાને પામ્યો છું અને દેહરહિત થયેલો હું વાયુરૂપે જ આપની પાસે આવ્યો છું.[6-7] પણ હે પિતાજી! દેહરહિત પ્રાણીઓને મહાદુઃખ પ્રાપ્ત થાય છે, તેનાથી કંઈ પણ કર્તવ્ય કર્મ કરી શકાતાં નથી;[8] માટે હે દેવ! હું બીજો દેહ માગવાને અહિં આવ્યો છું તે આપો.'

"પછી અમાપ તેજવાળા સ્વયંભૂ બ્રહ્માએ તેને કહ્યું કે,–'હે દ્વિજ! તું મહાયશસ્વી મિત્રાવરુણના વીર્યમાં દેહને માટે પ્રવેશ કર. જેમ મારાથી ઉત્પન્ન થયેલો તું અયોનિજ હતો, તેમ હવે પણ તું અયોનિજ જ

ઉત્પન્ન થઈશ અને મોટા ધર્મને પામીને પુનઃ પણ તું મારો પુત્ર હોવાથી પ્રજાપતિત્વને પામશે."૯-૧૦ બ્રહ્મદેવનાં તે વચન સાંભળી, તેમને પ્રણામ તથા પ્રદક્ષિણા કરીને, વસિષ્ઠ ત્યાંથી વરુણભવનમાં ગયા.૧૧ તે સમયે દેવોથી પૂજાતો મિત્રદેવ પણ ક્ષીરોદને પામીને વરુણત્વને ધારણ કરતો હતો; અને તેનો મિત્રવરુણરૂપ અધિકાર ચલાવતો હતો અને તેથી તે વરુણ સાથે તાદાત્મ્ય હતો.૧૨ તે વેળાએ દૈવયોગથી ઉર્વશી નામની અપ્સરા પોતાની સખીઓ સાથે ત્યાં આવી ચઢી.૧૩ ઉર્વશીને તે વરુણના સ્થાનમાં ક્રીડા કરતી જોઈને, વરુણના મનમાં અત્યંત કામ ઉત્પન્ન થયો.૧૪ પછી વરુણે, કમળલોચના અને ચંદ્રાનના એવી તે અપ્સરાની, મૈથુનને માટે પ્રાર્થના કરી.૧૫ તેની પ્રાર્થનાથી ઉર્વશી હાથ જોડીને તેમની સન્મુખ આવી ઉભી રહી અને બોલી કે-'હે દેવેશ્વર! પ્રથમ મને મિત્રદેવે પ્રાર્થેલી છે તો હું કેમ તમારો સત્કાર કરું?'૧૬ પણ કામથી પીડિત થયેલા વરુણે તેને કહ્યું કે-'ત્યારે તો આ દેવે નિર્માણ કરેલા કુંભમાં હું મારા વીર્યને મૂકુ છું.૧૭ હે સુશ્રોણિ! હે વરાંગિ! જો તું મારી સાથે સંગમ કરવાની ઇચ્છા કરતી નથી, તો પછી હું આ પ્રમાણે તારા નિમિત્તે મારા વીર્યનો ત્યાગ કરીને, મારો મનોરથ પૂર્ણ કરીશ.'૧૮ લોકના નાથ વરુણનું તે વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલી ઉર્વશી બોલી કે-૧૯ 'ભલે, તમે એ પ્રમાણે કરો. મારું હૃદય તમારામાં છે તથા મારો ભાવ પણ તમારામાં અપાર છે, પણ હે પ્રભો! આ દેહ તો મેં મિત્રને સોંપ્યો છે, માટે તમારો સ્વીકાર કરી શકતી નથી.'૨૦

"ઉર્વશીનાં વચનથી મહાઅદ્ભુત અને અગ્નિ સમાન તેજસ્વી પોતાનું વીર્ય, વરુણે કુંભમાં મૂક્યું અને ઉર્વશી ત્યાંથી મિત્ર દેવની પાસે ગઈ. તેને જોઈને મિત્ર દેવને ક્રોધ ચડ્યો અને તેણે ઉર્વશીને કહ્યું કે;૨૧-૨૨ "અલિ! મેં પ્રથમ તારું અભિમંત્રણ કર્યું હતું, તેમ છતાં, પણ શામાટે તેં મારો ત્યાગ કર્યો અને બીજા પતિનો અંગીકાર કર્યો?૨૩ આ તારા દુષ્કર્મવડે તથા મારા ક્રોધને લીધે તું કેટલાક કાળ સૂધી મનુષ્યલોકમાં જઈ પડ.૨૪ ત્યાં કાશીનો રાજા ને બુધનો પુત્ર રાજર્ષિ પુરૂરવા છે. હે દુષ્ટમતે! તેની પાસે જા, તે તારો સ્વામી થશે."૨૫ પછી ઉર્વશી તો મિત્રદેવના શાપથી પુરૂરવાની પાસે ગઈ. તે સમયે બુધપુત્ર પુરૂરવા, પ્રતિષ્ઠાન પુરીમાં હતો. ઉર્વશી ત્યાં ગઈ અને તેને સંગે રહી.૨૬ ત્યાં પુરુરવાને શ્રીમાન્ અને બળવાન 'આયુ' નામે પુત્ર થયો; તેને ઇંદ્રસમાન કાંતિવાળો 'નહુષ' નામે પુત્ર થયો.૨૭ જ્યારે વૃત્રાસુર ઉપર વજ્રનો પ્રહાર કરીને ઇંદ્ર શ્રમિત થઈ ગયો હતો, ત્યારે નહુષ રાજાએ એક લક્ષ વર્ષ સૂધી ઇંદ્રનું રાજ્ય ચલાવ્યું હતું.૨૮ એ પ્રમાણે સુવદની સુનેત્રા ઉર્વશી અપ્સરા, મિત્રદેવના શાપથી પૃથિવી ઉપર પડી હતી અને તે લલિતલલના ઘણાં વર્ષ સૂધી પુરૂરવાની પાસે રહી હતી. પછી જ્યારે શાપનો અવધિ પૂરો થયો ત્યારે તે ઇંદ્રસભામાં ગઈ હતી."૨૯

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫૭ મો

### વસિષ્ઠજન્મ

તે અદ્ભુત દર્શનવાળી દિવ્યરૂપ કથા સાંભળીને, લક્ષ્મણ પરમ આનંદ પામ્યા. પછી તેમણે રાઘવને પૂછ્યું કે-૧ "હે કાકુત્સ્થ! તે બ્રાહ્મણ (વસિષ્ઠ) અને પાર્થિવ (નિમિ) એએ પોતાના દેહ તજ્યા-મૃત્યુ પામ્યા. ત્યારપછી દેવ સંમત એવા તેઓ દેહને કેવી રીતે પામ્યા?"૨ લક્ષ્મણનું તે વચન સાંભળીને, મહાત્મા રામે, વસિષ્ઠની કથા કહેવા માંડી:-૩ "હે રઘુશ્રેષ્ઠ! તે બંને-(વરુણ અને મિત્ર) મહાત્માઓના વીર્યથી ભરેલો કુંભ હતો, તેમાંથી તેજોમય બે ઋષિ ઉત્પન્ન થયા. એક કુંભમાંથી અગસ્ત્ય મુનિ ઉત્પન્ન થયા.૪ તેમણે મિત્રદેવને કહ્યું કે-'હું કંઈ તમારો પુત્ર નથી,' એમ કહીને તે ચાલ્યા ગયા.૫ મિત્રદેવ જ્યારે વરુણલોકમાં આવ્યા ત્યારે ઉર્વશીને જોઈ તેમનું વીર્ય સ્ખલિત થયું હતું-જે કુંભમાં વરુણે પોતાનું વીર્ય મૂક્યું હતું, તેમાં જ તેણે પણ મૂક્યું હતું.૬ માટે પ્રથમ ઉત્પન્ન થયા તે અગસ્ત્ય મુનિ વરુણના વીર્યમાંથી ઉત્પન્ન થયા હતા અને કેટલોક કાળ ગયા પછી તેજથી યુક્ત વસિષ્ઠ, ઇક્ષ્વાકુઓનું દૈવત તે કુંભમાંથી ઉત્પન્ન થયા.૭ હે સૌમ્ય! તે પ્રશંસાને યોગ્ય મુનિ જન્મ પામ્યા કે તરત જ ઇક્ષ્વાકુ રાજાએ, તેમને આપણા પુરોહિત કર્યા. આપણા વંશના હિત માટે વસિષ્ઠ આપણા પુરોહિત થયા છે.૮ આ રીતે નૂતન દેહવાળા મહાત્મા વસિષ્ઠની ઉત્પત્તિ છે.

### જનકોની ઉત્પત્તિ

"હે લક્ષ્મણ! હવે નિમિ રાજા શી રીતે દેહને પામ્યો? તે વૃત્તાંત તું સાંભળ:-૯ નિમિ રાજાને વિદેહ

જોઈને, યજ્ઞ દીક્ષા લીધેલા સર્વે ઋષિઓ તેને યજ્ઞ કરાવવા લાગ્યા.[૧૦] રાજાનાં તે મૃતદેહને સુગંધી માલ્ય અને વસ્ત્રાદિથી અલંકૃત કરી તેને તેલના વાસણમાં રાખી મૂક્યું હતું ને ઉત્તમ વિપ્રો, નગરના લોકો તથા સેવકો તેનું સારી રીતે જતન કરતા હતા.[૧૧] પછી જ્યારે યજ્ઞ સમાપ્ત થયો ત્યારે ભૃગુઋષિ ત્યાં આગળ આ પ્રમાણે બોલ્યા, "હે રાજન્! હું તારા ઉપર પ્રસન્ન થયો છું તેથી હું તારી ચેતના પાછી લાવીશ."[૧૨] વળી યજ્ઞમાં તૃપ્ત થયેલા દેવોએ પણ કહ્યું કે 'અમે નિમિના ચિત્તને પાછું આણીશું. માટે હે રાજર્ષિ! તું વરદાન માગ, કે તારું ચિત્ત અમે ક્યાં આગળ સ્થાપન કરીએ.'[૧૩] સર્વે દેવોએ આ રીતે કહ્યું તે સાંભળીને, નિમિ રાજાનો જીવ બોલ્યો કે–"હે શ્રેષ્ઠ દેવો! સર્વે પ્રાણીઓનાં નેત્રને વિષે વાસ કરવાની મારી ઇચ્છા છે."[૧૪] પછી દેવોએ નિમિનાં ચિત્તને કહ્યું કે, "ભલે, તેમ થાઓ. તું સર્વે પ્રાણીઓના નેત્રમાં વાયુરૂપ થઈને ફર.[૧૫] હે રાજન્! તારે માટે સર્વે લોકો વારંવાર પોતાનાં નેત્ર ઉઘાડશે ને બંધ કરશે, અર્થાત્ નિમેષોન્મેષ કરશે. વાયુરૂપ થયેલા તારે માટે એ પ્રમાણે વિશ્રામસ્થાન થશે."[૧૬] એ પ્રમાણે વરદાન આપી સર્વે દેવો પોતપોતાને સ્થાનકે ગયા. પછી મહાત્મા ઋષિઓએ યજ્ઞકુંડમાં અરણી નાંખી નિમિના દેહરૂપી અરણીનો સ્વૈચો કરીને સારી રીતે મંથન કરવા માંડ્યું.* તે મહાત્મા મુનિઓ મંત્ર અને હોમ કરી નિમિના શરીરમાંથી પુત્ર ઉત્પન્ન કરવાને માટે મથતા હતા.[૧૭-૧૮] તેઓનો શ્રમ સફળ થયો અને નિમિના દેહમાંથી મહાતેજસ્વી પુત્ર ઉત્પન્ન થયો. તે પુત્ર મંથન કરવાથી ઉત્પન્ન થયો તેથી તેનું નામ 'મિથિ' પાડવામાં આવ્યું. અને નિમિના દેહમાંથી જન્મ પામ્યો માટે જનક કહેવાયો;[૧૯] અને વિદેહ–(જીવ રહિત દેહ)માંથી ઉત્પન્ન થયો માટે વિદેહ કહેવાયો. આ પ્રમાણે પૂર્વે વિદેહ રાજા જનક અને મિથિ નામે મહાતેજસ્વી નિમિનો પુત્ર ઉત્પન્ન થયો હતો–અને તેના વંશજ મૈથિલ થયા છે.[૨૦]

* જેમ અરણીનું મંથન કરવાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ નિમિ રાજાના શબનું અરણી સાથે મંથન કરતાં–શુક્રસ્થાનના ઘર્ષણે અને અરણીજન્ય દેવતાઈ અગ્નિએ કરીને મિથિ નામે પુત્ર ઉત્પન્ન થયો હતો. આ જ પ્રમાણે વેન રાજાના અંગનું મંથન કરવાથી તેના જમણા હાથમાંથી પૃથુ નામે રાજા ઉત્પન્ન થયો હતો એવી કથા પુરાણોમાં છે. પાછલાના સંબંધે અરણી સંબંધી કંઈ નથી. તેથી આ પ્રયોગ જુદો છે. વેનનાં અંગ એક બીજા સાથે ઘસવામાં આવ્યાં હતાં ત્યારે નિમિનું આખું શરીર શુક્રસ્થાન આગળથી અરણી સાથે ઘસવામાં આવ્યું હતું.

હે સૌમ્ય લક્ષ્મણ! તે શ્રેષ્ઠ રાજાના શાપથી, બ્રાહ્મણના જન્મનું કારણ, અને બ્રાહ્મણના શાપથી 'જનક' રાજાઓના જન્મનું કારણ, જે મહા અદ્ભુત છે, તે મેં તને કહ્યું."[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫૮ મો.

## યયાતિની કથા

રામનાં વચન સાંભળીને, શૂરવીરને હણનાર લક્ષ્મણે પ્રભાવશ્રીથી શોભતા મહાત્મા રામને પૂછ્યું કે,–[૧] "હે રાજશાર્દૂલ! વિદેહ રાજાના અને વસિષ્ઠ મુનિના જન્મસંબંધી પૂર્વે મોટું અદ્ભુતાશ્ચર્ય થયું છે, એમાં શક નથી.[૨] પણ નિમિ રાજા શૂરવીર ક્ષત્રિય અને યજ્ઞમાં દીક્ષા લીધેલો હતો, તેમ છતાં એ મહાત્મા રાજાએ વસિષ્ઠને શાપ દીધો, એ યોગ્ય કર્યું નહિ."[૩] લક્ષ્મણનાં વચન સાંભળીને, ક્ષત્રિયશ્રેષ્ઠ, પ્રજાને આનંદ આપનાર, પ્રદીપ્ત તેજવાળા રામે, સકળશાસ્ત્રજ્ઞ લક્ષ્મણને કહ્યું કે,–"હે વીર! મનુષ્યમાં સર્વત્ર ક્ષમા જોવામાં આવતી નથી.[૪-૫] હે સૌમિત્રે! ન સહન થાય એવા ક્રોધને યયાતિ રાજાએ સત્વ ગુણનું અવલંબન કરીને કેવી રીતે સહન કર્યો હતો? તે કથા અલૌકિક છે. તે તું સાવધાનતાથી સાંભળ![૬] હે સૌમ્ય! નહુષને યયાતિ નામે પુત્ર હતો. તે પોતાથી પ્રજાની વૃદ્ધિ ઇચ્છનારો હતો. તે, પૃથિવીમાં સર્વોત્તમ રૂપવતી બે સ્ત્રીઓ પરણ્યો હતો.[૭] તેમાંની એક વૃષપર્વા નામે દૈત્યેશ્વરની પુત્રી શર્મિષ્ઠા હતી તે તેને બહુ પ્રિય હતી.[૮] હે પુરુષશ્રેષ્ઠ! યયાતિ રાજાની બીજી પત્ની ઉશનાની (શુક્રની) પુત્રી દેવયાની હતી–તે રૂપરૂપનો ભંડાર હતી, પણ રાજાને તે એટલી બધી પ્રિય નહોતી.[૯] તે બન્ને સ્ત્રીઓને બે રૂપાળા અને સુંદર અવયવોવાળા પુત્રો થયા હતા. શર્મિષ્ઠાના પુત્રનું નામ પુરુ હતું અને દેવયાનીના પુત્રનું નામ યદુ હતું.[૧૦] પુરુની મા રાજાને પ્રિય હતી, તેથી પુરુ પણ રાજાને પ્રિય હતો. તે જોઈ એક સમયે યદુ પોતાના મનમાં દુઃખી થઇને પોતાની માતા દેવયાનીને કહેવા લાગ્યો કે–[૧૧] "હે મા! તું અક્લિષ્ટ કર્મવાળા ભાર્ગવના કુળમાં ઉત્પન્ન થયેલી છે, છતાં તું આવું અપમાન અને તિરસ્કાર કેમ સહન કરે છે?[૧૨] હે દેવિ! હે મા! હું કહું છું કે, ચાલ આપણે બન્ને અગ્નિમાં પ્રવેશ કરીએ. રાજા, દૈત્યરાજની પુત્રી સાથે ઘણી રાતો

સૂખી ભલે મોજ માણે![13] પણ જો તારાથી આ દુઃખ સહન થતું હોય તો જે પીડા ભોગવે છે તે ભોગવ; પણ મને તો અગ્નિમાં પ્રવેશ કરવાની આજ્ઞા આપ. તારે ગમે તો તું રાજાને ક્ષમા કર, પણ હું તો એને ક્ષમા કરનાર નથી. હું તો મરીશ અને મરીશ જ!"[14] એ રીતે પરમ દુઃખી થઇને રડતા પોતાના પુત્રનાં વચન સાંભળીને, દેવયાનીને અત્યંત ક્રોધ ચડ્યો. તેણે પોતાના પિતાનું સ્મરણ કર્યું.[15] ભાર્ગવ મુનિ પોતાની પુત્રીનો મનોભાવ જાણી, તે જ્યાં હતી ત્યાં તત્ક્ષણે આવ્યા અને તેને, અસ્વસ્થ, હર્ષરહિત અને ચિન્તાતુર જોઇને શોકનું કારણ પૂછ્યું.[16-17] પ્રદીપ્ત થયેલા ચિત્તવાળા ભાર્ગવે વારંવાર પૂછવાથી, દેવયાની ક્રોધ કરીને બોલી કે,-[18] "હે મુનિશ્રેષ્ઠ! હું અગ્નિમાં પ્રવેશ કરીશ અથવા ઝેર ખાઇશ, કે જળમાં ઝંપાપાત કરીશ, પણ હવે જીવીશ નહિ.[19] રાજા-આ તમારો જમાઈ-મારું અપમાન કરે છે અને તેથી હું અત્યંત દુઃખી છું તે શું તમે જાણતા નથી? હે બ્રહ્મન્! વૃક્ષની અવજ્ઞાથી વૃક્ષનાં પુષ્પપત્રાદિ અંગો પણ નાશ પામે છે, તેમ જ હે ભાર્ગવ! આ રાજા પણ મારી અવજ્ઞા કરીને મારા પુત્રપર પણ પ્રીતિ રાખતો નથી."[20-21]

દેવયાનીનું તે વચન સાંભળીને, ક્રોધ પામેલા ભાર્ગવમુનિ, નહુષના પુત્ર યયાતિ પાસે ગયા ને તેને કહ્યું કે-[22] "હે નહુષપુત્ર! તું દુષ્ટાત્મા હોઇને મારી અવજ્ઞા કરે છે, તેથી તું જરાથી જીર્ણ થઇને શિથિલપણાંને પામ."[23] આ પ્રમાણે શાપ દઇને તથા પોતાની પુત્રીનું આશ્વાસન કરીને, મહાતેજસ્વી ભાર્ગવમુનિ પોતાને આશ્રમે ગયા;[24] અને બ્રહ્મવર તેજસ્વી ભાર્ગવમુનિના શાપથી યયાતિ રાજા તે શાપનું ફળ ભોગવવા તત્પર થયો."[25]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૫૯ મો

### યયાતિની કથા (ચાલુ)

"ક્રોધિષ્ઠ થયેલા શુક્રાચાર્યે શાપ દીધો તે જાણીને, નહુષનો પુત્ર યયાતિ બહુ દુઃખિયો થયો; તોપણ (તે જરા) બીજાથી લઈ શકાય એમ કૃપા કરેલી હોવાથી, યયાતિ પોતાના યદુ નામના પુત્રને આ પ્રમાણે કહેવા લાગ્યો.[1]

યયાતિ-"હે યદુ! તું ધર્મજ્ઞ છે, માટે હે યશસ્વી! બીજાથી લઈ શકાય એવી આ મારી જરા (ઘડપણ)ને તું ગ્રહણ કર. તું મારી જરા લઇશ, ત્યારપછી હું નાના પ્રકારના ભોગવિલાસ ભોગવીશ.[2] હે નરશ્રેષ્ઠ! વિષયો ભોગવીને હું હજી તૃપ્ત થયો નથી, માટે મને જ્યારે વિષયની તૃપ્તિ થશે ત્યારે હું તારી પાસેથી મારી જરા પુનઃ પાછી લઇશ."[3] યદુએ તે વચન સાંભળીને, રાજાને કહ્યું કે, "હે મહારાજ! તમારો પ્રિયપુત્ર પુરુ છે, હું તો અણમાનીતીનો પુત્ર છું, તો તમારા વહાલા પુત્રને કહો કે તે તમારી જરાને ગ્રહણ કરે.[4] હે રાજન્! તમે મને પોતાની પાસે બેસારતા નથી, મને લાલન પાલનાદિથી સંતુષ્ટ કરતા નથી; માટે હવે તો, હે રાજન્! જેની સાથે બેસીને તમે ભોજન કરો છો, મઝા મારો છો, તેને તમારી જરા આપો."[5]

પછી યયાતિ રાજા, પુરુ પાસે ગયો અને તેને કહેવા લાગ્યો કે-"હે મહાબાહો! તું આ મારી વૃદ્ધાવસ્થા મારે અર્થે ગ્રહણ કર."[6] યયાતિનાં વચન સાંભળીને, પુરુએ હાથ જોડીને કહ્યું કે, "અહાહા! ધન્ય ઘડી ધન્ય દહાડો! આજ તમે મારા ઉપર અદ્ભુત કૃપા કરી. હે તાત! હું તમારી આજ્ઞામાં જ છું. (તમારું દુઃખ લઈ તમને સુખિયા કરું, એ દહાડો ક્યાં)[7] પુરુનું વચન સાંભળીને નહુષના પુત્ર યયાતિએ, યોગબળથી પોતાની જરા પુરુને આપી અને અપાર આનંદ પામ્યો.[8] પછી તરુણ થયેલા રાજાએ, હજારો યજ્ઞો કરી ઘણાં વર્ષો સૂધી પૃથિવીનું સારી રીતે પાલન કર્યું.[9] પછી ઘણે કાળે રાજાએ પુરુને કહ્યું કે-"હે પુત્ર! મેં તને જે જરા આપી છે તે તું મને પાછી આપ.[10] તારી પાસે મેં મારી જરારૂપ થાપણ મૂકી હતી તે હવે હું પાછી લેવા તત્પર છું. તું ખેદ કરીશ નહિ,[11] કારણ કે તેં મારી આજ્ઞાને મસ્તકપર ચઢાવી છે, તેથી હું તારા ઉપર બહુ પ્રસન્ન થયો છું, અને તેથી તને રાજગાદી ઉપર અભિષિક્ત કરું છું."[12] નહુષના પુત્ર યયાતિએ, પોતાના પુત્ર પુરુને એ પ્રમાણે કહીને પછી ક્રોધથી તેણે દેવયાનીના પુત્રને કહ્યું કે,[13] "તું મારાથી ક્ષત્રિયરૂપ દુષ્ટ રાક્ષસ ઉત્પન્ન થયો છે; કેમ કે તું મારી આજ્ઞાનો ભંગ કરે છે. મારો તને શાપ છે કે, તું પ્રજાને પ્રિય થશે નહિ, ને તને પ્રજાનું આધિપત્ય પણ મળશે નહિ.[14] ગુરુરૂપ હું તારો પિતા છું તેનું તેં અપમાન કર્યું છે તેથી તું દારુણ એવા રાક્ષસ અને યાતુધાનોનો પિતા થઈશ અને હે દુર્બુદ્ધે! તું ચંદ્રથી

ઉત્પન્ન થયેલા વંશમાં પણ રહીશ નહિ; પણ તારો વંશ પણ તારા જેવો જ દુર્વિનીત થશે."૧૫-૧૬ યદુને એ પ્રમાણે કહીને રાજર્ષિ યયાતિએ પોતાના પ્રિયપુત્ર પુરુને રાજ્યાભિષેક કર્યો. તેનું સન્માન કર્યા પછી તેણે, વાનપ્રસ્થને અંગીકાર કર્યો,૧૭ અને ઘણે કાળે તે રાજા મરણ પામ્યો ત્યારે તે સ્વર્ગમાં ગયો.૧૮ પછી મોટા યશવાળા યયાતિના પુત્ર પુરુએ કાશી અને પ્રતિષ્ઠાન નગરમાં ધર્મપરાયણ રહીને ઉત્તમ રાજ્ય કર્યું હતું.૧૯ યદુ તો વંશથી બહિષ્કૃત થયો અને ક્રૌંચવનમાં રહેતાં, "દુર્ગમ નગરમાં તેને અનેક યાતુધાન પુત્રો ઉત્પન્ન થયા ને તે ત્યાંજ રાજ કરતો હતો."૨૦ એ પ્રમાણે શુક્રાચાર્યે દીધેલો શાપ, ક્ષત્રિય ધર્મને અનુસરીને યયાતિએ સહન કર્યો હતો અને નિમિએ તે શાપ સહન કર્યો નહિ.૨૧ પ્રજાના કાર્યમાં ચિત્ત ન રાખવાથી શાપ મળે છે, પણ કેટલાક તેને સહન કરે છે અને કેટલાક સહન કરતા નથી, એ સર્વ જે હું જાણું છું તે મેં તને કહ્યું. હવે હે લક્ષ્મણ! જેમને રાજ્યકાર્ય હોય તેમને બોલાવ, કે જેથી નૃગરાજાને દોષ પ્રાપ્ત થયો તેવો આપણને થાય નહિ."૨૨ ચન્દ્ર સમાન મુખવાળા રામ આમ વાત કરતા હતા, એટલામાં આકાશ વિરલ તારાવાળું થયું, નક્ષત્રો દેખાતાં બંધ થયાં તથા અરુણના કિરણથી રક્ત થયેલી પૂર્વદિશા જાણે પુષ્પના જેવું રક્ત વસ્ત્ર પહેરી આવી હોય તેવી શોભવા લાગી.૨૩

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ**

# ક્ષેપક સર્ગ

## સર્ગ ૧ લો

### કાર્યાર્થીને આમંત્રણ

સવાર પડી, રાજા કમળનયન રામે પ્રભાતનું આહ્નિક કર્મ કર્યું અને પછી રાજભવનમાં જઈ ધર્માસનપર બેઠા.૧ ત્યાં બ્રાહ્મણો, નગરના શેઠ સાહુકારો, પુરોહિત વસિષ્ઠ, કશ્યપ ઋષિ, વ્યવહારજ્ઞ મંત્રીઓ તથા બીજા ધર્મશાસ્ત્રને જાણનારાઓ આવ્યા હતા. સભામંડળ પૂર્ણ ભરાયું હતું. પછી રાજા રામે, રાજધર્મનું અવલોકન કરવા માંડયું. એ સભામાં નીતિજ્ઞ અને સભ્ય સભાસદો પણ બેઠા હતા.૨-૩ અક્લિષ્ટ કર્મવાળા અને રાજસિંહ રાજા રામની તે સભા, મહેન્દ્ર, યમ કે વરુણની સભા જેવી શોભતી હતી.૪ પછી રાજા રામે, શુભ લક્ષણવાળા લક્ષ્મણને કહ્યું કે-"હે મહાબાહો! હે સુમિત્રાનંદવર્ધન! તું બારણે જા અને જો કે કોઈ કાર્યાર્થી ઉભો તો નથી? હોય તો તેને બોલાવ." રામની આજ્ઞાથી શુભ લક્ષણવાળો લક્ષ્મણ દ્વારપર ગયો અને જે લોક કાર્યાર્થી હતા તેમને બોલાવ્યા. પરંતુ એમાં કોઈ પણ એવો નહતો કે, મારે ફરિયાદ કરવાની છે, એમ બોલે.૫-૭ રામરાજ્યમાં પ્રજાને આધિ, વ્યાધિ કે ઉપાધિ કશાનું દુઃખ નહોતું, પૃથિવી ઔષધિઓથી પૂર્ણ હતી, ધાન્ય પણ પુષ્કળ થતાં હતાં.૮ બાળક, યુવાન્ કે મધ્યમ અવસ્થાવાળું કોઈ મરણ પામતું નહિ. ધર્મથી જ્યાં પ્રજાપાલન થતું હતું ત્યાં કોઇને કંઈ પીડા હોય જ શાની?૯ અને તેથી જ રામરાજ્યમાં કોઇને ફરિયાદ કરવાની નહોતી. લક્ષ્મણે પાછા આવીને હાથ જોડી રામને તે પ્રમાણે કહ્યું.૧૦ જે સાંભળી પ્રસન્ન થઇને રામે પુનઃ લક્ષ્મણને કહ્યું કે-"હે લક્ષ્મણ! તું પુનઃ બહાર જા અને પૂછ કે કોઈ ફરિયાદી છે કે નહિ?૧૧ રાજનીતિને સારી રીતે ચલાવ્યાથી કોઈ ઠેકાણે અધર્મ થતો નથી; અને રાજાના ભયથી સર્વ લોક પરસ્પર સંપીને ચાલે છે.૧૨ તેમ મારાં છોડેલાં બાણની માફક મારી રાજનીતિ પ્રજામાં પ્રવર્તે છે; તથાપિ હે મહાબાહો! તારે તો સર્વદા તત્પર રહીને પ્રજાનું રક્ષણ કરવું જોઇએ."૧૩

પુનઃ લક્ષ્મણ રાજભવનમાંથી બહાર નિકળ્યા અને જુવે છે તો દ્વારપર એક કુતરો ઉભેલો હતો.૧૪ તે વારંવાર લક્ષ્મણના સામે જોઈ જોઇને ચિસો પાડતો હતો. તેને વીર્યવાન્ લક્ષ્મણે પૂછ્યું કે-૧૫ "હે મહાભાગ! તારે રાજદરબારમાં કંઈ કામ છે? હોય તો મને કહે." કુતરાએ લક્ષ્મણને જવાબ દીધો કે-૧૬ "સર્વભૂતને શરણ આપનાર અને ભયભીતને અભય આપનાર રામને જ હું મારું કાર્ય નિવેદન કરવા ઇચ્છું છું."૧૭ એ બાબત રામને નિવેદન કરવાને માટે લક્ષ્મણ રાજભવનમાં પાછો આવ્યો અને રામની આજ્ઞા લઇને બહાર આવી શ્વાનને કહ્યું કે-" જો તારે કંઈ કહેવાનું હોય તો તું તારી મેળે અંદર આવીને તે કાર્ય રામને નિવેદન કર."૧૮-૧૯

લક્ષ્મણનાં વચન સાંભળીને શ્વાને કહ્યું કે " દેવાલયમાં, રાજભવનમાં, બ્રાહ્મણના ઘરમાં, અગ્નિ, ઈંદ્ર, સૂર્ય, અને વાયુનો જ્યાં જ્યાં વાસ હોય ત્યાં, હે લક્ષ્મણ! અધમ યોનિમાં ઉત્પન્ન થયેલા અમે પ્રવેશ કરવાને યોગ્ય નથી-તેથી જ હું રાજભવનમાં આવતો નથી.૨૦-૨૧ રામ સાક્ષાત્ દેહધારી ધર્મ છે, સત્યવાદી છે, રણચતુર અને સર્વ પ્રાણીપર દયાળુ છે અને રાજનીતિમાં કહેલી (ષડંગ) ષાડ્ગુણ્ય સંપત્તિને તે જાણે છે, રાજનીતિના કર્ત્તા છે અને એ રામ આનંદદાયક, સર્વજ્ઞ અને સર્વદર્શી છે.૨૨-૨૩ તે પોતે સોમ, મૃત્યુ, યમ અને કુબેર છે, અગ્નિ, ઈંદ્ર, સૂર્ય

અને વરુણ છે;[૪] માટે હે લક્ષ્મણ! તમે જઈ તેમને કહો, કે તમે પ્રજાપાલક છો તો તમારી આજ્ઞા વગર હું રાજભવનમાં પ્રવેશ કરવા ઇચ્છતો નથી."[૫] પછી મહાભાગ લક્ષ્મણે, સૌજન્યને લીધે, પુનઃ ભવનમાં પ્રવેશ કર્યો અને રામને કહ્યું કે–"હે કૌસલ્યાનંદવર્ધન! હે વિભો! તમારી આજ્ઞાથી મેં બારણે જઇને કાર્યાર્થીઓને બોલાવ્યા, તો કોઈ એક શ્વાન કાર્યાર્થી જણાય છે." લક્ષ્મણનાં વચન સાંભળી રામે કહ્યું કે–"ભલે! જે કોઈ કાર્યાર્થી આવેલો હોય, તેને તું શીઘ્ર મારી પાસે બોલાવી લાવ."[૬–૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પહેલો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૨ જો

### શ્વાનનું આખ્યાન

રાજા રામનાં તેવાં વચનથી મતિમાન્ લક્ષ્મણે, શ્વાનને બોલાવીને રાજા રામની સામે ઉભો કીધો.[૧] શ્વાનને પોતાની પાસે આવેલો જોઇને, રાજા રામે કહ્યું કે–"હે શ્વાન! તારે જે કંઈ કહેવું હોય તે તું મને કહે, તારે કંઈ ભય રાખવો નહિ."[૨] પછી માથું ફુટેલું હતું એવા શ્વાને, રામની સામું જોયું; અને આ પ્રમાણે કહ્યું–[૩]

"રાજા છે એજ પ્રાણીઓનો કર્ત્તા છે ને રાજાજ તેમનો નેતા છે. પ્રજા જ્યારે સુઈ રહે છે ત્યારે રાજા જાગે છે. રાજાજ પ્રજાને પાળે છે ને સારી રીતે ચલાવેલી નીતિથી રાજાજ ધર્મનું રક્ષણ કરે છે. જ્યારે રાજા પ્રજાનું રક્ષણ કરતો નથી, ત્યારે પ્રજાનો ઝટ નાશ થાય છે.[૪–૫] રાજાજ કર્તા, રક્ષણકર્તા અને જગતનો પિતા છે. રાજાજ કાળ અને યુગ છે, રાજાજ સર્વ જગદ્રૂપ છે;[૬] રાજા જગતને ધારણ કરે છે અને તેથી તે ધર્મ કહેવાય છે. ધર્મથી પ્રજાને પાળતો રાજા, ત્રણે લોકનું રાજ્ય કરી શકે છે અને શત્રુને રોકી શકે છે. પ્રજાપાલન એજ કર્મ છે. હે રાજન્! એજ ખરો ધર્મ છે અને તેજ પરલોકમાં ગયા પછી ફળ આપે છે. ધર્મથી કંઈ દુષ્પ્રાપ્ય નથી, એવો મારો નિશ્ચય છે.[૭–૯] હે રામ! દાન, દયા, સત્પુરુષોનું રક્ષણ, અને વ્યવહારસરલતા, એજ પરમ ધર્મ છે. એ ધર્મનું રક્ષણ કરવાથી આ લોક અને પરલોકમાં સુખ પ્રાપ્ત થાય છે.[૧૦] હે રાઘવ! હે શ્રેષ્ઠ આચરણવાળા! સર્વ પ્રમાણમાં તમે શ્રેષ્ઠ પ્રમાણ છો, શ્રેષ્ઠ પુરુષોએ આચરેલો ધર્મ તમે જાણ્યો છે,[૧૧] તમે સર્વ ધર્મોનું સ્થાન છો, સર્વે ગુણના સમુદ્ર છો; આ મેં તમને જે જે કંઈ કહ્યું, તે મારું પૂર્ણ અજ્ઞાન છે, પણ હું બોલ્યો તે માટે માથું નમાવી ક્ષમા માગું છું કે, તમારે મારા ઉપર ક્રોધ કરવો નહિ."

શ્વાનનાં વચન સાંભળીને, રાજા રામ બોલ્યા કે,[૧૨–૧૩] "વિશ્વાસથી બોલ જલદી કે, આજ હું તારું શું કાર્ય કરું?" રાજા રામનું વચન સાંભળીને કુતરો બોલ્યો કે–[૧૪] "ધર્મવડે દેશ જિતવા ને ધર્મથી પ્રજા પાલન કરવું, એનું નામ શ્રેષ્ઠ રાજ્ય. ભયને હરનાર રાજાને જ શરણે પ્રજા જાય છે અને ધર્મવડે શરણું આપવું, એ રાજાનો ધર્મ છે.[૧૫] હે રાઘવ! હવે તમે મારું કાર્ય સાંભળો. સર્વાર્થસિદ્ધ નામે એક ભિક્ષુક બ્રાહ્મણ રહે છે, તેણે મને વિના અપરાધે પ્રહાર કર્યો છે."

પછી રાજા રામે, દ્વારપાળને મોકલી, તે બ્રાહ્મણને બોલાવી મંગાવ્યો. પછી તે મહાતેજસ્વી બ્રાહ્મણે રાજા રામને જોઇને કહ્યું કે–"હે રામ! તમારે મારું શું કામ પડયું છે તે મને કહો." એ સાંભળી, તે બ્રાહ્મણને રામે પૂછ્યું કે–[૧૮–૧૯] "હે દ્વિજ! તમે આ કુતરાને પ્રહાર કર્યો છે?–મને કહેશો કે, આ કુતરાને શા અપરાધે તમે દંડપ્રહાર કર્યો હતો?[૨૦] ક્રોધ છે, તે પ્રાણહર શત્રુ છે ને એ ક્રોધ મિત્રના જેવો શત્રુ છે. ક્રોધ મહાતીક્ષ્ણ તરવારરૂપ અને સર્વહર છે.[૨૧] તપ, યજ્ઞ અને દાન એ સૌ ક્રોધથી નાશ પામે છે, માટે ક્રોધને તજવો જોઇએ.[૨૨] ઉન્મત્ત થયેલા અશ્વની પેરે જ્યારે ઇન્દ્રિયો ઉન્મત્ત થઈ હોય ત્યારે ધૃતિવડે તેમનું આકર્ષણ કરીને રથી થવું;[૨૩] તેમાં પુરુષે તો મન, વચન અને કર્મવડે સર્વે લોકનું કલ્યાણ કરવું. જે પ્રાણી કોઇનો દ્રોહ કરતો નથી, તે પાપથી લેપાતો નથી;[૨૪] અને વશ ન રાખેલું મન જે કાર્ય કરે છે, તે કાર્ય તરવાર પણ કરતી નથી!–ને છંછેડેલો સર્પ અને નિરંતર ક્રોધી શત્રુ પણ કરતો નથી.[૨૫] વિનયથી વિનીત પુરુષની પ્રકૃતિ વશ રહેતી નથી. તોપણ, જે પુરુષ તેને વશ રાખે છે, તે સર્વ કાર્ય કરી શકે છે."[૨૬] અક્લિષ્ટ કર્મવાળા રામે આ રીતે કહ્યું, તે સાંભળીને સર્વાર્થસિદ્ધ બ્રાહ્મણ કહેવા લાગ્યો કે–[૨૭] "ક્રોધ વ્યાપવાથી મેં એને પ્રહાર કર્યો છે. હું ભિક્ષાને માટે ઉતાવળો કરતો હતો, કેમકે ભિક્ષાનો કાળ વીતી જતો હતો ત્યારે આ શ્વાન શેરી વચ્ચે બેઠો હતો. મેં તેને કહ્યું કે–'તું ઉઠ, ઉઠ', ત્યારે તે મને અંદર જતો રોકીને બેઠો.[૨૮–૨૯] હે રાઘવ! પછી ક્રોધાવિષ્ટ એવા મેં એને પ્રહાર કર્યો. હે રાજેન્દ્ર! હું અપરાધી છું, માટે મને જોઇયે તે શાસન કરો;[૩૦] કારણ કે જો તમે મને શાસન કરશો તો પછી મને નરકનો ભય રહેશે નહિ."

પછી રાજા રામે સઘળા સભાસદો (Counsellors)ને પૂછ્યું કે–[૩૧] "મારે આને શો દંડ દેવો, તે તમે કહો; કેમકે દંડનો યોગ્ય રીતે ઉપયોગ થાય છે ત્યારે જ પ્રજાનું રક્ષણ થાય છે."[૩૨] રાજા રામની સભામાં ભૃગુ, અંગિરા,

કુત્સ, કસ્યપ, વસિષ્ઠ અને ધર્મશાસ્ત્ર જાણનારા બીજા ઋષિ અને પંડિતો તથા પ્રધાનો અને નગરના શેઠ સાહુકારો આવેલા હતા. તેઓ સર્વેએ રાજા રામને જણાવ્યું કે "આ અમારો નિવેદન કરે છે કે, બ્રાહ્મણને શારીર દંડ કરવો નહિ."૩૩–૩૪ પછી વળી સર્વે મુનિઓએ કહ્યું કે–"હે રાઘવ! રાજા તો સર્વેને શાસન કરવાને યોગ્ય છે; આપ મહારાજ શાસન કરનાર છો; અને વળી આપ સનાતન વિષ્ણુ છો, એટલે ત્રણે લોકને શાસન કરનાર છો. આપને યોગ્ય લાગે તેમ કરો."૩૫–૩૬ તે સર્વેનાં વચન સાંભળીને પેલો શ્વાન બોલ્યો કે–"હે રામ! જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો અને મને વરદાન આપવું યોગ્ય ધારતા હો;૩૭ અને હે વીર! વળી તમે પ્રતિજ્ઞા કરી છે કે, 'હું તારું કયું કાર્ય કરું?' તો હે નરાધિપ! આ બ્રાહ્મણને કુલપતિનો અધિકાર આપો.૩૮ હે મહારાજ! કાલંજર નામે સ્થાનમાં એને કુલપતિપણું આપો." શ્વાનનું તે વચન સાંભળીને રામે તે બ્રાહ્મણને કુલપતિપદ ઉપર અભિષેક કર્યો.૩૯

*પછી અધિકાર પામેલો તે બ્રાહ્મણ હાથી ઉપર બેસીને પ્રસન્ન થઇને ગયો. તે કૌતુક નિહાળી, રામના સર્વ પ્રધાનો વિસ્મયથી દંગ થઈ ગયા. તેઓ કહેવા લાગ્યા કે;૪૦ "મહારાજ! આ બ્રાહ્મણને દંડને ઠેકાણે તમે તો વરદાન આપ્યું; એનું કારણ શું?" પ્રધાનોનું વચન સાંભળીને, રાજા રામ બોલ્યા કે૪૧ "તમે પૂછો છો કે કારણ શું? પણ એમ કરવાનું કારણ તમે જાણતા નથી–માત્ર આ શ્વાન જ જાણે છે." પછી રાજા રામના પૂછવાથી શ્વાન બોલ્યો કે૪૨ "હે રાઘવ! એ જ સ્થાનમાં હું કુલપતિ હતો અને શિષ્ટ પુરુષોનું અન્ન જમતો હતો. હે રાઘવ! ત્યાં હું દેવ અને બ્રાહ્મણોનું પૂજન કરતો હતો અને સેવક વર્ગને અન્નાદિ આપતો હતો. હું શુભ રતિવાળો, વિનયી, શીલગુણી અને સર્વ પ્રાણીઓના હિતમાં પરાયણ હતો અને દેવદ્રવ્યનું રક્ષણ કરતો હતો, છતાં પણ હું કૌલપત્યના યોગથી આ દશાને પ્રાપ્ત થયો છું. (સર્વ અવગુણો) કુલપતિ પદમાં સમાયા છે ને તે પદના ભોક્તા થવાથી સર્વ અધર્મનો અંગમાં વાસ થાય છે.૪૩–૪૫

"હે રાઘવ! એથી ક્રોધી, ધર્મરહિત, સ્વાર્થમાં આસક્ત, દુષ્ટ, કઠોર અને અવિદ્વાન્ થવાય છે ને આ બ્રાહ્મણ આ પદ પામી પોતાના બાપદાદા, પરદાદાદિ સાત કુળને અને હવે થનારાં સાત કુળને અધમ દશામાં નાંખશે, તેથી મેં એ અધિકાર એને અપાવ્યો છે.૪૬ હવે પછી કોઈ વાર પણ કુલપતિપણું કરવું નહિ. જેને પુત્ર, પશુ અને બંધુજન સહિત નરકમાં મોકલવાની ઇચ્છા હોય, તેને જ દેવ, ગાયો અને બ્રાહ્મણો ઉપર અધિકાર આપે છે. જે બ્રાહ્મણનું દ્રવ્ય, દેવદ્રવ્ય, સ્ત્રીદ્રવ્ય અને બાળકદ્રવ્ય એકવાર આપીને પાછું લે છે, તે પોતાના ઇષ્ટ સહિત નાશ પામે છે. હે રાઘવ! જે પુરુષ બ્રાહ્મણનું અને દેવનું દ્રવ્ય હરણ કરે છે, તે વીચી નામના ઘોર નરકમાં પડે છે; અને જે અધમ પુરુષ મનવડે પણ દેવ બ્રાહ્મણનું ધન દાઢમાં ઘાલે છે, તે (કોટાન કોટી વર્ષ) નરકમાં રહે છે" શ્વાનનાં તેવાં વચન સાંભળીને, રાજા રામનાં નેત્ર વિસ્મયથી વિકાશ પામ્યાં, સકલ સભા દંગ થઈ ગઈ–કોઈ કંઈ પણ બોલ્યું નહિ.૪૭–૫૧ પછી તે શ્વાન જ્યાંથી આવ્યો હતો ત્યાં ચાલ્યો ગયો. એ શ્વાન પોતાની પૂર્વજાતિથી મનસ્વી હતો, પણ સાંપ્રત જાતિથી માત્ર દૂષિત થયેલો હતો. પછી તે મોટા ભાગ્યવાળો શ્વાન, કાશીક્ષેત્રમાં ગયો અને મરણ સુધી ત્યાં જ નિવાસ કરી પોતાના આત્માને તાર્યો.૫૨

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૩ જો

### ગીધ અને ઘૂવડનું આખ્યાન

અયોધ્યા નગરીની પાડોશમાં રમ્યવૃક્ષોથી શોભિત, નદીના ઝરણમાંથી ભરપૂર, પર્વતથી પ્રૌઢ અને કોકિલાઓથી શબ્દાયમાન એક વન હતું.૧ તેમાં સિંહ, વાઘ, અનેક પ્રકારનાં પશુ અને પક્ષીઓ વસતાં હતાં. તે વનમાં ઘણા વર્ષથી એક ઘૂવડ અને એક ગીધ, એ બે પક્ષી રહેતાં હતાં.૨ એવું બન્યું કે, એકવાર પાપ નિશ્ચયવાળા ગીધે ઘૂવડના માળા આગળ જઇને કહ્યું કે–"ઓ દુષ્ટ! આ મારો માળો છે, તે તું શાને પચાવી પડ્યો છે? ચાલ અહિંથી નિકળ." આ પ્રમાણે તેણે લડાઈ લગાવી.૩ પછી તે બન્ને જણાએ કમળ સમાન નેત્રવાળા, સર્વ લોકના રાજા રામ પાસે ન્યાય કરાવવાને માટે જવાનો ઠરાવ કર્યો. રાજા રામ–જેનો માળો હશે તેને અપાવશે, એવો નિશ્ચય કરીને પરસ્પર લડતા તેઓ રાજા રામભદ્રના ન્યાયસ્થાનમાં ગયા.૪–૫ ક્લેશયુક્ત થયેલાં છે ચિત્ત જેમનાં એવા તે બે જણે, ન્યાયસભામાં જઇને, રાજા રામને પ્રણામ કર્યા.૬ પ્રથમ ગીધ રાજા રામને કહેવા લાગ્યો કે; "મહારાજ! તમે દેવ અને

* કુલપતિ એટલે કુટુંબનો વડો, ગામનો પટેલ, ન્યાતનો શેઠ. ૧૦૦૦૦ વિદ્યાર્થીઓને ભણાવનાર–જેઓનું રહેવાનું તથા ભોજન વગેરે તેના હાથમાં હોય છે તે. અથવા બ્રાહ્મણોના ઘણાં મઠોનો ઉપરી. એ પદ મળવાથી મનુષ્ય અન્યાયી, પક્ષપાતી ને સૌના મળતા માનથી મદોન્મત્ત થાય છે ને તેથી સમયે સમયે વિપરીત કર્મ થઈ જવાથી અધર્મમાં પ્રવર્તાય જ છે ને તેથી ભ્રષ્ટ થવાય છે.

અસુર સર્વેમાં શ્રેષ્ઠ છો એમ હું માનું છું;[૭] તમે બૃહસ્પતિ અને શુક્રના કરતાં પણ ઉત્તમ રાજનીતિજ્ઞ છો, એ મને ખબર છે; અને તમે પ્રાણીમાત્રની ભૂતભવિષ્યની વાતને જાણનાર છો; તથા કાન્તિવડે બીજા ચંદ્રની સમાન શોભો છો.[૮] હે મહારાજ! તમે સૂર્યના જેવા દુર્નિરીક્ષ્ય છો. ગૌરવમાં હિમાચલ જેવા છો, ગાંભીર્યમાં સમુદ્રના સમાન છો અને લોકપાલમાં તમે યમના જેવા ન્યાયી છો.[૯] ક્ષમામાં પૃથ્વીસમાન છો; અને વેગમાં વાયુના સમાન છો. હે રાઘવ! તમે ગુરુઓમાં ઉત્તમ ગુરુ છો, કાન્તિવાળા છો, તમે અમર્ષવાળા છો, દુર્જય છો, શત્રુના પરાક્રમને હણનાર છો અને સર્વ શસ્ત્ર યોજવામાં પરમ પ્રવીણ છો. હે રામ! હે નરશ્રેષ્ઠ! હવે મારે જે ફરિયાદ કરવાની છે, તે આપ સાંભળો–[૧૦–૧૧]

"હે રાઘવ! મારા બાહુબળવડે પૂર્વે મેં જે ઘર સંપાદન કરેલું છે, તે હવે આ ધૂવડ પચાવી પડ્યો છે ને તે અહુણા એનો માલિક થઈ ભોગવે છે. હે રાજન્! હું ન્યાય માગું છું કે મને મારું ઘર અપાવો."[૧૨] ગીધ બોલી રહ્યા પછી ધૂવડ બોલ્યો કે–"મહારાજ ચંદ્ર, ઇન્દ્ર, સૂર્ય, કુબેર અને યમ, એ સર્વે લોકપાળોના અંશથી રાજા ઉત્પન્ન થાય છે; છતાં રાજામાં મનુષ્યનો અંશ હોય છે, પણ આપમાં તો હે રાજા રામ! સર્વ દેવમય નારાયણનો અંશ છે.[૧૩–૧૪] હે વિભો! તમારામાં રહેલી સૌમ્યતાની લોકો યાચના કરે છે તથા તમે તે સૌમ્યતાને અનુસરીને ચાલો છો, તેથી તમારામાં સોમનો અંશ છે.[૧૫] તમે ક્રોધ અને દંડમાં પ્રજાના સ્વામી છો; દાન કરવામાં પાપના ભયનું હરણ કરનાર છો; તમે જ દાતા, હરણ કર્ત્તા અને રક્ષણ કર્ત્તા હોવાથી, અમારા ઇન્દ્રસમાન છો;[૧૬] તમે સર્વ પ્રાણીઓમાં અધૃષ્ટ છો ને તેજવડે અગ્નિસમાન છો. વળી હે રાજાજી! લોકો ઉપર તપતા હોવાથી તમે સૂર્યનારાયણ સમાન છો.[૧૭] તમે કુબેરથી પણ મોટા છો, કારણ કે કુબેરને 'પદ્મ' નામે નિધિ સર્વદા પોતાની પાસે રાખે, છે, ત્યારે 'પદ્મા' લક્ષ્મી તમારે સ્વાધીન છે.[૧૮] વળી પ્રજાને ધન આપનાર હોવાથી તમે અમારા ધનદ છો. હે રાઘવ! તમે સ્થાવર, જંગમ સર્વે પ્રાણીઓ ઉપર સમાન પ્રીતિવાળા છો;[૧૯] શત્રુ અને મિત્રને સરખા છો; તમે નિરંતર ધર્મવડે શાસન કરો છો અને વ્યવહારમાં શાસ્ત્રાનુસાર ન્યાય કરો છો.[૨૦] હે રામ! તમે જેના ઉપર કોપો છો, તેના ઉપર જાણે મૃત્યુ દોડે છે; એ કારણથી તમે પરાક્રમી યમસમાન છો, એમ લોકવાયકા ચાલે છે.[૨૧] હે નૃપશ્રેષ્ઠ! તમારો મનુષ્યભાવ પણ સૌજન્યવાળો અને પ્રાણીમાત્ર પર દયાયુક્ત છે.[૨૨] પણ દુર્બળ અને અનાથનું રાજા એ જ દૈવત છે; અંધનું લોચન પણ રાજા છે; અને ગતિરહિતની રાજા જ ગતિ છે;[૨૩] તમે અમારા નાથ છો, તેથી હે ધાર્મિક! તમે મારી વિનતિ સાંભળો. હે મહારાજ, આ ગીધ પક્ષી મારા માળામાં આવીને મને પીડા કરે છે; (જે ઘરમાં હું રહું છું તે મારું છે ને એ મને મિથ્યા ગળે પડે છે).[૨૪] માટે હે રાજન્! સર્વ લોકમાં તમે સર્વને શાસન કરનાર છો (તો એને શાસન કરો)."

પછી રાજા રામે પોતાનું મંત્રિમંડળ ધૃષ્ટિ, જયંત, વિજય, સિદ્ધાર્થ, રાષ્ટ્રવર્ધન, અશોક, ધર્મપાલ અને મહાબળવાન્ સુમંત્ર વગેરેને આગળ તેડ્યા.[૨૫–૨૬] રાજા દશરથના અને રામના તે સચિવો સર્વે નીતિજ્ઞ, મહાત્મા ને શાસ્ત્રમાં પ્રવીણ હતા. રઘુઓમાં ઉત્તમ ધર્માત્મા રાજા રામે, તેમને બોલાવી ધૂવડ તથા ગીધની ફરિયાદ વિષે પ્રશ્ન કર્યો. રામ બોલ્યા કે–"હે ગીધ! તેં એ સ્થાનમાં કેટલાં વર્ષ વાસ કર્યો છે?[૨૭–૨૯] તે તું મને યથાર્થ કહે; કારણ કે તે મારે પ્રથમ જાણવું જોઇએ." પછી ગીધે રાજા રામને ઉત્તર આપ્યો કે,[૩૦] "મહારાજ! જ્યારથી મનુષ્યો ઉત્પન્ન થયાં અને તેનાથી આ પૃથ્વી ભરપૂર થઈ, ત્યારથી જ એ મારું ઘર છે."[૩૧] પછી ધૂવડે રાજા રામને કહ્યું કે–"હે રાજન્! આ પૃથિવી જ્યારથી વૃક્ષોવડે શોભિત થયલી છે, ત્યારથી તેમાં હું રહું છું." પછી રાજા રામે, સભાસદોને કહ્યું કે–[૩૨]

न सा सभा यत्र न सन्ति वृद्धा
वृद्धा न ते ये न वदन्ति धर्मम् ।
नासौ धर्मो यत्र न सत्यमस्ति
न तत्सत्यं यच्छलेनानुविद्धम् ॥ ३३ ॥

જે સભામાં વૃદ્ધ પુરુષો ન હોય, તે સભા ગણાય નહિ; અને જેઓ વૃદ્ધ હોવા છતાં ધર્મયુક્ત બોલે નહિ, તે વૃદ્ધ પણ ગણાય નહિ; જેમાં સત્ય ન હોય, તે ધર્મ ગણાય નહિ; જે સત્ય કપટ યુક્ત હોય તે સત્ય ગણાય નહિ;[૩૩] અને જે સભાસદો સત્યને જાણ્યા છતાં કંઈ પણ બોલતા નથી, અને છાનામાના બેશી રહે છે, તે પુરુષો અસત્યવાદી જ ગણાય છે;[૩૪] તેમ જ, જે સભાસદ જાણવા છતાં પણ કામથી, ક્રોધથી કે ભયથી સત્ય ઉત્તર આપતો નથી, તે પુરુષ વરુણના હજાર પાશથી બંધાય છે,[૩૫] અને તેના બંધાયલા પાશો એક વર્ષે એક એમ છૂટે છે. આટલા જ માટે, સત્ય જાણનારે જે સત્ય હોય, તે કહી દેવું જોઇએ"[૩૬] રાજા રામનાં આવાં વચન સાંભળીને મંત્રિમંડળે કહ્યું કે–"હે મહામતે! ધૂવડનું વચન સત્ય છે અને ગીધનું વચન અસત્ય છે.[૩૭] હે મહારાજ! એમાં તમે કહો છો તેમ જ છે. અર્થાત્ રાજા એ જ પરમ ગતિ છે; સર્વે પ્રજાનું મૂળ રાજા છે અને રાજા એ જ સનાતન

ધર્મ છે.૩૮ જેને રાજા શાસન કરે છે, તે દુર્ગતિ પામતો નથી, અને યમ પણ તેને છોડી મૂકે છે."૩૯ મંત્રીઓનું તે વચન સાંભળીને, રાજા રામ બોલ્યા કે,–"પુરાણમાં જે કહ્યું છે તે હું તમને કહું છું તે તમે સાંભળો.૪૦ "ચન્દ્ર, સૂર્ય અને નક્ષત્રો સહિત આકાશ, પર્વત અને મોટાં વન સહિત પૃથિવી તથા સ્થાવર જંગમ ત્રણે લોક—એ સર્વ જળના સમુદ્રથી પરિપૂર્ણ હતું.૪૧ તે સમે બીજા મેરુ જેવા માત્ર વિષ્ણુ જ દેવ હતા. પૂર્વે લક્ષ્મી અને પૃથિવીએ વિષ્ણુના ઉદરમાં વાસ કર્યો હતો અને તે એને ધારણ કરનાર વિષ્ણુએ ઘણાંક વર્ષો સુધી જળમાં શયન કર્યું હતું.૪૨–૪૩ વિષ્ણુએ શયન કર્યું, એટલે બ્રહ્માએ પણ તેમના જઠરમાં પ્રવેશ કર્યો; અને તેનાં દેહદ્વાર બંધ થયા પછી, બ્રહ્માએ તે મોટા દેવ વિષ્ણુની નાભિમાંથી ઉગેલાં સુવર્ણથી અલંકૃત કમળમાંથી પ્રવેશ કર્યો. મહાપ્રભુ બ્રહ્માએ યોગવડે કમળમાંથી ઉત્પન્ન થઇને પૃથિવી, વાયુ, પર્વતો અને વૃક્ષો ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી. પછી તે મહાત્માએ મનુષ્ય, પેટે ચાલનાર–સર્પાદિ–અને જરાયુજ તથા અંડજ વગેરેની સૃષ્ટિ રચી. તે સમયે વિષ્ણુના કાનના મેલથી ઉત્પન્ન થયેલા મધુ અને કૈટભ નામના ભયંકર દેખાવના બે દૈત્યો કમળમાં રહેલા બ્રહ્માને જોઇને ક્રોધ પામ્યા.૪૪–૪૮ તેઓ બ્રહ્મા ઉપર ધસી ગયા. એ બે દૈત્યોને પોતાના ઉપર આવતા જોઇને, બ્રહ્માએ વિકૃત એવી કિકિયારી પાડી;૪૯ ત્યારે તે ચીસ સાંભળી ભગવાન્ તેમની સહાયે આવ્યા અને ચક્રથી તેમણે તે બન્ને રાક્ષસોને મારી નાંખ્યા;૫૦ અને પૃથિવીને તે દાનવોના મેદથી આલિપ્ત કરી. પછી તે પૃથિવીને શુદ્ધ કરીને, બ્રહ્માએ તેને વૃક્ષાદિથી પૂર્ણ કરી દીધી. પૃથિવી ઉપર અનેક ઔષધિઓ અને નાનાં પ્રકારનાં ધાન્ય ઉત્પન્ન કર્યાં.૫૧–૫૨ એ પ્રમાણે મેદના ગંધવાળી હોવાથી તે 'મેદિની' એ નામથી પ્રસિદ્ધ થઈ. આવી કથા પુરાણમાં છે. એ માટે એ ઘર ગીધનું નહિ પણ ધૂવડનું હોવું જોઇએ, એમ મારું માનવું છે;૫૩ અને બીજાના ઘરને પડાવી લેનાર ગીધને તેના અપરાધ માટે દંડ આપવો યોગ્ય છે. વિનયરહિત તથા પાપી ગીધ, આ ધૂવડને પીડા કરે છે, એ સત્ય જ છે."૫૪ આ પ્રમાણે ન્યાય થતો હતો, એટલામાં આકાશવાણી થઈ કે–"હે રાજા રામ! પૂર્વે તપના બળથી બાળેલા ગીધનો તું વધ કરીશ નહિ.૫૫ હે રાજન્! એ ગીધ પૂર્વ જન્મે બ્રહ્મદત્ત નામે રાજા હતો. તે શૂરવીર, સત્ય વ્રતવાળો અને પવિત્ર હતો. કાલગૌતમ નામે મુનિએ તેને દગ્ધ કર્યો હતો, તેથી તે આ અવસ્થામાં છે.૫૬ એવું બન્યું કે, એ કાલગૌતમમુનિ એ રાજાને ઘેર ગયા અને ભોજન માગ્યું. મુનિએ તેને કહ્યું કે, હે રાજન્! મારે સો વર્ષ ઉપરાંત ભોજન કરવું છે તે તું આપ."૫૭ પછી બ્રહ્મદત્ત રાજાએ તેનું પાદ્ય અને અર્ઘ્યથી પૂજન કર્યું; અને તે મોટા તેજવાળા મુનિના ભોજનને માટે આદર બતાવ્યો.૫૮

"પછી રાજાએ તે મહાત્માને ભોજન આપવા માંડ્યું. ભોગજોગે ભોજનમાં માંસ આપ્યું; તે જોઈ મુનિ ક્રોધ પામ્યા અને એ રાજાને દારુણ શાપ દીધો કે–૫૯ 'હે રાજન્! તું ગીધ થા.' રાજાએ તેમને બહુ બહુ પ્રકારે વિનવ્યા અને કહ્યું કે "આવો શાપ ન દેવો જોઇએ. હે ધર્મજ્ઞ, હે વ્રતવાળા! આ કાર્ય મારાથી અજાણતાં થઈ ગયું છે; એમાં મારો દોષ નથી, તો મને શાપ દેવો ઉચિત નથી.૬૦ હે મહાભાગ! હે અનઘ! આપે શાપ દીધો છે તો તેનો અવધિ નિર્માણ કરો." પોતાના ભોજનમાં માંસ આપ્યું, તે કાર્ય રાજાના અજાણતાંથી થયું છે એમ જાણીને, તે મહાત્મા મુનિએ રાજાને કહ્યું કે–૬૧ "હે રાજન્! ઇક્ષ્વાકુકુળના રાજાઓના વંશમાં મહા ભાગ્યવાળો અને કમળ સમાન નેત્રવાળો રામ નામે મોટો યશસ્વી રાજા થશે."૬૨ હે નરશ્રેષ્ઠ! તેના સ્પર્શથી તું પાપરહિત થઇશ." આવી આકાશવાણી સાંભળ્યા પછી રાજા રામે તે ગીધને સ્પર્શ કર્યો, એટલે તે પૃથિવીપતિએ ગીધપણું તજી દીધું અને તે દિવ્ય ગંધના લેપવાળો દિવ્ય પુરુષરૂપ થઇને ઉભો રહ્યો અને રામને કહેવા લાગ્યો કે–૬૩–૬૪ "હે ધર્મજ્ઞ! હે રાઘવ! તમે બહુ રુડું કાર્ય કર્યું. તમે મારા શાપનો અંત આણ્યો; અને હે વિભો! તમારી આ કૃપાથી હું આજે આ ઘોર નરકમાંથી મુક્ત થયો છું."૬૫

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૬૦ મો

## ઋષિઓનું આગમન

રામ અને લક્ષ્મણ એ પ્રમાણે પ્રજાપાલન કરતાં ધર્મ સંવાદ કરતા હતા. એવામાં નહિ ઉષ્ણ અને નહિ શીત એવા વસંત ઋતુના દિવસો આવ્યા.૧ એકવાર પ્રભાતકાળે નિત્ય નૈમિત્તિક કર્મ કરી રહ્યા પછી, મહાત્મા રાજા રામ, પ્રજાનાં દર્શન કરવાને માટે સભાસ્થાનમાં ગયા.૨ ત્યાં સુમંત્રે આવીને રાજા રામને કહ્યું કે–" મહારાજનો જયજયકાર હો! બારણે કોઈ તપસ્વીઓ આવ્યા છે, તેમને રોકવાથી તેઓ દ્વારપર ઉભા છે.૩ હે મહારાજ! એ મુનિઓ પવિત્ર યમુના તીરે વસનારા છે અને તેમાં ભૃગુ કુળના ચ્યવન મુનિ અગ્રેસર છે, તે સૌ આપનાં દર્શન કર-

વાને ઇચ્છે છે, તે હું આપને વિદિત કરવાને માટે આવ્યો છું."

પછી મહાત્મા રાજા રામે કહ્યું કે,[૪-૫] "ચ્યવન આદિ મહાભાગ્યશાળી મુનિઓને પ્રવેશ કરાવ" દ્વારપાળે રાજા રામની આજ્ઞા માથે ચડાવીને, મોટા તેજવાળા મુનિઓને રાજા રામની સન્મુખ જવાને માટે વિનતિ કરી. તેજથી દેદીપ્યમાન તે તપસ્વીઓ, રાજા રામના સભાભવનમાં આવ્યા. તે મુનિઓ સર્વે તીર્થના જળથી ભરેલા કુંભ, ફળ અને મૂળ પોતાના હાથમાં લઇને રાજા રામની પાસે ગયા. પછી તે સર્વે વસ્તુ રાજા રામને ભેટ કરી. રાજા રામે પણ પ્રસન્ન થઇને, તેઓએ આણેલાં ફળ, મૂળ અને તીર્થોદક ગ્રહણ કર્યાં; અને તેમનો રુડી રીતે સત્કાર કરીને કહ્યું કે,[૬-૧૦] "મહાત્માઓ! આ ઉત્તમ આસનો છે, તે પર આપ, યથાયોગ્ય અને જેમ ઘટે તેમ વિરાજો." રામનું વચન સાંભળીને, તે સર્વે મહાત્માઓ સુવર્ણનિર્મિત સુંદર આસનો ઉપર બિરાજ્યા. તેઓના બેઠા પછી શત્રુનાં પૂરને તોડનાર રામ પોતાનાં મનને નિયમમાં રાખીને બોલ્યા કે-[૧૧-૧૨] "હે મહાત્માઓ! આપ સર્વે શા કારણથી અત્રે આવ્યા છો? હું મહર્ષિઓનું સર્વે શુભ કરવાને માટે તત્પર છું, માટે આપનું જે અભીષ્ટ હોય તે મને કહો-રામ તમારી આજ્ઞા મસ્તકપર ચડાવવાને તત્પર જ છે.[૧૩] આ મારું રાજ્ય તથા મારા હૃદયકમળમાં રહેલું જીવિત એ સર્વ બ્રાહ્મણોને માટેજ છે, એમ નિઃશંક માનજો."[૧૪]

રામનાં વચન સાંભળીને, યમુનાના તીરપર વસનારા ઉગ્ર તપવાળા મુનિઓએ કહ્યું કે 'તારો જય થાઓ, જય થાઓ.'[૧૫] પછી સર્વે રામનાં વચનની સ્તુતિ કરવા લાગ્યા અને મોટા હર્ષથી બોલ્યા કે,-"હે નરવર! આવાં વચન બોલનારા આ ભૂમિપર તમે જ છો-બીજા કોઈ નથી.[૧૬] હે રાજન્! અમારી દૃષ્ટિ નીચે ઘણા રાજાઓ આવ્યા છે, પણ તેઓ કાર્ય સાંભળ્યા પછી, તે કાર્ય મોટું હોવાથી, અમે કરી શકીશું, એટલું પણ બોલી શકતા નથી.[૧૭] પણ હે રાજન્! તમો તો કાર્ય શ્રવણ કર્યા પૂર્વે જ બ્રાહ્મણની મહત્તાનો વિચાર માત્ર કરીને, તે કરવાની પ્રતિજ્ઞા કરો છો; તેપરથી અમને નિશ્ચય થાય છે કે, તમે તે કાર્ય કરશો પણ ખરા. (હે રાજન્!) તમો જ આ ઋષિઓને મહાભયમાંથી ઉગારવાને યોગ્ય છો."[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ**

# લવણાસુરાખ્યાન

## સર્ગ ૬૧ મો

### દુઃખનિવેદન

એ પ્રમાણે બોલતા ઋષિઓને કાકુત્સ્થ આ પ્રમાણે કહેવા લાગ્યા; "હે મુનિઓ! હું તમારું કોના ભયથી રક્ષણ કરું? તમારો સર્વ ભય દૂર થાઓ."[૧] રાજા રામનું તે વચન સાંભળીને, ભાર્ગવ મુનિ કહેવા લાગ્યા કે-"હે નરેશ્વર! અમારા અને આખા દેશના ભયનું કારણ હું તમને કહું, તે તમો સાંભળો.[૨] હે રાજન્! પૂર્વે સત્યયુગમાં દૈત્યોના કુળમાં લોલાનો પુત્ર મહાબુદ્ધિશાળી મધુ નામે એક મોટો અસુર ઉત્પન્ન થયો હતો.[૩] તે મધુ દૈત્ય બ્રાહ્મણને પાળનાર અને સર્વેને શરણ આપનાર હતો, સાથે પરમ ઉદાર અને દેવલોકની સાથે પણ ઘાડી પ્રીતિવાળો હતો.[૪] તે વીર્યવાન્ અને ધર્મવીર હતોઃ અને રુદ્રને પણ તેનાપર ઘણું માન હોવાથી તેણે તેને એક ઘણું ઉત્તમ વરદાન આપ્યું હતું.[૫] મહાત્મા રુદ્રે તેના ઉપર પ્રસન્ન થઈને પોતાના શૂલમાંથી એક મહાતેજસ્વી શૂલ કહાડી આપ્યું; અને કહ્યું કે-[૬] 'તારાપર પ્રસન્ન થયેલો હું તને આ એક આયુધ આપું છું; અને હે મોટા બળવાળા અસુર! જ્યાંસુધી તું દેવ અને બ્રાહ્મણોની સાથે વૈર નહિ કરે ત્યાંસુધી આ શૂલ તારી પાસે રહેશે; પણ જો તું તેઓની સાથે વિરોધ કરીશ તો તરત તે તારી પાસેથી ચાલ્યું જશે.[૭-૮] આ શૂલનું ફળ એ છે કે, જે કોઈ પુરુષ તારી સાથે યુદ્ધ કરવાને આવશે, તેને ભસ્મ કરીને આયુધ તારી પાસે પુનઃ આવશે.'[૯]

"આ પ્રમાણે વરદાન પામ્યા પછી તે અસુરેશે, રુદ્રને પ્રણામ કરીને તેમને પુનઃ પ્રસન્ન કર્યા અને પછી કહેવા લાગ્યો કે,-[૧૦] 'હે ભગવન્! તમે સર્વ દેવના ઈશ્વર છો તો મને એવું વરદાન આપો કે, આ ઉત્તમ શૂલ પરંપરા મારા વંશમાં જ રહે.'[૧૧] મધુનું તે વચન સાંભળીને, સર્વે પ્રાણીઓના ઈશ્વર મહાદેવે તેને કહ્યું કે-'એમ તો થઈ શકશે નહિ,[૧૨] પરન્તુ તારી વાણી મિથ્યા ન જાય માટે, જા એટલું થશે કે, એ આયુધ તારા પુત્રની પાસે પણ રહેશે.[૧૩] આ શૂલ તારા પુત્રના હાથમાં જ્યાંસુધી હશે, ત્યાં સૂધી તે સર્વ પ્રાણીઓથી અવધ્ય થશે.'[૧૪]

"આ પ્રમાણે ઉત્તમ વરદાન પામ્યા પછી, મહાબળવાન્ અસુરેશ મધુએ અતિ શોભાવાળું એક મોટું

ભવન બંધાવ્યું અને વિશ્વાવસુથી અનલાને પેટે જન્મેલી (રાવણની મસીયાઈ બ્હેન) કુંભીનસીનું હરણ કરી તેની સાથે પરણ્યો.[૧૫-૧૬] તેને પેટે લવણ નામનો મહા વીર્યવાન્ પુત્ર ઉત્પન્ન થયો છે. તે પાપમતિ લવણાસુર, બાળપણુથી જ મહાદુષ્ટ કાર્ય કરતો આવ્યો છે.[૧૭] પોતાના પુત્રને આવા દુષ્ટ કર્મવાળો જોઇને મધુ ઘણો જ શોક કરવા લાગ્યો; છતાં તેણે તેને કંઈ પણ શિખામણ આપી નહિ—માત્ર શોકવશ થઇને તે આ લોક છોડીને વરુણ લોકમાં ચાલ્યો ગયો. પણ જતી વેળાએ વરદાનથી મળેલું શૂલ તેણે લવણને આપતાં કહ્યું કે–'જ્યાં સૂધી આ શૂલ તારા હાથમાં રહેશે ત્યાં સૂધી કોઈ તારો વધ કરી શકશે નહિ.'[૧૮-૧૯]

"હે રાજન્! હવે તે લવણ પોતાનાં શૂલવડે ત્રણે લોકને મહાપીડા કરતો ફરે છે, તેમાં પણ મુખ્યત્વે કરીને તે તપસ્વીઓને તો શોધી શોધીને સંતાપે છે.[૨૦] એ લવણાસુરનો પ્રભાવ જેવો છે, તેવો જ તેના શૂલનો પ્રભાવ પણ છે. આ સર્વ વૃત્તાંત જાણીને, હે નૃપ! હવે તમારા ધ્યાનમાં આવે તેમ કરો; કારણ કે તમે જ અમારી પરમ ગતિ છો.[૨૧] હે રામ! હે વીર! ભયથી વ્યાકુળ થયેલા ઋષિઓએ, પૂર્વે ઘણા રાજાઓ પાસે યાચના કરી હતી, પણ તેઓમાંના કોઇએ પણ આશ્રય આપ્યો હોય, એમ અમારા જાણવામાં નથી.[૨૨] પણ હે રામ! જ્યારથી અમે જાણ્યું કે, તમે રાવણને સહપરિવાર હણ્યો છે, ત્યારથી અમે તમને અમારા રક્ષણકર્તા ગણીએ છીએ. હે તાત! આ પૃથિવી ઉપર બીજો કોઈ રાજા અમારું રક્ષણ કરે એવો નથી. આ લવણરાક્ષસથી પીડા પામેલા એવા અમારું રક્ષણ કરવું, એ માત્ર તમારા જ હાથમાં છે.[૨૩] હે રાજા રામ! એ અસુર અમને ભય ઉત્પન્ન કરનાર છે. તેને માટે અમારી આ જ માંગણી છે; તો હે સંપૂર્ણ પરાક્રમવાળા રામ! અમારા તે ભયના કારણને દૂર કરવાને માટે તમે જ સમર્થ છો; માટે તમે જ અમારો મનોરથ સિદ્ધ કરો."[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬૨ મો.

### શત્રુઘ્નનું પરાક્રમ

ઋષિઓનાં વચન સાંભળ્યા પછી, રાજા રામે તેમને પૂછ્યું કે, "હે મહાત્માઓ! લવણ રાક્ષસ શાનો આહાર કરે છે અને તેનાં આચરણ કેવાં છે? તે ક્યાં રહે છે?"[૧] ત્યારે ઋષિઓએ કહ્યું કે, "હે રામ! તે આહારાદિથી કેમ વૃદ્ધિ પામે છે? તે સાંભળો.[૨] તે સર્વ પ્રાણીઓનો અને તેમાં પણ મુખ્યત્વે કરીને તપસ્વીઓનો જ આહાર કરે છે. રૌદ્રતા એ એનો નિત્ય આચાર છે. એ રાક્ષસ મધુવનમાં વસે છે.[૩] તે નિત્ય અનેક સહસ્ર સિંહ, વાઘ, પશુ અને પંખી તથા ઘણાક મનુષ્યોને હણી તેમનો પણ આહાર કરે છે.[૪] તે મોટા બળવાળો છે ને બીજાં પણ અનેક પ્રાણીઓને સ્વાહા કરી જાય છે. સંહાર કાળનો પણ કાળ હોય તેવો તે, મુખ પહોળું કરીને અનેક પ્રાણીને ગટગટાવી જાય છે."[૫] પછી રાજા રામે તે મોટા મુનિઓને કહ્યું કે–"હે મહાત્માઓ! તમે જરા પણ ભય રાખતા નહિ, હું તે રાક્ષસનો નાશ કરીશ."[૬] ઉગ્રતેજવાળા મુનિઓને આ રીતે અભય વચન આપીને, રઘુવંશમાં ઉત્પન્ન થયેલા રામે, પોતાની પાસે બેઠેલા બંધુઓને કહ્યું કે–"બંધુઓ! કયો વીર લવણનો હણનાર છે તથા લવણનો વધ કરવાનું કોણ માન મેળવશે? મહાબાહુ ભરત કે બુદ્ધિમાન્ શત્રુઘ્ન?"[૭-૮]

રાજા રામનું વચન સાંભળીને, ભરત બોલ્યો કે–"મહારાજ! હું તે રાક્ષસનો વધ કરીશ, મને જવા દો.[૯] ભરતનું ધૈર્ય અને શૌર્યયુક્ત વચન સાંભળીને લક્ષ્મણનો નાનો ભાઈ શત્રુઘ્ન સુવર્ણના આસનપરથી ઉભો થયો અને રાજા રામને પ્રણામ કરીને કહેવા લાગ્યો કે–"હે રઘુનંદન! મહાબાહુ ભરતજીએ તો કાર્ય સંપાદન કરેલું છે જ.[૧૦-૧૧] જ્યારે આર્ય વનવાસે હતા ત્યારે રાજારહિત થયેલી અયોધ્યાનું એમણે પાલન કરેલું છે; અને હે રાજન્! આર્યના આગમન સંબંધી કાર્ય મનમાં રાખી, તેમણે અનેક સંકટ સહન કર્યાં છે. આ મોટા યશવાળા ભરતજીએ તો નંદીગ્રામમાં દુઃખશયનનું સેવન કરેલું છે જ તો. ફળ મૂળનો આહાર કર્યો છે, મસ્તકપર જટા પણ રાખી છે, અને વલ્કલ ધારણ કરેલાં છે. હે રાજન્! આ રાઘવે એવું એવું ઘણું દુઃખ સહન કરેલું છે, પણ હવે તો હું તેમનો આજ્ઞાંકિત અત્રે છું, તેમ છતાં, પુનઃ તે કલેશ પામે એ યોગ્ય નહિ જ." શત્રુઘ્નનાં વચન સાંભળીને, રાજા રામ બોલ્યા કે–[૧૨-૧૫] "હે કાકુત્સ્થ! ત્યારે તારી ઇચ્છા પ્રમાણે થાઓ; અને તું મારી આજ્ઞા પ્રમાણે કર. હે મહાબાહો! મધુ દૈત્યના શુભ નગરમાં હું તને રાજ્યાભિષેક કરીશ.[૧૬] તું તે રાજ વસાવ. ભરતને કલેશ ન આપવાનો તારો વિચાર

હોય તો તેમને અત્રે જ રહેવા દે અને તું નવાં નગરો વસાવવામાં શૂરો અને વિદ્યાવાળો છે, તો તું જ જા.[૧૭] મધુપુર યમુનાના તીરપર આવેલું છે અને તેના તીર ઉપર રસાળ પ્રદેશ છે, તે સર્વેનું તું પાલન કરજે.[૧૮] જે પુરુષ એક રાજનગરમાંથી રાજવંશનો નાશ કરીને ત્યાં નવા રાજાને યોજતો નથી, તે પુરુષ-રાજા-નરકે જાય છે; માટે જો તું મારું વચન પાળતો હોય તો મધુના પુત્ર પાપાત્મા લવણને હણીને ત્યાં ધર્મવડે રાજ્ય કર. હે શૂર! મારાં વચનનો તારે પ્રત્યુત્તર જ આપવો નહિ,[૧૯-૨૦] કારણ કે, કનિષ્ઠે જ્યેષ્ઠબંધુની આજ્ઞા મસ્તકપર ચડાવવી જ જોઈએ, એ નીતિ છે. હવે મારી આજ્ઞાથી તૈયાર થયેલા વસિષ્ઠાદિ મુનિઓ જે વિધિ અને મંત્ર પુરઃસર તને અભિષેક કરે, તેનો તું સ્વીકાર કર."[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ**

# સર્ગ ૬૩ મો

## યુક્તિ

રાજા રામનું એવું વચન સાંભળીને, વીર્યવાન્ શત્રુઘ્ન લજ્જાથી નીચું જોઈ રહ્યો, પરંતુ પછી ધીરેથી બોલ્યો કે-[૧] "હે કાકુત્સ્થ! આ પ્રમાણે થતાં અધર્મ થશે, કારણ કે જ્યેષ્ઠબંધુ માથે બેઠા છતાં, મને કનિષ્ઠને અભિષેક થાય એ કેવું?[૨] રે પુરુષશ્રેષ્ઠ! તેમ છતાં પણ તમારું વચન મારે સર્વથા માન્ય કરવું જ જોઇએ. હે મહાભાગ! તમારા શાસનનું પણ ઉલ્લંઘન થઈ શકે તેમ નથી, તો આમાં કેમ જ બીજું બોલાય?[૩] હે વીર! જ્યેષ્ઠ બંધુ છતાં કનિષ્ઠને અભિષેક કરવો, એ અધર્મ પક્ષ છે, તેમ જ જ્યેષ્ઠનું વચન ન માનવું, એ પણ અધર્મ પક્ષ છે-એવાં શ્રુતિવચન મેં તમારે મોઢે સાંભળેલાં છે-તો હવે હું શું કરી શકું? મહાત્મા ભરતજી જ્યારે લવણને હણવાની પ્રતિજ્ઞા કરતા હતા, ત્યારે જ્યેષ્ઠબંધુનાં વચનનું ઉલ્લંઘન કરીને ઉત્તર આપવો મને ઘટિત ન હોતો, તેમ છતાં પણ, હે પુરુષશ્રેષ્ઠ! હું એવું દુષ્ટ વચન બોલ્યો કે, 'ભયાનક લવણ રાક્ષસને હું સંગ્રામમાં હણીશ.' ખરે, શું તે મારાં દુર્વચનને લીધે તો મને આ દુર્ગતિ પ્રાપ્ત નથી થતી?[૪-૫] જ્યેષ્ઠબંધુ છતાં નાનાએ રાજભોગવવું, એ નરકપ્રાપ્તિનું કારણ છે; અને તમારું વચન ઉલ્લંઘન કરવામાં આવે તો તે પણ નરકપ્રાપ્તિનું કારણ છે તથા જ્યેષ્ઠબંધુએ જે કંઈ કહ્યું તેનો ઉત્તર આપવો, એ પણ નરકપ્રાપ્તિનું અને પરલોકભ્રષ્ટતાનું કારણ છે.[૬] હે કાકુત્સ્થ! માટે હવે હું બીજું કંઈ પણ બોલવા માગતો નથી, પણ આટલું તો કહું છું કે, આમ થતાં બીજા અધર્મને જગ્યા મળશે; અને તેનો પણ મને દંડ થાય તે ભય છે.[૭] હે પુરુષશ્રેષ્ઠ! હું તમારો, તેમ જ જ્યેષ્ઠબંધુ ભરતનો આજ્ઞાધારક છું. પણ હે કાકુત્સ્થ! હે રઘુનંદન! તમારી આજ્ઞાથી હું જે રાજ્યાભિષેકને અંગીકાર કરું, તેથી મને અધર્મની પ્રાપ્તિ મા થાઓ.[૮]

શૂર અને મહાત્મા શત્રુઘ્નનાં વચન સાંભળીને, રામે, ભરત અને લક્ષ્મણને કહ્યું-[૯] "તમે પૂર ઉમંગથી અભિષેકની સામગ્રી લાવો. પુરુષશ્રેષ્ઠ શત્રુઘ્નને હું અત્યારે જ અભિષેક કરવાને ઇચ્છું છું.[૧૦] વળી હે કાકુત્સ્થ! તમે મારી આજ્ઞાથી પુરોહિત અને નગરશેઠ તથા બીજા શેઠ શાહુકારને તથા ઋત્વિજોને અને સર્વે મંત્રીઓને પણ અત્રે બોલાવી લાવો."[૧૧]

રાજા રામની આજ્ઞા મસ્તકપર ચડાવીને, તે મહારથીઓએ તેના કહેવા પ્રમાણે કર્યું. તુરત જ અભિષેકનું સાહિત્ય લઇને તથા પુરોહિતને આગળ કરીને બ્રાહ્મણો તથા ક્ષત્રિયોએ રાજસભામાં પ્રવેશ કર્યો; અને મહાત્મા શત્રુઘ્નને અભિષેક કરવામાં આવ્યો[૧૨-૧૩] ત્યારે શ્રીમાન્ રામને તથા નગરજનોને બહુ હર્ષ ઉત્પન્ન થયો. પૂર્વે જેમ દેવ અને ઇન્દ્રથી કાર્તિકેયને અભિષેક કરવામાં આવ્યો હતો, તેમ રામ અને પૌરજનથી અભિષિક્ત થયેલો શ્રીમાન્ શત્રુઘ્ન સૂર્ય જેવો જ શોભવા લાગ્યો. અક્લિષ્ટ કર્મવાળા રાજા રામે, શત્રુઘ્નને અભિષેક કર્યો, તેથી ઘણા નગરવાસીઓ અને વિદ્વાન્ બ્રાહ્મણો હર્ષ પામ્યા. મહારાણી કૌસલ્યા, સુમિત્રા, કૈકેયી અને બીજી રાજભવનની સ્ત્રીઓએ મંગળ ગાવા માંડ્યાં અને શત્રુઘ્નને અભિષેક થયો, એટલે યમુનાના તીર ઉપર વસનાર ઋષિઓએ તો લવણાસુર હણાયો જ છે એમ માન્યું.

પછી અભિષિક્ત થયેલા કુમાર શત્રુઘ્નને પોતાના ખોળામાં બેસારીને, શત્રુના બળનો નાશ કરે એવા વીર્ય અને બળની વૃદ્ધિ કરતા રાજા રામ તેને કહેવા લાગ્યા કે-[૧૪-૧૮] "હે રઘુનંદન! આ શર તું લે. એ દિવ્ય શર, શત્રુના નગરને જિતનારો અને કદાપિ પણ નિષ્ફળ ન જાય તેવો છે. હે સૌમ્ય! આ શરથી તું લવણને હણીશ જ, એ નિઃસંદેહ છે.[૧૯] હે કાકુત્સ્થ! પ્રલય કાળે જેમણે સમુદ્રમાં શયન કર્યું હતું

એવા, દેવ, દૈત્ય અને સર્વ પ્રાણીથી પણ અદૃશ્ય, મહાત્મા વિષ્ણુએ, સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર બ્રહ્માને, મધુ, કૈટભ અને બીજા રાક્ષસોને સંહાર કરવા માટે આ શર આપ્યું હતું; અને ત્રણે લોકને સરજવાની ઇચ્છાવાળા તે મહાત્મા દેવે, આ શર બનાવેલા છે. વળી આ શરથી જ બ્રહ્માએ તે બે રાક્ષસોને હણીને લોગસ્થાનાદિ સંપાદન કરીને, પૃથિવી ઉપર મનુષ્યોને વસાવ્યાં હતાં.[૨૦–૨૩] હે શત્રુઘ્ન! પૂર્વે મેં રાવણને હણવાને માટે પણ આ શરનો ઉપયોગ કર્યો ન હોતો; કારણ કે અલ્પ લક્ષ્ય ઉપર મોટા અસ્ત્રનો પ્રયોગ કરવો તે ઉચિત નહિ–કેમકે તે અસ્ત્ર માત્ર તેને જ હણીને અટકતું નથી, પણ બીજા ભૂતનો પણ સંહાર કરે છે. મેં તે વેળાએ ધાર્યું કે, આથી ઘણા પ્રાણીઓનો સંહાર થશે ને તેથી એ શર વાપર્યું ન હોતું.[૨૪] પણ હે ભાઈ શત્રુઘ્ન! રાવણના કરતાં પણ આ લવણાસુર વધારે બળિયો છે. વળી સાંભળ, મહાત્મા શિવે, મધુને એક અદ્‌ભુત શૂલ આપ્યું હતું, તે શૂલ એ લવણને વારસામાં મળેલું છે.[૨૫] આ પાપી લવણ, તે શૂલને ઘરમાં રાખીને નિરંતર તેનું પૂજન કરે છે અને સઘળી દિશાઓમાં ફરતો તે પોતાનું ભક્ષ મેળવે છે.[૨૬] જ્યારે યુદ્ધની ઇચ્છાવાળો કોઈ એની પાસે યુદ્ધ માંગે છે, ત્યારે એ જ શૂલવડે તે તેને ભસ્મ કરી નાંખે છે.[૨૭] હે પુરુષવ્યાઘ્ર! પણ જ્યારે એ લવણ બહાર જાય છે ત્યારે એ શૂલ લઈ જતો નથી. માટે જ્યારે એ બહાર ગયો હોય ત્યારે તું એના દ્વારમાં જઇને, આયુધ લઈ ઉભો રહેજે; અને હે નરશ્રેષ્ઠ! તે ઘરમાં ન પેઠો હોય તે વેળાએ જ તું એને યુદ્ધ કરવાને માટે બોલાવજે. એમ કરવાથી તું એને હણી શકીશ.[૨૮–૨૯] હે વીર! જો તું આથી વિરુદ્ધ વર્તીશ તો પછી તે અવધ્ય થશે. પણ મેં કહ્યું તેમ કરીશ તો જરૂર તે વિનાશ પામશે."[૩૦]

રામે લવણને હણવાનો વિધિ બતાવી, અંતે કહ્યું કે, "મેં તને શૂલનો પરિહાર કહ્યો, તે તું સારી રીતે ધ્યાનમાં રાખજે. બાકી શ્રીમાન્ મહાદેવનું અસ્ત્ર કોઇથી ઉલ્લંઘન થાય તેવું નથી અને મનમાં એમ ધારતો નહીં કે, હું શરથી શૂલને ભેદીશ. જા વિજય કર."[૩૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬૪ મો

## રણે ચઢવું

શત્રુઘ્નને આ પ્રમાણે શિખામણ આપી, વારંવાર તેની પ્રશંસા કરીને, રાજા રામ પુનઃ પણ તેને કહેવા લાગ્યા કે–[૧] "આ ચાર હજાર અશ્વ, બે હજાર રથ અને એક સો ઉત્તમ હાથી, નાના પ્રકારના ક્રય અને વિક્રયના પદાર્થો સહિત વ્યાપારી અને નટ નર્તકો વગેરે તું તારી સાથે લેતો જા.[૨–૩] વળી હે શત્રુઘ્ન! એક લક્ષ સુવર્ણમુદ્રા તથા સર્વના જીવિતને માટે જોઇએ તેટલું ધન, ધાન્ય તથા યુદ્ધને માટે જોઇએ તેટલાં વાહનો પણ તું તારી સાથે લઈ જા.[૪] હે વીર! તારી સેનાનું તું સારી રીતે ભરણપોષણ કરજે. એમ કરવાથી તે ઉદ્ધત થશે નહિ. વળી હે નરશ્રેષ્ઠ! તેમને મધુર વાણીથી અને બીજાં પારિતોષિકથી પ્રસન્ન રાખજે.[૫] કારણ કે, હે રાઘવ! સારી રીતે પ્રસન્ન રાખેલો સેવકવર્ગ, સંગ્રામમાં દૃઢ ઉભો રહે છે, તેમ ધનાદિના અર્થી, સ્ત્રીઓ અને બાંધવો પણ ઉભાં રહેતાં નથી.[૬] વળી હર્ષ પામેલી મોટી સેનાને પ્રથમ છાવણીમાં રાખીને તું એકલો હાથમાં ધનુષ લઇને, મધુવનમાં* પ્રવેશ કરજે.[૭] તું ખૂબ સાવધગિરિ રાખજે કે, મધુનો પુત્ર લવણ તારી યુદ્ધ કરવાની ઇચ્છા જાણી જાય નહિ; કોઇને પણ શંકા ન ઉપજે તેમ તું ત્યાં જજે;[૮] કારણ કે તેને શંકા ઉપજશે તો તું તેને હણી શકીશ નહિ અને જે પુરુષ એની દૃષ્ટિએ પડે છે, તેને તો એ માર્યા વગર છોડતો જ નથી.[૯] વળી હે સૌમ્ય! જ્યારે ઉનાળો પૂરો થાય અને વર્ષાઋતુ બેસે ત્યારે જ તું લવણને હણજે. એ સમય જ તેને હણવાને માટે યોગ્ય છે.†[૧૦] હવે મધુવનવાસી ઋષિઓને પુરઃસર કરીને તારી સેનાના અધિપતિઓને આજ્ઞા આપ. આ ગ્રીષ્મકાળમાં ગંગાના જળને ઉતરી જવું પણ સેનાને ઠીક પડશે![૧૧] હે ચપળ પરાક્રમી! પછી ગંગાને સામે તીરે સેનાનો પડાવ નાંખજે ને તું એકલો સાવધાન થઇને, હાથમાં ધનુષ બાણ લઇને જ, આગળ જજે."[૧૨]

રામનાં એવાં વચન સાંભળી, શત્રુઘ્ને પોતાની સેનાના અધિપતિઓને બોલાવી આજ્ઞા આપી કે,–[૧૩]"હે સેનાનીઓ! અહિંથી જતાં ક્યાં ક્યાં મુકામ

* મધુવન મથુરા પાસે છે. † ચોમાસામાં કોઈ યુદ્ધ કરવા આવશે નહિ એવા વિશ્વાસથી શૂલને ઘરમાં મૂકીને બહાર ભટકતો હશે, માટે તે સમય રામે ઠીક ધાર્યો છે.

કરવા પડશે તે તો નક્કી છે, પણ જ્યાં જ્યાં મુકામ કરો ત્યાં ત્યાં એટલું જ ધ્યાનમાં રાખજો કે, તમારાથી કોઈને કંઈ પણ પીડા થાય નહિ."[૧૪] આ પ્રમાણે કહી, પોતાની મોટી સેનાને માર્ગસ્થ થવાની આજ્ઞા આપીને તે, કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયીને પગે લાગ્યો. તેઓએ તેને વિજયનો આશીર્વાદ આપ્યો.[૧૫] પછી રામની પ્રદક્ષિણા કરી, તેમને મસ્તક નમાવી પ્રણામ કર્યો. લક્ષ્મણને અને ભરતને બે હાથ જોડી પ્રણામ કર્યાં.[૧૬] પછી નિયમયુક્ત આત્માવાળા શત્રુઘ્ને, પોતાના પુરોહિત વસિષ્ઠને પ્રણામ કર્યા. તે પછી શત્રુને તપાવનાર શત્રુઘ્ને પુનઃ રાજા રામની પ્રદક્ષિણા કરી, તેમની આજ્ઞા માંગીને નગરમાંથી પ્રયાણ કર્યું.[૧૭] આ રીતે ઉત્તમ હસ્તી અને શ્રેષ્ઠ અશ્વસમૂહથી ખળભળી રહેલી સેનાને આગળથી વિદાય કરી, રાજા રામની ઉપાસના કરતા, રઘુવંશને વૃદ્ધિ પમાડનાર શત્રુઘ્ને, રામની પાસેથી પ્રયાણ કર્યું.[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્ રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬૫ મો

### કલ્માષપાદ વૃત્તાન્ત

સેનાને વિદાય કર્યા પછી એક માસ સુધી, શત્રુઘ્ન અયોધ્યા નગરીમાં રહ્યો હતો. પછી તે એકલો જ મધુવનમાં જવા સારુ માર્ગે પડ્યો.[૧] બે રાત્રિ માર્ગમાં ગાળ્યા પછી, રાઘવનંદન, ત્રીજી રાત્રિએ પવિત્ર વાલ્મીકિ મુનિના આશ્રમમાં જઈ પહોંચ્યો.[૨] આશ્રમમાં જઈ મુનિઓમાં શ્રેષ્ઠ એવા વાલ્મીકિને તેણે પ્રણામ કર્યા અને હાથ જોડી તેમને આ પ્રમાણે કહ્યું.[૩]

શત્રુઘ્ન–"હે ભગવન્! હું ગુરુ–રાજા રામના–કાર્યને માટે અત્રે આવેલો છું અને આજની રાત્રિ અત્રે નિવાસ કરવાની ઇચ્છા રાખું છું અને પ્રભાતમાં, દારુણ એવી પશ્ચિમ દિશામાં જવાની મારી ઇચ્છા છે."[૪] શત્રુઘ્નનાં વચન સાંભળીને મુનિએ હાસ્ય કર્યું અને હસતાં હસતાં કહ્યું કે–"હે મહાયશસ્વી શત્રુઘ્ન! તું ભલે આવ્યો.[૫] હે સૌમ્ય! આ આશ્રમ રાઘવોના કુળનું જ છે; માટે હું તને અર્ઘ, પાદ્ય અને આસન આપું, તે તું કોઈ પણ જાતની શંકા વગર ગ્રહણ કર."[૬] પછી વાલ્મીકિના સત્કારને માન્ય કર્યો તથા તેમણે અર્પણ કરેલાં ફળમૂળનું ભોજન કર્યું, તેથી પરમ તૃપ્તિ પામ્યો.[૭] જમ્યા પછી, તેણે મુનિને પૂછ્યું કે–"આ આશ્રમની પૂર્વ દિશાએ જે યજ્ઞની વિભૂતિ જણાય છે તે શું છે?"[૮] ત્યારે વાલ્મીકિ મુનિએ શત્રુઘ્નને નીચે પ્રમાણે કહેવા માંડ્યું.

"હે શત્રુઘ્ન! સાંભળ.[૯] તમારા વંશમાં પૂર્વે સૌદાસ નામનો એક રાજા થયો હતો. તેને વીર્યસહ નામે મહા વીર્યવાન્ એક પુત્ર હતો. તે ઘણો ધાર્મિક હતો.[૧૦] સૌદાસનો પુત્ર બાળક અવસ્થામાં એકવાર અત્રે મૃગયા કરવાને આવ્યો ત્યારે આ વનમાં તેણે બે રાક્ષસોને વિચરતા જોયા.[૧૧] તે બે રાક્ષસ, ભયંકર વાઘનું રૂપ ધારણ કરીને અનેક પશુઓને મારીને પોતાનું ઉદર ભરતા હતા.[૧૨] વીર્યસહે જ્યારે તે બે રાક્ષસોને જોયા તથા વનને પણ પશુરહિત થયેલું જોયું, ત્યારે ઘણા ક્રોધથી તેણે તે બે રાક્ષસોમાંના એકને પોતાના બાણથી માર્યો.[૧૩] વીર્યસહ શોક તથા સંતાપથી રહિત થઈને, તે રાક્ષસને મૃત્યુવશ થઈને પડેલો જોતો હતો, ત્યારે તે રાક્ષસનો સહાયક બીજો રાક્ષસ પણ પોતાના પડેલા મિત્રને સંતાપથી જોતો હતો. પછી તેણે સૌદાસના પુત્રને કહ્યું–[૧૪–૧૫] "તેં અપરાધ રહિત એવા મારા મિત્રને હણ્યો છે તો હે પાપિષ્ઠ! તને પણ હું તેનો બદલો આપીશ."[૧૬] આ રીતે કહીને તે રાક્ષસ ત્યાંથી તરત અંતર્ધાન થઈ ગયો.

કેટલોક કાળ વીત્યા પછી, વીર્યસહ, મિત્રસહ નામ ધરી રાજગાદીએ બેઠો.[૧૭] તે રાજાએ આ મારા આશ્રમની સમીપે અશ્વમેધ યજ્ઞ કરવા માંડ્યો હતો, જે ઘણાં વર્ષ સુધી ચાલ્યો હતો. તે યજ્ઞનું રક્ષણ વસિષ્ઠ કરતા હતા. તે યજ્ઞ અનેક સમૃદ્ધિવાળો હોવાથી દેવયજ્ઞના જેવો હતો.[૧૮–૧૯] જ્યારે યજ્ઞ પૂરો થવા આવ્યો ત્યારે, પેલા રાક્ષસે પોતાનું વૈર વાળવાને માટે એકવાર વસિષ્ઠનું રૂપ ધારણ કર્યું અને વીર્યસહને કહ્યું કે–[૨૦] "આજ યજ્ઞની સમાપ્તિ હતે સમયે, મને માંસયુક્ત ભોજન તમે આપો. "રાજાને શંકિત જોઈ તેણે પુનઃ કહ્યું કે "એમાં વિચાર શો? જલદી લાવ."[૨૧] વસિષ્ઠ થયેલા રાક્ષસના વચનથી, રાજાએ પાકશાસ્ત્રમાં કુશળ એવા રસોઇઆઓને બોલાવી કહ્યું કે–[૨૨] "હવિષ્યયુક્ત તથા માંસયુક્ત ભોજન જેમ સ્વાદિષ્ઠ થાય તેમ કરીને ગુરુને આપો કે જેથી તે આપણા ઉપર પ્રસન્ન થાય."[૨૩] રાજાની આજ્ઞા થતાં રસોઇઆઓ પણ ગભરાઈ ગયા, પણ તે શું કરે? તેઓએ રસોઈ કરવા માંડી, એટલે પેલા જ રાક્ષસે, વસિષ્ઠનું રૂપ તજીને રસોઇઆનું રૂપ લીધું અને પાક-

શાળામાં જઈને તેણે મનુષ્ય માંસયુક્ત સુન્દર પકવાન્ન તૈયાર કર્યું. પછી તે રાજાની પાસે લઈ જઈને તેણે કહ્યું કે-"આ હવિષ્યાન્નયુક્ત તથા માંસયુક્ત ભોજન તૈયાર છે."[૨૪-૨૫] એટલે રાજાએ તથા તેની મદયંતી નામે રાણીએ પેલા રાક્ષસે આણેલું ભોજન વસિષ્ઠના મોં આગળ મૂક્યું.[૨૬] મહાત્મા વસિષ્ઠે પોતાના મોં આગળ આવેલા તે ભોજનમાં, મનુષ્યમાંસ છે એમ જાણી મહા ક્રોધયુક્ત થઈ રાજાને કહેવા માંડ્યું કે-[૨૭] "હે રાજન્! અલ્યા મૂર્ખ, તું મને આવું ભોજન આપે છે? જા તારું ભોજન પણ આવું થશે."*[૨૮]

વસિષ્ઠનું વચન સાંભળીને સૌદાસનો પુત્ર ક્રોધે ભરાયો અને તેણે પણ હાથમાં પાણી લઈને વસિષ્ઠને શાપ દેવાનો સંકલ્પ કર્યો, પણ એટલામાં તેની ચતુર સ્ત્રી મદયંતીએ તેને વાર્યો, અને કહ્યું કે-[૨૯] "હે રાજન્! ભગવાન્ વસિષ્ઠ ઋષિ આપણા ગુરુ છે; હોય, તેઓ જે કરે તે સહન કરો. એ દેવ સમાન છે, પુરોહિત છેઃ તેને આપણાથી સામો શાપ દેવાય નહિ."[૩૦]

ત્યારે તે રાજાએ હાથમાં લીધેલું તેજયુક્ત, બળયુક્ત અને ક્રોધયુક્ત જળ પોતાના પગ ઉપર રેડી દીધું અને તેથી ધોવાયલા રાજાના પગ કાળા પડી ગયા. ત્યાર પછી એ રાજા કાળા પગને લીધે કલ્માષપાદ નામે પ્રસિદ્ધ થયો છે. પછી પત્નીસહિત તે રાજાએ વસિષ્ઠ મુનિને વારંવાર પગે લાગીને, વસિષ્ઠરૂપે, થયેલા રાક્ષસે જે કહ્યું હતું, તે કહી બતાવ્યું.[૩૧-૩૩] તે વાત સાંભળ્યા પછી, રાક્ષસને લીધે જે ગોટાળો વળ્યો તે લક્ષમાં લઈને, વસિષ્ઠે, પુરુષોમાં શ્રેષ્ઠ એવા તે રાજાને કહ્યું કે-[૩૪] "હે રાજન્! ક્રોધયુક્ત થઈને હું જે બોલ્યો તે તો મિથ્યા થાય તેમ નથી જ; પરન્તુ હું તને વરદાન આપું છું કે;[૩૫]હે રાજેન્દ્ર! આ શાપનો કાળ માત્ર બાર વર્ષનો થશે અને તે પછી તું તેમાંથી મુક્ત થઈશ અને શાપ પૂરો થઈ ગયા પછી જે વીતી ગયું છે તે તને બીલકુલ સાંભરશે નહિ."[૩૬] શત્રુઓનો નાશ કરનાર તે રાજાએ એ પ્રમાણે તે શાપ ભોગવ્યા પછી, પુનઃ રાજ્ય સંપાદન કર્યું; તથા તેણે પ્રજાનું પાલન કરવા માંડ્યું.[૩૭] હે રાઘવ! મારા આશ્રમની પાસે-અને જેના વિષે તું પૂછે છે તે, તે કલ્માષપાદ રાજાના યજ્ઞનું પવિત્રસ્થાન છે."[૩૮]

એવી રીતે રાજાઓના રાજા કલ્માષપાદની અતિ કરુણાળ કથા સાંભળીને, શત્રુઘ્ને મહર્ષિને પ્રણામ કર્યા અને પછી પર્ણશાળામાં જઈ મુકામ કર્યો.[૩૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પાંસઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬૬ મો

### રઘુકુળવૃદ્ધિ

[સીતાનો પરિત્યાગ કર્યા પછી, રાજા રામ, દિવસે દિવસે ઘણા લેવાઈ ગયા; પણ ધૈર્ય દર્શાવી રાજ્યકાર્યપર પૂર્ણ ધ્યાન આપવા માંડ્યું; ને તેઓ રાજકાર્યમાં એવા ગુંથાઈ ગયા કે, લોકો એમ સમજવા લાગ્યા કે, રાજા રામ ધર્મનું સાક્ષાત્ સ્વરૂપ છે; તેમ ન હોય તો આવું દુઃસહ દારુણ દુઃખ સહેવા સમર્થ થાય નહિ. પરંતુ રામનું મન તો અંદરથી ધિક્કયા કરતું હતું. તેઓના હૃદયમાં નિરંતરનો શોક થતો હતો. અરે! મેં નિરપરાધી જનકબાળાનો પરિત્યાગ કર્યો, તે બહુ ભુંડું થયું છે. તે એકલી વનમાં મારા વગર ઝુરી મરતી હશે. આવા વિચારથી તેમનું મર્મસ્થાન નિત્યનું ભેદાતું હતું. માત્ર પ્રજામાં અપલક્ષણ પ્રવેશ ન થાય, તે જ કાર્યથી તેમણે જાનકીનો પરિત્યાગ કર્યો હતો ને પ્રજાને તેઓ બહારથી જ બતાવતા હતા કે, તેઓને જરાએ શોક થયો નથી. જ્યારે તેઓ રાજભવનમાં બિરાજીને સિંહાસનારૂઢ થઈને મૂર્ત્તિમાન્ ધર્મપેરે ન્યાયકાર્ય કરતા હતા ત્યારે તેમનું ધૈર્ય જોઈને, બંધુસહ પ્રજાજન કહેતા હતા કે, 'રામના જેવા ધૈર્યવાન્ નર આ ભૂમંડળમાં કોઈ પણ હશે નહિ. પરંતુ રાજકાર્યમાંથી પરવારી જ્યારે રાજા રામ વિશ્રામભવનમાં જતા હતા, ત્યારે તેઓ બહુ વિકલચિત્ત થઈ જતા હતા. તેમના શોકનો પાર રહેતો ન હોતો. અનેક પ્રબોધ વાક્યથી લક્ષ્મણ જે નિરંતર જ તેની સમીપમાં રહેતો હતો તે, તેમના મનનું સાન્ત્વન કરતો હતો. રામ નિરંતર સીતાવિયોગથી વિલાપ, અશ્રુપાત અને શોકમાં પોતાનો વિશ્રામકાળ વ્યતીત કરતા હતા; જેથી તેમનું શરીર દુબળું થઈ ગયું અને મ્હોડાંપરની લાલી દહાડે દહાડે ઉડી જવા લાગી.

બીજી મેર તપોવનમાં સીતાને પણ અપરંપાર દુઃખની વેદના થતી હતી. તે જેમ તેમ કરતાં પોતાનો કાળ ગાળતી હતી. માત્ર ગર્ભને લીધે જ ને રઘુકુળદીપક રામને અપજશ ન આવે તથા તેમની કીર્ત્તિને કલંક ન લાગે તેટલા માટે જ તેણે જીવિત રાખ્યું હતું. મુનિ-

---

* અર્થાત્ તું મનુષ્યમાંસનું ભોજન આપે છે, તો હે દુષ્ટ! તું પણ નિત્ય મનુષ્યમાંસભક્ષી થશે.

કન્યા અને મુનિપત્નીઓ તેનું વારંવાર સાન્ત્વન કરતી હતી; પણ તેના દુઃખનો શોક ઓછો થતો નહોતો.]

જે દિવસે શત્રુઘ્ન મુનિવર વાલ્મીકિના આશ્રમમાં રાતવાસો રહ્યા, તે રાત્રિના સીતા ગર્ભપીડાથી ઘણી કષ્ટાતી હતી. [જાનકીનો પ્રસૂતિકાલ સમીપ હતો ને તેની સેવામાં મુનિકન્યા ને મુનિપત્નીઓ ઉભી હતી. દુઃસહ પ્રસવવેદના વેઠ્યા પછી તેને પ્રસવ થયો ને આખા તપોવનમાં આનંદનો કોલાહલ થઈ રહ્યો. પ્રસવવેદનાથી કેટલાક કાળસૂધી તો જાનકી અચેત પડી રહી, પણ જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે મુનિબાળાઓએ કહ્યું કે, "બહેન જાનકિ! ધન્ય ઘડી ધન્ય દહાડો! આજે રઘુકુળની કીર્ત્તિનો સૂર્ય પ્રકાશ્યો છે. આજે તને રૂપનિધાન બે કુમાર અવતર્યા છે." તે સાંભળતાં સીતાને પણ બહુ આનંદ થયો. પણ થોડી વારમાં તો તે પુનઃ આંસુડાં ઢાળવા લાગી. તે જોઈ મુનિબાળાઓએ પૂછ્યું કે," બહેન! આવા આનંદના સમયમાં તું આમ કાં રડે છે?" સીતાથી બોલાયું નહિ. તેને ગળે ડાચકી બાઝી ગઈ. તેનાં નેત્ર રાતાં થઈ ગયાં. પછી તે આંસુડાં લુંછીને બોલી, "બહેનો! રે મારા શોકનું કારણ શું તમે જાણતાં નથી? રે પ્રિય સજનીઓ! પુત્રજન્મથી વિશેષ આનંદ સ્રીને કીયો હોય છે? પણ રે રે, મને કેવા અવસરમાં પુત્ર જન્મ્યા છે કે, જ્યારે તેમની માતા તપોવનમાં પડી છે ને તેમના પિતા વિરહદુઃખથી વ્યાકૂળ થતા હશે! રે હું રામ રાજાની પટ્ટરાણી, તેની પાસે પુત્રના જન્મની વધામણીમાં પણ આપવા જોગ કંઈ નથી. જ્યારે મારા સર્વ સુખોનો, તે નિયંતાએ નાશ કર્યો છે ત્યારે મને આ પુત્ર જન્મ્યાનો આનંદ ને બીજી બાજુએ શોક એ સરખાં સંતાપે છે. રે જે વેળાએ મને લક્ષ્મણે કહ્યું કે, 'રાજા રામે તમારો પરિત્યાગ કીધો છે,'તે જ વેળાએ હું મારા પ્રાણને, આ દેહથી છૂટો પાડવા ગંગામાં પડત અથવા બીજો પ્રયત્ન કરત; પણ આ ગર્ભે જ મને અટકાવી હતી. ગર્ભપીડા ન હોત તો શું કામ જાનકી જીવિત ધારણ કરત ને લોકને શું કામ હવે મ્હોડું દેખાડત? જે રામ, મારા પ્રિયનાથ, જેને મારા વિના એક ઘડી પણ ચાલે તેમ નથી, તેણે મારો ત્યાગ કર્યો, એ મારા દુર્દૈવનું જ ફળ છે." પછી જાનકી ચોધાર આંસુ પાડીને રડવા લાગી. વજ્ર હૃદય ફાટી જાય તેવું તેનું રુદન જોઇને, મુનિકન્યાઓએ કહ્યું કે, "પ્રિય-બહેન! તમે જે કહો છો તે જ સત્ય છે. તેમ ન હોત તો રાજા રામ જેવા મહાશય, તમારા જેવી સ્રીનો કેમ ત્યાગ કરત? તેમની બુદ્ધિમાં જ ભ્રમ થયેલો હશે ને તેથી જ તેઓએ આવું ઘોર નિષ્ઠુર કાર્ય કર્યું છે. પણ બહેન! હવે તમે રડો નહિ, કેમ કે પિતાજી કહેતા હતા કે, તમે હવે ઘણાં જલદીથી તમારા સ્વામીને ભેટશો; અને અમારી સંપૂર્ણ ખાત્રી છે કે, રામ તમારાં સર્વ લાડકોડ પૂરાં પાડશે." મુનિબાળાઓનાં આવાં સુંદર વચન સાંભળી, સીતા રડતી રહી ખરી, પણ તેનો શોકવેગ શમ્યો નહિ.]

સીતાએ જોડ કુંવરોને જન્મ આપ્યો. તે વૃત્તાન્ત મુનિકુમારોએ અર્ધ રાત્રિના મહર્ષિ વાલ્મીકિને આપ્યો અને કહ્યું કે, [૧–૨] "ભગવન્! રાજા રામની સહધર્મચારિણી સતી સીતાએ જોડિયા કુંવરોને જન્મ આપ્યો છે, તો હે મુનિવર! ભૂતનો નાશ કરે તેવી તેમની તમો રક્ષા કરો." [૩] મુનિકુમારોના મોંથી એવાં આહ્લાદક વચન સાંભળીને ઉગતા ચંદ્ર જેવા તેજસ્વી અને દેવગર્ભ જેવા સુકુમાર તે બાળકોનાં દર્શન માટે વાલ્મીકિ મુનિ આશ્રમમાં ગયા. પછી તે કુમારોને ભૂત અને રાક્ષસનાશક રક્ષા કરી.[૪–૫] મુનિએ કુશની મુષ્ટિ ને કુશનો લવ કીધો* ને વૃદ્ધા સ્રીઓના હાથમાં તે આપીને કહ્યું કે, "જે પ્રથમ જન્મ્યો હોય તેનું કુશવતી માર્જન કરો ને તેનું નામ કુશ પાડો તથા બીજાને લવવતી માર્જન કરો, ને તેનું નામ લવ પાડો–એ બંનો જોડિયા કુમારો મારાં પાડેલાં નામવડે લવ કુશ નામે જગપ્રસિદ્ધ થશે." [૬–૯] પછી પરમ ચતુર તે વૃદ્ધાઓએ કુશ તથા લવ લઇને તે કુમારોની રક્ષા કીધી. વાલ્મીકિએ ગોત્રાદિ નામકર્ણ વિગેરે સંસ્કાર કર્યા.[૧૦–૧૧]

જ્યારે મુનિકુમારોએ વાલ્મીકિને કહ્યું કે, રામપત્ની સીતાને પુત્ર જન્મ્યા છે, ત્યારે પડોસમાં જ શત્રુઘ્ન સુતેલા હતા, તેણે તે વૃત્તાંત જાણ્યું ને પરમ હર્ષ પામ્યા. પર્ણશાળામાંથી હર્ષનો ઉદ્દ્ગાર કાઢતા શત્રુઘ્ને કહ્યું કે, "અહો માતા જાનકી! તમે જોડ કુમારોને જન્મ આપ્યો, ધન્ય ઘડી, ધન્ય દહાડો."[૧૨] પછી તેણે શ્રાવણ માસની તે પ્રશાંત રાત્રિ, બહુ આનંદમાં અને પૂર્ણ ઉમળકાથી ગાળી.[૧૩] બીજે દિવસે પ્રભાતમાં, મહા વીર્યવાન્ શત્રુઘ્ને પ્રાતઃ આહ્નિક કર્મ કરી, મુનિ વાલ્મીકિને મળી, હાથ જોડી, તેમની આજ્ઞા લઈ, પશ્ચિમ ભણી ચાલવા માંડ્યું; [૧૪] અને મધુવનમાં પહોંચતાં સૂધી માર્ગમાં સાત રાત્રિ વીતી ગઈ. એ

*કુશ-દર્ભ. કુશની મુષ્ટિ એટલે દર્ભનો અગ્રભાગ ને કુશનો લવ એટલે દર્ભનો નીચલો ભાગ.

સર્વ રાત્રિઓ તેઓ મુનિઓના આશ્રમમાં વસ્યા હતા ને મહામુનિ ભાર્ગવ આદિ મુનિસંગે કથા વાર્તાઓ કરતા હતા;[૧૫-૧૬] અને ચ્યવન આદિ મુનિઓ પણ અનેક પ્રકારની ધર્મ સંબંધી કથા કરતા હતા. એમ કથાવાર્ત્તા કરતાંજ તે રઘુકુળદીપકનો કાળ વ્યતીત થતો હતો.[૧૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૬૭ મો

### લવણુપરાક્રમ

એક રાત્રિના મહાત્મા શત્રુઘ્ને, ભૃગુનંદન મહામુનિ ચ્યવનને પૂછ્યું કે–"હે બ્રહ્મન્! લવણનું અને તેનાં શૂલનું બળ કેવું છે? અને તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા આવેલા કોણ કોણ શૂરવીરોને તેણે એ શૂલથી હણ્યા છે? તે સર્વ આપ મને કહો."[૧-૨] મહાત્મા શત્રુઘ્નના પૂછવાથી મહાતેજસ્વી ચ્યવન મુનિએ કહેવા માંડ્યું કે[૩] "હે રઘુનંદન! એનાં તો અસંખ્ય પરાક્રમો છે, તેમાંથી હું તને એક, તારા પોતાનાં વંશનું ઈક્ષ્વાકુ વંશના મહા બળવાન્ માંધાતા રાજાનું આખ્યાન કહું છું તે ધ્યાન દઇને શ્રવણ કર.[૪]

"અયોધ્યા નગરીમાં પૂર્વે યુવનાશ્વનો પુત્ર માંધાતા નામે મહા બળવાન્ રાજા રાજ્ય કરતો હતો. એ રાજાનું પરાક્રમ અને વીર્ય ત્રણે લોકમાં પ્રસિદ્ધ હતું.[૫] એ રાજાએ આખી પૃથ્વી જિતીને પોતાને તાબે કરી હતી; અને દેવલોક જિતવાનો પણ ઉદ્યોગ કરવા માંડ્યો હતો.[૬] જ્યારે મહા બળવાન્ માંધાતાએ દેવલોક જિતવાનો ઉદ્યોગ કરવા માંડ્યો, ત્યારે ઇન્દ્રને અને મહાત્મા દેવોને ઘણો ભય ઉત્પન્ન થયો.[૭] માંધાતાએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે, સ્વર્ગનું અર્ધું રાજ્ય લઇને ઇન્દ્રનું અર્ધું આસન પ્રાપ્ત કરવું અને દેવગણને નમાવવો. આ રીતે સંકલ્પ કર્યા પછી તેણે દેવલોક ઉપર ચઢાઈ કરી.[૮] પણ તેનો આવો દુષ્ટ વિચાર જાણીને, ઇન્દ્રે તેને સાંત્વનાપૂર્વક કહ્યું કે,[૯] 'હે પુરુષશ્રેષ્ઠ! મનુષ્ય લોકમાં પણ તું હજી બધાનો રાજા થયો નથી તો પછી દેવનું રાજ જિતવા ઇચ્છે છે, એ તારું કર્તવ્ય, કેવું હાસ્યાસ્પદ છે![૧૦] હે વીર! જો સમગ્ર પૃથ્વી તારા તાબામાં આવી હોય તો ભલે તું દેવલોક ઉપર ચડાઈ કર; પણ તે તો હજી તારે વશ થઈ નથી, તો દેવલોકને જિતવાની કાં ગાંડાઈ કરે?'[૧૧] ઇન્દ્રનું આવું વચન સાંભળીને માંધાતા ઇન્દ્રને કહેવા લાગ્યો કે–'હે ઇન્દ્ર! આખી પૃથિવી ઉપર મારી આણની અવજ્ઞા કઈ જગોએ થાય છે?'[૧૨] ત્યારે ઇન્દ્રે કહ્યું કે–'હે પાપરહિત! એક મધુ નામનો અસુર હતો તેનો પુત્ર લવણ, જે મધુવનમાં રહે છે, તે તારી આજ્ઞાને માને છે કે?'[૧૩]

"આ રીતે ઇન્દ્રે કહેલું ભયાનક અને અપ્રિય વચન સાંભળીને, માંધાતા શરમાઈ ગયો અને નીચું જોઈ કંઈ પણ ઉત્તર આપ્યા વગર જડ પેરે ઉભો રહ્યો.[૧૪] પછી ઇન્દ્રની આજ્ઞા લઇને, તે નીચું મુખ કરી, સ્વર્ગમાંથી પૃથિવી ઉપર આવ્યો; અને તે શોભાયુક્ત નરપતિએ, પૃથિવી ઉપર આવીને, પોતાના સેવક, સેના અને વાહન સહિત મધુ વનપર ચડાઈ કરવાને માટે તૈયારી કરી.[૧૫-૧૬] અને મધુપુત્ર લવણની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી મહાત્મા માંધાતાએ, યુદ્ધની માંગણી કરવા માટે એક દૂતને તેની તરફ મોકલ્યો.[૧૭] તે દૂતે લવણની પાસે જઈ, તેને ઘણાં કઠોર વચનો કહ્યાં, પણ તે રાક્ષસ તો તે દૂતને વગર વિચારે જ સ્વાહા કરી ગયો–ખાઈ ગયો.[૧૮] રાજાએ દૂતની ઘણી વાટ જોઈ, પણ દૂત પાછો આવ્યો નહિ, ત્યારે તે ક્રોધાયમાન થઈ ચારે દિશાને પોતાનાં બાણની વૃષ્ટિથી આવૃત કરીને લવણાસુરને પીડવા લાગ્યો.[૧૯] આ બાણવૃષ્ટિ થતી જોઇને એ રાક્ષસ કિંચિત્ હસ્યો અને પછી પોતાનું શૂલ લઈ નીકળ્યો; અને સેવક, સેના અને વાહન સહિત માંધાતાનો નાશ કરવાને માટે તેણે શૂલને છોડ્યું.[૨૦] છૂટતાં વેંત જ તે પ્રકાશમાન શૂલે રાજાને સહપરિવાર ભસ્મીભૂત કર્યો, અને પછી તે પાછું મધુના પુત્ર લવણના હાથમાં આવી ઉભું રહ્યું.[૨૧] એ રીતે મોટી સેનાવાળા માંધાતા રાજાને, સેના અને વાહન સહિત એણે હણ્યો હતો. હે સૌમ્ય! એ શૂલનું અપ્રમેય અને અપ્રતિહત બળ છે;[૨૨] એમ છતાં પણ કાલે પ્રભાતે તું લવણ રાક્ષસને હણીશ, એમાં સંશય નથી. પ્રભાતમાં તેણે હાથમાં શૂલ નહિ લીધેલું હોય, તે સમે તું એને હણીશ અને તને વિજય પ્રાપ્ત થશે.[૨૩]

"હે વીર! એ તારાં કાર્યથી લોકનું કલ્યાણ થશે. ઓ નરશ્રેષ્ઠ! એ દુરાત્મા લવણનું અને તેના અપ્રમેય શૂલનું મહાભયંકર બળ છે; અને તેથી જ તેણે મહાબળવાન્ માંધાતા રાજાનો નાશ કર્યો હતો. હે મહાત્મા એ લવણનું એવું પરાક્રમ છે.[૨૪-૨૫] હવે કાલ પ્રભાતે જ્યારે લવણાસુર, શૂલને ઘરમાં મૂકીને માંસ લેવાને માટે વનમાં જાય, ત્યારે તું એને હણજે, એમાં હે

નરેન્દ્ર! મને જરાએ શક નથી, નિઃસંશય તારો વિજય જ થશે."[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સડસેઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬૮ મો
### લવણ અને શત્રુઘ્ન

(ભાર્ગવાદિ) મુનિઓ કથા કહેતા હતા અને શત્રુઘ્નનો જય ઇચ્છતા હતા, તેમાં જ મહાત્મા શત્રુઘ્નની તે રાત્રિ પૂર્ણ થઈ ગઈ.[૧] નિર્મલ પ્રભાત થયું. પ્રભાત થતાં જ પેલો વીર રાક્ષસ ભક્ષ લેવાને માટે નગરમાંથી બહાર ગયો અને મહાવીર શત્રુઘ્ન, યમુના નદી તરીને લવણના દ્વારપર જઈ, ધનુષ બાણ સજ્જ કરી ઉભો રહ્યો.[૨-૩] મધ્યાહ્નકાળ થયા ત્યારે ક્રૂરકર્મા તે લવણાસુર, હજારો પ્રાણીઓને લઇને ત્યાં આવ્યો,[૪] ત્યારે ધનુષ બાણ લઈને દ્વાર રોકી ઉભેલા મહાત્મા શત્રુઘ્નને તેણે જોયો અને તેને જોઈ, રાક્ષસ બોલ્યો કે—"અલ્યા માનવિ! આ હથિયારવડે તું શું કરીશ?[૫] હે નરાધમ! આવાં શસ્ત્ર સજેલા તો મેં હજારો ને લાખો મનુષ્યોને મસળી નાંખી તેમનું ભક્ષણ કરેલું છે; અને આજ તું પણ, તારા કાળથી ઘેરાઇને જ, અહિં આવી ચડેલો જણાય છે.[૬] પણ અલ્યા અધમ! ઠીક થયું, ઠીક થયું. આજ મને આહાર પૂરો મળ્યો નથી. એવા સમયે બુદ્ધિરહિત તું, જાણી જોઇને મારા મુખમાં આવીને પડ્યો છે,મઝા છે."[૭] આ પ્રમાણે તે રાક્ષસ બોલતો હતો અને હસતો હતો તે જોઇને, શત્રુઘ્નના નેત્રમાંથી ક્રોધ વરસવા લાગ્યો.[૮] ક્રોધથી ધણધણતા હાથવાળા મહાત્મા અને શૂરવીર શત્રુઘ્નના શરીરમાંથી તેજોમય કિરણ બહાર નિકળવા લાગ્યાં;[૯] અને પછી અત્યંત ક્રોધને લીધે તેણે તે રાક્ષસને કહ્યું કે—"હે દુષ્ટ બુદ્ધિવાળા! ચાલ તૈયાર થા, હું તારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાને ઇચ્છું છું.[૧૦] (અલ્યા ચાંચડ!) તું જાણેછ કે હું કોણ છું? હું દશરથ રાજાનો પુત્ર અને બુદ્ધિમાન્ રાજા રામનો નાનો ભાઈ છું અને શત્રુને હણનાર હોવાથી મારું નામ શત્રુઘ્ન છે. યુદ્ધની ઇચ્છાવાળો હું અહિં માત્ર તારા વધને માટે જ આવેલો છું,[૧૧] માટે તું મને સત્વર દ્વંદ્વ યુદ્ધ આપ. તું સર્વે પ્રાણીઓનો શત્રુ છે, પણ જાણ કે, આજ હું તારો શત્રુ છું. મારા હાથમાંથી તું જીવતો જવાનો નથી."[૧૨]

શત્રુઘ્ન આ પ્રમાણે બોલતો હતો, ત્યારે તે રાક્ષસ હસતો હતો. તેણે પછી પુરુષશ્રેષ્ઠ એવા શત્રુઘ્નને ઉત્તર આપ્યો કે—"હે દુર્બુદ્ધે! બહુ સારું થયું કે આજ તું અહિં આવી ચઢ્યો,[૧૩] કારણ કે મારી માસી શૂર્પણખાના ભાઈ રાવણને, તારા ભાઈ રામે, માત્ર એક સ્ત્રીને માટે માર્યો અને તેના આખા કુળનો ક્ષય કર્યો છે. અલ્યા એ માનવી! બધું મેં આજ સૂધી સહન કર્યું—મારી જે અવજ્ઞા થાય તે થવા દઈ મેં તે સર્વ ક્ષમા કર્યું, પણ હવે તું મારા તે ક્રોધનાં ફળ પહેલાં જ ચાખીશ.[૧૪-૧૫]

"તને ખબર નથી કે જે વિરલા થયા હતા, તે સર્વેને મેં તૃણની માફક હણ્યા છે; ને તારા કુળનો માંધાતા રાજા પણ, મારે હાથે તરણાની માફક બળીને ભસ્મ થઈ ગયો છે; અને હવે પછી થનારને પણ મેં તો હણેલા જ છે, એમ હું માનું છું; અને આ વર્તમાન કાળમાં, તારા જેવા અધમ પુરુષો હોય, તેમને હણવા એમાં તો કંઈ વિસાત નથી.[૧૬] આવો અધમ છે, છતાં મારી સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખે છે, તો નિશ્ચિંત રહે, હું તને યુદ્ધ આપીશ. પણ એ અધમ! હું મારું આયુધ લાવું ત્યાંસૂધી એ ઘટિકા થોભ; તને હણવાને માટે જેવું આયુધ જોઇએ, તેવું આયુધ હું તૈયાર કરું, ત્યાંસૂધી જ તું જીવતો ઉભો રહે, પણ મને મારું શસ્ત્ર લાવવા દે. પછી તારી અવસ્થા શી થાય છે તે જણાશે. તે રાક્ષસનાં વચન સાંભળીને, મહાત્મા શત્રુઘ્ને કહ્યું કે,"અરે દુષ્ટ! હવે તું જીવતો તો મારા હાથમાંથી જવાનો નથી, તો શસ્ત્ર ક્યાં લેવા જવાનો હતો![૧૭-૧૮] પોતાની મેળે આવી ચઢેલા શત્રુને બુદ્ધિમાન્ પુરુષે છોડવો નહિ અને જે પુરુષ વિકળ બુદ્ધિ રાખીને શત્રુને અવકાશ આપે છે, તે મંદબુદ્ધિ પુરુષ, કાયરની માફક યમસદનનો જ પ્રવાસી થાય છે.[૧૯] માટે હે અધમ! એ ઘડી જીવ છે તેટલો સમય તું આ જીવલોકને સારી રીતે જોઈ લે. કારણ કે, ત્રણલોકના અને મહાત્મા રાજા રામના શત્રુને હું હવે નાનાં પ્રકારનાં બાણોથી, આજ ક્ષણે યમના સદનમાં મોકલાવી દઇશ."[૨૦]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અડસેઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૬૯ મો
### લવણાસુરનો વધ

શત્રુઘ્નનાં આવાં કઠોર વચન સાંભળીને, તે રાક્ષસને રુવેરુવે ક્રોધ ચઢ્યો, અને 'ઉભો રહે, ઉભો રહે,' એમ કહીને શત્રુઘ્નના તરફ ધસ્યો; અને હાથ સાથે હાથ

દબાવી તથા દાંત પીસીને તે અસુરે રઘુઓમાં ઉત્તમ એવા શત્રુઘ્નને કહ્યું કે–"ચાલ, આવી જા!"[૧-૨] તે રાક્ષસનાં વચન સાંભળીને દેવના શત્રુઓને હણનાર શત્રુઘ્ન બોલ્યો કે,[૩] "ચાલ, તૈયાર થા, પણ અલ્યા દુર્બુદ્ધિ! તેં જ્યારે બીજાઓને હણ્યા ત્યારે શત્રુઘ્નનો જન્મ થયો ન હતો, પણ આજ તો તું શત્રુઘ્નના હાથથી હણાઇને યમલોકમાં જશે.[૪] હે પાપી! રામે જેમ રાવણને રોળ્યો છે ને તે જેમ દેવતાઓ જોતા હતા, તેમ આજે હું તને હણીશ. તે દેવ, વિદ્વાન્ બ્રાહ્મણો અને ઋષિઓ સારી પેઠે જોશે.[૫] અને મારા બાણથી દગ્ધ થયેલો તું જ્યારે અચેષ્ટ થઇને પૃથિવી ઉપર પડશે, ત્યારે નગરના અને દેશના લોકોનું પણ કલ્યાણ થશે.[૬] મારા હાથમાંથી છૂટેલાં આ વજ્રમુખી બાણ, જેમ સૂર્યકિરણ કોમળ કમળમાં પ્રવેશ કરે, તેમ તારા હૃદયમાં પ્રવેશ કરશે."[૭] તુરતજ મહાબળવાન્ લવણાસુરે, એક મોટું વૃક્ષ ઉપાડીને શત્રુઘ્નની છાતી ઉપર નાંખ્યું; પરન્તુ શત્રુઘ્ને તેના સો કટકા કરી નાંખ્યા.[૮] પોતાનું પરાક્રમ નિષ્ફળ ગયેલું જોઇને, તે મહાબળવાન્ રાક્ષસે, મહા ક્રોધથી અનેક વૃક્ષો ઉપાડીને શત્રુઘ્ન ઉપર નાંખ્યાં,[૯] પણ પોતાના ઉપર આવતાં તે સર્વ વૃક્ષોને, તેજસ્વી શત્રુઘ્ને, નમેલાં પર્વવાળાં બાણોથી, કોઇના ત્રણ અને કોઇના ચાર એમ કકડા કરી હવામાં ઉરાડ્યાં;[૧૦] તથા વીર્યસંપન્ન શત્રુઘ્ને તે રાક્ષસના ઉપર બીજાં અનેક બાણની વૃષ્ટિ કરી મૂકી. પણ તે બાણની વૃષ્ટિથી વ્યથિત ન થતાં, બળવાન્ અને ઉન્મત્ત લવણ રાક્ષસે, મહાક્રોધ કરીને એક વૃક્ષ ઉપાડ્યું; અને હસતાં હસતાં પ્રતાપી શત્રુઘ્નના માથા ઉપર માર્યું. તે વૃક્ષ વાગતાં શત્રુઘ્નનાં ગાત્રો ઢીલાં પડી ગયાં અને તે મૂર્ચ્છા ખાઇને જમીન ઉપર પડ્યો.[૧૧-૧૨] તે પડ્યો એટલે ઋષિઓ, ગંધર્વો અને અપ્સરાઓએ મોટો હાહાકાર કરી મૂક્યો.[૧૩] પણ પૃથિવી ઉપર પડેલા અને હણાયલા શત્રુઘ્નને જોઈ, પોતાને વેળું મળવા છતાં, તે અસુર પોતાના સ્થાનક પ્રત્યે ગયો નહિ, તેમ (કેમ કે તેનું મોત જ આવ્યું હતું તેથી) તે પોતાનું શૂલ લેવાને પણ ગયો નહિ, પણ શત્રુઘ્ન મરી ગયો છે, એમ ધારીને તે, પોતે આણેલા ભક્ષ્ય પદાર્થ, નિરાંતે ખાવા લાગ્યો.[૧૪-૧૫]

પણ મુહૂર્ત પછી જ્યારે શત્રુઘ્નની મૂર્ચ્છા વળી અને તે સાવધાન થયો ત્યારે પુનઃ તેણે આયુધ ધારણ કર્યાં અને નગરના દ્વાર વચ્ચે ઉભા રહીને તેણે તે રાક્ષસને યુદ્ધ કરવાને માટે પુનઃ બોલાવ્યો.[૧૬] પછી શત્રુઘ્ને નિષ્ફળ ન જાય એવું દિવ્ય, ભયાનક, તેજથી પ્રજ્વલિત, જેના ઘોષથી દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ છે એવું, વજ્રમુખી અને વજ્રના જેવા વેગવાળું, મેરુ અને મંદરાચળ જેવું ભારે, નમેલાં પર્વવાળું, સર્વે સંગ્રામમાં અપરાજિત, રુધિરરૂપી ચંદનના લેપવાળું, સુન્દર પીછાંવાળું, દાનવોના રાજારૂપ, પર્વતોનો નાશ કરવામાં દારુણ, પ્રલય કાળના અગ્નિ જેવું ઝળકતું અને પ્રાણીઓને ત્રાસ ઉત્પન્ન કરે એવું રામે આપેલું બાણ હાથમાં લીધું. દેવ, અસુર, ગંધર્વ, મુનિઓ અને અપ્સરાઓ વગેરે આખું જગત્ એ બાણને જોઇને ચમકી ગયું–તે સર્વે આકુળ વ્યાકુળ થવાથી પિતામહ પાસે ગયા.[૧૭-૨૧] ત્યાં જઇને દેવના દેવ ઈશ્વર અને વરદાન આપનારા એવા પિતામહને તેઓ કહેવા લાગ્યા કે–"આવું મોટું તેજ અમે પૂર્વે જોયું નથી. આથી તો સર્વ લોકનો ક્ષય થશે કે શું, એવો સૌને ભય અને મોહ થાય છે."[૨૨] તેઓનું વચન સાંભળી, દેવોને અભય આપનાર પિતામહ બ્રહ્માએ મધુર વાણીથી કહ્યું કે–"હે દેવતાઓ! એ ભયનું કારણ સાંભળો. સંગ્રામમાં લવણને હણવા માટે શત્રુઘ્ને એ શર ચઢાવ્યું છે.[૨૩-૨૪] હે દેવો! તેના તેજથી તમે સર્વે મોહ પામી ગયા છો. એ શર, જગતના કર્ત્તા અને સનાતન દેવનું તેજોમય આયુધ છે અને તેથી જ તમને ભય અને મોહ થયો છે. જગદ્દેવે, પૂર્વે મધુ અને કૈટભનો વધ કરવાને માટે આ શર બનાવ્યું હતું. આ તેજોમય શરને એક વિષ્ણુ જ જાણે છે,[૨૫-૨૭] અને આ બાણ તે સનાતન દેવની એક પ્રાચીન મૂર્તિ છે; માટે તમે ભય તજીને અહીંથી જાઓ અને રામનો કનિષ્ઠ બંધુ, વીર શત્રુઘ્ન એ રાક્ષસને કેમ હણે છે, તે જુવો."

દેવતાઓ, દેવના દેવ બ્રહ્માનું વચન સાંભળીને પાછા વળ્યા અને જ્યાં આગળ, લવણ અને શત્રુઘ્નને યુદ્ધ થતું હતું ત્યાં આવ્યા. શત્રુઘ્ને ધનુષપર ચડાવેલા તે શરને સર્વે પ્રાણીઓએ પ્રલયકાળના અગ્નિના જેવું ભયંકર તેજસ્વી જોયું; અને સઘળા દેવોથી આકાશ વ્યાપ્ત થયેલું જોઇને,[૨૮-૩૧] શત્રુઘ્નનો પણ ઉત્સાહ વધ્યો. તેણે મોટો સિંહનાદ કર્યો. પછી લવણાસુરના સામું જોયું અને પુનઃ તેને પોતાની સાથે યુદ્ધ કરવાને માટે બોલાવ્યો.[૩૨] ક્રોધયુક્ત થઇને લવણાસુર ભક્ષ્ય ઉપરથી ઉઠ્યો અને શત્રુઘ્ન સામે યુદ્ધ કરવા માટે ખડો થયો. એટલે ધનુર્વિદ્યા જાણનારમાં શ્રેષ્ઠ એવા શત્રુઘ્ને, કાનપર્યંત ધનુષ ખેંચીને, તે મહાતેજસ્વી શર લવ-

ણુની છાતી ઉપર મૂક્યું. ધનુષમાંથી છૂટતાં જ, દેવોએ પૂજેલું તે દિવ્ય શર, રાક્ષસનું વક્ષઃસ્થળ ભેદીને રસાતળમાં ગયું અને ત્યાંથી પાછું પવિત્ર થઈ ઈક્ષ્વાકુને આનંદ આપનાર શત્રુઘ્નની પાસે આવી ભાથામાં ભરાયું અને વજ્રથી હણાયલા પર્વતની માફક મહાત્મા શત્રુઘ્નના શરથી હણાયલો લવણાસુર, એક મોટી ચીસ પાડીને જમીન ઉપર ઢળી પડ્યો.૩૩–૩૬ તે હણાઇને પૃથિવી ઉપર પડ્યો એટલે, તેના ભવનમાં રહેલું રુદ્રશૂલ, સર્વે દેવતાઓના દેખતાં રુદ્રના હાથમાં ગયું.૩૭

આ પ્રમાણે ઉત્તમ ધનુષ બાણુવાળો શત્રુઘ્ન, એક બાણે ત્રિભુવનનો ભય દૂર કરીને, જેમ હજાર કિરણુવાળો સૂર્ય અંધકારનો નાશ કરી પ્રકાશે છે, તેમ શોભવા લાગ્યો.૩૮ તેને જોઇને, સર્વે દેવો, ઋષિઓ, પન્નગો અને અપ્સરાઓ સ્તુતિ કરવા લાગ્યાં કે– "અહા! આપણાં મોટાં ભાગ્યની વાર્તા છે કે, ભય તજીને દશરથનંદને સર્પ જેવા ઝેરી લવણાસુરને યમપુરીમાં મોકલી વિજય મેળવ્યો છે."૩૯

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણુવિષે ઉત્તરકાણ્ડમાં અગણોતેરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૭૦ મો

### મધુવન

લવણના હણાયા પછી ઇન્દ્રસહિત અગ્નિના નાયકપણા નીચે રહેલા દેવો, શત્રુને તપાવનાર શત્રુઘ્નને આ પ્રમાણે કહેવા લાગ્યા;૧ "હે વત્સ! આ લવણ રાક્ષસને તેં હણ્યો, તે બહુ ઉત્તમ કાર્ય થયું છે; ને તેં વિજય મેળવ્યો, એ બહુ આનંદની વાત છે. હે સુવ્રત! તું અમારી પાસે કંઈ વરદાન માગ;૨ કારણ કે હે મહાબાહો! તારો વિજય ઇચ્છનાર આ સર્વે દેવો તને કંઈ વરદાન આપવા ઇચ્છે છે; વળી અમારું દર્શન નિષ્ફળ જવું જોઇએ નહિ."૩ દેવોનાં વચન સાંભળી, શૂર અને આત્મસંયમી શત્રુઘ્ને, બે હાથ જોડી, મસ્તક નમાવી કહ્યું કે,૪ "દેવોએ નિર્માણ કરેલી આ મધુપુરી, જે અત્યંત રમણીય છે, તે પુનરુજ્જીવન પામી, પુનઃ સમૃદ્ધિવાન્ થાઓ; અને તે મારી રાજધાની થાઓ–આ જ વરદાન મને આપો."૫

ત્યારે પ્રસન્ન થયેલા દેવોએ શત્રુઘ્નને વરદાન આપ્યું કે, "આ નગરી રમણીય અને વીર પુરુષોની સેનાવાળી અવશ્ય થશે."૬ પછી સૌ દેવો સ્વર્ગમાં ચાલ્યા ગયા અને મહાત્મા શત્રુઘ્ને, પોતાની જે સેના યમુનાના તીર ઉપર પડાવ નાંખી પડી હતી, તેને ત્યાં બોલાવી.૭ સેના પણ રાજાનો વિજય સાંભળી, ત્વરાથી ત્યાં આવી. શ્રાવણ માસ હતો, ને એ (ઉત્તમ માસમાં) શત્રુઘ્ને નગર વસાવવાનો આરંભ કર્યો.૮ પહેલાં બાર વર્ષમાં જ એ શૂરસેન દેશ નિર્ભય થઇને પૂર્ણ વસ્તિવાળો થયો.૯ કૃષિકારના વસવાથી જમીન ખેડાવા માંડી, મેઘ બરોબર આવવા લાગ્યો અને રાજા શત્રુઘ્નના હાથથી પાલિત તે દેશનાં મનુષ્યો પણ વીરત્વ ગુણવાળાં અને રોગરહિત થવા લાગ્યાં.૧૦ તે નગરી અર્ધચંદ્રાકારે યમુનાના તીર ઉપર આવી રહી હતી. તેમાં મોટાં મોટાં મંદિરો, સભાસ્થાનો, દુકાનો અને રાજમાર્ગો બાંધવામાં આવ્યા. તેમાં ચારે વર્ણની વસ્તી હતી અને વ્યાપાર પણ ધમધોકાર ચાલતો હતો.૧૧ તે નગરમાં લવણે એક મોટું અને સરસ મંદિર બાંધેલું હતું. રાજા શત્રુઘ્ને તેને રંગાવી ધોળાવીને વધારે ચિત્તાકર્ષક બનાવ્યું;૧૨ ને તે મંદિરની આસપાસ બાગ તથા વિહારસ્થાનો બંધાવી વિશેષ શોભીતું કર્યું. તે નગરી, દેવ તથા મનુષ્યોથી, શોભાયમાન દિવ્ય નગર જેવી થઈ રહી. ત્યાંની દુકાનો નાના પ્રકારના માલથી ભરપૂર અને અનેક દેશના વેપારીઓથી ખળભળી રહી હતી.૧૩–૧૪

આ પ્રમાણે ભરતનો કનિષ્ઠબંધુ, સમૃદ્ધ અર્થવાળો શત્રુઘ્ન તે નગરીને સુન્દર અને આબાદ થયેલી જોઇ બહુ આનંદ પામ્યો.૧૫ બાર વર્ષ સુધી તે ત્યાં રહ્યો. આવી સુન્દર (મધુરા) નગરી વસાવીને, શત્રુઘ્નને વિચાર થયો કે, "હવે હું રાજા રામનાં દર્શન કરવા જાઉં."૧૬ અનેક જાતના લોકથી ભરપૂર, દેવનગર જેવી સર્વોત્તમ નગરી વસાવી, રઘુવંશવર્ધન શત્રુઘ્નને, રાજા રામનાં દર્શન કરવાની બહુ તાલાવેલી લાગી રહી.૧૭

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણ વિષે ઉત્તરકાણ્ડમાં સીત્તેરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૭૧ મો

### વાલ્મીકિનો આશ્રમ

બારમે વર્ષે શત્રુઘ્ન, મધુ નગરીમાંથી, પોતાની સાથે થોડું સૈન્ય તથા સેવકો લઇને, રામથી પાલિત અયોધ્યાનગરીમાં જવાને માટે નિકળ્યો.૧ સીમાડેથી મંત્રી આદિ સેનાના મુખ્ય પુરુષોને પાછા વાળીને, પોતાની

સાથે શત્રુઘ્ન ઉત્તમ ઘોડા જોડેલા સો રથ લઈને અયોધ્યા તરફ ચાલ્યો.[૨] રઘુનંદન શત્રુઘ્ને રસ્તામાં સાત આઠ મુકામ કીધા. ચાલતાં ચાલતાં વાલ્મીકિ મુનિના આશ્રમ આગળ પાછો આવી પહોંચ્યો.[૩] ત્યાં જ પડાવ નાંખ્યો. પછી આશ્રમમાં જઇને તે મુનિ-શ્રેષ્ઠનાં ચરણમાં નમસ્કાર કર્યા; અને મુનિએ આપેલાં પાદ્ય, અર્ઘ્ય તથા આતિથ્ય સ્વીકાર્યાં;[૪] પછી મહાત્મા શત્રુઘ્નને વાલ્મીકિ મુનિએ, અતિશય મધુર અને ઘણા પ્રકારની હજારો કથાઓ કહી.[૫]

વાલ્મીકિ–"હે વીર! કોઇથી પણ ન થાય એવું લવણાસુરવધનું તેં મોટું કાર્ય કર્યું. તને ધન્ય છે;[૬] કારણ કે, હે મહાબાહો! પૂર્વે ઘણાક બળવાન્ રાજાઓ, એ અસુરની સાથે યુદ્ધ કરતાં પોતાની સેના, સેવક અને વાહન સહિત નાશ પામેલા છે;[૭] પણ હે પુરુષ-શ્રેષ્ઠ! તેં તો રમત માત્રમાં એ પાપાત્માને હણ્યો અને સ્વપરાક્રમવડે એ સ્થળનું તથા ત્રિલોકનું ભય દૂર કર્યું છે.[૮] રાવણનો વધ રાજા રામે તો મહા યત્નથી કર્યો હતો, પરન્તુ આ કાર્ય તો તેં યત્ન વગર, સહેજમાં જ કર્યું છે.[૯] એ લવણાસુરને હણી તેં જગતનું કલ્યાણ કર્યું છે ને દેવ તથા મનુષ્યોને મોટો આનંદ આપ્યો છે.[૧૦] હે પુરુષશ્રેષ્ઠ! ઇંદ્રની સભામાં બેઠે બેઠે મેં તારું તે યુદ્ધ બરાબર જોયું હતું.[૧૧] હે શત્રુઘ્ન! મારા હૃદયમાં પણ તેથી ઘણી પ્રીતિ ઉત્પન્ન થઈ હતી અને તેથી હું આજે તારું મસ્તક સુંઘીશ; કારણ કે આ કાર્ય પ્રીતિની પરિસીમારૂપ છે."[૧૨] આ પ્રમાણે કહીને, મોટી બુદ્ધિવાળા વાલ્મીકિએ, શત્રુઘ્નનું માથું સુંઘ્યું અને તેની સેના તથા મુખ્ય પુરુષોનું સારી રીતે આતિથ્ય કરીને પછી ભોજન કર્યું.[૧૩] ત્યારપછી પૂર્વે જે પ્રમાણે બન્યું હતું, તે પ્રમાણે રચવામાં આવેલું, ગાયનના ઉત્તમ માધુર્યવાળું, વીણામાંથી નિકળતા ધ્વનિ અને લયવાળું, શ્રીરામ ચરિત્રનું ગાન ચાલ્યું.[૧૪] (હૃદય,કંઠ અને મસ્તક એ)ત્રણ સ્થાનમાંથી–(મંદ્ર, મધ્ય અને તારના ભેદવડે) ઉચ્ચારણ થયેલું, સંસ્કૃત ભાષામાં રચાયલું, વ્યાકરણ યુક્ત, કાવ્ય તથા સંગીત શાસ્ત્રના નિયમવાળું તે ગાયન, તાલ સુર સહિત હતું;[૧૫] એટલું જ નહિ, પણ જે પ્રમાણે પૂર્વે બન્યું હતું, તે જ પ્રમાણે શબ્દરચના કરવામાં આવી હતી.[૧૬] તે રામચરિત્ર શત્રુઘ્ને સાંભળ્યું ત્યારે, તે પુરુષોમાં વ્યાઘ્રરૂપ પુરુષની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. બે ઘટિકા સુધી તે ઘેલા રહિત થઈ ગયો. પછી તેણે નિઃશ્વાસ મૂકયા, કારણ કે પૂર્વે બન્યું હતું, તે સર્વ તેને અત્યારે વર્તમાનકાળમાં બનતું હોય એમ તે ગાયનમાં સંભળાતું હતું. વળી તેની સાથે આવેલા માણસો પણ એ ગાયનનું સાહિત્ય સાંભળીને, દીન તથા નમ્ર મુખવાળા થઈ, 'આશ્ચર્ય! આશ્ચર્ય!' એમ બોલવા લાગ્યા. સેનાના જે જે પુરુષો હતા, તેઓ તો પરસ્પર કહેવા લાગ્યા કે,–[૧૭-૧૯] "અરે આ શું? આપણે કયાં છીએ? આ તે શું આપણે સ્વપ્ન જોઇએ છીયે કે? આપણે જે પૂર્વે જોયું હતું તે આજ પુનઃ આ આશ્રમમાં સાંભળીએ છીએ. આ ઉત્તમ ગીતરચના આપણે શું સ્વપ્નમાં તો નથી સાંભળતા?" આ રીતે વિસ્મય પામેલા તેઓ શત્રુઘ્નને કહેવા લાગ્યા કે–[૨૦-૨૧] "હે નરશ્રેષ્ઠ! આ શું છે? તે તમે મહાત્મા વાલ્મીકિને પૂછી જુઓ."

તેમનાં વચન સાંભળી, શત્રુઘ્ન વિસ્મય પામેલા પોતાના સૈનિકોને કહેવા લાગ્યો કે,–[૨૨] "હે સૈનિકો! મુનિને આ પ્રમાણે પૂછવું એ મને યોગ્ય લાગતું નથી. આ મુનિના આશ્રમમાં ઘણાં આશ્ચર્ય થાય છે, પરંતુ તેથી ચકિત થઈ મુનિને કેમ પૂછાય?" રઘુનંદન શત્રુઘ્ને પોતાના સૈનિકોને એ રીતે કહી, પછી મહર્ષિ વાલ્મીકિને પ્રણામ કર્યા અને તે પોતાની છાવણીમાં ગયો.[૨૩-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકોતેરમો સર્ગ સંપૂર્ણ

---

## સર્ગ ૭૨ મો

## શત્રુઘ્નનું અયોધ્યામાં આવવું

રાજકુમાર શત્રુઘ્ને, અનેક અર્થવાળું આ ઉત્તમ રામચરિત્ર જેવું સાંભળ્યું હતું, તેનો જ વિચાર કરતો તે પથારીમાં સુતો, પણ તેને નિદ્રા આવી નહિ.[૧] તે ગાયનના અત્યંત મધુર વીણાના નાદયુક્ત અને લય-સહિત શબ્દોનું સ્મરણ કરતાં કરતાં જ તેની રાત્રિ પૂરી થઈ.[૨] રાત વીતિ સુંદર પ્રભાત થયો. પછી પૂર્વાહ્નિક કર્મ કરી, તેણે બે હાથ જોડી મુનિવર વાલ્મીકિને કહ્યું કે–[૩] "હે ભગવન્! રઘુકુલાનંદ રામનાં દર્શનની મને અભિલાષા છે, માટે પ્રશંસનીય આ સર્વે મુનિઓ સહિત આપ મને અત્રેથી જવાની આજ્ઞા આપશો!"[૪]

પછી શત્રુઓનો નાશ કરનાર શત્રુઘ્નને આલિંગન આપી, મુનિએ જવાની અનુજ્ઞા આપી, એટલે તેણે મુનિનાં ચરણમાં પ્રણામ કર્યા. પછી રાજા રામનાં દર્શન કરવાની અતિ ઉત્કંઠાથી રથમાં બેસીને શીઘ્ર

અયોધ્યા નગરીમાં આવ્યો.[૫-૬] રઘુકુલ આનંદવર્ધક શત્રુઘ્ને, શોભાયમાન અને રમણીય અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો ત્યારે સર્વત્ર જય જયના ઘોષ થઈ રહ્યા હતા.[૭] પછી રથેથી ઉતરી તે જ્યાં મહાત્મા રામ બેઠા હતા ત્યાં ગયો; અને જેમ દેવતાઓની મધ્યે સહસ્રાક્ષ ઇન્દ્ર બેઠો હોય, તેમ મન્ત્રીમંડળ વચ્ચે બેઠેલા ચંદ્ર સમાન મુખવાળા રાજા રામનાં દર્શન કીધાં;[૮] તેમના ચરણમાં તેણે મસ્તક મૂક્યું અને સત્ય પરાક્રમી રાજા રામને હાથ જોડી તે આ પ્રમાણે કહેવા લાગ્યોઃ–[૯]

"હે મહારાજ! તમે મને જે જે કાર્ય કરવાનું કહ્યું હતું, તે કાર્ય કરીને હુ અત્રે આવ્યો છું. મહારાજ! લવણને મેં હણ્યો છે; મધુપુરનો જીર્ણોદ્ધાર કરી તેને આબાદ કર્યું છે;[૧૦] પરંતુ હે રઘુનંદન! તમારા વિના આ જે બાર વર્ષ કહાડ્યાં, તે મને દુઃસહ લાગ્યાં છે. હવે તમારા વિજોગમાં રહેવાનો મારો વિચાર નથી.[૧૧] હે કાકુત્સ્થ! હે અપરિમિત પરાક્રમી! મારા ઉપર આપ કૃપા કરો ને મને અત્રે રહેવાની અનુજ્ઞા આપો; કેમકે માતા વગરના બાળકની પેઠે, તમારા વગર હું પરદેશમાં એકલો રહી શકતો નથી."[૧૨]

આ પ્રમાણે કહેતા શત્રુઘ્નને આલિંગન આપીને, રાજા રામ બોલ્યા કે–'હે શૂર! તું ખેદ કરીશ નહિ, એ કર્મ શૂરાને યોગ્ય નથી અને હે રાઘવ! ક્ષત્રિય પુરુષો પરદેશમાં રહેવાથી ખેદ પામતા નથી; કારણ કે, હે શત્રુઘ્ન! પ્રજાનું પાલન કરવું, એ તેમનો પરમ ધર્મ છે.[૧૩-૧૪] હે વીર! કોઈ કોઈ વાર તું મને મળવાને માટે અત્રે આવતો જજે; પણ મારી ઇચ્છા છે કે, તું તારા નગરમાં જઈને જ વસ.[૧૫] હે વીર! જો કે તું મને મારા પ્રાણ કરતાં પણ વિશેષ પ્રિય છે એમાં સંશય નથી, પણ રાજ્યનું પાલન કરવું, એ તો આપણું અવશ્ય કર્તવ્ય છે.[૧૬] હે કાકુત્સ્થ! હમણાં આ અઠવાડિયું તો તું મારી સાથે રહે; તે પછી તું પાછો તારી સેના, સેવક અને વાહનની સાથે મધુપુરીમાં જજે."[૧૭]

રામનું આવું ધર્મવાળું તથા ન્યાયાનુસાર વચન સાંભળીને, શત્રુઘ્ને લેવાયલે મુખે ને ગદ્ગદિત વાણીએ કહ્યું કે, 'જેમ આપની આજ્ઞા હશે તેમ કરીશ.'[૧૮] પછી રાજા રામે આજ્ઞા કરી હતી, તે પ્રમાણે તે સાત રાત્રિ અયોધ્યામાં રહ્યો; અને પછી તેણે ત્યાંથી જવાનો વિચાર કર્યો.[૧૯] સત્ય પરાક્રમી રામની, ભરતની તથા લક્ષ્મણની અનુજ્ઞા લઇને તે રથમાં બેઠો અને મહાત્મા ભરત તથા લક્ષ્મણ પગે ચાલતા ઘણે સૂધી, તેને વળાવવાને ગયા. થોડા દિવસમાં શત્રુઘ્ન પોતાની નગરીમાં જઈ પહોંચ્યો.[૨૦-૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બોતેરમો સર્ગ સંપૂર્ણ**

# ધર્મરાજ્ય

## સર્ગ ૭૩ મો

### બ્રાહ્મણવિલાપ

શત્રુઘ્નને વિદાય કર્યા પછી, ભરત તથા લક્ષ્મણ સહિત રાજા રામ પ્રજાપાલનના સુખ સહિત આનંદ અનુભવતા હતા.[૧] કેટલાક દિવસ વીત્યા પછી, એક પ્રસંગ એવો બન્યો કે, તેથી રાજા રામને ધર્મરાજ્ય માટે ઘણો ખેદ થયો. તેના રાજ્યનો એક બ્રાહ્મણ મરી ગયેલા બાળકને લઈ, રાજસભામાં આવી, લાંબે સાદે પોકળશ્રાદ્ધ કરવા લાગ્યો.[૨] પુત્રસ્નેહથી ઉત્પન્ન થયેલા દુઃખને લીધે રડતો તે બ્રાહ્મણ બોલ્યો કે–"ઓ મહારાજ! મેં પૂર્વ જન્મે કોણ જાણે શુંયે પાપ કર્યું હશે કે, જેથી મારો આ એકનો એક પુત્ર મરણ પામ્યો છે! હાય રે! હાય! હાય રે પુત્ર! હું તને પાંચ હજાર દિવસના–ટૂંક સમયમાં અકાળે મરણ પામ્યો જોઉં છું. ઓ ઓ ઓ! આથી મને મહા દુઃખ છે. હે પુત્ર! તારા શોકને લીધે હું તથા તારી જનેતા થોડા જ કાળમાં તારી પાસે આવીશું.[૩-૬] હે દીકરા! હું કોઈવાર પણ અસત્ય બોલ્યો હોઉં, એમ મને સાંભરતું નથી; મેં કોઈવાર હિંસા કરી હોય એમ પણ મને સ્મરણ નથી; રે મનસા, વાચા કે કર્મણા પણ મેં કોઈ પ્રાણીનું કોઈ દિવસ પાપ કર્યું હોય એમ પણ મને યાદ નથી.[૭] આમ છતાં, અરેરે! મારાં કયાં દુષ્કાર્યથી આ મારો પુત્ર, પિતૃકાર્ય કર્યા વગર જ કેમ યમસદનમાં ગયો હશે?[૮] મેં કોઇવાર પૂર્વ કૃત્ય પ્રાપ્ત થયા વગર પ્રાણીનું અકાળ મૃત્યુ સાંભળ્યું નથી; પણ આ તો આજ રામના રાજ્યમાં આવું અનર્થકારક પરિણામ થયું છે.[૯] રામનું કોઈ મોટું પાપ છે એમાં શંકા નહિ અને તેથી જ એના દેશમાં રહેનારા બાળકનો નાશ થાય છે–બીજા દેશમાં રહેતા બાળકોને મૃત્યુનો ભય નથી. ઓ રાજાજી! ઓ મહારાજ! અરે ઓ રામ રાજા! આ મારા મૃત્યુ પામેલા બાળકને જીવાડો, જીવાડો![૧૦-૧૧] નહિ તો ઓ રામ! હું મારી પત્ની સહિત રાજદ્વારમાં જ મરણ પામીશ. અમારા મરણ

પછી બ્રહ્મહત્યા લઇને તમે સુખી થજો.[૧૨] હે રાજન્! તમે તમારા બંધુઓ સહિત દીર્ઘાયુષ્ય રહેજો. હે રામ! આજ સુધી અમે તમારા રાજ્યમાં સુખથી રહેતા હતા;[૧૩] પણ હાય હાય! આજ અમને આ દુઃખ પ્રાપ્ત થયું છે. અમે કાળને વશ થયા અને હવે અમને જરાએ સુખ (ની આશા) નથી.[૧૪] મહાત્મા ઇક્ષ્વાકુનો દેશ હમણાં અનાથ થયો છે. આ દેશમાં બાળકનું મરણ થાય, એવો રાજા રામ!! ધિક્ક! ધિક્ક! આ દેશ જ અનાથ છે તો![૧૫] રાજા જ્યારે વિધિથી પ્રજાનું પાલન કરતો નથી, ત્યારે તેના દોષથી પ્રજાનું અકાળ મરણ થાય છે. ધર્મથી પ્રજા પાલન ન થાય ત્યારે જ અકાળે મૃત્યુ થાય છે;[૧૬] અને અધર્મ પ્રવર્તતાં દેશ તથા નગરના લોક અનુચિત કર્મ કરે છે અને તે અનુચિત કર્મનું રાજા જ્યારે સાંત્વન કરતો નથી, ત્યારે જ અકાળે મરણો થાય છે.[૧૭] ઓ રાજાજી! ઓ મહારાજ! તમારાથી દેશમાં અથવા નગરમાં અનીતિ કર્મ કરનારને યોગ્ય દંડ દેવાયો નહિ હોય, તેનું આ પરિણામ છે. તેવો દોષ જો કે તમારાથી અસ્પષ્ટ હશે, પણ તેથી જ આ મારા બાળકનું મરણ થયું છે."[૧૮]

આ રીતે અનેક પ્રકારનાં વચનોથી વારંવાર રાજાને સંતાપ ઉત્પન્ન કરીને, દુઃખથી સંતપ્ત થયેલો તે બ્રાહ્મણ પોતાના મરણ પામેલા બાળકને આલિંગન આપીને લાંબે સાદે રડતો હતો—ને વચ્ચે વચ્ચે ઓઓ, હાય હાયના રાગડા કાઢતો હતો.[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં તાતેરમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૭૪ મો.

### બાળકમરણ કારણ

દુઃખ, શોકયુક્ત તથા કરુણા ઉત્પન્ન થાય, તેવું તે બ્રાહ્મણનું પોકળશ્રાદ્ધ સાંભળીને, રાજા રામ બહુ સંતાપ પામ્યા.[૧] પછી પોતાના મંત્રીઓ—વસિષ્ઠ, વામદેવ, પોતાના બંધુઓ તથા નગરના મુખ્ય મુખ્ય લોકને તેડાવી મંગાવ્યા.[૨] વસિષ્ઠ આદિ આઠ બ્રાહ્મણોએ સભામાં તુરત જ પ્રવેશ કર્યો. તેઓએ સભામાં આવતાં તમારો જય થાવ, એવો રાજા રામને આશીર્વાદ આપ્યો.[૩] માર્કંડેય, મૌદ્‌ગલ્ય, વામદેવ, કાશ્યપ, કાત્યાયન, જાબાલિ, ગૌતમ અને નારદ એ આઠ બ્રહ્મદેવોને પોતાના આસનપર રાજા રામે પ્રણામ કરી બેસાર્યા.[૪–૫] પછી મંત્રીઓ અને નગરના શેઠ સાહુકારોને પણ તેમની યોગ્યતા પ્રમાણે યથાવિધિ આસનો ઉપર બેસાર્યા. સારા સારા આસનોપર બેઠા પછી, રાજા રામે તેમને કહેવા માંડ્યું કે,—"આ બ્રાહ્મણ, જે રાજદ્વાર રોકીને બેઠો છે તે કહે છે કે, 'બાળકનું મરણ થાય છે તે રાજાના દોષથી થાય છે,' એ શું સત્ય છે?

દીન થયલા રાજા રામનું વચન સાંભળીને, સર્વેની સમક્ષ નારદે આ પ્રમાણે કહેવા માંડ્યું, "હે રાજન્! આ બાળક અકાળે મરણ પામ્યો છે, તેનો વૃત્તાન્ત જાણવા યોગ્ય છે, અને હે રઘુનંદન! હું કહું તે સાંભળો—પછી તમને જેમ કરવું ઘટે તેમ કરો. પૂર્વે* સત્યયુગમાં માત્ર બ્રાહ્મણો જ તપસ્વી હતા,[૬–૯] અન્ય જાત તે કાળમાં તપસ્વી નહોતી. તે યુગમાં બ્રાહ્મણવર્ણ શ્રેષ્ઠ હતો અને તે યુગ તપવડે ઉજ્જ્વલ હતો.[૧૦] લોકો સર્વે અજ્ઞાનના આવરણ રહિત હતા, અને સર્વે લોક ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળને જાણતા હોવાથી, મૃત્યુથી પણ રહિત હતા. મરણના દુઃખનો હેતુ જે અધર્મ, તે તે યુગમાં હતો જ નહિ. ત્યાર પછી કેટલાક લોક દેહાત્મ બુદ્ધિવાળા થયા અને તેથી તે કાળ બદલાયો. તેનું નામ ત્રેતાયુગ પડ્યું. સત્યયુગમાં માત્ર બ્રાહ્મણો જ તપ કરતા હતા. તે તપના અધિકારી ક્ષત્રિયો ઉત્પન્ન થયા. ત્રેતાયુગમાં ત્યાર પછી બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્ને તપ કરવા લાગ્યા. તે કાળમાં જે તપસ્વી મહાત્મા પુરુષો હતા, તેના કરતાં સત્યયુગના તપસ્વી મહાત્માઓ સમર્થ અને તપમાં બહુ શ્રેષ્ઠ હતા. સત્યયુગમાં બ્રાહ્મણો તપ અને વીર્ય એ ઉભયમાં પરમ હતા અને ક્ષત્રિયો તેમનાથી અધમ હતા; પરન્તુ ત્રેતાયુગમાં તો ક્ષત્રિયોનો પણ તપનો અધિકાર થયો તેથી ત્રેતામાં બ્રાહ્મણો અને ક્ષત્રિયો તપ અને વીર્યમાં બન્નેમાં સમાન થયા.[૧૧–૧૩] ક્ષત્રિયમાં કંઈ વિશેષ ભેદ ન રહેલો હોવાથી, તે સમયના ધર્મનું પ્રવર્તન કરવાને માટે અધિકાર પામેલા મનુ વગેરેએ વિપ્રાદિ ચારે વર્ણમાં પ્રવર્તાવવાને માટે આચાર પાળવા ધર્મશાસ્ત્રો રચ્યાં. પણ સત્યયુગમાં ધર્મશાસ્ત્ર વગર પણ લોકો પોતપોતાના આચારને સમજીને જ અનુસરતા હતા. ત્રેતાયુગ ધર્મ, તે ધર્મવાળો—વર્ણાશ્રમોમાં યોજેલા અનેક યજ્ઞાદિ ધર્મવાળો તથા ધર્માચરણમાં પ્રતિબંધવાળો, પાપરહિત અને પવિત્ર હતો; છતાં હિંસા,

---

* અર્થાત્ અનશનાદિ દેહકષ્ટ કરીને તપ કરનાર બ્રાહ્મણો જ હતા.

અસત્ય, અસંતોષ અને વિગ્રહ એ ચાર પગવાળા અધર્મે એક પગ પૃથિવી ઉપર મૂક્યો હતો. ત્રેતાયુગના લોક જ્ઞાનરહિત હોવાથી બ્રહ્મ અધિકાર વગર પણ અગ્નિહોત્રાદિ ધર્મમાં પ્રવૃત્ત રહેતા હતા; અને જ્ઞાનીના અભાવને લીધે જ અધર્મ એક પગ પૃથિવી ઉપર મૂકવાને સમર્થ થયો હતો. લોકો અધર્મયુક્ત હોવાથી જ વર્ણાશ્રમના અધિકારને પામે છે અને તેથી તેમનું તેજ મંદ પડે છે.[૧૪–૧૫] પૂર્વે કૃતયુગમાં પાપના મૂળરૂપ માંસ કોઈ ખાતું ન હતું; અને ખેતી તે પણ અનૃતરૂપ હતી. પણ ત્રેતામાં તે અનૃતે જ અધર્મરૂપે પૃથિવી ઉપર પગ મૂક્યો. એ અધર્મથી જ મનુષ્યનું જે આયુષ્ય હતું તેનું પણ પ્રમાણ બંધાયું.[૧૬–૧૭] આ રીતે સત્યયુગના લોક કરતાં ત્રેતાના લોકો સામર્થ્યમાં ને આયુષ્યમાં ઓછા થયા; અને તેથી લોકો સત્યધર્મપરાયણ થઈને યજ્ઞાદિક કર્મનું આચરણ કરવા લાગ્યા–અર્થાત્ ત્રેતાયુગમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયો યજ્ઞથી શુદ્ધ થઈને તપનું આચરણ કરવા લાગ્યા અને વૈશ્ય તથા શૂદ્ર લોકો બ્રાહ્મણ અને ક્ષત્રિયની સેવા કરતા હતા. તેમાં પણ વિશેષે કરીને શૂદ્ર સર્વેનું સેવન કરવા લાગ્યા.[૧૮–૨૦] ખેતી વગેરે કર્મ કરીને બ્રાહ્મણ તથા ક્ષત્રિયની સેવા કરવી, એ વૈશ્યનો ધર્મ થયો ખરો, પણ સમય યોગે વૈશ્ય અને શૂદ્રોમાં અધર્મ દાખલ થયો; બ્રાહ્મણ અને ક્ષત્રિય ન્યૂનતા પામ્યા અને વૈશ્ય લોક તપ કરવા લાગ્યા; એટલે અધર્મે પોતાનો બીજો પગ પૃથિવી ઉપર મૂક્યો અને તેથી તે યુગનું નામ 'દ્વાપર' પડ્યું.[૨૧–૨૨] એ દ્વાપરયુગમાં, હે રાજન્! અહંતા અને મમતા વધવા લાગી. આ રીતે ત્રીજા યુગમાં ત્રણ વર્ણ તપ કરવા લાગ્યા; અને ત્રણે વર્ણમાં તપરૂપ ધર્મ સ્થાપિત થયો, પણ હજી શૂદ્રને તપરૂપ ધર્મ પ્રાપ્ત થયો નહોતો.[૨૩–૨૫] હવે પછી આવતા કલિયુગમાં શૂદ્ર પણ મોટું તપ કરવા માંડશે.[૨૬] દ્વાપર યુગમાં, શૂદ્ર તપ કરે તો તે મોટો અધર્મ કહેવાય. તો, હે રાજન્! ત્રેતાયુગમાં શૂદ્ર તપ કરે, એ શું અધર્મ ન કહેવાય? હે રાજા! હું માનું છું કે, આ તારા દેશમાં દુષ્ટ બુદ્ધિવાળો કોઈ શૂદ્રયોનિમાં ઉત્પન્ન થયેલો પુરુષ તપ કરે છે; અને તેને લીધે જ આ બ્રાહ્મણના બાળકનું મરણ થયું છે. જો કોઈ પણ પુરુષ, કોઈ પણ રાજાના રાજ્યમાં અધર્મે ચાલે છે, તો તે અધર્મનું પાપ રાજાને લાગે છે; તેથી અલક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને તેથી નિઃસંશય તે રાજા વિલંબ વગર નરકમાં પડે છે.[૨૭–૨૯] પણ જે રાજા ધર્મથી પ્રજાપાલન કરે છે તે રાજાને તેના દેશમાં જે અધ્યયન, તપ વગેરે સત્કર્મ થાય છે, તે પુણ્યનો છઠ્ઠો ભાગ પણ પ્રાપ્ત થાય છે.[૩૦] આ પ્રમાણે જે રાજા પુણ્યનો છઠ્ઠો ભાગ ભોગવે, તેણે શા માટે પ્રજાપાલન ન કરવું જોઈએ? પ્રજાનું અધર્મથી રક્ષણ કરવું, એ તો રાજાનો સનાતન ધર્મ છે; માટે હે પુરુષવ્યાઘ્ર! તું પોતાના દેશમાં શોધ કર, અને જ્યાં જ્યાં તને દુષ્કૃત માલમ પડે ત્યાં ત્યાં તેનું નિવારણ કર. હે રાજા! એમ કરવાથી ધર્મની વૃદ્ધિ થશે અને તેથી મનુષ્યોનાં આયુષ્યની પણ વૃદ્ધિ થશે. વળી હે નરશ્રેષ્ઠ! એમ કરવાથી આ બ્રાહ્મણનો બાળક પણ જીવતો થશે."[૩૧–૩૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચુમોતેરમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૭૫ મો
## શૂદ્રકની શોધ

અમૃત જેવું નારદ મુનિનું વચન સાંભળીને, રાજા રામ અપાર આનંદ પામ્યા. પછી તેમણે પોતાના બંધુ લક્ષ્મણને નીચે પ્રમાણે કહેવા માંડ્યું.[૧]

રામ–"હે સૌમ્ય! હે સુવ્રત! તું દ્વારપર જા અને એ ઉત્તમ બ્રાહ્મણનું આશ્વાસન કર, અને તેના મૃત બાળને, તું ઘણી સંભાળથી તેલની કડામાં રાખી મૂક.[૨] હે સૌમ્ય! અત્યંત સુગંધીદાર પદાર્થોથી અને તેલથી, તે બાળકનું શરીર જેમ સારું રહે તેમ કરજે.[૩] તે શુભ આચારવાળા બાળકના શરીરને એવી રીતે રાખજે કે, જેથી તેની કાંતિનો પણ જરાયે નાશ થાય નહિ."[૪]

આ પ્રમાણે શુભ લક્ષણવાળા લક્ષ્મણને આજ્ઞા કર્યા પછી, મોટા મનવાળા રાજા રામે પુષ્પક વિમાનનું સ્મરણ કર્યું; અને ઇચ્છયું કે–"હે પુષ્પક! તું આ સ્થળમાં આ ઘડી જ આવ."[૫] રામના મનનો સંકલ્પ જાણતાં જ, સુવર્ણથી અલંકૃત પુષ્પક વિમાન એક મુહૂર્તમાત્રમાં રામની પાસે આવી ઉભું રહ્યું.[૬] અને સમીપ જઈ બોલ્યું કે–"હે મહાબાહો! હે નરાધિપ! આ હું તમારો આજ્ઞાંકિત સેવક તમારી સેવામાં હાજર છું."[૭] તેનું વચન સાંભળીને, રામ રાજાએ, સઘળા મહર્ષિઓને પ્રણામ કર્યા અને ધનુષ બાણ હાથમાં લીધાં. વળી એક ઉત્તમ ખડ્ગ પણ હાથમાં લીધું. પછી ભરત તથા લક્ષ્મણને નગરનું રક્ષણ કરવાને સૂચવી વિમાનમાં બિરાજમાન થયા.[૮–૯] રાજા રામે વિચાર કર્યો કે, પ્રથમ હું જોઉં કે, કોઈ શૂદ્ર મુનિ તો નથી. પ્રથમ

તેઓએ પશ્ચિમ દિશામાં વિમાન ચલાવ્યું. ત્યાંથી શોભાયમાન હિમાલયથી આવૃત થયેલી ઉત્તર દિશામાં ગયા.[10] ત્યાં યત્કિંચિત્ પણ પાપકર્મ તેમના જોવામાં આવ્યું નહિ, ત્યારે પૂર્વ દિશામાં ગયા.[11] મહાબાહુ રામે પુષ્પકમાંથી જોયું તો તે શુભ આચારવાળી દિશા, દર્પણના જેવી નિર્મળ હતી.[12] ત્યારે ત્યાંથી, રાજર્ષિ દશરથના પુત્ર રામે, દક્ષિણ દિશા તરફ ગમન કર્યું. ફરતા ફરતા તેઓ વિન્ધ્યાચળપર આવી પહોંચ્યા. તેના દક્ષિણ પ્રદેશપર-શૈવલ નામના પર્વતના પાછલા ભાગમાં તેમણે એક મોટું સરોવર દીઠું.[13] તે સરોવરમાં ઉંધે મસ્તકે લબડી, મોટું તપ તપતો કોઇક શ્રીમાન્ તપસ્વી, રાજા રામની નજરે પડ્યો.[14] એ ઉગ્ર તપ તપતા તપસ્વીની પાસે જઇને, નરપતિ રામે પૂછ્યું કે—"હે સુવ્રત! તને ધન્ય છે કે, તું આવું ઉત્તમ તપ આચરે છે![15] પણ, હે દૃઢ પરાક્રમી! હે તપોવૃદ્ધ! તું શી જાતનો છે તે મને કહેશે? તું જાણ કે હું દશરથ રાજાનો પુત્ર રામ છું ને વિસ્મયને લીધે તને આ પ્રશ્ન કરું છું.[16] તું બીજાઓથી ન બને એવું આ તપ કરીને, દેવતાઓની પાસેથી કયો અર્થ મેળવવા ઇચ્છે છે? સ્વર્ગનો લાભ કે બીજો કંઈ લાભ?[17] હે તપસ્વી! જે લાભને માટે તું તપ કરતો હોય તે કહે; કારણ કે હું તારી પાસેથી તે સાંભળવાને ઇચ્છું છું. તારું કલ્યાણ થાવ. હે તપોધન! શું તું બ્રાહ્મણ છે, કે દુર્વિજય ક્ષત્રિય છે, કે વૈશ્ય છે, કે શૂદ્ર! જે હોય તે ઝટ દઇને સત્ય કહી દે."[18] રાજાનાં વચન સાંભળીને, ઉંધે મસ્તકે તપ કરતા તે તપસ્વીએ, રાજાઓમાં શ્રેષ્ઠ દશરથના પુત્ર રામને, પોતાની જાત કહી; અને જે અર્થને માટે તે તપ કરતો હતો તે અર્થ પણ જણાવી દીધો.[19]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પંચોતેરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૭૬ મો

### શૂદ્રકવધ

નિર્મળ કર્મવાળા રાજા રામનાં વચન સાંભળી, ઉંધે મસ્તકે તપ તપતો તપસ્વી બોલ્યો કે[1]—"હે રાજન્! હું શૂદ્રની યોનિમાં ઉત્પન્ન થયેલો છું અને હે મહાયશ! સશરીર દેવત્વની ઇચ્છા કરીને મેં આ ઉગ્રતપ કરવા માંડ્યું છે.[2] હે રામ! હું સત્ય કહું છું કે, દેવલોકપર જય મેળવવાની મારી ઇચ્છા છે. હે કાકુત્સ્થ! મારું નામ શંબૂક છે."[3]

આ પ્રમાણે તે શૂદ્ર બોલતો હતો, એટલામાં તો રામે અપાર તેજવાળું અને નિર્મળ ખડ્ગ, મ્યાનમાંથી કહાડીને તે શૂદ્રનું મસ્તક ઉડાડી દીધું.[4] તે શૂદ્ર હણાયો તે વેળાએ અગ્નિસહિત ઇન્દ્ર અને બીજા દેવતાઓ, કલ્યાણ! કલ્યાણ! એમ બોલી રામની અત્યંત સ્તુતિ કરવા લાગ્યા અને વાયુએ કરેલી અતિ સુગંધીદાર દિવ્ય પુષ્પોની સર્વત્ર વૃષ્ટિ થવા લાગી.[5-6] પછી દેવતાઓ અતિ પ્રસન્ન થઇને, સત્ય પરાક્રમવાળા રામ પાસે આવી કહેવા લાગ્યા કે—"હે રામ! હે બુદ્ધિમાન્! આજે તમે દેવતાઓનું એક મોટું કાર્ય કર્યું છે.[7] હે શત્રુદમન! હવે તમારી જે ઇચ્છા હોય, તે વરદાન માંગો. હે રઘુનંદન! તમારા મારી નાંખવાથી હવે આ શૂદ્ર સ્વર્ગલોકનું આધિપત્ય પામશે નહિ."*[8] દેવલોકનું વચન સાંભળીને, સત્ય પરાક્રમી રાજા રામે હાથ જોડીને હજાર નેત્રવાળા ઇન્દ્રને કહ્યું કે—[9] "જો તમે સૌ મારાપર પ્રસન્ન થયા હો તો, પેલા બ્રાહ્મણનો પુત્ર સજીવન કરો. હું એજ વરદાન માગું છું; ને મારો એ જ પરમ અર્થ છે.[10] મારા દોષને લીધે, તે બ્રાહ્મણનો એકનો એક બાળક અકાળે મરણવશ થઈ, યમને સ્વાધીન પડ્યો છે, (એ મને દોષ છે, તેજ દોષ ટાળવા હું આ વરદાન માગું છું).[11] તમારું કલ્યાણ થાઓ અને મને તમે એટલું માંગ્યું આપો એટલે બસ; કારણ કે 'હું તારા બાળકને સજીવન કરીશ,' એવું મેં તે બ્રાહ્મણને વચન આપેલું છે. તે મારું વચન મિથ્યા ન થાય."[12] મહાત્મા રાઘવ રામનાં એવાં વચન સાંભળીને, પ્રસન્ન થયેલા દેવતાઓ તેમની પ્રત્યે બોલ્યા કે,—[13] "હે કાકુત્સ્થ! તમે નિવૃત્તિ પામો. કારણ કે તે બ્રાહ્મણનો પુત્ર જીવતો થયો છેજ. હે રામ! જે વેળાએ તમે આ શૂદ્રનું મસ્તક કાપ્યું, તેજ ક્ષણે તે બ્રહ્મપુત્ર સજીવન થયો છે અને તેના બંધુજનને જઈ મળ્યો છે.[14-15] હે નરશ્રેષ્ઠ! તમારું કલ્યાણ થાઓ. (જય સચ્ચિદાનંદ.) હવે અમે જઇશું, કારણ કે અમારી ઇચ્છા હવે અગસ્ત્યના આશ્રમમાં જવાની છે.[16] હે તેજસ્વી રામ! તે મહાત્માએ બાર વર્ષ સુધી જલશય્યામાં આસન કર્યું હતું અને તેની દીક્ષા આજ સમાપ્ત થાય છે.[17] હે કાકુત્સ્થ! અમે સૌ તે મુનિને અભિનન્દન આપવાને માટે ત્યાં જઇએ છીએ. ઇચ્છા હોય તો તમે પણ તે મુનિનાં દર્શન કરવા ચાલો."[18]

* શૂદ્રને સ્વર્ગ ન મળે તો સારું, એમ ધારીને જ રામે તેના સ્વર્ગદાયક તપમાંથી તેનો નાશ કરી ઉદ્ધાર કર્યો હતો.

મહાત્મા રામે, સુવર્ણથી અલંકૃત કરેલાં પુષ્પક વિમાનમાં આરોહણ કર્યું;[૧૯] અને બહુ વિસ્તારવાળાં અનેક વિમાનોમાં બેસીને, દેવતાઓ પણ ચાલવા લાગ્યા. રાજા રામ તેમની પાછળ પાછળ અગસ્ત્ય મુનિના આશ્રમમાં ગયા.[૨૦] સઘળા દેવોને આવેલા જોઈ, તપોધન અને ધર્માત્મા અગસ્ત્ય મુનિએ, તે સર્વેને સમાન રીતે પૂજ્યા;[૨૧] અને તેમનો સત્કાર સ્વીકારી અને તે મુનિની સામી પૂજા કરી દેવતાઓ તો સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા.[૨૨] તેઓના ગયા પછી, પુષ્પક વિમાનમાંથી ઉતરીને, રાજા રામે, મુનિવર અગસ્ત્યનાં ચરણમાં પ્રણામ કર્યા.[૨૩] સ્વતેજપ્રકાશમાન મહાત્માને પ્રણામ કરીને, મહાબાહુ રામ પણ સૌની પાસે બેઠા. આદરસત્કાર કર્યા પછી, મહાતેજસ્વી મુનિએ તેમને કહ્યું કે-"હે રાઘવ! હે નરવર! તમે અત્રે ભલે પધાર્યા. હે રામ! તમે અત્રે આવ્યા, એ અમારાં મોટાં ભાગ્યની વાત છે.[૨૪-૨૫] તમે અનેક ગુણવડે શોભો છો અને તેથી જ હું તમને બહુ માન આપું છું. આજે તો તમે મારા અતિથિ છો, તેથી વિશેષે કરીને પૂજવા યોગ્ય છો. હે રાજન્! તમે સર્વદા મારા હૃદયમાં વસેલા છો.[૨૬] હમણાં જ દેવતાઓ મને કહી ગયા છે કે, શૂદ્રકનો તમે વધ કર્યો છે ને પછી અત્રે આવનાર છો. અહોહો! આજે તો તમે તમારાં તે ધર્મકાર્યથી, બ્રાહ્મણના પુત્રને જીવિતદાન આપ્યું છે.[૨૭] હે રામ! તમે શ્રીમાન્ નારાયણ છો; તમારે વિષે સર્વની સ્થિતિ ગતિ છે; તમે દેવના પણ દેવ છો; તમે સનાતન પુરાણ પુરુષ છો. હે રાઘવ! આજની રાત્રિ તમે અત્રે મારી પાસે રહો ને પ્રભાત થતાં પુષ્પકવિમાનમાં આરૂઢ થઈ તમે તમારા નગરપ્રતિ ભલે પ્રયાણ કરજો.[૨૮-૨૯] હે સૌમ્ય! (આજે તો મારી આ જુજ ભેટ છે, તે તમે સ્વીકારો.) વિશ્વકર્માએ બનાવેલા આ દિવ્ય અલંકાર છે, એ સ્વયંપ્રકાશ છે, તો હે કાકુત્સ્થ! આ અલંકારને તમે અંગીકાર કરી, ધારણ કરો. કોઈ પાસેથી મળેલી વસ્તુ બીજાને આપીને પ્રસન્ન થવું, એ એક મોટું દાન ગણાય છે. માટે, તમે આ અલંકાર ધારણ કરીને મને પ્રસન્ન કરો.[૩૦-૩૧] આ અલંકાર તમને આપવાનું કારણ માત્ર એટલું જ છે કે, આપ જ તેને ધારણ કરવાને યોગ્ય છો અને આપ જ તેના ફળરૂપ બ્રહ્મલોકાદિકને આપવાને સમર્થ છો; ને આપ જ ઇન્દ્રસહિત દેવોને તારવા શક્તિમાન્ છો. તેટલા જ માટે વિધિપૂર્વક હું અલંકાર આપને અર્પણ કરું છું. હે ઇક્ષ્વાકુના કુળમાં ઉત્પન્ન થયેલા! આપ તેને અંગીકાર કરો."[૩૨-૩૩]

પછી ક્ષત્રિયવંશમાં ઉત્પન્ન થયેલા રાજા રામે, પોતાનો ધર્મ સંભારીને કહ્યું કે-"હે ભગવન્! દાન ગ્રહણ કરવું એ બ્રાહ્મણનો ધર્મ છે.[૧] (અને દાન દેવું એ ક્ષત્રિયાદિ વર્ણનો ધર્મ છે;) તો હે વિપ્રવર! ક્ષત્રિયથી તેનો પ્રતિગ્રહ કેમ થાય? હે વિપ્રેન્દ્ર! ક્ષત્રિયોએ પ્રતિગ્રહ કરવો એ અત્યંત નિંદ્ય છે.[૨] અને તેમાં વળી બ્રાહ્મણ પાસેથી પ્રતિગ્રહ કરવો, એ તો સૌથી નીચમાં નીચ છે; માટે આપ મને કહો કે આ હું પ્રતિગ્રહ કેમ કરું?" રાજા રામનાં તે વચન સાંભળીને, મહર્ષિએ ઉત્તર આપ્યો કે-[૩] "હે રામ! પૂર્વે સત્યયુગમાં પૃથિવી જ્યારે બ્રાહ્મણમય હતી, ત્યારે સર્વે પ્રજા રાજા વગરની હતી. રાજામાં તો માત્ર દેવતાનો પતિ ઇન્દ્ર જ હતો.[૪] પછી સઘળી પ્રજા, દેવના દેવ બ્રહ્મદેવ પાસે ગઈ ને રાજા મેળવવા પ્રાર્થના કરી. તેઓએ જઇને પિતામહને કહ્યું કે-"દેવ! દેવનો રાજા જેમ ઇન્દ્ર છે, તેમ અમને અમારો મનુષ્ય રાજા આપો; કેમકે રાજાનું પૂજન કરવાથી પાપ રહિત થવાય છે, માટે અમે રાજા માગીએ છીએ;[૫-૬] અને હે દેવ! અમે નિશ્ચય કર્યો છે કે, રાજા વગર વસવું નહિ." સકળ પ્રજાની તે પ્રાર્થના સાંભળી, પિતામહે દેવતાઓને બોલાવીને કહ્યું કે-"તમે સર્વે તમારામાંથી તેજનો ભાગ આપો, એટલે આ પ્રજા જે પ્રાર્થના કરે છે તેમને હું રાજા આપું." બ્રહ્મદેવના કહેવાથી સર્વે દેવોએ પોત પોતાનો અંશ આપ્યો અને તેમાંથી બ્રહ્મદેવની કલ્પનાથી પ્રથમ ક્ષુપ નામનો રાજા ઉત્પન્ન થયો. બ્રહ્મદેવે એ ક્ષુપ રાજા પ્રજાને સોંપ્યો. તેણે ઇંદ્રના અંશથી પૃથિવી જિતી લીધી.[૭-૧૦] પોતામાં રહેલા વરુણના અંશથી તે રાજાએ પોતાના દેહનું પોષણ કર્યું; કુબેરના અંશથી માગણોનું રક્ષણ કર્યું અને સૂર્યનું તેજ ધારણ કર્યું;[૧૧] ને યમના અંશથી તે પ્રજાનું રક્ષણ કરવા લાગ્યો. હે રઘુનંદન! તમે રાજા છો, ને તમારામાં પણ દેવતાઈ અંશ છે; અને ઇન્દ્ર અંશી છો માટે તમે આ અલંકાર ધારણ કરો." 'હે પ્રભો! મને તારવાને માટે તમે આ અલંકાર ધારણ કરો.' મહાત્મા મુનિના અત્યંત આગ્રહથી રામે તે દિવ્ય અને સૂર્ય સમાન તેજસ્વી અલંકારો ગ્રહણ કર્યા.*[૧૨-૧૪]

આ પ્રમાણે મુનિના આગ્રહથી રાજા રામે સૂર્ય સમાન ઝળહળતા તે અલંકારો લીધા પછી, આ અદ્ભુત અલંકાર કેવી રીતે પ્રાપ્ત થયા? તે માટે રાજા રામે મુનિને પૂછ્યું. તેમણે હાથ જોડીને પૂછ્યું કે-"હે મહારાજ! અતિ અદ્ભુત, દિવ્ય અને ધારણ

* આટલો ભાગ ક્ષેપક છે.

કરવા જેવા આ અલંકાર તમને કેવી રીતે પ્રાપ્ત થયા? હે બ્રહ્મન્! હે યશસ્વી! હું કૌતૂહલને લીધે આપને પૂછું છું કે, આ અલંકાર આપને ક્યાંથી અને કેવી રીતે મળ્યા છે.[૩૪-૩૫] હે મુનિ! તમે અનેક આશ્ચર્યના ભંડાર છો તો મને એનો ખુલાસો કરો." રામનાં વચન સાંભળી, તે મહાત્મા મુનિ આ પ્રમાણે બોલ્યા—"હે રામ! પૂર્વે ત્રેતાયુગમાં આ અલંકાર માટે જે પ્રમાણે બન્યું હતું, તે હું તને કહું છું તે તું સાંભળ."[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં છોંતેરમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૭ મો
### અદ્‌ભુત કથા

"હે રામ! પૂર્વે ત્રેતાયુગમાં પશુપક્ષીએ વર્જેલું અને મોટા વિસ્તારવાળું એક મોટું અરણ્ય હતું.[૧] તે સો યોજન લાંબું અને તેટલુંજ પહોળું હતું, છતાં નિર્જન હતું. તેમાં હું ઉત્તમ તપ કરતો હતો. એક વાર, હે સૌમ્ય! તે આખા વનને જોવાને માટે હું નિકળ્યો.[૨] તે વનમાં અનેક જાતનાં સ્વાદિષ્ઠ ફળમૂળ હતાં, નાના પ્રકારની વનઘટાઓ આવી રહેલી હતી, લીલાનો તો પાર જ નહોતો. તે વનના અત્યંત વિસ્તારને લીધે, તે વનના સુખ ઉપજાવે એવા બધા પ્રદેશો તો હું પરિપૂર્ણ જોઈ શક્યો પણ નહોતો.[૩] એ વનના મધ્ય ભાગમાં એક યોજનના વિસ્તારવાળા એક સુન્દર સરોવરપર હંસ, કારંડવ, ચક્રવાક વગેરે અનેક જાતનાં પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં હતાં.[૪] એ સરોવરમાં પદ્મ અને પોયણાં ખીલી રહ્યાં હતાં. તેનું જળ બહુ નિર્મળ અને શેવાળ રહિત હતું. તે મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરે એવું હતું; અને સુંદરતાથી રમ્ય હતું. તેનું જળ અતિ મિષ્ટ હતું.[૫] પંક રહિત સ્વચ્છ જળવાળા અને પક્ષિગણથી સેવાયલા તે સરોવરના કિનારા ઉપર, એક સુન્દર આશ્રમ આવી રહેલો હતો.[૬] એ આશ્રમ મોટો હતો, પ્રાચીન હતો, તથાપિ મેં જોયું તો તેમાં કોઈ પણ તપસ્વી વસતો જ નહોતો. હે નરશ્રેષ્ઠ! ગ્રીષ્મ કાળની એક રાત્રિ હું તે આશ્રમમાં રહ્યો.[૭] પછી બીજે દિવસે પ્રભાતે આહ્નિક કરીને તે સુન્દર સરોવર ઉપર પાછો ગયો, તો ત્યાં મેં એક અદ્‌ભુત દીઠું. તે સરોવરના કિનારાની પાસે એક પુરુષનું પુષ્ટ દેહવાળું અને સુન્દર શબ મારા જોવામાં આવ્યું.[૮]

"હે રાજન્! હે રાઘવ! હે પ્રભો! હું તે સરોવરના કિનારા ઉપર 'આ શું હશે!' એમ વિચાર કરતો ઉભો હતો, એટલામાં, વળી એક બીજું આશ્ચર્ય મારા જોવામાં આવ્યું.[૯-૧૦] ત્યાં સુંદર દેખાવવાળું, મનવેગી, હંસાકૃતિવાળું અને દિવ્ય એવું એક વિમાન તે કિનારા ઉપર આવ્યું. હે રાઘવ! તે વિમાનમાં રૂપ રૂપનો ભંડાર એક સ્વર્ગીય પુરુષ બેઠેલો હતો;[૧૧] અને હે વીર! દિવ્ય અલંકારવાળી એક હજાર અપ્સરાઓ તે પુરુષની સેવા કરતી હતી, તેમાંથી કેટલીક તો મધુર ગાન કરતી હતી, કેટલીક મૃદંગ, કોઈ વીણા અને પણવ વાદ્ય વગાડતી હતી; કોઈ નાચ કરતી હતી અને કેટલીક કમલેક્ષણાઓ તો ચંદ્રના કિરણ જેવાં સુવર્ણની દાંડીવાળાં ચામરોવડે તેને ચામર કરતી હતી. પછી સૂર્ય જેમ મેરુના શિખરપરથી નીચે ઉતરે તેમ તે વિમાનમાંથી, હે રામ! મારા દેખતાં જ તે સ્વર્ગીય પુરુષ નીચે ઉતર્યો અને મારા આશ્ચર્ય વચ્ચે, હે રઘુનંદન! તે પુરુષ પેલા શબને લઇને તેનું ભક્ષણ કરવા લાગ્યો.[૧૨-૧૫] પુષ્ટ અને મિષ્ટ એવું તે શબનું, ધરાય તેટલું માંસ ખાધા પછી, તે પુરુષ શુદ્ધાચમન કરવાને માટે તે સરોવરમાં ઉતર્યો.[૧૬]

"હે રઘુનંદન! શબનું માંસ ખાધા પછી અને શુદ્ધાચમન કર્યા પછી, તે પુરુષ જ્યારે પાછો વિમાનમાં બેસવા ગયો ત્યારે મેં વિમાનમાં બેસવા તૈયાર થયેલા તે પુરુષને પૂછ્યું કે—[૧૭-૧૮] 'હે દેવપુરુષ! તમે કોણ છો? અને આ નિંદ્ય આહાર તમે કર્યો તેનું કારણ શું? હે સૌમ્ય! તમારે આનું કારણ મને કહેવું જોઇએ; (કેમકે મને તેનાથી કૌતૂહલ થઈ રહ્યું છે.)[૧૯] હે દેવનર! આવો આહાર કરવાનો તે કોને ભાવ થાય? હે સૌમ્ય! આથી મને મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું છે; માટે હું તમારો વૃત્તાંત સાંભળવા ઇચ્છું છું. આ શબભક્ષ એ તમારા જેવાને યોગ્ય નથી.[૨૦] હે નરેન્દ્ર! કૌતૂહલથી મેં તે પુરુષને આ પ્રમાણે પૂછ્યું ત્યારે તે પુરુષે, મને યથાયોગ્ય નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.[૨૧]

ઇતિશ્રી વાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સીત્તોતેરમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૮ મો
### શ્વેતની કથા

"હે રામ! હે રઘુનંદન! શુભ અર્થવાળું મારું વચન સાંભળીને, તે સ્વર્ગીય પુરુષે હાથ જોડીને મને

કહ્યું કે,–[1] 'હે દ્વિજ! જેમ આ દિવ્ય દેહ એ મને સુખકર છે, તેમ જ આ મારા જ શબનું ભક્ષણ કરવું, એ મને મોટું દુઃખકર છે. પણ એ કરવાનું મારે સર્જિત છે, તેનું કારણ આપના પૂછવાથી હું આપને કહું તે શ્રવણ કરો.'[2]

"હે બ્રહ્મન્, પૂર્વ જન્મમાં હું વિદર્ભ દેશમાં રાજા હતો. મારા પિતા એક મોટા યશવાળા રાજા હતા. એ મારા વીર્યવાન્ પિતા સુદેવ નામે ત્રિભુવનમાં પ્રસિદ્ધ થયા હતા.[3] હે બ્રહ્મન્! તેમને બે સ્ત્રીઓ હતી અને તે બન્ને સ્ત્રીઓથી તેને બે પુત્ર થયા હતા. તેમાં હું મોટો હતો. મારું નામ શ્વેત હતું. મારો નાનો ભાઈ સુરથ નામે રાજકુમાર હતો.[4] મારા પિતાના મરણ પછી નગરના લોકોએ મને રાજગાદીએ બેસાડ્યો. મેં ધર્મથી તથા પ્રજાને પુત્રપેરે પાળીને સારી રીતે રાજ ચલાવવા માંડ્યું.[5] એ પ્રમાણે ધર્મથી પ્રજાપાલન કરતાં કરતાં હજારો વર્ષ વીતિ ગયાં, ત્યારે હું કોઈ નિમિત્તથી મારા આયુષ્યને જાણી, કાલધર્મનો વિચાર કરી, રાજત્યાગ કરીને વનમાં ગયો;[6–7] અને પશુ પક્ષીથી વર્જિત એવા આ વનમાં તપ કરવા માટે આવ્યો અને આ સરોવરની પાસેના આશ્રમમાં આવીને રહ્યો.[8] વિદર્ભ દેશમાં મારા કનિષ્ઠ બંધુ સુરથને રાજગાદીએ બેસારી અત્રે આવ્યા પછી મેં ઘણા કાળ સૂધી તપ કર્યું હતું.[9] જ્યારે ત્રણ હજાર વર્ષ મહા દુષ્કર તપ કરતાં પૂરાં થયાં ત્યારે હું સર્વોત્તમ એવા બ્રહ્મલોકમાં ગયો.[10] હે વીર! હે દ્વિજોત્તમ! પણ બ્રહ્મલોકમાં ગયા છતાં ત્યાં મારી ક્ષુધા અને તૃષા મટી નહિ. અને મારી ઇન્દ્રિયો આકુળ વ્યાકુળ થઇ ગઇ.[11] પછી મેં ત્રણ લોકમાં શ્રેષ્ઠ એવા પિતામહની પાસે જઇને કહ્યું કે,–"હે ભગવન્! આ બ્રહ્મલોક ક્ષુધા તથા તૃષાથી રહિત છે, તેમ છતાં પણ મને તે પીડે છે, તેનું કારણ શું? એ મારા કિયા કર્મનું ફળ છે? હે દેવ! મને કહો કે, મારે શો આહાર કરવો?"[12–13]

"મારાં વચન સાંભળીને, પિતામહે મને કહ્યું કે, 'હે સુદેવકુમાર! તારું પુષ્ટ માંસ એ જ તારો આહાર છે, અને તું નિરંતર તેનું ભોજન કર.[14] અલ્યા! તેં ઉત્તમ તપ તપતાં તારા પોતાના દેહનું સારી રીતે પોષણ કર્યું છે. હે શ્વેત! વાવે તેવું લણે ને કરે તેવું પામે.[15] તેં લગારે દાન કરેલું નથી. માત્ર તપ જ કર્યું છે, માટે હે વત્સ! સ્વર્ગમાં આવ્યા છતાં પણ તને ક્ષુધા તથા તૃષા પીડિત કરે છે.[16] હવે તો તેં પોતે પોષણ કરેલા એ દેહના માંસથી અને તેનાજ રસથી તારી ક્ષુધા અને તૃષા મટશે; (બીજો ઉપાય નથી!)[17] પરન્તુ હે શ્વેત! જ્યારે એ નિર્જન વનમાં અગસ્ત્ય મહર્ષિ આવશે, ત્યારે તું આ તારા સંકટમાંથી મુક્ત થઇશ.[18] હે સૌમ્ય! હે મહાબાહો! એ મુનિ, દેવોના સમુદાયને પણ તારવાને શક્તિમાન્ છે, તો ક્ષુધા અને તૃષાના દુઃખમાં પડેલા તને એ તારે એમાં શું આશ્ચર્ય?'[19]

"હે દ્વિજોત્તમ! પિતામહનાં તે વચન પછીથી હું આ નિંદ્ય શબના ભોજન ઉપર રહું છું.[20] હે બ્રહ્મન્! હું આ શરીરને ઘણાં વર્ષથી ખાઉં છું, તથાપિ તે ખુટતું નથી, તેમ મને પણ તૃપ્તિ થતી નથી.[21] આ રીતે સંકટમાં પડેલા મને આપ હવે ઉગારો. આપ અગસ્ત્ય મુનિ છો; કારણ કે તેમના વગર બીજો કોઈ આ વનમાં આવી શકે તેમ નથી.[22] હે સૌમ્ય! આ મારા અલંકાર આપું છું તે લ્યો ને તે તમે ધારણ કરો; તમારું કલ્યાણ થાઓ; અને તમે મારા ઉપર કૃપા કરીને મને આ સંકટમાંથી મુક્ત કરો.[23] હે મુનિશ્રેષ્ઠ! હવે હું આ સુવર્ણ, ધન, વસ્ત્ર, ભક્ષ્ય, ભોજ્ય અને અલંકારાદિ ઇષ્ટ પદાર્થો ભોગને માટે આપને આપું છું અને તે સર્વેનો સ્વીકાર કરીને આપે મને તારવાની કૃપા કરવી જોઇએ."[24–25] આ પ્રમાણે તે દુઃખી સ્વર્ગીય પુરુષનું વચન સાંભળીને હે રામ! મેં તેને તારવાને માટે તેના ઉત્તમ અલંકારો અંગીકાર કર્યા:[26] અને તે પ્રમાણે તેનું દાન સ્વીકારતાં જ તેનો પૂર્વ દેહ નાશ પામ્યો;[27] એટલે તે સ્વર્ગીય પુરુષ પરમ આનંદ પામ્યો અને મુદિત થયેલો તે, સ્વર્ગમાં ચાલ્યો ગયો.[28] હે કાકુત્સ્થ! તમો જાણો કે, શક્રસમાન તે સ્વર્ગીય પુરુષે મને અદ્ભુત દેખાવવાળાં આ દિવ્ય આભરણો તે નિમિત્તે ભેટ આપ્યાં હતાં."[29]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ઇઠોતેરમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૭૯ મો
## નિર્જન વન

અગસ્ત્ય ઋષિનું અત્યંત વિસ્મયવાળું તથા ગૌરવયુક્ત તે વાક્ય સાંભળીને તથા તે મુનિનો મહિમા મનમાં આણીને, રાઘવે પુનઃ તેમને પૂછ્યું કે–[1] "હે ભગવન્! તે ઘોર વન કે જ્યાં વિદર્ભ દેશનો રાજા શ્વેત તપ કરતો હતો, તે વન પશુપક્ષીથી રહિત કેમ હતું?[2] અને એવા શૂન્ય અને નિર્જન વનમાં તે

રાજાએ તપ કરવાને, શા માટે પ્રવેશ કર્યો? એ સર્વ હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું."[૩] કૌતૂહલવાળું રામનું વચન સાંભળીને, પરમ તેજસ્વી અગસ્ત્ય મુનિએ નીચે પ્રમાણે તે વૃત્તાન્ત કહેવા માંડ્યું.[૪]

અગસ્ત્ય–"હે રામ! પૂર્વે સત્યયુગમાં રાજદંડને ધારણ કરનાર મનુ નામના રાજા થયા. તેમનાં કુળને આનંદ આપનાર ઇક્ષ્વાકુ નામનો પુત્ર હતો.[૫] મોટા અને દુર્જય એવા પોતાના તે પુત્રને રાજ્ય આપતાં, મનુએ તેને કહ્યું હતું કે–'હે પુત્ર! આ પૃથિવી ઉપર રાજાઓના વંશનો વિસ્તાર કરનાર તું થા.'[૬] હે રાઘવ! એ સાંભળીને પિતાની સન્મુખ મહાત્મા ઇક્ષ્વાકુએ તેમ કરવાની પ્રતિજ્ઞા લીધી અને તેથી પરમ સંતોષ પામેલા મનુ રાજાએ તેને કહ્યું કે–[૭] 'હે પરમ ઉદાર પુત્ર! હું તારા ઉપર પ્રસન્ન થયો છું. અને નિઃસંશય તું પૃથિવી ઉપર રાજાઓના વંશ વધારશે. વળી હે પુત્ર! દંડવડે તું પ્રજા પાલન કરજે, પણ કારણ વગર કોઇને દંડ દઇશ નહિ;[૮] કારણ કે રાજા જ્યારે અપરાધી ઉપર દંડ યોજે છે, ત્યારે તે દંડ યથાર્થ યોજ્યો કહેવાય છે, અને તે, રાજાને સ્વર્ગમાં લઈ જાય છે; (પણ નિર્દોષપર યોજેલો દંડ નરકમાં મોકલે છે.)[૯] માટે હે પુત્ર! દંડનો યથાયોગ્ય ઉપયોગ કરવામાં તું સુદૃઢ થજે. વિધિપૂર્વક દંડનીતિનો ઉપયોગ કરવાથી તને ધર્મ પ્રાપ્ત થશે અને તારું શ્રેય પણ થશે.'[૧૦]

"એ પ્રમાણે પોતાના પુત્રને યોગ્ય શિક્ષા આપીને, પ્રસન્ન થયેલા મનુરાજર્ષિ, સમાધિયોગથી સનાતન બ્રહ્મલોકને પામ્યા.[૧૧] મનુ, સ્વર્ગલોક પામ્યા પછી, અમાપ તેજવાળો ઇક્ષ્વાકુ "હું વંશ વધારવાને પુત્રોને કેવી રીતે ઉત્પન્ન કરીશ?" એવી ચિન્તામાં પડ્યો.[૧૨] પછી યજ્ઞ, દાન, તપ આદિ અનેક પ્રકારનાં કર્મથી, મનુના પુત્ર ધર્માત્મા ઇક્ષ્વાકુએ, દેવપુત્ર જેવા સો પુત્ર ઉત્પન્ન કર્યા.[૧૩] હે તાત! હે રઘુનંદન! એ સો પુત્રોમાં જે સર્વથી નાનો હતો, તે મૂઢ વિદ્યાવિહીન અને મૂર્ખ હતો; વળી તે મોટા ભાઇઓની સેવા પણ કરતો નહોતો.[૧૪] હે રાજન્! તેના પિતાએ તે પુત્રનું નામ દંડ પાડ્યું; કારણ કે તેઓ ધારતા હતા કે, એ મૂઢ છે, માટે અવશ્ય એને અનેક દંડ થશે.[૧૫] હે રાઘવ! હે શત્રુદમન! જ્યારે ઇક્ષ્વાકુ રાજાએ પોતાના મૂર્ખ પુત્રને યોગ્ય બીજો કોઇ દેશ દીઠો નહિ, ત્યારે તેણે વિન્ધ્ય અને શૈવલ પર્વતની વચ્ચેનો આ દેશ આપ્યો અને હે રામ! પર્વતોની વચ્ચેના તે સુંદર પ્રદેશનો રાજા દંડ થયો. તેણે તે પ્રદેશમાં જેની તુલના પણ થઈ શકે નહિ, એવું મોટું અને અતિ સુન્દર એવું એક નગર વસાવ્યું.[૧૬–૧૭] એ નગરનું નામ મધુમંત હતું અને હે પ્રભો! ઉત્તમ વ્રતવાળા શુક્રાચાર્યને તેણે પોતાના પુરોહિત ઠરાવ્યા હતા.[૧૮]

"પછી ઈન્દ્ર જેમ દેવલોકમાં રાજ્ય કરે છે, તેમ દંડ રાજાએ પોતાના પુરોહિત સહિત તે દેશમાં, રાજ્ય ચલાવવા માંડ્યું.[૧૯] જેમ મહાત્મા બલિ, પાતાળમાં રહી શુક્રાચાર્ય સહિત પોતાનું રાજ્ય કરે છે, તેમ મહાત્મા ઇક્ષ્વાકુના પુત્ર દંડે, અતિશય મોટું એવું તે પ્રદેશનું રાજ્ય શુક્રાચાર્ય સાથે રહીને સારી રીતે કરવા માંડ્યું.[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ઓગણ્યાસીમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૮૦ મો

### દંડે કરેલો અપરાધ

કુંભમાંથી ઉત્પન્ન થયેલા મુનિએ, પ્રથમ પ્રસ્તાવનારૂપ એટલી કથા કહ્યા પછી, વળી આગળ તે કથા કહેવાનો પ્રારંભ કર્યો.[૧] તે બોલ્યા કે–"હે કાકુત્સ્થ! દમગુણ ધારણ કરીને તે દંડ રાજાએ નિષ્કંટક તે પ્રદેશનું રાજ્ય ઘણા કાળ સૂધી કર્યું હતું.[૨] એકવાર એવું બન્યું કે, દંડ રાજા મનોરમ ચૈત્ર માસમાં–વસંત ઋતુમાં અત્યંત સુંદર એવા ભાર્ગવ–શુક્રાચાર્ય મુનિના આશ્રમમાં ગયો.[૩] રાજા દંડે ત્યાં આગળ વનપ્રદેશમાં વિચરતી સર્વોત્તમ અને રૂપરૂપના ભંડાર જેવી ભાર્ગવની કન્યાને દીઠી.[૪] તેને જોતાં જ, મહા દુષ્ટબુદ્ધિ તે રાજા, કામથી બાવરો બની ગયો અને કામાવેશને લીધે, તે કન્યાની પાસે જઈ કહ્યું કે:–[૫]

'હે સુશ્રોણિ! હે શુભે! તું અહિયાં ક્યાંથી આવી? અને તું કોની પુત્રી છે? હે સુંદરમુખિ! કામથી પીડિત થયેલો હું તને આ પ્રમાણે પ્રશ્ન કરું છું, તેનો તું ઉત્તર આપ.'[૬] મોહથી ઉત્પન્ન થયેલા કામી રાજાનું એવું વચન સાંભળીને, તે કન્યાએ તેને કહ્યું કે–[૭] 'હે રાજા! પવિત્ર કર્મવાળા ભાર્ગવની હું મોટી દીકરી છું, હે રાજેન્દ્ર! તેમના આશ્રમમાં હું રહું છું અને મારું નામ અરજા છે.[૮] પણ ઓ રાજાજી! હું તમને ચેતાવું છું કે, બલાત્કારે પણ મને અડકશો માં; કારણ કે, હજી સૂધી હું કુંવારી છું અને મારા પિતાની આજ્ઞામાં

છું. હે રાજન્! મારા પિતા તે તમારા ગુરુ છે અને તમે તે મહાત્માના શિષ્ય છો;[૯] અને જો મહાતપસ્વી મારા પિતા તમારાપર કોપશે તો તેથી તમે બહુ મોટા દુઃખમાં આવી પડશો. હે રાજન્! જો મારા ઉપર તમારું મન હોય અને કામભોગની ઇચ્છા હોય તો, તમે ધર્મના માર્ગને ધારણ કરીને મારા પિતા પાસે મારું માગું કરો અને મને પરણો. પણ તેમ ન કરતાં તમે જો બીજી કોઈ આડીતેડી રીતે મારી સાથે વર્તશો તો તેથી તમને મહા ઘોર દુઃખ પ્રાપ્ત થશે;[૧૦-૧૧] મારા પિતા જો ક્રોધ પામે તો ત્રિભુવનને પણ ભસ્મીભૂત કરે એવા છે. હે સુન્દર! જો તમે તેમની પાસે જઇને મારું માગું કરશો તો તે તમને મારું દાન આપશે જ.'[૧૨]

અરજા આ પ્રમાણે બોલતી હતી, તે વેળાએ, રાજા કામવશ થયેલો અને મદથી ઉન્મત્ત થયેલો હતો; તેમ છતાં તેણે બે હાથ જોડીને અરજાને કહ્યું કે-[૧૩] 'હે સુશ્રોણિ! અયિ સુન્દરી દયા કર, દયા કર, વિલંબ મા કર! હે સુન્દરમુખિ! તારે અર્થે મારા પ્રાણ ચીરાઈ જાય છે. મારું હૃદય ભેદાઇ જાય છે.[૧૪] અયિ! તું મને પ્રાપ્ત થઇશ અને તેથી જો કદાપિ મારો વધ થશે અથવા અતિ દારુણ એવો અનર્થ થશે, તો તે પણ હું સહન કરીશ; (પણ હવે હું તને જવા દઇશ નહિ.) હે ભીરુ! અતિ વિહ્વલ થયેલો હું તારો ભક્ત થઈ તને ભજું છું, તેથી તું નિર્વિલંબે મારે વશ થા.'[૧૫]

"આ પ્રમાણે કહીને તે બળવાન્ રાજાએ, અંહ! અંહ! ના ના કરતી તે કન્યાને બે હાથમાં પકડી લીધી. તે બાળાએ છટકી જવાને માટે બહુ પ્રયત્ન કર્યો પણ રાજાએ તેને છોડી નહિ ને તેની સાથે યથેચ્છ મૈથુન કર્યું.[૧૬] આ પ્રમાણે મહા ઘોર અને અતિ દારુણ અનર્થ કરીને, દંડરાજા પોતાના મધુમંત નગરમાં નાસી ગયો;[૧૭] અને ભાર્ગવની જયેષ્ઠ પુત્રી અરજા રુદન કરતી કરતી આશ્રમની પાસે ગઈ. અતિશય ત્રાસ પામેલી તે કન્યા, દેવ જેવા પોતાના પિતાની વાટ જોતી આશ્રમમાં બેઠી બેઠી રડવા લાગી.[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એંસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૮૧ મો
## દંડને શાપ

"આ વૃત્તાંત અમિત તેજવાળા દેવર્ષિએ, થોડી જ વારમાં પોતાના શિષ્યના મુખથી જાણ્યો; અને પછી ક્ષુધાથી પીડિત થયેલા તે, પોતાના શિષ્યોની સાથે આશ્રમમાં આવ્યા.[૧] ત્યાં મળથી ખરડાયલી, ઉતરેલા મ્હોવાળી અને રાહુએ ઘેરેલી અને પ્રભાત સમયે પ્રકાશ રહિત થવાથી ન શોભતી ચંદ્રની કળા જેવી અરજાને (રડતી) જોઈ.[૨] પોતાની પુત્રીને આવી સ્થિતિમાં જોઈ, તેમાં તે વળી ક્ષુધાથી પીડિત હતા એટલે બહુ ક્રોધ પામ્યા અને તે જાણે હમણાં ત્રણે લોકને બાળી નાંખશે એવા કોપથી શિષ્યો પ્રત્યે બોલ્યા કે-[૩] અરે! 'આ વિપરીત કર્મ કરનાર ચંડાળ દંડ રાજાને અગ્નિના જેવા મારા ક્રોધથી મહાભયંકર વિપત્તિ આવી પડશે;[૪] રે તે મૂર્ખે અગ્નિની શિખાનો સ્પર્શ કર્યો છે. એ રાજા મોટા કુળનો છતાં, તેણે આવો અનર્થ કર્યો છે, તો અનુવર્તિઓ, સેવકો, સેના અને પ્રજા સહિત એનો ક્ષય થશે.[૫] મારી પુત્રી ઉપર બલાત્કાર કરવારૂપ અગ્નિની શિખાને સ્પર્શ કરવા જેવું વિપરીત સાહસ કરીને તેણે મહા ઘોર કર્મ આચર્યું છે અને તેથી એ દુષ્ટબુદ્ધિ એના કર્મનું ફળ પામ્યા વિના રહેશે નહિ.[૬] એ દુષ્ટબુદ્ધિ અને પાપાચારી રાજા, પુત્ર, સેના અને વાહન સહિત સાત દિવસમાં નાશ પામશે અને એ દુષ્ટ રાજાનો દેશ ચારે તરફથી સોસો યોજન સુધી, ઇન્દ્રે કરેલા ધૂળના વરસાદથી ડટાઇ જશે.[૭-૮] વળી એ દેશમાં સ્થાવર, જંગમ જે કંઈ હશે તે સર્વ ધૂળના વરસાદથી સાત રાત્રિમાં જ નાશ પામશે.[૯] એ મારો શાપ છે કે-જ્યાંસુધી આ રાજાની હદ છે, ત્યાંસુધીમાંનું સર્વ આ પ્રમાણે નાશ પામો.'[૧૦]

"ક્રોધથી રક્ત થયેલાં નેત્રવાળા ભાર્ગવે દંડ રાજાને આ પ્રમાણે શાપ દઇને પછી પોતાના આશ્રમમાં વસતાં સર્વેને કહ્યું કે-'રે! જેઓને જીવવું હોય, બચવું હોય, તેઓએ આ દંડરાજાના પ્રદેશમાંથી જ્યાં આગળ આ દેશની સીમા પૂરી થતી હોય ત્યાં ચાલ્યા જવું.'[૧૧] શુક્રાચાર્યનું આ પ્રમાણે વચન સાંભળીને આશ્રમમાં રહેનાર મનુષ્યો, દંડ રાજાના તે દેશને તજીને બહાર નાસી ગયા; અને તેઓએ દેશની સરહદ પાર જઈ મુકામ કર્યો.[૧૨] મુનિઓને દેશની બહાર જવાનું કહીને વળી શુક્રાચાર્યે અરજાને કહ્યું-'હે દુષ્ટ બુદ્ધિવાળી! તું આ આશ્રમમાં જ નિવાસ કરજે; અને હે અરજા! આ યોજન લાંબું પહોળું સરોવર છે તેના ઉપર રહી તું પરિતાપ છોડીને તારું પોતાનું પ્રારબ્ધ ભોગવતી કાળની પ્રતીક્ષા કરજે.[૧૩-૧૪] જા, તે રાત્રે જે પ્રાણીઓ તારી પાસે આવીને નિવાસ કરશે તે ધૂળના વરસાદથી કદી નાશ પામશે નહિ.'[૧૫]

"પછી અત્યંત દુઃખિત થયેલી ભાર્ગવબાળા—અરજા, તે વચન સાંભળીને બોલી કે-'ઠીક છે, પિતાજી! હું આપની આજ્ઞા પ્રમાણે ચાલીશ.'[૧૬] ત્યારપછી મુનિ શુક્રાચાર્યે તે પ્રદેશને તજી દીધો અને બીજા પ્રદેશમાં નિવાસ કર્યો. અને તે રાજાનું રાજ્ય, સેવક, સેના અને વાહનો સાત દિવસમાં ધૂળમાં દટાઈ ગયાં. હે કાકુત્સ્થ! હે રાજન્! ધર્મયુક્ત અને સુખરૂપ સત્યયુગમાં એવો અધર્મ આચરવાથી તે બ્રહ્મર્ષિના શાપે, વિન્ધ્યાચળ અને શૈવલ પર્વતની વચ્ચેનો રાજા દંડનો પ્રદેશ ઉજ્જડ કરી મૂકયો છે; અને ત્યાર પછી તે દંડકારણ્ય એવે નામે પ્રસિદ્ધ થયો છે.[૧૭-૧૯] અને વળી જે સ્થળમાં તપસ્વીઓએ જઇને નિવાસ કર્યો, તે જનસ્થાન કહેવાય છે. હે રાઘવ! આ રીતે જે જે તમે મને પૂછ્યું, તે સર્વ મેં તમને યથાયોગ્ય કહ્યું.[૨૦] હે વીર! હવે સંધ્યાનું ઉપાસન કરવાનો સમય થયો છે; હે નરવ્યાઘ્ર! જુઓ, જુઓ, પેલા સર્વે મહર્ષિઓ સ્નાનાદિ કરી જળનાં કમંડળ ભરીને સૂર્યનું ઉપાસન કરે છે. એ સર્વ વેદ જાણનારા મુનિઓએ તીર્થમાં આવી બ્રાહ્મણ મંત્રોનું અધ્યયન કરેલું છે, અને તેમનું પૂજન પામીને, સૂર્યનારાયણ પણ અસ્તાચળપર પોઢવા જાય છે, માટે હે રામ! ઉઠો, તમે પણ સ્નાન સંધ્યા કરો.[૨૧-૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એક્યાસીમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૮૨ મો
## રામનું અયોધ્યાગમન

પછી રાજા રામ સંધ્યા ઉપાસન કરવાને માટે અપ્સરાના ગણોથી સેવાતા તે સરોવર ઉપર ગયા.[૧] ત્યાં જઈ સ્નાન કરી, સાયં સંધ્યાદિ કર્મ કરીને, પુનઃ રાજા રામ, મહાત્મા કુંભયોનિના આશ્રમમાં આવ્યા;[૨] ત્યારે અગસ્ત્ય મુનિએ તેમને માટે તૈયાર કરાવેલાં કંદ, મૂળ, ઔષધ* તથા શાલિ વગેરેનાં ઉત્તમ ભોજન તેમની સન્મુખ મૂકવામાં આવ્યાં.[૩] અમૃત જેવાં તે ભોજનને જમીને, મનુષ્યોમાં ઉત્તમ એવા રાજા રામે તે આશ્રમમાં પરમાનંદે રાતવાસો કર્યો.[૪]

બીજે દિવસે પ્રભાતે પ્રાતઃકર્મથી પરવારીને, અરિંદમ રઘુવર રામ, અનુજ્ઞા લેવાને માટે ઋષિની પાસે ગયા.[૫] ત્યાં જઇ કુંભમાંથી ઉત્પન્ન થયલા મુનિ અગસ્ત્યને પ્રણામ કરીને, રાજા રામ બોલ્યા કે-"હે ભગવન્! હવે હું અયોધ્યા જવાને માટે આપની અનુજ્ઞા માગું છું, તો મને આજ્ઞા આપો.[૬] તમારા જેવા મહાત્માનાં દર્શનથી હું ધન્ય છું, અનુગ્રહિત થયો છું, અને પુનઃ પણ જ્યારે મને, પાપનાશક આપનાં દર્શન કરવાની ઇચ્છા થશે ત્યારે અત્રે આવીશ."[૭] રાજા રામનાં તે વચન સાંભળીને ધર્મરૂપ નેત્રવાળા મુનિ પ્રસન્ન થઇને રાજા રામને કહેવા લાગ્યા કે,[૮] "હે રામ! આ તમારું અતિ અદ્ભુત વચન છે. પણ હે રઘુનંદન! તમે તો સર્વે પ્રાણીઓને પાપમુક્ત કરી, પરમાનંદ આપનાર છો.[૯] હે રામ! જે પ્રાણી એ ઘટિકા માત્ર પણ તમારું દર્શન (સ્મરણ) કરે છે, તે પવિત્ર થઇને સ્વર્ગે જાય છે, અને ત્યાં પણ તે દેવલોકથી માન પામે છે.[૧૦] આ પૃથિવી ઉપરનાં કોઇ પણ પ્રાણી દ્વેષબુદ્ધિથી તમને જુવે છે તો તે તરત જ યમના દંડથી હણાઇને અંધતામિસ્ર નામના નરકમાં પડે છે.[૧૧] હે રામ! તમે તો એમ સર્વે પ્રાણીઓને પવિત્ર કરનારા છો, તો અમે તે કેવા પાપનાશક કહેવાઇએ? હે રાઘવ! પૃથિવી ઉપર જેઓ તમારા ગુણાનુવાદનું ગાન કરે છે, તેઓ સિદ્ધિ પામે છે અને પામશે જ;[૧૨] પણ હવે તમે અવ્યગ્ર થઇને દુઃખ રહિત તથા ભયવિવર્જિત માર્ગે પડો. તમારો માર્ગ દુઃખરહિત થાઓ, અને તમે પોતાની રાજધાનીમાં જઈ સુખરૂપ રહી, ધર્મથી પ્રજાપાલન કરો; કારણ કે તમે જ આ જગતનું સ્વર્ગાદિ સાધન છો."[૧૩] પછી બુદ્ધિમાન્ રામ રાજાએ, સત્યશીલ તે મુનિને પોતાના બન્ને હાથ જોડીને, પ્રણામ કર્યા.[૧૪]

મહાત્મા અગસ્ત્યને તથા ત્યાં આગળ બેઠેલા બીજા સર્વે મુનિઓને પણ પ્રણામ કરયા. પછી મહાત્મા રામ સુવર્ણથી અલંકૃત પુષ્પક વિમાનમાં બેઠા.[૧૫] રામ જવા લાગ્યા ત્યારે, દેવો જેમ ઇન્દ્રનું પૂજન કરે છે, તેમ મુનિઓના સમુદાયે ચારે તરફથી તેમનું આશીર્વાદથી પૂજન કર્યું.[૧૬] સુવર્ણથી ભૂષિત પુષ્પક વિમાનમાં બેસીને આકાશમાં ગયેલા રામ, વર્ષાકાળના વાદળાંવાળો ચંદ્ર શોભે તેમ શોભતા હતા.[૧૭] મધ્યાહ્ન થતાં થતાં તો સર્વેથી પૂજન પામતા રાજા રામ અયોધ્યામાં આવી પહોંચ્યા; અને તેઓ પોતાના સુન્દર અને મોટા પ્રાસાદના ચોકમાં આવીને પુષ્પકમાંથી નીચે ઉતર્યા,[૧૮] ને ઇચ્છાનુરૂપ ગમન કરનારાં પુષ્પકને વિદાય કીધું. વિદાય કરતાં તેને કહ્યું કે-"હે પુષ્પક! તું તારા સ્થાનમાં જા; તારું કલ્યાણ થાઓ."[૧૯]

* જરા અને પળિયાંનો નાશ કરે એવાં દિવ્ય ઔષધો.

પછી રામે પ્રાસાદના ચોગાનમાં ઉભેલા દ્વારપાળને કહ્યું કે; "કંચુકી! ઉતાવળે જઇને મહાત્મા લક્ષ્મણ તથા ભરતને મારું આગમન નિવેદન કર અને તેમને મારી પાસે તેડી લાવ."[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બ્યાસીમો સર્ગ સંપૂર્ણ

# અશ્વમેધ યજ્ઞ

## સર્ગ ૮૩ મો

### રાજસૂય યજ્ઞ

અક્લિષ્ટ કર્મવાળા રામનું વચન સાંભળીને દ્વારપાળ બન્ને કુમારોને બોલાવી લાવ્યો.[૧] રામે, ભરત તથા લક્ષ્મણને પોતાની પાસે આવેલા જોઇ, તેમને આલિંગન કર્યું અને કહેવા માંડ્યું કે,–[૨] "બ્રાહ્મણનું કાર્ય કરવાની જે પ્રમાણે મેં પ્રતિજ્ઞા લીધી હતી તે મેં સંપૂર્ણ કરી છે. હવે હે રાઘવો! હું રાજાઓની અસાધારણ ધર્મ મર્યાદારૂપ રાજસૂય નામે યજ્ઞ કરવાને ઇચ્છું છું;[૩] કેમ કે ધર્મસેતુ બહુ કાળ સૂધી આનંદ આપનારો હોવાથી અક્ષય છે; સાથે તેના જેવા જ બીજા ધર્મનો તે હેતુ હોવાથી અવ્યય છે. રાજસૂય યજ્ઞ કરવાથી તો ફળ મળે એમાં આશ્ચર્ય નથી, પરન્તુ તેનું કીર્તન કરવાથી પણ પાપ નાશ પામે છે;[૪] માટે મારા આત્મારૂપ તમારા બેની સાથે હું રાજસૂય યજ્ઞ કરવાને ઇચ્છું છું. કારણ કે, તેમાં સનાતન કીર્તિનો હેતુરૂપ અક્ષય ધર્મ રહેલો છે.[૫] શત્રુદમન મિત્ર નામે દેવે, પૂર્વે રાજસૂય યજ્ઞ કર્યો હતો અને તે કરવાથી તેને વરુણત્વ પ્રાપ્ત થયું હતું.[૬] વળી ધર્મને જાણનાર સોમે પણ રાજસૂય યજ્ઞ કર્યો હતો અને તેને પ્રતાપે તે સર્વે લોકમાં કીર્ત્તિવંત થઇને શાશ્વત સ્થાન પામ્યો છે.[૭] હે બંધુજનો! મારો આ વિચાર કેવો છે તે, આપણું જેથી શ્રેય થાય તેમ વિચાર કરીને તમે મને જણાવો; અને હું ધારું છું કે, આ લોકમાં સુખ થાય તથા પરલોકમાં પણ સુખ મળે, એવો વિચાર કરીને તમે તમારો વિચાર મને જણાવશો."[૮]

રાજા રામનાં વચન સાંભળીને, બોલવામાં કુશળ ભરત બે હાથ જોડીને બોલ્યો કે,–[૯] "હે મહાબાહો! તમારામાં સર્વોત્તમ ધર્મ વસેલો છે, તમારામાં સઘળી પૃથિવી છે; અને હે અપાર પરાક્રમવાળા! તમારામાં યશનો પણ સદોદિત વાસ છે;[૧૦] અને જેમ દેવતા, લોકનાથ મહાત્મા પ્રજાપતિને પરમ આત્મા માને છે, તેમ સર્વે પૃથિવીપતિઓ, અમે અને પ્રજાજન આપને ઇશ્વર અને પરમ આપ્ત ગણીએ છીએ.[૧૧] હે રાઘવ! પુત્રો જેમ પિતા તરફ 'માનની દૃષ્ટિએ જુવે, તેમ સઘળી પ્રજા તમારી તરફ જુવે છે; કારણ કે, તમે પૃથિવી ઉપરના સર્વે પ્રાણીની ગતિ છો.[૧૨] જ્યારે તમે આવા છો ત્યાં તમારાથી આવો યજ્ઞ કેવી રીતે થશે? કારણ કે જે યજ્ઞમાં પૃથિવી ઉપરના રાજવંશનો ક્ષય કરવામાં આવે છે;[૧૩] પુરુષપણુંને પામેલા પુરુષોનો જેમાં પરાજય કરવો અવશ્યનો છે, તેવા યજ્ઞમાં કોનો ક્ષય નહિ થાય? અર્થાત્ સર્વનો થશે.[૧૪] હે નરશાર્દૂલ! જો કે અમે સર્વે તો તમારી આજ્ઞામાં છીએ, છતાં રાજસૂય આરંભી, તમારા વશમાં રહેલી પૃથિવીનો ઘાત કરવો અમે યોગ્ય ધારતા નથી."[૧૫]

અમૃત સમાન ભરતનું વાક્ય સાંભળીને સત્ય પરાક્રમવાળા રામ, પરમ આનંદ પામ્યા;[૧૬] અને પછી કૈકેયીને આનંદ આપનાર ભરતને કહ્યું કે,–"હે પાપરહિત! વીર પુરુષને શોભે એવું, ધર્મયુક્ત અને પૃથિવીનું પાલન કરે એવું આ તારું વચન સાંભળીને આજ હું બહુ પ્રસન્ન થયો છું.[૧૭–૧૮] હે ધર્મજ્ઞ! તારા સુંદર વચનથી, ઉત્તમ રાજસૂય કરવાનો વિચાર હું ફેરવું છું;[૧૯] કેમ કે જેથી લોકને પીડા થાય એવું કર્મ વિલક્ષણ પુરુષે કરવું નહિ જ. હે લક્ષ્મણાગ્રજ! હે મહાબળ! એવું નીતિવેત્તાનું કહેણ છે કે, ('बालादपि सुभाषितम्') શુભ વચન બાળક પાસેથી પણ ગ્રહણ કરવું એવો ધર્મ છે, માટે સારી રીતે યોજાયલું આ તારું વચન હું માન્ય કરું છું."[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્ર્યાસીમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૮૪ મો

### વૃત્ર આખ્યાન

મહાત્મા રાજા રામ અને ભરત બોલી રહ્યા પછી લક્ષ્મણે રઘુનંદનને આ પ્રમાણે શુભ વાક્ય કહ્યું.[૧]

લક્ષ્મણ–"હે રઘુનંદન! મને તો એમ લાગે છે કે, આપણે અશ્વમેધ નામનો મોટો યજ્ઞ પસંદ કરવો જોઇએ. તે યજ્ઞ, સર્વે પાપીઓને પાપ મુક્ત કરે એવો, પવિત્ર અને દુર્ધર્ષ છે.[૨] એવું પણ સાંભળવામાં આવેલું છે કે, પૂર્વે મહાત્મા ઇન્દ્રને, બ્રહ્મહત્યા લાગી હતી

પણ તે, અશ્વમેધ યજ્ઞ કરવાથી ટળી હતી.[૩] હે મહાબાહો! પૂર્વે દેવ અને અસુરોનું યુદ્ધ થયું હતું, ત્યારે દેવોની સાથે યુદ્ધ કરનારો વૃત્ર નામે મોટો અને સૌમાં માન પામેલો એક દૈત્ય હતો.[૪] તે સો યોજન જાડો અને ત્રણસેં યોજન ઊંચો હતો, અને તે સઘળાને–ત્રણે લોકને તેમાં રહેલાં પ્રાણીઓને પોતાનાં માનીને સ્નેહની દૃષ્ટિએ જોતો હતો.[૫] તે, ધર્મજ્ઞ, કૃતજ્ઞ, બુદ્ધિમાન્ તથા ન્યાયથી પૃથિવીનું પાલન કરનાર રાજા હતો.[૬] તે જ્યારે પૃથિવીપર રાજ્ય કરતો હતો, ત્યારે પૃથિવી સર્વે પ્રકારના અભિષ્ટ પદાર્થો આપતી હતી; અને ફળમૂળ તથા ફૂલ, સર્વે રસકસવાળાં હતાં.[૭] તે મહાત્માના રાજ્યમાં પૃથિવીમાંથી વગર ખેડે અન્ન ઉત્પન્ન થતાં હતાં; અને આ પૃથિવી સકળ સમૃદ્ધિથી ભરપૂર હતી. એ પ્રમાણે જોતાં, તે વિશાળ અને અતિ અદ્ભુત રાજ્ય કરતો હતો.[૮] એક સમયે તેને એવો વિચાર થયો કે, હવે મારે તપ કરવું; કારણ કે તપ એ જ ઉત્તમ છે અને બાકીનાં બીજાં સુખ તે કેવલાં છે–વ્યર્થ અને અશાશ્વત છે. તપથી જ શ્રેય મળે છે અને આ જગતનું સુખ તો માત્ર મોહમય જ છે.[૯] આમ વિચાર થતાં, તે વૃત્રાસુર પોતાના જ્યેષ્ઠ પુત્રને પ્રજાના હાથમાં સોંપીને પોતે તો દેવને સંતાપ ઉત્પન્ન કરે એવું ઉગ્ર તપ કરવા વનમાં ગયો.[૧૦] તેણે જ્યારે ઉગ્ર તપ કરવા માંડયું, ત્યારે ઇન્દ્ર, ભગવાન્ વિષ્ણુની પાસે જઈ, દુખિયારો થઇને નીચે પ્રમાણે કહેવા લાગ્યો."[૧૧]

ઇન્દ્ર–"હે મહાબાહો! સર્વમાં શ્રેષ્ઠ વૃત્રે, પોતાના તપના પ્રભાવવડે, ત્રણે લોકમાં વિજય મેળવ્યો છે; અને એ ધર્માત્મા બળવાન્ છે તેથી હું એને કંઈ પણ કરી શકતો નથી.[૧૨] હે દેવેશ્વર! હવે પુનઃ જો એ તપ આદરશે તો, જ્યાંસુધી બ્રહ્માંડ અને જગત્ રહેશે ત્યાંસુધી અમે એના દાસ થઇને રહીશું.[૧૩] તો આપ, હે બળવાન્! એ વૃત્રની ઉપેક્ષા કેમ કરો છો? (હવે તો સુરનું રક્ષણ કરવું જોઇએ.) અને હે સુરેશ્વર! જો તમે કોપ કરો તો એ વૃત્ર એક ક્ષણ પણ જીવી શકે નહિ.[૧૪] હે વિષ્ણો! જ્યારથી વૃત્રાસુરે તમારી સાથે પ્રીતિ કરી છે, ત્યારથી આરંભીને આજ સુધી તે સર્વે લોકોનો ઈશ્વર થતો ગયો છે,[૧૫] એટલા માટે તમે હવે સાવધાન થાઓ ને સર્વે લોકોના ઉપર કૃપા કરી એનાથી સૌને બચાવો; અને તેમ કરવાથી જ સર્વે લોક અને જગત્ શાન્ત થશે.[૧૬] હે વિષ્ણો! આ સર્વે દેવતાઓ તમારા સામું જોઈ રહ્યા છે, તે એટલા જ માટે કે, તમે વૃત્રાસુરનો વધ કરીને તેમને સહાય કરો.[૧૭] આપે જ મહાત્મા દેવોની સહાય નિરંતર કરેલી છે, અને તમો જ્યાં સહાય કરો છો ત્યાં કોઇ પણ અસુર ટકી શકતો નથી. ઓ દેવ! અમો શરણ વિનાના દેવોનું જો કોઈ પણ શરણ હોય તો તે તમે જ છો. દયા કરો; દયા કરો. રક્ષણ કરો, રક્ષણ કરો."[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચોર્યાસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૮૫ મો
### વૃત્રાખ્યાન

શત્રુઓનો નાશ કરનાર રામે, લક્ષ્મણનું એવું વચન સાંભળીને, તેને કહેવા માંડયું કે–"હે સુવ્રત! વૃત્રાસુરના વધની સંપૂર્ણ કથા તું અમને સંભળાવ."[૧] રામનાં વચનથી સારાં આચરણવાળા સુમિત્રાના પુત્ર લક્ષ્મણે પુનઃ તે દિવ્ય કથા કહેવાનો આરંભ કર્યો.[૨] "પછી ઇન્દ્ર અને દેવતાઓનાં વચન સાંભળીને, વિષ્ણુએ ઇન્દ્ર આદિ દેવતાઓને આ પ્રમાણે કહ્યું.[૩]

વિષ્ણુ–'હે દેવો! તમે જે કહો છો તે સત્ય છે, પણ મહાત્મા વૃત્રની સાથે, પૂર્વથી જ હું સ્નેહબંધનથી બંધાયલો છું, એટલે તમારું પ્રિય કરવાને માટે એ મોટા અસુરને હું હણીશ નહિ.[૪] પણ તમારું પ્રિય તો મારે અવશ્ય કરવું જોઇએ, તેથી હું એક ઉપાય તમને બતાવું છું તે કરો, કે જેથી, ઇન્દ્ર જ એ અસુરને હણી શકે.[૫] હે શ્રેષ્ઠ દેવો! હું મારાં પોતાનાં ત્રણ રૂપ કરીશ, તેથી ઇન્દ્ર એ અસુરને નિઃસંશય હણી શકશે.[૬] એ ત્રણ રૂપ હું એવી રીતે ધરીશ કે મારો એક અંશ ઇન્દ્રમાં, એક અંશ વજ્રમાં અને એક અંશ પૃથિવીમાં રહેશે; અને એ પ્રમાણે થતાં નિશ્ચય માનજો કે ઇન્દ્ર વૃત્રાસુરને હણશે.'[૭]

દેવેશ્વર વિષ્ણુનું એવું વચન સાંભળીને, દેવતાઓ બોલ્યા કે–'હે દૈત્યહંતા! આપ કહો છો એમ થશે એમાં અમને લેશમાત્ર પણ શંકા નથી;[૮] અને આપ પાસેથી હવે વૃત્રાસુરનો વધ કરવાની ઇચ્છાવાળા અમે તમારી અનુજ્ઞા લઇએ છીએ, તમારું કલ્યાણ હો, અને હે દેવેશ! હવે તમે ભલે તમારા મોટા તેજથી તૃતીયાંશે ઇન્દ્રમાં સંચાર કરો.'[૯] આ પ્રમાણે કહ્યા પછી ઇન્દ્રાદિ દેવતાઓ, જે વનમાં વૃત્રાસુર તપ કરતો હતો ત્યાં આવ્યા.[૧૦] ત્યાં આવતાં તેઓએ–તેજના રાશિ જેવા–તપના પ્રભાવથી દેદીપ્યમાન અને જાણે ત્રણે લોકને પોતાના પ્રભાવથી બાળી મૂકશે એવા

અસુરેશ વૃત્રને તપ કરતો જોયો.[11] આવા તેજમય અસુરેશને જોઈને, દેવતાઓ બહુ ત્રાસ પામ્યા અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે 'અરે! આવા બળવાન્ અસુરને તે આપણે કેવી રીતે હણીશું? આપણો જય કેવી રીતે થશે?'[12] દેવતાઓ એક તરફ આમ વિચાર કરતા હતા, એટલામાં સહસ્રાક્ષ પુરંદરે, પોતાના બે હાથે વજ્રને ઉપાડી, ઘણા જ જોરથી તે વૃત્રાસુરના મસ્તકમાં માર્યું,[13] અને વજ્રપ્રહાર થતાં જ, પ્રલય કાળના તેજસ્વી વિદ્યુતાગ્નિથી કપાઇને જેમ પર્વતનું શૃંગ પડે, તેમ વૃત્રાસુરનું મોટું મસ્તક પૃથિવી ઉપર પડયું; તે જોતાં તો આખું વિશ્વ ત્રાસ પામી ગયું;[14] જેનો વધ કરવો ન જોઇએ એવા અપરાધરહિત અને મૌનવ્રત ધારણ કરીને બેઠેલા વૃત્રાસુરનો વધ કેવળ જ અનુચિત હતો. તેથી ભયનો માર્યો ઇન્દ્ર તો બ્રહ્મહત્યાના ભયથી લોકાલોક પર્યંત અંધકારમાં જતો રહ્યો.[15] ઇન્દ્ર નાઠો તો ખરો, પણ તેની પાછળ પેલી બ્રહ્મહત્યા દોડી અને તેને પકડી પાડીને તેના ઉપર પડી, જેથી તેને મહાદુઃખ ઉત્પન્ન થયું.[16]

આ પ્રમાણે દેવનો શત્રુ હણાયો અને ઇન્દ્ર નાસી ગયો ત્યારપછી, અગ્નિ આદિ દેવતાઓ ત્રણે લોકના ઇશ્વર વિષ્ણુ ભગવાનનું, વારંવાર પૂજન કરવા લાગ્યા.[17] દેવો તેમને કહેવા લાગ્યા કે–'હે જગદીશ્વર! તમે અમારી ગતિ છો, અને તમે જ જગતના પણ પૂર્વજ છો, તમે જગતના પિતા છો, અને સર્વ લોકનું પાલન કરવાને માટે જ તમે વિષ્ણુપદ ધારણ કર્યું છે.[18] પરન્તુ હે દેવ! આ વૃત્રાસુરને તો તમે જ હણ્યો છે પણ બ્રહ્મહત્યા, ઇન્દ્રની પુંઠે પડી છે, તો તેનો તેમાંથી છૂટકો થાય એવો એકાદ માર્ગ આપ બતાવો તો સારું.'[19] દેવોનું તે વચન સાંભળીને, વિષ્ણુએ કહ્યું કે, બીજું તો કંઈ નહિ, પણ ઇન્દ્રે હવે મારું પૂજન કરવું જોઇએ, કારણ કે હું જ માત્ર ઇન્દ્રને પાવન કરી શકું તેમ છે–અન્ય નહિ.[20] જો એ ઇન્દ્ર પવિત્ર અશ્વમેધ યજ્ઞવડે મારું યજન કરશે તો તેથી તે પુનઃ ભયરહિત થઇને, દેવતાઓના ઇશ્વરપણાંને પામશે.'[21]

દેવોને આ પ્રમાણે અમૃતરૂપી વાણી કહી એટલે તેઓએ વિષ્ણુની બહુ બહુ સ્તુતિ કરી અને વિષ્ણુ સ્વધામે ચાલ્યા ગયા.'[22]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પંચ્યાસીમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૮૬ મો

### અશ્વમેધથી બ્રહ્મહત્યા નિવૃત્ત

મહાત્મા લક્ષ્મણે, વૃત્રાસુરવધનું સમગ્ર આખ્યાન કહ્યા પછી, બાકી રહેલી કથાનો ભાગ નીચે પ્રમાણે કહેવા માંડ્યો.[1] "હે રાજન્! મહાવીર્યવાન્ અને દેવોને ભયંકર વૃત્રાસુર હણાયો અને ઇન્દ્ર, બ્રહ્મહત્યાથી ઝલાયો એટલે તેને જેમ ચેટક વળગ્યું હોય તેમ તે પરવશ થઈ ગયો.[2] આ રીતે બુદ્ધિ મંદ પડી જવાથી, લોકાલોકની પેલી પાર જઇને, ભય પામેલા સર્પની માફક કેટલોક કાળ તે ત્યાં જ પડી રહ્યો.[3] તેની જ્યારે આવી અવસ્થા થઈ ત્યારે આખું જગત્ ઉદ્વેગ પામ્યું અને પૃથિવી પણ સ્નેહ વગરની થઈ ગઈ, વન પણ સુકાઈ ગયા જેવાં થયાં, મોટાં મોટાં જળાશયો સુકાઈ ગયાં, નદીઓના પ્રવાહ તુટી ગયા, વૃષ્ટિ થતી બંધ થઇ ગઈ અને પ્રાણીઓમાં પણ ક્ષોભ થવા લાગ્યો.[4–5]

આ પ્રમાણે જગતના લોકોને પીડા પામતા જોઇને, દેવલોક ગભરાઇ ગયા. તેઓએ ધાર્યું કે હવે તો વિષ્ણુએ કહ્યું હતું તેમ યજ્ઞ કર્યા વગર શાન્તિ થાય તેમ નથી. પછી સર્વે દેવો, ઉપાધ્યાય તથા ઋષિઓને લઈને, મોહિત થયેલો ઇન્દ્ર જે સ્થાનમાં રહ્યો હતો ત્યાં ગયા.[6–7] ઇન્દ્ર તો બ્રહ્મહત્યાથી વિંધાઇને પડ્યો હતો. તે અત્યંત શોક કરતો હતો. પછી દેવોએ તેના મોક્ષનો ઉપાય જણાવ્યો, ને તેને આગળ રાખીને અશ્વમેધની તૈયારી કરવા માંડી.[8] હે નરેશ્વર! થોડા સમયમાં મહાત્મા ઇન્દ્રે બ્રહ્મહત્યાથી મુક્ત થવાને માટે કરવા માંડેલો મોટો યજ્ઞ ચાલુ થયો;[9] અને તે અશ્વમેધ પૂરો થયો ત્યારે બ્રહ્મહત્યા તેના શરીરમાંથી બહાર નિકળી ઉભી રહી. તે હત્યાએ પછી દેવતાઓને કહ્યું કે–'હે દેવો! બોલો, મારે કયાં જવું?'[10] બ્રહ્મહત્યાને બહાર આવેલી જોઇ, પ્રસન્ન થયલા દેવોએ તેને કહ્યું કે–'હે દુરાસદે! અલિ, તું તારી મેળે જ તારા ચાર વિભાગ કરી, ઠીક લાગે ત્યાં વસ.'[11] પછી બ્રહ્મહત્યાએ મહાત્મા દેવોનું વચન સાંભળીને પોતાના ચાર વિભાગ કર્યા; તથા દુઃખકર તે બ્રહ્મહત્યાએ ઇન્દ્રને તજીને બીજે ઠેકાણે વસવાનું પસંદ કર્યું.[12] બ્રહ્મહત્યાએ કહ્યું કે–'વર્ષાઋતુમાં હું ચાર માસ સૂધી જળ પૂર્ણ નદીઓમાં એક અંશે વાસ કરીશ, બીજા અંશે હું પૃથિવીમાં નિરંતર વાસ કરીશ. હે દેવો! એ હું તમને સત્ય કહું છું.[13–14] મારા ત્રીજા અંશવડે હું ગર્વ હરનારી થઇને ગર્વપૂર્ણ તરુણ સુંદરીઓમાં

(દર માસે) ત્રણ રાત્રિ વાસ કરીશ અને હે દેવશ્રેષ્ઠો! મારા ચોથા અંશવડે, હું બ્રહ્મમાર્ગને દૂષિત ન કરનાર એવા બ્રાહ્મણોને મિથ્યાપવાદ દેનારમાં વાસ કરીશ.[૧૫-૧૬]

પછી દેવોએ બ્રહ્મહત્યાને કહ્યું કે-'હે દુર્વસે! તારી ઇચ્છા પ્રમાણે ભલે થાઓ. (પણ હે બાઈ! અહિંથી તો તું જા). તું હવે તને ગમે તેમ કર.'[૧૭] આ પ્રમાણે કહીને, દેવોએ ઇન્દ્રને પ્રણામ કર્યા અને ઇન્દ્ર પણ બ્રહ્મહત્યાથી મુક્ત થઇને આનંદ પામ્યો;[૧૮] અને તે જ્યારે દેવલોકમાં આવ્યો અને પોતાના સ્થાન ઉપર સ્થિર થયો ત્યારે જ જગત્ શાંત થયું. આ રીતે, હે રાજન્! ઇન્દ્રે અશ્વમેધ યજ્ઞવડે વિષ્ણુનું અદ્દ્ભુત યજન કર્યું હતું.[૧૯] હે રઘુનંદન! હે રાજા રામ! અશ્વમેધનો આવો પ્રતાપ છે. માટે હે મહાભાગ! તમે પણ અશ્વમેધવડે વિષ્ણુનું પૂજન કરો."[૨૦]

આ રીતે અતિ મનોહર અને ઉત્તમ એવાં લક્ષ્મણનાં વચન સાંભળીને, ઇન્દ્ર સમાન પરાક્રમવાળા અને તેજસ્વી મહાત્મા રાજા રામ અત્યંત હર્ષ પામીને સંતુષ્ટ થયા.[૨૧]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં છયાસીમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૮૭ મો

### ઇલોપાખ્યાન

લક્ષ્મણે કહેલું વાક્ય સાંભળ્યા પછી, વાક્યવિશારદ મહાતેજસ્વી રાઘવ, જરા હાસ્ય કરીને બોલ્યા કે-[૧] "હે નરશ્રેષ્ઠ! હે લક્ષ્મણ! તેં જે વૃત્રાસુરવધ અને અશ્વમેધનું ફળ કહ્યું તે યથાર્થ જ છે.[૨] હે સૌમ્ય! મેં સાંભળ્યું છે કે, પૂર્વે કર્દમ પ્રજાપતિ હતો, તેને મહાધાર્મિક અને શોભાયમાન ઇલ નામે એક પુત્ર હતો.[૩] તે ઇલે આખી પૃથિવી જિતી લીધેલી હતી. (તેની રાજધાની બાહ્લિક દેશમાં હતી.) હે રઘુનંદન! તે રાજા પોતાની પ્રજાને પુત્રની માફક પાળતો હતો;[૪] પણ તેના ભયથી પરમ ઉદાર દેવ, ધનવાન્ દૈત્ય, નાગ, રાક્ષસ, ગંધર્વ અને મહાત્મા યક્ષો પણ સર્વદા કંપતા હતા. સૌ કોઈ તેનું પૂજન કરતા હતા. તે મહાત્માના ક્રોધથી ત્રણે લોક થરથર કંપતા હતા.[૫-૬] તે બાહ્લિક દેશનો રાજા, યશવાન્, ધર્મવાન્, વીર્યવાન્ અને પરમ ઉદાર બુદ્ધિનો હતો.[૭]

"એ ઇલ રાજા એકવાર ચૈત્ર માસમાં સેવક, સેના અને વાહનો સહિત મૃગયા કરવા નિકળ્યો.[૮] ફરતો ફરતો તે એક સુંદર વનમાં જઇ ચડ્યો. ત્યાં અનેક પશુઓને તેણે હણ્યાં, તથાપિ મૃગયાસક્ત રાજાને તેથી તૃપ્તિ વળી નહિ.[૯] એમ મૃગયામાં ને મૃગયામાં જ અનેક પશુઓને હણતો તે રાજા, જે પ્રદેશમાં કાર્તિકસ્વામીનો જન્મ થયો હતો ત્યાં જઈ પહોંચ્યો.[૧૦] એ પ્રદેશમાં દેવેશ્વર દુર્ધર્ષ મહાદેવ, પોતાના અનુચર તથા હિમાલયની પુત્રી સહિત રમણ કરતા હતા;[૧૧] અને એ પર્વતપ્રદેશમાં, ઉમાના પતિ વૃષભધ્વજ, દેવીનું પ્રિય કરવાને માટે, સ્ત્રીરૂપ ધારણ કરીને રમતા હતા.[૧૨] તે વનમાં વૃક્ષો અને બીજી સઘળી વસ્તુઓ સ્ત્રીરૂપ જ હતી-જે કંઈ તે વનમાં નરજાતિનું હતું, તે સર્વ સ્ત્રીરૂપ થઈ ગયેલું હતું.[૧૩] ભોગ જોગે કર્દમનો પુત્ર ઇલ, મૃગયા કરતો કરતો તે વનમાં આવી પહોંચ્યો. અને દેવી પાર્વતીના પ્રતાપને યોગે, ત્યાં સર્પ, પશુ, પક્ષી ઇત્યાદિ સર્વને સ્ત્રીરૂપ થઇ ગયેલું જોયું, અને તે પંડે પણ પોતાના અનુચર સહિત સ્ત્રી થઈ ગયો. પોતાની આવી અવસ્થાથી તેને અપાર શોક ઉત્પન્ન થયો,[૧૪-૧૬] પણ જ્યારે તેણે જાણ્યું કે, આ કર્મ ઉમાપતિનું છે ત્યારે તો તે બહુ જ ત્રાસ પામ્યો.

પછી તે રાજા પોતાના સેવક, સૈન્ય અને વાહન સહિત મહાદેવ શિતિકંઠને શરણે ગયો. વરદાન આપનાર મહેશ્વરે હસીને પ્રજાપતિના તે પુત્રને કહ્યું કે-'હું પોતે વરદાન આપનાર છું માટે, હે કર્દમકુંવર! હે બળવાન્! તું ઉઠ, ઉભો થા; અને હે સૌમ્ય! પુરુષત્વ વગર જે ઇચ્છામાં આવે તે માગ.' એ મહાદેવે પુરુષત્વ આપવાને માટે ના પાડવાથી શોકાકુળ થયેલો તે રાજા બહુ દિલગીર થઈ ગયો.[૧૭-૨૦] તેણે મહાદેવ પાસે બીજું કંઈ વરદાન માગ્યું જ નહિ. પછી શોકવ્યાપ્ત થયેલા અને સ્ત્રીપણાને પામેલા તે રાજાએ, ખરા અંતઃકરણથી પર્વતરાજપુત્રીને પ્રણામ કરીને તેની પાસે વરદાન માગ્યું કે, 'હે દેવિ! હે વરદે! તું સ્ત્રી છે. તથાપિ તારું વરદાન અન્યથા થતું નથી; માટે તું મારા ઉપર કૃપાદૃષ્ટિ કર.' ત્યારે ભગવતી પાર્વતીએ, તે રાજાના મનનો અભિપ્રાય જાણીને મહાદેવના સામે જોઇને આ પ્રમાણે કહેવા માંડ્યું.

પાર્વતી-'હે રાજન્! મારામાં તો અરધું વરદાન આપવાની શક્તિ છે; અને બાકીનું અરધું તો મહાદેવ જ આપે છે.[૨૧-૨૪] પણ હું તને જે અરધું વરદાન આપું તે તું (હાલ તો) ગ્રહણ કર.' એ પ્રમાણે પ્રસન્ન

થયેલી પાર્વતી દેવીએ, ઉત્તમ અને અદ્ભુત વરદાન આપવા માંડ્યું,[૨૫] તે જોઇને તે રાજા પોતાના મનમાં પ્રસન્ન થયો અને હર્ષ પામીને બોલ્યો કે-'પૃથિવી ઉપર જેના રૂપની તુલના ન થાય એવી હે મહાદેવિ! જો તમે મારા ઉપર પ્રસન્ન થયાં હો તો એવું વરદાન આપો કે, હું એક મહિનો સ્ત્રી થાઉં અને એક મહિનો પુરુષ થાઉં.' સુંદર મુખવાળાં ઉમાદેવીએ રાજાના મનની તે ઇચ્છા જાણીને કહ્યું; 'હે રાજન્! તારી ઇચ્છા પ્રમાણે થશે. વિશેષ તને એ પણ વરદાન આપું છું કે જ્યારે તું પુરુષ થઇશ ત્યારે તને સ્ત્રીભાવ સાંભરશે નહિ;[૨૬-૨૮] અને બીજે મહિને સ્ત્રી થઇશ ત્યારે પુરુષપણું પણ તને સાંભરશે નહિ.' આ પ્રમાણે કર્દમ પ્રજાપતિનો પુત્ર ઇલ એક માસ સ્ત્રી અને એક માસ પુરુષ થઇ, ત્રણે લોકમાં સુન્દર સુન્દરાંગી ઇલા નામે પ્રસિદ્ધ થયો હતો."[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્‌રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સત્યાસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૮૮ મો
### ઇલોપાખ્યાન

ઇલ રાજાના સંબંધની રાજા રામે કહેલી કથા શ્રવણ કરીને, લક્ષ્મણ તથા ભરત બહુ વિસ્મય પામ્યા.[૧] પછી તે બન્નેએ હાથ જોડીને રાજા રામને તે મહાત્મા રાજાના સ્ત્રીભાવની અને પુરુષ ભાવની સ્થિતિ જાણવા માટે પુનઃ વિનંતિ કરી.[૨] તેઓએ પૂછ્યું કે-"દુર્ગતિમાં પડેલા અને સ્ત્રીત્વને પામેલા તે રાજાએ પછી કેવી રીતે વર્તન કરવા માંડ્યું, અને જ્યારે તે રાજા પુરુષ થતો ત્યારે કેવી રીતે વર્તતો હતો તે અમને કહો."[૩] ભરત અને લક્ષ્મણનાં વચન સાંભળીને, મહાત્મા રામે પછી તે રાજાનું વૃત્તાન્ત આગળ કહેવા માંડ્યું.[૪]

રામ-"તે ઇલ રાજા અને તેની સાથેના અનુચરો સ્ત્રી થઇ ગયા પછી, તે પોતાના અનુચરો જે સ્ત્રીરૂપ થઈ ગયા હતા તેની સાથે ત્રણ લોકમાં સુંદર સ્ત્રી થઇને, વનમાં ફરવા લાગ્યો.[૫] સર્વ લોકમાં સુંદર અને કમળસમાન નેત્રવાળી તે ઇલા સ્ત્રી, વાહનોનો ત્યાગ કરીને પગે ચાલીને, તે પ્રદેશનાં રમણીય વનોમાં વિહાર કરવા લાગી.[૬] ફરતાં ફરતાં એક સમયે તે વનના એક ભાગ ઉપર પર્વતની તળેટીમાં નાનાં પ્રકારનાં પક્ષીથી સેવાતું અને અતિ સુન્દર એક સરોવર તેની દૃષ્ટિએ પડ્યું.[૭-૮] એ સુંદર સરોવરમાં પોતાની દેહપ્રભાથી પ્રકાશતા અને જાણે ચંદ્રનું જ પ્રતિબિંબ ન પડ્યું હોય તેવા ચંદ્રના પુત્ર બુધને ઉભેલો તેણે જોયો.[૯] તે બુધ, જળમાં ઉભો રહીને દુઃખપ્રાપ્ય, યશ અને કામ આપનાર, તીવ્ર તપ કરતો હતો.[૧૦] હે રઘુનંદનો! તે જોઇને વિસ્મય પામેલી ઇલાએ, પણ પોતાની સખીઓ કે જે પૂર્વે પોતાના અનુચરો હતા, તેની સાથે તે સરોવરમાં પ્રવેશ કરીને જળવિહાર કરતાં કરતાં તે સરોવરને ક્ષુભિત કરી નાંખ્યું.[૧૧] તે સમે ઇલાને જોઇને, બુધ કામના બાણથી ઘાયલ થયો; અને મોહની જાળ આગળ તેનું આત્મધ્યાન ઉડી ગયું અને રૂપના અંબાર જેવી ઇલાને જોઇને, જળમાં રહીને તપ કરતો બુધ, ચલાયમાન થઈ ગયો અને ત્રણે લોકમાં જે સ્ત્રીઓ છે તે સર્વથી શ્રેષ્ઠ આ કોણ? એમ બુધનું મન તેનામાં લપટાઈ બેઠું. તે વિચાર કરવા લાગ્યો કે-'અહાહા! દેવનાં કરતાં પણ અતિ સુન્દર એવી આ કોણ નારી છે?[૧૨-૧૩] એના સમાન રૂપવતી તો દેવીઓમાં, નાગણોમાં, અસુરીઓમાં અને અપ્સરાઓમાં પણ કોઇને મેં જોઈ નથી.[૧૪] જો આણે બીજા કોઇની સાથે લગ્ન ન કર્યું હોય તો એ મને વરે તો ઠીક.' આ પ્રમાણે વિચાર કરીને, તે બુધ, જળમાંથી બહાર નિકળી પ્રથમ પોતાના આશ્રમમાં ગયો.[૧૫]

પોતાના આશ્રમમાં આવ્યા પછી, મહાત્મા બુધે, તે સઘળી સ્ત્રીઓને પોતાના આશ્રમમાં બોલાવી. તે સઘળીએ આવતાં વેંત પ્રણામ કર્યો.[૧૬] પછી તે ધર્માત્માએ તે સ્ત્રીઓને પૂછ્યું કે-'સર્વે લોકમાં સુંદર એવી આ કોની સ્ત્રી છે? અને આ સ્થળમાં શું કરવા માટે આવેલી છે?'[૧૭] તે મુનિનું રુડું તથા મધુર વચન સાંભળીને, તે સર્વે સ્ત્રીઓ મધુર વચનથી બોલી કે-[૧૮] 'આ સુશ્રોણી સર્વદા અમારી ઉપરી તરીકે વર્તે છે; એ પતિરહિત છે અને અમને લઇને આ વનમાં રમણ કરે છે.'[૧૯] બુધે તે સ્ત્રીઓનું સ્પષ્ટાક્ષર વચન સાંભળીને, આવર્તની નામે વિદ્યાનું સ્મરણ કર્યું.[૨૦] તે વિદ્યાના પ્રતાપથી તેણે ઇલ રાજાનો વૃત્તાન્ત યથાર્થ જાણ્યો. પછી તે મુનિવરે સર્વે સ્ત્રીઓને કહ્યું કે-[૨૧] 'આ પર્વત ઉપર તમે કિંપુરુષની સ્ત્રીઓ થઇને રહેવાની છો; માટે હવે ત્વરાથી તમે આ પર્વત ઉપર જ વાસ કરો.[૨૨] તમે સર્વે ફળ, મૂળ અને પત્ર ખાઈ તમારો નિર્વાહ કરશો. તથા તમને સર્વેને કિંપુરુષ પતિ મળશે.'[૨૩] ચંદ્રના પુત્ર બુધનું વચન સાંભળીને,

બુધે, યોગબળથી કિંપુરુષની સ્ત્રીઓરૂપ જણાવેલી તે સ્ત્રીઓ તે પર્વતની ઉપર ચઢી ગઈ.[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અઠયાસીમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૮૯ મો
### ઇલોપાખ્યાન–પુરુષનો જન્મ

કિંપુરુષોની ઉત્પત્તિ સાંભળીને, લક્ષ્મણ અને ભરતે, જનેશ્વર રામને કહ્યું કે,–"એ તો મોટું આશ્ચર્ય થયું."[૧] પછી મહાયશસ્વી રામે પુનઃ પ્રજાપતિના પુત્ર ઇલની કથા કહેવાનો પુનઃ પ્રારંભ કર્યો.[૨]

રામ–"પેલી સર્વે સ્ત્રીઓને કિન્નરીઓ થયેલી જોયા પછી ઋષિવર બુધે, હસતાં હસતાં લાવણ્યમૂર્તિ ઇલાને કહ્યું કે,–[૩] 'હે સુન્દરાનને! હું સોમનો અતિ પ્રિય પુત્ર છું, માટે હે વરારોહે! પ્રેમવાળાં નેત્રોવડે તું (મને જો.) મારી સ્ત્રી થા.'[૪] તેનું આવું વચન સાંભળીને ઇલાએ તે અતિ સુન્દર અને તેજસ્વી મુનિને તે શૂન્ય એવા વનમાં ઉત્તર આપ્યો કે,–[૫] 'હે સૌમ્ય! હું ઇચ્છા પ્રમાણે વર્તન કરનારી છું. તેમ છતાં પણ તમારી વશવર્તિની છું. હે ચંદ્રપુત્ર! મને આજ્ઞા આપો અને જેવી તમારી ઇચ્છા હોય તે પ્રમાણે કરો.'[૬] તેનું આવું અદ્ભુત વચન સાંભળીને, બુધ બહુ હર્ષ પામ્યો. પછી તો ચંદ્રમાનો કામી પુત્ર તેની સાથે યથેચ્છ ક્રીડા કરવા લાગ્યો.[૭] એ રીતે રમણ કરતાં તેમનો આખો ચૈત્રમાસ ક્ષણની પેઠે આનંદમાં વીતિ ગયો.[૮] જ્યારે એક માસ પૂર્ણ થયો, ત્યારે શ્રીમાન્ પ્રજાપતિનો પુત્ર ઇલ, પૂર્ણચંદ્રમુખનો પુરુષ થઇને શયનમાંથી જાગી ઉઠયો.[૯] ત્યારે તેણે ચંદ્રના પુત્ર બુધને સરોવરમાં ઊંચા હાથ રાખીને તપ કરતો જોયો. પછી તેની પાસે જઇને ઇલરાજાએ કહ્યું કે,–[૧૦] 'હે મહારાજ! થોડો કાળ થયાં હું મારા અનુચરો સહિત આ ગહન પર્વત પ્રદેશમાં આવેલો છું, પણ મારી સેના હમણાં ક્યાં ગઈ તે મારા જાણવામાં નથી.'[૧૧] આ રીતે સ્ત્રીભાવ ભુલી જઇને તે રાજા જે બોલ્યો તે સાંભળીને, બુધે તેનું સારી રીતે આશ્વાસન કર્યું અને તેના મનના સમાધાન માટે કહ્યું કે,–[૧૨] "પાષાણની વૃષ્ટિ થવાથી તારા સેવકો નાશ પામ્યા છે, અને વાયુ તથા વરસાદના ભયથી પીડાઇને તું આ મારા આશ્રમમાં આવીને સુતો હતો, પણ હવે તું શાન્ત થા. હે વીર! તું સંતાપ, અને ભયરહિત થઇને ફળ મૂળનું ભક્ષણ કરતાં સુખથી અહિયાં જ નિવાસ કર."[૧૩-૧૪]

બુધનાં વચન સાંભળીને, રાજા વધારે ઉદ્વેગ પામ્યો અને પોતાના સેવકોનો નાશ થયો જાણી તે આવરોબાવરો થઈ ગયો. પછી તે બોલ્યો,[૧૫] 'હે બ્રહ્મન્! હું સેવક રહિત થયેલો છું, તોપણ મારા રાજ્યનો ત્યાગ કરીશ નહિ. હવે તો હું એક ક્ષણ પણ અહિયાં રહેવાનો નથી, માટે તમે મને અનુજ્ઞા આપો.[૧૬] હે બ્રહ્મન્! હું જો રાજધાનીમાં નહિ જાઉં તો મારો જ્યેષ્ઠ પુત્ર શશબિંદુ છે તે રાજગાદી ઉપર બેસી જશે;[૧૭] અને મારા દેશમાં રહેલી મારી સુખકર સ્ત્રીઓ અને સેવકો વગર હું અહીં રહી શકું તેમ નથી. હે મહાતેજસ્વી મુનિ! અહિં જ રહો, અહિં જ નિવાસ કરો, એવું આજ્ઞારૂપ કંઈપણ અનિષ્ટ તમે બોલશો મા.'[૧૮] પછી બુધે, પરમ શાન્ત થઇને તેને આ પ્રમાણે કહ્યું.

બુધ–'હે રાજા! જો તું અહીં કેટલોક કાળ રહીશ તો તને ઘણું સુખ થશે. તારે હમણાં તો અહીં રહેવાનું જ પસંદ કરવું જોઇયે.[૧૯] હે મોટા બળવાળા કર્દમકુમાર! તું હવે સંતાપ કર નહિ. તું જો એક વર્ષ અહીં રહેશે તો તેથી હું તારું શ્રેય જ કરીશ.'[૨૦] નિર્મળ કર્મવાળા બ્રહ્મવાદી મુનિ બુધનું એવું વચન સાંભળીને તે રાજાએ ત્યાં નિવાસ કરવાનું માન્ય કર્યું.[૨૧] પછી રાજા જ્યારે એક માસ સ્ત્રી થતો હતો ત્યારે બુધની સાથે રમણ કરતો હતો, અને એક માસ પુરુષ થઈ રહેતો હતો, ત્યારે આત્મજ્ઞાની બુધ, તેને ધર્મયુક્ત કથાઓ કહીને આનંદ પમાડતો હતો.[૨૨] એમ કરતાં તે સુંદરશ્રોણી ઈલાને, નવમે માસે, બુધથી, પુરૂરવા નામે સુંદર પુત્ર જન્મ્યો.[૨૩] તે બુધના સમાનરૂપ તથા રંગવાળા બાળક પુત્રને, તેની જનની ઈલાએ, જન્મતાંવેંત મહાત્મા બુધના હાથમાં સોંપ્યો.[૨૪] એમ સ્ત્રીરૂપે વિહાર કરતાં અને પુરુષરૂપે ધર્મકાર્ય કરતાં તે ઈલને એક વર્ષ પૂરું થઈ ગયું.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં નેવ્યાસીમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૯૦ મો
### ઈલાને પુરુષત્વ પ્રાપ્તિ

રાજા રામે, રાજા ઈલનું જે અદ્ભુત વૃત્તાન્ત કહ્યું, તે સાંભળીને મોટા યશવાળા લક્ષ્મણ તથા ભરત, પુનઃ રામને પૂછવા લાગ્યા કે–[૧] "સોમના પુત્ર બુધની

પાસે ઈલા એક સંવત્સર રહ્યા પછી; હે નરશ્રેષ્ઠ! તેણે શું કર્યું? તે તમારે અમને કહેવા યોગ્ય છે."[૨] એ પ્રમાણે પૂછતા એવા તેઓનાં વચન સાંભળીને, રાજા રામ પુનઃ પ્રજાપતિના પુત્ર ઈલનું વૃત્તાંત કહેવા લાગ્યા.[૩]

રામ–"શૂરવીર ઈલ રાજા પુરુષત્વને પામ્યો ત્યાર પછી, પરમ બુદ્ધિમાન્ અને મહાયશસ્વી બુધે, પરમ ઉદાર સંવર્તને, ભૃગુના પુત્ર ચ્યવનને, અરિષ્ટનેમિને, પ્રમોદન, તથા મોદકર મુનિને અને દુર્વાસા મુનિને પોતાના આશ્રમમાં બોલાવ્યા. તે સઘળાઓના આવ્યા પછી, તત્ત્વ જાણનાર બુધે, ધૈર્યથી સાવધાન એવા પોતાના મિત્રોને કહ્યું કે–[૪-૬] "આ મહાબાહુ કર્દમનો પુત્ર ઈલ રાજા છે અને એની શી ગતિ થયેલી તે તમે જાણો છો જ. હવે એનું કોઈ પ્રકારે પણ શ્રેય થાય ને એ મુક્તિ પામે એવું બતાવો."[૭] મહાત્મા બ્રાહ્મણો ત્યાં આગળ એકઠા થઈ આમ વાતો કરતા હતા એટલામાં મોટા તેજવાળા કર્દમ ઋષિ ત્યાં આવી ચઢ્યા.[૮] તેમની સાથે પુલસ્ત્ય, ઋતુ, વષટ્કાર અને મોટા તેજવાળા ૐકાર મુનિઓ પણ હતા.[૯] સર્વેનો પરસ્પર સમાગમ થવાથી સૌ બહુ હર્ષ પામ્યા અને પછી બાહ્લિક દેશના રાજા ઈલનું હિત કરવાને માટે, વિવિધ વાર્ત્તાઓ કરવા લાગ્યા.[૧૦] ત્યાં કર્દમ મુનિએ પોતાના પુત્રના હિતને માટે કહ્યું કે–'હે બ્રાહ્મણો! એ રાજાનું જેથી શ્રેય થાય એવું મારું વચન સાંભળો.[૧૧] એને માટે વૃષભધ્વજ મહાદેવ વગર બીજું કોઈ ઔષધ હું જોતો નથી; અને અશ્વમેધ કરતાં બીજો કોઈ યજ્ઞ એ દેવને વધારે પ્રિય નથી;[૧૨] માટે, ઈલ રાજાના શ્રેયાર્થે આપણે દુરાસદ એવા તે દેવનું એ યજ્ઞથી પૂજન કરીએ તો કલ્યાણ થશે.'

"કર્દમનું વચન સાંભળીને, તે સર્વે બ્રાહ્મણોએ રુદ્રનું આરાધન કરવાને માટે, તે યજ્ઞને પસંદ કર્યો. ત્યાં ભેગા થયેલામાં સંવર્ત ઋષિનો શિષ્ય, શત્રુઓના પુરને જિતનાર મરુત્ત નામે પ્રખ્યાત રાજર્ષિ આવ્યો હતો, તેણે એ યજ્ઞ કરવાની સામગ્રી એકઠી કરવા માંડી. પછી સર્વેએ મળીને મહાત્મા બુધના આશ્રમ આગળ જ તે મોટો યજ્ઞ કર્યો.[૧૩-૧૫] જ્યારે યજ્ઞ સમાપ્ત થયો, ત્યારે મહા યશસ્વી રુદ્ર પરમ સંતોષ પામ્યા અને ઈલ રાજાની પાસે ઉભેલા ઉમાપતિએ, સર્વે બ્રાહ્મણોને કહ્યું કે–'હે દ્વિજશ્રેષ્ઠો! હું તમોએ ભક્તિથી કરેલા અશ્વમેધ યજ્ઞથી બહુ બહુ પ્રસન્ન થયો છું,[૧૬-૧૭] બોલો હવે હું આ બાહ્લિકપતિનું શું શ્રેય કરું?' મહાદેવનું વચન સાંભળીને, કાર્ય કરવામાં કુશળ ચિત્તવાળા તે સર્વે બ્રાહ્મણોએ–'આ રાજા ઈલા મટીને ઈલ થાય તેમ કરો,' એવી પ્રાર્થના કરી. પછી મહા તેજસ્વી મહાદેવે, ઈલાને પુનઃ પુરુષત્વ આપ્યું અને તુરત જ અંતર્ધ્યાન થઈ ગયા.

"અશ્વમેધ પૂર્ણ થયો. મહાદેવ અંતર્ધ્યાન થયા અને બધા દીર્ઘદર્શી મુનિઓ જ્યાંથી આવ્યા હતા ત્યાં વેરાઈ ગયા. ઈલ રાજાએ બાહ્લિક દેશનો ત્યાગ કરીને મધ્યદેશમાં અતિ ઉત્તમ એવું પ્રતિષ્ઠાન નગર વસાવ્યું અને પોતે ત્યાં જ રાજ્ય કરવા લાગ્યો અને શત્રુઓનાં પુરને જિતનાર શશબિન્દુ રાજા, બાહ્લિક દેશમાં રાજ્ય કરવા લાગ્યો. કાળ જતાં મહાત્મા ઈલ રાજા સર્વોત્તમ એવા બ્રહ્મલોકને પામ્યો.[૧૮-૨૩] ત્યારપછી, તેના પુત્ર પુરૂરવાએ, પ્રતિષ્ઠાન પુરમાં રાજ્ય કરવા માંડ્યું. હે પુરુષશ્રેષ્ઠ! અશ્વમેધ યજ્ઞનો આવો અતુલિત પ્રભાવ છે કે, પ્રથમ સ્ત્રી થયેલા પુરુષને ફરીને પુરુષત્વ પ્રાપ્ત થયું. રે એટલું જ નહિ પણ તેથી, જે જે દુર્લભ પદાર્થ હોય તે પણ પ્રાપ્ત થાય છે."[૨૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં નેવુમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૯૧ મો

### યજ્ઞ ઉદ્યોગ

પછી અપ્રતિમ તેજવાળા કાકુત્સ્થે, ભરત તથા લક્ષ્મણને ધર્મયુક્ત વાક્ય કહ્યાં અને પુનઃ લક્ષ્મણને કહ્યું.[૧] "હે લક્ષ્મણ! તું વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કશ્યપ તથા બીજા સર્વે શ્રેષ્ઠ બ્રાહ્મણો, જે અશ્વમેધ યજ્ઞકાર્યમાં કુશળ હોય તેમને અહિયાં બોલાવી લાવ; પછી હું સાવધાન ચિત્તથી, સર્વ લક્ષણયુક્ત યજ્ઞાશ્વને છોડીશ."[૨-૩] રામની આજ્ઞા થતાં જ, ત્વરિત ગમનવાળા લક્ષ્મણે, સર્વે બ્રાહ્મણોને રાજા રામની પાસે પધારવાને વિનતિ કરી;[૪] અને તે સર્વે આવ્યા એટલે રામે, તેમના ચરણમાં વંદન કર્યું. તેઓએ રામને આશીર્વાદ દીધા.[૫] પછી હાથ જોડીને રાજા રામે, તે બ્રાહ્મણોને અશ્વમેધ યજ્ઞ કરવાની વાર્ત્તા જણાવી.[૬] રામનાં વચન સાંભળીને, મુનિઓએ શિવને પ્રણામ કરીને અશ્વમેધ યજ્ઞની પ્રશંસા કરી;[૭] અને અશ્વમેધ થનાર છે એમ મુનિઓના મુખથી સાંભળીને રામ અપાર આનંદ પામ્યા.[૮] જ્યારે રાજા રામે બ્રાહ્મણોને યજ્ઞ કરવાને આનંદિત અને ઉદ્યુક્ત જોયા, ત્યારે લક્ષ્મણને કહ્યું કે–"હે મહાબાહો! મહાત્મા સુગ્રીવને

આમંત્રણ કરવાને માટે એક દૂત મોકલ અને કહાવ કે તે એ હનુમાન્ આદિ મોટા વાનરો સહિત આ મહોત્સવ જોવાને માટે આવે.[૯–૧૦] અને યથેચ્છ ગતિ કરનારા અનેક રાક્ષસો સહિત અતુલ પ્રરાક્રમવાળા વિભીષણને પણ આ યજ્ઞમાં આવવાને માટે આમંત્રણ મોકલાવ;[૧૧] તેમ મહા ભાગ્યશાળી બીજા રાજાઓ, જેઓ મારું પ્રિય કરનાર છે, તે સર્વેને પણ આ યજ્ઞ મહોત્સવમાં આવવાનાં આમંત્રણ કર;[૧૨] અને હે લક્ષ્મણ! બીજા દેશોમાં જે ધર્મવાળા બ્રાહ્મણો વસતા હોય તે સર્વેને પણ અશ્વમેધમાં આવવાનું આમંત્રણ મોકલ.[૧૩] હે મહાબાહો! તપરૂપી ધનવાળા ઋષિઓ તથા બ્રાહ્મણો, જેઓ દેશાન્તરોમાં વસતા હોય, તે સર્વેને સહકુટુંબ યજ્ઞમાં આવવાનું આમંત્રણ મોકલ.[૧૪] તાલ લઈને ફરનાર નટ અને નર્તકોને આ યજ્ઞમાં આવનારાઓના આનંદ માટે તેડાવ. પછી હે મહાબાહો! તું નૈમિષારણ્યમાં ગોમતીને તીરે અતિ ઘણો મોટો યજ્ઞવાટ્ રચવાની આજ્ઞા આપજે:[૧૫] કારણ કે તે ભૂમિ અતિ પવિત્ર છે. વળી હે મહાબાહો! સર્વે સ્થાનમાં શાન્તિનું પ્રવર્તન કરાવજે;[૧૬] હે રઘુનંદન! હે ધર્મજ્ઞ! અનેક ધર્મજ્ઞ પુરુષો નૈમિષારણ્યમાં આવી, પવિત્ર મોટા અશ્વમેધ યજ્ઞનાં દર્શન કરી, સંતોષ પામીને તથા આપણાથી સન્માન પામીને પોતપોતાને સ્થાનકે જાય તે માટે હવે તું સર્વ કોઇને ત્વરાથી કામ સોંપી દે.[૧૭–૧૮] ત્યાં યજ્ઞ માટે, હે મહાબળ! અણી શુદ્ધ ચોખાના એક લક્ષ પોઠીઆ, દશ હજાર તલના અને દશ હજાર મગના પોઠી જોઇશે.[૧૯] તે જ પ્રમાણે ચણા, કળથી, અડદ અને લવણના પોઠી પણ મોકલજે. વળી એ અનાજના પ્રમાણમાં ઘી, તેલ આદિ સ્નેહ પદાર્થ અને ઘર્ષણ કર્યા વગરનાં સુગંધિ દ્રવ્યો પણ મોકલજે અને ભાઈ ભરત! તું સોના રૂપાનાં નાણાં લઇને ત્યાં જજે અને માર્ગમાં જ્યાં યોગ્ય લાગે ત્યાં દુકાન મંડાવજે તથા વ્યાપારીઓને સ્થાન ઉપર યોજજે. વળી નટ, નર્તક, રસોઇઆ અને યૌવનસંપન્ન કેટલીક સ્ત્રીઓને પણ તારી સાથે લઈ જજે.[૨૦–૨૨] વળી તારી સાથે, સૈન્ય, નગરના અગ્રેસરો, બાળકો, વૃદ્ધો, દાન્ત બ્રાહ્મણો, સેવકો, સુતારો, કોશાધ્યક્ષો, વ્યાપારીઓ અને મારી સઘળી માતાઓ, અંતઃપુરની તમામ સ્ત્રીઓ, યજ્ઞદીક્ષાને યોગ્ય મારી પત્નીની સુવર્ણમય પ્રતિમા–એ બધું લઇને, હે યશસ્વી ભરત! તું નૈમિષારણ્યમાં જજે.[૨૩–૨૫] ત્યાં મોટા બળવાળા રાજાઓ આવશે, તેમને સેનાની સાથે ઉતારવાને માટે મોટા અમૂલ્ય તંબૂઓ ગોઠવવાની પણ આજ્ઞા આપજે.[૨૬] વળી સર્વેને યથાયોગ્ય અન્ન અને વસ્ત્ર પહોંચાડવાને માટે બંદોબસ્ત કરવાને પણ ચુકતો નહિ." રામના કહેવાથી શત્રુઘ્ન સાથે ભરતરાજ નૈમિષારણ્યમાં ગયો.[૨૭] ત્યાં યજ્ઞ ભૂમિ નિર્માણ કરી. (થોડીવારમાં નૈમિષારણ્યમાં યજ્ઞની ધામધૂમ થઈ રહી. છેટે છેટે રાજાઓ તથા શેઠ સાહુકારને રહેવા માટે તંબૂઓ ઠોકાવી દીધા. નિમંત્રણ કરેલા સર્વ રાજાઓ ત્યાં એક પછી એક આવવા લાગ્યા, મહાત્મા સુગ્રીવ આવ્યો, રાક્ષસ વિભીષણ પણ આવ્યો, ને બીજા અનુગત, શરણાગત ને મિત્રભાવવાળા અનેક રાજાઓથી તે સ્થાન ખળભળી રહ્યું.) જ્યારે યજ્ઞનું કાર્ય ચાલતું હતું ત્યારે ને તે પહેલાં પણ સુગ્રીવ સહિત મહાત્મા વાનરો, બ્રાહ્મણોને ભોજન પીરસતા હતા.[૨૮] અને ઘણા રાક્ષસો અને સુંદર સ્ત્રીઓ સહિત વિભીષણ, ઉગ્રતપવાળા મહાત્મા મુનિઓનું પૂજન કરતો હતો.[૨૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકાણુમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૯૨ મો

## અશ્વમેધની પ્રવૃત્તિ

અશ્વમેધનો કૃતસંકલ્પ કર્યા પછી, તથા તેના સાહિત્યની યોજના કર્યા પછી, ચક્રવર્તી રાજા રામે, સર્વલક્ષણ સંપન્ન કૃષ્ણસાર નામના યજ્ઞાશ્વને છોડ્યો.[૧] અશ્વની રક્ષા કરવાને માટે ઋત્વિજો સહિત લક્ષ્મણને મોકલ્યો હતોઃ અને શ્રીરામ સૈન્યની સાથે નૈમિષારણ્યમાં ગયા.[૨] ત્યાં જતાં યજ્ઞસ્થાન જોઇને મહાબાહુ રામ પરમ આનંદ પામ્યા અને બોલ્યા કે, 'એ ઘણો સુંદર બનાવ્યો છે.'[૩] નૈમિષારણ્યમાં રાજા રામ રહ્યા ત્યારે, અનેક નરપતિઓ ભેટો મોકલાવવા લાગ્યા તથા રામના સત્કારને માટે ત્યાં આવવા લાગ્યા. અને રામે તેઓનો સામો સત્કાર કર્યો.[૪] યજ્ઞમાં આવતા રાજાઓનો સત્કાર કરવાને માટે તથા તેમને અન્નપાનાદિ પહોંચાડવાને માટે ભરત અને શત્રુઘ્નને યોજેલા હતા, તેઓ સૌ પાંતિની વ્યવસ્થા કરતા હતા.[૫] સુગ્રીવ સહિત મહાત્મા વાનરો કંઈ પણ દોષ વિના પ્રયત્નપૂર્વક ઋષિઓને ભોજન આપતા તથા વરદાન લેતા હતા અને વિભીષણ ઘણા રાક્ષસોની સાથે તપસ્વીઓની સેવામાં હાજરનો હાજર રહેતો હતો.[૬–૭]

તે મહાત્મા રાજાઓને પોતાના સૈન્ય સહિત ઉતરવાને વગ પડતા મોટા મોટા તંબૂઓ કરાવતો હતો.૯

આણી તરફ અશ્વમેધની, ધામધૂમથી તૈયારી ચાલી રહી હતી, ત્યારે બીજી તરફ મહાત્મા લક્ષ્મણના રક્ષણ નીચે છુટેલો યજ્ઞાશ્વ પૃથિવી ઉપર ગમન કરતો હતો.૯ રાજશાર્દૂલ રાજા રામનો આ યજ્ઞ એવો ઉત્તમ હતો કે, જ્યાં યાચકો જે માગે તે 'આપો આપો' સિવાય બીજા શબ્દનો ઉચ્ચાર જ થતો નહોતો. દાન દેનારાઓને એમ જ કહી રાખેલું હતું કે, જે કંઈ પણ માગે તે શંકા વગર આપ્યા જજો. યાચકો સંતોષ પામે, તેટલા માટે તેઓ જે માગે તે આપવામાં આવતું હતું.૧૦-૧૧ ગોળ, ખાંડ, અન્ન અને પાન, જે માગે તે મળતાં હતાં. યાચકોના મુખમાંથી શબ્દ નિકળ્યો ન હોય ત્યાર પહેલાં તો રાક્ષસો ને વાનરો જોઇતી વસ્તુ આપતા જ હતા. આ રીતે જ્યાં હર્ષોચિત તથા પુષ્ટ માણસો મળેલાં હતાં એવા રાજા રામના અશ્વમેધ યજ્ઞમાં કોઈ દીન, કૃશ કે મલિન દેખાતું નહોતું. આ યજ્ઞમાં જે ચિરંજીવી મહાત્મા મુનિઓ આવ્યા હતા, તેઓને પણ આવો દાનના સમૂહોથી સુશોભિત યજ્ઞ પૂર્વે કોઇએ કીધો હોય તેમ સાંભરતું નહોતું. જેને સુવર્ણ જોઇએ તેને તે, અને જેને રત્ન કે ધન જોઇએ તો તેને તે મળતું હતું—એમ સૌને માગ્યું મળતું હતું. સુવર્ણ, રત્ન, દ્રવ્ય અને વસ્ત્રોના ઠામ ઠામ ઢગોના ઢગો સિંચી દીધેલા જોવામાં આવતા હતા અને ઢગોના ઢગ દાનમાં અપાતા હતા. સર્વે તપસ્વીઓ એકે સ્વરે બોલતા હતા કે, આવો યજ્ઞ અમારા જોવામાં કદી પણ આવ્યો નથી—અમે પૂર્વે ઇન્દ્રનો, સોમનો, યમનો ને વરુણનો યજ્ઞ જોયો છે, પણ તે આની તુલનાએ નહોતો.

સર્વે સ્થાનમાં વાનરો અને રાક્ષસો તત્પર રહેલા હતા;૧૨-૧૮ અને તેઓ સૌને વસ્ત્ર, ધન, સુવર્ણ, અન્ન વગેરે જે જોઇએ તે આપતા હતા. રાજસિંહ રામનો યજ્ઞ, સર્વે વાતે સંપૂર્ણ હતો. એ યજ્ઞ એક સંવત્સર ચાલ્યો, પણ કોઈ વાતની તેમાં કંઈ ઓછપ નહોતી.૧૯

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં બાણુમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૯૩ મો

## મુનિ વાલ્મીકિ

[ સીતા, મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં વસ્યાં છે, લવકુશ બાર વર્ષના થયા છે અને સીતાને ઘડીએ ને પળે આનંદ આપે છે પણ જાનકી, રામના વિચારે દુઃખિત થઈ ગઈ હતી. તે જોઇને મહર્ષિને વિચાર થયો કે, 'સીતાની આવી અવસ્થાથી, તે કાંઈ ઝાઝો કાળ જીવિત ધારણ કરી શકશે નહિ, અને રાજાધિરાજના કુંવરો, આખી ઉમ્મર તપોવનમાં રહીને ગાળે, તે પણ યોગ્ય નથી. આ કુમારો યોગ્ય વયે આવ્યા છે ને એઓએ રાજધર્મ તથા ધનુર્વિદ્યા શિખવી જોઇએ. હવે મારે એવો કંઈ ઉપાય યોજવો જોઇએ કે જેથી સીતાને રાજા રામ પુનઃ અંગીકાર કરે. હવે હું રામને સમજાવું કે સીતા પાપરહિતા શુદ્ધા—મનસા, વાચા કર્મણાએ પ્રતિવ્રતા છે, તેનો સ્વીકાર કરો. પણ રાજા રામે, પ્રજાજનમનરંજન કરવાને લાલસાવાળા હોવાથી, અને તે પ્રજાને જ રાજી રાખવા માટે સાધ્વી સીતાનો ત્યાગ કર્યો છે, તો એનો સ્વીકાર કેમ કરશે? તેઓ મારું કહેણ સહજ માને નહિ તો મારે શું કરવું? તેમ આમ ને આમ બેસી રહેવું તે પણ મને ઘટિત નથી, ને કાર્યસિદ્ધિ થવાનો પણ સંભવ નથી. જો રાજકુમારોને યોગ્ય શિક્ષણ આપવામાં નહિ આવે તો તેઓ અમર્યાદિત ને અસમર્થ થશે,' ત્યારે તેનો દોષ મને લાગશે. માટે કંઈ પણ પ્રયત્ન કરવો જોઇએ. હું વસિષ્ઠ અને લક્ષ્મણને મળી કંઈ રસ્તો કાઢીશ.' ]

[ એક બાજુએ અશ્વમેધ યજ્ઞ ચાલે છે, તે સમયમાં એક દિવસે સાયંકાળે, અયોધ્યાવાસી એક રાજદૂત વાલ્મીકિ મુનિને આશ્રમે આવ્યો ને તેમને રામના અશ્વમેધની કંકોત્રી આપી. તેમાં રાજા રામે અશ્વમેધમાં આવવાનું નિમંત્રણ કર્યું હતું. પછી મુનિ સ્વગત બોલ્યા કે, 'જે કાર્ય માટે મને ઉત્કંઠા હતી, તેનો આ સારો લાગ આવ્યો છે. હું નૈમિષારણ્યમાં જઈશ, ને આ લવકુશને શિષ્ય તરીકે સાથે લઈશ, અને રાજા રામ પોતાની મુખમુદ્રાને, તાદૃશ્ય મળતી આ બંને કુંવરોની મુખમુદ્રાને જોશે, ત્યારે નિઃસંદેહ તેનું સ્નેહાળ હૃદય પિગળશે.' પછી મુનિવર જાનકીની પર્ણકુટીમાં ગયા ને લવકુશને સાથે તેડી જવાને માટે જણાવ્યું. સીતા, રામનું નામ સાંભળતાં જ અશ્રુપૂર્ણ થઈ ગઈ, તેના એક નેત્રમાંથી શ્રાવણ ને બીજામાંથી

ભાદરવો વહેવા માંડ્યો. તેનો હૃદયભાવ ક્ષણમાં બદલાઈ ગયો. તેણે માન્યું કે, રામે બીજી સ્ત્રી કીધી હશે, કેમ કે અશ્વમેધનું ધર્મકાર્ય સ્ત્રી વગર થાય નહિ. તે નિસ્તેજ થઈ ગઈ. તેણે માન્યું કે આર્ય રામનો મારાપરથી સ્નેહ ઉઠયો છે, તો હવે જીવવાથી શું ફળ? પણ એટલામાં લવકુશે આવી કહ્યું કે, "મા! મહર્ષિ યજ્ઞ જોવા અમને તેડી જાય છે, તો અમે જઇયે? મા! રામ તે રામ જ છે, કેમકે તેણે પ્રજા રંજનાર્થે પોતાની પટ્ટરાણીનો ત્યાગ કર્યો, પણ આ ધર્મકાર્ય કરતાં બીજી રાણી પરણ્યા નહિ, એ તેના મહાયશની ઉત્તમતા છે. નિઃસંદેહ, રાજાઓમાં રામ જેવો રાજા, આ ભૂમંડળમાં તો થશે નહિ ને થયોએ નથી. એવા રાજાનાં દર્શનથી અમે ઘણા આનંદ પામીશું." એ સાંભળતાં સીતાને કલેજે ટાઢક વળી, ને રામનો પ્રેમ જોઈ તેના નેત્રમાંથી ખરખર પાણી પડ્યાં. ]

(બીજે દિવસે) જ્યાં પરમ અદ્ભુત યજ્ઞ ચાલતો હતો ત્યાં ભગવાન્ વાલ્મીકિ પોતાના શિષ્ય સંગે યજ્ઞદર્શન માટે પધાર્યા,[૧] દિવ્ય અને અદ્ભુત યજ્ઞનાં દર્શન કર્યાં અને એક સ્થળે એકાંતમાં પર્ણકુટી બાંધી ને ત્યાં રહ્યા.[૨] રામના સેવકોએ તેમનો સારી રીતે આદરસત્કાર કરીને ફળ, મૂળ વગેરેનાં ગાડાં મોકલાવીને ખાનપાન વગેરેનો યોગ્ય બંદોબસ્ત કર્યો.[૩] (ત્યાં સર્વના મ્હોંપર આનંદોત્સવનાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં: શોક કે દિલગીરીનું તો નામ પણ નહોતું. લવકુશે રામ રાજાનાં દર્શન કીધાં, ને રામાયણનો નાયક પરિપૂર્ણ છે એમ માન્યું. યજ્ઞક્રિયા બડી ધામધૂમથી થતી હતી, દેશ વિદેશના લોકો દર્શન માટે આવ્યા હતા; અને સર્વ મનુષ્યો અલૌકિક યજ્ઞનાં દર્શન કરી આનંદ પામતા હતા. પછી મુનિવર વાલ્મીકિએ વિચાર કર્યો કે, યજ્ઞનાં દર્શન થયાં પણ મારી કામના સિદ્ધ થઈ નહિ. હવે તો લવકુશ રાજા રામને મળે તો જ મારો ઉદ્દેશ પાર પડે.

આવો કૃતસંકલ્પ કરીને) મહર્ષિએ લવકુશને પાસે બોલાવી કહ્યું કે, "હે વત્સ લવ! હે વત્સ કુશ! આજથી તમે બંનો (પૂર્ણ પ્રીતિથી, વીણા વગાડતા) આખાં રામાયણનું ગાયન કરતા ફરો.[૪] તમો ઋષિઓના આશ્રમમાં અને બ્રહ્મનિવાસમાં, શેરીઓમાં અને રાજમાર્ગમાં, રાજાના તંબૂઓમાં અને ઋષિના મંડપોમાં, ઘરોમાં અને વિશેષે કરીને જ્યાં રાજા રામના યજ્ઞનું કાર્ય ચાલતું હોય ત્યાં જજો ને ઋત્વિજોના સમક્ષ શ્રીરામાયણનું પૂર્ણપ્રેમથી ગાન કરજો.[૫-૬] તમને થાક લાગે તો આ વનફળ ખાજો; એથી થાક નાશ પામશે અને આ સુંદર મૂળનું ભક્ષણ કરવાથી કંઠ બગડશે નહિ.[૭-૮] ઋષિમંડળ વચ્ચે કદાચ રાજા તમને બોલાવે તો ત્યાં પણ તમે મર્યાદાસર જજો, ને ગાવાની આજ્ઞા આપ્યા પછી ગાન કરજો—આ રામાયણમાં, મેં જે પ્રમાણાનુસાર સર્ગરચના કીધી છે તે જ પ્રમાણે ગાજો, પણ નિત્ય વીશ સર્ગ કરતાં વધારે ગાતા નહિ.[૯-૧૦] ધનની ઇચ્છા તો બિલકુલ કરતા જ નહિ. આપણે આશ્રમવાસીઓ—ફળ મૂળપર નિર્વાહ કરનારને ધનનો શો ખપ છે?[૧૧] જો કદાચ રાજા રામ તમને પૂછે કે તમે કોના પુત્ર છો? તો કહેજો કે, અમે મુનિ વાલ્મીકિના શિષ્ય છિયે.[૧૨] આ રામાયણનું ગાન, વાણીના રસથી ઝામેલું સ્વર તથા મૂર્ચ્છનાના સમુદાયવાળું છે, ને તેનું ગાણું નિશ્ચિતપણે અને મધુર વાણીથી કરજો;[૧૩] અને રાજા પાસે ગાવ ત્યારે આદિથી જ તેનો પ્રારંભ કરજો. જો જો, ત્યાં કંઈ ઉચ્છૃંખલપણું કે અમર્યાદા કે હસાહસી કરતા નહિ. રાજા એ સર્વ પ્રાણીના પિતા છે. (તેનાપ્રતિ પિતૃભક્તિ દર્શાવજો.)[૧૪] અને ખૂબ સાવધ રહેજો. ગાન કરો ત્યારે વીણા, લય તથા સ્વરસહિત વાણીથી ગાજો."[૧૫]

આવી આજ્ઞા આપ્યા પછી, પરમ ઉદાર મહર્ષિએ તેઓને સારી રીતે ઉપદેશ દીધો—મૈથિલી પુત્ર શિષ્યોએ કહ્યું કે, "આપની ઇચ્છા પ્રમાણે જ વર્તીશું." પછી કુમારો બહાર નિકળ્યા;[૧૬-૧૭] અને જેમ ભાર્ગવે રચેલી નીતિસંહિતા અશ્વિનીકુમારોએ હૃદયમાં રાખી હતી, તેમ મુનિવર વાલ્મીકિએ આપેલો ઉપદેશ હૃદયમાં રાખીને, લવકુશે, પ્રાતઃકાળમાં આપણે ગાન કરવા જઇશું, એવા ઔત્સુક્યમાં તે રાત્રિ આનંદમાં ગાળી; (અને હવે શું થાય છે તે જોતા મુનિવર વાલ્મીકિ પોતાના આશ્રમમાં રહ્યા.)[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ત્ર્યાણુમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૯૪ મો

## રામાયણનું સંગીત

બીજે દિવસે પ્રભાતના સ્નાન તથા હોમકર્મ કર્યા પછી, તે બંનો કુમારો, રાત્રિના જેમ ઋષિએ કહ્યું હતું તેમ (યજ્ઞસ્થાનમાં મધુર સ્વરે, ઠામ ઠામ) રામાયણનું ગાન કરવા લાગ્યા.[૧] ગાનવિદ્યાના પુરાણ પ્રસિદ્ધ આચાર્ય ભરત મુનિએ નિર્માણ કરેલી અપૂર્વ પાઠ્ય જાતિ—જેમાં જેમાં ગાનમાં થતા સ્વર, અલંકૃત, દ્રુત-

મધ્યમ અને વિલંબિત એવા ધ્વનિનાં અનેક પ્રમાણો અનુબદ્ધ છે. તે સંગીતવિદ્યાવાળું ગાન કુમારોને મુખેથી સાંભળી સૌ અતિશય રંજિત થયા.[૨-૩] (તેમનું સંગીત સાંભળી સૌ મોહિત થઈ ગયા. તે સુણતાં સૌના નેત્રમાં અશ્રુ પડવા લાગ્યાં. કુમારોનો સ્વર કોકિલાને પણ કોરાણે મૂકે તેવો હતો; અને તેમનાં રૂપ આગળ તો પરિસીમા વળી હતી. થોડા દિવસમાં પ્રજાજને જઈને રાજા રામને નિવેદન કર્યું કે, "મહારાજ! બે મુનિકુમારો આપના ચરિત્રનું એવું તો ઉત્તમ પ્રકારે ગાન કરે છે કે, જે સાંભળે છે તે મોહિત થઈ સ્તબ્ધ જ થઈ જાય છે. અમે કદી પણ આવું સંગીત સાંભળ્યું નથી; અને તેમના જેવું રૂપ તો કદી પણ જોયું નથી. તેમના કંઠની મધુરતા માટે તો શું કહીએ, પરંતુ કિન્નરો ને ગંધર્વો પણ તેના આગળ પોઇશ છે. હે મહારાજ! તેઓ જે કાવ્ય ગાન કરે છે તે કોની કૃતિ છે તે અમે જાણતા નથી, પણ એ કાવ્ય સર્વોત્તમ છે. મહારાજ! આપ તે કુંવરોને સભામાં બોલાવી તેનું સંગીત સુણો. નિઃસંદેહ તેમને જોતાં ને તેમનું ગાન સુણતાં તમે પણ મોહિત થશો." પ્રજાજનનાં આવાં વચન સાંભળી, રાજા રામ બહુ આશ્ચર્ય પામ્યા. તેમને પણ તે કુમારોનું સંગીત સાંભળવાનો ઉમંગ થયો.)

સાંઝના જ્યારે યજ્ઞનો વિરામ થયો ત્યારે (મહારાજ શ્રી રામે, એક બ્રાહ્મણ દૂત મોકલીને) તે બંને કુમારોને તેડાવ્યા. (પછી એક સભા ભરી, અને) તેમાં મુનિઓ, રાજાઓ, પંડિતો, પૌરજનો, પુરાણીઓ, શબ્દશાસ્ત્રજ્ઞો, વૃદ્ધ બ્રાહ્મણો, સ્વરલક્ષણજ્ઞો, રામાયણ સાંભળવાને ઉત્સુકતાવાળાઓ, સામુદ્રિક જાણનારાઓ, સંગીત જાણનારાઓ, પદ, અક્ષર અને સમાસ જાણનારાઓ, ગાયત્રી આદિ છંદઃ શાસ્ત્રનાં પ્રમાણ જાણનારાઓ, વૈદિકો, માત્ર વિભાગ જાણનારાઓ, જ્યોતિષીઓ, કલ્પસૂત્રજ્ઞો, બહુશ્રુતો, તાર્કિકો, છંદજ્ઞો, વેદજ્ઞો, ગોમૂત્રિકા મુરજાદિ પ્રબંધ અને ચિત્રકાવ્ય જાણનારાઓ, વ્રતજ્ઞો, ધર્મ શાસ્ત્ર પ્રમાણે વર્તનારાઓ, પદ, વાક્ય અને સૂત્ર જાણનારાઓ, સદાચારીઓ, ગાન તથા નૃત્યમાં કુશળ પુરુષો અને વિદ્વાન્ મહાત્માઓ વિરાજમાન થયા હતા. તેમની સમક્ષ સભામંડપમાં ધીમે પગલે કુમારો લવકુશ ગાન કરવાને આવ્યા.[૪-૯] (એ કુમારોને જોતાં જ રામ શિથિલ થઈ ગયા. તેઓના હૃદયમાં કંઈ નવો જ ભાવ ઉત્પન્ન થયો. પ્રીતિ અને શોક સામટા જ બહાર આવ્યા. તેઓ ભ્રમિત ચિત્તવાળાપેરે તે કુમારોને એકી ટસે જોઈ રહ્યા. પછી કુમારોએ કહ્યું કે, "મહારાજની શી આજ્ઞા છે?" તે કુમારોના અંગમાં જાનકીનાં સર્વ અવયવોનાં ચિહ્ન જોઈને રામ ક્ષણભર જડ જેવા થઈ ગયા. પછી થોડીવારે રાજા રામે, ચિત્તચંચળતા રોકીને કહ્યું કે, "હે કુમારો! મેં સાંભળ્યું છે કે, તમો ઉત્તમ સંગીત કરો છો, તે હું સાંભળવા ઇચ્છું છું.")

પછી સભામંડપમાં, શ્રોતાઓ વાદવિવાદ કરતા હતા તે બંધ થયા, ને સૌને આનંદ પમાડે તેવું ઉત્તમ સંગીત મધુરા સ્વરે તે કુમારોએ કરવા માંડ્યું.[૧૦] એ ગાયન એવું હતું કે કોઈ પણ મનુષ્યથી તેવું થઈ શકે નહિ—એવું ઉત્તમ હતું. શ્રોતાઓ તે સાંભળતાં તૃપ્ત થયા નહિ,[૧૧] ગાન સાંભળીને ઋષિઓ ને બળવાન્ રાજાઓ બહુ આનંદ પામ્યા—રે એટલું જ નહિ, પણ તે કુમારોના સ્વરૂપનું પાન કરતા હોય તેમ એકી ટગરે તેઓને જોઈ રહ્યા.[૧૨] તેઓ અન્યોઅન્ય વાત કરતા હતા કે, "આહાહા! આ બાળકોની શી કાંતિ છે! એ સાક્ષાત્ રામના જેવા જ છે. એક સૂર્યબિંબમાંથી બીજું સૂર્ય-બિંબ પડ્યું હોય, તેમ એક રામમાંથી આ બીજા જ ઉત્પન્ન થયા હોય તેવા જણાય છે.[૧૩] જો એમને જટા ન હોત ને વલ્કલ પહેર્યાં ન હોત તો એ કુમારો અને રાજા રામમાં કશો ભેદ આપણા જાણવામાં આવત નહિ."[૧૪] નગરજનો આમ વાત કરતા હતા, તેટલામાં નારદનો કહેલો પૂર્વ સર્ગ શરુ થયો.[૧૫] લવકુશે વીશ સર્ગ સૂધી ગાન કીધું તેટલામાં પાછલો પહોર થયો, ત્યારે ભ્રાતૃવત્સલ રાજા રામે બંધુઓને કહ્યું કે, "હે કાકુત્સ્થ! આ મહાત્માઓને અઢાર હજાર સોના મહોરો અને બીજું જે કાંઈ પણ તેની ઇચ્છામાં આવે તે ભેટ આપો." પછી કોશાધ્યક્ષે તેટલું દ્રવ્ય આપવા માંડ્યું, પણ તે તેઓએ ગ્રહણ કર્યું નહિ, ને કહ્યું કે; "મહારાજ! એ દ્રવ્યનો અમને શો ખપ[૧૬-૧૯] અમે તો વનવાસી મુનિશિષ્યો! વનોત્પન્ન વનફળપર જ નિર્વાહ કરીએ છીએ, ત્યાં અમને સોનાનો શો ખપ?"[૨૦]

કુમારોનું આવું ભાષણ સાંભળીને રામ સહિત શ્રોતાઓ બહુ વિસ્મય પામ્યા.[૨૧] (પછી કવિનું પાંડિત્ય અને રચનાલાલિત્યથી મોહ પામીને કુમારોને) રામે પૂછ્યું કે, "આ કાવ્ય કોનું રચેલું છે? આ મહાકાવ્યપ્રણિત મુનિ ક્યાં રહે છે? એ કાવ્ય કેવડું છે? તમે આવું ઉત્તમ સંગીત ક્યાં શિખ્યા છો?"[૨૨-૨૩] રાજા

રામનો આ પ્રશ્ન સાંભળીને કુમારોએ ઉત્તર આપ્યો કે, "હે મહારાજ! જેણે આપના સમગ્ર ચરિત્રનું વર્ણન કર્યું છે; તે કાવ્યના રચનાર ભગવાન્ વાલ્મીકિ મહર્ષિ છે; અને હમણાં તે મહર્ષિ આપના યજ્ઞવાટની પડોશમાં જ વસે છે.[૨૪] તે તપસ્વી ભાર્ગવ મુનિએ આ કાવ્યના ચોવીસ હજાર શ્લોક રચ્યા છે; તેમાં સો ઉપાખ્યાન છે,[૨૫] અને હે રાજન્! પહેલેથી તે છેલ્લે સુધીના છ કાણ્ડ છે; તેમાં પાંચસો સર્ગ છે—ને સાતમો કાણ્ડ ઉત્તર છે.[૨૬] અમારા ગુરુ વાલ્મીકિએ આપના ચરિત્રને ઉદ્દેશીને આ કાવ્ય રચ્યું છે; તેમાં આપના જીવિતપર્યંતનાં સર્વ શુભાશુભ કાર્યો—થયેલાં ને થવાનાં પણ વર્ણવેલાં છે.[૨૭] હે રાજન્! જો આપને એ સર્વ કાવ્ય સાંભળવાની ઇચ્છા હોય તો, યજ્ઞપ્રયોગ નિવૃત્ત થયા પછી, એ સર્વ અમે પ્રેમથી સંભળાવીશું—આપ બંધુ સહિત સાંભળજો. (એ જ મુનિ પાસે અમે આ કાવ્યગાન કરતાં શિખ્યા છીએ.)"[૨૮] ત્યારે રાજા રામે કહ્યું કે, "ભગવાન્ વાલ્મીકિએ, નિશ્શંક, આ કાવ્યમાં ઉત્તમ કાવ્યશક્તિ દર્શાવી છે. પણ કુમારો, આજે તમને બહુ શ્રમ થયો છે, માટે હવે જાઓ." પછી રામની આજ્ઞા માંગીને તે કુમારો પોતાના ગુરુ રહેતા હતા તે ઉતારાપર ગયા.[૨૯] રાજા રામે પણ તે દિવસે તુરત જ સભા વિસર્જન કરી ને ઋષિમુનિ સાથે યજ્ઞશાળામાં ગયા.[૩૦] આ રીતે તાલ, લય, સર્ગબદ્ધ, સ્વર શબ્દવાળું, તન્ત્રીલય અને વ્યંજનવાળું તથા કુશલવે ગાયેલું રામાયણનું ગાન રાજા રામે સાંભળ્યું હતું.[૩૧]

[પછી વિચાર કરતા કરતા રાજા રામ પોતાના વિશ્રામભવનમાં ગયા. ત્યાં જઈ તેમને વિચાર થયો કે, "રે મારા હૃદયમાં આ શું થાય છે? આ કુમારોને નિરખવાથી મારા હૃદયમાં વાત્સલ્યભાવ કેમ સંચાર કરી રહ્યો છે? રે આ કુમારો સાક્ષાત્ જાનકીની પ્રતિમા જેવા છે, તો તેઓ જાનકીના પુત્ર તો નહિ હોય? પણ રે લક્ષ્મણ! તેને તજી આવ્યા પછી તેનું શું થયું હશે? રે માનો ન માનો, પણ આ બંને જ મારાં સંતાનો છે, તે વગર આવો ભાવ ઉત્પન્ન થાય નહિ. પણ હે જાનકી! તું હજી જીવિત ધરી રહી હશે? રે હું દુઃખીઆને આવું સુખ ક્યાંથી હોય? કે આ કુમારો મારા હોય?" આમ રામ વિહ્વળ ચિત્તે શોક કરતા હતા; અને હૃદય ભરાઈ આવવાથી તેઓ ધીમે ધીમે રડતા હતા.]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં ચોરાણુમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૯૫ મો
## સીતાને તેડું

[મહાત્મા વાલ્મીકિ મુનિએ, રામનું ચરિત્ર અતિ લાલિત્યમય વાણીમાં રચ્યું છે; અને તે કાવ્યનું ગાન કોકિલકંઠા એ કુમારો કરે છે, અને હવે નિત્ય રાજસભામાં ગાવાના છે, એવા વર્તમાન નૈમિષારણ્યમાં ફેલાઈ જતાં તે સાંભળવાને પ્રભાતના જ લોકોની મેદની રાજસભામાં થઈ રહી હતી. રાજા રામ સિંહાસનારુઢ થયા હતા. લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, સુગ્રીવ, વિભીષણ વગેરે રાજકુંવરો આસપાસ બેઠા હતા. કૌસલ્યા, કૈકેયી, સુમિત્રા, ઊર્મિલા, માંડવી, શ્રુતકીર્તિ વગેરે અંતઃપુરની સ્ત્રીઓ અને અરુંધતી આદિ ઋષિપત્નીઓ, પડદા નાંખીને જૂદી જગ્યાપર બેઠાં હતાં. થોડીવારમાં લવ અને કુશ કુમારો ત્યાં આવ્યા. પછી રાજા રામે, સંગીત કરવાની અનુમતિ આપી. સંગીતનો પ્રારંભ થયો. શ્રોતાઓ ચિત્રવત્ થઈ રહ્યા. જરાપણ સણુસારો થતો નહોતો. લવ કુશે વીણા લઈને સંગીતનો આરંભ કર્યો, અને રામાયણના જે ભાગમાં રામ સીતાનો પ્રેમ વર્ણવ્યો હતો તે ભાગ લલકાર્યો. રામનું હૃદય તે સુણતાં વિહ્વળ થઈ ગયું—તેમના નેત્રમાંથી જોરભેર આંસુ પડવા માંડ્યાં. તેમની નિશ્શંકતા થઈ કે આ બંને મારા બાળક છે—જાનકીના પુત્ર છે; ને એમ બીજા દિવસનું ગાન પણ પૂર્ણ થયું. કૌસલ્યા તો તે બંનો કુમારોને જોતાં, 'અહા વહુ જાનકી' એમ કરતાં મોહવશ થઈ દિગ્મૂઢ થઈ ગયાં હતાં.]

આ પ્રમાણે રાજા રામે, મુનિમંડળે, રાજાઓએ, વાનરોએ તથા રાક્ષસોએ ઘણાં દહાડા સૂધી રામાયણનું સંગીત સાંભળ્યું.[૧] એ ગાન સાંભળતાં સર્વની ખાત્રી થઈ કે, આ બંનો કુમારો સીતા સતીના પુત્ર છે, ને જાનકીના જાયા છે. (સભામાં તેનો ગડબડાટ થઈ રહ્યો હતો, ત્યારે એક સમયે) રાજા રામે, બુદ્ધિથી શુદ્ધાચારવાળા રાજસેવકોને તેડાવીને કહ્યું કે, "ઓ દૂતો! તમો ભગવાન્ વાલ્મીકિ મુનિ પાસે જાઓ અને તેમને મારે નામે જણાવો કે, જો જાનકી શુદ્ધ સતી હોય, તેનો આચાર શ્રેષ્ઠ હોય અથવા તપોવનમાં નિવાસ કરવાથી તેનાં પાપ બળી ગયાં હોય તો, આપની આજ્ઞા લઈ, આપને સાથે લઈ આવીને સીતા પોતાની શુદ્ધિ જનસભામાં પ્રકટ કરે.[૨-૪] દૂતો તમો તપાસજો કે મુનિનું હાર્દ શું છે? ને જાનકીનું કર્તવ્ય શું છે? તે જાણી મને તુરત જણાવજો.[૫] ભલે જનક-

તનયા જાનકી, કાલે પ્રભાતના રાજસભામાં આવે ને પોતાની શુદ્ધિ પ્રગટ કરી મારું કલંક દૂર કરવાની પ્રતિજ્ઞા લે. સ્ત્રીના સૌંદર્યમાં લેવાઈ રાજા રામે સીતાને પ્રતિગ્રહણ કરી, એવો લોકાપવાદ મજપર નહિ આવે (ને ઇક્ષ્વાકુકુળને કલંકિત નહિ કરે), એ જ હેતુ, આ સભામાં સીતાને લાવવાનો મારો છે."[૬]

રાજા રામચંદ્રની પરમ અદ્ભુત વાણી સાંભળીને રાજસેવકો મુનિ વાલ્મીકિના આશ્રમ પ્રત્યે ગયા,[૭] અને અપાર તેજવાળા મુનિના પાદપંકજમાં પ્રણામ કરીને, મહાત્મા રામનાં કોમળ તથા મધુર વચન તે મુનિને નિવેદન કર્યાં.[૮] રાજસેવકનાં વચન સાંભળી તથા રામના હૃદયનું હાર્દ સમજીને–મહર્ષિ વાલ્મીકિએ કહ્યું કે,[૯] "હે દૂતો! તમારું કલ્યાણ થાવો, ને રાજા રામને કહો કે તેમની ઇચ્છા મુજબ કાર્ય થશે. સીતા રામના કહેવા પ્રમાણે જ કરશે–કેમકે સ્ત્રીનું દૈવત જ તેમનો સ્વામી છે."[૧૦] મુનિનું વચન સાંભળીને મહા બળવાળા રાજસેવકો, રામની પાસે આવ્યા ને જેમ મુનિએ કહ્યું હતું તેમ જ જણાવ્યું.[૧૧] તે સાંભળીને રાજા રામ બહુ આનંદ પામ્યા; અને તેઓએ રાજસભામાં આવીને સર્વ ઋષિઓ, રાજાઓ તથા પ્રજાજનને કહ્યું કે,[૧૨] "હે સહશિષ્યમુનિઓ અને સહસેવકરાજાઓ! કાલે પ્રભાતના સીતા, આ રાજસભામાં આવનાર છે, ને શપથ લેનાર છે તે તમો જોજો; અને બીજા જે કોઇને રામપત્ની સીતાના શપથ જોવાની ઇચ્છા હોય તે સર્વે પણ ભલે અત્રે પધારે."[૧૩] મહાત્મા રાઘવનાં આવાં વચન સાંભળીને સર્વોત્તમ મુનિઓ ને રાજાઓ ઘણા પ્રસન્ન થયા અને રામની ઘણી પ્રશંસા કરવા લાગ્યા. તેઓએ એકત્ર થઈ રાજા રામને કહ્યું કે, "હે નરાધિપતિ! આપ જે પ્રમાણે વર્તો છો, તે પ્રમાણે વર્તનારો આ ભૂમંડળમાં તમારા વિના બીજો છે? (રાજા તે રામ જ સત્ય છે.)"[૧૪-૧૫]

બીજે દિવસે પ્રભાતનાં સીતા સતીના શપથ સાંભળવાનું જણાવી પછી રાજા રામે, સભામંડળ વિસર્જન કર્યું; અને મહાત્મા રામે, જાનકીના શપથ સાંભળવાનું નિમંત્રણ કરીને, સર્વ ઋષિમુનિઓ ને રાજા તથા શેઠ સાહુકારોને પોતપોતાના સ્થાનોમાં જવાની આજ્ઞા આપી.[૧૬-૧૭]

[રાજા રામ સીતાનો પુનઃ અંગીકાર કરે છે, એ વર્તમાન નૈમિષારણ્યમાં સહજવારમાં ફેલાઈ ગયા અને સર્વ જાણવામાં આવ્યું કે, રામાયણનું ગાન કરનાર મુનિકુમારો તો રાજા રામના પુત્ર છે. સુહૃદય પૌરજનો તો ઘણો આનંદ પામ્યા, અત્યાર સૂધી શું સીતા જીવતી હશે? એમ લોકોમાં શંકા હતી. પણ તે જીવે છે અને રાજાજીએ તેને તેડવાને રાજદૂતો મોકલ્યા છે, તે વર્તમાન જાણીને સર્વજનો ઘણા પ્રસન્ન થયા. પણ કેટલાક મનુષ્યો તો બડબડવા લાગ્યા કે, "આપણો રાજા ચંચળચિત્તનો છે, તેનું મન સ્થિર નથી. જ્યારે જાનકીને પાછી ઘરમાં ઘાલવી હતી તો શા માટે તેને વનમાં કાઢી મૂકી? તે વેળા જે જાનકી હતી, તે જ જાનકી હમણાં પણ છે, તેમાં શું બદલાયું છે કે તેને પાછી ઘરમાં લેવાને તૈયાર થયા છે? તે વેળાએ જે કારણ હતું તે કારણ પણ હજી ક્યાં મટી ગયું છે? તે કારણ તો હજી સ્થિર જ છે તો પણ ભાઇઓ રે! મોટાં માણસોનાં ચરિત્રો કળ્યામાં આવે તેવાં નથી." આવી પૌરજનની વાર્તા બહુ ચર્ચાઈ ગઈ, તે રામના કાનપર કર્ણોપકર્ણ અથડાતી આવી. જો કે રાજા રામનો તો એક નિશ્ચય હતો કે, સીતા શુદ્ધ, પ્રતિવ્રતા ને પાપ રહિતા છે, ને તેને રાજમંદિરમાં આણવામાં કંઈ પણ બાધ નથી, પણ લોકોની આવી વાતથી તેમનું મન ડોલવા લાગ્યું. પ્રજાજનના હૃદયમાંથી સીતાપરનું કલંક દૂર થયું નથી, તે જાણી તેમને અપાર પરિતાપ થયો. તેમના શોકનો પાર જ રહ્યો નહિ. 'હવે શું કરવું?' એવા વિચારથી તે મૂઢ જેવા થઈ ગયા. પછી લક્ષ્મણને બોલાવ્યો. કેટલીક તકરાર થઈ, ને સીતા જો પોતાનું સતીપણું બતાવે તો તેને ગ્રહણ કરવાને રાજા રામે અનુમતિ આપી. લક્ષ્મણે મુનિ વાલ્મીકિને મળી રામની ઇચ્છા દર્શાવી, ત્યારે મહર્ષિ વાલ્મીકિ રામ પાસે આવ્યા. તેઓ મળ્યા ને જણાવ્યું કે સીતા શુદ્ધ સાધ્વી છે, તેને ગ્રહણ કરવામાં દોષ નથી. પણ રાજા રામે કહ્યું કે, "મુનિ! હું તે માટે નિઃસંદેહ છું, પણ આ રાજ્યનો ભાર મેં વહોર્યો છે એટલે પરાધીન છું. મુનિઓ ઉપદેશ દે છે કે પ્રાણદાનથી પણ પ્રજાને આનંદ આપવો. તો જ્યારે પ્રજાને સીતાના પાતિવ્રત્ય માટે સંશય હોય તો હું તેનો અંગીકાર કેમ કરી શકું? મહર્ષિ! હું જાણું છું કે સીતાના ત્યાગ પછી મેં સર્વ સુખ તજ્યાં છે, ને આટલા વર્ષ હું જીવિત કેમ ધરી શકું છું તે પણ કહી શકતો નથી. મહાકષ્ટે મેં સીતાનો પરિત્યાગ કર્યો હતો, ને મને એમ પણ થાય છે કે નિરપરાધી બાળાનો ત્યાગ કરી મેં ઘોર અપરાધ કર્યો છે, તો તેનો પુનઃ સ્વીકાર કરું, પણ મારાથી તેમ થઈ શકતું નથી. મેં રાજ્ય ત્યજવાનો પણ વિચાર કીધો હતો, ને ભરતને રાજગાદી સ્વાધીન કરી વને વસવા

પણ ધાર્યું હતું; પણ ઘણો વિચાર કરતાં મને એ જ યોગ્ય લાગ્યું છે કે, જાનકી પોતાની પવિત્રતા પ્રકટ બતાવે; ને ત્યારે જ હું તેને ગ્રહણ કરી શકીશ. હે મુનિદેવ! મેં દુઃખ ખમવાને જન્મ લીધો છે ને જીવિતપર્યંત દુઃખ જ ખમીશ; પણ સીતા શુદ્ધ છે ને લોક તેમ માને તે વિના હું તેનો અંગીકાર કરી શકીશ નહિ. આ કહેતાં પહેલાં મારા પ્રાણ જાય તેવી કઠિન વેદના મને થાય છે." આમ બોલતાં રાજા રામને ડુમો ભરાઈ આવ્યો. પછી થોડીવારે મુનિને રાજા રામે કહ્યું કે, "સીતા સાથે આપ કાલે રાજસભામાં પધારી, સભ્યજનોને સીતાની શુદ્ધિની ખાત્રી આપી તેને ગ્રહણ કરવાનું પૂછજો. જો સઘળા સંમત થશે તો હું સીતાનો સ્વીકાર કરીશ; પણ જો સૌ સંમત ન થાય તો તેણે કોઈ દિવ્ય પ્રમાણથી સૌ પ્રજાનો સંદેહ દૂર કરવો જોઈએ." પછી મહર્ષિ વાલ્મીકિ પોતાને આશ્રમે ગયા.]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં પંચાણુમો સર્ગ સંપૂર્ણ**

---

# સર્ગ ૯૬ મો

## મહર્ષિ વાલ્મીકિની પ્રતિજ્ઞા

[ સીતાને જાણ થઈ કે રાજા રામે મને તેડાવી છે તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે માન્યું કે વિધિએ કૃપાળુ થઈ મારા દુઃખનો અંત આણ્યો છે. આર્યપુત્રનો મારાપર અથાક અનુરાગ છે; તેઓ સ્નેહાળ, કૃપાળુ ને મમતાળ છે; પણ નિરુપાયે, પ્રજારંજનાર્થે જ મારો ત્યાગ કર્યો છે. હશે; મારા વિરહ દુઃખથી તેઓ પણ દુઃખિયા છે, મારાપર પૂર્ણ પ્રેમ છે. જો તેમ ન હોત તો તેઓ બીજી રાણી કાં ન લાવત? પણ તેમ કર્યું નથી ને સહધર્મચારિણીને સ્થાને સુવર્ણ-મૂર્ત્તિ બનાવીને કાર્ય કીધું. એ જ મારાપરના પ્રેમની કસોટી છે. અહાહા! હવે મને સંપૂર્ણ સુખ થશે. આવા વિચારથી તેના મનમાં આનંદ પ્રવાહની છોળો ઉછળવા લાગી. સુખના સાગરમાં તે ડોલવા લાગી જાણે રાજા રામ તેની સમીપ આવ્યા ને લજ્જાથી તેને સંતોષ આપતા હોય તેમ તેને લાગ્યું. આમ તર્કવિતર્કમાં તે એટલી લીન થઈ ગઈ કે રાત ક્યાં વીતિ ગઈ? તે પણ તેને જણાઈ નહિ.]

બીજે દિવસે પ્રભાતમાં જ, રાજા રામ યજ્ઞશાળામાં ગયા. ત્યાં બેસવાની સર્વ પ્રકારની ગોઠવણ કરી હતી. પછી સર્વ ઋષિઓને બોલાવ્યા.[1] મહાત્મા વસિષ્ઠ, વામદેવ, જાબાલિ, કાશ્યપ, વિશ્વામિત્ર, દીર્ઘતમા, મહાતપસ્વી દુર્વાસા, પુલસ્ત્ય, શક્તિ, ભાર્ગવ, વામન, ચિરંજીવ માર્કંડેય, યશસ્વી મૌદ્ગલ્ય, ગર્ગ, ચ્યવન, ધર્મજ્ઞ શતાનંદ, તેજસ્વી ભારદ્વાજ, અગ્નિપુત્ર સુપ્રભ, નારદ, પર્વત, યશસ્વી ગૌતમ અને બીજા અનેક પ્રશંસા કરવા જેવા વ્રતવાળા મુનિઓ, કૌતૂહલ જોવાને સભામાં આવ્યા હતા. તેમ જ મહા બળવાન્ રાક્ષસો ને વાનરો (તથા પૌરજનો પણ) ત્યાં આવ્યા હતા. હજારો ક્ષત્રિય, વૈશ્યો, શૂદ્રો તથા દેશ પ્રદેશના મહાત્મા બ્રાહ્મણો પણ આવ્યા હતા. તે સર્વ સીતાના શપથ સાંભળવાને બહુ ઉત્સુક હતા.[૨-૮] સભામાં બેઠા પછી સૌ જાણે પાષાણમય હોય તેવા જણાતા હતા-(ચું કે ચાં કોઈ કરતું નહોતું.) એટલામાં સીતા દેવી સહિત ભગવાન્ વાલ્મીકિએ સભામંડપમાં પ્રવેશ કીધો-[૯] આગળ મુનિ અને પાછળ સીતા ચાલતી હતી-તે જેમ બ્રહ્માની પુઠે શ્રુતિ ચાલતી હોય તેમ-મનસા વાચા કર્મણા રામનું જ ચિન્તન કરતી સીતા ચાલતી હતી. (તેમની પાછળ લવકુશ પણ ચાલતા હતાં. સીતા તો હાડપિંજરનો માળો જ થઈ ગઈ હતી. તેના મોંપરનું તેજ ઉતરી ગયું હતું. તે જોઈ રામનું હૃદય ભેદાઈ ગયું; તેમની છાતી ભરાઈ આવી, પણ પરાકાષ્ટે શોકને સમાવ્યો. તેઓનું મુખ બહુ ચિંતાતુર હતું-પ્રજા આજે શું કહેશે તે જાણવા માટે તેઓ ખિન્ન હૃદયના હતા.) મહર્ષિ વાલ્મીકિ અને સીતાને આવતાં જોઈ, સભામાં જયજયકાર થઈ રહ્યો, ને તેમની પ્રશંસા કરવા લાગ્યા. કોઈ સીતાની તો કોઈ રામની, ને કોઈ ઉભયની સ્તુતિ કરતા હતા. પણ સીતાની દીનમુદ્રા જોઈ, ઘણાકનાં અંતઃકરણ ભેદાઈ ગયાં, ને તેમને અપાર કરુણા ઉત્પન્ન થઈ. સભાજનોના 'હર! હર! આ શી અવસ્થા' એવા સ્વરથી આખું સભા સ્થાન ગાજી રહ્યું.[૧૦-૧૩]

સભામાં સર્વ મનુષ્યના સમુદાયની વચમાં મહર્ષિ વાલ્મીકિ, સીતાસહ પ્રવેશ કર્યા પછી રાજા રામને ઉદ્દેશી આ પ્રમાણે બોલ્યા-[૧૪] "હે દાશરથી! આ શુભાચરણવાળી તથા ધર્મવત્સલ સીતાને, આપે લોકાપવાદને લીધે ત્યાગ કરી, મારા આશ્રમ આગળ મૂકી હતી.[૧૫] પણ હે મહાવ્રત! લોકાપવાદના ભયથી તમે સીતાનો પરિત્યાગ કીધો છે, (તો તે કલંક દૂર કરવા) સતી સીતા, આ સભા મંડળમાં સર્વને પોતાની પ્રતીતિ આપવા ઇચ્છે છે; માટે તેમ કરવાને તમો અનુજ્ઞા આપો.[૧૬] આ બે જોડવે જન્મેલા કુમારો, તમારાથી

ઉત્પન્ન થયેલા, સીતાનાં સંતાનો છે-એ હું તમને સત્ય કહું છું.[17] હે રઘુનંદન! હું પ્રચેતાનો દશમો પુત્ર છું, અને મેં કોઈવાર પણ અસત્ય ભાષણ કર્યું હોય તેમ જાણતો નથી, તેથી નિઃસંદેહ કહું છું કે, આ પુત્રો તમારા જ છે.[18] હું, હજારો વર્ષ સૂધી કરેલા મારા તપના શપથ લઈને તમો સર્વને-આ મુનિજનોને, આ રાજાઓને, (કૌસલ્યરાજ્યની પ્રજાને, આ વાનરોને ને આ રાક્ષસોને) કહું છું કે, જો આ મૈથિલી દૂષણવાળી હોય તો મારું તે તપ અવરથા થાઓ.[19] જો આ મૈથિલી પાપરહિતા ન હોય તો મારાં સત્કર્મ અવરથા થાઓ.[20] હે રાઘવ! પંચભૂતરૂપ પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન એ સર્વાંગ સીતા નખથી તે શિખાપર્યંત શુદ્ધ છે; અને તે આ પ્રમાણે શુદ્ધ હતી ત્યારે જ, ગહન વનમાં સરિતા તટે બેઠી બેઠી એકલી રુદન કરતી, તેને હું મારા આશ્રમમાં તેડી ગયો હતો.[21] એ સર્વ સભામંડપના જનો! તમે જાણો કે આ સીતા શુદ્ધ આચરણવાળી, પાપરહિત અને પતિને જ પ્રભુ માનનારી છે. હે નરપતિ! હે દાશરથી! તમારી પત્નીને તમો જાણો છો કે તે શુદ્ધ પતિવ્રતા છે, છતાં લોકાપવાદથી ચંચળચિત્તના થઈને, ચલિત હૃદયે તમે તેનો ત્યાગ કીધો છે; પણ મેં મારા દિવ્ય જ્ઞાનયોગે જાણ્યું છે કે, તે પતિવ્રતા અને સાધ્વી છે, અને તે તમોને જણાવું છું, ને કહું છું કે હવે તમે એને ગ્રહણ કરો."[22-23]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં છન્નુમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૯૭ મો

## ભૂમિપ્રવેશ

સીતા તો માત્ર હાડકાંનો માળો જ રહી હતી. તેના મુખનું તેજ ઉડી ગયું હતું. રામ, સીતાને જોતા ભેંઠાઈ ગયા હતા. જ્યારે મુનિવર વાલ્મીકિએ સભામંડપમાં આ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞા જણાવી ત્યારે મહાત્મા રાજા રામે કહ્યું કે,[1] "હે મહાભાગ! હે ધર્મજ્ઞ! તમે જે જે કંઈ કહ્યું તે યથાર્થ છે, ને હે બ્રહ્મદેવ! તમારા પાપરહિત વચનોપર મારી પૂર્ણ શ્રદ્ધા છે,[2] અને પૂર્વે દેવમંડળની સમક્ષ, સીતાએ શપથ લઈને પોતાની વિશુદ્ધિ દર્શાવી છે; અને તેમ હતું ત્યારે જ મેં એને રાજમંદિરમાં રાખી હતી.[3] પણ જ્યારે તેના માથાપર આળ છે, અને લોકાપવાદ બળવાન્ છે, એમ મેં જોયું, ત્યારે મેં એનો ત્યાગ કીધો છે. સીતા પાપરહિત છે એ હું નિઃસંદેહ માનું છું, પણ લોકાપવાદ આવ્યો ત્યારે એનો પરિત્યાગ કરવા વિના મેં બીજો રસ્તો જોયો નહિ; પણ તેને માટે, હે દેવ! તમો મને ક્ષમા કરશો.[4] હું ઇચ્છું છું કે આ જગતમાં શુદ્ધ થયેલી સીતાપર મારી પ્રીતિ હજો! આ કુશલવ મારા પુત્રો છે, તે પણ હું જાણું છું."[5] સીતાની પ્રતિજ્ઞા સાંભળવાને આકાશવાસી સર્વે દેવો પણ આવ્યા હતા. પિતામહ, આદિત્ય અને વસુ, રુદ્રો ને વિશ્વદેવો, મરુતો અને સાધ્યદેવો નાગો ને ઋષિઓ, સુપર્ણો અને સિદ્ધોથી આકાશ છવાઈ રહ્યું હતું. તે સર્વને જોઇને રાજા રામ, પુનઃ બોલ્યા કે, "આ પાપરહિત મુનિના વચનપર મને પૂર્ણ શ્રદ્ધા છે, અને આ સભામંડપમાં શુદ્ધ થયેલી સીતા મારા પ્રાણ હજો."

સીતાની પ્રતિજ્ઞા જોવા આવેલા દેવો આનંદ પામ્યા ને વાયુદેવ પૂર્ણ ઉત્સાહથી બેહેક બેહેક કરતો વાહવા લાગ્યો-જાણે પૂર્ણ સત્યયુગના જેવો તે સ્પર્શ સુખદાયી હતો. સર્વે સ્થિર થઈ ગયા હતા.[6-12] પછી કષાય વસ્ત્ર પહેરેલાં સીતાજી આગળ આવ્યાં ને નમ્ર મુખ કરી, બે હાથ જોડી બોલ્યાં કે,[13] "જો મેં મનવડે, ત્રણે કાલમાં રાઘવ રામભદ્રનું જ ચિંતવન કર્યું હોય તો, હે પૃથ્વી! હે માધવની પત્ની! મને તારામાં સમાવી દેજે.[14] હે પૃથ્વી દેવિ! પતિવિછોહની હું-જો રામનું જ નિરંતર ભજન કરતી હોઉં અને મારાપર જે કલંક આવ્યું છે, તે મિથ્યા હોય તો, મને તારામાં સમાવી દેજે."[15] હે પૃથ્વી મા! જો મનસા, વાચા ને કર્મણા નિરંતર રામભદ્રને જ મેં ભજ્યા હોય અને રામ વિના અન્યને જાણ્યા ન હોય તો મને તારામાં સમાવી દેજે."[16] આ પ્રમાણે ત્રણવાર સીતાએ શપથ ગ્રહણ કર્યા, કે ત્યાં અતિ અદ્ભુતાશ્ચર્ય હવું. જ્યાં સીતા ઉભી હતી ત્યાં-રાજમંડપમાં-ફડાક દેતી કે પૃથ્વી ફાટી. સર્વ સમક્ષ એક દિવ્ય સિંહાસન બહાર આવ્યું.[17] તેને અપાર બળવાળા ને દિવ્ય દેહવાળા નાગોએ ઉચક્યું હતું. તે નાગોએ સુંદર અલંકારો પહેર્યા હતા.[18] તે સિંહાસનપરથી પૃથ્વી દેવી ઉતર્યાં; અને સીતાને અભિવંદન આપી, પોતાના બે હાથે જાનકીને ઉપાડી લીધી ને સિંહાસનમાં બેસાડી.[19] જાનકી તો રામરૂપમાં જ લીન થઈ ગઈ હતી. તેની દૃષ્ટિ રામભદ્ર તરફ જ હતી. પછી તે સિંહાસન રસાતલમાં જવા લાગ્યું; તે ટાણે આકાશમાંથી દિવ્ય પુષ્પની વૃષ્ટિ થઈ;[20] અને દેવ લોકોએ 'જય જય! સતીનો જય! એમ બોલી ગગન



સીતા ભૂમિ પ્રવેશ.

પૃષ્ઠ ૯૯૪.

ગળાવી મૂક્યું. સીતાને પૃથ્વીમાં પ્રવેશ કરતી જોઈને દેવો બોલ્યા કે, "અહા! સીતા! ધન્ય ધન્ય! તારું શીલ પરમ સ્તુતિપાત્ર છે." 'જય! સતીનો જય!' દેવો આ પ્રમાણે બહુ બહુ સ્તુતિ કરતા હતા.[૨૧-૨૨] સભામંડપમાં બેઠેલા ને યજ્ઞ જોવાને આવેલા સર્વ રાજા, રાણા, પૌરજન ને ઋષિમુનિઓ તો આ વિસ્મય જોતાં દંગ જ થઈ ગયા, અને ગગનવાસી, પૃથ્વીવાસી ને પાતાલવાસી, દેવ, દાનવો, દૈત્યો, રાક્ષસો, સર્પો, નાગો–સ્થાવર અને જંગમ પણ વિસ્મયથી દંગ થઈ ગયું.[૨૩-૨૪] સભામાં બેઠેલા કેટલાકો તો 'જય જય' કરવા લાગ્યા, કેટલાક સતીનો જય બોલવા લાગ્યા, કેટલાક જડવત્ થઈ ગયા, ને કોઈ સીતાને તો કોઈ રામને એક ક્ષણે, એકી ટસે જોઈ રહ્યા; ને કોઈ તો ધ્યાન પરાયણ જ થઈ ગયા.[૨૫] જાનકીને ભૂમિપ્રવેશ કરતી જોઈને, મુનિ આદિ પ્રાણીઓને પણ વિસ્મયભાવ સમાનપણે થઈ રહ્યો અને સર્વનાં મન આ વૈચિત્ર્યથી મોહ પામી ગયાં.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં સત્તાણુમો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯૮ મો
## રામને થયેલો શોક

વૈદેહી જાનકીએ, જ્યારે રસાતળમાં પ્રવેશ કર્યો, ત્યારે વિસ્મિત થયેલા સર્વે વાનરો અને મુનિઓ રામની પાસે આવ્યા ને બોલ્યા કે, "જય જય! સત્ય સતી! રુડું થયું, રુડું થયું!"[૧] પણ રામ તો જડ થઈ ગયા હતા. તેઓ તો યજ્ઞદીક્ષા ધારણ કરવાના દંડને ટેકો દઈને નીચે મુખે બેઠા હતા, ઉંચું પણ જોઈ શકયા નહિ. તેમનાં નેત્ર અશ્રુથી ભરાઈ ગયાં, તેમનું મન અપાર દુઃખ પામ્યું ને મુખ ઉતરી ગયું.[૨] પછી તેણે સભામંડપમાંજ ઘણીવાર રુદન કરીને અશ્રુપાત કર્યો અને અંતે ક્રોધ તથા શોકથી બોલ્યા કે;–[૩] "રે! મારી સમક્ષ જ મૂર્તિમાન્ શ્રીસમાન સીતાએ રસાતળમાં પ્રવેશ કર્યો, તેથી કોઈ દિવસ નહિ થયેલો એવો અપાર શોક મારા મનને ભેદી નાંખે છે.[૪] પૂર્વે મહા સમુદ્રની પાર સીતાનું અદર્શન થયું હતું, પણ ત્યાંથી મેં તેને પાછી આણી હતી, તો આ પૃથિવીના તળમાંથી સીતાને પાછી આણવી એમાં શું છે?[૫] અરે પૃથિવી! હે દેવિ વસુધા! તમે મારી જાનકી મને પાછી આપો, નહિ તો હું મારો ક્રોધ તમને બતાવીશ. તમે મને સારી રીતે ઓળખો છો; માટે મારી સીતાને પાછી આપો.[૬] તમે ખરેખર મારાં સાસુજી છો, કારણ કે હળવડે જમીન ખેડતાં જનક રાજાને તમારી પાસેથી સીતા પ્રાપ્ત થયેલી છે;[૭] પણ હમણાં તો સીતા મને પાછી આપો, કિંવા મને પણ તમારામાં સમાવી ઘો. કે જેથી તેની સાથે હું રસાતળમાં કે સ્વર્ગમાં વસું.[૮] મૈથિલી વગર હું મૂઢ બની ગયો છું, તો મને તે પાછી આપો, જો તમે મને સીતા પાછી નહિ આપો તો, હું, પર્વત અને વનસહિત તમારા દરેક પ્રદેશને ખોદી નાંખીશ અને તે જળમય થઈ રહેશે. હું તમારો નાશ કરીશ."[૯-૧૦]

રાજા રામ આ પ્રમાણે બોલતા હતા એટલામાં જ દેવતાઓ સહિત ભગવાન્ પ્રજાપતિ ત્યાં આવ્યા, અને રઘુનંદન રામને કહેવા લાગ્યા કે, "હે રામ! હે રામ! હે સુવ્રત! શું તમારા જેવાએ સંતાપ કરવો યોગ્ય છે કે? હે શત્રુદમન! તમે તમારા પોતાના વૈષ્ણવભાવનું તથા મંત્રનુ સ્મરણ કરો. (કેમ ભૂલો છો? તમે કોણ છો?)[૧૧-૧૨] હે મહાબાહો! હું તમને વૈષ્ણવભાવનું સ્મરણ આપતો નથી, પરંતુ તમને ચેતાવું છું. હે દુર્ધર્ષ! તમે જે માટે જન્મ લીધો છે, તે કાર્યો પૂર્ણ થયાં છે; તો હવે ઘણીવાર આ મનુષ્યભાવ ભજવવાનું પ્રયોજન નથી. પ્રાકૃત મનુષ્યપેરે શોક કરવો તમને તો ઘટતો નથી–તે નિરર્થક છે.[૧૩] નિર્મળ આચરણયુક્ત સાધ્વી સીતા, જે તમારે શરણે હતાં, તે તમારા આશ્રયરૂપ તપોબળથી નાગલોકને પામ્યાં છે, તેનો શોક શો?[૧૪] હવે સ્વર્ગમાં તમારો તેની સાથે સમાગમ થશે. આ સભાની વચ્ચે હું જે વચન કહું છું, તે તમે સાંભળો.[૧૫] હે રામ! આ જે કાવ્ય તમે અહિં સાંભળ્યું છે, તે કાવ્ય ઘણું ઉત્તમ છે અને મેં પણ તે પૂર્વે સાંભળેલું છે. હે રામ! તમારાં સર્વે ચરિત્રોનું તેમાં વિસ્તારથી વ્યાખ્યાન કર્યું છે.[૧૬] હે વીર! જન્મથી આરંભીને તમે જે દુઃખનું સેવન કર્યું છે તે, તથા હવે પછી જે તમારું ચરિત થશે, તે સર્વ વાલ્મીકિએ આ કાવ્યમાં કહ્યું છે.[૧૭] આ આદિ કાવ્યમાં કથેલું સર્વે તમારે વિષે રહેલું છે; અને તમે જ આ કાવ્યના ઉત્તમ નાયક છો. રામ વગર કોઈ બીજો નાયક આવા કાવ્યનો યશ પ્રાપ્ત કરવાને યોગ્ય નથી.[૧૮] આ કાવ્ય દિવ્ય, સત્ય વાકયવાળું, અદ્દભુત અને સ્પષ્ટ છે તે, પૂર્વચરિત્ર દેવો સહિત મેં તથા તમે સાંભળ્યું છે; માટે હે નરશાર્દૂલ! હવે તમે બાકી રહેલું અને ભવિષ્યનું કથન કરનારું રામાયણ, સ્થિર ચિત્તના થઈને શ્રવણ કરો.[૧૯-૨૦]

હે યશસ્વી! હે તેજસ્વી! આ રામાયણનો ઉત્તર ભાગ જે શેષ છે, તે તમે મુનિઓ સહિત સાંભળો.[21] હે રામ! આ ઉત્તમ કાવ્ય, પરમ રાજર્ષિ એવા તમે જ સાંભળજો, બીજા કોઇની સાથે (લક્ષ્મણાદિ સાથે) સાંભળવું એ યોગ્ય નથી; તેમાં અતિશય રહસ્ય હોવાથી તમે એકલા જ સાંભળો. (તમારા ચિત્તની વ્યગ્રતા–માનસિક વ્યગ્રતા તેથી શાંતિ પામશે.)[22] આ પ્રમાણે કહીને ભગવાન્ પિતામહ, દેવો સહિત સ્વર્ગમાં ચાલ્યા ગયા.[23]

અને તે સભામાં બ્રહ્મલોકનિવાસી જે મુનિઓ આવ્યા હતા, તે પણ બ્રહ્માની આજ્ઞા લઇને પોતપોતાને સ્થાનકે ગયા.[24] પણ પરમ તેજસ્વી રાજા રામે, તેમને પોતાના ચરિતનો ઉત્તર ભાગ સાંભળવાને માટે આગ્રહ કરીને બેસાડ્યા; અને વાલ્મીકિ મુનિને કહ્યું;–"હે ભગવન્! આ બ્રહ્મલોકના ઋષિઓ મારા ભવિષ્ય ચરિતનો ઉત્તર ભાગ સાંભળવા ઇચ્છે છે; માટે પ્રાતઃકાળમાં તે ચાલતો કરજો." એ પ્રમાણે નિશ્ચય કરીને, પછી કુશ તથા લવને પોતાની સાથે લઈ સર્વ લોકને વિસર્જન કરી; રામ અને વાલ્મીકિ, પર્ણકુટીમાં ગયા; અને પૃથિવીમાં અંતર્ધ્યાન થયેલાં સીતાદેવીનું સ્મરણ કરતાં કરતાં જ રામની તે રાત્રિ વીતિ ગઈ.[25–28]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં અઠ્ઠાણુમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૯૯ મો.

## દુઃખમાં દુઃખ

રજની વીતિ ગઈ અને નિર્મળ પ્રભાત થયું ત્યારે રાજા રામે, મહા મુનિઓને બોલાવી પોતાના પુત્રોને કહ્યું કે, "હે પ્રિય પુત્ર! તમે કંઈ પણ શંકા રાખ્યા વગર ગાઓ."[1] પછી મહાત્મા ઋષિઓ પોતપોતાના સ્થાનકે બેસી ગયા; એટલે લવ કુશે નિઃશંકતાથી રામના ભવિષ્ય ચરિતરૂપ ઉત્તર કાવ્યનું ગાન કર્યું (હતું.)*[2]

પોતાના સત્ય વૈભવવડે સીતાએ ભૂમિમાં પ્રવેશ કર્યો ત્યારપછી, રામે આરંભેલો યજ્ઞ પણ પૂર્ણ થયો. જાનકીના ભૂમિ પ્રવેશથી રામ ઉદાસ થઈ ગયા અને સીતારહિત થયેલા જગતને તેમણે શૂન્ય માન્યું. તેમનું મન શોકથી વ્યાપ્ત થઈ ગયું હતું, અને તેમના મનમાં જરાએ શાન્તિ નહોતી.[3–4] પછી રાજા રામે, ત્યાં આવેલા સર્વે રાજાઓને વિદાય કર્યા; વાનર તથા રાક્ષસોને પણ વિદાયગીરી આપી; શ્રેષ્ઠ બ્રાહ્મણોના સમાજને પણ પુષ્કળ ધન આપીને રાજા રામે વિદાય કર્યા.[5] એ પ્રમાણે સર્વેને વિદાય કર્યા પછી, પોતાના હૃદયમાં સર્વદા સીતા દેવીનું ધ્યાન ધરતા, રાજા રામે, અયોધ્યામાં પ્રવેશ કર્યો.[6] રામનો પ્રેમ સીતાપર પૂર્ણ હતો, તેથી સીતા વગર બીજી સ્ત્રી કરી નહિ. થોડા વખત પછી રાજા રામે વળી બીજા પણ ઘણા યજ્ઞો કર્યા; તે વેળાએ પણ તેમણે દરેક યજ્ઞ વખતે સીતાને ઠેકાણે સુવર્ણ મૂર્તિથી જ કામ ચલાવ્યું હતું;[7] અને એવી રીતે દશ હજાર *વર્ષ સુધી તેમણે અશ્વમેધ યજ્ઞો કર્યા તથા બહુ ધન સંપત્તિનો જેમાં વ્યય થાય છે તેવા વાજપેય, અગ્નિષ્ટોમ, અતિરાત્ર, ગોસવ અને બીજી જાતોના પણ યજ્ઞો કર્યા. બહુ દક્ષિણાવાળા અનેક યજ્ઞો કરીને રાજા રામે, બ્રાહ્મણોને પૂર્ણ સંતુષ્ટ કર્યા હતા. આ પ્રમાણે યજ્ઞો કરતાં અને રાજ કરતાં રામને ઘણો કાળ વીતિ ગયો.[8–10] એ સમયમાં રીંછ, વાનર અને રાક્ષસ વગેરે સર્વે રાજા રામની આજ્ઞામાં રહેતા અને માંડલિક રાજાઓ, પ્રતિ દિન રામને રંજન કરવાને માટે આવતા હતા.[11] રામના રાજ્યમાં મેઘ નિયમસર વરસતો હતો, દેશમાં સર્વદા સુકાળ રહેતો હતો, દિશાઓ નિર્મળ રહેતી હતી અને દેશ તથા નગરોમાં મનુષ્યો, આનંદી અને સુખિયાં રહેતાં હતાં.[12] રામનાં રાજ્યમાં કોઇ પણ અકાળે મરણ પામતું નહિ, કોઇને વ્યાધિ થતો નહિ તેમ રામના રાજ્યમાં કોઇ અનર્થ પણ કરતું નહોતું.[13]

એમ ઘણો કાળ વીતિ ગયો, ત્યારે પુત્ર તથા પૌત્રથી યશસ્વિની રામમાતા કૌસલ્યા કાળને વશ થયાં.[14] તેમના પછી સુમિત્રા અને તે પછી યશસ્વિની કૈકેયી પણ અનેક પ્રકારનાં ધર્મકર્મ કરીને સ્વર્ગને પામ્યાં.[15]

---

* આ સ્થળે ટીકાકાર કોઈ પણ પ્રકારે સ્પષ્ટ કરતા નથી કે, આ સર્ગના ત્રીજા શ્લોકથી જે કથા કહેવાય છે, તે લવ કુશે ઉત્તર કાવ્ય ગાયું તે જ, કે કવિ પોતેજ રામ ચરિત્રનો શેષ ભાગ વર્ણવે છે. એ તદ્દન અંધારામાં રહ્યું છે. પણ હું ધારું છું કે નીચેથી જે કથા શરૂ થાય છે તે કવિકૃત છે; લવ કુશે ગાયલું ઉત્તર કાવ્ય નથી.

* પૂર્વે જે શંકા કરી હતી તે અત્રે પણ છે. એમાંથી એક વાત ખરી હશે–પણ સામાન્યતઃ વિચાર કરતાં બંને માટે શંકા થાય છે. સીતાના મરણ પછી ને બ્રહ્માએ કહ્યું કે તમારાં સર્વ કાર્ય પૂર્ણ થયાં છે તે પછી રામ દશ હજાર વર્ષ રાજ કરે, એ નહિ માનવા જોગ કથા છે.

તે સર્વ સ્વર્ગે જઇને આનંદ પામ્યાં એટલું જ નહિ, પણ તેમને દશરથ રાજાનો પણ સમાગમ થયો અને તેઓ સર્વ પ્રકારના ધર્મને પામી.[૧૬] સ્વર્ગલોક પામેલી પોતાની માતાઓનાં નિમિત્તે, રાજા રામે, તેજસ્વી બ્રાહ્મણોને બહુ બહુ પ્રકારનાં દાન આપ્યાં અને તેમ કરવામાં તે સર્વે માતાઓ પ્રત્યે સમાનપણે વર્તતા હતા.[૧૭] તે પછી ધર્માત્મા રામે, પરમ દુસ્તર એવા પિતૃયજ્ઞ કર્યા, અને તેમાં બ્રાહ્મણોને ઉત્તમ રત્ન જેવી વસ્તુઓ આપી હતી. એ રીતે પિતૃઓને તૃપ્ત કર્યા પછી, અનેક પ્રકારના યજ્ઞોથી, ધર્મની સર્વદા વૃદ્ધિ કરતા, રાજા રામનાં અનેક હજાર વર્ષો સુખમાં વ્યતીત થઇ ગયાં.[૧૮-૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં નવ્વાણુમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૦ મો

## ગંધર્વો સાથે યુદ્ધ

કેટલોક કાળ ગયા પછી, કૈકય રાજા યુધાજિતે, અપાર તેજવાળા અંગિરાના પુત્ર, બ્રહ્મર્ષિ ગાર્ગ્ય ગુરુને મહાત્મા રામની પાસે મોકલ્યા. તેમની સાથે દશ હજાર અશ્વની ઉત્તમ ભેટ મોકલાવી હતી.[૧-૨] તે રાજાએ શાલો, રત્નો, ભરેલાં વસ્ત્રો અને અનેક જાતના અલંકારો પણ પ્રીતિથી રાજા રામને ભેટ મોકલાવ્યા હતા.[૩] પછી પોતાના મામા અશ્વપતિએ ઘણુંક ધન લઇને મોકલેલા બ્રહ્મર્ષિ ગાર્ગ્યને, પોતાને ત્યાં આવતા સાંભળીને, બુદ્ધિમાન્ રામ, પોતાના બંધુઓ સહિત એક કોશ સૂધી તેમને તેડી લાવવાને માટે સામે ગયા અને જેમ ઇન્દ્ર, બૃહસ્પતિનું પૂજન કરે, તેમ તેમણે ગાર્ગ્યનું પૂજન કર્યું.[૪-૫] મુનિનું પૂજન કર્યા પછી તથા ભેટ સ્વીકાર્યા પછી, રામે સર્વે સગાંના કુશલ સમાચાર પૂછ્યા અને છેવટ પોતાના મામાનું પણ કુશળ પૂછ્યું.[૬] નગર બહારથી મોટા ઠાઠથી ગાર્ગ્ય મુનિને તેડી લાવ્યા ને સભાભવનમાં સભા ભરી. જ્યારે મુનિ એક ઉત્તમ આસન ઉપર બેઠા ત્યારે વળી રામે તેમને પૂછવા માંડ્યું કે-"હે મહર્ષિ! જેને માટે બૃહસ્પતિ જેવા આપને અહિં સૂધી પધારવાનો પ્રયાસ લેવો પડ્યો છે તો મને કહો કે મારા મામાનું એવું શું કહેણ છે." રામનું વચન સાંભળ્યા પછી, મહર્ષિએ વિસ્તારથી રામને પોતાના આવવાનું પ્રયોજન કહ્યું.

ગાર્ગ્ય-"હે મહાબાહો! હે પુરુષશ્રેષ્ઠ! તમારા મામા યુધાજિતે પ્રીતિયુક્ત થઇને જે વચન મને કહ્યાં છે તે જો ઇચ્છા હોય તો સાંભળો. ફળ અને મૂળથી શોભાયમાન એવો ગંધર્વ નામે દેશ છે,[૭-૧૦] તે પરમ શોભિત ગંધર્વ દેશ, સિંધુના ઉભય તીર ઉપર આવેલો છે. તે દેશપર શૈલૂષ રાજાના મહાબળવાન્ ત્રણ કરોડ ગાંધર્વ પુત્રો રાજ્ય કરે છે. તે સર્વે આયુધવાળા અને યુદ્ધવિશારદ છે. હે મહાબાહો! એ ગંધર્વોના સુંદર નગરને જિતીને તેમને સારી રીતે રક્ષિત કરી; તે નગરમાં તમારી આણ વર્તાવો. હે મહાબાહો! બીજા કોઈથી તે દેશમાં જવાય તેમ નથી; અને તે દેશ પરમ શોભાવાળો, તથા સુંદર છે, માટે તે દેશ જિતવાની તમારે અવશ્ય ઇચ્છા કરવી જોઇએ. આ હું તમને અહિત કહેતો નથી."[૧૧-૧૩]

પછી પ્રસન્ન થયેલા રામે, મહર્ષિએ કહેલું પોતાના મામાનું વચન સાંભળીને કહ્યું કે-" ઠીક છે, હું તેમ કરીશ." પછી તેમણે ભરતના સામું જોયું અને પ્રસન્ન થઈ હાથ જોડી મહાત્મા બ્રહ્મર્ષિને કહ્યું કે-"હે બ્રહ્મર્ષિ! બંધુ ભરતના આ બે કુમાર તે દેશમાં જશે.[૧૪-૧૫] આ બે ભરતના પુત્ર-તક્ષ અને પુષ્કલ, ધર્મથી સાવધાન ને નિપુણ કુમારો છે, તે પોતાના મામાના રક્ષણ તળે રહીને, ભરતના નાયકપણાં નીચે સેના સહિત ગંધર્વ દેશમાં જશે; તથા ત્યાં સર્વ ગંધર્વોના પુત્રોને હણશે. પછી તે નગરના બે વિભાગ કરી તે બન્ને કુમારોને આપશે.[૧૬-૧૭] આ પ્રમાણે અતિ ધાર્મિક ભરત, બે ઉત્તમ નગરો વસાવશે; અને તે પ્રત્યેકમાં, પોતાના પુત્રને ગાદીપતિ કરીને તે મારી પાસે આવશે; અને તમારી ઇચ્છા પૂર્ણ કરશે."[૧૮] રામે તે બ્રહ્મર્ષિને એ પ્રમાણે કહીને, પછી સૈન્ય સહિત ગંધર્વ દેશમાં જવાને માટે ભરતને આજ્ઞા આપી, તથા કુમારોને (સેનાપતિ પદપર) અભિષેક કર્યો.[૧૯] થોડા દિવસમાં સૌ તૈયાર થયા. ગાર્ગ્ય ઋષિને આગળ કરીને, સૌમ્ય નક્ષત્રમાં પોતાના બે પુત્રોને લઇને ભરત ગંધર્વ દેશપર ચઢાઈ કરવાને નિકળ્યો.[૨૦] દેવ પણ જેની અવગણના ન કરી શકે એવી તેની સેના, જાણે ઇંદ્રસેના હોય તેમ ધમધમ ધમકારા કરતી નગરમાંથી બહાર નિકળી. બે મજલ સૂધી રામ તેમને વળાવવાને માટે સાથે ગયા.[૨૧] રુધિરપાન કરવાની ઇચ્છાથી માંસાહારી પ્રાણીઓ અને મોટા રાક્ષસો પણ ભરતની પાછળ જતા હતા.[૨૨] ગંધર્વપુત્રોનું માંસ ભક્ષણ કરવાની ઇચ્છાવાળાં હજારો પ્રાણીઓ, તેમ જ સિંહ, વાઘ, વરાહ અને આકાશચારી

પક્ષીઓનાં પણ ટોળેટોળાં સેનાની આગળ* જતાં હતાં.[૨૩-૨૪] એ પ્રમાણે આનંદિત અને હૃષ્ટ પુષ્ટ-જનસમૂહવાળી તે સેના, વિકાર રહિત હોઈ, પખવાડિયા કરતાં, કાંઈક વધારે સમય માર્ગમાં રહીને કૈકય દેશમાં જઈ પહોંચી.[૨૫]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસોમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૧ મો
## ગંધર્વોનો પરાજય

ગાર્ગ્યસહિત ભરતને, સેના લઈ પોતાના દેશમાં આવેલો જાણીને, કૈકય દેશનો રાજા યુધાજિત્, બહુ આનંદ પામ્યો.[૧] તે પણ મોટું સૈન્ય લઇને તેની સામો જવાને માટે નિકળી પડ્યો. અને શીઘ્ર ભરતની પાસે ગયો; અને તેને મળ્યો. ત્યાર પછી બન્ને સપાટા ભેર ઉભય પરાક્રમવાળા સૈન્યસંગે ગંધર્વ નગરમાં જવાને માટે ઉપડ્યા, ને થોડા જ સમયમાં ત્યાં જઈ પહોંચ્યા.[૨-૩] ભરતને આવેલો જોઇને, મહાબળિયા અને યુદ્ધ કરવાની ઉત્કંઠાવાળા ગંધર્વો, યુદ્ધ કરવાને માટે સજ્જ થઈ ગયા. તેઓ ચારે તરફથી મોટી ગર્જનાઓ કરવા લાગ્યા.[૪] બન્ને સેના વચ્ચે રોમ ઉભાં કરે એવું તુમુલ તથા મહા ભયંકર યુદ્ધ શરુ થયું. સાત દહાડા ને સાત રાત સૂધી યુદ્ધ ચાલ્યું: તે એવું કે કોઇ પણ પક્ષનો જય પરાજય થયો નહિ.[૫] એ ભયંકર યુદ્ધથી ચારે તરફ રુધિરની નદીઓ વહેવા માંડી, અને તેમાં ખડ્ગ, શક્તિ તથા ધનુષ-મગરની માફક તણાવા લાગ્યાં; વળી તેમાં મનુષ્યનાં કલેવર પણ તણાતાં હતાં.[૬]

પછી ક્રોધ પામેલા રામાનુજ ભરતે, સંવર્ત નામે કાળનું, પરમ દારુણ અસ્ત્ર ગંધર્વોપર મૂક્યું અને તેથી કપાયલા સર્વ ગંધર્વો કાળના પાશથી બંધાઈ ગયા, અર્થાત્ સંવર્ત અસ્ત્રે તેમનો નાશ કર્યો. આ પ્રમાણે ભરતે એક ક્ષણમાં ત્રણ કરોડ ગંધર્વોને હણ્યા, (ને તે દેશ સ્વાધીન લીધો.)[૭-૮] આવું ઘોર યુદ્ધ પૂર્વે કદી થયું હોય એમ દેવોને પણ સાંભરતું નહોતું. કેમ કે તેમાં એક નિમેષમાત્રમાં કોટી મહાત્મા પુરુષોનો વધ થયો હતો.[૯] તે સર્વેને હણ્યા પછી, કૈકયીના પુત્ર ભરતે, સમૃદ્ધિવાળાં બે નગર ત્યાં આગળ વસાવ્યાં અને સુન્દર ગંધર્વદેશમાં બનાવેલી તક્ષશિલા નગરીમાં તક્ષને, અને ગાન્ધાર દેશમાં વસાવેલી બીજી પુષ્કલાવતી નગરીમાં પુષ્કલને રાજગાદીએ બેસાડ્યા.[૧૦-૧૧] તે બન્ને નગર, ધન અને રત્નના ઢગોથી પૂર્ણ હતાં, એટલું જ નહિ પણ વનોથી પણ શોભાયમાન હતાં. વળી તે નગરો, પોતપોતાના ગુણોથી એક બીજાંની જાણે સ્પર્ધા કરતાં હોય તેવાં દિવ્ય હતાં.[૧૨] તેમાં કપટ રહિત વ્યવહાર ચાલતો હતો. આમ સર્વ રીતે તે નગરો ઘણાં ઉત્તમ હતાં. તે નગરોમાં ઉદ્યાનો, વાહન અને રસ્તાના સારી રીતે ભાગ પાડેલા હતા; અને ઘરો પૂર્ણ શોભાયમાન અને રમણીય હતાં.[૧૩] વિસ્તારવાળાં અને રમણીય તે બન્ને નગરોમાં અનેક વિમાનની દોડાદોડ ચાલતી હતી. તેમાં મોટાં શોભાયમાન દેવાલયો આવી રહ્યાં હતાં. તેના ઉપવનોમાં તાલ, તમાલ, તિલક અને બકુલ વૃક્ષ ઝુકી રહેલાં હતાં.[૧૪-૧૫] રાઘવના કનિષ્ઠ બંધુ ભરતે, પાંચ વર્ષ તે દેશમાં રહીને (તે નગરીઓની રચનામાં અપ્રતિમ સુધારો વધારો કર્યો,) પછી તે મહાબાહુ પાછો અયોધ્યાનગરીમાં આવ્યો.[૧૬] ત્યાં આવી ઇન્દ્ર જેમ બ્રહ્માને વંદન કરે, તેમ તેણે ધર્મરાજા સમાન મહાત્મા, શ્રીમાન્ રામને વંદન કર્યું અને પોતે કરેલો ગંધર્વોનો વધ તથા ત્યાં નગરો વસાવ્યાં; તે સર્વ વૃત્તાંત, રાજા રામને નિવેદન કર્યું. ભરતનાં વચન સાંભળીને રાજા રામ બહુ આનંદ પામ્યા.[૧૭-૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો એકમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૨ મો
## લક્ષ્મણ કુમારો

ભરત જિત્યો ને રાજ્ય સ્થાપ્યાં, તે સાંભળીને રામ બહુ હર્ષ પામ્યા હતા. પછી રાઘવે પોતાના ભાઇઓને અદ્ભુત વાકય કહ્યાં કે:-[૧] "હે લક્ષ્મણ! આ તારા કુમારો, અંગદ અને ચંદ્રકેતુ ધર્મવિશારદ છે; તેમ રાજ્ય પાલન કરવાને માટે પણ પરાક્રમવાળા છે.[૨] હવે એમને અભિષેક કરવાની મને ઇચ્છા છે, તેથી તું કોઈ સારો દેશ એમને માટે શોધી કહાડ. તે દેશ એવો જોઇએ કે જેમાં બેઉ કુમારો ધનુષ ધારણ કરીને રમણ કરે તથાપિ કોઈને પીડા થાય નહિ.[૩] તે દેશ વળી રમણીય હોય તથા બીજા રાજાઓને હરકત કરતા ન હોય, તેમ આશ્રમોનો વિનાશ ન થાય તેમ

* માંસાહારી પ્રાણીઓ સેનાની આગળ ચાલે તે સારાં શકુન ગણાય છે અને સામાં આવે તે અપશકુન ગણાય છે.

પણ હોય. હે સૌમ્ય! એવા દેશ શોધી કહાડો કે આપણે કોઇના અપરાધમાં આવીએ નહિ."[૪]

રાજા રામનાં વચન સાંભળીને, ભરત બોલી ઉઠયો કે, "આ કારુપથ નામે દેશ છે તે રમણીય અને નિર્બાધ છે.[૫] તેમાં મહાત્મા અંગદને રાજ્યપદ આપો તો કશી હરકત નથી. અને ચંદ્રકેતુને માટે ચંદ્રકાન્ત નામની ઉત્તર દિશામાં આવેલી પુરી સૌથી સરસ છે; તેમાં અભિષેક કરો. તેના જેવી સુંદર અને રમણીય થોડી જ નગરી હશે."[૬] રામે, ભરતનાં વચન સ્વીકાર્યાં અને અંગદને માટે તે દેશને તાબે કરીને ત્યાં આગળ નગર વસાવ્યું.[૭] નિર્મળ કર્મવાળા રામે નિર્માણ કરેલી રમણીય અને રક્ષણ કરેલી-અંગદીયા પુરીમાં અંગદને રાજ્યાભિષેક કીધો અને દૃઢ દેહવાળા ચંદ્રકેતુને માટે ઉત્તર પ્રદેશમાં આવેલી સ્વર્ગપુરી જેવી મલ્લભૂમિમાં ચંદ્રકાન્તા નામે દિવ્યપુરી હતી, તે પુનઃ વસાવી.[૮-૯]

સૌ સિદ્ધ થયા પછી યુદ્ધમાં દુરાધર્ષ રામ, લક્ષ્મણ અને ભરત પરમ આનંદ પામ્યા તથા એ કુમારોને રાજ્યનો અભિષેક કર્યો.[૧૦] અભિષેક કર્યા પછી ચતુરસુજાણ એવા તે કુમારોમાંના અંગદને પશ્ચિમ અને ચંદ્રકેતુને ઉત્તરમાં મોકલ્યા.[૧૧] અંગદના રક્ષણાર્થે લક્ષ્મણ અને ચંદ્રકેતુના રક્ષણાર્થે ભરતને પણ સાથે મોકલ્યા હતા.[૧૨] લક્ષ્મણ અંગદીયા પુરીમાં એક સંવત્સર રહ્યો હતો. તેનો પુત્ર તે સ્થાનમાં સ્થિર થયો, ત્યારે તે અયોધ્યામાં આવ્યો અને રામના ચરણનું વંદન કરવા લાગ્યો.[૧૩] એ જ પ્રમાણે ભરત પણ એક વર્ષ સૂધી ચંદ્રકેતુની પાસે રહી તેને બરોબર સ્થાપિત કરીને પછી અયોધ્યામાં આવ્યો હતો.[૧૪] લક્ષ્મણ અને ભરત બન્ને ભાઇઓ, રામપાદને અનુસરતા હતા અને તેમની જ સેવા કરતા હતા. એમ કરતાં કરતાં ઘણો કાળ વીતિ ગયો, પણ બંધુસ્નેહને લીધે તે કાળ તે ધાર્મિક પુરુષોને સહજ માત્ર પણ જણાયો નહિ.[૧૫] એ પ્રમાણે હંમેશાં પૌરજનના કાર્યમાં તથા ધર્મ કાર્યમાં પ્રવૃત્ત રહેતા તે ત્રણે બંધુઓનાં દશ હજાર વર્ષ કયાં વીતિ ગયાં તે પણ તેઓને જણાયાં નહિ.[૧૬] તેઓ જાણે હોમેલી આહુતિઓથી પ્રદીપ્ત થયેલા તેજવાળા ત્રણ અગ્નિ-જેમ મહાયજ્ઞમાં હુતદ્રવ્ય પામીને રહ્યા હોય-તેમ પરિપૂર્ણ મનવાળા તથા લક્ષ્મીથી આવૃત્ત તે ત્રણે બંધુઓ પોતાનો કાળ નિર્ગમન કરતા હતા.[૧૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો બેમો સર્ગ સંપૂર્ણ**

---

# સ્વર્ગારોહણ

## સર્ગ ૧૦૩ મો

### કાળ-દૂત

રાજા રામ ધર્મે વર્તી પ્રજાપાલન કરતા કાળ નિર્ગમન કરતા હતા. તેવામાં એક સમયે-કાળ, તપસ્વીનું રૂપ લઇને રાજદ્વારપર આવ્યો.[૧] તેણે દ્વાર આવીને કહ્યું કે; "હે લક્ષ્મણ! જગતમાં અતિ બળવાળા અને અપાર તેજવાળા મહર્ષિ બ્રહ્મદેવનો હું મોટો બળવાળો દૂત છું; જા. જઇને રાજા રામને જણાવ કે મારે તેમની સાથે કંઈ કામ છે, ને મળવા ઈચ્છું છું."[૨] પછી લક્ષ્મણે ત્વરાથી આવીને રાજા રામને તેનું આગમન નિવેદન કરતાં કહ્યું કે-[૩] "મહારાજ! આ લોકમાં તથા પરલોકમાં રાજધર્મથી તમે જય પામો. કોઇએક તાપસ આપને મળવાને માટે આવ્યો છે. હે બળવાન્! પોતાના તપ તેજથી શોભતો, જાણે સાક્ષાત્ સૂર્ય હોય તેવો કોઈ દૂત તમને મળવાને માટે ઇચ્છે છે."[૪] લક્ષ્મણનાં વચન સાંભળીને, રાજા રામ બોલ્યા કે-"હે તાત! જેનો તે દૂત છે, તેની આજ્ઞાને ધારણ કરનાર મોટા તેજસ્વીને તું સત્વર પ્રવેશ કરાવ્ય."[૫] રાજાજીની આજ્ઞા સ્વીકારીને, લક્ષ્મણ દ્વારપર ગયો અને તેજથી પ્રજ્વલિત અને કિરણોથી બાળી મૂકતો હોય એવા તે મુનિને, રામની પાસે તેડી લાવ્યો.[૬] પછી પોતાના તેજથી પ્રકાશિત તે મુનિએ, રાજા રામની પાસે જઈ, મધુર વાણીથી કહ્યું કે-"હે રાઘવ! તમારો જય થાઓ."[૭] પછી રાજા રામે તે દૂતનું અર્ઘ્ય આદિકે પૂજન કર્યું, તથા ક્ષેમ કુશળતાના પ્રશ્ન પૂછવાનો આરંભ કર્યો.[૮] આ પ્રમાણે રાજા રામે, કુશળ સમાચાર પૂછ્યા પછી, વક્તામાં શ્રેષ્ઠ અને મહાયશસ્વી તે દેવદૂતને, એક સુવર્ણના આસન ઉપર બેસાડ્યા પછી રામે પૂછ્યું-"હે મહામતે! તમે ભલે પધાર્યા. તમે જેના તરફથી દૂત થઇને આવ્યા છો તેની શી આજ્ઞા છે" તે મને કહો.[૯-૧૦] રાજસિંહ રામે આમ પૂછ્યું ત્યારે તે દૂત-મુનિ બોલ્યો કે-"જો તમે હિત તરફ દૃષ્ટિ કરતા હો તો, હે મહારાજ! જે સંદેશો લઈ હું આવ્યો છું, ને આપને કહેવાનો છે, તે નિગૂઢ-એકાન્તમાં કહેવા જેવો છે. જે મુનિપુંગવનો હું દૂત છું, તેના વચનપર ધ્યાન આપવું હોય તો, આપણ બંનેને એકાન્તે વાત કરવાની છે. ને આપણે વાત કરતા હોઇએ તે સમયે જે કોઈ ત્યાં આવે, જુવે અથવા

સાંભળે તેનો તમારે વધ કરવો એવી મારી સરત છે. આવા નિગૂઢ એકાન્તમાં જ હું મારે જે કહેવાનું છે તે કહીશ. તે વિના બીજે સ્થળે તમોને કંઈ પણ કહીશ નહિ."[૧૧-૧૨] રામે તે પ્રમાણે કરવાને હા પાડી; અને એ રીતે કરવાને લક્ષ્મણને કહ્યું કે–"હે મહાબાહો! તું દ્વારપર ઉભો રહે, અને પ્રતિહારને દૂર મોકલ.[૧૩] ભાઈ લક્ષ્મણ! આ ઋષિ અને હું એકાન્તમાં વાત કરીએ તે વેળાએ જે કોઈ તે વાત સાંભળે અથવા વાત કરતા જુએ તેનો વધ કરવો એવી મારી પ્રતિજ્ઞા છે, માટે તું કોઇને પણ આવવા દેઇશ નહિ."[૧૪] પછી રામે લક્ષ્મણને દ્વારપર ચોકી કરવાને મૂકીને તે મુનિને કહ્યું કે–"હે મુનિ! હવે તમારે જે કંઈ કહેવું હોય તે નિધડક કહો.[૧૫] તમારે જે વચન કહેવું હોય અથવા તમને જેણે મોકલ્યા છે, તેનું જે વચન હોય તે તમે હવે મને નિઃશંક થઇને કહો. મને પણ તે રહસ્ય સાંભળવાની બહુ જ ઇચ્છા છે–પણ તમે જાણજો કે, તમે જે કંઈ કહેવા આવ્યા છો, તે મારા મનમાં જ છે."[૧૬]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો ત્રણમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૪ મો.

### બ્રહ્મસંદેશ

ત્યારે મુનિ બોલ્યા કે–"રે રાજન્! હે મહાસત્વ! હું શા માટે અત્રે આવેલો છું તે તમે જાણો છો જ; પણ ન જાણતા હો તો સાંભળો! હે મહાબળ! મને પિતામહે મોકલ્યો છે.[૧] હે પરપુરંજય! તમારા પૂર્વ જન્મમાં–હિરણ્યગર્ભાવસ્થામાં–તમે માયાથી ઉત્પન્ન કરેલો સર્વનો સંહાર કરનાર હું તમારો પુત્ર છું.મારું નામ કાળ![૨] આજે લોકપતિ પ્રભુ ભગવાન્ પિતામહે મારી સાથે સંદેશો કહાવ્યો છે કે–'હે સૌમ્ય! લોકનું રક્ષણ કરવાને માટે તમે જે કાળ નક્કી કર્યો હતો તે હવે પૂરો થયો છે–તમે હવે સ્વધામે પધારો!'[૩] પૂર્વે તમે તમારી માયાવડે, સર્વે લોકને સમાવી દઇને, મોટા સાગરમાં શયન કર્યું હતું; અને ત્યાં તમે મને ઉત્પન્ન કર્યો હતો.[૪] જળમાં શયન કરે એવા ફણાવાળા અનંત નાગને ઉત્પન્ન કરી, તમે તે ઉપર શયન કર્યું; ત્યારપછી તમે તમારી માયાથી બે મહાસત્વ ઉત્પન્ન કર્યાં;[૫] અને તે બે મધુ અને કૈટભના મેદ અને અસ્થિથી, પર્વત તથા કઠણ જમીનવાળી, આ મેદિની–પૃથિવી બનાવી હતી અને તમારી નાભિમાંથી, સૂર્ય સમાન દિવ્ય પદ્મ ઉત્પન્ન કરી તેમાંથી તમે મને ઉત્પન્ન કર્યો; અને પછી તમે જ બધાં પ્રાજાપત્ય કર્મ મારામાં નિવેશિત કર્યાં હતાં.[૬-૭] તમે સૃષ્ટિને ઉત્પન્ન કરવાનો ભાર મારા ઉપર નાંખ્યો છે; તેથી મેં સૃષ્ટિ તો ઉત્પન્ન કરી, પરંતુ સર્વે ભૂતનું રક્ષણ કરવાને માટે જગત્પતિ એવા આપની જ મેં પ્રાર્થના કરી હતી.[૮] હે દેવ! તમે મને સૃષ્ટિની ઉત્પત્તિ કરવાનું સોંપ્યું તે પ્રમાણે તે કાર્ય કરું છું, પરંતુ હવે તેનું તમે રક્ષણ કરો; કારણ કે, દુર્ધર્ષ તથા સનાતનપણાંથી જગતનું રક્ષણ કરવાને માટે જ, તમે પણ વિષ્ણુપણાંને પામેલા છો.[૯] તમે જ પ્રથમ અદિતિને પેટે ઉપેન્દ્ર થઇને અવતર્યા હતા અને ભાઇઓના બળની વૃદ્ધિ કરી હતી. અને જ્યારે જ્યારે સંકટ આવતું ત્યારે ત્યારે પણ તમે જ તેમને સહાય કરતા આવ્યા છો.[૧૦] તે જ તમે પાછા જ્યારે રાવણે પ્રજાને સંતાપવા માંડી ત્યારે તેને વધ કરવાને માટે, મનુષ્ય લોકમાં જન્મ્યા છો.[૧૧] તમે તમારી મેળે પૂર્વે ઠરાવ કર્યો હતો કે, 'મારે અગિયાર હજાર વર્ષ સુધી મનુષ્યલોકમાં વાસ કરવો.'[૧૨] હમણાં તમે મનોમય દશરથરાજાના પુત્ર છો. પણ મહારાજ! તમો તો પરમ વિષ્ણુ છો, અને મનુષ્ય લોકમાં વસવાનો તમારો કાળ સંપૂર્ણ થયો છે. હે નરવર! માટે હવે તમારે પાછું પોતાના ધામમાં આવવું જોઇએ.[૧૩] હે મહારાજ! હજી પણ જો વધારે વાર પ્રજાપાલન કરવાની તમને ઇચ્છા હોય તો, હે વીર! ભલે વસો; અને તમારું કલ્યાણ થાઓ; પણ હું માત્ર તમને સ્મરણ કરાવું છું. આ પ્રમાણે પિતામહે કહાવ્યું છે.[૧૪] હે રાઘવ! જો દેવલોકનું રક્ષણ કરવાની તમારી ઇચ્છા હોય તો, ભલે દેવલોક વિષ્ણુથી સનાથ થઇને પરિતાપ રહિત થાઓ."[૧૫]

આ પ્રમાણે કાળે કહેલું પિતામહનું વચન સાંભળીને, રાઘવ જરાક હસ્યા અને સર્વનો સંહાર કરનારા કાળને કહેવા લાગ્યા કે–[૧૬] "અહ્યા કાળ! પરમ અદ્‌ભુત દેવના દેવનાં વચનથી તથા તારા સમાગમથી મને અત્યંત આનંદ ઉત્પન્ન થયો છે.[૧૭] ત્રણે લોકોના કાર્યને માટે મારો જન્મ થયો છે, પણ હવે તે કાર્ય પૂર્ણ થયું છે, માટે હવે હું જ્યાંથી આવ્યો છું ત્યાં પાછો જઇશ. તારું કલ્યાણ થાઓ.[૧૮] તારા આવતાં પહેલાં જ આ વિચાર મારા હૃદયમાં ઘોળાતો હતો; અને તેથી સ્વધામ જવાને માટે વિચાર કરતો હતો; નિઃસંદેહ બ્રહ્મદેવ કહે છે તેમ, મારી આજ્ઞામાં રહેનારા

દેવોનાં સર્વે કાર્યોમાં મારે તત્પર રહેવું એ જ, હે સર્વ-સંહારક! મને પણ યોગ્ય છે. હું તૈયાર છું."[૧૯]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો ચારમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૦૫ મો

## દુર્વાસાનું આગમન

પણ એટલામાં એક પરમ અદ્ભુત બનાવ બન્યો. રામ અને કાળ એકાન્તમાં વાત કરતા હતા તેવામાં ભગવાન્ દુર્વાસા, રામનું દર્શન કરવાને માટે રાજદ્વારપર આવ્યા.[૧] તેણે લક્ષ્મણની પાસે જઇને કહ્યું:– "મારો અર્થ બગડે નહિ ત્યાર પહેલાં, મારે રામને મળવું છે, તે વાત તું તેમને ત્વરાથી નિવેદન કર."[૨] દુર્વાસાનું એવું વચન સાંભળીને, લક્ષ્મણે તેમનું અભિવંદન કર્યું; અને પૂછ્યું,[૩] "હે ભગવન્! તમારે રામનું એવું શું કામ છે? તમારો કયો અર્થ છે? મને કહો, હું તમારું શું કાર્ય કરું? કારણ કે, રામભદ્ર હમણાં બીજા કામમાં રોકાયલા છે. આપ એક મુહૂર્ત અત્રે ઉભા રહો તો ઠીક."[૪]

આવું વચન સાંભળતાં જ, ઋષિવ્યાઘ્ર દુર્વાસા, ક્રોધથી કંપી ઉઠ્યા; અને જાણે લક્ષ્મણને તત્ક્ષણે જ બાળી મૂકતા હોય તેમ વિકરાળ નેત્ર કરી બોલ્યા કે–[૫] "અલ્યા લક્ષ્મણ! આ જ ક્ષણે તું રામની પાસે જઇને મારા આવ્યાના સમાચાર તેમને નિવેદન કર. જો તું એમ નહિ કરે તો હું, તને, આખા દેશને, નગરને, રામને અને સર્વેને શાપ દઇશ.[૬] વળી હે લક્ષ્મણ! હું ભરતને તથા તમારાં સઘળાં સંતાનને પણ શાપ દઇશ; કારણ કે, હવે બીજીવાર હું મારો ક્રોધ દબાવી રાખી શકીશ નહિ."[૭] મહાત્મા મુનિનું આવું વચન સાંભળીને, લક્ષ્મણે મનમાં વિચાર કર્યો કે–'હવે શું કરવું?' અંતે તે એવા નિશ્ચય ઉપર આવ્યા કે–'ભલે, મારા એકલાનું મૃત્યુ થાઓ, પણ સર્વેનો વિનાશ મા થાઓ.' આ પ્રમાણે વિચાર કરીને, લક્ષ્મણ મન્ત્રભવનમાં ગયો અને મુનિના આગમનની રાજા રામને ખબર આપી.[૮–૯]

લક્ષ્મણનું વચન સાંભળીને, રામે, કાળદૂતને વિદાય કર્યો અને ઉતાવળા ઉતાવળા બહાર આવીને અત્રિપુત્ર દુર્વાસા મુનિને પગે લાગ્યા.[૧૦] પોતાના તેજથી પ્રકાશતા તે મુનિને રામે અભિવંદન કર્યું અને હાથ જોડીને પૂછ્યું કે–"હે મહારાજ! આપને મારું શું કામ છે, આજ્ઞા કરો."[૧૧] રાજા રામનું વચન સાંભળીને, મુનિપુંગવ અને મહાસમર્થ દુર્વાસા મુનિ બોલ્યા કે–"હે ધર્મવત્સલ! હે રાઘવ! હે નિષ્પાપ! સાંભળ.[૧૨] એક હજાર વર્ષ સુધી અપવાસ કર્યાનો મારો નિયમ, આજ સમાપ્ત થાય છે; માટે તારે ત્યાં જેવું તૈયાર હોય તેવું મને ભોજન કરાવ. હું તારી પાસે માત્ર ભોજન માગું છું."[૧૩] દુર્વાસાનું વચન સાંભળીને, રામ પોતાના મનમાં અતિ પ્રસન્ન થયા અને પછી જેવું તૈયાર હતું તેવાં ઉત્તમ ભોજનનો થાળ તે મુનિના મ્હોડા આગળ મૂકયો.[૧૪] અમૃત સમાન તે ભોજન, યથારુચિ જમ્યા પછી, મુનિએ રામને કહ્યું કે–"હે રામ! બહુ જ સારું કર્યું. તારું કલ્યાણ થાઓ." આમ કહીને પછી તે તરત પોતાને આશ્રમે ચાલ્યા ગયા.[૧૫]

પણ, 'આપણ બે વાત કરીએ તેટલામાં જે આવે તેનો વધ કરવો.' એવું કાળદૂતનું વચન સંભારીને, રામ પોતાના મનમાં અપાર ખેદ પામ્યા; કારણ કે, અંદર આવનાર બીજું કોઈ નહિ, પણ પોતાનો બંધુ લક્ષ્મણ જ હતો.[૧૬] લક્ષ્મણનો વધ કરવો પડે એવું વિચારીને, ગદ્ગદિત થઈ ગયેલા રામ, ઉદાસ થઈ નીચું જોઇને બેસી રહ્યા. તે કંઈ પણ બોલી શકયા નહિ. છેવટ રામે, કાળના વચનનો બુદ્ધિવડે નિશ્ચય કર્યો અને મારા બંધુ તથા સેવક વર્ગ આદિ દરેક કાળને વશ થવાના છેજ, એમ નિશ્ચય કરીને મૌન્ય જ ધરી રહ્યા.[૧૭]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો પાંચમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૦૬ ઠ્ઠો

## લક્ષ્મણ ગયો

રાહુથી ઘેરાયલો ચંદ્ર હોય તેવા રામને નમ્ર મુખે દીન થઇને બેઠેલા જોઈ, પ્રસન્ન મનવાળો લક્ષ્મણ તેમની પાસે જઈ બોલ્યો,[૧] "હે મહાબાહો! મારે માટે તમારે સંતાપ કરવો નહિ. પૂર્વનાં શુભાશુભ કર્મથી આ લખાયલી કર્મની ગતિ એવી જ વિચિત્ર હોય છે.[૨] હે કાકુત્સ્થ! તમે સુખેથી મારો વધ કરાવો અને તમારી પ્રતિજ્ઞા પાળો; કારણ કે, જે માણસ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે છે, તે નરકે પડે છે.[૩] હે મહારાજ! હે રાઘવ! જો તમારી મારા ઉપર પ્રીતિ હોય, અને

તમે મારા ઉપર અનુગ્રહ કરવા ઇચ્છતા હો તો, કોઈ પણ જાતની શંકા વગર, તમે મારો વધ કરી, ધર્મની વૃદ્ધિ કરો."[૪] લક્ષ્મણનું વચન સાંભળીને, રાજા રામની સર્વ ઇન્દ્રિયો જાગ્રત થઈ ગઈ, છતાં ક્ષણવાર તો તે સ્તબ્ધ થઈ ગયા.[૫] પોતાના મન્ત્રી તથા પુરોહિતોને બોલાવ્યા, અને પછી જે પ્રમાણે બન્યું હતું તે પ્રમાણે ઇત્થંભૂત તેમને કહી બતાવ્યું. દુર્વાસાનું આગમન અને તપસ્વીની પ્રતિજ્ઞા પણ તેમને કહી.[૬] આ સાંભળીને મન્ત્રીઓ તથા ઉપાધ્યાયો ચકિત થઈ ગયા. કોઇના મ્હોમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહિ. સૌ મૌન્ય જ બેસી રહ્યા.

આખરે મહા તેજસ્વી વસિષ્ઠ મુનિ બોલ્યા કે-[૭] "હે મહાબાહો! હે યશસ્વી રામ! મેં તપના બળથી જાણ્યું છે કે, હવે રુવાં ઉભાં કરે એવો મહા ક્ષય થશે. તમારો અને લક્ષ્મણનો વિયોગ પણ મેં પ્રથમથી જાણેલો છે, હવે નિઃશંક તમે લક્ષ્મણનો ત્યાગ કરો, પણ પ્રતિજ્ઞા-ભંગ કરો નહિ; કારણ કે કાળ બળવાન્ છે. જો પ્રતિજ્ઞા, ભંગ થશે, તો ધર્મભંગ થશે અને ધર્મનો નાશ થવાથી, દેવ, મુનિગણ સહિત સચરાચર વિશ્વનો નાશ થશે એમાં જરા પણ શંકા નથી.[૮-૧૦] હે પુરુષવ્યાઘ્ર! તમે ત્રણે જગતનું પાલન કરવાને માટે લક્ષ્મણનો ત્યાગ કરો."[૧૧]

આ પ્રમાણે મંત્રભવનમાં એકઠા થયેલા પ્રધાનો અને પુરોહિતો વચ્ચે, વસિષ્ઠે, અર્થ અને ધર્મયુક્ત જે વચન કહ્યું, તે સાંભળીને, રામે, લક્ષ્મણને કહ્યું કે-[૧૨] "હે લક્ષ્મણ! ધર્મનો નાશ ન થાય, તે માટે હું તારો ત્યાગ કરું છું; તારે જાણવું કે, ત્યાગ અને વધ એ બેઉ સત્-પુરુષોને સમાન જ છે."[૧૩] રામનું એવું વચન સાંભળીને લક્ષ્મણ બહુ રોવા લાગ્યા. તેનાં નેત્ર અશ્રુપૂર્ણ થઈ ગયાં. પછી તે પોતાના મંદિરે પણ ન જતાં, બારોબાર નગર બહાર ગયા અને સરયૂના તીર ઉપર જઈ, જળનો સ્પર્શ કરી તથા હાથ જોડી તેણે ઇંદ્રિયોનાં સઘળાં દ્વાર રોકી, શ્વાસોચ્છ્વાસ બંધ કરીને યોગસમાધિ લીધી.[૧૪-૧૫] લક્ષ્મણને શ્વાસ રુંધતા જોઈ, ઇંદ્ર, અપ્સરાઓ અને ઋષિગણ સહવર્તમાન દેવોએ તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરવા માંડી.[૧૬] પછી કોઈ મનુષ્ય ન જોવે તેવી રીતે, ઇંદ્ર ત્યાં આવ્યો ને મહાબળવાન્ લક્ષ્મણને વિમાનમાં બેસાડીને સ્વર્ગમાં લઈ ગયો.[૧૭] દેહત્યાગ કર્યા વગર જ લક્ષ્મણ મનુષ્યદેહે જ સ્વર્ગમાં ગયા હતા, અને વિષ્ણુનો ચતુર્થાંશ લક્ષ્મણ સ્વર્ગમાં પાછો આવ્યો તેથી સર્વે દેવો આનંદ પામ્યા તથા રાઘવનો 'જય થાઓ જય થાઓ' એમ હર્ષગર્જના કરવા લાગ્યા.[૧૮]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૭ મો

### લવકુશને રાજ્યાભિષેક

લક્ષ્મણનો ત્યાગ કર્યો. તે સ્વર્ગે ગયો. રાજા રામ તો શોકની મૂર્તિજ થઈ રહ્યા. શોકયુક્ત થયેલા તેણે પોતાના પ્રધાન, પુરોહિતો અને પૌરજનોને કહ્યું કે-[૧] "આજે હું ધર્મવત્સલ વીર ભરતને, અયોધ્યાના પતિ તરીકે રાજ્યાભિષેક કરવા ધારું છું-તેમ કર્યા પછી હું વનવાસ લઈશ.[૨] આજ ક્ષણે તેની સમગ્ર સામગ્રી તમે લાવો; કેમકે જે ગતિ લક્ષ્મણને પ્રાપ્ત થઈ છે, તે જ ગતિને હું આજ જ અનુસરવા માગું છું."[૩] રામનું વચન સાંભળીને, મંત્રીઓ તો પ્રાણરહિત જ થઈ ગયા. તેઓ નીચાં મોઢાં કરી બેસી રહ્યા, પણ ભરત-બાંધવ-વત્સલ ભરત, રામનું ભાષણ સાંભળીને મૂર્ચ્છિત થઈ ગયો, અને ધિક્ક રાજ્ય! ધિક્ક રાજ્ય! એમ કરતો આ પ્રમાણે કહેવા લાગ્યો.[૪-૫]

ભરત-"હે રાજન્! હે રઘુનંદન! હે બાંધવ! હે પિતા-તુલ્ય રાજા! હું સત્યના, સ્વર્ગભોગના શપથ લઈને કહું છું કે, તમારા વિના મને આ રાજ્યભોગ સ્વલ્પ કાળ પણ જોઈતો નથી.[૬] હે રાજન્! હે નરાધિપ! હું કહું છું કે, તમો આ રાજ્યપર કુશ તથા લવને અભિષેક કરો. રે ભ્રાત! તમે કુશને કોશલનું અને લવને ઉત્તર કોશલદેશનું રાજ્ય આપો.[૭] ઓ બંધુ! તમે શત્રુઘ્નને બોલાવવાને માટે શીઘ્ર કોઈ દૂતને મોકલો અને આપણું ગમન તેને જણાવો. [ રે ભ્રાત! આ રાજ્ય તમ વિના મને સ્મશાનવત્ છે. તમારા વિના હું જીવિત ધારણ કરી શકું તેમ નથી જ. તમારા વિના મને કશા પણ ભોગ રુચતા નથી ]."[૮] ભરતનું આવું કરુણ વચન સાંભળીને, તથા નમ્ર મુખે બેઠેલા પૌરજનને જોઈને, વસિષ્ઠ ગુરુ બોલ્યા કે,[૯] "હે વત્સ! હે રામ! આ સર્વે પ્રકૃતિ-મંડળ ધરણી ઢળ્યું છે, તેને તું જો; અને તેમની શી ઇચ્છા છે? તે જાણીને તે જ પ્રમાણે કર. તું આ સર્વને દુભવીશ નહિ."[૧૦] મહર્ષિ વસિષ્ઠના કહ્યા પછી, રામે પોતાના પ્રકૃતિ-મંડળને સાવધ કર્યું અને પછી તે સર્વેને સંબોધીને બોલ્યા કે- "હે પ્રિય મિત્રો! હવે મારે કેમ કરવું? તે તમે જ

મને કહો."[11] સર્વેએ રાજા રામને કહ્યું કે, "મહારાજ! જ્યાં તમે ત્યાં અમે. તમારી પાછળ અમે છિયે જ![12] હે કાકુત્સ્થ! જો તમારા મનમાં પૌરજનોને માટે પ્રીતિ હોય ને સર્વોત્તમ સ્નેહ હોય, તો તમે જાણો કે, બાળક અને સ્ત્રીઓ સહિત અમે સર્વે તમારી સાથે સ્વર્ગમાં આવવાને ઇચ્છીએ છીએ.[13] તમે જો તપોવનમાં જશો તો અમે તે ગહન વનમાં આવશું. તમે નદીમાં કે સમુદ્રમાં જશો તો ત્યાં પણ અમે તમારી પાછળ થઈશું. તમે જો અમને ત્યાગ કરવા યોગ્ય ન માનતા હો તો, તમે અમને તમારી સાથે લઈ જાઓ.[14] હે રાજન્! તમારી સાથેના સાથે જ રહેવું, એ જ અમારી પરમ પ્રીતિ છે અને એ જ અમારો અનન્ય મનોરથ છે; તમને અનુસરવું એ જ આ સર્વેનું ઇષ્ટ છે."[15] પૌરજનના પ્રેમનો અને સ્વકર્તવ્યનો વિચાર કરીને, રામે તેમનું કહેવું માન્ય કર્યું.[16]

પછી મહાબાહુ રામે, કોશલ દેશમાં કુશને અને ઉત્તર કોશલમાં લવને રાજ્યાભિષેક કર્યો.[17] તે પછી તે બંનેને પોતાના ખોળામાં બેસારીને છાતી સરસા ચાંપ્યા. પછી પ્રત્યેકને એક હજાર રથ, દશ હજાર હાથી, દશ હજાર અશ્વ અને તેટલું જ ધન આપ્યું.[18] તે ઉપરાંત અતિશય ધન અને રત્ન પણ આપ્યાં; અને હૃષ્ટપુષ્ટ મનુષ્યો તેમની સેવામાં સોંપ્યાં. પછી તે બંને કુમારોને પોતપોતાના નગરપ્રતિ વિદાય કર્યા.[19] આ પ્રમાણે કુશ તથા લવને અભિષેક કર્યા પછી તથા તેમને પોતપોતાના નગરમાં મોકલ્યા પછી, રાજા રામે, પોતાના કનિષ્ઠબંધુ મહાત્મા શત્રુઘ્નને બોલાવવાને માટે રાજદૂતોને મોકલ્યા.[20]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો સાતમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૮ મો

### રામાનુગમન

તે રાજદૂત, કોઈ પણ ઠેકાણે રાતવાસો રહ્યો નહિ, પણ દડમજલ મધુરાપુરીમાં આવ્યો.[1] એ ત્રણ દિવસ સૂધી રાત અને દિવસ ચાલવાથી તે થાકીને લોથ થઈ ગયો હતો, છતાં જરા પણ વિશ્રામ લીધા વિના તે શત્રુઘ્નની પાસે ગયો, અને જે અયોધ્યામાં બન્યું હતું તે સર્વ કહ્યું.[2] લક્ષ્મણનો પરિત્યાગ, રામની પ્રતિજ્ઞા, પુત્રોને રાજ્યાભિષેક અને નગર લોકનો અનુગમનનો વિચાર વગેરે સર્વ તેને યથાસ્થિત નિવેદન કર્યું.[3] વળી તેણે મહાત્મા શત્રુઘ્નને કહ્યું કે—"વિંધ્યાના સુંદર પ્રદેશમાં બુદ્ધિમાન્ રામે, કુશાવતી નગરીનું રાજ્ય કુશને આપ્યું છે;[4] અને લવની સુંદર નગરીનું નામ તેમણે શ્રાવસ્તી એમ પ્રસિદ્ધ કર્યું છે; અને હવે અયોધ્યા ઉજ્જડ કરીને, મહાશય રામ તથા ભરત સ્વર્ગ જવાનો ઉદ્યોગ કરી રહ્યા છે." આ પ્રમાણે સંક્ષિપ્તમાં સર્વ વૃત્તાંત મહાત્મા શત્રુઘ્નને નિવેદન કરીને દૂત વિરામ પામ્યો. પછી પુનઃ બોલ્યો કે—"હે રાજન્! ત્વરા કરો." આ ભયાનક કુલક્ષય સાંભળીને શત્રુઘ્ને પોતાના કાંચન નામના પુરોહિતને તથા પ્રધાનોને બોલાવીને તેમને યથાયોગ્ય સર્વ વૃત્તાંત નિવેદન કર્યો;[5–8] અને પોતાના બંધુઓની સાથે પોતાને પણ દેહત્યાગ કરવાનો સમય થયો છે, તે પણ જણાવી દીધું. પછી વીર શત્રુઘ્ને પોતાના બંને પુત્રોને ત્યાં અભિષેક કર્યો.[9] યુવરાજ સુબાહુને મધુરાનું રાજ્ય તથા શત્રુઘાતિને વૈદિશ નગરનું રાજ્ય આપ્યું. મધુરાની સેનાના પણ બે ભાગ કર્યા અને તે પણ બંને પુત્રોને વહેંચી આપ્યા. તેમ જ ધનને પણ યોગ્ય વિભાગ કરીને વહેંચી આપ્યું.[10] આ રીતે સુબાહુને મધુરા અને શત્રુઘાતિને વૈદિશ દેશનું રાજ્ય આપ્યા પછી, એક રથમાં બેસીને શત્રુઘ્ન ઉતાવળો અયોધ્યા નગરમાં આવ્યો.[11]

અયોધ્યામાં આવતાં જ, શત્રુઘ્ને, સૂક્ષ્મ ક્ષૌમવસ્ત્ર ધારણ કરીને, ઋષિઓની મધ્યે બેઠેલા, પ્રજ્જ્વલિત અગ્નિ જેવા શ્રીરામનાં દર્શન કર્યાં.[12] તેણે ઇંદ્રિયસંયમ કરી, હાથ જોડીને મહાત્મા રામને પ્રણામ કર્યા તથા ધર્મનું ચિંતવન કરીને, ધર્મજ્ઞ રામને તે આ પ્રમાણે વિનવવા લાગ્યો—[13] "હે રાજન્! હે રઘુનંદન! બંને પુત્રોને રાજ્યાભિષેક કરીને હું તમારી પાછળ આવવાનો નિશ્ચય જ કરીને અત્રે આવ્યો છું.[14] હે વીર! હવે આપ કંઈ પણ બીજું મને કહેશો નહિ; કેમકે, 'તું મારી સાથે આવીશ નહિ,' એ વચનના જેવું બીજું કોઈપણ સાશન હું જોતો નથી; તેમ જ હે મહારાજ! તમારી આજ્ઞાનું મારે ઉલ્લંઘન કરવું, તે તો હું કદાપિ પણ ઇચ્છતો નથી."[15] વીર પુરુષને શોભે એવી શત્રુઘ્નની નિશ્ચયાત્મક વાણી સાંભળીને, રામે તેને કહ્યું કે—"પ્રિય બંધુ! તારી જેવી ઇચ્છા હોય તેમ કરજે,"[16] એટલામાં તો ઇચ્છામાં આવે એવાં રૂપ ધારણ કરનારા વાનર, રીંછ અને રાક્ષસોનાં ટોળેટોળાં તેમની પાસે આવીને ઉભાં રહ્યાં.[17] તે સર્વ સ્વર્ગમાં જવાને તત્પર થયેલા રામનાં દર્શન કરવાને માટે આવ્યાં હતાં. કપિ-

રાજ સુગ્રીવ પણ આવ્યો હતો.[૧૮] વળી રામનું સ્વર્ગે જવાનું સાંભળીને દેવપુત્રો, ગંધર્વપુત્રો અને મુનિપુત્રો પણ ત્યાં આગળ આવ્યા હતા.[૧૯] તે સર્વ એકઠા થઈને બોલ્યા કે, "હે રામ! હે રાજન્! અમે સર્વે તમારી સાથે આવવાને માટે અત્રે આવેલા છીએ; માટે તમે જો અમારા વિના જશો તો, યમ જેમ દંડથી નાશ કરતો હોય તેમ અમારા મનને પીડા થશે." સુગ્રીવ તો હાથ જોડીને બોલ્યો કે,[૨૦-૨૧] "હે નરેશ્વર! હું વીર અંગદને રાજ્યાભિષેક કરીને અત્રે આવેલો છું; અને મેં તમારી સાથે જ આવવાનો નિશ્ચય કરેલો છે."[૨૨] સુગ્રીવનાં વચનોનો રામે પ્રેમથી સ્વીકાર કર્યો; પણ મહાયશસ્વી રામે, રાક્ષસોના રાજા વિભીષણને કહ્યું કે,[૨૩] "હે વિભીષણ! જ્યાં સૂધી પૃથિવી છે તથા આ પ્રજાઓ છે ત્યાં સૂધી, હે રાક્ષસેન્દ્ર! હે મહાવીર્ય! તું જ લંકામાં રહીને દેહ ધારણ કરતાં રાજ્ય કર.*[૨૪] જ્યાં સૂધી સૂર્ય, ચન્દ્ર અને આ પૃથિવી છે તથા જ્યાં સૂધી મારી કથા લોકોમાં રહેશે ત્યાં સૂધી તું તારી લંકાનગરીમાં રાજ્ય કરજે.[૨૫] આ જે આજ્ઞા હું કરું છું, તે મિત્રભાવે કરું છું, માટે તારે મારી આજ્ઞા માનવી. તું ધર્મથી પ્રજાપાલન કરજે અને મારી આજ્ઞાનો પ્રત્યુત્તર આપતો નહિ.[૨૬] વળી હે રાક્ષસેશ્વર! હું તને જે બીજું કહેવા ઇચ્છું છું તે એ છે કે, ઈક્ષ્વાકુકુળનું દૈવત અને ઇન્દ્રાદિ દેવો જેની આરાધના કરે છે, એવા જે જગન્નાથ, તેનું તું સર્વદા આરાધન કરજે." રાક્ષસેશ્વર વિભીષણે રામની આજ્ઞા સાંભળી, તેને માથે ચઢાવી, તેને અનુસરીને ઉત્તર આપ્યો કે, "હે મહારાજ! જેમ તમારી આજ્ઞા છે, તેમ જ હું કરીશ."[૨૭-૨૮] પછી રામે હનૂમાનને બોલાવીને કહ્યું કે—"હું જાણું છું કે, તેં એવો કૃતસંકલ્પ કીધો છે કે, જ્યાં સૂધી રામકથા પૃથિવીપર પ્રવર્તે ત્યાં સૂધી સાંભળવી; માટે હવે તું તારી પોતાની પ્રતિજ્ઞાને મિથ્યા કરવા ઇચ્છતો નહિ.[૨૯] હે વાનરેશ્વર! તું જ્યાં સૂધી આ લોકમાં મારી કથા પ્રવર્તે ત્યાં સૂધી અમર રહીને તેનું શ્રવણ કરજે."[૩૦] મહાત્મા રામે કહ્યું,તે સાંભળીને, હનૂમાનને અત્યંત આનંદ થયો અને તેણે પ્રસન્ન થઈને ઉત્તર આપ્યો કે,[૩૧] "હે ભક્તવત્સલ ભગવન્! જ્યાં સૂધી પવિત્ર કરનારી તમારી કથા લોકોમાં પ્રવર્તશે ત્યાં સૂધી તે કથાનું શ્રવણ કરતો હું આપની આજ્ઞાનું પાલન કરતો આ લોકમાં વસીશ."[૩૨] હનૂમાનને એ રીતે કહ્યા પછી, બ્રહ્મા પુત્ર જાંબવાન્, મૈન્દ અને દ્વિવિદને બોલાવી રામે કહ્યું કે-"જ્યાંસૂધી કલિકાલ આવે નહિ ત્યાં સૂધી તમે અમર રહેવાના છો, માટે મારી સાથે આવવાની વાત માંડી વાળજો." એ પ્રમાણે તે પાંચે જણને કહીને, રામે બીજા સર્વે વાનરો તથા રીંછોને કહ્યું કે, "બાકીના આ સર્વની જેમ ઇચ્છામાં આવે તેમ કરે, તેમાં મારી અનુમતિ છે."[૩૩-૩૪]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો આઠમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૦૯ મો

### મહાપ્રસ્થાન

રાત્રિ વીતિ અને પ્રભાતકાળ થયો ત્યારે વિશાળ વક્ષસ્થલવાળા, યશસ્વી અને કમળ પત્રસમાન નેત્રવાળા રાજા રામે, પુરોહિતને કહ્યું કે,[૧] "બ્રાહ્મણોને તેડાવો અને પ્રદીપ્ત અગ્નિહોત્ર મારી આગળ સળગાવો અને શોભાયમાન વાજપેય ને છત્રરાજ માર્ગમાં મારી આગળ ચાલે તેમ કરો."[૨] પછી તેજસ્વી વસિષ્ઠ મુનિએ મહાપ્રસ્થાનને યોગ્ય સઘળો વિધિ અને તેને ઉદ્દેશીને જે જે સામગ્રી કરવી જોઇએ તે સર્વ, ધર્મ અને વિધિપૂર્વક તૈયાર કર્યાં.[૩] રાજા રામે સૂક્ષ્મ વસ્ત્ર પહેર્યાં; બંને હાથમાં દર્ભ લીધો અને પરબ્રહ્મનું આવર્તન કરતાં કરતાં સરયૂ નદીના તીર ઉપર ગયા.[૪] પ્રકાશમાન સૂર્યસમાન રામ, માર્ગમાં કંઈ પણ બોલ્યાં ચાલ્યા વગર ઇંદ્રિયોની કોઈપણ ચેષ્ટારહિત થઈને તથા સુખનો ત્યાગ કરીને પોતાના મંદિરમાંથી નિકળ્યા હતા,[૫] તેમની જમણી તરફ હાથમાં કમળ લઇને લક્ષ્મી ચાલતી હતી, ડાબી તરફ દેવી પૃથ્વી અને આગળ સંહારશક્તિ ચાલતી હતી.[૬] નાનાં પ્રકારનાં શર, ધનુષ અને પણછ વગેરે આયુધો પણ મનુષ્ય દેહ ધારણ કરીને સાથે સાથે ચાલતાં હતાં.[૭] બ્રાહ્મણનું રૂપ લઈને સાક્ષાત્ વેદ, સર્વનું રક્ષણ કરનાર ગાયત્રી, ૐકાર વષટ્કાર વગેરે પણ તેની સાથે ચાલતા હતા.[૮] તેમ જ મહાત્મા ઋષિઓ અને સર્વે બ્રાહ્મણો પણ તેની પાછળ ચાલતા હતા. સર્વને માટે બ્રહ્મલોકનું દ્વાર ઉઘાડેલું હતું.[૯] રાજા રામની પાછળ અંતઃપુરની તમામ સ્ત્રીઓ, સર્વે વૃદ્ધો, બાળકો, દાસીઓ તથા ષંઢ પુરુષો પણ ચાલતા હતા.[૧૦] શત્રુઘ્ન અને ભરત, પોતાના અંતઃપુરને લઈને નિકળ્યા હતા; તથા રામને પોતાની ગતિ જાણી, અગ્નિહોત્ર પણ તેમની સાથે જ હતો.[૧૧] બીજા મહાત્મા બ્રાહ્મણો પણ અગ્નિ-

* વિભીષણને બ્રહ્માએ અમર કરેલો છે.

હોત્ર લઇને પુત્ર તથા સ્ત્રીઓ સહિત ત્યાં આવ્યા હતા; અને તે સૌ મહાબુદ્ધિમાન્ રામની પાછળ પાછળ ચાલતા હતા.[૧૨] તેમના નિકળ્યા પછી રામના ગુણથી રંજન થયેલા હૃષ્ટ મનુષ્યો સહિત સર્વે પ્રધાનો અને ભૃત્યવર્ગો પણ પાછળ આવ્યા. તે પછી રામના અનુચરો, તેમની સ્ત્રીઓ, અને મનમાંથી તાપ તથા પાપનો નાશ કરીને સબાંધવ અયોધ્યાનાં મનુષ્યો તથા પશુપક્ષીઓ પણ તેમની પાછળ આવ્યાં.[૧૩-૧૫] વળી સ્નાન કરીને પવિત્ર થયેલા હૃષ્ટપુષ્ટ વાનરો પણ કિવિકિવિ શબ્દ કરતા પાછળ ગયા.[૧૬] રામની પાછળ જનારમાં કોઈ દીન, લજ્જિત કે દુઃખી નહોતું, પણ સર્વે પરમ હર્ષ પામેલું, આનંદિત અને અદ્ભુતતામાં ગરકાવ થયેલું હતું.[૧૭] રામનું મહાપ્રસ્થાન જોવાને અનેક દેશમાંથી આવેલા લોક પણ તેમને જતા જોતાં જ, તેની સાથે સ્વર્ગમાં જવાને માટે તત્પર થઈ ગયા હતા.[૧૮]

આ પ્રમાણે, રીંછ, વાનર, રાક્ષસો અને પૌરજન વગેરે સર્વ એક ચિત્તથી અને પરમ ભક્તિથી રામની પાછળ સ્વર્ગે જવાને આવ્યાં;[૧૯] વળી નગરમાં જે પ્રાણી અંતર્ધ્યાન થઈને રહેલાં હતાં, તે પણ તેમની પાછળ જવાને માટે આવ્યાં; તેમ જે સ્થાવર જંગમ પ્રાણીઓ, રામને જોતાં હતાં, તે સર્વે તેના મહાપ્રયાણને સમયે તેમને અનુસરવા લાગ્યાં.[૨૦-૨૧] આ પ્રસ્થાન સમયે અયોધ્યામાંથી રામને ન અનુસર્યું હોય એવું કોઈ જંતુ પણ બાકી રહ્યું નહોતું. તિર્યક્યોનિનાં પ્રાણીઓ પણ રામની પાછળ જવાને તત્પર થયાં હતાં.[૨૨]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો નવમો સર્ગ સંપૂર્ણ**

---

## સર્ગ ૧૧૦ મો

## નિર્વાણ

સકળ મંડળ નગરમાંથી નિસરી, અર્ધાક યોજન સૂધી ગયું, ત્યારે ખળખળ વહેતી પવિત્ર જળવાળી સરયૂ નદીનાં રઘુનંદન રાજા રામે દર્શન કર્યાં;[૧] અને તેની પ્રદક્ષિણા કરીને, નદીની જે બાજુએ સ્વર્ગમાં લઈ જનારી ભૂમિ નિર્માણ થઈ હતી ત્યાં સર્વ પ્રજા સહિત આવ્યા.[૨] તે સમયે ત્યાં શતકોટી વિમાનો લઇને, અલંકૃત મહાત્મા દેવોની સાથે પિતામહ પધાર્યા.[૩-૪] તે સ્વપ્રકાશિત ગગનગામી દેવોના આવવાથી ગગનમંડળ દેદીપ્યમાન થઈ રહ્યું હતું;[૫] સુખદ ને સુવાસિત પવિત્ર વાયુ વાતો હતો, અને દેવોએ કરેલી દિવ્યપુષ્પની વૃષ્ટિ થતી હતી તથા અનેક વાદિત્રો સાથે ભેરી નફેરીના નાદોથી દિશાઓ ગાજી રહી હતી. તે સ્થાન ગંધર્વ અને અપ્સરાઓથી ખળભળી રહ્યું હતું. ગંધર્વો નાદ, તાન ને ગાન કરતા હતા, અપ્સરાઓ થનથનાટ કરતી નૃત્ય કરી રહી હતી.

પછી મહાત્મા રામે સરયૂ નદીનાં પવિત્ર જળનો સ્પર્શ કર્યો, કે આકાશમાં દેવદુન્દુભિ ગગડ્યાં ને અંતરિક્ષમાં ઉભેલા બ્રહ્માએ કહ્યું કે, "કલ્યાણ! કલ્યાણ! જય! જય! પધારો! હે વિષ્ણો! હે રાઘવ ભલે પધારો![૬-૮] દેવ જેવા તમારા બંધુઓ સહિત, દેહ જેવા પ્રિય લોકમાં ભલે પધારો! હે મહાબાહો! જે દેહ તમને પ્રિય હોય તેમાં પ્રવેશ કરો. જે લોકમાં રહેવાની ઇચ્છા હોય ત્યાં પધારો.[૯] હે દેવ! હે મહાતેજસ્વી! તમારા વૈષ્ણવ અંગનો સંગ કરો, કાં તો સનાતન આકાશરૂપ અંગમાં પ્રવેશ કરો. આપ તો સર્વની પરમ ગતિ છો, આપ સર્વને જાણો છો, પણ આપને કોઈ જાણતું નથી,[૧૦] માત્ર વિશાળ નેત્રવાળી તમારા પૂર્વપરિગ્રહરૂપ માયા જ તમને જાણે છે.' હે નાથ! તમે તો અચિન્ત્ય, અજર (અવિકારી), અદ્ભુત ને અક્ષય ( કાલ પરિચ્છેદ રહિત ) છો, પધારો. પધારો."[૧૧]

પિતામહની પ્રાર્થના સાંભળ્યા પછી, મહાશય રાજા રામે બંધુસહ વૈષ્ણવ તેજમાં જેવો પ્રવેશ કીધો, તેવા જ તે વિષ્ણુનું, સાધ્યદેવો, મરુદ્ગણો ને અગ્નિ આદિ દેવો તથા ઇન્દ્ર વગેરે પૂજન કરવા લાગ્યા.[૧૨-૧૩] તેઓએ પ્રાર્થના કરી કે, "હે સચરાચરવાસી! આ દિવ્ય ઋષિગણો, ગંધર્વ અને અપ્સરાઓ છે; આ સુપર્ણ, નાગ, યક્ષ, દૈત્ય, દાનવ અને રાક્ષસો છે; એ નાથ! આપના પધારવાથી તેઓ પરમ આનંદિત ને હૃષ્ટપુષ્ટ થયા છે-તેઓનો હરખ સમાવ્યો સમાતો નથી; તેઓના આજે સર્વ મનોરથો સિદ્ધ થયા છે; આજે આ સ્વર્ગનાં સર્વ દુઃખો-તમારા વિનાનાં જે દુઃખ-તે નાશ પામ્યાં છે. આજે મંગળ થયું છે, ભલે પધારો."[૧૪-૧૫] પછી મોટા તેજવાળા વિષ્ણુ રામે, ઘોર ગંભીર વાણીથી પિતામહને કહ્યું; "હે સુવ્રત! આ સર્વ મનુષ્ય-મારા ભકતોને વસવા યોગ્ય કોઈ સ્થળ નિર્માણ કીધું છે કે નહિ?[૧૬] તમો જાણો છો કે, આ સર્વ યશવાળા ભક્ત જીવો, માત્ર મારા પ્રતિની ભક્તિથી જ મારી પાછળ આવ્યા છે ને મને ભજે છે અને મારે માટે જેમણે પોતાનું સર્વસ્વ ત્યાગ કર્યું છે,

તેવા ભક્તોને મારે ભજવા જોઈએ."[17] સર્વ લોકના ગુરુ બ્રહ્માએ કહ્યું કે, "એ માટે તમે વિચાર કરો નહિ. હે દેવ! આ સર્વ જીવોને વસવા માટે મેં સન્તાનક લોક નક્કી કીધો છે, ત્યાં સર્વ વસશે.[18] ગમે તેવો તિર્યક્ યોનિનો જીવડો, ગમે તે પદાર્થમાં તમારું ચિન્તવન કરતો તમને ભજશે, ને પ્રાણ તજશે, તો તે જીવ, સન્તાનક લોકમાં જઈ રહેશે.[19] આ લોક સત્ય સંકલ્પ તત્ત્વાદિથી બ્રહ્મલોક તુલ્ય જ છે–ને બ્રહ્મલોકની સમીપે જ છે. હે નાથ! આ સુગ્રીવાદિ વાનરો અને જામ્બવાન્ વિનાનાં બીજાં રીંછો, સ્વજાતિ ત્યજી, જે જે દેવોના અંશ હશે, તે તે દેવમાં લીન થઈ જશે. સુગ્રીવ તો સૂર્યમાં લીન થશે;[20–21] અને જેઓ દેવર્ષિઓથી ઉત્પન્ન થયા છે, તેઓ સ્વપિતૃઓને જોતાં તેમાં લીન થઈ જશે."

બ્રહ્મદેવે આ પ્રમાણે રાજા રામને કહ્યું, ત્યારે ગોપ્રતાર તીર્થમાં ઉભેલા રામભક્તોના નેત્રમાંથી પ્રેમહર્ષનાં અશ્રુ ગરી પડ્યાં. પછી સર્વે સરયૂ પ્રવાહમાં સ્નાન કરવા ઉતર્યા. જેમ જેમ તેઓ સ્નાન કરી બહાર આવતા ગયા, તેમ બહુ આનંદિત થઈ ગયા, ને પોતાના (ક્ષણભંગુર) દેહનો ત્યાગ કરી, દિવ્યદેહ ધરીને વિમાનોમાં જઈ બેઠા. આ રીતે તિર્યક્ યોનિવાળા સેંકડો અને હજારો જીવો પણ દિવ્યદેહ ધરીને સ્વર્ગે સિધાવ્યા હતા. રે! સ્થાવર જંગમ સર્વે પ્રાણી, સરયૂના સ્પર્શથી દિવ્ય દેહ પામ્યા હતા. ઋક્ષ, વાનર અને રાક્ષસો પણ સરયૂના જળમાં સ્વદેહ ત્યજી સ્વર્ગે ગયા હતા.[22–27] મનુષ્યો ગયા, પ્રાણીઓ ગયા, સર્વે જીવો ગયા–રામપ્રતાપે તે કાળના સર્વ–માયિક દેહવાળાઓને સ્વર્ગ સહેલ થઈ પડ્યું. સર્વ દેવના દેવ પિતામહે, આ સર્વ જીવોને પોતપોતાને સ્થાનકે વસાવ્યા, અને પોતાના આવવાથી આનંદિત થયેલા દેવો સહિત ભગવાન્ રામ સાક્ષાત્ વિષ્ણુ પણ પોતાના લોકમાં જઈ વિરાજ્યા. (રામે અનેક ભક્તોને તો તાર્યા, પણ વનચર, જળચર, સર્વેને પણ તાર્યા. જય જય રાજા રામ!)[28]

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો દશમો સર્ગ સંપૂર્ણ**

## સર્ગ ૧૧૧ મો

### માહાત્મ્ય

બ્રહ્મપૂજિત અને મહર્ષિ વાલ્મીકિએ મુખ્ય રચેલું ઉત્તરકાંડ સહિત રામાયણ નામથી પ્રસિદ્ધ (આ) કાવ્ય અત્રે સંપૂર્ણ થાય છે.[1] પોતાના ભક્તજનોને સ્વર્ગવાસ પમાડ્યા પછી (આમાં કહ્યા પ્રમાણે, પરમાત્મા)સચરાચર–ત્રણે લોકમાં વ્યાપી રહેલા શ્રીવિષ્ણુ, પૂર્વપેરે સ્વધામમાં જઈ વસ્યા (હતા).[2]

આ રામાયણમાં વિષ્ણુની કથા છે અને તે ગંધર્વ, દેવ, સિદ્ધ, મહાત્મા મુનિઓ સ્વર્ગમાં રહ્યા છતાં પણ નિરંતર શ્રવણ કરે છે.[3] રામાયણ એ વેદતુલ્ય છે. એ આયુષ્ય આપે છે, સૌભાગ્ય દે છે અને પાપનો નાશ કરે છે. પંડિત જન આ રામાયણનું શ્રાદ્ધમાં શ્રદ્ધા સહિત શ્રવણ કરાવશે તો (તેના પિતૃઓ મોક્ષને પામશે);[4] અને જે મનુષ્ય આના એક પાદનો પણ પાઠ કરે છે, તેનાં સર્વ પાપ બળી જાય છે; જો અપુત્રવાન્ હોય તો સંતાનપ્રાપ્તિ થાય છે અને નિર્ધન હોય તો ધનવાન્ થાય છે;[5] અને જે મનુષ્ય હમેશાં પાપ કરતો હોય તો, આ રામાયણનાં એક વાક્ય (શ્લોક) નો પાઠ કરશે તો તેનાં સર્વ પાપ ભસ્મીભૂત થશે.[6] જો કથા વાંચનાર (વ્યાસ) આ રામાયણની કથા કરે, તો તેને ગાય, વસ્ત્ર અને સોનાનું દાન આપવું; કેમકે, કથાભટ્ટ (કથા વાંચનાર) સંતુષ્ટ થશે તો સર્વ દેવો પણ સંતુષ્ટ થશે.[7] આ રામાયણ આયુષ્યની વૃદ્ધિ કરનાર છે, તે વાંચવાથી (પાઠ કરવાથી) પુત્ર, પૌત્ર પામી આ લોકમાં (કીર્તિ પામે છે) ને પરલોકમાં પૂજાય છે.[8] જે કોઈ મનુષ્ય પ્રભાતમાં ગ્રહ્યો છૂટતી વખતે, મધ્યાહ્ને, તૃતીય પહોરે અથવા સાયંકાળે એકાગ્ર ચિત્તે રામાયણ વાંચે છે, તેને કદી પણ સંકટ આવતું નથી.[9]

રાજા રામના સ્વધામ ગયા પછી, બહુ વર્ષ સુધી અયોધ્યા નગરી શૂન્ય રહી છે. કાળે કરીને તેમાં ઋષભ નામનો રાજા થશે; ત્યારે તે વસ્તીવાળી થશે.[10]

આયુષ્યની વૃદ્ધિ કરનાર ભવિષ્ય તથા ઉત્તરકાંડ સહિત આ (રામાયણ) આખ્યાન, પ્રચેતાના પુત્ર મહર્ષિ વાલ્મીકિએ રચ્યું છે ને તે બ્રહ્માએ પણ માન્ય કર્યું છે.[11]

**જય જય રાજા રામનો યશ અવિચળ રહો.**

**ઇતિ શ્રીવાલ્મીકિ મુનિકૃત આદિકાવ્ય શ્રીમદ્રામાયણવિષે ઉત્તરકાણ્ડમાં એકસો અગિયારમો સર્ગ સંપૂર્ણ**

# પૂરવણી

**રામાયણમાં કેટલાંક સ્થાનોનાં નામો આવ્યાં છે, પણ તે પ્રાચીન છે. હાલના વિદ્વાનો તે તે સ્થળોનું ક્યાં ક્યાં નિર્માણ કરે છે, તે આ પ્રમાણે છે.**

**દેવભૂમિ**–પંજાબ અથવા રાવી આદિ નદીનો પ્રદેશ. ટીબેટ. ત્રિવિષ્ટપ. હિમાલયની ઉત્તરનો પ્રદેશ. હિમાલય ઉપરનો પ્રદેશ.

**સરયૂ**–ગોગરા નદી.

**અશિકાન્ત**–ચીનાબ.

**શતદ્રુ**–સતલજ.

**વિતસ્તા**–ઝીલમ.

**વરુઋષ્ણી**–રાવી.

**સસોમા**–સિંધુ.

**કુમુ**–કુરમ દેશ.

**કુંભ**–કાબુલી નદી.

**યવદ્વિપ**–જાવા.

**સુવર્ણદ્વિપ**–સુમાત્રા.

**મૈથિલ**–જનકપુર. મગધના ઇશાનકોણમાં અને ચંપારણના નૈઋત્યકોણમાં આવેલું જણાવે છે. ત્યાં સીતામ્બરી, સીતાકુંડ વગેરે સ્થળો છે. હાલનાં તિરહૂતનો ઉત્તરભાગ. કોઈ પૂર્વ બંગાળના એક ભાગને–દરભંગા કહે છે.

**શૃંગવેરપુર**–શૃંગુર, ગંગા નદીની ઉત્તરે આવેલું છે.

**ચિત્રકૂટ**–બુંદેલખંડમાં આવેલો પર્વત. એ ઘણો નાનો છે. હાલમાં ત્યાં રામને પ્રભુ તરીકે માનનારા સાધુસંતના અનેક આશ્રમો છે.

**દંડકારણ્ય**–વિંધ્યાચળ ને સાતપુડાની પૂર્વમાં આવેલો ને ગંગાની દક્ષિણનો પ્રદેશ.

**કેકય**–સિંધુદિશાની સરહદપરનો એક દેશ. રઘુવંશના નવમાં સર્ગમાં લખ્યું છે કે, मगधकोशलकेकयशासिनां दुहितरः મગધ, કોશલ અને કેકય દેશના રાજાઓની પુત્રીઓ–દશરથને વરી હતી. કોઈ વળી એને કંધાર–કંદહાર–ગાંધારને પણ કેકય કહે છે.

**કિષ્કિંધા**–નિઝામને તાબે છે ને દક્ષિણમાં ત્રાવણકોરથી ૩૦ મૈલ દૂર છે. હાલમાં એ નગરી પોતાનો પૂર્વનો રંગ કશો પણ બતાવતી નથી, પણ કેવળ નિસ્તેજ છે.

**ઋષ્યમૂક**–મૈસોર રાજ્યમાં. પશ્ચિમ સિંહાલીક પર્વતોની પંક્તિથી ૪૦ મૈલ દૂર સધર્ન મરાઠા રેલવેથી ત્યાં જવાય છે. એ એક નાનો પર્વત છે ને તેનાં પાંચ શિખર છે. તેના પર ચઢવાનો માર્ગ હાલમાં બંધ છે. કોઈ ચંદ્રદુર્ગને ઋષ્યમૂક કહે છે.

**પંચવટી**–કેટલાકો નાશક પાસેના પંચવટીમાં રામે આશ્રમ કીધો લખે છે ને કેટલાક કહે છે કે, દક્ષિણમાં નિઝામ તાબે–ગોદાવરીના તટપર બીજું પંચવટી આવેલું છે, ત્યાં રામે આશ્રમ કીધો હતો.

**જનસ્થાન**–નાશકથી ઉત્તર અને પૂર્વમાં વેરાન પ્રદેશ. પ્રસ્રવણ ગિરિ સુધીનો–પણ એ ગિરિ કયો, તે નક્કી નથી. કોઈ જનસ્થાનને હાલનું વરાડ કહે છે.

**પંપા**–ઋષ્યમૂક પર્વત પાસેથી વહેતી પનાર નદી, જે ચંદ્રદુર્ગના મધ્યમાં આવેલા એક તળાવમાંથી નિકળે છે, તે પંપા સરોવર. પ્રવાસીઓ લખે છે કે, જે ગિરિ જણાવવામાં આવે છે, તે માત્ર ટેકરી છે ને સરોવરને ઠામે માત્ર એક ખાડો જ છે.

**મહેંદ્ર**–મહેંદ્રમાળાને નામે જે સાત પર્વતાવળી જણાવવામાં આવે છે, તેમાંનો એક. હાલના શોધકો જણાવે છે કે, મહાનદી ને ગોદાવરીની વચ્ચેનો ગંજામ પ્રાંતમાં આવેલો પૂર્વઘાટ. વાલ્મીકિ આવો જ મહેંદ્રગિરિ લંકામાં જણાવે છે, પણ તેવો કોઈ ગિરિ ત્યાં હાલ તો નથી.

**અયોધ્યા**–અબુલફજલ લખે છે કે, પ્રાચીન કાળમાં અયોધ્યાની લંબાઈ ૧૪૮ કોશ અથવા ૨૯૬ મૈલની હતી ને પહોળાઈ ૩૬ કોશ અથવા ૭૨ મૈલની હતી.

રાવણ વીશ હાથે યુદ્ધ કરતો, તે વીશે હાથમાં જૂદાં જૂદાં અસ્ત્ર શસ્ત્ર રાખતો હતો; જે આ પ્રમાણે હતાં:–

૧ તરવાર, ૨ ઢાલ, ૩ ધનુષબાણ, ૪ પરશુ, ૫ ત્રિશૂલ, ૬ ચૂર્ણપ્રણોદની મુષ્ટિ, ૭ પાસ, ૮ લાકડાની પરિઘ, ૯ તોમર, ૧૦ ભાલો, ૧૧ લોહમય ગદા–લગુડ, ૧૨ મુશલમુદ્ગર, ૧૩ શૂન, ૧૪ દ્વિધારી તરવાર, ૧૫ હાથીદાંત, ૧૬ ખડ્ગ, ૧૭ શક્તિ, ૧૮ તાડનરજ્જુ, ૧૯ ચક્ર ને ૨૦ મા હાથમાં હસ્તગદા.

મી૦ ટેલબોય વિલ્હર લખે છે કે, સરયૂ તટે લક્ષ્મણે સમાધિ લીધા પછી તેના સ્મરણાર્થે લખનોરની સ્થાપના થઈ છે.

